*ages* ઘડપણ:દિલગીરી ઘડપણ લાવે છે.

**Aged,**(એજેડ્)*a.*1.Old:વૃદ્ધ;બુઢ્ઢું;ઘરડું; જીર્ણ:દિર્ઘાયુષિ.2.Belonging to old age:ઘડપણનું-થી થતું.3. Having a certain age;of the age of: મોટું; ઉમ્મરનું;as,a. *forty years*: ચાળીસ વરસની ઉમ્મરનું-મોટું.

**Agency,**(એજેન્સિ)*n.*[L.*ad*& *ago*,I do.]1.Instrumentality:આડત;કારણ;મારફત.2.Power;action:સત્તા;શક્તિ;કર્તૃત્વ.3.The office or business of an agent:આડતીઆ,એજંટનો હોદ્દો અથવા કામ;આડત;આડતીઆપણું.

**Agendum,**(એજેન્ડમ્ )*n.pl. Agenda.*Something to be done:કંઇપણ કરવાનું.(In the pl.)1.A memorandum book:નોંધપોથી; સ્મરણ ચોપડી; યાદીની ચોપડી.2. Church service; a ritual:દેવળમાંની ભક્તિ; ધર્મ-ક્રિયા.

**Agennesis,**(એજેન્નેસિસ્ )*n.*Impotency;sterility:નપુંસકપણું;વંધ્યત્વ; વાંઝિઆપણું.

**Agent,**(એજેન્ટ્ )*n.*1.One exerting power:કર્તા;કારક.2.An attorney;a substitute:વકીલ;આડતિયો;મુનીમ;પ્રતિનિધિ;ગુમાસ્તો.3.An active cause or power:શક્તિ;હેતુ;કારણ;સાધન.

**Agglomerate,**(એગ્લૉમ્મરેટ્ ) *vt.* [L.*ad* & *glomero,* I wind up.] To wind into a ball:ગોળવિંટાળવું; પિંડુ ક૦-વાળવું.*vi.*To gather into a mass: ગોળો કરી નાંખવો. *a.* Collected into a heap:ઢગલો થઇ ગએલું.*n.*A collection or mass:ઢગલો; જથ્થો;સમૂહ;સંચય.

**Agglomeration,**(એગ્-ગ્લૉમ્મરેશન) *n.*A close collection:એકઠું થઇ જવું તે;ગોળો:ઢગલો;સંચય.

**Agglutinant,** ( એગ્-ગ્લુટિનન્ટ્ ) *n.* Medicine causing adhesion:રૂઝ આવે એવું ઓસડ.*a.*Uniting:ચોંટાડી -સાંધી દે એવું;ચોંટાડતું.

**Agglutinate,**(એગ્-ગ્લુટિનેટ્ )*vt.*[L. *ad*&*glutino*,I glue.]To cause to adhere;to unite:ચોંટાડવું;વળગાડવું.

**Agglutination,** (એગ્-ગ્લુટિનેશન ) *n.*Adhesion(of parts);union (of words):સંબંધ;સંયોગ;મિલાપ.

**Agglutinative,** (એગ્-ગ્લુટિનેટિવ્ ) *a.*Tending to unite:સંયોગકરેતેવું.

**Aggrandize,**(એગ્ગ્રૅન્ડાઇઝ્ ) *vt.* [L. *ad* & *grandis*,large.]1. To enlarge;to increase(things):મોટું ક૦; વધારવું;વૃદ્ધિ ક૦.2.To exalt;to promote:મોટાઇ આપવી;ચઢાવવું;ઉન્નતિ ક૦.

**Aggrandization,-Aggrandizement,**(એગ્ગ્રૅન્ડાઇઝેશન, (એગ્ગ્રૅન્ડાઇઝ્મેન્ટ્ )*n.*Preferment;advancement;Exaltation:સત્તા વધારવી તે; ચઢતી;વૃદ્ધિ;ઉત્કર્ષ;ઉન્નતિ;ઉદય;અભ્યુદય.

**Aggravate,**(એગ્ગ્રેવેટ્ )*vt.*[L.*ad* & *gravis*,heavy.]1.To increase;to add to:વધારો ક૦.2. To enhance; to make worse:વધારવું;વધારે ખરાબ-ભારે ક૦.3.To exaggerate:(ખોટાની)અતિશયોક્તિ ક૦; મીઠું મરચું ભભરાવીને વાત ક૦.4. To irritate; to tease:ખીજવવું.

**Aggravation,**(એગ્ગ્રેવેશન)*n.*1.Addition to what is wrong : વધારે ખરાબ ક૦ તે.2. Heightened description: અતિશયોક્તિ. 3. Provocation:ખીજવણી;ઉદ્દીપન;પ્રકોપ.

**Aggregate,**(એગ્ગ્રીગેટ્ )*vt.*[L.*ad* & *grex-gregis*,a herd.]To collect; to heap up:ભેગુ ક૦;એકત્ર ક૦;સંગ્રહ -સંચય ક૦.2.To amount in the aggregate to:એકંદર થવું; બધું મળીને થવું;as ten maunds *aggregating* 400 pounds:દશ મણના એકંદર ૪૦૦ શેર થાય.*n.*A mass:સંગ્રહ;સમૂહ;સમુદાય;જથ્થો.*In the* **a.**,collectively; together:એકંદર; બધું મળીને;કુલ. *a.* Formed into a mass or sum:એકત્ર;એકંદર;જુમલે;કુલ.

**Aggregately**(એગ્ગ્રીગેટિલ)*adv.* Collectively:એકંદરે:એકઠું-સામટું લેતાં.

**Aggregation,**(એગ્ગ્રીગેશન્ )*n.*Collection:સમૂહ;જુમલો;સમુદાય.

**Aggregative,** ( એગ્ગ્રીગેટિવ્ ) *a.* Taken to-gether:એકંદર કીધેલું;એકત્ર.

**Aggress,**(એગ્ગ્રેસ્ )*vi.*[L.*ad*& *gradus*,a step.]To begin a quarrel or controversy: પહેલી તકરાર ઉઠાવવી;પહેલ ક૦.*n.*Attack:પહેલો હુમલો;પહેલ;આક્રમ.

**Aggression,**(એગ્ગ્રેશન)*n.*The first assault or offence:પહેલી ચઢાઇ;કજીઆની પહેલ.

**Aggressive,**(એગ્ગ્રેસિવ )*a.*Making first attack: પહેલો હુમલો કરે તેવું; કજીઓ શોધતું;પહેલ કરતું.

**Aggressor,** (એગ્ગ્રેસર્ )*n.* He who first commences hostilities; An assailant:લડાઇની પહેલ-શરૂઆત કરનાર;અગ્રવાદી;આક્રામક:અગ્રેસર.

**Aggrieve,**(એગ્ગ્રીવ્ ) *vt.* [L. *ad* & *gravis*,heavy.]To afflict; to oppress:દુઃખ દેવું;સંતાપવું;જુલમ ક૦.

**Aghast,**(એઘૅસ્ટ્ ) *p. p.* or *a.* Stupified with horror:ગભરાયલું;બાવરૂં;હેરતમંદ;આશ્ચર્યચકિત; વિસ્મયાકુલ.

**Agile,**(એજીલ્ ) *a.* [L. *ago,* I do.] Active;nimble:ચપળ;ચુકોર;ચાલાક.

**Agileness,**(એજીલ્નેસ્ ) } *n.* Activity;
**Agility,** (એજીલિટિ) } liveliness:ઝડપ;ચાલાકી;ચંચળાઇ.

**Agio,**(એજીઓ)*n.*1.Exchange:વટાવ. 2.Discount;premium:વ્યાજ;ખોટ; છુટ;વધારો;બાદ;કપાત.

**Agitable,**(એજીટેબલ્ ) *a.* Capable of being agitated:ઉશ્કેરવા જેવું;ઉશ્કેરી શકાય તેવું.

**Agitate,**(એજીટેટ્ )*vt.*[L. *Agito,* I put in motion, stir. ] To move violently:ખળભળાવવું;ઉશ્કેરવું.2.To rouse;to perturb:વ્યાકુળ ક૦;ધભરાવવું.3.To debate:વાદવિવાદ ક૦;ચર્ચવું; હલાવવું.4.To deliberate minutely: બધી તરફથી વિચારી જોવું. 5. To devise;to plot:યોજવું;ધડીકાઢવું;બાજી ગોઠવવી;as, politicians *agitate* desperate designs:મુત્સદ્દીઓ નિડર યુક્તિ-પેચ ઉઠાવે-ઘડેછે.

**Agitation,**(એજીટેશન્ )*n.*1. Commotion:ખળભળાટ.2.Excitement; disturbance:મનનો ગભરાટ; વ્યાકુળતા;ઉદ્વેગ.3.Discussion:સંવાદ; ચર્ચા; વિચારણા;ઉપાડ;ઝુંડો; as, *religious* **a.**:ધર્મ સંબંધિ ચર્ચા.

**Agitative,** (એજીટેટિવ્ ) *a.* Exciting:ઉશ્કેરતું;ખળભળાવતું;ઉપાડ કરતું.

**Agitator,**(એજીટેટર્ )*n.* One who excites (discontent):ખળભળાટ મચાવનાર;ક્ષોભક.2. An implement for shaking or mixing:હલાવવાનું-સેળભેળ કરવાનું યંત્ર-ઓજાર.

**Agnail,**(એગ્નેલ્ )*n.*A whitlow: નહિયું પાકવું તે;નચ્છર.2.A corn:આંટણ.

**Agnate,**(એગ્નેટ્ )*a.*[L.*ad*&*nascor*, to be born.]Related by father's side:ગોત્ર સંબંધી;સગોત્ર;ગોત્રજ;Also sprung from the same ancestor: એકજ વડુવાથી ઉત્પન્ન થયલું.2.Allied: સંયુક્ત;સંબંધ ધરાવતું.

**Agnation,**(એગ્નેશન્ )*n.* Relation by father's side only:ગોત્રનો સંબંધ;પિતૃપક્ષનો સંબંધ.

**Ago,**(એગો)*a.*or *adv.*[A. S. *agan*, to pass away.] Past; gone by; since:થયું;ગયું;વાત ઉપર;અગાઉ;ઉપર.

**Agog,**(એગૉગ્ )*a.*or *adv.*Highly excited by eagerness:આતુર;ઉત્કંઠિત.

**Agoing,** (એગોઇન્ગ્ ) *adv.* In motion:ચાલુ;જારી;as,*to set a mill* **a.**:

મીઠ ચાલુ-નરી કરવી.

**Agonism,** (ઍગૉનિઝમ્ ) *n.* [ Gr. *agon*,a gathering.] Contention for prize:ઇનામ સારૂ લડત-સ્પર્ધા.

**Agonistic-al,**(ઍગૉનિસ્ટિક્-કલ્ ) *a.* Pertaining to any violent contest:કુસ્તી સંબંધી.

**Agonize,**(ઍગૉનાઇઝ્ )*vt.*[Gr.*agon*, a struggle.]To torture:અતિ દુઃખ દેવું; રિબાવવું; કષ્ટ આપવું-થી કષ્ટ થવું. *vi.* To feel or suffer extreme pain:અતિ વેદના થવી;રિબાવું.

**Agonizing,** (ઍગૉનાઇઝિન્ગ્ ) *p. a.* Tormenting:રિબાવતું; દુઃખ-કષ્ટદેતું.

**Agony,**(ઍગૉનિ)*n.*Anguish;pang:અતિ કષ્ટ;સંતાપ;વેદના;વ્યથા;પીડા;as,**a.** *of love*:પ્રેમની પીડા-વેદના; *agonies* of death:પ્રાણાંત-વેદના;મૃત્યુવેદના.

**Agrarian,**(ઍગ્રેરિઅન્ )*a.*[L. *ager*, a field.]Relating to equal division of lands:જમીન,ક્ષેત્ર કિંવા મિલકતની સરખી વહેંચણી સંબંધી; ક્ષેત્રભૂમિ સંબંધી-વિષે.*n.*One in favor of equal divisions: સરખી વાંટણી કરનાર.*An* **a.***law*:સરખી વહેંચણીનો કાયદો-કાનુન.

**Agree,**(ઍગ્રી)*vi.*[L. *ad* & *gratus*, pleasing.]1.(*a*)To concur:એક મત-સમંત થવું.(*b*)To be in concord: સંપસંપીને રહેવું; બનવું. 2. (*to*) To yield assent to:સમ્મતિ આપવી;કબુલ રાખવું.3.To come to terms:કરારબોલી કo;સરત હોવી.4.To resemble: મળતું આવવું; as, *the picture does not* **a.***with the original*:છબી અસલ સાથે મળતી નથી.5. To suit;to tally:માફક આવવું;સદવું;as, *the same food does not* **a.** *with all*: એક ખોરાક સર્વને સદતો નથી.6.(*Gram.*) To correspond(in gender, number, etc.):પ્રમાણે હોવું;અન્વયી થવું.*vt.* To be of one mind:એકમત થવું.2. To make friends:મિત્રાચારી સાંધવી-બાંધવી;પાછા જોડાવું.

**Agreeable,**(ઍગ્રીઍબલ્ )*a.*1. Conformable:માફક;અનુકુળ. 2. In accordance:મુજબ;પ્રમાણે; યોગ્ય; તુલ્ય. 3.Pleasant;welcome:ખુશકારક; મનગમતું;પ્રિય.4.Willing to consent: એકમત થવાને ખુશી.

**Agreeably,**(ઍગ્રીઍબ્લિ)*adv.*1. In accordance with:અનુસરીને;પ્રમાણે; માફક.2.Pleasingly:મઝાથી; સુખેથી; સુખપૂર્વક;યથારૂચિ.

**Agreement,**(ઍગ્રીમેન્ટ્ )*n.* 1.Unison; harmony:સંપ;ઐક્ય;બનાવ; મેળ.2.(*Gram.*) Concord: સમાન્વય; એકરૂપતા.3.(*a*)The union of two or more minds:બે અગર વધારે જણનો અનુમત-સમ્મતિ.(*b*)A bargain; a contract:સાટું;બોલી; શરત; કરાર;કબૂલાત.*Written* **a.**:કરારનામું.

**Agrestic-al,**(ઍગ્રેસ્ટિક્-કલ્ ) *a.* [L. *ager*,a field.]Rustic;rural:ગ્રામ્ય; જંગલી; ગામઠી; ગામડિયું. 2. Unpolished:સાદું;ભભકા વગરનું.

**Agricultural,** (ઍગ્રીકલ્ટ્યુરલ્ ) *a.* Relating to husbandry:ખેતીવાડી સંબંધી.

**Agriculture,**(ઍગ્રીકલ્ચર )*n.* [L. *ager*,field & *colo*,I till.]Tillage; husbandry:ખેતીવાડી:ખેતી; કૃષિ;કર્ષણ.*Science of* **a.**: કૃષિકર્મવિદ્યા.

**Agriculturist,**(ઍગ્રીકલ્ચ્યુરિસ્ટ્ )*n.* A husbandman:ખેડુત; કૃષિવલ; ક્ષેત્રીવૈશ્ય.

**Aground,** (ઍગ્રાઉન્ડ્ )*adv.* & *a.* Stranded;on the ground: તળીએ જઇને અટકીને;ભોંયને લાગીને;તટસ્થ.

**Ague,**(ઍગ્યૂ)*n.*[L.*acuo*,I sharpen.] Chilliness;a chill:શીત;કંપ;ટાઢિયોતાવ; ધ્રુજારી. 2. An intermittent fever,attended by alternate cold & hot fits:આંતરીયો,ટાઢો,અને ઉનો તાવ. *Tertian* **a.**: એકાંતરીઓ તાવ. *Quartan* **a.**:ચોથીઓ તાવ.

**Aguish,** (ઍગ્યુઇશ્ ) *a.* Shivering with cold&fever:તાવની ધ્રુજારીવાળું.

**Ah,**(આ)*interj.*An exclamation of surprise:હં! હે!-of pity:અરેરે! હાયહાય!-of contempt: છટ! છિ! હત! -of joy: વાહવા! શાબાશ!-of complaint:અહહ-બાપબાપ! ઓ! ઓરે!

**Aha,**(આહા)*interj.*1.The same as **ah**.2.A sunk fence:નીચી-ઢંકી વાડ.

**Ahead,** (ઍહેડ્ ) *adv.* In advance; onward : સામેમોઢે; અગાડી; મોખરે; આગળ.2.Headlong; precipitantly:ઉંધેમાથે;વગરવિચારે;આંખોમીચીને. *To go* **a.**, to go in advance:સામે મોઢે ચાલવું.(*b*) To push on in an enterprise:સાહસમાં ધસ્યા જવું; કડેટાટ ચાલ્યા જવું.*To get* **a.***of*,(*a*) to get in advance of:-ની આગળ જતા રહેવું. (*b*) to surpass:-ના ઉપર ટપી જવું;-ને પાછા પાડવું.

**Aid,**(એડ્ )*vt.*[L.*ad*&*juvo*,I help.] To assist;to succour:મદદ-સહાય કo; કુમક આપવી.*n.*1.Help;support:કુમક;આશ્રય;સહાય;ઉપકાર.2.A helper: મદદ કરનાર;મદદગાર;સહાય્ય.3.An aid-de-camp:મુસાહીબ;નકીબ.*To pray in* **a.**, to call in a person interested in a title to assist in defending it:કોઇ હકની અંદર લાગતું વળગતું હોય તેવા માણસને તે હકનો બચાવ કરવામાટે મદદે બોલાવવો.

**Aid-de-camp,**(એડ્ડિકૉન્ગ્ )*n.* (Fr.) An officer attendant on a general to convey his orders:મુસાહીબ;નકીબ.

**Ail,**(એલ્ )*vt.*[A.S.*eglan*,to pain.]To trouble;to pain:દુઃખ દેવું; પીડા કo; as,what *ails* the man?તે માણસને શું થાયછે?*vt.*To be in uneasiness: દુઃખ થવું;પીડાવું; પીડા થવી.*n.* Pain; uneasiness:દુઃખ;દરદ;પીડા;વ્યથા.

**Ailment,**(એલ્મેન્ટ્ ) *n.* Indisposition:અસુખ;બેચેની;શરીરમાં જરા બિગાડ થવો તે.

**Aim,**(એમ્ )*vi.*[L. *ad* & *aestimo*,I estimate.]1. To point at with a missile weapon:તાકવું;નિશાન ધારવું. 2.To endeavour:-નો લોભ કo;-પ્રયત્ન કo;ઇચ્છા થવી;તાકવું;તકાવવું.As,he *aimed* at the crown but failed: તેણે રાજ્ય તકાવ્યું પણ તેમાં તે નિષ્ફળ થયો.*vt.*To direct(a weapon): નેમ તાકવો.*n.*1.The pointing: તાકવું તે. 2. The object aimed at: નિશાન; ચોટ.3.Purpose;intention: ધારણા; હેતુ;મુરાદ;લક્ષ;આશય;વાંચ્છા.4. Conjecture:કલ્પના;અટકળ. *To cry* **a.**, to encourage:હિમ્મત-ધીરજ આપવી.

**Aimless,**(એમ્-લેસ્ )*a.*Without aim: વગર મતલબનું;લક્ષવગરનું;યોજના રહિત.

**Air,**(એર્ )*n* [L. *aer*, air.] 1. The fluid which we breathe; the atmosphere:હવા;વાયુ;પવન. 2.Air in motion;breeze:પવનની લહેર.3. Publicity;(as to take *air*):ફેલાઇ જવું તે;(વાત)ઉઘાડી પડવી તે;પ્રકાશ.4. A melody;a tune:રાગ;સુર;તાલ.5. The peculiar look,manner,mien or carriage of a person:ચહેરો;દેખાવ;આકાર; મુદ્રા;રૂપ; ગતિ; પ્રકાર. 6. (*pl.*)Haughtiness:અક્કડાઈ;મિજાજ; પત્રાજી;છટા.*To take the* **a.**,to walk or ride out:હવા ખાવા જવું.*To take* **a.**,to be divulged:બહાર પડવું; ઉઘાડા થવું.*To build castles in the* **a.**:હવાઇ વિચાર બાંધવા;શેખશલ્લીના વિચાર કo.*vt.*To ventilate;to dry: હવા આવવા દેવી;હવામાં મુકવું.*In the* **a.**,prevalent without any traceable origin:ઉડતું; ગપચાલતી. ...

કમજોર ને ગુસ્સા મોત.

To expose to the air for the purpose of cooling, refreshing, &c.: હવા ખવાડીને સાફ ક૦.2.To display ostentatiously:બતાવવું;દર્શિત ક૦ 3. To expose to heat:સુકાવું-વાખાવું ક૦.

**Air-bladder,** (ઍર્-બ્લૅડર્) *n.* A bladder in a fish containing air: કેટલીક માછલીઓના શરીરમાં હવાથી ભરેલી કોથળી;વાયુકોષ.

**Air-gun,**(ઍર્ગન્)*n.*A gun to discharge bullets by means of air condensed in a globe:હવા ભરીને ફોડવાની બંદુક.

**Air-hole,**(ઍર્-હોલ્) *n.* A hole to admit or discharge air: જાળીયું; બારી;વાતાયન;ગવાક્ષ.

**Airily,** (ઍરિલિ) *adv.* In an airy manner:મોજ-મઝાથી; આનંદમાં.

**Airiness,** (ઍરિનેસ્)*n.* 1. Gaiety; liveliness:ખુશ મીજાજ;મોજ.2.Exposure to the air:ખુલ્લીહવા.

**Airing,**(ઍરિન્ગ્)*n.*1.A walk in open air:હવા ખાવા જવું તે; સેહેલ.2. Exposure to air:હવામાં મુકવું-મુકવવું તે.

**Airless,**(ઍર્લેસ્)*a.*Wanting fresh air:હવા વગરનું; તાજી હવા નહીં આવે તેવું; બંધેર.

**Air-pump,**(ઍર્પમ્પ્)*n.* A pump for exhausting the air from a vessel:વાતાકર્ષક-વાતશોષક યંત્ર.

**Air-tight,**(ઍર્ટાઈટ્)*a.*So tight as to be impermeable to air: હવા પેશી શકે નહીં એવું;તંગ.

**Airy,**(ઍરિ)*a.*1. Consisting of air: વાયુરૂપી;હવાવાળું;વાયુમય 2.High in air;as,**a** *region*:ઉંચો પ્રદેશ:**a**.*flight* હવામાં ઉંચે ઉડવું તે.3.Open to air: પવન-હવાવાળું;as,*an* **a**. *situation*: હવાવાળું સ્થાન-જગ્યો.4.Light; unsubstantial:હલકું;નકામું;અસાર. 5. Vain;trifling:ફોકટ;વ્યર્થ;પોકળ;ખાલી. 6.Gay;lively:આનંદી;રંગીલું;મોજી.7. Delicate;graceful:મધુર; મીઠું;as,**a**. *music*:મધુરગાયન.8.Having an affected manner:અક્કડબાજ;અક્કડરહેતું.

**Aisle,**(આઇલ્)*n.*[L. *ala*,a wing.] (*a*)A wing or side of a church: દેવળની બાજુનો ભાગ.(*b*)A wing of a building:મકાનની બાજુ-પડખુ-પાંખ.

**Ajar,**(અજાર્)*adv.*Partly open: અડધું ઉઘાડું;થોડું ઉઘાડું;જરા પોલું.*adv.* In a state of discord:કુસંપમાં;ન બને તેવી રીતે. [કમાનદાર.

**Akimbo,**(અકિમ્બો)*a.*Crooked:વાંકું;

**Akin,**(અકિન્)*a.*1.Related to: સગું; સંબંધી;સગોત્ર;સજાતીય.2.Resembling:allied by nature:મળતું;સરખું; સમાન;જેવું.

**Alack,**(અલૅક્)*int.*An exlcamation expressive of sorrow;alas: હાય ! હાય! અફસોસ! અરેરે! હાય!.

**Alacrity,**(અલૅક્રિટિ)*n.* [L. *alacer*, lively. ] Liveliness; cheerful readiness:આનંદ; ઉત્સાહ; હોંશ. 2. Promptitude:ઉલટ;ઉતાવળ; શિઘ્રતા.

**Alamode,**(અલામોડ્)*adv.*According to the fashion: રિવાજ-રીતિ પ્રમાણે. *n.* A thin, glossy, black silk:કાળું ઝીણું રેશમ.

**Alarm,**(અલાર્મ્)*n.*[L.*all & arma*, *pl.* arms.]1.A call to arms:હથિયાર બંધ થવાનો હુકમ. 2. A signal of danger:ભયની સુચના-ચેતવણી-બુમ-રાડ;ભયધ્વનિ;ભયાક્રંદન.3. Fright; terror:ધ્રાસ્કો;ધાસ્તી;દહેશત;ત્રાસ;ભય. 4.A mechanical contrivance for awakening persons from sleep or rousing their attention:ઉંઘમાંથી જગાડનારૂં-ધ્યાન ખેંચનારૂં યંત્ર. *vt.*1.To call to arms:હથિયાર સજ્જ કરવા હુકમ ક૦.2.To surprise with fear:ચોંકાવવું;ભયભીત ક૦;બિહવડાવવું. 3.To give notice of danger: ભયની ખબર આપવી.

**Alarm-bell,**(અલાર્મ્બેલ્)*n.*A bell, giving notice of danger: ભયની ચેતવણી આપનાર ઘંટ;ભયસુચક ઘંટનાદ.

**Alarming,**(અલાર્મિન્ગ્)*pa.*1. Terrifying:બીવડાવતું; ભયપ્રદ; ભયાવહ; ત્રાસજનક.2. Exciting apprehension:ચેતવણી આપતું.

**Alarmist,**(અલાર્મિસ્ટ્)*n.*One who intentionally excites alarm: ભયની બુમ પાડનાર;ભયબાજી; જાણી જોઈને ભયની અફવા ઉડાવનાર.

**Alas,**(અલૅસ્) *interj.* [*L. lassus*, weary.]An exclamation expressive of weariness,grief,pity,etc: અરેરે! હાય! હાય, અફસોસ! તોબા ! તોબા ! હારા હારા !

**Alb,**(અલ્બ્)*n.*[L.*albus*,white.] A vestment reaching to feet & covering the entire person,worn by Roman catholic clergy:રોમન કેથોલીક પાદરીને પહેરવાનો ચોળો ઝભ્ભો.

**Albeit,**(ઓલ્બીઇટ્) *adv.* [*all,be & it.*]Notwithstanding;although: એટલું છતાંપણ;તોપણ;અગરજોકે.

**Albescent,**(અલ્બેસેન્ટ્)*a.*[L.*albus* white.]Whitish:ધોળું; સહેજ પડતું; ધોળાશપર.

**Albino,**(અલ્બાઇનો)*n.* A person whose skin & hair are preternaturally white: અદ્ભુત ધોળી ચામડી તથા વાળવાળું માણસ.

**Album,**(અલ્બમ્)*n.*[L.*albus*,white] 1 A blank book for the insertion of autographs of celebrated persons:પ્રખ્યાત માણસોનાં ચિત્ર ઇ૦ સંગ્રહ કરવાની કોરી ચોપડી. 2.A book at public places for visitors to enter their names:મળવા-જોવા આવનાર માણસો માટે તેમના નામ નોંધવા સારૂ રાખેલી ચોપડી.

**Albumen,** (અલ્બ્યુમેન્) *n.* 1. The white of an egg:ઇંડાની સફેદી.2.A substance like the white of an egg, found in animals & vegetables: પ્રાણી કે વનસ્પતિમાંથી ઇંડાની સફેદી જેવો નીકળતો ચિકણો પદાર્થ.

**Alcahest,**(અલ્કહેસ્ટ્)*n.*A pretended universal solvent: સર્વ વસ્તુને પિગાળવાનો ગુણ ધરાવનાર રસ.

**Alchemist,** (અલ્કેમિસ્ટ્) *n.* One who practises alchemy: કીમિયાગર;રસાયણી.

**Alchemy,**(અલ્કેમિ)[Ar.*Al-kimia*, chemistry.]*n.*A science, which aimed to transmute the baser metals into gold:રસાયન; કિમિયો; રસવિદ્યા; રસસિદ્ધિ. 2. Miraculous power of transmuting something common into something precious: કોઇ સાધારણ વસ્તુને બદલીને કોઈ અમુલ્ય વસ્તુ બનાવવા દેવાની અદ્ભુત શક્તિ.

**Alcohol,**(અલ્કોહોલ્)*n.*Pure spirit of wine:દારૂનો અર્ક;મદ્યસાર.

**Alcoholic,**(અલ્કોહોલિક્)*a.* Relating to alcohol: દારૂના અર્કને લગતું.

**Alcoran,**(અલ્કોરેન્)*n.* The sacred book of the Mahommedans:કુરાન.

**Alcove,**(અલ્કોવ્)*n.*[Fr.] A recess or a part of a room containing seats for company: એકાંત સ્થળ; એકાંત.2.A recess in a garden:કુંજ;વાડીનો માંડવો;પર્ણશાળા.

**Alderman,**(ઓલ્ડરમેન્) *n.* [A. S. *ealdor*,an elder.] A magistrate of a town corporate:શહેરનો કોટવાળ.

**Ale,**(એલ્)*n.*A liquor made from an infusion of malt: જવનો બનાવેલો એક જાતનો દારૂ. 2. A festival in English country places:વિલાયતના ગામડાંઓમાં પળાતો એક તહે-

A little leak will sink a great ship:

વાર.**A**.*house*,**a** house where ale is retailed:પીઠું;કલાલની દુકાન.

**Alert,**(ઍલર્ટ્)*a.*[L.]Watchful; vigilant: સાવધ; જાગૃત; સાવધાન. 2. Brisk;nimble:ચંચળ;ચપળ; ઉદ્યોગી. *Upon the* **a.**, upon the watch: ચોકી-પેરા ઉપર.

**Alertness,**(ઍલર્ટ્નેસ્)*n.*Vigilance; briskness:હોંશિયારી;સાવધપણું;ચંચળાઇ;ચપળતા.

**Algebra,**(ઍલ્જીબ્રે)*n.* The science of computing by symbols: બીજ -અક્ષર ગણિત.

**Algebraic-al,** (ઍલ્જીબ્રેઈક્-કલ્ ) *a.* Pertaining to Algebra: બીજ ગણિતને લગતું;બીજ વિષયક.

**Algebraist,**(ઍલ્જીબ્રેઈસ્ટ્) *n.* One versed in the science of algebra: બીજ ગણિતવેત્તા;બીજ ગણિતી.

**Alias,** (ઍલિઍસ્)*adv.* [L. *alius*, other.]1.Otherwise:ઉર્ફે;બીજે નામે. as,*Magan* **a.***Amboo*:મગન ઉર્ફે અંબુ.*n.* Another name: બીજું નામ; ધારણ કરેલું નામ.

**Alibi,**(ઍલિબિ)*n.*[L.] Elsewhere,: અન્યસ્થળે.When a person on trial for a crime shows that he was elsewhere at the time when the act was committed he is said to prove an **a.**: કોઈ ગુન્હાનો તોહમતદાર પોતાની તપાસ વખતે એમ સાબિત કરે કે ગુન્હો બન્યો તે વેળાએ પોતે બીજે ઠેકાણે હતો ત્યારે તેણે 'એલીબી' સાબિત કરી એમ કહેવાય છે.

**Alien,**(ઍલ્યેન્)*a.*[L.*alius*,another] 1.Foreign;not belonging to the same country or government: પરાયા દેશનું;પારકું;વિદેશીય;બહાર ગામનું;પરાયું.2.Estranged from;adverse:વિરૂદ્ધ;ઉલટું;ભિન્ન;અપ્રસ્તુત. As, *principles* **a.***from our religion*: અમારા ધર્મથી વિરૂદ્ધ-ઉલટા મત. *n.*A foreigner: પરદેશી; વિદેશી. 2. A stranger:અજાણ્યો:બીન ઓળખીતો.

**Alienable,**(ઍલ્યેનેબલ્)*a.* Capable of being transferred or sold to another: બીજાને નામે ચઢાવાય-વેચાય-હવાલે કરાય તેવું.

**Alienate,**(ઍલ્યેનેટ્)*vt.*1.To transfer to another: બીજાને હવાલે ક૦; સોંપવું. 2. (*with*) To wean; to estrange:સ્નેહ તોડવો;જુદાઇ ક૦;મનમાંથી ઉતારવો.*a.*(*from*)Withdrawn; estranged:તજાયેલું;છૂટું પડેલું; ઉલટું; વિરૂદ્ધ.**A.**d *lands*,rentfree lands: ઇનામી-બહારખળી-ડુમાલા જમીન.

**Alienation,** (ઍલ્યેનેશન્) *n.* 1. A transfer of title, etc:બીજાને સોંપવું તે;હવાલો;વેચાણ;ઇનામ; બહારખળું. 2. An estrangement: જુદાઈ; મન ઉતારો;વિરાગ;વિરક્તિ. 3. Delirium; derangement of mental faculties:બેશુદ્ધિ;ચિત્તભ્રમ;ઘેલછા; **a.** *office*, an office where inquiry into the alienation was made & settled: ઇનામો સંબંધિ તપાસ કરીને નિકાલ લાવનારી ઓફીસ.

**Alienatory, Alienor,**(ઍલ્યેનેટરિ,ઍલ્યેનોર્)*n.* One who transfers property to another: બીજાને હવાલે સોંપનાર-વેચનાર-ઇનામ આપનાર.

**Alight,**(અલાઇટ્)*vi.*[A.S, *Alihtan*] 1. To dismount; to descend, as from on horseback or from carriage:(ગાડી ઘોડેથી) ઉતરી પડવું-નીચે ઉતરવું.2.To lodge:મુકામ ક૦; ઉતરી-આવી બેસવું;as,*flying birds* **a.***on a tree*:ઉડતાં પક્ષી ઝાડ ઉપર આવી બેસે છે.*a.*Lighted up:સળગાવેલા;પ્રકટેલા;ધગધગતા.

**Align,**(ઍલાઇન્)*vi.*[L.*ad* & *linea*, line]To form in a line,as troops: હારબંધ ઉભું રહેવું-ગોઠવાવું.2.(*Engin.*) To lay out a ground plan:ખુંટીઓ મારી હદ મુકરર ક૦.

**Alignment,** (ઍલાઇન્મેન્ટ્) *n.* The ground-plan:મુકરરકરેલીલીટી-નકશો.

**Alike,**(અલાઇક્)*a.*Similar;like: સમાન;સરખું;બરાબર;તુલ્ય;સમ. *adv.*In the same manner, or form: તેજ પ્રમાણે;સરખી રીતે.

**Aliment,**(ઍલિમેન્ટ્) *n.* [L. *alo* I feed.]Food;nutriment:આહાર;ભોજન;ખોરાક;અન્ન;પોષક દ્રવ્ય.

**Alimental,Alimentary,** (ઍલિમેન્ટલ્,ઍલિમેન્ટરિ) *a.* Nourishing; nutritious:પુષ્ટિકારક; પોષક; પૌષ્ટિક. શક્તિ વર્ધક.

**Alimony,**(ઍલિમોનિ)*n.* [L. *alo*, I feed.]An allowance to wife,legally separated from her husband: છાંડેલી બઇરીને આપેલી ખોરાકી પોષાકી.

**Aliquant,**(ઍલિક્વૅન્ટ્) *a.* L. *alius* other & *quantus*, how great.] An **a.**number is one which does not divide another number without a remainder, as 5 is an **a.** part of 16 : શેષભાજક.

**Aliquot,**(ઍલિક્વૉટ્)*a.* An **a.** part is one which divides another without a remainder, as 4 is an **a.**part of 16:નિશ્શેષ ભાજક.

**Alive,**(અલાઇવ્)*a.* 1. Having life: સજીવ;જીવતું.2.Unexpired:ચાલુ;જારી;અમલમાં;as,*the rule is still* **a.**: કાયદો હજુ જારી-અમલમાંછે.3.Cheerful;lively:આનંદી;ચપળ; ચાલાક. 4. Of all living; in all the world: જે હૈયાત છે તેમાંનો;આખીસૃષ્ટિમાં; as, *he is the most honest man* **a.**: આખી સૃષ્ટિમાં તે સૌથી પ્રમાણિક છે. 5.Having lively feelings:(with *to*) અભિજ્ઞાનવાળો;વિષે હોંશીઆર.

**Alkahest,**(ઍલ્કહેસ્ટ્)*n.*The fabled universal solvent:વસ્તુ માત્રને પિગાળતો મનાતો રસ.

**Alkalescent**(ઍલ્કલેસેન્ટ્)*a.*Slightly alkaline:ક્ષારને મળતું;કંઇ ક્ષારવાળું.

**Alkali,**(ઍલ્કલિ)*n* [*pl.* **Alkalies**] A substance which when combined with an acid produces a neutral salt.as soda,potash,&c: ક્ષાર;ખાર.Fixed *alkalies*,*i.e.* soda & potash.Volatile *alkalies*, i.e. Ammonia.

**Alkaline,**(ઍલ્કલાઇન્) *a.* Having the properties of alkali: ખારના ગુણવાળું;ક્ષારધર્મક;ક્ષારવિશિષ્ટ.

**All,**(ઑલ્)*a.*Whole of; every part of;every one of;a large part: આખું; બધું;સમસ્ત;સકળ;સઘળું;સર્વ;2.Only; alone;nothing but: ફક્ત; માત્ર. *n.* The whole;the total: મોટો ભાગ; સર્વે;બધું;સઘળું.*adv.*Entirely;completely:મુળગું;છેક; તદન. **A.** *along*, throughout:મુળથી;અસલથી;ઠેઠસુધી; સઘળે ઠેકાણે.**A.** *and some*, individually and collectively, one & all:એકેએક;તમામ;બધા. **A.** *but*, almost,nearly: લગભગ; ઘણુંખરું. A. *hollow*,completely,entirely: છેક; તદન. **A.** *one*, wholly the same thing:એનું એજ;એજ.**A.***in* **a.**,every thing:સર્વસ્વ;બધું.**A.***in the wind*, uncertain:અનિશ્ચિત;અદ્ધર.*And* **a.**, entirely:સામટું;એકદમ;બધું.**A.***over* (*a*) generally: સાધારણરીત્યે. (*b*) everywhere:બધે;સઘળે ઠેકાણે;સર્વત્ર; (*c*) lost;finished: સમાપ્ત. **A.** *up*, finished;exhausted:પુરૂં;સમાપ્ત;થઇ રહ્યું. *At* **a.**, in every respect wholly:બિલકુલ;મુદ્દલ;જરાપણ.**A.** *at once*, entirely; suddenly: એકદમ સાથે;ઓચીંતું.એકદમ;સામટું.**A.***alone*: એકલું.*One's* **a.**,everything:સર્વસ્વ.

**A**. *sunshine*, nothing real: તુત; ખોટું; જુઠું; અયથાર્થ. **A**. *the same*, nevertheless:તે છતાં;**A**,*all*,nevertheless: ગમે તેમ;તોપણ;આખરે. **A**. *told*,all counted;in all:બધું;મળીને એકંદર; *at* **a**.*times*, always:સર્વદા; હમેશાં.**A**.*of a sudden*,suddenly: અકસ્માત્;સહસા.**A**. *Ian*:યથાશક્તિ. *By* **a**.*means*:સર્વથા; બેશક. *In* **a**.: બધું મળીને;એકંદરે.**A**.*knowing*:સર્વજ્ઞ.**A**.*pervading*:સર્વવ્યાપી; સર્વગત. **A**.*powerful*:સર્વશક્તિમાન.

**Allay,**(ઍલ્લે)*vt*.[A. S. *Leegan*, to lay.]To pacify;to soothe;to assuage:શાંતક૦;મનમનાવવું.**2**.To abate; to repress:ઓછું ક૦;મટાડવું;સમાવવું.

**Allegation,**(ઍલ્લીગેશન્)*n*.Positive assertion; a formal averment: નિશ્ચયપૂર્વક કહેવું-કહેલું તે;પ્રતિજ્ઞા;દલીલ;તકરાર;દોષારોપ.

**Allege,**(અલ્લેજ્)*vt*. [L.*ad* & *lego*, I send.]1.To adduce; to assert: ખાતરીથી કહેવું. **2**. To produce, as an excuse or plea:તકરાર-દલીલ દાખલ કહેવું.**3**.To cite or to qnote: -નો આધાર બતાવવો.

**Allegiance,**(ઍલ્લીજિઍન્સ્)*n*.[L.*ad* & *ligo*, I bind.] Loyalty; devotion:વફાદારી;નિષ્ઠા;પ્રજાધર્મ;રાજભક્તિ;

**Allegoric-cal,**(ઍલ્લીગૉરિક્-કલ્) *a*. Figurative; describing by resemblance:દ્રષ્ટાંતરૂપી;જોડી કાઢેલું;લાક્ષણિક;રૂપકમય;અલંકારી:દૃષ્ટાંતિક.

**Allegorize,** (ઍલ્લીગૉરાઇઝ્) *vt*. To form or turn into allegory:દૃષ્ટાંત આપીને સમજાવવું. **2**. To understand in an allegorical sense:લાક્ષણિક અર્થમાં લેવું-સમજવું.*vi*.To use allegory:રૂપક-દ્રષ્ટાંત આપવું.

**Allegory,**(ઍલ્લીગૉરિ) *n*. [Gr.*allos*, other &*agoreuo*,I speak.]A speech or discourse which conveys a meaning different from the literal one:દ્રષ્ટાંતરૂપીકથા;રૂપકકથન;રૂપક.

**Alleviate,**(અલ્લીવિએટ્)*vt*.[L.*ad* & *levis*,light.] To mitigate; to assuage:કમ-હલકું ક૦;નરમ પાડવું;સમાવવું;ઓછું-કમતી ક૦;ઘટાડવું;શાંત્વન ક૦; as,to **a**.sorrow,pain,care, punishment,&c.**2**.To extenuate: ઓછું ક૦-થાય એવાં કારણ બતાવવાં;છાવરવું.

**Alleviation,**(ઍલ્લીવિએશન્)*n*. Mitigation;extenuation:ઘટાડો;શાંતિ; ઓછું ક૦ તે; શમન; શાંત્વન. **2**. That which lessens or mitigates:શામક; શાંતિદ;ઘટાડનાર.

**Alley,**(ઍલી) *n*.[L.*ad* & *nare* to swim]*pl*.**Alleys**.Walk in a garden:બાગમાંની વાટ;પગથી;વિથી. **2**. A narrow way in a city:ચાલી;ગલીકુંચી.**3**.A large marble:સંગેમરમરનો મોટો પથ્થર;આરસપાણ. **4**. The space between two rows of compositors' stands in a printing office:છાપખાનામાં કંપોઝિટરની ઘોડીની બે હારની વચ્ચેની જગ્યા.

**All-fools-Day,**(ઑલ્ફૂલ્ઝ્ડે)*n*.The first of April:એપ્રિલ મહીનાની પહેલી તારીખ.

**All-fours,**(ઑલ્ફૉર્સ્)*n.pl*.A. kind of game at cards: ગંજીફાની એક જાતની રમત. **2**.All four legs of a quadruped;or the two legs and two arms of a person: કોઇપણ ચોપગાં પ્રાણીના ચાર પગ;કોઈ માણસના બે હાથ અને બે પગ. *To go on* **a**.,(*a*)(*lit*.) to move on two legs & two arms:બે હાથ પગ ઉપર ચાલવું. (*b*) (*fig*.) to correspond exactly:દરેક ઝીણી બાબતે મળતું આવવું; બરોબર મળતું આવવું-સરખું હોવું;as, *this example is on* **a**.*with the other*: આ દાખલો બીજાની સાથે બરોબર મળતો આવે છે.

**All-hail,** (ઑલ્હેલ્) *interj*. All health;a phrase of salutation: તનદુરસ્તિનો પોકાર;મઝેમાં;સુખચેનમાં; આનંદમાં;કુશળતામાં.

**Alliance,**(ઍલ્લાઇઍન્સ્)*n*.*ad*&*ligo*, I bind.] 1.Union by marriage, etc:વિવાહ સંબંધ; સંબંધ; સગાઇ.**2**. Treaty;league: સંધિ;સલાહ;મિત્રાચારી;મિલાપ;સંપ.**3**.Persons allied: સાથી:મિલાપી;મળતીઆ.

**Allied,**(ઍલ્લાઇડ્)*pa*.United;related;akin:સગાઇથી-મિત્રભાવે-એકઠું મળેલું;સંબંદ્ધ;જોડાયેલું;નિકટ સંબંધનું.

**Alligate,**(ઍલ્લિગેટ્) *vt*. [L. *ad* & *ligo*,I bind.]To unite by some tie:એકઠું ક૦;મેલાપ ક૦;ગાંઠવું.

**Alligation,**(ઍલ્લિગેશન્)*n*. A rule in arithmetic: સજાતિય પણ ચઢતા ઉતરતા ભાવની વસ્તુનાં મિશ્રણની રીત.

**Alligator,**(ઍલ્લિગેટોર્)*n*.[L.*lacerta*,a lizard.] A crocodile: મગર; સુસવાટ.

**Allision,**(ઍલ્લિઝ્હન્) *n*. [L. *ad* & *lædo*,I dash against.]Collision: અથડા અથડી.

**Alliteration,**(ઍલ્લિટરેશન્)*n*.[L.*ad* & *litera*,a letter.] The repetition of the same letter at the beginning of two or more words in close succession:એકજ અક્ષરનું ફરી ફરીને આવવું તે;એકાક્ષરી શબ્દો; શબ્દ સગાઇ; જેમકે 'પ્રાણાધાર પરાત્પરા પ્રણમિને પાયે પિતાજી પડું.' (Eng). "Begot by butcher but by bishop bred."

**Allocate,**(ઍલ્લોકેટ્)*vt*. [L. *ad* & *locus*,a place.] To distribute;to assign: ખંડી-વેંચી આપવું; હિસ્સો આપવો;કોઈને વાસ્તે જૂદુ કરી રાખવું.

**Allocation,**(ઍલ્લોકેશન્)*n*.A placing; disposition; arrangement: મુકવું તે;ગોઠવણ. **2**. An allotment or apportionment: હિસ્સા વહેંચી આપવા તે;વહેંચણી.

**Allocution,**(ઍલ્લોક્યૂશન્)*n*. [L.*ad* & *loquor*.I speak.]An address: સંભાષણ.

**Allodial,**(ઍલ્લોડિઍલ્)*a*.[Fr.]Free of rent or service:સ્વસત્તાનું;ચાકરી કે ભાડા બદલ નહીં પણ બક્ષિસ દાખલ.(opposed to feudal): ઇનામી;પસાયતી;બહારખલી.

**Allodium,** (ઍલ્લોડિઅમ્) *n*. Free estate:સ્વતંત્ર જાગીર; (opposed to feud): ઇનામી-પસાયતી-બહાર ખલી જાગીર-જમીન.

**Allopathy,** (ઍલ્લૉપેથી) [L.*Allos*, other & *pathos*, feeling. ] A system of medical practice:ગરમીથી ગરમીને અને ઠંડકથી શરદીને મારવાની વૈદક વિદ્યા.

**Allot,**(ઍલ્લૉટ્)*vt*.1.To distribute by lot: ચિઠ્ઠી નાંખી વહેંચવું. **2**. To distribute to each individual: ભાગ પાડવા;વહેંચણ ક૦.**3**.To give, assign or appoint in general: આપવું;ઠરાવવું;જુદુ પાડવું; as, *every man must be contented with what Providence* **a**.*s to him*: પરમેશ્વર જે આપે તેથી દરેક જણે સંતોષ માનવો જાઈએ.

**Allotment,**(ઍલ્લૉટ્મેન્ટ્)*n*.Share or part assigned:ભાગ;હિસ્સો;વાંટો;વિભાગ; અંશ.

**Allow,**(ઍલ્લાઉ)*vt*.[L.*ad*. & *loco*, I place.]1.To grant; to afford; to yield:આપવું;દેવું;*to* **a**.*a free passage*:મફત જવા દેવું.**2**.To own:કબુલ -માન્ય ક૦.**3**.To approve, justify or sanction:પસંદ-મંજુર ક૦;બહાલ રાખવું;અનુમતિ-અનુમોદન આપવું. **4**.

To abate;to deduct (a sum):છુટ મુકવી;મજરે આપવું.5.To permit:રજા-પરવાનગી આપવી.*To* **a.** of:to permit;to admit:રજા આપવી;સ્વિકારવું.

**Allowable,**(ઍલ્લાઉએબલ્ )*a.* Permissible;admissible:આપવા-કબુલ કરવા જોગ;અનુમોદ્ય.*Not* **a.**:નિષિદ્ધ.

**Allowance,**(ઍલ્લાઉએન્સ્ )*n.* 1.Acknowledgment:કબુલાત;અનુમોદન; અનુમતિ:સ્વીકાર.2.License;permission:રજા પરવાનગી.3.Indulgence: છુટ;સ્વતંત્રતા;અનિગ્રહ. 4.A portion appointed:લવાજમ;પગાર; રોજ;ભથ્થું. 5.Deduction:છુટ; ઘટાડો;માફી; વિચાર;દરગુજર. 6. (*com.*)A customary deduction from the gross weight of goods:વળતર;બાદ;કપાત. *vt.*To put upon a fixed allowance;to supply in a fixed and limited quantity:અમુક ભથ્થું ઠરાવી આપવું;ચોકસ કે આટલું જ સીધું-ખાવા પીવાનું-આપવું;as,the captain was obliged to **a.** his crews:કપ્તાનને પોતાના ખલાસીઓને ખોરાકી ઠરાવી આપવાની જરૂર પડી.

**Alloy,**(ઍલ્લોઈ)*vt.*[L.*alligo*,I combine.] 1. To reduce the purity of by mixing with a less valuable substance:(ધાતુને) ભેગવાળું-મિશ્રણ ક૦.2.To abate;to impair: ભેગ કરીને હલકું ક૦;બગાડ-ભંગ ક૦; as,*to* **a.***pleasures with misfortunes*: દુઃખના મિશ્રણથી સુખનો ભંગ ક૦.3.To mix,as metals,to form a compound metal: મિશ્રણ ધાતુ બનાવવી.*v. i.*To form a metallic compound: મિશ્ર ધાતુ બનવી. As gold and iron **a.** with ease:સોના અને લોઢાની મિશ્ર ધાતુ સ્હેલાઈથી બને છે.*n.*1.A metallic compound: ધાતુનો ભેગ;મિશ્રધાતુ.2.Evil mixed with good:સુખ સાથે દુઃખ મળેલું તે; મિશ્રણ;દોષ; ન્યૂનતા; બગાડ; ભેળ; ભેગ; as, *no happiness is without* **a.**:દુઃખને સુખ હમેશાં સાથેજ છે;સુખની સાથે હમેશાં દુઃખ રહેલું જ છે.3.The quality of gold or silver;fineness:સોના રૂપાની ચોખ્ખાઈ;ચઢીઆતાપણું; ઉંચાઈ;સ્વચ્છતા;શુદ્ધતા. 4. A baser metal mixed with a finer: ચોખ્ખી સાથે ભેળવેલી હલકી ધાતુ;ભેગ.

**All-saints'-Day,**(ઑલ્સેન્ટસ્ડે )*n.* The first of November: નવેમ્બરની પહેલી તારીખ.

**All-souls'-Day,** (ઑલ્સોલ્સ્ડે ) *n.* The second of November: નવેમ્બરની બીજી તારીખ.

**Allspice,**(ઑલ્સ્પાઈસ્ )*n.* A spice of mildly pungent taste: ચીનીકબાબ;કબાબચીની.

**Allude,**(ઍલ્લ્યૂડ્ )*vi.*[L.*ad*.& *ludo* I play.] To suggest; to refer;to insinuate:સૂચન ક૦;-વિષે બોલવું-કહેવું;લાગુ પડવું;ઉદ્દેશીને ક્હેવું; લક્ષ ક૦.

**Allure**(ઍલ્લ્યૂર્ )*vt.*[*ad*&F.*leurrer*, to decoy.]To entice;to decoy;to attract;to tempt: લાલચ દેખાડવી; લોભ-મોહમાં નાંખવું;ફસાવવું; આકર્ષવું; મન હરવું.*n.*[F.*aller*, to go.] Gait; bearing:ચાલવાની રીત;ઢબઢબ.

**Allurement,**(ઍલ્લ્યૂર્મેન્ટ્ )*n.*Temptation;enticement:લાલચ;લોભ;મોહ;આકર્ષણ.2. That which allures: લલચાવનાર વસ્તુ;મોહજાળ.

**Alluring,**(ઍલ્લ્યૂરિન્ગ્ )*a.* Attracting;tempting:લલચાવતું; મોહ પમાડતું;આકર્ષક;પ્રલોભ ક૦.

**Allusion,**(ઍલ્લ્યૂઝ્હન્)*n.*A hint;an indirect reference:ઈશારો; સૂચના; સૂચન;ઉદ્દેશ;ઉદાહરણ.*In* **a.***to*:ઉદ્દેશીને.

**Allusive,**(ઍલ્લ્યૂસિવ્ )*a.* Having reference to something not expressed:ઇશારો-સૂચના કરતું;સૂચક.2. Figurative:symbolical:અલંકારયુક્ત

**Alluvial,** (ઍલ્લ્યૂવિઍલ્ ) *a.* Relating to alluvium:ચંગા-કાંપની જમીનનું;ચંગાનું;પુલીનમય.

**Alluvion,**(ઍલ્લ્યૂવિઑન્ )*n.*[L.*ad* &*luvo*,I wash.]Deposits of earth sand,gravel,&c.made by rivers, floods,&c.: નદીના પ્રવાહથી ઘસડાઇ આવેલી રેતી,કાદવ,માટી વી૦ચીજો;ચંગુ. 2.(*Law*) The gradual increase of earth on a shore or a bank of a river by the force of water: દરિયા કાંઠે અગર નદિને કિનારે પાણીના પ્રવાહથી ધીમે ધીમે વધેલી ધરતી.3. Wash or flow of water against the shore or bank:દરિઆ કે નદીના કાંઠા સાથે પાણીનું ધસી આવવું;વહેવું;-ની સાથે અથડાવું. 4. An inundation; flood:રેલ;પૂર.

**Alluvium,** (ઍલ્લ્યૂવિઅમ ) *n.*( *pl.* **Alluvia**)Same as **Alluvion**.

**Ally,**(ઍલ્લાઇ)*vt.*[L.*ad* & *ligo*,I bind] To unite by marriage or treaty: વિવાહ સંબંધ ક૦;સગાઈ ક૦; સંપ ક૦; દોસ્તી-મિત્રાચારી ક૦.2. To form a relation by resemblance:સમાન-સરખું-જેવું ક૦-થવું-હોવું;અનુયાયી બનવું.*n.* Confederate;a helper; an auxiliary:મદદગાર;કુમકી;મિત્ર; સહાયકારી;મળતીઓ.2.One related by any tie:સંબંધી.

**Alma-Mater,** (ઍલ્મેમેટર્ ) [L.] Fostering mother: ઉછેરનારી મા; ધાવ. A college or seminary where one is educated:જે પાઠશાળા અગર શાળામાં કોઈએ કેળવણી લીધીહોય તે તેની *Alma-mater* કહેવાય.

**Almanac,**(ઑલ્મેનેક્ ) *n.* A calendar of days, weeks & months: ટીપણું;પંચાંગ.

**Almighty,** (ઑલ્માઇટિ) *a.* [*all*, & *mighty*;see **might**.]Omnipotent; possessing all power:સર્વશક્તિમાન;સર્વસમર્થ.The almighty God: ઇશ્વર;સર્વશક્તિમાન પરમેશ્વર.2. Great; extreme;terrible:જબરી;સજ્જડ;ભારે;સખત;as,*he is in an* **a.***fix*:તે જબરી સપટામણમાં આવી ગયો છે.

**Almond,**(આંમન્ડ્ )*n.*[L. *amygdala*,almond.]Nut of the almond tree:બદામ.The almond tree:બદામનું ઝાડ. 2. (*Anat.*) One of the tonsils,two glands,of the throat: જીભની હેઠલનો ગરેડો;ચોરીઓ

**Almoner,**. (ઍલ્મોનર્ ) *n.* An officer,whose duty is to distribute alms:દાનાધિકારી.

**Almonry,**(ઍલ્મોન્રિ )*n.*The place where alms are distributed:સદાવ્રત;દાનગૃહ;દાનશાળા.2.Also, the place where an almoner resides: દાનાધિકારીને રહેવાની જગ્યા-મકાન.

**Almost,**(ઑલ્મોસ્ટ્ ) *adv.* Nearly; very nigh;for the greatest part: ઘણું કરીને; નજદીક; લગભગ; છેક.A. *nothing*: નહિંજ જેવું;સ્હેજ; તલભાર.

**Alms,** (આંમ્ઝ્ ) *n. pl.* Charity or charitable gift:દાન;ધર્મ;ભિક્ષા.

**Alms-house,** (આંમ્ઝ્હાઉસ્ ) *n.* A house where poor persons are lodged and supported: ભિક્ષાગૃહ; અનાથગૃહ;ધર્મશાળા.

**Aloe,** (ઍલો) *n.* [L.] A succulent plant,with broad prickly leaves: કુંવારનું ઝાડ;કુંવરનું પાઠું;કુંવાર.

**Aloes,**(ઍલોઝ્ )*n. pl.*The juice of the aloe:એળિઓ.

**Aloes-wood,**(ઍલોઝ્ ઉવૂડ્ )*n.*Agalloch; agallochum:અગર.

**Aloft,**(ઍલોફ્ટ્ ) *adv.* On high;in the air:ઉંચે;હવામાં;ઉપર.2.(*Naut.*) At the mast-head; above the

deck:ટોલ ઉપર; તુતક ઉપર. Hence, (*Fig.*)in or to heaven: સ્વર્ગમાં.

**Alone,** (ઍલોન) *a.* [ *all* & *one.* ] Single;solitary:એકલું;છડું.2.Sole; only:ફક્ત;માત્ર;કેવળ(*rare*).3.Unique;matchless:વિલક્ષણ;ઉત્તમ;શ્રેષ્ઠ. *To let or leave* **a.**, to suffer to remain in its present state:એમને એમ રહેવા દેવું; ન છેડવું. *adv.*Separately;by itself:માત્ર;ફક્ત;નોખું; એકલું.*To let* **a.**,to suffer to rest; to forbear molesting or meddling with:એમનું એમ રહેવા દેવું;ન છેડવું;ખ્યાલ-કેડો મૂકવો;ન સતાવવું.

**Along,** ( ઍલૉન્ગ ) *adv.* & *prep.* Lengthwise:લાંબું ને લાંબું; સીધું ને સીધું;સામે મોઢે;નાકની ડાંડીએ.2.Onward:આગળ.3.In company:સાથે. **A**.*of* [A. S.*gelang*, owing to ]. owing to:-થી;લીધે;*as,the increase of price is all* **a**.*of the foreigners*:પરદેશીઓના આવવાથી ભાવ વધેલો છે.*All* **a.**, the whole way: આખે રસ્તે;અસલથી;ઠેઠ સુધી;અત્યાર સુધી.**A**.*side*, side by side: સાથે;પાસે;બાજુએ:**a**. *the shore*, by the coast: કિનારે કિનારે;કાંઠે કાંઠે. *To get* **a**.:to get-on;to make progress:ચાલવું; ગાડું ચાલવું;-નભવું;કારભાર ચાલવો.

**Aloof,**(ઍલૂફ્ )*adv.*At a distance; apart:દુર;છેટે;વેગળે;આઘે; *as, stand* **a.**:આઘોખસ;દુર રહે;હડ.2.Without sympathy;unfavourably: અળગું; વેગળું;કંઈપણ ભાગ લીધા વગર;નીરાળું.

**Aloud,**(ઍલાઉડ્ )*adv.* Loudly:મોટે સાદેથી;પોકારીને;ધાંટો કાઢીને.

**Alopecy,** (ઍલૉપિસિ) *n.* (*Med.*) Loss of the hair; baldness: માથે તાલ પડવી તે;વાળ જવા તે.

**Alpaca,**(ઍલ્પૅકે)*n.*A kind of sheep in Peru:પેરૂ શહેરનું એક જાતનું ઘેટું. 2. Cloth made of its wool: તેના ઉનનું બનાવેલું લુગડું;આલ્પાકો.

**Alphabet,**(ઍલ્ફ઼્બેટ્ )*n.*[Gr.*alpha* & *beta*, the first & second letters of the Gr.alphabets.] The letters of a language arranged in the customary order:અક્ષરમાળા;મુળાક્ષર.2.The simplest rudiments;elements: મુળતત્વો;સાદીબાબત;કક્કો બારખડી.*vt.*To arrange in order of an alphabet:અક્ષરના અનુક્રમે ગોઠવવું;કક્કાવાર ગોઠવવું.

**Alphabetarian,** (ઍલ્ફ઼્બિટેરિઅન) *n.*A learner of alphabet;an abecedarian:કક્કોબારખડીશીખનાર;શીખાઉ.

**Alphabetic-cal,** (ઍલ્ફ઼્બિટિક્-કલ્ ) *a.* Relating to or in order of the alphabet:અક્ષરના અનુક્રમનું-માં ગોઠવેલું;કક્કાવાર.2.Literal:અક્ષરશઃ.

**Alphenic,**(ઍલ્ફેનિક્ )*n.*Sugarcandy:સાકર;શર્કરા.

**Alpine,**(ઍલ્પાઇન્ )*a.* Relating to the alps;(and hence)very high; or lofty:ઉંચું;પહાડી;ઉન્નત.

**Already**(ઑલરેડિ)*adv.*1.Sometime ago; previously; by this time: ક્યારનું;અગાઉથી; પહેલાનું; as, *he is come* **a**.:તે ક્યારનો આવ્યો છે;તે આવી ચૂક્યો છે.

**Also,**(ઑલ્સો)*adv.*or *conj.* In addition;besides;as well; further; too:પણ;વળી.

**Altar,**(ઑલ્ટર્ )*n.*[L.*altus*, high.] An elevated place on which sacrifices were offered:બળી આપવાની જગા; યજ્ઞકુંડ; વેદી; ચૈત્ય. *To lead to the* **a**.,(said of a bride): સ્ત્રીનું પરણવું-પરણવા જવું.

**Alter,**(ઑલ્ટર્ )*vt.*[L. *alter*, other] To make some change;to change;to vary;to modify:ફેરવવું; બદલી -ફેરવી નાખવું;થોડો ઘણો ફેરફાર કo.2. To change partially or wholly: થોડો કે ઘણો ફેરફાર કરવો;as, *he* **a**.d *his opinion*:તેણે પોતાનો વિચાર ફેરવ્યો.*vi.*To vary:બદલાવું; ફરવું. *To be* **a**.*d*:ફેરપડવો;ફરવું.3.To geld:ખાસી કરવું;અંડ કાપવા.

**Alterable,**(ઑલ્ટરેબલ્ )*a.* Capable of being altered:ફેરફાર કરવા જેવું.

**Alteration,**(ઑલ્ટરેશન )*n.*Partial change;variation:ફેર;ફેરફાર;બદલવું તે; વિકાર;વિપર્યય;વિકૃતિ.2.Changed condition:બદલેલી સ્થિતિ-હાલત.

**Alterative,**(ઑલ્ટરેટિવ્ )*n.*A medicine which gradually induces healthy change:ફેરપાડે એવી દવા. *a.* Causing change: ફેરપાડે એવું; વિકારી.

**Altercate,**(ઑલ્ટરકેટ્ )*vi.*[L.*alter*, another.] To dispute with zeal & heat;to wrangle: જોરસાથી-તપી જઈને તકરાર કo.

**Altercation**(ઑલ્ટરકેશન્ )*n.*Warm contention; controversy; wrangle;wordy contest:બોલાબોલી;રકઝક;તકરાર;કલહ;વાદ વિવાદ;વાગ્યુદ્ધ.

**Alternate,**(ઑલ્ટર્નેટ્ )*a.*[L. *alter*, other.]One following the other: being by turns;reciprocal:વારાફરતી થતું આવતું;એક પછી એક;અવારનવાર.2.Every second;every other: વચમાંનું એક મુકીને બીજું;દર ત્રીજું;ત્રીજું ત્રીજું.*vi.*To happen by turns: વારા ફરતી થવું;અદલબદલ થવું.*vt.* To perform by turns;to interchange: અવારનવાર કo; ફેરબદલ કo.*n.*Vicissitude: ફેરફાર;ક્રમ; અવસ્થાંતર.

**Alternation,**(ઍલ્ટર્નેશન્ )*n.* Interchange;reciprocal succession: ફેરફાર;એક પછી એક થવું તે;પર્યાય;વિપર્યય;અદલાબદલી.

**Alternative,**(ઍલ્ટર્નેટિવ્ )*a.*Offering a choice of two things;disjunctive: બેમાંથી એક પસંદ કરવાનું બતાવનાર. *n.* A choice given of two things:બે ચીજમાંથી એક પસંદ કo તે:ઇલાજ;વિકલ્પ;પક્ષ;પક્ષાંતર;ગતિ; ઉપાય;as,*now there is no other* **a**.:હવે બીજો ઉપાય નથી;બીજી ગતિ નથી.

**Although,**(ઑલ્ધો)*conj.*Be it that; notwithstanding;supposing that: જોકે;અગરજો;જો પણ;યદ્યપિ;એમ ધારો કે.

**Altimetry,**(ઍલ્ટિમિટ્રિ )*n.*[L.*Altus*, high,& *metron*, measure.]The art of ascertaining altitudes:ઉચ્ચાઇ માપવાની કળા.

**Altitude,**(ઍલ્ટિટ્યૂડ્ )*n.*[L. *altus*, high.]1. Height: ઉંચાઇ. 2. The elevation of a point,star,etc:બિંદુ,તારા વિગેરેની ક્ષિતિજથી ઉંચાઇ. 3. Highest point : કેન્દ્ર ; ઉત્સેધ. 4. Height of excellence;superiority:શ્રેષ્ઠતા; સર્વોપરીપણું; ચઢીઆતાપણું.5. *pl.* Elevation of spirits; heroics;haughty airs:મિજાજ;આંખ ફેરવીને વાત કરવી તે;તોર;દમામ;રોફ; મીજાજ જવો-ખોવો તે.

**Altogether,** (ઑલ્ટુગેધર્ ) *adv.* 1. Completely;without exception: કેવળ;wholly:બિલકુલ;છેક;જ;બધું;તમામ;સર્વથા;તદન. 2. Conjointly:સાથેસાથે;as,**a**.*they went away:* તેઓ સાથે સાથે ચાલ્યા ગયા.

**Altruism,**(ઍલ્ટ્રુઇઝમ્)*n.* Brotherly kindness;natural and moral regard for others: બંધુત્વ;ભાઈચારો;દિલસોજી;નિસ્વાર્થતા.

**Aludel,**(ઍલ્યુડેલ્ )*n.*A pear-shaped earthen vessel,open at both ends:બેપાસથી ખુલ્લું માટીનું વાસણ.

**Alum,**(ઍલમ્ )*n.* [L. *alumen.*] A mineral salt greatly in use for medicines, etc:ફટકડી;સૌરાષ્ટ્રી;સ્ફા-

ટિકી.*vt.*To steep in a solution of alum:ફટકડીના પાણીમાં ઝબોળવું.

**Aluminous,**(અલ્યુમિનસ્ )*a.*Relating to or containing alum:ફટકડીને લગતું;ફટકડીવાળું;ફટકડીમય.

**Alumnus,**(ઍલમનસ્ )*n.*[L. *alo*, I nourish.](*pl.***alumni**.) A graduate of a college;a pupil:શાગીર્દ;શિષ્ય;વિદ્યાર્થી;નિશાળિયો.

**Alveary,**(ઍલ્વિઍરિ)*n.* [L. *alvus*, belly,bee-hive.] A bee-hive or something resembling it:મધપુડો કે તેના જેવી કોઈ વસ્તુ.

**Alvine,**(ઍલ્વાઇન્ )*a.*[See *supra.*] Pertaining to the belly;or the intestines:પેટ-પેડુને લગતું;આંતરડાં સંબંધિ.

**Always,** ( ઑલ્વેઝ્ )*adv.* At all times;constantly;continually:હમેશાં;સર્વકાળ;નિરંતર;સદા;સતત.

**Am,**(ઍમ્ )The first pers.sing.present tense of the verb *to be*:છું.

**Amain,**(અમેન્ )*adv.* 1.Violently; vigorously: મોટા વેગ-જોરસાથી. 2. At once;in great haste:એકાએક; એકદમ;તાબડતોબ;ઝડપથી.

**Amalgam,**(અમૅલ્ગમ્)*n.*1.[Gr.*malasso*,to soften.]A compound of mercury with another metal : પારા સાથે કોઇપણ ધાતુનો મેળ:કાંસું; મિશ્રધાતુ.2. A compound of different things:મિશ્રણ;મેળવણી; ભેગ. *vt.*& *vi.* To form an amalgam: મેળવણી-ભેગ થવો-કરવી.

**Amalgamate,**(અમૅલ્ગમેટ્ )*vt.* To mix quick-silver with another metal:પારા સાથે બીજી ધાતુ મેળવવી.2. To unite:ભેગું કo;મેળવી દેવું.*vi.* To blend-coalesce:જોડાવું;મિશ્ર-ભેગું થવું.

**Amalgamation,**(અમૅલ્ગમેશન્)*n.* A mixture:મેળવણી;મિશ્રણ;સંમેલન; સંયોજન.

**Amanuensis,**(અમૅન્યુએન્સિસ્ ) *n.* [L.*ab*,& *manus*,hand: *pl.* **amanuenses**. ] One who writes what another dictates;a copyist: કોઈ લખાવે તે લખનાર;નકલ કરનાર;લહિયો;લેખક;લિપિકાર.

**Amaranth,**(ઍમરૅન્થ્ ) *n.* [Gr. *a*, priv.& *maraino*,to fade.]1. A genus of annual plants of many species:ગુલમખમલ;કલગો;માટની ભાજી.2.A color inclining to purple: જાંબુરંગને સહેજ મળતો રંગ. 3. A flower that never fades:અમ્લાનપુષ્પ:ન કરમાતું ફૂલ.

**Amaranthine,**(ઍમરૅન્થિન્ )*a.* Belonging to amaranth;unfading: કલગાને લગતું-નાજેવું ; કરમાઇ ન જાય એવું;ચિમળાઇ ન જનારું.2.Of a purplish color:આછા જાંબુડા રંગનું.

**Amass,**(અમૅસ્ )*vt.* [L. *massa*, a lump.]To accumulate; to heap up:એકઠું-સંગ્રહ કo;ઢગલો કo; સંચય કo;ધનનો સંચય કo;ખજાનો તર કo.

**Amassment,**(અમૅસ્મેન્ટ્ )*n.*Accumulation:ઢગલો;સંચય;સંગ્રહ.

**Amateur,** (ઍમેટ્યુર્ )*n.* [L. *amo*, I love.] A lover or cultivator of any art or science, not for profession but for taste or attachment:વિદ્યાકળાનો શોખી.

**Amative,** (ઍમેટિવ્ )
**Amatorian,** (ઍમેટોરિઅન્ )
**Amatorious,**(ઍમેટોરિઅસ્ )
**Amatory,** (ઍમેટોરિ) } *a.*
Relating to love;producing love; amorous: પ્રેમ-પ્યાર-પ્રીતિ સંબંધી; પ્રીતિજનક;મોહક;પ્રેમશીલ;શૃંગારી;કામી.

**Amatorial,**(ઍમેટોરિઅલ્ )*a.*1.The same as **amatory**.

**Amaze,** (અમેઝ્ ) *vt.* To confuse with terror, &c.; to perplex; to astonish:ભયથી ગભરાવવું-તાજુબ કo; વિસ્મય-આશ્ચર્યપમાડવું;દંગ-ચકિત કરી નાંખવું. *n.* Wonder; astonishment;confusion: આશ્ચર્ય; વિસ્મય; ગભરાટ.(Chiefly poetic.)

**Amazement,**(અમેઝ્મેન્ટ્ )*n.*Wonder;confusion:વિસ્મય;અચરતી;અચંબો;આશ્ચર્ય. 2. Frenzy; madness (*obs*):ગાંડછા;ઘેલાઇ.

**Amazing,**(અમેઝિન્ગ્ )*pa.*Exciting amazement; very wonderful: તાજુબ કરે એવું;અચરતી ભરેલું;વિસ્મયોત્પાદક;વિચિત્ર;અદ્ભુત આશ્ચર્યકારક.

**Amazon,**(ઍમેઝૉન્ )*n.*[Gr.*a.priv.* & *mazos*,the breast.]A masculine or warlike woman;a virago: બહાદુર-લડવૈયણ સ્ત્રી;વીરાંગના.

**Ambages,** (ઍમ્બેજીઝ્ ) *n. pl.* [L. *Ambi*, about, & *ago*, I drive.] Quibble; circumlocution; indirect mode of speech: આડકતરી રીતે બોલવું તે; ભ્રમમાં-પરોક્ષ બોલવાની રીત.

**Ambassador,** ( ઍમ્બૅસડૉર્ ) *n.* [Fr. *Ambassadeur.*] A representative of a sovereign power at the court of another:રાજ્યદૂત; એલચી;વકીલ.

**Amber,**(ઍમ્બર્ )*n.*A yellow substance like copal, highly electric & of a fragrant odour when pounded or heated:કેરબો;તૃણમણિ. 1.Ambergris:અમ્બર. 2. A clear, light yellow : ખુલ્લો પીળો રંગ. *a.* Made of amber: તૃણમણિનું.2.Resembling amber:તૃણમણિના જેવું.

**Ambergris,**(ઍમ્બરગ્રીસ્ )*n.* A fragrant, solid, ash-coloured opaque substance:અમ્બર.

**Ambidexter,**(ઍમ્બિડેક્સ્ટર્ )*n.*[L. *ambo*,both & *dexter*, the right hand.]1. A Person using both hands with equal force:બંને હાથે સરખી રીતે કામ કરી શકે તેવો; ઉભય હસ્તકુશળ;સવ્યસાચી. 2. One ready to act on either side in party disputes; a double dealer: બંને તરફનાને સમજાવનારો; દ્વિપક્ષપાતી;બે ગોળીનો ચટવો; બે મોંનો ચાકળો. 3. (*Law*)A juror who takes money from both the parties for giving his verdict: પોતાનો મત આપવાને માટે બન્ને પક્ષવાળાઓ પાસેથી પૈસા લેનાર જ્યુરર.

**Ambidextrous,** (ઍમ્બિડેક્સ્ટ્રસ્ ) *a.*1.Using both hands alike:બંને હાથ સરખી રીતે કામમાં વાપરી શકતું. 2.Siding with both parties:બંને બાજુવાળાના પક્ષમાં ભળતો.

**Ambient,**(ઍમ્બિએન્ટ્ )*a.*[L.*ambi*, round,& *eo*,I go.]Circumfused; surrounding:આસપાસનું;ઘેરાએલું; ચોતરફનું;ફરતું;વ્યાપક.

**Ambiguity,**(ઍમ્બિગ્યુઇટિ) *n.* [L. *Ambi*, about & *ago*, I drive.] Doubtfulness of signification: શક ભરેલો અર્થ;દ્વી અર્થ;સંદેહાર્થ.

**Ambiguous,** ( ઍમ્બિગ્યુઅસ્ ) *a.* Uncertain;indistinct;equivocal; dubious;unsettled: શક ભરેલું;અસ્પષ્ટ;દ્વીઅર્થી;સંદિગ્ધ;અવ્યક્ત;શકમંદ.

**Ambit,**(ઍમ્બિટ્ )*n.* [L. *ambio*, I go about.]Compass;circuit: હદ; ઘેરાવો;ઘેર;મંડલ;વર્તુલ.

**Ambition,**(ઍમ્બિશન્ )*n.* [L. *ambio*,I go about.]An eager desire of preferment,honor,superiority or power:માન-મ્હોટાઇ મેળવાની આતુર ઈચ્છા-લોભ-સ્પૃહા-તૃષ્ણા;કીર્તિસ્પૃહા;આકાંક્ષા; ઉચ્ચપદવાંચ્છા.

**Ambitious,** (ઍમ્બિશસ્ ) *a.* Controlled by ambition;aspiring:રા-

ન્ય લોભી:મહત્વાકાંક્ષી;કીર્તિલોભી; માનાભિલાષી. 2. Strongly desirous: અતિ આતુર;અતિ ઉત્કંઠિત.3.Showy; aspiring:ભભકાદાર;પાંડિત્ય દર્શક.

**Amble,** (ઍમ્બલ્ )*vi.*[L.*ambulo*, I walk.]To pace;to go between a walk & trot:રવાલચાલ ચાલવી.*n.*A pace of a horse between a walk & a trot:રવાલ ચાલ.

**Ambler,** ( ઍમ્બ્લર્ ) *n.* A horse which ambles:રવાલની ચાલે ચાલતો ઘોડો.

**Amblotic,** (એમ્બ્લૉટિક્ ) *a.* [ Gr. *Amblotikos*,abortion.]Tending to cause abortion:ગર્ભપાત કરે એવું;ગર્ભપાતક.

**Ambrosia,**(ઍમ્બ્રોઝ્હીઍ)*n.* [L. *a* & *mors*,death.] The imaginary food of the gods:અમૃત;સુધા;પીયુષ.

**Ambrosial,**(ઍમ્બ્રોઝ્હીઍલ્ )*a.*Having the qualities of ambrosia; delicious: અમૃતમય;સ્વાદીષ્ટ; અમૃત તુલ્ય;મધુર.2. Divinely excellent or beautiful:અતિ સુંદર; ખુબ સુરત.

**Ambry,**(ઍમ્બ્રિ)*n.*[Confused with **almonry** q.v.]1.Almonry:સદાવ્રત;દાનશાળા.(Improperly used). 2.A closet for utensils or victuals:વાસણ તથા ખોરાક મુકવાની જગા-હાટિંડી.

**Ambsace,**(ઍમ્બ્સ્ )*n.*[L. *Ambes*, both, & *as*, ace]. Double ace the lowest throw of dice;hence, bad luck, any of no value:પાશામાં 'એન્જ' પડવા તે; પડતી દશા;પડતી; નિર્માલ્ય વસ્તુ.

**Ambulance,** (ઍમ્બ્યુલન્સ્ ) *n.* 1. [L. *Ambulo*, I walk.] A field hospital for the wounded in the battle: ઘાયલ થએલા લડવૈયા માટે લશ્કર સાથે ફરતું દવાખાનું. 2.A cart for conveying the wounded:ઘાયલ થએલા ને લઇ જવાસારૂ ગાડી.

**Ambulant,**(ઍમ્બ્યુલન્ટ્ ) *a.* Wandering;walking:ભટકતું;રખડતું.

**Ambulatory,**(ઍમ્બ્યુલેટોરિ) *a.* 1. Having the power of walking: ચાલવાની શક્તિવાળું;ચાલતુ.2.Moving;not stationary:ભટકતું;ફરતું;એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતું;as,**a.***court*: ફરતી કોરટ.3.(*Law*)Not fixed in its legal character but capable of being altered; alterable: ફરી શકે એવું;ફરી ફેરવી શકાય તેવું. *n.* A place to walk in:ચાલી;પરસાળ.

**Ambuscade,** (ઍમ્બસ્કેડ્ )
**Ambush,** (ઍમ્બુશ્ ) } *n.*
[Fr. *bosed*, a wood.] 1.The act of attacking an enemy unexpectedly from a concealed station:સંતાઈ રહેલા સ્થળેથી દુશ્મન ઉપર એકદમ તૂટી પડવું તે.છાપો મારવો તે; છાપો.A concealed station where troops lie in wait to attack by surprise;દુશ્મન ઉપર એકાએક ધસારો કરવા માટે લશ્કરને સંતાવાની જગા.2. Troops lying in wait for the purpose: એકદમ ધસારો કરવા માટે સંતાઈ રહેલું સૈન્ય-છુપું લશ્કર. *vt.*To lie in wait for:ભરાઇ સંતાઇ બેસવું;છાપો મારવા માટે સંતાઈ રહેવું.

**Ameliorate,** ( ઍમીલ્યૅરેટ્ ) *vt.* [L. *ad* & *melior*, better.] To make better;to improve:સુધારવું; સારૂ ક૦;શ્રેય ક૦;સમુન્નતિ ક૦;as,*to* **a.** *the condition of the poor*:ગરીબ ગુરબાઓને ચઢતી દશામાં-ઉન્નત સ્થિતિમાં લાવવાં.To grow better:સારૂ થવું.

**Amelioration,** (ઍમીલ્યૅરેશન ) *n.* Improvement: સુધરવું-સુધારવું તે;સુધારો;વર્ધન;સમુન્નતિ;શ્રેય.

**Amen,**(ઍમેન )*interj.*Be it so:તથાસ્તુ; ભવતુ; આમીન. *n.* A. title of Christ:ક્રાઈસ્ટનું નામ; *adv.* Truly; verily:ખચીત;ખરેખર; બેશક;સાચે;યથાર્થ રીતે. *To say* **a.**, *to*,to approve of:પસંદ કરવું;કબુલ રાખવું;શુકર કરવી.*vt.*To say amens:માન્ય કરવું; કબુલ રાખવું;પસંદ કરવું.

**Amenable,**(ઍમીનૅબલ્ )*a.*[*Fr.mener*, to lead.] Responsible; accountable:જોખમદાર; જવાબદાર. 2. Submissive:આધીન;આજ્ઞાધીન;વશ.

**Amend,**(ઍમેન્ડ્ )*vt.*[L.*e*&*menda*, a fault.]To reform;to improve: સુધારવું; દુરસ્ત ક૦; દોષ કાઢી નાંખવો; શોધવું;શુદ્ધ ક૦;દૂષણ કાઢી નાંખી ભૂષણ આપવું.*vi.*To grow better:સુધરવું.

**Amendment,**(ઍમેન્ડમેન્ટ્ )*n.*Correction;reformation:સુધારો;ફેરફાર;સંશોધન; દોષશોધન; ત્યાગ. 2. In public bodies; Any alteration made or proposed to be made in a bill or motion by adding, changing,substituting,or omitting:જાહેર સભામાં કોઇ પણ ખરડામાં કે દરખાસ્તમાં કરેલો કે કરવા ધારેલો સુધારો-ફેરફાર;અમેન્ડમેન્ટ.

**Amends,**(ઍમેન્ડ્ઝ્ )*n. sing.*& *pl.* Compensation;recompense:બદલો;અવેજ;પ્રતિઉપકાર;સાટું.*To make* **a.** *for*:બદલો વાળવો;ભરી આપવું.

**Amenity,**(ઍમેનિટિ)*n.*[L.*amœnus*, pleasant.] Pleasantness; agreeableness;civility;suavity; gentleness:સુજનતા;સુશિલપણું;ભલમનસાઇ;નરમાશ;રમણીયતા;શોભા; રમ્યતા;મનોજ્ઞતા;અનુકુળતા;સૌંદર્ય.

**Amenorrhoea,** ( ઍમેનોરીઍ ) *n.* [Gr. *menos*, month, & *rheo*, I flow.] (*Med.*)Retention or suppression of the menstrual discharge:રજસ્વળા-દરતાન-નું બંધ પડવું તે-નો ખુલાસો ન હોવો તે.

**Amentia,**(ઍમેન્શિઍ)*n.*[L. *mens*, mind.] ( *Med.* ) Imbecility of mind; idiocy;total want of understanding:ગાંડપણ;ડાગળી ચળવી તે;મગજની નબળાઇ.

**Amerce,**(ઍમર્સ્ )*vt.*[Fr.*a*&*merci*, mercy.]To punish by pecuniary penalty:દંડ લેવો-ક૦;દંડવું.2.To punish, in general; to mulct: શિક્ષા-સજા કરવી.

**Amercement,**(ઍમર્સ્મેન્ટ્ )*n.*The infliction of penalty at the discretion of the court:કાયદામાં ઠરાવેલો નહિ પણ કોર્ટની મુનસફીથી થયેલો દંડ.

**Amethyst,**(ઍમીથિસ્ટ્ ) *n.* A precious stone of a bluish violet color;a jewel:અસ્માની રંગનું ઝવાહેર;યાકુત.

**Amiability,**(ઍમિઍબિલિટિ)
**Amiableness,**(ઍમિઍબલ્નેસ્ ) } *n.* Sweetness of disposition; loveliness:પ્રીતિપાત્રતા;ભલાઇ;સૌજન્ય;સદ્ભાવ;શુશીલતા;મળતાવડાપણું.

**Amiable,**(ઍમિઍબલ્ )*a.*[L. *amo*, I love.]Worthy of love;charming;delightful;sweet tempered; kind hearted:પ્રિયકારી; પ્રીતિપાત્ર; ભલું;મળતાવડું;શુશીલ; સુજન;રમણીય.

**Amicable,**(ઍમિકૅબલ્ )*a.*[L. *amicus*, a friend.]Kind;friendly:મળતું આવતું;મિલનસાર;માયાળુ; સ્નેહશીલ;મિત્રાચારી ભરેલું;**a.***settlement*: સમજુતીથી થયેલું સમાધાન;ઘરમેળે કરેલો તોડ-નિકાલ;**a.***action*,an action commenced according to the mutual understanding for obtaining a decision:ચુકાદો કરાવવા એક બીજાની સમ્મતિથી માંડેલો દાવો.

**Amicably,**(ઍમિકૅબ્લિ) *adv.* In a friendly manner:ઘરમેળે;શાંતરીતે.

A man is influenced by the compannу he keeps.:

સમજુતીથી;સમાધાનીથી;મિત્રભાવથી.

**Amid,** (ઍમિડ્) } *prep.*In the
**Amidst,**(ઍમિડસ્ટ્) } middle of; among,surrounded by:વચ્ચે;મધ્યે; અંતરે;અંદર;માં;sometimes it may be rendered by:છતાં; as,*he persevered* **a.** *many difficulties*:ઘણી મુશીબતો છતાં તે ખંતથી મંડ્યો રહ્યો.

**Amiss,**(ઍમિસ્)*a.*Wrong; improper: ખોટું; અનુચિત;અયોગ્ય; as, *it may not be* **a.** *to ask advice*: સલાહ લેવી એ ખોટું નથી-એ અનુચિત નહિ ગણાય;પૂછવામાં શું જાય છે.*adv.* Improperly;wrongly;ill:અયોગ્ય-ખોટી રીતે.*To take* (a thing) **a.**, to impute a wrong motive to; to take offence at:ખોટું લાગવું;માઠું લાગવું;ઉલટો અર્થ લેવો.

**Amity,**(ઍમિટિ)*n.*[L.*amo*,I love.] Harmony;friendship;good-will; peace:મિત્રાઇ;સ્નેહભાવ;દોસ્તી;સલાહ-સંપ;સંધી.

**Ammonia,** ( ઍમ્મોનિઍ ) *n.* An alkali, which is gaseous in its uncombined state:નવસાર;નવસાગર.

**Ammoniac-cal,**(ઍમ્મોનિઍક્-કૅલ્ ) *a.*Pertaining to ammonia: નવસાર-ખારવાળું.

**Ammunition,**(ઍમ્મ્યુનિશન્ )*n.*[L. *ad*,& *munitio*,defence, fr.*munis*, I fortify.] Military stores: લડાઈનો સામાન;દારૂગોળો;યુદ્ધસામગ્રી.

**Amnesia,**(ઍમનેસિઍ)*n.*(*Med.*)Forgetfulness; lossof memory: ભુલી જવું તે;વિસ્મૃતિનો રોગ;સ્મરણક્ષિણતા.

**Amnesty,**(ઍમ્નેસ્ટિ)*n.*[Gr.*amnestia*, oblivion-*a*, not & *mna* to remember. ] A general pardon of offences committed in time of war;an oblivion:રાજદ્રોહી ગુન્હેગારોને આપેલી સામાન્ય માફી; રાજક્ષમા;ક્ષમાપત્ર;માફીનામું;દોષક્ષમા.

**Among,Amongst,** (ઍમન્ગ્,ઍમન્ગસ્ટ્ )*prep.*Amidst;mixed with; of the number:અંદર;માં;મધ્યે;માંનું.

**Amorosa,**(ઍમૉરૉઝ઼ૅ) *n.* Awanton woman;a courtesan:રાંડ;છટેલ સ્ત્રી; વ્યભિચારિણી.

**Amorous,**(ઍમૉરસ્ )*a.*[L. *amo*, I love.]1.Inclined to love;loving: ઇશકી;કામી;વિષયી;શીલંપટ;રસિક; પ્રેમશીલ;શૃંગારપ્રિય.2.(*of* )Enamoured;fond:માયાળુ;હેતાળ; શોખીન. 3. Relating to or produced by love:ઇશકનું-સંબંધિ;વિલાસી; લલિત; વિષયી;as,**a.** *sport*: વિલાસક્રીડા; **a.** *delights*;વિષયાનંદ;**a.***airs*: ઇશકનાં નખરા-ચાળા-અભિનય.

**Amorphous,**(ઍમૉર્ફસ્ )*a.*[Gr. *a*, priv.& *morphe*, shape.] Of irregular shape:having no determinate form: અનિયમિત આકારનું; ચોકસ આકાર વગરનું. 2. Without texture: છેવટના પડ ઉપર સ્ફટિક-પાસલા વગરનું.3.Anomalous:વિલક્ષણ; ઢંગધડા વગરનું; as, *scientific treatises are not seldom rude and* **a.***in style*:સાક્ષરી નિબંધ(ચર્ચાનિબંધ ) ધાટીના સંબંધમાં ઘણીએ વાર કઢંગા તથા વિલક્ષણ હોય છે.

**Amort,**(ઍમૉર્ટ્ )*a.*[F.*Mort*,death] As if dead; lifeless; spiritless; dejected:નિર્જીવ;અચેત;નિર્પ્રાણ; નિરાશ; દમવગરનું.

**Amount,**(ઍમાઉન્ટ્ )*vi.* [L. *ad* & *mons*,a mountain.]1.To go up: ઉપર જવું;ચઢવું. 2. To rise up to; to come to, in the whole: જુમલે થવું;એકંદર-સામટું-બધું મળીને થવું.3. To rise,reach or extend in effect,substance or influence,to be equivalent:તાત્પર્ય હોવું;સારાંશ-સાર હોવો;સરખું થવું;હોવું; પહોંચવું. As, *your whole speech* **a.** *s to this*: તમે જે સઘળું કહ્યું તેનું-તમારા સઘળા કહેવાનું-તાત્પર્ય આટલું છે.*Your exertions do not* **a.***to even a hundredth part of mine*: તમારી મહેનત મારી મહેનતને ૧૦૦ મે અંશે પણ પહોંચતી નથી.*vt.*To increase: વધારવું.*n.* 1. Sum total: સરવાળો; જુમલો.2.Result:સાર;અર્થ;પરિણામ. 3.Sum:રકમ;સંખ્યા;સમુદાય; આંકડો.

**Amour,**(ઍમૂર્ )*n.*[L.*amor*,love.] A love intrigue; an illicit love affair:ઇશકબાજી;રંડીબાજી;પરસ્ત્રીસંગ.

**Amphibia,** ( ઍમ્ફિબિઍ ) *n. pl.* [Gr. *amphi*, both & *bios*, life] Animals, as a class, capable of living in water & land as serpents,frogs,crocodiles,&c:જળચર-થળચર-ભૂજળવાસી-પ્રાણીઓ ; જેવાં કે સાપ,દેડકાં,મગર,વિગેરે.[**Amphibia.**

**Amphibian,**(ઍમ્ફિબિઍન )*sing.of*

**Amphibious,** (ઍમ્ફિબિઅસ્ ) *a.* Having the power of living on land and in water:ભુજળચર;જળવાયુગ;જળસ્થળચર.2. Adapted for living on land & water:સ્થળ તથા જળમાં-ઉપર રહેવાને યોગ્ય-ગુણુ-ધર્મ-ખાસીયતવાળું;ભૂજળવાસી.3. Partaking of two natures:દ્વિધા ગુણ-ગતિ-ધર્મવાળું.

**Amphibology,**(ઍમ્ફિબૉલૉજિ) *n.* [Gr.*amphibos*,doubtful & *logos*, speech.]A phrase,or discourse, susceptible of two meanings: બે અર્થનું વાક્ય-ભાષણ.2. A phrase or discourse of uncertain meaning:અનિશ્ચિતઅર્થનું વાક્ય-ભાષણ.

**Amphitheatre,**(ઍમ્ફિથીઍટર્ )*n.* [Gr. *amphi*, both & *theatron*, theatre.] An edifice in an oval or circular form, having rows of seats one over another, for public sports:લંબગોળાકાર રંગશાળા; રંગભૂમિ.

**Ample,**(ઍમ્પલ્ )*a.*[L. *am*, round *pleo*, I fill.] 1. Wide; extended; large;spacious:વિશાળ;વિસ્તીર્ણ;મોટું. 2. Copious; abundant; fully sufficient:પુષ્કળ;પેટપુર;જોઈએ તેટલું; ધરાઇને;ઘણું;યથેષ્ટ;પુરતું;બધું;મનમાન્યું. 3.Not brief:ટુંકાણમાં નહીં એવું;સવિસ્તર;સારાંશમાં નહિ લીધેલું તેવું;as,**a.** *narrative*:સવિસ્તર બ્યાન.

**Amplification,**(ઍમ્પ્લિફિકેશન્ )*n.* Enlargement; diffusive description: વિસ્તાર; વૃદ્ધિ; સવિસ્તર વર્ણન.

**Amplifier,**(ઍમ્પ્લિફાઇઅર ) *n.* He that amplifies:વિસ્તાર વૃદ્ધિકરનાર.

**Amplify,**(ઍમ્પ્લિફાઇ) *vt.* [L. *amplus*,large & *facio*,I make.]To enlarge to expand; to make much:લંબાવવું; વિસ્તારવું; વૃદ્ધિ ક૦. 2. To treat copiously: લંબાવીને વિવેચન ક૦.; વિસ્તારપૂર્વક વર્ણન ક૦. *vi.*(1)To grow or become large: મોટું થવું;વધવું.2.To speak largely or copiously; to dilate; to expatiate:વિસ્તારીને કહેવું-બોલવું.

**Amplitude,**(ઍમ્પ્લિટ્યૂડ્ )*n.*1. (*a.*) State of being ample; ampleness:પુષ્કળતા.(*b*)Wideness;extent of surface:વિશાળપણું;વિસ્તાર;ફેલાવો;લંબાઈ પહોળાઇ. 2.(*a*) Extent of capacity:બુદ્ધિની મહત્તા-સામર્થ્ય; ધારણશક્તિ.(*b*) Extent of means or resources:ધનસામર્થ્ય:દ્રવ્યસાધન.

**Amply** (ઍમ્પ્લિ) *adv.* Copiously; largely;liberally:બહોળી રીતે;સારી પેઠે;ઉદારપણે;બહોળે- મોકળે હાથે: વિસ્તારપૂર્વક;સવિસ્તર;યથેષ્ટ;અનહદ.

**Ampulaceous,** (ઍમ્પ્યુલેશસ્ ) *n.* Like an inflated ball; swelling:

ઉપસી આવેલું;ફુક્કાના જેવું.

**Amputate,**(ઍમ્પ્યૂટેટ્ )*vt.*[L.*amb*, about & *puto*,I prune.]To cut off,as a limb:અંગ કાપવું-છેદવું. **2.** To prune:સોરવું;છાટવું.

**Amputation,**(ઍમ્પ્યૂટેશન્ )*n.*The act of cutting off a limb:અંગછેદન;છેદ;કાપ.

**Amuck,**(ઍમક્ )*adv.* In a frenzied and reckless manner:ગાંડા થઇ જઇને;મહોન્મત્તપણે;ફાટેલી આંખોએ; ક્રોધ-આવેશમાં.

**Amulet,**(ઍમ્યૂલેટ્ )*n.*[L.*amolior*, to drive away.]A charm against evils or mischiefs : મંત્રેલુ માદળિયું;તાવિજ;દોરાચિઠી;રક્ષાકરંડ;જંત્ર.

**Amuse,**(ઍમ્યૂઝ્ ) *vt.* [Fr. *a*, to & *muser*,to muse.]1.To occupy in a pleasant manner;to divert: મનરંજન ક૦;ગમતમાં નાંખવું;ગમત-ક્રીડા ક૦;વિલાસવું;રમાડવું.2.To delude;to beguile: રમાડવું;તાળવે ગોળ ચોંટાડવો; છેતરવું.As, *he* **a.***d his followers with idle promises*:જૂઠાં વચનોથી તેણે પોતાના અનુયાયીઓને તાળવે ગોળ ચોંટાડયો-છેતર્યા-રમાડયા. 3. To absorb:(*obs.*) પરાયણ થવું-ક૦; અસ્ત થવું;ગુંથવું;વિચારમાં નિમગ્ન થવું.

**Amusement,**(ઍમ્યૂઝ્મેન્ટ્ ) *n.*Recreation; entertainment;sport; diversion:ગમત;તમાસો;વિનોદ;ક્રીડા; વિલાસ;મઝા.

**Amusing,-sive,**(ઍમ્યૂઝિન્ગ્-સિવ્ ) *pa.* Pleasing; having power to entertain the mind; diverting: રમુજી;મનોરંજક; વિનોદી; વિનોદનશીલ; ગમતી;રમ્ય;હૃદયગમ્ય.

**Amygdaline,**(ઍમિગ્ડૅલાઇન્ )*a.*Pertaining to or made of almond: બદામને લગતુ-નું બનાવેલું.

**Amylaceous,** ( ઍમિઈલેશસ્ ) *a.* Pertaining to or resembling starch:કાંજીને લગતુ-ના જેવું.

**An,**(ઍન્ ) This word is properly an *adj.*but is commonly called an *indefinite article*,and signifies *one* or *any* but somewhat less emphatically:આ શબ્દ વાસ્તવ રીતે વિશેષણ છે પરન્તુ સામાન્ય રીતે ઇંગ્રેજીમાં તેને'ઇન્ડેફિનિટ્ આર્ટિકલ'કહે છે, અને તેનો અર્થ'એક,''એકાદ,' 'કોઇએક,' 'કંઇક' એવો થાય છે,પરન્તુ તે કંઈક ઓછો નિશ્ચયાત્મક છે.**2.**Each;every:દર;પ્રતિ; as,*four miles* **a.***hour*: દર કલાકના ચાર માઇલ પ્રમાણે.*conj.* If(as used by old Eng.authors.):જો;as, *fool, fool,fool! catch me* **a.***thou canst*: મૂર્ખ,મૂર્ખ,મૂર્ખ! જો તારાથી બને તો મને પકડ.**A.***if*,and if;if:અને જો; જો.

**Anacathartic,** ( ઍનૅકથાર્ટિક્ ) *a.* Producing vomiting or expectoration:ઉબકો-ઉલટી લાવે એવું; ગળફો કાઢનારું;કફઘ્ન.

**Anachronism,** (ઍનૅક્રોનિઝમ ) *n.* [Gr.*ana*, up & *chronos*, time.] An error in chronology:બનાવોના વૃત્તાંતમાં-કાળગણનામાં ભૂલ-ચૂક.

**Anæmia,**(ઍનીમિઍ)*n.*[Gr.*an*,priv *haima* blood. ] Deficiency of blood; bloodlessness: લોહી નહિ હોવું તે;રૂધિર ક્ષિણતા.

**Anæsthetic,**(ઍનીસ્થેટિક્ )Capable of rendering insensible: બેભાન-બેસુદ્ધ કરે એવું.

**Anagram,**(ઍનૅગ્રૅમ)[Gr.*ana*,back & *graphein*,to write.]*n.*A transposition of letters of a name,by which a new word is formed:કોઇપણ નામના હરફોને આડા અવળા ગમેતેમ લખવાથી થએલો શબ્દ;as,*Rome* becomes, '*more*' 'લવાર' 'રવાલ'.

**Anal,**(ઍનલ્ )*a.*[L. *anus* the fundament.]Pertaining to,or situated near,the anus: ગાંડ-મળદ્વાર સંબંધી-નજીક.

**Analepsis,** (ઍનૅલેપ્સિસ્ ) }
**Analepsy,** (ઍનૅલેપ્સિ) } *n.*(*a*) Recovery of strength after sickness:મંદવાડ પછી શરીરનું સુધરવું-ઠેકાણે આવવું તે;વાનવળવું તે.(*b*)A species of epileptic attack,originating from gastric disorder:મંદજઠરાગ્નિથી થતો એક જાતનો ફેફરાં-વાયુ-નો હુમલો ઉપાડ.

**Analeptic,** ( ઍનૅલેપ્ટિક્ ) *a.* [ Gr. *analeptikos*, restorative.] Invigorating; giving strength: બળ આપતું;પુષ્ટિકારક;પૌષ્ટિક.*n.*A medicine which gives strength; a restorative:પૌષ્ટિક-ઔષધ-દવા.

**Analogical**(ઍનૅલૉજિકલ્ )*a.*Founded on analogy:ઉપમા-સાદૃશ્યતા પ્રમાણે કરેલું-સ્થાપેલું.**2.** Analogous: સરખુ;તુલ્ય;મળતું.(*obs*).

**Analogous,** (ઍનૅલૉગસ્ )*a.* Bearing some resemblance or proportion;correspondent;similar: સાદૃશ;સમાન;તુલ્ય;સંબંધિ;અનુરૂપ;અનુસંગી;સરખું;મળતું.

**Analogy,**(ઍનૅલૉજિ) *n.* [Gr, *ana*, according to & *logos*,ratio.]Similarity or likeness between things in some circumstances: મુકાબલો;સરખાપણું;સાદૃશ્ય;ઉપમા;સંબંધ.**2.** (*Geom.*) Equality or similarity of ratios: પ્રમાણોની સમાનતા અથવા સરખાપણું.

**Analysis,**(ઍનૅલિસિસ્ )*n.pl.* **analyses.**[*Gr.ana*, again & *lyo*, I loosen. ] **1.** (*a*) A resolution of any thing into its original elements: મૂળતત્વ જુદાં પાડવાં તે;વ્યવચ્છેદ;વિભાગ.(*b*) An examination of the component parts each separately:કોઇ વસ્તુના અંગોનો પૃથક્ પૃથક્ વિચાર-વિવેચન:પદચ્છેદ;વ્યાકરણ.2.(*a.*)A table of the principal heads of a continued discourse:કોઈ ચાલુ વિષયના મુખ્ય ભાગોબાબીઓનું સાંકળિયું-કોષ્ટક.(*b*) A brief illustration of the principles of a science;synopsis: શાસ્ત્રસાર;સાર; સારગ્રંથ.(*c*).(*Chem.*) The separation of a compound by chemical processes into its constituents:પૃથક્કરણ.(*d*)(*Logic*)The tracing of things to their source:મૂલપર્યંત પદાર્થોનું સંશોધન.(*e*)(*Math.*) The resolving of problems by reducing them to equations:સમીકરણથી દાખલો ક૦ તે.*Ultimate* **a.**, a resolution of compound substance into its elements:કોઈ મિશ્ર પદાર્થના મુળતત્વો જુદા પાડવા તે;પૃથક્કરણ.*Qualitative* **a.**,a determination simply of the ingredients present:ફક્ત વર્તમાન રહેલા અવયવભૂત વસ્તુઓનો નિર્ણય-અર્થાત્ કઇ કઈ વસ્તુઓ અંદર છે તેનો નિર્ણય-પૃથક્કરણ;વસ્તુનિર્દેશાત્મક પૃથક્કરણ.*Quantitative* **a**;a determination of the proportion of the ingredients:અવયવભૂત વસ્તુઓના પ્રમાણોનો નિર્ણય-પૃથક્કરણ;અંશપ્રમાણનિર્દેશાત્મક પૃથક્કરણ.

**Analyst,**(ઍનૅલિસ્ટ્ ) *n.* One who analyzes:પૃથક્કરણ કર્તા.

**Analytic,-cal,**(ઍનૅલિટિક્-કલ્ ) *a.* Relating to analysis:મૂળ તત્વશોધન સંબંધી;પૃથક્કરણ સંબંધી.

**Analytics,** (ઍનૅલિટિક્સ્ ) *n.* The science of analysis:મૂળતત્વ શોધનવિદ્યા;પૃથક્કરણવિદ્યા.

**Analyze,**(ઍનૅલાઇઝ્ )*vt.* To separate into component parts; to resolve into its elements:મૂળતત્વ જુદાં પાડવાં;પૃથક્કરણ ક૦.

**Anapest,**(ઍનપેસ્ટ્ ) *n.* [Gr. *ana*, back & *paio*,I strike.] A poetical foot of three syllables, first two short & the last long:બે લઘુ અને એક ગુરૂ એવા અક્ષરના ગણવાળું; સગણવાળું ચરણ.

**Anarch,**(ઍનાર્ક્ ) *n.*[Gr.*an*,& *arche*,rule.]Author of anarchy:અવ્યવસ્થા-બળવો કરનાર;અંધેર ચલાવનાર.

**Anarchic-cal** ( ઍનાર્કિક્-કલ્ ) *a.* Without rule or government: અંધેર: અવ્યવસ્થિત; નિયમનીતિ રહિત.

**Anarchy,**(ઍનાર્કિ)*n.* Want of law or Government; political confusion:અંધેર રાજ્ય:ગેરબંદોબસ્ત:અંધાધુંધી;અરાજકતા;અનીશ્વરતા.2.Confusion; in general;ગોટાળો;ગુંચવણ:ગોંધળ;અવ્યવસ્થા.

**Anathema,**(ઍનથીમે)*n.*[Gr. *ana*, up& *tithemi*,to place.]1.A curse: શાપ;બદદુવા.2.A person cursed by ecclesiastical authority : ધાર્મિક સત્તાવડે શાપ દઇને કાઢી મુકાયલું માણસ

**Anathematize,**(ઍનથામૅટાઇઝ્ )*vt.* To pronounce an anathema:શાપ દેવો;શાપ દેઈને મંડળી બહારક૦.

**Anatomic-cal,**(ઍનૅટોમિક્-કલ્ )*a.* Belonging to anatomy:,કાપકુપની-શરીરછેદન-વિદ્યા સંબંધિ.

**Anatomist,**(ઍનૅટૉમિસ્ટ્ ) *n.* One skilled in anatomy:કાપકુપની વિદ્યામાં પ્રવીણ;અવચ્છેદક;શારીરવૈદ્ય.

**Anatomy,**(ઍનૅટૉમિ)*n.*[Gr.*ana*,up & *temno*,I cut.]1.Dissection:શરીરછેદન;વિચ્છેદન.2. The doctrine of the structure of the body, learned by dissection: શરીરછેદન વિદ્યા;શરીરક શાસ્ત્ર.3. A skeleton: હાડપિંજર.4.(*Fig.*)The act of dividing anything for the purpose of examining its parts:કોઈપણ વસ્તુ-વિષયના ભાગોનો વિચાર કરવા માટે તેમને જુદા પાડવા તે;પૃથક્કરણ; વિવેચન.5.A treatise or book on anatomy:શરીરચ્છેદન વિદ્યા ઉપર લખેલું પુસ્તક.

**Ancestor,**(ઍન્સેસ્ટર્ )*n.* [L. *ante*, before & *cedo*,I go.] 1. A forefather;a progenitor: બાપદાદા;પૂર્વજ;વડુવા;ઘરડા.2.(*Law*)One from whom an inheritance has descended;(correlative of *heir*):જેની પાસેથી વારસો મળે તે.

**Ancestral,**(ઍન્સેસ્ટ્રલ્ )*a.*Pertaining to or descending from ancestors: વડુવાનું-થી આવ્યું આવેલું; વંશપરંપરા ગત-નું વડીલોપાર્જીત.

**Ancestry,**(ઍન્સેસ્ટ્રિ)*n.*1.Lineage; series of ancestors: વંશ;પેઢી; કુળ; ઓલાદ:પિતૃશ્રેણી. 2. Birth: honorable descent:ખાનદાની;કુલીનતા.

**Anchor,**(ઍન્કર્ ) *n.* [L. *ancora*,a bend.] An iron instrument for holding a ship at rest in water બિલાડી;લંગર:નાંગર.2. That which gives safety or security: રક્ષણ-સલામતી આપનાર.3.Any contrivance designed to hold fast:કંઇપણ મજબુત પકડનાર ઓજાર.4.Carved work resembling an anchor:લંગરના આકારનું કોતરણી કામ.*Sheet* **a.**, the largest & strongest anchor: ભારે મજબુત લંગર.(*Hence*,Fig.best hope, last refuge):સબળ;આશા;નિર્ભય આશ્રય.*To back an* **a**:મોટા લંગરની આગળ એક નાનું લંગર નાંખવું.*To cast* **a.**:લંગર નાંખવું;લંગરવું.*To weigh* **a**:લંગર ઉપાડવું.*Foul* **a.**:બીજા લંગરસાથે ગુંચવાય એવું લંગર.*At* **a.**:લંગારેલું.*vt.To* place at anchor:નાગરવું; બંદર ક૦.2. To fasten: મજબુત-દૃઢ ક૦:ઠોકવું.*vi.*1.To come to anchor: લંગરવાર થવું.2.To fix or stop:સ્થિર થવું;અટકવું;ચોંટવું.As,my invention *anchors* on Isabel: મારી શોધ ઇસા બેલ ઉપર આવીને અટકે છે.

**Anchorage,**(ઍન્કરેજ્ )*n.*1.A place for anchoring:લંગારવાની જગા;લંગરવાડો.2.Anchor and all necessary tackle for anchoring:લંગરવા માટે જોઇતો સામાન,લંગર ઇ૦. 3. A duty on ships for anchoring in a harbour:બારામાં લંગર કરવા માટે લેવાતો કર.4.Something on which one may depend for security; ground of trust:આધાર-વિશ્વાસરાખવાની વસ્તુ.5.The act of anchoring, or the condition of lying at anchor:લંગારવાની ક્રિયા;લાંગરેલી સ્થિતિ

**Anchoret-ite,** (ઍન્કૉરેટ્-ઍન્કૉરાઈટ્ )[Gr.*ana*,back & *choreo*,I go.] A hermit;recluse: વનવાસી; યોગી; તપસ્વી;યતિ;સન્યાસી;વાનપ્રસ્થ.

**Ancient,**(ઍન્શેએન્ટ્ ) *a.* [L. *ante*, before.]Old;that existed in former times:પ્રાચીન;પુરાતન; જુનું. 2. Of great age;advanced in years: અસલી;પુરાણું;જુનું. 3. Venerable; stately(*obs.*):ભવ્ય;પૂજ્ય.4.Experienced;versed:કાબેલ;નિપુણ; અનુભવી.**A.***lights*(*Law*),window lights which have been openly enjoyed without molestation for more than 20 years:વીશ વર્ષ ઉપર વીશ કરતાં વધારે વર્ષ સુધી હરકત વગર ખુલ્લી રીત્યે ભોગવેલાં બારીબારણાના અજવાળાં.*n.*(*pl.*)Those who lived in former ages: પુરાતનકાળના માણસો;અસલના લોક; અસલી લોકો. 2. (*a*) An aged man; a batriarch; Hence a governor;a ruler;a person of influence: વૃદ્ધ પુરૂષ; વડીલ પુરૂષ;રાજ્યકર્તા;રાજા;લાગ વગવાળો માણસ.(*b*)Governors;rulers:રાજકર્તાઓ;રાજાઓ; હાકેમો. (*c*)The oldest barrister of Gray's Inn: ગ્રેઇનના ઘરડામાં ઘરડા તથા જુનામાં જુના બારિસ્ટરો.3.A flag;નિશાન;વાવટો;ધ્વજ. 4.The bearer of a flag,now called an *ensign*:ધ્વજ ઝાલનાર; નિશાનવાળો:નિશાનચી.

**Ancillary,**(ઍન્સિલ્લૅરિ)*a.*(L.*ancillaris*, a maid-servant.] Subordinate;auxiliary;હાથની ચેનું:તાબેદાર

**Ancle,**(ઍન્ક્લ્ (*n.* See **ankle**.)

**Ancon-e,**(ઍન્કૉન્-કોન્ ) *n.* Elbow; angle:કોપરીયુ.2.Bracket supporting a cornice;-console:ટેકો; લાકો.

**And,**(ઍન્ડ્ )*conj.* A particle, connecting words or sentences together:અને;તથા;ને;હવે;**a.***then*:પછી; **a.***yet*: તથાપિ; તોપણ; **a.** *soforth*: ઇત્યાદિ; વિગેરે. *There are women* **a.***women*:બૈરાં જુદી જુદી જાતનાં-તરેહવાર-હોયછે:બૈરાં કંઇ એકજાતનાં હોયછે?

**Andante,** (ઍન્ડૅન્ટ્ ) *n.* (*Mus.*) A movement with a moderate pace:વાજીંત્રમાં વગાડવાની ધીમી તાલ.

**Androgynal-ous,**(ઍન્ડ્રૉજિનૅલ્-નસ્ )*a.*1.Having two sexes,male& female:hermaphroditic:ઉભયલિંગક.

**Android,**(ઍન્ડ્રૉઇડ્ )*a.*Resembling a man:મનુષ્યને મળતું-ના જેવું રૂપ.

**Anecdotal-ical,**(ઍનેક્ડૉટૅલ્-ટિકલ્ ) *a.* Pertaining to or abounding with anecdotes:વાર્તા સંબંધી;કહાણીને મળતું;આખ્યાઈક.

**Anecdote,**(ઍનેક્ડૉટ્ )*n.*[Gr.*a*,priv., *ek*,away & *dolos*,given.] A biographical incident;a single passage of private life: કોઈ ખાનગી જીવનચરિત્રની ટુંકી વાત;વાર્તા; કહાણી; કથા;આખ્યાયિકા;ઉપાખ્યાન. 2. Unpublished narratives: અપ્રસિદ્ધ વાર્તા-વર્ણન-ઈતિહાસ-કથા.

કાજીજી કયું દુબલે તો કે સારા ગાંઉકી રીકર.

**Anemology,**(ઍનીમૉલૅાજિ)*n.*[Gr.*Anemos*,wind].The science of the wind:વાયુ વિદ્યા;વાયુ શાસ્ત્ર; વાયુવર્ણન.

**Anemometer,**(ઍનીમૉમીટર્)*n.* A wind gauge:વાયુબળવેગ માપક યંત્ર.

**Anemoscope,**(ઍનીમૉસ્કોપ્)*n.* A wind vane;a weathercock: વાયુ ગતિ દર્શક યંત્ર;ધજા.

**Anent or Anenst,** (ઍનેન્ટ્-નેન્સ્ટ્) *prep.*[A.S. *efen*, even] About; concerning:વિશે;બાબત:સંબંધી:ઉદ્દેશીને.As,*he said nothing* **a**.*this point*:આ સવાલ વિષે તેણે કશું કહ્યું જ નહીં.2.Over against:સામા;સન્મુખ.

**Anet,**(ઍનેટ્)*n.* The herb dill or dillseed:સુવાની ભાજી;સુવા;સવા.

**Anetic,**(ઍનેટિક્)*a.*[Gr. *Anetikos*, relaxing] (*Med.*) Soothing:દરદ નરમ પાડનારૂં- શમાવનાર.

**Aneurism**(ઍન્યુરિઝ્મ)*n.*[*ana*,up& *eurys*,wide]A soft pulsating tumor,caused by the dilatation of the coats of an artery:ધોરી નસના પડદાને નુકશાન થયે બંધાએલી ગાંઠ.

**Anew,**(ઍન્યૂ)*adv.*Afresh;in a new form:ફરીથી;પાછું;નવેસરથી;પુનઃ.

**Anfractuous,** (ઍન્ફ્રૅક્ટ્યુઅસ્)*a.* Full of windings & turnings: વાંકુંચુકું;ચક્રાકાર;સર્પાકાર;મરોડાકાર.

**Anfracture,** (ઍન્ફ્રૅક્ટ્યુર્) *n.* A mazy winding:ભુલભુલામણી

**Angel,**(એન્જેલ્) *n.* [L. *angeles*, a messenger].A messenger:દૂત;જાસુસ; કાસદ. 2. A spiritual being employed by God to communicate his will to man:દેવદૂત; ફિરસ્તો;સ્વર્ગદૂત.3.An evil spirit:ભુત; શેતાન.4.A beautiful person: ખુબસુરત માણસ.5.An ancient gold coin of England worth about 10 shillings: આશરે દશ શિલિંગની કિમતનો ઇંગ્લાંડનો સોનાનો એક અસલી સિક્કો;**a**.*of death*;યમદૂત. *Recording* **a**.:ધર્મરાજાનો અહેવાલ-ચિત્રગુપ્ત.

**Angelic-cal,**(ઍન્જેલિક્-કૅલ્)*a.*Pertaining to,or resembling,angel; heavenly; divine: દેવદૂત સંબંધી-સરખું;દેવતાઈ;સ્વર્ગી.

**Anger,**(ઍન્ગ્ગર્)*n.*[L.*ango*,I trouble.] Resentment; indignation; rage;wrath;vexation:રીસ;કોપ;ક્રોધ;ગુસ્સો;રોષ;રાગ.*vt.* To provoke; to irritate:ગુસ્સે-ક્રોધાયમાન કo;

**Angle,**(ઍન્ગ્ગલ્)*n.* [L. *angulus*, a corner.] The enclosed space near the point where two lines meet;a corner;a nook:કોણ;ખુણો. 2.A fishing tackle; a fishhook: માછલાં પકડવાનો આંકડો; ગલ. 3. A sharp pointed piece(*Rare*):તીણો અણીદાર કકડો.4. *A right* **a**., one formed by a right line falling on another perpendicularly,or an angle of 90°:૯૦°અંશનો ખુણો; કાટખુણો.*An obtuse* **a**.,one greater than a right angle : પોહોળો ખુણો.*An acute* **a**.,one less than a right angle:સાંકડો ખુણો.*A rectilineal or right-lined* **a**., one formed by two right lines:બેસીધી લીટીથી થયેલો ખુણો;સીધી લીટી ખુણો.*Mixed* **a**., one formed by a right line with a curved line: સીધી લીટી અને એક વાંકી લીટી (વક્રરેખા)થી થયેલો ખુણો. *Adjacent or contiguous* **a**.,such as have one leg common to both angles, both together being equal to two right angles : પાસે પાસેના ખુણાઓ. *Oblique* **a**., angles either acute or obtuse in opposition to the right-angles: કાટખુણાઓની સામાના પહોળા અગર સાંકડા ખુણા.*A curvilineal* **a**.,one formed by curved lines:બે વક્રરેખાઓથી થયેલો ખુણો.*A solid* **a**.,the meeting of three or more plane angles at one point: ત્રણ અગર વધુ સમતલ ખુણાઓ એક બિંદુએ મળ્યાથી થયેલો ખુણો. *v.i.* 1. To fish with a hook:આંકડાથી માછલી પકડવી.2.(*for*)To use some bait for; to intrigue;to scheme:લાલચ બતાવી મેળવવાનું કo:યુક્તિરચવી;છળપ્રપંચ દાવપેચ ખેલવા.*v.t.*To try to gain by some artifice:કોઇ પણ યુક્તિથી મેળવવાને ફાંફાં મારવાં.

**Angler,** (ઍન્ગ્ગલર્) *n.* One who fishes with an angle:ગલવતી માછલાં પકડનાર. 2. A kind of large fish,called sea-devil:એક જાતની દરીઆઇ મોટી માછલી.

**Anglican,**(ઍંગ્લિકૅન્)*a.* English: અંગ્રેજી;ઇંગ્લાંડ ને લગતું.*n.*A member of the church of England: ઇંગ્લાંડના દેવળનો એક માણસ.

**Anglicism,** ( ઍંગ્લિસિઝ્મ ) The quality of being English ; An English characteristic, custom, or method: ઈંગ્રેજ હોવાનો-થવાનો ગુણ;ઇંગ્રેજનું લક્ષણ-રીત-રિવાજ અથવા પદ્ધતી.

**Anglicize,**(ઍંગ્લિસાઇઝ્) *v. t.* To make English or to render conformable to the English idiom: અંગ્રેજી કo;અંગ્રેજી રૂઢીને બંધબેસ્તું કo.

**Anglify,**(ઍંગ્લિફાઈ)*vt.*To convert into English:અંગ્રેજી કરી નાંખવું.

**Anglo,**(ઍન્ગ્ગ્લૉ)A prefix meaning the same as English: અંગ્રેજી.

**Angrily,** (ઍન્ગ્ગ્રિલિ) *adv.* Under the influence of anger;furiously:રીસથી; ડોળા કાઢીને; રોષથી; ગુસ્સે થઇને;ક્રોધપુર્વક.

**Angry,**(ઍન્ગ્ગ્રિ)*a.*[See **anger**.]1. Inflamed,as a sore;manifesting inflammation:ગુમડાનજેવું સુઝેલું;લાલચોળ;કાચું.2.Provoked;passionate; irritated:ક્રોધાયમાન;કોપાયમાન;ખફા.3. Showing anger; wearing the marks of anger: ક્રોધી;ક્રોધયુક્ત-સુચક;as,*an* **a**. *countenance*: ક્રોધી-ક્રોધયુક્ત મુખમુદ્રા.4.Red: રાતું; લાલ.5.Stimulated;vigorous:ઉત્તેજિત;સતેજ;જોરાવર;ઉત્કટ.6.Raging; furious:તોફાની;જબરૂ.

**Anguine,**(ઍંગ્વિન્)*a.*[L. *Anguis*, snake.]Pertaining to,or resembling,a snake or serpent: સાપ-સર્પને-લગતું-ના જેવું.

**Anguish,**(ઍન્ગ્ગ્વિશ્)*n.*[L.*Angustia*,distress.] Extreme pain of body or mind;agony;grief; distress;pang: મન અથવા શરીરનું અતિશય દુઃખ;વેદના;પીડા;પરિતાપ;આતંક; **a**. *of mind*:મનસ્તાપ.

**Angular,**(ઍન્ગ્ગ્યૂલર્)*a.*Having an angle or corner;pointed:ખુણાવાળું;ખુણેદાર.2.(*fig.*)Sharp & stiff (in character)ungraceful:(સ્વભાવમાં)કઠોર તથા અતડું; **a**. *motion*, the motion of a body moving circularly about a fixed point: અમુક સ્થિત બિંદુની આસપાસ ગોળ ચક્કરમાં ફરતા કોઇ વસ્તુ(મંડળ)ની ગતિ; **a**.*sections*, that part of mathematics which treats of the division of angles into equal parts: ગણિત શાસ્ત્રના જે બાબમાં ખુણાઓના સરખા વિભાગ કરવાની રીતિ આપેલીછે તે બાબ-ભાગ;**a**.*velocity*, the ratio of angular motion to the time employed in describing it:અમુક સ્થિર ધરીની આસપાસ પરિક્રમણ કરતાપદાર્થના વેગ-ના વખત સાથેનું પ્રમાણ

A rolling stone gathers no moss:

**Angularity,**(ઍન્ગ્યુલૅરિટિ) } n.
**Angulosity,** (ઍન્ગ્યુલૉસિટિ) } n.
The quality of being angular:જે-માં ખુણા હોય તે;ખુણાહોવાનોગુણ-ધર્મ.

**Anhelation,** (ઍન્હીલેશન) n. [Fr. *halare*, to breathe.] Short and rapid breathing; a panting; asthma:હાંફવું તે;હાંફણ;દમ ચઢવો તે.

**Anhelous,**(એન્હીલસ્)a.Short of-breath;panting:હાંફતું.

**Anhydrous,**(ઍન્હાઇડ્રસ્) a. [Gr. *hydor*, water.] Destitute of,or not containing water:પાણી વગર-નું;જેમાં પાણી ન હોય એવું;સુકું;શુષ્ક;કોરૂં.

**Anigh,**(ઍનાઈ)*Prep.& adv.*Nigh: નજીક;પાસે;સમીપ.

**Anight,Anights,**(ઍનાઇટ્) *adv.* In the night time;at night:રાત્રે.

**Anil,**(ઍનિલ્) n. [Fr. *nila*, dark blue.](*Bot.*)A West Indian plant, one of the original sources of Indigo;also,the indigo dye:ગળી-ના રંગનો અસલ છોડ;ગળીનો રંગ.

**Anile,**(ઍનાઈલ્)a. [L. *Anidis*,an old woman.]Old-womanish;imbecile:કમજોર; ઘરડું; અશક્ત; નબળું; મંદબુદ્ધિનું;સાઠીબુદ્ધિનું; ડોશીનું-ના જે-વું:રાંડીરાંડના જેવું.

**Anility,Anileness,**(ઍનિલિટિ,ઍ-નાઇલ્નેસ્)n. The state of being an old woman;dotage:ઘરડી ડોશી-ના જેવી અવસ્થા;સાઠીબુદ્ધિ.

**Animadversion,**(ઍનિમૅડ્વર્શન)n. Criticism;censure;reproof:ઠપકા-નિંદા ભરેલું ભાષણ; ટીકા; નિંદા;ચર્ચા; દોષારોપ. 2. Judicial cognizance of an offence: chastisement; punishment:ઇન્સાફની રીતે ગુન્હાની તપાસ;શિક્ષા;સજા.

**Animadvert,**(ઍનિમૅડ્વર્ટ્)vi. [L. *animus*, the mind & *verto*, I turn.[1.To turn the mind with intent to notice:મન-લક્ષ-ધ્યાન આ-પવું-દેવું-ઘાલવું.2. To comment;to remark; to express censure: (with *on* or *upon*.):ઠપકો દેઈ બો-લવું;ટીકા-ચર્ચા-નિંદા કo;ગુણદોષ બતા-વી કહેવું.3.To inflict punishment: શિક્ષા કo-આપવી.4.To take notice; to observe:ખબર લેવી;ટીકા કરવી.

**Animal,**(ઍનિમૅલ્)n. [L. *anima*, breath.] 1. A living being endowed with sensation and the power of voluntary motion:દેહ-વાળો પ્રાણી;દેહી;પ્રાણી;જીવ. 2. Irrational being,as opposed to rational being,i.e.man:પશુ;જાનવર; હેવાન;મૃગ;તિર્યચ્.a. 1. Relating or belonging to animals: પ્રાણી-જીવ વિષે-સંબંધી.2.Consisting of the flesh of animals:માંસનું-વાળું;as,**a.** *food*:માંસાહાર;માંસ.3.Pertaining to the sentient part of a creature:સચેતન;ઇંદ્રિયજન્ય;**a.***pleasures*: વિષયસુખ;વિષય;**a.***passions*:ષડ્રિપુ-ઈં-દ્રિયો;**a.** *magnetism*: સત્વપ્રાણ-વિ-નીયમ;મેસ્મેરીઝમ;**a.***spirits*:જીવ;ઉત્સા-હ;બળ;શક્તિ;**a.** *kingdom*:પ્રાણિવર્ગ.

**Animalcule,**(ઍનિમૅલ્ક્યૂલ્) n. A little,invisible animal:ઘણુંજ ના-નું પ્રાણી;અલ્પજંતુ;પોરા;ક્ષુદ્રજંતુ.

**Animalism,** (ઍનિમૅલિઝમ) n. Sensuality:પશુવૃત્તિ:વિષયાધીનતા.

**Animality,-ness,**(ઍનિમૅલિટિ-લ્ને-સ્) n. Animal existence or nature:હેવાનપણું;પશુત્વ.

**Animalize,** (ઍનિમૅલાઈઝ્) vt. To give animal life:સજીવન-સચેતન કo; જીવ-પ્રાણીના ગુણ-ધર્મવાળું કo.2. To regard as merely animal: પશુ-વત્-તુલ્યગણવું-કo.

**Animastic,** (ઍનિમૅસ્ટિક્) a. [L. *Anima*,breath.] Pertaining to mind or spirit;spiritual:માનસિક; આત્માનું;આત્મિક.

**Animate,**(ઍનિમૅટ્)vt.[L.*anima*, breath.]1.To make alive;to give natural live powers to,as a lyre: સજીવન-જીવતું કo,(સારંગી વિગેરે)સુ-રમાં વધારે ઉંચું કo-ચઢાવવું. 3. To stimulate;to incite; to enliven: ઉત્તેજન આપવું; ઉત્સાહી બનાવવું; હિ-મ્મત આપવી;ઉશ્કેરવું.a. Alive; possessing animal life:સજીવ;જીવતું.

**Animated,**(અનિમેટેડ)pa. Full of life or spirit;lively;vigorous: સ જીવ;સચેતન;ઉત્સાહી;આશ્વાસિત; પ્રફુલ્લ; ઉલ્લાસિત;મહોલ્લાસિત.

**Animating,**(ઍનિમૅટિન્ગ્)pa.|Encouraging;inspiring:ઉશ્કેરતું;જીવ-નશક્તિ આપતું.

**Animation,**(ઍનિમૅશન)n.1. The act of animating; the state of being animated: સજીવન કo તે;જી વસંચારણ;જીવપ્રદાન.2. Liveliness; vivacity;promptitude; sprightliness; enthusiasm; energy:દમ; જીવ;તેજ;ઉત્સાહ;ઉલ્લાસ;પ્રફુલ્લતા;હોંસ.

**Animosity,**(ઍનિમૉસિટિ)n.Active enmity:શત્રુવટ;વૈરભાવ; અદાવત;દ્વેષ; વિરોધ.2.Mere courage (*obs*):હિ-મ્મત;શૌર્ય;છાતી;બહાદુરી.

**Animus,**(ઍનિમસ્)n. Intention; purpose;temper(*esp*:hostile):હેતુ; કપટ;અંટસ;આંટી;અદાવત;**a.***furandi* (L.) (*Law*), intention of stealing:ચોરી કરવાનો ઈરાદો.

**Anise,** (ઍનિસ્) n. An aromatic plant:અનીસુનો છોડ.Aniseed: અ-નીસુ;અનીસુનાં બી,

**Ankle,**(ઍન્કલ્)n.The joint connecting the foot with the leg: પગની ઘુંટી.

**Anklet,**(ઍન્ગ્લેટ્)n.An ornament for the ankle:કલ્લું; સાંકળું; તોડો; લંગર.

**Annalist,**(ઍનૅલિસ્ટ્)n.A writer of annals:સાલવાર તવારીખ-ઈતિહા-સ લખનાર;ઇતિહાસકાર;ચરિત્રલેખક.

**Annals,**(ઍન્નૅલ્ઝ્)n.pl.[L.*annus*, a year]1.(*a*)A history of events, in the chronological order: સા-લવાર-પ્રતિવાર્ષિક ઇતિહાસ-વૃત્તાંત;સા-લવાર ખબર:વાર્ષિક વૃત્તાન્ત;ચરિત્રાખ્યા-ન.(*b*)Historical records: ઐતિહા-સિક નોંધ;તવારિખ;ઇતિહાસ.2. *Sing.* the record of a single event or item:કોઇ પણ એક બનાવ-હકીક-તની નોંધ.3.A periodic publication,containing records of discoveries,transactions of societies, etc: શોધો કે મંડળીઓનાં કામ-કાજની પ્રસંગોપાત પ્રસિદ્ધિ.

**Anneal,**(અન્નીલ્)vt.[L. *Nigellus*, blackish.]To heat to fluidity & then cool slowly: (ધાતુ-કાચ ઇo) ઉનું કરી પિગાળીને ધીમે ધીમે ઠંડું કo; ટીપાય તેવી રીત્યે તપાવીને ધીમે ધીમે ઠંડુ કo.2.To heat in order to fix colors:રંગ પાકો ચઢાવવાને માટે(કા-ચ,ઈo)તપાવવું-પકવવું.

**Annex,**(ઍન્નેક્સ્)vt.[L. *ad*, to & *necto*, I tie. ] To unite at the end;to subjoin: છેડે જોડવું-લગાડવું; વધારો દાખલ મુકવું;સામેલ કo.As,*he* **a.***d a codicil to a will*:તેણે વસિ-યતનામાની પાછળ પુરવણી મૃત્યુપત્ર સામેલ કીધું.2.To add,as a smaller thing to a greater: મેળવી દે-વું;ખાલસા કo; જોડી દેવું. 3. To connect:લગાડવું; જોડવું; પરિણામ દાખલ મુકવું;છેડે લખવું. *vt.* To be united: જોડાઈ જવું; સંધાવું. *n.* Something joined:જોડાયલો ભાગ;અનુબંધ.

**Annexation,**(ઍન્નેક્સેશન)n.Con-

પાણી વલોવે માંખણ ન નિકળે.

junction;union;addition:જોડી દેવું-ખાલસા ક૦ તે; સંયોગ; સંયોજન. A thing *annexed*:અનુબંધ.

**Annihilable,** (ઍનાઈહિલેબલ્ ) *a.* Capable of being destroyed:નાશ કરવા જોગ;નાશવંત.

**Annihilate,**(ઍનાઇહિલેટ્ ) *vt.* [L. *ad* & *nihil*,nothing.]To reduce to nothing;to destroy: નાશ-ફના ક૦; જડમુળથી ઉખેડી નાંખવું. 2. To make of no effect; to destroy the force of:નકામું કરી નાંખવું; બળ તોડી નાંખવું;as,*to* **a.** *an argument law,rights,etc*:તકરાર,દલીલ, કાયદો, હક વિ૦ નકામો કરી નાંખવો.

**Annihilation,**(ઍનાઇહિલેશન્ ) *n.* The act of reducing to nothing; destruction;ruin:નાશ;ક્ષય; ઉચ્છેદ; વિનાશ;પ્રલય;લય;લોપ;**a.** *of the soul*: નિર્વાણ.

**Anniversary,**(ઍનિવર્સરિ) *a.*[L. *annus*, year & *verto*, I turn.] Yearly; annual: વાર્ષિક; દરેક વરસે આવતું;સાંવત્સરિક;**a.** *days*: શ્રાદ્ધપક્ષ. *n.* A day celebrated as it returns each year:વાર્ષિક દિવસ;વાર્ષિકોત્સવ. **A.** *of birth*:જન્મ દિવસ;વર્ષગાંઠ;જન્મગાંઠ;સાલગિરી;**a.** *of death*: મૃતતિથિ; **a.** *of an incarnation of God* i.e.avatar:વર્ષી; જયંતિ; જેમનૃસિંહજયન્તિ;વામનજયન્તિ.

**Anno Domini,**(ઍનોડૉમિનાઇ)Contracted A.D. *n.* In the year of the Lord:ઈસુખ્રિસ્તને વર્ષે;ઇસવીસન.

**Annona,** (ઍનોને) *n.* [ L. *annus*, year.]1.A year's production:વાર્ષિક ઉપજ-વધારો.2.Yearly provision for subsistence: વાર્ષિક ખોરાકી. 3. A contribution or tax payable in corn:દાણાની સાંથ યા કર.

**Annotate,**(ઍનોટેટ્ )*vi.*[L. *ad* & *nota*, a mark.]To make comments: ટીકા-ભાષ્ય ક૦. *vt.* To explain or criticise by notes:ટીકા લખવી;ટીક કરવું.

**Annotation,**(ઍનોટેશન્ ) *n.* **1.** A note added by way of comment: (generally used in *pl.*)ટીકા;ભાષ્ય; વ્યાખ્યાન;ટિપ્પણી.

**Annotator,**(ઍનોટેટર )*n.* A commentator:ટીકાકાર;ભાષ્યકાર-કરનાર.

**Announce,**(ઍનાઉન્સ્ )*n.*[L.*ad* & *nuncio*,I relate.] To proclaim; to publish;to make known:પ્રસિદ્ધ-જાહેર ક૦;ખબર આપવી;કહેવું.

**Announcement,**(ઍનાઉન્સ્મેન્ટ્ )*n.* Proclamation;publication:જાહેરખબર-નામું પ્રગટ ક૦ તે;ખ્યાપન;નિવેદન;વાર્તા;સમાચાર;સંદેશો.

**Annoy,**(ઍનૉઈ)*vt.*[Fr.*anoi*, vexation. ] To tease; to trouble; to molest:દુઃખ દેવું;સંતાપવું;ઇજાક૦; પીડા ક૦;ત્રાસ આપવો;હેરાન ક૦;પજવવું.

**Annoyance,**(ઍનૉઇઍન્સ)*n.*Vexation;molestation:ત્રાસ;હરકત; કંટાળો;દુઃખ;પીડા;વ્યથા;ક્લેશ; પજવણી. *A source* of **a.**:કંટક.2. That which annoys:પીડા કરનાર;દુઃખ દેનાર.

**Annual,** (ઍન્યૂઅલ્ )*a.* [L. *annus* a year.]Yearly;returning every year:વાર્ષિક;વર્ષે વર્ષે આવતું;સાંવત્સરિક. 2. Lasting a year:એક વર્ષ ચાલે-ટકે તેવું.*n.*1.A literary work published yearly:વર્ષે વર્ષે છપાતું ચોપાનિયું;વાર્ષિક પુસ્તક.2. A plant that lasts a year only:એક વર્ષ જીવે એવો રોપો-છોડવો.

**Annuent,**(ઍન્યુએન્ટ્ )*a.*[L.*ad*, to &*nuo*,I nod.]Nodding:ધુજતું;હાલતું; ફફડતું.

**Annuitant,**(ઍન્યૂઈટન્ટ્ )*n.*One receiving an annuity:વર્ષાશન ખાનાર.

**Annuity,**(ઍન્યૂઇટિ)*n.* A sum of money payable yearly;any early allowance:વર્ષાશન;વાર્ષિક નિમણોક; સાલ;સાલિયું;સાલીઆણું ;વરસોંત;વાર્ષિક વેતન.

**Annul,**(ઍનલ્ )*vt.*[L.*ad*,to & *nullus*,none.]To repeal;to abrogate; to nullify: રદ્દ-બાતલ ક૦; નિર્થક ક૦; કાઢી નાંખવું.2.To obliterate (*obs.*) ભૂંસી-ભૂલવી નાંખવું.

**Annular,** (ઍન્યૂલર ) } *a.* [L.
**Annulary,**(ઍન્યૂલરિ) } *annulus*,a ring.]Having the form of a ring; bending: વીંટીના આકારનું; કંકણાકાર;મંડલાકાર; વલયાકાર. **Annular** *eclipse*, an eclipse of the sun in which the moon conceals the whole of the sun's disk excepting a bright ring around the border:આસપાસ ફરતા ગોળ ભાગ શિવાય ચંદ્રના પ્રતિબિંબથી આખા ઘેરાયલા સૂર્યનું ગ્રહણ; કુંડલાકાર ગ્રહણ.

**Annulet,**(ઍન્યૂલેટ્ )*n.* **1.** A little ring:નાની વીંટી;ગોળ કડી.**2.**A small flat fillet:નાડું;ઝાલર;કોર;ઝુલ.

**Annulment,**(ઍનલ્મેન્ટ્ )*n.*Abolition;revocation:બાતલ-રદ્દક૦તે;લોપ.

**Annumerate,**(ઍન્યૂમરેટ્ )*vt.*[L. *ad*&*numerus*,number.]To add; to unite:ઉમેરો-વધારો ક૦.

**Annunciation,**(ઍનન્સિએશન્ )*n.* Proclamation; announcement: જાહેર ક૦ તે;જાહેરખબર.2.The name of a festival celebrated (March 25th)in memory of the angel's announcement to the Virgin Mary that she should bear the Messiah:ઇસુખ્રિસ્ત તારે પેટે જન્મ ધરશે એવી દેવદુતે મરિયમને જે દિવસે(તા. ૨૫ મી માર્ચ) ખબર કહેલી તેની યાદગિરી દાખલ પળાતા તહેવારનું નામ.

**Anodyne,** (ઍનોડાઇન્ ) *n.* [Gr.*a*, priv. & *odyne*, pain.] A medicine, that allays pain: દુઃખ નરમ પાડનારૂં-કમી કરનારૂં ઔષધ.*a.*Assuaging pain: દુઃખ કમી કરતું;શલઘ્ન.

**Anoint,**(ઍનૉઇન્ટ્ )*vt.*[L.*in* & *ungo*, I smear.]1.(*a*)To rub or smear with oil:તેલ ચોળવું;લેપ ક૦; અભ્યંગ ક૦.(*b*)To pour oil upon;to spread over:ઉપર તેલ રેડવું;પાથરવું-રેડવું.2. To consecrate by the use of oil: તેલ ચોળી અભિષેક ક૦;પ્રતિષ્ટા ક૦.

**Anointed,** (ઍનૉઇન્ટેડ્ ) *pa.* Consecrated with oil: તેલ ચોપડી પવીત્ર કરેલું;અભિષિક્ત;લિપ્ત.

**Anointing,** (ઍનૉઇન્ટિંગ્ ) *pn.* An act of smearing; consecration: વિલેપન;અભિષેક;અભ્યંજન.

**Anomalism,** (ઍનૉમલિઝમ્ ) *n.* A deviation from rule: નિયમ વિરૂદ્ધતા;ગેર કાયદે ક૦ તે.

**Anomalistic-cal, Anomalous,** (ઍનૉમલિસ્ટિક-કલ્,ઍનૉમલસ્ ) *a.* [Gr.*a* priv.& *homos*,the same.] Abnormal;irregular: ગેરશિરસ્તેકાયદે;ગેરવાજબી;નિયમ વિરૂદ્ધ;વિલક્ષણ.

**Anomaly,** ( ઍનૉમલિ) *n.* A departure from rule;irregularity: નિયમવિરૂદ્ધતા; કાયદાથી ઉલટી રીત; અવિધિ;અનિયમ;વિલક્ષણતા.

**Anon,**( ઍનૉન્ ) *adv.* Quickly; at once;soon:ઝટપટ;તરત;જલદી. **2.**At another time;again: બીજે વખતે; ફરીથી.*Ever* & **a.**,frequently:વારેઘડીએ;વારંવાર;વારેવારે.

**Anonymous,**(ઍનૉનિમસ્ )*a.* [Gr. *a*,priv.& *onoma*, name.]Wanting a name;nameless:વગર નામનું;નનામું;નામ-સંજ્ઞાહીન-રહિત. *As,an* **a.** *application*:નનામી અરજી.

**Anopsia-y,** ( ઍનૉપ્સિઅ-પ્સિ ) *n.* [Gr.*an*,priv.&*oxis*,sight.]Want

A rotten sheep infects the whole flock:

of sight:અંધાપો.

**Anorexy,**(ઍનૉરેક્સિ) *n.* [Gr. *an*, priv.& *orelo*,I desire.]Want of appetite:અરુચિ;મંદાગ્નિ.

**Anormal,**(ઍનૉર્મલ્)See **abnormal**.

**Another,** (અનધર્) *a.* [*an* & *other.*]1.Different: અન્ય;જુદું;બીજું.2.One more: બીજું એક; વધારે એક.3.Any other:બીજું કોઇ.*In* **a.** *manner*:બીજી રીત્યે; અન્યથા. *One after* **a.**:એક પછી એક.

**Anserine,**(ઍન્સરાઈન્)*a.*[L.*anser*, a goose.]Relating to a goose or to the skin of a goose:હંસ જાતનું-સંબંધી;હંસની ચામડીને લગતું-સંબંધી.

**Anserous,** ( ઍન્સરસ્ ) *a.* Silly; simple:ભોળું;મુર્ખ;બેઅક્કલનું.

**Answer,**(ઍન્સર્)*vt.* [A. S. *Andswerian*,to answer.]1.To speak or write in return to;to respond to:જવાબ-પ્રત્યુત્તર આપવો;જવાબ વાળવો-દેવો.2.To refute:દાખલા દલીલ સામે રદીઓ આપવો;ખંડન ક૦;તોડવું.3.To act in return to:બદલો-પ્રતિકાર ક૦;સામા ક૦.4.To be or act in compliance with or in fulfilment or satisfaction of:મરજી પ્રમાણે વર્તવું-થવું;તાબે થવું;હાજર થવું;મતલબ પુરી પાડવી.As,the sepoy **a.**,*ed* the bell:સીપાઈ ઘંટ સાંભળી તરત હાજર થયો.5.To atone for;to be punished for:પશ્ચાત્તાપ ક૦;નશિયત મળવી.6. To be opposite to;to face:સામસામા હોવું;સન્મુખ હોવું.As, *windows* **a.***ing each other*:સામસામી બારીઓ. 7.(*a*)To be in proportion or relative to: પ્રમાણમાં બરાબર હોવું. As, *so long a weapon does not* **a.***my height*:આટલું લાંબુ હથિયાર મારા કદના પ્રમાણમાં બરાબર નથી.(*b*) To be in conformity to;to correspond: પ્રમાણે થવું-હોવું. As, the result **a.***ed* his expectation:પરિણામ તેની ધારણા પ્રમાણે ઉતર્યું;તેની ધારણા પ્રમાણે ફળ થયું.(*c*)To suit:અનુકુળ પડવું;લાયક-માફક હોવું;ચાલવું;સરવું. As,*the climate does not* **a.** *me*: હવા મને અનુકુળ નથી-માફક નથી.*This will not* **a.** *the purpose*: એનાથી કામ નહિ ચાલે-સરે. 8. To render accounts to:હીસાબ-જવાબ આપવો; જવાબદાર થવું.As,*I am ready to* **a.***you*: હું તમને હીસાબ આપવાને તૈયાર છું.*vi.*(*to,for*)Same as *vt.n.*1. A reply;a defence:ઉત્તર;જવાબ;પ્રત્યુત્તર.2.Response:પડઘો;પ્રતિધ્વનિ; પ્રતિવચન.3.Solution: હિસાબ;જવાબ.4.Confutation:રદીઓ;ખંડન.5. Something done in return for something else:બદલો;પ્રતિકાર.

**Answerable,** ( ઍન્સરેબલ્ ) *a.* 1. Capable of being answered satisfactorily:સંતોષપૂર્વક જવાબ અપાય એવું.2.Responsible; liable to be called to account:જવાબદાર;જુમ્મેદાર.3.Conformable: મળતું આવતુ. 4.Suitable:યોગ્ય;જેવું;લાયક;બંધબેસતું.5.Equal:સરખું;બરાબર;અનુકુળ.

**Ant,**(ઍન્ટ્)*n.* A pismire; an emmet:કીડી.*Black* **a.**:મંકોડો.*Red* **a.**: ધીમેલ;ઝીમેલ. *White* **a.**:ઉધઈ.

**Antagonism,** ( ઍન્ટૅગોનિઝમ ) *n.* Contrariety of things or principles:opposition of action:વિરુદ્ધતા;વિરોધ;વૈર;દુશ્મનાઇ.

**Antagonist,**(ઍન્ટૅગોનિસ્ટ્)*n.* [Gr. *anti*,against &*agon*,a struggle An opponent;an adversary: વિરોધી; શત્રુ;સામાવાળો; પ્રતિસ્પર્ધી; પ્રતિપક્ષી. *a.* Counteracting: સામે-વિરુદ્ધ થતું;વિરોધી.

**Antagonistic-cal,** (ઍન્ટૅગોનિસ્ટિક-કૅલ્)*a.*Opposing;competing:વિરુદ્ધ;સામુ;ઉલટું;વિરોધી.

**Antagonize,**(ઍન્ટૅગોનાઇઝ્)*vi.*:To contend;to combat:સામે થવું;દુશ્મનાઇ ક૦.

**Antalgic,**(ઍન્ટૅલ્જિક્)*a.*[Gr.*anti*, against & *algos*,pain].Alleviating pain:દરદ નરમ પાડે એવું;સાંત્વક.

**Antaphrodisiac,** (ઍન્ટૅફ્રૅડિસિઍક્)*a.*(*Med.*)Capable of blunting the venereal appetite: કામદાહક.

**Antarctic,**(ઍન્ટાર્કટિક)*a.*Opposite to the northern or arctic pole: દક્ષિણ ધ્રુવ સંબંધી; **a.** *circle*: દક્ષિણ ધ્રુવવૃત્ત.

**Ante,**(ઍન્ટી)*a.*L.*prep.* signifying *before*:અગાઉ બતાવનારો ઉપસર્ગ.

**Antecedence-y,**(ઍન્ટીસીડેન્સ્-ન્સી) *n.*Precedence; act of going before:અગાઉ જવું તે;પૂર્વસિદ્ધિ.

**Antecedent,**(ઍન્ટીસીડેન્ટ્) *a.* [L. *anti*,before & *cedo*, I go.] Previous;foregoing; prior: આગલનું; પૂર્વનું;પૂર્વગામી.*n.*1.That which goes before:આગલી બીના-બાબત.2.(*pl.*) A man's earlier events:પહેલાના પરાક્રમ-નો ઇતિહાસ; પૂર્વ ચરિત. 3. (*Gram.*)A noun to which a relative refers: તત્પદ; પૂર્વ શબ્દ. 4. (*Math.*)The first of the two terms of a ratio:પ્રમાણમાંનું પેહેલું પદ; અગ્રપદ.(*Logic.*)(*a*)The first of the two in an argument of two propositions:પ્રતિજ્ઞાવાક્ય.(*b*)The first & conditional part of a conditional proposition:સંકેતાર્થ વાક્યનો પ્રથમ અને સંકેતદર્શી ભાગ.

**Antecessor,**(ઍન્ટીસેસૅાર્) *n.* Predecessor;ancestor:પૂર્વજ;વડીલ.

**Antechamber,**(ઍન્ટીચેમ્બર્)*n.*An outer apartment: દીવાનખાનાની બહારનો ઓરડો.

**Antedate,**(ઍન્ટીડેટ્)*n.*Prior date: આગલી તારીખ;પૂર્વ મિતિ.*vt.*1.To date before the true time:આવતી તારીખ નાંખવી-માંડવી.2.To anticipate: આગળથી લેવું-ધારવું.

**Antediluvian,** (ઍન્ટીડિલ્યુવિઍન્) *a.*Existing before the flood:જળપ્રલયની પહેલાનું; ઘણું જુનું. *n.* One who lived before the flood: જળપ્રલય પહેલાનું માણસ.

**Antelope,**(ઍન્ટીલોપ્)*n.*A sort of quadruped, intermediate between the deer and goat:હરણ;મૃગ;કાળિયાર;કુરંગ.

**Antemeridian,** (ઍન્ટીમેરિડિઍન્) Contracted.**A.M.** *a.* Being before noon:બપોર-મધ્યાન્હ પહેલાનું.

**Antemetic,**(ઍન્ટીમેટિક્)*a.* Tending to check vomiting: ઉલટી-વમન બંધ કરે એવું;વમન શાપદ.

**Antemundane,** (ઍન્ટીમન્ડેન્) *a.* Being before the creation of the world:પૃથ્વિ ઉત્પન્ન થયા અગાઉનું.

**Antemural,** (ઍન્ટીમ્યુરલ્) *n.* An outwork,consisting of a strong wall for defending the entrance of a castle:કીલાબંધી;કોટ.

**Antenuptial,** ( ઍન્ટીનપ્શલ્ ) *a.* Preceding marriage:લગ્નપહેલાનું.

**Antepast,**(ઍન્ટીપૅસ્ટ્)*n.* [L.*ante*, before & *pastus*, food.] A foretaste:પુર્વભોગ;અગાઉથી ચાખેલું તે.

**Antepenult,**(ઍન્ટીપીનલ્ટ્)*n.* The last syllable except two,as *syl* in *monosyllable*:ઉપાંત્યપદ.

**Antepenultimate,**(ઍન્ટીપીનલ્ટિમેટ્)*a.*Relating to the last syllable but two: ઉપાંત્ય અક્ષરની પૂર્વેનું.*n.*Same as **antepenult**.

**Anteport,**(ઍન્ટીપૉર્ટ્)*n.* An outer gate or port:આગલો દરવાજો.

એક અંગારો સો મણ જાર બાળે.

**Anterior,**(ઍન્ટીરિઅર્) *a.* Antecedent; before in time or place: પૂર્વનું; આગલું;પ્રથમનું.

**Anthelmintic-thic,**(ઍન્થેલ્મિન્ટિક્-થિક્) *a.*[Gr. *Anti*, aganist, & *helmins*, a worm.] Destroying worms in the intestines: આંતરડાંમાંના કરમને મારનાર; કૃમિઘ્ન. *n.* A vermifuge:કૃમિઘ્ન ઔષધ.

**Anthem,** (ઍન્થેમ્) *n.* [Gr. *anti*, against & *phone*,voice.]A sacred song or hymn set to music: ભજન;કીર્તન;સ્તોત્ર;ઇશ્વર સ્તુતિ.

**Anther,**(ઍન્થર્)*n.*[Gr. *antheros*, flowery.] The summit of the stamen in a flower:ફુલના નરતંતુની ટોચ-ટોપી.

**Ant-hill,** (ઍન્ટ્હિલ્) *n.* A hillock formed by ants,for their habitation:કીડીનું દર;રાફડો.

**Anthology,** (ઍન્થૉલૉજિ) *n.* [Fr. *anthos*,flower,& *lego* I gather.] 1.A discourse on flowers: પુષ્પવર્ણન. 2.A collection of flowers: ફુલનો સંગ્રહ; હાર. 3. A collection of beautiful literary passages from different authors:જુદા જુદા ગ્રંથકારોમાંથી સુંદર સાહિત્યના ફકરાનો સંગ્રહ;સાહિત્ય પુષ્પમાળા.

**Anthracite,**(ઍન્થ્રૅસાઇટ્) *n.* [Gr. *anthrax*, a burning coal.] A hard, compact mineral coal:એક જાતનો કઠણ કોયલો.

**Anthropoid,**(ઍન્થ્રૉપૉઇડ્)*a.* Resembling man:માણસના જેવું-સરખું-ને મળતું.

**Anthropology,**(ઍન્થ્રૉપૉલૉજિ) *n.* [Gr. *anthropos*, man & *logos*, discourse.]1.The science of the structure and functions of the human body:મનુષ્યનાં શરીરની રચના અને તેનાં કામ વિષેની વિદ્યા. 2. The science of man:મનુષ્ય વિદ્યા-વર્ણન.

**Anthropometry,**(ઍન્થ્રૉપૉમેટ્રિ)*n.* [Gr.*Anthropos*,a man& *metron*, a measure. ] Measurement of human bodies:માણસનાં શરીરનું માપ લેવાની વિદ્યા;મનુષ્ય શારિર માપકરણ.

**Anthropophagi,** (ઍન્થ્રૉપૉફૅજિ) *pl.n.* [ Gr. *anthropos*, man & *phago* I eat.] Cannibals; man-eaters:મનુષ્યમાંસહારી;રાક્ષસો.

**Anti,**(ઍન્ટિ)*a.*Gr.*prep.*signifying *against*:સામે-ઉલટું-વિરૂદ્ધ-બદલે એવું બતાવનારો એક ઉપસર્ગ.

**Anthroposophy,** (ઍન્થ્રૉપૉસૉફિ) [Gr.& *sophia*, wisdom.] Knowledge of the nature of man:મનુષ્ય સ્વભાવનું જ્ઞાન;hence, human wisdom:તે ઉપરથી,મનુષ્ય જાતનું ડહાપણ.

**Antibilious,** (ઍન્ટિબિલિઅસ્) *a.* Tending to relieve biliousness: પિત્તપ્રકૃતિ મુટાડે એવું;પિત્ત શામક.

**Antic,**(ઍન્ટિક્) *a.* [L. *antiquus*, old.]Odd;fantastic:મશ્કરીવાળું;વિચિત્ર;કઢંગું;અયોગ્ય;અસંગત.*n.*1.The Fool of the old play,a buffoon:મશ્કરો;વૈહાસિક;ભાંડ;ઠઠ્ઠાબાજ.2.A fanciful figure:વિચિત્ર આકાર-પુતળું.

**Antichrist,** (ઍન્ટિક્રાઇસ્ટ્) *n.* The great adversary of Christ:ખ્રીસ્ત વિરોધી.

**Anticipate,** (ઍન્ટિસિપેટ્) *vt.* [L. *ante*,before,& *capio*, I take.]1. To do or take before another; to preclude: બીજાના પહેલાં સાધવું, બોલવું-લઇ લેવું. 2. To foresee; expect: આગળથી અટકળ-ધારણા બાંધવી-અગાઉથી ધારવું-જાણવું-ભોગવવું-માણવું-અનુભવ લેવો. As,*to* **a.** *the pleasures of a visit*: અગાઉથી મુલાકાતનો સુખાનુભવ માણવો-લેવો. 3. To take up beforehand: અગાઉથી લેવું-બોલવું-આગળ ધરવું. As,the advocate has *anticipated* a part of his argument:તેની દલીલનો થોડોક ભાગ વકીલે પહેલાંથી આગળ ધરી દીધો છે.

**Anticipation,** (ઍન્ટિસિપેશન્) *n.* 1.The act of taking up or considering beforehand:પ્રથમથી-અગાડીથી લેવું-વિચારવું-અટકળ ક૦ તે.2. Foretaste;antepast:પૂર્વભોગ; પૂર્વાનુભવ. 3. Hasty notion; preconceived opinion:ઉતાવળો વિચાર;ધારણા;આશા;પૂર્વજ્ઞાન;સ્મૃતિ;અગમબુદ્ધિ.

**Anticlimax,**(ઍન્ટિક્લાઇમેક્સ્)*n.*A sentence in which ideas become less striking at the end : ઓછી અગત્યના વિચાર આવતા જાય એવી મતલબનું વાક્ય.

**Antidotal,**(ઍન્ટિડૉટલ્)*a.*Counteracting poison or preventing any thing mischievous: ઝેર ઉતારનારૂં; અહિતકરને અટકાવનારૂં-નું નિવારક.

**Antidote,**(ઍન્ટિડોટ્)*n.* [Gr. *anti* & *didomi* I give.]A remedy to prevent the effects of poison: વિષઘ્ન;વિષ નાશક ઉપાય; ઝેર ઉતારવાનું ઔષધ-મ્હોરો.2.What-ever tends to prevent mischievous effects: counteraction;a preventive: અહિતકર પરિણામ આવતું અટકે તેવો ઉપાય-ઉતાર;વારણ;પ્રતિકાર;નિવારણ.

**Antifebrile,**(ઍન્ટિફેબ્રિલ્ orઍન્ટિફીબ્રાઇલ્)*a.*Tending to cure fever: તાવ કાઢનારૂં ;જ્વરનાશક.*n.* A medicine to allay fever; a febrifuge:તાવ કાઢનારૂં ઔષધ;જ્વરઘ્ન.

**Antigraph,**(ઍન્ટિગ્રૅફ્)*n.*[Gr.*anti*, & *grapho*, I write.] A copy; a transcript:નકલ;ઉતારો.

**Antihypnotic,** (ઍન્ટિહિપ્નૉટિક્) *a.*& *v.*[Gr.*hypnos*,sleep]. Tending to prevent sleep:ઉંઘ આવવા નદે એવું;નિદ્રાનાશક.

**Antiministerial,** (ઍન્ટિમિનિસ્ટીરિઅલ્)*a.*Opposed to the administration of Government:રાજ્ય-સરકારની વિરૂદ્ધ.

**Antimonial,** (ઍન્ટિમોનિઅલ્) *a.* Composed of or pertaining to antimony: સુરમાનું બનાવેલું; સુરમા વિષે-સંબંધીનું.*n.* A preparation of antimony:સુરમાની બનાવટનું ઔષધ.

**Antimony,**(ઍન્ટિમૉનિ)*n.*A white metal used in medicines:સુરમાની ધાતુ; સુરમો.

**Antinomian,** (ઍન્ટીનૉમિઅન) *a.* [Gr.*Anti*,against,& *nomos*,law]. Against the moral law:મુક્તિ માટે સારા કૃત્યની જરૂર છે એવું માનવાની વિરૂદ્ધ.*n.* One opposing the moral law:મુક્તિ માટે સારા કૃત્યની જરૂર નથી એવું માનનાર પુરૂષ.

**Antinomy,**(ઍન્ટિનૉમિ)*n.*[Gr.*anti*; & *nomos*,a law.]The opposition of one law to another:એક કાયદાથી બીજા કાયદાની વિરૂદ્ધતા.2.A law or other thing opposite or contrary:વિરૂદ્ધનો-સામો કાયદો-ધારો-અગર બીજી કાંઇ વસ્તુ.

**Antipathic-cal**(ઍન્ટિપૅથિક્-કલ્) }
**Antipathous,**(ઍન્ટિપૅથૅસ્) }
*a.* Having a natural dislike or disgust;contrary;opposite:કુદરતી અભાવ-કંટાળાવાળું;વિરૂદ્ધ;ઉલટું;સામું.

**Antipathy,**(ઍન્ટિપૅથિ)*n.*[Gr.*anti* & *pathos*,feeling.]An aversion; opposition;distaste: સ્વભાવિક વેર; જાતી કંટાળો;અભાવ;સહજ વૈર;હાડવેર; દ્વેષ.2.A contrariety in the properties or affections of matter: પદાર્થોના ગુણો અગર ધર્મોમાં વિરોધ-વિરૂદ્ધતા; સામી પ્રીત. *Natural* **a.**: પ્રાકૃતિક વેર;સ્વભાવિક સામીપ્રીત.

A stich in time saves nine.

**Antiperiodic,** (ઍન્ટિપીરીઑડિક્) *n.* A remedy preventing the return of periodic proxysms of disease, as in intermittent fevers: એકાંતરીઆ તાવ વિ૦ રોગનાં વખતો વખત થતાં ચિન્હોને અટકાવનારૂં ઓસડ.

**Antiphony,** (ઍન્ટિફોનિ) *n.* [Gr. *anti & phone*, voice.] An anthem sung alternately by a choir: વારાફરતી ગવાતું ભજન-ગીત; પ્રતિગાન-ધ્વનિ.

**Antiphrasis,** (ઍન્ટિફ્રૅસિસ્) *n.* [Gr. *anti & phrazo*, I speak.] The use of words in a sense opposite to their proper meaning: શબ્દને ઉલટા અર્થમાં વાપરવા તે.

**Antiphysical,** (ઍન્ટિફિઝિકૅલ્) *a.* Relieving flatulence; carminative: વા તોડે એવું; વાતહર.

**Antipodal,** (ઍન્ટિપૉડૅલ્) *a.* Pertaining to antipodes: પૃથ્વિના ગોળાની સામીબાજુએ રેહેનાર લોક સંબંધી.

**Antipodes,** (ઍન્ટિપોડીઝ્) *n. pl.* [Gr. *anti & pone, podos*, a foot.] The people who live & whose feet are, on the opposite side of the globe: પૃથ્વિની સામી બાજુએ રહેનાર કે જેમના પગ એક બીજાની તરફ સન્મુખ છે; પ્રતિલોમ; પરસ્પરાભિમુખ પાદલીક.

**Antipsoric,** (ઍન્ટિપ્સૉરિક્) *a.* Useful in curing the itch: ખસ મટાડવાના કામનું.

**Antipyic,** (ઍન્ટિપાઈક્) *a.* Preventing suppuration: પાક ચડવા ન દે એવું.

**Antipyretic,** (ઍન્ટિપાઈરેટિક્) *a.* [Gr. *pyretos*, fever.] Preventing or allaying fever: તાવને અટકાવે અગર નરમ પાડે એવું. *n.* A febrifuge: જ્વર શામક; જ્વરનાશક.

**Antiquarian,** (ઍન્ટિક્વૅરિઍન્) *a.* Pertaining to antiquity: પ્રાચીનકાળનું; પ્રાચીન; પ્રાક્કાલીન. **2.** Having a very large size: મોટા કદનું. *n.* One versed in antiquities: પુરાતન કાળની બાબતોમાં પ્રવીણ પુરૂષ. **2.** A drawing paper of large size: ચિત્રકામમાં વપરાતો મોટા કદનો કાગળ.

**Antiquary,** (ઍન્ટિક્વૅરિ) *n.* One devoted to the study of ancient things or versed in antiquity: પ્રાચીન બાબતોનો અભ્યાસ કરનાર-માહીતગાર; પ્રાક્કાલીન વિષય પંડિત.

**Antiquate,** (ઍન્ટિક્વેટ્) *vt.* [L. *antiquus*, old.] To make old; to make void or abrogate: જુનું-રદ કરાવું-વપરાય નહિં તેવું-નિરૂપયોગી ક૦.

**Antiquated,** (ઍન્ટિક્વેટેડ્) *p. a.* Ancient; obsolete: જુનું; પ્રાચીન; પુરાતન; રીવાજમાંથી નિકળી ગએલું; બાતલ; રદ; નિરૂપયોગી; અપ્રચલિત.

**Antique,** (ઍન્ટીક્) *a.* Old; ancient: જુનું; પ્રાચીનકાળનું; પુરાતન. **2.** Of old fashion: જુની તરેહ-ઢબઢબ-ચાલનું; અસલ રીતિનું. **3.** Made in imitation of antiquity: પ્રાચીનકાળ-જુના વખતની નકલ કરી કરેલું. **4.** Odd, wild fantastic: વિલક્ષણ; કઢંગું; વિચિત્ર; અોર; અનિયમિત; કલ્પિત; મિથ્યા. *n.* The remains of ancient artists: અસલી કારિગીરિની રહેલી વસ્તુઓ.

**Antiquity,** (ઍન્ટિક્વિટિ) *n.* **1.** Former ages: જુનો જમાનો. **2.** The ancients; the people of ancient times: જુના જમાનાના લોક; અસલના લોક. **3.** Old age: ઘડપણ. **4.** An old gentleman: બુઢ્ઢો સદ્‌ગૃહસ્થ. **5.** (*a*) (*pl.*) The remains of ancient times: પ્રાચીનકાળની વસ્તુઓ. (*b*) Ancient institutions and customs: જુના-અસલી ધારાઓ તથા રીત રિવાજો.

**Antiscriptural,** (ઍન્ટિસ્ક્રિપ્ટ્યુરૅલ્) *a.* Opposed to scripture: શાસ્ત્રવિરૂદ્ધ.

**Antiseptic,** (ઍન્ટિસેપ્ટિક્) *a.* [Gr. *anti & sepo*, I make.] (*Med.*) Counteracting putrifaction: કોહવાણ અટકાવનારૂં. *n.* A substance which resists or corrects putrifaction, as acids: કોહવાટ અટકાવનારો ક્ષાર જેવો પદાર્થ. **2.** (*Med.*) A remedy which counteracts a putrescent tendency in the system as cinchona: શરીરમાં બગાડ થતો અટકાવનારૂં સીન્કોના જેવું ઔષધ.

**Antispasmodic,** (ઍન્ટિસ્પૅઝ્‌મૉડિક્) *a.* (*Med.*) Resisting convulsions: ખેંચતાણ-ગોળો બંધ પાડતું. *n.* A remedy for convulsions: ખેંચતાણ-ગોળો બંધ પાડતું ઓસડ.

**Antithesis,** (ઍન્ટિથેસિસ્) *n.* [Gr. *anti & tithemi*, I place.] An opposition of words or thoughts in the same sentence; contrast: એકજ વાક્યમાં શબ્દ-વાક્ય-અર્થ વિરોધ; અર્થની વિપરીતતા; પ્રતિપક્ષતા. As, the prodigal *robs* his heir: ઉડાઉ પોતાના વારસને લૂટે છે.

**Antithetic-cal,** (ઍન્ટિથેટિક્-કૅલ્) *a.* Pertaining to or containing antithesis: શબ્દ-વાક્ય વિરૂદ્ધતાવાળું-નું.

**Antitype,** (ઍન્ટિટાઈપ્) *n.* [Gr. *anti & typos*, a type.] That of which the type is the pattern: પ્રતિબિંબનું મૂળ; મૂલમૂર્તિ; બિંબ; આદર્શ.

**Antler,** (ઍન્ટલર્) *n.* [L. *anti*, before.] A branch of a stag's horn: સાબરના શિંગડાની શાખા; હરિણશૃંગ; સાબરશિંગુ.

**Anus,** (ઍનસ્) *n.* [L] The opening of the body by which excrement is expelled: ગાંડ; મળદ્વાર; ગુદા; પાયુ; અપદ્વાર.

**Anvil,** (ઍન્વિલ્) *n.* An iron block upon which metals are hammered and shaped: એરણ. *To be on the* **a.**, to be in a state of preparation or formation: તૈયાર થવું; બનવું; થવાની તૈયારીમાં હોવું; થતા જવું. *vt.* To form or shape on an anvil: એરણ ઉપર બનાવવું-ઘડવું.

**Anxiety,** (ઍન્ગ્ઝાઇએટિ) *n.* [L. *ango*, I trouble.] Uneasiness; care; disquiet; eager desire: ચિંતા; ચટપટી; ઇન્તેજારી; કાળજી; આતુરતા; ફિકર; ઉત્કંઠા; વ્યગ્રતા; ઉત્સુકતા; ઉદ્વેગ; આકુલતા; મનસ્તાપ.

**Anxious,** (ઍન્ગ્ક્શસ્) *a.* (with *for* or *about*) Solicitous; restless; disturbed; careful earnestly desirous: ચિંતાતુર; ફિકરમંદ; ઇન્તેજાર; આતુર,-ઉત્કંઠિત; વ્યગ્ર; ઉત્સુક; આકુળ; ઇચ્છાવાળો; ચિંતાપ્રદ; ઉદ્વેગકર.

**Anxiously,** (ઍન્ગ્ક્શસ્લિ) *adv.* In an anxious manner: ચિંતા-કાળજી રાખીને; આતુરતા-ઇન્તેજારી-ઉત્કંઠાથી.

**Anxiousness,** (ઍન્ગ્ક્શસ્નેસ્) See **anxiety**.

**Any,** (ઍનિ) *a.* One; indefinitely; whatsoever; some: કોઇ; કંઇ; હરેક. It is also used as *pron*; as, *any* of you. *adv.* At all; to any extent: કંઇ; કંઈપણ; લગારે: as, *are you* **a.** *better?* તમોને કંઇ આરામ લાગે છે? **A.** *how* & **a.** *wise, adv.*, in any way: ગમે તે પ્રકારે; કોઇ પણ રીત્યે; ગમે તેમ હોય તોપણ. **A.** *where*, in any place: ગમે તે કોઈ ઠેકાણે; ગમે ત્યાં. **A.** *more*: બીજું-વધારે. *At* **a.** rate, anyhow; at all events: ગમે તેમ કરીને; ગોડે તે પ્રમાણે; કોઈ પણ રીતે.

**Anything,** (ઍનિથિંગ્) *n.* Thing of any kind; something or other; aught: કંઇ પણ ચીજ; આપેલી વસ્તુ. **2.** Expressing an indefinite comparison; with *as* or *like*; (*colloq.* or *low.*) as, I fear your girl will grow as proud as **a.**: મને ધારતી છે

બાંધી મુઠી લાખની, ને ઉઘાડી તે રાખની.

**Atom,** (ઍટૉમ્ )*n.* [Gr. *a*, not & *temno*,I cut.]1. An indivisible particle;a molecule:અણુ;પરમાણુ; રજ;કણ;લેશ. 2. Anything extremely small:અતિ સૂક્ષ્મ પદાર્થ;રજ; ધૂળ;અંશ;છાંટો;સ્હેજ;લેશમાત્ર.

**Atomic-cal,**(ઍટૉમિક્-કલ્ )*a.* Pertaining to or consisting of atoms;extremely minute:અણુનું-સંબંધિ ; ઝીણું ; પરમાણુમય ; સૂક્ષ્મ. *Atomic* theory:પરમાણુવાદ.

**Atone,**(ઍટૉન્ )*vi.*[L.*ad* & *unus*, one.]1.To agree;to be in accordance ( *obs.* ): મળતા આવવું; અનુકુળ-એકમત થવું.2.To make reparation or amends for an offence or a crime:નુકશાન ભરી આપવું;બદલો-સાટું વાળવું;અવેજ આપવો.*vt.*1. To reconcile (*obs.*): સલાહ-સમાધાન ક૦.2.To expiate:પ્રાયશ્ચિત-પાપ નિવારણ ક૦.

**Atonement,**(ઍટૉન્મેન્ટ્ )*n.* 1. Expiation;reparation: પ્રાયશ્ચિત;પાપ નિવારણ. 2. Reconciliation: concord:મેળાપ;સમજુતી; સમાધાન;મેળ.

**Atramental-tous,**(ઍટ્રેમેન્ટલ્-ટસ્) *a.*[L.*Atramentum*,ink fr.*ater*, black.]Black like ink: મેશ-સાહી જેવું કાળું;કાળું ભમ્મર જેવું.

**Atrocious,** (ઍટ્રોશસ્ ) *a.* Extremely heinous or cruel; flagitious:અતિદુષ્ટ;મહાઘાતકી;ઘોર;અતિપાપી;પાપિષ્ઠ;ક્રૂર.

**Atrocity,**(ઍટ્રૉસિટિ)*n.* [L.*atrox*, cruel.] Enormous wickedness: ઘોર-દુષ્ટ કર્મ;મહાપાપ;ઘોરતા; બીભત્સતા.2.An extremely cruel deed: ઘોર-નિર્દય કર્મ;મહાપાપ.

**Atrophy,**(ઍટ્રોફિ)*n.* [Gr. *a*, priv. & *trepho*,I nourish.]A wasting away for want of nourishment; emaciation:ખોરાક વગર નિર્બળ થવું તે;કમતાકાતી;શરીરની ક્ષિણતા;દુર્બાંગ.

**Attach,**(ઍટૅચ્ )*vt.*[L.*ad*& *taca*, peg, nail.]1.To bind; to fasten: બાંધવું;જોડવું;સાંધવું;સામેલ ક૦. 2.To take by legal authority:કલમબંધિ-જપ્તિ લાવવી;ટાંચ મારવી;જપ્ત ક૦. 3.(*a*)To take, seize & lay hold on by force:બળાત્કારથી લેવું-પકડવું-ઝાલવું;hence,(*b*)to win the heart of:મન હરી લેવું;તરફ ખેંચવું-દોરવું;પ્રીતિ કરાવવી;સ્નેહ સંબંધ બંધાવવો;વશ ક૦.4. To connect (in a figurative sense);to ascribe; to attribute:માનવું;ધારવું;ગણવું;લેખવું; as,I *a.great importance to public censure:* હું લોકોપવાદને ઘણો બળવાન-અગત્યનો ધારૂં-માનું.5.To connect; to appoint; to assign by authority: નીમવું;-ના ઉપર મુકવું; જોડવું.as,an officer is *attached* to an army:લશ્કર સાથે-ઉપર અમલદાર મુકયો-નીમ્યો છે.*vi.* 1. To adhere: -માં હોવું;વળગેલું-લાગેલું હોવું. 2.To vest; to come into legal operation in connexion with any thing:માલકી તથા કબજાનો હક સોંપવો;હવાલે કરી દેવું;સોંપી દેવું.

**Attachable,**(ઍટૅચૅબલ્ )*a.* Capable of being attached:જોડાય-વશ-જપ્ત કરી શકાય-એવું.

**Attache,**(ઍટૅશૅ)*n.*One attached to the suite of an embassador: રાજાના એલચીનો કોઈ એક ચાકર-ખીજમતદાર.

**Attachment,** (ઍટૅચ્મેન્ટ્) *n.* 1. Adherence: fidelity; affection: વળગણ;પ્રીતિ;સ્નેહ; અનુરાગ;આસક્તિ; ભક્તિ;સંબંધ;ભાવ.2.A seizure:ટાંચ; જપ્તિ; કલમબંધી. **A.** *before judgment:*કાચી કલમબંધી-ટાંચ.**A.***after judgment:*પાકી ટાંચ-જપ્તિ.3.Connection:સંબંધ;સાંધો;જોડાયલો-વળગેલો પદાર્થ. 4. Some adjunct attached to an instrument or a machine: કોઇ ઓજાર કે યંત્ર સાથે જોડેલો વધારાનો ભાગ.

**Attack,**(ઍટૅક્ )*vt.* [L. Same, as *attach.*]1.To fall upon as with arms or force;to assault:તુટી પડવું;હુમલો ક૦.2.To fall upon with unfriendly words or writing; to begin a controversy with: વાદવિવાદ ક૦;લડવું;લડત ચલાવવી;સામે લખવું;-ના ઉપર ઉતરી પડવું.3.(*Chem.*)To begin to dissolve by chemical agents:રસાયણી પદાર્થોથી પિગલાવા માંડવું.**A.**d. *by a disease:*વ્યાધિગ્રસ્ત;રોગી. 4. To set to work upon an object of labour or investigation:કામ હાથમાં ધરવું; કરવા મંડી જવું. *n.* An onset; an invasion: ચઢાઇ; હલ્લો; છાપો; હુમલો;ધાડ.(also,nouns derived from the above verbal senses.)

**Attain,**(ઍટેન્ )*vi.*[L.*ad*,to&*tango*,I touch.] 1. To arrive by motion,bodily exertion or efforts;to reach: પહોંચવું; આવી પહોંચવું;સુધી જઈ પહોંચવું. 2. To arrive by an effort of mind;to reach:પ્રાપ્ત થવું; સંપાદન થવું. *Such knowledge is too wonderful for me, I cannot* **a.***to it:*આ જ્ઞાન મારા માટે ઘણું આશ્ચર્યોત્પાતક છે,હું તે પ્રાપ્ત કરી શકતો નથી.*vt.*1.To achieve;to gain: પહોંચવું; મેળવવું; સંપાદન-ક૦; as, *is he wise,who hopes to* **a.***the ends without the means?*સાધન વિના પરિણામે પહોંચવાની આશા રાખનાર શું ડાહ્યો કહેવાય.2.To equal:બરોબર થવું; સરખા ઉતરવું. *Easy to* **a.**: સુલભ.*Difficult to* **a.**:દુર્લભ;દુષ્પ્રાપ્ય. 3.To reach or come to,by progression or motion;to arrive at: આવી પહોંચવું-લાગવું.

**Attainable,**(ઍટેનેબલ્ )*a.*Capable of being attained:પહોંચી-મેળવી શકાય એવું;સાધ્ય;પ્રાપ્ય.

**Attainder,**(ઍટેન્ડર્ )*n.* The extinction of the civil rights and capacities of a person, consequent upon sentence of death or outlawry:દેહાંત દંડની અગર બહારવટીઆની સજા થવાથી કાયદા પ્રમાણે વારસો અગર કોઇ પણ હક રહે નહિં એવી ભ્રષ્ટતા.

**Attainment,**(ઍટેન્મેન્ટ્) *n.* The act of attaining;acquisition: મેળવવું તે;પ્રાપ્તિ;સંપાદન;લાભ.2.( *pl.*) Mental acquirements; knowledge:જ્ઞાન;ભંડોળ; નિપૂણતા; પાંડિત્ય. Acquirements:સંપાદન કરેલા ગુણ;

**Attaint,** (ઍટેન્ટ્) *vt.* [L. *ad* & *tango*,I touch.]1.To stain;to disgrace:બટ્ટો-કલંક-લાંછન-દુષણ લગાડવું; કલંકિત ક૦.2. To corrupt: ભ્રષ્ટ ક૦; બગાડવું. 3. (*Law*). To subject a person to the legal condition formerly resulting from a sentence of death or outlawry,pronounced in respect of treason or felony: મ્હોટા રાજદ્રોહી ગુન્હાને માટે ગુન્હેગાર ઠરવાથી દેહાંત દંડ કે બહારવટીઆપણાની સજાને કોઇ માણસ પાત્ર થવાથી તેને કાયદોલાગુ પાડવો.*n.*Taint; spot:ડાઘ;દોષ;ઠપકો;કલંક;લાંછન;બટ્ટો. 2.(*Law*)A writ which lies after judgment to inquire whether a jury has given false verdict:જ્યૂરીએ ખોટો ચૂકાદો-મત આપ્યો છે કે કેમ તેની તપાસ માટે જજમેંટ (ઠરાવ)પછી નિકળેલ હુકમ-ચિઠ્ઠી. 3. A touch or hit:ટકોરો;સ્પર્શ; જરા અડકવું તે. 4.

A wound or blow on the leg of a horse made by overreaching: ઘોડાના પાછલા પગની ખરી આગલા પગની એડી સાથે અથડાવાથી તેના પગમાં પડતો એક જાતનો ઘા-જખમ.

**Attaintment,** (ઍટ્ટેન્ટ્મેન્ટ્) } *n.*
**Attainture,** (ઍટ્ટેન્ટ્યુર્) } See **Attaint**.

**Attemper,** (ઍટ્ટેમ્પર્) *vt.* [L. *ad* & *tempero*, I soften.] 1. To modify; to reduce: ઘટાડવું;શમાવવું;ઓછું કo; as, *to* **a.** *heat by a cooling mixture*: શિતલતાજનક મિશ્રણથી ઉષ્ણતા ઓછી કo.-ઘટાડવી-શમાવવી. 2. To soften; to soothe; to moderate: નરમ કo;શાંત કo. 3. To mix in just proportion: to regulate: બરોબર પ્રમાણમાં મેળવવું,નિયમમાં આણવું;અનુકૂળ કo. 4. To accommodate; to make suitable: બંધ બેસતું કરવું;રાગમાં લાવવું. ☞ This word is not now much used, *temper* taking its place.

**Attemperate,** (ઍટ્ટેમ્પરેટ્) *a.* 1. Proportioned; suited; adapted: સપ્રમાણ;માફકસર;અનુકૂળ;યોગ્ય.

**Attempt,** (ઍટ્ટેમ્પ્ટ્) *vt.* & *vi.* [L. *ad* & *tempto*, I try.] 1. To try, to endeavor: યત્ન-પ્રયત્ન-પ્રારંભ-કોશીશ કo. 2. To attack: હલ્લો-હુમલો કo. 3. To tempt; to induce (*obs.*): લલચાવવું;દોરવું. 4. To try to win, subdue, or overcome: જીતવા કે વશ કo પ્રયત્ન કo. *n.* Effort; trial: અજમાયશ;તજવીજ;પ્રયત્ન;આરંભ;ઉદ્યોગ;પ્રવૃત્તિ.

**Attend,** (ઍટ્ટેન્ડ્) *vt.* [L. *tendo*, I stretch.] 1. To give heed to; to regard (*obs.*): કાને ધરવું;લક્ષમાં લેવું, સાંભળવું;ગણકારવું. 2. To go or stay with; to wait on; to serve: સાથે જવું-આવવું-રહેવું,હાજર રહેવું.ચાકરી-સેવા કo;ખિજમતમાં રહેવું. 3. To be present with; to accompany: હાજર હોવું;માં રહેવું; સાથે હોવું. 4. To be present at: હાજર થવું;-માં જવું;as, to **a.**, *a church or school*: દેવળમાં કે નિશાળે જવું. 5. To care for; to look after; to watch over: સંભાળ રાખવી; જતન કરવું; રખેવાળી કરવી;-ના ઉપર નજર રાખવી. *vi.* (*to*) 1. To consider; to give heed to (*on, upon*): ધ્યાન આપવું;મન લગાડવું;સાંભળવું; લક્ષ દેવું. 2. To accompany; to wait on: ખિજમત-સેવા-ચાકરીમાં રહેવું. 3. To stay or delay (*obs*): ઢીલ-વાર કo; ઉભા રહેવું;રાહ જોવી. 4. (*with to*) To take charge of; to look after: ધ્યાન રાખવું;જોવું;તપાસ રાખવી.

**Attendance,** (ઍટ્ટેન્ડન્સ્) *n.* 1. The act of attending: service: હાજર રહેવું તે;હાજરી;ચાકરી; સેવા;સન્નિધાન; ઉપચાર;શુશ્રૂષા. 2. Persons attending; train; retinue: હાજર રહેનાર માણસો;હાજરી;મેળાવડો;સ્વારી. 3. Attention; regard: લક્ષ;ધ્યાન;મન;ચિત્ત; as, *give* **a.** *to reading*: વાંચનમાં લક્ષ લગાડ. *To dance* **a.**, (*see* **Dance**.)

**Attendant,** (ઍટ્ટેન્ડન્ટ્) *a.* Being present: જનાર-આવનાર; સહગામી; સહચારી; સાથે રહેનાર. 2. Accompanying, consequent: લગતું;પરિણામી;અનુષંગી;આનુષંગિક. *n.* 1. Companion: servant: સેવક;સાથી;ચાકર; અનુચર;ખિજમતદાર;અનુયાયી;પરિવાર; a group of attendants: અનુયાયી વર્ગ. 2. Concomitant: અનુષંગી; જોડે થનાર વસ્તુ; સહગામી-ચારીપદાર્થ. 3. One who is present: હાજર રહેનાર;આવનાર. 4. (*Law*). One who owes duty or service to: સેવા ચાકરીની ફરજવાળો.

**Attention,** (ઍટ્ટેન્શન્) *n.* 1. Heed; care; application; consideration: લક્ષ;ચિત્ત;મન;અપ્રમાદ;ધ્યાન;પરાયણતા; **a.** *to one subject*: એકાગ્રતા,એકાગ્રચિત્તતા. 2. Act of civility or courtesy: આદરમાન; સત્કાર; આગતાસ્વાગતા. 3. Notice; special consideration: ખબર;જાણ;દરકારી;મુનસફી; વિચાર. *To pay* **a.** to, or *to pay* **a.**s *to*, to be courteous or attentive to; to wait upon as a lover; to court: સભ્યતા બતાવવી; પ્યાર કરવો-બતાવવો.

**Attentive,** (ઍટ્ટેન્ટિવ્) *a.* 1. Mindful; watchful; observant; regarding with care: સાવધ;ધ્યાન રાખતું; ચોકસ;સાવધાન;અપ્રમત્ત;તત્પર; સત્કારયુક્ત; *closely* **a.**: એકાગ્ર;એકતાન;અનન્યવૃત્તિ. 2. Heedful of the comfort of others; courteous: સભ્યતાવાળું; પરોણાગત કરે એવું.

**Attentively,** (ઍટ્ટેન્ટિવ્લિ) *adv.* Carefully; intently: લક્ષપૂર્વક;ધ્યાનચિત્ત રાખીને;સાવધાનતાથી.

**Attenuant,** (ઍટ્ટેન્યુઍન્ટ્) *a.* Making thin; diluting: પાતળું-ઓછું કરતું.

**Attenuate,** (ઍટ્ટેન્યુએટ્) *vt.* [L. *ad* & *tenuo*, I make thin.] 1. To make thin; to render less viscid; to subtilize: ઝીણું-પાતળું-બારીક કo. 2. To lessen the force or value of; to weaken: નરમ કરવું;નબળું કરવું. *vi.* To become thin, slender or fine; to grow less: પાતળું-બારીક-ઝીણું-નાજુક-સુંદર થવું;કૃશ-ક્ષીણ-ઓછું થવું;ઘટવું; **a.** ed: કૃશ;ક્ષીણ.

**Attest,** (ઍટ્ટેસ્ટ્) *vt.* [L. *testis*, a witness.] 1. To certify; to bear witness to: સાક્ષી પુરવી-કo. 2. To give proof of: દાખલો મેળવવો;સિદ્ધ-કo;સાબેતી આપવી;-થી જણાઈ આવવું;પ્રગટ થવું;પ્રમાણ મળવું;બતાવવું. as, *the ruins of Palmyra* **a.** *its ancient magnificence*: પામિરાનાં ખંડેરો તેની પુરાતન જાહોજલાલીની સાબેતી આપે છે. 3. To call to witness: સાક્ષી રાખવું.

**Attestation,** (ઍટ્ટેસ્ટેશન્) *n.* Testimony; evidence: સાક્ષી;પ્રમાણ;સાખ; પ્રત્યક્ષપ્રમાણ.

**Attester** or **Attestor,** (ઍટ્ટેસ્ટર્) *n.* One who attests: સાક્ષી;સાક્ષી આપનાર-કરનાર.

**Attic,** (ઍટ્ટિક્) *n.* The uppermost story of a house: ઘરનું કાતરિયું. 2. An Athenian; an Athenian author: આથેન્સનો રહીશ;આથેનિઅન ગ્રંથકાર. *a.* 1. Pertaining to Athens: આથેન્સશહેરને લગતું. 2. Having the qualities of Athenians; pure; classical; elegant: સફાઇદાર;સુંદર;ઇo. **A.** *salt*, a poignant, delicate wit, peculiar to the Athenians: આથિનિયન લોકની ચટકો લાગે એવી મશ્કરીવાક ચાતુરી; **a.** *style*: શુદ્ધ-શિષ્ટ ભાષા.

**Attire,** (ઍટ્ટાઇર્) *vt.* To dress; to array: વસ્ત્ર-પોશાક પહેરાવવો;શણગાર સજાવવા. *n.* Clothes; ornamental dress: વસ્ત્ર;સુંદર પોશાક;વેશ;પરિધાન; અલંકાર;આભરણ. 2. The antlers of a stag or deer: મૃગનાં શીંગડાં.

**Attitude,** (ઍટ્ટિટ્યુડ્) *n.* [L. *ăpto*, I fit.] 1. Posture of a person: શરીર-અંગ સ્થિતિ:ઢબ; ડોળ; આસન; વૃત્તિ; અવસ્થા;ભાવ. (*b*) Position assumed to serve a purpose: ભાવ;વલણ;વૃત્તિ. As *hostile* **a.**: વૈરભાવ;વિપક્ષવૃત્તિ. 2. Postition of things: દેખાવ;આકાર. 3. (*Paint.* & *sculp.*) The posture in which a figure or statue is placed; the gesture of a figure or statue: ડોળ;ઢબછબ; અભિનય સહિતની સ્થિતિ.

**Attolent,** (ઍટ્ટોલેન્ટ્) *a.* [L. *ad*, *to tollo*, I lift or raise.] Raising; lift-

યથા રાજા, તથા પ્રજા.

ing:ઉપર ઉચકનારૂં-ચઢાવનારૂં.

**Attorney,**(ઍટર્નિ)*n.*[L.*ad* & Fr. *torner*,to turn.]1.One who takes the place or turn of another:મુનીમ;મુખ્ત્યાર;પ્રતિનિધિ.2. One who is legally appointed by another to transact any business for him:આડતીઓ;-તરફનો માણસ;પ્રતિનિધિ.(b)A legal agent qualified to act for suitors and defendants in legal proceedings:મુખત્યાર;વકીલ.**A**. *general*: સરકારી વકીલ. *A power,letter or warrant of* **a**.,a written authority empowering one to act for another:મુખ્ત્યારનામું.

**Attract,**(ઍટ્રૅક્ટ્)*vt.*[L.*ad*&*traho*, I draw.]1.To cause to adhere;to draw to: ખેંચવું;આકર્ષણ ક૦;તાણવું. 2. To allure;to invite: લલચાવવું; મોહ પમાડવું; મન હરવું-આકર્ષવું. (b) To draw by moral influence;to engage or fix:ખેંચવું;-ના ઉપર જવું. As, *to* **a**. *attention*:ધ્યાન ખેંચવું.

**Attractable,**(ઍટ્રૅક્ટૅબલ્)*a.*Subject to an attraction: ખેંચાય એવું;આકર્ષણીય.

**Attraction,** ( ઍટ્રૅક્શન્ ) *n.* 1. The force which draws bodies toward each other:આકર્ષણશક્તિ. 2.Enticement;charm:મોહ; મોહકરૂપ:મનોહર સ્વરૂપ.

☞ *Attraction* is exerted at both *sensible & insensible* distances. **Under attraction at sensible distances there are** -(1.)*Attraction of gravitation*, that which acts at all distances, throughout the universe: ગુરૂત્વાકર્ષણ.(2)*Magnetic, diamagnetic and electrical attraction*, each of these is limited in its sensible range and is polar in its action:ચુંબકાકર્ષણ,પ્રતિચુંબકાકર્ષણ અને વૈદ્યુતાકર્ષણ. **Under attraction at insensible distances there are,**-(1.) *Adhesive attraction*;attraction between surfaces at sensible extent: અવલંબાકર્ષણ. (2) *Cohesive attraction*, attraction between ultimate particles,whether like or unlike and causing simply an union of those particles. **It is to be marked that the power in adhesive attraction is strictly that of cohesion,** but coarse & mechanical in the mode of its application:સ્નિગ્ધાકર્ષણ;સંબંધાકર્ષણ. (3)*Capillary attraction*,attraction causing a liquid to rise in capillary tubes above its level outside: કેશાકર્ષણ. (4) *Chemical attraction or affinity*, attraction between ultimate particles of unlike kinds or polarities: સ્નેહાકર્ષણ;રસાયનપ્રીતિ.

**Attractive,**(ઍટ્રૅક્ટિવ્)*a.*1.Having the power of drawing:આકર્ષક;આકર્ષણશીલ. 2. Engaging;alluring;મનમોહક;મોહક; મનોહર;ચિત્તાકર્ષક;પ્રલોભક. *n.* An attraction; an allurement: મોહિની; મોહની; આકર્ષણ;મોહક વસ્તુ.

**Attractiveness,**(ઍટ્રૅક્ટિવ્નેસ્)*n.* Power of attracting:ખેંચવાની શક્તિ;મનોહરપણું;મનોહરતા; આકર્ષકતા.

**Attractor,**(ઍટ્રૅક્ટર્) *a.* One who attracts:ખેંચનાર;શોભાવનાર;આકર્ષણ કરનાર;મોહન.

**Attrahent,**(ઍટ્રાહેન્ટ્)*a.*See **Attractive**. *n.* That which attracts,as a magnet: લોહચુંબક જેવું ખેંચનાર.

**Attributable,** (ઍટ્રિબ્યૂટેબલ્) *a.* Imputable; ascribable: લગાડવા જોગ;આરોપ્ય;આરોપણ કરવા યોગ્ય.

**Attribute,**(ઍટ્રિબ્યૂટ્)*vt.* [L. *ad* & *tribuo*,I bestow.]To assign; to impute;to consider as belonging:ને લીધેછે એમ માનવું;લગાડવું;કારણ જાણવું;આરોપવું;ઠેરવવું. *n.* (*Gram.*) Property;quality:ધર્મ;ઉપાધિ;ગુણ. Divine *attributes*:અષ્ટસિદ્ધિ.(જેવી કે અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ,પ્રાકામ્ય,ઈશિતા,અને વશિતા.)

**Attribution,** (ઍટ્રિબ્યૂશન્) *n.* 1. Quality ascribed:ગુણ બતાવવો તે. 2.That which is ascribed: લગાડ્યુ હોય તે;આરોપ;આરોપણ.

**Attributive,**(ઍટ્રિબ્યૂટિવ્)*a.* Attributing:ગુણ દર્શક;લગતું;વાચ્ય.*n.*A word expressing quality:વિશેષણ.

**Attrite,**(ઍટ્રાઈટ્) *a.* [L. *tero*, I rub.]Worn by friction:ઘસાઈ ગએલું.2.(*Theo.*) Repentant from fear of punishment:શિક્ષાના ડરથી પશ્ચાતાપ કરે એવું.

**Attrition,**(ઍટ્રિશન્)*n.*[L. *ad* & *tero*,I rub.] Act of wearing; abrasion:ઘસવું તે;ઘસારો; ઘર્ષણ; સંઘર્ષ; ક્ષય.2.Grief for sin arising only from fear of punishment: અનુતાપ;પશ્ચાત્તાપ;અનુશય.

**Attune,**(ઍટ્યૂન્)*vt.*1. To put in tune;to adjust:રાગ-સુર મેળવવો-ઉતારવો.2.To make accordant: મળતું-બંધબેસતું ક૦;અનુકુળ ક૦.

**Auburn,** ( ઑબર્ન્ ) *a.* Reddish brown:રતાસપર ભુરો;રાતુંભુરૂં; ગૌર; પાંડુવર્ણ;ભગવું.

**Auction,**(ઑક્શન્)*n.*[L. *augeo*, I increase.]1.A public sale of property to the highest bidder; a vendue:હરાજી; લિલામ.2. Things sold by,or put up to,auction:હરાજીમાં વેચેલી કે મુકેલી ચીજો.*Dutch* **a**.,the public offer of property at a price beyond its value,then gradually lowering the price till some one accepts it as a purchaser: કોઈ પણ વસ્તુ-મિલકતને તેની મૂળ કિમ્મત કરતાં વધુ કિમતે જાહેર વેચવા કહેવું અને પછી કોઇ ખરીદ કરે ત્યાં સુધી ઉતરતા જવું એવી તરેહની હરાજી.

**Auctioneer,**(ઑક્શનીર્)*n.*A person who sells at auction:હરાજી-લિલામ કરનાર.

**Audacious,** (ઑડેશસ્ ) *a.* [Fr. *audax*,bold.]1. Bold; intrepid; impudent; insolent; presumptuous:બહાદુર; નિર્ભય; છાતીચલો; દુષ્ટ કર્મ કરવામાં ધીટ-બહાદુર;ઉદ્ધત; નિર્લજ્જ;બેઅદબ;સાહસિક;ધૃષ્ટ.3.Committed with daring effrontery or contempt of law: કાયદાને ન ગણકારીને-ઉદ્ધતપણાથી કરેલું.

**Audaciousness,** ( ઑડેશસ્નેસ્ ) *n.*1.Insolence;effrontery: બેઅદબી;ઊદ્ધતાઈ;નિર્લજ્જતા.

**Audacity,** (ઑડેસિટિ)*n.* Daring spirit,resolution or confidence: ઉદ્ધતાઈ; બેઅદબી; ધૃષ્ટતા. 2. Presumptuous impudence;reckless daring:નિર્લજ્જ ઉદ્ધતાઈ;નફટાઇ.

**Audible,**(ઑડિબલ્)*a.* [L. *auris*, ear.]Capable of being heard: સાંભળી શકાય એવું;સ્પષ્ટ; શ્રવણ-કર્ણગોચર:શ્રાવ્ય.

**Audibly,** (ઑડિબ્લિ) *adv.* In an audible manner:સંભળાયએવી રીતે.

**Audience,** (ઑડિએન્સ્) *n.* 1. A hearing:શ્રવણ;સાંભળવું તે. 2. Admittance to a hearing;reception to an interview:સાંભળવા સારૂં મુ-

સાક્ષાત; શ્રવણાર્થદર્શન; દર્શન. 3. An Auditory:સાંભળનારા;શ્રોતાજન;શ્રોતા;પ્રેક્ષકો;Also applied by authors to their readers:વાચકવૃંદ.*In general(or open)*a.publicly:છચોક;પ્રસિદ્ધ રીતે;ઉઘાડે છોગે;ખુલ્લેખુલ્લું.*To give* a.:સાંભળવું;a.*chamber*:દર્શનગૃહ.

**Audit,**(ઑડિટ્) *n.* [L. *audio*, I hear]1.(*a*)Examination in general:તપાસ;તપાસણી;પરીક્ષા. (*b*) Examination of accounts:હિસાબની તપાસણી.2.A final account: તપાસેલો હિસાબ; નક્કી કરેલો હિસાબ.*vt* & *vi*. To examine & adjust an account:હિસાબ તપાસી નક્કી ક૦.

**Auditor,**(ઑડિટર્)*n.*1. A hearer: શ્રોતા;સાંભળનાર; શ્રવણ કરનાર. 2. A person appointed to audit an account:હિસાબ તપાસનાર-લેનાર;ઑડિટર.

**Auditory,**(ઑડિટોરિ)*a.*(*a*)Having the power of hearing:શ્રવણશક્તિવાળું.(*b*)Pertaining to the sense of hearing:શ્રુતિ વિષયક-સંબંધિ;શ્રવણ સંબંધિ.*n.*1. An assembly of hearers;an audience: સાંભળનારી મંડળી;શ્રોતા;શ્રોતૃમંડળ.2. Place for lectures:ભાષણ-વ્યાખ્યાન મંદીર-શાળા.

**Augean,**(ઑજીઅન્)*a.*[*class.Myth.*] Pertaining to Augeus king of Elis, whose stable contained 3000 oxen, and had not been cleaned for 30 years: ઑજીઅસ રાજાનું-ના સંબંધિ એ રાજાના તબેલામાં ૩૦૦૦ બળદો રાખવામાં આવતા હતા અને ૩૦ વર્ષ સુધી સાફ કરવામાં આવેલો નહિ કે જે હરક્યુલીસે પછીથી એકજ દિવસમાં સાફ કરી નાંખ્યો કહેવાય છે. 2.Hence, exceedingly filthy or corrupt:અતિ ગંદું;રૈવડ; કોહી ગયલું. *Augean stable*, (*Fig.*) an accumulation of filth or corruption almost beyond the power of men to remedy: અતિ કચરો કે ગંદકીનો ઢગલો;છેક હાડ ગયલો ગંદવાડ.

**Auger,**(ઑગર્) *n.* A carpenter's instrument for boring large holes:સારડી;શ્રોપણ;ગીરમીટ.

**Aught,**(ઑટ્)*n.* Any thing; any part:કંઈ પણ વસ્તુ. *adv.*At all; in any degree:જરા પણ;બીલકુલ.

**Augment,**(ઑગ્મેન્ટ્)*vt.*[L.*augeo*, I increase.]To increase;to swell: વધારવું;વૃદ્ધિ ક૦.*vi.*To grow larger: વધવું;વૃદ્ધિ થવી.*n.*1.Increase;enlargement:વૃદ્ધિ;વધારો.2.(*Gram.*)A sign of past time:આગમ;આપ્તોક્તિ.

**Augmentation,**(ઑગ્મેન્ટેશન્)*n.* 1.The act of augmenting: વધારવું તે;વર્ધન.2.The state of being augmented:વૃદ્ધિ. 3. The thing added:વધારો;સમુન્નતિ.4.The stage of a disease in which the symptoms go on increasing: રોગની એવી સ્થિતિ કે જેમાં દરદ વધતુંજ જાય.

**Augmentative,**(ઑગ્મેન્ટેટિવ્) *a.* Having the quality of increasing:વધારો કરે એવું.*n.*A derivative word denoting an increase: વૃદ્ધિદર્શક શબ્દ-નામ.

**Augur,**(ઑગર્)*n.*[L.*avis*,a bird.] A soothsayer; a foreteller: શુકન જોઇને ભવિષ્ય કહેનાર;દૈવજ્ઞ;શુકન જોનાર;ભવિષ્ય જોનાર.*vi.* To predict by signs;to prognosticate; to foreshow:અનુમાન-તર્ક ક૦;અટકળ બાંધવી;-થી જણાઇ આવવું;as, *this does not* a.*well for the success of your undertaking*:તમારૂં સાહસ વિજયી નિવડશે એમ આ ઉપરથી બરોબર જણાતું નથી. *vt.* To forebode; to presage:ભવિષ્ય ભાખવું-કહેવું.

**Augural-ial,**(ઑગ્યુરલ્-રિઅલ્) *a.* Pertaining to augury:શુકનસંબંધિ.

**Augury,**(ઑગ્યુરિ)*n.* 1. A prediction:ભવિષ્ય વર્તવું તે.2.Art of fortelling events:ભવિષ્ય કહેવાની વિદ્યા.

**August,** (ઑગસ્ટ્) *a.* Majestic; solemn;grand;awful;પ્રતાપી;પ્રૌઢ; ભપકાદાર; તાપશાળી; મ્હોટું. *n.* The eighth month of the Christian year:અંગ્રેજી વર્ષનો ૮ મો મહિનો.

**Augustan,**(ઑગસ્ટન્)*a.*Pertaining to *Augustus* or to his time:આગસ્તસ પાદશાહ વિષે-ના વખતનું.*The* a.*age* of any national literature is the supposed period of its highest state of purity & refinement:કોઇપણ પ્રજાનું સાક્ષર સાહિત્ય જે સમયમાં ઘણીજ શુદ્ધ તથા સંસ્કૃત સ્થિતિમાં પહોંચે તે સમય ઑગસ્ટન કાળ-સમય કે સદી કહેવાય.

**Aunt,**(આંન્ટ્) *n.* 1. The sister of one's father or mother:ફોઇ;માસી.2.Wife of the brother of one's father or mother:કાકી;મામી. 3.A bad woman or a prostitute(*obs.*) ખરાબ-હલકી-નીચ સ્ત્રી;વેશ્યા;પાતર.

**Aura,**(ઑરે)*n.pl.*auræ.[Gr. *ao*, I blow.] Any subtile, invisible fluid supposed to flow from a body:પદાર્થમાંથી નિકળતી મનાતી તેજ જેવી વસ્તુ;તેજપુંજ;દીપ્તિ;પ્રભા.

**Aural,**(ઑરલ્)*a.*[L.*Aura*,air].Of or pertaining to the air:હવા-વાયુ-સંબંધિ.*a.*[L.*Auris*,the ear.]Of or pertaining to the ear:કર્ણેન્દ્રિ વિષયક;કાનનું-સંબંધ.

**Aurated,**(ઑરેટેડ્) } *a.*[L. *aurum*, *gold*.]
**Aureate,**(ઑરીએટ્) } Gold-colored;gilded;golden: સોના જેવું;સોનેરી;પીળું;ઢોળ ચઢાવેલું.

**Aurelia,**(ઑરીલિઍ)*n.*[L.*aurum*, gold.]The chrysalis of an insect which is gold-colored: કોશવાશી છવરો.

**Aureola-e,**(ઑરીઑલ-ઑલ્) *n.* A circle of rays; halo of light: કીર્ણોનું ચક્ર;કીર્તિનું તાજ;તેજોમંડલ.

**Auricle,**(ઑરિકલ્)*n.*[L.*auris*, an ear.]1.(*a*)The external ear:બહારનો કાન.(*b*)One of the two muscular sacs situated at the base of the heart:હૃદયની નીચેની બે કોથલીમાંની એક. 2. An instrument applied to the ears to give aid in hearing;a kind of ear trumpet:વધારે સારી રીતેસંભળાય એવી તરેહનું કાને રાખવાનું એક જાતનું ભૂગળું.

**Auricula,**(ઑરિક્યુલે)*n.*Species of primrose:એક જાતનું ગુલાબનું ફુલ.2. A genus of the shell of snails: ગોકળગાયના શંખલાની એક જાત.

**Auricular,**(ઑરિક્યુલર્)*a.* 1. Pertaining to the ear:કર્ણસંબંધિ;કાનનું-વિષેનું.2.Told in the ear;secret: કાનમાં કહેલું;છુપું; ગુપ્ત;કર્ણોપદિષ્ટ. 3. Known by the sense of hearing:સાંભળેલું;દીઠેલું નહિ તેવું;કાને પડેલું;as, *an* a.*evidence*: સાંભળેલો પુરાવો.4.Traditional; known by report:કાનોકાન આવેલું-ઉતરેલું;પરંપરાગત;આખ્યાયિક. 5. Pertaining to the auricles of the heart:હૃદયની કોથળીઓને લગતું-વિષેનું.

**Auriferous,**(ઑરિફરસ્)*a.*[L. *aurum*,gold & *fero*,I bear.] Producing gold;gold bearing: સોનું પેદા કરતું-નિપજાવતું.

**Auriform,**(ઑરિફૉર્મ્)*a.*Earshaped:કાનના આકારનું;કર્ણાકાર.

**Aurora,**(ઑરોરે)*n.*(L.) The dawn of the day:પ્રાત:કાળ;અરૂણ.A.*borealis*:northern lights:ઉત્તરગોળાર્ધમાં થતો પ્રકાશ-નો અરૂણોદય.A.*australis*:southern daybreak:દક્ષિ-

ટાઢો દીકરો દેશાવર ભોગવે, ડાહી વહુ ચુલામાં પેસે.

ણુ ગોળાર્ધમાં થતો પ્રકાશ-અરૂણોદય.2. The rise;dawn or beginning:પ્રારંભ;પ્રાત:કાળ;ઉદય.

**Auscultation,**(ઑસ્કલ્ટેશન્ )*n.*[L. *auris*,ear & *colo*,I use.] A method of discovering diseases by applying the ear to a tube in contact with the chest: છાતી ઉપર ભુંગળી મુકી તેને કાન લગાડી રોગ પારખવાની રીત.

**Auspice,**(ઑસ્પિસ્ )*n.* [L. *avis*, a bird & *specio*, I look.] 1. The omens drawn from birds;augury:પક્ષિની ગતિપરથી લીધેલા શુકન;નિમિત્ત;પૂર્વલક્ષણ; *of good & evil* **a.**: માંગલિક અમાંગલિક.2.(*pl.*)Favour; protection;patronage:કૃપાદૃષ્ટિ;આશ્રય;નેકનજર;હિમાયત;અનુગ્રહ;પ્રસાદ.

**Auspicious,** (ઑસ્પિશસ્ ) *a.* 1. Having good omens:શુભ; મંગળ; સુલક્ષણ સંપન્ન; ભદ્ર; માંગલિક. 2. Prosperous; fortunate; favourable; propitious: આબાદ; શ્રેયસ્કર; શુભાવહ;યશસ્વી;યશસ્કર;અનુકુળ;દયાળુ;કૃપાળુ;પ્રસન્ન;કલ્યાણકારી.

**Auspiciously,**( ઑસ્પિશસ્લિ)*adv.* Happily; favourably: સુખારક-શુભ રીતે;શુકનપૂર્વક;અનુકૂળતાથી;શુભલક્ષણે.

**Austere,**(ઑસ્ટીર્ )*a.*[Gr.*austeros*, harsh.]1. Sour and astringent; rough to the taste:ખાટું;તુરૂં; રૂક્ષ. 2.Severe:rigorous:કઠોર;આકરૂં;સખ્ત;કરડું;તીવ્ર;ઉગ્ર;નિર્દય;કઠણ.3. Unadorned;severely simple:વગર શણગારનું-ભપકાનું;તદ્દન સાદું;સાદુંમાદું.

**Austereness,**(ઑસ્ટીર્નેસ્ )*n.*Harshness in taste:તુરાશ; ખટાશ; રૂક્ષતા. 2.Austerity,(which see.)

**Austerity,**(ઑસ્ટેરિટિ)*n.*Severity of manners or life;harsh discipline:આકરાપણું;કઠોરતા;વૈરાગ્ય;ઉગ્રતા;તપશ્ચર્યા.*Emaciated by* **a.**es:કૃશ:તપ.*Power acquired through* **a.**: તપોબળ;સામર્થ્ય;તપ.*Practice of* **a.**: યોગાભ્યાસ;તપ;સમાધિ.2.Plainness; freedom from adornment:સાદાઇ.

**Austral,**(ઑસ્ટ્રલ્ )*a.*[L.*australis*, the south.]Southern:દક્ષિણ તરફનું. **A.***sign*,the last six signs of the zodiac:રાશિચક્રની છેલ્લી છ રાશિઓ,એટલે તુલા,વૃશ્ચિક,ધન,મકર, કુંભ ને મીન.

**Authentic-cal,** (ઑથેન્ટિક્-કલ્ )*a.* [Gr.*authenticos*, one who does anything with his own hand.] Genuine;true;trustworthy: ખરૂં; અસલ;ખાતરીનું;સત્ય;સપ્રમાણ;અકૃત્રિમ;અકલ્પિત. 2. True; trustworthy; credible : માનવા જોગ;વિશ્વાસ રાખવા જોગ;ખરૂં; પાયાદાર;આધાર રાખવા જોગ;as *an* **a.***information, writer*,etc.

**Authenticate,**(ઑથેન્ટિકેટ્ )*vt.*To prove as real or true: સાબિત-સાચું-સત્ય ઠરાવવું;સપ્રમાણ ક૦.

**Authentication,**(ઑથેન્ટિકેશન્)*n.* Confirmation:સાબિત-ખરૂં કરી આપવું તે;મંજુર ક૦ તે.

**Authenticity,** ( ઑથેન્ટિસિટિ) *n.* Genuineness: સત્યતા;ખરાપણું;સપ્રમાણતા;અસલતા.

**Author,** (ઑથર્ ) *n.* [L. *augeo*, I increase.]1.(*a*)The first mover; the beginner: મુળકર્તા;કર્તા;પ્રવર્તક; આરંભક;ઉત્પાદક;જનક. (*b*)Creator; originator:ઉત્પન્નકર્તા; કર્તા;જનક.2. The writer of a work:ગ્રંથકાર-કર્તા;લેખક;પ્રણેતા.

**Authoress,**(ઑથરેસ્ )*n.*A female writer: ગ્રંથ કરનારી સ્ત્રી; ગ્રંથકર્ત્રી. ☞The word is not very much used,**author** being commonly applied to a female writer as well as to a male one.

**Authoritative,**(ઑથૉરિટેટિવ્ ) *a.* 1.Commanding: ધણીપણાના ડોળ વાળું;સ્વામિત્વસૂચક;દબદબાભરેલું;દાબ વાળું.2.Positive;peremptory:સત્તાવાળું-યુક્ત:સપ્રમાણ; પ્રમાણયુક્ત; આપ્ત.

**Authority,**(ઑથૉરિટિ) *n.*1.Legal power;dominion:અધિકાર;અખત્યાર;સત્તા;ઐશ્વર્ય.(*pl.*)Government:a ruling body:સત્તાધિકારી;સરકાર;અધિકારી.3.(*a*)The power derived from opinion,respect or esteem: વિશ્વાસપાત્રતા;સત્યતા;પ્રમાણ; આધાર; as,*an historian of* **a.**:પ્રમાણ રાખવા લાયક-વિશ્વાસપાત્ર ઈતિહાસકર્તા. (*b*)Influence of character,office or station;credit:વજન;વક્કર; ભારબોજ;ગૌરવ;કદર;as,a *magistrate of great* **a.** : ઘણાવજન-ભારબોજવાળો માજીસ્ટ્રેટ.4.(*a*)Testimony;witness: સાબિતિ;આધાર;પ્રમાણ;પુરાવો:as,*show me an* **a.***for this*:આ બાબતનો મને આધાર બતાવો.(*b*)A person who testifies:સાક્ષી-સાબેતી આપેછે તે માણસ.5.(*a*)A precedent:દાખલો: પ્રમાણ;ઉદાહરણ.(*b*)An official statement;order:સનદ;હુકમ;અધિકાર પત્ર; આજ્ઞા;શાસન.(*c*)Authoritative opinion or saying: આપ્તવચન; આપ્તવાક્ય;પ્રમાણવાક્ય.(*d*) A book that contains them or the name of its author:તેવાં આપ્ત વાક્યવાળું પુસ્તક અગર તેના કર્તાનું નામ.

**Authorization,**(ઑથૉરિઝેશન્ ) *n.* The act of giving authority;establishment of authority: અધિકાર આપવોતે:સત્તાભરેલી મુખત્યારી.

**Authorize,**(ઑથૉરાઇઝ્ ) *vt.* 1. To empower : સત્તા-અખત્યાર-અધિકાર આપવો.2.To legalize:કાયદાસર ક૦; as,the *widow-remarriage has been* **a.**d *by Act xv of 1856*:સને ૧૮૫૬ ના ૧૫ મા કાયદાથી વિધવાવિવાહ કાયદાસર ઠરાવવામાં આવ્યોછે.3. To give credit or authority:પુઠી-ટેકો આધાર આપવો. 4.To establish by authority,as by usage or public opinion: પ્રમાણ-રૂઢી-વિધિ-લોકાચારથી સ્થાપવું;લોકરૂઢિથી પ્રચલિત ક૦-થવું.5.To rely for authority (*obs*):આધાર-ગણવો;માની લેવો: આધાર ભૂત ગણવું.

**Authorship,**(ઑથરશિપ્ )*n.*State of being an author: ગ્રંથકારપણું. 2. Source,origin:મૂળોત્પત્તિ;પ્રથમપ્રવૃત્તિ.

**Autobiographer,**(ઑટોબાઇઑગ્રફર્ )*n.* One who writes his own life: સ્વચરિત્ર લખનાર.

**Autobiographic-cal,** (ઑટોબાઇઑગ્રફિક્-કલ્ )*a.*Pertaining to or containing autobiography: પોતાના ચરિત્ર વર્ણન સંબંધિ-વાળું; આત્મચરિત્રનું.

**Autobiography,**(ઑટોબાઈઑગ્રફિ) *n.*[Gr.*autos*,one's self, *bios*,life & *grapho*,I write.]Memoirs of one's own life written by one's self:સ્વચરિત્ર-વર્ણન-કથન;આત્મચરિત્ર.

**Autocracy,**(ઑટૉક્રસિ)*n.*[Gr. *autos*,self & *kratos*, power.] Self-supremacy;supreme authority; sole right of self-government : સ્વતંત્ર અધિકાર; સામાન્ય સ્વાધિપત્ય; મુખત્યારી;આપઅખત્યારી.2.Political independence or absolute sovereignty(of a state); autonomy: સ્વસત્તાક રાજ્ય;કોઇપણ રાજ્યની રાજ્યકિય સ્વતંત્રતા અથવા કુલ અખત્યાર.

**Autocrat,**(ઑટોક્રેટ્ ) *n.* An absolute prince or sovereign: સ્વતંત્ર રાજા; ધિરાજ; મુખત્યાર-આપઅખત્યાર રાજા.2.A despot: ઝાંગીરી હુકમ ચલાવનાર;મંમ બજાવનાર;પોતાનું ધાર્યું કરનાર.

At the Greek calends:

**Autograph,**(ઑટૉગ્રૅફ્) *n.* One's own hand-writing; an original manuscipt or signature:સ્વહસ્તાક્ષર;પોતાના હાથનો લેખ-સહી. *a.* In one's own handwriting: પોતાના હાથે લખેલું;સ્વહસ્ત લેખીત.

**Autography,** (ઑટૉગ્રૅફિ) *n.* **1.** Same as **autograph. 2.** Process in lithography by which a writing on paper is transferred to stone: કાગળ ઉપરથી પથ્થર ઉપર છપાય એવી શીલાછાપ વિદ્યાની રીત.

**Automatic-cal,** (ઑટૉમૅટિક્-કૅલ્) *a.*Self-acting:પોતાની મેળે હાલતું-ચાલતું;સ્વયંવહ;આત્મચાલક;સ્વચેષ્ટ.

**Automatism,** (ઑટૉમૅટિઝમ) *n.* Power of self-moving:પોતાની મેળે ચાલવાની ગતિ; સ્વયંવાહિની શક્તિ; આત્મચલન શક્તિ.

**Automaton,**(ઑટૉમૅટૉન્) *n.* [Gr. *autos*,self & *ma*,to strive.] *pl.* **Automata** or **automatons**.A self-moving machine:પોતાનીમેળે ચાલતુ યંત્ર;સ્વયંવહ-આત્મચાલક-યંત્ર.

**Autonomy,** (ઑટૉનૉમિ) *n.* [Gr. *autos*, & *nomos*, law,rule.] The right of self-government:સ્વરાજ્ય સત્તા.(*b*) Political independence of a city or a state:કોઇ પણ શહેર કે રાજ્યની રાજ્યકિય સ્વતંત્રતા.

**Autopsy,**(ઑટૉપ્સિ)*n.* [Gr. *autos*, self & *opsis*, sight.] **1.**Personal observation:પોતાની જાતે કરેલો તપાસ.**2.**Dissection of dead bodies: મુડદાંને ચીરીને રોગનો તપાસ કરવો તે.

**Autumn,**(ઑટમ્)*n.*[Fr.*augeo*,I increase]**1.**Third season of a year or the one between summer & winter:શરદ ઋતુ;શરત્કાલ;ખરીફનો સમય.(in England.)the fall:પાનખરઋતુ.**2.**Decline; third stage: પડતી;ઉતરતી.**3.**The harvest or fruits of **a.**:પાનખરઋતુનો પાક કે મેવા.

**Autumnal,** (ઑટમ્નૅલ્) *a.* **1.** (*a*) Belonging to autumn: શરદ ઋતુ સંબંધિ-વિષેનું. (*b*) Produced in autumn:શરદ ઋતુમાં ઉત્પન્ન થતું-નિપજતું. (*c*) Flowering in autumn: શરદમાં ફુલ આવતું-ફુલતું. **2.** Past the middle of life;in the third stage:જીંદગીનો મધ્ય ભાગ જેણે પસાર કર્યો છે તેવું;ત્રીજી વીસીતું;ઉતરતી વયનું. **A.***equinox*,the time when the sun passes the equator as it proceeds southward:વિષુવપદ;જલવિષુવ; તુલાવિષુવ. **A.** *point*, the point of Libra:તુલા.**A.***signs*, the signs Libra,Scorpio,and Sagittarius, through which the sun passes between autumnal equinox & winter solstice: વિષુવપદ તથા ઉત્તરાયણ વચ્ચેના સમયમાં તુલા, વૃશ્ચિક તથા ધન એ નામની જે ત્રણ રાશિઓ સૂર્ય પસાર કરે છે તે રાશિઓ.

**Auxiliar-ry,** (ઑગ્ઝિલિઅર-રિ) *a.* [L.*augeo*, I increase.] Aiding; subsidiary:મદદગાર;સહાયકારક. *n.* **1.**A helper: મદદ કરનાર. **2.**(*pl.*) Foreign troops employed in war: પારકા દેશનું કુમકે આવેલું લશ્કર.**3.**A verb helping to form the moods voices & tenses of other verbs: સહાયકારક ક્રિયાપદ.

**Avail,**(ઍવેલ્)*vt.*[L.*ad* & *valeo*,I am strong.]**1.** (used reflexively with *of* before the thing used) To turn to the advantage of;to profit;to benefit:ફાયદો લેવો: ઉપયોગ ક૦;કામમાં લેવું; કામ સાધી લેવું; લાભ લેવો;કામ લાગવું; as, *artifices will not* **a.** *the sinner on the day of judgment*: કયામતને દિવસે પાપીને યુક્તિઓ કામમાં નહિ આવેથી ફળ નહિ થાય-થી પાપીનું કંઇ વળવાનું નથી. *To* **a.**, *one's self of*,to take advantage of; to make use:-નો લાભ લેઇ લેવો;as, *I* **a.** *myself of this opportunity*:હું આ તકનો લાભ લઉંછું-થી મારૂં કામ કાઢી-સાધી લઉંછું. *vi.*To be of advantage;to answer the purpose of: ઉપયોગી થઇ પડવું; કામમાં આવવું;-થી ચાલવું-વળવું-ફળ થવું-કામ પાર પડવું;as, *medicines will not* **a.** *to check the disease*: રોગ અટકાવવાને ઔષધથી કંઇ વળશે નહિ; *suppositions,without proof will not* **a.**: પ્રમાણ વગરની ધારણાઓથી કંઇ ફળ થવાનું નથી.*n.***1.**Benefit; use:લાભ; ઉપયોગ; ફલ;ફાયદો;હિત;ગુણ.**2.** (*pl.*) Proceeds (of a sale):ઉત્પન્ન; પેદાશ. *Of no* **a.**,useless:વ્યર્થ;નિષ્ફળ.

**Available,** (ઍવેલેબલ્) *a.* **1.** Advantageous;profitable:કામમાં આવે એવું;મળી શકે એવું;ઉપયોગી;લાભકારક;હિતાવહ;પ્રાપ્ય; ફળપ્રદ. **2.** Valid: effectual:મજબુત;યોગ્ય; જબરૂં;કાર્યસાધક;*not* **a.**:દુર્લભ;અસુલભ.

**Avalanche,**(ઍવૅલૅન્શ્)*n.*[L.*ad* & *vallis*,a valley.] A large mass of snow rolling down from a mountain:પહાડ ઉપરથી પડતો બરફનો ઢગલો.**2.**A fall of earth,rocks, etc:એના જેવું માટીકે ખડકનું તુટીપડવું તે.**3.**A sudden,great,or irresistible descent of anything:કંઇ પણ વસ્તુનું એકદમ જોરમાં તુટી પડવું તે.

**Avarice,**(ઍવરિસ્) *n.* [L. *aveo*, I strive after.]Cupidity;covetousness:દ્રવ્યલોભ-તૃષ્ણા;લાલચ;લાલસા.

**Avaricious,**(ઍવરિશસ્)*a.*Greedy of gain:ધનલોભી;કૃપણ.

**Avast,**(ઍવાસ્ટ્)*interj.*Cease;hold; stop:બસ;સબુર;થોભ;થયું.

**Avaunt,** (ઍવૉન્ટ્) *interj.* [Fr. *avant*,forward.]Depart;begone: કાળુંકર;ચાલજા;નિકળ;હત્ત.

**Ave,**(એવી)*n.*[L.*aveo*, I am fortunate]Abbreviation of **avemaria,**:hail Mary:કુંવારી મેરીની બંદગી.**2.** A reverential salutation: પ્રણામ;સાષ્ટાંગ દંડવત. *interj.* Fare well! God bless you! રામરામ; જેગોપાળ; જય પ્રભુ.

**Avenacious,**(ઍવીનેશસ્)*a.*Belonging to or resembling oats: જવ સંબંધિ-ને લગતું-મળતું.

**Avenge,**(ઍવેન્જ્)*vt.*[L.*vindico*,I vindicate]. To take vengeance for ; to vindicate by inflicting pain on a wrong-doer:બદલો વાળવો;વેર લેવું.

**Avenger,**(ઍવેન્જર્) *n.* One who avenges:બદલો-વેર વાળનાર.

**Avenue,**(ઍવેન્યૂ)*n.* [L. *ad*, to & *venio*,I come.]**1.** Passage: પ્રવેશ; માર્ગ;રસ્તો;દરવાજો;દ્વાર.**2.**A walk in a garden,with trees on both sides; an alley: કુંજગલી; તરૂપંક્તિ. **3.** A wide street:પહોળો મહોલ્લો-શેરી.

**Aver,**(ઍવર્)*vt.* [L. *ad* & *verus*, true.]To assert;to declare positively:ખાતરીથી-પ્રતિજ્ઞાપર કહેવું; નિશ્ચયપૂર્વક બોલવું.**2.**(*Law*)To prove or justify: સાબીત-ખરૂં કરી આપવું.

**Average,**(ઍવરેજ્)*n.*[L. *habeo*, I have.]A mean proportion: મધ્ય પ્રમાણ;સરાસરી.A contribution to a loss suffered by one of several for the general benefit: કેટલાકો પૈકી એક જણને થયેલી નુકશાનીમાં સાર્વજનિક લાભને માટે ભાગ આપવો તે-આપેલો ભાગ.*a.*Medial:મધ્યમ;મધ્ય પ્રમાણનું.(*b*)Ordinary; usual:સાધારણ;હમેશ જોવામાં આવતું.*vt.***1.** To find the mean of:સરાસરી કાઢવી.

2.To divide according to a given proportion: કોઇ નક્કી કરેલા પ્રમાણ પ્રમાણે વહેંચવું.*vi*.To form a mean sum:સરાસરી થવી;રાશ આવવી.

**Averment,** (ઍવર્‌મેન્ટ્ )*n*.Affirmation:ખાતરીથી બોલવું તે;પ્રતિજ્ઞા;દૃઢવચન.2.Verification:ખરૂં સાબીત કરી આપવું.3.(*Law*)A positive statement of facts;an allegation:કહેલી વાત ખાત્રી પૂર્વક સાબીત કરી આપવી; આરોપ નક્કી કરી આપવો.

**Averse,**(ઍવર્સ્ )*a*.[L.*verto*,I turn.] Disinclined to;unwilling: પ્રતિકૂળ;નારાજ;અણગમતું;વિમુખ;પરાઙ્મુખ; વિપરીત;વિરક્ત;દ્વેષી.

**Averseness**(ઍવર્સનેસ) } *n*.Reluctance;
**Aversion,** (ઍવર્શન્ ) } dislike; repugnance: નાખુશી;અભાવ;પ્રતિકુળતા;વિરાગ;અપ્રીતિ;દ્વેષ. 2. Opposition or contrariety of nature: પ્રતિકૂળતા; વિરોધભાવ. 3. Object of repugnance: અપ્રીતિ-અભાવ-દ્વેષની વસ્તુ-વિષય;ત્રાસ.

**Avert,**(ઍવર્ટ્ )*vt*.[L.*ad*& *verto*, I turn.]To turn aside;to prevent: ફેરવવું,અટકાવવું;દૂર ક૦.

**Aviary,** (એવિએરિ) *n*. [L. *avis*, a bird. ] A building or inclosure for keeping birds in:પક્ષિભવન-શાળા;પક્ષીઓ રાખવાની જગા;ખડો;પાંજરૂં.

**Avid,**(ઍવિડ્ )*a*.Eager;greedy:આતુર; લોભી;ઇચ્છાતુર.

**Avidity,**(ઍવિડિટિ)*n*.[L.*aveo*,I desire.]Eagerness,strong appetite: આતુરતા;ઘણી ઇચ્છા-હોંશ; અતિસ્પૃહા-લોભ-તૃષ્ણા.

**Avocation,**(ઍવોકેશન )*n*.[L.*ab*& *voco*,I call.]1. Act of calling away:કામમાંથી બોલાવી લેવું તે;આકર્ષણ.2.That which calls one away from his regular employment or vocation:અંતરાય;અડચણ;જંજાળ-આડકામ.3.*Pl*. Pursuits; duties; usual employment;vocation:કામકાજ;ધંધો;પેશો;કાર્ય;વ્યાપાર;વૃત્તિ.

**Avoid,**(ઍવૉઇડ્ )*vt*.[L.*e*& *voidier*, to empty.]1.To shun;to abstain from:છોડી દેવું; તજવું; -થી અલગ-દૂર-વેગળા રહેવું;વર્જવું.2.To make void: રદ-બાતલ-ક૦.3.To defeat;to evade: ઉડાવવું;અખાડા ક૦.4.To throw out (*obs*):બહાર કાઢી નાંખવું.

**Avoidable,**(ઍવૉઇડેબલ્ )*a*.1.Capable of being shunned or escaped:તજવા-દૂર રાખવા જોગ;વર્જનીય.2. Capable of being annulled: રદ-બાતલ-નામંજુર થઈ શકે-કરી શકાય એવું.

**Avoidance,**(ઍવૉઇડેન્સ્ )*n*.1. Act of avoiding:દૂર ક૦-ટાળવું તે; ત્યાગ; વર્જન. 2. State of being vacant: ખાલી પડવું તે.3.Act of annulling: ત્યાગ;રદ ક૦ તે.4.Course by which a thing is carried off (પાણી) જવાનો રસ્તો.5.Removal;withdrawal:ખસેડવું તે;લઈલેવું તે.

**Avoirdupois,**(ઍવડર્પૉઇઝ્ )*n*.[Fr. *avoir de pois*,to have weight; from L.*habeo*.I have and *pensum*,weight.]A weight of which a pound contains 16 ounces or 7000 grains troy: એક જાતનું વિલાયતી તોલ જેમાં એક પૌન્ડના સોળ ઔંસ ગણાય છે.

**Avouch,** (ઍવાઉચ્ ) *vt*. [L. *ad* & *voco*, I call. ] To vouch for; to maintain as true: નિશ્ચય પૂર્વક બોલવું-કહેવું. 2. To affirm openly; to declare positively and as a matter of fact: ખાત્રી-નિશ્ચય પૂર્વક જાહેર કરવું.3.To acknowledge deliberately; to admit; to confess: કબુલ કરવું;માન્ય કરવું;બેધડક સ્વિકારવું.

**Avow,**(ઍવાઉ)*vt*.[L.*voveo*,I vow.] To own or acknowledge frankly:ખુલ્લી રીતે કબુલ ક૦-માનવું;સ્વીકાર-અંગીકાર ક૦.

**Avowable,**(ઍવાઉઍબલ્ )*a*. That may be avowed: ખુલ્લી રીતે કબુલ થઈ શકે એવું;સ્વીકરણીય.

**Avowal,**(ઍવાઉઍલ્ ) *n*. An open declaration:જાહેર પ્રસિદ્ધિ;અંગિકાર; સ્વીકાર.

**Avowedly,**(ઍવાઉઍડિલ) *adv*. In an open manner:ખુલ્લી-સ્પષ્ટરીતે.

**Avulse,**(ઍવલ્સ્ )*vt*.[L. *ad* & *vello*,I pull.] To pluck or pull off: તોડી-ઉખેડી નાંખવું.

**Avulsion,**(ઍવલ્શન્ )*n*.1. A forcible separation:જોરથી ઉખેડવું-તોડવું તે.2.A fragment torn off:તોડી નાંખેલો કડકો.3. (*Law*.)The sudden removal of lands or soil from the estate of one man to that of another by an inundation or current: રેલ અગર પ્રવાહથી એક માણસની જમીન અગર ધરતી બીજાની જમીન ઉપર એકદમ ઘસડાઇ જાય તે.

**Await,**(ઍવેટ્ ) *vt*. (*a+wait*.) To wait or look out for;to expect: વાટ-રાહ જોવી; થોભવું. 2. To be in store for;to attend:તૈયાર-સાર રાખેલું હોવું.

**Awake-n,** (ઍવેક્-કન્ ) *vt*. (*imp*. **awoke** *or* **awaked**.)To rouse from sleep;to wake:જગાડવું;ઉઠાડવું.2.To put into action,or new life: સચેતન-સજીવન-જાગૃત-સાવધ ક૦ ઉશ્કેરવું; પ્રદિપ્ત કરવું. *vi*. To cease from sleep:જાગવું;સાવધ થવું;ઉંઘ જવી.

**Awake,**(ઍવેક્ )*a*. Not sleeping; in a state of action:જાગૃત;સાવધ; હોશિયાર;જાગતુ;પ્રબુદ્ધ.

**Awakening,** (ઍવેકનિંગ્ ) *p. a*. Rousing from sleep; exciting: જગાડતું;જાગૃત કરતું; પ્રબોધક. *p. n*. Act of awaking;a revival of religion:પ્રબોધ;પ્રબોધન; નિદ્રાભંગ;બોધન;ધર્મસજીવન.

**Award,**(ઍવૉર્ડ્ )*vt*.[L. *garder*,to observe. ] To give by judicial determination;to adjudge: ફેંસલો-ચુકાદો-નિવેડો કરીને આપવું-અપાવવું. *vi*. To judge;to determine: નિવેડો-નિર્ણય-ફેંસલો-ચુકાદો ક૦.*n*.1. A judgment;final decision:નિવેડો;ચુકાદો; ફેંસલો; નિર્ણય. 2. Paper containing a judgment:ફેંસલનામું;નિર્ણયપત્ર;હુકમનામું.

**Aware,**(ઍવેર્ )*a*.1.(*a*) Vigilant; watchful:સાવધ;સચેત;હોશિયાર;સાવધાન.(*b*)Cognizant;informed:વાકેફ;જાણીતું;માહિતગાર.

**Away,**(ઍવે) *adv*. Absent; at a distance:પરોક્ષ;અવિદ્યમાન;ગેરહાજર; આઘે;દૂર; છેટે. It is much used in phrases signifying going from, departure, etc:જવું;દેવું;રહેવું;as, *to go* **a**.:જતું રહેવું;*to send* **a**.: મોકલી દેવું;*to throw* **a**.:ફેંકી દેવું;ગુમાવવું;*to drink* **a**.: પીજવું; *whither* **a**. *so fast?* આટલા ઉતાવળા ક્યાં જાઓછો? As an exclamation it is a command or an invitation to depart;as,*away*! *i.e*.be gone: ચલ; નિકળ;દૂર થ. *Away with*;1.(when preceded by *can* & *a negative*) to bear, to put up with: ખમવું; સહન કરવું;as,*I cannot* **a**.*with it*: હું તે ખમી-સહન કરી શકતોનથી.2.To *take* **a**., to remove to another place:લઈ જવું; કાઢી મૂકવું;as,**a**.*with such a fellow*: આવા માણસને અહીંથી કાઢીમૂકો-લઈ જાઓ.3.*To take* **a**.*life by crucifixion*:ખીલા ઠોકીને મારી નાંખવું.*To make* **a**. *with*;to

Better late than never:

destroy;to kill:મારી નાંખવું;ઠાર ક૦; રામ રમાડીદેવા; to carry off:લઇજવું; લઇને જતા રહેવું. *To walk* **a.** *with*;to steal;to pilfer: ચોરી લેવું;છાનામાના લેઇ લેવું.4. Aside;off; in another direction:દૂર; કોરે; બીજી દિશાએ.5. Out of existence: હૈયાતીમાંથી; as, *when I fade* **a.**:જ્યારે હું મરી-કરમાઈજાઉં ત્યારે.6. On; incontinuance; without intermission or delay: જારીને જારી;ચાલુ- as, *sing* **a.**: ગાગા કરો; ગાવાનું ચાલુ રાખો. **A.** *going crops*:(*Law*)*crops* sown during the last year of a tenancy but not ripe until after its expiration: ભાડાપટ્ટાના છેલા વર્ષમાં વાવેલો પણ કબજો છોડયા પછી તૈયાર થનારો પાક.

**Awe,** (ઓ) *n.* Reverential fear; fear mingled with admiration; dread;reverence:આદરયુક્તભય;ધાસ્તિ;દબદબો;દાબ; ધાક;ત્રાસ. *Struck with* **a.**:વિસ્મયાકુલ;ભયાકુળ;સંભ્રાંત. *vt.* To strike with fear & reverence:બીવડાવવું;ધાક દેખાડવી.

**Awful,**(ઓફુલ)*a.* 1. Terrible; appalling; 2. Inspiring awe; profoundly impressive:ધાસ્તી-ધાક ભરેલું;દારૂણ;ભીષણ;ભયંકર;પૂજ્ય;આદરણીય.3.Frightful;exceedingly bad; great:મહામોટો;જબરો;પાકો;દડદડતો.

**Awfulness,**(ઓફુલનેસ)*n.*Solemnity:ગંભીરતા;દબદબો;ઘોરતા;દારૂણતા.

**Awhile,**(અવ્હાઇલ)*ad.* For some time;for a short time:થોડીવારસુધી;કંઈકવાર;કિંચિત્કાલ.

**Awkward,**(ઓક્વર્ડ)*a.*1. Wanting dexterity; without skill; clumsy:અનાડી;આવડીસબી;અણઘડ; મૂર્ખ;ગમાર; અકુશળ. (*b*) Not easily managed;embarassing:કઢંગું;કસુતર;કચોલુ;અગડ બગડીઉં.2.Clownish; inelegant:અસભ્ય; અનાડી.3. Unfavourable;adverse;untoward:પ્રતિકૂળ;નાપસંદ;સોઇવિનાનું;અનઘડવાળું.

**Awkwardness,**(ઓક્વર્ડનેસ) *n.* Want of dexterity:ungracefulness in manners:બેડોળપણું;બેઅદબી;અનાડીપણું;અકુશળતા;અણઘડતા; અસભ્યતા;પ્રતિકુળતા.

**Awl,**(ઓલ)*n.* A pointed instrument for making holes in leather or wood:સોયો;(મોચીનું)ટાંચણું;આર.

**Awless,** (ઓલેસ) *a.* 1. Wanting reverence;not exciting awe:ધાસ્તિવગરનું;નિર્ભય;નિર્ધાસ્ત.

**Awn,**(ઓન)*n.* [Gr. *achne*,chaff.] The bristle of corn or grass; arista:અનાજ-ઘાસનું સુંખળું.

**Awning,**(ઓનિન્ગ)*n.* A cover of canvas to shelter from sun's rays:ચંદરવો;છત;ચંદની;આસ્માનગિરી.

**Awry,**(અરાઇ)*a.* or *adv.* 1. Distorted;asquint: તિરછું;વાંકુ;આડું. 2.Unreasonably;perversely:વિપરીત-તાથી;પ્રતિકૂળ-તાથી.

**Axe,**(ઍક્સ)*n.*[L. *ascia*, an axe.] An instrument of iron for hewing&chopping wood:કુહાડી;કુહાડો

**Axial,**(ઍક્સિઅલ) *a.* Pertaining to an axis:ધરીને લગતું-ના જેવું.

**Axilla,**(ઍક્સિ-લ્લૅ)*n.*The armpit: બગલ.

**Axillar, Axillary,**(ઍક્સિલર-ઍક્સિલ્લેરિ) *a.* Pertaining to an armpit:બગલનું-ને લગતું.

**Axiom,**(ઍક્સિઑમ)*n.*[L.*axioma*, what is thought worthy. ]1. A self-evident truth: પ્રત્યક્ષ પ્રમાણ. 2.An established principle: સિધ્ધવાક્ય;સિદ્ધાંત.3.Maxim: વચન;સૂત્ર.

**Axiomatic-cal**(ઍક્સિઑમૅટિક્-કૅલ) *a.* Pertaining to axiom: પ્રત્યક્ષ;-પ્રમાણ સંબંધિ-ની રીતનું;સ્વત: સિદ્ધ;

**Axis,**(ઍક્સિસ) *n.* [Gr. *axon*, an axle.] *pl.***axes.**A straight line passing through a body on which it revolves:ધરી;આંસ;અક્ષ;ધ્રુવ;ગુણ.

**Axle-tree,**(ઍક્સલ-ટ્રી)*n.*The pole on which a wheel turns an axle: ધરી. [હા;સારૂ;ઠીક;ખચિત.

**Ay,Aye,**(આઇ)*adv.* Yes; indeed:

**Aye,**(આઈ)*n.pl.* **Ayes.** 1.An affirmative:હકાર.2.One who votes in the affirmative:હા કહેનાર.

**Aye,**(એ)*adv.*Always; ever: હમેશાં; સદા;નિત્ય;નિરંતર;સર્વદા.Interj.Ah! alas! હાય હાય;અરેરે!અરરર;અફસોસ.

**Azimuth,**(ઍઝિમથ) *n.* An arc of the horizon between Meridian of the place &the vertical circles passing through the centre of any object: સમાંશ.The co-**a.**:દિગાંશ.

**Azote,**(ઍઝોટ)*n.* [Gr.*a*&*zoe*,life.] Nitrogen gas:એક જાતની ઝેરી હવા.

**Azure,** ( એઝ્યુર ) *a.* [ Fr. *azur*, blue.] Sky-coloured: આસ્માની; વાદળી રંગનું;નીલ વર્ણનું.*n.*Fine blue color of the sky:વાદળી-આસ્માની રંગ; નીલોવર્ણ. (b) the unclouded sky:વાદળાં રહિત-નિર્મળ આકાશ.*vt.* To color blue;વાદળી રંગ ક૦.

**Azymous,** (ઍઝિમસ) *a.* Unfermented;unleavened: વગર ઉભરાયેલું;વગર ચઢેલું.

# B.

**B**.The second letter & first consonant in the English language: ઇંગ્રેજી મૂળાક્ષરનો બીજો અક્ષર અને પેહેલો વ્યંજન;બ.B. papers, રેવન્યુખાતામાં નાશના કાગળો.

**Baa,**(બાં) *n.* The cry or bleating of sheep: ઘેટા-બકરાનો શબ્દ;બેં બેં. *vi.*To bleat:બેં બેં કરવું.

**Babble,** (બૅબ્બલ) *vi.* 1. To utter words unintelligibly:તોતડું બોલવું; as, *a child* **b.**s: છોકરું તોતડું બોલે છે.2.To talk irrationally:લવરી કરવી. 3. To talk much;to chatter; to prate: બહુ બોલ બોલ કરવું;બકવા કરવા;મોંમાં જીભ ન ઘાલવી. 4.To make a constant murmuring noise:ખળ ખળ અવાજ ક૦.-બોલવું-વહેવું. *vt.*1.To prate in a childish way without understanding;છોકરાંની પેઠે વગર સમજે બડબડવું-અમથું બોલવું; લવારો ક૦. 2. To disclose by too free talk, as a secret:બકી દેવું;વાત ઉઘાડી પાડી દેવી;છાની વાત બહાર પાડવી. *n.* Idle talk:બકવા;લવરી;બકબક; બડબડ;બકવાદ.2. Inarticulate speech;confused or constant murmur:અગડબગડીઉં-ગડબડીઉં બોલવું;લવરી.-**er**: બડબડનાર;વાચાળ;પ્રલાપી;છાની વાત ફોડનાર.A hound too noisy on finding a good scent:સારી વાસ માલમ પડવાથી ઘણીજ બડબડ કરનારો શિકારી કુતરો.-**ing**:*n.*Foolish talk:ગાંડી વાત;બકવા.*a.*ખળખળ વહેતું-ચોંધાટ કરતું.

**Babe-by,**(બેબ,બેબિ)*n.*1.An infant: બાળક;બચ્ચું.2.A doll for children છોકરાઓનું રમકડું-ઢીંગલું.*Babies in the eyes,* the minute reflection which one sees of one's self in the eyes of another: એક માણસ પોતાનુંજ પ્રતિબિંબ સામાની આંખોમાં

પરેલું પુતળી રૂપે જુએ છે તે પુતળીઓ.

**Babel,**(બૅબલ્)*vt.*1.The name of the city in the land of Shinar where confusion of language took place: શીનાર દેશના શેહેરનું નામ. 2. Hence a scene of noise or confusion:ગડબડ-ધાંધળની જગ્યા-દેખાવ.

**Babish** or **Babyish,** (બૅબિશ્) *a.* Childish:છોકરવાદ;બાલેય;નાદાન.

**Baboon,** ( બૅબૂન્ ) *n.* A kind of monkey : એકજાતનું વાંદરૂ.

**Baby,** (બૅબિ) *vt.* To treat like a young child;to humour; to fondle:છોકરૂં હોય તેમ વર્તવું;લાડ લડાવવું;હલ્લે પોપે કરવો. *a.*Resembling an infant;young or little: નાનું; છોકરાં જેવું-ને મળતું.

**Babyfarm,**(બૅબિફાર્મ)*n.*The place where the nourishment and care of babies are offered for hire:પૈસા લેઇ જે જગ્યાએ બચ્ચાંઓને ખવડાવીને જતન કરવા રાખે છે તે જગ્યા.

**Babyhood,**(બૅબિહુડ્)*n.* The state or period of infancy:બાળપણ;બચપણ;બાલ્યાવસ્થા.

**Baccate,** (બૅકેટ્) *a.* [ L. *bacca* berry. ] Like a berry: pulpy throughout: ટેટા જેવું માવાદાર-પોચું.(said of fruits.)

**Bacchanal-ian,** (બૅક્કૅનલ-બૅક્કૅનેલિઅન્)*n.*[L. & Gr. *Bacchus*, the god of wine.]A drunkard:છાકટું; દારૂડીયું-માણસ; મદ્યપાનાસક્ત. *a.* Drunken and riotous:છાકટો;તોફાની;દારૂડીઓ;છાકટાપણું-પ્યાલી ખુશાલી સંબંધિ.

**Bacchanalia,** (બૅક્કૅનેલિઅ) *n. pl.* Drunken feasts:દારૂડીયાની મીજબાની;પાનોત્સવ;પાનસમારંભ.

**Bachelor,** (બૅચેલર્ ) *n.* 1. An unmarried man:વાંઢો;કુંવારો;બ્રહ્મચારી. 2.A person who has taken the first degree in the liberal arts at a college or university: પાઠશાળાની પેહેલી પદવી મેળવનાર.3. A young knight:યુવાનયોદ્ધો-ભટ. 4. A young woman unmarried (*obs.*):યુવાન-કુંવારી સ્ત્રી.

**Back,**(બૅક્)*n.*[A. S.*bac*, back.] 1. The upper part in animals and the hinder part in men:પીઠ;પુંઠ; વાંસો;બરડો.2.A broad,high ridge: કરોડ.3. The outward or upper part of a thing: પાછલો ભાગ;પુઠ; પૃષ્ઠભાગ;as,*the* **b.***of hand*: કરપૃષ્ઠ. 4. The part opposite to front; the hinder part:નીચેનો-પૃષ્ઠ ભાગ; as,*the* **b.***of a book*: પુસ્તકનો પૃષ્ઠ-પાછલો ભાગ. 5. The part out of sight: અદૃશ્ય ભાગ; બીજો ભાગ-છેડો. 6.The thick and strong part of a cutting tool: કામવાના હથિયારનો-ઉપરનો જાડો ભાગ;જાડો ભાગ;પીઠ. *At the* **b.***of*,behind,in the rear: પાછળ;પુંઠે.**B** & *edge*:completely: સંપૂર્ણ રીતે; તદન. *Behind one's* **b.** or *behind the* **b.**, in the absence of:વાંસે;પાછળ;પુંઠે;પરોક્ષે. *On one's* **b.**, horizontally: ચતા; છતા. *One's* **b.**,*being turned*,without; nowhere:વિના;શિવાય.*To bow the* **b.**,to submit to oppression: જુલમ સહન ક૦. *To break the* **b.**, *neck*, &c.,to dis-able:કમજોર-બળહીન કરી દેવું-શક્તિહીન ક૦. *To cast behind the* **b.**, to forget & forgive; to treat with contempt: ભુલીજવું;ક્ષમા ક૦;દરકાર ન રાખવી.*To make a* **b.** *for*,to furnish with a back:પુંઠું ચઢાવવું;પીઠ કાઢવી. *To plough on the* **b.**,to oppress;to persecute:જુલમ ગુજારવો; દુઃખ દેવું. *To see the* **b.**, *of*, to get rid of;-નેખસ્તો કરવો;પાપ કાઢવું;ટાઢે પાણીએ ખસ કાઢવી.*To turn the* **b.**,to go away;to be absent:-થી જતા રહેવું; ગેર હાજર રહેવું.*To turn the* **b.***on one*, to forsake; to treat him with contempt:તજી દેવું; તરછોડવું; તુચ્છકારવું;ધિક્કારવું.*To turn the* **b.** *to one*, to acknowledge to be superior:ઉપરી છે એમ સ્વિકારવું.*To turn one's* **b.**:પુઠ ફેરવવી;પાછું ફરવું. *adv.*1.To the place from which one came: પાછા; ફરીને. 2. To a former state or condition:અસલની સ્થિતિએ.3.Away from contact:પાછું;પ્રતિ.4.Behind:પુઠે; પછવાડે;વાંસે;બાકી.As,*to keep* **b.***a part*: ગોરો ભાગ બાકી રાખવો.5.In times past; ago: ઉપર;-ની વાત ઉપર; as, six years **b.**:છ વરસ ઉપર.6.Again; in return:પાછા;ફરીને.as,*to give* b. *the money*: પૈસા પાછા આપવા;-*to give* **b.** *an answer*: સામો ઉત્તર વાળવો.7.In withdrawal,as from an undertaking:સાહસમાંથી પાછા હઠવું.*To go* **b.** *from an engagement*:કરારમાંથી ખસીજવું-ડગવું-નીકળી જવું.8.In a state of restraint or control:કબજામાં; કાબમાં. 9. In arrear:ચઢી ગયલું હોવું;as, *to be* **b.** *in one's rent*:-નું ભાડું ચડેલું હોવું; ચડેલું ભાડું આપવાનું હોવું. **B.** & *forth*,backwards and forwards; to and fro: આગળ અને પાછળ; અહિંથી તહિં.*To go* **b.***on*,to abandon; to betray:તજીદેવું;ફસાવી દેવું;ઉઘાડું પાડવું;as,*to go* **b.***on a friend*:મિત્રને તજીદેવો-ફસાવવો.*vt.* 1. To mount: સ્વારી કરવી;ચઢવું;-ઉપર બેસવું.2. To support: મદદ-પુષ્ટિ-ઉત્તેજન આપવું. 3.To cause to recede: પાછા હઠાવવું.4.To make a back for:પુઠું ક૦. -ચઢાવવું;as, *to* **b.** *a book*: પુસ્તકનું પુઠુ ક૦;-ની પીઠ ક૦. 5. To write upon the back of; to indorse: શેરો કરવો-ની તળે લખવું; as,*to* **b.***a letter or document*: કાગળ કે દસ્તાવેજની તળે લખવું-શેરો કરવો. 6. To bet on the success of:-ની ફતેહ થશે એમ હોડ બકવી; as *to* **b.***a race horse*,શરતના ઘોડાની ઉપર શરત-હોડ બકવી.7.To adjoin behind: પાછળ લગોલગ આવી રહેવું.*To* **b.***out or* **b.** *down*, to withdraw from an engagement: પાછા હઠવું-ખસવું;નપાળવું.*To* **b.***up*,to sustain;to support:સહાય-મદદ ક૦;ઉપરાણું લેવું;-ને માટે બાંહેધરી આપવી;as, *to* **b.** *up on's friends*: પોતાના મિત્રોને સહાય ક૦.Backing-up,(Cricket) the act of stopping the ball & driving it back:દડાને અટકાવીને પાછો ધકેલી મુકવો તે.*To* **b.***astern*, to manage the oars in rowing in a contrary direction: હંકારતી વખતે સામી દિશા તરફ હલેસાં મારવાં તે.*To* b.*out of*, to change from one side to another: મન ફેરવવું-બદલવું-ઉડાવવું; ત્યજવું; એક પક્ષમાંથી બીજા પક્ષમાં જવું.*To* **b.***the field*,to bet against a particular horse or set of horses that some one of them will beat the others: બધા ઘોડાઓ પૈકી આ અમુક ઘોડો શરતમાં બીજાઓને માત કરશે એમ તે ઘોડાને માટે હોડ-સરત બકવી. *To* **b.** *the oars*,to row backward with the oars:હલેસાંથી પાછું હંકારવું. *To* **b.***the sails*,to arrange the sails so that the ship may move back ward:વહાણ પાછું હઠે એવી રીત્યે શઢ ગોઠવવા.*vi.*To move back: પાછા હઠવું.*a.*1.Remote:છેહેલાંનું;as,

ખાણીયામાં માથુ ને ધબકારાથી શું બ્હીવું? ઘણાં કષ્ટકાળે ઘણું ધૈર્ય ધારો.

**Bewitch,**(બીવિચ્ )*vt.*To charm;to fascinate:જાદુ-કામણ ક૦.2.To affect by witch-craft or sorcery: મોહ પમાડવો;મોહિત ક૦;વશીકરણ ક૦.

**Bewitching,** ( બીવિચિન્ગ્ ) *a.* Charming:મનોહર;કામણગારૂ.

**Bewitchment,**(બીવિચ્મેન્ટ્ )*n.*The power of charming;fascination: વશીકરણ;કામણ.

**Bey,**(બે)*n.* A governor of a town or district in Turkish dominion:તુર્કસ્થાનમાં પ્રગણાનો હાકેમ-સુબો.

**Beyond,**(બીયૉન્ડ )*prep.*[A.S.*be* & *yond*, yonder.] On the further side of:પેલીમેર-તરફ.2.Before:આગળ; અગાડી; *as, it is still many miles* **b**.: હજુ તે ઘણા માઇલ અગાડી-દૂર છે. 3.Out of reach of;past: પાર;ઉપરાંત;વગરનું;થાય નહિ તેવું; *as*, **b**.*comprehension*:સમજાય નહિ તેવું.**B**.*dispute*: નિર્વિવાદિત. 4. In a degree exceeding or surpassing: -કરતાં ચડિયાતું-અધિક; *to go* **b**., to exceed in ingenuity;hence,in a bad sense,to deceive:અક્કલ કે ખીલ્ન કરામાં ચડિઆતા હોવું;ઠગવું.*adv.* At a distance;yonder:પેલીમેર;આઘે.

**Bezel,**(બેઝેલ્ )*n.*The part of a ring which fastens the stone:વિંટીના નંગનું ખાનું-ઘર.

**Bezoar,**(બીઝોર્ )*n.*A calculous concretion found in the stomach of certain animals formerly regarded as antidote to poison:કેટલાક પ્રાણીના પેટમાં થતો પદાર્થ;ઝેર ઉતારનાર ઔષધ;સાપનો મ્હોરો.Hence, any antidote or panacea: કોઇ પણ રોગનું ઓસડ.

**Biangular,**(બાઇઍન્ગ્યુલર્ )*a.* [L. *bis* & *angulus*,a corner.] Having two angles:દ્વીકોણ.

**Bias,**(બાઇઍસ્ )*n.*[L.*bi*,double and *faciet*, the face ]. A weight on the side of a bowl:દડાની એક બાજુનું ઢોલાણ-ભાર. 2. Inclination; prepossession:વલણ;ઈચ્છા;પક્ષપાત; સ્પૃહા;અભિલાષા;ભાવ.3. A wedge-shaped piece of cloth:લુગડાની કળી.4. A slant; a diagonal:આડી-આડકત્રી લુગડાની ચીપ-પટી;as,*to cut cloth on the* **b**.,લુગડાને આડું-આડકત્રું વેતરવું.*adv.*Cross-wise; diagonally:આડું; ત્રાંસુ; વાંકુ; as *to cut cloth*, **b**.: લુગડું ત્રાંસુ વેતરવું;-ની કળી કાઢવી.To prejudice;to prepossess: તરફદારી કરાવવી; મન ફેરવવું; પક્ષપાત કરવો; ને લીધે ફેરવવું-ફરવું.

**Bib,**(બિબ્ )*n.*[L. *bibo*,I drink]. A small piece of cloth worn by children over the breast for cleanliness:છોકરાંની છાતી ઉપર રહેતા લુગડાનો કટકો;હોજીઉં. *vt.* To drink frequently:વારેવારે-ઘણીવાર પીવું.

**Bibber,**(બિબર્ )*n.*A man given to drinking:છાકટો;દારૂડિયો.

**Bible,** (બાઇબલ્ ) *n.* [Gr. *biblos*, a book.]A sacred book containing the principles of Christian faith; scriptures:ખ્રીસ્તિધર્મપુસ્તક-શાસ્ત્ર.2. A book containing the sacred writings belonging to any religion:કોઇપણ ધર્મ પુસ્તક.

**Bibler,** (બિબ્લર્ ) *n.* (See **bib**) A great drinker:દારૂડિયો;છાકટો પીનાર.

**Biblical,**(બિબ્લિકલ્ )*a.*Pertaining to the Bible:ખ્રીસ્તી ધર્મ શાસ્ત્રનું.

**Biblicist,**(બિબ્લિસિસ્ટ્ )*n.*One skilled in the knowledge & interpretation of Bible:ખ્રીસ્તી ધર્મ પુસ્તકમાં પ્રવીણ હોય તે;પાદરી.

**Bibliography,** (બિબ્લિઑગ્રફિ) *n.* [Gr.*biblos*,a book & *grapho*, I write. ] A history; description or other information of books tending to illustrate the history of literature: પુસ્તકોનું વર્ણન;પુસ્તક વર્ણન વિદ્યા.

**Bibliomania,**(બિબ્લિઑમેનિઍ)*n.* [Gr.*biblion*,book &*mania* madness ]. A mania for possessing rare & curious books: નવાઇ અને અછતનાં પુસ્તકો રાખવાની ઘેલછા-ગાંડાઇ-ઉન્માદ;દુર્લભ પુસ્તક સંગ્રહણોન્માદ.

**Bibliomaniac,**(બિબ્લિઑમેનિઍક્ ) *n.* One who has a mania for books:નવાઈ અછતનાં પુસ્તકો રાખનાર.

**Biblist,** ( બિબ્લિસ્ટ્ ) *n.* One who makes the scriptures the sole rule of faith:ખ્રીસ્તી ધર્મપર ખરૂં આસ્તીન રાખનાર.2.One who is conversant with Bible:બાઇબલમાં પ્રવીણ.

**Bibulous,**(બિબ્યુલસ્ )*a.* [L. *bibo*,I drink. ] Spongy; having the quality of imbibing fluids:શોષક;ચુસી લે તેવું; શોષકધર્મક; જલશોષક. 2.Inclined to drink:છાકટું;દારૂડીઉં.

**Bice-se,**(બાઇસ્ )*n.*A pale blue or green colour: ખુલ્લો આસમાની કે લીલો રંગ.

**Bicipital-tous,**(બાઇસિપિટૅલ્-ટસ્ ) *a.* [L. *bis*, twice & *caput*, the head.]Having two heads:બે માથાં-ડોકાંવાળું. 2. Having two origins,as a muscle:બે સ્થાન-મૂળ-ઉત્પત્તિવાળું.3.Dividing into two parts at the top or the bottom: ઉપર અગર નીચે બે ભાગમાં વિભાગ પડતું.

**Bicker,**(બિકર્ )*vi.* To quarrel; to contend in words: કજીઓ કરવો; ટંટો-કંકાસ-બોલાચાલી-લડાઈ થવી; ટપાટપી ક૦;વાગ્યુદ્ધ-વિવાદ ક૦. 2. To move quickly;to be tremulous like flame or water:ધ્રુજવું; હાલવું; ડોલવું;ઝુલવું; ડોલાં-ઝોકાં ખાવું.

**Bickering,**(બિકરિન્ગ્ )*p.n.* Quarrelling:કલહ;વિવાદ; ટંટો; કજીઓ;લડાઇ;કંકાસ;ટંટો ફિસાદ.

**Bicorn-ed-ous,** (બાઈકૉર્ન્-ર્ન્ડ્-ર્નસ્ ) *a.*[L.*bis*,twice,& *cornu*,a horn.] Having two horns:બે શિંગડાંવાળું.

**Bicycle,** (બાઇસિકલ્ ) *n.* A two wheeled velocipede: ઉપર બેશીને પગવડે ઝડપથી દોડાવાની એક જાતની પૈડાંની ગાડી;બાઇસીકલ.

**Bid,**(બિડ્ )*vt.*(*imp.* **bid** or **bade**; *p.p.* **bid** or **bidden**.) [A.S.*beodan*,to offer, to command.] To offer to pay;to propose:કહેવું; માગણી કરવી.(At an auction.)2. To declare as a wish, a greeting,a threat or defiance & the like: જણાવવું;આપવું; ઇચ્છા જણાવવી; ભલે આવ્યા કહેવું;*as*,*to* **b**.*one welcome*: ભલે પધાર્યા એમ ક૦;*to* **b**.*good morning, farewell*,&c. : જતી કે જુદા પડતી વખત આશીર્વચન કહેવાં;છેલ્લી સલામ ક૦;*To* **b**.*defiance to*:અરે તું શું કરનાર છે-ચલ ચલ છોકરી-એમ કહી સામા થવું;લડવા બોલાવવું.3.To order; to command:હુકમ ક૦; આજ્ઞા ક૦;ફરમાવવું;as,*he* **bade** *me go away*: તેણે મને ચાલ્યા જવાનું કહ્યું.4.To invite;to call in:નિમંત્રણ ક૦;બોલાવવું; *to* **b**.*beads*,to pray with beads: માળા ફેરવી પ્રાર્થના ક૦; to **b**. *fair*, to make fair promise: સારૂં થશે-નીકળશે, એવું જણાવું-દેખાવું; as, *he* **bids** *fair to turn out an intelligent boy*:તે છોકરો હોશીઆર નિવડશે એમ જણાય છે.*n.*An offer of a price(at auction.):માગણી.

**Bidder,**(બિડર્ ) *n.* One who bids: માગનાર; માગણી કરનાર. **B**. at the auction of popularity:લોક પ્રિયતા પ્રાપ્ત ક૦ ને માટે ઉમેદવાર-કોશીસ કરનાર.

**Bidden,**(બિડન્ )*a.*(See **bid.**)Invited;offered;commanded:નોહતરેલું; નિમંત્રણ-આમંત્રણ-માગણી કરેલું;આજ્ઞા-હુકમ કરેલું;ફરમાવેલું.

**Bidding,** (બિડિંગ્ ) *n.* Command; offer;proposal of a price;invitation:હુકમ;આજ્ઞા;-આમંત્રણ;નિમંત્રણ; નોહતરૂં;માગણી.

**Bide,**(બાઇડ્ )*vi.* [See **abide.**] To dwell permanently; to inhabit: વસવું;રહેવું.*vt:*To remain firm under;to suffer:ટકવું;ખમવું; સહન કરી રહેવું;નભવું.2.To wait for:વાટ જોવી; માટે ગોભવું; રાહ જોવી; as, *I* **b.***my time:*હું મારા વખતની રાહ જોઉછું.

**Bidental,**(બાઇડેન્ટલ્ )*a.*[*Bis,*twice & *dens,dentis,*a tooth.]Having two teeth:દાંતવાળું;દ્વિદંતક.

**Bidet,**(બિડેટ્ )*n.*A small horse:ટટ્ટુ; વછેરો.2. A kind of bath tub for sitting baths: બેશીને નહાવાનું એક જાતનું પીપ.

**Biennial,**(બાઇએનિએલ્ )*a.*[L. *bis,* twice & *annus,*year.]Happening once in two years: દ્વિવાર્ષિક; બબ્બે વર્ષે થતું. 2. Continuing for two years & then perishing: બે વર્ષ સુધી જીવનાર-રહેનાર-ચાલનાર.

**Bier,**(બીર્ )*n.* [A.S.*baer.*]A carriage;a frame of wood to carry dead bodies to grave: મુડદાં સ્મશાનમાં લેઇ જવાની ખાટલી;ઠાઠડી; શબવાહીકા;નનામી;(મશ્કરીમાં)પાલખી.

**Biestings, Beestings,** (બીસ્ટિંગ્સ્ )*n.pl.*[A.S.*bcost.*] The first milk given by a cow after calving:ગાયનું ખરેડું.

**Bifarious,**(બાઇફેરિઅસ્ )*a.*[L. *bis,* twice,&*fari,*to speak.]Two fold; in two rows: બેવડું;બે હારમાં. 2. Pointing two ways:દોપટ;બે તરફનું; સામસામું;as,leaves that grow on opposite sides of a branch:ડાંખળીની સામસામી બાજુએ ઉગતાં પાંદડાં.

**Bifer,**(બાઇફેર્ )*n.*A plant producing fruits twice in one year: વર્ષમાં બે વાર ફળતું ઝાડ.

**Biferous,**(બિફેરસ્ )*a.*[L.*bis,*twice & *ferro,*I bear.]Bearing fruits twice a year:વર્ષમાં બેવાર ફળતું.

**Bifid-ate,**(બાઇફિડ્-ડેટ્ ) *a.* [L. *bis* twice,& *fiado,*I split]. Cleft in two:દુભાગ;બે ભાગનું.

**Bifold,** ( બાઇફોલ્ડ્ ) *a.* Twofold; double:બેવડું;દુપટ;બમણું.

**Biform-ed,**(બાઇફૉર્મ્-ર્મ્ડ્ )*a.*[L.*bis,* twice & *forma,*shape].Having two forms,bodies or shapes:દ્વીરૂપ;બેવડા આકારનું;દ્વિવિધ:દ્વિગુણ.

**Bifercate-ed,** ( બાઇફર્કેટ્-ટેડ્ ) *a.* Forked;divided into two branches:બે શાખા-પાંખાંવાળું.

**Big,**(બિગ્ )*a.*Large,great; bulky: મોટું;જાડું; ભારે. 2. (*a*) Pregnant; ready to give birth:બે જીવ;દહાડાવાળી;ગર્ભવતી;ગાભણી;as,*she is* **b.***with child:*તે ગર્ભવતિ છે;(*b*)Full;fraught with something portentous; ready to produce:ભરપુર;ભરેલું; તરત ખુલે એવું; as, *day* **b.***with the fate of Cato:*કેટોનું નસીબ તરત ખુલે તેવો દિવસ.3. Having greatness, fullness,inflation,&c:મોટા મનવાળું;અભિમાન-ગર્વ દર્શક;બહાદુર;હિમતવાન;as,**b.***heart:*મ્હોટું અન્ત:કરણ;**b.** *look:*અભિમાન દર્શક દેખાવ;**b.***words:* મગરૂરીનાશબ્દો;*to look* **b.**:મહાન(પુરૂષ)દેખાવું.*To talk* **b.**,to talk loudly or arrogantly:મોટી અને અભિમાનયુક્ત વાતો કરવી; મોટી મોટી વાતો કરવી;ફુલાંશ-ડફાંસ મારવી-હાંકવી.

**Big-gg,**(બિગ્ )*n.*A kind of barley: એક જાતના જવ.

**Bigamist,**(બિગૅમિસ્ટ્ ) *n.* [L. *bis,* twice & Gr.*gamos,* marriage]. One who is guilty of the offence of marrying one person when already legally married to another: બે બાયડી અગર બે ધણી કરવા નો ગુનોહ કરનાર-તહોમતદાર.

**Bigamy,**(બિગૅમિ)*n.*The crime of having two wives or husbands at once:બે વર-વહુ કરવા તે; દ્વિપત્નીભર્તૃકરણ.

**Biggin,**(બિગ્ગિન્ )*n.* A child's cap, or hood or something worn about the head:બચ્ચાંની ટોપી; માથાનું ઢાંકણ.2.A perforated coffee pot with a strainer:ગળણી સહિત કાણાંવાળી કાફીદાની ની કીટલી.

**Bight,**(બાઇટ્ )*n.* [A. S. *bugan, to* bend.]A bend in the sea-coast forming an open bay:નાનું અખાત. 2.The double part of a rope when folded i.e.a round;a coil:દોરડાનો વિંટો.3.A corner,bend,or hollow: ખાડો,પોલાણ,ખૂણો.

**Bigot,**(બિગૅાટ્ )*n.*One unreasonably wedded to a particular religious creed, opinion, practice or ritual;a devotee:ધર્માન્ધ પુરૂષ;દુરાગ્રહી;સ્વમતાગ્રહી;ધર્મચુસ્ત;મતાંધ.

**Bigot-ed,**(બિગૅાટ્-ટેડ્ )*a.*Obstinately & blindly attached to some creed,opinion,practice or ritual: દુરાગ્રહી;ધર્માન્ધ; મતવાદી; સ્વમતાગ્રહી; મતાભિમાની:હઠવાદી.

**Bigotry,**(બિગૅાટ્રિ) *n.* Perverse or blind attachment to a particular creed or certain tenets; excessive prejudice:ધર્માન્ધપણું;દુરાગ્રહ;સ્વમતાગ્રહ:મતાભિમાન.

**Bijou,**(બીઝુ )*a.*A trinket or a little box;a jewel.દાગીનો;ઝવેર; શણગાર;ચાઇચાઇ.

**Bilbo,**(બિલ્બો)*n.*(*pl.***bilboes**). An iron bar or bolt with a sliding shackle & lock to confine the feet of prisoners:હેડ;પગની બેડી.2. Arapier:એક જાતની લાંબી તરવાર.

**Bile,**(બાઇલ્ )*n.*[L.*bilis*].A yellow, greenish,bitter, nauseous fluid secreted by the liver:પિત્ત.2.Bitterness of feeling; ill-humour: ચીઢીઓ સ્વભાવ;-પિત્ત પ્રકૃતિ.

**Bile,**(બાઇલ્ ) *n.* (See *boil*) An inflamed tumour;a boil:ગુંમડું;ગડ.

**Bilge,**(બિલ્જ્ )*n.* The rant part of a cask:પીપનું પેટ-નો વચલો જાડો ભાગ.2.The broadest part of a ship's bottom or floor:વહાણના તળિયાનો પહોળામાં પહોળો ભાગ.*vt.*To suffer a fracture in the bilge;to let in water:વહાણને તળિયે ગાબડું પડવું.

**Bilge-water,** ( બિલ્જ્-વૅાટર્ ) *n.* Water which enters a ship & lies upon her bilge:ગાબડાથી વહાણમાં આવેલું પાણી.

**Biliary,**(બિલિઅૅરિ)*a.*Pertaining to bile;conveying bile: પિત્તનું-વાહક.

**Bilingual-ar,**(બાઇલિન્ગ્વૅલ્-અર્ ) *a.* [L.*bis,*twice & *lingua,*tongue]. Containing two languages:દુભાષી;બે ભાષાનું.

**Bilinguous,** ( બાઇલિન્ગ્યૂઅસ્ ) *a.* Speaking two languages:બે ભાષા જાણતું.

**Bilious,**(બિલિઅસ્ )*a.*[L.*bilis,* the bile].Pertaining to the bile:પિત્તવાળું-સંબંધિ.2.Troubled with an excess of bile:પિત્ત પ્રકૃતિ;પિતાંશ.3. Choleric,passionate;ill tempered:તામસી-ઉગ્ર પ્રકૃતિનું; ચીડીઉં;ગરમ.

**Bilk,**(બિલ્ક્ )*vt.*To frustrate or dis-

આવો ઉડયા બગલમાં હાથ.

appoint; to deceive or defraud: નાઉમેદ-દગો કo; ઠગવું. *n.* 1. A thwarting an adversary in cribbage by spoiling his score; a balk: ગંજીફાની રમતમાં પોતાના સામાવાળાને ફાવવા ન દેવો તે. 2. A cheat: a trick; a hoax: લુચ્ચાઈ; ધૂર્તતા; કપટ. 3. Nonsense; vain words: નકામું ટાહેલું; અગડબગડ બોલવું તે. 4. A person who tricks a creditor: પોતાના લેણદારને ઠગનાર-ફરેબદેનાર-માણસ.

**Bill,** (બિલ્) *n.* [A.S. *bile*, beak of a bird.] The beak of a fowl: પક્ષીની ચાંચ. 2. The note of a bird: પક્ષીનો રાગ-નું બોલવું. *vt.* To join bills: ચાંચે ચાંચ મેળવવી. 2. To caress in fondness: લાડ કરવાં-લડાવવાં. *To* b. *and coo*, to interchange caresses, said of doves; or demonstrative lovers: હોલાની પેઠે એક એકને લાડ ચુંબન કરવાં-આલિંગન કરવું.

**Bill,** (બિલ્) *n.* [A.S *bill*; Skr. *bhid*, to split.] A curved cutting instrument with a handle: દાતરડું. *hedge* b: ધારિયું. 2. A pickaxe: ખરપો; કોદાળી.

**Bill,** (બિલ્) *n.* [L. *bulla*, any thing rounded.] A declaration in writing expressing wrong suffered by the complainant: વાદીની અરજી; અપરાધ લેખ; અપરાધ પત્ર. 2. A writing binding a signer or signers to pay a certain sum at a future day or on demand with or without interest, as may be stated in the document: હુંડી; શાહજોગી કે તરત વાયદાની હુંડી. 3. A proposed or projected law: નવા કાયદાનો ખરડો-મુસદો; બીલ. 4. An account of goods sold or delivered or work done: વેચેલા માલની-કરેલા કામની કિમ્મત સુદ્ધાં યાદી; બીલ; બરતિયું; આંકડો; ખાતું. 5. Any paper containing a statement of particulars: વિગતવાર યાદી; ટીપ; લેખ; તપસીલ; as b. *of charges*: ખરચનુ ટીપણ; b. *of fare or provision*: ખાવાની ચીજોની યાદી. 6. An advertisement posted publicly: જાહેર ખબર. *vt.* To advertise by a bill or public notice: જાહેર કo. B. *of adventure*, a writing signed by a person who takes goods on board his ship wholly at the owner's risk: ધણીને જોખમે માલ વહાણ ઉપર ચઢાવ્યા બાબતનો દસ્તાવેજ. B. *of costs*, a statement showing the total amount of costs of a party to a suit: પક્ષકારને દાવામાં થએલા ખર્ચની યાદી. B. *of credit*, a paper issued by a state & designed to circulate as money: કોઈપણ રાજ્યે નાણાં રૂપે કાઢેલી ચીઠ્ઠી. B. *of divorce*; a writing given by the husband to the wife dissolving marriage relation: ફારગતી; તલ્લાકનામું; છુટા છેડા. B. *of entry*, a written account of goods entered in the customhouse: મંગાવેલા કે મોકલેલા માલનું બરતિયું. B. *of exception*, a statement of exceptions to a decision: કરેલા ઠરાવના અપવાદોનું ટીપણ. B. *of exchange*, a written order or request by one person to another desiring the latter to pay to a person named therein a certain sum of money: હુંડી. *Acceptance of a* b. સકાર; સ્વીકાર; b. *as yet unaccepted*: ખડી હુંડી; ઉભી હુંડી; b. *at sight*: દર્શની હુંડી; તરત મુદ્દતની હુંડી. B. *given in lieu of* b. *lost*: પેંઠ. B. *payable to bearer*: શાહજોગ હુંડી. B. *payable only to the purchaser*: ધણી જોગ હુંડી; *price paid upon a* b.: હુંડિયામણ. B. *of health*, a certificate from the proper authorities as to the state of health of a ship's company when leaving a port: બંદરથી ઉપડતી વખતે વહાણના ઉતારૂઓની તબિયતનું પ્રમાણપત્ર-સર્ટીફિકેટ. B. *of lading*, a written account of goods shipped signed by the master of a ship: વહાણમાં ચઢાવેલા માલની વહાણવાળાની સહી સાથેની પોહોચ-બરતિયું. B. *of mortality*, account of the number of deaths at a place in a given time: અમુક વખતમાં કેટલા મરણ થયાં તેની યાદી; મૃત્યુ પત્રક. B. *of pains & penalties*, a special Act of legislature which inflicts punishments less than death: મોતથી હલકી શિક્ષા કરનાર કાયદો. B. *of parcels*, an account given by the seller to the buyer of the particulars of all sorts of goods bought with their price: કીમત સાથે વેચાણ આપનારે કરી આપેલી માલની વીગતવાર યાદ. B. *of particulars*, a statement of the items of a plaintiff's demand in an action: વાદીએ લેણી રકમની કરેલી યાદ. B. *of rights*, summary of rights & privileges claimed by a people: રૈયતે માગેલા હકની નોંધ. B. *of sale*; a formal instrument for conveyance or transfer of goods or chattels: વેચાણનો કબાલો; વેચાણ ખત; બાનાખત. B. *of sight*, a form of entry at the customhouse by which goods, may be landed for examination of an importer: માલ મંગાવનારને આવેલો માલ જેવાની રજા ચીઠ્ઠી. B. *of store*, a license granted to merchants to carry stores & provisions necessary for a voyage: વેપારીઓને મુસાફરીમાં જરૂરનો ખોરાક વિ૦ લેઈ જવાનું પરવાનગી પત્ર. B. *of sufferance*, a license granted to a merchant to suffer him to trade from one port to another free of any customs: વેપારીને બીન જકાતે એકથી બીજે બંદર વેપાર કરવા આપેલો પરવાનો.

**Bill-book,** (બિલ્બુક્) *n.* A book in which a person registers all the bills he issues & receives: હુંડી તથા યાદીઓની નોંધ.

**Billet,** (બિલેટ્) *n.* A short letter: ચીઠ્ઠી; ટિકેટ. 2. A ticket from a public officer directing soldiers at what house to lodge: સિપાઈઓને મુકામ-ઉતારો બતાવનાર ટિકેટ. *vi.* To direct by a ticket where to lodge: સિપાઇઓને મુકામ જણાવવો-બતાવવો.

**Billet,** (બિલેટ્) *n.* A Small stick of wood: નાની લાકડી. 2. (*Metal*). A short bar of metal; as *of gold or silver*: સોના કે રૂપાનો નાનો સળીઓ-તાર. 3. A strap which enters a buckle: બકલમાં જે પટો પેસે છે તે.

**Billet-doux,** (બિલે-ડૂ) *n.* **Billet, &** [L. *dulcis*, sweet.] A love note or letter: પ્રીતિપત્ર; પ્યારનો કાગળ; મદનલેખ; પ્રેમપત્ર.

**Billiards,** (બિલિઅર્ડ્ઝ) *n.* A game played on a table with ivory balls: મેજ ઉપર રમવાની એક જાતની હાથીદાંતના દડાની રમત.

**Billion,** (બિલ્યૅાન્) *n.* [L. *bis*, twice, & Fr. *million*, million.] According to French method, a thousand, millon, 1,000,000,000; according to English method a million of millions: 1000,000,000,000; મહાપદ્મ. *Ten* b. ખર્વ. *A hun-*

Better a small fish than an empty dish:

*dred* **b.**s: અબધિ. *A thousand* **b.**s:અંત્ય. *Ten thousand* **b.**s:મધ્ય. *A hundred thousand* **b.**s:પરાર્ધ.

**Billow,** (બિલો) *n.* A great wave or surge of the sea occasioned by the wind:મોજું;છોળ;તરંગ;કલ્લોલ. 2. A great wave or flood of anything:કંઇ પણ ચીજનું મોજું અગર રેલ-પૂર. *vt.* To rise & roll in large waves:મોજાં આવવાં.

**Billowy,**(બિલોઇ)*a.* Full of billows or surges;turgid:તરંગ-છોળવાળું.

**Bimana,** (બાઇમેને) *n. pl.* [L. *bis*, twice & *manus*,hand.]Animals having two hands:બે હાથવાળું પ્રાણી.

**Bimanous,**(બાઇમેનસ્)*a.* Having two hands:બે હાથવાળું; *as, man is* **b.**:માણસને બે હાથ છે.

**Bin,**(બિન્)*n.*[L. *benna*, a kind of carriage. ] A box or inclosed place used as a repository of any commodity:કોઠાર;કોઠી;as,*a corn* **b.**:અનાજનો કોઠાર; *wine* **b.**:દારૂનું પીપ;*a coal* **b.**:કોલસા ભરવાની જગ્યા.

**Binary,**(બાઇનેરિ)*a.*[L.*bini*, two & two.]Compounded of two:બે;બેવડું;દ્વિગુણ.**B.** *compound*, a compound of two elements: બે અંશભાગની મેળવણી.**B.** *measure*, that in which the time of rising in beating is equal to the time of falling:નાદ ધબકવામાં ચઢતા ને ઉતરતા ધબકારાનો અંતર સરખો હોય તે. **B.** *star*, a double star whose members have a revolution round their common centre of gravity:બેમુખી તારા જેના બે ભાગ તેઓના ગુરૂત્વમધ્યબિંદુની આસપાસ ફરે છે.

**Binate,**(બાઇનેટ્)*a.*[L.*bini*,two & two.]Growing in pairs:જોડમે ઉગતું;સાથે ફુટતું;એકજગોએથી ઉગતું.

**Bind,**(બાઇન્ડ્)*vt.*(*imp.* **bound**,*pp.* **bound.**)[A. S.*bindan.*] To tie to-gether; to confine with a cord, band, &c.: બાંધવું;જકડી લેવું. 2. To confine or hold by physical force or influence of any kind: બાંધવું; પકડી રાખવું; અટકાવવું; as,*attraction* **b.**s *the planets to the sun*: આકર્ષણથી સૂર્યે ગ્રહો પકડી રાખ્યા છે;*as,he* **bindeth** *the floods from overflowing*: પૂરથી ઉભરાતા પાણીને તે અટકાવે છે.3.To prevent or restrain from customary or natural action: બંધ-કબજ કo;-ચી કબજ રહેવું;મળાવરોધ કo;as,*certain drugs or articles of food* **b.** *the bowels*:કેટલાક ઓષધ કે ખોરાક ઝાડાની કબજીઅત રાખે છે.4.To protect or strengthen by a band or border:મુગજી-કોર મુકવી. 5.To sew or fasten together:બાંધવું; શીવવું; as,*to* **b.** *a book*:ચોપડી બાંધવી.6.To oblige, restrain or hold,by authority, law, promise or other moral tie:વચન કે બીજા કરારથી બાંધવું-કબજે રાખવું;as,*to* **b.** *the conscience*: અંતઃકરણને કબજે કo; *bound* by affection:પ્રીતિપાશથી બંધાયેલો; સ્નેહનિબદ્ધ. 7. To bring under legal obligation to serve:શરતથી રાખવું;બંધણી કરી રાખવું;as,*to* **b.** *an apprentice*:કંઇ શરત કરી શિખાઉ રાખવો.8. To bandage or dress: પાટો બાંધવો. ( sometimes with '*up*)as,*to bind up a wound*:ઘા ઉપર પાટો બાંધવો.9.To make fast (a thing *about* or *upon* something):કંઇ ચીજની સાથે સજ્જડ બાંધી લેવું;સીકડવું; as, *to* **b.** *a belt about one*: કોઇની કમ્મરે પટ્ટો બાંધવો.*To* **b.** *over*,to oblige by bond to appear at court:કોરટમાં હાજર થવાના મુચરકા લેવા.*To* **b.** *to*, to contract: કરાર કo.*To* **b.** *up in*,to cause to be wholly engrossed with; to absorb in: કંઇ બાબતમાં ગરક-લીન કરી નાંખવું;પરાયણ કરવું.*vi.*To contract;to grow hard or stiff: કઠણ થવું;as,*clay* **b.**s *by heat*:માટી તાપથી કઠણ થાય છે.2.To be restrained from motion:બંધ-અટકી પડવું. 3.To be obligatory: બંધક-ફરજીઆત રહેવું-હોવું.*n.*A stalk of hops, so called from its winding round a tree: એક જાતના ઝાડે વીંટાયલા વેલાનું થડ.2.A ligature or tie for the purpose of grouping notes together:બંધ;પટી.

**Binder,**(બાઇન્ડર્)*n.*A person who binds,as books:ચોપડી બાંધનાર.2. Anything that binds;a bandage: પાટો;બંધ;દોરી;પટી.

**Binding,** (બાઇન્ડિન્ગ્ ) *a.* Having power to bind;obligatory:બંધનકારક;અગત્યનું;ફરજિયાત. 2. Astringent; costive: ઝાડાનો બંધકોસ કરે એવું.*n.*The act of fastening with a band: પાટો બાંધવો તે. 2. Anything that binds; bandage; the cover of a book;something that secures the edge of cloth from ravelling:બંધ;પાટો;ચોપડીનું પુઠું;આંધણી;મગજી;કોર.3.(*pl.*) The transoms,beams & other chief timbers used for strengthening the parts of a vessel: વહાણના ભાગને મજબુત પકડી રાખનાર લાંબા વળા.

**Binnacle,**(બિનેકલ્)*n.* [L. *habito*, I dwell.] A box containing the compass of a ship:વહાણનું હોકાયંત્ર રાખવાની પેટી.

**Binocle,**(બાઇનૉકલ્)*n.*[L.*bini* two & two, & *oculus*, eye.]A kind of telescope which enables a person to view an object with both eyes at once:કોઇપણચીજએકી વખતે બે આંખે જોઇ શકાય એવું દુરબીન.

**Binocular,** (બાઇનૉક્યુલર્)*a.* Having two eyes:બે આંખવાળું;દ્વિનયન; દ્વિનેત્ર.2. With or pertaining to both eyes: બે આંખ સંબંધિ. 3.Adapted to the use of both eyes: બે આંખે જોઇ શકાય તેવું; as,*a* **b.** *telescope*:બે આંખે જોવાય તેવું દુરબીન. *n.*A binocular glass:બે આંખે જોઇ શકાય તેવું દુરબીન અગર સુક્ષ્મ દર્શકયંત્ર.

**Binomial,**(બાઇનૉમિઅલ્)*n.*[L.*bis*, twice & *nomen*, a name.] An expression consisting of two terms connected by the sign plus or minus:ઓછા કે વત્તાની નિશાનીથી જોડાયલાં બે પદ;દ્વિપદ;દ્વિયુક્પદ.*a.* Consisting of two terms: બે પદવાળું;દ્વિપાદ.

**Biographer,**(બાઇઑગ્રેફર્)*a.* (See **biography.**)A writer of lives: જન્મવૃતાંત-ચરિત્ર લખનાર;ચરિત્ર વર્ણનકર્તા;ચરિત્રકવિ;જીવનચરિત્ર લેખક.

**Biographic-cal,**(બાઇઑગ્રેફિક્-કલ્ ) *a.*Pertaining to biography;Containing biography:જન્મ ચરિત્ર સંબંધિ-વાળું.

**Biography,** (બાઇઑગ્રેફિ) *n.* [Gr. *bios*,life & *grapho*,I write.]The history of the life & character of a particular person:જન્મવૃતાંત.2. Biographical writings in general:ચરિત્રલેખ;ચરિત્ર વર્ણન;ચરિત્રનિરૂપણ;ચરિત્રાખ્યાન.

**Biology,**(બાઇઑલૉજિ)*n.*[Gr.*bios*, life & *logos*, discourse. ] The science of life:પ્રાણિધર્મગુણવિદ્યા.

**Biometry,**(બાઇઑમેટ્રિ )*n.*[L.*bios*, life & *metron*, measure.] Cal-

નહિ મામા કરતાં કહેણા મામા સારા.

culation of the probable duration of human life:મનુષ્યની જીંદગી-આયુષ કેટલું છે તેની અટકળ-ગણત્રી.

**Biparous,**(બિપેરસ્)*a.*[L.*bis*,twice & *pario*,I bring forth.]Bringing forth two at a birth:જોડ જન્મે એવું;જોડકાં જણનારું.

**Biped,**(બાઇપેડ્)*n.*[L.*bis*, twice & *pes,pedis*,a foot.]An animal having two feet,as man:બેપગું પ્રાણી.

**Biped,** } (બાઇપેડ્-ડલ્)*a.*Having
**Bipedal,** } two feet:બે પગું;દ્વિપદ.

**Bipennat-ed,**(બાઇપેન્નેટ્-ન્નેટેડ્)*a.* [L.*bis*,twice & *pena*, feather]. Having two wings:બે પાંખવાળું.

**Biquadrate,**(બાઇક્વૉડ્રેટ્)*a.*[L.*bis*, twice & *quatuor*, four.] The fourth power arising from the multiplication of a square number or quantity by itself; quare of the quare:વર્ગનો વર્ગ;ચતુર્ઘાત.

**Birch,**(બર્ચ્)*n.*[A.S.*birce.*]A tree of several species:એક જાતનું ઝાડ; ભોજપત્ર.2.The smaller branches of the common European birch, used as rods:સોટી.

**Bird,**(બર્ડ્)*n.*[A. S.*bridd*,a chicken.] A feathered flying animal: પક્ષી;પંખી;ખગ;વિહંગ;વિહંગમ;ખેચર; પતંગ.2.*Fig*: A girl or maiden: છોડી;કુંવારીકા; કબુતર. *A* **b.** *in the hand is worth two in the bush*: પાસેનું એકને બહારના સો તે બે બરોબર; તરત દાન ને મહા પુન્ય. *Birds of the same feather*, of the same kind;of the same class:એક માળાના મણકા;એક તળાવનાં પાણી; એકજ મગની ફાડ. *vi.*To catch or shoot birds:પક્ષી પકડવાં;અગર ગોળી મારવી.

**Bird-catcher,** (બર્ડ્કેચર્) *n.* One whose employment is to catch birds;a fowler:વાઘરી;પારધી.

**Bird-eyed,** (બર્ડ્-આઇડ્) *a.* Quick-sighted;catching a glance as one goes:આકિક નજરનું-વાળું;સુપણાક્ષી.

**Bird-lime,**(બર્ડ્-લાઇમ્)*n.*A viscous substance used to catch birds: પક્ષી પકડવાનો ચીકણો પદાર્થ.Hence, anything which insnares:મોહજાળ.

**Bird's-eye,**(બર્ડ્ઝ્આઇ) *a.* General, not minute or entering into details:ઉપલક;ઉપરચોટિયું.

**Birth,**(બર્થ્)*n.*[A,S.*beran*,to bear; to bring forth.]The act of coming into life or of being born: જન્મ;અવતાર;ઉદ્ભવ;સંભવ;ઉત્પત્તિ. *A former* **b.**: પૂર્વજન્મ; *another or future* **b.**:જન્માંતર.**B.**,*life&death*: ઉત્પત્તિ,સ્થિતિ અને લય.*In,through, during and all one's* **b.**s:જન્મોજન્મ. *Untimely* **b.**: અકાળ જન્મ. *Blind from* **b.**:જન્માંધ;ગર્ભાંધ;જાત્યંધ.*Rich from* **b.**:ગર્ભેશ્વર;ગર્ભશ્રીમંત.*Sickly from* **b.**:જન્મરોગી.*To give* **b.** *to*: જણવું;જન્મ આપવો. 2. Lineage; descent: sometimes, high birth:કુળ;વંશ;ખાનદાન;કુલીનતા;as,*a man of noble* **b.**:ઉંચા કુળનું-ખાનદાન માણસ. *Pride of* **b.**: કુલાભિમાન. 3. Natural state or position:જન્મસ્થિતિ;જન્માવસ્થા.4. The act of bringing forth:પ્રસવ કાળ;as,*at her next* **b.**:તેણીના બીજા પ્રસવે.5. That which is born or produced, whether animal or vegetable:જન્મેલું;અવતરેલું;પેદા થએલું તે.6.Origin;beginning:ઉત્પત્તિ;આરંભ;મૂળ;as,*the* **b.***of an empire*: રાજ્યની ઉત્પત્તિ. *New* **b.**,regeneration, or the commencement of a religious life:બીજો અવતાર;ઉદ્ધાર;ધાર્મિક અવસ્થા.

**Birth-day,**(બર્થ્-ડે)*n.* The day on which a person is born:જન્મતિથિ-દિવસ.2.The anniversary of one's birth:જન્મ-વર્ષગાંઠ;સાલગિરી.

**Birth-place**(બર્થ્-પ્લેસ્)*n.*The town city or country in which a person is born:જન્મભૂમિ;વતન;સ્વદેશ.

**Birth-right,** (બર્થ્-રાઇટ્) *n.* Any right or privilege to which a person is entitled by birth:જન્મથી જે હક પ્રાપ્ત થાયછે તે;જ્યેષ્ઠ ભાગ;જન્માધિકાર.

**Biscuit,**(બિસ્કિટ્)*n.*[L.*bis*,twice & *coctus*,cooked.]A kind of unfermented bread,baked hard: એક જાતની રોટલી;બીસ્કુટ.2. A kind of earthen ware:એકજાતનું માટીનું વાસણ.

**Bisect,**(બાઈસેક્ટ્)*vt.* [L.*bis*,twice & *seco*,I cut.]To cut or divide into two parts:બે સરખા ભાગ કરવા.

**Bisection,**(બાઈસેકશન્)*n.*The act of cutting into two equal parts; the division of any line into two equal parts: બે સરખા ભાગ કરવા તે;દુભાગવું તે;દ્વિધાકરણ.

**Bisegment,**(બાઇસેગ્મેન્ટ્) *n.* One of the two parts of a line or magnitude, divided into two equal parts:બે સરખા કરેલા ભાગમાંનો એક સમભાગ.

**Bishop,**(બિશપ્)*n.* [L. *episcopus* Gr.*epi*,over & *scopeo*,I look.]An overseer;a spiritual superintendent or ruler:ઉપરી;ધર્માધ્યક્ષ.2.The highest of the three orders of the Christian ministry: ખ્રિસ્તી પ્રધાન મંડળના ત્રણમાંનો શ્રેષ્ઠ હોદ્દો.

**Bishop,**(બિશપ્)*n.* A mixture of wine,oranges,& sugar:નારંગી,ખાંડ,દારૂ,વિગેરેનું બનાવેલું શરબત-પાન. 2. A piece used in the game of chess,bearing the respresentation of a bishop's miter:શેત્રંજની રમતમાં વપરાતું ઉંટ.*vt.*To receive formally; to favour:કૃપા મેહેરબાની કo.(*Far.*)To make seem younger, by operating on the teeth: દાંત ઉપર વાઢકાપ કરીને નાનું(જુવાન) જણાય એવું કo;as,*to* **b.***an old horse*: ઘરડા ઘોડાને જુવાન કરીને દેખાડવો.

**Bishopric,**(બિશપ્રિક્)*n.* The district over which the jurisdiction of a bishop extends: ધર્માધ્યક્ષના તાબાનો પ્રદેશ. 2. Office of a bishop:ધર્માધ્યક્ષનો હોદ્દો.

**Bissextile,**(બિસ્સેક્સ્ટાઇલ્)*n.* [L. *bis* & *sextus*, the sixth of the calends of march.] Leap year; every fourth year in which a day is added in the month of February:જે વર્ષમાં ફેબ્રુઆરીમાં ૨૯ દીવસ આવે છે તે વર્ષ.

**Bisulcous,**(બાઇસલ્કસ્)*a.* [L. *bis*, twice &*sulcus*,furrow.]Cloven-footed,as swine or oxen:ખરીફાટેલું.

**Bit,**(બિટ્)*n.*[A.S. *bætan*, to bit.] The iron part of bridle to which the reins are fastened: લગામનું ચોકડું-કાકર. 2. Hence anything which curbs or restrains:કંઈપણ દબાણ-અંકુશ. *vt.* To put the bit in the mouth of:ચોકડું-ચઢાવવું;લગામ ઘાલવી-ચડાવવી.

**Bit,**(બિટ્)*imp.* & *pp.*of **bite.**

**Bit,**(બિટ્)*n.*A mouthful;a morsel; hence, a small piece of anything;a little;a mite:કોળિયો;બુક્કો; ગ્રાસ;કટકો;ટુકડો. *Not a* **b.**: જરીએ-રજે-તલમાત્રે-બીલકુલે નહિ. **B.** *by* **b.**, part by part;in detail: કકડે;કકડે; વિગતવાર.*In* **b.**s, in small pieces or quantities: ઝીણા-નાના-થોડાંથોડે; ટુકડે ટુકડે. *The biter* **b.**, one

caught in his own snare: પોતાનો ફાંસો પોતાનાજ પગે વાગવો તે; કામનાં કર્યાં દૈવે વાગવાં તે; ખોદે તેજ પડે;એના ટાંટીઆ એનાજ ગળામાં અ-રજવા.**2**.A small coin of the West Indies: વેસ્ટ ઇન્ડીઝનો નાનો સિક્કો. **3**.A small instrument for boring:કાણું કોરવાનું-પાડવાનું એક હથી-આર.**4**.The part of a key which enters the lock and acts upon the bolt and tumblers: કુંચીનો મોગરો.**5**. The cutting iron of a plane:રંદાના પાનાંની ધાર.**6**.Somewhat; something but not very great:થોડું ઘણું;થોડુંક; કટકો;બચકું.

**Bitch,**(બિચ્)*n*.[A. S. *bicce*.] The female of the canine kind as of dog,wolf & fox:કુતરી;વરૂ કે શિયાળની માદા;A lewd woman:રખડતી રાંડ;કુતરી.

**Bite,**(બાઇટ્)*vt*.(*imp*.**bit**, *pp*.**bitten,bit**.)[A. S. *bitan*, to bite.] To cut or seize with the teeth: કરડવું;બચકુ લેવું-ભરવું. **2**. To cheat; to trick:ઠગવું;છેતરવું. **3**. To cause sharp pain,or smarting to: ચચરવું;ઝાટકો લાગવો;વાગવું; ઝમઝમ થવું; as,*pepper* **b**.s *the mouth*:પીપરથી મોં ચચરે છે;as,*the cold* **b**.s: ટાઢ વાગે છે-વાય છે.**4**.To take hold of; to hold fast:વળગી રહેવું;ચોંટવું;as *the anchor* **b**.s *the ground*:નાંગર જમીનને ચોંટે છે.**5**. To puncture, abrade,or sting (as insect.): ચટકો મારવો-ભરવો;ડંખવું;કરડવું. *vi*. 1. To seize forcibly with the teeth: દાંતે મજબુત પકડી રાખવું. **2**. To be pungent:ધમધમાટ વાળું હોવું;ચચરવું;લાહે બળવી. **3**. To produce anguish:અતિ વેદના ઉત્પન્ન કરવી; દુઃખ દેo. **4**.To take a bait into the mouth, as a fish does:માછલીની પેઠે મોં માં ગલ પકડવો.**5**.To take or keep a firm hold:મજબુત લાગ પકડવો; બાઝીજવું; as an anchor bites; લંગર સજ્જડ બાઝી-ચોંટી જાય છે.*n*.The act of seizing with the teeth or mouth:બચકુ;લોચરૂ;as,*the* **b**.*of a dog*: કુતરાનું બચકુ.**2**.The wound made by the teeth or something analogous: ડંખ;દંશ;as, *the* **b**.*of an asp*: ઝેરી સાપનો દંશ;*the* **b**.*of a scorpion*:વીંછુંનો ડંખ.**3**.A morsel;mouthful:કોળિયો;બુકો.**4**.A cheat;a trick:ઠગાઈ; કાવતરૂં;ઠગો.**5**. A sharper;one who cheats:ઠગ;ધૂર્ત;ગંઠીઓ.

**Biting,**(બાઇટિન્ગ્)*a*.Sharp;severe; sarcastic:તીક્ષ્ણ;સખત;તીવ્ર;as,*a* **b**. *jest*: ઘણી લાગી જાય તેવી-તીવ્ર મશ્કરી;મર્મભેદી મશ્કરી.

**Bitmouth,**(બિટ્માઉથ્)*n*. The bit or that part of a bridle which is put in a horse's mouth: ચોકડું;લગામ.

**Bitter,**(બિટર્)*a*.[A.S.*biter*.]Having a peculiar acrid, biting taste:કડવું;કડવું વિખ. **2**. Piercing; painful:તીવ્ર;સખત; કડકતી; as,*a* **b**. *cold day*: કડકડતી ટાઢનો દીવસ.**3**. Calamitous;causing pain to the mind:દુઃખદાયક; વેદનાકારક; પીડાકર. **4**.Harsh;stern:કઠણ;નિર્દય;દુઃખ લાગે તેવું;કડવું;કડું;તીવ્ર; as, *husbands, be not* **b**. *against your wives*: પુરૂષો તમારી પત્નીઓ પ્રત્યે બહુ કઠણ-નિર્દય ન થાઓ.**5**.Mournful;distressing;pitiable:શોકજનક;દુઃખદાયક;દયામણું.*To the* **b**,*end*, to the last extremity,however calamitous: ઠેઠ સુધી;ગમે એમ થાય તોપણ આખર સુધી.*n*.A substance that is bitter:કડવી ચીજ.

**Bitterly,**(બિટર્લિ)*adv*. In a bitter manner;sorrowfully; piteously: બહુજ;ઘણુંજ દુઃખ લાગે તેવી રીતે;પોકે પોક;છાતીફાટ;as,*he went out & wept* **b**.: તે બહાર નીકળી પોકે પોક-છાતીફાટ રોયો.

**Bittern,**(બિટર્ન્)*n*.[L.L.*butio*.] A wading bird of Europe:એક જાતનું કાદવમાં ચાલનારૂં વિલાયતી પક્ષી.

**Bitterness,**(બિટર્નેસ્)*n*.The quality of being bitter either in a literal or a figurative sense:કડવાસ.**2**.Keenness of reproach or sarcasm;deep distress of mind: તીક્ષ્ણભાષણ;મેણું;મર્મ;અતિ દુઃખ.**3**.A state of extreme impiety or enmity to God: ઇશ્વર પ્રત્યે ઘણો અભાવ;શત્રુવટ; નાસ્તિકતા. **4**. Severity of temper: આકરાપણું;સખતાઈ. **5**. Dangerous error or schism: ભારે ભુલ અથવા મતભેદ-ફાટફુટ.

**Bitumen,** ( (બિટ્યૂમેન્ ) *n*. [L.] A mineral pitch:રાળ.

**Bivalve,** ( બાઇવૅલ્વ્ ) *n*. [ L. *bis*, twice & *valva*,a valve.]A shell or an animal having a shell consisting of two parts which open & shut:બે ઢાંકણાંની શીપ કે તેમાં રહેનારૂં પ્રાણી.

**Bivalve-ed,** ( બાઇવૅલ્વ્-વ્ડ્ )
**Bivalvous,** ( બાઇવૅલ્વસ્ )
**Bivalvular,** ( બાઇવૅલ્વ્યુલર્ ) } *a*.
Having two shelves or valves which open & shut: બે ઢાંકણાંની શીપવાળું.

**Bivaulted,**(બાઇવૉલ્ટેડ્ ) *a*. [L.*bis*; twice&*volvo*,I roll.]Having two vaults or arches:બે કમાનવાળું-દાર.

**Bivouac**(બિવૂઍક્ )*n*.The guard or watch of a whole army in cases of danger of surprise or attack: આખા લશ્કર ઉપર થતા ઘેરા કે હુમલાની ચોકી-રખેવાળી.**2**.An encampment for the night without tents:તંબુ વિના ખુલ્લા રાતનો લશ્કરનો પડાવ.

**Blab,**(બ્લૅબ્ ) *vt*. To utter or tell unnecessarily;to publish secrets without reserve:લવરી કરવી;બકવું; છાની વાત ફોડવી:રહસ્ય ખોલવું.*vi*.To talk without discretion;to tattle:બકવું;લવારો કરવો. *n*. One who betrays secrets;a tell-tale:બહુબોલુ;છુપી વાત ફોડનાર-જાહેર કરનાર.

**Blabber,** (બ્લૅબર્ ) *n*. A tattler, a telltale:જલ્પક;લવારો કરનાર;નાના-આછકલા પેટવાળો.

**Black,**(બ્લૅક્ )*a*.[A.S.*black*, dark.] Destitute of light;of the colour of soot or coal: અંધારાવાળું; કાળું; શ્યામ;કૃષ્ણ.**2**.(*Fig*.) Dismal; gloomy;mournful: ઉદાસી-દીલગીરી ભરેલું.**3**.Sullen: ક્રોધાયમાન; ગુસ્સે.**4**. Horrible;wicked:ઘાતકી; કાળું;ઘોર; અતિદુષ્ટ.**5**.In a less literal sense; Enveloped or shrouded in darkness:અંધારૂં ઘોર;ઘમઘોર;as,**b**.*night*: અંધારી મીણ જેવીઘોર રાત.*A* **b**.*sheep*, one in a family or company who is unlike the rest and makes trouble:કુટુંબ કે મંડળમાંનો બીજાથી જુદો પડતો માણસ; ઘઉંમાંનો કાંકરો; કાળું મોંઢું; હંસના ટોળામાં કાગડો. *n*. That which is destitute of whiteness; the darkest colour:શ્યામવર્ણ;કાળોરંગ. **2**.A negro: હબસી;સિદ્ધી. **3**. A black dress or mourning:શોકના લુગડાં.**4**.The part of a thing distiguished from the rest by being black:કાળો ભાગ.**5**. A stain or spot:ડાઘો;કલંક;લાંછન;દુષણ.**B**.&*white*,in writing or print: લખેલું કે છાપેલું;as,*I must have that statement in* **b**.&*white*:એ હકીકત

હૈયુ બાળ્યા કરતાં હાથ બાળ્યા સારા.

ઝુબાની મારે છાપેલી કે લખેલી જોઇએ. *vt.*To blacken;to soil:કાળુ-મેલુ કo.

**Blackamoor,**(બ્લૅકૅમૂર)*n.*A negro; or negress: હબસી અથવા હબસણ.

**Black-art,**(બ્લૅક્-આર્ટ)*n.*Conjuration;magic:જાદુ;મેલી વિદ્યા;કુવિદ્યા.

**Black-ball,**(બ્લૅક્બૉલ) *n.* A compositon for blacking shoes or boots:બુટ-જોડા રંગવાની મેળવણી.2. A ball of black colour used as a negative in voting:નકાર બતાવવાની કાળી ગોળી.

**Black-board,** (બ્લૅક્-બોર્ડ) *n.* A board used in schools, &c., for various writing purposes:નિશાળનું કાળુ પાટિયું.

**Black-cattle,**(બ્લૅક્-કૅટલ)*n.* Cattle of the bovine genus reared for slaughter:વધ માટે ઉછેરેલાં ગાયની જાતનાં ઢોર.

**Black-coat,**(બ્લૅક્-કોટ)*n.* A clergyman:પાદરી.

**Blacken,** (બ્લૅકન્) *vt.* To make or render black:કાળુ-શ્યામ કo.2. To darken;to cloud:અંધારૂ કo.3. To sully,as reputation;to make infamous:બટ્ટો-લાંછન-એબ લગાડવી-લાગવી;as,*vice* **b.**s *the character*: દુર્ગુણથી આબરૂને બટ્ટો લાગે છે.*vt.*To grow black or dark:કાળુપડવું-થઇજવું.

**Black-guard,** (બ્લૅકગાર્ડ) *n.* A dirty fellow of the meanest kind: નીચુ-હલકુ-ગંદુ માણસ;પાજી.2.A person of low character who treats others with foul abuse;a scoundrel;a rogue: લુચ્ચો;હરામખોર; ભાંડ બોલનાર હલકો માણસ; ચંડાળ; કાફર; નટખટ;લબાડી.*Pack or crow of* **b.**s: ચંડાળ ચોકડી;ધુતાવળ.*a.*Scurrilous; abusive: ભાંડ બોલનાર; ખરાબ; હલકુ. *vt.* To revile in scurrilous language: ગાળ ચોપડવી;નિંદા કo.

**Blacking,** (બ્લૅકિંગ્)*n.* A preparation made for blacking shoes or boots:જોડા કે બુટ ઉપર ચઢાવવાનો કાળો રંગ.

**Blackish,**(બ્લૅકિશ્) *a.* Somewhat black:કાળાશ પડતું-મારતું.

**Black-lead,**(બ્લૅક્-લેડ્)*n.* A plumbago; graphite: પેનસીલ બનાવવાનો ખનિજ પદાર્થ.

**Black-leg,** (બ્લૅક્-લેગ્) *n.* A notorious gambler or cheat:નામીચો જુગારી-ઠગ.2.A disease among calves & sheep:ઘેટાં-વાછરડાંનોરોગ.

**Black-mail,** (બ્લૅક્-મેલ્)*n.* A rate of money,&c.,anciently paid to robbers for exemption from pillage:ચોરોને આપવામાં આવતી ખંડણી. 2. Extortion of money by threats:ધમકી આપી પૈસા કઢાવવા તે.

**Blackmoor,** (બ્લૅક્-મૂર) *n.* (See **blackamoor.**)

**Blackness,** (બ્લૅક્-નેસ્) *n.* The quality of being black; black colour; darkness: કાળાપણું; કાળો રંગ; અંધારૂં.2.Enormity of wickedness:અતિક્રુરતા; ઘાતકીપણું; દુષ્ટતા.

**Black-smith,** (બ્લૅક્-સ્મિથ્) *n.* A smith who works in iron; an ironsmith:લુહાર;લવાર.

**Black-wash,**(બ્લૅક્-વૉશ્)*n.*A lotion made by mingling calomel & lime water: રસકપૂર અને ચુનાના પાણીની મેળવણી. 2. A wash that blackens, as opposed to whitewash: જે મેળવણીથી કાળું થાય છે તે. Hence,figuratively,calumny: તે ઉપરથી,નિંદા;બદબોઈ.

**Blackwood,**(બ્લૅક્-વુડ્)*n.*A kind of precious wood:સિસમ.

**Bladder,**(બ્લૅડર)*n.*A. S. *blædre.*] (*Anat.*)A bag or sac in animal containing some secreted fluid: કોથળી;આશય;as,*urinary* **b.**: મુતર રહે છે તે કોથળી;મુત્રાશય;*the gall* **b.**: પિત્તની કોથળી.2. Any vesicle or blister filled with air or a thin watery liquor: ફોલ્લો; ઝલેલો. 3. (*Fig.*)Anything inflated,empty or unsound:પરપોટો; અસાર વસ્તુ; કંઇપણ ફુલેલી ચીજ.*vt.*To swell or puff up, as a bladder with air: ફુલાવું;ભરવું.

**Blade,**(બ્લૅડ્)*n.* [A. S. *blæd*, that which springs,as a shoot.] The leaf or flat part of the leaf of a plant:ઘાસનું પાંતરૂં-પત્તું. 2. The cutting part of an instrument; as the blade of a knife:પાનું;ફળ. 3.The broad part of an oar: હલેસાનો પોહોળોભાગ.4.The scapula or shoulder bone:ખભાનું ઉપરનું પોલું હાડકું. 5. A bright, sharp-witted fellow;a rake:ચપળ માણસ.6.*pl.*The principal rafters of a roof:છાપરાના મુખ્ય મોભ-વળા. *vt.* To furnish with a blade:પાનાવાળુ કo.*vi.*To have a blade:પાનું હોવું.

**Blain,**(બ્લેન્)*n.*[A.S. *blawan,* to blow.]An inflammatory swelling;a blister:ફોલ્લો;ગોડ;ગડ;ગુમડું.

**Blamable,**(બ્લેમેબલ્)*a.*Deserving of censure;faulty;culpable: દોષપાત્ર;દોષણીય; ઠપકા જોગ-પાત્ર; નિંદનીય;નિંદાપાત્ર.

**Blame,**(બ્લેમ્)*vt.*[Gr. *blasphemein*,to speak ill.]To censure; to find fault with:ઠપકો દેવો;દોષ મુકવો-કાઢવો;ખોડ કાઢવી. *To* **b.**, in fault, or to be blamed: ઠપકાને પાત્ર:*you were to* **b.** *let me be plain with you*:મારે તમને ખુલ્લું કહેવું જોઇએ કે તમારો વાંક હતો.*n.*Censure;reprehension;imputation of fault:ઠપકો; દોષારોપ; અપવાદ; દુષણ;નિંદા.2. Fault;crime:દોષ;વાંક;ગુન્હો;અપરાધ.

**Blameless,**(બ્લેમ્લેસ્)*a.*Innocent; guiltless:નિરપરાધી;બિદોષ;નિષ્કલંક; અનિંદ્ય;દોષરહિત.

**Blameworthy,**(બ્લેમ્-વર્ધિ)*a.*Deserving blame; reprehensible: દોષ મુકવા યોગ્ય;ઠપકાપાત્ર;દુષણીય.

**Blanch,**(બ્લૅન્શ્) *vt.*To whiten;to make blank:ધોળુ-ઉજળુ કo.2. To make white by stripping off the peels:છોડાં ઉખાડી ધોળુ કo;as, *to* **b.** *the almonds*: બદામના છોડાં કાઢવાં-ફોલવાં.3. To give a white lustre to (silver before stamping, in the process of coining.) સિક્કા પાડવામાં છાપ મારતા પહેલાં ધોળો ઉજાસ રૂપાને આપવો.4.To cover with a coating of tin:કલાઈ ચઢાવવી.5.To whiten;to white wash: સારૂં સારૂં દેખાડવું;ઉપર ઉપરથી સારૂં દેખાય એમ કરવું.6.To bleach: નીખારવું;હાર કાઢીને સફેદ કરવું. *vi.* To grow or become white:સફેદ થવું; as his cheek *blanched* with fear: ભયથી તેના ગાલ ધોળાબખ-ફક પડી ગયા.

**Bland,**(બ્લૅન્ડ્)*a.*[L.*blandus* mild.] Mild;soft,gentle: નમ્ર; કોમળ; મૃદુ; સૌમ્ય;શાંત.

**Blandish,**(બ્લૅન્ડિશ્) *vt.* [L. *blandus*,mild.]To flatter with kind words;to caress:લાડ લડાવવાં;ચઢાવવું.

**Blandishment,**(બ્લૅન્ડિશ્મેન્ટ્) *n.* Artful caresses:લાડ;નખરાં;ચાળા; લાલિત્ય;અદા;હાવભાવ;મધુર ભાષણ.

**Blank,**(બ્લૅન્ક્) *a.* Of a white or pale color:સફેદ;ઝાંખું;ફિકું;as, *the* **b.** *moon*:ઝાંખો ચંદ્રમા.2.Pale from fear or terror;confused; dejected:ગભરૂ;આકુળ;ઉદાસી.3.Lacking characteristics which give variety:ફીક્કું;ખાલી;શુષ્ક;નિરસ; as, **b.** *de-*

Bear & blame not what you cannot change:

*sert* or wall:સુકુ રણ અથવા અમથી-સાદી ભીંત. **4.** Rare; unmingled; mere:કેવળ;તદ્દન;as, **b.** *stupidity*: કેવળ મૂર્ખાઇ.**5.** Without rhyme: અનુપ્રાસ રહિત;યમક વગરનું(કવિતામાં) **6.**Free from writing, printing or marks:કોરૂં;કંઇપણ લખાણ વગરનું; as, **b.** *paper*:,કોરો કાગળ. **7.** Lacking animation and intelligence; vacant: બુદ્ધિ શુન્ય;મંદબુદ્ધિનું;as,*a* **b.** *face*:મંદબુદ્ધિ દર્શક ચહેરો.**B.***cartridge*:a cartridge filled with powder, but without ball:ગોળી વિના એકલો દારૂ ભરેલો ટોટો-કારતુસ.**B.** *deed or document*, customary form of a deed with vacant spaces for inserting names, dates or other special matters:પોલો દસ્તાવેજ.**B.***door or window*,a depression in a wall made so as to resemble a door or a window:ભીંતમાં બારણું કે બારી જેવો કરેલો ખાડો. **B.** *indorsement*,one which omits the name of the person in whose favour it is made:(હુંડીમાં)જે માણસના જોગ તે લખી હોય તેનું નામપોલું રાખી કરેલું મથાળું કે શેરો.**B.** *tire*, a tire without a flange: કોર મુકયા વિનાની પૈડાંની વાટ.**B.***verse*;verse or poetry without rhyme:અનુપ્રાસ રહિત કવિતા. *n.* Any void space: ખાલી-કોરી જગ્યા.**2.**A ticket in a lottery which draws no prize: લોટરીમાં ખાલી ગએલી ચીઠ્ઠી-ટીકેટ.**3.** A paper unwritten:કોરો કાગળ.**4.** A document with vacant spaces left to be filled with names, dates, &c: નામ, તારીખ કે બીજું ભરવા પોલો રાખેલો દસ્તાવેજ.**5.**The object to which anything is directed:નિશાન તાકેલી વસ્તુ;જેના તરફ ધ્યાન કે લક્ષ હોય તે ચીજ.**6.** A small French copper coin:ફ્રાન્સનો તાંબાનો સિક્કો.*In* **b**, with an essential portion to be supplied by another:કોરૂં;બીજાએ ભરી નાંખવાનું;પોલું રાખેલું.*vt.*To make void;to annul:રદ કo.**2.**To deprive of color; to dispirit:મન ભાગવું;ઉદાસી કo.

**Blanket,** ( બ્લૅન્ગ્કેટ્ ) *n.* A coarse loosely woven cover of wool for beds &c: કામળો;ધાબળી;બન્નુસ. **2.** A layer of blubber in whales: મગર મચ્છમાં ચરબીનું પડ-થર. *vt.* To cover with a blanket:ધાબળી લપેટવી-ઢાંકવી. **2.**To toss in a blanket by way of punishment: કામળામાં ઉછાળી શિક્ષા કરવી.

**Blankly,**(બ્લૅન્ગ્કલિ) *adv.* Without expression; with paleness or confusion:બોલ્યા વગર; ગભરાઇને કે ફીકા પડી જઈને;અવાચ્ય થઇ જઇને.**2.** Directly; flatly;point blank:સાગલું જ;તાબડતોબ;પાધરૂં જ;તરતજ;ખુલ્લે ખુલ્લું;માથામાં વાગે એવું.

**Blare,**(બ્લૅર્) *vt.* To sound loudly; to roar: ગર્જના કo;બરાડવું.*n.*Roar; noise:ગર્જના;બુમ;બરાડ;રાડ.

**Blarney,**(બ્લાર્નિ) *n.* Smooth talk; flattery:ખોબે ખોબે ખાંડ પીરસીને કરેલી વાત;મસ્કો;ખુશામત.*vt.*To deceive or flatter by smooth talk : મીઠીમીઠી વાત કરીને ગોળ ગોળ કરી નાખવું.

**Blaspheme,**(બ્લૅસ્ફીમ્)*vt.*[L. *blasphemare*, Gr. *blapsis* injury & *pheme*,speech]. To speak impiously of God: ઇશ્વરની-દેવનિંદા કo; -નું ભુડું બોલવું. **2.** To calumniate; to revile:નું ભુંડું બોલવું;-ની નિંદા-બદગોઈ કo.*vi.*To utter blasphemy: ઈશ્વરની નિંદા કo-નું પદ ધારણ કo.

**Blasphemous,** ( બ્લૅસ્ફીમસ્ ) *a.* Impiously reproachful towards God:profane:ઇશ્વરનિંદક;દેવનિંદક.

**Blasphemy,** ( બ્લૅસ્ફીમિ ) *n.* Indignity offered to God by words or writing: ઇશ્વરનિંદા; ઇશ્વરાપવાદ; ઇશ્વરાક્ષેપ. **2.** Calumny; vilification:નિંદા;ભુંડું બોલવું તે;બદગોઈ.

**Blast,**(બ્લાસ્ટ્) *n.* [A. S. *blæst*, a pulf of wind]. A violent gust of wind: પવનનો ઝપાટો-સપાટો.**2.** A forcible stream of air,as from bellows,mouth, &c:ફુંક;ફુંફાડો.**3.** The sound made by blowing a wind instrument:મ્હોડે વગાડવાના વાજીંત્રમાંથી નિકળતો અવાજ.**4.** The rending of rocks,&c., by explosion of gun-powder:સુરંગેફોડી પ્હાડનું તોડવું તે;ધડાકો.**5.**A blight:મરકી; નાશકારક અસર.**6.**A flatulent disease of sheep:ઘેટાંને થતો એક જાતનો વાથી પેટ ફુલી જવાનો રોગ.*vt.* To cause to wither;to blight:કરમાવી-મારી-ચીમલાવી નાંખવું.**2.** To affect with sudden violence which causes to fail: ભાંગી-તોડી પાડવું; ભંગ કo;ઉતારવું;as,*to* **b.***pride or hopes*: ગર્વ ઉતારવો;આશા ધૂળ મળવી. **3.** To confound by a loud din:મોટા ધડાકાથી ગભરાવવું.**4.**To rend openly by an explosion of gunpowder: to shatter:સુરંગથી ફાડવું-ઉડાડવું;તોડીને ભુકા ઉડાવી દેવા.*vi.*To be blighted or withered:કરમાઇ જવું.

**Blasting,**(બ્લાસ્ટિન્ગ્) *n.* A blast; destruction by pernicious cause: ઝપાટો; નાશ.

**Blat,**(બ્લૅટ્)*vi.*To cry,as a calf or sheep:વાછડા કે મેંઢાની પેઠે બરાડવું; બેંબેં કo.To talk inconsiderately: વગર વિચાર્યું-ગમે તેવું-બોલવું-બકવું.

**Blatant,**(બ્લૅટન્ટ્)*a.* Bawling; clamoring:બૂમો પાડતું;ગડબડ કરતું;ગડબડીયું.

**Blatter,**(બ્લૅટર્)*vi.* [L. *blatero*, I prate].To patter;to prate:વરસાદના છાંટા જેવો અવાજ થવો;બકવું;લવારો કo.

**Blaze,**(બ્લેઝ્)*n.*[A.S.*blase*,a torch.] A bright flame:ભડકો; જ્વાળા;ઝાળ. **2.** Intense, direct light, accompanied with heat: તેજ; અજવાળું;પ્રકાશ;ઉજેસ;*the* **b.***of the sun*: બપોરનો પ્રકાશ.**3.**A white spot on the forehead of a horse:ઘોડાના કપાળ ઉપરનો ધોળો ડાઘ-ચાંદુ. **4.** A spot made on trees by chipping off the bark: ઝાડની છાલ કાપ્યાથી તે પર પડેલો ડાઘ. **5.** A bursting out;wide defusion&display:શોરબકોર;ઘોંઘાટ; as,*the* **b.***of riot*: હુલ્લડનો ઘોંઘાટ.*In a* **b.**,on fire;burning with a flame; excited; exasperated: બળતું;ધગધગતું; ક્રોધાયમાન; આવેશી. *Like* **b.***s*, furiously; rapidly: જોસભેર; ઝડપથી; વાને વેગે; ભડભડ. *vi.* To shine with flame: બળવું;ભડકો થવો;સળગવું. **2.**To send forth bright & glowing light: પ્રકાશવું.**3.**To be resplendent: પ્રખ્યાત-પ્રસિદ્ધ હોવું.*To* **b.**,*away*, to continue firing,(said of soldiers:) બાર કર્યા કરવા.(Also *fig.*)of speech or action:ધાણી ફુટે તેમ તડતડ,અથવા પાણીના રેલાની પેઠે બોલ્યા જવું-ભાષણ કરવું;ઉઠીઉઠીને-ઝટઝટ કામકરવું.(*colloq.*)*vt.* To make public far & wide:પ્રગટ-જાહેર કo.**2.**To mark as a tree by chipping off a part of its bark:ઝાડની થોડી છાલ ઉખાડી નિશાની કo.**3.**To mark out:નિશાની કરીને બતાવવું;નિશાન કરવું-અજવાળાથી બતાવવું;as,*to* **b.** *a path*:

માથે પડી સગા બાપની.

અજવાળાથી રસ્તો બતાવવો.

**Blazing,** (બ્લેઝિન્ગ્ ) *a.* Emitting flame or light:ચળકતું;ઝગઝગતું;તેજસ્વી;ધગધગતું;as,**b**.*torches*:ઝગઝગતી મશાલો.**B**.*noon*: ધગધગતા બપોર. **B**. *star*,a comet;a star accompanied with a train of light:પુછડિયો તારો; ધુમકેતું. 2. A medicinal plant:ઔષધના કામમાં આવતો છોડ.

**Blazon,**(બ્લેઝન્ )*vt.*To display; to make public:બતાવવું; પ્રગટ-જાહેર-ખુલ્લુ ક૦.**2.**To deck;to adorn:શણગારવું;શોભાવવું.**3.** To explain in proper terms,as the figures on armorial ensigns:કુલીનતાના ચિન્હોની આકૃતિ સમજાવવી-કાઢવી. *n.*[A.S. *blæse*,luster.]Armorial bearings: કુલીનતાનાં ચિન્હો-નિશાન.2.Ostentatious display;show:ભભકો;બતાવવું તે.

**Bleach,**(બ્લીચ)*vt.*[A.S.*blasian*,to grow pale.]To blanch;to whiten: ધોળુ ક૦;નિખારવું.*vi.*To grow white in any manner:કોઇ રીતે ધોળુ-સફેત થવું;રંગ ઉડી જવો.

**Bleacher,** ( બ્લીચર્ ) *n.* One who whitens by bleaching:કોરાં લુગડાં નિખારનાર.

**Bleaching,**(બ્લીચિન્ગ્ )*n.*The art of whitening fabrics by chemical agents, &c.: કોરાં લુગડાં રસાયણિક વસ્તુથી નિખારવાની હીકમત-નો ધંધો.

**Bleak,**(બ્લીક્ )*a.*[A. S. *blac*,pale]. Desolate & exposed:જ્યાં ખુલ્લી હવા આવતી હોય તેવું;આશ્રય વગરનું;ખુલ્લુ.**2**.Cold & cutting;cheerless: ઠંડું;શરદ;શિતળ;આનંદરહિત.

**Bleakness,**(બ્લીક્નેસ્ )*n.*Exposure to the wind:ખુલ્લું;અનાશ્રયપણું.2. Coldness:શરદી;ઠંડક.

**Blear,**(બ્લીર્ )*a.*Dim or sore with water or rheum(applied to eyes): દુઃખવા આવેલી અને પાણી ઝરતી. 2. Causing dimness of sight:ઝાંખ મારતું.*vt.*To affect with soreness of eyes:આંખો દુઃખવા આવવી.**2.**To make dim:ઝાંખ મારવી. (*Fig.*):To obscure mental or moral perception:આંધળું કરી દેવું;સુઝ પડવા ન દેવી.*To* **b.** *the eye of,* to cheat or impose:-ની આંખમાં ધુળ નાંખવી; આડા પાટા બંધાવવા.

**Blear-eyed**(બ્લીર્-આઈડ્ )*a.*Having sore eyes:દુઃખવા આવેલી આંખવાળું. **2.**Dim-sighted:જેને ઝાંખ વળતી હોય તેવું.**2.**Lacking in perception or penetration:ટુંક બુદ્ધિનું-નજરનું.

**Bleat**(બ્લીટ્ )*vi.*[L.*Balare*,to bleat] To cry,as sheep: બેંબેં ક૦; મેંઢાની પેઠે બોલવું.*n.*A sheep's cry:બેંબેં.

**Bleb,**(બ્લેબ્)*n.*A little tumor,vesicle or blister; a bubble, as in water:નાનો ફોલ્લો;પરપોટો.

**Bled,**(બ્લેડ્ )*Imp.&pp.*of **bleed**.

**Blee,**(બ્લી) *n.* Complexion; color; likeness; form: મુખાકૃતિ; મુખમુદ્રા; મ્હોની કાંતી-આકાર-ડોળ-ઘાટ. That boy has a strong **b**,of his father: તે છોકરાનું મોં-કાટું-આબેહુબ તેના બાપને મળતુ-ના જેવુંજ છે.

**Bleed,**(બ્લીડ્ )*vi.Imp.& pp.***bled.** [A.S.*bledan.*]To blood:લોહી નીકળવું-વેહેવું;as,*the arm bleeds*:હાથમાંથી લોહી વહે છે;*to* **b**.*at the nose*: નસકોરી ફુટવી.*To* **b**.*for one's country*: સ્વદેશાર્થે પ્રાણાર્પણક૦.**2.**To die a violent death:કપાઇ-કમોતે મરવું; અકાળ મૃત્યુ થવું.**3.**To lose sap,gum, or juice:રસ ઝરવો-નીકળવો.**4.**To pay or lose money:પૈસા ખોવા-કાઢવા-ઓકવા.*The heart bleeds*,(a phrase to denote *extreme* pain from sympathy or pity):મારૂં હૈયુ ફાટી જાયછે;મારૂં દીલ બહુ દાઝેછે.*vt.***1.**To let blood from;to draw blood from, as by opening a vein: લોહી કાઢવું; ફસ ખોલવી.**2.**To draw money from to induce one to pay:-ની પાસે પૈસા કઢાવવા;સમજાવી ફોસલાવીને પૈસા લેવા.

**Bleeder,**(બ્લીડર્ )*n.*(*a*)One who or that which bleeds:જેને અગર જેમાંથી લોહી વહે છે તે. (*b*)One in whom slight wounds give rise to profuse bleeding: જેને જરાપણ જખમ થવાથી અતિશય લોહી વહેછે એવું માણસ.

**Bleeding,**(બ્લીડિન્ગ્ )*n.* Issuing of blood as, from the nose or a wound:નાકે જખમમાંથી લોહી વહેવું તે;a hemorrhage:રક્તસ્રાવ;સ્રાવ.**2.** The operation of letting blood, as in surgery: ફસ ખોલવી તે. 3. Drawing of sap from a tree or plant:ઝાડ કે છોડમાંથી રસ ઝરાવવો તે. *a.* Emitting blood or sap: લોહી નીકળતું;રસ ઝરતો;also,expressing anguish or compassion: બળતું; દાઝતું;દયા આવે તેવું.

**Blemish,**(બ્લેમિશ્ )*vt.*[O.E.*Blemissen*,to soil].To injure or impair what is excellent:ખોડ-એબ-ખામી આણવી;બેડોળ-કુરૂપ ક૦.**2.**To tarnish as reputation; to defame: ફજેતી ક૦-લુટવી;ગેર આબરૂ ક૦;બટ્ટો લગાડવો. *n.*Any mark of deformity,physical or moral:ખામી;ખોડ;એબ; દોષ;છિદ્ર;ખાંપણ.**2.**Taint;disgrace:બટ્ટો;કલંક;અપયશ;લાંચ્છન.

**Blench,**(બ્લેન્શ્ )*vi.*[A.S.*Blencan*, to deceive].To shrink; to start back;to give way:પાછા હઠવું;હઠીજવું.*vt.*To baffle;to break the force of:નિષ્ફળ ક૦;હરાવવું.*vi&vt.*To grow or make pale:ઝાંખા-ફીકા પડવું-પાડવું.

**Blend,**(બ્લેન્ડ્ )*vt.*[A.S.*blandan*,to mix.]To mix or mingle together ભેળસેળ ક૦-થવું; મેળવવું. Hence, to confuse or confound:ગોટાળો કરી નાંખવો;ગરબડગોટાકરવા;શંભુમેળો-ખીચડો કરી નાખવો.*vi.*To be mixed: મળી જવું-એકઠું થવું.To pass or shade insensibly into each other, as colors:રંગોનું એકબીજા સાથે ન વર્તાય એવી રીતે મળી જવું-સામ્મિલન થવું.*n.* A thorough mixture of one thing with another,as colors, liquors, &c:મેળવણી;ભેળ.

**Blendwater,**(બ્લેન્ડ્વોટર્ )*n.*A distemper incidental to cattle, in which their livers are affected: ઢોરનાં કાળજામાં રોગ થવાથી થતો વ્યાધિ.

**Blennorrhea,**(બ્લેનૉરિઅ)*n.*(*a*)An inordinate secretion and discharge of mucus:ગળફા-પરૂનું અતિશય ભરાવું અને નીકળવું. (*b*) Gonorrhœa:પરમો;પરમીઓ;પ્રમેહ.

**Bless,**(બ્લેસ્ )*vt.*[A.S. *bletsian*, to bless.]To make happy;to confer prosperity or happiness upon: સુખી-આબાદી ક૦;-નું કલ્યાણ-કુશળ-મંગળ-સારૂ ક૦;સુખસંપન્ન ક૦.**2.** To invoke a blessing:આશીર્વાદ દેવો;દુવા માગવી;આશીર્વચન ક૦;માથે હાથ મુકવો **3.** To consecrate to holy purposes:પવિત્ર કામ માટે ઠરાવવું-નિર્માણ ક૦.**4.**To praise;to glorify: સ્તુતિ-વખાણ ક૦.**5.**To esteem or account happy:સુખી ગણવું-માનવું.*To* **b.***from*; to preserve from:બચાવ-રક્ષણ ક૦; બચાવવું.*To* **b.** *with,* to endow or favor with: કૃપા કરવી; મહેરબાનીની રાહે આપવું.

**Blessed,**(બ્લેસેડ્ ) } *a.*Happy;high-
**Blest,** (બ્લેસ્ટ્ ) } ly favoured:સુખી;કુશળ;ધન્ય;સુખસંપન્ન;કૃતકૃત્ય;કૃતાર્થ. **2.**Imparting happiness or bliss: સુખદ;સુખરૂપ. **3.** Enjoying spiri-

ફેટ્,fate;ફાર્ ,far;ફાસ્ટ્,fast;ફૅટ્,fat;ફૉલ્ , fall;મી,me;મેટ્ ,met;પિન્,pin;નોટ્,note;નૉટ્,not;ટ્યુબ ,tube;બુલ્ ,bull.

tual happiness:સ્વર્ગસુખી; સ્વર્ગીય. 4.Heavenly;holy:તેજસ્વી;દીવ્ય;as, *he lay at his* **b.**d *feet*: તેના દીવ્ય ચરણે તે નમ્યો.5.Beatified:સ્વર્ગ તુલ્ય સુખ પામેલું.6.Used euphemistically,ironically or intensively:નઠારું સારા શબ્દથી કહેવું હોય ત્યારે, વક્રોક્તિથી,અથવા ભાર મુકીને કહેવું હોય ત્યારે,એ શબ્દ વપરાયછે;as,*not a* **b.** *man came to set her free*:તેણીને છોડવવા કોઇ કાળું કુતરું એ આવ્યું નહિ-કોઈએ પોતાનું કાળું મોં બતાવ્યું નહિ -અર્થાત્ કોઇએ ન આવ્યું.

**Blessedness,**(બ્લેસેડ્નેસ્ )*n.* Happiness;felicity:સુખ;કલ્યાણ;ધન્યતા; કૃતકૃત્યતા.*Single* **b.**, the unmarried state:કુંવારી સ્થિતિ;વાંઢાવસ્થા.

**Blessing,**(બ્લેસિન્ગ્ )*n.*A means of happiness: સુખસાધન; લાભ. 2.A wish of happiness pronounced; benediction:આશીર્વાદ-વચન;વરદાન;દુવા.3.A gift accompanied with kind wishes: પ્રસાદ;બક્ષીસ;અનુગ્રહ ફળ;સુખ;શ્રેય.4.A grateful praise or worship: આભાર માનીને કરેલાં લખાણ કે પ્રાર્થના.

**Blet,**(બ્લેટ્ )*n.*A form of decay in fruit which is overripe:ઘણાં પાકી ગયેલાં ફળમાંથી થતો સળો-કહોવાટ.

**Blight,**(બ્લાઇટ્ )*vt.*[A.S. *bleetha*, eruption.]To blast; to prevent the growth of:કરમાવી નાંખવું;બાળી નાંખવું.(*tree*)2. To ruin;to frustrate:ધુળ મેળવવી;નિષ્ફળ કo;ભંગ કo. (*hopes.*) *n.* Mildew; anything nipping:છારી;છોડનો કોઇપણ જાતનો રોગ; સળો. 2. That which frustrates or withers one's plans or hopes:જે કંઇ યુક્તિ કે આશા નિષ્ફળ કરે તે.3.A plant louse:છોડને નાશ કરનાર કીડો.*vi.*To injure, as by a blight:કરમાવું;બળી જવું.

**Blind,**(બ્લાઇન્ડ્ )*a.*[A.S.*blindan*,to blind.]Destitute of the sense of seeing:આંધળું;ન દેખતું;અંધ.2.Unable to judge;ignorant: અજ્ઞાની; અજાણ્યું;હૈયાફુટું;અજ્ઞાન;as,*authors are* **b.** *to their own defects*:ગ્રંથકારને પોતાની ખામી સુજતીનથી.3.Indiscernible; concealed; unseen; hidden: ખાનગી; ગુપ્ત; અદ્રશ્ય;as, **b.** *rocks*:ગુપ્ત-અદ્રશ્ય-ખડક.4. Having no openings for light or passage: બારી બાળિવિનાનું;બંધ;અંધારાવાળું;અંધેર;as,*the* **b.** *walls*:બારી-બાળીવિનાની -અંધારીભીંત.5.Indiscriminating: inconsiderate: અવિચારી; બેપરવા. 6.Involved;intricate;not easily traced:ગુંચવણ ભરેલું;ગમ ન પડે એવું; ચોર;as,**b.**.*mazes of a wood*:જંગલમાંના ગલી ગુંચીવાળા-ચોર મરેડાકાર રસ્તા.7.Unintelligible; illegible: સમજ ન પડે એવું; ઉકલે-વંચાય નહિ-તેવું;as,*a* **b.** *passege* in a book:કોઈ ચોપડીમાંનું ન સમજ પડે એવું વાક્ય;**b.** *writing*:ન ઉકલે એવું લખાણ-અક્ષર. 8. Abortive failing to produce flowers or fruit:ફળફુલ ન આવે એવું. As,**b.** *buds*:ફળફુલ ન ફૂટે એવી કળીઓ. **B.** *from birth*:જન્માંધ.**B.** *by night*: રતાંધળું.**B.** *of one eye*:કાણો;એકાક્ષી શુક્રાચાર્ય.**B.** *following a* **b.**:અંધ; પરંપરા. **B.** *of rage or passion*: ક્રોધાંધ;કામાંધ.**B.**.*side*,weak or unguarded side: નબળી અને સાવચેતી રાખ્યા વગરની બાજુ.**B.** *tooling*, in bookbinding, the indented impression of heated tools,without gilding: ચોપડી બાંધવામાં હથિયાર ગરમ કરીને સોનાનો વરખ ચોટાડયા વગર પાડેલી કાંકરાદાર છાપ-આકૃતિ.*vt.* To make blind:આંધળું કo. 2.To darken;to conceal: કાળું-ઝાંખુ કo; ઢાંકી દેવું.3.To dazzle; to deprive partially of vision:ઝાંખ પાડવી;તેજ કમી કo;થોડું ન દેખાય તેમ કo. 4. To cover with a thin coating of sand and gravel:રેતી અને મછરાનાં પાતળાં પડથી સાંધો માલમ ન પડે એવી રીતે બીડી -ઢાંકી દેવું-લપેટવું.*n.*Screen;cover:પડદો;ચક;as,*a* **b** *for window or a horse*: બારીનો ચક કે ઘોડાની અંધારી. 2.Something to mislead the eye or the understanding:આંખ કે મનને ભુલાવામાં નાંખનાર વસ્તુ;આંધળાપાટા; નજરબંધી. 3. A temporary screen used in the attack or defence:હુમલા કે બચાવ માટેની અંધારી.

**Blindfold,**(બ્લાઇન્ડ્ફોલ્ડ્ )*a.* Having the eyes covered:આંખે પાટો બાંધ્યો હોય તેવું;ભુલાવામાં પડેલું. 2. Having the mental eye darkened;heedless;reckelss:હૈયાફુટયું;મનનું આંધળું.*He goes into it* **b.**:તે આંધળો થઇ તેમાં પડેછે.*vt.*To cover the eyes of: આંખે પાટો-અંધારી બાંધવી.

**Blindly,**(બ્લાઇન્ડ્લિ)*adv.* Without sight or understanding: આંખ મીંચીને;વિચાર વગર;વગરવિચારે;આંધળિયાં કરીને.2.Implicitly;without examination: તપાસ્યા વગર; કારણ જાણ્યા વિના;સાહસથી.

**Blind-man's-buff,**(બ્લાઇન્ડ્-મૅન્સ્-બફ્ )*n.*A play in which one person is blind-folded, & tries to catch some one of the company and tell who it is;નાસોગોસો;સંતાકુકડી;દાઇનો ઘોડો.

**Blindman's holiday,**(બ્લાઇન્ડ્મેન્સ્ હૉલિડે)*n.*The time between day light & candle light:દિવસનો વખત.

**Blindness,**(બ્લાઇન્ડ્નેસ્ ) *n.* State of being blind:અંધાપો;અંધત્વ. 2. Ignorance:અજ્ઞાન;અવિવેક;અવિચાર.

**Blink,**(બ્લિન્ક્ )*vi.*[A.S. *blican*.to shine.]To wink;to twinkle with the eye:આંખ મિચવી અને ઉઘાડવી. 2.To see with the eyes halfshut or indistinctly & with frequent winking: ચુંચી કે બાડી આંખે જોયા કરવું;આંખ ઉઘાડયા કરવી અને અડધી મીચ્યા કરવી.3. To glimmer (as a lamp): ઝાંખુ તેજ આપવું-બળવું. 4. To turn slightly sour,as, beer, milk,&c.:દુધ કે બીર વિગેરે જરા ખાટું થઇ-મળી જવું.*vt.*To avoid or purposely evade:ઉડાવવું;ટાળી દેવું; as, *to* **b.** *the question*:સવાલ ઉડાવવો. *n.*Glimpse or glance:કટાક્ષ;ત્રાંસી-આડી નજર.2. Glimmering light: આભાસ;ઝાંખી રોશની.3.Gleam;glimmer;sparkle:ઝાંખુ અજવાળું;થોડો થોડો ચળકાટ.4.(*Naut.*)The dazzling whiteness about the horizon:આકાશ કક્ષા આગળનો ઉજેરા.5.(*pl.Sport.*) Boughs cast to check the deer: હરણને રોકવા આડી નાંખેલી ડાળીઓ.

**Blinkard,**(બ્લિન્ગ્કાર્ડ્ )*n.* One who has bad eyes:ચુંચળી આંખનો માણસ;ચુંચળો.2. That which twinkles as,a dim star:ચમકતી-પલકારા મારતી ચીજ.

**Blinkbeer,** (બ્લિંગ્કબીર્ ) *n.* Beer kept unbroached until it is sharp:જલદ ન થાય ત્યાં સુધી પીપમાંથી નહિ કાઢેલો બીરદારૂ.

**Blinker,**(બ્લિંગ્કર્ )One who or that which blinks:આંખો મચમચાવનાર-ચુંચળો.2.A blinder for horses:ઘોડાની અંધારી.Hence,whatever obstructs sight or discernment:અંતરાય નાખનાર વસ્તુ.2.*pl.*A kind of goggles,used to protect eyes from glare:એક જાતનાં ડાબલીઓ ચશમાં.

**Bliss,** ( બ્લિસ્ ) *n.* Blessedness;

હિમ્મતે મરદા તો મદદે ખોદા.

heavenly joy: પરમસુખ; અત્યાનંદ; પરમગતિ-પદ;સુખાવસ્થા;પરમાનંદ.

**Blissful,**(બ્લિસ્ફુલ્ )*a.*Full of joy & felicity:પરમ સુખનું-મય;ધન્ય;સુખાવહ.

**Blissom,**( બ્લિસ્સમ્ )*a.*Lascivious; also,in heat;-said of ewes:વિષયાતુર;કામાતુર.

**Blister,**(બ્લિસ્ટર્ )*n.*A thin bladder on the skin:ફોલ્લો;ઝલેલો.2. Vesicatory;plaster:ફોલ્લો ઉઠાડવા મારેલી આગળી;પલાસ્તર.*vi.*To rise in blisters:ફોલ્લા ઉઠવા.*vt.*To raise blisters upon:ફોલ્લા ઉઠાડવા.2.To give pain to:દુઃખ દેવું(ફોલ્લાની પેઠે);whose sole name *blisters* our tongue: જેનું નામજ ફક્ત અમારી જીભને થકવે છે.

**Blistery,**(બ્લિસ્ટરિ)*a.* Full of blisters:ફોલ્લાવાળું.

**Blithe,**(બ્લાઈધ્) *a.* [A. S. *blithe,* joyful.]Gay; sprightly; joyous; glad:આનંદી;મોજીલું;હસમુખું;ઉલ્લાસી.

**Blithesome,**(બ્લાઇધ્-સમ ) *a.* Gay; merry:cheery: આનંદી;મોજી;હસમુખું;પ્રસન્નવદન;ઉલ્લાસી.

**Bloat,**(બ્લોટ્ )*vt.*[A.S.*bleat,*wretched.]To make turgid;with water, &c:to cause to swell:ફુલાવવું;ઉપસાવવું;ફુગાવવું.2.To inflate;to puff up;to make vain:ફુલવવું;ચઢાવવું.*vt.* To grow turgid;to puff out: ફુલવું; સુજવું;ખીલવું;ઉપસી આવવું.*n.*A term of contempt for a worthless, dissipated fellow:હરામખોર;લુચ્ચો;વંઠેલ; કાફર;બદમાશ;મુછ;પાજી;ઢહીનો ઉખડેલો.

**Bloated,**(બ્લોટેડ્ )*a.*Swelled;inflated:ફુલેલું;સુજેલું;ફુલી-ચઢી ગએલું.

**Blobber,**(બ્લૉબ્બર્ ) *n.* A bubble: પરપોટો. [thick lip:જાડો હોઠ.

**Blobber-lip,**(બ્લૉબ્બર્-લિપ્ ) *n.* A

**Block,**(બ્લૉક્ ) *n.* A solid mass of wood,stone,&c.:ગચિયું;ગાંઠ;ઢીમચું; શિલા;ગદા. **B.** *of metal*:ગઠ્ઠો.2.The mass of wood on which criminals are beheaded: જેનાપર અપરાધીનું માથું કાપી નાંખવામાં આવે છે તે ઢીમચું. 3. The wooden mold on which hats,&c,are shaped:ટોપી વીગેરે બનાવવાનું લાકડાનું માથું.4.A connected row of buildings:ઘરોની હારઓળ;ચાલ-લી;ગાળો;માળો.5.Pulleys used to move great weights:ભાર ઉપાડવાની ધરેડી-ફપ્પી.6.The perch on which a bird of prey is kept: શીકાર કરવાનાં પક્ષી રાખવાનો દંડ-લાકડી.7.A hindrance;obstacle:નડતર; અડચણ;ખલેલ;હરકત;લાડુમાં કાંકરો.8. A blockhead:ઠોઠ;શંખ;પથરો;ઢઠ્ઠો.9. A piece of box or other wood for engraver's work:કોતર કામ ને માટે વપરાતાં લાકડાંનો જાડો કડકો.10 ( *Print* ) A piece of hard wood on which a stereotype plate is mounted to make it type high:કાચમકડાની પ્લેટ બીબાંજેટલી ઉંચી આવે તેટલા માટે જે કઠણ લાકડાના કડકા ઉપર ચઢાવવામાં આવે છે તે કડકો.11. A section of rail road where the block system is used:રેલવેનાં બે સ્ટેશનો વચ્ચે ગાડી સહી સલામત રીતે સામસામી આવે ને જાય તેટલા માટે વીજળીના ટકોરાથી બન્ને સ્ટેશનોને અપાતી ચેતવણીની રીત.12.A portion of a city inclosed by streets,whether occupied by buildings or not:મકાનો હોય કે ન હોય પણ આસપાસ મહોલ્લાઆવી રહ્યા હોય તેવો સહેરનો કોઇ ભાગ-લત્તો.*vt.*To hinder progress or passage;to stop:બંધ કo; રોકવું. (followed by *up.*)2.To secure or support by means of blocks:ઢીમચાથી ટેકવવું-બચાવવું;3.To shape on, or stamp with,a block: લાકડાના માથા ઉપર ઘાટ કાઢવો-બનાવવો.*To* **b.** *out,*to lay out:આકારમાં લાવવું;as,*to* **b.** *out a plan* નકશો કાઢવો;ખોખું કાઢવું-બનાવવું;ખસર પાડવી-કાઢવી.

**Blockade,**(બ્લૉકેડ્ ) *n.* The shutting up of a place by troops or ships:ઘેરો ઘાલવો તે;ઘેરો; નાકાબંધી. *vt.*To shut up,as a town or fortress by troops or ships:ઘેરો ઘાલવો;ઘેરી લેવું;નાકાં બંધ કરવાં.

**Block-head,**(બ્લૉક્ હેડ્ )*n.* A stupid fellow; a dolt: ઠોઠ-મૂર્ખ-પુરૂષ; શંખ; પથરો;ઉલ્લુ;ઢઠ્ઠો;ગદ્ધો.

**Block-house,** (બ્લૉક્-હાઉસ્ ) *n.* A structure of heavy timber or logs for military defence:લાકડાનો કિલ્લો.

**Blocking,**(બ્લૉકિંગ્ )*n.*The act of obstructing, supporting, shaping or shaping with a block: અડચણ કરવી લાકડાનો ટેકો આપવો, કે લાકડાનાં માથાં ઉપર ઘાટ કાઢવો તે. 2. Blocks used to support a building temporarily:કોઇ મકાનને ટેકો આપવાનાં લાકડાં-થાંભલા.

**Blockish,**(બ્લૉકિશ્ )*a.*Stupid;dull: મૂર્ખ;અનાડી;અજ્ઞાની.

**Blonde,** (બ્લૉન્ડ્ ) *n.* A person of very fair complexion:ગોરૂં માણસ.*a.*Fair light-colored: ગોરૂં;ગબરૂ.

**Blood,**(બ્લડ્ )*n.* [A. S. *blod.*] The fluid which circulates through veins of body:લોહી;રૂધિર;રક્ત.*Extravasated* **b.**: નસ ખોલીને કાઢેલું લોહી. *Vitiation or disorder of* **b.**: લોહિવિકાર;રક્તદોષ.2.Relationship by common descent;consanguinity:સગપણ;સગાઇ;કુટુંબ;લોહી;વંશ.3. Honorable birth; royal lineage: કુલીનતા;વર્ણશ્રેષ્ઠતા;ઉંચું કુળ; રાજ્યવંશ; રાજકુમાર.4. Murder;shedding of blood:ખુન;રક્તપાત;કતલ;વધ.5.Temper of mind;disposition: સ્વભાવ; પ્રકૃતિ;*as,our* **b.**s *no more obey the heavens*:આપણો સ્વભાવ હવે ઇશ્વરની આજ્ઞાનો અનાદર કરેછે.*In cold* **b.**;deliberately:જાણી બુજીને-જોઇને;ગુસ્સા વગર. *Warm* **b.**;irritated temper: ઉશ્કેરાયલો સ્વભાવ;*to warm the* **b.**; to excite the passions:ગુસ્સો ચઢાવવો. Qualified by *up,* excited feeling is signified;as,*my* **b.** *was up*:મને ગુસ્સો ચઢયો હતો.6.A man of fire;rake:રંગીલાજ; કામી; ફાંકડો; બાંકેરાવ;લાલ;છેલ.7.The red juice of anything:રાતો રસ;as,*the* **b.** *of grapes*:દ્રાક્ષરસ; *whole* **b.** (*law*)relationship through both father & mother:સગું;એક લોહીનું;*half* **b.**, relationship through only one parent:સાવકું.8.The fleshly nature of man:મનુષ્યનો ઐહિક સ્વભાવ-ગુણધર્મ:મનુષ્ય વિષયવાસના-પારલૌકિક કે ધાર્મિકથી ઉલટો ગુણ.9.Descent from parents of recognized breed:ઉંચાઉમદા માબાપથી થયેલો જન્મ. 10. A bloodthirsty disposition:રાક્ષસપ્રકૃતિ;હિંસકસ્વભાવ;**b.** *brother,*brother by blood or birth:સગોભાઇ;**b.** *horse,* a horse from the most highly prized origin: ઉંચા કુળનો ઘોડો; **b.** *money,* earned by the shedding of blood: ખુન કે કતલ કરીને મેળવેલો પૈસો;**b.** *relation,*one connected by blood or descent:એકજ વંશનું સગું;પીતરાઇ.*Blue* **b.** the blood of old and aristocratic families which has a tinge of blue;hence,a member of an old & aristocratic family:અસલ અને કુલીનદાનીનું લોહી;તે ઉપરથી એવો ખાનદાની માણસ;ખાનદાનનું શૌર્ય-ખમીર-ખવાસ-લોહી. *Flesh,&* **b.**,a blood

Be slow to promise, but quick to perform:

relation,*esp.*a child:એકજ લોહીનું; સંતાન;બાળક;સગોત્રજ.(*b*)Human nature:મનુષ્ય સ્વભાવ-ગુણ-ધર્મ. *Prince of the* **b.**, the issue of a royal family:રાજકુમાર;રાજવંશી;રાજકર્તાનું સંતાન.*vt.*To bleed:લોહી કાઢવું.**2.** To stain with blood:લોહીવાળું કo. **3**.To inure to blood(as a hound): લોહી ચખાડવું-એ ટેવવું;*a.*of the color of blood:લોહીના રંગનું;રાતું;(*b*)of a superior breed:ઉંચી જાત-તુકમનું.

**Blood-heat,** (બ્લડ્-હીટ્) *n.* Heat equal to the temperature of blood:લોહી જેટલી ગરમી.

**Blooded,** (બ્લડેડ્) Having pure blood, or a large admixture of pure blood: સ્વચ્છ લોહીવાળું; સ્વચ્છ લોહીનો ભેળ કર્યો હોય તેવા લોહીવાળું. (*b*) of the best breed or stock: ઉંચા તુકમનું;કુલીન.

**Blood-hound,**(બ્લડ્-હાઉન્ડ્) *n.* A variety of dogs remarkable for acuteness of its smell:એક જાતનો શિકારી કુતરો (જે તીક્ષ્ણ ઘ્રાણેન્દ્રિય માટે પ્રખ્યાત છે).

**Blood-less,**(બ્લડ્લેસ્) *a.* Without blood; dead; lifeless: શીકુ;નિર્વિર્ય; નિસ્તેજ;લોહી વગરનું;સુએલું.**2.**Without slaughter: ખુનરેજી વગરનું; as, **b.***victory*:ખુનરેજી થયા વગરનો જય. **3.**Without spirit:દમ વગરનું.

**Bloodletting,**(બ્લડ્લેટિંગ્)*n.* The act of letting blood by opening a vein: નસ ખોલીને લોહી કાઢવું તે.

**Blood-shed,**(બ્લડ્-શેડ્)*n.* Slaughter; waste of life: કતલ;કાપાકાપી; ખુનરેજી; રક્તરૂષિ. **2.**The crime of shedding blood:કતલ;કતલ કરવાનો અપરાધ-ગુનહો.

**Blood-shot,**(બ્લડ્-શૉટ્)*a.*Red and inflamed: લાલચોળ;લોહીથી ભરેલી.

**Bloodstroke,**(બ્લડ્સ્ટ્રોક્)*n.*Loss of sensation or motion by hemorrhage or conjestion of the brain: લોહી વહેવાથી-મગજે ચઢીજવાથી થતી લાગણી કે ગતીનું મંદ પડી બહેરમારી જવું તે.

**Blood-sucker,**(બ્લડ્-સકર્)*n.* Any animal that sucks blood,especially a leech:લોહી ચુસી લેનાર પ્રાણી; જળો.**2.**A cruel man:નિર્દય માણસ. **3.**A hard and exacting master, landlord,or money lender;an extortioner: બહુજ આકરો શેઠ-ઘરધણી કે શાહુકાર;જબરાઇથી નાણાં કઢાવનાર.

**Blood-thirsty,** ( બ્લડ્-થર્સ્ટિ ) *a.* Desirous to shed blood:લોહીનું તરસ્યુ;ખુની;હિંસક;રક્તપ્રિય.

**Blood-vessel,** ( બ્લડ્-વેસ્સેલ્ ) *n.* An artery or a vein: નસ; રગ; રક્તવાહિની;ધમની.

**Bloody,**(બ્લડિ) *a.*Stained with or containing blood:લોહીલોહાણ;લોહીઆળું.**2.**Having a cruel,savage disposition;murderous:ઘાતકી;ખુની;હત્યારૂ;લોહીનું તરસ્યું.**3.**Attended with blood-shed: ખુનરેજીનું;કાપાકાપી થઇ હોય તેવું; as, *a* **b.** *battle*: ખુનરેજીની લડાઈ;**4.**Infamous;contemptible.(*Vulg*):કાળામોંઢાનું;કૃષ્ણમુખું;કાળદાસીઉં;કાળો કેર કરનારું;ઘોર; દારૂણ;અતિદુષ્ટ;કર્મચંડાળ;મહાપાપી;*vt.* To stain with blood:લોહીવાળું કo.

**Bloodyflux,**( બ્લડિફ્લક્સ્ ) *n.* Dysentery: મરડો;ઝાડાવાટે લોહી જળસ પડવાનો રોગ;આમ;અમ.

**Bloom,**( બ્લુમ્ )*n.*[L.*flos*,flower].A blossom;the flower of a plant:મોર; ફુલ.**2.**Flowers open or in a state of blossoming: વિકાસ; ખીલેલાં ફુલ. **3.** A state of development into beauty, vigour,&c.:જોબન;નવયૌવન;જોબનનો બહાર;ભરજોબન;as,*she was in the* **b.***of youth*:તે ભરજોબનમાં હતી.**4.**The delicate powdery coating upon certain fruits,as grapes &c.:છારી;Hence,a flush or glow: તેજ;લાલી.**5.**The clouded appearance which varnish sometimes takes upon the surface of a picture:કોઈ ચિત્રની સપાટી ઉપરનું વારનીશ-રોગાન-કોઇવાર ઝાંખ મારી જાય છે તે. **6.** A yellowish deposit or powdery casting which appears on well-tanned leather:સારાં પકાવેલાં ચામડાં ઉપર પીળાં થરો કે ભુકી જેવી છારી જણાય છે તે. *vi.* To produce or yield flowers:મોર આવવો; ખીલવું; ફુલ બેસવાં.**2.**To show beauty & freshness, as of flowers: જોબનમાં આવવું;ખિલવું. **3.** To give promise,as by or with flowers: ફુલ આવશે-થશે તેવી અગમચેતી આપવી.

**Blooming,**( બ્લુમિન્ગ્ )*a.* Flowering: વિકસતાં;ખીલેલું. **2.** Thriving in health, beauty & vigour:ભરજુવાનીવાળું.

**Bloomy,**(બ્લુમિ) *a.* Full of bloom; flowery:બહારવાળું;ખીલેલું.**2.** Flourishing with the vigour af youth: ભરજોબનવાળું. **3.** Covered with bloom:છારી બંધાએલું.

**Blossom,** ( બ્લૉસમ્ ) *n.* [ A. S. *blostma*,flower.]The flower of a plant:ફુલ;મોર;પલ્લવ;પુષ્પ.**2.** (*Far.*) The color of a horse that has white hairs intermixed with bay hairs: રતાસ પડતા અને ધોળા વાળવાળા ઘોડાનો રંગ.**3.**A blooming period or stage of development: ભરજુવાની ; નવજુવાની. *In* **b.**, in *bloom*:ખીલતું.*vi.*To bloom;to put forth flowers:ફુલ લાગવાં;મોર આવવો.**2.**To flourish & prosper: ખીલવું;ફુલવું;ફુલવું.

**Blot,**(બ્લૉટ્ )*vt.*To spot;to stain,as with ink:ડાઘો-ડપકો પાડવો(શાહીનો).**2.**To impair;to mar;to soil: બગાડવું;નઠારૂં દેખાય એમ કરવું;દબાવી દેવું,as,*it blots the beauty*:તે તારી સૌંદર્યતાને દબાવી-ઢાંકી દેછે. **3.** (*out*) To obliterate ; to expunge as writing,or letters: છેકી-ચેરી-ભુસી નાંખવું;ચેરવું;છેકવું. (often *fig:*)મનમાંથી કાઢી નાંખવું;વિસ્મરણ કo;માફ કo; as,*to* **b.***out offences*:ગુનહા માફ કo; મનમાંથી કાઢી નાંખવા. **4.** To stain with infamy;to disgrace:બટ્ટો-ડાઘ-કલંક લગાડવું.as,**b.***not thy innocence*:તારા નિર્દોષ પણાને કલંક લગાડ નહિ.**5.**To obscure;to eclipse; to shadow:ઢાંકી દેવું;ઝાંખુ પાડી દેવું; લજવાવવું;પાછળ પાડી દેવું.**6.** To dry, as with blotting paper:શાહી ચુસ કાગળથી સુકવવું-દાબવો.*vi.*To take a blot:ડાઘો પડવો-લાગવો; as, *this paper* **b.***s easily*:આ કાગળને ઝટ ડાઘો પડી જાય છે.*n.* A spot or stain (of ink):ડાઘો;છાંટો;ડપકો.**2.**An obliteration of something written: છેકી-ચેરી નાંખવું તે;વિસ્મરણ.**3.**A disgrace;reproach; blemish: લાંછન; ડાઘ;બદનામી;કલંક;દોષ;બટ્ટો; અપયશ.

**Blotch,**(બ્લૉચ્ )*n.*A pustule upon the skin;an eruption of a large kind:ગોડ;ગુમડું;ચકામું;વ્રણ;ચાઠું.

**Blotting-paper,**(બ્લૉટિન્ગ્-પેપર્ )*n.* A kind of paper which serves to imbibe wet ink: શાહી ચુસ કાગળ;મસીશોષકપત્ર.

**Blow,**(બ્લૉ)*n.*(*Bot.*) A blossom; a flower:ફુલ;મોર;પુષ્પ.**2.** A mass of flowers:ફુલનો સાથરો-સમુહ-ગંજ.*vt.* [A.S. *blowan*, to blossom]. To flower;to bloom:ફુલ બેસવું; ખીલવું. **2.**To cause to blossom: ખીલવવું;

ફુલાવવું.

**Blow,**(બ્લૉ)*n.* A stroke with the fist or an instrument:મુક્કી;મુસ્સો;ઠોંસો;સપાટો;ઝટકો;ઝાપટ;થપ્પડ;લાપટ;પ્રહાર;ફટકો. On the head with the hand:ધપ્પો:ટપલો;-on the cheek with the hand:લપડાક;તમાચો;ચોલ.2. A sudden or severe calamity:વિપત્તિ;આફત;ગજબ;અનર્થ; ધક્કો;ચોક્કો;છક્કડ.3.An egg deposited by a fly in flesh:માખીએ મુકેલું ઇંડું.4.A violent wind;gale:પવનનો ઝપાટો-તોફાન-લેહેર.5.Act of hostility:લડાઈ;મારામારી;હુમલો.*At a* **b.**, suddenly:એક તડાકે;પેહેલી વખત;*to come to* **b**.s, to engage in combat:લડાઇ ચલાવવી;મારામારીપરઆવવું.

**Blow,** (બ્લૉ) *vi.* (*imp.* **blew**. *pp.* **blown**)[A.S.*blawan*,to blow.] To produce a current of air with the mouth:ફૂંક મારવી;ફુકવું. 2. To move, as air:વાવું;આવવું;as,*it* **b**.s *hard*:વા ઘણો વાય છે. 3.To pant; to puff:હાંફવું. 4. To sound as (a horn):વાગવું.5.To boast;to brag: ફુલાસ મારવી;બડાઇ-શેખી કરવી;મોટી મોટી વાતો કરવી;ગર્વ ક૦.6.To blow water from blowholes: ફુંફવાડા મારીને પાણી છાંટવું-ઉરાડવું.7. To be carried by the wind: પવનથી ઘસડાઈ જવું-આવવું.*To* **b**.*hot & cold*, to appear both to favor& to oppose:બોલીને-ફરી જવું;કહેલું કંઇ અને ક૦ કંઇ;કહેલું તે ક૦ નહિ;ઘડીકમાં હા અને ઘડીકમાં ના કહેવી;બન્ને બાજુની ઢોલકી બજાવવી.*To* **b**.*off*,to let steam escape through the passage provided,as a steam engine:વરાળ ઉડાડવી;બાફ કાઢવી.*To* **b**.*out*,to talk absusively:ભૂંડું બોલવું.(*b*)To be driven out by the expansive force of gas or vapor: વરાળ કે હવાથી ઉડી જવું-ટુટી જવું;*to* **b**.*over*;to pass away without effect:વિખરાઈ જવું;થઇ-જતું રહેવું;*to* **b**.*up*, (*a*) to rise iu the air:ઉડવું.(*b*)To be broken&scattered by the explosion of gunpowder:સુરંગથી કકડેકકડા થઇ જઈને ઉડવું. *vt.* To throw a current of air upon with the mouth or by other means:ફુંકવું; ફુંક મારવી;વા નાંખવો.2.To drive by a current of air;to impel:ઘસડી-ખેંચાઈ જવું;as,*the tempest* **blew** *the ship ashore*:તોફાનથી વહાણ કિનારે ઘસડાઇ ગયું.3.To cause to sound: વગાડવું;ફુંકવું.4.To publish;to disclose:ફેલાવવું;ખુલ્લુ ક૦;as,*his courtesy was* **blown** *through the court*: આખી કોરટમાં તેની ભલમનસાઈ જણાઇ આવી. 5. To deposit, as eggs by flies:ઇંડાં મુકવાં. 6.To form by inflation; to swell by injecting air:પરપોટા કરવા હવા ભરવી;ફુલાવવું;ફુક્કો કરવો.7.To puff up; to inflate with pride: ફુલાવવું-ચઢાવવું; ફુલણજી બનાવવો.8.To put out of breath:હંફાવી દેવું; દોડાવીને પાણી પાણી કરી નાખવું; as, *to* **b**. *a horse*:ઘોડાને ખુબ હંફાવી નાંખવો.9. To clear of contents by forcing air through: હવા ભરીને સાફ કરી નાખવું.10.(With *up,down,open* &c)To burst,shatter or destroy, by explosion: ઉરાડીને તોડી નાખવું -કકડા ઉરાડી દેવા. *To* **b**.*out*, to extinguish by a current of air,as a candle:બુજવવું; હોલવી નાંખવું;રાજ-ઘેર ક૦;*to* **b**.*up*,(*a*)to fill with air,to swell:પવનથી ભરવું; ફુલાવવું. (*b*)To inflate;to puff up: ચઢાવવું; as,*to* **b**.*one up with flattery*:ખુશામતથી ચઢાવવું.(*c*)To excite:સળગાવવું;ઉભુ ક૦;as,*to* **b**.*up a contention*:લડાઇ સળગાવવી.(*d*)To burst: તોડવો;ઉરાડવો; as,*to* **b**.*up a fort*: કિલ્લો તોડવો;ઉડાડી દેવો.(*e*)To scatter or bring to naught suddenly:નિષ્ફળ ક૦;વિખેરી નાંખવું.( *f* )To abuse or scold violently:તિરસ્કાર ક૦;ધમકાવવું; ખખડાવવું;ધૂળ કાઢવી; લબડ ધક્કે લેવું; ઝાડવું; સપાટો કાઢવો. *To* **b**. *upon*, to blast; to bring in to disfavour or discredit:બેઆબરૂ ક૦;ઇતરાજી કરાવવી.(*b*)To render stale or unsavory:વાસી-બેસ્વાદિષ્ટ કૈરવું. (*c*) To inform against (*colloq*):-ની વિરૂદ્ધ કહેવું-બોલવું;સારું નથી એમ કહેવાની મતલબ રાખવી.

**Blowen,Blowess,**(બ્લોએન્,બ્લૉએસ્ )*n.*A prostitute;a courtesan: વેશ્યા;પાતર;કસબણ;રંડી;રાંડ.

**Blower,** (બ્લૉઅર્ ) *n.* One who blows:પવન ફુંકનાર.2. A plate of iron or tin used to increase the current of air:પવન વધારનાર લોઢાનું પતરૂ.3.Excessive discharge of gas from a hole in a mine: ખાણમાં કાણામાં થઈ પુષ્કળ હવાનું છુટવું.4.The whale: વ્હેલ માછલી. 5. A braggart or loud talker:તડાકા મારૂ;ડફાસ હાંકનાર;શેખીખોર;ફેંકુદાસ.

**Blown,**(બ્લૉન્ ) *p. p.* & *a* Puffed up;inflated;distended:ફુલેલું;ઉપસી આવેલું.2.Stale; worthless:વાસી;નકામું.3.Tired;exhausted: થાકી-હારી ગયેલું.4.Covered with the larvæ of flies:માખીનાં ઇંડાંથી ભરપુર.5.Opened,in blossom:ખિલતું; ઉઘડતું;ઉપસતું.

**Blow-pipe,**(બ્લૉપાઈપ્ )*n.* A tube for driving a current of air through a flame & concentrating the heat on an object:ભુંગળી;ફુંકણી.

**Blowth,**(બ્લોથ્ )*n.* State of blossoming:ફુલાવો; ખિલતી સ્થિતિ.

**Blowze,**(બ્લાઉઝ્ )*n.*(See **blush.**) A ruddy fat-faced woman:ભારેરાતા મોં વાળી બયરી.

**Blubber,**(બ્લબ્બર્ ) *n.* The fat of whales & other large sea-animals:મગરમચ્છ કે બીજા દરિયાઈ પ્રાણીની ચરબી.2.(*Zool.*)The seanettle: એક જાતની દરિયાઇ માછલી.3.A bubble:પરપોટો. *vi.* To weep so as to disfigure the face:મોં દયામણું કરીનઠારૂં-નાદાની ભરેલું-દેખાયતેમ રડવું.

**Bludgeon,** (બ્લડ્જૅન્ ) *n.* A short stick with one end loaded or thick & used as an offensive weapon:ડાંગ;સોટો;ડંગોરો;ગદા.

**Blue,**(બ્લ્યૂ )*n.*[A.S.*bleo*, blue.] A color of the clear sky or one resembling it: વાદળી-નીલો-આસમાની રંગ.2.(*pl.*)Low spirits;melancholy;ખિન્નતા;ઉદ્વેગ; દિલગીરી. 3. A pedantic woman;a bluestocking: પાંડિત્યનો રોફ રાખનારી-ઢોંગી સ્ત્રી.*a.*Of the color called **b**.:વાદળી-નીલા-આસમાની રંગનું.2.Low in spirits;melancholy:ઉદાસી;ખેદયુક્ત; શોકાતુર;as,*to feel* **b**.:શોકાતુર હોવું; દિલગીર-ખીન્ન હોવું.3.Overstrict in morals:નીતિની બાબતમાં બહુજ સખતપરહેજગાર.4.Gloomy in prospect: નિરાશાજનક.5.Pale, without redness or glare:ઝાંખું; નિસ્તેજ;લાલાશ વિનાનું. 6. Literary-applied to women abbreviating of bluestocking:સાક્ષર;વિદ્વાન.**B**. *jack*,**b**. *stone*,**b**.*vitriol*,sulphate of copper:મોરથુથુ.**B**.*jacket*,a sailor wearing naval uniform: દરિયાઈ પોશાક પહેરનાર-ખલાસી.**B**. *ruin*:utter

Bitter pills may have bitter effects:

ruin: છેક-તદ્દન પાયમાલી-ખાનાખરાબી:also, gin: (વળી) જીનદારૂ.(*Eng. slang.*)**B**.*water*,open ocean:ભરદરિયો.*To look* **b.**,to look disheartened or dejected: નિરાશ-આશાભંગ દેખાવું.*True* **b.**,genuine and thorough;not spurious:ખરૂ; શુદ્ધ: અસલ; નકલી માલ નહિ. *To beat black and* **b**.:ઢીમણાં પડે એમ ખુબ મારવું;લોહી આછે-પડે-એવી રીતે મારવું. **B**.*book*, a parliamentary publication,from its blue paper color: પારલામેન્ટે છપાવેલી સત્તાવાર હેવાલની ચોપડી.*vt.*To make blue by dyeing or heating: રંગીને કે તપાવીને નીલું-આશમાની-વાદળી ક૦.

**Blue-bottle,**(બ્લુ-બૉટલ્ )*n.* (*Bot.*) A plant which grows among corn: અનાજ સાથે ઉગતો એક જાતનો છોડ.2. A fly,with a large blue belly:વાદળી પેટની એક માખી.

**Blueness,**(બ્લુનેસ્ )*n.*The quality of being blue;a blue color:વાદળી-લીલો-આસમાની રંગ..

**Blue-stocking,**(બ્લુ-સ્ટૉકિન્ગ્ )*n.*A literary lady;a female pedant: પાંડિત્ય દેખાડનાર-ધરાવનાર-સ્ત્રી સાક્ષર.

**Blue-vitriol,** ( બ્લુ-વિટ્રિઑલ્ ) *n.* ( *Chem.* ) Sulphate of copper: મોરથુથુ.

**Bluff,** ( બ્લફ્ ) *a.* Rising steeply with a flat or rounded front:ઉભું ગોળ નીકળી-ધસી આવેલું. 2 Surly; gruff;churlish: અસભ્ય;બે અદબ;ઉદ્ધત;ચીઢીઉ;જંગલી;તોફાની.નાદાન;ચીઆવલું;ખેદ-યુક્ત.3. Abrupt; unceremonious; blunt; તોછડું;અસભ્ય; અવિવેકી;અમર્યાદશીળ;રાબા-ડૂચા જેવું; કોદાળ;ખુસાજેવું.*n.*A steep bank,as by a river or sea:નદી કે દરિયા આગળનો ઉભો-સીધો આવી રહેલો કિનારો.2 An expression of self-confidence for the purpose of intimidation;braggadocio: સુક્કોખાલી દમ;ધોક્કો ખોટો-ખાલી ઢોંગ.*vt* To frighten from accomplishing a purpose by making a show of confidence in one's strength: ખોટી-ખાલી દમ ભીડીને દમામ-રોફ મારીને સામાને બીવડાવવો.

**Bluish,** (બ્લ્યુઇશ્ ) *a.* Blue in a small degree:ભૂરાશ પડતું.

**Blunder,**(બ્લન્ડર્ ) *vi.*To mistake grossly from confusion of thought or purpose;to flounder; to stumble: મોટી ભૂલ-ઠોકર ખાવી. 2. To move in an awkward, clumsy manner:બે ઢંગી રીતે ઠોકરો ખાતાં ચાલવું. *To* **b**.*on*, to find or *reach by an accident involving* more or less stupidity:,પડી ગયા તો કે પ્રણામ કર્યા એમ થઇ જવાથી કંઈ અકસ્માત શોધ-ખોળ કરી જવી;as, *he* **b**.d *on a useful discovery*: તેણે ભુલચુક થઇ જવાથી અણુધારી ઉપયોગી શોધ કરી.*vt.* To confuse: ગભરાવવું; ભુલથાપ ખાવી.*n.*A gross mistake: મોટી ભૂલ-ચુક-ગોથું;સ્ખલન;દોષ;પ્રમાદ.

**Blunder-buss,** (બ્લન્ડરબસ્ ) *n.* A short gun with a large bore:મોટા મોંવાળી એક બંદુક.2, A stupid, blundering fellow: મૂર્ખ; ભૂલ-ચુક કરનાર-ભૂલકણો માણસ.

**Blunder-head,** (બ્લન્ડરહેડ્ ) *n.* A stupid fellow;one who blunders:બેવકુફ;મૂર્ખ;ચુકનારો;ભૂલકણો.

**Blunt,**(બ્લન્ટ્ ) *a.* Having a thick edge or point,as an instrument: બુઠ્ઠું ( હથિયાર ). 2.Dull in understanding:જડ; ઠોઠ; બબુચક; બોથડ; મંદ.3.Abrupt in address; rough in manners or speech: અસભ્ય; તોછડું; પરૂષ.*vt.*To dull the edge or point of:બુઠ્ઠું ક૦; ધાર ખાંડી ક૦. 2.To repress or weaken;to impair the force of:ની અસર ઓછી ક૦ નું જોર દબાવવું; નો જુસ્સો શમાવવો. *n.*A short needle with a strong point: મજબૂત અણીદાર સોય-કાંટો. 2Money,(*Cant.*):છાંડો; દોઢીઆં;પૈસો;ચીકાશ; દલ્લો.

**Bluntness,** (બ્લન્ટનેસ્ )*n.*Want of edge or point:બુઠ્ઠાપણું.2.Coarseness of address:અસભ્યતા.

**Blur,**(બ્લર્ )*n.*A stain;a blot, as on paper:ડાઘો;ટપકો.2.A dim appearance: ઝાંખ; અંધાધુંધી; as, *it was all* **b**.:બધું અંધાધુંધ હતું.3.A blot, stain or injury,as to character: બટ્ટો;લાંચ્છન;એબ; કલંક; દૂષણ.*vt.* To obscure by a dark spot:ડાઘ-ટપકો-પાડવો;ખરડવું;બગાડવું;છેકવું;ચહેરવું. 2.To dim; to darken: ઝાંખું ક૦.; અંધારી આણવી-આવવી.3.To sully; to stain ; to blemish: કલંક-એબલાંછન લગાડવું; કલંકિત ક૦.

**Blurt,**(બ્લર્ટ્ )*vt.* To utter suddenly; to divulge inconsiderately (With *out*):ઉતાવળ કરી બોલવું;લપલપ ક૦;બસીનાખવું;લવી-જવું; બરડી દેવું-નાંખવું.*To* **b**.*at*,to revile; to ridicule: ધિક્કારવું; તિરસ્કાર ક૦.

**Blush,**(બ્લશ્ )*vi.*[A.S.*blysean*, to glow.]To grow red:રાતું થવું; રાતા રંગથી દીપવું;ખિલવું.5.To redden in the cheeks or face as from a sense of shame,confusion or modesty:શરમાવું;રીકુ-ઝાંખું પડવું;લજવાઈ-શરમાઇ જવું;મ્હોએ શેરડા;પડી જવા; કાળું સાહી સરખું થઇ જવું-પડવું.3 To have a warm and delicate color; like roses:ગુલાબના જેવો રંગ હોવો-આવવો.To make red;to express by blushing:રાતું-ખુશી થઇ વદવું-કહેવું-ક૦;as,*I will* **b**.*you thanks*:રાતે ચેહેરે-ખુશી થઇ હું તને શાબાશી આપીશ.*n.*A red colour;a rosy tint: રતાશ;રાતો રંગ.2.Red color of the cheeks or face caused by shame, modesty or surprise:શરમથી થએલી મોં પરની લાલાશ-ગુલાબી.3.Sudden appearance;view: પ્રથમ દૃષ્ટિ દેખાવ; as,*at the first* **b**.:જોતજોતામાં; જોતાંવારનેજ; પ્રથમ દર્શને.*To put to the* **b**,to cause to **b**,with shame, to put to shame:શરમાવવું; શરમીંદુ કરવું; નીચું જોવડાવવું;લજવાવવું.

**Blushing,**(બ્લશિન્ગ્ )*pa.* Showing blushes;blooming:લાલીવાળું;ગુલાબી;ખીલતું.*n.*Appearance of reddish color upon cheeks:શરમ;ગાલની લાલી:-**ly**,with a blush:લજ્જાળ પણે;શરમાઇને;સલજ્જ.

**Bluster,**(બ્લસ્ટર્ )*vi.* (See **blast**.) To be windy & boisterous:જોરમાં વાવું.(પવન)2. To swagger; to puff;to bully:પતરાજી-બડાઇ-ફુલ ક૦-મારવી; આત્મશ્લાઘા ક૦; ફુલ હાંકવી; ફુલાઇ જવું;હાથ ટાંટીઆ પછાડવા;ધમપછાડા કરવા. *vt.* To utter with noisy violence: ઘાંટા કાઢી મ્હોડેથી બોલવું.*n.* Fitful noise & violence, as of a storm: સુસવાટો;ઝપાટો. 2. Noisy & violent talk; tumult: પતરાજ;બડાઈ;શોરબકોર;આત્મશ્લાઘા; શેખી;ફુલ;બૂમ;બરાડા;ઘાંટેઘાંટા.

**Boa-constrictor,**(બો-કૉન્સ્ટ્રિક્ટૉર્ ) *n.*[L.*con* & *stringo*,I strain.]A large & powerful serpent which crushes its prey: અજગર.

**Boar,**(બૉર્ )*n.*[A.S.*bar*].The wide hog:ડુક્કર;ભુંડ;સુવર.

**Board,** ( બૉર્ડ્ ) *n.* [ A. S. *bord*, border],A piece of timber sawed thin & long;a plank:પાટિયું;ફલક.

કટવી શિખામણ વાલેશરી આપે.

2.A table to put food upon:ખાણું પીરસવાનું ટેબલ-મેજ.3.Food;provision(usually furnished for pay):ખાણું;જમણ,ખાવાનું;as,*to work for one's* b.:ખાનપાન માટે કામ ક૦.4.A council; a constituted body of directors,trustees,&c.:સભા;મંડળી. 5.The deck or interior of a ship: વહાણનું સુકાન-નો અંદરનો ભાગ; as, *on* b., aboard, on board a ship; in the ship: વહાણમાં.6.The side of a ship: વહાણનું પડખું-બાજુ; as, b. *to* b. *the rival vessels row*:પ્રતિસ્પર્ધી વહાણ સજોડે ચાલે છે. 7. A table or frame painted or arranged for a game:બાજી ગોઠવવાનાં ખાનાં ચીતરેલું પાટીઉં; ચોપટ;as,a chess-board:શેતરંજની બાજીનું ખાનાં ચીતરેલું પાટીઉં;અષ્ટાપદ.8.A pasteboard; a paper made thick for book-covers,&c.:સંસૂષ્ટપત્ર; પુંઠાનો જાડો કાગળ.9.(*pl.*)The stage in a theater:નાટકશાળા;as,*to go upon the* b.s, to enter upon the theatrical profession: નાટકના ધંધામાં પડવું.B.& b.,side by side:બેડાબેડ; *to go by the* b., to suffer complete destruction: પાયમાલ થવું. *To enter on the* b.s, to have one's name inscribed on board or tablet in a college as student: કોઇ પણ પાઠશાળામાં વિદ્યાર્થિ તરીકે પાટીઆં કે તક્તી ઉપર પોતાનું નામ કોતરાવવું.*Over* b.,over the side:બાજુપર;as,*to leap over* b.:વહાણપરથી કુદી પડવું.*To make a good* b., to sail in a straight line when close-hauled: ઘસટાઈ જતાં વહાણને સીધુ હંકારવું. *To make short* b.s,to tack frequently: વારે વારે વહાણની ગતિ ફેરવવી. *vt.* To cover with boards:પાટીયાં જડવાં. 2. To enter a ship whether in a hostile or friendly way:લટકાને કે સહેજ વહાણપર ચડવું. 3. To furnish with food for compensation:પૈસા લેઇ ભોજન કરાવવું-ખાવાનું પુરું પાડવું; as,*he* b.s *students*:તે વિદ્યાર્થીઆને ખાનપાન પુરું પાડે છે. 4. To place at board for compensation:પૈસા આપી ખાવા મુકવું-નો બંદોબસ્ત ક૦. 5.To enter, as a railway car: આગગાડીમાં જવું-બેસવું.*vi.*To obtain food or diet statedly for compensation: પૈસા આપી ખાવું પીવું.

**Boarder,**(બોર્ડર્) *n.* One who has food or diet statedly at another's table for pay: પૈસા આપી ખાનાર પીનાર.2.One who boards a ship: વહાણ ઉપર જનાર; (b)one selected to board an enemy's ship:દુશ્મનનાં વહાણ ઉપર જવાને ચુંટી કઢાડેલો-પસંદ કરેલો માણસ.

**Boarding,**(બોર્ડિંગ્)*n.*1(*a*)The act of covering with board: પાટીઆં જડવાં તે; (*b*) board, collectively: પાટીઆં (સમસ્ત). (c) A covering made of boards; પાટીઆનું ઢાંકણ. 2.The act of supplying, or the state of being supplied, with meals, or lodgings, or both for pay:પૈસા આપીને ખાવા પીવાનું તથા રહેવાનું આપવું કે લેવું.

**Boarding-house,**(બોર્ડિંગ્-હાઉસ્) *n.*A house in which borders are kept:વીસી;ભોજનગૃહ.

**Boarding-school,** (બોર્ડિંગ્-સ્કૂલ્) *n.*A school in which scholars receive board & lodging as well as instruction:વિદ્યાર્થીઆમાટે ખાવા અને સુવા બેસવાનું પણ હોય તેવી શાળા;ભોજનવસ્તીશિક્ષણ ગૃહ.

**Board-wages,**(બોર્ડ્-વેજિસ્)*n.*(*a*) Food and lodging suppied as compensation for services: નોકરી કરવા બદલ આપેલું ખાવા તથા રહેવાનું; (*b*) money wages barely sufficient to buy food and a lodging: ખાવાને તથા રહેવાને માટે પુરતો ન મળે એટલો પગાર-મુસારો;ઘણો થોડો પગાર. (*c*) A separate or special allowances of wages for the procurement of food, or with food and lodging:ખાવાનું તથા રહેવાનું મેળવી આપવા બાબત ખાસ અપાતું લવાજમ-પગાર.

**Boarish,** (બોરિશ્) *a.* Swinish; brutal;cruel:ઘાતકી;નિર્દય;ક્રૂર;નિષ્ઠુર.

**Boast,**(બોસ્ટ્)*vi*To brag one's self: to extravagantly praise one's-self(usually followed with *of*):શેખી-પતરાજ-બડાઇમારવી;ફુલાવું;ગર્વક૦. *vt.* To display ostentatiously;to speak of another with pride or exultation:સામાનાં ઘણાં વખાણ કરવાં;-ના વિષે મગરૂર થવું-હોવું-નું મહત્વ વધારવું.2.(*Masonry*)To dress,as a stone, with a broad chisel: પથ્થર ઉતારવો-છોલવો. 3.(*Sculp.*)To shape roughly,as a block of marble,to form into something rude: આરસપાણને કંઇ આકૃતિ કરવા ટોળવું ક૦.4.To possess;to have: પાસે હોવું; કબજામાં હોવું;-ને હોવું. *To* b. *one self*;to speak with approval of one's self:આત્મશ્લાઘા કરવી;પોતાનાં વખાણ કરવાં;આપ વડાઇ ક૦; પોતાની બડાઈ મારવી-હાંકવી.*n.*Expression of ostentation, pride or vanity;a vaunting:પતરાજ;બડાઇ; શેખી; ફુલાસ; ગર્વ. 2. The cause of boasting; sometimes, laudable pride or boasting;ગર્વનું કારણ; વાજબી-યોગ્ય ગર્વ-મગરૂરી.

**Boaster,**(બોસ્ટર્) *n.* A braggart: ફુલણજી;તડાકામારૂં:ડફાસ હાંકનાર; પતરાજી ખોર;બડાઇખોર.

**Boastful,**( બોસ્ટફુલ્ ) *a.* Given to boasting; self praising; vainglorious: આત્મ પ્રસંશક; આપવડાઇ કરનારો;પતરાજખોર;બડાઇ હાંકનાર.

**Boasting,**(બોસ્ટિન્ગ્ )*n.*The act of glorifying;ostentatious display: આત્મ પ્રસંશા;ડોળ;આડંબર.

**Boat,**(બોટ્ )*n.*[A.S.*bat*.Fr.*bateau*]. A small open vessel or water-craft:હોડી;મછવો;નાવ. 2.Any vessel with an epithet descriptive of its use:(as, *pilot* b.:માર્ગપ્રદર્શક હોડી;*packet* b.:ડાકની હોડી;*passage* b.: સફરહોડી.) ખપ પ્રદર્શક નામવાળી હોડી.3.A vehicle,utensil or dish somewhat resembling a boat in shape:હોડીના આકારની ગાડી,વાસણ કે રકાબી;as,*a stone* b.:પથ્થરનો ખળ;a gravy b.:પ્રવાહી શાક કે દાળવિ૦ મુકવાની છછરી રકાબી.*In the same* b.*in the same situation*: એકજ હાલત-સ્થિતિમાં;"સૌની રાહ તે વહુની રાહ"; એકજ વલે-ગત. *vt.* To transport in a boat: હોડીએ ચઢાવવું-થી લેઇજવું. 2.To place in a boat: હોડીમાં મુકવું. *To* b. *the oars,* to cease rowing:હલેસાં મારવાં બંધ રાખવાં;હોડી અટકાવવી. *vi.*To go in a boat:હોડીમાં બેસી જવું.

**Boatable,**(બોટબલ્ )*a.* Navigable for boats or small river-craft: હોડી તરી શકે એવું. 2. Such as can be transported in a boat:હોડીમાં લઇ જવાય-મોકલી શકાય એવું.

**Boating,**(બોટિન્ગ્ ) *n.* The act or practice of sailing in boats:હોડીમાં બેસી સહેલ ક૦ તે.2.In Persia,a punishment of capital offenders,

Barefooted men should not go among thorns:

by laying them on the back in a covered boat, where they are left to perish:ઘરાનમાં દેહાંત દંડની સજા પામેલા ગુન્હેગારોને બંધ હોડીઓમાં ચત્તા સુવાડીને મારી નાંખવાની સજા.

**Boatman,**(બૉટ્‌મૅન્)*n.* The rower of a boat:હોડીવાળો;ખારવો;ખલાસી.

**Boatswain,** (બૉટ્‌સ્વેન્) *n.* [ A.S. *bat*, boat & *swan*, servant.] An officer who has charge of a boat sails,&c.:વહાણનો મુખ્ય ટંડેલ;સરંગ.

**Bob,**(બૉબ્)*n.* Anything that plays *loosely* with a short motion; a *pendant*:લોલક; ઝુમખો. 2A knot *of rags used in angling*: માછલી પકડવા રાખેલું ચીંથરાનું ઝુમખું. (*b*) also, formerly a worm suitable for bait:માછલીને લલચાવવાનો કીડો. 3.The ball of a pendulum: (ઘડીઆળના ) લોલકનો ગોળ-ભારે ભાગ. (*b*) also, a weight at the end of a plumb line : ઓળંબાને છેડે લટકાવેલો ભાર-ગોળો.4.A short jerking motion:હલાવવું;ધુણાવવું તે; as, *a* **b**.*of the head*:માથાનું ઝોકુ.5. A blow; a shake or jog:સહજ ધક્કોઠોસો.6.A bob-wig:બનાવટી વાળનો ન્હાનો ટોપ.(*b*)a knot or short curl of hair:વાળનો નાનો અંબોડો-ગુંચળું. (*of* )A short piece of cork or light wood attached to a fishing line to show when a fish is biting;a float:માછલીના ગલની દોરીએ બાંધેલો પાણી ઉપર તરતો બુચ. 8. A small leather wheel used in polishing spoons: ચમચા ઉપર ઓપ ચઢાવવાનું નાનું ચામડાનું ચક્કર.9.(*Steam eng.*) A working beam:વરાળયંત્રમાં ચાલતો લટ્ટો-સાટકો.10.A peculiar mode of ringing changes on bells:ઘંટમાં જુદા જુદા ટકોરા વગાડવાની રીત.11.The refrain of a song:ગાયનની ફરી ફરીને બોલાતી છેલી કડી-ટુંક. 12.A sharp jest or taunt:a trick; ઠઠ્ઠા મશ્કરી; અણુકો;ટપ્પો;મોચરો.13. (*Slang*.)A shilling:એક શિલીંગ.*vt.* To move in a short jerking manner:ધીમેથી લટકા-લહેકો કરીને માથુ હલાવવું-ધુણાવવું.as, *he bobbed his head*:તેણે પોતાનું માથુ લટકો-લહેકો કરીને ધુણાવ્યું. 2. To beat; to strike with a light blow: ધક્કોઠોસો મારવો.3.To cheat, to gain by fraud:ઠગવું;ભેતરી-કપટથી મેળવવું. 4.To mock; to delude: મજાક ક૦; ભોળવવું.5.To cut short; to have the hair cut short:કાપી ટુંકું ક૦; કાતરવું;છાંટી નાંખવું;as,*to* **b**.*a horse's tail*:ઘોડાનું પુંછડું કાતરવું.*vi.*To move to & fro or up & down;to play loosely:ઠમકો-લટકો કરીને ચાલવું,અથવા રમવું.2.To angle with a bob: લોલકથી માછલી પકડવી.*To* **b**.*at an apple*,to attempt to seize it in the mouth when swinging from a string or floating in water: દોરડીને લટકાવેલું અથવા પાણીમાં તરતું સેબફળ મોંમાં પકડી લેવા જવું.

**Bobbin,**(બૉબિન્)*n.* [*L. bomby*, a *silk-worm*]A small pin,or cylindrical piece, of wood with a head,on which thread is wound; a spool:સુતર વિંટાળવાની ફિરકી-ફરકડી;બાબીન;રીલ; કાટલું. 2. A little rounded piece of wood, at the end of a latch string, which is pulled to raise the latch:ઉલાળાને ખેંચવાને તેને બાંધેલી દોરીને છેડે બાંધેલો લાકડાનો ગોળો-દડો.

**Bobbish,**(બૉબિશ્)*a.* [Low,Eng.] Hearty; in good spirits: આનંદવૃત્તિમાં હોય એવું;તાનમાંને તાનમાં હોય એવું;આનંદી;મોજીલું.

**Bobby,**(બૉબિ)*n.*A nickname for a policeman-from sir R.Peel who remodeled the police force: પોલીસનું મશ્કરીનું નામ;કાળા ડગલાવાળો.

**Bob-tail,**(બૉબ્-ટેલ્)*n.* An animal (as a horse or dog)with a short tail: ટુંકી પુંછડી વાળું પ્રાણી;a **b**.-ed, curtailed;with a short tail: ટુંકુ કરેલું; ટુંકી પુછડીવાળું.

**Bode,**(બૉડ્)*vt.*[A.S.*bodian*;to announce.]To portend;to presage; to foreshow:પૂર્વસૂચન-દર્શન ક૦; અગાઉથી સૂચવવું-જણાવવું;as,*good onset* **b**.*s good end*:સપરમો દહાડો સવારથીજ જણાય.*vi.*To foreshow;to presage:ભાવી-આમ થશે એમ કહેવું;અગાઉથી સૂચના ક૦.*n.*A messenger; a herald:કાસદ;દુત;ચોપદાર.

**Bodement,**(બૉડ્-મેન્ટ્) *n.* Omen; portent:શુકન; ભાવીચિન્હ;પૂર્વસૂચનદર્શન.

**Boding,**(બૉડિન્ગ્)*p.a.* Foreshowing:અગાઉથી સૂચના આપતું. **B.** *of ill*:અભદ્ર;અમંગળ-અકલ્યાણ સૂચક.**B.** *of good*:ઇષ્ટ-મંગળ-ભદ્રસૂચક.*n.* An omen;a prognostic:શુકન;ભાવીચિન્હ.

**Boddice,** or **Bodice,**(બૉડિસ્) *n.* [This is properly the pl.of **body**] A corset;stays; a kind of quilted waistcoat worn by women:ચોળી;સ્ત્રીઓનો કબજો-બદન; કાંચળી;કંચુકી.

**Bodiless,**(બૉડિલેસ્)*a.* Having no body;incorporeal:વિદેહી; નિરાકાર; અમૂર્તિમાન.

**Bodily,**(બૉડિલિ)*a.*Having a body. corporeal:શરીર-દેહવાળું; શરીરમય. 2.Relating to body in distinction from mind:દૈહિક;કાયિક;શારીરિક;આંગિક.as,**b**.*pain*:શરીરવેદના.**B**. *deformity or defect*: અંગવૈકલ્ય. **B**.*labour*:અંગ-જાતમહેનત;શરીરશ્રમ. **B**.*strength*:અંગબળ;શરીરબળ.**B**.*vigour or health*:શરીરસંપત્તિ.*adv.*: Corporeally;united with a body સશરીર;સાંગ. Entirely:તમામ; બીલકુલ.All at once:એકદમ;ઓચિંતું.

**Bodkin,** (બૉડ્‌કિન્) *n.* An instrument of steel,bone,ivory or the like with a sharp point & blade for making holes:કાણાં પાડવાની મ્હોટીસોય-સોયો.(*Print.*)A sharp tool for picking out letters in making corrections:પ્રુફ સુધારતાં અક્ષર ખેંચવા મુકવાનો ચીપીઓ;પીન્ચીસ.3.An instrument with an eye for drawing tape, ribbon, &c. through a loop:કોઈ ગાળામાંથી રીત કે કોર ખેંચી લેવાનો સોયો.4.A kind of pin used by women to fasten the hair: સ્ત્રીઓને વાળમાં ખોસવાનો સોયો.To sit,ride,or travel **b**., to sit closely wedged betwem two persons:બે જણ વચ્ચે ખુબ ભચડાઇને બેસવું અથવા જવું. 5. (Corrup. of **baudkin**.) A species of rich cloth of silk&gold:કીનખાબ;લપેટો.

**Body,**(બૉડિ)*n.*[A.S.*bodiga* body.] The frame of an animal; the physical person:શરીર;અંગ;તન;કાયા;દેહ;પિંડ;વપુ;કલેવર;મૂર્તિ.

☞ According to the Hindu philosophy there are three bodies 1.The material external body: સ્થૂલદેહ-શરીર.2.The etherial body લિંગદેહ-શરીર; સૂક્ષ્મશરીર. 3. The inner rudiment and causative frame or principle of the first two:કારણશરીર.

**B**.,*soul&wealth*:તન,મનઅનેધન.*In* **b**.,*mind&action*:મનસા,વાચા અને કર્મણા;મન,વાણી કે કર્મવડે.*Celestial or glorified* **b**.:દિવ્યદેહ-તનુ;*Lightness*

પગ આગળ બળતું હોય ને લંકા ક્યાં હોલાવવા જઈએ. ?

& *nimbleness of* **b**.:અંગચાપલ્ય. *Mortal spot of the* **b**.:મર્મસ્થાન-સ્થળ-દેશ.*In a mortal spot of the* **body**:કથોલુ. *Whole* **b**.: સર્વાંગ. *To macerate the* **b**.: શરીર કર્ષણ-શોષણ ક૦.*To mortify the* **b**.:દેહ-શરીર દંડ-દમન ક૦.*Purification of the* **b**.: દેહશુદ્ધિ; અંગશુદ્ધિ. 2. The main parts of an animal, tree, army &c. in distinction from parts less important:ધડ;મુખ્યભાગ;ધડ.3.A person;a human being: માણસ;જણ;ગૃહસ્થ;as,*some* **b**.: કોઈ માણસ.4.A corporation:સમૂહ;સભા;પંક્તિ;પંગત;મંડળ;સમાજ;વૃંદ; સમુદાય;સમસ્ત;માત્ર;as.*legislative* **b**. કાયદા બાંધનાર મંડળ;ધારા સભા. 5. (*a*) A united mass;general collection;system:કોડ;સંગ્રહ;as,**b**. *of laws*:કાયદાનો કોડ;સંગ્રહ;સંહિતા.6. Any substance distinct from others:પદાર્થ;વસ્તુ;as, *moving* **b**.: ગતિમાન પદાર્થ.7.Any solid figure: નક્કર આકૃતિ.8.Consistency;thickness:ઘટ્ટપણું;જાડાશ;as,*colors bear a* **b**.,color mixed entirely with oil:રોગાન-તેલ સાથે એકરસ-ઘટ્ટ થએલો રંગ. Characteristic quality; strength:કસ;માલ;દમ;સાર;જીવ;સત્વ; as,wine of a good **b**.:કસદાર-જલદ દારૂ;કસવાળું દૂધ.9.The substance, as opposed to the shadow:ખરી-સુદામ વસ્તુ;ખ્યાલી કે ભ્રમણ વસ્તુ નહિ.10.Amount;quantity;extent: જથ્થો;વિસ્તાર. 11. That part of a garment covering the body as distinguished from that covering the limbs:શરીર ઢંકાય એવો વસ્ત્રનો ભાગ.12.The bed or box of a vehicle,in or on which the load is placed:ગાડાં કે ડબ્બાના જે ભાગમાં માલ ભરાય છે તે ભાગ;ખોખું;પેટું; પેટીઉં.13. The shank of a type: કોઈ પણ બીબાંની નીચે સુધી જતી લંબાઇ.**B**.cloth,a cloth for covering horses: ઘોડાઓને ઓઢાડવાનું લુગડું. **B**.*clothes*, (a)under clothing:અંદર પહેરવાનાં લુગડાં;(*b*)Body cloths for horses: ઘોડાને ઓઢાડવાનાં લુગડાં.**B**.*of a law*,the main and operative part:મુખ્ય અને લાગુ પડતો કાયદાનોભાગ.**B**.politic the colective body of a nation politically organized:રાજ્કિય પ્રજા સમસ્ત;*also*, a corporation:સભા;મંડળી;મંડળ.**B**. *snatching*,the unauthorized removal of a dead body from the grave for the purpose of dissection: ચીરીને તપાસ કરવાને વગર સત્તાએ કબરમાંથી મુડદું છુપી રીતે કાઢી જવું તે.*vt*.To produce in definite shape (with *forth*); રૂપમાં મૂકવું; આકાર આપવો; as, *imagination* **b**.s.*forth the forms of things unknown*:કલ્પિત વસ્તુઓને કલ્પના શક્તિ આકાર આપે છે.

**Body-guard,**(બૅાડિગાર્ડ્)*n*.A guard to protect the person: અંગ-પ્રાણ રક્ષક:હજુરી;પરિવારગણ.

**Bog,**(બૅાગ્)*n*.A marsh; a morass: પોચી ભીનાશવાળી જમીન;પંક. *vt*.To whelm or plunge, as, in mud: કાદવમાં કળાવી દેવું.

**Boggle,** ( બૅાગલ્ ) *vi*. To stop or hesitate as if in doubt: ખંચાવું ; વિચાર-સંદેહમાં પડવું;આનાકાની ક૦.2. To do anything awkwardly or unskilfully: અણઘટ-અણકિસબીપણે કંઈ કામ કરવું. 3. To play foot & loose;to dissemble:છેતરવું;ઢોંગ કરવો;ફરેબ દેવો.*vt*.To embarrass with difficulties:ગુંચવવું;ગભરાવવું.

**Boggler,**(બૅાગ્લર્)*n*.One who boggles:બિવડાવનાર;બાવો.

**Boggy,** ( બૅાગિ) *a*. Full of bogs; swampy:કળાય તેવું પોચું ઘાસવાળું.

**Bogey,** (બૅાગિ) } *n*.A bug-bear;
**Bogy,** (બૅાગિ) } a specter:બ્હાઉ;
**Bogle,** (બૅાગલ્) } ઘોઘર;ભૂત; મણમ-
**Boggle,**(બૅાગલ્) } ડીઓ..

**Bogus,** ( બૅાગસ્ ) *a*. Counterfeit; spurious;sham:અકાર્ત્રિમ;જુઠું; ખોટું; બનાવટી; નકલી; અસલ-ખરૂં નહિ તેવું. *n*.A liquor made from rum and molasses: રમદારૂ અને ગોળમાંથી બનાવેલો દારૂ.

**Boil,**(બૅાઇલ્)*vi*.[L.*bullio*,I bubble.] To swell or heave by the action of heat;to bubble:ઉકળવું;ખદખદવું; ઉનું થવું.2.To be similarly agitated by any other cause than heat; to bubble;to effervesce:પરપોટા-ફીણ આવવું;ઉછળવું;તળે ઉપર થવું;as, the *boiling* waves: ઉછળતાં મોજાં. 3.To be hot or fervid;to be excited:ઉકળવું;તપીજવું;ઉશ્કેરાઈ જવું;હાડોહાડ ચઢવું;as,*his blood* **b**.s *with rage*:ગુસ્સાથી તેનું લોહી ઉકળે છે. 4. To be in boiling water or other liquid:ઉકળવું;ચઢવું;બફાવું;સિજવું. 5. To pass from liquid to vapor when heated:ઉનું કર્યેથી પ્રવાહીની વરાળ થવી.*To* **b**.*away*,to evaporate by boiling: વરાળ થઇ જવી.*To* **b**. *over*, to run over the top of a vessel:ઉભરાઇ જવું;ઉભરો આવવો.(*b*) to be excited with passion so as to lose selfcontrol: હાડોહાડ ચઢી જવું;અતિ ક્રોધાયમાન થઇ જવું;ગુસ્સાથી ગાંડા જેવા થઇ જવું.To keep the pot *boiling*, to keep anything up;to persist in: ચાલુ જારી-કાયમ રાખવું;માં મંડયા-મચ્યા રહેવું.*vt*. To cause to be agitated by the application of heat:ઉકાળવું;ઉનું કરવું; ખદખદાવવું. 2. To form by boiling or evaporation:ઉકાળી-બાળીને બનાવવું;શુદ્ધ કરવું-જુદું પાડવું;as,*to* **b**. *sugar or salt*:ખાંડને ધોઇને તેનું બુરૂ બનાવવું;મીઠાંને શુદ્ધ ક૦-બનાવવું.3.To subject to the action of heat in a boiling liquid:બાફવું;ઉકાળવું; રાંધવું; as,*to* **b**.*rice*:ચોખા રાંધવા;*to* **b**.*clothes*:લુગડાં ઉકાળવાં.To **b**,*down*,to reduce in bulk by boiling:ઉકાળીને-બાળીને થોડું રહેતેમ ક૦.as,*to* **b**,*down* sap:રસને ઉકાળીને થોડો રહે તેમ કરવો.

**Boil,**(બૅાઈલ્)*n*. ( See *beal* & *bile*) A hard, painful, tumor which discharges pus mixed with blood: ગુમડું; ગડ. *A blind* **b**., one that fails to come to a head:આંધળું-પાકીને મોં ન થાય એવું ગુમડું.

**Boiler,**(બૅાઇલર્)*n*. One who boils: રાંધનાર.2.A vessel in which anything is boiled:કડાઇ-યુ;-ચરૂ;દેગડો; ઉકાળવાનું વાસણ.3.A strong metallic vessel in which steam is generated:બાઇલર;સંચા માટે વરાળ ભરી રાખવાનો મોટો દેગ-લોઢાનું પીપ-ચરૂ.

**Boiling,**(બૅાઇલિંગ્)*a*.Bubbling:પરપોટા આવતું. Surging; swelling with passion:મોજાં આવતું;ગુસ્સે થતું. **B**,*spring*,a spring which ejects hot water & steam with great force:ઉકળતો ઝરો.*To be at the* **b**. *point*:to be very angry: અતિક્રોધિત થઇ જવું;મિજાજ છટકી જવો.

**Boisterous,**(બૅાઇસ્ટરસ્)*a*. Acting with noisy turbulence;violent; roaring: જબરો; પ્રચંડ; સુસવાટાભેર વાતો (પવન).2.Noisy; turbulent; rough: ગડબડીયું; ધાંધળીયું; તોફાની; કલહકારી;ધિંગામસ્તીનું;ધામધુમિયું;as, **b**.*noise*:કોલાહલ;**b**.*laugh*:અટ્ટહાસ.

**Bold,**(બોલ્ડ)*a.*[A.S.*bald*, quick.] Daring;intrepid;courageous:હિમ્મતવાન;ધીટ;શૂર;સાહસિક; છાતીવાળું; જવાંમર્દ. 2. Requiring spirit & contempt of danger:હિમ્મતનું;બહાદુરીનું;બહાદુરીનું કામ.3.(In a bad sense),too forward:rude; impudent:ઉદ્ધત,નિર્લજ; અવિનીત; તોછડું; બેઅદબ. 4. Somewhat overstepping usual bounds:અતિશય;અમર્યાદ;નિર્લજ;અલંકારયુક્ત;as, **b.** *tales*: ગપ્પાં.5.Markedly conspicuous; striking the eye:ચકિત-દંગ કરે એવું;વિસ્મયોત્પાદક;ખુલ્લું.6.Steep;prominent:સીધું; ઉંચું; ચઢાવવાળું. *To make* **b.**, to take liberties; to venture:છુટલેવી;ધૃષ્ટ થવું;હિંમત ધરવી.

**Bolden,**(બોલ્ડન)*vt.*To make bold; to encourage;to embolden: હિમ્મત આપવી;વિશ્વાસ દેવો.

**Bold-faced,**(બોલ્ડ-ફેસ્ડ)*a.* Somewhat impudent;lacking modesty: અમર્યાદશીળ; બેશરમું; નિર્લજ. 2. (*Print.*)Having a conspicuous or heavy face:ઉપસી આવતું;ખુલ્લું-સ્પષ્ટ જણાઇ આવે તેવું.

**Boldness,**(બોલ્ડનેસ્) *n.* Courage; bravery ; dauntlessness; hardihood;assurance:હિમ્મત;છાતી;શૌર્ય; 2.અવિનય;અમર્યાદા.3.ઉદ્ધતાઇ; તોછડાઇ;4.ચઢાવ.

**Boll,**(બોલ્)*n.*The pod or capsule of a plant:બીયાં ભરેલી શીંગ-ફળી.*vi.* To go to seed:બીઆં આવવાં-થવાં.

**Bolster,**(બોલ્સ્ટર)*n.*[A.S. *bolster*, a pillow.]A long pillow or cushion:ઓસીકું;માથું અઢેલવાનો તકિયો.2. A pad or quilt:ગાદી;તકિયો. 3. A cushioned or padded part of a saddle:ખોગીર.4. A plate of iron or a mass of wood under the end of a bridge girder to keep the girder from resting directly on the abutment: પુલના થાંભલા ઉપર મુકવામાં આવતા લોઢાના પાટડા-ગરડરના છેડાની નીચે લોઢાની પ્લેટ કે લાકડાનું ઢીમચું મુકાય છે તે.5.The principal cross beam of a car-truck: માલ-ખીચું;ગાડીનો ભાર ઝીલતો આડો ભારવટીયો.6.The perforated plate in a punching machine on which anything rests when being punched:જ્યારે કોઇ ચીજમાં કાણું પાડવામાં આવે છે ત્યારે જે કાણાં પાડેલી પ્લેટ ઉપર તેને મુકવામાં આવે છે તે પ્લેટ. 7. The part of a knife-blade abutting the end of a handle: ચપ્પાના ફળનો હાથા તરફનો ભાગ.8. The block of wood on the car of a siege-gun:ગાડીમાં તોપ ગોઠવવાનું લાકડાનું ઢીમચું.9.Anything arranged to act as a support, as in various forms of mechanism: કોઇ પણ કારીગીરીના કામમાં ગોઠવાતો ટેકો.10.A transverse bar above the axle of a waggon on which the bed or body rests: ધરીપરના આડા સળીઆપર ગાડાનું પેટું-ખોખું રહે છે તે સળીઓ.*vt.* To support with a bolster:નીચે તકિયો મુકવો;ઓસીકે મુકવું;નો ટેકો આપવો.2.To hold up or maintain with difficulty or unusual effort: મહા મહેનતે ટકાવી રાખવું.*vi.*To lie to-gether on the same bolster:એક ઓસીકે સાથે સુવું.

**Bolstering,**(બોલ્સ્ટરિંગ્)*n.*A propping up or supporting: આધાર-ટેકો આપવો તે.

**Bolt,**(બોલ્ટ્)(A.S.*bolt*, an arrow.) An arrow; dart: બાણ; ભાલો; તીર. 2.A strong pin of any material to fasten a door, a chain, &c., આગળી; ભુંગળ; ભોગળ; સાંકળ; આડ; શર;અર્ગલા;મ્હોટો ખીલો.(*b*)The portion of a lock which is shot or withdrawn by the action of the key: તાળાંની અંદરની કુંચીથી ફરતી કળ.3. A thunder-bolt;a stream of lightening:વજ્ર;વિજળીનો ચમકારો-ઝબુકો.4.A shackle: બેડી. 5.A kind of large, thick screw: એક જાતનું મોટું અને જાડું ઇસ્કુ; બોલ. 6. A roll of canvas or silk, often containing 40 yds: ચાળીસ વારનું કેનવાસ કે રેશમી લુગડાંનું થાન-ગડી.**B.** *and nut*:મોટું જાડું ઇસ્કુ અને તેની સાથે ચઢાવવાની ફરકડી;બોલ અને નટ. *vt.* To fasten with a bolt, as a door,fetters, &c.સાંકળ-આગળી-ભુંગળ દેવી.2.To fasten; to shackle; to restrain:બાંધવું; અટકાવવું; પુરવું. 3. To throw precipitately; to utter or throw out:ફેંકવું; ઉતાવળ કરી બોલવું; ઉતાવળુ-ઓચિંતુ-ઝટપથી બહાર નીકળવું.4.To swollow without chewing:ચાવ્યા વિના ઉતારવું-ગળી જવું.5.To cause to start or spring forth:ભડકાવવું;ચમકાવવું.

**Bolt,**(બોલ્ટ્)*vt.* [L. *burra*, coarse cloth.] To sift with a bolter or other means: ચારણી કે બીજા સાધનથી ચાળવું-સાફ કo.2.(*out*) To separate as by sifting:ધ્યાન દઇ-જુદું-નોખું કાઢવું.3.(*Law.*)To discuss or argue privately,as cases:(માહ્વરામાટે)ખાનગી તકરારો કo.*To* **b.***to the bran*,to examine thoroughly:ચોકસરીતે-બહુ બારીકીથી તપાસવું; as, *the report was* **b.**d *to the bran*:હેવાલ બારીકીથી તપાસ્યો. *vi.* 1.To spring or move abruptly: ઝડપથી ઓચિન્તુ બહાર નીકળવું-આવવું. 2.To fall suddenly:ઓચિન્તુ પડવું-અફળાવું.3.To spring suddenly aside or out of the regular path: ધારે નીકળી પડવું; ઉછળી વેગળું પડવું-આડા ફાટવું;as,*the horse* **b.**d: ઘોડો ભડકી આડો ફાટયો. 4. To break away from a party:પક્ષ તજી દેવો-માંથી નીકળી જવું. *adv.* Suddenly; straight;unbendingly:સિધ્ધું; અક્કડ; ટટ્ટાર. **B.** *upright*, perfectly upright:straight up;અક્કડ; ટટ્ટાર. *n.*A sudden spring aside:ઓચીંતી છલંગ-પછાડ.as,*the horse made a* **b.**:ઘોડાએ ઓચિંતી છલંગ મારી.2. A sudden flight, as to escape creditors:ઓચિંતુ નાસી જવું-પલાયન કરી જવું;ગચ્છંતી કરી જવું; (માગનારા ઉલટે ત્યારે). 3. A breaking away from one's party:પક્ષ ત્યાગ; ફરી બેસવું તે.4.A long fine sieve used in milling:દળવાના સંચામાં વપરાતો આટો ચાળવાનો ઝીણો ચાળણો.

**Bolter,**(બોલ્ટર)*n.*One who bolts; as,a man or a horse: ઓચિન્તો-અચબુચ ચાલ્યો જનાર:(ભડકેલો ઘોડો.) (*b*) A man who breaks away his party:પક્ષત્યાગી.2.An instrument for separating bran from flour;a sieve:ચાલણી.3. One who sifts flour:આટો ચાળનાર.

**Bolus,**(બોલસ્)*n.*[L.*bolus*,morsel.] (*Med.*)1.A large pill:મ્હોટી ગોળી.

**Bomb,**(બૉમ) *n.* [L. *bombus*, Gr. *bombos*, deep sound.]A hollow ball or shell of cast iron filled with explosive materials (now called shells.):છરાનો ગોળો;ગરબછાંટ. 2.A hollow sound:ખોખરો અવાજ.

**Bombard,**(બૉમ્બાર્ડ)*n.*[L.*bombus* & term, **ard.**] A wind instrument of music ( also written, **bombardo**): એક જાતનું વાજું. 2. A hencea piece of ordnance

આંગ વિના ટંખ નહિ;ભાડુઆતે ભીડ ન ભાગે;ભિખારીનું હાલ્લું શીકે ન ચઢે.

*formerly used for throwing* stones and other missiles:પથરા વીગેરે ભારે વસ્તુ ઉડાડવાની અસલ વપરાતી ભારે બંદુક-તોપ.*vt.* To attack with bombs:છરાના ગોળાનો માર ચલાવવો.

**Bombardier**(બૉમ્બાર્ડીર્)(Fr.) *n.* An artillery man:ગોલંદાજ.

**Bombardment,**(બૉમ્બાર્ડ્મેન્ટ્) *n.* An attack with bombs:ગરબ છાંટનો મારો ચલાવવો તે.

**Bombazine-sine,**(બૉમ્બૅઝીન્) *n.* [L.*bombyx*,Gr.*bombux*,cotton.] A twilled silk fabric(formerly black used for mourning):કાળી અતલસ;ર ભરેલું રેશમી કપડું.

**Bombast,**(બમ્બાસ્ટ્)*n* [L.*bombacis*,cotton.](*Fig*)High-sounding words;an inflated style:ભભકાદાર ભાષણ;ભારે ભારે શબ્દો વાળું પ્રૌઢ ભાષણ.*a.*Highsounding;big without meaning:મોટા મોટા ખાલી શબ્દોવાળું.

**Bombastic,**(બૉમ્બાસ્ટિક્)*a.* High sounding;big without meaning: ભભકાદાર-અર્થ રહિત (ભાષણ);ડોળી.

**Bombic,**(બૉમ્બિક્)*a.* [L.*bombyx*, silkworm.] Obtained from the silk worm:રેશમના કીડામાંથી મળેલું.

**Bombycinous,**(બૉમ્બિસિનસ્) *a.* Transparent with a yellow tint: પારદર્શક અને પિળાશ ઉપર.

**Bombyx,**(બૉમ્બિક્સ્)*n.*[L.]A silk-worm:રેશમનો કિડો.

**Bonafide,** (બૉનફાઇડી) *a* & *adv.* Honest;with good faith;real or really:પ્રમાણિક;ખરું;નેકદાનતથી; સાદા ઈરાદા પૂર્વક;શુભ ધારણાથી.

**Bonbon,**(બૉનબૉન્) Sugar confectionery;hence, a dainty: મિઠાઇ; પકવાન;મિષ્ટાન્ન;સારું સારું.

**Bond,**(બૉન્ડ્)*n.*[A.S. *bindan*, to bind.]That which binds;a band; ligament:બંધ;દોરી;સાંકળ;જાળ;પાશ; as, **b**.s *of love*: પ્રેમ પાશ-જાળ. 2. (*pl.*)Imprisonment; captivity; chains:બંધીખાનામાં પડવું તે;કેદ;બેડી; શૃંખલા. A binding force or influence;a uniting tie:સંબંધ;સંધિ; સંયોગ;ગાંઠ; દોરો; સંપ.4.A moral obligation: ફરજ; બંધન.5.(*Law*) A writing by which one binds himself & his heirs,&c. to pay a sum;a deed:ખત;લેખ.6.(*Arch.*) The union of bricks or stones forming a wall:ભીતમાં ઈંટ-પથ્થરનો બંધ-ચણવાનીરીતી.**B**. *timbers*, timbers placed in the walls to tie them longitudinally,sometimes called,chain bond:અવાડ.An instrument made by a government or a corporation for the purpose of borrowing money: ઉછીનાં નાણાં લેવાને કોઇ કાઇ રાજ કે મંડળીએ કાઢેલાં બ્રાન્ડ-કરાર પત્ર-લેખ-લોન વિ૦;as,a govt.**b**,*railway* **b**.: સરકારે ઉછીના નાણાં લીધેલાં તે બાબતનો કરાર-લેખ. 3. The state of goods placed in a bonded warehouse till the duties are paid: જગાત ભરતા સુધી વખારમાં કરાર પ્રમાણે માલ જે હાલતમાં કબજે રખાય છે તે હાલત. **B**. *creditor*, a creditor whose debt is secured by a bond:દેવું,ડુબી ન જાય માટે દસ્તાવેજ કરીને ધીરધાર કરનાર. **B**. *debt*,debt contracted under the obligation of a bond: ખત લખીઆપીને કરેલું દેવું.*a* (see *supra.*) In a state of servitude;captive: કેદી; બંધીવાન. *vt.*To give bond for:ખત-દસ્તાવેજ લખી આપવો. 2.To mortgage: ગીરો-સાનમાં-હટપ મુકવી.(*b*)To secure payment of duties on goods by giving bond: માલ ઉપરની જગાત ભરી જાય માટે કરાર પત્ર લખાવી લેવું. 3.To dispose in building,as the materials of a wall,so as to secure solidity:દિવાલ મજબુત થાય માટે તેમાં મુકવાની વસ્તુઓને બરોબર ગોઠવવી.*a.*In a state of servitude or slavery:ગુલામગીરીની સ્થિતીમાં;કેદમાં.

**Bondage,**(બૉન્ડેજ્)*n.*Involuntary servitude;slavery;captivity:કેદ; ગુલામગીરી; દાસત્વ. 2. Obligation; tie of duty:બંધન;ફરજ.3.Villenage;tenure of land on condition of doing the meanest services for the owner:ધણી કરાવે તેવી ગમે તેવી નીચ-હલકી;ખીજમત-ચાકરી-માટે આપેલી જમીન.

**Bondmaid**(બૉન્ડ્-મેડ્)*n.*A female-slave or one bound to serve without wages:દાસી;લોંડી.

**Bondman,**(બૉન્ડ્-મૅન)*n.* A man-slave or one bound to serve without wages;ગુલામ; દાસ. 2. A tenant in villenage;ભાડુતી;કુડો.

**Bondsman,**(બૉન્ડ્ઝ્મૅન)*n.*(*Law*)A surety:જામીન;હામીદાર.

**Bonducnut,** (બૉન્ડક્નટ્) *n.* કાચકું; [સાગરગોટો.

**Bone,**(બોન્)*n.*[A.S.*ban*] (*Anat*). A hard, white substance composing firmer part of animal body:હાડકું; અસ્થિ. *Ulcer in the* **b**.:અસ્થિવ્રણ.*Fever in the* **b**.s:અસ્થિગતજ્વર;હાડજ્વર;હાડિયો તાવ. *A sin in the* **b**.:જન્મખોડ. 2. Anything made of bones: હાડકાની બનેલી ચીજ.3. One of the pieces of an animal skeleton: પ્રાણીનાં હાડપીંજરનો એક કટકો.(*b*)Any fragment of bony substance: હાડકાંના પદાર્થનો કોઈપણ કટકો. (*c*)the skeleton of the body:હાડ;શરીરનું કાડું;હાડપિંજર. 4. Dice: પાસા. A whalebone: મગર-મચ્છનું હાડકું. 6.The framework of anything: કંઇ પણ વસ્તુનું ખોખું.*A* **b**.*of contention*,subject of contention or dispute: તકરારનો વિષય;વિવાદવિષય.*A* **b**.*topic or gnaw*,something to occupy: રોકનાર-વળગાડનાર ચીજ;મન ખેંચનાર વસ્તુ. *To be upon the* **b**.s *of*, attack: હુમલો ક૦.*To make no* **b**.s,to make no scruple; not to hesitate:નહિ અચકાવું-ખમચાવું-અંદેશો-શંકા-સંશય લાવવો;-ને વાર નહિ લાગવી-લગાડવી. *True to the* **b**.,all true:જરેજર-તમામ-અક્ષરે અક્ષર-બોલેબોલ-ખરું. *To pick a* **b**.*with any one*,to quarrel with:કજીઓ કરવો;વઢવું.*A bone to peck*,a difficult undertaking ભારે-મુશ્કેલ કામ.*Body and* **b**.s,altogether; wholly:જરાએજરા;તદ્દન;સપુચું;બીલકુલ.*vt.*To take out bones from the flesh: માંસમાંથી હાડકાં વીણી કાઢવાં.2.To put whale-bone into stays: કાંચળીમાં મગર મચ્છનું હાડકું બેસવું.3.To fertilize with bones:હાડકાંનું ખાતર નાંખવું. 4. To steal; to take possession of:ચોરવું;લઇ લેવું. 5.To sight along an object to see if it is level or in line: કોઈ પણ વસ્તુની સીધ જોવી;તે સપાટ કે સીધી લીટીમાં છે કે નહીં તેની બાડી આંખે તપાસ કરવી.

**Boned,**( બોન્ડ્) *a.* Having bones (used in composition):હાડકાંવાળું; as,*strong* **b**.:મજબુત હાડકાંવાળું.2. Deprived of bones:હાડકાં કાઢી લીધેલાં.3.Manured with bones:હાડકાંનું ખાતર પુરેલું.

**Bonelace,**(બોનલેસ્)*n.*A lace made of linen thread:શણની રીત.

**Bonfire,**(બૉન્ફાઇર્)*n.*[Fr.*bon*,good

Borrowing Peter to pay Paul:

& fire.] A fire made in token of public joy or amusement:લૌકિક આનંદ-જયસૂચક અગ્નિ;હોળી.

**Bonnet,**(બૉનેટ્)*n.*A cap or covering for the head used by the Scotch: સ્કૉટ લોકની ટોપી. 2. A covering for the head for females:સ્ત્રીઓની ટોપી.3.An elevated part of a parapet: કોટડાનો ઉંચો ભાગ.4.(*Naut.*)An addition to a sail:સઢને બાંધેલી ધાર. 5. A plate or covering for open part: પતરૂં; છાજ.6.A frame of wire netting over a locomotive chimney:ચીમનીની ઉપરની વાળાની જાળી. 7. The second stomach of a ruminating animal:વાગોળનારાં પ્રાણીનું બીજું જઠર-હોજરી.8.An accomplice of a gambler or auctioneer who entices others to bet or to bid: જુગારી કે હરાજી કરનારનો બીજાઓને ઉશ્કેરીને ચડાવો કરાવનાર સાગરીત.

**Bonny,**(બૉનિ)*a.*[L.*bonus,* good.] Handsome;beautiful:સુંદર; રૂડરૂં; રૂપાળું.2. Gay; cheerful; frolicsome:આનંદી;ગમતી;ખુશમીજાજી.

**Bonus,**(બોનસ્)*n.*[L.]A premium for a loan: વ્યાજ;મંડામણ. 2. An extra dividend paid to shareholders out of profit:વ્યાજ ઉપરાંત નફામાંથી ભાગીદારોને અપાતા પૈસા. 3.A sum paid to a company's servants in addition to pay:બક્ષીસ;સુખડી.

**Bony,**(બૉનિ)*a.*Of bones;full of or pertaining,to bones: હાડકાંનું-વાળું-સંબંધિ.2.Stout;strong: મજબુત;જબ્બર;લઠ્ઠ.

**Booby,** (બૂબિ) *n.* A kind of fowl: એક જાતનું પક્ષી. 2. A dunce; a stupid fellow: જડ-ઠોઠ-મૂર્ખ-પુરૂષ; પ્રજ્ઞાનું માણસ.

**Book,**(બુક્)*n.*[A.S.*boc,beech,*a kind of tree, whose boards the old Saxons used to write on]. A collection of blank, written or printed papers bound to-gether: પુસ્તક;પોથી;ગ્રંથ; કિતાબ;ચોપડી. 2.A treatise:ચર્ચાનિબંધ-ગ્રંથ.3.A part of a treatise or literary work: ખંડ;ભાગ;બાબ; અધ્યાય;સ્કંધ;પર્વ. 4. (*Mer.*)Volume of sheets in which accounts are kept:સરારી નામાનો ચોપડો; વહી. B. *debt,* a debt for items charged to the debtor by the creditor in his book of accounts:દેણદારનું લેણદારના હિસાબના ચોપડામાં લખેલું ઉધાર રકમનું ખાતું. B.*learning,* learning acquired from books, as distinguished from practical knowledge:ભણ્યા પણ ગણ્યા નહિ એવી વિદ્યા;વેદીઆં ઢોર વિદ્યા.*The* b.*of* b.,the Bible:બાઇબલ;ખ્રીસ્તી ધર્મ પુસ્તક.*In one's* b.s, in one's favour:માનિતું;વહાલું;-ની મેહેરબાની-કૃપા-મરજી હોવી.*To bring to* b., (*a*) to compel to give an account:ખુલાસો-હિસાબ આપવાની ફરજ પાડવી;(*b*) to compare with an admitted authority: સ્થાપીત આધાર સાથે મેળવી જોવું. To speak *by the* b.,to speak with minute exactness:બારીકીથી-ચોકસાઈ રાખીને બોલવું. *Without* b.,(*a*)by memory: મોઢેથી; (*b*) without authority: આધારવિના; as, *he asserts without* b.:તે બીન આધારે જણાવેછે;તેનું કહેવું બીન આધાર-પાયાવગરનું છે.*vt.* To enter or write in a book for the purpose of securing passage,conveyance or seat:વહાણ કે ગાડીપર ગામ જનારનું.2.To mark out for;to destine or assign for: નીમી-ઠરાવી રાખવું;નોંધવું;લખી રાખવું.

**Book,-binder,**(બુક્બાઇન્ડર્)*n.*One whose occupation is to bind books:ચોપડી બાંધનાર.

**Book-binding,** (બુક્બાઇન્ડિંગ્) *n.* The art or practice of binding books:ચોપડી બાંધવાનો ધિંધો.

**Book-case,**(બુક્-કેસ્)*n.*A case for holding books:પુસ્તકો મુકવાનું કબાટ.

**Bookish,**(બુકિશ્)*a.*Fond of study; learned from books: વિદ્યાવ્યસની; વાંચવાનો શોખીન;વેદિયું. 2.Formal; labored;pedantic:ચણીચણીને ગોઠવેલાં;કૃત્રિમ;as, b. *way of talking:* ચોપડીમાં વાંચ્યુ હોય તેવી ભાષામાં વાત કરવાની રીત.

**Book-keeper,** (બુકીપર્) *n.* One who keeps accounts or who has the charge of keeping the books or accounts in an office: હિસાબી કારકુન;મેહેતો;કોઈ ઓફીસમાં ચોપડા કે હિસાબ વિ૦ પોતાના હવાલામાં રાખનારો મહેતો.

**Book-keeping,**(બુકીપિંગ્)*n.*The art of keeping accounts: નામું; નામુ લખવાની કળા-રીત;નામું ઠામું.

**Book-knowledge,**(બુક્-નૉલેજ્)*n.* Knowledge gained by reading books:ગ્રંથજ્ઞાન;પુસ્તકોમાંથીમેળવેલુંજ્ઞાન.

**Bookless,** (બૂકલેસ્) *a.* Without books;unlearned:નિરક્ષર;અભણ.

**Bookmaker,**(બુક્મેકર્)*n.* A compiler:સંગ્રહકર્તા;વ્યાસ;સંગ્રહિતા.

**Bookman,**(બુક્મૅન્)*n.* A studious man;a scholar:ઉદ્યોગી પુરૂષ; વિદ્યાભ્યાસી.

**Book-oath,**(બુક્-ઑથ્)*n.*The oath made on the Bible:ધર્મગ્રંથના-બાઈબલના સમ.

**Book-worm,**(બુક્વર્મ્)*n.*A worm that eats holes in books:ઓતરી; ઉધાઇ.2.A student closely attached to study;a reader without appreciation:પુસ્તકવ્યસની;ગુણ જાણ્યા વિના ફક્ત વાંચવામાં આસક્ત હોય તે;વિદ્યાવ્યસની; વેદીઉ ઢોર.

**Boom,**(બૂમ્)*n.*A long pole for extending bottom of sails:સઢ નીચેની કાઠી.2.A strong chain cable extended across a river or the mouth of a harbour to obstruct passage:રસ્તો અટકાવવા નદી કે બંદર આગળ નાંખેલી સાંકળની આડ. 3. A post set up for the guidance of seamen as a mark of shallow water:સમુદ્રમાં થોડું પાણી હોય ત્યાં નિશાની તરીકે રોપેલી કાઠી.4.A hollow roar,as of waves or cannon: ઘુઘવાટો;સુસવાટો;ધડાકો;ગર્જના. 5.A strong and extensive advance, with more or less noisy excitement applied colloquially or humorously to market prices: ઘણોજ જબરો ચઢાવો-વધારો. *vi.*To rush with violence:ઘુઘવાટો-ગર્જના ક૦.2.To cry with a hollow note: જાડા સ્વરથી બોલવું;ઘાંટો પાડવો.3.To make a hollow sound as of waves or cannon:ઘુઘવાટો-ગર્જના ક૦.4.To have a rapid growth in market value or in popular favor: બજાર ભાવ તડાકા સાથે વધ્યા જવા; માન પ્રતિષ્ઠા વધતી જવી.*vt.*To push with a boom or pole:કાઠીથી ધકેલવું. 2: To cause to advance rapidly in price:ભાવ ઉપરા ઉપરી ચઢાવ્યા જવા.

**Booming,** (બૂમિંગ્) *pa.* Roaring like waves:ઘુ ઘુ કરતું.*n.*A violent rushing with heavy roar:ઘુઘવાટો;as,b.of the sea:દરીયાનો ઘુઘવાટો.

**Boon,**(બૂન્)*n.*[L. *bonus,* good] A gift;a present;a benefaction:બ-

ક્ષિસ;દાન;પ્રસાદ:*conferring a* **b.**; વરપ્રદાન; વરદાન;*conferrer of a* **b.** વરદાતા;વરદ.*Land given as a* **b.**: પસાયતા જમિન.2.[A.S.*ben*,prayer].A prayer or request:પ્રાર્થના; અરજ;આજીજી.*a.*Merry; jovial:આનંદી;રંગીલુ; ગમતી; મોજી. 2. Kind; bountiful:દયાળુ;ઉદાર.

**Boor,**(બૂર્) *n.*[A.S.*gebur*,farmer.] A countryman;a rustic;a clown: ગામડિયો;ગમાર;અણસમજુમાણસ;રાંચો

**Boorish,** (બૂરિશ્) *a.* Uncultured; unmannerly:અભણ; અસભ્ય; ગામડિયું;જંગલી;રાનટું.

**Boose-ze,**(બૂઝ્) *vi.* To drink excessively:ખૂબ પીવું;છાકટું બનવું.

**Booser,**(બૂઝર્)*n.*One who drinks to excess:છાકટો-દારૂડીઓ માણસ.

**Boosy,-zy,**(બૂઝી)*a.* A little intoxicated;fuddled:છાકટો;દારૂડીયો.

**Boot,**(બૂટ્) *vt.* [A. S. *betan*, to amend].To profit; to advantage (followed generally by *it*):નફો-લાભ હોવો:as,*what* **b.**s *it*:એમાં શો લાભ છે.*n.*Profit;gain:લાભ;નફો;ફાયદો.2. What is given to make up for the deficiency of value in one of the things exchanged: કંઇ મજરે આપવું તે;કપાત;કસર;બાકી; તફાવત.*To* **b.**,in addition;besides: તે ઉપરાંત;વધારામાં;નફામાં.

**Boot,**(બૂટ્)*n.*A cover for the foot & leg,ordinarily of leather:ઘુંટી સુધી આવે એવા બૂટ-જોડા.*Heavenly* **b.**s:દિવ્યપાદુકા.2. An instrument of iron used to torture criminals:ગુન્હેગારને રીબાવાનું હથિયાર.3. A box covered with leather:ચામડાથી મઢેલી સામાન મુકવા ગાડીમાં રાખેલી પેટી.4.An apron or leathern cover for a carriage: ગાડી ઉપર નાંખવાનો ઓઢો.**B.***closer*,one who sews the uppers of boots:બુટનો ઉપલો ભાગ સાંધનાર;ચામડીઓ;ખાસપો. **B.** *book*, a book with a handle used for pulling on boots:બુટ પહેરવાની પકડ.*vt.*To put boots on:જોડા પહેરાવવા.2.To punish by kicking with a booted foot: બૂટ પહેરીને લાત મારવી.

**Bootblack,**(બૂટ્બ્લેક્) *n.*One who blacks boots:બુટ ઉપર રંગ ચઢાવનાર -બ્લાકીંગ દેનાર. [boot:ટુંકા જોડા;જોડી.

**Bootee,** (બૂટી) *n.* A half or short

**Booth,** (બૂથ્) *n.* [A. S. *buan*, to dwell].A house built temporarily of boughs of trees,&c.:મંડપ;છાપરૂ;માંડવો.

**Bootjack,**(બૂટ્જૅક્)*n.*A device for pulling off boots:બુટ ખેંચી કાઢવાની ચાંપ-પકડ.

**Bootless,**(બૂટ્લેસ્) *a.*Unavailing; useless:નિષ્ફળ;મિથ્યા;ફોકટ;વ્યર્થ; નિરર્થક;પોકલ.

**Boots,** (બૂટસ્) *n.* A servant at a hotel or else-where who cleans blacks and shoes:બુટ જોડા સાફ કરીને રંગ ચઢાવનાર નોકર.

**Boot-tree,**(બૂટ-ટ્રી) *n.* An instrument to widen the legs of a boot:કાલબુત. [plunder:લુંટ;લુટફાટ.

**Booty,**(બૂટિ)*n.*Spoils taken in war;

**Bopeep,**(બોપીપ્)*n.* A play to amuse children by peeping from behind a screen or the like & crying out **bo**:ઝાઝા;ઝાંક૦ તે;સંતા કુકડી.

**Borax,**(બૉરૅક્સ્)*n.* A salt formed by combination of boracic acid with soda:ટંકણખાર;ટંકણ.

**Border,**(બૉર્ડર્)*n.*Margin;boundary;confine:કોર;છેડો;કાંઠો;હદ; ધોરો; મગજી;**b.***of a field*: સેડો; **b.** *of a pond or river*:કાંઠો;કીનારો;તટ;પાળ;**b.***of a dress*:કોર; સંજાપ; પાલવ; મગજી.2.Boundary;a frontier district: સીમાડો; હદ; સરહદ; **b.** *of a country*:સીમાડો સરહદ;હદ;*vi.* To be contiguous or adjacent(with *on* or *upon*):હદપર હોવું-આવવું.2. To approach; to come near to: આવી પોહોચવું ; લગભગ હોવું; મળતું આવવું:*wit which* **b.**s *upon profaneness*:વાક ચાતુર્ય જે લગભગ ધર્મ નિંદા છે.*vt.*To make a border for: કોર-મગજી મૂકવી.2.To be or to have contiguous to: સુધી પોહોચવું-આવવું-હદ હોવી.

**Borderer,** ( બૉર્ડરર્ ) *n.* One who dwells on a border or near to a place:છેડે-પછવાડે રહેનાર.

**Bordering,**(બૉર્ડરિંગ્)*a.* Situated on a border of:ઉપર આવેલું.

**Bore,**(બૉર્)*vt.*[A.S. *borian.*] To perforate by turning an auger, &c.;to form a round whole; to pierce:સારવું;વિંધવું;શાર-વે-કાણું પાડવું.2.To trouble;to vex:હેરાન ક૦; થકવવું;પજવવું;માથુ પકવવું;as,*he* **b.**d *me with some trick*: દાવ પેચથી એણે મને થકવ્યો.3.To go through with difficulty: મેહેનતે પાર પડવું નીકળી જવું; મહા મુશીબતે પસાર ક૦. as,*he* **b.**d *through a crowd*:ઘણી મેહેનતે ભીડમાં થઈ પસાર થયો.4.To enlarge with a boring instrument:કાણું પાડવાનાં હથિઆરથી મોટું કરવું.*vi.* To pierce by boring: સારવું;as,*the auger* **b.**s *well*: સારડી ઠીક સારે છે. 2. To be pierced or penetrated:વેહ પડવો;સરાવું;as, *this timber does not* **b.***well*:આ લાકડુ બરોબર સારતું નથી.3.To push forward with laborious effort:મહા મુશીબતે આગળ ચાલ્યા જવું;as,*boring* to the west:પશ્ચિમ તરફ મહા મહેનતે જવું. 4. To toss the nose in the air (said of a *horse*): નાકમો હવામાં ઉંચુ કરવું-પછાડવું.(ઘોડાનું) *n.*Hole made by boring;hence, cavity of a gun or other firearm:વેહ;કાણું;બાકુ;શાર;છિદ્ર;મ્હો; નળી;પોલાણ. 2. A person or thing that wearies by iteration: વારેવારે કહી-બકી કંટાળો ઉપજાવનાર-માથુ પકવનાર;ઉપાધિ;પીડા;જંજાળ;હાડખીલ 3.A tool for making a hole for boring:કાણું પાડવાનું હથીઆર;સાહેડી.4.The interior diameter of a tube:કોઇ નળીની અંદરનો વ્યાસ.

**Bore,**(બૉર્)*n.*[A.S.*beran*,to bear.] A tidal flood of great height & force:ભારે ભરતી-રેલ;ઘોડો.

**Bore,**(બૉર્)*imp.*of **Bear** q.v.

**Boreas,**(બૉરીઅસ્) *n.* [L. *boreas*, storm.]A cold northerly wind: ઓતરાતો ઠંડો પવન;ઉત્તરાણ.

**Born,**(બૉર્ન્)*pp.*of *Bear*. Brought into life;produced: જન્મેલું;અવતરેલું;જનિત;જાત;ઉદ્‌ભૂત; સંભૂત; with comp:ભવ.2.By birth;by nature; innate:જન્મથીજ; મૂળથી;સહજ;as, *a* **b.***liar*:જન્મથીજ જુઠ્ઠો.**B.***again*; regenerated:ફરીથી જન્મ પામેલું:**b.** *days*, lifetime: જીંદગાની અવતાર. *First* **b.**:જ્યેષ્ઠ;વડીલ;મ્હોટો;પહેલા ખોળાનું;*middle* **b.**:મધ્ય;*last* **b.**:કનિષ્ઠ; ન્હાનું;છેલ્લા ખોળાનું.*Ill* **b.**, *low* **b.**: કમજાત;હીનજાત;બદમાસ. *Untimely* **b.**: અકાલજ; અકાલજન્મા. *Well* **b.**; *high* **b.**:કુલીન;કુલવાન.

**Borne,**(બૉર્ન્)*pp.*of **Bear**.Carried; conveyed;supported: ખમેલું; લઇ ગયેલું.

**Borough,**(બરૉ)*n.* [L.*burgus*;A.S. *burg*,a city.]A corporate town;

Bread at pleasure drink by measure:

*(in England)* a town that sends members to Parliament: સનંદીયા ગામ;(વિલાયતમાં) જે ગામથી પાર્લામેન્ટમાં સભાસદ મોકલવામાં આવે છે તે. 2. The collective body of citizens of a borough: એવાં ગામના સમગ્ર લોકો;નગરવાસી સમસ્ત.

**Borrow,**(બૉરો)*vt.* [A. S. *borgian*, pledge.] To take or receive from another on trust or credit:ઉછીનું થોડા દીવસ માટે લેવું;માગી લેવું;વ્યાજે લેવું-કાઢવું.2.(*Arith.*)To take from the next higher denomination in order to add it to the next lower: બાદબાકીમાં ઓછીમાંથી વધારેની રકમ બાદ ન જાય ત્યારે દશક સો, કે હજાર વિ૦ ની રકમમાંથી તેટલા લેવા તે.3.To copy or imitate;to adopt: -ની નકલ કરવી;-માંથી લેવું;-ના પ્રમાણે ચાલવું. 4. To feign or counterfeit:ઢોંગ-વેષ કરવો;રૂપ ધારણ કરવું.5. To receive;to take;to derive:લેવું;સંપાદન કરવું;-માંથી ઉતરવું. 6. To b. *trouble*, to be needlessly troubled: દુઃખ વહોરી લેવી; જાણી જોઇને પીડા વહોરી લેવી. *Borrowing* of Peter to pay Paul;change of one thing for another;supplanting: સાલીને સાટે વાલીને પરણાવવી; એકની પાઘડી બીજાને માથે પહેરાવવી; વ્યાજે કાઢીને ઉછીનું આપવું.

**Bosh,**(બૉશ્)*n.* Empty talk;trash; humbug:ફમફમાટ; તુત; ધતિંગ;ગપ; છાંટ;લાફેરી.

**Boscage,**(બૉસ્કેજ્)*n.* [L.L. *buscus*, thicket.] Wood; thicket; thick foliage:લાકડાં;જંગલ;ઝાડપાલો.

**Bosom,**(બુઝમ્)*n.* [A.S. *bosem*.] The breast of human being:છાતી; વક્ષ;વક્ષસ્થળ.**B.** *foe*:કટ્ટો શત્રુ;**b.** *secret*: મનની-ગુહ્ય-છુપી વાત.2.The seat of passions,affection,&c.:હૃદય;અંતઃકરણ;કાળજું;મન;ચિત્ત. 3. Embrace; affectionate inclosure:મધ્ય;અંદરનો ભાગ;as, *in the* **b.** *of the church*: દેવળની મધ્યે.4.The interior:અભ્યંતર;ગર્ભ;પેટ;as, *in the* **b.** *of the earth*: પૃથ્વીના પેટામાં.5. The part of the dress worn upon the breast:છાતી ઉપરનું વસ્ત્ર. 6. A depression round the eye of a millstone: ઘંટીના બાકાની આસપાસનો બેઠેલો ભાગ.*a.* Intimate;confidential: પ્રિય; વહાલું;દીલોજાન;as,**b** *friend*:દીલોજાન-જીગરજાન દોસ્ત.*vt.* To inclose in the bosom;to cherish intimately;to take to heart:મનમાં લેવું;કાને ધરવું;as, **b.** *up my counsel*:મારી સલાહ ધ્યાનમાં લેજો-રાખજો.2. To conceal; to hide from view:ઢાંકવું;સંતાડવું.

**Boss,**(બૉસ્)*n.* [Fr. *bosse*, a bunch.] A stud;a knob: બુટ્ટો; બહાર પડતી ગાંઠ.2.A round, swelling body: ઉપસેલી ગોળાકૃતિ.3.A protuberant ornament on any work, either of different material from that of the work or of the same, as upon a buckler or briddle; the central projection of a shield: કોઇપણ કારીગરીની વસ્તુ ઉપરનો ઉપસેલો શણગાર જેવો ભાગ; ઢાલની વચલો ગોટો-બુટ્ટો.6.A superintendent; a director or manager:ધણી;ઉપરી; દેખરેખ રાખનાર;વ્યવસ્થાપક. *vt.* To ornament with bosses: બુટ્ટા જડીને સુશોભિત કરવું. 2. To direct or superintend:દેખરેખ રાખવી;અમલ ચલાવવો.3.A wooden vessel for the mortar:કેલ ભરવાનું વાસણ; તગારૂં.4.A die used for shaping metals:ધાતુનો શિક્કો કે બીજી આકૃતિ પાડવાનું બીબું.

**Bossy-ed,**(બૉસિ-સ્ડ્) *a.* Studded: બુટ્ટા-નકશી-વાળું;ફુલદાર.

**Botanic-al,**(બૉટૅનિક્-કલ્)*a.* Relating to,or containing plants:વનસ્પતિ સંબંધિ-વિદ્યાનું;ઉદ્ભિજવિદ્યા વિષયક;as,**b.** *garden*, a garden for the culture of plants: વનસ્પતિ વિદ્યા શિખવવા બનાવેલી વાડી;**b.** *physician*, physician whose medicines chiefly consist of herbs: વનસ્પતિની દવા વાપરનાર વૈદ.

**Botanist,**(બૉટૅનિસ્ટ્)*n.* One skilled in botany:વનસ્પતિ વિદ્યાવેત્તા; વનસ્પતિજ્ઞ.

**Botanize,**(બૉટૅનાઇઝ્)*vi.* To seek for plants for botanical investigation: પ્રયોગ માટે વનસ્પતિ ખોળી એકઠી ક૦.

**Botany,** (બૉટૅનિ) *n.* [Gr. *botane*, fodder.] The science which treats of the structure, &c. of plants: વનસ્પતિ-ઉદ્ભિજ વિદ્યા.

**Botch,**(બૉચ્)*n.* A swelling on the skin:ફોલ્લો;ગડ;ગુમડું.2.A patch of a garment mended in a clumsy manner:બેડોળ થીગડું. 3. Clumsy performance; a bungle:બેડોળ-ઢંગ ધડા વિનાનું કામ.*vt.* To mend or patch in a clumsy manner: બેડોળ થીગડું દેવું. 2. To put together unskilfully:લોચો-ગોટાળો વાળવો. 3. To mark with botches: બુટ્ટા પાડવા;કઢંગાં ઠીગડાં દેવાં.

**Botchy,**(બૉચી)*a.* Full of botches:ડાઘવાળું;poorly done:ઢાલ ઢવાલ કરેલું.

**Both,**(બોથ્) *a.* & *pron.* [L. *ambo*, both.] The two;the pair:બંને;બેય; ઉભય. ( it is generally used adjectively with nouns; but with pronouns & often with nouns it is treated substantively & followed by *of*. *conj.* As well; not only;equally:તેમજ;એપણ;અને વળી; as, *he knows* **b.** *to read* & *write*: તેને લખતાં વાંચતાં બંને આવડે છે.)

**Bother,**(બૉધર્)*vt.* To annoy, worry, trouble,or perplex:માથું પકવવું-કુટાવવું-દુઃખવવું;બાઇ જવું;કાયર ક૦;પજવવું;પીડવું.*n.* That which bothers: માથા ફોડીયું; પીડા; વિટંબણા; માથાફોડ;કંટાળો;લપ;બલા.*vi.* To feel care or anxiety:માથાફોડ કરવી;માથું ફોડવું;દુઃખવવું.

**Botheration,**(બૉધરેશન્)*n.* Cause of trouble;annoyance;worry:માથા ફોડ; પીડા;લપ;બલા;હેરાનગતી.

**Bothersome,**(બૉધરસમ્) *a.* Vexatious; troublesome: માથા ફોડીઉં; કંટાળો આપે એવું;પિડાકારક.

**Bots-botts,**(બૉટસ્ )*n.* (*pl.*) Small worms found in the intestines of horses:ઘોડાના આંતરડામાં થતા કરમ.

**Bottle,**(બૉટલ્)*n.* [L. *butta*, a cask:] A hollow vessel usually of glass with a narrow mouth for holding liquids: સીસો; નાળ; બાટલી; કુપ્પી;કુંડી;કુપ્પી.2.The contents of a bottle;as much as a bottle contains: સીસાપુર. (*Fig.*) 3. Intoxicating liquor: માદક; કેફી-દારૂ. A. *feeding* **b.**, a bottle with a rubber nipple,used in feeding infants:નાનાં બચ્ચાંને દુધ પાવાની રબરની નળી-વાળી શીશી.*vt.* To inclose in bottles:સીસામાં ભરી બુચ મારવો; as *to* **b.** *wine*:સીસીમાં દારૂ ભરી બુચ મારવો.(*b*)To restrain;કબજે-વશ રાખવો; as, *to* **b.** *up one's wrath*:ગુસ્સા-મિજાજને કાબુમાં રાખવો. *n.* A bundle,esp:of hay:સુકા ઘાસની પુળી.**-ed**: put into bottles:બાટલીમાં ભરેલું;2.Having the shape of a bottle:બાટલીના ઘાટનું.

લાગી ભૂખે ખાવું પીવું.

**Bottlegreen,**(બૉટલગ્રીન )*a.* A dark shade of green:કાળાશપડતો લીલો રંગ.

**Bottleholder,** ( બૉટલ-હોલ્ડર ) *n.* one who attends a pugilist in a prize fight:જે માણસ પાણીની બાટલી પકડીને ઇનામની લડાઈમાં મુક્કીથી લડનારની તહેનાતપર ઉભો રહેછે તે.2.One who supports another in a contest;an abettor: લડવાને ઉશ્કેરનાર-ચઢાવનાર.

**Bottom,**(બૉટ્ટમ)*n.*(A.S *botm*,bottom). The lowest part of anything:તળીયું;તળેટી.2.Foundation; base;the under surface: આધાર; પાયો;તળ;મૂળ; બેસણી; as *the rocky* **b**. *of a stream*: નદીનું પથ્થરનું તળ. *To the* **b**.*of*:પારંગત.3.A dale;valley:ખીણ;ખો.4.(*Naut.*) The keel of a vessel; hence, vessel itself: વહાણનું તળીયું;વહાણ. 4. Stamina; power of endurance: પાણી; જીવ; દમ; જોર; as, a horse of good **b**.: સારા પાણીવાળો-પાણીદાર ઘોડો. 6. Dregs;sediment:મેલ;કચરો;રગડો.7. A ball or skein of thread:દોરાની ગોટી-દડી-પિલ્લું. 8. That upon which anything is founded:foundation:આધાર;પાયો;મૂળ.9.The bed of a body of water as, a river or lake:નદી કેસરોવરનું તળીઉ.10.The fundament; the buttocks:ધગડા; ફુલા.*To the* **b**.,entirely:સંપૂર્ણ રીતે; as,*to examine a subject to the* **b**.: કોઇપણ વિષય પૂર્ણ તપાસવો.*To be at the* **b**. *of*,to be the cause of; to be concerned in:કારણ હોવું;માં સામેલ હોવું.*At* **b**., in reality: વસ્તુતઃ; સત્ય રીત્યે; ખરેખરો.*On one's own* **b**.,independently:સ્વતંત્રરીત્યે-સ્વતંત્રતાથી.*To go to the* **b**.,to sink; to be wrecked: ડૂબી જવું; વહાણ ભાગી જવું. *vt.* To found or build upon (*on* or *upon*): ઉપર આધાર રાખવો-રચવું.2.To furnish with a seat or bottom:તળીયું ઘાલવું;પડઘી બેસાડવી. 3. To reach or get at the bottom of:તળીએ જવું-પહોંચવું. 4.To wind round something;as in making a ball of thread: વીંટવું;ચઢાવવું.*vi.*To be based:આધાર હોવો.*a.*Fundamental;lowest;under:નીચે-તળીઆનું;સૌથી નીચું-હલકું.

**Bottomless,**(બૉટ્ટમ્લેસ )*a.* Without a bottom;hence,fathomless: અથાગ;અગાધ.

**Bottomry,**(બૉટ્ટમ્રિ)*n.*A contract by which the owner of a ship hypothecates the ship as security for the repayment of a loan for the use of the ship:વહાણનું ખોખું ઘરેણે મુકવું તે.

**Boudair,**(બૂડ્વોર્ )*n.*A small private room to receive friends or to retire alone: ન્હાનું ખાનગી ઘર-ઓરડો.

**Bough,**(બાઉ)*n.*[A.S. *bog*, an arm or bough. ] The arm or large branch of a tree:ડાળ;ડાળી;શાખા.

**Bought,**(બૉટ્ )*imp.*& *pp.of* **buy,** q.v.*n.*A twist;a link:વળ;આમળો. 2. The part of a sling which holds a stone:ગોફણનું ચાડું.

**Bougie,**(બૂજ્હી)*n.* [*Surg.*] A long flexible instrument that is introduced into urethra, &c. for some purpose:વૈદનું શસ્ત્ર.

**Boulder,**(બૉલ્ડર્ )*n.*A large stone worn smooth or rounded by action of water:પાણીમાં ઘસાઈ ગોળ થએલો પથરો

**Bounce,**(બાઉન્સ્ )*vi.* [L. *bombus*, deep sound].To spring suddenly:કુદકો-છલંગ મારવી.2.To beat or thump:ધબકવું;ઠોકવું.3.To boast or bully:પતરાજી ક૦;બડાઇ હાંકવી.*vt.*To drive against anything suddenly & violently:અફાળવું;પછાડવું;ઉછાળવું.2.To toss:ઉછાળવું;પછાડવું.3. To eject voilently, as from a room: એકદમ ધસી આવવું, (*b*) to discharge unceremoniously, as from an employment:એકદમ કાઢી મુકવું; ધકેલી-કાઢવું. 4. To bully; to scold:ધમકાવવું;ખખડાવવું;ઝાટકવું. *n.* A sudden leap or bound: છલંગ; કુદકો.2.A heavy blow or thump: ધક્કો;આંચકો;ધબાકો.3. A bold lie: હડહડતું જુઠાણું.

**Bouncing,**(બાઉન્સિંગ્ )*a.*Healthy and plump;buxom;stout:રૂષ્ટ પુષ્ટ; માતેલું;મદમાતી;નવજુવાન.2.Excessive,big:મોટું;ઘણુંજ;ભારે;જબરૂ.

**Bound,**(બાઉન્ડ્ )*n.*[L.Lat; *bonna.*] Limit;confine;boundary:હદ; સીમા;મર્યાદા;અવધિ;પાર.*vt.* To limit; to terminate;to restrain:હદ-સીમા બાંધવી;દાબમાં રાખવું;અટકાવવું.2. To mention the boundary of: ખુંટ લખવા.

**Bound,**(બાઉન્ડ્ )*n.*[Fr. *bondir*, to spring;L.*bombus*,deep sound.] A leap;a spring:કુદકો;છલંગ;તલપ; ત્રાપ.2.(*Dancing.*)A spring from one foot to the other: (નાચમાં) ઠેકડો.2. A rebound: પડીને ઉછળવું તે;ઉછાળો.*vi.*To leap;to jump: કુદવું;ઠેકડો ભરવો.2.To rebound(as, an elastic ball.):ઉછળવું;પાછુ ઠોકવું. *vt.* To make to bound or leap: ઉછાળવું;ધબકાવવું. *To* **b**. *away*; to run away:નાશી જવું;પલાયન કરી જવું.

**Bound,** (બાઉન્ડ્ ) *imp.* & *pp* ( of **bind**. ) Made fast by band or chains;confined:બાંધેલું; પુરેલું. *a.* Destined;going or intending to go(with *to* or *for*):જતું;જનારૂ; as, *a ship is* **b**.*for Cadiz*: વહાણ કેડીઝ જવાની તૈયારીમાંછે.*Ice*-**b**.,*wind* **b**.,prevented from sailing by ice or contrary winds:બરફ કે પ્રતિકુળ પવનથી અટકી પડેલું.*pp.&a.*Inclosed in a binding cover:પુઠામાં બાંધેલું.2.Under legal or moral obligation:બંધનમાં હોય એવું;બંધાયલું; ફરજવાન. 3.Destined or certain: (followed by the infinitive:નક્કી; નિર્માણથયલું:as,*you are* **b**. *to succeed*:તમે નક્કી ફતેહ પામવાનાજ.4.Resolved:નિશ્ચય કરેલો; ઠરાવ કરેલો. 5. Constipated;costive:બંધકોષવાળું.

**Boundary,** (બાઉન્ડરિ) *n.* That which indicates a limit as of territory:હદ;સીમા;છેડો;મર્યાદા.

**Bounden,**(બાઉન્ડેન્)*a.*Obliged;beholden:આભારી થયલું;ઉપકૃત.2.Made obligatory;binding: ફરજથી બંધાયલુ;માથે ફરજ આવી પડેલી હોય એવું.

**Boundless,**(બાઉન્ડ્લેસ્ )*a.*Unlimited;immeasurable: અપાર; અનંત, નિરવધિ;બેસુમાર;નિસ્સીમ;બેહદ.

**Bountiful-eous,**(બાઉન્ટિફુલ-ટીઅસ્ ) *a.*Liberal in charity; generous, munificent:ઉદાર;દાતાર;દાનશીળ;દાની;દાનશૂર;સખી.

**Bountiful,**(બાઉન્ટિફુલ્ ) *a.*Free in bestowing gifts:ઉદાર;દાનેશરી. 2. Plentiful;abundant:પુષ્કળ;મનમાન્યુ;સારીપેઠે.

**Bounty,** (બાઉન્ટિ) *n.* [L. *bonitus*, from *bonus*,good]. Generosity; munificence:ઉદારતા;દાન:પ્રસાદ;અનુગ્રહ.2.Premium offered to encourage any branch of industry: કોઈપણ ઉદ્યમે વળવા લાલચ દેતું ઇનામ-

Breed up a crow and he will pluck out your eyes:

બાક્ષીસ.

**Bouquet,**( બુકે ) *n.* A nosegay; a bunch of flowers:ગોટો;કલગી;તોરો. 2.An agreeable perfume: ખુશબો;સુવાસ

**Bourgeois,**(બર્જોઇસ્ ) *n.* A small kind of type:છાપવાના ઝીણાંબીબાં.

**Bourgeon,**(બુર્જોન ) *vi.*To sprout; to put forth buds:કુંપળો ફૂટવી;કળી ખીલવી.

**Bourn-e,**(બોર્ન્ )*n.*[Fr.*borne*,limit.] A bound;a limit;hence,point aimed at;goal:સીમા;હદ;મર્યાદા.2.(બુર્ન્ ) [L.*torreo*,I scorch. ] A stream or rivulet;a burn:વહેળીયું;નાની નદી.

**Bout,**(બાઉટ્ )*n.*A conflict;contest; attempt:ધમાધમી;તકરાર;કોશીશ. 2. A going & returning ( as of workmen in reaping, mowing &c.);a turn:ખેપ;ફેરો; વખત; પર્યાય. ફેરાવો;ચકરાવો;ટાંસ;દમ.

**Bovine,**(બોવાઇન )*a.*[L. *bos, bovis*, ox,cow] Pertaining to oxen or cows:ગાય-બળદનું-સંબંધિ;ગોવિષયકસંબંધિ.2.Sluggish and patient; dull:મંદ;ધીમું;ટાઢું.as,*a* **b**,*temperament*:મંદ પ્રકૃતિ;ટાઢો સ્વભાવ.

**Bow,**(બાઉ)*vt.*[A.S.*bugan*,to bend.] To bend; to make crooked or curved:વાંકુ વાળવું; નમાવવું. 2. To bend;to turn,to incline:ફેરવવું;વાળવું;as,*adversities* **b**.*men's mind to religion*:વિપત્તિ માણસનું મન ધર્મ તરફ વાળે છે.3.To bend or incline, as the head or body in token of respect:પગે પડવું;પ્રણામ ક૦;નમવું; નમન કરવું;નમસ્કાર ક૦.4.To crush; to subdue:તાબે વશ ક૦. 5.To express by bowing: નમીને ઉચ્ચારવું-બોલવું.*vi.* To bend in token of respect or civility: નમવું; પગે લાગવું;નમસ્કાર ક૦; સિરોવંદન-અભિવંદન ક૦.*n.*An inclination of the head or bending of the body in token of respect,&c.:નમસ્કાર; પ્રણામ;અંગીકાર;અભિવંદન.

**Bow,**(બો) *n.* Anything bent; the part of *a* yoke which embraces the neck, &c.:વક્ર વસ્તુ;નેતર. 2. A weapon of a strip of wood with a cord connecting both ends used to propel arrows:કામઠું;શરાસન;ચાપ;ધનુષ્ય;ગાંડીવ.*Armer with a* **b**.:ધનુષ્યપાણિ; ગાંડીવપાણી. **B.**& *arrow*: તીરકામઠું. **B.** *of Ulysses*: ગાંડીવ. *Twang of a* **b**.: જ્યાઘોષ; ધનુષ્યટંકાર. 3. An instrument of bent wood with a number of horse hairs connecting both its ends used to produce sound on a musical instrument: સારંગી કે તાઉસ વિ૦ વગાડવાની ઘંઘોડી.(*Sing.* or *pl.*)Two pieces of wood placed on the horses back to keep the saddle tight: જીન ઉપરનો લાકડાનો કમાન જેવો ભાગ; પલાણ. 5. ( *Arch.* ) A part of a building which projects from a straight wall:ઘરના છજ્જા કે કઠેરાનો ભાગ. 6.A flying buttress:ઝુલતો થાંભલો-ટેકો. An arcograph:મધ્ય બિંદુનો ઉપયોગ કર્યા સિવાય ગોળ કમાન દોરવાનું એકજાતનું ઓજાર.**B**, *instrument*,any stringed instrument from which the tones are produced by the bow:ઘંઘોડીથી વગાડી શકાય એવું તાર કે તાંતવાળું વાજીંત્ર.*To draw a long* **b**.to lie;to exaggerate: જૂઠું બોલવું;મીઠું મરચું ભભરાવવું; ટકા ચઢાવીને બોલવું.*vi.* To manage a bow: ઘંઘોડી ચલાવવી-વગાડવું.

**Bow-bell,**(બોબેલ્ )A cockney:બાયલો શહેરી;લંડનનો રહેવાસી(તિરસ્કારમાં.)

**Bowel,**(બાઉએલ્ )*n.*(*pl.*)[L.*botellus*, a small sausage, an intestine. ]An entrail, especially of man;a gut:આંતરડાં.*To move the* **b**.: ઝાડા-દસ્ત થવા. *Discharge of the* **b**.:ઝાડો; મળશુદ્ધિ. *Irregular state of the* **b**.: સંગ્રહણી. *Sharp pain of the* **b**.:શૂળ;આંકડી;કળ. 2. *Pl.*Hence,(*fig.*)interior part of any thing:અભ્યંતર;ગર્ભ;પેટું;as,*the* **b**.*of the earth*:પૃથ્વીનું અભ્યંતર.3. *Pl.* The seat of pity or kindness;hence,compassion:દયા;કૃપા; અનુગ્રહ;કરૂણા.*vt.*To take out the bowels of:આંતરડાં કાઢવાં.

**Bowel-less,**(બાઉએલ્લેસ્ )*a.*Without pity:નિર્દય;દયાહિન.

**Bower,** (બાઉઅર્ ) *n.* [A. S. *bur*, bower.] A country-seat; a cottage:બેઠક;ઝુંપડી.2.A shelter place in a garden;an arbor:માંડવો;કુંજ; કુટીર;ગુફા;મંડપ;લતાગૃહ.3.A lady's private apartment:અંતઃપુર;બાનો ખાનગી ઓરડો.

**Bowhand,**(બોહેન્ડ્ )*n.*(*Arch*)The hand that holds the bow, i. e., the left hand:ડાબો હાથ. (*Mus.*) The hand that draws the bow, i-e.,the right hand:જમણો હાથ.

**Bowie-knife,**(બોઇનાઇફ્ )*n.*A long knife(named from its inventor (Col:Bowie):ખંજર.

**Bowl,**(બોલ્ )*n.*[A.S.*bolla*,a round cup.] A concave drinking cup or vessel:પ્યાલો;વાડકો;છાલુ;ચલાણું; ખર્પર;તુમડું. The hollow part of anything;ચાડું;ખામણું.3. Convivial drinking: આનંદી મદ્યપાન;શરાબ બાજી.4.The contents of a full bowl:વાડકામાં રહે એટલું.[L.*butta*, a ball.]A ball used in play:દડો. *vt.*To roll:ગબડાવવું;ફેકવું.2.To pelt with anything rolled:ગબડાવીને દડાથી મારવું-ટીચવું.3.To roll smoothly on wheels:પૈડાથી સડસડાટ ચાલી જવું.To **b**.(a player)*out*(in cricket) by knocking down a bail or stump in bowling: દડો નાંખીને ગેડી મારનારને દાટેલી લાકડી કે તે ઉપરની ચકલી પાડીદઇને આઉટ કરવો-દાવ ખોવડાવવો.*vi.*To play with bowls:દડે રમવું. 2.To roll the ball as at cricket, &c: દડો નાંખવો; ગબડાવવો. 3. To move rapidly & like a ball:ઝડપથી ચાલવું;ગબડવું;as,*the carriage* **b**.d *along*:ગાડી સડસડાટ ચાલી ગઈ.

**Bowler,**(બોલર્ )*n.*One who plays at bowls:દડા ફેંકનાર.

**Bow-man,**(બોમેન્ )*n.* An archer: ધનુર્વર;ધાનુષ્ક;ધનુર્ધારી;તિરંદાજ.

**Bow-shot,**(બોશૉટ્ ) *n.* The space which an arrow may pass when shot:બાણગોચર;શરપથ;તીરવો.

**Bow-sprit,**(બોસ્પ્રિટ્ ) *n.* A large boom over a ship to carry sail forward:વહાણમાં નાળનો દાંડો.

**Bow-string,** ( બોસ્ટ્રિન્ગ્ ) *n.* The string of a bow:કામઠાનીદોરી; પણછ;જ્યા.2.A string used by the Turks to strangle offenders:તુર્કલોકની ગુન્હેગારને સજા કરવાની દોરી.

**Bow-window,** (બોવિન્ડો) *n.* A window forming a bay or recess in a room(properly called,**Bay-window**):બારી;ગોખ;ઝરૂખો.

**Box,**(બૉક્સ્ )*n.*[L.*buxus*,the box-tree.]A case or receptacle of any material & of any size:પેટી;ડબ્બો; પટારો;કંડીઓ;દાબડો.2.The quantity that a box contains:પેટી-ડબ્બીપુર;-માં સમાય તેટલું.3.The space with a few seats partitioned

off in a theater or other place of public amusement:નાટકમાંની એક-કોને કરેલો ગોળો ખંડ.4.A money-chest: પૈસા રાખવાની પેટી;ગલ્લો;તીજોરી.5.A small house:ઓરડી;કોટડી. 6.(*Mach.*)(*a*)A cylindrical,hollow iron in wheels in which the axle revolves:નારખુ;જેમાં પૈડાની ધરી ફરેછે તે લોઢાનો કાંઠલો;(*b*)a hollow tube in a pump;the bucket of a lifting pump: પમ્પની નળી. *n.* A driver's seat in a carriage:ગાડીમાં હાંકનારને બેસવાની જગો. 8. A present:ભેટ;નજરાણું.9.The square in which the pitcher stands:ઘડો મુકવા-ગોઠવવાનું ખામણું.10.A boxlike shed or shelter: પેટી જેવું આરામ લેવાનું ઠેકાણું.**B**.*coat*,a heavy overcoat: ઝભ્ભો;ભારે ડગલો.*In a* **b**.,in perplexity: ગુંચવણમાં;વીટંબણામાં. *Witness* **b**.,a railing in which a witness stands to give evidence in a court of justice: શાક્ષીઓને ઉભુ રહેવાનું પાંજરૂં.*In the wrong* **b**. out of place;out of one's element: અજાણી-નવતરી જગ્યામાં હોવું;ચેન-સુખ ન પડવું;(*b*) awkwardly situated: કફોડી કઢંગી હાલતમાં આવી ગયલું.*vt.*To inclose in a box:પેટીમાં મૂકવું-ઘાલવું. 2.To furnish with boxes,as a wheel:પૈડાને નારખું ઘાલવું. 3. To strike the ear or side of the head:ધોલ-લપડાક મારવી. *To* **b**. *a tree*, to make a hole in a tree for procuring sap:ઝાડનું દુધ કે રસ કાઢવા કાણું પાડવું.*To* **b**.*off*,to divide into tight compartments:અક્કડ ખંડ પાડવા.*To* **b**.*up*,to put into a box in order to save:બચાવવાને પેટીમાં મુકી દેવું;ઉચું મુકવું.(*b*)to confine: ગોંધી-પુરી રાખવું.*To* **b**.*the compass*, to name the points of a compass in their order:કમ્પાસના કાંટા ઠેરવવા.

**Box,**(બૅાક્સ્ ) *n.* The blow on the head or ear with the hand:મુક્કી; તમાચો;લપડાક; ધોલ. *vi.* To fight with the fist:મુક્કામુક્કી-ઠોંસાઠાંસી ક૦.

**Boxing,** (બૅાક્સિંગ્ ) *n.* A combat with the fist:મુક્કા મુક્કી કરીને લઢવું તે;મુષ્ટિયુદ્ધ;ધપ્પાધપ્પી 2. Materials used in making boxes or casings:દાબડા, ખોખાં વિ૦ કરવાનો સામાન.3.A casing:ઢાંકણુ;ડબ્બો.4.The act of inclosing (anything) in a box for storage or transportation:પેટી-ખોખામાં ભરી મુકવું-રાખવું.

**Boy,**(બૅાઈ)*n.*[L. *pupus*, child.] A male child;a lad: છોકરો; પોરિઓ; કુમાર.Hence,a son:દીકરો;છોકરો;બેટો.*The old* **b**.,*the Devil*:ભૂત; પિશાચ.*Yellow* **b**.s,guineas:ગીનીઓ. **B**.'s play,childish amusements; anything trifling: છોકરાંની રમત; નજીવી હલકી-દમ વગરની ચીજ.*vt.* To act as boy:છોકરાંનો ભાગ ભજવવો.

**Boycott,**(બૅાઈકૅાટ્ )*vt.*To combine in refusing to work for,to bury from,or sell to, or to have any dealings with:કાંઇ કામ કે લેવડ દેવડ નહીં કરવાને એક સંપ કરવો.

**Boy-hood,**(બૅાઈહુડ્ ) *n.* The state of immature age:બાળપણ; બચપણ;ન્હાનપણ;છોકરવાદી.

**Boyish,**(બૅાઈઇશ્ )*a.*Childish:trifling; puerile:છોકરવાદ;નાદાન;ચીબાવલું;બાળકબુદ્ધિનું.

**Braccate,**(બ્રૅકેટ્ ) *a.* [L. *braccæ*, breeches.]Furnished with feathers which conceal the feet: પગ સુધી આવેલા પીછાવાળું.

**Brace,**(બ્રેસ્ )*n.*[L.*brachia*,arms.] A prop or support:છજા કે બીજા ઘરના બહાર પડતા ભાગને ટેકવનાર લાકડાનો કટકો;માદર;ટેકો;ભર.2.A cord or ligament,producing or maintaining a tension: પાટો; દોરી; પટો;બાંધણ;બંધ.3. A sign to show that the words or lines it connects are to be taken to-gether: બે કે વધારે લીટી કે શબ્દને જોડનાર નિશાની-કૈંસ.4.A pair:જોડી;જોટ. 5.A thick strap which supports a carriage on wheel:નાડી.6.A rope turning about the yard of a ship:વહાણના શઢવાળા લાકડાને ફેરવવાનું દોરડું.7. (*pl.*) Straps that sustain trousers &c;suspenders: સુરવાલ કે લેંઘાને તંગ રાખવા ખભે ભરવાતા પટા.8.(*pl.*) Cords on the sides of a drum for tightening the heads: ઢોલ કે નરગાં ઉપર તેને તંગ કરવા રાખેલી દોરીઓ.9.State of being tight:બંધ;મજબુતી.10.Harness:બખ્તર;લઢાયક તૈયારી.11.(Mining)the mouth of a shaft:ખાણમાં કુવા જેવા ખાડાનું મોં.*vt.*To support;to prop:ટેકો દેવો-આપવો; ટેકવવું.2.To tighten;to bind close, to strengthen:શક્તિ-કૌવત-આપવું; તંગ ક૦;ખેંચીને મજબુત બાંધવું; as,*to* **b**.*a drum*: ઢોલને તંગ ક૦-ચઢાવવું; *to* **b**. *nerves*: નસો મજબુત કરવી-ને કૌવત આપવું. 3. To hold firmly: ટકી રહેવું;અડગ ઉભા રહેવું;as,*he* **b**.d *himself against a crowd*: તે ભીડમાં અડગ ઉભો રહ્યો.*To* **b**.*about*, to turn the yards round for the contrary tack:વહાણની ગતિ ફેરવવા સઢવાળા દાંડાને ફેરવવો.*To* **b**. *one's self*, to call up one's energies: સજ્જ થવું;તૈયાર-ટટ્ટાર-ખડા થઇ જવું. *vi.* To get tone or vigor: શક્તિ આવવી;ટટ્ટાર થવું.

**Bracelet,**(બ્રેસ્લેટ્ ) *n.* [L. *brachium*,arm.]An ornament for the wrist,worn mostly by ladies:ચુડી; બંગડી;કડું;ગુજરી; સાંકળાં; પોંચી; ગોટ; કાંકણી;કંકણ;પાટલી;છંદ. 2. A piece of defensive armour for the arm:હાથના રક્ષણ માટેનું બખ્તર.

**Bracer,**(બ્રેસર્ )*n.* A band or bandage:પટો;પાટો;બંધ.2.A medicine which gives tone or tension to any part of the body:પૌષ્ટિક ઓસડ.

**Brach,**(બ્રૅચ્ )*n.*[L.Lat.*bracco.*] A bitch of the hound kind:શિકારી કુતરી.

**Brachial,**(બ્રૅકિઍલ્ )*a.*[L. *brachium*, arm.] Belonging to the arm:હાથનું-સંબંધિ.

**Brachygrapher,** (બ્રૅકિગ્રૅફર્ )*n.* A shorthand writer:ટુંકાક્ષર લેખક.

**Bracing,** (બ્રેસિંગ્ ) *a.* Imparting strength:કૌવત-શક્તિ વધારનાર; જોર આપનાર;as,*the* **b**. *climate*: શક્તિ આપનાર હવા.

**Bracket,**(બ્રૅકેટ્ ) *n.* [See *supra.*] A piece or combined pieces of wood,&c, plain or ornamented, projecting from or fastened to a wall to support shelves or other objects: ભીતે ત્રાંસો ટેકવેલો લાકડા, પથ્થર કે એવી બીજી ચીજનો ચીત્રેલો કે સાદો કડકો. 2. (*Naut.* ) A short crooked timber in the frame of a ship: વહાણનો એક વક્ર લાકડાનો ભાગ. 3. (*Mil.*) The cheek of a mortar:નાની તોપની ગાડીનું પડખું. 4.(*Print.*)One of two hooks,[]. used for various purposes,called also **crotchets**:કૈંસ.*vt.*To place within a bracket:કૈંસ દોરવો.

**Brackish,** (બ્રૅકિશ્ ) *a.* Saltish;applied to water partially mixed with salt or sea-water: ખારાસ

મારવું;શોકું ખાડ.

**Brad,**(બ્રૅડ્)*n.*A kind of nail with a little or no head:નાનાં માથાંની અથવા વગર માથાંની ચુંક;નાનો ખીલો.

**Brag,**(બ્રૅગ્)*vi.* [A.S. *braggen,* to *boast.*]*To boast;to vaunt (with of )*:બડાઇ-પતરાજ-શેખી-ફુલાસ મારવી;ગર્વ ક૦.*n.* Boasting; praise of one's own deeds;અહંકાર;ગર્વ;બડાઈ;શેખી;ડંફાસ; ફુલાશ; આત્મપ્રશંસા-શ્લાધા.2, The thing boasted of: ગર્વ કરવાની વસ્તુ. 3. A game at cards: એક જાતની ગંજીફાની રમત.

**Braggadocio,**(બ્રૅગૅડોશિઓ) *n.* A braggart:ફુલણજી; પતરાજખોર; તિસ્મારખાં. 2. Mere brag; pretention:ઢોંગ;ફોકટ પતરાજ;શેખાઇ.

**Braggart,** (બ્રૅગાંર્ટ્) *n.*A boaster; a vain fellow:બડાઇખોર-અભિમાની પુરૂષ.*a.*Boastful; vainly ostentatious:પતરાજીખોર;અહંકારી;ગર્વિષ્ટ.

**Braid,**(બ્રેડ્)*vt.* [A. S. *bredan,* to weave.]To weave to-gether or entwine;to plat: ગુંથવું;વણવું; વેણી ગુંથવી.2.To soft substances:હુલાવવું;ચોળવું;as,*to* **b**.*starch*:કાંજી હુલાવવી.*n.*A string or other texture formed by weaving different strands to-gether:ગુંથેલી દોરી;નાડું;કસ.**B**.*of hair*:અંબોડો;ગુંથેલો ચોટલો;વેણી.

**Brain,**(બ્રેન્)*n.*[A.S.*brægen,*brain] A whitish or soft mass in the skull of man or other vertebrates, the centre of sensation & perception:મગજ;ભેજું.2.The organ of intellect;hence, the understanding:બુદ્ધિ;અક્કલ;સમજણશક્તિ;મતિ;*creation of one's* **b**.:કલ્પિત.*To rake or weary one's* **b**.:કપાળકુટ-માથાફોડ-કડાકુટ ક૦.**B**.*fever* મુઝારો;સન્નિપાત ભેજાંની તાપ.*vt.*To dash out the brain of;hence,to destroy:મારી નાંખવું;નાશ-પુરૂ ક૦.

**Brainless,**(બ્રેન્લેસ્)*a.*Without understanding;silly:અબુધ;સમજ વગરનું;બેવકુફ;મૂર્ખ;બુદ્ધિહીન;અબુજ.

**Brainpan,**(બ્રેન્પૅન્) *n.* The skull: ખોપરી;મસ્તક.

**Brainy,**(બ્રેની)*a.*Having an active or vigorous mind:ચંચળ બુદ્ધિનું.

**Brait,**(બ્રેટ્)*n.* A rough diamond: ખડબચડો હીરો.

**Brake,**(બ્રેક્)*n.*A place overgrown with shrubs & brambles; a thicket:જાળું;કાંટાની ઝાડી.

**Brake,**(બ્રેક્)*n.*A machine to break flex or hemp:શણુ નરમ કરવાનો સાંચો-હથિયાર.2.The handle by which *a pump is worked:* બમ્બો ચલાવવાની લાટ.3.*A baker's kneading trough*:કથરોટ;થાળી.4.A sharp bit: પાતળી કડીવાળી લગામ.5. A contrivance for confining horses while shoeing them; an inclosure to restrain cattle,&c:ઘોડાને નાળ જડતી વખત કબજે રાખવાની કરામત;ઢોરનો ડબ્બો.6. (*Mil.*) The part of the carriage of a movable battery which enables it to turn: તોપની ગાડી જે ભાગપર ફરેછે તે ભાગ.7.A large, heavy harrow for breaking clods:સમાર; ખેડયા પછી રોડાં ભાગવાનું લાંબુ ભારે પાટીયું.8.A piece of mechanism for stopping motion of a car by friction: ગાડાની ગતિ અટકાવવાનું યંત્ર; અટકણુ ચાંપણુ;બ્રેક (આગગાડીનું) 9. A cart without a body used in breaking in horses:જેસલો: કાચા ઘોડા ફેરવવાની ગાડી.**B**.*beam*,**b**.*bar*,the part that connects the brakeblocks of opposite wheels:સામસામાં પૈડાંના બ્રેકબ્લાકને સાંધનાર ભાગ.**B**.-*block* (*a*)the part of a brake holding the brakeshoe:બ્રેકના પાવડાને કબજે રાખનાર ભાગ;(*b*)*a* **b**.*shoe*;બ્રેકનો પાવડો;અટકણુ. **B**. *wheel*,a handwheel by which power is applied to a brake:બ્રેક બાંધવાનું ચક્કર.

**Brake-man,**(બ્રેક્મૅન્)*n.*1.One who manages the brake on railways: બ્રેક બાંધનાર;ચાલતી ગાડીનો વેગ અટકાવનાર.

**Bramble,**(બ્રૅમ્બલ્)*n.*A rough prickly shrub:કાંટાવાળુ ઝાડ-જાળું;કાંટો; ઝાંખરૂં;ઝરડું.

**Bran,** ( બ્રૅન્ )*n.*[L.Lat. *bren*].The coating of the seed of wheat or other grain:છાલાં;છોતરાં;ભુસું; કુશકી.

**Branch,**(બ્રાન્શ્)*n.* [L.*brachium,* arm.]A shoot of a tree or plant: ડાળ;શાખા;પાંખડું;ડાળી.2.Any arm or part shooting from the main body of a thing:ફાંટો;ફણગો;અંગ; શાખા; as, *most of the* **b**.*s or streams were dried up*:ઘણા ફાંટા સુકાઇ ગયા હતા.3.A section;a department(of science):ભાગ; અંગ; વર્ગ;અધ્યાય;પ્રકરણ;કયા ભાગ.4.A line of family descent: કુળ; વંશ; પેઢી; શાખા. 5. A descendant of such line:વંશજ; સંતાન. 6. A warrant given to a pilot: વળાવાને આપેલો પરવાનો-વારંટ.*Root and* **b**,wholly, *totally*:તદ્દન;પુરેપુરૂં;જરાએજરા; સમૂળગું.*vi.To shoot* in branches:ડાળી-શાખા ફણગો-ફુટવો;વિસ્તરવું.2.To divide into parts:ભાગ પડવો; જુદું પડવું.*To* **b**.*off*,to diverge:આડું ફાંટવું પસરવું;*To* **b**.*out,*to speak diffusively: વિસ્તારથી બોલવું-ભાષણ ક૦. ભાષણમાં આડા ફાટવું; also, to enlarge the scope of business:ધંધો વધારવાનાં સાધન લેવાં.*vt.*1.To divide, as into branches:વિભાગ-ફાંટા પાડવા.2.To adorn with needlework representing branches, flowers, &c:ગુંથી ઝાડ,ફુલપાડી શણગારવું.

**Branchy,**(બ્રાન્શિ)*a.* Full of branches;shadowy:ઘટાદાર;ડાળી-ફણગો-પાંખાંવાળું;વિસ્તીર્ણ;વિસ્તારયુક્ત.

**Brand,**(બ્રૅન્ડ્)*n.*[A.S.*brond,*brand] A burning piece of wood:બળતુ લાકડું;ખોરીયું.2.(*Poet.*) Sword(so called from its brightness): તરવાર.3. A mark with a hot iron (as upon a cask to show its quality,&c):વેપારમાં અમુક જણસની જાત વીગેરે બતાવવા પાડેલી નિશાની; hence,( *fig.*)kind;quality:જાત; નમુનો;as, a *good* **b**.*of flour*: સારો ઊંચો લોટ. 4. A mark put upon criminals with a hot iron;hence, a mark of infamy; stigma: ડામ; કલંક;બટ્ટો;લાંછન;ડાઘ. 5. A disease in vegetables:(ઝાડનો) સળો.6. A branding iron:ડામ દેવાનો શળીઓ ડામણ.*vt.*To impress a mark with a hot iron:ડામ દેવો; ડામવું; આંકવું; નિશાની ક૦;as, *to* **b**.*a criminal*: અપરાધિને ડામવો;*to* **b**.*a cask*:પીપ ઉપર નિશાની પાડવી; a *branded* bull:આંકેલો આખલો;સાંઢ.2. To fix a mark of infamy:બટ્ટો-કલંક-કાળી ટીલી-લાંછન લગાડવું.3.To mark indelibly,as with hot iron: ડાઘ ન જાય તેમ ઉનો ડામ દેવો.

**Brand-iron,**(બ્રૅન્ડ્-આઇઅર્ન્) *n.* A branding iron:ડામણુ;ડમેણું. 2. A trivet for a pot:તિરપાઇ; માંચી; બેસણી;ઘોડી;આડણી.

**Brandish,**(બ્રૅન્ડિશ્) *vt.* To wave; to shake or flourish as a weapon: ફેરવવું;ચમકાવવું;પટા રમવા-ખેલવા.

કામ કર્યું તેણે કામણ કર્યું.

**Brandnew,**(બ્રૅન્ડ્‌ન્યૂ )*a.*Quite new; bright as if fresh from the forge:કોરૂં કડકડતું;નવું નકોર;તાજું.

**Brandy,**(બ્રૅન્ડિ)*n.*[Fr. *brandevin*, burnt wine.] An ardent spirit distilled from wine: એક જાતનો જલદ દારૂ;બ્રાન્ડી.

**Brangle,**(બ્રૅન્ગલ્‌ )*n.*A noisy contest;a wrangle:ખટપટ;ભ્રધડો; ટંટો; કલહ;લડાઇ.

**Bran-new,**(બ્રૅન્ન્યૂ )*a.*(See,**Brand-new.**)

**Brash,**(બ્રૅશ્‌ )*a.* Hasty in temper; impetuous:ઉતાવળીઉં;ગરમ મીજાજી. *n.*A sudden fit of sickness:એકદમ ઓચિંતો મંદવાડ આવી પડવો તે. 2.The refuse boughs of trees: ઝાડની કાપી નાંખેલી નકામી ડાળીઓ. 3.Broken fragments of ice:બરફના ભાંગેલા કકડા. *Weaning* **b.**, a kind of strong diarrhœa among children just weaned:તરતનાં ધાવણ છોડવેલાં બચ્ચાંને થતો એક જાતનો ભારે ઝાડાનો રોગ.

**Brasier,** (બ્રૅઝ્હર્‌ )*n.* An artificer who works in brass:કણસારો.

**Brass,**(બ્રાસ્‌ )*n.*[A.S. *bræs*,brass.] An alloy of copper &zinc:પિતળ. 2.Impudence;a brazen face:ઉદ્ધતાઇ;તોછડાઇ. 3.(*pl.* (*a*) Utensils &c;made of brass:પિત્તળની જણસો. (*b*)Monumental engravings on brass plates:પિત્તળના પતરા ઉપરની સ્મારક કોતરણી;(*c*) (*pl.*)(*mining*) lumps of sulphuret of iron similar to brass in color:લોઢા અને ગંધકના મીશ્રણનો પીળા રંગનો લોચો-કડકો.

**Brassy,** (બ્રાસિ) *a.*Pertaining to, hard as,or having the color of, brass: પિત્તળનું-સંબંધિ-ના જેવું કઠણ-ના જેવા રંગવાળું;પિત્તળમય.2.Impudent:ઉદ્ધત;તોછડું.

**Brat,**(બ્રૅટ્‌ )*n.*[A.S.*bratt*,cloak.] A child so called in contempt:છોકરૂં;બચ્ચું.**B.**& *bantling*:છોકરાં છૈયાં;કચ્ચાંપચ્ચાં;બાળબચ્ચાં.

**Bravado,**(બ્રૅવૅડો)*n.* [Fr. *bravade*, see **brave**.] An arrogant menace:શેખી;ધમકી;ફિસિયારી;બડાઇ.

**Brave,**(બ્રૅવ્‌ )*a.*[Fr. *brave*,proud.] Bold;daring;intrepid: હિમ્મતવાન; ધૈર્યવાન;બહાદુર;ધીટ; વીર; જવાંમર્દ. 2. Gallant; lofty; excellent; noble: ઉમદા;ખાનદાની;ઉદાર;તેજસ્વી;as,*fortune favours the* **b.**: (સાહસે લક્ષ્મિ વાસો છે); મેં જોઇને ટીલું થાયછે. 2. Making a fine snow or display:દેખાવ કરનારૂં;ભભકાદાર. *n.* A brave person: છાતી ચલો-બહાદુર માણસ;વીર પુરૂષ.2.Specifically, an Indian warrior:હિંદવીર:હિંદી પહેલવાન-જોદ્ધો.A *bully;* a man daring beyond discretion: અતિશય, વગર વિચારે છાતી ચલાવનાર-લડાક પુરૂષ.*vt.*To defy; to challenge: છાતીચલાવી લડવું; સામા નથી રહેવું-ટક્કર ઝીલવી;લડાઇ માગવી; સામા થઇ જાઓ એમ કહેવું;as,*the rocks that* **b.***the tempest*:તોફાન ને પતન કરનાર ખડકો.

**Bravely,**(બ્રૅવલિ)*adv.*Courageously nobly;valiantly:બહાદુરીથી; હિમ્મતથી;જવાંમર્દીથી.2.Finely;gaudily;showily:ભભકાદાર રીતે;સુંદરતાથી. 2.Well;thrivingly;prosperously: આબાદીથી;સારી રીતે;ચઢતી સ્થિતિમાં.

**Bravery,**(બ્રૅવરિ)*n.*Noble courage; intrepidity:હિમ્મત;બહાદુરી;ધીટતા; શૌર્ય;વીર્ય;વિક્રમ;સાહસ;જવાંમર્દી;છાતી; પરાક્રમ. 2. Splendour; magnificence:ઉમદાપણું;તેજ;ભભકો.

**Bravo,**(બ્રૅવો)*n.*A daring villain;a bandit:મારો;ખુની;ઘાતક.2.(*interj.*) Well-done:શાબાશ; વાહ ! વાહ ! ધન્ય છે;ભલે;જયજય.

**Bravura,**(બ્રાવૂરૅ)*n.*(*Mus.*) An air characterized by minute divisions:અતિશય અલંકારયુક્ત ગીત-રાગ. 2.The performance of such an air:એવું ગીતગાવું-ગાયન ક૦ તે.*a.*Daring in attempting something: કંઇપણ કામ કરવાને યત્ન કરવામાં બહાદુર-છાતીચલો.

**Brawl,**(બ્રાલ્‌ )*vi.*To quarrel noisily & outrageously: ગાળાગાળી-કજીઓ-ટંટો-કચકચ ક૦; 2. To scold: ઘોંઘાટ-શોર;બકોર ક૦;ધમકાવવું;3. To roar as water:(પાણીજેવો) ઘુઘવાટો -શોર ઘુઘુ ક૦.*n.* A noisy quarrel; ઘોંઘાટ;કજીઓ;ટંટો;કલહ;ધડમધડા. 2, Formerly, a kind of dance: એક જાતનો અસલી નાચ.

**Brawn,**(બ્રાન્‌ )*n.*[A.S.*braedan*,to roast.]The flesh of a boar:સુવરડુક્કરનું માંસ.2.Full, strong muscles: માંસથી ભરેલું-મજબુત શરીર; sometimes the arm:હાથ ભુજ.

**Brawny,** ( બ્રાનિ ) *a.* Muscular; fleshy;strong: બલિષ્ટ; જોરાવર;માતુ; શરીરે ભરેલું;મજબુત;દૃઢાંગ.

**Bray,** (બ્રે) *vt.* To pound, beat or grind small:કુટવું;ખાંડવું;પીસવું;કચરવું;ઝીણું દળવું.*vi.*[L.*brago*,I brag.] To utter harsh cry, as an ass: ભૂકવું.2.To make a harsh, grating noise:જાડો-ખોખરો અવાજ કાઢવો;કીકીઆરી પાડવી;as,*the din of battle* **b.**:લડાઇની કીકીઆરીની કાનફોડ.*n.*The roar of an ass:ગધેડાનું ભૂકવું તે;ખોખરો અવાજ.[A.S.*bræw*, eyebrow.] A bank;the slope of a hill;a hill:ટેકરી;પુસ્તો;ચઢાવ;ઢોળાવ.

**Braying,** (બ્રૅઇન્ગ્‌ ) *pa.* Making a harsh, confused noise: જાડો અવાજ-ઘોંઘાટ કરતું;as, **b.***trumpets*: ભૂંભૂ કરતાં તતુડાં. *n.* The noise of an ass:ગધેડાનું ભૂકવું.2.Roar;noise: ઘોંઘાટ;ખળભળાટ.

**Braze,** (બ્રૅઝ્‌ ) *vt.* [Fr. *braser*, to solder.]To solder with an alloy of brass or zinc:રેણદેવું.2.To cover with brass:ઢોળ ચઢાવવો;પીતળે મઢવું.3.To harden: કઠણ-રીઢું કરવું; ટેવી નાખવું.

**Brazen,**(બ્રૅઝન્‌ )*a.* Pertaining to, or made of brass:પિત્તળનું-સંબંધિ. 2.Impudent:ઉદ્ધત;તોછડું;બેશરમું; વંઠેલું;છટેલું;ફાટેલું;ચળેલું.3.Sounding harsh & loud,like resounding brass:પિત્તળઠોકાવાની પેઠે ખોખરો મોટો અવાજ કરતું.**B.** *age*,age which succeeded the silver age when man had degenerated from primitive purity:લોકો ધર્મમાં અધમ-ધર્મભ્રષ્ટ થયા તે વખત. **B.** *sea*,a large vessel of brass,cast on the plain of Jordan& placed in Solomon's temple:સોલોમનના દેવળમાં રાખેલું એક પિત્તળનું વહાણ.*vt.* To carry through impudently: ઉદ્ધત-નિર્લજપણે સાધી લેવું-પાર પાડવું.

**Brazen-faced,**(બ્રૅઝન્ફેસ્ડ્‌ ) *a.* Impudent; bold to excess; shameless:ઉદ્ધત;તોછડું;નિર્લજ;નફટ;બેશરમું.

**Brazenness,**(બ્રૅઝન્નેસ્‌ ) *n.* Impudence:નિર્લજપણું:બેશરમપણું.

**Breach,** (બ્રીચ્‌ )*n.* [A. S. *brece*, a breach.]Fracture: ફાટ;ચીરો;ભાંગવું તે.2. A gap made by breaking;a break; a rupture: બાકોરૂં; કાણું;બગદાણુ.3.Violation;nonfulfilment:ઉલ્લંઘન;ભંગ;તુટ;ફુટ; વિરોધ; અવજ્ઞા;તોડવું તે;as, **b.***of contract*: કરારનો ભંગ. 4. A breaking of waters, as over a vessel: વહાણ ઉપર પાણીનું અથડાવું તે;the waters themselves:અથડાતાં પાણી;Surge:

પાણીનું મોજું-છોળ. 5.A breaking up of amicable relations: વાંધો; તુટ;ફુટેલું; વઢેંચી ખાધેલું; અણબનાવ; અણુરાગ.6.A bruise;a wound:છોલાણ;ઘા;જખમ.7.A hernia;a rupture: સારંગ ગાંઠ; અંતરગળ. 8. A breaking out upon;an assault: હુમલો;તુટી પડવું તે. **B.** *of faith or trust*, violation of one's duty, in a matter entrusted to him: વિશ્વાસઘાત.**B.***of the peace*,disturbance of public peace:સુલેહનો ભંગ. **B.** *of promise*, violation of one's promise to marry:લગ્ન માટે આપેલાં વચનનો ભંગ. *vt.*(*Mil.*)To make a breach or opening by means of artillery:તોપના મારથી (ભીંત કે કિલ્લામાં) બાકોરૂ પાડવું.

**Breachy,** (બ્રીચિ)*a.*Apt to break; hence, unruly:તોફાની; હાથમાં રહે નહિં એવું.

**Bread,**(બ્રેડ્)*n.*[A.S.*bread*,bread.] An article of food made of flour by baking it:રોટલી-લો. 2.Food: ખોરાક;ભોજન;ભક્ષ. 3. Support of life in general:ગુજરાન;આજીવિકા; આધાર.**B.**& *butter*:means of living:જીવિકા;અન્નજળ; અન્નોદક. *To destroy or injure one's* **b.**:રોટલા-ખાણામાં ધુળ નાંખવી;પેટપર પગ મૂકવો. *To quarrel with one's* **b.**& *butter*;to be dissatisfied with one's means of living:ભર્યા ભાણાને ઠેસ મારવી;પોતાની આજીવિકાથી અસંતોષ રહેવું.

**Breadbasket,**(બ્રેડ્બાસ્કેટ્)*n.* The stomach:પેટ;ઉદર;જઠર;અંધારી કોઠી. (*Humorous*).

**Breadth,**(બ્રેડ્થ્)*n.*[A. S. *braedu*, broad.] Measure from side to side; width: પોહોળાઈ; પનો. 2. (*Paint.*)The quality of having the colour & shadows broad & massive:ભારે રંગનો હાથ દેવાની ખુબી.

**Breadthwise,**(બ્રેડ્થ્વાઇઝ્) *adv.* In the direction of the breadth: પહોળાઈ-પનામાં.

**Break,**(બ્રેક્)*vt.*(*imp*:**broken,***pp.* **broken,broke**). [A.S. *brecan*, to break.]1.To sever by fracture; to strain apart:તોડવું;ભાગવું;ફોડવું; as *to* **b.**a *rope or chain*:દોરડું કે સાંકળ ;તોડવી; *to* **b.**an *axle*: ધરી ભાગવી.2.To lay open by breaking:તોડવું;છોડી નાંખવું; ફોડવું; as, *to* **b.**a *package of goods*:માલની ગાંસડી છોડવી-તોડવી;ઉખેડવી.3.To lay open (as a *purpose*);to disclose or divulge:કહી દેવું;વાત ફોડવી; ખુલ્લું કo; as, **b.** *thy mind to me*: મને જેવું હોય એવું કહી દે;પેટ ખોલીને મારી સાથે વાત કર. 4.To infringe or violate (as an obligation,law or promise):તોડવું;ઉલ્લંઘન કo;ભંગ કo. 5.To interrupt; to dissolve or terminate:ભંગાણ પાડવું;બરખાસ્ત કo;અંત આણવો;અટકાવવું; as,**b.** *not your sleeps for that*: તેટલા માટે તમારી ઉંધમાં ભંગાણ પાડતા નહિ.6.To destroy the completeness of;to remove a part from: તોડવું;જુદું પાડવું;ખંડન કo;ખાંડું કo; *to* **b.***a set*:જોડ ખાંડી કo.7.To dash or shatter to pieces:ચુરેચુરા-કટકે કટકા કo. 8. To shatter or crush without separation of parts;to destroy the strength or firmness of: કચરી-પીલી નાંખવું;-નું જોર-ભાંગવું-નરમ-કમી કo;ચકિત કo;as, *to* **b.***flax*:શણ કચરવું; *I saw him* **b.** *his head*:તેનું માથું કચરતાં-ભાગતાં,મેં તેને જોયો.9.To weaken or impair, as health: નરમ-ઢીલું-નિર્બળ કo;બગાડવું.10.To diminish the force of, as a fall or blow:-નો જોસ-વેગ-જોર-નરમ-હલકું પાડવું;દરદ કમી કo.11. To impart news or information: to broach:ધીમેરહીને કંઇ વાત છેડવી-કાઢવી.12.To tame; to reduce to subjection: પાળવું;કબજે કo;કહ્યામાં રાખવું;કેળવવું;પલોટવું;શિખવવું;as,**b.***a colt*:વછેરૂ પલોટવું-પલાણવું. 13. To destroy the financial credit of; to make bankrupt:દેવાળુ કઢાવવું;વટ ખોવરાવવો; ભાંગવું. 14.To destroy the official character & standing of:to cashier;to dismiss: બરતરફ; કo;કાઢી મુકવું;પાણીચુ-ગડગડીયું આપવું. 15. To throw into disorder; to piece: ભંગાણ પડાવવું; વેરમછેરમ-સખળડખળ કરી નાંખવું; ધૂળધાણી કરી મુકવું. 19.To exchange for other money or currency of smaller denominations:વટાવવું;તોડવું;પરચુરણ લેવું;ઉતરતી કીંમતનાં નાણાં લેવાં. *With prepositions* or *adverbs-To* **b.** *down*,to crush,overwhelm:તાબે-કબજે કo;જીતવું.(*b*)To open a way through by breaking: તોડીને ગબાકું પાડી પેસી જવું; as,*to*,**b.***down a wall or door*:ભિંત કે બારણું તોડીને અંદર દાખલ થવું. *To* **b.** *in*,(*a*) to force in:ઘુસી-પેસી જવું;as,*to* **b.** *in a door*:દરવાજામાં ઘુસી જવું; (*b*) to train;to discipline;કેળવવું; શિખવવું;પલોટવું.*To* **b.***of*,to rid of;to cause to abandon:છોડવવું;મુકાવવું; સુધરાવવું; as,*to* **b.***one of a habit*: તેની ટેવ છોડવવી-સુધરાવી.*To* **b.** *off*, (*a*)to separate by breaking:તોડવું;ફંસવું;as, *to* **b.** *off a twig*:ડાળી તોડવી; (*b*) To stop suddenly; to abandon:એકદમ છોડી-તજી દેવું;as,**b.** *off* thy sins by righteousness: સદગુણથી તમારાં પાપ છોડી દો-કાઢી નાંખો.*To* **b.***open*,to open by breaking:તોડવું;(બારણું) ઉતારવું; as *open the door or I will* **b.** *it open*: બારણું ખોલો નહિ તો હું તોડી નાંખીશ. *To* **b.** *out*, to take or force out by breaking:ભાગી કાઢી-ખેંચી લેવું; as,*to* **b.** *out a pane of glass*:કાચ-તકતો લેવો.*To* **b.***over*;to transgress;to disregard:ભંગ કo;તોડવું; અવજ્ઞા કo. *To* **b.** *through*, (*a*) to make an opening through by violence:જોરથી રસ્તો પાડવો;to pass violently through: માં થઇને જોસભેર ચાલ્યા જવું. (*b*) To disregard: અવજ્ઞા કરવી;પીજવું;કોરે મુકવું;as,*to* **b.** *through all ceremony*:વિવેક કોરે મુકવો-ન કરવો-પાળવો.*To* **b.** *up*, to separate into parts:ના કટકા કટકા કરવા;as, **b.***up this capon*: આ મરઘાના કટકા કરો. ( *b* ) To plow a fallow ground: પડતર જમીનને ખેડવી.(*c*)To dissolve;to put an end to: બંધ-બરખાસ્ત-વિસર્જન કરવું; as, **b.***up the court*:કચેરી બરખાસ્ત કરો.To **b.**(*one*)*all up*, to unsettle or disconcert completely;to upset:ગુંચવાવી-ગભરાવી-નાંખવું; આંકળા કુંકળા-બે બાકળા કરવું.With an *object*-To **b.***the back*, to dislocate the backbone:કરોડ ઉતારી નાંખવી.Hence,to disable totally:બીલકુલ અશક્ત કરી નાખવું;લાચારના ઈલાજ કરી દેવું;હાથ ટાંટીઆ ભાગી નાંખવા. (*b'*) To get through the worst part of:ભારે મુશ્કેલીમાંથી નિર્વિઘ્ને તરીને પાર નીકળી જવું; as, *to* **b.** *the back of a difficult underta king* ભારે સાહસનું કામ સાંગોપાંગ પાર ઉતારવું.*To* **b.***bulk*,to lessen a load by removing a portion of ;to begin to unload: ભાર ઓછો-કમી કo;

ખાલી કરવા માંડવું;also,to transfer in detail,as from boats to cars:હોડી-માંથી ગાડીમાં જરાએ જરા ખાલી કરી દેવું. *To* **b**.*cover*,to burst forth from a protecting concealment:બહાર નીકળી આવવું-નીકળી નાસવું *To* **b**. *a deer or stag* to cut it up and apportion the part among those entitled to a share: શિકારમાં મળેલાં હરણના ટુકડા કરીને જેને હિસ્સો મળવો જોઈએ તેઓમાં વહેંચી આપવા. *To* **b**. *fast*, to partake of food after abastinence, especially in the morning (See **break-fast**): અપવાસ કર્યા પછી બીજે દીવસે ઘણું કરી સવારમાં જમવું તે;રોજા ખોલવા; પારણાં ક૦.To **b**.*ground*,(*a*)to open the earth,as for planting:જમીન ખેડવી-ઉથલ પાથલ ક૦;(*b*)to commence excavation,as for building,siege operations;&c.:(ઘરના)પાયા ખોદવા માંડવા;મુહૂર્ત ક૦; ( ઘેરા ઘાલવા ) ખાડા ખોદવા શરૂ ક૦;આરંભવું; hence, (*c*) (*fig.*) to begin to execute any plan:કંઈપણ કામનું મંડાણ ક૦-નકશો દોરવો;(*Naut.*)to release the anchor from the bottom:નાંગર છોડવું. *To* **b**. *the heart*, to crush or overwhelm with grief:નિરાશા-નાઉમેદ-આશા ભંગ ક૦;મન ઉઠાડવું;ભારે શોકમાં નાંખવું;અત્યંત દુઃખ લગાડવું.*To* **b**.*a house*(*Law*),to remove any part of a house or of the fastenings provided to secure it,with felonious intent:ઘર ફોડવું. *To* **b**. *the ice*;to get through difficulties:પ્રથમની અડચણો દૂર કરવી.(*b*)to overcome difficulties and make a beginning:અડચણો દૂર કરીને શરૂઆત કરવી;ચાલતું ક૦. *To* **b**. *jail*, to escape from confinement in jail: બંધીખાનેથી-કેદમાંથી નાશી સટકી જવું.*To* **b**.*a jest*, to utter a jest: મશ્કરી ક૦;બનાવવો.*To* **b**.*joints*, to lay bricks so that the joints in one course shall not coincide with those in the preceding course: ઈંટોની એક હારમાંની સાંધ આગલી હારમાંની સાંધોની સીધમાં ન આવે એમ ઈંટો બેસાડવી-ગોઠવવી;આડા અવળી સાંધ આવે એમ ઈંટો ગોઠવવી. *To* **b**.*a lance*,to engage in a contest: ટંટા-ઝપ્પા ઝપ્પીમાં મચવું-પડવું. *To* **b**.*the neck*; to dislocate the joints of the neck:ડોકનાં સાંધા લચકાવી નાંખવા.*To* **b**.*a path,road or the like*;to open away through obstacles by force or labor:મહેનત અથવા જોર જુલમથી રસ્તો વીગેરે ક૦-પાડવો. *To* **b** *upon a wheel*, to execute or torture, a criminal: ( ગુનેગારને ) ફેરીબાવીને મારી નાંખવો. *To* **b**.*wind*,to give vent to wind from the anus:વાછુટ ક૦;પાદવું.*vi*;To burst asunder:ભાગવું;તુટવું;છુટું પડવું.2.To open spontaneously;as a bubble,a tumour:ફુટવું;ફાટવું.3.To burst forth;to appear; to dawn: થવું; ઉગવું; ફાટવું; as, *the day begins to* **b**.:દીવસ ઉગવા માંડ્યો છે.4. To burst forth violently, as a storm:ઓચીતું થવું;ચઢી આવવું.3.To lose health or strength:નબળુ-નરમ પડવું;ઓગળી જવું;બેહાલ થવું;6.To become bankrupt:દેવાળુ કાઢવું;ભાગવું. 7.To change the gait: ચાલવાની રીત-ઢબ બદલવી; as,*to* **b**. *into a run or gallop*:દોડવા-ઠેકડા ભરવા માંડવું. 8.To fall out:કજીયો-અણબનાવ થવો;સાથે મેળ ન હોવો-બગડવું;લડાઈ થવી;(દોસ્તી)તુટવી.9.To be scattered;to open up;to be dissipated વિખરાઇ જવું;ખસી-ખુલી જવું;as, the clouds are *breaking*: વાદળાં વિખરાતાં-ખુલતાં જાય છે.10.To be overwhelmed with sorrow or grief: શોકમાં ગિરફતાર થઈ જવું;અતિ શોકાતુર થઇ જવું. 11. To fail in musical quality:(as a singer's voice when strained beyond its compass:) ગાતી વખતે ગાનારનો અવાજ પડી-લથડી-જવો; ઘાંટો બગડીજવો-ખોખરોથવો. Also,to change in tone,as a boy's voice at puberty:જુવાનીમાં આવવાથી છોકરાનો ઘાંટો બદલાવો. With *prepositions* or *adverbs*-*To* **b**. *away*, to disengage one's self abruptly:ઓચીતા ચાલ્યા જવું; ભાગી નાસવું;પોબારા ગણવા;જતું રહેવું;ખસી-વિખરાઇ જવું. *To* **b**. *down*, (*a*) to come down by breaking:તુટી પડવું; ભાગી નીચે બેસવું-પડવું; as, the coach *broke* down:ગાડી ભાગી પડી; (*b*) to fall in any undertaking: પાછા પડવું;નિષ્ફળ થવું.*To* **b**.*forth*, to come out suddenly,as sound, light,&c.:નીકળવું;(અવાજ)થવો;છુટવું; with *in* or *into*;to give vent to one's feelings:લાગણી બહાર દર્શાવવી;as,**b**.*forth into singing ye! mountains*! અરે પર્વતો,તમે ગાયન કરવા મંડી પડો. *To* **b**. *from*,to go away from abruptly: આગળથી ઓચિંતાને ચાલ્યા જવું.*To* **b**.*into*,to enter by breaking: તોડીને અંદર પેસવું;ખાતર પાડવું.*To* **b**. *in upon*, to enter violently or unexpectedly:એકદમ અંદર આવવું-ઘુસવું;માથુ મારવું. *To* **b**. *loose*,to shake off restraint:છટકી જવું;છુટી નાસવું; કેદબંધનમાંથી નાસી જવું. *To* **b**. *off*, to become separated by rupture; તુટી જુદુ પડવું.To desist or cease suddenly:એકદમ બંધ પડી-અટકી જવું.To **b**. *off* from,to abandon, as a habit:છોડી-તજી દેવી.To **b**.*out*,(*a*) to burst forth; to appear suddenly,as a fire or disease:(આગ) લાગવી;(રોગ)થવો-ચાલવો;ફાટી નીકળવું; (*b*) to show itself in cutaneous eruptions (said of diseases):ફોલ્લા-ગડ નીકળવાં;ચાંદાં ઉઠવાં;(*c*)to become covered with cutaneous eruptions,(said of patients): શરીરે ફોલ્લા-ચાંદા થવાં-ગોટ નીકળવાં.*To* **b**.*over*,to overflow;to go beyond limits: ઉભરાઈ જવું; રેલ આવવી; હદ મુકવી.*To* **b**.*up*,to become separated into parts:ના જુદા જુદા ભાગ-કટકા થઇ જવા.as,*the ice* **b**.s *up in the rivers*: નદીમાં બરફનાં ચોસલાં જુદાં પડે છે;(*b*)to disperse:વિસર્જન થવું;બરખાસ્ત થવું; વેરાઇ જવું;as, *the Company* **b**.s *up*:મંડળી-સભા બરખાસ્ત થઈ જાય છે.*To* **b**. *upon*, to discover itself suddenly to; to dawn upon:એકદમ જણાઇ આવવું;-નો આરંભ-પ્રાતઃકાળ થવો.*To* **b**.*with*, ( *a* ) to fall out;to part friendship:કજીઓ-અણબનાવ-વિરોધ-તુટ લડાઇ થવી;દોસ્તી તુટવી;વધેરાવું; કચડાવું; તુટવું;(*b*)to enter into conference; to speak:સંધી-વિષ્ટી કરવા મળવું;બોલવું;as,*I will* **b**.*with her & with her father*:હું તેની અને તેના બાપની સાથે ખુલાસો કરીશ.*n*. An opening made by fracture or disruption: ફાટ;બાકોરૂ;બાકું;બગદાળું.2.An interruption; a pause:અટકાવ;વિરામ;તુટ; નિવૃત્તિ;ભંગ;વિચ્છેદ.3.In writing or printing a short line, noting a pause or an abrupt change of sense:લખવા કે છાપવામાં અર્થ તુટયોછે એમ બતાવવા દોરેલી લીટી. 4. The dawn: પ્રભાત;વાણું;પ્રાતઃકાળ;ભળભળું;

By good nature half the miseries of human life might be assuaged:

મળસકું;અરૂણોદય.5.Change of direction:દિશાબદલાવીતે;વાંક; ખુણો;as, *a* **b.***in a wall*:ભીતનો વાંક.6.A large four-wheeled carriage:એક જાતની ચાર પૈડાની લાંબી ગાડી.7.A device for checking motion: ચાંપ;બ્રેક;અટકણ.

**Breakage,**(બ્રેકેજ્)*n.* A breaking: ભંગાણ; ભાંગવું-તુટવું તે.2.An allowance for things broken in transportation:ભાગ્યાતુટયા માટે છુટ મુકવામાં આવેછે તે.

**Breaker,** (બ્રેકર) *n.* One who, or that which breaks:ફોડનાર; ભાગનાર;તોડનાર.2. A wave breaking into foam against the shore, &c.:ફીણવાળું મોજું.

**Break-fast,**(બ્રેક્-ફાસ્ટ્)*n.*The first meal in the day:હાજરી;નાસ્તો;કુંગે. 2.A meal after fasting, or food in general:પાયણું;ઉપવાસના બીજા દીવસનું જમણ;રોજા ખોલવા તે;ખોરાક. *vi.*To break fast in the morning: પાયણું કરવું;ઉપવાસી રહી જમવું;નાસ્તો-હાજરી ક૦;શીરાવું;રોજા ખોલવા. *vt.* To furnish with the first meal:નાસ્તો-હાજરી-શીરામણ કરાવવું.

**Break-neck,** (બ્રેક્નેક્) *n.* A fall that breaks the neck: ગરદન-ડોક ભાગે એમ પડવું તે.2.A steep place endangering neck: ડોકું ધાસ્તીમાં આવી જાય એવી ઉંચી જગ્યા-ચઢાવ.

**Break-up**(બ્રેક્-અપ્)*n.* Disruption; separation of the parts or members:જુદું પડી જવું તે;વેરાઇ-વિસર્જન થઇ જવું તે;*as*,*a* **b.** of an assembly or goverment:મંડળીનું બરખાસ્ત થઇ જવું કે રાજ્ય મંડળ તુટી પડવું.

**Break-water,** (બ્રેક્-વૉટર) *n.* A structure raised to protect harbour,&c.from the force of waves: બાંધ;પુસ્તો;આડ.

**Breast,**(બ્રેસ્ટ્) *n.* [A. S. *breost*,a swelling the forepart of the body between the neck & belly; the chest: છાતી;ઉર;કોટ;વક્ષસ્થળ;હૃદય. 2. One of the protuberant glands in front of the chest of the female of man secreting milk for the young;a mamma; a teat:થાન;ધાઇ;સ્તન;કુચ; પયોધર; of some other mammalia:આંચળ. 3. The heart:હૈયું છાતી;હૃદય;અંતઃકરણ; ચિત્ત;મન;હૃદયબળ;as,*he has a loyal* **b.**:તેનું હૃદય વફાદાર છે. 4. Power of singing;a musical voice:ગાયનશક્તિ;કંઠ;સૂર;રાગ.5.The front or forward part of anything:આગલો અથવા મોખરાનો-ઉપસી આવેલો ભાગ;ઢેકો;પેટું;કરાડ. 6.The face of a coal working:કોયલાની ખાણનું મોં.(*b*)The front of a furnace:ભઠ્ઠીનો આગલો ભાગ.*To make a clear* **b.**,to disclose the secrets, to make full confession:દીલખોલવું;છાનીવાત કહી દેવી;પડદો-ફોડી-બોકળે મને વાત ક૦.*vt* To oppose manfully: ટક્કર ઝીલવી; છાતી ધરી સામા થવું. *To* **b.** *up a hedge*;to cut its face on one side so as to lay bare the stems of plants:છાતીપુર રાખી વાડ કાપવી.

**Breast-bone,** (બ્રેસ્ટ્-બોન્) *n.*The bone of the breast;the sternum: છાતીનું હાડકું.

**Breast-deep,** (બ્રેસ્ટ્-ડીપ્) *a.* As high as the breast:છાતીપૂર; છાતી જેટલું ઉંચું;છાતીભર.

**Breast-plate,** (બ્રેસ્ટ્-પ્લેટ્) *n.* A plate worn on the breast as a defensive armour:છાતીનું કવચ;ઢાલ. 2.A strap that runs across the horse's breast:તંગ;ઘોડાના સામાનને મજબુત રાખવાનો પટો.3. A part of the vestment of the high priest:પ્રધાન પાદરીના પોશાકનો ભાગ.

**Breast-work,**(બ્રેસ્ટ્વર્ક્)*n.*(*Fort.*) A defensive work breast high: છાતીપૂરભીંત-કોટડું. 2. (*Naut.*) A railing on the quarter-deck:વહાણના ડબુસા તરફના તુતકનો કઠેરો.

**Breath,**(બ્રેથ્)*n.*[A.S.*bræth*,odor.] The air inhaled&exhaled in the respiration of animals:શ્વાસ;દમ. *In* **b.**એકદમ: તુરતજ. *Sweetening the* **b.**:મુખશુદ્ધિ;*thing to sweeten the* **b.**,મુખવાસ;*to suspend or restrain the* **b.**:પ્રાણાયામ ક૦.2.The power to breathe freely: છુટથી દમ લેવાની શક્તિ.3.Life:જીવ;પ્રાણ; દમ;પ્રાણવાયુ.4.Respite;pause: વિરામ;થાક;વિસામો; દમ; ઉપરામ. *Give me some* **b.**:મને થોડો દમ ખાવા દો. *Take some* **b.**: થોડો સાસ ખા. 5. A single respiration;an instant: શબ્દ;બોલ;શુકન;પળ;as,*he smiles & he frowns in a* **b.**:બોલબોલતામાં-પળમાં તે હસે છે અને પળમાં ગુસ્સે થાય છે.6. A very slight breeze: ઘણીજ મંદપવનની લેહેર.7.A single word;the slightest effort:એક શબ્દ;જીભ હલાવવી તે. 8. Fragrance; perfume;order:સુગંધ;સુવાસ;ખુશબો.9.Gentle exercise:મંદ-થોડી-હલકી કસરત.10(*Fig*): That which gives or strengthens life:જીવ આવે-આપે-એવી વસ્તુ;જીવ જાન.*But of* **b**;breathless;exhausted: થાકી ગયલું;હારીગયલું. *Under one's* **b.***in low tones*: ધીમે સાદે; હળવે રહીને.

**Breathe,**(બ્રીધ્)*vi.* To respire; to inhale & exhale air; hence, to live:શ્વાસ લેવો-કાઢવો;દમ લેવો;જીવવું. 2. To take breath;to rest from action:દમ-ખાવો-મારવો-પકડવો; શ્વાસ-થાક ખાવો.3.To pass,as air;to emanate:નીકળવું-વાવું-આવવું.*There* **b.**s *a fragrance from the shore*: કીનારા તરફથી ખુશબો આવે છે.*vt.*To inhale & exhale in the process of respiration:શ્વાસોશ્વાસ લેવો. 2, To infuse:ઘાલવું;ફુંકવું.*Able to* **b.** *life into a stone*:પથ્થરમાં જીવ ઘાલી-મૂકી શકવા સમર્થ. 3. To emit by the breath; to utter softly: મ્હોમાંથી કાઢવું;ધીમેથી બોલવું. *To* **b.** *a vow*: માનતા ધીમેથી બોલવી. *He softly* **b.**d *thy name*:તેણે ધીમેથી તારૂ નામદીધું.4.To emit,as breath: (શ્વાસ પેઠે) માંથી નીકળવું-પ્રસારવું; ફેલાવવું.5.To cause to sound by breathing:ફુંકવું;મ્હોંથી વગાડવું.As, *to* **b.***the flute*:સળી-મોરલી વગાડવી. 6.To suffer to take breath: થાક-દમ ખવરાવવો-આરામ આપવો. *To* **b.***a horse*:ઘોડાને દમ ખવરાવવો. 7. To exhaust:થકવવું;હંફાવવું. 8. To express;to manifest;to give forth બતાવવું; જણાવવું;-માં હોવું; as, *his speeches generally* **b.**. *disloyal spirit*:તેના ભાષણમાં ઘણું કરીને બીનવફાદારીનું તત્વ સમાયલું જણાય છે. 9.To promote free respiration in:ખુલાસાથી શ્વાસોશ્વાસ લેવાય એમ યુક્તિ કરવી. 10.(*Phon.*) To utter without vocality:શબ્દ બોલાય નહીં એમ ઓચરવું;ઉચ્ચાર ગળામાંથી કરવો.*To* **b.**,*againt*,o take breath: થાક ખાવો;વિસામો લેવો;દમખાવો;જરા જીવ હેઠો-નીચો પાડવો;કરાર વળવો; *to* **b.***a vein*, to open a vein; to let blood:ફસ ખોલવી.*To* **b.** *one's last*,to expire;to die:મરી જવું;દેહ છોડવો;સ્વર્ગવાસ ક૦.

**Breathing,**(બ્રીધિન્ગ્)*n.* Respiration:શ્વાસ;દમ;શ્વાસોશ્વાસ;ઉચ્છ્વાસ.2. Air in gentle motion;પવનની લ-

હેર;મંદ-મંદવાયુ.3.Any gentle influence or operation; inspiration:પ્રેરણા;પ્રેરણા થવી તે;as,*the* **b**.s *of the Spirit*:ભૂત-જીવની પ્રેરણા.4. Aspiration;secret prayer:અભિલાષા;ગુપ્ત-છુપી પ્રાર્થના;as,**b**. s *after that blessed state*:ઉન્નત સ્થિતિ માટેની આકાંક્ષા. 5. Promotion of respiration:દમ-શ્વાસની ઉન્નતિ-પ્રવર્તન-વર્ધન.6.*Utterance*:ઉચ્ચારણ;ઉદ્ગાર;બોલવું-કહેવું તે;as, *I am sorry to give* **b**.*to my purpose*:મારો વિચાર-હેતુ જણાવતાં મને દિલગીરી થાય છે.7.Breathing place; vent: શ્વાસ લેવાની જગા;બાકું;રંધ્ર; છીદ્ર. 8. (*Gram.*)Aspiration; the sound expressed by the letter '**h**': ઉચ્ચાર; 'એચ'અક્ષરનો ઉચ્ચાર કરતાં જે અવાજ થાય છે તે હકાર. 9. Stop; pause;delay:અટકવું;થોભવું;વિરામ;as, *you shake your head at so long a* **b**.:આટલી બધી વાર અટકીને પછી તમે ડોકું ધૂણાવો છો.**B**.*place*,a pause:અટકવું તે;વિરામ;(*b*)a vent:માર્ગ-રસ્તો. **B**.*time*, pause;relaxation:વિરામ; વિસામો.**B**.*while*, time sufficient for drawing breath; a short time:દમ ખાવા જેટલો-થોડો વખત.

**Breathless,** (બ્રેથ્લેસ્) *a.* Out of breath:શ્વાસ-દમવગરનું;હાંફતું; પ્રાણહીન.2.Dead;expired: મૃત; મરી ગએલું;વિચેતન;નષ્ટપ્રાણ. Holding the breath on account of fear, expectation or intense interest: દમ ઘુંટી રાખતું;અતિ ઉત્સુક;લીન થયલું.

**Breech,**(બ્રીચ્)*n*.[See,**breeches**.] The lower part of the body behind;the buttocks:કુલા;ગાંડ; નિતંબ;કટિદેશ.2.Breeches(*obs.*):સુરવાળ;તંગીયો;ઇજાર;ચોયણો;ચડ્ડી. 3. The hinder part of a cannon or other firearm behind the bottom of the bore:તોપ કે એવા બીજાં હથીયારના મોં પછવાડેનો ભાગ.*vt*.To put into breeches:સુરવાળ પહેરાવવો.2.To fit or furnish with a breech:કુંદો-પાછલો ભાગ બેસાડવો;as,*to* **b**.*a gun*:બંદુકને કુંદો બેસાડવો.3.To fasten with breeching:કુંદો બેસાડી મજબુત કo.

**Breeches,**(બ્રીચેઝ્)*n.pl*.[L.*braca*, trowsers.] Garment worn by men covering hips & thighs:સુરવાળ;તંગીયો;ઇજાર;ચોયણો;કટિવસ્ત્ર.2. Trousers; pantaloons; (*Colloq*): પાટલુન;સુરવાળ. *To wear the* **b**., to usurp the authority of the husband(said of a wife:)(સ્ત્રીએ) મરદનું કામ કo;ધણીની સત્તા છીનવી લેવી -સ્વાધીન કરી લેવો-નું કાંઈ ચાલવા ન દેવું.

**Breeching,**(બ્રીચિન્ગ્)*n*. A whipping on the breech:ફુમચી;પુંછડી; લટકણીયું.2.The part of a harness coming behind the breech of a horse: ઘોડાના થાપા આગળનો સામાનનો ભાગ.

**Breed,**(બ્રીડ્)*vt.imp.& pp.* **bred**. [A.S. *bredan*, to nourish.] To procreate;to beget;to hatch: પેદા-ઉત્પન્ન કo;સેવવું.**B**. *ing season*: ગર્ભધારણકાળ; ઉત્પત્તિસમય. 2. To bring up;to nurse & foster:ઉછેરવું;મોટું કo;પાલણ પોષણ કo.3. To educate;to instruct:શિખવવું;કેળવણી આપવી;શિખવી-તાલીમ આપી તૈયાર કo;*well*-**b**.: સુવિનીત; સુશિક્ષિત; સદાચારી;*ill*-**b**.: અશિક્ષિત; દુરાચારી. 4.To cause; to occasion; to originate:યોજવું;ઉપજાવવું; બનાવવું;-થી થવું.5.To give birth to;to be the native place of:નિપજવું;પેદા-ઉત્પન્ન થવું;-માં થવું-પાકવું;as,*a pond* **b**.*s fish*:તળાવમાં માછલાં થાયછે.*A northern conntry* **b**.s *a race of stout men*: ઉત્તર પ્રદેશમાં જોરાવર માણસ નિપજે છે.6.To raise as any kind of stock:ઉછેરવું;વસ્તી વધારવી.(ઢોરઢાંકની.)*vi*. To produce a fœtus; to bear & nourish young,as in pregnancy:ગર્ભ રહેવો; હમેલ-દહાડા રહેવા;as, *the mother had never* **bred** *before*:એ સ્ત્રીને પહેલાં કોઈ વખત ગર્ભ રહ્યો નહોતો.2.To be formed in the parent or dam;to grow as young before birth:આકાર થવો-બંધાવવો;ગર્ભનું સચેતન થવું-ઉછરવું. 3.To have birth;to be produced:પાકવું;પેદાથવું;જન્મવું; as, *fish* **b**. *in rivers*:માછલાં નદીમાં થાયછે.To raise a breed:વંશ-ઓલાદ વધારવી. *To* **b**. *in & in*, to breed from animals of the same stock that are closely related:એકજ ઓલાદનાં પ્રાણીથી ઉદ્ભવવું-પેદા થવું.*n*.A progeny from the same parents or stock:સંતાન;વંશ; સંતતિ;as,*a new* **b**.*of sheep*:ઘેટાની નવી પ્રજા-સંતતિ.2. A class;a sort;-of men,things,or qualities;a kind:જાત વર્ગ;વર્ણ;પ્રકાર.

**Breeder,**(બ્રીડર્)*n*.One who,or that which produces or brings up: ઉત્પન્ન કરનાર;માત-પિતા.*Rome has been a best* **b**. *of worthymen*: રોમમાં લાયકી વાળા-નામિચા પુરૂષો થઈ ગયા છે.2.A cause:કારણ; મૂળ-ઉત્પત્તિ સ્થાન.*The* **b**.*of my sorrow*: મારી દિલગીરીનું કારણ.

**Breeding**(બ્રીડિન્ગ્)*n*.Nurture;education:formation of manners:કેળવણી;શિક્ષા;શિક્ષણ;પોષણ; પાલન;as, *she had her* **b**. *at my father's charge*:મારે બાપે તેને ઉછેરી કેળવણી આપી છે.2.Manners; knowledge of the ceremonies:વિનય;સભ્યતા; સુશીલતા;as,*of good* **b**.:સુશીલ;વિનયી.The raising or improving of any kind of domestic animals: ઘરગતુ પ્રાણીઓની વસ્તી વધારવી અને તેમાં સુધારો કરવો તે.4.The act of generating or bearing:ઉત્પન્ન કરવાની-જણવાની ક્રિયા. 5. Descent; extraction:વંશ;ઓલાદ;કુલ ખાનદાન. *Close* **b**.,or *in and in* **b**.,breeding from a male and female of the same parentage:એકજ ઓલાદનાં નરમાદામાંથી ઉત્પન્ન કo તે. *Cross* **b**.from a male & female of different parentage:જુદી ઓલાદના નરમાદામાંથી ઉત્પન્ન કo; વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરવી.*Good* **b**.*politeness*; genteel deportment: સભ્યતા;વિવેક;ગૃહસ્થાઈનું લક્ષણ;સુશીલતા;વિનય.

**Breeze,** (બ્રીઝ્) *n.* [Fr. *brise*, a breeze.]A light wind; a gentle gale:પવનની લેહેર;મંદ-ઠંડો વાયુ. 2. (*Fig.*)An excited state of feeling; quarrel:ઉતરી પડવું-ગુસ્સે થવું તે. 3. (*Brick-making.*) Ashes & cinders used for burning bricks: ઇંટો પકવવાની ભરસાળ-રાખ.*Sea* **b**., a breeze blowing at stated times from sea,generally at day: દરીઆ તરફથી દીવસે વાતી પવનની લેહેર. *Land*-**b**.,a wind blowing regularly from the land, generally at night: જમીન તરફથી રાત્રે વાતી પવનની લેહેર.

**Brethren,**(બ્રેધ્રેન્) *n. pl.* of **brothers**. It is used in solemn & scriptural language in the place of brothers:ભાઈબંધ;ભાઇ-ભાંડુ;બંધુવર્ગ;બંધુજન.

**Breve,**(બ્રીવ્)*n*.[L. *brevis*, short.] (*Law.*)A writ or precept under seal issued out of any court: કોઇપણ દરબારે કાઢેલો સીલસિક્કા સાથે

બિડેલો આજ્ઞા પત્ર-હુકમ:કરવાનો હુકમ. (*Print.*) A curved mark ⌣ indicating short quality of a vowel or some particular quality of its sound:હ્રસ્વ સ્વરની નિશાની.

**Brevet,**(બ્રિવેટ્)*n.*A royal warrant granting a favour, privilege, title,&c.:સનંદ;ઇલકાબપત્ર.2.(*Mil.*) A commission giving an officer higher rank than that for which he receives pay; an honorary promotion of an officer:કોઈ પણ લશ્કરી અમલદારને પોતાના હોદ્દા માટે જે પગાર મળતો હોય તે હોદ્દા ઉપરાંત વધારાનો આપેલો માનનો હોદ્દો.

**Breviary,**(બ્રીવિઅરિ)*n.*An abridgment;an epitome;summary:સંક્ષેપ;ટુંક હેવાલ; સંહિતા; સંગ્રહ. 2. A book containing the daily service of the Roman Catholic church for the seven canonical hours:રોમન કેથોલિક ધર્મની રોજની પ્રાર્થના નોંધેલી હોય એવી ચોપડી.

**Brevity,**(બ્રેવિટિ) *n.* Shortness of duration: ટુંકાણુ; ટુંકી મુદત; as,*the* **b.***of human life*:મનુષ્ય આયુષ્યની ટુંકી મુદત. 2. Shortness; conciseness:ટુંકાપણું;સંક્ષિપ્તતા;અવિસ્તાર.

**Brew,**(બ્રૂ)*vt.* [A.S. *breowan*, to brew.]To boil or seethe:ઉકાળવું; ઉના પાણીમાં બાફવું.2.To prepare, as a liquor,from malt, hops or other materials, by steeping, boiling,&c: જવનો કે બીજી ચીજનો દારૂ ગાળવો-બનાવવો.3.To prepare by steeping and mingling; to concoct:ઓળીને ભેળસેળ કરીને બનાવવું-તૈયાર કરવું;ઉકાળી બનાવવું. 4. To contrive;to plot:રચવું;તરકટ કo;ઘાટ ઘડવો;યોજવું;યુક્તિથી શોધી કાઢવું; as, *to* **b.***mischief*: તોફાન કo;-નો ઘાટ ઘડવો-રચવો. *vi.* To perform the business of brewing: ઉકાળવાનું કામ કo.2.To be in a state of preparation;to be forming or gathering:તૈયારી હોવી-થવી;થવા માંડવું;as,*a storm* **b.**s *in the west*:પશ્ચિમ તરફથી તોફાનની તૈયારી છે. [જવનો દારૂ.

**Brewage,**(બ્રૂઅેજ્)*n.*Malt liquor:

**Brewery,** (બ્રૂઅરિ) *n.* A brewhouse:જવનો દારૂ બનાવવાનું કારખાનું-ભઠ્ઠી.

**Brewing,**(બ્રૂઇંગ) *n.* The process of preparing liquor:દારૂ ગાળવાની ક્રિયા.2.The quantity brewed at once:એકીવખતે કાઢેલો બધો દારૂ-ઘાણ.3.A mixing together:ભેળસેળ; ભેળભેળા;ગોટાળો;લોચા.4.A gathering of a storm indicated by thick clouds:વાદળાંના થવા ઉપરથી જણાતુ તોફાનનું થવા માંડવું તે.

**Bribe,**(બ્રાઇબ્)*n.*[L.L.*briba*, scrap of bread.]Something bestowed or promised to corrupt the conduct of a judge,witness or other person:લાંચ;રૂશવત;શેલું-પાઘડી; પાનસોપારી.*To stop the mouth with a* **b.**:મોં દાબવું;મારવું;લાંચ આપીને અવળું પડતું અટકાવવું.*To take* **b.**s *or a* **b.**:લાંચ ખાવી; હાથ મારવો; ખીસ્સાં ભરવાં; ઘીકેળાં કરવાં. 2. Seduction; allurement:લાલચ. *vt.*(*a*) To induce or influence by a bribe;to give a bribe to: લાંચથી લોભાવવું-બગાડવું-મેળવી લેવું;લાંચ-રૂશવત આપવી;દાબવું;ચાંપવું. 2. To gain by a bribe:રૂશવત આપી તરફેણમાં આણવું; હાથપર લેવું.*vi.*To give a bribe to a person:કોઈ માણસને લાંચ આપવી.

**Bribeless,**(બ્રાઇબલેસ્)*a.*Incapable of being bribed:લાંચ કબુલ ન કરેએવું.

**Bribery,**(બ્રાઇબરિ)*n.*The practice of giving or taking rewards for corrupt practices: રૂશવત આપવા લેવાનો ચાલ; લાંચખોરી; લાંચરુશ્વત. **B.** *oath*,an oath taken by a person that he has not been bribed as to voting:મત આપવા બાબત લાંચ લીધી નથી એવા લીધેલા સોગન.

**Brick,**(બ્રિક્)*n.*[A.S.*bricc*,a breaking.] A hard body of clay & sand dried in the sun&burnt in the kiln or clamp:ઇંટ.2.Bricks collectively as designating that kind of material:ઇંટનો સમૂહ;as, *a thousand of* **b.**s:એક હજાર ઇંટ. 3.An oblong rectangular mass: લંબચોરસ લુગદી-ગઠ્ઠો-ચોરસું; ભાટી; ઠીકરું.4.A good fellow; a merry person: ભલો-આનંદી માણસ. *To have a* **b.** *in one's hat*, to be drunk:પીએલા થવું-હોવું.**B.***dust*,dust of pounded or broken bricks: ઇંટનો ભૂકો; છારૂ.**B.***works*,a place where bricks are made:ઇંટવાડો. *vt.*To lay or pave with bricks: ઈંટથી ચણવું; ચોરસાં જડવાં. 2. To imitate a brick-wall on: ઇંટની ભીંત જેવી ભીંત બનાવવી.*To* **b.***up*,to fill up with bricks:ઈંટથી પૂરવું.

**Brick-bat,**(બ્રિક્-બૅટ્)*n.*A piece or fragment of a brick;રોડું;ઇંટાળો.

**Brick-kiln,**(બ્રિક્-કિલ્ન્) *n.* A furnace in which bricks are burnt: ઇંટ પકવવાની ભઠ્ઠી;ઇંટવાડો.

**Brick-layer,** ( બ્રિક્-લેઅર્ ) *n.* A mason:કડીઓ.

**Brick-maker,**(બ્રિક્મેકર્) *n.* One who makes bricks:ઈંટ પાડનાર;ઇંટલવાડી;કુંભાર.

**Brick-work,**(બ્રિક્-વર્ક્)*n.*A structure of bricks: ઈંટેરી કામ-દીવાલ; ઇંટબંધી.

**Bridal,**(બ્રાઇડલ્)*a.*Belonging to a bride;nuptial:કન્યા-લગ્નસંબંધિ; વૈવાહિક;વિવાહ યોગ્ય.*n.*The nuptial festivity;marriage:લગ્ન;વિવાહોત્સવ;લગ્નકાર્ય.

**Bride,**(બ્રાઇડ્)*vt.* [A.S. *bryd.*] A woman newly married:વહુ; તરત પરણેલી સ્ત્રી;નવોઢા;વધુ;કન્યા..2. Woman espoused or contracted to be married:કન્યા;વિવાહ થયો હોય તેવી છોડી.3.*Fig*:An object ardently,loved:જે ઉપર અતિશય પ્યાર હોય તેવી વસ્તુ.**B.***of the sea*,the city of Venice:વેનિસ શહેર.*vt.*To make a bride of(*obs*):નીવેરેવરવું;વહુ-સ્ત્રી કo.

**Bride-groom,** (બ્રાઇડ્-ગ્રૂમ) *n.*[*Fr. brayd*,brides&*guma*,a man].A man newly married or about to be married: વરરાજા; વર; પરિણિત. *Procession of the* **b.**:વરઘોડો.

**Bridesmaid,** (બ્રાઇડ્ઝ્-મેડ્)*n.*One who attends a bride as female friend at her wedding:કન્યા પાસે લગ્ન વખતે ઉભી રહેતી તેની સખી સાહેલી.

**Bridesman,** ( બ્રાઇડ્ઝ્-મૅન્ ) *n.* A male friend who attends upon a bride-groom & bride at their marriage: લગ્ન વખતે વરવહુ આગળ ઉભો રહેનાર મિત્ર.

**Bride-well,** (બ્રાઇડ્-વેલ્) *n.* (So called from a hospital built near St. Bride's well in London ) A house of correction for the confinement of disorderly persons:બંધિખાનું-કેદખાનું.

**Bridge,**(બ્રિજ્)*n.* [A.S. *brieg.* ] A structure raised over a river or other water course or rail-road, &c., to make a road-way from bank to bank:પૂલ;સેતુ;ધરણું;*Wooden* **b.**: લક્કડપૂલ. 3. ( *Mus.* ) The small arch at right angles to

આવડે નહિ ઘેંશ ને રાંધવા પેશ.

the string of a violin, &c.:ઘોડી; ખીટી;ટેકી. 3. The two pieces of timber placed between the two transoms of a gun-carriage:પાટલી;ગાડીની બે ઉધેવા ઉપર મુકેલા ચપટા લાકડાના કકડા.**B.** *of the nose*, the upper bony part of the nose: નાકની દાંડી.**B** *train*,a train of carriages for transporting materials for a temporary military bridge:કામ ચલાઉ લશ્કરી કામના પૂલ માટે સામાન લેઇ જતી ગાડીઓ.*Draw* **b.**,*swing* **b.**,*bascule* **b.**,a bridge which can temporarily be removed to allow the passage of vessels:વહાણને રસ્તો આપવા ખેંચી લેવાય એવો પૂલ.*Flying* **b.**,a temporary bridge made of boats, casks or the like for the passage of armies:લશ્કરોને ઉતરવા હોડીઓ-પીપ કે બીજી એવી ચીજો તરતી મુકી બનાવેલો પૂલ.*Girder or truss* **b.**, a bridge made of girders, or trusses in distinction from simple arches & suspension & floating bridge:ભાલ-ભારાનો બનાવેલો પુલ.*Lattice* **b.**,a bridge made of one or more lattice girders: જાળીવાળા ગર્ડરનો પુલ.*Skew* **b.**, an oblique bridge,as required in railway engineering: ત્રાંસોપૂલ. *Suspension* **b.**, a floor suspended from two or more wire-cables from bank to bank:બે કીનારે જાડા તાર બાંધી લટકાવેલો પૂલ:ઝુલતો પૂલ;ઝોલાપૂલ.*Trestle* **b.**,a bridge formed of a series of short simple girders resting on trestles: ચોકઠામાં બેસાડેલા ગરડરોનો પૂલ.*vt.* To build a bridge over:ઉપર પૂલ બાંધવો.2.To make or open a passage, as by a bridge:ના ઉપર રસ્તો બનાવવો-ખોલવો.3.To find a way to get over,as a difficulty:દુર ક૦ નો રસ્તો શોધી કાઢવો;as, to **b.** *over a difficulty*:હરકત-અડચણ દુર ક૦.

**Bridle**,(બ્રાઇડલ્) *n.* [A.S.*bridel.*] An instrument with which a horse is governed:લગામ;રશ્મિ.2. A restraint;a curb: અંકુશ; દાબ; અટકાવ;નિગ્રહ;સંયમ; લગામ. *vt.* To put a bridle upon:લગામ ચઢાવવી; as,*to* **b.** *a horse*:ઘોડાને લગામ ચઢાવવી.2.To restrain,guide or govern;to curb:દાબ-અંકુશમાં-કબજે રાખવું;as *to* **b.** *the passions*: વૃત્તિ કબજે રાખવી-પર લગામ રાખવી.*vi* To hold up the head & draw in the chain,as an expression of pride, scorn or resentment(often with *up*):ગર્વ કે તિરસ્કારમાં મુાયુ ઉચુ ક૦. અકડને અકડ રહેવું.

**Bridle-hand**,(બ્રાઇડલ્હૅન્ડ્) *n.*The hand which holds the bridle in riding;the left hand:જે હાથે લગામ પકડી હોય તે;લગામનો હાથ;ડાબો હાથ,

**Bridle-path**, ( બ્રાઇડલ્પાથ ) *n.* A path for travellers on horse back: ઘોડેસ્વારનો રસ્તો;પગવાટ.

**Bridoon**,(બ્રિડૂન્)*n.* The snaffle & reign of a military bridle:લશ્કરી લગામની કડી.

**Brief**, (બ્રીફ્ ) *a.* [L.*brevis*,short]. Short in duration:ટુંકું;સ્વલ્પ;અચિર;ક્ષણિક.As,*how* **b.** *is the life of man*!:મનુષ્યનો આવરદા કેટલો ટુંકો છે! 2.Terse;succinct;concise:સંક્ષિપ્ત; પરિમિત;ટુંકું;as,*list a* **b.** *tale*:સંક્ષેપમાં વાત નોંધો.3. Rife; common: સાધારણ;ચાલુ;as, *thousand business are* **b.** *in hand*:હાથમાં હજાર ચાલુ કામ છે.*n.*An epitome;a concise writing:ટુંકું પત્ર;સાર;સંક્ષેપ.2. (*Law*) ( *a* ) An abridgment of a client's case made for the instruction of counsel on a trial:મુકર્દમાનો સંક્ષિપ્ત હેવાલ;બ્રીફ;(*b*)A writ summoning a man to answer to any action:કોઇ કામમાં જવાબ આપવા કાઢેલો સમન-હુકમ. (*c*) a writ issuing from the chancery to a judge authorizing him to call a jury to inquire into a case & to pronounce judgment upon their verdict: જુરી બોલાવવા ચેનસરી કોર્ટે જજ્જ ઉપર કાઢેલો હુકમ.(*d*) A letter patent from proper authority authorizing a charitable contribution for public or private purpose:ધર્માદા કામ માટે ફંડ ઉભુ ક૦ આપેલી સનંદ. *Apostolical* **b.**,a letter of public affairs sent by the Pope to a price or religious community:રાજા કે કોઇ ધર્મ કે પંથના મંડળ ઉપર પોપે સાર્વજનિક કામનો મોકલેલો પત્ર.**B.***of title*,abridgment of all deeds & papers relating to any real estate:સ્થાવર મિલકતના હક સંબંધિ દસ્તાવેજોની સંક્ષેપમાં નોંધ.*In* **b.**,in short: ટુંકમાં; ટુંકાણમાં;બે બોલમાં.*vt.*To make an abstract;to shorten:ટુંકમાં લખવું-કરવું;ટુંકી નોંધ ઉતારવી;as,*to* **b.***pleadings*:વકીલની તકરારોની ટુંકી નોંધ ક૦.

**Briefless**, ( બ્રીફ્લેસ ) *a.* Without clients: અસીલ વગરનો-કામ ન મળે એવો;માખો મારતો.

**Briefman**,(બ્રીફ્મૅન્) *n.* One who makes a brief:સંક્ષિપ્ત લખનાર. 2. A copier of a manuscript: હસ્ત લેખની નકલ કરનાર-લહીઓ.

**Brier**,(બ્રાઇઅર્ )*n.* [A. S. *brer*]. A prickly shrub : કાંટાવાળો છોડ. 2. *Anything sharp or unpleasant* to the feelings:દુઃખકર વસ્તુ; કંટક; શૂળ;ચટકો.

**Briery**,(બ્રાઇઅરિ)*a.*Full of briers; thorny:કાંટાવાળું;કંટકવત.

**Brigade**,(બ્રિગેડ્ )*n.* [Fr. *brigare*, to fight].(*Mil*).A body of troops whether,cavalry,artillery or infantry commanded by a brigadier-general:લશ્કરની મોટી ટુકડી;સૈન્યદલ.2.Any body of persons organized for acting or marching together under anthority: સાથે કુચ કરનારી અગર કંઇ કામ કરનારી સત્તા મળેલી માણસની ટુકડી.

**Brigadier-general**,(બ્રિગેડીર્-જનરલ્ )*n.* An officer in rank next above a colonel,commanding a brigade, also simply called brigadier:બ્રીગેડનો સરદાર;ચમૂપતિ.

**Brigand**,(બ્રીગન્ડ્ )*n.*[L.L.*brigans*, a light armed soldier]. A robber;plunderer;a freebooter:લુંટારો;પિંઢારો;ચોર;ધાડપાડુ.

**Brigandage**,(બ્રિગન્ડેજ્ )*n.*Theft; robbery;plunder:લુંટ;ચોરી;ધાડ.

**Bright**,(બ્રાઇટ્ )*a.*[A.S.*beorht*,shining].Shining; luminous; splendid;opposed to dark:ચળકતું;ભભકાદાર;ઝગઝગતું;ઉજ્વળ;ચકચકિત; તેજસ્વી; તેજોમય; દેદીપ્યમાન. 2. Clear; transparent:સ્વચ્છ;નિર્મળ;નીતરું; શુદ્ધ પારદર્શક.3. Resplendent with charms:મનોહર;મધુર;ચકીત કરે એવું; as, **b.** *beauty*:મનોહર કાન્તિ.4.Having a clear,quick intellect: હોશીઆર;ચપળ;ચાલાક;તીવ્ર. 5. Clear; evident:સ્પષ્ટ;ખુલ્લું;સાફ.6.Sparkling with wit;sprightly; vivacious;cheerful:આનંદી;મોજીલું;ગમતી; ખુશ મીજાજી;આનંદવૃત્તિનું.7. Illustrious;glorious:મહાન;પ્રસિદ્ધ;પંકા-

Barking dogs seldom bite:

થવું;વિખ્યાતી પામેલું.*In the* **b.***annals of female reign*:સ્ત્રીરાજ્યના પ્રસિદ્ધ ઈતિહાસમાં.8. Of brilliant color:ભભકાદાર રંગનું-વાળું.9.Promising good:શુભ-કલ્યાણ-લાભ-કર્તા-સૂચક.**B.***hopes*:શુભસૂચક આશાઓ; *He has* **b.***prospects before him*: તેને ભારે-સારી સારી આશા છે.

**Brighten,**(બ્રાઇટન્ )*vt.*To make to shine;to increase the lustre of: ઉજ્વળ-તેજસ્વી-ચકચકિત-ચળકતું ક૰. 2.To make illustrious; to add lustre to: પ્રખ્યાત-નામિચું-પ્રતાપીનામાંક્તિ ક૰;as,*to* **b.***a character*: કોઈ માણસની માન-આબરૂ વધારવી.3. To shed light upon ; to make cheerful: આનંદી-હસમુખ-ઉલ્લાસિ-ખુશીભરેલ ક૰.4.To make acute or witty:હોંશીઆર-તીવ્ર-ચાલાક-ચપળક૰. *vi.*To grow bright;to clear up: ઉજેચવાળુ-ખુલ્લું થવું;as,*night shall* **b.***into day*:રાતનું અંધારું જતું રહીને દિવસ થવા માંડશે.

**Brightness,**(બ્રાઈટ્નેસ્ ) *n.* Splendor;lustre;brilliancy:તેજ;પ્રભા;કાન્તિ;ઉજેશ;ઝલે;તેજ;દ્યુતિ;2.Sharpness of wit:તીક્ષ્ણ બુદ્ધિ;ઝીણી નજર;તીવ્રતા.

**Brilliance-y,** ( બ્રિલિઅંન્સ-સિ ) *n.* Splendor;glitter; great brightness whether in a literal or figurative sense:ભભકો;ચળકાટ;પ્રતાપ;તેજ;ઉજેશ;ઝલે;ઝળકી;ચકચકાટ;પાણી.

**Brilliant,**(બ્રિલિઅંન્ટ્ )*a.*[L. *beryllus*,a precious stone of seagreen color]Sparkling with luster,glittering:ચળકતું; ઝગઝગતું; ભભકાદાર; ચકચકિત;તગતગ થતું;as,*a* **b.***star*:ચળકતો તારો.2. Distinguished by qualities which excite admiration;splendid:પ્રતાપી;તેજસ્વી;પ્રખ્યાત.*n.*A diamond of the finest cut: ઘણા પાણી વાળો-તેજદાર હીરો.2.The smallest size of type in English printing:અંગ્રેજી છાપવાનાં સૌથી નાનાં કદનાં બીબાં. 3. A kind of cotton cloth, figured in the weaving:વણાતી વખતે અંદર ભાત વણાઇ હોય એવું એક જાતનું સુતરાઉ કાપડ.

**Brim,**(બ્રિમ્)*n.*[A.S.*brymme.*]The rim or border of any vessel or other thing:કાનો;કોર;કાંઠો;મોઢું.2. The edge or margin, as of a fountain;brink:કાંઠો; તીર; કિનારો; ધાર;મુખ.3.The rim of a hat:ટોપીની ધાર-કોર.*vt.*To fill to the brim or top:કાના સુધી ભરવું:છલ્લોછલ્લ ભરવું.*vi.*To be full to the brim:કાના સુધી ભરેલું-છલ્લોછલ્લ હોવું. *To* **b.** *over*,(*lit.*or *fig.*):to be so full that some of the contents flows over the brim:છલાઇ જવું;ઉભરાઇને ઢોળાઈ જવું;as,*a* cup *brimming* over with milk,દુધ છલાઇ જાય એટલું ભરેલું પ્યાલું;a man *brimming* over with fun:ટોળ ભરેલું માણસ;જેનામાં ટોળ-ગુમાન ભરેલું હોય એવો-બહુ ટોળી માણસ.

**Brimful,**(બ્રિમ્ફુલ્ ) *a.* Full to the top;completely full:ટોકાટોક;છલોછલ;પરિપૂર્ણ;કાંઠોકાંઠ;ભરપુર; ડુબાડુબ.

**Brimmer,**(બ્રિમર્ )*n.* A bowl full to the top:કાના સુધી-છલ્લોછલ્લ ભરેલો વાટકો-પ્યાલો.

**Brimstone,**(બ્રિમ્સ્ટોન્ )*n.*Sulphur: ગંધક.*a.* Made of, or pertaining to brimstone:ગંધકનું બનેલું;ગંધકનું; as,**b.***matches*:ગંધકની બનાવેલી દીવાસળીઓ.

**Brinded-dled,** ( બ્રિન્ડેડ્-ન્ડલ્ ) *a.* [See *supra.*]Spotted;streaked; variegated with spots of different colours: કાબરચિતરૂ; અટાપટાદાર;પચરંગી; બુટ્ટીદાર; as, *brinded* cat:કાબરચિતરી બિલાડી.

**Brine,**(બ્રાઈન્ ) *n.* [A. S. *bryne*, a salt liquor from *brinnan*, to burn.]Water saturated with salt: ખારૂ પાણી.2.The ocean;sea:દરિયો; સમુદ્ર;સાગર.3.Tears so called from their saltness: આંસુ. *Leach* **b.**, brine which drops from granulated salt in drying: મીઠું સુકાતાં નીચે ટપકતું ખારૂ પાણી.*vt.*To steep in brine:ખારા પાણીમાં બોળવું. To mix salt with:મીઠું ચઢાવવું; as, *to* **b.***hay*:ઘાસ મીઠાવાળું કરવું.

**Brine-pan,**(બ્રાઇન્-પૅન્ )*n.*A pit of salt water where, by the action of the sun,salt is formed by crystallization: મીઠાનો અગર.

**Bring,** (બ્રિન્ગ્ ) *vt.* [ *imp.* & *pp.* **brought.**]To fetch:લાવવું;આણવું. 2.To procure in exchange;to sell for;to fetch: ઉપજવું;નું આવવું; as, *what does coal* **b.***per ton*?કોયલાનું દર ટને શું ઉપજે છે? 3.To induce;to lead;to guide;to prevail on:લલચાવવું;દોરવું;કબુલ કરાવવું;સમજાવવું;મન માનવું;-ની અસર ક૰-થવી;-થી મન થવું. 4.To convey; to move; to carry or conduct:લેઇ જવું;ખસેડવું;ચલાવવું. 5.To cause the accession of; to make to come;to produce;to draw to:મેળવવું;પ્રાપ્ત થવું;મળવું; આવવું; as, *nothing will* **b.***you more honor than justice*:ન્યાય કરતાં બીજા કશાથી તમને માન અકરામ મળવાનું નથી. *To* **b.***about*,to effect;to accomplish:સાધવું;પાર ઉતારવું;પ્રાપ્ત ક૰.*To* **b.***back*, to recall: યાદ લાવવું-કરવું. (b)to restore,as something borrowed from its owner:ઉછીનું લીધેલું પાછું આપવું-અવેજ વાળવો-શીડવું. (*c*)To recover from fainting or confusion:બેભાન અગર ગભરાટમાંથી પાછા ઠેકાણે આવવું.*To* **b.***before*, to exhibit;to show: બતાવવું; દર્શાવવું. (*b*)To take into the presence of: -ની રૂબરૂ-સમક્ષ ઉભું કરવું; પાસે લઈ જવું.*To* **b.***down*,to cause to come down:તોડી પાડવું;ઉતારી પાડવું.(*b*)To humble or abase: હલકું પાડી દેવું; માન ખંડન કરવું; ગર્વ ઉતારવો.*To* **b.** *down the house*,to cause tremendous applause:અતિશય વખાણ ઉત્પન્ન કરવાં;વાહ ! વાહ ! વાહ ! વાહ ! કહેવડાવવું;સિક્કો બનાવી દેવો.*To* **b.***forth*, to produce, as young or fruit: જન્મ આપવો;જણવું; (ફળ)લાગવું-આવવું.(*b*)To bring to light;to make manifest:પ્રકટ થવું;નિપજવું. *To* **b.** *forward*, to introduce; to produce to view:રજુ ક૰; આગળ આણવું-ધરવું;બતાવવું.(*b*)To hasten; to forward;to promote:વધારવું;આગળ ચલાવવું;(*c*)To propose;to adduce: આગળ આણવી;ધરવી;બતાવવી;રજુ કરવી;as,*to* **b.***forward arguments*: તકરારો રજુ કરવી. *To* **b.** *home*, to bring to one's house:ઘેર લઇ આવવું. (*b*) To prove conclusively: નિર્ણયીય રીતે-પકી રીતે સાબિત કરવું.(*c*)To cause to feel by personal experience: જાતી અનુભવ થાય એમ દેખાડવું.(*d*)(*naut.*)To lift to its place,as anchor: લાંગરને ઉચકીને તેની જગ્યાએ મુકવું.*To* **b.***in*(*a*) as a bill, in a deliberative assembly:કોઇ કાયદાનો ખરડો મંજુર કરાવવા લાવવો-રજુ કરવો-દાખલ ક૰. (*b*)to collect,as things dispersed:સંગ્રહ ક૰;વીણી એકઠી ક૰.(*c*) To import:પરદેશથી લાવવું.(*d*) To return or report to a court; to render:આપવું;રજુ કરવું.as,*to* **b.***in*,

a verdict or report:ફેંસલો આપવો-કોર્ટમાં રજુ કરવો.(e)To produce as, income:ઉપજ-નિપજ થવી.(f) To induce to join:શામેલ થવા લલચાવવું-આવે તેમ કરવું. *To* **b**.*off*,to bear or convey away;to procure to be acquitted;to cause to escape:લઇ જવું; છોડવવું; નસાડવું; મુક્ત ક૦.*To* **b**.*on*,(a)to cause to begin: શરૂ કરાવવું;પ્રારંભ કરાવવો;(b)to originate; or cause to exist: ઉત્પન્ન ક૦;પેદા થવું; આવવું; as, *to* **b**. *on a disease*: રોગ ઉત્પન્ન કરવો.*Avarice brings on anger*:લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે; લોભના પરિણામમાં ક્રોધ પ્રકટે છે.*To* **b**.*one on one's way*: to accompany, guide or attend one: કોઇને રસ્તો બતાવવો-ની સાથે રહેવું.*To* **b**.*out*,to expose;to detect:પકડવું;ખોળી કાઢવું; ખુલ્લું મુકવું.*To* **b**.*over*,(a)to bear across: આરપાર લેઇ જવું;પાર ઉતારવું;as, *to* **b**. *over* passengers in a boat: હોડીમાં બેસાડી ઉતારૂઓને પાર લેઈજવા. (b)to convert by persuasion or other means,to cause to change sides or an opinion:તરફ લેઇ લેવું; પક્ષમાં ખેંચી લેવું;ફેરવવું.*To* **b**.*round*, (a)to make well:સારૂં-સાજું કરવું; તબીયત ઠેકાણે લાવવી;as,the doctor *tried* his utmost *to* **b**. his patient *round*:પોતાના દર્દીને સાજા કરવા માટે દાકતરે પોતાથી બનતો પ્રયાસ કર્યો;(b)to concilliate: સલાહ-સંપ-મિત્રાચારી કરાવવી.*To* **b**.*to*,to bring back to consciousness or life: સાવચેત કરવું; હોશીઆરીમાં-ચેતનમાં લાવવું;as,*to* **b**.*to* a fainting person:મુર્છા પામેલા માણસને ચેતનમાં લાવવું.(b)To check the course of a ship by anchoring or counterbalancing the sails:લાંગર નાંખીને કે શઢને આડા ઉતારીને વહાણની ગતી અટકાવવી.(c)To appy a rope to the capstan:દોરડાંને વહાણની વચ્ચેના જાડા થાંભલાને બાંધવું-વિંટવું.*To* **b**.*to light*;to disclose; to reveal: ખુલ્લું-ઉઘાડું પાડવું.*To* **b**.*to* pass,to accomplish;to effect: સાધવું; પરિપૂર્ણ કરવું;કામ કાઢી લેવું.*To* **b**.*under*, to restrain;to subdue;તાબે-વશ ક૦; કબજામાં-હાથમાં રાખવું. *To* **b**.*up*, to nurse;to educate;to rear;to raise; to tame:પાલણપોષણ ક૦;ઉછેરવું; કેળવણી આપવી;શિખવવું;પલોટવું.(b)To cause to stop suddenly: એકાએક અટકાવી દેવું-પાડવું.(c)To stop suddenly;to come to a standstill:એકદમ અટકી પડવું;થંભી રહેવું.To bring up with round turn,to cause to stop abruptly:એકદમ ઓચિંતા થોભાવી દેવું.*To* **b**.*to bear upon*,to bring to act or influence: અસર થાય એમ ક૦;વાપરવું;ખરચવું.*To* **b**.*to book*, to call one to account:હિસાબ-જવાબ-ખુલાસો માગવો. *To* **b**. *to terms*, to make to agree: કબુલ કરાવવું.

**Brink**,(બ્રિન્ક્)*n*.The edge,margin or border of a steep place; the bank of a river;verge;border:કોર;ધાર;કિનારો;કાંઠો;as,*the* **b**.*of vice*: દુર્ગુણના કાંઠા ઉપર-ની તૈયારીમાં.

**Briny**, (બ્રાઇનિ) *a*. Pertaining to the brine or to the sea;partaking of the nature of brine;salt: મીઠાના પાણીનું;દરિયાનું;ખારૂં.

**Brisk**,(બ્રિસ્ક્)*a*. Full of liveliness & activity;agile:ચપળ;ચંચળ;ખુશમિજાજી. 2. Full of spirit or life; effervescing,as liquors:તેજ;જલદ; **B**.*fire*,one burning with a quick, free action:ઝપાટાથી સળગતો દેવતા. **B**. *fire of infantry*, a quick & rapid discharge of fire-arms:તોપ વિગેરેના તડાતડ-ઝપાટાના બહાર.*vt*. To make lively;to animate:ચપળ-ચંચળ ક૦-થવું;સ્ફુરતા આણવી.*To* **b**. *up*,to cause to take or take an erect or bold attitude:બહાદુર-હિમ્મતવાન-ઉદ્ધત વલણ લેવું-આપવું.

**Brisket**,(બ્રિસ્કેટ્)*n*. [Fr. *brischet*, the breast]. The breast of an animal:છાતી;ઉર;વક્ષ.

**Briskness**, ( બ્રિસ્ક્નેસ્ ) *n*. Liveliness; vigor in action;vivacity: ચાલાકી;ચપળતા;ખુશમિજાજ;આનંદવૃત્તિ;ઉલ્લાસવૃત્તિ;હુંશીઆરી.

**Bristle**,(બ્રિસલ્ ) *n*. [A. S. *byrst*, a brist.]A short,stiff, coarse hair, as on the back of swine: ડુકરના જેવાજાડા-ટુંકાવાળ. 2. (*Bot*.) A species of pubescence on plants in the form of a stiff,roundish hair: છોડ ઉપર એક જાતનાઉગતા સુંવાળા વાળ;રૂંવાટી.*vt*.To erect the bristles of: વાળ ઉભા-ટટ્ટાર ક૦. 2. To fix a bristle to:વાળ લગાડવા-ચોંટાડવા;as, *to* **b**.*a thread*:દોરે વાળ બાંધવો-લગાડવો. *vi*. To stand erect: ટટ્ટાર-સિધ્ધુ ઉભું રહેવું. 2. To present an appearance of bristles: વાળ જેવું શોભવું-દેખાવું;ઘણુંહોવું.*To* **b**. *up*,to show anger or defiance:ગુસ્સે થવું;વિરૂદ્ધ પડવું;ન ગણકારવું.

**British**,(બ્રિટિશ્ )*a*. Pertaining to great Britain or its inhabitants: ગ્રેટબ્રિટનનું-નારહેવાસીઓનું;અંગ્રેજી.

**Briton**, ( બ્રિટૉન્ ) *n*. A native of Great Britain: અંગ્રેજ.

**Brittle**, (બ્રિટલ્ )*a*. [A.S. *breotan*, to break.]Easily broken;fragile; not tough:બરડ;તકલદી;કાચલું;ભંગુર.

**Brittleness**,(બ્રિટલ્નેસ્ )*n*.Aptness to break;fragility:બરડ-તકલદીપણું.

**Broach**, ( બ્રોચ્ ) *vt*. [L. *brocea*, a point,pin.] A spit (*obs*.): લોઢાની સીક.2.An awl;a bodkin: આર;ટાંચણું;સોયો. 3. (*Mech*.) A tool of steel for smoothing or enlarging holes in metal: ધાતુમાં કાણાં મોટાં કરવાનું કે લીસાં કરવાનું પોલાદનું એક ઓજાર.4.A spire (*obs*.):શિખર;કળશ;કાંગરી.5.A clasp used to fasten a garment:પોસાક તંગ કરવાનો હુક. 6.A broad chisel for stonecutting:સલાટનું પહોળું ટાંકણું.7.A projection growing sharp on the head of a young stag:સાબરના બચ્ચાને માથે અણીવાળો બહાર પડતો ભાગ.8.A candle rod:મીણબતી.9.The pin in a lock which enters the barrel of the key: તાળાની અંદરનો મોગરો-ખીલી-જે કુંચીમાં પેસે છે તે. *vt*.To pierce as with a spit: શારવું;ઘોચવું;2.To tap;to pierce,as a cask, to draw the liquor;hence, to let out:મ્હો છોડવું; કાઢવું. 3. To open for the first time,as stores: પહેલવહેલું ખોલવું;ઉઘાડવું.4.To make public:to give out: પ્રકટ ક૦;બહાર પાડવું;શરૂકરાવવું;વાત છેડવી-કાઢવી. 5. To shape roughly as a block of stone by chiseling with a coarse tool: બુઠાં હથિઆર-ટાંકણાં વડે છોલીને ખડબચડા ડોલ-આકાર ઘડવા. 6. To enlarge or dress a hole by using a broach:હથિઆરથી કાણું મોટું અગર સુંવાળું કરવું.*To* **b**.*to*(*Naut*.),to incline suddenly to windward: પવનની દીશા તરફ એકાએક વળવું.

**Broad**,(બ્રૉડ્ )*a*.[A.S.*brad*.]Wide; extended from side to side: પહોળું;વિશાળ;વિસ્તીર્ણ;વિપુલ;ઓહોળું; મ્હોટું;પનાદાર.2.Extended in the sense of diffused;clear;full;open:

*Beauty without honesty is like wine in a casket of gold:*

ખુલ્લુ;ઉઘડેલું;અઢિત;વિસ્તૃત;as, **b.** & *open day*: ખુલ્લો દિવસ; **b.** *day-break*:પ્રભાત.3.(*Fig.*)Not limited or restrained:ભારે; બહુ; અમુલ્ય.as,*a* **b.***mixture of falsehood*: જુઠાણનું ભારે મિશ્રણ. 4. Hence, comprehensive;liberal;enlarged: બધાંને લાગુ પડે તેવું; ઘણી મતલબ અર્થવાળું;વ્યાપક;*a.* **b.** *scheme*: ઘણી મતલબ પારપડે એવી યોજના. *In a* **b.***statesmanlike and masterly* way: બહુજ કુશલતાથી. 5. Plain; evident: ખુલ્લી; સ્પષ્ટ;as, *a* **b.***hint*: ખુલ્લી-સમજાય એવી ઈશારત-ઇશારો. 6. Free; unrestrained; unconfined: નિરંકુશ;સ્વતંત્ર; છુટું. 7.(*Fine Arts.*)Characterized by breadth: પહોળાઈ હોય એવું.8.Gross; coarse; indelicate:અસભ્ય; તોછડી;અપ્રિય;as, *a* **b.***compliment*:વિનયહિન અભિવંદન; **b.***joke*: તોછડી-અસભ્ય મશ્કરી. Extensive; vast: બહોળું; વિસ્તિર્ણ; as, *the***b.***expanse of ocean*:સમુદ્રનો પહોળો પટ-વિશાળ ફેલાવો.*As* **b.** *as long*,having the length equal to the breadth, Hence the same one way as the other:બધી તરફથી એકનું એકજ;જેમનું તેમ એકજ. As, it is *as* **b.** *as long* whether they rise to others, or bring others down to them:તેઓ તેમની ઉપર ચડી જાય અગર તેઓને પોતાની હલકી સ્થિતિએ લાવે એ બધું એકનું એકજ છે.*n.*The broad part of any thing: કંઇપણ ચીજનો પહોળો ભાગ.2.The spread of a river into a sheet of water:નદીના પાણીનો ફેલાવો-ફુટો.3.A lathe tool for turning down the insides and bottoms of cylinders: નળીઓની અંદરની બાજુ અને તળીયાં ઉતારવાનું સંઘેડનું એક ઓજાર

**Broad-ax-e,**(બ્રોડ્-ઍક્સ્)*n.* A military weapon(*obs.*)ફરશી. 2. An axe with a broad edge for hewing timber:કુહાડો;કુહાડી.

**Broadcast,**(બ્રોડ્કૅસ્ટ્)*a.* Dispersed in all directions: બધી દિશાએ વેરાયલું-વિખરાયલું.2.Scattering in all directions (as, a method of sowing ): છુટાં છુટાં વેરીને (ખેડીને કે ચાસમાં નહિ નાંખીને)*adv.*So as to spread widely:બધે ફેલાઇ જાય તેમ.

**Broad-cloath,** (બ્રોડ્-ક્લૉથ્) *n.* A kind of broad woolen cloth:બનાત.

**Broaden,** (બ્રોડન્)*vi.* To become broader or wider: વધારે પહોળું થવું.*vt.*To make broader or more comprehensive: વધારે પહોળું અગર વિશેષ સ્પષ્ટ કરવું.

**Broad-gauge,**(બ્રોડ્-ગેજ્)*n.*A wider distance between the rails than the "standard" gauge of four feet eight inches and a half (*Railroad*):પહોળા પટની (સડક).

**Broad-sword,** (બ્રોડ્-સૉર્ડ્) *n.* A sword with a broad blade & a cutting edge;a claymore:પહોળા-પાનાની તરવાર.

**Brocade,**(બ્રોકેડ્)*n.* [Fr. *brocher*, to emboss.]Silk stuff wrought with variegated gold & silver threads & enriched with flowers or other ornamental work: કિનખાબ;કસબી-જરીયાનનું કપડું.

**Brocaded,**(બ્રોકેડેડ્)*a.* Woven or worked,as brocade,with gold & silver:કિનખાબનું; જરીનું; કસબી. 2. Dressed in brocade:કસબી પોશાક પેહેરેલું.

**Brochure,**(બ્રોશૂર્)*n.*[Fr.*brocher*, to stitch.]A pamphlet:ચોપાનિયું.

**Brocket,**(બ્રોકેટ્)*n.*A male red deer two years old: બે વર્ષનું લાલ હરણ.

**Brogue,**(બ્રોગ્)*n.* A stout coarse shoe:ગજબુત જોડા-પગરખું.2.A dialectic pronunciation:દેશ-ઉપભાષાનો ઉચ્ચાર;*espec.* Irish manner of pronouncing English: આયર્લેંડના લોકોની ઇંગ્રેજી ભાષાના ઉચ્ચાર કરવાની રીત.

**Broil,**(બ્રૉઈલ્)*n.*[Fr. *brouiller*, to disorder.]A tumult;contention; discord between individuals or in the state:કજીયો;ટંટો;અણબનાવ; કલહ.*vt.*To dress or cook by direct exposure to heat over coals, but more generally upon a gridiron over coals:શેકવું; ભુંજવું. 2. To expose to great(*direct*)heat: બહુજ તાપ આપવો-દેખાડવો. *vi.* To be subjected to the action of heat;to be uncomfortable with heat:તપવું;પરસેવો છુટવો;બફાઇ મરવું.

**Broiler,**(બ્રૉઇલર્)*n.* One who excites broils:કલહ-કજીયો કરનાર;ઝઘડાળી.2.Any utensil used in broiling;a gridiron:કંઇ શેકવાનું જાળીદં. 3. A chicken or other bird fit for broiling:શેકવા જેવું મરઘીનું બચ્ચું કે બીજું પક્ષી.

**Broiling,**(બ્રૉઇલિંગ્)*a.*Excessively hot:ઘણુંજ ગરમ;as,*the* **b.***sun*:ઘણોજ ગરમ સુરજ.

**Broken,**(બ્રોકન્)*p.a.* Divided into fragments:ભાગેલું; ફુટેલું; તુટેલું. 2. Made weak or infirm by age or disease:દુબળુ પડેલું;કમજોર થઈ ગયલું. 3.Subdued;humbled; contrite: વશ કરેલું;અતિદીન;નરમ પડી ગયલું.4. Disconnected; not continuous: જુદું પડી ગયલું;અખંડ નહીં તેવું;also, rough or uneven:ખડબચડું;ટેકાટેકરીઆવાળું;સપાટ નહિ એવું. 5.Fractured;disunited: છુટાઇ ગયલું;જુદું પડેલું.6. Subjugated;trained for use:પલોટેલો;ટેવેલો; કેળવેલો; as,*a* **b.** horse:પલોટેલો ઘોડો.7.Crushed and ruined by some thing destroying hope:નિરાશા-આશાભંગથી ઉદાસ થઇ ગયલું.8.Not adhered to;violated: નહિ પાળેલું;તોડેલું; as,*a* **b.***promise* or vow:તોડેલું વચન કે બાધા;not carried into effect,as a law:અમલમાં નહિ આવેલો.9.Ruined financially: બેસી ગયલું;પૈસા જતા રહ્યા હોય એવું;ભાગી પડેલું;as,*a* **b.***bank* or tradesman ભાગેલી પેઢી કે ભાગ્યો વેપારી.10.Imperfectly spoken,as by a foreigner:ભાગી તુટી(પરદેશી બોલે તેવી);as, **b.***English*:ભાગ્યું તુટયું ઇંગ્રેજી;imperfectly spoken on account of emotion:લાગણી-ઉદ્ગારને લીધે અપૂર્ણ રીતે બોલાયલું;ભાગ્યું તુટયું;તતપપ કરીને બોલેલું.**B.***ground*(*Mil.*),rough or uneven ground:ટેકાટેકરીઆવાળી જમીન,(*b*)Ground recently opened with a plow: તરતની ખેડેલી જમીન.**B.***line*,a straight line which joins a number of given points taken in some specified order: બિંદુઓ જોડીજોડીને કરેલી કકડાવાળી લીટી.**B.***meat*,fragments of meat or other food:માંસ કે બીજા ખોરાકના કકડા.**B.** *number*, a fraction: અપૂર્ણાંક. **B.** *weather*, unsettled weather:ઠેકાણા-ઢંગ વગરના વખતની હવા.

**Broken-hearted,**(બ્રોકન-હાર્ટેડ્)*a.* Having the spirits depressed with grief or despair: નિરાશ-દિલગીર થયેલું;શોકમાં ગરક થએલું.

**Broken-wind,**(બ્રોકન-વિન્ડ્)*n.* A disease of the organs of respiration in horses: ઘોડાનો દમનો-ફેફસાંનો રોગ;ભગનશ્વાસ.

**Broken-ness,**(બ્રૉકનેસ્ )*n.*Unevenness:તુટ;સરખુ નહિ તે;ચુરા.2. Contrition:શોક;દિલગીરી.

**Broker,**( બ્રૉકર્ )*n.*One who transacts business for another; an agent:દલાલ;આડતિયો;મારફતિયો.2. A dealer in notes,money, bills of exchange, &c.: નાણાં હુંડી પત્રી વિગેરેનું લેવડદેવડ કરનાર. 3.A dealer in secondhand goods: જુનો સરસામાનનો વેપારી.*Bill* **b**, *one who* buys and sells notes and bills of exchange: હુંડીઓનો દલાલ ; *exchange* **b**, one who buys & sells uncurrent money and deals in exchanges relating to money: નાણાંના અદલાબદલાનો વેપારી ; નહિ ચાલતા નાણાં વેચનાર અને લેનાર વેપારી.*Real estate* **b**, one who buys and sells, and negotiates loans, &c,upon mortgage: જમીન વેચાતી લેનાર તથા આપનાર; સાનમાં મિલકત લઇને ધીરધાર કરનાર. *Ship* **b**., one who acts as agent in buying and selling ships,procuring freight, &c., વહાણ વેચાવનાર કે વેચાતું અપાવનાર તેમજ તેમાં ભરવાનો માલ લાવી અપાવનાર દલાલ.

**Brokerag**(બ્રૉકરૅજ્ )*n.* The business of a broker: દલાલનો ધંધો;દલાલી;આડત;મારફત.2.Fee or commission charged by a broker: દલાલી;હકસાઈ;દસ્તુરી.

**Bromatology,**(બ્રૉમૅટૉલૉજિ)*n.*The science of aliments:ખોરાક વિદ્યા.

**Bronchial,**( બ્રૉન્ગિકઍલ્ ) *a.* [ Gr. *brong-chos*, the windpipe.] Belonging to the bronchi,and their ramifications in the lungs: કંઠમાંની નળીયોનું-સંબંધિ.

**Bronchitis,**(બ્રૉન્ગ્કાઇટિસ્ )*n.*Acute or chronic inflammation of the bronchial tubes or any part of them:કંઠની નળીયોનો સોજો.

**Bronze,**(બ્રૉન્ઝ્ )*n.* [ L. L.*brondezium*,bronze]. An alloy of copper,tin & zinc:તાંબુ, કલઇ, અને જસતની બનેલી મિશ્રધાતુ; કાંસુ. 2. A statue or other work of art cast in bronze:કાંસાની મૂર્તિ કે બીજી ચિત્ર. 3.A yellowish or reddish brown color:ભૂરો રંગ.4.Boldness;impudence;brass:ઉદ્ધતાઇ;તોછડાઇ;નિર્લજતા.*vt.*To give the appearance of bronze to, by coating or other means;to make brown: મિશ્ર ધાતુના જેવું ક૦; કાંસાના રંગનું-ભૂરૂ ક૦. 2. To make hard or unfeeling ; to brazen: કઠણ-વજ્ર સરખુ ક૦: as, *the lawyer who* **b**.s *his bossom instead of his forehead* : મગજને બદલે છાતી વજ્ર સરખી રાખનાર વકીલ.

**Brooch,**(બ્રૉચ્ )*n.*An ornament,in various forms,with a pin or loop for attaching into a garment: now worn at the breast by women;a breastpin;formerly worn by men on the hats: બોરિયાં પાછળનું ઘરેણું. 2. A painting all of one color:એકરંગનું ચિત્રકામ.

**Brood,**(બ્રૂડ્ )*vi.*[A. S.*brod.*]To sit over & cover eggs for warming & hatching the young,as a fowl or a hen : સેવવું ; -નું સેવન ક૦. 2. Hence,to sit quietly:શાન્ત-ચુપકીથી બેસવું.3.To have the mind dwell continuously on a subject; to think long and anxiously:અમુક બાબત મનમાં ઘોળાયાં ક૦-નો વિચાર આવ્યાં ક૦; વિષે ચિંતાતુર રહેવું; as, *to* **b**.*over misfortune*:આપત્તિનો વિચાર કર્યાં ક૦.*vt.* To sit over,cover & cherish:સેવવું;સાચવવું.as,*a hen* **b**.s *her chickens*:મરઘી બચ્ચાં સેવે છે;સાચવેછે.2.To cherish with care (*rare*): મનમાં રાખવું-રાખ્યાં ક૦. 3. To think anxiously upon:-નો વિચાર મનમાં આવ્યા કરવો-ઘોળ્યા કરવો. *n.*Offspring;progeny:સંતાન; છોકરાં;સંતતિ; ઓલાદ; પ્રજા. 2. That which is bred or produced;breed: ફાલ;નિપજ.3.A hatch;the young ones hatched at once:એકવેતરનાં-ફાલનાં બચ્ચાં.4.Any heterogeneous mixture among tin or copper ore:કલઇ-તાંબાની કાચી ધાતુમાં વિજાતીય ધાતુનું મિશ્રણ.To sit on **b**.,to ponder:વિચાર કરવો-ચલાવવો;તર્ક દોડાવવો.

**Brook,** ( બ્રુક્ ) *n.* [ A. S. *broc*, a rivulet].A small natural stream of water;a rivulet:વહેળીયું;ઝરો;નાળુ.

**Brook,**(બ્રુક્ )*vt.* [A. S. *brucan*, to use].To bear;to endure:ખમવું;સહેવું;સાંખવું;સહન ક૦.

**Broom,**(બ્રૂમ્ ) *n.* [A.S. *brom.*]. A plant having twigs suitable for making brooms to sweep with when bound together: જે ઝાડની ડાળીઓની સાવરણી બને છે તે ઝાડ.2. A brush with a handle for sweeping floors:સાવરણી; બુહારી;ઝાડુ.

**Broom-stick,** ( બ્રૂમ્સ્ટિક્ ) *n.* The handle of a broom:સાવરણી-ઝાડુનો હાથો-દાંડો.

**Broth,**(બ્રૉથ્ ) *n.*[A.S.*breovan*, to brew.]Liquid in which flesh or anything is boiled & macerated:માંસની કઢી;સેરવો.*Many cooks spoil the* **b**.:સાત સુયાણીએ વેતર વંઠે.

**Brothel,**(બ્રૉથેલ્ )*n.*[A.S. *breothel*, a wretch].A house of lewdness; a bawdy-house:વેશ્યા-કસબણ-રાંડનું ઘર;ખાંજરૂ;વેશ્યાલય.

**Brother,**(બ્રધર્ )*n.*; *pl.* **brothers**, or **brethren**(in solemn style). [L. *frater*, a brother]. A male born of the same parent with another:ભાઇ;બંધવ;ભ્રાત;સહોદર. 2. One related to another by some common tie or interest;an associate:બંધુ;મિત્ર;સોબતી;સહકારી.3.One that resembles another in manners or traits of character:ભાઇ; *One who is slothful in his work is* **b**.*to him that is a great waster*:પોતાના કામમાં જે આળસુ છે તે ઉડાઉનો ભાઇછે.*vt.*To make a brother of; to call or treat as a brother: ભાઈ ક૦;ભાઇ-બંધુ સમાન ગણવું.

**Brother-hood,**( બ્રધર્-હુડ્ ) *n.* The state of being a brother:ભ્રાતૃત્વ; ભાઇબંધી;ભ્રાતૃભાવ. 2. An association for any purpose,as a society of monks;fraternity:મંડળી;પંક્તિ; સમાજ;સંસર્ગ; બંધુતા; અખાડો. 3. A class of individuals of the same kind, profession or occupation: એકજાતના-ધંધાના માણસ;જોડેબેસનાર.

**Brother-in-law,** (બ્રધર્-ઇન્-લૉ )*n.* The elder brother of a husband: જેઠ.His younger brother: દિયેર. Wife's brother:સાળો. A sister's husband:બનેવી.

**Brotherly,**(બ્રધર્લિ) *a.* Pertaining to brothers;such as is natural for brothers;kind;affectionate: ભાઇનું;બંધુયોગ્ય;ભાઇના જેવું;માયાળુ; સ્નેહશીલ;મમતાળું.

**Brougham,**(બ્રૂઅૅમ્-બ્રૂમ્)*n.*A two or four-wheeled single or double carriage for general use:બે કે ચાર પૈડાંની ઘોડાગાડી;બ્રૂમ.

**Brow,**(બ્રાઉ)*n.*[A.S.*bru*,eyebrow.] The prominent ridge over the eye with hairs on it:ભમ્મર;ભ્રૂકુટી;

Better to-day than to-morrow.

ભવું. 2.The forehead: કપાળ લલાટ; ભાલ. 3. The general air of the countenance:મ્હોંના મ્હેરાનો સામાન્ય દેખાવ; મુખમુદ્રા.4.The edge of a steep place,as the brink of a river or precipice:કોર;ધાર;કાંઠો;as, *the* **b.** *of a hill*: ડુંગરાની કોર. 5. The hair that covers the brow: ભવાં ઉપરનાં વાળ.*To knit the* **b.**s, to frown;to scowl: આંખો કાઢવી; ભવાં ચઢાવવાં;ગુસ્સે થવું.*vt.*To bound; to limit:સીમા-હદ બાંધવી.

**Brow-beat,**(બ્રાઉ-બીટ્) *vt.* (*imp.* **brow-beat**;*pp.***browbeaten.**) To depress with haughty looks or arrogant speech:દબડાવવું;સપડાવવું;ડોળા કાઢી બોલવું;as,*to* **b.***witness*:સાક્ષીઓને દબડાવવા.

**Browbound,**(બ્રાઉ-બાઉન્ડ)*a.*Crowned:મુગટ પહેરેલું.

**Browless,** (બ્રાઉલેસ્ ) *a.* Without shame:બેશરમું;નિર્લજ;નફટ.

**Brown,** (બ્રાઉન) *a.* [A. S. *brun.*] Dusky:શામળું;ભુરૂં; બદામી. *vt.* To make brown or dusky: ભુરૂં-તપખિરિયા કo;ભુરો રંગ લગાડવો.2. To make brown by scorching slightly:જરા શેકી-દઝાડીને લાલ કરવું;as, *to* **b.***flour*:લોટને શેકીને લાલ કરવો.*n.*A tawny,dusky hue: બદામી-કપીલો-તપખીરીઓ રંગ.[brown:ભુરાશ પડતું.

**Brownish,**(બ્રાઉનિશ્)*a.*Some what

**Brown-study,** (બ્રાઉન્-સ્ટડિ) *n.* A state of mental abstraction or serious reverie:સમાધિ;નિરર્થકધ્યાન.

**Browse,**(બ્રાઉઝ્ )*vt.*To eat or nibble off,as the ends of branches, of trees, shrubs, &c., by cattle: પાંદડાં-કુંપળો-કુમળો ભાગ ખાઇ જવો. *vi.*To feed on the tender branches,or shoots of shrubs or trees, as sheep,goats, &c.:કુમળાં પાંદડાં-કુંપળો ચરવી-ખાવી.*n.*[Fr.*brout.*]The tender twigs of trees or shrubs fit for cattle's or other animal's food:જાનવરોને ચરવા જેવી ઝાડ કે છોડની કુમળી ડાળી-પાંખડાં.

**Browser,**(બ્રાઉઝર્ ) *n.* An animal that browses:ચરનારૂં પશુ;ખાનારપ્રાણી.

**Bruin,**(બ્રુઇન્ )*n.*A bear:રીંછ.

**Bruise,**(બ્રુઝ્ )*vt.*[A.S. *brysan*, to bruise.] To injure or crush, as by collision of,or against, a solid body:કચરવું;ખાંડવું; છુંદવું; વાટવું; -નો ભુકો કo;સોળ-ચામઠું ઉઠાડવું. 2. To break,as in a mortar:ખાયણીમાં છુંદવું-ખાંડવું.*vi.* To fight with the fists;to box:મુક્કા મુક્કી કo; ઠોંસાઠોંસી કo.*n.* An injury to the flesh of animals or to plants with a blunt instrument;a contusion: સોળ;ચામઠું;ચાઠું;ઢીમચું;ચાંદું;ઉઝરડો; as,*a* **b.***on the head*:માથાનું ઢીમચું.

**Bruit,** ( બ્રૂટ્ ) *n.* [ *Fr. bruire,* to roar.]Report; rumor: વાયકા; ગપ; અફવા;ઉડતી ખબર.*vt.*To Report;to noise abroad: ગપ ચલાવવી; અફવા ઉડાડવી;પ્રસિદ્ધ કo;વાયકા ચલાવવી.

**Brumal,**(બ્રુમલ્ )*a.* [L. *brumalic* winter.]Belonging to the winter:શિયાળુ;શિયાળાનું-સંબંધિ.

**Brume,**(બ્રુમ )*n.*Mist;fog:ધુમસ.

**Brunette,**(બ્રુનેટ્ )*n.*[Fr. *brunette,* brownish. ] A woman with a brown or dark complexion:શ્યામ-ઘઉંવરણી સ્ત્રી;કળુટા રંગની સ્ત્રી.

**Brunt,**(બ્રન્ટ્ )*n.*[A.S. *berman,* to burn.] The utmost violence of an onset ; the strength of any contention:ઝપાટો;જોર;જોસ;ભાર.as, **b.***of a cattle*:પ્રહાર; આઘાત. 2. A shock;a collision:ધક્કો;આંચકો.

**Brush,** (બ્રશ્ ) *n.* An instrument composed of bristles or other like materials used for clearing a thing of dust or laying on colors:કુચડો-ડી;બ્રશ;કલમ;પિંછી.2.Branches of trees lopped off;brushwood: ઝાડવાં; કાપેલી ડાળીયો. 3. A thicket of shrubs:ખાંટવાં;ઝુંગાં. 4. A skirmish;a slight encounter: ન્હાની લડાઈ;ઝપાઝપી. As, *to have a* **b.** *with an enemy*: દુશ્મન સાથે ઝપાઝપી કરવી.5.The brushy tail of a fox:શિયાળ-કોલાની ગુચ્છાદાર પુંછડી.6.The act of brushing : સાફ કરવું-ખંખેરવું તે;as,*give your coat a* **b.**:તમારા ડગલાને બ્રશ મારો-ની ધુળ ખંખેરો;(*a*)a rubbing with a quick motion:ઝડપથી ચાલવાથી ઘસાવું-ઘસારો પડવો તે;(*b*)a light touch:જરા લાગી જવું તે;as,*we got a* **b.** *from the wheel as it passed*: પૈડું ચાલતાં અમારા હાથને જરા લાગી ગયું.7. A short trial of speed:ઝડપની સરત;અલ્પમાયશ.8.A tuft of hair on the mandibles:જડબાં ઉપરનું વાળનું ઝુમખું-ઝુમખું. *Electrical* **b.**, brush-like appearance of luminous rays diverging from a electrified body: વિદ્યુત્મય પદાર્થમાંથી નીકળતાં પ્રકાશમય કિરણ. *vt.* To rub, clear, paint,&c.,with a brush:કુચડાથી સાફ કo-રંગ દેવો.2.To touch in passing:અડકવું;ઘસાઇને જવું. 3. To remove or gather by brushing:વીંઝીને-ઉડાડીને દૂર કo કે એકઠું કo. *To* **b.***aside*,to remove from one's way,as with a brush:વચમાંથી ખસેડવું.*To* **b.***away,* to remove, as with a brushing motion: ઘસડીને ખસેડી લેવું. *To* **b.***up,* to paint, or make clean with a brush;to improve;to renew:બ્રશ દેવો; સાફ કo; માંજવું;તાજુ કo; હાથ મારવો. *vi.* To move nimbly in haste : ચપચપ ચાલ્યા જવું.

**Brushing,**(બ્રશિંગ્ )*a.*Brisk: ઝડપવાળી;ચંચળ;as, *a* **b.** *gallop*:ઘોડાનું ઝડપથી છલંગો મારી દોડયા જવું તે.

**Brushwood,**(બ્રશ્-ઉડ્ ) *n.* A thicket or coppice of small trees or shrubs: ઝાડી;ઝાડવાં. 2. Small branches of trees cut off:કાપેલી -મોરલી ઝાડની ડાળીયો;કલ્લા.

**Brushy,** (બ્રશિ) *a.* Resembling a brush;rough;shaggy:બ્રશ જેવું;ખરબચડું;ગુચ્છાદાર.

**Brusque,**(બ્રુસ્ક્ )*a.*Rude;blunt or rough in manners: જંગલી; અસભ્ય;તોછડું;ઉતાવળુ.

**Brustle,**(બ્રસલ્ )*n.*[A.S.*brastlian,* to burst.]To crackle; to rustle, as a silk garment:કડકડવું;શોર કo.

**Brutal,**(બ્રૂટલ્ )*a.*[See **brute**.]Pertaining to a brute:પશુનું-સંબંધિ;as, **b.***nature*:પશુવૃત્તિ;**b.***force*:અંગબળ-જોર.2.Like a brute;savage;cruel: પશુના જેવું;જંગલી;નિર્દય;ઘાતકી;નિષ્ઠુર.

**Brutality,**(બ્રૂટેલિટિ) *n.* Quality of being brutal;inhumanity;savageness:પશુપણું; નિર્દયતા; ક્રૂરતા; 2. An inhuman act:નિર્દય કૃત્ય.

**Brutalize,**(બ્રૂટલાઇઝ્ )*vt.*To make brutal,beastly or inhuman: જંગલી-નિર્દયકo.*vt.*To become brutal or inhuman:ઘાતકી-ક્રૂર થવું.(*rare*).

**Brute,**( બ્રૂટ્ ) *a.* [ L. *brutus,* stupid.]Senseless; unconscious:જડ; અચેતન;as, **b.** *earth:* જડ પૃથ્વિ. 2. Not possessing reason;irrational;અજ્ઞાન; ઢોરસરખું; જ્ઞાનવિનાનું. 3. Unintelligent;animal: જડબુદ્ધિ; જનાવર જેવું. 4. Characteristic of bestial: પશુ-જનાવર સરખું;જાનવરી;

as, **b.** *violence:* પશુસમાન બળ.5. Rough; uncivilized; insensible: અસભ્ય;જંગલી;મૂર્ખ; as, **b.** *philosopher:* મૂર્ખ-અસભ્ય ફિલસુફ. *n.* A beast:હેવાન;પશુ;જનાવર.2.A brutal person; a savage in heart or manners; an unfeeling man:પશુજેવું-ઘાતકી અસભ્ય માણસ: દુરાચારી;કર્મચંડાળ;દૈત્ય;ખવીસ.

**Brutify,**(બ્રૂટિફાઇ) *vt.* To make a person a brute;to make stupid: પશુ સમ ક૦;મૂર્ખ-જંગલી બનાવવું.

**Brutish,**(બ્રૂટિશ્)*a.*Savage; cruel; unfeeling; ignorant;insensible; stupid;bestial:પશુનું-ના સમાન;જડ; મૂર્ખ;અજ્ઞાન;ક્રૂર;ઘાતકી;અસભ્ય.

**Brutism,**(બ્રૂટિઝમ્)*n.* The nature or actions of a brute; extreme stupidity:પશુપણું;ક્રૂરતા;નિર્દયતા;અજ્ઞાનતા;મૂર્ખતા;જડતા;હેવાનિયત.

**Bubble,**(બબ્બલ્)*n.*A thin film of liquid inflated with air:પરપોટો. 2.Anything that wants solidity;a vain project; a false show; a cheat; a delusive scheme: અસાર-સ્વપ્નવત્ વસ્તુ;વંચક; માયા;જાળ; છળ પ્રપંચ;છળયુક્ત યોજના-વેપાર;as, *South Sea* **b.**: "દક્ષિણ સમુદ્રવાળી કંપની" નો પ્રપંચી વેપાર-છળપ્રપંચ. 3.A small quantity of gas within a liquid body:પ્રવાહિ વસ્તુમાં રહેતી થોડી હવા.4. A globule of air in a transparent solid:પારદર્શક નક્કર પદાર્થમાંનું હવાનું કુંડાળું.5.A small, hollow floating globe,formerly used for testing the strength of spirits : દારૂનો કસ કાઢી જોવામાં વપરાતો એક જાતનો પોલો તરતો ગોળો.*vi.*To rise in bubbles:પરપોટા થવા.2.To run with a gurgling noise: ખળખળ વહેવું; as, a **b.***ing stream:* ખળખળ વહેતું વહેળીયું.3.To sing with a warbling sound: ગળગળ કરીને ગાવું. *vt.* To cheat;to impose on: ઠગવું; છેતરવું; થાપ દેવી-મારવી.

**Bubbler,** (બબ્બ્લર્) *n.*One who cheats: ઠગારો;ઠગ;ધૂતારો.2. A fish found in the waters of the Ohio: ઓહિઓ નદીમાં થતું માછલું.

**Bubby,** ( બબ્બિ ) *n.* A woman's breasts:સ્તન;થાન. 2.(Corruption of broather)Brother;-a word applied to small boys: ભાઇ; બાપુ; ગીગો.

**Bubo,**(બ્યૂબો)*n (pl.***buboes.**)(L.Lat) the groin. ( *Med.* ) An inflammation in the groin:બદ.

**Buccal,** (બક્કલ્)*a.* [L. *bucca,* the cheek](*Anat*).Pertaining to the cheek:ગાલનું.

**Buccaneer-nier,**(બકનીર્)*n.*[Fr. *boncaner,* to smoke meat ] A robber upon the sea: a pirate: વહાણનો લુટારો;ચાંચિયો.*vt.* To act the part of a pirate:ચાંચિયાનો ધંધો ક૦.

**Buck,**(બક્)*n.*[A. S. *bucca* A he-goat.] The male of the fallow deer: કાળિયાર; હરણ;-of the goat: -બકરો;બોકડો;-of the sheep: મેંઢો; ઘેટો;-of the rabbit & hare:સસલો. 2.A gay,dashing young fellow; a fop;a dandy:ફક્કડ;ફાંકડો;છેલપુરૂષ; લાલ.*vi.*To copulate as bucks and does:મૃગમૃગલીની પેઠે સંભોગ ક૦.To spring with quick plunging leaps: છલંગ મારી મારીને કુદવું-ઝાડ થવું-તોફાન કરવું.-said of a horse or mule:

**Buck,**(બક્)*n.*[Fr.*buie,* lye]. Lye in which cloth is soaked in the operation of bleaching:કપડું નિખારવાનો ખાર;ખારનું પાણી.2.A wash of clothes:ખેપ;નિખારેલાં કપડાં.*vt.* To soak in lye:ખારમાં નિખારવાં-બોળવાં.2.To break up or pulverize:(કાચીધાતુનો) ભાંગીભૂકો ક૦. 3. To wash clothes by heating them on stones:પથરા ઉપર ધુબાંથી ટીપીને કપડાં ધોવાં.*n.*A frame on which firewood is sawed;a sawhorse:લાકડું વહેરવામાં વપરાતી ઘોડી.**B.***saw,*a saw set in a frame and used on a sawhorse:ઘોડી ઉપર મુકીને લાકડું વહેરવાની ચોકઠામાં જડેલી મોટી કરવતી.

**Bucket,**(બકેટ્)*n.* [A. S. *buc,* pitcher].A vessel for drawing up water from a well or carrying water or other liquids:કોસ;બોખ;ડોલ;ડોલચી;દોણી;ચંબુ.2.The float of a paddle-wheel: પંખાદાર ચક્રનું પાણીમાં તરતું.*Fire* **b.**,a bucket for carrying water to extinguish fire: આગ બુજવવા પાણી લેઇ જવાનું પીપ-બોખ. *To kick the* **b.**, to die:મરી જવું.

**Bucketful,**(બકેટ્ફુલ્)*n.*The quantity held by a bucket:કોસ-ડોલપુર-ભર.

**Buckish,**(બકિશ્)*a.* Pertaining to a gay young fellow;foppish: નખરાંબાજ;ઇશ્કી;ફાંકડું;છેલછબીલું.

**Buckle,**(બક્લ્)*n.*[L.*buccula,*a little cheek or mouth.]An instrument,usually of metal used for fastening things together, as parts of dress or harness:આંકડો-ડી;ગંડક.2.A curl,as of hair:(વાળનો)ગુચ્છો.3.A contorted expression,as of a face:(મોંનો)મરડાટ.4. A distortion,or bulge in a saw blade: કરવતીના પાનામાં પડેલો ગોબો-ખાડો. *vt.* To fasten with a buckle:આંકડી ભેરવવી.2.To prepare for action;to set stoutly at work: તૈયારી ક૦;સજ થવું;કમ્મર કસવી.3.To join in marriage:લગ્નમાં મળવું;હસ્તમેળાપ કરવો.4.To bend;to cause to become distorted:વાળવું: મરડી નાંખવું,*vi.* To bend;to bow: વળવું; નરમ થવું;as, *melted* & **b.***d with the heat of the fire:*અગ્નિના તાપથી ઓગળીને વળેલું.2.To enter upon some labour or contest;to struggle:હોંસથી મંડવું-કામે લાગવું; તકરારલડાઇમાં ઉતરવું.3. To bend out of a vertical plane:વાંક ખાઇજવી; નમીજવી;as,a wall *buckles:*ભીંત વાંક ખાઇ જાયછે.*To* **b.***to,*to apply with zeal:હોંશથી-ખંતથી મંડવું.

**Buckler,** (બક્લર્) *n.* A kind of shield:એક જાતની ઢાલ.

**Bucolic,**(બ્યુકોલિક્)*a.*[L.*bucolicus,* pastoral].Pastoral;rustic:ગામડાનું;ગામડીઉં.

**Bud,**(બડ્)*n.*An undeveloped branch or flower:અંકુર;ફણગો; કળી. *vi.* To put forth buds: અંકુર-ફણગો-પીલો ફુટવો;કળી બેસવી-આવવી.2. To begin to grow,as a horn:ફુટવું;વધવું.3. To be in bloom or growing like a young plant:ખીલવું;જોબનમાં આવવું;as,*young* **b.** *ing virgins:* ખીલતી યુવાન કુમારીકાઓ. *vt.*To inoculate,as a plant:(ઝાડને)કલમ ક૦-સંધાડવી.

**Budge,**(બજ્)*vt.*[Fr.*bouger,*to stir] To move off;to stir;to wag:ખસવું;ચાલવું;હાલવું.

**Budgerow,** (બજેરો) *n.* A large Bengal pleasure-boat: એકજાતની બંગાળી હોડી નૌકા-સહેલ કરવાનું વહાણ.

**Budget,**(બજેટ્) *n.* [Fr. *bougette,* bag. ]A bag with its contents;

Bend the twig, bend the tree:

hence a store: ભરેલો થેલો; સંચય; સંગ્રહ;as,*a* **b**.*of inventions*:શોધ-સંગ્રહ. 2. An annual financial statement made by the British Chancellor of the exchequer; generally comprehending a view of the finances of the country with the proposed plan of taxation for the ensuing year: બ્રિટિશ રાજ્યની ઉપજ-ખરચના અટસટાનું સરવાળું. *To open the* **b**., to lay before the legislative body the financial estimates & plans of the executive government: ધારા ઘડનાર સભાને આવક ખરચના અટસટાનો હિસાબ રજુ કo-આંકડો જણાવવો.

**Buff,**(બફ્ )*n*.[Fr.*buffle*,a buffalo.] A sort of dressed leather prepared from the skin of the buffalo & other animals:ભેંસ વિગેરેનું સાફ કરેલું ચામડું.2.A military coat made of buff skin:ચામડાનો લશ્કરી ડગલો.3. A color between light pink & light yellow:આછો રાતો પીળો રંગ.4.(*Mech.*)A wheel covered with buff-skin used in polishing cutlery &c.: (લોઢાનાં ઓજારવિં૦)સાફ કરવાનું એક ચામડે મઢેલું પૈડું.5.A buffet;a blow:ડૂંસો; મુક્કી.6.The bare skin:એકલી ચામડી. *a*.1.Of the colour of buff leather: આછા રંગનું.2. Firm; sturdy: દૃઢ; સ્થિર;ધીંગું;as,*he stood* **b**. *against many a bitter kick & cuff*:પાટુ અને મુષ્ટિ પ્રહાર ખમીને દૃઢ ઉભો રહ્યો.

**Buffalo,** (બફ્ફલો) *n*. (*pl*. **buffaloes**.)[L. *bos, bovis*, an ox.] A species of the genus Bos:પાડો. *Female* **b**.:ભેંસ;ડોબું.

**Buffer,**(બફર્ )*n*. A cushion with strong springs to deaden the concussion between a moving body&one on which it strikes, as at the ends of a railway carriage:રેલ ગાડીને દરેક ખુણે બીજી ગાડીનો ધક્કો છરવવા રાખેલા ઢેકા; ડફ્ફ્રા. 2.A good-humored,slow-witted fellow:-usually an elderly man: આનંદી-ગમતી લહેરી ડોસો. 3. One who polishes with a buff:પૈડાંથી લોઢાનાં ઓજાર સાફ કરનાર. 4. A wheel for buffing:ઓજારસાફ કરવાનું ચક્કર-પૈડું.5.A foolsh fellow, (in extreme familiarity): મૂર્ખો; ગાંડો.

**Buffet,**(બફ્ફેટ્ )*n*.[Fr.*buffe*,blow.] A blow with the hand;a cuff:મુક્કો;ડૂંસો;ધોલ.2. A violent force or resistance,as of winds&waves:ઝપાટો;ધક્કો;જોર.3.A small stool: નાનું સ્ટુલ. *vt*. To box;to cuff; to slap: મુક્કી-ડૂંસો-ધોલ મારવી. 2.To contend against: સામું થવું;બાઝવું; as,*to* **b**.*the billows*:દરિયાનાં મોજાં સામે પડવું-પાર ઉતરવું. *vi*.To make one's way by buffeting:સામે થઇ પોતાનો રસ્તો કo.2.To play at boxing;to strike;to contend: ધક્કાધક્કી-મારામારીકરવું;બાઝંબાઝા-ઝપાઝપી કરવી.

**Buffle,** ( બફલ્ ) *vi*. To puzzle; to be at a loss(*obs.*): ગભરાવું; ગુંચાવું; સુઝ-ગમ ન પડવી;અમુઝાવું.

**Buffoon,**(બફૂન્)*n*.[Fr.*bouffer*,to puff out.]A man who makes a practice of amusing others with low tricks;a clown;a mimic:વિદૂષક;મશ્કરો;રંગલો; ભાંડ; જુઠણું;લૈઓ; વૈહાસિક.*vt*.To make ridiculous: આણગમું-તિરસ્કાર પાત્ર કo.*a*. Like a buffoon:વિદૂષક જેવું.

**Buffoonery,** (બફૂનરિ) *n*. Low jests;ridiculous pranks: નીચ મશ્કરી;હસવા લાયક ચાળા;વિદુષકનું કામ; પરિહાસ;હાસ્ય;ઠઠ્ઠામશ્કરી.

**Bug,**(બગ્ )*n*. An insect having a sucking mouth:માંકણ-ડ.

**Bugbear,**(બગબેર્ ) *n*. Something frightful as a specter;anything causing needless fear:હાઉ;બ્હાઉ; ઘાઘર.*a*.Causing needless fright: ખાલી બ્હીવડાવતું-ભય આપતું; as, **b**. *thoughts*:ઠાલી ભય ઉત્પન્ન કરતા વિચાર.*vt*.To alarm with idle phantoms:ખાલી ભ્રમણાથી બીવડાવવું.

**Buggy,**(બગિ)*a*. Abounding with bugs: માંકણથી ભરેલું. *n*. A light one-horse chaise:બગી;ઘોડાગાડી.

**Bugle,**(બ્યુગલ્ )*n*.A musical wind instrument used in hunting or for military music:રણશીંગુ;તુરાઇ; શિકારી-લશ્કરી વાજું.2. A buffalo: ભેંસ;પાડો.A sort of wild ox: એક જાતનો જંગલી બળદ. *a*. Jet-black: કાળું સાહી જેવું.

**Build,** (બિલ્ડ્ ) *vt*. ( *imp*. & *pp*. **built**.)[A.S.*byldan*, to build.] To fabricate;to construct:બાંધવું; બનાવવું;તૈયાર કo;ચણવું.2.To form, establish or produce by using appropriate means:બાંધવું;મેળવવું; રાખવું;as,*to* **b**.*a reputation*: આબાદી મેળવવી. *Who* **b**.*s his hopes on air*:જે મિથ્યા આશાઓ રાખે છે. 3. To increase& strengthen;to settle & preserve:વધારવું;મક્કમ-મજબુત કo; સુધારવું; as,*to* **b**.*up one's constitution*:શરીરનો બાંધો મજબુત કo.*To* **b**.*castles in the air*:શેખચલ્લીના-હવાઈ વિચાર કo.મોતીએ ચોક પૂરવા. *vi*. To practise the business of building:બાંધવાનું-ચણવાનું કામ-નો ધંધો કo.2.To construct, rest,or depend,as on a foundation:ઉપર આધાર રાખવો;મત બાંધવો; as,*to* **b**.*on the opinion of others*: બીજાના અભિપ્રાય ઉપર આધાર રાખવો. *n*. Form of construction; general figure;built:બાંધો; બાંધણી;બનાવટ;ઘાટ;ઢબ;રચના.

**Builder,**(બિલ્ડર્ )*n*.One who builds :બાંધનાર:કડીઓ;ગજ્જર;શિલ્પિ;મિસ્ત્રિ.

**Building,**(બિલ્ડિંગ્ )*n*.The act of constructing or establishing: બાંધવાનું કામ;વિધાન.2. The art of constructing edifices: બાંધ કામ. 3.A thing built as a house,&c.: ઇમારત;ઘર;હવેલી;મકાન;ભુવન.

**Bulb,** (બલ્બ્ ) *n*. [L. *bulbus*.] A spheroidal body growing from a plant below the ground: કંદ; કાંદો;ડીંડુ;ડીંડવું.2.(*Anat.*)A name given to certain parts resembling in shape certain bulbous roots: કાંદાના આકારના શરીરના અવયવ;as,*the* **b**.*of the aorta*: ધોરી નસનો કંદ.**B**.*of a tooth*,the nervous papilla contained in the cavity of the tooth:અવાળુ.**B**. *of the eye*:eye-ball:આંખનો ડોળો. **B**. *or root of a hair*,the part whence the hair originates: વાળ ઉગવાનું મૂળસ્થાન.3.A protuberance or expansion of any form on a stem,as,*the* **b**.*of a thermometer*: શીતોષ્ણમાપક યંત્રનો કંદ;ઉપસેલો ભાગ.*vi*.To swell:ઉપસવું;ઉપસી આવવું.

**Bulbous,** (બલ્બસ્ ) *a*. Having a bulb;bulb-like in shape:કંદવાળુ-માંથી ઉગેલું;કંદના આકારનું;કંદમય.

**Bulbul,**(બુલ્બુલ્ ) *n*. The Persian nightingale:બુલબુલ પક્ષી.

**Bulge,**(બલ્જ્ )*n*.[A. S. *belgan*, to swell.] (See **bilge.**) The protuberant part of a cask: પીપનો

બહાર નીકળી આવતો ભાગ-ટેકો.2.A bending outward: ધસી-નમી આવવું તે.*vi.*To swell or jut out: ધસી-નમી આવવું; as, *the wall* **b**.s: ભીંત ધસી આવી છે.2.To bilge,as a ship;to founder:ગાબડું પડવું;ડૂબીજવું.

**Bulimy,**(બુલિમિ)*n.*[Gr.*bous*,ox,& *limos*, hunger.] A disease in which the patient has a perpetual appetite for food bulimia:જેમાં ઘણી ભુખ ઉપડે છે એવો એક જાતનો રોગ;ભસ્મરોગ.2. Voracious appetite:અત્યંત ભુખ-ક્ષુધા.

**Bulk,** (બલ્ક્) *n.* Dimensions;size; mass:કદ;પ્રમાણ.2.The gross; the majority;the principal portion: પ્રધાન-અધિક-મુખ્ય ભાગ;as,*the* **b**.*of a debt*:દેવાનો ઘણો ભાગ.3.(*Naut.*) The whole cargo of a ship when stowed:વહાણમાં ભરેલો માલ. 4. A projecting part of a shop or building;a stall:ઘર કે દુકાનનો આગળ પડતો ભાગ.5.The body(*obs.*): શરીર; દેહ; as, *my liver leaped within my* **b**.:મારા શરીરમાં મારૂ કાળજુ ઉછળ્યું.*In* **b**.,in a mass or solid state:આખું; અણીશુદ્ધ. *Sale by* **b**.,sale of goods as they are: ઉદ્દડ-ઉચ્ચક-સામટુ વેચાણ.*To break* **b**.,to begin to unload:માલ ઉતારવા માંડવો.*vi.*To appear to be;to swell:દેખાવું;નજરે આવવું;ઉપસવું.

**Bulk-head,**(બલ્ક્-હેડ્)*n.* A partition in a ship to form separate apartments:વહાણમાંનો પડદો-આંતરો. 2. A structure of wood or stone,to resist the pressure of earth or water:પાણી કે માટીને ધસી આવતાં અટકાવવાને કરેલું લાકડાં કે પથ્થરનું બાંધકામ.

**Bulky,**(બલ્કિ)*a.* Of great dimensions or size;large.મોટું;ભારે;સ્થૂલ; કદાવર;જંગી;માતબર;મસ્ત.

**Bull,**(બુલ્)*n.*[A. S. *bellan*,to bellow. ] (*Zool.*) The male of any bovine quadruped:આખલો;ગોધો; સાંઢ.2.(*Astron.*) *Taurus*,one of the twelve signs of the zodiac: વૃષભ(રાશિ.) 3. One who,or that which,resembles a bull in character or action: સાંઢીઆ જેવું ;સાંઢ; આખલો.4.(*Stock exch.*)One who operates in expectation of a rise in the price of stocks: તાલ કરીને શેરસટ્ટાના ભાવ ચઢાવનાર. *John* **B**., a humorous name for the English:અંગ્રેજોનું મશ્કરીમાં પાડેલું નામ.*To take the* **b**.,by the horns, to grapple with a difficulty instead of avoiding it:અડચણમાંથી બચી જવા કરતાં તેની સામે થઇ જવું. *a.*Of large size(used in comp.): મ્હોટું;ભારે;as,*bullhead,bullrush, bull-trout*,&c.

**Bull,**(બુલ્) *n.* [L.*bulla*,a stamp.] The seal appended to the edicts & briefs of the Pope:પોપના આજ્ઞા પત્ર ઉપર લગાડેલી મહોર છાપ. 2. A seal:મહોર;છાપ;સિક્કો.3.A blunder or contradiction: ભૂલ ભરેલી વાત;ગોથું.*The Golden* **B**.,an edict made by charles IV(1359),containing the fundamental law of the German empire;-so called from its golden seal:ચોથા ચાર્લ્સે કરેલો આજ્ઞાપત્ર,જેમાં જર્મનિના રાજ્યના કાયદાના મુખ્યભાગનો સમાવેશ હતો. *a.* Of or pertaining to a bull;male;large;fierce:ગોધાનું-જેવું;મોટું;માતેલું;અલમસ્ત; વિકાળ; મારકણું.**B**. *calf*, (*a*)a male calf: વાછરડો.(*b*)A stupid fellow:મૂર્ખો; ગાયનો ભાઈ;ઢઢ્ઢો;ઉલ્લુ.*vi.*To manifest sexual desire as cows do: વેતર આવવું; કામાતુર જણાવું. *vt.* To endeavour to raise the market price of:ભાવ ચઢાવી મુકવાનું કરવું.

**Bull-baiting,**(બુલ્બેઁટિન્ગ્) *n.* The practice of exciting bulls with dogs:કુતરાં પાસે ગોધાને ખિજવાવવો તે.

**Bullary,** (બુલૅરિ) *n.* A place for boiling or preparing salt: મીઠું શુદ્ધ કરવાની કે પકવવાની જગ્યા.

**Bull-beggar,**(બુલ્બેગ્ગર્)*n.* Something used to produce terror; a bugbear:ધોધર; હાઉ;બ્હાઉ; બાવો; મણમઠીઓ.

**Bull-dog,**(બુલ્ડૉગ્) *n.* A variety of ferocious dog,so named from the size of the head: એક જાતનો બહાદુર મ્હોટા માથાવાળો કુતરો.[ડેલુ.

**Bulled,**(બુલ્ડ્)*a.*Swollen:સુજેલું;તત-

**Bullet,**(બુલેટ્)*n.*[L. *bulla,* a bubble.]A small ball usually of lead for loading guns:બંદુકની ગોળી.

**Bulletin,**(બુલેટિન્)*n.*[Fr.] A brief statement of facts respecting some passing event,as military operations or the health of some distinguished personage, issued by the authority for the information of the public:અમલદાર તરફથી નીકળતું લશ્કરી તૈયારીઓ કે કોઇ મોટા માણસની તંદુરસ્તીના સંબંધમાં જાહેર સમાચાર પત્ર;સમાચાર.2.A public announcement of news recently received:તાજા-નવા સમાચારની જાહેર ખબર.3. A periodical publication containing the proceedings of a society:કોઇ સભાનો નિયમિત વખતે બહાર પડતો હેવાલ.

**Bull-fly,**(બુલ્ફ્લાઇ)*n.* The godfly;a stinging insect which torments cattle:ડાંસ;બગાઇ.

**Bull-head,**(બુલ્હેડ્) *n.* A kind of fish:એક જાતની માછલી.2.A stupid fellow;a lubber:મૂર્ખ;મૂઢ;શંખ.**-ed**: Headstrong; obstinate;dogged: માથાનું ફરેલ;ચિવટ;હઠીલું;મેલું.

**Bullion,**(બુલિઅન્)*n.*[L. *bulla,* a bubble.]Uncoined gold or silver in mass:સોના રૂપાની લગડી-પતરૂ-ગઠ્ઠો;ચાંદી.

☞ Properly the precious metals are called **bullion** when not perfectly refined or when refind,but in bars,ingots or in any form uncoined. But the word is often used to denote gold & silver,both coined & uncoined, when reckoned by weight & in mass, including especially foreign, or uncurrent coin. 2. Showy metallic ornaments,as of copper,on bridles,or copper lace, &c. in imitation of gold: સોના જેવાં દેખાતાં બીજી ધાતુનાં ભભકાદાર ઘરેણાં જેવાં કે ઘોડાનો સામાન.

**Bullock,** (બુલૉક્)*n.* [A.S. *bulluc,* a young bull].A young bull:ગોધો;આખલો.2.An ox, deer,or bull: બળદ;હરણ;ગોધો.

**Bulls-eye,**(બુલ્સ્-આઇ) *n.* (*Naut.*) An oval wooden block used for connecting rigging:વહાણનાં દોરડાંને જોડવાનો લાકડાનો કડકો. 2. A thick piece of glass inserted in a deck,roof,ship's side,&c.,to let in light: છાપરામાં કે વહાણના કોઈ બીજા ભાગમાં અજવાળુ આવવા માટે ઘાલેલો કાચનો કડકો.3.Any circular opening for air or light:હવા અને અજવાળા માટે રાખેલું ગોળ બાકુ. 4. (*Astron.*) Aldebaran, a bright star in the eye of *Taurus*:વૃષ-

Beware of sinful company:

બરાશિમાં આવેલો એક ચળકતો તારો. **5.** A police man's lantern:ચોર ફાનસ.**6.** The centre of a target:નાની ઢાલનું મધ્યબિંદુ.**7.** A thick knob on a sheet of plate-glass: કાચના તખતા ઉપર પડેલી ગાંઠ-ડાઘ.**8.** A small and thick old fashioned watch: નાનું જાડું અસલી ફેશનનું ઘડીઆળ.

**Bully,**(બુલિ)*n.* A quarrelsome person:ધાંધળિયો;લફંગો.*a.* Jovial;merry(*low*):આનંદી;ખુશમિજાજી.**2.** Fine; excellent : અતિસુંદર ; રૂપાળો. *vt.* (*imp.& pp.* **bullied**).To intimidate with threats and by overbearing,swaggering demeanour: મગરૂરીથી અને ધમકી આપી ડરાવવું-દબડાવવું;ધાંધલ કરી સપડાવવું-અપમાન કo-ઉતારી પાડવું.*vi.* To be noisy & quarrelsome:ધાંધળ-તોફાન કo.

**Bullying,**(બુલિઇન્ગ્ )*n.* The act or behavior of a bully:ધાંધળ કરી ઉતારી પાડવું તે;ડરાવણી; સતાવણી.

**Bulwark,**(બુલ્-ઉવર્ક્ )*n.* [Fr.*bontevart*,rampart.]An outwork for defence;a bastion: બુરજ; કોટ. **2.** Any means of defence;a screen or shelter:બચાવ કરવાનું સાધન; રક્ષણ;આશ્રય.**3.**(*pl.*)The sides of a ship above the upper deck:તૂતકની ઉપરના વહાણના ભાગની બાજુઓ.*vt.* To fortify with a rampart or wall: કિલ્લા કે દિવાલથી ઘેરી મજબુત કરીલેવું.

**Bum,**(બમ ) *n.* (Contracted from *bottom.*]The buttocks (*low*):ગાંડ;કુલા;ઘગડા.*vi.* To make a humming sound:ગણગણ અવાજ કo.

**Bump,**(બમ્પ્ )*n.* A thump;a heavy blow:મુક્કો;ધપ્પો;ઠોંસો. **2.** A swelling or protuberance:ઢીમણું;ગાંઠ. (*Phren.*)One of the protuberances on the cornium which are associated with distinct faculties or affection of the mind:ખોપરી ઉપરની મન-મગજની જુદીજુદી શક્તિ કે લાગણી દર્શાવનારી ગાંઠમાંની એક ગાંઠ-ઢેકી. *vt.* To strike, with, or against,anything solid;to thump :સાથે અફાળવું; ઠોકવું. As, *to* **b.** *the head against a wall*:ભીંતની સાથે માથું અફાળવું.*vi.* To make a loud, hollow noise as the bittern:બિટર્ન (વિલાયતી)પક્ષીના જેવો અવાજ કરવો.

**Bumper,**(બમ્પર્ )*n.* (A corrup. of *bumbard*,a large drinking vessel.)A cup or glass filled to the brim:છલોછલ ભરેલો પ્યાલો. **2.** A crowded house at a theatre in honor of some favourite performer:કોઇ માનીતા ખેલાડી-પાત્રના માનાર્થે ખિચોખિચ ભરાયલી નાટકશાળા.

**Bumpkin,**(બમ્પ્-કિન્ )*n.* An awkward, heavy rustic; a clown; a country lout:ગામડીયો;રેંચો; ભૂપલ.

**Bumptious,**(બમ્પશસ્ )*a.* Selfconceited;forward;pushing:ઉદ્ધત;આપબડાઇખોર;ધૂર્ત.

**Bun,**(બન્ )*n.* [Fr.*bugne*,a pancake.] A small sweet cake:ચાનકી; પુરી.

**Bunch,**(બન્શ્ )*n.* A hunch;a hump: ખુંધ;ઢેકો.**2.** A cluster;a collection: ઝુમખું;લુમ;ભારો;ગુચ્છો;સ્તબક; as, **b.** *of grapes*:દ્રાક્ષની લુમ; **b.** *of keys*: કુંચીઓનો ઝુમખો.**3.** A small isolated mass of ore: કાચી ધાતુનો ઢગલો. *vi.* To swell out,as into a bunch:ખુંધ-ઢેકો નિકળવો; ઢીમણું ઉઠવું. *vt.* To form a bunch: ઝુમખુ-લુમ-ભારો બાંધવો;ગુચ્છો કo.

**Bunchy,**(બન્શિ)*a.* Massy:ઝુમખાદાર-વાળું.**2.** Resembling a bunch; having tufts: ગુચ્છાદાર; as, *a* **b.** *tail*: ગુચ્છાદાર પુછડી. **3.** Yielding irregularly:અનિયમિત પેદાશ આપતું.

**Bund,**(બંદ્ ) *n.* An embankment against inundation: રેલનાં પાણી અટકાવવા બાંધેલો પુસ્તો-પાળ-બંધ.

**Bundle.**(બન્ડલ્ )*n.*[A. S. *byndel.*] A number of things bound together;a roll:ગાંસડી; બચકો; બીંડી; પોટલું-લી;as, *a* **b.** *of straw*: પુળો; ભારો;**b.** *of thread*:દોરાનું બંડલ;ઓટી;દડી.*vt.* To tie in a bundle: ગાંસડી-પોટલી બાંધવી.**2.** To send off abruptly or without ceremony: તજેટી મુકવું;હાંકી કાઢવું;ખરખડીયું આપવું.*To* **b.** *off*,to send off in a hurry:જલદી વિદાય કo-કાઢી મુકવું; ખરખડીયું આપવું.*To* **b.** *one's self up*: લુગડાં ઓઢી પોઢીને ગરમાવો લેવો.*vi.* To prepare for departure:જવાની-વિદાય થવાની તૈયારી કo. **2.** To sleep on the same bed without undressing,as lovers: (આશકમાશુકે)કપડાં કાઢ્યાવગર ભેગા સુવું.

**Bung,**(બન્ગ્ )*n.* The stopper of the orifice in the bilge of a cask:પીપનો દાટો;બુચ.**2.** The orifice of a cask:પીપનું મોં-બાકું. **3.** A sharper or pickpocket(*obs. & low.*): ખીસાંચોર-કાતરૂ;લુચ્ચો;હરામખોર.*vt.* To close:દાટો મારવો;મોં બંધ કo.-with *up To* **b.** *up*,to use up,by over exertion:અતિશય થાકીને લોથપોથ-ઢીલા ઘેંસ જેવા થઈ જવું.

**Bungalow,**(બન્ગલો)*n.* A house of a single floor:ઘર;બંગલો.

**Bunghole,**(બન્ગ્હોલ્ )*n.* The hole or orifice in the bilge of a cask: પીપનું મોં-કાણું.

**Bungle,**(બન્ગલ્ )*vt.* To work in a clumsy,awkward manner:બેડોળ-કઢંગી રીતે કo;ગરબડસરબડ કo;લોચા વાળવા.*n.* A botch;gross blunder: ઢંગ-ધડા-ભલીવાર વગરનું કામ.

**Bungler,**(બન્ગ્લર્ )*n.* An awkward unskilful workman:અનાડી-વરણસંકર-અણકિસબી કારીગર;અણઘડ.

**Bunion,**(બનિઅન્ )*n.* An enlargement &inflammation of the joint of the great toe: અંગુઠાના સાંધાનું ફુલવું; અંગુઠાના સાંધાપરની રસોળી.

**Bunk,** ( બન્ક્ ) *n.* A wooden box used as a seat at day & a bed at night:બેઠાના તથા પથારી તરીકે વપરાતી પેટી.

**Bunker,**(બન્કર્ )*n.* A large bin or receptacle for various things:કોઠાર;મ્હોટી કોઠી.**2.** A sort of chest or box, as in a window,the lid of which serves for a seat: જેનું ઉઘાડેલું ઢાંકણું બેઠક તરીકે વાપરી શકાય એવી એકજાતની બારીમાંમુકેલી પેટી.

**Bunt,**(બન્ટ્ )*n.* The middle part or belly of a sail:શઢનું પેટું-નો વચલો ભાગ.*vt.*(*Naut.*)To swell out:ફુલવું;ઉપસી આવવું;as,*the sail* **b.** s:શઢ ફુલે છે.*vt.& i.* To strike with the horns or head;to butt: શિગડાં મારવાં; માથું મારવું; ગોથુ મારવું. as, *the ram* **b.** ed *the boy*: મેંઢાએ છોકરાને માથું માર્યું.

**Bunter,**(બન્ટર)*n.* A vulgar woman: [નિચ-હલકી સ્ત્રી.

**Bunting,**(બન્ટિન્ગ્ )*n.* A thin woollen stuff of which flags & signals of ships are made:વહાણની ધજા-વાવટા જેના બનેછે તેઉનનું રંગબેરંગી પાતળુ કપડું.

**Buoy,** (બૉઇ) *n.* [L.*boiæ*,a kind of fetter.]A floating mark to point out the position of objects beneath the water,as shoals,rocks &c.;a float:છછરાં પાણી,ખડક વિo સૂચવવામાટે તરતી મુકેલી વસ્તુ;બોયું.*To stream the* **b.**,to let it fall by the

કુસંગીનો સંગ નવ કરો:દુરીજનથી દુર રહો.

ship's side into the water before letting go the anchor: નાંગર છુટો મૂકતા પેહેલાં વહાણની બાજુએથી બોયું તરતુ મૂકવું.

☞ *Buoys* are of various kinds as, *can* **b.**: શંકુ આકારનું બોયું; *nut* or *nun* **b.**:નાળિયેર આકારનું-વચમાંથી જાડું અને બે છેડે અણીદાર બોયું; *cable* **b.**: બોય તરીકે વાપરેલું ખાલી પીપ; *life* **b.**:ડુબતા માણસોને બચાવવા હોડી મૂકતાં સુધી નાંખેલું બોયું. *vt.* To keep afloat:તરતુ રાખવું.2.To support;to keep from sinking into despondency:આધાર-ટેકો આપવો;બચાવ ક૦;ધીરજ-ધૈર્ય આપવું.3.To fix buoys to: નિશાની ક૦. *vi.* To float:તરતું રેહેવું.

**Buoyancy,** ( બૉઇઅન્સિ ) *n.* The quality of floating on the surface of fluid; specific lightness: હલકાપણું; લઘુતા; તરણગુણ-ધર્મ;તરણશીલતા;તરણશક્તિ.2. Cheerfulness; vivacity:ઉત્સાહ; ઉલ્લાસ; આનંદવૃત્તિ. **B** *spirits*:સદાનંદવૃત્તિ.

**Buoyant,** (બૉઇઅન્ટ્ ) *a.* Having the quality of floating in a fluid: તરતું;હલકું;ડુબે નહિ તેવું;તરણશીલ;તરણધર્મક; as, *iron is* **b.** *in mercury*; પારામાં લોઢું તરે છે.2.Bearing up; sustaining another body: ઝીલી શકે તેવું;ભારે;as, *the water under me was* **b.**:મારી નીચે પાણી ભારેહતું.3.Vivacious;cheerful: ઉત્સાહી; ઉલ્લાસિ;ચપળ;આનંદી.

**Bur,r,**(બર્ ) [Fr. *bourre*, hair.] *n.* Any rough or prickly envelope of the seeds of plants: કાંટાવાળું કોટલું-પડ-છોડું. 2. (*a*) A rough ridge left by a tool in dressing or cutting metal:ધાતુને સાફકરતા કે કાપતાં રહી ગએલી ખડબચડીધાર.3.A broad ring of iron to support a spear:ભાલો ટેકવવાની નચુકી-કડી.5.The lobe of the ear:કાનની બુટ. 6. The round knob of a deer's horn:હરણના શિંગડાનો માથા આગળનો ગોળભાગ.7. The sweet-bread: ખોરાક પચાવનારો પશુઓનાં પેઢુ આગળથી નીકળતો એક ભાગ.A clinker;a partially vitrified bricks:પકવીને કાચ જેવી સખત અને લીસી થયલી ઈંટ. 8. (*a*) A small circular saw: ગોળ નાની આરી.(b)A triangular chisel: એક ત્રિકોણુંવિંધણું.

**Burden,** ( બર્ડન્ ) *n.* (written also **burthen**). [ A. S. *byrthen*] A load:ભાર;બોજો;હેલ; બારદાન.**B.** *of a favour received*:આભાર;એહસાન. 2.That which is grievous, wearisome or oppressive: વેઠ;જે કંઈ દુઃખકર-કંટાળાભરેલું હોય તે;બોજો;છાતી ઉપરપત્થર-ભાર;પીડાહેતુ;ભારભૂતવસ્તુ.3.A birth(*obs.&rare.*):પ્રસવ; જન્મ;as, *she bore two sons at a* **b.**:તેને બે છોકરાનો પ્રસવ થયો.*Beast of* **b.**,an animal employed in carrying burden:ભાર વેહેનાર પ્રાણી ધુરીણ.**B.** *of proof*(Lat, *onus probandi*)(*Law*),the duty of proving a fact in dispute on an issue: દાવામાં નીકળેલા મુદ્દાની તકરારી હકીકત સાબીત કરવાનો બોજો.3.The capacity of a vessel or the weight of cargo that she will carry:વહાણની ભાર-માલ લઇ જવાની શક્તિ. as, a ship of a hundred tons **b.**: સો ટન સુધી ભારભરાય એવું વહાણ.*vt.* To encumber with weight; to load:ભાર-બોજો ભરવો મુકવો. 2. To oppress with anything grievous or trying:દુઃખાવવું;દુઃખદેવું;તળે કચરી નાંખવું; પીડવું; as, *to* **b.** *a nation with taxes*:કર નાંખી રૈયતને પીડવી; કર તળે રૈયતને કચરી નાંખવી.

**Burden,**(બર્ડન્ ) *n.* [Fr. *bourdon*, great bell].The verse repeated in a song:ગાયનમાં વારંવારે બોલાતી ટુંપ;ટુંક;ટેક;ધ્રુપદ.Hence,that which is often repeated;the main topic: વારંવાર આવતો-મુખ્ય વિષય;as, *the* **b.** *of a prayer*: પ્રાર્થના-વિષય. 2. A club(*obs.*):મંડળી;કલબ.

**Burdensome,**(બર્ડન્સમ )*a.* Grievous to be borne;oppressive:ઘણુંભારે; જડ;કષ્ટકર; શ્રમકર;દુર્વહ; ભારરૂપ; બોજારૂપ;દુઃખદાયક; જુલમી; પીડાકારી; અવગડભરેલું.

**Bureau,**(બ્યૂરો)*n.* [Fr.]A desk or writing table with drawers: ટેબલ; ખાનાવાળું મેજ;ડેસ્ક. 2. Office where writing business is transacted: આફીસ; કચેરી; 3. A body of subordinate officers in a department:ખાતું;સ્ટાફ. 4. A chest of drawers for cloth, &c.: લુગડાં વગેરે રાખવાની પેટી-ખાનું.

**Bureaucracy,** ( બ્યૂરૉક્રસિ ) *n.* A system in which the business of government is carried on in departments each under a chief: એકેક અમલદારના તાબામાં જુદાં જુદાં ખાતાં રાખી રાજ્ય ચલાવવાની પદ્ધતિ. 2.Government officials,collectively:.સરકારી અમલદારો સમસ્ત.

**Bureaucrat,**(બ્યુરૉક્રૅટ્ )*n.*An official confirmed in a narrow and arbitrary routine;તોરી આપ-અખત્યારી-મારતે મીઆં-જહાંગીરી હુકમ-નવાબી-ગાયકવાડી-ચલાવનાર અમલદાર.

**Burganet-gonet,** (બર્ગનેટ્-ગૉનેટ્ ) *n.* A kind of helmet: એક જાતની ઉભી ટોપી-ટોપ.

**Burgess,**(બર્જેસ્ )*n.*An inhabitant or citizen of a borough: શહેરનો વતની. 2. A representative of a borough or town in Parliament: પાર્લામેન્ટમાં મોકલેલો કોઇ કસ્બા કે શહેરનો પ્રતિનિધિ.3.A magistrate of a borough:કસ્બાનો ફોજદારી અમલદાર;માજીસ્ટ્રેટ;કોટવાલ.4. An inhabitant of a Scotch burgh qualified to vote for municipal officers:શહેર સુધરાઇના અમલદારો માટે મત આપવાની લાયકાત ધરાવનાર સ્કૉટલંડ શહેરનો વતની.

**Burgher,**(બર્ગર્ )*n.*An inhabitant of a borough, who enjoys the privileges of the borough of which he is a freeman: શેહેરનો વતની;વકીલ.

**Burgh,** (બર્ )*n.* An incorporated town, especially, one in Scotland:સ્કૉટલાંડનું જોડાયલું શહેર.

**Burglar,** (બર્ગ્લર્ ) *n.* [L. *latro*, a thief. ] ( *Law.* ) One guilty of house-breaking by night: રાત્રે ઘર ફોડી ખાતર પાડનાર-ચોરી કરનાર.

**Burglary,** ( બર્ગ્લરિ ) *n.* A house-breaking by night in order to commit a felony: રાતની વખત ઘર ફોડવાનો અપરાધ.

**Burgo-master,** (બર્ગો-માસ્ટર્ ) *n.* A burgh-master: કોટવાળ; નગરાધ્યક્ષ. 2. An aquatic bird, common in arctic region:ઉત્તર પ્રદેશમાં થતું એક જાતનું જળચર પક્ષી.

**Burgundy,** (બર્ગન્ડિ) *n.* A richly flavored wine, ( made in Burgundy):એક જાતનો ઉત્તમ સોડમનો દારૂ

**Burial,**(બેરિઅલ્ )*n.*[A.S. *byrgels*, sepulchre.]1.(*a*)The act of burying:દાટવું તે.(*b*)Depositing a dead body in the earth; &c.with attendant ceremonies:ભૂમિદાહ; દફન.2.A sepulchre:સ્મશાન;મશાણ;

Bitter is patience, but its fruit is sweet:

ઘોર;કબરસ્તાન.*Self* **b.** *of a Sanyashe*:સમાધિ;સમાધ.

**Burin,**(બ્યુરિન્)*n.*[Fr.]An engraver's tool;a graver: કોતરવાનું હથિયાર;કોતરણી.

**Burke,**(બર્ક્)*vt.*To murder by suffocation:ગુંગળાવીને ગુપચુપ મારી નાખવું.**2.**To suppress; to smother; to shelve:દબાવી દેવું;ઉંચું મુકવું;ખાંજરે નાંખવું;as,*to* **b.***a paliamentary* question:પાર્લમેન્ટનો કોઈપણ સવાલ ઉચો મુકવો-નો નિકાલ ન કરવો.

**Burl,**(બર્લ્) *n.*A knot or lump in thread or cloth:દોરાની ગાંઠ.

**Burlesque,**(બર્લેસ્ક્)*a.*[Fr. *burla*, jest.]Jocular;ironical:હાસ્યજનક; હાસ્યરસોત્પાદક; મશ્કરી ભરેલું. *n.* Ludicrous representation;satire: મશ્કરી;ટોળ;પરિહાસ;હાસ્યરસોત્પાદક ભાષણ. **2.** An ironical composition intended to excite laughter:હાસ્યજનક વર્ણન;હસવું લાવે એવું કોઇ વિષયનું વર્ણન. **3.** A ludicrous imitation;a caricature:હાસ્યજનક નકલ;હાસ્યજનક ચિત્ર.*vt.*To ridicule: હસવું આવે એવું બોલવું; હાસ્યજનક ભાષણ ક૦.

**Burliness,**(બર્લિનેસ્) *n.* State or quality of being burly:કદ; પ્રમાણ;દેહસ્થૂળતા.

**Burly,**(બર્લિ)*a.*Full in figure;stout; lusty:મ્હોટું;કદાવર;જબરૂ.**2.** Coarse & rough; boisterous: અસભ્ય; બખાળીયું;ધાંધલિયું.

**Burn,**( બર્ન્ ) *vt.* [A.S. *bernan, to burn* ]. *imp.* &*pp.* **burned** or **burnt,** To consume with fire, (frequently with *up*):બાળવું;બાળીને ભસ્મ-ખાખ ક૦. **2.** To injure by fire or heat;to change some property of by undue exposure to fire or heat;to dry up:દઝાડવું; તપવવું;-થી બાળી નાખવું તાપથી સુકવી નાંખવું-કોરૂ ક૦; as, *to* **b.** *steel in forging*:ઘડવા લોઢું હદઉપરાંત તપાવીને બાળી મુકવું;*to* **b.***one's face in the sun*:સૂર્યના તાપથી ચ્હેરો-મ્હોં શેકાઈ-બળી જવો;*the sun,***b.**s *i.e.dries up,the grass*:તડકાથી ઘાસ બળી જાય છે.**3.**To submit to the action of heat or fire; to harden; to bake:બાળવું;ઈનુ ક૦;પકવવું; as, *to* **b.** *bricks*:ઇંટ પકવવી.**4.**To affect, as fire or heat does: થી અગન, લાય બળવી: આગ ઉઠવી-બળવી;દાઝવું;ઝાળ-જ્વાળા ઉઠવી;ચચણવું;ધમધમાટ ક૦;as, *to* **b.** *the mouth with pepper*: મરીથી મ્હોં દાઝવું-બળવું.*This tyrant fever* **b.**s *me up*:આ દુષ્ટ તાવે મારા શરીરમાં બળત્રા-ઝાળ-જ્વાળા ઉઠાવી છે. **5.**(*Surg.*) To cauterize: ડામવું;દઝાડવું;**6.***To* consume; to oxidize: વાપરવું;પ્રાણજનક વાયુ સાથે મેળવવું;as, a man **b.**s a certain amount of carbon at each respiration:દરેક શ્વાસોશ્વાસ વખતે મનુષ્ય અમુક કાર્બન બહાર કાઢે છે.*To* **b.***to-gether*:to fuse & unite by pouring a quantity of the same metal in a liquid state:સાંધવું;સંધાડવું;ઝાળવું;એકત્ર કરી દેવું.*To* **b.***a bowl(Game of bowls)*, to displace it accidentally:(રમતમાં)દડો અનાયાસે ખસેડવો. *To* **b.** *daylight*,to light candles before it is dark;(hence)to waste time: અંધારૂ થતા પેહેલાં બત્તી સળગાવવી;કોગટ વખત ખોવો;નકામું ગુમાવવું.*To* **b.** *one's fingers*,to get one's self into unexpected trouble by interfering in the concerns of others: પેટ ચોળીને વેદના ક૦;નકામી પીડા વહોરી લેવી.*To* **b.***out*,to destroy or obliterate by burning:બાળીને ખાખ-ભસ્મ-કોયલો ક૦;જડમૂળ કાઢવું. *To be burnt out of house & home*, to be driven out of a dwelling, warehouse, &c.by the burning of it:બળવાથી-આગ લાગવાથી ઘર વિંમૂકી નાસી;ભાગવું.*To* **b.** *up*,to consume entirely: બધું-તમામ-આખુ બળી જવું;-ખાખ થઇ જવી. *To* **b.** *the candle at both ends*:to consume; to impoverish: to spend away: ખરાબખસ્ત કરી નાખવું;નિર્ધનાવસ્થામાં લાવી મેલવું; કરવતી જતીએ વહેરે અને આવતીએ વહેરે એમ કરવું. *vi.* To be on fire;to flame:બળવું;સળગવું; લાગવું. **2.** To suffer from,or be injured by,an excess of heat:દાઝી જવું;બળી જવું;as, *your meal doth* **b.***quoth I*:મેં કહ્યું કે તમારૂ ખાણું દાઝે છે.**3.**To shine;to glow;to sparkle: ચળકવું; ઝગઝગવું; તગતગવું; ધગધગવું. **4.**To be in a state of strong passion or desire: બળ્યાં ક૦; બળવું; ધીકવું;સંતપ્તરહેવું;as,he is *burning* with hope:આશામાંને આશામાંતે બળે છે;*my heart* **b.**s.*with anger*:મારૂં કાળજું ક્રોધથી ધીકે છે-બળ્યાં કરે છે.**5.** To act or rage with destructive violence: ધમધોકાર-તડામાર ચાલવું; ધાણ કાઢવો; as, *the groan still deepens,&the combat* **b.**s:શોકનાદ વધ્યાંજાય છે અને લડાઇ ધમધોકાર ચાલે છે. **6.** To feel excess of heat: બળત્રા-આગ-અગન લાગવી;થી ફરફડવું; ધગધગવું; as, *the face* **b.**s:મ્હોં તાપે બળે છે;*the patient* **b.**s *with fever*: દરદિ તાવે ફરફડે છે;દરદિનું શરીર તાવે ધગધગેછે.**7.**To be akin to fire in the effect: દાઝવું; અગનઉઠવી;બળવું; ચચરવું. *n.* A hurt or injury caused by the action of fire:ચપકો;ડામ.**2.**The operation of burning,as in brick-making: પકવવુંતે; as, *they have a good* **b.**: તે સારી પકવી છે-પાકટ થઇ છે.

**Burn,** ( બર્ન્ ) *n.* A small stream; a brook;વેહેળિયું; નાળુ; નાની નદી.

**Burner,**(બર્નર્) *n.* A person who sets fire to anything:બાળનાર;દાહક;દાહકર્તા. **2.** The jet-piece of a gas-fixture at which combustion takes place: ચીમનીનું મોઢિયું.

**Burning,** ( બર્નિન્ગ્ ) *n.* Combustion;inflammation:ઝાળ;આગ;દાહ; જુસ્સો;ઝણઝણાટ;જ્વાળા; *a.* Excessively hot;fiery:અતિશય ગરમ;બાળી નાંખે એવું; પ્રચંડ-ધગધગતુ; **2.** Powerful; vehement; intense; exciting:અતિશય;જબરૂ;as, **b.***zeal*: જબરી-અતિ ઉત્કંઠા.

**Burning-glass,** ( બર્નિન્ગ્-ગ્લૅસ્ )*n.* A convex lens for producing an intense heat by converging the sun's rays to a focus:આગિયો કાચ;સૂર્યકાંત.

**Burnish,**(બર્નિશ્) *vt.* [Fr.*burnir*, to polish.] To make smooth & bright;to polish:ઓપવું; ઘસીને ચળકતું ક૦; સિકલ ક૦. **2.** To render bright:તેજ મારતું ક૦;as,*the windows blaze* **b.** *d by the setting sun*:આથમતા સૂર્યના કિરણોના તેજને લીધે બારીયો ઝગઝગે છે.*vi.*To shine forth;to brighten:ચળકાટ મારવો; ચકચકીત હોવું;જલહે મારવી;hence,to grow large:વધવું;મોટા થવું.

**Burnisher,**(બર્નિશર્ )*n.* One who burnishes:ઓપનાર;સિકલીગર.**2.** A tool used in smoothing:ઓપણી.

**Burr,** (બર્ ) *n.* (See **Bur.**] *vi.* To whisper hoarsely; to murmur: ખોખરે અવાજે બોલવું.

**Burrow,**(બરો)*n.*[A.S.*beorgan*, to

protect.]A hole in the ground made by rabbits,&c.for shelter & habitation: બીલ; દર; કોતર;બોડ; રાફડો.2.A heap of weeds or rubbish:કચરાનો ઢગલો.3.An incorporated town;a borough:જોડાયલું શહેર. 4.A mound:પુસ્તો;ટેકરી.*vt.*To excavate a hole to lodge in:દર-કોતર-બખોલ-બોડ-બીલ પાડવું.2.To hide: સંતાઇ-ભરાઈ જવું; લપાઇ-છુપાઇ જવું.

**Bursar,**(બર્સર્)*n.*[L.Lat. *bursa*, a purse.] A treasurer or cash keeper: ફિલિદાર; ખજાનચી; તિજોરર; જામદાર. 2. A student to whom a stipend is paid: સ્કોલરશીપ લેનાર-નિમણુકદાર વિદ્યાર્થ.

**Bursary,**(બર્સરિ)*n.* The treasury of a college or monastery: પાઠશાળા-કિંવા મઠનો ખજાનો.2.A sum given to enable a person to persue his studies: વિદ્યાભ્યાસ કરવાને કોઇ વિદ્યાર્થિને આપવામાં આવતી રકમ.

**Burst,**(બર્સ્ટ્)*vi.*(*imp.&pp.***burst**.) [A.S.*burstan*, to burst.]To fly or break open with force or sudden violence: જોરથી ફાટવું. 2. To issue or escape by sudden, rending or removal of obstacles: (usually with *forth,out, away, into,upon,*&c.):છટકી જવું;છુટા થવું; જોરથી વહેવું-નીકળવું;તુટી પડવું; જોરથી ઉપર આવવું;as,*tears* **b**.*forth*:ચોધારે આંસુ નીકળે છે;*to* **b**.*upon him like an earthquake*: ધરતી કંપની પેઠે તુટી પડવું.*vt.*To break or rend by force or violence;to open suddenly:જોરથી તોડવું-ફોડવું;એકદમ ઉઘાડવું;as, *to* **b**.*a chain or door*: સાંકળ,બારણું તોડવું;*to* **b**.*a cannon*: તોપ છોડવી-ફોડવી.2. To produce as an effect of bursting: તોડીને કરવું;પાડવું;as,*to* **b**.*a hole through a wall*: ભીંત તોડીને તેમાં કાણું-બાકુ પાડવું. *n.* A sudden breaking forth;a sudden explosion:એકદમ ફોડવું-ફાટવું-બહાર નીકળવું તે; as, **b**. *of thunder*:કાટકો;ધડાકો;કડાકો. **b**. *of applause*:શાબાશીના પોકાર કરવા;તાળીપાડી શાબાશી આપવી તે;**b**.*of passion*:જુસ્સો.2. A rupture or hernia: ગડ; ગાંઠ; સારણ ગાંઠ. 3. A brief,violent exertion or effort; a spurt:તડાકો;ઝપાટો; સપાટો;as,*a* **b**.*of speed*:ઝડપનો સપાટો.

**Burthen,** ( બર્ધન્ ) *n.* &c., ( See **Burden**.)

**Burton,**(બર્ટન્)*n.* A small tackle to set up or tighten the topmast shrouds,&c.:મઠવાનાં દોરડાં વિ૦ સામાન.

**Bury,** (બેરિ)*vt.* [A. S. *byrgan*, to bury.] To conceal by covering: દાટવું;to hide:ખોસવું;પુરવું; સંતાડવું; as,*to* **b**. *coals in ashes*:રાખોડીમાં કોયલા-લાળા-ભરવા-સાચવવા; *to* **b**. *the face in the hand*:હાથ દઈ મ્હોં સંતાડવું. 2. To deposit a corpse with funeral ceremonies ; to inhume: ભૂમિદાહ-સંસ્કાર ક૦; મુડદું દાટવું.3.To put away finally; to hide in oblivion:વિસારે પાડવું-મુકવું; ઓલવવું; ભુલી જવું; અંત લાવવો; શમાવવું;as,*to* **b**.*a strife*:કજીયો મટાડવો-ઓલવવો-શમાવવો.*To* **b**. *the hatchet*,to lay aside the instruments of war, forget injuries & make peace : લડાઇના હથિયાર મૂકી, બધું વિસારે નાખી સલાહ ક૦.

**Burying-ground-place,**(બેરિંગ્-ગ્રાઉન્ડ્-પ્લેસ્ ) *n.* The place for burying the dead; burial place: સ્મશાનભૂમિ;મશાણ;દખમું;કબરસ્તાન.

**Bush,**(બુશ્ )*n.*[L.Lat. *buscus*.] A thicket; a place abounding in trees or shrubs:ઝાડી.2.A shrub with branches rising from or near the root:ઝાડવું;ન્હાનું ઝાડ. 3. The tail or brush of a fox:લોકડીની પુછડી.4.A lining for a hole to make it smaller: કોઇ કાણાંને નાનું કરવાને અંદર મુકાતી ખોળી-નારખું.*To beat about the* **b**., (*a*)to approach anything in a round about way, instead of going directly to it: કોઇ પણ વસ્તુ પાસે સીધાં-સામાં ન જતાં આડા અવળા ફંટાઇને જવું;સીધી ભાઇના ડાબા કાનની પેઠે કરવું. (*b*)To reason falsely; to misjudge: ખોટી રીતે તર્ક ચલાવવો; ભૂલથાપ ખાવી;(*c*)to dissemble;to feign;to pretend:ઢોંગ કરવો;છેતરવું; (*d*) to pass comprehension; not to understand:સમજ ન પડવી;ગમ-સુજ ન પડવી.(*e*) To expatiate; to enlarge;to expand:લંબાવવું;વિસ્તારથી વિવેચન કરવું; પીંજણ ક૦.*vi.*To grow bushy:ઝાડીની પેઠે સજ્જડ ઉગવું.*vt.*To support with bushes: ઝાડવાંને ટેકો આપવો. 2. To use a bush-harrow on: સમારની જગોએ ઝડવું ફેરવવું; as; *to* **b**. *seeds into* the ground:બી વાવ્યા પછી તેને ઝાડવું ફેરવી ઢાંકવું.3.To furnish with a lining:ખોળી-નારખું ઘાલવું.

**Bushel,**(બુશેલ્ )*n.*[Gr.*pyxis*,a box.] A dry measure,containing four pecks or eight gallons:ચારપેક કે આઠગેલનનું માપ.2.A vessel of the capacity of a bushel: બુશલ માય એવા માપનું વાસણ. 3.A large indefinite quantity: ઢગલો; વધારે ભાગ;જથ્થો;ઢગ.4.A quantity that fills a bushel measure: એક બુશલના માપમાં સમાય તેટલો જથ્થો.5. The iron lining in the nave of a wheel: પૈડાની નાયડીનું નારખું.

**Bushy,**(બુશિ)*a.*Full of branches ; thick & spreading like a bush: ભરાઉ;ગુચ્છાદાર;જાડુ;as, *a* **b**.*beard*: ભરાવવાળી-ગુચ્છાદાર દાઢી.2. Full of bushes:ઝાડવાંવાળુ;as,*a* **b**.*cliff*:ઝાડવાળી ટેકરી.

**Business,** ( બિઝ્નેસ્ ) *n.* Employment;occupation:ધંધો;કામ;*mind your own* **b**.:તું તારું સંભાળને! તારે શી પંચાત;તું તારે રસ્તે જા;તારા બાપનું શું જાયછે; *men of* **b**.:વ્યવહારી; વેપારી;*skilled in* **b**.:વ્યવહાર કુશળ;કામનો કરંદો;2.A mercantile transaction:વેપારરોજગાર;વ્યવહાર.3.Concern;affair;matter:પ્રયોજન; કારણ; અર્થ;હેતુ.4.Duty;province:ફરજ;કામ;ધર્મ.5.Financial dealings;buying and selling:સોદો;કામની તડામારી;લેવડદેવડ.6. Any particular occupation engaged in for livelihood:રોજગાર;કસબ;વૃત્તિ;વ્યવહાર. 7. (*Drama*). The position, distribution,and order of persons and properties on a theatrical stage, as determined by the stage manager in rehearsal:રંગભૂમી ઉપર કયાં માણસોએ કયાં ઉભાં રહેવું,કયા માણસે શું કરવું,અને કયા અનુક્રમે આવવું તેમજ કયો સરસામાન,પડદા,સાજ વિગેરે કયાં મુકવું એ વિગેરેનો મેનેજરે નાટકના ખેલના પાઠ કરતી વખતે ઠરાવેલો બંદોબસ્ત-ગોઠવણ.*To do one's* **b**.,to ruin one(*colloq.*):કોઈને ખરાબ કરી નાંખવો.*To make(a thing)one's* **b**.,to occupy one's self with a thing as a special duty:કોઇ પણ કામ મારી ખાસ ફરજ છે એમ સમજીને તેમાં રોકાવું.*To mean* **b**.,to be in earnest: ખરું કહેવું; મજાક ન કરવી; ઠાવકાઇ ગં-

બિરહથી કહેલું.

**Buskin,**(બસ્કિન્ )*n.*A covering for the foot,fit for a defence against thorns,mud,&c:ઉંચી એડીના અડધા ઢીંચણ સુધી આવતા જોડા.2.A tragedy:કરૂણારસ નાટક;કરૂણા રસાત્મક બનાવ.

**Busky,**(બસ્કિ)*a.*Bushy;wooded:ઝાડીવાળું.

**Buss,**(બસ્ )*n.*[L.*basium*,kiss]. A kiss,rude or playful:મશ્કરીમાં કરેલી બચ્ચી-બોકી.2.A small vessel of from 50 to 70 tons:૫૦થી ૭૦ ટન બોજો રહે એવુંન્હાનું વહાણ.*vt.* To kiss rudely: મશ્કરીમાં અસભ્યતાથી બચ્ચી-ચુંબન કo.

**Bust,**(બસ્ટ્ )*n.*[Fr.*buste*,breast.]A piece of statuary representing the upper part of human figure including the head, shoulders & breast: પેટથી ઉપરના ભાગની છબી. 2. The chest or thorax; the trunk of the body:છાતી.

**Bustle,** (બસલ્ ) *vi.* [ A. S. *bysig*, busy.]To stir quickly;to be very quick in motion through hurry: ધામધુમ-ગરબડ-ધાંધળ કo. *n.* Great stir:ધાંધળ;ધામધુમ;ગરબડાટ;કોલાહલ; ધમાલ.2.A kind of pad used by ladies to expand the skirts behind ; called also *bishop* and *tournure*: મડમોના પોશાકનો પાછળનો ઘેર ઉંચો રાખવા મુકેલી નાની ગાદી.

**Busy,**(બિઝિ)*a.*[A.S.*bysig.*] Engaged in some business; not idle nor at leisure:ઉદ્યોગી;મહેનતુ; વ્યવસાયી;ઉદ્યમી;કામમાં રોકાયલું.2.Constantly at work;active;diligent: બહુ ઉદ્યોગી;આરામ વિનાનું.3.Officious;meddling:ઘાલમેલીયું;માથુમારતું;ખટપટીયું.4.Crowded with business or activities:રોકાયલું;ઘણા કામમાં હોય એવું;as,*a* **b**.*street*:આખો દહાડો લોકો અને ગાડી ઘોડા આવજા કરતા હોય એવો મ્હોલ્લો;રોકાયલો મ્હોલ્લો.*vt.*To employ;to occupy: કામમાં રોકવું;મંડવું;as,*to* **b**.*one's self with books*:વાંચવામાં રોકાવું-ગુંથાવું.

**Busy-body,**(બિઝિ-બૉડિ)*n.*A meddling person: ઘાલમેલિયો; ખટપટીઓ;બીજાના કામમાં માથુ મારનાર.

**But,**(બટ્ )*prep.adv.& conj.*[A. S. *butan*,without].Except;besides: save;સિવાય;વિના;વગી;ફક્ત.

☞In this sense **b**.is often used with other particles;as, **b**. *for*, had it not been for:જો એમ ન હોતતો;**b**.*if* (*obs.*)unless,&c;2.Save that;were it not that:નહોતતો;સિવાય;as,*and* **b**.*my noble Moor is true of mind it were enough to put him to ill thinking*: મારો સખી મુર નિખાલસ મનનો નહોત તો એ તેને આડે રસ્તે દોરવા બસ હતું. 3. Only; solely: માત્ર; ફક્ત; કેવળ; *as, if they kill we shall* **b**. *die*: જો તેઓ આપણને મારી નાંખશે તો આપણે મરીજ જઇશું.4.On the other hand; yet; still;however; nevertheless;further:નહિતોતોપણ;છતાં;છતાંપણ;પરંતુ.5. Otherwise than that;that not:(commonly) કે નહિ;એમજ.**B**.& *if*,but if:પણ જો. *n.*(See **butt**.& *vi.*(**butt&abut**).

**Butcher,**(બુચર )*n.*[Fr.*bouc*,a buck-goat].One whose occupation is to kill animals for food: ખાટકી; કસાઇ;સૌનિક.2.A slaughterer;one who kills in a bloody manner: નિર્દય-ઘાતકી માણસ. *vt.* To kill as animals for food:કાપી મારી નાંખવું;હલાલ કરવું. 2. To murder in a barbarous manner:નિર્દયપણે મારી નાંખવું;ઠેર-પુરૂ કo.

**Butchery,**(બુચરિ)*n.*The business of a butcher:કસાઇ-ખાટકીનો ધંધો. 2.Murder;great slaughter: ખુન; કતલ;વધ;હનન.3. The shambles; a slaughter-house:કસાઇવાડો-ખાનું.

**But-end,**(બટ્-એન્ડ્ ) *n.* The blunt end of a thing:છેડાનો બુઠ્ઠો-જાડો ભાગ.

**Butler,**(બટ્લર્ )*n.*A servant whose principal business is to take charge of the liquors,plate,&c: બુટલેલ-ર.

**Butment,**(બટ્મેન્ટ્ )*n.* A buttress of an arch:ટેકો;પુસ્તો.

**Butt,but,**(બટ્ )*n.* [Fr.*but*,aim.] An end;a limit;a bound:છેડો;હદ; સીમા. 2.A mark to be shot at; an object of aim:નિશાન;ચોટ;નેમ. 3.The person at whom ridicule, jest,&c.is directed:જેની મજાક-મશ્કરી-થતી હોય તે;રમકડું;ઉપહાસાસ્પદ; વિનોદાસ્પદ. 4.A push or thrust given by the head of an animal: માથુ-ગોથું મારવું તે;ગોથું.5.A thrust in fencing: (પટા ખેલતાં) ચોટ. 6. (see **boot** *n.*)A large cask:પીપ. 7.The joint where two planks in a strake meet:વહાણના પાટીઆં જડતાં ખાંચમાં જે પાટીયાંનો સાંધો આવે છે તે.8.The thickest & stoutest part of tanned oxhides used for soles of boot,&c:જાડું ચામડું.9. A hinge made of two metal plates: મજાગરો.10.A short piece of land left unplowed at the end of a field:પડતર;શેડો. 11. The hut or shelter of the person who attends to the targets in rifle practice: બંદુકની કવાયતમાં જે માણસ ઢાલ ઉપર ધ્યાન રાખેછે તેને બેસાઈ જવાની જગ્યા.*At* **b**.'s *length*, the ordinary distance from the place of shooting to the butt: નિશાન અને તાકવાની જગા વચ્ચેનું છેટું;ટપ્પો. **Butts** & *bounds*; abuttals & boundaries: સીમા; સીમાડો; **Butt** & **butt**, joining end to end without overlapping: છેડે છેડા સાંધવા તે.*vi.*& *vt.*To terminate; to be bounded: સીમા-હદ બાંધવી. 2. To strike by thrusting the head forward:માથુ-ગોથુ-મારવું.

**Butter,**(બટર્ ) *n.* [L. *butyrum.*] An oily, unctuous substance obtained from cream or milk by churning:માખણ;મસ્કો.2.Any substance resembling butter in degree of consistence or other qualities:માખણના ગુણવાળો પદાર્થ. *vt.*To cover or spread with butter:માખણ લગાડવું-ચોળવું.*Clarified* **B**.:ઘૃત;વિષ્ણુતેજ.

**Butter-fly,**(બટરફ્લાઇ) *n.*A kind of winged insect:પતંગિયું;પોપટ.

**Butter-milk,** ( બટર્મિલ્ક્ ) *n.* The milk that remains after the butter is separated from it; whey;છાસ;તક્ર.

**Buttery,** (બટરિ) *a.* Having the qualities,consistence or appearance,of butter:માખણસરખું લીસું. *n.* An apartment in a house where butter,milk,&c.are kept: માખણ વિo રાખવાની કોટડી-ઓરડી.2. A room in some colleges where refreshments are kept for sale to students:કૉલેજમાં છોકરા માટે નાસ્તો વેચવાની કોટડી. 3.A cellar in which butts of wine are kept: દારૂનાં પીપ રાખવાનું ભોયરૂં.

**Buttock,**(બટૉક્ )*n.* The rump or protuberant part of the body behind:કુલો;ધગડો;થાપો; નિતંબ. 2.

(*Naut.*)The convexity of a ship behind:વહાણની પાછળનો ગોળભાગ.

**Button,**(બટન્ )*n.*[F.*bonton*, button.]A knot;a small ball:બહાર પડતી ગાંઠ;લખોટી.**2.** A catch of various forms&materials used to fasten parts of dress:બટન;બોરિયું;ડોરણું;અટકણ.**3.**A bud;a germ of a plant:કળી;ફુણગો.**4.**A flat & elongated piece of wood turning on a nail to fasten doors&c:ઉલાળી.*To hold by the* **b.**,to detain in conversation to weariness;to bore: થાકતા સુધી વાતમાં રોકવું;કંટાળો આપવો;હેરાન કo.*vt.*To fasten with a button: બોરિયાં ઘાલવાં-બેરવવાં.**2.** To dress or clothe(*obs.*): લુગડાં પહેરવાં. *vi.* To be fastened by a button:બોરિયાં આવવાં;as,*the coat will not* **b.**:ડગલામાં બોરીઆં નહિ આવે.

**Button-hole,** (બટન્હોલ્ ) *n.* The hole in which a button is caught: બોરિયાં બેરવવાનું કાણું;નાકું;ગાજ.*vt.* To detain in conversation to weariness;to bore:વાતમાં રોકી રાખવું;as,*he* **b.**d *me for quarter of an hour*:તેણે મને પા કલાક સુધી વાતમાં રોકી રાખ્યો;રોકી રાખીને કંટાળો આપ્યો.

**Buttress,**(બટ્રેસ્ )*n.*[Fr.*bonter*, to push.]A prop;a support to the exterior of a wall:પુસ્તો;ટેકો;માદર;દાટો. *vt.* To prop:ટેકો દેવો.

**Buxom,**(બકસમ્ )*a.*[Fr. *bugan*, to bow.]Yielding;pliable;obedient (*obs.*):આજ્ઞાધીન;નરમ;ગરીબ.**2.**Brisk, jolly;frolicsome stout and rosy: મદમાતી;ચપળ;ચાલાક;રંગીલું;સાનંદ;હૃષ્ટ.

**Buy,**(બાઇ)*vt.*(*imp.*& *pp.***bought**.) [A.S. *bygan*, to buy.] To purchase:વેચાતું લેવું;ખરીદવું;વ્હોરવું. **2.** To get at a cost or sacrifice:કઇ આપીને લેવું;વહોરી લેવું as, *to* **b**.*favour with flattery*: ખુશામત કરી મેહેરબાની મેળવવી. *To* **b**. *off*. (*a*) to influence to compliance: મન મનાવવું;સમજાવવું;વશ કo.(*b*)To detach by a consideration given: લાંચ આપી તરફેણમાં લેવું; ફોડવું. *To* **b**. *out*,(*a*) to buy off or detach from: તરફ લેઇ જુદું પાડવું. (*b*) To purchase the share of in a stock &c.,& take the place of the seller: તેનો શેર-હિસ્સો ખરીદી કોઈ માણસને ખસેડવો.(*c*)To purchase the entire stock in trade and the good will of a business: કોઇપણ વેપારીનો તમામ વેપારનો માલ તથા લેણું દેવું સુદ્ધાં ઉચક આપીને લઇ લેવું; દુકાન વેચાતી લઇ લેવી.*To* **b**. *in*, to purchase stock in any fund,&c.: શેર ખરીદવા-રાખવા.*To* **b**. *on* credit,to purch●se on a promise,in fact or in law, to make payment at a future day:ઉધારે વ્હોરવું-ખરીદવું.*To* **b**. *the refusal*, to give money for the right of purchasing: બાનું આપવું. *vi.* To negotiate about a purchase: વેચાણ ઠરાવવું;સાટું કરવું.

**Buzz,**(બઝ્ )*vi.*To make a low,continuous humming sound:ગણગણવું;ગુણગુણ કo.*vt.*To sound forth: ગણગણાટ કરી જણાવવું.**2.**To whisper; to spread secretly: ગુપચુપ જાહેર કo-ખબર કo. **3.** To talk to incessantly or confidentially in a low humming voice:છુપી રીતે વારંવાર ધીમે અવાજે ગુચપુચ ગુચપુચ કરીને વાત કરવી. *n.* A continuous humming noise as of bees:ગણગણાટ;ગુંજાર.**2.**A whisper;a report spread cautiously: છુપી વાત; કોઇ ન જાણે એમ કહેવું તે.

**Buzzard,**(બઝર્ડ્ )*n.*[L.*buteo*,a falcon.]A bird of prey of the falcon family: એક જાતનું બાજ પક્ષી. **2.**A blockhead:a dunce:મૂર્ખ;અનાડી;ઠોઠ;શંખ;પથરો; ઢોંઢો;ઉલ્લુ.

**By,**(બાઈ)*prep.*[A.S.*bi*,to.]Next to; not far from:close to;at:પાસે;નજીક;લગોલગ; બાજુએ; as,sit *by* me: મારી પાસે બેસો.**2.** Near to,while passing;past:આગળ-પાસે થઈને;as, to go *by* a church: દેવળ આગળ થઇને જવું.**3.**On;along:માં થઇને;વાટે; રસ્તે.as●, to travel *by* sea or land: જળ કે સ્થળ માર્ગે મુસાફરી કરવી. **4.** Used in specifying adjacent dimensions:માપ બતાવવામાં આવે છે. as,a cabin twenty feet **b**.forty: એક બાજુ વીશ ફુટ અને બીજી બાજુ ચાળીશ ફુટ.**5.**With,as instrument means,way & the like;through means of;with aid of:વડે;થી;લીધે; પ્રમાણે;as, a city is destroyed *by* fire:આગથી શહેર નાશ ગયું છે.

☞ To the meaning of *by* as denoting means or instrument, belong most of the following uses of the:-word;(*a*) It points out the author or producer; as, a statue *by* Canova:કેનોવાએ બનાવેલી પ્રતિમા. ( *b* ). In an oath or adjuration, it indicates the thing appealed to as sanction; as, no, *by* Heaven: નહિ, ઇશ્વર સાક્ષિ.(*c*)According to; after; as ten o'clock *by* my watch: મારી ઘડિયાળ પ્રમાણે-માં દશ વાગ્યા છે; it appears *by* his account: તેના વર્ણન-કહેવા ઉપરથી જણાય છે.To live *by* rule:નિયમ પ્રમાણે રહેવું.To build by a model:નમુનામુજબ બાંધવું.(*d*) At the rate of;in the measure or quantity of; as to sell cloth *by* the yard: વારનેભાવે-વારબંધ લુગડું વેચવું;to sell eggs *by* the dozen:ડઝનબંધ ઇંડા વેચવાં.(*e*)In comparison,it denotes the measure of excess or inferiority;as,larger *by* a half: અડધ જેટલું વધારે; older *by* five years:પાંચ વરસે મોટું.( *f* ).It expresses duration;as, *by* day:-દિવસે;*by* night:રાત્રે ( *g*.) As soon as; not later than; as; he will be here *by* two o'clock: બે વાગે તે અહીં આવશે. **B**. *all means*; most assuredly; certainly; without fail: ખચીત; અચુક; નક્કીજ; બેશક;અલબત.*By* & *by*;(*a*)Immediately;at once(*obs.*):તરતજ;એકદમ.(*b*)Presently;pretty soon:આસ્તે આસ્તે;ધીમે ધીમે;રહેતે રહેતે; વખતજતાં; એમ કરતાં. *By* the bye, *by* the way: માંહેથી માહે; વાતમાં વાત; બધું તો બધું; એતો ખરૂં પણ. **B**. *the way*,by the bye:માંહેથી માંહે;વાતમાં વાત;પ્રસ્તુત.**By** *one's self*,with only one's self near: પોતે એકલાજ.*One* **by** *one*,*day* **by** *day*,*piece* **by** *piece*,&c.each one,day,piece &c:એકે એકે;રોજરોજ; કડકે કડકે. *To come* **by**,to obtain:મેળવવું;પ્રાપ્ત કo. *To do* **by**,to treat,to behave toward:-ની સાથે વર્તવું.*To set* **by**, to value,to esteem: કિંમત-ગણના કo. *To stand* **by**,to aid;to support: મદદ કo;આશ્રય આપવો.*Twenty feet* **by** *forty*,measuring twenty feet one way & forty the other: એક બાજુ ૨૦ ફુટ અને બીજીબાજુ ચાળીસ.

The common phrase **good-by** is equivalent to **fare-well** & would be better written **good**

Calamities which cannot be avoided, is useless to lament over:

-**bye,** as it is a corruption of **God be with you**: સલામ;સાહેબજી.*adv.*Near; present: ની પાસે; હાજર; as, there was no person *by*,at the time:તે વખત કોઈ હાજર હતું નહિ. 2. Passing near; past; beyond:થઇને જતું;as John went *by*: જૉન અહીં થઇને ગયો. 3. Aside: કોરે;અલગ;વેગળું;as,to lay *by*: કોરે મુકવું;સંઘરવું;ભેગુ કo. *a.*Out of the common path:aside:બાજુનું;માહેનું;આડકાઉ; used in forming compound words denoting something secondary or incidental: as,a *by* lane:અંતરગલી; ચોરગલી; a *by* law:પેટા કાનુન.

**By-corner,** ( બાઇકૉર્નર )*n.* A Private corner: ચોરખુણો.

**Bye,**(બાઇ)*n.*A thing not directly aimed at;an object by the way: વચમાં મળેલી વસ્તુ;અટકાઉ-હરકોઇ ચીજ. *On or upon the* **b.**,in passing; indirectly:માંહેથી માહે;આડકત્રી રીતે; મફતનું.(*Cricket*)A run made upon a missed ball:દડો ગેડીથી મારતાં ચુકી જવાથી દુર જતો રહે તે વખતે કરેલી દોડ-ડોટ.'રન'-'બાઇ'; અટકાઉ-ઉપલગની દોડ-ડોટ.2. A dwelling: રહેઠાણ; મુકામ.

**By-design-end,** ( બાઈ-ડિઝાઇન-એન્ડ ) *n.* An incidental purpose; private end or interest; secret purpose: ખાનગી કામ; સ્વાર્થ; છુપી મતલબ.

**By-expenses,**(બાઇ-એક્સ્પેન્સેસ )*n.* Out of way expenses:ઉપલગ ખર્ચ;ગેરવાજબી ખર્ચ.

**By-gone,** ( બાઈ-ગૉન )*a.*Past;gone by:ગત;ગુજરેલું.*n.*Something gone by; a past event: ગઇ ગુજરી વાત. Let *by-gones* be *by-gones*,let the past be forgotten:જે થયું તે કાયળે ઘાલો;ગઇગુજરી વિસારીદો-સંભારતાનહિ થયું તે થયું;ગત ન શોચ;ગઇ તિથી જોશીએ ન વાંચે.

**By-lane,** (બાઇલેન ) *n.* A private lane;one out of the usual road: આડો રસ્તો;ચોરગલી.

**By-law,** ( બાઈ-લૉ ) *n.* A local or subordinate law; a private regulation made by a corporation for its own government:પેટા કાયદો;પેટાધારો;ગામ-કસ્બાનો કાયદો.

**By-name,** ( બાઇ-નેમ ) *n.* A nick-name:અટક;આડનામ;ઉપનામ. *vt.*To give a nick name to:કોઈનું ખીજનું નામ પાડવું.

**By-path-road-way,**(બાઈ-પાંથરોડ્-વે)*n.*A private path;an obscure way:આડો રસ્તો;ગલીકુંચી;ચોરવાટ.

**Byre,**(બાઈર )*n.*A cow house:ગાયને રાખવાનું ઘર-તબેલો-ગોશાળા.

**Byssine,** ( બાઇસિન )*a.*[L.*byssus*, fine flax.]Made of silk:રેશમનું બનાવેલું;રેશમી.

**By-stander,**( બાઇ-સ્ટૅન્ડર ) *n.* One who stands near;a spectator:પાસે ઉભેલું;તમાસગીર માણસ.

**By-stock-store,**( બાઈ-સ્ટૉક્-સ્ટૉર ) *n.* A round about estimation: અટકળ;ગણત્રી.

**By-story-tale,** ( બાઇ-સ્ટૉરિ-ટેલ ) *n.*A story by the way; an incidental tale: આડકથા.

**By-street,**( બાઇ-સ્ટ્રીટ )*n.* A separate, private,obscure street: અલગ રસ્તો-ગલી;ચોરગલી.

**By-village-town,**(બાઇ-વિલેજ-ટાઉન )*n.*An unknown, subordinate village or town:કોઇએકતાબાનું-અપ્રસિદ્ધગામ.

**By-word,**(બાઇ-ઉવર્ડ )*n.*A common saying; a proverb: કહાણી; કહેવત. 2. The object of a contemptuous saying:નિંદાપાત્ર-જેની બધાએ નિંદા કરતા હોય એવી વસ્તુ.

**By-work,** ( બાઇ-ઉવર્ક ) *n.* Work aside from regular work: આડકામ;કામમાં કામ;બીજું કામ.

---

# C.

**C,**( ક-સ ) 1.The 3rd letter of the English alphabet:અંગ્રેજી મુળાક્ષરમાં ત્રીજો વર્ણ;એનાં સામાન્ય બે ઉચ્ચાર છે"ક"અને"સ";a,o,u,l,r,s,tની પૂર્વે અને છેડે એનો ક ઉચ્ચાર થાયછે અને e, i,y ની પૂર્વે સ થાય છે.ch ના ચ,છ અને ષ એવા ત્રણ ઉચ્ચાર થાય છે. 2. A Roman numeral denoting100: પ્રાચીન રોમન લોકમાં સોનો આંકડો.

**Caaba,**(કાબા)*n.* The temple of Mecca & especially a small cubical oratory within,adored by Mohammedans:કેબા નામની મક્કામાં મસજીદ; આ નામનો મસજીદમાંનો પથ્થર, જેની મુસલમાન લોક યાત્રા કરે છે.

**Cab,**(કૅબ્ )*n.* [Abbr.of *cabriolet.*] A covered carriage with two or four wheels:એક જાતની બે કિંવા ચાર પૈડાંની ઘોડાગાડી;બગી.

**Cabal,**(કૅબૅલ )*n.* [ Fr. *cabale.* ] A number of persons united in some secret intrigue;a junto:કાવતરાંખોર-ખટપટીઆ ટોળી.2.Secret artifice;intrigue:તરકટ; કાવતરૂં; ખટપટ;જાળ; ફંદ; ફંદો. *vi.* To plot:to conspire:ખટપટ-કાવતરૂં કo;મસલતકo.

**Cabal-la,**(કૅબૅલ-લ)*n.*[Heb].A tradition or a mysterious kind of science among the Jews:યાહુદી લોકની ગૂઢ દંતકથા.2.Secret science in general:માર્મિક-મંત્રવિદ્યા;ગૂઢવિદ્યા.

**Cabalistic-cal,**(કૅબૅલિસ્ટિક્-કૅલ )*a.* 1.Containing an occult meaning;occult:માર્મિક;ગૂઢ;ગુપ્ત;ગુહ્ય;ગૂઢાર્થક.2.Pertaining to cabala: યાહુદી લોકોની ગૂઢ દંત કથા સંબંધી. *Cabalistic letters*:બીજાક્ષર;બીજ.

**Caballer,**(કૅબૅલર )*n.*One who intrigues:કાવતરાંખોર;ખટખટીઓ.

**Cabbage,**(કૅબેજ )*n.*[L.*caput*, the head.]1.A culinary vegetable: કોબી;કોબીજ;વિલાયતી મુળો.2.Cloth purloined by one who cuts out garments:લુગડાં વેતરનારે ચોરેલું કપડું. *vt.*To embezzle, as pieces of cloth in cutting out clothes: વેતરતાં લુગડું ચોરવું. *vi.*To form a head in growing: કોબીજમાં ગઢો બંધાવો-થવો.

**Cabin,**(કૅબિન )*n.* [Fr.] 1. A small room:નાની કોટડી-ઓરડી;ખોલી.2.A cottage;hut:ઝુપડું;છાપરી;ખોરડું.3. Any covered place; tent; shed: તંબુ;માંડવો;રાવટી.4.An apartment in a ship: વહાણમાં ઉતારૂઓ સારૂ ઓરડી;કબુસો.*vi.*To live in a cabin:ઓરડીમાં રહેવું.*vt.*To confine in a cabin:ગોંધવું;પુરવું;ઘાલવું.

**Cabinet,**(કૅબિનેટ )*n.*[Fr.]1. A retired apartment;a closet: નાની-એકાંત ઓરડી. 2. A private room for holding consultations: મસલત કરવાની એકાંત ઓરડી;મંત્રગૃહ;મંત્રણસ્થાન;મસલતખાનું.3.The collective body of ministers of state: મંત્રિમંડળ-મંડળી;સલાહકાર મંડળ.4. A box with drawers for curiosities:કબાટ;ખાનાદાર પેટી.5.A casket or close room for jewels:દાગીના વિગેરે રાખવાનું ગુપ્તસ્થળ; ગુપ્ત ઓરડી.

શોષ તેનો શોક શો ?

6.A hut:ઝુંપડું;છાપરું.**C.** *picture*, a picture of a size suitable for small apartments: ૬+૪ઇંચ એવા કદની છબી.

**Cabinet-council,**(કૅબિનેટ્-કાઉન્સિલ્)*n.*1. A secret council of ministers;a privy council:ખાસ મંત્રિઓની એકાંતે ભરાએલી સભા;સલાહકાર મંડળ.2.Members of a confidential council: રાજાના મંત્રિમંડળના સભાસદ;મંત્રિમંડળ.

**Cabinet-maker,**(કૅબિનેટ્મેકર્) *n.* A man who makes fine wooden furniture:લાકડાના કબાટ, કોચ, મેજ,પેટીઓ, વિ૦ બનાવનાર.

**Cable,**(કેબલ્)*n.*[L.*captum*,a rope from *capio*,I take.] 1. A large strong rope or chain, used to retain a ship at anchor, or for other purposes: વહાણ લંગરવાનો અથવા બીજી બાબત માટેનો દોર;સાંકળ; લંગરદોર;દોરડું.2.(*Arch.*)A circular moulding resembling a rope: દોરડાંના આકારનું કોતરણી કામ;સાંકળ. **C.**'s *length*,the length of ship's cable or 720 ft:દોર જેટલી લંબાઇ; ૭૨૦ ફીટ.*Stream* **c.**,a rope smaller than bower cables:નાનું દોરડું.-*To pay out or to* [illegible] *out the* **c.**,to slacken i[illegible]:દોરને ઢીલો મુકી સરકવા દેવો.-*To serve the* **c.**: દોરથી બાંધવું.*To slip the* **c.**,to let it run out: દોરને ફાંસવું-સરકવા દેવું (ખલાસીઓની ભાષામાં)મરી જવું.*vt.* 1.To fasten with a **c.**:દોરથી બાંધવું.2.(*Arch.*) To cut in imitation of a rope,as a column: થાંભલામાં દોરડાના આકારનું કોતરણી કામ ક૦.3.To telegraph by a submarine cable:દરીઆમાં નાંખેલાં દોરડાં મારફત તાર મુકવો-મોકલવો.

**Cablegram,**(કેબલ્ગ્રૅમ્)*n.*[Cable+ Gr.*grapho*,I write.]A message sent by a submarine telegraphic cable:દરીઆમાં નાંખેલાં તારનાં દોરડાં મારફત મોકલેલો તારનો સંદેશો.

**Caboose,**(કૅબુસ્)*n.*[*kabuse*,a small room.](*Naut.*) 1. A cookhouse on deck:વહાણમાં રસોઈખાનું-રસોડું.

**Cabriolet,**(કૅબ્રિઓલે)*n.*[L. *caper*, a he-goat.]A one-horse carriage with two seats and a calash top: છત્રીવાળી ઘોડાગાડી.

**Cachectic-cal,** ( કેકેક્ટિક્-કૅલ્ ) *a.* Having cachexy or a bad state of body:ખરાબ પ્રકૃતિવાળું;ખરાબ સ્વભાવવાળું;દુઃસ્થિતભાવનાનું.

**Cachexy,** (કૅકેક્સિ) *n.* [Gr. *kakos*, bad & *exis*, state.] A depraved condition of the system: અનારોગ્યતા;ખરાબ પ્રકૃતિ; દુઃસ્થિતભાવના.

**Cack,**(કૅક્)*vi.*[L.*cacao*.]1.To ease the body by stool:ઝાડે ફરવા જઈને જીવને ચેન કરવું;દસ્તથી શરીરને ઠીક ક૦. 2.To go to stool:ઝાડે ફરવા જવું.

**Cackle,**(કૅકલ્)*vi.*[L.] 1.To make a sharp broken sound,as a goose or hen does:હંસ અથવા મરઘીની પેઠે અવાજ ક૦. 2. To laugh with a sharp, broken noise;to giggle: હંસ કે મરઘીની પેઠે અવાજ કહાડી ખડખડ હસવું;ખીખી હસવું.3. To talk in a silly manner:બકબક ક૦;લવારો ક૦.*n.*1.The broken noise of a goose or hen:હંસશબ્દ-ધ્વનિ;હંસનાદ.2.Silly prattle:લવારો;ટાયલું; બકબક;બકબકાટ;ટકટક;લવલવ.

**Cacochymy,** (કૅકોકાઇમિ) *n.* [Gr. *kakos*, bad, & *chymos*, juice.] (*Med.*) A vitiated state of the blood:રક્તદોષ;લોહીવિકાર.

**Cacophony,**(કૅકૉફોનિ)*n.*[Gr.*kakos*, bad,& *phone*, sound.]1.(*Rhet.*) An uncouth or disagreeable sound of word:કઠોર ઉચ્ચાર; રૂક્ષોચ્ચાર;કર્કશોચ્ચાર;ભેંસાસુર જેવો અવાજ.2.(*Med.*) A bad voice:ખરાબ-બગડી ગએલો ઘાંટો.3.(*Mus.*)A combination of discordant sounds: બેસુર અવાજ-રાગ.

**Cactus,** (કૅક્ટસ્) *n.* [L.](*Bot.*) A kind of prickly plant with fleshy & thick stems:કંટાળ થુવર;થોર.

**Cad,**(કૅડ્)*n.*[Abbr. of *cadet.*]1. A person who stands at the door of an omnibus to open&shut it, and to receive the fares of passengers,etc:ઓમનીબસ નામની ગાડીને બારણે ઉભા રહીને પૈસા ઉઘરાવનાર તથા ઉતારૂઓને બેસાડનાર માણસ.2. A lowbred,presuming person; a mean,vulgar fellow:નીચ;માથાં મારનારૂં;હોળીનું નાળીએર.

**Cadaver,**(કેડેવર્)*n.*[L.*cado*,I fall.] A corpse:મડદું;શબ;લાસ;મડું.

**Cadaverous,**(કેડૅવરસ્)*a.*1.Pertaining to a dead body : શબ-લાસ-મડદાનું-સંબંધિ.3,Having the appearance of a dead body; pale; ghastly:મડદા જેવું;ચોળું ફક;બિહામણું. as,*a* **c.** *look*:બિહામણો ચ્હેરો-શિકલ.

**Caddy,**(કૅડિ)*n.* [Dim. of *cade.*] A small box for keeping tea in:ચાહ રાખવાની નાની પેટી-ડબ્બો.

**Cade,**(કેડ્)*n.* [L.*cadus*,a jar.] A cask; a barrel:પીપ.

**Cade,**(કેડ્)*vt.*To nourish;to tame: પાળવું;પોષણ ક૦;ઉછેરવું.*a.*Domesticated:પાળેલું;ઉછરેલું.

**Cadence,**(કેડેન્સ્)*n.*[L.*cado*,I fall.] 1.A fall of the voice in reading: વાંચતાં વાક્યને છેડે ઘાંટો નીચો ઉતારવો તે;સ્વરપાત.2.(*a*)A regular modulation of sound : સ્વરની નિયમસર ચઢઉતર.(*b*)A general fall of voice: ચાલતી ઘાટી.3.(*Man.*)A just proportion observed by a horse in his motion:ઘોડાની એક સરખી ચાલ-રવાલ.4.(*Mil*) A uniform time & pace in marching;કુચમાં એક સરખી ચાલ તથા વખત. 5. ( *Mus.*) A pause at the end of an air:રાગને છેડે લેવાતો જરા વિસામો.*vt.* To regulate by musical measure:સુર મેળવવો;તાલમાં લાવવું.

**Cadet,**(કૅડેટ્)*n.*1.(*a*)The younger of two brothers:બેમાંનો નાનો ભાઇ. (*b*)The youngest son:કનિષ્ઠપુત્ર;સૌથી નાનો દીકરો.2.(*Mil.*)(*a*)A gentleman carrying arms in a regiment as a private man with a view to acquire commission:લશ્કરમાં અમલદારની જગા લેવા ઉમેદવારી કરનાર ગૃહસ્થ.(*b*)A young man in a military school: યુદ્ધશાળાનો વિદ્યાર્થી.

**Cadi,**(કૅડિ) *n.* [Turk] A judge in civil affairs among the Mahomedans;hence a judge of a village:ન્યાયાધીશ;કાજી;કોટવાલ.

**Cæsura,**(સીઝ્યૂરૅ)*n.*[L.*cædo*,I cut.] A pause or division in a verse: કવિતામાં વિરામસ્થાન.

**Cag,**(કૅગ્)*n.*[Dan. ] A small cask or barrel:નાનું પીપ.

**Cage,**(કેજ્)*n.* [L.*cavea*, cavity.] 1.An inclosure formed of wire, twigs, etc.; for confining birds: પાંજરૂં;પીંજરૂ.2.A prison for criminals:બંધીખાનું;પાંજરૂં.3.(*Carp.*)An outer work of timber enclosing another within it; as of a stair case:દાદરનો કઠેરો-સળિઆ.4.(*Mach.*) Something placed over a valve to keep it at rest:સંચામાં એક તરફથી બંધ થાય એવું ઢાંકણાને કબજે રા-

Call not a surgeon before you are wounded:

વાનું આયન.*vt.*To confine:પાંજરામાં ઘાલવું-પૂરવું;કેદ ક૦.

**Caitiff,**( કેટિફ્ )*n.*[L.*capio* I take.] **1.**A mane villain; a despicable knave:દુષ્ટ-પાપી માણસ;હરામખોર;ગુલામ;ગુલામજાદો;હરામી;ચંડાળ. **2.** A captive: કેદી;*a.*Vile; base: ચંડાળ નીચ;ઘાતકી;હરામી;દુષ્ટ;પાપી;લુચ્ચો.

**Cajole,**(કજોલ્ )*vt.* [Fr. *cajoler,* to flatter.]To deceive by flattery; to coax;to delude: ફોસલાવી ખાવું; પટાવવું;સમજાવી લેવું;સવાસલાં ટોળવાં.

**Cajolement,**(કજોલ્મેન્ટ્) } *n.*Coaxing language;a wheedling:પટામણું;સવાસલું;ખુશામત;મસ્કો;મુખમાર્જન.
**Cajolery,** (કજોલરિ) }

**Cake,**(કેક્ )*n.*[Dan.]**1.**A composition of flour, butter,sugar, etc. baked into a small round mass: રોટલો-લી;અંગાખરી;ભાખરી; પુરી;ચાનકી;ચપાટી;ચોપડું; વિલાયતી બાટઉં. **2.**Anything in form of a cake, as of a soap:ચકતી; તીકડી;વડી; ગઢો; ટેપચાણું.Oil cake: ખોળ; To have one's cake dough:માથે લીધેલાં કામમાં નિષ્ફળના ઉમેદથવું.*vt.&vi.* To form into a mass:બાંધવું-બંધાવું.

**Calabash,**(કૅલૅબૅશ્ )*n.*[Fr.]**1.** The common gourd (plant or fruit) તુમડીનો વેલો; તુમડી; દુધી; તુંબડું. **2.** Vessel made from gourd:તુંબડીડું.(પાણીનું)

**Calaboose,**(કૅલૅબુસ્ )*n.*[Ar.]A prison;a jail:કેદખાનું;તુરંગ;જેલ.

**Calamitous,**(કૅલૅમિટસ્ )*a.***1.**Miserable;deplorable;distressful (circumstances):દુઃખ ભરેલું; વિપત્તિનું; અભદ્ર; અનિષ્ટ;આફતનું; અભદ્રાત્મક;**2.** Producing calamity;disastrous: દુઃખદાયક-જનક;દુઃખાવહ;દુઃખપ્રદ; દુઃખદ;અકલ્યાણકારક;અનિષ્ટકારક.**3.**Involved in distress; wretched:દુઃખી;દુઃખગ્રસ્ત;વિપદ્ગ્રસ્ત.

**Calamity,**(કૅલૅમિટિ )*n.* [L.*cado,*I fall.]Any great misfortune;disaster:સંકટ; આફત; આપત્તિ; અશુભ; વિપત્તિ;આપદા;જંજાળ;અનર્થ;ઉત્કાપાત; પીડા.**C.** *from Heaven & kings or Government:*અસ્માની-સુલતાની;દૈવિક-રાજકીય ઉપદ્રવ.

**Calamus,**(કૅલૅમસ્ )*n.pl.* **calami** [L.*calamus,*reed.]**1.** The Indian cane: નેતર. **2.** A species of plant, the root of which is used in medicine: ઘોડાવજ.

**Calash,**(કૅલૅશ્ )*n.*[Fr.*Calechi.*] **1.** A light hooded carriage with low wheels: એક જાતની ઘોડાગાડી **2.**A hood or top of a carriage: ગાડી ઉપરની છત્રી.**3.**A covering for the head worn by ladies: બૈરાંને માટે માથાનું ઢાંકણ-ઓઢણું; માથાબાનું.

**Calcar,**(કૅલ્કર્ ) *n.* [L. *Calcaria,* lime-kiln.]**1.**A kind of furnace in use at glass manufactory:કાચના કારખાનાની ભઠ્ઠી. **2.** ( *Bot.* ) Any projecting appendage of a flower:a spur:ફુલની માંજર.

**Calcareous,**(કૅલ્કૅરીઅસ્ )*a.*Consisting of carbonate of lime: કળી ચુનાના ગુણવાળું; ચૂર્ણમય;ચૂર્ણાત્મક.

**Calcine,** (કૅલ્સાઈન્ ) *vt.* [L. *Calx,* lime.]**1.**To reduce to powder by the action of heat:બાળીને રાખ ક૦; ભસ્મ ક૦;મારવું.**2.**To oxidize:(as a metal)આક્સાઈડનું રૂપ આપવું;ધાતુની ખાખ-ભસ્મ ક૦.*vi.* To be converted into powder: ખાખ-ભસ્મ થઇજવી.

**Calcitrant,**(કૅલ્સીટ્રન્ટ્ )*a.*[L.*calcitrare,*to kick.]Kicking; hence : stubborn;refractory: હઠીલું;જક્કી; માથાનું ફરેલ.

**Calciner,**(કૅલ્સાઇનર્ )*n.* One who, or that which calcines:ભસ્મ-ખાખ-રાખ-કરનાર;ધાતુ મારનારો.

**Calculable,** ( કૅલ્કયૂલૅબલ્ ) *a.*Capable of being calculated:ગણી શકાય-ગણત્રીથાય એવું;ગણનીય;સંખ્યેય.

**Calculate,** ( કૅલ્કયૂલેટ્ )*vt.* [L. *calculus,*a pebble.]**1.**To compute; to reckon up:ગણવું;હિસાબ ક૦;ગણતરી-ગણના ક૦.**2.**To ascertain by reckoning:ગણિતથી નક્કી ક૦-જોવું;વર્તવું; as,*to* **c.***an eclipse or nativity:*ગ્રહણ અગર જન્માક્ષર વર્તવા. **3.**To adjust by computation: યોજવું;રચવું; ડોહોળિયું ક૦;અંજમાયશ કાઢવી;આકારધાટ ઘડવો.*vi.*To estimate: અડસટ્ટો કાઢવો;ગણવું;ગણત્રી ક૦;ધારવું;વિચારવું.

**Calculating,**( કૅલક્યૂલેટીંગ્ ) Given to contrivance or forethought; forecasting;scheming;દીર્ઘદર્ષિ;ચુસ્તદ્દી;સતર આલણે ગાળીને પીએ એવું;કેલ;છીછરું નહિ એવું;વિચારશીળ.

**Calculation,**( કૅલ્ક્યૂલેશન્ )*n.*Computation;reckoning: હિસાબ;ગણતરી-અડસટ્ટો;યોજના;અંજમાયશ;આંકડો;ખ્યાલ;*rude* **c.**: ગોલાહિસાબ;*Result of a* **c.**:ગણિત.

**Calculative,**(કૅલ્ક્યૂલેટિવ્ )*a.*Tending to calculate: હિસાબ ગણી કામ કરનારો;ઠરેડો.**2.**Pertaining to calculation:ગણત્રિનું-ના સંબંધિ.

**Calculous,**( કૅલ્કયૂલસ્ ) *a.* **1** Like stone; hard: પથ્થરના જેવું;કઠણ. **2.** Affected with the gravel:પથરીના દરદવાળું.

**Calculus,**(કૅલ્ક્યૂલસ્ )*n.pl.***calculi** [L.*calculus,*a pebble.] **1.**(*Med.*) Any hard concretion,formed in the bladder,kidneys,etc:પથરી.**2.** (*Math.*)A method of calculation: શૂન્યલબ્ધિ.

**Caldron,**(કોલ્ડ્રન)*n.*[L.*caleo,*I am warm.]A large kettle or boiler: દેગ;દેધડો;મોણીઓ;તાંબડો;હાંડો; તાવડો; કઢાઈ; as,**c.s** *of boiling oil:*ઉના કકડતા તેલની કઢાઇ.

**Calendar,**( કૅલેન્ડર્ ) *n.* [L. *calendarium,*an account book.]**1.**An almanac: પંચાગ; ટીપણું. **2.** An orderly list of persons or things: ફેરીસ્ત;કોષ્ટક;ક્રમવાર નોંધ;યાદ;પત્રક.*C. month,*solar month:સૂર્યમાન મહિનો;સૌરમાસ.*vt.*To register or enlist:નોંધી લેવું;પત્રક-યાદમાં દાખલ ક૦.

**Calender,**(કૅલેન્ડર્ )*n.*[L.*caleo,*I am hot.] **1.**A machine or hot press, used to press cloths,paper, etc. and to make them smooth& glossy: કાપડ અથવા કાગળને દાબી-ઘુંટીને સફાઇ-ઝલેઠ લાવવાનું ઓજાર;કુન્દી;ઘુંટો; અસ્તરી.**2.** One having the business of calendering:બંધારો;કુન્દીકર; અસ્તરી કરનાર. **3.** One of the sect of dervishes in the East:પુર્વ તરફના ફકીરની જાતપૈકીએક.*vt.*To press between rollers to make smooth & wavy: સફાઇ-ઝલેઠ આણવા માટે દાબવું;કુન્દી ક૦;ઘુંટો દેવો;અસ્તરી ક૦.

**Calends,**( કૅલેન્ડ્ઝ ) *n. pl.* [L.*calo,* I call.]Among the Romans the first day of each month:રોમન લોકમાં દરેક મહિનાનો પહેલો દિવસ;પડવો;પ્રતિપદા.The Greek *Calends,*a time that will never come:કાળી ચાંદરાતે:સોમવતી અમાસ ને શુક્રવારે.

**Calf,** ( કાફ્ ) *n. pl.* **calves.** [A.S. *cealf.*] **1.**The young of the cow or of the bovine genus:વાછરડોડી-ડું. **2.**A stupid person;a dolt: જડ-મંદ બુદ્ધિનું માણસ; મૂઢ;મૂર્ખ;બેલ; બળદિયો;નરપશુ. **3.**Fleshy part of leg behind,below the knee:ઢીંચણ નીચે પગની પાછળનો માંસવાળો ભા-

વિવાહ પેહેલો માંડવો શો ? મુવા પેહેલી મ્હોંકાણ શી ?

અ;પિંડી;જંથારૂં. 4.A small mass of ice set free from a glacier: હીમક્ષેત્રમાંથી જુદો પડેલો બરફનો નાનો ટગલો. 5. Leather made of the skin of the calf: વાછરડાંનાં ચામડામાં વરમ બનાવેલું ચામડું જે ચોપડીઓ વિગરે બાંધવામાં વપરાય છે.

**Calibre,**(કૅલિબર્)*n.*[L.*qua libra*, of what weight.] 1.(*Gunnery.*) The weight of a gun or cannon-ball:તોપના ગોળા તથા બંદુકનું વજન. 2.The diameter of the bore of a gun or cannon: તોપ-બંદુકના મોંનો વ્યાસ;ગર્ભસૂત્ર. 3.The diameter of any round body:ગોળ વસ્તુનો વ્યાસ; ગર્ભસૂત્ર.4.Compass or capacity of mind:ગજુ;ગુંજાસ;પહોંચ;મગજશક્તિ.

**Calibrate,**(કૅલિબ્રેટ્) *vt.* To ascertain the diameter of:વ્યાસ કાઢવો.

**Calico,**(કૅલિકો) *n.* [Fr. *calicot*, so called, because first imported from Calicut in India.] 1.Plain white cloth of cotton: માદરપાટ. 2. Cotton cloth printed with a figured pattern,છિંટ: a.Made of, or having the appearance of calico;-often applied to animals, as a horse or cat:છાંટવાળું.

**Calid,**( કૅલિડ્ ) *a.* [L. *caleo*, I am hot.]Burning;ardent:ઉષ્ણ;ગરમ.

**Caligraphy,**(કૅલિગ્રૅફિ)*n.*[Gr.*kalos*, beautiful & *grapho*,I write]Fair or elegant pen-manship:સુંદર અક્ષર-લખાણ;લેખ;સુંદર લિપિ;કલમ સફાઇ.

**Caliphers,-Compasses,**(કૅલિપર્ઝ, -કમ્પેસિઝ્ )*n.pl.*Compasses with curved legs for measuring the diameter of round bodies:ગોળ-પદાર્થનું વ્યાસ માપવાનું યંત્ર;કમ્પાસ.

**Calisthenics,**(કૅલિસ્થેનિક્સ્ )*n. pl.* [Gr.*kalos*, beautiful & *sthenos*, strength.]The practice or exercise,designed to promote grace of movement & strength: કસરતવિદ્યા;તાલીમ;કસરત.

**Calix,**( કૅલિક્સ્ )*n.*Same as **caliyx.**

**Calk,**(કૉક્ ) *vt.* [Fr. ] 1. To drive oakum into the seams of a ship, to render them watertight:(વહાણના)સાંધામાં કાથાના ધુંછાં ઘાલી મજબુત કરવાં.2. [L.*calk*, heel.] To furnish the shoes,with pointed iron:(ઘોડાની ખરીને, જોડાને) ખીલા-નાળ જડવા.*n.*1.A pointed iron on a horse-shoe: ઘોડાની નાળ ઉપરનો ખીલો.2. A piece of iron on the sole of boot:જોડાની નાળ.

**Call,**(કૉલ્ )*vt.*[L.*calo*,I talk.]1.To invite or command to come:બોલાવવું;તેડવું;સાદ ક૦;હાંક મારવી.2.(*a*) To summon;to convoke:જમાવવું;મેળવવું;ભેગું ક૦;and hence (*b*)to give a name to;to name:નામ કહેવું;નામ દઇને બોલાવવું.3. To style or designate,as for an office:નીમવું;ઠરાવવું.4.To utter aloud:પોકારવું;હાંક મારવી;બુમ પાડવી.5. To appeal to:અરજ ક૦;મદદ માગવી.6.To state or estimate approximately:આશરે-અડસટ્ટે કહેવું;as,they call the distance ten miles:તેઓ દશ માઈલનું અંતર ધારે છે.7. To rouse from sleep; to awaken: જગાડવું. ઉંઘમાંથી ઉઠાડવું. *To* **c.***a bond*, to give notice that the sum of the bond will be paid:ખતમાં લખેલી રકમ આપવામાં આવશે એમ ખબર આપવી.*To* **c.***a party*, to cry aloud his name in open court: ભર કોરટમાં પક્ષકારને પોકારવો.*To* **c.** *back*,to retract;to recall: રદ ક૦; પાછું ફેરવવું-વાળવું.*To* **c.** *down*, to pray for:દેવું;બોલાવવું;as *to* **c.***down curses on the head of a person:* કોઇ માણસને શાપ દેવો-નો વરસાદ વરસાવવો. *To* **c.***for*, to demand; to require:માગવું; દાવો ક૦; ઘટિત-જરૂરનું-પાત્ર હોવું;as, *a crime* **c.**s *for punishment*:ગુન્હો શિક્ષાને પાત્ર છે. *To* **c.** *forth*, to bring to action: વાપરવું;ખરચવું;કામે લગાડવું;as *to* **c.** *forth all the faculties of the mind*:મનની બધી શક્તિઓ કામે લગાડવી-ખરચવી.*To* **c.***in*,(*a*) to collect,as debts:વસુલ ક૦; સંકેલી લેવું. (*b*)to withdraw from circulation: ચલણમાંથી પાછું ખેંચી લેવું;લઈલેવું;(*c*)to summon to-gether:ભેગુ ક૦; તેડવું; as,*to* **c.***in neighbours:* આડોસી પાડોસીને ને તેડવા;*To* **c.**(any one) *names*,to apply contemptuous names (to any one):-ને અપશબ્દો કહેવા;-ને ગાળો દેવી.*To* **c.***off*, (*a*)to divert(attention):મન ખસેડવું-ઉઠાવી લેવું;-માંથી કાઢી લેવું; (*b*) to summon away,as a servant:આઘું ખસેડવું;કામમાંથી બોલાવી લેવું.*To* **c.***out*, (*a*)to challenge:લડાઈ માગવી;લડવાને બોલાવવું-આમંત્રણ ક૦; લડવાને માટે બહાર કાઢવું.(*b*) To summon into service:લડવા નીકળવાને હુકમ કરવો;as,*to* **c.***out the militia. To* **c.***over*, to recite in order, as a roll of names:બોલાવી જવું;નામ અનુક્રમે બોલાવી જવાં.*To* **c.***to account*, to demand explanation of:-નો ખુલાસો માગવો-ની ખબર લેવી.*To* **c.***to mind*,to recollect,to revive in memory:યાદ લાવવું; યાદદાસ્ત તાજી કરવી.*To* **c.** *to order*, to request to come to order:જાહેર મંડળી વિગેરેમાં કોઇ આડો ફાટતો હોય ત્યારે રીતસર બોલવા હુકમ કરવો.*To* **c.***to the bar*, to admit to practice in courts of law:ન્યાયની અદાલતોમાં વકીલાત કરવાની પરવાનગી આપવી;વકીલ-બારિસ્ટર થવું.*To* **c.***up*, (*a*) to bring into view as an *image* of one dead: મન-નજર આગળ લાવવું-ખડું ક૦;(*b*)to bring into discussion,as a bill: વાદવિવાદ થવા સારૂ-તકરાર માટે રજુ ક૦;અમલમાં લાવવુ;as, *to* **c.***up a bill before a legislative body*: ધારા સભા આગળ તકરાર માટે બીલ રજુ ક૦.*To* **c.***a spade a spade*,to be plain spoken;to properly distinguish:ખરેખરૂં કહી દેવું; કાણાને કાણો કહેવો; રોકડુ પકડાવવું; હોય તેવું કહી દેવું; બરોબર ઓળખવું; ખરા વિવેકી થવું.*To* **c.***in question*, to doubt the truth of:ને માટે શકમંદ હોવું;વાંધો લેવો-ઉઠાવવો;તકરાર ક૦. *vi.*1. (*to*)To cry out;to address by name:બુમ પાડવી;હાંક મારવી;બોલાવવું.2. (*at.*) To make a short visit:આવવું;જવું;મળવા જવું-આવવું.3. (*on or upon*)(*a*)To make a brief visit to: મળવા જવું-આવવું; (*b*) to solicit payment of: ઉઘરાણી ક૦; માગવું; (*c*) to pray to;to invoke: સ્તુતિ-પ્રાર્થના ક૦;આવાહન ક૦; (*d*)to invite;to request:અરજ ક૦;કહેવું.*n.* 1.A vocal address of summons or invitation:હાંક;તેડું;સાદ; પોકાર; લલકારો;હાંકોટો: નિમંત્રણ; આમંત્રણ; આવાહન.2. A demand; requisition: ઉઘરાણી; માગણી. 3. Divine vocation: ઇશ્વરનું તેડું-હુકમ. 4. A brief visit or stay:મુલાકાત;મેળાપ. 5.Vocation; employment:ધંધો; કામ;ઉદ્યોગ.6.(*Hunting.*) A note of the horn to encourage the hounds:શીકારી કુતરાને ઉશ્કેરવા માટે રણશીંગાનો અવાજ. 7. (*Naut.*) A whistle used by the boatswain

*Can a mouse fall in love with a cat?*

to call the sailors to duty:વહાણના ખલાસીઓને નોકરી ઉપર બોલાવવાને વગાડવાની સીસોટી-વાંસળી. 3. A cry in imitation of a bird, to call birds:પક્ષીઓને બોલાવવાનો અવાજ. *At* **c.** *or on* **c.**:માગે કે તરત અપાય તેવું;as,*money on deposit at* **c.**:જમે મુકેલી રકમ માગે કે તરત અપાય તે. **C.***bird*,a bird taught to allure others into a snare: ફાંદા-જાળમાં બીજા પક્ષીને ફસાવનાર પક્ષી. **C.***boy*,(*a*) a boy who calls the actors in a theatre:નાટકશાળામાં નાટકકારોને બોલાવનાર ચાકર;(*b*)a boy who transmits the orders of the captain of a vessel to the engineer,helmsman,etc: વહાણના કપ્તાનનો હુકમ ઇજનેર,સુકાની,વીગેરેને પહોંચાડવાને રાખેલો ચાકર;(*c*)a waiting boy who answers the ringing of a bell:ઘંટનો ટકોરો સાંભળીને દોડી આવનાર હજુરીઓ. **C.***note*,the note naturally used by the male bird to call the female:માદાને બોલાવવાને નરપક્ષી જે અવાજ કરે છે તે;(આવો અવાજ કરીને લોકો પક્ષીઓને ફાંદામાં લેછે.)

**Calligraphy,** (કૅલિગ્રફિ) *n.* Same as **Caligraphy**.

**Calling,**(કૉલિન્ગ્)*p.n.*1.A naming; a reading of names with a view to obtain an answer,as in legislative bodies: નામ દેવું તે; જવાબ મેળવવા માટે દરેક સભાસદનાં નામ બોલી જવાં તે,generally termed,*call of the house.* 2. Occupation; vocation:ઉદ્યમ;ધંધો;રોજગાર;કામધંધો. 3. A class of persons engaged in any profession: ધંધાદારી વર્ગ-સમાજ-સમૂહ.4. Divine summons:ઇશ્વરીહુકમ-તેડું.5.A name:નામ.

**Callous,** ( કૅલસ્ ) *a.* [L. *callosus*, hard.]1.Hardened;indurated: કઠણ ગંઠાઇ ગએલું;બહેરું થઈ ગયેલું;બહેરુંકુટ; મુડદાલ; નિર્જીવ; સુનકાર; as, *a* **c.** *hand*:બ્હેરો કુંઠ હાથ.2.Unfeeling; insensible:કઠોર;નિર્દય;કઠણ;વજ્ર હૈયાનું;બેપરવા;નિર્લજ;નફ્ટ; નઠોર.

**Callow,** (કૅલૉ) *a.* [L.*calvus*,bald.] Destitute of feathers;naked:પિંછા વગરનું; પિંછા રહિત; બોડું. Immature;boyish:કાચી વયનું;છોકરવાદ ઉછાંછળું;નાદાન.as,**c.***yoth*, નાદાનવય; અણુસમજ સ્થીતી.

**Calm,**(કાંમ)*a.* [L.*cauma*,heat.]1. Serene; quiet;not strong: સ્થિર; શાંત;નિશ્ચલ;નિર્વેગ;નિર્વાત.2.Not agitated;tranquil:સ્વસ્થ;નિવૃત્ત;અવ્યગ્ર; ઠંડુ;મિઠામનવાળું. *n.*Placidity;stillness;tranquillity;serenity: સ્વસ્થ-સ્થિરપણું;શાંતિ;શાંતાવસ્થા;નિશ્ચલતા; શાંતચિત્તતા;ઠંડક. *vt.* 1. To render quiet,as elements:શાંત પાડવું;સ્થિર ક૦.2.To pacify;to compose:સ્વસ્થ-નિવૃત્તક૦;શમાવવું;ઠેકાણે લાવવું;ઠંડુ પાડવું.

**Calmly,**(કાંમ્લિ) *adv.* Quietly;ઠંડા મિજાજથી;શાંતરીતે;શાંતતાથી;સ્વસ્થતા પૂર્વક;ધીમાપડીને;ઠંડે પેટે.

**Calmness,**( કાંમ્નેસ્ ) *n.* 1. Quietness, as of elements:શમશમાકાર; સ્થિરપણું;સ્થિરતા;અક્ષોભ; ક્ષોભાભાવ. 2.Sedateness: self-repose: શાંતિ; સ્વસ્થપણું;નિવૃત્ત;ધીર;શાંતબુદ્ધિ; ક્રોધાભાવ;શાંતતા.

**Calmy,**(કાંમિ)See **Calm** *a.*

**Calomel,**(કૅલૉમેલ્ ) *n.* [Gr. *kalos*, good,& *melas*,black.] A preparation of mercury much used in medicine:પારાની માત્રા;રસકપુર.

**Caloric,**(કૅલૉરિક્ )*n.*[L.*calor*,heat.] (*Physics.*)The principle of heat ઉષ્ણતા; ગરમીનું મુળતત્વ; ઉષ્ણતાબીજ; તેજસ્તત્વ. *a.* Pertaining to heat: ઉષ્ણતા સંબંધિ.

**Calorific,**(કૅલૉરિફિક્ )*a.* [L.*calor*, heat,& *facio*,I make.]Causing heat;heating:ઉષ્ણતાજનક-કારક;તાપજનક;દાહકારક;દાહક;દાહકર્તા.

**Caltrop,** (કૅલ્ટ્રૉપ્ ) *n.* A genus of plants (*Tribulus*)and its fruit: ગોખરું-નું ઝાડ;ગોખરું.2.An instrument with four iron points:લોઢાની ચાર અણીવાળું હથિયાર.

**Calumba,**(કૅલમ્બે)*n.*(*Med.*)A kind of root, used as a tonic;(called also *colombo* and *calombo*]:કલમકાચલી;કોલમ્બો.

**Calumet,**(કૅલ્યૂમેટ્ )*n.*[L.*calamus*, reed.]A kind of pipe,for smoking tobacco:એક જાતનો હુક્કો-ચલમ.

**Calumniate,** (કૅલમ્નિએટ્ ) *vt.*[L. *calvor*,I devise tricks and artifices for.] To accuse falsely;to slander:જુઠો આરોપ મુકવો;બોતાનું-બહ્ટો મૂકવો;આળ ચઢાવવું;બદ નામ કરવું.*vi.*To utter calumnies:નિંદા-બદબોઈ ક૦.

**Calumniation,** (કૅલમ્નિએશન્ ) *n.* Aspersion;defamation: ખોટી ફજેતી;અપવાદ;કલંક; જુઠું આળ;બોતાનું; બહ્ટો;ચાડીચુગલી;નિંદા;કુંભાડ;તહોમત.

**Calumniator,** ( કૅલમ્નિએટર્ ) *n.* Lampooner;backbiter;asperser: જુઠાં આળ મુકનાર; નિંદા કરનાર;બહ્ટો ચઢાવનાર;નિંદા-ચુગલીખોર; કુંભાડી.

**Calumnious,** (કૅલમ્નિઅસ્ )*a.* Libelous;defamatory:બદબોઈ ભરેલું; એબ લગાડે એવું;નિંદક;કુંભાડી;આબરૂને હાનિકારક.

**Calvary,** (કૅલ્વરિ) *n.* [L. *calvus*, bald.]1. A place of skulls, and particularly the place near Jerusalem,where Christ was crucified:જેરૂસલેમની પાસે જે ટેકરી ઉપર ક્રાઇસ્ટને મારી નાંખ્યો હતો તે ટેકરી. 2.A chapel on a hill, wherein are represented the mysteries of Christ:ટેકરી ઉપર બાંધેલું ખ્રિસ્તનું રહસ્યસૂચક દેવસ્થાન. 3.A kind of cross:✝ આવા આકારનો વધસ્તંભ.

**Calve,**(કાંવ્ )*vi.*[From,*calf*. A. S. *calfian.*]1.To bring forth a calf: વાછરડું જણવું. 2. To produce offspring:વિયાવું;જણવું.One that has twice *calved*:બેવેતરી;વેતરવાળી.

**Calvinist,**(કૅલ્વિનિસ્ટ્ )*n.*A follower of Calvin:કૅલ્વિનના મત પ્રમાણે ચાલનારો;કૅલ્વિનમતવાદી.

**Calx,**(કૅલ્ક્સ્ )*n. Eng. pl.* **calxes.** L.*pl.* **calces.** [L. *calx*, a limestone.](*Chem.*) Lime of chalk: કળીચુનો; સફેદો;ખાખ; ભસ્મ. (જેવી કે પ્રવાલ ભસ્મ,અભ્રકભસ્મ,બંગભસ્મ,સુવર્ણભસ્મ.)

**Calyx,**(કૅલિક્સ્ )*n. Eng. pl.* **calyxes.***L.pl.* **calyces.** [L.a cup.] 1.(*Bot.*)The outer covering of a flower:ફુલનું ડીંટુ-ડીચકું;પુષ્પકોષ-વેષ્ટન. 2. A cup-like membranous canal surrounding the kidney:મુત્રાશયની આસપાસ પાતળી ચામડીનુંપડ.

**Camber,**(કૅમ્બર્ )*n.*[L. *camera*, a vault.] (*Arch.*)An arch on the top of a beam or a window:કમાન;મહેરાબ;આરકો.

**Cambric,**(કૅમ્બ્રિક્ )*n.*[L.*camaracum.*] A fine, thin & white fabric of flax:એક જાતનું શણનું ઝીણું સફેદ કપડું.

**Camel,**(કૅમેલ્ )*n.* [L. *camelus.*]1. (*zool.*)A large quadruped in Asia & America for carrying burdens & for riding: ઉંટ;આકાશમુનિ (મશ્કરીમાં); સાંઢણી. *Bridle or nose string of a* **c.**:નથણી.2.(*Naut.*)A contrivance for lifting ships

મીયાં મહાદેવનો જોગ ખાય? ઉંદર બિલાડીનો મેળ ખાય?

over shoals:રેતીના ખડક ઉપરથી વ-હાણ ઉંચકી લઇ જવાનું યંત્ર.

**Camel-backed,** (કૅમેલ્બૅક્ડ્) *a.* Hump-backed:ખુંધો.

**Camelopard,** (કૅમેલૉપાર્ડ્) *n.* [L. *camelus,& pardalis,*the female panther.]The giraffe:જીરાફ.

**Cameo,**(કૅમીઓ)*n.*[It.]A precious *stone carved in relief:*ઉપસેલા કોતરકામવાળું રત્ન,છિપ કિંવા અમૂલ્યપથ્થર.

**Camera-obscura,**(કૅમરૅ-ઑબ્સ્ક્યૂરૅ)*n.*[Lit.dark chamber.](*Opt.*) An instrument in which the images of external objects are thrown on a white surface:સૂરજના કિરણથી છબી-ફોટોગ્રાફ પાડવાનું યંત્ર.

**Camlet,** (કૅમ્લેટ્) *n.* Sometimes written **Camelot**.[Fr.]A stuff made of silk & wool,or camel's hair,or thread& wool:ઉન તથા રેશમનું બનાવેલું કાપડ;કામલેટ;રફ્ફર;બનુસ.

**Camp,** (કૅમ્પ્) *n.* [L. *campus,* a field.]1.The spot on which tents of an army,etc., are erected:છાવણી;લશ્કરને રહેવાની જગા; પડાવ;મુકામ.2.A collection of tents,huts, etc.:તંબુઓ ઝુપડાંનો સમૂહ. 3. The whole body of army encamped: લશ્કર.4.The ground on which a body of officials & their staff have encamped:પડાવ;મુકામ;સ્વારી.5.(*Agric.*)A mound of earth in which potatoes,etc.are stored up:બટાકા વી○ ઉપર કરેલો માટીનો ઢગલો.6.A game at ball:નાચ-મીજલસમાં એક જાતની રમત.*vt.*To afford lodging for:ઉતારો આપવો;મુકામ કરાવવો;છાવણીકરાવવી;ઢાળો કરાવવો.*vi,* 1.To pitch tents;to encamp:તંબુ ઠોકવા; મુકામ-છાવણી ક○;ઢાળો-ઉતારો ક○.2. To play at ball: નાચવું. *To pitch a* **c**.:તંબુ મારવા-ઠોકવા; પડાવ નાંખવો. To strike camp: સ્વારી-મુકામના તંબુ ઉતારવા.

**Campaign,**(કૅમ્પેન્)*n.* [Fr.] 1.An open field:ચોગાન; ખુલ્લું મેદાન; સપાટી;સમસ્થળ.2. (*Mil.*) The time during which an army keeps the field:લશ્કર જેટલી મુદત લડાઈ ઉપર રહે તેટલી મુદત;સ્વારી; સફર; મુલુકગિરી. *vi.*To serve in a campaign: લડવું;લડાઈમાં જવું.

**Campanology,**(કૅમ્પૅનૉલૉજી)*n.* [L. L *campana,* bell & Gr. *logos* discourse. ] The art of ringing bells:ઘંટ વગાડવાની વિદ્યા.

**Camphor,**(કૅમ્ફર્)*n.*[L.L.*camphra.*]A solid concrete fragrant substance from the *kapuru*, a tree in Borneo & from the Indian laurel:કપુર;કર્પૂર.*vt.*See *below.*

**Camphorate,** ( કૅમ્ફરેટ ) *vt.* To impregnate with camphor:કપુરવાળુ ક○.*n.*(*Chem.*)A salt formed *of camphoric acid:* કપુરનોક્ષાર. *a. Impregnated with camphor:*કપુરવાળું;કર્પૂરમય;કર્પૂરાન્વિત.

**Can,**(કૅન્) *v.*Began;-used for *gan, began* in poetry:શરૂકીધું;પ્રારંભ કીધો.*n.*[L.*canna,*a reed.]A cup or vessel: પ્યાલો; કટોરો. *vi. imp.* **could**. [A. S. *cannan.*] To be able;to have power:શકવું;શક્તિમાન હોવું;સમર્થહોવું.*Cannot but:* થયા વગર રહે નહીં:(કર્યા)વગર ચાલેજ નહીં. *vt.* (*obs.*) To know: જાણવું. 2. To preserve by putting in sealed cans:ટીનના ડબ્બામાં ભરી રાખવું.:as, *Canned* meat:ડબ્બામાં બગડે નહિ એવી રીતે રાખેલું માંસ-ગોસ.

**Canaille,**(કૅનૅલ્)*n.*[L.*canis,*a dog.] The vulgar or rabble:હલકટ-અધમલોક;વસવાયાં;ગામનો ઉતાર;નીચ વર્ણ.

**Canakin,**(કૅનૅકિન્)*n.*[Dim.of can.] A little cup:નાનો પ્યાલો.

**Canal,**(કૅનૅલ્)*n.* [L.*canalis,* canal or channel.]1.An artificial water course:પાણીનો કાંસ; નેહેર;નીક;કૃત્રિમ નદી.2.A duct in the body:નળી;નીક.

**Canary,**(કૅનૅરિ)*a.*[L.*canis,*a dog.] 1.Of Canary Isles:કેનેરી બેટનું.2. Of a yellowish color:પીળા રંગનું; પીળચટુ.*n.*1. Wine made in Canary Isles:કેનેરી બેટનો દારૂ.

**Canary-bird,** ( કૅનૅરિબર્ડ્ ) *n.* A small singing bird from Canary Isles:કેનેરી બેટનું એક જાતનું પક્ષી; કાબર.

**Cancel,**(કૅન્સેલ્)*vt.*[L. *cancello,* I strike out.]1.(*obs.*)To surround, as with a railing:(કઠેરાથી)ઘેરી બાંધી લેવું.2. To obliterate; to blot out:ચેહેરી-છેકી-ભુસી નાંખવું;છેકવું; ભુસવું-છેકો મારવો. 3. To revoke; to annul:રદ ક○.4.(*Print.*) To suppress or omit: કાઢી નાખવું; પડતું મેલવું. *n.* 1. (*obs.*) An inclosure; limit:વાડો; હદ; સીમા. 2. (*a*) The suppression of matter in tipe: બીબાંમાં ગોઠવેલું 'કંમ્પોઝ' કાઢી નાંખવું; (*a*) The part thus suppressed : આ પ્રમાણે કાઢી લીધેલો ભાગ.

**Cancellation,**(કૅન્સેલેશન્)*n.* 1. A cancelling:છેકો;ચેહેરી નાંખવું તે. 2. (*Math.*)The operation of striking out common factors:છેદ ઉરાડવા તે;છેદ.

**Cancer,**(કૅન્સર્)*n.*[L.*cancer,*crab, ulcer.]1.(*Nat. Hist.*) The crab: કર્ક;કરચલો.2.(*Astron.*)A sign of *the zodiac, resembling a crab:* કર્કરાશિ.3.(*Med.*)A hard tumour resembling a crab:સખત ગાંઠ-ગુમડું; નાસુર; વિદ્રધિ; વ્રણ. **C.** *of the breast:*સ્તનવિદ્રધિ.

**Cancerate,**(કૅન્સરેટ્)*vi.* To grow into cancer:નાસુર પડવું;વિદ્રધિ થવી.

**Cancerous,**(કૅન્સરસ્) *a.* Affected with cancer:નાસુર-વિદ્રધિવાળું.

**Candent,**(કૅન્ડેન્ટ્)*a.* [L. *candeo,*I am white.] Heated to whiteness:ખૂબ તપાવેલું;તાપથી ધોળું થએલું;તાપથી તગતગતું-ધગધગતું.

**Candid**(કૅન્ડિડ્)*a.*[L.*candeo,*I am white.]1.Frank;ingenuous;open: નિષ્કપટી;નિખાલસ;પાકદિલનું;શુદ્ધમતિવાળું.2.Impartial:નિષ્પક્ષપાતી;અદલ; વાસ્તવિક;ન્યાયી.3.White:ધોળુ;સફેત.

**Candidate,**(કૅન્ડિડેટ્)*n.*[Q.*candidus,*white.]1. One who aspires to some office:ઉમેદવાર; પદાભિલાષી.2.One who is thought of,for an office:ઉમેદવારી કરનાર. 3. One who aspires after anything:કોઇ વાતની આસા-ઉમેદ રાખનાર.

**Candidacy,** (કૅન્ડિડૅસિ)
**Candidateship,**(કૅન્ડિડેટ્શિપ્)
**Candidature,** (કૅન્ડિડેચ્યુર્)
*n.*The position of a candidate: ઉમેદવારી;ઉમેદવારપણું.

**Candidly,**(કૅન્ડિડ્લિ) *adv.* Openly; frankly:ખુલ્લા મનથી; વાજબી રીતે;નિષ્કપટતાથી;મોકળા મનથી; સરળતાથી.

**Candidness,** (કૅન્ડિડ્નેસ્) *n.* See **candour,**

**Candle,**(કૅન્ડલ્)*n.*[L.*candela,*from *candeo,*I am white.]1.A cylindrical body of tallow, wax, &c: formed on a wick for giving light: મિણબત્તિ;મુમ્બતિ.2.A light;a torch; a luminary:દીપક;દીવો;મશાલ. *Excommunation by inch of* **c**.,a form of excommunication in which the offender is allowed time to repent only while a can-

*Can trifles satisfy your wants:*

dle burns:મિણબત્તિ બળે એટલી વારમાં પોતાના ફાયદા માટે પશ્ચાતાપ કરની ગુન્હેગારને જેમાં રજા અપાય છે એવી તરેહનો ધર્મ-ન્યાત બહાર કરવાનો એક જાતનો પ્રકાર.*Sale by inch of* c., an auction in which persons are allowed to bid, till a small piece of candle burns out: એક મિણબત્તિનો નાનો કટકો બળી રહે ત્યાં સુધીજ માગણી કરાય એવી હરાજી.

**Candlemas,**(કૅન્ડલ્મૅસ્ )*n.*A festival on the 2nd of February: ફેબ્રુઆરીની બીજી તારીખે થતો ઉત્સવ.

**Candlestick,**(કૅન્ડલ્સ્ટિક્ )*n.*An instrument to hold a candle:મિણબત્તિની શમેદાં;શમેદાન.

**Candour,**(કૅન્ડર્ )*n.* [L. See **candid.**]Frankness;sincerity:નિખાલસપણું;સાલસાઇ;હીલપાકી;સરળ ભાવ;નિષ્કપટતા;અદલપણું;નિષ્પક્ષપાતપણું;ન્યાયીપણું.

**Candy,**(કૅન્ડિ)*vt.*[Fr.*Candir*]1.To boil in sugar:ખાંડ પાવી;ખાંડ પાઇને રાખી મુકવું;-નો મુરબ્બો કo.2.To form into crystals:ગાંગડા બાઝે તેવું કo.as,*to* c.*sugar*:ખાંડની સાકર બનાવવી.3.To cover with crystals, as of ice:પડ બાઝે એવું કo.*vi.*1. To change into sugar or crystals: ખાંડ થવી; ખાંડના ગાંગડા પાસા-પાસલા બાઝવા;-as *preserves* c.*by long standing*: મુરબ્બા વિગેરે ખાંડ પાયેલા પદાર્થ ઘણો વખત રાખવાથી તેના ગઠ્ઠા બાઝી જાય છે.*n.*A conserve or confection of sugar:મીઠાઇ.

**Cane,**(કેન્ )*n.*[L.*canna*, reed.] 1. (*Bot.*)A plant of several pieces: નેતરનો છોડવો;નેતર;શેલડી;વાંસ. 2. A reed;a walking stick: નેતર;સોટી; દંડો;લાકડી.3.A lance or dart:ભાલો;તીર.4. A measure of length: એ લાંબું માપ.(at Naples 76.3$\frac{1}{2}$inches; at Toulouse 56.8$\frac{1}{2}$ inches & at Provence 66.6$\frac{1}{2}$ inches. ) *Sugar* c.:શેલડી.**C.** *trash*: શેલડીના કુચા.*vt.*1.To beat with a cane:નેતરની સોટી મારવી.2.To furnish with cane:નેતર ભરવી.

**Cane-mill,**(કેન્મિલ્ )*n.* A mill for grinding sugar-canes:શેરડી પીલવાનો સંચો;કોલુ;ક્રેસ.

**Caninal,**(કનાઇનલ્ ) } *a.*[L.*canis*,
**Canine,** (કનાઇન્ ) } a dog.]Pertaining to or having the qualities of a dog: કુતરાના જેવું; કુતરાનું.

**C.***anger*:અતિક્રોધ.**C.***appetite*,bulimia:અતિશય ભુખ;ભસ્મરોગ.**C.***madness*, hydrophobia: અતિગાંડાપણું; હડકવા.**C.***teeth*:દાઢો તથા આગલા દાંતની વચ્ચેના દાંત;રાક્ષીઓ.

**Canister,**(કૅનિસ્ટર્ )*n.* [ L. *canistrum*,a basket.]1.A small basket of rushes or reeds:નેતર-વાંસની ટોપલી-છાબડી;કંડીઓ;ડબો; ડબી. 2.A case for tea:ચાહ ભરવાની પેટી-ડબો.

**Canker,**(કૅન્કર્ ) *n.* [L. *cancer*, a crab.] 1. An ulcer in a mouth: ચાંદી.2.Anything that corrodes: સળો.3.(*Hort.*)A disease of trees: સડો;સળો.4.(*Far.*) A disease in horse's feet:ઘોડાના પગમાં થતો એક જાતનો રોગ.5.A kind of wild rose: જંગલી ગુલાબ.6.A caterpillar:રેશમનો કીડો.*vt.*1.To corrode;to consume:સળીજાય-ખવાઇ જાય તેવું કo.2. To grow malignant : ખરાબ-ચેપી થવું;2.To waste away:ખવાઇ જવું; ઉધઈ ખાવી;સળી જવું.

**Canker-worm,**(કૅન્કરૂવર્મ્ )*n.*The caterpillar:સળો-ઉધઇનો કીડો;ઉધઈ.

**Cankery,**(કૅન્કરી)*a.*1.Rusty; corroded:ખવાઇ ગએલું;કટાએલું; સળેલું. 2.Unkind;surly:દ્વેષી;અદેખું; ચિડિયું;દયાહીન;કીનાખોર.

**Cannibal,**(કૅનિબૅલ્ )*n.*[Fr.*cannibale.*]A savage who eats human flesh;a man-eater;an anthropophagite:મનુષ્યાહારી માણસ;નરભક્ષક;નરભોજી.Hence any animal that eats its own kind:પોતાની જાતનાં પ્રાણીને ખાનારૂં કોઈ પણ પ્રાણી.

**Cannibalism,** ( કૅનિબૅલિઝ્મ્ ) *n.* The act or practice of cutting human flesh by mankind; barbarity:મનુષ્યભક્ષણ.

**Cannon,**(કૅનન્ )*n.*[L.*canna*,a reed, pipe or tube. ]1. A large piece of ordnance; a great gun: તોપ. 2. (*Mech.*)A hollow cylindrical piece,through which a revolving shaft passes:સંચાનો એક ભાગ.3.A particular stroke at billiards: દડા દંડાની રમતમાં અમુક ઝપાટો.4.See **Canon.C.***cracker*,a fire cracker of large size: દારૂખાનાનો ફોડવાનો મોટો ટોટો.**C.***proof*, impenetrable by cannon balls: તોપના ગોળાને પ્રવેશ ન કરવા દે તેવું.

**Cannonade,**(કૅનનેડ્ )*n.*An attack with cannon:તોપનો માર.*vt.*& *vi.* To attack with cannon-shot:તોપનો માર ચલાવવો.

**Cannon-ball,**(કૅનન્બૉલ્ )*n.*A ball of cast iron for cannon: તોપનો ગોળો-ગોળી.

**Cannoneer,**(કૅનનીર્ )*n.* One who manages or fires,cannon: ગોલંદાજ;તોપચી.

**Canoe,**(કનૂ )*n.*[Fr.]A boat hollowed out of the trunk of a tree or made of the bark:હોડિયું;હોડકું.

**Canon,**(કૅનન્ )*n.* [L.*canon*,a measuring line,rule.] 1.A law; rule: કાયદો;નિયમ;ધારો; વિધાન; કાનુન. 2. (*Eccl.*)A rule of doctrine:ખ્રિસ્તિ ધર્મસભાનો ઠરાવ-ધારો. 3. The genuine books of the Holy Scriptures:ખ્રિસ્તિધર્મના અસલ ગ્રંથો. 4. A book of rules of religious order in monastery:મઠવાસીઓને પાળવાના ધારાનો ગ્રંથ.5.A catalogue of saints canonized:ખ્રિસ્તિ સન્તોની નોંધ;સંતાવળિ.6.(*Mus.*)A kind of musical composition:એક જાતનો રાગ. 7. A dignitary of the church:ખ્રિસ્તિ ધર્મગુરૂ;ખ્રિસ્ત ધર્મનો એક ધર્માધિકારી.8.(*Surg.*) An instrument for sewing up wounds: ઘા શીવીલેવાનું-ટેભા મારવાનું ઓજાર.9. (*Print.*)The largest size of type: સઉથી મોટું (છાપખાનાનું)બીબું-ટાઇપ. 10.(*Billiards.*)See **cannon.3.**

**Canonic-cal,**(કનૉનિક્-કલ્ )*a.* According to the rule pertaining to a canon: ધારા પ્રમાણે; યથાશાસ્ત્ર; કાયદાસર;વિધિયુક્ત;વિધિપ્રોક્ત;ધર્મશાસ્ત્ર સંમ્મત;સ્માર્ત;ધર્મગુરૂસંબંધિ.*Canonical books*:ઇશ્વર પ્રણીત માનેલાં ખ્રિસ્તિ ધર્મનાં પુસ્તકો. *Canonical hours*: ધર્મકાર્યને માટે ધર્મશાસ્ત્રોમાં નિર્માણ કરેલા દિવસના અમુક-વખતો.(*a*)રોમન કેથોલિક ધર્મસ્તોત્રના કેટલાક ભાગ.

**Canonicals,**(કનૉનિકલ્ઝ્ )*n.pl.*The full dress of the clergy: ધર્મગુરૂનો પોશાક.

**Canonist,**(કૅનૉનિસ્ટ્ )*n.*A professor of canon law: ધર્મના કાયદામાં પ્રવિણ;ધર્મશાસ્ત્રી;ધર્મશાસ્ત્રજ્ઞ;પાઠક.

**Canonize,**(કૅનૉનાઇઝ્ )*vt.*To enroll in the canon as a saint: સંતની પંક્તિમાં નામ દાખલ કo;સંત બનાવવો.2.To glorify; to exalt to the highest honor: મહિમા-કીર્તિ વધારવી;માન-મરતબો વધારવો.

**Canopy,**(કૅનૉપિ)*n.*[L.*canopium*,

આંગળી ચાટે પેટ ભરાય.

sofa. ] 1. A covering over the head or bed:છત્રી;મચ્છરદાની;ચંદની; ચંદરવો;છત.2.(*Arch.*)A decorated covering over doors,archer &c: છત્રી;છત્તર.C.*of light frame work over an idol*:મંડપ.

**Canorous,**(કૅનોરસ્)*a.*[L. *cano*, I sing.]Melodious:મધુરગાયનવાળું.

**Cant,**(કૅન્ટ્)*vt.*[L.*Cano*,I sing.]1. To incline or pitch forward,as a cask: (પીપને)નમાવવું-વાંકુ વાળવું. 2.To jerk; to throw: આંચકો-ઠોકર મારવી;ફેંકીદેવું. 3.To cut off an angle as from a piece of timber:(લાકડામાંથી)એક ખુણો કાપવો.*n.* 1.(*Obs.*):ખુણો;કોર.2. An inclination from a horizontal line:વાંકુ વાળવુંતે;નીચુંનમાવવુંતે.3.A thrust; push:ધક્કો;હડસેલો;ઠોકર.4.(*Naut.*) A piece of wood on the deck of a vessel:વહાણના તુતક ઉપર લાકડાનો એક કટકો.

**Cant,**(કૅન્ટ્)*vi.*[L.*cano*,I sing.] 1. To speak in a whining voice, or in an affected singing tone: ચીપી ચીપીને-ગાવાની પેઠે બોલવું. 2. To practise hypocrisy:ઢોંગથી બોલવું;સારૂ સારૂ-મીઠું મીઠું બોલીને ઠગવું બગભગત થવું.3 (*a*)To sell by auction: હરાજી ક૦; (*b*) to bid at an auction:હરાજીમાં માગણી ક૦.*n.*1.An affected mode of speaking:ચીપીને-ગાવાની પેઠે બોલવુંતે.2.The dioms or peculiarities of speech in any profession: રુઢી; સંજ્ઞા; પરિભાષા; વિશેષ ભાષા;સંકેતિક ભાષા. 3.Slang; barbarous jargon:નઠારી-હલકી બોલી;કુત્સિતવાણી; હલકું વચન. 4. An empty,solemn speech;religious hypocrisy:ધાર્મિક ભાષણ;ધાર્મિકદંભ; વાગ્વેદાંત.5.A secret language peculiar to thieves,rogues,&c:ચોરલોકોની ફારસી. 6. A call for bidders at an auction: હરાજી કરનાર બોલે છે તે.*a.* Affected; vulgar, as words:ઢોંગી;દાંભિક;હલકું;નીચ; સંકેતિક;ચાંપી ચાંપીને બોલાયલું.

**Canteen,**(કૅન્ટીન્)*n.*[Fr. *cantine*, bottle-case.]1.A vessel used by soldiers for carrying liquors: સિપાઇઓને દારૂ ભરવાનું વાસણ.2.(*a*) The sutler's shop in a garrison: છાવણીમાં નેસ્તીની દુકાન.(*b*)A chest containing culinary and other vessels for officers:અમલદારનાં રાંધવા ખાવાનાં વાસણ રાખવાની પેટી.

**Canter,**(કૅન્ટર્) *vi.* To move, as a horse,in a moderate gallop: છારકત ચાલથી જવું.*vt.*To ride upon a canter: છારકત ચાલથી ચલાવવું; ચૌલચાલ-છારકત ચાલથી ચાલવું. *n.* 1. A moderate gallop:છારકતચાલ; also called,*canterbury gallop*: ચૌલચાલ;છાત્રકચાલ;પ્લુતગતિ.2.A rapid passing over:ઉતાવળથી જોઈ જવું તે.

**Canter,**(કૅન્ટર્)*n.*1.A beggar: ભીખારી.2.One using canting language;a hypocrite:ચાંપીને બોલનાર;ઢોંગી;વાગ્વેદાંતી; વાગ્બ્રહ્મજ્ઞાની; શુષ્ક વેદાન્તી.

**Canterbury-tale,**(કૅન્ટરબરિ-ટેલ્) *n.* Any tale told by travellers to pass away the time; મુસાફરીમાં વખત કાઢવાને માંહોમાંહે કહેની વાત.

**Canthus,**(કૅન્થસ્)*n.*[Gr. *canthos*, the corner of the eye]( *Anat.*) The corner of the eye: આંખનો ખુણો;નેત્રકોણ;નયનોપાંત.

**Canticle,**(કૅન્ટિકલ્)*n.* [L. *cano*, I sing.]1.A little song:ટુંકુ ગીત. 2. (*pl.*)The song of Solomon: સોલોમનનું ગીત-પદ.3.(*Obs.*) A canto: સર્ગ;પર્વ.

**Cantilate,**(કૅન્ટિલેટ્)*vt.*[L.*cano*, I sing.]To chant:ગાવું.

**Canto,**(કૅન્ટો)*n.pl.***cantos**[L.*cano*, I sing.]1.A part or division of a poem;a book:કાવ્યનો ભાગ;સર્ગ;પર્વ.2.(*Mus.*)Soprano;the highest part: ઉંચામાં ઉંચો સુર;સારી ગમનો 'ની' સુર.

**Canton,**(કૅન્ટોન્)*n.*[L.L.*cantonus*, corner.] 1. A small portion of territory:તાલુકો;પ્રગણું; પેટા ટુકડી;મહાલ;પ્રાંત.2.A small clan:નાની ટોળી-ટુકડી-વર્ગ; નાનો વર્ગ.3. A small territory having a distinct government:સંસ્થાન; તાલુકો.4.(*Her.*) A division on a shield in the right corner: ઢાલની જમણી બાજુ તરફ એક ખુણો. 1. To divide into distinct portions or small parts: નાના તાલુકા-પ્રગણાં-ભાગ પાડવા. 2. (*Mil.pron.* કૅનટૂન.)To allot separate quarters: (લશ્કરના જુદા જુદા ભાગને)જુદો જુદો મુકામ આપવો.

**Cantonment,**( કૅન્ટોન્મેન્ટ ) *n.*(*a*). A part of a town assigned to a particular body of troops:લશ્કરના અમુક ભાગને મુકામ સારૂ નીમી આપેલો કોઇ શહેરનો ભાગ; છાવણી. (*b.*) separate quarters:જુદા જુદા મુકામ;છાવણી;કાંપ.

**Canvas,**(કૅનવૅસ્)*n.* [L.*cannabis*, hemp.] 1. A coarse cloth made of hemp or flax:કંતાનનું જાડું લુગડું; કંતાન; તાટ. 2. A cloth woven in little squares for working tapestry: ભરત ભરવાનું કપડું; કૅનવાસ. 3.(*Naut.*)The sails of a vessel: વહાણના સઢ. 4. A painting, or a picture on canvas:કૅનવાસ ઉપર ભરેલ ભાત,તરેહ અથવા ચિત્ર;*a.*Made of or pertaining to:કૅનવાસ જેવું-નું બનેલું.

**Canvass,**(કૅન્વૅસ્)*vt.*[Fr.]1.To sift; to scrutinize: બારીકીથી તપાસ ક૦; સંભાળપૂર્વક તપાસવું. 2.To debate: વાદવિવાદ ચલાવવો; ઘોળ ઘાલવો. 3. To go through,as a district for votes:ઠેકાણે ઠેકાણે મત ઉઘરાવવા માટે જવું-ફરવું. *vi.* (*for*) (*a*).To solicit votes;મત ઉઘરાવવા;મત માટે માગણી ક૦;(*b*) to seek; to try to obtain: મેળવવાને યત્ન ક૦;મહેનત-કોશીસ ક૦. *n.*1.Close examination:બારીક તપાસ. 2.Debate: વિવાદ;વિવેચન. 3. Solicitation or effort: (મત,ગ્રાહક) મેળવવાનો પ્રયત્ન-કોશીસ-માગણી.

**Cany,**(કૅનિ)*a.*1.Full of canes:નેતરથી ભરપુર. 2.Made of canes: નેતરનું બનાવેલું.

**Cap,**(કૅપ્)*n.*[A.S.*cappe*,cap.]1. A covering for the head:ટોપી;શિરસ્ત્રાણ.2.An ensign of dignity:પદ્વીનું ચિન્હ.3.The top;the highest: ટોચ;શિખર;શિરોમણી;સરદાર;as,*Thou art the* c.*of fools*:તું મૂર્ખનો સરદાર-મૂર્ખ શિરોમણી છે. 4. A reverence made by removing the cap; as *to give one a* c.:ટોપી ઉતારીને માન આપવું તે.5.(*a*)(*Arch.*)The uppermost of any structure,as *of a column or door*: સ્તંભ-દ્વારશીર્ષ; ટોચ; શિખર. (*b*) A strong block of wood,holding two masts together:બન્ને ડોલને ભેગા પકડી રાખવાનું મજબુત લાકડું.(*c*)Anything like a cap in form or use: ઢાંકણું;ટોપી; as *the* c.*of a cannon*:તોપ-બંદુકની વાટકી;ટોટી.C.*in hand*,obsequeously; submiessively: માન મુકીને આડા પડીને,બાપજી કરીને.*To set one's* c.*for*, to take measures to gain the affections of a man,in order to marry him:પરણવાના ઇરાદાથી પુ-

રૂપની પ્રીતિ સંપાદન કરવાના ઉપાય ક૦. *vt.part& pp.***Capped,**(કૅપ્ટ્ )1. To cover the top or end: માથું-ટોચ ઢાંકવું-આચ્છાદન ક૦. 2.To deprive of cap:ટોપી ઉપાડી લેવી;ઉઘાડું-માથું ક૦.3.To render complete: પુરું ક૦;પરિપૂર્ણ ક૦;શિખરે પહોંચાડવું; 4.To provide,as a rifle, with a cap: બંદુક ઉપર વાટકી મુકવી. 5. To match;to beat in contest;as *To* **c.** *verses*; to name alternately verses beginning with a particularletter:પહેલો અક્ષર એકજ આવે એવી કવિતાની ટુંકો સામસામા વારા ફરતી બોલવી;આંચાક્ષરી ચલાવવી.*To* **c***.proverbs*;to name alternately in contest:સામાસામી ઉખાણા કહેવા-બાંધવા. *vi.*To uncover the head in civility:માનની ખાતર ટોપી-પાઘડી ઉતારવી.

**Capability,** (કૅપૅબિલિટિ )
**Capableness,** (કૅપૅબલ્નેસ્ ) } *n.* Powder of understanding;capacity:શક્તિ;યોગ્યતા;ધારણસામર્થ્ય; ક્ષમતા;મનશક્તિ;કાબેલિયત;દક્ષતા.

**Capable,**(કૅપૅબલ )*a.* [L. *capio*, I take.] 1. (*a*) Having sufficient ability or power: શક્તિમાન-વાળું. (*b*)having capacity; adapted:લાયક;શકે એવું;ધારણ સમર્થ;નિવાસપર્યંત; as,*a room* **c.***of holding a large number*:ઘણા માણસો માય એવી ઓરડી.2.Qualified;competent: possessing intellectual power: અક્કલ મંદ;બુદ્ધિમાન;બુદ્ધિ શાળી;કાબેલ; યોગ્ય;લાયક;કાર્યક્ષમ;સત્તા-અધિકારવાળો;as,*a* **c.***Judge*::કાબેલ ન્યાયાધીશ; *a man* **c.** *of devising his property*:પોતાની મિલ્કતનું વસિયત નામું કરવાની યોગ્યતાવાળો માણસ.3.(*Obs.*) Capacious:મોટું;વિશાળ.

**Capacious,**(કૅપૅશસ્ )*a.*[ L. *capio*, I take.]1.Spacious;large;broad: વિશાળ;વિસ્તીર્ણ; મોટું. 2. Comprehensive; liberal ( mind ): વિશાળ બુદ્ધિવાળું; બહુશ્રુત;ઘણું ગ્રહણ કરી શકે તેવી બુદ્ધિવાળું.

**Capacitate,**(કૅપૅસિટેટ્ )*vt.*To qualify;to enable:લાયક-શક્તિમાન ક૦.

**Capacity,**(કૅપૅસિટિ)*n.*[L.*capio*, I take. ] 1. Power of containing; extent of space or room;સમાવેશ કરવાની જગા;વિસ્તાર.2,Comprehensiveness of mind; the receptive faculty:ગ્રહણ-ધારણ શક્તિ;આક્રમ શક્તિ;વિશાળ બુદ્ધિ;પહોંચ. 3.Ability; efficiency:સામર્થ્ય;ગજું;ગુંજાશ.*Suitable or suitably with one's* **c.**: યથા બુદ્ધિ;યથામતિ. 4. Profession; character;occupation: ધંધો સત્તા; યોગ્યતા;હોદ્દો;પદ્વી;નાતો; પેશો; best expressed by, તરીકે; દાખલ;as,*he liked to work in the* **c.** *of a mason or a carpenter*: તેણે કડિઆ અગર સુતાર તરીકે કામ ક૦ નું પસંદ કર્યું. 5.(*Law.*)Aptitude or qualification;as *of age,residence,&c*: લાયકી;યોગ્યતા;અધિકાર;સત્તા;as,*he had the* **c.***for making a will*:વસિયતનામું કરવાની તેને સત્તા-અધિકાર-યોગ્યતા હતી .6. (*Geom.*) The solid contents of a body:ઘનફળ.

**Capapie,**(કૅપૅપી) *adv.* [L. *Caput, the head & pes*,foot].From head to foot;all over:પગથી માથાસુધી;નખશીખ;સર્વાંગે;as,*he was besmeared with blood* **c.**: તે નખશિખ-સર્વાંગે રૂધિરથી ખરડાયલો-તરબોળ થયેલો હતો.

**Caparison,**(કૅપૅરિસૅાન્ )*n.*[*Fr.*Ca-*pa*,clock.] 1. The covering for the saddle;trappings: ઝાલરવાળો શુસોભિત ધાસિઓ.2.Rich clothing ઉમદા-ભારે પોશાક.*vt.*1.To cover as a horse,with rich cloth: ઘોડા ઉપર ઉમદા ધાસીઓ નાંખી શણગારવો-સજ્જ ક૦.2. To adorn with rich dress: ઉમદા પોશાક પહેરાવવા; ભારે લુગડાં પહેરાવવાં;શણગારવો.

**Cape,**(કેપ્ )*n.*[L.*caput*,the head.] 1.A neck of land running into sea;a headland:ભૂશિર;ભૂશલાકા.2. The neck-piece of a cloak:ગરદન ઉપરથી લટકતું પહેરવાનું વસ્ત્ર. 3. A kind of wine,made at the cape of Good Hope:કેપ ઓફ ગુડ હોપનો દારૂ.*vi.*(*Naut.*)To head or point: બતાવવું;મોંહોડું હોવું; અભિમુખ હોવું; as,the ship *capes* Eastward:વહાણ પૂર્વાભિમુખ છે.

**Caper,**(કેપર્ )*vi.* [L. *caper*, a he-goat.]To spring;to leap;to dance:છલંગ-ઠેકડો મારવો;કુદવું;નાચવું.*n.* 1.A skip;a leap:કુદકારો;છલંગ;ઠેકડો;કુદકો;*To cut a* **c.**, to frolic;to prank,to make a sportive spring: કુદવું;ટોળ કરવો.2.(*Naut.*) A dutch privateer: ડચ લોકનું લુટારૂ વહાણ.

**Capias,**(કેપિઍસ્ )*n.*[L.thou mayst take.](*Law.*) A writ to arrest a person:કેદ પકડવાનું હુકમનામું.

**Capillary,**(કૅપિલૅરિ) *a.* [L.*capillus*,hair.]1.Resembling a hair; minute:વાળ જેવું;ઝીણું;પાતળું;અતિસૂક્ષ્મ;બારીક.2,Pertaining to capillary tube or vessel: રગો સંબંધિ; **c.** *attraction.*See **Attraction.** *n.*A fine vessel or canal:ઝીણી નળી.2.(*pl.*) (*Anat.*) The minute vessels:ઝીણી રગો.

**Capital,**(કૅપિટૅલ્ )*a.*[L.*caput*, the head. ] 1. (*Obs.*) Pertaining to head:માથાનો(ધા-રોગ)મૂર્ધન્ય.2.Affecting the head or life; as, **c.** *punishment*:ફાંશી દેવાલાયક; દેહાન્ત;પ્રાણાંન્ત;મરણાન્ત;જીવ લેવા લાયક. 3. First in importance; chief; principal;excellent;noble:શ્રેષ્ઠ;અગ્રણી;વર્ય;અગત્યનું;ખાસું;નામીચું;ઉત્કૃષ્ટ;ઉમદા;ભલું;as,*a* **c.***city*:મુખ્ય શહેર;રાજધાની;*a* **c.***speech*:ઉત્કૃષ્ટ ભાષણ; *yes,that is* **c.**:હા એ ખાસુ છે.**C.***letter*, ( *Print.* ) a letter of great size:મોટા અક્ષર.**C.***stock*,the fund of a company:વેપારમાં નાખેલાં નાણાં;ભંડોળ;મુંડી;મુદ્દલ;પુંજી;મુળદ્રવ્ય.*n.* 1.(*Arch.*)The head of a column: થાંભલાની મથોટી;સ્તંભશીર્ષ.2.(*Geog.*) Metropolis:મુખ્ય શહેર;રાજધાની.3. The stock to a bank or a trading company:મુંડી;પુંજી;ભંડોળ. 4. Influence;as, *political* **c.**: સત્તા; અધિકાર વધારવાનો ઉપાય.5.(*Print.*) A large letter or type:મોટો અક્ષર.6.(*Obs.*) A chapter or a section of a book:પ્રકરણ;બાબ;ખંડ.*To live on one's* **c.**to consume the capital without producing or accumulating anything to replace it:દોલતમાં વધારો કર્યા સિવાય બેઠાં બેઠાં ખાવી-ટાઢું ખાયા કરવું.

**Capitalist,**(કૅપિટૅલિસ્ટ્ ) *n.* (*a*) A man having large property:પુંજીવાળો;મુંડીવાળો.(*b*) A man who has a stock or capital in trade: વેપારને માટે નાણાં કાઢનાર; વેપારમાં નાણાં રોકનાર;મુંડી કાઢનાર.

**Capitalize,**(કૅપિટૅલાઇઝ્ )*vt.* 1. To convert into capital,as money: મુંડીના રૂપમાં લાવવું.2.To print in capital letters:મોટા અક્ષરથી છાપવું.

**Capitally,**(કૅપિટૅલિ) *adv.* 1. By a capital punishment:પ્રાણાન્ત સિક્ષાથી;દેહાન્તદંડથી.2.Prominently; finely:સારી-અચ્છી રીતે;ઉત્કૃષ્ટ રીત્યે; ઉત્તમ પ્રકારથી.

**Capitation,**(કૅપિટેશન્)*n.* 1. Numeration by the head:માથા દીઠ ગણત્રી;શિરોગણના. 2. A poll-tax: માથા દીઠ વેરો;માથા વેરો;માથાવટ્ટી.

**Capitol,**(કૅપિટૉલ્)*n.*1.The temple of Jupiter,in Rome:રોમ શહેરનું બૃહસ્પતિનું દેવળ.2.The edifice for holding congress or sessions:રાજ સભા-મંડળી ભરવાનું-ધારા સભાનું મકાન.

**Capitulate,**(કૅપિટ્યૂલેટ્)*vi.*[L. *capitulum*,a chapter.]To yield or surrender by treaty:કોલ કરારથી વશ થવું;શરત કરીને શરણે થવું. 2. To settle or draw up the heads of an agreement:કલમબંધિ ક૦;કલમવાર લખવું;ખરડો ક૦.*vt.*To surrender on conditions: કરાર કરીને-શરતોથી તાબે ક૦.

**Capitulation,**(કૅપિટ્યૂલેશન્)*n.* 1. (*a*)A reducing to heads or articles: કલમબંધિ ક૦;-કલમપાડવી તે. Formal agreement:રીતસર ઠરાવબોલી;કરાર.2. Surrender on certain conditions:અમુક શરતથી તાબે થવું તે. 3. The instrument containing the terms of agreement: કરાર પત્ર:શરતનામું.

**Capon,**(કૅપૉન)*n.*[L.*capo.*]A gelded cock:ખાસી કુકડો-મરઘો. *vt.* To castrate:ખાસી ક૦;આંડ કાપી નાંખવા.

**Caprice,**(કૅપ્રીસ્)*n.* [L. *capra*, a goat.]A freak;a whim;a fancy: તુરંગ;લહેર;સ્વચ્છંદ;છંદ.

**Capricious,** (કૅપ્રિશસ્) *a.* Whimsical;freakish:તુરંગી;ઠેકાણા વગરનું; લહેરી:સ્વચ્છંદી;ચંચળ;ક્ષણિક બુદ્ધિનું.

**Capriciousness,** ( કૅપ્રિશસ્‌નેસ્ ) *n.*The quality of being capricious;fickleness;unsteadiness:લહેરી પણું;તુરંગીપણું;છંદખોરી;ચાંચલ્ય; ચંચળ બુદ્ધિ.

**Capricorn,**(કૅપ્રિકૉર્ન્)*n.*[L.*caper*, a he-goat & *cornu*,a horn.] 1. (*Astron.*)One of the 12 signs of the zodiac: મકરરાશિ; મકર. *Entrance of the sun into* **c.**:મકરસંક્રાંતિ.2. (*Entom.*) A kind of beetle:એક જાતનો વંદો.

**Capsicum,**(કૅપ્સિકમ્)*n.*[L.*capsa*, box.](*Bot.*)A genus of plants producing fruits having a pungent biting taste:મરચી:લવિંગીઆં મરચાં.

**Capsize,**(કૅપ્સાઇઝ્)*vt.* [L. *caput*, the head.]To upset or overturn; as a boat:ઉંધુ વાળવું;ઉથલાવી દેવું.*n.* An upset:ઉંધું વાળવું તે;ઉથલો.

**Capstan,** (કૅપ્સ્ટન્) *n.* [L. *capistrum*,halter.](*Naut.*)A strong column of timber employed in ships to weigh anchors or great weights: લંગર-ભાર ઉપાડવાનું યંત્ર.

**Capsular,** (કૅપ્સ્યૂલર્) } *a.* Pertaining
**Capsulary,**(કૅપ્સ્યૂલેરિ) } to or hollow like,a capsule:શીંઘ સંબંધિ-ના જેવું;પોહોળુ; ખસખસ-પોસનાં-ડોડવાંના જેવું.

**Capsule,**(કૅપ્સ્યૂલ્) *n.* [L. *capso*,a chest from *capio*, I take.] 1. (*Bot.*)A seed-pod:બીજની શીંઘ-ફળી; બીજકોષ; ડોડો. 2. (*Chem.*) A small saucer of clay:રસાયન પ્રયોગમાં વપરાતી એક જાતની રકાબી. 3. (*Med.*)A gummy envelope for nauseous doses:ઉલટી-ખકારી આવે એવા ઓસડપર ચઢાવેલું ચીકણું પડ. 4.(*Physical.*)A small membranous sac:પાતળી ચામડીની રસની કોથળી. 5. A metallic seat over a bottle: શીશીના દટ્ટા ઉપર ચોઢવાની ધાતુની મોહોર-ટોપી. 6. A percussion cap:બંદુકની ટોટી.

**Captain,**(કૅપ્ટિન)*n.*[L.*Caput*, the head.]1.(*a*)A chief military officer: પલટણનો નાયક-સરદાર-અધિપતિ-સ્વામી;(*b*) A commander of a ship:વહાણનો નાખુદા;ટંડેલ;કપ્તાન; નૌકાધ્યક્ષ.(*c*)A foreman;a leader: આગેવાન;નાયક;સરદાર; મુકદ્દમ;જમાદાર.2. A man skilled in war; a warrior:યોધ્ધો;લડવાઇઓ.**C.** *general*, commander-in-chief of an army: સેનાધિપતિ. *a.* Possessing superiority in rank, courage, value &c:શ્રેષ્ઠ;કિમતિ;ઉપરી;ઉત્કૃષ્ટ.

**Captaincy,** (કૅપ્ટિન્સિ,) } *n.* The
**Captainship,**(કૅપ્ટિન્શિપ્) } rank,post or commission of a captain:નાયકનો હોદ્દો;અધિપતિપણું; સરદારી;અધિપત્ય;સ્વામિત્વ; કપ્તાનની જગા-પદ્વી-હોદ્દો.

**Captation,**(કૅપ્ટેશન્)*n.*[L.*capio*,I take.]The act of winning favor by flattery: ખુશામતથી મહેરબાની મેળવવી તે.

**Captious,**(કૅપ્શસ્) *a.* [L. *capio*,I take.]1.Disposed to find fault; peevish;fretful:ચુકો કાઢનાર; દોષગ્રાહી;ચીડિયું;તકરારી;ચિકિત્સાખોર; કુજતખોર. 2. Insidious, troublesome:પેચવાળું;ફાંસામાં નાંખે એવું; પેચી;બાંધી લે તેવું;દગાખોર.

**Captivate,**(કૅપ્ટિવેટ્)*vt.*[L.*capio*, I take.]1.To capture;to subdue: પકડવું; હરી લેવું. 2. To charm; to fascinate:મોહ પમાડવું; મોહિત ક૦; મન હરવું;ચિત્ત ચોરી-હરી લેવું;મોહિની લગાડવી.*a.*Taken prisoner: કેદમાં પડેલું-સપડાયેલું.

**Captivating,** ( કૅપ્ટિવેટિન્ગ્ ) *a.* Fascinating;charming;enchanting:મોહક;મનોહર; મનમોહક;મનહરીચોરી લે તેવું.

**Captive,**(કૅપ્ટિવ્)*a.* 1. Made prisoner;kept in bondage:કેદી; પરવશ; કેદમાં પડેલું. 2. Serving to confine;relating to confinement: કેદમાં રાખે એવું;બન્ધનકારક; કેદખાનાનું.*n.*1.A prisoner taken in war: લડાઇમાં પકડાએલો કેદી; યુદ્ધદાસ. 2. One charmed by beauty or affection:પ્રીતિ-મોહપાસમાં સપડાયલો-પડેલો પુરૂષ.*vt.*To capture: કેદ ક૦.

**Captivity,** (કૅપ્ટિવિટિ) *n.* 1. The state of being a prisoner:લડાઇમાં આવેલી કેદ.2.Slavery; subjection:પરવશપણું;કેદ;બંધન;દાસત્વ.

**Captor,**(કૅપ્ટર્)*n.*One who takes, as a prisoner or a prize:કેદી પકડનાર;લુંટ લેનાર.

**Capture,**(કૅપ્ટ્યૂર્)*n.* [L. *capio*, I take.]1.Seizure;arrest: પકડવું તે; પકડી લેવું તે; નિગ્રહ. 2. Prize;prey taken by force:લુટથી મળેલી વસ્તુ; શિકાર;હૃતદ્રવ્ય;લુંટ. *vt.* To take by force or surprise:બળથી-છાપો મારી લઇ લેવું-પકડવું.

**Car,**(કાર્)*n.*[L.*carrus*,wagon.] 1. A small vehicle moved on wheels: ગાડી. 2. A carriage for running on the rails:રેલવેની ગાડી;ડબો.3.A chariot of war: રથ; *celestial* **c.**: વિમાન.4.(*Astron.*) The constellation called Charles's Wain or the Bear:સાત તારાનોઝુમખો;સપ્તરૂષિ.

**Carbine,** (કાર્બાઇન્) } *n.* [ Fr. ]
**Carabine,**(કૅરબાઇન્) } ( *Mil.*) A kind of short gun firearm:ઘોડેસ્વારને રાખવાની એક જાતની નાનીબંદુક.

**Carabineer,**(કૅરબિનીર્)*n.*One who carries a carbine:કારબીન બંદુક રાખનાર સિપાઇ.

**Caracole,**(કૅરકોલ્)*n.*[Fr.]1.(*Man.*) A half-turn which a horseman makes:સ્વારનું આડું અવળું ચક્કર ખાવું તે;ચક્કરડી.2. (*Arch.*) A staircase

Cast no dirt in the well that gives you water:

in a spiral form: ભમરિયાના આકારની-ગોળ નીસરણી.*vi.*To move in a caracole;to wheel: આડા અવળા ફરવું;ફુદડી ફરવી.

**Carafe,** (કૅરૅફ્) *n.* [Fr.] A glass waterbottle:કાચનું તાંબડી જેવું વાસણ.

**Caramel,**(કૅરૅમેલ્)*n.*[L. *canna*, a reed&*mel*,*mellis*,honey.](*Chem.*) Burnt sugar used to color spirits: દારૂને રંગ આપવામાં વપરાતી બાળેલી ખાંડ.

**Carat,**(કૅરૅટ્)*n.*[Fr.]1.The weight of 3⅓ Troy grains for weighing precious stones: મોતી-ઝવેરાત તોલવાનો ૩⅓ ટ્રોય ગ્રેન બરાબર તોલ.2. A word used to denote the proportion of pure gold in a mass of metal;a twenty-fourth part: (સોનાના કસમાં વપરાતો) ચોવિસમો ભાગ;ચોવિસાંશ કસ;ટચ.

**Caravan,**(કૅરૅવૅન્)*n.*[Fr.]1.A company of travellers &c,marching together for mutual security, through unsafe countries:કાફલો; સાથ;સંઘ.2.A large close carriage for conveying wild beasts,&c., for exhibition:કબ્જાવાળી મોટી ગાડી.

**Caravansary,**(કૅરૅવૅન્સૅરિ) } *n.*
**Caravansera,**(કૅરૅવૅન્સેરૅ) }
[Fr.]A kind of inn in the East, where caravans rest at night: ધર્મશાળા;મુસાફરખાનું;સંઘને ઉતરવાનું મકાન;પાંથશાળા;સરાઇ.

**Caraway,**(કૅરૅવે)*n.*[L. *carum.*] 1.(*Bot.*)A biennial plant of the parsley family:અજમાનો છોડ; અજમો;અજમોદ.2. A kind of sweetmeat containing caraway seeds: અજમાના બીવાળી મીઠાઈ.

**Carbon,**(કાર્બૉન્)*n.*[L.*carbo*,coal.] (*Chem.*) An elementary substance,bright,brittle,& inodorous;pure charcoal:કારબોન નામનો પદાર્થ;શુદ્ધ કોયલો.

**Carbonaceous,**(કાર્બોનેશસ્)*a.*Pertaining to or containing carbon: કારબાનવાળું;કારબનમય.

**Carbonate,** (કાર્બોનેટ્) *n.* A salt formed by the union of carbonic acid with a base:કારબનમય ક્ષાર.

**Carbonic,**(કાર્બોનિક્)*a.*Of,or pertaining to carbon:કારબન સંબંધિ; કોલસાને લગતું.

**Carboniferous,** (કાર્બોનિફ઼રસ્) *a.* Producing carbon:જેમાંથી કારબન નીકળે-પેદા થાય એવું.

**Carbonize,** (કાર્બોનાઇઝ્) *vt.* To convert into carbon:કારબન-કોલસાના રૂપમાં લાવવું.

**Carboy,**(કાર્બોઇ) *n.* [Fr.] A large bottle inclosed in basket work used for carrying liquors, etc: કેરબો;બાટલો;સીસો.

**Carbuncle,**(કાર્બન્ગલ્)*n.*[L. *carbunculus*,dim. of *carbo*,coal.]1. (*Min.*)A beautiful gem of a fiery red color:માણેક;લાલ.2.(*Med.*) An inflamatory tumour;an anthrax:પાઠું;ગાંઠ;ફોલ્લો.

**Carbureted,** (કાર્બ્યુરેટેડ્) *p. a.* Combined with carbon:કારબનનું બનેલું-સાથે મળેલું.

**Carcanet,** (કાર્કનેટ્) *n.* [Fr.] A chain or collar of jewels:રત્નમાળા;જડાવનો હાર.

**Carcass,**(કાર્કસ્)*n.*[Fr.][Written also *carcase.*]1. A dead body;a corpse:શબ;મડદું;લાસ; લોથ. 2.The living body in ridicule:(તિરસ્કારમાં)શરીરનું ખોળિયું;લોથ;કળેવર;મુડદું.3. The decaying remains of a thing as of a boat:સડી ગએલો કોઈપણ ભાગ.4. Main parts of a thing, unfinished:અધુરૂં ખોખું.5.(*Mil.*) A hollow vessel,filled with combustibles to be thrown into a town, to set fire to buildings : શહેરના મકાનોને આગ લગાડવાને સળગી ઉઠે એવી ચીજોથી ભરેલું વાસણ-નળી-હથિયાર.

**Card,**(કાર્ડ્)*n.* [L. *charta*, paper.] 1. A piece of thick paper, prepared for various uses;as **c.** *for games*,*a visiting* **c.**, *a post* **c** : ગંજીફાનું પાનું;નામ-આમંત્રણ વિ૦ લખવાનો જાડા કાગળનો કટકો;કાર્ડ.2.A published note containing a brief explanation, request, etc: ચીઠી; ટિકિટ; ચબ્રી. 3. A paper on which the points of the compass are marked:હોકાયંત્રમાં દિશાનાં નામ લખવાનું પતરૂં.*vi.*To play at cards: ગંજીફો રમવો-ખેલવો.*Business* **c.**,a card on which is printed an advertisement or business address: જે કાર્ડ-પત્તા-ઉપર કંઈ વેપાર વણજ વિ૦ની ખબર કે શીરનામું લખ્યું હોય તે;**C.** *basket*,a basket to hold visiting cards left by the callers:મળવા આવનારાઓના કાર્ડ રાખી મુકવાનો કંડીઓ; *on the* **c.**s,likely to happen,foretold&expected&yet not realized બનવાજોગ;સંભવિત;ધારી રાખેલું;also, according to the programme:ઠરાવેલા-ગોઠવેલા-કોઠા મુજબ.*To have the* **c.**s *in one's own hands*,to have the winning cards;to have the means of success in an under taking,કોઈ કામમાં પાર ઉતરવાનું સાધન હોવું;*To play one's* **c.**s *well*,to make no errors;to act shrewdly, ગફલત ન કરવી;દિર્ઘદ્રષ્ટિથી વર્તવું;અગમબુદ્ધિ વાપરવી.*To show one's* **c.**s,to expose one's plans to rivals or foes:હરીફ-દુશ્મનને પોતાની યુક્તિ જણાવી દેવી.*To speak by the* **c.**,to speak from information and definitely, not by guess: પાકે પાયે-ખરી ખાતરીથી કહેવું;અમથું અનુમાન ન કરવું.

**Card,**(કાર્ડ્)*n.* [L.*cardus*,thistle.] An instrument for combing & breaking wool or flax: પંજેટી;કાંસકો;કાંસકી;*vt.*1. To comb with a card:પંજેટીથી પિંજવું-ઓળવું-સાફ ક૦. 2. (*Obs.*) To clean: સ્વચ્છ ક૦. 3. (*Obs.*)To mix:મિશ્ર ક૦;જોડાવવું;મેળવવું;as,*to drink alone or carded with other beer*:ગમે તો એકલું અગર બીજા દારૂની સાથે મેળવીને પી જવું.

**Cardamom,** ( કાર્ડમમ્ ) *n.* [ L. *cardamo-mum.*](*Bot.*)The aromatic fruit containing seeds used as condiment & for medicine,એલચી;-દોડા;-નું ઝાડ;ઈલાયચી.

**Carder,**(કાર્ડર્)*n.*1.One who cards wool:ઉન પીંજનાર-પંજેટનાર:પિંજારો; કાર્ડર.2. A gamester:પાના-ગંજીફો રમનાર.

**Cardinal,**( કાર્ડિનલ્ )*a.* [L. *cardo*, a hinge.] Chief;superior;fundamental: મુખ્ય;સર્વોપરી;અગત્યનું;શ્રેષ્ટ. **C.** *numbers*: the numbers *one, two,etc*,in distinction from *first, second*,etc: which are called *ordinal numbers*: એક, બે,ત્રણ એવી અંકવાચક સંખ્યા.-**C.**points:(a)the four intersections of the horizon with the meridian-south,north, east & west( *geo.* ): ચાર મુખ્ય દિશાઓ; એટલે ઉત્તર,દક્ષિણ,પૂર્વ, પશ્ચિમ; (*b*)(*Astron.*)the zenith & nadir: શિરોબિંદુ અને અધોબિંદુ. **C.** *signs*: (*Astron.*),Aries, Libra, Cancer, & Capricorn:ચાર મુખ્ય રાશીઓ-મેષ,તુલા,કર્ક ને મકર. **C.**virtues, (*Antiq.*)prudence, justice, temper-

બેસવાની ડાળ ના કાપો; ખાઓ તેનું ના ખોદો.

ance & fortitude:ચારસદ્દગુણ-પૂર્વાપર વિચાર (સમજદારી),ન્યાયનીતિ,સંયમ-નિયમ અને ધૈર્ય.**C.**winds,those blowing from the **C.**points:ચાર દિશામાંથી વાતો પવન. *n.* 1.An ecclesiastical prince in the Rom. Cath.church: રોમન કેથોલિક દેવળનો ધર્મગુરૂ. 2. A woman's short cloak:સ્ત્રીને પહેરવાની નાની ડગલી.

**Care,**( કેર્ ) *n.* [L. *cura*, care.] 1. Charge; oversight:દેખરેખ;હવાલો; સંભાળ;તાબો;as,*he was put under the* **c.***of Government*:સરકારની દેખરેખ નીચે તેને મૂક્યો.2.Attention, regard:સંભાળ;કાળજી;જતન;માવજત; નિઘા;ફિકર;ખંત;છાવ; as,*I say take* **c.***of your children*: શું કહું છું,બાળબચ્ચાંનું જતન કરજો-ની સંભાળ રાખજો.*Take* **c.**! સંભાળ! ખબર રાખ! જોજે!.3.Anxiety;solicitude: ફીકર; ચિંતા; કાળજી; પરવા: 4. Object of watchful regard: જંજાળ;દુગ્ધા;ચિન્તા;as,*he has a thousand* **c.**s.:તે હજાર જંજાળી છે.*To take* **c.***of*:જતન કo;માવજત લેવી;સંભાળ-બરદાસ-ફિકર-ચિંતા રાખવી.*vi.*1.To be anxious or concerned: ફિકર-કાળજી-ચિન્તા રાખવી.2.To be disposed;to have regard: દરકાર-તમા-પરવા રાખવી.

**Careen,** ( કેરીન્ ) *vt.* [L. *carina*,a keel.] (*Naut.*) To lay,as a ship so that her keel may be on one side for the purpose of repairing: (વહાણને) એક બાજુએ ઉચું કoનમાવવું. *vi.* To incline to one side: એક બાજુએ નમવું.

**Career,**(કેરીર્ )*n.* [L.*Carrus*,waggon.]1.A race-course:ઘોડદોડ;શરત દોડવાની જગા. 2.A race; rapidity of motion:દોડ;ગતિ;વેગ;as,*when a horse is running in his full* **c.**: જ્યારે ઘોડો પુર વેગમાં-પુરપાટ દોડતો હોય છે ત્યારે.3.Procedure;general course of action: સામાન્ય પદ્ધતિ-વર્તણુંક; કારકીર્દિ; વર્તન-ક્રમ. 4. The flight of a hawk:બાજપક્ષીનુ ઉડવું. *vi.*To run rapidly:ઉતાવળું દોડવું.

**Careful,**(કેર્ફુલ્ )*a.* 1. (with *of* or *for*)Attentive;provident:કાળજીફીકર-ખંત-ચાનકવાળું. 2. Cautious; watchful:સાવધ;ખન્તવાળું;સાવધાન; કાળજીમંદ;ચાલાક;ખબરદાર.3. Anxious;solicitous: ચિંતાતુર; ફિકરમંદ; ચિન્તાગ્રસ્ત;ચિંતાયુક્ત.4.(*Obs.*)Painful;exposing to anxiety: ફીકરમાં નાંખે એવું;પીડાકારક.

**Carefulness,** (કેર્ફુલનેસ્ )*n.* The quality of being careful; Caution:કાળજી;સાવચેતી;ચિન્તા;ફિકર;સાવધાની-ખબરદારી.

**Careless,**(કેર્લેસ્ )*a.* 1. Heedless; negligent;unmindful;કાળજી-ખંત વગરનું;ગફલતખોર;ગફલતી; ગાફેલ; અસાવધ;પ્રમાદી;બેદરકાર.2.Free from care,hence,cheerful:બેફીકર;નચરોળ.3.Done without care; unconsidered:બેફીકર;નિશ્ચિન્ત;બેફામ; ગાફેલ;અવિચારી; બેપરવા. 4. Without thought; unstudied spontaneous:ગમે તેમ ઠોકેલું;ફાવે તેમ ઓઢવી દીધેલું;as,*a* **c.** *expression*: અડાવી દીધેલું વાક્ય; બેકાળજીથી-કંઇપણ યત્ન કર્યાવગર બનાવેલું.5.Not receiving care:કાળજી વગરના;પ્રમાદી.

**Carelessness,**(કેર્લેસ્નેસ્ )*n.* Inattention;thoughtlessness:બેકાળજી; પ્રમાદીપણું;નચરોળપણું;બેદરકારી;બેપરવાઇ;ગાફેલપણું; ગફલત; પ્રમાદ;અસાવધતા;બેફિકરાઇ.

**Caress,**(કેરેસ્ )*vt.*[L.*carus*,dear.] To treat with affection;to fondle: પ્રીતિબતાવવી;રમાડવું;લડાવવું;લાડલડાવવાં.*n.*An act of endearment:લાડ;પ્રીતિથી બોલાવવું તે;લાલન;લાડકોડ.

**Caret,**(કેરેટ્ )*n.*[L. *caro*, I want.] (*Print.*]A mark(^)which shows that something wanting in the line,is mentioned above:મોરપગલું;કાકપદ;હંસપદ.

**Care-worn,** (કેર્વોર્ન્ ) *a.* Worn with care: ચિંતાતુર; ફીકરથી દુબળો થઈ ગએલો;ચિંતાગ્રસ્ત.

**Cargo,**(કાર્ગો )*n.pl.***Cargoes** The freight of a ship;the goods: વહાણમાં ભરેલો માલ.

**Caricature,**(કેરિકેટયુર્ )*n.*[L. *carrus*,a car.]1.The exaggeration in a representation of what is characteristic:ખાસિયતોનું અતિશયોક્તિ ભરેલું વર્ણન-નકલ. 2.A ludicrous likeness or description: સોંગ;હાસ્યજનક ચિત્ર-વર્ણન-પ્રતિમાનકલ.*vt.*To represent by caricature;to burlesque:હાસ્યજનક વર્ણન આપવું-ચિત્ર કાઢવું.

**Caries,** (કેરીઝ્ ) }
**Cariosity,**(કેરિઑસિટિ) } *n.* [L. *caries*, rottenness.]An ulceration of a bone:હાડકામાં સળો;હાડગંભિર.

**Cariole,**(કેરિઓલ્ )*n.*[Fr.]A small open carriage of four wheels: ચાર પૈડાની ગાડી;બગી.

**Carious,** (કેરિઅસ્ ) *a.* Affected with caries decaying:સડી ગએલું;

**Carman,**(કાર્મન્ ) *n.* A man who drives a cart or car:ગાડાવાળો;ગાડીત;રાવત;ગાડું હાંકનારો.

**Carminative,**(કાર્મિનેટિવ્ ) *a.* [L. *carmen*,a card for wool.]Expelling wind from the body;warming;anti-spasmodic:વાતશ્લેષ્મક;વાતહર;બેચતાણ-ગોળો બંધ પાડે તેવું;વાત નાશક;વાતનિસ્સારક.*n.* (*Med.*) A medicine which tends to expel wind from the body: વાતશ્લેષ્મક-વાતહર-વાતઘ્ન ઔષધ.

**Carmine,** (કાર્માઇન્ )*n.* [Fr.] 1. A pigment of crimson color used by painters:કીરમજી રંગ;-ની વડી.

**Carnage,** (કાર્નેજ્ ) *n.* [L. *caro, carnis*,flesh.]1.The flesh of slain animals:કાપેલા-કપાયેલા પ્રાણીનું માંસ.Massacre;slaughter;havoc:કાપાકાપી;સંહાર;ખુનરેજી;કતલ;ઘાણ.

**Carnal,** (કાર્નલ્ ) *a.* [L.See *Carnage.*] 1. Pertaining to flesh; fleshy;sensual; ઇન્દ્રિયજન્ય; દૈહિક; શારીરિક.2.Libidinous;lustful:કામી;વિષયી;વિષયાસક્ત; વિષયાભિમુખ; રાજસ;આશાબદ્ધ; વિષય પરાયણ; **C.** *knowledge*, sexual intercourse (esp.unlawful on the part of the man):છિનાળું;વ્યભિચાર;જાર કર્મ;મૈથુન; સંભોગ;અંગસંગ.

**Carnalist,** (કાર્નલિસ્ટ્ ) *n.* One given to sensual appetites:કામાતુર-કામીપુરૂષ;વિષયી;સ્ત્રૈણગુણી.

**Carnality,**(કાર્નલિટિ) *n.* State of being carnal;sensual gratification:દૈહિકપણું;વિષયીપણું;વિષયબુદ્ધિ; વિષયવાસના;વિષયાસક્તિ;તલ્લીનતા.

**Carnation,** (કાર્નેશન્ ) *n.*1.Flesh color:માંસનો રંગ.2.(*Paint.*)That part of a picture which represents the flesh without drapery:કપડાં-લુગડાં વગરનો ભાગ.3.(*Bot.*) A sweet-scented plant with flesh-coolored flowers: ગુલનાર ફુલ; ગુલે અનારફુલ;દાડમડી;-નું ફુલ.

**Carnelian,** ( કાર્નેલિઅન્ ) *n.* [ L. *cornu*, horn.] A flesh colored stone:અકીક;ગોમેદ.

**Carnival,**(કાર્નિવલ્ )*n.*[L.*caro*,flesh & *vale*,farewell.]A festival,celebrated in Roman Catholic

countries during the week before Lent;time of luxury:રોમન કૅથૉલિક લોકનો એક ધર્મોત્સવ-એક જાતની ભવાઇ.

**Carnivora,** (કાર્નિવોર) *n. pl.* [L.] (*Nat. Hist.*)An order of animals which subsist on flesh:માંસાહારી પ્રાણીઓ.

**Carnivorous,**(કાર્નિવોરસ્ ) *a.* [L. *caro*, flesh, & *voro*, I devour.] Feeding on flesh-,applied to animals:માંસાહારી;માંસ ભક્ષક;માંસજીવી;કવ્યાદ.

**Carol,**(કૅરૉલ્ )*n.*[L.*chorus*,a choral dance.]1.A song of joy & mirth; a lay:આનંદ સ્તોત્ર-ગીત.2.A song of devotion:કીર્તન;ભજન;આલાપ.*vt.* To celebrate in song:હર્ષના ગીત ગાવાં;સ્તોત્ર ભણવાં-ગાવાં;કીર્તન ક૦.*vi.* To sing in joy; to warble: ગાવું; સ્તુતિ-કીર્તન ક૦.

**Carol,Carrol,** ( કૅરૉલ્ ) *n.* (*a*) A small closet to sit or read in:વાંચવાની ઓરડી.(*b*)A window:બારી.

**Carousal,** (કૅરાઉઝલ્ ) *n.* [Fr.] A noisy drinking revelling;a merrymaking:દારૂની મસ્તી ભરેલી મીજબાની;ખાણું;પાનોત્સવ-સમારંભ.

**Carouse,** (કૅરાઉઝ્ ) *vi.* To drink hard with noisy jollity;to guzzle:આનંદમાં દારૂ બહુ ઢાંસવો.*vt.*To drink freely:ખૂબ તરેહથી દારૂ પીવો-પાનોત્સવ ક૦.*n.*(*Obs.*)1.A drink of liquor:દારૂનો ઘુંટડો.2.A drinking match:દારૂની મીજબાની-ખાણું; પાનોત્સવ.

**Carp,**(કાર્પ્ )*vi.*[L.*carpere*,to pluck, calumniate.] (*at*) To find fault with;to cavil:ખોટીચુક-દોષ કાઢવા; નિંદા-ખડખોઈ ક૦; છિદ્ર કાઢવાં; તકરાર ક૦-લેવી.*n.* (*Ichth.*) A species of fresh-water fishes: મીઠા પાણીમાં રહેતી એક જાતની માછલી.

**Carpenter,** (કાર્પેન્ટર્ ) *n.* [L.*carpentum*, a waggon.] One who works in timber;a builder of houses & ships:સુતાર;સુથાર.

**Carpentry,**(કાર્પેન્ટ્રિ )*n.*The trade, art or work of a carpenter:સુતાર કામ-ધંધો-હુન્નર.

**Carpet,** (કાર્પેટ્ ) *n.* [ L. *carpo*, I pluck.]1.A heavy fabric, used as a covering for floors,etc:શેત્રંજી;જાજમ;ગલીચો;બિછાનું;સાદડી. 2.A smooth,soft covering resembling a carpet:શેત્રંજી જેવું નરમ સુંવાળું આચ્છાદન-ઢાંકણું; જાજમ. **C.** *knight*.(*a*)A knight who enjoys ease & luxury & has not known the hardships of the field:જે લડાઇનાં સંકટો વેઠયા વગર આરામ અને ચેન ભોગવે છે તેવો "નાઇટ" (*b.*) One made a knight for some other than military service:લડાઇ વગરના કામમાં કોઈ મોટી મદદ કરવાથી જેને "નાઇટ" બનાવેલો હોયછે તે. (*c.*) A hero of the drawing room: ઘર કુકડો;ઘરનુ પિલોડું;પાણીઆરાનો મુનસી,ગાદી તકીઆ ફાડનારો. (*d.*) An effeminate person:બાયલો; રાંડવો. *To be on the* **c.**: to be under consideration: વિચાર ઉપર હોવું; પ્રસ્તુત હોવું. *vt.* To cover with a carpet;to spread with carpets: શેત્રંજી પાથરી દેવી-જડવી.

**Carpet-bag,**(કાર્પેટ્-બૅગ્ )*n.* A travelling bag:ખલતો;ઝોળો;કોથળો.

**Carpeting,**(કાર્પેટિન્ગ્ )*n.* (*a.*) Materials for carpet: ગલીચા-શેત્રંજી બનાવવાનો સામાન. (*b.*)Carpets in general:શેત્રંજી વિ૦ પાથરવાની વસ્તુ

**Carping,**(કાર્પિન્ગ્ ) *p. n.*Censure; cavil: ઠપકો;દોષ;નિંદા. *p.a.* Cavilling:નિંદાખોર;નિંદક.

**Carriage,**(કૅરિજ)*n.* [L.*carrus*, a car.]1.(*Obs.*) Burden; baggage: બોજો;ભારખાનું;હેલ.2.Act of carrying;conveyance: લઈ જવું તે;વહન. 3.That which carries;a vehicle: ગાડી;ડમણિયું;રેંકડો;એક્કો;છકડો;સગરામ. 4.Behavior;conduct;deportment: ચાલચલગત;વર્તન;આચાર;વર્તણુંક; ચાલ; રીતભાત; ગતિ; વહિવટ.5. Management; practice: કામ કરવાની રીત-તરાહ;વર્તનક્રમ;ગોઠવણ.

**Carrier,**(કૅરિઅર્ )*n.*1.One who or that which carries; a messenger:લઇ જનાર;વાહક;કાસદ;દુત;જાસુસ. 2.A porter;teamster:મજુર;વહીતરો;અધેવાહીઓ;ભારવાહક. 3. Piece fastened by a set screw,to work in a lathe;a dog:હાથો;દાંડો.

**Carrion,** (કૅરિઑન્ ) *n.* [L. *caro*, flesh.]1.The dead & putrefying flesh of animal:કોહેલું-હરામ માંસ; મુડદાલ માંસ.2.(*Obs.*)A worthless person:નકામો-હરામ ખોર માણસ.*a.* (*a*)Relating to corrupted flesh: કોહેલા માંસ સંબંધિ. (*b.*) Feeding on carrion:કોહેલું માંસ ખાનાર.

**Carrot,**(કૅરૉટ્ )*n.*(*Bot.*)A yellowish or reddish esculent root of a tapering form:ગાજર.

**Carry,**(કૅરિ)*vt.* [Fr.] 1. To transport;to bear: એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવું;વહીજવું.2. To impel; to urge:હડસેલવું;ઠેલવું;ધકેલવું;આગળ ખેંચી લઇ જવું; as, *ill nature & revenge will* **c.** *them too far*: ખરાબ સ્વભાવ અને વૈરબુદ્ધિ તેમને બહુ આગળ લઇ જશે. 3.To transfer as from one column, page or book;as,*to* **c.***an account to the ledger*;એક જગાથી બીજી જગાએ લાવવું;ચલાવવું;ખેંચવું;ખતવવું;ઉતારવું.4. To gain;to effect:પાર પાડવું-મુકવું; પુર્ણ ક૦;સાર્થક ક૦;સિદ્ધ ક૦;સાધવું.5. To conquer;to obtain possession by force:જીતવું;તાબે ક૦; મારવું;વશ-સર-જેર ક૦; કબજે લેવો. The town would have been *carried* in the end:આખરે શહેર સર થયું હોત. 6. To sustain or hold up: ટેકવી રાખવું;-ને આધારે રાખવું.7.To imply; to contain:-માં હોવું;-નું રૂપ હોવું;-ના જેવું હોવું-લાગવું; as *it carries an imputation of ignorance*:તેમાં અજ્ઞાનતાના આરોપ જેવું લાગે છે. 8. To behave; to conduct; ( used with reflexive pronouns):ચાલવું; વર્તવું;as *he carried himself insolently*:તે ઉદ્ધતાઈથી વર્ત્યો. 9. To have or hold as a burden; to have upon or about one's person:શરીરે ભાર હોવો;ભારેવાયાં હોવું; as,*to* **c.** *an unborn child*:પેટમાં બાળક હોવું;ભારેવાયાં હોવું.*To* **c.***all before one*,to overcome all obstacles:અટચણો દૂર ક૦;બધાં કામમાં ફતેહ પામવું.*To* **c.***coals*;to bear indignities tamely:તિરસ્કાર ખમવો; મુંગે મોંઢે સહન ક૦.*To* **c.** *coals to Newcastle*:to lose one's labor:ખાલી મહેનત ક૦;ભરતામાં ભરવું;હુવારવાડે શોય વેચવા જવું;નદી કિનારે કુવો ખોદવો. *To* **c.***off*:મારી નાંખવું;-થી મરી જવું;as, to be *carried off* by sickness:મંદવાડથી મરી જવું-ચાલ્યા જવું.*To* **c.***on*: (*a*)to promote;to continue: આગળ વધારવું-ચલાવવું;જારી-ચાલુ રાખવું. (*b*)To manage,as a trade;to prosecute:ચલાવવું;કરવું.*To* **c.***through*: to support;to sustain: ટકર ઝીલવી;નભાવવું;નિભાવી રાખવું;તરવું;તરીજવું; as,*grace will* **c.***a man through*

Cloudy mornings often bring clear evenings:

**Chancel,**(ચાન્સેલ્ ) *n.*[L.*cancelli*, lattices.]That part of a church, where the altar or communion table is placed: યજ્ઞવેદી-કુંડ-હોમ આપવાની જગ્યાનો દેવળનો ભાગ. **C.** *aisle(arch.)*,the aisle which passes on either side of the chancel: યજ્ઞવેદી આસપાસનો સભા મંડપ. **C.** *table*,the communion table:ખ્રિસ્તિ દેવભોજનનો બાજઠ-થાળ-સામગ્રી.

**Chancellor,**(ચાન્સેલર્ )*n.* [L.*cancelli*,lattices.] A judicial officer of high rank:ન્યાય કોરટનો મુખ્ય ન્યાયાધીશ. **C.** *of a University* the chief officer of a collegiate body: કૉલેજનો વહિવટ કરનાર મંડળીનો અધ્યક્ષ.**C**.*of the exchequer*,a member of the British cabinet upon whom devolves the charge of the public income & expenditure as the highest finance minister of the Government:ઇંગ્લેન્ડ સરકારનો સર્વથી ઉપરી મેહેસુલી અમલદાર.*Lord high* **c.***of England*, the highest judicial officer of the crown & the first lay person of the state after the royal blood: રાજ્યમાં મોટામાં મોટો ન્યાયાધીશ અને રાજ્યકુટુંબથી બીજો પાયરીનો ગૃહસ્થ.

**Chancery,**(ચાન્સેરિ)*n.* 1. In England formerly the highest court of judicature next to Parliament: but now it is the chancery division of the High Court of Justice exercising jurisdiction only in equity:ઇંગ્લાંડમાં પેહેલાંની-પાર્લામેન્ટથી ઉતરતી સદર અદાલત;પણ હાલ તેને હાઇકોર્ટના પેટામાં દાખલ કરીછે.2. (In the United States) Equity; proceedings in equity:ઇનસાફ;ઇનસાફી મુકર્દમા.*To get (or to hold) in* **c.**, to have wholly in one's power: કેવળ બીજાના કબજામાં પડવું; -તાબે પડવું.*The allusion is to the condition of a person involved in the chancery court,where he was helpless,while the lawyers lived upon his estate.*

**Chancre,**(શૅન્કર્ )*n.*[Fr.]A venereal sore or ulcer:સ્ત્રી સંભોગથી થતી ચાંદી-ચાઠું;called also *hard* **c.**,*indurated* **c.**,and *Hunterian* **c.**

**Chandelier**(શાન્ડેલીર્ )*n.*1.A frame with branches to hold a number of lights:ઝુમર;(દિવાનું)ઝાડ; ચવચવ.

**Chandler,**(ચાન્ડ્લર્ )*n.* [L.*candela*, candle.]1. A maker or seller of candles:મિણબત્તિ બનાવનાર-વેચનાર. 2. A dealer in other commodities which are indicated by a word prefixed; as *cornship* **c.**:-વેચનાર વેપારી.

**Chandlery-Chandry,**( ચાન્ડ્લરિ-ચાન્ડ્રિ )*n.*Commodities sold by a chandler:વેપારીની વેચવાની જણસો-વેપારની ચીજો.

**Chanfrin,**(શૅનફ્રિન્ )*n.*The forepart of a horse's head:ઘોડાના માથાનો આગલો-કપાળનો ભાગ.

**Change,**( ચૅન્જ )*vt.* [L. *cambo*, I exchange.] 1.To alter; to make different: બદલવું; ફેરવવું;-માં ફેરફાર કo.2. To alter by substituting something else for:બદલી નાંખવું; ફેરવી દેવું;as,*to* **c.***clothes*:લુગડાં બદલવાં;*to* **c.***intention*:વિચાર ફેરવવો; *to* **c.***occupation*:બીજો ધંધો કo.3. To exchange(followed by *with*): અદલબદલ કo;આપી લેવું.4.(*Specifically*) to give or receive smaller denominations of money(technically called *change*) for:પરચુરણ આપવું-લેવું;વટાવવું.*To* **c.***a horse*,or *to* **c.***hand*, to turn the horse's head from one hand to the other, from the left to the right or from the right to the left:ઘોડાનું માથું ડાબા જમણી ફેરવવું.*To* **c.***hands*,to change owners:ધણી-માલિક બદલવા.*To* **c.***one's tunes*,to become less confident or boastful:ઓછા ખાતરીવાળા થવું;ઓછા અભિમાની થવું. *To* **c.***step*, to make a break in the regular succession of steps in marching or walking: ફલંગ મારવી;ઠેકવું.*vi.*1.To be altered:બદલાવું;ફરવું. 2. To pass from one phase to another:રૂપાન્તર થવું;વિકાર થવો; રૂપ બદલાવું; as,the moon *changes* to-morrow night: કાલે રાત્રે ચંદ્ર બદલાશે. *n.* 1. Any variation or alteration:ફેરફાર;ફેર.2.A substitution of one thing in the place of another;novelty;variety:અદલાબદલ;ફેરબદલ;વિનિમય.*A* **c.** *of season*: ફેરફાર;બદલાવું-બેસવું તે. 3.A passing from one phase to another:અવસ્થાન્તર;રૂપાન્તર; વિકૃતિ; સ્થિત્યન્તર;વિપરિણયન;as,*a* **c.**of *the moon*:ચંદ્રનું બદલાવું તેના રૂપમાં ફેરફાર થવો તે.4.Alteration in order of a series;permutation:ક્રમનું બદલાવું-માં ફેરફાર થવો તે.5.That which makes a variety:ચિત્રવિચિત્રતા;નૂતનતા;પ્રકાર.6. (*a*) Small money: ખુરદો;પરચુરણ.(*b*)The balance returned when payment is tendered by a coin or note exceeding the sum due:બાકીના-વધારાના પૈસા.7.A place where merchants and others meet to transact business:નાણાવટ;બજાર.8.A public house;an ale-house:આનંદગૃહ-પીઠું.**C.***of life*,the period in the life of a woman when menstruation & capacity for conception cease, usually occurring between forty-five & fifty years of age: સ્ત્રીને ઋતુ પ્રાપ્તિ તથા ગર્ભ રહેતો અટકે છે તે વખત-વય. To ring the *changes* on,to present the same facts or arguments in a variety of ways:એકજ હકિકત કે તકરારને જુદા જુદા રૂપમાં મુકવી.

**Changeable,**(ચૅન્જેબલ્ )*a.*1. Capable of change; subject to alteration; mutable; variable:બદલાય એવું;અદૃઢ;ચલિત.2.Appearing different:જુદું-બીજું દેખાતું.

**Changeful,**(ચૅન્જ્-ફુલ્ ) *a.* Inconstant;mutable;uncertain: ફેરફારવાળું;ડામાડોળ; અનિશ્ચયી;ચંચળ; ચપળ;લહરી;અસ્થિર.

**Changeless,** ( ચૅન્જ્લેસ્ ) *a.* Not admitting alteration; constant: દૃઢ;સ્થિર;અચળ;સ્થાયી;નિત્યું.

**Changeling,**(ચૅન્જ્લિન્ગ્ ) *n.* 1. A child left or taken in the place of another:બીજાને બદલે લીધેલું-મુકેલું છોકરું;પરિવર્તિ સંતાન.2. A simpleton;an idiot:બેવકુફ માણસ;અલેલટપ્પુ;મુર્ખ;જડ;ઠોઠ.3.A waverer: ચલિત-ડચુપચુ-અદૃઢ મનનાં માણસ.*a.*1. Taken or left in place of another:બીજાને બદલે લીધેલું-મૂકેલું.2. Inconstant:ચપળ;ચલિત; અસ્થિર.

**Changer.**(ચૅન્જર્ ) *n.* 1 One who changes the form of anything: કોઈ પણ પદાર્થ-ચીજનું રૂપબદલનાર-માં-ફેરફાર કરનાર.2.One who deals in or changes money:શરાફ;નાણાવટી. 3.One apt to change; an inconstant fellow: ચલિત માણસ;ઘડીકમાં ફરી જાય એવું માણસ.

**Channel,**(ચૅનેલ્ )*n.*[L.*canalis* fr.

દુઃખને અંતે સુખ; ફરતા ફરતી છાંયડી; અસ્તોદય.

*cana*,a pipe.]**1**.The hollow bed where a stream of water runs: ચોગાન;પાત્ર.**2**.The deeper part of a river,bay,&c.,where the main current flows: નેહેર;નાળું;નીક;કાંસ; લીક.**3**.A strait or narrow sea between two portions of land:ખાડી; સામુદ્રધુની.**4**.That through which anything passes: દ્વાર;વાટ;માર્ગ;રસ્તો.**5**.(*Arch.*)A gutter;a groove: મોરી;નહેર;ખાંચ;ખાંચણ.**C**.*bill*,(*Zool.*) a very large Australian cuckoo: ઑસ્ટ્રેલિઆનું કકુ નામનું એક પક્ષિ.*vt.* **1**.To cut channels in;to groove: ખાંચણ પાડવી-ક૦;કાંસ-નેહેર-નિક ખોદવી.To course through or over as, in a channel: ખાડીમાં-કાંસમાં વહેવું. *To* **C**. *a field or column*:ખેતરમાં જળમાર્ગ ક૦; થાંભલામાં ખાંચણ ક૦.

**Chant**,(ચૅન્ટ્ )*vt.& vi* [ L. *cano*,I sing.]**1**.To warble;to sing:ગાવું;ગાન ક૦.**2**.To celebrate in song:કીર્તિ ગાવી;પ્રશંસા ક૦. **3**.To sing after the manner of a chant:તાલ પ્રમાણે ગાવું.*vi*.**1**.To make melody with the voice;to sing:રાગ ખેંચવો-કાઢવો-કાઢી ગાવું.*To* **c**.*horses*, to sing their praise;to cheat in selling:નાગુણગાવા;નાં વખાણ ક૦;વેચાણમાં છેતરવું-ધાબ મારવી.*n*.Song;melody:રાગ; સુર;કંઠ.**2**.A psalm,&c., arranged for chanting: ગીત;પદ;ગરબી-બો. **3** Twang;manner of singing:છટા;ઢબ.

**Chanticleer**,(ચૅન્ટિકલીર્ ) *n*. [ Fr. *chanter*,to chant & *clair*,clear.] A cock so called from the clearness of his voice in crowing:સ્વચ્છ કંઠનો મરઘડો-મરઘો-કુકડો.

**Chantor**,(ચૅન્ટર્ )*n*.A chanter: ગવૈયો;ગાંધર્વ;તરગાળો.

**Chantress**,(ચૅન્ટ્રેસ્ ) *n*. A female chanter or singer:ગાનારી;સ્રી.

**Chantry**,(ચૅન્ટ્રિ ) *n*. An endowment for the chanting of masses & offering of prayers:મંદીર;કીર્તન કરવાની જગા.

**Chaos**,(કૅઑસ્ )*n*. [Gr. *chaos*, fr. *cha*,to yawn.] **1**.An empty,immeasurable space:અગાધ ઉંડી જગ્યા;ખાઇ.**2**. The confused unorganized mass of matter:અપંચીકૃતભૂતસ્થિતિ-ભૂતાવ્યવસ્થા;.**3**.Confusion;disorder:સંપૂર્ણઅવ્યવસ્થા-ગેરબંદોબસ્ત;ખીચડો;ઘેટાળો;ધાલમેલ.

**Chaotic**,(કૅઑટિક્ )*a*. Resembling chaos;confused:અસ્તોવ્યસ્ત;વેરણખેરણ;અપંચીકૃત;અવ્યવસ્થિત;ઘોટાળાવાળું.

**Chap**,(ચૅપ્ )*vt*.[Low L. *coppare*.] **1**.To split;to crack:ચીરવું;ફાડવું;તડ-ચીરો પાડવો.**2**.To strike;to beat (*Scot.*):મારવું;ઠોકવું;ખમણવું.*vi*.**1**. To crack or open in long slits: ફાટવું;ચીરાવું;તડ પડવી.**2**.To strike; to rap:ધોલ-લપડાક મારવી;પછાડવું.*n*. **1**.A cleft,crack or chink:તડ;ચીર; ફાટ.**2**. A division;a breach(in a party) (*obs*.): ભાગ;ફુટ;તફા;ફુટ.**3**.A blow;a rap(*scot.*):લપડાક;ઠોસો;ધપ્પો.

**Chap**, (ચૅપ્ ) *n*. One of the jaws (commonly in *pl*.):જડબું; ડાચું;or the fleshy covering of a jaw:અવાળું;પારો (દાંતનો).

**Chap**,(ચૅપ્ )*n*.**1**.A man or a boy;a youth:માણસ;જણ;છોકરો;જુવાન પુરુષ;પોરીઓ;પોટ્ટો;ચેલકો. **2**.A buyer; a chapman:ખરીદનાર;વછિયાત;વેચનાર.*vi*.[A.S.*ceapian*,to buy.]To bargain;to buy (*obs*.): વેચાતુ લેવું; સોદો કરવો.

**Chape**,(ચૅપ્ )*n*.[L.*cappa*.]**1**. The catch of anything:અટકણ;આંકડો; હુક.**2**.The transverse guard of a sword or dagger: તરવારની મુઠ. **3**.A metal plate or tip to protect the end of a scabbard: તલવારની મ્યાનને છેડે ઘાલેલી ધાતુની ખોળી.

**Chapel**,(ચૅપેલ્ )*n*.[Low L.*capella*, a short cloak or hood.]**1**.A subordinate place of worship:ન્હાનું મંદીર;ભક્તિગૃહ;દેવળ. **2**.A place of worship not connected with a church:દેવળથી જુદું ભક્તિગૃહ;પ્રાર્થના મંદીર;સેવાસ્થાન;as,*a* **c**.*of a palace,hospital or prison*:રાજદરબાર; ઇસ્પીતાલ,કે બંધીખાનાનું ભક્તિગૃહ-મંદીર.**3**.A choir of singers:ગાનારાઓની ટોળી-મંડળી;ગાયકગણ.**4**.(*a*)A printing office(so called because printing was first carried on in England in a chapel near Westminister Abbey):છાપખાનું.(*b*)An association of workmen in a printing office:છાપખાનામાં કામ કરનારની ટોળી-મંડળી.*To hold a* **c**.( *print*.), to have a meeting of the men employed in a printing office for the purpose of considering questions affecting their interests: પોતાના લાભને લગતી બાબતોનો વિચાર કરવા છાપખાનાના માણસોની મીટીંગ ભરવી.**C**.*of ease*,(*a*) a dependent church built for the accommodation of a parish:પાદરીના તાબાના મુલકની સગવડતા માટે બાંધેલું દેવળ; (*b*)a privy(*Low*.):જાજરૂ; તાજખાનું; સંડાસ.*To build a* **c**.,to chapel a ship:પવનથી ઘસડાયલા વહાણને પાછું ચીલે વાળવું.*vt*. To enshrine: પવિત્ર ગણી સાચવી રાખવું-પેટીમાં મુકવું; જુદા ભક્તિગૃહમાં મૂકવું-ભરવું. **2**. (*Naut*.) To cause a ship to turn to its original track:પાછું વાળવું;રસ્તે પાડવું.

**Chaperon**,(શૅપેરૉન્ ) *n*. [Fr. *chaperon*.]**1**.A hood or cap: સાધુનો ટોપ-ટોપી.**2**.A device placed on the foreheads of horses:ઘોડાઓના કપાળ ઉપર કરવામાં આવતું નિશાન.**3**. A matron who attends a lady in public places as a guide and protector:પ્રતિષ્ઠિત સ્રી જોડે રક્ષક તરીકે જનાર આધેડ સ્રી.*vt*.To attend in public places as a guide and protector;to matronize:રક્ષક તરીકે પ્રતિષ્ઠિત સ્રી જોડે જવું.

**Chap-fallen**, (ચૅપ્-ફૉલન્ ) *a*. Dejected;dispirited;crest-fallen:ઉદાસ;મ્હોં ઉતરેલું;જુસ્સા વિનાનું;નાસીપાસ થયેલું;મન ભાગી ગયેલું; વિલેમોંઢે.

**Chaplain**, (ચૅપ્લૅન્ ) *n*. [Low L. *capella*.]**1**.An ecclesiastic who has a chapel:પાદરી.**2**. A clergyman who is officially attached to the army,navy,to some public institution or to a family: લશ્કરનો,વહાણખાતાનો કે કોઈ કુટુંબનો પુરોહિત-ગોર;લશ્કરના વહાણમાં નિમેલો પાદરી.**3**.Any person chosen to conduct religious exercises for a society:આચાર્ય;ઉપાધ્યા.

**Chaplet**,(ચૅપ્લેટ્ )*n*.[O.Fr. *chapel*, garland.]**1**.A garland or wreath to be worn on the head:માથે પહેરવાની ફુલની વાડી;વેણી;ગજરો;પુષ્પમાળા.**2**.A string of beads:માળા;બેરખો;સ્મરણી;A tuft of feathers on a pea-cock's head: મોરનું છોગું-કલગી.**4**.A small chapel or shrine: નહાનું દેવળ-મંદીર.

**Chapman**,(ચૅપ્-મૅન ) *n*. *pl*.**chapmen**.[L.*ceapian*,to buy.] **1**. A purchaser; a buyer; a seller; a merchant:વછિયાત;વેચનાર;ખરીદનાર;વેપારી.**2**.A peddler:a hawker: ફેરીઓ;ફરીને માલ વેચનાર.

**Chapter**, (ચૅપ્ટર્ ) *n*. [L. *caput*,

Clowns are fit company only for the fellows:

head.]1.A division of a book or treatise:પ્રકરણ;સ્કંધ; ભાગ; અધ્યાય; પર્વ;કાંડ;બાબ.2.(*Eccl.*(*a*) An assembly of monks or of the prebends and other clergymen, presided over by a dean: ધર્મોપદેશકોની મંડળી-સભા.(*b*) A community-of cannons:ધાર્મિક માણસોનો એક વર્ગ.(*c*)Abishop's council:એક બીશપ-ધર્મગુરૂ-પાદરીની મંત્રસભા.(*d*)A business meeting of any religious community: કોઇ ધર્મના વર્ગ-પંથની,કામ કરવાને માટે મળેલી સભા.3.An organized branch of some society:કોઇ સમાજની વ્યવસ્થિત શાખા-અંગ. 4. A chapter house:મઠ;મંદિર;દેવળ.5.A decretal epistle:ધર્મનિર્ણયલેખ;પ્રધાનાચાર્યશાસનપત્ર.6.A location or compartment:ખંડ;ભાગ;પ્રદેશ.C.*head or* c. *heading*, that which stands at the head of a chapter:પ્રકરણનું મથાળું.*The* c.*of accidents*,chance: સંજોગ;અકસ્માત;અણધાર્યો બનાવ.*vt.* 1.To correct or reprove;to censure:સુધારવું;ઠપકો દેવો.2.To divide into chapters:પ્રકરણ-ભાગ-પાડવા.

**Char,**(ચાંર્) *n.* [ A. S.*cyrran*, to turn.]Work done by day: છુટક-ઉધડું કામ; રોજકામ;આડકામ. *vt.* 1. To perform;to do:કરવું.2.To hew, as stone:પથ્થર ઉપર કોતરી ઘાટ કાઢવો.*vi.* To work by the day: ઉધડું-છુટક કામ કo; રોજકામ કરવું.

**Char,**(ચાંર્) *vt.* 1.To burn or reduce to coal or carbon:બાળીને કોયલો કo. 2. To burn slightly or partially:થોડું બાળવું;અડધું બાળવું.

**Character,**(કૅરૅક્ટર્)*n.*[Gr.*charassein*, to engrave.] 1. A letter, figure, or sign:અક્ષર;વર્ણ;હરફ; ચિન્હ; અંક; મુદ્રા. 2. The manner of writing or printing; handwriting: લખવાની અથવા છાપવાની રીતપદ્ધતિ; અક્ષર; લીપિ; મરોડ. 3. Distinguishing qualities;(of a person or a thing);nature;disposition:વિશેષ ગુણ-ધર્મ; સ્વભાવ; ગુણ લક્ષણ;સ્વરૂપ;શીલ;ગુણાગુણ;ગુણદોષ; સ્વધર્મ;મુદ્રા;ખાસિયત. 4. Strength of mind;resolution; individuality: નિશ્ચય; વિશેષતા; સ્વત્વ; હૃદયબળ. 5. Moral quality;the principles & motives that control the life: સદ્ગુણ;ચાલચલગત;રહેણી;જીવનના આધારભૂત હેતુ તથા નિયમો.*A man of* c.:સદ્ગુણી માણસ;*His* c.*saves him from suspicion*:તેની ચાલચલગત-રહેણી એવીછે કે તેના ઉપર વહેમ આવે જ નહિ.6.Quality,position, rank or capacity: યોગ્યતા; પદ્વિ; સ્થિતિ; પંક્તિ;લાયકાત;(best expressed by): તરીકે; as, *in his* c. *as a magistrate he is much to be praised*: માજીસ્ટ્રેટ તરીકે તે બહુ વખાણવા લાયક છે. 7. The estimate put upon a person or thing;reputation:આબરૂ;પ્રતિષ્ઠા;સાખ;નામ;ગણના;તુલના;વક્કર;as,*you have got a bad* c.:તમારી સાખ સારી નથી-ખરાબ છે.8.A written statement as to behaviour,competency,&c.,given to a servant;a certificate:આબરૂ-પત્ર;વર્તનપત્ર;ગુણાવગુણપત્ર;ગુણદોષપત્ર; સર્ટિફિકેટ.9.A unique or extraordinary individuality:વ્યક્તિ; શિષ્ટજન;પ્રખ્યાત પુરૂષ;as,*was a* c.:પ્રખ્યાત પુરૂષ હતો.10.One of the persons of a drama or a novel:પાત્ર.*vt.*1. To engrave;to inscribe:કોતરવું;માંલખવું.2.To describe;to characterize:વર્ણન-બ્યાન-ગુણવર્ણન-અંકિત કo.

**Characteristic-cal,**(કૅરૅક્ટરિસ્ટિક્-કૅલ્)*a.*Peculiar; distinctive; appropriate:વિશિષ્ટ;લાક્ષણિક;અસાધારણ;સ્વભાવદર્શક-સૂચક;સ્વધર્મ-લક્ષણ સૂચક-દર્શક;વિશેષગુણબોધક;ખાસિયતવાળું.

**Characteristic,**(કૅરૅક્ટરિસ્ટિક્)*n.*A distinguishing truth,quality,or property;an element of character: લક્ષણ; ખુબી; ગુણ; ઉપાધિ. 2. (*Math.*)The index or exponent of a logarithm:પૂર્ણાંક.

**Characterize,**(કૅરૅક્ટરાઇઝ્)*vt.*1.To mark with a peculiar stamp or figure:નિશાન-ચિન્હ કo;અંકિત કo; ઉપર છાપ-ઘાટ પાડવો.2.To engrave or imprint:કોતરવું;મુદ્રિત કo.3.To describe;to indicate the character of:-ના ગુણ વર્ણવવા.4.To express the character of:ની વર્તણુક-ગુણ બતાવવા-દર્શાવવા;નું લક્ષણ-ચિન્હ હોવું;-થી અંકિત હોવું;લક્ષણ વર્ણન-ગુણ વર્ણન કo.

**Charade,** ( શૅરાડ્ ) *n.* [ Fr. ] An enigma based upon a word:શબ્દ સમસ્યા;ઉખાણો;કોયડો.

**Charcoal,**(ચાંર્કોલ્ )*n.*Coal made by charring wood under turf: કોયલો;(લાકડાંનો બળેલો). *Animal* c.,a fine charcoal prepared by calcining bones in a close vessel: સીડી લીધેલા વાસણમાં હાડકાંને બાળવાથી તૈયાર થયેલો સુંદર કોલસો.

**Chare,**(ચૅર્ )*n.*A street:સાંકડો ગ્હોલ્લો-શેરી.

**Charge,** (ચાંર્જ્ ) *n.* [ L. *Carrus*, wagon.]1. The load or burden which is laid upon a person or thing: ભાર;બોજો;પોઠ. 2.A trust: સોંપેલી વસ્તુ-માણસ;હવાલો;રખવાળી.3. Responsibility;office;obligation; duty;management:કામ;કારભાર;વહિવટ;જોખમ;ભાર;ફરજ.4.Need;care; anxiety;trouble(*obs.*):ચિન્તા;દરકાર;સંભાળ;પીડા;દુગ્ધા;માથાકુટ. 5. An order;a mandate;a command:હુકમ;આદેશ;આજ્ઞા.6.An address containing instruction or exhortation:તાકીદ;સૂચન;સૂચના;*the* c.*of a judge to the jury*:ન્યાયાધીશે પંચને આપેલી તાકીદ-સૂચના.7.An accusation of a wrong or offence;allegation;indictment:તહોમત;આરોપ.8. Costs;expenses incurred:(usually in the plural):ખરાજાત;ખરચ;ચઢતર.9. The price demanded for a thing or service:કંઇ કામ,સેવા કે વસ્તુને માટે માગેલો બદલો-કિંમત.10.That which is debited in a business transaction: વ્યાપારમાં ખાતે-નામે ઉધારેલી રકમ.11.That quantity as of ammunition,electricity,etc.,which any apparatus,as a gun,battery is intended to receive and fitted to hold or which is actually in it at any one time:ખંડુક,વિજળીનું કોઈ ઓજાર,કે ભઠ્ઠી વિગેરેમાં એકજ વખત સમાય એટલો મસાલો-ભાર. 12. (*a*) A sudden onset or attack: હુમલો;ચઢાઇ;હલ્લો.(*b*)Hence,the signal for attack:(તે ઉપરથી)હુમલો કoની નિશાની-સૂચના-સાન.13. The position of a weapon fitted for attack:હુમલા માટે તૈયાર કરેલા હથિયારની સ્થિતિ.*To bring a weapon to the* c.:લડાઇને માટે હથિયાર તૈયાર કo. 14.(*Far.*)A sort of plaster or ointment:એક જાતનું મલમ.15.(*Her.*)An emblem on a coat of arms:આયુધ દર્શક ચિન્હ.16. A weight of lead of uncertain quantity: અનિશ્ચિત જથાનું સીસાનું વજન.17. Weight; import;value:વજન;મહત્વ;ગુણ;કિંમત (*obs.*)C. *and discharge*(*Equity*

*Practice.* ), the mode or form of accounting before a master in chancery: ચાન્સરી કોર્ટમાં શેઠની પાસે હિસાબ આપવાની રીતિ-પદ્ધતિ. **C.** *sheet*, the paper on which are entered at a police station all arrests and accusations: પોલીસ ચોકીએ આવેલા સઘળા આરોપો વિગેરે દર્શાવનાર તહોમત પત્રક. *To sound the* **c.**, to give the signal for an attack: હુમલો કરવા માટે ઇશારાથી નિશાની ક૦-સૂચના આપવી. *vt.* **1.** To lay on or impose; as a load, tax, or burden; to fill: ભાર વિગેરે ભરવું-મુકવું-કર નાંખવો; વેરો લેવો. **2.** To make subject or liable for: સોંપવું; સુપ્રત ક૦; કામનો બોજો-ભાર મૂકવો. **3.** (*a*) To impose as a task, duty or trust: કંઇ કામ, ફરજ કિંવા ટ્રસ્ટ તરીકે સોંપવું-માથે નાંખવું. (*b*) To command; to instruct: to enjoin: to urge earnestly: હુકમ-આજ્ઞા-આદેશ ક૦; ફરમાવવું; ખરા મનથી દાબીને કહેવું; સુચના ક૦. **4.** To fix or demand as a price: કિંમત રાખવી-લેવી-માગવી: as, he *charges* two rupees per copy: તે દર નકલે બે રૂપૈયા લેછે. (*a*) To debit: ખાતે ઉધારવું; નામે લખવું. (*b*) To enter upon the debit side of an account: ઉધાર પાસે લખવું; ઉધારવું. **6.** To impute; to ascribe: માથે આળ મૂકવું; તકસીરવાન ઠેરવવું; દોષ મૂકવો. **7.** (*a*), accuse: આરોપ-તહોમત મુકવું; બદનામ ક૦. (*b*), To lay the responsibility at the door of: જોખમદાર ગણવું-ઠરાવવું;-ને માથે ભાર મૂકવો-જવાબદાર ગણવું. **8.** To load; to fill: (બંદુકનો) બાર ભરવો. **9.** To ornament with or cause to bear:-થી શણગારવું; શોભા આપવી. **10.** To assume as a bearing; to add on: આયુદ્ધદર્શક ચિન્હ તરીકે ધારણ ક૦-ઉમેરવું. **11.** To call to account; to challenge (*obs.*): જવાબ-હિસાબ માગવો. **12.** To bear down upon; to attack: હુમલો-ધસારો-ચઢાઈ ક૦. *vi.* **1.** To make an onset: હલ્લો-હુમલો-ધસારો ક૦. **2.** To demand a price: કિમત માગવી-લેવી. **3.** To debit on an account: ખાતે-નામે ઉધારવું. **4.** To squat on the belly & be still: પેટ ઉપર પલાંઠી વાળીને છાનામાના બેસવું (શિકારી પોતાના કુતરાને ફરમાવે છે તેમ.)

**Chargeable,** (ચાંર્જેબલ્ )*a.* **1.** Capable of being charged, laid, imposed or imputed: ઉપર મુકવા-રાખવા જોગ; લેવા યોગ્ય-લાયક. **2.** Subject to be charged or accused; liable: તહોમત-આળ મુકવા લાયક-જોગ; આરોપણીય. **3.** Costly; burdensome: ખરચ કરાવે તેવું; ભારે; મોઘું; ભારે પડે તેવું; *The sculptures, which are elegant, were very* **c.**: જે કોતરકામો ઘણાં સુંદરછે તે ઘણાં મોઘાં હતાં.

**Charge-house,** (ચાંર્જ્-હાઉસ્ )*n.* **1.** A school-house (*obs.*): નિશાળ. **2.** A free school: વગર પૈસે-ફીએ ભણાવવામાં આવે એવી નિશાળ.

**Charger,** (ચાંર્જર્ )*n.* **1.** One who, or that which charges: તોહોમત-આળ મુકનાર. **2.** A large dish: મ્હોટી રકાબી; થાળ. **3.** A horse used in battle: લડાઈનો ઘોડો; રણઘોડો; યુદ્ધાશ્વ.

**Charily,** (ચૅરિલિ) *adv.* Carefully; frugally; cautiously: સાવચેતીથી; કરકસરથી; સંભાળ પુર્વક; સાવધાનીથી.

**Chariot,** (ચૅરિઍાટ્ ) *n.* [Fr. *char*, car.] **1.** (*Antiq.*) A war-car or vehicle: યુદ્ધરથ: લડાઈનો રથ. **2.** A four wheeled pleasure or state carriage, having one seat: રથ; ચાર પૈડાંની ગાડી. *vt.* To convey in a chariot: રથમાં બેસાડી લઈ જવું.

**Charioteer,** (ચૅરિઍાટીર્ ) *n.* The person who drives or conducts a chariot: ગાડી-રથ હાંકનાર; સારથી.

**Charitable,** (ચૅરિટૅબલ્ )*a.* **1.** Benevolent; kind: પરોપકારી; માયાળુ; દયાળુ. **2.** Generous; beneficent: ઉદાર; ઉપકારશીળ; કૃપાળુ. *Be you but* **c.**, *and I am grateful*: તમે ફક્ત ઉદાર-કૃપાળુ થાઓ એટલે મને કૃતજ્ઞી જાણજો. **3.** Pertaining to charity; eleemosynary: દાન-પુણ્ય સંબંધી-વિષે; ધાર્મિક; દાનધર્મી; ધર્મિષ્ટ; લોકોપકારનું. *A* **c.** *impulse*: ધર્મવાસના. **4.** Dictated by kindness; favorable; lenient: મહેરબાન; માયાળુ; નરમ; દીનદયાળ; દાતા.

**Charitably,** (ચૅરિટૅબ્લિ) *adv.* Kindly; liberally: માયાળુપણાથી; ઉદારતાથી; નરમાશથી; છૂટથી; કૃપાદૃષ્ટિથી.

**Charity,** (ચૅરિટિ) *n.* [L. *carus*, dear, costly, loved.] **1.** Love; universal benevolence; good will: પ્રીતિભાવ; પરોપકારબુદ્ધિ; શુભેચ્છા; દયા; કૃપા; અનુકંપા. **C.** *begins at home*: પહેલો ઘેર દીવો પછી દેરે દીવો; પહેલી પેટની (પૂજા) પછી પરમેશ્વરની; ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો. *Object of* **c.**: દાનપાત્ર. *To devote to* **c.**: ધર્માદા કાઢવું. **2.** Liberality to the poor; generosity: ઉદારતા; દીનદયા; દીનવાત્સલ્ય; સખાવતપણું. **3.** Alms: દાન; પુણ્ય; ભિક્ષા; ખેરાત; અન્નવસ્ત્ર પ્રદાન; ધર્મદાન. **4.** Liberality in judging of men and their actions: મનુષ્યો અને તેમનાં કૃત્યો સંબંધી વિચાર બાંધવામાં ઉદાર બુદ્ધિ; મ્હોટું મન. **5.** Any act of kindness or benevolence: મેહેરબાની; પરોપકારનું કૃત્ય. **6.** A charitable institution: ધર્માદા સ્થાપેલી મંડળી; ધર્માદાખાતુ. *Sisters of charity* (*Rom. Cath. Church.*) Communities of nuns of various orders engaged in works of mercy esp., in nursing the sick: દયાનું કામ કરવામાં (વિશેષે કરીને માંદાંની માવજત કરવામાં) રોકાયેલી જુદા જુદા ધર્મ પંથની બાવીઓનાં મંડળ.

**Chark,** (ચાંર્ક્ )*vt.* To burn to coal; to char: બાળીને કોયલો-ખાખ ક૦. *n.* Charcoal: a cinder: કોયલો; કોલસો.

**Charlatan,** (શાંર્લટૅન્ )*n.* A quack; an empiric; a mountebank: ઉંટવૈદ; ધૂતારો; બડાઇ હાંકનાર; ઠગારો; ડંફાસ મારનારો; ઢોળી.

**Charlatanry,** (શૉર્લટૅનરિ) *n.* Quackery; empiricism: undue pretensions to skill: ઉંટવૈદુ; ધૂર્તવિદ્યા; ઠગવિદ્યા; બડાઈ; શેખી; ડંફાસ; ધૂતારાવેડા; ઢોળ.

**Charles's-wain,** (ચાંર્લ્ઝિઝ્-ઉવેન્ )*n.* (*Astron*). The cluster of seven stars commonly called the *Dipper* in the constellation, the Great Bear: સપ્તર્ષિ; ગાડી.

**Charm,** (ચાંર્મ્ )*n.* L. *carmen*, song; verse.] **1.** A magic spell; an incantation: મંત્ર; મંત્રાક્ષર; જાદુ; મંત્ર ચિન્હ; *charms* and incantations to produce death or evil: જારણમારણ; મુઠચોટ. Command of *charms* & spells: મંત્રસિદ્ધિ. **2.** Anything worn for its supposed efficacy on the wearer, in averting ill or securing good fortune: તાવીજ; દોરો; માદળીઉ. **3.** That which fascinates; attraction; any alluring quality: મોહિણી; ખુબસુરતી; મોહક-આકર્ષક-ગુણ. **4.** A melody; a song: ગીત; ગાયન. *vt.* **1.** To subdue or summon by incantation; to affect by magic; મંત્રના બળથી વશ-તાબે કરવું-બોલાવવું; જાદુ ક૦; મંતરવું. **2.** To allay: શમાવવું; શાંત પાડવું; *music, the fiercest grief can* **c.**:

ગાયનથી અમે તેવી-અતિઉગ્ર દિલગીરી-શોક હોય તે પણ શાંત થાય છે-શમી જાય છે. **3.** To enchant;to fascinate: મોહિત કરવું;મનહરણ ક૦;મોહમાં નાંખવું. **4.**To fortify with supernatural influences:મંતરવું;જાદુગરી ક૦.**5.**To utter,or cause to make, musical sounds:ગાયન ક૦;ગીત ગાવું-અવડાવવું. *vi.***1.**To use magic arts or occult power:જાદુ ચલાવવો;મંત્રવિદ્યા વાપરવી;અદૃશ્ય સત્તા ચલાવવી.**2.**To act as charm; to please greatly; to be facinating: જાદુ જેવી અસર થવી;આનંદિત-ખુશી-રંજીત-મોહક-આકર્ષક થવું.

**Charmer,**( ચાર્મર્ ) *n.***1.** One who charms or has the power to charm; a magician: મંત્રથી વશ કરનાર;મંત્રવાદી;ધંતર મંતરવાળો; લાલબદ્દ;જાદુગર.**2.**One who delights and attracts the affections:મનરંજન કરનાર;મનમોહન;મનનું આકર્ષણ કરનાર;મોહક.

**Charming,**(ચાર્મિન્ગ્ )*a.* Pleasing; winning;attractive; fscinating; alluring;delighting;lovely;amiable: મોહક; મનોહર; ચિત્તહારક; આકર્ષક;મનોરંજક;મનોહારી;ખુબીદાર;આનંદદાયી;દિવ્ય;કામરૂપ; આલ્હાદજનક.

**Charon,**( ચૅરૉન્ ) *n.* (*myth.*) The son of Erebus and Nox,whose office it was to ferry the souls of the deceased: યમદૂત.

**Charred,**(ચાર્ડ્ )*a.*Burnt:બાળીનાંખેલો-રદ્દ કરેલો (કોયલો.)

**Chart,**(ચાર્ટ્ )*n.*[Fr. *charte*; charter.]**1.** A sheet of paper, pasteboard,or the like,on which information is exhibited: પટ;નકશો.**2.**A hydrographic or marine map:દરિયાઈ નકશો. **3.** A written deed;a charter:(*obs*) સનદ; લેખ;દસ્તાવેજ;પત્ર;શાસનપત્ર. *Selenographical* **c.**, a map representing the surface of the moon: ચંદ્રની સપાટી દર્શાવનાર નકશો. *Heliographic* **c.**, a map of the sun with its spots:સૂર્યના ડાઘા સહિતનો તેનો નકશો.*Topographic* **c.**,a draught of a small part of earth: પૃથ્વીના કોઈ ન્હાના ભાગ-ખંડનું ચિત્ર-નકશો.*vt.* To lay down in a chart;to map: નકશામાં કાઢવું; આળેખવું. *To* **c.**, *a coast*: કિનારો કાઢવો.

**Charter,**( ચાર્ટર્ ) *n.* [L. *charta*,a paper.] **1.**(*O.Eng.Law.*)A deed or conveyance: ખતપત્ર; દસ્તાવેજ લેખ. **2.** A writing bestowing privileges: સનદ;શાસન પત્ર (તામ્ર). **3.** A special privilege or immunity: ખાસહક; માફી. (*Naut.*) The hiring or letting a vessel by special contract,or the contract whereby the vessel is hired or let:કરાર કરી વહાણ ભાડે આપવું-રાખવું તે;અથવા વહાણ ભાડે આપવા લેવાનો કરાર.*vt.* To establish by charter: દસ્તાવેજ-ખતપત્રથી સ્થાપવું;સનદ મેળવવી. **2.** To hire or let by charter, as a ship: ખાસ-કરાર કરી વહાણ ભાડે રાખવું-આપવું. **C.** *land*,land held by charter:સનંદ તામ્રપત્રથી મળેલી જમિન.

**Chartered,**( ચાર્ટર્ડ્ ) *a.* Having a privilege,by charter: સનદથી હક્ક ભોગવનાર;Granted or established by a charter:કોઇપણ સનદની રૂઇએ બક્ષેલું કે સ્થાપન કરેલું.

**Charter-party,**(ચાર્ટર્-પાર્ટિ)*n.*[Fr. *charte partie*,a divided charter.] (*Com.*) A mercantile lease of a vessel:વેપાર માટે વહાણ ભાડે-પટે આપવું તે-આપ્યાનો કરાર.

**Char-woman,**( ચૅરવુમૅન ) *n. pl.* *Char-women.* A woman hired for odd work or for single days: મજુરણ;ઉધડિયણ;દાડિયણ;વૈતરણ.

**Chary,**(ચૅરિ)*a.*[A.S. *cearu*, care.] Careful;cautious;frugal:કસરીઓ;ફિકરમંદ;સાવચેત;ચોકસ;ખબરદાર; હોંશિયાર;ચાલાક;ચકોર.

**Chasable,**(ચેસેબલ્ )*a.* Capable of being chased;fit for the chase: શિકાર કરવા લાયક-યોગ્ય.

**Chase,**(ચેસ્ )*vt.*[L.*capio*,I take.] **1.**To pursue for the purpose of taking;to hunt:પકડવાના વિચારથી પાછળ પડવું;-નો શિકાર કરવો. **2.** To compel to depart;to drive:નસાડવું;નાશભાગ કરાવવી;ઠેર ઠેર ભટકાવવું; હાંકી કાઢવું.**3.** To pursue eagerly: ની પાછળ પડવું;કેડો લેવો;-ની ખણખોતર ક૦.*v.i.*To give chase;to hunt: ની પાછળ પડવું-દોડવું;નો કેડો લેવો;as, *to chase around after a doctor*: ડાકતર-વૈદની કેડે ને કેડે ફરવું.(colloq.) *n.***1.** The act or habit of hunting:પાછળ પડવું તે; મૃગયા. **2.** That which is pursued or hunted: જેની પાછળ પડવું હોય તે;શિકાર.**3.**An open hunting-ground:મૃગયાભૂમિ; શિકારનું મેદાન.**4.** [L. *capsa*, box.] An iron frame to confine types: બીબાં ભરી રાખવાનું ચોકઠું.**5.**A wide groove:પોહોળી કોરણ;ખાંભણ.

**Chaser,**(ચેસર્ )*n.* **1.** A pursuer; a hunter: પાછળ પડનાર; શિકારી. **2.** (*Naut.*)A gun at the head and stern of a vessel: વહાણને મથાળે અને તેના પાછલા ભાગમાં મૂકેલી તોપ. **3.**An enchaser:મેનાકારી વિગેરે ચિત્ર કાઢનાર.**4.**A hand tool of steel: એક જાતનું પોલાદનું ન્હાનું હથિયાર.

**Chasm,**(કૅઝ્મ )*n.*[Gr.*chainein*, to gape.]**1.**A cleft;a yawning abyss: a fissure:ઉંડી ફાટ;ચીરો;કરાડ;ચીરાડો. **2.**A void space;a gap or break: ખાલી જગા;તુટ;પોલ;ખો.

**Chasmy,** ( કૅઝ્મિ ) *a.* Abounding with chasms:ઉંડી ફાટ-તુટ-ચીરા-ખાલી જગ્યાવાળું.

**Chaste,**(ચેસ્ટ્ )*a.*[L.*castus*, pure.] **1.**Virtuous;continent:સતી;પતિવ્રતા;શુદ્ધ;નિર્દોષ.**2.**Free from lewdness;innocent;modest:પાક;સમર્યાદ;નિર્દોષ;નિષ્કલંક;પવિત્ર; નિર્મળ;સાફ; as,**c.***mind*:પાકદીલ;**c.** *eyes*: નિર્દોષ આંખ.**3.**Correct;refined; simple: શુદ્ધ;સંસ્કૃત;સાદું;as,*a* **c.***style in composition*:લખાણની શુદ્ધભાષા.**4.**Unmarried (*obs.*):અવિવાહિત; કુંવારી.

**Chasten,** (ચેસન ) *vt.* [L. *castus*, pure,& *ago*,I drive.]**1.**To correct by punishment;to chastise: શિક્ષા કરી સુધારવું;શિક્ષા-સજા ક૦.**2.**To purify from errors or faults:દોષમુક્ત ક૦;ભૂલ-ચુક રહિત ક૦;દોષનું નિવારણ ક૦.

**Chasteness,**(ચેસ્ટ્નેસ્ )*n.***1.**Chastity;purity:સતીત્વ; પાતિવ્રત્ય; શુદ્ધતા; નિર્દોષતા;નિર્મલતા.**2.**Freedom from all that is gaudy or affected: જેમાં કાંઇ આડંબર ન હોય તે.

**Chastise,**(ચૅસ્ટાઇઝ્ )*vt.*[L. *castus*, pure.]**1.**To inflict pain upon,by means of stripes,or in any other way:શિક્ષા ક૦;દંડ કરવો;ફટકા મારવા; શાસન ક૦.**2.**To reduce to order or obedience; to correct, or purify:નિયમ-વ્યવસ્થામાં લાવવું;શુદ્ધ-નિર્દોષ કરવું;સુધારવું; જેર કરવું.

**Chastisement,** (ચૅસ્ટિઝ્મેન્ટ્ ) *n.* Pain inflicted for punishment & correction;discipline;punishment:શિક્ષા;સજા;તસીયત;શાસન; દંડ.

**Chastity,**(ચૅસ્ટિટિ)*n.***1.** Purity of

body; freedom from unlawful sexual intercourse:સાધુપણું;સતીપણું;પતીવ્રતાપણું;પાતિવ્રત્ય;શુદ્ધતા.2. Freedom from obscene or corrupt expression:શુદ્ધતા;સમર્યાદપણું.3.Moral purity:નેકી;પાકદીલી.4. The unmarried life;celibacy:કુંવારાપણું;વાંઢાપણું;અવિવાહિત સ્થિતિ.

**Chat,** (ચૅટ્) *vt.* [Fr. *caqueter*, to cackle,prate.]To talk in a light and familiar manner;to gossip: તડાકા મારવા;ગપાટા હાંકવા;લવારો કo; કાથા કળલા કo-ટાહેલું કરવું. *vt.* To talk of:-ની વાત કરવી. *n.* Light, familiar talk;prate;gossip:તડાકા; ગોષ્ઠી;કાથાકળલા;ગપાટા;ટાહેલું; વાતો. 2.A twig;a little stick:ડાળી;નહાની સોટી-લાકડી.3.(*pl.*) (*mining*) Small stones with ore: કાચી ધાતુના મિશ્રણવાળા નાના પથરા.

**Chateau,**(શાંટો)*n.pl.* **chateaux,** (શાંટોઝ્ )A castle: કિલ્લો; મહેલ.2. A residence in a country:દેશમાંનું રહેઠાણ. [castle:નહાનો કિલ્લો-મહેલ.

**Chatelet,** (ચૅટેલેટ્ ) *n.* A small

**Chattel,**(ચૅટલ્ )*n.*[O. Fr. *chatal.*] Any item of movable or immovable property except the freehold:સરસામાન;માલમતા;જીવનગાળો; જમિન સિવાયની બીજી-જંગમ મિલ્કત.

**Chatter,** (ચૅટર્ ) *vi.* 1. To utter sounds which somewhat resemble language,but are inarticulate and indistinct:બકબક કo:લવારો કo; નકામું બોલવું; કલકલ કo.2.To talk idly;to jabber:લવરી કo.ગપ્પાં હાંકવાં.3.To make a noise by rapid collisions:કકડાવવું;કચકચાવવું.

**Chatter,**(ચૅટર્ ) *n.* Idle talk; jabber;prattle: બકબકાટ; ગપ્પાં; નવરી વાતો;ગપાટા;લવરી;બકવા;ટાહેલું;કલકલ;કલકલાટ;કિલ્લાણ.

**Chatterbox,** (ચૅટરબૉક્સ્ ) *n.* One who talks incessantly and idly: બકવા-લવરીખોર;વાતશૂરો પુરૂષ;વાતોડિયો;ગપ્પીદાસ;ગપાટિયો;ટાહેલું;મેલું.

**Chatterer,**(ચૅટરર્ )*n.*1. A prater; an idle talker:બકબકીઓ;લવરીખોર;ગપ્પી;વાતોડીઓ.2.A bird of the family Ampelidæ:એક જાતનું પક્ષી.

**Chatty,**(ચૅટિ)*a.*Given to free conversation;talkative: વાતશૂરૂં;બડબડિયું;વાતોડિયું;વાતોનો રસિયો;વાતપ્રેમી.*n.* (Tamil *Shati.*) (શૅટી) A porous earthen pot used in India for cooling water: માટલું; ગોળો;ગોળી.

**Chat-wood,** (ચૅટ્વુડ્ ) *n.* Little sticks;fuel:બળતણ; ઇંધણાં; ચીરીયાં.

**Chaw,**(ચૉ)*p.p.chawed.* To grind with the teeth; to chew,as the cud;to masticate: દાંતે મમળાવવું; ચાવવું; વાગોળવું. 2. To ruminate in thought; to keep the mind working upon;to brood over:વિચાર કર્યા કo;-નું ચિંતન કર્યા કo;મનમાં ઘોળાયા કરવું.*n.*As much as is put in the mouth at once;a chew:કોળીઓ; ગલેફું.C. *bacon*,a rustic, a bumpkin: ગામડીઓ;મોચો; રેંચો;ગમાર.

**Cheap,**(ચીપ્ ) *a.* [A.S. *cypan*, to buy,sell.]1.Bearing a low price in market;of small cost:સસ્તુ;સોંઘુ.2.Being of small value;common:સોંઘુ ને સપરૂં; સાધારણ; હલકું; માલ વગરનું. *Dog* c., very cheap: ઘણું સોંઘું-સસ્તું પાણીના ભાવનું-મુલનું;ગધેડે ગવાતું. *n.* A bargain; a purchase:ખરીદેલો સોદો-માલ. *ad.* Cheaply:સોંઘે ભાવે.

**Cheapen,**(ચીપન્ )*vt.*[A. S. *ceapian*,to buy or sell.]1.To attempt to buy;to ask the price of:ખરીદવાનો યત્ન કરવો; ની કિમત-ભાવ પૂછવો.2.To beat down the price; of;to depreciate:હલકું-સસ્તું-સોંઘું કo;હલકા ભાવે મુકી દેવું.

**Cheap-jack,Cheap-john,**(ચીપ્-જૅક્-જૉન્)*n.*A seller of low-priced or second-hand goods;a hawker: હલકી કિમતનો અગર જુનો સામાન વેચનાર;ફેરીઓ.

**Cheaply,**(ચીપ્લિ)*adv.* At a small price;at a low rate: સોંઘું; સસ્તું; સોંઘે ભાવે;વગર મહેનતે.

**Cheapness,**(ચીપ્નેસ્ )*n.* Lowness in price, considering the usual price,or real value:સસ્તાઇ; સોંઘાઈ;હલકોભાવ;સોંઘવારી.

**Cheat,**(ચીટ્ )*vt.*[A.S.*ceat*, cheat.] To deceive and defraud;to trick; to swindle:ઠગવું;છેતરવું;ધૂતવું.2. To beguile:કંટાળો ન આવે તેમ કાળ ગમન કરવો;વખત નિકાડવો.*n.*1.A fraud; an imposition;a trick:છળ;દગો;છેતરપંડી; કાવત્રું; કપટ. 2. One who cheats;an impostor:ઠગ;ધૂતારો; દગાબાજ-ખોર. 3. A trouble-some grass growing as a weed in grainfields;chess: દાણાના ખેતરમાં વચ્ચે ઉગતુ નકામુ ઘાસ;ખરસલું;નિંદામણ.4.Wheat,or bread made from wheat:ઘઉં અગર ઘઉંનો રોટલો-લી.

**Cheating,**(ચીટિન્ગ્ )*n.*Fraud;trick: ઠગાઇ;ઠગબાજી;છળ;કપટ;દગો;દગોફટકો; છેતરપંડી.

**Check,**(ચેક્ )*n.*[Fr.*echec*, a stop.] 1.(*chess*)A word of warning denoting that the king is in danger;(A king so menaced is said to be *in check* & must be made safe at the next move.):શેહ; કીસ્ત; (એવો રાજા શેહમાં પડેલો કહેવાય છે અને બીજી ચાલે તેને નાકીસ્ત કરવો જોઈએ.)2.Arrest;stop; delay; obstruction:અટકાવ;અડચણ;ખલેલ;રોકાણ; નડતર; અવરોધ; as, *no* c., *no stay, this streamlet fears*: આ વહેળિયું કોઇપણ પ્રકારના અવરોધ કે અટકાવનો ભય ધરાવતું નથી. 3. An obstacle;a restraint;a rebuff; a censure:વિઘ્ન;આડ;હરકત;દાબ;અંકુશ;બંધન;મના;હાર;પરાજય;ઠપકો.4.(*a*) A mark placed against items in an account:હિસાબ તપાસતાં ભૂલને માટે રકમોઉપર કરેલું નિશાન;છેકો. (*b*)A token or certificate by which errors may be prevented or a thing or person may be identified:માણસ અગર વસ્તુ ઓળખાય કિંવા ભૂલ થતી અટકે તેટલા માટે કરવામાં આવતું નિશાન-એંધાણ.5.A written order directing a bank or banker to pay money;a draft:રૂક્કો;ચિઠ્ઠી;હુંડી; ડ્રાફ્ટ. 6. (*a*) A woven or painted design in squares:ચોખુણિયા ખંડ કે ચોકડીનો વણેલો કે છાપેલો નમુનો;ટાટીન.(*b*)One of the squares of such a design:તેવા નમુના પૈકીનો એક ચોખુણ ખંડ કે ચોકડી.(*c*)A cloth having such a figure:તેવી આકૃતિઓવાળું કપડું;ચોતારો;અટાપટાદાર-પટપટીનું લુગડું.7.A counter register: સામો હિસાબ;સામું અડધિયું;8 (*Falconry.*)The forsaking by a hawk of its proper game, to follow other birds:બીજાં પક્ષીઓની પાછળ પડવાને બાજ પક્ષીનું પોતાના ખરા શિકારને છોડી-મુકી દેવું-જવા દેવું તે.6. A small chink or crack: નાનો ચોરો ચીરો-તરડ-ફાટ-સાંધ.*To take* c., to take offence:અપમાન ગણવું-માનવું; ખોટું લાગવું-લગાડવું.*vt.*1.(*chess*)To make or move so as to put an adversary's king in check: શેહ

હેવી;કીસ્ત આપવી.2. To hinder; to repress;to curb:એકદમ રોકવું; અટકાવવું; દબાણ-અંકુશમાં રાખવું.3. To distinguish by a check; to put a mark against an item:નિશાન-એંધાણથી ઓળખાવવું;રકમ આગાડી નિશાન-છેકો મૂકવો;તપાસવું;તપાસી જોવું; મેળ મેળવી જોવો.4.To chide,rebuke, or reprove:ઠપકો દેવો;ખીજવું; ધમકાવવું.5.(*Naut.*)To slack or ease off:નરમ-ઢીલું-પોચું મુકવું-પાટવું-ક૦.6. To make chinks in:ફાટ-તરડ-ચીરા પાડવા;as,the sun *checks* timber: તાપથી લાકડામાં ફાટ-ચીરાડા પડે છે.*vi.* 1.To make a stop;to pause(with *at*): અટકવું; બંધ-પડવું; રોકાવું. 2.To clash or interfere:વચ્ચે આવવું-પડવું. 3.To act as a curb or restraint: ખમચાવું;રોકમાં પડવું;કરવું;-નીરોઢ પડવી;ઓસંગાવું;as,his presence *checks* too strong upon me:તેની હાજરીથી હું બહુજ ખમચાઉં છું; મારાથી બરાબર બોલાતું નથી.4. To crack or gape open: તરડ-ફાટ પડવી. 5. (Same sense as *n.*8.) *a.*Checkered:અટાપટાદાર;અટાપટ્ટીનું;ચોકડીદાર.

**Checker,**(ચેકર્) *vt.* [N. Fr. *echequier*,a chess-board.]1.To variegate with cross lines: ચોકડી પાડવી;ચિત્ર વિચિત્ર કરવું;અટાપટાદાર ક૦. 2.To variegate or diversify with different qualities,colors,scenes or events:-માં સારા ખોટાનો ભેગ ક૦; રંગબેરંગી ક૦;ખાનાદાર કરવું.*n.*1. A piece in the game of draughts or checkers: શેત્રંજનું એક મ્હોરું; રોઢ-કીસ્ત આપનાર. 2. (*a*) A pattern checks: ચોકડીનાં ખાનાદાર નમુનો.(*b*)A single check:ચોકડી,ખાનું. 3.Checkerwork: પટાદાર-ખાનાવાળું કામ-લુગડું;ચોતારો. **C.** *board*, a board with sixtyfour squares or checks of alternate colours used for playing checkers: or draughts:ચોસઠ ખાનાનું શેત્રંજનું ઘર.

**Checkered,**( ચેકર્ડ્ )*a.*1. Variegated with cross lines:રંગબેરંગી;ચોકડી પાડી ચિત્ર વિચિત્ર કરેલું;2.Diversified;ચિત્રવિચિત્ર; વિલક્ષણ; અદ્ભુત.

**Checkers,**(ચેકર્સ્ ) *n. pl.* A game, called also *draughts*,played on a checker board by two persons: દામનીરમત.

**Check-mate,**(ચેક્મેટ્ ) *n.* 1. The movement in the game of chess which stops all further moving, and ends the game: શહેમાત;માત.**C.** *with a pawn*: પ્યાદમાત. 2. Utter defeat or overthrow; તદન હાર-નિષ્ફળ જવું તે; પરાજય.*vt.* 1. (*chess.*) to put in check: શહેમાત ક૦.2. To defeat completely; to terminate;to thwart:તદન હરાવવું; નડવું;-નું કામ બરબાદ કરી નાંખવું;-ધૂળ મેળવવું;-નાહાથ ભેંયે નાંખવા.

**Checkstring,**(ચેક્સ્ટ્રિંગ્ )*n.*A cord by which a person in a carriage or horse car may signal to the driver: જે દોરડીથી ગાડીમાં બેસનાર ગાડીવાનને નિશાની કરે તે.

**Cheek,**(ચીક્ )*n.*[A.S.*ceace.*]1.The side of the face below the eye: ગાલ *Slap over the* **c**.:તમાચો;થોલ. *To pinch & pull the cheeks of:* ગાલ ફાંસવા-આંબળવા.2.The cheek-bone(*obs.*)ગાલનું હાડકું.3.*pl.*(*Mech.*) Those pieces of a machine or of any timber which are similar & in pairs:કોઇ યંત્રના,લાકડાના,કે પથ્થરના સંચાના કટકા,જોડકાબંધ હોય તે.4. *pl.*The branches of a bridle bit: લગામના ચોકડાની સળિયો-કડીયો. 5. (*Founding*)The middle part of a flask: બીબાનો મધ્યભાગ.6.Cool confidence;assurance;impudence (*slang*):હામ;ધૃષ્ટતા;નિર્લજ્જતા;બુંડાઈ; મિજાજ;માથા ફરેલપણું. **C.** *by jowl*, side by side;very intimate:અતલગનું;નજદીકનું; તનઅદન. *Cheeks of a mast*,the projection on each side of a mast:ડોલની દરેકબાજુની કોરાણ-ઉપરેલો ભાગ.**C.**tooth,a hinder or molar tooth:દાઢ.

**Cheeky,**( ચીકિ ) *n.* Brazen-faced; bold;impudent: ઉદ્ધત; છકેલ; સામું બોલે એવું;માથાનો ફરેલ;મેંજનો ફટેલો; તુંડાઈખોર;મિજાજી;અમર્યાદશિલ.

**Cheep,**( ચીપ્ ) *vi.* To chirp as a small bird: ચકચક-ચીંચીં-ચુંચું ક૦. *n.*A chirp,peep or squeak: ચીંચીં; ચુંચું;ચકચક.

**Cheer,**( ચીર્ ) *n.* [ L. *cerebrum*, brain.] 1. The face;the countenace or its expression(*obs.*):મ્હોડું;મ્હેરો;શિકલ;મુખાકૃતિ;મુખમુદ્રા;સુરત.2.Feeling;spirit;state of mind or heart:લાગણી;મનોવૃત્તિ;ઉત્સાહ;ઉલ્લાસ;ધૈર્ય;હોંશ;મનની સ્થિતિ;ભાવ;as,*be of good* **c**.:ધૈર્ય ધર-રાખ.3. Gaiety; mirth; cheerfulness;animation: આનંદ;હર્ષ;ખુશમિજાજ;ઉલ્લાસ;ખુશાલી; as,*I have not that* **c**.*of mind that I was wont to have*:મારૂં મન જે હર્ષ-આનંદ હમેશાં અનુભવતું હતુ તે હમણાં જણાતો નથી.4.That which promotes good spirits or cheerfulness; entertainment:ગમત;મોજમજા;મજા; તમાસો; મિજબાની. 5. A shout or hurrah expressing joy,enthusiasm,applause,&c: ખુશાલીના પોકાર; હર્ષનાદ;હર્ષગર્જના-હુરરેના પોકાર;વાહવાહ; જય-નાદ-ઘોષ;તાળીઓ;as,*to receive a speaker with* **c**.:ભાષણકર્ત્તાને હર્ષનાદ-તાળીઓથી વધાવી લેવો. *What* **c**., how do you fare?What is there that is cheering?:કેમ શી ગમત છે? શાથી આટલા બધા આનંદમાંછો? *vt.* 1.To gladden; to render cheerful;ખુશ-રાજી ક૦;હર્ખાવવું; ઉલ્લાસિત-આનંદિતક૦.2.To infuse life, animation, or hope; to inspirit;to solace,or comfort:ઉમંગ-આશ-હોંશ-હિંમતવાળું ક૦;ઉત્તેજન આપવું; દિલાસો દેવો;સાંત્વન ક૦;as,the proud he tamed,the penitent he *cheered*:તેણે અભિમાનીઓને સિધાદોર કર્યા,અને પશ્ચાત્તાપ કરનારાઓને દિલાસો દીધો-ના મનનું સાંત્વન-સમાધાન કર્યું.3. To urge on by, or salute with, cheers:ઉત્તેજનના શબ્દથી માન આપવું;શાબાશ ! શાબાશ ! કરી ઉશ્કેરવું.*To* **c** *hounds in a chase*:શિકાર કરતી વખતે શિકારી કુતરાઓને શાબાશ! શાબાશ! કહીને ઉશ્કેરવા.*vi.*1.To become gladsome or joyous:ખુશી-રાજીથવું; હરખાવું.2. To be in any state or temper of mind:હોંશ-ઉમંગમાં આવવું;ઉલ્લાસિતથવું.3.To utter a shout of applause,triumph, &c.:હર્ષનાદ-પોકાર ક૦;જયઘોષ ઉચ્ચારવો;તાળિયો પાડવી-હુરરેના પોકાર ક૦.

**Cheerful,**( ચીરફુલ્ ) *a.* 1. Lively; animated;willing: ખુશ;ખુશમિજાજી,ઉમંગવાળું.2.Promoting happiness;happy;contented: સુખવર્ધક; સુખમાં વધારો કરનારૂં;સુખી; સંતોષી; સુખમય;આનંદ દર્શાવનારૂં;આનંદમય; આનંદી;ઉલ્લાસી;પ્રસન્નમુખ.

**Cheerfully,**( ચીરફુલિ ) *adv.* In a cheerful manner;with willingness;gladly:ખુશકારક રીતે;રાજી ખુસીથી;આનંદપૂર્વક;પ્રસન્નતાથી; સુખ-સંતોષપૂર્વક;ઉમંગ-હર્ષથી.

**Cheerfulness,** ( ચીરફુલનેસ્ ) *n.* Good spirits;alacrity:ખુશમિજાજ;

આમણની પુંજી દામણમાં.

આનંદી સ્વભાવ;હર્ષ; ઉમંગ; આનંદ;ઉલ્લાસ;સંતોષ;હર્ષચિત્ત;આનંદવૃત્તિ.

**Cheering,**(ચીરિંન્ગ્) *p. a.* 1. Comforting;solacing:સંતોષ આપનારૂં; ઉત્તેજક;સંતોષકારી.2, Gladdening: આનંદ દાયક-કારક.

**Cheerless,**( ચીર્લેસ્ ) *a.* Without joy,gladness or comfort;gloomy: આનંદહીન-રહિત; શોકમય-વાળું; ઉદાસ;ખીન્ન;દિલગીર;નાઉમંગી.

**Cheery,**(ચીરિ)*a.*1. Cheerful; lively:ખુશ;આનંદી; હર્ષ ઉપજાવે એવું. 2. Promoting cheerfulness:આનંદ-હર્ષમાં વધારો કરે એવું;આનંદવર્ધક.

**Cheese,**(ચીઝ્)*n.*[L. *caseus.*] The curd of milk:પનીર;મઠો.2.A low courtesy:હલકા પ્રકારની વિવેકની રીત.**C.***cake*,a cake made of or filled with,curds,sugar & butter: દહીં,ખાંડ તથા માખણની અગર અંદર મુકીને બનાવેલી રોટલી.**C.***fly*,a black insect:કાળું જીવડું;પતંગિયું.**C.***press*, a press used in making cheese: પનીર બનાવવાનો સંચો-દાબણ. **C.** *rennet*,a kind of plant to coagulate milk:એક પ્રકારનો દહિં બાંધવા-આખરવાનો છોડવો.

**Chemical,**(કેમિકલ્ )*a.*Pertaining to chemistry; produced by the forces of chemistry:રસાયણશાસ્ત્રના નિયમાનુસાર-શાસ્ત્ર સંબંધી-વિધિ;રસાયણી;રસાયણીસંયોગોથી ઉત્પન્ન થતું.

**Chemicals,**(કેમિકલ્સ્ )*n.pl.* Substances used for producing chemical effects: રસાયણ પ્રયોગમાં ઉપયોગી વસ્તુઓ.

**Chemise,** (શેમીઝ્ ) *n.* [Low. L. *camisia*, shirt.] 1. A shirt,or undergarment,worn by females: સ્ત્રીઓને પહેરવાનું લુગડું;ખમીસ;કબજો; ચોળી.2.A wall:દિવાલ;ભીંત.

**Chemist,** (કેમિસ્ટ્ ) *n.* A person versed in chemistry;a professor of chemistry;an analyst:રસાયનશાસ્ત્રી; રસાયનવિદ્યાજ્ઞ; રસાયનશાસ્ત્રજ્ઞ; રસાયનવેત્તા;રસાયણી;રસાયણીવૈદ.

**Chemistry,**(કેમિસ્ટ્રિ) *n.* [Fr. *chemic.*] That branch of science which treats of the composition of substances and of the changes which they undergo;it treats of the changes in the composition & constitution of molecules: રસાયન;રસાયનશાસ્ત્ર-વિદ્યા;પદાર્થ વિજ્ઞાન. 2.A treatise on chemistry:રસાયનવિદ્યા સંબંધી પુસ્તક.*Inorganic* **c.** that which treats of mineral substances:ધાતુરસાયનવિદ્યા-શાસ્ત્ર. *Organic* **c.**,that which treats of the substances, which form the structure of organized beings & their products:સજીવરસાયનશાસ્ત્ર. *Physiological* **c.**,the chemistry of the organs and tissues of the body:સજીવશરીરરસાયનવિદ્યા.*Practical* or *applied* **c.**,that which treats of the modes of manufacturing the products of chemistry that are useful in the arts, and of the conditions essential to their best use: કલાવિધાનરસાયનવિદ્યા. *Pure* **c.**,the consideration of the facts & theories of chemistry in their purely scientific relations:વિધાન વિચાર રહિત રસાયનવિદ્યા.

**Cheque,** (ચેક્ ) *n.* An order for money,drawn on a banker or on the cashier of a bank, payable on sight:નાણું મળવાનો રૂખતો-રૂક્કો-ચિઠ્ઠી;હુંડી;ચેક.

**Chequer,**(ચેકર્ ) *vt.* To variegate with cross lines: ચિત્રવિચિત્ર કo; ચોકડી પાડવી.

**Cherif,**(ચેરિફ્ ) *n.* [Ar. *scharafa*, to be eminent.] The prince of Mecca;a high priest among the Mohammedans: મક્કાનો શાહજાદો; મુલ્લાંજી;કાજી;મૌલવી.

**Cherish,** (ચેરિશ્ ) *vt.* [L. *carus*, dear.]1.To treat with tenderness and affection; to nurture with care:માયા-હેત દેખાડવાં; સંભાળપૂર્વક ઉછેરવું;લાલનપાલન કo; પાળીપોષી ઉછેરવું.2.To hold dear;to indulge; to encourage; to foster; to promote:પ્યારૂં માનવું-ગણવું;ઉમંગથીવિચારવું;વૃદ્ધિ કરવી;મનમાં રાખવું;પાળવું; પુષ્ટિ-ટેકો આપવો; ઉમંગથી અંગીકાર કo;-નું પાલન કo.

**Cherisher,** (ચેરિશર્ ) *n.* An encourager; a supporter: પુષ્ટિ-ટેકો આપનાર;હેત માયા દેખાડનાર;પોષનાર; પાલક;પ્રતિપાલક;પાલનકર્ત્તા.

**Cheroot,**(શરૂટ્ )*n.*A kind of cigar: એક જાતની તમાકુનાં પાંદડાંની બીડી.

**Cherry,**(ચેરિ)*n.*[L. *cerasus*, cherry-tree.]1.*(Bot.)* (*a.*) The fruit of a species of prunus: ચેરીફળ. (*b.*) The tree which bears the fruit:જે ઝાડને ફળ આવે છે તે; ચેરીનું ઝાડ. 2. A.cordial composed of cherry-juice and spirit sweetened and diluted: ચેરી નામના ફળના રસનો અને દારૂનો ગળ્યો અને નરમ કરેલો અર્ક. 3. The timber of the cherry-tree: એ ઝાડનું લાકડું. *a.* Red;ruddy;blooming:રાતું; લાલચોળ-સુરખ;ખીલેલું;સુરખીવાળું.

**Cherry-merry,**(ચેરિ-મેરિ )*n.* Gift: ચેરિમેરી;બક્ષીસ;પાનસોપારી.

**Chersonese,** ( કર્સોનીઝ્ ) *n.* [Gr. *chersos*,land,& *nesos*,island.] A peninsula:દ્વિપકલ્પ.

**Cherub,**(ચેરબ્ )*n. pl.* **cherubim** is also used.1.*(Script.)* One of an order of angels:દેવદૂત;ફિરસ્તો. 2.A beautiful child: ફૂટડું-રૂપાળું છોકરૂં;ખૂબસુરત બચ્ચું.

**Chess,**(ચેસ્ )*n.*[O.Fr.*eschec.*] 1. A game played by two persons, on a board containing sixty-four squares, like that used in checkers, with two differently colored sets of pieces, or men, sixteen in each set:શેત્રંજ.

☞ In this game each player has a king,a queen,two bishops, two knights,two castles or rooks & eight pawns: આ રમતમાં દરેક રમનારની પાસે એક રાજા,એક વજીર,બે ઉંટ,બે ઘોડા,બે હાથી અને આઠ પ્યાદાં હોય છે.2.*(Bot.)*A kind of grass: એક જાતનું ઘાસ;નિંદામણ;ચીડો.

**Chess-man,**(ચેસ્-મેન્)*n.*(*pl.***chess -men**)A piece used in the game of chess:શેત્રંજનું મ્હોરૂં.

**Chest,**(ચેસ્ટ્ )*n.*[A.S.*cest.*L.*cista.*] 1.A box of wood:લાકડાની પેટી-પટારો.2.A coffin: શબ વહન કરવાની પેટી;કફન.3.The thorax: ઉર; સ્થલ; છાતી. 4. *(com.)*A case in which certain goods,as tea,opium,&c; are transported:જે પેટીમાં માલ જેવો કે ચાહ,અફીણ વિગેરે, દેશાંતર ખાતે મોકલવામાં આવે છે તે;બારદાન.5.The quantity contained in such a chest: પેટી પુર-ભરીને માલ. **C.** *of drawers*,a case of movable boxes called drawers: ખાનાંવાળી પેટી-પટારો.*vt.*1.To deposit in a chest; to hoard: પેટીમાં ભરી મુકવું; સંગ્રહ-એકઠું કરવું.2.To place in a coffin: કફનમાં મુકવું;કફન કરવું.

**Chest,**(ચેસ્ટ્ )*n.*Strife; contention:

કજીઆ;લડાઇ;ઝઘડો;ટંટો;ફિસાદ.

**Chest-nut,** (ચેસ્ટનટ્) *n.* [L. *castanea*,a chestnut.]1.The nut of a forest tree:એકજાતનું લાલ ફળ.2. The tree itself or its timber: એ ફળનું ઝાડ અગર તેનું લાકડું. 3.A bright brown colour:ચળકતો બુરો રંગ.4.One of the round or oval horny plates on the inner sides of the legs of the horse:ઘોડાના પગની અંદરની પાસેનો હાડકાનો ઢેકો. 5.An old joke or story:અસલી મશ્કરી કે વાર્તા. 6.The horse chestnut:લાલરંગનો ઘોડો. *a.*Being of a reddish brown color:રાતાશ પડતા ભગવા રંગનું.

**Chevalier,**(શેવેલીર્)*n.*[Fr.*cheval*, a horse.]A horseman;a knight; a gallant youngman: ઘોડેસ્વાર; શૂરવીર;શૂરો સિપાઇ;બહાદુર શખ્સ.**C.** *d'industrie* (ઇન્ડસ્ટ્રી) one who lives by persevering fraud; a pickpocket;a sharper : છળપ્રપંચ પર જીવનાર; ખીસાકાતરૂ; ગજવાંકાતરૂ; ઠગ;ધુતારો.*The* **c.***St.George*,James Francis Edward Stuart, called the Pretender:એડવર્ડ સ્ટુઅર્ટનું એક ઉપનામ.*The young* **c.**:એડવર્ડ સ્ટુઅર્ટનો છોકરો.

**Cheveril,**(શેવેરિલ્)*n.*[Fr. *chevre*, goat.] 1. Soft leather made of kidskin: બકરીના બચ્ચાનું સુંવાળું ચામડું;નલી.2.An yielding disposition:નમે એવો સ્વભાવ-ગુણ.*a.*Made of cheveril;pliant: બકરીના ચામડાનું બનાવેલું;વળાય એવું;નમનશીલ.

**Chew,**(ચ્યૂ)*vt.*1.To bite and grind with the teeth:ચાવવું.2.To ruminate mentally; to meditate: મનમાં ઘોળવું-ઘોળ્યા કo;મનનકo;નોજપ કર્યા કo.*To* **c.***the cud*,to chew the food over again:વાગોળવું; hence, to *meditate*:નું ચિન્તન કo;મનનકo. *n.*That which is chewed;a cud: જે ચાવવામાં આવે છે તે;ચાવવાની વસ્તુ-પદાર્થ;વાગોળ;ખડ.

**Chicane-ry**(શિકેન્-શિકેનરિ)*n.*[Fr. *chicane*.]Shift;cavil; sophistry; stratagem:પેચ;પ્રપંચ;છળભેદ;ફસાવવાની યુક્તિ;છક્કાપંજા;દાવપેચ. *vi.* To use shifts or artifices: પેચ-પ્રપંચ-છળભેદ કo;છક્કાપંજા રમવા.

**Chich,**(ચિચ્)*n.*[L.*cicer*,the chick-pea.] A dwarf pea; chickpea: ન્હાનો વટાણો;ચણો.

**Chick,**(ચિક્)*vi.*To sprout,as seed in the ground;to vegetate: બીઆંની માફક ઉગી નીકળવું;ફણગો ફુટવો. *n.*1.A chicken:મરઘીનું બચ્ચું;પિલું. 2. A child or young person : a term of endearment:છોકરો;પોરીઓ;પોટ્ટો;ચેલકો.

**Chick-en,** (ચિક્-ચિકેન્) *n.* 1. The young of fowls:મરઘાંની જાતનાં પક્ષીઓનાં બચ્ચાં.2.*(a)*A young person: બચ્ચું;બાળક. *(b)* A young woman; a maiden:યુવાન સ્ત્રી;કુંવારી સ્ત્રી.

**Chicken-hearted,** (ચિકેન-હાર્ટેડ્) *a.*Timid;fearful;cowardly:બીહકણ;બ્હીકણ બીલાડી;કાયર;બાયલો.

**Chicken-pox**(ચિકેન-પૉક્સ્)*n.*(*Med.*) A mild,contagious eruptive disease, generally attacking little children only;varicella: અછબડા.

**Chickling,** (ચિક્લિંગ્) *n.*A small chick or chicken: નાનું મરઘીનું બચ્ચું;પિલું.

**Chide,** (ચાઇડ્) *vt.* [A.S. *cida n. imp.***chid;chod** *p.p.***chidden; chid**.]To rebuke; to reproach; to blame:ધમકાવવું;વઢવું;ઠપકો દેવો; ખીજવું;વાંક-દોષ કાઢવો.2.To be noisy about; to chafe against: ઘોંઘાટ કo;અવાજ કo; અકળાવું; ખળભળાવવું; ચીઢવવું.*To* **c** *from*,or *chide away*: to drive away by scolding or reproof: ધમકાવીને-ઠપકો દઇને કાઢી મુકવું-હાંકી કાઢવું.*vi.*1.To find fault with;to contend angrily:ઝઘડવું; વાંક-દોષ કાઢવો;છણકો કo.2.To make a clamorous noise;to chafe:મ્હોટી બુમ પાડવી-અવાજ-ઘોંઘાટ કo.*n.*A gentle noise or murmur:ખડખડવું તે;ખડખડાટ;ખળખળાટ.

**Chief,**(ચીફ્)*n.*[L.*caput*,the head.] 1.*(a)*The head or leader of any body of men;a commander, as of an army: આગેવાન;નાયક;ઉપરી; સર્વોપરી;લશ્કરનો સરદાર.*(b)*A headman,as of a tribe,clan or family:પટેલ;શેઠીઓ;વડિલ;નાયક; અગ્રેસર. *(c)* A person in authority who directs the work of others: પ્રધાન;કારભારી;કર્તાહર્તા.*(d)*The principal actor or agent:મુખ્ય કર્તાહર્તા;પ્રધાન પુરૂષ;પ્રમુખ;અગ્રણી. 2.The principal part;the most valuable portion:મુખ્ય-પ્રધાન ભાગ;ઘણોજ કિમતી-અગત્યનો ભાગ-અંશ.3.The upper third part of the sheld: ઢાલની પુંઠનો ઉપલો ત્રીજો ભાગ. *In* **c.**,*(a)* at the head:મુખ્ય;સર્વોપરી; as,*a commander in* **c.**:મુખ્ય;સર્વોપરી;*(b)*From the king or sovereign:રાજા પાસેથી-તરફથી;મુખ્ય ધણી તરફથી.*a.*1. Highest in office or rank:principal;head: મુખ્ય; આગેવાન;પ્રધાન;અગ્રેસર;સર.*As* **c.** justice: વડો જડજ;મુખ્ય જડજ;સરન્યાયાધીશ. 2.Most eminent in any quality or action; most distinguished; important; vital; paramount; main; supreme: શ્રેષ્ઠ; ઉત્તમ; પરમ; ખાસ;મુખ્ય;અગત્યનું; સર્વોપરી; પહેલા નંબરનું. *It can be exprsesed by*: રાજ,વર,વર્ય,સિંહ,*in comp*:as:રાજધાની;રાજગુરૂ;કવિવર;શિષ્યવર્ય;પંડિતસિંહ;નરસિંહ,&c.3.Very intimate, near or close:તનબદન;નજીકનું;અતલગનું; as *a whisperer separateth* **c.***friends*:કાન ફુંકનારો તનબદન-અતલગના મિત્રોને વિખુટા પાડે છે -માં તુટ પડાવે છે.*adv.*Chiefly:મુખ્યત્વેકરીને;ઘણું કરીને.

**Chiefless,**(ચીફ્લેસ્)*a.* Without a chief or leader: આગેવાન વગરનું.

**Chiefly,**(ચીફ્લિ)*adv.*1.In the first place;principally: સૌથી પહેલું;મુખ્યત્વે કરીને;મુખ્યશઃ.2.For the most part;mostly: ઘણું કરીને; ઘણું ખરૂં; ઘણેભાગે;વિશેષે કરીને;વિશેષતઃ;બહુકરીને.

**Chieftain,** (ચીફ્ટન્) *n.* Captain, leader or commander:નાયક;આગેવાન; સરદાર. 2. The head of a troop, army or clan:લશ્કર,સેના કે કોઇ ટુકડીનો ઉપરી-અધિપતિ-આગેવાન.

**Chief-ship, chieftainry-ship,** (ચીફ-શિપ્,ચીફ્ટનરિ, ચીફ્ટન્-શિપ્) *n.*The rank or office of a chieftain:સરદારી;નાયકપણું.

**Chilblain,**(ચિલ્બ્લેન્) *n.* A tumor affecting the hands and feet on account of cold:ટાઢથી હાથ પગની ચામડી ફાટે છે તે;ટાઢથી પડેલા ચીરા-કાતરા-ફાટ-વૈડ. *vt.* To afflict with chilblains: (હાથપગ)ફાટવા.

**Child,**(ચાઇલ્ડ્)*n.pl.***children**.[A. S.*cild*.]1.A son or daughter:છોકરૂં;સંતાન;ફરજન;બેટો;બેટી.2.A descendent,however remote(used in the plural):ઓલાદ;પ્રજા;સંતતિ. as the *children* of Manu:મનુની પ્રજા-સંતતિ.3.One showing signs of relationship to another:જાદો; as,*a* **c.***of king*: શાહજાદો; *a.* **c.**of

*the devil*:શેતાનજાદો. **4**. A noble youth: યુવાન સરદાર. **5**.A young person of either sex:બાળક;hence one who exhibits the characteristics of a very young persons: છોકરવાદ;નાદાન બાળક; as, *when I was* **c**.,*I spoke as a child,I understood as a child, I thought as a child;but when I became a men,I put away childish things*: જ્યારે હું છોકરવાદ હતો ત્યારે બાળક જેવું બોલતો હતો,બાળક જેવું સમજતો, બાળક જેવા વિચાર કરતો હતો;પણજ્યારે હું મોટો થયો(સમજણમાં આવ્યો)ત્યારે મેં સઘળી છોકરવાદી-નાદાની તજી દીધી. **6**.A female infant:છોકરી.*(obs)*.**C**. *of one's old age*:છેલ્લા ખોળાનું છોકરૂં; *spoiled* **c**. : ફાટી-ચળી-બગડી ગયેલું છોકરૂં.*To be with* **c**.,to be pregnant : ભારેવાયા-બેજીવ-સગર્ભા હોવું; *child's play*,light work,a trifling contest:બાળ ચેષ્ટા;બાળક્રીડા;છોકરાની રમત;નકામી-નિર્જીવ વાર્તા;મશ્કરી. *vi*. To give birth; to produce young:જન્મ આપવો;જણવું.

**Child-bearing,** (ચાઇલ્ડ્-બેરિંગ્)
**Child-bed,** (ચાઇલ્ડ્-બેડ્)
**Child-birth,** (ચાઇલ્ડ્બર્થ) *n*.The act or state of producing or bringing forth children;parturition;travail;labour:પ્રસવ-વાવસ્થા;પ્રસૂતિ;સુવાવડ.*Pains of a* **c**.: ગર્ભવેદના;ગર્ભકષ્ટ;પ્રસવવેદના. *Disease incidental to a woman in* **c**.:સુવારોગ;સ્ત્રીરોગ. *Worship of deities on the sixth day after* **c**.:છઠ્ઠી.

**Child-hood,**(ચાઇલ્ડ્-હુડ્)*n*. [A.S. *cildhad*.]1.The state of a child; the time in which persons are children: બચપણ;નાનપણ; કુમારાવસ્થા;બાલ્યાવસ્થા;બાલપણ. 2.Children taken collectively(*R*):બચ્ચાં; બાળક. **3**. The commencement; the first period:પ્રારંભ;પ્રથમાવસ્થા; શરૂઆત;*as,the* **c**.of *our joy*:આપણા આનંદની શરૂઆત-પ્રથમવસ્થા-પ્રારંભ;*second* **c**.,the state of being feeble & incapable from old age: ઘડપણને લીધે ઉત્પન્ન થતી અશક્તપણાની દશા.

**Childish,**(ચાઇલ્ડિશ)*a*.Of,or pertaining to,a child;puerile;trifling:છોકરવાદ;નાદાન;ચિબાવલું; બેસમજ;બાળકબુદ્ધિનું;અણસમજુ.

**Childless,** (ચાઇલ્ડ્-લેસ) *a*. Destitute of children or offspring: નિસંતાન;વાંઝીઉં;વાંઝીઅણ.

**Child-like,**(ચાઇલ્ડ્-લાઇક)*a*.Becoming a child; meek; submissive: બાળક જેવું;ભોળું; ગરીબ;નમ્ર; તાબેદાર.

**Chiliad,**(કિલિઍડ)*n*.[Gr.*chilion*, a thousand.] (*a*)A thousand: હજાર;સહસ્ર;સહસ્રક. (*b*)A period of thousand years:હજારવર્ષ;સહસ્રાબ્ધિ.

**Chill,**(ચિલ્)*a*. [A.S. *cele*,chill.]1. Moderately cold;cool;raw:વહેવારીકું ઠંડું;ઠંડું;શીતળ;ટાઢવાય એવું;શરદ. 2.Affected by cold:ટાઢ ચઢી ગયેલું. 3. Formal; distant; lacking enthusiasm:મ્હોનું;ઉપર ઉપરનું;ઉંચા મનનું;ઉપલગ.*A.c. reception*: ઉપર ઉપરનો-મ્હોંનો આવકાર.**5**.Discouraging; depressing: નાસીપાસ કરતું; મન ભાગી નાખતું;ઉત્સાહ-ધૈર્યભંગ કરતું;ચંડુગાર.*n*.1.A moderate degree of cold:શરદી;ઠંડી;ટાઢ;ધ્રુજારો.2.Discouragement;a check to enthusiasm: હર્ષભંગ;નાઉમેદી; ધૈર્યભંગ.*vt*. 1. To make chilly; to cause to shiver:ઠંડુ-શિતળ કo; ધ્રુજારો આણવો; શરદી કo. 2. To depress; to discourage:નાહિંમત-નાસીપાસ કo; મનોભંગ-ના ઉમેદ કરવું.

**Chilli,**(ચિલિ)*n*. [Sp.*chile*.]A kind of red pepper: મરચું. [Written also chili & chilie.]

**Chilly,**(ચિલિ) *a*. Moderately cold so as to shiver: ધ્રુજારો આણે એવું ઠંડું-શિતળ,શરદ.

**Chime,**(ચાઇમ)*n*.[L. *cymbalum*, cymbal. ] 1. The harmonious sound(*of bells,or of other musical instruments*): એકનાદ-રાગતાળ;સ્વર.**2**.A set of bells musically tuned to one another:એક રાગઘંટાવળી. 3. Pleasing correspondence of relation or sound: સ્વર;મેળ;તાલ;પ્રાસ. *vi*. 1.To sound in harmonious accord: એક રાગે વાગવું. 2. To be in harmony; to suit;to correspond: માફક-મળતું-બેસતું આવવું;અનુકૂળ હોવું-આવવું.3. To make a rude correspondence of sounds:પ્રાસ-તાલ મેળવવા.4.To join in a conversation;to express assent (followed by *in* or *in-with*):હા ભણવી;વાતમાં ભળવું;સંમતિ આપવી. *vt*. 1.To move,strike,or to cause to sound in harmony: એક તાળ-એક રાગથી વગાડવું. 2. To utter harmoniously:એકતાલ-રાગ બંધ ગાવું-બોલવું. *n*. The edge or brim of a cask or tube:લાકડાના કુંડા-પીપની કોર-કિનારી-કાંઠો.

**Chimera,**(કિમીરે)*n*.[Gr. *chimaira*; a she-goat.] **1**.(*Myth*.)An imagined monster:કલ્પિત રાક્ષસ. **2**. A vain or foolish fancy:વૃથાકલ્પના;અસત્પદાર્થ;જેમકે,આકાશ પુષ્પ;કર્પૂર ભસ્મ;વંધ્યાપુત્ર;શિયાળશિંગી.

**Chimerical,**(કિમેરિકલ્) *a*. Fanciful;fantastic;unfounded:ખાલી;વૃથા;કલ્પિત;અસંભવિત;માનસિક.

**Chimney,**(ચિમ્ની)*n*.[L.*caminus*, furnace.] 1. The fireplace or hearth:ચુલો; દેવતા સળગાવવાની જગ્યા. **2**. The passage through which the smoke is carried up to the open air:ધુમાડિયું;ચીમની.3. A tube of glass:કાચની નળી;ચીમની.4.A body of ore of elongated form:કાચી ધાતુની લાંબીને લાંબી શેરનીક-સુરંગ.**C**.*board*,a board used to close a fireplace: ચુલો ઢાંકવાનું પાટિયું;**c**.*corner*;the fireside:દેવતાની બાજુ-સમક્ષ;**c**.*hook*;a hook for holding pots & kettles over a fire:દેવતા ઉપર વાસણ,ચાહદાની વિગેરે ઝાલી રાખવાનો-પકડવાનો દાંડો-કડું;**c**. *money*,hearth money:ચુલાવેરો;**c**. *sweep-sweeper*,one who cleans chimneys of soot:ધુમાડિયામાં મેશ કાઢી નાંખીને સાફ કરનાર.

**Chimney-piece,**(ચિમ્ની-પીસ્) *n*. An ornament piece of wood or stone set round a fire-place:ચુલાને ફરતો મુકવાનો નકશીદાર પથ્થર અથવા લાકડું.

**Chimpanzee,**(ચિમ્પૅન્ઝી)*n*.(*Zool*.) A species of the monkey tribe: એક જાતનો વાંદરો.

**Chin,**(ચિન્)*n*.[A.S.*cin*.]The lower extremity of the face,below the mouth:હડપચી;ડાચું;હનુવટી;દાઢી.

**China,** (ચાઇને) *n*. A species of earthenware made in China:ચીનાઇ વાસણ;ચીની કામ;**c**.*root*,smilax-china:ચોપચિની;ચોબચિની;**c**.*ware*, porcelain:ચિનાઇ કામ-વાસણ.

**Chin-cough,**(ચિન્-કૉફ્)*n*. (*Med*.) Whooping cough:ઉટાંટિયો;હડખાઇ ઉધરસ;ખોખલો.

**Chine,**(ચાઇન્)*n*.[L.*spina*,thorn.] 1.The backbone of an animal: કરોડ.2.A piece of the back-bone

of an animal, with the adjoining part, cut for cooking: ભોજનને માટે રાંધવા કાપેલી પશુની કરોડ તથા તેને લગતો ભાગ. 3. Edge or rim of cask: પીપની કોરણ-કિનારી-ધાર. 4. A chink or cleft: ફાટ; ચિરો; ચિરાડો. *vt.* 1. To cut through the back-bone of: ની કરોડમાંથી કાપવું. 2. To form a chine: કોરણ-ધાર કાઢવી.

**Chinese,** (ચાઇનીઝ્) *a.* (*Geog.*) Pertaining to Chaina: ચીનદેશ સંબંધી. *n. sing. pl.* 1. (*Geog*) A native or natives of China: ચીન દેશનો રહેવાશી-રહેવાશીઓ; ચીનો-ચીના. 2. The language of China: ચીનદેશની ભાષા.

**Chink,** (ચિન્ક્) *n.* [Fr. *cinan,* to gape.] A gap or crack: a small ચિરો; ફાટ; ચીર. *vi.* To crack; to open; ફાટવું; ચીરાડો પડવો; ફાટ પડવી. *vt.* 1. To form a fissure in; માં ચીરો-ચીરાડો પાડવો; ફાટ પાડવી. 2. To fill up the chinks of: ની ફાટો-ચીરો પુરી નાંખવી; ફાટ બીડવી; સાંધ પુરવી. *To* **c.** *a wall*: ભીંતની સાંધ બીડવી.

**Chink,** (ચિન્ક્) *n.* 1. A short, sharp sound: ખણખણાટ; ખખડાટ; રણકારો; **c.** *of bell*: ઘંટનો ખણખણાટ; **c.** *of gold*: સોનાનો રણકારો. 2. Money; cash: પૈસો; રોકડનાણું; પુંજી. *To leave his* **c.** *to better hands*: તેનો પૈસો સારા માણસોના હાથ-કબજામાં સોંપવો. *vt.* To cause to sound: ખણખણ વગાડવું; ખખડાવવું. *vi.* To make a small, sharp sound: ખણખણવું; ખખડવું; રણકારો થવો.

**Chinky,** (ચિન્કિ) *a.* Full of fissures; [gaping: ચીરા-ફાટ વાળું.

**Chintz,** (ચિન્ટ્ઝ્) *n.* [Hind. *chhint.*] Cotton cloth, printed with flowers and other devices, in a number of different colors: છીંટ; છાપેલું સુતરાઉ કાપડ.

**Chip,** (ચિપ્) *vt.* To cut into small pieces or chips; to hew; નાના છોડિયાં-કકડા કરવા; ચીપ કાઢવી-ઉતારવી. 2. To break or crack a portion of: થોડો ભાગ ભાંગવો. *To* **c.** *in,* (*a*) to contribute, as to a fund:-માં નાણું ભરવાં; કાંઇ રકમ આપવી. (*b*) To share in the risk or expenses of: ના જોખમ-ખર્ચમાં ભાગ લેવો-આપવો. *vi.* To break off in small pieces: છોડિયાં ઉખડી જવાં; ચીપો નીકળવી. *n.* 1. A piece of wood, stone or other substance separated by a cutting instrument: કાપવાના હથિયારથી કાપી કાઢેલો-જુદો પાડેલો લાકડા-પથરા અથવા બીજા કોઇપણ પદાર્થનો કકડો; ખપોટી; ચીપ. 2. A fragment or piece broken off: છોડિયું; નાનો કકડો; ચીપ; કકડો; ખપોટી. **C.** *of the old block,* a child who resembles either of his parents: મા કે બાપને મળતું આવતું છોકરું.

**Chiretta.** (ચિરેટા) *n.* [Hind. Chiraita.]: કરીઆતું; ચરીઆતું.

**Chirk.** (ચર્ક્) *v.t.* To cheer; to enliven: ખુશી કરવું; રંજીત કરવું; as, *to* **c.** *one up*: કોઇને ખુશી કરી દેવું.

**Chirm,** (ચર્મ્) *vi.* (A.S. *cyrman,* to cry out.] To make a mournful sound as a bird: પક્ષીની પેઠે ઉદાસીન અવાજ કo-બોલવું.

**Chirognomy,** (કિરૉગ્નૉમિ) *n.* The art of judging character by the shape and appearance of the hand: હાથના ઘાટ અને દેખાવ ઉપરથી મનુષ્યનાં લક્ષણ પારખવાની વિદ્યા.

**Chirographer,** (કિરૉગ્રફર્) *n.* One who exercises or professes the art of writing: લખનારો; લહિયો. 2. One who tells fortunes by examining the hand: હાથની રેખાઓ જોઇને નશીબ વર્તનાર; સામુદ્રિક; હાથ જોનારો; હસ્તરેખાપરીક્ષક.

**Chirology,** (કિરૉલૉજિ) *n.* [Gr. *cheir,* hand, & *logos,* science.] Dactylology: હાથ અને આંગળીઓની ઇશારતથી વિચાર દર્શાવવાની-વાતચિત કરવાની વિદ્યા; કરપલ્લવી.

**Chiromancer,** (કિરૉમૅન્સર્) *n.* One who attempts to foretell future events by inspecting the hand: હાથજોઇને જોશ કહેનાર; સામુદ્રિક; હસ્ત રેખાપરીક્ષક.

**Chiromancy,** ( કિરૉમૅન્સિ ) *n.* [Gr. *cheir,* the hand, & *manta,* divination.] Divination by hand; palmistry: હસ્તલક્ષણ-સામુદ્રિક વિદ્યા, સામુદ્રિક.

**Chirp,** (ચર્પ્) *vi.* To make a short, sharp sound, as is done by fowls, birds, crickets, &c.: ચકચક-ચીંચીં કo. *vt.* To make cheerful; to enliven; રાજી-ખુશ-આનંદી કરવું. *n.* A short, sharp note: ચકચક; ચીંચીં.

**Chirrup,** (ચિરપ્) *vt.* To quicken or animate by chirping: ચીંચીંકરીને ઉશ્કેરવું. *vi.* To chirp: ચીંચીં-ચકચક કo. *n.* The act of chirping; a chirp: ચીંચીં-ચકચક કરવું તે; ચીંચીં, ચકચક.

**Chirurgeon,** ( કાઇરર્જન્ ) *n.* [Gr. *cheir,* hand & *ergon,* work.] A surgeon: શસ્ત્રવૈદ; વાઢકાપીઓ વૈદ.

**Chisel,** (ચિઝલ્) [L. *cado,* I cut.] A tool with a cutting edge on one end of a metal blade used in working in timber, stone, metal &c.: સુતારની ફરસી-વિંધણું; ટાંકણું. *vt.* 1. To cut, part, or engrave with a chisel: ચિરવું; કોરવું; ટાંકવું; કોતરી કાઢવું; સાલ કોચવું. 2. To cut close; to cheat: છેતરવું; ઠગવું.

**Chit,** (ચિટ્) *n.* [A. S. *cian,* to germinate.] 1. A shoot; a sprout: ફણગો; પેશી. 2. A child or babe: બચ્ચું; બાળક. 3. An excrescence on some part of the body: શરીરના કોઈપણ ભાગ ઉપર થયેલો મસો-ગાંઠ-રસોળી. 4. A small tool for cleaning laths: એક જાતનું નાનું ઓજાર. *vi.* To shoot out; to sprout: ફણગો ફુટવો.

**Chit-Chat,** (ચિટ્-ચૅટ્) *n.* Familiar or trifling talk; prattle: વાત; ઠંડા પ્હોરની વાતો-તડાકા-ગપ્પાં; ટાહેલું.

**Chivalric-rous,** (શિવૅલ્રિક્-શિવૅલ્રસ્) *a.* War-like; bold; gallant; pertaining to chivalry: સાહસ-શૌર્યવાના ચાલસંબંધી; સાહસિક; બહાદુર; સભ્ય; પ્રતાપશાલી; દીલદાર; મોટા મનનો.

**Chivalry,** (શિવૅલ્રિ) *n.* [L. *caballus,* a horse.] 1. Cavalry; ઘોડેસ્વારનો સમૂહ. 2. The dignity or system of knighthood: 'નાઇટ' નામની પદવી-પદ્ધતિ. 3. The qualifications or character of knights: બહાદુરી; શૌર્ય; સાહસિકકર્મ; સભ્યતા; પ્રતાપશાલીત્વ. 4. (*Eng. Law*) A tenure of lands by knight's service: 'નાઈટ'ની નોકરી કરવાથી મળેલો કોઈ જમીનનો ભોગવટો. 5. Exploit: પરાક્રમ; કરામત; કૌતુક.

**Chive,** (ચાઇવ્) *n. pl.* 1. (*Bot.*) Slender threads or filaments in the blossoms of plants: ફુલનાં તંતુ; પરાગ; કેસર. 2. (*Agric.*) A species of onion: ડુંગળીના જેવો એક જાતનો કંદ.

**Chlorodyne,** ( ક્લૉરૉડાઇન્ ) *n.* A compound of chlorine and iodine ઝાડો બંધ કરનારૂં ઓસડ; ક્લોરોડાઇન.

**Chloroform,** (ક્લૉરૉફૉર્મ્) *n.* (*Chem.*) An oily liquid substance: એક પ્રકારનો તેલ જેવો પદાર્થ; ક્લોરોફાર્મ. (બેભાનમાં નાંખવાની દવા.)

**Chock,** (ચૉક્) *vt.* To fasten with a wedge: ફાચર મારીને મજબૂત કરવું. 2. To encounter: મુલાકાત-ભેટલેવી; સામું

મળવું.*vi.*To fill up,as a cavity:ખાડો પૂરવો-પૂરી નાંખવો.*n.*1. A wedge; a block:એક જાતની ફાચર; અટકણ.2.An encounter (*obs*):મુલાકાત;ભેટ. *adv.* Entirely;quite: તદ્દન;પૂરૂં;સંપૂર્ણ.

**Chock-full,**(ચૉક્-ફુલ્)*n.*Completely full:તદ્દન પૂર્ણ;આખું-ભરેલું;છલ્લોછલ્લ-ટકોટક ભરેલું.

**Chocolate,**(ચૉકોલેટ્)*n.*[Fr.*chocolat.*]1.A paste composed of the roasted kernel and mixed with other ingredients,usually a little sugar,cinnamon, or vanilla: કોપરાપાક.

**Choice,**(ચૉઈસ્)*n.* [Fr.*choisir*, to choose.]1. The act of choosing; election: પસંદ કo તે;ચુંટી કાઢવું તે; ચુંટણી.2.The power of choosing; option; preference: પસંદ કરવાની શક્તિ-સત્તા;પસંદગી;મરજી;ખુશી.3.Care in selecting;discrimination:પસંદ કરવામાં ફિકર-સંભાળ-વિવેક;વિવેક;તારતમ્ય.4.The thing chosen:પસંદ કરેલી વસ્તુ-ચીજ;પસંદગી.5.The best part of anything:કોઈ ચીજનો સૌથી સારો ભાગ; ઉત્તમાંશ;ઉત્તમ ભાગ; તત્વમાલ;તત્વસાર.6.A sufficient number to choose among:જેમાંથી પસંદ કરવાના છે તે સંખ્યા. *To make choice of*, to choose:માંથી પસંદ કo.*a.*1.Select; superior:precious:ઉત્તમ;કિમતી;અમૂલ્ય;અસલ;મનપસંદ;ચુનંદા;નગદ;ઉત્કૃષ્ટ; સરસ. 2.Using with care;frugal: સંભાળથી વાપરનારૂં;જોઈને ખર્ચ કરનાર; વિવેકી; કસરીયો. (used with of)3. Deliberately or carefully chosen: ફિકરવિવેકથી પસંદ કરેલું;ગણી ગણીને-તોળી તોળીને મુકેલું.

**Choir,**(ક્વાઇર્)*n.*[L.*chorus*,song.] 1.A band or organized company of singers: ગાનાર મંડળ; કીર્તનિયા; ગવૈયા;ગાયકગણ. 2. The part of a church appropriated to singers: દેવળમાં ગાનારને બેસવાની જગ્યા; ગાયનસ્થળ. 3.(*Arch.*) That part of a church separated from the nave by a railing or screen:કઠેરા અથવા પડદાવડે દેવળના ઘુમટના વચલા ભાગથી જૂદો પાડેલો દેવળનો ભાગ.

**Choke,**(ચૉક્)*vt.*[A.S.*aceocian*,to suffocate.]1.To suffocate;to strangle;ગુંગળાવવું;ગળું દાબવું;શ્વાસ રૂંધવો-બંધ કરવો.2.To block up: પૂરી નાંખવું;અટકાવવું;બંધ કo;રોકવું.3. To hinder or check:અટકાવવું;નડવું;-ને હરકત નડતર-કરવી.4.To affect with a sense of strangulation by passion: હૈયું ભરાઇ આવવું; ગદ્ગદિત થઈ જવું. *To* c. *off*, to stop a person in the execution of a purpose:કોઇપુરૂષને તેના ઇરાદામાં હરકત-ખલલકo; ને અટકાવવું-રોકવું.*vi.*1.To have the windpipe stopped:નો શ્વાસ રૂંધાવો; ગુંગળાવું.2.To be checked:અટકવું; અટચણ પડવી-થવી. *n.* A stoppage or irritation of the windpipe: રૂંધામણ;ગુંગળાટ.

**Choke-damp,**(ચૉક્-ડૅમ્પ્)*n.*Carbonic acid gas:નુકશાનકારક હવા;ઉબાર.

**Choler,**(કૉલર્)[Gr.*cholera, bile.*] 1.The bile:પિત્ત.2.Formerly used as the seat or cause of irascibility: તમોગુણ; પિત્તપ્રકૃતિ-સ્વભાવ. 3. Anger;wrath:ગુસ્સો;ક્રોધ;ચીઢ;કોપ.

**Cholera,**(કૉલેરૅ)*n.*(*Med.*)A disease characterized by vomiting and purging:કોગળીઉ; કૉલેરા; વિષૂચિકા; મહામારી;રોગ;અધઓક;માતાનું.

**Choleric,**(કૉલેરિક્)*a.*1. Abounding with choler or bile:પિત્તવાળું-ભરેલું.2.Easily irritated;irascible: ચીદિયું;તમોગુણી;તામસી; પિત્તપ્રકૃતિનું-વાળું.3.Angry;indicating anger: ગુસ્સાવાળું;ક્રોધી;ગુસ્સાખોર.

**Choose,**(ચૂઝ્) *vt.* [A.S. *ceosan*,to test.]To make choice of;to select; to elect:પસંદ કo;ચૂંટી કાઢવું;વિણવું. 2.To wish;to desire:ઇચ્છવું;ઈચ્છા-મરજી કo.*vi.*To make a selection;to prefer:પસંદ કo;મરજી-ખુશી હોવી.2. To exercise the power of choice: પસંદ કરવાની સત્તા વાપરવી-નોઉપયોગ કરવો.3.To do otherwise:કંઇ બીજું કo; as, can I *choose* but smile? હસ્યા વગર બીજું શું કરૂં? *Cannot* c. *but*,must necessarily: વગર ચાલે જ નહિ;વગર નહિજ;અવશ્યમેવ.

**Chop,**(ચૉપ્)*vt.*1.To cut into pieces (with *up*): કાપવું;છુંદવું;ચુરેચુરાકo;કકડા-ખંડ કo.2.To sever or separate;to divide; (with *off* or *down*): કાપીનાંખવું;છુટું-નોખું પાડવું;ઉરાડી દેવું. 3. To seize or devour greedily (with *up*): ટપોટપ-ભચડભચડ ચાવી-ખાઇ જવું.4.To barter or truck: અદલાબદલી સાટું-સાટાપાટી કo. 5. To exchange:અદલબદલ કo.બદલવું; એકને ઠેકાણે બીજાને લાવવું.6.To crack: ફાડવું; ચીરવું;ફોડવું;સાંધ પાડવી. *vt.*To make a quick stroke or repeated strokes: એકદમ ઝડપથી કે ઉપરાઉપરી ઘા કરવા;એકદમ પકડવું;તલપવું; ઝડપવું;એકદમ ઝાલવા જવું; as,*out of greediness to get both, he* c.s *at the shadow & loses the substance:* બન્ને પ્રાપ્ત કરવાના લોભમાં તે છાયા-પડછાયા-પ્રતિબિંબ ઉપર તલપે-ઝડપે છે અને ખરી વસ્તુને ગુમાવે છે.3. To interrupt (*with* or *out*):બોલતાં અટકાવવું;વચ્ચે બોલવું;વચ્ચે વિઘ્ન નાંખવું. 4.To purchase by way of truck: સાટામાં ખરીદવું; અદલાબદલી કo. 5. (*naut.*)To vary or shift suddenly: એકદમ ફરવું-બદલાવું; as the wind *chops* about:પવન આમતેમ ફર્યા કરે છે. 6.To altercate;to bandy words: સામી ટાપાટીપ-ટપાટપી કo; જુસ્સાથી તકરાર કo;as,*the counsel* c.s *with the judge*: વકીલ ન્યાયાધીશની સાથે ટપાટપી કરેછે.7.To crack: ચિરો-ચિરાડો-ફાટ-સાંધ પડવી-થવી.*n.*The act of chopping;a stroke:કાપવાનું કામ;ઘા;છેદ.2.A piece chopped off;a slice or small piece of meat: કકડો;કરચ;કટકો;ટુકડો(માંસનો)ચાપ. 3. A crack or cleft:ફાટ;ચીરો;ચીરાડો; સાંધ.4.(*pl.*(*a*)The jaws:ડાચાં;જડબાં(*a*)The fishy parts about the mouth: ગલોફાં. 5. The land at each side of the mouth of a river:નદીના મુખના બે બાજુનાભાગની જમીન.6. Quality; brand: જાત; નંબર; માલ:as *silk of the first* c. પેહેલા નંબરનું રેશમ;ઉંચી જાતનું રેશમ. 7.A permit or clearance:રજાચિઠ્ઠી; પરવાનગી;પરવાનો. 8. A change; a vicissitude:રૂપાંતર;અવસ્થાંતર;વિકૃત્તિ; વિકાર;સ્થિત્યંતર.C.*of tea*,a number of boxes of the same make and quality of leaf: એક જાતનાં ચાહનાં પાંદડાં-પત્તાંની પેટીઓ. *Grand* c., a ship's port clearance:વહાણની બંદર ચિઠ્ઠિ-બંદરની રજાચિઠ્ઠિ;પરવાનો.

**Chop-fallen**( ચૉપ્-ફૉલન્ ) Crest-fallen; dejected; disappointed: નાહિમ્મત થઇ ગયેલું;ઝંખવાણું-નિરાશ થઈ ગયેલું;નાસીપાસ;નાઉમેદ;વિલેમોંડે.

**Chop-house,** ( ચૉપ્-હાઉસ્ ) *n.* A house where chops &c.are sold; an eating-house:માંસના કકડા વિ. વેચાતા મળે તે ઘર;વીશી; પાકશાળા.2. A custom-house where transient duties are levied: રાહદારી જકાત લેવાનું મકાન-નાકું.

**Chopping,**( ચૉપિંગ્ ) *n.* Act of

cutting by strokes: a cutting:કાપવું-કકડા કરવા તે;કકડો;કરચ;કલમ. *a*.Stout or plump;large: મજબુત; ભારે;જાડું;માતેલું;મોટું.2. (*a*) Shifting or changing suddenly:એકાએક-એકદમ ફરતુ-બદલાતું.(*a*)Having tumbling waves:.ખળભળતું;ઉછળતું;ઝાળો લેતું:as,*the* c.*sea*: ખળભળતો-છાળો લેતો સમુદ્ર.

**Chopping-block,**(ચૉપિંગ્-બ્લૉક્) *n.* A solid block of wood on which butchers and others chop meat,&c:ખાટકી લોકોને માંસ કાપવા-ખુંદવાનો લાકડાનો કડકો-ઢીમચું;ઢીમચું.

**Chopping-knife,** (ચૉપિંગ્-નાઇફ્) *n.*A knife for chopping or mincing meat:સુડો;છરી;મોટી પાળી-છરો.

**Choral,**(કોરૅલ્)*a.*[L.*chorus*,a dance in a ring.] Of or pertaining to a choir or chorus; singing or sung in chorus: ગાયકમંડળીનું;ગાયકગણ સંબંધી-વિષયક,બધી મંડળીએ મળીને ગાયેલું.*n.* A hymn tune; a simple sacred tune, sung in unison by the congregation:ભજન;ગીત;કીર્તન;મંડળીમાં એક સાથે ગાવાનું-ગાયેલું ભજન-ગીત-પદ-કીર્તન.

**Chord,**(કૉર્ડ્)*n.*[L.*chorda*,a gut.] The string of a musical instrument:વાજીંત્રના તાર;તાંત;તંત્રી. 2. A combination of tones simultaneously performed: ગત; સ્વરમેળ; એક વખતે સાથે ગવાતા રાગરાગિણી;લહેર.3. A right line uniting the extremities of the arc of a circle:જ્યા;જીવા;પૂર્ણજ્યા;ચાપકર્ણ.*vt.*To string;to tune:તાર ચઢાવવા-બાંધવા. *vi.*(*Mus.*) To accord;to harmonize together:એક બીજા સાથે મળતા આવવું;એકગતમેળ-સ્વરના હોવું.

**Chorist,**(કોરિસ્ટ્) *n.* A singer in a choir;a chorister: ગાયન મંડળીનો એક ગવૈયો;કીર્તનીઓ;ઝીલણીઓ.

**Chorister,**(કૉરિસ્ટર્)*n.*1. A singer in a chorus: ગાયક ગણનો એક ગાનાર;કીર્તનિયો;ઝીલનાર. One who leads a choir in church music: મુખ્ય કીર્તનીઓ.*Celestial* c.:કિન્નર.

**Chorographer,**(કોરૉગ્રૅફર્)*n.*[Gr. *choros*, place & *grapho*, I describe.] 1. One who describes or makes a map of a district or region:કોઈપણ પ્રગણા કે દેશનો નકશો કાઢનાર કે વર્ણન કરનાર. 2. One who investigates the locality of ancient places:અસલી સ્થળોની જગોનું-ના તળનું શોધન કરનાર.

**Chorus,** (કોરસ્)*n.* (L. *chorus*, a dance in a ring) 1. A band of singers & dancers:ગાયકગણ; ગાનાર મંડળ: નટમંડળ; નાચણીઆઓનું ટોળું.2. A company of persons supposed to behold what passed in the acts of a tragedy and to sing the sentiments in couplets or verses between the acts:દુઃખ પરીણામક નાટકના અંકોમાં બનતા બનાવો જોનાર અને તે અંકોની વચ્ચે દોહરા ચોપાઈમાં બોલી બતાવનાર માણસોનું મંડળ-ટોળી.3.An interpreter in a dumb show or play (*obs.*): પાર્શ્વસ્થ;પારિપાર્શ્વિક. 4. (*Mus.*) A company of singers singing in concert: સંગાથે ગાનાર ગાયકમંડળ-ઝીલણીઆઓ. 5. ( *a* ) Recurring stanza of a song:ટુંક;ટેક;ધ્રુપદ;ધ્રુવ. (*a*) A company of singers who join with the singer in singing such parts: આવા ધ્રુવ-ટુંકને ગવડાવનારની સાથે ગાવા લાગનાર મંડળી.6. The simultaneous joining of a company in any noisy demonstration:ઘોંઘાટ-કોલાહલમાં એક આખી મંડળીએ એકદમ સાથે ભાગ લેવો તે; આખી મંડળીએ કરેલો ઘોંઘાટ-કોલાહલ.

**Chouse,**(ચાઉસ્) *vt.* To cheat; to trick; to defraud (followed by *of* or,*out of* ):છેતરવું;ધૂતવું;ઠગવું;મુંડવું;દગલબાજી કo.as, *to* c. *one out of his money* : કોઇને છેતરીને પૈસા લઇ લેવા. *n.* 1. A simpleton;a gull;a tool: સ્હેલાઇથી છેતરાય તેવો; ભોળો; હોળીનું નાળીયેર. 2. A trick; sham;imposition:ઠગાઇ;દગલબાજી; છેતરપંડી;પ્રપંચ;દગો ફટકો;ધતિંગ.3.A swindler: ઠગ;ધૂતારો; લુચ્ચો; હરામખોર;પ્રપંચી;દગલબાજ.

**Chowchow,**(ચાઉચાઉ)*a.* [*Chin.*] Consisting of several kinds mixed together: ભેળસેળ; મિશ્રિત; પચરંગીઉં;શંભુમેળા જેવું;પંચમેળ.*n.*A kind of mixed pickles:એક જાતનું પચરંગીઉં અથાણું;ચવચવનું અથાણું.

**Chowry,** (ચાઉરિ) *n.* A whisk to keep off flies;a fly-flap: ચમરી;ચમ્મર;ચામર.

**Chrism,**(ક્રિઝ્મ્)*n.*[Gr.*crio*, I anoint.]1.Olive oil consecrated by the bishop and used in administration of baptism, confirmation,&c.:દેવાર્પણ કરેલું તેલ;સંસ્કારી તેલ;મંત્રથી પવિત્ર કરેલું તેલ.

**Christ,** (ક્રાઇસ્ટ્) *n.* [L. *christus*, annointed.]The annointed;the appellation given to Jesus,the Savior:ઇસુખ્રિસ્ત.

**Christen,**(ક્રિસન્)*vt.*1.To baptize and give a Christian name to: જલસંસ્કાર કરી ખ્રિસ્ત ધર્મમાં લાવવું અને નામ પાડવું;બાપ્તિઝમ આપવું.2. To give a name;to denominate: નામ પાડવું-આપવું. 3. To use for the first time: પ્રથમજ વાપરવું-ઉપયોગ-કામમાં લેવું;-નું મુહર્ત કરવું.

**Christendom,** (ક્રિસન્ડમ્) *n.* [L. *crinten*,a christian). 1.(*a*)The profession of faith in Christ by baptism: બાપ્ટીઝમ લઈ-ક્રાઇસ્ટમાં આસ્થા-શ્રદ્ધા-રાખવી તે.(*b*)The Christian religion: ખ્રિસ્તધર્મ-મત-પંથ. (*c*)The adoption of it: એ ધર્મનો સ્વીકાર;-માં દાખલ થવું તે.2.(*a*)The name received at baptism:જલસંસ્કાર વખતે જે નામ પાડયું હોય તે નામ.(*b*)(*Generally*) Any name or appellation: નામ;સંજ્ઞા. 3.The portion of the world in which Christianity prevails:ખ્રિસ્તિસ્થાન;ખ્રિસ્તિદેશ;ખ્રિસ્તિ મુલક;as,*a wide and still widening* c.: વિશાળ અને હજુએ વધતો જતો ખ્રિસ્તિ મૂલકદેશ.4.The whole body of Christians:ખ્રિસ્તિમાત્ર;ખ્રિસ્તિ સમસ્ત;એકત્ર રીત્યે સઘળા ખ્રિસ્તિઓ.

**Christian,** (ક્રિસ્ટ્યૅન્) *n.* 1. One who believes,or professes to believe in Jesus Christ:ખ્રિસ્તિ;વિશ્વાસી;2.One born in a Christian country or of Christian parents: ખ્રિસ્ત મુલકમાં જન્મેલો માણસ;ખ્રિસ્તી માબાપને પેટે જન્મેલો માણસ.*a.*Pertaining to Christ or his religion;ઈસુખ્રિસ્તને લગતું-ના ધર્મનું;ખ્રિસ્તીધર્મ વિષયક;વિશ્વાસી;ખ્રિસ્તી.2.Professing Christianity: ખ્રિસ્તીધર્મ માનનાર-પાળનાર;ખ્રિસ્તી ધર્માનુસારી; as *the English are a* c.*people*: ઇંગ્રેજલોકો ખ્રિસ્તધર્માનુસારીછે-ખ્રિસ્ત ધર્મ પાળનારાછે. 3. Ecclesiastical: દેવળને લગતું; ધર્મસંબંધી-વિષયક;ધર્મ પ્રકરણ સંબંધી-વિષયક;as *a* c.*court*: ધર્મપ્રકરણ વિષયક કોરટ-કચેરી.4.Civilized;kind;beneficent;gentle:સંસ્કારી;સંસ્કૃત;માયાળુ;પરોપકારી;પરોપકાર શૂર;ઉપકારક;આર્ય;સૌમ્ય.C.*era*,

આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ; હૈયું બાળવા કરતાં હાથ બાળવા સારા; પારકી આશ, સદા નિરાશ.

the present era, commencing with the birth of Christ: ખ્રિસ્ત સંવત્‌;ઈસ્વીસન;**C.***name*,name given in baptism as distinct from the family name or surname:બાપ્ટીઝ્મ-જલસંસ્કાર વખતે પાડેલું નામ.

**Christianity,**(ક્રિસ્ટિઍનિટિ) *n.* 1. The religion of Christians;the system of doctrines & precepts taught by Christ:ખ્રિસ્તધર્મ;ખ્રિસ્ત મત-પંથ.2. Practical conformity of one's inward and outward life to the spirit of the Christian religion:પોતાની અન્તઃવૃત્તિ તથા બાહ્યપ્રવૃત્તિની, ખ્રિસ્તિ ધર્મના વાસ્તવ ભાવાર્થાનુસાર સક્રિયઅનુવૃત્તિ. 3. The body of Christian believers: ખ્રિસ્તમંડળ; ખ્રિસ્તમાત્ર; ખ્રિસ્તસમાજ.

**Christianize,**( ક્રિસ્ટિઍનાઇઝ્ ) *vt.* To convert to Christianity; to make Christian:ખ્રિસ્તી ધર્મમાં લાવવું-વટલાવવું; ખ્રિસ્તી ક૦-બનાવવું; as, *to* **C.***pagans*;મૂર્તિપૂજકોને ખ્રિસ્તી ક૦. 2. To imbue with or adapt to Christian principles: ખ્રિસ્તી ધર્મ મતના સંસ્કાર પાડવા-મનમાં ઠસાવવો; ખ્રિસ્તી ધર્મના બોધથી પલાળવું.

**Christmas,**(ક્રિસ્મસ્)*n.*An annual church-festival (December 25) and in some States a legal holiday, in memory of the birth of Christ:ઇસુખ્રિસ્તના જન્મદિવસ તરીકે મનાતો વાર્ષિકોત્સવ;નાતાલનો મહોત્સવ;નાતાલ.**C.***box,(a)* a box in which presents are deposted at Christmas:નાતાલના મહોત્સવમાં નજર કરવાની ભેટની પેટી. *(b)* A presents or small gratuity given to young people and servants at Christmas: નાતાલમાં ચાકર નફરોને આપેલી ચેરીમેરી;ભેટ;ઈનામ. **C.** *day*, same as **Christmas**: નાતાલ.**C.** *eve*,the evening before Christmas: નાતાલના મહોત્સવની પહેલાની સાંજ;તા૦ ૨૪મી ડીસેંબરની સાંજ.

**Christmastide,**(ક્રિસ્મસ્ટાઈડ્) *n.* The season of Christmas;નાતાલની મોસમ;નાતાલના દિવસો-ટાંકણું.

**Chromatic,** ( ક્રોમૅટિક્ ) *a.* [ Gr. *chroma, chromator*,colour.] 1. Relating to colour or colours: રંગ સંબંધી-વિશે-નું; રંગવિષયક. 2. *(Mus.)*Proceeding by the smaller intervals of the scale: સારીગમના ગૌણ સુરમાંથી ઉદ્ભવતું. **C.** *printing*, printing from type or blocks covered with various colours:રંગબેરંગી છાપ.**C.***scale*,the scale consisting of thirteen tones, including the eight scale tones and the five intermediate tones: આઠ મુખ્ય અને પાંચ ગૌણસુરનો ક્રમ.

**Chromatics,** (ક્રોમૅટિક્સ્)*n. sing.* The science of colours: રંગશાસ્ત્ર; રંગવિદ્યા;રંગકલા.

**Chronic-cal,**( ક્રૉનિક્-કલ્ ) *a.* [Gr. *chronos*,time].Relating to time; according to time:કાળસંબંધી-નું-વિશે;કાળક્રમાનુસાર. 2. Continuing for a long time; lingering; habitual:ઘણા દહાડાનું;ઘણું કાળનું; દીર્ઘકાલિક;જુનું; લાંબા વખતથી ઘર કરી રહેલું;બદ્ધમૂલ;as *a* **C.** *disease*: લાંબા વખતથી ઘર કરી રહેલો રોગ-દરદ.

**Chronicle,**(ક્રૉનિકલ્)*n.* 1. An historical register or account of facts:કાળક્રમહેવાલ;કાલક્રમકવૃતાન્ત;ઇતિહાસ.2. A narrative of events; a history;a record:આખ્યાન;ઈતિહાસ;તવારિખ;નોંધ. 3. *pl.* The two canonical books of the old Testament: ખ્રિસ્તી ધર્મ પુસ્તકોમાંનાં બે જુનાં પુસ્તકો. *vt.* To record in a history or chronicle;to register; to record: નોંધવું;ઇતિહાસ-તવારિખમાં લખવું-દાખલ ક૦.

**Chronological,** (ક્રૉનૉલૉજીકલ્ ) *a.* [Gr.*chronos*, time, & *logos*,discourse. ] Relating to chronology; according to the order of time:કાલમાન-કાલગણનવિદ્યાસંબંધી-વિશે-નું; કાલક્રમવૃત્તાન્તસંબંધી; કાલક્રમાનુસાર;કાલાનુપૂર્વીબોધક.

**Chronologer-gist,**(ક્રૉનૉલૉજર્-જીસ્ટ્)*n.*A person who investigates dates of events and transactions; one skilled in chronology:કાળમાનવેત્તા;કાળગણનવેત્તા; કાળક્રમનિર્ણાયક;કાળમાનશાસ્ત્રી;ભૂતકાળના વૃત્તાંતની સાલ તારીખ વિ૦ નક્કી કરનાર-તેને ક્રમવાર ગોઠવનાર માણસ;as, *the most exact chonologers tell us that Christ was born in October and not in December*:ઘણા ચોકસ કાલમાનવેત્તાઓ આપણને જણાવે છે કે ક્રાઈસ્ટ ઑક્ટોબરમાં જન્મ્યો હતો, ડીસેંબરમાં નહિ.

**Chronology,**( ક્રૉનૉલૉજી ) *n.* The science which treats of measuring time by regular divisions or period:કાલમાનવિદ્યા;કાલગણનવિદ્યા.

**Chronometer,** ( ક્રૉનૉમિટર્ ) *n.* A time keeper;an instrument for measuring time:કાળસાધન;કાળમાન;ઘટીયંત્ર;કાલપ્રમાપકયંત્ર;ખગોળવિદ્યા માટે ઘણું ચોકસ ઘડિયાળ.

**Chrysalis,** ( ક્રિસૅલિસ્ ) *n.* [ Gr. *chrusos*,gold]*pl.* **chrysalides.** The pupa state of certain insects:કોશવાસી;કોશસ્થ;કોશીટો.

**Chrysolite,** ( ક્રિસૉલાઇટ્ ) *n.* [Gr. *chrusos*, gold & *lithos*, stone.] A mineral stone of a yellow & green colour:લસણીઓ (હીરો).

**Chrystal,**(ક્રિસ્ટલ્ )*n.*A glass:કાચ; બિલોર.*a.*Glassy: કાચનું;બિલોરનું;કાચમય.

**Chub,**(ચબ્ ) *n.* [L. *capito*, a fish with a large head,*caput*,head.] *Ichth.*)A species of fresh waterfish of the carp family:એક જાતની માછલીનું નામ.

**Chubb-lock,**(ચબ્-લૉક્ ) *n.* (From the name of its inventor, a London locksmith.)An intricate lock having a lever, which on the application of a false key moves and fixes the bolt securely:ચબનું તાળું.

**Chubby,** ( ચબી ) *a.* Like a chub; plump,short and thick:ઠુંકુંને જાડું;ગાંઠા જેવું;ઘીંચું;બટ્ટ.

**Chuck,**(ચક્ )*v. i.* 1. To cluck; to make a noise resembling that of a hen when she calls her chickens: મરઘી બચ્ચાંને બોલાવતી વખતે જેવી રીતેબોલે છે તેવી રીતે બોલવું; ચકચક ક૦;કુકકુક ક૦.2.To laugh in a broken,convulsive manner,by way of insult;to chukle:મશ્કરીમાં હસવું;-ની મશ્કરી ક૦;અંદર ખાનેથી ખુશી થવું.*v.t.*To call, as a hen her chickens:મરઘી પોતાનાં બચ્ચાંને બોલાવે છે તેમ બોલાવવું.*n.*1.The voice or call of a hen:મરઘીનું બોલવું તે; ચકચક ક૦ તે. *n.* A sudden small noise:એકદમ હળવો અવાજ-સાદ. 3. A word of endearment: વહાલો; પ્યારો;બચ્ચા (લાડમાં); *as pray*,**C.** *come hither*:બચ્ચા,અહીં આવ.

**Chuck,**(ચક્ )*v.t.*1.To strike gently;to give a blow to:હળવો ઠુંસો મારવો;હળવે રહીને મારવું-અથડાવવું;-ને મુક્કી મારવી;-ને લાત મારવી. 2. To pitch;to throw with quick mo-

Common fame is often a common liar:

tion(*vulgar.*):ઝડપથી ફેંકવું-નાંખવું; ઉતાવળથી ઉસેડવું.*n.*(*Mach.*)A contrivance fixed to the mandrel of a turning lathe for holding the material to be operated upon:પકડ;ચાંપ;ગુટો. 2. A slight blow under the chin:હડપચી નીચે હળવો ઠુંસો;થોલ;ટપલી. 3. A short throw or toss:પ્રક્ષેપ;ફેંકવું તે.

**Chuckle,**(ચકલ્ )*v.t.*1.To cluck:મરઘી પોતાનાં બચ્ચાંને બોલાવે છે તેમ બોલાવવું;બકબક કરી બોલાવવું. 2.To fondle:લડાવવું;લાડ લડાવવાં;ગેલ કરાવવી.*n.*A suppressed laugh; the expression of exultation:હાંસીથી હસવું તે;હરખથી મનમાં હસવું તે.*v.i.* To laugh in a broken manner to express derision:હર્ષથી કે મશ્કરીમાં ગાલમાં રહી રહીને હસવું-અંદરથી ખુશી થવું; મલકાવું; હરખાવું;ખુશ થવું; રાજી થવું;ગાલમાં હસવું.

**Chuckle-head,** (ચકલ્હેડ્) *n.* A person with a large head; a numskull;a dunce (low):બોભાથ બુદ્ધિનો;જડસો;મુર્ખ; ઉલ્લુ; ગધ્ધો,ઢઠ્ઠો; બોથ્થડ;બુદ્ધિનો બારદાન;અક્કલનો શત્રુ.

**Chuff,**(ચફ્ )*n.* A clown: મુરખો; ગમાર;ગામડીઓ; ઢોઠ;અક્કલ વગરનો;જંગલી;અજાણ;રેંચો. *a.* (*Prov.Eng.*) Surly;ill-tempered: ચીડવાઇ જાય એવો;ખરાબ સ્વભાવનો; મુરખ;ઢોઠ;જંગલી;રીસાળવો;ચીડીઓ;ગ્રામ્ય;અસભ્ય.

**Chum,** (ચમ્ ) *n.* [A. S. *cuma, a guest.*]A chamber fellow;a roommate: એક ઓરડીમાં રહેનાર સોબતી; ગોઠીઓ;ભાઇબંધ.*v.i.* To occupy a chamber with another:બીજા માણસ સાથે એક ઓરડીમાં રહેવું;સોબતી સાથે રહેવું;*as,to* **c.***together at college:*પાઠશાળામાં એકઠા રહેવું-વસવું.

**Chump,**(ચમ્પ્ )*n.*A heavy piece of wood:ઠીમચું;લાકડાનો ભારે જાડો કકડો.

**Chunam,**(ચુનૅમ્ )*n.*Quicklime;plaster,or mortar:કળીચૂનો;ચુનો;કેલ.

**Church,**(ચર્ચ્ )*n.*[Gr.*churios*, the Lord.] 1. A building set apart for Christian worship:ખ્રિસ્તીલોકનું ઇશ્વર ભક્તિ-પ્રાર્થના કરવાનું સભાસ્થાન;ખ્રિસ્તી દેવળ;ચર્ચ; ભજન મંદિર; ભજનાલય.2.A jewish or heathen temple:યાહુદી લોકોનું દેવળ;મૂર્તિમંદિર;દેવાલય;ભજન ગૃહ-મંદિર; **c.***property:*દેવસ્વ.3.A formally organized body of Christian believers worshipping together: સાથે બેસી ભક્તિ કરનાર ખ્રિસ્તીઓનો રીતસર મળેલો સમુદાય.4.A body of Christian believers observing the same rites and acknowledging the same religious authority: ખ્રિસ્તી ધર્મ-મત-પંથ;*as,the Roman Catholic* **c.**:રોમન કેથોલીક ધર્મ પાળનારો પંથ.5.The collective body of Christians: ખ્રિસ્તી માત્ર-ખ્રિસ્તી સમસ્ત;ખ્રિસ્તી સમાજ.6.The aggregate of religious influence:પાદરી વર્ગ;ધર્મગુરૂ વર્ગ; ધર્મોપદેશ કરનાર વર્ગ.7.Any body of worshippers: ભક્તસમૂહ; ભક્તવૃંદ. *Universal* **c.**, the whole body of Christians throughout the world:આખી દુનીયાપર ખ્રિસ્તમાં ઈશ્વર બુદ્ધિ ધરાવનારનો સમુદાય.*Invisible* **c.**,*a* collective body of true believers both in this world and that above:આલોક-પરલોક બંનેના ખ્રિસ્તી માત્ર-સમાજ.**C.***owl*,the white owl: સફેત ઘુવડ.*Established* **c.**,*a* State church:રાજ્યસ્થાપિત મત-ધર્મ.

☞ **Church** is often used in composition something belonging to church;*as* **c.***history:* ખ્રિસ્તી ધર્મ સંબંધી ઇતિહાસ-તવારીખ.

**Church,**(ચર્ચ્ ) *vt.* To unite with in publicly returning thanks after some signal deliverance: from the dangers of child-birth; સ્ત્રી સુવાવડમાંથી નાહી ઉઠે ત્યારપછી તેને માટે પરમેશ્વરનો પાડમાનવાને ભક્તિ ક૦.

**Church-man,** ( ચર્ચ્મૅન્ ) *n.* (*pl.* **church-men**) 1.A clergyman: પાદરી; ધર્મગુરૂ; ધર્મોપદેશ કરનાર ગુરૂ. 2.One,who is attached to or attends church:દેવળમાં જનાર-રહેનાર; ભક્ત.3.An episcopalian:એપીસ્કોલીપેઅન પંથનો અનુયાયી.

**Church-yard,**(ચર્ચ્-યાર્ડ્ ) *n.* The ground adjacent to the church, where the dead are buried;cemetery:મુડદાં દાટવાની જગા; કબરસ્તાન;મસાણ;દખમું.

**Churl,**(ચર્લ્ )*n.*[A.S. *ceorl*, a freeman of the lowest rank.] 1. A rustic;a clown:રેંચો;ગમાર; ગામડીઓ.2.A surly ill-bred man:ગમાર;જંગલીજટ;જંગલી;ખળ;દુર્જન; *as, a* **c.**'s *courtesy rarely comes,but either for gain or falsehood:* દુર્જન માણસ ભાગ્યેજ સભ્યતા વાપરેછે, અને જો કદી તે વાપરે તો તે કંઇ સ્વાર્થ અથવા જુઠાણા માટેજ હોય છે. 3. A niggard;a miser:કંજુસ;મખ્ખીચુસ;સુમ;નેહેસ;ચીંગુસ;પાજી;ખિલ; કૃપણ;ચમડી તૂટે પણ દમડી ન તૂટે એવો; as, *like to some rich* **c.** *hoarding up his pelf:* પોતાની ચીજોરી તર કરનાર કોઇ ધનાઢ્ય કૃપણને પસંદ કર.*a.*Churlish; rough; selfish: ગમાર;ગામડિયું;આડું;આપસ્વાર્થી;રેંચું.

**Churlish,**(ચર્લિશ્ )*a.*1.Rude;cross-grained;surly; ungracious; niggardly:ગમાર;રેંચા જેવું;આપસ્વાર્થી; આછકલું;બેઅદબ;જંગલી;દુષ્ટ;દુઃશીલ.2. Unyielding;unmanageable;wanting pliancy: વળે અથવા નમે નહીં તેવું;હઠીલું;જક્કી;આડું;કઠણ;કઠોર;કોઈનું કહ્યું ન માને તેવું;*as,A* **c.***nature of minerals:*ખનિજ પદાર્થોનો નહિ વળવાનો સ્વભાવ.

**Churn,**(ચર્ન્ )*n.*[A.S.*ceren*,a church.] A vessel in which milk is beaten in order to separate the butter from other parts:વલોણાગોળી;દહીંવલોવાનું વાણસ;**c.***rope:*નેતરૂં;નેતરાં.*vt.*To stir or agitate:વલોવવું;હલાવી નાંખવું;ઘોળવું;*to* **c.***cream:* માખણ જુદું પાડવાને મલાઇને વલોવવી. 2.To shake violently:જોરથી હલાવવું.*vi.*To agitate cream in order to separate the butter : માખણ જુદું પાડવાને માટે મલાઇને હલાવવી.

**Churning,**(ચર્નિંગ્ )*n.*1.The act of one,who churns:વલોવવું તે;વલોવનારનું કામ;વલોણું ક૦ તે;વલોણું;મન્થન. 2.The quantity of butter made at one operation:એક ટકે થએલું માખણ.

**Churning-staff,** (ચર્નિંગ્-સ્ટૅફ્ )
**Churn-staff,** (ચર્ન્-સ્ટૅફ્ )
*n.*The instrument used in churning:વલોણાનો વાંસ;રવઇ;રવૈયો.

**Chylaceous, Chylous,** (કાઇલૅશસ-કાઇલસ્ )*a.*Consisting of chyle: અન્નરસસંબંધી-નું;અન્નરસમય.

**Chyle,**(કાઈલ્ )*n.*[Gr.*chulos*, juice.] A milky fluid containing the fatty matter:અન્નરસ;આહારરસ;રસ;આહારસાર.

**Chylifactive,** ( કાઇલિફૅક્ટિવ્ ) *a.* Changing into chyle;having the power to make chyle:અન્નરસકારક.

**Chyme,**(કાઈમ્ )*n.*[Gr.*chulos*,juice; L.*chymers*, juice.]The pulp made by the food after it has been for sometime in the stomach,mixed with the gastric secretions:પક-

મુંડે માથે જતી નહિ ને આખું ઓઢે સતી નહિ.

વાસચમાં હુંદો થયેલું અન્ન;આમરસ.

**Chymist,**(કાઇમિસ્ટ્) *n.* A person versed in chemistry; a professor of chemistry:રસાયણશાસ્ત્રી;રસાયણશાસ્ત્રમાં પ્રવીણ પુરૂષ.

**Cicatrix-ice,**(સિકૅટ્રિક્સ-ટ્રિસ્)*n.pl.* **cicatrices**[L.*cicatrise*,cicatrix.] A scar:ચાઠું;ચાંદું;ડામ;ચકામું;ભોંય.

**Cicatrize,**(સિકૅટ્રાઇઝ્ )*vt.* [L.*cicatrise*, scar.]To heal and induce the formation of a cicatrice in: રૂઝવવું; ભોંય આણવી; મટાડવું; અંગુર આણવું.*vi.*To heal or be healed: રૂઝવું;અંગુર આવવું;ભોંયઆવવી;મટીજવું.

**Cicerone,**(સિસેરોન્ ) *n.* [L.*cicero.* the Roman orator. ] One who shows strangers the curiosities of a place;a guide;ભોમિયો;માહિતગાર;રસ્તો બતાવનાર;પરદેશીઓને નવાઈની જગ્યાઓ બતાવનાર.

**Cider,**(સાઈડર્ )*n.*[L. *siera*.a kind of strong drink.]A drink made from the juice of apples:શોબફળનો રસ-દારૂ-મદ્ય; દ્રાક્ષનો દારૂ.

**Cidevant,**(સીડવૉન્ ) *a.* Previous; former:પાછલું;પાછળનું;પહેલાંનું;માજી; અગાઉનું;as,*a* **c**. *governor*: પહેલાંનો હાકેમ.

**Cigar,**(સિગાર્ ) *n.* [ Fr.*cigare.* ] A small roll of tobacco,used in smoking: તમાકુનાં પાંદડાંની વાળેલી બીડી;ચીરૂટ;સિગાર.

**Cilicious,**(સિલિશસ્ )*a*[L.*cilicium*, a covering.] Made of hair:વાળવાળું; વાળનું; વાળનું બનાવેલું; *A* **c**. *habit*:ચીકણી ટેવ-રીતભાત.

**Cimeter,**(સિમેટર્ ) *n.* [ Fr. *cimeterre*,cimeter. ] A short sword with a convex edge: ખંજર;કટાર; બરછી;ભોકવાનું હથિયાર.

**Cimmerian,**(સિમ્મીરિઅન્ ) *a.* [L. *cirmmerius*,a fabulous people.] **1.**Pertaining to the Cimmerji, a fabulous people said to dwell in profound darkness:અતિશયઅંધકારવાળી જગ્યામાં રહેનારલોક સંબંધી.**2.**Intensely dark:અતિશય અંધકારવાળું;ઘોરઅંધકારમય.

**Cinchona,**(સિન્કોને) *n.* **1.** (*Bot .*) A genus of trees growing exclusively in Peru:પિરૂમાં ઉગતું એક જાતનું ઝાડ;સિનકોના.**2.** (*Med.* ) The bark produced from a cinchona tree:સીનકોના ઝાડની છાલ-છોડું.

**Cincture,**(સિન્ક્ટ્યુર્ )*n.*[L. *cingo*, I gird.]**1.**A belt;a girdle:કમરપટો; કમરબંધ;બંધન; બંધ. **2.** Inclosure: ઘેર;ઘેરીલેનાર વસ્તુ;ઘેરાવો;હદ;સીમા.

**Cinder,**(સિન્ડર્ )*n.* [A. S. *syndrian*,to separate]**1.**Small particle of matter remaining after combustion,in which fire is extinct: ખાખ;રખ્યા;રાખભસ્મ;કોયલા. **2.** An ember;a small coal with flame: અંગારી;અંગારો;ચણગારી.**3.**A scale thrown off in forging metal:ધાતુ ટીપતીવખતે ઉડેછે તેવી પાતળી પોપડીઓ.

**Cinereous,**(સિનેરિઅસ્ ) *a.* ( *L.cinis*,ashes. )Like ashes:ભસ્મ થયેલું-કરેલું;રખ્યા જેવું;રખ્યાનાજેવા રંગનું.

**Cinnabar,**(સિન્નૅબાર્ ) *n.* [ L.*cinnabaris.*]**1.**(*Min.*) Red sulphuret of mercuy: રક્તપારદ. **2.** The artificial red sulphuret of mercury used as a pigment; vermillion:હિંગળોક;સિંદુર.

**Cinnamon,**(સિન્નૅમૅન્ )*n.*[L. *cinnamomum*,cinnamon]The inner bark of a kind of tree growing in Ceylon; it is one of the best cordial spices:તજ;દાલચિની.

**Cinque,** સિન્ક્ ) *n.* [ L. *quinque*, five. ] The number five upon dice or cards:પાંચ;પંચો.

**Cion,**(સાઇઑન્ )*n.*[Same as *scion*]

**Cipher,**(સાઈફર્ )*n.*(*Arith.*)A character(o)which standing by itself expresses nothing but when placed at the right hand of a whole number, increases its value tenfold:શૂન્ય;મીંડું;પૂજ;ચિન્હ. **2.**A person of no worth: ટકાનો-કોડીનો-બદામનો આદમી; ભારબોજવકરવગરનો માણસ.*As here he was amere* **c**.,અહીંયાં તે એક ટકાનો માણસ હતો.**3.**(*obs.*) A character in general:લીપિ;સંજ્ઞા;ભાષા.**4.**An intertexture of letters: ઉપરાઉપરી એક એકની અંદર કાઢેલો અક્ષર; એક નામના ગુંથેલા આદ્યાક્ષરો.**5.** Private alphabet:ગુપ્ત કક્કો; સંતલસી કક્કો;ગુપ્તલીપિ;સાંકેતિકભાષા-કક્કો.

**Cipher,**(સાઇફર્ )*vt.***1.** To write in occult characters: ગુઢલીપિ-કક્કામાં લખવું.**2.** To represent:દર્શાવવું; અક્ષરથી બતાવવું. *vi.* To use figures or to practise Arithmetic:આંકડા માંડી હીસાબ ગણવો-કરવો. As,*it was certain he could write&* **c**.*too*: એતો નક્કી હતું કે તે લખી શકતો તેમ વળી આંકડામાં હીસાબ ગણી શકતો.

**Circean**(સરસિઅન્)*a.*[L.*circaeus.*] Magical;pleasing but noxious: મનોહર;કામણગારૂં;મોહિનીરૂપ;જાદુવાળું.

**Circle,**(સર્કલ્ )*n.*[L. *circus*, a circle.]**1.**A plane figure bounded by a curved line called its *circumference*,every part of which is equally distant from a point within it,called the *centre*: ગોળ;વર્તુલ;કુંડાળું;ચકરડું.*Area of a* **c**.: ફળ.**C**.*of illumination*:પ્રકાશવૃત્ત; તેજોમંડલ.*The fourth of a* **c**.:પદ. *Segment of a* **c**.:ખંડમંડલ;વૃત્તખંડ.**2.**Circumference;a ring:પરિઘ; વીંટી જેવું ગોળ.**3.**(*Astron.*)An instrument of observation: ગોળો; અવલોકન કરવાનું સાધન.**4.**A round body;a sphere;an orb: ગોળો; ઘનવર્તુલ;*it.is he that sitteth on the* **c**.*of the earth*:પૃથ્વીના ગોળા ઉપર બેસનાર તે છે.**5.**Compass; circuit: ચકર;ઘેરો;ચક્ર;મંડળ;મંડળભૂમિ;as, *on the* **c**.*of the forest*:જંગલના ચક્કરમાં;અરણ્યચક્ર-મંડળમાં. **6.** A set; a company:મંડળ;ટોળું;સમૂહ; મંડળી; પંક્તિ;કુંડાળું;ઓળ;મિજલસ;as *a.* **c**. *of friends*:મિત્રમંડળ.**7.** A series ending where it begins:ચક્રાકાર; ઘટમાલ;as,*in a* **c**. *runs the peasant's pain*:ગામડીઆના દુઃખની ઘટમાલ ચાલ્યાં કરે છે.**8.** ( *Logic.* ) A form of fallacious argument: અન્યોન્યાશ્રયદોષ;આત્માશ્રયદોષ;ચક્રોક્તિ. **9.** Indirect form of words; circumlocution: દીર્ઘસૂત્રિક ભાષણ. **10.** A territorial division: ગોળ; પ્રગણું;તાબો;*as, the several* **c**.s *of the empire*:દેશના કેટલાં એક પ્રગણાં.

**Circle,**(સર્કલ્ ) *vi.* To move circularly:ચક્રાકારે-કુંડાળામાં-ફરવું;ગોળ ફરવું.*vt.*[L.*circulo*,I make round.] To move around:આસપાસ ફેરવવું-ની પ્રદક્ષણા ફરવી;*as,other planets* **c**.*other suns*:બીજા ગ્રહો બીજા સૂર્યોની આસપાસ ફરે છે.**2.**To surround; to inclose:ઘેરવું;ઘેરી લેવું;આંતરી લેવું; as,*he lies* **c**.d *with evil*:તે દુઃખથી ઘેરાયેલો છે. *To* **c**.*in*,to confine:માં રાખવું;એકઠું રાખવું;ઘેરી-આંતરી લેવું.

**Circuit.**(સર્ક્યુટ્ )*n.*[L. *circum*, arround & *eo*,I go.]**1.** The act of moving;a revolution:ફરવું તે; પરિવર્તન;ફેરણી;પરિભ્રમણ;ચક્રગમન; as, *the periodical* **c**. *of the earth*

Common swearing argues in a man perpetual distrust of his own reputation:

*round the sun*: સૂર્યની આસપાસ પૃથ્વીની [illegible]તકાલક પ્રવિર્તન.2.A regular [illegible]neying from place to place in the exercise of one's calling:સ્વારી;(સરકારી નોકરો વીગેરેની)સરકીટ;ડિસ્ટ્રીક્ટ;*a c.of a Judge*: જડજની સ્વારી.3. A certain division of a state established by law for a Judge to visit,for the administration of justice:જજની હકુમત. 4. That which encircles anything:ચક્ર;વેષ્ટન;કુંડલાકૃતિ;as, *a golden c.on my head*:મારા માથા ઉપરનો મુગટ.5.The measure of a line around and area:ઘેરાવો;ફેરાવો;ચક્કર:*as,the c.of Ireland is 1800 miles*:આયરલાંડનો ઘેરાવો ૧૮૦૦ માઈલ છે.6.The space inclosed within a circle: વર્તુલની અંદર આવેલી જગા-અવકાશ. 7. Circumlocution (*obs.*): દીર્ઘસૂત્રિક ભાષણ; લાંબુ લાંબુ બોલીને કરેલ અર્થનિવેદન;*c.of action* a longer course of proceedings than is necessary to attain the object in view:મુખ્ય હેતુ સાધવા સારૂ જોઈએ તેના કરતાં પણ લંબાણ ક૦ તે.

**Circuit,**(સર્ક્યૂટ્)*vi.* To move in a circle:(*obs.*)ગોળ ફરવું; કુંડાળામાં ફરવું;ચક્રાકાર ફરવું.*vt.*To move or to make go round:ચોય ફેરવવું;ચક્રાકાર ફેરવવું;ચકર ચકર ફેરવવું.

**Circuitous,**(સર્ક્યૂઇટસ્ ) *a.* Round about;indirect:ફેરવાળું; લાંબું;આડું; દીર્ઘસૂત્ર;as,*a c.road*:આડો-ફેરવાળો-લાંબો રસ્તો.

**Circular,**(સર્ક્યુલર્ )*a.*1.Pertaining to a circle;round: ગોળ; ગોળાકાર; ચક્રાકાર;મંડળાકાર.2.Repeating itself;ending in itself:પોતાને સ્થળે વિરામતું;ફરીફરીને આવતું.3.Illogical;inconclusive:અન્યોન્યાશ્રયયુક્ત; as,*c. reasoning*: અન્યોન્યાશ્રયયુક્ત વિચારશ્રેણી-તકરાર.4.(*a*)Cyclic:એકજ વાતને પકડી રહેનારા;(*b*)mean;inferior:હલકું;નીચું;અધમ;5. Addressed to a circle of persons:સંબંધ હોનારા સર્વ માણસ ઉપર લખેલું;સર્ક્યુલર કાગળ.6.Perfect(*obs.*): સંપૂર્ણ;પરિપૂર્ણ; સર્વગુણસંપન્ન;as,*a man so absolute & c.* :આટલોબધો સ્વતંત્ર અને સર્વગુણસંપન્ન પુરૂષ;*c.arc*: પરિધનો કોઇ પણ ભાગ; *c. numbers* ( *Arith.*): *those whose powers terminate in the same digit as the roots themselves*: જે રકમના મૂળનો અંત્ય અંક તેજ હોય તેવી રકમ; as, 5 & 6 have their squares 25 & 36;*c. sailing the method of sailing by the arc of a great circle*:મોટા ગોળના વૃત્તખંડથી વહાણ હંકારવાની રીતિ. *n.* A circular letter or paper: સર્ક્યુલર;સંબંધના સર્વે જણમાં ફેરવવાનો પત્ર-કાગળ. 2. A sleeveless cloak cut in a circular form: ગોળાકારમાં કાપેલો બાંય વગરનો ઝભ્ભો.

**Circulate,**(સર્ક્યુલેટ્ )*vi.*1.To move or pass round:ફરવું;ચોગરદમ ફરવું; as,*blood c.s in the body*:શરીરમાં લોહી ચોગરદમ-બધે ફરે છે.2.To pass from hand to hand;to be diffused:પરીભ્રમણ ક૦;ફેલાવું;પથરાવું; as, *money c.s*:પૈસા દરેક માણસના હાથમાં વારાફરતી જાય છે;*circulating decimals*:પુનરાવર્ત્તક દશાંશ.*Circulating library*,a library whose books are loaned to the public at certain fixed rate:જે પુસ્તકશાળા અમુક ઠરાવેલા દરથી લોકોને ચોપડી ભાડે-ઉછીની આપે છે તે.*vt.*To cause to pass from place to place or person to person;to spread:ફેરવવું; ચલવવું;ફેલાવવું; as,*to c. a report*: રીપોર્ટ ફેરવવો.

**Circulation,**(સર્ક્યુલેશન્ )*n.*1. The act of moving in a circle: ચક્રાકાર-ગોળ ફરવું તે;પરિભ્રમણ;પરિવર્તન. 2.Free diffusion; transmission: ફેલાવ;વિસ્તાર;બહોળો પ્રચાર;as,*true doctrines of astronomy appear to have had some popular c.*: ખગોળવિદ્યાના ખરા મત લોકોમાં પ્રસાર થઇ ગયા હોય એમ જણાય છે.3. Currency;circulating coin:ચલણ; ચલણી નાણું;બજારમાં ચાલતું નાણું.4. The extent or the measure of diffusion:પ્રસાર:વિસ્તાર; ફેલાવો; પ્રચાર;as, *the c. of a newspaper*: વર્તમાન પત્રનો ફેલાવો.5.(*Physiol.*) The movement of the blood in the blood vascular system:લોહીની ગતિ;-નું ફરવું તે.

**Circulatory,** ( સર્ક્યુલેટરિ ) *a.* 1. Circular:સંબંધના સર્વે જણમાં ફેરવવાનું;પ્રસાર કરવાનું;બધે ફેરવવાનું; પરિભ્રમણ કરતું;as,*a c.letter*: સંબંધના સર્વે માણસોમાં ફેરવવાનો પત્ર-કાગળ.2.Circulating; going round: ચોતરફ ફરતું. *n.* A chemical vessel, in which, that which rises from the vessel on the fire is collected and cooled in another fixed upon it and falls down again: એક જાતનું રસાયણમાં વપરાતું વાસણ.

**Circumambient,**(સર્કમ-ઍમ્બિઍન્ટ્ ) *a.* [L. *circum*, around, & *ambio*,I go round.] Surrounding;encompassing; ઘેરીવળતું-વળેલું;ફરી વળેલું; ચોગરદમ આવી રહેલું; ચોગરદમ ફરતું; વેષ્ટક.

**Circumambulate,** (સર્કમ્-ઍમ્બ્યુલેટ્ )*vi.*[L. *circum*, around, & *ambulo*,I walk.]To walk round about: પ્રદક્ષિણા કરવી; ચોતરફ ફરવું; પરિક્રમા કરવી.

**Circumcise,**(સર્કમ્સાઇઝ્ ) *vt.* [L. *circum*,around,& *cædo*,I cut.] To cut off the foreskin of,in the case of males,and of the internal labia,in the case of females:સુન્તા-સુનત કરવી; મુસલમાન કરવો. 2. (*Script.*)To put off the sins of; to make holy:પાપનિવારણ ક૦;પવિત્ર ક૦-બનાવવું.

**Circumcision,** ( સર્કમ્સિશન્ ) *n.* The act of circumcising: સુનત; સુન્તા;પરિકર્ત્તન;મુસલમાની.

**Circumference,** (સર્કમ્ફરન્સ્ ) *n.* [L. *circum*, & *fero*,I bear.] 1. The line that goes round a circular figure:પરિધ;ફરતો ઘેર;ઘેરાવો. 2.The space included in a circle; a circle: કુંડાળામાં સમાએલી જગ્યા; મંડળ;ગોળો;ચકરડું; કુંડાળું. 3. The external surface of a sphere: ગોળાની બહારની સપાટી;as,*the bubble seemed red at its apparent c.*: પરપોટો તેની બહારની સપાટીમાં રાતો જણાતો હતો.*vt.*(*obs.*) To include in a circular space:ગોળાકૃતિમાં સમાવવું-માં ઘેરવું;જગ્યામાં ઘેરવું.

**Circumflex,** (સર્કમ્ફ્લેક્સ્ ) *n.* [L. *circum*,around,&*flecto*,I bend.] 1.A wave of the voice embracing both rise & fall on the same syllable:સ્વરિતસ્વર. 2. A character or accent denoting in Greek a rise & fall of the voice on the same long syllable[-or^] or in other languages denoting a long and contracted syllable marked thus(^):સ્વરિતચિન્હ.*vt.* To mark with a circumflex:સ્વરિત ચિન્હની નિશાની ક૦.*a.*Moving or turning round;circuitous:ચોગરદમ ફરતું.

**Circumfluence,** (સર્કમ્ફ્લ્યુએન્સ્ )

સમ ખાય તે સદાય જુઠો.

*n.* [L.*circum*, round & *fluo*, I flow.] A flowing round on all sides; an inclosure of waters: ચોતરફ ફેલાઇ જવું તે; પાણીનું ચોતરફ ઘેરાવું-ફેલાવું તે.

**Circumfuse,** (સર્કમ્ફ્યૂઝ્) *vt.* [L. *circum*,around&*fundo*,I pour.] To pour round;to spread round: આસપાસ ફેલાવવું;ચોતરફ રેડવું-પાથરવું.

**Circumjacent,**(સર્કમ્જેસેન્ટ્)*a.*[L. *circum*,around & *jaceo*, I lie.] Lying round; bordering on all sides: ફરતું પડેલું; ચોતરફ આવેલું; આજુબાજુનું;ચોતરફ ફરતું;ચતુર્દિગસ્થ.

**Circumlocution,**(સર્કમ-લૉકયૂશન્) *n.*[L.*circum*,& *loquor* I speak.] Indirect or roundabout language:a periphrase:ચક્રોક્તિ;દીર્ઘસૂત્રિક ભાષણ; દ્રાવિડીપ્રાણાયામ; c. *office*, a term of ridicule for a governmental office where business is delayed by passing through the hands of different officials જે સરકારી ઑફિસમાં જુદા જુદા હાથે કામ ચઢીને ઢીલ થતી હોય તેને માટે મશ્કરીમાં અપાયેલું નામ;ગાયકવાડી ખાતું.

**Circumlocutory,** (સર્કમ્લૉક્યૂટૉરિ) *a.*Periphrastic:લાંબુલાંબુ; દીર્ઘસૂત્રિક;ચક્રોક્તિવાળું (ભાષણ).

**Circumnavigate,** (સર્કમ્નૅવિગેટ્) *vt.*[L.*circum*,& *navigo*,I navigate. ] To sail round; to pass round by water:જળ માર્ગે વહાણમાં બેસીને પ્રદક્ષિણા કo.*He* c.d *the whole earth*:તેણે આખી પૃથ્વીની જળમાર્ગે પ્રદક્ષિણા કરી.

**Circumpolar,** (સર્કમ્પોલર્)*a.* [L. *circum* & *polus*, pole.] About the pole;situated near the pole: પૃથ્વીના એક ધ્રુવ સંબંધી-નું;ધ્રુવની નજીકમાં આવેલું;as,c.*stars*:ધ્રુવની પાસેના તારાઓ.

**Circumrotary,**(સર્કમ્રોટરિ) *a.* [L. *circum* & *roto*, I turn round.] Turning round; rolling round: ગોળ-ચકર ચકર ફરતું;ચારે તરફ ફરતું.

**Circumscribe,**(સર્કમ્-સ્ક્રાઇબ્) *vt.* [L.*circum*, around,and *scribo*, I write.]1.To write or engrave around ( *Rare* ): લખવું;આસપાસ કોતરવું.2.To hem in,to bound;to confine;to restrain:ઘેરવું;હદ-સીમા કo;આંતરવું;-ની અમુક સીમા-હદ ઠરાવવી;હદ બાંધવી;સમર્યાદ કo;આંકો કરવો;અંકુશિત કo.3. (*Geo.*)To draw a line around so as to touch at certain points without cutting: કાપ્યા વગર અમુક બિંદુઓને અડકીને પસાર થાય એવી લીટી દોરવી.

**Circumscribed,** (સર્કમ્સ્ક્રાઇબ્ડ્) *a.* Bounded; inclosed within a certain limit: પરિમિત; નિયમિત; સાવધિક; સમર્યાદ; સંકુચિત; ચોતરફથી બંધ કરેલું;ઘેરી લીધેલું.

**Circumspect,** (સર્કમ્સ્પેક્ટ્)*a.* [L. *circum*, around, and *specto*, I look. ] Prudent; watchful: cautious: સાવધ; ડાહ્યો; ડહાપણ ભરેલો; કાળજી-સંભાળવાળો;ચોતરફ-આગળ પાછળનો વિચાર કરનાર;દિર્ઘદર્શિ:સાવધાન; સાવચેત;બધી વાત ઉપર નજર-ધ્યાનરાખનાર;ચોકસ;હોંશિયાર.

**Circumspection,** (સર્કમ્સ્પેક્શન્) *n.*Prudence; caution; thoughtfulness;wariness;forecast:ડહાપણ;સાવચેતી;સાવધપણું;સાવધાની;ચોકસાઇ;સાવધાનતા;દિર્ઘદષ્ટિ.

**Circumstance,**(સર્કમ્સ્ટૅન્સ્)*n.*[L. *circum*,around,and *sto*,I stand.] 1.An attendant thing or state of things;appendage: આસપાસની-લગતી બીના-હકીકત; આગંતુકધર્મ; અસ્વાભાવિક ગુણ;આનુષંગિક-અનુબંધિ પદાર્થ-વિષય.2.An event;a fact; a particular incident:વાત; બીના; પ્રકાર;પ્રકરણ;હકીકત;પ્રસંગ;સંજોગ. *By the force of* c.s:પ્રસંગવશાત્; પ્રસંગ વશાથી;અણચાલ્યે.4.*pl.*State of property;situation;surrounding:હાલ;હવાલ;અવસ્થા;વર્તમાન;સ્થિતિ;દશા. *Easiness of* c.s or *easy* c.s:દ્રવ્યાનુકૂલ્ય;રૂનો સુખનો રોટલો;મેં પૈસાનો જીવ; ખાતુંપીતું; આબાદી; પૈસા ટકાનું સુખ; (*fig.*)*Straitness of* c.s,:ગરીબાઈ; ગરીબસ્થિતિ; દ્રવ્યપ્રતિકૂલતા; દરિદ્રાવસ્થા;અન્ન ને દાંતને વેર;ઘરમાં હાંલ્લેહાંલ્લા કુસ્તી કરે તેવું.*Of easy* c.s,:ખાતુંપીતું; ખાધે પીધે સુખી;મેં પૈસે સુખી. *Not a* c.,of no account:કંઇ ગણુતી-વિસાતનું નહિં. *Under the* c.s, taking all things into consideration: સર્વ બાબતોનો વિચાર કરતાં;તેથી;આમ છે ત્યારે;એમ હોવાથી.

**Circumstanced,** (સર્કમ્સ્ટૅન્સ્ડ્)*a.* Placed in a particular position or condition;situated:દશાપન્ન;અવસ્થાપન્ન;સ્થિતિમાં મુકેલું-લાવેલું-પડેલું.

**Circumstantial,**(સર્કમ્સ્ટૅન્શલ્)*a.* 1. Consisting in, or pertaining to circumstances: આગન્તુક; અનુષંગિક;આસપાસની-લગતી હકીકતનું-સંબંધી.2.Minute; particular: ઝીણું; બારીક; તપસીલવાર; બધી વિગતવાળું; વિગતવાર;જરેજરે-રજેરજ વાતવાળું.3. Incidental; relating to but not essential:પ્રાસંગિક;આનુમાનિક;અનુમાનસિદ્ધ.C.*evidence* that obtained from circumstances attending facts of a particular nature;any *evidence not direct*:હકીકતનો-આન્તુક-આનુષંગીક-આસપાસનો પુરાવો; અનુમાન પ્રમાણ.*n.* Something incidental to the main subject:અનાવશ્યક બીના;અનાવશ્યક હકીકત-બાબત;મુદ્દાને લગતી પણ મુદ્દાની નહીં તેવી અનાવશ્યક બીના;ગૌણવાર્તા.

**Circumvallation,** (સર્કમ્વૅલ્લેશન્) *n.* [L. *circum*, and *vallum*, a rampart.](*Mil.*) (*a*) The act of surrounding with a wall: ફરતો કોટ કરવો તે;કોટ કરીને ઘેરી લેવું તે;કોટબંધી;મોરચાબંધી.(*b*)A line of field works surrounding the camp of a besieging army,to guard the camp against any attack: ઘેરો ઘાલનાર લશ્કરની પાછળ કરેલો કોટ-ખાઇ.

**Circumvent,** (સર્કમ્વેન્ટ્) *vt.* [L. *circum*, around, and *venio* I come.]To deceive;to delude; to get around:ઠગવું;છેતરવું;ફસાવવું; ઠગાઇ-દાવપેચ-કપટ-યુક્તિ વિગેરેથી ફાવી જવું;યુક્તિ કરી લાભ મેળવવો;ઠગાઇ કo.

**Circumvention,** (સર્કમ્વેન્શન્) *n.* Deception;delusion, inposture; fraud: ઠગાઇ કરી લાભ મેળવવો-ફાવી જવું તે;કપટ;ઠગાઇ;પેચ;યુક્તિ;ઠગ-દગલબાજી;છેતરપંડી;કાવાદાવા;છળ;-પ્રપંચ.

**Circumvolve,**(સર્કમ્વૉલ્વ્)*vt.* [L. *circum*, around, and *volvo*, I roll.]To roll round;to put into a circular motion:ગોળ ફેરવવું-ગગડાવવું;લપેટવું;ગોળગતિમાં મુકવું.*vi.*To roll round;to revolve: ગોળ ફરવું; ચોતરફ ફરવું.

**Circus,**(સર્કસ્)*n.*[L.*circus*,circle.] 1. ( *Roman Antiq.* ) An open space in which games and shows were exhibited: કુસ્તી; કસરત-પટા વિગેરે ખેલ-તમાશા કરવાની જગ્યા;રંગભૂમિ; તાલીમખાનું; અખાડો. 2. A circular inclosure for the exhibition of feats of horsemanship: ઘોડા ઉપરનાખેલ-તમાશા કરી બતાવવાનું કુંડાળું કે ગોળાકાર જગ્યા;સાઠમારી કરવાની જગા;અગ્ગડ.3.The company

Compete not with persons who have means beyond thy reach:

of performers in a circus: ઘોડા ઉપર ખેલ-તમાશા કરનારા તથા તેમનો બધો સાજ-મંડળ;સરકસ. 4. Space; inclosure:જગ્યા;વિસ્તાર;ઘેર.[R.]

**Cirrus,**(સિરસ્ )*n.*[*pl.***cirri,**L.*cirrus*,a curl.]1.(*Bot.*)A tendril:કુણગો;વેલા વિગેરેનો બીજા પદાર્થને વીંટળાઈ રહેવાનો વાળો;રેસો.2.(*Meteor.*) A form of cloud composed of thin filaments, the union of which resemble masses of woolly hair: ઉનના બાચકાના આકારનું વાદળું. 3. (*Zool.*)A slender appendage in animals, which aids in locomotion: એક જગ્યાએથી બીજી જગ્યાએ જવા સારૂ હલકાં પ્રાણીઓને જે પગ જેવા ઝીણા આંકડા હોય છે તે.

**Cis,**(સિસ્ )*n.*On this side:આણી તરફનું;આ બાજુનું(એ લાટિન ઉપસર્ગ છે.)

**Cisalpine,**(સિસૅલપાઇન )*a.*[L.*cis*,on this side,and *Alpes*, the Alps.] On the hither side of the Alps, opposed to *transalpine*:આલ્પ્સ પર્વતની આ બાજુનું;ઈટાલી તરફનું.

**Cistern,**(સિસ્ટર્ન્ )[L. *cista*, box.] 1.An artificial reservoir for holding water:હોજ;ઘડી;ટાંકી; કુંડ; ઘડીઆળી.2.A hollow place containing water; a natural reservoir: તળાવ;કુંડ;સરોવર. [રહેનાર.

**Cit,**(સિટ્ )*n.*A citizen:શહેરી,શહેરમાં

**Citadel,**(સિટૅડેલ્ )*n.*[Fr.*citadelle.*] A fortress;a stronghold: કિલ્લો; કોટ;ગઢ.

**Citation,**(સાઇટેશન્ )*n.* [L. *cito*, I cite.]1.An official notice given to a person to appear:સમન;હાજર થવાનો હુકમ;હુકમપત્ર.2.The act of citing a passage from a book: કોઈપણ ગ્રંથકાર અગર ગ્રંથના બોલેલા બોલ કહેવા-ઉતારવા તે;ઉતારો.3.Enumeration;mention:ગણાવવું-કહેવું તે; ગણના;ગણુતી;કથન;નિર્દેશ.4. (*Law.*) A reference to decided cases, or books of authority, to prove a point of law:કાયદાની કોઈ બાબત કે મુદ્દો સાબીત કરવાને ચુકવેલા ફેંસલાનો કે સ્થાપિત ગ્રન્થનો આધાર બતાવવો તે.

**Cite,**(સાઇટ્ )*vt.*[L.*cito*,I cite.]1.To summon:અધિકાર-હોદ્દાની રૂએ બોલાવવું;હાજર થવા ફરમાવવું;સમન કo; સમન કરી તેડાવવું.2.To quote;to repeat:ગ્રંથ વગેરેમાં કોઇના કહેલા બોલ કહેવા-કહી બતાવવા;ઉતારો કo; ટાંકવા. 3.To urge;to enjoin:ખેંચ-તાણ કo; ફરજ પાડવી;તાકીદ આપવી; ફરમાવવું. 6.To refer to or specify,as for support,proof,illustration or confirmation: આધાર-ટેકો-પ્રમાણ-પુષ્ટિ મંજુરી દાખલ બતાવવું-જણાવવું-કહેવું. 5.To bespeak; to indicate: બતલાવવું;દર્શાવવું;સૂચવવું.(*obs.*)6.(*Law.*) To notify of a proceeding in court:કોરટમાંના મુકદ્દમા કે કેસને જાહેર કરવો-પ્રસિદ્ધકરવો-ની ખબર આપવી.

**Citizen,**(સિટિઝેન્ )*n.* 1. One, who enjoys the freedom and privileges of a city:શહેરના હક ભોગવનાર મનુષ્ય;શહેરના મહાજનનો માણસ. 2. An inhabitant in a city; a townsman:શહેરી માણસ;શહેરી; પૌરજન;નાગરિક;નગરવાસી;શહેરવાળો;નગરસ્થ.3.A person, native or naturalized,who has the privilege of voting for public officers:સરકારી અમલદારોને માટે મત આપવાનો હક જેને છે તેવો દેશી માણસ.*a.*Having the qualities of a citizen:શહેરીના જેવા ગુણવાળું; નાગરિક ગુણવાળું;શહેરી.2. Characteristic of citizens; effeminate; luxurious (*obs*): મોજશોખી;વિલાસી;સુખાભિલાષી; વિહારી; ભોગી;ચેનબાજી ઉડાવે તેવું.

**Citizenship,**(સિટિઝેન્શિપ )*n.* The state of being vested with the rights and privileges of a citizen:શહેરીના બધા હક ભોગવવાપણું; પૌરાધિકારિત્વ;પૌરજનત્વ;નગરસ્થતા.

**Citric,**(સિટ્રિક્ )*a.* [ Fr.*citrique.* ] (*Chem.*) Pertaining to an acid existing in the juice of lemon: લીંબુના રસ સંબધી-વિશે-લગતું.

**Citron,**( સિટ્રૉન્ ) *n.* The fruit of the citron tree, resembling a lemon: માહાળુંગું; મીઠું લીંબુ;બિજોરૂં;મોસંબી;સંત્રુ.2.The tree: સંત્રાનું ઝાડ.

**Cittern-head,**(સિટર્નહેડ્ )*n.*Blockhead;dunce;મોબાગ્ર બુદ્ધિનો;જડસો; ઠોઠો;ઉલ્લુ;ગદ્ધો;જડભરત; બુદ્ધિનો બારદાન;અક્કલનો દુશ્મન;મુર્ખો.

**City,**(સિટિ)*n.* [L. *civis*,a citizen.] 1.A large town:શહેર;નગર; નગરી; પુરી;પુર;પટ્ટન. *Holy* **c.**: ધર્મપુરી. 2. A corporate city: સનંદી શહેર. 3. The collective body of citizens: શહેરની બધી વસ્તિ;આખું શહેર; નગર સમસ્ત. *a.* Pertaining to a city: શહેર-નગરસંબંધી-નું;શહેરી;નાગરિક;**C.** *court*,the municipal court of a city: શહેરની મ્યુનિસિપલ કોર્ટ; **C.** *ward*,a watchman,of a city:શહેરનો એક રખેવાળ,કિંવા રખેવાળ સમસ્ત.

**Civet,**(સિવેટ્ )*n.*[Fr.*civette*,civet.] 1.A substance consisting of butter and honey taken from glands in the anal pouch of the civet: જબાદી બિલાડીની કસ્તુરી;માર્જાર કસ્તુરિકા.2. (*Zool.*) The animal producing civet; the civetcat: જબાદી બિલાડી;કસ્તુરી પેદા કરનાર પ્રાણી; ગંધમાર્જાર.*vt.*To scent or perfume with civet:જબાદી બિલાડીની કસ્તુરીની સોડમ-સુગંધ આપવી.

**Civic,**( સિવિક્ ) *a.* [ L. *civis*, a citizen. ] Relating to city or citizen:શહેરને અથવા શહેરીને લગતું; શહેરી સંબંધી;નાગરિક;નગરવિષયક. **C.***crown*(*Rom.Antiq.*),a crown of oak leaves and acrons bestowed on a soldier who had saved the life of a citizen in battle:લડાઈમાં શહેરીની જીંદગી બચાવી હોય એવા સિપાઇને આપેલો ઓકના પાંદડા તથા ફળનો મુગટ-હાર. **C.** *fathers*, members or corporators of municipalities: મ્યુનિસિપાલીટીના મેમ્બરો;શેહેરી બાવા;શહેર સમાજીઓ.

**Civil,**(સિવિલ્ ) *a.* [ L.*civis*,a citizen.]1.(*a.*) Pertaining to a city or state, or to a citizen in his relations to his fellow citizens or to the state;within the city or state:શહેર સંબંધી-વિષયક;રાજ્ય વિષયક-સંબંધી;શહેરી દાખલના; જનવ્યવહારનું;લોકવ્યવહાર વિષયક-સંબંધી; નીતિવિષયક.2. Reduced to order; civilized;not barbarous (said of a community ): વ્યવસ્થિત;સુધારેલું; સુશિક્ષિત.3. Performing the duties of a citizen;obedient to government:શહેરી દાખલનું; જાનપદીય; જાનપદત્વ વિષયક;રાજ્યની આણ માનનાર.4.Polite;courteous;complaisant;affable: સભ્ય; સત્કારી; વિવેકી; આદરશીલ;આદરનિષ્ઠ; શુશીલ; ગૃહસ્થી; સજ્જનશિષ્ટ;શિષ્ટસંપ્રદાયી;અનુવર્તી.5. Not military,ecclesiastical,or official:મુલકી;મુલકી કામનું;મુલકી પ્રકરણનું. 6. Relating to rights and remedies sought by action or suit distinct from criminal proceedings:દીવાની.**C.***architecture*, the architecture which is employed in constructing buildings for the purposes of civil life

લાંબાની સાથે ટુંકે જાય મરે નહિ તે માંદાએ થાય;ખળિયા સાથે બાથ ન ભીડવી.

in distinction from military or naval:બીન લશ્કરી શિલ્પકામ;મુલકી ઇમારતમાં કરેલું શિલ્પકામ; **c.** *death*, (*law*), the entrance of a person in some religious order so that all his connection with the civil society is cut off:સંસારત્યાગકરવાથી સંસારના હક્ક જતા રહે તેવું છુટાપડવુંતે; સંન્યાસ;ત્યાગ;**c.** *law*, the law of a state:કોઇપણ રાજ્ય કે શહેરનો કાયદો;રોમન કાયદો;ધર્મ કિંવા લશ્કરનો નહિ તેવો કાયદો;**c.** *list*, a list of the entire expenses of the civil government;the officers of the Government paid from the public treasury:મુલકી ખર્ચનું પત્રક;સરકારી તિજોરીમાંથી જે અમલદારોને પગાર મળેછે તે અમલદારો; **c.** *remedy*, one given to a person injured by action: દીવાની હક-દાદ; **c.** *war*, a war between the citizens of the same country: એક દેશના લોકોની અંદર અંદરની લડાઇ; **c.** *engineering*, the art of constructing public works:બીનલશ્કરી ઈમારતીકામ;**c.** *State*, the whole body of the citizens:શહેરીનો સમાજ;શહેરીનું રાજ્ય; **c.** *suit*, a suit for a private claim or injury:ખાનગી હક્ક અથવા ઇજાને માટે કરેલો દાવો;**c.** *year*, the legal year which a government appoints to be used in its own dominions: સરકારી વરસ;કાયદા પ્રમાણે એક વરસ.

**Civilian,**(સિવિલિઅન ) *n.* 1. One, who is skilled in civil law:રોમન લોકના કાયદામાં પ્રવીણ;એક કાયદાનો ગુરૂ-પંડીત;બિનલશ્કરી કાયદામાં પ્રવીણ. 2. A student of the civil law at a university or college: પાઠશાળા અથવા કોલેજમાં રોમન લોકોનો કાયદો ભણનાર વિદ્યાર્થી;વિદ્યાલયમાં રોમનલોકનો કાયદો જાણનાર;સીવિલિઅન.3.One, whose pursuits are those of civil life not military or naval:લશ્કરી કે ધર્મ-ગુરૂના ધંધા સિવાયનો ધંધો કરનાર.

**Civility,**(સિવિલિટિ)*n.*1. The state of society in which the relations and duties of a citizen are obeyed; a state of civilization (*obs.*):સુધારાની સ્થિતિ;સુધારો; ઉત્કર્ષ;ઉન્નતિ;ચઢતી.2. Civil office; a civil process(*obs.*): દીવાની ઓરીસ; દીવાની પ્રોસેસ.3.Politeness;courtesy ; kind attention ; good breeding;a good act:સભ્યતા;વિવેક; સુજનતા;રીતભાત;માણસાઇ;ગૃહસ્થાઇ; ભલમનસાઇ;અનુનય;અનુવૃત્તિ; શિષ્ટતા. *Civilities and courtesies*: આદરસત્કાર;આદરોપચાર;માનસન્માન;આગતાસ્વાગતા;ઉપચાર;ઉઠબેસ.*Empty* **c.**:શુષ્કોપચાર.

**Civilization,**(સિવિલાઇઝેશન્ )*n.* 1. The act of civilizing;refinement; national culture:સુધારવું તે; સુધારો કરવો તે; સુધારો; રીતભાત તથા કળા કૌશલ્યમાં સુધારો-પ્રવીણતા; ઉત્કર્ષ; ઉન્નતિ;શિક્ષિતાવસ્થા, સુશિક્ષિતતા. 2. (*Law.*) The act of rendering a criminal process civil(*obs.*): ફોજદારી રીતને દીવાની બનાવવી તે.

**Civilize,**(સિવિલાઈઝ્ )*vt.*[L.*civilis* civil]1.To educate:to refine:કેળવણી આપવી;સુધારવો;વિદ્યાચાર સંપન્ન કરી રીતભાતે સુધારવું; જંગલી સ્થિતિમાંથી સુધરેલી સ્થિતિમાં આણવું. 2. To admit as suitable to a civilized state(*obs.Rare.*): સુધરેલી સ્થિતિને લાયક અનુકૂળ-યોગ્ય ગણવું.

**Civilized,**(સિવિલાઇઝ્ડ્ )*a.* Refined: cultivated:સુધરેલી;સુધારેલી:સંસ્કૃત; સુશિક્ષિત;વિદ્યાચાર સંપન્ન;કેળવણી પામેલું;જંગલી સ્થિતિમાંથી સુધરેલી સ્થિતિમાં લાવેલું.

**Civilly,**(સિવિલિ)*adv.*1.In a manner relating to private rights: દિવાની રાહે;દિવાની કાયદા પ્રમાણે. 2. Politely:સભ્યતાથી;સભ્ય રીતે;વિવેકથી;રીતભાતથી;ગૃહસ્થપણાથી; સુશિક્ષિતપણાથી.

**Clack,**(ક્લૅક્ ) *vi.* [Fr. *claquer*, to clap.]1.To make a sudden sharp noise;to rattle;to click:એકદમ તીણો અવાજ કo;સડાક-ફટાક વાગવું-થવું; ટકટક થવું;ખણખણવું; સણણણ થવું.2. To utter words rapidly:લવલવ-બકબક કo; બડબડી જવું; બડબડવું; લવી જવું;ટપટપ બોલીજવું.*vt.*1.To clink: એકદમ તીણો અવાજ થાય એમ કo;કડાક-ફટાક કo-વગાડવું; ટકટક કo;ખણખણાવવું.2.To utter rapidly and inconsiderately: બડબડવું; બકબક કo;લવવું;લપલપ બોલીજવું.*To* **c.***wool*, to cut off the sheep's mark, which makes it weigh less and yield less duty(*Eng.*):ઘેટાંનાવાળ એવી રીતે ઉતારી લેવા કે વજન પણ ઓછું થાય અને જગાત પણ ઓછી ઉપજે. *n.*1.A sharp,abrupt sound made by striking an object:સપાટો;સડાકો;સડીમ-ફડીમ-સડાક-ફડાક-અવાજ; કોઇ પણ ચીજ અથડાવાથી જે તીણો અવાજ થાય છે તે.2.Anything that causes a clacking noise:ખણખણ-ધમધમ-ટકટક-બડબડ અવાજ કરનારી વસ્તુ-ચીજ.3.Continual talk:બકવા; બકબકાટ;લવલવ;લવારી;લવારો;ટકટક.

**Clad,**(ક્લૅડ્ )*vt.imp* & *pp.* **clad**.To cloathe (*obs.*):વસ્ત્ર-લુગડાં પહેરાવવાં; પોશાક પહેરાવવો.*p.a.*Cloathed:પરિધાનયુક્ત;કપડાવાળું;**c.** *with space*, naked:દિગંબર;નગ્ન;નાગું;નવસ્ત્રું;ચતુર્ભુજ.

**Claim,**(ક્લેમ્ )*vt.* [L. *clamo*,I cry out.] 1. To demand as due; to challenge as a right:હક્ક કરીને-થી માગવું;-નો દાવો કરવો;અખતિયાર-હોદ્દા કે હક્કની રૂએ માગવું;-લેણું કo;માગવું.2.To proclaim(*obs*):જાહેર કo; પ્રસિદ્ધ કo.3.To call or name(*obs*): બોલાવવું; નામ પાડી બોલાવું. 4. To assert;to maintain:કહેવું;જણાવવું; ખાત્રી-નિશ્ચયપૂર્વક કહેવું.*vi.*To have a claim:-ના હક્કદાર-લેણદાર-દાવેદાર હોવું;દાવો ધરાવવો;હક ધરાવવો-હોવો.*n.* 1.A demand of a right:હક્કની માગણી.2. A right to claim or demand:હક્કથી દાવો કરવાનો યા માગવાનો હક;હક ધરાવવાની સત્તા;હક; દાવો; માગણી;ઈલાકો; દરદાવો;અધિકાર; વારસો.3.The thing claimed or demanded:હક ધરાવેલી વસ્તુ-ચીજ. 4. A loud call (*obs.*):મોટેથી બોલાવવું તે;મોટી બુમ;ધાંટો;સાદ. *To lay* **c.***to*, to demand as a right: હક્ક તરીકે માગવું-ની માગણી કo.

**Claimant-mer,**(ક્લેમૅન્ટ્-મર્ )*n.* 1. One, who claims; one who demands as due: હક્કથી માગનાર; હક ધરાવનાર;દાવેદાર;હક્કદાર.2.One,who has a right to claim or demand: હક્કથી માગવાનો હક જેનો છે તે પુરૂષ.

**Claiming,**(ક્લેમિન્ગ્ )*n.*Act of demanding as due:હક્કથી માગવું તે;હક કરીને માગવું તે;દાવો કરવો તે; સ્વીકાર; અંગીકાર;સ્વીકરણ.

**Clairvoyance,**(ક્લૅરવૉયૅન્સ્ )*n.*[L. *clarus*,clear & *video*,I see.] A power,attributed to persons in a mesmeric state,of discerning objects not perceptible by the senses in their normal condition:અતીન્દ્રિયદર્શન; અપ્રત્યક્ષ વિષયદર્શન;ભેદ સમજવાની શક્તિ.

**Clam,**(ક્લૅમ્ )*vt.*[A. S. *clæman*,to clam.]To clog,as with glutinous

*matter*:ચીકણા પદાર્થથી ડખલ-હરકત કરવી;ચીકણા પદાર્થથી ચોંટાડવું.*vi*.(*a*) To be moist or glutinous:ચીકણું-ભીનું થવું.(*b*) To adhere (*Rare.*): ચોંટી જવું;ચોંટવું. *vt.* or *vi.*To produce,in bell ringing,a clam:ઘંટ વાગતી વખતે અવાજ થવો-કરવો.*n*.1. ( *zool.* ) A bivalve shell-fish of different genera:બે છીપવાળી માછલી.2.(*pl.*)Strong pincers:મજબૂત ચીપીઆ-ચિમટા.3.(*pl.*)(*Mech.*) A kind of vise,made of wood:લાકડાનું બનેલું સુથારનું હથિયાર. 4. (*An abbreviation of clamor.* ) A crash made by ringing all the bells of a chime at once:એકી વખતે ઘંટ વગાડવાથી થતો અવાજ.

**Clamant,**(ક્લૅમૅન્ટ્ )*a*.[L.*clamare*, to call.] Crying earnestly; beseeching clamorously:મોટેથી કાલાવાલા કરતું-કરગરતું;કરગરીને બોલતું.

**Clamber,** (ક્લૅમ્બર્ ) *vi.* To climb with difficulty: મુશ્કેલીથી ચઢવું; હાથ પગ ટેકીટેકીને ચઢવું; મહામહેનતે ચઢવું;ઝાલી ઝાલીને ચઢવું.

**Clammy,**(ક્લૅમિ)*a*.Soft & sticky; glutinous: ચીકણું; કાંપ જેવું; ચોંટી જાય એવું;ચીકણું ગુંદ જેવું.

**Clamorous,** ( ક્લૅમરસ્ ) *a.* Noisy; vociferous; turbulent: ધુમાટ-ધાંધાટ-શોરબકોર કરનાર;રીસાડી;બૂમ પોકાર કરનાર;ટંટાખોર;ધાંધળિયો.

**Clamour,** } (ક્લૅમર્ )*n*.[L. *clamo*, **Clamor,** } I cry out.] 1. Loud and continued shouting; outcry;noise;uproar:ધુમાટ;પોકાર;બૂમ; શોરબકોર;બુમરાણ;કોલાહલ;મોટો અવાજ;ધાંધાટ;શોર;ધુમાટો.*vt*.1.To stun with noise:ધાંધાટ-અવાજ કરીને બ્હેર કરી નાંખવું.2.To utter loudly or repeatedly;to shout:બૂમો પાડવી; ધાંધાટ-શોરબકોર કo;ધુમાટ-પોકાર કo. *To* **c.***bells*,to repeat the strokes, so as to produce a loud sound: મોટો અવાજ થાય એવી રીતે ઉપરાઉપરી ઘંટનાદ કo.*vi*. To utter loud sounds;to complain:પોકાર-ધાંધાટ -શોર કo; દાદની મોટી બૂમ પાડવી; આગ્રહપૂર્વક-અવિવેકી માગણી કo.

**Clamp,** (ક્લૅમ્પ્ ) *n.* 1. Something that binds:ચાપડો;પટો;બંધ;લાકો. 2.(*Joinery.*)(*a*)An instrument with a screw by which work is held in its place:જેથી વસ્તુ એકની એક જગ્યાએ રહે એવું સ્ક્રુવાળું હથિયાર;શીધરો. (*b*) A piece of wood placed across another to bind or strengthen:મજબૂત કરવાને બીજી વસ્તુને આડો મુકેલો લાકડાનો કકડો. 3.A mass of bricks heaped up to be burned:પકવવાને સારૂ કરેલો ઈંટોનો ઢગલો;ઈંટવાડો. 4. A clam (*obs.*):એક જાતની બે છીપવાળી માછલી.5. (*Shipbuilding.*) A thick plank on the inner part of a ship's side used to sustain the ends of the beams: ભારવટિયાના છેડાને ટેકો આપવા સારૂ વહાણની અંદરના ભાગ ઉપરનું જાડું પાટિયું.6.One of a pair of movable pieces of lead to cover the jaws of a vise: શીધરાનાં પાંખીઆ ઉપર ઢાંકણ કરવાના સીસાના બે કકડામાંનો એક કકડો.7. A heavy footstep;a tramp:ભારે પગ;ધમકારાબંધ પગલું.**C.***nails*,nails used to fasten on clamps in ships: વહાણમાંનાં પાટિયાંને સજ્જડ કરવાને સારૂ ખીલા. *vt.* To render firm by means of a clump:ચાપડા-પટાવડે સજ્જડ-મજબુત કo;બંધનમાં લેવું.*v-i*.To tread heavily; to clump:ધબધબ-ભારે પગે ચાલવું.

**Clan,**ક્લૅન્)*n*. 1. A tribe,or collection of families, united under a chieftain:જાત;કોમ;કુટુંબ;કુળ;વંશ; એક સરદારની સરદારી નીચે ભેગાં થયેલાં કુટુંબ. 2.A clique; a sect;society or body of persons:ટોળી; કાફલો; પક્ષ;એકસંપી મંડળી.

**Clancular,**(ક્લૅનક્યુલૅર્ )*a*. [L. *celo*, I hide.]Concealed. [*obs.*]: clandestine;conducted with secrecy: ગુપચુપનું;છાનું;લપનછપનનું;ખાનગી;ચોરીનું;છુપું;ગુપ્ત.

**Clandestine,** ( ક્લૅન્ડેસ્ટિન ) *a.* [L. *clandestinus*,secretly.]Hidden; private;underhand:છાનું;સંતાડેલું; ચોરીનું;ખાનગી;ગુપચુપનું;છુપું;છળનું;ગુપ્ત;as,**c.***marriage*: છુપું-ગાંધર્વ લગ્ન.

**Clandestineness,** ( ક્લૅન્ડેસ્ટિનેસ્ ) *n.* Secrecy; a state of concealment:ગુપચુપપણું;ચોરટાપણું;સંતાડવું-છાનું રાખવું તે.

**Clang,** ( ક્લૅન્ગ્ ) *vt.* [L. *clango*, I make noise.]To strike together with a ringing metallic sound: ખણખણાવવું;ધાતુનેસામસામા-અથડાવીને અવાજ કરવો.*v.t.* To produce a sharp shrill sound:ખણખણવું;ધાતુ સામસામી અથડાવાથી અવાજ થવો.*n*. A sharp ringing sound:ખણખણાટ;ધાતુ સામસામી અથડાવાથી થતો અવાજ;ઝણઝણાટ;ખડખડાટ.2. (*Mus.*) Quality of tone:રાગનો ઠણકો-લચક.

**Clangor-kor,** ( ક્લૅન્ગર્-કર્ ) *n.* A sharp,shrill sound:ખણખણાટ;ઝણઝણાટ;ખડખડાટ;રણકો;રણકાર;ઝણકાર.

**Clangor,** ( ક્લૅન્ગ્ગર્ ) *n.* A sharp, shrill,harsh sound:ઠણઠણાટ;ખણખણાટ.

**Clank,**(ક્લૅન્ક્ )*n*. The loud, ringing sound made by a collision of metallic bodies:ધાતુ સામસામા અથડાવાથી-થતો અવાજ;રણકો;ખણખણાટ;ઝણઝણાટ;ઠણઠણાટ. *v.t.* To cause to make a sharp ringing sound: ખણખણ કo;ઝણઝણાટ જેવો અવાજ કo; ધાતુ સામસામા અથડાવાથી અવાજ-રણકો કo.*v.i.*To make a sharp,ringing sound;to clang:ખણખણવું;ધાતુના સામસામી અથડાવાથી અવાજ થવો.

**Clannish,** ( ક્લૅનિશ્ ) *a.* Closely united like a clan:એક સંપી; એક ગાંઠવાળા;સંપીલા;મળી ગયેલા.

**Clanship,**(ક્લૅન્શિપ્ )*n*.(*a*.)A state of union as in a family or clan: એકસંપ;એકગાંઠ;સંપીલાપણું;એકસંપથી એકઠા રહેવું તે. (*b*) An association under a chieftain: એક સરદારના હાથ નીચે એકઠા થવું તે.

**Clansman,**(ક્લૅન્ઝ્મૅન )*n*.[*pl*.**clansmen**.]One belonging to a particular clan: કોઇ એક કુળકોમ-ગોત્ર-ટોળીમાંનો માણસ.

**Clap,**(ક્લૅપ્ )*v.t*.1.To strike;to slap; to strike together:ધબ લઇને અથડાવવું;ધબ લેઇને અફાળવું;અવાજ થાય એવીરીતેઅફાળવું-ઠોકવું.2.To thrust, close,or put in a hasty manner: (with *into, on or upon*):ધબ લેઇને વચે નાંખવું-ફેંકવું;ભટકાવવું. 3. To manifest approbation of, by striking the hands together;to applaud: સાબાશીના તાબોટા-તાળીઓ પાડવી;તાબોટા પાડી સાબાશી આપવી;તાળીથી પોતાનો સંતોષ-આનંદ દર્શાવવો.*To* **c.***hands*,(*a*)to pledge faith by joining hands:હાથથી વચન આપવું-કોલ આપવો;સાટું-સોદો કરવો; (*b*) To express contempt or derision:તિરસ્કાર કિંવા હાંસી દર્શાવવી-ની પાછળ તાળીઓ પાડવી;આંગળી કરવી.*To* **c.** *hold of*, to seize roughly or quickly:એકદમ ઝડપથી-રાબાની માફક-રીંચાની માફક પક-

ત્રેવડ એ ત્રીજો ભાઇ છે.

ડવું-ઝાલવું. *To c. up*,(*a*)to imprison hastily or without due formality:ઘણી ઝડપથી અથવા કંઈપણ રીતસર તપાસવગર કેદ ક૦;(*b*)to make or contrive hastily:ઝડપથીક૦-લાવી મેળવવું લાકડે લાકડું વળગાડી દેવું; ગળે પહેરાવી દેવું; *To c. a dish at the wrong door*, to apply in a wrong quarter:જ્યાંથી દાદ મળી ન શકે ત્યાં અરજ ગુજારવી.*vi.*1.To come together suddenly with noise: ધમોધમ-ધબ લેઇને અથડાવું-અફળાવું; ભટકવું; as,*the doors around me clapped*:મારી આગળ પાછળ બારણાં ભટકાયાં. 2. To strike the hands together in applause:શાબાસીના તાબોટા-તાળીઓ પાડવી.3.To enter with alacrity & briskness(with *to* or *into*):ધબ લઇને જવું-પેસવું;કોઇ કામ હોંશથી શરૂ ક૦: આનંદથી પ્રવેશ ક૦; ચંચળાઇથી જવું-પેસવું. 4. To knock,as at a door: કમાડ-બારણાં ઠોકવાં.5.To talk noisily;to chatter loudly (*obs.*): મ્હોટે સાદે વાત ક૦;ઘાંટા કાઢીને બોલવું;તાણીને વાત ક૦. *n.*1.A loud noise made by sudden collision:ઓચિંતા-એકાએક અફળાવાથી થતોમોટોઅવાજ;ધબાકો. 2. A stroke;a blow:ઝપાટો;તડાકો;વારો. *What,fifty of my followers at a c.?*શું એક ઝપાટે-તડાકે મારા ૫૦ અનુયાયીઓ(માર્યાગયા)? 3.A burst of sound; a sudden explosion: કડાકો;મોટોઅવાજ;તડાકો;ધડાકો;ગરગડાટ;ગર્જના.4.A striking of hands to express approbation:શાબાશીની તાળીઓ; તાબોટા; હર્ષગર્જના. 5. Noisy talk;chatter:ઘાંટા કાઢીને કરેલી વાત.6.(*Falconry.*) The nether part of the beak of a hawk: બાજ પક્ષીની ચાંચનો નીચેનો ભાગ. 7.Gonorrhœa:પરમો;પરૂમીઓ;પ્રમેહ.

**Clap-trap**,(ક્લૅપ્-ટ્રૅપ્ )*a.*Deceptive; contrived for making a show; unreal: ઠગાઇ-છળ-કપટ ભરેલું: ભેદી; દગાખોર;છળ ભેદવાળું;શાબાશી મેળવવા કરેલું;ઇંદ્રવર્ણા જેવું;તકલેદી.*n.*1. A contrivance for clapping in theaters.(*obs*):નાટકશાળામાં તાળીપાડવા સારૂ કરેલી યુક્તિ-યોજના.2. A trick to gain applause:શાબાશી મેળવવા સારૂં કરેલું તરકટ-યુક્તિયોજના-કાવતરૂં.

**Claret**,(ક્લૅરેટ્)*n.*[*L.clarus*,clear.] 1.An inferior French pale wine: એક જાતનો દારૂ.2.A dark red wine from Bordeaux and the Garonne formerly the mixture of other wines:બોર્ડો અને ગૅરોનમાંથી આણેલો ઘેરા રંગનો લાલદારૂ;ક્લારેટ.

**Clarification**,(ક્લૅરિફિકેશન )*n.*[L. *clarus*, clear & *facio*, I make.] The act of clearing;particularly the clearing of liquid substances from all feculent matter by chemical means:રસાયણથી શોધવું તે;શોધન:શુદ્ધ-સાફ-નિર્મળ ક૦ તે; ધોવું તે;શુદ્ધિ;2.The act of freeing from obscurities:અંધકાર-ગહનતા-અસ્પષ્ટતાથી દૂર ક૦-ટાળવું તે.

**Clarified**, ( ક્લૅરિફાઇડ્ ) *a.* Made clear:શોધેલું;મેલ કાઢેલું;શુદ્ધ-સાફ-સ્વચ્છ કરેલું;શોધન કરેલું;તાવેલું;*c. butter*:ઘી;વિષ્ણુતેજ-દૈવત.

**Clarifier**,(ક્લૅરિફાઇઅર્ )*n.* 1. That which purifies: શુદ્ધ-સાફ-સ્વચ્છ-નિર્મળ કરનાર;શોધક;મેલ કાઢી નાંખનાર;ધોનાર.2.A vessel in which the process of clarification is conducted:કંઇપણ વસ્તુ શુદ્ધ કરવાનું-શોધવાનું વાસણ.

**Clarify**,(ક્લૅરિફાઇ) *vt.* 1. To make clear;to defecate:શુદ્ધ-સાફ-નિર્મળ કરવું;ધોવું;શોધન કરવું;શોધવું; મળકાપવા.2.To brighten:ચળકતું-પ્રકાશિત કરવું; સ્વચ્છ ક૦; નિર્મળ ક૦. 3. To glorify(*obs.*): અમર કરવું; કીર્તિમાન ક૦.*vi.*1.To grow clear:સ્વચ્છ-નિર્મળ-શુદ્ધ-સાફ થવું; ધોવાઇ જવું તે; મેલ કપાઇ જવો તે.2.To grow bright: પ્રકાશી નીકળવું;ઝળકી-ચળકી ઉઠવું.

**Clarion**,(ક્લૅરિઑન )*n.* [L. *clarus*, clear.]A kind of trumpet,whose note is clear and shrill:એક પ્રકારનું ભુંગળી જેવું વાજું;રાગ ઉપાડવાનું વાજું.

**Clash**,(ક્લૅશ્ )*vt.*To strike noisily against; સામસામું ફેંકવું-અફળાવવું. *vi.*1. To dash noisily together: અથડાવું;અફળાવું;અવાજ-ધબાકો થાય તેમ અથડાવું. 2. To meet in opposition; to interfere: સામસામું-વિપરીત-વિરૂદ્ધ આવવું-હોવું; વચ્ચમાં આવવું;નડવું;અડચણ-હરકત-ખલેલ ક૦; પરસ્પર વિરોધ હોવો;ઉલટા પડવું; as, *some of his interests c. with those of the chief adjacent colony*: પડોસના મુખ્ય સંસ્થાનના કેટલાક સ્વાર્થતેના સ્વાર્થની આડેઆવે-ઉલટા પડે છે.*n.* 1.(*a*) A loud noise resulting from collision: ખડખડાટ;ઝણઝણાટ;કડાકો;ગડગડાટ. (*b*) A collision:અથડાઅથડી;ઝડાઝડી;સંઘર્ષણ;ઘસારો;દ્વંદ્વ.2. Opposition; contradiction between interests, views,purposes, &c.: વિરૂદ્ધતા;વિપરીતભાવ;પ્રતિકૂળતા;પરસ્પરવિરોધ;નડતર;ડખલ;હરકત.

**Clashing**,(ક્લૅશિંગ્ )*n.*(*a*)Dashing noisily together:અફળાવું-અથડાવું તે;ઘસાઘસી;વિરૂદ્ધતા;ઉલટાપણું.*a.*Opposite:ઉલટું;આડું; વિરૂદ્ધ; સામસામું આવે તેવું;પ્રતિકૂળ;પરસ્પર વિરોધી.

**Clasp**, (ક્લૅસ્પ્) *n.* 1. A flattened hook, for holding together the parts of anything:ચાપડો;કડી; બે વસ્તુઓને એકઠી રાખવાનો હુક-ચાપડો વગેરે.2.A close embrace:બાથ;આલિંગન;બાઝવું તે;ક્રોટી;*c.knife*,a large knife the blade of which folds or shuts into a handle: હાથામાં જેનું પાનું વાળી શકાય એવી એક મોટી છરી-પાળી.*C.lock*,a lock which closes itself by means of a spring: કમાનથી પોતાની મેળે વસાય એવું તાળું. *vt.*1.To shut together with a clasp: ચાપડા-હુકવતી એકઠું જોડવું-બંધ ક૦.2.To embrace;to grasp: આલિંગન દેવું-ક૦;ભેટવું;બાથમાં ભીડવું; બાઝીપડવું;બાથમાંદબાવવું-ઝાલવું; પકડવું.3.To surround and cling to: ઘેરવું ને બાઝી રહેવું. *To c. to one's bosom*:છાતી સરસું ચાંપવું.

**Class**,(ક્લાસ્ )*n.* [ L.*classis*, class, collection.]1.A group of individuals ranked together as possessing common characteristics: પ્રકાર;પ્રત;જાતિ;વર્ગ;વર્ણ;પક્ષ; જાત; લોક; as, the *higher classes*: ઉચ્ચવર્ણ; મ્હોટાલોક;બ્રાહ્મણવાણીઆ;*the lower classes*:નીચ વર્ણ;હલકાલોક;નીચ જાત; વસવાયાં;તેલીતંબોળી;ઘાંચીમોચી;કોળીવ્યાળી;કણબીમાળી.2.A number of students in a school or college, of the same standing,or pursuing the same studies: એકજ જાતનો અભ્યાસ કરનારા નિશાળીઆઓની સંખ્યા;વર્ગ;ક્લાસ.3.An order of animate or inanimate objects grouped together on account of their common characteristics: સાધારણ ગુણ હોવાને લીધે એકત્ર રાખેલાં પ્રાણીઓનો વર્ગ-સમૂહ.4.A set; a species or variety:પ્રકાર;જાત;સમૂહ; તફો;જથો; ગણ; વગો, *vt.* 1. To arrange in classes:વર્ગ પાડવા;વર્ગમાં ગોઠવવું;વર્ગણી કરવી;પ્રકાર પાડવા; પ્રત

Constant dropping wears away stones & little strokes fell great oaks:

કરવી;જાતવાર ગોઠવવું-મુકવું; ગુણપ્રમાણે વર્ગ પાડવા; વર્ગપ્રમાણે જુદું જુદું ક૦. **2.**To place in a class or classes; to divide into classes: જુદાજુદા વર્ગમાં મુકવું;-વર્ગપાડવા. *vi.* To be grouped:-માં સમાઇ જવું; એકઠું થઈ જવું;-માં પડવું-આવવું;સવર્ગી થવું.

**Classic,** } (ક્લૅસિક્-કલ્ )*a.* 1.Su-
**Classical,** } perior in dignity;of the first class or rank:પહેલા વર્ગનું;ઉત્તમ;સરસ;સરવોત્કૃષ્ટ;શ્રેષ્ઠ;પહેલાનંબરનું.**2.**Pertaining to the Greeks and Romans especially to Greek and Roman authors:ગ્રીક અને લાટીન ગ્રંથકારોને લગતું-ના સંબંધી;અસલનું;તે લોકે પ્રસિદ્ધ કરેલું.**3.**Pure;refined;chaste:શુદ્ધ;સુધરેલું;પ્રશસ્ત;સંસ્કારવાળું;સંસ્કૃત.**4.**(*Eccel.*)Pertaining to a classis:ધર્મમંડળના જથાનું.

**Classic,**(ક્લૅસિક્ ) *n.* **1.** A work of acknowledged excellence and authority,or its author:ઉત્તમગ્રંથ;ઉત્તમ પ્રતિનો ગ્રંથ કે ગ્રંથકાર;સર્વોત્કૃષ્ટગ્રંથ.**2.**One learned in classics: ઉત્તમ ગ્રંથમાં પ્રવીણપુરૂષ; લાટિન અને ગ્રીક ગ્રંથમાં ઉત્તમરીતે પ્રવીણ પુરૂષ.

**Classifier,**(ક્લૅસિફાઈઅર્ ) *n.* One, who classes:વર્ગ-ભાગ પાડનાર;વર્ગાળી-ગોઠવણી કરનાર;જાત-પ્રત તફા પાડનાર.

**Classify,**(ક્લૅસિફાઇ)*vt.* [L. *classis*; class&*facio*,I make.]To make a class or classes;to systematize: વર્ગ પાડવા; જાત પ્રકાર પ્રમાણે ગોઠવવું; પ્રત કરવી;પ્રતવાર-જાતવાર ગોઠવવું; સવર્ગીસમૂહમાં મુકવું;ગુણપ્રમાણે વર્ગ પાડવા;વર્ગણી ક૦.

**Clatter,**(ક્લૅટર્ )*n.*1.(*a*) A rattling noise made by the collision of hard bodies:ખડખડાટ;ગડગડાટ;ખણખણાટ;કડકડાટ; ખડખડભડભડ;ખળભળાટ.(*b*)Any loud,abrupt sound: ખણખણકરતો અવાજ;ધડાકો; ભડાકો. **2.**Commotion;disturbance:ફડફડાટ;ક્ષોભ;ચંચળતા;ઉદ્વેગ.**3.**Babble;chatter:બકવા;બકબકાટ;લવરી;લવારો.**4.**A repeated rattling noise:ખડખડાટ;ખણખણાટ; ખણખણ ખણખણ કરતો અવાજ.*vi.*1.To make a rattling sound:ખડખડવું;ખડખડ અવાજ થવો; ખણખણવું;ખણખણાટથવો.**2.**To prate: to make empty and noisy talk: લવારો કરવો;ઉતાવળથી બકી જવું;ગપ્પાં મારવાં;બકબક ક૦;as,*I see thou dost but* **c.**:હું જાણું છું કે તું લવારોજ કરેછે. *vt.*To strike and make a rattling noise:ખણખણવું;ખણખણાટ-અવાજકરવો;ખડખડવું;ખડખડઅવાજકરવો.

**Clattering,**(ક્લૅટરિંગ્ ) *n.* A rattling noise:ખણખણાટ;ખડખડાટ.

**Clause,**( ક્લોઝ્ ) *n.* [L. *claudo*, I shut.]1.A separate portion of a written paper;an article in any legal document:પ્રકરણ;વાક્ય; કલમ;રકમ. 2. (*Gram.*)A portion of a sentence containing a subject and its predicate:કર્ત્તા અને ક્રિયાપદવાળો વાક્યનોભાગ;વાક્યાંગ;વાક્યાવયવ;ઉપવાક્ય.

**Clavicle,** ( ક્લૅવિકલ્ ) *n.* [L.*clavicula*,a little key.] (*Anat.*)The collar-bone, which is joined at one end to the scapula and at the other to the breast bone: હાંસડી;હાંસડીનું હાડકું.

**Clavier,**(ક્લૅવિઅર્ )*n.* [L. *clavis*, key.](*Mus.*) The key-board of an organ,pianoforte,or harmonium:વાજાની કળ.

**Claw,**(ક્લૉ)*n.*[A.S.*clawu*,a claw.] 1.A sharp hooked nail as of a bird or beast: નહોર; પંજો;નખ.2. The whole foot of an animal armed with hooked nails:નહોરપંજાથી હથિયાર બંધ થયેલા જનાવરનો પગ.3.Anything resembling the claw of an animal:જાનવરના પંજાને મળતી આવતી કોઇપણ ચીજ-વસ્તુ.4.(*Bot.*)A slender appendage formed like a claw:પંજાની માફક બનેલી નાજુક પાંદડાની ઘટા.*vt.*1.To pull or tear with nails:નખ-નોહોર-પંજાવતી ખેંચવું-ફાડવું-ઝડપી-છીનવી લેવું;નખવડે ઉઝેડવું-ચીરવું; નહોરઉઝેડા પાડવા.2.(*a*)To tickle:ખજવાળવું;પંપાળવું;થાબડવું.(*b*)To flatter; to court:-ની ખુશામત ક૦;-ના ગુણ ગાવા;-નાં વખાણ કરવાં.3.To rail at; to scold: નિંદવું;કટાક્ષથી જોવું; ભુંડું બોલવું;ગાળો દેવી. *To* **c.** *away*, to scold or revile: ગાળો દેવી; નિંદવું; ખરાબ વચન કહેવાં;**c.***me*,**c.***thee*,stand by me & I will stand by you:તું મને મદદ કર એટલે હું તને મદદ કરીશ. *To* **c.***on the back*,to tickle;to express approbation:ખભો-બરડો થાબડવો;શાબાશ-શાબાશ કહીબરડો થાબડવો.*To* **c.**(one)*on the gall*, to find fault with;to vex:ચીડવવું;ખોતરણાં કાઢવાં;દોષ-વાંક કાઢવો;પજવવું. *vi.*To scrape,scratch or dig with a claw:પંજાથી કોરવું-ઉઝેડવું-ઉખેડવું.

**Clay,**(ક્લે )*n.*[A.S.*clam*,clay.]1.A soft earth, which is plastic; it consists of alumina:મટોડી; માટી; મૃત્તિકા.2.(*a*)Earth in general,as representing the elementary particles of the human body:માટી;શરીરનાં રજકણો બનેલાં છે તે માટી. (*b*)Hence,human body as formed from such particles:મનુષ્ય શરીર; કલેવર;માટીરૂપ શરીર. *Brick* **c.**, the common kind, containing iron and turning red when burned: જેની અંદર લોઢું સમાયેલું છે અને જે બાળવામાં આવે છે ત્યારે રાતી થઇ જાય છે એવી સાધારણ જાતની માટી-મટોડી. *Porcelain* **c.**,a very pure variety:ઘણી ચોખ્ખી-સ્વચ્છ માટી જેનાં ચીનાઈ વાસણો બને છે તે.*Potter's* **c.**,a pure kind free from iron: લોઢા વગરની સ્વચ્છ જાતની માટી-મટોડી જેનાં ઠીકરાનાં વાસણ બને છે તે;કુંભાર કામમાં વપરાતી મટોડી.**C.***pit*, a pit where clay is dug:માટીની ખાણ.**C.***marl*, a whitish smooth,chalky clay: સફેત લીસી ચાક જેવી માટી; ખડી. **C.** *cold*,cold as clay or earth:lifeless;inanimate:ઘંડુગાર:નિર્જીવ; અચેતન;નિષ્પ્રાણ;જડ.*v.t.*1.To manure with clay: માટીનું ખાતર ક૦; માટી પુરવી.2. To purify and whiten with clay:માટીવડે ધોવું-સ્વચ્છ-નિર્મળ-ચોખ્ખું ક૦;as,*to* **c.***sugar*:ખાંડ ધોવી.

**Clayey-ish,**(ક્લેઈ-ક્લેઇશ્ ) *a.* Consisting of clay; abounding in clay;like clay:માટીનું;માટીવાળું;માટી જેવું;માટીનું બનેલું;માટીથી ભરપૂર.

**Clay-more,**(ક્લે-મોર્ ) *n.* A large two-handed sword used by Scottish Highlanders:સ્કૉટનાહાઇલૅંડરો વાપરેછે તેવી બે હાથાની મોટી તરવાર.

**Clean,**(ક્લીન્ )*a.*[A.S.*claene*,pure, graceful.]1. Free from dirt or filth:કચરા વગરનું;ગંદવાડ વગરનું;ચોખ્ખું;નિર્મળ;સ્વચ્છ;મેલ વગરનું;શુદ્ધ;વિમળ; નિતરું; મળહીન-રહિત. 2. Free from that which is injurious; without defects: ખામી વગરનું;ચોખ્ખું;ખોડખાંપણ વગરનું; શુદ્ધ;as, **c.** *land*:પથ્થર વગરની જમીન.3.Free from awkwardness;adroit;dexterous:ચતુરાઈવાળું; ચતુર; સફાઇદાર; યુક્તિપુરઃસર;કુશળ; કસબી. 4. Complete:પુરું;બરાબર;સંપૂર્ણ;સાફ;પુરેપુરૂં; બધું.5.Free from moral defile-

ment;pure;sinless: નિષ્પાપી;નિષ્કલંક;પવિત્ર;પાપરહિત; ચોખ્ખું;નિર્મળ; નિરપરાધ.6.(*Script.*) Free from ceremonial defilement:ક્રિયામાર્ગે પ્રમાણે ચોખ્ખું;શુદ્ધ;પવિત્ર;પાપ વિરહિત.7.Free from that which is corrupting to the morals;healthy: નીતિભ્રષ્ટ કરે તેવાથી મુક્ત-રહિત;તંદુરસ્ત નિરોગી. 8. Free from errors & vulgarisms: ભૂલચૂક કે દોષો વગરનું; શુદ્ધ;સંસ્કૃત;as,*a* **c**.*style*:શુદ્ધ ઇબારત. 9. Well-proportioned; shapely: ઘાટબંધ;ડોળદાર;સરખાં;આકારશુદ્ધ;સપ્રમાણ;as,**c**.*limbs*:ઘાટબંધ અવયવ.*A* **c**.*bill of health*,a certificate from the proper authority that a ship is free from infection;વહાણ ઉડતા રોગ-ચેપી રોગથી મુક્ત છે એવું યોગ્ય સત્તાધીશ તરફનું સર્ટિફિકેટ-પ્રમાણપત્ર. *A* **c**.*breach* implies that everything on the deck is cleared away:તૂતકપરની દરેક વસ્તુ ઘસડી લેઈ જનાર મોજું-છોળ. *To make a* **c**. *breast*,to disclose secrets;to make a full confession:હૃદયખોલીને વાત ક૦;સઘળું કહી દેવું;ફોડી નાંખવું; સઘળું માની દેવું.*adv*.1.Perfectly;wholly: બીલકુલ;છેક;તદન;પૂરેપુરૂં;પૂર્ણ રીતે;બધુએ.2.Dexterously:ચતુરાઇથી; સફાઇથી;સફાઇબંધ; યુક્તિપુરઃસર. *v.t.* To render clean;to purify: ચોખ્ખું-શુદ્ધ-સાફ-નિર્મળ કરવું; મેલ-કચરો કાઢી નાંખવો;પવિત્ર ક૦;શોધવું.*To* **c**. *out*: to exhaust;to empty;to get away from(*one*)all his money(*colloq*): ખાલી થઇ જવું;કડાકા થઈ જવું; ખાખા બંગાળી થઇ જવું;-ના પૈસા જતા રહેવા-ખાલી થઇ જવા;તળીઆ ઝાટક થઇ જવું; આવી રહેવું;-નું પાટીઉ બેશી જવું.

**Cleaning,**(ક્લીનિંગ્ )*n*.1. The act of making clean:સ્વચ્છ ક૦ તે;શોધન;મલાપકર્ષણ;માર્જન;ધાવન.2. The afterbirth of cows,ewes,&c:ગાય ઘેટાં વિગેરેની ઓર.

**Cleanly,**(ક્લીન્લિ)*a*.Pure;innocent: ચોખ્ખો;સાફ;સુઘડ;ચોખાળ;સ્વચ્છ રહેનાર;શુદ્ધ;નિર્દોષ;નિષ્પાપી; નિષ્કલંક. 2. Skilful;dexterous:ચતુર;કુશળ,કાર્યદક્ષ;હોંશિયાર.*adv*. In clean manner;neatly:સ્વચ્છપણે; સુઘડતાથી.2. Innocently;without stain:નિર્દોષપણે;નિષ્કલંકપણે.3.Adroitly;dexterously:ચતુરાઇથી;ચપળતાથી; ખાશી રીતે;હાથ ચાલાકીથી.

**Cleanliness.** } (ક્લીન્લિનેસ્ ) }
**Cleanness,** } (ક્લીનેસ્ ) } *n*.
1.The state or quality of being clean:સફાઇ;ચોખ્ખાઇ; શુદ્ધતા; શુદ્ધિ; વિશુદ્ધિ; નિર્મળતા; સ્વચ્છતા; પવિત્રતા; શૌચ;મલાભાવ;મલહીનતા.2.(*a*)Purity of life or language:શુદ્ધતા; પવિત્રતા.(*b*)Freedom from licentious courses:સદાચાર;નેકી.

**Cleanse,**(ક્લેન્ઝ્ )*v.t.*[A. S. *claene*, clean.]To render clean;to clean: સાફ ક૦;માંજવું;ધોવું;દોષ-મળ-મેલ રહિત ક૦;શુદ્ધ ક૦;સ્વચ્છ ક૦;પાપરહિત ક૦.

**Clear,**(ક્લીર્ )*a*.[L.*clarus* clear.]1. Pure;transparent;bright;luminous:સ્વચ્છ;શુદ્ધ;નિર્મળ;ચકચકિત;ચળકતું;પારદર્શક;આરપાર જણાઇ આવે તેવું; સાફ;નિતરૂં;પ્રસન્ન;કાચસરખું.2.Plain; evident;lucid;indubitable: પ્રકટ; પ્રત્યક્ષ;પ્રસિદ્ધ;સાફ;ઉઘાડું;ખુલ્લું;સ્પષ્ટ; વ્યક્ત.3.Keen;acute;discriminating:સારૂં નરસું જાણી શકે તેવું;વિવેચન શક્તિવાળું;તીવ્ર;ભેદ જાણે એવું;ખરેખર; ચોકસ;તીક્ષ્ણબુદ્ધિવાળું;જલદ;કુશાગ્રબુદ્ધિવાળું.4.Serene;cheerful:ઉઘાડું; ખુલ્લું;વાદળાવિનાનું;ચોખ્ખું;પ્રસન્ન.5. Audible;canorous:સ્પષ્ટ; સાફ;સાફ સંભળાય તેવું;વ્યક્ત;ખુલ્લું.6.Entirely pure:ચોખ્ખું;નિર્મળ; ભેળ-ભેગ વગરનું. 7.Free from defect or blemish: ખોડ-ખાંપણ વગરનું. 8. Free from guilt or stain;unblemished:પાપમુક્ત;ચોખ્ખુ;નિષ્પાપ;નિર્દોષ;નિરપરાધી;નિર્બાધ;અલિપ્ત;શુદ્ધ. 9.In full; net:ચોખ્ખું;as,**c**.*profit*:ચોખ્ખો નફો.10. Free from impediment; unobstructed: મોકળું;મુક્ત;નિર્વિઘ્ન; ખુલ્લું; પ્રશસ્ત; હરકત-અડચણ-નડતર સિવાયનું;નિર્ભય.11.Free from embarrassment,detention, &c.:ગુંચવણ-મુંઝવણ-પીડા-વિટંબણા રહિત-વિનાનું.*n*.Full extent;the distance between two extremities:બે છેડા વચ્ચેની જગ્યા;આખો ફેલાવો.*adv*. 1. Plainly:સફાઈથી;સ્વચ્છ રીતે;ચોખ્ખાઇથી.2.Entirely:છેક;તદન;સમુળગુ;બીલકુલ;as,*to cut a piece* **c**. *off*:કડકો છેક-સમુળગો કાપીલેવો.*vt*.1.To render bright: ચોખ્ખું-સ્વચ્છ-સાફ-નિર્મળ-નિતરૂં-મોકળું ક૦.2. To render intelligible:સ્પષ્ટ-ખુલ્લું-ઉઘાડું-વ્યક્ત-સમજાય તેવું ક૦-બનાવવું. 3. To free from obscurity or ambiguity:સાફ-સ્પષ્ટ ક૦; ઉઘાડું ક૦. 4. To cleanse:શુદ્ધ-ચોખ્ખું-નિર્મળ ક૦;શોધવું; ગાળવું; ભેગ-મળ-કચરો-મેલ કાઢવો; દારૂ શોધવો.5.To free from impediment: હરકત-અડચણ-નડતર-ડખ્ખલ વિગેરેથી મુક્ત ક૦;મોકળું ક૦.6. To justify:નિર્દોષ-નિષ્કલંક-દોષમુક્ત નિરપરાધી ઠરાવવું; વાજબી છે એમ ઠરાવવું; ચોખ્ખું કરવું;ખુલાસો કરી દેવો.7. To leap over without touching:ઉપરથી અડકયા વગર કુદી જવું;અગર કુદી જવું.8. To make a net profit;to net:ચોખ્ખો નફો ખાવો; ખર્ચ કાઢતાં નફો કાઢવો-કમાવો. 9. To remove: વચ્ચેથી કાઢવું-ઉપાડવું; લઈ જવું; સાફ ક૦;છૂટવું;મુક્ત થવું;as,*to* **c**.*the voice*: ઘાંટો ઉઘાડવો; *to* **c**. *oneself from debt*:દેવામાંથી છૂટવું-મુક્ત થવું;ઋણમુક્ત થવું.*To* **c**.*a ship at the custom-house*,to exhibit the documents required by law and procure a permission to sail:ફુરજામાથી વહાણ હાંકવાની પરવાનગી મેળવવી.*To* **c**. *a ship for action*,to remove all incumbrances from the decks and prepare for an engagement:વહાણના આગલા ભાગમાંથી હરકતો હોય તે દૂર કરી કામને વાસ્તે વહાણ તૈયાર ક૦.*To* **c**.*the land*(*Naut.*),to gain such a distance from the shore as to have sea room and be out of the danger from the land: વહાણને કીનારાથી એટલું દૂર હંકારવું કે પછી ખડકપર અફળાવાનું જોખમ ન રહે. *To* **c**.*up*, to explain, to dispel: સમજાવવું;સ્પષ્ટ ક૦;ઉઘાડુ ક૦;કાઢી નાંખવું;દૂર ક૦.*vi*.1. To become fair: ઉઘડવું;ઉઘાડ નીકળવો; પડવો. (often followed by *up*,*off* or *away*).2. To be free or disengaged: છુટા થવું;મુક્ત-મોકળા થવું;અડચણ-હરકતથી છુટું થવું.3.(*Banking*). To make exchanges and settle balances by method adopted among bankers:નાણાવટી-સરાફોમાં ચાલતી રીતે લેવડદેવડ કરી હિસાબ ક૦.4.To obtain a clearance:રજાચિઠ્ઠી મેળવવી;પરવાનો મેળવવો.*To* **c**.*out*,to depart(*colloq.*):નાશી જવું;વેગળા જવું;જતા રહેવું.

**Clearage,**(ક્લીરેજ્ )*n*. The act of removing anything; clearance (*rare*): કંઇપણ વસ્તુ-ચીજ ખસેડવી લેઇ જવી તે;સાફ કરવું તે.

**Clearance,**(ક્લીરૅન્સ્ )*n*.[L.*clarus*, clear.]1.The act of clearing:સાફ ક૦-ઉપાડવું-લેઈ જવું તે.2.Permission to sail:વહાણ હંકારવાની પરવાનગી.

Conciliatory manners command esteem:

શંખાકાર;મળસુત્રાકાર;પેચવાળું.

**Cock,**(કૉક્) *n.* [A. S.*coc.*] **1.** The male of birds:નરપક્ષી;*(of domestic fowls)*:મરઘો;કુકડો.**2.** A weather-cock:વાયુગતિસૂચક યંત્ર;પવનની દિશા જણવાનું યંત્ર;વાયુધ્વજ. **3.** A chief man;a leader:સરદાર;નાયક;આગેવાન.*I am the* **c.***of the party*: હું તે પક્ષનો આગેવાનછું.**4.**The time when cocks crow in the morning;cock-crow : સવાર-વહાણામાં જે વખતે કુકડા બોલેછે તે;મળસકું;પ્રભાતકાળ; અરૂણોદય;કુકડાવખત. **5.** A spout; an instrument to draw out liquor from a cask or like vessel:પ્રવાહી પદાર્થ બહાર કાઢવાનું યંત્ર-નળી;જલયંત્ર;ડાગ;ચકલી.**6.**The hammer in the cock of a fire arm: બંદુકનો ઘોડો. **7.**The style of a dial:ચંદાના કાંટા.**8.**The indicator of a balance: કાંટા (ત્રાજવા)નો સોયો. **9.** The act of cocking; the turn so given: આંક;આડકતર.**10.** [Fr.*coche.*] The notch of an arrow: તીરનો ચીરોખાંચ.**11.**A small conical pipe of hay:ઘાસની શંકુ આકારવાળી ગંજી;ગંજ. **12.**[L.*coucha*, vessel.] A small boat:ન્હાની હોડી-મછવો.**13.**A room at the top of a house:ઘરની(ટોચે બનાવેલી)ઓરડી;કાતરીઉ;છેલ્લો માળ. *Cock a hoop*,or *cock on the hoop*, [Fr. *huppe*,a crest on the head of birds.]Triumphant;exulting: જય પામેલું;જયહર્ષસૂચક. *Cock and bull story*,a tedious, trifling,or exaggerated story:કંટાળો ઉપજાવે એવી,નજીવી,અથવા વધારી વધારીને કરેલી વાત;**c** *of the walk*,a chief; a master ; the hero of the hour: જંગી પહેલવાન;અગ્રેસર-ધાડમારી આવ્યો હોય તે;શત્રુજીત;સરદાર; નાયક.*At a* **c.**, *at full* **c.**,ready:તૈયાર.*vt.***1.** To set erect;to turn up:ઉભું કo; ચડાવવું.**2.** To shape, as a hat,by turning up the brim:ટોપીની કોરો ઉચી અકડાઈમાં વાળવી. **3.** To place upon the head:માથા ઉપર વાંકું મુકવું-પહેરવું.They *cocked* their hats: તેઓએ પોતાની ટોપીઓ વાંકી પહેરી. **4**.To turn(the eye)obliquely and partially close its lid:આંખો કાતરવી;આડી-આડીઆંખે જોવું;આંખો મારવી; આંખો મચકાવી.**5.** To set up in small conical pipes,as hay: ગંજ કo;ગંજી ખડકવી.**6.**To set or draw back the cock, in order to fire: બંદુક ફોડવાને માટે તેનો ઘોડો એંચવો-પાડવો.*vi.***1.**To hold up the head; to strut:ઠસ્સામાં ચાલવું; નખરાં કo. ઠમકો કરીને ચાલવું.

**Cockade,**(કૉકેડ્)*n.*[Fr.*cog*,cock.] A ribbon,or knot of ribbon:ટોપીપરનોગુચ્છો,છોગું,ફુમતું;ગુંદી.

**Cockatoo,**(કૉકેટૂ)*n.*[Fr.*kakaton.*] (*Ornith.*) A bird of the parrot kind:કાકાકઉઆ.[dy;rash:અવિચારી.

**Cock-brained,**(કૉક્-બ્રેન્ડ્) *a.*Gid-

**Cock-crow,** (કૉક્ક્રૉ) *n.* The time at which cocks crow every morning:જે વખતે મરઘા બોલે છે તે;મળસકું;પ્રભાતકાળ;પરોઢિયું;કુકડા વખત

**Cocket,**(કૉકેટ્)*a.*Brisk;pert:ચંચળ; ચાલાક;હોશિયાર.*n.***1.**(*Eng. Law.*) A custom house certificate:ફુરજામાંની ચિઠ્ઠી-સર્ટિફિકેટ.**2.**An office in a customhouse:ફુરજાની આફીસ.

**Cock-eyed,**(કૉક્-આઈડ્)*a.*Having a squinting eye:બાડું;ત્રાંસુંજોનારું.

**Cock-horse,** (કૉક્-હૉર્સ્) *n.* **1.** A child's rocking horse:ન્હાના બાળકને રમવાનો ઘોડો.**2.**A high or tall horse(*Rare*): ઉંચોઘોડો.*a.***1.**Raised or lifted as on horseback:ઘોડાપર સ્વાર થયેલો.**2.** Lofty in feeling;proud or exultant:અતિ આનંદપામતું;મગરૂબ;અભિમાની;મકલાયેલું;ફુલણજી.

**Cockle,**(કૉકલ્)*n.* [A.S. *coccel.*]**1.** (*Bot.*)A plant:એક જાતનો છોડ-ઝાડ. **3.** [ Gr. *kongche*, a muscle. ] A kind of bivalve shell-fish: એક જાતની બે છીપવાળી માછલી. **3.** The cockle-shell:છિપ;સિપ; શુક્તિ; દીર્ઘકોપી.**4.**A kind of kiln:એક જાતની ભઠ્ઠી. **5.** The dome of a heating furnace: તપાવવાની ભઠ્ઠીનો ઉપલો ભાગ;**c**.*stairs*,winding or spiral stairs:ગોળ ફરતાં અથવા કમાનદાર પગથીયાં. *vt.* To cause to contract into wrinkles: કરચલી વાળવી. *vi.* To take the form of wrinkles: કરચલી વળવી-પડવી-થવી.

**Cockney,**(કૉક્ની)*n.pl.***cockneys,** [Fr.*cocagne.*]**1.** An effeminate person:બાયલો પુરૂષ.**2.**A native of the city of London (used contemptuously.): લંડન શહેરનો રહેવાશી;(તુચ્છકારથી.)*a.*Related to,or like cockneys: બાયલા પુરૂષ-લંડન શહેરના રહેવાશી સંબંધી-ના જેવું.

**Cock-pit,** (કૉક્-પિટ્) *n.* **1.** A pit where game-cocks flight: મરઘા લડાવવાની જગ્યા;ખરો;અખાડો.**2.**The Privy Council room at Westminister: વેસ્ટમિન્સ્ટરમાં પ્રિવિકાઉન્સિલને બેસવાનો ઓરડો.**3.**That part of a war vessel appropriated to the wounded during an engagement:લડાઈ વખતે ઘવાયલા માણસોને વહાણના જે ભાગમાં રાખવામાં આવે છે તે ભાગ.

**Cock-roach**(કૉક્રૉચ્)*n.*(*Entom.*) An insect of the genus Blatta: વંદો;વાંદો.

**Cock's-comb,**(કૉક્સ્કૉમ્) *n.***1.**The caruncle or comb of a cock:મરઘાની કલગી-માંજર-છોગું. (*Bot.* ) A plant of different genera:ગુલકેશ છોડ.**3.**A fop,or vain,silly fellow: અક્કડબાજ-ફાંકડો માણસ;લાલ; બંકો.

**Cocoa,**(કૉકો)*n.***1.** (*Bot.* ) A palm-tree producing the cocoa nut:નાળીએરી. **2.** A preparation made from the ground nuts of the cocoa-nut tree; chocolate: એક જાતનું પેય-પીવાની વસ્તુ;કોકો.

**Cocoa-nut,**( કૉકો-નટ્ ) *n.* Fruits produced on a palm-tree:નાળીએર;શ્રીફળ.Dry & rattling **c**.:ખરખડીયું-ગડગડીયું-ગોટાવાળું નાળિયેર;ગોટો.

**Cocoon,**(કૉકૂન) *n.* [L. *concha*, a shell-fish. ] An oblong case in which the silk-worm lies in its chrysalis state:રેશમના કીડાનો કોશેટો. **2.** A case constructed by any insect to contain its larve: કોશેટો;ઘર;માળો.

**Coction,**(કૉક્શન્) *n.* [ L.*coctio.* ] The act of boiling: ઉકાળવું તે. **2.** (*Med.*)(*a*)The process of alteration undergone in the digestive organs by food:ખોરાકને લીધે પાચન.કરનારા અવયવોમાં ફેરફાર થાયછે તે. (*b*)Digestion:પચન;પચનક્રિયા.

**Cod,**(કૉડ્)*n.*[A.S.*codd*,small bag.] **1.**A pod:શિંગ;ફળી.**2.** A bag:કોથળી;થેલી.**3.** The scrotum, or bag-like integument covering testicles:અંડકોશ;જે કોથળીમાં આંડવા રહે છે તે કોથળી.**4.**A pillow or cushion: ઉશીકું.*n.*[L.*gadus*, merlangus. ] A species of fish:એક જાતની માછલી.

**Coddle,** (કૉડલ્) *vt.* [ L. *calidus*, hot.]**1.** To parboil or soften by the heat of water: અર્ધું સિઝાવવું;

ઉકાળવું.2. To make much of; to treat with tenderness:માયાળુપણે-નમ્રતાથી વર્તવું;લાડલડાવવું.

**Code,**(કોડ્ )*n.*[L.*caudex*.the stem of a tree.]An orderly collection, system,or digest of laws:કાયદાનો સંગ્રહ-સાર-સંહિતા;કોડ;કલમબંધી.

**Codger,**(કૉજર્ ) *n.*1.A covetous or mean person: લોભી-કંજુસ-હલકો-પાછળમાણસ. 2.A singular or odd person:અન્યયળ તરેહનો માણસ;ધરડેરો

**Codicil,**(કૉડિસિલ્ )*n.* [L. *codicillus.*]A clause added to a will: વિલ-વસીયતનામામાં કરેલી પુરવણી-ઉમેરેલી કલમ.

**Codify,**(કૉડિફાઇ) *n.* [L. *codex* & *facio*,I make.] To reduce to a code or digest, as laws: કાયદાનો સંગ્રહ-સંહિતા કરવી.

**Coefficacy-ciency,** (કૉએફિકૅસિ-કૉએફિશેન્સિ ) *n.* Joint efficacy; the power of two or more things acting together to produce an effect:સહકારીતા;એકઠા મળી કામ કરવું તે:સમગુણકારિતા;સંયોગિતા.

**Co-efficient,** ( કૉએફિશેન્ટ્ ) *n.* Acting in union to the same end:સહાયકારી:સહકારી. *n.*1. That which unites in action to produce the same effect:સહકારી વસ્તુ.2.(*Math.*)A number or letter,put before a letter or quantity,known or unknown,to show how many times the latter is to be taken:વર્ણ.

**Co-enjoy,**(કૉ-એન્જૉય્ )*vt.*To enjoy together:સાથે ઉપભોગ-ભોગવટોકરવો.

**Co-equal,**(કૉઇક્વૅલ્)*a.*[L.*co*,&*æqualis*, equal.] Equal with another person or thing; of the same rank:બરોબરનું;સમાનમોભાનું;સમાન; સમતોલ;એક પદ્દીનું.*n.* One who is equal to another: બરોબરીઓ-ઉ; સહધર્મી;સમાનપદ.

**Coerce,**(કૉઅર્સ્ )*vt.*[L.*con* &*arceo*, I shut up.]1.To restrain by force;to repress;to curb:અટકાવવું;બળાત્કારથી-જોર જુલમથી અટકાવવું;કબજામાં રાખવું;નિગ્રહ-નિયમમાં રાખવું.2. To compel to any action: બળાત્કાર-જોરજુલમથી-બળ જોરીથી કામ કરાવવું. 3. To compel or enforce: કરવાની ફરજ પાડવી;બળેબળે કરાવવું.

**Coercion,**(કૉઅર્શન્ )*n.* The act or process of compelling or restraining;restraint:અટકાવ;પ્રતિબંધ;નિગ્રહ;દાબ;દબાણ;નિરોધ; ફરજ. 2. The application to another of either physical or moral force: બળાત્કાર;જબરાઈ;જબરદસ્તી.

**Coercive,**(કૉઅર્સિવ્ ) *a.* Compelling, or having power to compel;compulsory:પ્રતિરોધક:નિગ્રાહક; જબરાઇનું;જુલમી;બલપ્રધાન;પ્રતિરોધી; નિયામક;બળાત્કારમય.

**Co-essential,**(કૉએસ્સેન્શૅલ્ )*a.*Partaking of the same essence:સમભાવવાળું;સમભાવ;સહજસિદ્ધ;સમવસ્તુ.

**Co-etaneous,**(કૉઇટેનીઅસ્ )*a.* [L. *con*&*ætas*,age.]Of the same age; beginning to exist at the same time:એકવયી; સમવય; સરખી ઉંમરનું; સમાનવયી;સમાનવયસ્ક.

**Co-eternal,**(કૉઇટર્નલ્ )*a.* Equally eternal:સમઅનાદી; સમસ્થાયી; સાથેનું; અનાદીકાળનું.

**Co-eval,**(કૉઇવૅલ્ )*a.*[L.*co*&*ævum*, age.]Of the same age;of equal age: એકવયી;સમકાલિક. *n.* One of the same age: એકવયી-સમકાલિક માણસ;સમકાલિન.

**Co-exist,**(કૉ-એગ્ઝિસ્ટ્ )*vi.*To exist at the same time:એકજ કાળે હોવું-બનવું.

**Co-existence,** ( કૉએગ્ઝિસ્ટેન્સ્ )*n.* Existence at the same time with another:સહવર્તમાનપણું;સહવર્તન;સહજીવન;એકકાલાવસ્થાન.

**Co-existent,** ( કૉએગ્ઝિસ્ટેન્ટ્ ) *a.* Existing at the same time with another:સહવર્તમાન;એક કાલિક;સહવર્તી-ત્ની.

**Co-extend,** ( કૉએક્સ્ટેન્ડ્ ) *vt.* To extend through the same space; to extend equally: સરખું વધારવું; સરખો વિસ્તાર કરવો.

**Co-extensive,** ( કૉએક્સ્ટેન્સિવ્ )*a.* Equally extensive;having equal extent:સમવ્યાપક; સમાવધિક; સરખી અવધવાળું.

**Co-extension,** ( કૉએક્સ્ટેન્શન્ ) *n.* The act of extending equally:અભિવ્યાપ્તિ; સમવિસ્તાર; સમવ્યાપકતા.

**Coffee,**(કૉફી)*n.* I. The berries of a tree:બુંદદાણા.2.A drink made from the roasted berry of the coffee tree, by decoction:બુંદદાણાનોઉકાળો;કાફી.

**Coffee-house,**( કૉફીહાઉસ્ ) *n.*1.A house of entertainment where guests are supplied with coffee and other refreshments, and where men meet for conversation:કાફીખાનું;કાવાખાનું; જે મકાનમાં કાફી પીવા તથા વાતચીત કરવા બધા મળે તે.2.An inn:વીશી;મુસાફરખાનું.(R.)

**Coffer,** ( કૉફર્ ) *n.* [L. *cophinus* basket.]1.A chest or trunk:પેટી; પટારો;મંજૂસ.2.(*Fig.*)Treasure or funds:ખજાનો;પુંજી;ભંડોળ.3.(*Arch.*) A sunken panel in the ceiling of a dome: ઘુમટની છાટમાં ઉંડું બેસારેલું પાટિયું.4.(*Fort.*) A hollow work across a dry moat: કીલ્લાની આસપાસ ખોદેલી પાણી વિનાની ખાઇમાં આડો ખોદેલો પોલોભાગ.5. *vt.* To place into a coffer:પેટીમાં મુકવું.

**Coffin,**(કૉફિન્ )*n.* [O. Fr. *coffin*, basket.]1. The case in which a dead human body is inclosed for burial:શબપેટિ.2. The casing or crust of a pastry:પુરીની પોપડી-ખપેટી.3. A paper case in the form of a cone (*used by grocers*): શંકુ આકારની કાગળની પેટી-કોથળી; પડો.4. (*Far.*) The hollow part of a horse's hoof: ઘોડાની ખરીનો પોલો ભાગ.5.A basket (*ob.*):ટોપલો-લી.*vt.*To put into,or close in a coffin:શબ પેટિકા-કફનમાં મૂકવું.

**Cog,**(કૉગ્ )*vt.*1.To seduce or draw from by artifice; to wheedle;to cheat:.ફોસલાવી-પટાવી લેવું; યુક્તિથી લઇ લેવું;છેતરવું;ઠગવું.2. To obtrude or thrust in by falsehood or deception:કપટ-ઠગાઇ-જુઠાણાથી મંજુર કરાવવું; ખોસવું; દાખલ ક૦. *To* c. *a die*, to load it so as to direct its fall;to cheat in playing dice: પાસો જોઇએ તેમ પડવાને માટે માંહે સીસું ભરવું;રમતમાં છેતરવું.*vi.*To deceive;to cheat;to wheedle: ઠગવું; છેતરવું; ફોસલાવવું; પટાવવું. *n.* 1. A tooth or projection on a wheel: ચક્રના ઘેરપરના દાંતા.2.A trick or deception;a falsehood:કપટ;ઠગાઇ; છળ;જુઠાણું.*vt.*To fix a cog upon: -ના ઉપર દાંતો બેસાડવો.3.A rough pillar of stone or coal left in a mine to support it: ખાણ ધસી ન પડે તે સારૂ માંહે પથ્થરનો કે કોયલાનો રાખેલો થાંભલો.4.A small fishing boat:માછલાં પકડવાનો નાનો મછવો.

**Cogency,**( કૉજેન્સિ ) *n.* Power of impelling or compelling convic-

Condescend to compliance rather than continue an angry dispute:

tion;urgency;force:મનને સમજાવવાની યુક્તિ; સબળપણું; બળ; સામર્થ્ય; પ્રભાવ;શક્તિ; પ્રાબલ્ય; જોર; પ્રબળતા.

**Cogent,**( કોજેન્ટ્ ) *a.* [L *co*,& *ago*, I drive.]*a.*1.Forcible;powerful; urging:જોરદાર;બળવાન;સમર્થ સબળ. *A* **c.***force of nature*:સમર્થ સ્વભાવ-સત્તા.2.Pressing on the mind; not easily resisted:constraining; conclusive:મનને સમજાવે તેવું;અસરકારક;પ્રબળ;બળવાન;બળકટ;દૃઢ;જોરાવર; સબળ.*The reasons given by you are* **c.**: તમે આપેલાં કારણો સબળ છે.

**Cogitate,**(કૉજિટેટ્ ) *vi.* [L. *co*, & *agito*,I agitate.] To engage in continuous thought; to reflect: મનન કરવું;વિચારવું;મનમાં ઘોળવું;ધ્યાન ધ૦.*vt.*To think over;to plan: ઉપર વિચાર ક૦;યોજના-યુક્તિ ઘડવી.

**Cogitation**(કૉજિટેશન્ )*n.*Thought; meditation;contemplation:મનન; ધ્યાન;વિચાર;વિતર્ક;સમાધિ.

**Cognac,**(કૉન્યૅક્ )*n.*Brandy of high quality:સરસ ઉંચો બ્રાન્ડી-દારૂ.

**Cognate,**( કૉગ્નેટ્ ) *a.* [L. *con* & *natus*,born.]1.Allied by blood; kindred by birth:સગું; સગોત્ર;સંબંધી. 2. Kindred in origin or formation:સજાતીય;સવર્ણ;સરખું;સદૃશ.*n.* 1. (*Law*) One who is related to another on the female side: માની તરફનાં સગાં;મોસાળીઆં; સગું-સગોત્રમાણસ;સગોત્રી;સંબંધી.2. One of a number of things which are allied in origin:સજાતીય-સદૃશ વસ્તુ-ચીજ-પદાર્થ.

**Cognition,**(કૉગ્નિશન્ ) *n.* [L. *con* & *gnosco*,I know.]1.Knowledge; perception:જ્ઞાન;પ્રજ્ઞાન;અનુભવસિદ્ધ જ્ઞાન; વિજ્ઞાન. 2. That which is known:જ્ઞાનવિષય.

**Cognitive,**(કૉગ્નિટિવ્ )*a.*Knowing or apprehending by the understanding:સમજણ-અક્કલથી જાણતું;મનમાં સમજતું;જ્ઞાન મેળવતું.*As* **c.***power*: સમજણ-અક્કલથી જાણવાની શક્તિ.

**Cognizable,**(કૉગ્નિઝેબલ્ )*a.*1.Capable of being known or apprehended:સમજી-જાણી શકાય તેવું-તેમ; ઇંદ્રિયગોચર;જ્ઞેય;ગોચર.2. Fitted to be a subject of judicial investigation: કોરટ સાંભળી શકે તેવું-તપાસ ચલાવી શકે તેવું.

**Cognizance,** ( કૉગ્નિઝન્સ્ ) *n.* 1. Knowledge or notice; observation;perception:જ્ઞાન;અવલોકન;ચોકસી;વિચારણ;અનુસંધાન.2.Jurisdiction: સાંભળવાનો અધિકાર-સત્તા. 3. (*Law*)An acknowledgement;confession:કબુલાત;સ્વીકાર.4.A badge worn by a dependent:તાબેદાર-નોકરના પહેરવામાં આવતું નિશાન-ચિન્હ; સંજ્ઞા;લક્ષણ; લિંગ.5. Recollection; recognition:સ્મૃતિ;શુદ્ધ;સાવચેતી;યાદ.

**Cognizant,** ( કૉગ્નિઝન્ટ્ ) *a.* Having knowledge of:માહિત;જાણીતું; વાકેફગાર.

**Cognomen,**(કૉગ્નોમેન્ ) *n.* [L.*con* & *nomen*,a name.]A surname: કુળનામ;અટક;ઉપનામ.

**Co-habit,**(કોહૅબિટ્ ) *vi.* [L.*con* & *habito*,I dwell.]1.To dwell with; to reside in company or in the same place:એકઠું-ભેગું-એક સ્થળે રહેવું.2.To dwell or live together as husband and wife: ધણીધણીઆણી પેઠે ભેગાં રહેવું;ભેગાં સુવું; દંપતી ભાવથી રહેવું;-ની સાથે ઘર માંડવું.

**Co-heir,**(કોઍર્ )*n.*[L.*con*,&*hæres*, an heir.]A joint-heir:એકત્ર વારસ; અંશહર;વતનબંધું;ભાગગ્રેય;ભાગીઓ.

**Co-heiress,**(કોઍરેસ્ )*n.*A female who inherits a share of an estate with other females;a joint heiress: વારસામાં ભાગીઅણ;વતનબહેન.

**Cohere,**(કોહીર્ )*vi.*[L.*con*&*hæreo*, I stick.]1.To stick together;to be united:એકઠું વળગી-બાઝી-ચોંટી રહેવું;જોડાવું;પરસ્પર સંયુક્ત રહેવું.2.To follow regularly in the natural order:કુદરતી નિયમ પ્રમાણે સંબંધ હોવો-સંગત હોવી;બંધબેસવું.3.To suit; to agree; to fit:અનુકૂળ આવવું;બંધ બેસવું;અનુકૂળતા હોવી;મળતા આવવું.

**Coherence-cy,**(કોહીરેન્સ્-કોહીરેન્સિ) *n.*1.A sticking or cleaving together;cohesion:એકઠાવળગી-બાઝી-ચોંટી રહેવું તે;સંયોગ;સંયુક્તતા.2.Suitable connection;consistency: લાયક-યોગ્ય સંબંધ-સંગતિ;અન્વય;સંદર્ભ;સંદર્ભશુદ્ધિ;પૂર્વાપરાવિરોધ;અવિરોધ.

**Coherent,**(કોહીરેન્ટ્ )*a.* 1.Sticking together:એકઠું વળગી-ચોંટી-બાઝી રહેતું; સંયુક્ત; સંસક્ત. 2. Making a logical whole; consistent:સંબદ્ધ; સંગત; અવિરૂદ્ધ; અનુરૂપ; સાન્વય. 3. Suitable or suited:યોગ્ય;લાયક;બંધબેસતું;અનુકૂળ;સુનાસબ.

**Cohesion,** (કોહીઝન્ ) *n.* [L. *con*, & *hæsum*, stuck.] 1.The act of sticking together; close union: એકઠું વળગી-ચોંટી રહેવું તે;સંયોગ;સંયુક્તતા.2.That form of attraction by which the parts of a body are united:સ્નેહાકર્ષણ. 3. Logical agreement and dependence:સંબંધ;સંગતિ.*The* **c.***of ideas*: વિચારનો સંબંધ;સંદર્ભ;સંગતિ;અવિરોધ.

**Cohesive,**(કોહીસિવ્ )*a.*Having the power of sticking or cohering; tending to unite in a mass, and to resist separation:ચિકણું;સંયોજક;સંબંધ કરનાર;સંલગ્નશીલ;સ્નિગ્ધ.

**Cohibition,** (કોહિબિશન્ ) *n.* Hindrance;restraint: અડચણ;અટકાવ; ખલેલ;બાધ;નડતર.

**Cohort,**(કોહૉર્ટ્ )*n.* [L. *cohors.*] 1. *Rom.Antiq.*] A body of about five or six hundred sepoys:પાંચસે અથવા છસે સિપાઇઓની ટુકડી.2. Any band or body of warriors: લડવૈયા સિપાઈની કોઇપણ ટુકડી.

**Coif,**(કૉઇફ્ )*n.* [L. *cupa*, tub.) A kind of covering for the head; a cap:એક જાતની ટોપી;કાનટોપી. *vt.* [Fr. *coiffer.*] To cover or dress with a coif:ટોપી પહેરાવવી.

**Coiffure,**( ક્વાફ્યુર્ )*n.*A headdress or manner of dressing the hair: માથાનાવાળ ઉપર મુકવાનો શણગાર.

**Coil,**(કૉઇલ્ )*vt.* [L. *con* & *lego*, I gather.] To wind cylindrically or in rings: વિંટવું; ગોળ વાળવું;પીંડલું કરવું; વિટાલવું. *vi* To form a coil;to wind:વિંટલો થવો;ગુંચળું થવું-વળવું.*n.*I.The ring or series of rings into which a rope or other like thing is wound:વિંટો;વિંટલો; પિલ્લું;ગુંચળું.2.(*Fig.*) Entanglement;toil;mesh; perplexity: ગુંચવાડો;ઘોટાળો;જાળ;ઘોળ;પંચાત; વિટંબણા;માથાફોડ;કપાળકૂટ.3. A noise; bustle;confusion:ઘોંઘાટ;ધાંધળ;ગરબડાટ;ગડબડ.

**Coin,**(કૉઇન્)*n.*[L.*cuneus*,a wedge] 1.A corner or external angle:ખુણો.2.A wedge;ફાચર.3.A piece of metal on which certain characters are stamped by government authority,making it legally current as money:નાણું;સિક્કો;મુદ્રા.4.That which serves for payment or recompense: અવેજ; અવેજ વાળવાનું સાધન. *vi.* To mint; to manufacture:છાપીને સીક્કો પાડ-

નમે એજ ભારે; બહુ તાણે તુટી જાય.

વો.2.To invent;to originate: બનાવવું;યોજવું. 3. To manufacture counterfeit coin:ખોટા સિક્કા પાડવા.*To* **c.***a word*:શબ્દ બનાવવો.3. To acquire rapidly:સંપાદન કo; પ્રાપ્ત કo;મેળવવું.

**Coinage,**(કૉઇનૅજ્ )*n.*1.The act of stamping or converting into money:નાણું-સિક્કો પાડવો-છાપવો તે. 2.Coins:સિક્કા;નાણું. The cost or expense of coining money:સિક્કા પાડવાનું ખર્ચ.4.Formation;invention:યોજના;બનાવટ;કપોલકલ્પના;રચના.

**Coincide,**(કૉઇનસાઈડ્ ) *vi.* [L.*con, in* & *cado*,I fall.] 1.To fall together;to agree in position: બેસતું આવવું; સરખી જગા રોકવી. 2. To correspond;to concur: મતમાં અનુસરવું;એકમત હોવું; મળતા આવવું. To be contemporaneous:એક સાથે બનવું-થવું;એકેકાળે થવું.

**Coincidence,**(કૉઇન્સિડેન્સ ) *n.* 1. The act of falling together; agreement in position:બેસતું આવવું તે;સરખી જગા રોકવી તે;સંનિપાત;સંગમ;સંયોગ.2 (*a*)Agreement: concurrence:સંધિ;એક ચિત્તતા;દૈવયોગ; દૈવઘટના;એકમત;સંમતિ.*By an unluckly* **c.**:દુર્દૈવે;કમનસીબે;માઠાભાગ્યે. (*c.*)The concurrence of events at the same time:એકી વખતે બનવું તે;સમભવન;અનુરૂપતા.

**Coincident,**(કૉઇન્સિડેન્ટ્ )*a.*Agreeing; corresponding; consistent: મળતું;સંગત;અવિરુદ્ધ;સમકાલી;અનુરૂપ.

**Coiner,**(કૉઇનર્ )*n.*1.A minter:સિક્કા-નાણું પાડનાર.2. An inventor,or maker,as of words:શબ્દ બનાવનાર-રચનાર;કલ્પના કરી નવા શબ્દ યોજનાર.

**Coir,**(કૅાઇર્ ) *n.* 1. A material for cordage,consisting of the fibres of the cocoa-nut:કાથો.2.The cordage made of this material:કાથાનાં દોરડાં.

**Coition,**(કૉઇશન્ )*n.*[L.*con* & *co* I go.] Sexual intercourse; copulation:મૈથુન;સંભોગ;રતિક્રિયા.

**Coke,**(કૉક્ )*n.* Mineral coal charred and deprived of volatile matter:કોલસાને બાળી કરેલો કોયલો.

**Colander,**(કૉલૅન્ડર્ )*n.* [L.*colum*, a strainer.]A vessel with a bottom perforated with little holes: ચાળણી;ચાળણો;ગળણી.

**Cold,**(કૉલ્ડ્ )*a.*[L *gelu*, cold:frost.] 1.Gelid;not worm;frigid;ઠંડું;શીતળ;ટાઢું;થડુંગાર.2.Chilly: shivering:શરદ; શીત; શીતગ્રસ્ત; શીતપીડિત; શીતાર્ત;ટાઢને લીધે ધ્રુજતું.3.Not acrid; તીખું-તમતમું-ઝમઝમાટ નહોય એવું;સરદ;શીતગુણ;શીતવીર્ય. 4. Unconcerned;reserved;spiritless:નિરુત્સાહ; હોંશ-ઉમળકા-હેતુ-મમતા વગરનું;વિરક્ત; નિઃસ્નેહ;ઉદાસીન;નિસ્પૃહી;શીળું; ઉંચામનવાળું.5.Unwelcome;disagreeable:અનાદરયુક્ત;અસંતોષકારક; અણગમતું;અપ્રિય;નાપસંદ.6.Dull;uninteresting:દમ-કસ-રસવગરનું;અરસિક;નિરસ.7.Affecting the sense of smell but feebly;having lost its odor: મંદ ઘ્રાણેન્દ્રિયવાળું. 8. Not sensitive;not acute:તીક્ષ્ણ-તીવ્ર નહિ તેવું;અચેતન.9.Having a bluish effect:આસ્માની;વાદળી;નીલવર્ણી. **C.** *abscess*:ઘણા લાંબા વખતનું ગુમડું.**C.** *chill*,an ague fit:તાવની તાઢની ધ્રુજારી.**C.***chisel*,a chisel of peculiar strength and hardness:કોઈ વિલક્ષણ મજબુતી તથા કઠણાઇવાળું વિંધણું. *In* **c.***blood*,without excitement or passion;deliberately:જાણી જોઈને;જાણી બુઝીને;ઠંડે પેટે;આવેશ ચઢયા વગર;નિર્દયપણે.*To give one the* **c.** *shoulder*,to treat one with neglect,કોઇના ભણી બેદરકારીથી વર્તવું;સામુંએ ન જોવું;ઉંચા મનથી-દિલથી વર્તવું. *n.*1.The absence or privation of warmth:ટાઢ;ઠંડ.2. Chilliness or chillness:ઠંડ;ધ્રુજારો;શરદી;શીત;હિમ. 3.(*Med.*)A a catarrh:રસપુણી; સળેખમ;શ્લેષ્મ.*To leave one out on the* **c.**,to overlook or neglect him: -ને કોઠું ન આપવું;-ની દરકાર ન રાખવી શેઠ આવ્યા તો કે નાંખો વખારે એમ કo.

**Cold-blooded,** (કૉલ્ડ્બ્લડેડ્ ) *a.* 1. Having cold blood:ઠંડા લોહીનું.2. Without feeling; hard-hearted: નિર્દય;કઠોર હૈયા-મનનું;ઘાતકી;ક્રૂર; કરુણારહિત.

**Coldly,** (કૉલ્ડ્લિ ) *adv.* Without warmth or feeling;with indifference:વગરમનથી;બેદિલથી; ઉમળકાવગર;ઉંચા મને;ઉદાસીનતાથી;નિસ્પૃહતાથી.

**Coldness,**(કૉલ્ડ્નેસ્ )*n.*1. Want of heat:ઠંડક;ટાઢક;શીતળતા;શરદી; હિમ. 2.Unconcern;indifference: બેદરકારી; બેપરવા; નિસ્પૃહતા; ઉદાસીનતા; વિરાગ;નિર્મમત્વ.

**Colic,** (કૉલિક્ )*n.* [Gr. *kolon*, the colon.](*Med.*)An acute pain in the abdomen or bowels,growing more severe at intervals: પેટમાં શૂળ;ઉદરશૂળ;ચૂંક; વાઢ.*a.* Affecting the bowels:આંતરડાંસંબંધી; ચુકવાળું-નું.**C.***artery*:આંબોઈ.

**Colic-al-cky,**(કૉલિક્-કલ્-કૉલિકિ)*a.* Pertaining to colic:ઉદરશૂળસંબંધી-વિષયક.

**Collaborator,** ( કૉલ્લૅબૉરેટર્ ) *n.* [L.*con* & *laboro*, I labor.] An associate in literary labor:વિદ્યાશાસ્ત્રસંબંધી ઉદ્યોગમાં સાથી.

**Collapse,**(કૉલ્લૅપ્સ્ )*vi.* [L. *con* & *labor*, I fall.] To close by falling or shrinking together;to be crushed in together:સાથે પડવાથી દબાઈ જવું-ધણી જવું;બેસી જવું;ગાંસડી થઇને પડવું;કચ્ચરઘાણ વળી જવો.2.To fail suddenly & completely:એકદમ નિષ્ફળ-વ્યર્થ જવું;બેસી જવું;સુઇ જવું.(*fig.*)*n.* 1. A falling together suddenly:એકદમ સાથે પડવું તે;સંકોચ. 2.A sudden& complete failure; a breakdown: નિષ્ફલતા;સંહાર;ક્ષય; લય;અવસાદ. 3. (*Med.*) A sudden failing of the vital powers:ઘણી નિર્બળતા;સન્નિપાત;લય.

**Collar,**(કૉલર્ )*n.* [L. *collum*, the neck.]1.Anything worn round the neck;a necklace:ગલપટો;ગળેબંધ;કંઠી;માળા;પટો;ગળચવો.2.(*Arch.*) A ring or cincture: ઘેર; ઘેરી. 3. (*Bot.*) The line of junction between the root of a plant and its stem:છોડવાના થડ અને તેના મૂળની વચ્ચેના સંગમ-સંયોગની લીટી. 4. A coloured ring round the neck of a bird or mammal:કંઠલો;કાંઠલો;કંઠપાશ.5. An eye formed in the bight of a shroud: વહાણના દોરડાના ગાળાનું નાકું.6.(*Her.*) An ornament worn round the neck by knights: 'નાઇટ'નામનો ખિતાબ ધરાવનારા અમલદારોનું ગળાની આસપાસ પહેરવાનું ઘરેણું. 7. (*Mech.*)A ring-like part of a machine:કોઇ યંત્રનો કડી-કુંડાળા જેવો ભાગ.*To slip the collar*,to escape;to get free: છટકી-સટકી જવું;સુશીબતમાંથી બચી જવું;નાશી જવું;સ્વતંત્ર-છુટા થવું. *Collar of brawn*,the quantity of brawn bound up in one parcel:એક બિંડી-બેંગીમાં બાંધેલો માંસનો જથ્થો.*vt.* To seize by the collar: ગળેબંધ-ગળચી પકડવી. 2. To put a collar

Confide not in him who has once deceived you:

on:-ને ગલપટો-ગળેબંધ પહેરાવવો. *To collar beef, or other meat*, to roll it up, and bind it close with a string before cooking it:(માંસને) વાળીને તેને દોરીથી મજબુત બાંધવું.

**Collar-bone,**(કૉલર્બોન્)*n*.[*Anat.*] The clavicle:હાંસડીનું હાડકું;હાંસડી.

**Collate,** (કૉલ્લેટ્) *vt.* [L. *con,* & *latum*,carried.] 1. To compare critically:બારીકાઇથીમેળવવું;મુકાબલો ક૦.2.To gather&place in order: પાનાં મેળવવાં. 3. To present and institute in a benefice: પુરોહિત વૃત્તિમાં અધિકારી તરીકે આપીને સ્થાપવું-ઠરાવવું. 4. To bestow or confer: આપવું.*vi.* (*Eccl.*) To place in a benefice:પુરોહિત વૃત્તિમાં મુકવું.

**Collateral,**(કૉલ્લૅટરલ્ )*a*. [L. *con*, & *latus*,side.]1.On the side of; adjacent:બાજુનું;પાસેનું;પડખાનું. 2. Acting in an indirect way:પરોક્ષ;અપ્રત્યક્ષ; ગુપ્ત. 3. Subordinate; not chief or principal:ગૌણ;પેટાનું. 4.Additional:વધારાનું;પ્રાસંગિક.5. (*Genealogy.*) Descending from the same stock or ancestor:સગોત્ર;પડખાનાં;સપિંડ;સમાનોદક. **C.** *security*,security for the performance of covenants, or the payment of money, besides the principal security:પેટાબાંહેધરી.*n*.1.A kinsman:સગોત્રમાણસ;સગોત્ર; સપિંડ. 2.Collateral security:પેટાબાંહેધરી.

**Collation,**(કૉલ્લેશન્ )*n*.1.The act of laying together and comparing:સાથે મુકીને સરખાવવું-મેળવવું તે; મુકાબલો.2.The act of conferring or bestowing:આપવું તે.3.(*Law.*) The act of comparing the copy of any paper with its original to ascertain its conformity: મુળ લખાણ ઉપરથી કરેલી નકલ ખરી છે એવી ખાત્રી કરવાનેમાટે તેને અસલસાથે સરખાવવી તે.4.A light repast: ફળાહાર;નાસ્તો;ફુંગો;પ્રાતરાશન.5.The gathering and examinations of sheets preparatory to binding: બાંધવા પહેલાં છાપેલા કાગળોને એકઠા કરવા અને તપાસી લેવા તે.

**Colleague,**( કૉલ્લીગ્ )*n*. [L.*con* & *lego*, I select.] An associate; a partner;a coadjutor;an ally: સાથી;સોબતી;સહકારી;સમાનવ્યાપારી;કાર્યબંધુ.*vt.*& *vi.* To unite with in the same office:કોઇ પણ કામ બીજાને કરવા લાગવું-માં ભાગી થવું.

**Collect,**(કૉલ્લેક્ટ્ )*vt*.[L.*con*,& *lego* I gather.]1.To gather into one body or place: એકઠું-ભેગું કરવું; મેળવવું;જમાવ ક૦; સંગ્રહ-સંચય ક૦. 2. To infer as a consequence:પરિણામ તરીકે અનુમાન-અટકળ કરવી;તર્ક ક૦; સિદ્ધ ક૦.3.To demand & obtain payment of:ઉઘરાવવું;વસુલ ક૦;ઉઘરાણીથી વસુલ ક૦.*To* **c.***one's self*;to recover from surprise:to regain self-control: વ્યગ્રતા-ગભરાટથી મુક્ત થવું; શુદ્ધિ-ભાનમાં આવવું; સ્વસ્થ થવું; સ્થિરચિત્ત થવું;સાવધ થવું.*vi*.1.To be assembled together:એકઠાથવું;જમાવ-સંગ્રહ-સંચય થવો.2. To infer; to conclude:અનુમાન ક૦;અટકળ ક૦; *some* **c.***that*: કેટલાક એવું અનુમાન કરેછે કે.*n*.A short,comprehensive prayer:ટુંકી સમન્વય એવી પ્રાર્થના.

**Collected,** (કૉલ્લેક્ટેડ્ ) *a.* Calm; composed:સ્વસ્થ;સાવધાન;મન ઠેકાણે રાખેલું;સ્થિરચિત્ત;સાવધ.

**Collection,**(કૉલ્લેક્શન્ ) *n*. 1. The act of collecting or gathering: ભેગું-એકઠું ક૦ તે; સંગ્રહ;સમુદાય. 2. (*a*)An assemblage of persons or objects:સમૂહ;વૃંદ;સમુદાય; ગણ;સંઘ; ઓઘ;જમાવ;સંગ્રહ;સંચય;as,*a* **c.**, of *poems*:પદ્યસંઘ;કાવ્યસંગ્રહ.(*b*) A gathering of money for charitable or other purposes:ઉઘરાણું;ટીપ.(*c*) That which is obtained in payment of demands:ઉઘરાણી;ઉઘરાત; મહેસુલ;વસુલ.(*d*)An accumulation of any substance:સંગ્રહ;સંચય;સમાહાર. 3. Consequence; conclusion:પરિણામ;અનુમાન;અટકળ;તર્ક.

**Collective,**(કૉલ્લેક્ટિવ્ )*a*.1.Formed by gathering; aggregated: એકઠું કરીને કીધેલું;એકઠું;ભેગું; સમગ્ર; સામાજીક;સામુદાયિક.2. Reasoning; inferring:સમવાયી;અનુમાન-અટકળ કરતું. 3. ( *Gram.*) Expressing a collection or aggregate of individuals:સમુદાયવાચક.4. Forming a collection: એકઠું-ભેગું-સમગ્ર ક૦. 5. Having plurality of origin or authority: જેમાં એક નહિ પણ અનેક કર્તા હોય તેવું.**C.***fruit* (*Bot.*) that which is formed from a mass of flowers:ગુચ્છજન્યફળ.

**Collectively,** ( કૉલ્લેક્ટિવ્લિ) *adv.* In a mass or body;unitedly:એકઠાં;સમસ્ત;એકંદર.

**Collector.**(કૉલ્લેક્ટર્ )*n*.1.One who collects things which are separate:જુદી પડેલી ચીજો એકઠી-ભેગી-કરનાર;સંગ્રહકર્તા;સંચય કરનાર.2.(*Com.*) An officer appointed and commissioned to collect and receive customs,duties,taxes or toll: જકાત વસુલ કરનાર અમલદાર;વસુલાતી અધિકારી;તહેશીલદાર;મામલતદાર;કલેક્ટર.3. One authorized to collect debts:દેવું ઉઘરાવવાની સત્તા જેને આપી હોય તે. A bachelor of arts in Oxford:ઓક્સફર્ડનો બી.એ;-ગ્રાન્યુએટ.

**Collector-ship-ate,** (કૉલ્લેક્ટરશિપ્-કૉલ્લેક્ટરેટ્ )*n*. 1. The office of a collector of customs or taxes: જકાત ઉઘરાવનાર-કલેક્ટરનો હોદ્દો. 2. The jurisdiction of a collector: કલેક્ટરની હકુમત-જીલ્લો-તાલુકો.

**College,**(કૉલ્લેજ્ )*n*.[L.*con*,&*lego*, I gather.]1. A body or society of men invested with certain rights:અમુક સત્તા-અધિકારવાળી મંડળી;સભા;શાળા.2.A society of scholars:પંડિતસમાજ;વિદ્વજ્જન સમૂહ;વિદ્વજ્જનવૃંદ.3.A building or number of buildings used by a college:પાઠશાળા;વિદ્યાલય;મઠ;વિહાર;મદ્રેસા.4.(*Fig.*) A community: જમાવ;ટોળું;સમૂહ;વૃંદ.

**Collegian,** (કૉલ્લીજિઅન ) *n.* A member of a college:an inhabitant of a college: પંડિત સમાજ; પાઠશાળામાં રહેનાર;વિદ્યાર્થી.

**Collegiate,** (કૉલ્લીજિએટ્ )*a.* Pertaining to, or resembling college: વિદ્યાલય-પાઠશાળાને લગતું-ના જેવું.*n.* A member of a college: પંડિત સમાજ.

**Collet,**(કૉલેટ્ )*n*.[L.*collum*,neck.] 1.A small collar: ન્હાનો ગલેબંધ-ગલપટો.2.The part of a ring in which the stone is set:વિંટીનું નંગ બેસારવાનું ખામણું. 3. A small metal ring:ધાતુની નાની કડી.

**Collide,**(કૉલ્લાઇડ્ )*vi.* [L. *con* & *lædo*,I strike.]To clash;to strike against:પ્રતિકુલ પડવું;સામસામી અથડાવું-ધણકાવું.

**Collier,**(કૉલ્યર્ )*n*.1. A digger of coal: કોયલા ખોદનાર. 2. A coal merchant:કોયલાનોવહેપારી-વેચનાર. 3.A vessel employed in the coal trade;કોયલા ભરવાના કામમાં આવતું વેપારી વહાણ.

**Colliery,** ( કૉલ્યરિ ) *n.* 1. A coal mine:કોયલાની ખાણ.2. The coal trade:કોયલાનો વેપાર-ધંધો.

**Collision,**(કૉલિઝ્હન્ )*n.* 1. A conflict;a clashing:સમાઘાત; પ્રતિઘાત; ઠેસ; ટક્કર; અથડાઅથડી. 2. Interference;antagonism:વિરોધ; વિરૂદ્ધતા;પ્રતિસ્પર્ધીપણું.

**Collocate,**(કૉલ્લૉકેટ્)*vt.*[L.*con* & *locus*,a place.] To set or place; to station:હારબંધ મુકવું-ગોઠવવું. *a.* Set;placed: હારબંધ મુકેલું-ગોઠવેલું; સ્થાપિત.

**Collocation,**(કૉલ્લૉકેશન )*n.*1.The act of placing: એકઠું મુકવું-ગોઠવવું તે;સ્થાપન.2. Arrangement: વ્યવસ્થા;રચના;ગોઠવણ.

**Collocution,**(કૉલ્લૉક્યુશન ) *n.* [L. *con* & *loquor*,I speak.]Conference;mutual discourse: બોલચાલ; સંભાષણ;સંવાદ;કથાપ્રસંગ.

**Collogue,**(કૉલ્લોગ્ )*vi.*To talk or confer secretly and confidentially;to plot mischief:છુપી મસલત ચલાવવી:ઉપદ્રવ-લુચ્ચાઇની વેતરણ કo

**Colloquial,** (કૉલ્લૉક્વિઅલ્ ) *a.* 1. Conversational:સાધારણ વાતચિત-બોલીમાં વપરાતું-નું-સંબંધી; આલાપવિષયક.2.Unstudied;informal:અસંસ્કૃત;ઘરગતુ:as,**c.** *words*:ઘરગતુ શબ્દો.

**Colloquialism,**(કૉલ્લૉક્વિઅલિઝ્મ ) *n.*A colloquial form of expression:સાધારણભાષા રૂઢિ-સંપ્રદાય.

**Colloquy,**(કૉલ્લૉક્વી)*n.*The mutual discourse of two or more;conference;dialogue: બે કે વધારે માણસની અરસપરસ વાતચિત-બોલચાલ; સંભાષણ;વાદ;સંલાપ;બોલાચાલી.

**Colluctation,**(કૉલક્ટેશન ) *n.* [L. *con* & *luctor*,I struggle.]Contest;resistance;contention: લડાઇ;ભખેડો;અટકાવ;હરકત.

**Collude,**(કૉલ્લ્યૂડ્ ) *vi.* [L. *con* & *ludo*,I play.] To conspire in a fraud;to act in concert: કાવતરૂં-કપટ-દગો-છળભેદ કo;કપટજાળ પાથરવી.

**Collusion,** ( કૉલ્લ્યુઝ્હન ) *n.* A secret agreement and co-operation for a fraudulent purpose; deceit;fraud:કપટ-દગામાં છાની સંતલસ;ઢંગાઇ;છળ;દગો;છળપ્રપંચ;કપટમંત્ર.

**Collusive-sory,** (કૉલ્લ્યૂસિવ્-કૉલ્લ્યૂસૉરિ)*a.*Fraudulently concerted;deceitful; tricky: કપટ-દગાની સંતલસવાળું;ઢંગાઇ-છળભરેલું;કપટી.

**Collutory,**(કૉલ્યુટરિ)*n.* [L. *collutum*,to wash]A medicated wash for the mouth:મોં સાફ કરવાની દવા;કોગળા કરવાની દવા.

**Colly,**(કૉલિ)*vt.*To begrime: મેશથી કાળું કo;કાળું કo.*n.* 1. The black grime or soot of coal:મેશ.2. A kind of dog:એક જાતનો કુતરો.

**Collyrium,**(કૉલિરિઅમ )*n.pl.* **collyria**.[Gr.*kollyrion*,liquid eye-salve.]An application made to the eye;eye-water:નેત્રાંજન;નેત્ર ઔષધિ;અંજન;કાજળ.**C.** *of antimony*: સુરમો.

**Colocynth,**(કૉલૉસિન્થ)*n.*[Gr.*koilia*,the belly & *kineo*,I move.] (*Med.*)The coloquintida or bitter apple:ઈંદ્રવરણાનાં કડવાં ફળ.

**Cologne,**(કૉલૉન )*n.* A perfumed liquid:એકપ્રકારનુંસુગંધી પાણી;કોલન.

**Colon,**(કૉલૉન )*n.*[L.*colum*,limb.] A part of the large intestines: મોટાં આંતરડાં;નળ;*Wind in the* **c.**: નળબંધવાયુ.2.(*Gram.*)A point or character formed thus[:]: અપૂર્ણ વિરામચિન્હ;દ્વિબિંદુ;કોલન.

**Colonel,**(કર્નેલ્ )*n.* [L. *calumna*, column.](*Mil.*) The chief commander of a regiment of troops: પલટણનો મુખ્ય સરદાર;કર્નલ.

**Colonelcy,**(કર્નેલ્સિ)*n.* (*Mil.*) The office,rank, or commission of a colonel: પલટણની સરદારીનો હોદ્દો; કર્નલની પદ્વી.

**Colonial,**(કૉલૉનિઅલ્ )*a.* Pertaining to a colony : પરદેશમાં વસેલા થાણા સંબંધી-નું;નવા વસેલા દેશ-શાખા સંબંધી.

**Colonical,**(કૉલૉનિકલ્ )*a.* [L.*colonus*, husbandman.] Of,or pertaining to husbandmen : ખેડુત સંબંધીનું.

**Colonist,**(કૉલૉનિસ્ટ્ ) *n.* A member or inhabitant of a colony: પરદેશમાં વસેલા થાણાનો રહેવાસી;અધિવાસી;અધિનિવેશી;સંસ્થાનિક.

**Colonize,**(કૉલૉનાઇઝ્ )*vt.*To plant or establish a colony in;to people by colonies: થાણું રોપવાં-વસાવવાં-આબાદ કરવાં.*vi.*To remove and settle in a distant country: રહેઠાણ ફેરવીને દૂર દેશમાં જઇ વસવું.

**Colonnade,** (કૉલૉનેડ્ ) *n.* [L. *columna*,column.](*Arch.*)A series or range of columns placed at regular intervals:સ્તંભાવળી;સરખે અંતરે બાંધેલી થાંભલાની હાર;સ્તંભપંક્તિ.

**Colony,**(કૉલૉનિ)*n.*[L.*colo*,I till.] 1.A company of people transplanted from their mother country to a remote province:સ્વદેશમાંથી ખસીને બીજા દેશમાં જઈને રહેનારાં માણસો.2.A settlement;પરદેસીઓએ વસાવેલું થાણું;સંસ્થાન;રાજ્યશાખા.3. A company of persons so journing in a foreign country: તેવા થાણાના બીજા દેશમાં રહેનાર માણસ.

**Colophony,** (કૉલૉફૉનિ)*n.* Rosin: રાળ.

**Color,**(કલર્ )*n.*[L. *Color*, to conceal.]1. A property depending on the relations of light to the eye:રંગ;વર્ણ;વાનો;Primary *colors* -red,yellow and blue: આદિરંગ:-રાતો,પીળો અને વાદળી રંગ.*Subjective* or *accidental color*;a false or spurious color: ખોટો-બનાવટી રંગ;**c.** *blindness*,total or partial inability to distinguish colors: રંગ પારખવાને માટે તદન કિંવા થોડી અશક્તતા-બીન આવડત. *Of* **c.**, not of the white colour:સફેત નહિ તેવું.*To change* **c.**:વિવર્ણ થઈ જવું;શિયાવિયા થઇ જવું; મોનું નુર ઉડી જવું. *Without* **c.**:વિવર્ણ; ફિક્કું. 2. Any hue or tint as distinguished from white or black:ધોળા કે કાળા સિવાયનો કોઈ પણ રંગ. 3. The hue characteristic of good health and spirits;ruddy complexion: લાલી;ગુલાબી;સુરખી. *Give* **c.** *to my pale cheek*:મારા ફીક્કા ગાલને સુરખી-લાલી આપો. 4.Paint; pigments: રંગવાના પદાર્થ;રંગ;રંગ-દ્રવ્ય; લેપ. 5. Semblance; pretence; excuse; disguise;appearance:ખોટો સબબ; બહાનું; મિષ;નિમિત્ત; ડોળ; પટ. *We want a* **c.** *for his death*:તેના મોતને માટે અમારે કંઇ મિષ-નિમિત્ત જોઈએ છીએ.6.Kind;species: જાત;પ્રકાર;*cattle of this* **c.**:આ જાતનાં ઢોર. 7.(*Pl.*) A flag or standard: નિશાન;વાવટો;ધ્વજ;ઝુંડો.8.(*Law.*)An apparent right:દેખીતો હક;દ્રવ્યહક.*vt.*1.To dye;to paint;to tinge: રંગવું;રંગ દેવો;રંગીત કo;રંગ ચઢાવવો. 2.(*a*)To give a false appearance to;to cause to appear attractive:રૂપ આપવું;મીઠું મરચું ભભરાવવું;ઠીકઠાક કરી સારૂં બતાવવું;ઓપવું;

Confidence is the companion of success.

રંગ દેવો;અતિશયોક્તિ ક૦.(*b*)To palliate or excuse: છાવરવું;ઢાંકવું;દોષ છુપાવવો; બ્હાનું-નિમિત્ત કાઢવું. **4.** To *hide*:ઢાંકવું;છુપાવવું;સંતાડવું;નજરે ન ચડવા દેવું.*He colors the falsehood of Æneas*: તે ઇનિયસની જૂઠ છાવરે -ઢાંકે છે. *vi.* To acquire color; to turn red;to blush:લાલ થવું;શરમિન્દું થવું;લજવાવું;ઝંખવાણા પડવું.

**Colorable,**(કલરેબલ્ )*a.* Specious; plausible:સત્યભાસાત્મક;વાસ્તવિક જણાતું;સત્યસદૃશ;ઉપરથી વાજબી-બરાબર.

**Colored,**(કલર્ડ્ )*a.***1.**Having color; painted:રંગેલું;રંગીન; ચિતરેલું; રંગદાર.**2.**Specious;plausible:ઓપેલું; ઓપ ચઢાવેલું;અતિશયોક્તિ ભરેલું;as, *a* **c.***description*:અતિશયોક્તિવાળું વર્ણન.**3.**Of some other color than white or black: કાળા અગર ધોળા સિવાયના રંગવાળું.**4.**Of some other color than white: સફેત નહીં તેવું; કાળું;as, **c.** *people*: કાળાલોક-સીદી લોક.**5.**Of some other color than green:લીલા સિવાય બીજા રંગનું.

**Colourless,**(કલર્લેસ્ )*a.* Destitute of colour;transparent:રંગ વગરનું; સાફ;નિર્મળ;નિતરું; સ્વચ્છ; આરપાર દેખાય એવું;વિવર્ણ;રંગ-વર્ણહીન-રહિત;રંગ શૂન્ય.

**Colossal,**(કૉલૉઝલ્ )*a.*[L.*colosseus.*] Huge;gigantic:રાક્ષસી;અદ્ભુત; જબરું;કદાવર;જંગી;ગંજાવર.

**Colossus,** (કૉલૉસસ્ ) *n.* Lat. *Pl.* **colossi**.Eng. *Pl.* **colossuses**. [L.*colossus.*]A gigantic statue: રાક્ષસી-અદ્ભુત-ગંજાવર-પુતળું.

**Colportage,** (કૉલ્પૉર્ટેજ્ ) *n.* [Fr. *colporter.*]The distribution of religious books,tracts,&c.:ફેરિયાની મારફત ધર્મની ચોપડીઓ વેચવી તે.

**Colporteur,**(કૉલ્પૉર્ટર્ )*n.*[L. *collum*,neck & *porto*,I carry.]One who travels for the sale and distribution of religious tracts and books:ધર્મનાં ચોપાનિયાં પુસ્તક વેચનાર-વહેંચનાર ફેરિયો.

**Colt,**(કૉલ્ટ્ )*n.*[As.*cellan*,to swell.] The young of the equine genus of animals,or horse kind: વછેરો; બચ્ચો.**2.**A young foolish fellow;a person without experience:જુવાન-પ્રમત-નાદાન માણસ;(*fig.*):ઘેરો; વછેરો.**3.**A short knotted rope formerly used as an instrument of punishment in the navy:વહાણમાં પહેલાં શિક્ષા કરવા માટે રાખેલું ગાંઠાદાર ટુંકું દોરડું.**c.**'s *tooth*,an imperfect or superfluous tooth in young horses: નાના ઘોડાઓના વધારાનો કે કાચો દાંત.*To cast one's tooth*,to cease from youthful wantonness: જુવાનીના મદમાંથી ઉતરવું;ગધાપચીશી વટાવી જવી-પુરી ક૦.*your* **c.**'s *tooth is not cast yet*:હજુ તમારી ગધાપચીશી ઉતરી નથી-જુવાનીનો તોર નમ્યો નથી.*To have a colt's tooth*,to be wanton: જુવાનીના તોરમાં ઘસડાવું; છકેલ-છટેલ થવું.*vi.*To frolic a colt: વછેરાની માફક કુદતું ફરવું. *vt.* **1.** To horse:ઘોડો નાંખવો-ચઢાવવો. **2.** To befool:ગાંડો-મૂર્ખ બનાવવો.

**Colter,**(કૉલ્ટર્ )*n.* [L. *colo*,I till.] The fore iron of a plough with a sharp edge to cut the earth or sod:હળની કોશ.

**Column,**(કૉલમ )*n.* [L. *columna*, *a* column.](*Arch.*)pillar:ગોળસ્તંભ-થાંભલો.**2.**An upright cylindrical body or mass;a shaft:સ્તંભ;રાશિ; હાર.**C.***of water*:પાણીનો ધોધ. *A* **c.** *of smoke*: ધૂમરાશિ. **3.** (*Mil.*) A body of troops broken into subdivisions:લશ્કરની ટુકડી.**4.**(*Naut.*) A body of ship arranged in a single or double file so as to follow in succession:એક,બે,કે ચાર વહાણની હારબંધ ગોઠવેલી ટુકડીઓનો જથ્થો.**5**.(*Print.*)A perpendicular set of lines separated from other matter by a line or blank space; કોઠો;ખાનું;આસન; કોલમ.**6.** A perpendicular line of figures:આંકડાઓની ઉભી હાર.

**Colure,**(કૉલ્યુર્ )*n.* [Gr. *kolouros*, docktailed.] (*Astron.* & *Geog.*) One of two great circles intersecting at right angles in the poles of the equator:યામ્યોત્તરવૃત્ત.

**Coma,**(કોમ)*n.*[Gr.*koma*,lethargy.] (*Med.*)A profound state of sleep; lethargy:ઘેન;સુસ્તીની ઉંઘ;અતિ નિદ્રા;ઘોરનિદ્રા.[Gr.*kome*,hair of the head;tail of a comet.]**1.**(*Astron.*) The envelope of a comet:પુંછડીયા તારાની પુંછડી.**2.** (*Bot.*) A tuft or bunch:ગુચ્છો;ઝુમખો;ઝુમ.

**Comart,**(કૉમર્ટ્ )*n.*A treaty;agreement:કરાર;બોલી;શરત.

**Comate,**(કોમેટ્ )*a.*[L.*coma*, hair.] Hairy:વાળનીપેઠે ગુચ્છાવાળા આકારથી ઘેરાયલું; વાળવાળું. *n.* A companion:સહવાસી;સાથી;સોબતી.

**Comatose,**(કૉમેટોસ્ ) *a.* Drowsy; *lethargic*:ઘેનમાં આવેલું;સુસ્તીવાળું; ઉંઘાળવું;ઉંઘણશી ઉંઘવાળું;અતિનિદ્રાતુર.

**Comb,**(કોમ )*n.*[A.S.*comb*,a valley or hollow.] The structure of hexagon cells,composed of wax, in which bees store their honey: પુડો.*Honey* **c.**: મધપુડો. *n.* [A. S. *cumb*,a liquid measure.]A dry measure of four bushels:ચાર બુશલનું માપ.*n.* **1.** An instrument with teeth,for separating,cleansing and adjusting hair, wool, &c:કાંસકો-કી-લિખિયો.**2.** A curry-comb:ખરેરો.**3.**A toothed instrument used for separating & cleansing wool, &c:દાંતિયો; દાંતી. **4.** The crest, caruncle or red fleshy tuft,growing on a cock's head:માંજર;કલગી;છોગું.**5.**The curling crest of a wave:મોજાનું શીંગુ.*vt.* To separate or disentangle:ઉકેલવું;ઓળવું;છૂટું પાડવું;સાફ ક૦;પિંજવું.

**Combat,**(કૉમ્બૅટ્ )*vi.* & *vt.*[L. *com* & *batuo*,I strike.]To fight with; to oppose with force;to contend against;to resist:લડવું;સામા થવું; ઝગડવું;ટક્કર લેવી;વિગ્રહ-વિવાદ ક૦.To **c.***one's passions*:સંયમ-નિગ્રહ ક૦. *n.***1.**Contest by force; battle:લડાઇ;યુદ્ધ;સંગ્રામ.**2.**(*Mil.*)An engagement of no great magnitude:ઝપ્પાઝપ્પી; નાની લડાઇ. *Single* **c.**,a combat with one on either side;a duel:દ્વંદ્વયુદ્ધ;બે જણની લડાઇ.

**Combatant,** (કૉમ્બૅટન્ટ્ ) *a.* Contending; disposed to contend: લડવાઇઉં; લડતું; લડવાની આદતવાળું. *n.*A fighter;a champion:લડનાર; યોદ્ધો;ભટ;વીર.

**Combative,**(કૉમ્બૅટિવ્ )*a.* Disposed to combat;pugnacious:લડાઇખોર;લડવાનેતૈયાર;યુદ્ધશીલ-તત્પર.

**Combination,** ( કૉમ્બિનેશન ) *n.* [ L. *con* & *bini*,two and two.] **1.** Cabal; confederacy; association;alliance:એકગાંઠ;સંપ;સંયોજન; સંધાન;સંમેલન;સંગમ; સંયુક્તા; સંધિ; સંઘાત;એક્કો.**2.**(*Chem.*) Union by affinity: મિશ્ર; રસાયન સંયોગ. **3.** ( *Math.* ) The alternations or variations of any number or quantities:એકીકરણ;**c.** *room* (*in*

આપ ખાતરી સિવાય કામ સરંજામ ઉતરેજ નહિ; આપ મુઆવિના સ્વર્ગે ન જવાય.

*the University of Cambridge*), a room into which the fellows withdraw after dinner, for wine, dessert, and conversation: જે ઓરડીમાં વિદ્યામંડળીના સભાસદો જમ્યા પછી દારૂ, મેવો વિગેરે લેવા અને વાતચિત કરવાને માટે જાયછે તે. **C.***lock*: નંબર-આંકડા-હર્ફના મેળથી ઉઘડતું-વસાતુ તાળું.

**Combine,** (કૉમ્બાઇન્) *vt.* To unite or join; to link closely together ભેગું-એકઠું કo; જોડવું; સંધાડવું; મિશ્ર કo; મેળવવું; ભેગુ કo; ભેળવવું; સાંકળવું; સંયુક્ત કo. *vi.* **1.** To form a union; to agree; to coalesce: એકસંપ થવું; મળતા આવવું; એકતંત્ર-તાર થવું. **2.** To unite by affinity or natural attraction: મળવું; ભેગુ-એકઠું થવું.

**Combustible,** (કૉમ્બસ્ટિબલ્) *a.* [L. *combustus*, burnt. ] **1.** Apt to burn; inflammable: બળે-સળગે એવું; દાહ્ય; દહનીય; દહનશીલ; દાહગ્રાહક. **2.** Fiery; irascible; quick: ગરમ; જલદ; તીખું; આગનાભભૂકાજેવું; તામસી; ચીડિયું; as, *Arnold was a* **c.** *character*: આર્નોલ્ડ ગરમ-જલદ-તામસી સ્વભાવનો માણસ હતો. *n.* A substance that will take fire and burn: દાહગ્રાહક-દાહ્ય પદાર્થ.

**Combustion,** (કૉમ્બસ્ચન્) *n.* **1.** The operation of fire on inflammable substances; burning: દહનક્રિયા; બળવું-સળગવું તે; દાહ; દહન; જ્વલન. **2.** Confusion; tumult: ગડબડાટ; ધાંધલ; ઘોળ; અવ્યવસ્થા; ઘોટાળો.

**Come,** (કમ્) *vi. imp.* **came.** *pp.* **come** [A.S. *cuman.*] **1.** To move hitherward; to draw near; આવવું; પાસે-નજદીક આવવું; as, *look, who* **c.**s *yonder*? જો પેલો કોણ આવેછે? **2.** To arrive: આવી પહોંચવું; પહોંચવું; as when we *came* to Bombay: અમે મુંબાઇ આવી પહોંચ્યા ત્યારે. **3.** To approach or arrive, as the result of a cause: બનવું; ઉપજવું; નિપજવું; થવું; ઉદ્ભવવું; ઉત્પન્ન થવું; ઉપસ્થિત થવું. *Both riches and honor* **c.** *of thee*: ધન અને પ્રતિષ્ઠા બન્ને તારાથીજ ઉપસ્થિત થાયછે. **C.** *what may*: જેથવાનું હોયતે થાઓ-જે બનવાનું હોય તે બનો. **4.** To be manifest; to appear: ઉપર આવવું; દેખાવું; નજરેપડવું. **5.** To get to be: થવું; how *came* you thus estranged: તમે આમ વિખૂટા શીરીતેયે પડયા? ☞ *Come* is used with other verbs as an auxiliary, indicative of approach to the action or state expressed by the verb: આ શબ્દ બીજાં ક્રિયાપદની સાથે સહાયકારક તરીકે વપરાયછે અને ત્યારે તે બીજા ક્રિયાપદની ક્રિયાની સમાપ્તિનું સૂચન કરે છે; as how *came* you to do it? આ તમે કયાંથી કર્યું; *how did you* **c.** *to know it*? તમે એ શી રીતેયે જાણ્યું? *Come* in the imperative is used to excite attention or to invite to motion or joint action: આજ્ઞાર્થમાં એ શબ્દ લક્ષ દોરવાને માટે વપરાય છે અથવા તો કાર્યમાં સામેલ થવાનું આમંત્રણ સૂચવે છે; **c.** *let us go*: ચાલો! આપણે જઈએ. *This is the heir,* **c.** *let us kill him*: આ વારસ છે, ચાલો આપણે તેને પુરો કરીએ. When it is repeated it sometimes expresses haste or impatience and sometimes rebuke: જ્યારે તે એક કરતાંવધારે વાર સાથે આવે છે ત્યારે તે કેટલીકવાર ત્વરા કિંવા અધિરાઇ અને કેટલીકવાર ઠપકો સૂચવે છે. **C. c.** *no time for lamentation now*: ચાલો ચાલો-બસબસ હમણાં શોક કરવાનો સમય નથી.

*To* **c.**, yet to arrive; future: આવતું; ભવિષ્યનું; આવવાનું; હવે પછીના. *In times to* **c.**: આવતા જમાનામાં. *To* **c.** *about*, (*a*) to come to pass; to arrive; to happen; to result. બનવું; થવું. *How did these things* **c.** *about*: આ બધાં વાનાં કેમ બન્યાં વારૂ? (*b.*) To change: ફરવું; વળવું; ફરીને આવવું. *The ship* **c.**s *about*: વહાણ ફરીને આવે છે. *To* **c.** *abroad*, (*a*) to move or be away from one's home or country: પરદેશમાં જવું-આવવું. (*b*) To become public: જાહેર થવું; ઉઘાડું-બહાર પડવું. *To* **c.** *across*, to meet or find by chance or suddenly: દૈવયોગે કે એકાએક મળવું; અચાનક ભેગા થવું; અનાયાસે મળવું; મળી જવું; નજરે-ચઢવું-પડવું. *To* **c.** *again*, to return: પાછું ફરવું-જવું; ઠેકાણે આવવું. *To* **c.** *after*, (*a*) to follow: પાછળ પાછળ-પછવાડેજવું; અનુસરવું; (*b*) to come to obtain: લેવા આવવું. *To* **c.** *after a book*: ચોપડી લેવા આવવું. *To* **c.** *and go*, (*a*) to appear & disappear: to change: આવવુંજવું; બદલાવું; આવજાકરવું. *To* **c.** *at*, (*a*) to reach; to gain: મેળવવું; પ્રાપ્તકo. *To* **c.** *at a true knowledge of ourselves*: આપણાસંબંધી વાસ્તવ જ્ઞાનપ્રાપ્તકo; પોતાના આત્માને ઓળખવો. (*b*) To attack: હુમલો-ધસારો કo. *To* **c.** *away*, to depart; to leave: છોડીને આવવું; છુટા પડવું; આવતા રહેવું. *To* **c.** *between*, (*a*) to intervene; to separate: વચ્ચે-આડે આવવું; જુદુ-પૃથક્-ભિન્ન કo; અંતરાય પાડવો. (*b*) To cause estrangement: વિયોગ પાડવો; વિખુટું પાડવું; તુટ કરાવવી. *To* **c.** *by*, (*a*) to obtain; to gain: મેળવવું; પ્રાપ્ત કo; પામવું; સંપાદન કo; *how did you* **c.** *by all this honor*? આ બધું માનઅકરામ તમે શી રીતેયે પામ્યા? (*b*) To pass near: પાસે થઇને જવું. *To* **c.** *down*, (*a*) to go to a lower or less important place: ઉન્નતિમાંથી નીચી સ્થિતિ કે નીચસ્થળે આવવું. (*b*) To dismount; to get down: નીચે ઉતરવું; ઉતરી પડવું. (*c*) To descend; to fall: પડવું; a pretty shower *came* down last night: ગઇ રાત્રે ઝાપટું સારૂં પડયું. (*d*) To hand over; to deliver: ઉતરવું; ઉતરી આવવું. (*e*) To be cheap; to fall in price: સોંઘુ-સસ્તુ થવું; ભાવ ઉતરી જવા-પડવા-બેસીજવા. To come down upon, to call to account; to reprimand; -ની ઉપર ઉતરી પડવું; -ની ધૂળ કાઢી નાંખવી; -ને લબડધક્કે લેવું; -ને ઉધડો લેવો. *To* **c.** *down with*, to pay over; to pay down: પાછું આપવું; ગણી આપવું; દેવું વાળવું. *To* **c.** *home*, (*a*) to touch the feeling, interest or reason; to press closely: અન્તઃકરણને અસર કરે તેવી રીતેયે લાગવું-આવવું-પડવું; વૃત્તિ, સ્વાર્થ કે બુદ્ધિપર અસર કo. (*b*) To return to one's house or family: પોતાને ઘેર કે કુટુંબમાં પાછા આવીમળવું. (*c*) (*Naut.*) To be loosened from the ground: જમીનપરથી લંગર ઉપર આવવું. *To* **c.** *in*, (*a*) to comply; to yield: નમતું મુકવું; કબૂલ કo; તાબે થવું. (*b*) To enter as a town, house, &c: -માંપેસવું-દાખલ થવું; પ્રવેશ કo. (*c*) To arrive: આવી પહોંચવું. (*d*) To be brought into use: વપરાવા લાગવું; વપરાશ-ઉપયોગમાં આવવું-માં દાખલ થવું; -નો વહિવટ-રૂઢિ-ચાલ પડવો; *silken garments did not* **c.** *in till late*: રેશમી લુગડાં હમણાંજ વપરાશમાં દાખલ થયાં. (*e*) To be or become a part of: -ના ભાગ હોવું-થવું. (*f*) To accrue as gain: નફા તરીકે મળવું; લાભ મળવો-થવો. (*g*) To mature & yield a harvest: પાક ઉતરવો. (*h*) To have sexual intercourse (with

દૂઠ અંત, લાવે સર્વેનો અંત.

compliment (*obs.*):સલામ; રામરામ.*Aritkmetical* **c**.*of a number* (*math.*),the difference between that number & the next higher power of 10: દસ અથવા તેના કોઈ વર્ગની વચ્ચેનું અંતર;ભરણ;જેમકે ૪ એ દશનું ભરણછે અને ૧૬ એ ૮૪ નું ભરણ છે;**c**.*of an arc or angle*(*Geom.*) the difference between that arc or angle&90°:કોઇઅમુક ખુણા અને કાટખૂણા વચ્ચેનું અંતર;કોટિ. *In her* **c**., said of moon when represented in full:પૂર્ણકલાવાન્ ચંદ્ર.

**Complemental,**(કૉમ્પ્લીમેન્ટલ્ ) *a.* Supplying deficiency;fully completing:ભરતીનું;ખૂટતું;પૂરવણીનું; પૂરક.

**Complementary,**(કૉમ્પ્લીમેન્ટરિ)*a.* Serving to fill out or complete:ખોટ પુરીકરનાર;ખૂટતું;પૂરવણી.**C**.*angles*, two angles whose sum is 90°: બન્ને મળીને કાટખૂણો થાય એવા બે ખુણા.

**Complete,**(કૉમ્પ્લીટ્ )*a*.[L. *con* & *pleo*,I fill.]1.Consummate;entire; perfect:પૂર્ણ;પૂરું;આખું;સંપૂર્ણ;પરિપૂર્ણ;નિ:શેષ;અન્યૂન.2. Finished;ended;concluded: પુરૂં; સમાપ્ત;સમાપન;ખલાસ.3.(*Bot.*)Having all the floral organs;whole:તમામ;બધું;સર્વ;આખું;સાંગ;સમગ્ર.**C**.*army*:ચતુરંગસેના.*vt*.1.To perfect;to accomplish; to execute; to fulfill; to finish;to effect;to realize:સંપૂર્ણ-પરિપૂર્ણ-સિદ્ધ કo;ભરવું;પુરૂં-સમાપ્ત કo; પાર મુકવું;-નો અંત-છેડો લાવવો.

**Completely,** ( કૉમ્પ્લીટ્લિ ) *adv.* Fully;entirely:સંપૂર્ણ રીતે;તદ્દન;છેક; બીલકુલ;પુરેપુરૂં;તમામ;નિ:શેષ;સર્વથા.

**Completion,**(કૉમ્પ્લીશન )*n*.1.The act or state of being complete: સંપૂર્ણ-પૂરેપૂરૂં કo-હોવું તે;પૂર્તિ; પરિપૂર્તિ;સંપૂર્ણતા;નિ:શેષતા.2.Fulfilment; accomplishment;realization:સંપૂર્ણતા;સિદ્ધતા;સફળતા;સમાપ્તિ; નિષ્પત્તિ;સિદ્ધ;પાર;અંત;છેડો.

**Complex,**(કૉમ્પ્લેક્સ્ )*a*.[L. *con* & *plecto*,I twist.]1. Composed of two or more parts; composite: બે અથવા વધારે ભાગ-અંશનું બનેલું; સંયુક્ત;મિશ્ર;અનેક વસ્તુમય; વિષમ.2. Complicated; intricate: ગુંચવણ ભરેલું;કઠણ;અસરળ;નાનાર્થક;કસુતર. *n.* Collection;complication: મિશ્રતા; મિશ્રણ;ગુંચવણ;કઠણાઇ;ગુંચવાડો.

**Complexion,** (કૉમ્પ્લેકશન ) *n.* 1. Complexity:મિશ્રતા.2. A combination;a complex:મિશ્રણ. 3. (*a*) The bodily constitution: બાંધો; ઘાટ;શરીરરચના;દેહભાવ;બંધારણ. (*b*) Nature;character: પ્રકૃતિ; સ્વભાવ. 4.The color or hue of the skin esp. the face: અંગવર્ણ; કાંતિ; રંગ; વર્ણ;ચ્હેરો;મુખાકૃતિ.5.The general aspect or appearance:દેખાવ;ડોળ; ઘાટ;રૂપ;સ્વરૂપ;આકાર.

**Complexity,**(કૉમ્પ્લેક્સિટિ) *n.* Intricacy; entanglement: ગુંચવણ; ઘોટાળો;મિશ્રતા;ગુંથાગુંથ.

**Compliance,**(કૉમ્પ્લાઈઅન્સ્ )*n*.1. Concession;submission:માન્ય-કબુલ કo તે;સ્વીકાર;માન્યતા; અનુવર્તન; સંમતિ;પરિગ્રહ.2.A disposition to yield to others;complaisance:બીજાનું માન્ય રાખે એવો સ્વભાવ-પ્રકૃતિ; અનુરોધ;અનુવૃત્તિ.

**Compliant,** (કૉમ્પ્લાઇઅન્ટ્ ) *a.* 1. Bending; pliant; yielding;submissive:વિનીત;વચનગ્રાહી; અનુવર્તી; વિનયી;સભ્ય;સત્કારી:વિવેકી.

**Complicacy,** (કૉમ્પ્લિકસિ) *n.* A state of being complex or intricate:ગુંચવણ;ગડબડ;ઘોટાળો.

**Complicate,** (કૉમ્પ્લિકેટ્ ) *vt.* [L. *con* & *plico*,I fold.]1.To intervene:ભેગું-એકઠું વણવું-વાળવું.2. To render complex;to involve: ગુંચવવું;ગુંચવી નાખવું; ગુંચવાડો કo. *a.* 1.Complex;complicated:ગુંચવેલું; ગુંચાયેલું; સંયુક્ત; ગુંચવણ ભરેલું. 2. (*Bot.*)Folded together:ભેગું વાળેલું.

**Complication,**(કૉમ્પ્લિકેશન )*n*.1. Entanglement; complexity: ગુંચવી નાંખવું તે;ગુંચવણ;ગુંથન;ઘોટાળો. 3.(*Med.*)A disease or diseases co-existent with & modifying a primary disease;એક રોગ ચાલતો હોય ત્યારે તેમાં બીજો રોગ વધે તે.

**Complicative,** (કૉમ્પ્લિકેટિવ્ ) *a.* Tending or adapted to involve: ગુંચવે-ગુંચવણમાં નાંખે એવું; ઘોટાળો કરાવે એવું;ગુંચવણિયું.

**Complicity,** (કૉમ્પ્લિસિટિ) *a.* The state or condition of being an accomplice; a participation in guilt:સામેલપણું હોવું તે;સામેલિયત; હાથ;લાગતું વળગતું.

**Compliment,**(કૉમ્પ્લિમેન્ટ્ )*n.* [L. *con* & *pleo*,I fill.]A manifestation by word of regard;delicate flattery:સલામ; નમસ્કાર; યથાયોગ્ય; જેગોપાળ;જયગુરૂ;શાબાશી;સ્તુતિ;પ્રસંશા;જયશ્રીકૃષ્ણ;રામરામ; વખાણ;આદરસત્કાર; સ્તુતિવચન-વાક્ય. *To make one a* **c**.,to show one respect;to praise one in a flattering way: -ને માનવું-બતાવવું;-નાં સારી રીતે વખાણ કરવાં.*To make one's* **c**.s,to offer formal courtesies to:-ની સલામ કહેવડાવવી;-ના યથાયોગ્ય કહેવડાવવા. *To stand on* **c**., to treat with ceremony:વિધિ-વિવેક પૂર્વક આદરસત્કાર કરવો-સન્માન કરવું.*vt*.To praise or gratify by expressions of approbation or congratulation:વખાણવું;શાબાશી આપવી.*vi*.To use expressions of respect:વખાણ કo;શાબાશી આપવી.

**Complimental-ary,**(કૉમ્પ્લિમેન્ટલ-કૉમ્પ્લિમેન્ટરિ)*a.* Expressive of regard or praise: આદરમાનવાળું; સત્કારવાળું;સ્તુતિમય.

**Comply,**(કૉમ્પ્લાઇ) *vi.* [L. *con* & *plico*,I fold.]To yield;to assent; to agree;to adapt one's self; to consent;to conform:કબુલ કo-થવું; માન્ય કo;સ્વીકાર કo;પ્રમાણે વર્તવું;હા પાડવી; બનવવું; મળતું-બેસતું આવવું; સંમતિ આપવી.

**Component,**(કૉમ્પોનેન્ટ્ )*a.* Composing; constituting; constituent:સાધક;અવયવ-અંશભૂત;અંગભૂત. *n*.A constituent part:અવયવભૂત અંશ;અંશ-અંગભૂત પદાર્થ-વિષય;અંગ; ભાગ;સાધન.

**Comport,**(કૉમ્પોર્ટ્ )*vi*.[*con*&*porto* I carry.] 1.To bear or put up: with: ખમવું;વેઠવું; સહન કo. 2. To agree;to accord;to suit:મળતું-બેસતું આવવું;અનુકૂળ હોવું; પ્રમાણે હોવું -જણાવવું;યોગ્ય-માફક થવું. *vi.* 1. To bear;to endure:ખમવું;સહન કo;વેઠવું.2.To behave;to conduct(with one's self):વર્તણુક ચલાવવી;વર્તવું;ચાલવું.*n*.Behaviour;conduct:વર્તણુક; ચાલ;ચાલચલગત;આચાર;વ્યવહાર.

**Comportable,** ( કૉમ્પોર્ટેબલ્ )*a.* Suitable;consistent:યથાયોગ્ય;બેસતું;મળતું;અનુકૂળ;માફક;ઉચિત;યોગ્ય.

**Comportment,**(કૉમ્પોર્ટ્મેન્ટ્ )See **Comport**.*n*.

**Compose,**(કૉમ્પોઝ્ )*vt.* [L *con* & *pono*,I put.]1.To put together; to put up:ભેગા કo;-નું બનાવવું. 2. To constitute:મળીને થવું;-નું બનવું. -ના અંગભૂત-અંશભૂત હોવું-બનવું. 3. To construct by mental labor;

Consult not with a fool for he can neither give nor keep counsel:

to originate:રચવું;બનાવવું;માનસિક શ્રમથી બનાવવું-પ્રકટ ક૦-જોડવું;લખવું. **4.**To adjust;to settle; to regulate:ગોઠવવું;સમાવવું;સુધરવું;પતાવવું;સમજુતી ક૦;સમાધાન ક૦.**5.**To quiet; to tranquilize;to soothe:ઠંડું પાડવું;નરમ પાડવું;શાંત પાડવું-ક૦;સ્વસ્થ-સ્થિર ક૦-રાખવું;શમન ક૦.**6.**(*Print.*) To place in proper order for printing; to set (type):બીબાં ગોઠવવાં;'કમ્પોઝ' ક૦.

**Composed,** (કૉમ્પોઝ્ડ્) *a.* Calm; quiet;tranquil: સ્થિર; ગંભીર;શાંત; ઠંડું;પ્રસન્ન;અવ્યાકુલ.

**Composedly,** (કૉમ્પોઝેડ્લિ) *adv.* In a composed manner;calmly: શાંતપણે;ગંભીરાઇથી;નિવૃત્તિથી;નિરુદ્વેગથી.

**Composer,** (કૉમ્પોઝર્) *n.* **1.**One who composes;an author:ગ્રંથ કર્તા; અસલ જોડીને લખનાર-બનાવનાર-રચનાર;ગ્રંથકાર.**2.**One who quiets or adjusts a difference:શાંત-ઠંડું પાડનાર;શાંત-શમન કરનાર;સંતાપહરકારી;પતાવનાર;સમાધાન કરનાર.

**Composite,**(કૉમ્પોઝિટ્)*a.***1.**Made up of distinct parts;compounded:અનેકાવયવઘટિત; સંયુક્ત; મિશ્રિત; સાવયવ.**C.***arch*(*Arch.*),the pointed arch: અણીદાર-વાળી કમાન-મેહેરાબ. **C.** *number* (*Math.*), one which can be measured exactly by a number exceeding unity: એકી કરતાં વધારે રકમથી જે સંખ્યા બરોબર-શેષ શિવાય ભાગી શકાય તે;સંયુક્ત સંખ્યા.**C.***carriage*,a railroad car having compartments of different classes: જુદા જુદા વર્ગ-ક્લાસના ડબાવાળી રેલવેની ગાડી. **C.** *ship*, one with a wooden casing and an iron frame: લોખંડના ડોળીયા અને ઉપર લાકડાના પડ-ઢાંકણુવાળું વહાણ. *n.* Composition;combination:બનાવટ;રચના;મેળવણી;મિશ્રણ.

**Composition,**(કૉમ્પોઝિશન્) *n.* **1.** The act of composing:એકઠું-મિશ્ર ક૦ તે;રચવું-બનાવવું તે.(*a*)The combination of the parts of a literary work; નિબંધ-પ્રબંધની રચના. (*b*)The arrangement of types in printing:છાપવા માટે બીબાં ગોઠવવાં તે.**2.**Combination; adjustment: સંયોગ.**3.**A mass formed by combining two or more substances: મેળવણી;ભેગ;મિશ્ર;મિશ્રણ.**4.**Mutual agreement to terms or conditions for the settlement of a difference:કજીઆ-ટંટો-તકરાર પતાવવાને કરેલી એક બીજાની કબૂલત.**5.**(*Law.*) The adjustment of a debt: દેવું પતાવવું તે;ફડચો;નિકાલ;તોડ;પતવણી. **6.**A literary or musical production:નિબંધ;ગ્રંથ;પ્રબંધ;કવન;કાવ્ય;રાગ;ગાયન;ગાન.**8.** Synthesis as opposed to analysis:સમાસ;સમાહાર. **C.***deed*,an agreement for composition between a debtor and several creditors: દેવાદાર અને તેના કેટલાક લેણદારો વચ્ચે નિકાલ-તોડ લાવવાનો કરાર. **C.** *of proportion* (*math.*),an arrangement of four proportionals so that the sum of the first & second is to the second,as the sum of the third & fourth to the fourth:ભાવન.

**Compositor,**(કૉમ્પૉઝિટર્)*n.***1.**One who composes or sets in order: જે નિયમસર-એક પછી એક ગોઠવે-બનાવે છે તે. **2.** (*Print.*) One who sets types:બીબાં ગોઠવનાર;કંપોઝીટર.

**Compost,**(કૉમ્પૉસ્ટ્)*n.* **1.** A mixture:મિશ્ર;મેળવણી;કોલ.**2.** (*Agric.*) A mixture for fertilizing land: જમીન ફળદ્રુપ કરવાને માટે (ખાતરનો) મિશ્ર-કોલ-રગડો.*vt.*To manure with compost:મિશ્ર-કોલનું ખાતર નાંખવું.

**Composure,** (કૉમ્પોઝ્હ્યુર્) *n.* **1.** The act of composing or that which is composed:રચવું-બનાવવું તે;જે બનાવવા-રચવામાં આવે છે તે;મિશ્રણ;સંયોગ;ગ્રંથ;નિબંધ.**2.** Orderly arrangement;disposition:નિયમસર ગોઠવણી-રચના; વ્યવસ્થા; તોડ. **3.** Frame;make:બનાવટ;રચના.**4.** Sedateness;calmness:સ્વસ્થતા;ગંભીરતા;નિવૃત્તિ;શાંત;અક્ષોભ;સ્થૈર્ય.

**Compotation,**(કૉમ્પૉટેશન્)*n.* [L. *con & poto*,I drink.]The act of drinking or tippling together: સાથે મળીને પીવું તે;સહપાન.

**Compound,**(કૉમ્પાઉન્ડ્)*vt.*[L.*con &pono*,I put.]**1.**To put together; to combine or unite: એકઠું ક૦; મેળવવું;બનાવવું મેળવવું; મિશ્ર ક૦. **2.** To compose;to constitute: રચવું; બનાવવું;યોજવું;સ્થાપવું.**3.**To adjust by agreement; to settle amicably;to compromise:ઘરમેળે પતવવું;કબૂલાતથી નિવેડો-સમાધાન-ફેંસલો ફડચો ક૦;અંદર અંદર સમાધાન ક૦.*To c.a felony*, to accept of a consideration for forbearing to prosecute:મહા અપરાધ-ગુન્હાની ફરિયાદ લાલચથી-લાંચ લઇ માંડી વાળવી.*vi.*To come to terms of agreement;to agree: સમજુતી પર આવવું; પતવવું; તોડ-ફડચો ક૦.*a.*Composed of elements: મિશ્ર; સંયુક્ત; મિશ્રિત. *A c. word:* મિશ્ર-સંયુક્ત-સમાસિક સબ્દ-બોલ. **C.** *crystal* (*crystallog.*), a twin crystal: બેવડો પાસાવાળો પદાર્થ-કાચમણી.**C.** *flower*, one composed of several florets:કેટલાંક ન્હાનાં ન્હાનાં ફુલનું બનેલું ફુલ.**C.***interst*, interest on interest:વ્યાજનું વ્યાજ; ચક્રવૃદ્ધિ વ્યાજ.**C.***quantiy* (*Alg.*),a quantity composed of two or more simple terms:બે અથવા વધારે પદની બનેલી સંખ્યા. **C.** *ratio*, the product of two or more ratios:બે અથવા વધારે પ્રમાણ-પરિમાણનો ગુણાકાર.*n.***1.**The result of combination:મિશ્ર;મિશ્રણ;મિશ્રિતદ્રવ્ય;યોગ;સંયુક્તવસ્તુ.**2.**[Malay,*kompung*,a village.]A yard round a building:ઘર-મકાનની આગળપાછળ-આસપાસનો વંડો-વાડો-ચોગમ-કંપાઉંડ.

**Compoundable,**( કૉમ્પાન્ડેબ્લ્ )*a.* That may be compromised or amicably settled: ઘર મેળે પતવી-સમાધાન થઇ શકે એવું.

**Compounder,**(કૉમ્પાઉન્ડર્) *n.* **1.** One who compounds or mixes different things:જે માણસ જુદી જુદી ચીજો એકઠી-મિશ્ર કરે છે તે;કમ્પાઉન્ડર.**2.**One who attempts to bring parties to terms of agreement: બે પક્ષનો ટંટો-કજીઓ પતાવનાર-નો નિવેડો-ફેંસલો આણનાર-લાવનાર. **3.** One who compounds a debt or crime:જે માણસ દેવું પતવે છે તે અગર ગુન્હાનું અંદર અંદર સમાધન કરે છે તે. **4.**One at a university who pays extraordirary fees for the degree he is to take:પાઠશાળામાં જે માણસ પોતે જે'ડીગ્રી'-પદવી મેળવવાનો છે અને તેને માટે વધારાની ફી આપે છે તે.

**Comprehend,**(કૉમ્પ્રીહેન્ડ્)*vt.* [L. *con & prehendo*, I take.]**1.** To comprise:to imply:સમાવેશ-સમાસ ક૦;અંદરભાવ-અર્થ રહેવો;ગર્ભિત હોવું; this all is *comprehended* in this one word"વિવેક":આ સઘળાનો "વિવેક"શબ્દમાં સમાવેશ થાય છે.**2.**To take into the mind; to understand: ગ્રહણ ક૦;-ના મનમાં-મગજમાં

ઠસવું;સમજવું; ધ્યાનમાં ઉતારવું; ખ્યાલ-લક્ષમાં લેવું-આવવું;કળવું;*Great things doeth he, which we cannot* c.: આપણા ખ્યાલમાં પણ ન આવે એવાં મહાન્ કાર્યો એ કરેછે.3.To contain; to embrace; to include:-માં આવવું હોવું-સમાવેશ થવો; The States *comprehended* in the Austrian empire:આસ્ટ્રીઅન શહેનશાતમાં આવેલાં રાજ્યો-સંસ્થાનો.

**Comprehensible,** (કૉમ્પ્રીહેન્સિબ્લ્ )*a.*1.Capable of being included or comprised:અંદર સમાસ-સમાવેશ થાય-ભાવ-અર્થ આવી જાય એવું. 2.Capable of being understood; intelligible:સમજી શકાય એવું;બુદ્ધિગ્રાહ્ય-ગમ્ય;ગમ્ય;જ્ઞાનગમ્ય; ગ્રાહ્ય; *easily* c.:સુબોધ;સુગમ; *not* c.:દુર્બોધ;દુર્ગમ;દુર્જ્ઞેય;ગહન.

**Comprehension,**(કૉમ્પ્રીહેન્શન્)*n.* 1.Inclusion: સમાવેશ-સમાસ ક૦ તે; સમાવેશ;અંતર્ભાવ; પ્રતિસંહાર. 2. A summary; an epitome; a compend:સારસંગ્રહ;સારગ્રંથ; સંક્ષેપ;સાર. 3.Understanding;perception:ગ્રહણશક્તિ;સમજ;સમજુત;બુદ્ધિ;જ્ઞાન;મતિ;અક્કલ.*Power of* c.:ગ્રહણસામર્થ્ય; આકલન શક્તિ. 4. ( *Logic.* ) The complement of attributes which make up the notion signified by a general term: વ્યાપ્તિ.

**Comprehensive,** (કૉમ્પ્રીહેન્સિવ્ ) *a.* 1. Including much; comprising many things;extensive:બહુગ્રાહી;બહોળું;બહુવ્યાપક. 2. Having the power to comprehend or understand many things at once બધી ચીજો-બાબતો એકદમ સમજી-મનમાં ઉતારી શકે એવું;બહુવિષયગ્રાહી.

**Compress,**(કૉમ્પ્રેસ્ )*vt.* [L.*con* & *premo,* I press.] 1.To press together:to compact;to condense; to reduce the volume of by pressure:દાબવું;સંકડાવી નાંખવું; સંકોચવું;ખીચોખીચ ભરવું;થોડામાં લાવવું; ઉપસંહાર ક૦.2.To embrace carnally:વિષયીપણાથી-કામાસક્તપણાથી આલિંગન ક૦-છાતીએ દાબવું;કોટી ક૦. *n.* A folded piece of a small linen cloth used in dressing wounds: ગાદી;ગાદલું;પાટો.

**Compressibility,** ( કૉમ્પ્રેસિબિલિટિ ) *n.* The quality of being compressible:સંકોચાઇ જવાનો ગુણ; સંકોચ્યક્ષમતા; સંકોચ્યક્ષમત્વ.

**Compressible,** (કૉમ્પ્રેસિબ્લ્ ) *a.* Capable of being pressed together: ઠાંસીને-દાબીને થોડામાં લાવી શકાય તેવું;સંકોચનીય.

**Compression,** (કૉમ્પ્રેશન્ )*n.* The act of compressing;the state of being compressed; pressure: દાબીને થોડામાં લાવવું તે;સંકોચન;દબાણ; ચાંપણ;ઉપસંહાર.

**Comprisal,** (કૉમ્પ્રાઈઝ઼લ્ ) *n.* The act of comprising;a compendium:સમાવેશ;સારસંગ્રહ;સાર;સંક્ષેપ.

**Comprise,**(કૉમ્પ્રાઈઝ્ )*vt* [L.*con* & *prehendo,*I take.]To include;to comprehend:સમાવેશ-સમાસ ક૦;અંદર ગણવું;c.*much matter in few words*:થોડા શબ્દમાં ઘણો અર્થ સમાવો.

**Comprobate,**(કૉમ્પ્રોબેટ્ ) *vt.* [ L. *con* & *probo,*I prove.]To agree; to concur:સાબિતકરવામાં-પૂરાવો આપવામાં મળતા આવવું.

**Compromise,**(કૉમ્પ્રોમાઈઝ્ )*n.*[L. *con,pro* & *mitto,* I send. ]1.A mutual promise to refer matter in dispute to the decision of arbitrators:તકરારી વિષય-બાબત લવાદ-પંચને નિકાલ માટે સોંપવાનો અરસ્પરસ ઠરાવ-કરાર.(*obs.*)2.An agreement;a settlement by arbitration or mutual consent:સમાધાન;ફડચો; નિકાલ;નિર્ણય;તોડ;સમજુત.A committal to something derogatory: a surrender:તાબે-આધીન થવું તે; પોતાનું માનભંગ થાય એવું ક૦ તે.*vt.*1.To bind by mutual agreement; to agree: અરસપરસ કબુલાતથી બાંધવું; કબુલ ક૦.2.To adjust and settle by mutual concessions:ભાંજગડ-તોડ-સમાધાન કરી પતવવું;અંદર અંદર સમાધાન-સમજુત ક૦.3.To endanger the life, reputation,&c. of, by some act which cannot be recalled; to expose to suspicion: કોઇ કૃત્યથી કોઇનું જીવન પ્રતિષ્ઠા વિગેરે જોખમ-વાયમાં નાંખવું. *vi.*To agree; to make concessions:પતવવું;તોડફડચો-નિકાલ-સમજુત -સમાધાન ક૦.

**Comptroller,**(કૉન્ટ્રોલર્ )*n.*A controller or an officer whose duty it is to examine and certify accounts:બીજાનો હિસાબ તપાસનાર અધિકારી;મુસ્તારી.

**Compulsatory,** (કૉમ્પલ્સેટોરિ ) *a.*Compelling;forcing;constraining:ફરજ પાડતું;બળાત્કાર-જોર જુલમનું-સંબંધી-કરતું.

**Compulsion,**(કૉમ્પલ્શન્)*n.*1.The act of compelling subjection to force;constraint: બળાત્કાર-જુલમ-જબરાઇ ક૦ તે;જબરદસ્તી;બળાત્કાર;જુલમ;જબરાઇ; બળ;હઠ;સાહસ. 2. The state of being compelled by violence:જુલમ જબરદસ્તી-જોરાવરી-બળાત્કાર થવો તે.

**Compulsive,** (કૉમ્પલ્સિવ્ ) *a.* Driving;forcing; constraining: બળાત્કાર-જોરજુલમ-જબરદસ્તી જોરાવરી કરતું;બળ પ્રધાન.

**Compulsory,** ( કૉમ્પલ્સૉરિ ) *a.* Having the power of compelling; constraining: બળાત્કાર-જોરજુલમ-જબરાઈથી કરાવવાનું-કરાવવાની સત્તાવાળું.2.Obligatory; enjoined by authority:આવશ્યક;જરૂરનું;ફરજિયાત;જરૂરી.

**Compunction,**(કૉમ્પન્ગ્કશન્ ) *n.* [L.*con* & *pungo,*I prick.] 1. A pricking;stimulation;irritation: ઉશ્કેરણી; ઉત્તેજન; ઉદ્દીપન; પ્રોત્સાહન. 2.A pricking of heart;the sting of conscience;remorse:ખોટું કામ કરવાથી જીવનો પશ્ચાતાપ-દુઃખ;અફસોસ; મનસંતાપ;પસ્તાવો;કચવાટ;ચણચણાટ; ખરખરો;અનુતાપ;ખેદ; બળવો;દિલગીરી;દગદગો;ખટકો;ચટકો.

**Compunctious,**( કૉમ્પન્ગ્કશસ્ )*a.* Caused by conscience;attended with compunction:જીવ કચવાવે એવું; દગદગો થાય તેવું;પશ્ચાત્તાપ જનક-કારક; ખરખરો રાખે તેવું;અનુતાપી;અનુશયાર્ત.

**Compurgation,**( કૉમ્પર્ગેશન્ )*n.* [L.*con* & *purgo,*I make pure.] (*Law* ) The act or practice of justifying or confirming man's veracity by the oath of others; -called also *wager of law*: કોઈ માણસનું સત્ય બીજાને સોગન ખવડાવીને સાબીત કરવાની રીત.2.Exculpation by testimony to one's veracity or innocence:કોઇના સત્ય કે નિર્દોષપણા વિષે સાબિતી-જુબાની આપીને તેને આપેલી દોષ-મુક્તિ.

**Compurgator,**(કૉમ્પર્ગેટર્ )*n.*One who bears testimony or swears to the veracity or innocence of another:કોઈના સત્ય કે નિર્દોષપણાં માટે સાક્ષિ આપનાર કે સોગન ખાનાર.

**Computable,** ( કૉમ્પ્યૂટેબલ્ ) *a.* Capable of being computed or reckoned:ગણી શકાય-ગણત્રી કરી શ-

Contempt is the best return for scurrility:

કાય તેવું.

**Computation,** ( કૉમ્પ્યૂટેશન્ ) *n.* *Calculation;reckoning;estimate:* ગણત્રી;ગણના;સુમાર;અન્દાજ;આશરો; હિસાબ;અટસટ્ટો;આંકડો. **2.** The result of computation:ગણિત;ગણના.

**Compute,**(કૉમ્પ્યૂટ્ )*vi.* [L. *con* & *puto*,I reckon. ] To determine by calculation; to count; to reckon:હિસાબ-ગણત્રીથી નક્કી ક૦;ગણિત ક૦;ગણવું; સુમાર-અટસટ્ટો-આશરો કાઢવો;સંખ્યા કાઢવી.*n.*Computation: ગણત્રી;સુમાર;હિસાબ;આશરો;અટસટ્ટો.

**Comrade,**(કૉમ્રેડ્ )*n.*[L.*camera*, a chamber.]A mate;a companion;an associate:સોબતી;સાથી;મિત્ર; જોડીઓ;ભાઇબંધ;જોડિયો.

**Con,**(કૉન્ )[L.]A Latin prefix signifying *with,together*,&c.:લાટીન ભાષાનો એક ઉપસર્ગ છે તેનો અર્થ,'સહ' 'સાથે' એવો થાયછે.

**Con,**(કૉન્ )*adv.* [An abrev.of the L.*contra*,against.]Against the affirmative side; in opposition: વિરુદ્ધ;સામેનું;ઉલટું;નકારનું.

**Con,**(કૉન્ )*vt.* [A. S. *cunnan*, to know.] **1.** To know; to understand: જાણવું; -થી જાણીતા થવું; સમજવું.**2.**To study in order to know; to peruse;to learn;to commit to memory:ગોખવું; કરવું; શીખવું; પાઠે-મોઢે કરવું;અધ્યયન કરવું;ઘણાજ ધ્યાન-લક્ષ્યપૂર્વક જોવું-તપાસવું.*To* **c.***answer*, to be able to answer:જવાબ આપવાને શક્તિમાન થવું-હોવું. *To* **c.** *thanks*,to thank:-નો ઉપકાર-આભાર માનવો;શાબાસી આપવી.

**Conacre,**(કૉનેકર્ )*vt.*In Ireland,to sublet a portion of land for a single crop:એકજ પાક કરવાને જમીન્ પેટા ગણોતે આપવી. *n.* The above system: પેટા સાંથ-ગણોતની રીત.

**Conation,**(કૉનેશન્ )*n.*(*phelos.*)The power which directs or impels to effort of any kind, whether physicial or psychical:શારીરિક કે આત્મિક પ્રવૃત્તિ-ચાંચલ્ય.

**Conatus,**( કૉનેટસ્ ) *n.* A natural tendency inherent in a body to develop itself;an attempt; an effort:ઉધરભાવ;ખિલવાની શક્તિ;પ્રયત્ન;પ્રયાસ.

**Concamerate,**(કૉન્કૅમરેટ્ )*vt.* To arch over;to vault:ના ઉપર કમાન-મહેરાબ કરવો. **2.** To divide into chambers or cells:ઓરડા કે ભોંયરાં બનાવવાં-પાડવાં.

**Concatenate,**(કૉન્કૅટીનેટ્ ) *vt.* [L. *con* & *catena*, chain. ] To link together; to unite in a successive series:જોડવું; વળગાડવું; સંબંધ ક૦;સાંકળવું-સંધાડવું.

**Concatenation,**(કૉન્કૅટીનેશન્ ) *n.* A series of links united:a chain; a succession:સાંકળ;જંજીર;અવિચ્છિન્નસંયોગ;અનુબંધ;સાંકળી;સંબંધ; પરંપરા;માળા;શ્રેણી;પંક્તિ;સંકલના.

**Concave,**(કૉન્કેવ્ ) *a.* [ L. *con* & *cavus*,hollow.]Hollow and curved or rounded:અંતર્ગોળ;ગગનાકાર; ઘુમટદાર;પુટાકાર;ઉદરાકાર.*n.* A hollow; an arched vault; a recess; a cavity:પોકળ;પોલાણ; ઘુમટ; ગોળ; અંડકટાહ;*vt.*To make hollow:પોલું-પોકળ ક૦.

**Conceal,**(કૉન્સીલ્ )*vt.*[L.*con* & *celo* I hide. ] To hide; to cover; to screen; to secrete; to withhold knowledge of:સંતાડવું;છુપાવવું;ઢાંકવું;લપાવી દેવું;ઢાંકીદેવું;ગુપ્ત-છાનું રાખવું; આચ્છાદિત ક૦; ચોરી રાખવું; ન જણાવવું-કહેવું: જાણવા ન દેવું; છાનું રાખવું.

**Concealable,**(કૉન્સીલૅબલ્ )*a.*Capable of being concealed, hid or kept close: સંતાડવા-છુપાવવા-છાનુ-ગુપ્ત રાખવા યોગ્ય-લાયક;ગુહ્ય;ગોપનીય;આચ્છાદનીય.

**Concealed,**(કૉન્સીલ્ડ્ ) *a.*Hidden; kept from sight:ઢાંકેલું;ગુપ્ત;ગુહ્ય;છાનું;પ્રચ્છન્ન;ગૂઢ.

**Concealment,**(કૉન્સીલ્મેન્ટ્ ) *n.* **1.** The act of concealing or hiding out of sight:નજર-દેખાવમાંથી સંતાડવું-ગુપ્ત રાખવું તે;દાબી-ઢાંકી-ચોરી રાખવું તે; પ્રચ્છાદન;ઢાંકણ; ગોપન;તિરોધાન. **2.** The place of hiding; a secret place: છુપાવવાની-સંતાડવાની જગ્યા-ઠેકાણું; છૂપી જગ્યા; ઓઠું. **3.**(*Law.*)Suppression of truth: સત્ય-સાચું છાનું-દાબી રાખવું તે.

**Concede,**(કૉન્સીડ્ ) *vt.* [*con* & *cedo*, I yield. ] To yield or suffer to pass;to grant:વગર તકરારે કબૂલ-માન્ય ક૦-રાખવું; ઢીલું મુકવું; જતું ક૦; અનુમત થવું; -ની હા પાડવી. **2.** To admit to be true;to acknowledge: સ્વિકારવું;ખરું છે એમ કબૂલ ક૦;હા ભણવી-પાડવી.**3.**To grant as a right or privilege: હક-દાવા તરીકે બક્ષવું-આપવું.*vt.*To yield or make concession:થવું;હા પાડવી;છુટ મુકવી.

**Conceit,** ( કૉન્સીટ્ ) *n.* **1.** Idea; *thought;conception; image:* વિચાર;ખ્યાલ;કલ્પના;ભાવના;બુદ્ધિવિષય; સંકલ્પ;મત.**2.**Apprehension;mental faculty:મનમાં પકડવું તે;સમજણ; અક્કલ;જ્ઞાન;મતિ;બુદ્ધિ;અનુમાન;તર્ક. **3.** A fanciful notion;a quaint fancy; a whim;a quip:તુરંગ;લેહેર;તોર; મોજ;બુદ્ધિચાપલ્ય; સ્વચ્છંદ. **4.** Active imagination;lively fancy:કલ્પનાશક્તિ;તર્કશક્તિ;બુદ્ધિવિલાસ; ચંચળ બુદ્ધિ.**5.**An overweening idea of one's self;vanity:મગરૂબી;અહંકાર; ગર્વ;ગુમાન;અભિમાન;દમામ; ડમાક;મિજાજ; સ્વાભિમાન. *In* **c.** *with*, in accord with;agreeing;conforming:પ્રમાણે;બંધ બેસ્તીરીતે;ઇચ્છાનુસાર;અનુકૂળ.*Out of* **c.***with*,not having a favorable opinion of:-ને નાપસંદ-અણગમતું.*To put one of* **c.** *with*, to make him indifferent to a thing or in a degree displeased with it:કોઇપણ માણસનો કોઇ વસ્તુ-પદાર્થ પ્રત્યે અણગમો ઉત્પન્ન ક૦.*vt.* To conceive; to imagine; to fancy:ધારવું;કલ્પવું;ખ્યાલ ક૦; વિચારવું.*vi.*To form an idea;to think: મનમાં વિચાર ક૦; -નો તોલ બાંધવો.

**Conceited,** ( કૉન્સિટેડ્ ) *a.* **1.** Endowed with fancy or imagination:કલ્પના-વિચારશક્તિ વાળું.**2.**Entertaining a flattering opinion of one's self;vain:સ્વાભિમાની; ગુમાની;ડમાકી;મસ્ત;પતરાજખોર; ઉદ્ધત; ગર્વિષ્ઠ;હોંશીઆરીનો ફાંકો ધરાવનાર-રાખનાર;અહંકારી.**3.** Curiously contrived;fanciful:વિચિત્રરીતે બનાવેલું; તરેહવાર; *a* **c.** *chair to sleep in:* સુવાની તરેહવાર ખુરશી.*adv.* In an egotistical manner:ગર્વિષ્ઠપણે;અહંકારથી-**ness**-*n.* Conceit;vanity: ગર્વ;અહંકાર;શેખી;પતરાજી;આપવડાઇ.

**Conceivable,** (કૉન્સીવૅબલ્ ) *a.* Capable of being imagined or understood: ખ્યાલ કરી શકાય તેવું; સમજી-ધારી શકાય-મનમાં ઉતરે તેવું;કલ્પનીય;બુદ્ધિગમ્ય; મનોગમ્ય;સંભાવ્ય.

**Conceive,**(કૉન્સીવ્ )*vt.* [L. *con* & *capio*,I take,]**1.**To receive into the womb and begin to bread: ગર્ભ રહેવો-ધારણ ક૦;દહાડા-દિવસ-હમેલ રહેવા;સગર્ભા થવું;-ગાભણા થવું; ફળવું. To plan;to originate; to devise: મનમાં યોજવું-યોજના ક૦;-નો ખ્યાલ

ઇંટાળાના દેવને ખાસડાની પુજા; વિંછીના મોંને ખાસડું.

બાંધવો;કલ્પવું;કલ્પના કo;-મનમાં ધડવું. 3. To picture imagination; to imagine;to comprehend;to know: ધારવું;મનમાં સમજવું;વિચારવું. *vi.* 1. To have an embryo in the womb: to become pregnant: ને દિવસ-દહાડા-ગર્ભ-હમેલ રહેવો; as, *a virgin shall* **c.**& *bear a son*:એક કુમારિકા ગર્ભ ધારણ કરશે અને પુત્રને જન્મ આપશે.2. To have a conception or idea;to think:ધારણા-કલ્પના-ખ્યાલ કo;ધારવું;વિચારવું.-with-*of*.

**Concenter,** } ( કૉન્સેન્ટર્ ) *vt.* [L.
**Concentre,** } *con & centrum*, a centre.] To come to a point or to meet in a common centre:એકત્રથવું;એકસ્થળે આવવું-ભેગા થવું;એકમધ્ય બિંદુમાં આવવું.*vt.*To draw or direct to a common centre:એકસામાન્ય-સાધારણ બિંદુ-મધ્યમાં લાવવું-લઇ જવું-એક કo;સમકેંદ્ર કo.

**Concentrate,** (કૉન્સેન્ટ્રેટ્ ) *vt.* To bring to a common centre; to unite more closely:જોડવું;-ની એકાગ્રતા કo;એકાગ્ર કo;સમકેન્દ્ર કo;એકકેંદ્રમાં લાવવું; મધ્યબિંદુમાં લાવવું;as, *to* **c.***the attention*:ચિત્તની એકાગ્રતા કo.2.To condense;to intensify, by getting rid of useless material: જલદ-સખત-કડક કરવું; ઘટ્ટ કo;જમાવવું;ઘાટું કo.*vi.*To approach toward a common centre;to consolidate:એક તરફ જમા થવું.

**Concentration,** ( કૉન્સેન્ટ્રેશન ) *n.* 1.The act or process of concentrating;condensation; compression into a narrow space:કેન્દ્રમાં લાવવું તે;સાંકડી જગ્યામાં દાબવું-દબાવવુંતે;સંઘટ્ટન;એકીકરણ.2.The process of reducing the volume of a liquid by evaporation: પ્રવાહી ને વરાળરૂપે ઉડાવીને કદ ઓછું કરવું. 3. (*Metal.*) The act or process of removing the dress of ore and of reducing the valuable part to smaller compass,as by currents of air or water:કાચી ધાતુને પાણી કે હવાના પ્રવાહ લગાડીને તેનો કચરો સાફ કરવો અને કિમતી તત્વ નીકળે તેનો થોડો જથ્થો કરવો-થોડીપણ બહુ કિમતી વસ્તુ મળે એમ કરવું. **C.***of the mind*:એકાગ્રતા;સમાધિ.

**Concentrativeness,** (કૉન્સેન્ટ્રેટિવ્નેસ્ ) *n.* (*Phren.* ) The power of concentrating the intellectual force:એકાગ્રતા.

**Concentric,**(કૉન્સેન્ટ્રિક્ ) *a.* Having a common centre:સમકેંદ્ર;મધ્યબિન્દુક-વાળું;સમાન-એકકેંદ્ર.

**Concept,**(કૉન્સેપ્ટ્ )*n.* An abstract general conception; a notion: ખ્યાલ;વિચાર;તર્ક;ભ્રમણા.

**Conceptacle,** ( કૉન્સેપ્ટૅકલ્ ) *a.* 1. That in which anything is contained;a vessel: જે ગ્રહણ કરે છે તે: જેની અંદર કાંઇચીજમુકવામાં આવેછે-હોયછે તે;વાસણ.2.(*Bot.*)A follicle: અંદરની બાજુથી ફુટનારી ફળી-શિંગ.

**Conception,** (કૉન્સેપ્શન્ )*n.*1. The first formation of the embryo of an animal:ગર્ભધારણ;હમેલ;ગર્ભાધાન; દિવસ;દહાડા.2.The state of being conceived;beginning:પ્રારંભ; શરૂઆત;આદિ; ઉપક્રમ; આરંભ. 3. The formation in the mind of an image:apprehension:મનમાં વિચાર ઉત્પન્ન થવોતે;બોધ;ગ્રહણ;અવધારણ;સમજ;આકલન;પ્રતિપત્તિ. *Clear* **c.***of*: સ્પષ્ટ પ્રતિપત્તિ.4.The image,idea or notion formed; a notion; a universal:કલ્પના;ભાવના;બુદ્ધિવિષય; આકાર;વિચાર;સંકલ્પ;ખ્યાલ.5.Idea; purpose;design: હેતુ; ઈરાદો; મુરાદ; આશય;વિચાર.6.Conceit; affected sentiment or thought;ટમાક;દમામ; પતરાજ;દમ;ગુમાન;અભિમાન. 7.The faculty of forming an idea in the mind:વિચાર-તર્કશક્તિ.

**Conceptive,**(કૉન્સેપ્ટીવ્ ) *a.* Capable of conceiving: ખ્યાલ લાવી શકે એવું.

**Concern,** (કૉન્સર્ન્ )*vt.* [L. *con & cerno*,I separate.] 1. To relate or belong to; to be of importance to:સંબંધ હોવો;લાગવું;વળગવું; -ને ઉપયોગનું હોવું.2.To engage by feeling or sentiment; to interest:-ને ઉપયોગનું હોવું;-નું ભલું-સારું -હિત-સ્વાર્થ તાકવો;-માં ચિત્ત ઘાલવું;-ને માટે કાળજી ધરાવવી-ફિકર રાખવી. *A good prince concerns himself in the happiness of his subjects*:સારો રાજા પોતાની પ્રજાના સુખને માટે કાળજી ધરાવે છે.*n.*1.Business; affair:કામકાજ;પ્રકરણ;ખટપટ;સંબંધ; હાથ;વિષય; as,*the private* **c.**s *of a family*:કુટુંબની ખાનગી ખટપટ.2. Interest;moment:અગત્યપણું;ઉપયોગ;વજન;વજનદારી;ગૌરવ; માહાત્મ્ય. 3. Regard; solicitude; anxiety: દરકાર; ચિંતા-કાળજી;ઉત્કંઠા;ઉદ્વેગ;ફિકર; પરવા; લેવાદેવા. 4. (*Com.*) A firm and its business:મામલો; કારખાનું; ખાતુ.*The whole* **c,** *all* connected with a particular affair or business: મંડળ; ખાતું;વાજું;તંત્ર.

**Concerned,**(કૉનસર્ન્ડ્ )Disturbed; troubled;anxious: ફીકરમાં પડેલું; ચિંતાતુર;ચટપટીમાં પડેલું.

**Concerning,** ( કૉન્સર્નિન્ગ્ ) *Prep.* Pertaining to;regarding;having relation to:સંબંધી; વિષે; લગતું. *a.* Important:ઉપયોગી;અગત્યનું;કામનું. *n.*Concern:દરકાર;કાળજી;કામ;વિષય.

**Concernment,**(કૉન્સર્નમેન્ટ્ )*n.*

**Concert,**(કૉન્સર્ટ્ )*vt.*[L.*con & certo*, I contend.]1.To plan together; to settle by agreement or consultation:એકરાગ-મત થઇ ઠરાવ-નિશ્ચય-મનસુબો કo; નક્કી કo. It was *concerted* to begin the siege in March: મસલત કરતાં માર્ચ માસમાં ઘેરો શરૂ કરવાનું નક્કી ઠર્યું. 2. To plan;to devise:ગોઠવવું;યોજવું; શોધી કાઢવું;-ની રચના-યુક્તિ ગોઠવવી.*vi.* To act in harmony; to form combined plans:સંપમાં ચાલવું-રહેવું;સલાહ-સંપથી વર્તવું;એકઠા રહી ઉપાયો-યુક્તિઓ યોજવી.*n.*1.An agreement in a design or plan; harmony: કોઇ મનસુબામાં એકરાગ-મત-વિચાર;સંપ;એકમત;એકભાવ.2.Musical accordance or harmony;concord:સુરમેળ;એકરાગતા;મેળ;એકતાન-લ; સંગીત.**C.***hall*:સંગીતશાળા.3.A musical entertainment in which several voices or instruments take part:ગાનતાનનો તમાસો;જલસો.

**Concerted,**(કૉનસર્ટેડ્ )*a.*Mutually planned;agreed on:અરસપરસ મસલતથી યોજેલું;નક્કી કરેલું-ઠરાવેલું.

**Concertina,**(કૉન્સર્ટિના)*n.* A small musical instrument of the accordion species:હાથે વગાડવાનું એક નાનું વાજું;કૉન્સર્ટિના.

**Concession,**(કૉન્સેશન્ )*n.* [L. *con & cedo*, I yield.] 1. The act of granting or yielding:નમતું મુકવું તે;સ્વીકાર;માન્ય કરવું તે;પ્રદાન;ત્યાગ;છુટ. 2.A grant;a boon:બક્ષીસ;ઇનામ.3. A privilege granted by government to do certain things:અમુક કામ કરવાને સરકારે આપેલો-બક્ષેલો હક.

**Conch,**(કૉન્ક્ )*n.*[L.*concha*,shell.] 1.A marine shell: દરિયાની છીપ;

શંખલું; શંખ. 2. One of the inhabitants of the Bahama Islands:બહામા ટાપુઓનો રહેવાશી. 3. (*Arch.*)A concave surface:અંતર્ગોળ-ઘુમટદાર સપાટી.4.The external ear:બાહ્યકર્ણ;બહારનો કાન.

**Conchology,**(કૉન્કૉલૉજી) *n.* The science of shells and the animals that inhabit them;malacology:શંખ અને તેની અંદર જે પ્રાણીઓ રહે છે તેનું શાસ્ત્ર-વિદ્યા.

**Conciliate,**(કૉન્સિલિએટ્) *vt.* [L. *concilio,*I bring together.]To win over; to gain from a state of hostility;to reconcile; to appease;to propitiate: મન-પ્રીતિ મેળવવી-સંપાદન કo;મેળવી લેવું; સલાહ કo;હેત-માયા સંપાદન કo;મનાવવું;અનુકૂળ-પ્રસન્ન કo.

**Conciliation,** (કૉન્સિલિએશન) *n.* The act of winning over or bringing to agreement;reconciliation: મેળવી લેવું તે;સુલેહ;સમજુતી;મનાવણી; આરાધના:અનુરંજન:સાંત્વન:સામ.

**Conciliatory,** (કૉન્સિલિએટોરિ) *a.* Tending to conciliate; pacific: મેળવી લે તેવું; બધાની જોડે મળતું; સમાધાનનું-કરાવે એવું;ચિત્તાકર્ષક;દ્વેષહારક;આરાધક.**C.***measures*:સામોપચાર.

**Concise,**(કૉન્સાઇસ્) *a.* [L. *con* & *cædo,* I cut.] Condensed; brief and comprehensive:ટૂંકું અને સમજી શકાય એવું;સંક્ષિપ્ત;મુખ્તેસર; અવિસ્તીર્ણ;સામાસિક.

**Concision,** (કૉન્સિઝન) *n.* 1. A division;a faction;a cutting off: ભાગ;વિભાગ:કર્તન;ઉચ્છેદ;છેદન.

**Conclave,**(કૉન્કલેવ્) *n.* [L. *con* & *clavis,*key.]1. A private apartment:ખાનગી-ગુપ્ત જગ્યા-ઓરડો. 2. The body of cardinals: ધર્માધ્યક્ષોની સભા; મંત્રમંડ. 3. A private meeting;a close assembly:ખાનગી સભા:ગુપ્ત મંડળી.*To be in* **c**,to be engaged in a secret meeting: ખાનગી મંડળીમાં મળવું-સામેલ થવું.

**Conclude,**(કૉન્કલ્યૂડ્) *vt.*[L.*con* & *claudo,*I shut.]1.To shut up;to inclose:બંધ કo;અંદર ઘાલવું-પૂરવું.2. To include; to comprehend:-માં સમાવેશ કo;-માં મુકવું-ગણવું. 3. To shut off;to limit;to estop;to bar: ને બાધ આવવો;ને અટકાવ-અવરોધ થવો; અટકવું;હદ આવવી 4.To infer;to collect by reasoning:અનુમાન કo;ક્યાસ કo;તર્ક-અનુમાનથી કાઢવું.5.To bring to an end;to close;to finish:અંત-છેડો આણવો;બંધ કo;આટોપવું;પૂરું કo; સમાપ્ત કo;*With these remarks I* **c.***my lecture*:આટલું વિવેચન કરીને હું મારું ભાષણ આટોપું છું.6.To make a final determination of;to decide:નો છેલ્લો ઠરાવ કo;નિશ્ચય-નિર્ણય કo;નક્કી કo.7.To bring about as a result;to effect;to make: પરિણામ લાવવું; નિકાલ લાવવો-કo;*if we* **c.***a peace*:જો આપણે સલાહ કરીએ તો; *to* **c.***a bargain*:સોદો કo.*vi.*1.To close;to end;to terminate: અંત-છેડો આણવો;સમાપ્ત-પૂરું કo; વિરામવું. 2.To form a final judgment;to decide:-નો છેલ્લો ઠરાવ કo;તોડ કાઢવો:નિકાલ-નિર્ણય કરવો.

**Concluding,**(કૉન્કલ્યૂડિન્ગ્) *a.*Final; last:અંત-છેવટ-આખરનું;છેલ્લું.

**Conclusion,** ( કૉન્કલ્યૂઝન ) *n.* 1. Close;termination;end:અંત;છેડો; પાર;છેવટ;આખર;સમાપ્તિ;ઉપસંહાર;પરિણામ;અવસાન.2. Final decision; determination:છેલ્લો ઠરાવ-નિશ્ચય; નિર્ણય;અવધારણા;ફળ.3.Inference: અનુમાન;ઉપસંહાર;પરિણામ; ઘટિતાર્થ; મથિતાર્થ;ઉપપત્તિ. 4. (*Logic.*) The inferred proposition of a syllogism:સિદ્ધાંત;નિગમન.*Illogical* **c.**: અપસિદ્ધાંત. *Grounds or warrants of a* **c.**:સાધન.5.An experiment or something from which a conclusion may be drawn:જે તપાસ-અજમાશમાંથી કાંઇ નિર્ણય-સિદ્ધાંત નીકળે તે.6.(*Law.*)An estoppel or bar;બાધ;અટકાવ.**C.***to the country,* (*Law*) the conclusion of a pleading by which a party "puts himself upon the country" *i.e.*,appeals to the verdict of a jury: કાયદાની તકરારે થઇ રહ્યા પછી જ્યુરીને પોતાના ફેંસલા માટે અરજ ગુજારવી તે.*In* **c.**,(*a*)finally:છેવટે;આખરે.(*b*) Shortly: ટુંકામાં. *To try* **c.**s, to make a trial or experiment:અજમાયશ-અખતરો કo.

**Conclusive,** (કૉન્કલ્યૂસિવ્) *a.* Belonging to a close or termination;decisive; leading to a conclusion:અંત-છેડો આણે એવું; સમર્થ; નિર્ણુનિય;નિર્ણાયક;નિશ્ચયાત્મક; સિદ્ધાંત સ્થાપક; પ્રતિપાદક. **C.** *evidences* (*Law*), that,of which, from its nature,the law allows no explanation:જે પુરાવાને માટે કાયદાથી વધારે ખુલાસો લેવામાં આવતો નથી તે. **C.** *presumption*(*Law*), An inference which the law makes so peremptorily that it will not allow it to be overthrown by any contrary proof, however strong:વિરૂદ્ધનો પુરાવો ગમે તેવો સબળ હોય તોપણ જે અનુમાન રદ ગણાતું નથી તે.-**ly**;*adv.* Decisively; positive-ly:નિશ્ચય પૂર્વક;નિર્ણયનીરીતે.

**Conclusiveness,** ( કૉન્કલ્યૂસિવ્નેસ્ ) *n* The quality of being conclusive:decisiveness:નિવેડો; ફેંસલો;સિદ્ધાંત:નિર્ણાયકત્વ.

**Concoct,**(કૉન્કૉક્ટ્ ) *vt.* [L. *con* & *coquo,* I cook.] 1. To digest:પચાવવું; પાચન કo; હજમ કo. 2. To mature or perfect:to ripen:પાકું કo;પુરું કo;પકાવવું.3. To contrive; to plan;to plot: રચવું, ઉભું કo; યોજવું;-નો ઘાટ કo; કલ્પના કo. 4. To invent or prepare by combining different ingredients: જુદા જુદા પદાર્થો ભેળવીને બનાવવું-શોધી કાઢવું.5.To purify or refine chemically:શોધવું;શોધન કo;શુદ્ધ કo. **ive.** *a.*Dijestive:પાચન કરે એવું,પાચક.

**Concoction,**(કૉન્કોકશન) *n.*1.Digestion:પાચન-હજમ થવું તે.3.The act of bringing to perfection or maturity: પૂર્ણતા-પરિપકવતામાં આણવું-લાવવું તે;પરિપકવ કo તે. 3. The act of devising;planning;rumination;contrivance: બનાવવું-રચવું તે;બનાવટ:રચના;કલ્પના;ઘાટ;મનસુબો; વિચાર.4.The act of concocting: પકવવું-તૈયાર કo તે. 5. The food prepared:પાક;પરિપાક.

**Concomitance,**(કૉન્કૉમિટેન્સ્ ) *n.* The state of accompanying;accompaniment: સોબત; સાથ;સહગતિ-ગમન-સ્થિતિ; સંગ; સંગતિ;સંયોગ; સમવાય;અનુષંગ.

**Concomitant,**(કૉન્કૉમિટેન્ટ્) *a.*[L. *con* & *comes*,a companion.]Accompanying;attending:જોડે આવનાર-જનાર-બનનાર;સહકારી; અનુષંગી;આનુષંગિક;સહવર્તી.*n.* An associate;a companion:જોડે વળગેલી-બનનાર વસ્તુ;જોડીઓ;અનુષંગી;સહચારી; સહવર્તી;સંગી:સાથી;as,*the other* **c.** *of ingratitude is hardheartedness*:અપકારનો બીજો સાથી નિર્દયતા-કઠોરહૃદયતા છે.

ગોળે મરે તેને ઝેરે ન મારવો; ટાઢે પાણીએ ખસ કાઢવી.

**Concord,** (કૉન્કૉર્ડ્ ) *n.* [L. *con* & *cor, cordis*, heart.] 1. Harmony; union: સંપ;એકરાગ;એકમત;એક વિચાર;ઐક્ય; અવિરોધ;મેળાપ. 2. Compact; treaty: પ્રતિજ્ઞા;કૉલકરાર;સરત;કરારનામું;તહનામું;સંધીપત્ર. 3. (*Gram.*) Agreement of words with one another (*in gender, number, person,* or *case*): અન્વય;મળતાપણું;અનુષંગ;સમાનાધિકરણ. 4. (*Mus.*) consonance; harmony: સુરસુળ; મેળ; સ્વરૈકતા; તાલૈક્ય; સ્વરસામ્ય. 5. A variety of American grape with black grapes in compact clusters: એક જાતનું અમેરિકામાંનું દ્રાક્ષનું ઝાડ. *vi.* To agree: મળતા આવવું;એકમત થવું-હોવું.

**Concordance,** (કૉન્કૉર્ડન્સ્ ) *n.* 1. *n.* 1. Agreement; accordance: મળતાપણું;મેળ;એકતા;ઐક્ય;સાદૃશ્યતા. 2. (*Gram.*) Concord: અન્વય;મળતાપણું. 3. An index in which all the important words used in any book are arranged alphabetically, with reference to the places in which they occur: કોઇ પણ ગ્રંથમાંના બધા અગત્યના શબ્દના આદ્યાક્ષર પ્રમાણે અનુક્રમ કરીને તેના પાનાં તથા પ્રકરણ પ્રમાણે પત્તા આપ્યો હોય એવો કોઠો. 4. A topical index or orderly analysis of the contents of a book: પુસ્તકના વિષયોની પૃથક્કરણરૂપ અનુક્રમણિકા.

**Concordant,** ( કૉન્કૉર્ડન્ટ્ ) *a.* Agreeing; correspondent; harmonious: મળતું;માફક;યોગ્ય; મેળાપી,અનુરૂપ;અવિરૂદ્ધ;સદૃશ.

**Concordat,** ( કૉન્કૉર્ડૅટ્ ) *n.* An agreement, or covenant concerning anything: કોઇ બાબતનો કરાર શરત. 2. An agreement made between the pope and a sovereign or government for the regulation of ecclesiastical matters with which both are concerned: કોઈપણ રાજ્યાધિકારી અથવા સરકાર અને પોપ એ બંનેજણે જે ધાર્મિક બાબતોમાં બન્નેનું હિત હોય તે બાબતોની ગોઠવણ કરવાને કરેલો કરાર-શરત.

**Concorporate,** (કૉન્કૉર્પોરેટ્ ) *vt.* [L. *con* & *corpus*, the body.] To unite in one mass or body: એક કરી દેવું;મિશ્ર કરી દેવું-કo;ભેળી દેવું. *a.* United in one body: એકમેક-મિશ્ર-ભેગું થઇ ગયેલું;મિશ્ર.

**Concourse,** (કૉન્કૉર્સ્ ) *n.* [L. *con* & *curro*, I run.] 1. A moving or running together; confluence: સંગમ; સંયોગ. 2. An assembly; a collection formed by voluntary moving and meeting in one place: મેળાવડો;મેળો;જમાવ;જનસમૂહ;સમુદાય;ઠઠ. 3. The place or point of meeting: સંધિ;સંધિસ્થાન;સંકેતસ્થાન. 4. Concurrence; co-operation: એકમત; એકસંપ;મેળાપ;સમ્મતિ. 5. An open space where several roads or paths meet: ચૌવટું;પંચવટી;પાંચપટી; ઘણા રસ્તા જ્યાંભેગા થાય તે સ્થળ;ચૉક.

**Concreate,** (કૉન્ક્રીએટ્ ) *vt.* [L. *con* & *creo*, I create.] To create at the same time: એકજ વખતે ઉત્પન્ન-પેદા કo;ઉપજાવવું.

**Concrete,** (કૉન્ક્રીટ્ ) *a.* [L. *con* & *cresco*, I grow.] 1. Consistent in a mass; united in a solid form: ઘટ્ટ થયેલું;ઘટ્ટ;નક્કર. 2. (*Logic.*) (*a*) Conceived as in a subject; not abstract: ગુણ-ધર્મવિશિષ્ટ; ધર્મિવાચક; અધિષ્ઠાન-વિષયક. (*b*) Hence: special: particular; not general: ઉદ્ભૂત. **C.** *number*, a number applied to a particular object: પદાર્થસૂચકઅંક. **C.** *sound, or movement of the voice*, one which slides continuously up or down: જે રાગ-સ્વર વારંવાર ઉંચો-નીચો પડે છે. *n.* 1. A mass formed by spontaneous union: મિશ્ર પદાર્થ;ભાઝેલી ગાંઠ-ઢેફું-ગોળો પિંડો;ગઠ્ઠો. 2. A mixture of gravel, pebbles, or broken stone with cement or tar, used for roadway foundations and other submarine structures: રેતી,મરડીઆ;પત્થરના કડકા વિ૦ને ડામર કે સીમેંન્ટ સાથે ભેગું કરીને રસ્તા ઉપર ફરસબંધી કરી લેવાનું મિશ્રણ;કાંકરેટ. 3. (*Logic.*) A concrete term: ગુણ-ધર્મવિશિષ્ટ-પદ. *vi* To unite into a mass or solid body: જામવું;બાંધવું;ઘટ્ટ થવું;ગઠ્ઠો-ગોળો થવો. Sugar boiled down from cane juice to a solid mass: શેરડીના રસને બાળીને ખાંડ થઈ જાય એવો બનાવેલો ઘટ્ટશીરો-લોચો. *vt.* To form into a mass: જમાવવું; બાંધવું ઘટ્ટ કo. *vt.* To form into a mass by the cohesion of separate particles: જુદાં જુદાં રજકણો ભેગાં થઈ જાય એમ એક રસ કરવું. 2. To cover with concrete, as a pavement: કાંકરેટથી છાઇ લેવું;કાકરેટ કરવું-ની ફરસબંધી કરવી.

**Concretion,** (કૉન્ક્રીશન્ ) *n.* 1. Solidification: કોઇ પદાર્થના નાના નાના કકડા ભેગા કરીને ઘટ્ટ કરવું-ગઠ્ઠો બનાવવો તે. 2. A clot; a lump: બંધાઈ ગયેલો પોચો ગાંગડો-ગાંઠ;ગોળો ગઠ્ઠો;પિંડો;ઢેપ. 3. (*Geol.*) A rounded mass produced by an aggregation of the material around a centre: ગચ્છું;ગચ્છિયું.

**Concubinage,** ( કૉન્ક્યુબિનેજ્ ) *n.* 1. The cohabiting of a man and woman who are not legally married; the state of being a concubine: પરણ્યા શિવાય સ્ત્રી પુરૂષનો સમાગમ-સબંધ-સાથે રહેવું તે; સંભોગ-સંબંધ; 2. (*Law.*) An exception against her that sueth for dower: પોતાના પક્ષ માટે દાવો કરનાર બૈરીને માટે તે પરણિયત બૈરી નહોતી પણ રાખ હતી એવો રદીયો.

**Concubine,** (કૉન્ક્યૂબાઇન્ ) *n.* [L. *con* & *cubo*, I lie down.] 1. A woman who cohabits with a man without being his wife: રાખેલી સ્ત્રી;રાખ. 2. A woman of inferior condition: નીચ સ્થિતિ-હાલતની સ્ત્રી; દાસી;લુંડી;ઉપપત્ની.

**Concupiscence,** (કૉન્ક્યુપિસેન્સ્ ) *n.* [L. *con* & *cupio*, I desire.] Sexual lust: પાપવાસના; વિષયવાસના;દુર્વાસના;કામાભિલાષ.

**Concur,** ( કૉન્કર્ ) *vi.* [ L. *con* & *curro*, I run.] 1. To run together; to meet: એકઠીજ સાથે અથડાવું;મળવું. 2. To meet in the same point; to combine or conjoin: એકજવાતે મળવું;મળતું આવવું. 3. To unite in action; to join: મળવું;એકઠું-સામેલ થવું. 4. To unite in opinion; to agree; to coincide; to correspond: એકમત-સંમત થવું;વિચારમાં મળતા આવવું. 5. To assent: કબુલ થવું;હા કહેવી;સંમતિ આપવી;માન્ય કo;અનુમોદન આપવું.

**Concurrence,** ( કૉન્કરેન્સ્ ) *n.* 1. Union; conjunction; combination: એકગાંઠ;મેળાપ; એકસંપ; ઐક્ય;મેળ. 2. A meeting of minds; agreement in opinion: મન મળવું-એક થવું તે;ઇચ્છા; એક ચિત્તતા; એકમત; સંમત. 3. Agreement or consent; cooperation: સંમતિ; અનુમતિ 4. A common right; coincidence of equal powers: સામાન્ય હક્ક-હકુમત.

**Concurrent,** (કૉન્કરેન્ટ્ ) *a.* 1. Acting in conjunction; co-operating:

જોડે-સાથે કામ કરનાર;સાથેનું;એકચિત્ત-દીલનું;સહકારી. 2.Conjoined;associate:જોડે રહેલું;અનુષંગી; સાથેનું.3. Joint and equal in authority: એકજ સત્તાનું ;સમાધિક;સમવર્તી; સમભાગી.4.(*Geom.*)Meeting in one point:એક બિંદુમાં મળતું.*n.*1.A person pursuing the same course: એકજ ધંધો કરનાર માણસ. 2.Joint or contributory cause:સહાય કરનારૂં-સહકારી કારણ.3.A rival; an opponent:હરીફ;પ્રતિપક્ષી;સામાવાળો. 4. (*Chron.*) One of the supernumerary days of the year over fiftytwo complete weeks: વર્ષના બાવન અઠવાડીઆં ઊપરનો ફાલતુ-વધારાનો દિવસ.**-ly.** *adv.* Unitedly: એકત્ર-ભેગા થઈને;એકત્રરીતે;એક સંપથી.

**Concussion,**(કૉન્કશન્ )*n.* [L. *con* & *quatio*,I shake.]1.The act of shaking or agitating: ( ધક્કા કે આંચકાથી)હલાવવું તે. 2.Agitation; shock: ધક્કો; હડસેલો; આંચકો. 3. (*Med.*)The shock of some organ by a fall:પડવા-અથડાવાથી કોઇ શરીરના અવયવને આંચકો લાગવો તે-નું બહેરા થઈ જવું તે.4.The unlawful forcing of another by threats of violence to yield up something of value;extortion: જોર જુલમ-જબરદસ્તી અથવા ધમકી-બીક બતાવીને પૈસા પડાવવા-લેવા તે.

**Condemn,**(કૉન્ડેમ્ )*vt.* [L. *con* & *damno*,I condemn.] 1.To pronounce; to be wrong; to disapprove;to censure:દોષવાન-ખોટું-દૂષિત ઠરાવવું-કહેવું;દૂષણ દેવું-મુકવું;નાપસંદ ઠરાવવું;દોષ ચઢાવવો-દેવો. 2.To declare the guilt of; to convict of guilt:ગુન્હો-દોષ-અપરાધ જણાવવો -જાહેર ક૦;અપરાધી-દોષી ઠરાવવું;ગુન્હેગાર જાહેર ક૦. 3.To pronounce a judicial sentence against; to doom:ગુન્હેગાર ઠરાવી શિક્ષા ક૦;અપરાધી ગણી શિક્ષા ફરમાવવી;શિક્ષા સજા ક૦;*they shall* **c.** *him to death*: તેઓ તેને મોતની શિક્ષા ફરમાવશે.4. To amerce or fine:દંડ ક૦-ની સજા ક૦. 5.(*a*)To adjudge or pronounce to be unfit for use or service:ઉપયોગ લાયક-વાપરવા લાયક નથી એમ ઠરાવવું;નકામું-નિરૂપયોગી ઠરાવવું;રદ ક૦. (*b*)To pronounce to be forfeited: જપ્ત થયેલું જણાવવું-જાહેર ક૦.6.(*Law.*) To doom to be taken for public use:સાર્વજનિક કામ-ઉપયોગ-વપરાશમાં લેવાનો હુકમ ક૦-ને માટે નિર્માણ ક૦.

**Condemnable,** ( કૉન્ડેમ્નૅબલ્ ) *a.* Worthy of condemnation;culpable:blamable: રદ કરવા જોગ;ધિક્કારી કાઢવા જોગ;ગુન્હેગાર ઠરાવવા જેવું; અયોગ્ય-નકામું ઠરાવવા જેવું; ગર્હણીય; નિંદનીય;દૂષણીય.

**Condemnation,** (કૉન્ડેમ્નેશન્ ) *n.* 1. Censure;blame; disapprobation:નિંદા;દૂષણ; દોષ; અપરાધ;ગુન્હો; વાંક.2.The act of judicially adjudging guilty:ગુન્હેગાર ઠરાવવું તે; અપરાધનિર્ણય.3.The act of dooming to punishment:શિક્ષા-સજા ક૦ તે;શિક્ષા;સજા;દંડ;દંડ આજ્ઞા. 4. The act of dooming to forfeiture:જપ્ત કરવાનો હુકમ ક૦ તે.5.The state of being condemned: ગુન્હેગાર-અપરાધી ઠરવું તે;શિક્ષા.6.The ground or reason of condemning: ગુન્હેગાર -દોષવાન-શિક્ષાપાત્ર ઠરાવ્યાનું કારણ; દંડ નિયોજન કારણ.

**Condemnatory,** (કૉન્ડેમ્નેટૉરિ) *a.* Condemning:શિક્ષા-દંડ પાત્ર ઠરાવે એવું;ખોટું-નિંદ્ય-રદ ઠરાવે એવું; નિંદક; અપવાદક.

**Condensate,**(કૉન્ડેન્સેટ્ )*vt.*[L.*con* & *densus*,thick.]To condense:જાડું-ઘટ્ટ ક૦;દાબીને થોડામાં આણવું-સમાવવું.*a.*Made dense;condensed: જાડું-ઘટ્ટ કરેલું;થોડામાં આણેલું-સમાવેલું.

**Condensation,**(કૉન્ડેન્સેશન્ )*n.* 1. The act of making more dense or compact;consolidation:વધારે જાડું-ઘટ્ટ ક૦-થવું તે;થોડી જગ્યામાં સમાવવું-સમાઇ રહેવું તે; ઘનીકરણ. 2. (*Chem.& physics.*) The act of reducing to another and denser form:બીજા અને ઘટ્ટ-જાડા રૂપ-આકારમાં ફેરવવું-બદલવું તે.

**Condense,**(કૉન્ડેન્સ્ )*vt.*[L. *con* & *densus*,thick.]1.To make more compact or dense;to consolidate; to abridge;to epitomize: ઘટ્ટ-જાડું-ઘન ક૦;થોડામાં શમાવવું; ટુંકું ક૦; સંક્ષિપ્ત ક૦.2.(*Chem.& physics.*] To reduce into another and denser form:ઠારવવું;બીજા અને જાડા-ઘટ્ટ આકારમાં બદલવું-ફેરવવું-રૂપાન્તર ક૦. *vi.*To become close or more compact;to grow thick: જાડું-ઘટ્ટ-ઘન થવું;થોડામાં સમાવેશ થવો. *a.* Compact;firm;dense:જાડું;ઘટ્ટ;ઘન; મજબૂત;સંક્ષિપ્ત;સ્થૂલ.

**Condensity,**(કૉન્ડેન્સિટિ)*n.*Denseness;density:જાડાશ;જાડાઇ;ઘટ્ટપણું; ઘનતા.

**Condescend,**(કૉન્ડીસેન્ડ્ )*vi.*[L.*con*, *de* & *scando*,I climb.]1.To stoop or descend:to yield;to submit;to waive the privileges of rank or dignity:મ્હોટાઈ-માન ન રાખી આચરવું -બોલવું-ક૦;આધીન થવું; કૃપા-મહેરબાની-નીચા કરવી.*The mighty monarch does* **c** *to become your friend on these conditions*: પ્રતાપી શહેનશાહ એ શરતોએ તમારા મિત્ર થવાની કૃપા કરે છે. 3.To consent: હા પાડવી-કહેવી: કબૂલ ક૦-થવું;સંમતિ આપવી.

**Condescending,** (કૉન્ડીસેન્ડિન્ગ્ ) *a.*Yielding to inferiors;courteous:નિરાભિમાની;વિવેકી;મ્હોટા મનનું; નમ્ર;વિનયી;સવિનય;કૃપાશીલ;મહેરબાન.

**Condescension,**(કૉન્ડીસેન્શન્ ) *n.* Voluntary descent from rank or dignity to equality with another;courtesy towards inferiors;complaisance:ભાર-બોજ-માન-મ્હોટાઇ મુકવી તે;નિરભિમાન;વિવેક;નમ્રતા;કૃપા;મહેરબાની;મહેર;ગૌરવત્યાગ.

**Condign,**(કૉન્ડાઇન્ )*a.* [L. *con* & *dignus*, worthy. ] Deserved, worthy;suitable;deserved:adequate:યોગ્ય;લાયક;ઘટતું; વાજબી; મુનાસબ;ઉચિત;અનુરૂપ.

**Condiment,** (કૉન્ડિમેન્ટ્ ) *n.* [L. *condio*,I preserve.] Something used to give relish to food and to gratify the taste;seasoning: મશાલો;ગરમમશાલો;મરીમરચું.

**Condisciple,**(કૉન્ડિસ્સાઇપ્લ્ )*n.* A fellow student:સહાધ્યાયી;ગુરૂબંધુ; ગુરૂભાઇ.

**Condition,**(કૉન્ડિશન્ )*n.*[L.*con* & *dico*,I declare.]1.State;predicament;rank;position:સ્થિતિ;હાલત; દશા;અવસ્થા; હવાલ; વર્તમાન;કૈફિયત; પદવી;દરજ્જો;ભાવ.2.Essential quality; property; attribute: ગુણ;ઉપાધિ; વિશેષણ; ધર્મ. 3. Temperament:disposition;character: સ્વભાવ;પ્રકૃતિ.4.An essential qualification;stipulation;terms specified:આવશ્યકધર્મ;નિયમ;સંકેત; બોલી; શરત;અભિસંધિ.5.(*Law.*)A clause in a contract or agreement which has for its object to suspend or defeat the principal obligation:સરત;કરાર;બારી; *On* **c.**,

if:જો; એવી શરતે કે. *vi.* To make terms;to stipulate: શરત-બોલી-કરાર કo.*vt.*1.To contract: to stipulate:ઠરાવ-કરાર કo. 2. To limit by conditions:નિયમ-સંકેત-કરારથી બાંધવું.3.To test or assay (*as silk*): રેશમ કસવું;કસોટી કાઢવી;-ની પરીક્ષા કo.

**Conditional,**(કૉન્ડિશનલ્ )*a.*1.Not absolute; made or granted on certain terms:શરત;શરતવાળું;અમુક શરતથી આપેલું-બક્ષેલું;સાંકેતિક;સાપેક્ષ; સોપાધિક.2.(*Gram.& Logic.*)Expressing a condition or supposition:શરત-ધારણા બતાવે જણાવે એવું;સંકેતાર્થક;સંકેતાર્થી.

**Condole,** (કૉન્ડોલ્ ) *vi.* [L. *con* & *doleo*, I grieve. ] To express sympathetic sorrow; to grieve in sympathy:પારકા દુઃખે દુઃખી થવું. *vt.*To lament or grieve over:-ને માટે શોક કo-દિલગીર થવું;ખરખરો કo.

**Condolement,** ( કૉન્ડોલ્મેન્ટ્ ) *n.* Condolence;sorrow; mourning; lamentation:પરદુઃખે દુઃખ;ખરખરો; દિલાસો;શોક;ખેદ;દિલગીરી;શોચ.

**Condolence,** (કૉન્ડોલેન્સ્ ) *n.* Expression of sympathy with another in sorrow or grief:દિલાસો; પારકાના દુઃખનો ખેદ-શોક;સહદુઃખ-શોક. *To go on a* c.*visit*:કાણે-કુકવો કરવા-લોકીકે જવું.

**Condonation,**(કૉન્ડોનેશન્ )*n.* Act of pardoning:માફ કo તે;માફી;ક્ષમા.2.(*Law*) Forgiveness for a violation of the marriage vow:લગ્નનાં વચન ભંગ માટે આપેલી માફ.(said of either the wife or the husband.)

**Condone,**(કૉન્ડોન્ )*vt.*[L.*Con* &*do* I give.]To pardon;to forgive:માફ કરવું; ક્ષમા કરવી-આપવી; જવા દેવું. 2. (*Law*)To overlook the offence of, esp.,to forgive a violation of the marriage vow:લગ્નનું વચન ભંગ કરવા માટે સ્ત્રીએ ધણીને કે ધણીએ સ્ત્રીને માફ કo.

**Conduce,**(કૉન્ડયુસ્ )*vi.* [L. *con* & *duco*,I lead.]To promote or further an end;to contribute:સાધનભૂત-સહકારી-સાધક-કારણભૂત-હોવું;ઉપયોગી થવું;વધારવું;પુષ્ટિ-મદદ કo-આપવી;-થી નિપજવું-નીકળવું;-ને માટે થઈ પડવું; as, *he was sensible how much such a union would* c. *to the hapiness of both*:તે જાણતો હતો કે આવો સંબંધ બન્નેના સુખમાં કેટલો સાધનભૂત નિવડશે-બન્ને માટે સુખકર થઇ પડશે.*vt.* To conduct; to lead;to guide:લઈ જવું; દોરવું; દોરી લઇ જવું;-ને તેડી જવું-લાવવું.

**Conducible,** ( કૉન્ડ્યુસિબલ્ ) *a.* Having a tendency to promote or forward;conductive: ઉપયોગી; સહકારી;વધારો કરતું;લાવનારું.

**Conducive,** (કૉન્ડ્યૂસિવ્ )*a.* Leading or tending;helpful;contributive:સહકારી;કારણભૂત;સાધક;ઉપયોગી;ઉપયુક્ત;ઉપકારક;ઉપકારી; પ્રયોજક. In compounds it can be rendered by:આવહ,કર, &c.as,*it is* c. *to hapiness*:તે સુખાવહ-હિતકર છે.

**Conduct,**(કૉન્ડક્ટ્ )*n.*[L.*con*&*duco*, I lead.]1.Guidance;management: ચલાવવું-દોરવું-વહિવટ કoતે;નિર્વાહ;ચાલ;વહિવટ.2.Skilful guidance;generalship: હોશિયારીથી દોરવું તે;નેતૃત્વ; નિયંતૃત્વ ; સેનાપતિત્વ. 3. Convoy; guard;escort;guide:રાહબાન;વળાવો;રખવાળ;ભોમિયો; માર્ગદર્શક. 4. A channel;a conduit: હથિયાર;રસ્તો; નળી; સાધનભૂત;સાધન. 5. Personal deportment;mode of action;behaviour:ચાલચલગત;વર્તન;વર્તણુક;ચાલ;આચરણ;આચાર;વહિવટ;વ્યવહાર;ચરિત;ચેષ્ટિત;*bad* c.: દુરાચરણ; દુરાચાર; *good* c.:સદાચરણ;સદાચાર.*General* c.:આચારપદ્ધતિ.6.Plot; construction;action:રચના;બનાવટ;ગોઠવણ;પદ્ધતી;*as,the book of Job is good in* c.*and diction*:જોબની ચોપડી રચના તથા લખાણમાં સરસ છે.C.*money*,a portion of a seaman's wages retained till the end of his engagement, and paid over only if his conduct has been satisfactory: કોઇ ખલાસી રહેવાને જેટલી મુદ્દતસુધી બંધાયો હોય તે પૂરી થતા સુધી તેની ચાલ સંતોષકારક હોય તોજ મુદ્દત પૂરી થએ આપવાના પૈસાનો અનામત રાખેલો ભાગ.*vt.*1.To leap or guide;to escort;to attend:લઇ જવું;દોરી જવું; ભોમીઆ થઈ લઇ જવું;રસ્તો-માર્ગ બતાવવો.2.To lead as a commander:આગેવાન-સેનાપતિ થઇ-તરીકે લઇ-દોરી લઈ જવું. 3. To manage;to regulate; to direct: ચલાવવું; વહીવટ કરવો; કારભાર કરવો-ચલાવવો; વ્યવસ્થા કo-રાખવી;as,*to* c. *the affairs of a kingdom*:રાજ્યકારભાર ચલાવવો. 4. To behave; (*with the reflexive*):વર્તવું; ચાલવું; આચરવું;as,*he conducted* himself well:તે સારી રીતે વર્ત્યો. 5. (*Physics.*)To transmit,as heat,light or electricity: મોકલવું;લઇ જવું; પ્રસરાવવું.6.(*Mus.*)To direct,as the leader in the performance of a musical composition:ગવરાવવું;આવામાં મદદ-સૂચના કરવી. *vi.* To behave; to act; to conduct one's self:ચાલવું;આચરવું;વર્તવું.

**Conductive,**(કૉન્ડક્ટિવ્ ) *a.* Having the quality or power of conducting: લઈ જાય-દોરે-ફેલાવે એવું-એવા ગુણવાળું.

**Conductor,**(કૉન્ડક્ટર્ )*n.*1.A leader;a guide:a commander:આગેવાન;દોરી લઇ જનાર;ચલાવનાર;ભોમીઓ;વહિવટ કરનાર;નેતા;નાયક; નિર્વાહક; પ્રણેતા. 2. The person who has general charge of a railway road, car or train: જે માણસને આગગાડી તથા ભારખાનાની ગાડી લઇ જવાનો અખ્તિયાર હોય છે તે. 3. (*Mus.*) The leader or director of a chorus: ગાયન-ગરબા ગવરાવનાર.4.(*Physics.*) A substance capable of forming a medium for the transmission of heat or electricity:ઉષ્ણતાવાહક.

**Conduit,** (કૉન્ડિટ્-કન્ડિટ્ ) *n.*[L.*con* & *duco*,I lead.]1.Pipe, canal or the like for the conveyance of water or any other liquid: નીક; નેહેર;નળી;નળ;રગ;નસ.2. (*Arch.*) A narrow passage for private communication:સાંકડો રસ્તો.

**Cone,**(કૉન્ )*n.*[L.*conus*,a cone.]1. A solid body having a circle for its base&tapering to a point:શંકુ;ગોપૃચ્છાકૃતિ.2.(*Bot.*)The conical fruit:શંકુ આકારનું ફળ.3.(*Conch.*) A shell having a conical form: શંકુના આકારની-જેવી છીપ. *vt.* To render cone-shaped:શંકુ આકારનું બનાવવું-કo.

**Coney-cony,** (કૉની-કૉનિ ) *n.* [L. *coniculus*,a rabbit.] A rabbit: સસલું.2.A fish:માછલું.

**Confabulation,**(કૉન્ફૅબ્યુલેશન )*n.* [L.*con* & *fabulor*,I talk.]Familiar talk;easy,unrestrained conversation:ગમે તે બોલવું તે;મીત્રાઇની છુટથી કીધેલી વાતચીત-ગપાટાસપાટા.

**Confection,**(કૉન્ફેક્શન ) *n.* [ *confectum*,I prepare.]1. Composition of different materials; a mixture:જુદા જુદા પદાર્થની બનાવટ:

Contend not with thy friend, lest thou make him an enemy:

મેળવણી.2.A preparation of fruit &c., with sugar;a confect:ખાંડ પાયેલી કાંઇ પણ વસ્તુ;ખાંડ પાએલો મેવો-મિઠાઇ;મુરબ્બો;હલવો.3.A composition of drugs:દવા-વસાણાની મેળવણી;વસાણું.4.A soft solid made by incorporating medicinal substances with sugar, sirup, or honey:ખાંડ,શીરો,કે મધમાં કરીઆણું-ઔષધો, વિ૦ મેળવીને કરેલી મેળવણી; પાક;ચાટો.

**Confectioner,**(કૉન્ફેક્શનર્)*n.* One whose occupation is to make or sell confections,candies,&c.:મિઠાઇવાળો;કન્દોઇ;સુખડીઓ;હલવાઇ.

**Confectionery,**(કૉન્ફેક્શનરિ)*n.* 1. Sweetmeats; confections; candies:મિઠાઇ;સુખડી;હલવો.2.A place where sweetmeats are made and sold:મિઠાઈ બનાવવાની અને વેચવાની જગ્યા; કંદોઇઓળ.

**Confederacy,** (કૉન્ફેડરૅસિ) *n.* 1. A league or covenant; mutual engagement; federal compact; alliance:એકસંપ;અરસપરસ-પરસ્પર કરેલી સંતલસ-સંપ.2.The persons, bodies, states or nations united by a league:એકસંપી પુરૂષો-મંડળીઓ-રાજ્યો અથવા પ્રજાઓ.3.(*Law.*) A combination of two or more persons or commit an unlawful act:કંઇ ગેરકાયદે કામ કરવાને બે અગર વધારે માણસની સંતલસ-સંપ-એક્કો.

**Confederate,**(કૉન્ફેડરેટ્)*a.*[L.*con* & *fœdus,* a league.] United in a league;allied by treaty:સંપથી-જોડાયેલું;એકસંપી;એકસંપીલું.*n.*One who is united with others in a league;an ally:એકસંપીલો-સંપવાળો;સહાયકારી;મદદગાર;સાથી;સોબતી; મેળાપી; also an accomplice in a bad sense:સાગરીત;મદદગાર;ઉશ્કેરણી કરનાર.*vt.vi.*To unite in a league; to ally:એકસંપ-એક્કો ક૦-થવો.

**Confederation,** (કૉન્ફેડરેશન) *n.* 1.A league;a compact for mutual support:એક્કો;એકસંપ;એક બીજાને સહાય-મદદ કરવાને માટે કરેલો સંપ;સંયોજન.2.The parties to a league; confederacy:એકસંપી પક્ષ-પુરૂષો.

**Confer,**(કૉન્ફર્)*vt.*[L.*con* & *fero,* I bear.]1.To compare: સરખાવો-મુકાબલો ક૦.2.To grant a permanent possession;to bestow:જદુ કબજે આપવો-બક્ષવો;આપવું;બક્ષવું;અનુગ્રહ ક૦.3.To contribute;to conduce:જોઈતી મદદ આપવી;સહાયકારી-મદદગાર થવું.*vi.*To have discourse; to consult; to deliberate: ગોફતેગો-સલાહ-મસલત ક૦.

**Conference,**(કૉન્ફરેન્સ્)*n.*1. Comparison:સરખામણી;મુકાબલો.2.The act of consulting together seriously;formal conversation:ગંભીરાઇથી વાતચિત ક૦ તે;મસલત; સલાહ; સંભાષણ;સંવાદ.3.A meeting for consultation or discussion:મસલત-મનસુબો-સલાહની બેઠક-સમાજ.4, A meeting of the two branches of a legislature to adjust differences respecting bills,&c.: ખરડા વિગેરે બાબતો વિષેના વાંધાઓનું નિરાકરણ કરવા માટે રાજ્યની ધારા સભાની બે શાખાઓનું ભેગું થવું-મળવું તે.5. (*Methodist church.*) A stated meeting of preachers for the purpose of transacting business: કામ-વહિવટ કરવાને માટે મુકરર કરેલી પાદરીઓ -ઉપદેશકોની મંડળી-મંડળ. *vi.*To consult to-gether;to confer:સાથે-ભેગા મળી સલાહ-મસલહત ક૦.

**Confess,**(કૉન્ફેસ્)*v.*[L.*con* & *fatior,* I confess.]1.To acknowledge or admit,as a crime, fault,&c.: વાંક-ગુન્હો-દોષ વિગેરે કબૂલ ક૦.2.To acknowledge faith in;to profess belief in: અંગીકાર-સ્વીકાર ક૦;-પર-શ્રદ્ધા-પ્રેમ બતાવવાં-રાખવાં; પ્રકાશ ક૦. To admit as true; to assent to; to acknowledge,as after a denial,or concealment: મનની શંકા દૂર થવાથી માનવું;કબૂલ ક૦;ખાત્રી થવી. 4. (*Eccl.* (*a.* ) To make known as one's sins to a priest:પાદરી પાસે પોતાનાં પાપ નિવેદન-કબૂલ ક૦-માનવાં; પ્રકાશ ક૦.(*b.*)To hear or receive such confession: આવી કબુલાત સાંભળવી-શ્રવણ ક૦.5.To prove; to attest:સાબિત-સિદ્ધ ક૦;-ખાત્રી આપવી.*vi.*To make confession;to disclose faults or the state of conscience:ની કબુલાત ક૦; ગુન્હો-પાપ-વાંક અથવા અંતઃકરણની સ્થિતિ જણાવવી-જાહેર ક૦.2.To acknowledge; to admit:કબુલ-માન્ય ક૦;માની લેવું.

**Confessedly,**( કૉન્ફેસેડ્લિ ) *adv.* By confession;avowedly; undeniably:નિસ્સંશય;ખચિત;મુકરર;પ્રત્યક્ષ;નિશ્ચંત;નિર્વિવાદ.

**Confession,**(કૉન્ફેશન) *n.* 1. The admission of a debt,obligation or a crime;avowal;acknowledgment:દેવું-કરજ-ગુન્હાની કબુલાત;અંગીકાર;સ્વીકાર.2.(*Eccl.*)The act of disclosing sins or faults to a priest:પાદરીઆગળ પાપ સ્વીકાર;પાપનિવેદન;દોષ પ્રકટી કરણ.3.Acknowledgment of belief: પોતાની શ્રદ્ધા આકીનનું પ્રકાશ ક૦ તે.4. A formulary in which articles of faith are comprised:ધર્મ-સિદ્ધાંત પદ્ધતિ. 5. (*Law.*) An admission by a party to whom an act is imputed:એકરાર;કૃત્યની કબુલાત.

**Confessional,**(કૉન્ફેશનલ્)*n.* The seats where a priest sits to hear confessions:પાપસ્વીકાર શ્રવણ કરનાર પાદરીનું આસન.

**Confessionist,** (કૉન્ફેશનિસ્ટ્) *n.* One professing a certain faith: કોઇ અમુક ધર્મ પાળનાર;પંથી-માર્ગી.

**Confessor,** (કૉન્ફેસર્) *n,* 1. One who confesses;one who acknowledges a fault or the truth of a charge:કબુલ કરનાર;માનનાર;પાપ-તકસીર-ગુન્હો વિગેરે કબૂલ કરનાર-માનનાર.2.(*Eccl.* ) One who confesses himself a follower of Christ & endures persecution for his faith:ખ્રીસ્તિ ધર્મનો પોતે અનુયાયી છે એવું માનનાર અને તેથી પોતાની આસ્થાને માટે દુઃખ સહનકાર.3.A priest who hears the confessions of others:બીજાનાં પાપ-ગુન્હા શ્રવણ કરનાર-સાંભળનાર પાદરી-ધર્માચાર્ય.

**Confidant,Confidante,**(કૉન્ફિડૅન્ટ્)*n.* A confidential or bosom friend: રહસ્યમિત્ર;વિશ્વાસુ ભાઇબંધ; ઈષ્ટમિત્ર;એકાંત મિત્ર;સખી;આલી;સાહેલી.

**Confide,**(કૉન્ફાઇડ્) *vi.* [L. *con* & *fido,*I trust.]To put faith(in);to repose confidence in;to trust:માં આકીન-શ્રદ્ધા રાખવી;-નો-માં વિશ્વાસ-ઈતબાર-ભરોંસો ક૦-રાખવો.*vt.*To intrust;to give in charge to:સોંપવું; -ને ભરોંસે રાખવું;-ના હવાલામાં સોંપવું.

**Confidence,** ( કૉન્ફિડેન્સ ) *n.* 1. Trust;reliance;belief:ભરોંસો; વિશ્વાસ;શ્રદ્ધા;આકીન;ઇતબાર;ખાતરી;ખાતરજમા. *Violation or abuse of* **c.**:વિશ્વાસઘાત; વિશ્વાસભંગ. *Violator or abuser of* **c.**: વિશ્વાસઘાતી. *Perfect* **c.**:વાળવાળ ખાત્રી;સંપૂર્ણ ખાત્રી.2.That in which faith is put or reliance had:વિશ્વાસભૂમિ-સ્થાન-

દોસ્ત જોડે તેરી મેરી કરીએ તો દુશ્મનાઇ થાય.

ભાજન;શ્રદ્ધાસ્પદ; આશ્રયકારણ. 3. A feeling of self-sufficiency; self-reliance:ખાતરજમા;ખાતરી; નિર્ભયપણું;હામ;હિમ્મત;ધૃષ્ટતા;આત્મવિશ્વાસ-શ્રદ્ધા.4.Private conversation:છાની-છુપીવાતચિત; ગુહ્યવાર્તા. *pl.* Secrets shared: અરસપરસ કહેલી છાની-ગુપ્ત વાતો. **C.** *game,* any swindling operation in which advantage is taken of the confidence reposed by the victim in the swindler:વિશ્વાસના ભોગ થઇ પડેલા માણસના વિશ્વાસનો લાભ લઇને છેતરપંડી કરનારે કરેલું કંઇ કૃત્ય. **C.** *man,* a swindler:ઠગ;ધુતારો;ધૂર્ત; છેતરપંડી કરનારો. *To take into one's* **c.**, to admit to a knowledge of one's feelings,purposes or affairs:પોતાની ગુહ્ય-છાની-રહસ્યની બાબતોથી વાકેફ ક૦; પોતાના વિશ્વાસુ બનાવવું.

**Confident,**(કૉન્ફિડેન્ટ્)*a.*1.Frank; trustful:નિઃશંક;નિશ્ચિંત; વિશ્વાસ રાખનાર;બીક-ધાસ્તી-દગદગો ન રાખનાર. નિર્ભય;નિડર. 2. Bold;undaunted: બહાદુર;હિંમતવાન;નિર્ભય;નિઃશંક; હિમ્મતદાર;બેધડક. 3.Bold to a fault; impudent: ધૃષ્ટ; સાહસિક; ઉદ્ધત. 4. Giving occasion for confidence: ભરોંસા-વિશ્વાસ આપતું-જણાવતું. 5. Having full confidence or belief;sure:વિશ્વાસુ;ખાત્રીવાળું;શ્રદ્ધાવાળું;નિઃસંદેહ;નિઃશંક.

**Confidential,** ( કૉન્ફિડેન્શલ્ )*a.*1. Trusted in;trustworthy:વિશ્વાસુ; ભરોંસાદાર;ભરોંસો રાખવા લાયક;વિશ્વાસાસ્પદ;વિશ્વાસપાત્ર.2.Communicated in confidence;secret:છુપી-ગુપ્ત રીતે સોંપેલું;છાનું;ગુપ્ત;અપ્રકાશ્ય.**C.** *creditors,* those whose claims are of such a character that they are entitled to be paid before other creditors:જે લેણદારના હક એવી જાતના હોય કે બીજા લેણદારના પહેલાં તેમને લેણું લઇ લેવાનો હક હોય.**-ly** *adv.*In confidence;in reliance on secrecy:વિશ્વાસ ઉપર;છુપી રીતે;ભરોસા ઉપર.

**Confidently,** (કૉન્ફિડેન્ટ્લિ ) *adv.* With confidence; with strong assurance:ખાતરી-ભરોંસાથી;ખાતરજમાથી;નક્કી;નિઃશંક.

**Configuration,**(કૉન્ફિગ્યુરેશન્ )*n.* 1.Shape; figure: બહારનો આકાર; આકૃતિ;રૂપ;મૂર્તિ. 2. (*Astrol.*) Relative position of the planets: ગ્રહોની અન્યોન્ય સંબંધદર્શક સ્થિતિ.

**Configure,**(કૉન્ફિગ્યુર્ )*vt.* [L. *con* & *figura,*a form.]To arrange or dispose in a certain form,figure or shape:કોઇ અમુક આકાર,રૂપ અથવા આકૃતિ પ્રમાણે ગોઠવવું-મુકવું.

**Confine,**(કૉન્ફાઇન્ ) *n.* [L. *con* & *finis,*end.]1. Common boundary;border; limit-used chiefly in the plural:સિમાડો; સીમા; મર્યાદા; હદ.2.Place of restraint; prison: કેદખાનું;બંધીખાનું.*vt.*1.To restrain within limits;to shut up;to imprison;to bound;to keep close:હદ મર્યાદામાં રાખવું;પૂરવું;ગોંધવું;બંધીખાનામાં-કેદમાં રાખવું;નિગ્રહ-પ્રતિબંધ મુકવો;*To be confined,*to be in childbed:સુવાવડમાં હોવું;ખાટલે હોવું. *vi.* To have a common boundary;to touch the limit: સાધારણ સીમા-હદ હોવી;-નીહદ-સીમાને અડકવું;-સીમા-મર્યાદાપર આવવું.

**Confinement,**(કૉન્ફાઇન્મેન્ટ્ )*n.* 1. Restraint within limits inprisonment:મર્યાદા-હદ-નિગ્રહ-નિયમમાં રાખવું તે;કેદ;નિગ્રહ;બંધ;નિરોધ;અટકાવ;બન્ધન; પ્રતિબંધ.*Place of* **c.**: બંધીખાનું; કારાગૃહ.*Solitary* **c.**:એકાંત કેદ;અંધારી કોટડી.2.Restraint from going abroad by child-birth; lying-in: સુવાવડ; પ્રસૂતિ; પ્રસવકાળ; સુવાવડનો ખાટલો.

**Confirm,**(કૉન્ફર્મ )*vt.*[L.*con*& *firmus,*firm.]1. To make firm; to add strength to;to establish:મજબુત-દૃઢ ક૦;સ્થાપિત ક૦;-ને મજબુતી આપવી.2.To strengthen in judgment or purpose:વિચાર અગર હેતુમાં દૃઢ થવું-ક૦.3. To render certain;to verify;to corroborate:મજબુતી-પુષ્ટિ આપવી-દેવી;પક્કુ-સુદૃઢ-નક્કી-નિશ્ચતી ક૦;ખરૂં છે એમ ઠસાવવું;-ની સાબિતી આપવી.4.To render valid by formal assent; to complete by a necessary sanction; to ratify:બહાલ-મંજુર કાયમ-મુકરર ક૦;સહી ક૦.5.(*Eccl.*)To administer the right of confirmation to:ખ્રિસ્તિ ધર્મનો જલસંસ્કાર થયા પછી ધર્મમાં લીધા માટે વધારાનો વિધિ ક૦.

**Confirmation,**(કૉન્ફર્મેશન્)*n.* 1. The act of confirming or giving strength; the act of establishing,ratifying or sanctioning:બહાલ;મંજુરી;મજબુત-દૃઢ ક૦ તે; નક્કી ક૦ તે;મજબુતી;પુષ્ટિ;સ્થાપના; પુષ્ટીકરણ;દૃઢીકરણ.2.Additional evidence; convincing testimony; proof:પુષ્ટિ;જાસ્તી પુરાવો;મજબુતી;સાબિતી;પ્રમાણ.3.Ratification:મંજુરી; બહાલી;સહી.4.(*Eccl.*)A rite supplemental to baptism by which a person is admitted to the full privileges of the church:ધર્મ-પંથના સંપૂર્ણ હક્કોને યોગ્ય થવાને માટે જલસંસ્કાર પછી કરવામાં આવતી ક્રિયા. 5 (*Law.*) A contract by which a person makes that firm and binding which was before voidable:જે પહેલાં રદ-કરી શકાય એવું હોય તે કબુલ મંજુર-બહાલ-કરનાર કરાર.

**Confirmatory,**( કૉન્ફર્મેટોરિ )*a.*1. Serving to confirm;corroborative: પુષ્ટિકર્તા; સ્થાપક; સ્થાપન કર્તા; મજબુતી-પુષ્ટિ આપે એવું.2.Pertaining to the rite of confirmation: બાપતિસ્મ નામના સંસ્કાર સંબંધી-નું.

**Confiscable,**(કૉન્ફિસ્કેબલ્ )*a.*Capable of being confiscated;liable to forfeiture:જપ્ત ક૦-કબજ ક૦-જોગું.

**Confiscate,**(કૉન્ફિસ્કેટ્ )*vt.*[L.*con* & *fiscus,*a public treasury.] To seize as forfeited to the public treasury:જપ્ત ક૦;કબજ ક૦; દંડ દાખલ સરકારમાં લેવું.*a.* Appropriated, as a penalty,to the public use: forfeited:જપ્ત કરેલું;કબજ કરેલું;દંડ દાખલ સરકારમાં લીધેલું.

**Confiscation,**(કૉન્ફિસ્કેશન)*n.*The act of appropriating,as a penalty to the public use:જપ્તિ;કબજો; દંડ દાખલ સરકારમાં લઇ લેવું તે.

**Conflagration,**( કૉન્ફ્લૅગ્રેશન્ ) *n.* [L.*con* & *flagro,*I blaze.]A fire on a great scale or extending to many objects: a general burning:મ્હોટી આગ;ભારે આગ;આગ;લ્હાય;પ્રલયાગ્નિ.**C.***of the forests:* દાવાનળ;દવ.

**Conflict,** (કૉન્ફ્લિક્ટ્ )*n.* [L.*con* & *fligo,*I dash.]1.A striking or dashing to-gether;a violent collision:સામાસામે અથડાવું તે; ધક્કાધક્કી; સામાસામી જોરથી અથડાઅથડી; વિરોધ; સમાઘાત. 2. Hostile contest; strife;combat:લડાઇ;ઝપાઝપી;સંગ્રામ;વિગ્રહ;યુદ્ધ.*vi.* 1.To strike or dash to-gether;to collide:સામાસામું અથડાવું;-ની ધડાધડ થવી.2.To contend;to engage in strife: લ-

ડાઇ કo;લડવું; યુદ્ધ-સંગ્રામ-વિગ્રહ કo. 3. To be in opposition; to be contradictory:પરસ્પર વિરોધી હોવું;વિસંવાદી-ઉલટું-વિરુદ્ધ હોવું.

**Conflicting,** (કૉન્ફ્લિક્ટિંગ) *a.* Contrary; opposing; contradictory; *incompatible*: પરસ્પર વિરોધી;ઉલટું;વિરુદ્ધ;વિસંવાદી;પ્રતિકૂળ.

**Conflictive,**(કૉન્ફ્લિક્ટિવ્)*a.*Tending to conflict; conflicting: વિરુદ્ધ;ઉલટું;વિરોધી.

**Confluence,** (કૉન્ફ્લ્યુએન્સ્)*n.* [L. *con* & *fluo*,I flow.]1.A flowing to-gether;a place of meeting:સાથે વહેવું તે;સંગમ;વેણી. 2. A crowd; union:લોકોનું ટોળું;ભીડ;ઠઠ;મેળાવડો;મેળો;જમાવ.

**Confluent,** (કૉન્ફ્લ્યુએન્ટ્) *a.* 1. Flowing together;running one into another:સંગમ કરનાર;ભેગાં થનાર;પ્રવાહક;સંમેલક;ભેગાં થઇને પસરનાર.2. (*Bot.*) Growing together; blended into one: એક થઇ ગયલું; ગુંડ-ગુચ્છા-સ્તબકમાં ઉગતું. 3. Running together or uniting,as pimples or pustules:સેળભેળ-મિશ્રથયેલું-થઇ જતું.*n.* 1. A small stream which flows into a large one:મોટી નદીને મળતી નાની નદી-ઝરો; શાખા. 2.The place of meeting or confluence of streams: સંગમ;વેણી.

**Conflux,**(કૉન્ફ્લક્સ્)*n.*1.A flowing together;a meeting of streams: સાથે-જોડે વહેવું તે;સંગમ.2.A crowd; a multitude:ટોળું;ઠઠ;ભીડ;મેળાવડો.

**Conform,**(કૉન્ફૉર્મ્)*vt.* [ L. *con* & *forma*,form.]To make like; to bring into harmony or agreement(with *to* or *unto*):ના જેવું કo-બનાવવું; સરખું-મળતું-અનુરૂપ-બેસતું-સદૃશ-અનુસાર કo;પ્રમાણે કo.*vi.*1.To comply with; to yield to; to be obedient(with *to* or *with*):-ને તાબે રહેવું;આજ્ઞા પ્રમાણે વર્તવું;પાળવું;માનવું; -ને અનુસરવું. 2. ( *Eng. Eccl. Hist.*)To comply with the usages of the established church; to be a conformist: ઇંગ્લાંડનું સ્થાપિત ધર્મ મત માનવું;-તે પ્રમાણે ચાલવું.

**Conformable,**(કૉન્ફૉર્મેબલ્) *a.* 1. Similar;like;consistent: અનુરૂપ; સમાન;સદૃશ;માફક;અનુકૂળ;-ના જેવું;મળતું;સરખું.2.Proper;suitable:ઉપપન્ન;ઘટતું;લાયક; યોગ્ય.3. Submissive;compliant:આધીન;વશ;વિનીત; અનુરોધી;કહ્યાગરૂં.4.(*Geol.*)Parallel: સમાંતર.

**Conformation,**(કૉન્ફૉર્મેશન્)*n.*1. The act of conforming; agreement; harmony: પ્રમાણે-મળતું-બેસતું કoતે;એકરાગ;મેળ;સરખાપણું;મળતાપણું.2.Form;arrangement:રચના;આકૃતિ;ઘાટ.

**Conformist,**(કૉન્ફૉર્મિસ્ટ્) *n.* One who complies with the worship of the church of England or of the established church:ઇંગ્લાંડમાં ખ્રિસ્તિ ધર્મના સ્થાપન કરેલા મત પ્રમાણે ચાલનાર;પ્રવૃત્તધર્માનુવર્તી; ધર્માનુસારી.

**Conformity,**(કૉન્ફૉર્મિટિ)*n.*1. Resemblance;agreement;congruity:મળતાપણું;સરખાપણું; અનુરૂપતા;-સદૃશતા.2.(*Eng.Eccl.Hist.*)Compliance with the usages of the established church: સ્થાપિત ધર્મપંથના નિયમોનું પ્રતિપાલન-ની અનુવૃત્તિ.

**Confound,**(કૉન્ફાઉન્ડ્)*vt.* [L. *con* & *fundo*,I pour.]1. To mingle and blend; to confuse: ગુંચવાડો કo;ઘોટાળો કo;ગુંચવી નાંખવું;ઉલટપાલટ કરી દેવું; ગરબડ સરબડ -ભેળસેળ કરી દેવું.2.To mistake for another; to identify falsely:ભુલથી એકને બદલે બીજાને ધારવું-ગણવું;ખોટું ઓળખવું. 3.To perplex;to dismay;to strike with amazement: ગભરાવવું; અમુઝાવવું;અમુઝણમાં નાંખવું; ભમાવવું;ભ્રમ-ઘોળમાં નાંખવું;વ્યગ્ર-વ્યાકુળ કo;વિસ્મય પમાડવું;ચકિત કo.4.To throw into confusion or disorder:ધૂળધાણી કo; અવ્યવસ્થિત કo.5.To ruin;to waste (*obs.*):ગુમાવવું;ખોવું;ખપાવી દેવું;ગાળવું. As,*how couldst thou in a mile c.an hour ?* એક માઇલમાં તું એક કલાક શી રીતે ગુમાવી-ગાળી શક્યો ?

**Confounded,** (કૉન્ફાઉન્ડેડ્)*a.*Confused;perplexed:આકુળ;વ્યાકુળ;સંભ્રાંત;વ્યગ્ર;ગરત;ગાભરૂં;ચકિત;ચક્ર;છક્ક;બાવરૂં;ભ્રમિત.2.Excessive;detestable; odious: અમર્યાદશીલ;બહુ ખોટું; ધિક્કારપાત્ર;નિંદ્ય.

**Confraternity,**(કૉન્ફ્રટર્નિટિ) *n.*[L. *con* & *frater*, a brother. ] A body or society of men united for some purpose:brotherhood: બન્ધુવર્ગ-મંડળ; મંડળ; ભાઇબંધોની મંડળી;ભ્રાતૃત્વ.

**Confrication,**(કૉન્ફ્રિકેશન્) *n.* [L. *con* & *frico*,I rub.]The act of rubbing against or together; friction:ઘસારો;ના સામે-સાથે ઘસવું તે;મર્દન;ઘર્ષણ.

**Confront,**(કૉન્ફ્રન્ટ્)*vt.* [L. *con* & *frons*,the forehead.]1.To stand in front of; to face: સન્મુખ-સામે મ્હોડે ઉભા રહેવું. 2. To stand in direct opposition to;to oppose: સામા થવું;-સંમુખ આવવું-ઉતરવું-થવું. 3.To set in opposition for comparison;to compare:સરખાવવા માટે જોડે-સાથે મુકવું;સરખાવો કo;રજુ-મુકાબલો કo;સરખાવવું. 4. To put face to face:રૂબરૂ-સમક્ષ મુકવું-ઉભુ કo;સમક્ષાસમક્ષ-મ્હોડામ્હોડ કo;રજુઆત કo; દાખલો કરાવવો;કહેવડાવવું.

**Confrontation,** (કૉન્ફ્રન્ટેશન્) *n.* The act of confronting; comparison:રજુઆત;મુકાબલો; રૂબરૂ કo તે;રજુમુકાબલો;પ્રત્યક્ષતા.

**Confuse,** (કૉન્ફ્યુઝ્) *a.* [L. *con* & *fundo*,I pour.]Mixed;confounded:ભેગું;મિશ્રિત;ગુંચવાયેલું.*vt.*1.To jumble together; to confound: ઓળખી નશકાય તેવી રીતે ગુંચવવું-ગુંચવી નાંખવું; ગરબડસરબડ-ભેળસેળ કરી નાંખવું.2. To perplex; to disconcert;to abash:ગુંચવવું;ગભરાવવું;ઝંખવાણું પાડવું;વ્યગ્ર કo; વ્યાકુલ-ચકિત-ભ્રમિત કo;ભમાવવું;ઘોળમાં નાંખવું; ચકડોળે ચઢાવવું;મોહિત કo.

**Confusion,**(કૉન્ફ્યુઝન્)*n.*1. Indistinct combination ; disorder ; tumult:ગુંચવણ;ઘોટાળો;ઘોળ;અવ્યવસ્થા;ધાલમેલ;ગરબડસરબડ;એકરાન;અસ્તાવ્યસ્તતા.2.Perturbation;shame; loss of self-possession:શરમ;લજ્જા; ગભરાટ;ગભરામણ;ગુંચવણ;અમુંઝણ;ભ્રમ;સંભ્રમ;વ્યાકુલતા;વ્યગ્રતા;ચિત્તવિકળતા.3.Overthrow;defeat;ruin: પરાજય;નાશ;ખેદાન મેદાન.4.One who confuses;a confounder:ગુંચવણ કરનાર;ગભરાવનાર.

**Confutable,**(કૉન્ફ્યુટેબલ્) *a.* Capable of being confuted:ખંડનયોગ્ય;ખોટું પાડી શકાય એવું;ખંડનીય.

**Confutation,**(કૉન્ફ્યુટેશન્)*n.* The act or process of confuting;refutation: તકરારથી હરાવવું તે; ખંડન; રદીઓ; પ્રત્યાખ્યાન; પ્રતિક્ષેપ; નિરસન.

**Confute,**(કૉન્ફ્યુટ્) *vt.* [L. *con* & *fundo*,I pour.]To overwhelm by argument;to refute conclusively;to prove or show to be false or defective; to overcome;to silence:તકરાર-દલીલથી રદ કo-હરાવવું;-

સદ્‌ગુણથી સંતોષ મળે.

નું મ્હોં બંધ કo;ખોટું પાડવું;-નો રદીઓ આપવો;-નું ખંડન કo;-ને નિરુત્તર કo.

**Conge,**(કૉન્જ)*n.*[L.*com* & *meo* I, go.]1.(*a*)The act of taking leave; farewell:રજા લેવી તે;છેલ્લી સલામ;રામ રામ.(*b*)Dismissal:રજા આપવી તે;વિદાયગીરી.2.A bow or a courtesy: સલામ;રામરામ;પ્રણામ; નમસ્કાર. *vi.* To take leave with the customary civilities;to bow or courtesy: સલામ-રામરામ-નમસ્કાર કરીને રજા લેવી-જવું-વિદાય થવું.

**Congeable,**(કૉન્જએબલ્ )*a.*(*Law*) Permissible;done lawfully:રજા-છુટ આપી શકાય એવું-આપવા જેવું;થવા દેવા જેવું;કાયદેસર-વાજબીરીતે કરેલું.

**Congeal,** (કૉન્જીલ્ ) *vt.* [L. *con* & *gelo*,I freeze.]1.To freeze;to stiffen:જમાવવું;ઘટ્ટ કo;થીજવવું;ઠારવું.2. To chill;to check the flow of,or cause to run cold:શિથિલ કo;ઠરવી દેવું;-થી ડરી જવું.*vi.*To grow hard, stiff,or thick,from cold;to freeze; to run cold; to be chilled: ટાઢ-ઠંડને લીધે કઠણ-જાડું-ઘટ્ટ થવું; જામવું; થીજવું;ઠરીજવું;ઠુંગાર થઇ જવું.

**Congealment,** } (કૉન્જીલ્મેન્ટ્-જેલેશન્ )
**Congelation,** } *n.*1.The act or process of congealing:ઠારવું તે; ઠરવું-જામવું તે;ઘનીકરણ,થીજવણી;ઘનીભૂતતા. 2. That which is formed by congelation: ઠરવા-જામવાથી જે ચીજ બને છે તે;દડબાં;ખડબાં;ઢેફાં;ચોસલાં.

**Congee,**(કૉન્જિ)*n.*Boiled rice;rice gruel:(*India*)ચોખાની રાબડી-ઘેંસ; કાંજી;ભડકું.2.A jail; a lockup: કેદ; તુરંગ; બંદીખાનું;કારાગૃહ. **C.** *water*, in which rice has been boiled: ચોખાને જે પાણીમાં બાફેલા હોય તે પાણી;ઓસામણ;ઢાર.

**Congener,**(કૉન્જીનર્ )*n.*[L. *con* & *genus*,a race.]A thing allied in kind or nature:સમજાતીય-એક જાતીય વસ્તુ;સજાતીય;એકજાતીય.

**Congeneric-ous,** (કૉન્જીનેરિક્-કૉન્જીનેરસ્ )*a.* Of the same genus; allied in origin:સમજાતીય; એકજાતનું;સમબીજક.

**Congenial,** ( કૉન્જીનિઍલ્ ) *a.* [L. *con* & *genius*, disposition.] 1. Kindred;cognate; sympathetic: સમજાતીય;મળતું;સમપ્રકૃતિક;સમધર્મક; સમભાવ; સમાનશીલ. 2. Naturally adapted or suited: કુદરતથી માફક આવતું-બેસતું-મળતું; સ્વભાવાનુસાર; અનુકૂળ;પ્રકૃત્યનુરૂપ;સુખાવહ;હિતકર.**C.** *to health*:આરોગ્યાવહ;સુખાવહ.

**Congenital,** (કૉન્જેનિટલ્ ) *a.* [L. *con* & *gero*,I bear.]Existing at or dating from birth; connate; constitutional; natural: જન્મનું; સ્વાભાવિક;સહજસિદ્ધ; સહકાલજ;નૈસર્ગિક;as,**c.***deformity*:જન્મખોડ.

**Congeries,**(કૉન્જીરિઇઝ્ )*n.sing*, & *pl.*[L.*con* & *gero*, I bear.] An aggregation;a heap;a combination:સમૂહ;ઢગ;ઢગલો; સમુદાય; પુંજ; રાશિ;ઓઘ.

**Congest,**(કૉન્જેસ્ટ્ ) *vt.* [L. *con* & *gero*,I bear.]To bring together; to accumulate:એકઠું કo;ઢગલો કo; જમાવ કo;સંચય-પુંજ કo.2.To cause an overfullness of the capillaries of an organ:કોઈપણ ઇંદ્રિની ઝીણી નસોમાં લોહીનું હદ ઉપરાંત ભરાઇ જવું-જમાવ થવું.

**Congestion,**(કૉન્જેસ્ટ્યૅન્)*n.*1.The act of gathering into a heap or mass;accumulation: ઢગલો કo તે;એકઠું કo તે;ઢગલો;જમાવ.2.(*Med.*) An accumulation of blood in any part of the body:શરીરના કોઈ પણ ભાગમાં લોહી એકઠું થવું તે;લોહીની ગાંઠ-ગાંઠો-ગ્રંથિ-દડબ; બંધાઇ ગયેલું લોહી;રક્તાવરોધ;રક્તસ્તંભન.

**Congestive,**(કૉન્જેસ્ટિવ્ )*a.* (*Med.*) Attended by an accumulation of blood in some part of the body:લોહીની ગાંઠ બંધાતું;રક્તાવરોધસૂચક-દર્શક.

**Conglobate,** (કૉન્ગ્લોબેટ્ ) *a.* [L. *con* & *globo*,a ball,globe.]Formed or gathered into a ball: ગોળો વાળેલું;ગોળારૂપે એકઠું થયેલું. *vt.* To collect or form into a ball: ગોળો કo;પિલ્લુ બનાવવું;પિંડો-દડો કo.

**Conglomerate,** (કૉન્ગ્લૉમરેટ્ ) *a.* [L.*con* & *glomus*,a ball.]1.Concentrated;collected together:જથાબંધ;દઢીબંધ;ગઠ્ઠાબંધ;as, **c.** *rays of light*:પ્રકાશનાં એકઠાં થયેલાં-જથાબંધ કીરણો.2.(*Bot.*)Closely crowded together:ધીચોધીચ-ભરચક થયેલું; ગુચ્છાદાર.3.(*Geol.*) Composed of stones,pebbles,&c.,cemented together:પથ્થર વિગેરેનું બનેલું-થયેલું. *vt.*To collect into a round mass: ગોળા-દડારૂપે એકઠું-ભેગું કo; પિલ્લુ-દડો કo.*n.*Collection; accumulation:જથો;જમાવ;ગોળો;પુંજ; રાશિ;દડો;સંગ્રહ;સંચય.2. (*Geol.*)A rock composed of rounded fragments of stone cemented together by another mineral substance: પથ્થરના ગોળ કકડાની બનેલી ખડક;કાંકરીઆ પથ્થરની બનેલી ખડક.

**Conglomeration,**(કૉન્ગ્લૉમરેશન્ ) *n.*The act of gathering into a mass;collection; accumulation: જથાબંધ-એકઠું કo તે;જમાવ;સંગ્રહ;સમુદાય;સમૂહ;ગોળો;પુંજ;રાશિ;દડો.

**Conglutinate,** (કૉન્ગ્લ્યુટિનેટ્ ) *vt.* [L.*con* & *glutino*, I glue.] To glue together;to unite by some tenacious substance:જોડવું;ચોટાડવું.*vi.*To coalesce:જોડવું; સાંધવું. *a.* Glued together:એકઠું ચોટેલું-જોડેલું.

**Conglutination,** (કૉન્ગ્લ્યુટિનેશન્ ) *n.*A gluing together; junction; union:ચોટવું તે;સંયોગ;સંધિ; સંયોજન;સંધાન;સાંધો.

**Congo-gou,** (કૉન્ગો-કૉન્ગુ ) *n.* A species of black tea: એક જાતની કાળી ચાહ.

**Congratulate,** ( કૉન્ગ્રૅટ્યુલેટ્ ) *vt.* [L.*con* & *gratus*, pleasing.]To wish joy to: મુબારકી-મુબારકબાદી આપવી;વધામણી કહેવી-ખાવી;અભિનંદન આપવું.*To* **c.***one's self*,to rejoice;to feel satisfaction: આનંદિત થવું;આનંદ પામવો;સંતુષ્ટ થવું.

**Congratulation,** (કૉન્ગ્રૅટ્યુલેશન્ ) *n.*The act of congratulating;an expression of sympathetic pleasure:વધામણી;મુબારકબાદી;અભિનંદન; ધન્યવાદ.

**Congratulatory,** (કૉન્ગ્રૅટ્યુલેટૉરિ ) *a.* Expressive of sympathetic joy at the good fortune of another: વધામણીવાળું; મુબારકબાદીનું; અભિનંદક;ધન્યવાદસૂચક.

**Congregate,** (કૉન્ગ્રીગેટ્ ) *vt.* [L. *con* & *grex*, flock, herd.]To assemble;to mass;to compact:એકઠું-ભેગું-ભેળું કo;ગોળો કo;જમાવ કo.*vi.* To come together;to assemble; to meet:જમાવ થવું;ભેગુ-એકઠું થવું;મળવું.*a.*Collected;compact or close: ભેગું-એકઠું થયેલું;ઘટ્ટ;સજ્જડ;ઘન.

**Congregation,**(કૉન્ગ્રીગેશન્ )*n.*1. The act of congregating:જમાવ કરવો-એકઠું-ભેગું કo તે.2.A collection or assemblage of separate things:જુદી જુદી-ભિન્ન ચીજો-પદાર્થોનો જમાવ-સમૂહ;ગણ;સમુદાય;સમાહાર.

Content is the true philosopher's stone:

3. An assembly of persons; a worship-gathering:ઈશ્વરની પૂજા-પ્રાર્થના અને ધર્મ સંબંધી બોધ-ઉપદેશ માટે ભેગાં થયેલાં માણસો; ધર્મસમાજ; સભા;મંડળી;પરિષદ. 4. The whole body of the Jewish people;સમસ્ત યાહુદી લોક; યાહુદીજન સમસ્ત.5. A body of cardinals:ધર્મગુરૂઓનું મંડળ-મંડળી. 6. The assemblage of Masters & Doctors at Oxford or Cambridge University for the granting of degrees:ઓક્સફર્ડ કેંબ્રીજ પાઠશાળાનાવિદ્વાનો તથા બહુાચાર્યોને ડીગ્રી આપવાને માટે થયેલો મેળાવડો. 7.The name assumed by the Protestant party under John Knox: જૉન નોક્સના અનુયાયી પ્રોટેસ્ટન્ટોએ ધારણ કરેલું નામ.

**Congregational,** (કૉંન્ગ્રીગેશનૅલ્ ) *a.*1.Pertaining to a congregation:મંડળી-સમાજ સંબંધી;સામાછક; સભ્ય.2.Belonging to the system of congregationalism:ખ્રિસ્તિ ધર્મવિશે ઠરાવ કરવાની સઘળી સત્તા દરેક સ્થાનિક મંડળીને છે તે પંથના મતને લગતું.

**Congregationalism,**(કૉંન્ગ્રીગેશનૅલિઝ્મ્ )*n.*That system of church government which vests all ecclesiastical power in the assembled brotherhood of each local church:દરેક સ્થાનિક ધર્મ પંથના ભેગા થયેલા મંડળને સર્વધાર્મિકસત્તા આપી હોય એવી વ્યવસ્થારીતિ.

**Congress,**(કૉંન્ગ્રેસ્ )*n.* [L. *con* & *gradior*,I go.]1. A meeting of individuals;an encounter:લોકોનો મેળાપ-સમાગમ.2.A collision;a shock:સામસામો ધક્કો;ટેસ; અથડાઅથડી.3.The meeting of the sexes in sexual commerce; the act of coition:સ્ત્રી પુરૂષસંગ-સમાગમ;મૈથુન.4.A meeting of the representatives of several states to consider & determine matters of common interest: સાર્વજનિક લાભ-ફાયદાઓની બાબતો વિચારી નક્કી કરવા મળેલા જુદા જુદા રાજ્યના પ્રતિનિધિઓ-વકીલોની સભા-મંડળી.5. A gathering or assembly;a conference:સભા;સમાજ; મંડળી; કોંગ્રેસ. *The national* **C.**:રાષ્ટ્રીયસમાજ. 6. The assembly of senators and representatives of a republic, constituting the chief legislative body of the nation:કોઇ પણ પ્રજાસત્તાક રાજ્યના પ્રતિનિધિઓ-વકિલોની કાયદા બાંધનારી સભા-મંડળી.

**Congressive,** ( કૉંન્ગ્રેસિવ્ ) *a.* Encountering or coming together: એકઠું થવું;જમાવ થવું;મળવું.

**Congruence-cy,**(કૉંન્ગ્રૂએન્સ્-ન્સિ) *n.*[L.*congruentia.*]Agreement; consistency:એકરાગ;મેળાપ;અનુસંધાન: અનુકૂળતા;યોગ;ગાંઠ.

**Congruity,**(કૉંન્ગ્રૂઇટિ)*n.*1.Fitness harmony; correspondence consistency:એકરાગ,યોગ્યતા,મેળાપ,સંગતતા;યોગ;ગાંઠ;અનુકૂળતા;લાગ;અનુસંધાન.2.(*Geom.*)Coincidence: સરખી જગ્યા રોકવી તે;સરખાપણું.

**Congruous-ruent,**(કૉંન્ગ્રૂઅસ્-એન્ટ્ )*a.*Suitable;agreeing;fit;harmonious:મળતું;મિલાપી;બેસતું;માફકજમાવતું;યોગ્ય;ઉચિત;સંગત;અવિરૂદ્ધ; અનુરૂપ;યથાયોગ્ય;એકરાગનું-વાળું.

**Conic-al,**(કૉનિક્-કૅલ્ )*a.*[Gr.*konos*, a cone.]1.Having the form of,or resembling, a cone: શંકુઆકૃતિ-આકારનું;શંકવાકાર;ગોપુચ્છાકાર 2.Pertaining to a cone:શંકુનું-સંબંધી.**C.** *sections*,that branch of geometry which treats of the parabola,ellipse & hyperbola: શંકુચ્છેદ-છિન્ન.

**Conics,**(કૉનિક્સ્ )*n.*1.That part of geometry which treats of the cone and the curves which arise from its sections:શંકુચ્છેદ ભૂમિતિ. 2.Conic sections:શંકુછેદ-નાભાગ.

**Coniferous,**(કૉનિફરસ્ )*a.*Having cones:શંકુવાળું-નું.

**Conjecturable,**(કૉંન્જેક્ટ્યુરૅબલ્ )*a.* Capable of being guessed: અનુમેય;અનુમાનસાધ્ય.

**Conjectural,**(કૉંન્જેક્ટયુરૅલ્ )*a.*Depending on conjecture;undetermined;doubtful:અનુમાન પ્રમાણક; અટકળ કરેલું; કલ્પિત;અનુમાનિક; અનુમાનમૂલક;સંશયાત્મક;ઉટ્ટાંગનું.

**Conjecture,**(કૉંન્જેક્ટ્યુર્ )*n.*[L.*con* & *jacio*, I throw.] 1. Probable inference; surmise;guess; suspicion:અટકળ;અનુમાન;ઉટ્ટાંગ;ધારણા; તર્ક;અંજમાશ;કલ્પના;ક્યાસ.*vt.*To infer on slight evidence;to surmise; to guess :-અટકળ-ક્યાસ-અનુમાન કo;કલ્પના કo;અટકળ-ઉટ્ટાંગ બાંધવું;તર્ક કo.*vi.*To make conjectures;to surmise;to guess:અનુમાન-ક્યાસકo.

**Conjoin,**(કૉંન્જોઇન્ )*vt.* [L. *con* & *jungo*,I join.]1.To join together; to unite: સાથે જોડવું; સાંધીને એકઠું કo;સંયુક્ત કo;સાંધવું; સંયોગ કo. *vi.* To unite;to join;to league:જોડાવું;સામેલ થવું;એક થવું;મળવું.

**Conjoint,** (કૉંન્જોઇન્ટ્ ) *a.* United; connected;associated:જોડેલું; સાંધેલું;સંયુક્ત;ભેગું.

**Conjointly,**(કૉંન્જોઇન્ટ્લિ)*adv.* In a conjoint manner;unitedly;jointly;together:મળીને;જોડે;ભેગું; એકઠું; સાથેલાગું;સંયોગથી.

**Conjugal,**(કૉંન્જ્યુગૅલ્ )*a.*[L.*con* & *jugum*,a yoke or bond.]Belonging to marriage: matrimonial; connubial:વિવાહનું;વિવાહ સંબંધી; વિવાહ વિષયક;વૈવાહિક; લગ્ન સંબંધનું; સ્ત્રી પુરૂષ સંબંધી;દંપતિભાવનું.

**Conjugate,**(કૉંન્જ્યુગેટ્ )*vt.*[L. *con* & *jugo*, I join.] 1. To unite in marriage;to join:લગ્ન કo;જોડવું;લગ્ન-ગાંઠથી જોડવું;પરણાવવું. 2. To inflect a verb: ક્રિયાપદનાં રૂપાખ્યાન આપવાં-કo.*n.*A word agreeing in derivation with another word: એક શબ્દનું બીજા શબ્દના મૂળ-વ્યુત્પત્તિને મળતા આવવું તે.*a.* 1. United in pairs;yoked together:જોડાં રૂપે જોડાએલું;સંયુક્ત;સાથે-ભેગું જોડાયેલું. 2. (*Chem.*)Containing two or more radicals, acting the part of a single one:એક મૂળતત્વના જેટલું કામ કરતાં બે અથવા વધારે મૂળતત્વવાળું. 3.(*Bot.*)In single pairs;coupled: બેકી જોડાંવાળું-નું;જોડકાનું;જોડીદાર. 4. ( *Gram.*) Agreeing in derivation:મૂળ-વ્યુત્પત્તિમાં મળતું આવતું.

**Conjugation,** ( કૉંન્જ્યુગેશન્ ) *n.* 1. The act of uniting;union;assemblage:જોડવું-ભેગું કરવું તે; મેળાપ; સંયુક્તપણું;સંયોગ; સંગ; સમૂહ.2. A couple;a pair:જોડકું;જોડ.3.(*Gram.*) (*a*) The act of distributing the several inflections or variations of a verb:ક્રિયાપદનાંરૂપાખ્યાપન.(*b*) A scheme in which all parts of a verb are arranged:ક્રિયાપદનાંરૂપનું કોષ્ઠક.(*c*) A class of verbs conjugated in the same manner:એકજ ( ધાતુ ) ગણનાં બધાં ક્રિયાપદો.

**Conjunct,**(કૉંન્જંગ્ક્ટ્ ) *a.* United; conjoined:જોડેલું;સાંધેલું;સંયુક્ત;ભેગું.

**Conjunction,** ( કૉંન્જંગ્કશન્ )*n.* 1. The act of uniting or the state of being united;union;association: સંયોજન; જોડવું-સંયુક્ત કo-થવું

તે;સંયોગ;સંબંધ; સંધિ; સમાયોગ. 2. (*Astron.*)The meeting of two or more stars or planets in the same degree af the zodiac:રાશિમંડળના એકજ પ્રમાણમાં બે અથવા વધારે તારા કે ગ્રહો ભેગા થવા-મળવા તે;યોગ;સંયોગ; સંગમ.*Auspicious* c.:સુયોગ;અમૃતસિદ્ધિયોગ.*Inauspicious* c.:કુયોગ; પાપગ્રહ.C.*of sun&moon*:સૂર્યેંદુસંગમ;યુતિ.*Day of* c.*of sun&moon*: અમાવાસ્યા;અમાસ. 3. (*Gram.*) A connective or connecting word: ઉભયાન્વયી અવ્યય; વાક્યયોગી અવ્યય. *In* c.*with*:સાથે;લગતું;જોડે.

**Conjunctive,** (કૉન્જન્ગુકિટવ્ )*a.* 1. Closely united:સજ્જડ-જોડાજોડ મજબૂત જોડાયેલું.2.Serving to unite; connecting together: જોડતું-જોડવામાં કામ આવતું;જોડનારૂં;સંયોગ કરનારૂં;સંયોગી.

**Conjuncture,**(કૉન્જન્ગુક્ટચૂર્ )*n.*1. Union;connection;combination: સંયોગ;સંજોગ;યોગ;સંધિ.2.An occasion or crisis:સંધિ;પ્રસંગ; અવસર; સમય;જોગ;તક;લાગ; અણી;તાકડો;એન.

**Conjuration,** (કૉન્જ્યૂરેશન્ ) *n.* 1. The act of binding by an oath; an earnest entreaty;adjuration: સોગંદ ઘાલવા તે;સોગંદ આપીને પુછવું તે;બહુ આજીજી-કાલાવાલા કરીને વિનંતિ કo;આતુરતાથી વિનંતિ કo તે.2.Incantation;enchantment:ધંતર મંતર;જાદુ;ઇલમ;ટોણાટુચકા; ઇંદ્રજાલ;માયા.3.Conspiracy:તોફાન-ફિતુર-હુલ્લડ કરવાને માટે એક્રો-સંપ.

**Conjure,**(કૉન્જ્યૂર્ ) *vt.* [L. *con* & *juro*, I swear.](*a*)To call on or summon by a sacred name or in a solemn manner;to adjure:સોગંદ ઘાલીને બોલાવવું-પુછવું;ગંભીરતાથી બોલાવવું.(*b*)To implore earnestly; બહુ આજીજી કરીને-આતુરતા-કાલાવાલાથી વિનંતિ કo;આણદઈ આહ્વાહન કo.*vi.*To conspire; to confederate:સોગંદ ખાઇને એક સંપથવું.

**Conjure,**(કન્જર્ ) *vt.* To affect or excite by magic;to enchant:મંતરવું; નજરબંધી-ધંતર મંતર-જાદુ-છુમંતર કo-કરાવવું;મંત્ર ફુંકાવવો;મંત્ર પ્રયોગ કo;ઇલમ ચલાવવો.*To* c.*up*, (*a*) to call up; to make visible by magic arts:મંત્ર પ્રયોગ-ઇલમથી ખડું કo-દૃષ્ટિગોચર કo-પ્રત્યક્ષ ઉભું કo.(*b*) To invent: ઉભું કo;-ઉઠાવવું; બનાવવું; વાત ઉભી કo-બનાવવી.*vi.*To practise magical acts;to juggle;to charm: જાદુ-મંતર-છુમંતર કo;નજરબંધી કo.

**Conjurer,**( કન્જરર્ )*n.* 1. (*a*) One who practises magic; one who performs feats of legerdemain: જાદુગર.ઈલમી;મદારી: ગારૂડી; મંત્રવાદી; ધંતર મંતરવાળો; ઈલમબાજ; બાજીગર; માયાવી;ઐંદ્રજાલિક.2.A man of sagacity:ચાલાક-ચતુર-હોંશિયાર માણસ.

**Connascence-cy,**(કૉન્નેસેન્સ્-ન્સિ) *n.*[L.*con* & *nasci*,to be born.] 1.The common birth of two or more at the same time: એકી વખતે બે અથવા વધારે જન્મ; એકજન્મ; સહજન્મ; એકોત્પત્તિ. 2. A being born or produced with another: બીજાની સાથે જન્મેલું પ્રાણી;એકજ જન્મ;સહજન્મ-સહોત્પત્તિ.

**Connate,** ( કૉન્નેટ્ ) *a.* [ L. *con* & *natus*, born.] 1. Born with another;being of the same birth: બીજા સાથે જન્મેલું;એકજ જન્મનું; સ્વાભાવિક;નૈસર્ગિક;સહજ; સમકાલજ. 2. (*Bot.*) United in origin;united into one body: એકજમાંથી થયેલું; જોડાઇને એક થયેલું.C.*leaves*.જોડાઇને એક થયેલાં પાંદડાં. 3. Congenital; existing from the birth: જન્મથીજ;સહજ; સ્વભાવિક; માના પેટમાંથી સાથે આવેલું.

**Connatural,**(કૉન્નેટયૂરૅલ્ )*a.*[L.*con* & Eng.*natural*.]Inborn:natural:inherent:એકજાતીય;સજાતીય;સમસ્વભાવનું;સમધર્મક;સમભાવ;સમાનભાવ.2.Partaking of the same nature:એકજ સ્વભાવ-જાતનું.

**Connect,**(કૉન્નેક્ટ્ ) *vt* [L. *con* & *necto*,I bind.]To knit, link, or fasten to-gether;to combine;to associate:to join: સંબંધ-યોગ-સંયોગ કo;પૂર્વાપર સંબંધ રાખવો-યોજવો;સાંધવું;જોડવું;ગાંઠવું; બાંધવું. 2. To associate (*a person or thing*) with another thing, person, or business: કંઇ પણ વસ્તુ, માણસ કે કામ ધંધા સાથે જોડાવું-ની જોડે સંબંધ કરવો. *vi.* To become joined, united or coherent:સંધાવું;જોડાવું; ગંઠાવું;બંધાવું;નિકટ સંબંધમાં આવવું.

**Connected,**(કૉનેક્ટેડ્ )*p.p.*Joined; united;coherent:સંધાયેલું;સંયુક્ત; સંતત;સંયોગી;સંબદ્ધ;સંબંધિ;અતલગ; આપ્ત.

**Connection-nexion,**(કૉનેક્શન્ )*n.* 1.Junction;union;alliance; relationship:સંબંધન;સંયોજન; સંયોગ; સંબંધ;લાગતું;સંધિ: નિસબત; સંસર્ગ. 2.That which connects or joins together;a tie;a bond:અનુસંધાન; સંદર્ભ;ગાંઠ;સંબંધ;સંયોગ;બંધ.3.A relation;esp., a person connected with another by marriage: સંબંધી;સગું;નાતેદાર.4.The persons or things that are connected: સંયુક્ત પદાર્થ-વસ્તુ-માણસ;બંધુ;બાંધવ; જ્ઞાતિ;જાતિ.*In this* c., in connection with this subject: આ વિષયના સંબંધમાં.

**Connective,**(કૉનેક્ટિવ્ ) *a.* Having the power of connecting: જોડવાની-સંયોગ કરવાની શક્તિવાળું; સંયોજક;જોડનાર;સંબંધ કર્તા-કારી.*n.* 1. A conjunction or a preposition:ઉભયાન્વયી-વાક્યયોગી-શબ્દયોગી અવ્યય 2.(*Bot.*)That part of an anther which connects its two cells together:નરતંતુનો જે ભાગ તેનાં બેછિદ્ર-કાણાંને એકઠાં કરેછે-જોડેછે તે.

**Connivance,**( કૉનાઇવૅન્સ )*n.* Intentional failure to see a fault; voluntary oversight:આંખ આડા-કાન;અખાડા;આંખમીંચામણી.

**Connive,** ( કૉનાઇવ્ )*vi.* [L.*con* & *niveo*, I wink.] 1.To open and close the eyes rapidly;to wink: જલદીથી આંખો ઉઘાડીને મીંચી દેવી-બંધ કo;આંખ મીંચામણી કo. 2.To fail or forbear,by intention, to discover an act:જોયું ન જોયું-આંખ આડાકાન-અખાડા-સાંભળ્યું ન સાંભળ્યું કo. *vt.* To overlook;to pretend not to see: જોયું ન જોયું કo;નથી જોયું એવું ડોળ ઘાલવું;-ને માટે અખાડા કo.

**Connoisseur,** ( કૉનિસ્યૂર )*n.* [L. *con* & *nosco*,I know.]One well versed in any subject;a skillful or knowing person:પ્રવીણ-નિપુણ-ગુણજ્ઞ-રસજ્ઞ-પુરૂષ;ધર્મજ્ઞ;વાકેફગાર;પરીક્ષક;ગુણગ્રાહક;રસિક;ગુણગ્રાહી.

**Connotation,**(કૉનોટેશન ) *n.* Implication of something more than is asserted:સંકેત.

**Connote,** ( કૉનોટ્ ) *vt.*[L. *con* & *noto*,I mark.]To imply;to denote or designate;to include:-નો ગુણ દેખાડવો:-ની અંદર સમાવેશ કo.

**Connubial,** ( કૉન્યૂબિઅૅલ્ ) *a.* [L. *con* & *nubo*,I marry.]Pertaining to marriage; nuptial: conjugal: વિવાહ-લગ્નસંબંધી;વિવાહિક;લગ્નનું-સં-

બંધીદંપતીનું;વિવાહમૂલક.

**Conoid,**(કૉનૉઇડ્)*n.*[See **Cone.**] 1.Anything that has a form resembling that of a cone:શંકુઆકૃતિને મળતી આવતી-ના જેવી ચીજ-પદાર્થ.2.(*Geom.*)*a.*Having the form of a cone:શંકુ આકારનું; શંક્વાકાર

**Conquer,**( કૉન્કર્ )*vt.* [L. *con* & *quæro*, I seek.] 1. To gain by force; to subdue; to reduce; to vanquish:બળથી મેળવવું;જીતવું; તાબે કo;જય કરીને લેવું-હસ્તગત કo;પરાજીત પમાડવું;હરાવવું;સર કo;-નો પરાભવ-પરાજય કo;-ની ઉપર ફતેહ-જયવિજય મેળવવો-કo. 2.To subdue by mental power;to surmount: મનથી જીતવું;નિગ્રહ-સંયમ કo;વશ-આધીન કo.One that has *conquered* his passions:જીતેન્દ્રિય;સંયમી.3.To gain or obtain overcoming obstacles in the way:પ્રાપ્ત કo;શ્રમથી-વિજયથી મેળવવું. *vi.* To gain the victory; to overcome:જય મેળવવો;જીતવું; ફતેહમંદ-વિજયી થવું.

**Conquerable,**(કૉન્કરૅબલ્)*a.*Capable of being conquered,overcome or subdued:જીતવા-તાબે કરવા જેવું; પરાભવ્ય;જેય;જીતાય એવું.

**Conqueror,**(કૉન્કરર્ )*n.*One who conquers:જીતનાર;વિજયી; જેતા;રણજિત;પરાભવ કરનાર; *a mighty* **c.**: દિગ્વિજયી;**c.***of the world*: વિશ્વજીત; જહાંગીર.

**Conquest,**(કૉન્કવેસ્ટ્ )*n.*1.The act of conquering or acquiring by force;subjugation;victory: જીતવું તે;બળે મેળવવું-પ્રાપ્ત કo તે;જીત;ફતેહ; વિજય;*universal* **c.**: દિગ્વિજય. 2. That which is conquered;જે જીતવામાં આવે છે તે; જીતેલી વસ્તુ-પ્રદેશ; જીતદ્રવ્ય;જીતપ્રદેશ.3.(*Feudal law.*) The acquiring of property by other means than inheritance: વારસા સિવાય બીજા સાધનોથી મિલકત મેળવવી તે;પ્રાપ્તિ;સંપ્રાપ્તિ. 4. The act of gaining by successful struggle:પ્રાપ્ત કo તે;શ્રમથી મેળવવું તે; જીત. *The* **c.**, the subjugation of England by William of Normandy in **1066**: સન ૧૦૬૬ માં વિલિયમ ડ્યુકઑફ્ નોર્મંડિએ ઇંગ્લાંડની કરેલી જીત-પરાજય.

**Consanguineous,** ( કૉન્સૅન્ગ્વિનિઅસ્ )*a.* [ L. *con* & *sanguis*, blood.]Of the same blood; related by birth:એક લોહીનું;જન્મથી સંબંધવાળું-સગું;સગાઇ-ધરાવતું;સગોત્રજ;સપિંડ.

**Consanguinity,**(કૉન્સૅન્ગ્વિનિટિ ) *n.* The relation of persons by blood;blood relationship:એક લોહી-શરીર સંબંધ; એકશરીરાન્વય; સગપણ;સગોત્રતા;એક રક્તસંબંધ;સમરક્તસંબંધ;સપિંડતા.

**Conscience,** (કૉન્શેન્સ્ )*n.* [L.*con* & *scio*,I know.]1.Knowledge of one's own thoughts or actions; consciousness:શુદ્ધિ;દેહશુદ્ધિ; સાવધગીરી;ફામ;જાણપણ;અંતર્જ્ઞાન.The moral faculty passing judgment on one's self;the moral sense:સદસદ્વિચારશક્તિ;અંતર્દીપ;અંતઃકરણ;અંતર્યામી; મન;બુદ્ધિ.*Clearness of* **c.**:ચિત્તશુદ્ધિ; અંતઃકરણશુદ્ધિ;*biting of* **c.**:પશ્ચાતાપ; મનસ્તાપ;3.The estimate or determination of conscience;conviction of right or duty:;ઇમાનદારી, ઈમાન;મનનો ખરોભાવ;ન્યાય;સત્પ્રતીતિ. 4. Tenderness of feeling; pity: દયાર્દ્રતા;કારૂણ્યતા;દયા;કરુણા.**C.***clause* a clause in general law exempting persons whose religious scruples forbid compliance therewith:અમુક ધારાને પોતાના ધર્મસંબંધિ વિચારોને લીધે અનુસરી ન શકાય તેથી તેમાંથી મુક્ત કરનારી કલમ. *Court of* **c.**,a court established for the recovery of small debts: થોડી રકમનું દેવું વસુલ કરવાને માટે સ્થાપેલી અદાલત.*To make* **c.** *of* or *a matter of* **c.**,to act according to the dictates of conscience:અંતઃકરણની સૂચના-આજ્ઞા પ્રમાણે ચાલવું-વર્તવું;ઇમાનથી ચાલવું-વર્તવું;અંતર્મને પૂછીને કo;ખમચાવું;આંચકો ખાવો.

**Conscientious,** ( કૉન્શિએન્શસ્ ) *a.*1. Influenced by conscience; governed by the supposed rules of right and wrong;scrupulous; exact; just:નેકીવાળો;નીતિવાળો;નેકી રાખનારો;ઈમાનદાર;ન્યાયનિષ્ટ; સાચીનિષ્ઠાવાળો:સાચી દાનતવાળો;પુણ્યાત્મા; પુણ્યશીલ. 2. Conformed to the dictates of conscience: અંતઃકરણ મુજબ કરેલું;ઇમાનવાળું;નીતિમય;ન્યાયપરાયણ;પવિત્ર અને ન્યાયપરાયણ માર્ગ.

**Conscientiousness,**(કૉન્શિએન્શસ્નેસ્ )*n.*A sense of justice and strict conformity to the dictates of conscience:સાચીનિષ્ઠા;ઈમાનદારી;નેકીપણું;ન્યાયનિષ્ઠા;સત્યનિષ્ઠા.

**Conscionable,** ( કૉન્શૉનૅબલ્ ) *a.* Reasonable; just: વાજબી; ન્યાયી; યોગ્ય;લાયક;ન્યાયનિષ્ઠ.

**Conscious,** ( કૉન્શસ્ ) *a.* 1. Possessing the faculty or power of knowing one's own thoughts or mental operations:ભાન-શુદ્ધિવાળું; સાવધ;સચેત;સુચિત્ત;સચેતન; દેહભાની. 2. Cognizant; aware; sensible: વાકેફ;વાકેફગાર;જાણ;જાણીતું;જ્ઞાની; અભિજ્ઞ;માહિતગાર.3.Known to one's self:સ્વજ્ઞાત;આત્મબુદ્ધ; આત્મબોધિત; અંતર્જ્ઞાની.

**Consciousness,** ( કૉન્શસ્નેસ્ ) *n.* 1.The state of being conscious: ચેતના;શુદ્ધિ;દેહશુદ્ધિ;સાવધપણું;પ્રબોધ;ભાન;સાવચેતી;જાણપણ;ચૈતન્ય;હોશ; ફામ;જ્ઞાન;અનુભવ;બોધ;*bereft of* **c.**: બેશુદ્ધ;બેહોશ; અશુદ્ધિમાં; બેભાન. *To return to* **c.**: શુદ્ધિ-ભાનમાં આવવું; ભાન ઠેકાણે આવવું. 2. Immediate knowledge of an object, state, or sensation:નિરપેક્ષજ્ઞાન; અંતર્જ્ઞાન; આત્મબોધ;સમજ;માહિતી.

**Conscribe,**(કૉન્સ્ક્રાઇબ્ )*vt.*[L. *con* &*scribo*,I write.]To write down; enlist:લખવું;નોંધવું;નામ દાખલ કo.

**Conscript,**(કૉન્સ્ક્રિપ્ટ્ )*a.*[L.*con* & *scribo*,I write.] Written; registered:લખેલું;નોંધેલું;દફતરમાં દાખલ કરેલું.**C.** *fathers* (*Rom. Antiq.*), the senators of Rome:રોમશહેરની સેનેટ(નામની મ્હોટી સભા)ના સભાસદો. *n.*One taken by lot,or compulsorily enrolled to serve as a soldier or sailor:દફતરમાં નોંધેલા નામમાંથી કે ચીઠ્ઠી નાંખીને મુકરર કરેલો સિપાઈ અથવા ખલાસી.

**Conscription,**(કૉન્સ્ક્રિપ્શન્ ) *n.* 1. An enrolling or registering:નોંધવું-નોંધકoતે;નોંધ.2.A compulsory enrollment of men for military or naval service;a draft: લશ્કરી કે વહાણમાં નોકરી કરવાને માટે જબરદસ્તીથી નામ નોંધવાં તે.

**Consecrate,**(કૉન્સીક્રેટ્ )*vt.*[L. *con* & *sacer*,sacred.]1. To make or declare to be sacred;to appropriate to sacred uses; to dedicate to the service of God:પવિત્ર કo;પવિત્ર કામને માટે નિર્માણ કo-જૂદું કાઢવું;દેવાર્પણ-ધર્માર્પણ-ઇશ્વરાર્પણ કo; -ની પ્રતિષ્ઠા કo;as,*to* **c.** *a church*:દેવમંદિરની પ્રતિષ્ઠા કo;ઇંજવું.2.To set

apart to a sacred office:પવિત્રસ્થળે યોજવું-નિયોજવું;-નો અભિષેક કo. **3.**To canonize;to enroll among the gods; to exalt to the rank of a saint: દેવપદ આપવું; -ને સંત બનાવવો;સંતાવલીમાં દાખલ કo.**4.**To render venerable;to dignify:પૂજ્ય-માન્ય-પ્રતિષ્ઠિત કo.*a.* Devoted; dedicated;sacred:અર્પણ કરેલું; પવિત્ર કરેલું-બનાવેલું;પ્રતિષ્ઠિત;અભિષિક્ત;અભિમંત્રિત;પ્રતિષ્ઠાપિત.

**Consecration,**(કૉન્સીક્રેશન્) *n.* **1.** The act or ceremony of consecration;dedication:પ્રતિષ્ઠા;દેવાર્પણ કo તે;પ્રતિષ્ઠાપન;સંસ્કાર;ઉત્સર્ગ;વિનિયોગ;ઉપયોગ;અભિષેક.

**Consecrator,**(કૉન્સીક્રેટર્) *n.* One who consecrates;one who performs the rites by which a person or thing is dedicated to sacred purposes : દેવાર્પણ કરનાર; પ્રતિષ્ઠા કરનાર;પદાર્થ કે માણસને પવિત્ર કરવાને આવશ્યક ક્રિયાઓ કરનાર.

**Consecution,** (કૉન્સીક્યૂશન્) *n.* A sequel;a succession;a series:પરંપરા;માલા;શ્રેણી;હાર;અનુબંધ;ક્રમ;અનુમાનપરંપરા.

**Consecutive,**(કૉન્સેક્યુટિવ્) *a.* [L. *con* & *sequor*,I follow.]**1.** Following in a train;successive:અનુક્રમનું;લગોલગ;સામટું;નિરંતર; સંતત; ક્રમાગત; લાગટ. **2.** Following as a consequence or result ; consequential: પરિણામ તરીકે નિપજતું-થતું;પરિણામી.**3.**(*Mus.*)Following in the same order: અનુક્રમપ્રમાણે ચાલતું-આવતું.

**Consent,**(કૉન્સેન્ટ્)*n.*[L.*con* & *sentio*,I feel.]**1.** The being of one mind;accord;concurrence:એકચિત્તતા;ઐક્ય;મતૈક્ય;સંમતિ;અનુમતિ;અનુમત.**2.**Agreement;harmony: એકરાગ;એકમત;સંપ;મળતાપણું. **3.** Acquiescence;compliance;approval:સંમતિ;અનુમતિ;અનુજ્ઞા; અનુમોદન; મંજુરી;રજા;પરવાનગી. *With free* **c.**: રાજીખુશીથી; સુખસંતોષથી; સુખસમાધાનથી.**4.**(*Law*)Capable,deliberate & voluntary assent or agreement to some act or purpose:સ્વતંત્રઅનુમતિ-સંમતિ;*age of* **c.**:સંમતિવય;*the* **c.** *bill*:સંમતિવયનો ખરડો-એક ક્રાયદો;એકરાગ;દિલસોજી.*vi.***1.**To be of the same mind;to accord; to concur:એકજ મત-વિચારના હોવું;મળતા આવવું. **2.** To give assent; to comply: સંમતિ-કબૂલત આપવી; હા પાડવી-કહેવી.*vt.* To grant;to admit: આપવું;બક્ષવું;કબૂલત આપવી-હા પાડવી.

**Consentaneous,**(કૉન્સેન્ટેનીઅસ્) *a.*Agreeable;accordant to;suitable;consistent;harmonious:મળતું;બેસતું;લાયક;યોગ્ય;અનુકૂળ;માફક; સંગત;અનુરૂપ;ઉચિત.

**Consentient,**(કૉન્સેન્શિઅન્ટ્)*a.*Agreeing in mind;accordant: સંમત;કબૂલ;રાજી;એકચિત્ત;એકમત.

**Consequence,**(કૉન્સીક્વેન્સ્)*n.*[L. *con*,& *sequor*, I follow.] **1.** Result:પરિણામ;ફળ; ફલોત્પત્તિ; ફલોદય; ફલાદેશ;અર્થ;કાર્ય;પરિપાક;*visible* **c.**: દૃષ્ટાર્થ.**2.**(*Logic.*)Inference;deduction:અનુમાન;સિદ્ધાંત;નિશ્ચિતાર્થ. **3.** Chain of causes and effects;consecution:કાર્યકારણસંબંધ;કાર્યકારણાન્વય.**4.** Importance; value; moment;distinction:વજન;કિંમત; દરકાર;ભાર;ગૌરવ;મહિમા;પ્રતિષ્ઠા; પ્રભાવ; *of no* **c.**:નિરર્થક;*of* **c.**:અગત્યનું;જરૂરનું;વજનદાર.*In* **c.**,hence; for this cause:એટલા માટે;એ કારણ માટે.*In* **c.***of*, by reason of;as the effect of:એ કારણથી;-ના લીધે.

**Consequent,**(કૉન્સીક્વેન્ટ્)*a.***1.**Following as a result or inference:પરિણામ-અનુમાન દાખલ નિપજતું; પરિણામક;આનુષંગિક;અનુયાયી; અનુયોગી;અનુસારી;કાર્યકારણસંબંધી;ઉપાધિજન્ય.**2.**(*Logic.*)Following by necessary inference:જોઇતા અનુમાનને લીધે થયેલું-નિપજેલું; -અનુમાન્યજન્ય.*n.***1.** That which follows or results from a cause:અનુષંગ; ફળ;પરિણામ.**2.**(*Logic.*) A conclusion or inference:સિદ્ધાંત;અનુમાન. **3.**(*Math.*)The second term of a ratio:ઉત્તર ફળ.

**Consequential,** (કૉન્સીક્વેન્શલ્)*a.* **1.** Following as a result; consequent:પરિણામક;આનુષંગિક;અનુવર્તી.**2.**Pretending to importance;pompous:ડોળવાળું;માની;ગર્વીષ્ટ; દમામી;ભભકાવાળું,ડોળી;ડમાકી; ડમાકદાર;તોરી;મિજાજી;ભારેખોજ-મ્હોટમનો ફાંકો રાખતું.**C.***damage*,(*Law.*)(*a*) Damage so remote as not to be actionable:બહુ મોડું થઈ જવાથી દાવો ન ચાલે એવી નુકશાની.(*b*) Damage, which although remote,is actionable:મોડું થઇ ગયું હોય તોપણ દાવો ચાલી શકે એવી નુકશાની.(*c*)Actionable damage,but not following as an immediate result of an act:દાવો ચાલી શકે એવી નુકશાની પણ તે નુકશાની કંઇપણ કાર્યનું તરતનું પરિણામ ન હોય તેવી.

**Consequentially,** ( કૉન્સીક્વેન્શલિ) *adv.* **1.**With just deduction of consequences; logically:કાર્યકારણભાવથી;અર્થાત્ તાર્કિક રીતિએ.**2.** Eventually; not immediately: આખરે;તેથી કરીને; તેટલા માટે. **3.**In a regular series;consecutively: નિયમ પ્રમાણે;અનુક્રમપ્રમાણે; ક્રમવારપૂર્વક.**4.** With assumed importance;pompously:ડોળથી; દમામથી; મ્હોટમથી;આડંબરથી.

**Consequently,**(કૉન્સીક્વેન્ટ્લિ)*adv.* By consequence: તેથી કરીને; તેણે કરીને;તેને લીધે;એટલામાટે;અર્થાત્.

**Conservancy,**(કૉન્સર્વન્સિ)*n.*The act of preserving;preservation: સંભાળી રાખવું તે;સંભાળ;રક્ષણ; સંરક્ષણ.*Court* of **c.**,a court held by the lord mayor of London for the preservation of fishery on the Thames: ટેમ્સ નદીમાં માછલાં નહિ પકડવા-મારવા દેવાને લંડનના લૉર્ડ મેયરના ઉપરીપણા નિચેની કોર્ટ.

**Conservation,**(કૉન્સર્વેશન્)*n.*The keeping of a thing in safe and entire state; preservation: રક્ષા; સંરક્ષણ;પાલન;સંભાળ;બચાવ.

**Conservatism,** (કૉન્સર્વેટિઝ્મ્)*n.* Opposition to change;the habit of mind,or conduct,of a conservative:ચાલતી રૂઢી રહેવા દેવાની ઇચ્છા; ચાલતી રીતિમાં નવો ફેરફાર ન થવા દેવો એવો વિચાર-વૃત્તિ.

**Conservative,** (કૉન્સરવેટિવ્) *a.* **1.**Having power to preserve in a safe or entire state, or from loss or injury: સલામત-આખું-નુકશાન-ઇજા ન થાય તેમ રાખનારૂં; રક્ષક; સંરક્ષક;પાલક.**2.** Tending or disposed to maintain existing institutions:ચાલતી રીતિને વળગી રહેનાર;સ્થિતિપાલક.*n.* **1.**One who or that which preserves from ruin or injury:જે માણસ-ચીજ નાશનુકશાનમાંથી બચાવે-રક્ષણ કરે છે તે. **2.** One who desires to maintain existing institutions and customs:ચાલતી રૂઢી-રીવાજ રાખી રહેવાની ઇચ્છાવાળો માણસ. **3.** ( *Eng.*

*His.*)A member of the Conservative party(opposed to a *Liberal* or Radical): કૉન્સરવેટિવ પક્ષનો એકજણ; રાજપક્ષિ; પ્રજાપક્ષિનો પ્રતિસ્પર્ધિ-પક્ષિ.

**Conservator,** (કૉન્સર્વેટર) *n.* **1.** One who preserves from injury or violation a protector;a preserver:ઈજા-નુકશાનમાંથી સંભાળી રાખનાર;સંરક્ષક;રક્ષક;પાલક.**2.** (*Law.*) An officer who has a charge of preserving the public peace: લોકોમાં સલાહ રાખનાર-રખાવનાર અમલદાર:લોકોમાં સલાહ રખાવવાનો જે માણસને હુકમ છે તે.

**Conservatory,** (કૉન્સર્વેટરિ) *a.* Having the quality of preserving from loss,decay or injury: દુઃખ-ઈજા-નુકશાન-સડામાંથી બચાવતું; રક્ષક;સંરક્ષક.*n.***1.**A place for preserving from loss,decay or injury:રક્ષણશાળા;રક્ષણ સ્થાન-આગાર; રક્ષણગૃહ.**2** (*a*) That which preserves from loss,decay,&c.:નાશ; બિગાડ વિગેરેમાંથી રક્ષણ કરનાર. (*b*) Esp: a green-house for preserving tender plants:કુમળા છોડવાઓને લીલાને લીલા રાખવાનું સ્થળ-મકાન. **3** A public place of instruction: સાર્વજનિક કેળવણી આપવાની જગા.

**Conserve,**(કૉન્સર્વ)*vt.* [L. *con* & *servo*,I keep.]**1.**To save:to preserve;to protect:સારૂં-સહી સલામત-સાબુત રાખવું;સંભાળી રાખવું; રક્ષણ-સંરક્ષણ કo;જાળવી રાખવું.**2.**To prepare with sugar as fruits, &c., for the purpose of preservation: સાચવી રાખવાને માટે ફળ વિગેરેને ખાંડ પાવી;મુરબ્બો-પાક કરી રાખવો. *n.* A sweetmeat made of fruit, &c., prepared with sugar:ખાંડની પાયેલી ફળ વિગેરેની બનાવેલી મીઠાઇ;મુરબ્બો.**2.**(*Med.*)A medicinal confection made of freshly gathered vegetable substances:વનસ્પતિના તાજા પદાર્થોનો બનાવેલો ઔષધરૂપ પાક-ચાટો.

**Consider,**(કૉન્સિડર)*vt.*[L. *con* & *sidus*,a constellation.]**1.**To ponder;to study;to meditate on:વિચારવું;તોળવું;ઉપર વિચાર કo;ચિંતવવું; મનન કo.**2.**To take into account; to pay due attention to; to respect: ધ્યાનમાં-લક્ષમાં લેવું: જોવું; -ના તરફ યોગ્ય ધ્યાન આપવું.**3.**To think; to regard;to estimate; to view: ધારવું;ગણવું;લેખામાં લેવું;જોવું. **4.** To look at attentively;to observe: તરીકે જોવું-લેવું-ગણવું-ઉપર વિચાર કo; અવલોકવું; તપાસવું;જોવું;પરિક્ષા કરવી. *vi.*To think seriously;to reflect; to deliberate: ખુબ ધ્યાનમાં-લક્ષમાં લેવું:વિચાર કo;-નું મનન-ચિંતન કo.**2.** To hesitate:આનાકાની કo;ખમચાવું.

**Considerable,**(કૉન્સિડરેબલ)*a.***1.** worthy of consideration:ધ્યાનમાં-લક્ષમાં લેવા-રાખવા લાયક;વિચારણીય; વિચાર્ય;મનનીય.**2.**Possessing importance;noteworthy:influential:પ્રતિષ્ઠિત;ઇજ્જતદાર;માન્ય;સંભાવિત; પૂજ્ય; આર્ય.**3.** Of importance or value:ગૌરવવાળું;વજનદાર-વાળું;ઘણું મ્હોટું.*A* c.*sum of money*:પૈસાની મ્હોટી રકમ.

**Considerably,**(કૉન્સિડરેબ્લિ)*adv.* In a degree deserving notice; greatly;much:ઠીક;સારૂં;ઘણું;ઘણું એક;અત્યંત;અતીવ.

**Considerate,**(કૉન્સિડરેટ) *a.* **1.** Deliberate,circumspect;careful વિચારવંત;વિચારશીળ: ડાહ્યો; ગંભીર; વિવેકી;જાણ;ડાહ્યું.**2.**Having respect to;regardful:ધ્યાન આપનાર;ધ્યાનમાં લે એવું;સાવચેત;કાળજીવાળું.

**Considerately,** (કૉન્સિડરેટ્લિ) *adv.*Deliberately;with due regard to others:વિચારપૂર્વક; વિચારથી;જોઈ તપાસીને;સાવધાનતાથી;અપ્રમત્તતાથી;બુદ્ધિપૂર્વક;બુદ્ધિપુરઃસર.

**Consideration,**(કૉન્સિડરેશન)*n.* **1.**Contemplation;deliberation; attention:મનન;ચિંતન;વિચાર;તપાસ;પાકો વિચાર;વિચારણા.**C.***of pros & con*:કાર્યાકાર્ય વિચાર;ફલાફલ વિચાર; કર્તવ્યાકર્તવ્ય વિચાર.*Minute* c.:સૂક્ષ્મ વિચાર;બારીક તપાસ. **2** Attentive respect;appreciative regard:આદર;માન;વજન;અપેક્ષા; આદરમાન;પૂજા; સંભાવના.**3.**Thoughtful or sympathetic regard or notice:ચિંતા;દરકાર;દયાની લાગણી-નજર;ખાતર; પરવા. **4.** Claim to notice or regards: ગૌરવ;પ્રતિષ્ઠા;વજન;મહત્વ;ભાર;યોગ્યતા. **5.**The result of deliberation;matured opinion:a reflection:વિવેચન;ચર્ચા;નિરૂપણ; વિચાર;as, **c.***on the choice of a profession*:ધંધાની પસંદગી વિશે વિવેચન-ચર્ચા-વિચાર. **6.** Motive;reason: હેતુ;કારણ;નિમિત્ત;સબબ.**7.**(*Law.*)The material cause of a contract;the price of a stipulation;compensation;equivalent:ઉદ્દેશ;બદલો;મોં બદલો; પ્રતિફળ.

**Considering,**(કૉન્સિડરિંગ) *p.p.* Taking into account: ઉપર નજર રાખતાં;વિચારમાં લેતાં;એ જોતાં.

**Considerative,** (કૉન્સિડરેટિવ)*a.* Thoughtful; careful: વિચારવંત; સાવચેત;સાવધ.

**Consign,**(કૉન્સાઇન)*vt.* [L. *con* & *signo*,I mark.]**1.**To give,transfer or deliver in a formal manner: આપવું;-માં નાંખવું-મુકવું-સ્થાપવું;અર્પણ કo.**2.** To commit; to intrust: હવાલે-હસ્તગત કo;સોંપવું;સંભાળ નીચે મુકવું.**3.**(*Com.*) To give into the hands of an agent for superintendence, sale, &c.: વેચવા સાટવા અને વ્યવસ્થા કરવા આડતિયાને સોંપવું.**4.**To assign;to set apart: મુકરર-નક્કી કo; જુદું પાડવું-મુકવું. **5.** To stamp or impress:દબાવવું;પર અસર કo. *vi.* To submit; to give one's self to:તાબે થવું; પોતાની જાતને સોંપીદેવી.**2.**To yield consent; to agree: હા પાડવી; કબુલત આપવી; મળતા આવવું;સંમત-અનુમત થવું.

**Consignee,**(કૉન્સાઈની) *n.* A person to whom goods or other things are delivered in trust,for sale or superintendence; a factor: જેને ભરોસે જાળવવા અને વેચવા માટે માલ સોંપ્યો હોય તે; આડતિયો. માલ લેનાર-ઉતરાવનાર ધણી.

**Consigner,** (કૉન્સાઈનર) *n.* One who consigns:માલધણી;માલ મોકલનાર.

**Consignment,** (કૉન્સાઇન્મેન્ટ) *n.* **1.**The act of consigning;consignation; the act of depositing with, as goods for sale: હસ્તગત કo-સોંપવું તે;વેચવા-સાટવાને માટે આપવું-મોકલવું તે.**2.**(*Con.*)The goods sent or delivered to a factor for sale: આડતિયાને વેચવાને માટે સોંપેલો અથવા મોકલેલો માલ.**3.**The writing by which anything is consigned:માલ સોંપ્યા બાબતનું લખત-કરાર;હવાલાખત.

**Consilience,** (કૉન્સિલિએન્સ) *n.* [L.*con* & *salio*,I leap.]The act of concurring;coincidence:મળતા આવવું તે; મતમાં સરખાપણું; એકમત; સંમતિ;સમભવન.

**Consist,**(કૉન્સિસ્ટ) *vi.* [L. *con* &

સંતોષ ખરીદવા કુબેર ભંડારી પણ અસમર્થ છે.

*sisto*,I stand.]1. To stand firm; to be;to exist;to subsist:ઉભું રહેવું;નભવું;હોવું;હયાતીમાં હોવું.2.To be composed or made up(followed by *of*):-નું હોવું-બનેલા હોવું;-થી બનવું.3.To have as its substance or character (followed by *in*):-માં રહેલું-હોવું;as,*body's ornament* c.s *in true knowledge*:શરીરનું ભૂષણ સત્ય જ્ઞાનમાં રહેલું છે; અર્થાત્ સત્યજ્ઞાન એજ શરીરનું ભૂષણ છે.4.To be consistent or harmonious; to be in accordance ( *with*): ( જોડે-સાથે ) રહી શકવું-રહેવું;બેસતું આવવું;બનવું.

**Consistence-cy,** (કૉન્સિસ્ટેન્સ્-કૉન્સિસ્ટેન્સિ)*n*.1. Existence; firmness;solidity:હયાતી:મજબૂતી;નિભાવ; સ્થિરતા; દૃઢતા. 2. A degree of firmness or density:(પ્રવાહીની)જાડાશ-ઘટ્ટપણું-રગડપણું.3. A combination:સંયોગ;મિશ્ર;એકીકરણ;મિશ્રણ. 4. Firmness ef constitution or character;durability:persistency:સ્થૈર્ય:દૃઢતા;સ્થિતિ;સ્થિરતા;ટકાવ;જમાવ.5.Congruity;correspondence: પૂર્વાપરસંગતિ;પરસ્પર સંગતિ;સંબદ્ધપણું;તાળ;અવિરોધ;સંગતતા;પૂર્વાપર વિરોધ;સંદર્ભ.6.That which stands together as a united whole;combiniation:ઐક્યતા;એકસંપ; એકપણું.

**Consistent,**(કૉન્સિસ્ટેન્ટ્)*a*.1.Firm; hard;solid:ઘટ્ટ;ઘન;નક્કર.2.Accordant;congruous;compatible: મળતું;બેસતું;અનુરોધી;અવિરુદ્ધ;યોગ્ય;અનુરૂપ;અનુસાર;સદૃશ;as,*his conduct is* c.*with his words*: તેનું આચરણ તેના વચનના અનુરૂપ-અનુસારજ છે; તેના વચનપ્રમાણે તેનું વર્તનછે; તે કહેવા પ્રમાણે કરનાર છે.It may be best rendered by:મય,આત્મક, ભૂત;-સુવર્ણમય;અવયવભૂત.Living or acting in conformity with one's belief or professions:પોતે માનતા હોય.કે પોતાના જેવા મત હોય તેનેજ અનુસરીને વર્તતું-ચાલતું-વર્તે-ચાલે એવું.

**Consistently,**(કૉન્સિસ્ટેન્ટ્લિ)*adv*. In a consistent manner;agreeably:દૃઢતાથી;અનુકૂળતાથી; યથાયોગ્ય રીતે;અનુસાર;સંગતવાર;અનુરૂપ.

**Consistory,**(કૉન્સિસ્ટૉરિ)*n*.1.Any solemn assembly or council: મ્હોટી વાતની સલાહ-વિચાર કરવાને મળેલી મંડળી.2.(*Eng.Church.*)The spiritual court of a diocesan bishop:પ્રગણાના ધર્માધ્યક્ષની ધર્મકીય સભા.3.(*Rom.Cath.Caurch.*)An assembly of prelates:ધર્માધ્યક્ષોની સભા.4.A church tribunal:ખ્રિસ્તિ ધર્મના લોકોનું ઇનસાફ-ન્યાય-અદલનું ઠેકાણું.*a*. Of or pertaining to, a c.:ધર્મ સંબંધી સભાનું-ને લગતું.

**Consociate,**(કૉન્સોશિએટ્)*n*. [L. *con* & *socius*,a companion.]An accomplice:an associate:સાગરીત; મળતીઓ;સાથી;સોબતી.*vt*.1.To join; to connect;to unite:જોડવું;એક કo; એક સંપ કરાવવો; ભેગા કo. 2. To unite in an ecclesiastical consociation: ખ્રિસ્તિ ધર્મના મૂળ ધર્માધ્યક્ષોની સભામાં દાખલ થવું.*vi*.1.To be allied or associated: જોડાવું; એક થવું;એકસંપી-સોબતી-થવું. 2. To form an ecclesiastical consociation:મુખ્ય ખ્રિસ્તિ ધર્માધ્યક્ષોની સભા ઉભી-ઉત્પન્ન-પેદા કo.

**Consociation,**(કૉન્સોશિએશન)*n*. 1.Fellowship; alliance; association;intimacy:ભાઇબંધી-સોબત;એકસંપ;દોસ્તી. 2. Union of neighbouring churches, for the purpose of mutual advice and cooperation in ecclesiastical matters:ધર્મ સંબંધી બાબતોમાં અરસપરસ સલાહ તથા એકત્રતાને માટે પડોસ પડોસનાં દેવલોની એકસંપી મંડળી.

**Consolable,**(કૉન્સોલેબલ્) *a*. Admitting comfort;capable of receiving consolation:સુખ-દિલાસો લઈ શકે તેવું;શમનીય;સાંત્વનીય.

**Consolation,** (કૉન્સોલેશન્) *n*. 1. The act of comforting;refreshment of mind or spirits; comfort;solace:દિલાસો;દુઃખ શાંતિ;સંતાપહરણ;આશ્વાસન;સાંત્વન; મનનું સમાધાન.2.That which comforts or refreshes the spirits;the cause of comfort:જેથી દીલાસો મળે છે તે; સુખ-દીલાસાનું કારણ;સમાધાન હેતુ;સુખસ્થાન-સ્થળ;સમાધાન સ્થળ.

**Consolatory,**(કૉન્સોલેટૉરિ)*a*.That which consoles;a speech or writing intended for consolation: દિલાસો આપે એવું;સમાધાનનું; શોકાપહારક;શાંતિદ;સુખાવહ;સાંત્વનશીલ.

**Console,** (કૉન્સોલ્)*vt*. [L. *con* & *solor*,I comfort. ] To cheer in distress or depression; to comfort;to soothe: દિલાસો આપવો-દેવો;મન વાળવું;સમાધાન કo;દુઃખી-ઉદાસ હોય તે વખતે ખુશ-આનંદી કo;આંસુ લોવાં;શાંત કo;આશ્વાસન કo;ચિત્તનું સમાધાન કo;ધીરજ દેવી.

**Console,** (કૉન્સોલ્) *n*. [L. *con* & *solidus*,firm,solid.]A bracket or shoulder piece:માંડણી;ટેકો;ઘોડો.2. A console table:ટેકા-ઘોડાવાળું મેજ.

**Consolidate,**(કૉન્સૉલિડેટ્)*vt*. [L. *con* & *solidus*,firm, solid.]1.To make solid;to harden or make dense and firm:ઘટ્ટ-ધીટું-કઠણ કo; 2.To unite as various particles into one mass or body;to combine:જુદા જુદા ભાગો ભેગા કરીને એક પદાર્થ-ગંઠો બનાવવો.3.(*Surg.*) To unite by means of applications: કંઇ લગાડીને ( શરીરનો ભાગ-હાડકું ) સાંધવું-જોડવું.*vi*.To grow firm and hard:મજબૂત-કઠણ-ઘટ્ટ થવું.

**Consols,** ( કૉન્સોલ્ઝ્ ) *n. pl.* The leading British funded government security:વિલાયતમાં એક જાતની વ્યાજુ નોટ.

**Consonance-cy,** (કૉન્સૉનન્સ્-ન્સિ) *n.* [L. *con* & *sono*, I sing.] 1. (*Mus.*)Accord or agreement of sounds: સ્વરમેળ;સ્વરૈક્ય; સ્વરસામ્ય; એકરાગ;મેળ;સુસ્વર. 2.Agreement; harmony;accord;congruity;suitableness:મેળ;અવિરોધ;અનુસાર;અનુરોધ;અનુરૂપતા; એકતાલ; સંગતતા. *In* c.*with*:પ્રમાણે;અનુસરીને.3.Friendship:મિત્રતા;મિત્રાચારી;મૈત્રી: સંબંધ.

**Consonant,**(કૉન્સૉનન્ટ્)*n*.A member of the spoken alphabet other than a vowel: વ્યંજનાક્ષર; વ્યંજન. *Conjunct* c.:સંયોગ;યોગ.*a*.1.Congruous;consistent;according:મળતું;અનુસરતું;અવિરૂદ્ધ;યોગ્ય; અનુસારી-રૂપ.2.Harmonizing together; accordant;એકરાગનું સ્વરૈક્યનું;સુસ્વર. 3.Having like sounds: સમસ્વર; સમનાદવાળું.4. Of or pertaining to consonants: વ્યંજન સંબંધી.

**Consonantal,** ( કૉન્સૉનન્ટલ્ ) *a*. Pertaining to consonants:વ્યંજનનું-સંબંધી-વિષેનું.

**Consonous,**(કૉન્સૉનસ્)*a*. Agreeing in sound;symphonious:મળતા-એકજ અવાજનું.

**Consort,** ( કૉન્સૉર્ટ્)*n*. [L. *con* & *sors*,lot.]1.A companion;a partner;especially,a wife or husband: સાથી;ભાગીઓ; ભાગીઅણ; સોબતી;ગોઠીયો;(મુખ્યત્વે કરીને) ધણી અથવા ધણીઆણી;પતિ કિંવા પત્ની.2.(*Naut.*)

A ship that keeps company with another:જે વહાણ બીજા વહાણની સોબતમાં રહે છે તે. 3.Concurrence;combination;union; association:અનુમતિ;સંમતિ;સંપ;એકઞાંઠ;સંયોગ;as,*by Heaven's* **c.**,પરમેશ્વરની સંમતિથી; *Working in* **c.**: સાથે મળીને કામ કરતા;4.A company; a group:મંડળી;સમુદાય;સમૂહ;મંડળ;ટોળું;જથો;as, *in one* **c.** *there sat cruel revenge and rancorous despite, disloyal treason and heart burning hate*:નિર્દય વૈરનિર્યાતન અને કીનાખોર કંસ,બેવફાદારાજદ્રોહ અને હૃદયદાહી દ્વેષ ત્યાં એક ટોળે મળ્યાં હતાં.5.Harmony of sounds: concert:એક રાગ-તાલ;સુસ્વર;સ્વર મેળ. *Prince* **c.**,the husband of a queen regnant:રાજ્ય કરતી રાણીનો ધણી.*Queen* **c.**,the wife of a king: રાજ્યકર્તા રાજાની સ્ત્રી.*vi.*To unite or to keep company; to associate: ની સોબત-સંગત કo;સાથે ભળવું-મળવું. *vt.*1.To unite or join,as in affection,or company: પ્યાર-હેત બાંધવું; ને ચહાવું;ની સોબત-સંગત કo;-ની સાથે ભળવું-મળવું.2.To be or go in company with;to attend;સાથે હોવું-જવું; ની જોડે જવું;ની હાજરી-તહેનાતમાં રહેવું.

**Conspectus,**(કૉન્સ્પેક્ટસ્ ) *n.* A general outline of a subject; a a synopsis;an epitome: સારાંશ; સંક્ષિપ્ત હેવાલ;સાર;ટુંકાણ.

**Conspicuous,**(કૉન્સ્પિક્યુઅસ્ ) *a.* [L.*con* & *specto*,I see.]1.Open to the view; easy to be seen; manifest;plainly visible: ખુલ્લું; ઉઘાડું; સ્પષ્ટ; જલદીથી જણાય-દેખાય એવું;મશહૂર. 2. Eminent;notable; prominent;distinguished:પ્રસિદ્ધ; પ્રખ્યાત;નામીચું;મ્હોટું;જબરું;પ્રમુખ;*a* **c.***fault*:મ્હોટો-જબરો દોષ.

**Conspicuousness,** (કૉન્સ્પિક્યુઅસનેસ્ )*n.*1.Openness or exposure to the view:ખુલ્લાપણું;સફાઇ;સ્પષ્ટતા 2.Eminence;celebrity; renown: કીર્તિ;પ્રખ્યાતિ;પ્રસિદ્ધિ.

**Conspiracy,**(કૉન્સ્પિરસિ)*n.* 1. A combination for an evil purpose: a plot:ફીતુર;તોફાન;કાંઇ ખોટું કામ કરવાનો સંપ-એકો;કાવત્રું;તરકટ;કપટ પ્રબંધ.2.A concurrence or general tendency to one event:સંપ;એકો;

**Conspirator,**(કૉન્સ્પિરેટર્ )*n.*One who conspires with another for an evil purpose;a plotter:બીજાની જોડે મળી કાવતરું-તર્કટ-ફીતુર રચનાર;તર્કટી;કાવત્રાખોર;રાજદ્રોહી;વિશ્વાસઘાતક.

**Conspire,**(કૉન્સ્પાઇર્ ) *vi.* [L. *con* & *spiro*,I breathe.]1. To agree by oath to commit a crime; to plot together:ખોટું-દુષ્ટ કામ કરવાને સોગન ખાઇને બંધાવું-મનસુબો-વિચાર -મસલત કo. 2. To concur to an end; to agree: એકઠા મળી-એકમત થઇ કાંઈ કo; એકસંપ થવું; as, *the press,the pulpit & the stage,* **c.** *to censure and expose our age*: છાપાવાળા, પાદરીઓ અને નાટકવાળાઓ,આપણા જમાનાને નિંદવાને અને તેના દોષો પ્રકટ કરવાને એકો કરે છે. *vt.* To plot; to combine for:કાવતરું કo;તર્કટ રચવું;-ને માટે મળવું-એકઠા થવું.

**Conspirer,** (કૉન્સ્પાઇરર્ ) *n.* One who conspires or plots;a conspirator:દુષ્ટ કામ કરનાર;દુષ્ટ કામ કરવાનો મનસુબો કરનાર;તર્કટી.

**Constable,**(કન્સ્ટેબલ્ )*n.* [L.*comes* count & *stabulum*,stable.]1.A high officer in the monarchical establishments of the middle ages:(યુરોપમાં)મધ્ય જમાનામાં રાજ્યખાતાનો એક મ્હોટો અધિકારી.2.(*Law*) an officer of the place: સુલેહનો અમલદાર;પોલીસનો સિપાઇ; કોટવાળ; કાન્સ્ટેબલ.*To overrun or outrun the* **c.**,to spend more than one's income;to get into debt:માણસની ગુંજાસ-શક્તિ કરતાં વધારે ખરચવું;દેવું કo.

**Constabulary,** (કૉન્સ્ટેબ્યુલરિ) *a.* Pertaining to,or consisting of, constables: કોન્સ્ટેબલનું-સંબંધી.*n.* The collective body of constables in a town or district: કોઇ શહેર કે જીલ્લાના બધા કોન્સ્ટેબલો;સીપાઇ સમસ્ત.

**Constancy,**(કૉન્સ્ટેન્સિ) *n.* 1. Stability;fixedness:સ્થિરતા;દૃઢતા;સ્થૈર્ય;અચળપણું;નિશ્ચલતા;સતતભાવ; નિત્યપણું.2.Fixedness or firmness of mind;fidelity:દૃઢપણું;મનની સ્થિતિ;આગ્રહ;દૃઢભક્તિ;અવ્યભિચાર; પાતિવ્રત્ય;પતિવ્રત્ય.

**Constant,**(કૉન્સ્ટેન્ટ્ )*a.*[L. *con* & *sto*,I stand.]1.Solid; fixed; immovable;firm:સ્થિર;સ્થાયી;દૃઢ;સ્થાવર.2. Permanent; regular; continuous;steadfast;faithful; steady:ડગે નહિ એવું;સ્થાયી;સતત;નિત્ય;અચળ;નિરંતર;ખંતવાળું;આગ્રહી;દૃઢ;શાશ્વત-સનાતન;અવિરત;*a.***c.***wife*:પતિવ્રતા. 3.(*Math.& Physics.*) Remaining unchanged or invariable:અફરાય નહિ એવું;નિત્ય.*n.*1.That which is not subject to change;an invariable quantity: જેની અંદર ફેરફાર ન થઇ શકે તે; 2. (*Math.*) A quantity whose value always remains the same in the same expression:જે સંખ્યા-રકમની કિંમત તેને તે-એકજ રહે તે.*Arbitrary* **c.**, one to which any value may be assigned at pleasure: જેને માટે મરજી મુજબ કિંમત રાખવામાં-મુકરર કરવામાં આવે તેવી સંખ્યા.

**Constantly,**(કૉન્સ્ટન્ટ્લિ)*adv.*Firmly; steadily; continually; perseveringly: દૃઢપણાથી; દૃઢઆગ્રહથી; નિરંતર;હમેશ;નિત્ય;સતત;સંતત; અહોરાત્ર;નિશદિન;સ્થિરતાપૂર્વક.

**Constellation,** (કૉન્સ્ટેલેશન્ ) *n.* [L. *con* & *stella*, a star.] 1. A cluster of fixed stars,designated by the names of animals:નક્ષત્ર;નક્ષત્રગણ;રાશિ;ભગણ.2. An assemblage of splendours or excellencies:તેજપુંજ;તેજસ્વી વસ્તુ-પુરૂષોનોજ સમૂહ-સમુદાય.3.Fortune; fate;destiny(*obs*):ગ્રહ;નસીબ; સતારો;પ્રારબ્ધ.

**Consternation,**(કૉન્સ્ટર્નેશન્ ) *n.* [L.*con* & *sterno*, I throw out.] Excessive terror,wonder or surprise;dismay:બાવરાપણું;બેબાકળાપણું;ગભરાટ; વિસ્મય; ગાત્રભંગ; ત્રાસ; ભીતિ;વ્યાકુલતા;સંભ્રમ.

**Constipate,**(કૉન્સ્ટિપેટ્ )*vt.*[L.*con* & *stipo*,I crowd together.]1.To press together or condense:ઘનઘટ્ટ કo;દાબીને થોડામાં સમાવવું-આખવું.2.To stop:(રસ્તામાં કાંઈ પૂરીને-મુકીને)બંધ કo;રોકવું;(માંથી જતા) અટકાવવું.3.To render costive:(કોઠો) કબજ કo;-થી કબજ થવું;મલાવરોધ કo.

**Constipation,**(કૉન્સ્ટિપેશન્ )*n.* 1. The act of pressing together; condensation:દબાવવું-ઘટ્ટ કરવું-થવું તે.2.Costiveness:કબજીઅત;બંધકોષ;મળાવરોધ.

**Constituency,**(કૉન્સ્ટિટ્યુએન્સિ)*n.* A body of constituents, or of electors who make choice of a representative:ચૂંટનાર મંડળી;પ્રતિનિધિની ચુંટણી કરનારા;નીમનાર સમસ્ત મંડળ;નિયોજક સમૂહ.

ગુલાબના છોડને કાંટા હોયજ તો.

**Constituent,**(કૉન્સ્ટિટ્યૂએન્ટ્)*a.*1. Elemental; constituting; component:કારણભૂત;હેતુ-અવયવભૂત;અંશભૂત;મૂલાત્મક;મૂળરૂપ;અંશભૂત;બીજ-મૂળભૂત;વાસ્તવ;સારભૂત; સંયોજક; as *body,soul and reason are, the three parts necessarily* c. *of a man*:દેહ,આત્મા અને બુદ્ધિ એ ત્રણ મનુષ્યનાં આવશ્યક અંગો-અવયવો-છે. C.*part*:કારણભૂત અવયવો. 2. Having the power of electing or appointing:નીમણૂક કરવાની-ચુંટણી કરવાની સત્તાવાળું;નીમનાર.*n.*1. The person or thing which determines or constructs:જે પુરૂષ-ચીજ કશાનો ઠરાવ-નિશ્ચય કરેછે તે.2.A component;an element:આવશ્યક અંશ; મૂળતત્વ;ધાતુમૂળ-અંશ;ભાગ;કારણભૂત-અંગભૂત-અંશભૂત પદાર્થ. 3.(*a*) One who acts for another:જેને માટે બીજો કામ કરેછેતે.(*b*)One who is represented by another in a legislative assembly: ધારા સભામાં જેને માટે-બદલે પ્રતિનિધિ આવે છે તે. 4. (*Law.*) One who appoints another to act for him as an attorney in fact: જે માણસ પોતાને માટે કામ કરવાને કોઇ માણસને ( વકીલને ) નીમેછે તે;નિયોજક;નિયોગકર્ત્તા.

**Constitute,**( કૉન્સ્ટિટ્યૂટ્ ) *vt.* [L. *con & statuo*, I set.] 1. To establish;to set;to enact:સ્થાપવું;ઠરાવવું;રચવું;કરવું;બાંધવું;ઘડવું;as laws *constituted* by lawful authority:કાયદેસર સત્તાધારીઓએ ઘડેલા-બાંધેલા કાયદા.2.To make up;to compose;to form:-થી થવું;મળીને થવું-હોવું;as,*truth and reason* c. *that intellectual gold that defies destruction*:સત્ય અને વિવેકથી એવું તો બુદ્ધિધન ઉદ્ભવે છે કે તે કશાથી પણ નાશ પામતું નથી. 3. To make and empower;to depute:ઠરાવીને અધિકાર આપવો;ઠરાવવું;નિમવું.*n.* An established law:સ્થાપેલો-ઠરાવેલો કાયદો-ધારો;સ્થાપિત નિયમ.

**Constitution,**(કૉન્સ્ટિટ્યૂશન્)*n.*1. Enactment; establishment;formation:સ્થાપવું-ઠરાવવું તે;રચના;ઘટના;નિર્માણ.2. Natural condition; structure;texture;conformation: અવસ્થા; બંધારણ; બાંધો; કાઠું; કુદરતી સ્થિતિ;દશા;રૂપ;વૃત્તિ;ભાવ.3. The aggregate of all one's inherited physical qualities:બાંધો;કાઠું;દાઠ; as,*a robust* c.:મજબૂત બાંધો-કાઠું. 4.The aggregate of mental qualities;temperament:પ્રકૃતિ;સ્વભાવ; તબિયત;*of a sickly* c.:જન્મરોગી;અશક્ત.5.The organic law or principles of government of a nation, state,&c.,embodied in written documents: મૂળ-બંધારણરૂપકાયદા; રાજ્યવ્યવસ્થાસ્વરૂપ; રાજ્યરીતિ; રાજ્યપ્રવૃત્તિ-નિયમ;રાજનીતિ;રાજ્યવ્યવસ્થા. 6.Authoritative ordinance, regulation or enactment: અખત્યાર રૂપે કરેલો કાયદો-ઠરાવ-નિયમ;કાનુન.

**Constitutional,** (કૉન્સ્ટિટ્યૂશનલ્ ) *a.*1.Belonging to the constitution of the body or mind:સ્વાભાવિક; સ્વભાવસિદ્ધ; તબિયત-પ્રકૃતિ-નું-વિષે-સંબંધી; પ્રકૃતિને અનુસાર; શરીર-મનના બાંધા-બંધારણ વિષે-નું-સંબંધી. C. *dullness*: શારિરિક શિથિલતા-મંદતા. 2. In accordance with the constitution of a government or a society:કોઈરાજ્ય-મંડળના બંધારણ પ્રમાણે;-ને અનુસરતું;રાજ્યનિયમાનુસાર;વ્યવસ્થાનુરૂપ.3.Regulated by or dependent on a constitution: બંધારણથી થતું-ચલાવાતું-ના ઉપર આધાર રાખતું.4. Relating to a constitution: રાજ્યબંધારણ વિષયક. 5. For the benefit of one's constitution or health: શરીર-સંરક્ષણને માટેનું;તંદુરસ્તી વધારનારૂં.*n.*A walk or other exercise taken for the benefit of one's health or constitution: શરીર-તબિયત-તન્દુરસ્તીને માટે ફરવા હરવા જવું તે.

**Constitutionally,** (કૉન્સ્ટિટ્યૂશનલિ) *adv.* 1. In accordance with the natural disposition of the body or mind naturally: પ્રકૃતિથી;સ્વભાવથી;શરીર-સ્થિતિથી;સ્વભાવતઃ;સ્વાભાવિકરીત્યે;કુદરતથી.2. In accordance with the constitution or fundamental laws;legally:રાજ્ય બંધારણ-નિયમ પ્રમાણે; રાજ્યવ્યવસ્થાનુરૂપ; રાજ્યનિયમાનુસાર; કાયદેસર.

**Constitutive,** (કૉન્સ્ટિટ્યુટિવ્ )*a.* 1. Elemental;essential:સંયોજક;અંશભૂત; મૂળ-કારણ રૂપ; મૂળ-બીજનું. 2. Having power to enact, establish or create:સ્થાપવાના-ઉત્પન્ન કરવાના-રચવાના-ધર્મ-ગુણ-અખ્ત્યારવાળું.

**Constrain,**(કૉન્સ્ટ્રેન્ )*vt.*[L.*con & stringo*, I draw tight. ] 1. To secure by bonds;to chain;to confine: બાંધવું; ઓળવું; પૂરવું; કબજ કo. નિગ્રહ કo; રોકવું. 2. To compress; to constrict:દબાવી ઓછું કo;દાબવું; સંકોચવું.3.To hold back by force; to restrain:જોરથી દાબી-રોકી રાખવું; કબજ-નિગ્રહમાં રાખવું; નિરોધ-અવરોધ કo; નિયમ-સંયમમાં રાખવું; જોરથી અટકાવવું. 4.To compel; to force: to necessitate:જરૂર પાડવી;ફરજ પાડવી;ઉપર જોર-જબરદસ્તી-બળજોરી-શીરજોરી કo;પરાણે-બેજે બળે કo. 5. to produce in such a manner as to give an unnatural effect: કૃત્રિમ છે એવું જણાય તેટલું ખેંચવું-તે પ્રમાણે કાઢવું;બદલવું;as,*a* c.ed *voice*:કૃત્રિમ-બદલેલો-ઘાંટો-અવાજ-સાદ.6.To violate;to ravish:બળાત્કાર કo-ગુજારવો.

**Constraint.** (કૉન્સ્ટ્રેન્ટ્ ) *n.* 1. The act of being constrained; that which constrains; compulsion; restraint;necessity: પરબળવશતા; પરાધીનતા;નિગ્રહ;નિબંધ;બંધન;દબાણ; જોર;બળ;બળજોરી;બળાત્કાર; જબરાઇ;-જબરદસ્તી;નિરોધ;અવરોધ;દાબ;સંકોચ;આવશ્યકતા;પ્રતિબંધ.*By* c.: બેજેબેજે;પરાણે;બળાત્કારથી;જબરાઇથી.

**Constrict,**(કૉન્સ્ટ્રિક્ટ્ )*vt.* [L. *con & stringo*,I strain.]To draw together;to bind;to cramp: દાબવું; બાંધવું;સંકોચન કo;સંકોચવું.

**Constriction,**(કૉન્સ્ટ્રિક્શન્ )*n.*The act of constricting or the state of being constricted,the act of binding or being bound: દાબવું-દબાવું તે; સંકોચન કo-થવું તે; સંકોચ; સંકોચન;આકુંચન.

**Construct,**(કૉન્સ્ટ્રક્ટ્ )*vt.*[L.*con & struo*,I build up.] 1. To build; to form:બાંધવું;કo;ચણવું;ઉભું કo; ઉઠાવવું.*To* c.*an edifice*:ઈમારત બાંધવી-ઉભી કo.2.To devise and put in an orderly arrangement; to arrange:યોજવું;રચવું;વ્યવસ્થા કo. *a.* Formed by,or relating to,interpretation or inference:અર્થ કિંવા અનુમાનથી થયેલું-તે સંબંધી-વિષયક.

**Construction,**(કૉન્સ્ટ્રક્શન્ ) *n.* 1. The act of constructing; erection;fabrication;composition:બાંધવું-ચણવું-ઉભું કoતે;યોજવું-રચવુંતે;વિધાન.2.Structure;arrangement: બાંધણી;રચના;યોજના. 3. (*Gram.*) Syntactical arrangement:વાક્યરચના;પદયોજના;અન્વયયોજના; પ્રયોગ;4.Explanation;sense;interpre-

Converse so as to please others, not in order to please yourself:

tation:અર્થ;માયનો;અભિપ્રાય;આશય; as, *do not put a bad* **c.** *upon his words*:તેના કહેવાના અર્થનો અનર્થ ન કરશો.

**Constructionalist,** (કૉન્સ્ટ્રક્શનેલિસ્ટ્) *n.* One who construes a writing or public instrument: લખત કે સરકારી કાગળનો અર્થ કરનાર.

**Constructive,** (કૉન્સ્ટ્રક્ટિવ્) *a.* **1.** Having ability to construct or form:બનાવવા અથવા રચવાની શક્તિ વાળું. **2.** Derive from construction or interpretation:અન્વય પરથી નીકળતું;અન્વયસિદ્ધ;અનુમાનસિદ્ધ; અર્થસિદ્ધ;અનુમાનલભ્ય. **C.** *motive*, notice imputed by construction of law:ખુલ્લીરીતે નહિ આપેલી પણ ગર્ભિત રીતે નીકળતી અને કાયદાએ માન્ય કરેલી નોટીસ-સૂચના-ખબર. **C.** *trust*, a trust which may be assumed to exist, though, no actual mention of it be made:જે'ટ્રસ્ટ'ખુલ્લીરીતે જાહેર કરવામાં ન આવ્યો હોય તે છતાં પણ 'ટ્રસ્ટ' થયોછે એવું માની શકાય તે.

**Constructure,** (કૉન્સ્ટ્રક્ટયુર્) *n.* A fabric;an edifice:ઇમારત;મકાન;રચના.

**Construe,** (કૉન્સ્ટ્રયૂ ) *vt.* **1.** To explain the construction of;to interpret;to translate:-ની રચના સમજાવવી;અર્થ સમજાવવો;અન્વય ક૦;ભાષાંતર-તરજુમો ક૦. **2.** To put a construction upon; to understand: સમજવું;અર્થ ક૦-કાઢવો-સમજવો; ગણવું;as, *and, to be dull was construed to be good*:અને મંદબુદ્ધિના થવું તે ભલું થવું ગણાતું હતું.

**Consubstantial,** (કૉન્સબ્સ્ટૅન્શલ્) *a.* Of the same kind or nature; co-essential: એકજ તત્વ-જાતનું; સમતત્વ;સમજાતીય; સમદ્રવ્યક; સમાનતત્વ;એકશરીર.

**Consuetude,** (કૉન્સ્વીટયૂડ્) *n.* [*con* & *suere*, to be accustomed. ] That which is customary;usage: લોકવ્યવહાર;રૂઢી;ચાલ;લોકાચાર.

**Consul,** (કૉન્સલ્) *n.* [L. *consulo*, I consult.] **1.** (*Roman Antiq.*) One of the two chief magistrates of the republic: પ્રજાસત્તાક રાજ્યના મુખ્ય બે માજીસ્ટ્રેટમાંનો એક;કૉન્સલ. **2.** (*Fr. Hist.*) One of the three supreme magistrates of France from *1799* to *1804*:સને ૧૭૯૯ થી ૧૮૦૪ સુધીમાં ફ્રાન્સમાં થયેલા ત્રણ મુખ્ય અધિકારીઓમાંનો એક. **3.** An official commissioned to reside in a foreign country to care for the commercial interests of the citizens of the appointing government, and to protect its seamen:કોઇપણ રાજ્યનો,પરરાજ્યમાં રહેનાર,પોતાના,સરકારની રૈયતના વ્યાપારિક લાભ જાળવવાને તેમજ ખલાસીઓનું રક્ષણ કરવાને નીમેલો એલચી;મુખત્યાર-પ્રતિનિધિ. **C.** *general*, a consul of the first rank having jurisdiction in several places or over several consuls:મુખ્ય-સરએલચી-મુખત્યાર-પ્રતિનિધિ. *Vice* **c.**, a consular officer holding the place of a consul during the consul's absence: સરએલચીની ગેરહાજરીમાં તેનું કામ કરનાર અધિકારી.

**Consulage,** (કૉન્સ્યુલૅજ્) *n.* A duty or tax paid by merchants for the protection of their commerce by means of a consul in a foreign place:પરરાજ્યમાં એલચી-પ્રતિનિધિ મારફત વેપારીઓ પોતાના વેપારના રક્ષણાર્થે જે જગાત-કર આપે છે તે.

**Consular,** (કૉન્સ્યુલર્ ) *a.* Pertaining to a consul:એલચીનું;પ્રતિનિધિ સંબંધી;વકીલનું-સંબંધી;(*b*) performing the duties of a consul:એલચી-પ્રતિનિધિની ફરજ બજાવતું.

**Consulate,** (કૉન્સ્યૂલેટ્ ) *n.* **1.** The office of a consul: એલચી-પ્રતિનિધિનો હોદ્દો-પદવી-અધિકાર. **2.** The residence or jurisdiction of a consul: એલચી-પ્રતિનિધિનું રહેઠાણ-હકુમત. **3.** Term of office of a consul: કૉન્સલની કાર્કીર્દી.

**Consulship,** (કૉન્સલ્શિપ્ ) *n.* **1.** The office of a consul;consulate:'કૉન્સલ'નો હોદ્દો-પદવી; કૉન્સલગીરી. **2.** The term of office of a consul: કાન્સલની કાર્કીર્દીનો વખત.

**Consult,** (કૉન્સલ્ટ્ ) *vi.* [L. *consultum*, I take counsel.] To seek the opinion or advice of another; to deliberate:-ની સલાહ લેવી; મસલતક૦-નો અભિપ્રાય-મત લેવો-પુછવો. *vt.* **1.** (*a*) To ask advice of;to seek the opinion of:-ની સલાહ-નો મત-અભિપ્રાય પુછવો-લેવો;as *to* **c.** *a physician*:વૈદ્યની સલાહ લેવી.(*b*) To apply to for information;to refer: -માં જેવું;-ની શોધ-તપાસ-તજવીજક૦; -નો અભિપ્રાય જેવો; as, *to* **c.** *a dictionary*: શબ્દકોષમાં જેવું. **2.** To have regard to;to consider: વિચારવું;પરાયણ થવું;-ની ઉપર લક્ષ-દૃષ્ટિ-નજર રાખીને કામ ક૦-વર્તવું;as, *we are to* **c.** *the necessities of life rather than matters of delight* : આપણે આનંદ-કે મોજમજાની વસ્તુઓ ઉપર નહિ પણ જીંદગીની જરૂરિયાતો પર લક્ષ રાખી કામ કરવાનું-વર્તવાનું છે. *Do not* **c.** *your private interest* : સ્વાર્થ પરાયણ ન થાઓ. **3.** To deliberate upon;to take counsel for નો વિચાર-ક્યાસક૦. **4.** To devise;to contrive (*obs.*):આણવું;ખેંચી લાવવું; નિયોજવું. *n.* **1.** (*a*) The act of consulting:consultation:સલાહ પુછવી તે;સલાહ. (*b*) The result of consultation; determination: ઠરાવ;નિશ્ચય;નિર્ણય. **2.** A council or deliberative assembly:વિચાર-મસલત-મનસુબો કરનારી મંડળી-સભા.

**Consultation,** (કૉન્સલ્ટેશન્ ) *n.* **1.** Deliberation of two or more persons on some matter, with a view to a decision: સલાહ; વિચાર;મનસુબો; સંમંત્રણ; મસલત;*private* **c.**:ગૂઢમંત્રણ;ખાનગી-છુપી મસલત. **2.** A council or conference, as of physicians, held to consider a special case, or of lawyers retained in a cause:કોઇ ખાસ દરદની બાબત વિષે શારિર શાસ્ત્રીઓની કે કોઇપણ મુકરદમામાં રોકેલા વકીલોની એકઠો વિચાર કરવાને-સલાહ-કરવાને-પરસ્પર અભિપ્રાય પુછવાને થયેલી મંડળી;સંમંત્રણ મંડળી. *Writ of* **c.** (*Law*) a writ by which a cause improperly removed by prohibition from one court to another, is returned to the court from which it came:એક કોરટમાંથી ખોટી રીતે બીજી કોરટમાં મોકલેલો દાવો પાછો તેની તેજ કોરટમાં મોકલવાનો હુકમપત્ર.

**Consultative,** ( કૉન્શલ્ટેટિવ્ ) *a.* Pertaining to consultation;having the privilege of conference:સલાહ-મસલત સંબંધી-વિશે-નું;સલાહ-મત આપે-કરે એવું; મંત્રણ યોગ્ય.

**Consume,** (કૉન્સ્યૂમ્ ) *vt.* [L. *con* & *sumo*, I take.] To destroy, as by fire or waste;to use up;to waste; to burn up;to eat up:નાશ ક૦;બાળી નાંખવું;ઉરાડી દેવું;લય-નાશ-ક્ષય ક૦; થી ખવાઇ જવું;ખાખ ક૦;સ્વાહા ક૦;ફના ક૦;વાપરી-ખરચી નાંખવું. *vi.* To waste away slowly; to become

exhausted: ધીમે ધીમે ખવાઈ-લેવાઇ-તવાઇ-જવું-નાશ પામવું;ક્ષય-લય થવું.

**Consummate,**(કૉન્સમેટ્) *vt.* [L. *con* & *summa*,sum.] To bring to completion; to perfect; to acheive: પૂર્ણ-સિદ્ધ ક૦; પાર મુકવું;-નો અંત-છેડો આણવો;પૂર્ણાહુતિ ક૦;પરીપૂર્ણ ક૦. *To* **c.** *a business*: કામ પાર મૂકવું. *a.* Complete;perfect:પૂરં;સંપૂર્ણ;પરિપૂર્ણ;પક્કુ;પરમ;as *a* **c.** *rogue* પાકો શઠ;(*b*) of the highest quality:બહુજ ઉંચી જાત-પ્રકારનું;સર્વોત્કૃષ્ટ; as, *a man of* **c.** *virtue*:સર્વોત્કૃષ્ટ-સદ્‌ગુણુવાળો માણસ.

**Consummation,** (કૉન્સમેશન્) *n.* Completion; termination; perfection;end:પરિપૂર્ણતા;સંપૂર્ણતા;અંત;છેડો;આખર;પાર;પૂર્ણાહુતિ;લય;નાશ. **C.** *of marriage*, completion of the connubial relation by actual cohabitation:ધણીધણિયાણી તરીકે સંગ.

**Consumption,**(કૉન્સમ્શન્) *n.* [L. *con* & *sumo*, I take.] 1. The act of consuming; by use or waste; decay; destruction: વાપર-ઉપયોગ-ઉડાવવાથી નાશ ક૦ તે;નાશ;ક્ષય;ઉપયોગ;વાપર;ઉપભોગ;ફના. 2. Diminution; waste; loss: ઉડાવવાથી નાશ પામવું-ઓછું થવું તે;નાશ;ટોટો; ખર્ચ;વ્યય; ક્ષય. 3. (*Med.*) Pulmonary phthisis: ક્ષયરોગ;ખઇ;ક્ષય;યક્ષ્મા;રોગરાજ.

**Consumptive,** (કૉન્સમ્ટિવ્) *a.* 1. Destructive; wasting: નાશ-ક્ષય-ધુળધાણી કરતું. 2. Affected with, or inclined to, consumption: દમીએલ; ખઇ-ક્ષયરોગવાળું-થાય એવું; ક્ષયરોગી. *n.* One affected with consumption: ક્ષયરોગી;ખઇવાળું માણસ.

**Contabescent,** (કૉન્ટૅબેસેન્ટ્) *a.* Wasting away gradually: ધીમે ધીમે ક્ષિણ-દુબળું થઇ જતું-જાય એવું.

**Contact,** (કૉન્ટૅક્ટ્) *n.* [L. *con* & *tango*, I touch.] A close union or junction of bodies; a touching or meeting: પદાર્થોનો સંસર્ગ;સંયોગ;સ્પર્શ;સંયોજન;સંબંધ;સાક્ષાત્સંબંધ;આસંગ.

**Contagion,**(કૉન્ટેજન્) *n.* [L. *con* & *tango*, I touch.[1. (*Med.*) The transmission of a disease from one person to another, by direct or indirect contact: ચેપ;ચેપીરોગનું ઉડવું તે;સ્પર્શસંચાર. 2. That which serves as a medium or agency to transmit disease: રોગ ઉડવાનું સાધન-ચેપ-ઝેર. 3. The means of communicating any influence to the mind or heart: મન કે અંતઃકરણને અસર પહોંચાડનારૂં સાધનદ્વાર. 4. Venom; poison (*obs.*): ઝેર;વિષ.

**Contagious,** (કૉન્ટેજસ્) *a.* 1. (*Med.*) Communicable by contact: સ્પર્શ-ચેપથી થાય એવું;સ્પર્શજન્ય; ચેપી;સ્પર્શસંચારી;ઉડતું. *A* **c.** *disease*: ઉડતો-ચેપી રોગ. 2. Pestilential: મરકી-મરજ-રોગચાળો થાય એવું; **c.** *air*: મરજ-રોગચાળો થાય એવો પવન. 3. Communicable from one to another: એકમાંથી બીજામાં જાય એવું;અનુકરણ કરાવે એવું; as, *the spirit of imitation is* **c.**: અનુકરણ કરવાની વૃત્તિ ચેપી છે.

**Contain,**(કૉન્ટેન્) *vt.* [L. *con* & *teneo*, I hold.] 1. To hold within fixed limits; to comprise; to include: માં હોવું;સમાવવું;ભવડાવવું; ધારણ ક૦. *Behold! heaven & heaven of heavens cannot* **c.** *thee, how much less this house*: જો આકાશ અને આકાશોનું આકાશ પણ તને ધારણ કરી શકવા સમર્થ નથી તો પછી આ ઘરની તે શી ગુંજાસ! *What thy stores* **c.** *bring forth*: તારા ખજાનામાં જે હોય તે બહાર કાઢ. 2. To have capacity for; to hold:-માં માવું-સમાવું; સમાવેશ ક૦; as, *this vessel contains four seers*: આ વાસણમાં ચાર શેર માય છે. *The relation of the contained and the containing*: આધારાધેયભાવ. 3. (Used reflexively.) To restrain; to confine: હદમર્યાદામાં રાખવું; નિગ્રહ-નિયમમાં રાખવું. *vi.* To restrain desire; to live in continence or chastity: મનને વશ-કબજામાં રાખવું; જીવ વશ રાખવો; ઇંદ્રિયનિગ્રહ ક૦;કામજય ક૦;પાક-અવ્યભિચારી-લંગોટબંધ રહેવું; *if they cannot* **c.** *let them marry*: જો તેઓ ઇંદ્રિયનિગ્રહ કરી શકવા-લંગોટબંધ રહેવા અસમર્થ હોય તો તેમને પરણવા દો.

**Contaminate,**(કૉન્ટૅમિનેટ્) *vt.* [L. *con&tango*, I touch.] To tarnish; to sully; to taint; to pollute: એબ-કલંક-ડાઘ લગાડવો;દોષ લાવવો;કલંકિત ક૦;મલિન ક૦; દૂષિત ક૦;બિગાડવું;અપવિત્ર-ભ્રષ્ટ ક૦;વટાળવું;as, *I shall not* **c.** *my fingers with bribe*: હું મારા હાથ લાંચ લઇને મલિન-દૂષિત કરવાનો નથી. *a.* Polluted; corrupt; tainted: દૂષિત;બગડેલું;અપવિત્ર; ભ્રષ્ટ;મલિન;કલંકિત.

**Contamination,**(કૉન્ટૅમિનેશન્) *n.* Pollution; defilement; taint: ડાઘ; દૂષણ;લાંચ્છન;ભ્રષ્ટતા;એબ;કલંક; નાપાકી;આભડછેટ;વટાળ.

**Contemn,**(કૉન્ટેમ્) *vt.* [L. *con* & *temno*, I despise.] To despise; to scorn; to disdain; to slight: તુચ્છકારવું;અપમાન ક૦;તિરસ્કાર ક૦; અવગણના ક૦;અનાદર ક૦;તુચ્છ-હલકું-અધમ માનવું-ગણવું-સમજવું; *thy pompous delicacies I* **c.**: હું તારી આ દમામી વજીત્રાઇ-સાડંબર વિવેકોપચાર તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોઉં છું.

**Contemper,**(કૉન્ટેમ્પર્) *vt.* [L. *con* & *tempero*, I temper.] To allay; to moderate; to soften: ઓછું-નરમ ક૦;ઘટાડવું.

**Cntemplate,**(કૉન્ટેમ્પ્લેટ્) *vt.* [L. *contemplor*, I view attentively.] 1. To look at on all sides; to regard with deliberate care; to meditate on; to study: ધ્યાન-ચિંતન-મનન ક૦;ધ્યાનમાં લેવું-ધરવું; ચોતરફથી-બધી બાજુથી તપાસી જોવું-વિચાર કરીને જોવું. *To love, at least to* **c.** *& admire, what I see excellent*: જે મારી નજરમાં શ્રેષ્ઠ જણાય તેમાં પ્રીતિ કરવી, અને તેટલું નહિ તો પછી તેના પર મનન કરવું અને તેની પ્રશંસા કરવી. 2. To look forward to; to purpose; to intend: ધારવું;ધારણા-વિચાર ઇરાદો રાખવો. *vi.* To ponder; to muse, to meditate: ધ્યાન-ચિંતન-મનન ક૦, ધારવું;એકાગ્રચિત્તે તપાસવું.

**Contemplation,**(કૉન્ટેમ્પ્લેશન્) *n.* 1. Continued attention of the mind to a particular subject; meditation: ચોતરફનો વિચાર; મનન; ચિંતન;વિચાર. 2. Holy meditation: ધ્યાન;નિદિધ્યાસ;નિદિધ્યાસન;અધ્યાસ; સમાધિ. *Absorbed in* **c.** *of the deity*: ધ્યાનસ્થ; સમાધિસ્થ; બ્રહ્મભૂત. *Air or look of* **c.**: ધ્યાનમુદ્રા. 3. Expectation; the act of intending or purposing: વિચાર; ઇરાદો; ધારણા. *In* **c.** *of returning at an early date, he left*: જેમ બને તેમ વહેલા પાછા વળવાના ઇરાદાથી તે ત્યાંથી નીકળ્યો. *To have in* **c.**, to have under consideration: નો વિચાર-ધારણા કરવી;-ના વિચારમાં હોવું.

**Contemplative,**(કૉન્ટેમ્પ્લેટિવ્) *a.* 1. Addicted to contemplation: વિચાર-ચિંતનશીળ;ધ્યાનશીલ;મનનશી-

લ;ધ્યાની;ધ્યાનપર;ચિંતાશીલ.2.Having the power of thought or meditation: વિચાર-ધ્યાનવાળું; વિચારવંત;વિચારશક્તિવાળું.

**Contemporaneous,** (કોન્ટેમ્પોરેનીઅસ્) *n.* [L. *con* & *tempus*, time.] Living or acting at the same time;contemporary:સમકાલભવ;સમાનકાલક;સમકાલિક;સમકાલી.

**Contemporary,** (કોન્ટેમ્પોરેરિ) *a.* Living or acting at the same time;contemporaneous:એકજકાળ-વખતનું;સમકાલભવ.2.Of the same age;coeval:એકજ ઉમ્મરનું. *n.* One who lives at the same time with another: સમકાલભવ પુરૂષ;એક કાળે હોનાર-સહવર્તમાન પુરૂષ;સમકાલીન;વર્તમાન:*a* **c.***poet*:વર્તમાન કવિ.

**Contempt,**(કોન્ટેમ્પ્ટ્)*n.*[L. *con* & *temno*,I despise.]1. The act of contemning or disdaining;disdain:ધિક્કાર-તિરસ્કાર કરવો તે;ધિક્કાર; તિરસ્કાર; અનાદર; અવજ્ઞા; અવગણના; ઉપેક્ષા;તુચ્છકાર.2.The state of being despised;disgrace;shame:અપ્રતિષ્ઠા;અપમાન;નામોશી;અપયશ;માનભંગ;બદનામી.3.(*Law.*)Disobedience of the rules,orders,&c.of a court of jnstice or a legislative body: કાયદા-હુકમ-ફરમાન વિગેરેનો તિરસ્કાર અવજ્ઞા-અવગણના કરવી-તે ન ગણકારવું તે.

**Contemptible,**(કોન્ટેમ્પ્ટિબલ્)*a.* 1. Worthy of contempt;mean;vile; despicable: ધિક્કારવા જોગ; અવગણનીય;ગર્હણીય;ગર્હ્ય; તિરસ્કાર્ય. 2. Contemptuous:તિરસ્કાર-મત્સર-અપમાનનું-ભરેલું; ઉદ્ધત. 3. Despised;neglected;abject: હલકું; અધમ; તુચ્છ; નિકૃષ્ટ;નીચ;ક્ષુદ્ર;તિરસ્કારપાત્ર.

**Contemptuous,**(કોન્ટેમ્પ્ટ્યુઅસ્)*a.* Scornful;haughty;disdainful:તિરસ્કાર-મત્સર-ધિક્કાર-અનાદર-અપમાનનુંભરેલું;ડમાકી;નિંદાત્મક;અનાદર યુક્ત;તિરસ્કાર બોધક-સૂચક.

**Contend,**(કોન્ટેન્ડ્) *vi.* [L. *con* & *tendo*,I stretch.]1. To contest; to vie;to quarrel:સામા સામા લડવું;ઝઘડવું;ઝઘડો-ટંટો કo; કોશીશ કo; પ્રયત્ન કo.2.To struggle or exert one's self to obtain or retain possession of,or to defend: કંઈ ચીજ મેળવવા કે રાખી મુકવા કે રક્ષણ માટે આથા ફોડ કરવી-બેવડાં મારવાં-પછાડા મારવા.To dispute;to argue; to strive in debate:વિવાદ કo;તકરાર કo.*vt.*To dispute for;to contest:ને વાસ્તે તકરાર-ટંટો કo;લડવું.

**Contender,**(કોન્ટેન્ડર્)*n.*One who contends;a combatant;a champion:ભાંડણખોર; કજીઆખોર; લડવૈયો; તકરારી;તકરારખોર;ભાંડ;વિવાદી;પ્રતિપક્ષિ.

**Contending,**(કોન્ટેન્ડિન્ગ્)*a.* Disputing;contesting:સામસામેનું;વિરૂદ્ધ;વિરોધી;કલહશીલ.

**Content,**(કોન્ટેન્ટ્)*a.*[L.*con*&*teneo*, I hold.] In a state of quiet peace;satisfied;at rest:સંતુષ્ટ;તૃપ્ત; સંતોષી; રાજી; ખુશી; સુખી. *Having food & raiment,let us be therewith* **c.**: ખોરાકી પોષાકી મળી એટલે તેટલાથીજ આપણે સંતુષ્ટ રહેવું જોઇએ. *vt.*1. To satisfy the desires of; to appease;to quiet; to gratify; to please: મનને સમાધાનમાં રાખવું; રાજી-ખુશ-સંતુષ્ટ કo;મનની નિરાંત કo-વાળવી;મનને તૃપ્તિમાં રાખવું.2.To satisfy the expections of;to pay: ની આશા પૂરી કo-પાડવી;ભરી આપવું. *n.*1.Satisfaction;moderate happiness:સમાધાન;સંતોષ;શાન્તિ; સુખ; તૃપ્તિ; તૃષ્ણાક્ષય. 2. Acquiescence without examination:તપાસવિના આપેલી કબૂલાત-અનુમતિ-સંમતિ. 3. That which contents or satisfies:જેથી સંતોષ-સુખ-શાંતી થાયછે તે; સંતોષ-સુખનું કારણ.

**Content,**(કોન્ટેન્ટ્)*n.*1.That which is contained: જેનો સમાવેશ-સમાસ કરેલો છે એવી ચીજ-બાબત;ભરેલીવસ્તુ; મજકૂર;લિખિતાર્થ.2. The power of containing;extent:સમાસ-સમાવેશ કરવાની શક્તિ; વિસ્તાર. *Table of contents*, a summary or index of the matter treated in the book:ચોપડીમાં લખેલા વિષયોની અનુક્રમણિકા-સૂચિપત્ર.3.(*Geom.*)Area or quantity of space contained within certain limits:ક્ષેત્રફળ;*superficial* **c.**s:પૃષ્ઠફળ.*Solid* **c.**s:ઘનફળ.4.(*Eng. House of Lords*). An expression of assent to a bill or motion ; an affirmative vote : કોઈ કાયદાના ખરડા-મુસદ્દા કે દરખાસ્ત માટે તરફેણનો-હકારનોમત-હા પાડવી તે;(*b*)also, a member who votes"Content":એ પ્રમાણે મત આપનારો મેમ્બર.

**Contented,** (કોન્ટેન્ટેડ્ ) *a.* Content;satisfied;quiet:સંતુષ્ટ;સંતોષી; શાંત;સુખી;ખુશ;તુષ્ટ;પ્રીત.

**Contentedness,**(કોન્ટેન્ટેડ્નેસ્ )*n.* State of resting in mind;quiet: સંતોષીપણું;તૃપ્તિ;શાંતિ.

**Contention,**(કોન્ટેન્શન્ ) *n.* 1. A violent effort to obtain something;contest;strife:કંઇ ચીજ મેળવવાને કજીઓ-ઝઘડો કo તે;ઝગડો;ટંટો;કજીઓ;લડાઈ;કલહ.2. Strife in words; controversy;altercation:તકરાર;વિવાદ;ઝઘડો;હોંસાતોંસી.3. Eagerness; ardour;zeal:ઉત્કંઠા;સ્પર્ધા;જુસ્સો.4. A point maintained in an argument:તકરાર;મુદ્દો;વિવાદ-વિષય-વસ્તુ.

**Contentious,**(કોન્ટેન્શસ્ )*a.*1.Apt to contend; quarrelsome: કજીઆ ખોર; લડાઇખોર;ટંટાખોર;તકરારી. 2. Pertaining to contention or strife:કજીઆ-લડાઇ-તકરાર સંબંધી.3 (*Law.*)Contested;litigated;having power to decide controversy: તકરારી;તકરારનો નિવેડો લાવનારૂં.

**Contentment,** ( કોન્ટેન્ટ્મેન્ટ્) *n.* 1. Satisfaction; content: સંતોષ; ખુશી; તૃપ્તિ; ચિત્તસમાધાન. 2. That which affords satisfaction:સંતોષ કરનારૂં;ખુશ કરનાર ચીજ-પદાર્થ.

**Contents,**(કોન્ટેન્ટ્સ્ ) *n. pl.* That which is contained:ભરેલો સામાન;અંદરની વસ્તુ-બીના-લખાણ; મજકૂર; લિખિતાર્થ.

**Conterminous,**(કોન્ટર્મિનસ્ )*a.*[L. *con* & *terminus*,border.]Having the same bounds; contiguous: એકહદ-સીમાવાળું;સરહદપર આવેલું;સમીપવર્તી;નિકટવર્તી;નિકટનું;નજદીકનું.

**Contest,**(કોન્ટેસ્ટ્) *vt.* [ L. *con* & *testis*,witness.]1.To controvert; to oppose;to dispute: તકરાર ઉઠાવવી-કo;ટંટોકo.2.To strive earnestly to hold or maintain: ટક્કર ઝીલવી-લેવી.The troops *contested* every inch of ground: તસુએ તસુ જમીન ટકાવી રાખવાને ફોજે ટક્કર લીધીઝીલી. 3. (*Law.* ) To dispute or resist, as a claim, by course of law; to litigate: લડવું; વિષે સરકાર દરબાર ચડવું;સામી તકરાર લેવી;સામો જવાબ આપવો.*To* **c.***an election*, (*a*)To strive to be elected:ચુંટાવાને માટે પ્રયાસ કo.(*b*)To dispute the declared results of an election:થયેલી ચુંટણી ભૂલ ભરેલી છે એવી તકરાર ઉઠાવવી-લેવી.*vi.*To contend; to vie;to emulate:લડવું;હોંસાતોંસી કo;બરોબરી-સ્પર્ધા કo.*n.* 1. Strife

ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર.

in argument;debate:તકરાર;વિવાદ; વાગ્યુદ્ધ.*subject of* c.:વાદવિષય; વિવાદાસ્પદ.2.Competition;emulation:conflict:સ્પર્ધા;હરીફાઇ-સરસાઈ માટે મથામુટ;તાણાતાણ.

**Contestable,**(કૉન્ટેસ્ટૅબલ્ )*a.* Debatable;disputable;controvertible: તકરાર-વિવાદ કરવા યોગ્ય; વિવાદાઈ;વિવાદયોગ્ય.

**Context,**(કૉન્ટેક્સ્ટ્ ) *n.* [ L. *con* & *texo*,I weave.]The parts of a discourse which precede or follow a sentence quoted so as to throw light upon its meaning:લખાણનો આગળ પાછળનો સંબંધ;પૂર્વાપર અન્વય-સંબંધ;સંદર્ભ;અર્થાન્વય; વાક્યાન્વય. *Rule or law of* c.:પ્રત્યાસત્તિ ન્યાય.*a.* Knit or woven together; firm;close:ભેગું ગુંથેલું-વણેલું;મજબૂત;સંયુક્ત;પાસેપાસે;નજીક.*vt.*To knit to gether;to unite closely:ભેગું-એકઠું ગુંથવું; પાસે પાસે જોડી દેવું.

**Contexture,**(કૉન્ટેક્સ્ટ્યૂર્ )*n.*Composition of parts; constitution; texture:સંરચના;બંધારણ;પોત;કુમાસ.

**Contiguity,** (કૉન્ટિગ્યૂઇટિ) *n.* [L. *con* & *tango*,I touch.]The state of being in actual or close contact;intimate association;nearness;proximity:સમીપપણું; નિકટપણું;પાસેનો સંબંધ;સમીપતા; સંનિધાન;સંનિધિ;પડોશ.

**Contiguous,** ( કૉન્ટિગ્યૂઅસ્ ) *a.* Touching; adjacent; near:સરસું; અડકતું; નજદીકનું; પાસેનું; સમીપનું; પડોસનું;સમીપસ્થ;સમીપ-નિકટવર્તી.

**Continence,**(કૉન્ટિનેન્સ્ )*n.*[L.*con* &*teneo*,I hold.](*a*)The restraint which a person imposes upon his desires and passions for sexual enjoyment;chastity:સંયમ; ઇન્દ્રિયસુખ ભોગવવાની ઇચ્છાને વશ રાખવી તે;કામને વશ રાખવો તે;કામસંયમ;ઇંદ્રિય નિગ્રહ;જીતેંદ્રિયપણું.2.Uninterrupted course;continuity:સલંગ-નિરંતર-સંતતપણું-સંબંધ;જારીપણું.3. Self-restraint; self-command: આત્મસંયમ-નિગ્રહ.

**Continent,**( કૉન્ટિનેન્ટ્ )*a.* 1. Serving to restrain or limit:અટકાવ કરવાને-ની હદ બાંધવાને કામમાં આવે એવું;બાંધવા લાયક.2.Connected;continuous:સલંગ; નિરંતર;સંતત; જારી; લાગુ.3.(*a*) Exercising restraint as to the indulgence of desires or passions:સંયમી;નિયમી;જીતેંદ્રિય; વશી.(*b*)Temperate; chaste: કામને વશ રાખનાર;કામજીત;અવ્યભિચારી;પતિવ્રતા;એક પત્નિવ્રત.*A* c.*man*:બ્રહ્મચારી;લંગોટબંધ;કાર્તિકસ્વામી. *A.* c. *woman*:બ્રહ્મચારિણી.

**Continent,**(કૉન્ટિનેન્ટ્ )*n.* 1. That which contains anything: જેની અંદર કંઇ ચીજ-પદાર્થ-બાબતનો સમાસ-સમાવેશ થયેલો છે તે. 2. (*Geog.*) One of the larger bodies of land on the globe; the mainland:મહાદ્વિપ;ખંડ;વર્ષ. *The* c., the main land of Europe,as distinguished from the islands: બેટોને મુકી દેતાં-ન ગણતાં બાકી રહેલો યુરોપખંડ.

**Continental,** ( કૉન્ટિનેન્ટલ્ ) *a.* 1. Pertaining or relating to a continent:મહાદ્વિપ સંબંધી-નું. 2. Pertaining to the mainland of Europe,in distinction from the adjacent islands:પાસેના ટાપુઓ સિવાયના-મુકીદેતાં બાકીના યુરોપખંડવિષે-નું.

**Continently,** ( કૉન્ટિનેન્ટ્લિ ) *adv.* Chastely; moderately; temperately:મન સ્થિર રાખીને;ઇંદ્રિય-કામ વશ રાખીને;સમાનવૃત્તિથી; પતિવ્રતપણાથી; અવ્યભિચારથી; ઇંદ્રિયનિગ્રહ પૂર્વક.

**Contingence-cy,**(કૉન્ટિન્જેન્સ-ન્સિ) *n.* [L. *con* & *tango,* I touch.] The quality or state of being contingent or casual: સંભવ; સંભાવના. 2. A fortuitous event;a chance:જોગ;દૈવયોગ; નૈમિત્તિક બીના. 3. An adjunct or accessory:સાથી;સહાયકારી;મદદગાર.4. A certain possible event that may or may not happen:શક્યતા;નૈમિત્તિક બીના.

**Contingent,**(કૉન્ટિન્જેન્ટ્ )*a.* 1. Incidental;casual:દૈવયોગી;દૈવાયત્ત;દૈવવશ.2.Dependent on that which is undetermined or unknown: જે અનિશ્ચિત-અજાણ્યું છે તેના ઉપર આધાર-આશ્રય રાખનાર ;અનિશ્ચિત;આગન્તુક.3.(*Law.*)Dependent for effect on something that may or may not occur:નૈમિત્તિક. *n.*1. An event which is possible or liable, but not certain to occur: અનિશ્ચિત-દૈવયોગી બનાવ.2.(*a*) A suitable share;proportion:ભાગે આવતો હિસ્સો;ભાગે પડતો ફાળો; ભાગ; હિસ્સો; વાંટો;અંશ.(*b*) A quota of troops: સૈન્યદળ;લશ્કર.

**Continual,**(કૉન્ટિન્યૂઅલ્ )*a.*1.Constant;unceasing;continuous:નિરંતર;જાયું;બંધ ન પડે એવું; નિત્ય; અખંડ;સંતત;અવિરત; અવિચ્છિન્ન; સનાતન;અશ્રાંત.2.Very frequent;of frequent recurrence:વારંવારનું; લાગલગટ;વખતો વખતનું.

**Continually,**( કૉન્ટિન્યૂઅલિ )*adv.* 1. Unceasingly; continuously; very often:નિરંતર; નિત્ય; હરઘડી;હમેશ;અષ્ટપ્રહર; હરવખત; ઘડીઘડી;સર્વદા; ફરી ફરીને;વારંવાર;હમેશાં;રોજ.

**Continuance,** ( કૉન્ટિન્યૂઅન્સ )*n.* 1. A remaining in a particular state;constancy; duration; stay: અમુક સ્થિતિમાં રહેવું તે;નભવું-ટકવું તે; નભાવ;ટકાવ. 2.Continuation;perpetuation; propagation: વિસ્તાર; સંતતિ;વૃદ્ધિ.3.A holding together; continuity:સલંગ-નિરંતર-સંતતપણું-અવિચ્છેદ;અવિરામ;અનુબંધ;જારીપણું. 4.(*Law.*)(*a*)The postponement of the proceedings in a cause: મુકદ્દમાને મુલતવી રાખવો તે; મોકુફી; તહકુબી.(*b*)The entry of such adjournment on the record: આવી મોકુફી-તહકુબી રજીષ્ટર-દફતરમાં નોંધી લેવી-દાખલ કo તે.

**Continuation,**(કૉન્ટિન્યૂએશન ) *n.* I.The act of continuing or the state of being continued; prolongation;propagation: વિસ્તારવું; લંબાવવું;વૃદ્ધિ કo-થવી તે;વિસ્તાર; સંતતિ;વૃદ્ધિ.2.That which extends, increases or supplements:વધારો કરનાર;પૂરવણી;ઉત્તરભાગ;ખંડ;પરિશિષ્ટ.

**Continue,**(કૉન્ટિન્યૂ ) *vi.* [L. *con,* & *teneo,* I hold. ] To abide; to stay:રહેવું;જારી-કાયમ રહેવું.2.To endure;to last:ચાલવું;ટકવું;નભવું.3.To be steadfast or constant in any course;to persevere:ને અવલંબીને રહેવું;વળગ્યા-બાઝ્યા-અડ્યા રહેવું; ચાલવું.*vt.*1.To unite;to connect(*obs.*) સંબંધમાં લાવવું;જોડવું.2. To persevere;to persist in;to cease not: ચલાવવું; ટકાવવું; ચાલુ-કાયમ-જારી રાખવું;નભાવી-ટકાવી રાખવું.3.To carry onward;to extend: સુધી લઇ જવું; લંબાવવું.4.To retain;to suffer or cause to remain: રહેવા દેવું;કાયમ રાખવું;the trustees were c.*ed*:ટ્રસ્ટીઓને રહેવાદીધા.5.To suffer to live: જીવતું રાખવું-જવાદેવું-જીવાડવું.

**Continuity,** (કૉન્ટિન્યૂઇટિ) *n.* The state of being continuous;close

Counsel and wisdom achieve more and greater exploits than force:

union of parts; cohesion: સલંગ-નિરંતર-સંતતપણું-સંબંધ; જારીપણું; સંયુક્તતા;સંબંધ; સંગતિ; અવિચ્છિન્નતા; નિરંતરતા;અખંડતા. *Law of* c.,(*Math.* & *Physics.*),the principle that nothing passes from one state to another without passing from all the intermediate states: મધ્યની સઘળી સ્થિતિઓમાં થઈને પસાર થયા વગર કોઇ પણ પદાર્થ એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જઇશકતો નથી એવો નિયમ;મંડૂકપ્લુત્યભાવ.

**Continuous,**(કૉન્ટિન્યુઅસ્)*a.*1.Protracted;extended: નિરંતર; સળંગ; સંતત;લાગટ;અખંડ;અખંડિત;અવિચ્છિન્ન. 2. (*Bot.*) Not deviating or varying from uniformity : not jointed or articulated : આખુંને આખું;અખંડ-ગાંઠ વગરનું;સળંગ.

**Continuously,** ( કૉન્ટિન્યુઅસ્લિ ) *adv.* In a continuous manner; without interruption:જારુક;હમેશાં; અટક્યા શિવાય;નિરંતર;અખંડ.

**Contort,**(કૉન્ટૉર્ટ્ )*vt.*[L.*con* & *torqueo*,I twist.]To twist together; to writhe:આમળવું: વળદેવો;પિલવું; મરડવું;મચડવું;મારીમચડી બેસાડવું.

**Contortion,** (કૉન્ટૉર્શન્ ) *n.* 1. A twisting;a writhing;a twist:મરડવું તે;વળ;પેચ;આમળો;આકુંચન;વક્રતા; વિકૃતિ.2.(*Anat.*)A twisting of a limb of the body out of its natural situation:કુદરતી સ્થળ જગ્યાએથી શરીરના અવયવને વાળવું-વળદેવો તે.

**Contour,**(કૉન્ટૂર્ )*n.*[L.*con*&*tornus*,a lathe.]1.Outline;periphery: પરિધાકૃતિ;ઘાટ;રૂપરેખા;આકાર;આકૃતિ.

**Contra,**(કૉન્ટ્રે)*prep.*(L.)Against;in opposition:સામું;સામે;વિરૂદ્ધ;ઉલટું.

**Contraband,** (કૉન્ટ્રેબૅન્ડ્ ) *a.* [ *It. contra* & *bando*,a ban.]Prohibited by law or treaty:forbidden: મનાઇનું;બંધીનું;જેને વિષે મનાઇ-બંધી-હોય તેવું;Prohibited merchandise or traffic:બંધીનો-મનાઇનો માલ-વેપાર. C.*of war*,goods which neutrals are prohibited from carrying during war to the belligerent parties:જ્યારે બે દેશ વચ્ચે લડાઈ ચાલતી હોય ત્યારે બેમાંથી એકને ત્રાહિત દેશનો માલ ન આપી શકાય તે.A negro slave:સીધીગુલામ.*vt.*1.To import, as prohibited goods:મના કરેલા માલ તરીકે દેશમાં લાવવું.2.To declare prohibited;to forbid:બંધી-મના કરેલી છે એમ જાહેર ક૦;બંધી-મના-નિષેધક૦.

**Contract,**(કૉન્ટ્રૅક્ટ્ )*vt.* [ L. *con* & *traho*, I draw. ] To draw together or nearer;to shorten; to lessen:સંકોચવું;ટૂંકું ક૦;નજીક ખેંચવું; આટોપી લેવું;ઓછું ક૦.2.To draw together so as to wrinkle;to knit: ખેંચવું;ચઢાવવું. *Why do you* c.*your brows*?તમે તમારાંભવાં કેમ ચઢાવો છો? 3.To bring on; to incur; to acquire:પાડવું;કરવું;મેળવવું;પ્રાપ્ત ક૦;-થી થવું-આવવું;વળગવું;*to* c.*a habit*:ટેવ-આદત પાડવી;*to* c.*a debt*:દેવું ક૦;*to* c.*a disease*:રોગ વળગવો.4.To enter into with mutual obligations; to make a bargain or covenant for: કરવું;એક બીજાની સાથે સંમતિથી ક૦;-માં ઉતરવું;જોડાવું;as,*we have contracted inviolable amity, peace & league with the aforesaid queen*:પૂર્વોક્ત રાણીની સાથે અમે અભેદ્ય મૈત્રી,સલાહ તથા સંપ કર્યો છે-માં જોડાયા છીએ.5.To betroth;to affiance: વિવાહ-સગાઇ ક૦; લગ્ન સંબંધ ક૦. 6. (*Gram.*) To shorten; by omitting a letter or letters; to abridge:સંક્ષિપ્ત ક૦. *vi.* 1. To be narrowed or shortened;to shrink: સાંકડું-ટૂંકું થવું-થઇજવું; સંકોચાવું. 2. To make an agreement;to agree to bargain: ઠરાવ-કરાર-બોલી-શરત ક૦;ઇજારો-કંટ્રાક્ટ ક૦-રાખવો;માથે રાખવું;ઉધડ રાખવું. *a.* Affianced; betrothed:સગાઇ-વિવાહ કરેલું:વિવાહિત.2.Contracted:ટૂંકું કરેલું;સંક્ષિપ્ત. *n.* 1.An agreement in which a party undertakes to do or not to do a particular thing;a formal bargain:કરાર;ઠરાવ;બોલી; શરત; કન્ટ્રાક્ટ;કોલ. 2. A formal writing which contains the agreement of parties:કરારપત્ર;કરારનામું.3.The act of formally betrothing a man and woman: સ્ત્રી પુરૂષનાં વિધિપૂર્વક વિવાહ-સગાઇ ક૦ તે;વિવાહ.

**Contracted,**(કૉન્ટ્રૅક્ટેડ્ )*a.*Shrunken;wrinkled;narrow;shortened: સંકોચાયલું;કરચોળી વળેલું;ટૂંકું કરેલું. 2.Narrow;illiberal;selfish:સાંકડું; નીચું;આપસ્વાર્થી-મતલબીઉં; as, *a* c. *mind*:નીચ-સાંકડું મન;c.*view*:સાંકડા વિચાર.3.Bargained for;betrothed:-નું સાટું કરેલું;વિવાહ કરેલું.

**Contractible,** ( કૉન્ટ્રૅક્ટિબલ્ ) *a.* Capable of contraction:ટૂંકા થવા જેવું;સંકોચાઇ જાય એવું;સંકોચનશીલ; સંકોચ ધર્મક.

**Contractile,**(કૉન્ટ્રૅક્ટાઇલ્ )*a.*Tending to contract:having the power of shortening:ટૂંકું થઇ જાય તેવું; સંકોચશીલ;ટૂંકું-સંક્ષિપ્ત કરે એવું.

**Contraction,**(કૉન્ટ્રૅક્શન્ )*n.* 1.The act of contracting,drawing together or shrinking:સંકોચવું-સંક્ષિપ્ત-ટૂંકું ક૦ તે; સંકોચન; સંકોચ. 2. The state of being contracted: સંકોચાવું-સંક્ષિપ્ત-ટૂંકું થવું તે; ઉપસંહાર.3. (*Math.*) The process of shortening any operation:કોઇ-પણ રીત ટૂંકી કરવાનો પ્રકાર;સંક્ષેપ.4. Anything in a state of abbreviation or contraction:સંક્ષિપ્ત પદાર્થ-વસ્તુ-રૂપ.5.(*Gram.*)The shortening of a vowel:સ્વર પડતો મુકીને-કાઢી નાંખીને શબ્દ ટૂંકો ક૦ તે. 6. A marriage contract: લગ્નની બોલી-કરાર-ઠરાવ.7.The process of being subject to: પ્રાપ્ત ક૦ તે; વહોરવું તે; માથે કરી લેવું તે.

**Contractor,**(કૉન્ટ્રૅક્ટર્ )*n.*One who contracts; one who covenants to do anything for another:કરાર-સંકેત કરનાર;ઇજારદાર:કન્ટ્રાક્ટર.

**Contradict,** ( કૉન્ટ્રૅડિક્ટ્ ) *vt.* [ L. *contra* & *dico*,I say.] 1.To oppose in words; to gainsay; to deny:થી ઉલટું-વિરૂદ્ધ બોલવું-કહેવું:ના કહેવી;નિષેધ-ખંડન-રદ્દ ક૦. 2. To be directly contrary to;to resist:-ના સામું-વિરૂદ્ધ-ઉલટું-પ્રતિકૂળ-વિરોધી હોવું.

**Contradiction,**(કૉન્ટ્રૅડિક્શન્ ) *n.*1. Contrary declaration;gainsaying:ઉલટું વચન;વચનવિરોધ; પ્રતિષેધ; પ્રતિકૂલતા.2.Repugnancy;contrariety:અસંગતિ;વિરૂદ્ધતા;વિસંવાદ;વિપર્યય; વિરોધોક્તિ. *To make a deathless death is a* c.: મૃત્યુરહિત મૃત્યુ કરવું એ વિરોધોક્તિ છે.

**Contradictory,**(કૉન્ટ્રૅડિક્ટૉરિ)*a.*1. Affirming the contrary;inconsistent:વિરૂદ્ધ;ઉલટું;વિપરીત. 2.Opposed;repugnant: એક બીજાથી ઉલટું;પરસ્પર વિરૂદ્ધ;વિરૂદ્ધ; પૂર્વાપર વિરોધી;અસંગત.C.*to common sense*: સાધારણ અક્કલથી વિરૂદ્ધ-ઉલટું.*n.pl.* 1.A proposition or thing which opposes another; contrariety: વિરોધી.2.*pl.*(*Logic*)Propositions with the same terms but op-

બળ કરતાં કળ ચડે.

posed to each other in quality & quantity:વિરોધી

**Contradistinct,** (કૉન્ટ્રડિસ્ટિન્ગ્ક્ટ્) *a.* Distinguished by opposite qualities:ઉલટું;વિરૂદ્ધ;જાૂદું.

**Contradistinction,** (કૉન્ટ્રડિસ્ટિન્ગ્કશન્)*n.*Distinction by contrast: ઉલટું-વિરૂદ્ધ-ભિન્નહોવું તે;પ્રતિવચન;પ્રતિવાદ;વિરૂદ્ધગુણ જન્યભેદ; વિપરીતતા; વિરૂદ્ધતા.

**Contradistinguish,** (કૉન્ટ્રડિસ્ટિન્ગ્વિશ)*vt.*To distinguish by contrast:ફેર-વિરૂદ્ધપણું દેખાડવું;ઉલટા ગુણ બતાવી વિવેચન ક૦.

**Contralto,**(કૉન્ટ્રૅલ્ટો)*n.*1.The part sung by the highest male or lowest female voices:પુરૂષના ઉંચામાં ઉંચા અને સ્ત્રીના નિચામાં નિચા સ્વર-રાગથી ગવાયેલું ગાયન. 2. The singer performing this part:આ રીતે ગાનારો-રાગ કાઢનારો.*a.*(*Mus.*) Belonging or relating to the part in music called contralto: 'કૉન્ટ્રેલ્ટો'નામના ગાયનને લગતું-સંબંધી.

**Contrariety,**(કૉન્ટ્રરાઈએટિ)*n.*1.Opposition;repugnance; disagreement:ઉલટા-વિરૂદ્ધ પણું;વિરોધ;વિપર્યય;પ્રતિકૂલતા; વિપરીત ભાવ. 2. An inconsistency:ઉલટી-વિરૂદ્ધ-વિપરીત વાતો-વચન-બાબત.

**Contrariwise,**(કૉન્ટ્રરિવાઇઝ્)*adv.* 1.On the other hand;on the contrary:એથી ઉલટું;સામું.2.In a contrary order;conversely:ઉલટા વિરૂદ્ધક્રમ-નિયમ પ્રમાણે;ઉલટું;ઉલટસુલટ; અવળી રીતે.

**Contrarious,**(કૉન્ટ્રરિઅસ્)*a.* Opposite;repugnant:ઉલટું;વિરૂદ્ધ;આડું;સામું.

**Contrary,**(કૉન્ટ્રરિ)*a.* 1. Opposed; repugnant;inconsistent:ઉલટું;વિરૂદ્ધ;સામું;વિપરીત;આડું.2.Perverse; forward:મમતીલું;હઠીલું;જીદ્દી; જક્કી; આડું.*A* **c.***child*:મમતીલુ-હઠીલું છોકરૂં.3.(*Logic.*)Affirming the opposite:વિરોધી;વિરૂદ્ધ.4. Opposite; adverse:પ્રતિકૂળ; સામું; સામાસ્હોનું; as, **c.***winds*:પ્રતિકૂળ પવન.*n.*1. A thing that is of contrary or opposite qualities:ઉલટા-વિરૂદ્ધ ગુણની ચીજ-પદાર્થ-વસ્તુ.2. The opposite:એથી ઉલટી વાત.3.(*Logic.*)Proposition opposed in qualities only:ફક્ત ગુણમાંજ ઉલટો-વિરૂદ્ધ દર્શાવેલો વિચાર;વિરોધી વાક્ય.*On the* **c.**, in opposition;on the other hand: એથી ઉલટું; સામું-વિરૂદ્ધ. *To the* **c.**, to an opposite purpose or fact: ઉલટી-વિરૂદ્ધ ધારણાથી.

**Contrast,**(કૉન્ટ્રસ્ટ્)*vt.* [L. *con* & *sto*, I stand.] 1.To compare by difference of qualities:ઉલટા ગુણ બતાવી મુકાબલો કરવો;પડછે નાંખવું;બે વસ્તુના ભિન્ન ગુણ બતાવવા;વિરોધ-વિલક્ષણતા બતાવવી.2.(*Fine arts.*)To exhibit the difference between; to compare, so as to show unlikeness:છબીને એક બીજા જેવી નથી એમ બતાવવા મુકાબલો કરવો;-ની વચ્ચે તફાવત બતાવવો.To stand in contrast or opposition:મુકાબલે ઉલટું દેખાવું;પડછે જાૂદું પડી આવવું; વિરૂદ્ધ જણાવું.*n.*1. Comparison by contrariety of qualities:ઉલટા ગુણનો મુકાબલો-સરખાવણી.2.(*Fine arts.*) The opposition of varied forms, colors, &c.:જાૂદા જાૂદા-તરેહવાર આકાર,રંગ,વિગેરે ઉલટા-વિરૂદ્ધ હોવું તે. 3. Opposition or dissimilitude of things or qualities,esp.by juxtaposition or comparison:વિરોધ; વૈલક્ષણ્ય;પ્રતિપક્ષતા.

**Contravallation,**(કૉન્ટ્રવૅલ્લેશન્) *n.*(*Fort.*)A trench guarded with a parapet, constructed by besiegers:ઘેરો ઘાલનારાઓએ ખોદેલી ખાઇ;પરિખા;પ્રતિકૂપ.

**Contravene,** (કૉન્ટ્રવીન્) *vt.* [L. *contra* & *venio*,I come.] 1. To come in conflict with;to oppose; to contradict;to defeat:સામેથવું;વિરૂદ્ધઆવવું;હરકત-અડચણ-નડતરક૦;આડું આવવું;હરાવવું.2.To violate; to break;to nullify:તોડવું;ઉલ્લંઘનક૦.

**Contravention,** (કૉન્ટ્રવેન્શન) *n.* Opposition; obstruction:ભંગ;વિરૂદ્ધતા;અટકાવ;અડચણ;નિષેધ;પ્રતિરોધ; પ્રતિબંધ;ઉલ્લંઘન.

**Contraversion,** (કૉન્ટ્રવર્શન્) *n.* A turning to the opposite side; antistrophe:સામી બાજુએ ફરવું તે; હેરફેર;અદલાબદલી.

**Contre-temps,** (કૉન્ટ્રટાન્) *n.* [L. *contra*,against & *tempus*,time]. An unexpected and untoward accident;a hitch:અડચણ;અંતરાય; વિઘ્ન;દૈવયોગ;આફત.

**Contribute,** (કૉન્ટ્રિબ્યૂટ્) *vt.* [L. *con* & *tribuo*,I grant.]To give or grant in common with others; to furnish or supply in part: આપવું;કરવા-આપવા લાગવું;ભાગ-હીસ્સો-ફાળો-વાંટો આપવો.*vi.*To give a part; to furnish a portion; to lend assistance or aid:કરવા લાગવું; -થી-ની મદદ હોવી-થવી;સહાયકારી થવું. 2.To use one's power or influence for any object; to assist: કોઇપણ બાબતમાં પોતાનો લાગવગ ચલાવવો; સહાયતા આપવી;મદદ કરવી-આપવી;-માં સાધનભૂત થવું.

**Contribution,** (કૉન્ટ્રિબ્યૂશન્) *n.*1. The act of lending aid and assistance:-ને વાસ્તે જોઈતી મહેનત ક૦ તે;મદદ આપવી તે. 2. That which is contributed,(*a*)as the portion which an individual furnishes to the common stock : સામાન્ય ભંડોળમાં ભરેલો ભાગ-હીસ્સો;(*b*) the whole which is formed by the gifts of individuals:સામાન્ય મદદબક્ષિસોથી થયેલું ભંડોળ;ઉઘરાણું;ટીપ. (*Mil.*) An irregular and arbitrary tax levied on the people of a town or country:કોઈપણ શહેર કે દેશના લોક ઉપર અનિયમિત-ગમે તેમ-અને આપ અખ્તીઆરીપણે નાંખેલો કર-વેરો.4.(*Law*)Payment, by each of several jointly liable, of his share in a loss suffered: કેટલાક ભેગા થયેલા માણસોમાં કોઈને કંઇ થયેલાં નુકશાન-ટોટામાં તેમાંના દરેકે આપેલો પોતાનો ભાગ-હિસ્સો-અંશ.

**Contributive,** (કૉન્ટ્રિબ્યૂટિવ્) *a.* Tending to contribute; contributory:હિસ્સો-ભાગ આપનારૂં;સહાયકારી;સહાયકર્તા;મદદગાર.

**Contributor,**(કૉન્ટ્રિબ્યૂટર્)*n.* One who contributes;especially one who writes articles for a newspaper or magazine: ભાગ-હિસ્સોફાળો આપનાર; (મુખ્યત્વે કરીને) કોઈ માસિક, પાક્ષિક,સાપ્તાહિક કે આન્હિક પત્રમાં લખાણ કરનાર-આપનાર.

**Contrite,**(કૉન્ટ્રાઇટ્) *a.* [L. *con* & *tero*,I rub.] Broken down with grief or penitence;humble;penitent: દુ:ખ પશ્ચાત્તાપને લીધે નરમ થઇ ગયેલું;પશ્ચાત્તાપી;પાપને લીધે અતિ શોકાતુર;અતિદીન;અનુતાપી;શોકાર્ત.

**Contrition,**(કૉન્ટ્રિશન્)*n.* The act of grinding or rubbing to powder;friction:દળીને-ઘસી ઘસીને ભુકો

finesse;courtcraft:રાજદ્વારીમાણસ અથવા દરબારીઓની વર્તણુક-આશ્રય-લગત;યુક્તિ;પ્રપંચ;પેચ;ખટપટ.

**Court-yard,**(કોર્ટ્-યાર્ડ્)*n.* A court or inclosure round a house;ઘરને ફરતો વંડો-વાડો-ચોગાન;આંગણું.

**Cousin,**(કઝન્)*n.* [L. Lat. *Con,* & *soror,* a sister.] 1. The son or daughter of an uncle or aunt: કાકા ફોઇનાં કે મામા માસીનાં છોકરાં; ભાઇ કે બહેન કરતાં આઘેનાં સગાં; પીતરાઇ.2.A title given by a king to a nobleman: રાજાએ ઉમરાવને આપેલો ખિતાબ.

**Cousin-german,**(કઝન્-જર્મન્) *n. Pl.***Cousins-german.** A first cousin;a cousin in the first generation:સગા મામા-ફોઈ-કાકા-માશીનું છોકરૂં.

**Cousinly,**(કઝનલિ) *a.* Like or becoming a cousin:સગાને ઘટે એવું;-નું.

**Cove,**(કોવ્)*n.*[A.S.*cofa,*room.] 1. A retired nook;a small inlet; a recess in the sea-shore:નાની ખાડી;દરિયાના કાંઠામાં નાનો બાજુનો ફાંટો.2. A recess in the side of a mountain:પર્વતની બાજુમાં ગોખલા જેવી એકાંત બેઠક.3.A boy or man of any age or station: ગમે તેવી ઉમર અથવા પદવી-નો છોકરો અથવા માણસ.*vt.*1.To brood or sit over: ના ઉપર બેસીને સેવવું. *As birds* **c.** *their eggs*:પક્ષીઓ ઇંડાં ઉપર બેસીને તેમને સેવે છે. 2. (*Arch.*) To arch over:ના ઉપર કમાન બાંધવી.

**Covenant,**(કવેનન્ટ્)*n.* [L. *con* & *venio,* I come.]1.A contract; a stipulation:કરાર;બોલી;પ્રતિજ્ઞા;શરત; સંકેત;કોલ;ઠરાવ.2.A writing containing the terms of agreement: કરારનામું; કરારપત્ર; કરારનો દસ્તાવેજ. 3.(*Eccl.Hist.*)A solemn agreement made by the Scottish Parliament in 1638,to preserve the reformed religion: સુધારેલો ધર્મ જાળવી રાખવાને ૧૬૩૮ની સાલમાં સ્કોટલાંડની પાર્લામેંટે કરેલો કરારપત્ર-નામું. 4.(*Theol.*)The promises of god as revealed in the scriptures: બાઇબલમાં જણાવેલાં-પ્રગટ કરેલાં ઈશ્વરનાં વચન.*vi.*To bind one's self by contract;to make a stipulation:બોલી-કરારથી બંધાવું;કરાર-ઠરાવ કo. *vt.* To grant or promise by covenant:કરાર-બોલીથી આપવું-બક્ષવું.

**Covenantee,**(કવેનન્ટી) *n.* (*Law.*) The person in whose favour a covenant is made:જેની સાથે કોલકરાર-બોલી કરી હોય તે શખ્સ;જેને કરાર કરી આપ્યો હોય તે.

**Covenanter,**(કવેનૅન્ટર્)*n.* 1. One who makes a covenant: જે કોલ કરે છે તે; કોલ-બોલી-ઠરાવ કરનાર. 2. [*Eccl.Hist.*)One who subscribed and defended the covenant: સ્કૉટલાંડ દેશમાં ધર્મ પાળવાનો જે કરાર થયો હતો તેને અનુસરનાર.

**Cover,**(કવર્)*vt.*[L.*con* & *operire,* to cover.]1. To overspread the surface of:-ના ઉપર પાથરવું;આચ્છાદન કo;ઉપર ચઢાવવું;મઢવું; લીંપવું;ગરલેપ કo;ગલેફ ચઢાવવો;પુંઠું કo. 2.To envelop; to clothe: ઢાંકવું; આવરણ કo;બીડવું. 3. To invest;to bring upon:-થી આવેષ્ટિત કo;-ના ઉપર લાવવું;-નાંખવું.4.To hide from sight; to conceal;to cloak:સંતાડવું;છૂપાવવું; અદૃશ્ય રાખવું; દૃષ્ટિગોચર ન થવા દેવું;દૃષ્ટિએ ન પડવા દેવું;as the enemies were *covered* from our sight by the woods: ઝાડીને લીધે દુશ્મનો દૃષ્ટિએ પડતા નહોતા. 5. To brood or sit on;to incubate:સેવવું;the hen *is covering* her eggs: મરઘી પોતાનાં ઇંડાં સેવેછે.6.To overwhelm;to spread over: ઢાંકી દેવું; -ઉપર ફરી વળવું. 7.To protect; to defend:રક્ષણ-બચાવ કo;રખવાળું કo. 8.To remove from remembrance;to put away;to remit:મનમાંથી જતા રહેવું;ભૂંસાઇ જવું;ભૂલી જવું; વિસારે પડવું.9.To extend over;to be sufficient for;to include or embrace:પુરૂ થવું;બરાબર થવું;-માં સમાવેશ થવો; as, a law which *covers* all possible cases of crime:સઘળી તરેહના શક્ય ગુન્હાઓનો જેમાં સમાવેશ થાયછે એવો કાયદો;*receipts that do not* **c.** *the expenses*: ખરચ પુરૂં ન કરી શકે તેટલી આવક. 10. To put the usual covering or headdress on:માથું ઢાંકવું;માથે પાઘડી-ટોપી પહેરવી; માથે ઓઢવું. 11. To copulate with(a female);to serve:(સ્ત્રી)સાથે સંભોગ કરવો;-ના ઉપર ચઢવું;as,a horse *covers* a mare:ઘોડો ઘોડી ઉપર ચઢે છે.*To* **c.** *ground or distance,* to pass over:પસાર કo;વટાવવું. *To* **c.** *one's short contracts,* to buy stock when the market rises: ભાવચઢે ત્યારે સ્ટાક ખરીદ કરવા. *Covering* party, (*Mil.*) a detachment of troops sent for the protection of another detachment: એક ટુકડીના સંરક્ષણાર્થે મોકલેલી લશ્કરની બીજી ટુકડી.*To* **c.** *into;*to transfer to:-માં મોકલવું-ભરવું.1. An envelope;a lid:ઢાંકણ; આચ્છાદન; કોષ;આવરણ;ગલેફ;ચાદર;પુંઠું;પરબીડિયું. 2.A screen;a cloak; a disguise: આડ;પડદો; મિષ;કપટ;બ્હાનું; છળ. 3. Shelter or defence; protection: આશ્રય; રક્ષણ; ઓઠું; as *the troops fought under the* **c.** *of batteries*: તોપોને ઓઠે રહીને લશ્કર લડ્યું. 4. (*Hunting.*)The woods and underbush which shelter and conceal game: શિકારને ભરાઈ રહેવાની ઝાડી.5.[Fr.*couverte.*]The table furniture for the use of one person at a meal: જ્યારે કોઇ માણસ ખાવા બેઠો હોય તે વખતે મેજ-ટેબલપર મૂકવામાં આવતો સરસામાન; ભાણું.*To break* **c.**,to start from a covert: ભરાઈ રહેવાની જગામાંથી બહાર નીકળવું.*Under* **c.**,in an envelope:પરબીડિયામાં;કાગળ-લખોટામાં.

**Covering,**(કવરિંગ્)*n.*1.An envelope;a lid:આચ્છાદન;ઢાંકણ;આવરણ; ઢાંકણું;ચાદર;સુજની;પડ;પુંઠું.

**Coverlet,**(કવર્લેટ્)*n.*[L.from *cover*; and *lectus,*a bed.] The uppermost cover of a bed or any piece of furniture:ચાદર;પલંગપોસ.

**Covert,**(કવર્ટ્)*a.*[O. Fr.*covert.*] 1. Covered over;hid;secret;disguised:ઢાંકેલું;છાનું;છુપું;ગુપ્ત;ગૂઢ;પ્રચ્છન્ન; *a* **c.** *expression*:વ્યંગોક્તિ.2.Sheltered;protected;retired: એકાંત; છુપું; રક્ષિત; આશ્રયમાં આવેલું. 3. Under authority or protection:-ની સત્તા તથા રક્ષણમાં રહેનારૂં. *A feme* **c.**, a married woman who is considered as being under the protection and control of her husband: પોતાના ધણીના કબજામાં તથા આશ્રયમાં રહેતી-મનાતી સ્ત્રી.*n.*1.Shelter;a defence:આશ્રય;ઓઠું;ઝાડી;ઓઠાની જગ્યા;આશ્રયસ્થાન.2.Feathers covering the bases of the quills of the tail of birds: પક્ષીઓની પુછડીનાં પીછાં.

**Coverture,**(કવર્ચ્યૂર્)*n.* 1.Shelter; defence:રક્ષણ;આશ્રય;બચાવ;ઓઠું.2. (*Law*)The condition of a woman

during marriage, because she is considered under the cover and protection of her husband:પરણ્યુત સ્રીનું ભરથાર ઉપર આશ્રિત-આધીનપણું.

**Covet,**(કવેટ્)*vt.*[L.*cupidus*,eager.] 1. To wish for with eagerness; to desire possession of:મેળવવાની ઇચ્છા-લોભ કo.2. To long for inordinately or unlawfully; to hanker after: ને મેળવવાને અતિશય તૃષ્ણા-ઇચ્છા-લાલસા રાખવી; લોભ કo; અભિલાષા રાખવી.*vi.*To indulge inordinate desire:અતિશય તૃષ્ણા-લાલસા રાખવી.

**Covetous,**(કવેટસ્)*a.*1.Very desirous; eager to obtain: અતિશય ઈચ્છા-લોભ રાખનારો; અભિલાષી; ઈપ્સુ; મેળવવાને આતુર.2.Inordinately desirous;avaricious:લોભી;અતિલોભી; અતિલાલચુ;ધનાર્થી;ધનપરાયણ;લોભાવિષ્ટ;લોભગ્રસ્ત;સર્વાર્થી.

**Covetousness,** ( કવેટસ્નેસ્ ) *n.* 1. Strong desire;eagerness:અતિશય ઇચ્છા રાખવી તે; આતુરતા; બલવતી ઇચ્છા.2.An inordinate desire of obtaining or possessing something supposed good:લોભ;તૃષ્ણા; લાલસા;સ્પૃહા;અભિલાષા;લૌલ્ય.3.Excessive desire for riches or money: અતિદ્રવ્યલોભ;અર્થ-ધનલોભ;અર્થતૃષ્ણા; ધનાશા;અર્થકામ.

**Covey,**(કવી)*n.*[L.*cubo*,I lie down.] 1.A brood or hatch of birds:પક્ષીઓનાં બચ્ચાં.2.An old bird with her brood or young: પોતાનાં નાનાં બચ્ચાં સહિતનું ઘરડું-મોટું પક્ષી.3.(Hence)A small flock of birds: પક્ષિઓનું ટોળું-ઝુંડ-મંડળ;પક્ષિગણ.

**Covin,**(કવિન્)*n.*[O.Fr. *convener*, to agree.](*Law.*)A collusive or deceitful agreement between two or more persons to prejudice a third:ત્રીજાધણીને નુકશાન થાય તેવી રીતે બે કે વધારે જણે કરેલો તરકટી કરાર.2.Deceit;fraud:કપટ;છળ;પ્રપંચ.

**Cow,**(કાઉ)*n.pl.***Cows**.Old *pl.***kine** 1. A female of the bovine genus of animals:ગાય;ધેનું;ગૌ;ગાવડી; *c.produce*:ગોરસ;ગવ્ય.*C.that bears annually*:વર્ષેતરી ગાય:*c.wholly of one colour*:કપિલા ગાય; *Milch c.*:દુઝણી; પયસ્વિની.*Tie of legs of a c.during milking*:શેલો. 2.A kind of chimney cap: એક જાતની ચીમની ઉપર મૂકવાની ટોપી-ઢાંકણ. 3. A wedge to check the motion of a machine or car:કાઉ યંત્રક્રિયા ગાડીની ગતિ રોકવાની ફાચર-ખીલો. *vt.* To depress with fear; to daunt the spirits or courage of: દબાવવું;ધમકાવવું;બીવડાવવું; નાહિંમત કo;ધૈર્યભંગ-નાશ કo; ઉત્સાહભંગ કo; પગ-ટાંટીઆ ભાગી નાંખવા.

**Coward,**(કાઉઅર્ડ્) *n.* [L. *cauda*, tail.]1. A timid or pusillanimous man;a poltroon: ડરકણ;બીકણ; નામર્દ;હિચકારો;બાયલો;ભીરૂ;શૌર્યહીન. *A boasting* **c.**:પાણીયારાનો મુનશી. *a.*(*Her.*)1. Borne in the escutcheon with his tail doubled between his legs:પગ વચ્ચે પૂંછડી બેવડી વાળેલો એવો ઢાલ ઉપર કાઢેલો.2. Destitute of courage;timid: હિંમત વિનાનું;બીકણ;હલકું;ડરકણ; નામર્દ. 3. Proceeding from,or expressive of,fear or timidity:બ્હીક-ભયમાંથી ઉત્પન્ન થતું;બ્હીક-ભય જણાવતુ -બતાવતુ;ભીતિસૂચક-દર્શક.*vt.*To make timorous;to frighten: બીવડાવવું; ભય-બ્હીક આપવી;બીકણબનાવવું;ભયભીત કo.

**Cowardice, Cowardliness,** (કાઉઅર્ડિસ્-કાઉઅર્ડ્લિનેસ્)*n.*Extreme timidity; pusillanimity: ડરકણપણું; બીકણપણું; નામર્દી; અપરાક્રમ;હીનશૌર્ય;બાયલાપણું.

**Cowardly,**(કાઉઅર્ડ્લિ)*a.*1. Timid; timorous;fearful; wanting courage:spiritless:નામર્દ;કાયર;બ્હીકણ; બાયલું.2. Proceeding from fear of danger;mean;base:ભયમાંથી ઉત્પન્ન થતું-નિપજતું;હલકું;નીચ; અધમ. *adv.* Meanly; basely: નામર્દાઇથી; બ્હીકણપણાથી.

**Cow-catcher,** ( કાઉ-કેચર્ ) *n.* A strong inclined frame of iron bars in front of a locomotive engine for catching or throwing off obstructions on a railway:રેલવેના પાટા ઉપર ઢોર ઢાંક વિગેરે આવેલું હોય તેને ઉથલાવી નાંખવાને રેલવેના ઇન્જીનને મોખરે રાખવામાં આવતો એક જાતનો લોઢાનો દાદર;કાઉકેચર.

**Cow-dung,**(કાઉ-ડન્ગ્)*n.* The excrement of a cow:ગાયનું છાણ. *A cake of* **c.**: છાણું. *Cakes of* **c.** *as found in the fields*:અડાયાં.

**Cower,**(કાઉઅર્)*vi.* To crouch; to squat; to bend down through fear;to quail:પગવાળીને બેસવું;દબાઇને બેસવું;દબાઇ જવું;બીકથી ગોળો વળી જવું.*vt.*To cherish with care:સંભાળ પૂર્વક-થી ઉછેરવું-પાળવું.

**Cow-herd,**(કાઉહર્ડ્)*n.*One whose occupation is to tend cows:ગોવાળ;રબારી;ગોપ;ઘોરી.

**Cow-hide,** (કાઉ-હાઇડ્) *n.* 1. The hide of a cow: ગાયની ચામડી. 2. Leather made of the hide of a cow: ગાયની ચામડીનું બનાવેલું ચામડું.3.A coarse riding-whip made of cow's hide:ગાયના ચામડાનો જાડો હાંકવાનો કોરડો.*vt.* To beat or whip with a cow hide: ગાયના ચામડાના કોરડાથી મારવું.

**Cowl,**(કાઉલ્)*n.* [L. *cucullus*,cap; hood.]1. A monk's hood: બાવા-સાધુનો લુગડાનો ટોપ.2.A cowl-shaped cap for the top of chimneys: ધુમાડીઆના મથાળા ઉપર મૂકવાની છતરી-લુગડાંના ટોપ જેવી ટોપી. 3. A wire cap:વાળાની ટોપી.

**Cow-lick,**(કાઉ-લિક્) *n.* A tuft of hair turned up:અવળો ફેરવેલો વાળનો ગુચ્છો.

**Cowpen-shed-or house,**(કાઉપેન્-શેડ્-હાઉસ્) *n.* A place where cows are kept:ગૌશાળા;ગાયોબાંધવાનો વાડો;ગોશાળા;કોઢીયું.

**Cow-pox,**(કાઉ-પૉક્સ્)*n.* (*Med.*) A pustular eruption of the cow which when communicated to the human system, preserves from small-pox:ગોશિતલા;બળિયા; સહિયડ;શીતળા.

**Cowry,**(કાઉરિ)*n.* (*Hind. kauri.*] A small shell:કોડી.

**Cox-comb,**(કૉક્સ્કૉમ્)*n.* 1. (*a*) A strip of red cloth: લાલ લુગડાની પટી.(*b*) A cap: ટોપી. 2. The top of the head or the head itself: માથાની ટોચ;માથું;ચૂડા;શિખા; છોગુ; કલગી.3.A fop;a fool;a vain silly fellow:અકડબાજ;છેલ-છબીલો;ફાંકડો; વરણાગીઓ;મૂર્ખ;દંભી;લાલ.(*Bot.*) A kind of plant:એક જાતનો છોડવો.

**Cox-combical,** (કૉક્સ્કૉમિકલ્ ) *a.* Foppish;conceited;fanciful:અકડબાજીનું;બબડાદાર;વરણાગીઉં;ફાંકડું.

**Coy,**(કૉઇ)*a.*[L.*quietus*, quiet.] 1. Reserved;bashful; modest; shy: શરમાળ;લજવાતુ;લજ્જાશીલ; સલજ્જ; વિનીત.2.Soft;gentle:નરમ;અલ્પ.*vt.* 1. To allure;to entice: લલચાવવું; ફસાવવું;ફાંદામાં નાંખવું.2. To caress

with the hand:થાબડવું.*Come sit thee down upon this flowery bed,while I thy amiable cheeks do c.*:આવ અને આ પુષ્પમય શય્યામાં બેસ એટલે હું તારા આ પ્રિય ગાલને થાબડું. *vi.*1.To behave with reserve: લાજ રાખીને વર્તવું.2.To be backward or unwilling: નાખુશ-નારાજી હોવું-થવું: ગેરમરજી હોવી:ને ના પસંદ હોવું.

**Coyish,**(કૉઇશ્ )*a.* Somewhat coy or reserved:જરા અતડું;શરમાળ.

**Cozen,**(કઝ્ન્ )*vt.* To cheat; to defraud;to beguile:છેતરવું;ઠગવું;ફોસલાવવું; ફસાવવું; પટાવવું; ભ્રમ-મોહમાં નાંખવું.

**Cozenage,** ( કઝ્નેજ્ ) *n.* Artifice; trick;fraud:ઠગાઇ;કપટ;દગો;છેતરપિંડી;છળ;પ્રપંચ;ભ્રમ;મોહ;માયા.

**Cozy,**( કૉઝિ ) *a.* 1. Comfortable; easy:સુસ્થિત;સુખદાયક;સગવડ ભરેલું. 2.Chatty: talkative;sociable:મળતાવડું;વાતોડીઉં; મિલનસાર. *n.* A wadded covering for a teakettle to keep the contents hot: કીટલીમાંની ચાહ ઉની ને ઉની રહે માટે ઉપર ઢાંકવાની જાડી ટોપી-ગલેફ.

**Crab,**(ક્રૅબ્ ) *n.* [A. S. *crabla.*] 1. (*Zool.*)A kind of animal:કરચલો; કાચબો.2.The constellation Concer:કર્કરાશિ.(*Bot.*) A wild apple or the tree producing it:જંગલી શેળ;જંગલી શેળનું ઝાડ. 3. (*Mech.*) (*a*)A form of crane for raising or moving heavy weights: ભારે વજન ઉચકવા અથવા ખસેડવાનો સંચો. (*b*)A contrivance for launching ships or raising them into a dock: વહાણોને ઝોકાવવાનો અથવા તેમને ગોદીમાં ખેંચી-ઉંચકી લેવાનો સંચો. 4. A peevish,morose person:ચીઢિયું-રીસાળ માણસ.*To catch a c.*,to fall backward in missing a stroke in rowing:હલેસું મારવું ભૂલી જઇને પાછળ પડવું.*vt.*To cause to be bitter, morose or difficult; to embitter:સદા ઉદાસ-ચીઢિયું-ક૦.2. To beat with a crab stick:શેળ ઝાડની સોટીથી મારવું.

**Crab,**(ક્રૅબ ) *a.* [L. *acerbus*, sour; harsh.]Sour;rough;austere: કડુણું;કઠોર;કરડું;કર્કશ.

**Crabbed,**(ક્રૅબેડ્ )*a.*1.Harsh;cross: કઠોર;ચીઢિયું; નિષ્ઠુર; કટાણું. 2. Unpleasant:અણગમો ઉત્પન્ન કરે તેવું:it may be best expressed by:કુ,બે; as.*c.taste*:બેસ્વાદ.3.Difficult;perplexing:અઘરૂં;કઠણ;ગુંચવણ ભરેલું: વિષમ;ગૂઢ;દુર્જ્ઞેય;નિર્ગુઢ;ક્લિષ્ટ.4.Cramped;irregular:સમજાય નહિ એવા;અગડબગડીઆ;as,*c.handwriting*:નસમજાય એવા અક્ષર.

**Crack,**(ક્રૅક્ )*vt.*[A. S. *cracian*, to crack.]1.To break or burst with or without entire separation of the parts:ભાગવું;ફોડવું;ફાટવું;ચીરવું;-માં તરડ-ચીરાડો-ચીરો-ફાટ પાડવી:as *to c. nuts*: સોપારી ભાગવી; *to c. glass*:કાચમાં તરડ પાડવી.2. (*a*)To rend with grief or pain:દુઃખ કિંવા દિલગીરીથી ચીરી-તોડી નાંખવું. (*b*) To disorder;to distract;to craze: મગજ ખસેડી નાંખવું;ગાંડા કરી દેવું;ફાટી-ખસી જાય તેવું ક૦.3.To cause to sound suddenly and sharply;to snap: ફટકાવવું;વગાડવું; ફટાકો-કડાકો બોલાવવો;as *to c.a whip*:ચાબુકનો ફટાકો બોલાવવો.4.To utter smartly & sententiously:મશ્કરી ક૦:પરિહાસ ક૦:હાસ્ય વચન ઉચ્ચારવું;મર્મવચન કહેવાં.5.To cry up;to extol: વખાણ ક૦;ને માટે સારૂં સારૂં બોલવું. *To c.a bottle*,to open it & drink its contents:શિશો ઉઘાડીને તેમાં હોય તે બધું પી જવું; *To c.a crib*, to commit burglary:ચોરી ક૦.*To c. on*,to put on:ચઢાવવું;ધારણ કરાવવું; as *to c.on more sails*:વધારે શઢ ચઢાવવા.*vi.*1.To burst or open in chinks;to break:તરડ-ફાટ-ચીરો-ચીરાડો પડવો;ફાટવું;ચીરાવું;તતડવું;તડકવું. 2.To be ruined or impaired;to fail:ભાગી પડવું;ભાગવું.3.To utter a loud,sharp sudden sound: કડાક અવાજ થવો;કડાકો-ધડાકો થવો;ગર્જના થવી;ગર્જવું. 4. To brag; to boast: ( with *of* ): શેખી-ડંફાસ-બડાઇ-ફુલ મારવી;બડાઇ હાંકવી.*n.*1.A chink;a fissure;a narrow breach; a crevice:ચીરો;તરડ;તડ;સાંધ;છિદ્ર.2.Rupture; flaw; breach, in a moral sense:તૂટ; અણુરાગ; ભંગ; ભેદ. 3. A sharp sudden sound:ભટાકો;ધડાકો;સડાકો;કડકડાટ;કડાકો:as,*the c.of a falling house*:પડતા ઘરનો કડકડાટ.4. The tone of voice when changed at puberty:ઉમ્મર લાયક થયે ધાંટી ફુટવી તે;ધાંટો બદલાવો તે. 5.Mental flaw;partial insanity: મગજની ચસક;ઉન્મત્તતા; ભ્રાંતચિત્તતા; વાયલપણું. 6. A crazy or crack-brained person(*obs.*):ઉન્મત્ત માણસ;ભ્રાંતચિત્ત;વાયલ;તુરંગી;ખસેલ; ચસકેલ.7.A boast;boasting(*obs.*): પતરાજી;શેખી;ડંફાસ; ફુલાસ; મગરૂબી. 8. Breach of chastity(*obs.*): પતિવ્રત ભંગ;9.A pert;lively:હોંશીઆર-ચાલાક-રમુજી છોકરો.10.A brief time; an instant:તડાકો;સપાટો;ઝપાટો;ક્ષણ;ઘડી;પળ;નિમેષ.11.Free conversation:friendly chat:ગપાટા;વાતો;ગપ્પાં;વાતચિત.*a.*Of superior excellence:ઉંચું;ઉત્તમ;શ્રેષ્ઠ;હોંશિયાર.*a.* Of superior excellence;having qualities to be boasted of: શ્રેષ્ઠ;કુશળ; કાબેલ;શકરોબાજ;નિપુણ.

**Crack-brained,** ( ક્રૅક્-બ્રેન્ડ્ ) *a.* Having an impaired intellect; whimsical;crazy: મગજનો ફાટેલો-ખસેલો;તુરંગી;વાયલ;ઉન્મત્ત;ભ્રાંતચિત્ત.

**Cracker,**(ક્રૅકર્ )*n.*1. One who, or that which cracks:તરડ-ફાટ-ચીરો પાડનાર;જેમાં તરડ ફાડ ચીરો પડેછે તે. 2.A noisy boaster: પતરાજીખોર; શીસીયારીખોર;બડાઇ હાંકનાર;ફુલણજી. 3.A small firework:ફટાકો;ફટાકિઓ;ટેટો.4.A thin dry biscuit:પાતળી કકરીબીસ્કીટ.5.A pintail duck: ઝીણી પુછડીવાળી બતક.6.*pl.*(*Mach.*) A pair of rolls for grinding caoutchouc:સુડી.

**Crackle,**(ક્રૅકલ્ )*vi.*To make slight cracks;to crepitate:તડતડ થવું;તડતડવું;તણતણ થવું;ચિરાપડવા. *n.* The noise of slight and frequent reports:જરા રહી રહીને થતો તડતડ કરતો અવાજ; કડકડાટ. 2. A kind of crackling sound in some abnormal state of the lungs: ફેફસાંમાં બિગાડ થવાથી થતો ખડખડાટ.

**Crackling,**(ક્રૅકલિંગ્ )*n.*1.The making of small, abrupt cracks or reports:તડતડાટ;તણતણાટ;ફટાકો. 2. The well browned rind of roasted pork:ભુંજેલ-સેકેલા-સિજવેલા ડુક્કરના માંસ ઉપરની લાલ તુતી-જેવી થયેલી પોપડી.3.(*pl.*)A kind of food for dogs,made from the refuse of tallow melting:એક જાતનો કુતરાનો ખોરાક.

**Cradle,**(ક્રેડલ)*n.*[A. S.*cradel.*]1.(*a*) A swinging or rocking bed:ઘોડિયું;પારણું;ઝોળી;ખોયું.(*b*)The place of origin or in which any thing is nurtured in the earlier period of existence:પ્રારંભ; શરૂઆત; as,*a*

દગા કીસીકા સગા નહિ; નહિ કીયા હોવે તો કર દેખો.

c. *of crime*:પાપનો પ્રારંભ.2.The condition of infancy or very early life:બાળપણ;બચપણ.3.(*Agric.*) An instrument added to a scythe, for cutting grain:દાણા કાપવાનેમાટે દાતરડાની જોડે જોડેલું ઓજાર. 4. (*Engraving.*) An instrument used especially in preparing plates for mezzotints:ત્રાંબાના પતરાં ઉપર ચિત્ર કાઢવાને ખીણું તૈયાર કરવાનું યંત્ર.5.(*Surg.*) A case for a broken bone:ભાગેલા હાડકાને માટે-રાખવાનુંખોખું-ચોકઠું-પાટીયું-ઝોળી.*vt.*1.To lay in a cradle;to quiet: પારણામાં સુવાડવું; શાંતપાડવું;છાનું રાખવું.2.To nurse in infancy:બાળપણ-બચપણમાં ઉછેરવું.3.To cut and lay with a cradle, as grain:'ક્રેડલ' નામના હથિયારવડે દાણા કાપવા-કાપી કાઢી એકઠા ક૦.*To c.a picture*,to put ribs across the back of a picture to prevent the panels from warping:ચિત્રમાં કરચલી વળી ન જાય માટે તેની પછાડી લાકડાની ચીપો મુકીને જડવું.

**Craft**,(ક્રાફ્ટ્)*n.*[A.S.*cræft*,strength] 1. Art;skill;dexterity:કળા;હુન્નર;કરામત; ચતુરાઇ; યુક્તિ; કૌશલ્ય. 2. Manual art;a trade:કસબ;ધંધો;રોજગાર;હસ્તકૌશલ્ય.3.Those engaged in any trade: ધંધાધારી;વેપારીઓ. 4.Cunning;an artifice;guile:કપટ;પેચ;દાવપેચ; છળ;કાવત્રું;કાવાદાવા;ફરેબ; ફંદ.5.(*Naut.*) Vessels of any kind:વહાણ;મછવો;હોડી;બારકસ;ગ્રાબ. *vi.*To play tricks;to indulge in deceit: કપટ ક૦;દાવપેચ લડાવવા;છળક૦.

**Craftily**,(ક્રાફ્ટિલિ) *adv.* Artfully; cunningly:યુક્તિથી;કળાથી;છળથી;કાવાદાવાથી.

**Craftiness**,(ક્રાફ્ટિનેસ્)*n.*Artifice; stratagem;cunning:ખંધાઈ;પક્કાઇ; કાવાદાવા; છળ; પ્રપંચ; પેચ; યુક્તિ; ધૂતારાવેડા.

**Craftsman**, ( ક્રાફ્ટ્સ્મૅન્ ) *n. pl.* **Craftsmen**. An artificer ; a mechanic:કારિગર;શિલ્પી;હુન્નરી.

**Crafty**, (ક્રાફ્ટિ) *a.* 1. Relating to skill;dexterous:યુક્તિ-કળા સંબંધી; ચતુર;ચંચળ;ખબરદાર. 2. Cunning; wily:કપટી;પેચવાળું;પેચી;ખંદું;ધૂર્ત;શઠ; મતલબી;કાવાબાજ.

**Crag**,(ક્રૅગ્)*n.*A steep rugged rock: ઉંચી ખરબચડી ભેખડ; ખડક;કરાડ. *n.* [Ger.*kragen*, throat.]The neck or throat:ગર્દન;ડોક;ગળું;ગળચી.

**Cragged**,(ક્રૅગેડ્)*a.*Full of crags or broken rocks;rough;rugged:ખડબચડું;ખડકવાળું;ખાડા-ખઇયા વાળું.

**Cragginess**,(ક્રૅગિનેસ્)*n.*The state of being craggy:ખડકવાળી જગ્યા.

**Cram**,(ક્રૅમ)*vt.* [A.S. *crammian*, to cram.]1.To stuff;to crowd;to fill to superfluity:ઠાંસવું;દાબીને ઘાલવું-મુકવું.*To c.room with people*: કોઈ ઓરડાને-લોકોથી ધીચોધીચ ભરવો. 2. To fill with food to satiety: ખૂબ-મનમાન્યું ખવરાવવું;ગળચાવવું.3. To put hastily through an extensive course of memorizing: ગોખણપટ્ટી ક૦;ગોખાવીને-મોંઢે ભરડાવીને તૈયાર કરવું.*vi.*1.To eat greedily or to satiety:to stuff;અકરાંતિયાપણે ખાવું;ભુખ હોય તે કરતાં વધારે ખાવું; ગળચવું. 2. To make crude preparation for an examination by a hasty review of studies: પોતાનાં પાઠ જલદીથી તપાસી જઈને પરિક્ષાને માટે તૈયારી કરવી.

**Cramming-Cram**,(ક્રૅમિન્ગ્-ક્રૅમ)*n.* Information hastily memorized: પોપટની માફક તૈયારી ક૦તે;ગોખણપટ્ટી.

**Cramp**,(ક્રૅમ્પ્)*n.* 1. A limit;a restriction:પ્રતિબંધ;અટકાવ;કબજો;ચાંપ.2.A piece of iron bent at the ends: છેડેથી વાળેલો લોઢાનો સળીઓ; ચાંપ; ચાપડો. 3. An iron instrument used for closely compressing the joints of frame work: કોઇ લાકડાના ખોખાના સાંધા ઘણી મજબૂતાઇથી દબાવવાના કામમાં આવતો લોઢાનોસંચો-યંત્ર.4.(*Med.*)A spasmodic and painful contraction of a muscle or muscles of the body:તાણ;આંકડી. *vt.*1.To confine and contract;to impede;to check: સંકોચવું; દાબવું; ચાંપીરાખવું; કબજ-દબાણમાં રાખવું.2.To fasten or hold with a cramp:ચાપડો-ચાંપ જડવી-બેસાડવી.3.To afflict with cramp or spasmodic contraction of the muscles:તાણ થાય-હાથ પગ ખેંચાય એવું દુઃખ-ઈજાક૦.4.To bind together;to unite: ભેગું બાંધવું; સાંધવું; જોડવું.*a.*Knotty;difficult: કઠણ;ધીગુ;ગુંચવણ ભરેલું;સાંકડું.

**Cranberry**,(ક્રૅન્બેરિ)*n.*(*Bot.*)A red, sour berry:એકજાતનું લાલ તથા ખાટું ફળ.

**Crane**,( ક્રેન્ ) *n.* [ A.S. *cran.* ] 1. (*Ornith.*)A wading bird:બગલું; સારસ.2.A machine for raising, lowering and moving heavy weights:ભારે વજન ઉચકવાનો,ઉતારવાનો અને તે ખસેડવાનો સંચો;યારી.3. A bent pipe, for drawing liquors out of a cask:પીપમાંથી પ્રવાહી પદાર્થ બહાર કાઢવાને માટે વાળેલી નળી.*vt.* To cause to rise;to raise:ચઢાવવું; ઉપર લેવડાવવું. 2. To stretch as a neck:ડોક લંબાવવી-લાંબી કરવી.

**Craniology**,(ક્રેનિઑલૉજિ) *n.* [Gr. *kranion*,the skull,& *logos*, discourse]The science of the structure and uses of the skulls in various animals;phrenology: કપાળશાસ્ત્ર-વિદ્યા;કપાળ-સામુદ્રિક.

**Cranium**,(ક્રેનિઅમ )*n.pl.* **crania**. (*Anat.*)The skull of an animal; the brainpan:ખોપરી, કપાળ, માથું વિગેરે મળીને થયેલી હાડકાંની દાબડી.

**Crank**,(ક્રૅન્ક્ )*n.*[Sw.*kring*,round about.]1.[ (*Mach.*) A bent portion of an axis serving as handle for communicating circular motion: ચક્રાકારમાં સંચો હલાવવાને કરેલો પેચ-વાંક-ચાંપ.2. Any bend, turn or winding(*of a passage*): વાંક;વલણ;ઝોક;ગલીકુંચી. 3. A twist or turn in speech:ઉલટ પુલટ બોલી;વક્રોક્તિ;દ્વિઅર્થી બોલી; પેચી બોલી; વક્રભાષણ.4.One given to fantastic and unpracticable projects: શેખચલ્લી;હવામાં કિલ્લા બાંધનાર;તુરંગી; લહેરી;વાયલ.5.Caprice;whim:તુરંગ;લહેર;જુસ્સો. 6. A sick person; an invalid:આજારી;માંદુ માણસ;રોગી *a.*1.(*Naut:*)Liable to be overset: ઉધું વળે એવું.2.Full of spirit;brisk; lively:જુસ્સાવાળું;ચંચળ;ચાલાક. 3. Sick;infirm:માંદું;આજારી; રોગવાળું. • To wind and turn:વાંકું વળવું.

**Crannied**,(ક્રૅનિડ્)*a.*Having rents, chinks,or fissures: ઘણાં છિદ્રવાળું; બહુ ફાટવાળું;ફાટ-ચીરા-તરડવાળું.

**Cranny**,(ક્રૅનિ)*n.*1.Fissure;crevice; chink:તરડ;ચીર;ફાટ;ચીરાડો;સાંધ;ફાટ. 2. (*Glass-making.*) A tool for forming the necks of bottles,&c. બાટલીની ડોક બનાવવાનું હથિયાર-ઓજાર.*a.*Quick; thoughtless: ઉતાવળિયું;ઝડપવાળું;વિચાર વિનાનું-હીન;અવિચારી.*vi.*1. To make crannies: કાણાં-ફાટો-ચીરા પાડવા.2.To haunt or enter by crannies:છીદ્ર-ફાટોમાં થઇને પેસવું-આવવું.

**Crape**,(ક્રેપ્ )*n.*[L.*crispus*,curled]

A thin,transparent stuff,made of raw silk:કાચા રેશમનું કાણું પાતળું પારદર્શક લુગડું.*vt.*To form into ringlets;to curl:ગુચ્છા બનાવવા-કરવા;ગુચ્છાકાર કo.

**Crash,**(ક્રેશ્)*vt.*To break to pieces violently:જોરથી ભાગીને કકડેકકડા કo; કડડભૂસ કરીને અવાજ-કડાકો કo;કકડાવવું.*vi.*To make a loud,clattering noise: કડડડ થઇને પડવું;કડાકોભડાકો થવો.*n.*1.The loud,mingled sound of many things falling and breaking at once: કડાકો;ધડાકો;કડડાટ;ખડખડાટ;કકડાટ.2.Ruin; failure: એકદમ પાટીઉં ભાગી-બેસી જવું તે;પડતી;ભાગતી;હાર;નિષ્ફળતા.3.(L.*crassus.*)Coarse linen cloth: જાડું શણનું કપડું.

**Crass,**(ક્રેસ્)*a.*[L.*crassus,* thick.] Gross,thick;coarse:જાડું;ઘટ્ટ.

**Crassament-um,** (ક્રેસમેન્ટ્-ન્ટમ્) *n.*[L.*crassare,*to make thick.] The thick part of blood:a clot: લોહીનો લાલ ગલફાવાળો જાડો ભાગ; લોહીની ગાંઠ-દડબ.

**Crassitude,**(ક્રેસિટયૂડ્) *n.* [L.*crassitudo.*]Coarseness; thickness: જાડાઇ;જાડાપણું.

**Crate,**(ક્રેટ્)*n.*[L.*crates.*]A basket or hamper of wicker-work:કંડીઓ;કરંડીઓ;ટોપલો. *vt.*To pack or case for transportation: પરદેશ મોકલવા માટે સીકડવું-બાંધવું-પૅક કરવું.

**Crater,**(ક્રેટર્)*n.*[L.*crater,*a bowl.] 1.The mouth of a volcano:જ્વાળા-મુખીપર્વતનું મ્હોં.2. (*Astron.*)A constellation of the southern hemisphere:દક્ષિણ ગોળાર્ધનું એકનક્ષત્ર.

**Craunch,**(ક્રોન્ચ્)*vt.*To crush with the teeth;to chew with violence and noise:દાંતવતી ચાવી નાંખવું;બચડ બચડ-ખચડ ખચડ ચાવી જવું.

**Cravat,**(ક્રવૅટ્)*n.*[Fr. *cravate.*] A neck-cloth:ગલેબંધ;ગલપટો.

**Crave,**(ક્રેવ્)*vt.*[A. S. *crafian.*]1. To beg;to entreat;to beseech to implore: કાલાવાલા-આજીજી કરીને માંગવું;કરગરવું;વિનંતી કo.5.To long for; to require or demand: માટે વલખાં મારવાં-તલપવું-તૃષ્ણા હોવી;સણસણીને રહેવું;-ને માટે તલપાપડ થવું;વખ-વખવું.The stomach *craves* food: પેટ ખોરાક માટે તલપાપડ થઇ રહે છે.

**Craven,**(ક્રેવન્) *n.* A recreant; a coward:a weak hearted, spiritless fellow:નામર્દ;બીચકારો;નાહિંમત; બાયલો;*a.*Cowardly:નામર્દ-નાહિંમત;બ્હીકણ. *vt.* To make weak or cowardly:બ્હીકણ-બાયલોબનાવવો-કo.

**Craving,**(ક્રેવિન્ગ્)*n.*Vehment or urgent desire:અતિ ઉત્કંઠા;ભારે તલપ;ઘણી ખાયેશ-તૃષ્ણા;અભિલાષ;લાલસા;સ્પૃહા;*C. for food:* બુભુક્ષા. *C. for drink:*તૃષા;પિપાસા.

**Craw,**(ક્રૉ)(*a*)The crop of a bird: પક્ષીની હોજરી-જઠર.(*b*)The stomach of an animal:પ્રાણીની હોજરી-જઠર.

**Crawl,**(ક્રોલ્)*vi.*1.To move slowly by drawing the body along the ground;to creep:પેટે-ભાંખડીએ ચાલવું;હાથ પગ ટેકવીને ચાલવું.2.To advance in a slow,feeble or awkward,manner:ધીમે ધીમે-લથડતા જવું-ચાલવું.3.To insinuate one's self; to advance or gain influence by servile conduct: ધીમે ધીમે-યુક્તિથી દાખલ થવું;-માં પ્રવેશ કo; સત્તા જમાવવી.4.To have the sensation, as of insects creeping about the body: જાણે જીવડાં શરીર ઉપર ફરતાં હોય એમ લાગવું;સળવળાટથવો.*n.*The act or motion of crawling: પેટે ચાલવું તે;પેટે ચાલવાની ગતિ;ધીમી ગતિ.

**Crawl,**(ક્રોલ્)*n.* [D. *craal,*inclosure,pen.]A pen or inclosure of stakes and hurdles on the seacoast for containing fish:માછલીઓ રાખવાનો દરિયા-કિનારા ઉપર કઠેરા અને ડાળીઓનો બનાવેલો વાડો.

**Crayon,**(ક્રેઑન)*n.*[L.*creta,*chalk.] 1.A piece of chalk or other soft stone used in drawing:ચિત્ર કાઢવાના કામમાં આવતો ચાક અથવા બીજા નરમ પથ્થરનો કકડો;વર્તિકા;ચિત્રશલાકા. 2.A drawing or design made with a crayon:ચિત્રશલાકાથી પાડેલું ચિત્ર.*vt.*To sketch or plan:ચિત્રનો આકાર કાઢવો-પાડવો;ડોળિયું કાઢવું.

**Craze,**(ક્રેઝ્) *vt.* [Fr. *ecraser,* to crush.]1.To break into pieces;to crush;to grind to powder:કકડેકકડા-ચુરેચુરા કo; દળીને ઝીણું લોટ જેવું કo;ભુકો કo;પિસવું;વાટવું.2.To weaken; to impair; to render decrepit:જર્જરીત કo;અશક્ત-નિર્બલ-કમજોર-નાકૌવત-નિર્વિત્ત કo; શિથિલ કo.3. To render insane:ગાંડું-દિવાનું-ઘેલું કo.*n.*1.Craziness; insanity: ઘેલછા;ઉન્માદ;ચિત્તભ્રમ;વહેમ;ગાંડાઇ.2.A temporary passion or infatuation:ક્ષણિક જુસ્સો-ઘેલચ્છા;તુરંગ.

**Craziness,**(ક્રેઝિનેસ્)*n.*1.The state of being broken or weakened: અશક્ત પણું;દુર્બળતા;જર્જરતા; જીર્ણતા; *C.of limbs:* અવયવોની દુર્બળતા. 2. Imbecility or weakness of intellect;derangement: ગાંડાઇ; ઘેલાઇ; ઘેલચ્છા;ઉન્માદ;ચિત્તભ્રમ;બુદ્ધિ વૈકલ્ય.

**Crazy,**(ક્રેઝિ)*a.*1.Decrepit;broken: નિર્બળ-નિર્વિત્ત થઇ ગયેલું;જર્જર;જર્જરીત; જીર્ણ;અશક્ત;નિર્જીવ.2.Disordered in intellect;deranged:ગાંડું;ઘેલું; દિવાનું;ચસ્કેલું;વાયલ;ઉન્મત્ત;ભ્રાન્તચિત્ત;ખસેલું.3.Inordinately desirous;foolishly eager:અતિ ઇચ્છાતુર-ઉત્કંઠિત.

**Creak,**(ક્રીક્)*vi.*To make a sharp, harsh,grating sound:તીણો-ચરરરચુઇ કરીને અવાજ થવો;ચમચમ બોલવું. *vt.*To produce a creaking sound with:-તીનોઅવાજ કo.*n.*The sound produced when anything creaks: કોઇ ચીજ ચરરર-ચમચમ થવાથી અવાજ થાય છે-નીકળે છે તે.

**Cream,**(ક્રીમ્)*n.*[L.*cremor,* thick juice or broth.]1.The oily, unctuous substance when milk stands unagitated in a cool place: તર;મલઇ.2.The part of any liquor that rises and collects on the surface:કોઇ પ્રવાહી પદાર્થનો જે ભાગ સપાટી ઉપર આવીને એકઠો થાય છે તે; ફીણ. The best part of a thing: ઉત્તમાંશ;સાર;સારાંશ;તત્વ;સત્વ;તત્વાર્થ; ગર્ભ.4.A delicacy of several kinds prepared for the table from cream:દુધની તરનાં બનાવેલાં જુદા જુદા પ્રકારનાં ભોજન. 5.A cosmetic: અંગરાગ;ઉટણું;લેપ. *Bavarian* **c.**, a preparation of cream,sugar and eggs:મલાઇ ખાંડ અને ઇંડાને ભેળવીને બનાવેલો ખોરાક. *Cold* **c.**, a kind of ointment:એક પ્રકારનો લેપ; ઉંટણું;મલમ.**C.***gauge,* an instrument to test milk: દુધની કસોટી કાઢવાનોયંત્ર;*a* **c.***of lime,*the scum of lime-water:ચુનાના પાણીનો કચરો-નિતરામણ;**c.***of tarar,* purified argal:દારૂનાં પીપ મધ્યે બંધાતો સાફ કરેલો કચરો.*vt.*1.To skim or take off by skimming: તર-મલાઇ કાઢી લેવી.2.To take off the best part of:નો સારામાંસારો ભાગ લેઈ લેવો;તત્વ-સાર-તત્વમાલ કાઢી લેવો. *vi.* To form or become covered with cream:ઉપર તર-મલઇ બાઝવી-થવી.

પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહિ.

**Crease,**(ક્રીસ્ )*n*.1. A mark made by doubling any pliable substance:કોઈ વસ્તુને વાળ્યાથી પડેલી નિશાની-સળ;કાપો.2.A Malay dagger: મલાયાની કટાર-ખંજર-જમૈયો. 3. (*Cricket.*) One of the lines serving to define the limits of the bowler and the striker:'બોલ'નાંખનાર-કરનાર અને બેટથી દાવ લેનારની વચ્ચેનું અંતર બનાવનાર એક લીટી-ખસર.*vt*.To make a mark by folding:સળ-વળ-કાપો પાડવો.

**Create,**(ક્રીએટ્ )*vt*.[L.*creo*,I create.] 2.To bring into being;to cause to exist:સરજાવવું;નિર્માણ-ઉત્પન્ન-પેદા કરવું;સરજવું;સરજન ક૦.2.To be the occasion of;to produce:-નું કારણ હોવું;બનાવવું;ઉત્પન્ન ક૦;ઉપજાવવું. 3. To appoint;to make:નિમવું; કરવું. *A king can* **c**.*new peers*:રાજા નવા અમીરો ઠરી શકે છે. *a*. Created; composed:બનાવેલું;ઉત્પન્ન કરેલું;સર્જેલું;નિર્માણ;નિર્મિત;ઉત્પાદિત.

**Creation,**(ક્રીએશન્ )*n*. 1. The act of creating or causing to exist: ઉત્પન્ન ક૦-સરજવું-પેદા ક૦ તે;ઉત્પત્તિ; સર્જન;ઉત્પાદન;નિર્માણ;સર્ગ;સૃષ્ટિ;જનન.2. Appointment; formation: નિમવું-નિમણુંક-ક૦ તે;બનાવવું તે. 3. That which is created; that which is produced or caused to exist,as the world or some original work of art or of imagination:સૃષ્ટિ;વિશ્વ;જગત્; ભૂતસૃષ્ટિ; કલ્પના;બનાવટ;as,*a* **c**.*of the mind*: માનસીસૃષ્ટિ;મનની કલ્પના; કપોલ કલ્પના;બનાવટ.

**Creative,**(ક્રીએટિવ્ )*a*.Having the power to create or exerting the act of creation:ઉત્પાદક; ઉત્પન્ન કરવાની શક્તિવાળું; કલ્પક; જનક; *a* **c**. *genius*:નિર્માણ શક્તિ; ઉત્પાદકબુદ્ધિ.

**Creator,**(ક્રીએટર્ ) *n*. 1. One who creates or produces: પેદા કરનાર; બનાવનાર;ઉપજાવનાર;યોજનાર;ઉત્પાદક;નિર્માતા.2. The Supreme Being:જગત્કર્તા;સરજનહાર;સૃષ્ટિકર્તા; સૃષ્ટા;બ્રહ્મા;વિધાતા;પ્રજાપ્રતિ;વિરિંચિ.

**Creature,**(ક્રીટ્યૂર્ )*n*.1.Any thing created;an animal;a man:ઉત્પન્ન થયેલી ચીજ-વસ્તુ;પ્રાણી;જીવ;દેહી; મનુષ્ય;માણસ.2.A human being (*in contempt or endearment* ):જીવ;જીવડો;પ્રાણી;જન;માણસ. *A poor* **c**.:ગરીબ બાપડો જીવ.3. A servile dependent;a tool:ખુશામતિયો;આશ્રિત;અનુયાયી;પુછડું;આચ; ઉપગ્રહ. 4. A general term among farmers for horses,oxen,&c.:ખેડુત લોકોમાં ઘોડા બળદ વિગેરેને માટે વપરાતું સામાન્ય નામ;ઢોરઢાંખજનાવર.

**Credence,**(ક્રીડેન્સ્ )*n*.[L.*credo*, I believe.]1.Belief; credit: confidence:ભરોંસો;વિશ્વાસ;શ્રદ્ધા;પતીઆર;ઇતબાર;પતીજ.2.That which gives a claim to belief or credit:જેથી ભરોંસો-વિશ્વાસ રાખવામાં આવે તે.*A letter of* **c**.:વિશ્વાસપત્ર. 3.(*Eccl.*) The small table by the side of the altar on which bread and wine are placed before being consecrated:યજ્ઞ વેદીની પાસે જે એક નાના મેજ ઉપર ઇશ્વરાર્પણ પહેલાં રોટલી અને દારૂ મૂકવામાં આવે છે તે મેજ. *vt*.To give credence to;to belive: -ના ઉપર ભરોંસો-વિશ્વાસ-શ્રદ્ધા-ઇતબાર રાખવો;માનવું;માન્ય ક૦.

**Credendum,** ( ક્રીડેન્ડમ્ ) *n. pl.* **credenda**.A thing to be believed;article of faith:શ્રદ્ધાવિષય;વિશ્વાસવિષય;આકીન રાખવાની વાત.

**Credential,**(ક્રીડેન્શૅલ્ )*n.pl*.Testimonials or certificates showing that a person is entitled to credit,or has authority or official powers:અખત્યારનામું;મુખત્યારનામું; વિશ્વાસપાત્ર;પ્રમાણપત્ર;સનદ.*a*.Giving a claim to credit or confidence: વિશ્વાસ-ભરોંસાને લાયક થયલું.

**Credibility,** (ક્રેડિબિલિટિ) *n*. The quality or state of being credible; credibleness: વિશ્વાસયોગ્યતા; માન્યપણું;પ્રામાણ્ય;વિશ્વાસ્યતા;શ્રદ્ધેયતા.

**Credible,**( ક્રેડિબલ્ ) *a*. Worthy of belief;trustworthy:ભરોંસો-વિશ્વાસ રાખવા જેવું;માનવા લાયક;વિશ્વાસનીય;શ્રદ્ધેય;પ્રમાણિક;વિશ્વાસ યોગ્ય.

**Credibly,**(ક્રેડિબ્લિ)*adv*.In a manner inducing belief: ઇતબારથી; વિશ્વાસથી.

**Credit,**(ક્રેડિટ્ ) *n*. 1. Belief;faith; trust:ભરોંસો;વિશ્વાસ;પતિજ;પતિયાર; શ્રદ્ધા. 2. Reputation; honor; esteem:આબરૂ;પ્રતિષ્ઠા;ઇજ્જત;વક્કર; શાબાશી;માન;વટ.3.Authority derived from character or reputation:વક્કર;નામ;આબરૂ;સાખ;આંટ;ભાર; ભારબોજ.4.That which tends to procure or add to reputation; honour:ભૂષણ; યશ;પ્રતિષ્ઠા; શાબાશી. 5.Influence derived from the good opinion,confidence,or favor of others:માન;વજન;માન્યતા.6.(*a*) (*Com.*)Trust given or received: ધીરધાર વ્યવહાર. (*b*)Mercantile reputation entitling one to be trusted:વટ;આંટ;સાખ;આબરૂ;પત.7. (*Book-keeping.*)The side of an account on which are entered all items reckoned as values received from the party or the category named at the head of the account:ઉધારપાસુ;ઉધાર.8.The time given for payment for land or goods: વાયદો;મુદત. *Public* **c**., the reputation of the ability or readiness of a government to fulfil its pecuniary engagements:સરકારની આંટ.*Letter of* **c**., a letter or notification addressed by a banker to his correspondent informing him that the person named therein is entitled to draw a certain sum of money: નાણાવટીએ પોતે હુંડી અગર રૂક્કો લખી આપ્યા બાબતની પોતાના આડતીઆને આપેલી ખબર;જવાબ.*vt*. 1. To put trust in;to believe: ઉપર ભરોંસો-વિશ્વાસ-ઈતબાર રાખવો;માનવું.2.To bring honor or repute upon:-ની પ્રતિષ્ઠા-સાખ પાડવી. 3. To enter upon the credit side of an account: ઉધારવું. 4. To set to the credit of:-ને ખાતે-નામે લખવું.

**Creditable,** (ક્રેડિટૅબલ્ ) *a*.1. Worthy of belief:ભરોંસો-વિશ્વાસ રાખવા લાયક-યોગ્ય; યશસ્કર; યશ પ્રદ. 2. Reputable; estimable: ઇજ્જતદાર; પ્રતિષ્ઠિત;આબરૂદાર;સંભાવિત; શાહજોગ. 3. Bringing reputation or honour;honorable:શાબાશી ભરેલું; શોભા આપે એવું;નામદારી વાળું-ભરેલું.

**Creditably,** (ક્રેડિટૅબ્લિ) *adv*. Reputably; with credit: શાબાશીથી; નામ રાખીને;વખાણવા જોગ રીતે.

**Creditor,**(ક્રેડિટર્ ) *n*. 1. One who credits,believes or trusts:જે માણસ વિશ્વાસ-ભરોંસો રાખે છે તે.3.One to whom money is due:માગનાર; લેહેણદાર;ધીરનાર;સાહુકાર.

**Credulity,**(ક્રેડ્યૂલિટિ)*n*. Easiness of belief;a disposition to believe on slight evidence: ભોળપણ; તરત માની લેવાનો સ્વભાવ;અંધશ્રદ્ધા;શ્રદ્ધા.

**Credulous,**(ક્રેડ્યૂલસ્ )*a*. 1. Easily

imposed upon ; unsuspecting: ભોળું;કાચા મનનું;શ્રદ્ધાળુ;વિશ્વાસી;ભાવિક;હાથાકાનનું;તરત માની લે એવું. 2. Capable of being easily believed:સહેલાઇથી માની શકાય એવું.3.Believed on insufficient grounds: સંપૂર્ણ પુરાવા-કારણ સિવાય માનવામાં આવેલું.

**Creed,**(ક્રીડ્)*n.*[L.*credo*,I believe.] A definite summary of what is believed;a summary of Christian belief: સ્વીકૃતમત-ધોરણ-કાનુન; ખ્રિસ્તિ મતનાં કાનુન;માર્ગ;મત;પંથ;ધર્મ.

**Creek,**(ક્રીક્)*vt.& vi.*[A. S.*crecca*, crack.]*n.*1.A small inlet,bay,or cove:ન્હાની ખાડી.2.A small river or brook:ન્હાની નદી કે નાળું-ઝરો; વ્હેળિયું.3.Any turn or winding: વાંક;વલણ;ખાંચો.

**Creel,**(ક્રીલ્) *n.* An osier basket: વાંસની બનાવેલી ટોપલી.

**Creep,**(ક્રીપ્) *vi.* [A.S. *creopan*.] 1.To crawl:પેટેચાલવું;ભાંખડીએ ચાલવું.2.To move slowly,feebly or timorously:બ્હી બ્હીને પગલું ભરવું; ફાંફાં મારતા ચાલવું;લથડીયાં ખાવાં. 3. To move in a stealthy or unobserved manner:અણજાણતાં-છુપી રીતે-અજાણમાના ચાલવું આવવું-આવી જવું.Some errors have *crept* into the copy:પ્રતમાં કેટલીક ચુકો અણજાણતાં આવી ગઇછે.4.To move or behave with servility;to fawn: ખુશામત ક૦;ખુશામતીઆની પેઠે વર્તવું. *Creeping sycophant*:નીચ-ખુશામતિયો માણસ.5.To grow as a vine: વેલાની પેઠે ચઢવું-પ્રસરવું.6.To have the sensation, as of insects creeping on the skin of the body:શરીરપર સળવળવું-સળવળ થવું.7. To slip,or become slightly displaced:સરીજવું;ઉતરી આવવું-પડવું;ઢળી પડવું-આવવું;as,*quicksilver* **c.**s,*on a mirror*:પારો આરશી ઉપર ઢળી પડે છે-ઉતરી પડેછે-વેરાઇજાય છે.*n.*1.The act;(see *verb*). 2.A distressing sensation:સળવળાટ.

**Creeper,** (ક્રીપર્)*n.* 1. One who creeps:પેટે-ભાંખડીએ ચાલનાર. 2. A plant which clings by rootlets: વેલ;વેલો. 3. (*Ornith.*) A kind of bird:એક જાતનું પક્ષી. 4.A fixture with iron points:લોઢાની અણીઓ વાળી એક જાતની વિલાયતી પાવડી.5. A small,low iron in a grate:ચૂલામાં એક નાનોહલકો લોઢાનો સળિયો. 6.(*Pl.*)An instrument with iron hooks or claws for dragging at the bottom of a well and bringing up what may lie there: કુવામાં કંઈ પડી ગયલી ચીજ કાઢવાનું હથિયાર;બિલાડો.

**Creepingly,**(ક્રીપિન્ગ્લિ) *adv.* By creeping & slowly:insidiously; cunningly: ચોરને-બિલાડીને પગલે; છુપીરીતે;લુચ્ચાઇથી;ધીમેથી;પેટે ચાલીને; કીડીની માફક.

**Cremate,**(ક્રીમેટ્) *vt.* [L.*cremo*, I burn ]. To burn;to reduce to ashes;to incinerate:બાળવું;બાળીને ભસ્મ કરી નાંખવું; અગ્નિદાહ-સંસ્કાર કરવો;as, *to* **c.***a corpse*:મુડદું બાળવું.

**Cremation,**(ક્રીમેશન્)*n.*[L.*cremo*, I burn.]A burning of the dead: બાળવું;દાહ;દહન;પ્રેતદહન.

**Creole,**(ક્રીઓલ્)*n.*1. One born in America,of European ancestors: યુરોપીઅન ઓલાદનોઅમેરિકાનોવતની.

**Crepane-ce** ( ક્રીપેન્-પેન્સ્ ) *n.* [L. *crepo*,I crack.](*Far.*)An injury in a horse's leg:ઘોડાના પગમાં થયેલું દુઃખ-ઇજા;બે પગ અથડાવવાથી પડેલું ચાઠું.

**Crepitate,**(ક્રેપિટેટ્)*vi.*[L.*crepito*, I crackle.] To crackle; to snap: તડતડવું;તડાતડ થઈનેફાટવું;તણતણવું.

**Crepitation,**(ક્રેપિટેશન્)*n.* 1.The act of crepitating or crackling: તડતડવું તે;તડતડાટ.2. The noise of fractured bones:ભાગી ગયલાં હાડકાંનો કરરર, કરરર થતો અવાજ;કટાકો.

**Crepuscule,** (ક્રીપસ્ક્યુલ્) *n.* [L. *creper*,dusky, dark.] Twilight: ઝળઝળું;ઝળઝળિયું;ભગભગું.

**Crepuscular,** (ક્રીપસ્ક્યુલર્) *a.* 1. Glimmering;imperfectly luminous: ઝળઝળતું; સહેજ ચળકતું. 2. (*Zool.*)Flying in the evening or before sunrise: સાંજે અથવા સૂરજ આથમ્યા પહેલું ઉડતું.

**Crescent,**(ક્રેસેન્ટ્)*a.* [L. *cresco*, I grow.]1.Increasing or growing: મોટું થતું;વધતું. 2. Shaped like a crescent:અર્દ્ધચંદ્રાકાર. *n.* 1. The increasing moon: નવચંદ્રકળા; અર્દ્ધચંદ્ર.2.(*a*) The figure or likeness of the new moon,borne in the Turkish flag:તુર્કલોકોના વાવટા ઉપર નવાચંદ્રનો આકાર હોય છે તે;અર્દ્ધચંદ્રાકૃતિ.(*b*)The standard itself: તુર્ક લોકનો વાવટો.(*c*)The Turkish power:તુર્કી સત્તા-રાજ્ય. 3. One of the three orders of knighthood: નાઈટની ત્રણ પંક્તિમાંની એક પંક્તિ.4. (*Her.*)A bearing in the form of a new moon:ઢાલ ઉપર કાઢેલો નવચંદ્ર.*vt.*To adorn with crescents: નવીન-ચંદ્રના આકાર જેવી ચીજથી શણગારવું;ચાંદો મૂકવો.

**Cress,**(ક્રેસ્)*n.*[A.S.*cresse*.] (*Bot.*) The leaves of a pungent taste: તીખી ભાજી.

**Cresset,**(ક્રેસેટ્)*n.*[Fr.*croix*,cross.] Any great light:આકાશ દીવો;આકાશદીપ;મોટી મશાલ.

**Crest,**(ક્રેસ્ટ્)*n.*[L.*cresco*,I grow.] 1.A tuft or other natural ornament, growing on an animal's head:માંજર;કલગી;તોરો; ફેણ; શિખા; મુગટ.2. The plume of feathers worn on a helmet: પીછાનું છોગું-કલગી;(*b*)hence,helmet:ટોપી.3.(*a*) The helm or head(as typical of a high spirit):કલગી;તાજ.(*b*)Pride; courage:ગર્વ;અહંકાર;બહાદુરી; હિંમત.4.(*Per.*)A bearing worn,not upon the shield, but usually above it:ઢાલને જોડેલો ભાગ-ઉપાંગ.5. The rising part of a horse's neck: ઘોડાની ગરદનનો ચઢતો ભાગ.6. The ridge or top of a wave: મોજાના ફીણવાળો ઉપલો ભાગ-ટોચ. 7. The summit of a hill: ટેકરી-ડુંગરીની ટોચ-શિખર.8.(*Fort.*)The top line of a slope:કોઈ ઢોળાવની મથાળાની લીટી-ભાગ.**C** *jewel*:ચુડામણી; શિખામણી.**C.***tile*,a tile made to cover the ridge of a roof,fitting upon it like a saddle:મોભારીઉં. *Interior* **c.**,the highest line of the parapet:ધોરાનો ઉંચામાં ઉંચો ભાગ. 1.*vt.*1.To furnish or adorn with a crest:છોગું-કલગી-તાજ મૂકવો.2.To mark with long streaks: જુદા જુદા રંગની લાંબીલાંબી નિશાનીઓ કરવી.

**Crest-fallen,**(ક્રેસ્ટ્-ફૉલેન્)*a.* 1 Dispirited;dejected:તોર-દમ ઉતરેલું; નાઉમેદ;નિરાશ; વિષણ્ણ; ભગ્નદર્પ; વીલે મ્હોંડે;ઉદાસી ચહેરે.2. Having the crest hanging to one side(*said of a horse.*):એકજ બાજુએ જેના વાળ લટકતા હોય તેવું.

**Crevice,** (ક્રેવિસ્)*n.* [L. *crepo*, I crack.]A cleft;a fissure;a rent: તરડ;ચીર;ફાટ; ફાડ. *vt.* To crack:to

flaw:ચીર-ફાટ-તરડ પાડવી.

**Crew,**(ક્રૂ) *n.* An assemblage of people associated to-gether:an assemblage:ટોળું;મંડળ;જુંડ;સંઘ;જનસમૂહ.2. The company of seamen who man a ship,vessel or boat:વહાણ કે હોડીના ખલાસીસમસ્ત;બધા ખલાસીઓ;નાવિકગણ.

**Crewel,**(ક્રૂઅલ્) *n.* Worsted yarn slackly twisted:સુતરની દડી.

**Crib,**(ક્રિબ્)*n.*[A.S.*crybb.*]1. The manger or rack of a stable; a feeding place:ઢોરની ગમાણ; ચારો નાંખવાની જગ્યા.2.A stall for oxen or other cattle:બળદ અથવા બીજાં ઢોરને બાંધવાનો તબેલો-ગોડો. 3. A small inclosed bedstead for a child:નાનાં છોકરાંને માટે બધી બાજુએ બંધ કરેલો ખાટલો;ઢોલડી;પલંગડી.4.A box for storing grain,salt, &c.: દાણા,મીઠું વિગેરે ભરી મૂકવાની પેટી;કોઠી.5.A hut;a cottage:ઝુંપડી,ઝુંપડું; છાપરી.6.A small theft:anything purloined:નાની ચોરી;ચોરેલી વસ્તુ-પદાર્થ.7.A translation or key to aid a student:ભણનારની સુગમતાને માટે કરેલી કુંચી કિંવા ભાષાંતર.8.The discarded cards:રદ થયેલા ગંજીફાનાં પત્તાં.*vt.*1.To cage;to cramp;to confine:પાંજરામાં મૂકવું-ઘાલવું-પૂરવું-ગોંધવું.2.To pilfer or purloin:ચોરવું;ચોરી લેવું.Hence,to steal from an author;to plagiarize: લખાણ-ચોરી કરવી;કોઈ ગ્રંથકર્તાના પુસ્તકમાંથી ઉતારી લેવું-ચોરી કરી લેવી.*vi.*To crowd together:એકઠા-ટોળે મળવું;ભેગા થવું. 2.To make notes for dishonest use in examination:પરીક્ષામાં કોપી કરવાને માટે કંઈ છાનુંપાનું લખી લેવું.

**Cribbage,**(ક્રિબેજ્) *n.* A game at cards:એક જાતની પાનાની રમત.

**Cribble,**(ક્રિબલ્)*n.* [L. *cribrum*, sieve. ] 1. A coarse sieve or screen:ચાળવાની ચારણી;મ્હોટા વેહની ચારણી;હવેલો.2.Coarse flour:જાડો લોટ-આટો;રવો.*vt.*To cause to pass through a sieve;to sift:ચાળવું.*a.* Coarse:જાડા ભભરાઆટાની; રવાની. as,*a* **c**.*bread*:ભભરા આટાની રોટલી.

**Crick,**(ક્રિક્)*n.* The creaking of a door:બારણાનો કડકડાટ;બારણું વાસતાં જે અવાજ થાય છે તે. 2. [A. S. *cryce*,a crooked staff. ]A spasmodic and acutely painful affection of some part of the body; ચસક;તાણ;કલતર.

**Cricket,**(ક્રિકેટ્) *n.* A kind of insect:એક જાતનું તમરૂં-જીવજંતુ.

**Cricket,** (ક્રિકેટ્) *n.* [ A. S. *crice*, crooked staff.]1.A game played with a bat and a ball: એક પ્રકારની ગેડીદડા જેવી રમત; ક્રીકેટ. 2. A low stool:એક નીચું સ્ટુલ-બાજઠ. 3. A small false roof:વાછંટિયું.

**Crier,**(ક્રાઈઅર્)*n.* One who cries; one who makes proclamation: પોકારનાર;બુમ-શબ્દ કરનાર;દાંડી પીટનાર;સાદપાડનાર.

**Crime,** (ક્રાઇમ્) *n.* [L. *crimen*, a crime.]1. Any violation of law (*either divine or human.*):અપરાધ;ગુન્હો;વાંક;પાપકર્મ;દોષ;અન્યાય; પાપ;તકશીર; દુષ્કૃતિ. 2. Any gross offence:પાતક;અધર્મ;દુરિત;કુકર્મ; બદકર્મ. 3. That which occasions crime: જેને લીધે ગુન્હો ક૦ પડે છે તે; ગુન્હાનું કારણ.4. Any great wickedness or sin; iniquity: અતિદુષ્ટતા;મહાપાપ. *Capital* **c**., a crime punishable with death:દેહાંતદંડને યોગ્ય ગુન્હો;મરણદંડક અપરાધ. *A heinous* **c**.:ઘોર પાપ;મહાપાપ.

**Criminal,**(ક્રિમિનલ્)*a.*1.Guilty of crime;tainted with crime:ગુન્હેગાર;અપરાધી;તકસીરવાન;કુકર્મી; અધર્મી; પાતકી; દોષી. 2. Involving a crime(*said of an act.*):પાપી;અન્યાયી;પાપદાયક;અનીતિનું;સાપરાધ;as, **c**.*intimidation:* સાપરાધ ધમકી.3. Relating to crime:ફોજદારી;ગુન્હાનું.**C**.*conversation*(*Law.*),unlawful intercourse with a married-woman;adultery:પરદારાસંભોગ.*n.* One who is found guilty by verdict or proof:જેના ઉપર ગુન્હો સાબિત થયો હોયતે;ગુન્હેગાર;અપરાધી;પાપી.

**Criminality,**(ક્રિમિનૅલિટિ) *n.* The quality or state of being criminal;guiltiness:દોષ;અપરાધ; પાતક; સદોષતા;ગુન્હેગારી;અન્યાય;અધર્મ.

**Criminally,** ( ક્રિમિનલિ ) *adv.* In violation of law: wickedly: તકસીરવાન-ગેરવાજબીરીતે;અનીતિથી; અપરાધથી;ફોજદારી રાહે.

**Criminate,**(ક્રિમિનેટ્) *vt.* [L. *crimen.*]To accuse or charge with a crime;to convict of a crime: ગુન્હામાં લાવવું;ગુન્હેગાર ઠરાવવું; અપરાધનો આરોપ મૂકવો;દોષારોપ ક૦.

**Crimination,**(ક્રિમિનેશન્) *n.* The act of accusing;accusation:ગુન્હેગાર ઠરાવવું તે;તહોમત;આરોપ;દોષારોપ;દોષારોપણ.

**Criminatory,**(ક્રિમિનેટોરિ)*a.*Relating to or involving crimination; accusing: દોષલાવતું; ખટ્ટો લગાડતું; તકસીરવાન-અપરાધી ઠરાવતું.

**Crimp,**(ક્રિમ્પ્)*a.*1.Friable;brittle: કકરૂં;બરડ;જલદી ભાંગીજાયએવું.2.Inconsistent,contradictory; weak: વિરૂદ્ધ;વિપરીત;ઉલટું; કાચું;નબળું.*vt.*1. To crimple or curl: ગુચ્છા-ઝુમખાં વાળવાં.*To* **c**.*the hair*:વાળનાં ઝુમખાં વાળવાં. 2. To pinch and hold; to seize:પકડવું;વાળવું;ચીમટામાં લેવું. 3. To entrap into military or naval service: લશ્કરી કે કાફલાની નોકરીમાં ફસાવવું-સપડાવવું.*n.*1.A coal broaker:કોયલાનો દલાલ-આડતિયો. 2. A game at cards:એક જાતની પત્તાંની રમત. 3. One who entraps into military or naval service: લશ્કરી કે વહાણની નોકરીમાં ફસાવનાર. 4. Crimped hair:ગુચ્છાદાર વાળ.

**Crimple,**(ક્રિમ્પલ્)*vt.*To contract; to curl;to cause to shrink.ચીમડીનાંખવું;મરડવું;ગુંથવું;ઘડી-કરીવાળવી.

**Crimson,**(ક્રિમ્ઝન્) *n.* A deep red color tinged with blue;red: કરમજીરંગ;કીરમજી;રક્તવર્ણ;ગુલાબીરંગ. *a.* Of a deep red color: કીરમજી-આ. *vt.*To dye with crimson or deep red:કરમજીક૦;કીરમજી રંગવું. *vi.* To become crimson or deep red in color;to blush:શરમાવું;(મ્હોંપર)લાલીઆવવી;શેરડા પડવા.

**Cringe,**(ક્રિન્જ્)*vt.*[A.S.*crincan*,to yield,to succumb.]To cause to shrink or wrinkle; to contract: સંકોચવું;ગુંચળાં-ગુચ્છા વાળવા.*vi.* To bend with base humility:to bow: બ્હીને ટુંટીઆં વાળવાં;ખુશામત ક૦;હાજીહા ક૦;નમવું;સંકોચાવું.*n.*Servile civility;a mean bow:ખુશામત;આર્જવ.

**Cringeling,** (ક્રિન્જલિન્ગ્) *n.* One who cringes meanly:ખુશામત કરનારો;ખુશામતીઓ.

**Crinkle,**(ક્રિન્ક્લ્)*vt.*To form with wrinkles:કરચલી પાડવી; વાળવું. *vi.* To turn or wind; to bend; to wrinkle:કરચલીવળવી-પડવી;વળવું.*n.* A winding or turn; wrinkle; sinuosity:ગડી;પડ;વર;કરચલી;કલ્લી.

**Cripple,**(ક્રિપલ્)*n.*[A.S.*creopan*, to creep.]One who creeps,halts

or limps:લંગડો;પાંગળો; લુલો; પંગુ; વિકલાંગ.*a.*Lame:લંગડો;લુલો. *vt.*1. To lame:લંગડું-લુલું-પાંગળું ક૦. 2. To deprive of strength or activity:અશક્ત-બળહીન-દુર્બળ ક૦; હાથ પગ ભાગી નાંખવા.

**Crisis,**(ક્રાઇસિસ્)*n.* [L.-,decision.] *pl.***Crises**.1. The decisive moment; the turning point: અણી; અણીનો સમય;બારીક સમય.2.(*Med.*) The change of a disease which indicates recovery or death:દુ:ખ-રોગના પરિણામસૂચક ભેદ-અવસ્થાંતર-ભાષાંતર.

**Crisp,**(ક્રિસ્પ્ ) *a.* Curling in stiff curls:ગુંચળાવાળું;ગુચ્છાદાર.2. Curled with the ripple of the water:પાણીનાં કુંડાળાંવાળું. (*Poetic.*) 3.Brittle;friable:ભાગી જાય એવું;બરડ.4.In a fresh, unwilted condition:તાજું.5.Lively;sparkling: જોસદાર; ફીણનો ઉભરો આવતું. 6. Brisk;crackling;lively:ચંચળ;તડતડ ફુટતું;ધગધગતું;as,**C**.*fire*: ધગધગતો-તડતડ ફુટતો દેવતા. *vt.* To curl: ગુંચળાંવાળવાં;આમળા-વળ દેવા.2.To wrinkle;to cause to ripple:પાણી ડોળવું;પાણીમાં ગોળ કુંડાળાં પડે એમ ડોળવું-ડખોળવું.3. To make crisp or brittle,as in cooking:કકરૂં કરવું.

**Crispy,**(ક્રિસ્પિ)*n.*[L. *crispus.*] 1. Formed in short curls or ringlets:ટુંકા-નાના ગુચ્છા-ગુચળાં કરેલું-બનાવેલું.2.Brittle:તરત ભાગી જાય એવું. **C**.*bread*:તરત ભાગી જાય એવી રોટલી.

**Crisscross,**(ક્રિસ્ક્રૉસ્)*n.* A mark or cross, as the signature of a person who is unable to write: જે માણસને લખતાં આવડતું નથી તે સહીને ઠેકાણે જે નિશાન કરેછે તે.*vt.* To mark with lines;લીટા લીટા કરવા. *adv.*In opposite directions;in a way to cross something else: આડાંઅવળાં;જયરવયર. 2. With opposition;at cross purpose; contrarily:ઉલટી-પ્રતિકુલ રીતે;વિરૂદ્ધપણે.

**Criterion,**(ક્રાઈટીરિઅન્ )*n. pl.* **criteria**. [ Gr. *crites*,a judge.] A standard of judging;any approved rule or test:કસોટી;પરીક્ષા;વિવેચનસાધન;ગુણદોષલક્ષણ;ચિન્હ;લિંગ;સંજ્ઞા.

**Critic,**(ક્રિટિક્ )*n.* [L. *criticus.*] 1. One skilled in judging of the merits of literary works or productions of art: ગ્રંથવિવેચનકર્તા;પરીક્ષક;ગુણદોષ-વિવેચક;રસજ્ઞ; ગુણગ્રાહી. 2.A harsh examiner or judge; a caviler:આકરો વિવેચક-પરીક્ષક-ટીકાકાર;છિદ્રાન્વેષી.3. The art of criticism:બારીકાઇથી તપાસ-શોધક૦તે; ટીકા;વિવેચન.*a.* Relating to criticism:બારીકતપાસ-શોધનું-સંબંધી.*vi.* To criticize:ગુણદોષ કાઢવો;ટીકા ક૦.

**Critical,**(ક્રિટિકલ્) *a.* 1. Qualified to criticize, or pass judgment upon literary productions:વિવેચન કરવાની યોગ્યતાવાળું;રસિક; પરીક્ષક;સુજ્ઞ;ગુણજ્ઞ.2.Pertaining to criticism;accurate:ચોકસ;બારીક ગુણદોષ વિવેચન સંબંધી-વિષયક-વાળું.3. Exact;nicely judicious:ચોકસ;સૂક્ષ્મ;બારીક;ગુણદોષ વેત્તા;ગુણા-ગુણવિવેકી.4.Inclined to find fault;fastidious:છિદ્રાન્વેષી;દોષદર્શી;ખોડખાંપણ કાઢનારૂં.5.Characterized by thoroughness:સંપુર્ણ;ખરેખર;ચોકસ.6. (*a*)Pertaining to or indicating a crisis:અણીનું;-ના-એનના સમયનું.(*b*) Of doubtful issue;dangerous:શકમંદ;ધાસ્તી-દહેશત-ભયભરેલું;ભયંકર.

**Criticise,**(ક્રિટિસાઇઝ્ )*vt.*1. To examine and judge as a critic:-ના ગુણ દોષનું વિવેચન ક૦;દોષાદોષ વિવેચન ક૦;ટીકા ક૦.2.To animadvert; to find fault with:ખોડખાંપણ-ખોતરણાં-ભુલચૂક કાઢવી; દોષદર્શન-છિદ્રાન્વેષણ-સખત ટીકા ક૦;ઉપાડવું. *vi.* To act as a critic:ગુણદોષ વિવેચક બનવું.

**Criticism,**(ક્રિટિસિઝમ્ ) *n.* 1. The art of judging of the beauties and faults of a literary performance:વિવેચનશાસ્ત્ર-કળા;ગુણદોષ નિરૂપણ;ગુણાગુણ પરીક્ષા.2.The act of judging on the merit of a performance;an animadversion:ગુણ દોષ વિવેચન:ટીકા;ખોતરણું:છિદ્રાન્વેષણ.

**Critique,**(ક્રિટીક્ ) *n.* [Gr. *kritike*, the critical art.] 1. The art of criticism:વિવેચન શાસ્ત્રકળા;ગુણાગુણ-પરીક્ષા.2.A critical examination or estimate of a work of literature or art:વિવેચન:વિવેચનગ્રંથ-ટીકા-નિબંધ;ગુણદોષ નિરૂપણ;ગુણદોષ-ચંદ્રિકા: ગુણદોષ પ્રકાશિકા.3.A critic:વિવેચક; ટીકાકાર;ગુણાગુણજ્ઞ;પરીક્ષક.*vt.*To pass judgment upon;to criticise:વિવેચન-ટીકા ક૦;ગુણદોષ પારખવા-વર્ણવવા.

**Croak,**(ક્રોક્ )*vi.*[A.S.*cracetan*, to croak as a raven.]1.(*a*)To make a low,hoarse noise in the throat: ગળામાં ભારે ધીમે સાદે બોલવું;આરડવું; ઘુ ઘુ કરવું. (*b*) To make any low muttering sound:બડબડવું; ગણગણવું.2.To grumble; to forebode evil:રોદણાં રોવાં;બડબડવું;અભદ્ર-અશુભ વાણી બોલવી;અમાંગલિક ઉચ્ચાર ક૦.*vt.*To utter or say in a low, hoarse voice:ગળામાં ભારે ધીમે સાદે બોલવું.*n.* The low, harsh sound uttered by a frog or raven:દેડકા અથવા જંગલી કાગડાએ કાઢેલો ભારે ધીમો સાદ-અવાજ;ગણગણાટ;બડબડાટ.

**Croaker,** ( ક્રોકર્ ) *n.* One who croaks,murmurs, grumbles, or complains unreasonably:બડબડનાર;રોદણાંરોનાર;અશુભોચ્ચાર કરનાર.

**Croceous,**(ક્રોશસ્ ) *a.* [L. *crocus*, saffron.]Consisting of,or like saffron;yellow:કેસર જેવું;કેસરી;પીળું.

**Crock,**(ક્રૉક્ )*n.* [A. S. *cruca.*]An earthen pot;a pot or pitcher: મટોડીનુંવાસણ;માટલું;ઘડો.*vt.*To lay up in a crock:માટલા-માટીના વાસણમાં મૂકવું.

**Crock,**(ક્રૉક્ )*n.* [W.*crocg*, cover.] Soot: કાજળ; મેશ. *vt.* To blacken with soot:કાળું કરવું;કાળો રંગ દેવો. *vi.* To give off crock or smut: કાજળ-મેશ-કાળો રંગ કાઢી નાંખવો.

**Crockery,**(ક્રૉકરિ)*n.*Earthenware; pottery: હલકાં ચિનાઇ વાસણ;હલકું ચિનાઇખાનું.

**Crocky,** (ક્રૉકિ) *a.* Smutty: કાજળ-[મેશવાળું;કાળું.

**Crocodile,** (ક્રૉકોડાઇલ્ )*n.* [L.*crocodilus.*] 1.(*Zool.*)A large reptile of the genus crocodilus:મગર; સુસર;સોસવાટ.2.(*Logic.*) A fallacious dilemma:ભ્રાંતિજનક-ભૂલ ભરેલો વિકલ્પ. **C**. *tears*, false or affected tears:hypocritical sorrow: જૂઠાં-ઢોંગી આંસુ; ઉપર ઉપરનો શોક; કૃત્રિમ શોક-દિલગીરી.

**Crocus,**(ક્રોકસ્ ) *n.* [L. *crocus.*] 1. (*Bot.*)A genus of plants valued for their early flowering and the brilliancy of the blossoms:જેઝાડને જલદી ફુલ આવે ને જેના મોહોર પ્રકાશિત હોય એવું ઝાડ.2.(*Chem.*)A deep-yellow powder:ઘેરો પીળો ભૂકો.

**Croft,**( ક્રૉફ્ટ્ )*n.* [ L. *cryhta.* ] A small inclosed field:નાનું વાડબંધ ખેતર-ચારો-ગોચર;ચરો;વાટિકા.

**Crone,**(ક્રોન્ )*n.* [A.S.*crone*,an old ewe.]1. An old ewe:ઘરડી ઘેટી.2. An old woman (*in contempt.*) ડોશી;ડોકરી.

Contentment is preferable to riches and honor:

sisting of curve lines;bounded by curve lines:વાંકી લીટી વાળું;વાંકું; વક્રરેખારૂપ;વક્રરેખા ઘટિત-નિર્મિત.

**Curvity,**(કર્વિટિ)*n*.[L.*curvus* The state of being curved;crookedness:વળેલું તે;વાંક;વાંકાપણું.

**Cushion,**(કુશન્)*n*.[*L. culcita*, a cushion.]1.A soft pillow or pad: ગાદી;તકિયો;ગદેલું.2.The edge of a billiard-table:બિલિઅર્ડ રમવાના મેજની ટેબલની ધાર-કોરણ. 3.A kind of dance:એક જાતનો નાચ.*vt*.1. To seat on a cushion:ગદેલી-ગાદી ઉપર બેસાડવું;ગાદીતકીએ બેસાડવું.2.To furnish with cushions:-ના ઉપર ગાદી જડવી-મુકવી. *To* c. *a chaise*: ગાડીમાં ગાદી જડવી-મુકવી. 3. To conceal,as under a cushion:ગાદી-ગદેલા તળે સંતાડવું-મુકવું. 4. To rest upon a cushion:તકીઆ ઉપર આરામ લેવો; અઢેલાવવું.

**Cusp,**(કસ્પ્)*n*.[L.*cuspis*,point]1. (*Arch.*)A pendant of a pointed arch:અણીદાર કમાનની ઝાલર-ઝુમખો-લટકતો ભાગ.2. (*Astrol.*) The beginning of first entrance of any house in the calculation of nativities:લગ્ન;પહેલું ભુવન.3.(*Astron.*) The point or horn of the crescent moon: ચંદ્રકોર;અર્ધ ચંદ્રાગ્ર;અર્દ્ધચંદ્ર શિખા.4. (*Math.*) The point at which two curves meet:જે બિંદુ આગળ-માં બે વાંક મળે છે તે.5.(*Anat.*) A prominence on the crown of a tooth:દાંતનો ઉપરલો ભાગ; દંતુરાળ.

**Custard,**(કસ્ટર્ડ્) *n*. A dish composed of milk and eggs,sweetened and boiled:દૂધ ને ઇંડાં સાકર ભેગાં કરીને ઉકાળેલી રાબડી;મેંઠો;ખાસુદી.

**Custard-apple,**(કસ્ટર્ડ્ઍપ્પલ્) *n*. (*Bot.*) A plant;a species of the anona:સીતાફળી;સીતાફળ.

**Custodian,**(કસ્ટોડિઅન્)*n*.[L. *custos*,a guard.]One who has care or custody;a keeper or superintendent:રખવાળ;જાળવનાર;નિગેબાન.

**Custody,**(કસ્ટોડિ) *n*. [ L. *custos*, guard.]1.A keeeping or guarding:હવાલો;સંભાળ;નિગેબાની;રક્ષા; રક્ષણ;પાલન.2.Confinement; imprisonment:બંધન;નિરોધ;કેદ; જાપતો. 3.Judicial or penal safe-keeping: પહેરો;હવાલો;ચોકી.

**Custom,**(કસ્ટમ્) *n*. [L. *con, and sueo*,I am accustomed.]1.Ordinary manner;habitual practice; usage:ચાલ;રિવાજ;રસમ;રાબેતો; અભ્યાસ;રીત;ધારો;વહિવટ;રૂઢી;પ્રચાર;પ્રથા.*Ancient* c.:વૃદ્ધાચાર;વૃદ્ધપરંપરા; અસલ રિવાજ.*Family* c.:કુલાચાર; કુલધર્મ.*National or local* c.:દેશાચાર;દેશરીતિ.*Right or good* c.:સદાચાર;શિષ્ટસંપ્રદાય.2.Habitual buying of goods;business support: ઘરાકી;ખરીદદારી.3.( *Law.* ) Long established practice;usage:દેશરિવાજ;શિરસ્તો;દેશાચાર;સંપ્રદાય;ચાલ;દસ્તુર.C.*of merchants*,a system by which the affairs of commerce are regulated: વેપારી રવેશ. General state or kingdom: જનસંપ્રદાય;લોકરીતિ. *Particular* c.s,those which are limited to a city or district:દેશાચાર;દેશરીતિ; ગામરિવાજ.*vt*.1.To make familiar: ઘરોબાવાળું કo;ટેવ પાડવી.2.To supply with customers: ઘરાકી કરી-મેળવી આપવી.

**Custom,**(કસ્ટમ્)*n*.[Fr. *coutume*, tax.]The customary tall,tax or tribute:જકાત;દાણ; મેહેસુલ; દસ્તુરી. 2.*Pl.* Duties or tolls imposed by law on commodities,imported or exported:પરદેશથી આવતા કે જતા વેપારની જણસો ઉપર કાયદાની રૂઈએ નાખેલી જગાત-દાણ.

**Customable,**(કસ્ટમેબલ્) *a*. Subject to the payment of duties: dutiable:વેરો લેવા-નાખવા જેવું.

**Customary,**(કસ્ટમરિ)*a*.1.According to custom; conventional; habitual: રીત-રિવાજ-રૂઢી આચાર પ્રમાણેનું-સંબંધી;રાબેતા મુજબ;રીતસર.2.(*Law.*)Holding or held by custom:લોકસિદ્ધ;લૌકિક;દસ્તુર મુજબ; સંપ્રદાયાનુસાર;યથા સંપ્રદાય; શિરસ્તા મુજબ.*n*.A book containing laws and usages or customs: કાયદા, ધારા,રિવાજ વિગેરેની ચોપડી.

**Customer,**(કસ્ટમર્)*n*.1.One who collects customs or duties:જકાત-મેહેસુલ એકઠું કરનાર-ઉઘરાવનાર.2. A purchaser;a buyer:ઘરાક;ગ્રાહક; ખરીદદાર.3. A common or lewd woman:સામાન્યા;વેશ્યા;પાતર;ગુણકા. 4.A person with whom a business-house has dealings: ખાતાદાર.5.A peculiar person:વિચિત્ર-તરેહવાર માણસ.

**Custom-house,** (કસ્ટમ્હાઉસ્) *n*. The building where customs& duties are paid:જકાત ખાતું;માંડવી.

**Cut,**(કટ્)*vt*.1.To gash;to divide;to sever:કાપવું;વાઢવું;વાઢ કo.2.To hew as wood;to mow or reap (*grain or corn*):લાકડું વાઢવું-કાપવું; વાઢવું; લણવું.3.To cut off; to dock:કાપવું; ઉતારવું;લેવું;કાતરવું; c. *the hair*:વાળ ઉતારવા-કાતરવા.*To* c.*the nails*:નખ ઉતારવા-લેવા. 4.To carve; to hew out:કોતરવું; કોતરી કાઢવું; વેતરવું. 5. To lacerate;to pierce; to wound or hurt the sensibilities of: -નાં મર્મભેદવા;-નું હૃદય ભેદવું;-ને હાડો હાડ લાગવું;-નું દિલ દુખાવવું.6.To intersect;to cross:છેદવું.7. To castrate or geld:ખાસી કo;-ના આંડવા કાપવા. 8.To refuse to recognize;to ignore:-ને ન ઓળખવું;આડું જોઈને ચાલ્યા જવું;ઓળખાણ ન હોય તેમ બતાવવું;as *to* c.*one's acquaintance*: કોઇનું ઓળખાણ ન હોય એમ જણાવવું.9. To absent one's self from: ગેરહાજર રહેવું;-માં ન જવું;-થી જાણી બુઝીને દૂર રહેવું. *To* c. *a dash, or a figure*,to make a display:રૂપ પ્રકાશવું; આબરૂ કાઢવી-પ્રતિષ્ઠા-કીર્તિ-શાબાસી મેળવવી; નિવડવું; નીકળી આવવું. *To* c.*a caper*,to play pranks;to frolic:છલંગ મારવી; કુદકો મારવો. *To* c.,*the cards*,to divide a pack of cards into portions,in order to determine the deal or the trump or to change the cards to be dealt:ગંજીફો રમતી વખતે હુકમ કરવો કે પાનાં વહેંચી આપવાને પાના કાપવાં-થોકડીનો ભાગ કરવો.*To* c. *down*, (*a*)to fell;to prostrate:પાડવું;કાપી નાંખવું.(*b*)To put down;to abash; to humble:તોડી પાડવું; દબાવી દેવું; નીચું જોવડાવવું;માન મુકાવવું;કોરે મુકવું; ઝંખવાણું પાડવું;-ના ઉપર ટપીજવું;as, *so great is his eloquence that he* c.s *down the finest orator*: તેની બાષણ શક્તિ એવી તો સરસ છે કે ભલભલા વક્તાઓને નીચું જોવડાવે છે. (c)To lessen;to curtail: ઓછું કo; કમી કo;ઘટાડવું;ન્યૂન કo.As.c.*down expenses*:ખરચ ઘટાડવો-કમી કo.(*d*) (*Naut*).To razee: હલકા વર્ગમાં દાખલ કo.*To* c.*the knot or the Gordian knot*, to dispose of a difficulty summarily;to solve it by prompt arbitrary action:કોઈમાં પાડાએ માથું ઘાલ્યું હોય ત્યારે કોઠીનું

મોં ન ભાગતાં પાટાનું માંચું કાપી નાંખવા જેવું કરીને અડચણ દૂર કરવી. *To* **c.***lots,* to determine lots by cutting cards; to draw lots: ભાગ પાડવા; વહેંચણી ક૦;ચિઠ્ઠીઓ નાંખવી. *To* **c.***off,* (*a*)to sever;to separate:કાપી નાંખવું;જુદું ક૦;કાપવું.(*b*)To put an end to;to destroy:નાશ ક૦;ઉચ્છેદ ક૦;કાપી-મારીનાંખવું;-નો અંત-છેડો આણવો; રામશરણ ક૦.(*c*)To interrupt:તોડી પાડવું;-નો સંબંધ-વ્યવહાર-સંસર્ગ બંધ ક૦;બંધ પાડવું;-થી બંધ પડવું; as *to* **c.***off communication*:વ્યવહાર બંધ પડવો.(*d*)To intercept:કાપી નાંખવું; છુટું-વિખુટું પાડવું;-માં ભંગાણ પાડવું. (*e*)To end;to finish:સમાપ્ત ક૦;છેડો લાવવો;બંધ ક૦;*To* **c.***out,*(*a*) to remove by cutting or carving:કાપી લેવું;વચ્ચેથી કાપીને કાઢવું.(*b*)To shape or form by cutting; to fashion: વેતરવું; ડોહોળિયું ક૦; કોતરીને ડોળ-ઘાટ કાઢવો; as, *to* **c.***out garments* લુગડાં વેતરવાં.(*c*)To scheme;to contrive;to prepare:યોજવું;યોજના ક૦; યુક્તિ ક૦;-ને માટે તૈયારીક૦;ઘાટ ઘડવો; પોતે પોતાનું સાધવું.(*d*) To step in & take the place of;to supplant: એકને ખસેડીને તેને ઠેકાણે બેસવું-આવવું.(*e*)To debar:-થી દૂર રાખવું;અટકાવવું;રોકવું;પ્રતિબંધ ક૦.(*f*)To seize and carry off a vessel from a harbour: વહાણને બારામાંથી પકડીને લઇ જવું. *To* **c.***to pieces,*(*a*) to cut into pieces:કાપીને કકડાક૦;કરચો-ચૂરા-ચૂંદો ક૦.(*b*)To slaughter; કતલ ક૦-ચલાવવી;કાપી નાંખવું; as *to* **c.***an army to pieces*:લશ્કરને કાપી નાંખવું *To* **c.** *a play,* to shorten it by leaving out passages:નાટકના ભાગ મુકી દઈને તેને ટુંકું ક૦. *To* **c.***rates,* to reduce the charges: દર ઘટાડી દેવા. *To* **c.***short,*to arrest or check abruptly:ટુંકું ક૦;એકદમ બંધક૦;અટકાવવું;રોકવું;-નો પાર આણવો;ટુંકુ કાતરવું. *To* **c.***stick,*to make off clandestinely:છુપી રીતે નહાસી જવું; પલાયન કરી જવું;ગચ્છન્તિ કરી જવું;વટાણાવાળી જવું;અગીઆરા ગણીજવા. To **c.***teeth,*to put forth teeth:દાંત ફુટવા-આવવા. *To have* **c.** *one's eye teeth,*to be sharp and knowing: ચંચળ થવું;હોશિયાર થવું. *To* **c.***one's wisdom teeth,*to come to years of discretion:સમજણના ઘરમાં આવવું;સમજણા થવું;પાકી ઉમ્મરે આવવું *To* **c.***under,* to undersell: ઓછી કિંમતે વેચવું;-ના કરતાં ઓછે ભાવે મુકવું. *To* **c.***up,*(*a*)to cut to pieces: ના કકડા ક૦;કાપવું.(*b*) To damage or destroy;to injure:-નો ઉચ્છેદ ક૦;ને નુકસાન પહોંચાડવું;-ને દુ:ખ ક૦.(*c*)To afflict:to discourage; પીડા ક૦;-થી પીડા થવી;સાલવું;હાથ પગ ભાગી જવા હિમત-હામ જતી રહેવી.

**Cut,**(કટ્)*vi.*To serve in dividing or gashing:કાપવાનાકામમાં આવવું; કાપવું. *As,this knife* **c.***s well*: એ છરીથી સારું કપાય છે. **2.** To admit of incision or severance: કપાવું. **3.**To perform the operation of dividing,severing,incising and the like:કાપવું-જુદું પાડવું વગેરે ક૦. **4.** To interfere, as a horse: ઘોડાની માફક વચ્ચે પડવું.**5.** To make off quickly: પલાયન કરીજવું;સટકી-નહાસી જવું. **6.** To divide a pack of cards:હુકમને માટે પત્તાં કાપવાં-ઉપાડવાં.**7.**To make a stroke with a whip:ચાબુક મારવો. *To* **c.***&run,* to make off suddenly & quickly: એકદમ ઉતાવળે દોડવું-દોડી જવું. *To* **c.** *up,*to divide into portions well or ill:સારા નરસા ભાગ પાડવા:સારા કે ખોટા ભાગમાં વાંટણી ક૦.(*b*)To play pranks:છલંગ મારવી;કુદકો મારવો. *To* **c.***across,*to pass over or through in the most direct way: સુસરૂં-સીધું જવું. *As,to cut across a field*: ખેતરમાં સુસરૂં-સીધું જવું. *To cut in or into,*to interrupt: વચ્ચે પડવું; ખલેલ ક૦;ભંગાણ પાડવું.*a.*Overcome by liquor;tipsy:છાકટું;પીધેલ;ડે. **2.** Gashed or divided કાપેલું; જુદું પાડેલું.**3.**Carved:shaped by cutting:કાપેલું;વેતરેલું; કાતરેલું. **C.***and dried,*prepared beforehand: અગાઉથી તૈયાર કરી રાખેલું;તૈયાર લેરા.**C.** *glass,*glass with a surface polished in facets or figures:સાફ કરેલો અને ભાત પાડેલી હોય એવો કાચ. **C.***stone,*stone hewn and chiseled to shape:ટાંકણાથી ઘડેલો પથ્થર.

**Cut,**(કટ્) *n.* **1.** A gash;a wound; cleft:કાપ;છેદ;ઘાટ;ઘા;ચીરો;ફાટ;ટચકો. **2.**(*a*)A stroke or blow with an edged instrument:કાપ;વાઢ;ઘા.(*b*) A stroke with a whip: ફટકો. **3.** That which wounds the feelings; a slight:કઠોર વચન;મર્મ વચન;મેંણું. **4.**(*a*)A furrow;a groove:ખોભણું; ખાંચો;ખાંડ.(*b*)A channel made by cutting:ખાઇ;નીક;નેહેર.**5.**The surface left by a cut:કાપથી પડેલી-થયેલી સપાટી.*As,a smooth or clear* **c.**:લીસો અથવા સ્પષ્ટ કાપ.**6.**A portion severed or cut off; a division:કકડો;ખંડ;ભાગ.*A* **c.***of timber*: સાગના લાકડાનો કકડો.**7.**An engraved block or plate:બીબું;છાપ;ચિત્ર. *As,a book illustrated by wood* **c.***s*:લાકડાના ચિત્રોવાળી ચોપડી.**8.**(*a*) The act of dividing a pack of cards:પત્તાંવહેંચવાં તે;કાપણી;વહેંચણી. (*b*)The right to divide:વાંટણી;વારો;કાપ.As,*whose* **c.***is it?*:કોની કાપછે?**9.**Shape;style; fashion: કાપ; ડોળ;ઘાટ;વેતરણ;કાતર;તરેહ કટ; ફેશન. As,*the* **c.***of a garment*:લુગડાનો ઘાટ-ડોળ-ફાસીન. **10.** A common work horse;a gelding:ખાસી ઘોડો.**11.**A skein of yarn:સુતરની ગોડી-દડી-પિલ્લું. *A short* **c.**, a cross route which shortens the way: ટુંકો રસ્તો.*The* **c.***of one's jib*: the general appearance of a person: કોઈ પણ માણસનો સાધારણ દેખાવ-મુખમુદ્રા. *To draw* **c.***s,* to draw lots:ચીઠીઓ ઉપાડવી-નાંખવી.

**Cutaneous,** (ક્યૂટેનીઅસ્) *a.* [L. *cutis,* skin.] Belonging to the skin:ચામડી-ખાલ-ત્વચા સંબંધીનું-ને લગતું.As,*a* **c.***disease*:ચામડીનો રોગ;ત્વક્‌રોગ.

**Cute,**(ક્યુટ્)*a.* [Abrev. of *acute.*] Sharp;shrewd:cunning: પક્કું; પહોંચેલું;લુચ્ચું;હોસીઆર;કાફર.

**Cuticle,**(ક્યૂટિકલ્)*n.*[L.*cutis,*skin.] **1.**The scarf skin;epidermis:ઉપલી ખાલ-ત્વચા-ચામડી.**2.**(*Bot.*) The thin external covering of the bark of a plant:ઝાડની ઉપલી છાલ. **3.**A thin skin formed on the surface of a liquid:કોઈપણ પ્રવાહી પદાર્થની સપાટી ઉપર થયેલું પાતળું પડ.

**Cutlass,** (કટ્લૅસ્) *n.* [L. *culter,* knife.]A short,curving sword: પહોળી વાંકી તલવાર.

**Cutler,**(કટ્લર્)*n.*[L.*culter,*knife.] One who makes or deals in cutlery,or knives and other cutting instrument:કાપવાનાં હથિયાર બનાવનાર અને તેમને વેચનાર;સરાણીઓ-લવાર.

**Cutlery,**(કટ્લરિ)*n.***1.**The business of a cutler: હથિયાર બનાવવાનો હુન્નર. **2.** Edged, cutting instru-

Change of fortune is the lot of life:નસીબે ટગલાં આગળનું આગળ.

ments:બધાં કાપકૂપ કરવાનાં હુથિયાર.

**Cut-purse,** ( કટ્પર્સ ) *n.* A pick-pocket:a thief:ગજવાકાતરૂ;ગંઠીઓ; ચોર;ઉચક્કો;ભામટો.

**Cutter,**(કટર )*n.* 1. One who cuts or hews:કાપનાર;ઘાડનાર. (*b*) Esp. one who cuts out garments:લુગડાં વેતરનાર. 2. An instrument used for cutting:કાપવાનું-ઘાડવાનું હથિયાર;છરો;પાળી.3.A foretooth; an incisor.આગલો દાંત.4.A small boat:એક પ્રકારની હોડી-મછવો. 5.A small one-horse sleigh: એક ઘોડાવાળી નાની ગાડી.6.An officer in the exchequer noting the sums paid,by cutting on the tallies: તાળી-તાળો મેળવવાની ચોપડીમાં કાપા કરીને દઈ દઈ રકમ અપાઈ તેની નોંધ કરનાર જમાબંધીની કચેરી-રેવન્યુ કોર્ટનો કોઈ અમલદાર. 7. A ruffian; a destroyer:મારો;ગળાકાપુ;ખુની.8.A kind of soft, yellow brick: એક જાતની લીસી પીળી ઈંટ.

**Cut-throat,**(કટ્થ્રોટ્ )*n.* One who cuts throats;an assassin: ફાંસીઓ;ગળુકાપનાર;ગળાકાપુ.

**Cutting,**(કટિન્ગ )*n.* 1. The act or operation of making an incision, of severing,felling,&c:કાપવું-પાડવું તે;છેદન;કર્તન;કાપ; કાપણી;છેદવું તે; 2.Something cut or cut off;a cut: કાપી નાંખેલી-છેદેલી ચીજ-પદાર્થ; કાપ; કાપલા;છાંટ;કાત;પોલ;કલમ.(*b*) Something cut out of a newspaper:ન્યુસપેપરમાંથી કરી લીધેલો ઉતારો-કકરો. *a.*1. Adapted to cut:કાપે તેવું. 2. Chilling;sharp:તીણું;તીવ્ર;સખ્ત.3. Severe;sarcastic;biting:મર્મભેદક; માર્મિક;કડવું;તીવ્ર;તીક્ષ્ણ;હાડોહાડ લાગે તેવું;ઝાટકો વાગે તેવું;વેધક;મર્મી.

**Cutty,** ( કટી ) *n.* A short tobacco pipe:તમાકુ પીવાની નાની ચલમ-પાઇપ.A light or unchaste woman: છટેલ-વંઠેલ સ્ત્રી.

**Cut-water,**(કટ્-વૉટર )*n.*The fore-part of a ship's prow: વહાણની નાળનો આગલો ભાગ. 2.The lower portion of the pier of a bridge: પુલના પાયાણ સ્તંભનો નીચેનો ભાગ. 3.A water fowl:જળકુકડી.

**Cycle,** (સાઇકલ ) *n.* [ L. *cyclus*, a circle.]1.An imaginary circle in the heavens:આકાશમાં કલ્પિતવર્તુલ; ચક્ર.2.A periodical space of time marked by the recurrence of something peculiar:કાળચક્ર;સંવત્સર ચક્ર;યુગ.3.(*Bot.*) One entire round in a circle:એક આખો ગોળો. *As,a* **c.***of leaves*:પાંદડાંનો ગોળો-ગડો.4. An age; a long period of time:જુગ;વખત;જમારો.5.A calendar:પંચાંગ;ટીપણું.6.A bicycle or tricycle, or other light velocipede:બે કે ત્રણ પૈડાંવાળી ઉપર બેસીને પગે દોડાવવાની ગાડી;**C.***of eclipses*, a period of about 6586 days: ૬૫૮૬ દિવસનો યુગ.**C.***of indiction*, a period of 15 years: ૧૫ વર્ષનો યુગ-કાળચક્ર. **C.** *of the moon* or *Metonic* **c.**,a period of 19 years after the lapse of which the new and full moon returns to the same day of the year:૧૯ વર્ષનો યુગ-કાળચક્ર કે જે વીત્યા પછી બીજનો ચંદ્ર-ચાંદરાત વરસના તેજ દિવસે પાછી આવે-હોય. **C.***of the sun*, or *solar* **c.**,a period of 29 years at the end of which the days of the month return to the same days of the week: ૨૯ વર્ષનો યુગ-કાળચક્ર કે જે વિત્યા પછી મહિનાની તારીખો-તિથિયો અઠવાડીઆંના તેને તેજ વારે આવે-પડે.*vi.* To ride on any cycle: કોઈપણ જાતની સાઈકલ ઉપર બેસીને દોડાવવી.

**Cyclic-cal,** ( સાઈક્લિક્-સાઇક્લિકૅલ ) *a.* Pertaining to a cycle: કાળચક્ર સંબંધી;વર્તુલમાં જતું-ભમતું.**C.***poets*, certain epic poets:કેટલાક વીરચરિત્ર કાવ્યો લખનાર-કવિયો.

**Cyclone,**(સાઇક્લૉન )*n*,[Gr.*kuklos*, a circle. ] A rotatory storm or whirlwind of extended circuit: વંટોળીઓ;તોફાન;ચક્રવાત.

**Cyclopedia,** ( સાઇક્લૉપીડિઍ ) *n.* [Gr.*kuklos*.a circle and *paideia*, learning. ] The circle or compass of the arts and sciences: circle of human knowedge: સર્વવિદ્યામાળાસંગ્રહ;વિદ્યામાળા.

**Cyclops,**(સાઈક્લૉપ્સ્ )*n.* [Gr. *kuklos*, circle and *ops*, eye.]1.(*Gr. Myth.* ) A class of giants, who had but one eye and that in the middle of the forehead:એક આંખવાળા રાક્ષસ;ભાલલોચનરાક્ષસ.

**Cylinder,**(સિલિન્ડર )*n.*[Gr.*kulindros*.]A body of roller-like form, of which the longitudinal section is oblong,and cross section is circular: ભુંગળું;ભુંગળાકૃતિ;લંબવર્તુલ-ગોળ;નળાકાર.**C.***of a gun*,the bore of the barrel:બંદુકની નળી.

**Cylindrical,**(સિલિન્ડ્રિકૅલ )*a.*Having the form of a cylinder, or partaking of its properties:ભુંગળા જેવું; નળીના આકારનું-સંબંધી; લંબવર્તુલાકાર.

**Cymbal**(સિમ્બૅલ )*n.*[L.*cymbalum*, a cavity.]A musical instrument of brass,of a circular form,like a dish:ઝાંઝ;તાલ;કાંશી;કરતાલ,

**Cynic-cal,**(સિનિક્-સિનિકૅલ )*a.*[Gr. *kyon*,a dog,]1. Surly;churlish; austere: ચીડિયું: રીસાળ; તોરી;કુટીલ; મશ્કરીચેષ્ટાવાળું.2.Pertaining to the dog-star:લુબ્ધકના તારા સંબંધી-નું. 3.Belonging to the sect of cynics: સિનિકના પંથ સંબંધી.4. Given to sneering at rectitude and the conduct of life by moral principles:નીતિને રસ્તે ચાલનારની મશ્કરી કરનારૂં-હસી કાઢનારૂં.(*b*)Characterized by such opinious: એવો મત ધરાવનારૂં-વાળું. *n.* A snarler: a misanthrope:માણસ જાતનો ધિક્કાર કરનાર;જનશત્રુ;લોકદ્વેષી;મનુષ્યદ્વેષી.

**Cynicism,** (સિનિસિઝ્મ ) *n.* The practice of a cynic,morose and contemptuous views and opinions:કુતરા જેવો સ્વભાવ;સંસારનાવૈભવનો ચીડથી તિરસ્કાર.

**Cynosure**(સાઇનૉશ્યૂર )*n.*[Gr.*kyon*, a dog&*oura*.tail.]1.The constellation of the Lesser Bear:ધ્રુવનો તારો;જ્યોતીરથ.2.Any thing to which attention is strongly turned: મોહિનિ;લક્ષ ખેંચનારી વસ્તુ;આકર્ષણ; પ્રલોભન.3.That which serves to direct:રસ્તો બતાવે એવું;માર્ગદર્શક.

**Cypress,**(સાઈપ્રેસ્ )*n.*[L.*cupressus* the cyprus.](*Bot.*)A tree of the genus *Cupressus*:સરૂનું ઝાડ;સરૂવર.

**Cyprus,** ( સાઇપ્રસ્ ) *n.* A thin transparent black stuff:એક જાતનું પાતળું,પારદર્શક કાળું લુગડું.

**Cyst,**(સિસ્ટ્ )*n.*[Gr.*kustis*,a bag.] (*Physic.*)A pouch or sac which contains morbid matter of the body:શરીરમાં પાચપરૂથી ભરેલી કોથળી.(*b*)In old authors,the urinary bladder:પેશાબની કોથળી.(પ્રાચિનગ્રંથોમાં એ અર્થ લેવામાં આવે છે).

**Cytherean,** (સિથેરીઅન ) *a.* [Gr. *cerigo*,an island in the Ægean

Danger past, God is forgotten:દુઃખે સાંભળે રામ અને સુખે સાંભળે સ્ત્રી.

sea.]Pertaining to the goddess venus:શુક્રને લગતું-સંબંધી.

**Czar,**(ઝાર્)*n*.[L.*cæsar*.]A king;a chief;a title of the emperor of Russia:રાજા;શાહ;બાદશાહ;રૂશ દેશના રાજાનો કિતાબ.

**Czarina,**(ઝારીને)*n*.The title of the empress of Russia:રૂશ દેશની રાણીનો કિતાબ.

**Czaro-witz,** (ઝારોવિટસ્) *n*. The title of the eldest son of the czar of Russia:ઝારના પાટવી કુંવરનો-ખિતાબ-ઇલકાબ.

# D.

**D,**(ડ્)The fourth letter of the English alphabet:ઇંગ્રેજી મુળાક્ષરનો ૪ થો અક્ષર. When softly sounded it is represented by ડ્ or દ્ & when aspirated, by ધ્. As a numeral it stands for 500:સંખ્યા માટે વપરાય છે ત્યારે એ ૫૦૦બતાવે છે.

**Dab,**(ડબ્)*vt*.1. To strike gently: થાપવું;ટીપવું;થાબડવું. 2. To strike. by a thrust: હડસેલો-ઠુંસો મારવો. 1.A sudden blow;hit:થપ્પડ;હડસેલો-ઠુંસ્સો;ટપલી.2.A small lump or mass of anything soft or moist:લુંદો;લચકો;લપકો;લગદી.3. A skilful hand; an expert: ચાલાક-ચંચળ માણસ;ઉસ્તાદ. 4. (*Geol.*) A small,flat fish:નાની ચપટી માંછલી.

**Dabble,**(ડબલ્)*vt*. To sprinkle; to moisten:ભીંજવવું;પલાળવું;બોળવું;લદબદાવવું.*vi*.To play in water; to paddle in mud or water:પાણીમાં મસ્તી કo;કાદવ-પાણીમાં કૂદવું-હાથ પગ પછાડવા-ડુબકીઓ ખાવી.2.To do superficially;to tamper;to meddle:ઉપલગ કામ કo;-હાથ ઘાલવો-જોવું; ડુબકાં મારવાં; ચંચુપ્રવેશ કo;માથું ઘાલવું-મારવું.

**Dabbler,** (ડબ્લર્) *n*. 1. One who dabbles:બોળનાર;ભીંજવનાર.2.One who dips slightly into anything: ઉપલગીઓ;ઉપલગ જોનાર;ચંચુપ્રવેશ કરનાર;શાસ્ત્રચુંબક;ઉપર ચોટિઓ;લેભાગુ.

**Dabster,** (ડબ્સ્ટર્)*n*.A master of his business; a proficient; an adept:ઉસ્તાદ;ખાં.

**Dacoit,**(ડકોઈટ્)*n*. A gangrobber: ધાડચોરી કરનાર;ધાડપાડુ.

**Dacoity,**(ડકોઈટિ)*n*.The practice of gangrobbery;ધાડચોરી;ધાડ;લૂંટ.

**Dactyl,**(ડક્ટિલ્)*n*.A poetical foot: પહેલો અક્ષર ગુરૂ અને પછીના બે અક્ષર લઘુ હોય છે તે ગણ;ભગણ.

**Dactylology,**(ડક્ટિલૉલૉજી)*n*. [Gr. *dactylos*,finger& *logos*,speech.] The art of communicating ideas by certain movements;a method for teaching the deaf and the dumb:કરપલ્લવી.

**Dad-dy,**(ડડ્-ડિ)*n*.[L.*tata*,father.] Father; a word used by small children:બાપ;બાપા.

**Daft**.(ડફ્ટ્)*a*.Stupid;foolish;thistic: મૂર્ખ;બેવકુફ;અક્કલહીન.2.Also, delirious;insane:ગાંડું;ડાગળીનું ચસકેલું-ખસેલું;વાયલ.3.Gay;playful;frolicsome:રમતીઆળ;આનંદી;મોજીલું;ગમતી.

**Dagger,**(ડગર્)*n*.1.A short sword; a poniard:ખંજર;કટાર;કટારી;જમૈઓ; છરો.2.A mark of reference:કટારના આકારનું નિશાન (+);કટારી. *To look or speak* **d**. s, to look or speak fiercely:આંખો કાતરવી;ગુસ્સાથી જોવું-બોલવું.*To be at* **d**.s *drawn*: સામાહોવું;એક બીજાને અણરાગ-અણબનાવ-દુશ્મનાવટ હોવી. *To plunge a* **d**.( *fig.*):કટાર મારવી-ઘોચીદેવી. *vt*. To pierce with a dagger;to stab: ખંજર-કટારી મારવી-ખોસી દેવી.

**Daggle,**(ડગલ્) *vt*. To dip; to wet; to dirty:રગદોળવું; પલાળવું. *vi*. To run or go through water and mud:લપટાઇ-ખરડાઇ જવું-ને ચાલવું.

**Dahlia,**(ડલિઍ)*n*. (*Bot.*) A genus of plants native to Maxico:ગુલદાઉદી જાતનું ફુલઝાડ;ગુલદાઉદી.

**Daily,**(ડેલિ) *adv*. Everyday; day by day:રોજ;દરરોજ;નિત્ય;હરરોજ;પ્રતિદિવસ;રોજ ઉઠીને;હરદિન; હમેશ.*a*. Happening each successive day; diurnal:રોજનું;રોજીંદા; આન્હિક.**D**. *allowance*:રોજી.**D**.*bread*:નિત્યાન્ન. **D**.*duties,business or work*:નિત્યકર્મ;રોજકામ;આન્હિકાચાર.*n*.A publication which appears regularly everyday:રોજીંદુ(પત્ર); આન્હિક.

**Dainty,**(ડેન્ટિ) *a*. [ L. *Dignitas*, worthy,]1. Delicious to the palate;toothsome:ભાવતું;સ્વાદિષ્ટ;મિષ્ટ;રૂચિકર.2.Nice;delicate;elegant in form,manner,or breeding:નાજુક;સુંદર. 3. Over-nice; hard to please;fastidious;ceremonious: સ્વાદીયું;સાંકડા ગળાનું; ચિપાસીઉં;ચીકણું.*To make* **d**.,to assume delicacy:સુંદર છે એવું-એમ ડોળ દેખાડવું-ઘાલવું; નાજુકાઇ-ચિપાસીયા વેડા કo. *n*.1.A delicacy;a nicety:મિષ્ટાન્ન; મિષ્ટ-ભાવતું ભોજન; જમણ; પંચામૃત; અમૃત.2.A term of fondness:પ્યારનો શબ્દ;લાડ સૂચક શબ્દ-સંજ્ઞા;લાડકડો લાલજી.

**Dairy,**(ડેરિ) *n*. A place or room where milk is kept and converted into butter or cheese: દૂધ રાખવાની-દૂધનું માખણ,પનીર,મલાઇ વગેરે બનાવવાની જગ્યા;દુગ્ધશાળા;ગોરસશાળા.2.The business of keeping milk and converting it into butter or cheese: દૂધ રાખવાનું-દૂધનું માખણ,પનીર,મલાઇ વિગેરે બનાવવાનું કામ-ખાતું;દધિમંથન ગૃહ.

**Dairy maid,**(ડેરિમેડ્)*n*. A female servant whose business is to attend to the dairy:ગોરસ શાળાઉપર રાખેલી સ્ત્રી;ગોપકન્યા.મહીઆરી.

**Dais,**(ડેઇસ્)*n*.[L.*discus*, a dish.] 1. The high or principle table to sit to dine:જમવા બેસવાનો ઉંચો અથવા મુખ્ય મેજ.2. The platform slightly raised above the floor or a hall:આસન-સિંહાસન.3. A canopy over the seat of a person of dignity:કોઇ સત્તાધારી પુરૂષના સિંહાસન ઉપરનું છત્ર.

**Dale,**(ડેલ્ )*A.S.dæl* a dale.] 1. A low place between hill;a vale;a valley:બે પહાડવચ્ચેની જગો; ખીણ. 2.Spout to carry off water: પાણી કાઢવાની નળી.

**Dalliance,** (ડલ્યૅન્સ્ )*n*. 1. Interchange of caresses;wanton play: સ્ત્રી પુરૂષનું રમવું;વિલાસ;કામ-વિષય;કામક્રીડા;કામચેષ્ટા;ઇશકબાજી; વિહાર. 2. Delay:રસળાઇ.લાસરીઆપણું; ઢીલ.

**Dally,**(ડલિ)*vi*.1.To waste time in voluptuous pleasures;to linger:; to delay:રસળવું;રમવું;રમત કo;આળ-બસ-એશઆરામમાં વખત કાઢવો;રમતરોળીયાં કo.2.To interchange caress; to wanton;to sport:વિલાસ-કામક્રીડા-કામચેષ્ટા-ઈશ્કબાજી-વિષયક્રિયા કo. *vt*.To delay;to while away:વખત નકામો કાઢવો;રસળવું.

**Daltonian,**(ડૉલ્ટોનિઅન્ ) *n*. One who is affected with colour blindness:રંગ બરોબર ઓળખી ન શકવાનો

Daub yourself with honey & you will have plenty of flies:

રોગ થયો હોય તેમાણસ;રગાંધળો.

**Dam,**(ડૅમ્ )n.[L. *domina*, a mistress.]1.A female parent,especially of beast: માદા;મા.2.A human mother(in contempt):(ધીક્કારમાં મનુષ્યની)માતા,મા.જણતી, જણનારી. 3. A crowned man in draughts:દામની રમતમાં રાજા.4.A barrier to prevent the flow of a liquid:પાણી ખાળવાને બાંધેલી પાળ;બાંધ;પુસ્તો;સેતુ.*vo*.1. To confine by constructing a dam:પાળ બનાવીને અટકાવવું-પ્રવાહ બંધ કરવો;-પાણીની ગતિ રોકવી;ખાળવું;ઘેરવું;બાંધ બાંધવો.2.To shut up;to restrain: બંધ કરવું;અટકાવવું;રોકવું.*To* **d.***out*, to keep out by means of a dam: પાળવડે અટકાવવું-આવવા નહિં દેવું.

**Damage,**(ડૅમેજ્ )n. [L. *damnum* loss.]1.Detriment;injury;harm; mischief:નુકશાન;ખરાબી; હાની; ખલેલ;ધક્કો;ધોકો.(*Pl.*)(*Law.*) Reparation in money for injury: a compensation:નુકશાની; નુકશાનનો બદલો-અવેજ.*Nominal damages*, those given for the violation of a right where no actual loss has accured: કંઇ નુકશાન ન થયું હોય તે છતાં હક તોડયા બાબત અપાવેલી નુકશાની.*Exemplary* **d.**s,damages imposed by way of example to others: બીજાઓને દાખલો બેસારવા અપાવેલી નુકશાની:ફરીથી કોઈ એવું ન કરે તે માટે અપાવેલી ભારે નુકશાની. *Vindictive* **d.**s,those given specially for the punishment of the wrongdoer: અપરાધીને શિક્ષાનેમાટેજ ખાસ અપાવેલી નુકશાની.*vt.* To hurt;to injure,to impair:નુકશાન-હાની પહોંચાડવી-કરવી. *vi.* To receive damage:નુકશાની-હાની ખમવી.

**Damask,**( ડૅમેસ્ક ) a. [*Damascus* a town in Turkey in Asia.] 1. Resembling the products or manufactures of Damascus:ડમાસ્કસ શેહેરની બનાવટનું-ના જેવું-ને મળતું.2.Having the colour of the Damask-rose:ડમાસ્કસના ગુલાબના જેવા રંગનું.**D.***plum*,a small dark-coloured plum:નાનું કાળારંગનું આલુ-"પ્લમ".**D.***silk*, a kind of heavy, rich figured silk: ફુલેવર પાટપોત. *n*.1.A kind of stuff woven with figures and flowers:અસલ ડમાસ્કસ શેહેરની બનાવટનું રેશમી કાપડ. 2. Linen woven in imitation of the Damask silk:ધુમાસ;ડુમાસ. *vt*.To adorn;to embellish;to variegate: કાપડ ઉપર ફુલ-બુટ્ટા પાડવા;સુશોભિત કરવું;તરેહવાર કરવું;ભાત પાડવી.

**Dame,**(ડેમ્ )n. [L.*domina* a mistress.]1.A mistress;a lady in rank or culture:બાઈ;કેળવણીવાળી સ્ત્રી.2. A mistress of a family:ઘરખટલો ચલાવનારી સ્ત્રી; ઘર ધણીઆણી. 3. A woman in general;esp.an elderly women:સ્ત્રી;આધેર સ્ત્રી;મોટી ઉમરની બૈરી;બાઇ;માજી;ડોશી;ઘરડાં.4. A mother:મા;માદા.

**Damn,**(ડૅમ્ )vt.[L. *damno*,I condemn.]1. To condemn; to sentence; to censure: શિક્ષાપાત્ર-દંડપાત્ર ઠેરવવું;પરદંડ ઠેરવવો;દોષિત ગણવું;દોષ ચઢાવવો.2.(*Theol.*) To consign to perdition: નરકમાં નાંખવું; નરકનો-નર્કવાસનો દંડ ઠેરવવો;અધોગતિ કo.3.To condemn,as bad or displeasing: છિટકારી કાઢવું;છેક નાપસંદ કરી-ધિક્કારી કાઢવું.As,*do not* **d.***them without hearing*: સાંભળ્યા શિવાય તેમને ધિક્કારી કાઢશો નહિ. *vi.*To curse:શાપ દેવો;બદદુવા ઇચ્છવી.

**Damnable,**(ડૅમ્નેબલ્ )a.1.Worthy of or liable to damnation:નરકમાં નાંખવા જેવું;નરકપાત્ર;નરકદંડાર્હ.2. Odious;pernicious:ધિક્કારવા જેગ-યોગ્ય;દુષ્ટ;અતિદુષ્ટ;ગર્હ્ય;નિંધ;કાળું;કાળમોંઢાનું;કાળદાસીઉં;કૃષ્ણમુખું.

**Damnation,**( ડૅમ્નેશન્ )n.1. Condemnation; censure: ધિક્કારવું-નાપસંદ કરવું તે.2.(*Theol.*)Condemnation to everlasting punishment in future state: નરકમાં જવું-પડવું તે;દુર્ગતિ;અધોગતિ;નરકયાતના; નરકવાસ.

**Damnatory,**(ડૅમ્નેટૉરિ)a. Dooming to damnation; condemnatory: ધિક્કારતું;દુષ્ટઠરાવતું.

**Damp,** ( ડૅમ્પ ) a. 1. Moderately wet;moist;humid: હવાયલું; શરદીવાળું;ભેજવાળું;અસૂકું;ભીનું;આર્દ્ર;આલાલીલું. 2. Dejected; depressed: ઉદાસ;દિલગીર;નાઉમેદ;નિરાશ;વિષણ્ણ; ભગ્નોત્સાહ.*n*.1. Moisture;humidity:ભીનાશ;ભેજ;હવા;શરદી. 2.Dejection;depression:દાસી; ઉત્સાહભંગ; નાઉમેદી;નિરાશા;વિષાદ; દિલગીરી. 3. (*Mining*)Gaseous products:ઉભો; ઉબાસ;ઉબ.*Choke* **d.**,a damp consisting principally of carbonic acid gas:પ્રાણહરવાયુ.**D.***sheet*,a curtain in a mine gallery to direct air currents & prevent accumulation of gas:ખાણની અંદર ખરાબ હવા ભેગી ન થાય તેટલા માટે રાખેલા માર્ગ.*vt*. 1.To moisten; to make humid; to dampen:હવાયલું-હવાવાળું કo;ભીનું-ભેજવાળું કo; શરદ કo. 2.(*a*) To put out (as fire):ઓલવવું;બુઝાવું;છાંટવું.(*b*) To depress or deject:દાબી દેવું;દબાવી નાંખવું;ભાંગી નાંખવું;ઉદાસ કo.(*c*) To make dull: નરમ-ઢીલું-સુસ્ત કરી દેવું;નરમ ઘેંસ કરી દેવું.(*d*)To weaken;to discourage: આશાભંગ-ઉત્સાહભંગ કo;નાશીપાસના ઉમેદ-નિરાશ કo;ધીમું-ટઢાડું પાડવું; -માં ભંગાણ પાડવું;ધોકો-આંચકો પહોંચાડવો.*I shall not* **d.***your hopes*: હું તમારી આશાઓ ભંગ નહિં કરૂં.

**Damsel,**(ડૅમ્ઝેલ્ ) n. [L. *Damna*, mistress].1.A young person either male or female: જુવાન-માણસ(પુરૂષ કે સ્ત્રી)2.A young unmarried woman;a girl;a maiden: કન્યા; કુમારી; છોકરી; જુવાન બૈરી;તરૂણ સ્ત્રી;બાળા;યુવતી;તરૂણી;મુગ્ધા.*Bevy of* **d.**s: તરૂણીગણ. *A damsel's* child: કાનીન.*Celestial* **d.**:અપ્સરા.

**Damson,**(ડૅમ્ઝન્ )n.A small black-plum:જરદાલુ;જરદોસ્તે આલુ.

**Dance,**(ડૅન્સ્ )vi.1. To move with measured steps;to leap rhythmically: નાચવું;નૃત્ય કરવું.2.To caper; to frisk:કુદવું;નાચવું;ઉછળવું.*To dance on a rope* or *to dance on nothing*; to be hanged: ફાંસીએ ચઢવું-લટકવું.*vt*.1. To cause to dance;to dandle:નચાવવું;નૃત્ય કરાવવું;ઉછાળવું. *To dance* attendance,to be or remain in waiting,with a view to please or gain favor:મેહેરબાની મેળવવાના-ખુશી કરવાના ઇરાદાથી તબીયત-મરજી ઉઠાવવી; ગાંડગુલામી કo;-ના જોડા ઉંચકવા. *n*. The leaping, tripping,or measured stepping of one who dances:નૃત્ય;નાટ્ય; **d.** *with ring*:મંડલ;નૃત્યરાસ.**D** *with gesticulation*: તાંડવ નૃત્ય. *Lively & merry* **d.**:રૂમઝુમ નાચ.2.(*Mus.*) A tune by which dancing is regulated:જે રાગથી નાચ કરાવવામાં આવે છે તે;ધ્રુપદ.

**Dancing,-girl,** ( ડૅન્સિન્ગ્-ગર્લ્ ) n. Danceress;a female dancer:રામજણી;તાયફો;કલાવંતી; નાયકણ; વેશ્યા.

લીલા વનના સુડા ઘણા; શેઠના સાળા સૌ થાય.

*Attendant on a* **d**.: ભટરો. *Present made to a* **d**.*while dancing*:મુજરે.

**Dander,**(ડૅન્ડેર્ ) *n*. **1**. Scurf on the head:ખોડો.**2**.Anger: ગુસ્સો; ક્રોધ.*vi*.To wander about:to talk incoherently:ભટકવું; રઝળવું; આડાઅવળી ગમે તેમ વાત ક૦.

**Dandle,**(ડૅન્ડલ્ )*vt*. **1**.To move up and down on the knee;to caress: હાથ-ખોળામાં ઉછાળીને રમાડવું.**2**. To toy with:to pet:લડાવવું;લાડક૦.**3**. To wheedle;to put off by trifles: ફોસલાવવું;રમાડવું.

**Dandruff,**(ડૅન્ડ્રફ્ ) *n*. A scruf on the head coming off in scales or particles: માથામાં થતો ખોડો.

**Dandy,**(ડૅન્ડિ ) *n*. **1**. A fop;a coxcomb: છેલ;ફક્કડ; ટાપટીપીઓ; લાલા; બાંકેરાવ.**2**.A small sail:નાનો શઢ. *ad*.-**ish**.

**Danger,**(ડૅન્જર્ )*n*. [L. *Dominus*, a lord.]**1**. Exposure to loss;evil, pain;peril;risk:જોખમ;ભો;ભય;ભીતિ; શંકા;સંદેહ;દહેશત;ધાક;ધાસ્તી; નુકશાન-હાનિનો સંભવ;સંશય. **D**. *of life*: પ્રાણસંકટ;પ્રાણસંદેહ; પ્રાણાંત; જીવિતસંશય.*The hour of* **d**.:આપત્સમય. *Attended with* **d**.: સંદિગ્ધ. **2**. Power to harm: કોઇનેકાંઇ હરકત-દુઃખ કરવાની સત્તા. **3**. Hesitation; coyness:આનાકાની; બીકણપણું. **4**. Difficulty;sparingness:અનર્થ; અપાય;સંકટ;આપત્તિ;વિપત્તિ;કષ્ટ.*vt*. To put in hazard; to endanger: જોખમ-ભયમાં નાંખવું.

**Dangerous,**(ડૅન્જરસ્ )*a*.**1**.Full of risk;perilous;hazardous;unsafe: જોખમનું;જોખમ ધાસ્તી ભરેલું-વાળું;હાનીકારક;દહેશતવાળું;દુસ્તર. **2**. Causing danger: ભય પમાડતું-લગાડતું; ભયાવહ;ભીતિપ્રદ;ભયંકર.**3**.In a condition of danger; threatened with death:મોતની ધાસ્તીવાળું;પ્રાણસંદેહનું;પ્રાણાંત;વિષમ.**4**.Hard to suit;difficult to please:સંદિગ્ધ.

**Dangerously,** ( ડૅન્જરસ્લિ ) *adv*. Hazardously;perilously:દહેશતરાખવા જેવું; ધાસ્તી-જોખમ ભરેલી રીત્યે.

**Dangle,**(ડૅન્ગલ્ )*vi*. To hang loosely:લટકવું;ઝુલવું;લબડવું; ટંગાઇને લટકવું.*To* **d**.*on a gibbet*: ફાંસીના લાકડા ઉપર લટકવું. *vt*. To swing; to cause to dangle:હિંચકા ખવડાવવા-ઝુલાવવું;લબડાવવું.*To dangle about*, to beset;to court the favour of: -ની ખુશામત ક૦;-ની મરજી ઉઠાવવી;-નીપાછળ ભમવું-ની પાછળ પડવું.

**Dangler,**(ડૅન્ગ્લર્ ) *n*. One who dangles about, especially after women:પાછળ ફરનાર-ભમનાર; અટકાવનાર-વિટલાનાર;પાછળ ભમતો રખડતો કુતરો.

**Dank,**(ડૅન્ક્ )*a*.Moist; humid; wet: ભિનું;શરદ; લિલું; હવાયેલું. *n*. **1**. A moisture;humidity:ભીનાશ;શરદી. **2**.Water,as opposed to dry land: પાણી;જળ.**3**. A small silver coin current in Persia:ઇરાનમાં ચાલતો રૂપાનો સિક્કો.

**Dapper,**(ડૅપર્ )*a*. (*a*.) Little and active:ઠીંગણું અને છટું;ચાલાક. (*b*.) Spruce or smart:ઠીકઠાકીઉં;ઠીકઠાક; સાફસૂફ રેહેનાર.

**Dapple,**( ડૅપલ્ ) *n*. One of the spots,on a dapple animal: કાબરચીતરા જનાવર ઉપરના ડાઘામાંનો એક ડાઘ.*vt*.To variegate with spots: કાબરચીતરૂં-રંગ બેરંગી બનાવવું; અબલક ક૦.*a*. Spotted; variegated: કાબરચીતરૂં;રંગ બેરંગી;અબલખ;ચિત્રવર્ણ;પચરંગી.

**Dare,**( ડૅર્ ) *vi*. *imp*. **durst** or **dared**.[*Gr*.*Tharrein*,to dare.] Not to be afraid:to venture:ધૈર્ય-હિમ્મત-છાતી ચાલવી-હોવી-ચલાવવી; હામ બીડવી.*vt*.**1**.To have courage for;to venture to do:કરવાને હિમત ધરવી; હામ-છાતીચલાવવી; હામ-બાથ ભીડવી;બહાદુરી ચલાવવી;મુછોપર લીંબુ હોવું-રાખવું:ની સામે સવાશેર સુંઠખાવી.**2**.To challenge; to provoke; to defy: ચડસે ભરાવવું; કંઇ કરવાની ઝનુન ભરાવવી;નાદે ચડાવવું;તુચ્છકારવું; ધિક્કારવું;સાહસ ક૦: ધૃષ્ટ થવું; આવીજા એમ કહેવું.**3**.To terrify;to daunt: બીવડાવવું;ગભરાવવું;ભયભીત ક૦.*To* **d**. *larks*,to catch them by producing terror:ચંડોળ-લાવરી,પક્ષીને બીવડાવીને-ભય પમાડીને પકડવાં.*n*.**1**.Boldness:બહાદુરી;હિંમત. **2**. Defiance; challenge:મકદૂર;તાકાદ; ચડસ ભરાવવો તે; નાદે ચડાવવું તે:અવજ્ઞા; અવગણના.

**Daring,**(ડૅરિન્ગ્ )*a*. Bold; fearless: બહાદુર;હિમતવાન;છાતીચલું;મર્દ; સાહસિક;ધૃષ્ટ;નિર્ભય;શુર.Boldness; fearlessness;courage:હિમત;છાતી;સાહસિકકામ;હામ;ધૈર્ય;સાહસ;ધાષ્ટર્ય;મર્દામી.

**Dark,**(ડાર્ક્ )*a*.[A.S.*deore*,dark.] **1**. Destitute of light;wholly or partially black;not light coloured:અંધારાવાળું;પ્રકાશહીન-રહિત; અંધારૂં;બંધેર;સામળું;કાળું;ધેરૂં; અંધકારમય;*a*.**d**.*room*:અંધારી; ઓરડી;*a* **d**. *cloth*:કાળું લુગડું. **2**. Mysterious; concealed;hidden;obscure: ન સમજાય એવું;ગુપ્ત;અસ્પષ્ટ;ગૂઢ;દુર્બોધ;દુર્જ્ઞેય:as,*a* **d**.*meaning*:દુર્જ્ઞેય અર્થ. **3**. Unrefined;ignorant:અજ્ઞાન; મૂર્ખતાનું;જ્ઞાનરૂપી પ્રકાશ-અજવાળા વગરનું. **4**. Vile;atrocious;wicked: જંગલી; નિર્દય;ક્રૂર;દુષ્ટ;ખળ;નિંદ્ય;ઘોર; as, *a* **d**. *deed*:દુષ્ટ-ઘોર કર્મ. **5**. Foreboding evil;gloomy:માઠું; ઉદાસી; ભયાનક; આફત ભરેલું;ભયંકર.*In the* **d**.*hour of adversity*:આપત્તિના માઠા વખતમાં.**6**.Blind:આંધળું. **D**. *in soul*: તમોવૃત્તિ;પાપાત્મા.**D**.*thoughts*: પાપસંકલ્પ.*A* **d**.*horse*,in racing or politics,a horse or a candidate whose chances of success are not known:શરતમાં કે રાજનીતિમાં જે ઘોડા અગર ઉમેદવારની બુદ્ધિ શક્તિ વગેરે બહાર જણાતી ન હોય તે;છૂપુ રત્ન; ઢાંક્યું રત્ન;નીવડ્યા વગરનું મોતી. **D**. *house*,**d**.*room*,a house or room in which madmen were confined:ગાંડા માણસોને પુરી રાખવાનું મકાન કે ઓરડી;અંધારી ઓરડી. **D**. *lantern*,see under **lantern**.*The* **d**. *ages*, a period of obscurity in literature & art from A.D.500 to 1500:ઈ.સ. ૫૦૦ થી તે ૧૫૦૦ સુધીનો વિદ્યાસંબંધી અજ્ઞાનતાનો કાળ. *The* **d** *day*,the 19th.May 1780: સને ૧૭૮૦ ના મેની ૧૯ મી તારીખ.*To keep* **d**.,to reveal nothing:કશુંબહાર ન પાડવું; છાનું-ગુપ્ત રાખવું. *n*. **1**. Obscurity;darkness:અંધારૂં;અંધકાર;તિમિર.**2**.State of ignorance: અજ્ઞાન;અજ્ઞાનતા;અજાણપણું. *vt*. To darken:કાળું-ન ગમે તેવું ક૦.

**Darken,**(ડાર્કન )*vt*. **1**. To deprive of light;to obscure;to make dark or black:અંધારૂં ક૦;અંધકાર ક૦-લાવવો;ઘેરૂં-શ્યામ-કૃષ્ણવર્ણનું ક૦. **2**. To render dim;to deprive of vision: ઝાંખું ક૦;તેજકમીક૦;આંધળું-અંધક૦. **3**.To render less clear or intelligible:સમજવામાં-અઘરૂં પડે એવું ન સમજાય એવું-અગમ્ય કરવું;ગૂઢ ક૦;અસ્પષ્ટ ક૦.**4**.To cast a gloom upon: (રંગમાં)ભંગ ક૦;ઉદાસ-ઉદાસીન ક૦.**5**. To make foul;to sully: ઝાંખુ ક૦; ઝાંખ લગાડવી:કલંકિત ક૦-નામોશી ચ-

ઢાંકવી-ઢાંકી નાંખવું;ડાઘ-એબ-શરમ લગાડવી.*vi.*To grow dark:કાળું-શ્યામ પડવું-થવું.

**Darkish,** (ડાર્કિશ્ ) *a.* Somewhat dark;dusky:જેવુંતેવુંકાળું-ઝાંખું;ધુંધું.

**Darkly,**(ડાર્કલિ)*adv.*1. Obscurely; dimly;blindly;uncertainly:ઝાંખું ઝાંખું;ઝાંખું.2.With a dark cruel look:નિર્દયતાથી;નિર્દયપણે;ગુસ્સાથી.

**Darkness,**(ડાર્કનેસ્ ) *n.* 1. Gloom; blackness:અંધકાર; તિમિર; કાળાશ; કળું ઢાસ;શ્યામતા;કૃષ્ણતા.*The quality or property of* **d**.:તમોગુણ.2. A state of privacy;secrecy: છાનું રાખવું તે;પડદો;ગુપ્તતા;રહસ્ય;અપ્રસિદ્ધિ. 3.A state of ignorance;wickedness:અજ્ઞાનપણું;અજ્ઞાન;ભૂલ;ભૂલાવો; પાપ;દુષ્ટતા.4. Want of clearness: અસ્પષ્ટતા;ગૂઢતા.5.Distress or perplexity:મુશીબત;સંકટ.*Land of* **d**., the grave:ઘોર;કબર.*Prince of* **d**., devil;Setan:સેતાન;યમરાજ.

**Darksome,** ( ડાર્કસમ્ ) *a.* Dark; gloomy;obscure:અંધારૂં;કાળું; અંધકારમય.

**Darky,**(ડાર્કિ)*n.*A negro:સિધી;હબસી.

**Darling,**(ડાર્લિંન્ગ્ )*a.* [ A. S. *deore* dear:]Dearly beloved; favorite: વહાલું;પ્રિય;લાડકું;પ્યારૂં;વલ્લભ.*n.*One dearly beloved;a favorite:વહાલું; લાડકું;પ્રાણ;પ્રાણાત્મા;પિયું;પ્યારૂં;પ્રિયા.

**Darn,**(ડાર્ન્ ) *vt.* To sew together with yarn or thread: દોરાથી સીવી-સાંધી લેવું;રફુ કરવું;તુણવું.*n.*A place mended by darning:તુણેલો ભાગ કકડો.

**Dart,**(ડાર્ટ્ )*n.*[A.S. *daroth*,a javelin.] 1. A jevelin; any missile weapon:ફેંકવાનો ભાલો;બરછી; સાંગ; શક્તિ.2. An arrow:તીર;બાણ.Any thing that pierces or wounds like a dart:-હૃદય ભેદનાર; મર્મચ્છેદનાર;તીર.4.A kind of fish:એક જાતની માછલી.*vt.*1.To throw or hurl as a missile weapon:ફેંકવું; મારવું; મૂકવું.2.To send;forth;to emit;to shoot:(વેગેકરીને)મોકલવું; આપવું.નાખવું;મુકવું;પાડવું;ફેંકવું.*vi.*To let fly or launch:(તીરની પેઠે)આવવું-પડવું;ઉડીને આવવું-પડવું.2.To start suddenly and run:ઝડીમ લેઇને નિકળી નાહાસવું;સરર છૂટવું;સડપ લઇ નિકળીને દોડવું.

**Dash,**(ડૅશ )*vt.*1.To cause to strike violently:અફળાય એમ જોરથી ફેંકવું; અફાળવું;પછાડવું; ઠોકવું; ફટવું. 2. To shatter;to frustrate;to ruin:ભુકે ભુકા-ચૂરેચૂરા-કડકે કડકા ક૦;-થી ભૂકા થઇ જવા; ભંગ ક૦; ધૂળધાણી મેળવવું; તોડી પાડવું;બરબાદ ક૦.3.To put to shame;to abash;to depress: સરમાવવું;ગભરાવવું; શરમ-લાજ લગાડવી; લજવવું.4.To throw partially; to touch here & there;to mix with: છાંટવું;છાંટ મારવી;ભેળવવું; મેળવવું; ભેગ ક૦;મિશ્રણ-મેળવણી ક૦.5.To execute rapidly(with *off*):ફેંકી-અફાળી મારવું;ઝપાટાથી તૈયાર કરી દેવું;ઝરરી કાઢવું; ઉભું કરી દેવું.6.(with *out*)To erase by a stroke;to strike out: છેકવું; ચેરી નાખવું;ઉપર છેકો મારવો. *vi.* To rush with violence;to come in collision:અથડાવું;પછડાવું;કુટાવું ઝપટાવું;અફળાવું.*n.*1.A violent striking of two bodies;crash:અથડાવું તે;અફળાવું તે;ટક્કર;કુટાવું તે;અથડાઅથડી.2.Abashment;check;ruin: અટકાવ;પ્રતિબંધ;અવરોધ;શરમ;ભંગ;ધુળધાણી.3.An admixture;a partial overspreading;adulteration:ભેળ; અંશ;ભાગ;છાંટ;આભાસ;ભેગ; મેળવણી. 4. A rapid movement: ધસારો; હુમલો;ઝપાટો;ઝાપટું;as,*a* **d**.*of rain*: વરસાદનું ઝાપટું. 5. Capacity for quick bold movement against an enemy:(શત્રુની સામા)ધસારો-ઝડપવાળીદોડ કરવાની આવડત;ઝડપ.6. A vain show or blustering parade:આડંબર;ડોળ;ભભકો;ફેકટ ધામધુમ;દંભ.7.(*Punctuation.*)A mark or line, thus[-]ગુરૂરેખા-પા. 8. A small mark(,)denoting that the note over which it is placed is to be performed in a short,distinct manner:જેના ઉપર એ નિશાની મૂકવામાં આવે છે તે સ્વર ટૂંકી અને સ્પષ્ટ રીતે બોલવાનો છે એમ સૂચવનાર ચિન્હ.9.Energy in style or action; animation; spirit:જુસ્સો;દબદબો.

**Dash-board,**(ડૅશ-બોર્ડ્ )*n.*A board placed on the forepart of a carriage to intercept dirt,mud or snow thrown by horses: ઘોડાના પગથી કાદવપાણીઉડીનેગાડીમાં ન આવે તેટલા માટે આગલા ભાગમાં રાખેલું પાટીયું;સુપડી.

**Dashing,**(ડૅશિન્ગ્ )*a.* Showy;bold; spirited:ધુસનારૂં;ધુસણીઉં;ધુસીજનાર.

**Dastard,** ( ડૅસ્ટર્ડ્ ) *n.* An arrant coward;a poltroon: બીકણ-બાયલું-નામર્દ માણસ;હીચકારો.*a.*Cowardly: બીકણ;બાયલું;પોતીઆં છોડું;અતિબીરૂં; હીચકારૂં. *vt.* To intimidate; to dispirit:નામર્દ-નાહિંમત ક૦.

**Dastardly,** (ડૅસ્ટર્ડ્લિ ) *a.* Meanly timid;base;sneaking:નામર્દ;બીકણ; બાયલું.

**Data,**(ડેટ)*n.* [L. *do*, I give.] *pl.* [*Sing* **Datum**.]A ground of inference or deduction:મુદ્દાનીવાતો; આધાર;આશ્રય;સ્વીકૃતપક્ષ;ઉપન્યાસ.

**Date,**(ડેટ્ )*n.*[L.*do*,I give.]1.That addition to a writing, inscription,coin&c..which specifies the time when it was given or executed: તારીખ;દહાડોવાર; મિતિ; તિથિ.2.Precise period; epoch:દહાડો;વરસ-વર્ષ;કાળ;સમય.3.End; conclusion:છેડો;અંત;છેવટ.4.Duration; continuance:પહોંચવું-ટકવું તે; મુદત; આયુષ્ય;કાળમર્યાદા;આવરદા.*To bear* **d**., to have the date named on the face of it:-ના ઉપર તારીખ-દહાડોવાર હોવો.5.The fruit of the date palm: ખજુર;ખારેક.*vt.*1.To note the time of writing or executing:તારીખ-દહાડો-વાર-મિતિ માંડવી-લખવી-પૂરવી-નાંખવી.2.To note or fix the time of: -નો નક્કી વખત-દહાડો-કાળકહેવો-મુકરર ક૦.*vi.*To have beginning:આરંભ-શિરૂઆત-પ્રારંભ-મંડાણ હોવું. 2. To have a date:તારીખ હોવી.*Bearing* **d**.,having the date named on the face of it:માં તારીખ લખેલી હોય એવું.

**Date-tree,**(ડેટ્ટ્રી)*n.*(*Bot.*) The genus of palms which bear dates: ખજુરી.

**Dative,**(ડેટિવ્ )*a.*[L.*do*,I give.] 1. (*Gram.*)Pertaining to the case of a noun which expresses the remoter object:ચોથી વિભક્તી-ચતુર્થી-સંપ્રદાન વિષેનું.2.(*Law.*)(*a*) In one's gift:પોતાની મરજીમાં આવે તેમ આપી શકે-ગમે તેમ વ્યવસ્થા કરી શકે તેવું.(*b*) Given by a magistrate: માજીસ્ટ્રેટથી આપવામાં આવેલું. (*c*) Removable; not perpetual,aid of an officer:કાયમ નહિ એવો; કાઢી મુકાય એવો. *n.* The dative case: ચતુર્થી-સંપ્રદાન વિભક્તિ.

**Daub,**(ડૉબ્ ) *vt.* [L. *de* & *albus*, white.]1.To smear with soft,adhesive matter;to plaster:લપેડવું; ખરડવું;પીળવું.2.To paint in a coarse manner:લપડવું;થપડવું; લપેડી મૂકવું; ડપકા ડપકા પાડી મૂકવા. 3. To dis-

guise;to conceal:ઢાંકવું;છુપાવવું;સંતાડવું;દબાવી-ઢાંકી રાખવું.4.To flatter grossly:ખુશામત ક૦;ચડાવવું. 5.To deck awkwardly:કઢંગી રીતે શણગારવું;નશોભે તેવી રીત્યે અલંકૃત ક૦.*n.* 1.A viscous,sticky application; a smear:ડબકાડબકા;લેપ;વિલેપન. 2. (*Paint.*)A picture coarsely executed: જેમાં રંગના ડબકા ડબકા પાડી મૂકેલા હોય એવી છબી;કુચિત્ર;ખરાબ છબી.

**Dauby,**(ડૉબિ)*a.*Viscous; adhesive: ચિકણું;ચિકટ.

**Daughter,**(ડૉટર્)*n.*[A.S. *dohtor*, a daughter.]1. (*a*) The female offspring of the human species: છોકરી;પુત્રી;દુહિતા;બેટી;દીકરી; સુતા;તનુજા;કન્યા. (*b*) A female child of any age:બૈરૂ;સ્ત્રી. 2.A female descendant: કુલપુત્રી; સ્ત્રીવંશજ. 3. A son's wife; a daughter-in-law: છોકરાની વહુ;વહુ;પુત્રજાયા.4.A term of address indicating parental interest:દીકરી;બેટી;બહેન;બેટા; લાડકી;બાપુડી.

**Daughter-in-law,**(ડૉટર્-ઇન્-લૉ)*n.* The wife of one's son: છોકરાની વહુ;વધૂ;પુત્રજાયા.

**Daughterly,**(ડૉટર્લિ)*a.* Becoming a daughter;filial:પુત્રીને યોગ્ય-લાજમ-ઘટતું.

**Daunt,**(ડૉન્ટ્)*vt.*[L.*domo*,I tame.] To repress or subdue the courage of;to intimidate:હિંમત વિગેરે દાબી નાંખવું; ધાક બતાવવી; ગભરાવવું; બીવડાવવું; ને ભય-ધાસ્તી પહોંચાડવી; ડર લગાડવો; ડરાવવું;ના હિંમત ક૦;ઉત્સાહભંગ-ધૈર્યભંગ ક૦.

**Dauntless,**(ડૉન્ટ્લેસ્)*a.*Bold;fearless;intrepid: દબાય-બીહે-ડરે નહિં એવું;હિંમતવાન;છાતીવાળું;નિર્ભય;બહાદુર;ધીટ;મર્દ;નિડર.

**Dauphin,**(ડૉફિન્) *n.* The title of the french heirapparent:ફ્રાન્સના પાટવી કુંવરનો ખિતાબ.

**Daw,** (ડૉ) *n.* A bird of the crow kind;a jackdaw:કાગડાની જાતનું પક્ષી.

**Dawdle,** (ડૉડ્લ્) *vi.* To trifle; to waste time in trifling employment: વખત ગુમાવવો;રઝળવું; જાણીજોઇને ધોળાચાં કરવું;માંખો માર્યા કરવી; હુંડીઓ લખવી.*vt.*To waste by trifling:રસળીને-જાણી જોઇને ગુમાવવું.

**Dawn,**(ડૉન્)*vi.*[A. S. *dagian*, to become day.] 1.To grow light: ઉગવા-ફુટવા માંડવું;અજવાળું થવા માંડવું;પોહો ફાટવા માંડવો;ઉજેસ થવો;અરૂણોદય થવો; મળસકું થવું; પ્રભાત થવું; As,the day *dawned*:અરૂણોદય થયો. 2. To begin to expand; to begin to appear: ઉગવા-ખીલવા-દેખાવા-નીકળવા માંડવું;-ની નિશાની જણાવી;ઉદય થવો;ફુટવું.*n.*1.The break of day:સવારનું મહોર;વહાણાનું પહોર; પ્રભાત;પ્રાતઃકાળ;અરૂણોદય;મળસકું;પરોઢિયું.2.First appearance;beginning;rise:પેહેલવેહેલાં દેખાવા માંડવું તે;ઉદય;શરૂઆત;આરંભ;પ્રારંભ.

**Day,**(ડે)*n.*[A.S.*dæg.*]The time of light;the time between sunrise & sunset;light itself:દહાડો;દિવસ;અજવાળું.*Advancing* **d.**: ચઢતો દિવસ; સારી વેળા; ચઢતો પહોર. *All the* **d.***long*: સારો દિવસ; દિવસભર. *Blind by* **d.**:દિવસાંધ;દિનાંધ. **D.**& *night*: રાતદિવસ;અહોરાત્ર; અહર્નિશ; અષ્ટપ્રહર;આઠે પહોર.*Declining* **d.**: પડતી;પડતો દિવસ;ઉતરતો દહાડો;માઠીવેળા;ઉતરતો પહોર.*Pay of a* **d.**: રોજ;રોજી;દાડિ.2.The period of the earth's revolution on its axis: દહાડો;દિન;દિવસ;દહાડો-રાત;અહોરાત્ર. As,24 hours make one *day*: ૨૪ કલાકનો એક દહાડો.*Auspicious* **d.**: સુદિન;મંગળ દિવસ;સારો દહાડો.**D.***of the week*:વાર;વાસર. **D.** *after* **d.**: દિવસે દિવસે;ઉત્તરોત્તર દિવસે;દહાડે દહાડે.**D.***by* **d.**:રોજ;દરરોજ;રોજ-નિત્ય ઉઠીને;હમેશાં.*Happy* **d.**:સોનાનો દિવસ;સુદિન; માંગલિક દિવસ. *Now-a-days*:આજ કાલ;હમણાં હમણાં.3.Any specified time or period; age; time:દહાડો;સમય;વખત;કાળ;જમાનો. *He was a great man of his* **d.**: તેના જમાનામાં તે મ્હોટો માણસ હતો. 4.Day of battle;victory:યુદ્ધદિવસ; યુદ્ધ;લડાઈ;જીત.Only from *day* to *day*,temporarily:થોડા કાળ-વખતનું; થોડો વખત પહોંચે એવું.**D.***in court*, a day for the appearance of parties in a suit:મુદત.**D.***owl*,an owl that flies by:દિવસે ઉડનારૂં ઘુવડ.**D.** *rule*, an order of court allowing a prisoner to go beyond a prison limits for a single day: કેદીને જેલની મર્યાદાથી બહાર એક દિવસનેજ માટે જવા દેવાનો કોરટનો હુકમ.*From* **d.** *to* d.,as time passes; in the course of time: દિવસ જતાં;વખત વીતતાં;દિવસે દિવસે.*Jewish* **d.**:the time between sunset & sunset:સંધ્યાકાળથી તે બીજી સંધ્યાકાળ સુધીનો દિવસ.*One* **d.**, *one of these* **d.**s,at an uncertain time: કોઈ દિવસ;કોઇ દહાડો.*To win the* **d.**,to gain the victory: જય મેળવવો;વિજયી થવું;યશ પામવો;ફતેહમંદ નિવડવું.*Week* d., any day of the week except sunday:રવિવાર શિવાયનો અઠવાડિયાનો ગમે તે દિવસ. *Days* of grace,days granted by the court for delay or days allowed by the custom for the payment of a note or bill of exchange:કોઈને હાજર થવાને કોરટે ઠરાવેલી અથવા હુંડી વિગેરેનાં નાણાં આપવાને હુંડીમાં લખેલી તારીખ ઉપરાંત જે ત્રણ દહાડા બારતીઆપેછે તે;મહેતલ; છૂટના દહાડા.*To-day*, on the present day;this day:આજે;આજ;

**Day-bed,**(ડે-બેડ્) *n.* A couch or sofa:કોચ;પલંગ.

**Day-book,**(ડે-બુક્)*n.*A journal of accounts:રોજમેળ;રોજનામું;કાચોમેળ.

**Day-break-spring,** (ડે-બ્રેક્-સ્પ્રિન્ગ્)*n.*The time of the first appearance of light in the morning:પ્રભાત;પ્રાતઃકાળ;પરોઢિયું;મળશકું; પરોડ;અરૂણોદય.

**Day-labourer,**(ડે-લૅબરર્)*n.* One who works by the day:મજુર;મજુરણ;દાડિયો.

**Day-maid,** (ડે-મેડ્) *n.* A dairy maid:દૂધવાળી;મહીઆરી.

**Day-star,**(ડે-સ્ટાર્)*n.*1.The morning star;the star which ushers in the day:શુક્રનો તારો;પ્રભાત નક્ષત્ર.

**Dazzle,** ( ડેઝલ્ ) *vt.* 1. To overpower with light:આંજી નાંખવું;ઝંખવી નાંખવું;આંજવું;આંધળું ક૦.2.To strike with admiration or surprise;to bewilder with display of any kind:આંજવું;આશ્ચર્ય પમાડવું; છક-ચકિત ક૦;છક્ક કરી દેવું;વિસ્મય પમાડવું.*n.*A light of dazzling brilliancy: આંજી નાંખે-ઝાંખુ કરે-આંધળું કરે એવું તેજ-ચળકાટ.*vi.*To be overpowered by light: ઝાંઝવાં વળવાં; આંજાઇ જવું:ઝાંખ પડવી-વળવી.

**Deacon,**(ડીકૉન્)*n.*[L.*diaconus*, a servant.]1.In the Roman Catholic and Episcopal churches, a person admitted to the lowest order in the ministry,subordinate to the bishops and priests: ખ્રિસ્તિ ધર્મનો એક ઉતરતી પદવીનો અ-

ધીકાર;ઉતરતા દરજ્જાનો પાદરી; "ડીક-ન".2. An overseer of the poor: ગરીબ લોકોની ઉપર દેખરેખ રાખનાર; -ની સંભાળ લેનાર.*vt.*(*with.*)To read aloud each line of a hymn before singing it:કોઈ કિર્તન-સ્તોત્રની લીટી ગાતા પહેલાં મોટેથી વાંચી જવી.

**Deaconess,**(ડીકનેસ્)*n.*A female deacon in the primitive church: ઉતરતા દરજ્જાની સ્ત્રી પાદરી.

**Dead,**(ડેડ્)*a.* [A. S. from *dead,* dead.]1.Deprived of life:મુએલું; મરેલું;મરી ગયેલું; મૃત; પ્રાણવિહીન-રહિત;વૈકુંઠવાસી;કૈલાસવાસી;પરલોકવાસી;સ્વર્ગવાસી.*A* **d.***body:* મુડદું; શબ; લાસ;પ્રેત.2.Inanimate;lifeless:નિર્જિવ;અપ્રાણી;જડ;અચેતન;as,**d.** *matter:*નિર્જિવ પદાર્થ. 3. Resembling death in appearance or quality;deathlike:મરીજયાજેવું;ઘોર; ગાઢ;ભર;as *a* **d.***summer:*ભરઉન્હાળો; *a* **d.***sleep:* ભર-ઘોર-ઘસઘસાટ-કુંભકર્ણી ઉંઘ.4. Motionless; inactive; useless:નિશ્ચેષ્ટ;જડ;સ્તબ્ધ;સ્થિર; બારેકાર્ય.*A* **d.***load:*સંગીન બોજો-ભાર. 5.Soundless:બ્હેરું;અવાજ ન નીકળે એવું;as,*a* **d.** *floor:*જેના ઉપર ચાલતાં અવાજ ન થાય એવી જમિન;બ્હેરી સપાટી.6.Unproductive; unprofitable:નફો ન મળે એવું;જેમાંથી કાંઇ પ્રાપ્તિ ન થાય એવું;અપ્રાપ્તિકારક;ટાઢું; as, **d.***capital:*નફો ન મળે એવું ભંડોળ; ટાઢી મુંડી.7.Lacking spirit; dull; cheerless:નિરસ:નિઃસત્વ;ફિક્કું;ઝાંખું; મંદ;ઉદાસીન;તેજ-તેજ-ભભકવિનાનું.as, *a* **d.***fire:*મંદ-ઝાંખો દેવતા;*a* **d.**colour: ઝાંખો-ફિક્કો રંગ. 8. Monotonous or unvaried:એકસરખું એક તરેહનું; સળંગ;એવુંનેએવું;as,*a* **d.***level:*એકસરખી સપાટી.9.Sure as death;unerring;fixed;complete:સચોટ;રામબાણ;આબાદ;સંપૂર્ણ;પુરેપુરું;પાકું.as,*a* **d.** *certainty:*પાકીખાત્રી.10.Bringing death;deadly:મૃત્યુજનક; પ્રાણઘાતક. 11.Wanting in religious spirit & vitality:શ્રદ્ધા-મન વગરનું;મનની ઉર્મિ-ઉત્સાહ વિના ધાર્મિકબુદ્ધિ વિનાનું. 12. (*Paint.*) Not brilliant;not rich: ઝાંખું;નિસ્તેજ;ફિક્કું.13.(*Law.*)Cut off from the rights of a citizen: સંસારી તરીકેના હકમાંથી બાતલ કરેલું; વ્યવહાર બહિષ્કૃત; વ્યવહાર બહિર્મુખ; as, *a monk is civilly* **d.**: સાધુને સંસારી તરીકેના હકમાંથી બાતલ કરેલો છે-સંસારી તરીકે મરી ગયો છે.14. (*Mach.*)Not imparting motion: ગતિ-વેગ ન આપતું; સ્થિર;ન ચાલતું.**D.** *a-head,*(*Naut.*)directly a-head: સામો;પ્રતિકૂળ.**D.***calm,*no wind at all:સમસમાકાર;સુમસામ.**D.***ground,* the portion of a vein in which there is no ore: સેરના જે ભાગમાં ધાતુ ન હોય તે.**D.***hand,*a hand that cannot alienate:જેનાથી મિલ્કતની વેચવા સાટવા વિગેરેની વ્યવસ્થા ન થઈ શકે તે.**D.***heat,*a course in which no party wins but all are equal: જે સરતમાં બધા સરખા ઉતરે છે પણ કોઇ વિજયી થતું નથી તે સરત.**D.***horse,* debt of wages paid in advance: આગળથી આપેલા પગારનું દેવું.**D.***lift,* extreme emergency:ખરેખરી આવશ્યકતા;અણીનો વખત.**D.** *pledge,*a mortgage:ગીરો;ઘરેણીયાત. **D.***shot,* (*a*)an unerring marksman:રામબાણ નિશાન તાકનાર-તિરંદાજ.(*b*)A shot certain to be made:સચોટનિશાન.**D.***wall,* a blank wall: બારી બારણાં વગરની દીવાલ. **D.** *wind,* a wind directly ahead:સામો-પ્રતિકૂળ પવન.*A* **d.***soul:*નિરાભિમાની મનુષ્ય.*A* **d.***loss:*સંપૂર્ણ હાનિ;ભારે નુકશાન. **D.** *language,* a language which is no longer in common use: નહિ બોલાતી-બોલાતી બંધ થઈ ગયેલી ભાષા *A* **d.***letter,*(*a*)a letter, which after lying for a fixed time uncalled for at a post-office,is then sent to the general post office to be opened:કેટલીએક મુદ્દત સુધી પડી રહેલો અને તેનો ધણી નહિ મળવાથી સદર ટાગ હાઉસમાં ફોડવાને મોકલી દીધેલો કાગળ;ન ધણીઆતો કાગળ.(*b*)That which has lost its force or authority:લુપ્તાર્થ વચન. **D.***letter office,*a department of the general post office' where dead letters are examined and disposed of:ન ધણીઆતા કાગળો ફોડી તેનો નિકાલ કરવાનું જેનું કામ છે, એવું સદર ડાગ હાઉસનું એક ખાતું-અંગ.*adv.* To the last degree;completely; exactly:અતિશય;બરોબર; અંતસુધી. **D.***drunk,*so drunk as to be unconscious:ભારોભાર:ગટર માપતું;ભાન જતું રહેલું એટલું પીધેલું;તૈયાર; પીધેલું સડક;લાલ ઘોડીએ ચઢેલું;ડેંડેં થયેલું.*n.*1.The most quiet or death-like time:ઘણો શાંત-મધ્ય-ભર-વખત. as, **d.** *of winter:* ભર શિયાળો. 2. Those who are dead (*collectively*).મરી ગયેલાં માણસો. *vi.*To lose life or force:જીંદગી-જોર-જુસ્સો ખોવો.*vt.*To make dead;to deprive of vigour: મારી નાંખવું; જુસ્સો-દમ કાઢી નાંખવો.

**Deaden,**(ડેડન્)*vt.*1. To impair in vigour, force or sensibility; to blunt:શક્તિ વગરનું-અશક્તકo;મંદ-દુર્બળ-ઝાંખું કo;શિથિલ કo;-નું તેજ હરી લેવું.2.To retard:નો વેગ ઓછો-કમી કo; ધીમું-નરમ પાડવું. 3. To make vapid or spiritless: ટાઢું પાડવું; કસ-દમ વગરનું કo; ઝલેહ ઓછી કo.4. To deprive of brilliancy:તેજ-ચળકાટ ઓછો કo.

**Deadly,**(ડેડ્લિ)*a.*1. Fatal; mortal; destructive:જીવ-પ્રાણ લે એવું;પ્રાણઘાતક;મારક;પ્રાણનાશક;ઘાતક; મૃત્યુદાયક;પ્રાણહર્તા; પ્રાણાંતક. 2. Implacable;desperately hostile; flagitious:કટ્ટું;હડહડતું; અશામ્ય; આમરણાન્તિક.3.Subject to death:mortal: વિનાશી;નાશવંત;કાલવશ;અનિત્ય; મૃત્યુધર્મક;કાલાધીન; મરણાધીન. **D.** *night shade,*belladona: બેલેડોના નામનો ઝેરી છોડવો.*adv.*In a manner resembling death:ફીક્કું પુણી જેવું હોય તેમ;નિસ્તેજ રીતે;as,**d.***pale:*ફીક્કું પુણી જેવું.2. In a manner to occasion death;mortally: પ્રાણાંતપણે; મરણતોલ.3.Extremely: અતિશય;બહુજ.

**Dead-march,**(ડેડ્-માર્ચ)*n.*A piece of solemn music intended to be played as an accompaniment to a funeral procession:મુડદાં દાટવા લઈ જતી વખતે લશ્કરી વાજાંમાં જે રાગ વગાડવામાં આવે છે તે.

**Deaf,**(ડેફ્)*a.*1.Partially or wholly wanting the sense of hearing: બ્હેરું;બધિર;સુનકાર;;મંદ શ્રવણ શક્તિવાળું. 2. Unwilling to hear or listen;regardless:સાંભળવાને નાખુશ;બેદરકાર; નગણકારનાર; કશાથી ન પલળે એવું; કાને ન ધરે તેવું; બ્હેરું થઈને બેઠેલું.3.Deprived of the power of hearing;deafened: છેક સુનકાર; કાનનું ફુટયું; કર્ણ શૂન્ય;સુના કાનનું. 4. Obscurely heard:જેવું તેવું સંભળાય એવું;ધીમું. 5.Decayed;tasteless: ખોખરું;તત્વ વગરનું;પોલું. *A* **d.***nut:* ખોખરું નાળીએર.*vt.*To render deaf: બેહેરો કo.

**Deafen,**(ડેફન્)*vt.*1.To make deaf or deprive of the power of hear-

આવ્યું મોત કોઇને મુકે નહિ.

ing:બેહેરૂં કરવું;કાનફોડવા.2.(*Arch.*) To render impervious to sound: અવાજ-ઘોઘાટ આવે નહિ એવું કરવું; બ્હેરૂં કo.

**Deaf-mute,**(ડેફ્મ્યૂટ્ )*n.* A person who is deaf and dumb:બેહેરૂં તથા મૂગું;ગુગું માણસ.

**Deal,**(ડીલ્ )*n.*1.(*a*) A part of portion;a share:ભાગ વિભાગ.(*b*) An indefinite quantity, degree or extent; this sense is best rendered in Gujerati by:ઘણું;પુષ્કળ; અત્યંત;અતિ,વિo.as *a* **d**.*of trouble*: ઘણી મુશીબત;*a* **d**.*of cold*: ભારેટાઢ. 2.The distribution of cards:(રમવાનાં)પાનાં વહેંચવાં તે;વહેંચણી;વાંટ;વાંટણી.*As,the* **d**.,*the shuffle and the cut*:વહેંચણી;ચીપણી અને કાપણી. 3.A board or plank:પાટીઉં.*Whole* **d**.:દોઢ ઈંચીયાપાટીયું. 4. Firwood: દેવદારનું લાકડું. 5. Distribution; apportionment:ભાગ;પાંતી;વહેંચણી; વાંટણી.*vt.*1.To divide; to distribute:-માંથી ભાગ કાઢી આપવો; વહેંચી આપવું.2.To give in portions; to bestow in succession:વહેંચવું; વહેંચી આપવું;એક પછી એક-જેમ આવે તેમ આપવું.3.Specifically;To distribute cards,to the players at the commencement of a game: રમતા પહેલાં ગંજીફાનાં પતાં વહેંચી આપવાં વાંટવાં. *vi.* 1. To distribute to share out in portions:વહેંચવાં; વહેંચવું.2.To intervene or meditate:વચમાંપડવું;-ની ભાંજગડમાં પડવું. 3.To traffic;to trade;to do business:ધંધો-વ્યાપાર-વેપારકo-ચલાવવો; આપ લે હોવી-કરવી; કોઇ પણ પ્રકારનો વહેવાર-લેવડ-દેવડ હોવી.5.To behave well or ill;to act:ચાલવું;વરતવું; વર્તણુક રાખવી.6.To contend (with); to treat (with):સાથે કામ લેવાનું હોવું;-સાથે કામ પાડવું;-ની સાથે પ્રસંગ પડવો-હોવો.*To* **d**.*by*,to treat either well or ill:વર્તવું;ચાલવું; વર્તન ચલાવવું.*To* **d**.*in*,(*a*) to have to do with; to be engaged in:-માં પડવું;ચાલવું;ખેડવું.as;*to* **d**.*in politics*: રાજ મામલાની ખટપટમાં પડવું.(*b*)To buy & sell: વેચવું સાટવું;-નો વેપાર કo;as *they* **d**.*in corn*:તેઓ દાણાનો વેપાર કરેછે.*To* **d**. *with*, (*a*) to treat in any manner:ગમે તેમ વર્તવું;ચાલવું. (*b*) To trade with:-નો વેપારકo:(*c*)To reprove solemnly: ના કાન ઉઘાડવા;સારી શિક્ષામણ આપવી;ખરો રસ્તો બતાવવો.

**Dealer,**(ડીલર્ )*n.*1.A trader;a shopkeeper:ધંધો વેપાર કરનાર;વેપારી.2. One who distributes cards to the players:રમનારાઓને જે માણસ પત્તાં પાનાં વહેંચે છે તે;વાંટનાર.

**Dealing,**(ડીલિન્ગ્ )*n.*1.Trade:ધંધો; વેપાર;ઉદ્યમ.2.Transactions of any kind;intercourse:વેહેવાર;લેવડદેવડ; વહિવટ;સંસર્ગ.3.Conduct;act:વર્તણુંક;ચાલ;વર્તન;આચરણ;ચેષ્ટા;કર્મ. *Double* **d**., insincere treacherous dealing;duplicity:દોરંગી-કપટી ચાલ: કહેવું કંઇને કરવું કંઇ એવી ચાલ.*Plain* **d**.,fair, sincere,honorable dealing:ખુલ્લે ખુલ્લું-ચોખ્ખે ચોખ્ખું કહી દેવાનો ગુણ;ચોખ્ખો-નિષ્કપટ વહેવાર.

**Dean,**(ડીન્ )*n.*[Fr.*decem*, ten.] 1. An ecclesiastical dignitary: ઈંગ્લાંડમાં અધ્યક્ષથી ઉતરતા દરજ્જાનો એક ધર્માધિકારી. 2. An officer in a university or college: યુનીવર્સિટી તથા કોલેજનો એક અધિકારી.3. The head or chief of the faculty in a university:પાઠશાળામાં અધ્યક્ષોના મંડળનો ઉપરી. 4. A secretary of the faculty: અધ્યક્ષોના મંડળનો સેક્રેટરી.

**Deanery,**(ડીનરિ)*n.*1.The office or revenue of a dean:"ડીન"ધર્માધિકારીની પેદાશ અથવા હોદ્દો;મુલક. 2. The residence af a dean: "ડીન" રહેઠાણ.3.The territorial jurisdiction of a dean:"ડીન"ની હકુમત.

**Dear,**(ડીર્ )*a.*[A.S.*deore*,beloved.] 1.Costly;expensive: ભારે કિંમતનું ભારેમુલનું;મોંઘું.2.Marked by scarcity or dearth;dearness: મોંઘવારીનું;મોંઘું.3.Highly valued;greatly beloved: વાહાલું; લાડકું; પ્રિય; પ્યારૂં.4.Heartfelt;engaging the attention:ઈષ્ટ;મનનું;ધ્યાન-લક્ષ્ય રોકનાર;as, *that was his* **d**.*wish*:એ તેની ઇષ્ટ ઇચ્છાહતી;(*b*)of disagreeable feelings and antipathies: વિરોધી;શત્રુ;દુશ્મન.*n.*Lover; sweet heart:પ્રાણ;પ્યારા-પ્યારી;પ્રિયા; પ્રિયે; પ્રાણનાથ.*adv.* Dearly; at a high rate:ઘણી કીમતે;મોંઘી રીતે;મોંઘું; મોંઘવારીથી;ભારે;અત્યંત.*vt.* To make dear:મોંઘું કo.

**Dear-born,** (ડીર્-બૉર્ન્ ) *n.* **A** four wheeled carriage with curtained sides:એક ચાર પૈડાંની ગાડી.

**Dearly,**(ડીર્લિ)*adv.*1. With affection;earnestly: પ્યારથી;આતુરતાથી; સ્નેહથી.2.At a high price:ઘણી ભારે કીમતે;ભારે.

**Dearth,**(ડર્થ્)*n.*1.Scarcity:અછત;તોટો;મોંઘવારી;અભાવ;અપ્રાપ્તિ;દુર્લભતા; તંગાશ.2.Want;famine:કાળ; ડકાળ; દુષ્કાળ.

**Death,**(ડેર્થ્ )*n.* 1. Extinction; decease;exit:મોત;મરણ;મૃત્યુ;દેહ વિસર્જન;દેહત્યાગ;પરલોક ગમન; કાળ;અંત; નિર્વાણ.*Anniversary of a* **d**.:મૃતતિથિ; ક્ષયતિથિ; સંવત્સરી; સમછરી. *Bands of* **d**.,*snare of* **d**.:કાલપાશ;યમપાશ;મૃત્યુપાશ.**D**.*at will*: ઈચ્છા મરણ.**D**.*struggle, the pains of* **d**.,પ્રાણાંત દુઃખ;પ્રાણાંતવ્યથા; *Exempt from* **d**.& *decay*: અજરામર.*Hour of* **d**.:અંતકાળ. *Laboured breathing at time of* **d**.: સાસ;મહાશ્વાસ. *One on the point of* **d**.:મૃત્યોન્મુખ; મરણાભિમુખ; મરણ પથારીએ પડેલું.*Sleep of* **d**.:કાળનિદ્રા;મહાનિદ્રા;દીર્ઘનિદ્રા.2. Total privation;extincion:ઉડીજવું તે; નાશ; લોપ.*As,the* **d**.*of memory*:સ્મર્ણ શક્તિ ઉડીજવીતે.3.Mode or manner of dying:મરણ મૃત્યુનો પ્રકાર;મૃત્યુ.4. Cause or agent of life:મરણ કારક રોગ;જેથી મરણ થાય તેવી વસ્તુ.5.The distroyer of life:.કાળ;કાળસર્પ;કૃતાંત;યમ.6.Danger of death:મોત-મૃત્યુનો બો-ભય.7. Murder: વધ; ઘાત; ખૂન.8.Loss of spiritual life:ધર્મભ્રંશ; ધર્મભ્રષ્ટતા. 9. Anything so dreadful as death: મોતના જેટલો ભય ઉપજાવનાર વસ્તુ;મોત.as,it may be a diversion to you,but it is **d**,to us:તમારા મનથીતો એ રમત હશે પણ એમાં અમારૂં તો મોત છે.**D**.*adder*,a kind of viper:એક જાતનો ઝેરી સાપ.**D**.*bell*,a bell that anounces a death:મરણઘંટ;મરણ સૂચકઘંટ **D**.*candle*,a light like that of a candle, supposed as presaging death:મૃત્યુનુ ભવિષ્ય સૂચવનાર મિણબત્તિના જેવું અજવાળું. **D**.*damp*; a cold sweat at the coming on of death: મૃત્યુ વખતે શીત ઢળવાં તે.**D**. *in life*,a condition but little removed from death;a living death :જીવતા મુવા જેવી સ્થિતિ.**D**. *knell*, a tolling of a bell announcing a death:મરણસૂચક ઘંટનાદ.**D**.*rattle*, a gurgling in the throat of a

dying person:ઘરેરો; ઘરટલો; શ્વાસ ચાલવો તે (મરતી વખતનો). **D**.*'s door*, the boundary of life: આયુષ્યનો પાછલો છેલ્લો ભાગ;યમદ્વાર.**D**.*stroke*, a stroke causing death: પ્રાણઘાતક ઘા.**D**.*warrant*,(*a*) (*Law*) an order from the proper authority for the execution of a criminal:ગુન્હેગારને ફાંસીએ દેવાને માટે યોગ્ય સત્તાધીશ તરફનો હુકમ.(*b*)That which puts an end to expectation,hope or joy: આશા, વાંચ્છા કે આનંદની સમાપ્તિ કરનાર-લઇ લેનાર. **D**.*wound*,(*a*) a fatal wound or injury:પ્રાણઘાતક ઘા કિંવા દરદ. (*b*) The springing of a fatal leak: વહાણ ખુરાડે એવું ગાબડું પડવું તે.*The gate of* **d**.,the grave:ઘોર;કબર.*To be the* **d**.*of*, to be the cause of death to;to make die:મારી નાંખવું; -ના મરણનું કારણ હોવું.*Civil* **d**.,the separation of a man from civil society: સરકાર તરફથી દેશનિકાલ મળ્યો હોય એવીસ્થિતિ;બહિર્મુખત્વ;સંસાર બહિષ્કૃતતા; સંસારબહિર્મુખતા. *Spiritual* **d**., (*Scripture*.) the corruption and perversion of the soul of sin with the loss of the favor of God: ધર્મમાંથી પતન; ધર્મભ્રષ્ટતા.*To be at or on the point of* **d**.:મરવાની તૈયારીમાં હોવું; મરણોન્મુખ હોવું;મરણ પથારીએ હોવું.

**Death-bed**,(ડેથ્બેડ્)*n*.The bed on which a person dies: મરણ શૈયા; મરણ પથારી.Hence,the last sickness:છેલ્લો મંદવાડ-માંદગી.

**Deathless**,(ડેથ્લેસ્)*a*.Not subject to death or destruction:મરે નહિ એવું;અમર;નાશ ન પામે-જતું ન રહે એવું;અનશ્વર;અમર્ત્ય.

**Death's-head**,(ડેથ્સ્હેડ્)*n*.A naked human skull as the emblem of death:મરતાં પહેલાં મરણની નિશાની તરીકે માણસના માથાની ખોપરીમાં તાલ પડવું તે.

**Debar**,(ડીબાર્)*vt*. [L. *de* & *bar*.] To shut out or exclude;to deny or refuse: વચ્ચે આવી નડવું;હરકત-અટકાવ કo;રોકવું; પ્રતિબંધ કo;વારવું; અટકાવવું;-ની ના કહેવી.

**Debark**,( ડીબાર્ક્)*vt*. [ Fr. *de* and *barque* a vessel.]To land from a ship or boat to disembark;to put ashore:વહાણ-મછવામાંથી જમીન પર-કાંઠે-કિનારે ઉતારવું.*vi*.To go on shore:કાંઠા-કિનારાપર જવું.

**Debase**,(ડીબેસ્)*vt*.(de & base)To degrade;to lower;to abase:નીચું-હલકું-હીન પાડવું-કo;પાયરી ઉતારવી;ઓછું-કમી કo;બગાડવું; માન-શોભા-કિંમત ઓછી કo;શુદ્ધતા-પવિત્રતા ઘટાડવી;ગૌરવ-યોગ્યતા ઘટાડવી;અવજ્ઞા-અવગણના કo.

**Debasement**,(ડીબ્સ્મેન્ટ્)*n*.1.The act of debasing;the state of being debased;degradation:અપકર્ષ;અપમાનના;અવજ્ઞા;લઘુકરણ; અપકૃષ્ટતા;બગાડો;અધોગતિ;નીચસ્થિતિ; માનહાનિ;તેજોહાનિ;ઘટાડો;માનન્યૂનતા.

**Debasing**,( ડીબેસિન્ગ્ )*a*. Degrading;lowering:નીચે પાડે એવું;નીચું-હલકું પાડનાર;દોષ લગાડનાર;બગાડનાર.

**Debate**,(ડીબેટ્)*n*.[Fr.*de* & *batuo*, 1 beat. ] 1. A fight; contest or strife:લડાઇ;કજીઓ; તકરાર. 2. Dispute;controversy: વાદ; સંવાદ;વિવાદ;વાદાનુવાદ; તકરાર; વાદયુદ્ધ; વિતર્ક. વાદવિવાદ.3. Subject of discussion: વિવાદ વિષય-વસ્તુ;વિવાદાસ્પદ. *vt*. 1. To engage in combat for; to strive for:ને વાસ્તે લડવું-મારામારી કo.2.To contend for in words or arguments;to discuss;to argue: -વિષે તકરાર ચલાવવી;-વિષે સામ સામા વાદ કo-લેવો;તકરાર કo; વાક્યુદ્ધ કo;ટપાટપી કo.*vi*.To contend;to struggle;to dispute:તકરાર કo-લેવી-ચલાવવી;વાદવિવાદ કo;વિચાર કo.

**Dabater**,(ડીબેટર્)*n*.One who debates; a disputant;a controvertist:વાદ વિવાદ-તકરાર કરવામાં હુશિયાર-પ્રવિણ;હેતુવાદી;વિવાદી;વિતર્કી.

**Debauch**,(ડીબોચ્ ) *vt*. [ Fr. *de* & *bauche*, a task.] To lead away from purity or excellence; to lead astray;to seduce:ચળાવવું;-નું મન ચળાવવું; ભંભેરવું, બેવફાદાર કo; -ને બદફેલી શિખવવી;-ને નિમકહરામી કરતાં શિખવવું;ભમાવવું;બગાડવું;ખરાબ કo;-ને દોષ લગાડવો;-ને કુચાલ-દુર્વ્યસન શિખવવું;ભ્રષ્ટ કo; આડે રસ્તે ચઢાવવું; બગાડવું;-નું પતિવ્રત ભંગ કo; દૂષિત કo;*n*.1.Intemperance;drunkenness:ખાવા પીવામાં વહીજવું તે;છાકટાઇ; દુર્વ્યસન.2.Lewdness;debauchery: વ્યભિચાર;રંડીબાજી;કામાવેશ; વિષયોપભોગ;લંપટપણું;બદફેલી;સોદાઇ;બદકર્મ.

**Debauchee**,(ડીબોશી) *n*. One who is given to intemperance;a man habitually lewd;a rake;a libertine:ખાવા પીવામાં વહી ગયેલો;છાકટો, દુર્વ્યસની;છીનાળવો; લંપટ; કાછડી છૂટો; સોદો;રંડીબાજ;વ્યભિચારી;વિષયી;વિષયાસક્ત;કામાસક્ત.

**Debauchery**,(ડીબોચરિ)*n*.1.Seduction from duty or allegiance: બદફેલી;બેવફાદારી;નિમકહરામી.2.Intemperance; sensuality; lewdness:ખાવા પીવામાં વહી જવું તે; ખાવા પીવાની લત-શોખ;છાકટાઇ;દુર્વ્યસન; બદફેલી;સોદાઇ;બદકર્મ;રંડીબાજી;વ્યભિચાર;લંપટપણું વિષયાસક્તિ;કામાસક્તતા;વિષયોપભોગ.

**Debenture**,(ડીબેન્ટ્યૂર્ )*n*.[L.*debeo* I own.] 1. A writing acknowledging a debt:લેહેણાની વ્યાજુ ચીઠ્ઠી-કબુલાત નામું;પ્રતિજ્ઞાપત્ર;નિયમ લેખ. 2. A custom-house certificate entitling an exporter of imported goods to a drawback of duties paid on their importation:દેશમાં માલ આણતી વખતે તે માલ ઉપર લીધેલી જકાત,માલ મોકલનારને પાછી વાળી આપવાને જકાત ખાતા તરફથી મળેલો હુકમ;જકાતપરનો હુકમ.

**Debilitate**,(ડીબિલિટેટ્ )*vt*.[Fr. *de* & *habilis*,able.] To impair the strength of;to weaken: શક્તિ ઘટાડવી; નબળું-અશક્ત-કમજોર કo;-ની શક્તિ-બળ-જોર કમી-ઓછું કo; દુર્બલક્ષીણ કo;તેજ હરવું.

**Debility**, (ડીબિલિટિ) *n*. Want of strength;weakness;languor;imbecility: કમકૌવત; શક્તિક્ષીણતા;નાકૌવત;નબળાઇ;શક્તિહીનતા;દુર્બલતા;અશક્તતા;તેજોહાનિ;કમજોરી;નિર્વિર્યતા.

**Debit**,(ડેબિટ્ )*n*.[L. *debeo* I owe.] A recorded item of debt: જમેજમા રકમ.(*b*) The side of an account in which every indebtedness is entered:જમે પાસુ બાજુ.(*c*) Money or anything due; debt: લેહેણું;માગણું;દેવું. *vt*.1. To charge with debt:ખાતે લેહેણું કહાડવું;ઉધારવું;-ને નામે-ખાતે લખવું;ખર્ચ લખવું-પાડવું.2.To enter on the debtor side of a book:જમા-જમે કo-પકડવું-લખવું.

**Debonair**,(ડેબોનેર્ )*a*.[Fr.*de*,*bon*, good and *air*,air,look,manner.] Courteous;gentle;complaisant: સભ્ય;નમ્ર;લાયક;લાયકીવાળું;અસીલ;સુશીલ;આર્ય;સુવિનીત.

**Debris**,(ડેબ્રી)*n*.[Fr.*de* & *briser*,to break.]1.(*Geol*.)**Fragments detached from a rock or mountain, and piled up at the base**: ખડક-

આપ મુઆ પછી ડુબ ગઇ દુનીયાં.

પહાડમાંથી જૂદા પાડી તળેટીમાં ઢગલો કીધેલા પથરા-ઍચીયાં; ગાબડાં. Rubbish;remains:છારૂં;કચરો;પુંજો.

**Debt,**(ડેટ્ )*n.*[L.*de* & *habeo*,I have.] 1.Due;obligation;liability: કરજ; દેવું;દેણું;ફરજ;ઋણ.*Bondage of* **d.**: રૂણબંધ; રૂણબંધન. *Free from* **d.**: અરૂણી;બીનકરજી. *One overhead & ears in* **d.**:રૂણગ્રસ્ત;કરજમાં ડુબેલો. *Released from* **d.**:રૂણમુક્ત.*The* **d** *of nature*:મરણ.2.A fault;a sin; trespass:પાપ;અપરાધ;ગુન્હો;વાંક;દોષ. *Forgive us our* **d.**: અમારાં પાપ ક્ષમા કરો. 3. An action at law to recover a certain specified sum alleged to be due:દાવો. **D.** *of nature*,death:મરણ;મૃત્યુ;મોત.

**Debtor,**(ડેટર્ ) *n.*The person who owes another money,goods, or services:કરજદાર;દેવાદાર;ઋણવાન;માણસની ચાકરી-બરદાસ રાખનારમાણસ.

**Debut,**(ડેબ્યૂ )*n.*[Fr.*but*. a mark. ] A beginning; a first appearance before the public: શરૂઆત; પ્રારંભ;આરંભ;લોકો-જનસમૂહ આગળ પેહેલાં-શરૂ કo;કાંઇ કામ કરવા માંડવું તે; વ્યાવસાય;પ્રાગટ્ય.

**Decade,**(ડેકેડ્ )*n.* [ L. *dekas*, ten things together.] The sum or aggregate of ten(esp.of years): દશક;દસકો;દાયકો;દશકડું.

**Decadence,** (ડીકેડન્સ્ ) *n.* Decay; deterioration;declension: પડતી; ખંડેર;પડીગયલું હોય તે.

**Decagon,**(ડેકૅગૉન )*n.*[Gr.*deka*,ten and *gonia*, an angle.] (*Geom.*) A plane figure having ten sides and ten angles:દશ ખૂણા તથા દશ બાજુની આકૃતિ;દશકોણ;દશકોણાકૃતિ.

**Decalogue,**(ડેકૅલૉગ્ )*n.*[Gr. *deka* &*logos*,dis-course.]The ten commandments given by God to Moses:મૂસા પેગંબરને ઇશ્વરે કરેલી દશ આજ્ઞા;ઇશ્વર આજ્ઞાદશક;દશઆજ્ઞાવલિ.

**Decamp,**(ડીકૅમ્પ્ )*vi.*[L.*de*&*camp.*] (*a*)To break up a camp: છાવણી ઉઠાવની;છાનામાના કુચ કરી જવી;મુકામ ઉઠાવવો.(*b*) To depart suddenly; to take one's self off:તરતજ જતા રેહેવું;નાસવું;નીકળી પડવું;પોબારા-અગિયારા ગણવા;પલાયન કરવું; પળીજવું;ગચ્છંતી કરવું;ખાલી કરી જતા રહેવું.

**Decant-tate,** ( ડીકૅન્ટ્-ડીકૅન્ટેટ્ ) *vt.* [ Fr. *cant*, a rim or edge. ] To pour off gently; to pour from one vessel into another:નીતરીને રેડવું;નીતારવું;ઉપર ઉપરથી નીતારી લેવું.

**Decanter,**(ડીકૅન્ટર્ )*n.* 1. A vessel used to decant liquors:પાણી-દુધ-દારૂવિગેરે પ્રવાહીપદાર્થ ચોખ્ખો નીતારવાનું વાસણ; also, a glass bottle for holding liquors:દારૂ ભુરી રાખવાની કાચનીબાટલી-સીસો.2.One who decants liquors:પ્રવાહીપદાર્થ નીતારનાર.

**Decapitate,**( ડીકૅપિટેટ્ )*vt.* [L.*de* & *caput*,the head.]1.To cut off the head of;to behead:નું માથું-ડોકું કાપવું;ગર્દન મારવું;શિરચ્છેદ કરવો.2. To remove summarily from office:એકદમ-અચબુચ કામઉપરથી દુરકo.

**Decapitation,** ( ડીકૅપિટેશન્ ) *n.* The act of beheading:માથું-ડોક કાપવું-ગર્દન મારવું તે;શિરચ્છેદ; શીર્ષચ્છેદ; શિરચ્છેદન.

**Decay,**(ડીકે)*vi.* [L. *de* & *cado*, I fall.]To fail;to decline;to rot;to perish;to waste away:ખવાઇ જવું; નાશ પામવું;બગડતા જવું;સુકાતાં જવું; લેવાતાં જવું;લય પામવું;જીર્ણ-ક્ષીણ થઇ જવું;ગ્લાન થવું;ચીમળાઈ જવું;નબળા પડતા જવું;ક્ષીણ થતાં જવું;પડતી સ્થિતિમાં આવી જવું.*vt.* To cause to fail:બગાડવું;સુકાવવું;પડતી સ્થિતિમાં લાવવું; ક્ષીણ કo.*n.*1.Corruption;decline; rottenness;deterioration: પડતી ; ક્ષીણતા;ઉતરતો પાયો;ઉતાર;ક્ષય;જીર્ણતા; પ્રલય;ગ્લાનિ;ક્ષીણાવસ્થા;ઉતરતાં-બગાડપર આવતાં જવું તે;કહોવાટ;કહોવાણ; સળો.2.Cause of decay: પડતી-ક્ષીણતા-ક્ષીણાવસ્થાનું કારણ.3.Destruction;death:મોત;મરણ;નાશ.

**Decayed,**(ડીકેઇડ્ )*a.*Affected with decay;rotten: પડતી સ્થિતિમાં આવેલું;પડી ભાગેલું;કોહી ગયલું;સળો લાગેલું-ગતુ;as,**d**.*fortunes or gentleman*:પડતી સ્થિતિમાં આવેલી સમૃદ્ધિ કે ગૃહસ્થ.**D.***vegetation*:કોહી ગયેલી વનસ્પતિ.

**Decease,**(ડીસીસ્ )*n.*[L.*de* & *cedo*, I go.]Departure from this life; death:મરી જવું તે;મરણ;મોત;મૃત્યુ;દેહ છોડવો તે;દેહત્યાગ; દેહાવસાન; પરલોકગમન.*vi.*To die;to pass away:મરી જવું;દેહ-પ્રાણ ત્યાગ કo-છોડવો;ગત થવું.

**Deceased,**(ડીસીસ્ટ્ )*a.*Dead:ગત થયેલું;મરનાર;મર્હુમ;પરલોકવાસી; સ્વર્ગવાસી;મરણ પામેલું.*The* **d.**,the dead person:મરનાર;મરણ પામનાર.

**Deceit,**(ડીસીટ્ )*n.*1.A contrivance to trap;a wily device;fraud;deception:લુચ્ચાઇ;ઠગવિદ્યા;ઠગાઇ;કપટ; દગો;દગલબાજી;પ્રપંચ;છળભેદ; કાપટ્ય; દગોફટકો; ઠગ બાજી; અક્કચક્ક; ધૂર્તતા. **D.**&*knavery*:કપટ પ્રબંધ;દગોફટકો; છળ પ્રપંચ.2. (*Law.*) A trick or underhand practice used to defraud another:બીજાને છેતરવાને-ઠગવાને કરેલી યુક્તિ-દગો-કપટ-કાવત્રું.

**Deceitful,** (ડીસીટ્ફુલ્ )*a.*Trickish; fraudulent;cheating; insincere: કપટી;દગલબાજ;પ્રપંચી;ધૂર્ત;ભ્રાંતિજનક; મોહોત્પાદક;વંચનશીલ.

**Deceitfulness,**(ડીસીટ્ફુલ્નેસ્ )*n.*1. The disposition to deceive: ઠગવાની-કપટ કરવાની-દગલબાજી કરવાની ટેવ-સ્વભાવ. 2. The tendency to deceive:છેતરી નાંખે-દગો કરે-ભૂલાવો દે એવો ગુણ.*The* **d.***of sin*:છેતરી નાંખે એવો પાપમાં રહેલો ગુણ. 3. The quality of being fraudulent: દગલબાજી-દગાબાજી;કાપટય.

**Deceive,**(ડીસીવ્ )*vt.*[L.*de*&*capio*, I take.]1.To delude;to lead into error;to cheat;to mislead; to insnare:છેતરવું;ભુલમાં નાંખવું;દગો દેવો;ભોળવવું;ફોસલાવવું;છળ-પ્રપંચ કo; આડેરસ્તે દોરવું;ભુલથાપ દેવી;કુપ્પા-કુલ્લામાં હાથ મુકાવવો;તાળવે ગોળ ચોંટાડવો;મુંડવું;ધૂતવું;ટીલું ચાટી જવું.2. To beguile;to amuse:નિર્ગમન કo; ગમતમાં નાંખવું;ખુશીમાં કાઢવું.3.To defraud;to deprive by stratagem: કાવતરા-યુક્તિથી પડાવી લેવું; દગાથી-દગો કરીને છેતરવું.

**Deceiver,**(ડીસીવર્ )*n.*A cheat; an impostor:દગો કરનાર-રમનાર; ઠગ;ઠગારો;ધૂર્તમાણસ;ઢોંગી;ધૂતારો;શઠ;વંચક.

**December,**(ડીસેમ્બર્ )*n.*[L.*decem*, ten.]The last month in the year: ઇંગ્રેજી છેલ્લો-બારમો મહિનો;ડિસેંબર. 2.(*Fig.*) The end of anything: અંત;છેડો;અવસાન.As,*the* **d.***of life*: જીંદગીનો અવસાન.

**Decency,**(ડીસેન્સિ) *n.* 1. Seemliness;freedom from obscenity: શિષ્ટાઈ;લાયકી;વિનય;સભ્યતા;યોગ્યતા; મર્યાદા;લજ્જા;ઘટીતપણું;યથાર્થતા;ઉપપત્તિ; ઔચિત્ય. 2. That which is decent or becoming:જે ઘટીત-યોગ્ય-લાયક હોય તેવું.

**Decennial,**(ડીસેન્નિઍલ્ )*a.* [L. *decem*,ten & *annus*, year.] Consisting of,or happening, every ten years:દશ વર્ષનું;દશ વર્ષ સ્થાયી;-વર્ષે થતું;દશવાર્ષિક;દશવર્ષાવધિ.

**Decent,**(ડીસેન્ટ્)*a.*[L. *decens*,it is becoming.] 1. Becoming;fit;decorous;proper:ઘટિત;લાયક; ઘટારત; યોગ્ય;ઉચિત.2.Modest:લજ્જા-મર્યાદશીલ;સમર્યાદ;શિષ્ટ;સભ્ય; સવિનય;શરમાળ;વિનયી.3.Graceful; well-formed:ખૂબીવાળું;લાવણ્યતાવાળું; ફૂટડું; દેખાવડું.4.(*a*)Respectable (*Persons*):આબરૂદાર;(*things*): નઠારું ન દેખાય-કેહેવાય એવું;નામ-આબરૂ ન જાય એવું; શિષ્ટાચારનુરૂપ; નામોશી ન લાગે એવું.(*b*)Sufficient:જોઇએ તેટલું;પૂરતું;યોગ્ય.

**Decently,** (ડીસેન્ટ્લિ) *adv.* In a decent or becoming manner:યોગ્ય રીતે;યથાયોગ્ય;ઘટિત રીતે;લાજ મર્યાદાથી;લજ્જાપૂર્વક;પડદો રાખીને; વિવેકથી;નઠારું ન દેખાય-કેહેવાય એમ.

**Deception,**(ડીસેપ્શન્)*n.*1.The act of deceiving or misleading:છેતરવું તે;છેતરવાનો પ્રયત્ન; ઠગવિદ્યા વાપરવી તે.2.The state of being deceived:ભુલાવો;ભુલથાપ;ભૂલમાં પડવું તે;છેતરાવું તે;મોહ;ભ્રમ. 3. Artifice; fraud;cheat:ઠગવિદ્યા;પ્રપંચ;કપટ;છળ;કપટબાજી;દગો;છેતરપદ્દી-પંડી.

**Deceptive,**(ડીસેપ્ટિવ્)*a.* Tending to deceive or mislead: ભુલાવામાં નાંખે એવું; થી(કોઇ)ભૂલમાં પડે છેતરાય એવું;ભ્રાન્તિજનક;મોહોત્પાદક;વંચક;વંચનશીલ;કપટી;માયાવી.

**Decerp,**(ડીસર્પ્)*vt.*[L.*decerpere* to pluck.]To pluck off;to crop; to gather:ચૂટવું;કાપવું;વીણવું; એકઠું-ભેગું કo.

**Decession,**(ડીસેશન્) *n.* [L. *de* & *cedo*,I go.]Departure: જતા રેહેવું તે;ગમન કo તે;ગમન.

**Decidable,**(ડીસાઇડેબલ્)*a.*Capable of being decided;determinable: નક્કી કરવા યોગ્ય;ઠરાવવા યોગ્ય.

**Decide,**(ડીસાઇડ્)*vt.*[L.*de* & *cædo*, I cut.]1.To cut off;to separate: કાપવું;છૂટું પાડવું-કo;ભાગ કરવા.2.To settle ; to determine ; to conclude:ચુકવવું;-નો નિવેડો-ફેંસલો-નિકાલ-નિર્ણય તોડ કo-કાઢવો;-નો ફડચો કo;ઠરાવ-નિશ્ચય કo; વિષેનો સંશય દૂર કo.*vi.*To determine;to give decision:ઠરાવ-ફેંસલો ચુકાદો-કo-આપવો. The court *decided in* his favor: કોર્ટે તેના લાભમાં ફેંસલો આપ્યો.

**Decided,**(ડીસાઇડેડ્)*a.* 1. Unequivocal;clear;evident;unquestionable:નિર્ણીત;નિશ્ચિત;સિદ્ધ; અસંશયાત્મક;સ્પષ્ટ;ચોખ્ખુ;ખુલ્લું;સાફ;પાકુ;વાંધાપગરનું;શંકા-સંશયરહિત.2.Determined;positive:દૃઢ;દૃઢતા-નિશ્ચયવાળું;શંક-શંકાવિનાનું;નિશ્ચયાત્મક;નિઃશંક;ધીર.

**Decidedly,** (ડીસાઇડેડ્લિ) *adv.* In a decided manner;clearly; thoroughly:ભૂલ ન થાય-વાંધો ન લેવાય એવી રીતે;સ્પષ્ટ-સાફ રીતે;દૃઢતા-મજબૂતાઇથી;બેશક;અલબત્ત;ખચિત.

**Deciduous,**(ડીસિડ્યૂઅસ્)*a.* [L. *de* & *cado*,I fall.]Failing off;having but a temporary existence:પડી જાય એવું;પડનારું;થોડી-ટુંકી મુદત રહે એવું; ખરી પડનાર;ખરનાર;પતનશીલ;અસ્થિર.

**Decimal,**(ડેસિમલ્)*a* [L.*decemus*, tenth.]Increasing or decreasing by ten times:જેમાં દશગણું ઓછુંવધતું થાય એવું;દશાંશ; દશગુણિત. **D.** *arithmetic*,the common arithmetic in which numeration proceeds by tens:જે સાધારણ ગણિતમાં સંખ્યા-પરિમાણ દસ દશના આંકડાથી આગળ માંડવામાં આવે છે તે.**D.**_fractions_, fractions in which the denominator is some power of ten:દશાંશ અપૂર્ણાંક.**D.**_point_,a dot at the left of a decimal fraction: દશાંશ ચિન્હ.*n.*A decimal fraction: દશાંશઅપૂર્ણાંક;દશાંશ. *Circulating or circulatory* **d.**, a decimal fraction in which the same figure or set of figures is constantly repeated:પુનરાવર્તી દશાંશ; જેમકે, ૧૪૫ = ૧૪૫ ૧૪૫; ( called also *recurring* or *repeating decimal*, and *repetend*.

**Decimate,**(ડેસિમેટ્)*vt.*[L.*decem*, ten.]1.To take the tenth part of;to tithe:-નો દશમો ભાગ-દશાંશ લેવો.2.To select by lot and punish with death every tenth man of:-માંના દશમા દશમા માણસને-દર દશમા માણસને મોતની શિક્ષા કo;-માંના પ્રતિદશને દેહાંત દંડ આપવો.3.To destroy a considerable part of: -નો મોટા ભાગનો નાસ કo; ના મોટા ભાગને ઉજડ કo.

**Decipher,**(ડીસાઇફર્)*vt.* [Fr.*de* & *chiffrer*,to number.]1.To translate from a cipher into intelligible terms:છાની-સંકેતની ભાષા-લીપીમાં લખેલાનો અર્થ કo-કેહેવો-બેસાડવો. 2. To explain;to unfold; to make out or read:સમજાય એવું ન હોય તે બંધ બેસાડવું;સમજાવવું;સ્પષ્ટીકરણ કo.3.To stamp;to mark: અંકિત કo;-ને માટે પંકાવું-અંકિત થવું; ચિન્હ-નિશાન કo.

**Decision,**(ડીસિઝન્)*n.* 1. Settlement;determination:conclusion: ઠરાવ;નિવેડો;નિકાલ;ફડચો;ફેંસલો;નિર્ણય;છેડો; નિશ્ચય. 3. An account of adjudication:નિવેડા-ફેંસલાનો હેવાલ-પત્ર;ફેંસલો;ચુકાદો.4.Unwavering firmness:દૃઢતા;શીઘ્ર-દૃઢનિશ્ચય;સંકલ્પ.

**Decisive,** (ડીસાઇસિવ્)*a.*1. Final; conclusive:નિર્ણય-પરિણામકારક-દાયક;નિર્ણયનિય; નિકાલ-પરિણામ આવે એવું;નિશ્ચયકારક;નિશ્ચાયાત્મક;નિર્ણાયક; તડફડ;સંદેહભંજક. 2.Marked by decision:નિશ્ચય-નિર્ણયપુર-સર-વાળું;દૃઢ.

**Deck,**(ડેક્)*vt.*[L.*tego*, I cover.] 1. To cover;to overspread:ઢાંકવું;ઉપર પાથરવું.2.To array;to adorn; to embellish:આચ્છાદિત કo;પેહેરાવવું;શણગારવું;સુશોભિત કo;મંડિત કo; શોભાવવું. 3. To furnish with a deck,as a vessel:(વહાણનું)તુતક જડવું;તુતકનાં પાટીઆં જડવાં. *n.*1.The floor-like covering of a ship:વહાણનું પાટીઆ જેવું ઢાંકણ;તુતક. 2.A heap or store:ઢગલો;ઢગ;સંચય. 3. A set or pack of playing cards: રમવાનાં પત્તાંની થોક-ચોડ.4.The roof of a passenger car: ઉતારૂઓની ગાડીનું ઉપરનું ઢાંકણ-છત્રી. *To clear the* **d.**s,to remove every unnecessary incumbrance in preparation for battle;to prepare for action:સઘળી નજીવી-નકામી અડચણો દૂર કરી લડાઈની તૈયારી કo.*To sweep the* **d.**,to clear off all the stakes on the table by winning them: સરતનાં સઘળાં પાનાં જીતીને લેઇ લેવાં.

**Declaim,** (ડીક્લેમ ) *vi.* [L. *de* & *clamo*, I cry out.] 1. To speak rhetorically; to harangue: મ્હોટે સાદે ભાષણ કo; પંડિતાઇ બતાવવી.2. To rant:મ્હોટે સાદે બબડવું-લવલવવું-વિચાર કર્યા વગર બોલવું;આરડવું;ભરડવું;બરાડવું.*vt.*1.To utter in public:સભામાં ભાષણ કo.2.To speak in favor of; to advocate: કોઇની તર્ફેણમાં-પક્ષમાં બોલવું;પક્ષ ખેંચવો.

**Declamation,**(ડેક્લેમેશન)*n.*1.The delivery of a speech:ભાષણ આપવું તે.2.A set speech or harangue:આગળથી તૈયાર થઇને સભામાં કરેલું ભાષણ;સાલંકાર વચન;છટાદાર ભાષણ.3.Pretentious rhetorical dis-

આજનું કામ કાલ ઉપર ન રાખવું.

play:પટપટાટ; બરાડા; શબ્દ પાંડિત્ય; વાક્ચાતુર્ય. *Empty* **d.**:પોકળ પાંડિત્ય.

**Declamatory,** (ડીક્લૅમેટૉરિ ) *a.* 1. Pertaining to declamation: અલંકારિક;સાલંકાર.2.Without solid sense or argument;pretentiously rhetorical;bombastic;noisy:ડોળી; શબ્દપાંડિત્યવાળું;પટપટાટિયું.

**Declaration,**(ડેક્લૅરેશન )*n.* 1.The act of declaring; proclamation; exposition:પ્રકાશન;પ્રસિદ્ધિ;નિવેદન; જ્ઞાપન;પ્રકટીકરણ.2.Announcement; distinct statement;avowal:જણાવેલી-કહેલી વાત-વચન; ઉક્તિ; ભાષણ; સ્પષ્ટવચન. 3. The document in which something is declared: જાહેરખબર:જાહેરનામું.4.The narration of the plaintiff's case:એકરાર.*A solemn* **d.**:પ્રતિજ્ઞા.

**Declarative,** (ડીક્લૅરેટિવ્ ) *a.* Explanatory;assertive:જાહેર કરે એવું; એકરાર-પ્રતિજ્ઞાવાળું;સૂચક; નિવેદક;જ્ઞાપક;વાચક.

**Declare,**(ડીક્લેર્ )*vt.*[L.*de* & *clarus*,clear.] 1. To make plain; to clear:સાફ-સ્પષ્ટ-ખુલ્લું-દેખીતું કo.2. To make known;to publish:જણાવવું;જણાવી આપવું;જાહેરકo;પ્રસિદ્ધ કરી આપવું;પ્રકાશ-પ્રસિદ્ધ કo; નિવેદન કo;પ્રકટ કo;કહી આપવું.3.To assert; to affirm:છાતી ઠોકીને-ખાત્રીથી કહેવું; પ્રતિજ્ઞા પૂર્વક-ઉપર કહેવું.4.(*Com.*)To make full statement of:-નો સંપૂર્ણ હેવાલ-હકીકત લખવી; એકરાર કo. *To* **d.** *one's self*, to avow one's opinion:પોતાનો વિચાર-મત ખરી રીતે જણાવવો-કહી દેવો; પોતે કયો પક્ષ ગ્રહણ કર્યો છે તે જણાવી દેવું.*To* **D.***off*, to recede from an agreement; to renounce:કરારમાંથી ખસી જવું;કરાર ના મંજુર કo. *vi.* To proclaim one's self:જણાઇ આવવું-પ્રકટ થવું. 2.To state the plaintiff's cause: વાદી-ફરિયાદીનો દાવો-મુકર્દમો-ફરિયાદી વર્ણવવી;એકરાર કo.

**Declension,**(ડીક્લેન્શન )*n.*1.Declination;descent;slope:ઉતરતો ઢાળ-ઢોળાવ;ઝોક;વાંક. 2. Deterioration; decay:પડતી-નબળી-માઠી દશા;પડતી. 3.The act of courteously refusing;a refusal:નકાર;સભ્યતાથી ના કહેવું તે.4.(*Gram.*)Inflection of a word:વિભક્તિરૂપ;વિભક્તિપદ્ધતિ;વિભક્તિનાં રૂપાખ્યાન.

**Declinable,**(ડીક્લાઈનૅબ્લ ) *a.* Capable of being declined:જેને વિભક્તિનાં રૂપો લાગે એવું;વિભક્તિ યોગ્ય.

**Declination,**(ડેક્લિનેશન )*n.*1. Inclination:નિચું નમવું-નમાવવું તે;ઝોક; વાંક.2.Decay; deterioration; decline:પડતી-માઠી-નબળી દશા-હાલત; બુડતો પાયો;ભ્રંશ;ક્ષય;અપકર્ષ; ઉતરતી કળા;ઉતરાવસ્થા; પડતી.3.Obliquity; withdrawal:આડા-વાંકા-કતરાતાં જવું તે;આડા-વાંકા ચાલવું તે;વાંક; વક્રતા. 4. Refusal; withdrawal:ના કહેવું તે;પાછું ન આપવું તે;લઇ લેવું તે.5.Distance from the celestial equator: ક્રાંતિ;ક્રમણ;સ્પષ્ટક્રાંતિ;અપમ.6.(*Gram.*) The act of inflecting declension: વિભક્તિ રૂપ લગાડવાં તે;રૂપાખ્યાન.

**Decline,**(ડીક્લાઇન)*vi.*[L.*de*&*clino*, I bend.]1.To lean or bend downwards: નમવું. 2. To fail; to sink; to decay;to diminish:નબળું-નરમ પડતું જવું; ક્ષીણ થવું; ડુબવું; આથમવું; ઘટવું;ઓછું થવું; નીચું પડવું;-ની પડતી આવવી; ઉતરતાં-નમતાં જવું; as, *The day* **d.**s: દિવસ નમતો-ડુબતો જાયછે. *That empire must* **d.** *whose chief support & sinews are of coin*: જે શાહેનશાહતનો મુખ્ય આધાર તથા બળ પૈસો છે તે શાહેનશાહતની પડતી આવવાની. 3. To deviate; to stray:વાંકું વળવું;આડું ફાટવું. 4. To refuse;not to comply:ના કહેવી;કબૂલ ના કo.*vt.* 1. To bend downwards;to depress: નમાવવું; વાળવું. 2.To cause to diminish:ઓછું કરાવવું;ઘટાડવું.3.To reject;to shun; to avoid:ના કબુલ કo;-નો અસ્વિકાર કo;-થી આઘા રેહેવું;-ની ના કહેવી. 4. (*Gram.*)To inflect:-ને વિભક્તિ લગાડવી;-ને વિભક્તિ રૂપાખ્યાપન આપવું.*n.*1.A falling of;deterioration: ઉતરતી અવસ્થા-કળા;પડતી-નબળી દશા; પડતી;ઉત્તરાવસ્થા;અસ્ત;અપકર્ષ;ઉતરતો -બુડતો પાયો. *Time or season of* **d.**:ઉતરતી વેળા; બુડતો કાળ;આથમતી વેળા.**D.***of life*:ઉત્તરવય; ઉત્તરાવસ્થા; વૃદ્ધાવસ્થા.2.(*Med.*)(*a.*)The time of the disease being abated:રોગ ઓછો થતો હોય તે વખત. (*b*) Consumption:ઘસારો; ક્ષિણતા; ક્ષયરોગ; as,*to die of a* **d.**:ક્ષય રોગે મરવું.

**Declivity,**(ડીક્લિવિટિ) *n.* [L.*de* & *clivus*,a slope. ] 1. Descent of surface;slope: ઉતરતો ઢાળ; ઢોળાવ. 2.A descending surface;a slope: ઢોળાવવાળી જગા;ઢોળાવ.

**Declivous,** (ડીક્લાઇવસ્ )*a.*Gradually descending;sloping:ધીમે-ધીમે ઉતરતું;ઢાળવાળું;ઢોળાવ-ઢાળ પડતું.

**Decoction,**(ડીકૉક્શન )*n.* [L.*de* & *coquo*,I cook.]1.The act of preparing for use by boiling:ઉકાળીને ઉપયોગ-ખપને માટે તૈયાર કo તે. 2.An extract prepared by boiling something in water: ઉકાળો; કાવો;કાઢો;ક્વાત;ક્વાથ.

**Decollate,**(ડીકૉલ્લેટ્ )*vt.* [L. *de* & *collum*,the neck.]To sever the neck of;to behead;ગર્દન મારવું;શિરચ્છેદ કરવો;માથું કાપવું.

**Decolour,**(ડીકલર્ ) *vt.* To deprive of color;to bleach:રંગ કાઢી નાંખવો -ઉડાડી દેવો;નિખારવું.

**Decompose,**(ડીકૉમ્પોઝ્ )*vt.*[L.*de*, from & *compose.*] To resolve into original elements:મૂળતત્વો-પંચતત્વો જૂદાં પાડવાં;તત્વપૃથક્કરણ કo; *vi.* To undergo dissolution; to decay;to rot:પૃથક્કરણ કo મૂળ તત્વો-જૂદાં થવાં-પડવાં;પૃથક્કરણ થવું;-નો ક્ષય થવો;ખગડી જવું;સડીજવું.

**Decomposition,** (ડીકૉમ્પોઝિશન ) *n.*1. Separation into constituent parts;analysis; disintegration:પૃથક્કરણ;વિશ્લેષ;વિલય. 2. The state of being reduced into original elements:તત્વભિન્નતા;તત્વપૃથકતા;પંચતાપ્રાપ્તિ. 3. Decay; putrefaction:કોહો; કોહોવાટ-વાણ; સડો;સળો.**D.** *of light*,the division of light into prismatic colours: તેજ-પ્રકાશના તેના પાસામાંથી દેખાતા રંગના ભાગ.

**Decompound,**(ડીકૉમ્પાઉન્ડ્ )*vt.*1. To form by a second composition: ફરીથી-બીજીવાર મેળવવું-એકઠું કo.2. To decompose: જૂદું પાડવું; પૃથક્કરણ કo. *a.* Compounded a second time: બીજીવાર-ફરીથી મેળવેલું-મિશ્ર કરેલું.

**Decorate,**(ડેકૉરેટ્ ) *vt.* [L. *decus*, comeliness.]To adorn;to beautify;to embellish:શણગારવું; દેખાવડું કo;શોભિતું-શોભાયમાન-દર્શનીય કo;વિભૂષિત-મંડિત-અલંકૃત કo; ભૂષણ આપવું-પહેરાવવું.

**Decoration,**(ડેકૉરેશન )*n.* 1. The act of adorning,ornamentation: પહેરાવવું-દેખીતું-શોભાયમાન કo તે; આભૂષણ આપવું-પહેરાવવું તે.2.That which adorns;ornament:શણગા-

ર;ભૂષણ;મંડન;આભરણું;વેષ; અલંકાર; આભૂષણ; શોભા. 3. Any mark of honour:ચાંદ.

**Decorative,**(ડેકૉરેટિવ્)*a.* Suited to embellish;adorning: શણગાર; અલંકૃત કરે એવું.

**Decorous,**(ડીકોરસ્)*a.* Becoming; proper:suitable to a character; seemly;befitting: યોગ્ય વર્તણુકનું-વાળું;યથાયોગ્ય;શોભે એવું;ઘટિત;ઘટારત;લાજમ;મુનાસબ;લાયક;ઉચિત; શિષ્ટ; સવિનય;સમર્યાદ.

**Decorticate,**(ડીકૉર્ટિકેટ્)*vt.* [L. *de* & *cortex*,bark.]To husk;to peel; છોલવું;છાલ-છોડું-કાઢવું;છોલ ઉતારવી.

**Decorum,**(ડીકોરમ્)*n.*Propriety of manner, behaviour; decency; seemliness: યોગ્ય-યથાયોગ્ય વર્તણુક;વિનય; મર્યાદા; સભ્યરીતિ; શિષ્ટાચાર;યોગ્યતા;ઉચિતતા.

**Decoy,**(ડીકૉઇ)*vt.*To deceive;to insnare;to entrap:ફાંદા-પેચમાં નાંખવું;ફસાવવું;પાશ-જાળમાં નાંખવું;લલચાવવું;લોભમાં નાંખવું.*n.*1. Anything intended to lead into a snare; a bait:જેથી પાશ-જાળ-ફાંદા-ફાંસા-પેચમાં જવાની લાલચ થાય તે;લલચાવનાર;ફાંદામાં રાખનાર;પાશ; જાળ; ફંદ; ફાંદો;લાલચ;પ્રલોભન.2.A wild fowl or its likeness used as a lure: બીજાં પક્ષિ જાળમાં કે પાસે આવે તેને માટે મૂકેલું પક્ષી-પક્ષીનું ડોળિયું.3.A place into which wild fowls are enticed in order to take them: લલચાવીને પક્ષીપકડી લેવાની જગ્યા.

**Decrease,**(ડીક્રીસ્)*vi.* [L. *de* & *cresco*,I grow.]To become less: ઓછું-કમી-ન્યૂન-ટુંકું થવું;ન્હાનું થવું;ઘટવું;ઉમેરવું;ઓસરવું;ઉણું થવું; ક્ષય થવું; મંદ પડવું-થવું;શમવું. *vt.* To cause to lessen:ઓછું-કમી-ન્યૂન-ટુંકું-ન્હાનું ક૦;ઘટાડવું;ઉણું ક૦;મંદ ક૦.*n.*1.A becoming less; decay; diminution:ઓછું થવું તે;ઘટાડો;ન્યૂનતા;ઉતારો;મંદી;ઉપશાંતિ;ઓસાર;ઘટતી;તુટ;ઘટ;ક્ષિતિ.2.The wane of the moon: ચંદ્રનો ક્ષય;કળાક્ષય.

**Decree,**(ડીક્રી)*n.*[L. *de* & *cerno*, I judge.]1.(*a*)An order from one having authority,deciding what is to be done by a subordinate: આજ્ઞા;હુકમ;ઠરાવ.(*b*)Edict;law; decision:ઠરાવ;નિયમ;ધારો;વ્યવસ્થા. 2. (*Law*)A judicial order,decision or sentence:ફેંસલો;હુકમ;હુકમનામું; શાસનપત્ર;નિર્દેશ.(*b*)A determination or judgment of an umpire: પંચ-લવાદનો ચુકાદો;ફેંસલો-ઠરાવ. 4. (*Eccl.*) An edict or law made by a council for regulating any business within their jurisdiction:પોતાની હકુમતની હદમાં કોઇ કામની વ્યવસ્થા કરવાને ધાર્મિક મંડળીએ ઘડેલો કાયદો-કાનુન. *vt.* To determine judicially by decree:હુકમનામું ક૦;ઠરાવ-આજ્ઞા ક૦.2.To ordain by fate: વિધાતાના લેખથી નિર્માણ કરવું.*vi.*To determine decisively: છેવટનો ફેંસલો-ચુકાદો ક૦-આપવો.

**Decrement,**(ડેક્રીમેન્ટ્)*n.* 1. Decrease;diminution;waste;loss:ઘટ;ન્યૂનતા;ઘટાડો;ઓસાર; ક્ષય; ઘટતી. 2. The quantity lost by gradual diminution:ઘટ;ખુટ;તુટ.3. A successive diminution of molecules:અણુંનું ધીમે ધીમે ઘટવું-ઓછું થવું તે.

**Decrepit,**(ડીક્રેપિટ્)*a.* [L. *de* & *crepo*, I crack.] Broken down with age:ઉમરને લીધે ખખળી ગયેલું-લથડી લબડી ગયેલું;ઘડપણથી અશક્ત-થઇ ગયેલું;ઢઢળેલું;શરીરે અટકેલું;જર્જરીભૂત;જરાગ્રસ્ત;જર્જર;ભોંયસુંઘતું;જીર્ણ.

**Decrepitate,**(ડીક્રેપિટેટ્)*vt.* To roast or calcine,so as to cause a crackling of the substance:તડતડ અવાજ થાય ત્યાંસુધી શેકવું;પકવવું.*vi.* To crackle when roasting:શેકતી વખતે તડતડ અવાજ ક૦;તડતડવું.

**Decrepitude,**(ડીક્રેપિટયુડ્)*n.* Infirm old age:ઘડપણથી થયેલું અશક્તપણું-રહિતપણું;જર્જરીભૂતત્વ;જરાગ્રસ્તપણું;જરાવસ્થા;વૃદ્ધા-જીર્ણાવસ્થા.

**Decrescent,**(ડીક્રેસેન્ટ્)*a.* Decreasing:ઓછું-કમી થતું;ઘટતું;ક્ષીયમાણ.

**Decretal,**(ડીક્રીટલ્)*a.* Appertaining to decree:કાયદા-ઠરાવ સંબંધી. *n.*1. An authoritative order or decree:સત્તાથી કરેલો કાયદો-ઠરાવ-હુકમ-આજ્ઞા. 2.A collection of the Pope's decrees:પોપના ઠરાવ-કાયદા-હુકમનો સંગ્રહ;વિધિસંહિતા.

**Decrial,**(ડીક્રાઇઅલ્)*n.* Condemnation by censure:ઠપકો દઇને ધિક્કારી કાઢવું તે;આક્ષેપ;અપવાદ.

**Decry,**(ડીક્રાઇ)*vt.*To clamor against; to discredit: વખોડી-નિંદી નાંખવું;નઠારું-માઠું-અપમાન કરી કાઢવું;-ઉપર આક્ષેપ ક૦;અપવાદ-દોષ મુકવો.

**Decumbent,**(ડીકમ્બેન્ટ્)*a.* [L. *de* & *cubo*,I lie down.]1.Prostrate; recumbent: સુતેલું; પડેલું;લાંબુ. 2. (*Bot.*)Reclining on the ground being too weak to stand:ઉભું રહેવાને અશક્ત હોવાથી જમીન તરફ સુતેલું-પડેલું-વાંકુ વળેલું.

**Decuple,**(ડેકયૂપલ્)*a.* [L. *decem*, ten.]Tenfold;multiplied by ten: દશગણું;દશપુટ. *n.* A number ten times repeated: દશગણી રકમ-સંખ્યા.*vt.*To make tenfold;to multiply by ten:દશગણું ક૦;દશથીગુણવું.

**Decurrent,**(ડીકરેન્ટ્)*a.* [L. *de* & *curro*,I run.](*Bot.*)Extending downward:નીચાણ તરફ-નીચે લંબાતું-જતું-વધતું.

**Decussate,**(ડીકસેટ્)*vt.*[L. *decusso*,to cross like an X.]To cross at an acute angle;to intersect: લઘુકોણ થાય તેમ ક૦; એક બીજાને કાપીને જવું;છેદવું.

**Dedecorate,**(ડીડેકૉરેટ્)*vt.* To deprive of honour;to disgrace: માનભંગક૦;શરમ-લાજ લગાડવી.

**Dedicate,**(ડેડિકેટ્)*vt.* [L.*de* & *dico*,I devote.]1.To devote solemnly;to set apart&consecrate: ચડાવવું;અર્પણ ક૦;ધર્મના-પવિત્ર ઉપયોગને માટે કાઢવું;-નીપ્રતિષ્ઠા ક૦; સમર્પવું.2.To devote or give(*oneself*) wholly or earnestly:ને તનમન અર્પણ ક૦;-માં મચવું;પડવું;-માં રચ્યાપચ્યા રહેવું;મુંડાવું.3.To inscribe or address:નિવેદન-અર્પણ ક૦;ગ્રંથાર્પણક૦; ઉત્સર્ગ ક૦.

**Dedication,**(ડેડિકેશન)*n.* 1. Solemn appropriation:ચડાવવું તે;અર્પણ;સમર્પણ;પ્રતિષ્ઠા;વિનિયોગ; નિવેદન. 2. A setting aside for any particular purpose: કોઇ ખાસ કામને માટે અલગ-અનામત રાખવું તે.3.An address to a patron:અર્પણ;ગ્રંથાર્પણ;અર્પણપત્રિકા;ઉત્સર્ગ.

**Dedicator,**(ડેડિકેટર્)*n.* One who dedicates:અર્પણ-સમર્પણ કરનાર;ગ્રંથાર્પણ કરનાર.

**Dedicatory,**(ડેડિકેટોરિ)*a.*Serving as a dedication:જેમાં ગ્રંથ કોઈને અર્પણ કર્યાનું લખ્યું હોય એવું;અર્પણાત્મક.

**Deduce,**(ડીડયૂસ્)*vt.*[L.*de* & *duco*, I lead.]1.To lead forth:-માંથી કાઢવું;દોરવું.2.To deduct;to subtract: ઓછું-કમ ક૦;ઘટાડવું. 3. To derive or draw;to infer:કાઢવું;અનુમાન-તર્કથી સિદ્ધાંત કાઢવો;સિદ્ધાંતપૂર્વક અનુમાનથી શોધી કાઢવું;નિર્ણયપર આવવું.

**Deducement,**(ડીડ્યૂસ્મેન્ટ્)*n.* The act or process of deducing; inference:અનુમાન ક૦ તે;અનુમાન;તર્ક; અનુમાનથી કાઢેલો સિદ્ધાંત;અનુમિતિ.

**Deducible,**(ડીડ્યૂસિબલ્)*a.*1. Capable of being deduced or inferred:અનુમાન સાધ્ય;અનુમેય;અનુમાનિક.2. Capable of being brought down:સિદ્ધાંત પૂર્વક અનુમાન થઈ શકે એવું;સિદ્ધાંત પૂર્વક અનુમાનથી પકડી કઢાય એવું.

**Deduct,**(ડીડક્ટ્)*vt.* [L.*de* & *duco*, I lead.] 1.To lead out or forth બહારદોરી લઈજવું;દોરવું.2. To take away;to subtract:અંદરથી લઈ જવું; બાદ ક૦;કાપવું.3.To reduce;to diminish:ઓછું કમીક૦;ઘટાડવું;છાપવું.

**Deduction,**(ડીડક્શન્)*n.*1. Act or process of deducing or inferring: અનુમાન-તર્ક ક૦ તે;સિદ્ધાન્ત કાઢવો તે. 2.The act of taking away;subtraction:બાદક૦ તે;કાપવુંતે;વ્યવકલન. 3.An inference;conclusion:અનુમાન;સિદ્ધાંતપૂર્વક અનુમાન.સિદ્ધાનુમાન; અનુમિતિ;સિદ્ધાંત;નિશ્ચિતાર્થ. 4. The part taken away;abatement:કપાત;બાદ;છૂટ;ઘટાડો.

**Deductive,**(ડીડક્ટિવ્)*a.*Of,or pertaining to deduction: deductible: સિદ્ધાંતપૂર્વક અનુમાનથી કાઢવાની રીતિને લગતું; અનુમાનથી કાઢી શકાય એવું;અનુમાનસાધ્ય;અનુમેય; અનુમાનિક.

**Deed,**(ડીડ્)*n.*[A.S.*daed*, a thing done,]1.An act;an action: કરણી; કામ;કૃત્ય;કર્મ;ક્રિયા; કાર્ય;*a virtuous or good* **d**.,સત્કર્મ;સુકૃત.2.Achievement;exploit:પરાક્રમનું કામ; કૃતાર્થ; દિગ્વિજય; કૌતુક; પુરૂષાર્થ. 3. Fact; reality:સત્યવાત;યથાર્થતા;તત્વ;અર્થ;વસ્તુ.4.Agency; efficiency: કરવું તે; કર્તૃત્વ;કર્મ.5.(*Law.*)A written instrument:લેખ;ખત;દસ્તાવેજ. **D.** *of acquittance*:ફારગતી;રાજીનામું. **D.** *of agreement*: કરાર પત્ર-નામું. **D.** *of gift or conveyance*:દાનપત્ર.**D.** *of lease*:પટ્ટો.*In* **d**.,in fact,in truth: બેશક;ખરીવાત;ખરેખર;વાસ્તવિક.

**Deem,**(ડીમ્)*vt.*[A. S. *dom*, judgment.]To account;to esteem;to think;to judge:ધારવું;જાણવું;સમજવું;લેખવવું;-મન ઉપર ધરવું;માનવું;ગણવું. *vi.*1.To be of opinion;to think; to estimate;to opine: વિચાર ક૦-હોવો;ગણત્રી ક૦;ધારવું.

**Deep,**(ડીપ્)*a.*[A. S.*deop.*] 1. Extending far below the surface: far to the bottom:ઉંડું;અગાધ. *A* **d**.*wound*:ઉંડો ઘા.2. Extending far back from the front: ઉંડું; લાંબું.*A* **d** *cave*:ઉંડી-લાંબી ગુફા. 3. Low in situation:સ્થિતિ-જગ્યામાં નીચું;ઉંડું; નીચાણમાં આવી રહેલું. *A* **d**.*valley*: ઉંડી ખીણ. 4. Hard to penetrate or comprehend; intricate:mysterious:કઠણ;અઘરૂં;ગહન;અગમ્ય;દુર્બોધ;નિગૂઢાર્થ;ગંભીર;ગૂઢ; પાકું;ભારે;ભેદવાળું.5. Penetrating; profoundly skilful; sagacious; cunning:ઉંડું;મ્હોટું;મહાકુશળ;મહાનિપુણ;કારસ્થાની;કાવેબાજ;ધૂર્ત;પક્કું;ઉંડું;પહોંચેલું.6.Profound; intense; heavy:thorough:પૂર;પૂરૂં; ભર; ઘેર; ઘસઘસાટ;સમસમાકાર;ભરપૂર;ઘાડું; ઘણું;ગાઢ;દીર્ઘ;લાંબું.**D**.*distress*: ભરપુર દુઃખ. **D**.*sigh*: દીર્ઘનિશ્વાસ; લાંબો નિસાસો. **D**. *sleep*: ઘેર-ગાઢ નિદ્રા; ઘસઘસાટ ઉંઘ; ભરઉંઘ. **D**.*silence*:સમસમાકાર. **D**. *darkness*: ઘોર અંધારૂં.*Knee*-**d**.: ઘુંટણપુર. **D**. *love*: ગાઢ પ્રીતિ.7. Muddy;boggy;sandy: કાદવવાળું; રેતાળ. 8. Strongly colored;dark;intense:ઘેરારંગનું;ઘેરૂં;ઘાડું;ખુલ્લું નહિં એવું.**D**.*blue*: ઘેરો વાદળી.9.Grave;heavy:ગંભીર-ઘેરૂં;ભેંડું;ગાંભીર્યવાળું. **D**. *tone*: ગંભીર સ્વર.*n.*1.That which is deep;sea: જે ઉંડું હોય તે;ઉંડાણ;દરીઓ; સમુદ્ર; દરિયાવ.2.That which is incomprehensible:સમજી શકાય નહિં તે;પકડાય નહિં તે; ગહનતા;ગાંભીર્ય. 3.The midst; depth: મધ્ય; ઉંડાણ. **D.** *of night*: મધ્યરાત. *adv*. Far down; profoundly:ઘણું ઉંડું;બહુ;પુષ્કળ;અત્યંત.*Drink* **d**.:પુષ્કળ પીઓ.

**Deepen,** (ડીપન્) *vt.* 1. To make deep or increase the depth of: ઉંડું ક૦-ખોદવું;-નું ઉંડાણ વધારવું.2.To make darker or more intense: વધારે ઘેરૂં-ઘાડું-ઘાડા રંગનું ક૦-ઓછું ખુલ્લું ક૦;-માં વધારો ક૦.3.To make more affection:ભરપૂર-તીવ્રક૦;વધારે અસર કરે એવું ક૦;વધારો ક૦. *To* **d**. *grief or sorrow*:દુઃખ-દિલગીરી તીવ્ર ક૦-વધારવી.4.To make more grave or low in tone: વધારે ગંભીર-ઘેરૂં-બેઠી બાંધણીનું ક૦;બેઠા સ્વરનું ક૦. *vi.* To bocome deeper:વધારે ઉંડું થતા જવું;વધારે ઘેરા રંગનું થવું;ગંભીરતા પકડવી;ગંભીર થતા જવું;વધારે ઘોર થવું.

**Deep-laid,**(ડીપ્લેડ્)*a.* Laid deep; formed with cunning and sagacity:પકાઇથી રચેલું;સજ્જડ; ચતુરાઇ-હોશિયારીથી બનાવેલું; પક્કું; ચલાકી ભરેલું.

**Deeply,**(ડીપ્લિ)*adv.* 1. Far below the surface:ઘણે ઉંડે સુધી;ઘણું ઉંડું. 2.Profoundly;thoroughly: બીલકુલ;પૂરેપૂરૂં;પાકું અને જરાએ જરા;અભિજ્ઞાનપૂર્વક.**D**.*versed*:પારંગત;પૂરેપૂરો ચતુર-હોશિયાર.3. With great sorrow;most feelingly:ઘણી દિલગીરીથી;ઘણી અસર લાગે એવી રીતે.4.*To a great degree*:ઘણું જ;પુષ્કળ;બહુ;અતિ; **d**.*sorry*:શોકગ્રસ્ત-મગ્ન. 5.*Gravely*: ગંભીરપણે;ગંભીરાઇથી;ઘેરૂં. 6. With profound skill:ઘણી-સંપૂર્ણ-પૂરેપૂરી ચતુરાઇથી;સંપૂર્ણ પકાઇ-ખબરદારીથી.

**Deepness-depth,** (ડીપ્નેસ્-ડેપ્થ્) *n.* 1. The state of being deep; profound or mysterious depth: profundity:ઉંડાઇ,ઉંડાણ;ગૂઢતા;પકાઇ;ગાંભીર્ય; ગાઢતા;અગાધતા; ગૌરવતા; પ્રૌઢતા; ઘેરાપણું; ઘેરાઇ; ગંભીરતા. 2. Craft;insidiousness: કપટીપણું;દગલબાજી;ઠગાઈ;લુચ્ચાઇ.

**Deer,**( ડીર્ ) *n.* [A.S. *deor*, a wild animal.](*Zool.*)A ruminant quadruped: મૃગ;હરણ; સાબર; સાબરી;હરણસાર.

**Deer-hound,** ( ડીર્-હાઉન્ડ્ ) *n.* A hound for hunting deer:મૃગ-હરણનો શિકાર કરવા રાખેલો શિકારીકુતરો.

**Deface,**(ડીફેસ્)*vt.*[Fr.*dis*&*facies*, a face.]To disfigure:-ની સુરત બગાડવી;બદસુરતક૦;બેડોળક૦;ખરાબક૦; વિરૂપ ક૦;આકારભંગ ક૦;સ્વરૂપભંગક૦. *To* **d**.*a statue*:મૂર્તિ ખંડિત ક૦. 2. To injure or spoil by effacing: to obliterate:છેકીને નુકશાન ક૦;તારાજ કરી નાંખવું;વંચાય નહિં એવું કરી મુકવું;ચેરી-છેકી નાંખવું.

**Defacement,**(ડીફેસ્મેન્ટ્)*n.*1. The act of defacing;obliteration:-ની સુરત બગાડવી-છેકી નાંખવું તે; તારાજી; બેડોળ ક૦ તે;દૂષણ;ખંડન;લોપ;વિચ્છેદ. 2.That which mars or disfigures: જેથી બેડોળ થઈ જાય-બગડે છે તે.

**Defalcate,**( ડીફેલ્કેટ્ )*vt.* [L. *de* & *falx*,*falcis*,a sickle.]To cut off; to take away a part of:ભાગ ક૦; ઘટ લાવવી;ઘટાડવું;ઓછું-કમી-ન્યૂન ક૦. *vi.*To embezzle money held in trust:ભરોસે મૂકેલા પૈસા-નાણું ખાઇ જવાં-પચાવી પડવાં-હોઇયાં કરી જવાં; ઉચાપત ક૦.

Desperate cuts have desperate wounds:

**Defalcation,**( ડિફૅલ્કેશન )*n.* 1. A cutting off; deficit; diminution; a set-off:કાપી નાંખવું તે; ઘટારો; છુટ; કાપ; કરદો; કરદો કરવો તે. 2. That which is cut off or abated : જે કાપકુપ કરવામાં આવેછે તે;જે ઓછું-ઘટાડો થાય છે તે. 3. An embezzlement: પચાવી પડવું તે; ખાઇ જવું તે; ઓહીઆં કરી દેવાં તે;ઉચાપત.

**Defamation,**(ડેફ્મેશન )*n.*Slander; calumny;aspersion:આબરૂ-ઈજ્જત લેવી તે;ને નુકશાન-ખલેલ પહોંચાડવું તે; અપવાદ;નિંદા;આક્ષેપ;લાયબલ.

**Defamatory,**(ડીફૅમેટોરિ)*a.*Calumnious; injurious to reputation; slanderous:આબરૂને નુકશાન પહોંચે એવું;આબરૂ જાય એવું;અકીર્તિકર; અપવાદનું;નિંદક;અપવાદ ક૦.

**Defame,**(ડીફેમ્ )*vt.*[L.*de*&*fama*, a report. ] 1. To disgrace; to calumniate;to asperse:આબરૂ-પ્રતિષ્ઠા-ઇજ્જત-હુરમત લેવી;-ની આબરૂને નુકશાન-ખલેલ-હરકત પહોંચાડવી;ઉપર અપવાદ મૂકવો;-ઉપર આક્ષેપ ક૦.2.To charge;to accuse:તોહોમત-આરોપ મૂકવો,-ના માટે ગુન્હેગાર ઠરાવવું. *n.* Dishonor;disgrace: ગેરઆબરૂ; અપમાન;અપ્રતિષ્ઠા;ઈતરાજી.

**Default,**(ડીફૉલ્ટ્ )*n.* [L.*de*&*fallo*, I deceive.] 1.Failure;omission; neglect:ભૂલ;ચૂક;ગફલત;કસુર;અપરાધ; દોષ. 2. Fault; offence; ill-deed; wrong act:ગુન્હો; ખરાબ-નઠારૂં કામ; અપકૃત્ય.3.Want;lack;failure:નહોવું તે;અભાવ;અસંભવ;અપ્રાપ્તિ.4.(*Law.*) A neglect of some step necessary to secure the benefit of law: કસુર;ગફલત.*In* **d**.*of*,in case of failure of: અભાવે; નહોય ત્યારે;એમ ન થાય-બનેતો.*To suffer a* **d**.,to permit an action to be called without appearing to answer:પોતે ગેર હાજર રહી મુકર્દમાની રજુઆત થઈ જવા દેવી.*vt.*1.To fail to perform; to omit: કરવાને-બનાવવાને ભૂલ-ચૂક-ગફલત-કસુર ક૦;ન આપવું-ભરવું.2.To enter a default against:-ની સામે કસુર-ગુન્હો રજુ-દાખલ ક૦.3.To omit; to leave out of account:મૂકી દેવું; હિસાબમાંથી છોડી દેવું;પડતું મૂકવું.*vi.* 1.To offend: અપરાધ-ગુન્હો-તકસીર ક૦;ભૂલ-ચૂક-કસુર ક૦.2.To fail in fulfilling a contract,agreement or duty: કબુલાત ના પાળવી;કહેલું વચન ન પાળવું.3. To fail to appear in court:કોરટમાં હાજર થવાનુંચુકીજવું.

**Defaulter,**( ડીફૉલ્ટર ) *n.* (*a*) One who makes default:કસુર-ચૂક-ભૂલ-ગફલત કરનાર.(*b*)One who fails to appear in court when called:કોરટે ઠરાવેલે દહાડે હાજર નહિ રહેનાર. 2.One who fails to account for public money intrusted to his care;a perculator; a defalcator: સોંપેલાં નાણાં-પૈસાનો હિસાબ નહિ બતાવનાર; હિસાબચોર; ઉચાપત કરનાર.

**Defeasance,**( ડીફીઝન્સ્ )*n.* [L. *de*, & *facio*,I make.]1.A defeat:an overthrow:હાર;પરાજય;પરાભવ. 2. A rendering null or void:વ્યર્થ-રદ ક૦ તે;-થી વ્યર્થ જવું તે;લોપ;નિયમભંગ. 3.A condition relating to a deed, which being performed,the deed is defeated: મુખ્ય દસ્તાવેજ રદ થાય એવી કોઇ શરત.

**Defeasible,**(ડીફીઝિબલ્ )*a.*Capable of being defeated or made void: રદ-બાતલ કરવા યોગ્ય-લાયક;લોપનીય.

**Defeat,**(ડીફીટ્ )*vt.*L. *de* & *facere*, to do.]1.To undo; to disfigure; to destroy (*obs*):-નો નાશ ક૦; બગાડવું;ખરાબ ક૦;પાયમાલ ક૦. 2. (*a*) To render null & void: રદ-વ્યર્થ-બાતલ ક૦:ડુબાવવું;ખોવરાવવું; ચોળાવવું;as *to* **d**.*a title*:હક્ક ડુબાવવો. (*b*) To frustrate:ધૂળ મેળવવું; ભંગ ક૦; મનોભંગ-ઉત્સાહભંગ ક૦;ધૂળધાણી કરી દેવું;-ઉપર પાણી ફેરવવું;as *to* **d**. *his hopes*: તેની આશાઓ ધૂળ મેળવવી. (*c*)To deprive of:લઈલેવું;છીનવી લેવું.3.To vanquish;to overthrow: હરાવવું;-ના ઉપર જય મેળવવો;-ને જીતવું;પરાજય ક૦. 4. To resist with success:-નો અમલ ન ચાલવા દેવો;-ને મ્હાત ક૦;-ને ચાલવા ન દેવું;-ને ધૂળ ફકાવવી-ને આંછ જવું; as *sharp reasons to* **d**.*the law*:કાયદાને પણ ધૂળ ફકાવવાનાં મજબુત-સબળ કારણો ને મ્હાત કરે છે.*n.*1.Destruction:નાશ;પાયમાલી;સત્યાનાશ;નિકંદન.2.An overthrow;rout:હાર;પરાજય; પરાભવ.3.Frustration by rendering null and void:-થી રદ-અમથું-વ્યર્થ જવું તે;ભંગ થવું તે;-નું ન ચાલવું તે;મ્હાત;નાશ;ભંગ;વિઘાત.

**Defecate,**(ડેફીકેટ્ )*vt.*[L.*de*&*fæx*, *fæcis*, dregs.] 1. To clarify; to purify:સાફ-નિર્મળ ક૦;ચોખ્ખું કરવું; શુદ્ધ ક૦. 2. To free from polluting matter:ખરાબ પદાર્થ કાઢી નાંખવો;સમજાય એવું-સ્પષ્ટ ક૦.

**Defect,**(ડીફેક્ટ્ )*n.* [L. *de* & *facio*, I do.]1.Want or absence of something necessary for perfection; deficiency:ખામી;અપૂર્ણતા;ખોડ; કસર;ખાંપણ;દોષ;અભાવ;હીનતા; કોતાઇ. 2.Failing; fault; imperfection; blemish:ખામી;દોષ;ભૂલ;ચૂક;ખોડ;એબ;છિદ્ર;ખાધ;વિકાર;વ્યંગ;વૈકલ્ય. Bodily **d**.:અંગવૈકલ્ય-વિકાર;વ્યંગતા.

**Defection,**(ડીફેક્શન )*n.*1.A falling away;apostacy;backsliding:-માંથી ખસવું-ચળવું તે;પરિત્યાગ;ત્યાગ;ફિતુર;તોફાન;ધર્મ-મતત્યાગ-ભ્રંશ.

**Defective,**(ડીફેક્ટિવ્ )*a.*1.Lacking a part;not full;deficient;imperfect;faulty:અપૂર્ણ;સદોષ; કસર-ખોડ-ખામીવાળું;ઉણું;અધુરૂં;હીન;નઠારું;વિકલ; અંગહીન;દોષયુક્ત;એબદાર. **D.** *limb*: ખોડવાળું અવયવ.2.(*Gram.*)Lacking some of the forms of conjugation: ક્રિયાપદનાં રૂપાખ્યાપન ન આપી શકાય એવું.

**Defedation,**(ડેફીડેશન )*n.*[L.*de* & *fædus*,foul.]Pollution:બીગાડ;ખરાબી;વટાળ;ભ્રષ્ટતા.

**Defence,**(ડીફેન્સ્ )*n.* 1. The act of defending or the state of being defended;protection:બચાવ-રક્ષણ ક૦ તે;રક્ષણ;રક્ષા.2,That which defends or protects; a guard; a protection:રક્ષક;પાલક; રક્ષણ-બચાવ કરવાનું સાધન; રક્ષણનો ઉપાય કરનાર; નિવારણ; નિવારણોપાય;આશરો; છત્ર; આશ્રય;શરણ; as, *God is the widow's* **d**.:પરમેશ્વર વિધવાનું શરણ-આશ્રય-છત્ર છે. 3. Protecting plea; vindication; justification:બચાવ; રદીઓ.4.(*Law*)The defendant's plea or answer: પ્રતિવાદીનો જવાબ;રદીઓ;ઉત્તર. 5. Art or skill in making defence;defensive plan or policy:રક્ષણયુક્તિ;બચાવની યુક્તિ. 6.Prohibition:કળા;મના; મનાઇ; પ્રતિષેધ;પ્રતિબંધ. *vt.* To defend; to protect:બચાવ-રક્ષણ કરવું.

**Defenceless,**(ડીફેન્સલેસ્ ) *a.* Unprotected;unable to oppose;unsheltered:બચાવ-રક્ષણ વિનાનું-રહિત;સામાથવાને-અટકાવ કરવાને અશકત; આશ્રય વિનાનું;અશરણ;અરક્ષિત;અનાશ્રય;અનાથ;શસ્ત્રહીન-રહિત.

**Defend,**(ડીફેન્ડ્ )*vt.*[L.*de*&*fendo*, I strike.]1.To ward off;to repel: પાછું કાઢી મૂકવું-હાંકી કાઢવું;તગડી મૂ-

આડે લાકડે આડો વેહ.

કહું.2.To prohibit;to forbid: મનાકરવી;અટકાવ કરવો;નો (ચાલ-રિવાજ)બંધ પાડવો. 3. To protect; to uphold;to guard:બચાવ-રક્ષણ કo; નો બચાવ કo;પ્રતિપાદન કo;-ની તરફથી બોલવું;-નો પક્ષ ખેંચવો-લેવો;-નું ઉપરાણું લેવું;-ના વતી બોલવું.4.(*Law.*) To oppose or resist as a claim; to contest a suit:સામી તકરાર લેવી; સામો જવાબ આપવો;-બચાવ કo.

**Defendant,**(ડીફેન્ડન્ટ્) *n.* 1. One who defends;a defender: રક્ષક;રક્ષણકર્તા;સંરક્ષક;ત્રાતા;પાલક. 2. The party that opposes a complaint: પ્રતિવાદી;પ્રતિપક્ષી.*a.*1. Proper for defence: બચાવ કરવાને માટે લાયક-યોગ્ય.2.Making defence: બચાવ-રક્ષણ કરતું.

**Defender,**(ડીફેન્ડર્)*n.*One who defends;a champion: બહાદુર-શુરવીર માણસ;રક્ષક;પાલક;રક્ષણકર્તા; સંરક્ષક; ત્રાતા.

**Defensible,**(ડીફેન્સિબલ્) *a.* Capable of being defended:રક્ષણીય; રક્ષણ-બચાવ થઇ શકે એવું;રક્ષ્ય;

**Defensive,**(ડીફેન્સિવ્)*a.*1. Proper for defence:બચાવકરવાને લાયક-યોગ્ય;બચાવ-રક્ષણ કરેએવું;રક્ષણોપયોગી; રક્ષક.**D.***weapons*:રક્ષણોપયોગી-રક્ષક શસ્ત્રો.2. Carried on by resisting attack : બચાવ કરવાને કીધેલું; આત્મસંરક્ષણાર્થ;રક્ષક; પાલક; નિવારક; **D.***war*:આત્મસંરક્ષણાર્થ લડાઈ;*a* **d.** *policy*:રક્ષકનીતિ.3. In a state to defend:રક્ષણ-બચાવ કરવાની સ્થિતિમાં હોય એવું.*n.*A safeguard:આત્મરક્ષા;શત્રુનિવારણ.

**Defer,**(ડીફર્)*vt.*[L.*dis*, & *ferro*, I bear.] 1. To delay ; to put off; to withhold: થોડી મુદત સુધી બંધ રાખવું;મુલતવી રાખવું;ઢીલ કo;લંબાવવું; મોકુફ રાખવું;ધકેલવું. 2.To lay before; to refer to:ની આગળ મૂકવું-લઇ જવું;-ને રજુ કo;વિવેકપુર-સર આગળ ધરવું.3. To render or offer:અર્પણ કo;નિવેદન કo;કરવું.*vi.*1.To put off;to delay to act: વાર લગાડવી;ઢીલ-વિલંબ કo;રાહજોવી. 2. To submit to the opinion of another:બીજાના વિચાર-મતને તાબે-આધીન થવું-મળતા આવવું-નું માન રાખવું.

**Deference,** ( ડેફરેન્સ્ )*n.* Regard; respect;complaisance:માન;અદબ; મર્યાદા;ખાતરદારી; નમન; મુરવ્વતદારી; અનુવર્તન;નમ્રતા;વિનય;મુલાજો.

**Deferential,** ( ડેફરેન્શલ્ ) *a.* Expressing deference;accustomed to defer:માન-અદબ-મર્યાદા રાખનારું; ખાતરદાર;મર્યાદશીલ.

**Defiance,**(ડીફાઇઅન્સ્)*n.*[L.*dis* & *fides*,faith.]1.A challenge;a provocation:હોડ;કાંઈપણ તરેહની લડાઈમાં લડવા બોલાવવું તે;યુદ્ધાવાહન. 2. Willingness to fight;disposition to resist:લડવાની-અટકાવવાની-અટકાવ કરવાની ખુશી-મરજી. 3.A casting aside;renunciation;rejection: બેદરકારી;તુચ્છકાર; અવગણના; અવજ્ઞા. *To bid* **d.**; *to set at* **d.**, to defy; to disregard recklessly:તુચ્છકારવું; ન ગણકારવું;શી ગુંજાસછે એમ કહેવું.

**Defiant,**(ડીફાઇઅન્ટ્)*a.*Bold;full of defiance;insolent:લડવાને તત્પર;કેડ બાંધીને ઉભેલું;બેદરકારીનું; ઉદ્ધત;અવમાની;ધૃષ્ટ.

**Deficiency,**( ડેફિશેન્સિ ) *n* .Want; failure; inadequacy; imperfection:ઓછું હોવું તે;કમીપણું;કોતાઇ;ખોટ;ખુટકો;ઘટ;કસર;ન્યૂનતા; અપૂર્ણતા;હીનતા;અભાવ;વૈકલ્ય;દોષ;છિદ્ર.

**Deficient,** ( ડેફિશેન્ટ્ )*a.* [L. *deficere*,to fail.]1.Not sufficient;inadequate; defective; imperfect; incomplete;lacking:ઉણું;અધૂરું;અપૂર્ણ;ઓછું;કમી;ન્યૂન;ખુટતું; ઘટતું; હીન; રહિત;કસરવાળું;થોડું.**D.***in intellect*: અલ્પબુદ્ધિ; બુદ્ધિહીન.**D.** *in any organ*:હીનાંગ;વિકલેંદ્રિય;ખોડવાળું.

**Deficit,**( ડેફિસિટ્ ) *n.* Deficiency; lack:ખોટ;કસર;ન્યૂનતા; અપૂર્ણતા;ઘટાડો;ખૂટ;ઘટ;તોટો.

**Defile.** ( ડીફાઈલ્ ) *n.* [ L. *filum*, thread.] 1.A long narrow pass between hills, rocks, etc:લાંબોસાંકડો રસ્તો;નેળ;ગલી; નાળ;દુર્માગ. 2. (*Fort.*) The act of raising the exterior works of a fortress to protect the interior:કિલ્લાના અંદરના ભાગનું રક્ષણ કરવાને આગળનો ભાગ ઉંચો કo તે. [A.S. *fylon*,to make foul].*vt.*1.To make foul;to make filthy;to dirty;to pollute:મેલું-ગંદુ કo;કચરાળું-મેલવાળું કo;બગાડવું;મળકટ કo;મલિન કo.2.To soil or sully, to tarnish;to taint:બટ્ટો-લાંછન-એબ-ડાઘ લગાડવો; કલંકિત કo;દૂષણ દેવું. 3.To injure in purity of character;to corrupt:અપવિત્ર-મલિન-ભ્રષ્ટ કo;નાપાક કo;-થી નાપાક અપવિત્ર-ભ્રષ્ટ થવું;બગાડવું;ખરાબ કo;પતિત કo;-થી પતિત થવું;as **d.** *not yourself with the idols of Egypt*:ઇજીપ્તની મૂર્તિઓને પૂજીને તમે પતિત થતા નહિં. 4. To corrupt the chastity of; to debauch:-નું પતિવ્રત ભંગકo;-ને દોષ લગાડવો;-ને દૂષિત કo.-ને ખરાબકo-બગાડવું;-ની આબરૂ-લાજ લૂંટવી; as *the husband murdered & the wife defiled*: ધણી મરાયો ને બૈરીની લાજ લૂંટાઈ.6.To make ceremonially unclean:બોળવું;વટાળવું;વટલાવવું.

**Defile,**(ડીફાઈલ્)*vi.* [Fr. *de* & *file*, row.] To march off file by file: હારબંધ કુચ કo-ચાલવું.

**Defilement,**(ડીફાઇલ્મેન્ટ્)*n.*1.Foulness;dirtiness;pollution;uncleanness:બિગાડ;મલિનતા; બગાડ;અપવિત્રતા;ભ્રષ્ટતા;મેલું-ગંદુ થવું તે;દૂષણ;કલંક;એબ;લાંછન;પતિવ્રતભંગ; વટાળ;વિટાળ;ભ્રષ્ટાચાર. 2. (*Mil.*) The act of raising the exterior side of a fortress,in order to shelter the interior works:કિલ્લાના અંદરના ભાગનું રક્ષણ કરવાને તેની આગલી બાજુભાગ ઉંચો કo-વધારવો તે.

**Definable,**( ડીફાઇનેબલ્ )*a.* Determinable; ascertainable;terminable:જેની વ્યાખ્યા કહી શકાય એવું;વ્યાખ્યેય;નક્કી કરી શકાય એવું;હદ-સીમામર્યાદા બાંધી શકાય એવું; નિર્વચનીય; લક્ષ્ય;લક્ષણીય.

**Define,**(ડીફાઇન )*vt.*[L. *de* & *finis*, a boundary.] 1. To bring to a termination;to end:અંત-છેડો આણવો;પુરું કo;સમાપ્તિ કo.2.To mark the limits of:-ની હદ-સીમા-મર્યાદા બાંધવી;અવધિ બાંધવી;નો સિમાડો-સીમા નક્કી કo-ઠેરવવો.*To* **d.** *the extent of a country*:દેશની હદ-મર્યાદા નક્કી કo.3.To determine with precision;to ascertain clearly: ચોકસ રીતે કહી-બતાવી આપવું; બરાબર નક્કી કo;નિર્ણય-નિશ્ચય કo; નિરૂપણ કo. 4. To fix the meaning of; to expound or interpret:-નો અર્થ કહેવો;-ની વ્યાખ્યા કહેવી-આપવી;-નું લક્ષણ કહેવું-બાંધવું;સમજાવવું.*To* **d.** *grammar*:વ્યાકરણની વ્યાખ્યા આપવી.

**Definite,**(ડેફિનિટ્) *a.* 1. Having certain limits;limited;fixed: મુકરર હદ-સીમાવાળું;સાવધિક;પરિછિન્ન; પરિમિત;સમર્યાદ;અમુક;as,*elements combine in* **d.** *proportions*:તત્વો પરિમિત પ્રમાણોમાં મિશ્ર થાય છે. 2. Having certain limits in signi-

Desperate remedies are necessary for desperate maladies:

fication; determinate; certain; precise;fixed;exact;clear: ચોક્કસ; નિર્ણીત;નિશ્ચિત;નિર્દિષ્ટ;નક્કી;સ્પષ્ટ;સાફ; નિર્મિત;યથાર્થદર્શી;વાસ્તવિક;ખચીત;અમુક. 3.Serving to restrict;limiting;determining: નક્કી-મોકમપણે બતાવે તેવું;નિશ્ચયાત્મક;વિશેષાર્થ દર્શી; as,*the* **d**.*article*:નિશ્ચયાત્મક ઉપસર્ગ. *Law of* **d**.*proportions*, the essential law of chemical combination that every definite combination always contains the same elements in the same proportions:અમુક ચોક્કસ મિશ્રણ હમેશાં એકજ પ્રમાણમાં એકજ તત્વોનું બનેલું હોય છે એવો રસાયણી મિશ્રણનો મુખ્ય નિયમ.

**Definiteness,** ( ડેફિનિટનેસ્ ) *n.* Determinateness;precision;certainty:હદ-મર્યાદાનું ચોક્કસપણું;અર્થનું નક્કીપણું;ચોકસાઇ.

**Definition,**(ડેફિનિશન )*n.* **1.** The act of defining determination of the limits:હદનો નિશ્ચય. **2.** (*a*) An explanation of the meaning of a word or term:કોઇ શબ્દનો અર્થ-ભાવાર્થ સમજાવવો તે;વ્યાખ્યા; પરિચ્છેદ;લક્ષણ; નિર્વચન. (*b*) A description of a thing with its properties:કોઇ ચીજના અર્થ-ગુણ-લક્ષણ વિગેરેનું વર્ણન-નિરૂપણ.**3.**(*Log.*) An exact enunciation of the constituents which make up the logical essence: લક્ષણ; નિર્વચન. (*Opt.*) Distinctness; clearness; precision:બારીકી;ખુલ્લાપણું;સ્પષ્ટતા.

**Definitive,** (ડીફિનિટિવ્ ) *a.* **1.** Positive;final;conclusive; express: મર્યાદા બાંધી આપનારૂં;છેલ્લું;સ્થિર;અવશ્યક;અનિવાર્ય;ખચિત; અસંદિગ્ધ; સ્પષ્ટ; નિશ્ચિત;નિર્ણીત;નક્કી કરેલું.**2.** Determining: વિશેષાર્થ દર્શી; નિશ્ચયાત્મક. *n.*(*Gram.*)A word used to define or limit the extent or signification of a common noun: વિશેષાર્થ દર્શક-દર્શી શબ્દ;નિર્ણયાત્મક.

**Definitively,** (ડીફિનિટિવ્લિ) *adv.* Finally;conclusively;positively: નક્કી;ખચિત;નિઃસંશય;નિશ્ચે; સિદ્ધાંતપૂર્વક;નિશ્ચયપૂર્વક;નિર્ણયપૂર્વક.

**Deflagrate,**(ડેફ્લગ્રેટ્ )*vt.*[L. *de* & *flagro*,I burn.](*Chem.*)To cause to burn with sudden and sparkling combustion: ભડભડ તેજથી સળગાવવું-બાળવું.*vi.*To burn with a sudden & sparkling combustion:ઝગઝગ સળગવું-બળવું.

**Deflagration,** ( ડેફ્લગ્રેશન્ ) *n.* (*Chem.*)A sudden and sparkling combustion: જોરા ભરેલું એકા એક ઉઠેલું બળતું;એકદમ તણખા નીકળે એવી રીતે સળગવું-બળવું તે.

**Deflect,**(ડીફ્લેક્ટ્ )*vi.*[L.*de*&*flecto*, I turn.]To turn aside; to deviate from a right line;to swerve: સિધા માર્ગથી આડે માર્ગે જવું;ખસી જવું;દુર્માર્ગે ચઢવું;ચળવું.*vt.*To cause to turn aside:સિધા માર્ગથી આડે માર્ગે કાઢવું;ખસેડવું;ચળાવવું;વેગળું કo.

**Deflection,**(ડીફ્લેક્શન )*n.*A downward bending;deviation:વાંકુ વળી જવું તે;વાંક;ઝોક.**2.**(*Gunnery.*)The deviation of a shot from its true course:બંદુકની ગોળી-છરાનું તેના સીધા માર્ગમાંથી આડું જતાં રહેવું તે. **3.** (*Engin.*)The bending which a beam or girder undergoes from its own weight or by reason of a load:કોઇ પાટડાનું પોતાનાજ ભારથી કે બીજું વજન ઉપર આવવાથી વળીજવું તે.

**Defloration,**(ડીફ્લૉરેશન )*n.***1**.The act of deflouring; rape: નવી ફેડવી-નું કૌમાર ભંગ કo તે; કૌમાર્યભંગ; કૌમાર્યનાશ;કાચી તોડવી તે; બળાત્કાર; જબરી.**2**. That which is chosen as the choicest part or flower:ઉત્તમાંશ;ચુનંદા;નાક;(*Fig.*)તત્વમાલ.

**Deflour,**(ડીફ્લાઉઅર્ )*vt.*[L.*de*&*flos*, flower.]**1**.To deprive of flower: ફુલ-ફુલો ઉતારી લેવાં-લઈલેવાં-ચુંટી લેવાં. **2**. To take away the prime beauty and grace of: મુખ્ય-પુષ્ત ખુબસુરતીનો નાશ-ભંગ કo-લઈ લેવી; શોભા હરી લેવી;-નો તત્વમાલ લઇ-કાઢી લેવો,નું નાક લઈ લેવું.**3**. To deprive (a woman)of virginity;to ravish: નવી ફેડવી;-નું કૌમારભંગ-નાશ કo;ક્ષતયોનિ કo;બળાત્કાર-જબરી કરવી;also, to seduce:સ્ત્રીને ફોસલાવીને આડે માર્ગે લઇ જવી-કાઢી જવી.

**Defluxion,**(ડીફ્લક્શન )*n.* [L.*de* & *fluo*,I flow.]A discharge or flowing down of humors:રસનું ઉતરવું-નીચે વહેવું તે;(જેમકે રણપુણી;શ્લેષ્મ; સલેખમ)અધઃપ્રવાહ.

**Defoliation,**(ડીફોલિએશન ) *n.* [L. *de* & *folium*, leaf.] **1.** The fall of the leaf or shedding of leaves: પાંદડાં પડવાં-ખરી પડવાં તે; પત્રમોક્ષ.

**Deforce,**(ડીફૉર્સ )*vt.*[L.*de*&*fortis*, strong.]**1**.(*Law.*)To keep from the rightful owner:ખરા હક્કદારને ન આપવું-ને ન લેવા-ઉપયોગ કરવા દેવું. **2.** (*Scots Law.*) To oppose by force:જબરીથી સામા થવું-અટકાવ કo; -ની સામે અટકાવ કo.

**Deform,**(ડીફોર્મ્ )*vt.*[L.*de*&*forma*, form.] **1.** To mar or alter in form;to disfigure: આકાર-આકૃતિ-રૂપ-ઘાટ-ડૌળ બગાડવો;કદરૂપું-બદસુરત -બેડોળ-કુબડું-કદરૂપુ-બદશિકલ કo-બનાવવું;વિરૂપ-કુરૂપ-વ્યંગકo;આકારભંગ -રૂપભંગ કo.**2**.To render displeasing; to dishonour: ગમે નહિં એવું કરવું;બગાડવું;-ને માટે અણગમો ઉત્પન્ન કo;-ની આબરૂ લેવી;-ની આબરૂને બટ્ટો -એબ-લાંછન લગાડવું;ભ્રષ્ટ કo; કલંકિત કo.*a.*Deformed: કદરૂપું;કુબડું; બદશીકલ;બેડોળ;બદસુરત;વિરૂપ;કુરૂપ.

**Deformed,**(ડીફોર્મ્ડ્ )*a.*Ugly;marred in form misshapen; disfigured:કદરૂપું;વાંકુંચુકું;કુરૂપ;બદશીકલ; બદસુરત;બેડોળ;વ્યંગ;વિકલાંગ;અપંગ.

**Deformity,**(ડીફોર્મિટિ)*n.***1**.Distortion;defect;ugliness: કદરૂપાપણું; ખોટ;દોષ;વ્યંગતા;બદસુરતી; કરૂપતા;બદશીકલપણું;વિરૂપતા;વિકૃતિ;અંગવૈકલ્ય; એબ.**2.** Irregularity;absurdity; gross deviation: અનિયમિતપણું; વેધ;અવિધાન;નિયમોલ્લંઘન;વિપરીતતા; આડાપણું.

**Defoul,**(ડીફાઉલ્ )*vt.*To pollute,to corrupt;to make unclean:બગાડવું;ખરાબ કo;અપવિત્ર કo;વટાળવું;ભ્રષ્ટ -કo;મેલું-ગંદું કo.

**Defraud,**(ડીફ્રૉડ્ )*vt.*[L.*de*&*fraus*, *fraudis*,fraud.]To cheat;to deceive;to frustrate;to overreach: ઠગવું;દગો કરવો-રમવો;દગો કરીને છેતરવું;દગાથી લેઇ લેવું;પચાવી પડવું;ખાઈ જવું; ધૂતવું; છળ-કપટથી લઇ લેવું;મુંડવું; -ની ચોટલી મંતરવી;-નું ટીલું ચાટી જવું.

**Defray,**(ડીફ્રે)*vt.*[L.*de* & *fractum*, expense.]**1**.To pay or discharge; to serve in payment of: આપવું; ઉઠાવવું;અદા કo;ઝીલવું;માથે લેવું;ફેંકવું; ખર્ચે લખવું. **2**.To satisfy; to content:સંતોષ પમાડવું;સમાવવું;શાંત-નરમ પાડવું. *As, to* **d**.*anger*: ગુસ્સો શાંત પાડવો.

**Deft,**(ડેફ્ટ્ )*a.* Apt; fit; dexterous; clever:યોગ્ય;લાયક;નિપુણ; હોશિયાર; ચતુર.*adv.*-**ly**:Aptly;fitly; dexterously:કિસબથી;હોંશિયારીથી; યોગ્ય-યથાર્થ રીતે.

**Defunct,** (ડીફન્ક્ટ ) *a.* [ L. *de* &

*fungor*, I do.]Dead;deceased:મરેલું;મુએલું;મરી ગયેલું;ગત થયેલું;મર્હૂમ;મૃત;સ્વર્ગવાસી.*n.*A dead person: મરી ગયેલો મુએલો માણસ;સ્વર્ગવાસી.

**Defy,** (ડીફાઇ) *vt.* [L.*dis* & *fides*, faith.]1.To renounce;to reject; to refuse:-ની ના કહેવી;-નો ત્યાગ કo; અંગીકાર ન કo.2. To set at defiace;to treat with contempt:ન ગણકારવું;અવજ્ઞા કo;અનાદર-અવગણના કo;ન લેખવવું;પત ન કo; તરણા માફક ગણવું-લેખવવું;-નો ભાર-હિસાબ-મહતા ન ગણવી-માનવી;-ના વિશે બેદરકારી બતાવવી;ન પુછવું;તુચ્છકારી કાઢવું. 3.To challenge;to call out to combat: આવીજા એમ કહેવું;યુદ્ધ કરવું;યુદ્ધને માટે બોલાવવું;લડવાનું આમંત્રણ કo.

**Degeneracy,** (ડીજેનરસિ)*n.*1. The act of degenerating;a growing worse: બગડવું તે; નબળું પડવું-ક્ષીણ થતાં જવું તે;કુલાચારભ્રંશ;ક્ષીણપુણ્યત્વ. 2.Decay;loss of goodness;meanness; deterioration: નબળી-ઉતરતી દશા;ક્ષીણતા;બુદ્ધિ-બળક્ષીણતા; મૂળ ગુણની ક્ષીણતા;મૂળગુણાપકર્ષ;નીચાવસ્થા; અપકૃષ્ટ દશા.

**Degenerate,**(ડીજેનરેટ્) *vi.* [L.*de* & *genus*,race.]To grow worse; to be degraded; to decline in good qualities; to deteriorate: બગડતા-નબળા પડતા જવું;ઉતરતી દશાને પામતા જવું;ક્ષીણબુદ્ધિ-બળના થતા જવું; ક્ષીણતાને પામતા જવું;કુળાચારથી નાશ થવું;પતન થવું;ઉતરવું;ચળવું;મુળગુણ છોડવો.*a.*Degraded;mean;base:ઉતરતી દશાને પામેલું;બગડેલું;નીચ;નબળું પડી ગયેલું;ક્ષીણપુણ્ય;ભ્રષ્ટધર્મી;અપકૃષ્ટ; કુલાચારભ્રષ્ટ;બુદ્ધિ-ગુણ ક્ષીણ થઇ ગયેલું; કમજાત;પતિત;અધમ;ભ્રષ્ટ;વિગુણ.

**Degeneration,**(ડીજેનરેશન )*n.* 1. Same as **degeneracy**. 2. The thing degenerated:બગડેલી-નબળી પડી ગયેલી-ક્ષીણતાને પહોંચેલી ચીજ;અપકૃષ્ટપદાર્થ-વસ્તુ;પતિત-અધર્મ-ભ્રષ્ટપદાર્થ.

**Deglutinate,**(ડીગ્લ્યૂટિનેટ્) *vt.* [L. *de* & *glutinare*, to glue.] To loosen or separate by dissolving the glue which unites; to unglue:ચોંટાડેલું ઉખેડવું.

**Deglutition,**(ડીગ્લ્યુટિશન )*n.* 1.[L. *de*,& *glutio*,I swallow.]The act of swallowing:ગળવું તે;ગળે ઉતારવું તે;ગળી જવું તે;નિગરણ.2.The power of swallowing:ગળવાની-ગળી જવાની-ગળે ઉતારવાની શક્તિ;નિગરણશક્તિ.

**Degradation,**(ડેગ્રેડેશન )*n.* 1.Deposition;diminution;a lowering: હલકી પાયરી-દરજ્જે ઉતારી નાંખવું તે; ઉતારવું તે;હલકી પાયરી;પદભ્રંશ;અધિકારભ્રંશ.2.Baseness;degeneracy; disgrace;abasement:કિંમત-માનવજનનો ઘટાડો;માનભંગ; અવમાનના; અધોગતિ; માનનાશ;અપકર્ષ; અધમતા; નીચાવસ્થા;પદભ્રષ્ટતા.3.Diminution of strength or value:કીમત-જોરનો ઘટાડો.4.(*Geol.*)A gradual wearing down or wasting(of rocks, banks,&c.):ધીમે ધીમે નાશ પામવું-જવું રેહેવું તે;ઘસારો;ઘર્ષણ;ક્ષીણતા.

**Degrade,**(ડીગ્રેડ્ )*vt.*[L.*de* & *gradus*,a step.]1.To lower in rank; to deprive of office or dignity; to strip of honours:હલકી પાયરીએ ઉતારવું; અધિકારભ્રષ્ટ કo; નીચે દરજ્જે ઉતારવું;પદવી ઉતારવી: પદભ્રષ્ટ કo;-નો અધિકાર-પદવી લઈ લેવું;-ને બે આબરૂ કo;પદચ્યુત કo. 2. To lessen the value of;to debase;to disgrace; to lower the physical,moral or intellectual character of:-ની કિંમત ઘટાડવી;નીચું-હલકું પાડવું-કo;-નું માન-વજન-ગૌરવ-પ્રતિષ્ઠા-શોભા - મહત્તા-યોગ્યતા-બુજ-ભારબોજ ઘટાડવો-ઓછો કo;માનભંગ કo.3.(*Geol.*)To reduce in altitude or magnitude:ઉંચાઈ-લંબાણમાં ઓછું-કમી કo-ઘટાડવું.

**Degraded,**(ડીગ્રેડેડ્ )*a.*1. Sunken; low;base: નીચું;હલકું;પામર; પતિત; સ્થાનભ્રષ્ટ;પદભ્રષ્ટ; માનભ્રષ્ટ;નષ્ટમાન. 2. (*Her.*)Having steps:પગથી-પિયાંવાળું;પાયરીવાળું.

**Degree,**(ડીગ્રી)*n.*[L.*de* & *gradus*, a step.]1.A step;a staircase:પગલું;પગથિયું;નિસરણી;સીડી.2. Grade; gradation:પ્રમાણ;દરજ્જો;પદ; સ્થાન; ક્રમ;અનુક્રમ.*To advance by* **d.**:ધીમે ધીમે આગળ વધવું.3.Position;rank; station:દરજ્જો;પદવી;પાયરી;દશા;અવસ્થા;મરતબો;સ્થિતિ.*I am of high* **d.**:હું ઉંચા દરજ્જાનો છું.*A knight is your* **d.**: "નાઈટ" એ તમારો દરજ્જો છે. Measure of advancement; quality;extent:અંશ;વિસ્તાર;સીમા; મર્યાદા;અવધિ;પહોંચ;પક્ષ;પરિમાણ. 5. (*Genealogy.*)A certain distance or remove in the line of descent પેઢી;કુળ;વંશ; પગથીઉં. *A kinsman in the fourth* **d.**: ચોથી પેઢીનો સગોપિત્રાઇ.6.(*Trig.*)A 360th part of the circumference of a circle: ગોળ વર્તુલના-પરીઘનો ૩૬૦ મો ભાગ. **D.***of latitude*, the distance on a meridian between two points: અક્ષાંસ.**D.***of longitude*, the distance on a parallel of latitude between two meridians which make an angle of one degree at the poles:રેખાંશ.7. (*Alg.*) State as indicated by sum of exponents:ઘાતપ્રમાણ.8.A division or space marked on an instrument: કોઈ યંત્રઉપર કાઢેલા-પાડેલા ભાગ-માત્રા-અંશ.9.(*Arith.*)Three figures taken together in numeration: અંકત્રિક.10.(*Mus.*)The difference between two notes:બે રાગની વચ્ચેનો તફાવત-ફેર.11.Grade or rank to which scholars are admitted by a college or university:વિદ્યાલય તરફથી અપાતિ પદવી-છાપ; ડીગ્રી. By *degrees*,step by step;by little and little:પગલે પગલે;ધીમે ધીમે; થોડે થોડે;ક્રમે કરીને.*To a* **d.**, to an extreme;exceedingly:ઘણું જ;બેહદ;બેસુમાર;અતિશય.*The highest* **d.**: પરાકાષ્ઠા;પરાકોટિ.

**Dehort,**(ડીહોર્ટ્ )*vt.*[L.*de* & *hortor*, I urge.]To urge to abstain from; to dissuade:-થી આઘા રેહેવાને-ને તજી દેવાનો ઉપદેશ કરવો;સમજાવવું; કેહેવું;-થી અટકાવવું;નિવારણાર્થે ઉપદેશ કo.

**Deification,**(ડીઇફિકેશન્ ) *n.* The act of exalting to the rank of deities;apotheosis: દેવની પદવીએ ચડાવવું તે;દેવ તરીકે માનવું તે;દેવત્વપ્રાપ્તિ;દેવત્વ;દેવકરણ;ઇશ્વરસાયુજ્ય.

**Deiform,**(ડીઈફૉર્મ્ )*a.*[L.*deus*,god and *forma*,shape.]Like a god; of a godlike form:દેવના જેવું;દેવના આકારનું;દેવાકાર;દેવરૂપ.

**Deify,**(ડીઇફાઇ)*vt.*[L.*deus*,god and *facio*,I make.]1.To make a god of;to apotheosize:દેવ તરીકે માનવું; દેવ ગણવો; દેવની હાર-પંકિતમાં મૂકવું-ગણવું;દેવયોનીમાં ગણના કo; દેવગણના કo. 2. To praise or revere as a deity: દૈવત ગણવું-કરીને માનવું; ઇશ્વર રૂપે-દેવરૂપ ગણવું;મ્હોટું દૈવત માનવું; પરમેશ્વર તરીકે માનવું-ગણવું;as,*I d. money*:હું પૈસો મારો પરમેશ્વર ગણું છું.3. To render godlike: દેવ જેવું કo-ગણવું-થવું.

**Deign,**(ડેન)*vi.*[L.*dignus*,worthy.] To think worthy;to vouchsafe: યોગ્ય જાણવું;બક્ષવું;-ની કૃપા-મેહેરબા-

ની ક૦.*vt.*1.To esteem worthy;to condescend to:લાયક ગણવું;સ્વીકારવું;માનવું.2.To vouchsafe;to allow: બક્ષવું;-કૃપા મહેરબાની ક૦;-નેદેવું;અનુગ્રહ ક૦;પર પ્રસન્ન થવું; મહેરબાન થવું.

**Deism,**(ડીઇઝમ )*n.*[L.*deus*, God.] The doctrine or creed of a deist: ઇશ્વરવાદ;કેવલેશ્વર મત;આસ્તિક્ય.

**Deist,**(ડીઈસ્ટ્ )*n.* [ L. *deus*, God ] One who believes in the existence of a God,but denies revealed religion: ઇશ્વર છે પણ ધર્મ કોઈ તેનો કહેલો નથી એવો મત ધરાવનાર-એમ માનનાર;કેવલ ઇશ્વરવાદી.

**Deistical,**(ડીઇસ્ટિકલ્ )*a.* Pertaining to deism or to deists:ઇશ્વર છે એમતનું-સંબંધી;કેવલેશ્વર મતનું-સંબંધી.

**Deity,**(ડીઇટિ)*n.* [L. *deus*, God.]1. Divinity;godhead:દેવપણું; દેવત્વ; ઈશ્વરત્વ. 2. A god or godess: દેવ; દેવી; દેવતા;દૈવત. *The* **d.**,*God*, the Supreme being:ઇશ્વર; પરમેશ્વર;ભગવાન્;પરબ્રહ્મ.

**Deject,**(ડીજેક્ટ્ )*vt.* [L.*de* & *jacio*, I throw. ] 1. To cast down; to direct downwards:નીચે નાંખી-ફેંકી-દેવું.2.To dispirit;to dishearten: ઉદાસ-દિલગીર-ખિન્ન ક૦;હિમ્મત છોડવવી-દાબી નાંખવી;ઉત્સાહ-મનોભંગ ક૦. *a.*Low spirited:ઉદાસી;દિલગીર;ખિન્ન.

**Dejected,**(ડીજેક્ટેડ્ )*a.*Sad; afflicted;heavy:ઉદાસ;દિલગીર;નરમ; નરમ ઘેંસ;ખિન્ન;દીન;મ્લાન;ઉદ્વેગી.

**Dejection,**(ડીજેક્શન્ )*n.*1. Casting down:નીચે-જમીનપર ફેંકી-નાંખી દેવું તે.2.Melancholy;mental depression; disheartenment: અફસોસ; ઉદાસી;ઉદ્વેગ;મ્લાનિ;ગ્લાનિ;ખેદ; દિલગીરી,ખિન્નતા.3. Weakness; a low condition:નબળાઇ; નરમ સ્થિતિ. 4. (*Med.*) (*a*) The act of voiding the excrements: અઘવું-ઝાડે ફરવું તે;મળત્યાગ.(*b*)Excrement: ગુ; મળ; વિષ્ટા;ઝાડો.

**Delate,**(ડીલેટ્ )*vt.*1.To carry or convey:લઇ જવું;વહેવું.2.To spread;to make public:પ્રસરાવવું;પ્રસિદ્ધ-ઉઘાડું કરવું-પાડવું.3.To accuse; to denounce;to inform against:તહોમત-આળ મુકવું;હલકું ગણવું. 4.To carry on;to conduct: ચલાવવું; ખેડવું.

**Delay,**(ડીલે)*vt.*[L.*dis*&*latus*,carried.]1. To put off; to defer; to procrastinate: વાર-ઢીલ ક૦;-માં વિલંબ ક૦. 2. To retard; to retard the motion of:ખાળવું; રોકવું; ખોટી ક૦; -ને વાર લગાડવી-થવી; થોભાવવું. The mail is *delayed* by a heavy fall of snow:પુષ્કળ બરફ પડવાથી ટપાલને આવતાંવાર લાગી છે.3.To allay:શાંત નરમ ક૦;થંડું પાડવું;ઢાળવું. *Watery showers* **d.** *the wind*: વરસાદથી પવનનરમ પડે છે. *vt.* To move slowly;to linger:રસળવું;વિલંબ-ઢીલકરવી;વાર લગાડવી.*n.* 1. Putting off; procrastination;detention;hindrance:ઢીલ; વિલંબ;કાળક્ષેપ;વાર; રોકાણ;ખાળો; અટકાવ; નડતર; ખોટી;અંતરાય.

**Dele,**(ડીલી)*vt.*[L.*deleo*,I destroy or blot out.](*Print.*)To erase;to remove:છેકી-ભુસી નાંખવું; કાઢી નાંખવું.

**Deleble,**( ડીલીબલ્ ) *a.* Capable of being blotted out:છેકી-ભુસી-કાઢી નાંખવા જોગ.

**Delectable,**(ડીલેક્ટેબલ્ )*a.* Highly pleasing;delightful: આનંદ કારક; રમણીય;ખુશકારક;રૂચિકર;આલ્હાદજનક;રમ્ય;મનોહર.

**Delectation,**( ડીલેક્ટેશન્ ) *n.*[ L. *delecto*,I delight. ] Great pleasure;delight: મજો; અતિશય આનંદ; હરખ;ખુશી;હર્ષ;આલ્હાદ.

**Delegate,**(ડેલીગેટ્ ) *vt.* [ L. *de* & *lego*,I send as ambassador.] 1. To commission;to depute;to authorize:વકીલ-મુખ્તાર-પ્રતિનિધિ કરવું-બનાવવું; ને સત્તા-અધિકાર સોંપવો. 2.To assign; to commit: સોંપવું; આપવું.*To* **d.***authority*:અખ્તિઆર આપવો.*n.*1. A deputy;a representative:વકીલ;મુખ્ત્યાર; પ્રતિનિધિ. 2.A person elected by the people of a territory: કોઇ પરગણાના લોકોએ પસંદકરેલો ચુંટી-કાઢેલો માણસ;પ્રતિનિધિ;ડેલીગેટ.*a.*Sent to act for another;deputed:ને વાસ્તે કામ કરવાને મોકલેલો.

**Delegation,**(ડેલીગેશન્ )*n.* 1. The act of delegating; the appointment of a delegate:વકીલ-મુખ્ત્યાર-પ્રતિનિધિ બનાવવું;-ની નિમણુંક;નિયોજન.2.One or more persons sent to represent others: વતી કામ કરવાને મોકલેલા વકીલો-પ્રતિનિધિઓ;અધિકૃત પુરૂષો;પ્રતિનિધિઓ.

**Delete,**(ડીલીટ્ )*vt.*[L.*deleo*, I destroy.]1.To blot out;to erase; to omit:કાઢી નાંખવું;છેકી-ચહેરી-ભુસી નાંખવું;પડતું મુકવું.

**Deleterious,**(ડેલીટીરિઅસ્ ) *a.* [L. *deleo*, I destroy. ] Destructive; hurtful;pernicious;poisonous:નુકશાન કરે એવું;ઝેર ચડે એવું; ઝેરી; પ્રાણાંતક;નુકશાન કારક;વિનાશક;ઘાતક;અપકારક.

**Delf,**(ડેલ્ફ્ )*n.*[A.S.*defan*,to dig.] 1.A mine;a pit dug:ખાણ;ખોદેલો ખાડો.2. Earthen ware, covered with white glazing: ધોળું રોગાન ચડાવેલાં માટીનાં વાસણ.

**Deliberate,**(ડીલિબરેટ્ )*vt.*[L.*de* & *libro*,I weigh.]To consider maturely;to reflect upon;to ponder:પુખ્ત-પાકો વિચાર-તોલ ક૦;વિચારી જોવું;-પરમનન-ચિંતન ક૦;નો ખ્યાલ ક૦.*vi.*To reflect;to consider:વિચારી જોવું;મનમાં તોળી જોવું;મનન કરી જોવું;મનમાં ઘોળવું.*a.*1.Circumspect; slow in determining(*Pers.*):ધીરૂં;ઠાવકું;વિચારશીલ; વિચારવાન્; ધીમે રહીને વિચારથી-ચાલનાર-કામ કરનાર; અસાહસિક; અપ્રમત્ત. 2. Formed with deliberation;carefully considered:પુખ્ત વિચાર યુક્ત-થી કરેલું-આચરેલું;અકદમ-તરતજ નહિં આચરેલું એવું;પાકું;પકવ.3. Not hasty or sudden;slow:ધીમું;કેટલોક વખત ગયા પછી થયેલું.

**Deliberately,** (ડીલિબરેટ્લિ) *adv.* Circumspectly:જાણી જોઇ-બુઝીને;અક્કલ-હોંશિયારીથી;ધીરા રહીને;વિચાર પૂર્વક,જાણી જોઇને;બુદ્ધિપુરઃસર; વિચાર કરીને.

**Deliberation,**(ડીલિબરેશન્ ) *n.* 1. Careful consideration; mature reflection:પુખ્ત-ઠરેલ-સંભાળ પૂર્વક-પૂર્વાપર-કાર્યા કાર્યવિચાર; વિચારણા; આગળ પાછળનો વિચાર;મનન.2.Careful discussion and examination of the reasons for and against a measure:તકરાર;વાદવિવાદ;ચુનોચરા; ચર્ચા; મસલત;મનસુબો.

**Deliberative,**(ડીલિબરેટિવ્ )*a.*Proceeding by deliberation:વિચાર-મનસુબા-મસલતથી થયેલું; વિચારશીલ; વિચારી.*n.*A discourse in which a question is discussed or weighed : જે વિવરણ રૂપ ભાષણમાં કોઇ સવાલનું વિવેચન ચાલે છે અથવા તો તેના વિષે પુખ્ત વિચાર કરવામાં આવે છે તે.2. A kind of rhetoric employed in proving a thing & convincing others of its truth for persuading them to adopt it:કંઈ પણ વાત સામાના મનમાં પાકી

ઠસાવી ખાતરી કરી આપવાનું વાક ચાતુર્ય-અલંકાર યુક્ત ભાષણ.

**Delicacy,** (ડેલિકેસિ) *n.* [L. *de* & *lacio*, I entice.] 1. Agreeableness to the senses; delightfulness: મધુરતા; મધુરાશ; માધુર્ય: મનોહરતા; રમણીયતા; રૂચિરતા. 2. (*a*) Softness; elegance; smoothness; tenderness; nicety of form: કોમલતા; લાવણ્યતા; લાલિત્ય; લાવણ્ય; નરમાશ. (*a*) Weakness: દુર્બલતા: ઝીણુ-પાતળાપણું. 3. (*a*) Nice propriety of manners or conduct; refinement; fastidiousness: ચિપાસીઆપણું: વજીત્રાઇ; વિધિ પરાયણતા; આદર; વિનય: શિષ્ટાચાર; વિધિબદ્ધતા; as *thy pompous* **d**.s *I contemn*: તારી અતમામી વજીત્રાઇ પ્રત્યે-સાડંબર શિષ્ટાચાર પ્રત્યે હું તિરસ્કારની દૃષ્ટિથી જોઉ છું. (*b*) Effeminacy: મૃદુતા; સૌકુમાર્ય; સુકુમારતા; નાજુકાઇ; કાવલાપણું. 4. Addiction to pleasure; luxury; indulgence: સુખોપભોગ; વિષયભોગ; વિષય સેવા; આસક્તિ. 5. Nice and refined perception and discrimination; critical niceness: કુશાગ્રમતિતા; અતિસૂક્ષ્મદૃષ્ટિ; બારીક સમજ, વિવેક અને શાણપણું; ઝીણો વિચાર-વિવેક. 6. The state of being affected by slight causes; sensitiveness: થોડી બાબતમાં હેરફેર થઇ જાય એવી સ્થિતિ. 7. That which is alluring, delicate or refined; a luxury or pleasure; a dainty: મિષ્ટાન્ન: સ્વાદિષ્ટ અન્ન-રસોઈ-જમણ; મિષ્ટ પદાર્થ; ભોજનના ઉત્તમ પદાર્થ. 8. Pleasure; gratification; delight: આનંદ; સંતોષ; સુખ.

**Delicate,** (ડેલિકેટ્) *a.* 1. Addicted to pleasure; luxurious: વિલાસી; વિષયોપભોગી; એશઆરામી. 2. Pleasing to a cultivated taste; nice; fine; elegant: શોભીતું: સોહામણું: મધુર; સુંદર: લલિત; ખુશનુમા. **D**. *flavor*: મધુર વાસ; ખુશબો. 3. Light or softly tinted: આછું રંગેલું. *A* **d**. *blue*: આછો જામલી. 4. Fine or slender: પાતળું; ઝીણું; બારીક; નાજુક. **D**. *cotton*: ઝીણું-બારીક સુતર. 5. Slight; light and yielding: નરમ; સુંવાળું; બારીક કુમાશનું. **D**. *silk*: સુંવાળું-બારીક રેશમ. 6. Soft and fair: સુંવાળું તથા ગોરૂં; કોમળ; દહીંના ગોરસા જેવું; માખણ જેવું; કુમળું. *A* **d**. *cheek*: કોમળ-કુમળો ગાલ. 7. Refind; gentle; considerate: નમ્ર; સુધરેલું; વિવેકવાળું-ભરેલું-નું; સભ્ય: શિષ્ટ; વિમૃશ્યકારી. **D**. *behaviour*: વિવેક ભરેલી-નમ્ર વર્તણુક. 8. Tender; frail; effeminate: નાજુક; કાવલું; સુંવાળું: સુકુમાર. **D**. *health*: નાજુક તબિયત. 9. Nice; critical; requiring careful handling: વિચારથી કરવાનું: બારીક. *A* **d**. *question*: વિચાર કરવા યોગ્ય સવાલ. 10. Dainty; fastidious: ચિપાસિયું; ચિકણું. 11. Of nice perception; sensitive; exquisite: પાકી-સારી-બારીક સમજવાળું. 12. Affected by slight causes: થોડી થોડી બાબતથી હેરફેર થઇ જાય એવું; વાલિયું; as **d**. *balance*: વાલિયાં તાજવાં. 13. Lovely; graceful: ઘાટદાર; ડોલદાર; ખૂબ સુરત; સ્વરૂપવાન. *n.* 1. Something pleasant or delicate: ખુશકારક-સુંદર-નાજુક ચીજ. 2. A delicate or luxurious person: નાજુક-એશઆરામી-મોજ શોખી મનુષ્ય.

**Delicately,** (ડેલિકેટ્લિ) *adv.* Luxuriously; nicely; softly: એશ આરામથી; મોજશોખથી; સુંદર-સુવાળી રીતે; ધીમે રહીને; વિચાર કરીને; સમજણ પૂર્વક.

**Delicious,** ( ડીલિશસ્ ) *a.* [L. *deliciosus*, delight.] 1. Delightful; charming: ખુશકારક; આનંદકારક; રમણીય; મનોહર; ચિત્તાકર્ષક; રૂચિર; રૂચિકર; રસભર્યું; મધુર. **D**. *landscape*: રમણીય સૃષ્ટિશોભા. 2. Sweet or grateful to the taste or smell: મિઠું; મધુર; સ્વાદિષ્ટ; રૂચિકર; ખુશબોદાર; મજેદાર; મિષ્ટ. 3. Seeking enjoyment; luxurious: મોજ શોખી; એશ આરામી; ગમત-મઝાખોળતું-શોધતું.

**Delight,** (ડીલાઇટ્ ) *n.* [Fr. *delicio*, I allure.] 1. Extreme satisfaction; joy; lively pleasure: ઉલ્લાસ; પરમ સંતોષ; તૃપ્તિ; પ્રીતિ; મઝા; હરખ; હર્ષ; આનંદ. *Sweet airs that give* **d**.: જે મધુરૂ સ્વરો-રાગ ખુશ કરે છે તે. 2. That which affords delight: આનંદ હેતુ-વિષય; આનંદ આપનાર; હર્ષદ. 3. Licentious pleasure; lust: વિષયાનંદ; કામાભિલાષ. *vt.* To give delight to; to please highly: ને ખુશ કo-સંતોષ પમાડવું; ને આનંદ પમાડવો; રીઝવવું; સંતુષ્ટ-આનંદિત કo;-થી સંતુષ્ટ-આનંદિત--હર્ષિત-ખુશી-મગ્ન થવું. *vi.* To be greatly pleased or rejoiced: અત્યંત-અતિશય ખુશી થવું; અતિશય મગ્ન-ખુશ રેહેવું; રીઝવું; સંતોષ-હર્ષ-આનંદ પામવો.

**Delighted,** (ડીલાઇટેડ્ ) *a.* Full of delight; glad; pleased: ખુશ; આનંદી; સંતોષી; હર્ષિત; હૃષ્ટ; આનંદિત; ઉલ્લાસિત. *To be highly* **d**.: રોમેરોમ હર્ષ પામવો: ખુશખુશ થઈ જવું.

**Delightful,** (ડીલાઇટ્ફુલ્ ) *a.* Highly pleasing; charming: આહ્લાદક; આનંદ જનક; સુખદ; રૂચિર; રૂચિકર; રમણીય; મનોહર; રમ્ય; હર્ષજનક; મનોરંજક.

**Delimit,** (ડીલીમીટ્ ) *vt.* To fix the limits of; to demarcate; to bound: -ની હદ નક્કી કરવી-બાંધવી-ઠરાવવી.

**Delineament,** (ડીલિનીએમેન્ટ્ ) *n.* Sketch; picture: રેખાચિત્ર; છબીનું ડોળિયું; વર્ણન; બ્યાન; ચિત્ર; આલેખન.

**Delineate,** (ડીલિનીએટ્ ) *vt.* [L. *de* & *linea*, line. ] 1. To draw; to picture; to portray: ચીતરવું;-નું ડોળિયું કાઢવું-કo; આંકણી કo; રેખા કાઢવી; ઓળખવું; ચિત્ર ઓળખવું; ચીત્ર પાડવું. 2. To represent with vividness; to describe: વર્ણવવું; નું-બ્યાન-વર્ણન કo-આપવું; નિરૂપણ કo. Portrayed: ચિતરેલું; ચિત્ર-છબી કાઢેલું.

**Delineation,** (ડીલિનીએશન્ ) *n.* 1. The act of representing or portraying: -નું ડોળિયું-ચિત્ર-છબી કાઢવી તે; આંકણી; આલેખન; ચિત્ર; ચિત્રારંભ; આલેખ્ય. 2. Sketch; description: નકશો; વર્ણન; બ્યાન; નિરૂપણ.

**Delinquency,** (ડીલિન્કવેન્સિ) *n.* A fault; a misdeed; a crime; failure or ommission of duty: કસૂર; તકસીર; ખોટું કામ; અપરાધ; ગુન્હો; દુષ્કર્મ; પાપ; દુષ્કૃતિ.

**Delinquent,** (ડીલિન્કવેન્ટ્ ) *n.* [L. *de* & *linquo*, I leave.] One who commits a fault or crime; a culprit: દોષવાન; તકસીરવાન; પાપી; અપરાધી; ગુન્હેગાર. *a.* Failing in duty: કસૂરવાળો; અપરાધી.

**Deliquate,** (ડેલિકવેટ્ ) *vi.* [L. *de* & *liquo*, I make liquid.] To melt or be dissolved: પીગળવું; રસ જેવું થવું; પાણી જેવું થવું. *vt.* 1. To cause to melt: પીગાળવું; પાણી જેવું કo. 2. To consume; to bring to ruin: ખાઇ જવું; નાશ કo.

**Deliquesce,** (ડીલિક્વેસ્ ) *vi.* [L. *de* & *liquere*, to be fluid.] To melt by attracting moisture from the air: વાતાવરણની હવાથી ઓગળવું-પાણી થવું-વિખરાઇ જવું.

**Deliquescence,** (ડીલિક્વેસેન્સ્ ) *n.* The act or state of liquefying; tendency to melt: પાણી જેવું-પ્રવાહી કo-થવું તે.

Diamonds cut diamonds:

**Deliquescent,** (ડીલિક્વેસેન્ટ્ )*a.* 1. Liquefying in the air: હવાથી ઓગળી જનારૂં-પાણી થઇ જનારૂં. 2. Branching:ફાંટા-વિભાગ પડતું.

**Delirious,**(ડીલિરિઅસ્ )*a.* [L.*de* & *lira*, a furrow.] Light-headed; insane;raving;demented: ચાળો થયેલું;સનેપાત થયેલું;બકવા-લવારાપર ચઢેલું;પ્રલાપી;બેશુદ્ધ;બેહોશ; અસાવધ; ભ્રાંતચિત્ત;ચૈતન્ય રહિત.

**Delirium,**(ડીલિરિઅમ્ )*n.*1. (*Med.*) Mental aberration;a roving of the mind:(તાવ)નો ચાળો-લવારો-બકવા;જ્વરમોહ;ઉન્મત્ત વાયુ;બુદ્ધિવિભ્રમ; ચિત્તભ્રમ. 2. Strong excitement: જબરી ઉશ્કેરણી-આવેશ-જોશ; ઘેલછા; વા;પવન.**D.**.*tremens*,a violent delirium induced by the excessive & prolonged use of intoxicating liquors:હમેશાં અને પુષ્કળ દારૂ પીવાથી રહેતું દારૂનું ઘેન. *Traumatic* **d.**,a variety of delirium following injury: કંઇ જખમ-ઘા થવાથી થતો ચાળો-લવરી-બકવાટ.

**Deliver,** ( ડીલિવર્ ) *vt.* [L. *de* & *libero*,I free.]1.To set at liberty;to free;to save: છોડવવું; સ્વતંત્ર કo;બચાવવું;છુટકારો કo;મોકળું-મુક્ત કo; તારવું; ઉદ્ધારવું;-માંથી કાઢવું;-નો ઉદ્ધાર કo;as, *he who taketh warning shall* **d.***his soul*:જે ચેતશે તે પોતાના આત્માનો ઉદ્ધાર કરી શકશે. 2.To make over;to surrender; to resign (with *up* or *over*,*to* or *into*):આપવું;આપી દેવું;સ્વાધીન કo;અર્પવું;સમર્પવું;સમર્પણ કo;સોંપી દેવું. 3. To utter;to communicate;to impart:પહોંચાડવું;કહેવું;જણાવવું;નિવેદન કo. 4. To discharge: મારવું;ફોડવું; છોડવું;કરવું.To **d.***a blow*:ઘા કo. *to* **d.***a gun*:બંદુક છોડવી-ફોડવી. 5. To relieve of a child in child-birth; to bring forth:છુટાછેડા કરાવવા;છુટકો કરાવવો;જણાવવું;પ્રસવ કરાવવો. As, *she was* **d.***d safe*:નિર્વિઘ્ને તેનો છુટકો થયો.6.To discover;to show:જણાવવું;જાહેર કo.7.To admit;to allow to pass:થવા દેવું;મંજુર કo.*a.*Free; active;nimble:છુટું;ઝડું;ચાલાક;ચંચળ

**Deliverance,**(ડીલિવરૅન્સ્ )*n.*1.The act of delivering or freeing from restraint, captivity & the like; rescue:બચાવ;છુટકો;છુટકારો; મોક્ષ;મુક્તિ.2.Act of bringing forth children:પ્રસવક્રિયા;પ્રસવ;પ્રસુતિ;ગર્ભમોચન.3.Act of speaking;utterance: ઉચ્ચારણ;ઉચ્ચાર;ઉદ્ગાર.4. The state of being delivered:ઉદ્ધાર;ત્રાણ;તારણ;વિમોચન.5.Anything delivered or communicated;an opinion expressed:અર્પણ;સમર્પણ;નિવેદન.

**Delivery,**(ડીલિવરિ) *n.* 1. Rescue; release;liberation: છુટકારો;છુટકો; મુક્તિ;ઉદ્ધાર;બચાવ. 2. Surrender; distribution:શરણ;વહેંચણ; ઉત્સર્ગ. 3.Manner of speaking:બોલવાની છટા-બાની;ઉચ્ચારણ;વાક્સરણિ;વાક્શૈલી. 4. The act of giving birth; parturition: પ્રસવ; પ્રસુતિ;ગર્ભમોચન.5. The act of exerting one's strength:પોતાનું બળ-જોર અજમાવવું તે.6. The manner of delivering a ball:બોલ કરવા-ફેંકવાની રીત.

**Dell,**(ડેલ્ ) *n.* 1. A small valley;a ravine:એક ન્હાની ખીણ; ખો. 2. A young woman:જુવાન સ્ત્રી.

**Delta,**(ડેલ્ટ)*n.*1. The Greek letter :યુનાની ભાષાનો ત્રીકોણાકારઅક્ષર.2. The space between two mouths of a river:કોઇ નદીનાં બે મુખ-મ્હોઢાંની વચ્ચેની જગ્યા-ભાગ.

**Delude,**(ડીલ્યુડ્ )*vt.*[L.*de* & *ludo*, I play.]1. To beguile; to dupe; to impose upon: ભોળવવું; છેતરવું; અવળા પાટા બંધાવવા; ભૂકી નાંખવી; ભુલાવા-ભ્રાંતિ-મોહમાં નાંખવું;દગો દેવો; ભ્રમ-વિભ્રમમાં નાંખવું. 2. To disappoint:નાઉમેદ-નિરાશ કo;નાશીપાસ કo.

**Deluge,**(ડેલ્યુજ્ )*n.* [L.*de* & *lavo*, I wash.]1.An inundation;a flood: રેલ; પુર; જળપ્રલય. 2. Anything which overwhelms:જેથી દુ:ખ-સંકટ થાય-આવી પડે છે તે;આપત્તિ;રોળ; દૈવકોપ.This sense can be expressed by such words as: દરિયો,ડુંગર,ઝાડ,ઝાઝ,સાગર. *vt.* 1.To inundate;to overwhelm:પાણીજ પાણી કરી મૂકવું;જળમય કo;ડુબાવવું;બુરાડવું. 2. To overwhelm,as with a deluge;to cover;to overspread; to submerge;to destroy:પથરાવવું;પાથરવું; ડુબાવવું;-નો ઓઘ વહેવરાવવો;-માં ગર્ક થવું;ગર્કાવી દેવું.

**Delusion,**(ડીલ્યુઝ્હન્ )*n.* 1. Deception;a misleading of the mind:છેતરવું-ભુલાવા-ભ્રાંતિમાં નાંખવું તે; મનને આડે રસ્તે દોરી જવું તે;પ્રલોભન; કપટ; આભાસ;માયા;ઇંદ્રજાલ. 2.The state of being misled: છેતરવું-ભોળવાવું-ભુલાવા-ભ્રાંતિમાં પડવું તે;ભ્રમ;મોહ;ભ્રાંતિ.3.False belief;error in belief: ભુલાવો;મોહ;ભ્રાંતિ;માયા;ભૂલ;ભ્રમ.

**Delusive-sory,**(ડીલ્યૂસિવ્-ડીલ્યૂસૅારિ)*a.*Deceptive;beguiling: છેતરેભૂલથાપદે-એવું;-થીભૂલ-ભ્રાંતિમાં પડાય એવું;ભુલભરેલું;કપટી;મોહક;મોહ-ભ્રાંતિ જનક-કારક;માયિક;માયામય;અસાર;ઐંદ્રજાલિક.

**Delve,**(ડેલ્વ્ )*vt.* [A.S. *delfan*, to dig.]1. To dig; to open with a spade:ખોદવું;પાવડાવતે ખાડો પાડવો. 2.To trace out;to penetrate; to fathom:-નો પાર પામવો; કળી જોવું;-નો ભેદ-મર્મ જાણવો; મૂળ ખોળી કાઢવું; ઉંડા ઉતરવું.*vi.*To labour with the spade:પાવડાથી મેહેનત-મજુરી કo.*n.*1. A pit;a cave:ખાડો;ખાઈ;કોતર;ગુફા.

**Demagogue,** (ડેમૅગૅાગ્ ) *n* [Gr. *Demos*,the people,&*ago*,I lead.] A leader of the rabble;an artful political orator:લોકોનો સરદાર-દોરવનાર;લોકોને ઉશ્કેરનાર;રીતુરી લોકોનો આગેવાન;બંડખોર;ઉત્પાતી.

**Demand,** (ડીમાન્ડ્ ) *vt.* [L. *de* & *mandare*,to intrust.]1.To ask or call for as due by right:માગવું; દાવોકરીને પુછવું;-નો દાવો-હક્ક કo;અધિકાર પુર્વક માગવું;સત્તાની રૂઇએ માગણી કo. 2. To ask; to question:પુછવું; સવાલ-પ્રશ્ન પુછવો. 3. To require as necessary or useful; to call for:માગવું;-ની જરૂર હોવી.4.(*Law.*) To call into court; to summon: કોરટમાં બોલાવવું-તેડવું;"સમન" કરીને બોલાવવું. *vi.* To ask;to inquire; પુછવું;ખબર પુછવી-કાઢવી. *n.* 1. Requisition;exaction: માગવું તે; માગણી;દાવો;ઉઘરાણી.2.Question;query:સવાલ;પ્રશ્ન;જીજ્ઞાસા.3.Request;a diligent search;manifested want: ખપ;જરૂર;તંગી;માગણી;ખોટ.4.Thing claimed;claim:દાવો કરેલી ચીજ;દાવો;માગણી.5. (*a*) The asking for what is due:જે લેહેણું હોય તે માગવું તે:માગણી.(*b*)A thing or amount claimed to be due:લેહેણું;માગણું; લેહેણી ચીજ-રકમ. *In demand*, in request; being much sought after:-નો ભાવ આવવો:-ની માગણી હોવી;-નો ઘણો ઉપાડ હોવો-થવો. *On demand*,upon presentation and request of payment:માગે ત્યારે.

**Demandable,**(ડીમાન્ડૅબલ્ )*a.*Capable of being demanded,claimed or asked for:માગવા-દાવો કરવાયો-

ગરમીને ગરમી હણે.

ચ્ય-લાયક.

**Demandant,** (ડીમાન્ડૅન્ટ્) *n.* One who demands;any plaintiff:વાદી; હક્ક કરનાર:માગનાર:અર્થી. અભિયોક્તા.

**Demarcation,** (ડીમાંર્કેશન્)*n.*[L. *de* & *marka*,a limit.] 1. Division; separation; the act of ascertaining a limit: સીમા-હદ્દ-મર્યાદા નક્કી ક૦ તે;હદ્દ;ભાગ; સીમ; પરિચ્છેદ.2.A limit or bound ascertained:નક્કી કરેલી મર્યાદા-સીમા.

**Demean,**(ડીમીન્ )*vt.*[L.*de*&*mineo*, I threaten.] 1. To manage; to conduct;to treat:ચાલવું;વર્તવું;આચરવું.2.To debase;to lower;to degrade: હલકું-નીચું પાડવું-ક૦.3. To conduct; to behave; to comport (followed by a reflexive pronoun.) વર્ત્તવું;ચાલવું.*n.*Behaviour;conduct: વર્તણુક;વર્તન;આચરણ;ચાલ;ચાલ ચલગત.

**Demeanour,**(ડીમીનર્ )*n.* Behaviour;mien; deportment;boaring: ચાલ;વર્તન;વર્તણુક;આચરણ;ચાલચલગત;દેખાવ;ડોળ;શીકલ.

**Demency,** (ડીમેન્સિ) *n.* [L. *de* & *mens*,the mind.]Dementia;loss of mental powers:ગાંડપણ;ઘેલાપણું;ઘેલચ્છા;દીવાનિયત.

**Dement,**(ડીમેન્ટ્ )*vt.*To deprive of reason;to make mad:ગાંડું-ઘેલું-દીવાનું ક૦;વિચારશક્તિ વિનાનું ક૦-બનાવવું.*a.*Demented:ગાંડું;ઘેલું;દીવાનું.

**Dementate,**(ડીમેન્ટેટ્ )*a.*Deprived of reason;ગાંડું;ઘેલું; દીવાનું; ઉન્મત્ત; ભ્રાંતચિત્ત.*vt.*To deprive of reason: ગાંડું-ઘેલું-દીવાનું ક૦.

**Demented,**(ડીમેન્ટેડ્ )*a.*Insane; of unsound mind;mad:ગાંડું;ઘેલું;દીવાનું.

**Demerit,**(ડીમેરિટ્ )*n.*[Fr. *de* & L. *mereo*,I deserve.]1.Fault;crime; vice:દોષ;પાપ;અપરાધ;વાંક;નાલાયકી; ન્યૂનતા.2. The state of one who deserves ill:અપજશ;નાલાયકી. *vt.* To deserve:-ને લાયક-ઘટતું હોવું.*vi.* To deserve praise or blame: વખાણ-ઠપકાને પાત્ર હોવું.

**Demesmerize,** (ડીમેઝ્મરાઇઝ્ ) *vt.* To relieve from mesmeric influence: વશીકરણમાંથી મુક્ત ક૦-છોડવવું;સચેત ક૦;ચેતનામાં લાવવું;સમાધિ ઉતારવી.

**Demesne, Demain,** ( ડેમેન્ the former sometimes ડેમીન્ ) *n.* [L. *dominus*, a lord. ] 1. An estate in land: જાગીર; વછેરો; પસાયતું. 2. A domain or region: મુલક;રાજ્ય;પ્રાંત.

**Demi,** ( ડેમિ ) [L. *dis* & *medius* middle.]A prefix signifying half અર્દ્ધ-અડધું એવું બતાવનારો પ્રત્યય. *n.*A half fellow at Magedalen college at Oxford:ઑક્સફર્ડમાં મેગડેલેન પાઠશાળામાં અર્ધો વિદ્યાર્થી.

**Demi-god,** (ડેમિગૉડ્ ) *n.* A half god or an inferior deity:અર્દ્ધદેવ; ઉપદેવ;દેવકલ્પ;વિદ્યાધર;યક્ષ;ગંધર્વ.

**Demimonde,**(ડેમિમૌન્ડ્ ) *n.* [Fr. *demi*, half, & *monde*, society.] Women kept as mistresses though not public prostitutes; demireps:રાખેલી સ્ત્રીઓ;અંગવસ્ત્ર;પરકિયા.Literary **d.**,writers of the lowest kind:હલકામાં હલકી જાતના લેખકો.

**Demise,**(ડીમાઇઝ્ )*n.*[L.*de*&*mitto*, I send.]1.Transference;making over: હક બીજાને આપવો તે; આપી દેવું તે. 2. Death of any distinguished individual:કોઈ પ્રખ્યાત-નામાંકિત માણસનું મોત-મરણ-દેહત્યાગ; મૃત્યુ;સ્વર્ગવાસ.3.(*Law.*)The transfer of an estate for years:વરસો સૂધી મિલકત-જાગીરનો બીજાને હક આપવો તે;વારસો. *vt.* 1. To grant or bestow by will;to bequeath: વસિયતનામા-વારસનામાથી-કરીને આપવું-બક્ષવું.2.To give: આપવું;દેવું. 3. To lease:પટે આપવું.4.To convey by lease:પટે-ગણવત કરીને-આપવું.

**Democracy,**(ડીમૉક્રસિ) *n.* [L. *demos*, the people, and *kratos*, strength.]1.Government by the people;a republic: પ્રજાસત્તાક રાજ્ય;પ્રજાતંત્ર;જ્યાં રાજ્યકારભાર પ્રજાએ ઠરાવેલા-નિમેલા માણસો ચલાવે છે તે. 2.The people collectively: લોકસમસ્ત;જનસમૂહ.3. The principle & policy of the democratic party:પ્રજાસત્તાક રાજ્યની હિમાયત કરનાર પક્ષના નિયમ-નીતિ.

**Democrat,**(ડેમૉક્રેટ્ )*n.*1.One who is a promoter of the government by people: પ્રજાસત્તાક રાજ્ય થાય એવી ઉશ્કેરણી કરનાર-ઈચ્છનાર;પ્રજા તંત્રવાદી;પ્રજા પક્ષાવલંબી;પ્રજાસત્તાક રાજ્ય પક્ષી.2.A member of the democratic party: પ્રજાથી નિમાયેલા માણસોમાંનો એક; પ્રજાસત્તાવર્ધક પક્ષનું માણસ.

**Democratic-al,** ( ડેમૉક્રેટિક્-ડેમૉક્રેટિકલ્ )*a.*Appertaining to or favoring democracy: પ્રજાસત્તાક રાજ્ય સંબંધી-ને લગતું-પ્રવર્તક; પ્રજાસત્તાક રાજ્યની હિમાયત કરનાર;સાર્વલૌકિક; પ્રજાતંત્રીય. 2. Relating to a political party so called: પ્રજાસત્તાક રાજ્ય સંબંધી-વિષયક. 3.Befitting the common people; (*Opposed* to aristocratic):જન સમસ્ત વિષયક;આમલોક સંબંધી.

**Demolish,**(ડીમૉલિશ )*vt.*[Fr.*de* & *moles*,a mass.] To raze;to pull to pieces;to ruin:ભાંગી-તોડી નાંખવું;તોડી પાડવું;જમીન દોસ્ત-સપાટ ક૦; વિનાશ ક૦;ઉચ્છેદ ક૦.

**Demolition,**(ડીમૉલિશન )*n.* Ruin; destruction; utter overthrow: પાયમાલી;નાશ; ખરાબી; ભંગ; વિનાશ; ઉચ્છેદ;ઉન્મૂલન.

**Demon,**( ડીમૅન )*n.* [L. *dæmon*, a spirit.]1. A departed soul: મરી ગયેલો-ગત થયેલો આત્મા. 2.An evil spirit;a devil:ભૂત;પિશાચ; અપદેવતા.3.A spirit holding a middle place between man and deities:દાનવ;અસુર;રાક્ષસ.

**Demoniac-nial,** (ડીમૉનિઍક્-ડીમૉનિઍલ્ )*a.*1.Pertaining to or resembling demons or evil spirits;devilish: પિશાચી;ડાકણ-અસુર સંબંધી-ના જેવું;ભયાનક.2.Influenced by demons: ભૂત ભરાયેલું હોય-આવેલું હોય તેવું;ભૂતના આવેશથી થયેલું;આસુરી;અસુરકૃત.

**Demoniac,**(ડીમૉનિઍક્ ) *n.*A human being possessed by a demon or evil spirit: ભૂત આવેલું માણસ;પિશાચ ગ્રહિત;ભૂતાવિષ્ટ.

**Demonstrable,** (ડીમૉન્સ્ટ્રેબલ્ ) *a.* Easily found out or made evident; admitting of decisive proof: સિદ્ધ-સાબિત કરવા યોગ્ય-જોગ-લાયક;પ્રતિપાદનીય:ઉપપાદનીય.

**Demonstrate,**(ડીમૉન્સ્ટ્રેટ્ )*vt.*[L. *de* & *monstro*, I show.] 1. To point out;to indicate;to exhibit: બતાવવું;દેખાડવું;દર્શાવવું.2.To show or make evident by reasoning; to prove by deduction: સાબિત-સિદ્ધ ક૦;ની-વિષે ખાત્રી કરી આપવી; પ્રતિપાદન ક૦.3.(*Anat*).To exhibit the parts of when dissected:શરીર છેદન કરવાથી તેના ભાગ-અવયવો દેખાડવા-બતાવવા.

**Demonstration,**(ડેમૉન્સ્ટ્રેશન )*n.*

-મૂકક;વેરાન;જંગલ;નિર્જનતા.

**Despair,**(ડીસ્પેર્ )*vi.*[L.*de* & *spero*, I hope.]To be without hope;to give up all hope:સઘળી આશા મૂકવી-છોડીદેવી;આશાવિનાના થવું; મનભાગી જવું;આશાત્યાગ કo;નિરાશ થવું. *vt.*1.To be without hope of:-ની આશા-ઉમેદવિનાના થવું;નિરાશ થવું.2. To cause to despair:ના ઉમેદ-નિરાશ કo;-નું મન ભાગીનાંખવું.*n.*1.Loss of hope;complete dispondency: આશાભંગ;નાઉમેદી;નાશીપાસપણું;વિષાદ;નિરાશા.2.That which is despaired of:જેને માટે આશામૂકવામાં-છોડવામાં આવે છે તે;નાઉમેદી.

**Despatch,** (ડેસ્પેચ્) *vt.* [L. *de* & *spatior*,I go.]1.Same as dispatch.

**Desperado,**(ડેસ્પરેડો)*n.*A desperate fellow; a reckless, furious man;a wild ruffian:સાહસિક; સાહસી;મરણીઓ;આતતાયી.

**Desperate,** ( ડેસ્પરેટ્ )*a.* [L. *despero*, I despair. ] 1. Hopeless; despairing:આશા-ઉમેદ વિનાનું;નિરાશ;નાઉમેદ;આશાહીન; 2. Beyond hope; irretrievable; past cure: નિરૂપાય;નાઈલાજ;લાચાર;કઠિન;ઉપાયહીન;અસાધ્ય.3.Proceeding from despair;reckless;furious:સાહસિક;રાક્ષસી;પ્રાણનો બેદરકાર;મરણિયું. 4. Outrageous;extreme:બેહદ; બેસુમાર;અપરિમિત;મનસ્વી;અતિશય; બળકટ;અત્યંત.

**Desperation,**(ડેસ્પરેશન )*n.* 1. A giving up of hope:આશા છોડવી-મુકવી તે; નાઉમેદી; આશાભંગ. 2. A state of despair; abandonment of hope:નિરાશપણું; આશાનો ત્યાગ; મરણીઆપણું.

**Despicable,**(ડેસ્પિકેબલ્ )*a.*[L. *despicor*, I despise]. Mean; vile; worthless:નીચ;હલકું;દમડીનું;કોડીનું; ટકાનું;પાજી;નિકૃષ્ટ;ક્ષુદ્ર;નિંદ્ય;કુત્સિત;અધમ;તિરસ્કાર્ય.

**Despicably,** ( ડેસ્પિકેબ્લિ ) *adv.* Contemptibly:તિરસ્કાર-ધિક્કારથી.

**Despise,**( ડીસ્પાઇઝ્ )*vt.* [L. *de* & *specio*,I look.]1.To condemn;to scorn;to disdain:હલકું-તુચ્છ-નીચ-અધમ ગણવું;ધિક્કારવું;-ની અવગણના-અનાદર કo;-નો તિરસ્કાર કo.

**Despite,**(ડીસ્પાઈટ્ )*n.* [L. *Despectus*, a looking-down upon. ]1. Malignity;malice;spite:ડંશ;કીનો; ખાર;ખુનસ;દ્રોહ;અંટસ;અદાવત; હાડવેર;દ્વેષ;ઇર્ષ્યા;અસૂયા;અત્યંત વેર;દ્વેષ. 2.An act of malice;contemptuous;defiance:દ્વેષથી કીધેલું કામ.In d.,in defiance of another's power: કોઇની સત્તાની દરકાર ન કરીને.In d., of,in spite of;છતાં;એમ છતાં.*Prep.* In spite of ; notwithstanding: એમ છતાં;તોપણ.*vt.*To vex; to annoy:ચીઢાવવું;સતાવવું;ગુસ્સે કo.

**Despiteful,**(ડીસ્પાઇટ્ફુલ )*a.* Malicious;malignant: દ્વેષી; ખારીલું;ડંશીલું;ખુની;દ્રોહી;કપટી;દ્વેષ રાખનારૂં; કીનાખોર.

**Despoil,**( ડીસ્પૉઇલ )*vt.* [L. *de* & *spolium*,spoil.]To strip;to rob: નું લઇ-લૂંટી-હરી લેવું; અપહરણ કo.-ને ખાખી બંગાળી-નાગું કo.*n.*Despoliation:નું લુટી-હરીલેવું તે;અપહરણ.

**Despond,** ( ડીસ્પૉન્ડ્ )*vi.* [L. *de* & *spondeo*,I promise.]To give up; to lose courage;to despair:હિંમત-આશા છોડવી-મૂકવી;નાહિંમત-નિરાશ થવું;હાથપગ ભાગવા;મન ભાગી જવું.

**Despondency,** ( ડીસ્પૉન્ડેન્સિ ) *n.* Abandonment of hope;discouragement: નાહિંમત; નિરાશા; ઉદાશી; નાઉમેદી;ઉદ્વેગ;વિષણ્ણતા.

**Despondent,**(ડીસ્પૉન્ડેન્ટ્ )*a.*Given to despondence; low-spirited: નાહિંમત; નિરાશ; નિરૂત્સાહ; નાઉમેદ; નાશીપાસ;મ્યાન;ઉદ્વિગ્ન;ઉદાસ.

**Desponding,**(ડીસ્પૉન્ડિન્ગ્ )*a.*Discouraging:નાહિંમતકરતું;નિરાશકરતું.

**Despot,**(ડેસ્પૉટ્ )*n.*[L.*potis*,able.] 1.An absolute sovereign:કુલ અખ્તિયાર ભોગવનાર રાજા;સ્વતંત્ર રાજા; ચક્રવર્તી; અધીશ્વર: શાહેનશાહ. 2. A tyrant:જુલમી-ટંગોરીઓ-નિરંકુશ રાજા-હાકેમ-સરદાર;પ્રજાપીડક.

**Despotic-cal,** ( ડેસ્પૉટિક્-કલ્ ) *a.* Absolute in power; tyrannical; arbitrary: કુલઅખ્તિઆરી; સ્વતંત્ર; જુલમી;જુલમગાર;નિરંકુશ;ટંગોરીઉં.

**Despotism,** ( ડેસ્પૉટિઝ્મ )*n.* 1. Absolute control: કુલ અખ્તિયાર; અપ્રતિબંધસત્તા;સ્વાતંત્ર્ય;સ્વતંત્રતા.2. An arbitrary government:જ્યાં રાજા પોતાની મરજીમાં આવે તેમ ચાલી શકે છે એવું રાજ્ય;અપ્રતિબંધસત્તાકરાજ્ય;સ્વેચ્છાચારી રાજ્ય.

**Desquamate,** (ડેસ્કવેમેટ્ ) *vt.* [L. *de* & *squama*, scale.] To scale off:ભીંગડાં-છોલકાઢી નાંખવી.

**Dessert,**(ડીઝર્ટ્ )*n.*[L. *de* & *servio* I serve.]A service of fruits or sweetmeats, at the close of an entertainment:જમણ પછી પીરસેલાં ફળ-મિઠાઇ વિગેરે;ફલાહાર;મુખવાસ; મુખશુદ્ધિ. Dessert-spoonful,a measure of 2½ fluid drams: રહે પ્રવાહી દ્રામનું એક માપ-ભરત.**D.***spoon*, a spoon intermediate between a teaspoon:નાની ચાહની ચમચી અને ખાણા ઉપર વપરાતા મોટા ચમચાની વચલો-વચલા વાંધાનો ચમચો.

**Destination,**(ડેસ્ટિનેશન )*n.*1.The act of appointing:નક્કી કરવું-ઠેરવવું-નિર્માણ કoતે;નિયોજન; પૂર્વયોજના; 2. Predetermined end, object or use; ultimate design; fate: આગળથી ધારી મુકેલી વાત-હેતુ-ઉપયોગ;પ્રયોજન;ઉદ્દેશ;અર્થ;અભિપ્રાય;નિર્મિત વાત.3. Place or point aimed at:ધારેલી જગા-હેતુ;નિર્મિત જગા; નિર્દિષ્ટસ્થાન;ઈષ્ટસ્થળ;ઠેકાણું.

**Destine,**(ડેસ્ટિન્ )*vt.*[L.*de* & *sto*,I stand.]1.To ordain; to allot; to doom:નક્કી કo;ઠેરવવું;નિર્માણ કo;-નો નિયોગ કo;-ને માટે નિર્માણ થવું;-નું ભવિષ્ય બાંધવું.

**Destined,**(ડેસ્ટિન્ડ્ ) *a.* Ordained; alloted:નક્કી કરેલું;ઠેરવેલું;નિર્મેલું;નિર્મિત;પૂર્વસંકલ્પિત;દૈવપર.

**Destiny,**(ડેસ્ટિનિ)*n.*1.Fate: doom: ધારી મૂકેલી-નિર્મિત વાત; નિર્માણ; બ્રહ્મલેખ;લલાટરેખા;કપાળ; કર્મફળ; પ્રારબ્ધયોગ. 2. The fixed order of things;fate; invincible necessity:નશીબમાં લખેલી વાત;ભવિષ્ય;ભવિતવ્યતા;ભાવી;દૈવ;અદૃષ્ટ;દૈવગતિ;પ્રારબ્ધ; નસીબ;*subject to* **d.**:દૈવાધીન;ભાવીવશ.

**Destitute,**(ડેસ્ટિટ્યૂટ્ )*a.*[L. *de*, & *statuo*,I set.]1.In want;devoid; deficient:વિનાનું;રહિત;હીન;ભોઇતું.2. Needy very poor:તંગીવાળું;ગરીબ; લાચાર;નિરાધાર;ભૂખેમરતું;અશરણ;દીન;નિર્ધન;અનાશ્રિત; નિરાલંબ; અનાથ; નિરાશ્રય.*vt.*1.To leave deserted; to forsake:તજવું;છોડી-મૂકી-તજી દેવું. 2.To cause to be in want;to deprive:-ને તંગી પાડવી;-ને વિનાનું કo.3. To disappoint:નાશીપાસ-નાઉમેદ કo.

**Destitution,**(ડેસ્ટિટ્યૂશન ) *n.*Deficiency;lack;poverty;utter want:રહિતપણું;હીનતા;અભાવ;તંગી;વિરહ;વિયોગ;દારિદ્રતા;ધનાભાવ;લાચાર-ભૂખેમરતાપણું;અનાશ્રય;નિરાધાર;અનાથાવસ્થા.

**Destroy,**(ડીસ્ટ્રૉઇ)*vt.*[L.*de*&*struo*, I build.]1. To unbuild; to pull down;to demolish;પાડી-ભાંગી-તોડી

બળતામાં ઘી ન હોમો.

નાખવું;ભોંયભેગું કo;-નો સંહાર કo;-નું નિકંદન કo;જમિનદોસ્ત-સપાટ કo.2. To ruin;to put an end to;to annihilate:ફના કo;પાયમાલ-તારાજ કo; -નો નાસ કરવો;-નું સત્યાનાશ વાળવું;-નો કચ્ચરઘાણ વાળવો;-ને ધૂળધાણી કo;-નું કાત્યાયન કo-કાઢવું;નાબુદ કo;રસાતલ કરી દેવું.3.To kill;to devastate:મારી નાંખવું;-નો નાશ કo;-નો સંહાર કo.

**Destroyer,** (ડીસ્ટ્રૉઇઅર્) *n.* One who destroys or kills:નાશ કરનાર; મારનાર;સંહારક;ઉચ્છેદક;ભંજક.

**Destructible,** ( ડીસ્ટ્રક્ટિબલ્ ) *a.* Capable of being destroyed:નાશપામે એવું;નાશવંત; નાશ કરી શકાય એવું;ઉચ્છેદનીય;નશ્વર;ભંગુર.

**Destruction,** ( ડીસ્ટ્રક્શન્ ) *n.* 1. Demolition; ruin; devastation: ઉચ્છેદ;સંહાર;ક્ષય;પાયમાલ-નાશ કરવું તે; નાશ. 2. The state of being destroyed,ruined or slain: પાયમાલી;સત્યાનાશ;વિનાશ;લય;વિલય. 3. Cause of ruin;a destroyer:પાયમાલી-નાશનું કારણ.*Hour of* **d**.:વિનાશકાળ.*The universal* **d**.: મહાપ્રલય;કલ્પાંતપ્રલય:પ્રલય.

**Destructive,**(ડીસ્ટ્રક્ટિવ્ ) *a.*Ruinous; pernicious; fatal; mischievous: પાયમાલ-તારાજ-નાશ-નુકશાન કરે એવું;જીવલે એવું; સંહારક; ભંજક; ઘાતક;વિનાશક;નાશકારક;નાશક.

**Desuetude,**(ડેસ્વીટયુડ્ ) *n.* [L. *de* & *sueseo*,I am accustomed.]The cessation of use;disuse: ઉપયોગ-ચાલ-વહીવટ નીકળી જવો તે-જતો રહેવો તે;અનભ્યાસ;અનુપલબ્ધિ;વિરામ;નિવૃત્તિ.

**Desultory,** ( ડેસલ્ટૉરિ ) *a.* [L. *de salio*,I leap.]Disconnected; immethodical;aimless:મ્હોમાથા વગરનું;જેમ તેમ કીધેલું;બેતાલ;અવ્યવસ્થિત; ઉચ્છૃંખલ;અસ્થિર;ચંચળ; ઢંગધડા વગરનું;હાલહવાલ;માલ વગરનું;લોચાલાપશી જેવું;ઢકેલપંચે દોઢસો જેવું.2. Out of course;by the way:સંબંધ વગરનું;અપ્રાસંગી;આડ;માંહે માંહેથી કરેલું-કહેલું.

**Desume,**(ડીસ્યૂમ્ )*vt.*[L.*de*&*sumo*, I take.]To take from;to borrow: -ની પાસેથી લેવું; ઉછીનું-ઉધાર લેવું;-માંથી લેવું.

**Detach,**(ડીટૅચ્ )*vt.*[Fr. *detacher.*] 1.To part;to disengage:છુટું-જુદું પાડવું;-માંથી-ઉપરથી ખસેડવું;ઉખેડવું. *To* **d**.*a person from a cause*: કોઇ પક્ષમાંથી અમુક માણસને ખસેડવો.2.To separate from a special object or use: અમુક-મુકરર બાબત-ઉપયોગમાંથી છુટું-જુદું પાડવું કo.*vi.* To push asunder:to disengage: છુટું-જુદું-વિખુટું પડી જવું-થઈ જવું.

**Detached,**(ડીટૅચ્ટ્ )*a.*1. Separate; unconnected:છુટું છુટું;જુદું જુદું;પૃથક્;ભિન્ન;અલગ;જોડાયેલું નહિં એવું.

**Detachment,**(ડીટૅચ્મેન્ટ્ )*n.*1. The act of separating:જુદું-છુટું પાડવું તે. 2. The state of being separated:છુટું-જુદું થવું તે;વિભાગ;વિયોગ.3. (*a*) That which is separated:જે જુદું-છુટું પાડવામાં આવે છે તે; (*b*) A body of troops: ટુકડી;ટોળી. 4.Abstraction from worldly objects;renunciation:સંસારપરિત્યાગ; સંસારમાંથી નિવૃત્ત.

**Detail,**(ડીટેલ્ )*vt.*[L.*de* & *talio*, I cut.]To relate in particulars;to enumerate:વિગતવાર-સવિસ્તર-તપસીલવાર-રકમવાર-બાબતવાર કહેવું-જણાવવું.2. (*Mil.*) To appoint for a particular service as an officer or a troop:લશ્કર-સરદારને કોઈ અમુક કામગિરીઉપર મોકલવો-નિમવો.*n.*1.A minute portion;a particular:વિગત;તપસીલ;બાબત.2. A narrative which relates minute points: વિગતવારવર્ણન;સવિસ્તર-તપસિલવાર-મુફસ્સિલ-બ્યાન.3. (*Mil.*)The selection for a particular service: કોઇ અમુક-મુકરર કામ ગિરીને માટે નિમનુક.*In* **d**.,in subdivisions;part by part; item by item: સવિસ્તર; વિગતવાર;તપસીલવાર.

**Detain,**(ડીટેન્ )*vt.*[L. *de* & *teneo*, I hold.]1.To keep back or from; to withhold:ન આપવું; અટકાવી રાખવું; પાછું રાખવું. 2. To restrain from proceeding;to stay or stop: આગળ જતાં-વધતાં રોકવું-ખાળવું;અટકાવવું;ઉભો રાખવું;ખોટી કo.3.To hold in custody:કેદખાનામાં રાખવું;નજર કેદ રાખવું;કબજા-જાપ્તિમાં રાખવું;તાબા-હવાલામાં રાખવું.

**Detect,**(ડિટેક્ટ્ )*vt.*[L. *de*&*tego*, I cover.]1.To find out;to bring to light;to discover:શોધી-પકડી કાઢવું;-ની ભાળ-શોધ કાઢવી.*To* **d**.*a crime*: ગુન્હો શોધી-પકડી કાઢવો.2.To inform against; to accuse: તોહોમત-દોષ-આરોપ મૂકવો.

**Detection,**(ડીટેકશન્ )*n.*The act of detecting;discovery: પકડવું-શોધી કાઢવું તે;શોધ;તપાસ;ભાળ;ખોળ.

**Detective,**(ડીટેક્ટિવ્ )*a.*Fitted for or skilled in detecting:શોધી-પકડી કાઢવાને લાયક;-માં ચતુર-હોંશિયાર. *n.*One whose business it is to detect criminals secretly: જેનું કામ છુપી રીતે ચોરોને પકડવાનું છે તે; છુપી પોલીસ;ડીટેકટીવ;છુપો જાસુસ-દૂત.

**Detent,**(ડીટેન્ટ્ )*n.*[L. *de* & *teneo*, I hold.] (*Mech.*) That which locks or unlocks a movement in clock-work: ઘડિયાળ-જેથી ચાલુ યા બંધ રહે છે તે.

**Detention,**(ડીટેન્શન્ )*n.*1.The act of detaining or holding back: ન આપવું-અટકાવી રાખવું તે.2.Confinement;restraint:નજર કેદ;બંધન;અટકાવ;ઢીલ;નિગ્રહ;નિરોધ;પ્રતિરોધ. 3.Delay from necessity: રોકાણ; હરકત;અટચણ.

**Deter,**(ડીટર્ )*vt.*[L.*de* & *terreo*, I frighten.]To prevent or stop by fear:બીક-ધાસ્તી આપીને પાછું હઠે એમ કo;બીક આપીને અટકાવવું; રોકવું; ખાળવું;પાછા હઠાવવું:નિવારણ કo.

**Deterge,**(ડીટર્જ્ )*vt.*[L.*de*& *tergeo*, I rub.]To cleanse;to purge away as foul matter: લુછી સાફ કo; મેલ કાઢી નાંખવો.

**Detergent,**(ડીટર્જેન્ટ્ )*a.*Cleansing; purging: મેલ કાઢે-સાફ કરે એવું.*n.* (*Med.*)A medicine that has the power of cleansing:મેલ કાઢે-સાફ કરે એવી દવા.

**Deteriorate,**(ડીટીરિઑરેટ્ )*vt.* [L. *deterior*,worse.]To make worse; to impair:કથલાવવું;બગાડવું;ખરાબ-ઉતરતું કo.*vi.*To grow worse: to degenerate:બગડવું;ખરાબ-નીચું-હલકું થવું;ઉતરવું;કથલવું.

**Deterioration,**(ડીટીરિઑરેશન )*n.* The process of growing worse: બગડવું તે;બગડેલા હોવું તે;ક્ષય;વિકાર; વિકૃતિ;ભ્રષ્ટતા;અપકર્ષ;અધોગતિ; દૂષણ.

**Determinate,** (ડીટર્મિનેટ ) *a.* 1. Fixed;established;definite:અમુક;મુકરર કરેલું;ઠરાવેલું;નિર્માણ કરેલું.2. Conclusive;positive:શક ન રહે એવું; સાફ;ખુલ્લું;નિશ્ચયાત્મક;પ્રત્યક્ષ.3.Determined or resolved upon:ધારેલું;-નો નિશ્ચય કરેલું.4.Of determined purpose;resolute:દૃઢ;નિશ્ચયવાળું;દૃઢ સંકલ્પ;નિશ્ચત ધારણાનું.*vt.*To bring to an end:છેડો-અંત આણવો.

**Determination,**(ડીટર્મિનેશન્ )*n.* 1.The act of determining:નક્કી-

નિર્ણય ક૦-થવું તે;નિર્ધારણ.2.Bringing to an end;termination;limit: અંત-છેડો આણવો-લાવવો તે;અંત;છેડો. 3.Impulsion:ચલણ;ઇચ્છા;હેતુ. 4.A judicial decision:ફેંસલો;ઠરેલો ફડચો-નિકાલ-નિર્ણય-ચુકાદો; અવધારણા. 5.Purpose; conclusion formed: વિચાર.નિશ્ચય.6. Decision of resoluteness: સંકલ્પ; નિર્ધારણ; મનનો નિશ્ચય-નિર્ણય;અડ;આગ્રહ.7.(*Chem.*) Ascertaining the amount of any ingredient in a substance:પદાર્થનો અંશ-પ્રમાણ-નિર્ણય.8.(*Logic.*) The act of defining a notion: વિચાર જણાવવો તે.9.(*Nat. Hist.*) The act of determining the relations of an object,as regards genus and species;classification: પ્રકાર; વર્ગવાર ગોઠવણ-સંબંધ-નિર્ણય. 10. A flow or rush to a particular part: વહેવું; ધસી આવવું; ચઢી આવવું;જવું તે; as, **d.** *of blood to the head*:લોહીનું માથે ચઢી જવું તે.

**Determine,**(ડીટર્‌મિન્‌ )*vt.*[L.*de* & *terminus*,a limit.]1.To fix the boundaries of:ની હદ-સીમા બાંધવી-ઠેરવવી-નક્કી ક૦. 2. To bring to an end;to finish:છેડો-અંત આણવો;પૂરું-સમાપ્ત ક૦.3. To regulate; to settle:નો તોડ-ફડચો ક૦;-નો નિકાલ-નિવેડો લાવવો.4.To impel and direct; to fix the course of:-નું વલણ કરાવવું;વાળવું;લઇ જવું;નક્કી ક૦; ઠરાવવું;નીમવું;નિર્માણ ક૦.5.To find out the specific name of:નું નિયમિત-ચોકસ નામ શોધી કાઢવું.6. To settle judicially;to decide:ન્યાય રીતે ચૂકવવું;-નો ફેંસલો-ઠરાવ ક૦. 7. To resolve on; to have a fixed intention of:નો નિશ્ચત વિચાર-ઇરાદો ક૦;મન સાથે નક્કી ક૦;ઠરાવ-નિર્ણય -સંકલ્પ ક૦;નિર્ણય કાઢવો;-ને વિષે નિશ્ચય ક૦. 8. (*Logic.*) To limit by adding a differentia: વિશેષ ઉમેરીને અંત-છેડો આણવો. 9.To ascertain quantity or amount of:કોઈ વસ્તુ કશામાં કેટલી છે તે નક્કી કરવું. *vi.*1.To come to an end:to terminate:છેડો-અંત આવવો; પુરું થવું. 2.To decide; to resolve: ઠરાવવું; નિવેડો આણવો;ચુકાદો ક૦.

**Determined,**(ડીટર્‌મિન્ડ્‌ )*a.* Decided;resolute:દૃઢનિશ્ચય-સંકલ્પનું-વાન; સંકલ્પિક;નિઃશંક;વજ્રસંકલ્પી;ધીર;ધીટ.

**Detest,**(ડીટેસ્ટ્‌ )*vt.*[L.*de* & *testor*, I call to witness.]To loathe; to abhor:ધિક્કારવું;-નો ધિક્કાર કરવો;તિરસ્કાર કરવો.

**Detestable,** ( ડીટેસ્ટેબલ્‌ ) *a.* Abominable;very odious:અતિ ધિક્કારવા જોગ-યોગ્ય; ધિક્કાર-ગુસ્સો આવે એવું;અતિ નિંદ્ય;ગર્હણીય.

**Detestation,** (ડીટેસ્ટેશન્‌ ) *n.*Abhorrence;loathing:ધિક્કારવું તે;ધિક્કાર કરવો તે;ધિક્કાર;નિંદા;ગર્હા.

**Dethrone,**(ડીથ્રોન ) *vt.* [L. *de* & *trone*,throne.]To depose: ગાદી-તખ્ત-રાજ્યાસન ઉપરથી કાઢી ઉઠાડી મૂકવું;રાજ્યભ્રષ્ટ કરવું;બેતખ્ત ક૦.

**Dethronement,** (ડીથ્રોન્‌મેન્ટ્‌ ) *n.* Removal from a throne: રાજ્યભ્રષ્ટતા; ગાદી ઉપરથી ઉઠાડી મૂકવું-ખસેડવું તે;રાજ્યભ્રંશ.

**Detinue,**(ડેટિન્યૂ )*n.*[Fr. *detenir*, to detain. ] A person or thing detained:અટકાવેલો માણસ-ચીજ-માલ.(*Law.*) A form of action for the recovery of a personal chattle wrongfully detained:ગેરકાયદેસર કબજે કરેલી અંગિત જંગમ મિલકત પાછી મેળવવાને કરેલો દાવો. *Writ of* **d.**: અટકાવેલો માલ પાછો આપવાનું અગર તેટલી કિંમત અને તેની નુકશાની આપવાનું હુકમનામું.

**Detonate,** (ડેટોનેટ્‌ ) *vt.* [L. *de* & *tono*, I thunder. ] (*Chem.*) To cause to explode:ફોટાવવું; ફોડવું;-છોડવું.*vi.*To explode with a sudden report:ભડકો થઈ ફૂટવું; ભડભડ બળવું;એકદમ સળગી ઉઠવું;ભડકો થવો.

**Detort,**(ડેટોર્ટ્‌ )*vt*[L.*de* & *torqueo*, I twist.]To pervert;to wrest:મારી મચરડીને મરડવું;ખરાનો ખોટો અર્થ ક૦.

**Detour,**(ડીટૂર્‌ )*n.*[L.*dis* & *tour*.] A turning:ચક્કર;ફેરો; ચકરાવો; ફેરાવો;મરોડાકાર;વાંક.

**Detract,**(ડીટ્રેક્ટ્‌ )*vt.*[L.*de* & *traho*, I draw.]1.To take away;to withdraw:લેઇ લેવું;ઓછું ક૦;-થી ઓછું થવું;ઘટાડવું;હરવું.2.To defame: માન-આબરૂ ઓછી ક૦; હલકું પાડવું;માનક્ષતિ ક૦;અપકર્ષ ક૦;વખોડવું.*vi.* To lessen reputation; to derogate; to defame: માન-આબરૂ લેઇ લેવી-લેવી; કિંમત ઓછી ક૦-ઘટાડવી.

**Detraction,**(ડીટ્રેક્શન્‌ )*n.*1.The act of taking away or withdrawing: હલકું પાડવું-ઓછું ક૦ તે; ઘટાડવું તે;ઘટાડો. 2. A lessening of worth; calumny: માનાપકર્ષણ; ગુણાપકર્ષણ; જૂઠો આરોપ;અદેખાઇ;નિન્દા.

**Detractive,**(ડીટ્રેક્ટિવ્‌ )*a.* Tending to detract depreciative: માનભંગ કરતું;વખોડતું;નિંદક.

**Detriment,**(ડેટ્રિમેન્ટ્‌ )*n.*[L. *de* & *tero* I rub.]1. Mischief; harm; damage:નુકશાન;હાનિ; ખલલ. 2. A charge made of students and barristers for incidental repairs of the rooms they occupy:વિદ્યાર્થિઓ તથા બારિસ્ટરો જે ઓરડામાં રહેતા હોય તેનેજ આકસ્મિત રીતે પડી જવાથી મરામત કરવાને વસુલ કરવામાં આવતો ખરચ.*vt.*To hurt: ઈજા-નુકશાન-હાનિ ક૦.

**Detrimental,**(ડેટ્રિમેન્ટલ્‌ ) *a.* Injurious;hurtful: નુકશાન પહોંચાડે એવું;નુકશાન-હાનિકારક.

**Detrital,**(ડીટ્રાઇટલ્‌ )*a.* Pertaining to detritus:ઘસવાથી પડેલા કચરાને લગતું.

**Detrition,**(ડીટ્રિશન્‌ ) *n.* [L. *de* & *tero*,I rub.]A wearing off or away:ઘસારો;ઘસાઇ જવું તે.

**Detritus,**(ડીટ્રાઈટસ્‌ )*n.* A mass of substances worn off from solid bodies: નક્કર પદાર્થ ઘસવાથી પડેલો કચરો.2. Hence, any product of disintegration: કોઇ પણ ચીજ ના ભાગીજવાથી થતી વસ્તુ.

**Detrude,**(ડીટ્રૂડ્‌ )*vt.*[L.*de* & *trudo*, I thrust. ] To thrust down: to push down with force:અંદર ખોસવું;જોરથી નીચે હડસેલી દેવી;ધકેલવું.

**Detruncate,**(ડીટ્રન્કેટ્‌ )*vt.* [L. *de* & *truncus*,cut off.] To cut off; to lop off: કાપી નાંખવું;-છાંટી નાંખવું; કાપીને ઉડાડી દેવું.

**Deturpate,**(ડીટર્‌પેટ્‌ )*vt.*[L. *de* & *turpis*,ugly.] To defile : ખરાબ-અપવિત્ર ક૦;ભ્રષ્ટ ક૦.

**Deuce,**(ડયુસ્‌ )*n.*[L.*dusius*,amor.] An evil spirit;the devil:ભૂત;પિશાચ.[L. *duos*, two.](*Gaming.*) Two;a card with two spots:દુરી; એક પાસાપર પાડેલાં બે ટેંબાં;દુઓ.

**Deuterogamy,** ( ડયૂટરૉગેમિ ) *n.* [Gr.*deuteros*,second, & *gamos*, marriage.]A second marriage, after the death of the first husband or wife:પેહેલી પરણેલી સ્ત્રી અથવા પુરૂષના મર્યા પછી બીજીવાર કરેલું લગ્ન;બીજ લગ્ન.

**Deuteronomy,** ( ડયૂટરૉનૉમિ ) *n.* [Gr.*deuteros*,second & *nomos*,a

કાગડાની કોટે હ્રીંથરૂં શું ?

law.]The fifth book of the Pentateuch:અનુપાદ;મુસાનું પાંચમું પુસ્તક;પુનર્નિયમ.

**Devast,**(ડેવૅસ્ટ્ )*vt.*[L.*de* & *vastus* waste.]To lay waste;to plunder: ઉજ્જડ ક૦;લુંટવું.

**Devastate,**(ડેવૅસ્ટેટ્ )*vt.* [L. *de* & *vasto*,I waste.]To lay waste; to desolate:ખરાબ ક૦;મેદાન-વેરાન કરી મુકવું;ધુળધાણી-તારાજ-પાયમાલ ક૦;-ની ખરાબી કરવી.

**Devastation,**(ડેવૅસ્ટેશન્ )*n.* The act or state of devastating;a laying waste:ખરાબ;પાયમાલ ક૦ તે:ખરાબી;પાયમાલી;વેરાની;નાશ.2 (*Law*) A waste of the goods of the deceased by an executor or administrator:મરનારની મિલકત તેનો વહીવટ કરનાર ઉડાવી દે કે બીગાડ કરે તે.

**Develop,**(ડીવેલપ્ )*vt.*[L.*de* & *volvo*, I roll.] 1. To disclose or make known;to unravel:ઉઘાડવું: પ્રસિદ્ધ ક૦;સ્પષ્ટ ક૦;ખીલવવું.2.(*Math.*) To change the form of:નો આકાર બદલવો. 3.To form or expand by a process of growth:ખીલવવું;મોટું કરવું;ઉછેરવું.4.To advance; to further;to increase;to promote the growth of:વધારવું;વધારો કરવો;-ની અભિવૃદ્ધિ કરવી;ઉન્નતિ કરવી.5.(*Photog.*)To cause to make a latent image upon a plate visible by submitting it to chemical agents; to bring to view:કાચની તક્તી ઉપર ની છાપ-છબી-ને રસાયણ પદાર્થો લગાડીને,તે દેખાય તેમ કરવું.*vi.*1. To go through a process of natural growth:ખીલવું;ફુટવું;ઉઘડવું.2.To be formed by natural growth: કુદરતિ ઉત્પત્તિથી બનવું-પેદા થવું;પકવાવસ્થામાં આવવું.A blossom *develops* from a bud:કળીમાંથી મોર પેદા-ઉત્પન્ન થાય છે. 4. To become visible gradually:ધીમે ધીમે દેખાતું થવું.

**Development,** (ડીવેલપ્મેન્ટ્ ) *n.*1. The act of disclosing or the state of being disclosed, that which is unknown:જે અજાણ્યું હોય તે જાણીતું-ખુલ્લું-સ્પષ્ટ ક૦તે;પ્રકાશ;વિકાસ;વિસ્તાર;પ્રાદુર્ભાવ.2. (*Math.*)The act of changing an expression into another of equivalent value or meaning:કોઈ રકમને તેટલીજ કીમતની બીજી રકમનું રૂપ આપવું-બદલવું.

**Devenustate,**(ડીવેન્યુસ્ટેટ્ )*vt.* [L. *de* & *venustus*, lovely.] To deprive of beauty:ખુબસુરતી વિનાનું ક૦.

**Devergence-cy,** (ડીવેર્જેન્સ-ડીવેર્જેન્સિ) *n.*A receding from each other in radiating lines:ઢોળાવ; ઉતરાણ;ઢાળ.

**Devex,**(ડીવેક્સ્ )*a.*[L.*de*,& *veho*, I carry.] Bending down;sloping: નીચું નમતું;વાંકું વળતું;ઢળતું.

**Deviate,**(ડીવિએટ્ )*vi.*[L.*de*& *via*, way.] To err; to wander; to go out of one's path:માર્ગ મૂકીને આડા જવું;આડું ફાટવું,ભુલ ક૦;ભુલવું; ભમવું.*vt.*To cause to deviate:માર્ગ મૂકીને આડા કાઢવું;ભુલાવવું;ભમાવવું.

**Deviation,**( ડીવિએશન્ )*n.* 1. The act of deviating; a wandering from one's course; departure from duty:રસ્તો મૂકી આડું જવું તે વિમાર્ગગમન; વિચલન; વિપથગમન. 2. An act of sin;an error:પાપનું કામ;અપરાધ;ભૂલ;ચૂક; તકસીર; ગુન્હો. 3. (*Com.*)The unnecessary departure of a ship from the regular & usual course:નિયમિત અને સામાન્ય માર્ગથી વહાણનું નકામું આડું ફંટાવું તે.

**Device,**(ડીવાઇસ્ )*n.* [L. *divido*, I separate.] 1. A contrivance; a project; a scheme;a stratagem: યુક્તિ;તદબીર;કળા;ઉપાય;જુક્તિ.2. An emblematic figure of mark:નિશાની-ચિન્હનું ચીત્ર; નિશાની. 3. An invention; contrivance: બનાવટ; કરામત;કલ્પના. 4. Anything fancifully conceived:બુટ્ટો; કલ્પના;યુક્તિ;જુક્તિ;કરામત.

**Devil,**(ડેવિલ્ )*n.* [L. *dia*,through, & *ballo*,I throw.]1.Satan:શેતાન; પિશાચ.2.An evil spirit;a demon: દૈત્ય;અસુર;ભૂત;દાનવ;રાક્ષસ.3.An expletive indicating surprise:અચંબો જણાએ એવો વાક્યાલંકાર. 4. (*Cookery.*)A dish as a bone with the meat broiled:જમણમાં હાડકું માંસની સાથે શેકેલું હોયતે.5.(*Manuf.*) A machine for cutting rags, cotton,&c.:ચિંથરા-સુતર વિગેરે કાપવાનો સંચો;કાતર.6.A very wicked person:ઘણો ક્રુર નઠારો માણસ;ચંડાળ;નરાધમ;મુંજી;પાજી;કાફર;સેતાન;હરામખોર.*Devils* & demons, fiends & goblins:ભૂત પ્રેત.**D.**s *dealer*:ભુવો.**D.***world*,**d.***creation*: ભૂતસૃષ્ટિ; આસુરી માયા.*Haunt or lurking hole of* **d.**s: ભૂતખાનું; ભૂતખાઈ. *Printer's* **d.**, errand boy in a printing office:છાપખાનાની આફીસમાં કાગળ પત્ર લઈ જનાર લાવનાર નોકર. *To play the* **d.***with*,to ruin; to molest extremely:અતિશય પજવવું-હેરાન કરવું;ની પાછળ લાગવું;-નો કેડો લેવો; ખરાબ ક૦.*vt.*1.To make like a devil:સેતાનના જેવું-પેઠે ક૦ બનાવવું. 2.To season highly in cooking, as with pepper:ખુબ મરી નાંખી ધમધમાટ કરીને રાંધવું;તીખું લાહે જેવું ક૦.

**Devilish,**( ડેવિલિશ્ )*a.*Pertaining to the devil;diabolical:ભૂત સંબંધી;સેતાન જેવું;અતિદુષ્ટ.2. Extreme; excessive:અતિશય;બહુજ;પાર વિનાનું.

**Devious,**(ડીવિઅસ્ )*a.*[L.*de* & *via*, way.] 1.Out of a straight line; winding:આડું;વાંકુંચૂકું;આડું અવળું. 2.Erring;going astray: ઉંધું;ગેરશિરસ્તાનું;અવળું;આડે રસ્તે ચાલનારૂં.

**Devisable,**(ડીવાઇઝેબલ્ )*a.*1. Capable of being devised or contrived:કલ્પના કરવાજોગ;કલ્પનીય.2.Capable of being given by will: વસિયતનામું કરીને આપવા સરખું.

**Devise,**(ડીવાઇઝ્ )*vt.* [L. *divido*, I divide.]1.To invent;to contrive: શોધી-વિચારી કાઢવું;યોજવું;યુક્તિ-તદબીર કાઢવી.2.To plan for: ને વાસ્તે યુક્તિ કરવી-વિચારી કાઢવું. 3.(*Law.*) To give by will:વસિયતનામું કરીને આપવું. 4.To imagine; to guess: ધારવું;અટકળ બાંધવી. *vi.* To consider;to contrive:વિચારવું;શોધવું.*n.* 1.The act of giving real estate by will: વસિયતનામાથી સ્થાવર મિલ્કત આપવી તે. 2. A will of real estate:સ્થાવર મિલ્કતનું વસિયતનામું. 3.Property given by will: વસિયતનામાથી આપેલી સ્થાવર મિલ્કત.

**Devisee,**(ડીવાઈઝી)*n.* [*Law.*] One to whom a real estate is given by will:જેને વસિયતનામાથી સ્થાવર મિલ્કત મળી છે તે.

**Deviser,**( ડીવાઇઝર્ )*n.* An inventor:તદબીર કાઢનાર-રચનાર.

**Devisor,**(ડીવાઇઝર્ )*n.*(*Law.*)One who gives real estate by will;a testator:વસીઅતનામું કરી આપનાર.

**Devoid,**(ડીવૉઇડ્ )*a.* [L.*de* & *void*, empty.] 1.Void;empty; vacant: વિનાનું;ખાલી;પોકળ; ફોકટ;માંહે કાંઇ ન હોય એવું.2.Destitute;not in possession:વિનાનું;રહિત;હીન;શૂન્ય;નિરાળું;વેગળું. *vt.* To remove: ખસેડવું-આઘું-દૂર ક૦;ખાલી કરવું.

**Devolution,**(ડીવૉલ્યુશન )*n.*1.The act of rolling down: રગડી-ખસી-સરકી પડવું-પથરાઇ જવું તે. *The* **d.** *of earth upon valleys*:ખીણો ઉપર રેતી સરકી-ખસી પડવી તે.2. Transference or passing from one person to another:એક પાસેથી બીજા પાસે જવું-ના હાથમાં આવવું તે: નિક્ષેપણ;સમર્પણ.

**Devolve,** (ડીવૉલ્વ ) *vt.* [L. *de* & *volvo*,I roll.]1. To roll onward or downward:ઉતરવું;સરકવું;વહેવું. 2.To hand over;to deliver over: હાથો હાથ આપી દેવું;-ના હાથમાં આપવું-આપી જવું; વહેંચવું. *vi.* To be handed over or down: મળવું;-ના હાથમાં આવવું;-ના માથે પડવું;ઉતરવું.

**Devote,**(ડીવૉટ્ )*vt.*[L.*de* & *voveo*, I vow.]1. (*a*) To dedicate by a solemn act;to consecrate: અર્પણ કo; સમર્પવું;-માં વાપરવું;ના વપરાસને માટે કાઢવું. (*b*) To doom to evil: દુઃખના મ્હોમાં-પંજામાં મૂકવું; (દુઃખ)ને વશ-સ્વાધીન કo. 2. To give up wholly;to addict: મચાવવું;-માં મચવું-મચ્યા રહેવું;-માં રચ્યાપચ્યા રહેવું; -માં ગરક-લીન થઇ જવું;પરાયણ થવું;-માં ધુનથી વળગવું.*a.*Devoted:સોંપીદીધેલું;સમર્પિત.*n.*A devotee:ભક્ત;વૈરાગી.

**Devoted,**(ડીવૉટેડ્ )*a.*Strongly attached;zealous;devout: તત્પર;પરાયણ;આસક્ત;તલ્લીન;દ્રિઢ.

**Devotee,**(ડીવૉટી)*n.*1.One who is wholly devoted:વૈરાગી;ભક્ત; યોગી: જોગી;સંત;પુજારી.2.A bigot:દુરાગ્રહી-સ્વમતા ગ્રહીજન;ધર્માંધ.

**Devotion,**(ડીવૉશન ) *n.* 1.The act of devoting: અર્પણ-સમર્પણ કo-માં વાપરવું તે.2.The state of being devoted;addiction:એક નિષ્ઠ;અર્પિતપણું.3.Devoutness;manifestation of strong attachment:અનુરાગ;આસક્તિ;અત્યંત ભાવ-ભક્તિ બતાવવી તે;ભક્તિ;સેવા.4.Disposal: સત્તા; કર્તવ્યતા. 5. An object of devotion:જેની પુજા-ભક્તિ કરાય છે તે;મૂર્તિ.

**Devotional,**(ડીવૉશનૅલ્ )*a.*Pertaining,or suited to,devotion:ભક્તિ-પુજા-ભક્તિ કર્મ સંબંધી;ભક્તિને લાયક-કરવા જોગ-યોગ્ય. *A* **d.** *frame of mind*:ભક્ત્યાસક્ત મન.

**Devour,**(ડીવાઉર્ )*vt.*[L.*de* & *voro*, I eat whole.]1.To eat greedily: ઘણી ઉત્કંઠા-ભૂખ-ઇચ્છાથી ખાઈ જવું-ગળી જવું 2.To consume;to use up. to waste:ખાઇ જવું;ગળી જવું; સઘળું ખાઈ જવું.3.To enjoy with avidity:આતુરતાથી ભોગવવું.

**Devout,**(ડીવાઉટ્ ) *a.* [L. *devotus*, devoted.]1.Pious;reverent: ભાવિક;પરમભક્તિવાળું-વાન;પરમધાર્મિક. 2.Expressing devotion or piety:ઈશ્વરનિષ્ઠ હોય એવું;ભાવિકપણાનું; ભક્તિમાન. *With eyes* **d.**:ભાવિકપણાની આંખથી.3.Hearty;sincere; earnest:ભાવયુક્ત-ભરેલું;ખરામન-અંતઃકરણનું;આતુર.*A* **d.***wish*:ખરા મનની ઈચ્છા.*n.*Devotee:વૈરાગી;ભક્ત.

**Dew,**(ડ્યૂ )*n.*[A. S. *deaw.*] Moisture deposited on the ground from the atmosphere:ઓસ;ઓપ;ઝાકળ;તુષાર;ઠાર.2. Figuratively, anything which falls lightly, and in a refreshing manner: છાયા,લ્હેર.3.An emblem of morning,or fresh vigour:પ્રાતઃકાળ;પ્રારંભ; શરૂઆત. *vt.* To bedew; to moisten:ઝાકળવાળું કo;ભીનું કo.

**Dew-lap,**(ડ્યૂ-લૅપ્ )*n.*1. The flesh that hangs from the throats of oxen or cows:બળદ-ગાયને ગળાનીચે જે માંસ લટકતું હોયછે તે. 2. The flesh upon the human throat: મનુષ્યના ગળા ઉપરનું માંસ.

**Dewy,**(ડ્યૂઈ )*a.* 1. Pertaining to dew:ઝાકળ-ઓપ ને લગતું-સંબંધી.2. Falling gently like the dew: ઝાકળની પેઠે ધીમે ધીમે પડતું-વરસતું; ઘેરાયેલું.3.Resembling dew:ઝાકળને મળતું-ના જેવું.4.Appearing as if covered with dew:જાણે કે ઝાકળથી ઢંકાયેલું હોય એમ દેખાતું.

**Dexter,**(ડેક્સ્ટર્ )*a.*Right:જમણું;

**Dexterity,**(ડેક્સ્ટેરિટિ)*n.*[L.*dexter*, right hand.] 1. Right-handedness; જમણો હાથ વધારે વાપરવાની ટેવ.2.Physical activity and skill: શરીરની-શારીરિક ચાલાકી-ચપળતા-હોશિયારી-ખબરદારી. 2. Quickness and skill:ખબરદારી;કુશળતા; ચંચળતા.**D.** *in managing any complicated affair*:કોઇ ગુંચવણ ભરેલું કામ કરવાની ચાલાકી-ચંચળતા.

**Dexterous-trous,**(ડેક્સ્ટરસ્-ડેક્સટ્રસ્ )*a.*1.Skilful and active with the hands;ready: હાથની ચાલાકી-ચતુરાઇનું;ઝટપનું; ચંચળ. 2. Expert: ખબરદાર;ચંચળ;દક્ષ;દક્ષતાનું. 3. Skilful;artful:ચતુરાઈ-ચંચળાઇથી કરેલું; હાથ ચાલાકીથી કરેલું.

**Diabetes,**(ડાઇએબીટીઝ્ )*n.*[Gr.*Dia*, through,& *baino*,I go or pass.] A disease attended with excessive discharge of urine with sugar:સાકરિઓ પરમિયો;મુત્રાતિસાર;મધુપ્રમેહ.

**Diabolical,**(ડાઇઍબૉલિકૅલ્ )*a.*[Gr. *diabolos*,the devil.]Devilish;infernal;impious:શેતાનના જેવું;મ્હોટા અધર્મનું;અતિદુષ્ટ;મહા-ઘોરપાપનું.

**Diaconate,** (ડાઈઍકૉનેટ્ ) *n.* The office of a deacon:ડીકનનો હોદ્દો-પદવી;*also*,a body of deacons:ડીકનનું મંડળ.*a.*Governed by deacons: ડીકનોથી ચલાવાતું-નો હુકમ ચાલતો હોય એવું.

**Diadem,** (ડાઇઍડેમ ) *n.* [Gr. *dia*, through,& *deo*,I bind.]1.An ornamental head-fillet;a crown:શણગારેલો માથાનો ઝુડો; મુગટ;રાજાનો શીરબંધ;તાજ.2.Royalty;sovereignty: રાજ્યત્વ;રાજસત્તા;બાદશાહી.*vt.*To adorn with a diadem;to crown:તાજ પહેરાવવો-ધારણ કરાવવો-થી શણગારવું.

**Diagnose,**(ડાઇઍગ્નૉસ્ )*vt.* To ascertain by signs or symptoms: ચિન્હ; લક્ષણ ઉપરથી પારખવું-પરિક્ષા કરવી-જાણવું.

**Diagnosis,**(ડાઈએગ્નૉસિસ્ )*n.*[Gr. *dia*, through & *gignosko*, I know.]1.(*Med.*)The determination of a disease by means of distinctive marks: રોગનાં લક્ષણ ઓળખવાં તે;ચિકિત્સા; રોગનિદાન. 2. Scientific determination of any kind:કોઇ જાતનો શાસ્ત્ર નિયમાનુસાર-શાસ્ત્રાનુસારી નિશ્ચય-ઠરાવ.3.Critical perception or scrutiny:સુક્ષ્મ પરિક્ષા;બારીક તપાસ.

**Diagonal,**(ડાઈઍગૉનૅલ્ )*a.*[Gr.*dia*, through & *gonia*, an angle. ] Crossing at an angle with one of the sides:કર્ણરેખાકૃતિનું;કર્ણાકૃતિનું; એક લીટીની સાથે ખુણા આગળ સામસામું આવતું-કાપતું.*n.*A line joining two opposite angles of a quadrilateral or mulli-lateral figure: ચાર કે વધારે બાજુવાળી આકૃતીમાં બે સામ-સામેના ખૂણાને જોડનાર લીટી.

**Diagram,**(ડાઈઍગ્રૅમ્ )*n.*[Gr.*dia* & *grapho*,I describe.]1.(*Geom.*)A figure made to illustrate a statement; a plan:સિદ્ધાંત સિદ્ધ કરી બતાવવાને કાઢેલી-સિદ્ધાંતની આકૃતિ;નકશો.2.A mechanical drawing:યં-

ચાલતા બળદને આર ન ઘોચવી.

વથી હાથે કાઢેલી આકૃતિ-ચિત્ર-નકશો.

**Dial,**(ડાઇઍલ્) *n.*[L. *dies* day.] 1. An instrument for measuring time by the sun's shadow:શંકુયંત્ર;ચંદો.2.A mariner's compass: ખલાસીનું હોકાયંત્ર. 3.The face of a watch or a clock on which time is shewn by pointers:ઘડીઆળની ડાયલ-જે પતરા ઉપર કલાક અને કાંટા બતાવાય છે તે.

**Dialect,**(ડાઇઍલેક્ટ્)*n.*[Gr. *dia* & *lego*,I speak.]1.Language: tongue:ભાષા:જબાન.2. A branch of a language:બોલી:દેશભાષા;ઉપભાષા.

**Dialectical,** (ડાઇઍલેક્ટિકલ્ )*a.* 1. Pertaining to dialect:ભાષાનું-વિષેનું-સંબંધીનું.2.Logical:argumental: તર્કશાસ્ત્રવિષેનું-સંબંધી; વાદવિવાદ વિષયક.

**Dialectics,**(ડાઈઍલેક્ટિક્સ્ )*n.*That branch of logic which treats of the modes of reasoning: ન્યાય: ન્યાયશાસ્ત્ર:તર્કશાસ્ત્ર.

**Dialectician,** ( ડાઇઍલેક્ટિશિઍન ) *n.*A logician:a reasoner:ન્યાયશાસ્ત્ર વેત્તા:ન્યાય જાણનાર-ન્યાય-તર્કશાસ્ત્રી.

**Dialogue,**(ડાઈઍલૉગ )*n.* [Gr. *dia* & *lego*,I speak.]1. A conversation between two or more persons:બે અથવા વધારે માણસો વચ્ચે વાતચીત-સવાલ જવાબ-સંવાદ. 2. A written conversation in which two or more persons are represented as conversing on some topic:બે કે વધારે માણસનું એકજ વિષય ઉપર સંવાદરૂપ લખાણ. As the *dialogues* of Plato:પ્લેટોનાં સંવાદરૂપ લખાણ.*vi.* To discourse together;to confer:સવાલ જવાબ-સંવાદ ક૦.*vt.*To express as in dialogue:સંવાદ-સવાલ જવાબમાં જણાવવું.

**Dialysis,**(ડાઇઍલિસિસ્ )*n.pl.* **Dialyses**.1.(*Med.*)Debility: શરીરની નબળાઈ; કમકૈવત. 2.Division; separation of parts:પૃથક્કરણ.

**Diameter,**(ડાઇઍમેટર્ )*n.*[Gr. *dia* & *metron* measure.]1.(*Geom.*) A straight line which bisects the chords drawn in a curve parallel to a tangent at its vertex: ગોળ અથવા મધ્યરેષા; મધ્યસૂત્ર; ગર્ભસૂત્ર; મધ્યવ્યાસરેષા. 2. Width; thickness:જાડાઇ;વ્યાસ. *The* **d.** *of a tree*:ઝાડની જાડાઈ-વ્યાસ.

**Diametric-cal,** (ડાઇઍમેટ્રિક્-કલ્) *a.*1.Relating to a diameter:વ્યાસનું;વ્યાસરૂપી.2.Directly adverse: તદ્દન વિરૂદ્ધ-ઉલટું;વિપરીત;સદ્દક.

**Diametrically,**(ડાઇઍમેટ્રિકલિ)*adv.* Directly:છેક;તદ્દન;ખરેખરૂં;શુદ્ધ;સિધું.

**Diamond,**(ડાઇઍમન્ડ્ ) *n.* [Gr. *a* and *damao*,I subdue.]1.A gem: હીરો.2.A rhombus:a lozenge:સમબાજુ વિષમકોણ; ચતુરસ્ત્ર-ચોખુણાકૃતિ.3.One of a suit of cards: ગંજીફાનાં ચોકડીનાં પાનાં;ચોકડી.4.The smallest kind of type used in English printing:ઇંગ્રેજી છાપવામાં આવતું એક જાતનું નાનામાં નાનું બીબું; ઝીણા ટાઇપ.**D.**bit:હીરાકણી. **D.** *cuts* **d.**:શેરને માથે સવાશેર:જાત જાતને હણે;લોઢું લોઢાને કાપે.*a.*Resembling a diamond;made of diamonds:હીરાના જેવું-ના આકારનું;હીરાનું બનાવેલું.

**Diaper,**(ડાઇઍપર્ )*n.*Figured linen &cloth:શણનું ચિત્ર-ચિત્રામણવાળું લુગડું.2. A towel or napkin: ટુવાલ; હાથ મોઢું લુછવાનો રૂમાલ.3. An infant's breechcloth: બાળકની ચોરણી-સુરવાળ.*vt.*1. To variegate with figures:તરેહ-બુટ્ટા-ચિત્ર-કાઢવા.2.To put a diaper on:બચ્ચાને ચોરણી-સુરવાળ પહેરાવવો.*vi.* To draw figures,as upon cloth:લુગડાં ઉપર બુટ્ટા-તરેહ કાઢવી.

**Diaphanous,**(ડાઇઍફનસ્ )*a.* [Gr. *dia*, through & *phainein*, to show. ] Pellucid; transparent; clear:પારદર્શક;સ્વચ્છ;નિર્મળ.

**Diaphoretic,** ( ડાઇઍફોરેટિક્ ) *a.* Having the power to increase perspiration:પરસેવો વધારવાની જેનામાં શક્તિ હોય એવું;પરસેવો વધારનારૂં;સ્વેદોત્પાદક; સ્વેદજનક-કારક;સ્વેદલ.*n.*(*Med.*) A medicine which promotes perspiration:સ્વેદોત્પાદક ઔષધ;સ્વેદન;પરસેવો લાવનારી દવા.

**Diaphragm,**(ડાઇઍફ્રૅમ)*n.*[Gr.*dia* & *phrasso*, I fence.] 1. A thin partition:પાતળો આંતરો-પડદો. 2. A muscle separatig the chest; the midriff:પેટ માંહેના વચ્ચેનો પડદો. 3. A partition in any compartment:યંત્રની અંદરનો પડદો.

**Diarrhœa,**(ડાઇઍરીઍ)*n.*[Gr. *dia* & *rheo*,I flow.]Purging or looseness of the bowels:a flux: અતિસાર;સંગ્રહણી;દ્ધાયમણ;ઝાડો;મૂછીં; પેટ છુટવું તે.

**Diary,**(ડાઇઍરિ)*n.*[L.*dies*, a day.] A journal; a daily record,a register of daily occurrences:રોજ બનેલી-બનેલી વાતની નોંધ-યાદી;દિનચર્યા;લેખ:-ની પોથી;નિત્ય નોંધ;ડાયરી; સ્મર્ણ પોથી; રોજનીશી. *a.* Lasting for one day:એક દિવસ ચાલે એવું.*A* **d.** *fever*: એક દિવસ રહે એવો તાવ.

**Diatribe,**(ડાઇઍટ્રાઇબ્ )*n.*[Gr.*Dia*, through]& *tribo*, I rub. (*a*) A continued discourse:ટાયલું; સંવાદ.(*b*)A strain of reproach: philippic:કુથલી;ટીઝણ; આક્ષેપ; અપવાદ; ઠપકો:નિંદા.

**Diatribist,**(ડાઇઍટ્રાઇબિસ્ટ્ )*n.*The author of a diatribe: વાદવિવાદ-સંવાદ-ટહાયલું કરનાર;અપવાદ કરનાર.

**Dibble,**(ડિબલ્ ) *n.* A pointed implement for planting seeds:બીઆં રોપવાનું એક ઓજાર. *vt.* 1. To plant with a dibble:કોદાળીથી ખોદીને વાવવું.2.To make holes with a dibble:કોશથી કાણાં પાડવાં-ખોદવું.*vi.*To dib:ખોદવું.

**Dice,**(ડાઇસ્ )*n.Pl.*of **die**(*a*)Small cubes used in gaming: રમવાના પાસા.(*a*)A game:એકજાતની ( પાસે રમવાની) રમત; જુગાર. *vi.* To play with dice:પાસાથી રમવું.2.To ornament with squares or cubes: પાસાની ભાત-કુદડી પાડવી.

**Dicephalous,**(ડાઇસેફલસ્ )*a.*Having two heads on one body:એક ધડ ઉપર બે માથાં-ડોકાંવાળું.

**Dictate,** (ડિક્ટેટ્ ) *vt.* [ L.*dicto*, I speak.] 1. To utter so that another may write down:બીજો લખીલે તેવી રીતે બોલવું;લખાવવું;ઉતરાવવું;કહી-બોલી-વાંચીને લખાવવું. 2. To communicate with authority; to impose:to command:ઉપરીપણાથી હુકમ કરીને કહેવું;નો હુકમ આપવો-ક૦-સુચવવું;આજ્ઞા ક૦; ફરમાવવું; શરત ક૦; પ્રેરવું. A general *dictates* orders to his troops:સરદાર પોતાનાં લશ્કરોને હુકમ કરીને કહે છે.*vi.*To impose conditions on:શરત કરાવી લેવી;આજ્ઞા ક૦;ફરમાવવું.2. To compose literary works:સાક્ષર ગ્રંથો રચવા-લખવા.

**Dictate,**( ડીક્ટેટ્ )*n.* A command; a direction:આજ્ઞા;હુકમ; કહેવું તે;ફરમાન; પ્રેરણા; સૂચના. As *the* **d.**s *of conscience*:અંતરાત્માની પ્રેરણા.

**Dictation,**(ડીક્ટેશન)*n.*The act or practice of prescribing:લખાવવું-ઉતરાવવું-બોલીને લખાવવું-ફરમાવવું તે.

હુકમ;આજ્ઞા;ફરમાન;ડીક્ટેશન;પ્રેરણા.

**Dictator**,(ડીક્ટેટર્)*n*.1.One who dictates:લખાવનાર;ઉપરી;હુકમ આપનાર.2.One invested with absolute authority:જેને કુલ અખ્તિયાર આપ્યો હોય એવો અધિકારી; અપ્રતિબંધાધિકારી.

**Dictatorial**,( ડીક્ટેટોરિઅલ્ )*a*. 1. Absolute;unlimited: કુલ; અપ્રતિબંધ;અપ્રતિબંધક.2.Imperious;overbearing:અખ્તિયારી હોય એવું; તોરદીમાગનુંભરેલું;કુલઅખ્તિઆરીહોય એવું.

**Diction**,(ડિકશન્)*n*.[L.*dico*,I say.] Choice of words; mode of expression;language:શબ્દોની પસંદગી;શબ્દ પાડવાની રીત; ઈબારત;શૈલી; ભાષાસરણી;ધાટી;વાક્યરચના;વાણી;ભાષા.

**Dictionarian**,(ડિકશનેરિઅન)*a*.One who edits a dictionary:શબ્દ સંગ્રહ-ફરહંગ બનાવનાર;કોષકાર.

**Dictionary**,(ડિકશનેરિ)*n*.1.A lexicon;a vocabulary; a wordbook: શબ્દકોષ;શબ્દસંગ્રહ;ફરહંગ;કોષ. 2.A work containing information of knowledge: જ્ઞાનની દરેક સૂચના મળે એવું પુસ્તક-ગ્રંથ.

**Dictum**,(ડિકટમ્ )*n.pl.* **Dicta**. [L. *dico*,I say.]1.An authoritative assertion; an apothegm: નિયમ; વિધિ;આદેશ;ઉક્તવાક્ય;અધિકારથી કહેલું વાક્ય-વચન. 2.(*a*) A judicial opinion expressed by judges on points that do not necessarily arise in a case:મુકર્દમામાં મુદ્દાની બાબત નહોય તેનો ચૂકાદો;અપ્રસ્તુતનિર્ણય. (*b*.)An award:ફેંસલો;ચુકાદો;નિર્ણય.

**Did**,(ડિડ્)*Pret*.of do:કર્યું.

**Didactic-cal**, (ડિડૅક્ટિક્-ડિડૅક્ટિકલ્ ) *a*.[L.*doceo*, I teach.] Intended to instruct; preceptive; instructive:બોધ-ઉપદેશ કરવાને યોજેલું;બોધ-ઉપદેશરૂપ;ઉપદેશાત્મક;બોધક;સૂચક. *n*. A treatise on teaching or education: ભણાવવા-શિખવવા-કેળવણી વિષે ચરચા ગ્રંથ-આખ્યાન-નિબંધ.

**Dido**,(ડિડો)*n*.(*a*) A trick: કાવતરું. (*b*)An antic:મશ્કરી;ઠઠ્ઠાબાજી. (*c*)A caper:છલંગ;ઠેકડો;કુદકો;કુદકારો.

**Die**,(ડાઇ)*vi*.1.To cease to live; to perish;to expire:મરવું;મરી જવું;છેલ્લો શ્વાસ કાઢીનાંખવો;દેહત્યાગ કo;રદી જવું;પ્રાણ છોડવો;ગુજરી જવું;ગત થવું;લાંબી સોડે સૂવું;દેહ પાડવો;રામશરણ થવું;સ્વર્ગવાસી-કૈલાસી-વૈકુંઠવાસી થવું. 2. To suffer death;to lose life: જીવખોવો ; પ્રાણ સમર્પણ કo; પ્રાણની આહુતિ આપવી.3.To become lost or extinct;to cease:દબાઈ રહેવું;ઢંકાઈ રહેવું;છાનું-ગુપ્ત રાખવું; જતા રહેવું; સમવું-શમવું;શમાઈ જવું; સમાઇ રહેવું. *Let the secret* **d**. *within your own breast*: તે છાની વાતને તમારા મનમાંજ સમાવી દેજો.4.To faint; to languish;to sink:ઝાંખા-નબળા પડીજવું;નબળું પડીજવું; ઝુરી મરવું; -ના નામ રમી જવા.*His heart died within him*:તેની છાતી બેશી ગઇ.5.To become indifferent to: બે દરકાર થવું; ને ન લાગવું-વળગવું; -થી અસર ન થવી.*To* **d**.*to sin*:પાપની અસર ન થવી;પાપ પુન્યનું ભાન ન હોવું.6.To become imperceptible; to vanish: અદૃશ્ય થવું;જતાં રહેવું;નાશ પામવું;ધોવાઇ જવું;ઘસાઇ જવું; as, *blemishes may* **d**.*away*:કલંકો ધોવાઇ જાય.7. To become spiritless or vapid: ફિક્કું;નિરસત્વ થઈ જવું.*To* **d**.*in the last ditch*,to fight till death:મરણ પર્યંત લડવું;કેસરિયાં કરવાં. *To* **d**. *out*,to cease gradually:ધીમે ધીમે ઘસાઇ જવું;બંધ પડવું.

**Die**,(ડાઇ)*n*.1. A small cube used in gaming:પાસો;અક્ષ;*a false* **d**., કૂટાક્ષ;કૂડ પાસો.2.Any small cubical body:કોઈ નાનો ઘન પદાર્થ-ચીજ. 3.Hazard;chance:સાહસ; કિસમત; નશીબ. 4. (*Arch.*) The cubical part of the pedestal:સ્તંભ પદનો ઘનભાગ;ઠાંડો.5.A stamp for coining:સીક્કો પાડવાની મુદ્રા.*The* **d**. *is cast*, the step is taken & it is too late to withdraw:હવે તો જે બનવાનું હોય તે બનો;હવે પલાળ્યું ત્યારે તો મુંડવુંજ;ગધેડે બેઠા ત્યારે તો ગામમાં ફરીને બાગોળેજ ઉતરવું;વેશ લીધો તો તો ભાવ બરાબર ભજવવો.

**Diet**,(ડાઈએટ્ )*n*.[L.*dieta*, manner of living.]1.Habitual food: victuals:ખાનપાન;ખાવાનું;ખાણું;ભોજન; આહાર;ભક્ષ્ય,ખોરાક.2.Choice food: મનગમતું ખાણું-ભોજન-ખોરાક;પથ્ય; સુઆહાર.*Bad* **d**.:કુપથ્ય; અપથ્ય. **D**. *kitchen*,a kitchen in which diet is prepared for invalids:દર્દીઓને માટે ખાણું તૈયાર કરવામાં આવે છે તે રસોડું.3 A deliberate convention: a council:મંત્રસભા;સભા; કાઉન્સીલ. *vt*.To cause to eat and drink by prescribed rules:નિયમસર જમાડવું. *vi*. To eat according to prescribed rules: વૈદક નિયમાનુ ખાવું-જમવું;કરી-પરહેજથી ખાવું

**Dietetic-cal**, (ડાઇએટેટિક્-કલ્ Pertaining to diet: પથ્ય-પર સંબંધી;પથ્ય-આહારસંબંધી-વિષ

**Differ**,(ડિફર્)*vi*.[L.*dis* & *fe* I carry.]1.To disagree;to be cordant or unlike:જુદા પડવું; ન કરવું;જેવાં-સરખાં ન હોવું;પૃથક- હોવું; તફાવત-ફેર હોવો;-માં ફેર પ As a lion *differs* from a tig સિંહ વાઘના જેવો નથી.2. To be unlike opinion:નો વિચાર-અભિ જુદો હોવો; જુદા વિચાર-મતના હ 3.To be at variance:જુદાં મન ટપટ થવી;વાંધો પડવો;મન ઉંચાં હે થવાં.*vt*.To cause to be differ or unlike: જેવાં-સરખાં ન થવા જુદા પાડવું;ફેર-તફાવત કરાવવો.

**Difference**,(ડિફરેન્સ્ )*n*.1.Di ction;variation;unlikeness: પણું;ફેર;તફાવત;ભિન્નતા; ભિન્નભાવ રફેર; ફરક; ન્યૂનાધિક; ભેદ. **D**. *gr as between white & black*: સમાન જમિનનો ફેર;*slight* **d**.:હે **D**.*in quantity*:વિષમતા;વૈષમ્ Disagreement in opinion; sension;quarrel:મતભેદ;મતાંત રોધ;કલહ;વિવાદ;વિચાર-અભિપ્રાય દો હોવો તે;તકરાર.3.Characteri quality;mark of distinction લક્ષણતા; વિશેષતા-વિરોધ; વિપર્યય (*Logic.*)Differentia:વિશેષ.5. remainder left after subtra the one from the other:એક બ માંથી બાદ કરતાં રહે તે;બાકી;શેષ;અ *vt*.To make different; to dis guish:જુદાં પાડવું;ફેર-ભેદ ગણવો

**Different**,(ડિફરેન્ટ્ )*a*.1.Disti separate:જુદું જુદું જુદું;અવર; ણું;ન્યારૂં;પરાયું;અન્ય;વિષમ;અસ **D**.*churches*:જુદાં જુદાં દેવળો.2. similar partially or totally like:મળતું આવે નહિ એવું;જુદું; તીય;વિલક્ષણ;ભિન્ન;પૃથક;નાના; વિ **D**. *kinds of food*: નાના પ્રક અનાજ.

**Differentia**, ( ડિફરેન્શિઅ (*Logic.*)*pl*. **differentiæ**. S cific difference:વિશેષ.

**Differentiate**,(ડિફરેન્શિએટ્ To distinguish or mark by cific difference:to specializ બતાવવો;જુદું પાડી બતાવવું.2.To press the specific differenc

નાડે નર્યા તો વૈદ્ય જખ મારે છે.

to discriminate: નોફેર-તફાવતબતાવવો;ઓળખી-પારખી કાઢવું.

**Difficult,**(ડિફ્ફિકલ્ટ્ )*a.* [L. *dis* & *facilis*,easy.1.Not easy;arduous: સહેલું નહિ એવું;દુર્ઘટ;જબ્બર;ભારે;જડ;ક્લિષ્ટ;કઠણ;અઘરૂં;મેહેનતનું;ગહન; ગૂઢ વિષય;વિકટ;આકરૂં; અસુગમ; મુશ્કેલ. 2.Austere;stubborn:કડક;કુસ્સેવ્ય; કુસ્સાધ્ય;કષ્ટસાધ્ય;કટકમરજીનું. *vt.* To render difficult:ગુંચવણ ભરેલું-મુશ્કેલ ક૦-બનાવવું.

**Difficulty,**(ડિફ્ફિકલ્ટિ)*n.* 1. Hardness;arduousness:અઘરાઘપણું;મુશ્કેલપણું;દુર્ઘટપણું-તા;કઠિનતા;વિકટપણું; મુશ્કેલી. 2. Something difficult;an obstacle;trouble;an impediment:મુસીબત; કટાકુટ; મુશ્કેલી; ગુંચવણ;અટકાવ;હરકત;વિઘ્ન;સંકટ;દુઃખ; નડતર;વિરોધ;કષ્ટ.3.An objection;a controversy:ક્લેશ.તકરાર;હરકત;અડચણ;આડ;શંકા;આક્ષેપ.4. Embarrassment of affairs-especially financial-usually in the plural: (નાણાંની)ભીડ; તંગી; ગુંચવણ. *With great* **d.**:મહા મુશીબતે;મહાનપ્રયાસે. *With out* **d.**:અનાયાસે;વગરમહેનતે.

**Diffide,**(ડિફ્ફાઇડ્ ) *vi.* [ L. *dis* & *fido*,I trust.]To have no confidence;to distrust:-માં ભરોંસો ન રાખવો-હોવો;-નો અણવિશ્વાસ રાખવો;-ની પતિજ ન લાવવી.

**Diffidence,**(ડિફ્ફિડેન્સ્ )*n.* 1. Distrust;want of confidence:ભરોંસો-ખાત્રી ન રાખવી તે;અણવિશ્વાસ; અણપતિત; અવિશ્વાસ; શંકા; આશંકા. 2. Lack of self reliance; bashfulness:આત્મશંકા-શંકિતપણું; શરમાળ પણું;અધૃષ્ટતા;શંકા.

**Diffident,**(ડિફ્ફિડેન્ટ્ )*a.*1.Distrustful:ભરોંસો-વિશ્વાસ ન કરે એવું;બેઇતબારી;શંકાશીલ;સશંક; શંકા લેનાર.*To be* **d.***of others*: બીજાનો ભરોંસો ન હોવો.2. Not self-reliant; timid; bashful:પોતાની જાતમાટે શંકિતરહેનાર;નાહિંમત;આત્મશંકી;શરમાળ;અધૃષ્ટ.

**Diffuse,**(ડિફ્ફ્યૂઝ્ ) *vt.* [ L. *dis* & *fundo*,I pour.]To pour out and spread; to cause to flow;to circulate;to scatter:બહાર રેડીને પાથરવું; ફેલાવવું; પ્રસારવું; પસરાવવું; વિસ્તારવું; વિસ્તાર-ફેલાવ-પ્રસાર ક૦. *a.* Poured out;copious;full; widely spread;prolix:રેડેલું;અહોળું પાથરેલું-પ્રસારેલું;લાંબું લાંબું;લંબાણવાળું;વિસ્તીર્ણ;વિસ્તૃત;સવિસ્તર;અસંક્ષિપ્ત.

**Diffuseness,**(ડિફ્ફ્યૂઝ્નેસ્ )*n.*Copiousness;prolixity;verbosity: ફેલાવો; વિસ્તાર; લંબાણ; લાંબું હોવું તે; અર્થવાદ;વાક્વિસ્તાર;પ્રપંચ.

**Diffusible,**(ડિફ્ફ્યૂઝિબલ્ ) *a.* Liable to be diffused;diffusive: પથરાય-વિસ્તાર કરાય એવું;ફેલાવો કરાય-ફેલાયએવું;વિસ્તાર્ય.

**Diffusion,**(ડિફ્ફ્યૂઝ્હન્)*n.*Dissemination;extension;circulation:પ્રસાર;ફેલાવો;પસરવું તે;વિસ્તાર; પ્રચારણ;અભિવૃદ્ધિ.

**Diffusive,**(ડિફ્ફ્યૂસિવ્ )*a.*Extending;dispersing;copious; diffuse: વ્યાપક; પ્રસરે-ફેલાય એવું; પ્રસરણશીલ; પ્રસરણધર્મક.

**Dig,**(ડિગ્ )*vt.imp.&p.p.***dug**.[A.S. *dician*,to make a ditch.]1. To turn up and throw up as the earth;to open; to loosen: ખોદીને મટોડી તરીકે ફેંકવું-નાંખવું; ખોદવું; ખણવું.2.To excavate:પોલું ક૦;ખોદીને ખાડો ક૦;ખોદવું. 3. To thrust; to poke:આંગળીઓ ઘોચવી;ગોદા મારવા. 4.To get by digging: ખોદીને કાઢવું;ખોદીને મેળવવું;as,*to* **d.***potatoes or gold*:બટાટા કે સોનું ખોદીને કાઢવું. *vi.*To work with a spade; to do servile work:કોદાળીથી ખોદવું;મજૂરી ક૦.2.(*Mining.*)To take ore from its bed:તળીઆમાંથી કાચી ધાતુ કાઢવી-લાવવી.*n.*A thrust;a poke: ભોંકવું-ઘોચવું-ઘાલવું તે;ધક્કો;હડસેલો; ગોદો.

**Digging,**(ડિગિન્ગ્ )*n.*1.The act of digging:ખોદીને ખાડો ક૦-ખોદવું તે. 2.The place of digging:ખોદવાની જગ્યા-ઠેકાણું.3.Places where ore is dug:જ્યાં સોનાની કાચી ધાતુ ખોદી કઢાય છે તે જગ્યા.

**Digest,**(ડિજેસ્ટ્ )*vt.*[L.*dis* & *gero*, I bear.]1.To arrange methodically;to work over and classify: ગોઠવવું;-ની વ્યવસ્થા ક૦-બાંધવી;-ની ગોઠવણ-ણી ક૦.2.To separate into neutritive elements;to turn into chyme:પાચન કરે એવા તત્વમાં ફેરવવું;પકવાશયમાં લુંદો થયેલા અન્ન જેવું ક૦; પચવવું; પાચન ક૦. 3.To bear with patience;to brook: ધીરજથી ખમવું;જીરવવું;-નું સહન ક૦;સાંખવું. 4. To get an understanding of;to comprehend:સમજવું;ગ્રહણ ક૦;ધારણ ક૦.5. (*Chem.*) To soften by heat and moisture:તાપ અને ભીનાશથી નરમ-સુંવાળું ક૦. 6. (*Med.*) To dispose to suppurate, as an ulcer or wound:ઘા કે ચાંદાને પકવવું. 7.To ripen;to mature: પાકું-પરીપક્વ ક૦;પકવવું.8.To appropriate for strengthening & comfort: દ્રઢતા તથા સુખને માટે સ્વીકારવું;-ઠસાવવું.9.To quiet or abate:નરમ-શાંત પાડવું;શમાવવું.*vi.* 1. To undergo digestion:પચવું;પાચન-હજમ થવું;જરવું.2.To suppurate:-માં પાચપરૂભરાવું.*n.*(ડાઇજેસ્ટ્ )1.(*a*)That which is digested-especially, that which is classified and arranged:ગોઠવણ;રચના; સંહિતા કરવામાં આવે છે તે. (*b*)A summary of laws: કાયદાનો ગ્રંથ;કાયદાસંગ્રહ;કલમબંધી. 2. The pandects:જસ્ટિનિયને કરાવેલો વ્યવહાર શાસ્ત્રસંગ્રહ;(રોમન)વ્યવહારસંહિતા.

**Digestible,** (ડિજેસ્ટિબલ્ ) *a.* Capable of being digested:પચે-હજમ થાય એવું;પાચન થાયએવું;પચનીય.

**Digestion,** (ડિજેસ્ટ્યૅશન્ )*n.*1.The act of digesting; classification: પાક;પરિપાક;પાચન ક૦ તે.2.Conversion of food into chyme: પાચન; પાચનક્રિયા;હજમીઅત. 3. Preparation by heat and moisture:તાપગરમી અને ભિનાશથી તૈયાર ક૦ તે.4. Production of pus:પરૂથવું-તૈયાર થવું તે.*Slowness of* **d.**:મંદાગ્નિ;મંદતા.

**Digestive,**(ડિજેસ્ટિવ્ ) *a.* Causing to digest;producing digestion: પાચનકરતું;પચાવે એવું;પચાવનારૂં;પાચક;અગ્નિવર્ધક.*n.*(*a*)1.A substance which promotes suppuration: પરૂ ભરાવનાર પદાર્થ.2.That which aids digestion: પાચક પદાર્થ. **D.** *powers*:જઠરાગ્નિ.

**Digit,**(ડિજિટ્ )*n.*[L.*digitus*, a finger.]1.A finger or toe:હાથ કે પગની આંગળી.2.A finger's breadth; three fourths of an inch:એક આંગળીની પહોળાઇનું માપ;આંગળ;તસુનો પોણો ભાગ;પોણોતસુ.3.One of the ten figures or symbols: મીંડાથી માંડીને ૯ સુધીનો કોઇપણ આંકડો;મૂળ આંકડો.4.(*Astron.*) The twelfth part of the diameter of the sun or moon:અર્કાંશ;ચંદ્રાંશ;ચંદ્રકલા;સુર્ય-સૂરજ અથવા ચંદ્રની મધ્ય રેખાનો બારમો ભાગ;કળા;રેખા.*vt.*To point at or out with the finger:આંગળીથી બતાવવું-દેખાડવું;-ની તરફ આંગળી કરવી.

**Dignification,** (ડિગ્નિફિકેશન ) *n.* [L.*dignus*,worthy and *facio*, I

make.]The act of dignifying;exaltation:મહાન-મોટું-ડોળ ડમામવાળું કરવું તે;ઉંચે પદે-ચઢવવું-મ્હોટી પદવી આપવી તે;મ્હોટી પદવી;માનવૃદ્ધિ;પ્રતિષ્ઠા.

**Dignified,**(ડિગ્નિફાઇડ્) *a.* Suited to inspire respect; stately: પ્રૌઢ; ગૌરવવાળું;શ્રીમંત;મ્હોટા ડોળવાળું;ગંભીર;પ્રતાપી;મ્હેસ્સુ.

**Dignify,** (ડિગ્નિફાઇ ) *vt.* To make illustrious;to exalt in rank; to honor:મોહોટું-પ્રતિષ્ઠિત કo;મોટે દરજ્જે ચડાવવું;મહત્વ-શોભા આપવી;માન-મરતબો આપવો;પ્રૌઢ કo;સત્કાર કo.

**Dignitary,**(ડિગ્નિટેરિ) *n.* One who possesses exalted rank:શિષ્ટજન; કુલીન પુરૂષ;ઉંચી પદવીનો ધર્માધિકારી.

**Dignity,**(ડિગ્નિટિ)*n.*1.Elevation of mind or character;true worth; excellence:મ્હોટાઇ;પ્રભુતા;શોભા;માન;પ્રતિષ્ઠા;ગૌરવ;માહાત્મ્ય.2. Elevated rank;exaltation;high office; preferment:મ્હોટી પદવી;દરજ્જો;મરતબો;ઉન્નતિ;ઉત્કર્ષ.3.Loftiness and grace; impressiveness; stateliness:દબદબો;દાબ;દમામ;પ્રતિષ્ઠા;ગૌરવ; ઓજસ્વિતા:**d.***of style*: ઓજસ. 4. One holding high rank;a dignitary:ઉંચી પદવી ધરાવનાર;ધર્મગુરૂ. 5.Axiom; maxim: પ્રત્યક્ષ પ્રમાણ; સ્વીકૃતપક્ષ.6.Elevation:grandeur: પ્રતાપ;પ્રૌઢતા;તેજ.*To stand upon one's* **d.**,to have a high notion of one's own rank or character: પોતાના દરજ્જા કિંવા માન પ્રતિષ્ઠાનો મ્હોટો ફાંકો રાખવો.

**Digress,**(ડિગ્રેસ્)*vi.*[L.*dis* & *gradior*, I step.] 1. To deviate; to swerve;to turn away from the main subject of attention:આડે રસ્તે જવું-ઉતરવું;ભટકવું;મુખ્ય બાબતમાં મન ફેરવવું; આડ કથા કo; જૂદા વિષય ઊપર ઊતરી પડવું.2.To turn aside from the right path:સિદ્ધા રસ્તામાંથી જતા રહેવું;આડા જવું-ફાટવું; ઊતરી પડવું;ઊલ્લંઘન કo.

**Digression,**(ડિગ્રેશન્)*n.* 1.A part of a discourse deviating from the main design: આડ કથા;ફાંટો; શાખા;અવાંતરકથા;અપ્રસ્તુત વાર્તા.2.A turning aside from the right path;transgression:સિદ્ધા માર્ગમાંથી આડા જવું તે;વાતચિતમાં આડું ફાટવું તે;ત્યાગ;ભ્રંશ;ભ્રેત્ક્રમ.3.(*Astron.*) The elongation from the sun: સૂર્ય-ગ્રહની વચ્ચેનું છેટું-અંતર.

**Dike,**(ડાઇક્)*vi.*To dig: ખોદવું.*n.*1. A ditch:મોરી;નીક;ન્હેર;પાણીનો માર્ગ. 2.An embankment to prevent inundations:બાંધ;ધરણ; પુસ્તો;સેતુ; સેતુબંધ.3.(*Geol.*) A wall of turf or stone:પત્થરની દિવાલ-કોટ. *vt.*1. To surround with a dike: બાંધ બાંધવો.2.To drain by a dike:ભીંત-બાંધ વડે પાણી કાઢી નાંખવું-પાણીનો જવાનો માર્ગ કo.

**Dilacerate,**(ડાઇલૅસરેટ્)*vt.*[L. *dis* & *lacero*,I tear.]To rend asunder; to tear to pieces: જૂદું કo; ચીરી-ફાડી નાંખવું.

**Dilaniate,**(ડાઇલૅનિએટ્)*vt.*[L.*dis* & *lanso*, I tear to pieces. ] To rend in pieces;to lacerate:કકડે કકડા કo-કરી નાંખવા;ફાડી નાંખવું.

**Dilapidate,**(ડિલૅપિડેટ્)*vt.* [L. *dis* & *lapis*,a stone.]1.To bring into a condition of decay: ભાંગી-તોડી નાંખવું;ખરાબસ્થિતિમાં આણવું-લાવવું; ખંડેર સ્થિતિમાં મૂકવું.2.To diminish by waste;to squander:વાપરી વાપરીને ઓછું કo;ઉડાવવું;ગુમાવવું.*vi.*To become decayed: ભાંગી-તૂટી ખીસમાર હાલતમાં આવી પડવું.

**Dilapidated,** (ડિલૅપિડેટેડ ) *a.*Decayed;destroyed: ભાંગી-તૂટી પડેલું; નાશ પામેલું;ખંડેર.

**Dilapidation,**(ડિલૅપિડેશન)*n.*1.(*a.*) The act of dilapidating: તોડીભાંગી પાડવું તે.(*b.*)The state of being dilapidated:ભાંગી-તૂટી પડવું તે; પાયમાલી;પડતીદશા;ખરાબી;ખંડેર.2. Ecclesiastical waste:ખ્રિસ્તી દેવળજમીનનો બિગાડ.3.(*Law.*)The pulling down of a building: મકાનઘરને જમીન બરોબર કરી નાંખવું-તોડી નાંખવું તે-પડી જવા દેવું તે.

**Dilatable,**(ડાઇલેટેબલ્)*a.* Capable of expansion or extension:ઉપસી આવે એવું;પસરી શકે એવું.

**Dilatation,**(ડાઇલેટેશન )*n.* 1. Expansion;augmentation of bulk: ફેલાવો;પ્રસાર;ફેલાવો-પ્રસાર કo-થવો તે; કદનો-માં વધારો;વિસ્તાર;ફેલાવણી;વિકાશ.2.(*Surg.*)The enlargement of a canal,or other organ:કોઇપણ શિરાકિંવાબીજીઇંદ્રિયનોવિસ્તાર-ફેલાવો.

**Dilate,**(ડાઇલેટ્)*vt.*[L.*dis* & *latus*, wide.]1.To expand;to swell:ફૂલાવવું;ઊપસાવવું;પ્રસરાવવું;પ્રસરે એમ કo. 2.To enarge upon; to relate at large:વિસ્તાર કરીને બોલવું;વિસ્તારીને વર્ણવવું;વિસ્તાર પૂર્વક કહેવું.*vi.*1. To grow wide;to expand:પહોળું થવું; પ્રસરવું;ફેલાવું;ઉછળવું;ફુપસવું. 2.To speak largely and copiously:વિસ્તાર કરીને બોલવું-વર્ણન કo.

**Dilation,**(ડાઇલેશન)*n.*[L.*dilatio.*] Delay: ઢીલ;વાર લગાડવી તે;વાર. 2. Expansion;dilatation: ફેલાવો; પ્રસાર;વિસ્તાર;વિકાસ;ઉત્ફુલ્લતા.

**Dilatoriness,** ( ડીલેટરિનેસ્ ) *n.* Lateness; slowness; tardiness: મંદપણું;ધીમાપણું;ધીમાશ; સુસ્તી; સુસ્તાઈ;વિલંબ;કાળક્ષેપ;મંદતા.

**Dilatory,**(ડીલેટરિ)*a.*[L.*dis* & *latus*, carried.]1. Delaying;lingering; loitering: ઢીલ-વાર-વિલંબ કરતુ. 2. Tardy;slow:ઢીલું;ધીમું;ટાઢું;ઢીલગંડુ; મંદ;સુસ્ત;વાર લગાડતું.3. Intended to make delay: ઢીલ કરવા ધારેલું; વાર લાગે એવું.*A* **d.***policy*:વાર લગાડવાની રીત.**D.***plea* (*Law.*), a plea designed to create delay in the trial:તપાસમાં ઢીલ કરવા લીધેલો મુદ્દો.

**Dilection,** ( ડાઇલેક્શન ) *n.* [L.*dilecto.*]Love; preference; choice: પ્રીતિ;પસંદગી.

**Dilemma,**(ડિલેમ્મે)*n.*[L.*dis*, twice & *lemma*, an assumption. ] 1. (*Logic*) An argument which is equally conclusive:બેઉ તરફથી બરોબર રીતે બાંધી લે એવી તકરાર;ઉભય સંભવ;વિકલ્પ.2.A difficult choice or position:વિટંબના;દુગ્ધા; આપદા; ધર્મ સંકટ;પેચ;એક તરફ કુવો અને બીજી તરફ હવાડો-સૂડી વચ્ચે સોપારીસાણસા વચ્ચે સાપજેવી સ્થિતિ.

**Dilettante,**(ડિલિટેન્ટ્)*n. pl.***Dilettanti**. An admirer of the fine arts;an amateur: સારા-રસિક હુન્નરોને વખાણનાર-પસંદ કરનાર;વિદ્યા તથા કળાનો શોખી.*a.*Amateur: વિદ્યા તથા કળાના શોખવાળું.

**Diligence,**(ડિલિજેન્સ્)*n.* [L. *Diligentia*,carefulness.]1.Sedulousness;assiduous industry; careful attention:મહેનત; ચંચળાઈ; સંભાળ પૂર્વક ધ્યાન-લક્ષ આપવું તે;ઊલટ; કાળજી;ઉદ્યોગ;પરિશ્રમ;અભ્યાસ;ઉત્સાહ. 2.(*Scots Law.*)Process by which persons or lands are seized for debt;દેવામાં જમિન જાગીર કિંવા માણસને પકડવામાં-રાખવામાં આવતીત્વરા-ચંચળાઇ.*To do one's* **d.**,*use* **d.**, *give* **d.**, to exert one's self: પોતાની મેળે-જાતે યત્ન-પ્રયત્ન-મેહેનત કo;

ઉદ્યોગ-પરિશ્રમ કo.

**Diligent,**(ડિલિજેન્ટ્ )*a.*1. Careful; painstaking;not careless:ખંતથી ધ્યાન-લક્ષ આપનારું;બેદરકારનહિં એવું;ધ્યાન-લક્ષ આપનારૂં.2.Industrious;assiduous:મહેનતુ;ઉદ્યમી;તત્પર; ઉદ્યોગી;પરિશ્રમી;આસક્ત.

**Diligently,**(ડિલિજેન્ટ્લિ)*adv.*With industry; not carelessly: ઉદ્યોગ-કાળજીથી;પરિશ્રમથી;મેહેનતથી.

**Dill,**(ડિલ્ )*n.*A pungent and aromatic seed:સુવા;સવા.

**Dilli-dally,**(ડિલિ-ડેલિ)*vi.*To loiter or trifle:રસળવું;રમવું; નકામો વખત ગુમાવવો.

**Dilogy,** (ડાઈલૉજિ) *n.* [Gr. *dis* & *logos*,speech.]A doubtful or ambiguous speech: શક ભરેલું-શંકાવાળું અથવા ગુંચવણ ભરેલું ભાષણ.

**Dilucidate,**(ડિલ્યૂસિડેટ્ )*vt.*[L.*dis* & *lucidus*,shining. ] To make clear;to elucidate:સાફ-સ્વચ્છ કo; ચોખ્ખું કo;-પર અજવાળું પાડવું;સ્પષ્ટ-સ્ફુટ કo.

**Diluent,**(ડાઇલ્યુએન્ટ્ ) *a.* Making thinner,liquid or weaker:વધારે પાતળું-નરમ-પ્રવાહી કરતું;કમજોર-નબળું કરતું.*n.* That which thins or weakens:જે કાંઇ પાતળું-નરમ અથવા નબળું-કમજોર કરે-બનાવે છે તે.

**Dilute,**(ડાઇલ્યૂટ્ )*vt.*[L.*dis* & *luo*, I wash.]1.To make more thin or liquid:વધારે પાતળું-પ્રવાહી-નરમ-પોચું કo. 2. To attenuate; to weaken:બારીક-પાતળું-ઝીણું કo; નબળું-કમજોર કo;નરમ કo.

**Dilute-ted,**(ડાઈલ્યૂટ્-ડાઇલ્યૂટેડ્ ) *a.* Thin;reduced in strength:પાતળું;નરમ;કમજોર;નિર્બળ;બળહિન; ફિકું; તેજ-ઝલેહ વગરનું;જલદ નહિં એવું.

**Dilution,**(ડાઇલ્યૂશન્ )*n.*The act of diluting or the state of being diluted:પાતળું-વધારે નરમ કo-નું પાણી કo તે;કમજોર-નિર્બળ કo તે;જલસંસર્ગ;જલમિશ્રણ.

**Diluvian,** (ડાઇલ્યૂવિઅન્ ) *a.* Pertaining to a deluge or to the time of the deluge:રેલને-રેલ આવી હોય તે વખતને-જળપ્રલયને લગતું.

**Diluvium,**(ડાઇલ્યૂવિઅમ્ )*n.*[L.*de* & *lavo*,I wash.](*Geol.*)A deposit of superficial sand,pebbles,&c., caused by the action of the sea: દરિયાના પાણીના જોસથી ઘસડાઇ આવેલી રેતી-પથ્થરના કકડા વિગેરે.

**Dim,**(ડિમ્ )*a.*[A.S.*dimm*,dark.]1. Not bright;darkish;obscure;indistinct: ચળકતું નહિં એવું; ઝાંખું; સ્પષ્ટ;અપ્રકાશ;નિસ્તેજ;અંધક; કાળાશ પડતું;2.Of obscure vision; dull of apprehension; of weak perception: ઉપર-ઉપરનું-ઉપર ચોટીઉં-દેખાય એવું;સમજે નહિં એવું;ઝાંખું;નબળું;ઓછી રોશની-તેજનું;મંદ;જડ;મંદદૃષ્ટિ. *vt.* 1. To take away the lustre of;to darken;to dull:નો પ્રકાશ-તેજ લઇ લેવો-જતું રહે એમ કo; ઝાંખું કo; સુસ્ત કo. 2. To darken the senses or understanding of: ની અક્કલ તથા સમજ શક્તિ ઝાંખી-મંદ કo;મતિમંદ કo;-ની અક્કલ બ્હેર મારવી.

**Dimension,**(ડિમેન્શન્ )*n.*[L.*dis* & *metior*,I measure.] 1. Measure in a single line as length, breadth, height or thickness extension; measurement: એકજ લીટીમાં-નું માપ,જેવું કે લંબાઇ,પહોળાઈ;ઉંચાઇ;જાડાઈ;વિસ્તાર. *The* **d.**s *of a farm*:કોઇ ખેતરની લંબાઈ, પહોળાઈ વિગરે.2.Reach;scope;importance:વિસ્તાર;ફેલાવો;અગત્ય;જરૂરીઆત;ઉપયોગ.3.*pl.*Extent;size:કદ;વિસ્તાર; ક્ષેત્રફળ. 4. (*Alg.*) A literal factor:ઘાત પ્રમાણ.*Space of one* **d.**, extension that has only length: ફક્ત લંબાઇ હોય એવો વિસ્તાર.*Space of two* **d.**s,one having length & breadth but no thickness:લંબાઈ તથા પહોળાઇ વાળો વિસ્તાર. *Space of three* **d.**s:ઘન.

**Diminish,**(ડિમિનિશ્ )*vt.*[L.*dis* & *minus*,less.]1.To lessen:to abate: ઘટાડવું;ઓછું કo;નાનું-કમી કo. 2. To degrade; to abase:-ની સત્તા-માન ખંડિત કo-નબળું પાડવું;માન ભંગ કo; નમાવવું;ઉતારી પાડવું.3. (*Mus.*) To make smaller by a half step: મૂર્છના કરતાં વધારે ન્હાનું-ઓછું લેવું.4. To take away;to subtract:-માંથી લેઇ લેવું;કાપવું;બાદ-ઓછું કo. *Diminished* arches ( *Arch.*), those lower or less than semicircle: નીચી અથવા અર્ધ ગોળાર્ધ કરતાં પણ ઓછી કમાનો.*vi.*To become or appear less or smaller: ઓછું-વધારે ન્હાનું થવું-દેખાવું.

**Diminution,**(ડિમિન્યૂશન્ )*n.*1.The act of making less or the state of being diminished: ઓછું કo-ઘટાડવું અથવા ઓછું થવું-ઘટવું તે;ઘટાડો;ઘટાડો;ઉતાર;ક્ષય. 2.Degradation; abasement:પાયરી ઉતારવી તે; માનશોભાખંડન-ઉતારવું તે.3.(*Law.*)Omission or defect in a record:ખત-લેખમાં ભૂલ-ખોટ-કાંઇ લખ્યા વિના રહી જવું તે.

**Diminutive,**(ડિમિન્યૂટિવ્ )*a.* 1. Of small size;minute;little:નાના કદનું;ઝીણું;તીક્ષ્ણ;બારિક;નાનું;ક્ષુદ્ર; લઘુ;અલ્પ.2.Tending to diminish: નાનું-અલ્પકરતું.3.Expressing diminution:અલ્પાર્થ દર્શક.*n.* 1. Something of very small size or value: નાના કદની-નાની-થોડી કિંમતની ચીજ. 2.(*Gram.*)A derivative from a noun denoting a small or young object of the same kind:અલ્પાર્થ સાધિત નામ.

**Dimission,**(ડિમિશન્ )*n.* Leave to depart:જવાની રજા-પરવાનગી.

**Dimissory,**(ડિમિસ્સોરિ)*a.* [L. *dis* & *mitto*,I send.]1.Dismissing to another jurisdiction;sending away:પરવાનારૂપ;મોકલીદેતું.2.Granting leave to depart: જવાની રજા આપતું-આપનારૂં.

**Dimity,**(ડિમિટિ)*n.*[Gr.*di*,double & *mitos*,a thread.]A kind of stout, white figured cotton cloth: એક જાતનું મજબૂત તથા ધોળું સુતરાઉ તરેહવાળું કાપડ;ડુમેટી.

**Dimly,**(ડિમ્લિ)*adv.* Not brightly or clearly;with imperfect sight: અસ્વચ્છ-સાફ નહિં એવી રીતે; ઝાંખું ઝાંખું;ઝાંખું;અસ્પષ્ટ રીતે.

**Dimness,**( ડિમ્નેસ )*n.* 1. Lack of lustre or clearness;dullness;obscurity:ઝાંખું હોવું તે; અસ્વચ્છતા,અસ્પષ્ટતા;સુસ્ત પણું;કમતેજ. 2. Dullness of intellectual perception: મંદબુદ્ધિ;મંદ સમજ શક્તિ.

**Dimple,** ( ડિમ્પલ )*n.* 1. A slight natural depression on the cheek or chain:ગાલ અગર હડપચી ઉપરનો સ્હેજ ખાડો;ખંજન; કપોલભંગ. 2. A slight indentation on any surface:કોઈપણ સપાટી ઉપરનો નાનો ખાડો-કુપિકા.*vi.*To form dimples:ખાડો-ખંજન-કુપિકા પડવી.*vt.*To mark with **d.**s:ખાડો-ખંજન-કુપિકા-પાડવી.

**Dimpled,**( ડિમ્પલ્ડ્ )*a.* Indented; marked with dimples: ખાડા-ગોખલા-કુપિકાવાળું;ખંજન પડેલું.

**Din,**(ડિન્ )*n.*[A.S.*dyn*,thunder or noise.]A loud, stunning voice; a clamour: કાનફુટી જાય એવો મોટો

Doing nothing is doing ill:

અવાજ-શબ્દ;શોર-બકોર;ધડાકો;તડાકો; ફડાકો;શોર.*vt.*To stun with noise; to harass with clamour:અવાજથી કાન ફોડવા-બહેરા ક૦;શોર બકોર કરીને ગભરાવવું.2. To repeat noisily;to ding:ગડબડ કરીને બોલ બોલ કરવું;કાન ફોડીફોડી-ગાઈ બજાવી-ઢોલ વગાડીને કહેવું.*To* **d**.*into*,to fix in the mind of another by frequent and noisy repetitions: ઉપરા ઉપરી ફરી ફરીને કહી કહીને કોઇના મનમાં ઠસાવવું.

**Dine**,(ડાઇન્)*vi.*[L.*dis* & *Cænare*, to dine.]To partake of the principal meal of the day; to take dinner:દહાડાનું મુખ્ય ખાણું ખાવું;ભોજન ક૦;જમવું.*vt.*To give a dinner to;to feed:-ને જમાડવું-ભોજન આપવું -કરાવવું;ખવરાવવું.*To* **d**.*with Duke Humphrey*,to go without dinner:ભૂખે મરવું;જમ્યા વગર રહેવું.

**Ding**,(ડિન્ગ્)*vt.*To cause to sound or ring:અવાજ કરાવવો;વગડાવવું.*vi.* To sound,as a bell;to ring:ઘંટની પેઠે અવાજ કરવો;વાગવું. 2. To talk with vehemence;to bluster:મોટેથી બોલવું;ગડબડ સડબડ કરી કહેવું.

**Ding-dong**, ( ડિન્ગ્ડૉન્ગ્ ) *n.* The sound of bells:ઘંટનો અવાજ;ઢડીંગ ઢડીંગ;ઘંટાનાદ.

**Dingle**, ( ડિન્ગલ્ ) *n.* A narrow dale or valley between hills:ટેકરીઓ વચ્ચેની સાંકડી ખીણ.

**Dingy**,(ડિન્જિ)*a.*Sullied;of a dark or dusky colour:કાળા-ધૂળના રંગનું; ઝાંખું;મેલું.

**Dinner**,(ડિનર્)*n.*1.The principal meal of the day:દહાડાનું મુખ્ય ભોજન;જમણ;મુખ્ય ભોજન.2.An entertainment;a feast:ખાણું;ઉજાણી;ભોજનસમારંભ;મીજબાની;જાફત.

**Dint**,(ડિન્ટ્)*n.*[A.S.*dynt*,a blow.] 1.A blow;a stroke: ઘા;ઝપાટો; સપાટો.*Mortal* **d**.: પ્રાણઘાતક ઘા; ઘા. 2.The mark left by a blow:ગોબો;ખાડો;ખોભણ; ખાંચો; ઘા વાગ્યાથી થયેલી નિશાની;ઘા.3.Force; power: બળ;પ્રભાવ;સામર્થ્ય;જોર.By *dint* of; by the force or power of; by means of:ના બળ-જોરથી-પ્રભાવથી; ને લીધે.*vt.*To make a mark or cavity on,by blow:ઘાથી નિશાની ક૦ -ખાડો-ગોબો-ખોભણ-ખાંચો પાડવો.

**Diocesan**,(ડાઑસેસૅન્ )*a.*Pertaining to a diocese:"બિશપ"ના વિષયને લગતું-સંબંધી.*n.*A bishop viewed in relation to his diocese: "બિશપ" નામનો ખ્રિસ્તી ધર્માધિકારી.

**Diocese**,(ડાઈઑસીસ્ )*n.* [Gr. *dia* & *oikesis*,residence.](*Eccles.*)The circuit or extent of a bishop's jurisdiction:પાદરીની હકુમતની સરહદનો મુલક.

**Diorama**,(ડાઇઑરામે)*n.* [Gr. *dia* & *horao*, I see.] 1. A mode of scenic representation: ચિત્ર જેવું હોય તેના કરતાં વધારે ભભકાદાર અને સરસ દેખાય એવી યુક્તિ(એમાં ચિત્ર ને એક મોટા કાણામાંથી જોવાનું હોય છે.) 2.A building used for such an exhibition: આવા ખેલને માટે ઉપયોગમાં આવેલું મકાન-ઘર.

**Dip**,(ડિપ્)*vt.*[A.S.*dyppan*,to dip.] *imp* & *pp.***dipped** or **dipt**.]1. To insert into a fluid and withdraw again;to plunge:પ્રવાહી પદાર્થમાં મૂકીને પાછું લેઈ-ખેંચીલેવું;બોળવું;ડબોળવું;ઝબોળવું.2.To immerse for baptism: ખ્રિસ્તી ધર્મમાં દાખલ થવાને-જળ સંસ્કાર-બેપ્ટિઝ્મને માટે બોળવું-ઝબોળવું.3.To wet; to moisten:ભીનું ક૦;ભિનાશવાળું ક૦. 4. To plunge or engage thoroughly in any affair: કોઇ કામમાં પુરેપુરા ઉતરવું:-માં ખરડાવું;-માં સારી રીત્યે સામેલ હોવું.5.To take out:બહાર કાઢી નાંખવું; ખાલી ક૦.6.To engage as a pledge;to mortgage:ઘરાણે-ગીરો મુકવું-ના ઉપર બોજો મૂકવો.*Dipped* candle,a candle made by repeatedly dipping a wick in melted tallow; પીગળેલી ચરબીમાં વારંવાર બત્તિ બોળીને કરેલી મીણબત્તિ.*To* **d**.*the colours*, to lower the colors& return them to place:વાવટા નમાવીને પાછા ઠેકાણે મૂકવા.*vi.*1.To immerse one's self; to sink:પોતાની જાતને બોળવું-ડબોળવું;બુડકી મારવી;ડુબવું.2.To pierce or penetrate:-માં પ્રવેશ કરવો;નો પાર પામવો;ફળી જવું.3.To enter slightly or cursorily:ઉપલગ ઉપલગ જોવું; જોઇ નાંખવું;ચંચુ પ્રવેશ ક૦. 4.To incline down-ward from the plane of the horizon:દ્રષ્ટિ મર્યાદાની નીચે વળવું.*n.*1.The action of dipping or plunging:બોળવું-ડબોળવું તે;બુડકી;ડુબકી;નિમજ્જન;ડબકીયું;પ્રવેશ. 2. Direction below an horizontal line;slope:દ્રષ્ટિમર્યાદાની નીચેની દિશા તરફ ઉતાર;ઢોળાવ; ગોથું; ગોથ. 3. Gravy;sauce:સેરવો. 4. A dipped candle:બોળેલી દિવેટ-બત્તિ.

**Diphthong**,(ડિફ્થૉન્ગ્ )*n.* [Gr.*dis* & *pthongos*,sound.]Two vowels sounded together in one syllable:સંધિસ્વર;દ્વિસ્વર. *vt.* To pronounce as a diphthong:સંધિસ્વર-દ્વિસ્વરના જેવો ઉચ્ચાર ક૦.

**Diploma**, ( ડિપ્લોમે ) *n. pl.* [Gr. *diploos*,twofold.]A writing conferring some power, privilege, honor,&c:પદવી-અધિકાર દાયક પત્ર; સનદ;પરવાનો;ફરમાન;વિશેષાધિકાર.

**Diplomacy**,( ડિપ્લોમેસિ )*n.* [The science or art of conducting negotiations between nations: પ્રજા વચ્ચે તહનામું કરાવવું તે; એલચીપણું;વકાલાત;દૂતત્વ;રાજમામલત;સામ; નીતિ;દૈત્યકર્મ.2.Skill in securing advantages;tact:કાર્યસિદ્ધિ કરવામાં કુશળતા-ચાલાકી ખબરદારી; નિપૂણતા; ચાતુર્ય.3.The body of ministers: પ્રધાનો-દૂતો-એલચીઓની મંડળી;રાજદૂતોની મંડળી;રાજદૂત સમૂહ.

**Diplomatic-cal**,(ડિપ્લૉમૅટિક્-ડિપ્લૉમૅટિકલ્ )*a.*Conferred by diploma; privileged:સનંદી;વિશેષાધિકાર પામેલું;હકનું મળેલું. 2.Consisting of envoys of state: દેશ-રાજના રાજદૂતો-એલચીઓનું.3.Dexterous;artful:(કાર્યસિદ્ધ કરવામાં)ખબરદાર;-કુશળતા વાળું; નિપુણ; ચતુર; કાર્યદક્ષ. 4. Pertaining to diplomatics:દૂતત્વસંબંધી;રાજદૂત વિષયક.

**Diplomatist**,( ડિપ્લૉમૅટિસ્ટ્ )*n.* A person skilled in diplomacy; a diplomat: વકીલાત-એલચીના કામમાં કુશળતા ધરાવનારો;કુશળદૂત; રાજનીતિ કુશળ;સામપ્રયોગજ્ઞ.

**Dipper**,(ડિપર્ ) *n.* 1. One who or that which dips:ડુબાવનાર;બોળનાર. 2.A vessel used to dip liquor; a ladle:બોળવાને ઉપયોગમાં આવે એવું વાસણ;કડછી;કડછો;પળી.The *dipper* (*Astron.*), the seven principal stars in the constellation of Great Bear:સપ્તઋષિ.

**Dipsomania**,(ડિપ્સોમેનિઍ)*n.* [Gr. *dipsa*,thirst.& *mania*,madness]. Uncontrollable craving for alcoholic liquors:દારૂડીઆઓને થતી દારૂની ભારે તલપ;અતિમદ્યપાન લાલસા.

**Dipsosia**,(ડિપ્સોસિઍ)*n.*(*Med*).Excessive thirst produced by disease:રોગને લીધે થતી અતિશય તરસ-સોસ.

**Dire,**(ડાઇર્ )*a.*[L.*dirus*, terrible.] 1.Dismal;horrible;terrible:ભયાનક;ભયંકર;ઘોર;ઉગ્ર;દારૂણ.2.Ill-boding;portentous:અરિષ્ટસૂચક;અભદ્રસૂચક;અપશુકનિયું;અમાંગલિક.

**Direct,**(ડિરેક્ટ્ )*a.*[L.*dis* & *rego*, I rule.] 1. Straight; not crooked: સીધું;પાધરૂં;સરલ;સુલટું;અનુલોમ; અકુટિલ;વાંકુંચુકું નહિં એવું. *Direct & reverse:* ઉલટસુલટ; સુપરીતવિપરીત; અનુલોમવિલોમ;સવ્યાપસવ્ય. 2.Sincere;outspoken:ચોખ્ખા અંતઃકરણનું;ખરાદીલ-ભાવનું. 3.Express; immediate;unambiguous:સાફ;સ્પષ્ટ:શંકા ન ઉત્પન્ન થાય એવું; આત્મદ્વારાનું;સ્વતઃપ્રત્યક્ષ;સાક્ષાત. 4. In the line of descent:પેઢીનું;અનુલોમ. **D**. *descendants:* અનુલોમ વંશજો. 5. (*Atron.*)In the direction from west to east;not retrograde:પશ્ચિમથી પૂર્વ દીશાનું;રાશીઓના અનુક્રમ પ્રમાણેનું;સવળું. *Direct* motion(*Mus.*) paralled motion:સમાંતરગતિ.*vt.*1. To aim,to point:તાકવું;-નો લક્ષ સાધવો-નિશાન માંડવું-કo.*To* **d** *the eye:* નજર ફેરવવી.2.To regulate;to govern:ચલાવવું; નો બંદોબસ્ત રાખવો-કo:કારભાર કo-ચલાવવો. *To* **d**. *the affairs of a nation:* કોઇ પ્રજાના કામકાજનો બંદોબસ્ત કo-રાખવો. 3. To put upon the right track;to guide: ખરા-સિદ્ધા રસ્તા ઉપર મૂકવું; રસ્તો બતાવવો;દોરવું;રસ્તે પાડવું. He *directed* me to the lefthand road:તેણે મને ડાબા હાથ તરફનો રસ્તો બતાવ્યો.4.To instruct as a superior;to order: હુકમ કo; આજ્ઞા કo; ફરમાવવું.5. To superscribe: ઉપર લખવું;સરનામું કo.*vi.*To point out a course;to act as a guide:રસ્તો-માર્ગ બતાવવો;દોરવનાર તરીકે વર્તવું.

**Direction,**(ડિરેકશન્ )*n.* 1.Guidance;administration:કારભાર;અમલ;વહિવટ;વ્યવસ્થા.2.Order;command: હુકમ;આજ્ઞા;શાસન;આદેશ. 3.Superscription; address: ઉપર લખવું તે; સરનામું.4.Line or point of tendency:દિશા;લક્ષ.*A south easterly direction:*અગ્નિકોણ તરફની દિશા. 5. Board of directors: કારભાર ચલાવનારાઓ;નિયંતા;નાયકો. 6.*In all* **d**.*:*ચારેવાટ.

**Directly,**(ડિરેક્ટ્લિ)*adv.*1.In a direct manner;in a straight line or course:સિધુનેસિધુ;બારોબાર;પાધરૂં.2.Without ambiguity:દ્વિઅર્થ-શંક વિનાનું. 3. Without delay; immediately:જાતેજ;આત્મદ્વારા;પ્રત્યક્ષ;સાક્ષાત;પાધરૂં;બારોબર;પરબારૂં. *Do you correspond* **d**.*with him:* તમે તેની સાથે બારોબાર લખાણ કરો છો?4.Instantly; without delay; immediately:તરતજ;તૈરત;ઢીલવિના; લાગલોજ;અવિલંબે;તાબડતોબ.5.Immediately after;as soon as;when: પાધરૂં;પાંસરૂં;તરતજ પછી;જેવો;જ્યારે. **D**.*he stopped, the coffin was moved by four men:*જેવો તે અટક્યો કે તરતજ ચાર માણસોએ મડદું ખસેડયું.6.Not by secondary means; in a straight forward way:બારોબર;સાંમે મોંડે; આડકત્રી રીતે નહીં.7.Exactly;just: બરાબર રીતે; આબાદ. 8. Straight forwardly; honestly: પ્રમાણિકપણે;સામે મોંડે.

**Directness,**(ડિરેક્ટ્નેસ્ )*n.*Straightness; straightforwardness; immediateness:પાધરા-સિધાપણું;અવિલંબ;પ્રત્યક્ષતા.

**Director,**(ડિરેક્ટર્ )*n.*1.A manager or superintendent:ચલાવનાર;ઉપરી;કારભાર કરનાર; અધ્યક્ષ; સુકાનદાર; અધિકારી;પ્રવર્તકાચાર્ય. 2. One of a body of managers: કારભાર ચલાવનારાઓ-વહીવટ કરનારાઓની ટોળી-મંડળીમાંનો કોઇ એક. 3.A part of a machine which directs its motion : સંચા-યંત્રનો જે ભાગ તેની ગતિ ચલાવે છે તે:સુકાન.

**Directorate,**(ડિરેક્ટરેટ્ )*n.*A body of directors;the office of director:કારભાર ચલાવનારાઓ;વહીવટ કરનારાઓની પદવી-હોદ્દો.

**Directorial,**(ડિરેક્ટોરિઅલ્ )*a.*1.Directive:રસ્તો દેખાડતું;હુકમ આપતું; સૂચક;નિર્દેશક. 2. Pertaining to a director : રાજકારભાર ચલાવનારાને લગતું-સંબંધી-વિષયક.

**Directory,**(ડિરેક્ટોરિ)*n.*1.A collection of directions or ordinances: આજ્ઞાસંગ્રહ-માર્ગોપદેશક-પદ્ધતિ ગ્રંથ. 2.A book containing the names and residences of the inhabitants of a place:કોઇ જગા-શહેરના રહેવાશીઓનાં નામ અથવા નિશાન, રેહેઠાણ વિગેરેની યાદીનું પુસ્તક;ડાયરેક્ટરી.3.A body of directors: કારભાર ચલાવનારાઓ; વહીવટદારો.

**Directress,**(ડિરેક્ટ્રેસ્ )*a.*A female who directs or manages:કારભાર કરનારી-કામ કરનારી સ્ત્રી;અધિકારિણી.

**Direful,**(ડાઇર્ફુલ્ )*a.*Dreadful; terrible:ભયંકર;નાશકારક;ભયવાળું-ભરેલું;ભયાનક;ઘોર;દારૂણ.

**Dirge,**(ડર્જ)*n.* [L.*dirge.*] A piece of music of a mournful character;a funeral hymn:શબસંસ્કાર વખતનું શોકનું ગીત;શોકગીત;મરશિયો;પરજીઓ;કરૂણાજનક ગીત;રાજીઓ.

**Dirk,**(ડર્ક્ )*n.*A kind of dagger or poniard:એક જાતની કટારી-ખંજર-જમૈઓ.*vt.*To stab with a dagger; to poniard:કટારી-ખંજર ભોંકવું-મારવું.*a.*Dark:કાળું;ઝાંખું.

**Dirt,**(ડર્ટ્ )*n.*1. Any foul or filthy substance:મેલ;કચરો;ગંદું; મળ; કિટ્ટ. 2.Meanness:હલકાપણું;અધમતા;હલકાઇ. *To* **d**., to submit very meanly to insults:અપમાન ખમ્યા કરવું-પીજવું; ખાસડાં ખાયા કરવાં. *vt.* To make foul; to dirty; to pollute:ગંદું-કચરાવાળું કo;બગાડવું.

**Dirtiness,**(ડર્ટિનેસ્ )*n.* Filthiness; baseness; sordidness:મલિનતા;મલીન-અધમ-હલકા-નીચપણું;હલકાઈ.

**Dirty,**(ડર્ટિ)*a.* 1. Foul; filthy; not pure: મેલું; ગંદું; કચરાવાળું; મલિન; અસ્વચ્છ.2.Sordid:નીચ;અધમ;હલકું; ખળ;*A* **d**.*fellow:*નીચ-અધમ માણસ. 3.Clouded:ઝાંખું; ઘેરૂ. 4. Sleety; stormy:તોફાની.*vt.*1. To foul; to make filthy:ગંદુ-મેલું-મલિનકo. 2. To tarnish;to sully:ઝાંખું-સામળું-કાળું-મેલું-કલંકિત-દૂષિત કo;દૂષણ દેવું.

**Disability,** (ડિસૅબિલિટિ) *n.* 1.Deprivation of ability;incapacity: અશક્ત-નિર્બળપણું;શક્તિહીનતા;અશક્તિ; અસામર્થ્ય. 2. Want of legal capacity;legal incapacity: અયોગ્યતા;નાલાયકપણું;અપાત્રપણું;નાલાયકી.

**Disable,**(ડિસેબલ્ )*vt.* 1.To render unable;to make useless:નિર્બળ-શક્તિહીન-અશક્તકo;અસમર્થ કo;ગેરઉપયોગી કo.2.(*Law.*)To deprive of legal right;to render legally incapable:ખરા-યોગ્ય હકવિનાનું કo;નાલાયક-અયોગ્ય-અપાત્ર કo.3.To undervalue:હોય તે કરતાં ઓછું માનવું; -નો અભાવ કo.*a.*Lacking ability; unable:વિનાનું;રહિત;અશક્ત;નિર્બળ.

**Disabuse,**(ડિસ્અૅબ્યૂઝ્ )*vt.*To free from mistake;to undeceive; to set right: ભૂલ-ભ્રાંતિ કાઢી નાંખવી-ટાળવી-દૂર કo;ભૂલમાં ભમતાં બંધ પાડવું;-ના કાન ઉઘાડવા;-ની આંખપરનો

Done is done, it cannot be undone:

પડદો ખસેડવો.

**Disaccept,** (ડિસ્‌ઍક્સેપ્ટ્) *vt.* Refuse:ના કબૂલ ક૦;ના પસંદ ક૦.

**Disadvantage,**(ડિસ્‌ઍડ્‌વૅન્ટેજ્)*n.* 1.Unfavorable quality,circumstance:દુખાતું પાસું;પ્રતિકૂળ વાત.2. Loss;detriment:અનર્થ;અપકાર; પીડા;બાધા;ગેરફાયદો;ખામી;અહિત;અનિષ્ટ;અલાભ;ટોટો;નુકશાન;નુકશાની;હાનિ; ખોટ;ગેરનફો. *To sell goods to* **d**.: ખાધ ખાઇને-નુકશાન વેઠીને માલ વેચવો.*vt.*To injure the interest of: નુકશાન-ગેરફાયદો ક૦.

**Disadvantageous,** (ડિસ્‌ઍડ્‌વૅન્ટેજ્અસ્) *a.* Unfavorable to success; inconvenient; prejudicial: નુકશાનકારક; પ્રતિકૂળ; સગવડ વિનાનું; કઢંગું;ગેરફાયદો કરનારૂં; અહિતકરઃહાનિકારક;અનિષ્ટકારક;અહિતાવહ; વિરોધી;અનુપકારક.

**Disaffect,**(ડિસ્‌ઍફ્રેક્ટ્ )*vt.*1.To diminish the affection of; to fill with discontent:-નો પ્યાર-મમતા-ભાવ ઘટાડવો;નાખુશ-અસંતુષ્ટ ક૦;-નું મન ફેરવવું.2. To disorder; to derange:બગાડવું;ખલેલ પહોંચાડવી;હરકત ક૦;હાનિ ક૦.3. To lack affection for;to dislike:નાપસંદ ક૦;-થી નાખુશ થવું;-નો-ને વાસ્તે ભાવ-પ્યાર ઓછો ક૦-ઘટાડવો.

**Disaffected,**(ડિસ્‌ઍફ્રેક્ટેડ્ )*a.*Disliked; indisposed towards;alienated the affection of: જેનો ભાવ-પ્રીતિ ઉઠી ગયેલી છે એવું;નારાજ;બેદિલ;અસંતુષ્ટ;નાખુશ;વાંકું;પ્રતિકૂલ.

**Disaffection,**(ડિસ્‌ઍફ્રેક્શન )*n.* 1. Want of affection; unfriendliness: ભાવ-પ્રીતિ-આસ્થા ઉઠી જવી તે; નારાજપણું;ઇતરાજી; વૈરાગ્ય; અભક્તિ; અપ્રીતિ;અનાસ્થા;અસંતોષ;બેદિલી.**D.** *to a king*:રાજદ્રોહ. 2. Disorder; bad constitution:ગેરબંદોબસ્ત;(રાજ્યનું)ખરાબ બંધારણ.

**Disaffirm,**(ડિસ્‌ઍફર્મ્ ) *vi.* 1. To contradict;to deny:ના સામા પડવું; ના પાડવું;ના કહેવું.2. To refuse to confirm;to annul:રદ્-મોકુફ ક૦;કાઢી નાંખવું;નામંજુર ક૦;ફેરવવું.

**Disagree,**(ડિસ્‌ઍગ્રી)*vi.* 1. Not to agree;to differ;to be at variance:જુદા પડવું;ને મળતા ન આવવું;તફાવત પડવો;ભિન્ન-નિરાળું હોવું;અંતર-ભેદ-ફેર-તફાવત હોવો. 2.To differ in opinion:વિચાર-અભિપ્રાય-મતમાં જુદાપડવું-મળતા ન આવવું; મતભેદ થવો-પડવો;મળતાવચેકન હોવા;જુદી મતિના હોવું;*when doctors* **d**.*who shall decide?* જ્યારે વૈદ્યોમાં મતભેદ પડશે ત્યારે નિર્ણય કોણ કરશે?3.To be unsuited:-ને લાયક ન આવવું-થવું;સદવું-માફક ન આવવું;અપથ્ય પડવું; પ્રતિકૂળ પડવું. Medicine sometimes *disagrees* with the patient:કોઇ કોઇ વખત દવા દરદીને માફક આવતી નથી.

**Disagreeable,**(ડિસ્‌ઍગ્રીએબલ્ ) *a.* 1.Not agreeable; contrary; unsuitable:માફક-ગમતું ન આવે એવું; અણગમતું; પ્રતિકૂળ; નાપસંદ; અનિષ્ટ; પસંદ ન પડે એવું;ઉલટું;નાલાયક.**d**.*to the taste*:નહિં ભાવતું;અસ્વાદિષ્ટ. 2. Unpleasant;displeasing:નાપસંદ; અપ્રિય;નાખુશ કરતું;અરૂચિકર;અગ્રાહ્ય.

**Disagreement,**(ડિસ્‌ઍગ્રીમેન્ટ્ ) *n.* 1.Dissimilitude; diversity: નહિં સરખા-મળતાપણું; જુદાપણું; ભિન્નતા; અંતર;ફેર;ભેદ;ભિન્નભાવ;તફાવત;વિપરીતતા. 2. Difference of opinion: વિચાર-મતભેદ;ભિન્નભાવ;વિચાર-મતમાં જુદાપણું.3.A falling out; difference:ઉંચું મન;અણબનાવ;ચકમક;ખટાખારટું;બગાડ;ફાટફૂટ; ખટપટ; દ્વેષભાવ; વિરોધ.4. Unsuitableness: સદવું-માફક ન આવવું તે;રાસ ન આવે તે.

**Disallow,**(ડિસ્‌ઍલાઉ)*vt.*To refuse to sanction;to disown and reject: નામંજુર ક૦; નાકબૂલ કરીને નામંજુર ક૦;નિષેધ ક૦.

**Disallowance,** (ડિસ્‌ઍલાઉઍન્સ્ ) *n.*Refusal to admit or permit; rejection; disapprobation: નાપસંદગી;નાકબૂલ ક૦ તે;નામંજુરી;રદ ક૦ તે;નિષેધ;નિવારણ.

**Disanimate,** (ડિસ્‌ઍનિમેટ્ ) *vt.* 1. To deprive of life:જીંદગી-આવરદા વિનાના ક૦;મારી નાંખવું. 2.To discourage;to dishearten;to deject: નરમ-નાહિંમત ક૦;જોશ ઓછો ક૦;ઉદાસ દિલગીર ક૦;-ની હિંમત છોડવવી.

**Disappear,**(ડિસ્‌ઍપ્પીર્ )*vi.* 1. To vanish from the sight;to be no longer seen: અલોપ-ગુમ થઇ જવું; દેખાતા બંધ થવું;અદૃશ્ય થવું;અંતર્ધાન-તિરોધાન થવું.2.To cease to be or exist;જતા રહેવું;ઉડી જવું;હયાતીમાં ન હોવું;બંધ પડવું;શમી જવું;નાશપામવું.

**Disappearance,**( ડિસ્‌ઍપ્પીરૅન્સ્ ) *n.*Removal from sight;vanishing:ઉડી જવું તે;લોપ;અદૃશ્યતા;જતા રહેવું તે;અદર્શન;અંતર્ધાન;તિરોધાન;નાશ.

**Disappoint,**( ડિસ્‌ઍપ્પૉઇન્ટ્ )*vt.* 1. To defeat of expectation or hope આશા ભંગ ક૦;નિરાશ-નાઉમેદ ક૦.2. To frustrate; to foil: નિષ્ફળ ક૦;-માં ફાવવા ન દેવું;-ની ઉમેદ-આશા ધૂળ મેળવવી-ખરબાદ ક૦;વિફળ ક૦.

**Disappointed,** ( ડિસ્‌ઍપ્પૉઇન્ટેડ્ ) *a.*1.Defeated of expectation or hope;balked:નિરાશ;આશાભંગ;નાશીપાસ;ના ઉમેદ;તૈયાર નથયેલું;અસિદ્ધ.

**Disappointment,**( ડિસ્‌ઍપ્પૉઇન્ટ્મેન્ટ્ )*n.*1.The act of disappointing or the state of being disappointed; frustration: નિરાશા; આશાભંગ-નાઉમેદી;ઉત્સાહ ભંગ;મનોભંગ.2.That which disappoints: જેથી નાઉમેદ થવાય છે તે; જે નાઉમેદ કરેછે તે;નાઉમેદીનું કારણ.

**Disappreciate,** ( ડિસ્‌ઍપ્રીશિએટ્ ) *vt.*To undervalue;not to esteem: ની ઓછી કિમ્મત કરવી-નું ગણવું;-સમજવું;વખાણ-પસંદગી ના કરવી.

**Disapprobation,**( ડિસ્‌ઍપ્રોબેશન્ )*n.* The act of disapproving; feeling of censure: ના પસંદગી;ઇનકાર;અસ્વીકાર;અનંગીકાર;અમાન્યતા; નિંદા;અપ્રીતિ;અનભિનંદન.

**Disapproval,** ( ડિસ્‌ઍપ્રુવૅલ્ ) *n.* Disapprobation;dislike: ગેરખુશી; ના પસંદગી;ઇનકાર;અસ્વીકાર.

**Disapprove,**(ડિસ્‌ઍપ્રુવ્ )*vt.*1. To condemn by an act of the judgment: ના પસંદ-ના કબૂલ ક૦; ખોટું-અયોગ્ય છે એમ લાગવું-સમજવું-ધારવું. 2.To decline to sanction:ના મંજુર ક૦; રદ્ ક૦;કબૂલ-માન્ય ન ક૦-રાખવું. The sentence was *disapproved* by the king:રાજાએ દીપશિક્ષા નામંજુર ગણી-કરી.

**Disarm,**( ડિસ્‌આર્મ્ ) *vt.* 1. To deprive of arms;to render defenceless:હથિયાર વિનાનું-શસ્ત્રહીન-અશસ્ત્ર ક૦;રક્ષણ-બચાવ વિનાનું ક૦;-નાં હથિયાર લઇ લેવાં;-ના હાથ પગ ભાગી નાખવા.2.To divest of the power to terrify; to render harmless: નો ભયમટાડવો;સમાવવું; ટાઢું પાડવું; શાંત ક૦.*To* **d**.*rage*: ગુસ્સો શાંત-નરમ પાડવો.

**Disarrange,**(ડિસ્‌ઍરેન્જ્ )*vt.*To unsettle the order of;to throw out of order: અવ્યવસ્થિત ક૦;-ને અવ્યવસ્થામાં લાવવું;ઉથલ પાથલ ક૦;ગરબડ સરબડ ક૦;જથર વથર-અસ્તવ્યસ્ત ક૦.

**Disarrangement,** (ડિસ્‌ઍરેન્જ્મેન્ટ્ )*n.*Confusion;disorder: અવ્ય-

વસ્થા;ઉથલપાથલ;ગેરબંદોબસ્ત;ગરબડસરબડ;અસ્તવ્યસ્તતા;ક્રમભંગ;ધાંધળ.

**Disarray,**(ડિસ્અૅરે)*vt.*1.To throw into disorder:ઉથલપાથલ ક૦;અવ્યવસ્થિત ક૦.2.To take off the dress of;to unrobe: નો પોશાક-કપડાં ઉતારીલેવાં;પોશાક વિનાનું ક૦.*n.*1.Disorder;confusion:ઉથલપાથલ; અવ્યવસ્થા.2.Confused attire;undress: ઢીલાં રાખેલાં-ઠીકઠાક નહિં કરેલાં-સાધારણ-રોજનાં કપડાં.

**Disaster,**(ડિઝૅસ્ટર્ )*n.* [*dis* & Gr. *aster*,a star.]1.An unpropitious aspect of a planet or star: ગ્રહતારાનો અશુભ-અમંગળ-પ્રતિકુળ દેખાવ;પનોતિ; સંક્રાંતિ. 2. Misfortune; calamity:આપદા;વિપત્તિ;દુઃખ;આફત; અનર્થ;ઉપદ્રવ;ઉપાધિ;સંકટ;પીડા;અરિષ્ટ. *vt.*To blast by the influence of a baleful star:મંગળ-રાહુની દશા બેસારવી.2.To bring harm upon;to injure:-ના ઉપર દુઃખ-આપદા લાવવી; દુઃખ દેવું; અનર્થ-ઉપદ્રવ-ઉપાધિ ક૦; અરિષ્ટ લાવવું.

**Disastrous,**(ડિઝૅસ્ટ્રસ્ )*a.*1.Unpropitious;ill-boding:અશુભ; અમંગળ; અમાંગલિક;અભદ્ર;પ્રતિકુળ; પહેલેથી દુઃખ-આફત આવી પડશે એવું જણાવનારું.2.Unfortunate;calamitous:આફત-દુઃખ ભરેલું-નું;સંકટ ભરેલું;મુશીબત ભરેલું;આરિષ્ટાત્મક;અતિષ્ટરૂપ; અનર્થાવહ;દારૂણ;ઘોર.

**Disaugment,**(ડિસ્ઑગ્મેન્ટ્ )*vt.*To diminish:ઓછું-કમી ક૦;ઘટાડવું.

**Disavow,**(ડિસ્અૅવાઉ)*vt.*1. To refuse to own;to disclaim; to disown:ના કબૂલ ક૦;ના મુકર જવું; ના પાડવી.2.To deny;to disapprove: કબૂલ ન રાખવું;ના મંજુર રાખવું.

**Disavowal,**(ડિસ્અૅવાઉઅૅલ્ )*n.*Disowning;rejection and denial:ના કબૂલાત;ઇનકાર;નકાર.

**Disband,**(ડિસ્બૅન્ડ્ )*vt.*1.To scatter to disperse;to dismiss from military service:વિખેરી નાંખવું;લશ્કરી નોકરી-ચાકરીમાંથી રજા આપવી-દૂર ક૦. 2.To set free;to divorce:છુટા-સ્વતંત્ર ક૦;છેડો છુટકો ક૦.*vt.*To become separated or scattered: પડી ભાંગવું;વિખરાઈ જવું.

**Disbar,**(ડિસ્બાર્ )*vt.*(*Law.*)To expel from the bar:(બારિસ્ટર-વકીલ) -ની સનદ લેઇ-છીનવી લેવી;-ને વકિલાત કરવાની ના પાડવી.

**Disbelief,**(ડિસ્બીલીફ્ )*n.*1.The act of disbelieving;denial of belief: ન માનવું તે;અણવિશ્વાસ;અમાન્યતા;બેઈતબારી.

**Disbelieve,**(ડિસ્બીલીવ્ )*vt.*Not to believe;to hold not to be true or actual:ન માનવું;અસત્ય માનવું;વિશ્વાસ ન રાખવો;અવિશ્વાસ લાવવો-ધરવો-ક૦.

**Disbeliever,**(ડિસ્બીલીવર્ )*n.* One who disbelieves or refuses belief:ખોટું માનનાર;આકીન ન રાખનાર; નાસ્તિક;બેઇમાન;અવિશ્વાસી.

**Disblame,**(ડિસ્બ્લેમ્ )*vt.* To clear from blame:ઠપકો ન મળે એવું ક૦; ઠપકામાંથી મુક્ત ક૦;અપવાદ કાઢી નાંખવો.

**Disburden,** (ડિસ્બર્ડન્ ) *vt.* 1. To unload;to unburden:ભાર-બોજાવિનાનું ક૦;હલકું ક૦;બોજો દૂર ક૦;ભાર મુક્ત ક૦.*vi.*To ease the mind:મનને શાંત-સુખાકારી-ચેનવાળું ક૦; મનને આનંદિત ક૦.

**Disburse,**(ડિસ્બર્સ્)*vt.* [L. *dis* & *bursa*,a purse.] To pay out; to expend:ખરચવું;ખર્ચ-વ્યય ક૦.

**Disbursement,** (ડિસ્બર્સ્મેન્ટ્ ) *n.* 1.The act of disbursing or paying out:ખરચવું-ખરચ કવ્તે.2.That which is disbursed or paid out: ખરાજાત; ખરચ; વ્યય. *The annual* **d.***s exceed the income*:વાર્ષિક ખર્ચ આવક કરતાં વધી જાય છે.

**Disburthen,**(ડિસ્બર્ધન્ )*vt.*To disburden; to relieve of a load: બોજો ખસેડવો;હલકું ક૦;ભાર મુક્ત ક૦.

**Disc,** or **Disk**. ( ડિસ્ક્ ) *n.* [L. a quoit.] 1. A flat circular plate or surface:ચકતું;ચકતી;ચંદો.2.The face(of a celestial body): બિંબ. 3.A quoit:ચક;ચક્કર.

**Discard,**(ડિસ્કાર્ડ્ )*vt.*1. To throw out of hand:હાથમાંથી નાંખી દેવું-ફેંકી દેવું.2.To discharge;to turn away:કાઢી મૂકવું;દૂર ક૦;રદ ક૦;નિરૂપયોગી ગણી કાઢવું.*To* **d.***a favourite*:માનીતાને કાઢી મૂકવો.8.To put or thrust away;to reject:કાઢી નાંખવું;ઠોરે મૂકવું;દૂર ક૦;તુચ્છ ગણવું;ધિક્કારી કાઢવું.

**Discern,** ( ડિસ્સર્ન્ ) *vi.* [L. *dis* & *cerno*,I separate.] 1.To discriminate; to distinguish: ઓળખવું; પારખવું; ઓળખી-પારખી-કાઢવું.2.To perceive and recognize:જોઈને-દેખીને ઓળખવું-પારખવું. 3. To perceive with the mind:મનવડે સમજવું-સમજી લેવું;ગ્રહણ ક૦.4.To separate from other things: બીજી ચીજોમાંથી જુદું-છુટું પાડવું-ઓળખવું-ઓળખી કાઢવું.*vi.*To make distinction: ભેદ સમજવો-દેખવો-ગણવો-પારખવો.

**Discernible,**(ડિસ્સર્નિબલ્ )*a.*Perceptible; distinguishable: શોધી કઢાય એવું;પરખાય-ઓળખી કઢાય-માલૂમ પડે એવું;દૃશ્ય;દૃષ્ટિગોચર;પ્રત્યક્ષ.

**Discerning,**(ડિસ્સર્નિન્ગ્ )*a.*Acute; shrewd;sharp-sighted: વિવેકી,ચતુર;બારીક-તિક્ષ્ણ નજરવું;સૂક્ષ્મદર્શી;દીર્ઘ દૃષ્ટિવાળું;વિચારશીલ.

**Discernment,**( ડિસ્સર્નમેન્ટ્ )*n.* 1. The act of discerning: ઓળખી-પારખી કાઢવું તે. 2. The power to discern; sagacity: ઓળખી-પારખી કાઢવાની શક્તિ;વિવેક;તીવ્રબુદ્ધિ;વિચારણા;પરીક્ષા;દૂર-દીર્ઘ દૃષ્ટિ.

**Discerp,**(ડિસ્સર્પ્ )*vt.*[L.*dis* & *carpio*,I pluck.]1.To tear in pieces; to rend: ચુરેચુરા-કકડેકકડા ક૦;ફાડી નાંખવું.2.To separate;to disunite: જુદું-વિખુટું પાડવું;નોખું ક૦.

**Discharge,**(ડિસ્ચાર્જ્ ) *vt.* [*dis* & *charge*.] 1. To empty of a load or cargo;to unload:માલ ખાલી ક૦; -માંનો માલ-ભાર-સામન ઉતારવો; *to* **d.***a vessel*:વહાણ ખાલી ક૦. 2. (*a*) To let go the charge of; to let fly:મારવું;મૂકવું;છોડવું;as *to* **d.***a bow*: તીર છોડવું-મૂકવું.(*b*) To fire off; to shoot off:ફોડવું;છોડવું.3.To relieve of something as debt, claim, obligation,&c;to absolve;to acquit:વાળવું;અદા ક૦;ફેડવું;આપી દેવું; મુક્ત ક૦;-માંથી છોડવવું. 4. To send away from office;to dismiss:કાઢી મૂકવું;બરતરફ ક૦;રજા આપવી;-માંથી ફારગત ક૦. 5. To release legally from confinement;to set at liberty:છોડી મૂકવું; તહોમતમાંથી મુક્ત ક૦; નિર્દોષ ઠરાવી છોડી દેવું.6.To take out a burden:ઉતારવું;કાઢી લેવું;ખાલી ક૦; લઈ લેવું.7.To set aside;to annul: રદ ક૦;કાઢી નાંખવું;ખોટું ઠરાવવું;નામંજુર ક૦.8.To perform or execute: કરવું; બજાવવું. 9. To send away a creditor satisfied by payment: પતવવું;લેણદારનું મન મનાવવું.10.To give forth;to emit or send out: -માંથી વહેવું-નીકળવું; કાઢવું;-માંથી છોડવું.11. To utter;to give expression to;to let fly:ઉદ્ગાર-ઉચ્ચાર કાઢવો;-નું ઉચ્ચારણ ક૦; બકવું. 12. To prohibit; to forbid:-ની મના ક૦; અટકાવવું;રોકવું.*Discharging* arch

(*Arch.*),an arch over a door or window:બારણા અથવા બારી ઉપરની કમાન. *vi.* To throw off load or burden;to emit;to give vent:ભાર બોજો ઓછો ક૦-થવો; ખાલી ક૦;વહેવું; છુટવું;-માંથી નીકળવું.*n.*1. The act of discharging;unloading:માલ-ભાર-સામાન ઉતારવો તે. 2. Firing off; explosion;letting off: છોડવું-ફોડવું તે;બહાર;ધડાકો;ભડાકો.3. An act of relieving of something;acquittance; ફારગત; વિમોચન;છુટકારો; નિકાલ.4.Fulfilment:પતવણી.5. Dismissal from an office; dismission:બરતરફી;રજા; ખરખડિયું. 6. Liberation:છુટકારો;મોક્ષ. 7. Acquittal:છુટકો; છુટકબારો. 8. Emission; vent;evacuation:ખાલી થવું તે;ધોધ; દદુડો;ધાર;વેગ;વહન.9. That which releases from obligation,liability, &c;છુંટકારો;મોક્ષ; પતવણી;નીકાલ.

**Discide,**( ડિસ્સાઇડ્ )*vt.* [L. *dis* & *cœdo*,I cut.]To divide;to cut in two:ભાગ ક૦;દુભાગવું.

**Disciple,**(ડિસ્સાઇપલ્ )*n.*Fr. *disco*, I learn.]1.A scholar;a learner: શિષ્ય;નિશાળીઓ:વિદ્યાર્થી; શાગિર્દ. 2. A follower of the doctrine of his teacher;an adherent in doctrine: ચેલો; મતમાનનાર; મતાનુસારી. *vt.* 1.To teach;to train: શિખવવું; કેળવણી આપવી. 2. To punish;to discipline:ને સજા-શિક્ષા ક૦;નસિયત આપવી. 3.To make disciples of: -ના મતમાં લેવું-ખેંચવું;સ્વમતાનુસારી ક૦.

**Disciplinarian,**( ડિસિપ્લિનેરિઅન્ )*a.* Pertaining to discipline: કાયદા-બંદોબસ્તનું-ને લગતું-સંબંધી.*n.* 1. One who excels in training; with-regard to order and obedience: બંદોબસ્ત-કાયદા-કાનુમાં રાખનાર;જાપતો રાખનાર;સુધારણા કરવામાં પ્રવીણ.2.A presbyterian:જેમાં ધર્મનું કામ ચલાવવા વિષે વડીલોની સત્તા છે એવા ખ્રિસ્તી મંડળનું માણસ;વડીલ સત્તાક પંથનું માણસ-પંથી.

**Disciplinary,** (ડિસિપ્લિનેરિ ) *a.* Intended for discipline;belong-to a course of training:કેળવણી-બંદોબસ્ત-શિક્ષા-કાયદા-નિયમ સંબંધીનું-ને લગતું; સુધારવા-નિયમમાં રાખવાના હેતુથી કીધેલું.

**Discipline,**(ડિસિપ્લિન્ )*n.*1.Education;training:કેળવણી;સુધારવું તે; સુધારણા;શિક્ષણ; સુશિક્ષણ; શિખવણી; વિનય; વલણ; અભ્યાસ; સુધારણુક. 2. Drill:કવાયત.3.Subjection to rule: control:habit of obedience:બંદોબસ્ત-નિયમ-કાયદામાં રહેવું-પ્રમાણે ચાલવું તે;નિયમ;નીતિ;વ્યવસ્થા;બંદોબસ્ત; બંદોબસ્તી; કાયદો; કાનુ. 4. Severe training;corrective of faults:સખ્ત;સખ્ત કેળવણી;અનુભવ;લાતો;ગોદા; લીલી સુકી.5.Chastisement;punishment;correction: નસિયત; દંડ; સજા;શિક્ષા.6.A branch of knowledge:જ્ઞાન-કેળવણીની શાખા.7.Self-inflicted & voluntary corporal punishment:નિગ્રહ;દમન;શરીર દંડ; દેહદમન;શરીરતપ. 8. A system of essential rules & duties: આવશ્યક નિયમો તથા કર્તવ્યોની શ્રેણી-માળા.*vt.*1.To educate;to train:કેળવણી આપવી;શિખવવું;સુધારવું;કેળવવું; શિક્ષણ આપવું; સુધારણા ક૦. 2. To bring under control: બંદોબસ્ત-નીતિ-નિયમમાં લાવવું-માં રહેતાં શિખવવું;નિગ્રહ-દમન ક૦.3. To chastise: સજા ક૦;શિક્ષા ક૦;નસિયત આપવી.

**Disclaim,** (ડિસ્ક્લેમ્ ) *vt.* To disavow; to disown: હક-દાવો-સંબંધ નથી એમ કહેવું;-ની સાફ ચોખ્ખી-છાતીમાં વાગે એવી ના કહેવી.2.To deny, as a claim;to refuse:દાવો ના કબુલ કરવો;ઇનકાર જવું;કબૂલ ન ક૦-રાખવું;માનવાની ના કહેવી.3.To disavow another's claim:બીજાને હક નાકબૂલ ક૦-રાખવો;ઇનકાર જવું.*vi.*To disavow share:ભાગ ના કબૂલ ક૦-રાખવો.

**Disclaimer,**(ડિસ્ક્લેમર્ )*n.*1. One who disclaims or disowns:દાવો-હક-સંબંધ નથી એમ કેહેનાર.2.(*Law*) A relinquishment of an interest or estate:મિલ્કત છોડી દેવી તે.3. A public disavowal:જાહેર ઇનકાર.

**Disclose,**(ડિસ્ક્લોઝ્ )*vt.*1. To unclose;to open:ઉઘાડવું;ફોડવું. 2. To uncover;to lay open;બહાર કાઢવું; ઉઘાડવું;ઉઘાડું મૂકવું;કાઢવું.3.To bring to light;to lay open to the view: પ્રકાશમાં લાવવું;નજરે ખુલ્લું મૂકવું;બતાવવું;દેખાડવું;સુઝે એમ ક૦;નજરે પાડવું-પડે એમ ક૦:જણાવવું; દૃષ્ટિ ગોચર ક૦.4.To reveal;to expose:છૂપું હોય તે ખૂલ્લું ક૦:કહી દેવું;જાહેર ક૦;પ્રકટ કરી દેવું;ઉઘાડું-બહાર પાડવું;ફોડીદેવું.

**Disclosure,** ( ડિસ્ક્લોઝ્યૂર્ ) *n.* 1. Bringing to light;exposure:પ્રકાશમાં લાવવું તે;ખુલ્લું-ઉઘાડું મૂકવું તે;પ્રકટીકરણ;ઉઘાડ;પ્રકાશ;પ્રકાશન; નિવેદન; ભેદ. 2. That which is disclosed or revealed: ફોડી-કહી દીધેલી-પ્રગટ કીધેલી વાત;ભોપાળું.

**Discoid,**(ડિસ્કૉઇડ્ )*n.* [Gr. *discos*, disc & *eidos*,a form.]Anything having the form of a disk:ચકતાના-ચંદા આકારની ચીજ-પદાર્થ. *a.* Having the form of a disk:ચકતાના આકારનું;ચક્રાકૃતિકાર-વાળું.

**Discolour,**(ડિસ્કલર્ )*vt.*1.To alter the natural hue of;to stain; to tinge: ના કુદરતી રંગ-વર્ણ-રૂપ બદલી નાંખવું-ફેરવવું; વિવર્ણ ક૦;નો વર્ણવિકાર ક૦;કાળું ક૦;મલિન ક૦.2.To alter the true appearance of:-નું ખરૂ સ્વરૂપ બદલી નાંખવું; હોય તેથી જુદી તરેહ-સ્વરૂપનું દેખાય એમ ક૦; જુદુરૂપ આપવું;-ના ઉપર રંગ દેવો.

**Discolouration,**(ડિસ્કલરેશન્ ) *n.* 1.Alteration of hue or appearance:રંગ-દેખાવનો ફેરફાર-બદલાઇ જવું તે;રૂપ-વર્ણવિકાર;વર્ણવિકૃતિ; મલિનતા.2.A stain;ડાઘો;ડપકો;ડાગ;લાંચ્છન.*Circular* **d.**:ભમરી. *Red* **d.** *in the skin*:લાખુ.

**Discomfit,**(ડિસ્કૉમ્ફિટ્ )*vt.*[L. *dis*, & *conficere*, to achieve.] 1. To defeat;to rout:હરાવવું:હરાવી-નસાડી-મારી કાઢવું;નસાડવું.2. To balk; to disconcert:-ની યુક્તિ ધૂળ મેળવવી;નિષ્ફળ ક૦;ના હાથ હેઠા પાડવા;નાઉમેદ ક૦;-ની ધારણા બરબાદ મેળવવી; -થી ગભરાઈ નાઉમેદ-નાસિપાસ-ખિન્નતા ઉદાસથવું.*a.*Routed; overthrown: નસાડેલું;હરાવી;નસાડી કાઢેલું;પરાજીત.*n.*Rout; overthow; dejection: નસાડવું-ને ખભળો લગાડવો તે;અકળામણ;નાઉમેદી;પરાભવ;પરાજય.

**Discomfiture,** (ડિસ્કૉમ્ફિટ્યૂર્ ) *n.* Rout;defeat;frustration:પરાજય; હાર;આશાભંગ;ખભળો; પરાભવ; ભંગ; નાઉમેદી;નિષ્ફલતા:નિરાશા.

**Discomfort,**(ડિસ્કમ્ફર્ટ્ )*n.*Uneasiness;pain;distress;sorrow:બેચેની; હેરાનગતિ;ઇજા;દુઃખ;દિલગીરી;અસ્વસ્થતા;ગેરસોઇ;પીડા;કલેશ. *vt.* To mako uneasy; to pain;to deject: બેચેન ક૦;હેરાન ક૦; દુઃખ દેવું;ઉદાસ-નાઉમેદ ક૦;સતાવવું;-નું મનખિન્ન ક૦.

**Discomfortable,**(ડિસ્કમ્ફર્ટેબલ્ )*a.* 1.Causing discomfort; making sad:બેચેન કરતું;દિલગીર કરતું;દુઃખદેતું; દુઃખદ;શોકકારક;પીડાકારક;કલેશાવહ.2. Disagreeable; unpleasant: અણગમતું:નાપસંદ;અણમળતાવડું.

કોઠીમાં ઘાલ્યા કંઇ છવે.

**Discommode,**(ડિસ્કૉમ્મોડ્ )*vt.*[L. *dis* & *commodus*,fit.]1.To molest;to trouble:હેરાન ક૦; ઇજા-હરકત ક૦;અડચણ ક૦;દુઃખ દેવું.

**Discompose,**(ડિસ્કૉમ્પોઝ્ ) *vt.* 1. To interfere with;to disturb;to disorder;to break up: અવ્યવસ્થા ક૦;ચોળી નાંખવું;આઘુ પાછુ ક૦.2.To throw into disorder;to agitate: સંતાપમાં નાંખવું;સંતપ્ત-વ્યગ્ર ક૦;આકળું ક૦; આકુળવ્યાકુળ-અસ્વસ્થ-ઉદ્વેગી ક૦; ખીજવવું; મનોભંગ-શાંતિભંગ ક૦; ક્ષોભ ઉપજાવવો. 3. To put out of place;to discharge:જથરપથર-અવળું સવળુ કરી નાંખવું;કાઢી નાંખવું;દૂર ક૦.

**Discomposure,**(ડિસ્કૉમ્પોઝ્યુર્ )*n.* 1.Disorder;agitation: અકળામણ; સંતાપ;ઉદ્વેગ;આકુળ વ્યાકુળતા; અસ્વસ્થતા;વ્યગ્રતા;ક્ષોભ;મનસ્તાપ;શાંતિભંગ; ડામાડોળ.2.Discordance:ગરબડસરબડ;અવ્યવસ્થા; જથરવથર થવું તે.

**Disconcert,**(ડિસ્કૉન્સર્ટ્ )*vt.* 1. To throw into disorder;to frustrate: નિષ્ફળ ક૦;ધૂળધાણી ક૦;ધૂળ મેળવવું;-માં વાટ પાડવી-ઉઠાડવી;પાયમાલ ક૦;વ્યર્થ-નિષ્ફળ ક૦.2.To discompose;to abash:-નું મન અસ્થિર ક૦; ગભરાવવું; -નું મન-ચિત્ત અસ્વસ્થ-ડામાડોળ ક૦;દબાવવું;-ને ગભરાટ થવો-છૂટવો.*n.*Want of concert; disagreement: અણુરાગ;બેરાગ.

**Disconnect,** ( ડિસ્કૉન્નેક્ટ્ ) *vt.* To sever;to separate;to disunite;to disjoin: કાપવું;ભાગ પાડવા;જૂદું-છુટું પાડવું;-નો સંબંધ તોડી નાંખવો;પૃથક્-ભિન્ન ક૦.

**Disconnection,** (ડિસ્કૉન્નેક્શન્ )*n.* Separation;want of union:જૂદાછુટા પડવું તે;સંબંધનો નાશ-ભંગ; પૃથકતા;વિયોગ.

**Disconsolate,**(ડિસ્કૉન્સોલેટ્ )*a.*[L. *dis*, *con* & *solor*,I comfort.] 1. Melancholy;filled with grief:દુઃખમાં ગરક થયેલું-ડુબેલું;દુઃખી; ઉદાસી; ખિન્ન;દિલગીર;બેદિલ;અસ્વસ્થ.2.Saddening;cheerless:ઉદાસી;ગેરઆનંદી;દિલગીર કરતું.

**Discontent,**(ડિસ્કૉન્ટેન્ટ્ )*n.*1. Dissatisfaction: બેદિલી;નારાજી;અતૃપ્તિ; અસમાધાન; અપ્રીતિ;વિરક્તિ;અસંતોષ; નાખુશી.2.A discontented person: અસંતોષી-નાખુશ-બેદિલ માણસ. *vt.* To make uneasy; to dissatisfy: બેચેન ક૦;અસંતુષ્ટ-નારાજ ક૦.

**Discontented,** ( ડિસ્કૉન્ટેન્ટેડ્ ) *a.* Uneasy in mind; dissatisfied: બેચેન;અસંતોષી:નારાજી;અતૃપ્ત; બેદિલ.

**Discontinuance,** (ડિસ્કૉન્ટિન્યૂઅન્સ્ )*n.*1.Breaking off;interruption;cessation:બંધ કરતે;તહકુબી;તૂટ; વિરામ;નિવૃત્તિ;ભંગ;અંતરાય;બંધપડવું તે.

**Discontinue,**(ડિસ્કૉન્ટિન્યૂ )*vt.* To cause to cease;to stop;to leave off;to put an end to: બંધ પાડવું-કરાવવું;કાઢી નાંખવું;અટકાવવું;વિરામવું; નિવૃત્તિ રાખવી;મોકુફ રાખવું;તોડવું;-માં તૂટ-ભંગ પાડવો;ત્યજવું.*vi.* 1. To be broken off:માં તૂટ થવી-પડવી.2.To be separated; to part: ભાગ થવા; જૂદું થવું-પડવું.

**Discontinuity,**(ડિસ્કૉન્ટિન્યૂઈટિ)*n.* Disunion of parts:ભાગ જૂદા પડવા તે;ખંડિતત્વ;વિરામ;વિચ્છેદ;નિવૃત્તિ; ભંગ;તહકુબી.

**Discord,**(ડિસ્કૉર્ડ્ )*n.*[L.*dis*&*cor*, the heart.] 1. Strife; disagreement:વિરોધ;ઉચુમન;કુસંપ; ભેદ;મતભેદ;બેદિલી; અણબનાવ; ભિન્નભાવ. 2. (*Mus.*)Dissonance:કઠોરતા; બેસુરપણું;કર્કશપણું. *vi.* To jar;not to suit:વિરોધ-કુસંપ-ઉંચુ મન થવું;પ્રતિકૂળ થવું-હોવું;અણબનાવ થવો.

**Discordance-cy,**(ડિસ્કૉર્ડેન્સ-ડેન્સિ) *n.*Disagreement;inconsistency: વિરૂદ્ધતા;વિરોધ; અણબનાવ;બેદિલી.

**Discordant,**(ડિસ્કૉર્ડેન્ટ્ )*a.* 1. Disagreeing; opposing incongruous;not harmonious:ઉલટું;વિષમ; પ્રતિકૂળ;પરસ્પર વિરોધી;અસંગત; વિરૂદ્ધ;વિપરીત;વિરોધી.2. (*Mus.*)Dissonant;harsh:બેસુર;બદસૂર;કર્ણકઠોર;કઠોર;કર્કશ.

**Discount,**(ડિસ્કાઉન્ટ્ )*n.*[L. *dis*, & *computo*,I reckon.]1.An allowance made upon an account, debt,demand or price asked:(મુદતને અંગે)કાપી લીધેલું વ્યાજ; વટાવ; છુટ;વળતર;કપાત.2.Payment in advance of interest upon money loaned:મુદતને અંગે કાપી લીધેલું હુંડીના નાણાનું વ્યાજ. 3. The rate or discount:વટાવનો દર.*At a* **d.** *below par*;below the nominal value:-ના કરતાં ઓછી કીમતે; બોટ ખાઈને; *hence*,colloquially,out of favour; poorly esteemed:કંઇ હિસાબમાં નહિ એવું;મહેરબાની વગરનું. **D.** *broker*,a bill broker:હુંડીઓનો દલાલ. *vt.* 1. To deduct from an account or debt: છૂટ મૂકવી; વ્યાજ કાપી આપવું; વળતર આપવું. 2. *To* loan money upon deducting the allowance for interest:વ્યાજ છુટ મૂકીને હુંડીનાં નાણાં આપવાં-હુંડી સીકારવી. 3. To take no notice of:-ની દરકાર-સંભાળ ન રાખવી;ના તરફ ધ્યાન ન આપવું; ગણનામાં ન લેવું;ન લેખવવું.4.To anticipate & form conclusions concerning an event:કોઈપણ બનાવ વિષે શું થશે તેનું આગળથી અનુમાન કરવું-ધારી રાખવું;આગળથી ધારી રાખવું.*vi.*To lend money abating the discount:વટાવ કાપી નાંખીને હુંડીનાં નાણાં આપવાં-હુંડી સીકારવી.

**Discountenance,**(ડિસ્કાઉન્ટેનૅન્સ્ ) *vt.*1.To put to shame;to abash: શરમાવવું; શરમમાં નાખવું; ગભરાવવું; શરમિંદુ ક૦.2. To discourage; to give one's influence against:નાહિંમત ક૦;-નું મન ભાગી નાખવું;-ની હિંમત છોડાવવી-મૂકાવવી; ટેકો-સહાય ન આપવી;દાબવું;દબાવી-બેસારી દેવું;-ના હાથ પગ ભાગવા.*To* **d.** *riot*:હુંગામો દાબી દેવો. *n.* Unfriendly regard;cold treatment;disapprobation:ગેરમહેરબાની;અવકૃપા;ખરાબ બરદાસ ચાકરી-પરોણાગત.

**Discourage,** (ડિસ્કરેજ્ ) *vt.* 1.To dishearten;to deject:નાહિંમત ક૦; -નું ધૈર્ય હઠાવી દેવું;ની હીંમત છોડાવવી-મૂકાવવી;-ના હાથ પગ ભાગવા;-નું મન ભાગી નાંખવું;મનોભંગ-ઉત્સાહભંગ ક૦. 2.To deter one from;to discountenance: મન ફેરવી નાંખવું; ને હરકત ક૦;દબાવવું. *n.* Lack of courage; cowardliness: નાહિંમતપણું; નામર્દાઈ;બીકણપણું.

**Discouragement,**(ડિસ્કરેજ્મેન્ટ્ ) *n.*1. Depression of confidence; dejection: નાહિંમત; ઉદાસ થવું તે; વિષાદ;મનોભંગ;ઉત્સાહભંગ.2. That which discourages: determent: જે નાહિંમત કરે છે તે;નાહિંમત કરનારી ચીજ-વસ્તુ;અડચણ;અટકાવ;નિવારણ.

**Discourse,**(ડિસ્કોર્સ્ )*n.* [L. *dis* & *curro*,I run.]1.Reasoning;range of reasoning faculty: તર્ક; વિચાર સંકળના-ક્રમ;ન્યાય-વિષય;તર્કવિષય;બુદ્ધિપંથ.2.Talk;conversation:વાતચિત;સંભાષણ;સંવાદ. 3. A formal treatise;speech;dissertation:નિબંધ;પ્રબંધ;ઉપદેશ; ભાષણ; વ્યાખ્યાન; વિવરણરૂપગ્રંથ.4.Dealing;transaction:વ્યવહાર;કામકાજ. 5. The art and manner of speaking: વાત-

Dependence upon others is perpetual disappointment:

ચિત કરવાની નીતિ રીતિ-કળા-ચાતુર્ય. *vi.*1.To exercise reason:અક્કલ;સમજશક્તિ વાપરવી;-નો ઉપયોગ કરવો.2. To expose one's views;to speak; to converse:પોતાના વિચાર જણાવવા;વિસ્તારીને બોલવું;લખવું-બ્યાન ક૦. 3.To treat in writing:લખીને જણાવવું-સમજાવવું.4.To tell: કહેવું.*vt.* 1.To expose in language:જણાવવું;જાહેર ક૦;સ્પષ્ટ-સ્ફુટ ક૦;સમજાવવું. To utter or give forth:બોલવું;કહેવું.3.To talk to:ની સાથે વાતચીત કરવી મસલત ચલાવવી.

**Discourteous,** ( ડિસ્કૉર્ટીઅસ્ ) *a.* Uncivil;rude; impolite: અસભ્ય; બેઅદબ;નાલાયક; અનાર્ય; (*Things*): અસભ્યતાનું-બેઅદબી ભરેલું.

**Discourtesy,** ( ડિસ્કૉર્ટેસિ) *n.* Ill-manners;incivility: અસભ્ય ચાલચલગત-રીતભાત; અસભ્યતા; બેઅદબી; અવિનય;અનાર્યતા;અશિષ્ટાચાર.

**Discous,** ( ડિસ્કસ્ ) *a.* Disk like; discoid:ચક્રના જેવું;ચક્રાકાર.

**Discover,**(ડિસ્કવર )1.To disclose; to make visible;to show:જણાવવું; કહેવું;બતાવી-દેખાડી આપવું;પ્રકટ-જાહેર ક૦.બતાવવું;ખુલ્લું ક૦;ઉઘાડવું. 2. To find out;to ascertain;to detect: ખોળી-શોધી કાઢવું;-નો શોધ ક૦; ઠેકાણું-પત્તો મેળવવો;પહેલું દૃષ્ટિએ પાડવું. 3.To manifest without design; to show:જણાવવું;દર્શાવવું;-માં જણાવું-નજરે પડવું-દેખાઇ આવવું-દૃષ્ટિગોચર થવું. 4. To explore;to examine: શોધવું;તપાસવું.*vt.* To show one's self;to appear:દેખાવું;જણાવું;જડવું; દૃષ્ટિગોચર થવું.

**Discovert,**(ડીસકવર્ટ્ )*a.* Not married-applied either to a woman who has never married or to a widow:ધણી વગરની (કોઇ પણ રીતે) કુંવારી અગર રાંડેલી.(સ્ત્રી).

**Discovery,**(ડિસ્કવરિ)*n.*1.Exposure to view;showing:નજરે ખુલ્લું-ઉઘાડું પડવું તે;જણાવું તે;પ્રકાશન.2.A making known; revelation; disclosure:ખુલ્લું-પ્રકટ-પ્રસિદ્ધ ક૦ તે; જ્ઞાન; દર્શન; નિર્ણય. 3. Finding out or bringing for the first time to the sight:પ્રથમવારની શોધ;નિરૂપણ; પ્રાપ્તિ.4.A thing discovered:શોધી-પકડી કાઢેલી ચીજ-વસ્તુ; શોધ. *It is a very important* **d.**: તે ઘણી ઉપયોગી શોધ છે.

**Discredit,**(ડિસ્ક્રેડિટ્)*n.* 1. Ill-repute;reproach:અપકીર્તિ;દૂષણ;કલંક; નામોશી;બદનામી;અપયશ;ઠપકો;અપ્રતિષ્ઠા;આબરૂખાખ.2.The act of disbelieving or the state of being disbelieved:ન માનવું તે; અવિશ્વાસ; અશ્રદ્ધા.*vt.*1.Not to accept as true; to disbelieve: ખરૂં છે એમ ન કબૂલ ક૦;ના માનવું.2.To destroy confidence or trust in:-નો વિશ્વાસ-શ્રદ્ધા-આકીન-ભરોસો ન રાખવો;અશ્રદ્ધા-અવિશ્વાસની નજરે જોવું.3.To bring reproach upon;to disgrace: નામોશી લગાડવી;-ને બદનામી આપવી;કલંકિત-દૂષિત ક૦;અપયશ-અપકીર્તિ આવવી.

**Discreditable,** (ડિસ્ક્રેડિટેબલ ) *a.* Disgraceful;disreputable:નામોશી ભરેલું;અપજશિયું; ફજેતી કરે એવું; અયશસ્કર;અકીર્તિકર;દૂષણીય;ગર્હ્ય;નિંદ્ય.

**Discreet,** (ડિસ્ક્રીટ્ ) *a.* [L. *dis* & *cerno*,I separate.]Prudent;cautious;sagacious; judicious: ઠરેલ; ચતુર;વિચારવંત-શીલ;ડાહ્યું;ચોકસ;બારીક નજરનું;વિચક્ષણ;સાવધાન;દીર્ઘદૃષ્ટિ; વિવેકી;સુજ્ઞ;સમજદાર.

**Discreetly,** (ડિસ્ક્રીટ્લિ) *adv.* Prudently;circumspectly: ડહાપણથી; ચોકસાઈથી;ચતુરાઇથી.

**Discrepance-cy,**(ડિસ્ક્રેપૅન્સ્-ડિસ્ક્રેપૅન્સિ)*n.* Disagreement;inconsistency;contrariety: વિરોધ;ઉલટાપણું; વિરૂદ્ધતા; અર્થ-વચન વિરોધ;ફેર; અંતર;તફાવત;ફરક;વિપરીતતા;અસંગતિ.

**Discrepant,**(ડિસ્ક્રેપૅન્ટ્ )*a.* [L.*dis*, & *crepor*,I sound.] Discordant; disagreeing;different: વિરૂદ્ધ;ઉલટું;જુદું;વિરોધી;અસંગત;પ્રતિકૂળ.

**Discrete,**(ડિસ્ક્રિટ્ )*a.* 1. Separate; distinct:જુદું;છુટું; અલગ;નિરાળું.2. Disjunctive:જુદું-છુટું પાડનારૂં. **D.** *quantity*, that which must be divided into units: જેના એકમમાં ભાગ થવા જોઇએ એવી સંખ્યા. *vt.*To separate:ભાગ પાડવા;જુદું કરવું.

**Discretion,**(ડિસ્ક્રેશન્ )*n.* Disjunction;separation:જુદાઇ;છુટા-જુદા પડવું તે.2.Sagacity; circumspection; caution: ચતુરાઈ;પાકી સમજ; પક્વવિચાર; ડહાપણ; વિચક્ષણતા. 3. Unrestrained exercise of choice or will:વિચાર-મરજીમાં આવે તેમ કરવાની છુટ; આપઅખ્તિયાર; સ્વાધીનતા; સ્વતંત્રતા; મુખ્તયારી;મુનસફી.4. Discrimination: વિવેક; સદસદ્‌વિચાર; વિચાર.*At* **d.**,without conditions: સરત-બોલી વિના-વગર; મરજી મુજબ; ઇચ્છાનુસાર;સ્વેચ્છાનુસાર;વિકલ્પે.

**Discretional-nary,**( ડિસ્ક્રેશનૅલ્-ડિસ્ક્રેશનૅરિ)*a.*Unrestrained except by discretion or judgment:પોતાના વિચારપર રાખેલું;પોતાની નજરમાં આવે તેમ કરવાનું; વિચારાધીન; વિવેકાધીન;મુનસફી ઉપર રાખેલું-સોંપેલું.

**Discriminate,** ( ડિસ્ક્રિમિનેટ્ ) *vt.* [L.*dis* & *cerno*, I separate.] 1. To separate;to distinguish:છૂટું પાડવું;જૂદું પાડવું; ઓળખી કાઢવું; પરીક્ષા ક૦; પારખવું; ભેદ-તફાવત જોવો-સમજવો. *vi.* To distinguish accurately:બારીકાઈથી સમજવું-પરખવું;જૂદું પાડીને ઓળખવું.2.To treat unequally:જૂદું ગણવું;-માં ભેદ-તફાવત-ફેર ગણવો;ભિન્નભાવ ધરવો.(Railroads). 3. To impose unequal tariffs for substantially the same service: એકજ જાતનો લાભ આપવાને એકસરખો દર ન રાખવો.*a.* Distinguished:ઓળખાયેલું;પરખાયેલું;વિવિક્ત;સ્પષ્ટ.

**Discriminately,** (ડિસ્ક્રિમિનેટ્લિ) *adv.*In a discriminating manner; distinctly: ઓળખાય-પરખાય એવી રીતે;સ્પષ્ટ-ખુલ્લી ચોખ્ખી રીતે.

**Discriminating,**(ડિસ્ક્રિમિનેટિન્ગ) *a.* Distinguishing; having the difference marked: ભેદ જાણનારૂં; ભેદવાળું;ઓળખવાની શક્તિ ધરાવતું.

**Discrimination,** (ડિસ્ક્રિમિનેશન્ ) *n.*1.The act of distinguishing: ઓળખવું-પારખવું તે;ખરોખર પરીક્ષા. 2.The state of being distinguished:ઓળખાવું-પરખાવું તે.3.Acute discernment:પરખવાની તીવ્ર શક્તિ; વિવેક;વિચાર; વિચારણા; બુદ્ધિતારતમ્ય; સારાસારબુદ્ધિ.**D.***of proper & improper*:પાત્રાપાત્ર વિચારણા. **D.** *of right & wrong*: સદસદ્ વિવેક. 4. Mark of distinction: જેથી ઓળખાય-પરખાય તે;જૂદાઇની નિશાની-ચિન્હ;લક્ષણ;વિશેષતા.

**Discriminative,** (ડિસ્ક્રિમિનેટિવ્ ) *a.*Marking a difference;characteristic;distinctive:જૂદું પડી આવે-ઓળખાઇ આવે એવું;જૂદીજ તરેહનું; વિશેષજ્ઞ; લાક્ષણિક; વિવેક-વિચારદર્શી; ગુણદોષવેત્તા;પરીક્ષક.2.Making differences:ફેર-ભેદ ગણનાર-રાખનાર.

**Discriminous,** ( ડિસ્ક્રિમિનસ્ ) *a.* Hazardous;dangerous:જોખમ-ભય-સંકટ ભરેલું.

**Discrown,** (ડિસ્ક્રાઉન ) *vt.* To de-

prive of a crown: મુગટ-તાજરૂપી શોભા વિનાનું કરવું.

**Disculpate,**(ડિસ્કલ્પેટ્ )*vt.*[L. *dis*, & *culpa*, fault.] To free from blame or fault;to excuse:કપકા-ગુન્હાથી સ્વતંત્ર-મુક્ત-માફ ક૦.

**Discursion,**(ડિસ્કર્શન્ )*n.* The act of discoursing; range: વિસ્તારીને બોલવું-વાત કરવી તે;વિસ્તાર;વાતચિત; સંકલના;ક્રમ.

**Discursive,**(ડિસ્કર્સિવ્ ) *a.* 1.Reasoning; argumentative: તર્ક દોડાવતું;તાર્કિક.2.Passing from one thing to another;roving;digressive;desultory:બહુ બાબતોપર-ચોતરફ ફરી વળનાર;દોડાદોડ કરી મુકનારૂં; અસ્થિર; ચંચળ; નાના વિષયવાળું; વિશાળ;બહુગ્રાહી.

**Discus,**(ડિસ્કસ્ ) *n.* 1. A circular stone:ગોળ પથ્થર.2.A disk: બિંબ; ચક્કર;ચકતુ-તી.

**Discuss,** ( ડિસ્કસ્ ) *vt.* [L. *dis* & *quatio*,I shake.]1.To disperse; to break up: વિખેરવું;છૂટું પાડવું; જુદું ક૦.2. To shake off; to put away:વેગળું મૂકવું;દૂર ક૦;કાઢી નાંખવું. 3.To examine;to debate;to sift: વિષે વિચાર-વિવાદ-તકરાર ક૦;ચર્ચાવવું; તપાસવું.4.(*Law.*)To examine or search thoroughly:સંપૂર્ણ રીતે-અંદર પેસીને તપાસવું-ખોળ કાઢવી-શોધવું.

**Discussion,** (ડિસ્કશન્ ) *n.* 1. The act of discussing or dispersing: ગુમડું વિખેરાઈ-વધરાઇ-બેશી જવું તે. 2.Examination: ચર્ચા; વાદવિવાદ; તકરાર;મંથન;વિચારણા;પરીક્ષા;નિરૂપણ.

**Discutient,**(ડિસ્કયૂશિએન્ટ્ )*a.* Discussive:દુષ્ટધાતુનાશક;ગુમડું મટાડી દે એવું.*n.*A medicine to disperse a tumor:ગુમડું બેસાડી નાંખે એવું ઓષડ.

**Disdain,** (ડિસ્ડેન્ ) *vt.* [L. *dis* & *dignus*, worthy.] 1. To think unworthy or unbecoming:અયોગ્ય-અણઘટતું ગણવું-ધારવું.2.To look with scorn upon; to condemn: હલકુ-તુચ્છ ગણવું;ધિક્કારવું;-ની અવજ્ઞા-અવગણના ક૦;-નો તિરસ્કાર કરવો; તુચ્છકારી કાઢવું.*vi.*To be filled with scorn:-નો તિરસ્કાર થવો; તુચ્છ-હલકું ગણાવું.*n.*1.A feeling of contempt; scorn:અવજ્ઞા;ધિક્કાર;તિરસ્કાર;તુચ્છકાર;અનાદર;અવગણના.2.That which is worthy to be regarded with contempt:જે ચીજ તુચ્છકાર-તિરસ્કારને પાત્ર-યોગ્ય છે તે.

**Disdainful,**(ડિસ્ડેન્ફુલ્ ) *a.* Scornful;contemptuous;haughty:તિરસ્કાર ભરેલું;ડીમાકી;ઉદ્ધત; મગરૂર;મ્હોટાઇ વાળું.

**Disdainfully,** ( ડિસ્ડેન્ફુલિ ) *adv.* Contemptuously;with scorn:તિરસ્કાર ભરેલી રીતે;મગરૂબાઇથી.

**Disease,**(ડિઝીઝ્ )*n.*1.Uneasiness; distress;trouble:બેચેની;દુઃખ;સંકટ. 2.Malady;sickness;disorder:રોગ;વ્યાધિ;વિકાર;મંદવાડ;બીમારી;આજારી;પીડા.*vt.*1.To afflict;to disquiet; to disturb:દુઃખ દેવું;બેચેન ક૦; સંકટમાં લાવવું. 2. To afflict with a malady or sickness: માંદા પડવું; આજારી-માંદા થવું.

**Diseased,** (ડિઝીઝ્ડ્ ) *a.* Afflicted with disease:આજારી;રોગી;રોગ-વ્યાધીગ્રસ્ત;રોગિષ્ટ;ઉંડો વિકાર પામેલું;બગડેલું.

**Disembark,** (ડિસ્એમ્બાર્ક્ ) *vt.* To put on shore;to land: (વહાણ ઉપરથી)નીચે-કિનારાપર-જમીનપર ઉતારવું.*vi.*To leave a ship;to debark: વહાણેથી જમીન ઉપર ઉતરવું-આવવું-જવું.

**Disembarkation,** (ડિસ્એમ્બાર્કેશન્ )*n.*The act of disembarking: વહાણ ઉપરથી ઉતરવું-ઉતારવું તે.

**Disembarrass,** (ડિસ્એમ્બૅરસ્ )*vt.* To free from perplexity;to extricate:ગભરાટમાંથી કાઢવું;-માંથી મુક્ત ક૦-કાઢવું.

**Disembodied,**(ડિસ્એમ્બૉડિડ્ )*pp. a.* Divested of the body; freed from the flesh incorporeal:શરીર-દેહકાયા વિનાનું કરેલું;વિદેહી;દેહાતીત; મુક્તદેહ;દેહહીન.

**Disembody,**(ડિસ્એમ્બૉડિ)*vt.*1.To divest of the body;to free from the flesh:શરીર-દેહ-કાયા વિનાનું ક૦. 2.To discharge from military array:લશ્કરમાંથી છુટું ક૦.

**Disembogue,**(ડિસ્એમ્બોગ )*vt.*[L. *dis,in* & *boca*, mouth.] To discharge into an ocean or lake:સમુદ્ર-સરોવરમાં ખાલી ક૦-ને મળે એમ ક૦. *vi.*To become discharged: ખાલી થવું;મળવું.

**Disembowel,** ( ડિસ્એમ્બૉઉએલ્ ) *vt.*To take out the bowels of:-નાં આંતરડાં કાઢી લેવાં-ખેંચી કાઢવાં.

**Disembroil,**(ડિસ્એમ્બ્રૉઇલ્ )*vt.* To free from perplexity; to extricate from confusion: ગભરાટમાંથી મુક્ત ક૦;ગુંચવણમાંથી બહાર કાઢવું.

**Disenchant,**( ડિસ્એન્ચૅન્ટ્ ) *vt.* To deliver from the power of spells or charms:જંતર-મંતર અથવા મોહનીમાંથી મુક્ત ક૦; મારેલો મંત્ર. પાછો વાળવો;મંત્રનિવારણ ક૦;વાળવું.

**Disencumber,** ( ડિસ્એન્કમ્બર્ )*vt.* To free from encumbrance; to disburden:પીડા-હરકતમાંથી મુક્ત ક૦; હલકું ક૦;ભારમુક્ત ક૦;નિર્વિઘ્ન ક૦.

**Disendowment,**(ડિસ્એન્ડૉઉમેન્ટ્ ) *n.* The act of depriving of an endowment:નાણાં વગેરેની નિમણુંક પાછી લેવી તે.

**Disengage,** ( ડિસ્એન્ગેજ્ ) *vt.* To disentangle;to set free;to detach: છુટકો ક૦; ઉકેલવું; છુટું-જુદું ક૦; મુક્ત મોકળું-નિરાળું ક૦;છોડવવું; ખસેડવું;ફારગત ક૦;છોડવું;કાઢવું. *vi.*To release one's self: છુટું-મુક્ત થવું.

**Disengaged,** ( ડિસ્એન્ગેજ્ડ્ ) *a.* Being at leisure:released: નવરૂં; છુટું;ફુરસદ-અવકાશ પામેલું;ફારગત;નિરૂદ્યમી;નિર્વ્યાપાર;કાર્ય શૂન્ય;નકામો.

**Disengagement,**(ડિસ્એન્ગેજમેન્ટ્ ) *n.* 1. The act of setting free; extrication: છુટું-જુદું ક૦-છોડવવું-ખસેડવું તે; ઉકેલ. 2. The state of being set free:છુટાપડવું-મુક્તથવું-છુટવું તે;છુટકો;મોક્ષણ. 3. Leisure:નવરાશ;ફુરસદ;અવકાશ:નિરૂદ્યોગ;અવસર.

**Disenroll,**(ડિસ્એન્રોલ્ )*vt.*To erase from a roll or list:યાદીમાંથી(નામ) છેકી-કાઢી નાંખવું.

**Disentangle,** ( ડિસ્એન્ટૅન્ગલ્ ) *vt.* 1.To reduce to orderly arrangement: ગુંચ કાઢવી; ઉકેલવું. 2. To extricate from perplexity; to disembroil; to separate; to set free:ગભરાટમાંથી મુક્ત ક૦-છોડવવું;કાઢવું;છુટું ક૦;નિકાલ-ઉકેલ લાવવો.

**Disenthrall,**(ડિસ્એન્થ્રૉલ ) *vt.* To release from slavery; to give freedom to:ગુલામગીરીમાંથી મુક્તક૦, સ્વતંત્ર ક૦;-ને સ્વતંત્રતા બક્ષવી.

**Disenthrone,** ( ડિસ્એન્થ્રોન ) *vt.* To dethrone; to depose from sovereign authority:ગાદી ઉપરથી ઉઠાડી મુકવું;પદભ્રષ્ટ ક૦.

**Disentrance,** ( ડિસ્એન્ટ્રૅન્સ્ ) *vt.* To arouse from a trance:સમાધીમાંથી જાગૃત ક૦; સચેત ક૦; ચેતના-શુદ્ધિમાં લાવવું;મૂર્છામાંથી ઉઠાડવું.

**Disesteem,**(ડિસ્એસ્ટીમ્ )*n.* Want of esteem;disfavor;disrepute:બેઆબરૂ;કરડી નજર: ઈતરાજી;વક્રદૃષ્ટિ;અવગણના;ઉપેક્ષા;અવજ્ઞા;અપમાન;અના-

દર. *vt.* **1**. To regard with disfavor;to slight:ના પસંદ કo;અપમાન કo;બે આબરૂ કo; અનાદર-અવગણના કo;હલકું ગણવું;અવજ્ઞા કo.

**Disfavor,**(ડિસ્‌ફેવર્‌) *n.* **1**. Disesteem;disregard:ના પસંદગી;અરૂચી; અપ્રીતિ;અસંતોષ;વિરાગ;અભાવ.**2**.The state of not being in favor:ગેરમેહેરબાની:ઇતરાજી.**3**. An unkindness: ગેરમેરહેબાનીનું કામ; અકૃપા; વક્રદૃષ્ટિ: અનુપકાર;ગેરમેહેરબાની.*vt.*To withdraw favor from;to regard with disesteem: ઇતરાજીથીજોવું; ગેરમહેરબાની કo;-નાપ્રત્યે અપ્રસન્નતા બતાવવી.

**Disfiguration,** ( ડિસ્‌ફિગ્યુરેશન્‌ ) *n.*Defacement; deformity; disfigurement:બદસુરતી; વરવાપણું;બેડોળપણું;વિરૂપતા;ત્ર્યંગતા; બદશીકલ;રૂપનાશ:રૂપભંગ.

**Disfigure,**(ડિસ્‌ફિગ્યુર્‌ ) *vt.* To mar the figure of;to deface;to deform: ઘાટ બગાડવો; બદસીકલ કo: બગાડવું; બેડોળ-વિરૂપ કo;રૂપનાશ-રૂપભંગ કo.

**Disfigurement,** ( ડિસ્‌ફિગ્યુરમેન્ટ્‌ ) *n.***1**. The act of disfiguring or the state of being disfigured;deformity:વિરૂપતા;બદસુરતી; વિકૃતિ;બદશીકલ.**2**. A defacement; a blot: ડાઘ;કલંક:દૂષણ;સૌંદર્યહર્તા.

**Disfranchise,** ( ડિસ્‌ફ્રેન્ચાઇસ્‌ ) *vt.* To deprive of a franchise or charterd right:સરકાર-રાજ તરફથી મળેલો હક લઇ લેવો; બે હક કo; સનદ ખૂંચાવી લેવી.

**Disfranchisement,** ( ડિસ્‌ફ્રેન્ચાઇસ્‌મેન્ટ્‌ )*n.*The act of disfranchising or the state of being disfranchised:સરકારતરફથી મળેલો હક લઇ લેવો તે.

**Disgarnish,**(ડિસ્‌ગાર્નિશ્‌ )*vt.* **1**. To deprive of ornaments or furniture; to dismantle: ઘરેણાં ઉતારી લેવાં;ઘરસામાન લઇ-કાઢીલેવો.

**Disgorge,**(ડિસ્‌ગૉર્જ્‌ )*vt.* [Fr.*dis* & *gorge*, the throat]. **1**. To eject from the stomach or mouth:to vomit:હોજરી-મેહોડામાંથી કાઢવું-પાછું કાઢવું;ઓકવું; ઓકી કાઢવું;-માંહેથી ફેંકવું-નાંખવું.**2**. To give up; to surrender:આપી દેવું;છોડી દેવું;તાબે કo; -સ્વાધીનકo;-ના પગ આગળમુકવું; પાછું આપવું.*He was compelled to* **d**. *his ill gotten gains*:કુમાર્ગે મેળવેલા લાભો સ્વાધીન કરી દેવાની તેને ફરજ પાડી.*vi.*To vomit forth;to dischage: ઓકી કાઢવું.

**Disgrace,**(ડિસ્‌ગ્રેસ્‌ )*n.***1**. The condition of being out of favor; disesteem:અપ્રતિષ્ઠા;અપયશ; ઇતરાજી;અપમાન.**2**.Ignominy; infamy; shame:માનભંગ;તેજોહાની:માનહાનિ; ફજેતી;શરમ;બદબોઇ:અપકીર્તિ; બદનામી;નામોશી;રેવડી; ગોકકટ્ટી.**3**. Cause of shame; great discredit: શરમ લગાડનારી વસ્તુ;શરમ લગાડનાર;નામોશી:કલંક; અપકીર્તિનું ઘર-સ્થાન-વિષય; દૂષણ;કલંકાસ્પદ.*A* **d**. *to a family*: કુલાંગાર. **4**. Act of unkindness; disfavor:ગેરમેહેરબાનીનું કામ;ગેરમેહેરબાની.*vt.***1**.To deprive of favor; to dismiss with dishonor:આબરૂ લેવી;ગેર આબરૂથી-કરીને કાઢી મુકવું.**2**. To bring reproach or shame upon;to dishonour:-ની બે આબરૂ-ફજેતી કo: બેહુરમત કo;-ની પ્રતિષ્ઠા લેવી;માનભંગ-પ્રતિષ્ઠા ભંગ કo;-નું પાણી ઉતારવું.**3**.To upbraid; to revile: -નો દોષ કાઢવો;ઠપકો દેવો; ની નિંદા-બદબોઇ કo;નું ભૂંડું બોલવું;-ને દૂષણ દેવું;કલંક-આળ ચઢાવવું.

**Disgraceful,**(ડિસ્‌ગ્રેસ્‌ફુલ્‌ )*a.*Shameful;unbecoming; dishonorable: શરમ-નામોશી-અપમાન ભરેલું;અપમાનકારક;અયશસ્કર;નિંદ્ય:દૂષણીય.

**Disguise,**(ડિસ્‌ગાઇઝ્‌ )*vt.* [L. *de* & *guise*,manner.]**1**.To change the appearance of;to conceal by an unusual dress:વેષ-ભેખ-સોંગ લેવો; કપટવેષ-કપટરૂપ ધારણ કo;-નો આકાર બદલવો-બદલી નાંખવો;વેષ ધારણ કરાવવો-પલટાવવો-બદલાવવો-લેવો.**2**. To intoxicate:(દારૂ પાઇને) મસ્ત-છાકટા કo.**3**.To hide by a counterfeit appearance;to mask:દાબી દેવું;ઢાંકી દેવું;પડદો નાંખવો-ઢાંકવો;છુપાવવું; ન બતાવવું.*n.* **1**. A dress put on for purposes of concealment or of deception:સોંગ;વેષ;વેષાંતર.**2**.A false appearance,a counterfeit show:ખોટો દેખાવ;કપટ વેષ-રૂપ;છળ. **3**.Intoxication:મસ્ત-છાકટાપણું.**4**. A masque or masquerade:મુખવટો પહેરીને કરેલો વેષ-ખેલ.

**Disguised,**(ડિસ્‌ગાઇઝ્‌ડ્‌ )*a.***1**. Having the appearance concealed; masked:વેશ બદલેલો;રૂપધારણ કરેલું: બુરખો નાખેલું;ઢાંકેલું;કપટ રૂપી; કપટવેષી.**2**.Intoxicated:છાકટો;દારૂપીધેલ.

**Disgust,** (ડિસ્‌ગસ્ટ્‌ ) *n.* [L. *dis* & *gustus*,taste.]Distaste; dislike; aversion to a thing:સુગ;બદસ્વાદ; કંટાળો;તિરસ્કાર;ત્રાસ;કંપારી; વિરક્તિ; જુગુપ્સા;અરૂચિ;ઉદ્વેગ.*vt.* To offend the taste of;to provoke disgust or dislike in: સુગ લગાડવી; કંટાળો આપવો;-થી કંટાળવું;કંટાળો ઉપજાવવો.

**Disgustful,** (ડિસ્‌ગસ્ટ્‌ફુલ્‌ ) *a.* Provoking disgust;offensive to the taste: કંટાળા ભરેલું; કંટાળો ઉપજાવે એવું;અઘોરી;અમંગળ;સુગભરેલું; બીભત્સ;અમાંગલિક;અરૂચિર;કુત્સિત;ગર્હિત.

**Dish,**(ડિશ્‌ )*n.*[A.S.*disk*,a dish.]**1**. A broad open vessel, used for serving up food at the table:ભોજન વખતે ખાવાનું-ખોરાક પીરસવાને માટે કામમાં આવતું એક પોહોળું ઉઘાડું વાસણ;થાળી;રકાબી;ટાટ;પાત્ર;ભોજન-પાત્ર.**2**. The food served in a dish; any particular kind of food:ભાણું;જમણ;આહાર;ભોજન; ખાણું;પકવાન્ન;વાની;શાક. **3**. The state of being like a disk: ચક્કર-ચકતા જેવું હોવું તે. *The* **d**. *of a wheel*: પૈડાનો અંતર્ગોળાકાર. **4**. A hollow place in a field: ખેતરમાં પોલી જગ્યા;પોકળ;પોલાણ.**5**. A trough in which ore is measured:કાચી ધાતુનું માપ લેવાનું એક લાકડા-પથ્થર-ધાતુનું ૨૮×૪×૬ ઇંચનું માપ. (*b*) That portion of the produce of a mine which paid to the land proprietor:જમીનના માલિકને ખાણની ઉપજમાંથી અપાતો ભાગ-ફાળો.*vt.* **1**.To put in a dish: પિરસવું; રકાબીમાં ખાણું મુકવું. **2**. To depress in the middle,like a dish:થાળીની પેઠે મધ્યમાં-વચ્ચે દબાવવું;ઉંડું કo અંતર્ગોળ કરવું.**3**.To frustrate;to beat: નાઉમેદ કo;નિષ્ફળ કo;ને બાર ના આવવા દેવું;ને ફાવવા ન દેવું.*To* **d**.*out*,to serve out of a dish:થાળીમાંથી પિરસવું.(*b*)(*Arch.*)To hollow out:માં પોલાણ-ગટર કo.*To* **d**.*up*,to take food from pots &c and put in dishes to be served at table:તપેલીમાંથી જમવાનું થાળીમાં કાઢવું-પીરસવું;ભોજનની જૂદી જૂદી રકાબીઓ કo.

**Dishabille,**(ડિસૅબિલ્‌ ) *n.* An undress;deshabille:ઢીલો પોશાક;સવારમાં પહેરવાનો એક જાતનો ઢીલો હલકો પોશાક.

**Dishearten,**(ડિસ્‌હાર્ટ્‌ન્‌ )*vt.*To discourage;to deject:નાહિંમત કo;મનભંગ કo;-ની હિંમત છોડાવવી-હરા-

વવી-ભાગી નાંખવી.

**Dishevel,**(ડિશેવેલ્ ) *vt.* [L. *dis* & *capillus*;the hair.]To hang in a loose manner;to put in disorder: છુટું લટકાવવું;વિખેરી નાંખવું; છુટું ક૰; લબડતુ રાખવું.*vi.* 1. To be spread in disorder:વિખેરાઇ જવું; છુટું થવું.

**Dishevelled,**(ડિશેવેલ્ડ્ ) *a.* Loose; spread in disorder:છૂટું;વિખરાએલું;લબડતું;લટકતું.જથરપથર.2. Having the hair in loose disorder: વાળ જથર પથર હોય એવું.

**Dishonest,** ( ડિસ્ઑનેસ્ટ્ ) *a.* 1. Wanting in honesty; faithless: અપ્રમાણિક;દગો કરે એવું; દગાખોર;બેઈમાન.2.Knavish;fraudulent;unjust:લબાડ;હરામી;શઠ;ધૂર્ત;લુચ્ચું; ઠગ. 3. Disgraceful; shameful; unchaste:નામોશી લગાડે એવું;શરમ ભરેલું;અપવિત્ર;જાુઠું; બેફાટ; ભુંડાળું;*a* **d.** *woman*:અસતી;છીનાળ;વ્યભિચારિણી: સહસ્ત્રલિંગી. 4.Dishonored; disfigured:બે આબરૂદાર;ખરાબ નામ કાઢેલું હોય એવું;ખરાબ આકૃતિનું. *vt.*To bring shame upon;to disgrace:-ને શરમ લગાડવી; શરમાવવું; નામોશી લગાડવી;બે આબરૂ ક૰.

**Dishonestly,**(ડિસ્ઑનેસ્ટ્લિ) *adv.* In a dishonest manner: અપ્રમાણિકપણાથી; ગેરવાજબી રીતે.

**Dishonesty,** (ડિસ્ઑનેસ્ટિ) *n.* 1. Want of honesty;faithlessness: પ્રમાણિકપણું નહોતું તે;અપ્રમાણિકપણું;દગાખોરી; નિમકહરામી; બેઇમાની; અધર્મ;દગલબાજી.2.Fraud;treachery:દગો;લુચ્ચાઇ;ઠગાઈ;અનીતિ;કાપટ્ય; કુટિલતા;માયા.3.Disgrace;unchastity;lewdness:બે આબરૂ;નામોશી;અપકીર્તિ;અપવિત્રતા;છિનાળું; વ્યભિચાર.

**Dishonor,**(ડિસ્ઑનર્ )*n.*Reproach; disgrace;shame:અપમાન;બે આબરૂ; માનભંગ;માનહાનિ;અપયશ;કલંક;બટ્ટો; અપકીર્તિ;અપ્રતિષ્ઠા;શરમ. 2. (*Law.*) The nonpayment or non-acceptance of commercial paper: હુંડી ન સ્વીકારવી તે;અસ્વીકાર.*vt.*1.To deprive of honor; to stain the character of;to disgrace:અપમાન-બે આબરૂ કરવી;-ની ચાલચલગતને એબ-ડાઘ-ધોકો-બટ્ટો લગાડવો;-ની અપ્રતિષ્ઠા ક૰;-નું પાણી ઉતારવું;હલકું પાડવું.2.To violate the chastity of; to debauch:-નું પતિવ્રત ભંગ ક૰;-ને દૂષિત-ભ્રષ્ટ ક૰;-ને ખરડવું;-ની લાજ-આબરૂ-હુરમત લેવી.3.To refuse to accept or pay: લેવાની, કબૂલ કરવાની અથવા આપવાની ના કહેવી;સ્વીકારવાની ના પાડવી.*To* **d.***a bill of exchange*: હુંડી કબૂલ કરવી નહિ નાં નાણાં ન આપવાં.

**Dishonorable,**(ડિસ્ઑનરેબલ્ ) *n.* 1.Disgraceful; shameful; base: ચાલચલગતને એબ-બટ્ટો લગાડતું;ને માનભંગ કરતું;અપમાન શરમ ભરેલું;શરમ લાગે એવું;નીચ; હલકું; અપમાનકારક. 2.Wanting in honor:આબરૂ વગરનું; બે આબરૂ થયેલું;માનભંગ થયેલું;પાજી; અધમ-નીચ વૃત્તિવાળું;અનાર્ય.

**Disimprove,** (ડિસ્ઇમ્પ્રૂવ ) *vt.* To make worse:કથલાવવું; વધારે ખરાબ-નઠારૂં ક૰;બગાડવું.

**Disincarcerate,** (ડિસ્ઇન્કાર્સરેટ્ ) *vt.*To liberate from prison;to set free from confinement:કેદખાના-બંદીખાના માંથી છોડાવવું-છુટા કરાવવું.

**Disinclination,** (ડિસ્ઇન્કિલનેશન ) *n.*Dislike;aversion:કમન; અપ્રીતિ; અરૂચી;ગેરમરજી;અનુત્કંઠા;નિરૂત્સાહ;અસ્પૃહા;દ્વેષ;વિમુખતા.

**Disincline,** (ડિસ્ઇન્કલાઈન્ ) *vt.* To excite a dislike or aversion in; to indispose;to make unwilling: નું મન ઉઠાડવું;-ની અપ્રીતિ-અનિચ્છા કરાવવી;-થી મન પાછુંહઠાવવું; નિસ્પૃહ-વિમુખ ક૰.

**Disinfect,**(ડિસ્ઇન્ફેક્ટ્ )*vt.*To cleanse from infection; to purify from contagious matter: (લાગેલો)ચેપ કાઢવો-સાફ ક૰;દુર્ગંધવાળો પદાર્થ કાઢી નાંખવો;સ્વચ્છ-શુદ્ધ ક૰.

**Disinfectant,** ( ડિસ્ઈન્ફેક્ટન્ટ્ ) *n.* That which disinfects:ચેપ-દુર્ગંધી દૂર કરનાર-દૂર કરવાનું ઓસડ-ઉપાય;દુર્ગંધ નાશક ઔષધ.

**Disingenuous,** (ડિસઈન્જેન્યૂઅસ્ ) *a.*1.Mean;unworthy;not noble: ઉમદું નહિ એવું;નાલાયક;અઘટિત; હલકું;અધમ. 2. Not frank or open; meanly artful: મેલા મનનું; મનમાં પાપ રાખનાર;મેલું; પડદાવાળું; પાપીપેટવાળું;કુડું;કપટી.

**Disingenuousness,**(ડિસ્ઇન્જેન્યૂઅસ્નેસ્ ) Unfairness; want of candor;low craft:પાપ બુદ્ધિ; કપટ ભાવ;મેલાપણું;વક્રભાવ.

**Disinherit,** (ડિસ્ઈન્હેરિટ્ ) *vt.* To cut off from hereditary right;to deprive of an inheritance:વારસાનો હક લેવો-ન આપવો;વારસને વારસો ન મળવા દેવો-ન આપવો;બીનવારસી ક૰.

**Disintegrate,**(ડિસ્ઇન્ટીગ્રેટ્ )*vt.*[L. *dis* & *integer*,whole.]To break up the cohesion of; to reduce to fragments or to powder:ભાગો છુટા પાડવા;કડકા ક૰;ભૂકો ક૰;ચૂર્ણ ક૰.

**Disintegration,**(ડિસ્ઇન્ટીગ્રેશન)*n.* Destruction of cohesion;reduction to parts:ભૂકો કડકા થઇ જવા તે; ના ભાગો છુટેછુટા થવા તે;વિયોગ;વિશ્લેશ.

**Disinter,**(ડિસ્ઈન્ટર્ )*vt.*1. To take out of the grave;to dig up:કબર-ઘોરમાંથી બહાર કાઢવું;ખોદી કાઢવું.2. To bring out:(ઘોર-સંતાવાની-છુપી જગ્યામાંથી)બહાર અજવાળામાં લાવવું-કાઢવું;પ્રસિદ્ધિમાં લાવવું;-થી બહાર પડી આવવું.

**Disinterested,**(ડિસ્ઇન્ટરેસ્ટેડ્ ) *a.* Free from considerations of personal advantage:સ્વાર્થ વિનાનું; નિર્લોભી;અસ્વાર્થિક;સ્વાર્થરહિત;નિસ્વાર્થિ;બીન-સ્વાર્થિ;બેગરજ;નિષ્કામ;નિસ્પૃહ;ઉદાસીન;નિષ્કારણ.*As a* **d.***friend*: નિષ્કારણબંધુ.

**Disinterestedness,**(ડિસ્ઇન્ટરેસ્ટેડ્નેસ્ ) *n.* The quality of being disinterested;impartiality:બેગરજી;બેપરવા;સંબંધ રહિતપણું;નિર્લોભબુદ્ધિ;નિષ્કામબુદ્ધિ;નિસ્પૃહતા;અસ્વાર્થ; સ્વાર્થાભાવ;અસ્વાર્થ બુદ્ધિ.

**Disinterment,** (ડિસ્ઇન્ટર્મેન્ટ્ ) *n.* The act of taking out of the earth; exhumation: જમીનમાંથી-(ઘોરમાંથી)ખોદી કાઢવું તે;ખનિતોદ્ધાર.

**Disinthralment,**(ડિસ્ઇન્થ્રોલ્મેન્ટ્ ) *n.*Disenthralment: દાસપણા-ગુલામગીરીમાંથી કાઢવું તે.

**Disinvolve,** (ડિસ્ઇન્વૉલ્વ્ ) *vt.* To uncover;to disentangle:ખુલ્લું-ઉઘાડું-સ્પષ્ટ ક૰;ગુંચવણ-ગભરામણમાંથી મુક્ત ક૰.

**Disjoin,** (ડિસ્જૉઈન) *vt.* [L. *dis* & *jungo*,I join.]To part;to disunite; to separate:છુટું-જૂદું પાડવું;વિયોગ ક૰;સંબંધ તોડવો; વેગળું; નિરાળું ક૰. *vi.*To become separated: છુટું-જૂદું પડવું;વિયોગ થવો;સંબંધ તુટવો.

**Disjoint,**(ડિસ્જૉઇન્ટ્ )*vt.*1.To separate the joints of;to dislocate: ના સાંધા છુટા-જુદા પાડવા;લચકાવવું; મોચવવું; લચકાવી-કરમોડી નાંખવું;-થી ખસી-ઉતરી જવું;ઉતારી નાંખવું. 2.To separate at junctures:સાંધામાંથી જૂદું-છુટું પાડવું.3.To make incoherent:અસંબંધ ક૰.A *disjointed* speech:સંબંધ વિનાનું ભાષણ.*vi.*To fall in pieces:કકડા થઇ થઇને પડવું.

*n.* Difficult situation; dilemma: મુશ્કેલાત; અવગડ;સંકટ; પ્રશ્નસંકટ. *a.* Unconnected;-opposed to conjoint:જુદું પડેલું;જુદું;સંબંધ રહિત.

**Disjointed,**(ડિસ્જૉઇન્ટેડ્ )*a.* Separated at the joints;disconnected:ઉતરી ગયેલું; સાંધામાંથી જુદું-છુટું પડેલું;સ્થાન ભ્રષ્ટ.

**Disjunct,** (ડિસ્જન્ક્ટ્ ) *a.* [L. *dis* & *jungo*, I join.]Disjoined;separated: છુટું;અલગ;જુદું;નિરાળું;ઇલાયદું. 2. (*Zool*) Having the head, thorax, and abdomen separated by a deep constriction: ઉંડા સંકોચ-ખાડાથી જુદું પડેલું માથું,છાતી તથા પેટું હોય એવું-વાળું.

**Disjunction,** (ડિસ્જન્ક્શન્ ) *n.* 1. Disunion;separation;a parting: વિયોગ; જુદાઇ. 2. A disjunctive proposition:વિરૂદ્ધાર્થ પૂર્વપક્ષ.

**Disjunctive,** (ડિસ્જન્ક્ટિવ્ ) *a.* 1. Separating; disjoining:છુટું-જુદું પાડનારૂં;વિયોગકારી;પક્ષાંતરબોધક.*n.* (*Gram.*)A disjunctive conjunction:વિરૂદ્ધાર્થ-ભિન્નાર્થ વાક્યયોગી.

**Disk,**(ડિસ્ક્ )*n.*[L.*discus*,a quoit.] 1.A flat or circular plate:ચપટ-ગોળ ચકતું-ચકતી. 2. A discus; a quoit:ચક્ર;ચક્કર;બિંબ;મંડળ. 3.The face of a celestial body:બિંબ. 4. (*a*)The whole surface of a leaf: પાંદડાની આખી સપાટી.(*b*)The radiant part of a sun flower:સૂર્યમુખી ફુલનો વચલો ચંદો. 5. (*Zool.*) The space around the eyes of owls: ઘુવડની આંખની આસપાસનું ગોળ ચક્કર.

**Dislike,** (ડિસ્લાઇક્ ) *n.*1. Displeasure;disapprobation:ન ગમવું તે;અપ્રીતિ;અરૂચિ;નાખુશી; અશ્રદ્ધા;વિમતિ; નારાજી.2. Discord;dissension:વિરોધ;ઉંચું મન;અણબનાવ; કુસંપ. *vt.*1. To have an aversion to;to disapprove of:ન ચાહવું;નાપસંદ ક૦. ને ન ગમવું.2.To displease:નાખુશ-નારાજી ક૦;-નું મન ખાટું ન ક૦.

**Dislocate,**(ડિસ્લોકેટ્ )*vt.*[L.*dis* & *locus*,a place.]To displace;to disjoint:જગ્યાએથી ખસેડવું; સાંધામાંથી છુટું-જુદું પાડવું;ઉતારી-મચકોડી-લચકાવી નાંખવું.*a.*Dislocated:છુટું-જુદું -સાંધામાંથી છુટું પડેલું; ઉતરી ગયેલું; ખસી ગયેલું.

**Dislocated,** (ડિસ્લોકેટેડ્ ) *a.* Displaced;disjointed:છુટું-જુદું પડેલું; સાંધામાંથી છુટું પડેલું;ખસી ગયેલું;લચકાયેલું;સાંધામાંથી ઉતરેલું.

**Dislocation,**(ડિસ્લોકેશન્ ) *n.* The act of displacing or the state of being displaced:સાંધામાંથી છુટું-જુદું પાડવું-પડવું તે;મોચ; ઉતરી જવું તે; સાંધિભંગ; લચક;કરમોટ. 2. (*Surg.*) The act of removing a bone from its socket:હાડકાને તેના ખામણા-ખાનામાંથી ખસેડી નાંખવું તે.

**Dislodge,**(ડિસ્લૉજ્ )*vt.*1.To remove from a place of quiet or repose: જ્યાં હોય ત્યાંથી ખસેડવું-દૂર ક૦-કાઢવું. 2.To drive out from a place of hiding or defence:ભરાઇ-સંતાઈ રહ્યું હોયતેવા જગ્યામાંથી કાઢી મૂકવું-બહાર કાઢવું-નસાડવું. *vt.* To go from a place of rest:જ્યાં હોય ત્યાંથી જવું.

**Disloign,**(ડિસ્લૉઇન્ )*vt.*To put at a distance; to remove: દૂર મુકવું; ખસેડવું.

**Disloyal,**(ડિસ્લૉઇઍલ્ )*a.*(*a*)Faithless;treacherous:નિમકહરામ;દગાઇ વાળું; બેઇમાન; બેવફા; અસંતુષ્ટ. (*b*) Faithless to a sovereign:રાજ્યદ્રોહી;રાજા સાથે બેવફાઇ કરનાર.

**Disloyalty,**(ડિસ્લૉઈઍલ્ટિ)*n.* Lack of fidelity; violation of allegiance:બેવફાઇ,નિમકહરામી; રાજદ્રોહ; રાજદ્વેષ;અસંતોષ;બેઈમાનદારી.

**Dismal,**(ડિઝ્મલ્ )*a.*[L.*dies malus*, an evil day.]Gloomy to the eye or ear;cheerless;dull:આંખ-કાનને ભયંકર લાગે એવું;ઉદાસ;ઝાંખું;ભયાનક; બીહામણું;ઉદાસીન;અપ્રસન્ન;ઉગ્ર;દારૂણ; ઘોર;ભયપ્રદ;નિરાનંદ.

**Dismantle,**(ડિસ્મૅન્ટલ્ )*vt.*1.To deprive of dress;to strip:કપડાં-પોશાક ઉતારી લેવો-લઇ લેવો-ઝુંટાવી લેવો; નાગું ક૦. 2. To unrig; to break down:(વહાણનાં)દોરડાં-(ઘરનાં)રાચરચીલાં-સરસામન(કિલ્લા-શેહેરનાં) સરંજામ-નાં રક્ષણનાં સાધન કાઢીલેવાં-તોડી પાડવાં. 3. To render useless; to disable: નાલાયક-નકામું-અશક્ત ક૦; શક્તિહીન ક૦.

**Dismarch,**(ડિસ્માર્ચ્ )*vi.*To march away:સ્વારી-કુચ ક૦;જતા રહેવું.

**Dismask,**(ડિસ્મૅસ્ક્ )*vt.* To strip a mask from;to uncover:-ની પાસેથી બુરખો ઝુંટવી લઇ લેવો;ખુલ્લું-ઉઘાડું-દેખાય એવું ક૦.

**Dismast,**(ડિસ્મૅસ્ટ્ )*vt.*To deprive of a mast or masts:(વહાણના)ડોળ-કુવા ભાંગી-તોડીનાંખવા; ( વહાણને ) ડોળ-કુવા વિનાનું ક૦.

**Dismay,**(ડિસ્મે)*vt.* To terrify; to daunt;to appall: ધૈર્યનાશ-ભંગ ક૦; દહેશત-બીક બાલવી-દેવી;-ની હિંમત છોડાવી દેવી;હીંમત તોડવી;ગભરાટમાં નાંખવું;નાં ગાત્ર ઢીલાં-શિથિલ કરી નાંખવાં -ભાંગી નાંખવાં;હરબડાવી દેવું;હેબક ખવરાવવી;હબકાવી નાંખવું. 2. To render lifeless;to disquiet:શાંત નરમ ક૦;દમવગરનું ક૦.*vi.*To be disheartened;to be appalled:ની હીંમત તુટવી; નાં ગાત્ર ઢીલાં-શિથિલ થઈ જવાં; હબકવું;હરબડવું;થીથવઇજવું; ગભરાટમાં પડવું.*n.*1.Overwhelming terror;consternation; a sinking of the spirits:નાહિંમત થવું તે;ઉદાસપણું;ગભરાટ;હબક;દહેશત;હડબડાટ;ધાક; બીક;ભય.2.Ruin:નાશ;પાયમાલી;ખરાબી.

**Dismember,**(ડિસ્મેમ્બર્ )*vt.* 1.To separate the members of; to mutilate:નાં અવયવો છુટાં-જુદાં પાડવાં;છુટું-જુદું ક૦;તોડી પાડવું;પૃથક્-ભિન્ન ક૦;ખાંડું ક૦;અંગચ્છેદ-અવયવચ્છેદ ક૦.

**Dismemberment,**(ડિસ્મેમ્બર્મૅન્ટ ) *n.*Mutilation; division; separation:અવયવ વિયોગ ક૦-થવો તે;ભિન્નતા;જુદાઇ;અંગચ્છેદ;અવયવચ્છેદ.

**Dismiss,**(ડિસ્મિસ્ ) *vt.* [L. *dis* & *mitto*,I send.]1.To send away; to give leave to go: મોકલી દેવા; જવાની રજા-રવાનગી આપવી;વિસર્જન-વિદાય-રવાના-બરખાસ્ત ક૦. 2. To remove from office, service or employment;to discard:નોકરી અથવા જગાપરથી કાઢી મુકવું-રજા આપવી-બરતરફ ક૦;ઘેર બેસાડવું;પાણીચું-ખરખડિયું-શ્રીફળ આપવું;-ની કલમ કાપવી; રૂકસદ આપવી.3. To lay aside or reject:કાઢી નાંખવું;નામંજુર ક૦;રદ ક૦.

**Dismissal,**(ડિસ્મિસલ )*n.* Dismission;discharge:કાઢી મુકવું-રજા આપવી-બરતરફ ક૦ તે;રજા; છુટી;બરતરફી; પાણીચું;શ્રીફળ;વિદાયગિરી;રૂકસદ.

**Dismission,**(ડિસ્મિશન્ )*n.*1. Permission to leave;dismissal:જવાની રજા-છુટ;બરખાસ્ત ક૦ તે;રજા;બરખાસ્તી;છુટ.2. Removal from office or employment;discharge either with honor or disgrace:બરતરફી; વિદાયગિરી;રવાનગી;રૂકસદ.3. A setting aside;rejection:કાઢી નાંખવું-નામંજુર ક૦ તે;નામંજુરી.

**Dismount,**(ડિસ્માઉન્ટ્ ) *vt.* 1. To bring down from an elevation: ઉંચી જગ્યાપરથી ઉતારવું-ઉતારી પાડવું-નાંખવું.2.To remove from a horse;

to unhorse:ઘોડા ઉપરથી ગબડાવી-ઉથલાવી પાડવું-પાડી નાંખવું-ઢોળી પાડવું.3.To throw or remove from carriages:ગાડાં-ગાડીઓપરથી ઉતારી પાડવું-નાંખવું.4. (*Mech.*) To take down, or apart, as a machine: સંચાના ભાગ જુદા કરવા-પાડવા-છોડી નાંખવા છુટા પાડવા.*vi.*1. To come down;to descend:નીચે આવવું;ઉતરવું.2.To alight from a horse: ઘોડાપરથી ઉતરવું-ઉતરી પડવું-જવું.

**Disobedience,**( ડિસ્ઓબીડિએન્સ્ ) *n.* Violation of command or prohibition; neglect or refusal to obey: આજ્ઞાનો ભંગ; આજ્ઞોલ્લંઘન; અમાન્યતા;અવગણના;અનાદર;અવજ્ઞા.

**Disobedient,**(ડિસ્ઓબીડિએન્ટ્ ) *a.* Neglecting or refusing to obey; refractory:અણકહ્યાગરૂં; આજ્ઞા-કહ્યું ન માનનારૂં;આજ્ઞાભંજક;બેહુકમી;આડું ચાલનારૂં:હઠીલું;નિરાજ્ઞાધિન. 2. Not yielding:નહીં ગાંઠનારૂં.

**Disobey,** (ડિસ્ઓબે) *vt.* & *vi.* To neglect or refuse to obey; to transgress the commands of;to violate:આજ્ઞાતોડવી;પત ન કo;ન માનવું;હુકમ-આજ્ઞા-કહ્યું ન ગણકારવું;આજ્ઞા ભંગ કo.

**Disoblige,**(ડિસ્ઓબ્લાઇજ્ )*vt.*1.To displease;to be unaccommodating to:માઠું લગાડવું;નાખુશ કo;-નું મન દુઃખવવું-દુભવવું;ની મરજી-ઇચ્છાથી ઉલટા ચાલવું;-નું મન ખાટું કo.2.To release from obligation:બંધકત્વ-બંધન-ફરજમાંથી મુકતકo-છોડવું;સ્વતંત્ર કo.

**Disobliging,** ( ડિસ્ઓબ્લાઇજિંગ્ ) *a.*Offensive;displeasing:ઇચ્છા-મરજીથી વિરૂદ્ધ ચાલનારૂં;માઠું લગાડવાની ટેવવાળું.2.Not disposed to do a favour;unaccommodating:અનુપકારી;નિરૂપકારી;ઉપકારશત્રુ;ઉપકારશઠ;અનનુકૂલ;વિરોધી.

**Disorder,**(ડિસ્ઑર્ડર્ )*n.*1. Irregularity;confusion;disarray:અવ્યવસ્થા; બેરબંદોબસ્ત; ગરબડ સરબડ; અસ્તવ્યસ્તતા; ઘોટાળો. 2. Neglect of order or system;irregularity:અવસ્થા-રચના-પદ્ધતિ ન હોવી તે.3.Tumult;disturbance:બખેડો;હુલ્લડ;તોફાન. 4. Derangement; disease; sickness:આજાર;વ્યાધિ;દરદ;પીડા;બિગાડ;રોગ;માંદગી;મંદવાડ;વિકાર; **d.** *of the stomach*:અન્નવિકાર. *vt.* 1. To throw into confusion;to confuse: ગુંચવણ-ગભરાટમાં નાંખવું; ગરબડ કરી નાંખવી;અવ્યવસ્થિત કરી નાખવું.2.To produce sickness or indisposition in;to derange:માં વિકાર-કસર ઉત્પન્ન થવી;માં બિગાડ થવો;-ને નુકસાન-હાનિ-ખલલ પહોંચાડવી;ચળાવવું;ઉપલપાથલ-અવ્યવસ્થા-ઘોટાળો કo.3.To depose from holy orders:ધર્મ પદવી લઇ લેવી.

**Disordered,** ( ડિસ્ઑર્ડર્ડ્ )*a.* Confused;deranged:ગુંથીનાંખેલું;અવ્યવસ્થિત:કસરવાળું;ખસેલું;ચળેલું;અસ્વસ્થ;વિકારી;આજારી;આકુલ;અભ્રાન્ત.

**Disorderly,**(ડિસ્ઑર્ડર્લિ)*a.* 1. Disarranged;immethodical: અવ્યવસ્થિત;અડથલ ગડથલ;બંદોબસ્ત વગરનું; નિરંકુશ;ક્રમવગરનું;બેબંધ;બેકેદ; અસ્તવ્યસ્ત;અવશ;ઉચ્છૃંખલ.2.Not acting in an orderly way:વિકારવાળું;કસરવાળું;બગડેલું.3.Tumultuous;unruly:તોફાની;હુલ્લડી;બખેડા-કજીઆખોર;ફિતુરી.4.Offensive to public morals & decency; of bad repute: અનાચારી;અનીતિનું;વંઠીગયેલું; નીતિબહાર ચાલનારૂં. *adv.*Irregularly; confusedly: બેરબંદોબસ્તથી; અસ્તવ્યસ્તપણે;અવ્યવસ્થિત રીતે.

**Disorganization,**(ડિસ્ઑર્ગેનાઇઝેશન્ )*n.*1.The act of destroying order:નું બંધારણ-બંદોબસ્ત તોડી નાંખવો તે; અવ્યવસ્થિત કo તે. 2. The state of being disorganized:બંધારણ-બંદોબસ્ત તુટી જવો તે;બંધારણનાશ;અવ્યવસ્થા;ઉલટપાલટ;ઉથલપાથલ.

**Disorganize,**(ડિસ્ઑર્ગેનાઇઝ્ ) *vt.* To throw into utter disorder;to disarrange and break up:બંદોબસ્ત તોડવો;બંધારણતોડવું;ઉથલપાથલકo.

**Disown,**(ડિસ્ઓન્ )*vt.*1.To refuse to acknowledge as one's own;to disavow: પોતાનું નથી એમ કહેવું;અસ્વીકારકo.કબૂલનરાખવું.2.To refuse to acknowledge;to deny:ના કબૂલ કo;ના કહેવી.

**Disparage,**(ડિસ્પૅરેજ્ )*vt.*[L.*dis*,& *par*,equal.] 1. To dishonor by an unequal marriage:અયોગ્ય વિવાહસંબંધ કo. 2. To undervalue; to depreciate:નિંદા કરવી;હલકું-નઠારૂં-ઉતરતું ગણવું;વખોડવું;હીણપત લગાડવી;ગુણાપકર્ષ કo. *n.*Inequality in marriage:હિણપત;કજોડું.

**Disparagement,** ( ડિસ્પૅરેજ્મેન્ટ્ ) *n.* 1. Marriage with a person of inferior rank or condition: અયોગ્ય વિવાહ સંબંધ. 2.Diminution of value;disgrace:નામોશી;બેઆબરૂ;નિંદા;શરમ; હીણપત;અપ્રતિષ્ઠા; અવજ્ઞા;તિરસ્કાર;ગુણાપકર્ષ.

**Disparate,**( ડિસ્પૅરેટ્ ) *a.* Unlike; dissimilar;separate:એક સરખું નહિ એવું;વિષમ;જુદું જુદું;નિરાળું;ભિન્નભિન્ન.

**Disparity,**( ડિસ્પૅરિટિ )*n.* [L. *dis* & *par*, equal.] Inequality; dissimilitude: ફરક;ફેર; તફાવત.અસમાનતા;ન્યુનાધિકતા;વિષમતા;ભેદ;વૈષમ્ય.

**Dispart,** ( ડિસ્પાર્ટ્ ) *vt.* & *vi.* To separate; to sever; to rend:જુદું પાડવું;ભાગ પાડવા;કાપવું.

**Dispassion,** ( ડિસ્પૅશન્ ) *n.* An undisturbed state of the mind; apathy:ઠંડોમિજાજ;મનની શાંત સ્થિતિ-શાંતતા; કામ-ભાવ રહિતપણું;શાંતિ; વિરાગ;અક્રોધ.

**Dispassionate,** (ડિસ્પૅશનેટ્) *a.* [L. *dis* & *patior*, I suffer.] 1. Calm;composed;judicial:ઠંડું;ઠંડા મિજાજનું;શાંત;નિસ્પૃહ;નિઃસંગ;વિરક્ત. 2.Impartial:નિષ્પક્ષપાત;ઉદાસીન.

**Dispatch,**(ડિસ્પૅચ્ )*vt.* [L. *dis*, & *pedica*,a snare ] 1. To send off: મોકલવું;મુદ્દામ પહોંચાડવું; દોડાવવું.2. To put to death;to kill:મારી નાંખવું;સ્વધામ-રામશરણ પહોંચાડવું. 3. To dispose of;to perform: કાઢવું; કરી નાંખવું; નો નિકાલ કાઢવો;આટોપી નાંખવું.4. To rid;to free:છુટું-મુકત કo; સ્વતંત્ર કo. 5. To send away hastily:મોકલી દેવું;વિદાય કo. *n.*1. The sending off:મોકલવું;-દોડાવવું તે;મુદ્દામ પહોંચાડવું તે. 2. Prompt execution;haste:ઝપાટો;ઝડપ;શતાબી;નિકાલ;ઉતાવળ.3. Official message or letter:મુદ્દામ લખાણ-ખત; સરકારી લખોટો.4.A message sent by telegraph:તાર.*vi.*To conclude an affair;to finish a matter of business: કામ પુરૂં કરી આટોપી નાખવું-પાર મુકી દેવું-કરીને ઉચું મુકવું.

**Dispel,**(ડિસ્પેલ્ )*vt.*[L.*dis*&*pello*,I drive.]To drive away;to banish: ઉડાવી દેવું;દૂર કo;કાઢી મુકવું;ઝાંકી કાઢવું;દફે કo;ટાળવું;મટાડવું.

**Dispensable,**(ડિસ્પેન્સેબલ્ )*a* Capable of being dispensed with:-ના વગર ચલાવી શકાય એવું.

**Dispensary,**(ડિસ્પેન્સરિ)*n.*A place in which medicines are dispensed to the poor: જે જગ્યાએ ગરીબ માણસને દવા આપવામાં આવે છે તે;ધર્મનું-ધર્માદા દવાખાનું;ઔષધશાળા. 2. A place in which medi-

Distance is the best remedy for an evil-disposed man:

cines are prepared:દવાખાનું;ઔષધશાળા.A dispensatory:દવા બનાવવાની રીતનું પુસ્તક.

**Dispensation,**(ડિસ્પેન્સેશન) *n.*1. The act of dispensing;distribution:વહેંચવું-આપવું તે;વહેંચણી;વાંટણી;વિભાગ.2.A system of divine laws: ઇશ્વરી વ્યવસ્થા-વિધિ-નિયોગ; ઈશ્વરનિયુક્ત વિધિ.3.A permission to do what is forbidden: માફી; છુટ;પરવાનગી;પરવાનો.

**Dispensatory,** (ડિસ્પેસૅટૉરિ) *a.* Granting or authorized to grant dispensation:વહેંચવાની શક્તિ ધરાવતું. *n.* A book which treats of the method of preparing medicines:દવા બનાવવાની-તૈયાર કરવાની રીતની ચોપડી.

**Dispense,**(ડિસ્પેન્સ્) *vt.* [L. *dis* & *pendo*,I weigh.]1.To distribute: વહેંચવું; વહેંચી આપવું; વાંટવું; વાંટણી ક૦.2.To execute; to carry out: અમલમાં આણવું;બજાવવું;વહિવટમાં મુકવું;કરવું.To compensate to atone for:નો બદલો-અવેજ અપાવવો;-નું નુકશાન ભરી અપાવવું.4.To excuse:છુટમાફી આપવી.*vi.* To compensate: નો બદલો વાળવો-અવેજ આપવો;નુકશાન ભરી આપવું.*To* **d.***with*,(*a*)to permit the neglect or ommission of: વગર ચલાવવું;-ની માફી-છુટી બક્ષવી:દરગુજર ક૦. (*b*) To suspend the operation of:-નું ઉલ્લંઘન કરીને ચાલવું:કોરે-બાજુપર મૂકીને ચાલવું-કામ ક૦.(*c*)To give up;to do without: to forego: કામ-વપરાશ-ઉપયોગમાં લાવ્યા વગર રહેવું;-ના વગર ચલાવવું.(*d*) To allow by dispensation: માફી આપવી;-ની રજા-પરવાનગી આપવી.(*e*) To break or go back from one's word:(વચન) તોડવું-ન પાળવું. *n.* 1. Dispensation; exemption: માફી; છુટી;પરવાનગી.2. Expense; profusion:ખરચ;છેક ઉડાઉપણું;ચોતાળપણું.

**Dispenser,**(ડિસ્પેન્સર) *n.* One who dispenses;આપનાર;વહેંચનાર; વાંટનાર;પ્રવર્તક;નિર્વાહક.

**Dispeople,**(ડિસ્પીપલ્) *vt.* To deprive of inhabitants; to depopulate:ઉજ્જડ ક૦; વસ્તી વગરનું-નિર્જન ક૦.

**Disperse,**(ડિસ્પર્સ્) *vt.* [L. *dis* & *spargo*,I scatter.]1. To scatter here and there; to diffuse; to spread:અહિં તહિં વિખેરવું:વિખેરી નાખવું:છુટું પાડવું; ફેલાવવું;-માં ફેલાવો-પ્રસાર ક૦.2.To cause to vanish or separate:જતા રહે-અદૃશ્ય થાય અથવા જુદું પડે એમ ક૦.*vi.*1.To separate:to vanish:જુદું પડવું;વેરાઈ-વિખરાઇ જવું;જતા રહેવું.2.To distribute wealth:ધન વહેંચી દેવું.

**Dispersion,** (ડિસ્પર્શન) *n.* 1.The act of scattering:વેરવું-વિખેરવું તે. 2.The state of being scattered: વિખરાઈ-વેરાઇ-ફેલાઇ જવું તે;છુટું પડવું તે;વિક્ષેપ.3.(*Opt.*) The separation of light into its different coloured rays; પ્રકાશ-અજવાળાના તેના જુદા જુદા રંગનાં કીરણોમાં વિખરાઇ-છુટા પડવું તે;વિકિરણ.4.(*Med.*) The removal of inflammation: સોજો ઉતરી જવો તે.

**Dispirit,**(ડિસ્પિરિટ્) *vi.*To deprive of cheerful spirits;to discourage: નાહિંમત ક૦;-નું મન ભાંગવું;નિરૂત્સાહ ક૦;ધૈર્ય ભંગ-મનોભંગ ક૦;હર્ષભંગ ક૦; -ના હાથ પગ ભાગી નાંખવા.

**Displace,** (ડિસ્પ્લેસ્) *vt.*1. To remove;to put out of place:ખસેડવું;લઇ લેવું;જવું; સ્થળાંતર ક૦; સ્થાન-સ્થળભ્રષ્ટ ક૦. 2. To discharge; to depose:(કામગીરી ઉપરથી )દૂર ક૦;બરતરફ ક૦.3.To dislodge;to banish: હાંકી કાઢવું;-માંથી વેગળું ક૦. 4. To take the place of:ની જગો લેવી.

**Displacement,**(ડિસ્પ્લેસ્મેન્ટ્) *n.*1. The act of displacing;the state of being displaced; removal: ખસેડવું;બરતરફ ક૦ તે; ખસેડાવું;કાઢી નંખાવું તે;સ્થાનનાશ; ભ્રંશ. 2. The quantity of water displaced by a floating body:તરતા પદાર્થથી ખસેડાયેલા પાણીનો જથ્થો.

**Displant,**(ડિસ્પ્લૅન્ટ્) *vt.*1.To unsettle and take away;to displace: ઉખેડી નાંખવું;જે જગ્યાએ હોય ત્યાંથી કાઢી નાંખવું;ઉન્મૂલન ક૦;ઉચ્છેદવું. 2. To strip of what is planted or settled: જે વાવવામાં-વસાવવામાં આવ્યું હોય તે કાઢી નાંખવું;ઉજ્જડ ક૦.*To* **d.***a country of inhabitants*:દેશના રહેવાશીઓ ઉજ્જડ ક૦;દેશ વેરાન ક૦.

**Display,**(ડિસ્પ્લે) *vt.*[L.*dis*&*plico*, I fold:]1.To unfold:to expand; to spread:ખોલવું;ફેલાવવું; પાથરવું; વિસ્તારવું. 2. To show; to make manifest:બતાવવું;દેખાડવું;દર્શાવવું; પ્રકાશ-પ્રસિદ્ધ ક૦;ખુલ્લું-સ્પષ્ટ ક૦;પ્રકટ ક૦.3.To parade;to make an exhibition of:અભિમાનથી બતાવવું;-ની મ્હોટાઇ-ભભકો બતાવવો;આડંબર ક૦. 4.To discover,to descry:શોધી કાઢવું;ઝાંખું દેખાતું હોય તે જોઇ-શોધી કાઢવું. 5.To make conspicuous by large or prominent type:મોટા અક્ષરથી જણાઇ આવે એવું કરવું. *vi.* To make a display; to talk without restraint: બતાવવું; પ્રકટ ક૦;નિરંકુસપણે વાત ક૦.*n.*1.Exhibition;manifestation: પ્રદર્શન;પ્રકાશન;પ્રકટીકરણ;પ્રગટ ક૦ તે;ખુલ્લું ક૦ તે. 2. Ostentatious show; parade: ભભકાદાર દેખાવ;ઠાઠ; શોભા; દબદબો; દમદમાટ;આડંબર;ડોળ;દમામ;ઠાઠમાઠ.

**Displease,**(ડિસ્પ્લીઝ્) *vt.* 1. To be disagreeable to;to offend;to vex: -થી ગુસ્સે થવું; ના ખુશ ક૦;-ને માઠું લગાડવું;ફફા ક૦; ચીડવવું;-નું મન ખાટું ક૦;-નું મન ઉઠાડવું.2.To fail to satisfy;to miss of:ગુમાવવું;પાર ન મુકવું; ખોવું;-માં વાંધો આવવો.*vi.*To give displeasure or offence:કંટાળો ઉપજાવવો;-ને માઠું લગાડવું.

**Displeasure,** (ડિસ્પ્લેઝ્હ્યુર) *n.* 1. Dislike;dissatisfaction;disfavor; indignation:નાપસંદગી-તા; અપ્રસન્નતા;અસંતુષ્ટતા;ગુસ્સો;રૂઠ;રૂસણું;અવકૃપા;નાખુશી. 2. That which displeases;offence;injury:જેથી નાખુશ થવાય છે તે,નાખુશીનું કારણ; ગુસ્સે થવાનું કારણ.3.The state of disgrace: અપમાન-અપજશ પામવું તે;કરડી નજર; ગેરમહેરબાની; ઇતરાજી. *vt.* To displease:નાખુશ-નારાજ ક૦.

**Displode,**(ડિસ્પ્લોડ્) *vt.* [L. *dis* & *plaudo*,I clap.] To discharge; to explode:બહાર ક૦;ફોડવું; ભડાકો ક૦.*vi.*To burst with a loud report,to explode:બહાર-ભડાકો થવો; ફાટવું;ફુટવું.

**Displosion,** (ડિસ્પ્લૉઝ્હન) *n.* The act of disploding;an explosion: ફોડવું-ભડાકો કરવો તે;ભડાકો;ધડાકો;બહાર.

**Disponge,**(ડિસ્પૉન્જ્) *vt.*To sprinkle as with water from a sponge: વાદળીમાંથી પાણી છાંટવું-નો છંટકાવ ક૦.

**Disport,**(ડિસ્પૉર્ટ) *n.*Play;sport;diversion:વિહાર;વિલાસ;રમત;ગમત;મઝે;ખેલ;ક્રીડા.*vi.*To play;to wanton: રમવું;ગમત ક૦; મજા ક૦; ખેલવું; ક્રીડા ક૦.*vt.*1.To divert or amuse:રમવું; ગમત ક૦;ખેલવું.2.To remove from a port;to carry away: બંદરમાંથી ખસેડવું;લઈ જવું;ઘસડી લઇ જવું.

દેખવુંએ નહીં ને દાઝવુંએ નહિ.

**Disposal,**(ડિસ્પોઝલ્ )*n*.1.Arrangement;a putting in order: રચના; ગોઠવણ;ગોઠવણી;યોજના.2. Regulation;management: વ્યવસ્થા;બંદોબસ્ત;ઘટાવ.3.Bestowal;alienation or parting with:આપવું-બક્ષવું તે; અર્પણ;સમર્પણ;વિનિયોગ;વહેંચણ;દાન; બક્ષિસગિરી.4.Power to dispose of: અખ્તિયાર;અધિકાર;હાથ; સત્તા;આજ્ઞા; યોજનસત્તા;કર્તવ્ય.*Divine* **d.**:ઈશ્વરેચ્છા.

**Dispose,**(ડિસ્પોઝ્ ) *vt*. [L. *dis* & *pono*,I put.]1.To arrange;to set in order: ગોઠવવું; ની વ્યવસ્થા-રચના ક૦.2.To regulate;to determine; to order:ગોઠવણ ક૦;ગોઠવવું;નક્કી ક૦; સત્તા ચલાવવી. 3. To deal out; to employ; to apply: વહેંચી આપવું; વાપરવું;-ના ઉપયોગમાં લેવું. 4. To adapt; to incline the mind of: ઇચ્છા કરાવવી;-ના મનનું વલણ કરાવવું; પ્રવર્તાવવું.To *dispose* of (*a*),to assign for a use:ઉપયોગ-વાપરવને માટે નક્કી ક૦;ઠેરવવું;-ને માટે નિર્માણ૬૦.(*b*) To alienate;to bestow;to get rid of:-નું ઠેકાણું-રસ્તો-નિકાલક૦;-ની વ્યવસ્થા ક૦;કાઢી નાંખવું; આપી દેવું. *vi*. To bargain;to make terms:વેચાણનો બંદોબસ્ત-પહૃણ ક૦; શરતો ક૦. *n*.1.Disposal:management: રચના;વ્યવસ્થા;ગોઠવણ;યોજના. 2. Disposition;inclination:સ્વભાવ;વલણ.

**Disposition,** ( ડિસ્પોઝિશન ) *n*. 1. Application;disposal:વહીવટ;વ્યવસ્થા;ગોઠવણ.2.Arrangement;distribution;order:રચના;ગોઠવણ;ક્રમ, 3.Propensity;propension:મન;ઇચ્છા;રૂચિ;ભાવ;વલણ. 4. Tendency; nature;quality:ગુણ;ધર્મ;સ્વભાવ; *a* **d**.*in bodies to putrefaction*:પદાર્થમાં વિકારથવાનોગુણ-ધર્મ.5.Nature or prevailing spirit; temper of mind:પ્રકૃતિ;તબિયત;મરજી.6.Mood; humor:વૃત્તિ;ભાવ;છંદ. *Evil* **d**.:અસદ્ભાવ;*Good* **d**.: સદ્ભાવ; સૌજન્ય. *Happy* **d**.: સુખી સ્વભાવ;સંતોષવૃત્તિ.*Of a good* **d**.: સુશીલ;શીળવંત.

**Dispossess,**( ડિસ્પોઝ્ઝેસ્ ) *vt*. To put out of possession;to disseize; કબજો મુકાવી-તોડાવી લેવું; છીનવી લેવું.

**Dispossession,** ( ડિસ્પોઝ્ઝેશન ) *n*.1. The act of putting out of possession; the state of being put out of possession:કબજો મૂકાવી લઇ લેવું તે;કબજાવિનાનું થવું તે. 2. (*Law*.)The putting out of possession wrongfully;ouster:ગેરકાયદે કબજો લેઇ લેવો તે.

**Dispraise,**( ડિસ્પ્રેઝ્ ) *vt*. To withdraw praise from;to blame:વખોડવું;નિંદાક૦;ઠપકો દેવો.*n*.Detraction from praise;blame:censure:અપ્રશંસા;નિંદા;વખોડવું તે;ઠપકો; અસ્તુતિ.

**Disprivilege,** ( ડિસ્પ્રિવિલેજ્ ) *vt*. To deprive of a privilege:હક લઇ લેવો;હક વિનાનું ક૦.

**Disprofit,** ( ડિસ્પ્રોફિટ્ ) *n*. Loss; damage:નુકશાન;ખોટ;ટોટો. *vt*. To lose:ખોવું;નુકશાન-ટોટો ખમવો.

**Disproof,**(ડિસ્પ્રૂફ્ )*n*.Confutation; refutation: રદીઓ;ખંડન; વિરૂદ્ધતા; નિરાકરણ;અનિર્ણય;અપ્રમાણ.

**Disproportion,**( ડિસ્પ્રોપોર્શન ) *n*. 1. Want of proportion or symmetry:પ્રમાણ ન હોવું તે-વિનાનું હોવું તે;વિષમ પ્રમાણ;તફાવત; ન્યૂનાધિકતા.2.Want of adequacy;unsuitableness;disparity: અયોગ્યતા;અપૂર્ણતા.*vt*. To violate symmetry in;to join unfitly:પ્રમાણમાં નાનામોટાક૦;યથા યોગ્ય ન હોય એમ જોડવું.

**Disproportional-nate,** ( ડિસ્પ્રોપોર્શનલ્-ડિસ્પ્રોપોર્શનેટ્ )*a*.Not having proportion;unequal;inadequate: પ્રમાણમાં નાના મોટી-વધતું ઓછું,અસમાન;અયોગ્ય;વિષમ;અનનુરૂપ;અસંગત.

**Disproportioned,** ( ડિસપ્રોપોર્શન્ડ્ )*a* Not having proportion;inadequate: પ્રમાણ નહિં કીધેલું;અસમાન;અયોગ્ય.

**Disprove,**(ડિસ્પ્રૂવ )*vt*.1.To prove to be false;to confute:ખોટું-જૂઠું-બનાવટનું છે એમ સાબિત ક૦. 2. To refute:રદ્-બાતલ ક૦;ના મંજુર-ના કબૂલ ક૦-રાખવું;બહાલ ન રાખવું.

**Disputable,**(ડિસ્પ્યૂટેબલ્ )*a*.1.Capable of being disputed;controvertible: તકરાર-વાંધો લેવા જેવું-લેવાય એવું; વાદયોગ્ય; વિવાદાસ્પદ. 2. Contentious:કુજ્જતી;તકરારી;માથાફોડિયું;ટંટાખોર.

**Disputant,** ( ડિસ્પ્યૂટન્ટ્ ) *n*. One who disputes; a controvertist: તકરાર લેનાર;વાદ કરનાર;વાદી;વાદકર્તા; તાર્કિક;નૈયાયિક;હેતુવાદી. *a*. Disputing:વાદ કરતું;તકરાર લેતું.

**Disputation,**( ડિસ્પ્યૂટેશન ) *n*. 1. The act of disputing;controversy in words:તકરાર કજીઓ;વાદવિવાદ; ભાંજગડ.2.A rhetorical exercise in which parties reason:અભ્યાસાર્થવાદ;અભ્યાસવાદ;સંવાદ.

**Disputatious,** ( ડિસ્પ્યૂટેશસ્ ) *a*. Inclined to dispute;apt to cavil: વાંધાખોર; તકરારી; વાદપ્રિય; કલહશીલ; વિવાદાર્થી;લઢવાડિયું;ટંટાખોર.

**Dispute,**(ડિસ્પ્યૂટ્ ) *vt*. [ L. *dis* & *puto*,I reckon.]1.To discuss; to debate:કજીઓ ક૦;તકરાર-વાદ લેવો કરવો.2.To strive or contend:સામે થવું;સામા ભીડવું;-મહેનત ક૦.*vt*.1.To discuss;to argue: તકરારથી નિર્ણયનિશ્ચયપર આવવું. 2. To strive or contend about: સામા પડવું-સામાં તકરાર વાંધો-શંકા ઉઠાવવી; ભીડવું. 3. To oppose by argument: દલીલથી સામા થવું-પડવું; તકરાર-વાંધો ઉઠાવવો.4. To struggle against; to resist:-ના સામે કજીઓ-લડાઈક૦;કલહ ક૦;-ના સામે થવું. *n*.1. Discussion; debate;altercation:ભાંજગડ;વિવાદ;વાદ;વાક્યુદ્ધ;વિતંડા;હુજ્જત.2.Contest;struggle: કજીઓ;ઝઘડો;લડાઈ; તકરાર;વાંધો.*Beyond* **d**.: without doubt; indisputably:નિર્વિવાદ.

**Disqualification,** (ડિસ્ક્વૉલિફિકેશન)*n*.1.Disability; incompetency:ના લાયક હોવું-થવું તે;ના લાયકપણું; અયોગ્યતા.2.Want of qualification: નાલાયકી.3. That which disqualifies:ના લાયક થવાનું-હોવાનું કારણ.

**Disqualify,**(ડિસ્ક્વૉલિફાઇ )*vt*.1.To render unfit;to incapacitate:નાલાયક-અયોગ્ય ક૦.2.To deprive of capacity;to disable: લાયકી-યોગ્યતા વિનાના ક૦;અશક્ત ક૦.

**Disquiet,**(ડિસ્કવાઇએટ્ )*vt*.To make uneasy or restless; to disturb: બેચેનક૦; ક્ષોભ-ઉદ્વેગ-ઉચાટમાં નાંખવું; -નું મન વ્યગ્ર-અસ્વસ્થ ક૦.*n*.Uneasiness;restlessness;anxiety:બેચેની; ચિન્તા;ઉચાટ;વ્યગ્રતા;ક્ષોભ;વ્યામોહ;આકુળતા;અસ્વસ્થપણું.*a*. Deprived of quiet:બેચેન;અસ્વસ્થ;ઉચાટવાળું;વ્યગ્ર; આકુળ;મૂઢ;સંભ્રાંત.

**Disquietly,** (ડિસ્કવાઇએટ્લિ) *adv*. Uneasily;anxiously:બેચેનીથી;ચિંતાથી;ઉચાટપણે.

**Disquietude,**( ડિસ્કવાઇએટ્યૂડ્ ) *n*. Uneasiness;agitation; anxiety: બેચેની;ઉચાટ;ક્ષોભ;વ્યામોહ;ઉદ્વેગ; આકુળતા;વ્યગ્રતા;ચિંતા;અસ્વસ્થપણું.

**Disquisition,**(ડિસ્કિવઝિશન )*n*.[L. *dis* & *quœro*,I seek.]Elaborate essay;dissertation; a formal inquiry into any subject: કોઈ વિ-

ષય વિષે યથાસ્થિત શોધ ક૦ તે;પ્રબંધ; નિબંધ:નિરૂપણ;વિવેચન;પરીક્ષા.

**Disregard,**(ડિસ્રીગાર્ડ્ )*vt.* To pay no heed to;to omit to take notice of:ન ગણકારવું;ન લેખવવું; આખાડા ક૦;-ની ઉપેક્ષા ક૦;-ની અવગણના-અનાદર-અવજ્ઞા ક૦. *n.* Intentional neglect;want of attention;slight: બેતમા;બેપરવાઈ; અનાદર;ઉપેક્ષા; અપમાન;અવજ્ઞા;અવગણના.

**Disrelish,**(ડિસ્રેલિશ્ )*n.***1**.Distaste: dislike:અભાવ;અપ્રીતિ; અરૂચિ; વિરક્તિ;વિરામ.**2**.Bad taste;nauseousness:બદસ્વાદ;કુસ્વાદ;બેસ્વાદ. *vt.* **1**. Not to relish; to regard as unpalatable:-ન ભાવવું;અપ્રીતિ હોવી;નગમવું;ના પસંદ પડવું.**2**.To deprive of relish: સ્વાદ વિનાનું-સ્વાદ રહિત ક૦;અસ્વાદિષ્ટ ક૦;બેસ્વાદ ક૦.

**Disrepair,**(ડિસ્રીપેર્ ) *n.* A state of being in bad condition and wanting repair:ખરાબ થયેલું-મરામત ક૦ જેવું હોય તે;બીસમાર હાલત.

**Disreputable,** (ડિસ્રેપ્યુટેબલ્ ) *a.* Not in esteem; dishonourable: આબરૂ વિનાનું;બેઆબરૂદાર;હલકું;આબરૂ જાય એવું;અપ્રતિષ્ઠિત; અસંભાવિત; અસભ્ય;અનાર્ય;અયશસ્કર;નિંદ્ય;દૂષણીય.

**Disrepute,**(ડિસ્રેપ્યૂટ્ )*n.* Loss of reputation; disesteem: માનભંગ; અપકીર્તિ;નામોશી;બદબોઇ; અપ્રતિષ્ઠા; અપજશ;અપમાન;બદનામી; અસત્કાર; અનાદર. *vt.* To bring into disreputation:-નું અપમાન-અસત્કાર-માનભંગ-અપજશ ક૦.

**Disrespect,**(ડિસ્રીસ્પેક્ટ્ ) *n.* Disesteem in civility;discourtesy: બેઅદબી;અપમાન; અનાદર; તિરસ્કાર; અવજ્ઞા;અસત્કાર.*vt.*To show disrespect to:અપમાન-અનાદર ક૦;બેઆબરૂ-ગેરઆબરૂ ક૦;બેઅદબી-નાલાયકી વાપરવી.

**Disrespectful,** (ડિસ્રીસ્પેક્ટ્ફુલ્ ) *a.*Wanting in respect; uncivil: નીચું;અપમાન ભરેલું;નાલાયક;આમન્યારહીત;અસભ્ય;અમર્યાદ;બેઅદબ.

**Disrespective,**(ડિસ્રીસ્પેક્ટિવ્ ) *a.* Showing want of respect: disrespectful:નાલાયક;અમર્યાદ; અપમાન ભરેલું;આમન્યા મુકીને ચાલનાર.

**Disrobe,**(ડિસ્રોબ્ )*vt.*To divest of garments; to undress; to strip of covering: લુગડાં વિનાનું કરવું-ઉતારી લેવાં;શોભા વિનાનું કરવું;-ની શોભા હરી લેવી.

**Disroot,**(ડિસ્રૂટ્ )*vt.*To tear up the roots of;to tear from a foundation:જડમૂળથી કાઢી નાંખવું;પાયો મૂળ કાઢી નાંખવું;નિર્મૂળ કરવું.

**Disrout,**(ડિસ્રાઉટ્ ) *vt.* To put to flight in different direction; to scatter inflight:જુદી જુદી દિશામાં દોડાવી-નસાડી મુકવું;નસાડી મુકવું.

**Disrupt,** (ડિસ્રપ્ટ્ ) *a.* [ L. *dis* & *rumpo*,I break.]Torn asunder; severed by breaking:ભાગી-તૂટીને જુદું પડી ગયલું. *vt.*To separate; to rend:ફાડવું-ભાગવું-જુદું ક૦;ફાટ પાડવી

**Disruption,**(ડિસ્રપ્શન )*n.*Breach; rent;dilaceration:તુટ;બિગાડ;ખલેલ; ફાટવું તે;ચીરો;અણબનાવ;ઉંચું દીલ.

**Disruptive,** (ડિસ્રપ્ટિવ્ )*a.* Causing disruption;breaking through bursting: બિગાડ કરતું;ખલેલ પહોંચાડતું; ભાગી-ફોડીને નીકળી આવતું-જતું;ચીરાવાળું.

**Dissatisfaction,**(ડિસ્સૅટિસ્ફૅક્શન ) *n.*The state of being dissatisfied;discontent;displeasure;disapprobation: નાખુશ-અસંતુષ્ટ થવું તે;નાખુશી; અસંતોષ; અપ્રસન્નતા;અતૃપ્તિ;અસમાધાન.

**Dissatisfactory,**(ડિસ્સૅટિસ્ફૅક્ટૉરિ) *a.*Giving discontent; displeasing:અસંતુષ્ટ-નાખુશકરતું;અસંતોષકારી

**Dissatisfy,** (ડિસ્સૅટિસ્ફાઇ) *vt.* To render unsatisfied;to displease: અસંતુષ્ટ ક૦;અપ્રસન્ન ક૦.

**Dissect,** (ડિસ્સેક્ટ્ ) *vt.* [L. *dis* & *seco*,I cut.]**1**.To cut into piece; to anatomize:કકડે કકડા કરવા; અવયવછેદન ક૦;ચીરવું; નું શરીર છેદન ક૦. **2**.To analyse:ફાડી તોડીને જોવું;-ના અન્વયો જુદા પાડવા;વિવેચન ક૦.

**Dissection,**(ડિસ્સેક્શન્ )*n.***1**. Anatomy:અવયવ-શરીરછેદન.**2**.An analysis:વિવેચન;પૃથક્કરણ;સૂક્ષ્મ પરીક્ષા.

**Disseize,**(ડિસ્સીઝ્ )*vt.* (*Law.*) To deprive of possession: ના કબજે છોડાવવો;કબજ ક૦;લઈ લેવું.

**Dissemblance,**(ડિસ્સેમ્બ્લૅન્સ્ ) *n.* **1**.Want of resemblance;dissimilitude:સરખાપા વિનાનું હોવું તે;તફાવત;ફેરફાર.**2**. Dissimulation: ઢોંગ; દંભ;કપટ;છળભેદ;મિષ;બહાનું.

**Dissemble,**(ડિસ્સેમ્બલ્ )*vt.*[L. *dis* & *similis*,like.]**1**.To hide under a false seeming;to disguise; to mask:હોય તેથી જુદું બતાવવું;-નો ઢોંગ ક૦;ખોટો વેષ ધારણ ક૦.**2**.To make pretence of;to simulate;to feign: નું બહાનું-નિમિત્ત કાઢવું;મિષ બતાવવું. *vi.*To conceal the real fact,motives,intentions, &c; to assume a false appearance: ઢોંગ-કપટ ક૦; પેચ રમવો; વેશધારી થવું; ખોટો-જૂઠો દેખાવ ધારણ ક૦.

**Dissembler,**(ડિસ્સેમ્બ્લર્ ) *n.* One who dissembles;a hypocrite: કપટ રચનાર;ઢોંગી;ઢોંગ કરનાર;છુપાવનાર;વેષધારી;કપટ રમનાર;દાંભિક.

**Disseminate,**(ડિસ્સેમિનેટ્ )*vt.*[L. *dis* & *semen*,seed.]**1**.To spread abroad; to diffuse; to disperse: (બી રૂપે)પાથરવું-વાવવું;પ્રસારો ક૦;વિખેરી નાંખવું;-નો પ્રચાર-વિસ્તાર ક૦; વેરવું. **2**.To spread by dispersion:વિખેરી-પ્રસારો કરીને પાથરવું-ફેલાવવું.

**Dissemination,**(ડિસ્સેમિનેશન )*n.* Dispersion;diffusion;scattering: પ્રસારણ;વ્યાપકપણું;ફેલાવો;પ્રસાર; વિસ્તાર;પ્રચારણ.

**Dissension,**(ડિસ્સેન્શન )*n.* Strife; discord;quarrel: કજીઓ; ઝઘડો;વિરોધ;ક્લેશ;ફુટફાટ;કલહ; કુસંપ;ફૂટ;બખેડો;ભેદ; ગડબડ. *Domestic or internal* **d.**:કુટુંબ કલહ;ઘરફૂટ;અંતર્ભેદ. *Seeds of* **d.**:કલહબીજ.

**Dissensious,** ( ડિસ્સેન્શિઅસ્ ) *a.* Quarrelsome;contentious:કજીઆટંટા-લડાઇખોર;ક્લેશ કરાવનાર; ઝઘડો કરે એવો.

**Dissent,**(ડિસ્સેન્ટ્ ) *vi.* [ L. *dis* & *sentio*,I feel.]**1**.To differ in opinion;to disagree: મત-અભિપ્રાયમાં જુદા પડવું-મળતા ન આવવું;મતભેદ પડવો;ગેરમાન્ય-અમાન્ય હોવું.**2**.(*Eccl.*) To differ from the doctrines or rites of an established church: કોઇ સ્થાપિત મત કે ક્રિયાથી જુદા પડવું.**3**.To differ;to be of a contrary nature:જુદા પડવું;મળતા ન આવવું;વિરૂદ્ધ સ્વભાવ-પ્રકૃત્તિના હોવું.*n.***1**. Difference of opinion;disagreement: મતમાં જુદા પડવું તે-ને મળતા ન આવવું તે;મતભેદ;વિરોધ; અસ્વીકાર; અસમ્મતિ; મતાંતર. **2**. Separation from an established church-nonconformity:કોઈ દેવળ (ના મત-ક્રિયા)થીજુદાપડવુંતે;ભિન્નપંથ.**3**.Contrariety of nature; diversity of quality:વિરૂદ્ધ સ્વભાવ-કુદરત-પ્રકૃત્તિ; અવિસમ્મતિ.

**Dissenter,**( ડિસ્સેન્ટર્ ) *a.* **1**. One who differs in opinion or de-

માથે પડી વિશ્વ દેવા.

clares his disagreement: મત-અભિપ્રાયમાં જુદો પાડનાર.2.A non-conformist: રાજ્યસ્થાપિત દેવળના મતથી જુદો પડનાર;ભિન્ન-પંથી.

**Dissentient,** ( ડિસેન્શિઅન્ટ્ ) *a.* Disdgreeing;dissenting:જુદો મત ધરાવતું; નાકબૂલ; ગેરરાજી; કરાજી;અસમ્મત;જુદા મતવાળું.*n.*One who disagrees: જુદો મત ધરાવનાર.

**Dissertation,**(ડિસ્સર્ટેશન્ )*n.* [L. *dissero*,I argue.]A disquisition; an essay;a discussion:નિબંધ;દલીલ બાજ લખાણ; વાદયુક્ત ભાષણ-ગ્રંથ; પ્રબંધ;વિવરણ.

**Disserve,**(ડિસ્સર્વ્ )*vt.* To injure; to hurt;to harm:દુઃખ દેવું;ઈજા ક૦; હાનિ-નુકશાન ક૦.

**Disservice,**(ડિસ્સર્વિસ્ )*n.*Injury; harm;mischief:હાનિ;નુકશાન;અપકાર;માઠું;બુરૂં;અહિત;અપાય.

**Disserviceable,**(ડિસ્સર્વિસેબલ્ )*a.* Injurious;harmful: હાની-નુકશાન કારક;માઠું.

**Dissever,**( ડિસ્સેવર્ ) *vt.* To part in two;to separate; to disunite: બે ભાગ ક૦-પાડવા;જુદું-છુટું ક૦-પાડવું. *vi.*To part;to separate: જુદું પાડવું-થઈ જવું.

**Dissidence,**(ડિસ્સિડેન્સ્ )*n.* [ L. *dis* & *sedeo*,I sit.]Disagreement; dissents:મતભેદ;મતાંતર; અણબનાવ.

**Dissident,**(ડિસ્સિડેન્ટ્ ) *a.* Not agreeing;dissenting:મતભેદ પડનાર; મતાંતર ગણનાર; મતથી જુદા પાડનાર. *n.*(*Eccle.*)One who disagrees or dissents:મત-ક્રિયાથી જુદો પડનાર માણસ;મતાંતર રાખનાર માણસ.

**Dissimilar,** (ડિસિમિલર્ ) *a.*Unlike;heterogenous:અસમાન; ભિન્ન; નહિ મળતું આવતું;જુદું;પૃથક્;અસદૃશ;અસમ;વિજાતિય;વિષમ.

**Dissimilarity,** (ડિસિમિલૅરિટિ)*n.* Unlikeness;dissimilitude:ભિન્નતા; ભેદ;જુદાપણું;તફાવત;અંતર;અસમાનતા.

**Dissimilitude,** ( ડિસ્સિમિલિટ્યૂડ્ ) *n.*1. Unlikeness; dissimilarity: જુદાપણું;ભેદ;અસમાનતા;તફાવત;ભિન્નતા.2.A dissimile:ઉલટા ગુણોના દાખલા આપી સરખાવવું તે;વિરોધાલંકાર.

**Dissimulation,**(ડિસ્સિમ્યૂલેશન્ )*n.* A feigning;false pretension;hypocrisy:છળભેદ;કપટ;વેશધારીપણું;માયા.

**Dissipate,**(ડિસિપેટ્ ) *vt.* [L. *dis* & *supo*,I throw.]1.To scatter; to disperse:વિખેરી નાંખવું; વેરી નાંખવું;કાઢી નાંખવું;વિદારવું. 2.To consume;to squander:ખવાઇ જવું; ઉડાવી દેવું-નાંખવું;ગુમાવવું;ફના કરી નાંખવું.*vi.*1.To waste away;to scatter;to disperse:ઉડી જવું;જતા રહેવું; વિખેરાઈ જવું.2.To be extravagant or luxurious:ઉડાવી-ખરચી નાંખે એવું હોવું-થવું;મોજ શોખ ભોગવવો;ઉડી જવું; લાલાલોક થવું.

**Dissipated,**(ડિસ્સિપેટેડ્ )*a.* Dissolute;intemperate: ઉડાઉ;દુરાચારી; વ્યસની;બદફેલ;વિષયલંપટ;વહી-વંઠી ગયેલું; ખોટી લત-બદફેલીમાં પડેલું. 2. Squandered; scattered: ઉડાવેલી; વિખેરી નાંખેલી;ફનાફાતીઆ કરેલી.

**Dissipation,** ( ડિસ્સિપેશન્ ) *n.* 1. Waste;dispersion: ઉડાવી નાંખવું-વેરી દેવું તે;ઉડી જવું-વેરાઇ જવું તે; વિકિરણ.2.Dissoluteness: ઉડાઉપણું; કુછંદ;માઠીલત;ભ્રષ્ટાચાર;દુર્વૃત્તિ; બદફેલી; દુરાચરણ.3.A trifle which distracts attention: લક્ષ-ચિત્ત-મન ખસેડનાર વસ્તુ.4.A state of distracted attention:મન-ચિત્ત ખસેડાવું તે.

**Dissociable,**(ડિસ્સોશિએબલ્ )*a.*1. Not well associated; incongruous:સારા સંબંધ-સોબત વિનાનું;ઉલટું;અસંબદ્ધ;વિરૂદ્ધ. 2.Unsuitable to society;insocial:અણમળતાવડું; બેદિલ;એક માર્ગી;એકાંતવાસી સ્વભાવનું.

**Dissocial,** (ડિસ્સોશિઍલ્ ) *a.* Unfriendly to society;selfish:એકલપેટું;સાંકડા મનનું;સ્વાર્થપરાયણ.

**Dissociate,**(ડિસ્સોશિએટ્ ) *vt.* [L. *dis* & *socius*,a companion.] To separate;to disunite;to part:જુદા પાડવું;અલગ ક૦;ભાગ પાડવો.

**Dissoluble,** ( ડિસ્સૉલ્યુબલ્ ) *a.* 1. Convertible into fluid:ઓગાળવા-ગાળવાલાયક;પ્રવાહી થઇ શકે એવું;દ્રાવ્ય;દ્રવીકરણ યોગ્ય; વિદ્રાવ્ય;દ્રવણશીલ. 2.Capable of being disunited: જોડવા-ભેગુ કરવા લાયક નહિ એવું.

**Dissolubility,** ( ડિસ્સૉલ્યુબિલિટિ ) *n.*Capacity of being dissolved by heat or moisture and converted into a fluid:ગરમી કે ઠંડથી ઓગળી-પીગળી જઇને રસ-પ્રવાહી પદાર્થ થવાનો ગુણ-ધર્મ; દ્રવીકરણ યોગ્યતા;સરણશીલતા.

**Dissolubleness,**(ડિસ્સૉલ્યુબલ્નેસ્ ) *n.* Quality of being dissolved; dissolubility:ગળાય-પીગળે એવું હોવું તે;પ્રવાહી થઇ જવાનો ગુણ-ધર્મ.

**Dissolute,**(ડિસ્સૉલ્યૂટ્ )*a.*1.Relaxed;enfeebled:ઢીલું,નરમ;નબળું.2. Wanton;lewd;debauched:રમતિયાળ;દુર્વ્યસની;લંપટ;વ્યભિચારી; દુરાચરણી;બદફેલીમાં પડેલું;બદફેલ; ભ્રષ્ટાચારી.જંગીજંગી;વિષયી;ભોગાસક્ત;સાંઢ.

**Dissolution,** (ડિસ્સૉલ્યૂશન્ ) *n.* 1. The act of dissolving; separation:ઓગાળવું;પીગાળવું તે;ભંગ;ભંજન, જુદા પાડવું તે.2.Melting;liquefication:દ્રવીકરણ;દ્રાવણ;પ્રવાહી થવું તે.3. The dispersion of an assembly; the breaking up of a partnership:કોઇ મંડળી-સભા વિસર્જન-બરખાસ્ત થવી તે;વિસર્જન;તુટાતુટ;ફાટ.4. Decomposition:ભાગ;વિભાગ;વિચ્છેદ. **D.***of a compound*:કોઈ મિશ્ર વસ્તુના ભાગ-વિભાગ.5.Death:મોત;મૃત્યુ; નાશ;મરણ. 6.The state of being dissolved:પીગળી-ઓગળી જવું તે.7. Destruction;ruin: નાશ;લય; પાયમાલી;ખેદાનમેદાન.**D.***of the world*: દુનિયાનો લય. 8. Corruption of morals: લંપટપણું;વ્યાભિચાર;દુરાચરણ;સોદાઇ;બદફેલી.9.A solution:પ્રવાહી;પાણી;પ્રવાહી મેળવણી.

**Dissolvable,** ( ડિઝ્ઝૉલ્વેબલ્ ) *a.* Soluble:પિગાળવા-ભાગ પાડવા લાયક;પ્રવાહી ક૦ લાયક-યોગ્ય; પીગાળવા -ઓગાળવા લાયક.

**Dissolve,**(ડિઝ્ઝૉલ્વ્ )*vt.* [L. *dis* & *solvo*,I loose.]1.(*a*) To separate into component parts;to break up:જોડાયેલા-મિશ્રિત ભાગમાં જુદું-છુટું પાડવું;-ના વિભાગ ક૦. (*b*)To terminate ;to destroy:-નો અંત-છેડો લાવવો; વિસર્જન-બરખાસ્ત ક૦; તોડી-ભાગી નાંખવું;-નો નાશ ક૦;*to* **d.***Parliament*: પાર્લામેંટ બરખાસ્ત ક૦.2.To disconnect;to loosen;to undo:છુટું -જુદું-વિખુટું પાડવું;તોડી પાડવું;ભાંગી-ઢીલું પાડવું.3.To melt; to soften: પીગાળવું;ઓગાળવું;-નું રસ-પાણી ક૦;-ને રસદાર ક૦.4.To deprive of force;to enfeeble: બળ-શક્તિહીન-વિનાનું ક૦; નિવારણ ક૦;નબળું-અશક્ત ક૦;નિવારણ -ફોક ક૦.5.To solve; to clear up: (સંશય)દૂર ક૦-છેદવો;કાઢી નાંખવું;ભાંગવું. 6.To annul;to rescind:રદ-મોકુફ ક૦; ઉઠાવવું;નામંજુરકરી કાઢી નાંખવું. *vi.* 1.To be decomposed or broken up;to waste away:ભાગી જવું;ભાગ પાડવા;-નું પૃથક્કરણ થવું;જતા રહેવું.2. To become fluid;to be melted: પ્રવાહી થવું;પીગળવું;ઓગળવું. 3. To fade away;to disappear:જતાં રહેવું;

Do not buy a pig in a poke:

tenet;a settled principle:સ્થાપિત-સિદ્ધ-મત-વાત. 3. An arbitrary dictum:મનસ્વી સિદ્ધાંત.

**Dogmatic-cal,**(ડૉગ્મૅટિક્-કલ્ )*a.*1; Pertaining to an established doctrine:સ્થાપિત-સિદ્ધ મત-વિષયનું-સંબંધી. 2. Positive; magisterial: પોતાનો મત ખરોજ છે એમ ખાતરજમાંથી કહેનાર.3.Arrogantly authoritative:overbearing: સ્વમતાગ્રહી; નિઃશંક પણાથી કહેલું:નિર્વિવાદિત;નિશ્ચયાત્મક; સ્વમતાભિમાની;મતવાદી;હઠવાદી.

**Dogmatism,**(ડૉગ્મૅટિઝમ્ ) *n.* Arrogance or positiveness in opinion:સ્વમતાભિમાન; સ્વમતાગ્રહ; મતવાદ;રૂઢોક્તિ;સ્વમતાવલંબન.

**Dogmatist,**(ડૉગ્મૅટિસ્ટ્ ) *n.* A positive asserter;a bold or arrogant advancer of principles:સ્વમતાભિમાની;સ્વમતવાદી;સ્વમતાગ્રહી.

**Dogmatize,**( ડૉગ્મૅટાઇઝ્ ) *vi.* To teach with bold and undue confidence;to advance with arrogance:બહુજ ખાતરજમાંથી મત-અભિપ્રાય શિખવવો-કહેવો.

**Dog-rose,**(ડૉગ્રૉઝ્ ) *n.* ( *Bot.* ) A species of rose: એક જાતનું ગુલાબ; જંગલી-રાની ગુલાબ.

**Dog-sick,**(ડૉગ્-સિક્ ) *a.*Very sick: બહુજ માંદુ;મરણ તોલ માંદું.

**Dog-sleep,**(ડૉગ્સ્લીપ્ )*n.* Pretended sleep:ઢોંગકરીને ઉંઘવું તે;શ્વાનનિદ્રા.

**Dog-star,**(ડૉગ્સ્ટાર્ ) Sirius: લુબ્ધકનો તારો.

**Dog-tooth,**(ડૉગ્ટુથ્ ) *n.* A sharp-pointed human tooth: મોઢામાંનો અણીદાર દાંત;રાક્ષી-રાક્ષી;કુતરીઓ દાંત.

**Dog-weary,**(ડૉગ્-વિઅરી)*a.* Extremely weary: અતિશય થાકી ગયલું; થાકીને લોથ પોથ ગયલું.

**Doily,**(ડૉઇલિ ) *n.* 1. A species of woolen stuff: એક જાતનું ઉનનું લુગડું-કાપડ.2.A small napkin:હાથ અથવા મોઢું લુછવાનો-લોવાનો નાનો રૂમાલ;ટુવાલ.

**Doit,**(ડૉઈટ્ ) *n.* 1. A small dutch coin worth about half a farthing:એક નાનો આશરે બે પાઇની કિંમતનો ડેન્માર્કનો સિક્કો.2.A thing of small value;a trifle:જુજ કિંમતીચીજ-વસ્તુ;નજીવી ચીજ;કોડી;દમડી;તરખલું.

**Dole,**(ડૉલ્ )*n.*[A.S.*dal*, division.] 1.Distribution;dealing; apportionment:ભાગ પાડીને વહેંચવું તે;વહેંચણી. 2. A part; share or portion:ફાળો;ભાગ; ભાગે પડતો હિસ્સો. 3.Alms;charitable gratuity:બક્ષિસ;દાન; ખેરાત. 4. A landmark: boundary:હદ;સીમા; મર્યાદા. 5. A void space left in tillage:ખેડ-કૃષિકર્મમાં મુકી દીધેલી-ખેડયા વિના રાખેલી પડતર જગ્યા.*n.*[L.*doleo*,I grieve.] Grief;sorrow; દુઃખ; દિલગીરી; ખેદ; શોક.*n.*[L.*dolus*,deceit.]Evil design:કુધારણા;બદદાનત. *vt.*To deal out in small portions;to distribute:થોડું થોડું આપવું-વહેંચી આપવું.

**Doleful,**(ડૉલ્ફુલ્ ) *a.* Full of grief; expressing sorrow;melancholy: શોકાતુર;દિલગીરી ભરેલું;ખેદકારક;શોકાકુલ;ઉદ્વિગ્ન;આકુલ;શોકાવહ;શોક પ્રદ.

**Dolent-some,** (ડૉલેન્ટ્-ડૉલ્સમ ) *a.* Sorrowful;dismal:દિલગીરી ભરેલું; શોકાતુર;ખેદકારક;શોકાકુલ; આકુલ;શોકાવહ;શોકપ્રદ.

**Do-little** ,(ડુ-લિટલ્ ) *n.* One who performs little but professes much: થોડું કરનાર ને બહુ બોલનાર; તડાકામાર;ગપ્પીદાસ.

**Doll,** (ડૉલ્ ) *n.* A puppet or toy baby for a child:છોકરાંને રમવાની પુતળી-પુતળું-રમકડું-ઢીંગલી.

**Dollar,**(ડૉલર્ )*n.*[Ger. *thal*,a valley.]1.A silver coin:(આશરે સવા બે રૂપિયાની કિંમતનો યુરોપ તથા અમેરિકાના દેશમાં ચાલતો)રૂપાનો સિક્કો.2. The value of a dollar: એક ડૉલરની કિંમત.

**Dolour,**(ડૉલર્ )*n* [L.*doleo*, I feel pain.]Pain; grief, distress: દુઃખ; સંકટ;શોક;ખેદ.

**Dolorous,**(ડૉલરસ્ ) *a.* 1. Sorrowful;dismal: શોકકારક; ખેદકારક. 2. Occasioning pain or grief:શોક-ખેદ-દુઃખ થાય-આવી પડે તેવું.

**Dolphin,**(ડૉલ્ફિન )*n.*[L.*delphin.*] 1.A kind of fish:એક જાતનું માછલું; શિશુમાર. 2. A mass of iron in readiness to be dropped on the deck of an enemy's vessel:લોઢાનો ગઠ્ઠો કે જે દુશ્મનનું વહાણ જ્યારે જતું હોય છે ત્યારે તેમાં નાંખવાનો હોય છે.3.Any thing shaped like a dolphin: શિશુમાર-માછલાના આકારની વસ્તુ;એક નાનું રાશિચક્ર.

**Dolt,**(ડૉલ્ટ્ )*n.* [A.S. *dol*, erring.] A blockhead;a dunce;a dullard: ઢોઠ-જડી-મંદ બુદ્ધિનો માણસ; પથરો; ગધેડો;ઢોંડો;ધોબો;ઢલ્લું; શંખ;બોથડ; ડાબું.*vi.*To waste time foolishly: મૂર્ખાઇથી વખત ગુમાવવો-નકામો આળવો;મૂર્ખાઇથી વર્તવું.

**Doltish,**(ડૉલ્ટિશ )*a.*Dull in intellect;stupid;blokish:મૂર્ખ;જડ-જડી-મંદ બુદ્ધિનું;ઢોંડું;ઢોઠ.

**Domain,**(ડૉમેન )*n.* [L. *dominus*, a lord.]1.Dominion;empire;authority:રાજ્ય;મુલક;સત્તા;હકુમત; વિષય.2,The territory over which authority is exerted:પ્રદેશ;દેશ;રાજ્ય;હકુમત.3.The land about the mansion house of a lord and in his immediate occupancy:વતની જમીન;ખુદકાશ્તો.4.(*Law.*)Ownership of land:જમીન-જાગીરની માલીકી. *Public* **d.**, the territory belonging to a state:રાજ્યના તાબાની જમીન.

**Dome,**(ડૉમ )*n.*[L.*domus*,a house.] 1.A building; a house: ઈમારત; ઘર.2.(*Arch.*)A cupola:ઘુમટ; ડેરૂં; કળસ; ઘટાટોપ. 3. Any erection resembling the cupola: ઘુમટના આકારની કોઇ પણ બાંધણી.

**Domestic,**(ડૉમેસ્ટિક્ )*a.*1.Belonging to the house or home or to one's family:ઘર-કુટુંબનું-સંબંધી-ને લગતું;ઘરસંસારી;ખાનગી;**d.***quarrels*: ઘરસંસારી ખટપટ;ઘરટંટો;ગૃહકલહ; **d.** *duties.*કુલાચાર;**d.***servant*: ખાનગી નોકર;ઘરનું કામકાજ કરનાર-નોકર. 2. Intestine;not foreign:દેશ-સ્વદેશનું;માંહોમાંહેનું;પારકા પ્રદેશનું નહિ એવું; અંતરનું;**d.***dissensions*:અંતર્ભેદ; માંહેમાંહેની ફાટફુટ. 3. Remaining much at home:ઘેર-ઘણો વખત-જાથુ રહેતુ-રહેનાર; ઘણો ઘર ધંધો-નું કામ-કરનાર.4.Tame;not wild: વસ્તીમાં રહેનાર;પાળેલું;ગ્રામ્ય;જંગલી નહિ એવું;as, **d.***animals*:પાળેલાં જનાવરો. 5.Made in one's own house or country:ઘરઘરાઉ;ઘરગતુ;પોતાના દેશ-સ્વદેશમાં બનેલું;આમદી;દેશી;તલબદુ.**D.** *manufactures*:દેશમાં બનેલો-દેશી સરસામાન-માલ.*n.*1. A house servant:ઘરનો ચાકર;ગૃહદાસ;કિંકર;સેવક. 2.(*pl.*)Cotton goods:દેશી સુતરાઉ માલ (કાપડ.)

**Domestical,** (ડૉમેસ્ટિકલ્ ) *a.* Domestic:કુટુંબ-ઘરસંબંધી.**D.***matter*: કુટુંબ-ઘર સંબંધી બાબત-વાત. *n.* A family;a household:કુટુંબ;ઘર;કુટુંબકબીલો.

**Domesticate,**(ડૉમેસ્ટિકેટ્ ) *vt.* 1. To make domestic;to accustom

બળતું ઘર ભાડે ન લેવું.

to home: ઘરમાં-ઘરકામમાં રહેવાની ટેવ પાડવી. 2. To cause to be of one's family or country: કોઇના ઘરકુટુંબ કે દેશનું કરી લેવું-નાખવું;as,*to* **d**.,a foreign custom or word:પરદેશનો ચાલ કે શબ્દ પોતાનોજ છે એમ ગણવો.3.To tame: હેળવવું; પાળવું; વશ-આધીન ક૦.

**Domestication,**(ડૉમેસ્ટિકેશન )*n.* The act of accustoming to home or of taming wild animals:ઘેરઘર કામમાં રહેવાની ટેવ પાડવી તે;જંગલી પ્રાણીઓને હેળવવાં-પાળવાં તે.

**Domicile,**(ડૉમિસાઇલ )*n.*An abode or mansion; a place of permanent residence:રહેઠાણ;ઘર; નિવાસ; સ્થાયી ઘર-મુકામ. 2. A residence accepted as a final abode; (*Law*):છેવટનું સ્થાન-રહેઠાણ એજ છે એમ કબુલ રાખેલું રહેઠાણ.*vt.*To domiciliate:to cause to dwell:વસાવવું; કોઇનાં ઘરબાર વસાવવાં.

**Dominant,**(ડૉમિનેન્ટ )*a.* Ruling; governing;predominant;પ્રાબલ્યવાન;જબરૂ;સત્તાધીશ;પ્રબલ;પ્રધાન;શ્રેષ્ઠ; રાજ્ય કરતું; સત્તા ચલાવતું-ભોગવતું; જબરદસ્ત.

**Dominate,**(ડૉમિનેટ )*vt.*[L.*dominus*,a lord.]To rule;to govern: ઉપર રાજ્ય-હુકમત ક૦-ચલાવવી;રાજ્ય ક૦;સત્તા ચલાવવી. *vi.*To predominate:જબરદસ્ત-પ્રાબલ્યવાન થવું.

**Dominated,** ( ડૉમિનેટેડ્ ) *p. p.* Ruling;predominant:રાજ્ય કરતું-કરનારૂં;જબરદસ્ત;જબરૂ;પ્રબળ.

**Domination,** ( ડૉમિનેશન ) *n.* 1. Dominion; authority; government:રાજ્ય;અધિકાર;પ્રભુત્વ;આધિપત્ય;સત્તા;હકૂમત.2.A ruling party-a party in power: રાજ્ય કરનારી ટોળી-પક્ષ;સત્તાવાળી ટોળી-પક્ષ.

**Domineer,**(ડૉમિનીર્ )*vi.* To rule with insolence;to play the master or mistress:ઉદ્ધતાઈથી રાજ ક૦-હકૂમત ચલાવવી; કડક અમલ-કમાન ચલાવવી; એક કોરડે હાંકવું; છાકો-બ્હેકોને ચાલવું; તોર-દમામથી કામ લેવું; જુલમ ગુજારવો.(*Often with over*).

**Dominical,**(ડૉમિનિકલ્ ) *a.* [ L. *dominica dies*,the Lord's day or sunday:રવિવારને લગતું-નું દર્શાવતુંસૂચવતું.2.Relating to or given by our Lord:ઈસુખ્રિસ્ત સંબંધી અથવા ઇસુ ખ્રિસ્તે આપેલું.**D.***letter*,the letter which denotes the Sabbath or the Lord's day:જે અક્ષર સેબાથ અથવા ઇસુખ્રિસ્તનો દિવસ દર્શાવે છે તે;પંચાંગમાં પ્રભુવાર દર્શક અક્ષર. *n.* 1. The Lord's day; sunday: આદિતવાર; રવિવાર. 2. The Lord's prayer:ઇસુખ્રિસ્તની પ્રાર્થના.

**Dominican,** (ડૉમિનિકન ) *n.* An order of monks:મઠવાસી બાવો.

**Dominion,** (ડૉમિનિયન ) *n.* 1. Sovereignty;supremacy;empire: અધિકાર;ઐશ્વર્ય;આધિપત્ય;અમલ;હકુમત;રાજ્ય. 2. Superior prominence:ascendency: પ્રબળતા; પ્રાબલ્ય; જોર;પ્રાધાન્ય.3.That which is governed;territory:રાજ્ય;રાષ્ટ્ર;તાબાનો મુલક;દેશ.4. (*pl.*) A supposed order of angles:ઉંચી પંક્તિના ફિરસ્તાઓ.

**Domino,**(ડૉમિનો)*n.* 1. A kind of hood: એક જાતનો લુગડાનો ટોપ. 2. A mourning veil formerly used by women: અગાઉ બૈરાંથી શોકમાં પહેરાતો ઘુમટો-બુરખો. 3. A long loose cloak:એક લાંબો;ઢીલો ઝબ્બો. 4.A costume worn as a disguise: અંધાર પિછેડો; વેશ. 5. A person wearing a domino:લુગડાના ટોપવાળી ટોપી પહેરનાર માણસ.6. (*pl.*) A kind of game:એક જાતની રમત.

**Don,**(ડૉન )*vt.* To put on; to dress in;પહેરવું;ઘાલવું. *n.* 1. Sir; Mr. (a title in Spain.):સાહેબ;મીસ્તર. 2. A grand personage:મ્હોટો માણસ;મ્હોટેરો;આર્ય;શિષ્ટજન;મહાજન. 3. The head of a college:પાઠશાળાનો ઉપરી.(*b*) One of the fellows at the English Universities:ઈંગ્રેજી યુનીવર્સીટીમાંનો કોઈએક "ફેલો."

**Donate,**( ડૉનેટ્ ) *vt.* [L. *dono*, I give.]To give: to grant: આપવું; બક્ષવું;બક્ષીસતરીકે આપવું.

**Donation,**(ડોનેશન )*n.*1. The act of giving or bestowing: આપવું-બક્ષવું તે.2.A gift;a grant:બક્ષિસ; નજરાણું;ભેટ;ઇનામ.3. (*Law.*) The contract by which a person voluntarily transfers the title to a thing of which he is the owner:બક્ષિસ;દાન.

**Donative,**(ડૉનેટિવ્ )*n.*1.A gift; a gratuity;a present:ભેટ;બક્ષિસ; નજરાણું.2.[*Eccl.Law.*)A benefice: ઉપાધ્યાય;પુરોહિતની વૃત્તિ.*a.* Vested or vesting by donation:દાનભેટ;બક્ષિસ દાખલ મળેલું-મળતું.

**Done,**(ડન્ )*p.p.*Performed;executed or finished:કરેલું;કીધેલું;પુરૂં કરેલું.2.(*Used elliptically.*) It is agreed; let it be a match or bargain:ઠીકછે;કબુલ;લોતાળી; સવાલીશ.**D.***brown*(*Cookery*), one who has been throughly cheated or fooled:છેતરાયલો;બનેલો.**D.***for*, used up;collapsed;dead; killed: આવી રહેલો;બાર વાગી ગયલા હોય એવો;રામરમી ગયેલું; પાટીઉં બેશી ગયું હોય એવું.**D.***up*,(*a*)wrapped up: વિંટાળેલું;ગાંસડી બાંધેલું;શીકડેલું.(*b*)worn-out;exhausted:થાકીને લોથ થઇ ગયેલું;ઢીલું ઘેંસ થઇ ગયલું.*a.* Issued; made public:પ્રસિદ્ધ-જાહેર કરેલું.

**Donee,**(ડૉની)*n.* 1. The person to whom a gift or donation is made જે શખ્સ;માણસને બક્ષિસ મળી હોય તે. 2. (*Law.*) One to whom lands were given:જે માણસને જમીન-જાગીર આપવામાં આવતી હતી તે.In modern use,one on whom power is conferred for execution:જેને સત્તા આપી હોય એવો માણસ;અધિકારી;ટ્રસ્ટી.

**Donkey,** (ડૉન્કી) *n.* 1.An ass or mule:ગધેડું;ગર્ધવ;ખર;ખચ્ચર. 2. A stupid or obstinate fellow:મુર્ખ જડબુદ્ધિવાળો-જક્કી-હઠીલોમાણસ;આદમી;ગધેડો.

**Donor,**(ડૉનર્ )*n.*1.One who gives or bestows;a benefactor:આપનાર;ભેટ કરનાર;દાતા;બક્ષિસ કરનાર;દાનકર્તા;પરોપકાર કરનાર.2.(*Law.*)One who grants an estate; in later use, one who confers a power: મિલ્કત-બક્ષિસ આપનાર;સત્તા આપનાર.

**Do-nothing,**(ડુ-નથિંગ્ )*a.*Inactive; idle;lazy:આળસુ;સુસ્ત;જડ;બેઠાખાઉ.

**Doodle,**(ડૂડલ્ )*n.* A trifler;a simple fellow:ભોળો માણસ;ભોળાનાથ.

**Dooly,**(ડુલિ)*n.*A palanquin; a litter:પાલખી;ડોળી.

**Doom,**(ડૂમ્ )*vt.*1. To judge; to fix irrevocably:નો ઈનસાફ-ચૂકાદો-ફેંસલો ક૦;-નું નિર્માણ-નિયોગ ક૦. 2.To condemn;to sentence:શિક્ષા-સજા-દંડ ફરમાવવો-ક૦; શાસન ક૦. 3. To mulct or fine:દંડ ક૦;તકસીર દેવી. 4.To assess a tax upon:-ના ઉપર કર-વેરો-ટાક્સ નાંખવો.5.To fix irrevocably the fate of;to destine: નિર્માણ ક૦;નિર્મવું.*n.*1.Discrimination;discernment:વિવેક;બારીક સમજ;નિર્ણય;નિશ્ચય;વિચારણા.2.Penal

decree;condemnation: દંડ;શિક્ષાનો હુકમ;દંડાજ્ઞા; શિક્ષા. 3. Penalty; unhappy fate or destiny:અચિંત્યતા;દુર્દૈવગતિ;ભાવિ.4.Ruin;death: મોત;પાયમાલી;નાશ;અંત;ક્ષય;લય.

**Doomsday,**(ડુમ્સ્ડે)n.1. A day of sentence:સજા દંડનો દિવસ.2.The day of the final judgment:છેલ્લો ન્યાય ચૂકવવાનો દિવસ;કયામત.

**Doomsday-book,**(ડુમ્સ્ડેબુક્)n.A book compiled by order of William the Conqueror,containing a survey of all the lands in England, their ownership, value,&c.:પહેલા વિલિયમ રાજાના હુકમથી તૈયાર કરવામાં આવેલું ઇંગ્લાંડની સઘળી જમીનની માપણી તેમની માલીકી તથા કિંમત વિગેરેનું દફતર-પત્રક.

**Door,**(ડૉર્)n.[A.S.*duru*.] 1. An entrance way:બારણું;દરવાજો;દ્વાર. 2.A frame of boards:બારણું;કમાડ;દરવાજો.3.Avenue;passage:પ્રવેશમાર્ગ;રસ્તો.4.An entrance way used in the sense of the house or apartment:ઘર;ખંડ. In *doors*, or within *doors*, in the house: ઘરમાં.*Next* **d**.*to*,near to; boarding on:-ના જેવું;લગભગ;મળતું;બીજે નંબરે;-નો ભાઈ.Out of **d**.s, or without **d**.s, in open air; abroad; away; lost:બહાર;ખુલ્લી હવામાં; સ્થાનાંતરગત. *To lie at one's* **d**., to be chargeable:ને વળગવું;આરોપવા યોગ્ય હોવું;-ને માથે આવવું-પડવું;-ને શિરહોવું.Tenon-slip across a **d**:આડ;ભુંગળ;આગળો.

**Door-case,** (ડૉર્કેસ્) n. The surrounding frame into which a door shuts:બારણાનું ચોકઠું.

**Door-keeper,**(ડૉર્કીપર્)n.A porter;a janitor:દરવાન;દ્વારપાળ;પ્રતિહાર;દ્વારરક્ષક.

**Door-post,**(ડૉર્પોસ્ટ્)n.The jamb or sidepiece of a doorway:બારસાખ;દ્વારશાખા.

**Door-way,**(ડૉર્વે)n.The passage of a door:બારણાનો રસ્તો;વાટ;દરવાજો.

**Dor,**(ડૉર્)n.A trick;a deception; a joke:મજાક;મશ્કરી;ઠગાઇ.*To give one the* **d**., to make a fool of him:ને બનાવવો;ની મશ્કરી કરવી.

**Dorian-Doric,**(ડૉરિઅન-ડૉરિક્) a. [L.*doricus*,a locality,in Northern Greece.] 1. Pertaining to Doris or the Dorian race,in ancient Greece:પ્રાચીન ગ્રીસમાં"ડોરીસ"પ્રાંત અથવા ત્યાંના "ડોરિઅન"લોકનું-સંબંધી.2.(*Mus.*) Of,or relating to one of the ancient musical modes or keys: પ્રાચીન ગાયનની કળા કિંવા રીતને લગતું-સબંધી.

**Dormancy,**(ડૉર્મન્સિ)n.Abeyance; quiescence:આરામ;ઊંઘ;વિશ્રાંતિ.

**Dormant,**(ડૉર્મન્ટ્)a.[L. *dormio*, I sleep.]1.Sleeping:ઊંઘતું; નિદ્રાવશ;નિદ્રાધીન.2. Not in action or excercise;at rest;quiescent,not disclosed:સુસ્ત;ઊંઘતું;ગુપ્ત;ગૂઢ;અલક્ષિત;દબાઈ રહેલું;અપ્રકટ;અનુદ્ભુત. 2. In a sleeping posture:ઊંઘતો;નિદ્રાવશ સ્થિતિમાં. 1. A partner; a partner who takes no share in the active business: જે ભાગીદાર મુખ્ય કામમાં-કરવાને કાંઇ ભાગ ન લે પણ નફા ટોટાનો જવાબદાર રહે તે. *Table* **d**.,a stationary table:એકજ ઠેકાણે રહેતું-ખસેડાય નહિ એવું મેજ.n.A large beam in the roof of a house upon which the portions of the other timbers rest: મોભ;ભારવટિયો.

**Dormer,**(ડૉર્મર્)n. [L. *dormio*, I sleep.](*Arch.*)A window placed in the inclined plane of the roof of a house:અજવાળિઉં.

**Dormitive,**(ડૉર્મિટિવ્)a. Causing sleep: ઊંઘ લાવે એવું. n. (*Med*) A medicine to promote sleep; a soporific;an opiate: ઊંઘ-ઘેન લાવે એવી દવા-ઔષધ.

**Dormitory,**(ડૉર્મિટોરિ)n.1. A bed room;a lodging house:સુવાની જગા ઓરડો;શયનગૃહ;નિદ્રાશાલા;શયનાલય.2.A burial place:દાટવાની જગ્યા;કબરસ્તાન;દખમું.

**Dormouse,**(ડૉર્માઉસ્)n. [L. *dormis & mouse*.] A wild mouse: રાની-જંગલી ઉંદર.

**Dorsal,**(ડૉર્સલ્)a.[L.*dorsum*, the back.] Pertaining to the back; notal:tergal; neural: વાંસા-પીઠનું-સંબંધી:પૃષ્ઠ ભાગનું;પાછળનું;પૃષ્ઠ્ય.n.A rich stuff hanging at the back of a throne or altar: કોઇ ગાદી-સિંહાસન કે યજ્ઞકુંડની પાછળ લબડતું રાખેલું ઉંચી જાતનું લુગડું-પડદો-ઝુલ.

**Dose,**(ડૉસ્)n.[L. *do*, I give, ] 1. The quantity of medicine given or prescribed to be taken at one time:એક વખતને માટે કહેલી-આપેલી દવા;માત્રા;ભાગ;ઔષધપરિમાણ.2. A sufficient quantity: જોઇએ તેટલો-પુરતો જથ્થો-ભાગ. 3. A disagreeable portion thrust upon one: કોઈને અણગમતો-કંટાળો ઉપજાવે એવો તેના ઉપર જબરદસ્તીથી નાંખેલો ભાગ. *vt.* 1. To form into suitable doses:ભાગ કરી આપવા.2.To give medicine to: દવા આપવી. 3. To give anything nauseous to: ને કંટાળો ઉપજાવે એવું-અણગમતું આપવું.

**Dost,** ( ડસ્ટ્ ) The second person sing:(તું) કરે છે.

**Dot,**(ડૉટ્)n.[A.S.*dott*,a spot.]1.A small point or spot;a speck:નાનું ટપકું-બિંદુ-ડાઘ;શૂન્ય;પૂજ્ય;મિંડું.2.[L. *Dotis*, dowry.] Dowry; a marriage portion:પહેરામણી; *vt.*1. To mark with dots or specks: ટપકું-બિન્દુ-મિંડું મૂકવું-કાઢવું-થી નિશાની ક૦.2. To mark with small detached objects: પૃથકપૃથક-છુટી છુટી વસ્તુઓથી નિશાન કરવું-આવી રહેવી:as a landscape dotted with cottages:છુટાં છવાયાં ઝુંપડાં આવી રહેલાં હોય એવો દેખાવ-સૃષ્ટિ સૌંદર્ય.

**Dotage,**(ડૉટેજ્) n. 1. Imbecility of mind or understanding in old age;senility: સાઠી બુદ્ધિ; બુદ્ધિભ્રંશ; બુદ્ધિવૈકલ્ય;બુદ્ધિલોપ; મતિક્ષીણતા. 2. Foolish utterance;drivel:મૂર્ખ ભાષણ-શબ્દોચ્ચારણ.3.Excessive fondness:અતિ પ્રેમ;ગાંડાઇ;ઘેલાઇ; ઘેલચ્છા.

**Dotal,**(ડૉટલ્) a. Pertaining to a woman's marriage portion:પહેરામણી-પલ્લાં ને લગતું-સંબંધી-વિષયક.

**Dotard,**(ડૉટર્ડ્)n.One whose intellect is impaired by age:ઘડપણને લીધે નષ્ટ-ખસેલી બુદ્ધિનું માણસ; સાઠીબુદ્ધિનું;ક્ષીણબુદ્ધિ;અતિવૃદ્ધ;બાલિશ.

**Dotation,**(ડૉટેશન્) n. [ L. *dotis*, dower.] 1.The act of endowing a marriage portion on a woman: કોઇપણ સ્ત્રીને પરણવાની રીત આપવી તે;પલ્લું.2.Establishment of funds for support: ટેકા-આશ્રય-મદદ માટે ફંડ-ઉઘરાણું સ્થાપવું તે.

**Dote-Doat,**(ડૉટ્)n.[L-*do*,I give.] 2.A marriage portion;dowary: પલ્લું;પહેરામણી.2.*pl.*Natural gifts: કુદરતી બક્ષીસો.*vi.*1. To be weak-minded;to drivel:મગજ-બુદ્ધિ નબળી-ક્ષીણ-ઝાંખી થવી-ખસવી;સાઠી બુદ્ધિ થવી. 2.To love to excess:અત્યંત-અતિશય-બેહદ ચહાવું-પ્યાર રાખવો;ઘેલાં-ગાંડાં કાઢવાં-જોઇને ઘેલાં ઘેલાં-ગાંડાં ગાંડાં થવું.

છાશ લેવા જવી ને દોણી શું કામ સંતાડવી.

*n.* A foolish weak-minded person:મૂર્ખ-નબળી મન શક્તિવાળો માણસ.

**Dotingly,** (ડૉટિન્ગ્લિ ) *adv.* Foolish; with excessive fondness: મૂર્ખાઇથી;કમ અક્કલથી; ગેરવાજબીરીતે મોહિત થઇને;ઘેલાપણાથી;ગાંડાપણાથી.

**Dotish,**(ડૉટિશ્ )*a.* Foolish; weak; imbecile:મૂર્ખ;કમઅક્કલનું; નબળું;નબળા મનનું.

**Double,**(ડબલ્ )*a.*[L. *duo*, two & *pleo*, I fill.]1.Twofold;multiplied by two:બેવડું;બેએ ગુણેલું;બમણું;બેગણું;દ્વિગુણ;દુપટ.2.Being in pairs; coupled:જોડ;જોળ;જુગલ.3.Divided into two;deceitful;equivocal;insincere:બેમાં વહેંચાયેલું;બે મોઢાનું;મનનું મેલું;પેટમાં પટદો રાખનારો;કપટી;મિઠું;અંદરનું અંદર અને બહારનું બહાર;દુધમાં ને દહિંમાં પગ રાખનારૂં.**D.** *meaning*: દ્વિઅર્થ;**d.** *dealing*: કપટ;છળ; શાઠ્ય; દ્વૈધીભાવ.4.(*Bot.*)Having several rows of petals: પાંખડી-પાંદડીની કેટલીક હારોવાળું. **D.** *dagger*,a reference mark: ‡ આવું ધ્યાન ખેંચનારૂં ચિન્હ-કુદડી-ચોકડી.**D.** *letter*,a mail letter requiring double postage:બેવડી ટીકીટ મારવી પડે એવો ટપાલનો કાગળ. **D.** *play*,a play by which two players are put out at the same time:એકજ વખતે બે રમનારાનો દાવ જાય તેવી રમત;**d.**s *huffle* a low noisy dance:એક પ્રકારનો નાચ. *adv.*Twice;twofold:બમણું;બેગણું; બેવડું.*vt.*1.To multiply by two: to make twice as great;to duplicate:બેએ ગુણવું;બમણું;બેવડું; બેગણું કo.2.To fold one part upon another part of:બેવડું કo-વાળવું; વાળવું.3.To be the double of;to be worth twice as much as:-નું બમણું-બેગણું હોવું; બમણી કીમતનું હોવું. 4.To pass around or by: આગળ પાછળ ફરી વળવું;-ની પ્રદક્ષિણા કo;ની આગળ થઇને જવું.5.(*Mil.*)To unite as ranks so as to form one from each two:હારો એક કoજોડી દેવી.*vi.* 1.To increase or grow to twice as much:બેવડું-બમણું થવું.To turn and go back over the same ground: પાછા ફરીને તેજ જગ્યાપર આવવું;આંટા મારવા;ચકરડી-ભમરડી ફરવી.3.To play tricks: કાવતરાં કo; દગો કo;કપટ-છળ રમવું. 4. (*Print.*) To set up a word a second time by mistake: બીજીવાર ભૂલથી તેનો તેજ શબ્દ ગોઠવવો.To *double* upon (*Mil.*), to inclose beween two fires:બે બંદુકો-તોપો વચ્ચે મૂકવું. *n.* 1.Twice as much: બમણું હોવું તે. 2.That which is doubled over; a plait:ગડી;પાટલી;પડ;કળી; વેણી. 3. A trick;a shift:દગો;યુક્તિ; તદબીર; પેચ;કળા;દાવ.4.A turn or circuit: આંટો;ચક્કર.5.Strong beer:કેફી;ઘણી કેફવાળો-માદક-બેવડો બીર નામનો દારૂ. 6.A substitute: બદલી; અવેજી. 7. (*Tennis.*)A game between two pairs of players: લૉનટેનીસ; બેતરફ બબ્બે જણથી રમાતી રમત. 8. A counterpart:જોડું;જોડી;સામું અડધિયું

**Double-barrelled,** (ડબલ્ બૅરેલ્ડ્ ) *a.*Having two barrels:બેનળીવાળું.

**Double-dealing,** (ડબલ્-ડીલિન્ગ્ ) *n.*Duplicity;deceit:પ્રપંચ;તર્કટ;કપટ;દગો;લુચ્ચાઇ.

**Double-entendre,**(ડબલ્-ઑન્ટૅન્ડ્ર્) *n.*[L.*double* & *entendre*,to mean] A word or expression admitting of a double interpretation, one of which is often indelicate:જેનો એક અર્થ બિભત્સ હોય એવો દ્વીઅર્થી-બે અર્થનો શબ્દ-વાક્ય.

**Double-faced,** ( ડબલ્-ફેસ્ડ ) *a.* Showing two faces;deceitful:બે મ્હોંડાનું;દગાખોર;ઉભયમુખ;ઉભયવિધ.

**Double-first,**(ડબલ્-ફર્સ્ટ્ )*n.*[*Eng. Universities.*] One who gains at examinations the highest honour both in the classics & mathematics:જે માણસ(ઈંગ્રેજી શીવાયની)બીજી ભાષામાં અને હિસાબ-ગણિત બન્નેમાં પરીક્ષામાં સૌ કરતાં વધારે (માર્કસ મેળવીને)માન મેળવે છે તે.

**Double-hearted,**(ડબલ્-હાર્ટેડ્ )*a.* Deceitful; treacherous: દગાખોર; પ્રપંચી;કપટી.

**Double-minded,**(ડબલ્-માઇન્ડેડ્ ) *a.*Having an unsettled or wavering mind:ચળીત-અચોકસ;ભમતા મનનું-વાળું.

**Doublet,**(ડબ્લેટ્ )*n.*[L.*double.*] 1. A pair;a couple:જોડું;જોડ; જુગટું. 2.(*Print.*)A word unintentionally set up the second time:અજાણતાં બીજીવાર ગોઠવાઇ ગયેલો શબ્દ.3. A waistcoat or a vest:બદન;બંડી;કુરતું.4.(*Pl.*)Two dice,each of which, when thrown,has the same number of spots on the face lying uppermost:બે પાસા કે જેમને નાંખે ત્યારે તેમના ઉપલા ભાગમાં એક સરખાં ટપકાં હોય.5.(*Pl.*)A game like backgammon:બેકગૅમનને મળતી એક રમત.6.One of two or more words in the same language derived by different courses from the same original form:એકજ અસલ રૂપ ઉપરથી જુદી જુદી રીતે થતો હોય એવો એકજ ભાષાના બે કેવધારેમાંનો એક શબ્દ.

**Double-tongued,**(ડબલ્-ટન્ગ્ડ્ ) *a.* Making different declarations on the same subject: એકના એક વિષય-બાબતપર એક વખતે કાંઇ અને બીજે વખતે કાંઇ કહેનારૂં;દગાખોર;કપટી; બે મોઢાનું.

**Doubling,**(ડબ્લિન્ગ્ )*n.*1. The act of making double: બેવડું-બેગણું-બમણું કo તે;પ્રદક્ષિણા.2.A turning & winding;trick;artifice: પેચ;યુક્તિ;દાવ;કળ.

**Doubly,**(ડબ્લિ)*adv.*In twice the quantity; to twice the degree: બેવડું;બમણું;દ્વિગુણ.

**Doubt**(ડાઉટ્ )*vi.*[L.*dubito*,I doubt.] 1.To hesitate;to be undetermined:આનાકાની કo;અનિશ્ચિત હોવું;-મનમાં આંચકો ખાવો;સંશય-શંકા લાવવી;સંદેહ-સંશય-વિચારમાં પડવું.2.To fear;to suspect: બ્હીવું;શંકા-ધારતી રાખવી.*vt.*1. To withhold assent to;to withhold confidence from: નાકબુલ કo;અણવિશ્વાસ રાખવો;-નો ભરોંસો ન રાખવો;-ને વિષે શંકા રાખવી.2.To apprehend; to suspect; to distrust:શંકા-દહેશત-સંશય લાવવો;અંદેશો ધરવો;ભ્રાંન્તિ રાખવી-લાવવી;અવિશ્વાસ કo-લાવવો. 3 To fill with fear:ની બીક-ભયમાં હોવું.*n.*1. Uncertainty of mind, hesitation:સંશય;શંકા;અંદેશો;સંદેહ;વિતર્ક; શક;ભ્રાંતિ;ભ્રમ;આનાકાની.2. Uncertainty of condition:અસ્થૈર્ય; અનિર્ણય;ચિત્તવિભ્રમ.3.Suspicion: fear; dread:વહેમ;દહેશત;અંદેશો, અવિશ્વાસ;ભય.4.Difficulty expressed or urged for solution;objection:શંકા;વહેમ;સંદેહ.*No* **d.**, undoubtedly:બેશક;નિઃસંશય રીત્યે;અલબત્ત.

**Doubtful,**(ડાઉટ્ફુલ્ )*a.* 1. Undetermined;wavering:અનિશ્ચિત;શંકા-સંશયવાળું; શંકિત;સશંક; શંકામસ્ત;ભ્રાંત;સંશયી; શંકાશીલ; ભ્રાંતહ્રદયી. 2.Admitting of doubt;questionable:સંદિગ્ધ;સંશયાત્મક;શંકનીય;ભ્રાંતિકર;શક ભરેલું;શકમંદ.3.Dubious;

ambiguous:સમજાય નહિ એવું:અસ્પષ્ટ;સંદિગ્ધાર્થક;ગુંચવણ ભરેલું. **D.** *expression*:ગુંચવણ ભરેલું-સમજાય નહિ એવું વાક્ય.4.Of uncertain issue: અનિશ્ચિત-સંશયભરેલાપરિણામનું-વાળું; અપરિણામી.5.Fearful;apprehensive:ભય-બીક-સંદેહ ભરેલું-વાળું.

**Doubtless,**(ડાઉટ્લેસ્ )*a.*Free from fear or apprehension:નિઃશંક;નિરાશંક;સ્વસ્થ મનથી;જીવ ઉંચો રાખ્યા વગર;સહીસલામત.*adv.*Without doubt or question: શકરહિત; બેશક; નક્કી; નિશ્ચયપૂર્વક;ખાતરજમાંથી;નિઃસંદેહ.

**Doubtlessly,** ( ડાઉટ્લેસિલ ) *adv.* Unquestionably:નિશ્ચે;ખચિત;નક્કી; નિશ્ચયપૂર્વક;સંદેહ વિના;નિઃસંદેહ.

**Douche,**(ડુશ્ )A jet or current of water directed upon some part of the body:પાણીની ધાર-રેલો-દદુડો. 2.(*Med.*)A syringe:પિચકારી.

**Dough,**(ડૉ)*n.*[A.S.*dah.*]Paste of bread:પીંડ;બાંધેલો-લોટ;કણેક.

**Doughty,**(ડાઉટિ)*a.* [A. S.*dohtig,* brave.]Noble;stout;able:બહાદુર; પરાક્રમી;પ્રતાપી;જવામર્દ.

**Doughy,**(ડૉઇ)*a.*Like dough; soft pale:કણેક જેવું;નરમ;પોચું; પીળચટું.

**Douse,**(ડાઉસ્ )*vt.* 1. To duck; to immerse:પાણીમાં ઝંપલાવવું; ડુબકી મારવી. 2. ( *Naut.* ) To lower in haste:ઉતાવળ-જલદીથી ઉતારવું.3.To extinguish:ઓલવી નાંખવું;ગુલ કo. *vi.*To fall suddenly into water: એકદમ પાણીમાં પડવું.

**Dove,**(ડવ્ )*n.*[A.S.*dufa,* to dive.] A tame pigeon: પાળેલું ખબુતર-કબુતર.2.A word of endearment: પ્યાર-હેતનો શબ્દ.*Soiled* **d.**,a prostitute:વેશ્યા;છિનાળ;કીશબણ.

**Dove-cot,**(ડવ્કૉટ્ ) *n.* Any apartment or house for doves:કબુતરખાનું.

**Dovelet,** ( ડવ્લેટ્ )*n.* A young or small dove:કબુતરનું બચ્ચું;નાનું કબુતર.

**Dove-like,** ( ડવ્લાઇક્ ) *a.* Like a pigeon:meek:કબુતરજેવું;ગરીબ;નરમ.

**Dove-tail,**(ડવ્ટેલ્ ) *n.* (*Carp.*) A flaring tenon, & a mortise, or socket,into which it fits tightly making an interlocking joint between two pieces which resists pulling apart in all directions except one:દાંતા દાંતાવાળું બે પાટીઆં બેસાડવાનું સાલ.*vt.*To fit or connect strongly or skilfully:સાલ બેસાડવાં.

**Dowager,**(ડાઉએજર્ )*n.* [Fr. *douage,*dower.]1.A widow having a jointure:જે વિધવાને પોતાના સ્વામીના મર્ણ પછી ભોગવટો કરવા મિલ્કત-ધન મળ્યું હોયતે.2.A title applied to the widows of personages of rank:કોઇ મરનાર મોટા માણસની વિધવાનો ખિતાબ. *Queen* **d.**, the widow of a king:મોઇરાજાની વિધવા.

**Dowdy,**(ડાઉડિ) *n.* An awkward, inelegant woman:કદરૂપી-કઢંગી-બદસુરત સ્ત્રી.*a.*Awkward; ill-dressed;inelegant:કદરૂપું;કઢંગું; બદસુરત;બેડોળ;બદશિકલ.

**Dower,** ( ડાઉઅર ) *n.* [L. *doto,* I endow.]1.Endowment;gift:બક્ષિસ; ઇનામ. 2. (*a*) That which a woman brings to a husband in marriage:રીત;પલ્લુ;પહેરામણી;સ્ત્રીધન.(*b*)The estate which a woman enjoys after the death of her husband:વિધવાને ભાગે આવેલો વારસો;વિધવાદાય;વિધવાંશ.

**Down,**( ડાઉન )*n.* [Ger. *dune.*] 1. Fine,soft, hairy outgrowth (on the skin of animals):રૂવાં;પર;(*of plants*):રૂપ;કાંટા;(*on the face*):નિમાળા;રૂવાંટી.2.That which is made of down as a bed or pillow: સુખસેજ; સુખશય્યા. *vt.* To cover or stuff with down: રૂ દાબીને ભરવું. *n.* 1. A hillock of sand: ( કીનારા આગળ પવનને-લીધેથી થયેલો) રેતીનો ઢગલો-ડુંગર. (usually in the plural.)2.A tract of bare,sandy, barren land:(ઘેટાંને ચરાવવાની)ખુલ્લી-ઉઘાડી-રેતીવાળી-ઉજ્જડ-ખરાબાની જમીન; ખરાબો; મેદાન. (usually in the plural.) 3. (*pl.*) A road for shipping in the English channel:ઇન્ગ્લીશ ખાડીમાં વહાણો નાગરવાનો રસ્તો.4.(*pl.*)A state of depression;decline: ઉદાસી-દિલગીરી; લીલી સુકી;નવાણુંનો ધક્કો;સાત વીસે સો થવા તે.*Prep.* [A.S. *a* & *dun,* a hill.]1.From a higher to a lower state upon or within: માં; અંદર; નીચે.2.Towards the mouth of a river:નદીના મુખ-બારા તરફ. **D** *the country,* toward the sea: દરિયા તરફ. **D.** *the sound,* toward the sea:દરિયા તરફ.*adv.*1.In a lower place;below:નીચે;તળે; હેઠળ; હેઠે.2. From a higher to a lower condition; to the ground or floor: ઉંચેથી નીચે;હેઠળ.3.From a remoter or higher antiquity: અસલજુના વખતથી;પૂર્વજથી-તરફથી;પરાપૂર્વથી. 4. From a greater to a less bulk: મોટા કદમાંથી નાના કદમાં;ઘણાનું થોડું કરી નાંખીને. 5. On the ground;supine:જમીનપર-ઉપર;ચત્તુ ચત્તાપાટ.6.In dejection or misery: ઉદાસી-દિલગીરીમાં. It is also used intensively:એ શબ્દ વિશેષાર્થ બતાવવામાં વપરાય છે જેમ કે,to fall **d.**:પૈસા આપી દેવા-ગણીઆપવા-ભરી દેવા.**D.**on or *upon,*(with *go,come,* or *pounce*),to attack:હુમલો કરવો; -ના ઉપર ઉતરી-તુટી પડવું.**D.** *with,* throw down;put down:નાંખી-ફેંકી દેવું; તોડી પાડવું. *To be* **d.** *on;* to dislike or treat harshly: નો તિરસ્કાર કરવો;કઠોર રીતે વર્તવું.*Up and* **d.**,with rising and falling motion:ઉપર નીચે.(*b*)To & fro;hither & thither:આમ તેમ; અહિંથી તહિં. *vt.*To cause to go down;to subdue:to conquer: નીચે ઉતારવું; દાબી દેવું;તાબે-વશ-આધીન કo;જીતવું.*vi.* To go down;to descend:નીચે જવું; ઉતરવું.*a.*1.Downcast;dejected:ઉતરી ગયેલું;ઉદાસ;દિલગીર;ખિન્ન.2.Positive;absolute:ચોખ્ખી;માથામાં વાગે એવું;સાફ;*a* **d.***denial:* માથામાં વાગે એવી ના.3.Going down; sloping: ઢળતું;નીચે પડતુ-જતુ;ઉતરતું;મુખ્ય મથકથી બહાર જતું.**D.***in the mouth,* dejected:દિલગીર;ઉદાસ;ખીન્ન.

**Downcast,** ( ડાઉન્કાસ્ટ્ ) *a.* Cast downward;dejected: નીચે ઘાલેલું; નીચું;ઉતરી ગયેલું;ઉદાસ;રાંકડું;દીનમુખ;મ્લાન;ખીન્ન.*n.* Sadness; melancholy look:ઉદાસપણું;દિલગીરી; દિલગીર દેખાવ;મ્લાનિ;ગ્લાનિ;ખીન્નતા.

**Downfall,**(ડાઉન્ફૉલ્ )*n.*1.A falling downward:નીચે પડવું તે;ધોધ;ધોધવો.2.Destruction;ruin:નાશ;પાયમાલી;ઉજ્જડતા; ખરાબી; પડતી;સત્યાનાશ;ક્ષય;લય;સ્થાનભ્રંશ.

**Downhill,**(ડાઉન્હિલ્ )*n.* Descent; slope:ઢોળાવ;ઉતરણ; ઉતાર; ઉપત્યકા. *a.* Descending;sloping:ઢળતું;ઢોળાવ-ઉતારવાળું.*adv.* Towards the bottom of a hill:તળે;તળેટીમાં.

**Down-lying,**(ડાઉન્-લાઇંગ્ )*n.*The time of retiring to rest;time of repose:આરામ-વિસામો લેવાનો વખત. *At the* **d.**,at the travail in child-

ભસ્યા કૂતા કાટે નહિ, ને ગાજ્યા મેહ વરસે નહિ.

birth:પ્રસુતિપીડામાં.

**Down-pour,**(ડાઉન્પૉર્ )*n.*A heavy or continuous shower: મુશળધાર વરસવું તે-વૃષ્ટિ-ઝાપટું; આંખો મીચીને વરસવું-તુટીપડવું તે;ભારે ઝાપટું.

**Down-right,**(ડાઉન્-રાઇટ્ ) *adv.* 1. Straight down:સિધું-પાધરું નીચે.2. In plain terms; without ceremony:સાફ-ખુલ્લે ખુલ્લું;સ્વતંત્રપણે; ધબદઇને.3. Without delay; completely;at once:ઢીલ-વાર કીધા સિવાય;તરતજ;એકદમ;લાગલુજ.*a.*1. Plain; blunt: દેખીતું;સરળ;તડાકભડાક;રોકડે રોકડું;પાધરું.2. Open;artless;absolute:ખુલ્લું;સાફ;ચોખ્ખું;કાવતરા વિનાનું;હડહડતું;છેક;તદન; અસંદિગ્ધ; અકુટિલ;પ્રત્યક્ષ.

**Down-sitting,**(ડાઉન્-સિટિન્ગ્ ) *n.* Repose;a resting:આરામ; વિશ્રાંતિ.

**Down-trodden,** ( ડાઉન ટ્રૉડન્ ) *a.* Trodden down;trampled down: ચગદી નાંખેલું;પગ તળે ચગદાઈ ગયેલું; ખુંદી નાંખેલું.

**Downward-s,** (ડાઉન્વર્ડ્-ડાઉન્વર્ડ્ઝ્ ) *adv.*1.In descending direction: નીચે;તળે;હેઠળ;હેઠે.2.From a higher to a lower condition:ઉંચી સ્થિતિ-હાલતમાંથી નીચી સ્થિતિ-હાલતમાં; કંગાલ સ્થિતિમાં.3. From a remote time:ઘણા વખતથી:જુના-અસલ વખતથી;પરાપૂર્વથી;પૂર્વજથી.*a.* 1. Declivous:ઢોળાવ પડતું;ઉતારવાળું; અધોગામી;પતનશીલ.2. Descending from an origin or source:મુળથી ઉતરતું-ચાલી આવતું.3. Depressed; dejected:ઉદાસ;દિલગીર;નરમઘેંસ;ખિન્ન.

**Downy,**(ડાઉનિ)*a.*1.Covered with down:રૂંવાથી ઢાંકેલું.2.Soft;placid: soothing;quiet:નરમ;સુંવાળું;પોચું; કોમળ;સુકુમાર.

**Dowry,**(ડાઉરિ)*n.*1.A gift;endowment:બક્ષિસ;ઇનામ આપેલો પૈસો.2. The portion of a wife,on her marriage;dower:પહેરામણી;પલ્લું;આંધન. The reward paid for a wife: વહુ-સ્ત્રીને માટે આપેલું ધન-બક્ષિસ.

**Dowse,**(ડાઉસ્ )*vt.*1.To plunge or duck into water: પાણીમાં બોળવું-ડબોળવું.2.To beat or thrash:મારવું;કુટવું. *vi.*To use the dipping or divining rod:થાગ-તાક લેવો;પાણીની ઉંડાઈ-માપ લેવું.*n.*A blow on the face:ધોલ;તમાચો.

**Doxology,**(ડૉક્સૉલૉજિ)*n.*[Gr.*doxa*, glory & *logos*,speech.]In Christian worship,a hymn expressing praise and honor to God: ખ્રિસ્તિ લોકોની પ્રાર્થનામાં ઇશ્વરની સ્તુતી-વખાણ અને કીર્તિ અર્થે ગાવાનું ભજન;સ્તુતિવાદ;સ્તુતિપદ.

**Doxy,**(ડૉક્સિ)*n.*1. A disreputable sweetheart;a loose wench:વેશ્યા; છિનાળ;પાતર.

**Doze,**(ડૉઝ્ )*vi.*To slumber;to sleep lightly:લહેર આવવી;ઝોકાં આવવાં.*vt.* 1.To pass or spend in drowsiness:ઉંઘ-સુસ્તીમાં કાઢી નાંખવું-ગાળવું. *To* **d.***away one's time*:વખત ઉંઘસુસ્તીમાં ગાળવો.2.To make dull; to stupefy:આળસુ-સુસ્ત કo;જડ બનાવવું.*n.*A light sleep;a drowse: જરાક સરખી ઉંઘ;ઝોકું;લેહેર;અલ્પનિદ્રા.

**Dozen,**(ડઝ્ન્ )*n.pl.***Dozen** (before another noun) [L.*duo*, two & *decem*,ten.]1.A set of twelve: બારનો સમૂહ;ડઝન.2.An indefinite small number: અનિયમિત-અનિશ્ચિત-મોઘમ સંખ્યા-રકમ.*A baker's* **d.**,*a long* **d.**, thirteen:તેર.

**Dozy,**( ડૉઝિ ) *a.* Drowsy; sleepy; sluggish:ઝોકાં ખાતું-ખાઉ;નિદ્રાવાળું; સુસ્ત;ભારે;ઉંઘણસી.

**Drab,**(ડ્રૅબ્ )*n.*[A.S.*drable*,dregs.] 1. A low sluttish woman: ફુવડ-અવળચંડી રાંડ.2.A lewd wench;a strumpet:વેશ્યા;કુલટા;વ્યભિચારિણી; પુંશ્ચળી;પાતર;કસબણ.2. A wooden box used in salt works: (જ્યારે મીઠું લોઢાના પેણામાં ઉકાળવામાં આવે ત્યારે તે પાછું કાઢવાને ઉપયોગમાં લેવાની)લાકડાની પેટી.*vi.* To wench: કસબણ-વેશ્યા રાંડોની ટોળીમાં ભળવું-ફરવું.*n.*[Fr.& Pr.*drap*,cloth.]1. A kind of woolen cloth of a gray colour:ભૂરા-કાબરચીતરા રંગનું એક જાતનું ઉનનું કાપડ-કપડું.2.A dull gray colour:ભૂખરો કાબર-ચીતરો રંગ.*a.*Of a dull gray:ભૂરાશ પડતા રંગનું;વગર ધોયેલા કપડાના રંગનું;ભૂખરા રંગનું.

**Drabble,**(ડ્રૅબલ્ )*vt.* [A.S.*drable*, dregs.] To draggle;to wet and befoul;ભીનું કરીને બગાડવું;રગદોળવું. *vi.*To fish with a long rod:લાંબા મછીમારથી માંછલીઓ પકડવી.

**Drachm,**(ડ્રૅમ )*n.*See Dram.

**Draconian,**(ડ્રૅકૉનિઅન્ )*a.*Pertaining to the famous Athenian lawgiver Draco,whose measures were said to be so severe that they were said to be written in letters of blood; hence, any law of excessive rigour:ડ્રેકોના જેવા સખત-ડ્રેકોન કાયદા જેવો કાયદો.

**Dracunculus,**( ડ્રૅકન્કયુલસ્ ) *n. pl.* **Dracunculi.** 1. The Guinea worm:નારૂ;વાળો.2.(*Ichth.*)A kind of fish:એક જાતની માછલી.

**Draff,**(ડ્રૅફ્ )*n.*[A.S.*drabbe*,dregs.] Refuse;lees;dregs:કચરો;કુચ્ચાં;કીટો; કીટું;મેલ;ગોતું;છોડાં;છાલાં;શેષ.

**Draffy-ish,**(ડ્રૅફિ-ડ્રૅફિશ્ )*a.*Worthless;draffy;waste:વ્યર્થ;હલકું;કચરા-કીટાવાળું;મલિન;અસાર.

**Draft,**(ડ્રૅફ્ટ્ )*n.*1.The act of drawing:ઘસડવું-ખેંચવું તે. 2. (*Mil.*) A selection of men from a military land: લશ્કરી ટુકડીમાંથી માણસોની ચુંટણી-પસંદગી. 3. A bill of exchange:હુંડી;ડ્રાફ્ટ.4.An allowance made from the gross weight of goods: માલના એકંદર-કુલ વજનમાંથી કરેલો ઘટાડો-કાપ-છુટ.5.A delineation:નમુનો;આકાર લેખન;રોળિયું;આલેખન;ચિત્ર;નકશો.6.Depth of water necessary to float a ship: વહાણને તરવાને માટે જોઇએ તેટલું પાણીનું ઉંડાણ-ઉંડાઇ.7.A current of air: હવાનો પ્રવાહ-વહેણ; પવનની લહેર-સપાટો-ઝપાટો. 8. The form of any writing as first drawn up;the first rough sketch of a written composition: ખરડો;મુસદ્દો.*vt.*1.To draw the outline of: -નું ચિત્ર-ડોળીયું આકૃતિ કાઢવી; આળેખવું.2.To compose and write:બનાવવું અને લખવું; મુસદ્દો-ખરડો કરવો-ઘડવો.3.To detach;to select:ચુંટવું;ચુંટણી કરવી;-માંથી પસંદ કo.4.To transfer by draft:હુંડીથી મોકલી દેવું.

**Draft-horse,**(ડ્રૅફ્ટ-હૉર્સ્ )*n.*A horse employed in drawing heavy loads or in plowing:ભાર-બરદારી ઘોડો.

**Draftsman,**(ડ્રૅફ્ટસ્મૅન્ )*n.*One who is skilled in drawing designs; a draughtsman: નમુના-આકૃતિઓ ચિત્ર વિo કાઢવામાં પ્રવીણ પુરૂષ.

**Drag,**(ડ્રૅગ્ )*vt.* [A. S. *dragan*, to draw.] 1. To draw along the ground by main force;to pull;to trail: જમીનપર-ઉપર ઘણાજ જોરથી ખેંચવું;ઘસડવું;ખેંચવું.2.(*a*)To harrow;to break as land: સમાર ફેરવીને ઢેપાં ભાગવાં.(*b*)To search:શોધવું;ખોળવાનો પ્રયાસ કo-મથવું.3.(*a*)

Drowning man catch at straws:

To draw along as something burdensome: કંઇ ભાર ઘસડવો-ઢસડવો.(*a*)To pass in pain or with difficulty:મહા મુશીબતે દહાડા કાઢવા;જેમ તેમ-દુઃખે પાપે દિવસ કાઢવા-નિર્ગમન ક૦-ખેંચી કાઢવા;કાળક્ષેપ ક૦. *vi.*1.To be drawn along:ખેંચાવું; ઘસડાવું.2.To move slowly onward: ધીમે ધીમે આગળ વધવું;રગસીયા ગાડાની માફક ચાલવું;મરતાં-લથડતાં-તરફડતાં ચાલવું.3.To fish with a drag-net: માછલાં પકડવાને(ભોંયપર ઘસડાય એવી) જાળ નાંખવી. 4. To serve as a clog or hindrance:અડચણ-ડખલ-વિઘ્ન થવું.*n.*1.A net,to be drawn along the bottom under water, for the purpose of bringing sunken bodies to the surface: પાણીને તળીએ બેસી ગયેલી-ડુબેલી જણસો ઉપર લાવવાની ખીલાડી;આકર્ષણી. 2.A kind of sledge for conveying heavy bodies:ભારે પદાર્થો લઇ જવાને એક જાતની ગાડી-લઢારી. 3.A heavy carriage or coach:ભારે ગાડી-ગાડું.4.A heavy harrow: ભારે કપળ-કળવ;સમાર.5.(*a*)Any thing towed in the water to retard a ship's progress:વહાણનો વેગ નરમ કરવાને વહાણને બાંધેલો પદાર્થ.(*b*) A skid for retarding the motion of a carriage wheel: ઉગટ.(*c*) A clog; an obstacle to progress: અંતરાય;વિઘ્ન;હરકત;ડખલ;ડેરો; ધીમી ગતિ-વેગ.7. (*Founding.*) The bottom part of a flask:સીસા-બાટલીના તળીઆનો ભાગ.8.(*Masonry.*) A steel instrument for completing the dressing of a soft stone:પત્થર ઘડવાનું સલાટનું ટાંકણું. 9.Motion affected with slowness & difficulty: ધીમો વેગ-ગતિ: અથડાતાં-કુટાતાં ચાલવું તે.

**Drag-bar-bolt,**(ડ્રૅગ્બાર-ડ્રૅગ્બોલ્ટ)*n.* A coupling pin: આગળો;ખેંચવાની જોડવાની સાંકળ.

**Draggle,** (ડ્રૅગલ્ ) *vt.* To wet and dirty by drawing on the ground; to drabble:જમીનપર ઘસડીને ભીનું-ગંદુ ક૦-ખરડવું.*vi.*To become wet or dirty by being dragged in the mud:કાદવમાં ખેંચાઈને-ઘસડાઇને ભીનું-ગંદુ થવું-ખરડાવું-લદબદ થવું.

**Draggle-tail,** ( ડ્રૅગલ્-ટેલ ) *n.* A slut;a drabble-tail:ગંદી સ્રી;ફુઅડ.

**Drag-hook,**(ડ્રૅગ-હુક્)*n.*A hook to catch fishes:માછલી પકડવાનો ગલ.

**Dragman,**(ડ્રૅગ્-મૅન્ ) *n.* A fisherman:મછીમાર;માછી.

**Dragoman,** ( ડ્રૅગોમૅન્ ) *n. pl.* **Dragomans**. An interpreter: દુભાષિઓ;સમજાવનાર.

**Dragon,**(ડ્રૅગન્ )*n.*[*Gr.derkomai*, I see.] 1. A fabulous winged serpent or lizard:પાંખોવાળો કલ્પિત સાપ-સરડાની જાતનું જનાવર. 2. A fierce,violent person,especially a woman:એક ક્રૂર-ગુસ્સાવાળું માણસ (સ્રી.)વિચ્છણ;સાપણી;માછણ;કર્કશા.3.(*Astron.*)A constellation of the northern hemisphere figured as a dragon; draco: કલ્પિત સાપ-સરડાના આકારનું ઉત્તર ગોળાર્ધનું નક્ષત્ર. 4.A luminous exhalation from marshy grounds:ભીની જગ્યામાંથી નીકળતી ચળકતી દેખાતી વરાળ.5. A short musket:એક નાની બંદૂક. 6. (*Zool.*)A flying lizard:ઉડતો સરડો-ઘીલોડો. 7. A kind of carrier pigeon:એક જાતનું કાસદીઉં કબુતર.

**Dragoon,** (ડ્રગૂન ) *n.* [L. *draco*, dragon.]1.(*a*)Formerly a soldier who was taught and armed to serve either on horseback or on foot:ઘોડાપર બેસીને અથવા પગે ચાલીને લડવાનું શિખવેલો સિપાઈ-સવાર. (*b*)But now,a cavalry man:ઘોડેસ્વાર; બરકંદાજ. 2. A variety of pigeon:એક પ્રકારનું કબુતર.*vt.*1. To reduce to subjection by soldiers: સિપાઇઓ વડે-ની મદદથી તાબે ક૦-તાબા હેઠળ લાવવું.2.To persecute;to force:જુલમ ગુજારવો;જુલમ ક૦;-ના ઉપર બળ-સખ્તાઇ વાપરવી;હેરાન ક૦.

**Drain,**(ડ્રેન્ )*vt.*1.To cause to flow gradually out or off:ધીમે ધીમે બહાર વહેવરાવવું-કઢાવવું;વહેવરાવવું. 2. (*a*)To make gradually dry or empty:ધીમે ધીમે ખાલી થાય-પાણી નીકળી જાય એમ ક૦;ધીમે ધીમે સૂકું ક૦.(*b*) To exhaust,to empty of wealth, resources,&c.:ખાલીખમ-નિર્ધન ક૦; વિનાનું-રહિત ક૦;-માંથી ઘસડીને લઇ જવું.3.To filter:ગાળવું;ગળવું.*vi.*1.To flow off gradually:ધીમે ધીમે વહેવું-વહી જવું.2.To be emptied: પાણી નીકળી જવું;ખાલી થવું;ખેંચાઇ જવું.*n.* 1.The act of drawing off:ખેંચીને-ખાલી ક૦ તે.2.A channel;a sewer; a trench;a water course:નાળું;જળમાર્ગ;પ્રણાલી;ખાળ;મોરી;નીક;ગટર.3.(*pl.*)The grain from the mashing tub: ગાળવાના કુંડામાંનો અનાજનો કચરો-છોડાં-છાલાં;ગાળામણ.

**Drainable,**(ડ્રેનેબલ્ )*a.*Capable of being drained:પાણી ખાલી થઈ શકે એવું;ગટર કરી શકાય-ગાળી શકાય એવું.

**Drainage,**(ડ્રેનેજ્ )*n.*1.(*a*)A gradual flowing of any liquid:કોઇ પ્રવાહી પદાર્થ ધીમે ધીમે વહી-નીકળી જવો તે.(*b*)That which flows out: વહી જતું પાણી;પ્રવાહી પદાર્થ.2.The mode in which the waters of a country pass off by its streams and rivers:કોઇ દેશનું પાણી તે દેશની નદીઓ અથવા ઝરાવડે જે રીતે વહી-નીકળી જાય તે.3.(*Engine.*)The system of drains by which water is removed from towns and other works:શહેર-દેશમાંથી પાણીને જવાના રસ્તા;મોરીઓ;ગટર. 4. Area or district drained:પાણી કાઢી નાંખેલો વિસ્તાર-પ્રદેશ.5.The act,process,or means of drawing off pus or fluid from a wound or abscess:કોઇ પણ ઘા કે ચાંદામાંથી પરૂ કે પ્રવાહી પદાર્થ કાઢી નાખવાની રીત-સાધન.

**Drainer,** (ડ્રેનર્ ) *n.* 1. One who drains:ગાળનાર માણસ;ગળાવો.2.A utensil on which articles are placed to drain:ગળણી;ગયણી;ગરમચી.

**Drake,**(ડ્રેક્ )*n.*[A.S.*ened*,a duck.] 1.The male of the duck kind: બતકનો નર.2.The drake fly:નરમાંખી. 3.A small piece of artillery:નાની તોપ.

**Dram,**(ડ્રૅમ )*n.*[ L. *drachma.* ] 1. (Apothecaries' Weight.)A weight of the eigth part of an ounce or sixty grains:એક આઉંસનો આઠમો ભાગ અથવા ૬૦ ગ્રેન (ઓસડ તોળવાનું વજન. ) 2. ( Avoirdupois Weight.)The sixteenth part of an ounce:એક આઉંસનો સોળમો ભાગ.(સાધારણ તોલમાં.)3. A minute quantity:થોડુંક;સ્હેજ;જરીક. 4. As much spirituous liquor as is drunk at once:એકદમ જેટલો પીવામાં આવે તેટલો દારૂ.(*b.*) A potion or potation:ઘુંટડો.*vi.* To indugle in the use of ardent spirit:જલદ દારૂપીયાં કરવો;દારૂમાં મચ્યાં રહેવું;નીધ્યાં કરવો-ચડાવ્યાં કરવો

**Drama,**(ડ્રૅમ )*n.*[Gr.*drama*, I act or do.]A real series of events that are invested with a dra-

દુબતાને તણખલાનો આશરો.

matic unity and interest. A representation of an act or actions by players on a stage:નાટક ક૦-ભજવવું તે.3.Dramatic composition or literature:નાટક;રૂપક; નાટિકા;પ્રહસન.

**Dramatic-cal,**(ડ્રૅમૅટિક્-ડ્રૅમૅટિકલ્ )*a.* Pertaining to the drama:appropriate to the drama theatrical: vivid:નાટકનું-સંબંધી-ના જેવું;નાટકીય: નાટકી;નાટક-વિષયક;આબેહુબ;તાદૃષ્ય.

**Dramatist,**(ડ્રૅમેટિસ્ટ્ ) *n.* The author or a dramatic composition; a writer of plays:નાટક બનાવનાર-લખનાર;નાટકકાર-કવિ; નાટક ગ્રંથકાર.

**Dramatize,**(ડ્રૅમેટાઇઝ્ )*vt.*To compose in the form of the drama: નાટકના રૂપમાં રચવું;નાટકરૂપી ક૦.

**Drape**(ડ્રેપ્ ) *vi.* To make cloth: લુગડું બનાવવું.2.To design drapery arrange its folds, &c.for hangings,costumes or statues: પડદા, લુગડાં કે પૂતળાં માટે કપડાં-વસ્ત્રની ગોઠવણ કરવી-કલ્લીઓ ગોઠવવી.*vt.*To adorn with drapery: લુગડાંથી શણગારવું. 3.To banter; to jeer: ની મશ્કરી-મજાક-ઠઠ્ઠો ક૦.

**Draped,**(ડ્રેપ્ટ્ )*a.*[Fr.*drap*.cloth.] Having on drapery:clothed:વસ્ત્રાભૂષણ વાળું-પહેરેલું;વસ્ત્રવેષ્ટિત.

**Draper,** (ડ્રેપર્ ) *n.* A dealer in cloths:કપ્પડ-વેચનાર;વેપારી-કાપડીઓ

**Drapery,**(ડ્રેપરિ)*n.* 1.The occupation of a draper:કાપડીઆનો ધંધો; કાપડ બનાવવા તથા વેચવાનો ધંધો.2. Woollen stuffs in general:તમામ જાતનું ઉનનું કાપડ-કપ્પડ. 3. Hangings of any kind:કોઇ પણ જાતના પડદા.4.The clothing of the human figure in sculpture and painting:પહેરવેશ;પોશાક. 5.Hangings of a room or hall about a bed:પડદા.

**Drastic,** ( ડ્રૅસ્ટિક્ )*a.* [Gr. *drao*, I act. ] Acting with strength or violence;powerful:સખત;કડક;જલદ. *n.* (*Med.*) A violent purgative: આકરો જુલાબ-રેચ.

**Draught,**(ડ્રાફ્ટ્ )*n.*[A.S. *dragan*, to draw.]1.The act of drawing or pulling:ખેંચવું-તાણવું તે.(*a*)The act of moving loads by drawing:ખેંચી-તાણીને બોજો ખસેડવો તે.(*b*) The drawing of a bow-string: ધનુષ્યની પણછ ખેંચવી-તાણવી તે. (*c*) The act of drawing a net: જાળ (નાંખીને)ખેંચવી તે.(*d*) The act of drinking: પીવું તે; પાન. (*e*) A detachment:લશ્કરની છુટી પાડેલી ટુકડી.(*f*) Representation: આલેખન; ચિત્ર;નકશો.(*g*) A sudden attack: હલ્લો;હુમલો;ત્રાપ.2.That which is drawn: જે ખેંચવામાં આવે છે તે;ખેંચાયેલી વસ્તુ. (*a*) That which is taken by sweeping with a net: જાળ ખેંચવાથી તેમાં પકડાય છે તે.(*b*) A quantity drawn in at once by drinking;a potion:ઘુંટ; ઘુંટડો. (*c*) (*Mil.*)A detachment; draft: લશ્કરની છુટી પાડેલી ટુકડી-ટોળી.(*d*) A sketch;a delineation:ચિત્ર;મુસદ્દો;ખરડો;નકશો;આલેખન.(*e*)(*Com.*) A bill of exchange; draft: હુંડી; "ડ્રાફ્ટ્".(*f*) A current of air:પવન-વાયુનો આવતો પ્રવાહ. 3. That which draws:ખેંચનાર.(*a*)A drain; a sewer:મોરી;નીક;ગટર;ખાળકુવો;જાજરૂ.(*b*) (*pl.*) (*Med.*)A sinapism: રાઈનું પલાસ્તર.5.Capacity of being drawn: ખેંચવાની શક્તિ;force necessary to draw;traction:ખેંચવા જેટલું બળ;ખેંચાણ.5. (*Naut.*) The depth of water necessary to float a ship:વહાણને તરવાને જોઈએ તેટલી ઉંડાઇ-ણ.6.(*pl.*)A move as at chess;શેત્રંજના મ્હોરાની ચાલ. 7.An allowance upon weighable goods:તોલાય એવા માલ ઉપરની છુટકપાત. *On* **d.**, so as to be drawn from a cask or barrel in distinction from being bottled:પીપમાંથી ભરવાનો;બાટલીઓ ભરેલી નહીં એવો; as,*ale on* **d.**:પીપમાંથી ભરવાનો દારૂ. *a.* 1.Used for drawing:ખેંચવાના કામમાં આવતું-વપરાતું; ભારખરદારી. 2.Drawn directly from the barrel:પીપમાંથી કાઢેલો.3.Used in making drawings:ચીત્ર કાઢવાના કામમાં વપરાતું.4.Relating to a current of air: પવનની લહેરકી-લહેરનું-સંબંધી.*vt.* 1.To draw out;to call forth:બહાર ખેંચવું;બોલાવવું.2.To diminish or exhaust by drawing:ખેંચીને ઓછું ક૦-વાપરીદેવું.3.To make a sketch or plan of:-નું ડોળિયું-ચિત્ર કાઢવું.

**Draught-board,**(ડ્રાફ્ટ્-બોર્ડ્ )*n.* A checkered board on which drafts are played:રમત રમવાનું-ચોપટ જેવું પાટીયું;પટ;ચોપટ.

**Draught-house,**(ડ્રાફ્ટ્-હાઉસ્ ) *n.* A house for the reception of filth or waste matter: કચરો અથવા બગડેલો પદાર્થ ભરવાનું-નાંખવાનું ઠેકાણું;જાજરૂ.

**Draught-horse,** ( ડ્રાફ્ટ્-હૉર્સ્ ) *n.* A horse to carry a cart:ગાડું ખેંચનારો ઘોડો;ભારખરદારી ઘોડો.

**Draughts,**(ડ્રાફ્ટ્સ્ ) *n.* Checkers: સોકટાંની રમત;સોકટાંબાજી.

**Draughtsman,** (ડ્રાફ્ટ્સ્મૅન )*n.* 1. One who makes drawings or designs:ચિત્ર કાઢનાર;નકશા ચીતરનાર. 2. One who drinks drams;a tippler:દારૂડીઓ;મદ્યપી.3.One who draws pleadings or other writings:મુદ્દા ઘડનાર-તૈયાર કરનાર;ખરડો કરનાર. 4. A piece used in the game of draughts:શેત્રંજનું મ્હોરૂં.

**Draw,** ( ડ્રૉ )*vt. Imp* **drew** *p.p.* **drawn.**[A.S.*dragan*,to draw]. 1.To pull along;to drag: ખેંચવું; તાણવું;ઘસડી લઈ જવું.2.To attract; to engage; to entice: આકર્ષવું;-નું આકર્ષણ ક૦;-થી આકર્ષાવું; લલચાવવું; લોભાવવું.3.To bring forth;to extract:બહાર લાવવું;ખેંચવું; કાઢવું. (*a*) To pull from a sheath:મ્યાનમાંથી કાઢવું. (*b*) To bring out from some receptacle: કશામાંથી બહાર કાઢવું-લાવવું;ખેંચવું;વહેવું.(*c*) To extract;to force out:ખેંચવું;કાઢવું;તાણવું.(*d*) To deduce from premises; to derive: અનુમાન ક૦; મેળવવું; લેવું; ગ્રહણ ક૦; પકડી લેવું; કાઢવું. (*e*) To take from a place of deposit:થાપણ મૂકેલી હોય ત્યાંથી ઉપાડવું;લેવું.(*f*)To win;to gain:જીતવું; મેળવવું.(*g*)To select by drawing lots:ચિઠ્ઠીઓ નાંખી ચુંટી કાઢવું.4.(*a.*) To drain by emptying:ખાલી કરીને મોરી-ગટર વાટે લઇ જવું-વહેવરાવવું.(*b*) To extract the bowels of: નાં આંતરડાં કાઢવાં-ખેંચી કાઢવાં.*To* **d.** *a fowl*:મરઘાનાં આંતરડાં ખેંચી કાઢવાં.5.To inhale; to inspire: શ્વાસ લેવો ખેંચવો.6.To protract; to extend:ટીપીને લંબાવવું;લાંબુ ક૦;ખેંચવું. 7.To form by marking:કાઢવું;દોરવું;ચીતરવું;પાડવું.8. To represent by a picture:to delineate:-નું ચિત્ર આપવું; આલેખવું. To describe; to depict:વર્ણવવું;વર્ણન-બ્યાન ક૦.9.To prepare a draft of:-નો ખરડો-મુસદ્દો ક૦-લખવો. 10. To require a depth of,as water,for floating:

Draw not thy bow before thy arrow is fixed:

તરવાને-તરતું રહેવાને માટે જોઇએ તેટલા પાણીની ઉંડાઇ હોવી-પાણી ઉંડું હોવું. A ship *draws* ten feet of water: વહાણને તરતું રહેવાને દસ ફુટ પાણીની જરૂર છે. 11. To take away; to withdraw: લઈ લેવું; પાછું ખેંચી લેવું. 12. To trace by scent; to track: ગંધથી પકડી-ખોળી કાઢવું. *To* **d.** a bow, to bend the bow by drawing the string for discharging the arrow: ધનુષ્યથી તીર મારવું-ફેંકવું-માંડવું-ચઢાવવું. *To* **d.** *a cover*, to clear a cover of the game it contains: ઉપર ઢાંકેલો પડદો ઉઘડવો-દૂર કo-કાઢી નાંખવો; રમત શરૂ કo. *To* **d.** *a curtain*, to cause a curtain to slide or move, either closing or unclosing: બંધ કરવાને ઉઘાડવાને માટે પડદો ખેંચવો-ખસેડવો; તાણી લેવો-તાણવો. *To* **d.** *a line*, to fix a limit or boundary: સરહદ્દ નક્કી કo-ઠેરવવી; સીમા-મર્યાદા બાંધવી. *To* **d.** *back*, to receive back: પાછું મેળવવું. *To* **d.** *breath*, to breathe: શ્વાસ-ઉચ્છવાસ લેવો. *To* **d.** *cuts* or *lots*: ચિઠ્ઠીઓ નાંખવી-કાઢવી. *To* **d.** *in*, (*a*) to bring or pull in; to collect: અંદર ખેંચવું-લાવવું; એકઠું કo; (*b*) to entice: આકર્ષવું; લોભાવવું; લલચાવવું. *To* **d.** *interest*, to produce or gain interest: વ્યાજ-નફો-લાભ ઉત્પન્ન કo-મેળવવો. *To* **d** *off*, to withdraw: કાઢવું; ખેંચવું. *To* **d.** *on*, to bring on; to cause: ઉત્પન્ન કo; નિપજાવવું; -થી ઉત્પન્ન થવું. *To* **d.** (*one*) *out*, to elicit cunningly the thoughts & feelings of another: વાતે વળગાડી વાતમાં ને વાતમાં પારકાનું પેટ લેવું; -ના પેટની વાત કાઢી લેવી. *To* **d.** *out*, (*a*) to protract; to spread out: લંબાવવું; ફેલાવવું. (*b*) To beat out; to extend: ટીપી ટીપીને લાંબું કo; ખેંચવું. (*c*) To extract; to pull out: ખેંચી કાઢવું; બહાર કાઢવું. (*d*) To induce by motive: કોઇ હેતુથી લલચાવવું; આકર્ષવું. (*e*) To call to action; to muster: ભેગું-એકઠું કo; વ્યૂહમાં ઉભું રાખવું. (*f*) To make out; to sketch out: તૈયાર કo; લખી કાઢવું: *tell him to* **d.** *out an exact account of our expenses last year*: ગયા વર્ષના અમારા ખર્ચનો બરોબર હિસાબ તૈયાર કરવાનું એને ફરમાવજો. (*g*) To get out; to extricate: છોડવવું; છુટું કo; બહાર કાઢવું. *To* **d.** *over*, to cause to come over: પોતાના પક્ષમાં ખેંચી લેવું. *To* **d.** *the long bow*, to exaggerate: અતિશયોક્તિ કo; મીઠું મરચું ભભરાવીને વાત કo; વાયરે ચઢવું. *To* **d.** *up*, (*a*) to compose in due form: બરોબર-યોગ્ય આકારમાં બનાવવું; ગોઠવવું-રચવું; સુસદોખરડો કo. (*b*) To arrange in array: હારબંધ-વ્યૂહ રચનામાં ગોઠવવું-ઉભું રાખવું. *vi.* 1. To pull; to exert strength in drawing anything: ખેંચવું; ખેંચવામાં જોર-બળ વાપરવું. 2. To exert an attractive force: આકર્ષિત બળ-જોર વાપરવું; ખેંચવું; વહેવું; તાણવું. 3. (*Med.*) To have efficiency as an epispastic: ને અસર થવી-હોવી; પ્લાસ્તર ઉઠવું. 4. To furnish transmission to smoke, gases, &c.: ધુમાડા વિo નો માર્ગ કરવો. 5. To unsheathe: મ્યાનમાંથી (તરવાર) બહાર કાઢવી. 6. To sketch; to form figures or pictures: ચિત્ર કાઢવું; છબી આકૃતિ કાઢવી; આલેખવું. 7. To become contracted; to shrink: સંકોચાઈ જવું; નાનું નાનું થતા જવું. 8. To move; to come or go: આવવું; જવું. 9. To make a draft for payment of money: નાણાં માટે ચિઠ્ઠિ-રૂક્કો-હુંડી લખવી. 10. To admit the action of pulling: ખેંચાવું; તણાવું; ચાલવું. 11. To sink in water: પાણીમાં ઉતરવું-ડુબવું. 12. To draw a liquid from a receptacle: ખાડા-કુવામાંથી પાણી કાઢવું-ખેંચવું. *To* **d.** *back*, to retreat: પાછું-પાછળ હઠવું-જવું; ખસી જવું. *To* **d.** *off*, to retire or retreat: પાછળ-ખસવું-હઠવું-જવું. *To* **d.** *on*, to advance: આગળ વધવું-જવું. *To* **d.** *up*, to form in array: હારબંધ વ્યૂહ રચનામાં ગોઠવાવું-ઉભા રહેવું. *To* **d.** *near* or *nigh*, to approach: પાસે આવતા જવું; પહોંચવું. *To* **d.** *to a head*, (*a*)(*Med.*) to begin to suppurate; to ripen: ગુમડાનું પાક ઉપર ચઢવું; પાકવું. (*b*) (*Fig.*) To approach the time for action: તૈયાર થવું; પાકવું. *n.* 1. The act of drawing: ખેંચવું-તાણવું તે. 2. A lot or chance to be drawn: સોરટી; ચીઠ્ઠી. 3. The movable part of a draw bridge: ખેંચવાના-ખેંચી લેવાના અથવા ઝુલતા પુલનો ખસેડી લેવાય એવો ભાગ. 4. A drawn game or battle: જેમાં કોઇ હારે કે છતે નહિ તે ખેલ કે લડાઈ.

**Draw-back,** (ડ્રૉ-બૅક્) *n.* 1. A loss of advantage; a discouragement: નફાની-ખોટ; ગેરફાયદો-નફો; અવરોધ; ખામી; ખોડ; અંતરાય; હાનિ. 2. Money paid back; amount of duties paid back: છુટ મુકેલાં-જગાત પરતનાં નાણાં.

**Draw-bridge,** (ડ્રૉ-બ્રિજ્) *n.* A bridge of which either the whole or a part is made to be raised up or let down: આખો અથવા કોઇ ભાગ ઉપાડી લેવાય તથા પાછો મૂકાય એવો પુલ; ઉપાડ મૂકવાનો પુલ.

**Drawee,** (ડ્રાઇ) *n.* The person on whom a bill of exchange is drawn: જે ધણીના ઉપર હુંડી લખી હોય તે ધણી; હુંડી સીકારનાર.

**Drawer,** (ડ્રૉઅર્) *n.* 1. (*a.*) One who draws liquor for guests: પરોણાને માટે જે માણસ દારૂ લાવે છે-પૂરો પાડે છે તે. (*b*) One who draws a bill of exchange: હુંડી લખનાર ધણી. (*c*) A draughts-man: દોરનાર; નકશા કાઢનાર. 2. (*a*) A sliding box: ખાનું; ખેંચવાનું ખાનું. (*b.*) *pl.* A close under-garment worn on the lower limbs: સુરવાળ; ચોઇણો; પાયજામો; તંગીઓ; લેંઘો; ઇજાર.

**Drawing,** (ડ્રૉઇન્ગ્) *n.* 1. The act of pulling or attracting: ખેંચવું-આકર્ષણ કo તે; આકર્ષણ. 2. Delineation; picture: નકશો; ચિત્ર; આલેખન; પ્રતિમાન; છબી. 3. The distribution of prizes in a lottery: સોર્ટીમાં ઇનામ કાઢવું તે; નિકાલ; આંકણી; ઉપસંહાર. 4. The process of stretching or spreading metals by hammering: ટીપી ટીપીને ધાતુને લાંબી પહોળી કરવી તે. *A* **d.** *of tea*, a small portion of tea for steeping: ઓળવા-નાંખવાની થોડી ચાહ.

**Drawing-board,** (ડ્રૉઈન્ગ્-બૉર્ડ્) *n.* A board on which paper or canvas is placed for making drawings: જે પાટીઆ ઉપર ચિત્ર છબી કાઢવાને કાગળ અથવા એક જાતનું લુગડું મૂકવામાં આવેછે તે.

**Drawing-master,** (ડ્રૉઈન્ગ્-માસ્ટર્) *n.* One who teaches the art of drawing: જે માણસ ચિતરવાનું-ચિત્ર કાઢવાનું કામ શિખવાડેછે તે; "ડ્રૉઇંગ માસ્તર;" ચિત્રવિદ્યાપક.

**Drawing-room,** (ડ્રૉઇન્ગ્-રૂમ્) *n.* 1. A room appropriated for the reception of company: મંડળી ભરવાનો ઓરડો; દિવાન ખાનું; દર્શનગૃહ; રંગમહેલ; સભા-મંદિરગૃહ. 2. The company assembled in such a room: સભા; મિજલસ; મંડળી.

**Drawl,**(ડ્રોલ્ )*vt.& vi.*To utter in a slow, lengthened tone: ધીમેથી લંબાવીને-ઉંઘણસીની પેઠે બોલવું. *n.* A lengthened slow utterance: દીર્ઘોચ્ચારણ;દ્રાવડીપ્રાણાયામ.

**Drawn,**(ડ્રોન્ )*p.p.&.a. See Draw. vt.& i.*D.*butter,* butter melted to be used as a sort of gravy: તાવેલું માખણ-ઘી.**D.***game or battle,* one in which neither party wins: જેમાં કોઈ પણ પક્ષ હારે જીતે નહિ પણ બન્ને સરખા ઉતરે એવી રમત કે લડાઈ.**D.** *fox,* one driven from a cover: સંતાવાની જગ્યામાંથી નસાડેલી લોંકડી.

**Dray,**(ડ્રે)*n.*[A.S.*dragan,*to draw.] **1.**A low cart to draw loads:ભાર ખેંચવાનું નીચું ગાડું.**2.**A rude sort of cart without wheels: પૈડાં વિનાનું કદરૂપું ગાડું. **3.** A squirrel's nest:ખીસકોલીનો માળો.*A* **d.***horse:* ભારખરદારી ઘોડો.

**Dread,**(ડ્રેડ્ )*n.*[A.S. *draedan,* to dread.]1. Terror; awe; affright: ભય;ભીતિ;ત્રાસ; બ્હીક; ધાસ્તી; દહેશત. **2.**Awe;reverential fear:ભય;હાક; ધાક;ધાસ્તી;આદરયુક્ત ભય.**3.** Cause of fear:ભય-ધાસ્તીનું કારણ;ભયાસ્પદ. *a.*Frightful;terrible:ભય આપનારૂં;બિહામણું;ભયાનક;ઘોર;દારૂણ.**2.**Inspiring awe:સાનંદાશ્ચર્યોત્પાદક;પૂજ્ય. *vt.*To fear in a great degree:ઘણું જ બીવું-ભય પામવો.*vi.*To be in great fear:મ્હોટી ધાસ્તી-ભયમાં હોવું.

**Dreadful,** (ડ્રેડ્ફુલ્ ) *a.* **1.** Full of dread or terror:ભય-ધાસ્તી ભરેલું. **2.**Fearful;terrible:વિક્રાળ; ભયંકર; ઘોર;દારૂણ; ઉગ્ર; ભયપ્રદ; ભયાનક; ભય આપનારૂં;બિહામણું;ક્રૂર.**3.**Inspiring awe:ધાક-ભયઆપનારૂં;ધમકીભરાવતું.

**Dreadless,**(ડ્રેડ્લેસ્ )*a.***1.** Intrepid; undaunted;dauntless:બહાદુર;નિર્ધાસ્ત;હિંમતવાન;ત્રાસહીન; ભય રહિત. **2.**Exempt from fear of danger; secure:ભયની ધાસ્તી-બ્હીકમાંથી મુક્ત; સહીસલામત;નિર્ભય.

**Dread-nought,**(ડ્રેડ્-નૉટ્ )*n.*A garment of very thick cloth or the cloth itself:જાડા કપડાનો ડગલો.**2.**A fearless person:બહાદુર-નિડર માણસ.

**Dream,**(ડ્રીમ્ )*n.imp&p.p.* **Dreamed** or **Dreamt**.[A.S. *dream,* joy.]1.Thoughts of a person in sleep;a sleeping vision:સ્વપ્ન;શમણું;સ્વપ્નાવસ્થા.**2.**An idle fancy or suspicion;a vagary:મનમાં પૂરેલા મોતીના ચોક;સ્વપ્ન પ્રપંચ;શેખસલ્લી સહી વિચાર; સ્વપ્નવત્ વાત-આશા; મિથ્યાવાસના;અસંભવ કલ્પના;આભાસ;તુરંગ. *vi.* **1.** To experience sleeping visions:સ્વપ્નું આવવું;શમણું આવવું. **2.**To have a visionary notion; to imagine:શેખસલ્લીના વિચાર કરવા;મનમાં તુરંગ ઉઠવા;મનમાં મોતીના ચોક પુરવા;વિચારવું;ધારવું.*vt.* To see or have vision of in sleep: સ્વપ્નામાં દેખવું જોવું-નો વિચાર ક૦.

**Dreamer,**(ડ્રીમર્ ) *n.* **1.** One who dreams:જેને સ્વપ્નું આવે તે માણસ.**2.** A fanciful man;a visionary:શેખસલ્લી;ખોટો તુરંગ-બુટ્ટો;ઉઠાવનાર;ઉન્મત્ત.

**Dreamy,**(ડ્રીમિ)*a.*Full of dreams; dream like;given to dreaming: સ્વપ્નોથી ભરેલું-ભરપૂર;સ્વપ્ના જેવું; સ્વપ્ના સંબંધી;સ્વપ્નવત્;અસાર;સ્વપ્નોપમ.

**Drear,**( ડ્રીર્ )*n.* Sadness; dismalness:ભય;ધાસ્તી;ઉદાસીપણું;દિલગીરી. *a.* Dismal: gloomy with solitude: ઉદાસી; દિલગીરી ઉપજાવે એવું; એકાંતવાસને લીધે ઉદાસ-દિલગીર; સુનકાર;નિર્જન;નિરાનંદ;ઘોર.

**Dreary,**(ડ્રીરિ)*a.*[A.S.*dreorig,*sad, sorrowful.]Dismal;gloomy:દિલગીરી ઉપજાવે એવું;ઉદાસીનું; ઉદાસ;સુનકાર;નિર્જન;શૂન્ય;નિરાનંદ.

**Dredge,**(ડ્રેજ્ )*n.*1.(*a.*) A dragnet for taking up oysters from the bottom of water:પાણીના તળીએથી કાલુ નામની માછલી-મોતીની છીપો કાઢવાની જાળ. (*b*) A machine for taking up mud,&c.:કાદવ વિ૦ કાઢી લેવાનું યંત્ર.[Fr.*drague.*] A mixture of oats and barley:"ઓટ" નામના અનાજ અને જવની મિશ્રતા-મેળવણી.*vt.* **1.** To catch or gather with a dredge:જાળથી પકડવું-એકઠું ક૦.**2.**To sprinkle flour on:ના ઉપર લોટ છાંટવો-નાંખવો-વેરવો;ભભરાવવો.

**Dreggy-ish,**(ડ્રેગિ-ડ્રેગિશ્)*a.*Full of dregs;foul;feculent:કચરાવાળું;મેલું.

**Dregs,**(ડ્રેગ્ઝ્ )*n.* **1.** Lees;refuse;sediment: કચરો;મેલ;થર;મળ;કિટું;શેષ. **2.**The vilest & most worthess part of anything: કચરો; અસાર; સંકર;અધમ;**d.**s *of society:* નીચ-હલકા માણસો.

**Drench,**(ડ્રેન્શ્ )*vt.*[A.S. *drencan,* to give to drink.]1.To dose by force:આડુ નાખીને પાવું;બળે બળે પાવું. **2.**To soak;to immerse: પલાળવું; ભિંજવવું;ડબોળવું,બોળવું; પલાળી નાંખવું; ગરકાવ-તરબોળ ક૦. *n.* **1.** A drink;a draught:ઘૂંટડો;એકે સપાટે મોંમાં રેડી દેવાય તે.**2.**A potion that causes purging:જુલાબ;રેચ.

**Dress,**(ડ્રેસ્ )*vt.*[L. *directus,*straight.]1.(*Mil.*)To arrange as soldiers in a straight line and at proper distance:સિપાઇઓને હારબંધ અને યોગ્ય અંતરે ગોઠવવા.**2.**To treat methodically with remedies, bandages or curative appliances, as a sore or ulcer: ને મલમ પટ્ટા ક૦;ને ધોઇ સાફ કરી ઓસડ ચોપડવું, પાટો બાંધવો, વિ૦. **3.** To adjust;to arrange:ગોઠવવું;વ્યવસ્થામાં મુકવું;વ્યવસ્થિત ક૦. (*a*) To fit or prepare for use; to get ready: તૈયાર ક૦;રાંધવું;કમાવવું;કેળવવું;સુધારવું;સમારવું;સાફકરવું;as,*to* **d.***a slain animal:*કાપેલાં જનાવરનું ચામડું કાઢીને તેનું માંસ ખપમાં લેવાય તેમ કરવું-સાફ કરવું.*To* **d.***meat:*માંસને રીતસર રાંધવું.*To* **d.***leather:*ચામડાંને સૌરીને સાફ કરવું.*To* **d.***or trim a lamp:* દીવાને સંકોરવો-ગુલ કાતરવી.*To* **d.***a garden:*વાડીમાંનો કચરો પુંજો કાઢીને ઝાડ પાંદડાં છાંટીને સાફ કરવી.*To* **d.***a horse:*ઘોડાને ખરેરો વિ૦ કરીને સાફ કરવો.*To* **d.***ores:*અસુદ્ધ-કાચી ધાતુને શુદ્ધ કરવી.(*b*)(*Mach.*) To smooth or finish work:કામ સેહેલું ક૦ અથવા પૂરૂં ક૦.(*c*)To clothe;to deck:લુગડાં પહેરાવવાં;સાજ આપવો;શણગારવું.(*d*) To break or train for use:પલોટવું; કામ-ઉપયોગમાં આવે તે માટે કેળવવું-સુધારવું.*To dress up* or *out,*to dress pompously:ભભકાબંધ-ખૂબ બનાવવું-શણગારવું;સજ ક૦.*To dress a ship* (*Naut.*),to deck or ornament her by hoisting the national colors: જે પ્રજાનું તે વહાણ હોય તે પ્રજાના વાવટા-નિશાન વિ૦ચઢાવીને શણગારવું-સુશોભિત ક૦.*vi.*1.(*Mil*)To arrange one's self in a line of soldiers:સિપાઇઓની હારમાં ગોઠવાઈ જવું-ઉભા રહેવું;મિસલસર ગોઠવાવું.**2.**To clothe one's self:લુગડાં પહેરવાં;વસ્ત્ર સજવાં. *n.* **1.** Clothes;habit;apparel;garments: લુગડાં;કપડાં;વસ્ત્ર;પોશાક;પહેરવેશ; વેશ; ભેષ;લિબાસ.**D.***of honour presented:*ખિલત;પોશાક.*Full* **d.**:દરબારી પોશાક;સાતે કપડાં.**2.**A lady's gown:મડમનો પોશાક.**3** Skill in adjusting, or attention to, apparel: પોશાક સજવાની-પહેરવાની ચતુરાઈ-ટાપટીપ.

Drowsings shall clothe a man with rags:

**Dresser,** ( ડ્રેસર્ ) *n.* 1. One who dresses:પોશાક પહેરનાર-સજનાર.2. (*a*) A table or bench on which meat and other things are prepared for use:ખાણું તૈયાર કરવાની પાટ-ટેબલ.(*b*) A cupboard to receive dishes and cooking utensils: તાસકો-રકાબીઓ અને રાંધવાનાં વાસણો મૂકવાનું કબાટ.3.An assistant in a hospital for dressing:દવાખાનામાં મલમપટ્ટા કરનાર મદદગાર.

**Dressing,** (ડ્રેસિન્ગ્) *n.* 1. Dress; raiment: લુગડાં;વસ્ત્ર; કપડાં; પોશાક. 2. An application to a sore or wound: ગુમડા અથવા ઘાને કરવાનો મલમપટ્ટો.3.Manure spread over land:ખાતર;ખાતરપુંજો.4.(*Cookery.*) (*a*)A preparation to fit food for use; a condiment: રસોઈને જોઈતો મસાલો-તેજાનો વિ૦.(*b*)The stuffing of fowls,pigs, &c.; a force-meat: મરઘી કે ડુક્કર વિ૦માં અંદર ભરવાનો મસાલો; માંસમાં નાંખવાનો મસાલો.5.Gum,starch,&c.,to prepare linen or silken fabrics:શણ કે રેશમનાં કપડાં બનાવવામાં વપરાતો આર;ખેળ.6.(*Arch.*)An ornamental molding around door, windows,&c.:બારણું અથવા બારીઓની આસપાસનું કોતર કામ.7. Scolding (often with *down.*):ઠપકો;નસિયત;શિક્ષા.**D**.*table*,a table at which a person may dress: લુગડાં પહેરવાનું ટેબલ.*Top* **d**.:ખાતર પુંજે જમીનની સપાટી ઉપરજ રહે એમ નાંખેલો તે.

**Dressing-case,**(ડ્રેસિન્ગ્-કેસ્)*n.*A case of toilet utensils: શણગાર ધરવાના સામાનનું ભંડારિયું.

**Dressing-gown,** (ડ્રેસિન્ગ્-ગાઉન્) *n.*A light gown,such as is used by a person while dressing; a study gown:ઘરમાં પહેરવામાં આવતો હલકો ઝભ્ભો.

**Dressy,**(ડ્રેસિ)*a*. Showy in dress: શોખીન;વરણાગીઉં;ઈશ્કી;ફુલફટાકિયું; ટાપટીપીઉં.

**Dribe,**(ડ્રિબ્)*vt.*To do by little and little:થોડેથોડે કરવું; as, (*a*) to cut off by a little at a time;to crop: ધીમે ધીમે કરડી-કાતરી ખાવું. (*b*) To filch;to defalcate:ખાઈ જવું;હોઇઆં કરી જવું;ઉચાપત કરવું;ઉંચું કરવું(પૈસા). (*c*)To entice:લલચાવાને લઈ જવું.

**Dribble,**(ડ્રિબલ્) *vi.* 1. To fall in drops:ઝરવું;ટપકવું.2.To slaver:નામોમાંથી લાળ ચૂવી-ટપકવી-ગળવી.3.To fall weakly and slowly:નબળા અને મંદ-ધીમા પડવું-થવું.*vt.*To let fall in drops:ટપકાવવું;-નાં ટીપાં પાડવાં.

**Dribblet,**(ડ્રિબ્લેટ્)*n.*A small piece or part; a small sum: નાનો કકડો અથવા ભાગ; નાની સંખ્યા-રકમ. In *dribblets*:કકડે કકડે.

**Drift,**(ડ્રિફ્ટ્)*n.* [A. S.*drif*,a driving.]1.A driving;a violent movement:ઝડપ;ચાલ.2.The force which impels or drives;an overpowering influence or impulse:વેગ;પ્રવાહ;દાબ;દબાણ;ઓઘ;પ્રવૃત્તિ.3.Course or direction:ગતિ;માર્ગ;રસ્તો; દિશા; પ્રવાહ.4.(*a*)The tendency of an act,argument,&c;object aimed at;intention:હેતુ;ધોરણ; નેમ;ચોટ;વલણ;રૂપ;બોધ.(*b*)Import or meaning of a sentence or discourse; aim:તાત્પર્ય;આશય; ભાવાર્થ ;મતલબ; અભિપ્રાય; ઉદ્દેશ; કટાક્ષ. *Now thou knowest my* **d**.:હવે તું મારો ઉદ્દેશ જાણે છે.5.(*a*)Anything driven at random: ગમે ત્યાં ગમે તે ઘસડાયેલી ચીજ-વસ્તુ;લોઢ.(*b*)A mass of matter driven by wind or water: પવન કે પાણીથી ઘસડાઇ આવેલા પદાર્થનો ઢગ-ઢગલો-ગંજ-ઓઘ-ડુંગર.(*c*)A drove or flock:ટોળું;ઝુંડ;જૂથ.6.A ford in a river: નદીનોપાર. 7. A slightly tapered tool of steel for enlarging a hole in metal; a broach: મારગ મારવાની શારડી.8.A passage driven or cut between shaft & shaft:ખાણમાંની નેળ-મારગ. 9. The distance to which a vessel is carried off from her desired course:જવાના માર્ગથી પવનને લીધે વહાણ આડું ઘસડાઇ જવાથી પડેલો ફેર; ચક્કર.10. (*Mil.* ) A tool used in driving down compactly the composition contained in a rocket,or like firework:ટોટા કે દારૂખાનાની એવી બીજી વસ્તુમાં ભરેલી મેળવણી દબાવવાની એક જાતની થાપડી.11. A tunnel in a mine:ખાણમાંનું એક ભોયરું-સુરંગ.*vi.*1.To float or be driven:ખેંચાઈ-ઘસડાઇ-તણાઇ જવું.2. To accumulate in heaps by the force of wind:પવનના જોસ-ઝપાટાથી ઢગલે ઢગલા-સંચય-ડુંગર થવા.3.(*Mining.*)To examine a ledge for the purpose of ascertaining the presence of metals or ores:કાચી ધાતુ છે કે નહિં તે નક્કી કરવાને થર-પડ તપાસવાં-જોવાં.*vt.*To drive into heaps:ઢગલા ક૦-વાળવા.2.To drive or carry: ખેંચવું;ઘસડી જવું.3.To enlarge with a drift:મારગ મારવાની શારડીથી વધુ મ્હોટો ક૦. *a*. Movable by wind: પવનથી ખસી શકે એવું;ચળાયમાન.

**Driftbolt,**(ડ્રિફ્ટ્બોલ્ટ્)*n.*A bolt for driving out other bolts:બીજા જડાખીલા-બોલ્ટને કાઢવાનો બોલ્ટ.

**Driftless**(ડ્રિફ્ટ્લેસ્)*a.*Without aim; purposeless: ધારણા-મતલબ વગરનું.

**Drill,**(ડ્રિલ્)*vt.*[A.S.*thyrel*,a hole.] 1.To bore a hole:કાણું-વેહ પાડવો; શારવું;વિંધવું.2. To sow in drills: ચાસમાં વાવવું-ઓરવું.3.To drain by drilling:ટપકાવી ટપકાવી ઝરાવી દેવું. 4.To train in the military art: કવાયત શિખવવી;hence to instruct thoroughly in any art or branch of knowledge;to discipline: કોઇ પણ કળા-જ્ઞાનની સંપૂર્ણતાલીમ આપવી;કેળવવું;ટેવવું. 5.To entice;to allure from step to step: લલચાવવું;ધીમેધીમે ફસાવવું.6. To cause to exhaust or waste away by degrees:ધીમે ધીમે ખાઇ વાપરી નાંખવું. *vi.*To flow gently:ધીમે ધીમે વહેવું. To muster for exercise: કવાયત માટે એકઠું-ભેગું-ક૦.*n.*1. A boring tool: કાણું પાડવાનું ઓજાર; ગિરમીટ; શારડી.2. (*a*) An implement for making holes for sowing seed: તરફેણ;દંતાળ;ફરકો. (*b*) A light furrow or channel made to put seed into:ચાસ.(*c*) A row of seed sown in a furrow:ચાસમાં રોપેલી બીઆંનીહાર.3.A small stream; a rill:નાનો ઝરો;વહેળીઉં.4.The exercise of training soldiers in military art:કવાયત;લશ્કરની તાલીમ;વ્યાયામ;શસ્ત્રાભ્યાસ.5.(*Zool.*) A kind of ape:એક જાતનું વાંદરું.**D**.*pin*, the pin in a lock which enters the hollow stem of the key: તાળાં-કળનો મોગરો-ખીલી જે કુંચીમાં પેસે-બેસેછે તે.

**Drill-sergent,**(ડ્રિલ્-સાર્જન્ટ્) *n*. A non-commssioned officer whose office it is to train soldiers to military evolutions:સિપાઇઓને કવાયત વિગેરે શિખવનાર બીન સનંદી અધિકારી.

**Drink,**( ડ્રિન્ક્ ) *vt. Imp.* **drank, drunk**. *pp.* **drunk, druken**. 1.To swallow as liquids:પીવું;પાન

ક૦; ગટગટાવી જવું. 2. To absorb; to imbibe:પી જવું;શોષવું; ચુસી લેવું. 3. To hear; to see: સાંભળવું; કાન દેવા;જોવું;-ને તૃપ્ત ક૦;ઠારવું. 4.To inhale;to smoke,as tobacco: અંદર શ્વાસ લેવો;તમાકુ ફુંકવી-પીવી;દમ મારવો.*To* **d.***down*,to reduce;to subdue:તાબે ક૦;કબજામાં રાખવું.*To* **d.***off* or *up*, to drink the whole at a draught:આચમન કરી જવું;એકે ઘુંટડે બધું પી જવું;નિઃશેષ પીજવું; ગટગટાવી જવું. *To* **d**. *down*, to reduce or subdue:તાબે-વશ-સ્વાધીન ક૦;દબાવી દેવું;દાબી રાખવું.*To* **d.***in*,to receive & appropriate: ચુસીલેવું-પીજવું;પેટમાં ઉતારવું;-નું પાન ક૦. *To* **d**. *the health* or *to the health of*,to signify good will to by drinking; topledge:અમુકનું નામ દઇ તેનું ભલું થાઓ એમ જણાવી દારૂ પી જવો-ની સલામતી લેવી.*vi.*1.To swallow anything liquid:પીવું; પાન ક૦. 2. To take liquors to excess;to tipple: છાકટા થવું;ઠાંસીને પીવું;ખૂબ દારૂ પીવો. *n.*Any fluid to be taken into the stomach:પીવાનો પદાર્થ;પેય;પાન;પાનીય;મદ્ય;સુરા.3. *Specifically,* intoxicating liquor:દારૂ;મધુપાન;છાંટોપાણી.*When* **d.***is in,wit is out*: પેટમાં (છાંટોપાણી)પડ્યો કે જોઇલો જીભની મજા-કે જીભ તડતડ ચાલી.**D.***money*,an allowance given to buy drink: દારૂ પીવાને આપેલા પૈસા. *In* **d.**,drunk:પીધેલું;છાકટું;તૈયાર;ડે.

**Drinkable,**(ડ્રિન્કેબલ્ )*n.*A liquor that may be drunk: પીવાનો દારૂ. (Usually in the *pl.*)*a.* Capable of being drunk;potable:પીવા જોગ-લાયક;પેય;પાન યોગ્ય.

**Drinker,** ( ડ્રિન્કર્ ) *n.* One who drinks:પીનાર; પાન કરનાર. Also, a drunkard:છાકટો; દારૂડીઓ; બહુ દારૂ પીનાર.

**Drinking,**(ડ્રિન્કિન્ગ્ )*n.*Drunkenness;intemperance:છાકટાપણું;અતિશય દારૂ પીવાની ટેવ;મદ્યપાન;સુરાપાન;મધુપાન.2. An entertainment with liquors;a carousal:શરાબબાજી.

**Drip**(ડ્રિપ્ )*vi.* [A. S. *draypon,* to drop.]1.To fall in drops:ટીપાં-ટપકાં પડવાં;ટપકાં રૂપે પડવું.2.To let fall drops of liquid:માંથી-પાણી ટપકવું-ગળવું-ચુવું.*vt.*To let fall drops:ટપકાં પાડવાં.*n.*1.A falling in drops; dripping:ટપકાં પડવાં તે;ટપકવું તે;ટપકું;ટીપું;સ્રાવ;સ્રાવ.2.(*Arch.*) The edge of a roof;eaves:છાપરાની કોર; Right of *drip*(*Law*),a servitude by which one man has the right to have the water flowing from his house fall on the land of his neighbour:નેવાં, પોતાના ઘર ઉપરનું પાણી પોતાના પાડોશીની જમીન ઉપર પડવા દેવાનો હક.

**Drive,** (ડ્રાઇવ્ ) *vt. imp.* **Drove, drave**. *p. p.* **Driven**. [ A. S. *drifan.*]1.To push forward; to compel to move on:આગળ ખસેડવું-હડસેલવું;હાંકવું;હાંકી કાઢવું; હંકેરી કાઢવું;ઠોકવું;બેસાડવું;ભોંકવું;અંદર ઘાલવું-પેસાડવું.*To* **d.***a nail*:ખીલો ઠોકવો.The wind *drives* a ship along: પવનથી વહાણ આગળ ચાલે છે.2.To convey in a vehicle:ગાડીમાં બેસારીને લઇ જવું-ઘેર પહોંચાડવું. 3. To urge on and direct the motions of:હાંકવું;ચલાવવું; ધકેલવું. 4. (*Mining.*)To dig horizontally: સીધી લીટીમાં ખોદવું.5.To force;to constrain:જરૂર-ફરજ પાડવી.6.To carry on;to conduct: આગળ ચલાવવું; ચલાવવું(વેપાર.)7.To clear by forcing away what is contained: હાંકી કાઢવું; નસાડી મુકવું. To *drive* the country, force the swains away: દેશ સાફ કરવા ગામડીઆઓને હાંકી કાઢો.8.To pass away-said of time:વહીજવું;વીતીજવું; જતાં રહેવું.*vi.* 1.To move furiously:જોર-ઝપાટાથી જવું-આવવું. 2. To be forced along;to be impelled: ઘસડાઈ-હડસેલાઇ જવું તણાવું-તણાતા જવું. A ship *drives* before the wind:વહાણ પવનની આગળ તણાતું જાય છે. 3.To go by carriage: ગાડીમાં બેસીને જવું.4.To aim to a point;to make efforts(*with at.*): કોઇ નિશાન તાકવું;-ના ઉપરચોટ હોવી;-ને ઉદ્દેશીને વર્તવું-ક૦.5. To distrain for rent:ભાડા બદલ કબજે ક૦-કરી પડવું. *To let* **d.**, to strike with force: જોરથી ધસી આવવું;હુમલો ક૦.*n.*1.An excursion in a carriage: ગાડીમાં બેસીને બહાર ફરવા જવું-સેહેલ કરવી તે. 2.A road prepared for driving: હાંકવાને માટે તૈયાર કરેલો રસ્તો-સડક -માર્ગ.3.Violent or rapid motion: esp.,a hurried dispatch of business:ઝડપ;ત્વરા;તાકીદ;ઉતાવળ;કોઇપણ કામ આટોપી નાંખવું તે;આટોપણ.4. A collection of objects that are driven:હાંકેલી-ધકેલી વસ્તુઓનો જથ્થો-સમૂહ;a mass of logs to be floated down a river:નદીમાં ઘસડી-તરાવીને લઇ જવાનાં લાકડાંનાં ઢીમચાંનો જથ્થો.

**Drivel,**(ડ્રિવેલ્ )*vi.*To slaver:લાળ ગળવી;થુંક પડવું. 2. To be weak or foolish:નિર્બળ થવું;અક્કલ ઘટવી;સાઠી બુદ્ધિ થવી.*n.*1.Slaver;saliva flowing from the mouth:લાળ;થુંક.2.A fool;an idiot:મૂર્ખમાણસ; અક્કલ વિનાનો આદમી;બેવકૂફ માણસ.3. Foolish talk;nonsense: બેવકુફી ભરેલી-અર્થ વિનાની વાત.4. A servant; a drudge:ચાકર; નોકર; મજુર;વૈતરો; વેઠીઓ.

**Driveller,**(ડ્રિવેલર્ )*n.* A slaverer; an idiot;a fool:લાળચુતો;મૂર્ખમાણુસ;અક્કલ વિનાનો આદમી;દિવાનો.

**Driver,** ( ડ્રાઇવર્ ) *n.* 1. One who drives:આગળ ખસેડનાર;હાંકનાર;હાંકેડુ.2.A coachman;a charioteer: ગાડી-રથ હાંકનાર;ગાડીવાન;સાહિત;સારથિ; also, one who controls the movements of a locomotive:ઍંજીન ચલાવનાર;ડ્રાઇવર.3.An overseer of a gang of slaves at their work:ગુલામની ટોળીનો તેમના કામપર દેખરેખ રાખનાર. 4. A substance interposed between the driving instrument & the thing driven: ઠોકવાના-ઓજાર અને જે ચીજ ઠોકવામાં આવે છે તે બેની વચ્ચે મૂકેલી ચીજ-પદાર્થ. 5. (*Mach.*) The driving wheel of a locomotive:આગ ગાડીનો સાંચો ચલાવનારૂં પૈડું.6.(*Naut.*) A spanker:છેડાનો શઢ.

**Drizzle,**(ડ્રિઝલ્ )*vi.*[A.S. *dreosan,* to fall.]To rain gently in very small drops:ઝરમર ઝરમર વરસવું;ઝીણો વરસાદ પડવો. *vt.* To shed in minute drops: ઝીણાં-બારીક ટપકાં પાડવાં.*n.*Fine rain or mist:ઝરમર ઝરમર વરસતો વરસાદ;બારીક ઝાકળ.

**Droll,**(ડ્રોલ) *a.* Fitted to provoke laughter;ludicrous;amusing:હસવું આવે-હસાવે એવું;હાસ્યજનક;ટોળી; ટીખળી; ગમત-ખુશ કરાવતું. *n.* 1. A jester;a buffoon:મશ્કરી કરનાર;ભાંડ; વિદૂષક;રંગલો;ભાંડણ; તરકટિયો; મશ્કરો; ટીખળીખોર.2.Something exhibited to raise mirth:આનંદ ઉપજાવે-હસાવે એવી ચીજ.*vi.*To jest:મશ્કરી-મજાક ક૦.*vt.*To influence by jest or trick;to cajole:મજાક-મશ્કરી કરી

Dry bread is better with love than a fat capon with fear:

-હસી હસાવીને-ઠેકાણે લાવવું;સમજાવવું.

**Drollery,** (ડ્રૉલરિ) *n.* 1. Sportive tricks; buffoonery; amusing stories:મજાકઠોળ; હાસ્યવિનોદ; પરિહાસ;મશ્કરીઠઠ્ઠા; ખુશ કરે-હસાવે એવી વાતો.2.(*a*)A puppet show:પૂતળાંની રમત-નાચ.(*b*)A lively or comic picture: હસવું આણે એવું-ખુશકારક ચિત્ર-છબી; હાસ્યોત્પાદક ચિત્ર.

**Dromedary,** ( ડ્રમીડેરિ ) *a.* [ Gr. *dromas*, running.] (*Zool.*) The Arabian camel:અરબ્બી ઊંટ.

**Drone,**(ડ્રોન્ )*n.*[A.S.*dran.*]1.The male of the honey-bee:મધમાંખીનો નર.2.A lazy,idle fellow;a sluggard:આળસુ-સુસ્ત માણસ; નિરૂદ્યોગી; હરામ-બેઠાખાઉ; આળસુ પાડો. 3. A humming or low sound:ગણગણાટ. 4.(*a*)A drum:ઢોલ;પડઘમ.(*b*)The largest tube of the bagpipe: ફુકવાની મોરલીની મોટામાં મોટીનળી. *vt.*1.To live in idleness;to do nothing:સુસ્ત પડીરહેવું;કાંઇ કામ ન ક૦.2.To make a low,dull sound:ગણગણાટ ક૦.

**Drone-bee,**(ડ્રોન્-બી) *n.* The male of the bee-kind;a drone: મધમાંખીનો નર.

**Dronish,**(ડ્રોનિશ્ )*a.*Idle;sluggish; lazy;slow:સુસ્ત;આળસુ;હરામનુંખાનારો.

**Droop,**(ડ્રૂપ્ )*vi.* [A.S.*dreopan*, to drop].1.To sink or hang down (animal,plant.):નમી-લળી જવું;વાંકુ વળવું;સુકાઇ જવું;લળવું; લટકવું. 2. To grow languid or weak; to languish:નરમ;નબળું પડવું;ગ્લાનિ પામવી; દબાઇ જવું; શિથિલ થઇ જવું. 3. To decline: પડતીથવી; અસ્ત થવું-પામવું. The day *drooped*:દિવસઅસ્તપામ્યો.

**Drop,**(ડ્રૉપ્ )*n.*[A.S.*dropa*,a drop.] 1.The smallest easily measured portion of a fluid;a minim:ટીપું; ટપકું;બિંદુ;બુંદ;કણ;છાંટો.A *drop of* water:પાણીનું ટીપું; ટપકું. 2. That which resembles or hangs like a liquid drop:જે પ્રવાહી પદાર્થના ટપકા-ટીપાને મળતું આવે છે-ની પેઠે લટકે છે તે;લોલક;લટકણિયું;કુંડલ. 3. (*a*) A trap door: ચોરબારણું; ચોરદરવાજો. (*b*) A machine for lowering heavy weights:ભારે વજન ઉતારવાનો સંચો-યંત્ર. (*c*) A curtain which drops or falls in front of the stage of a theater:નાટકશાળાની રંગભૂમિનો આગલો પડદો. (*d*) A drop-press: એક જાતનો હથોડો;ઘાણ.(*e*)That part of the gallows on which a culprit stands: ફાંસી દેતી વખતે ગુન્હેગારને ઉભા રહેવાનો માંચડો.(*f*) The gallows:ફાંસી.5.(*pl.*) Any medicine the dose of which is measured by drops:જે દવા ટીપાંથી માપવામાં આવે છે તે.6.(*Naut.*) The depth of a sail from head to foot:ટોચથી તે તળીઆ સુધી સઢની ઉંડાઇ. 7. Sudden fall or descent: એકદમ-ધબદઈને પડી જવું તે. **D.** *by* **d.** in repeated portions:થોડું થોડું પણ ઘણીવાર આપીને. **D.***letter*, a letter to be delivered from the same office where posted:જે ટપાલ ઓફીસમાં કાગળ નાંખ્યો હોય તેજ ઓફીસમાંથી વહેંચવા-પહોંચાડવાનો કાગળ. **D,***scene*,a drop curtain on which a scene is painted:જેના ઉપર દેખાવ ચીતર્યો હોય તેવો નાંખવાનો પડદો.**D.** *screne.* [ N. L. *gutta*, serena.] (*Med.*)A disease of the eye,causing blindness:આંધળું કરનારૂં એક જાતનું દરદ.*vt.*1. To pour or let fall in drops: ટપકાંરૂપે રેડવું; ટપકાં પાડવાં. 2. To let fall: નાંખવું;નાંખી દેવું;ઢબકાવી-ધબકાવી દેવું.*To drop* an anchor:લંગર નાંખવું.3.To dismiss; to set aside; to discontinue:મૂકી દેવું;બંધ ક૦-પાડવું;પડતું મૂકવું;કોરે મૂકવું;આઘું કરી દેવું;જારી ન રાખવું. They suddenly *dropped* the pursuit:તેઓએ તરતજ કેડો મૂકી દીધો.4.To bestow by a suggestion:સૂચના તરીકે કહી દેવું-નાંખવું;કરવું;આપવું.5. To lower as the muzzle of a gun:બંદુકના ઘોડાની માફક નીચે પાડવું.6.To send, as a letter: લખી મોકલવું; લખવું. 7. To variegate; to bedrop: રંગબેરંગીન ક૦;ટપકાં ટપકાં પાડવાં. 8. To give birth to:જન્મ આપવો;જણવું.*vi.* 1. To fall in small drops: ઝીણાં ઝીણાં ટપકાં રૂપે પડવું;ટપકવું.2. To let drops fall:ટપકાં પડવા દેવાં. 3. To fall;(*lit.or fig.*): ખરવું;પડવું. Ripe fruits *drop* from a tree:પાકાં ફળ ઝાડ ઉપરથી ખરી પડેછે.4.To fall dead or to fall in death:મરી જવું; પડવું;દેહ છુટી જવો-ત્યાગ થવો;ગરી જવું; એકદમ મરી જવું;ખરી પડવું.5.To come to an end;to cease:અંત-છેડો આવવો; અટકી પડવું;ભુલાઇ જવું;મનમાંથી જતું રહેવું;બંધ પડવું.6. To come unexpectedly-with *in* or *into*:ઓચિંતા-અણધાર્યા આવવું; એકાએક આવી ઉભા રહેવું.7.To be depressed; to lower:દબાવું;નીચે ઉતરવું.8.To fall short of a mark:નિશાને ન પહોચવું;ટુંકું-નકામું પડવું.9.(*Naut.*)To be deep in extent:ઉંચું-લાંબુ હોવું.*To* **d.***astern*(*Naut.*)to go astern of another vessel to be left behind: વહાણનું પાછળ પડી જવું-રહી જવું ડબુસા તરફ ખસવું-જવું; પાછું ખસવું-જવું. *To* **d.***down*(*Naut.*) To sail towards the sea: દરિયા તરફ વહાણ હંકારવું.*To* **d.***off*,(*a*)to fall asleep gently:ધીમે ધીમે ઉંઘી જવું.(*b*) To die:મરી-ગુજરી જવું.

**Dropping,**(ડ્રૉપિંગ્ )*n.*Falling: પડવું તે;પતન.2. The excrement or dung of animals:પ્રાણિઓની વિષ્ટા; છાણ.**D.***fire*(*Mil.*),a continued irregular dischange of firearms:ઉપરાઉપરી અનિયમિતરીતે તોપો છુટવી તે.

**Dropsical,**(ડ્રૉપ્સિકલ્ ) *a.* 1. Diseased with dropsy;hydropical: જલંદરના રોગવાળો;ઉદરરોગી.2.Pertaining to the dropsy: જલંદરના રોગ સંબંધી.

**Dropsy,**(ડ્રૉપ્સિ ) *n.* [ Gr, *hydor* water and *ops*,face.] 1. [ *Med.*) An unnatural collection of serious fluid in any cavity of the body:ઉદરરોગ;જલંદર;ફોદર.

**Dross,**(ડ્રૉસ્ )*n.*[A.S. *dros*,to fall.] 1.The scum or extraneous matter of metals: ધાતુનો મેલ-મળ ભાગ-કીટો.2.Rust; crust of metals: કાટ;મંડુર;લોહમળ.3.Waste matter; leavings;dregs;refuse:કચરો;કિટું; ગલામણ;ગોતું;ચૂનું;ભૂસું.

**Drossy,**(ડ્રૉસિ)*a.* Impure, worthless: મેલ ભરેલું; કચરાવાળું; અસ્વચ્છ; મલિન:નકામું.

**Drought,**(ડ્રાઉટ્ )*n.*[Fr.*droog*,dry.] 1.Want of rain or of water:વરસાદ-પાણીનો ટોટો;અનાવૃષ્ટિ; સૂકવણું; અવૃષ્ટિ;અવર્ષણ.2. Thirst; want of drink:તરસ; પિપાસા; શોષ; પ્યાસ. 3. Scarcity;lack:દુકાળ;તંગી;ખોટ;ભીડ.

**Droughty,**(ડ્રાઉટિ) *a.* 1. Wanting rain;arid: વરસાદના ટોટાવાળું; સુકું; જલશૂન્ય;શુષ્ક;નિર્વૃષ્ટિ;સુકાઇ ગયેલું. 2. Thirst;dry: તરસ્યું;શોષ ભરેલું; સુકું; પ્યાસું.

**Drove,**(ડ્રોવ્ )*vt.Imp.* of Drive. *n.* [A.S. *draf.*] 1. A collection of cattle driven: ઢોરનું ટોળું;જૂથ;ટાંડું;

કમનનાં પકવાન કરતાં સમનનો સુકો રોટલો સારો.

હેડ;ડાફલો;ધોર.2.A crowd of people in motion:ચાલતા લોકોનું ટોળું-સંઘ; સમૂહ;સમુદાય.3. A road for driving cattle:ઢોર હાંકવાનો;હાંકી લઇ જવાનો રસ્તો.4. ( *Agr.* ) A narrow channel:એક સાંકડી ખાડી.5.A broad chisel used by masons:ટાંસ.

**Drover,**(ડ્રોવર્) *n.* 1. One who drives cattles or sheep to market: બજારમાં વેચવાને માટે ઢોર હાંકી જનાર; હેડવાળો.2.A boat driven by the tide:મોજાંનેલીધે ધસડાઇ જતી હોડી.

**Drovy,**(ડ્રોવિ)*a.*[A.S. *drof.* dirty.] Turbid; muddy; filthy:કચરાવાળું; મેલું;ખરડેલું;ગંદું;મલિન;અસ્વચ્છ.

**Drown,**(ડ્રાઉન્)*vt.*[A.S.*drunnian*, to sink in water. ] 1. To submerge;to inundate:ડુબાવી-બુરાડી દેવું;બોળવું. 2. To deprive of life by immersion in water:પાણીમાં બોળી-બુરાડીને મારી નાંખવું;ભૂપીતું-દૂધપીતું કરવું.3.To overpower;to overcome:ડુબાવી દેવું;દાબી નાંખવું; બહાર પડવા ન દેવું;-માં તણાઇ જવું.*To* **d.** *up*, to swallow up:ગળી જવું.*vi.*To be suffocated in water; to perish in water:પાણીમાં ગુંગળાઈ જવું-મરી જવું;જળમૃત્યુ થવું.

**Drowse,**(ડ્રાઉઝ્)*vt.* [A.S.*drusan*, to be slow. ] To make dull or stupid: સુસ્ત-એદી-આળસુ ક૦. *vi.* To slumber; to be heavy with sleepiness; to doze: ઉંઘવું; ઉંઘથી ભારે-સુસ્ત-આળસુ થવું; ઝોકાં મારવાં. *n.* A slight or imperfect sleep: થોડી-જરાક અથવા અપૂર્ણ ઉંઘ;ઝોકું.

**Drowsy,**(ડ્રાઉઝિ)*a.*1. Heavy with sleepiness;dozy:ઉંઘથી ભારે-સુસ્ત; ઉંઘણસી;ઝોકાં ખાતું; નિદ્રાગ્રસ્ત; નિદ્રાળુ; ઉંઘાળવું;લટ્ટુ. 2. Disposing to sleep:સુસ્તી-ઉંઘ આવી જાય એવું. 3. Dull;stupid:સુસ્ત;આળસુ;મંદ;એદી.

**Drub,**(ડ્રબ્) *vt.* [A.S. *drepan*, to strike.]To beat with a stick;to cudgel:સોટી-લાકડીથી મારવું;બુધાવતી મારવું;ટપેરવું;ઝુડવું.*n.* A blow with a stick or cudgel:લાકડી-બુધા-ડંગોરાનો ઝપાટો-સપાટો;ડફણું.

**Drubbing,** ( ડ્રબિંગ્ ) *n.* Beating with sticks:લાકડીવતી મારવું તે;લાકડી-કુંદામાર;ડમણું;કુંદીપાક.

**Drudge,**(ડ્રજ્)*vi.*To work hard;to labour in mean offices with toil & fatigue:સખ્ત મેહેનત-મજૂરી-ગધાવૈતરૂ ક૦;-ની ગાંડ ગુલામી-વેઠ ક૦; લોહીનું પાણી ક૦.*n.*One who works hard;a menial servant:મજૂર;વૈતરો;વેઠીઓ;ગધેડાની પેઠે કામ કરનારો.

**Drudgery,**(ડ્રજરિ)*n.* Hard labor; toilsome work; ignoble toil:સખ્ત મજુરી;મેહેનતનું કામ;વેઠ;વૈતરૂં;નિત્યશ્રમ;ગદ્ધાવૈતરૂં.

**Drug,**(ડ્રગ્)*n.*[A.S.*dryge*,dry]. 1. Any substance used in medicine:દવામાં કામ આવતો-વપરાતો સામાન;ઓસડિયું;ઔષધિ;ઔષધ;કરીઆણું;વસાણું.2. An article of slow sale or in no demand in the market: ખપ ન હોવાથી પડી રહેલો માલ: પડત માલ. *vi.* To prescribe medicines:ઓસડની યાદ લખી આપવી-બતાવવું-લખી આપવું.*vt.* 1. To season with drugs:કરીઆણાથી મસાલેદાર-વાળું ક૦;મસાલો ચઢાવવો;esp., to stupefy with a narcotic: ગેન આવે એવું ઓસડ આપીને બેભાન કરવું. 2.To tincture with something injurious:કોઇ નુકશાનકારક ચીજની સાથે મેળવણી ક૦.3.To dose to excess with medicines:અતિશય-બેહદ ઠાંસવું-નો ઉપભોગ ક૦.

**Druggist,** ( ડ્રગિસ્ટ્ ) *n.* One who deals in drugs:ઓસડ-કરીઆણાં વેચનાર;ગાંધી;also, a pharmaceutist or apothecary:રસાયણ ક્રિયાથી દવા બનાવનાર.

**Druid,**( ડ્રૂઇડ્ ) *n.* [Gr. *drus*, an oak.]Celtic priest:અસલ કેલ્ટ લોકનો પાદરી-ધર્માચાર્ય-ગુરૂ.

**Druidism,**(ડ્રૂઈડિઝમ્)*n.* System of philosophy or rites and ceremonies taught by the Druids: ડ્રુઈડ ધર્માચાર્યોનો શીખવેલો ધર્મ-ફિલસુફી વિગેરે.

**Drum,**(ડ્રમ્ )*n.* 1. An instrument of music to be beaten with a stick:પડઘમ;ઢોલ;તાંસું;ડંકો;મૃદંગ;રામઢોલ;નગારૂં;તાસો. 2. (*Mil.*) One who plays upon,as drum:પડઘમ-ઢોલ વગાડનાર. 3. (*a*) Anything resembling a drum in form:આકારમાં પડઘમ-ઢોલના જેવી-ને મળતી આવતી ચીજ.(*b*) The tympanum of the ear:કાનનો પડદો.4 (*Ichth.*) A genus of fishes: એક જાતની માછલી.5.A rout:ધાંધળિયા ટોળું-મંડળી.6.A teaparty;a kettle-drum: ચાહપાણીની મીજલસ.*vi.*1.To beat a drum with sticks:પડઘમ-ઢોલને લાકડીથી વગાડવું. 2. To beat with the fingers:આંગળીઓથી-વડે બજાડવું.3.To throb:ફફડવું;ધબકવું. 4. To go about:આમતેમ ફરવું-રખડવું-રઝળવું.*vt.*To execute on a drum, as a tune: નરઘાં-તબલા ઉપર કોઇ પણ ગત વગાડવી. *To* **d.** *out*, to expel with beat of drum:ઢોલ-પડઘમ વગાડીને-ગધેડે બેસાડી-બેઆબરૂ કરી કાઢી મૂકવું.*To* **d.***up*,to assemble by beat of drum; to collect:ભેગું-એકઠું ક૦;પડઘમ વગાડી બોલાવવું.

**Drummer**,(ડ્રમર્ )*n.*1.One whose office is to beat drum:જેનું કામ પડઘમ વગાડવાનું છે તે;પડઘમ વગાડનાર; ઢોલચી; તબલચી; પડઘમી; પખાજી; ઢોલી.2. One who solicits customers:ઘરાક લાવવાને માટે ફરનાર માણસ.3. A kind of fish which makes a noise when caught:પકડાયછે ત્યારે અવાજ કરનારી એક જાતની માછલી.

**Drunk,** (ડ્રન્ક્ ) *a*, 1. Inebriated; drunken;intoxicated: પીધેલ; છાકટું;ઠેં ચયેલું;મસ્ત;પીને મસ્ત બનેલું. 2. Saturated with moisture or liquid:નીગળતું;લદબદ થઇ ગયેલું;ભીનું; તરબોળ;ગરકાવ.

**Drunkard,** (ડ્રન્કર્ડ્) *n.* One who habitually drinks to excess; a toper;a sot:દારૂડીઓ;નીશાબાજ;છાકટો;મદ્યપી;દારૂબાજ.

**Drunken,**(ડ્રન્કેન્)*a.* 1.Intoxicated; inebriated: પીધેલ; છાકટું. 2. Saturated with moisture;drenched:ભીનું;નીગળતું;તરબોળ; ગરકાવ; નીતરતું.3. Caused by excessive drink:અતિશય પીવાથી નિપજતું-થતું(પરીણામ)

**Drunkenness,**(ડ્રન્કેનનેસ્ )*n.*1.Intoxication; inebriety: દારૂની કેફ; અમલ;નીશો;છાકટાપણું;મદ;ઉન્માદ.2. Inflammation;frenzy; rage: તપી જવું-ગરમ થવું તે;ગાંડાપણું;ઝુનૂન;ગુસ્સો.

**Druxy,**(ડ્રક્સિ)*a.* Having decayed spots:સડી જતાં-સડેલાં ટપકાંવાળું;છંદાયલું;ચાંદાં-છાંદાવાળું.

**Dry,**(ડ્રાઇ)*a.*[A.S. *dryge*, dry.] 1. Free from moisture; not wet or moist:સુકું; નિર્જલ; નીરસ; કોરૂં. Especially,(*a*)Free from rain or mist (weather): કોરૂં; ઉઘાડનું. (*b*) Free from juice or sap;not green(vegetable matter):સુકું;નિરસ; રૂક્ષ;કોરૂં.(*c*)Not giving milk; દૂધ ઉડીગયું હોય એવી;અદુઝણી;ઉચેલી.(*d*)

Dust thou art and shalt thou to dust return:

Thirsty; needing drink: તરસ્યું; પ્યાસું; તૃષાર્ત; શોષ પડતું. (*e*) Not shedding tears: આંસું વગરની; નિરશ્રુ; કોરી. (*f*) (*Med*) Of morbid conditions, in which there is an entire or comparative absence of moisture: સુકું; સુકાઈ ગયેલું; શુષ્ક. **2.** Destitute of that which amuses; barren; plain: રસ-મજા ન લાગે એવું; અસાર; નિઃસત્વ; નીરસ; તુચ્છ; શુષ્ક. **3.** Shrewd; sharp: પહોંચેલ; પહોંચેલું; પાકું; લુચ્ચું; ચંચળ; ચપળ; તીક્ષ્ણ. **D.** *blow*, (*a*) a blow which inflicts no wound & causes no effusion of blood: બ્હેરો-મુંગો-આંધળો માર. (*b*) A quick sharp blow: ઉતાવળી ધોલ-ધપ્પો. **D**.*light*, (*a*) pure, unobstructed light: ખુલ્લું-સાફ અજવાળું. (*b*) A clear impartial view: શુદ્ધ નિષ્પક્ષપાત ભાવ-દૃષ્ટિ. **D**.*vat*, a basket for dry articles: સુકા પદાર્થ ભરી રાખવાનું વાસણ-ટોપલો. **D**.*pipe*, a pipe which conducts dry steam from a boiler: બૉઇલરમાંથી નકામી બાષ્પ બહાર લઇ જવાની નળી. *vt.* To free from moisture: સુકવવું; કોરું કo-પાડવું; લુછી નાંખવું; નીચોવવું. *To* **d.** *up*, (*a*) to parch with thirst; to deprive utterly of water: તરશે મારવું; સુકવી નાંખવું; શોષે મારવું. (*b*) (*colloq.*) To make to cease: બંધ પાડવું-નો અંત આણવો; ખાલી થઈ જવું; સુકાઇ જવું. *To* **d.** *up a cow*; to cause a cow to cease secreting milk: ગાય ઉચી જાય એમ કરવું; દુધ ન દે એમ કરવું-નું દુધ સુકાઇ જાય એમ કરવું. *vi.* **1.** To grow dry; to lose moisture: સુકાવું; સુકાઇ જવું; ભીનાશ વિનાનું થવું. **2.** To evaporate wholly: સઘળું-બધું વરાળ રૂપે લઇ-એ ચાઈ જવું; શોષાઇ જવું. **3.** To lose vitality: ચિમળાઈ જવું; ચેતના રહિત થઇ જવું; જડ થઇ જવું.

**Dryad,** (ડ્રાઇઍડ્) *n.* (*Myth.*) A female deity or nymph of the woods: વનદેવી.

**Dry-dock,** (ડ્રાઇ-ડૉક્) *n.* (*Naut.*) A dock from which water is withdrawn; a graving dock: પાણી કાઢી નાંખેલી ગોદી; સુકી-કોરી ગોદી.

**Dry-goods,** (ડ્રાઇગુડ્ઝ્) *n.* Cloths: કપડાં; કપ્પડ વિગેરે માલ.

**Dry-rot,** (ડ્રાઇ-રૉટ્) *n.* A rapid decay of timber: ઇમારતી લાકડાંમાં જલદી થતો સડો.

**Dry-shod,** (ડ્રાઇ-શૉડ્) *a.* Without wetting the feet: કોરે પગે; પગભિન્યા વગર.

**Dual,** (ડ્યૂઍલ્) *a.* [L. *dualis*, two.] Expressing or consisting of, the number two: બે સંખ્યા બતાવનારું-વાળું; દ્વિવાચક; દ્વિસંખ્ય; *the* **d**. *number*: દ્વિવચન.

**Dualism,** (ડ્યૂઍલિઝ્મ્) *n.* (*a*) The dividing into two; a system which is founded on a double principle: દ્વૈતવાદ; ભેદબુદ્ધિ; ભેદવાદ; દ્વૈતમત. (*b*) A system which accepts two original principles, the good & the evil: પુણ્ય અને પાપ બે અનાદિ વસ્તુ છે એવો મત. **2.** The doctrine that all mankind are divided into two classes, the elect & the reprobate: મનુષ્ય જાતના દૈવી અને આસુરી એવા બે વિભાગ છે એવો મત.

**Duality,** (ડ્યૂઍલિટિ) *n.* **1.** The quality or condition of being two or twofold: દ્વૈતભાવ; દ્વૈત; દ્વિત્વ.

**Dub,** (ડબ્) *vt* [A.S. *dubban*, to dub knight.] **1.** To confer knighthood upon: નાઇટનો ખેતાબ આપવો. **2.** To invest with any dignity; to entitle: હોદ્દો-દરજ્જો-પદવી-મરતબો આપવો; ગણવું; માનવું; ધારવું. **3.** To ornament; to adorn: શણગારવું; સુશોભિત કo. **4.** To rub smooth; to dab: લીસુ-સાફ કo; ઘસીને લીસું બનાવવું; છોલવું; સોરીને લીસું કરવું. *To* **d.** *out*, to fill out an uneven surface to a plane: ખાડા પુરીને સપાટ કરી દેવું. *vi.* To make a quick noise: જલદીથી અવાજ-શોર બકોર કo. *n.* **1.** A blow: મુક્કો; ઘા; સપાટો. **2.** A small pool of water; પાણીનો નાનો ખાડો-ખાબોચિયું; તળાવડું.

**Dubber,** (ડબર્) *n.* **1.** One who or that which dubs: જે હોદ્દા-ધુલકાબ આપે છે તે. **2.** [Hind. *dubbah*.] A globular vessel to hold ghee: કુપ્પી; કુપ્પી; ડબ્બો; કુડું.

**Dubious,** (ડ્યૂબિઅસ્) *a.* [L. *dubius*.] **1.** Wavering; undetermined; doubtful: ભમતું; અસ્થિર; અનિશ્ચિત; ચલિત; શક-વ્હેમવાળું-ભરેલું. **2.** Occasioning doubt; not clear or plain; equivocal: સંદિગ્ધાર્થ; સમન્વય નહિ એવું; શક ઉપજે એવું; અસ્પષ્ટ; સંદિગ્ધ. **3.** Of uncertain event or issue: અનિશ્ચિત-અસ્થિર બનાવ-પરિણામનું-વાળું; શકમંદ.

**Dubitation,** (ડ્યૂબિટેશન્) *n.* Act of doubting; doubt: શક; સંદેહ; વહેમ; શંકા.

**Ducal,** (ડ્યૂકૅલ્) *a.* [L. *dux*, leader.] Pertaining to a duke: ડ્યુકને લગતું; અમીરી; ઉમરાવનું.

**Ducat,** (ડ્યૂકૅટ્) *n.* [L. *dux*, leader.] A European gold or silver coin, originally, struck in the dominion of a duke; if a gold one, it is worth 9 s. 4. d, *and*, if a silver one, of half this value: યુરોપમાં વપરાતો એક સોનાનો કે રૂપાનો સિક્કો; સોનાનો હોય તો એની કીમત ૯ શી. ૪ પેન્સ હોય છે અને રૂપાનો હોય તો એથી અડધી કિંમત.

**Duchess,** (ડચેસ્) *n.* The wife or widow of a duke: ડ્યુકની સ્ત્રી; ડ્યુકની વિધવા; also, a lady who has the sovereignty, of a duchy in her own right: ડ્યુકની સત્તાના મુલકમાં સ્વતંત્ર રીતે રાજ્ય ચલાવનાર બાઇ.

**Duchy,** (ડચિ) *n.* The territory or dominions of a duke: ડ્યૂક અથવા અમીરણના તાબાનો મુલક-પ્રગણું.

**Duck,** (ડક્) *n.* **1.** A species of coarse cloth: એક જાતનું જાડું કપડું. **2.** (*Ornith.*) A water-fowl: બતક; કલહંસ; ચક્રવાક; **3.** An inclination of the head, (resembling the motion of a duck in water): (બતક પાણીમાં હાલે ચાલે છે તેની પેઠે) ડુબકી મારવી તે; ડુબકી; ડુબકું. **4.** A pet; a darling: વહાલી-પ્યારી-પ્રિય વસ્તુ. **5.** (*Pl*). The light clothes worn by sailors: ખારવાઓને પહેરવાનાં ઝીણાં કપડાં. *To make* **d** *s and drakes*, to throw a flat stone obliquely so as to rebound on the surface of the water: પાણી ઉપર પથરી સરરર ચાલે એવી રીતે આડકતરી ફેંકવી; કાતરડી ચલાવવી. To play at *ducks* and *drakes*, to squander away money: પૈસો ઉડાવી દેવો; ફોગટ ખરચી નાંખવો. *vt.* **1.** To dip or plunge in water and suddenly withdraw: પાણીમાં ડુબાવીને એકદમ કાઢવું; ડબોળી કાઢવું. **2.** To plunge the head of in water, immediately withdrawing it: માથું એકદમ ડબોળી કાઢવું; ડબકું ખવાડવું-મરાવવું; ઝબોળવું. **3.** To bow; to stoop; to nod: ડોકું નીચું નમાવવું; વાળવું; માથું ધુણાવવું-હલાવવું. *vt.* **1.** To plunge under the surface of water and immediately reappear; to dive: પાણીમાં ડુબકી ખાઇને તુરત માથું બહાર કાઢવું. **2.** To

drop the head suddenly;to bow: એકદમ માથું નમાવવું-વાંકું વાળવું.

**Ducker,**(ડકર્ )*n.*A plunger; a diver:ડુબકી ખાનાર-મારનાર;પાણીમાં ઉતરનાર.2.A cringing servile person;a fawner: હાજી હા-ગાંડગુલામી કરનાર;ખુશામતીઓ; મસ્કો લગાડનાર.

**Duckling,**(ડકલિન્ગ્ )*n.* A young-little duck:બતકનું બચ્ચું;નાનું બતક.

**Duct,**(ડક્ટ્ )*n.* [L.*duco*,I lead.]A tube or canal:નળ;નળી;શિરા;વાહિની;નલિકા. 2. One of the vessels in the animal body:રગ;નસ.3.A guidance;direction:દોરવણી;શિક્ષા.

**Ductile,**(ડકટાઈલ્ )*a.*1. Easily led, tractable;complying:વિનેય;કહ્યાની અસર થાય એવું;વશ્ય;વળે એવું;નરમ.2. Capable of being drawn out into wires:વાળા ખેંચવા લાયક;-ના વાળા કરવા લાયક;પ્રસારણીય;પ્રસારણ યોગ્ય.

**Ductility,**(ડકિટલિટિ)*n.*Tractableness;flexibility;pliableness:વળકણાપણું;વળે એવું-નરમ હોવું તે;તાર ખેંચાય-ટીપાય એવો ગુણ;પ્રસારણ યોગ્યતા.

**Dude,** ( ડયુડ્ )*n.* A dandy of the first water:બારે કડકેલાલ;લાલજી મનિયાર;બાંકેરાવ;લાલા;ફાંકડેરાવ.

**Dudgeon,**(ડર્જન્ )*n.*A small dagger:કટારી; નાનું ખંજર. 2. Anger; illwill: ગુસ્સો; નાખુશી; ઈતરાજી.*a.* Coarse;rude;untaught: ઘાડું;જંગલી;શિખવાયેલું-કેળવાયેલું નહિ એવું.

**Duds,** ( ડડ્ઝ્ )*n. pl.* Old clothes; tattered garments: જૂનાં લુગડાં-કપડાં;ફાટેલાં લુગડાં-પોશાક;ચિથરાં.2. Effects in general: માલમતા;પુંજી.

**Due,**(ડયૂ )*a.* [L. *debeo*, I owe.]1. Owed;proper to be paid to another;payable:માગતું;લહેણું;પાકેલું. 2.Proper;fit;suitable:લાયક;યોગ્ય; વાજબી.3. Appointed; sufficient; exact;regular: નિયમસર-મિત; નક્કી કીધેલું; ઠેરવેલું; બરોબર નિમેલું. *The musicians keep* **d.** *time*: ગવૈયા નિમેલે વખતે હાજર થાય છે.4.Required to arrive at a given time:અમુક વખતે આવનારૂં-આવવાને નક્કી થયેલું-ઠરાવેલું.5.Owing;ascribable: ને લીધે થનારૂં-હોનારૂં-બનનારૂં. *adv.* Directly;exactly:પાધરૂં જ; બરોબર રીતે;સિધું;શુદ્ધ; પાંશરૂં. *n.* 1. That which is owed; debt: દેવું; લહેણું; ત્રણ;લવાજમ.2.A fee;toll:કર;દાણ; વેરો;રાજસ્વ.3.Right; just claim: હક;વાજબી દાવો;અધિકાર.

**Duel,**(ડયૂએલ્ )*n.*[Fr.*duo*,two.] A combat between two persons:બે પુરૂષો વચ્ચેની લડાઇ;દ્વંદ્વયુદ્ધ;બે જણની લડાઇ. *vi.* To fight in a single combat:એકલમએકલી લડાઈમાં લડવું;દ્વંદ્વયુદ્ધ કરવું.

**Duellist,**(ડયૂઅલિસ્ટ્ )*n.* One who fights in single combat: દ્વંદ્વયુદ્ધ કરનાર માણસ.

**Duenna,**(ડયૂએન્ને)*n.*[L.*domina*.] 1.The chief lady in waiting on the queen of Spain:સ્પેઇનની રાણીની હાજરી-બરદાસમાં રહેનારી મુખ્ય સ્ત્રી.2.An olderly lady: ડોસી;ઘરડી ઓરત.3.A governess:સ્ત્રી રક્ષક.

**Duet,** (ડયૂએટ્ ) *n.* A composition for two performers:બે જણ સાથે ગાઇ અને વગાડી શકે એવું ગાયન:દ્વંદ્વગાયન.

**Duffer,**( ડફર્ )*n.* 1. A peddler or hawker of cheap articles: સસ્તી ચીજો વેચનાર ફેરીઓ.2. A Sham;a cheat:લુચ્ચાઇ;છેતરપીંડી: મન સમજાવવાનું.3.A stupid, awkward person:મૂર્ખો;ધોબો;ઠોઠો;ઉલ્લુ;બેલ; બળદીઓ;ગાયનો ભાઇ;શંખ; અક્કલનો સાગર;બુદ્ધિનો શત્રુ-નું બારદાન;ગધ્ધો; બાહુક;બોથડ;બુદ્ધિનો નમુનો;મૂર્ખનો શિરોમણી;પથરો.

**Dug,**(ડગ્ )*n.*A teat,pap,or nipple (of a breast):સ્તન; પયોધર;આંચળ; દીટડી.*Imp.&p p.*of **dig**."ડિગ" નો ભૂતકાળ અને ભૂતકૃદંત(ખોધ્યું-ખોદેલું.)

**Duke,**(ડયૂક્ )*n.*[L. *dux*,a leader.] 1.A leader;a chief;a prince: સરદાર;મુખ્ય માણસ;નાયક;રાજકુમાર. 2. One of the higest orders of nobility next below the princes: રાજકુંવરોથી બીજા દરજ્જાનો અમીર.3. A sovereign prince:(યુરોપખંડના કેટલાએક દેશોમાં રાજાના ખિતાબને બદલે)"ડયૂક"નો ખિતાબ;ઉપરાજા;ઠાકોર. *To dine with* **D**.*Humphrey*,to go without dinner:ભૂખે મરવું-ટોકાવું.

**Dukedom,**(ડયૂક્-ડમ્ )*n.*1.The territory of a duke:"ડયૂક"ના તાબાનો મુલક;અમીર-ડયૂકનું રાજ્ય.2. The title or dignity of a duke:"ડયૂક"ની પદવી;"ડયૂક" પણું.

**Dukeling,**(ડયૂકલિન્ગ્ )*n.* A mean or insignificant duke: હલકો અથવા પ્રખ્યાતિ વિનાનો "ડયૂક"-અમીર.

**Dulcet**(ડલ્સેટ્ )*n.*[L.*dulcis*,sweet.] 1. Sweet to the taste; luscious:સ્વાદે મીઠું-ગળ્યું; સ્વાદિષ્ટ; મધુર. 2.Sweet to the ear;melodious: કાનને પસંદ પડતું;મિઠું;મધુર; રૂચિકર; શ્રુતિમનોહર;કર્ણપ્રિય.

**Dulcify,**(ડલ્સિફાઇ) *vt.* [L. *dulcis*, sweet and *facio*, I make.] To sweeten;to free from acrimony: મિઠું-ગળ્યું-સ્વાદિષ્ટ ક૦;તુરાશ કાઢી નાંખવી.2. To please: ખુશી-રાજી ક૦; સંતોષવું.

**Dulcimer,**(ડલ્સિમર્ )*n.*[L. *dulcis* & Gr.*melos*,melody.] 1. (*Mus.*) A stringed instrument: એક જાતનું તારથી વગાડવાનું વાજીંત્ર.

**Dull,**(ડલ્ )*a.* [A.S. *dol*,erring.]1. Stupid;blockish:મૂર્ખ; જડ; મંદબુદ્ધિનું;મૂઢ;મંદમતિ;મંદબુદ્ધિ;ગાફેલ;જડબુદ્ધિ. 2. Awkward; insensible: unfeeling:બ્હેરૂં;જડ;લાગણી ન થાય એવું;બ્હેર મારી ગયેલું;મંદ;મંદેંદ્રિય.3. Lacking sharpness;blunt: અતીક્ષ્ણ;ધારવિનાનું; બુઠું. 4. Not vivid; obscure;dim:મંદ; નિસ્તેજ; બરોબર ન દેખાય એવું;ઝાંખું.5.Heavy;cloggy:ભારે;વજનદાર;જડ;ઠેફાંવાળી. *The dull earth*: જડપૃથ્વી. 6.Uninteresting; cheerless; sad; melancholy:મઝા-ગમતવગરનું;નિરાનંદ;ક્લેષ્કર;અરસિક;ઉદાસ;રસવિનાનું; રસહીન; દિલગીર;નિરસ;શુષ્ક;રસ ન પડે એવું.*vt.* 1.To make dull or stupid; to stupify:મૂર્ખ-મંદબુદ્ધિનું-ઢોર જેવું ક૦; બ્હેરૂં-બુઠું ક૦. 2. To deprive of sharpness of edge;to make blunt: ધાર વિનાનું ક૦;બુઠું ક૦;-થી બુઠું થવું. 3.To render dim or obscure:ઝાંખું-બરોબર ન દેખાય એવું ક૦.4. To depress;to disappoint;to render sad:ઉદાસ-દિલગીર-નાઉમેદ ક૦.*vi.*To become dull or stupid: મંદ બુદ્ધિનું-જડ થવું.

**Dullard,**(ડલર્ડ્ )*a.*Doltish; stupid: જડ;મંદબુદ્ધિનું;બેવકૂફ. *n.* A stupid person;a blockhead;a dunce:બેવકૂફ-મૂર્ખ માણસ;બબૂચક; ઢઠ્ઠો;પથરો; ઉલ્લુ;શંખ;ગદ્ધો.

**Dullness,**(ડલ્નેસ્ )Stupidity: heaviness;bluntness;dimness:મૂર્ખાઇ;બેવકૂફાઈ;મંદપણું-મતિ;જડપણું;જડતા;ઉદાસી;બુઠાશ;ઝાંખું હોવું તે;આંધી; અંધારી;મંદી;થંડી; મૂઢતા; અતીક્ષ્ણતા; નિરૂત્સાહ;ગ્લાનિ;ગ્લાનિ.

**Duly,**(ડયુલિ) *adv.* In a due manner; properly; regulary: વાજબી-ઘટતી રીતે;વખતસર;નિયમસર;બરોબર.

**Dumb,**(ડમ્ )*a.*[A.S.*dumb*.]1.Destitute of the power of speech:

Death defies the doctor:

મુગું; વાચાવિનાનું; અવાચક. 2. Not willing to speak;silent:બોલવાને ન ઇચ્છતું;ચુપ; અવાજ નહિ નિકળતું; અલ્પવાણી.3.Lacking brightness; dim:ઝાંખું;ચળકાટ વિનાનું.**D.** *ague* a kind of fever which is not accompanied by chill:જેમાં ટાઢ વાતી નથી એવો તાવ. **D.** *animal:* મનુષ્ય સિવાયનું પ્રાણી. **D.** *cake,* a cake made in silence by girls on St. Mark's eve to discover their future husbands:પોતાના ભવિષ્યના પતિનું નામ નિશાન જાણવા માટે સેં.માર્કના ઉત્સવની આગલી રાત્રે છોકરીઓએ મુગે મોઢે કરેલુ કેક-એક જાતનું મીઠું મોટું બિસ્કીટ. **D.** *show,* signs & gestures without words:કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર કરેલી નિશાનીઓ તથા ચાળા; મુગોતમાસો-ખેલ કરપલ્લવી;નિશાનીઓ; સંજ્ઞા.*To strike* **d.**,to render silent by disappointment:to confound:ફેકરી-છભરી બંધ કરી દેવી; ગભરાવી દેવું;મોઢે તાળુ વાસી દેવું;-નું મ્હોં સીવી લેવું;-થી મ્હોં સીવાઇ જવું.*vt.*To silence:ચુપ મુગું કરી દેવું;મોં બંધ કરવું-કરાવી દેવું.

**Dumb-bell,**(ડમ્બેલ્ )*n.* A weight, for exercise, consisting of two spheres of iron or other heavy material,connected by a short bar for a handle:મલખમ.

**Dumble-dor,** ( ડમ્બલ્ડોર્ ) *n.* A bumble-bee:ભ્રમર;ભમરો.

**Dumfound,** ( ડમ્ફાઉન્ડ્ ) *vt.* To silence;to confound:ચુપ કરી નાંખવું;સ્તબ્ધ ક૦;ગભરાવી નાંખવું;-ની ફેકરી-છભરી-મ્હો બંધ કરી દેવું.

**Dummy,**( ડમિ )*n.* 1. One who is dumb:મૂગું માણસ.2.(*Railroad.*) A locomotive without the noise of escaping steam:જેમાંથી વરાળ નીકળતી વખતે અવાજ ન થાય એવું વરાળયંત્ર.3.A model;a lay figure:નમુનો ઉઘાડી છબી-ચિત્ર.4. A sham character in a drama:અટુકટટુકીઓ.5.A sham packet in a shop:દુકાન ઉપર દેખાડવા સારૂ રાખેલું ખોટું પડીકું. 6. The fourth hand where three persons play at cards:જે ઠેકાણે ત્રણ માણસો પત્તે રમતા હોય ત્યાં ચોથો હાથ. 7.A dolt:મૂર્ખો;ડોઠ;જડ.*a.*1.Silent; mute:મૂગું; ચુપ; અવાજ વિનાનું. 2. Fictitious or sham:બનાવટનું;ખોટું.

**Dump,** (ડમ્પ્ ) *n.* [Ger. *dumpf,* gloomy.] 1. Absence of mind; revery:હૃદયશૂન્યતા;શૂનકારપણું;બેભાનપણું;ગફલત;ગાફેલી. 2. A melancholy strain in music: શોકજનક સૂર.3.Sadness; sorrow: દિલગીરી; વિષાદ;ઉદ્વેગ;શોક;ઉદાસી.4. An old kind of dance: જૂનો-અસલી નાચ. *vt.*1.To knock heavily;to stump: પાડી નાંખવું;ઠોકી પાડવું. 2. To unload from a cart: ગાડામાંથી ભાર ઉથલાવી-ગાડું ઉલાળીને પાડી નાંખવો. *Dump or dumping cart,*a cart the body of which can be tilted to empty the contents: જે ગાડામાંનો ભાર ખાલી કરવાને તેને ઉલાળી નાંખીને ખાલી કરી શકાય તે ગાડું.*n.*1.A car for dumping refuse:કચરો લઈ જઇને ખાલી કરવાનું ગાડું.2.A place for dumping ashes, refuse, &c.: રાખોડી કચરો વિ૦ ખાલી કરવાની જગ્યા.3.That which is dumped: ખાલી કરેલી વસ્તુ. 4. Pile of ore: કાચી ધાતુનો ઢગલો.

**Dumpling,**(ડમ્પ્લિન્ગ્ ) *n.* A kind of pudding:ખીર;દુધ-લોટ ને ઇંડાનો રસ ફળ વગેરે મેળવી કરેલું ખીર.

**Dumpy,** (ડમ્પિ ) *a.* 1. Short and thick:ટુંકું અને જાડું;બતકું;ઢકફલ;ગટ્ટી.2. Sullen and discontented: ઉદાસી અને અસંતોષી.

**Dun,**(ડન્ )*a.*[A.S.*dun,* dusky.] 1. Of a dull brown color:કાળા અને ભુરા રંગનું;મેલા રંગનું; તપખીરિયા-બદામી રંગનું;કળુંઠું.

**Dun,**(ડન્ )*vt.*[A.S.*dyne,*thunder.] To ask or beset,as a debtor for payment:ચાંપીને ઉઘરાણી ક૦; માગણીને સારૂ તગાદો ક૦.*n.*1.One who duns: ઉઘરાણી-તકાદો કરનાર માણસ. 2. An urgent request or demand for payment:તગાદો;કરડી ઉઘરાણી.3.An eminence or mound: ટેકરો; ટેકરી. *vt.* To cure codfish, after salting,in dark place: કોડ માછલાને મીઠું દઇને અંધારી જગ્યામાં ઢગલો કરીને સુકવવું.

**Dunce,**(ડન્સ્ )*n.*A dullard; a doll; a thickskull:બેવકૂફ;મૂર્ખ;મૂઢ;ઉલ્લુ; ઢોંડો;શંખ;પથરો;બબૂચક;બોથડ.

**Duncify,**(ડન્સિફાઈ ) *vt.* To make stupid in intellect: બેવકૂફ-મૂર્ખ ક૦-બનાવવો.

**Dung,**(ડન્ગ્ )*n.* [A.S. *dung.*] The excrement of an animal:લાદ;લીંડી;અધાર;છાણ;ગુ;નરક.*vt.*To manure with dung:છાણ વિગેરેનું ખાતર નાંખવું-પુરવું.2. To immerse calico in a bath of hot water containing cowdung, to remove the superfluous mordant:ગાયનું છાણ નાંખીને ઉના પાણીમાં કલીકોને બોળવું; નિખારવું.*vi.* To void excrement: લાદ ક૦;હગવું;છાણ ક૦;લીંડી કરવી.

**Dungeon,**(ડન્જૅન્ )*n.*[Fr.*donjon,*a castle-keep.]1.Strongest tower of a castle: કીલ્લાનો મજબૂતમાં મજબૂત-સૌથીમજબૂત મિનારો.2.A dark subterranean place of confinement: ભોંયમાં બનાવેલું ઘોરઅંધાર કેદખાનું;અંધારી કોટડી;કારાગૃહ.

**Dung-hill,**(ડન્ગ્હિલ્ )*n.*1. A heap of dung: છાણનો ઢગલો; ઉકરડો. 2. Any mean condition; a vile abode: ખંદકખાનું; રઝભૂખડિયાપણું; અધમ-નીચસ્થાન.

**Duo,**(ડયૂઓ)*n.*[L.*duo,*two.](*Mus.*) A composition for two performers;a duet:જોડીનું ગાનતાન;જોડીનું વગાડવાનું ગાયન:દ્વંદ્વગાયન.

**Duo-decimal,** (ડયૂઓડેસિમૅલ્ ) *a.* [L.*duo,*two & *decem,*ten.]Proceeding in computation by twelves:દ્વાદશ ગુણનું; બારસફાનું; બારબાર ગણું થતું જતું.*n.*The twelfth part: બારાંશ;બારમો ભાગ.2.(*Pl.*):કારીગરલોકોથી સપાટી તેમજ ઘન વસ્તુનું માપ લેવાને બારબાર(ફુટ કે ઇંચની)લેવાતી સંખ્યા.

**Duo-decimo,**(ડયૂઓ-ડેસિમો )*a.*Of twelve leaves to a sheet:એક તાવનાં બાર પાનાં પાડેલું;બારબાર પાનાનું.*n.pl.***Duodecimos,**1.A book in which its sheet is folded into twelve leaves:બારબાર પાનાં પાડયાં હોય તેવા કદની-બારપેજી ચોપડી.

**Duodenum,** (ડયૂઓડેનમ ) *n.* [ L. *duodeni,*twelve each.](*Anat.*) The first portion of the small intestines:ન્હાનાં આંતરડાંનો પહેલો ભાગ; the twelve-inch intestine: એક ફુટવાળું આંતરડું.

**Dupe,**(ડયૂપ્ ) *n.* [Fr. *dupe.*] One who is,or has been easily deceived:ભોળો; સહેલાઇથી ઠગાઇ જાય એવો માણસ.*vt.*To deceive;to trick: ઠગવું;છેતરવું;ફસાવવું.

**Duple-lex,**(ડયૂપલ્-ડયૂપ્લેક્સ્ )*a.* [L. *duo,*two & *plico,*I fold. ]બેવડું; બમણું;દ્વિગુણ.

**Duplicate,**(ડયૂપ્લિકેટ્ )*a.*[L. *duo,* two and *plico,*I fold.] Double; twofold:બેવડું;બેગણું;બમણું.**D** *pro-*

મોત કોઇનેય મૂકતું નથી.

*portion* or *ratio* (*Math.*), the proportion or ratio of squares: વર્ગમૂળનું પ્રમાણ-પરિમાણ. *n.* 1. A copy;a transcript:નકલ; બીજી પ્રત; બીજો ઉતારો.2. That which is of the same kind as some other thing:તેજ જાતની બીજી વસ્તુ.3.(*Law*) An original instrument repeated:નકલ;કાપી;સામું અડધિયું-પાંખીયું; ડુપ્લીકેટ.*vt.*1.To double;to fold:બેવડું ક૦;વાળવું. 2. ( *Physiol.* ) To divide naturally into two: કુદરતી રીતે-બે ભાગ પાડવા.3.To make a copy of:-ની નકલ-ઉતારો કરવો.

**Duplicity,**(ડ્યુપ્લિસિટિ)*n.*1. Doubleness:બેવડું-બમણું-બેગણું હોવું તે. 2.Doubleness of heart or speech: insincerity;bad faith:દોરંગીપણું; દ્વિઅર્થ;કપટભાવ;મકરબાજી; કપટ; છળ; દ્વૈધીભાવ;કહેવું કંઇને ક૦ કંઇ એવીચાલ-વર્તણૂક.3.(*Law.*)The use of two answers where one is sufficient:જ્યાં એક જવાબ જોઈએ ત્યાં બે જવાબ વાપરવા-કહેવા તે.

**Durable,**(ડ્યૂરેબલ્ )*a.* [Fr. *durus*, hard.]Lasting; not changeable or perishable;enduring: મજબૂત; ટકાઉ;સ્થાયી;ચિરકાલિક;કદી બદલાય નહિં એવું;નિભાઉ;સ્થિર; અચળ; સ્થાવર; અવિનાશી;ધ્રુવ.

**Durance,**(ડ્યૂરેન્સ્ )*n.*[L.*durans.*] 1.Continuance;duration:આવરદા; ટકાવ;મુદત.2. Imprisonment; duress:કેદ;કેદખાનું;પરહેજ;બંધન.

**Duration,**(ડ્યૂરેશન )*n.*1.Durability;power of continuance:ટકવું તે; ટકાવ;સ્થિતિ;નિભાવ;અવિરામ; ક્યાં લગી રહેવું-મળવું એ બાબતનો અખ્તિઆર -અધિકાર.2.Continuance in time: આવરદા;મુદત;કાળ;કાળમર્યાદા;કાળમાન.*Of long* **d.**:દીર્ઘસ્થાયી; *of short* **d.**:ક્ષણભંગુર;ક્ષણિક;અસ્થાયી.

**Duress,**(ડ્યુરેસ્ )*n.*[L.*durus*,hard.] 1.Hardship;constraint;imprisonment:બળાત્કાર;દુઃખ;સંકટ;જુલમ;કેદ; પરહેજ.2.(*Law.*)The state of compulsion:ફરજ-જબર પડવી તે. *vi.* To confine or imprisone:કેદ-પરહેજ ક૦.

**During,**(ડ્યુરિન્ગ્ )*adv.*In the time of;as long as the action or existence of:સુધીમાં; દરમીઆનમાં; સુધી;લગણ.

**Durity,** (ડ્યુરિટિ) *n.* Harshness; cruelty:કઠોરતા;નિર્દયતા-પણું.

**Durst,** *vi.*Past tense of "**Dare**"

**Dusk,**(ડસ્ક્ )*a.*Darkish;moderately dark or black:ઝાંખું;કાળાશ પડતું;કળું.*n.*1.Imperfect obscurity;twilight:ભળભાંખરૂં;ઝળઝળું જેવું તેવું અજવાળું.2.A color partially black or dark:આછો કાળો રંગ.*vt.* To make dusky:ઝાંખું ક૦.*vi.* To begin to lose light;to grow dark: અંધારૂં થવા માંડવું;અંધારૂં થવું.

**Dusky,**(ડસ્કિ)*a.*1. Partially dark; not luminous:આંધળું ધુંધળું;ઝાંખું. 2.Partially black;not bright:કળુડા રંગનું;કાળાશ પડતા રંગનું: ચળકતું-પ્રકાશિત નહિં એવું.3.Gloomy;sad: દિલગીર; ઉદાસ. 4. Intellectually clouded:કમ-ઓછી બુદ્ધિનું;મંદબુદ્ધિનું.

**Dust,**(ડસ્ટ્ )*n.*1.Powder;fine particles of earth: ગિર્દ; ભૂકો; બારીક રેતી; રજ;ચૂર્ણ;ધૂળ; રેણુ;માટી. 2. The grave:કબર;ઘોર. 3. A low condition: હલકી-નીચ સ્થિતિ-હાલત. 4. Gold dust:સોનાની રજ-ધૂળ;hence; (Slang) Money;cash: પૈસો; રોકડ નાણું.5.The earthly remains of human body once alive:માટી;મડી.6.*Fig*:a worthless thing:નકામી-નિર્માલ્ય વસ્તુ;ધૂળ;ધૂળ જેવી ચીજ.7.A gingle particle of earth: ધૂળનીકણ-અણું.*Down with the* **d.**, pay down the money: પૈસા ગણી નાંખો-ધરી દો. *To raise or kick up* **d.**, to make a commotion: તોફાન ટીખળ-ધિંગાણું મચાવવું-ઉભું ક૦.*To throw* **d.** *in one's eyes*,to mislead;to deceive: છેતરવું; ઠગવું;-ની આંખોમાં ધૂળ-મીઠું નાંખવું-ને આંજી જવું.*vt.*1.To free from dust:ધૂળ વિનાનું કરવું;ધૂળ સાફ ક૦;ધૂળ ખંખેરવી.2. To sprinkle with dust:ધૂળ છાંટવી -નાંખવી. 3. To reduce to a fine powder:બારીક રજ-ચુરણ-જેવું ક૦;ઝીણો ભૂકો ક૦.*To* **d.** *one's jacket*,to give one a flogging: બરડે ચઢેલો મેલ કાઢી નાખવો;ધૂળ ખંખેરવી; મારવું; ઝાપટવું;બરડો હલકો કરવો-ખંખેરવો.

**Duster,**(ડસ્ટર્ )*n.*A utensil which frees from dust:ધૂળ સાફ કરવાનું-ખંખેરવાનું હથિઆર-ઓજાર-સાધન.

**Dusty,**(ડસ્ટિ)*a.*1.Filled or covered with dust:ધૂળ ભરેલું;ધૂળે ઢંકાઈ ગયેલું;ધૂળમય-યુક્ત;ધૂળવાળું;ધૂળ સાથે મળેલું.2.Like dust;of a color of dust:ધૂળના જેવું;ધૂળના રંગનું.

**Duteous-tiful,**(ડ્યૂટીઅસ્-ડ્યુટિફુલ્ ) *a.* 1. Performing that which is due(or that which law or justice requires)obedient:આજ્ઞાંકિત;મર્યાદશીળ;સ્વધર્મ પ્રમાણે ચાલનારૂં;સ્વેધાતત્પર;સ્વધર્માસક્ત;સ્વધર્માનુવર્તિ.2.Subservient; obsequious: તાબેદાર; તાબેદારી ઉઠાવનારૂં;ખુશામતિયું;હાજીહા કરનારૂં;આજ્ઞાધારક-પાલક.3.Controlled by a sense of duty;respectful;deferential: મર્યાદશીલ;મલાજો રાખે એવું;માન રાખનારૂં; આમાન્યા રાખે એવું;ફરજ સમજનારૂં.

**Dutiable,**(ડ્યૂટિએબલ્ )*a.* Subject to the payment of a duty:જકાતી;જકાત લેવા લાયક.

**Duty,**(ડ્યૂટિ)*n.*[L.*debeo*, I owe.]1. That which is due;payment:બદલો;અવેજ.2.Service morally obligatory;that which one ought to do:ફરજ;ધર્મ બંધન;કામ; માનપૂર્વક તાબેદારી ઉઠાવવી તે. 3.Respect;reverence:માન;ભક્તિ;આદર; અદબ.4. (*com.*)Tax;customs;excise: વેરો; કર;જકાત;દાણ;મહેસુલ. 5. (*Engin.*) The work performed by an engine: ઈન્જીન-વરાળ-યંત્રથી થયેલું કામ.6.Any assigned service or business:કામ;નોકરી;ચાકરી.7.Obedience due to parents or superiors:માન;આવકાર;અદબ;મલાજો;મરજાદા;તાબેદારી;આજ્ઞાધિનપણું.*Ad valorum* duty: માલની કિંમત પ્રમાણે મુકરર કરેલી જગાત-વેરો-હાંસલ-દાણ.

**Duumvirate,**(ડુઅમ્વરેટ્ ) *n.* [L. *duo*,two & *vir*,man.]The office, dignity or government of two men:બે રાજાનો દરજ્જો-પદવી-રાજ્ય.

**Dwarf,**(ડવોર્ફ્ )*n.* 1.A diminutive man: ઠીંગણો-ન્હાનો માણસ;વામનજી. *vt.*To lessen; to make small; to stunt: આછું-કમી ક૦; ન્હાનું-ટુંકું ક૦; ઠીંગણું ક૦;વધતું અટકાવવું;-થી ઢિમાઇ -ઠુંઠાઇ જવું.*a.*Stunted; dwarfish: ટુંકું રહી ગયલું;ગટ્ટી;ઠીંગણું.

**Dwarfish,** ( ડવોર્ફિશ ) *a.* Like a dwarf; low;very small: વામનજી જેવું;ઠીંગણું;નીચું;ઘણું ન્હાનું;ગટ્ટી.

**Dwell,**(ડ્વેલ્ )*vi.*[A.S.*dwelian*,to mislead or remain.]To inhabit for a time;to live in a place;to reside:અમુક વખત સુધી વસવું-રહેવું; મુકામ રાખવો;નિવાસ ક૦.3.To abide;to remain;to continue: રહેવું; વસવું;રહેવાનું જારી રાખવું.*To* **d.** *in*, to depend on:-ના ઉપર આધાર રાખવો. *To dwell on* or *upon*, to

continue on; to occupy a long time with:લંબાવવું;લંબાણ કરવું;વિસ્તારવું;વર્ણન-વિવેચન ક૦.*vt.* To inhabit:રહેવું;વસવું.

**Dweller,** ( ડ્વેલર્ )*n.* An inhabitant:વાસી;રહેવાસી;નિવાસી.

**Dwelling,**(ડ્વેલિન્ગ્ )*n.*Habitation; abode;domicile: મકાન;રહેઠાણ;ઘર; વાસો;આગાર;ભવન;ગૃહ;રહેવાની જગ્યા.

**Dwindle,**(ડ્વિન્ડલ્ ) *vi.* [A.S.*dwinan*,to pine.] To diminish; to become less;to shrink:ન્હાનું થવું; ઘટવું;ઓછું થવું;ઉતરતા ગુણનું થવું;ક્ષીણ થવું;ચીમળાઇ જવું. *vt.* **1.** To make less: ઓછું-ન્હાનું-ક્ષીણ ક૦. **2.** To break;to disperse: ભાગવું; વિખેરી નાંખવું. *n.* Decline; degeneracy: પડતી;ઓછું-ઓછા ગુણનું થવું તે;ક્ષય;લય.

**Dyad,**(ડાઇઍડ્ )*n.*A pair;a couple: બે;જોડ;યુગલ;

**Dye,**(ડાઇ)*vt.* [A.S.*deag*, color.]To stain;to color:રંગવું;-ને રંગ દેવો.*To* **d.***in the grain*,or *in the wool*, to dye firmly:સજ્જડ પાકો રંગ દેવો-ચઢાવવો.*n.***1.**Color:રંગ; વર્ણ. **2.** Material used for dyeing;a dyestuff: રંગ ચઢાવવાની વસ્તુ;રંગ. **3.**A lot:ભવિષ્ય;નસીબ. *Such is the* **d.** *of war*:લડાઈનું ભવિષ્ય આવું છે.

**Dyed,**(ડાઇડ્ ) *a.* Colored; tinged: રંગેલું;રંગદાર-વાળું;રંગિત.

**Dyeing,**( ડાઇઇન્ગ્ ) *n.* The art of dyeing:રંગવાની કળા.*p.pr.*Coloring;tinging:રંગતાં;રંગીને.

**Dyer,**(ડાઇઅર્ )*n.*One whose occupation is to dye cloth:જેનો ધંધો કપડાં રંગવાનો છે તે;રંગરેજ;રંગારો.

**Dying,**(ડાઇઈન્ગ્ )*n.***1.**Mortal; perishable:નાશવંત;વિનાશી;મર્ત્ય;મર્ત્યધર્મી;મરતું. **2.**Pertaining to death or dying:મરણનું-સંબંધી-વખતનું;as, **d.** *bed*:મરણ પથારી-કાળ; **d.***words*: મરણ કાળના શબ્દો;મરતી વખતનું બોલવું તે.*n.*The act of expiring:મરવું તે;દેહપાત-ત્યાગ-છોડવો તે.

**Dynamics,**(ડાઈનૅમિક્સ્ )*n. Sing.* **1.**The science of moving forces: ગતિશાસ્ત્ર; સારકશક્તિ-શાસ્ત્ર. **2.** The moving forces of any kind:જમે તે જાતની ગતિવાળો વેગ.**3.**(*Mus.*)That part of musical science which relates to the power of tones: ગાયનના કેવી જાતના સ્વર-રાગ જોઈએ તેના વર્ણનવાળો સંગીતશાસ્ત્રનો ભાગ.

**Dynamite,**(ડાઇનૅમાઇટ્ )*n.*[Gr.*dynamis*,force.]An explosive substance having a disruptive force about 8 times that of gunpowder:બંદુકના દારૂથી આઠગણા જોરથી ફુટતી એક સળગી ઉડનારી ચીજ;ડાઇનૅમીટ.

**Dynast,** (ડિનૅસ્ટ્ ) *n.* A ruler; a governor;a prince:રાજ્યકર્તા;રાજા; હાકેમ;સુબો.

**Dynasty,**(ડિનૅસ્ટિ)*n.*[Gr.*dynasta*, a lord.]A race of kings of the same line:એકજ વંશ-કુળના રાજાઓ; રાજવંશ પંક્તિ; રાજવંશાવળી;વંશ. **2.** Sovereignty;lordship;dominion: રાજ્ય;સત્તા;અમલ;હકુમત;સર્વભૌમ-રાજ્ય.

**Dysenteric-cal,**(ડિસેન્ટેરિક્-ડિસેન્ટેરિકલ્ )*a.***1.**Pertaining to or proceeding from dysentery:મરડા-સંઘરણી નું-સંબંધી-થી થયેલું.**2.**Afflicted with dysentery:સંગ્રહણી-મરડાના રોગ-વ્યાધી વાળું.

**Dysentery,**(ડિસેન્ટેરિ)*n.* [Gr. *dys*, bad & *enteron*, intestines. ] ( *Med.* ) Inflammation of the rectum or colon,attended with griping pains, constant desire to evacuate the bowels,and discharges of mucus and blood:લોહીઆળ મરડો;સંગ્રહણી;અતિસાર;અમ.

**Dysmenorrhœa,**(ડિસ્મેનોરીઍ)*n.* Difficult or painful menstruation:દુઃખી દુઃખીને મુશ્કેલથી થતી રજસ્વળા-દસ્તાન-રક્તસ્રાવ.

**Dyspepsia-sy,** (ડિસ્પેપ્સિઍ-ડિસ્પેપ્સિ)*n.*[Gr. *dys*, bad & *pepto*, I digest.] (*Med.*) A state of stomach in which its functions are disturbed,without the presence of other diseases: અજીર્ણ;અપચો; અગ્નિમાંદ્ય;બદહજમી;મંદ જઠરાગ્નિ.

**Dyspeptic,**(ડિસ્પેપ્ટિક્ )*a.*Afflicted with or pertaining to dispepsia: જેને અજીર્ણ થયેલું છે એવું; અજીર્ણવાળું-નું સંબંધી;અજીર્ણવિકારી-રોગી.

**Dysphagy,**(ડિસ્ફેજી)*n.* [Gr.*phogein*,to eat]. (*Med.*) Difficuty in swallowing:ગળવામાં પડતી મુશ્કેલી; ગળે ન ઉતરવું તે.

**Dyspnœa,**(ડિસ્પ્નીઍ)*n.*[Gr.*dysin* & *pneo*,I breathe.]A difficulty of breathing;શ્વાસાવરોધ.

**Dysury,** (ડિસ્યૂરિ) *n.* [ Cr. *dys.* & *ouron*,urine ]Difficult and painful discharge of urine: પેશાબ કરવાની અડચણ;મૂત્રકચ્છ; મૂત્રાવરોધ.

---

# E.

**E,**(ઇ,અ,એ)The second vowel and the fifth letter of the English alphabet: ઇંગ્રેજી મુળાક્ષરનો બીજો સ્વર અને પાંચમો અક્ષર; ગુજરાતીમાં એનો ઉચ્ચાર,અ,ઇ અથવા એ થાય છે. **2.**The third tone in music: સારીગમનો ત્રીજો સુર.

**Each,**(ઈચ્ ) *a.* [A.S. *æll*, ever. ] Everyone of the two or more individuals:પ્રત્યેક;દરેક;હરેક;પ્રતિ;એક બીજાને;પરસ્પર;અન્યો અન્ય.

**Eager,**(ઈગર્ )*a.*[L.*acer*,sharp.] **1.** Sharp;sour;acid:ખાટું. **2.**Ardent to pursue;earnest;zealous: હોંશી; આતુર;ઉત્કંઠિત;વ્યગ્ર. **3.** Brittle; inflexible;વળે નહિં તેવું;કડક;ખરટ;તકલદી.**4.** Keen; severe; પ્રબળ; તીવ્ર; કડક;કરડું;ગાઢ;ઉત્કંઠ;તીવ્ર;તીક્ષ્ણ.

**Eagerly,**(ઇગર્લિ) *Adv.* Ardently; earnestly:આતુરતાથી;ઉત્કંઠાથી.

**Eagerness,** (ઇગર્નેસ્ )*n.* Earnestness; ardour;zeal; avidity:આતુરતા; ઉત્કંઠા; ઉત્સાહ; વ્યગ્રતા; હવસ;હોંશ;ઉત્સુક્તા.**2.**Tartness; sourness: આકરાશ;ખટાશ.

**Eagle,** ( ઈગલ્ )*n.* [L. *aquila*, an eagle.]A rapacious bird of the falcon family: ગરૂડપક્ષી; પક્ષીરાજ. **2.**A golden coin worth ten dollars: દશ ડૉલરની કિંમતનો એક સોનાનો શિક્કો.**3.**A constellation in the northern hemisphere:ઉત્તર ગોળાર્ધમાંનું એક નક્ષત્ર.

**Eagle-eyed,**(ઈગલ્આઇડ્ )*a.* Having an acute or piercing sight: તીક્ષ્ણ બારીક ઝીણી નજરવાળું; સૂક્ષ્મદૃષ્ટિ;તીક્ષ્ણદૃષ્ટિ.

**Eagless,**(ઈગલેસ્ )*n.* A female or hen eagle:ગરૂડપક્ષીની માદા.

**Eaglet,** ( ઇગલ્એટ્ ) *n.* A young eagle:ગરૂડનું બચ્ચું.

**Eame,**(ઇમ્ )*n.*Uncle:મામા;કાકા.

**Ean,**(ઇન્ )*vi* & *vt.*To bring forth,as young;to yean:બચ્ચું જણવું;વિઆવું.

**Eanling,** ( ઇનલિંગ્ )*u.* A young lamb just brought:તરતનું જન્મેલું મેંઢાનું બચ્ચું.

**Ear,**(ઇર્ )*n.*[L.*audio*, I hear.] **1.** The organ of hearing:કાન;કર્ણ.**2.** The sense of hearing;the perception of sounds:શ્રવણેંદ્રિય;કાન. **3.**Attention; willingness to listen:કાન;લક્ષ; ધ્યાન.**4.** The spike

or head of a plant of Indian corn or other grain containing the kernel:કણસુ;મંજરી;ઉબી;ડુંડુ. 6.A lug;a handle:હાથો;કડું; *About the ears*,in close proximity to: પાસે;નજીક. *To set by the ears*,to put in close personal contest: અફળાવવું:કુટાવવું;લડાવવું;કજીઓ ટંટો કરાવવો. *To give ear to*,to pay attention:કાને ધરવું;લક્ષમાં લેવું;લક્ષ આપવું;સાંભળવું. *To poison one's ears*, to speak ill of others:-ના કાન ભંભેરવા-ફુંકવા-ભરવા;નું ભુંડુ બોલી મન ફેરવવું. *All ear*,all attention: બધું ધ્યાન હોવું. *Up to the ears*,deeply absorbed:ગરક થઇ ગયેલો;તરબોળ;નખશીખ;ડુબી ગયેલો. *To turn a deaf* **e**.*to*,not to listen:ન સાંભળવું;ન ગણકારવું;બ્હેરા થવું;આખાડા ક૦;કાને હાથ દેવા. *Button* **e**.,(in dogs) an ear which falls forward & completely hides the inside:( કુતરાનો ) આગળ પડીને અંદરનો ભાગ ઢાંકી દે એવો કાન. **E**.*finger*,the little finger: ટચલી આંગળી. *To have one's* **e**.,to be listened to with favour: કોઇનું ચલણ હોવું:-નું કહ્યું માને એવી મહેરબાની હોવી. *To pull the ears of*:કાન આંબળવા-મરડવા. *Root of* **e**.:કર્ણમૂલ.

**Ear**,(ઇર્ )*vi*.To put forth the ear in growing;to form ears,as corn: કણસુ ફુટવું; કણસલાં આવવાં. *vt*. To hear:સાંભળવું.[L.*aro*,I plow.]To plow;to till; to cultivate: ખેડવું; હળ ફેરવું.

**Ear-ache**,(ઇર્એક્)*n*. Pain in the ear:કર્ણશુળ;કાનમાં સણકા નાંખવા તે.

**Ear-borer**,(ઇર્બોરર્)*n*. One who bores the ear:કાન વિંધનાર.

**Ear-drop**,(ઈર્ડ્રાપ્)*n*.An earring or pendant for the ear: કાનની કડી;કુંડળ;એરીન્ગ;લવિંગ.

**Earl**,(અર્લ્ ) *n*. [A.S.*eorl*, noble.] A nobleman of England ranking below a marquis,and above a viscount:ઇંગ્લાંડ મધ્યે એક અમીરી પદવી;અર્લ.2. A kind of fish: એક જાતની માછલી.

**Earldom**,(અર્લ્ડમ્ )*n*.The jurisdiction of an earl:અર્લના તાબાનો મુલક-રાજ્ય-સત્તા.2.The dignity,status,or title of an earl:અર્લની પદવી-દરજ્જો-મોભો.

**Earless**,(ઈર્લેસ્ )*a*. Without ears; deaf or unwilling to hear: કાન વગરનું;સાંભળવાને નારાજી;મતલબ બહેરૂં.

**Earliness**,(અર્લિનેસ્ )*a*.The state of being early or forward promptness:ઝડપ;તાકીદ;શીતાબી; ત્વરા;અવિલંબ;શીઘ્રતા;કદહાડો;અગ્રતા.

**Ear-lock**, ( ઇર્લૉક્ ) *n*. A lock or curl of hair near the ear;a love-lock:ગુચ્છો;ગુલ્ફું.

**Early**,(અર્લિ) *a*. [A.S. *arlice*, before.] In good season; prior in time; coming among first acts: વેહેલું થયેલું-આવેલું-આવનાર; સવેળું; આગોતરૂં;આદ્ય;પૂર્વ;પૂર્વકાલિક; પ્રાચીન; નૂતન;**E**.*days*:નહાનપણ;બાલ્યાવસ્થા. *adv*.Soon;betimes:વહેલું;જલદી.

**Earn**,(અર્ન્ )*vt*.[A.S.*earnian*.] 1. To merit or deserve by labour; to do that which entitles to a reward:કંઇ કરીને યોગ્ય અથવા લાયક થવું;સંપાદન ક૦.2. To acquire by labour;to deserve & receive as compensation: કમાવું; રળવું;મેળવવું;પ્રાપ્ત ક૦;પેદા-ઉપાર્જનક૦; to **e**. *honors*:માન મેળવવું.

**Earn**,(અર્ન્) *vi*. 1. To long for; to feel anxiety:આતુરતાથી ઇચ્છવું;ચિન્તાગ્રસ્ત થવું. 2. To curdle: જામવું; અખરાવું.*n*.An eagle:ગરૂડપક્ષી.

**Earnest**,(અર્નેસ્ટ્ )*n*.1.Seriousness; reality:ખરાપણું;સત્યભાવ; સત્યાકૃતિ. 2. An assurance of intention;a token of what is to come:ભવિષ્યમાં કાંઇપણ બનવાનાં ચિન્હ; નિશાની; ઇસારો. 3. Something given by the buyer to the seller,by way of token, to bind the bargain: બાનું.*In* **e**.(*a*) serious;seriously: ખરા ભાવથી.(*b*)not in jest: મજાકમશ્કરીમાં નહિ.*a*.1.Eager to obtain: ઉત્સાહી;ઉત્કંઠિત;આતુર;ઉત્સુક.2.Heartfelt;fervent;hearty:ખરાં અંત:કરણ-લાગણીનું;દીલોજાન;ખરા ભાવથી કરેલું. 3.Intent,fixed closely: એકાગ્રચિત્ત; તત્પર;આસક્ત;તલ્લીન;એકતાન.4.Serious; important:ખરી અગત્યનું.

**Earnestly**,(અર્નેસ્ટ્લિ)*adv*.Warmly;eagerly;also with fixed attention:આતુરતાથી;ખરા મનથી;એકાગ્રતાથી.

**Earnestness**, ( અર્નેસ્ટ્નેસ્ ) *n*. Ardour;zeal;importunity;seriousness:ઉત્કંઠા;આતુરતા;અતિ અભિલાષા.

**Earning**, ( અર્નિન્ગ્ ) *n*. Wages; money earned:કમાઇ;પેદાશ;ઉપાર્જન.

**Ear-pick**, ( ઇર્પિક્ )*n*. An instrument to clean the ear:કાનખોતરણી.

**Ear-piercer**, ( ઇર્પીઅર્સર્ ) *n*. A centipede:કાનખજુરો.

**Ear-ring**,(ઈર્રિન્ગ્ ) *n*. Ear-drop; કાનની કડી;કોકરવું;કુંડળ;કર્ણાલંકાર-ભૂષણ;કર્ણફુલ;વાળી; લોળિયું;એરીંગ; કાપ.

**Ear-shot**,(ઇર્શૉટ્ )*n*.Reach of the ear:સંભળાઇ શકે એટલું છેટું; ધાંટાનો ટપ્પો;કર્ણપથ;શ્રવણ ગોચર-વિષય.

**Earth**,(અર્થ )*n*.[A.S.*eorthe*,land.] 1.The globe which we inhabit: પૃથ્વી;ભૂતળ;ધરતી; વસુંધરા;ધરણી; વસુધા;મેદિની;અવનિ.2.The dry land: જમીન;ભૂમી;ભોંય;ધરતી. 3.Soil; the ground:માટી; મટોડી; મૃત્તિકા. 4. A region;a county:દેશ; પ્રદેશ. 5. A hole in the ground where an animal hides himself: પશુને સંતાઇ રહેવાનું જમીનમાં દર;બખોલ. 6. The people on the globe:દુનિયા; જગત;સૃષ્ટિ;ભૂલોક;ઇહલોક.7. Worldly things:સાંસારિક વસ્તુઓ; ઇહલૌકિક પદાર્થો.**E**.*apple*, (*a*)a potato: બટાટા-કો;(*b*) a cucumber: કાકડી;-આરીઉં; કાલીંગડું. **E**. *hunger*, an intense desire to own lands or to extend domain:જમીનદાર થવાની કે રાજ્ય વધારવાની-નો વિસ્તાર કરવાની અત્યંત લાલસા.**E**.*oil*,petrolium:કેરોસીન તેલ; ગાસતેલ-લાઇટ-લેટ. *On* **e**.,an intensive expression used in questions and exclamations: ગમે તેમ-તેટલું કરોને ! તોય શું થયું;કરી કરીને કેટલું કરશો તોએ; as, what *on earth* shall I do:શું કરી કરીને શું કરીશ ? *Nothing on* **e**, *will satisfy him*:તમે દુનીઆ એને આપો તો પણ એ ધરાવાનો નથી. *Face of the* **e**.: ભૂતળ; ભૂપૃષ્ઠ. *Regions below the* **e**.,અધોલોક;પાતાળલોક;નાગલોક. *Conqueror of the* **e**.:દિગ્વિજયી.*vt*.1.To bury;to cover with earth: ભૂમિદાહ ક૦;દાટવું; ડફણાવવું; માટી પુરવી-ઢાંકવી-વાળવી. 2. To chase into a burrow or den: બૉડ-ગુફામાં પાછળ પડવું-માંથી બહાર કાઢવું.*vi*.To retire under ground: જમીનમાં ભરાઇ-સંતાઇ પેસવું.

**Earthborn**,(અર્થબૉર્ન્ )*a*. Born of the earth; human: આ દુનીઆનું; મનુષ્ય જાતનું.2.Relating to earthly objects: ઐહિક વસ્તુનું-સંબંધી; આદુનીઆનું.

**Earthen**,(અર્થન્ )*a*.Made of earth or baked clay:માટી-કાદવનું;મૃણ્મય. As,*an earthen vessel*:માટીનું વા-

Every rogue is at length outrogued:

શણુ;મુદ્દભાંડ.

**Earthenware,**(અર્થનુવેર્ )*n.*Vessels and other utensils made of baked clay: માટીનાં વાસણ; મુદ્દભાંડ.

**Earthling,** (અર્થલિન્ગ્ ) *n.*An inhabitant of the earth;a mortal: મૃત્યુ લોકનું મનુષ્ય;માનવી;મર્ત્ય;પામર.

**Earthly,**(અર્થ્લિ)*a.*Carnal;worldly;pertaining to the earth:દુનીઆનું;સાંસારિક;માયિક;ઐહિક.2. Possible;conceivable:જરાપણ; બિલકુલ;મૂળ જેવું *what is the* e. *benefit of it*:તેમાં શો મૂળનોએ-જરાએ ફાયદો છે.*adv.*Worldly:સાંસારિક રીતે.

**Earth-quake,** (અર્થ-ક્વેક્) *n.* A shaking of the earth: ધરતીકંપ; ભૂમિ-ભૂકંપ.

**Earth-work,**(અર્થ્વર્ક્ )*n.*A fortification of earth:મટોડીનો કોટ.2. An embankment or construction made of earth: માટીનું પુરાણ -ટેકરો-પુસ્તો;માટીનું કામ.

**Earth-worm,**(અર્થ્વર્મ્ )*n.* 1.The common worm found in the soil without legs:ભૂજંતુ;અળસિયું.2.A sordid person;a niggard:કંજુસ; દળિદ્ર;પેટભાણું;પાકો મારવાડી;મખ્ખીચૂસ.

**Earthy,**(અર્થિ)*a.* Earthlike: મટોડી જેવું;મૃણ્મય.2.Gross;low;unrefined: જાડું;નીચ;અધમ;ખુસા જેવું;જંગલી. 3. Dull & roughish to the touch: ઝાંખું અને ખડબચડું લાગે એવું.

**Ear-trumpet,** (ઈર્ટ્રમ્પેટ્ ) *n.* An instrument to aid in hearing: બહેરાને સાંભળવાને કાન આગળ મુકવાનું ભુંગળું.

**Ear-wax,**(ઇર્વેક્સ્ )*n.* The cerumen:કાનનો મેલ.

**Ear-witness,** ( ઈર્વિટ્નેસ ) A hearer:કાને-કાન સાંભળનાર;કાને સાંભળેલી વાત કહેનાર સાક્ષી.

**Ease,**(ઇઝ્ )*n.*Relief from labor or effort;rest;quiet:વિસામો;વિશ્રાન્તિ; કરાર;દમ;કળ;આરામ;ચેન; વિશ્રામ. 2. Tranquility;peace:શાંતતા; સ્વસ્થતા;નિરાંત;સુખ. 3. Freedom from constraint;facility;naturalness: સ્હેલાઇ; સરળતા; ચપળતા. *At ease*, free from pain,trouble:કુશળ;સ્વસ્થ;સુખમાં; નિરાંતે; સુખપૂર્વક. Ill at ease; not at ease;suffering; anxious: બેચેન;ચિંતાતુર. *vt. & i.*1. To free from anything that pains; to give rest:આરામ આપવો;ચેન પાડવું; કાળજી રહિત કo;નિરાંત વાળવી; સ્વસ્થ કo.2.To render less painful; to mitigate:શાંત કo;ઘટાડવું;નરમ પાડવું;કમી-ઓછું કo.3.To release from pressure;to move gently:આસ્તેથી ખસેડવું;ભાર ઓછો કo.*To* e.*off* or *to ease away*;to slacken a rope gradually:ધીમે ધીમે દોરડું ઢીલું કo.

**Easeful,**(ઇઝ્ ફુલ્ )*a.* Full of ease; quiet;peaceful: સ્થિર; શાંત; સ્વસ્થ; નિશ્ચિંત.

**Easel,**(ઇઝેલ્ )*n.* A wooden frame serving to hold upright a canvas for the painter's convenience:ચિત્ર કાઢતી વખતે ચિતારો જે લાકડાની ઘોડીપર ચિતરવાનો કાગળ મૂકે છે તે

**Easeless,** ( ઈઝ્લેસ્ ) *a.* Wanting ease:બેચેન; અસ્વસ્થ; શાન્તિ વગરનું; ઉંચા જીવનું.

**Easement,** ( ઇઝ્મેન્ટ્ ) *n.* That which gives relief;convenience: શાંતતા;સુખ;સગવડ;સોઇ. A kind of privilege by which one proprietor enjoys in the estate of another a way, water course, &c, distinct from the ownership of the soil (*law*): એક ધણીની જમીન કે બીજી મિલકતમાં બીજો ધણી માત્ર જવા આવવાનો કે પાણી વિ૦ લઇ જવા દેવાનો હક ભોગવે છે તોપણ તે ધણીપણાનો તેનો હક નથી એવો હક;ઈઝમેંટ.

**Easily,**(ઇઝિલિ) *adv.* 1. Without difficulty;with ease:સહેલાઈથી;સહેજ.2.Without pain,anxiety or disturbance: સુખમાં; નિરાંતે; કરારે; આનંદમાં;as,*to pass life* e.:આનંદઅમન ચમનમાં દહાડા કાઢવા. 2. Readily; without reluctance willingly:ખુશીની સાથે;તરત;આનાકાની વગર;સત્વર. 4. Smoothly;without discord:ધીમે;હળવે.5.Without violent shaking;commodiously: આચકા આવ્યા વગર-ન આવે તેમ;પેટમાંનું પાણી પણ ન હાલે તેમ;કટકટાટ; as,*a carriage moves* e.: ગાડીમાં બીલકુલ આચકા-હેસારા-આવતા નથી; ગાડી સડસડાટ ચાલી જાય છે.

**Easiness,** (ઈઝીનેસ્ ) *n.* Freedom from distress:આરામ;વિરામ;વિશ્રાંતિ.2. Freedom from difficulty; ease:સહેલાઈ;સરળતા; ઓછો પ્રયાસ. 3.Compliance;unconcernedness: હાજીહા કરવાનો-સ્વભાવ;નરમ-ઢીલી દોરી મુકવી તે;નમ્રતા. 4. Freedom from effort,constraint or formality:કુદરતી પ્રવાહ;સરળતા;સહેલાઇ.5.Freedom from jolting:આચકા ન આવે તે.

**East,**(ઇસ્ટ્ )*n.*[L.*urere*,to burn.] 1. The point in the heavens where the sun rises:પૂર્વ; ઉગમણી દિશા.2.The eastern parts of the earth:પૂર્વદેશ;પૂર્વ તરફના દેશ.*a.* Towards the rising sun:પૂર્વ તરફનું;પૂર્વનું;ઉગમણું-ણા પાસાનું.*vi.*To move towards the east; to orientate: પૂર્વ તરફ ખસવું-જવું.

**Easter,**(ઇસ્ટર્ )*n.* [ A. S. *easter*, feast.]Good friday:ગુડફ્રાઇડે.

**Easterly,**(ઈસ્ટર્લિ ) *a.* 1. Coming from the east: પૂર્વ તરફથી આવતું. 2. Situated towards the east: પૂર્વનું-તરફનું.*adv.*On the east:પૂર્વ-ઉગમણી તરફ.

**Eastern,**(ઇસ્ટર્ન્ )*a.*1.Situated in the east;oriental:પૂર્વ તરફનું;પૂર્વાત્ય. 2.Going toward the east:.પૂર્વ તરફ જતું.

**Eastward,**(ઈસ્ટ્વર્ડ્ )*adv.*Toward the east:પૂર્વ તરફ;ઉગમણી દિશાએ.

**Easy,**(ઇઝિ)*a.*1.Free from pain,or trouble;quiet;tranquil:સુખી; સ્વસ્થ;સુખરૂપ; નિરૂદ્વેગ;શાંત;નિશ્ચિંત; સુગમ.2.Affording rest:આરામ આપનાર;શાંન્તિકારક;સુખપ્રદ; સુખકારક. 3. Not difficult;slight:સહેલું; સુલભ; સરળ;હલકુ ફુલ;સુગમ.4.Furnishing comfort: સગવડ ભરેલું; સોઇદાર.5. Yielding;ready:રાંકડું;વળકણું;ગરીબડું; સૌમ્ય;નરમ.6. Not straitened as to money matters: પૈસાની ટાંચ ના હોય એવું;તંગીવગરનું;ભીડ વગરનો; દ્રવ્યની અનુકુળતાવાળો; છુટવાળું;નરમ;મંદ.

**Easy-going,**(ઇઝી-ગોઇંગ્ )*a.*Mild-tempered:રાંક;ગરીબ;ભલુ;અલ્લાનું વહ્રી.

**Eat,**(ઇટ્ )*vt. imp.* **ate**.*pp.* **eaten** [L.*edo*,I eat.]1.To chew & swallow as food:ખાવું;ભક્ષણ કo.2. To corrode as metal, by rust: ખાઇ જવું-નાખવું;ખવાઇ જવું;કોતરી ખાવું.*To* e *one's words*,to take back what has been uttered:થુંકીને ચાટવું;થુંકેલું ગળવું;બોલીને ફરી જવું.*To* e.*out*, to consume completely:ખાઇ-ખવાઈ જવું;કોરી ખાવું.*vi.* 1. To take food,to feed;to board,esp.to take solid in distinction from liquid food: ભારે ખોરાક-સંગીન માલ ખાવો; જમવું.2.To taste or relish: સ્વાદ લાગવો-હોવો-આપવો. 3. To make

one's way slowly:ધીમે ધીમે જવું. *To* **e.**, *to* **e.***in*,*or into*,to gnaw; to consume:ખવાઇ જવું-સડીજવું.

**Eatable,**(ઈટેબલ્ ) *a.* Capable of being eaten;esculent:proper for food:ખાવા જોગનું;ખાદ્ય;ભક્ષ્ય; ભોજ્ય; ભક્ષણીય;ખાદનીય.*n.*That which is used as food:જમણ;ભોજન;ખાઉખાઉં.

**Eating,**(ઇટિંગ્ )*n.*The act of taking food:જમવું તે; ભોજનક્રિયા. 2. The act of consuming:ખવાઈ જવું તે.3.Something fit to be eaten; food:ખોરાક;ખાવાનું;ખાવું.

**Eating-house,**(ઇટિંગ્-હાઉસ્ )*n.*A house where provisions are sold ready cooked,and usually eaten on the premises; a restaurant: વીસી;ભઠીઆરખાનું.

**Eaves,**(ઈવ્ઝ્ ) *n. pl.* [ Sax. *efesc*, the edge.]1.The edges or lower borders of the roof of a building, which overhang the walls and cast off the water that falls on the roof: છાપરાંની પાંખ; નેવ. 2. Eyelid or eyelashes:આંખનું પોપચું અગર પાંપણ.

**Eavesdrop,**(ઈવ્ઝ્ડ્રૉપ્ )*vi.*To listen secretly what is said in private: બીજાની ગુપ્ત વાત છાનામાના સાંભળવી. *n.*The water falling from the eaves:નેવનાંપાણી.*per,n.*A secret listener:છુપી રીતે સંતાઇને ગુપ્ત વાત સાંભળનારો.

**Ebb,**(એબ્ )*n.*[A.S.*ebba* ], 1. The reflux of the tide:ઓટ. 2. Time of passing away: decline: પડતી; ઉતરતો પાયો-ની હાલત;ક્ષય; હાનિ;નાશ;દશા **E.**& *flow*, the alternate rise and fall:ચઢતી-પડતી;અસ્તોદય; મંડાવું ને રંડાવું.*vi.*1.To flow back: ઓટ થવી;ભરતી ઉતરી જવી.2.To decline;to decay: ઉતરતી દશા-હાલત હોવી.*a.*Deep;low; shallow: છીછરૂં.

**Ebb-tide,**(એબ્-ટાઇડ્ )*n.*The reflux of tide water;the retiring tide: ઓટ.

**Ebon,**(એબૉન્ )*a.* 1. Consisting of ebony;like ebony:અબનુસવાળું.2. Black as ebony;dark: અબનુસના જેવું કાળું.

**Ebony,**(એબૉનિ)*n.*[L.*ebenus.*]1.A species of hard,heavy, durable wood which admits of a fine polish or gloss:અબનુસનું લાકડું.

**Ebriety,**(ઇબ્રાઇટિ)*n.* [L. *ebrietas*, intoxicated.] Intoxication by spirituous liquors;inebriety:મદ; મત્તતા;ઉન્માદ;છાકટાપણું.

**Ebriosity,** ( ઇબ્રિઑસિટિ ) *n.* [L. *ebriosus*, given to drinking.] Addiction to drink; habitual drunkenness:દારૂ પીવાની લત-ઇલ્લત; છાકટા પણું;નીશાખોરી;દારૂબાજી.

**Ebrious,** ( ઇબ્રિઅસ્ ) *a.* Wholly; intoxicated:દારૂડીઓ;પીધેલ;છાકટો; નિશાખોર; અલમસ્ત.

**Ebullient,** ( ઇબ્યુલિએન્ટ્ ) *a.* [L. *bullio*,I boil.] Boiling over as a liquor;effervescing:ઉકળતું;ઉભરો આવતું;જોસવાળું.

**Ebullition,**(ઇબ્યુલિશન )*n.* 1. The operation of boiling;the agitation of a liquid from the escape of bubbles:ઉકળવું તે;જોશ.2.Effervescence:ઉભરો.3. An exhilaration or outward display of feeling:જોશ;જુસ્સો;મનસ્તાપ;ચિત્તવૈકલ્ય વ્યાકુળતા.

**Eburnean,**(ઇબર્નીઍન્ )*a.*[L.*eburneus*,ivory.]Made of ivory:હાથી દાંતનું બનાવેલું.

**Ecaudate,**(ઈકૉડેટ્ )*a.*[L.*ex*,out of and *cauda*, tail.] Without a tail or spur:પુંછડી વગરનું;બાંડું.

**Ecbolic,**(એક્બૉલિક્ )*a.n.*Promoting parturition:જલદી પ્રસવ કરાવે એવું. *n.*A drug aiding childbirth:પ્રસવને મદદ આપનારૂં-વહેલું કરનારૂં ઓસડ.

**Eccentric,**(એક્-સેન્-ટ્રિક્ )*a.*[L. *ex* & *centrum*,centre.]1.Departing from the centre:મધ્યબિંદુમાંથી આઘું જતું;મધ્યબિંદુત્યાગી;કેંદ્રપરાઙ્મુખ. 2.Pertaining to an eccentric:કેંદ્રપરાઙ્મુખતાસંબંધિ-વિષયક.3.Not having the same centre: અસમકેંદ્ર;જેનું મધ્યબિંદુ એક નહિ એવું. 4. Not coincident as to motive or end:હેતુ અથવા મુદ્દામાં મળતું ના આવતું. 5. Deviating from an appointed way;irregular;odd: વિલક્ષણ;તરેહવાર;લોકાચાર;વિરૂદ્ધ; વિષમ. *n.*A circle having not the same centre as another contained in some measure within the first: એકવર્તુલમાં અમુક માપનો પણ બંનેનું મધ્યબિંદુ એકજ હોય નહિ એવો વર્તુલ. 2.One who or that which deviates from regularity: વિચિત્ર વસ્તુ-માણસ.3.(*a*)Orbit of a planet about the earth:પૃથ્વીના આસપાસના એક ગ્રહની કક્ષા. (*b*) A circle described about the centre of an elliptical orbit:અંડાકારકક્ષાના મધ્યબિંદુની આસપાસ-કાઢેલું વર્તુલ. 4.An eccentric wheel:મધ્યબિંદુમાંથી આઘું જતું ચક્ર.

**Eccentricity,**(એક્-સેન્ટ્રિસિટિ) *n.* 1.The state of being eccentric: મધ્યબિંદુત્યાગ. 2. The distance between the centre of an ellipse and its focus:વિષમકેંદ્રતા. 3. Deviation from the customary line of conduct;eddity:વિલક્ષણતા;સામાન્ય વિરોધ;લોકાચાર વિરોધ;વૈષમ્ય.

**Ecclesiastic,**(એક્લીઝિએસ્ટિક્ )*n.* [Fr. *ekklesia*, the church.] A clergyman;a priest:પાદરી; ધર્મોપદેશક. *a.* Pertaining to the church;not secular: ધર્મ સંબંધી; ધાર્મિક;સાંસારિક નહિ એવું.

**Ecclesiastical,** (એક્લીઝિએસ્ટિકલ્ ) *a.*Relating to the Government of the church;not secular: ખિસ્તી મંડળી સંબંધી-નું;ખ્રિસ્તી ધર્મ સંબંધી;ધાર્મિક.

**Eccoprotic,**(એક્કો-પ્રૉટિક્ ) *n.*[Gr. *ek*,out,& *kopros*,dung.] A mild purgative:સુક્ષ્મ રેચક ઔષધ.

**Echinate,**(એકિનેટ્ )*a.*[L.*echinus*, set with prickles.]Prickly like a hedgehog;bristled:કાંટા કાંટાવાળું.

**Echo,**(એકો)*n.*[L.*echo*, Gr.*echo*, a sound.]A sound reflected to the ear:પડઘા;પ્રતિશબ્દ; પ્રતિધ્વનિ. 2. A nymph regarded as repeating sounds: પ્રતિશબ્દ પાડનારી દેવી. 3. Response;answer:પ્રત્યુત્તર;પ્રતિધ્વનિ;જવાબ. *To applaud to the* **e.**, to give loud,and continuous applause:મોટેથી ઉપરા ઉપરી તાળી પાડવી.*vt.*1.To repeat in sound: પડઘા પડવો.2.To repeat with assent;to respond:પ્રતિશબ્દ-ધ્વનિ કરવો;ગજવી મુકવું;પ્રત્યુત્તર આપવો. *vi.* To resound;to be sounded back: ગાજી રહેવું;ધ્વનિ થઇ રહેવો.

**Eclaircissement,** (ઍક્લૅર્સીસ્માંન્ ) [L.*Ex*,& *clarus*, clear.] *n.* The clearing up of a mystery or plot;an explanation:પડળ ખુલવો; સમજુતી;ખુલાસો.

**Eclat,**(ઍક્લાં)*n.*[Fr.*eclat*, magnificence.]1.Brilliancy of success; splendour;show:ભભકો;શોભા; આડંબર;પ્રતિષ્ઠા;શોભા;રોનક.2.Demon-

Every potter praises his own pot:

stration of admiration;applause: શાબાશી;સ્તુતિ;પ્રીતિ;પ્રસંશા;જયશબ્દ.

**Eclectic,**(એક્લેક્ટિક્ )*a.* Selecting; choosing from various sources or systems:ચુંટીકાઢતું;સારૂં અને સંગીન ખોળી કાઢીને ગ્રહણ કરનારૂં. 2. Consisting of what is chosen or selected:ચુંટી કાઢેલી વસ્તુનું થયેલું.*n.*One who follows an eclebetic method: ચુંટણી કરીને પોતાનો મત સ્થાપિત કરનાર.

**Eclipse,**(ઇક્લિપ્સ્ )*n.* [L. *eclipsis,* an eclipse.]1.An interception of the light of the sun, moon or other luminous body by the intervention of some other body, either between it and the eye or between the luminous body and that illuminated by it: ગ્રહણ;ગ્રાસ.E *of the sun or moon*: સૂર્યગ્રહણ;ચંદ્રગ્રહણ.*Total* e.:ખગ્રાસ. *Day of an* e.:ગ્રહપર્વ;રાહુપર્વ. *Ingress at an* e.:સ્પર્શ;વેધ. *Duration of an* e.:સ્પર્શકાળ;સ્થિતિ. 2. Obscuration; gloom; darkness: અંધારૂં;તિમિર;ઝાંખાશ; પ્રભાક્ષિતિક્ષય. *vt.*1. To cause the obscuration of;to hide:ગ્રસવું.3.To extinguish the beauty,lustre or honor:આંજવું;ઝાંખું પાડવું;નિસ્તેજ કo;કાંતિક્ષય કo; તેજક્ષય કo. *vi.* To suffer an eclipse:અંજાવું;ઝાંખું પડવું.

**Ecliptic,** ( ઇક્લિપ્ટિક્ ) *n.* A great circle of the celestial sphere:આકાશમાં જે માર્ગે સૂર્ય ફરતો દેખાય છે તે માર્ગ;રવિમાર્ગ;અયનવૃત્ત;ક્રાંતિવૃત્ત.2. A great circle on the terrestrial globe:ક્રાંતિવૃત્ત-મંડળ.

**Eclogue,**(એક્લૉગ્ )*n.* [L. *ecloga,* selection.]A pastoral trial poem in which shepherds are introduced conversing with each other;a bucolic:ભરવાડ લોકોને સામસામું વાત ચીત કરીને ગાવાનું ગીત.

**Economical,**(ઇકૉનૉમિકલ્ )*a.*[Gr. *oikonomikos*]1.Domestic;Pertaining to household:ઘરનાબંદોબસ્તનું-વિષે;ગૃહકાર્યનિર્વાહસંબંધી.2.Relating to the adaptation of means to ends:કસરીઉ; કરકસર કરનારૂં. 3. Managing with frugality;guarding against loss:મિતવ્યયી;કોસરિયું. 4. Relating to the science of economics; અર્થશાસ્ત્ર-સંબંધી-વિષયક.5.Frugal;saving: કરકસરથી-વેવસ્થી કરેલું.6.Relating to domestic economy:ઘર સંબંધ કરકસરનું-સંબંધી-વિષયક.

**Economics,**(ઇકૉનૉમિક્સ્ )*n.* The science of domestic management:ગૃહકાર્યવ્યવસ્થા-રચના-ગોઠવણ. 2.Political economy:અર્થ શાસ્ત્ર.

**Economist,**(ઇકૉનૉમિસ્ટ્ )*n.*1.One who expends money judiciously & without waste: કરકસરીઓ. 2.One who is conversant with political economy:અર્થશાસ્ત્રજ્ઞ;રાજશાસ્ત્રવિદ્.(*b*)A student of political economy:અર્થશાસ્ત્ર વિદ્યાભ્યાસી.

**Economize,** (ઇકૉનૉમાઇઝ્ )*vt.* To use with prudence; to expend with frugality:હાથ રાખી વાપરવું; કરકસરથી વાપરવું-ખર્ચવું;વિચારીને વાપરવું.*vi.*To be frugal & saving: કરકસર કo.

**Economy,**(ઇકૉનૉમિ)*n.*[L.*œconomise*,fr.*oikos*,a house and *nomos*, a law.] 1. The management of domestic affairs:ઘર ખરચની વ્યવસ્થા;ઘરનોબંદોબસ્ત;કાર્યનિર્વાહ.2.The pecuniary orderly management of any undertaking, corporation,state or the like: વેત; ત્રેવડ; કારભાર;વહીવટ;વ્યવસ્થા.*Political* e.: અર્થશાસ્ત્ર;રાજનીતિશાસ્ત્ર. 3.The system of rules and regulations by which any thing is managed: ધર્મવિધિ-નીતિ. 4. Thrifty and frugal housekeeping;prudence and disposition to save:વિવેકવ્યય;કરકસર;મિતવ્યય;કોસર;નીતિનો ખર્ચ.

**Ecstasy,**(એક્સ્ટસિ)*n.*[Gr.*ek*,aside and *stasis*,a standing.]1.Frenzy; madness: તન્મયાવસ્થા; તલ્લીન અવસ્થા;સંમોહ;હર્ષોન્માદ;ઉન્માદ.2.Rapture;enthusiastic delight:અત્યાનંદ;પરમાનંદ.3.Insanity;madness: ઘેલચ્છા;ઘેલાઇ; ગાંડછા. 4. (*Med.*) A state which consists in total suspension of sensibility,voluntary motion,& largely of mental power:શારીરિક કે માનસિક જડતા;સુનકાર; બ્હેર મારી જવું તે;બેભાનની સ્થિતિ.*vt.* To fill with rapture; to make beside one's self with excitement,joy or grief:અતિખુશી-કરવું; આનંદ પમાડવો;ગાંડાતુર કરવું.

**Ecstatic,**(એક્સ્ટેટિક્ )*a.*1.Suspending the senses;entrancing:સમાધિસ્થ;તન્મય;તલ્લીન. 2. Rapturous: ખુશાખુશ કરતું; અતિશય આનંદ પમાડનાર;પરમાનંદપ્રદ;મોહક.

**Ecumenical,**(એક્યુમેનિકલ્ )*a.* [L. *œcumenicus.*]General;universal:સામાન્ય;સાધારણ;સર્વસાધારણ.

**Eczema,**(એક્ઝેમ)*n.*[Gr.*ek.*& *zein*, to boil].(*Med.*) A skin disease characterized by minute vesicles which burst and discharge a thin acrid fluid:ખરજવું;ખરપસું.

**Edacious,** (ઇડેશસ્ )*a.* [L. *edase* from *edo*,I eat.]Devouring;voracious:ઘણું ખાનારૂં;અકરાંતીઉ;ખાઉધર.

**Edacity,** ( ઇડૅસિટિ ) *n.* Voracity; rapacity:ખાઉધરાપણું.

**Edder**(એડર્ )*n.*[A.S.*edhor*,hedge.] 1. Flexible wood worked into the top of hedge-stakes,to bind them together:ખીંટી કરવાને વળાય એવું લાકડું.2.An adder or serpent: સાપ.*vt.*To make tight by edder: ખીંટી કરવાને વળાય એવા લાકડાથી મજબુત બાંધવું.

**Eddy,**(એડિ)*n.*1.A current of air or water running in a direction contrary to the main current:પાણીનો પાછો મારતો ઓધ.2. A whirlwind:વમળ; ભમર; આવર્ત્ત; વંટોળીઓ;વાવંટોળ.*vi.*To move as an eddy:વાવંટોળીઓથવો;ગોળ ચક્કર ફરવું;વમળમાં પડવું.*vt.*To collect as into an eddy:ચકરમાં ફેરવવું.

**Eden,**(ઇડન્ )*n.*(Heb.*eden*,delight]. The garden where Adam and Eve first dwelt:hence a delightful region or residence:ઇંદ્રપુરી; સ્વર્ગ;બહેસ્ત.

**Edge,**(એજ્ )*n.* [L.*acies.* Gr. *ake*, a point. ] 1. The thin cutting side of the blade of an instrument:ધાર;અણી. 2.Sharpness;severity:તીવ્રતા;તીક્ષ્ણતા;તેજ;પાણી. 3. Margin;brink: કોર; કોરણ; કિનારો; ધાર;કાંઠો;પાળ;તીર;તટ. 4.The early part;beginning:પ્રારંભ;શરૂઆત;સીમા;પ્રાંત;e.*tool*,(*a*)any tool having a sharp edge intended for cutting:કાપવાનું હથિયાર.(*b*)An edging tool:ધાર કાઢવાનું ઓજાર.*To be on* e.,to be eager or impatient: ઉત્સુક-ઉત્કંઠિત-આતુર થવું.*To set the teeth on* e.,to cause a disagreeable tingling sensation in the teeth: દાંત ખટાઇ-અંબાઈ જવા;-થી ખાટા થઈજવું.*vt.*1.To sharpen:ધાર

વરને કોણ વખાણે તો વરની મા.

ચઢાવવી-કાઢવી.2.To furnish with a border: સંજાપ-મગજી-કીનારી-કોર મૂકવી.3.To provoke to action;to incite:ઉશ્કેરવું;પ્રેરવું;ગોદા મારી આગળ ક૦.4.To move by little and little:ધીરેધીરે ખસેડવું-આગળ વધારવું. *vi*.1.To move sideways: બાજુએ રહેવું.2.To sail close to the wind: પવન આવતી દિશા તરફ હંકારવું. To *edge away*,to increase the distance gradually from the shore or vessel:વહાણ અથવા કિનારાથી આઘા આઘા જવું.*To* **e**.*down*,to approach by slow degrees: ધીમેધીમે કોઈની તરફ જવું.*To* **e** *in with*, to get in by degrees:ધીમેધીમે આગળ વધવું.

**Edged,**(એજ્ડ્ )*a*.Having an edge; sharp:તીક્ષ્ણ;કોરવાળું; ધાર-અણીદાર.

**Edging,**(એજીન્ગ્ ) *n*. That which forms an edge or border:કોર;ઝાલર;સંજાબ-પ;મગજી;ઝુલ;કિનારી.

**Edgeless,**(એજ્લેસ્ )*a*. Not sharp; blunt:બુઠું;ધાર-હીન-રહિત.

**Edgetool,**(એજ્ટૂલ્ )*n*. An instrument having or producing a sharp edge:ધારવાળું અથવા કાઢનારૂ હથિયાર.

**Edge-wise,**(એજ્વાઇઝ્ ) *adv*. In the direction of the edge: ધાર આગળ કરીને;પાસું આગળ કરીને.

**Edgy,**(એજિ)*a*. Easily irritated: સ્હેજમાં ચીડાઈ જાય એવું;ચીડિયલ.

**Edible,**(એડિબલ્ )*a*.[L.*edo*,I eat.] Fit to be eaten as food;esculent: ખાવા યોગ્ય;ખાદ્ય;ભક્ષ્ય; ભક્ષણીય. *n* An eatable:ખાવાની ચીજ.

**Edict,**(ઇડિક્ટ્ )*n*.[L.*e*,out & *dico*, I say.] A public command, or ordinance by sovereign power: હુકમ;રાજાનો હુકમ-આજ્ઞા;આજ્ઞાપત્ર;રાજશાસન;નિબંધ.*The* **e**.s. of *Ashoke*: અશોકની આજ્ઞાઓ.

**Edification,**(એડિફિકેશન ) *n*. [L. *aedes*,a house and *facio*,I make] 1.The act of edifying; instruction:જ્ઞાન-પરમાર્થબુદ્ધિની વૃદ્ધિ;શિક્ષા; તાલીમ;જ્ઞાનપ્રાપ્તિ;શિક્ષણ.2.A building or edifice:કિલ્લો;ઇમારત;હવેલી.

**Edifice,**(એડિફિસ્ )*n*. A building; a palace;a statehouse:ઈમારત;હવેલી;મંદીર;મહેલ;બાંધણી;ભવન; ગૃહ;ઘર.

**Edify,**(એડિફાઇ)*vt*.1. To build; to construct:બાંધવું. 2. To instruct and improve in knowledge generally:ઉન્નતિ-ઉત્કર્ષે પહોંચાડવું;નીતિ-પરમાર્થ-જ્ઞાન આપવું;શિક્ષા-તાલીમ આપવી;ઉપદેશ ક૦;સન્માર્ગ-નિષ્ઠાસ્થાપવી. 3.To teach or persuade:સમજાવવું; શિખવવું.[ting:જ્ઞાનવર્ધક;ઉપદેશક.

**Edifying,**(એડિફાઇન્ગ્ )*a*.Instructing:

**Edile,**(ઈડાઇલ્ )*n*.[L.*aedes*, a building]A Roman magistrate:પ્રાચીનકાળના રોમમો કોટવાળ.

**Edit,**(એડિટ્ )*vt*.L.*e*,and *do*,I give] To superintend the publication of;to conduct;to manage:ગ્રંથ-ચોપાનિયું વગેરે છપાવવાના અથવા પ્રગટ કરવાના કામ ઉપર ચોકસાઇ રાખવી; સુધારી છપાવવું;બહાર પાડવું;પ્રકટ ક૦.

**Edition,**(ઇડિશન્ )*n*. 1. The publication of any literary work by a certain editor or in a certain manner:ગ્રંથ છપાવી પ્રગટ ક૦તે; પ્રકાશન;શોધન.2.The whole number of copies of a work published at once:આવૃત્તિ;પ્રત;છાપ.

**Editor,**(એડિટર્ )*n*.One who edits; and corrects a book:ગ્રંથ પ્રકટ ક૦ સારૂ તપાસીને તૈયાર કરનાર;વર્તમાનપત્રનો અધિપતિ;એડીટર;ગ્રંથપ્રકાશક;લેખક.

**Editorial,**(એડિટોરિઅલ્)*a*.Pertaining to the editor;written by the editor:વર્તમાનપત્રનાઅધિપતિ વિષેનું; અધિપતિએ લખેલું.*n*.An editorial or leading article; a leader: અધિપતિની કલમથી લખાયેલો વિષય.

**Editorship,**(એડિટરશિપ્ ) *n*. The office or charge of an editor;the care and superintendence of a publication:અધિપતિનું કામ-હોદ્દો.

**Educate,**(એડ્યૂકેટ્ )*vt*.[ L. *e*, out and *duco*,I lead].To bring up as a child; to prepare for any calling;to instruct;to bring up; to train:કેળવવું;કેળવણી આપવી;શિક્ષણ આપવું;-ની મનશક્તિ ખીલવવી શિખવવું;તાલીમ આપવી;મનનું ખેડાણ કરવું.

**Education,**(એડ્યૂકેશન ) *n*. The act of educating; the result of educating;as determined by the knowledge, skill, or discipline of character,acquired;વિદ્યા;સાક્ષરતા;અધ્યયન સંપત્તિ; કેળવણી; શિક્ષા; તાલીમ;શિક્ષણ;વિનય;સંસ્કાર;વિદ્યાદાન-ગ્રહણ-પ્રાપ્તિ;ઉપદેશ;also,the act or process,of training by a prescribed course of study or discipline: કોઇ ઠરાવેલાં ધોરણ પ્રમાણે આપવાની કેળવણી-તાલીમ.

**Educational,** ( એડ્યૂકેશનલ્ ) *a*. Pertaining to or derived from education: કેળવણી-વિદ્યા સંબંધી; શિક્ષણ વિષયક.**E**.*department*:કેળવણી ખાતું:વિદ્યાશાળાખાતું.

**Educationist,**(એડ્યૂકેશનિસ્ટ્ ) *n*. One who is versed in the theories of,or who advocates and promotes,education: કેળવણીથીજ સુધારો થાય છે એવું જેનું મત છે તેજ.

**Educative,**(એડ્યૂકેટીવ્ )*a*. Giving education:કેળવણીઆપતું-આપનારૂં.

**Educator,**(એડ્યૂકેટર્ )*n*. One who educates:શિક્ષક;શિખવનાર; પ્રબોધક.

**Educe,**(ઇડ્યૂસ્ )*vt*. [L. *e*, out and *duco*,I lead.]To bring or draw out;to extract:કાઢીલેવું;ખેંચી કાઢવું.

**Edulcorate,**(ઈડલ્કોરેટ્ )*vt*. [L. *e*, out& *dulcis*,sweet.]1.To sweeten: સ્વાદિષ્ટ ક૦;ગળ્યું ક૦.2.To free from acids;to purify:સ્વચ્છક૦;ચોખ્ખુ ક૦;ખટાશ કાઢી નાંખવી.

**Eel,**(ઇલ્ )*n*.[A.S.*al*.]A snake-like fish:બામ માછલી.

**Eelpot,** (ઈલ્પૉટ્ ) *n*. An eelbuck: બામ માછલી પકડવાની જાળ.

**Effable,**(એફ્-ફેબલ્ ) *a*. [L.*ex*, out and *fari*, to speak.] Utterable: બોલાય તેવું;બોલવા જેવું;કથનીય; વચનીય;વાચ્ય.

**Efface,** (એફ્-ફેસ્ ) *vt*. [L. *ex*, and *facies*,face.]1.To rub out;to render illegible:ચેરી નાંખવું; ભુસવું;છેકવું;છેકી નાંખવું.2.To remove from the mind;to wear away:મગજમાંથી જતું રહે તેમક૦;મનમાંથી કાઢી નાખવું;વિસ્મરણ ક૦; ભૂલી જવું.

**Effacement,**(એફ્-ફેસ્મેન્ટ્ )*n*. The act of effacing:છેકી નાંખવું તે;અપમાર્જન;લોપ.

**Effect**(એફ્-ફેક્ટ્ )*n*.[L.*ex*,and *facio*, I make.]Execution; operation: અમલ;ચલણ.2.Manifestation;expression;sign:નિષ્પત્તિ;સિદ્ધિ; પ્રકાશન.3.Consequence;result; outcome:અસર;કાર્ય;ફળ;પરિણામ;ફલોદય; ઉત્તરફળ.*Cause* & **e**.:કાર્યકારણ.*Relation of cause to* **e**.: કાર્યકારણભાવ.*Evil* **e**.:અવગુણ.4.Impression produced:અસર;ગુણ;પ્રભાવ.5.Force importance;account:જોસ; પ્રયોજન;અર્થ.6.Purpose:general intent: અભિપ્રાય;મતલબ. 7.The purport: the sum and substance:તાત્પર્ય;મતલબ;સાર;આશય;હેતુ.8.(*pl*.)Goods; movables;personal state:પુંજી;મા-

Empty vessels make most sound:

સમતા;સરસામાન;અસબાબ;વિભવ;ધન-સામગ્રી.9.Reality;fact:વાસ્તવતા;યથાર્થતા.*For effect*,for an exaggerated impression:બપકો દેખાડવા-મારવા સારૂ;સારી છાપ પાડવા સારૂ. *In* **e**, in fact:વસ્તુતઃ;ખરેખર;ખરૂ જોતાં; વાજબીરીતે.*Of no* **e**.,*or none* **e**., *to no* **e**. *or without* **e**., vain; fruit-less: નિષ્પ્રયોજન; નિષ્ફળ;વ્યર્થ; ફોકટ.*To give* **e**.*to*,to carry out in practice:બનાવવું;અમલમાં મૂકવું. *To take* **e**.,to become operative:-નો ગુણ લાગવો;-ની અસરથવી;ફળવું;અમલમાં આવવું.*To destroy the* **e**.*of*:નિષ્ફળ-વ્યર્થ કo;ધૂળ મેળવવું.*To take* **e**.*upon*: લાગુ પાડવું. *vt.*1.To produce as a cause or agent; to cause to be: ઉત્પન્ન કo;-થી ઉદ્ભવવું-થવું. 2. To bring to pass;to achieve:સાધવું; સંપાદન કo;પાર પાડવું;સર-સિદ્ધ કo.

**Effectible,**(એફ્-ફેક્ટિબલ્) *a.* Capable of being won or archieved; feasible:પાર પડે એવું,કરી શકાય એવું; કાર્યસિદ્ધક.

**Effection,**(એફ્-ફેકશન્)*n.*1. Creation;a doing:સૃષ્ટિ;ઉત્પત્તિ;કર્મ;સાધન;સંપાદન;ઘટના.

**Effective,**(એફ્-ફેક્ટિવ્) *a.* [ L. *effectivus.*]Efficient;serviceable; operative:અસરકારક;ગુણકારી; કાર્યસાધક;સંપાદક; રામબાણ; ફળોત્પાદક. ગુણાવહ;કાર્યક્ષમ; કાર્યસમર્થ; કાર્યશક્ત; ઉપયોગી; કામનું. *n.* 1. A cause: કારણ;હેતુ.2.One who is capable of active service:લડાઇ કરી શકે એવું.3. Specie or coin:નાણું;પૈસો (રોકડું).

**Effectively,**(એફ્-ફેક્ટિવ્લિ) *adv.* With effect;powerfully;thoroughly:અસરકારક રીતે;સજ્જડ.

**Effectual,**( એફ્-ફેક્ટ્યૂઅલ ) *a.* 1. Adequate; operative; efficient: અસરકારક;ઉપયોગી;ગુણાવહ; ફળોત્પાદક; અવ્યર્થ; સિદ્ધકર; સફળ; કાર્યસાધક; પ્રબળ;સમર્થ;સાર્થક;કૃતાર્થ;કૃતકૃત્ય.

**Effectuate,**(એફ્-ફેક્ટ્યૂએટ્) *vt.* To bring to pass; to achieve; to fulfil:સંપાદન કo;પારપાડવું; સાધવું.

**Effeminacy-tion,** (એફ્-ફેમિનેસિ-એફ્-ફેમિનેશન )*n.*Womanish delicacy; womanish softness; or weakness:બાયલાપણું;નામર્દાઇ.

**Effeminate,**(એફ્-ફેમિનેટ્ )[L.*ex* & *femina*, a woman. ] *a.* Weak; womanish: બાયલું; નામર્દ; કન્યારાશી. 2. Womanly or woman-like:સ્ત્રી સરખું;કોમળ;નાજુક;નરમ;સ્ત્રીધર્મી;સ્ત્રીગુણ વિશિષ્ટ;જનાની; સ્ત્રીબુદ્ધિ. *vt.*To make womanish;to weaken; નામર્દ-બાયલા કo.*vi.* To grow womanish:નામર્દ-બાયલા થવું.

**Efferous,**(એફ્ફેરસ્ )*a.* [ L. *ferus*, wild.]Fierce;savage:જંગલી;ક્રુર.

**Effervesce,**(એફ્-ફર્વેસ્ )*vi.* [L. *ex* out of,and *ferveo*,I boil.] 1. To be in a state of natural ebullition:ઉભરાવું;ખદખદવું;ઉભરો આવવો. 2.To exhibit feelings that can not be repressed or concealed: ઉકળવું;ઉભરાઇ જવું;ન માવું.

**Effervescence,**(એફ્-ફર્વેસેન્સ્ ) *n.* A kind of natural ebullition: ઉભરો;જોસ;ગુસ્સો-ના ઉપર રીસ ચઢવું-આવવું તે.

**Effervescent,** ( એફ્-ફર્વેસેન્ટ્ ) *a.* Gently boiling by means of the disengagement of gas:ઉકળતું;ઉભરાતું;ખદખદતું.

**Effervescible,** (એફ્-ફર્વેસિબલ ) *a.* Capable of producing effervescence:ઉભરો લાવે એવું.

**Effet,** (એફ્ફેટ્) *n.* The common newt;a lizard:ઘરોળી;ગરોળી.

**Effete,**(એફ્ફિટ્ )*a.*[L.*ex*, out of & *fœtus*, off-spring. ] No longer productive;barren:વાંઝીઉં; નિષ્ફળ; વંધ્ય.2. Worn out with age or excessive indulgence:જીર્ણ;શક્તિહીન;જર્જર;દુર્બલ;ક્ષીણ;નિઃસત્વ.

**Efficacious,**(એફ્-ફિકેશસ્ )*a.*[L.*ex* & *facio*,I make.]Productive of effects; powerful: ગુણ-અસરકારક; રામબાણ;જબર;કાર્યસાધક;ગુણોત્પાદક; કાર્યસંપાદક;અવ્યર્થ;સફળ;પ્રબળ.

**Efficaciously,**(એફ્-ફિકેશસ્લિ)*adv.* Effectually:અસરકારક રીતે;સફળતાથી.

**Efficacy,**(એફ્-ફિકસિ)*n.* Power to produce effects; production of the intended effect: સત્તા; અસર; બળ;પ્રભાવ;સામર્થ્ય;સફળતા;ગુણ; તેજ; જીવ;કાર્યસિદ્ધિ.

**Efficience-y,** (એફ્-ફિશેન્સ્-સિ) *n.* 1. Effectual agency; efficient power:ધારેલી મતલબ પાર પાડવાની શક્તિ;કાર્યસાધકત્વ;કાર્યસિદ્ધિ;ક્ષમતા.2. (*Mech.*)The ratio of usual work to energy expended:વાપરેલા બળ અને ઉપયોગી કામ વચ્ચેનું પ્રમાણ.

**Efficient,**(એફ્ફિશેન્ટ્ )*n.* A prime mover:કાર્ય કરાવનાર;હલામણ કરનાર; પ્રેરક;પ્રવર્તક.*a.*Actively operative; active:ફળદાયક; ગુણકારી; નિપુણ;-કારક વિચક્ષણ.

**Effigy,**(એફ્ફિજી)*n.*[L.*ex* & *fingo*, I form.]1.An imitative figure; portrait:છબી;પ્રતિમા; પુતળું; આવલું; મૂર્તિ;પ્રતિરૂપ.2.The print upon a coin to represent the head of the prince by whom it was issued:નાણા ઉપર પાડેલું ડોકું-મુખવટો. *To burn or hang in* **e**.,to burn or hang an image of a persons as a token of public odium:-નાં નામ ઉપરનું નામ સાંભળીને થુંકવું;-નાં નામ ઉપર-નું નામ સાંભળીને ખાસડું મારવું-ડોકવું;-નો જાહેર તિરસ્કાર કરવો.

**Efflate,**(એફ્ફ્લેટ્ )*vt.*[L.*ex*,out and *flo*, I blow. ] To puff up;to fill with air:ફુલવવું;ફુગવવું.

**Effloresce,**(એફ્ફ્લોરેસ્ )*vt.* [L. *ex* out and *flos*,a flower.]1.To form a mealy powder on the surface of bodies:પદાર્થો ઉપર ભુકો-ક્ષાર ચઢવો.2. To become covered with a whitish crust:પર ખાર ફુટી નીકળવો;-પર ફુગ વળવી.3. To blossom forth:કળીઓ ઉગી-ફુટી નીકળવી.

**Efflorescence,**(એફ્ફ્લોરેસેન્સ્ ) *n.* 1.The time of flowering:ફુલ ખિલવાની મોસમ;પુષ્પોત્પત્તિકાળ. 2. A redness of the skin; eruption: ઓરી-અછબડા. 3. (*a*)The formation of the whitish loose powder on the surface of bodies:પદાર્થો ઉપર ચઢેલો ભુકો.(*b*)The crust itself thus formed:ઉપર ફુટી નિકળેલો ખાર.

**Efflorescent,**(એફ્ફ્લોરેસેન્ટ્ )*a.* 1. Liable to effloresce on exposure: ફુટી આવતું. 2. Covered with an efflorescence: ફુટી આવેલા ખારથી આચ્છાદિત.

**Effluence-y,**(એફ્ફ્લ્યૂએન્સ્-ન્સિ) *n.* 1.A flowing out;emanation:વહેવું તે;પ્રવાહ.2. Issue;efflux: પ્રસ્રવ; નિસ્રવણ;નિર્ગમ.

**Effluent,**(એફ્-ફ્લ્યૂએન્ટ્ )*a.* [L. *ex* and *fluo*,I flow.] Flowing out: વહેતું.*n.*A stream that flows out of another stream or lake: (નદી)-માંથી નીકળતો ફાંટો;શાખા.

**Effluvium,**(એફ્-ફ્લ્યૂવિઅમ્ )*n.*[L. *ex* out&*fluo*,I flow.]Exhalation perceived by the sense of smell; subtile emanation:બાફ રૂપે ઉડવું તે;વાસ;દુર્ગંધ;ગંધપરમાણું;બદબો.

**Efflux,** (એફ્ફ્લક્સ્ )*n.* 1. Effusion;

અધુરો ઘડો છલકાય; ખાલી ચણો વાગે ઘણો.

ence:ઓઘ;નિર્ગમ;નિસ્રાવ.*vi.*To flow: forth;to run out:વહેવું;પ્રવાહ થવો.

**Effluxion,**(એફ્ફલક્શન્) *n.* 1. Effusion:ઓઘ;પ્રવાહ.2. Effluvium; emanation:નિઃસાર; નિસ્રાવ; નિર્ગમ; વહી નીકળવું તે.

**Effort,**(એફ્ફોર્ટ્)*n.*[L.*ex* and *fortis*, strong.]An exertion of strength or power whether mental or physical;more or less strenuous endeavor:પ્રયત્ન;મહેનત; કોશીશ; પ્રયાસ;વ્યવસાય;ઉદ્યમ. [વડાવવું.

**Effray,**(એફ્રે)*vt.*To frighten: બી-

**Effrontery,**(એફ્રન્ટેરિ) *n.* [L. *ex* and *frontis*,the forehead.]Impudence or boldness in confronting or in transgressing the bounds of duty barefaced: assurance;shamelessness:નિર્લજ્જપણું;નફ્ફટાઇ-બેહયાઈ;ધૃષ્ટતા;નઠોરપણું.

**Effulge**(એફલ્જ)*vi.*To shine forth: ઝળેહ મારવી;ચળકાટ મારવો;પ્રકાશવું.

**Effulgence,**(એફલ્જેન્સ્)*n.*[L. *ex* & *fulgeo*, I shine. ] Extreme brilliancy;a flood of light;splendor:અતિશય પ્રકાશ;તેજ;ચળકાટ;દીપ્તિ; કાંતિ;શોભા;ઝળેહ;પ્રભા;ભભકો.

**Effulgent,**(એફલ્જેન્ટ્)*a.*Shining; bright;splendid:પ્રકાશિત;તેજસ્વી; ચળકતું;દીપ્તિમાન;ઉજ્વલ;ઝળેહદાર.

**Effume,**(એફ્યૂમ)*vt.*To breathe or puff out,to emit:બહાર કાઢવું.

**Effuse-effund,** (એફ્યૂઝ-એફન્ડ્) *vt.*[L.*ex* out and *fundo*,I pour.] To issue;to spill:ઢોળવું;રેડવું.

**Effusion,**(એફ્યૂઝન્) *n.* 1. The act of pouring out:બહાર રેડવું તે: સ્રાવ;ઉત્સર્ગ.3.That which is poured out:જે બહાર રેડાય છે તે;રેડ. 3. (*a*) The escape of fluid of its natural vessel to another: એક પદાર્થનું તેની મુળ જગ્યાએથી નીકળવું-વહેવું તે (*b*)The secretion of fluids from the vessel:શિરામાંથી રસ-લોહીનો પ્રવાહ.

**Effusive,**(એફ્-ફ્યૂસિવ્)*a.*Pouring out;pouring forth largely:પુષ્કળ રેડતું.

**Eft,**(એફ્ટ્)*n.* A European lizard: ગરોળી;ધલોડી.*adv.*Soon;again: જલદી;તરતજ.

**Egg,**(એગ્)*n.* [L. *ovum.*] 1. The roundish body laid by the domestic poultry and other birds:અંડ;ઇંડું;એડું.2.An ovum;a germcell: પેસી;કોષ.3.Any thing resembling an egg in form:આકારમાં ઇંડાને મળતી આવતી ચીજ. *Egg and anchor*,e.& *dart* or e.& *tongue*, an eggshaped ornament:ઇંડાના આકારનું ચિત્ર.*Egg developement*, the process of the developement of an egg:ઇંડું બંધાવાની ક્રિયા-રીતિ.*vt.* To urge on;to instigate:ઉશ્કેરવું.

**Egg-plant,**(એગ્પ્લૅન્ટ્)*n.* A plant bearing an egg-shaped fruit:વિલાયતી-વેંગણનો છોડવો;વેંગણી;વંત્યાકી.

**Eggler,**(એગ્લર્)*n.*One who collects or deals in eggs:ઇંડાંનો વેપારી.

**Eglantine,**(એગ્લૅન્ટાઇન)*n.*[L.*acus*, a pin. ] A species of rose: એક જાતનું ગુલાબ.

**Egoism,**(ઈગોઈઝમ્)*n.*[L.*ego*,I.]1. The doctrine of a supposed sect of the disciples of Descartes; subjective idealism: ડેસકાર્ટીસના ચેલાનોમત.2.An excessive love of self;selfishness: અહંકાર; અહંભાવ;અહંમમતા;અહંમતિ.

**Egoist,**(ઈગોઇસ્ટ્)*n.*A follower of Descartes;one given to egoism: ડેસકાર્ટીસનો ચેલો;અહંવાદી;અહંમાની.

**Egotism,**(ઇગોટિઝમ)*n.*Self-praise: self-commendation:હુંપદ;આપવડાઇ;સ્વપ્રસંશા;અહંકાર;આત્મશ્લાઘા-સ્તુતિ;આત્માભિમાન;મમતા.

**Egotist,** (ઇગોટિસ્ટ્) *n.* One who speaks much of himself: હુંપદપણું;આપવડાઇ;અહંવાદી;બડાઈખોર-હાંકનાર;આત્મશ્લાઘી;આત્માભિમાની; અહંકારી.

**Egotistic,** (ઇગોટિસ્ટિક્) *a.* Addicted to or manifesting egotism: પોતાને મોઢે પોતાની તારીફ કરે એવું;ગર્વિષ્ઠ.

**Egotize,**(ઇગોટાઇઝ્) *vi.* To write or talk much of oneself: પોતાને મોઢે પોતાની તારીફ કરવી;આત્મસ્તુતિ-શ્લાઘા ક૦.

**Egregious,**(ઇગ્રીજીઅસ્)*a.*[L.*e*,out and *gregis*,herd.] Remarkable; extraordinary:વિપુલ; મ્હોટું; ભારે; જબરૂ (*now generally in a bad sense*).

**Egregiously,** (ઈગ્રીજીઅસ્લિ) *adv.* Greatly;enormously;shamefully:ઘણુંજ;અત્યંત;અતીવ;બેહદ;ભારે.

**Egress,**(ઈગ્રેસ્)*n.*[L. *ex* and *gradior*, I go.] 1. Departure; the power to leave:બહાર નીકળવું તે; નિર્ગમન;બહિર્ગમન;અપસાર. 2. The passing off from the sun's disk of an inferior planet, in a transit: સૂર્યના માર્ગમાંથી જવું આવવું તે; નિષ્ક્રમણ.*vi.* To depart; to leave: બહાર જવું.

**Egression,**(ઇગ્રેશન્)*n.*The act of going out from an inclosure; escape:નિર્ગમન;બહાર નીકળવું તે.

**Egret,**(ઇગ્રેટ્)*n.*1.An elegant fowl with a white body and a crest on the head:ધોળા રંગના શરીરવાળું બગલુ.2.An aigrette:કલગી;તોરો.3.A kind of ape:એક જાતનું વાંદરૂ.

**Egrette,**(ઇગ્રેટ્)*n.*A tuft of feathers,diamonds,&c.;an ornament of ribbons:હીરા વગેરેનો શીરપેચ.

**Eh,**(એહ) *Interj.* An expression of surprise or inquiry:હેં !;શું છે !; શું? શું કહ્યું?;શું જે ?

**Eigh**(એહ)*Interj.* An expression of sudden delight:અહા !

**Eight,**(એટ્)*a.*[L.*octo.*]An island in a river:નદીનો બેટ. 2. Seven and one:આઠ.*n.*A symbol representing eight units:આઠડો.

**Eighteen,**(એટીન્)*a.* The sum of ten and eight;a symbol representing eighteen units:અરાઢ;૧૮.

**Eightfold,** (એટ્ફોલ્ડ્) *a.* Eight times the number or quantity: આઠગણું;અષ્ટગુણ.

**Eighth,**(એટ્થ્)*a.*The quotient of a unit divided by eight:આઠમું.

**Eighty,**(એટિ)*a.*Eight times ten; fourscore:એંસી.

**Either,**(આઇધર્,ઇધર)*a.&pron.* 1. One of two:બેમાંનું એક;એકકે બીજું. 2.Each of two;the one and the other; two: બન્ને; દરેક. *Con.* The correlative to *or*:કાંતો.

**Ejaculate,**(ઈજૅક્યુલેટ્) *vt.* [ L.*e*, out,and *jacio*, I throw. ] 1. To eject;to dart:ફેંકવું.2.To utter by a brief impulse:ભાર દઈને બોલવું; ઉદ્ગારરૂપ પ્રાર્થના ક૦.*vi.* To make short and hasty exclamations: ઉદ્ગાર કાઢવા.

**Ejaculation,**( ઇજૅક્યુલેશન્ ) *n.* 1. The act of darting out with a sudden force:ઘણીજ જલદીથી બહાર આવવાનું કામ.2. The uttering of a short,sudden exclamation:ઉદ્ગાર;ઉદ્ગારરૂપ પ્રાર્થના;ઉચ્ચારણ.

**Eject,**(ઇજેક્ટ્) *vt.* [ L. *e*, out and

ચિતરવું-વર્ણન કરવું.

**Encircle,**(એન્સર્ક્લ્ )*vt* 1. To form a circle about; to embrace:વીંટી લેવું;ઘેરવું.

**Enclasp,** (એન્ક્લૅસ્પ્ )*vt.* To clasp; to embrace:ભેટવું;કોટી કરવી;આલિંગન કરવું.2.To fasten with a clash: ચાપડાથી બંધ ક૦.

**Enclose,** (એન્ક્લોઝ્ ) *vt.* [L. *in* & *claudo*, I shut.] To inclose; to include:વાડ બાંધવી-ક૦;ઘેરવું. 2.To put within a case: પેટીમાં ઘાલવું-ગોંધવું.3.To separate from common grounds by a fence:-માં વાડ ક૦;વાડથી જુદું પાડવું.4.To put into harness;to harness:બખ્તર પહેરાવવું.

**Enclosure,**(એન્ક્લોઝ્યૂર્ )*n.*1.Act of inclosing;the state of being inclosed:બંધ કરવાનું કામ.2.That which is inclosed;a thing contained: વાડ અંદરની જગ્યા. 3. A barrier or fence:વાડ;ભીંત.

**Encomiast,**(એન્કોમિઍસ્ટ્ )*n.*One addicted to praise;a panegyrist; a eulogist:વખાણનાર;તારીફ કરનાર; પ્રશંસા કરનાર;હાજીઆ ભણનાર.

**Encomium,**(એન્કોમિઅમ્ )Formal praise; panegyric; commendation:વખાણ;તારીફ;સ્તુતિ;પ્રશંસા.

**Encompass,** ( એન્કમ્પૅસ્ ) *vt.* To describe a circle about; to go round; to environ: ઘેરી લેવું; ઘેરો ઘાલવો;વિંટળાવું.

**Encore,** (આંનકોર્ ) *adv.*or *interj.* [L.*in hanchoram*,till this day.] Once more;again: ફરીથી;પાછું; ફરીથી એકવાર.2.A call or demand for repetition: ફરીથી બોલાવવાની માગણી-તેડું. *vt.* To call for a repetition: ફરીથી બોલી જવાને કહેવું.

**Encounter,**(એન્કાઉન્ટર્ )*n.*[L. *in* & *contra*,against.]1.A meeting face to face;an interview:મેળાપ; મુલાકાત; સમાગમ. 2. A meeting with hostile purpose;a battle: સામસામા થવું તે;યુદ્ધાર્થ ભેટ;યુદ્ધ. *vi.* To meet face to face;to have a meeting;to fight; to engage in a combat:મળવું;ભેટવું;સામસામા થવું; લઢવું.*vt.*To come against face to face;to oppose;to struggle with: સામા થવું; લઢવું. 2. To confront, either by chance, suddenly, or deliberately:દૈવયોગે,એચિંતા,કે બુદ્ધિપૂર્વક સામસામા થઈ જવું-મળવું-ભેગા થવું.

**Encourage,**(એન્કરેજ્ )*vt.*[L.*en* & *cor*,the heart.]To give courage to;to animate;to incite; to help forward; to countenance:હિંમત-ધૈર્ય-આશા આપવી;ટેકો આપવો;ઉત્તેજન આપવું.

**Encouragement,** (એન્કરેજમેન્ટ્ ) *n.*1.The act of giving courage: હિમ્મત-આશા-ધૈર્ય આપવું તે;આશ્વાસન; અનુમોદન;અભિનંદન; સહાય; આશ્રય; અનુગ્રહ.2.That which serves to incite, support, promote or advance:ટેકો;ઉત્તેજન;દિલાસો.

**Encroach,**(એન્ક્રોચ્ )*n.* [ Fr.*croc*, a hook.]Encroachment:પગપેસારો. *vi.* To intrude; to trespass: પારકા હકમાંથી ધીમે ધીમે કંઈ લેઇ લેવું; હદ ઓળંગીને જવું; પગપેસારો ક૦;-તરફ ખસતા જવું-આવવું;-ની સીમા દાબવી;દબાણ ક૦;દબાવવું.

**Encroachment,** (એન્ક્રોચ્મેન્ટ્ ) *n.* 1.Unlawful intrusion:પગપેસારો; દબાવી પડવું તે. 2. That which is taken by encroaching on another:પગપેસારો કરીને લઇ લીધેલી ચીજ-કબજે.3. The taking of more than is one's right or due:પોતાના હક કરતાં પણ વધારે લેવું તે.

**Encumber,**( એન્કમ્બર્ ) *vt.* [ L. *cumbrus*,a mass.]1. To weigh down;to obstruct or embarrass: બોજ-ભરવાથી હરકત-અડચણ ક૦;ડખ્ખલ ક૦.2.To load with debt or other legal claims:ડુબાવી દેવું;દાવા દાવીકરીને ખરચમાં ઉતારવું.

**Encumberment,** ( એન્કમ્બર્મેન્ટ્ ) *n.* Encumbrance; molestation: પીડા અડચણ.

**Encumbrance,**(એન્કમ્બ્રેન્સ્ )*n.*1.A burden;a clog;impediment:બોજે; ભાર;વિઘ્ન;પીડા; પ્રતિબંધ, ડખલ; અડચણ;લફરૂં;અંતરાય.2. Every right to or interest in,an estate to the diminution of its value,but not impending the passing of the fee by a conveyance as a mortgage, &c: બોજે; રૂણભાર. 3. Dependent members of a family:આશ્રિત કુટુંબીઓ;માથે પડેલાં માણસો.

**Encyclical,**(એન્સાઇક્લિકલ્ )*a* [L. *encyclius*].Sent to many persons or places; circular: ઘણી જગ્યાએ-ઘણા માણસપર મોકલેલું;સર્વસાધારણ.

**Encyclopædia,** (એન્સાઈક્લોપીડિઆ)*n.*[Gr. *en*,in, *kyclos*,a circle & *pais*, a child.] The circle of sciences;a cyclopedia;a general survey of human knowledge: સર્વવિદ્યાસંગ્રહ-કોષ;વિદ્યાચક્ર-માળા;વિદ્યાવળી.**E.***of learning*: વિદ્યાસાગર; જ્ઞાનોદધિ.

**Encyst,**(એન્સિસ્ટ્ ) *vt.* To inclose in a bay,bladder,or vesicle: કોથલીમાં ભરી બંધ રાખવું.

**End,**(એન્ડ્ )*n.*[A.S.*ende.*] 1. The extreme or last portion;termination;close:અંત;છેડો;ટોચ; અગ્રભાગ; સીમા;શેઢો;શિખર; પરાકાષ્ઠા. 2. The conclusion;issue; consequence: સમાપ્તિ;છેવટ;આખર;છેડો;અંત;અવધિ; પાર.3.Extermination;death;destruction:નાશ;વિનાશ;લય. 4. Designed result; purpose in view; aim:અભિપ્રાય;હેતુ;મુરાદ;ઉદ્દેશ;આશય; અર્થ;તાત્પર્ય;મતલબ;ધારણા. 5. That which is left;a remnant;a fragment:રહેલો કકડો;ટુકડો;શેષ.*To make both* **e.***s meet*,to live within one's income:પોતાની શક્તિ-ગુંજાશ પ્રમાણે રેહેવું;આવકના પ્રમાણમાંજ ખર્ચ રાખવું. *To put an* **e.***to*,to destroy:મારી નાંખવું;-નો અંત-છેડો લાવવો.*In the* **e.**,finally:આખરે; છેવટે.*On* **e.**,upright:સિધું;ઉભું;ટટ્ટાર.*From* **e.** *to* **e.**: આરપાર.**E.***of the world*:કલ્પાંત;પ્રલય.*To the* **e.**,in order:રીત-નિયમસર. *vt.*1.To bring to an end;to finish; to terminate:સમાપ્ત-પુરૂ ક૦;આટોપવું.2.To destroy;to put to death: છેડો-અંત લાવવો;નાશ ક૦;મારી નાંખવું. 3.To form or be at the end of: ના અંતે-છેડેહોવું-આવવું.*vi.*To come to the ultimate point;to come to a close;to cease:સમાપ્ત-પુરૂં થવું.

**Endanger,** (એન્ડેન્જર્ ) *vt.* 1. To put to hazard;to expose to loss or injury: ભય-જોખમમાં નાંખવું. 2. To incur the hazard of:જોખમ માથે લેવું-ખેડવું.

**Endear,**(એન્ડીર્ ) *vt.* 1. To make dear;to make more beloved:પ્રિય-વહાલું-પ્યારૂં ક૦; વહાલું લગાડવું. 2. To raise the price or cost of;to make costly or expensive:કિંમત વધારવી;મોંઘું ક૦.

**Endearment,**(એન્ડીર્મેન્ટ્ )*n.* The act of endearing; the state of being endeared:જેથી પ્યારૂં-વાહાલું લાગે છે તે;પ્યાર;હેત;વહાલ.

**Endeavour,**(એન્ડેવર્ )*n.* [L.*Debeo*

I owe].An exertion of the physicial or intellectual strength towards the attainment of an object;an effort:પ્રયત્ન; યત્ન; લાગ; ઉપચાર;ઉદ્યોગ;કોશીશ;મેહેનત. *vt.* To attempt to gain; to use efforts to effect; to strive to achieve:યત્ન-ઉદ્યોગ કo;અજમાવવું.*vt.*To exert one's self:મથવું યત્ન-પ્રયત્ન કo.

**Endemical,**(એન્ડેમિકલ્ )*a.*[Gr.*en* & *demos*,people.]Peculiar to a people or nation:એક દેશના લોકનુંજ;ખાસ.

**Ending,**(એન્ડિન્ગ્ )*n.***1**. Termination;result;conclusion; destruction;death:અંત;પરિણામ;સીમા;આખર;છેડો;નાશ; વિનાશ;મરણ. **2**. The terminating syllable or letter of a word:શબ્દનો છેલ્લો અક્ષર.*Ending* day:છેલ્લો દિવસ;મરણદિવસ.

**Endless,**(એન્ડલેસ્ ) *a.* Perpetual; interminable:છેડા વગરનું;અનંત.**2.** Infinite;excessive:અપાર;બેશુમાર; બેહદ;અણહદ.**3.**Unprofitable;fruitless:અફળ; નિષ્ફળ; મિથ્યા;ફોકટ; નિઃસાર.**4**. Void of design;objectless: મતલબ-હેતુ-કારણ-ધારણા વિનાનું-રહિત;અમસ્તુંજ;નિસ્પ્રયોજક.

**Endogamy,** (એન્ડૉગેમિ) *n.* [ Gr. *endon*, within, & *gamos*, marriage.] Marriage only within the tribe:પોતાની જાતમાંજ થતું લગ્ન. Opposed to *exagamy*.

**Endorse,** (એન્ડૉર્સ ) *vt.* [L. *en* & *dorsum*,the back.]To write something on the back of,as a bill:-ની પાછળ લખવું;શેરો કરવો.**2.**To assign or transfer by endorsement:લખીને કોઈના નામ ઉપર ચઢાવી આપવું-ફેરવી આપવું.**3**. To sanction; to approve:કબુલ-મંજુર કરવું;અનુમોદન આપવું;પસંદ કરવું.

**Endorsement,**(એન્ડૉરમેન્ટ્ )*n.*The act of endorsing:શેરો કરવો તે;શેરો. **2.**The signature of the holder of a bill of exchange written on its back:હુંડીની પાછળ તેના ધરાવનાર-માલીકની સહી-મતુ. **3**. Sanction; approval:મંજુરી;કબુલાત;અનુમોદન; ટેકો;પસંદગી.

**Endow,**(એન્ડાઉ)*vt.*[L.*do*,I give.] **1.**To furnish with money or its equivalent as a permanent fund for support;to settle an income upon;to furnish with a dower: નાણાંની નિમણુક અથવા વર્ષાશન કરી આપવું;સ્ત્રીને-છોકરીને મિલકત આપવી; પલ્લું આપવું.**2.**To enrich or furnish with any gift or faculty; to indue: સંપન્ન-યુક્ત-અન્વિત કરવું; આપવું;બક્ષવું.

**Endowment,** (એન્ડાઉમેન્ટ્ ) *n.* **1.** The act of settling a fund or permanent provision for the support of any one:આપેલી મિલકત; વર્ષાશન;વૃત્તિ; નિમણુક. **2.** That which is bestowed on a person or institution; property, fund, or revenue appropriated to any object:ધર્માદાન.**3.**Gift of nature; talents: ઇશ્વરદત્ત બક્ષીસ-ગુણ-શક્તિ.

**Endue,**(એન્ડ્યુ )*vt.***1.**To put on to; to invest;to clothe:લુગડાં પહેરવાં-પુરાં પાડવાં; આપવું. **2.** To supply with;to endow:આપવું;દેવું;યુક્ત કo.

**Endurable,**(એન્ડ્યુરૅબલ્ )*a.* Capable of being endured or borne: સહન થાય તેવું;ખમી શકાય તેવું;સહ્ય.

**Endurance,**(એન્ડ્યૂરન્સ્ )*n.***1.**State of lasting or duration;continuance: રહેવું તે: નિભાવ; ટકાવ; સ્થૈર્ય; સ્થિતિ.**2.**Sufferance:patience:સહન:સહનતા;સહનશીલતા:શક્તિ;ધીર;સબૂરી.ધીરજ;ક્ષમા;શાન્તિ;ધૈર્ય.ઉત્સાહ.

**Endure,** (એન્ડ્યૂર ) *vt.* [ L. *in* & *durus*, hard.] To remain firm under; to undergo; to support without breaking or yielding: રાખવું.ટકાવી-નભાવી રાખવું.**2.**To bear with patience;to bear up under: સોસવું;વેઠવું;સાંખી રહેવું;ખમવું;ખમીરહેવું *vi.***1.**To remain firm & abiding; to abide;to last:રહેવું;ટકવું.**2.**To remain firm under trial;to suffer without resistance:ખમવું;સહન કo.

**Enduring,**(એન્ડ્યૂરિંગ્ )*a.*Lasting; durable;long-suffering:લાંબી મુદત ચાલે એવું;ટકાઉ; લાંબા વખત સુધી ખમતું-ભોગવતું.

**Endwise,**(એન્ડ્વાઈઝ્ )*adv.* **1.** On end;erectly;in an upright position:ટટાર;ઉભું;સીધું. **2.** With the end forward:આગળ ખૂણો હોય એવું;સિધું.

**Enema,**(એનેમૅ)*n.*[Gr.*in*&*hiemi*,I send.]An injection, thrown into the rectum as a medicine, or to impart nourishment: દવા કે ખોરાકની ગુદાવાટે મારવામાં આવતી પીચકારી.

**Enemy,**(એનીમિ)*n.*[L.*in*,not and *amicus*, a friend.]A foe;an adversary: શત્રુ;દુશ્મન;વેરી;રિપુ. The *enemy*, the opposing force:સામું લશ્કર.

**Enepidermic,** (એનેપિડર્મિક્ ) *a.* (*Med.*)Applied to the skin without friction:ચામડી ઉપર ચોપડેલું-લગાડેલું.

**Energetic-al,** ( એનર્જેટિક્-કલ્ ) *a.* [Gr.*ergon*, work.] **1.** Exerting force; showing activity; operative;active:શક્તિવાન:જબરૂં;દમવાળું;તેજદાર;ચંચળ;ઉદ્યમી.**2** Exhibiting energy;powerful;efficatious: ઉમંગી;હોંશી;ઉત્સાહી;શ્રમી;મેહેનતુ;ઉદ્યોગી.

**Energize,**(એનર્જાઈઝ્ ) *vt.* To give strength or force to;to alacrify: શક્તિવાન-જબરૂં કo.*vi.*To use power in action;to act in producing an effect: ઉમંગભેર કામ કo; ચંચળાઇ વાપરવી.

**Energy,** ( એનર્જી ) *n.* **1.** Internal power;capacity of acting:તાકાદ; બળ;પ્રભાવ;શક્તિ;વીર્ય;જોમ;જીવ;દમ;તેજ;ધમક;જોર;સત્વ;કૌવત.**2.**Vigorous or effectual operation:ઉદ્યમ;ઉદ્યોગ;મહેનત;શ્રમ. **3.** Strength of expression: life; spirit; emphasis: બોલવામાં જુસ્સો;જીવ;દમ. **4.**Capacity for forming work,or moving against resistance: કામ કરવાને માટે શક્તિ;બળશક્તિ.

**Enervate,**(એનર્વેટ્ )*vt.* [L.*e*, out of and *nervus*, a nerve.]**1.** To deprive of nerve;to render feeble: નિર્બળ-દુર્બળ-શક્તિહીન-કમજોર-નિર્વિત્ત કo;વીર્ય-શક્તિ કમી કo.*a.*Weakened;weak;without strength:કમજોર;નિર્બળ;દુર્બળ;શિથિલબળ;હતવીર્ય.

**Enfeeble,**(એન્ફીબલ્ )*vt.*To render feeble; to deprive of strength; to weaken:નબળું-કમકૌવત્ત-નિર્બળ-કમજોર કo.

**Enfeoff**(એન્ફેફ્ )*vt.*[L.&*in feoffare*, to confer a fief on one.]**1.**To give a fief to; to invest with a fee: જાગીર આપવી.**2.**To surrender; to give up:તાબે કo-ને હવાલે-સ્વાધીન કo.

**Enfilade,**(એન્ફિલેડ્ )*n.*[L.*filum*.] A raking fire: સીધો ગોળીનો માર. *vt.*To pierce or scour with shot through the whole length of, as a work or line of troops:હારબંધ લોકો ઉપર ગોળી મારવી.

**Enforce,**(એન્ફોર્સ્) *vt.* 1. To put force upon;to force; to compel: જોરજુલમથી-બળાત્કારે - જબરદસ્તીથી કરાવવું;જરૂર પાડવી. 2.To make or gain by force:જોરજુલમ-જબરદસ્તીથી ક૦;પરાણે-બળથી ક૦.3.To put in action by violence;to drive:જોરથી ચલાવવું.4.To give force to;to urge with energy:ટેકો-પુષ્ટી-જોર આપવું. 5.To put in force;to give effect to;to execute with vigour:બજાવવું;ચાલુ ક૦;પ્રવર્તાવવું;અમલમાં લાવવું;ચલાવવું.6.To urge;to ply hard: દબાણ કરવું;સંકોરવું.*vi.*1.To attempt by force: જોર જુલમથી યત્ન ક૦. 2. To prove;to evince:સાબેત ક૦.*n.* Force;strength;power: જોર;સત્તા; બળ;દમ.

**Enforcement,**(એન્ફોર્સ્મેન્ટ્) *n.* 1. Compulsion;restraint;force: જોરથી કરાવવું તે;જબરદસ્તી.2.A giving force to;a putting in execution: અમલમાં લાવવું તે;બજાવણી; દૃઢિકરણ; દૃઢપ્રમાણ. 3. That which constrains,gives force or effect to: પુષ્ટિ મળવી તે;ટેકો મળવો તે;ટેકો.

**Enfranchise,**(એન્ફ્રેન્ચાઇઝ્) *vt.*[Fr. *franc*,free.]To set free;to liberate from slavery; to release from custody:છૂટું-મોકળું ક૦;મુક્ત ક૦;સ્વતંત્ર ક૦;છોડવવું. 2.To make free of a city or state;to admit to the privileges of a freeman: પરદેશીને કોઇ નગર અથવા મૂલકના હક આપીને તેને ત્યાંના રેહેવાશી સમાન ક૦.3.To receive as denizens;to naturalize:રહેવાશી તરીકે માન્ય ક૦.

**Engage,**(એન્ગેજ્) *vt.*[Fr.*en* & *gage*, a pledge.]1.To put under pledge; to render liable;to bind; to involve:વચનથી બાંધી લેવું;પ્રતિજ્ઞા આપવી;કરાર-બોલી-શરત કરાવવી. 2. To gain for service;to bring in as associate or aid;to enlist: પ્રવૃત્ત ક૦;યોજવું;લેવું;રાખવું;વળગાડવું. 3.To gain over; to win and attach; to draw:મનાવી લેવું;આપણે વશ ક૦; -નું મનરંજન ક૦;આકર્ષણ ક૦;મનમોહિત ક૦.4.To employ the attention and efforts of; to occupy; to draw on:કામમાં રોકવું;વળગાડવું; કામે લગાડવું. 5. To encounter; to bring to conflict: હલ્લો ક૦; લડાઈ ક૦. 6. To come into gear with:-માં ભરાવું-ગુંચાવું-ગુંથાવું.*vi.*1. To become bound; to warrant: વચનથી બંધાવું;-ને માટે જવાબદાર થવું. 2. To embark in a business; to take a part;to devote attention;to enlist:કામમાં રોકાવું-ગુંથાવું-હાથ ઘાલવો. 3. To enter into conflict;to join battle: હુમલો ક૦; લડવા માંડવું;લડાઇમાં રોકાવું.

**Engaged,**(એન્ગેજ્ડ્) *a.* Occupied; employed;busy:રોકાયલું;મચેલું;કામમાં પડેલું.2.Promised;pledged: વચનથી બંધાયલું;*esp.*promised in marriage;betrothed: લગ્નનાં વચન -કોલથી બંધાયલું; વિવાહ થયલો હોય એવું;અદરાયલું.3.Greatly interested; earnest: અતિઉત્સુક; આતુર; ઉત્કંઠિત. 4. Involved in a hostile encounter:લડાઇમાં પડેલું-ગુંથાયલું.

**Engagement,**(એન્ગેજ્મેન્ટ્) *n.* 1. The act of engaging or pledging:કરાર;શરત;પ્રતિજ્ઞા;સંકેત;વાયદો;કબૂલાત;ઇકરાર;બોલી.2.The state of being pledged:બંધન;સંકેત; ઠરાવ. 3. Obligation by promise or contract;employment:પ્રવૃત્તિ;વ્યાપાર;વ્યવસાય;કામ;ધંધો;ઉદ્યોગ;રોકાણ. 4.An action or battle:યુદ્ધ;સંગ્રામ;લડાઇ.5.The state of being in gear:એક એકમાં ભરાઇ-ગુંચાઈ જવું તે.

**Engaging,**(એન્ગેજીન્ગ્) *a.*Tending to draw the attention;attractive: મનોહર;હૃદયગ્રાહી;આકર્ષક;મોહક; મનમોહન;રમૂજી.

**Engender,**(એન્જેન્ડર્) *vt.*[L.*en* & *genero*,I beget.] 1. To produce by the union of the sexes; to form in embryo;to procreate:જન્મ આપવો;પેદા ક૦.2.To cause to exist; to cause to bring forth; to sow the seeds of:ઉત્પન્ન ક૦;બનાવવું;કારણભૂત થવું.*vt.*1.To assume form;to come into existence:પેદા થવું. 2. To come together; to meet:મળવું; ભેગા થવું;ભેટવું.

**Engine,**(એન્જીન્) *n.*[L.*engenium*, invention.]1.A compound machine by which any physical power is applied to produce a given physical effect:યંત્ર;સંચો. 2. Any instrument by which any effect is produced;one for war or torture: હથિયાર; શસ્ત્ર. 3. Any thing used to effect a purpose;means;agent:ઉપકરણ;સાધન; ઉપાય.4. Natural capacity; ability;skill: કુદરતિ શક્તિ; કુશળતા;કાબેલીઅત;ચતુરાઇ.

**Engineer,**(એન્જીનીર્) *n.*1.A person skilled in the principles and practice of engineering, either civil or military:યંત્રવિદ્યા જાણનાર;યંત્રશાસ્ત્રી.2.One who manages an engine;an engine driver:એન્જીન ચલાવનાર;યંત્ર ચલાવનાર.3.One who carries through an enterprise by skilful contrivance;an efficient manager:નિપુણ-પ્રવીણ પુરૂષ;વિશારદ;મુસદ્દી;પહોંચેલ-કહ્રેલ માણસ;દીર્ઘદર્ષિ.*vt.*1.To perform the work of an engineer on:-ના ઉપર ઇજનેરી અક્કલથી કામ કરવું.2.To use contrivance and effort for; to guide the course of;to manage: યુક્તિ વાપરવી-થી ચલાવવું-ઠેકાણે પાડવું-સાંગોપાંગ પાર ઉતારવું.

**Engineering,** (એન્જીનીરિન્ગ્) *n.* The science and the art of utilizing the forces and materials of nature:યંત્રવિદ્યા;સંચો ચલાવવાનો હુન્નર;ઇજનેરી કામ.

**Enginery,**(એન્જીનેરિ)*n.*1.The act of managing engines or artillery:સંચો-તોપખાનું ચલાવવું તે. Engines in general;instruments of war:લડાઈનાં હથિયાર;હથિયાર; શસ્ત્ર. 3. Any device or contrivance; machinary:યુક્તિ;સંચા કામ; યાંત્રિક રચના-ગોઠવણ.

**Engird,**(એન્ગર્ડ્) *vt.*To gird;to encircle;to encompass: ઘેરવું; ગોંધવું; ઘેરી લેવું.

**Englad,**(એન્ગ્લેડ્) *vt.*To make glad; to cause to rejoice:ખુશી-આનંદી ક૦.

**Engle,**(એન્ગલ્) *n.* A favourite; a paramour;an ingle:પ્યારો; વહાલો; જીવનન;આશક.*vt.*To cajole or coax, as a favourite:ફોસલાવી લેવું;ખુશામત ક૦.

**English,**(ઈન્ગ્લિશ્) *a.*[A.S.*Engle*, angle.]Belonging to England or to its inhabitants:ઇંગ્લાન્ડ દેશ-અંગ્રેજ લોકનું; ઈંગ્રેજી;અંગ્રેજી. *n.*1. The people of England:અંગ્રેજ;અંગ્રેજ લોક.2.The language of England or of the English nation,and of their descendants in India,America,and other countries:અંગ્રેજી ભાષા.4.A kind of type:એક જાતનાં છાપવાનાં બીબાં.*vt.*To translate into English; to Anglicize; to inter-

Every one thinks his shilling worth thirteen pence:

pret;to explain: અંગ્રેજીમાં તરજુમો કરવો;સમજાવવું;અર્થ કરવો.

**Engloom,**(એન્ગ્લૂમ ) *vt.* To make gloomy:અંધારૂં કo;ઉદાસ કo.

**Engoal,**(એન્જેલ્ )*vt.*To imprison: કેદ કo;બંધીવાન-કેદી કo-બનાવવું.

**Engorge,**(એનગૉર્જ) *vt.* [ Fr. *en* & *gorge*,the throat.]To glut;to swallow in large quantities; to devour: ગરચી ગરચીને-ઠાંસીઠાંસીને ખાવું; ગટક કરી જવું;અકરાંત્યાની પેઠે ખાવું.

**Engrail,**(એન્ગ્રેલ્ )*vt.* 1. To variegate or spot as with hail:કાબરચીતરૂં કo 2.To indent with curved lines:કોરણુ ઉપર કાંગરીઓ પાડવી.*vi.*To form an edging or border;to run in curved lines:કોરણ કo;કિનારી મૂકવી-પાડવી.

**Engrain,**(એન્ગ્રેન )*vt.*1.To dye in grain or of a fast color:પાકો રંગ દેવો.2. To infuse deeply: મજબૂત ઠસાવવું;દ્રઢીભૂત થવું;મિશ્રિત કo.

**Engrave,**(એન્ગ્રેવ્ ) *vt.* 1. To cut in;to make by incision;કાપ-ચીરો પાડવો.2.To crave letters,figures or devices upon:અક્ષર,ચિત્ર વિગેરે કોતરવું;નકશી કાઢવી;કોરવું.3. To represent by means of incisions upon wood,stone or metal: લાકડાં અથવા ધાતુ ઉપર કાપા પાડવા;કોતર કામ કo.4.To impress deeply; to inflx:સજ્જડ-મજબુત ઠસાવવું.

**Engraver,**(એન્ગ્રેવર્ )*n.* One who engraves; a cutter of letters, figures or devices on stone, metal or wood;a sculptor;a carver:કોતરનાર;નકશી પાડનાર;નકશી કામ કરનાર;તક્ષક.

**Engraving,**(એન્ગ્રેવિન્ગ્ )*n.*1. The art of cutting stone,metals,&c. & representing figures thereon: નકસી પાડવાનો હુન્નર;તક્ષણ;મુદ્રા;કોતરણી.2.An engraved plate:કોતરેલુ પત્રુ-પાનું.3.An impression from an engraved plate;a print:નકશીકામ.

**Engross,**(એન્ગ્રોસ્ )*vt.*[Fr.*en*&*gros*, big.]1.To make thick or large; to increase in bulk:જાડું-મોટું બનાવવું;કદમાં વધારવું.2.To copy in a large and fair hand: મ્હોટા અને સારા અક્ષરે લખવું. 3. To seize in the gross;to make the whole of; to absorb:-માં ગરક-લીન-તલ્લીન-કરવું; એકચિત્ત થઈ જવું.4.To assume in undue proportion: બહુ લેઇ પડવું; ધારણ કo;એક હાથ કરી લેવું;કોઈના કબજામાં જાયજ નહિ એમ કરવું.Engrossed:તલ્લિન;નિમગ્ન;તત્પર; આવિષ્ટ; ગરક; તન્મય;આસક્ત;એકાગ્ર;પરાયણ.

**Engrosser,**(એન્ગ્રોસર્ ) *n.* 1. One who copies a writing in large fair characters: મોટા અક્ષરે સાફ-નકલ કરનાર.2.One who takes the whole;a forestaller: a monopolist:વેપાર એક હાથ કરી લેનાર.

**Engrossing,**(એન્ગ્રોસિન્ગ્ ) *n.* Act of writing in fair characters:મ્હોટા ને સારા અક્ષરે લખવું તે.*a.*Absorbing:ગરક-લીન કરે તેવું.

**Engulf,** (એન્ગલ્ફ્ ) *vt.* To absorb or swallow up as in a gulf:બુડાડી દેવું;ગરક કo;-માં દાટી દેવું.

**Enhance,**(એન્હૅન્સ્ )*vt.* [ L. *ante* before & *altus*,high.)1.To raise or lift up;to exalt:ઉંચું કo;ચઢાવવું;-થી-નાકારણથી ચઢવું-વધવું. 2. To heighten: to increase; to make more costly:ભારે-મ્હોટું કo;-થી મ્હોટું થવું;વધારવું;વધવું;કિંમત ચઢાવવી.*vi.* To be raised up;to swell;to grow large:વધવું;ચઢવું.

**Enhancement,** ( એન્હૅન્સ્મેન્ટ્ ) *n.* The act of increasing or the state of being increased augmentation aggravation:ભરતી;વધારો;વૃદ્ધિ.

**Enigma,**(ઇનિગ્મૅ)*n.pl.* **Enigmas** [Gr.*ainissomai*,I speak darkly.] 1.An obscure question or saying, a puzzle;a riddle:ઉખાણું;ક્હેયારો; કૂટાર્થ વાક્ય;ભેદવચન;સમસ્યા. 2. An action or mode of action which cannot be satisfactorily explained: ગૂઢ ગહનકામ;છૂપો ભેદ.

**Enigmatical,**(ઇનિગ્મૅટિકલ્ )*a.*Not easily explained or accounted for;obscure; puzzling: ઉખાણા-ક્હેયરાનું-વિષે;ગૂઢાર્થક;માર્મિક;ગુહ્ય;કૂટાર્થક.**E.**speech:વ્યંગોક્તિ.

**Enigmatist,**(ઇનિગ્મૅટિસ્ટ્ )*n.* One who makes,or talks in enigmas: કોયડા બનાવનાર; વ્યંગમાં વાત કરનાર.

**Enjoin,**(એન્જૉઇન ) *vt.* 1. To give a command to; to direct with authority; to order: અધિકારથી ક્હેવું; ફરમાવવું;આજ્ઞા-હુકમ કo. 2. To prohibit or restrain by a judicial order or decree:કામ બંધ કરવાની તાકીદ આપવી;કાયદાથી મનાકo.*vt.* To join or unite:ભેગા મળવું.

**Enjoinment,**(એન્જૉઇન્મેન્ટ્ )*n.*The act of enjoining;command; authoritative admonition: ફરમાન; તાકીદ;સખ્ત મનાઇ.

**Enjoy,**(એન્જૉઇ )*vt.*[Fr. *en* & *joie*, joy].1.To take pleasure; to feel; with pleasure:-થી ખુશી થવું-થી આનંદ ઉપજવો;અનુભવવું;-નું સુખ ભોગવવું.2. To have,possess, and use with satisfaction: ભોગવવું;-નો ઉપભોગભોગવવો કo.3.To have sexual intercourse with:મૈથુન કo; રતિક્રિયા કo;વિલાસ માણવો.To *enjoy* one's self.to feel pleasure or satisfaction in one's own mind, or from the pleasures of which one partakes;to be happy:પોતાના મનનો સંતોષ થયાથી ખુશી-સુખી થવું. *vt.*To live in happiness:સુખમાં રેહેવું.

**Enjoyable,**(એન્જૉઇએબલ્ )*a.* Capable of being enjoyed;capable of giving joy:ભોગ્ય;ભોક્તવ્ય;ઉપભોગ્ય; રમ્ય;રમણીય;સુખદ;મનોરમ.

**Enjoyment,**(એન્જૉઇમેન્ટ્ )*n.*1.The condition of enjoying; possession & use:કબજે ભોગવટો;ઉપભોગ; વહિવટ.2.That which gives pleasure or satisfaction: સુખ;આનંદ; હર્ષ;ગમત;મોજ;સંતોષ;વિષયભોગ;વિષય સુખ-વિલાસ.

**Enkindle,**(એન્કિન્ડલ્ )*vt.*1. To set on fire;to kindle:સળગાવવું;ચેતવવું; દીવાસળી મુકવી.2.To excite; to inflame:જાગૃત-પ્રદિપ્તકo;સળગાવવું;ઉત્તેજીત કo.

**Enlace,**(એન્લેસ્ )*vt.*To lace:to encircle:મગજી-કોર-રીતચોડવી; hence, to entangle:ગુંચવી નાંખવું.

**Enlarge,**(એન્લાર્જ)*vt.*1.To increase in quantity or dimensions: to extend:મ્હોટું કo;વધારવું;ફેલાવવું;પ્રસારવું;વિસ્તારવું.2.To increase the capacity of;to dilate as with joy or affection:પ્રફુલ્લિત કo;ખિલવવું;-થી ખીલવું;-પ્રફુલ્લિત થવું.3.To set at large to give freedom to:છૂટ આપવી;રજા આપવી. *To* **e** *an order or rule* to extend the time for complying with it: કોઈ હુકમ કે કાયદો અમલમાં લાવવાની મુદત વધારી આપવી.*To* **e**.*one's self*,to spread out discourse: ભાષણ લંબાણથી-વિસ્તાર પૂર્વક કરવું.*To* **e**.*the heart*,to make free,liberal and charitable: મન ઉદાર-મ્હોટું કo.*vi.*1.To grow large; to expand:કદમાં વધવું-મ્હોટું થવું.2.

To be diffuse in writing or speaking;to expatiate:વિસ્તારીને બોલવું.

**Enlargement,**(એન્લાર્જ્મેન્ટ્ )*n.* 1. Augmentation;expansion:મ્હોટું થવું તે;પ્રફુલ્લિત થવું તે;વૃદ્ધિ;વિસ્તાર; વધારો.2.Extension of the powers of mind;ennoblement:બુદ્ધિની વૃદ્ધિ થવી તે.3. A setting at large; release from confinement:ગુલામગીરીમાંથી છૂટકારો. 4. Diffusiveness of speech or writing; expatiation: વિસ્તારીને બોલવું તે; વાગ્વિસ્તાર;ગ્રંથવિસ્તાર.

**Enlighten,** (એન્લાઇટન્ ) *vt.* 1. To supply with light;to illuminate: પ્રકાશ-અજવાળું પાડવું; પ્રકાશિત ક૦; દીપાવવું.2.To make clear to the intellect or conscience; to inform;to instruct:માહિત-પ્રબોધિત ક૦;ઉપદેશ ક૦;જ્ઞાન આપવું.

**Enlightener,**(એન્લાઇટેનર્ )*n.*One who enlightens or illuminates: that which communicates light to the eye or clear views to the mind:શીખવનારો;ઉજ્વશપાડનારો;પ્રબોધક;ઉપદેશક.

**Enlightenment,** (એન્લાઇટેન્મેન્ટ્ ) *n.* Act of enlightening, or the state of being enlightened:પ્રકાશ:ડહાપણ;જ્ઞાનદાન:જ્ઞાનસંપત્તિ; તમોભંગ:જ્ઞાનોદ્દીપન;પ્રબોધન;સંસ્કાર;પ્રવૃત્તિ.

**Enlist,**(એન્લિસ્ટ્ )*vt.*1.To enter on a list;to enroll;to register:નોંધવું; નોંધમાં દાખલ ક૦.2.To engage for military or naval service:લશ્કરી કે દરિયાઈ ચાકરીમાં દાખલ ક૦.3.To secure the support and aid of: -ની સહાય-ટેકો-દીલસોજી મેળવવી.*vi.* 1. To engage in military or naval service by enrolling one's name: નામ દાખલ કરાવીને લશ્કરી કે દરિયાઇ ચાકરીમાં રહેવું.2.To enter heartily into a cause: ખરામનથી કોઇપણ કામમાં સામેલ થવું;પ્રવૃત્ત થવું.

**Enlistment,** (એન્લિસ્ટ્મેન્ટ્ ) *n.* 1. The act of enlisting or the state of being enlisted:નોંધ; કલમબંદી. 2.The writing by which a soldier or a sailor is bound:સીપાઇ કે ખલાસીને લશ્કરમાં રાખવાનો કબાલો;બાંધણી.

**Enliven,**(એન્લાઇવેન્ )*vt.* 1.To give life, action or motion to;to excite:જીવતું-સજીવન ક૦;જીવદાન-પ્રાણદાન આપવું;જીવ ઘાલવો.2. To give spirit or vivacity to;to animate: ઉત્સાહ-તેજ-જીવ-દમ આણવો; હર્ષ ઉત્પન્ન ક૦;જુસ્સો આપવો;સચેત કરવું.

**Enlivener,** (એન્લાઇવેનર્ ) *n.* One who or that which enlivens,or invigorates:સજીવન કરનાર;તેજ આપનાર;ખુશ કરનાર;ઉત્તેજીત કરનાર.

**Enmity,**(એન્મિટિ)*n.*[L.*inimicus* unfriendly.] 1. Hostile or unfriendly disposi tion;animosity: અદાવત;વેર;શત્રુભાવ;દુશ્મનાઇ;દ્વેષ;દ્વેષભાવ.2.Astate of opposition; hostility:વિરોધ:વિપક્ષતા;વિરૂદ્ધતા. *Deep and deadly:e.*:હાડવેર;ખટાશ્ક.

**Enneagon,** (એન્નીઍગૉન્ ) *n.* [Gr. *enne,* nine,& *gonia,* angle.] A polygon having nine sides and nine angles:નવ બાજુ અને નવ ખૂણાની આકૃતિ.

**Ennoble,**(એન્નોબલ્ )*vt.*1.To make noble;to dignify:મ્હોટું-શ્રેષ્ઠ ક૦;ઉત્કર્ષ-ઉન્નતિએ લઇ જવું; પ્રતિષ્ઠાએ પહોચાડવું.2.To raise to nobility; to give titular rank to:અમીર ક૦;ઉમરાવની પદવી આપવી.

**Ennoblement,** (એન્નોબલ્મેન્ટ્ ) *n.* 1. The act of making noble or dignifying: ઉત્કર્ષ;ઉન્નતિ;પ્રતિષ્ઠા. 2. Excellence;dignity: હોદ્દો; શ્રેષ્ઠતા.

**Ennui,**(આન્વી)*n.* [L. *in odio,* in hatred.]A feeling of weariness and disgust;tedium: ઉચાટ;વિષાદ;ગ્લાનિ;કંટાળો;શ્રમ;થાક.

**Enormity,** (ઇનૉર્મિટિ ) *n.* 1. The state of exceeding a measure or rule;excessiveness:ઘણું મ્હોટું થવું તે;અતિશયતા.2.An exceeding offence;an atrocity: મહા પાપ;તકસીર;મહાપાતક;અઘોરપાતક.

**Enormous,**(ઈનૉર્મસ્ )*a.*[L. *e,* out & *norma,* rule.]1. Out of due proportion;inordinate: બેહદ; અપરિમિત.2.Great beyond the common measure: ઘણું મ્હોટું; જબરૂં; વિશાળ. 3.Exceedingly wicked; atrocious:મહાપાતકી;અતિદુષ્ટ.

**Enormously,** ( ઈનૉર્મસ્લિ ) *adv.* Beyond measure; excessively: અતિશય;બેહદ;અમર્યાદ.

**Enough,**(ઈનફ્ )*a.*[A.S *geneah,* it suffices.]Giving content;answering the purpose;sufficient:જોઈએ તેટલું;પૂરતું;યોગ્ય.*adv.*1.To satisfaction: બસ. 2.Fully;quite:પુરૂં; બસ;બીલકુલ;તદ્દન.3.In a tolerable degree:ઠીક;સમજ્યા. *n.* A sufficiency:પૂરતાપણું.*Interj.*An exclamation denoting sufficiency: બસ બસ;થયું થયું.

**Enquire,**(એનક્વાઇર્ )*vt.* 1. To ask about:પુછવું. 2. To call or name: બોલાવવું.*vi* 1.To ask a question; to seek for truth:સવાલ-પ્રશ્ન પુછવો;પ્રશ્ન ક૦;ખબર કાઢવી; પુછગાછ-પટપુછ કરવી. 2. To make examination:તપાસ ક૦.

**Enrage,**(એન્રેંજ્ ) *vt.* To fill with rage; to provoke to madness: ચીડવવું:સંતાપવું;ગુસ્સે ક૦; ખીજવવું;-થી ક્રોધ ચઢવો.

**Enrapture,** ( એનરૅપ્ટચુર્ ) *vt.* To transport with pleasure;to enravish:અત્યંત ખુશ ક૦;અત્યાનંદ પમાડવું;આહ્લાદિત ક૦.

**Enravish,** (એનરૅવિશ્ ) *vt.* To enrapture; to charm: મગ્ન-ખુશ ક૦; આનંદિત ક૦.

**Enravishment,**(એનરૅવિશ્મેન્ટ )*n.* Ecstasy;rapture: અતિહર્ષ;ખુશી;પરમાનંદ;સંતોષ.

**Enrich,**(એનરિચ્ )*vt.* 1. To render opulent: ધનવાન-દ્રવ્યવાન-સધન-તાલેવંત ક૦. 2. To make rich with manure;to fertilize: ખાતર પુરવું; ફળદ્રુપ-ફળવંત ક૦.3.To instruct;to store: જ્ઞાન આપવું-સંપાદન કરાવવું. 4.To adorn:શણગારવું;સુશોભિત ક૦; રસિક-મનોરંજક ક૦.

**Enrichment,**(એનરિચ્મેન્ટ્ )*n.*The act of making rich;decoration; embellishment: ધનવાન-સુશોભિત ક૦ તે;સધનતા;ફળદ્રુપતા;ભૂષણ.

**Enroll,**(એન્રૉલ્ )*vt.* 1. To record; to leave in writing:નોંધવું;નોંધમાં દાખલ ક૦. 2. To envelop;to involve.વિંટાળવું;બીડવું.

**Enrollment,** (એન્રૉલ્મેન્ટ્ ) *n.* 1. The act of enrolling:નોંધ;કલમબંધી;કલમબંદી.2.That in which any thing is enrolled;a register:નોંધ;દફતર.રજીસ્ટર.

**Enroot,**(એન્રૂટ્ )*vt.* To fix by the root;to fix fast:મજબૂત બેસાડવું;રોપવું;ઉંડાં મૂળ ઘાલવાં.

**Enroute,**(અન્રૂટ્ )*adv.* Along the way or road:રસ્તે જતાં.

**Ens,**(એન્સ્ )*n.*[L.*ens,* a thing.]1. Entity,being or existence: હોવાપણું;હયાતિ;અસ્તિત્વ.2.Essence: તત્વ વસ્તુ.3.God:પરમેશ્વર;પરમાત્મા.

Every one is kind to the rich:

**Ensample,**(એન્સૅમ્પ્લ્) [L. *exemplus.*] An example; a pattern for imitation: ઉદાહરણ; દાખલો. *vt.* To exemplify: દાખલો આપવો.

**Ensanguine,**(એન્સૅંગ્વિન) *vt.* To stain or cover with blood; to smear with gore: લોહીથી ખરડવું.

**Ensconce,**(એન્સ્કૉન્સ) *vt.* To protect; to hide securely: બચાવ ક૦; આશરો આપવો.

**Enseal,**(એન્સીલ્) *vt.* To impress with a seal: મોહોર ક૦; છાપ મારવી; સિક્કો ક૦.

**Enseam,**(એન્સીમ) *vt.* To sew up; to inclose by a seam; to contain: ઓટી લેવું; બખીઆ દેવા-મારવા; શીવવું.

**Ensemble,**(એન્સેમ્બલ્) *n.* [L. *in* and *simul*, together.] The whole; all the parts taken together: આખું; બધું; એમનું એમ.

**Enshrine,**(એન્શ્રાઈન) *vt.* To inclose in a shrine or chest; to cherish: પેટીમાં મૂકવું; જતનથી સાચવવું; સાચવી-સંભાળીને રાખી મૂકવું.

**Ensign,**(એન્સાઇન) *n.* [L. *in* & *signum*, mark.] 1. A flag; a standard; a banner: વાવટો; નિશાન; ઝુંડો. 2. A signal to give notice: નિશાન; સંકેત. 3. Sign; badge of office or rank; symbol: ચિન્હ; લક્ષણ; નિશાની. 4. A comminssioned officer who carries the flag: નિશાન ઉંચકનાર સનંદી અમલદાર; નીશાનચી. *vt.* 1. To designate by an ensign: વાવટાથી ઓળખાવવું. 2. To distinguish by a mark or ornament: નિશાની-લક્ષણથી ઓળખવું.

**Ensigncy,**(એન્સાઈન્સિ) *n.* The rank or office of an ensign: નિશાન ઉંચકનારનો હોદ્દો.

**Ensilage,**(એન્સિલેજ) *n.* [L. *sirus*, a pit.] The process of preserving fodder in a pit: ખાડામાં ઘાસ દાણો વિ૦ બરોબર સાચવી રાખવો તે. 2. The fodder so preserved: એ પ્રમાણે સાચવી રાખેલો ઘાસ દાણો.

**Enslave,**(એન્સ્લેવ્) *vt.* To reduce to slavery: ચુંડો-દાસ-ગુલામ ક૦. 2. To master or overpower: વશ-કબજે રાખવું; આત્મ સંયમ કરવું.

**Ensnare,**(એન્સ્નેર્) *vt.* To entrap; to take by artificial means: સપડાવવું; જાળ-ફાંસામાં પકડવું. 2. To entangle; to inveigle: ફસાવવું; પેચ-દાવમાં લાવવું.

**Enstamp,** (એન્સ્ટૅમ્પ) *vt.* To impress deeply; to stamp: છાપ મારવી; છાપવું.

**Ensue,**(એન્સ્યૂ) *vt.* [L. *in* and *sequor*, I follow.] To follow; to pursue: પાછળ પડવું-જવું. *vi.* To follow or come after; to result from: ઉદ્ભવવું; પરિણામ થવું-હોવું; પછી-પાછળ આવવું; નીકળવું; નીપજવું.

**Ensure,**(એન્સ્યૂર્) *vt.* 1. To make sure or secure: ખચિત-નક્કી-દૃઢ-ક૦.

**Entail,**(એન્ટેલ્) *n.* [L. *tailler*, to cut] 1. (*a.*) An estate in fee entailed: વંશપરંપરાથી આવેલી મિલ્કત. (*b*) The rule by which the descent is fixed: મિલ્કત વંશપરંપરા આપવાનો નિયમ. 2. Delicately carved ornamental work: શોભા આપે એવું બારીકાઇથી કોતરેલું કામ; નકશી કામ. *vt.* 1. To settle inalienably on a person and his descendant: વંશપરંપરા આપવું. 2. To cut or carve for ornament: શોભાને માટે કોતરકામ કાઢવું. 3. To devolve as a consequence or necessity: ને માથે આવી પડવું; બોજ રૂપ થઈ પડવું.

**Entailment,**(એન્ટેલ્મેન્ટ્) *n.* The act of giving as an estate: વંશપરંપરા કરી આપવું તે. 2. A thing entailed: વંશપરંપરા આપેલી વસ્તુ.

**Entangle,** (એન્ટૅન્ગલ્) *vt.* 1. To twist or interweave in such a manner as not to be separated: ગુંચવવું; પેચમાં લાવવું. 2. To involve in complications: ગુંચવણમાં નાંખવું; ગોટાળો ક૦. 3. To perplex; to puzzle: ગભરાવવું; ગુંચવવું.

**Entanglement,**(એન્ટૅન્ગલ્મેન્ટ્) *n.* State of being entangled: intricacy; perplexity: ગુંચવણ; ફાંસો; જાળ; ફાંદો; ગભરાટ; પેચ; ગુંચવાડો.

**Enter,**(એન્ટર્) *vt.* [L. *intrare*: to enter.] 1. To come or go into; to penetrate; to pierce: અંદર જવું-આવવું; પ્રવેશ ક૦; પેસવું; સંચરવું; મળવું;-માં ભળવું. 2. To join; to be admitted to: દાખલ કરીને રાખવું; માં દાખલ થવું; ભળવું. 3. To engage in; to become involved in: ધંધામાં દાખલ થવું-પેસવું કામે-ધંધે વળગવું-લાગવું. 4. To attain; to begin; to commence upon: માં પડવું-આવવું. 5. To put in; to insert: માંહે મૂકવું-દાખલ ક૦; ખોસવું; ઘાલવું. 6. To inscribe; to record: નોંધ ક૦; લખવું; નોંધવું. 7. (*a*) To go into or upon lands and take actual possession of: કોઇ પણ જમીનપર જઇને તેનો ખરેખરો કબજો લેવો. (*b*). To put upon record in proper form: રીતસર રજીષ્ટરમાં નોંધ ક૦. 8 To submit a statement with the original invoices: અસલ ભરતિયાં સામેલ રાખીને એકરાર મોકલવો. 9. To file or inscribe upon the records of the land office the required particulars: ને નામે-ખાતે ચઢાવવું. ની જોઇતી તપસીલ લખીને નોંધ કરવી. 10. To deposit for copyright the title of: કોપિરાઇટને માટે નામ નિશાન આપવું. 11. To initiate: માં પ્રવેશ કરાવવો. 1. To go or come in: અંદર જવું-આવવું; also, to begin; to take the first steps: શરૂઆત કરવી; પ્રારંભ કરવો. 2. To get within; to share: ભાગ લેવો-માં ઉતરવું-જવું-પ્રવેશ ક૦. 3. To consider attentively: ધ્યાન પૂર્વક વિચારવું;-પર મનન-ચિંતન ક૦.

**Enteralgia,**(એન્ટરૅલ્જિઅ) *n.* Pain in the bowels; colic: પેટમાં આવતું શુળ-દુઃખવું તે; ચુંક; આંકડી.

**Enteric,**(એન્ટરિક્) *a.* Belonging to the intestines: આંતરડાંની સાથે સંબંધ રાખનારૂં. **E.** *fever*, a typhoid fever: "ટાઈફૉઇડ" જાતનો એકવીશ અથવા અઠ્ઠાવીશ દિવસ જારી રહેતો એક જાતનો આંતરા-ડાં હોજરીમાં સળો થવાથી થતો ઝેરી અને છીવલેણ તાવ.

**Enterocle,**( એન્ટરૉસીલ્ ) *n.* [Gr. *enteron*, intestine & *kele*, tumour.] pernial tumour whose contents are intestine: આંતરડું ઉતરવાથી થતી સારંગગાંઠ.

**Enterprise,**(એન્ટર્પ્રાઇઝ્) *n.* [L. *in* & *prehendo*, I take.] 1. A hazardous attempt; an undertaking; an adventure: સાહસ કામ; જોખમ ભરેલું કામ; સાહસ; જોખમ. 2. Eagerness to engage in labour which requires boldness, energy, &c: કોઇ પણ કામમાં કામે લાગવાની આતુરતા; ઉત્સાહ; ધૈર્ય; પ્રવૃત્તિ; ઉદ્યોગ. *vt.* 1. To undertake; to venture upon: સાહસ કામ કરવાનું માથે લેવું; કામ કરવાને હિંમત ધરવી. 2. To entertain: આગતા સ્વાગતા ક૦. *vi.* To undertake anything difficult: કોઈ પણ અઘરું કામ કરવા માથે લેવું.

**Enterprising,**(એન્ટર્પ્રાઈઝિન્ગ્) *a.* Bold to undertake anything difficult: કોઇ પણ અઘરું કામ માથે લે એવું. 2. Resolute; prompt: સાહસિ-

:ળીડું ઝડપવાને તૈયાર; હિંમતવાન:ઉ-:પાતી;ઉદ્યોગી;વ્યવસાયી;ધીર;ઉત્સાહી.

**tertain,**(એન્ટર્ટેન્)*vt.*[L.*teneo*, hold.]1.To be at the charges of;to maintain:રાખવું;પોષવું;નિભાવવું.2.To give hospitable reception and maintenance to:પરોણા ચાકરી કo;આગતાસ્વાગતા કo;આદરસત્કાર કo.3.To engage agreeably the attention of;to divert:મનરંજન કo;ખુશ કo;-ને વિનોદ પમાડવો. 4.To receive and take into consideration:ઉપર વિચાર કo;ધ્યાનમાં લેવું.5.To harbour;to cherish:મનમાં રાખવું;ધરાવવું. 6. To lead on; to introduce:-માં દાખલ કo-લાવવું. 7. To meet or encounter an enemy:દુશ્મનને મળવું-ની સામા બાથ ભીડવી.*vi.*To receive guests:પરોણાની આગતાસ્વાગતા કo.

**tertaining,** (એન્ટર્ટેનિન્ગ્) *a.* Affording entertainment; pleasing:ગમતી;રમૂજી;મનોરંજક.

**tertainment,** (એન્ટર્ટેન્મેન્ટ્) *n.*1.The act of receiving as host or of pleasing:આગતાસ્વાગતા;આદરસત્કાર.2.(*a*) A feast; a hospitable repast:ઉજાણી;જ્યાફત.(*b*)That which amuses or diverts: ગમત; આનંદ; રંજન;અનુરંજન. 3.Admission into service: નોકરીમાં દાખલ કરવું-થવું તે.4.Pay;wages: રોજ;પગાર;મુસારો.

**ntheal,**(એન્થીઍલ્) *a.*Divinely inspired:ઈશ્વરીબુદ્ધિ વાળું;ઇશ્વર પ્રેરિત.

**nthrall,**(એન્થ્રોલ્)*vt.*To enslave; to inthrall: દાસ-લુંડો-ગુલામ કરવો.

**nthrone,**(એન્થ્રોન્)*vt.*1. To seat on a throne;to invest with sovereign authority: રાજ્યાસનપર બેસાડવું;રાજપદે સ્થાપવું;તખ્તનશીન કo; રાજ્યાભિષેક કo.2.To induct as a bishop into the privileges of a vacant see:કોઇપણ માણસને ખાલી મઠપર પાદરી તરીકે વિધી સહિત સ્થાપવો.

**nthronement,** (એન્થ્રોન્મેન્ટ્)*n.* The act of enthroning or being enthroned:તખ્તનશીન કરવાનું અથવા થવાનુ કામ;રાજ્યાભિષેક.

**nthusiasm,** ( એન્થ્યૂઝિઍઝ્મ ) *n.* [L. *entheos*, inspired.]1. Rapture; ecstasy: અત્યાનંદ. 2. An ardent zeal or interest: ઉત્સાહ; ઉત્કટતા; વ્યગ્રતા;ઉન્માદ;આવેશ; આસક્તિ;ઝનુન. 3. Elevation of fancy: ધર્મોન્માદ;અતિશ્રદ્ધોન્માદ.

**Enthusiast,**(એન્થ્યૂઝિઍસ્ટ્)*n.* (*a*) A religious madman;a fanatic: ઝનુની માણસ; શ્રદ્ધોન્મત્ત; ભક્તિવ્યગ્ર. (*b*)An ardent and imaginative person:a zealot:ખેહદ આતુરતાવાળો માણસ;ગાંડો;ઉત્સાહી.

**Enthusiastic-cal,**(એન્થ્યૂઝિઍસ્ટિક્-ઍસ્ટિકલ્ ) *a.* Zealous in the pursuit of an object: આવેશી; અત્યાતુર;જુસ્સાવાળું;પ્રચંડ;ઉત્સુક;વ્યગ્ર; ઉત્કટ;અત્યંત;તલપાપડ થઈ રહેલું.

**Entice,**(એન્ટાઇસ્ ) *vt.* [L. *titio*, a firebrand.] To draw on; to allure;to incite;to induce to evil: લલચાવવું;લોભ-મોહ પમાડવો;શિખવી-છેતરી કામ કરાવવું;ભ્રમાવવું;આકર્ષવું.

**Enticement,** (એન્ટાઇસ્મેન્ટ્)*n.* 1. Act of alluring or tempting to evil:લલચાવવું તે;ફોસલાવણી;છેતરપંડી;ઉશ્કેરણી;આકર્ષણ.2.Alluring object:મોહની;લોભ;લાલચ;પ્રલોભન.

**Enticer,** (એન્ટાઇસર્)*n.* One who entices; one who instigates to evil:લલચાવનાર;ફોસલાવનાર.

**Entire,**(એન્ટાઇર્ ) *a.* [L. *integer*, whole.]1.Complete in all parts; full & perfect; undivided; not deficient:પૂરૂ;પૂર્ણ;સંપૂર્ણ; સમસ્ત;અખંડ;બધું;તમામ;તદ્દન;સળંગ; કુલ;સકળ; સમગ્ર;સમસ્ત;અશેષ;અખંડિત;નિઃશેષ. 2.Pure;faithful;unqualified: શુદ્ધ;સરળ;નિર્મળ;નરદમ;તદ્દન; અભેદ. 3. Not gelded: ખાસી નહિ કરેલું. 4. Internal;interior:અંદરનું;માંહેલું.*n.* That which is whole and unmingled: સંપૂર્ણતા; નિર્મળતા. 2. A kind of beer combining qualities of different kinds:એક જાતનો પંચમેળ (સેળભેળ) બીર દારૂ.

**Entirely,**(એન્ટાઇર્લિ)*adv.*1. Wholly;fully:તદ્દન;તમામ;છેક;બીલકુલ;નિઃશેષ;સર્વથા.2.Truly;sincerely:અંતઃકરણથી; સત્ય ભાવે-થી.

**Entireness,** (એન્ટાઇર્નેસ્)*n.*Completeness;fullness:આખાપણું;સંપૂર્ણતા. 2. Wholeness of heart; honesty:પ્રમાણિકપણું; શુદ્ધદિલ. 3. Oneness;unity:એકતા;એકસંપ.

**Entirety,**(એન્ટાઇર્ટિ)*n.* Completeness:આખાપણું.2.The whole:આખું;આખી વસ્તુ.

**Entitle,**(એન્ટાઇટલ્)*vt.*[L. *in* and *titulus*, title.] 1. To give title to;to denominate:ખિતાબ આપવો; નામ-અભિધાન-સંજ્ઞા આપવી.*2.To give a claim to: હક-અધિકાર-અખત્યાર આપવો.3.To attribute; to ascribe:આરોપવું;ઠેરવવું.

**Entity,**(એન્ટિટિ)*n.* [L. *ens*, *entis*, thing.]A real being;essence;existance:અસ્તિત્વ;વસ્તુ;હયાતિ.

**Entomb,** (એન્ટૂમ્ ) *vt.* To deposit in a tomb; to bury: ઘોરમાં મુકવું; દાટવું;દફન કo;ગાડવું.

**Entomology** ( એન્ટૉમૉલૉજી ) *n.* [Gr.*entomon*,an insect. ] That part of zoology which treats of insects;the science of insects:જીવડાંની વિદ્યા;જીવજંતુઓનું વર્ણનશાસ્ત્ર.

**Entozoon,** ( એન્ટૉઝોઑન્ ) *n. Pl.* **Entozoa**. A worm-like animal adapted to live within parts of another animal:પેટમાંના કરમ.

**Entrails,**(એન્ટ્રેલ્સ્ )*n.*[L.*intralia*, intestines.]1.Bowels; the guts: આંતરડાં.2.The internal parts:અંદરના ભાગ;અંતર્ભાગ.

**Entrance,**( એન્ટ્રન્સ્ ) *n.*[L.*intro*, I go in.]1.The act of entering or going in: પ્રવેશ; અંદર જવું-આવવું તે. 2. Permission or power to enter: પરવાનગી; જવા આવવાની રજા.3. The door;gate; passage: રસ્તો;માર્ગ;વાટ;દરવાજો;દ્વાર. 4. The commencement;initiation: શરૂઆત;પ્રારંભ;આરંભ; મંડાણ. 5. The causing to be entered;an entering:ચોપડામાં-દફતરે નોંધવું તે;બારનિશી. *vt.* 1. To put into a trance; to make insensible to present objects:મૂર્છામાં નાંખવું; બેભાન કo; બેશુદ્ધિમાં નાંખવું.2. To put into an ecstasy;to enrapture:અતિશય આનંદ પમાડવો;મોહિત કરી દેવું.

**Entrap,**(એન્ટ્રૅપ્ ) *vt.* To insnare; to tangle: ફાંસામાં પકડવું-નાંખવું; સપડાવવું;પેચમાં લેવું

**Entreat,**(એન્ટ્રીટ્ ) *vt.* 1. To deal with;to use or manage:સાથે ચાલવું;વર્તવું. 2. To beseech; to importune: વિનંતિ-અરજ કo; કરગરવું; કાલાવાલા કo.3.To pursuade by entreaty:વિનંતિ કરીને સમજાવવું.4. To entertain; to receive: આગતાસ્વાગતા કo. *vi.* To enter into negotiations: ભાંજગડમાં પડવું. 2.

To make an earnest petition or request: ઉત્સુકતાથી વિનંતિ ક૦. *n.* Entreaty:કાલાવાલા;વિનંતિ.

**Entreaty,**(એન્ટ્રીટિ) *n.* 1. Reception;entertainment:આગતાસ્વાગતા;પરોણા ચાકરી.2.Urgent prayer;pressing solicitation:આગ્રહપૂર્વક પ્રાર્થના-વિનંતિ;આજીજી;કાલાવાલા.

**Entree,**(ઑન્ટ્રે ) *n.* A coming in; permission or right to enter: આવવા જવાનો હક-રજા-પરવાનગી. 2. The first dish served at the table: ભોજન વખતે મેજ ઉપર પહેલી મુકાતી રકાબી.

**Entrust,**(એન્ટ્રસ્ટ્) *vt.* To deliver in trust; to confide to the care of:સોંપવું;સ્વાધીનમાં રાખવું-મુકવું.

**Entry,**(એન્ટ્રિ) *n.*1. (*a*) Entrance; ingress:દરવાજો;આવવા જવાનો રસ્તો; દ્વાર;માર્ગ.(*b*)Beginning:પ્રારંભ;પ્રવેશ; શરૂઆત. 2.The act of making a record: દફતરમાં નોંધવાનું, બારનીશી કામ.3.That by which entrance is made;a vestibule:પરસાળ;ચાલ; ગલી.4.The exhibition of a ship's papers at the custom house,to procure license to land goods: માલ ઉતારીલેવાની રજા લેવાને સારૂ જકાતને નાકે વહાણનાં કાગળિયાં બતાવવાં તે.5.(*a*)The actual taking possession of lands:પ્રવેશ-કબજો ક૦ તે. (*b*)One of the acts essential to complete the offence of burglary and housebreaking: ઘર પ્રવેશ. *Writ of entry,* a writ issued for the purpose of obtaining possession of land from one who has unlawfully entered:ગેરકાયદે પ્રવેશ કરી કબજો લેનાર પાસેથી કબજો પાછો લેવાને માટે આપેલો હુકમ-ચીઠ્ઠી.

**Entwine,**(એન્ટ્વાઇન ) *vt.*To twist together; to entangle: વિંટાળવું; લપેટવું; વળ દેવો; ગૂંથવું. *vi.* To become twisted:વળવું;લપટાવું;વિંટલાવું.

**Entwist,**(એનટ્વિસ્ટ્ ) *vt.* To twist or wreathe around:વિંટવું;લપેટવું; વિંટાળવું.

**Enubilate,** (ઈન્યૂબિલેટ્ )*vt.* [ L.*e*, out,and *nubes*,cloud.] To clear from mist,clouds or obscurity: વાદળાં વિખેરી નાંખવાં.

**Enucleate,** (ઇન્યૂકલીએટ્ )*vt.* [L. *e*, out and *nucleus*, kernel. ] To bring out,as a kernel from its enveloping husks; to uncover: સાફ ક૦;ઉખેલવું.2.To bring to light; to clear:સ્પષ્ટ-ઉઘાડું ક૦;અજવાળામાં લાવવું.3.(*Med.*)To remove without cutting(as a tumor) :કાપ્યા વગર કાઢી નાંખવું-દૂર કરવું.

**Enumerate,**(ઇન્યૂમેરેટ્ )*vt.* [ L.*e*, out and *numerus*,number.[To number;to reckon; to mention one by one;to recapitulate:ગણવું; ગણત્રી ક૦;ગણીને કહેવું;સુમાર કાઢવો.

**Enumeration,**(ઇન્યૂમેરેશન )*n.* 1. The act of making seperate mention or recounting:ગણવું તે; ગણત્રી;ગણના;સુમાર.2. A detailed account: વિગત-વાર હિસાબ. 3. A recapitulation,in the proportion of the heads of an argument: દલીલના વિષયો ગણાવી જવા તે.

**Enumerative,** ( ઈન્યૂમેરેટિવ્ ) *a.* Counting one by one:ગણત્રી કરતું.

**Enunciate,**(ઇનનશિએટ્ ) *vt.* [L.*e*, & *nuncio*,I tell.]1.To proclaim; to declare:બોલવું;જાહેર ક૦; પ્રકટ-પ્રસિદ્ધ ક૦. 2. To make distinctly audible;to pronounce:શુદ્ધ ઉચ્ચાર કરવો;શુદ્ધ-સ્પષ્ટ પણે બોલવું. *vt.* To utter words or syllables articulately:સ્પષ્ટ રીતે ઉચ્ચાર ક૦.

**Enunciation,**(ઇનનશિએશન )*n.* 1. Open attestation; declaration: બોલવું તે; ઉચ્ચારવું તે; ઉચ્ચારણ. 2. Mode of full and distinct utterance: સ્પષ્ટ ઉચ્ચાર; ઉચ્ચારણ.3. Statement:announcement:પ્રસિદ્ધ કરવું તે;પ્રસિદ્ધિ;પ્રસિદ્ધિકરણ.

**Enuresis,** ( એન્યૂરીસિસ્ ) *n.* [ Gr. *ouron*,urine.](*Med.*)An involuntary discharge of urine: ગફલતીમાં બેકાબુથી પેશાબ થઇ જવાનો રોગ;બહુ મુત્ર.

**Envelop,**(એન્વેલૉપ્ )*vt.*[L.*volvo*,I roll.]1.To surround entirely;to wrap up:લપેટી-બીડી દેવું;ઘેરી લેવું.2. To inclose within a case;to overlay:વેષ્ટન ક૦;આવરણ ક૦;લપેટવું.

**Envelope,**(એન્વેલૉપ્ )*n.*1.A wrapper;a cover:બીડો; પરબીડિયું; વેષ્ટન; ઢાંકણ; આવરણ; આચ્છાદન. 2. The nebulous covering of the head or nucleus of a comet:માથા ઉપર વાદળ સરખા દેખાતા તારાઓના સમૂહનું ઢાંકણ,અથવા ધૂમકેતુ-પુંછડીઆ તારાનું માથું. 3. A mound of earth: માટી-કચરાનો ઢગલો.

**Envelopment,** (એન્વેલૉપ્મેન્ટ્ ) *n.* 1.The act of wrapping:ઢાંકણ કરવાનું કામ.2.An envelop:ઢાંકણ.

**Envenom,**(એન્વેનૉમ્ )*vt.*1.To poison;to taint with venom:ઝેર ઘાલવું;ઝેરી-ઝેરદાર ક૦;ઝેર આપવું-પાવું-દેવું.2.To taint with bitterness or malice:વેરભાવ-અદાવતવાળું કરવું:સખત-કરડું કરવું.3.To enrage: ગુસ્સે ક૦.4.To make odious;to render hateful:દુશ્મન જેવું-અંટસવાળું ક૦.

**Enviable,**(એન્વિએબલ્ )*a.* Fitted to excite envy; capable of awakening an ardent desire to possess or to resemble:ઇર્ષ્યાવાળું; ઘણું ઇચ્છવા લાયક;સ્પૃહણીય;સ્પૃહ્ય;ઇર્ષ્યાપાત્ર.

**Enviably,**(એન્વિએબ્લિ)*adv.*In an enviable manner:અદેખાઇથી.

**Envious,**(એન્વિઅસ્ )*a.* [L. *invidia*,envy.]1.Feeling envy:ઝેરીલું; અદેખું;ઇર્ષ્યાખોર.2.Inspiring envy: અદેખાઇ ઉત્પન્ન કરે એવું.3.Careful; cautious:સાવધ:હોંશિયાર;ચોકસ.

**Enviously,**(એન્વિઅસ્લિ) *adv.* In an envious manner;spitefully: અદેખાઇ ભરેલી રીતે:ઇર્ષ્યાપૂર્વક-પુરઃસર.

**Environ,**(એન્વાઈરૉન)*vt.*[L.*virare*, to turn up & down.]1. To surround;to encircle:ઘેરવું;-ની ચારેગમ હોવું-આવવું.2.To involve; to envelop:લપેટવું;વિંટાળવું; આવેષ્ટિત ક૦. *adv.*About;around:આસપાસ;ચોમેર.

**Environs,**(એન્વિરૉન્સ્ )*n.Pl.* The parts or places which surround another place or lie in its neighbourhood: આસપાસની જગ્યા;પરાં;નગરોપાંત.

**Envoy,**(એન્વૉઇ)*n.*[L.*via*,way.]1. A person sent by a prince to negotiate a treaty or transact other business:એક રાજાએ બીજા રાજા જોડે સલાહ વિગેરે કામની ભાંજગડ કરવાને મોકલેલો વકીલ;એલચી.2.An explanatory postscript to a poem or essay:પુનર્લેખ:તાજાકલમ.

**Envoyship,**(એન્વૉઇશિપ્ ) *n.* The office of an envoy:વકીલાત;દુતપણું; એલચિયાત.

**Envy,**(એન્વિ)*vt.*[L. *in* and *video*, I see.]1.To regard with discontent and malevolent longing:-ની અદેખાઇ-ઈર્ષ્યા ક૦;-પર બળવું; બીજાનું સારૂં જોઈ ન શકવું. 2. To be filled with emulation at the sight of: જોઈને સ્પર્ધાએ ભરાઈ જવું;ઘણી લાલચ-

નદી પછવાડે એવાર હોયજ.

ઈચ્છા કo.3.To desire strongly;to covet:તૃષ્ણા રાખવી;લાલચ રાખવી.4. To injure:ઇજા કo;દુ:ખદેવું;-નું ખોટું-ભૂડું કo.5.To hate:ધિક્કારવું;-નો તિરસ્કાર કo.6.To emulate:-ની સરસાઇ-હરીફાઇ કo.*vi*.1.To be filled with envious feeling: અદેખાઇ રાખવી. 2.To rail:ખાર-ઇર્ષ્યા રાખવી-બતાવવી.*n*. 1. Pain or uneasiness at the sight of another's superiority;malicious grudging:બીજાની ચઢતી-ઉદય જોઇને દુ:ખી થવું તે;ઝેર; ઇર્ષ્યા;અદેખાઇ;દ્વેષ;અસૂયા.2.Emulation:ચરસાચરસી;સરસાઇ;હરીફાઇ;હોંસાતોંસી.3.Odium;invidiousness: ફિટકાર;તિરસ્કાર;નામોશી. 4.Illwill; malice:ખાર;દ્વેશ. 5. An object of envious feeling:જે ચીજને લીધે અદેખાઇ થાય તે ચીજ.

**Enwrap,** (એન્રૅપ્ )*vt*.1.To envelop; to infold:વિંટાળવું;વિંટવું.

**Enzootic,**(એનઝોઑટિક્ )*a*. Affecting the disease of animals:પશુ વ્યાધિવિષયક.

**Eolian,**(ઇઑલિઍન )*a*.1. Pertaining to Æolia in Asia Minor:એશિઆમૈનરમાં ઈઓલીઆને લગતું.2. Pertaining to Æolus, the God of the winds:પવન-વા સંબંધી; મરૂત્સંબંધી.

**Eon,**(ઇઑન )*n*. [L. *ævum*.] 1. A period of time during which anything exists;eternity;a cycle; era:યુગ;સંવત-સરચક્ર. 2. A virtue or perfection existing from eternity and considered as a divine power:અનાદી કાળથી ચાલતો સદ્ગુણ કે જેનામાં વિશ્વની કાર્યવાહક શક્તિ છે એમ માનવામાં આવે છે.

**Epaulet,**(એપોલેટ્ )*n*. A shoulder piece;an ornamental badge worn on the shoulder by military men: લશ્કરી અમલદારના પોશાકની ખાંધ ઉપર સુશોભિત ગુચ્છો; નિશાન; સ્કંધાભરણ.

**Ephemera,** (એફેમેરૅ )*n*. [ Gr. *epi* and *hemera*,a day.]1.The fever of one day's continuance only: એકજ દિવસનોતાવ.2. The day-fly, or may-fly; a genus of insects: વાણિયો;અલ્પવૈજંતુ.

**Ephemeral,** (એફેમેરૅલ્ )*a*.1. Diurnal; continuing one day only: એકાહિક;એક દિવસ રહેનારૂં.2.Short-lived:ક્ષણભંગુર;ક્ષણિક.*n*.Anything which lasts but a day: જે ચીજ ફક્ત એકજ દિવસ હયાતિમાં રેહે છે તે.

**Ephemeris** ( એફેમેરિસ્ )*n*. *Pl*. **ephemerides**,1. A journal of daily accounts;a diary: રોજનોંધ; રોજનીશી;રોજનામું.2.An astronomical almanac: ખગોળવિદ્યાસંબંધીનું પંચાંગ-ટીપણું.(*Lit*.)A collective name for reviews, magazines, and all kinds of periodical literature:ચોપાનીઆંનો સંગ્રહ-સંહિત;ચોપાનીઆં સમસ્ત.

**Epic,**(એપિક્ )*a*.[L.*epicus*,a word.] Containing narration;designating an heroic poem:વીરચરિત્ર સંબંધીનું;વીરચરિત્રકથક; ઐતિહાસિક.*n*. An epic or heroic poem: વીરરસ કાવ્ય;પવાડો;વીરચરિત્ર; માહાત્મ;ઐતિહાસિકકાવ્ય;મહાકાવ્ય.

**Epicure,**(એપિક્યૂર્ )*n*.[L. *Epicurus*,the famous Greek philosopher. ] One who is devoted to dainty or sensual enjoyments;a voluptuary:ઉદરપરાયણ;ખાવાપીવાનો શોખીન માણસ;સવાદિયું માણસ;ભોગી;વિલાસી;વિહારી;વિષયી;વિષયાસક્ત.

**Epicurean,** (એપિક્યુરીઍન્ ) *a*. 1. Pertaining to Epicurus or following his philosophy:એપિક્યુરસનું-ના મતનું.2. Given to luxury: ઉદરપરાયણ;ખાવાપીવાનો શોખી;ભોગી; વિષયાસક્ત;વિષયી.*n*.A follower of Epicurus: એપિક્યુરસનો ચેલો. 2. One given to the luxuries of the table:ખાવાપીવાનો શોખી માણસ;ભોગી;વિલાસી;વિહારી.

**Epicurism,**(એપિક્યૂરિઝ્મ )*n*.1.The doctrines of Epicurus:એપિક્યૂરસના મત.2.Luxury:મોજશોખ;ભોગ; વિલાસ;વિહાર;વિષયસેવા;વિષયાસક્તિ; ઈંદ્રિયસુખાનુરાગ.

**Epidemic,**(એપિડેમિક્ ) *n*. A disease which arises from a wide-spread cause:મરકી;રોગ; ચાળો; મહામારી.**E**.*disease*: one of which the cause acts upon numbers of people at the same time:મરકીનો રોગ.

**Epidemic-al,** ( એપિડેમિક્-એપિડેમિકૅલ્ )*a*. Common to or affecting many people:ઘણાને લાગુ પડતું;સાધારણ;બહુમારક.2. Generally prevailing:મરકીનું; મહામારીનું; બહુવ્યાપક;બહુમારક.

**Epidermis,**(એપિડર્મિસ્ )*n*.[Gr.*epi*, upon and *derma*, the skin.] E. Cutical;scarfskin:બહારની ચામડી-ત્વચા. 2. The external layer of the bark of a plant:બહારની છાલ.

**Epigastric,**(એપિગૅસ્ટ્રિક્ )*a*.Pertaining to the upper and anterior part of the abdomen:પેટ ઉપરનું.

**Epigastrium,** (એપિગૅસ્ટ્રિઅમ ) *n*. The upper part of the abdome: પેટનો ઉપલો ભાગ:મણિપુર.

**Epiglottis,**(એપિગ્લૉટિસ્ ) *n*. One of the cartilages of the larynx, whose use is to protect the glottis, when food or drink is passing into the stomach: શ્વાસમાર્ગનો પડદો;કંઠદ્વારપાલ.

**Epigram,** (એપિગ્રૅમ )*n*. [Gr. *epi* upon & *grapho*,I write.]A short poem treating only of one thing and ending with some lively, ingenious,and natural thought: એકજ વિષય ઉપર જોડેલી મનોરંજક કવિતા;ગજલ; કવિતાનો ટપ્પો-ખ્યાલ;ટૂચકો. 2. An effusion of wit: વાક્ચાતુર્ય.3.The style of an epigram: લેખની શૈલી-ભાષા.

**Epigrammatic,**(એપિગ્રૅમૅટિક્ )*a*. 1.Writing epigrams;dealing in epigrams:ગજલને લગતું. 2. Concise;piquant:ટુંકું;અવિસ્તર્ણ.

**Epigrammatist,**(એપિગ્રૅમૅટિસ્ટ્ ) *n*.One who composes epigrams or makes use of them: કવિતાના ટપ્પા જોડનાર-બનાવનાર.

**Epigraph,**(એપિગ્રૅફ્ )*n*.1. An inscription upon a building esp. in connection with its founding or dedication:કોઈપણ ઈમારતની સ્થાપના,કે વાસ્તુપુજન, કે કૃષ્ણાર્પણ કરવાના સંબંધી તેના ઉપર લખેલો લેખ;મુદ્રાલેખ.2.A motto:કહેવત; સુત્ર;ટુંકબોધક વાક્ય.

**Epigraphy,** ( એપિગ્રૅફિ ) *n*. The science of inscriptions: લેખ કોરણ વાંચનવિદ્યા.

**Epilepsy,** (એપિલેપ્સિ)*n*. [Gr. *epi* & *lambano*,I seize.]The "falling sickness":ફેફરૂં;અપસ્માર;વાઇ.

**Epileptic,** (એપિલેપ્ટિક્ )*a*.Pertaining to the falling sickness:ફેફરાનું-વિશે;ફેફરાવાળું; અપસ્માર રોગી. *n*.1.One affected with epilepsy: અપસ્માર-વાઇનો દરદી. 2. A medicine for the cure of epilepsy: વાઈના ઈલાજનું ઔષધ.

throw out;to emit: બહાર કાઢવું. *vi.* To become disclosed or open: ખુલવું;ઉઘડવું;નીકળવું;બહાર આવવું; નિસરવું.

**Ewe,**(યૂ)*n.* [Sans. *avi*,a sheep.] A female sheep:મેંઢી;ઘેટી.

**Ewer,**(યૂઅર્)*n.*[L. *aqua*,water.] A pitcher with a wide mouth: કુંજો;કળશીઓ; તુંબડા જેવા આકારનું પાણી ભરવાનું વાસણ.

**Exacerbate,**(એક્સૅસરબેટ્) *vt.* [L. *ex*,out and *acerbus*, bitter.] To irritate;to imbitter: ખિન્નવવું;ગુસ્સે કo;કરવું કo.

**Exacerbation,**(એક્સૅસરબેશન્) *n.* 1.The act of rendering more bitter:કરવું કo તે;ગુસ્સે કo તે;પ્રવૃત્તિ;પ્રકોપ. 2.A periodical increase of disease or violence in a disease: દુઃખ વધારે જોર પર આવવું તે;પ્રકોપ; રોગનો ઉપાડ.

**Exact,**(એગ્ઝૅક્ટ્)*vt.*[L.*ex* out &*ago*, I drive.]1.To demand peremptorily;to extort:અધિકારથી માગવું કઢાવવું;ઓકાવવું.2.To wrest with force:જોરજુલમથી લઈ લેવું;બળાત્કારે કઢાવવું;હરવું.*vi.* To practise extortion:બળાત્કાર વાપરવો.*a.*1.Precisely agreeing with a fact,truth or standard:ખરું;વાજબી;યથાર્થ;રીત-ધારા પ્રમાણે બનેલું.2.Accurate; punctual:વખતસર કરતું-આપતું-જતું-આવતું;સૂક્ષ્મ;વિશિષ્ટ.3.Precisely stated;strict:ચોકસ;સખ્ત.

**Exacting,**(એગ્ઝૅક્ટિંગ્) *a.*'Harsh; severe:કરડું;કઠોર;સખત;નિષ્ઠુર.

**Exaction,**(એગ્ઝૅક્શન્)*n.*1.A levying by force;a driving compliance:બળાત્કાર;જોરજુલમ;ઉપદ્રવ;પીડા;બાધા.2.Tribute;fees;rewards: જોરજુલમથી લીધેલા પૈસા-ખંડણી;કર.

**Exactly,**(એગ્ઝૅક્ટ્લિ) *adv.* Accuratety;nicely: બરાબર; તેવાજ; કેવળ; ખાસ;તેમજ.

**Exaggerate,**(એગ્ઝૅજરેટ્)*vt.*[L.*ex* & *ager*, a heap,from Gr. *ad* & *gero*,I bear.]1. To heap or pile up:ઢગલો કo.2.To enlarge beyond bounds:મરી મસાલો ઉમેરીને બોલવું; મીઠું મરચું ભભરાવીને વાત કo;અતિશયોક્તિ કo;રજનું ગજ કo.

**Exaggeration,**(એગ્ઝૅજરેશન્)*n.*1. The act of heaping or piling up: ઢગલો કo તે;સંચય.2. Hyperbole: અતિશયોક્તિ;રજનું ગજ કરીને બોલવું તે;અર્થવાદ;અત્યુક્તિ. 3.(*Paint.*) A representation of things beyond natural life in expression,beauty,power,vigor,&c:ઘણોરંગ.

**Exalt,**(એગ્ઝોલ્ટ્)*vt.*[L.*ex* & *altus*, high.]1.To elevate;to lift up:ઉંચું કo.2.To dignify;to promote: ઉંચે પદે ચઢાવવું;મ્હોટી પદવી આપવી. 3.To extol;to glorify: પ્રશંસા-વખાણ-તારીફ-સ્તુતિ કo.4.To elate:ફુલાવવું;મગરૂર થવું.5.To tone of:-નો રાગ-સુર ચઢાવવો-ઉંચો કરવો.6.(*Chem.*) To render pure:સ્વચ્છ-ચોખ્ખું કo.

**Exaltation,** (એગ્ઝોલ્ટેશન્) *n.* 1. Elevation:ઉંચે પદે ચઢવું-મ્હોટી પદવી આપવી તે;તેજોવૃદ્ધ; માનવૃદ્ધિ;પ્રતિષ્ઠાવૃદ્ધિ;સરફરાજી;ઉત્કર્ષ.*Self* e.:આત્મોત્કર્ષ. 2. (*Chem.*) The refinement of bodies:વસ્તુઓ સ્વચ્છ-ચોખ્ખી કo તે.3.(*Astrol.*) The place of a planet in the zodiac in which it was supposed to exert its strongest influence:ગ્રહનું ઉંચસ્થાન.

**Examination,** (એગ્ઝૅમિનેશન્) *n.* [L.*examen*,the tongue of a balance.]1. A careful search or inquiry: સંભાળ પૂર્વક તપાસ-ચોકસી; શોધ;તલાસ;વિચાર;વિમર્શ; નિરીક્ષણ; અવેક્ષા.2. A process ascribed for qualifications:પરીક્ષા;પારખ; કસોટી.*Judicial* e.:વ્યવહારદર્શન.E.*in chief*: મુખ્ય તપાસ. *Cross* e.: ઉલટ તપાસ.

**Examine,**(એગ્ઝૅમિન્)*vt.*1.To test by a balance:કસવું;પારખવું;તોળીજોવું; વિચારીજોવું.2.To inquire into;to investigate: તપાસવું; જોવું; તપાસ કo;શોધ-તલાસ-ચોકસી કo. 3. To question as a witness;to try as an offender:શાક્ષી લેવી;સવાલ જવાબ કo;પુછગાછ કo;પરીક્ષા લેવી.

**Examiner,**(એગ્ઝૅમિનર્)*n.*1. One who examines,tries or inspects: તપાસનાર;પારખનાર.2. An officer, designated to conduct any kind of examination:પરીક્ષક;પરીક્ષા લેનાર.3.(*Courts of chancery.*)An officer before whom witnesses are examined:જે ન્યાયાધિશ આગળ પુરાવા લેવામાં આવે છે તે.

**Example,**(એગ્ઝામ્પલ્)*n.*[L.*ex* out of and *emo*,I take.]1.A sample; a specimen:કિત્તો;નમુનો;માસલો.2. A pattern or copy:નકલ;તરેહ. 3. A warning; a caution: સાવચેતી; સાવધપણું.4.A precedent;an instance:દાખલો;નિદર્શન;પ્રમાણ;ઉદાહરણ;દ્રષ્ટાંત.5.A problem to be solved:સિદ્ધાંત-પ્રશ્ન; તકરારી વાત. *vt.* To set an example; to examplify: દાખલો આપવો;બતાવવું;કરી બતાવવું; પહેલ કાઢવી;યાહોમ કo;આગળ પડવું.

**Exasperate,** (એગ્ઝૅસ્પરેટ્) *vt.* [L. *ex* and *asper*, rough.]1.To provoke;to enrage:ગુસ્સે કo;ચિડવવું; ક્રોધાયમાન કo.2.To aggravate;to imbitter:વધારવું;વૃદ્ધિ કo;અધિક કo.

**Excavate,**(એક્સ્કૅવેટ્)*vt.*[L.*ex*,out and *cavus*,hollow.] 1.To hollow out:પોલું કo. 2. To form by hollowing;to form a hole or cavity in:ખોદીને પોકળ બનાવવું;ખોદવું.

**Excavation,** (એક્સ્કૅવેશન્) *n.* 1. The act of making hollow:ખોદવું તે;ખાડો કo તે; વિદારણ; ઉત્ખનન. 2.A hollow or cavity: પોકળ; પોલાણ.3. (*Engin.*) An uncovered cutting in the earth:ખાડો.E.*underneath the ground*:સુરંગ.

**Exceed,**(એક્સીડ્)*vt.*[L.*ex* & *cedo*, I go.]1. To pass or go beyond: કરતાં અધિક-વધારે ચઢતું હોવું.2.To surpass;to excel:પછાડી-પાછળ પાડવું-નાંખવું;-ને ટપી જવું; ના કરતાં ચઢિયાતા હોવું. *vi.* To go too far;to pass the proper bounds:હદ બહાર જવું;મર્યાદા ઉલ્લંઘવી.2.To be more or greater:વધારે હોવું.

**Exceedingly,**(એક્સીડિન્ગ્લિ)*adv.* Unusually;surpassingly:અતિશય; પુષ્કળ;ઘણુંજ;બેહદ;અત્યંત.

**Excel,**(એક્સેલ)*vt.*[Gr.*kello*, I impel.]1.To exceed;to surpass:પાછળ પાડવું;પછાડી નાંખવું; કરતાં શ્રેષ્ઠ-ઉત્તમ-ચઢિયાતા થવું.2.To exceed or go beyond:હદપાર નિકળી જવું.*vi.*To surpass others;to be superior:શ્રેષ્ઠ-ઉત્તમ-ચઢિયાતા થવું.

**Excellence,**(એક્સેલ્લેન્સ્)*n.*1. Exalted merit;superiority;ઉત્તમતા; શ્રેષ્ઠતા;ઉત્કૃષ્ટપણું;ઉત્કર્ષ;વિશિષ્ટતા;સંપદ્.2. An excellent or valuable quality:ઉત્તમ ગુણ;સુલક્ષણ;ખુબી; ઉત્કૃષ્ટ ગુણ;ભૂષણ.3.A title of honour: માનનો ખિતાબ;મહારાજ.

**Excellency,** (એક્સેલ્લેન્સિ) *n.* 1. Valuable quality:ઉત્તમ ગુણ; સુલક્ષણ;ઉત્કર્ષ;ભૂષણ. 2. A title of honour:માનનો ખિતાબ.

**Excellent,**(એક્સેલ્લેન્ટ્) *a.* 1. Ad-

mirable;superior:ઘણું સારું;પરિષ્ટ;ઉત્કૃષ્ટ;ખાસું;બેશ;સર્વોત્તમ;ઉત્તમ;શ્રેષ્ઠ. **2**.Extreme;excessive:ઘણુંજ; અતિશયે;બેહદ.

**Except,**(એક્સેપ્ટ્ )*vt.*[L.*ex* out of, and *capio*, I take.]To exclude; to omit:બાદ ક૦;બાતલ ક૦;ન ગણવું. *vi.*To take exception;to object: તકરાર-હરકતલેવી;વાંધો લેવો-ઉઠાવવો. *Prep.* Leaving out; excepting: શિવાય;વગર;વિના.*Conj.*Unless; if not:જો;નહિં તો.

**Exception,**(એક્સેપ્શન્ )*n.***1**.Exclusion:બાતલ-બાદ ક૦-ન ગણવું તે;વર્જન;બહિષ્કાર. **2**.That which is excepted:અપવાદ.**3**.(*Law.*) An objection:હરકત;દોષ;વાંધો;બાધ.**4**.An objection;cavil;dissent:વાંધો-તકરાર;નાપસંદગી;અણગમો.

**Exceptional,**(એક્સેપ્શનૅલ્ )*a.*Uncommon;rare;superior: અસાધારણ;જવલ્લેજ માલમ પડતું; શ્રેષ્ઠ;ચઢીઆતું;ખાસ.

**Excerpt,**(એક્સર્પ્ટ્ )*n.* [L.*ex* out of and *carpo*,I pick.]*vt.*To select; to extract: ચુંટી કાઢવું;ગાળી કાઢવું. *n.*An extract;a passage selected from an author:ફકરો; ચુંટી કાઢેલું તે;ઉતારો.

**Excess,**(એક્સેસ્ )*n.*[L.*ex* & *cedo*, I go.]**1**.Superfluity;superabundance:અતિશયપણું;અધિકતા;પ્રાધાન્ય;આધિક્ય;જાસ્તિ; પરાકાષ્ટા; બેહદ; જબર;જુલમ;બેશરમ; સીમા. **2**. Intemperance;dissipation:બેસુમારપણું;અમિતાહાર. **3**. That which exceeds what is usual or proper: વધારો;અધિકતા.**4**.Remainder: શેષ;બાકી રહેલું તે.

**Excessive,**(એક્સેસિવ્ )*a.***1**.Beyond the ordinary degree,measure or limit:અતિશય;બેશુમાર;બેહદ;નિઃસીમ;ભારી;મનસ્વી;અપરિમિત;પ્રચંડ.**2**. Immoderate; intemperate; extravagant:હદપાર જનારું; અમર્યાદ.

**Exchange,**(એક્સ્ચેન્જ્ ) *vt.* [L. *ex* & *cambire*,to barter.] To give or take in return for something else:આપવું અથવા અદલ બદલ ક૦; સાટાપાટી ક૦;બદલો ક૦;સાટું ક૦. **2**. To lay aside,and take in place of:એક ચીજ કોરે-આઘે મૂકીને તેને બદલે બીજી લેવી.**3**.To barter;to truck: એક લેઈ બીજું આપવું;બદલો ક૦.*vi.* To pass in exchange : -નો વટાવ આવવો;-નું આવવું;-ની તેટલી કિંમત હોવી;as,a rupee **e.s** for 16 annas: એક રૂપીઆના સોળ આના વટાવતાં આવે છે.*n.***1**. The act of giving and receiving reciprocally: અદલા બદલી;સાટું; વિનિમય; ફેર-બદલી; મોબદલો.**2**.The thing given in return for something received:બદલો;વટાવ.**3**.(*Com.*)The process of settling accounts or debts between parties residing at a distance from each other by exchanging orders or drafts:હુંડી.**4**.(*Law.*)A mutual grant of equal interests: સરખા લાભોની અરસપરસ ફેર બદલી. **5**.The place where merchants and brokers meet: વેપારી, નાણાવટી, દલાલ વિગેરે એકઠા થવાની જગા; નાણાવટ; ચોક. *Par of* **e.**, the established value of the coin: કોઈ પણ સિક્કાની મુકરર કિંમત.*Bill of* **e.**:હુંડી.**E.***on bills*: હુંડિયામણ.

**Exchequer,**(એક્સ્ચેકર્ ) *n.* **1**. One of the superior courts of law;જમાબંધીની કચેરી;રેવન્યુ કોરટ.**2**.The treasury:જામદારખાનું;રાજકોષ;સરકારી તીજોરી;ભંડાર. **3**. Hence, colloquially pecuniary possessions in general:છાંડો;માયા પુંજી;પૈસોટકો;પૈસાનું જોર. **E.** *bills*, bills of money issued by the authority of the parliament: રાજ્ય કરનારી સભાની સત્તાથી નિકળેલાં પૈસાનાં બીલ. *vt.*To institute a process against a person in the court of Exchequer:રેવન્યુ કોરટમાં કોઈ માણસ સામે કેસ ચલાવવો.

**Excisable,** (એક્સાઇઝૅબલ્ ) *a.* Liable or subject to excise: જકાત લેવા લાયક.

**Excise,**(એક્સાઈઝ્ )*n.*[L.*ex*&*cædo*, I cut.] An inland duty or impost:જકાત;દાણ;મહેસુલ; સાયર. **2**. The department collecting the excise taxes:જગાતખાતું.*vt.***1**. To lay or impose an excise upon: જકાત લેવી.**2**.To overcharge:ઉપર ઘણો ભાર-બોજો નાંખવો.**3**.To cut off and remove: કાપીને કાઢી નાંખવું.

**Excision,** (એક્સિઝ્હન્ ) *n.* **1**. Extirpation;destruction:નાશ;છેદન; કાપી નાંખવું તે.**2**.(*Eccl.*) Excommunication:મંડળી બહાર કાઢી મૂકવું-મેલવું તે. **3**. (*Surg.*) The removal,esp.of some parts with a cutting instrument: નસ્તર મૂકવું તે;કોઈ ભાગ કાપીને કાઢી નાંખવો તે.

**Excitable,**(એક્સાઈટૅબલ્ )*a.*[L. *ex* & *cito*, I rouse.] Easily stirred up or stimulated: ઉશ્કેરાય એવું.

**Excitation,** ( એક્સાઇટેશન્ ) *n.* **1**. The act of rousing or awakening:ઉશ્કેરવું તે;ઉશ્કેરણી;પ્રબોધન;બોધન;ઉદ્દીપન;ઉત્તેજન.**2**.(*Med.*) The act of producing excitement; the excitement produced: જોશ; આવેશ;ખળભળાટ;સંભ્રમ;આવેગ;ક્ષોભ.

**Excite,**(એક્સાઈટ્ )*vt.*[L.*ex* &*cito*,I rouse.]**1**.To inflame;to agitate; to kindle to passionate feeling: ઉશ્કેરવું;ઉલટ આપવી;જાગૃત ક૦;મચાવવું;ઉઠાડવું; વિહ્વળ ક૦;ઉદ્દીપન ક૦. **2**.(*Med.*) To increase the vital activity of the body: કામ પ્રદિપ્ત કરવો;સચેત-જાગૃત-પ્રદિપ્ત કરવું.

**Excitement,**(એક્સાઈટ્મેન્ટ્ ) *n.* **1**. The act of exciting; agitation: ઉશ્કેરણી;ઉશ્કેરવું તે;ઉત્તેજન;ઉત્તાપ;પ્રકોપ;ઉદ્દીપન;સંતાપ;ક્ષોભ; ચિત્તોદ્વેગ; આવેશ;તાલાવેલી; સંભ્રમ; વિહ્વળતા; ગડબડ;તોફાન. **2**.A motive: કારણ; હેતુ;નિમિત્ત;ઉત્તેજક વસ્તુ.**3**. (*Med.*) A stimulant; an excitant: હોશ વધારે એવી ચીજ.

**Exciting,**(એક્સાઈટિંગ )*a.*Producing excitement:રસ ઉત્પન્ન કરે એવું; રસીક;હોંસ-તાનમાં મેલી દે એવું.

**Exclaim,**(એક્સક્લેમ્ )*vi.* [L. *ex* & *clamo*,I cry out.]To utter with vehemence; to vociferate: બૂમ પાડવી; બરાડવું; ઘાંટા પાડવા;મોટેથી બોલી ઉઠવું.*n.*Outcry;clamour: બૂમ;ઘાંટો;પોકાર.

**Exclamation,**(એક્સક્લૅમેશન્ )*n.***1**. Vehement vociferation; clamour:બૂમ;બુમાટો;ઘોષણ;ઘાંટો;પોકાર. **2**.An uttered expression of surprise or joy:ઉદ્ગાર.**3**.(*Rhet.*) An interjection: કેવળપ્રયોગી અવ્યય. **4**.(*Print.*) A mark or sign by which emphatic utterance is marked:ઉદ્ગાર-આશ્ચર્ય ચિન્હ ( ! ).

**Exclude,** (એક્સ્ક્લૂડ્ )*vt.* [L. *ex* & *claudo*,I shut.]**1**. To shut out; to except:અંદર આવવા-દાખલ થવા ન દેવું;દૂર ક૦;અવરોધ ક૦; બાતલ કરવું.**2**.To thrust out;to eject; to expel:બહાર કાઢવું;કાઢી નાંખવું.

**Exclusion,** (એક્સ્ક્લુઝ્હન્ ) *n.* Rejection;preclusion:બહાર કાઢવું તે;

બહિષ્કરણ;નિષેધ;બાધ;નિઃસારણ;નિવારણ. 2. The act of ejecting a fetus from the womb: ગર્ભ ખાલી કરવો તે. 3. The thing emitted: ખાલી કરેલી-બહાર કાઢેલી વસ્તુ.

**Exclusive,** ( એક્સક્લૂસિવ્ ) *a.* 1. Having the power of preventing entrance: અંદર આવવા ના દેનાર;પ્રતિબંધક;નિષેધક;નિવારણ;બાધક. 2. Not taking into the account:શિવાય;વિના;વગર.

**Excogitate,**(એક્સ્કૉજિટેટ્)*vt.*[L. *ex* & *cogito*,I think.]To devise; to contrive:વિચાર કરીને શોધી-ખોળી કાઢવું.

**Excommunicate,**(એક્સ્કૉમ્મ્યુનિકેટ્)*vt.*[L.*ex* & *communicatus*, I communicate.]1.To expel from communion;to eject: મંડળીમાંથી કાઢી મૂકવું.2.To announce excommunication against: નાત બહાર મૂકવું.*a.*Cut off from communion: નાત બહાર-કાઢી મૂકાયેલો. *n.* One who is excommunicated:નાત બહાર મૂકાયેલો માણસ;નાત બહારીઓ.

**Excommunication,** ( એક્સ્કૉમ્મ્યુનિકેશન્ )*n.*The act of excommunicating or ejecting: ખ્રિસ્તિ ધર્મ મંડળીમાંથી બહાર કાઢવું તે; બહિષ્કાર;નાત બહાર મુકવું તે.

**Excoriate,**(એક્સ્કોરિએટ્)*vt.*]L.*ex* and *corium*, skin.] To abrade; to gall: છાલ-ચામડી ઉતારવી-કાઢવી; છોલવું.

**Excorticate,**(એક્સ્કૉર્ટિકેટ્) *vt.* To strip of bark or skin;to flay:છાલ-છોલાં કાઢવાં-ઉતારવાં.

**Excrement-tion,**(એક્સ્ક્રીમેન્ટ્-એક્સ્ક્રીશન્ ) *n.* [L. *ex* and *cerno*,I separate.]1.Dung; ordure:છાણ; ગુ;મળ;વિષ્ટા.

**Excrescence,**(એક્સ્ક્રેસેન્સ્)*n.* [L. *ex* & *cresco*,I grow.]An incumbrance;a violent outbreak:રસોળી;વરસોળી;ગાંઠ;આંટણ.

**Excrescent,**(એક્સ્ક્રેસેન્ટ્)*a.*Growing out in a preternatural manner;superfluous:મસા માફક વધતું; નકામું;વધારાનું.

**Excreta,** (એક્સ્ક્રીટૅ)*n.*Matters to be excreted:ગુ;મળ;નર્ક;વિષ્ટા.

**Excrete,** (એક્સ્ક્રીટ્) *vt.* [L. *ex* & *cerno*, I sift.] To separate and throw off;to eject:ફેંકવું;હગવું;બહાર કાઢવું.

**Excruciate,** ( એક્સ્ક્રૂશિએટ્ ) *vt.* [L. *ex* and *crucio*, I crucify, from *crux* a cross.]To torture; to torment:વેદના આપવી;દુઃખ દેવું; કષ્ટ આપવું.

**Exculpate,** (એક્સ્કલ્પેટ્)*vt.* [L.*ex* & *culpa*,a fault.] To relieve of blame; to excuse: નિર્દોષ છે એમ કહેવું;-નો દોષ ઉઠાવવો;નિર્દોષ ઠરાવવું.

**Exculpation,** ( એક્સ્કલ્પેશન્ ) *n.* The act of vindicating from a charge of fault; excuse: દોષ મુક્તિ-મોચન.

**Excursion,**(એક્સ્કર્શન્)*n.* [L. *ex* & *curro*,I run.] 1. A running forth;an expedition; a sally: મુસાફરી; સફર; પર્યટન. 2. A trip for pleasure or health: સેહેલ-મોજને સારૂ ફરવા જવું તે;વિહાર; સેલધા;સહેલ;સફર. 3.Digression: આડકથા; વાતચિતમાં આડું ફાટવું તે;આડો માર્ગ.4.Stroke:ઘા;આપાત.

**Excursive,**(એક્સ્કર્સિવ)*a.*Wandering;rambling; exploring:ભમતું;ભટકતું;ભ્રમણશીલ.

**Excusable,**(એક્સ્ક્યૂઝૅબ્લ્)*a.*That may be forgiven; pardonable: માફ કરવા જેવું-લાયક.

**Excuse,** (એક્સ્ક્યૂઝ્) *vt.* [L. *ex* & *causa*, cause.] 1. To acquit of guilt;to absolve:નિર્દોષ-નિરપરાધી ઠરાવવું. 2. To pardon;to forgive entirely:ક્ષમા કo;માફી આપવી. 3. To overlook with indulgence: દર ગુજર કo;ધ્યાનમાં નહિ લેવું.4.To release by favor; not to exact: માફ કo. 5.To ask pardon or indulgence for: બહાનું-નિમિત્ત-મિષ-કાઢવું-બનાવવું.*n.*1. Acquittal;release; apology: માફી; ક્ષમા. 2.A plea offered in extenuation of a fault:બાહાનું; નિમિત્ત. 3. That which excuses:જેને લીધે માફી બક્ષવામાં આવે છે તે;સબબ;કારણ.

**Execrable,**(એક્સીક્રૅબલ્)*a.* [L. *ex* and *sacer*,sacred.] Detestable; abominable: શાપયોગ્ય; અતિદુષ્ટ; અતિનિંદ્ય.

**Execrate,**(એક્સીક્રેટ્)*vt.*To detest utterly;to abhor;to abominate: શાપદેવો;બદદુવા દેવી;ધિક્કારવું.

**Execration,**(એક્સીક્રેશન્)*n.*1.The act of cursing; imprecation of evil:શ્રાપ;શાપ;બદદુવા;ધિક્કાર; તિરસ્કાર.2.A detested thing: શાપ-બદદુવા દેવા લાયક ચીજ.

**Execute,**(એક્સીક્યૂટ્)*vt.*[L.*ex* and *sequor*,I follow.]1.To carry into complete effect;to finish:પૂરૂં-પૂર્ણ કo;સર-સિદ્ધ કo;સાધવું;બજાવવું. 2.To complete as a legal instrument:રીતસર પાકુ કરી આપવું;શિરસ્તા મુજબમતુ-શાખ વિગેરે કરી ખતલેખ નક્કી કરી આપવો.3.To give effect to;to carry into effect: અમલમાં લાવવું;બજાવવું.4. (*Mus.*) To perform on an instrument:વાજું વગાડવું;વાજાની સાથે ગાવું.5.To inflict capital punishment on:મારી નાંખવું;-નો શિરચ્છેદ કo; દેહદંડ કo; -નો પ્રાણ-જીવ લેવો; ફાંસી દેવું; દેહાંત દંડદેવો;વધ શિક્ષા કo.6. To kill illegally:મારી નાંખવું;-નું ખુન કo.*vi.* 1.To perform an office or duty: કામ કo-બજાવવું. 2. To play on a musical instrument:વાજુંવગાડવું.

**Execution,**(એક્સીક્યૂશન્)*n.*1.Performance; achievement: અમલ; સાધન;સિદ્ધિ;બજાવણી;કરણ;સંપાદન; આચરણ;અનુષ્ઠાન.2. A putting to death as a legal penalty:દેહદંડ; દેહાંતશિક્ષા;વધ;હત્યા.3.The carrying into effect the judgment of a court: બજાવણી. 4. The act of signing,sealing and delivering a legal instrument:સહિ-શિક્કો કo તે.5.Effect;effective work: કાર્ય; કામ. 6.The act or mode of performing a work of art,&c.:કોઈ પણહુન્નર કે કારીગરીનુંકામ કરી દેવું તે.

**Executioner,** (એક્સીક્યૂશનર્) *n.* One who executes:મારો;ફાંસી દેનાર;મસ્તક છેદનાર;ઘાતક.

**Executive,**(એગ્ઝેક્યૂટિવ્)*a.*Fitted for execution or carrying into effect:અમલમાં લાવવાનું-લાવનાર.*n.* An officer who superintends the execution of the laws:બજાવનારો-અમલમાં લાવનારો ઉપરી અમલદાર.

**Executor,**(એગ્ઝેક્યૂટર્)*n.*1.A doer; કરનારો.2.An executioner:ફાંસી દેનાર;મારો.3.The person appointed by a testator to execute his will:મરનારે પોતાનું વશિયતનામું અમલમાં લાવવા સારૂ નિમેલો પુરૂષ;મૃત્યુ લેખ પ્રવર્તક.

**Exegesis,**(એક્સીજીસિસ્)*n.*[Gr. *ex* & *ago*,I lead.]1.Exposition;explanation;the science of interpretation:વ્યાખ્યા;ટીકા;ભાષ્ય;વિવ-

Evil to him who evil thinks:

રણ;વ્યાખ્યાનું શાસ્ત્ર.2.(*Math.*)The process of finding the roots of an equation:સમીકરણનું મૂળ કાઢવાની રીત.

**Exegetical,**(એક્સીજેટિકલ)*a.*Tending to illustrate;explanatory:ટીકારૂપ-વિવેચનું-સૂચક;અર્થપ્રકાશક-સૂચક.

**Exemplar,**(એગ્ઝેમ્પ્લૅર) *n.* [L. *ex* and *emo,*I take.]A model; the idea or imge formed in the mind of an artist:નમુનો; દાખલો.

**Exemplary,**(એગ્ઝેમ્પ્લેરિ)*a.*1.Serving as a pattern;commendable: અનુકરણીય; અનુસરવા લાયક; ઉત્તમ; દાખલો લેવા જોગ.2.Monitory; serving as a warning: દહેશત-ધાકકરબ બેસાડે એવું.3.Illustrating as the proof of a thing:કોઈપણ ચીજની સાબિતીના દાખલોઆપતું-બતાવતું.

**Exemplification,** (એગ્ઝેમ્પ્લિફિકેશન)*n.* 1. The showing by example: દ્રષ્ટાંતથી બતાવવું તે. 2. A copy;a transcript:દ્રષ્ટાંત;નકલ;પ્રત.

**Exemplify,**(એગ્ઝેમ્પ્લિફાઈ)*vt.* [L. *ex* & *facio* I make.]1.To show by example:નમુના-દ્રષ્ટાંતથી બતાવવું; ઉદાહરણ-દાખલો આપી જણાવવું; સ્પષ્ટ ક૦.2.To copy;to transcribe: પ્રત-નકલ ક૦.3.To show by an attested copy:સહી કરેલી નકલથી બતાવવું.

**Exempt,**(એગ્ઝેમ્પ્ટ)*vt.* [L. *ex* and *emo,*I take or buy.]To take out or from;to free from obligation; to release: છુટું-બાતલ ક૦-છોડવું; માફ ક૦.*a.*Released;liberated:છુટું;મોકળું;મુક્ત.*n.*1.One who is exempted;one not subject:મુક્ત;છૂટેલા માણસ.2.An officer:અમલદાર.

**Exequies,**(એક્સીક્વિઝ)*n.pl.*[L.*ex* and *sequor*, I follow.] Funeral rites:મરણક્રિયા;ઉત્તરક્રિયા; ઉત્તરકાર્ય; ઔર્ધ્વદેહિક;અંત્યેષ્ટિ.

**Exercise,**(એકસરસાઈઝ)*vt.*[L.*ex* & *arceo,*I shut in.]1.To school or train;to exert; to busy: કેળવવું; ટેવવું;પલોટવું;કામમાં લેવું; દોડાવવું; ચલાવવું;કામે લગાડવું;વાપરવું;-નો ઉપયોગ ક૦.2.To improve by practice;to decipline:મહાવરાથી સુધારવું; તાલીમ આપવી; પદ્ધતિ-કસરતકવાયત શિખવવી. 3. To vex;to afflict;to harass;to task: હેરાન ક૦; દુ:ખ દેવું. 4. To use; to employ: કામે લગાડવું; વાપરવું; કામમાં લેવું; -નો ઉપયોગ ક૦. *vi.* To exercise one's self; to take practice: અભ્યાસ-ટેવ પાડવી;કસરતક૦.*n.*1.Exertion;practice; application:વાપરવું-કામે લગાડવું તે; ઉપયોગ; વપરાશ; વ્યાપાર;આચરણ. 2. Exertion for the sake of training or improvement;practice to acquire skill, knowledge, virtue &c.: અભ્યાસ;ટેવ;મહાવરો;પ્રયોગ;આવૃતિ; ચર્ચા.3.Hygienic activity:વ્યાયામ;કસરત;પરિશ્રમ;સહેલ;સેલધા; મહેનત;શિક્ષા.4.The performance of an office;a ceremony or a religious duty:ચેષ્ટા; ઉદ્યોગ; ઉદ્યમ; કરણ; કાર્ય.*Religious* **e.**:ભક્તિ;બંદગી.5.A lesson;a task:પાઠ; અભ્યાસ પાઠ; પ્રયોગ;શિક્ષા;તાલીમ;કામ.*Military* **e.**s:કવાયત;રણશિક્ષા; શસ્ત્રાભ્યાસ;યુદ્ધાભ્યાસ;*usual* **e.**:નિત્યકર્મ-કૃત્ય.6. A trial;a test:અજમાયેશ; પ્રયોગ; પરીક્ષા;કસોટી. *Patience is the* **e.** *of saints*: તિતિક્ષા-ક્ષમા સાધુઓની કસોટી છે.

**Exert,** (એગ્ઝર્ટ) *vt.* [L. *exerto,* I stretch out.]1.To thrust forth; to push out:ધક્કો મારીને-જોસથી બહાર નિકળવું. 2. To put forth as strength,force or ability: વાપરવું;ખરચવું;કામમાં લેવું;ચલાવવું. 3.To do or perform:કામ ક૦;કરવું;બજાવવું. *To* **e.***one's self,*to strive;to make an attempt: યત્ન-પ્રયત્ન-શ્રમ ક૦.

**Exertion,**(એગ્ઝર્શન)*n.* An effort; struggle:મહેનત;વ્યવસાય;ઉદ્યોગ;ઉદ્યમ;શ્રમ;યત્ન;આયાસ;પ્રયોગ;પ્રયાસ.

**Exhalation,** (એગ્ઝહેલેશન)*n.* [L. *ex* & *halo,* I breathe.] 1. Evaporation:વરાળ રૂપે બહાર કાઢવું તે; ધૂમોદ્દગાર;ઉદ્દગાર;નિશ્વાસ. 2.Fume or steam; effluvium: વરાળ;ધુમાડો;બાષ્પ.3.A meteor: ખરતોતારો.

**Exhale,**(એગ્ઝહેલ)*vt.*[L.*ex,out* & *halo,*I breathe.] 1. To breathe out; to evaporate : આપવું;-માંથી નિકળવું-આવવું; વાસ કાઢવો. 2. To cause to be emitted in vapour: વરાળ રૂપે ખેંચી લઈ લેવું.*vi.*To pass off or vanish:જતું રેહેવું;નાશ થવું -પામવું.

**Exhaust,**(એગ્ઝહોસ્ટ)*vt.* [L. *ex* & *haurio,*I draw up] 1.To draw out or drain or drain off completely:બધું સોષી-ખેંચીલેવું; કાઢવું. 2. To empty by drawing out the contents:ખાલી ક૦;ખાલી ખમતળિયા ઝાટક બનાવવું-ક૦;ખૂટાડવું;ઉડાડી દેવું;ખર્ચી નાંખવું;ફના-સફા ક૦;ધુળ ઉરાડવી.3.To consume entirely;to use up;to deprive wholly of strength; to wear out: ખુટાડી દેવું; શ્રમિત ક૦; નિર્બલ-બળહીન ક૦;થકવી નાંખવું;થકવીને લોથ ક૦;નરમ ઘેંસ કરી નાંખવું-થી થઈ જવું. 4. To discuss thoroughly: સંપૂર્ણ રીતે ચર્ચવું;-નું મન્થન ક૦. *a.* Drained;exhausted:ખલાસ; સમાપ્ત;ફારકત;તળિયાઝાટક; ખુટાડી દીધેલું;ખાલી ખમ.*Exhaust* steam,that which is allowed to escape from the cylinder after having been employed to produce motion of the piston:ઈન્જીનમાંથી કાઢીનાંખેલી વરાળ.

**Exhaustible,** (એગ્ઝહોસ્ટિબલ) *a.* Capable of being exhausted: બહાર કાઢી નાંખવા લાયક.

**Exhaustion,**(એગ્ઝહોસ્ટ્શન)*n.*The act of exhausting or the state or being exhausted; the state of being deprived of strength: શોષણ;ક્ષય; નાશ;વ્યય;ખૂટકો; સમાપ્તિ;આખરી;ઠણઠણાટ;શ્રમ; થાક;પરિશ્રાન્તિ;ગ્લાનિ.

**Exhaustive,** (એગ્ઝહોસ્ટિવ) *a.* Serving or tending to exhaust: ખાલી કરે એવું. 2. Exhibiting all the facts or arguments:બધી હકિકત અથવા દલીલ દાખલા બતાવતું.

**Exhibit,** (એગ્ઝિબિટ)*vt.*[L. *ex* & *habeo* I hold.] 1. To show; to display:બતાવવું;ખુલ્લું મૂકવું;દાખવવું;દર્શાવવું;આગળ ધરવું-મુકવું;દેખાડવું. 2.To present in a public or official manner:અધિકારી આગળ રજુ-ખડું ક૦. 3.(*Med.*) To administer as a remedy: ઉપાય-તરીકે આપવું-વાપરવું.*To* **e.** *a foundation or prize,* to hold it forth as a bounty to candidates:છોકરાઓને ઈનામ તરીકે આપવાને આગળ ધરવું.*To* **e.***an essay,*to declaim it in public:મોટે સાદે ભાષણ ક૦-વાંચી સંભળાવવું.*n.*1.A voucher or document produced:જેથી કંઈ પણ ચીજ સાબિત થાય એવો કાગળ; પરિશિષ્ટ;દાખલો;લેખ.2. (*Law.*) A document produced and identified for future use as evidence in a court:પુરાવામાં રજુ કરેલો કાગળ; પરિશિષ્ટ.

**Exhibition,** (એકિસબિશન) *n.* 1.

ખાડો ખોદે તે પડે, કપટ ત્યાં ચપટ, હાથના કર્યાં હૈયે વાગે.

Manifestation; display: દેખાડવું-બતલાવવું તે;આવિષ્કરણ; આવિર્ભાવ. 2.A display of works of arts; any public show:પ્રદર્શન;ખેલ;તમાસો;પ્રયોગ.3.(*Eng.Universities.*) Allowance for the maintenance of scholars;salary:વિદ્યાર્થીને આપેલી નીમનૂક;વૃત્તિ;શિષ્યવૃત્તિ.4.(*Med.*) The act of administering a remedy:ઉપાય કરવો તે.

**Exhibitioner,** (એક્સિબિશનર્) *n.* (*Eng.Uniersities.*)One who has a pension or allowance granted for support:નિમનૂક લઈને ભણનારો વિદ્યાર્થી.

**Exhilarate,** (એગ્ઝિલૅરેટ્) *vt.* [L. *ex* & *hilaris*,cheerful.]To make cheerful or merry; to gladden: ખુશ-હર્ષિત ક૦; ઉલ્લાસિત-ઉત્સાહી ક૦; દ્રષ્ટચિત્ત-આહ્લાદિતક૦;આનંદ-હર્ષ પમાડવો.*vi.*To become cheerful or glad:ખુશ થવું;આનંદ પામવો.

**Exhilaration,** (એગ્ઝિલૅરેશન્) *n.* 1. The act of making glad or cheerful:ખુશી-આનંદી ક૦ તે.2.The state of being cheerful: આનંદ; ખુશી;ઉલ્લાસવૃત્તિ;પ્રમોદ.

**Exhort,** (એગ્ઝોર્ટ્) *vt.* [ L.*ex* & *hortor*, I incite.] To incite by words;to stimulate; to urge: to warn:સારૂં કામ કરવાને સલાહ આપવી;બોધ-ઉપદેશ ક૦;પ્રેરવું;ગોદવું. 2. To advise;to warn:ચેતવવું; ચેતવણી આપવી;શિખામણ-સૂચના આપવી. *vi.*To use words or arguments to incite to good deeds;સારૂં કામ કરવાને સલાહરૂપે કાંઈ કહેવું.

**Exhortation,** (એક્સહૉર્ટેશન્) *n.* 1. Incitement to that which is good:બોધ;ઉપદેશ; ઉપદેશ વચન.2. Advice;counsel:સલાહ; શિખામણ; સૂચના;ચેતવણી;પ્રેરણ;ઉત્તેજન.

**Exhume,** (એક્સહ્યૂમ્) *vt.* [L. *ex* & *humus*,earth.]To dig out of the ground; to disinter: દાટેલું ખોદી કાઢવું;બહાર કાઢવું.

**Exigence-y,** (એક્સિજેન્સ-એક્સિજેન્સિ)*n.*[L.*ex* & *ago*,I drive.]Pressing necessity or distress;need; urgency;emergency:જરૂરિયાત; અડીની વેળા;તંગી;ગરજ;અણી;સંકટ;અવસર;સમય;આવશ્યક્તા; સંકટ સમય; આપત્તિ;વિપત્તિ;આપદી;ભીડ.

**Exigent,**(એક્સિજેન્ટ્)*n.*1.Exigency;extremity:ભીડ;ગરજ; તંગી;અ-ત.2.(*Law.*)The name of a writ in proceedings before outlawry: બહારવટું દેતાં પહેલાં કોરટનો ઠરાવહુકમ.*a.*Pressing;critical:જરૂર-સંકટ વેળાનું;જરૂરી;આવશ્યક.

**Exile,**(એક્સાઈલ-ગ્ઝાઈલ્)*n.*[L.*ex* & *salio*,I leap.]1. Proscription;expulsion; banishment: દેશનિકાલ; દેશવટો.2. The person banished or exiled: હદપાર-દેશનિકાલ કીધેલું માણસ;બેવતની માણસ.*vt.*To banish or expel from one's own country; to transport: દેશનિકાલ હદપાર ક૦;દેશમાંથી કાઢી મૂકવું;દેશવટો દેવો.

**Exist,**(એગ્ઝિસ્ટ્)*vi.* [L.*ex* & *sisto*, I stand.]1.To be;to have a real being:હોવું;હયાતિમાં હોવું;અસ્તિત્વમાં હોવું.2. To manifest itself; to continue to be:ટકવું;નભવું;જારી-ચાલુ રહેવું;ચાલવું. 3.To live;to have life or animation:જીવ-હોશ હોવો;જીવવું;રેહેવું;પ્રાણ ધારણ ક૦.

**Existence,**(એગ્ઝિસ્ટેન્સ)*n.*1.Continuance in being:હોવાપણું;હોવું તે;અસ્તિત્વ;વિદ્યમાનતા;ભાવ;ટકાવ.2. Continued manifestation; occurrence:સ્થિતિ;બનાવ;સંભવ;વર્તન; સદ્ભાવ. 3. A being;a creature:પ્રાણી;જીવ; જીવિત; જીવન;વૃત્તિ; પ્રાણધારણ.*Worldly* e.:સંસાર;ભવ. *Attainment of the ends of* e.: જન્મસાર્થક;જન્મસાફલ્ય; જીવસાફલ્ય.

**Existent,** (એગ્ઝિસ્ટેન્ટ્) *a.* Existing;being; taking place: જીવતું; હયાત;વિદ્યમાન;ભૌતિક; સાત્વિક;વર્તમાન.*Self* e.:સ્વયંભૂ;આત્મભૂ.

**Exit,**(એક્સિટ્)*n.*[L.*ex* & *eo*,I go.] 1. The departure of a player from the stage when he has performed his part:નાટકશાળામાં રંગભૂમીપરથી વેષધારીનું જતું રહેવું તે; નિષ્ક્રમણ. 2. Any departure; death:જવું-નિકળી જવું તે; મોત;મૃત્યુ. 3.A way of departure: જતા રહેવાનો માર્ગ-રસ્તો.

**Exodus,**(એક્સોડસ્) *n.* [Gr. *ex* & *hodos*,a way.]1. Any large migration from a place: નિકળી જવું; નિર્ગમન;સ્વારી; રહેલધા;સંઘ. 2. The second book of the old testament:નિર્ગમન.

**Ex-officio,** (એક્સ્ઑફિશિઓ) By virtue of office:હોદ્દાની રૂએ;અધિકાર પરત્વે.

**Exogamy,** (એક્સૉગૅમિ) *n.* Marriage outside of the tribe:પરનાતમાં કરેલું લગ્ન.

**Exogenous,** (એક્સૉજેનસ્)*a.*[Gr. *exo* & *gen*,to produce.]1.Growing by successive additions to the outside:બહારથી દળમાં વધતું; બહારથી વધારો થતો હોય એવું. 2. (*Anat.*)Shooting out from any part:કોઈ પણ ભાગમાંથી ફૂટી નિકળતું.

**Exonerate,**(એગ્ઝૉનરેટ્)*vt.* [L.*ex* & *onus*,a burden.]1.To unload; to disburden:ભાર ઓછો ક૦;નિર્દોષ ક૦-ઠેરવવું; મુક્ત-મોકળું ક૦. 2.To relieve of, as a charge, obligation,or load of blame:ફરજ બનવી છૂટવું;જવાબદારીમાંથી છૂટા થવું; દોષ-કપટો ઉડાવી દેવો;નિર્મુક્ત થવું.

**Exorable,**(એક્સોરેબલ્)*a.*Capable of being moved by entreaty: આજીજીથી સમજાવી શકાય એવું; સાંત્વનીય;પ્રસાદનીય.

**Exorbitance-y,** (એગ્ઝૉર્બિટેન્સ-ન્સિ)*n.*Enormity;extravagance: અતિશયતા;અમર્યાદતા;આધિક્ય.

**Exorbitant,** (એગ્ઝૉર્બિટેન્ટ્)*a.* [L. *ex* & *orbis*,a circle.] 1. Deviating from the usual course; excessive;enormous: હમેશના માર્ગમાંથી આઘું જતું; અમર્યાદ; નિસ્સીમ; બેસુમાર;અપરિમિત;અતિશય;ઘણુંજ; બેહદ;જબ્બર;ભારે;મ્હોટું.2.Anomalous:નિયમ વિરૂદ્ધ;રીતિથી ઉલટું.

**Exorcise,**(એક્સૉર્સાઈઝ્)*vi.* [Gr.*ex* & *horkizo*,I bind by oath.] 1. To drive away by adjuring some holy name: કોઈ દેવના સોગન દઈને કાઢી મૂકવું-હાંકી કાઢવું. 2. To deliver from the influence of an evil spirit: ભૂત કાઢવું-ઉતારવું;ઝાડો નાખવો;ઉજણી નાંખવી.

**Exorcist,** (એક્સૉર્સિસ્ટ્) *n.* One who expels evil spirits by conjurations or prayers:ભૂત કાઢનાર; ભૂઓ;પંચાક્ષરી.

**Exordial,**(એગ્ઝૉર્ડિઍલ્)*a.*Introductory:આરંભનું;શરૂઆતનું.

**Exordium,** (એગ્ઝૉર્ડિઅમ્) *n.* [L. *ex* & *ordior*, I begin.] An introductory part of a discourse; an introduction:ઉપોદ્ઘાત; પ્રસ્તાવના;આમુખ;મુખબંધ;દિબાચો.

**Exoteric-cal,** (એક્સૉટેરિક્-કલ્) *a.* [Gr.*exo*,outward.]External;public:ખુલ્લું;પ્રગટ;બધા આગળ કેહેવાય એવું;સાધારણ;પ્રસિદ્ધ;લોકસિદ્ધ.

**Exotic,**(એગ્ઝૉટિક્)*a.*[Gr. *exo* outward.]Foreign;extraneous: પરમુલકનું;વિદેશી; અન્યદેશીય. *n.* Any thing of foreign origin: પરદેશી ઝાડ-શબ્દ-છોડ-ચાલ;વિદેશી વનસ્પતિ-ઔષધ.

**Expand,** (એક્સ્પૅન્ડ્)*vt.* [L. *ex* & *pando,* I spread.] 1. To open; wide;to spread out; to diffuse: ખિલાવવું;ફુલાવવું; ઉઘાડવું; પ્રફુલ્લિત ક૦;વિસ્તારવું;ફેલાવવું;પ્રસારવું.2.To enlarge; to extend away: મ્હોટું ક૦;લંબાવવું;ફેલાવવું; પહોળું ક૦;વધારવું.*vi.*To become enlarged or spread apart:ખિલવું;ફુલવું;પ્રસરવું; વધવું;પ્રફુલ્લિત થવું;ઉઘડવું; ફેલાવું;વધવું;વ્યાપવું;વિકાસવું.

**Expanse,** (એક્સ્પૅન્સ્) *n.* A wide extent of space or body; the firmament:મ્હોટો વિસ્તાર; પ્રસાર; ફેલાવો;સપાટી;તળ.

**Expansion,**(એક્સ્પૅન્શન્)*n.*1.Distention;enlargement:ફેલાવો; પ્રસાર; પ્રસારણ; વ્યાપ્તિ;વિસ્તાર; વૃદ્ધિ; વિકાસ.2.Epanse; extended surface:મ્હોટો વિસ્તાર;ફેલાવ.3.Space; room: સપાટી; જગ્યા; અવકાશ. 4. (*Com.*)Increase of the circulation of bank notes:ફેલાવો;ચલણ. 5.(*Math.*)The developed result of an indicated operation:અમુક રકમનો સ્પષ્ટીકરણ કરેલો જવાબ. 6. (*Steaming.*) The operation of steam:વરાળનું જોર-જોસ-બળ.

**Expansive,**(એક્સ્પૅન્સિવ્)*a* Dilating; diffusive; wide-extending: વિસ્તારનારૂં;ફેલાય એવું;પ્રસારક;વ્યાપક.

**Exparte,** (એક્સ્પાર્ટે) *a.* Upon or from one side only: એક તરફી-પક્ષી. **E.** *application,* one made without notice:સૂચના આપ્યા વિના કરેલી અરજી. **E.** *council,* one that assembles at the request of one of the parties in dispute:તકરારી પક્ષમાંથી એક પક્ષના કહેવાથી ભરાયલી સભા-પંચ.**E.***hearing or evidence,* (*Law.*) that which is taken by one party in the absence of the other:એક પક્ષની ગેરહાજરીમાં બીજા પક્ષનો લેવાયેલો પુરાવો;એક તરફી પુરાવો.

**Expatiate,**(એક્સ્પેશિએટ્) *vt.* [L. *ex* & *spatium,*space.]1.To move at large; to wander in space without restraint:ફરતા ફરવું;ભટકાયાં ક૦. 2. To enlarge in discourse or writing;to descant: વિસ્તારીને બોલવું-લખવું-બ્યાન ક૦. *vt.* To expand;to extend;to diffuse:ફેલાવું; પ્રસરવું;લંબાવું.

**Expatriate,**(એક્સ્પેટ્રિએટ્)*vt.* [L. *ex* & *pater,*a father.]To banish; to withdraw from one's native country:દેશ નિકાલ-હદપાર ક૦;દેશવટો દેવો.

**Expect,** ( એક્સ્પેક્ટ્ ) *vt.* [L. *ex* & *specto,*I look at.]1.To wait for; to await:રાહ-વાટ જોવી;માર્ગ પ્રતીક્ષા ક૦. 2. To look for with some confidence ; to anticipate: થશે-આવશે-કરશે એમ ધારવું-એવો સંભવ-હોવો;-ની વકી હોવી. *vi.*To wait;to stay: રાહ-વાટ જોવી. *n.* Expectation:આશા;ઉમેદ;અપેક્ષા.

**Expectancy-ce,**(એક્સ્પેક્ટન્સિ-ન્સ્) *n.*1.Expectation:આશા;ઉમેદ;અપેક્ષા;પ્રતીક્ષા;નિરીક્ષા;નિરીક્ષણ. 2.The object of expectation or hope: વકી;ધારવું તે;ધારણા; સંભવ. *Estate in* **e.**,(*Law.*)one the possession of which a person is entitled to have at some future time: ભવિષ્યમાં કબજે ભોગવટો મળવાનો હક થાય એવી મિલ્કત.

**Expectant,**(એક્સ્પેક્ટન્ટ્) *a.*Waiting;looking for:વાટજોતું;વકી-અપેક્ષા રાખતું.2.(*Med*) Waiting for the efforts of nature: કુદરતની મદદની વાટ જોતું.*n.*One who waits in expectation:વાટજોનાર;ઉમેદવાર;તટસ્થ; અપેક્ષક; નિરીક્ષમાણ; પ્રતીક્ષક;અપેક્ષી.

**Expectation,**(એક્સ્પેક્ટેશન્) *n.* 1. The act or state of expecting an event as about to happen;anticipation: વકી-અપેક્ષા; રાહ; ઉમેદ; આશા.2.That which is expected or looked for:અપેક્ષિત વસ્તુ-પદાર્થ. 3. The prospect of the future; prospect of anything good to come:ધારણા;સંભવ;આશા. 4. The value af any prospect of prize: ઈનામની આશાની કિંમત. 5. (*Med.*) The leaving of a disease to the effort of nature to effect the cure: કોઈપણ રોગ એની મેળે મટી જશે એમ ધારીને ઓષડ નહિં કરતે. **E.** *of life,* the average duration of the life of individuals: મનુષ્યની જીંદગીનો સરાસરી કાળ.

**Expectorant.** } (એક્સ્પેક્ટોરૅન્ટ્)
**Expectorative,** } (એક્સ્પેક્ટોરેટિવ્)*a.*Tending to facilitate expectoration:કફઘ્ન;કફનાશક;કફહારક-સારક-નિઃસારક.

**Expectorate,** ( એક્સ્પેક્ટોરેટ્ ) *vt.* [L.*ex* & *pectoris,* the breast.] To discharge phlegm;to spew: નો બલગમ-ગલફો કાઢવો-નાંખવો;ખંખારવું;કફ કાઢવો.

**Expedience-y,** ( એક્સ્પીડિએન્સ-ન્સિ)*n.*1.Advisability;desirableness; advantage: પ્રસંગ;યોગ્યતા; ઉચિતતા;ઔચિત્ય;યુક્તતા; હિતાવહતા;લાયકી.2.Haste; despatch: ઉતાવળ;ત્વરા;તાકીદ. 3. Adventure: સાહસ;પરાક્રમ.

**Expedient,**(એક્સ્પીડિએન્ટ્)*a.* [L. *ex* & *pedis,*the foot.]1. Desirable;advisable; profitable: ફાયદાકારક;યોગ્ય;ઉપયોગી;લાયક;ઉચિત.2. Conducive to self-interest: સહકારી; ઉપયુક્ત; પોતાના હિતનું. 3. Quick;expeditious:ઉતાવળું; જલદી જનારૂં.*n.*1.That which serves to promote or advance: ઉપાય; ગતિ;સાધન;ઈલાજ;યોગ;ઉપક્રમ;ગુણ. 2.Shift:યુક્તિ;તદબીર;તોડ.

**Expeditate,**(એક્સ્પેડિટેટ્) *vt.* To deprive of the claws or the balls of the forefeet: આગલા પગના પંજા અને નખ ઉતારી-કાઢી લેવા.

**Expedite,**(એક્સ્પીડાઈટ્)*vt.* [L. *ex* &*pedis* foot.]1.To relieve of impediments;to hasten;to quicken : ઉતાવળું-જલદ-શીઘ્ર-ત્વરિત ક૦. 2.To dispatch;to send forth:જલદીથી-તાકીદથી મોકલવું. *a.* Quick; speedy;nimble: ઉતાવળું; ચંચળ; ચપળ.1.Free from impediment: છૂટું;મોકળું.

**Expedition,** (એક્સ્પીડિશન્) *n.* 1. The condition of being set in motion;execution: ગતિમાં મૂકવાની સ્થિતિ; ફાંસી. 2. Haste;speed; quickness:ઉતાવળ; ત્વરા;તાકીદ. 3. An enterprise by a number of persons:કેટલાક માણસોએ કરેલી મુસાફરી-સફર;સ્વારી.

**Expeditious,** ( એક્સ્પીડિશસ ) *a.* Quick;having celerity:ઝટપટ; ઝડપનું;ઉતાવળું.

**Expel,**(એક્સ્પેલ્)*vt.*[L.*ex* & *pello,* I drive.]1.To drive out;to eject: કાઢી મૂકવું;હાંકી કાઢવું.2.To banish:

બે હાથે લાડવા ખાવા ન જાઓ.

દેશનિકાલ ક૦. 3. To cut off from further connection: સંબંધ તોડી નાંખવો. 4. To keep out; to exclude:દૂર ક૦; બહાર રાખવું;-માં આવવા-પેસવા ન દેવું.

**Expend,** (એક્સ્પેન્ડ્) *vt.* [L. *ex* & *pendo*, I weigh.] To lay out; to consume by use: ખરચવું;વાપરવું; ખપાવવું;ખલાસ ક૦. *vi.* To be laid out or consumed:ખરચાવું; ખલાસ થવું. 2. To pay out or disburse money:પૈસા આપવા-ખરચવા;નાણાં પગાર કરવાં.

**Expenditure,** (એક્સ્પેન્ડિટ્યૂર્) *n.* 1. The act of expending; disbursement: ખરચવું-વાપરવું તે. 2. Expense:ખરચ;ખર્ચ.

**Expense,**(એક્સ્પેન્સ્)*n.*1.Disbursement;outlay;consumption: ખરચવું-વાપરવું તે. 2. Cost; outlay; charge:આગળથી કાઢેલી-ખરચેલી રકમ;ખર્ચ;દામ;લાગત.

**Expensive,**(એક્સ્પેન્સિવ્)*a.*1.Costly;dear;liberal:મોઘું;ભારે કિમતનું; ઘણો ખરચ થાય એવું.2.Free in expense;extravagant;lavish:ખરચાળ;ખરચાઉ;ધોતાળ;હાથનું છૂટું.

**Experience,**(એક્સ્પીરિએન્સ્)*n.*[L. *ex* & *perior*, I try.]1.Experimental knowledge; actual trial:અનુભવ;અનુભવ પ્રાપ્તજ્ઞાન. 2. Repeated trial of a matter; personal trial and experiment:ફરી ફરીને પરીક્ષા-અજમાયશ ક૦ તે;અભ્યાસ.3. Inductive knowledge:અનુભવી જ્ઞાન. *vt.* 1.To try personally;to prove by use or trial:અનુભવ લેવો;અનુભવવું. 2.To exercise;to train by practice:મહાવરા-અભ્યાસથી શીખવવું.

**Experienced,**(એક્સ્પીરિએન્સ્ટ્) *a.* Taught by practice; skilful & wise by means of trials, use & observation: અનુભવી; ઘડાએલું; કસાએલું;વાકેફ;જાણ.

**Experiment,**(એક્સ્પેરિમેન્ટ્) *n.* 1. Practical test;proof:પ્રયોગ; અજમાયશ;તપાસ; અખતરો.2. Experience:અભ્યાસ;અનુભવ.*vi.*To make an experiment;to test by trial: પરીક્ષા-અજમાયશ ક૦.*vt.*To try;to know:અજમાવી જોવું;કસવું.

**Expert,**(એક્સ્પર્ટ્)*a.*[L. *experior*, I try.]Well-instructed; skilful: ચતુર;હોશિયાર;કિસબી.*n.*An expert or skilful person; a professional witness: વાકેફગાર-હોશિયાર-ચાલાક માણસ;કસબી;કારીગર.*vt.*To experience:અનુભવવું;અભ્યાસ પાડવો.

**Expiable,**(એક્સ્પિએબલ્)*a.*Capable of being expiated or atoned for:પ્રાયશ્ચિત્ત કરવા જોગ.

**Expiate,**(એક્સ્પિએટ્)*vt.*[L. *ex* & *pio*, I make atonement.] To make satisfaction for; to atone for:-નું પ્રાયશ્ચિત્ત ક૦; પ્રાયશ્ચિત્ત કરી નિવારણ ક૦.

**Expiation,** (એક્સ્પિએશન્) *n.* 1. Atonement;satisfaction:પ્રાયશ્ચિત્ત કરીને નિવારણ ક૦ તે;પ્રાયશ્ચિત્ત.2.The means by which atonement is made:જે સાધનથી પ્રાયશ્ચિત્ત નિવારણ કરવામાં આવેછે તે.

**Expiration,**(એક્સ્પાઈરેશન્) *n.* 1. (*a*) A breathing out:શ્વાસ કાઢવો તે.(*b*) Emission of volatile matter;exhalation:જલદી ઉડી જાય એવો પદાર્થ બહાર કાઢવો તે;વરાળ;વાસ. (*c*) Death;extinction: મૃત્યુ; મોત. (*d*) Extinction ; termination; end:છેડો;અંત;સમાપ્તિ; પૂર્ણાહુતિ. 2. That which is expired; exhalation:જે બહાર નિકળે છે તે;વરાળ;બાફ.

**Expire,** (એક્સ્પાઈર્) *vt.* [L. *ex* & *spiro*, I breathe.]1.To breathe out;to emit from the lungs:(શ્વાસ) કાઢવો-છોડવો. 2. To emit in minute particles;to exhale:ઝીણાં રજકણ-રજમાં બહાર નિકળવું. 3. To emit; to give out:બહાર કાઢવું. 4. To terminate:અંત-છેડો લાવવો.*vi.* To breathe out the life;to die: મરણ પામવું;મરવું;-નો જીવ-પ્રાણ જવો. 2.To cease;to terminate:-ની અવધી આવવી;-ની મુદત પૂરી થવી.3.To come out;to fly out:બહાર આવવું.

**Expiring,**(એક્સ્પાઈરિન્ગ્)*a.*1. Dying;ending;terminating:મરતું;છેડો-અંત આવતું. 2. Pertaining to the time of dying:મોત સંબંધિ-વખતનું.

**Explain,** (એક્સ્પ્લેન્) *vt.* [L. *ex* & *plano*, *fr. planus*, level.] 1. To spread out in a flattened form; to make plain or flat: ચપટા આકારમાં પાથરવું; સાફ-ચપટું ક૦. 2. To make manifest or intelligible; to expound:-નો અર્થ ક૦;સમજાવવું; -ની ટીકા-ખુલાસો ક૦. To e,away, to get rid of by explanation: સમજાવીને દુર કરવું-નાખવું-ઉંચું મુકવું. *vi.* To give an explanation:સમજુતી આપવી.

**Explanation,** (એક્સ્પ્લૅનેશન્) *n.* 1. The act of explaining or expounding:સમજુતી આપવી તે;ટીકા; અર્થ.2.That which explains: જે સમજાવે છે-ખુલ્લું કરે છે તે;ખુલાસો;સમજુતી.3. Understanding: બુદ્ધિ; સમજશક્તિ. 4. Reconciliation of parties at variance:વિરોધીપક્ષની સમજુત.

**Explanatory,** ( એક્સ્પ્લૅનેટૉરિ ) *a.* Serving to explain; containing explanation: અર્થ બતાવે એવું;સમજાવનારૂં;ટિકા;ભાષ્યરૂપ.

**Expletive,** ( એક્સ્પ્લીટિવ્ ) *a.* [L. *ex* & *pleo*, I fill.]Filling up;superfluous: વધારાનું; પાદપૂર્ણાર્થ. *n.* A word or syllable not necessary to the sense but inserted to fill a vacancy: છંદ બેસાડવા-વાક્ય શોભાવવા સારૂ ઉમેરેલો શબ્દ;પાદપૂર્ણાર્થ શબ્દ;વાક્યાલંકાર.

**Explicate,** (એક્સ્પ્લિકેટ્)*vt.*[L.*ex* & *plico*, I fold.]1. To unfold; to lay open:ઉઘાડું મૂકવું;ઉકેલી નાંખવું. 3.To explain;to interpret: સમજાવવું;-નો અર્થ બેસાડવો.*a.*Evolved; unfolded:ઉઘાડું;ખુલ્લું.

**Explication,** (એક્સ્પ્લિકેશન્) *n.* 1.Explanation; interpretation: સમજુતી;ટીકા.2.The sense given by the interpreter:ભાષાંતર કરનાર-દુભાષિયાની સમજાવેલી મતલબ-સાર.

**Explicit,**(એક્સ્પ્લિસિટ્) *a.*1. Distinctly stated; plain in language;express:ખુલ્લું;સમજ પડે તેવી રીતે દર્શાવેલું;સ્પષ્ટ.2. Unreserved; outspoken:સાફ;સ્પષ્ટ;ખુલ્લુ.

**Explode,**(એક્સ્પ્લોડ્)*vt.* [L. *ex* & *plaudo*, I clap the hands.]1.To drive out with violence and noise:અવાજ કરીને ફોડવું;-નો બાર કરવો. 2. To cause to explode; to detonate: અવાજ કરીને ઉડાવી દેવું. 3. To drive from the stage; to hoot out:વખોડી કાઢવું;રંગભૂમિમાંથી વખોડી કાઢવું;-ની હે બોલાવવી.4. To cry down;to drive from notice: વખોડવું;-નો સ્વિકાર ન કરવો.

**Exploit,**(એક્સ્પ્લૉઇટ્)*n.* [L. *explico*, I unfold.] A deed or act; a deed of renoun;a feat:પરાક્રમ;મહતકૃત્ય;શૂરકર્મ;કૌતુક.*vt.*To achieve: મેળવવું;સંપાદન ક૦; પરાક્રમ ક૦. 2.

To utilize; to make available: -નો લાભ લેવો;-નો ઉપયોગ કરવો.

**Exploration,** (એક્સ્પ્લૉરેશન્) *n.* The act of exploring or penetrating;geographical discovery; examination:શોધવું તે;તપાસ;તહ્નાસ.

**Explore,**(એક્સ્પ્લૉર્) *vt.* [L. *ex* & *ploro,* I cry.] 1. To seek for or after; to strive to attain by search:શોધથી મેળવવાને યત્ન ક૦.2. To search through;to examine thoroughly:શોધવું;તપાસ-તહ્નાસક૦.

**Explosion,** (એક્સ્પ્લૉઝ્હન્) *n.* [L. *explosio.*]1. Detonation: ભડાકો; ધડાકો;બાર. 2. A bursting with violence and loud noise: કડાકો; ધડાકો; ધડડડ દઇને ફુટવું-ફાટવું તે. 3. A violent manifestation of passionate feeling:તામસી-ક્રોધાયમાન લાગણીનો આવેશ.

**Explosive,**(એક્સ્પ્લૉસિવ્)*a.*Causing explosion:બાર-ભડાકો કરે એવું. 2. Bursting out with violence and noise:કડાકદઇને અવાજ કરતું-ફુટતું-ફાટતું.*n.*An explosive agent: ધડાકો કરે-ફાટી નીકળે-એવી ચીજ.

**Exponent,**(એક્સ્પૉનેન્ટ્)*n.* [L. *ex* & *pono*,I put.]1.(*Alg.*)A number,letter or any quantity written on the right hand of and above another quantity and denoting how many times the latter is repeated as a factor to produce the power indicated; an index:ઘાતચિન્હ;ઘાતપ્રકાશક.2. One that stands as an index or representative:પ્રદર્શક; પ્રતિનિધિ; સમજનતી આપનાર.*Exponent of a ratio,*the quotient arising when the antecedent is divided by the consequent:ઉત્તર ફળથી અગ્રપદને ભાગવાથી આવેલો ભાગ.

**Export,**(એક્સ્પૉર્ટ્) *vt.* [L. *ex* & *porto,*I carry.]1.To carry away; to remove:લઈ જવું;ખસેડવું. 2. To send out commodities to other nations:દેશાંતર ખાતે (માલ) મોકલવું;ચઢાવવું.*n.*1.Exportation:દેશાંતર ખાતે મોકલવું તે.2. (chiefly in the plural) That which is exported; commodity;જે મોકલવામાં આવે છે તે;નિકાશ;માલ.

**Exportation,** (એક્સ્પૉર્ટેશન્) *n.* The act of exporting:દેશાવરખાતે મોકલવું તે.2.Commodity exported:નિકાસ;માલ;પરદેશખાતે મોકલેલી વેપારની જણસ.

**Expose,**(એક્સ્પોઝ્) *vt.* [L. *ex* & *pono,*I put.] 1. To set forth;to exhibit;to show:બહાર મૂકવું;ઉઘાડું ક૦.2.To promulgate;to explain: પ્રસિદ્ધ ક૦;સમજાવવું.3.To lay bare; to lay open to danger:ખુલ્લું-ઉઘાડું મૂકવું;ભય આવી પડે તેમ મૂકવું; ધોકો લાગે તેમ મૂકવું.4.To deprive of concealment:ઉઘાડું-પ્રગટ-છચોક કરી દેવું-પાડી દેવું.5.To lay open to general contempt:સર્વના તિરસ્કારને પાત્ર ક૦;ઉઘાડું પાડવું;ફજેત કરવું. *n.*A laying open;a formal statement:ખુલ્લું-ઉઘાડું મૂકવું તે.

**Exposition,**(એક્સ્પૉઝિશન્)*n.*1.A laying open;a public exhibition or show:ઉઘાડું-ખુલ્લું-જાહેર-પ્રસિદ્ધ ક૦ તે;પ્રદર્શન. 2.Explanation; interpretation: ટીકા; વિવરણ; ભાષ્ય; બ્યાન. 3. Situation in reference to climate:હવાવાળી જગા.

**Expositor,**(એક્સ્પૉઝિટર્)*n.*An interpreter:ટીકા-વિવરણકર્તા;ભાષ્યકાર.

**Expository,**(એક્સ્પૉઝિટૉરિ) *a.* Illustrative;exegetical:ભાષ્ય-ટીકાનું;ભાષ્ય કરે એવું.

**Expostulate,**(એક્સપૉસ્ટ્યુલેટ્) *vt.* [L.*ex* & *postulo*,I demand.]To discuss;to examine:તકરાર ક૦;પરીક્ષા લેવી-ક૦.*vi.* To reason earnestly with a person; to remonstrate:કોઈથી થયેલી ભૂલ વિષે તેને સમજાવવું;એ વાત કહેવી;શિખામણ દેવી.

**Expostulation,** ( એક્સ્પૉસ્ટ્યુલેશન્ ) *n.* Remonstrance;earnest and kindly protest; dissuation: ચેતવણી;શિખામણ;બોધ;ઉપદેશ.

**Exposure,**(એક્સ્પોઝ્હર્)*n.* 1.The act of exposing; depriving of care or concealment: ફજેતી. 2. Openness to danger; the state of being laid open or bare:ઉઘાડું મૂકવું તે. 3.Position in regard to climate:હવા;ઉઘાડ.

**Expound,**(એક્સપાઉન્ડ્)*vt.* [L. *ex* & *pono*,I put.] 1. To lay open; to expose to view : ઉઘાડું-ખુલ્લું મૂકવું.2.To explain;to interpret: અર્થસમજાવવો;અર્થક૦;ટીકા-વિવરણક૦.

**Express,** (એક્સ્પ્રેસ્) *vt.* [L. *ex* & *premo*,I press.] 1. To press or squeeze out;to extort:પીલવું; પીલીને કાઢવું;નીચોવવું.2.To extort;to elicit:કઢાવવું;જોરજુલમથી કઢાવવું.3. To resemble;to represent:જણાવવું;-ને મળતું આવવું; બતાવવું. 4. To resemble;to represent: દર્શાવવું;-ની નિશાની હોવી.5.To declare what is in the mind of;to utter;to tell: કહેવું;બોલવું;કહી દેખાડવું. 6. To denote;to designate:દેખાડવું;બતાવવું;-નાં લક્ષણ હોવાં.7.To send by express messenger:ખાસ-મુદ્દામ માણસ સાથે મોકલવું.*a.*1.Exactly representing;exactly resembling: બરોબર મળતું;આવતું;આબેહુબ;શુદ્ધ; ચોકસ. 2.Directly stated; clear; plain:સાફ;સ્પષ્ટ;ખુલ્લું. 3.Sent on particular errand:મુદ્દામ કામનેસારૂ મોકલેલું;ખાસ.*n.*1.An expression; a plain declaration: શબ્દ; વાક્ય; વાત. 2.A courier: મુદ્દામ મોકલેલું માણસ;ખેપીઓ. 3. That which is sent by an express messenger or message: ખેપીઆ સાથે જે કાંઈ મોકલવામાં આવેછે તે;સંદેશો.4. An express office:ખાસ-મુદ્દામ ઑફીસ.

**Expressible,** ( એક્સ્પ્રેસિબલ્ ) *a.* Capabe of being expressed, spoken out, shown,or declared: બ્યાન કરાય-બોલાય એવું.

**Expression,**(એક્સ્પ્રેશન્)*n.*1. The act of expressing:પીલવું-પીલીને કાઢવું તે.2.Declaration; utterance: બોલવું-કહેવું તે;ઉચ્ચારવું તે. 3.Vivid representation of meaning: અર્થનું આબેહુબ-પ્રતિરૂપબ્યાન-વર્ણન. 4. Look,as indicative of thought or feeling:મુખમુદ્રા;મુખ-ચર્યા. 5.A mode of speech;a phrase: શબ્દ; વાક્ય;વાત.6. (*Math*). The representation of any quantity by its appropriate signs:કોઈ પરિણામ-રકમને યોગ્ય નિશાનીથી દર્શાવવી તે. *Past* **e**, *beyond* **e**, beyond the power of description:વર્ણન કરવાની શક્તિ બહાર; અવર્ણનીય.Past or beyond expression: અકથ્ય; અવર્ણનીય; જેનું વર્ણનજ ન થઈ શકે એવું.

**Expressive,** ( એક્સ્પ્રેસિવ્ ) *a.* 1. Serving to utter;indicative:દર્શક;સૂચક;બોધક. 2. Full of expression;significant:વાચક;સૂચક;અર્થક.

**Expressly,**( એક્સપ્રેસલિ ) *adv.* In direct terms:ખુલ્લા શબ્દમાં.2.Particularly:ખાસ-વિષેશે કરીને.

**Expugn,**(એક્સ્પ્યૂન્)*vt.*[L.*ex*&*pugna*,fight.]To overcome;to van-

quish:જીતી લેવું;-નોપરાજ્ય કરવો; ને મહાત કરવું.

**Expulsion,**(એક્સ્પલ્શન્ )*n.* [L.*ex* & *pello*, I drive.] 1. A driving away by violence: કાઢી મૂકવું-નાંખવું તે.2.The state of being expelled or driven away:કાઢી મૂકાવાની સ્થિતિ.

**Expunge,**(એક્સ્પન્જ્ )*vt.* [L.*ex* & *pungo*,I prick.] 1. To rub out; to obliterate:છેકી નાંખવું;છેકો મારવો;ભૂસી નાંખવું.2.To strike out;to annihilate:નાશ-રદ કo;કાઢી નાંખવું.

**Expurgate,**(એક્સ્પર્ગેટ્ )*vt.*[L.*ex* & *purgo*,I purify,fr.*purus*,pure.] To cleanse;to purge:-માંથી કચરો-કચરા જેવું કંઈ કાઢી નાંખવું;ચોખ્ખું કo.

**Exquisite,**(એક્સ્કિવઝિટ્ )*a.* [L.*ex* and *quæro*,I seek.]1.Carefully selected or sought out;delightfully excellent:ઘણું બારીક;બારીક સમજનું;ઉત્તમ;અત્યુત્કૃષ્ટ;શ્રેષ્ઠ.2.Extreme;keen: ઘણું જ બારીક;તીક્ષ્ણ; તીવ્ર;જલદ.3.Nice;fastidious:સુંદર;ખુશ થાય નહિં એવું; મિનજી. *n.* One who is overnice in dress; a fop;a dandy: વરણાગીઓ; ફક્કડ; લાલ;છેલ.

**Exscind,** (એક્સિન્ડ્ )*vt.* [L.*ex* & *scindo*, I cut. ] To cut off ; to extirpate:કાપી નાંખવું;સંબંધ તોડી નાંખવો.

**Extant,**(એક્સ્ટૅન્ટ્ )*a.*[L.*ex* & *sto*,I stand.]1.Standing out or above any surface;protruded:બહાર નિકળી આવેલું.2.Still existing;outstanding:ચાલુ;મોજુદ;હયાત;કાયમ.

**Extemporaneous,** (એક્સ્ટેમ્પોરેનિઅસ્ )*a.*Composed or performed on the spur of the moment; off hand;extempore:શિઘ્ર;તેજ વખતે બનાવી-જોડી કાઢેલું; તાત્કાલિક.

**Extempore,**(એક્સ્ટેમ્પોરી)*adv.*[L. *ex* & *tempus*, time.] Without preparation;suddenly: આગળથી વિચાર કર્યા વગર;તેજ વખતે;ઝટ દઈને. *a.* Done or purformed on the spur of the moment: શિઘ્ર; તાત્કાલિક; તેજ વખતે ઘડી કાઢેલું.

**Extemporize,** ( એક્સ્ટેમ્પોરાઈઝ્ ) *vt.* To prepare in great haste: તાત્કાલિક સિદ્ધ કo. *vi.* To speak extempore;to discourse without special preparation:ઓચિંતું ભાષણ કo.

**Extend,**(એક્સ્ટેન્ડ્ )*vt.*[L.*ex* & *tendo*,I stretch.]1. To prolong; to protract:તાણવું;લાંબું કo.2.To expand;to dilate;to spread:પસારવું;ફેલાવવું;વિસ્તારવું.3.To enlarge; to widen;to lengthen:લંબાવવું;વધારવું.4.To stretch;to hold forth: આગળ લાવવું;લાંબો કo(હાથ).5.To bestow;to impart:પર કo;આપવું. 6.(*Law.*)To levy:ઉઘરાવવું;ઠેરવીને લેવું-વસૂલ કo. 7. To increase in quantity by adulteration: ભેગ કરીને જથ્થો વધારવો.*vi.*To stretch; to reach: લાંબું થવું; વધવું; પસરવું; પોહોંચવું;ચાલવું.

**Extension,**(એક્સ્ટેન્શન્ )*n.*1.The act of extending;a stretching; increase;augmentation:લાંબું કo તે;વિસ્તાર;ફેલાવો;લંબાઈ.2.Enlargement in breadth:પોહોળાઈમાં લંબાવું તે.3.(*Physics.*)That property of a body by which it occupies a portion of space:પરિમેયતા.4.(*Com.*)A written engagement on the part of a creditor allowing a debtor futher time to pay his debt:લહેણદારથી દેવાદારને તેનું દેવું આપવાની મુદત વધાર્યાનો લખી આપેલો કરાર-શરત. 5. (*Physiol.*)The straightening of a limb:કોઈ અવયવને સીધો કરવો તે. **E.***table*,a table that can readily be extended or contracted in length:લાંબો ટુંકો થઈ શકે તેવો મેજ.

**Extensive,**(એક્સ્ટેન્સિવ્ )*a.*1.Expanded;large;broad:વિશાળ;મ્હોટું;મોહોળું. 2. Capable of being extended:લંબાઈ વધારવા-મ્હોટું કરવા લાયક.

**Extensiveness,**(એક્સ્ટેન્સિવ્નેસ્ ) *n.*Wideness; extent; diffusiveness: બહોળાપણું;વિશાળપણું; વિસ્તીર્ણતા

**Extent,**(એક્સ્ટેન્ટ્ )*n.*Superficies; compass;bulk; size: હદ;સીમા;મર્યાદા; વિસ્તાર; અવધિ; પહોંચ. 2. (*Law.*)A levy:ઉઘરાત;વસૂલાત. 3. Degree;measure;proportion:હદ;મર્યાદા;પ્રમાણ;માપ.*a.*Extended: લંબાવેલું;હદવાળું.

**Extenuate,** (એક્સ્ટેન્યૂએટ્ )*vt.* [L. *ex* & *tenuo*,from *tenuis*,thin.] 1. To draw out; to make thin: પાતળું-નબળું-ક્ષીણ કo.2.To lessen; to diminish;to palliate: હલકું-કમી-ઓછું કo.*vi.* To become thinner or more slender: વધારે પાતળું-નબળું થવું.

**Extenuation,**(એક્સ્ટેન્યૂએશન્ ) *n.* The act of making thin or slender; mitigation:ગુન્હો ઓછો થાય-જણાય એવું કારણ;-કારણ બતાવવું તે.

**Exterior,** ( એક્સ્ટીરિઅર્ ) *n.* [L. *exter*, outward fr. *ex*,out of.]1. The outward surface of a thing: શરીરનો ઘાટ; બહારનું અંગ.2.The outward form;visible act:જે બહારનું છે તે;બહારનો આકાર;બાહ્ય વસ્તુ.*a.*1.External;outward:બહારનું;બાહ્ય;ઉપરનું.2.On the outside; extrinsic:પારકું;બીજું;જૂદું;બાહ્ય. 3.Foreign:પરદેશનું-સંબંધી;પારકા મૂલકનું-સંબંધી.

**Exterminate,** ( એક્સ્ટર્મિનેટ્ ) *vt.* [L.*ex* & *terminus*, a limit.] 1. To destroy utterly; to drive away; to extirpate: છેક નાશ કo; જડમૂળથી ઉખેડી નાંખવું. 2.To put an end to the power of;to root out:કોઈની સત્તા છોડાવી દેવી;જડમૂળ કાઢવું.3.(*Math.*) To take away; to eliminate:લઈ લેવું;છેકી નાંખવું.

**Extermination,** (એક્સ્ટર્મિનેશન્ ) *n.* 1. Eradication; extirpation; excision:જડમૂળથી ઉખેડી નાંખવું તે; સમૂળો નાશ; નિકંદન; ઉચ્છેદ. 2. (*Math.*)A taking away;elimination:છેદ.

**External,**(એક્સ્ટર્નલ્ )*a.*[L.*externus*,fr.*exter*,on the out side.]1. Perceptible by the senses; outward:બહારનું; બાહ્ય; ઉપરનું; ઉપરચોટિયું.2.Related to the body or its appearance : શરીર કિંવા તેના દેખાવને લગતું. 3. Accidental; irrelevent; superficial : લાગુ પડે નહિ એવું; અપ્રાસંગિક.4. Foreign: પરદેશનું-સંબંધી; પારકામૂલકનું-સંબંધી. 5. Physical or corporeal: દૈહિક; કાયિક;શારિરીક.

**Externals,** (એક્સ્ટર્નલ્ઝ્ ) *n. Pl.* Outward parts or ceremonies: બહારની ક્રિયા-અંગ.

**Extinct,**(એક્સ્ટિન્ક્ટ્ )*a.*1.Put out; quenched:હોલવાઈ ગયેલું.2.Without a survivor;dead:મરી પરવારેલું;નાશ પામેલું; નષ્ટ; નાબુદ;-નું કોઈ રહેલું-મોજુદ નથી તેવું;as a *family becomes* e.:તે કુળનું કોઈ રહેલું નથી. *vt.*To destroy; to put out: નાશ

કo;છેડો-અંત આણવો.

**Extinction,** (એક્‌સ્ટિન્‌ક્‌શન્) *n.* 1. The act of extinguishing; the act of putting out:હોલવવું-બુઝવવું તે.2. Destruction; suppression: નાશ;લય;નિર્વંશ.

**Extinguish,** (એક્‌સ્ટિન્‌ગ્વિશ્) *vt.* [L.*ex* & *stinguo*, I quench.]1. To smother; to quench; to destroy:હોલવવું;બુઝવવું; વેર-રાજ કo. 2.To put an end to;to destroy: નાશ કરવું;છેડો લાવવો;રદ કo.3 To obscure by superior splendour: ઘણાજ ભપકાથી દાબી-આંજી નાંખવું.

**Extinguishable,** (એક્‌સ્ટિન્‌ગ્વિશેબલ્) *a.*Capable of being quenched,destroyed or suppressed: છેડો આણાય-નાશ કરાય એવું.

**Extirpate,**(એક્‌સ્ટર્‌પેટ્)*vt.*[L.*ex* & *stirps*,the root.]1. To root out; to destroy totally: જડમૂળથી-મૂળ સુદ્ધાં ઉખેડી નાંખવું.2.(*Fig.*)To destroy wholly; to get rid of; to expel:સમૂળો નાશ કo.

**Extirpation,** ( એક્‌સ્ટર્‌પેશન્ ) *n.* Eradication; excision; total destruction:સમૂળો નાશ-લય;ઉચ્છેદ.

**Extol,**(એક્સ્ટોલ્ )*vt.*[L.*ex* & *tollo*, I lift.]1.To place on high;to lift up; to elevate: ઉંચે સ્થળે-પદવીએ બેસાડવું;ઉચું કo.2.To elevate by praise;to eulogize: સ્તુતિ-પ્રશંસા-તારીફ કo;વખાણવું;-ના ગુણગાવા.

**Extort,**(એક્સ્ટોર્ટ્)*vt.*[L. *ex* & *torqueo*,I twist.]1.To wrench away from;to gain by force;to exact: બળાત્કાર-જોર જુલમથી કઢાવવું-લેવું;પરાણે કઢાવવું. 2. (*Law.*) To take unlawfully:ગેરકાયદાથી લેવું-કઢાવવું.

**Extortion,**(એક્સ્ટોર્શન્ )*n.* 1. The act of extorting; illegal exaction:લઈ લેવું-કઢાવવું તે;ગેરરીતની માગણી. 2. That which is exacted by force: જોર જુલમથી જે લેવામાં આવે છે તે.

**Extortionate,** ( એક્સ્ટોર્શનેટ્ ) *a.* Oppressive;hard:જુલમી;જુલમગાર

**Extortioner,**(એક્સ્ટોર્શનર્)*n.*One who practices extortion: બળાત્કારે લેનાર-કઢાવનાર.

**Extra,** ( એક્સ્ટ્રે ) *a.* Additional supernumerary: વધારે; વધારાનું; બેરીજ;બીજું. 2. Extraordinarily good;superior:ઉત્કૃષ્ટ;ચઢીઆતું; ઉંચું.*n.*Something in addition to the regular charge or compensation:પૂરવણી;વધારો.

**Extract,** (એક્સ્ટ્રેક્ટ્)*vt.* [L. *ex* & *traho*,I draw.]1. To draw out; to withdraw: માંથી કાઢવું-ખેંચી કાઢવું-કાઢી લેવું.2.To remove forcibly from a fixed position:કોઈપણ સુકરર જગ્યામાંથી જોરજુલમથી ખસેડવું. 3.To withdraw by distillation or other chemical process: અર્ક-તેજાબ કાઢવો.4. To choose out;as a passage from a book:ઉતારી લેવું; ઈન્તેખાબ-ઉતારો કo; ચૂંટી કાઢવું. *To* **e.***the root*(*Math.*), to ascertain the root of a number or quantity:(વર્ગ,ઘન ઈo)મૂળ કાઢવું.*n.* 1. That which is extracted or drawn out:જે કાંઈ બહાર કાઢવામાં-ખેંચી લેવામાં આવે છે તે.2. A citation;a quotation:ઉતારો;ઉતારી લીધેલું વચન. 3. Anything drawn from a substance by distillation or chemical process; essence: અર્ક;તેજાબ.4.Extraction;descent: કુળ;વંશ;ઓલાદ.5. (*Scot's Law.*) A copy of a writing: લખાણની નકલ.6.A solid preparation obtained by evaporating a solution of a drug:કોઈ પણ દવાનું પાણી કરીને તાપથી સુકવીને તેનો કાઢેલો કસ;સત્વ.

**Extraction,**(એક્સ્ટ્રેક્શન્ )*n.*1.The act of extracting or drawing out:કાઢવું તે (દાંત,હાડકું). 2.Lineage;descent: કુળ; વંશ; ઓલાદ.3. Extract;essence:અર્ક;તેજાબ; સત્વ. *The* **e.** *of roots.*(*Math.*)(*a*) the operation of finding the root of a given quantity: આપેલી રકમનો મૂળ કાઢવો તે. (*b*)Evolution: ઘાત-મૂળ-કર્મ.

**Extradition,**(એક્સ્ટ્રેડિશન્ )*n.* [L. *ex* & *trado*,I deliver.]The delivery of an alleged criminal by one state or sovereignty to another having authority to try the charge: કોઈ રાજ્યના નાશી આવેલા ગુન્હેગારને તેજ રાજ્યના સત્તાવાળાને હવાલે કરી દેવો તે.

**Extrajudicial,** (એક્સ્ટ્રેજ્યૂડિશલ્ ) *a.* Not called for by the case; not legally required:કાયદેસર નહિ જોઈએ-જરૂર પડે એવું.

**Extramundane,**(એક્સ્ટ્રેમન્ડેન)*a.* [L. *extra* & *mundus*, world.) Beyond the material world: પારલૌકિક.

**Extramural,**(એક્સ્ટ્રેમ્યૂરલ્ )*a.*[L. *extra* & *murus*,wall.]Without or beyond the walls:બહારકોટનું.

**Extraneous,**(એક્સ્ટ્રેનીઅસ્ )*a.*[L. *extra*, beyond.] Not essential; foreign:બીજી-જુદી જાતનું;બહારનું.

**Extraordinary,** ( એક્સ્ટ્રોર્ડિનેરિ ) *a.*[L.*extra* & *ordo*,I order.] 1. Out of the common order or method; not usual: અસાધારણ; સાધારણ રીત બહાર. 2. Remarkable;wonderful: અલૌકીક;વિલક્ષણ; ચમત્કારી; અદ્‌ભુત; નવલ; વિશેષ. 3. Specially sent or issued for a special purpose:વિશેષ;મુદ્દામ મોકલેલું-બહાર પડેલું.*n.*That which is uncommon;a peculiarity: જે વિલક્ષણ-અનવધ-અલૌકિક છે તે.

**Extravagance,** (એક્સ્ટ્રેવૅગૅન્સ્ )*n.* 1.The act of wandering beyond proper limits:હદ બહાર ભટકવું તે. 2. The state of being wild or prodigal;irregularity;excess:ઉડાઉપણું;અનીતિ;ચેતાળપણું.

**Extravagant,**(એક્સ્ટ્રેવૅગૅન્ટ્)*a.*[L. *extra* & *vago*, I wander. ] I. Wandering beyond limits; irregular: હદબહાર ભટકતું; ગેરવાજબી;અનિયમિત.2.Wild;uncontrolled:જંગલી;દાબમાં રહે નહિ તેવું;અમર્યાદ;બેતાલ.3. Prodigal; wasteful: ઉડાઉ;ચેતાળ.*n.*One who is confined to no general rule: હદબહાર જનાર;અતિશય;અતિમનસ્વી.

**Extravasated,** (એક્સ્ટ્રેવૅસેટેડ્ ) *a.* [L.*extra* & *vas*,vessel.]Let out of the proper vessels,as blood: લાયક રગમાંથી બહાર કાઢેલું.

**Extreme,**(એક્સ્ટ્રીમ )*a.* [L. *exter*, outward.]1.Utmost;farthest:અણીપર; છેડે આવેલું; છેડાનું. 2. The worst or best;greatest;highest: સારામાં સારૂં-ખરાબમાં ખરાબ; મોટામાં મોટું;ઉંચામાંઉંચું.3.Last;final: છેલ્લું;આખરનું;નિદાનનું. 4. (*Mus.*) Extended or contracted as much as possible:જેમ બને તેમ લંબાવેલું-સંકોચેલું.5.Radical;ultra: હડહડતું; છેલ્લે પાટલે બેઠેલું; અતિશય. **E.** *unction* (*Rom, Ca. Chu.*) the annointing of a sick person with oil just before death:માંદા માણસને મરતી વેળાનું તેલ મર્દન*n.*1.

મિઠી પીરસે તે મિત્ર નહિ.

Extremity: અંત; છેડો. 2. Great necessity;furthest degree:અતિશયપણું; બેહદપણું. 3. (*Logic.*) Either of the extreme terms of a syllogism: અવયવ ઘટિત વાકયનાં છેડાનાં પદોમાંનું એક.4.(*Math.*)The first or the last term of a proportion:આદિ અને અંત્ય.5. Calamity;distress.*In the* e.,as much as possible ઘણુંજ; અતિશય; પારવિનાનું;બેહદ;બેસુમાર.

**Extremity,**(એક્સ્ટ્રેમિટિ)*a.* 1. The utmost limit;the farthest point or portion:અણી;હદ;અગ્ર ;ટોચ. 2. The utmost point;highest degree:પરમ મર્યાદા;પરમાવધિ.3.Greatest need or peril: અતિશય અડચણ-દુઃખ;તંગી;લાચારી;આપદી;ભીડ.

**Extricable,**(એક્સ્ટ્રિકેબલ્ ) *a.* Capable of being extricated: છૂટી શકે એવું;કઢાય એવું.

**Extricate,**(એક્સ્ટ્રિકેટ્ )*vt.*[L.*ex* & *tricæ*,trifles.]1.To disentangle: છોડવવું;-માંથી છૂટું મોકળું કo. 2. To cause to be emitted:બહાર કાઢવું.

**Extrication,**(એક્સ્ટ્રિકેશન્ ) *n.* 1. Disentanglement:-માંથી છૂટું-મોકળું કo તે;છુટકારો;મોક્ષ;મોચન.2.The act of sending out:બહાર કાઢવું તે.

**Extrinsic-al,** (એક્સ્ટ્રિન્સિક્-એક્સટ્રિન્સિકલ્ )*a.*[L.*exter*,and *sequor*, I follow.]External;outward:પારકું;બીજું; જૂદું; બાહ્ય.2. (*Anat*). Attached partly to an organ or partly to some other part:થોડું કોઈ અવયવને અથવા થોડુક કોઈ બીજા ભાગને વળગેલું હોય એવું.

**Extrude,** (એક્સ્ટ્રૂડ્ ) *vt.* [L.*ex* & *trudo*,I thrust.]1.To thrust out; to expel:બહાર ધકેલવું.2.To drive off or away:હાંકી કાઢવું;કાઢીમૂકવું.

**Exuberance,** ( એક્સ્યૂબરૅન્સ્ ) *n.* Richness;luxuriance: પુષ્કળપણું; ભરપૂરપણું;રેલછેલ;ભરપૂર થયેલો પાક.

**Exuberant,** (એક્સ્યૂબરૅન્ટ્ ) *a.* [L. *ex* & *uber*,rich.]Plenteous;rich; superfluous:પુષ્કળ;ઘણુંજ;યથેષ્ટ; યથેચ્છ;સમૃદ્ધ;સશ્રીક.

**Exudation,** ( એક્સ્યૂડેશન્ ) *n.* 1. Sweating; a discharge of humours or moisture: પસીનો છૂટવો તે; રસ છૂટવો-ઝરવો તે.2. The substance exuded:જે ચીજ શરીરમાંથી નિકળેછે-વહેછેતે;ઝરણ;પસીનો;પરસેવો.

**Exude,**(એક્સ્યૂડ્ )*vi.*[L.*ex* & *sudo*, I sweat.] To flow from a body through the pores:શરીરનાં ઝીણાં કાણાંમાંથી વહેવું;પરસેવો છૂટવો.*vt.*To discharge through pores;to give out: કાણાંમાંથી કાઢી નાંખવું.

**Exulceration,** (એગ્ઝલ્સરેશન્ ) *n.* 1.The act of causing ulcers on a body:શરીર ઉપર ફોલ્લા ઉઠાડવા તે; નાસુર. 2. A fretting; corrosion: સડો;શળો;ખવાઈ જવું તે.

**Exult,**(એગ્ઝલ્ટ્ )*vi.*[L.*ex* & *salio*,I leap.]To leap for joy;to triumph: આનંદથી નાચવું-કુદવું;અત્યાનંદ થવો.

**Exultation,** ( એક્સલ્ટેશન્ ) *n.* Rapturous delight;triumph:અત્યાનંદ;પરમાનંદ;અતિશય હર્ષ.

**Exuvia,**(એગ્ઝ્યૂવિઈ )*n.Pl.*[L.*exuo*, I draw off.] Cast skins or coverings of animals:જનાવરોએ ઉતારી નાખેલાં કવચ;પીંછાં;કાંચળી.

**Eye,** (આઈ) *n.* [*Sans. akshi*, the eye.] 1. The organ of sight or vision:આંખ;નેત્ર;નયન; ડોળો;અક્ષી; નેન;લોચન;ચક્ષુ.*Darkness coming over the eye*:અંધારી; *evil* e.પાપ દૃષ્ટિ;કુદૃષ્ટિ;દૃષ્ટિવિકાર.E.*of favour*: કૃપાદૃષ્ટિ;કૃપાકટાક્ષ.E.*of the mind* or *the intellectual* eye:જ્ઞાનચક્ષુ; દિવ્યચક્ષુ;જ્ઞાનદૃષ્ટિ.E.*of sense or the material* e.:ચર્મચક્ષુ.*Language of the* e.:નેત્રપલ્લવી. 2.The power of seeing:જોવાની-નજરની શક્તિ; દૃષ્ટિ. નજર;પહોંચ;સમજ.3 Sight;view; opinion;judgment:નજર; દ્રષ્ટિ;વિચાર;આંખ;નીઘા.4.Scope of vision; face;front;presence: આંખ; નજર; મ્હોડું.5.Watch;notice;attention; regard:નજર;દેખરેખ;દૃષ્ટિ;તપાસ.6. Look;aspect:દેખાવ.7.(*a*)A small hole:નાનું કાણું;છિદ્ર;વહે.(*b*)A catch for a hook:બોરીઆં ભરવવાનું નાકું. (*c*)The spots on a feather: પીંછાં ઉપરના ડાઘા. (*d*) The bud of a root:ઝાડના મૂળનો ફણગો. (*e*) The centre of a target: ન્હાની ઢાલનું મધ્યબિંદુ.(*f*) The part of a loop by which a thing is suspended: નાકું;ગાળો. (*g*)The hole through the head of a needle:સોયમાં દોરો પરોવવાનું કાણું-નાકું. 8. That which resembles the eye in beauty or any thing like that:જે ચીજ આંખને ખૂબસુરતીમાં અથવા તેવી કોઈ પણ ચીજમાં મળતી આવે છે તે. 9.A small tint of colour:રંગનો જરાક આકાર;છાંટ.E.*of day* or e. *of the morning*,or, e, *of heaven*, the sun;the light of day:સૂર્ય;દિવસનો પ્રકાશ.*Eyes of a ship*,the forward part:વહાણનો આગલો ભાગ.*To find favor in the eyes of*,to be graciously received:સારી રીતે આદરસત્કાર થવો.*To have an* e.*to*,to pay particular attention to: બરોબર ધ્યાન આપવું.*To keep an* e.*on*,to watch:નજર-તપાસ રાખવી.*Half an* e, a very careless glance; very imperfect sight: બે દરકારી નજર; ઉપર ચોટીઉં જોવું તે.*To catch one's* e.,to attract one's attention:લક્ષ-નજર ખેંચવી.*In the* e,*of the wind*, in a direction opposed to the wind.પવનની સામી બાજુએ.*To set the eyes on*,to see:જોવું.*n.*A brood: એક વેતરનાં બચ્ચાં.*vt.*To look on;to view:જોઈ રહેવું;જોયા કરવું; લક્ષ પૂર્વક નિહાળીને જોવું.*vi.*To appear:દેખાવું.

**Eyeball,** (આઈબૉલ્ ) *n.* The ball, globe or apple of the eye:આંખનો ડોળો;નેત્રપિંડ.

**Eye-brow,**(આઈબ્રાઉ)*n.*The hairy arch over the eye:ભ્રમર;ભવું;ભ્રુકુટિ.

**Eye-glass,**(આઇગ્લૅસ્ ) *n.*1. Spectacles:ચશમાં-મૂં.2.The eye-piece of a telescope:દુરબીનનો આંખેથી જોવાનો કાચ. 3.A glass adapted for the application of remedies to the eye:આંખે ઔષધ ચોપડવાનો કાચ.

**Eye-lash,**(આઇલૅશ્)*n.*The line of hairs that edges the eyelid:પાંપણ.

**Eye-let-hole,** ( આઇલેટ્-હોલ્ ) *n.* A small opening:નાકું;વેહ.

**Eye-lid,**(આઇલિડ્)*n.* The cover of the eye: આંખનું પોપચું.

**Eye-salve,** ( આઈસાવ્ ) *n.* Ointment for the eye:આંખનો મલમ-ઓસડ.

**Eye-sight,**(આઈસાઈટ્ )*n.*1. View; observation: નજર;દ્રષ્ટિ; નિધા. 2. The power of seeing:જોવાની શક્તિ.

**Eye-sore,**(આઇસૉર્ )*n.*Something offensive to the eye:નેત્રકંટક;આંખમાં કમકમાટ ઉપજાવે એવી ચીજ; જેને જોઇને આંખે મરચાંનાં પાટા બંધાય એવી-બહુજ અપ્રિય વસ્તુ.

**Eye-tooth,**(આઈટૂથ્ )*n.*The pointed tooth in the upper jaw next to the grinders;a fang:ઉપલા જડબાનો અણીદાર દાંત; રાક્ષી. To cut one's e, to be come acute or

knowing:જાણીતા-જાચા થવું; સમજ-પહોંચ આવવી.

**Eye-witness,** ( આઇવિટ્નેસ્ ) *n.* One who sees a thing done:નજરે નજર જોનાર; પ્રત્યક્ષદર્શી.

**Eyrie-y,**(આઇરિ)*n.*The lofty place where birds of prey construct their nests and hatch their young: ફાડી ખાનારાં પક્ષીઓ જ્યાં પોતાનું રેહેઠાણ કરે છે તે જગ્યા;બખોલ.

---

# F.

**F,** ( ફ ) The sixth letter of the English alphabet and a nonvocal consonant: ઇંગ્રેજી મુળાક્ષરનો છઠ્ઠો અક્ષર. **F**, as a Latin numeral represents 40, **F**, 40,000.

**Fable,**(ફેબલ્ )*n.*[L.*Fabula*, from *fari*, to speak. ] 1. A feigned story or tale;an apologue:વાર્તા; કથા;દંતકથા;ગાથા;કહાણી જોડી કાઢેલી વાત.2.The plot,story,or connected series of events of an epic or dramatic poems:વીરચરિત્ર કે નાટકની કવિતામાં બાધરૂપે જોડેલી વાર્તા-કથા;પગ.3.Common talk:સામાન્ય-કહાણી-વાર્તા;દંતકથા;જનકથા;લોકકથા. 4.Fiction; untruth: કલ્પિત-જોડી કાઢેલી વાત;જુઠાણું.*v. i.*1. To compose fables;to write fiction:જુઠી વાર્તા બનાવવી;-જોડવી;જુઠું બોલવું-લખવું.*vt.*1.To invent;to devise to tell of falsely: કંઈ પણ નવું શોધી કાઢવું;કૈટાંગ વાર્તા કહેવી.

**Fabric,** (ફેબ્રિક્ ) *n.* [L. *facio*, I make.]1.Texture;workmanship; make:રચના;કારીગીરી;બનાવટ કુમાસ;પોત;વણાટ;as,*cloth of a beautiful* **f.**: સુંદર કુમાસ-વણાટ-પોતનું કપડું.2.That which is fabricated: બનાવટ;as (*a*)structure;building: બાંધણી;ઈમારત.(*b*) Manufactured cloth:કાપડ.3.Any structure consisting of connected parts: ક્રમ; મંડળ;બંધારણ;તંત્ર;as *the* **f.** *of the universe*:સૃષ્ટિમંડળ.*vt.*To frame; to build:બનાવવું;બાંધવું.

**Fabricate,** (ફેબ્રિકેટ્ ) *vt.* 1. To frame;to build:બાંધવું; ઉભું કo.*To* **f.** *a bridge*: પુલ ઉભો કo. 2. To produce;to manufacture:બનાવવું; વણવું.3.To invent and form; to devise falsely:શોધી કાઢી બનાવવું; જોડવું;ખોટું બનાવવું;બનાવટ કo.

**Fabrication,**(ફેબ્રિકેશન્ ) *n.* [L. *fabrico*,I construct.]1.Construction;manufacture: બનાવટ;બાંધણી. 2.That which is fabricated;falsehood:તરકટ;બનાવટ;ફુંભાંટ;જુઠાણું.

**Fabricator,**(ફેબ્રિકેટર)*n.*One who fabricates,constructs or makes: પાખંડી;તરકટ બાજ;બનાવનાર.

**Fabulist,** (ફેબ્યૂલિસ્ટ્ ) *n.* [See Fable.] 1. One who invents or writes fables:કલ્પિત વાત રચનાર; કથા જોડનાર.વ્યાસ.

**Fabulous,** (ફેબ્યુલસ્ ) *a.* 1. Fictitious;not real:કલ્પિત;જોડેલું;ખોટું; as, *a* **f.** *discription*: કલ્પિત વર્ણન. *A* **f.** *hero*: કલ્પિત વીરપુરૂષ. 2. Passing belief; exceedingly great: માનવા બહાર;બેસુમાર;ભારે; અતિશય;as **f.***price*:ભારે કિંમત.**F.** *age*, that period in the history of a nation described or pictured out in legendary or mythological fables:કલ્પિતયુગ;as,the **fabulous** *age of Greece & Rome*:ગ્રીસ અને રોમનો કલ્પિત યુગ.

**Facade,**(ફેસાંડ-ફેસેડ્ )*n.*[L.*facies*, *face.*] The front of a building:ઈમારતનો આગલો ભાગ-મોખરું;મુખભાગ.

**Face,**(ફેસ્ ) *n.* [L.*facies*,a face.] 1. The front part or surface:ઉપલો-મોખરાનો ભાગ;સપાટી.2. The front, the surface which comes first to view:મોઢું;બાજુ;મુખ;as, *the whole* **f.** *of the ground*:જમીનની સઘળી સપાટી. A cube has six *faces*:ઘનને છબાજુ હોય છે. 3.The principal flat surface of a part: કોઈ પણ ભાગની મુખ્ય પહોળી સપાટી. 4.Outside appearance;look:ડોળ; ચહેરો; આકૃતિ; શિકલ. 5. Visage; as, countenance: મોઢું;વદન; આનન. *In the sweat of thy* **face** *shalt thou eat bread*: મોઢે પરસેવો ઉતારીને તું ગુજરાન કરજે.6.Cast of features;look;air:સ્વરૂપ;રૂપ;ડોળ;આકૃતિ;as,*we set the best* **f.** *on it we could*:અમારાથી બની શક્યું તેટલું સારૂં રૂપ તેને આપ્યું.To make a *face* at: ચાળા પાડવા. *To make any* **f.**: મોં મરડવું;મોં કડવું ઝેર કo. *To fly in* the **f.** *of*, to defy; to frown: સામા થવું; ટક્કર ઝીલવી. 7. Boldness;effrontery:હિમ્મત;ધૈર્ય; as,*this is the man that has the* **f.** *to charge other, with false citations*:આ માણસ બીજા ઉપર જુઠા તોહોમત મુકવાની હિમ્મત કરે-ધરે છે.*I had not the* **f.***to tell him*:તેને કહેવાની મારી છાતી ચાલી નહીં. 8. Presence;sight:સમક્ષ;વખત;રૂબરૂ; as,*in the* **f.***of danger*:ભયની વખતે.*Before the* **f.***of*:મ્હોડે;સમક્ષ. *To the* **f.***of*: મહોડાપર. *Face to face*: મ્હોડામ્હોડ; સામે મોંઢે; રૂબરૂ; સમક્ષ. *From the* **f.**:ચહેરા ઉપરથી.9.Mode of regard, whether favourable or unfavourable:કૃપા કે અવકૃપાની લાગણી;as,*I will set my* **f.***against them*:હું મારી લાગણી તેમના સામે-વિરૂદ્ધ બતાવીશ.10.(*Mining.*)The wall of the tunnel at which work is progressing: ખાણની જે ભાગની દિવાલ ઉપર કામ ચાલેછે તે. 11. The exact amount expressed on a bill:હુંડીની પુરેપુરી રકમ. **F**,*card*,a playing card on which a human face is represented such as the king queen,or jack: રાજા, રાણી કે ગુલામનું પાનું-પત્ત;પુતળું.**F.** *cloth*,a cloth laid over the face of a corpse:મુડદા ઉપર ઢંકાતું કપડું-કફન. **F.** *of an anvil*, its flat upper surface:એરણની ઉપરની સપાટ બાજુ. *To set the* **f.***against*:સામા થવું.**F.** *of a bastion*: કિલ્લાની આગળના બુરજનો દેખાવ-આકાર.**F.***of a gun*:બંદુકનો આગલો ભાગ-મોઢું.*Cylinder***f.**:ભુંગળા જેવું-નળાકારનુ મોઢું. **F.** *of a watch*,a clock &c.,the dial:ડાયલ;ચંદો.*vt.* To resist;to confront;to encounter:સામાથવું;અટકાવવું;ખાળવું;as,*to* **f.***an enemy in field of battle*: રણક્ષેત્રમાં શત્રુની સામા થવું;અટકાવવું; સન્મુખ આવવું.*I will* **f.***this tempest,and deserve the name of a King*:હું આ તોફાનની સામે થઈશ અને રાજાનું નામ રાખીશ.2.To confornt impudently:ડરાવવું;ધમકાવવું;ડબાવવું. 3. To stand opposite to; to front upon:મા પડવું-આવવું;સન્મુખ હોવું; as, *the apartment of the general* **f.d** *this park*: સેનાપતિનો ઓરડો ચોગાનમાં ખડચો હતો-માં આવી રહ્યો હતો. 3. To cover in front:ઢાંકણ કo;as,*a fortification* **f.d***with marble*:મોખરે આરસજડેલો કિલ્લો.4.To line near the edge:

કોરે રીત જડવી. 5. To turn front toward: તરફ ફરવું; as, *a lie* **f.s** *God, and shrinks from men*: જુઠો માણસ ઈશ્વર તરફ(પોતાનું મ્હોં ફેરવે છે)જુએછે અને માણસો તરફ તે જોઈ શકતો નથી-માણસોને તે પોતાનું મ્હોં દેખાડી શકતો નથી.6.To cover with better material than the mass consists of, for deception: છેતરવા-દગો કરવાના હેતુથી નઠારી ચીજ ઉપર સારી ચીજ ઢાંકવી. 7. To make the surface flat or smooth: સપાટીને ઘસીને સાફ લીસી કરવી.**F.**_to the left_: ડાબી તરફ ફરો. *To* **f.**_down_, to put down by bold opposition: સામા થઈને તોડી પાડવું;as, *He* **f.d** *men down*: તેણે માણસો નીચે પાડ્યાં(બહાદુરીથી અથવા તો ઉદ્ધતાઈથી.) *To* **f.**_out_, to present boldly or impudently in an assertion: બહાદુરીથી કે ઉદ્ધતાઈથી પકડી-વળગી-અભ્યાસહેવું.*vi.*1.To carry a false appearance: ઢોંગ ક૰. 2. To turn the **f.**: મોં ફેરવવું; તરફ ફરવું. 3. To present a face or front: આગલો ભાગ દેખાડવો.

**Face-guard,**(ફેસ્ગાર્ડ્) *n.*A kind of mask to defend the face and eyes: એક જાતનો બુરખો-બખ્તર(મોઢું અને આંખોનું રક્ષણ કરવાનો).

**Face-painter,** (ફેસ્પેન્ટર્) *n.* A painter of portraits: છબી ચીતરનાર;મોઢાની આકૃતિ કાઢનાર.

**Facer,**(ફેસર્)*n.* One who faces; one who puts on a false show; a boldfaced person: ખોટો ડોળ દેખાડનાર;ઢોંગી;ડમાકી.2.A blow in the face: ધપ્પો;ડાંસો. 3.A severe check or defeat: સખત હાર;મહાત; જબરો પરાજય.

**Facet,**(ફેસેટ્)*n.* [Fr. *facette.*] A little face; a small plane surface: નાનું મોં-પાસો;નાની સપાટી;as *the* **f.** *of a diamond*: હીરાઉપરનો નાનો પાસો.2.(Anat.) A smooth circumscribed surface: લીસીખાંચ-સપાટી. 3. (*Zool.*) One of the numerous small eyes of insects: જંતુની ઝીણી આંખ.*vt.*To cut faces upon: પાસા પાડવા;as *to* **f.**_a diamond_: હીરાપર પાસા પાડવા.

**Facetious,**(ફેસીશસ્)*a.*[L.*facio*, I make. ] 1. Merry; jocular; sportive: ઠઠ્ઠાબાજ;વિનોદી;બટક બોલું;as,*a* **facetious** *companion*: બટક બોલો-ઠઠાબાજ દોસ્ત.2.Exciting laughter: મશ્કરી ભરેલું; as, a **facetious** *story or reply*: હસવું ઉપજાવે એવી વાત અથવા જવાબ.

**Facetiousness,** (ફેસીશસ્નેસ્) *n.* Sportive humor;pleasantry: વિનોદ;હાસ્ય;ઠઠાબાજી.

**Facette,**(ફસેટ્)*n.* (See **Facet.**)

**Face-voiper,**(ફેસ્વાઈપર્)*n.*Face-cloth: મુખવસ્ત્ર;as,*a cloth laid over the* **face** *of a corpse*: મુડદા ઉપર કપડું ઢાંકવામાં આવે છે તે;કફન.

**Facial,** (ફેશિઅલ્)*a.* [L. *faceis*, face.] Pertaining to the face: મ્હોડાનું-સંબંધિ; as,*the* **f.**artery: મ્હોડા ઉપરની ધોરી નસ.

**Facient,**(ફેશિએન્ટ્)*n.*[L. *facio*,I make.] Doer; agent: કરનાર. 2. (*Arith.*)The multiplier: ગુણક.

**Facile,** ( ફેસિલ્ ) *a.* [L. *facio*, I make.]1.Easy to be performed; not difficult: સહેલું;સુગમ.2.Easily conquerable;readily mastered : ઝટ તાબે-શરણ-વશ-થાય એવું ; સહેલાઈથી મેળવાય એવું. 3. Mild; courteous: નરમ;લાયક;સભ્ય;સર્વની સાથે વાતચીત કરે તેવું.4.Yielding; pliant: વાળ્યું વળે તેવું;ભોળું; પોચું. 5.Ready;quick; expert: ચાલાક; હોશીઆર;પ્રવીણ;ઝટપટ કરનારું; હાથે બહુ આંટ હોય એવું.

**Facilitate,** ( ફેસિલિટેટ્) *vt.* [ L. *facilis*,easy.] To make easy;to lessen the labour of: સહેલું-સુગમ ક૰;-થી મહેનત ઓછી પડવી.

**Facility,**(ફેસિલિટિ)*n.* [L. *facilis* easy.]1.Ease: સહેલાઇ; સરળતા;સુગમતા.2.Dexterity: ચંચળાઈ;હુશીઆરી.3.Pliancy: નરમાસ:ઢીલાપણું;નબળાઈ.4.Complaisance; affability: વિનય;નમ્રતા; મળતાવડાપણું.5. Advantage; valuable aid: ટેકો; આધાર;ફાયદો;લાભ; કિંમતી મદદ;સગવડ; સુગમતા; જોઈતાં બધાં સાધન; (Usually in the *pl.*)

**Facinorous,** ( ફેસીનોરસ્ ) *a.* [L. *facio*, I make. ] Atrociously wicked: ક્રૂર;ઘાતકી-દુષ્ટ.

**Facing,**(ફેસિંગ્)*n.*1.Covering in front for ornament: ઢાંકણું; કોર; હાંશીઓ;તેડ. 2. A lining placed near the edge of a garment: પોશાકની કોર બાંધવી તે.3.A powdered substance, as charcoal applied to a mold to give smooth casting: કોયલાનો કે એવો બીજો ભૂકો. 4. ( *Mil.* ) The movement of soldiers by turning on their heels to the right, left, about &c.(used chiefly in the *pl.*): સોલ્જરો-સિપાઈઓની ગતિ-કવાયત.

**Fac-simile,** (ફેક્સિમિલી) *n.* [ L. *facio*,I make and *similis*,like.] An exact copy or likeness: આબેહુબ નકલ. **F.** telegraph,a telegraphic apparatus reproducing messages in autograph: પોતાનાજ અક્ષરે લખેલો તાર હોય એવું તાર યંત્ર. *vt.* To make a copy of:-ની આબેહુબ નકલ ક૰.

**Fact,**(ફેક્ટ્)*n.*[L.*facio*,I make.]1. An effect produced; an event; a circumstance: હકીકત;ખીના;બનાવ; બનેલી-થયેલી ખરી વાત. 2. Reality; truth; ખરેખરૂ વાસ્તવિક હોય તે; સત્યતા;as, *In* **f.**: ખરેખર; ખચિત.3.A thing supposed to be done: બાબત;ધારેલી-માનેલી હકીકત; તર્ક; as, history abounds with false **f.**s: ઈતિહાસમાં તર્કો ઘણા હોય છે. Issue in *fact*: હકીકતનો મુદ્દો. *Matter* of **f.**, an actual occurrence;a verity: ખરી-બનેલી હકીકત; (used adjectively) of or pertaining to facts; prosaic: ખરૂં; બનેલું; સત્ય; as, a *matter-of-fact* narration: ખરી વાર્તા.

**Faction,** (ફેક્શન્ ) *n.* [L. *factio*, a doing,] 1. A party in political society combined in union in opposition to the government: તડ; પક્ષ;ટોળી. 2. Tumult; dissention: કજીઓ; ફુટ; જઘડો. 3. One of the divisions of charioteers in the games of circus: સરકસની રમતમાંના સાર્થીનો એક વર્ગ.

**Factionary,**(ફેક્શનેરી)*n.*A party man; ટોળીનો-પક્ષનો માણસ.

**Factionist,** (ફેક્શનિસ્ટ્) *n.* One who promotes faction: તડપાડનારો.

**Factious,** (ફેક્શસ્) *a.* 1. Turbulent: ફિતુરખોર; બંડખોર; ફીતુરી. 2. Pertaining to faction: ટોળીને લગતું;ટોળીવાળું-માંનું.

**Factitious,**(ફેક્ટિશસ્)*a.*[L.*facio*, I make]Artificial; Unnatural: બનાવટી;કૃત્રિમ;કુદરતિ નહિ; હસ્તકૃત.

**Factive,**(ફેક્ટિવ્)*a.*Making;having power to make: કરવાની શક્તિ ધરાવતું.

**Factor,**(ફેક્ટર્) *n.* [L. *factor*, a-doer.] 1. An agent; a commission merchant: આડતિયો-તરફનું માણસ. 2. (*Math.*) One of the elements or quantities which, when multiplied together, form a product: અંકપદ; અવયવ. 3. A steward of an estate: વહીવટ કરનાર; કારભારી. 4. A constituent: કારણ-અધિકરણ ભૂત પરિણામક. *vt.* To resolve into factors: પદ-ભાગ પાડવા.

**Factorage,** (ફેક્ટરેજ્) *n.* The allowance or commission given to a factor by his employer: આડત; ગુમાસ્તિ; દલાલી; હકસાઈ.

**Factory,**(ફેક્ટરિ) *n.* A house where factors reside: કોઠી; આડતિયાઓને રહેવાનું ઘર. 2. The body of factors: આડતિયાનું મંડળ. 3. A manufactory: કારખાનું.

**Factotum,**(ફેક્ટોટમ્) *n.* [L. *facio*, I do & *totus*, all.] A person employed to do all kinds of work: બધી જાતનું કામ કરનાર; 'સબબંદરકા બેપારી'.

**Faculty,**(ફેકલ્ટિ) *n.* [L. *facultas*, possibility; power.] 1. (*a*) Ability whether in born or cultivated: શક્તિ; સામર્થ્ય; બળ; તાકાત. (*b*) Intellectual endowment: બુદ્ધિબળ; ચાતુરી. 2. Special mental endowment: મનોબલ-શક્તિ;-ની ખાસ બાક્ષસ. 3. Power; attribute of office: સત્તા; અધિકાર; હોદ્દો. 4. Privilege; authority: હક; સત્તા; અધિકાર; છુટ. *The Pope granted him a* **f.** *to set him free from his promise*: પોપે તેના વચનથી તેને છુટો થવાને રજા આપી. 5. A body of men to whom any specific right or privilege is granted; (at present) the members of a profession or calling: ખાસ હક ધારણ કરનાર મંડળ; તેથી મંડળ-ધંધાના માણસો; as, *medical* **f.**: વૈદમંડળ; *legal* **f.**, &c.: વકીલ મંડળ. 6. The president professors & tutors in a college: શાળાના પ્રમુખ, પંડિતો કે શિક્ષકો.

**Facund,** (ફેકન્ડ્) *a.* [L. *fari*, to speak.] Eloquent: છટાદાર.

**Fad,**(ફેડ્) *n.* A hobby; a whim; a freak: તુરંગ; લહેર; બુટ્ટો.

**Faddle,**(ફેડલ્) *vi.* To trifle; to toy: લાડ કરવાં. *vt.* To fondle; to dandle: લાડ કરવાં.

**Fade,**(ફેડ્) *a.* [L. *vapidus*, tasteless.] Weak; commonplace: ફીકું; નબળું; કસ-દમ વગરનું; હલકું; સામાન્ય; as, *passages that are some what* **f.**: જે ફકરાઓ નિરસ-ફીકા-મોળા છે. *vi.* 1. To lose colour or brightness: રંગ જતો રહેવો; ચળકાટ ઓછો થવો. 2. To become fade; to lose strength; to decay; to wither: કરમાઈ જવું; નબળુ-પડીજવું સુકઈ જવું-નો નાશ-ક્ષય થવો. 3. To grow dim; to vanish; to disappear gradually: અદૃષ્ય થવું; જતું રહેવું; ઝાંખું પડવું; આથમવું; as *the stars shall* **f.**: તારાઓ આથમશે. *vt.* To cause to deprive of freshness: કરમાવાદેવું; નિસ્તેજ કo.

**Fadge,**(ફેજ્) *vi.* To fit; to agree; to suit: અનુકૂળ-એકરાગ થવું; મેળ આવવું; મળી જવું. *n.* 1. A fagot: બળતણનો ભારો. 2. A small flat loaf or thick cake: નાનો પહોળો રોટલો અથવા જાડી પુરી.

**Fæces,**(ફીસીઝ્) *n.* [L. *fæx*, *pl. fæces*, dregs.] Excrement; settlings: મળ; વિષ્ટા; ગુ; નીચે ઠરેલો કચરો.

**Faffle,**(ફેફલ્) *vi.* To stammer: બોલતાં અચકાવું; તોતડું બોલવું.

**Fag,** (ફેગ્) *vt.* 1. To compel to drudge: વેઠ કરવાની ફરજ પાડવી; હલકી નોકરી કરાવવી. 2. To tire by labour: મહેનતથી થકવી નાંખવું. *vi.* 1. To become weary; to tire: થાકી જવું. 2. To work hard; to drudge: સખત મહેનત કo; વેઠ ઉઠાવવી; વૈતરું કo. 3. To act as a *fag* for another: બીજા માટે વૈતરૂં મજુરી કo. *To* **f.** *out*, *to* become untwisted: છુટું થવું; છુટવું; ઉકલવું. *n.* One who performs menial services for another; a laborious drudge: વૈતરો; મજુર; બીજા માટે મહેનત કરનાર.

**Fag-end,**(ફેગએન્ડ્) *n.* 1. An end of poorer quality as, the end of a web of cloth: લુગડાના થાનનો છેડો-ઉપલો ભાગ. 2. The refuse of anything: કચરો; કોઈ વસ્તુનો નકામો રદ-ભાગ.

**Fagging,** (ફેગિંગ્) *n.* Laborious drudgery: સખત વૈતરું.

**Fagot,**(ફેગૉટ્) *n.* [L. *facis*, torch.] 1. A bundle of sticks, a fascine: લાકડાની ભારી; ડાંખળાં; ચીટિયાં. 2. A bundle of pieces of wrought iron; a pile: લોઢાના કકડાનો ઢગલો. 3. A person hired to take the place of another at the muster of a company: જ્યારે મંડળી-કંપનીના માણસો ભેગાં થાય-મળે ત્યારે બીજાની જગ્યા લેવાને પગાર આપીને નોકરીમાં રાખેલો માણસ. An old shrivelled woman: ઘરડી સ્ત્રી; ડોસી; ઢચરી; ઢચરી. **F.** *vote*, the vote of a constituted voter being made a landholder for party purposes: પક્ષાપક્ષીને માટે જમીનદાર બનાવીને લાયક કરેલા શખસનો મત. *vt.* To bind in a bundle; to make a fagot of: જથ્થામાં બાંધવું; ભારો બાંધવો; ભેગું કo.

**Faience,**(ફાઈઍન્સ્) *n.* [Fr. *faenza*, a town in Italy.] A kind of glazed earthenware: એક જાતની ભાત પાડેલાં માટીનાં વાસણ.

**Fail,**(ફેલ્) *vi.* [L. *fallo*, I deceive.] 1. To become deficient; to be wanting; to be lacking: ખુટી જવું; ઓછું થવું; ઘટી પડવું-જવું; સુકાઈ જવું; as, *streams* **f.**: વહેળિયાં સુકાયછે. 2. To be affected with want; to come short: ઘટવું; નહિ હોવું; as *if they ever* **f.** *of beauty*: જો તેઓ રૂપાળાં ન હોય તો. 3. To become diminished; to decay: ઘટીજવું; ઓછું થઈજવું; નાશ થવો. 4. To become weak; (as a patient): અશક્ત-નબળું થવું જવું; ક્ષીણ થઈ જવું; લેવાઈ જવું. 5. To be extinct; to die; to perish: વિનાશ થવો; જતું રહેવું. 6. To be deficient in duty; to miss; not to fulfil expectation: ભૂલવું; કર્યા વગર રહેવું; માં ચુક-વાંક-દોષ હોવો; as, either my eyesight *fails* or thou lookest pale: કાંતો મારી દૃષ્ટિ મને ભુલાવે છે કે કાંતો તારો ચહેરો ફીકો છે. 7. To be baffled, or frustrated: ફોકટ જવું; પાણીમાં જવું; નિષ્ફળ-વ્યર્થ જવું. 8. To err in judgment; to be mistaken: ભૂલથાપખાવી; ચૂકવું. 9. To become bankrupt; to be entirely exhausted (money): ખુટવું; પાર પડવું; દેવાળું કાઢવું. *vt.* To desert; to disappoint: છોડી દેવું; રહી જવું; ત્યાગ કo; નિરાશ કo. 2. To miss of attaining; to lose: ચૂકવું; ખોવું; નિષ્ફળ જવું. *n.* 1. Failure; fault: નિષ્ફળ; વ્યર્થ; અવળુ પડવું તે. *Without* **f.**, unfailingly: અચૂક; અવશ્ય. 2. Death; decease: (*obs*) મરણ; વિનાશ.

**Failing,**(ફેલિંગ્) *n.* 1. Deficiency; imperfection: ખુટવું તે; ખોટ; ક્ષિણતા; ભૂલ; ખામી. 2. The act of becoming

મીઠું બોલ્યામાં શું ગયું; शब्देपि दारिद्र्यम् ॥

insolvent:દેવાદાર થવું તે.

**Failure,** (ફેલ્યુર્) *n.* 1. Failing; deficiency:ન થવું-તુટવું તે;તોટો;ખોટ. સુકઈજવું તે.2. Omission:તોડવું;નહી પાળવું તે; as, **f.** *to keep a promise:* વચન ભંગ થવું-ન પાળવું તે. 3.Want of success;the state of having failed:હારવું;પાછા પડવું તે. 4.Decay;deterioration:નાશ;ક્ષય; કમી થવું તે.5.Bankruptcy:દેવાળું; દેવાળું કાઢવું તે. 6.A slight fault: (*obs.*) ન્હાનો-હલકો ગુન્હો.

**Fain** (ફેન્)*a.*[A.S.*fægen*,joyful.] 1.Glad;well-pleased; fond: ખુશ; રાજી;આનંદી.2.Satisfied;contented: સંતુષ્ટ; ધરાયેલું. *adv.* Gladly; with joy:ખુશીથી;મઝેથી.**F.** *would I love her, but I dare not:* ઘણીજ ખુશીથી હું તેની સાથે પ્યાર બાંધું, પણ હિંમત ચાલતી નથી.*vi.*To wish to be glad(*obs.*):ઈચ્છવું;ખુશી થવું.

**Faint,**(ફેન્ટ્)*a.*[L.*Fingo*,I feign.] 1.Weak;languid:નરમ;કમજોર-કૌવત;બેશુધ થવા જેવું.2.Lacking distinctness; not bright or forcible:ઝાંખું;ફિક્કું;અસ્પષ્ટ;ખોખરૂં; as,*a* **f.** *colour or sound:* ઝાંખો રંગ; ખોખરો બહેરો અવાજ.3.Cowardly; dejected: પોચું-બીકણ; બાયલું;રાંક. 4. Performed in a weak manner;slight:અપૂર્ણ;થોડું;હલકું;જાજ; as,**f.**_efforts_:થોડો પ્રયાસ.*n.*Swoon: ચકરી-તમ્મર;બેભાન થવું તે;મૂર્છા. *vi.* 1.To grow feeble;to swoon: નબળું-અશક્ત થઈ જવું;ઓબાઈ જવું.2. To sink into dejection: હિંમત છોડી દેવી-નિરાશ થવું.3.To vanish: જવું રહેવું;અંતર્ધાન થઈ જવું. *vt.* To depress;to weaken (obs):નબળું ક૦;નિરાશ ક૦.

**Faint-hearted,** (ફેન્ટહાર્ટેડ્) *a.* Wanting in courage;cowardly; dejected:બાયલો;બીકણ;પોચા હૈયાનું.

**Fainting,**(ફેન્ટિંગ્)*n.*Syncope or loss of consciousness owing to a sudden arrest of the blood supply to the brain:બેભાનપણું;મૂર્છા.

**Faintness,** (ફેન્ટનેસ્) *n.* 1. The state of being faint:મૂર્છાગત થવું તે; બેભાનપણું.2.Want of vigour:નબળાઈ;કમજોર-કૌવત.3.Feebleness નિસ્તેજપણું; ઝાંખ. 4. Timorousness;dejection: બીકણપણું; બાયલાપણું;નામર્દાઈ.

**Fair,**(ફેર્)*a.*[A.S. *fæger*, fair.]1. Clear;spotless:ડાઘા વગરનું;ચોખ્ખું. 2.Beautiful:સુંદર;રૂપાળું;રળીઆમણું.3.Free from a dark hue;clear: ગોરૂ; ઉજળું; સ્વચ્છ; as, *a* **f.** *skin:* ગોરી ચામડી.4.Cloudless:વાદળા વગરનું;ખુલ્લું;નિર્મળ;રળિયામણું;as,*a* **f.** *day:*નિર્મળ આકાશ;ઉઘાડો-ખુલો-રળિયામણો દિવસ.5. Favorable: પુઠનું; અનુકૂળ. 6. Free from obstacles; open; direct: હરકત વગરનું; ખુલ્લું; સિધું;as,*a* **f.**_mark_: ચોખી નિશાની; *a* **f.**_view_:ખુલ્લો દેખાવ.7. Honest; open;upright;frank:પ્રમાણિક;નેક; ખુલ્લાદિલનું; અદલ. 8. Pleasing; favourable;inspiring hope,said of words,promises,&c.:આનંદિ; હિતાવહ;આશા દેતું.9. Legible; distinct(handwriting):સાફ;ચોખ્ખા. 10. Untarnished; middling; average:મધ્યમ પંક્તિનો;સામાન્ય; ઠીકઠીક; બહુ સારો નહિ અને ખરાબ પણ નહિ એવો;*a* **f.**_specimen_:મધ્યમ પંક્તિનો નમુનો.**F.**_ball_ or *hit*,a batted ball that falls inside the foul lines:સિધ્ધો આવેલો-ફેંકેલો દડો. **F.**_one_,a beauty:રૂપવંતિ;સુંદરી;રંભા.**F.**_play_,a fair or equal chance; justice:અદલ ઈનસાફ;ન્યાયપક્ષ.*The* **f.**_sex_,the female sex:સ્ત્રીજાતિ;સ્ત્રીયો. *From* **f.** *to middling,* passable; tolerable: ઠીકઠીક; ચાલે એવું; કામ ચલાઉ. *adv.*(*a*) Clearly; openly; frankly:ચોખી રીતે;સ્પષ્ટ.(*b*) Civilly;honestly:સભ્યતાથી;પ્રમાણિકપણે. **F.**_and square_,justly;honestly: પ્રમાણિકપણે;ન્યાયપક્ષે; અદલ રીતીએ. *To bid* **f.**, (see under **bid**). *To speak* **f.**,to address with courtesy & frankness: સભ્યતાથી મીઠી વાત બોલી કહેવું-લખવું. *n.* 1. A fair woman;a sweetheart: સુંદર સ્ત્રી; સુંદરી;પ્રમદા;પ્રિયા.2.Good fortune; good luck:ઉદય;સંપત્તિ;as,*now* **f.** *befall thee:*હવે તારો ઉદય થાઓ.*The* **f.**, anything beautiful; women collectively:સુંદર વસ્તુ;સુંદરી;પરી; સ્ત્રીજાત.*To be in a* **fair** *way* to;*to stand* **fair** *to:*આશાહોવી;સંભવવું. **Fair** *death:*મોતે મરવું. *He promised* **f.**:તેણે વાજબી વાયદો કીધો, *He stands* **f.**_with the natives:_ તેને દેશી લોકો સાથે સારૂં બને છે. *n.* [L.*feriæ*,holidays.]A gathering of buyers or sellers, assembled at a particular place with their merchandise,at a regular season: મેળો;જાત્રા ભરાવી તે.2. A festival and sale of fancy articles, &c., usually for charitable purposes: પ્રદર્શન; સંગ્રહસ્થાન; તમાસો. 3. A competitive exhibition of wares, farm products,&c., not for purposes of sale:હરીફાઈ-સ્પર્ધામાટે કરેલું સરસામાનનું પ્રદર્શન.*After the* **f.**,too late:ઘણુંજ મોડું.

**Fairly,** (ફેર્લિ) *ad.* 1. Honestly; frankly: પ્રમાણિકપણે. 2. Softly; quietly:શાંતપણે;આસ્તે. 3.Favorably;auspiciously: યોગ્ય રીતે;જોઈએ તેમ:as, *a town* **f.** *situated for foreign trade:*પરદેશના વેપાર માટે એ શહેર યોગ્ય સ્થળે છે.4.Plainly; clearly; fully; distinctly: ખુલ્લી-સાફ-સ્પષ્ટ રીતે.

**Fair-minded,** ( ફેર્માઇન્ડેડ્ ) *a.* just; judicial; honest : પ્રમાણિક; ઈન્સાફી;ન્યાયપક્ષી.

**Fairness,** ( ફેર્નેસ્ ) *n.* Honesty; agreeableness; distinctness: પ્રમાણિકપણું;અનુકૂળતા;સ્વચ્છતા.

**Fair-spoken,**. ( ફેર્સ્પોકન્ ) *a.* Courteous;civil:મીઠું બોલનાર;સભ્ય;સ્પષ્ટવક્તા.

**Fair-way,**(ફેર્વે)*n.*The part of a river, bay, &c. through which vessels enter or depart:નદી, અખાત વિ૦ નો ભાગ કે જેમાં થઇને વહાણો જાય છે આવે છે.

**Fair-weather,**(ફેર્-વેધર્)*a.*Made in pleasant weather or under favorable circumstances:અનુકૂળ ઋતુ-હવામાં કે અનુકૂળ સંજોગોમાં કરાયલું-થયલું.2. Appearing only in prosperous circumstances: સુખ કે આબાદીના વખતમાંજ જણાતું;"લીલાવનના સુડા ઘણા" એવું. *A* **f.**_sailor_, an inexperienced sailor: બીન અનુભવી-કાચો ખલાસી-વહાણવટી.

**Fair-world,**(ફેર્-વર્લ્ડ્)*n.*State of prosperity(*obs.*): સારો-આબાદીનો વખત;સુખસંપત્તિ.

**Fairy,**(ફેરિ)*n.* [L. L. *fata*,a goddess of fate.]1. Enchantment; illusion(*obs.*):જાદુ;મોહિની.2. An imaginary supernatural being; a fay:વનદેવતા;અપ્સરા;પરી.(*a*)Enchantress(*obs.*):જાદુ કરનારી.(*b*) A prophesying female:ભવિષ્ય કહેનારી સ્ત્રી.*a.* Of or pertaining to fairies:પરીનું-સંબંધિ.2.Given by

fairies:પરીનું આપેલું;પરીદત્ત.

**Faith,**(ફેથ્)*n.*[L.*fido*,I trust.] 1. Belief; reliance on testimony: ભરૂસો; આકીન; વિશ્વાસ;શ્રદ્ધા; ભાવ; ઈતબાર.**2.** A system of religious belief of any kind:ધર્મ;પંથ;મત; સંપ્રદાય. **3.** Fidelity to one's promises;loyalty:પ્રમાણિકપણું;વફાદારી. **4.** Promise given; word pledged:વચન;કોલ;as,*he violated his* **f.**:તેણેબોલી બેબોલી કરી;વચન તોડયું.**F**.*cure*,a method of treating diseases by prayer & the exercise of faith in God: ઈશ્વરભક્તિ અને તેના ઉપર આસ્થા રાખી દરદ મટાડવાની રીતિ.*In good* **f.**,with perfect sincerity:પ્રમાણિકપણે;ચોખ્ખા દીલથી;ખરા ભાવથી; શુદ્ધબુદ્ધિથી. *Interj.*By my faith;in truth;verily:મારા ભરૂંસાથી-ખાત્રીપૂર્વક.

**Faith-breach,**(ફેથ્બ્રીચ્) *n.* Disloyalty;perfidy:વિશ્વાસઘાત.

**Faithful,** (ફેથ્ફુલ્) *a.* **1.** Trusty; honest:વિશ્વાસુ;આસ્તિક; પ્રમાણિક. **2.** Loyal: વફાદાર; નિમકહલાલ. **3.** Exact;worthy of belief:સાચું;વિશ્વાસ રાખવા યોગ્ય.**4.**Observant of compacts; true to one's words: વચની;સત્યવાદી.**5.**Sincere:નિમકહલાલ;ઈમાની;as,*a* **f.***wife*:પતિવ્રતા સ્ત્રી.

**Faithfulness,** ( ફેથ્ફુલ્નેસ્ ) *n.* Truth;loyalty:ઈમાન;વફાદારી;વચન.

**Faithless,**(ફેથ્લેસ્)*a.* **1.** Not believing:અવિશ્વાસી; નાસ્તિક.**2.**Not observant of promises;disloyal: બેઈમાન;દગાખોર;બેવચની.**3.**Perfidious; treacherous; inconstant; disloyal: બેઈમાન; અપતિ-પત્નીવ્રતવાળું;દગાખોર.**4.**Delusive: ભ્રમમાં નાંખે એવું;ખોટું દેખાતું.

**Faitour,** (ફેટૂર્) *n.* [ L. *facio*, I make.]A doer or actor;hence,an evil doer:કરનાર;ભુંડું-ખોટું કરનાર.

**Fake,**(ફેક્) *n.* [A. S. *fæc*, space, interval.]A single turn or coil: (દોરડાની)ગુંચળાની એક આંટી.*vt.*To cheat;to swindle;to rob:ઠગવું;ધુતવું;ફરેબ દઈ હરી લેવું. **2.**To make; to construct;to do:બનાવવું;રચવું; કરવું. **3.** To manipulate fraudulently:હાથ ચાલાકીથી-કોઈચીજ હોય તેથી ઉત્તમ-જૂદી બતાવવી.

**Falcated,**(ફેલ્કેટેડ્)*a.*[L. *falx*, a sickle.]Bent like a sickle: દાતરડા જેવું વાંકુ વળેલું.

**Falchion,**(ફૉલ્શન્)*n.* [L. *falx*,a sickle.] A broad sword with a slightly curved point: ટુંકી ને વાંકી તલવાર;સમશેર.

**Falciform,**(ફેલ્સિફૉર્મ્)*a.*[L.*falx*, a sickle and *forma*, form.]Resembling a reaping hook:કાપણી કરવાના દાતરડા જેવું.

**Falcon,** (ફૉકન્)*n.* [L. *falx*,a sickle.]**1.**A hawk: બાજ; સકરો. **2.** An ancient form of cannon:અસલની બંદુક;નાની તોપ.

**Falconer,** (ફૉકનર્) *n.* One who follows the sport of fowling with hawks: બાજ પક્ષીથી શિકાર કરનાર;શિકારી.

**Falding,**(ફૉલ્ડિંગ્) *n.* A kind of coarse cloth:જાડું કપડું.

**Faldistory,**(ફૉલ્ડિસ્ટોરિ)*n.*[L. L. *faldistorium.*] The throne or seat of a bishop: ધર્માધ્યક્ષની ગાદી-આસન;ધર્માસન.

**Faldstool,** (ફૉલ્ડ્સ્ટૂલ્) *n.* [A. S. *feald*,fold.]A folding stool: પાદરીની ખુરશી;નાનો બાજઠ.

**Fall,**(ફૉલ્)*vi.imp*,**fell**,*pp*.**fallen,** [L.*fallo*,I deceive.] **1.** To descend;to drop;to sink: ખરવું;નીચે પડવું.**2.**To become prostrate;to drop: તુટી પડવું;પડી જવું.**3.**To attain a level;to empty:-નો સંગમ થવો;ખાલી કo;મળવું. **4.**To die by violence: પડવું; માર્યા જવું. **5.** To lose strength; to die away; to subside:બંધ પડવું;નરમ પડવું-પડી જવું.**6.** To issue forth into life: જણવું; અવતરવું. **7.** To decline in power,glory &c.:ઉતરી જવું;પડતી થવી;-ની ભાગતી આવવી. **8.** To decline in power, wealth &c; to become less:પડતી હાલતમાં આવવું; મંદ પડવું;as,the price *falls*:કિંમત ઘટે છે;ભાવ મંદ છે **9.**To be destroyed: પાયમાલ થવું;પડવું.**10.**To be worse off than before:પ્રથમના કરતાં અધમ સ્થિતિમાં આવવું.**11.**To assume a look of shame or disappointment:ભુંઠા પડવું;ખીસિયાણા પડવું; લેવાઈ જવું;-ના ઉપર શ્યામતા ઢળવી; as,his countenance *fell*:તેનું મ્હોં ભુંડું પડયું. **12.** To sink; to languish:નરમ-ઢીલા થવું;નરમ પડી જવું;શિથિલ થઈ જવું.**13.**To become: થવું;પડવું.**14.**To happen;to come to pass;to terminate:બનવું;પડવું; થવું.**15.**To come;to arrive:આવવું.**16.**To rush or hurry:મંડી પડવું;-પર આવી જવું.**17.**To pass by chance, lot or inheritance:મળવું;-ને પ્રાપ્ત થવું; નશીબને લીધે આવી મળવું;વારસા તરીકે ઉતરવું;-ના હાથમાં જવું.**18.**To belong or appertain: -ને માથે આવવું;-નું હોવું. **19.** To be dropped or uttered carelessly: -માંથી નિકળી જવું;ઉચ્ચાર થઈ જવો; બોલાઈજવાવું. **20.** To pass somewhat suddenly into a new state of body or mind; to become: -માં પડવું;થવું;as,to **f.**asleep:ઉંઘમાં પડવું-ઉંઘી જવું.*To* **f.***aboard of*,to strike against:સામે અથડાવું. *To* **f.***among*, to move among accidently:વચમાં આવવું;અનાયાસે આવવું.*To* **f.***astern*, to move backward:પાછા હઠવું.*To* **f.***away*, (*a*) to lose flesh:ઝુરવું;કરમાઈ જવું;સુકાઈ જવું;લેવાઈ-તવાઈ જવું. (*b*) To desert allegiance: દગાખોર થવું;સામા ઉઠવું-થવું; બંડ મચાવવું. (*c*) To renounce the faith: ધર્મભ્રષ્ટ થવું. (*d*) To perish;to be lost:-માં મળી જવું;નાશ થવું. (*e*) To fade: ઉડી જવું.*To* **f.***back*,(*a*)to give way:પાછા હઠવું;વેરાઈજવું.(*b*)Not to fulfil: ચૂકવું;તોડવું;ભંગ કo;ન પાળવું.*To* **f.** *calm*;to cease to blow:શાંત પડવું; બંધ પડવું.*To* **f.***down*,(*a*)to prostrate one's self in worship: લાંબા થઈ પગે લાગવું;સાષ્ટાંગ કo;નમવું. (*b*) To sink:ડુબવું; નીચે જવું-પડવું. *To* **f.***foul of*,to assault:હુમલો કરવો.*To* **f.** *from*, to depart: જૂદા પડવું; તોડવું;-નો ભંગ કo. *To* **fall** *from grace*, to sin: પાપી થવું. *To* **f.** *in*,(*a*)to sink inwards:બેસી જવું; ધસી પડવું; ધબી જવું. (*b*) To come to an end; to terminate:છેવટ-અંત આવવો;સમાપ્ત-સંપૂર્ણ થવું;-નીપૂર્ણાહુતિ થવી.To **f.***in with*, (*a*) to meet with accidentally: અનાયાસે-અચાનકમળવું-ભેગા થવું.(*b*) To concur with,to agree with: ને મળતા આવવું;ને પસંદ પડવું; અનુકૂળ હોવું.(*c*) To comply; to yield to:કબૂલ કo;માન્ય કo;સંમત-અનુમત થવું; તાબે થવું. *To* **fall** *off*, (*a*) to separate:જૂદાપડવું;ત્યજી દેવું; છોડીને જતા રહેવું.(*b*)To perish:નાશ થવો; ઘસાઈ જવું;-નો લોપ થઈ જવો; નાબુદ થવું. (*c*) To forsake: તજી દેવું. (*d*)

મન મળ્યું ત્યાં જાત થી જોવી.

To drop:ખરી પડવું.(*e*)To apostatize: ધર્મ ત્યાગ કo; ધર્મભ્રષ્ટ થવું.(*f*) To depreciate;to change for the worse:ઘટવું;-ની કિંમત ઓછી થવી.*To* **f.***on*,(*a*)to meet-with:-પર આવી પડવું.(*b*)To begin suddenly:એકદમ આરંભ-પ્રારંભ કo.(*c*)To assail; to assault:હુમલો કo; ધસારો કo. (*d*) To decend on:પર ઉતરવું.*To* **fall** *out*,(*a*)to quarrel: કજીયો કo.(*b*) To happen;to befall: થવું; બનવું; આવી પડવું.(Mil.) (*c*)To leave the ranks, as soldiers: લશ્કરની નોકરી છોડી ચાલ્યા જવું. *To* **fall** *over*, to revolt:બળવો કરવો.To **f.** *short*,to be deficient:ખૂટી પડવું; ખાલી રહેવું;લેવાવું.*To* **f.***through*,to fail: નિષ્ફળ-વ્યર્થ જવું;પડી ભાગવું;સૂઈ જવું.*To* **f.***to*, to begin:આરંભ-મંડાણ શરૂઆત કo. *To* **f.** *under*, (*a*)to be subjected to : બીજાના તાબામાં આવવું. (*b*) To Come under: -માં સમાવેશ થવો. *To* **f.** *upon*: to attack:હુમલો કo.(*b*)To attempt; to have recourse to:પ્રયાસ કo;-નો માર્ગ પકડવો.*vt.***1**.To let fall:પડવા દેવું.**2**.To sink;to depress; દબાવી દેવું;નીચુ પાડવું.(**3**.)To diminish: ઓછું થવું.**4**.To cut down:કાપીનાખવું.*n*.**1**.Descent:ઉતરવું તે;પતન; પાત.**2**.The act of dropping:પડવું તે.**3**.Death;destruction:મોત;નાશ; પાયમાલી;ખરાબી.**4**.Downfall: પદભ્રષ્ટતા;માનભંગ;પડતી;ખરાબી; નાશ. **5**.Decrease of price:બેસી જવું તે; ઘટ;ઉતર;મંદી.**6**.Decline of sound: નીચું કo તે;ઉતારવું તે.**7**.Declivity: ઢોળાવ.**8**.Cataract:ધોધવો;ધોધ. **9**. Autumn:પાનખરઋતુ.**10**.The first apostacy:આદમનું પાપમાં પડવું.**11**. A kind of veil:એક જાતનો બુરખો. **12**. Extent of descent: પડવાની ઉંચાઈ.**13**.A falling:પતન; ઝાપટું; વૃષ્ટિ.**14**.The discharge of a river, &c,into the ocean:નદીનું સમુદ્રને મળવું તે.**15**.The surrender of a besieged fortress or town: કોઈ શહેર કે કિલ્લાનું પડી ભાગવું તે.

**Fallacious,**(ફૅલેશસ્)*a*.Fitted to deceive; misleading: ભૂલથાપમાં નાંખે એવું; ફરેબ દેનારું;ન્યાયશાસ્ત્રના નિયમથી ઉલટું;ભ્રાંતિજનક.

**Fallacy**(ફૅલૅસિ)*n*.[L,*fallacia*,deceit.]False appearance; deception:ભૂલથાપ-ભ્રમણા. **2**. (Log.) A sophism:આભાસ;ભ્રમ;ખોટું પ્રમાણ.

**Fallen,**(ફૉલન્)*a*.Dropped;degraded;ruined:પતિત;ભ્રષ્ટ;પડેલું;ઉતરેલું.

**Fallible,**(ફૅલિબ્લ્)*a*.Liable to err deceive,or be deceived: ભૂલ કરે એવું-કરવાને પાત્ર-લાયક.

**Fallibility,**(ફૅલિબિલિટિ)*n*.Liableness to deceive:ભુલમાં પડી શકવું તે;ભ્રાન્તિ.

**Falling-sickness**(ફૉલિંગ્-સિકનેસ્) *n*.The epilepsy:ફેફરું;વાઈ.

**Fallingstar,**(ફૉલિંગ્સ્ટાર્)4.Shooting star:ખરતો તારો.

**Fallow,**(ફૅલો)*a*.[A. S. *fealo*, pale yellow.]**1**.Uncultivated;neglected:ખેડ્યા વિનાનું;પડતર.**2**.Pale red or pale yellow:ઝાંખા રાતા-પીળા રંગનું.*n*.Ploughing of land without sowing it for a seasen: મોસમને માટે વાવેતર કર્યા વગર જમીનનું કરેલું ખેડાણ.Land plowed without being sowed for the season: વાવેતર કર્યા વગરની ખેડેલી જમીન. *vi*. To fade; to become yellow: ઝાંખા-પીળા રંગનું થવું.*vt*.To plough harrow, and break up land: બી વાવ્યા વગર જમીનમાં હળ દાંતાળો વિo ફેરવવું અને ઢેપાં ભાગવાં.

**Falsary,**(ફૉલ્સરિ)*n*.[L.*falsus*.]A falsifier of evidence:ખોટા પુરાવો આપનાર;પુરાવાને ખોટો કરનાર.

**False,**(ફૉલ્સ્) *a*. [L. *fallo*, I deceive.]**1**.Dishonest: ખોટું; જુઠું; પાયા વગરનું. **2**. Perfidious; not faithful: નિમકહરામ; દગાખોર. **3**. Not true: અસત્ય. **4**. Not trustworthy: ભરોંસા રાખવા લાયક નહિ. **5**.Not original or real:અસલ નહિ;કૃત્રિમ.**6**.(*Mus.*) Not in tune: રાગમાં નહી.*A* **f.***report*:ખોટી ખબર; અફવા; **f.** *weights*:ઓછાં કાટલાં; **f.** *claim*:પાયા વગરનો દાવો;**f.***pearls*: જુઠાં મોતી;**f**.*hair*:કૃત્રિમવાળ;**f.***modesty*; ઢોંગ ભરેલો વિનય; **f.** *work*, temporary work:હંગામી કામ; **f.** *token*:false document:બનાવટી લખત.*ad*.Not truly:પ્રમાણિકપણાથી નહિ.*vt*.**1**.To deceive:ઠગવું.**2**. To defeat;to evade:હરાવવું;તજવું.

**Falsehood,** (ફૉલ્સહુડ્) *v*. Error; misrepresentation:ભૂલ;ભૂલ થાપ; ચૂક.**2**. A departure from moral integrity;a lie:જૂઠ;તુત;લબાડી;જૂઠાણું.**3**.Treachery;deceit:દગો; કપટ; છેતરપંડી. **4**. A false appearance;an imposture:ઢોંગ; ખોટો દેખાવ ડોળ.

**Falsely,**(ફૉલ્સ્લિ)*ad*.Deceitfully: ગેરવાજબી રીતે;કપટથી.

**Falsetto,**(ફૉલ્સેટો)*n*. [L. *fallo*, I deceive. ] A false or artificial voice:ખોટો કૃત્રિમ અવાજ.

**False-heart** or **hearted,**(ફૉલ્સ્-હાર્ટ્-ટેડ્)*a*.Treacherous; perfidious:દગાખોર;બેવચની.

**Falseness,** ( ફૉલ્સ્નેસ્ ) *n*. Unfaithfulness;treachery: કપટ;બેવફાઈ;બેઈમાની;લબાડી.

**Falsification,**(ફૉલ્સિફિકેશન્) *n*. **1**.A counterfeiting:ખોટું કરવું તે-પાડવું તે;બનાવટ.**2**.Confutation;disproof:સાબિત નહી થવું તે.**3**.(*Equity*) The showing an item of charge in an account to be wrong:હિસાબની રકમ ખોટીછે એમ બતાવી આપવું તે.

**Falsifier,**(ફૉલ્સિફાઈઅર્)*n*.A liar: સાચી વાતને ખોટી કરનાર; ખોટું કહેનાર;લબાડ.

**Falsify,**(ફૉલ્સિફાઈ)*vt*.[L. *fallo*,I deceive.]**1**.To make false:ખોટું-કૃત્રિમ કo.**2**.To disprove;to prove to be false: ખોટું પાડવું; ખોટું છે એમ સિદ્ધ કરી આપવું. **3**. To violate (one's word): તોડવું; ખોટું પાડવું.**4**.To baffle or escape:નિરાશ કo;પાછું હઠાવવું;હરાવવું; હંફાવવું. **5**.(*Law*.)To avoid;to defeat:તજવું;દૂર કo;હરાવવું. **6**. (*Equity*.) To show in accounting that an item of charge inserted in an account is wrong: ખોટું છે એમ બતાવી આપવું. **7**. To tamper with:બગાડીને-અંદર કંઈ ઉમેરો કરીને ખોટું બનાવવું-કરવું;બગાડવું-**8**. To counterfeit; to forge:ખોટું-જુઠું-કૃત્રિમ-તરકટી બનાવવું. *vi*. To tell lies:અસત્ય બોલવું.

**Falsism,**(ફૉલ્સિઝમ)*n*.That which is evidently false:જે ખુલ્લી રીતે જુઠું છે તે;જુઠાણું.

**Falsity,**(ફૉલ્સિટિ)*n*. The quality of being false:ખોટાપણું.**2**.Falsehood;lie:જુઠાણું;અસત્ય;લબાડી.

**Falter,**(ફૉલ્ટર્)*vi*.[L.*fallo*, I deceive.]**1**. To hesitate; to fail;to stammer:તોતડું બોલવું;લથડવું.**2**. To tremble;to totter:ડોલવું;ધ્રુજવું;લથડવું.**3**.To fail in regularity of exercise: નિયમિત વ્યાયામ કરતાં ચૂકવું.**4**.To hesitate in pur-

pose or action:ડામાડોળ સ્થિતિમાં હોવું; અસ્થિર બનવું; ઠેકાણા વગરનું હોવું.*vt.*To utter in a broken & weak trembling manner:લથડતી લથડતાં-તોતડું બોબડું બોલવું.*n.*Feebleness;an uncertain or broken sound:લથડતો-તતપપ થઈ જતો અવાજ.

**Famble,**(ફૅમ્બલ્ )*vi.*To stammer: ભાષણમાં અચકાવું;બોલતાં અચકાવું. *n.*A hand:હાથ.

**Fame,**(ફેમ્ )*n.*[L.*fama*, fame.]1. Public report or rumour:અફવા; લોકવાયકા.2.Renown: કીર્તિ; પ્રસિદ્ધિ;નામના.*vt.*1.To report widely or honourably:જશ ગાવા. 2. To make famous:પ્રખ્યાત કરવું.

**Famed,**(ફેમ્ડ્ )*a.*Famous: પ્રસિદ્ધ; નામાંકિત;પ્રખ્યાત.

**Familiar,**(ફૅમિલિઅર્ )*a.*[L.*familia*,family.] 1. Domestic: ઘરનું; ખાનગી.2.Well versed in:નિપુણ; પ્રવિણ;વાકેફ;જાણ.3. Well known: જાણીતું;ઘણા પરિચયવાળું; પરિચિત. 4.Free;unconstrained:હળી ગએલું;છૂટ લેનારૂં;ઘરોબાવાળું; વિધિ-વિવેક-વિનય ન પાળનારૂં. **F.** *spirit*,*n* demon supposed to attend at call: બોલાવતાંની સાથે હાજર થનાર ભૂત.*n.*An intimate,close companion:જીવજાન દોસ્તદાર;પરમપ્રિયમિત્ર.

**Familiarity,**(ફૅમિલિઍરિટિ)*n.*Intimacy:ઘરોબો.2. Freedom from ceremony:હળીમળીને વહેવાર રાખવો તે.3.Unconstrained intercourse: કંઈપણ મલાજો કે વિવેક રાખ્યા વગરનો સંબંધ-વ્યવહાર.2.(*Pl.*)Liberties: છૂટ;મજાક-મશ્કરી વિ૦.

**Famliarise,** (ફૅમિલિઍરાઈઝ્) *vt.* 1. To accustom; to make wellknown by practice: માહિતી આપવી;જાણીતા કરવું.2.To make easy by customary use:-ને મહાવરા અભ્યાસથી સહેલું થવું-કરવું.

**Familiarly,**(ફૅમિલિઅર્લિ)*ad.* Unceremoniously:વિનય-વિવેક વગર; છૂટથી.

**Family,**(ફૅમિલિ)*n.* [L. *familia*, family.]A household:કુટુંબ; ઘર; ખટલો;પરિવાર;કબીલો; ઘરબાર. 2.A tribe or race;lineage: વંશ; કુળ; ઓલાદ. 3. Genealogy: વંશાવળી; વંશ.4. Honorable descent: ઉંચુ કુળ;ખાનદાની;કુલીનતા.5.An order or class more comprehensive than a genus:વર્ગ;જાત.6.A group of closely related individuals: સમૂહ;સમુદાય;શાખા.7.The group comprising a husband & wife and their dependent chiedren: ધણીધણીઆણીનું છોકરાં સાથેનું એક કુટુંબ-ખટલો.*A* **f.***man*,a man with wife & children: અચરવાલ માણસ;ગૃહસ્થાશ્રમી પુરૂષ; કચ્ચાંબચ્ચાંવાળો. *In a* **f.** *way*, like one belonging to a family: જાણે કે એકજ કુટુંબનાં હોય તેમ;ઘરોબાથી;શરમાયાસંકોચ વગર.*In the* **f.***way*, pregnant:સગર્ભા;ગર્ભવંતી;હમેલદાર-વાળી. *Of good* **f**:કુલીન.**F.***priest*:કુળગોર.

**Famine,** ( ફૅમિન્ ) *n.* [L. *fames*, hunger.]Scarcity of food:દુકાળ; નહી હોવું તે;અભાવ;અછત;મોંઘવારી; as,*we are suffering from a* **f.** *of good books*:સારા ગ્રંથોની અછતને લીધે અમે દુઃખી છઈએ. **F.** *fever*, typhus fever:ચૌદદિવસનારી રહેતો તાવ.

**Famish,**(ફૅમિશ્ )*vt.*To starve; to destroy with hunger:ભુખે મારવું; લાંઘણ કરાવવી. 2.To exhaust the strength of by hunger:ભુખતરસથી અશક્ત કરી નાંખવું. 3. To constrain by famine:દુકાળથી તાબે કરી લેવું. 4. To cause to suffer extremity by deprivation of anything:સપડાવવું;કબજામાં લઈને પીડવું.*vi.* 1.To die of hunger: ભુખે મરવું.2.To suffer extremely from deprivation of anything essential:જરૂરની ચીજ તાબામાંથી જતી રહેવાથી શક્તિહીન થઈ જવું.

**Famishment,** ( ફૅમિશ્મેન્ટ્ ) *n.* Extreme want of sustenance:ભુખમરો;અતિશય ભુખ; અન્ન દાંતને વેર.

**Famosity,**(ફૅમૉસિટિ)*n.* Renown: પ્રખ્યાતિ;ખ્યાતિ;કીર્તિ.

**Famous,** (ફેમસ્ ) *a.* [L. *fama*, a fame.]Renowned;celebrated;પ્રખ્યાત;નામાંકિત;જાણીતો;વિખ્યાત;મશહુર

**Famulate,** ( ફૅમ્યૂલેટ્ ) *vi.* [ L. *famulus*,servant.]To serve:ચાકરી ક૦;તાબેદારી ક૦;ઉઠાવવી.

**Fan,**(ફૅન્ )*n.*[L.*vannus*,fan.]1.An instrument for producing air: પંખો;વીંઝણો. 2. An instrument for winnowing grain:સુપડું. 3. Something in the form of a span, when spread:પંખાકાર;પંખાજેવી કંઈપણ વસ્તુ.4.That which inflames,heightens or strengthens: ઉશ્કેરણી કરનાર વસ્તુ; શળીકરવી તે.*vt.*1.To move as with a fan: પંખેવતી વા નાંખવો.2.To blow on:-પરવાવું.3. To winnow:ઝાટકવું;ઉપણવું.4.To cool by moving the air with a fan:પંખાવતી વા નાંખી ઠંડું ક૦.5.To stimulate: ઉશ્કેરણી કરવી;શળી કરવી;દેવતામાં ઘી હોમવું.

**Fanal,**(ફૅનલ્ )*n.*A light-house:દીવાદાંડી.

**Fanatic**(ફૅનૅટિક્ )*a.*Unreasonable; excessively enthusiastic on religious subjects:ધર્માંધ;ઝનુની. *n.* An excessively religious enthusiast:ધર્માંધ;અતિધર્માભિમાની પુરૂષ.

**Fanatical,** (ફૅનૅટિકલ્ ) *a.* [L. *fanum*,temple.]1.Excessively enthusiastic: ધર્માન્ધ; ગાંડાજેવા જોસ્સાવાળું;ઝનુની.*n.*ઝનૂની માણસ.

**Fanaticism,**(ફૅનૅટિસિઝમ્ ) *n.* Religious frenzy:ધર્માંધપણું.

**Fan-blower,** (ફૅન્-બ્લોઅર્ ) *n.* A fan;a fanner:વા નાખનાર; વીંઝણો; ધમણ ફુંકનાર.

**Fanciful,**(ફૅન્સિફુલ્ )*a.* 1. Full of fancy;whimsical:લહેરી; મનમોજી; તુરંગી;છંદી.2.Ideal;visionary: કલ્પિત;સ્વપ્નવત;મનમાં આવે તેવું;માનસિક.3.Curiously shaped:તરેહવાર;વિચિત્ર;વિલક્ષણ;અવનવું.

**Fancy,**(ફૅન્સિ) *n.* [Gr. *phaino*, I show.]1. The faculty by which the mind forms images of things at pleasure;imagination:કલ્પનાતર્કશક્તિ;*Creation of* **f.**:માનસસૃષ્ટિ.*Play of* **f.**:બુદ્ધિવિલાસ.2. Conception:કલ્પના;ધારણા.3.Caprice; whim:તુરંગ;ખ્યાલ. 4.Liking; inclination:મરજી;મન;ખ્યાલ;ચાહના. 5. That which pleases or entertains the taste: ખુશ કરે છે તે; સ્વાદ-રમુજ-ગમત આપેછે તે. *vi.*1.To imagine:કલ્પના ક૦; ઉટંગ બાંધવો. 2.To like;to be pleased with:-ને ગમવું;પસંદ પડવું.*vi.*To figure to one's self:-નો ખ્યાલ બાંધવો;-નો કયાસ કરવો. *a.* Adoptd to please the fancy or taste:સુંદર;ખુબસુરત. 2.Extravagant;above real value: ઘણું જ કિંમતી;ભારે કિંમતનું.**F.***fair*, a fair at which articles of fancy and ornament are sold for charitable purposes: સુશોભિત વસ્તુઓ જ્યાં વેચાતી હોય તે મેળો-બજાર. **F.** *goods*, fabrics of various colors or patterns:તરેહવાર રંગ અને નમુ-

અગસ્તના વાયદા.

નાનુ કપડ,ફેર, રીત વિ૦.

**Fane,**(ફેન્ )*n.*[L.*fanum*,a place, dedicated to a deity.]A temple: દેરૂં;મંદિર;દેવાલય.

**Fanega,**(ફેનીગૅ)*n.*A dry measure of about hundred weight or an English Bushel:૧૧૨ રતલનું માપ.

**Fanfaronade,** (ફૅનફૅરૉનેડ્) *n.* Ostentation;bluster: ખોટો ભપકો;ડમાક;મગરૂબી;આડંબર.

**Fang,**(ફેન્ગ)*vt.* To seize with the teeth:દાંતવતી પકડવું. *n.*1.A long pointed tooth:મોટો અણીવાળો દાંત. 2.A claw:પંજો. 3.Any thing by which hold is taken:તાકણી અથવા એવી બીજી વસ્તુ જેથી પકડી શકાય તે;પકડ;સાંડસો.4.The root of the tooth:દાંતની જડ-મૂળ. *In a* **f.**,fast entangled: ઘણું જ ગુંચવાઈ ગયલું.

**Fangle,** (ફેન્ગલ્) *n.* Something new-fashioned:ચાઇચાઈ; શોભીતી-દેખાવડી ચીજ. A trifling ornament:ખોટો વિચાર;તુરંગ.

**Fangled,**(ફેન્ગલ્ડ્) *a.* Showy;decorated: ભપકાદાર;દેખાવડું;ઢોંગી.

**Fanning-machine, fanning-mill**(ફેનિંગ્-મૅશિન્,ફેનિંગ્-મિલ્)*n.* A machine for separating seed from chaff;a fanner:સુપડું.

**Fantasia,** (ફૅનટાંઝીઍ) *n.* A continuous composition(in music): ખુશનુમા ગાયન.

**Fantastic,**(ફૅન્ટૅસ્ટિક્)*a.*1.Imaginary:તુરંગી;કલ્પિત.2.Capricious: અસ્થિર.3.Irregular;wild: અવ્યવસ્થિત તરેહવાર; વિચિત્ર; અવનવું;વિલક્ષણ.4.Unreal:ખરૂં નહિ એવું;માયારૂપ;કૃત્રિમ;ભ્રમણા જેવું.*n.*A fantastic person;a fop: છેલ છબીલો; લાલા;લાલજી મનીહાર.

**Fantasy,**(ફૅન્ટૅસિ)*n.*[See *fancy.*] *vt.*To fancy:કલ્પના ક૦.

**Fantom,**(ફૅન્ટૉમ)*n.*[L.*fantasma.*] A ghost:ભૂત પ્રેત;પિશાચ;પડછાયો.

**Fantom-corn,** ( ફૅન્ટૉમ્કૉર્ન્ ) *n.* Light corn; હલકું અનાજ.

**Far,**((ફાંર્) *a.* [A.S.*feor.*] 1. Distant;remote:દૂર;આઘેનું.2.Remote from purpose:કદિ સ્વપ્નેપણ ન આવે એવું. 3. Remote in affection: ઉંચા મનનું; શત્રુવટનું-વાળું. 4. The more distant of two: ( બેમાંથી ) વધારે દૂર.*The off side of a horse,* the right side:ઘોડાની જમણી બાજુ.*By* **f.**, by much: ઘણું જ; બહુજ. **F.** *between*, at long intervals: બહુ અંતરે;વચમાં ઘણો ગાળો પડયા પછી.*adv.*1.To a great extent or distance:બહુ;ઘણું;દૂર;આઘે. 2. In great part:ઘણું ખરૂં;ઘણું. 3. In a great proportion;ઘણે દરજ્જે; ઘણું વધારે.4.To a certain point:અમુક હદ સુધી. 5. To a great distance in time from any point:કોઈ મુકરર-અમુક વખતથી ઘણા લાંબા વખત સુધી.*n.*[A.S.*fearh.*] The young of swine or a litter of pigs:ડુકરનાં બચ્ચાં-વેતર. *Far from,* at a great distance:ઘણે આઘેથી. *Far off,* at or to a great distance: ઘણે દૂર; *so* **far**: એટલે સુધી. **Far** *other*, very different: ઘણું જુદું. *How* **f.***will such reasoning lead us?* એવો તર્ક કરીએ તો કેટલું માનવું પડશે?**F.and near,**at a distance and close by:છેટે અને પાસે.**F.and wide,** distantly & broadly:ઠામ ઠામ;ડેરડેર;ચોદશ;ચોગમ.

**Farce,**(ફાંર્સ્ )*n.*[L.*farcio*,I stuff.] 1. Ridiculous or empty show: ધતિંગ; ઢુત. 2. A low style of comedy:હાસ્ય ઉત્પન્ન કરે એવું નાટક આખરે થતો ખેલ;ફારસ.

**Farce,**(ફાંર્સ્) *vt.*1. To stuff with forcemeat: ઠાંસી ઠાંસીને ભરવું. 2. To render fat; જાડું ક૦. 3. To render pompous:ભપકાદાર ક૦.

**Farcy,**(ફાંર્સિ)*n.*An infectious disease in horses with painful ulcerating enlargements upon the head & limbs: ઘોડાના માથા તથા અવયવ ઉપર થતો એક જાતનો ભારે ચેપીરોગ.

**Fare,**(ફેર્)*vi.*[AS.*faran*,to go or travel.]1.To go; to travel: જવું; મુસાફરી ક૦.2.To be in any state good or bad:ચાલવું;સારી કે નઠારી હાલતમાં હોવું.3.To be entertained at table:જમવું;ખાવું;ભોજનક૦. 4.To happen well or ill:વિતવું;-ની વલે થવી;ગુજરવું;as,*we shall see how it will* **f.***with him*: તેને શું વિતશે તે આપણે જોઇશું. *n.* 1. The price of passage: ભાડું; નુર. 2. Food:અન્ન;જમણ;ખોરાક.3. Condition or state of things; experience:સમાચાર;અનુભવ.4.The person or persons conveyed in a vehicle:વાહનમાં માણસ અથવા માણસોનો જથો;as,*a full* **fare** *of passengers*:ઉતારૂઓનો મોટો જથો.5.A fishing catch:માછલાં પકડવાની જાળ.

**Farewell,**(ફેર્‌વેલ્) *Interj.* Go well;good-bye; adieu:સલામઆવજો! જઈશું! કલ્યાણ થાઓ;રામરામ. *n.*1.A whish of happiness:આશીર્વાદ.2. Act of departing; leave: છેલી સલામ;નમસ્કાર.*a.*Parting:જુદા પડતી વખતનું.

**Far-fetched,**(ફાંર્ફેચ્ટ્) *a.* 1. Not naturally deduced:strained:તાણીખેંચીને લાવેલું-મેળવેલું.2.Brought from far:ઘણે દૂરથી આણેલું.

**Farina,**(ફેરાઈને)*n.*[L.*far*,a sort of grain.]1. The flour of any species of corn:કોઈ પણ અનાજનો લોટ.2.The pollen:ફુલમાંનો ઝીણો ભુકો;પરાગ;કાંજી.

**Farm,** (ફાંર્મ્ )*n.*[L.*firmus*,firm.] 1.The rent of land:જમીનની સાંથ-ગણોત-પોતું. 2.A lease hold:ગણોત પટાની મુદત.3.The land held under lease & by payment of rent, for the purpose of cultivation: ગણવત કરીને સાંથે રાખેલી જમીન. 4.Any tract of land devoted to agricultural purposes: ખેતીના કામને માટે રાખેલી જમીન. 5 A district leased out for the collection of government revenues:સરકારે આપેલો ઈજારો;કંટ્રાકટ; પટ્ટો.*vt.*To cultivate land:ખેડવું; જમીન ખેડવી.2.To lease or let:ઈજારે આપવું;-નો ઈજારો આપવો.3.To give up to another as an estate,a business,&c.:ઈજારો આપવો. 4.To take at a certain rent or rate:અમુક ભાડા-દર પ્રમાણે લેવું.*vi.* To till the soil:જમીન ખેડવી.

**Farmer,**(ફાંર્મર્)*n.*(*a*)A husbandman:ગણોતિયો;ખેડુત.(*b*)One who collects (taxes or customs)at a certain rate: ઈજારો રાખનાર. (*c*) The lord of the field: જમીનદાર; દેશાઈ.(*d*)Tenant:ભાડે રાખનાર

**Farming,**(ફાંર્મિન્ગ્) *n.* The business of cultivating land: ખેતી; કૃષિ; ખેડવાનું કામ; કૃષિકર્મ. *a.* Pertaining to agriculture: ખેતીવાડીને લગતું-સંબંધી.

**Farmyard,** ( ફાંર્મ્યાર્ડ્ ) *n.* The space inclosed by the farm buildings:ખેતરનાં મકાનની આસપાસની જગ્યા.

**Farraginous,**(ફૅરૅજિનસ્)*a.*Mix-

False friends are worst than open enemies:

ed;formed of various materials: પંચરસનું;મિશ્ર.

**Farrago,**(ફેરેગો)*n.*[L.*far*,a sort of grain.]A medley: સેળભેળ;પંચરસ;ખીચડો.

**Farrand,** (ફેરેન્ડ્) *n.* Manner; custom:રિવાજ;ચાલ;રીતભાત;રસમ.

**Farrier,**(ફેરિઅર્)*n.*1.[L.*ferrum*, iron.] A shoer of horses: ઘોડાને નાળ જડનારો;નાળબંધ.2.One who professes to cure the diseases of horses;a veterinary surgeon: ઘોડાનો વૈદ;અશ્વવૈદ્ય.*vi.*To practice as a **f.**:વૈદું કo;નાળબંધનો ધંધો કo.

**Farriery,**(ફેરિઅરિ)*n.* 1. The art of shoeing horses: નાળબંધી. 2. The veterinary: ઘોડાનું વૈદું. 3. The place where a smith shoes horses:ઘોડાને નાળ જડવાનું કારખાનું.

**Farrow,**(ફૅરો)*n.*A litter of pigs: ભૂંડ-ડુક્કરનું વેતર.*a.*Not producing young in a given season said of cows:કોઇ અમુક મોસમમાંજ નહિ જણનારી.

**Far-seeing-sighted,**(ફાર્-સીઇંગ્-સાઇટેડ્)*a.*Able to see to a great distance: લાંબે સુધી જોઈ શકે એવું. 2.Having foresight as regards the future:દિર્ઘ દૃષ્ટિવાળું; દિર્ઘદર્શી.

**Far-stretched,** (ફાર્સ્ટ્રેચ્ડ્) *a.* Stretched beyond ordinary limit:હદ ઉપરાંત તણાયલું.

**Farther,** (ફાર્ધર્) *a.* 1. More remote:વધારે દુર-છેટું.2.Additional; further: વધારાનું; બીજું. *ad.* 1. Beyond:વધારે. 2.Moreover:વળી. *vi.*To promote;to help forward: વધારવું;આગળ મદદ કo.

**Farthing,**(ફાર્ધિંગ્) *n.* [A.S.*feortha*,fourth.]The fourth of a penny:બે પાઈનો સિક્કો. 2.Very small price or value:કોડી;દમડી;દોકડો.3. A division of land:જમીનનો ભાગ.

**Farthingale,** (ફાર્ધિંગેલ્) *n.* A hoop petticoat:યુરોપીઅન ઓરતના ઝભાહેઠળરાખવાનેમગરનાહાડકાનોપટો.

**Fascicle,**(ફેસિકલ્)*n.*[L.*fasciculus*,dim.fr.*fascis*,a bundle.]1.A small bundle or collection: ઝુમખું;જુડી.2. A close cluster: ફુલનું ઝુમખું;જથો;જોટો.

**Fascinate,**(ફેસિનેટ્)*vt.* [L.*fascino*, I bewitch.]1.To bewitch; to enchant:મંતર મારવો;જાદુ કo;ભોળવી નાંખવું.2.To charm;to captivate:મોહ પમાડવું; વશ કoનું ચિત્ત હરણ કo;મોહની લગાડવી.

**Fascination,** (ફેસિનેશન્) *n.*1. Witchcraft:વશીકરણ;જાદુ કo તે;કામણ;મોહન. 2. Charm: નજરબંધી; નજર.

**Fashion,**(ફેશન્) *n.* [L. *facio*, I make.]1.The form of anything; workmanship:ઘાટ;આકાર;ડોળ.2. The prevailing mode:રીત; રીવાજ;રૂઢી;લોકાચાર. 3.Custom; manner: ધારો;સિરસ્તો; રિવાજ;પ્રથા. 4. Good breeding; social position: વક્કર; ભાર ભોજ; કુલીનતા; સુજનતા; માન મરતબો.*After a* **f.**, to a certain extent:કંઈક દરજ્જે;કેટલેક અંશે. *vt.*1.To form;to mold:ઘડવું;બનાવવું;કo.2.To fit;to accommodate: ને લાયક-યોગ્ય કo.3.To forge: આકાર આપવો.4.To make according to the rule prescribed by custom: ચાલતા આવેલા રીવાજ મુજબ-ધારા પ્રમાણે કo.

**Fashionable,**(ફેશનેબલ્)*a.*Made after the prevailing mode(dress): ચાલુ ઘાટ-તરેહનું;ઘાટદાર;ડોળદાર. 2. Current(opinions,practices:)ચાલુ;પ્રચલિત;પ્રચારમાં;ચાલતું આવેલું; ચાલુ;લૌકિક. 3. Observant of the fashion (person): મોહોટા લોકમાં ચાલુઢબ-રીત પ્રમાણે પોશાક પહેરનાર-ચાલનાર-વર્તનાર. 4. Genteel;well-bred:સભ્ય;વિનયી;વિવેકી.*n.*(chiefly in *pl.*)Persons who conform to fashions: મોટા લોકની ચાલુ ઢબ પ્રમાણે પોશાક વિo પહેરનાર.

**Fashioner,**(ફેશનર્)*n.* One who forms or gives shape to anything:ઘાટ-ડોળ આપનાર.

**Fast,**(ફાસ્ટ્)*a.*[A. S. *fæst*, firm.] 1.Firmly fixed;closely adhering; immovable:અચળ;તદ્દન; સજ્જડ; મજબુત.2.Firm;strong;impregnable:અજીત;ગહન; દૃઢ;સ્થિર; અચળ.3. Firm in adherence;faithful: વચની;વિશ્વાસુ;વફાદાર;નિમકહલાલ. 4. Sound,deep,as sleep: ભર; પાકી; ઘાડી;ઘોર.5.Permanent;durable; lasting: જાથુ; કાયમ; પાકો; as, **f.** *colour*:પાકો રંગ.6.Extravagant; dissipated:દુરાચરણી; ખોટી લતમાં પડી ગયેલું.7.Tenacious;retentive: ચિવ્વટ.8.Rapid;swift:જલદ;તેજ;પાણીદાર;as,*a* **f.***horse*: જલદ-પાણીદાર ઘોડો.**F.**& *loose*,inconstant; saying one thing & doing another: કહેવું કંઈ અને કo કંઈ;અબી બોલ્યા ને અબી ફોક. *vi.* [A.S.*fastan.*] 1.To abstain from food;to go hungry: ઉપવાસ કo; લાંઘવું;લાંઘણ ખેંચવી.2. To practice abstinence as a religious duty:ધર્મની ફરજ તરીકે ઉપવાસ કo; રોજા રાખવા. **Fasting day**,a day of fasting:રોજા;અપવાસનો દિવસ.*n.*1.Abstinence from food:ઉપવાસ;લાંઘણ.2.The time of fasting:ઉપવાસનો વખત.3.Voluntary abstinence from food as a religious duty:ધર્મની ફરજ તરીકે ખુશીથી નહી ખાવું તે;as,*to break one's* **f.**,to put an end to a period of abstinence by taking food: ઉપવાસ ભાગવો; esp. to take one's morning meal:નાસ્તો કરવો: શીરામણ કરવી.4. That which fastens: પકડ; ચાંપ. *ad.*1.Fixedly;firmly: મજબુતાઈથી સજ્જડ.2.Quickly;swiftly:ઝટપથી.**F.***by* or **f.***beside*, close or near to: પાસે;નજીક.

**Fast-day,** (ફાસ્ટ્-ડે) *n.* A day on which fasting is observed: ઉપવાસનો દિવસ.

**Fasten,**(ફાસન્)*vt.*1.To make fast: બાંધવું.2.To hold together:જડવું; બેસાડવું;જકડવું.To lock:દેવું;બંધ કo; -ને આગળો દેવો.*vi.*To clinch;to fix one's self:બાઝી-વળગી રહેવું-જવું.

**Fastening,** (ફાસનિંગ્) *n.* Anything that binds & makes fast, as a hook,&c.:બાંધણ; બંધ. *p.p.*: મજબુત કરવું.

**Fast-handed,** (ફાસ્ટ્-હેન્ડેડ્) *a.* Covetous; avaricious: મખીચુસ; ચિંગુસ;બંદ્ધમુષ્ટિ;કંજુસ.

**Fastidious,** (ફેસ્ટિડિઅસ્) *a.* [L. fr.*fastus*,contempt.]Disdainful; squeamish:મિજાજી;ખોડ કાઢ્યા કરે એવું;ચિપાશિયું;ચિકણું.

**Fast-ness,**(ફાસ્ટ્નેસ્)*n.* 1. A fortress:કિલ્લો. 2. Firmness; security:મજબુતાઈ.3. Conciseness of style:રચના-ઈબારતમાં સંક્ષેપ-તા-ટુંકાપણું કo તે.4.The state of being swift:ઝડપ;ઉતાવળ;ત્વરા.

**Fat,**(ફૅટ્)*a.*[A. S. *fæt*, fatted.]1. Fleshy;plump:જાડું;પુષ્ટ;ચરબીદાર. 2.Coarse;dull;stupid:મોટું;જાડું; ઠોઠ; મૂર્ખ; સ્થૂલ. 3. Producing a large income(place);fertile:ફળદ્રુપ; ઘણીઆવકની વાળું. 4. Rich;

કપટી મિત્રના કરતાં દાનો દુશ્મન સારો.

fortunate:પૈસાદાર; ભાગ્યશાળી.5. Fertile;productive:રસાળ;ફળદ્રુપ; કસવાળી;as,*a f. soil*:ફળદ્રુપ જમીન. 6.(*Typog.*)Of a character which enables the compositor to make large wages: (પાનાંમાં ચિત્રામણ, ઘણી લેડ,મુકવાની હોય છે તેથી) કંપોઝીટરને મોટા રોજ મળે એવું.**F.***lute*: સાંધામાં પુરવાની લાંબી સરેસ. *n.* 1. Tallow:ચરબી.2.The best productions;the best part:તત્વમાલ;મલાઈ; તાર.ઉત્તમ પાક.3.Work containing much blank space,& therefore very profitable to the compositor:કંપોઝીટરને ઘણો ફાયદો થાય એવું; ઘણી ખાલી જગાવાળું કામ. *vt.* To make fat:જાડું કo:પુષ્ટ કo. *vi.* To grow fat, plump & fleshy:જાડા થવું; પુષ્ટ થવું. *n.* 1. A large tub; a vat: મોટું પીપ;ટાંકી; કુંડું. 2. A measure of quantity:ભરવાનું માપ.

**Fatal,**(ફેટલ્)*a.* [L.*fatum*, fate.] 1. Necessary; inevitable: અનિવાર્ય; દુર થઈ શકે નહી તેવું; દૈવાધીન; દૈવવશ.2. Mortal; calamitous:નાશકારક;આફત ભરેલું; મારક; પ્રાણઘાતક;જીવલેણ.

**Fatalism,**(ફેટલિઝમ્)*n.*The doctrine that all things are subject to fate:પ્રારબ્ધ-વાદ;દૈવવાદ.

**Fatality,**(ફૅટૅલિટિ)*n.*Predestination;decree of faith: દૈવાધીનતા; નશીબ.2.Mortality:મર્ણ;મોત.

**Fate,**(ફેટ્) *n.* [L.*fatum*, fate,fr. *fari*, to speak.] 1. Inevitable necessity;destiny:નશીબ;પ્રારબ્ધ. 2.Death;destruction:મરણ;નાશ. 3.Appointed lot;predetermined event:રણાનુબંધનો સંબંધ;લખ્યા લેખ;વિધાતાનો લેખ.4.The element of chance in the affairs of life: બનવાકાળ;ચોઘડીઉં; દશા;દહાડો;સિતારો.5.(*Pl.*)The three goddesses supposed to determine the course of human life:વિધાતા દેવી.

**Fate-controlled,**(ફેટ્-કન્ટ્રોલ્ડ્)*a.* Governed by chance:નશીબવશ.

**Fated,** (ફેટેડ્) *a.* 1. Decreed by fate:નશીબમાં લખેલું.2.Determined:સર્જત;નિર્માણ;ઠરાવેલું.

**Fates,**(ફેટસ્)*n.pl.*A goddess who determines the course of human life:વિધાતા;છઠ્ઠી દેવી.

**Father,**(ફાધર્)*a.*[L.*pater.*]1.The male parent;generator:બાપ;પિતા.2.A first ancestor: મૂળ પુરુષ; પૂર્વજ.*Pl.*Fathers;ancestors:બાપદાદા;પૂર્વજો.3.An author or founder: કર્તા; સ્થાપનાર; પિતા. 4. The Supreme Being:ઈશ્વર;પિતા.5. A priest:પાદરી.6.A protector; supporter:પાલક.7.A senator of ancient Rome:જુની રોમનો સ્થાપનાર. 8.One of the chief ecclesiastical authorities of the first centuries after Christ:ઈસ્વીસનના પહેલાથી તે બારમા સૈકા સુધી ખ્રિસ્ત ધર્મના ગ્રંથકર્તા.*vt.*1.To adopt:દત્ત કરીલેવું.10. A respectful mode of addressing an old man:કાકા;દાદા; બાપાજી;મોટા;ડોસા.**F.***of lies*,the Devil: સેતાન.**F.***of the bar*, the oldest legal practitioner: જુનામાં જુનો વકીલ.**F.***of the House*,the member of a legislative body who has had the longest continuous service:કાયદા બાંધનારી સભાનો લાગટ જારી રહેલો સૌથી જુનો સભાસદ. *Natural* **f.**, the father of an illegitimate child: દાસી પુત્ર-રાંડના પેટના પુત્રનો બાપ; દાસી પુત્ર પિતા. *Putative* **f.**,the presumed father of an illegitimate child:દાસી પુત્રનો ધારી લીધેલો પિતા.2.To beget; to generate:પેદા કo.3.To furnish with a father:પાલણ કo.*To* **f.** *on* or *upon*,to ascribe to or charge upon:-પર ઉત્પન્નકરવાનોઆરોપમુકવો.

**Father-hood,**(ફાંધર્-હુડ્)*n.*Paternity:બાપપણું;પિતૃત્વ.

**Father-in-law,** (ફાંધર્-ઈન્-લૉ) *n.* The father of one's husband or wife:સસરો.

**Father-land,** (ફાંધર્-લૅન્ડ્)*n.*The native land of one's fathers:બાપનું વતન;સ્વભૂમિ.

**Father-less,**(ફાંધર્-લેસ્)*a.* Destitute of a living father:બાપ વગરનું; અનાથ. 2.Without a known author:જેનો ગ્રંથકર્ત્તા જણાયો ન હોય એવું.

**Fatherly,**(ફાંધર્લિ) *a.*1. Paternal; careful:બાપ જેવું દયાળુ;પિતાતુલ્ય. 2. Pertaining to father: બાપનું. *ad.*In the manner of a father: બાપના જેવી રીતે.

**Fathom,** (ફેધમ્) *n.* [Gr. *petannymi*,I stretch.] 1. A measure of six feet:વામ. 2.Depth of intellect;profundity:ગહનતા;પહોંચ; ઉંડી સમજ-અક્કલ.*vt.*1.To measure by throwing the arms about: હાથ લાંબા કરીને માપવું.2.To comprehend; to master: સમજવું; ઉંડા ઉતરવું;-નો પાર પામવો; કળવું.

**Fathom-less,** (ફૅધમ્લેસ્) *a.* Bottomless;immeasurable; incomprehensible:અમાપ;કળાય નહિ એવું;અગાધ;ગુઢ.

**Fatidical,** (ફેટિડિકલ્) *a.* [L. *fatum*, fate and *dico*, I say.] Prophetic:ભવિષ્યસુચક.

**Fatigue,**(ફેટીગ્)*n.* [L. *fatigo*, I am weary.]1.Weariness:થાક;શ્રમ.2.Labour; toil: શ્રમ;મેહેનત;કંટાળો. 3. The weakening of a metal when subjected to frequent vibrations:વારંવાર ધ્રુજણીચંદોલો થવાથી ધાતુનું નબળું પડવું તે. **F.***duty*:આયુધના કામ શિવાય સીપાઈઓને જે મહેનત લેવી પડે છે તે. *vt.* To harass with toil;to tire: દમ દેવો;સતાવવું;થકવી નાંખવું.

**Fatiloquist,**(ફેટિલૉક્વિસ્ટ્)*n.* [L. *fatum*,fate and *loqui*,to speak.] A fortune-teller:ભવિષ્ય કહેનાર.

**Fattish,**(ફેટિશ્)*a.*Somewhat fat: સહેજ જાડું.

**Fatling,** (ફેટ્લિંગ્) *n.* A lamb or other animal fattened for slaughter;a fat animal;હલવાન; કાપવા સારૂં જાડું-પુષ્ટ કરેલું મેંઢું.

**Fatten,**(ફેટન્)*vt.*1.To make fat: જાડું કo.2. To make fertile and fruitful: ફળદ્રુપ કo. *vi.* To grow fat:જાડું થવું.

**Fatty,**(ફેટિ)*a.*Greasy;containing fat:ચરબીદાર;ચીકણું.

**Fatuity,**(ફેટ્યૂઈટિ)*n.* [L. *fatuus*, foolish.]Foolishness; feebleness of intellect:જડબુદ્ધિ;મૂર્ખતા;દુર્બુદ્ધિ.

**Fatuous,**(ફેટ્યૂઅસ્)*a.*[L.*fatuus*, foolish.]Silly; stupid; imbecile: જડ;મૂઢ;ચળેલ.2.Without reality; illusory:ભ્રમણા રૂપ; વાસ્તવિક નહિ એવું;માયા રૂપ;કલ્પિત.

**Faucet,**(ફૉસેટ્)*n.*[L.*falsus*,false.] A pipe to be inserted in a cask for drawing liquor,and stopped with a peg:દારૂ કાઢવા સારૂ પીપમાં મુકેલી નળી.

**Fault,**(ફૉલ્ટ્)*n.*[L.*fallo*,I deceive.] 1.Defect;want:ખોડ; ખાંપણ; કસર. 2.Blemish;failing:ભૂલ;ચુક. 3. A Slight offence:વાંક;તકસીર;દોષ.4. A lost scent:જતી રહેલી વાસ-સોડ-

Fetters though made of gold, are fetters still:

n.5.(Geol.) A dislocation of the strata:થર-પડનું ખસી-ઉતરી પડવું તે. 6.(Tennis) Failure to serve the ball into the proper court: જે ઘરમાં બૉલ નાંખવો જોઈએ તેજ ઘરમાં ન પડવો તે;ખોટો થયેલો દોટ. *At f.*, unable to find the scent: સુગંધ શોધી કાઢવાને અશક્ત-ગુંચવણમાં આવી પડેલું. *To find* **f.** *with*, to complain:દોષ ઠપકો દેવો-મુકવો.*vt.*1. To accuse:ગુન્હો મુકવો.*vi.* To fail; to commit a fault:નિષ્ફળજવું;ગુન્હોક૦.

**Faultlessness,** (ફૉલ્ટ્લેસ્નેસ્) *n.* Freedom from faults: નિર્દોષતા; પૂર્ણતા;નિરપરાધતા.

**Faulty,**(ફૉલ્ટિ)*a.* Containing defects;imperfect:ખામી વાળું; અપૂર્ણ;દોષવાન.2. Blamable; worthy of censure:ઠપકાને પાત્ર;નિંદનિય.

**Faun,** (ફૉન્) *n.* [L. *faunus*, a deity.] A deity represented as half goat & half man:અડધો માણસના અને અડધો બકરા નારૂપનો દેવ.

**Fauna,**(ફૉનૅ)*n.*[Fr.*fauna*,a goddess of fields.] The animals of any given area or epoch:કોઈ દિશા જમાનાના પ્રાણીમાત્ર.

**Favour,** (ફેવર્) *n.* [L. *faveo*, I favour.]Kindness; friendly disposition: કૃપા;મેહેરબાની. 2. Support; befriending : આશ્રય ; ટેકો. 3.A kind act:ઉપકાર; આભાર. 4. Lenity;mildness:કૃપા;દયા;નરમાસ.5.The object of kind regard: જેના ઉપર કૃપા કરવાની હોય તે વસ્તુ-માણસ.6. Gift; present at wedding:લગ્નની વદાયગીરી; બક્ષિસ;નજર.7.Appearance;look:દેખાવ;ચહેરો. 8. A letter : મહેરબાની ભરેલો કાગળ;પત્ર. 9. Partiality: પક્ષપાત. *In* **favour** *of*, upon the side of:-ની પક્ષમાં-તરફ. *To carry* **f.**,to gain favour by flattery or officious civilities: હાજીહાનો હુકમ-ગાંડગુલામી કરીને કૃપા મેળવવી. *With one's* **f.**,with leave:તમારી રજા લઈને.*vt.*1.To support;to befriend: કૃપા-મહેરબાની બતાવવી.2.To facilitate: સહેલું-સુગમ ક૦.3.To resemble in features: નું મ્હોં મળતુ આવવું;-ના સરખું મ્હો હોવું.

**Favorable,**(ફેવરૅબલ્)*a.*1.Friendly;propitious: માયાળુ;કૃપાળુ. 2. Advantageous;લાભ-ફાયદાકારક;અનુકૂળ;માફક આવે એવું;જોઈએ એવું.3. Beautiful:સુંદર.

**Favourableness,** (ફેવરૅબલ્નેસ્) *n.*Kindness;partiality:માયા;કૃપા; પ્રસન્નતા;પક્ષપાત;અનુગ્રહ.

**Favoured,**(ફેવર્ડ્)*a.pp.*Featured; દેખાવનું;ચહેરાનું.2.Countenanced; aided:-નાઉપર મહેરબાની થઈહોયએવું.

**Favourite,**(ફેવરિટ્)*n.* A person or thing regarded with peculiar favour:ઘણું વહાલુ;હૈયાનોહાર; માનીતું.*a.* Regarded with particular affection, regard, or preference:વહાલું;માનીતું;પ્રિય;ઈષ્ટ;પસંદ.

**Favoritism,**(ફેવરિટિઝમ્)*n.* The disposition to favor and promote the interest of one person or family,or of one class of men, to the neglect of others having equal claims;partiality:પક્ષાપક્ષી; મામા માસીનું કરવું તે;વહાલાની તરફદારી કરવુ વલણ;તરફદારી;પક્ષપાત.

**Fawn,**(ફૉન્)*n.*[L.*fetus*,progeny.] 1.(*Zool.*) A young deer;a buck or doe of the first year:હરણનું બચ્ચું;હરણનું એક વરસનું બચ્ચું.2.The young of an animal;a whelp:પ્રાણીનું બચ્ચું;કુરકુરીઉં;ભોટીલું.*a.*Of the color of a fawn: હરણના બચ્ચાના રંગનું.*vi.*[A.S.*fægnian*,to rejoice.] To court favor by low cringing, frisking,&c.(as a dog); to flatter meanly:સાથે ગેલ ક૦; ખુશામત-હાજી હા ક૦.*n.*Mean flattery;sycophancy:હલકી ખુશામત-હાજી હા ક૦ તે.

**Fawner,**(ફૉનર્)*n.*One who fawns; a sycophant:ખુશામત-હાજીહા કરનાર.

**Fawn-eyed,** (ફૉન્-આઈડ્)*a.* Like the eye of a fawn:મૃગલોચની-નયની;મૃગાક્ષિ.

**Fawning,**(ફૉનિન્ગ્)*a.*Flattering: ખુશામતીઓ;ખુશામત-હાજીહા કરનાર. *n.*Flattery:ખુશામત;લાડ;હાજીહા.

**Fax,**(ફૅક્સ્) *n.* [A.S. *feax*, hair.] Hair:નિમાળા;વાળ.

**Fay,**(ફે)*n.*A fairy;an elf:પરી;અપ્સરા.2.Faith:આકીન.*By my* **f.**:મારા આકીનના સોગન ઉપર-ખાઈને.*vt.*[A.S. *fegan*,to join.](*Ship-building.*) To fit;to join: મજબુત ક૦; જોડવું; સંધાડવું.*vi.*To lie close together; to fit:ની પાસે-લગોલગ હોવું.

**Feal,**(ફીઍલ્) *a.* [L. *fides*, faith.] Faithful;loyal:નિમકહલાલ;વફાદાર.

**Fealty,**( ફીઍલ્ટિ ) *n.* [L. *fidelis*, faithful.]1.Fidelity to one's lord; loyalty:વફાદારી;નિમકહલાલી;રાજભક્તિ;પ્રજાધર્મ.2.Fidelity;constancy (*as of a friend to a friend, or of a wife to her husband.*):દૃઢતા;નિમકહલાલી;આગ્રહ;પતિ-પત્નીવ્રત.

**Fear,** ( ફીર્ ) *n.* [A. S. *fær*, fear, danger.]1.Apprehension;anxiety;alarm;dread:બ્હીક;ભય; ધાસ્તી; ચિંતા;ડર;ધાક;ફિકર;કાળજી;અંદેશો.2. (*Script.*) (*a*) Apprehension of incurring God's wrath:પરમેશ્વરનો ગુસ્સો પોતાના ઉપર થવાની બ્હીક-ભય-ડર.(*b*)A respectful reverence for men of authority:મોટા માણસોનો ભય;ઑં;શેહ.3.Source or occasion of terror;danger; dreadfulness: બ્હીક-ભય-ડરનું કારણ. *For fear*,in apprehension;lest: રખેને બ્હીકમાં. *vt.*1.To be afraid of:-થી બ્હીવું-ડરવું;ની ધાક-ડર લાગવો.2.To have a reverential awe of:ને માટે પુજ્ય બુદ્ધિ ધરાવવી.3.To be anxious for(*R.*):ને માટે ચિંતાતુર હોવુ.4.To suspect;to doubt:-નો વ્હેમ લાવવો-હોવો.5.To affright;to terrify:બીવડાવવું;ભય પમાડવો.*vi.* To be in apprehension of evil; to be afraid:થી બ્હીવું;નો ડર લાગવો.

**Fearful,** (ફીર્ ફુલ્ ) *a.* 1. Afraid; frightened: બ્હીધેલું; ભયભિત. 2. Inclined to fear;easily frightened;timid:બ્હીકણ;ડરકણ; પોચું; છાતી-હિંમત વિનાનું;બાયલું.3.Caused by or indicating fear:બ્હીકથી થયેલું;બ્હીક દર્શાવનારૂં;ભયસુચક;સારાંક. 4.Terrible; frightful; dreadful: ભયંકર;બિયામણું; ભયભિત; વિકાળ; ભયાનક;ઉગ્ર.

**Fearfulness,**(ફીર્ ફુલ્નેસ્)*n.* The state of being fearful:વિકાળપણું; ભય;નામરદાઈ;ભીતિ;ભીરૂતા.

**Fearless,**(ફીર્લેસ્) *a.* Free from fear;bold:બહાદુર;છાતીવાળો;નિર્ભય.

**Feasibility,** (ફીઝિબિલિટિ) *n.* The quality of being feasible;practicability:સંભવ;સંભવિતપણું;બનીશકવાપણું;શકયતા;સાધ્યતા.

**Feasible,**(ફીઝિબલ્)*a.*[L.*facio*, I do.] 1. Capable of being done, executed,or effected;practicable: શક્ય;સંભવિત;બને-બની શકે તેવું.2. Fit to be used or tilled(as land): ખેડવા-વાપરવા લાયક.

**Feast,**(ફીસ્ટ્)*n.*[L.*festus*, joyful.] 1.A festival;a holiday: ઓચ્છવ;

સપરમો દહાડો;રૂડું ટાણું;તહેવાર.2. A festive or joyous meal;a grand or sumptuous entertainment: મિજબાની;ન્યાફત;ઉજાણી;ખાકરી;વરો;જમણ;જમવાનું. 3. Something highly agreeable ; entertainment: મઝા; ગમત; આનંદ; ઉત્સવ. *Feast day*,a holiday:તહેવાર;સપરમો દહાડો.*vi.*1. To eat sumptuously: મિજબાની-ઉજાણી-જાફત કo. 2.To be highly gratified or delighted:અતી-ઘણું ખુશ થવું;સંતોષ પામવો.*vt.* 1. To entertain with sumptuous provisions: ઉજાણી-જાફત-મિજબાની આપવી. 2. To delight;to gratify: આનંદ પામવો; -થી ઘણો સંતોષ થવો;આનંદ પમાડવું.

**Feastful,** (ફીસ્ટ્ફુલ્) *a.* Festive; festal; joyful;sumptuous;luxurious:માંગલિક;શુભ;આનંદ ભરેલું.

**Feat,**(ફીટ્)*n.*[L. *facio*,I do.]1.An act;a deed;an exploit:પરાક્રમ;કામ.2.A striking act of strength, skill,or cunning;a trick: કસરત; હાથ ચાલાકીનું કામ; યુક્તિ; દાવ;પેચ. *vt.*To form;to fashion: બનાવવું. *a.*Skilful; neat;nice; pretty:ચાલાકી ભરેલું;ચતુરાઈનું;સુંદર.

**Feather,**(ફેધર્)*n.*[A.S. *fether*,a feather.]1.One of the peculiar dermal appendages of several kinds, belonging to birds:પીછું; પાંખ.2.Kind;nature;species:જાત;સ્વભાવ. *As, birds of a* **f.**: એક જાતનાં પક્ષિઓ. 3. The fringe of long hair on the legs of some dogs:કુતરાના પગ ઉપરના વાળના ગુચ્છા. 4.A tuft of peculiar, long hair on a horse:ઘોડા ઉપર ઉગતા ખાસ લાંબા વાળનો ગુચ્છો.5.One of the fins on the shaft of an arrow:તીરના ભાલોડા ઉપરની ચૂંકો.6.A thin wedge: પાતળીફાચર.*A feather in the cap*,a mark of distinction: પ્રખ્યાતિ-માનની નિશાની-ચિન્હ.*To be in full feather*,to be in full dress: સોળેશણગાર સજીને સાથે;પૂર ભભકામાં. *To be in high feather*,to be in high spirits:આનંદિત તથા ખુશ હોવું. *To cut a feather*,(*a*)(*Naut.*)to make the water foam in moving: વહાણુ હંકારતી વખતે પાણીમાં ફીણ થાય તેમ કo.(*b*)To make one's self conspicuous:પ્રખ્યાતવિખ્યાત-નામીચું થવું.*To show the white feather*,to betray cowardice:નામર્દાઈ બતાવવી.*vt.*1. To furnish with a feather:પીછાંવાળું કo;-માં પીછાં ઘાલવાં. 2.To adorn as with feathers;to fringe:પીછાંથી ઘાલીને-ની ઝાલર કરીને શણગારવું-સુશોભિત કo.3.To give wings to (*R*): પાંખોવાળું કo.(*b*) To make light as a feather: હલકું-ન લાગે એવું-કરવું.4.To enrich; to exalt; to benefit:ઉંચી પદવીએ ચઢાવવું;-ને ફાયદો કo.5. To tread (*as a cock*):પગ તળે ચગદવું-કચરવું. *To feather one's nest*,to provide for one's self from property belonging to another, confided to one's care:પોતાનું ઘર ભરવું.*vi.*1. To become feathered: પીછાંવાળું થવું-હોવું. 2. To curdle when poured in another liquid: એક પ્રવાહી પદાર્થ બીજામાં રેડીએ એટલે અખરાઈ જવું;ખડબાં બાઝવાં-થઈને ઉપર તરવું.3.To turn to a horizontal plane(said of oars):લંબલીટી તરફ ફેરવવું.4.To have the appearance of a feather:પીછાંના જેવું દેખાવું.

**Feathered,**(ફેધર્ડ્)*a.* 1. Covered with feathers or wings:પીછાં-પાંખોવાળું.2.Ornamented;fringed: પીછાંઘાલીને સુશોભિત કરેલું-શણગારેલું.3.(*Zool.*)Having a fringe of feathers(*as the legs of certain birds*): પીછાંની ઝાલર-ઝુલવાળું. 4. (*Her.*) Having feathers (*said of an arrow*):પીછાંવાળું.

**Featherless,** (ફેધર્લેસ્) *a.* Destitute of feathers: પીછાં વિનાનું.

**Feathery,** (ફેધરિ) *a.* Pertaining to or resembling feathers: પીછાંના જેવું-ને લગતું.

**Feature,**(ફીટ્યૂર્)*n.* [L. *facio*, I make.] 1. The make, form, or outward appearance of a person:ચહેરો.2.The make, cast, or appearance of any single part of the face;a lineament:ચહેરા-મ્હોંડાનો કોઈપણ ભાગ;મુખચિન્હ.*pl.*The face;the countenance: રૂપરેખા; રૂપ;મુખવટો.3.The cast or structure of anything:દેખાવ.(*b*) Any marked characteristic:ખાસગુણ-લાક્ષણ-ચિન્હ.4. A form; a shape (*R*):આકાર.

**Febriferous,** (ફિબ્રિફરસ્)*a.* Causing fever:તાવ ઉત્પન્ન કરે એવું.

**Febrifuge,** ( ફેબ્રિફ્યૂજ્ ) *n.* [L. *febris*, fever & *fugo*, I put to flight.](*Med.*)A medicine serving to mitigate or remove fever:તાવનું ઓસડ.*a.*Antifebrile: જ્વરનાશક;જ્વરઘ્ન.

**Febrile,**(ફીબ્રાઈલ્) *a.* [L. *febris*, fever.]Pertaining to fever; indicating fever,or derived from it:તાવ સંબંધી-ને લગતું;તાવ દર્શાવતું; તાવને લીધે થયેલું.

**February,**(ફેબ્રૂઅરિ)*n.*[L.*februarius*,fr. *februa*, purification.] The second month in the year: ખ્રિસ્તી સાલનો બીજો મહિનો; ફેબ્રુઆરિ;માઘમાસ.

**Feces,**(ફીસીઝ્)*n.Pl.*Dregs; sediment;excrement: મેલ;મળ; છાણું; કચરો.

**Fecula,** (ફેક્યૂલૅ) *n. pl.* **Feculæ,** [L. *fæcis*, sediment.] (*a*) The nutritious part of wheat,starch or farina: કાંજી. (*b*) The green matter of plants; chlorophyll: ફુલમાંનો ઝીણો ભુકો.

**Feculence,**(ફેક્યૂલેન્સ્) *n.* 1. The state of being feculent;muddiness;foulness: ગંદાપણું; નાપાકપણું.2.Sediment;lees;dregs:કચરો; મેલ;કીટું.

**Feculent,** (ફેક્યૂલેન્ટ્) *a.* Abounding with sediment or excrementitious matter; muddy; thick; turbid:ગંદુ; મેલું; કાદવ-કચરાવાળું.

**Fecund,**(ફીકન્ડ્)*a.*[L. *fecundus*, fruitful.] Fruitful in children; prolific:ફળદ્રુપ;ગર્ભધારણશીલ.

**Fecundate,**(ફીકન્ડેટ્) *vt.* [L. *fecundus*.]1.To make fruitful or prolific:ગર્ભવંત કo.2. (*Biol.*)To render fruitful or prolific; to impregnate:ફળવંત-દ્રુપ કo.

**Fecundity,** (ફીકન્ડિટિ) *n.* [L. *fecunditas*.]1.(*a*) The quality or power of producing fruit;fruitfulness:ફળદ્રુપપણું.(*b*)The quality in female organism of reproducing rapidly and in great numbers: જલદીથી અને ઘણાં-જથાબંધ બચ્ચાં થવાં તે.2. The power of germinating(*as in seeds*):બીઆંમાં ફણગા ફુટવા તે. 3. Fertility; richness of invention: પુષ્કળ ઉત્પન્ન કરવાની શક્તિ.

**Fed,**(ફેડ્) *Imp. & p. p.*of **Feed**: જમાડયું;પાળેલું;પુષ્ટ.

A finest shoe often hurts the foot:

**Federal,** ( ફેડરૅલ્ )*a.* [L. *fœdus*, league; akin to *fides*, faith.] 1. (*a*) Pertaining to a league or treaty:કોલકરાર સંબંધી-નું.(*b*)Constituted by a compact between parties: અરસ પરસની કબુલાતથી સ્થાપેલું.2.(*a*)Composed of states, which retain only a subordinate sovereignty:બીજા દરજ્જાનાં રાજ્યોનું બનેલું. (*b*) Pertaining to such a government: આવા રાજ્ય સંબંધી.(*c*) Friendly or devoted to such a government:આવા રાજ્ય પ્રત્યે મિત્રભાવ ધરાવનારું.

**Federate,**(ફેડરેટ્) *a.* [L.*fœdus*, league.] United by compact; leagued;confederate: કરારથી જોડાયેલા;એકસંપી;એક સંપીલા.

**Federation,**(ફેડરેશન્) *n.* **1.** The act of uniting in a league:એકસંપી થવું તે.**2.**A league;a confederacy;a federal or confederated government:સંપ;એકસંપી-રાજ્ય.

**Fedity,**(ફેડિટિ)*n.* [L.*foedus*, foul, filthy.]Turpitude; vileness: હુચ્ચાઈ;હલકા-પાજીપણું;નીચપણું.

**Fee,**(ફી)*n.*[A.S.*feoh*,cattle.]1.Property;possession;tenure: જાગીર; કબજો.**2.**Reward, compensation or payment for services rendered or to be rendered; charge; pay;perquisite:દસ્તુરી;ફી;લવાજમ. **3.**(*Feud.Law.*)A right to the use of a superior's land;a fief: પોતાના ઉપરીની જમીનનો ઉપયોગ કરવાનો હક;જાગીર;વતન. **4.** (*Eng. Law.*)An estate of inheritance, supposed to be hold immediately from the sovereign, and absolutely vested in the owner: રાજા તરફથી મળેલી અને તેના માલીકનીજ ગણાય એવી, વારસાથી મળેલી જાગીર.*vt.*To recompense;hence, to bribe:બદલો-અવેજ વાળવો;લાંચ આપવી.

**Fee-farm,**(ફી-ફાર્મ્)*n.*(*Law.*)Land held of another in fee, in consideration of an annual rent; an estate in fee simple, subject to a perpetual rent:ગણોત.

**Feeble,** (ફીબલ્) *a.* [ L. *flebilis*, lamentable.]1.Weak;infirm;debilitated: નબળું;કમજોર;દુર્બળ;અશક્ત. **2.** Not full, loud, bright, strong,rapid,etc.;faint:ઝાંખું;ધીમું;આછું; પૂર્ણ-ઉતાવળું ન હોય તેવું. *vt.*To make feeble;to enfeeble: નબળું-દુર્બળ-કમજોર કo.

**Feeble-minded,**(ફીબલ-માઈન્ડેડ્) *a.* Weak in intellectual power; irresolute;vacillating;imbecile: જડબુદ્ધિનું;કમ અક્કલનું;અસ્થિર-અલ્પબુદ્ધિનું;પોચા મનવાળું.

**Feebleness,** ( ફીબલ્નેસ્ ) *n.* The quality or condition of being feeble;debility;infirmity:અશક્તતા;દુર્બળતા;કમજોરી;શક્તિક્ષીણતા.

**Feebly,**(ફીબ્લિ) *adv.* In a feeble manner: ધીરે ધીરે; ધીમે ધીમે; વગર હોંસે.

**Feed,**(ફીડ્)*vt.*[A.S.*fedan*,to feed.] **1.**To give food to;to supply with nourishment:ખવડાવવું;ખાવાનું આપવું;ખોરાક પૂરો પાડવો.**2.**To satisfy; to gratify or minister to,as any sense, talent, taste, or desire: ને સંતોષ પમાડવું;-નો આત્મા શાંત કo-ઠંડો પાડવો.**3.**To fill the wants of:-ને જે જોઈએ તે આપવું. *To* **f.** *a furnace with coals*:ધમણમાં કોયલા નાંખવા.**3.**To nourish (*in general sense* ): ને પુષ્ટિ-ટેકો-આધાર આપવો.**5.** To graze; to cause to be cropped by feeding, as herbage by cattle:ચરાવવું **6.**To give for food; to furnish for consumption: ખોરાકને ઠેકાણે-તરીકે આપવું. *To* **f.** *water to a steam boiler*: વરાળની દેગમાં પાણી રેડવું.**7.**(*Mach.*) To supply (*the material to be operated upon*) to a machine: યંત્રને પૂરું પાડવું. *To* **f.** *paper to a printing press*: છાપવાના સંચામાં કાગળ મૂકવો. *vi.* **1.** To take food;to eat:ખોરાક લેવો;ખાવું;જમવું. **2.** To subsist by eating; to satisfy the appetite (with *on* or *upon*.):ખાઇને જીવવું;નિર્વાહ કo; ભુખ મટાડવી; તૃપ્ત થવું. **3.** To be nourished or satisfied:-થી પોષણ થવું-સંતોષ પામવો.**4.**To place cattle to feed;to graze;to pasture: ચરાવવું. **5.** To grow fat (*Prov. Eng.*):જાડું થવું.*n.***1.**That which is eaten:દાણ;દાણા;ચંદી;અનાજ.**2.** A grazing or pasture ground: ચરવાની જગ્યા-જમીન. **3.** An allowance of provender given to a horse,cow, etc.;a meal:જનાવરને ટંકે આપેલો ખોરાક;ચંદી.*A* **f.** *of corn*:દાણાની ચંદી.**4.** The water supplied to steam boilers: વરાળયંત્રને પૂરું પાડવામાં આવતું પાણી. **f. bag,**a nose bag containing food for a horse or a mule:તોબરો. **f.door,**a door to a furnace: ધમણનું મ્હોં-બારણું. **f. pump,** a force pump for supplying water to a steam boiler, etc.: વરાળયંત્રિને પાણી પૂરું પાડવાનો બંબો.

**Feeder,**(ફીડર્)*n.* 1. One who, or that which, gives food or supplies nourishment:ખવાડનાર;અન્ન પૂરું પાડનાર.**2.**One who furnishes incentives;an encourager:ઉશ્કેરનાર;ઉત્તેજક;ઉત્તેજન આપનાર.**3.**One who eats or feeds:ખાનાર;ગુજરાન કરનાર.**4.**One who fattens cattle for slaughter: પ્રાણીઓનો વધ કરવાને માટે તેમને પુષ્ટ-જાડાં કરનાર.**5.**A stream that flows into another body of water;a tributary:પાણીનો ઝરો-વહેળો;બીજી નદીમાં મળનારી નદી;શાખા.**6.**A branch railroad, stage line,or the like:રેલવેની શાખા. **7.**(*Mining.*)A strong discharge of gas from fissure;a blower:પવન વધારનાર લોઢાનું પતરું.**8.**(*Mach.*) An auxiliary part of a machine: યંત્ર-સાંચાની સહાય કરનારો-સહાયકારક ભાગ.**9.**(*Steam Engine.*)A device for supplying steam boilers with water as needed:વરાળયંત્રમાં જેટલું પાણી જોઈએ તેટલું પાણી પૂરું પાડવાનો સંચો.

**Feeding,**(ફીડિન્ગ્)*n.***1.**The act of eating or of supplying with food: ખાવું તે;ખોરાક પૂરો પાડવો તે.**2.**That which is eaten; food: ખોરાક. **3.** Pasture land:ચરવાની જગા; ચરો. **F.bottle**:ધાવતાં છોકરાંને જે શીશીમાંથી રબરની ડીંટીવડે દૂધવિo પાવામાં આવે છે તે શીશી.

**Feel,**(ફીલ્)*vt.*[L.*palma*,the palm of the hand.]1. To perceive by the touch: સ્પર્શ કo; અડકવું; હાથ ફેરવી જોવો.**2.**To touch;to examine by touching:અડકીને તપાસી જોવું. *To* **f.***this piece of silk*;આ રેશમનો કકડો તપાસી જોવો.**3.**To perceive by the mind;to have a sense of; to experience: લાગવું; જણાવું;-નો અનુભવ થવો;સહેવું.*To* **f.** *pleasure:* મજા પડવી.*To* **f.***pain*:દરદ લાગવું.**4.** To be conscious of; to have an

મોટા એટલા સૌથી ખોટા.

inward persuasion of:ના જાણીતા -થી જાણીતા હોવું-થવું.5.To perceive; to observe:લાગવું;જોવું;તપાસી જોવું. *To feel the helm* (*Naut.*), to obey it:-ને માનવું;ના તાબામાં રહેવું. *vt.*1.To have perception by the touch: સ્પર્શ-અડકવાથી લાગવું; સ્પર્શજ્ઞાન થવું.2.To have the sensibilities moved or affected:-ને લાગવું;ને દુ:ખ લાગવું-થવું.He *felt* very much on hearing of his death: તેના મરણની ખબર સાંભળીને તેને ઘણું લાગ્યું. 3. To be conscious of an inward impression;to perceive one's self to be:અનુભવ થવો; ખાત્રી થવી;પ્રતીતિ થવી.4.To know with feeling;to be conscious:લાગવાથી જાણવું;-થી જાણીતા હોવું.5.To appear to the touch;to give a perception: સ્પર્શ કર્યાથી લાગવું; હાથ ફેરવી જોવાથી જાણવું. *To feel after*, to search for;to seek;to find:-ની શોધ કo;ને ખોળી કાઢવાને તપાસ કo. *n.* 1.Feeling;perception:લાગણી;સ્પર્શ. 2. A sensation communicated by touching;an impression made upon one who touches or handles:સ્પર્શજન્ય જ્ઞાન;સ્પર્શ.

**Feeler,**(ફીલર્) *n.* 1. One who or that which feels:જેને લાગણી થાય છે તે. 2. (*Zool.*) An antenna; a palp:ઝીણાં જીવજંતુની મુછ.3.Something tentative: પારકું મન જોવા સારૂં કહેલી વાત.

**Feeling,** (ફીલિન્ગ્) *a.* Possessing great sensibility; easily affected or moved:જેને જલદી અસર થાયતેવું;કરૂણાળુ;દયાળુ;સહૃદય;કરૂણામય. 2.Expressive of great sensibility:ઘણી લાગણી દર્શાવનાર;કરૂણાત્મક; કારૂણિક.*n.*1.The sense of touch; nervous sensibility to external objects:સ્પર્શેન્દ્રિય;સ્પર્શ;બુદ્ધિ;વૃત્તિ; ભાવ. 2. An act or state of apprehending the state of the soul itself;consciousness:જ્ઞાન; સમજ; બોધ;સ્પર્શજ્ઞાન-બોધ. 3. The capacity of the soul for emotional states:કરૂણા;દયા;કરૂણાર્દ્રતા;અનુકંપા. 4.The exercise of the capacity for emotion; any mental state whatever:ચિત્ત;મનોધર્મ-વૃત્તિ;લાગણી.

**Feelingly,**(ફીલિન્ગ્લિ)*adv.*Pathetically;sympathetically: અસરકારક;દયા આવે એવી રીતે;અનુકંપાથી.

**Feese,**(ફીઝ્)*n.*[A.S. *fus*, eager.] The short run before a leap:કુદતા પહેલાં થોડું દોડવું તે.

**Feet,**(ફીટ્)*n.pl.*See **Foot**.: પગનું બહુવચન;પગો;ફુટનું માપ.

**Feign,**(ફેન્)*vt.*[L.*fingo*,I shape.] 1.To imagine;to invent:કલ્પના કo;કલ્પવું;બનાવટ કo.2.To represent by a false appearance of; to pretend:ડોળ ઘાલવું;ઢોંગ કo.3. To dissemble;to conceal:છુપાવવું;બહાનું કાઢવું.

**Feigned,** (ફેન્ડ્) *a.* Pretended; counterfeit;insincere; false:બનાવટનું;કલ્પિત;ખોટું;કૃત્રિમ;ઢોંગી.

**Feint,**(ફેન્ટ્)*a.*Feigned;counterfeit:કલ્પિત; ખોટું; કૃત્રિમ. *n.* 1.A pretence;a stratagem;a fetch: તરકટ;કપટ;બાહાનું; ડોળ; ઢોંગ; છળ; મિષ.2. A mock blow or attack on one part when another part is intended to be struck:પેચ;ચમક;યુક્તિ;ઘાપ.*vi.*To make a feint, or mock attack:જુઠો ધસારો કo.

**Felicitate,**(ફીલિસિટેટ્)*a.*[L.*felix*, -*icis*,happy.]Made very happy: ઘણું સુખી કરેલું.*vt.*1.To make very happy;to delight:ઘણું સુખી કo; ખુશ કo;આનંદ પમાડવું.2.To express joy or pleasure to;to congratulate: ખુશી બતાવવી; મુબારકબાદી આપવી.

**Felicitation,**(ફીલિસિટેશન્)*n.*The act of felicitating;a wishing of joy or happiness; congratulation:ખુશી;સુખ;મુબારકબાદી; અભિનંદન;ધન્યવાદ;કલ્યાણ વચન.

**Felicitous,**(ફીલિસિટસ્)*a.*Happy; prosperous;delightful; skilful: ખુશકારક;ઘણુંજ સુખી-યોગ્ય;આબાદ.

**Felicity,**(ફીલિસિટિ)*n.*1. Blessedness; blissfulness ; enjoyment of good:આનંદ;સૌભાગ્ય;કલ્યાણ;પરમાનંદ;સુખોપભોગ.2.Prosperity; blessing:આબાદી; સુખ; પરમસુખ. 3.Apleasing faculty or accomplishment: આનંદકારી વૃત્તિ-ખૂબીલાયકી.

**Feline,**(ફીલાઈન્)*n.*[L.*felis*, cat.] 1.(*Zool.*)Catlike:બીલાડીના જેવું-ને લગતું.2.Sly;stealthy;treacherous: કપટી;દગલબાજ;છાનું;લુચ્ચું; ખંધુ;પેચવાળું.

**Fell,**(ફેલ્)*Imp.* of **Fall**.:પડ્યું.*a.* [A.S.*fell*.] 1.Cruel; barbarous; fierce;savage:જંગલી;ક્રુર;નિર્દય;ઉગ્ર;દારૂણ;ખુની;ઘાતકી.2.Eager;earnest;intent:આતુર;ઈંતેજાર; ઉતાવળો; હોંસી.*n.*Gall;anger:પિત્ત;ગુસ્સો.*n.* [L.*pellis*,skin.]A skin or hide of a beast;a pelt:ચામડી-ડું.*n.*1.A barren or rocky hill:ઉજ્જડ-ખડકવાળી-ટેકરી.2.A wild field;a moor: જંગલ;વેરાન.*vt.*To cause to fall;to cut down;પાડવું; પાડી-કાપી નાંખવું.*n.* (*Mining.*) The finer portions of ore:કાચી ધાતુના ઝીણા કકડા. *vt.*To sew or hem: સીવવું અથવા ઓટવું; ફાંક મારવી. *n.* A form of seam:એક જાતની ઓટણ.2.(*Weaving.*)The end of a web formed by the last thread of the weft: કોઈ પણ તાકા-થાનનો વાણાના દોરાનો બનેલો છેડો.

**Fell-monger,** (ફેલ્-મન્ગર્) *n.* A dealer in the hides of beasts: ચામડાંનો વેપારી;ચમાર;ચામડીઓ.

**Fellow,**(ફેલો)*n.* [Icel. fr. *felag*,a community of goods.]1.A companion;a comrade;an associate: સોબતી;મિત્ર;સાથી;ગોઠીઓ;ભાઈબંધ. 2. An ignoble or mean: હલકો-નીચ માણસ;ભામટો;રખડેલ. 3. An equal in power,rank,character, etc.:બરોબરીઓ;જોડીઓ;સમોવડિયો; કાંડાવછોડ;ઘરકદર.4.One of a pair or of two things; a mate; the male:જોડમાંનું એક;જોડ;જોટો. 5. A person;an individual:માણસ;મનુષ્ય;જણ;સખસ.6.A scholar who is appointed to a foundation called a fellowship:અધ્યયન વૃત્તિવાળો; ફેલો. 7. A member of a literary or scientific society:વિદ્યામંડળીનોસભાસદ.*vt.*To suit with; to match:ને લાયક કo;નીબરોબરીકo.

**Fellow-creature,** (ફેલો-ક્રીચ્યૂર્) *n.*One of the same race or kind; one made by the same Creator: પ્રાણી;મનુષ્ય;તેજ જાતનું એક;સજાતીય. જાતી ભાઇ-બંધું.

**Fellow-feeling,**(ફેલો-ફીલિન્ગ્) *n.* 1.Sympathy;a like feeling:બીજાના દુ:ખની દાઝ;અનુકંપા; લાગણી. 2.Joint interest;ભેગો લાભ.

**Fellow-heir,**(ફેલો-એર્)*n.* A joint heir:one entitled to a share of the same inheritance:વારસામાં સાથે ભાગ લેનાર;વિભાગી.

**Fellow-ship,**(ફેલ્લો-શિપ્)*n.*1.The

state or relation of being a fellow or associate:સોબત;સંગત; દોસ્તી;મૈત્રી;સમાગમ. 2. Frequent and familiar intercourse: વારંવારનો અને ઘરોબાનો વ્યવહાર;સંસર્ગ; સમાગમ;સહવાસ;પરિચય. 3. Partnership; companionship; association:પંત્યાળું;ભાગીદારી;ભાગ. 4. Those associated with one, as in a family, or a society; a company:સોબત;ટોળી;મંડળી;કંપની.5.(*Eng. & Amer.Universities.*)A foundation for the maintenance,on certain conditions, of a scholar:ફેલોની જગા;ફેલોશીપ. 6.(*Arith.*)The rule for dividing profit and loss among partners: ભાગીઆઓની વચ્ચે નફોટોટો વહેંચી આપવાનો નિયમ;પંત્યાળું.**Good f.**, companionableness : મળતાવડા-મિલનસારપણું;હળીમળી જવાનો સ્વભાવ;પ્રકૃતિ. *vt.* (*Eccl.*) To admit to Christian fellowship: ખ્રિસ્તી પંથમાં લેવું-દાખલ કo.

**Fellow-student,**(ફેલૉ-સ્ટુડેન્ટ્)*n.* One who learns with another; one who learns under the same teacher:સાથે શીખનાર;ગુરૂભાઈ-બંધુ.

**Felly,**(ફેલિ)*adv.*In a cruel manner;fiercely;barbarously:જંગલીપણે;ઘાતકીપણે;ક્રૂરતાથી.*n. pl.* **Fellies**.The exterior wooden rim: બહારનો લાકડાનો કાંઠો-કિનારો-કોર.

**Felon,**(ફેલૉન્) *n.* [L. *fallo,* I deceive]1.(*Law.*)A person who has committed a felony: દેહાંત દંડને પાત્ર ગુન્હેગાર;મહાપરાધી.2.A person guilty or capable of heinous crime: ઘોરકર્મગુન્હેગાર. 3. (*Med*)A kind of whitlow:એકન્તતનું આંટણ;રસોળી-વારસોળી-નચ્છર. *a.* Malignant; fierce; malicious; cruel;traitorous:ક્રૂર; ખારીલું; ઘાતકી;વિશ્વાસઘાતી;દેહ-રાજદ્રોહી.

**Felonious,**(ફેલૉનિઅસ્)*a.*Malignant;malicious;villainous;traitorous;perfidious:મહા પાપી;દુષ્ટ; મોટો ગુન્હો થાય એવું જાણીને કરેલું; દ્વેષ-ઈર્ષા ભરેલું;દુરાચારી;પાપિષ્ટ.

**Felony,**(ફેલૉનિ)*n.Pl.* **Felonies**. 1.(*Feudal Law.*)An act on the part of a vassal which cost him his fee by forfeiture:જેગુન્હાનેલીધે નોકરને પોતાના શેઠની મિલ્કત શેઠને પાછી સ્વાધીન કરી દેવી પડે છે તે. 2. (*O.Eng.Law.*)An offence which occasions a total forfeiture of either land, or goods, or both: જમીન-જાગીર અને મિલ્કત એમાંનું એક અથવા બંનેનો ભોગ આપવો પડે એવો ગુન્હો.3.A heinous crime:મહાપરાધ;મોટોગુન્હો;ઘોરપાપ;મહાપાતક.

**Felt,** (ફેલ્ટ્) *Imp. & pp. a.* from **Feel**.:લાગેલું;અડેલું;અડકેલું.*n.*[L. *pileus,*a feltcap.]1. A cloth or stuff made of matted fibres of wool:ઉનનું કપડું;બનુસ.2. A hat made of felt:ઉનના કપડાની બનાવેલી ઉભી ટોપી.3.A skin or hide; a pelt:ચામડું-ડી.*vt.*1.To cause to adhere and mat together:ચોટાડવું.2.To cover with felt:ઉનના કપડાથી ઢાંકવું-ઉપર ઉનનું કપડું ચઢાવવું.

**Female,**(ફીમેલ્)*n.*[L. *femella,* a young girl.]1.An individual of the sex which conceives and brings forth young:નારી;ઓરત; માદા; સ્ત્રી. 2. (*Bot.*) A pistillate plant:જે ઝાડ-છોડવાને ફુલનો ગર્ભતંતુ હોય તે.*a.*1. Belonging to the sex,which conceives and gives birth to young;not male:સ્ત્રીજાત સંબંધી;સ્ત્રીજાતીય;સ્ત્રીધર્મી;જનાની.2. Characteristic of woman;feminine;soft:કોમલ;મૃદુ;સુકુમાર;નરમ; નબળું;નાજુક;અબળાજાતીનું-ને લગતું-ને છાજે એવું.3.(*Bot.*)Pistillate:જેને ફુલનો ગર્ભતંતુ-કેસરહોય એવું-વાળું.**F.** *rhymes*(*Pros.*),double rhymes: બેવડો અનુપ્રાસ.**F.***screw,*the spiral-threaded cavity into which another,or male,screw turns:જેમાં સ્ક્રુ ફેરવીને ઘાલવામાં આવે છે તે;માદા.

**Feminine,**(ફેમિનિન્)*a.*[L.*femina,* woman.]1. Of or pertaining to a woman;womanish;womanly: નારી-સ્ત્રી જાતનું-સંબંધી; નારીનું. 2. Having the qualities of a woman becoming or appropriate to the female sex:બાયલું;કોમલ; મૃદુ;સુકુમાર;નાજુક;નરમ;અબળાજાતીનું-ને છાજતું.3.(*Gram.*)Having a form belonging more especially to words which are appellations of females:નારી જાતીનું;સ્ત્રી(લિંગ)નું.*n.*1.A woman:સ્ત્રી;બાયડી. 2. (*Gram.*) Any one of those words which are appellations of females:નારીજાતિનો શબ્દ;સ્ત્રીલિંગ.

**Femoral,**(ફેમૉરલ્)*a.*[L.*femoris,* thigh.]Pertaining to the femur or thigh:જાંગનેલગતું;જાંગનું.

**Fen,**(ફેન્)*n.*[A.S.*fen,fenn,*marsh; mud.]Boggy land;moor;marsh: કળણ; ભીની-સરદીવાળી જગા. **Fen land**,swamp land:ભીની જગા.

**Fence,** (ફેન્સ્) *n.* 1. A defence;a protection; a cover; security; shield:બચાવ;રક્ષણ;ઢાલ.2.An inclosure about a field or other place:વાડ;કઠેરો;તટ્ટી.3.(*Locks.*)A protection on the bolt:કળના ઉપરની ચાંપ.4.The art and practice of fencing and sword play: પટા ખેલવાની ચાતુરી;પટાબાજી;hence, skill in debate & repartee: સંવાદ અને સવાલ જવાબ કરવાની ચતુરાઈ;વાક્ચાતુર્ય. 5. A receiver of stolen goods or a place where they are received: ચોરીનો માલ લેનાર;જે ઠેકાણે ચોરીનો માલ વેચાય છે તે. **F.** month, the month in which female deer are fawning when hunting is prohibited: જ્યારે શિકાર કરવાની બંધી કરવામાં આવી હોય છે ત્યારે હરણીઓને બચ્ચાં થવાનો મહીનો.Rail *fence*,a fence made of rails:કઠેરો.*To be on the* **f.**, to be undecided or uncommitted in respect to two opposing parties or policies: તટસ્થ રહેવું; શું બને છે તે ઉભા ઉભા જોયાં કo.*vt.* 1.To give security to;to protect;to guard:બચાવ-રક્ષણ કo; ને સલામતી આપવી. 2.To inclose with a fence or other protection:વાડ બાંધવી;તટ્ટી ભરવી. *vi.* 1. To make a defence;to give protection or security:બચાવ કo;રક્ષણ કo.2.To practice the art of attack and defence with the sword:તરવારથી પટા ખેલવા. 3.To fight or dispute in the manner of fencers:વાગ્યુદ્ધ ચલાવવું.

**Fencer,** ( ફેન્સર્ ) *n.* One who fences;one who teaches or practices the art of fencing with sword or foil: પટા ખેલનાર; પટા ખેલવાનું શીખવનાર.

**Fencible,**(ફેન્સિબલ્)*a.*Capable of being defended: બચાવ-રક્ષણ કo લાયક.*n.pl.* (*Mil.*) A soldier enlisted for home service:પોતાના મુલકની ચાકરી સારૂ રહેલો સિપાઈ.

**Fencing,** (ફેન્સિન્ગ્)*n.*1. The art

ભૂતનું ઠેકાણું આમલી; ચુલાનું લાકડું ચુલામાંજ બળવાનું.

or practice of attack and defence with the sword:પટા ખેલવા તે;દંડયુદ્ધ; આયુધ-શસ્ત્રવિદ્યા.2. Disputing or debating in a manner resembling the art of fencers: પટાબાજી;ટપ્પા ટપ્પી;વાક્યુદ્ધ. 3.The materials used for building fences:કઠેરો-વાડ બાંધવાનાં સાહિત્ય-પદાર્થો.4.The act of building a fence:વાડ બાંધવી તે.5.The aggregate of the fences put up for inclosure or protection:રક્ષણને માટે બાંધેલી બધી વાડ.

**Fend,**(ફેન્ડ્)*n.* A fiend:ભૂત;અસુર; સેતાન;જીવનો વેરી.*vt.*To keep off; to ward off; to shut out: રોકવું; ખાળવું;અટકાવવું;અદ્ધર ઉડાવી દેવું;વટાવી દેવું.*vi.* To resist; to parry; to shift off: અટકાવ કo;સામે થવું; બચાવ કo;હાંકી કાઢવું.

**Fender,**(ફેન્ડર્)*n.*(*a*)A screen to prevent coals or sparks of an open fire from escaping to the floor:ચુલાની પાળ. (*b*) Anything serving as a cushion to lessen the shock when a vessel comes into contact with another vessel:જ્યારે એક વહાણ બીજા વહાણની સાથે અથડાય ત્યારે ઓછો ધક્કો આવે તેટલા માટે મુકેલો તકિયો.(*c*)A screen to protect a carriage from mud thrown off the wheels: ગાડીના પૈડાં ઉપરનો પંખો-સુપડી. (*d*) Anything set up to protect an exposed angle as of a house,from damage by carriage wheels:ગાડીનાં પૈડાં ઘસડાવાથી કોઈ ઘરના ખુણાને નુકસાન થતું અટકાવવાને માટે ત્યાં મૂકેલીચીજ-પથરો; હાથિણી.

**Fennel,** (ફેનલ્) *n.* [L. *fœnum*, hay.](*Bot.*)A perennial plant: વરિયાળી.

**Fenny,** (ફેનિ) *a.* Abounding in fens;swampy;boggy:ભીની ઘાસવાળી જગાનું;કલાણવાળું.

**Fenugreek,**(ફીન્યૂગ્રીક્)*n.*[L.*fœnum.*](*Bot.*)A plant cultivated for its strong-smelling seeds: મેથી.

**Feoff,**(ફેફ્) *vt.* [Low L. *fefare.*] (*Law.*)To invest with a fee or feud;to enfeoff:વંશ પરંપરા સુધી બક્ષીસ આપવી. *n.* (*Law*) A fief: જાગીર;વતન.

**Feoffment,**(ફેફ્મેન્ટ્)*n.*(*Law*,(*a*) The grant of a feud or fee: જાગીરની બક્ષીસ.(*b*) (*Eng. Law.*)A gift or conveyance in fee of land or other corporeal hereditaments, accompanied by actual delivery of possession: વંશ પરંપરા સુધી કરેલી ઈમારત-જમીનનો કબજો સોંપી દેઇને કરેલી બક્ષીસ.3.The instrument or deed by which corporeal hereditaments are conveyed: જે ખત-લખાણથી વંશપરંપરા સુધી કરેલી ઈમારત-જમીનની બક્ષીસ આપવામાં આવેછે તે.

**Feracious,**(ફીરેશસ્)*a.* [L. *fero*, I bear.]Fruitful; producing abundantly:ફળવંત;ફળદ્રુપ;જથાબંધ ઉત્પન્ન કરનારું.

**Feracity,**(ફીરૅસિટિ) *n.* The state of being feracious or fruitful: ફળવંત-ફળદ્રુપપણું;ફળદ્રુપતા.

**Ferial,**(ફીરિઍલ્)*a.*[L.*feriæ*,holidays.]1.Of,or pertaining to holidays:તહેવાર સંબંધિ;સપરમા દિવસનું.2.Belonging to any week day: અઠવાડીઆના કોઈ દિવસ સંબંધિ.

**Ferie,**(ફીરિ)*n.*[L.*feriæ*,holidays.] A holiday: તહેવાર;સપરમો દિવસ.

**Ferine,**(ફીરાઈન્)*a.*[L.*ferinus*, fr. *fera*,a wild beast]Wild;untamed;savage:જંગલી;રાની;ક્રુર.

**Ferly,**(ફર્લિ) *adv.* Singular; wonderful;extraordinary:અજાયબ જેવું;અચંબો પમાડે એવું.

**Ferment,**(ફર્મેન્ટ્) *n.* [L. *fervo*, I boil.]1. That which causes fermentation ( as yeast, barm or fermenting beer.):જેથી ફીણ-ઉભરો આવે છે.2. Intestine motion; heat;tumult;agitation:હુલ્લડ;ગભરાટ;જુસ્સો; ક્ષોભ. 3.A gentle internal motion of the constituent parts of a fluid; fermentation:ફીણ ચઢવું તે;ઉભરો; જોસ; ખમીર. *vt.* To cause fermentation in;to set in motion:માં ઉભરો થાય-ફીણ આવે તેમ કo;ઉભરાવવું;ચઢાવવું;ઉશ્કેરણી કરવી.*vi.*1.To undergo fermentation: ફીણ-ઉભરો આવવો. 2.To be agitated or excited by violent emotions:વાયરે ચઢવું; ઉશ્કેરાવું;તોફાને ચઢવું;હુલ્લડ થવું.

**Fermentation,**( ફર્મેન્ટેશન્ )*n.* 1. The process of undergoing an effervescent change:ફીણ ચઢવું તે; ઉભરો;જોસ.2.A state of agitation or excitement (*as of the intellect or feelings*):ગભરાટ;ઉત્તાપ;વેગ; ઉશ્કેરણી;તોફાન-મસ્તી;દંગો;ફીસાદ.

**Fermentative,** ( ફર્મેન્ટેટિવ્ ) *a.* Causing fermentation;fermenting:જોસ આણતું;ઉભરો લાવતું.

**Fern,**(ફર્ન )*adv.*Long ago: ઘણા વખતપર; ઘણો કાળ થયો તે પહેલાં. *a.* [A.S.*fyrn.*]Ancient;old:અસલી; જુનું. *n.*[A.S. *fearn.*] (*Bot.*) An order of cryptogamous plants:ભીની જગામાં થતો એક રોપો.

**Ferocious,**(ફીરોશસ્)*a.*[L. *ferox*, *-ocis*,fierce.]Fierce;wild;savage; ravenous;rapacious:ઘાતકી;ક્રૂર;જંગલી;ફાડી ખાનારું;વિકાળ;નિર્દય; ઉગ્ર; રૌદ્ર;દારૂણ;મારાત્મક;સાહસિક.

**Ferociousness,Ferocity,** ( ફીરોશસ્નેસ-ફીરૉસિટિ)*n.*Savage;wildness or fierceness;fury;cruelty: ઘાતકીપણું;ક્રૂરતા;જંગલીપણું; વિકાળપણું;રૌદ્રતા;ઉગ્રતા.

**Ferreous,**(ફેરીઅસ્)*a.*[L.*ferrum*, iron.]Partaking of,made of,pertaining to iron;like iron:લોખંડી; લોઢાનું-ના જેવું-નું બનાવેલું; લોહમય.

**Ferret,**(ફેરેટ્)*n.* [L.*fur*, a thief.] (*Zool.*)An animal of the Weasel family:નોળીઓ.*vt.*To search out by patient and sagacious efforts: ધીરજ અને ચાલાકીથી શોધી-ખોળી કાઢવું.*n.*A kind of narrow tape; સાંકડી ફીત.

**Ferric,**(ફેરીક્)*a.*Derived from or containing iron:લોઢામાંથી મળેલું; જેમાં લોઢું હોય એવું;લોહજન્ય.

**Ferriferous,**(ફેરિફરસ્)*a.* Producing or yielding iron:જેમાંથી લોઢું મળી આવે એવું.

**Ferrule,**(ફેરયૂલ્) *n.* [L. *viria*, a bracelet. ] 1. A ring or cap of metal:કડી;ખોળી.

**Ferry,**(ફેરિ)*vt.*[A.S.*faran*,to go.] To carry or transport over a river, strait, or other narrow water,in a boat:હોડીમાં બેસારીનદી, સામુદ્રધુની અથવા બીજા કોઈ સાંકડા વહેતા પાણીની પાર ઉતારવું-લઈજવું;*vi.* To pass over water in a boat or by a ferry:તરી પાર ઉતરવું. *n. pl.* **Ferries**.1. A place where persons or things are carried across a river,&c.in a ferry boat:તર;ઓવારો.2.A ferry boat;a wherry:નાવ;હોડી.3.A right to maintain a vessel for carrying passengers

**First-rate**(ફર્સ્ટ્-રેટ્)*a.*Of the highest excellence: સરસ; ઉત્તમ;શ્રેષ્ઠ; ઉત્કૃષ્ટ;પરમ;ઉત્તમ પ્રતિનું.

**Firth,**(ફર્થ્)*n.*An arm of the sea; frith:ખાડી;નાળુ.

**Fiscal,** (ફિસ્કૅલ્)*a.* [L. *fiscus*, a money basket.] Pertaining to the public treasury or revenue: સરકારી મહેસુલ સંબંધિ;નાણાં-ધન સંબંધિ.*n.*1.Treasurer:વસુલલેનાર;તીજોરર.2.Revenue: મહેસુલ; સરકારી તીજોરી;ખજાનો;ધન;નાણું.3.The attorney-general:રાજાનો મુખ્ય વકિલ; એટાર્ની જનરલ.

**Fish,**(ફિશ્)*n.*[A.S.*fisc.*]An animal that lives in water:માછલું;મચ્છ; મીન;મત્સ્ય.2.The flesh of fish:માછલીનું માંસ.3.A counter used in various games:રમતમાં ગણત્રી કરવાનું ટેબલ-પાટિયું.4.A long piece of timber used to strengthen a lower mast when damaged:નીચલા સઢને નુકશાન પોહોચે ત્યારે તેને ટેકો આપનાર લાંબો વળો.5.*pl.*The twelfth sign of the zodiac;Pisces: મીનરાશી.**F.***day*, a day on which fish is eaten: જે દિવસે માછલાં ખાવામાં આવે છે તે;(*b*)at fast day: અપવાસ-પરહેજીનો દિવસ; અન્નરોજ. **F**. *story*, a story which taxes credulity; an extravagant or incredible narration: અસંભવિતન માની શકાય એવી વાર્તા;ગપ. *Neither* **f.***nor flesh*, neither one thing nor the other:ઘરે નહિ અને પુછડું એ નહિ; નહિ આ કે નહિ પેલું. *vi.*1. To attempt to catch fish: માછલાં પકડવાનો યત્ન-કોશીશ કo.2. To try indirectly to draw forth: યુક્તિથી કરાવવું-લેવું-ની કોશીશ કo.*To* **f.***for compliments*: સલામ કરાવવા યુક્તિ કo.*vt.*1.To catch:પકડવું;ઉપર લઈ લેવું; તાણી કાઢવું.*To* **f.***up a human body when sunk*:ડુબેલા માણસને ખેંચી કાઢવું.2. To search by raking:ધૂળ ધોયાની પેઠે ખોળવું-શોધવું.3.(*Naut.*) To strengthen as a mast:કંઈ સાંધી-જોડીને મજબુત કરવું; ટેકો આપવો. 4. (*Railway Engine*)To splice,as rails with a fish-joint:બેસાડવું;છેડા વણીને જોડવું.5.To try with a fishing rod: માછલીઓ પકડવાના લોઢાના સોટાથી પકડવાને યત્ન અજમાયશ કo.

**Fisher,Fisherman,**(ફિશર્-ફિશર્મૅન્)*n.*1.One whose occupation is to catch fish:માછી;માછલાં પકડનાર.2.(*Naut.*)A ship employed in the business of taking fish: માછલા પકડવાને કામે લગાડેલું વહાણ.

**Fishery,**(ફિશરિ)*n.*1.The business of catching fish:માછીનો ધંધો.2.A place for catching fish:માછલાં પકડવાની જગો. 3.(*Law.*)The right to take fish at a certain place or in particular waters:અમુક જગ્યા કે દરિયામાંથી માછલી લેવાનો હક.

**Fish-fag,**(ફિશ્ફૅગ્) *n.* A woman who sells fish:માછણ;માછલાંવેચનારી.

**Fish-glue,**(ફિશગ્લૂ)*n.* Isinglass: આઈસીંગ્લાસ;અબરખ.

**Fish-hook,**(ફિશ્હુક્)*n.*A hook for catching fish: માછલાં પકડવાની આંકડી;ગલ.

**Fish-monger,**(ફિશ્મન્ગર્) *n.* A seller of fish:મચ્છી વેચનારો;ભોઈ.

**Fish-slice,**(ફિશ્સ્લાઈસ્)*n.*A fish-trowel:માછલા કાપવાનું પહોળું ચપુ.

**Fishy,**(ફિશિ)*a.*1.Fish-like:માછલાં જેવું. 2. Abounding in or filled with fish:મચ્છથી ભરેલું-વાળું; as, **f.***flood*:મચ્છથી ભરપુર ભરતી-પૂર. 3. Extravagant;improbable:અતિશય;અસંભવિત.4. Rank or foul: મચ્છી જેવું ગંધાતું;વીસરું;ઉબાયલું.

**Fisk,**(ફિસ્ક્)*vi.* To run about; to frisk;આમતેમ દોડવું;ગભરાવું.

**Fissile,**(ફિસ્સાઈલ્) *a.* [L.*fissus*, I cleave.]Capable of being split: ચીરાઈ શકે એવું.

**Fissility,**(ફિસિલિટિ)*n.*The quality of being fissile:ચીર થઈ શકવી તે.

**Fissure,**(ફિશ્યર્) *n.* [L. *findo*, I cleave.]A cleft:તડ;ફાટ;ચીર;ચીરાડો;છિદ્ર;સાંધ. *vt.*To cleave; to divide:ચીરવું;ફાડવું;જુદુ કo.

**Fist,**(ફિસ્ટ્) *n.* [L. *pugnus*, the fist.]The hand closed tightly: મૂઠી;મુષ્ટિ;મુક.*Blow with the* **f.**:મુષ્ટિપ્રહાર-ઘાત;ગુદો;ઠોંસો; મુક્કો; મુષ્ટિમોદક.2.*The index&mark*☞: હાથની નિશાની;હાથ. *Hand over* **f.**,rapidly:જલદીથી;સત્વર; ઉતાવળે. *vt.*To strike with the fist:મુક્કી-ઠોંસો-ગુદો-મારવો.

**Fisticuffs,**(ફિસ્ટિકફ્સ્)*n.*[*Fist & cuff.*]Boxing:મુક્કા મુકી;ધપ્પાધપ્પી; ઠોંસાઠોંસી.

**Fistula,**(ફિસ્ટ્યૂલૅ)*n.*[L. *fistula*,a pipe.](*pl.***fistulæ**.)A reed:સિસોટી.Hence,a wind-pipe of music:નળી;સીસોટી;વાંસળી.2.A deep narrow,chronic abcess:ભગંદર.

**Fistulate,** (ફિસ્ટ્યૂલેટ્)*vi.* To become hollow:પોલું બનવું-થવું.*vt.*To make hollow like a pipe: નળી જેવું પોલું કo;બખોલ પાડવી.

**Fistuliform,**(ફિસ્ટ્યૂલિફૉર્મ્)*a.*[L. *fistula*,pipe and *forma* form.] Tubular:નળીના આકારનું.

**Fistulous,**(ફિસ્ટ્યૂલસ્)*a.*1. Having the form of a fistula:નળી જેવું;ભગંદર-નાસુરવાળું. 2. Hollow: પોલું;પોકળ;આરપાર જણાય એવું.

**Fit,**(ફિટ્)*a.*[L.*facio*, I make.] 1. Worthy; qualified; competent; suitable:લાયક;યોગ્ય;ઉચિત;અનુરૂપ; યથાયોગ્ય;ઘટારત.2.Prepared;ready:તૈયાર.3.Convenient; becoming:લાયક;લાજિમ;ઉચિત;બરોબર;યુક્ત;યોગ્ય.*vt.*1.To make fit;to render competent: બેસતું-યોગ્ય-અનુરૂપ-અનુકૂળ-લાયક કo. 2. To bring into a required form; to adjust: જોઇએ તેવા આકારમાં લાવવું; જોડવું; સંધાડવું;બરોબર ગોઠવવું.3.To furnish duly:જોઈતી વસ્તુ પુરી પાડવી. 4.To be suitable to:યોગ્ય હોવું; બંધબેસતું આવવું;અનુકૂળ થવું;બેસવું; *if the coat* **fits** *you, put it on*:જો કોટ તમને બેસે,તો પહેરો. *To* **f.***out*,to furnish;to equip: જોઈતી વસ્તુ આપવી-પુરી પાડવી; સજ્જ કo. *To* **f.***up*,to prepare: તૈયાર-વપરાશમાં આવે એવું કo;શણગારવું.*vi.*1.To be proper:ઘટવું;છાજવું;લાયક હોવું. 2.To suit;to be adapted: બેસવું આવવું;આવી રહેવું;બરોબર બેસવું.*n.* 1.Adjustment:બરોબર બંધબેસવું તે.2.(*Mach.*)The coincidence of parts that come in contact:સાંધ. *n.*[L.*figo*,I pierce.]1.A stroke or blow:ઝપાટો;સપાટો; આવેશ;ઘા. 2. A sudden and sharp attack of disease:રોગનો એકાએક ઉપાડ; ઉથલો.3.A transient passion;a paroxysm:સણકો; કોઈવાર કંઈ ઓચિંતુ થઈ આવે તે.4.A passing humour; vicissitude:તુરંગ;લહેર.5.A darting point;a sudden emotion:લાગણી;તરત અસર થવી તે.6.A song;a strain;a canto:ગીત;સર્ગ; ટુંક. *By* **fits** *and starts*,by intervals of actions & repose; impulsively &irregularly:રહી રહીને;આંતરે આં-

તરે; કોઈવાર સણુકો થઈ-થઇને-આવીને; *when the* **f.** *is on him*:તુરંગ આવે ત્યારે.*A* **f.** *of anger*:ક્રોધાવેશ.*A* **f.** *of laughter*:હસાહસ.

**Fitch,**(ફિચ્ )*n.* A vetch; a chick-pea:ગુવાર;ગવાર.

**Fitful,**(ફિટ્ફુલ્)*a.*1.Impulsive and unstable:અસ્થિર;ચપળ; ચંચળ;ચલ; અનિત્ય.2.Spasmodic:મિજાજી;ચંચળ; વિષમ;લોલ;ઘડીમાં કંઈક થઈ આવે એવું.

**Fitly,**(ફિટ્લિ)*adv.* Suitably; propery:બરાબર રીતે;દુરસ્ત;ઠીક; યોગ્ય; યથાયોગ્ય.

**Fitness,**(ફિટ્નેસ્)*n.*Suitableness; convenience:યોગ્યતા;લાયકી;પાત્રતા;ક્ષમતા;પર્યાપ્તિ;ઉપપત્તિ;ઔચિત્ય; યોગ;ઉપયોગ.

**Fitting,**(ફિટિંગ્ )*a.*Suitable; proper:ઘટારત;યોગ્ય; લાયક.*n.pl.* Fixtures or apparatus:સંચાના જોડવા-બેસાડવાના જુદા જુદા ભાગ-ઉપકરણ.

**Fitting-up,**(ફિટિંગ્-અપ્ )*n.*Equipments:જરૂરીઆતનો સામાન;સામગ્રી.

**Five,**(ફાઈવ્ )*n.*1.The sum of four & one:પાંચ.2.Symbol representing this number, as,5,or V:આ આંકડો ઓળખવાની નિશાની.*Aggregate of* 5.:પંચકડું;પંચક;પાંડવ;કોળિયો.**F.***faced*;**f.***-sided*:પંચાનન;પંચમુખી.*a.*Four and one added:પાંચ.

**Fives,** ( ફાઈવ્ઝ્ ) *n.* 1. A kind of game:એક જાતની રમત.2. A kind of disease in horses; ઘોડાઓનો એક જાતનો રોગ.

**Five-fold,**( ફાઈવ્ફોલ્ડ્ ) *a.& adv.* Quintuple;five times repeated: પાંચગણું;પાંચપટ.

**Five-leaf,**(ફાઈવ્લીફ્ ) *n.* Five-fingers;cinquefoil:(*bot.*):એક જાતનો પાંચ પાંદડાનો રોપો.

**Fives-court,** ( ફાઈવ્ઝ્કોર્ટ્ ) *n.* A place for playing fives:પંદર પંદર પોઈન્ટ લેવાય એવી ટેનીસને મળતી રમત રમવાની જગો.

**Fix,**(ફિક્સ્ )*vt.*[L. *figo,* I fix.] 1.To establish;to implant;to secure: સ્થાપવું;ઘાલવું;ઠરાવવું; નિમવું; મુકરર કo;દૃઢ કo; અચળ કo. 2. To hold steadily:સ્થિર કo;સ્તંભન કo;દૃઢદૃષ્ટિ બેસાડવી.3.To pierce;to transfix:ઘોચવું;ઘાલવું.4.To arrange;to put in order;to prepare:ગોઠવવું; ઠીકઠાક કo;દુરસ્ત કo;સમારવું. 5. To determine;to settle:નક્કી કરવું;નિર્ધારવું;ઠરવવું;as,to **f.**a date for the University examination:યુનીવર્સીટીની પરિક્ષાનો દિવસ નક્કી કરવો-ઠરાવવો.*n.*Predicament;dilemma: દુર્ઘટાવસ્થા;અક્ષસંકટ;વિટંબના; સપટામણ;સપાટો;સુડી વચ્ચે સોપારી અને સાણસા વચ્ચે સાપ જેવી સ્થિતિ.*vi.*1. To settle permanently:સ્થિરથવું; ઠરવું;બેસવું.2.To congeal; to become hard and malleable:-થી ઠરવું;નક્કરથવું.*To* **f.***on*,to settle the resolution or opinion about:-નો ઠરાવ-નિર્ણય કo.

**Fixed,**(ફિક્સ્ડ્ )*a.*1. Settled; established;firm;immovable:સ્થાપિત;પ્રતિષ્ઠિત;વ્યવસ્થિત;દૃઢ;સ્થિર;નિશ્ચિત;નિવિષ્ટ;બદ્ધ;સ્થાવર;અજંગમ;કાયમ; સ્તબ્ધ;*firmly* **f.**:દૃઢબદ્ધ; બદ્ધમૂળ.2. Stable; non-volatile:સ્થાવર;અચળ;નિશ્ચળ;ધ્રુવ. *Having the mind firmly* **f.**:એકાગ્રચિત્ત;એકતાન;અનન્યવૃત્તિ;એકાગ્ર.

**Fixedness,** ( ફિક્સેડ્નેસ )*n.*1.Stability;firmness:સ્થિરતા; મજબુતાઈ;સ્થૈર્ય;સ્તબ્ધતા;કાયમપણું.2.Solidity; cohesion of parts:કઠણાશ; નક્કરપણું;પરમાણુઓનું સ્નેહાકર્ષણ.

**Fixity,**( ફિક્સિટિ ) *n.* Fixedness: અચળતા;સ્થિરપણું;સ્થિરતા:સ્થૈર્ય.

**Fixture,** ( ફિક્સ્ટ્યૂર્ ) *n.* 1. That which is fixed:જડીત સામાન;સ્થાવર દ્રવ્ય-માલ.2.Fixedness:સ્થિરતા; સ્થૈર્ય;અચળતા.

**Fizz,**(ફિઝ્ )*n.*A hissing sound:ગણગણ;છણછણાટ;ફણફણાટ;ગણગણાટ.

**Fizz,Fizzle,**( ફિઝ્-ફિઝ્લ્ )*vi.*[Icel. *fisa*,to break wind.]1.To make a hissing sound:છમકારો થવો;છમદઇને બોલવું ગણગણાટ થવો.2.(*a*)To make a ridiculous failure in an undertaking:કંઇપણ કામમાં હાંસી થાય એવી રીતે નિષ્ફળ જવું.*To* **f.***out*, to burn with a hissing sound & then go out:તડતડ થઇને ઓલાઈજવું. (*b*) To prove a failure:નિષ્ફળ જવું;ગટબડ સટબડ કo;લોચો વાળવો. *n.*A failure or abortive effort: નિષ્ફળ યત્ન-પ્રયત્ન. [છમછમ અવાજ.

**Fizzing**(ફિઝિંગ્ )*n.*Hissing sound:

**Flabbiness,** ( ફ્લૅબિનેસ્ )*n.* Softness:પોચાપણું;ઢીલાપણું.

**Flabby,**(ફ્લૅબિ)*a.*[Fr.*flap*,a blow.] Soft;wanting firmness:પોચું;નરમ;ઢીલું.

**Flabel,**(ફ્લૅબેલ્ )*n.*[L.*flabrum*, a blast of wind.]A fan:પંખો;વિંજણો

**Flabelliform,**(ફ્લૅબેલિફૉર્મ્)*n.*Fan-shaped:પંખાના આકારનું.

**Flabile,** (ફ્લૅબિલ્ ) *a.* Subject to be blown about:ઉડી જાય તેવું.

**Flaccid,**(ફ્લૅક્સિડ્ )*a.*[L. *flaccus*, flabby.] Soft; flabby:અતિ નરમ; પોચું;ઢીલુંઢબ.

**Flaccidity,** (ફ્લૅક્સિડિટિ)*n.* Flabbiness;flaccidness: પોચાપણું; ઢીલાપણું;નરમાશ;ઢીલાશ.

**Flacker,**(ફ્લૅકર્ )*vi.* To flutter as a bird:ફડફડવું;ફડફડ ઉડવું.

**Flag,**(ફ્લૅગ્ )*n.*1.That which hangs down loosely:લટકનાર;લબડનાર.2. A standard;a banner;an ensign: વાવટો;નિશાન;ધજા;ઝુંડો;પતાકા. 3. (*Zool.*)(*a*)A group of feathers on the lower part of the legs of hawks:બાજ પક્ષીના પગના નીચલા ભાગ ઉપરનાં પિંછાંઓનો ગુચ્છો.(*b*) The bushy tail of a dog:કુતરાની ગુચ્છાદાર પુછડી.*Black* **f.**,one showing that no mercy will be shown to the vanquished:હારેલાઓ ઉપર લેશ માત્ર પણ દયા નહિં બતાવવામાં આવે એવું દર્શાવનારો કાળો વાવટો.**F.** *officer*,the commander of a fleet: કાફલાનો અધિપતિ.**F.**staff:ધ્વજદંડ. **F.***of truce*,a white flag displayed to an enemy as an invitation to conference:કાંઈ મસલત કરવાનું આમંત્રણસૂચક ધોળો વાવટો.*Red* **f.**, a flag of a red colour displayed as a sign of defiance or as a signal of danger: તુચ્છકાર-અવગણના સૂચક કિંવા ભયદર્શક લાલવાવટો. *To hang out the white* **flag,**to ask quarter or in some cases to manifest a friendly design by exhibiting a flag of a white colour:હવે માફ કરો-જવાદો એમ કહેવું;મિત્રાચારી દર્શાવવી; સલાહ કરવી છે એમ દર્શાવવું. *To hang the* **f.** *half-mast high,or half-staff*,to raise it only half way to the top of the mast or staff as a token of mourning: શોક-દિલગીરીની નિશાની તરીકે ડોળ-કુવાના મથાળાને ફક્ત અર્ધે સુધી વાવટો ઉંચો કo.*To strike or lower the* **f.**,to put it down in token of respect,submission or in an engagement,of surrender:શરણ થવાની નિશાની દાખલ વાવટો નીચે ઉતારવો. *Yellow* **f.**, the

quarantine flag:ચેપી રોગ દર્શક પીળો વાવટો.*n.*A flat stone used for paving: ચોરસું; ફરસબંધી. *n.* An aquatic plant,belonging to the genus Iris or acorns:પાણીમાં ઉગતો એક જાતનો છોડવો.*vi.*1.To be loose:ઢીલું-નરમ-શિથિલ પડવું.2.To droop;to languish:શક્તિહીન-કમતાકાત-શિથિલ થવું; નરમ પડવું; પડી ભાગવું.3.To signal to with a flag: વાવટો બતાવી નિશાની કo. 4. To convey as a message by means of a flag signal:વાવટાની નિશાનીઓથી સંદેશો પહોંચાડવો.5.To furnish or deck out with flags:વાવટાઓથી શણગારવું.6. To lay with flags or flat stones:ચોરસાં જડવાં; ફરસબંદી કo.*vi.*1. To hang loose without stiffness; to be loose and yielding:ઝુલી-લબડી પડવું;ઢીલું પડવું.3.To droop;to grow spiritless:નાહિંમત થવું;લથડવું;શિથિલ થવું; ઉત્સાહ-હિંમત ભાગી જવી.

**Flagellate,** (ફ્લૅજેલ્લૅટ્) *vt.* [L. *flagellum*,whip.]To scourge;to whip:ચાબખા-સાટકા-ફટકા મારવા.*a.* Flagelliform:નરમ;ઢીલું;શિથિલ.

**Flageolet,**( ફ્લૅજોલૅટ ) *n.* (*Mus.*) A small wind-instrument: એક જાતનું વાંસળી જેવું વાજીંત્ર.

**Flagginess,**(ફ્લૅગિનેસ ) *n.* Laxity;limberness:નરમપણું; શિથિલતા;ઢીલાશ;નરમાશ;ઉત્સાહભંગ.

**Flaggy,**(ફ્લૅગિ)*a.*1.Weak;limber: નરમ;ઢીલું.2.Insipid; tasteless:બેસ્વાદ; સ્વાદરહિત. 3. Abounding with the plant called flag:'ફ્લેગ'નામના છોડવાવાળું.

**Flagitious,** ( ફ્લૅજિશસ્ ) *a.* [ L. *flagito*, I demand hotly. ] 1. Disgracefully criminal;scandalous;atrocious:ઘોર;દારૂણ;અતિદુષ્ટ; મહાપાપી.2.Guilty of enormous crimes;corrupt;profligate:પાપી; ચાંડાલ;મહાપાપી;અતિદુર્વૃત્ત.3.Characterized by scandalous crimes or vices:મહાપાપથી ભરપુર-ભરેલું.

**Flag-man,**(ફ્લૅગ-મૅન્ )*n.*One who makes signals with flags:વાવટાની નિશાની આપનારો ( i.e. વાવટો ધરનારો);નિશાનચી.

**Flagon,**(ફ્લૅગૉન)*n.* [Fr. *flacon.*] A vessel with a narrow mouth used for holding & conveying liquors:સિરોઈ;ચંબુ;કુજો.

**Flagrance-cy,** (ફ્લૅગ્રૅન્સ-ન્સિ ) *n.* Atrocity;enormity;excess:મહાપાપીપણું;ઘોરપણું;ઘોરતા;અતિદુષ્ટતા.

**Flagrant,**(ફ્લૅગ્રૅન્ટ્ )*a.* [L. *flagro*, I burn.]1.Glowing;ardent;burning:હડહડતું; તીક્ષ્ણ;તીવ્ર; ચણચણતું; જલદ.2. Raging: ચાલતું; દારૂણ. 3. Notorious;enormous;atrocious: સહુને જાણીતું;ઘોર;અતિદુષ્ટ;અતિનિંદ્ય; દારૂણ.

**Flagrate,**(ફ્લૅગ્રૅટ્ )*vt.*[L. *flagro*,I burn.]To burn:બાળવું;લગાડવું.

**Flag-staff,**(ફ્લૅગ-સ્ટાફ્ ) *n.*A pole on which a flag is hung:ધજાનો થાંભલો-કાઠી;ધ્વજ દંડ-સ્તંભ.

**Flag-stone,** (ફ્લૅગસ્ટોન ) *n.* 1. A flag stone for pavement: ફરસબંધી કરવાનો ચપટો પથર; ફરસી. 2. Any rock which splits up into flags:ચોરસાં પડે એવો ખડક.

**Flail,** ( ફ્લૅલ ) *n.* An instrument for threshing or beating grain from the ear by the hand:અનાજના કણસલાં ઝુડવાની લાકડી-નું બુંધું; મુસળું;ઝુડિયું.2.An ancient military weapon,like the common flail:એક જાતનું લડાઈનું અસલી હથીઆર.

**Flake,**(ફ્લૅક્ ) *vt.* [A.S. *flace.*] To from into *flakes*:પોપડી બાઝવી.*vi.* To peel or scale off: છોલ ઉતરવી. *n.*1.A film;flock;lamina; layer: કકડો;ટુકડો;ખંડ;કરચ; કણ; હિમકણ. 2.A flash:તણખો;કુંડો.3. A platform of hurdles or small sticks for drying codfish and other things: માછલીઓ અને બીજી ચીજો સુકવવાને માટે ડાળી ડાંખળાંના કરેલો ચોતરો-માંચડો.4.(*Naut.*)A small stage being over the spip's side, for workmen to stand on in calking,&c.:વહાણની એક બાજુએ ઉભો કરેલો માંચડો.

**Flaky**(ફ્લૅકિ)*a.*Consisting of flakes or locks;flake-like:પોપડી-દાર-જેવું.

**Flam,**(ફ્લૅમ્ )*n.*[A.S.*fleam*,flight.] Deception;lie:ઢોંગ;બહાનું;મિષ;કપટ.*vt.*To cheat;to bamboozle:છેતરવું;ભુલાવામાં નાંખવું;ઠગવું;છેતરપંડી કo.

**Flambeau,**(ફ્લૅમ્બો) *n.* [L. *flamma*,flame.]A torch:મશાલ;કાકડો.

**Flame,**(ફ્લેમ્ )*n.*1.[L.*flamma.*]A blaze;a fire:ઝાળ;જ્વાળા;અગ્નિશિખા; આગ;ભડકો.2. Passion; fervency; glowing imagination:આવેશ;ઉત્સાહ;જોસ;ઝાળ.3. Warmth of affection;ardor of inclination:કામાવેશ.4.A person beloved;a sweetheart:પ્રિય;વહાલો.*vi.*1. To burn; to blaze:બળવું;ભડકો થવો. 2.To be kindled with zeal;to break out in violence of passion: ઝાળઝાંઝ ચઢી જવી; ગુસ્સે થવું. *vt.* To kindle; to inflame:સળગાવવું;ઉશ્કેરવું;ઉત્તેજીત કo.

**Flame-colored,**(ફ્લેમ-કલર્ડ્)*a.* Of a bright yellow colour; of the color of flame:અગ્નિના રંગનું;ચળકતા રંગનું;અગ્નિવર્ણ.

**Flaming,** (ફ્લેમિંગ્ ) *a.*Burning; blazing;brilliant:ભડકાવાળું; જુસ્સાવાળું;જ્વલિત;જ્વાજ્વલ્યમાન;દેદીપ્યમાન;ઉજ્વલ.

**Flamingo,**(ફ્લૅમિંગો) *n.* A tropical bird,bright red:રાજહંસ.

**Flammability,**(ફ્લૅમ્મૅબિલિટિ) *n.* The quality of being flammable: સળગી ઉઠવાની શક્તિ-ગુણ-ધર્મ.

**Flamy,**(ફ્લેમિ)*a.*Flame-like;blazing:ભડકે બળતું;બળતું;જ્વાલામય.

**Flank,**(ફ્લૅન્ક્ )*vt.*1.To stand at the side of;to border upon:એક બાજુએ રહેવું;હદ બાંધવી;-ની બાજુએ લાવવું.2. To attack the flank of: બાજુપર હુમલો કo.*vi.*1.To border;to touch: અડકવું;હદ બાંધવી;ની આસપાસ આવવું. 2.To be posted on the side:બાજુએ રહેવું.*n.*[Fr.*flanc.*]1.The fleshy part of an animal's side between the rib and the hip: કુખ; કમર; કેડ.2.(*Mil.*)The side of an army; the extreme right or left: લશ્કરની બાજુ;ખાનું;પાર્શ્વાંગ;છેક જમણી કે ડાબી બાજુ. 3.(*Arch.*)The side of a building:ઈમારતનો એક ભાગ.

**Flannel,**(ફ્લૅનેલ્ )*n.*A soft,nappy, woolen cloth, of loose texture: ઉનનું એક જાતનું સુંવાળું કપડું; ફ્લાલી;ફ્લાનલ.

**Flap,**(ફ્લૅપ )*vt.*[L.*flaccus*,flabby.] 1.To beat with a flap;to strike: ફફડાવવું;ફટકો મારવો.2.To move as something broad and flap-like: ઝાટકવું;ઉરાડવું.(*b*)To let fall,as the brim of a hat:ટોપીની કોર નીચી વાળવી-ઉતારવી.*To f.in the mouth*, to taunt:ને ટોણું-મ્હેણું દેવાં;ઓઠાં મારવાં; ઠપકો દેવો;ને ઝાટકી નાંખવું.*vi.*1.To fall and hang like a flap:ઝાલર-ઝુલની પેઠે લટકવું.2. To move as wings: પાંખો ફફડવી.*n.*1.Anything broad, hanging,loose and easily moved:

Fortune goes by favour:

ઘેર;લોલક;ઝુલ;વિંજણો;ચમરી;ચામર. 2.A flapping: ફડફડાટ; ઝણકાર. 3. (*pl.*)(*Far.*)A disease in the lips of horses:ઘોડાના હોઠમાંનું દરદ. 4. A hinged leaf,as of a table or shutter:મેજની તળેનો લાકડાનો પંખો-ઝુસો-લાફો.

**Flare,**(ફ્લૅર્)*vi.*1.To burn with a waving flame:ભડભડ બળવું.2.To spread outward:બહાર ફેલાવવું;ખુલવું;ઉઘડવું.3.To glitter:ભભક મારવી; ચળકવું. 4. To be exposed to too much light:ઘણા કરડા અજવાળામાં ઉઘાડા રહેવું; ઘણુંજ અજવાળું લાગવું-થી જ ખવાઈ જવું.5.To shine out with gaudy colors: સરસ રંગોથી ભભકાદાર દેખાવું.*To* **f.** *up,* to be suddenly excited:એકદમ તપી જવું.*n.*1.Leaf of lard: ડુક્કરની ચરબીના કકડા-કટકો.2.An unsteady, broad,offensive light:ભડભડથતી જ્વાળા;લોલશિખા.

**Flaring,**(ફ્લૅરિંગ) *a.* Glittering; blazing:ચળકતું;ભભુકો મારતું.

**Flash,**(ફ્લૅશ)*vi.*1.To break forth with a sudden flood of light & flame;to show a momentary brilliancy:એકાએક ચળકાટ મારવો-ઘણું તેજ મારવું;ઝબુકવું.2.To burst forth like a sudden flame;to burst instantly on the sight:એકદમ મનમાં ઉતરી-ઠસી-જવું;સ્ફુરવું;ઉત્પન્ન થવું; as,the whole truth *flashed* upon him:એકદમ બધી હકિકત તેના મનમાં ઉતરી ગઇ. 3 To burst or break forth with a flood of flame and light:એકદમ-જોરથી સળગવું.*To* **f.** *in the pan,*to fail of success:નિષ્ફળ જવું. *vt.*1. To convey as by a flash:-ચીમનમાં એકદમ થવું; સ્ફુરાવવું;as,his words *flashed* conviction on my mind:તેની વાતથી મારા મનમાં એકદમ ખાતરી થઈ.2. To throw up as water, in darting and gleaming jets: પાણી ઉછાળવું.(*Glass making.*)3.To cover with a thin layer with a glass of a different color:જૂદા રંગના કાચનું પાતળું પડ બીજા કાચના વાસણમાં મુકવું. 4. To trick up in a showy manner: કપટ-લુચ્ચાઈથી ભભકાદાર દેખાય તેવું કરવું.*n.*1.(*a*)A sudden burst:એકાએક ચળકાટ; ઝબુકો;ચમકારો;ઝબકારો. (*b*) A momentary blaze:ક્ષણિક ભડકો;પ્રભાકંપ. 2. A sudden & instantaneous burst of light:સ્ફુરણ;આભાસ; સ્ફુરતિ.3. An instant;a very brief period: ક્ષણ;પલ;ઘડી;નિમિષ.4.A pool:ખાબોચિયું;વહેળો;નાળું.5.A preparation of capsicum, burnt sugar &c. for colouring & giving a fictitious strength to brandy and rum:બ્રૅન્ડી અને રમ જાતના દારૂને રંગ તથા જુસ્સો આપવાને માટે મરચું તથા બળેલી ખાંડની બનાવટ. 6.A momentary brightness or bow:ઓચીંતુ સ્ફુરણ;ઝબકારો.*n.*The slang language of thieves: ચોરોની હલકી બોલી;વૈખરી વાણી.The vulgar tongue: અસભ્ય બોલી.*a.* Low and vulgar:નીચું અને અસભ્ય. 2. Showy and counterfeit: ભભકાદાર અને જુઠું-કૃત્રિમ.

**Flashy,**(ફ્લૅશિ)*a.*1.Insipid: સ્વાદ વગરનું;અસાર;નિસત્વ;નિરસ.2.Showy;gay:ભપકાદાર;આનંદી; ભપકાવાળું;આડંબરી.3. Dazzling for a moment:ક્ષણિક ચળકતું.4.Fiery;vehement:ઉગ્ર;તામસી;મીજાજી;ગરમ;કડક.

**Flask,**(ફ્લૅસ્ક)*n.* [A. S. *flasce.*]A kind of bottle: સીસો;બાટલી.2.A portable vessel for gunpowder: બંદુકનો દારૂ ઘાલવાનું હલકુ વાસણ.3. A bed in a gun-carriage:તોપની ગાડીનું ખામણું.4.A box containing the sand that forms the mold: બીબું બનાવવાને માટે રેતી ભરેલી પેટી.

**Flat,**(ફ્લૅટ્)*a.*1.Plane;level;without inclination:સપાટ; સમાન;સમ;ઢાળ વગરનું;સરખું. 2. (*a*) Prostrate:ચપાટ;ચિતોપાટ;ઉંધું પડેલું-સુતેલું.(*b*) Fallen;ruined;destroyed;level with the ground:જમીન દોસ્ત.3. Insipid; stale; tasteless:ઉતરી ગયેલું; સ્વાદ વગરનું;નિઃસત્વ;નિઃસાર;અસાર;અરસિક;નિર્જીવ; ઝાંખું;ફીકુ.4.Depressed;dull:મંદ; બેસી ગયેલું.*The market is* **f.**:બજાર મંદ છે.5. Positive; absolute: સાફ;ખુલ્લું કહેલું;ચોખ્ખું;માથામાં વાગે તેવું;બીલકુલ. 6.(*a*) (*Mus.*) Below the true pitch:જોઈએ તેવા રાગ-સુરની નીચેનું. (*b*) Not acute; not sharp: ખોખરૂં;જાડું. 7. (*Phon.*) Vocal: બોલેલું; ઉચ્ચારણ કીધેલું.8. Unanimated; dull; uninteresting:દમ-જીવ વગરનું;રસ વગરનું;મોળું; ફીકું;as,*a* **f.** *speech:*મોળું-દમ વગરનું ભાષણ.9.(*Fine arts.*) Wanting relief;wanting variety:ઉપર જાત-ભાત ન પાડેલી હોય એવું;અચિત્રાકર્ષક.*To fall* **f.**(*fig.*),to produce no effect:કંઈ અસર ઉત્પન્ન ન કરવી;નકામું જવું.*adv.* Directly; plainly: સાફ;ધસીને.*n.*1. A level surface; a low tract: સપાટી; મેદાન. 2. A shoal;a shallow;a strand: ભાઠું. 3. Something broad & flat in form:આકારમાં કંઈ પહોળું અને સપાટ.4.The flat part of any thing: કોઈ પણ ચીજનો પહોળો ભાગ.(*Railway Mach.*)A platform car:લાંબી પહોળી ગાડી.5.A floor or story in a building:મકાનમાં માળ હોય છે તે;મેડો. 6. A dull fellow: જડસો; ઢઢ્ઢો;બુથો;ધોબીનો બેલ.7. (*Mus.*)A character before a note which is a half step lower: રાગ અડધો નીચો છે એમ બતાવનારી રાગની નિશાની;અનુવાર્ત. *vt.*1.To make flat; to level:સપાટ ક૦; સરખું-મેદાન ક૦. 2. To render dull; to depress: મંદ ક૦;-થી ઓછું થવું;ઉતારી નાંખવું. 3.To depress in tone,as a musical note:ગાયનમાં રાગ જાડો-ટુંકો કરવો.4.To depress in a musical tone:ગાયનમાં ચઢાવેલો સુર ઉતારી પાડવો-નીચો કરવો.*vi.* To become flat: સપાટ થવું.2.(*Mus.*) To fall from the pitch:રાગ-સુર ઉતરી જવો;ઘાંટો જાડો થવો;થડકી જવો.*To* **f.** *out,*to disappoint expectations: નિરાશ થવું;આશા ભંગ કરવી.

**Flatly,**(ફ્લૅટલિ)*adv.*Peremtorily; positively:ચોખ્ખી; ધસીને;માથામાં વાગે તેમ.2.Without spirit;dully: હોંસ વગર;કમને.

**Flatness,** (ફ્લૅટ્નેસ)*n.* 1. Levelness:સપાટપણું;સમાનતા. 2.Dullness;insipidity:ફિકાપણું; અસારતા;નિઃસારતા;ઝાંખાપણું.3.Depression;dejection:હોસભંગ;નિરૂત્સાહ. 4. Depression of tone:જાડો અથવા ખોખરો;સ્વર.

**Flatten,**(ફ્લૅટ્ન્)*vt.*1.To level; to make flat:સપાટ-સરખું-ચપટું ક૦. 2. To bring to the ground: જમીન દોસ્ત ક૦.3.To make insipid: સ્વાદ વગરનું ક૦;નિસત્વ ક૦;નિરસ-દમ-વગરનું ક૦.4. (*Mus.*) To lower the pitch of:-નો સુર નીચો ઉતારવો. *vi.*To become flat: સપાટ-ચપટું-ફીકું થવું;ઉતરી જવું.

**Flatter,**(ફ્લૅટર્)*vt.*[Fr. *flatter,* to

મોં જોઇને ટીલું કરવું.

pat.] To blandish; to cajole; to wheedle:ખુશામત કરવી;ચડાવવું;મોટાભાઈ કરવા. 2.To give a too favorable idea of: હોય તે કરતાં વધારે વિચાર ઉત્પન્ન કરાવવો; as, his portrait f.shim:તેની છબીથી એ મનમાં એમ સમજે છે કે છબીમાં દેખાઉછું તેવો સારો હું છું(કે જે ખરૂં નથી).3. To please with false hopes:ખોટી આશા આપી ખુશી કo;ધવડાવવું; કુપ્પામાં હાથ મુકાવવો.n.1.One who or that which makes flat:ચપટું; સપાટ કરનાર.vi.To use insincere praise:ખોટાંખોટાં વખાણ કરવાં;ચઢાવવું

**Flatterer,**(ફ્લૅટરર )n.A wheedler: ખુશામત ખોર;હાજીહા કરનાર;હાજીઓ; પ્રિયવાદી;ખુશામતિયો.

**Flattering,**(ફ્લૅટરિંગ્ )a. Gratifying; agreeable to one's self:ખુશી-સંતુષ્ટ કરે એવું;પ્રસંશામય.

**Flattery,**(ફ્લૅટરિ)n.1. Adulation; false praise:ચાપલુસી;ખુશામત;હાજીહા;મુખસ્તુતિ;ગાંટગુલામી;આરાધન; સંતોષણ. [flat:લગાર સપાટ-ચપટું.

**Flattish,**(ફ્લૅટિશ ) a. Somewhat

**Flatulence-cy,**(ફ્લૅટ્યૂલેન્સ્-ન્સિ)n. 1. The state of being windy: આમવાયુ;વાયડા પણું;વાત.*Bilious* f.:પિત્તવાયુ.F.*with heat*:ઉષ્ણુ વાયુ.

**Flatulent,**(ફ્લૅટ્યૂલેન્ટ્ )a. Windy: વાવાળું-થી ભરેલું.2.Tending to generate wind in the stomach:વા-વાયુ ઉત્પન્ન કરે એવું; વાયડું.3.Turgid with flatus: વાથી ભરેલું-ફુલેલું. 4. Pretentions without substance or reality;puffy;empty;vain:ખાલીખમ;ડોળી;ફુલાશ મારતું;દમવગરનું.

**Flatus,**(ફ્લૅટસ્ )n.[L.*flo*, I blow.] 1.A breath; a puff of wind:શ્વાસ-પવનનો ઝપાટો.2.Flatulence:અજીર્ણ વિકારથી થતો વાયુ.

**Flaunt,**(ફ્લૉન્ટ્ )n.[A.S. *fleogan*, to fly.]Any thing displayed for show:ભપકો; રોફ. vt. To display ostentatiously:છેલ છબીલા થવું;રોફ મારવો.vi.1. To throw or spread out;to flutter:પાથરવું;વેરવું;ફફડાવવું. 2.To carry a saucy appearance: બેમર્યાદ-ઉદ્ધત ચેહેરો કo-રાખવો.

**Flavour,** (ફ્લેવર ) n. [L. *flavus*, yellow.]1.Smell;fragrance:સોડમ;ખુશબો;વાસ.2.Taste;relish:સ્વાદ;રસ;મજા;રૂચિ.3.That which imparts to anything a peculiar odor or taste: કોઈ પણ ચીજને કોઈ તરેહનો વાસ કેસ્વાદ આપે છે તે. vt. To give flavour to:ખુશબોદાર કo.

**Flavorous**(ફ્લેવરસ્ ) a. Pleasant to the taste;sapid:સુગંધીદાર;સ્વાદીષ્ટ;મજેદાર;રૂચિકર;રસિક.

**Flavous,**(ફ્લેવસ્ )a.Yellow:પીળું.

**Flaw**(ફ્લૉ)n.[AS.*floh*,a fragment.] 1.A breach; fissure: તડ;ફાટ;ચીર; ફાડ.2. (*Naut.*) A sudden burst of wind:પવનનો ઝપાટો-સુસવાટો.3. Tumult;quarrel:શોર;ઘોંઘાટ;ઝઘડો; લડાઈ;કજીયો.4.Defect;fault: ખોટ; દોષ;છિદ્ર;ન્યુનતા;એબ;ખામી;ખાંપણ. vt. To make flaws in;to crack: તડપાડવી;ચીરો પાડવો.2.To break; to make of no effect:નકામુ કરી નાખવું;વચમાં ખલેલ પાડવી.

**Flawy,**(ફ્લૉઈ)a.1.Broken; defective;faulty:ફાટફુટવાળું;ખામીવાળું; સદોષ.

**Flax,**(ફ્લૅક્સ )n.A plant of genus Linum: શણનો છોડ;શણ;ભીંડી. F. *wench*,a prostitute:પાતર; વેશ્યા; ગુણકા;કસબણ;રંડી.

**Flaxen,**(ફ્લૅક્સન )a.1.Made of flax: શણનું.2.Resembling flax:શણનાજેવું.

**Flay,**(ફ્લે)vt. [A.S. *flean*,to flay.] To strip off the skin of an animal:ચામડી ઉતારવી-કાઢવી.

**Flea,** (ફ્લી) vt. To flay:ચામડી-છોડુ ઉતારવું.n.An insect of the genus Pulex:ચાંચડ. *A f.in the ear*,an unwelcome hint or unexpected reply,annoying like a flea;an irritating repulse:ચીડવે-ગુસ્સે કરે-જેથી દુઃખ થાય એવો જવાબ.

**Flea-bane,**(ફ્લીબેન)n.(*Bot.*)One of various plants, supposed to have efficacy in driving away fleas:કાળી જીરી.

**Fleam,**(ફ્લીમ્ )n.(*Surg.*) A kind of lancet:એક જાતનું નસ્તર.

**Fleck,**(ફ્લેક્ )n.A spot;a speckle: ટપકું. vt. To spot; to variegate: ડાઘો પાડવો;ટપકું પાડવું;પટા ખેંચવા.

**Flecker**(ફ્લેકર )vt.[Same as **fleck.**]

**Fleck-less,**( ફ્લેક્લેસ્ )a. Without spot or blame:ડાઘા વગરનું;ચોખ્ખું.

**Fled,**(ફ્લેડ્ )*pret.* & *p.p.*of **Flee.** Ran away:નાસી ગયો.

**Fledge,**(ફ્લેજ્)a.[G. *flugge.*] Feathered:પીછાં-પાંખ આવેલું એવું;ઉડી શકે એવું.vt.1.To furnish with feathers:-ને પીછાં આપવાં.2. To furnish with any soft covering:કોઈ સુંવાળું ઢાંકણું આપવું.vi.To become fledged:પીછાં ઉગવાં;પાંખ આવવી.

**Fledgeling,**(ફ્લેજ્લિંગ્ )n.A young bird just fledged:પાંખોઆવેલું નાનું પક્ષી;તરતનું પાંખ આવેલું બચ્ચું.

**Flee,**(ફ્લી)vi.& vt. [AS. *fleon*, to flee.]To run rapidly from:નાસવું; નાસી જવું;પલાયન કરી જવું.*To* **flee** *the question*,to avoid voting on a question:સવાલ ઉપર મત આપવાનું ઉડાવી દેવું.

**Fleece,**(ફ્લીસ્ )n.[A.S.*fleos*,wool.] 1. (*a*) The coat of wool that covers a sheep:ઘેટાં ઉપરનો ઉનનો ઓઢો.(*b*)The quantity shorn at one time:એકજ વખતે કાતરેલું ઉન. 2.Any soft wooly covering:કોઈ નરમ ઉન જેવું આચ્છાદન-વેષ્ટન-પટ. 3. (*Manuf.*) The fine web of cotton or wool removed by the doffing knife from the cylinder of a carding machine:રૂ પીંજવાના સંચાની પેટી ઉપરથી પીંજાયલા રૂ કે ઉનનું કાઢી લીધેલું મોટું પડ. F. *wool*, wool shorn from the sheep:ઘેટાં ઉપરથી કાતરી-કતારી લીધેલું ઉન. vt. 1. To deprive of natural covering of wool:ઉન ઉતારી-કાતરી લેવું.2.To strip of money or other property by trickery or fraud: ચીરવું; કાતરવું;લુંટી લેવું; મુંડવું;ખંખેરવું;નિચોવી લેવું;-નાં લુગડાં ઉતારી લેવાં. *Whilst pope & prince shared the wool betwixt them,the people were* **fleeced**: જ્યારે પોપ અને શાહજાદો લુટ માંહોમાંહે વહેંચી લેતા હતા ત્યારે લોકો નિચોવાયા હતા.3.To spread over as with wool: ઉપર ઉન પાથરવું; ઉનથી ઢાંકવું;ઉનથી આચ્છાદિત કo.

**Fleecy,**(ફ્લીસિ)a. Covered with, made of,or resembling,a fleece: ઉનથી ભરાયેલું;ઉન જેવું;નરમ.

**Fleer,**(ફ્લીર્ )vi. 1. To deride; to sneer;to mock:હસી કાઢવું;ઠઠ્ઠા કરવા;મશ્કરી કo;-નો ઉપહાસ-અવજ્ઞા કo. 2.To grin with an air of civility;to leer: સભ્યતાનું ડોળ રાખીને દાંત કાઢવા-હસવું; આડી-બાડી આંખે જોવું.vt.To mock;to flout at:મશ્કરી-મજાક કo; નો તિરસ્કાર કo;-ને ધિક્કારવું;-નો ઉપહાસ-અવજ્ઞા કo. n. 1. A word or look of derision or mockery:મેહેણું;મશ્કરી;મજાક;ઠઠ્ઠો. 2.A grin of civility;a leer:તિર-

Foxes dig not their own holes:

સ્કાર ક૦ તે;આડી-અવળી આંખે જોવું તે; ઉપહાસ;અવજ્ઞા;અવગણના.

**Fleet,**(ફ્લીટ્ )*n.* [A.S. *fleotan*, to float.]1.A flood; a bay or estuary;a river:અખાત;નાની નદી;નદી. 2.A former prison in London: ઇગ્લાંડમાં પહેલાંએ નામનું એક બંદીખાનું હતું તે. **F.***parson*,a clergyman of low character: મનમાં આનાકાની ન રાખનાર પાદરી.

**Fleet,**(ફ્લીટ્ ) *n.* [AS. *fleotan*, to float. ] A squadron of ships; a number of ships in company;a number of ships of war:વહાણનો કાફલો;લડાઈનાવહાણનો કાફલો;આરમાર; નૌસાધન;યુદ્ધનો સમૂહ.*a.*1.Swift in motion;moving with velocity; nimble:જલદ;ઝડપથી ચાલનારું;વેગી; શીઘ્રગામી;વાયુવેગી;વેગવાન; ઝડપી.2. Light;not penetrating deep:હલકું;છીછરું;ઊંડું નહિ તેવું.*vi.*1.To fly swiftly;to hasten:ઝડપથી ઉડવું-જવું-ચાલવું-જતા રહેવું. 2. To sail; to float:હંકારવું;ઉપર તરવું.3.(*Naut.*) To slip down the barrel of a capstan:લંગર વગેરે ઉપાડવાના યંત્ર ઉપરની નળી સરકાવી-ખસેડી મૂકવી.*vt.*1.To pass over rapidly:-ની ઉપરથી જલદી ચાલી જવું. *A ship that* **fleets** *the gulf*.અખાત ઉપર જલદીથી ચાલનાર વહાણ.2. To hasten over; to cause to pass in mirth and joy: આનંદમાં ગુમાવવો-ગાળવો. *Young gentlemen* **f.** *the time carelessly*:જુવાન સદ્ગૃહસ્થો પોતાનો વખત આનંદ-મોજશોખમાં ગુમાવેછે.3.[A.S. *flet*,cream.] To take the cream from:માંથી-ના ઉપરથી મલઈ-તાર કાઢી લેવી-ઉતારી લેવી.4.[*Naut.*] (*a*) To draw apart the blocks of:--નીધરેડી-કપ્પીઓ ખસેડી નાંખવો.(*b*)To cause to slip down the barrel of a capstan:લંગર વિંઉપાડવાનું યંત્ર છોડી દેવું.

**Fleeting,** (ફ્લીટિન્ગ્ ) *p.a.*Not durable;transient:પળવારનું; ક્ષણિક; ફાની;અસ્થાયી;ચલ;ક્ષણભંગુર; અધ્રુવ; ક્ષણસ્થાયી.

**Fleetly,**( ફ્લીટ્લિ )*adv.* In a fleet manner;rapidly:ઝડપથી;જલદીથી; સત્વર;વેગથી.

**Fleetness,**(ફ્લીટ્નેસ્ )*n.*Swiftness; velocity;speed:જલદી;વેગ;જલદપણું;પવનદોડ;અતિવેગ;ત્વરિતગતિ;ત્વરા.

**Flesh,**(ફ્લેશ્ )*n.*[AS.*flaesc*.]1.The muscles: સ્નાયુ; માંસ રજ્જુ; માંસ. *Dead* **f.**:મુડદાલમાંસ.*Marks burnt with the* **f.**:તપ્તમુદ્રા.Animal food; meat:માંસ;ગોસ્ત. 3.The human body;the corporeal person:પિંડ; શરીર;દેહ;કાયા.4.The human race; mankind:મનુષ્ય જાત;મનુષ્યમાત્ર.5. Human nature:મનુષ્ય સ્વભાવ-પ્રકૃતિ. (*a*) Tenderness of feeling; gentleness:દયા;રહેમ નજર.*There is no* **f.** *in man's obdurate heart*:માણસ-મનુષ્યના કઠણ હૈયામાં દયા-રહેમનજરનથી. (*b*) Desire for sensual gratification:વિષય બુદ્ધિ; વિષયાસક્તિ;વિષય વાસના;વિષયસેવા; વિષયતલ્લીનતા.(*c*)(*Theol.*)The soul uninfluenced by spiritual influences:ઇંદ્રિયાધીનતા;ઇંદ્રિયવશતા;ધાર્મિકભાવ નહીં ધારણ કરેલો આત્મા.6. Kindred;stock:સગાં;સ્નેહી; સંબંધિ સગું-વહાલું;સહોદર. *He is our brother and our* **f.**:તે આપણો ભાઈ અને સગો-સ્નેહી છે.7.The soft,pulpy substance of fruit:ગર;માવો.*An arm of* **f.**,human strength or aid:મનુષ્ય બળ અથવા મદદ.**F.***and blood*,the entire body:આખું શરીર. *To be one* **f.**, to be closely united:એક ગાંઠ થઈ જવું;અભિન્ન થવું. *vt.*To use upon flesh,as a weapon for the first time:પહેલું વહેલું હથિયારને કોઈના શરીરમાં ભોંકવું;-ને લોહી પાવું.Bravely hast thou **fleshed** thy maiden sword:અત્યાર સુધી લોહીથી નહિ ખરડાયેલી (કુંવારી) તરવારને તેં બહાદુરીથી લોહી પાયું છે. 2.To glut;to satiate:સંતોષ પમાડવું; તૃપ્ત કરવું.**F.**d *in triumphs*: જીતથી સંતોષ પામેલો.3.To remove flesh from hides: ચામડાં ઉપરથી માંસ કાઢી નાંખવું-સોરી લેવું.

**Flesh-diet,**(ફ્લેશ-ડાઇએટ્ )*n.* The food of flesh:માંસાહાર.

**Fleshiness,**(ફ્લેશિનેસ્ )*n.*Plumpness; corpulence: શરીરનું ભરાઉપણું;માંસપુષ્ટિ.

**Fleshly,**(ફ્લેશ્લિ )*a.*1.Pertaining to the flesh:corporeal:દૈહિક;શારીરિક;માંસને લગતું. 2. Animal; not vegetable:પ્રાણીનું;ભાજીપાલાનું નહિ એવું.3.Human;not spiritual:માણસનું; માનવી; સાંસારિક; દૈહિક. **F.** *wisdom*:માણસનું ડહાપણ-વિવેકબુદ્ધિ.4.Carnal;lascivious:વિષયવાસનાનું;વિષયી;વિષયાસક્ત.*Abstain from* **f.***lusts*: વિષયાસક્ત ભોગોથી વેગળા રહો.

**Fleshy,**(ફ્લેશિ)*a.*1. Full of flesh; plump:-માંસપુષ્ટ;માતેલું;માંસાળ;જાડું;પુષ્ટ;હષ્ટપુષ્ટ;ભરાઉ.2.Human:માણસ જાતનું;ઐહિક.Our fleshy eyes: આપણી લૌકિકઆંખો.3.(*Bot.*)Composed of firm pulp:માવેદાર;ઘણા માવા-ગરવાળું.

**Fletch,**(ફ્લેચ્ )*vt.* To feather, as an arrow:તીરને પીછાં બાંધવાં.

**Flexibility,** ( ફ્લેક્સિબિલિટિ ) *n.* Flexibleness;pliancy:વળી શકે એવો ગુણ;નરમાશ;મૃદુતા;કોમળતા;પોચાશ.

**Flexible Flexile,** (ફ્લેક્સિબલ્-ફ્લેક્સાઈલ્ )*a.*[L. *flecto*, I bend.] 1. Capable of being bent;pliable: વળે એવું;મરડાઈ જાય એવું;મૃદુ;નમનશીલ.2.Tractable;manageable; ductile: કેળવી-શિખવી શકાય એવું; ગરીબ;નરમ સ્વભાવનું;વાળ્યું વળે એવું;કોમળ;પોચું.3. Capable of being adapted or accommodated; plastic:અનુનેય;પસંદ કરવા-સગવડ કરવા લાયક.*This was a principle more* **f.***to their purpose*:આ મત તેઓના કામને વધારે અનુકૂળ આવે એવો હતો.

**Flexion,** (ફ્લેક્શન્ ) *n.*[L. *flexis.*] 1.The act of flexing or bending: વાળવું-વાંકું ક૦ તે;વક્રતા;નમન.2. A part bent;a fold:રાંટ;મરડ;વાંક.3. (*Gram.*)Inflection:રૂપ; વિભક્તિ.

**Flexure,** (ફ્લેક્શ્યૂર ) *n.* 1.The act of flexing or bending:વાળવું તે; મરડવું તે.2.A turn;a bend: રાંટ; વાંક;વળ;મરડ.

**Flick,**(ફ્લિક્ )*vt.*To whip lightly; to flap:ધીમે રહીને ઝાપટ મારવી. *n.* A flitch:આથેલાં માંસનો કટકો.

**Flicker,**(ફ્લિકર્ )*vt.*[AS.*flicerian*, to move the wings. ] To flutter;to flap without flying: વગર ઉડે પાંખ ફફડાવવી. 2. To waver unsteadily:પવનને લીધે ફડફડ-ભગભગ થવું;ઝડપાવું;હાલવું;ધ્રુજવું.*n.*The sudden and brief increase of brightness:ઝબુકો;વિજળીની પેઠે પ્રકાશ-ઝળકાટ થવો તે;ફડફડાટ. 2. See **fly** (8)3.Flyer:રેંટિયાની ત્રાક.

**Flickering,** (ફ્લિકરિન્ગ્ ) *n.* Fluttering: ઉડયા વગર પાંખો ફફડાવવું-હાલવું;ચંચળ;ચલ;અસ્થિર.

**Flight,**(ફ્લાઈટ્ )*n.*[A.S,*fleogan*,to fly.]1. The act of fleeing;hasty departure:નાશી જવું તે;નાશભાગ;

હેડાહેડ;નાસાનાસ;પલાયન.2. The act of flying;mode of flying:ઉડવું-ઉડી જવું તે;ઉડવાની રીત. 3. A mounting ; a soaring: હેડાવવું તે;ગતિ. *A* **f.***of imagination*: કલ્પનાની હેડ-ગતિ.4.(*a*)A flock of birds flying in company: સાથે ઉડતું પક્ષીઓનું ટોળું; ઝુંડ; વૃંદ. (*b*) A number of beings passing through air together:હવામાં સાથે જતીચીજો-પદાર્થ;વરસાદ;વૃષ્ટિ.*A* **f.** *of arrows*:એકી વખતે તીર ઉડવાં તે;તીરોનો વરસાદ.5.A series of steps or stairs reaching from one landing to another:જીનો;સીડી;નિસરણી;દાદર.6.A long,light,feathered arrow:લાંબુ,હલકું,પીંછાંવાળું તીર.7. The husk of oats:ઓટ નામના પદાર્થનું છોડું.*To put to* **f.**;*to turn to* **f.**,to compel to run away or escape:હેડાવી-નસાડીમૂકવું;તગેડીમુકવું.

**Flightiness,** ( ફ્લાઇટિનેસ્ ) *n.* Slight delirium;extreme volatility:ચંચળપણું;જલદ-વાયલ-લ્હેરીપણું;ચંચળતા.

**Flighty,** (ફ્લાઇટિ)*a.*1.Swift;transient:ઝટપવાળું;જલદ;ચંચળ;ચપળ; થોડો વખત ચાલે એવું. 2. Given to disordered fancies and extravagant conduct ; volatile; giddy: લ્હેરી;તુરંગી;વાયલ;અવ્યવસ્થિતબુદ્ધિનું.

**Flimsy,**(ફ્લિમ્ઝિ)*a.*Weak; feeble; vain;slight;without reason:કમજોર;રેઢિયાળ;નિર્જીવ;નજીવું;નિર્બલ;તકલદી;કાગદી;અસાર;ખોટું;મિથ્યા;દમમાલ વગરનું; નિર્માલ્ય; ગુણ રહીત. *n.* Thin or transfer paper: પાતળો અથવા પારદર્શક કાગળ.2. A banknote:પેઢી-બેંકની નોટ.

**Flinch,**(ફ્લિન્શ્ )*vi.* To shrink;to wince:હઠી જવું;ધાસ્તીથી પાછું હઠવું; પાછી પાની કાઢવી.

**Flincher,** (ફ્લિન્શર્ )*n.* One who flinches or fails:હઠી જનાર;પાછો હઠનાર.

**Fling,**(ફ્લિન્ગ્)*vt.*[L.*fligo*,I strike.] 1.To hurl;to dart:ફેંકવું;નાંખવું.*To* **f.***a stone at a bird*: પક્ષીતરફ પથરો ફેંકવો-નાંખવો.2.To shed forth; to scatter:ફેલાવવું;પ્રસરાવવું;ફેંકવું-માંથી નિકળવું. *The sun begins to* **f.***his beams*:સૂર્ય તેનાં કીરણ ફેલાવવા માંડે છે.3.To throw down:પછાડવું; નીચેનાંખી-ફેંકી દેવું;પટકી દેવું.(*b*) To baffle;to defeat:નિષ્ફળ કo;હરાવવું. *To* **f.***about to scatter*:અહિંતહિં વેરવું. *To* **f.** *away,* to reject; to discard:છોડી-મૂકી દેવું;ત્યજવું;વર્જવું. *To* **f.** *down,* to throw to the ground;to ruin:જમીનદોસ્ત કo;-નો નાશકo.*To* **f.***in*,not to charge in an account:છોડી દેવું;છૂટ મૂકવી;હિસાબમાં નહિં ગણવું-લેવું;બાદ કo.*To* **f.** *off*,(*a*)to baffle in the chase: શિકારમાં નિષ્ફળ કo;શિકાર ચૂકાવવો. (*b*)To get rid of:-નો ત્યાગ કo;-ને કાઢી મૂકવું.*To* **f.***open*,to open suddenly or with violence: એકદમજોરથી ઉઘાડવું;ભડાક દઇને ઉઘાડવું.*To* **f.***out,* to utter; to speak in an abrupt manner:જે મોંમાં આવે તે કહેવું;બોલવું;ઉચ્ચાર કાઢવો.*To* **f.***up*, to abandon:છોડી-મૂકી-તજી દેવું. *vi.* 1.To wince;to flounce:આમ તેમ ઉછળવું; પગ પછાડવા-અફાળવા; લાત ફેંકવી;તરફડવું.*The horse began to kick and* **f.**: તે ઘોડો લાતો ફેંકવા અને પગ ઉછાળવા લાગ્યો.2.To utter harsh language; to sneer: જેથી કંઈ લાગણી થાય એમ બોલવું;માર્મિક વચનથી ધિક્કારવું;-નો તિરસ્કાર કo.3. To rush;to throw one's self in a violent manner:ધમપછાડા કરવા.*To* **f.***out*,to grow unruly or outrageous:વંઠેલ-કુટિલ-છકેલ-ઝુલમી-ઘોર-નિર્લજ્જ-ઉન્મત્ત થવું. *n.* 1.A throw;a flounce;a kick:ફેંકવું-નાંખવું તે;લાત; પ્રક્ષેપ. 2. A sneer; a sarcasm:માર્મિક વચન; ટોણું;ટોળ; આક્ષેપ;મ્હેણું;ઠપકો. *Next he took a* **f.***at me*: પછીથી તેણે મારા ઉપર મ્હેણું માર્યું. 3. A kind of dance: એક જાતનો નાચ.4.A trifle: નજીવી વસ્તુ-પદાર્થ. To have one's **f.**,to enjoy one's self to the full:ખૂબ મન મારવી;સહેલ કરી લેવી.

**Flint,**(ફ્લિન્ટ્ ) *n.* [A.S. *flint.*] 1. (*Min.*)A variety of quartz composed of silica, with traces of iron:ચકમક;અગ્નિપ્રસ્તર.2.A piece of flinty stone:ચકમકનો પથ્થર.3. Anything extremely hard,unimpressible and unyielding: કંઈ પણ પથ્થર જેવી સખત ચીજ.*To skin a* **f.**, to be guilty of any meanness for making money: પૈસા રળવાને માટે નીચ યુક્તિઓ વાપરવાના દોષવાળા થવું.

**Flint-glass,** (ફ્લિન્ટ્-ગ્લાસ્ ) *n.* A very pure and beautiful kind of glass:ઘણો સાફ અને સુંદર કાચ.

**Flint-hearted,** (ફ્લિન્ટ્-હાર્ટેડ્ ) *a.* Hard-hearted:કઠણ હઈયાનો; વજ્ર હૈયાનું;પાષાણ હૃદયી.

**Flinty,**(ફ્લિન્ટિ)*a.* Consisting of, or resembling flint:ચકમકવાળો-નો બનેલો-નાજેવો;ચકમકનું;વજ્રજેવું કઠણ.

**Flippancy,**(ફ્લિપંન્સિ)*n.* Volubility of speech: બોલકણાપણું;મોહોડાની ચપળતા;લાંબી-છૂટી જીભ;વાક્ ચાપલ્યતા;બટક બોલી.

**Flippant,** ( ફ્લિપંન્ટ્ ) *a.* 1. Of smooth,fluent,and rapid speech; talkative:બહુબોલું;મ્હોડાનું ચપળ; બોલકણું; વાચાળ; છૂટી જીભનું. 2. Empty; inconsiderate; pert; petulant:ખાલી;નિ:સાર;ચપળ;અવિચારી;અવિવેકી;તોછડું; અવિનયનું. *n.* A flippant person: બહુબોલો-મ્હોડાનો ચપળ-છૂટી જીભનો માણસ.

**Flippantly,**(ફ્લિપંન્ટ્લિ)*adv.* Fluently;with ease and volubility of speech:ઘણી ઝડપથી બોલીને;મ્હોડાની ચપળતાથી;લાંબી જીભે;તડતડ;ભડભડ;વાચાળપણે.

**Flirt,**(ફ્લર્ટ્ )*vt.*[A.S.*fleard*, trifle; folly.] 1. To throw with a jerk or quick effort: એકદમ-જુસ્સાથી ફેંકવું;છાંટવું.*They* **f.***water in each other's faces*: તેઓ એક બીજાના મ્હોડા ઉપર પાણી છાંટેછે.2.To toss or throw about:આમ તેમ ફેરવવું -હલાવવું. *To* **f.***a fan*: પંખો આમ તેમ ફેરવવો-હલાવવો. 3. To abuse; to treat with contempt:ની સાથે તિરસ્કાર-ધિક્કારથી વર્તવું.*I am* **flirted**: મારો તિરસ્કાર થયો છે.*vi.*1.To play the coquette;to play at courtship; to coquet: નખરાં-ચસકા-ચાળા કo; નેન મારવી;હાવ-અદાકo;-વિલાસ-વિભ્રમ બતાવવો;નેનરા મારવા;લટકો કo.2. To throw bantering or sarcastic words:માર્મિક વચનો કહેવાં;ટકોર કરવી;ટપ્પો મારવો.*n.*1.A sudden jerk; a darting motion: હડસેલો; ધક્કો. 2.[L.Ger.*flirtje.*]A coquette; a pert girl:નખરાંખોર જુવાન સ્ત્રી-છોકરી;વિલાસિની;લીલાવતી;ચપલા; પ્રગલ્ભા;નાચણ;નખરાંબાજ;નાચણખુધરી.

**Flirtation,** (ફ્લર્ટેશન્ ) *n.* 1. A quick, sprightly motion: જલદી અને ચંચળહીલચાલ;સ્ફુરણ;હૃદયકંપ. ઠમકો;ઠમક ઠમક ચાલવું તે. 2. Playing at courtship;coquetry:નખરાબાજી;હાવભાવ;નેનસ;અદા;નખરાં;

Frequent application is to the mind what repeated tillage is to the earth:

લીલા;વિભ્રમ;વિલાસ;પ્રેમલીલા.

**Flisk,**(ફ્લિસ્ક્ )*n.*A caper;a frisk; a whim:લહેર;તુરંગ; છલંગ. *vt.* To frisk;to skip;to caper:નાચવું;ઠેકડો મારી કુદવું.

**Flit,**(ફ્લિટ્ )*vi.*1.To fly away with rapid motion;to dart along; to fleet:ઝડપથી ઉડી જવું;સડસડાટ નિકળી જવું;દોડવું.2.To flutter;to rove on the wing:પાંખો ફફડવી;આમતેમ ઉડયાં ક૦-ભમવું;ફફડવું.3.To remove; to migrate: ખસવું; એકમાંથી બીજામાં જવું;સ્થાનાંતર ક૦;સ્થળ-ઘર બદલવું.4.To remove from one habitation to another:એક રહેઠાણથી બીજા રહેઠાણમાં જવું; રહેઠાણ બદલવું. 5.To be unstable; to be easily or often moved:અદ્રઢ-અસ્થિર હોવું;ભમવું.*a.*Nimble;quick; swift: ચપળ;ચંચળ;ઉતાવળું;ઝડપી; ઝડપથી ઉડનારૂં-ચાલનારૂં.

**Flitch,**(ફ્લિચ્ )*n.*[A.S.*flicce.*]The side of a hog salted and cured: મીઠું દઈને સુકવેલું ડુક્કરના માસનું પાસું. 2.One of several planks or iron plates which are secured together,side by side, to make a large girder or beam:ઘણાંક પાટીઆં કે લોઢાની પ્લેટો સાથે સાથે જડીને એક મોટો પાટડો બનાવવામાં આવે છે તેમાંનું કંઈ પણ એક.3.The outside piece of a sawed log;a slab:વહેરેલાં ગચીઆંની બહારની બાજુનો કટકો.

**Flitter,**(ફ્લિટર્ )*n.*[Ger. *flittern*; to glitter. ] A rag; a tatter; a small piece or fragment:ચીથરૂં; નાનો લુગડાંનો કકડો;અંચળો.*vt.* To To flutter:ઉડાવવું;ફફડાવવું.

**Flitting,**(ફ્લિટિન્ગ્ )*n.*1. A flying with lightness and celerity; a fluttering:ફફડાટ.2. A removal from one habitation to another: એક રહેઠાણમાંથી બીજા રહેઠાણમાં જવું તે;રહેઠાણબદલવું તે; સ્થાનાંતર;સ્થળાંતર;ભ્રમણ.

**Flix,**(ફ્લિક્સ્ )*n.*1.Down;fur:રૂવાં;રૂવાટી.2.The flux;dysentery:અતિસાર;મરડો;સંગ્રહણી.**F.***weed*,a kind of hedge mustard:જંગલી રાઈ.

**Flo,**(ફ્લો)*n.pl.***flon**. [A.S.*fla,flan.*] An arrow. તીર(*obs.*)

**Float,**(ફ્લોટ્ )*n.*[A.S.*flota.*]1.Any thing which floats on the surface of a fluid;a raft:જે ચીજ પ્રવાહી પદાર્થની સપાટી ઉપર તરે છે તે;તરાપો; તરણ;તરણી;તરી.2.An inflated bag or pillow used by persons learning to swim:તરવા શિખનારના કામમાં આવતી વા ભરેલી થેલી; તુંબડું. 3.The water-gauge of a steam -boiler:વરાળના બાઈલરનું પાણીનું માપ.4.The floatboard of a wheel: પૈડાનું પાટીઉં.5. The act of flowing;flow: વહેવું તે; રેલ; પુર. 6. A wave:મોજું.*The Mediterranean* **f.**:ભૂમધ્ય સમુદ્રનું મોજું.7.A quantity of earth,eighteen feet square and one foot deep: ૧૮ ફુટ લાંબો પહોળો અને એક ફુટ ઉંડો એવો માટીનો ઢગલો.8.A broad wooden instrument, with which masons smooth the plastering on walls: થાપડી;થાપી;મસ્તર.9.A file:કાનસ; રેતરડી.10.A cart for coal: કોયલા ભરવાનું-નું ગાડું. *vi.* 1. To rest on the surface of any fluid;to swim: કોઈ પ્રવાહિ પદાર્થની સપાટી ઉપર અદ્ધર-સ્થિર રહેવું;તરવું. 2.To move quietly or gently on the water or in air:પાણી ઉપર અથવા હવામાં શાંત રીતે અથવા ધીમે ધીમે ખસવું-જવું-હાલવું.*vt.*1.To cause to float: તરાવવું.2. To inundate; to overflow:જળમય ક૦;બુરાડી દેવું.3.(*Plastering.*) To pass over and level the surface of,with a float:થાપડી-થાપી દેવી;મસ્તર ફેરવવું.4.To support and sustain the credit of: ની આબરૂ-શાખ રાખવી;નો વટ સાચવવો.**Floated** *work*, plastering made level by means of a float: થાપી વડે-થી સાફ કરેલું પ્લાસ્ટર.

**Floatage,**(ફ્લોટેજ્ )*n.*Any thing that floats on the water: પાણી ઉપર તરતી વસ્તુ.

**Floating,**(ફ્લોટિન્ગ્ )*p. a.* 1. Free or loose:છુટાં;હાલે એવાં.*As* **f.** *ribs in some fishes*:કેટલીક માછલીઓની હાલતી પાંસળીઓ.2.Not fixed;not funded:જા આવ કરતી;આપલે થતી; રોકી નાંખેલી નહિ એવી; as, *a* **f.**, capital:ફેરવાતી-આપ લે થતી મુડી.3. Buoyed upon or in a fluid:તરતું.

**Floating-light,**(ફ્લોટિંગ્-લાઈટ્ )*n.* (*Naut.*) A hull of a ship moored on sunken rocks; shoals, &c., bearing a light to warn mariners of danger:ખલાસીઓને ભયની સાવચેતી આપવાને દીવાવાળું ખડકઅને ભાઠાની જગા આગળ નાંગરેલું વહાણ.

**Float-man,**(ફ્લોટ્-મૅન્ )*n.* A seaman;a mariner:ખલાસી;તારો;તર.

**Flock,**(ફ્લૉક્ )*n.*[A.S.*flocc*, flock; company.]1.A company or collection of living creatures:જીવતાં પ્રાણીઓનું ટોળું-ઝુંડ;જુથ; સમૂહ; સંઘ;ઓઘ.2.A Christian congregation:ખ્રિસ્તિ લોકોનો ધર્મ સમાજ-મંડળી.3.A lock of wool or hair: ઉન અથવા વાળનો ગુચ્છો.4. Finely powdered wool or cotton:બારીક-ઝીણું કરેલું ઉન અથવા રૂ. 5. (*pl.*) The refuse of cotton or wool: સુતર અથવા ઉનનો કચરો-થુંથા.*vi.*To gather in companies or crowds: ટોળાબંધ એકઠા-જમા થવું;ટોળે મળવું. *vt.*To crowd:એકઠું-ટોળે મેળવવું.

**Flock-bed,**(ફ્લૉક્-બેડ્ ) *n.* A bed or pieces of cloth cut up fine: જાડા ઉનના ગુચ્છાથી અથવા ઝીણા ચુરેચુરા કરેલા લુગડાના કકડાથી ભરેલી ગોદડી-ડું.

**Floe,**(ફ્લો)*n.*An extensive surface of ice loating in the ocean:સમુદ્રમાં તરતા બરફનો ઢગલો.

**Flog,**(ફ્લૉગ્ ) *vt.* [A.S. *flocan*, to strike.]To beat or strike with a whip or a rod;to whip;to lash: ચાબુક મારવું;ફટકા મારવા;ચમકાવવું; ડફણાં મારવાં.

**Flogging,**(ફ્લૉગિન્ગ્ ) *n.* Beating or striking with a whip:ચાબુકમાર;ફટકા;બાંધમાર.

**Flood,**(ફ્લડ્ ) *n.* [A.S. *flod.*]1. A great flow of water;a deluge;an inundation:રેલ; પુર; જળપ્રલય. 2. The flowing in of the tide:ભરતી;વીળ.3.A great quantity; an overflowing; superabundance: પુષ્કળપણું;મોટો જથ્થો;રેલછેલ;વરસાદ;વૃષ્ટિ;ઢગ;ગંજ;છોળ;લોઢ;ધારા. *A* **f.** *of tears*:અશ્રુધારા.4.A great body or stream of any fluid substance: પ્રવાહ; રેલો. 5. Menstrual discharge;menses:રજસ્વળા;ઓપડી; અટકાવ;ઋતુ પ્રાપ્તિ; દસ્તાન. *vt.* To overflow;to inundate:રેલ આવવી; જળમય ક૦;ગરક ક૦; પલાળી નાંખવું. 2.To fill to excess:છલોછલ-ટકોટક ભરી દેવું-નાંખવું.

**Flood-gate,**(ફ્લડ્-ગેટ્ ) *n.* A gate to be opened for letting water flow through, or to be shut to prevent it:પાણી આવવું જવું અટકાવવાનો દરવાજો.

જમીન ખેડો હળથી અને મગજ ખેડો બળથી.

**Flooding,**(ફ્લડિન્ગ્ )*n.*An abnormal discharge of blood from the uterus: ગર્ભસ્થાનમાંથી વહેતા અતિશય લોહીનો પ્રવાહ;રક્તસ્રાવ.**2.**Overflow;inundation:રેલ; પુર;રેલછેલ.

**Floor,**(ફ્લૉર્ )*n.*[A.S. *flor*, floor.] **2.**The bottom or lower part of any room:ભોંયતળિયું;ભૂતલ. **F.***of earth*:જમીન;ભૂમિ;કૃત્રિમ ભૂમિ.**F**-*of chunam*:ગચ્છી; ચુનાગચ્છી. **F.** *of stone*:ફરસ;ફરસબંધી.**2.**A story: માળ;મેડો. *As, the first* **f.**: પહેલો માળ.**2.**Any platform: કોઈ પાટી-આની-પાટીઆં જડેલી જમીન;ચોતરો. **4.**[*Legislative assemblies*) (*a*) The part of the house assigned to the members:સભાસદોનો બેસવાનો ખંડ.(*b*)The right to speak (*U.S.*): બોલવાનો હક-અધિકાર. **5.** (*Naut.*)A part of the bottom of a vessel: વહાણના તળિયાનો એક ભાગ.**6**.A flat ore body:કાચી ધાતુનીસપાટ જમીન.**F**.*cloth*,oil cloth: પાણીથી ન પલળે એવું; જમિન ઉપર પાથરવાનું જાડું-ચટ્ટ લુગડું;ઓઈલક્લોથ. *vt.***1.** To cover or furnish with a floor:પાટીઆંથી ઢાંકવું;પાટીઆં જડવાં;ફરસબંધી ક૦.**2.**(*a*)To strike down:નિચે પાડવું-નાંખવું; પાડી નાંખવું;જમિન દોસ્ત ક૦. (*b*) To put to silence by some conclusive retort:. નિરુત્તર કરી દેવું;-ની ફેફરી બંધ કરી દેવી;વાદ-સંદેહભંજક દલીલથી બોલતું બંધ ક૦-બાંધી લેવું;તું મ્હોં-બંધ કરી દેવું;ને મહાત કરી દેવો. **3.** To finish: પુરૂં-સમાપ્ત ક૦. *I,* **f.d** *my little go-work*:મેં મારૂં ચાલતું થોડું કામ પુરૂ કર્યું છે.

**Floorer,**(ફ્લૉરર્ )*n.* A conclusive answer or retort: માથામાં વાગે એવો-આંજી નાંખે એવો જવાબ-રદીઓ.

**Flooring,**(ફ્લૉરિન્ગ્ )*n.***1.**The bottom of a room or building;pavement:ઓરડી અથવા ઈમારતનું તળિયું; ફરસબંધી. **2.** Materials for the construction of floor: ભોંયને માટે પાટીઆં વગેરેસામાન.

**Flop,**(ફ્લૉપ્ )*vt.*[ *pp.*Flopped.] **1.** To strike;to flap:વીંઝવું; પછાડવું; ફફડાવવું.**2.**To let down the brim of a hat: ઉલી ટોપીની કોર-કિનારી નીચે ઉતારવી.*vi.*(*a*)To strike about with something broad and flat (*as a bird with its wings.*):ફફડાવવું;ટચટચ અવાજ ક૦.(*b.*)To rise and fall:ચઢવું અને ઉતરવું;ઉંચા નીચા થવું.*As,the brim of a hat* **flops**: ઉલી ટોપીની કિનારી-કોર ઉંચી નીચી થાય છે. **2.** To throw one's self heavily and unexpectedly on the ground: જમીન ઉપર એક દમ ધબ્બદઈને પડવું-પછડાવું.

**Flora**(ફ્લૉરે)*n.*[L.from *flos*,flower.] **1.**(*Myth.*)The goddess of flowers:ફુલની દેવી.**2.**(*Bot.*)A description of the complete system of vegetable species:ભાજી પાલા તથા ફળફળાદી વિગેરેનું સંપૂર્ણ વર્ણન;વનસ્પતિ વર્ણન-શાસ્ત્ર.

**Floral,** (ફ્લૉરલ્ ) *a.* [ L. *floris*, a flower.]**1.**Pertaining to flowers: ફુલ-પુષ્પ સંબંધી.**2.**(*Bot.*)Containing a flower:ફુલનું-વાળું.*As* **f.***bud*: ફુલની કળી.

**Florescence,**(ફ્લૉરેસેન્સ્ ) *n.* [L. *florescere*,to begin to blossom.] (*Bot.*)A bursting into flower;a blossoming:ફુલ ખીલવું તે;ફુલો ખીલવાની મોસમ;ફુલનો બાર.

**Floret,**(ફ્લૉરેટ્ )*n.*[L.*flos*,flower.] **1.**(*Bot.*)A little flower:નાનું ફુલ. **2.**[Fr.*fleuret*.]A foil:બુઠી તરવાર.

**Floriage,**(ફ્લૉરિએજ્ ) *n.* [L. *flos, floris*,flower.] Bloom; blossom: મોહોર;કળી;જોબન.

**Florid,**(ફ્લૉરિડ્ )*a.*[L. *flos floris*, flower.]**1.**Abounding in flowers; flowery:ફુલથી ભરપૂર; ફુલવાળું. **2.** Bright in color; of a lively red color:રંગમાં પ્રકાશિત;લાલી-લાલ સુરખીદાર;લાલ સુરખ-બુંદ; તેજ-ચળકાટ મારતું.**3.**Embellished with flowers of rhetoric; excessively ornate:અતિશય અલંકારી-અલંકાર યુક્ત;અલંકારિક;ઉજ્વલ;અલંકૃત; અલંકાર શોભિત.**F.** *eloquence*:અતિશય અલંકારી ભાષણ.

**Floridity-Floridness,**(ફ્લૉરિડિટિ-ફ્લૉરિડ્નેસ્ )*n.*Freshness or brightness of color;floridness:સુખિ;લાલી;લાલ ભડકપણું;અલંકારિકત્વ;રંગીનપણું;અલંકાર શોભા.

**Floriferous,** ( ફ્લૉરિફરસ્ ) *a.* [L. *flos, & fero*,I bear.] Producing flowers:પુષ્પાવહ;ફુલઆપતું; પુષ્પોત્પાદક;પુષ્પપ્રદ.

**Florin,**(ફ્લૉરિન્)*n.*[L.*flos*,flower.] A silver coin worth two shillings:બે શિલિંગની કિંમતનો રૂપાનો સિક્કો.(એક રૂપિયાની કિંમતનો સીક્કો.)

**Florist,**(ફ્લૉરિસ્ટ્ )*n.*[L.*flos*, flower.] **1.** One skilled in the cultivation or care of flowers:ફુલની રખેવાળી કરવામાં હોંશિયાર માણસ;પુષ્પવિદ્યાજ્ઞ;માળી;બાગબાન.One who writes a flora:વનસ્પતિ વર્ણન લેખક.

**Floroon,**(ફ્લૉરૂન્ )*n.*[Fr.*fleuron*.] A border worked with flowers: ફુલની કોર-ઝાલર.

**Florulent,**(ફ્લૉર્યૂલેન્ટ્ )*a.* [L. *flos, floris,* flower. ] Flowery; blossoming:ફુલવાળું-નું; મોર-કળીવાળું; ફુલદાર;પુષ્પમય.

**Floss,**(ફ્લૉસ્ )*n.*[L.*flos*,flower.]**1.** A downy or silken substance: રૂવાં જેવો અથવા રેશમી પદાર્થ.**2.**Untwisted filaments of silk, used in embroidering:રેશમના નહિ વાળેલા દોરા-તાર-ભરત ભરવાનું કાચુ રેશમ.**3.**A small stream of water: પાણીનો નાનો વહેળો-ઝરો.

**Flossy,**(ફ્લૉસિ) *a.* Pertaining to, made of, or resembling,floss:રૂવાં અથવા રેશમ જેવા પદાર્થ સંબંધિ-તું બનાવેલું-ના જેવું;hence,light or downy:હલકું;નરમ;સુંવાળું.

**Flotilla,**(ફ્લૉટિલ્લૅ) *n.* [Fr. *flotte.*] A little fleet,or a fleet of small vessels:નાનાવહાણોનોકાફલો;આરમાર.

**Flotsam-Flotson,**(ફ્લૉટ્સૅમ-ફ્લૉટ્સન્) *n.* [Fr. *Flotter.*] (*Law.*) Goods lost by shipwreck, and floating on the sea:વહાણ ભાગવાથીદરિયામાંતરતોમાલ;નિધણિયોમાલ.

**Flounce,** (ફ્લાઉન્સ્ )*vi.* To throw limbs and body, one way and the other;to flounder: હાથ પગ-શરીર પછાડવું;ધમ પછાડા ક૦;તરફડવું; તરફડિયાં મારવાં. *vt.*To deck with a flounce:સંજાબ મૂકીને સુશોભિત ક૦. *n.***1.**A sudden, jerking motion of the body:શરીર પછાડવું તે;આંચકો;ધમપછાડા;પછાડ. **2.**An ornamental appendage to the skirt of a lady's dress:સંજાબ;કોર;કિનારી.

**Flounder,**(ફ્લાઉન્ડર)*n.*(*Ichth.*)A fish:એક જાતની માછલી.**2.**A crimping tool of boot-makers: મોચીનું ચામડાં ઉપર કાંગરી-ભાત પાડવાનું એક ઓજાર.*vi.*To fling the limbs and body;to flounce:હાથપગ અને શરીર અફાળવું-પછાડવું;તરફડિયાં મારવાં;તરફડવું.

**Flour,** ( ફ્લાઉર્ ) *n.* The finely ground meal of wheat or any

Friend may meet, but mountains never greet:

other substance:આટો;લોટ;ચૂરો;ભૂકો;ચૂર્ણ.**F**.*boiled:* ખેળ;ઘુલી;ભરડકુ. **F**.*cast over cakes while rolling out:*અટામણ.*Gram* **f**.:વેસણ.*Fine wheaten* **f**.:મેંદો; સોજી;રવો.*vi.*To grind;to convert into flour:દળવું;નો આટો-લોટ ક૦. **2**. To sprinkle with flour:લોટ-આટો ભભરાવવો.

**Flourish,**(ફ્લરિશ્)*vi.*[L.*floreo,*I bloom.]**1**.To grow luxuriantly; to thrive:ઘણું વધવું; ફેલાવું;ફાલવું. **2**.To be prosperous;to increase in wealth,honour,comfort,happiness &c.:આબાદ થવું;સુખી થવું; માન વધવું;ચઢતી થવી;સુખપ્રાપ્તિ થવી; ઉત્કર્ષ-આબાદાની થવી;-નો ચડતો દિવસ થવો; લિલાલહેર થવી;-ની વૃદ્ધિ થવી;જામવું.*His fortune yet may* **f**.:તેનો પૈસો હજી પણ વધે.**3**.To use florid language;to make a display of figures and lofty expressions:અલંકારિક ભાષા વાપરવી-લખવી; લંબાણ વિવેચન ક૦. **4**. To play with fantastic and irregular motion:તુરંગી અને અનિયમિત ગતિથી ફરવું. **5**. To write graceful figures:સુંદર-સુશોભિત લખવું.**6**.To execute an irregular or fanciful strain of music:મરજી પડે તેમ આડું અવળું ગાવું.**7**.To boast;to brag: બડાઈ-પતરાજી-બેદશી-શેખી ક૦;અહંકાર ક૦. *vt.* **1**. To develop;to expand:વધારવું;લાંબુ ખેંચવું; વિસ્તારવું; ફેલાવવું. **2**. To ornament;to embellish: શણગારવું;સુશોભિત ક૦.**3**.To adorn with rhetoric figures:અલંકારીક ક૦;-માં અલંકાર વાપરવા;અર્થવાદ ક૦.**4**. To swing about in circles or vibrations;to brandish:આમતેમ-ચકરાવે ફેરવવું;ચમકાવવું;પટા ખેલવા.*n.***1**.A flourishing condition;prosperity:આબાદ સ્થિતિ;આબાદાની;સમૃદ્ધિ; આબાદી.**2**.Ornament;beauty:શણગાર;શોભા;મંડન;અલંકાર;આડંબર;ખુબસુરતી; ભભકો. **3**. Parade of words and figures; show: સરસ ઈબારત;અલંકારિક ભાષા;અર્થવાદ; ગર્વોક્તિ;ખોટો ડોળ.**4**. A merely decorative figure:મંડન;ભૂષણ;શોભા. **5**.A decorative musical passage: અલંકારિક ગાયન.**6**.The waving of a weapon or other thing:હથિયાર અથવા કોઈ બીજી ચીજ આમ-તેમ ફેરવવી તે-નાવડેપટાખેલવા તે;ભ્રમણ.

**Flourishing,** (ફ્લરિશિન્ગ્)*a.*Prosperous; ornamented: આબાદીવાળું;ભભકો મારતું;સમૃદ્ધ;સુસ્થિત; શ્રીમંત;શ્રીકાર;ગભરૂ; ખાતુંપીતું; આબાદ; શ્રીમાન;સંપન્ન;તરતું.

**Flout,**(ફ્લાઉટ્)*vt.*To mock or insult;to treat with contempt:અપમાન ક૦;તુચ્છકાર ક૦;તરછોડવું;-નો ફિટકાર ક૦.;ધિક્કારવું.*vi.*To behave with contempt;to sneer:-ની સાથે ધિક્કારથી-ધિક્કાર ભરેલી રીતે વર્તવું.*n.* A mock; an insult:તિરસ્કાર; ધિક્કાર;અપમાન.

**Floutingly,**(ફ્લાઉટિન્ગ્લિ)*adv.*Insultingly;with flouting:તિરસ્કાર ભરેલી રીતે;તિરસ્કાર-અપમાનથી; ધિક્કારથી.

**Flow**(ફ્લો)*vi.*[A.S,*flowan,*to flow.] **1**.To move along as a fluid:વહેવું; પ્રસરવું;સરવું;-નો પ્રવાહ-રેલો ચાલવો-નીકળવો. *As, tears* **f**. *from eyes:* આંખમાંથી આંસુ નીકળે છે-વહે છે. **2**. To become liquid;to melt:પ્રવાહિ થવું;પીગળી જવું; ઓગળવું *The mountains* **flowed** *down:*પર્વત ઓગળી ગયા.**3**. To proceed; to issue forth:-થી ઉત્પન્ન થવું-થવું-મળવું;-થી ઉદ્ભવવું;-માંથી પાકવું.As, wealth *flows* from industry & economy:ઉદ્યોગ અને કરકસરથી પૈસો મળે છે.**4**.To abound; to be copious: ઘણું-પુષ્કળ હોવું.**5**. To hang loose and waving:ઝુલવું;લટકવું;લબડવું;લટકી પડવું.As,**flowing** *locks:* લટકતા વાળના ગુચ્છા.**6**.To rise, as the tide: ભરતી આવવી-ચડવી. *The tide* **flows** *twice in twenty four hours:*ચોવીસ કલાકમાં બે વાર ભરતી આવેછે.**7**.To discharge blood in excess from the uterus:ગર્ભાશય-ગર્ભસ્થાનમાંથી ઘણું લોહી વહી જવું;બહુરક્ત સ્રાવ થવો.**8**.(*a*)To glide along smoothly without harshness:વહ્યાં જવું;નિકળ્યાં જવું.(*b*)To be uttered easily:પ્રવાહ-ધારારૂપ ચાલવું-વહેવું;અસ્ખલિત વહેવું;પ્રવાહ ચાલવો.*To* **f**.*off*,to run down:ઓસરી જવું;ઉતરી જવું.*To* **f**.*over*:ઉભરાઈ જવું;રેલછેલ થવું.*vt.***1**.To overflow;to inundate;to flood:-ના ઉપર પાણી ફરીવળવું;જળમય થવું;રેલ આવવી.**2**.To cover with varnish:રોગાન-વાર્નિશ ચઢાવવો.*n.***1**.A stream of water or other fluid; a current:પાણીનો ઝરો;પ્રવાહ;રેલો; સેર; ધારા;ઓઘ.**2**.A stream or a pouring out(*of diction,words*):શબ્દોના રેડ;સડસડાટ બોલવું તે;ભાષણનો;-વેગ-ઓઘ;વાક્સરણિ-ધારા.**3**.Abundance; copiousness: પુષ્કળપણું; છત;રેલછેલ; ઓઘ;છોળ.**4**.The tidal setting in:ભરતી; સમુદ્રવેલા;વેલા.

**Flowage,**(ફ્લોએજ્) *n.* An overflowing with water: ઉપર પાણી વહેવું-ફરીવળવું તે;રેલ;રેલછેલ.

**Flower,** ( ફ્લાઉઅર્ ) *n.* [L. *flos, floris,*a flower.] **1**. A bloom or blossom:ફુલ;પુષ્પ; કુસુમ; મોર. *Farina of a* **f**.:પુષ્પરેણુ;પરાગ.*Nector or honey of* **F**.s:મધુ;મદ;પુષ્પરસ;મકરંદ;સુધા;પુષ્પસાર.Presenting of *flowers* in the hands:પુષ્પાંજલિ.**2**.(*Bot.*)That part of a plant destined to produce seed: છોડવાનો જે ભાગ બી ઉત્પન્ન-પેદા કરેછે તે; ફુલ.**3**.The fairest,freshest, and choicest part of anything: કોઈ પણ ચીજનો સૌથી સારો-શ્રેષ્ઠ અને તાજો ભાગ;નાક;કાળજું;હૃદય;ચૂનંદા;ઉત્તમાંશ;સારાંશ;ગર્ભ;દૂધ;શ્રેષ્ઠ-ઉત્કૃષ્ટભાગ; ભૂષણ;મંડન;બહાર.The *flower* of life,*i.e.*youth:જોબન;યૌવન;તારૂણ્ય; જુવાની;બહાર.**4**.Fine grain;flour: લોટ;આટો.**5**.A figure of speech: અલંકાર.**6**.(*Pl.*) (*Print.*) Ornamental types on borders:શોભાનેમાટે કિનારીપર મૂકેલી ભાત.**7**.(*Pl*) Menstrual discharges:ઋતુ;ફુલ; અટકાવ;અાપટી.*Cut* **f**.s,flowers cut from the stalk:તોડેલાં-વિણેલાં-ચુંટેલાં-દીંટેલાં ફુલ.**F**.*bed*,a plot in the garden for the cultivation of flowers:ફુલનો ક્યારો. **F**. *bud,* an unopened flower:નહિ ખિલેલું ફુલ; કળી. **F**-*clock,* an assemblage of flowers which open & close at different hours of the day:દિવસમાં જુદા જુદા વખતે-કલાકે કલાકે મિંચાતાં અને ખિલતાં ફુલોનો સમૂહ. **F**. *stalk*,the peduncle:ફુલનું દીંટું.*vi.* **1**,To blossom;to bloom:-ને મોર-ફુલ આવવાં;ફુલવું;વિકાસવું; ખિલવું. *A* **flowering** *plant:*જે ઝાડ-છોડવાને ફુલ આવે છે તે.**2**.To come in the finest or fairest condition: સારી-શ્રેષ્ઠ સ્થિતિમાં હોવું; જુવાનીમાં આવવું; જુવાની ખિલવી. *When* **flowered** *my youth:*જ્યારે મારી જુવાની ખિલી.**3**. To froth;to ferment:-માં-ને ફીણ આવવું.*vt.*To em-

bellish with imitated flowers: બુટ્ટા કાઢવા;ફુલબુટ્ટા કાઢવાં.

**Flowerage,**(ફ્લાઉઅરેજ્)n.State of flowers;flowers:ફુલનીસ્થિતિ;ફુલો.

**Floweret,**(ફ્લાઉઅરેટ્)n.A small flower;a floret:નાનું ફુલ.

**Flowering,**(ફ્લાઉઅરિંગ્)n.Blossoming season:ફુલ આવવાની મોસમ.2.The act of adorning with flowers:ફુલ-બુટ્ટા કાઢવા તે.

**Flowery,**(ફ્લાઉઅરિ) a. 1. Full of flowers;abounding in flowers: ફુલ-મોર-વાળું-થી ભરપૂર; પુષ્પમય; સપુષ્પ;પુષ્પશાળી.2.Highly embellished with figurative language; અલંકારી-રિક;અલંકાર યુક્ત; અલંકૃત. *The* **f.** *kingdom*,China:ચીન.

**Fluctiferous,**(ફ્લક્ટિફરસ્) a. [L. *fluctus*,wave & *fero*,I produce.] Tending to produce waves:મોજાં ઉત્પન્ન કરે એવું.

**Fluctisonous,** (ફ્લક્ટિસોનસ્) a. [L. *fluctus*, wave & *sonus*, sound.] Sounding like waves: મોજાંના જેવો અવાજ કરતું.

**Fluctuant,**(ફ્લક્ટયૂએન્ટ્)a. Moving like a wave;wavering:મોજાંની પેઠે હાલતું; આમતેમ હાલતું-પડતું; અસ્થિર;અદૃઢ;ચલ;ચંચલ.

**Fluctuate,** (ફ્લક્ટયૂએટ્) vi. [L. *fluo*,I flow.] 1. To move as a wave;to roll hither and thither: મોજાંની પેઠે હાલવું; આમતેમ હાલ્યાં કo-અફળાવું;ઝોલા ખાવા;ચઢઉતર થયાં કo; ફરવું. 2.To be wavering or unsteady; to be irresolute or undetermined:-નું ધોરણ-ધડો ન હોવો;દૃઢ નહિ હોવું; સંકલ્પવિકલ્પ કo;બદલાયાકo;ડચુપચુ થયાંકo;અનિશ્ચિત હોવું.*vt.* To cause to move as a vave;to put in motion:મોજાંની પેઠે હુલાવવું;ગતિમાં મૂકવું.

**Fluctuation,**(ફ્લક્ટયૂએશન) n. 1. The act of fluctuating;unsteadiness;a sudden rise or fall:મોજાંની પેઠે હલાવવું તે;સંદેહ;ચંચળતા; સંકલ્પવિકલ્પ; અસ્થિરતા; અનિશ્ચય;ચઢઉતર;વધઘટ.2.(*Med.*) The undulation of a fluid:(શરીરના કોઈપણ ભાગમાં)પ્રવાહિ પદાર્થનું હાલ્યાં કo તે.

**Flue,**(ફ્લૂ)n.[L.*fluo*,I flow.]1.A passage for smoke in a chimney: ધુમાડિયામાં ધુમાડાને જવાનો રસ્તો.2.(*Steam-boilers.*) A passage surrounded by water for the gaseous products of combustion:દેવતા-આગમાંથી ઉત્પન્ન થતા વાયુરૂપી પદાર્થને માટે જવાનો પાણીથી ઘેરાયેલો રસ્તો.

**Flue** (ફ્લુ)n. [L. *fluere*, to flow.] Light or soft down;fur or hair: હલકાં અથવા નરમ રૂવાંટાં;રૂવાંટાં;વાળ.

**Fluency,** (ફ્લુએન્સિ)n. [L. *fluentia.*]Readiness of utterance;affluence;smoothness:જીભનીચપળતા;શબ્દચાતુરી;સરળતા-પણું; વાક્ચાપલ્ય-સરણી-ધારા; વાક્પટુતા;વક્તૃત્વ.

**Fluent,**(ફ્લુએન્ટ્)a.[L.*fluens.*]1. Flowing;gliding;easily moving: વહેતું;પ્રવાહી; સરળ; જલદી-સહેલાઈથી ખસે-ચાલે એવું;અપ્રતિહત; અસ્ખલિત;અનર્ગલ.2.Ready in the use of words;voluble:બોલકણું;તેજ જબાનવાળું;વાચાળ;ચાલાકી અને સફાઈબંધ-છટાબંધ બોલનાર; ધાણી ફુટતી હોય તેમ તડતડાટ બોલનાર.n. 1.A current of water;a stream: પાણીનો પ્રવાહ;ઝરો;વહેળો.2. (L.*fluente.*] (*Math.*) A variable quantity, considered as increasing: વધઘટ અને ફેરફાર થઈ શકે એવી રકમ-સંખ્યા.

**Fluently,** (ફ્લુએન્ટ્લિ) *adv.* In a fluent manner:વગર અટકે;ઝપાટાબંધ;છટાબંધ;ટપટપ;પટપટ.

**Fluid** (ફ્લુઈડ્)a.[L. *fluo*,I flow.] Capable of flowing; liquid or gaseous:વહેતું;પ્રવાહી. n. A body whose particles move easily amongst themselves:પ્રવાહી; પ્રવાહીપદાર્થ;રસ.

**Fluidity,**(ફ્લુઇડિટિ)n. The quality of being fluid or capable of flowing;a liquid state:પ્રવાહીપદાર્થનો ગુણ;દ્રવતા;પાતળાપણું;દ્રવભાવ.

**Fluidize,**(ફ્લુઈડાઇઝ્) vt. To render fluid:પ્રવાહી-પાતળું પાણીજેવુંકo.

**Fluke,**(ફ્લૂક્) n. The part of an anchor which fastens in the ground; a flook: લંગરનો આંકડો-દાંતો;પાવડો.2.One of the points of a whale's tail: વ્હેલ નામની માંછલીની પૂંછડીની અણી.3.(*Ichth.*) A species of flat fish:એક જાતની ચપટી માંછલી.4.An accidental and favourable stroke at billiards: બીલીઅર્ડની રમતમાં અચાનક-અનાયાસે વાગી ગયલો લાભનો ટકોરો;hence, any accidental or unexpected advantaje:અનાયાસે થઈ ગયલો લાભ;અવળો નાંખેલો સવળો પાસો દૈવયોગે પડી જવો તે;હાથ ફંફોસતાં આંધળાનો હાથ ભીંત ઉપર પડી જવો તે.

**Flume,**(ફ્લુમ્)n.[L.*fluo*,I flow.] A stream:પાણીનો ઝરો-વહેળો.

**Fluminous,** (ફ્લુમિનસ્) a. Pertaining to rivers;abounding in streams: નદી-નાળાં સંબંધિ;-વાળું-થી ભરપૂર.

**Flummery,**(ફ્લમ્મેરિ)n.1.A light kind of food:એક જાતનું હલકું ખાણું;કાંજી.2. Empty compliment; mere flattery:ખુશામત;ચાપલુસી; મિથ્યાપ્રસંશા-સ્તુતિ.

**Flunky,**(ફ્લન્કિ)n.1.A livery servant: ઓળખાઈ આવવા માટે અમુક તરેહના પોશાકવાળો-પહેરનારો ચાકર. 2.One who is cringing;a snob: ખુશામતીઓ;ચાપલુસી-હાજીહા કરનારો.3.An inexperienced jobber: ઓલીઓ દલાલ; અક્કલનો બહી;લાખના બાર હજાર કરે એવો દલાલ;ભોળોબ્રહ્મા.

**Flurry,**(ફ્લરિ)n.1.A sudden and brief blast or gust:એકદમ આવેલો અને થોડો વખત સુધી રહે એવો પવનનો ઝપાટો-લેહેર.*A* **f.***of wind*: પવનનો ઝપાટો.2.Bustle;commotion;violent agitation:ધામધુમ; ધિંગાણું; ડામાડોળ; સંભ્રમ; ધાંધલ; આવેગ;વ્યાકુળતા;વ્યગ્રતા;ગરબડ.3.A light shower accompanied with wind:વાવા-ઝોડાં સાથ-થતું હલકું ઝાપટું. 4. The violent spasms of a dying whale:મગરમચ્છને મરતી વખતે આવતી ભારે હીક-તાણ-દેડકો. *vt.* To put in agitation; to excite: ધાંધળ-ગરબડમાં નાંખવું;ઉશ્કેરવું;સંભ્રાંત-વ્યાકુળ-વ્યગ્ર કo.

**Flush,**(ફ્લશ્)*vi.*[L.*fluxus*,a flow.] 1.To flow and spread suddenly;to rush:એકદમ ચઢવું-ચઢી જવું; અકદમ દેખાઈ આવવું;સ્ફુરવું.*As,blood* **flushes** *into the face*: મ્હોંપર લોહી એકદમ ચઢી આવે છે.2.To turn red;to blush:લાલ થવું;-ઉપર લાલીસુરખી આવવી.3.To show red;to shine suddenly;to glow:એકદમ ચળકવું-પ્રકાશિત થવું; ઝળકવું.4.To start up suddenly;to take wing (*as a bird.*):તરતજ નીકળવું-જવાની તૈયારી કo;ઉડવું;ઉડવા માંડવું. *vt.* 1. To redden suddenly; to put to blush:એકદમ લાલ કo; લાલી-સુરખી આણવી.2.To make red or glowing: લાલ અથવા પ્રકાશિત-ચળકતું-ઝળકતું કo.3.To excite;to animate;

to stir:ઉશ્કેરવું;ઉત્તેજીત કં૦;ચડાવવું. 4.To cause to start(*as,a hunter a bird.*):ઉરાડવું,છોડવું.5.To flood for cleansing with water: ખૂબ પાણીથી ધોવું-સાફ કં૦.*To* **f.***a sewer*: ગટર-મોરી પાણીથી સાફ કં૦-ધોઈ નાંખવી.*To* **f.***up joints (Masonry)*, to fill them in;to point them level:દાંતા પુરવા;ઝીપ ભરી લેવી.*n.*1. A sudden flowing;a rush:એકદમ વહેવું તે-ધસી આવવું તે;લોઢ;બહાર;લહેર;વેગ;પ્રવાહ;ધોધ.2.A rush of blood to the face;a blush;a glow: લોહી મ્હોં ઉપર ચડી આવવું તે;લાલી; સુરખી;કપોલરાગ.3.A thrill of excitement:સુરખી;જુસ્સો;આવેશ;જોમ.4. A flock of birds suddenly started up: તરતજ ઉરાડેલું-ઉરાડી મૂકેલું પક્ષિઓનું ટોળું.5.A hand of cards of the same suit:એકજ ભાતનાં પત્તાનો હાથ-દાવ.6.Any tinge of red color like thet produced on the cheeks by sudden rush of blood:લાલાશ; લાલી. a. 1. Full of vigor;fresh;glowing:જુસ્સાવાળું;લાલી-સુરખીદાર;તેજસ્વી;પ્રૌઢ; તેજ મારતું;ચકચકિત.2.Affluent;liberal; prodigal:જેની પાસે ઘણું હોય એવું; ભરપૂર;સમૃદ્ધ;ધનસંપન્ન;ઉદાર; ઉડાઉ. *He is* **f.** *of money*:તેની પાસે ઘણા પૈસા છે.3.(*Arch.& mech.*) Having the surface even or level with the surface adjacent:જોડેની સપાટીના સરખું હોય એવું.*A* **f.***joint*: બીજા સાંધાની સપાટીમાં હોય એવો સાંધો.4.(*Card playing.*) Consisting of cards of the same suit:એકજ રંગનાં પત્તાંવાળું.**F.***tank*,a water tank which can be emptied readily for flushing drainpipes: મોરીને ધોઈ સાફ કરી નાંખવાને જલદીથી ખાલી થઈ શકે એવી ટાંકી.

**Fluster,**(ફ્લસ્ટર્ )*vt.*To make hot & rosy,with drinking:દારૂ પાઈને લાલ બુન જેવું કરી નાખવું;hence,to confuse;to muddle:ગભરાવવું;વ્યાકુળ કરવું;ચિત્તભ્રમ કરવું. *vi.* To be agitated or confused:ગભરાઈ જવું;ગભરાટ-ક્ષોભમાં પડવું.*n.*Heat or glow from drinking:પીવાથી થતી લાલી-લાલાશ. 2. Confused agitation;disorder:ગભરાટ;ઉચ્ચાટ; ક્ષોભ;વ્યગ્રતા;સંભ્રમ.

**Flute,**(ફ્લૂટ્ )*n.*[from L.*flo*,I blow.] 1.A musical wind instrument: વાંસળી;પાવો;મોરલી.2. (*Arch.*) A channel in a column or pillar: થાંભલામાં ઉપરથીતે હેઠળસુધી કોતરેલી ગોળ ખાંચ;સ્તંભરેષા.3.A channel or grove made in plaited cloth: ચીણ;ચેણ.4.A long French breakfast roll:ફ્રેન્ચ લોકોના નાસ્તામાં ખાવાની મ્હોટી રોટલી.5.A stop in an organ:વાજાનીકળ.6.A kind of fly-boat:a storeship:એક પ્રકારની ઉતારૂઓને બેસવાની હોડી;સરસામન ભરવાની હોડી.*vi.*To play on flute;વાંસળી-પાવો-મોરલી વગાડવી.*vt.* 1. To play or sing in a clear note,like that of a flute:વાંસળી-પાવા-મોરલીના રાગની પેઠે-જેવો સ્પષ્ટરાગકાઢવો-ના પ્રમાણે વગાડવું.2.To form flutes or channels,as in a column,or in a ruffle: થાંભલામાં ગોળ ખાંચ-સ્તંભ રેષા કાઢવી;ચીણ કાઢવી.

**Fluted,**(ફ્લૂટેડ્ )*p.a.*1. Thin; fine; flutelike:તીણો;સારો;મોરલી-પાવા-વાંસળીના જેવો. 2. Formed with flutes:સ્તંભ રેષાવાળો;ગોળ ખાંચવાળો.*A* **fluted** *column*:ગોળ ખાંચવાળો થાંભલો.

**Flutist,**(ફ્લુટિસ્ટ્ )*n.*[Fr. *flutiste.*] A performer on the flute ; a flautist:મોરલી-વાંસળી વગાડનાર.

**Flutter,**(ફ્લટર્ )*vi.* [L. Ger. *flut-tern.*]1.To hover:ફફડાવવી.(પાંખો.) 2. To move with quick vibrations or undulations,(*a sail,a flag.*):ફડફડ થવું.3.To be in agitation;to be in uncertainty: ગભરામણમાં હોવું;ઢચુપચુ હોવું;વ્યગ્ર હોવું; સંકલ્પવિકલ્પમાં હોવું;અનિશ્ચિત હોવું. *His thoughts are very* **fluttering**:તેના વિચારઘણા ઢચુપચુછે.4.To move about with empty bustle or show: ખાલી-નકામી ધાંધલ કં૦; ફોકટ દોડધામ કં૦.*vt.*1.To vibrate or move quickly:ફફડાવવું.*A bird* **flutters** *its wings*:પક્ષી પોતાની પાંખો ફફડાવે છે.2.To drive in disorder;to throw into confusion: ગભરાવવું;ગભરાટમાં નાંખવું.*n.*1.The act of fluttering;vibration:ફડફડ કં૦-ફફડાવવું તે; ફડફડાટ; સ્ફુરણ.2. Confusion; disorder; tumult; agitation of the mind: ગભરાટ; અવ્યવસ્થા;ગડબડ;સંભ્રમ; વ્યાકુલતા; વ્યગ્રતા;આવેગ;ચિત્તવેગ.

**Fluvial-Fluviatic,** ( ફ્લુવિઅલ્-ફ્લુવિઍટિક્ )*a.* [L. *fluo*, I flow.] Belonging to rivers:નદી સંબંધિ. 2.Growing or living in streams or ponds:ઝરા કે તળાવમાં ઉગતું અથવા રહેતું;as,*a* **f.***plant*:પાણીમાં થતો છોડવો;નાળો.

**Flux,**(ફ્લક્સ્ )*n.*[L.*fluo*,I flow.]1. The act of flowing; quick succession;change:વહેવું તે;પ્રવાહ;આવ;ફેરફાર;અનુક્રમ.*The* **f.***of company*:મંડળીનાં માણસોનું એક પછી એક જલદીથી જવું-બરખાસ્ત થવું તે.2.The setting in of the tide toward the shore: કિનારા તરફ ભરતીનું ચડવું તે-ભરતી.Reflux: ઓટ. 3. The state of being liquid;fusion:પીગળવું-ગળાવું તે; રસ. 4. (*Chem.& metal.*)Any substance used to promote the fusion of metals: ધાતુ જેથી ઓગળી જાય એવો પદાર્થ-ખાર.5.(*Med.*)(*a*)The discharge of a fluid from the bowels or other part:આંતરડાં અથવા બીજા કોઈ ભાગમાંથી કોઈપ્રવાહિ પદાર્થ બહાર નીકળવો તે;લોહી.(*b*)The matter thus discharged:આ પ્રમાણે બહાર નીકળેલો પદાર્થ.*Flux & reflux*:ભરતી-ઓટ.*a.*Flowing;variable:વહેતું;બદલાય એવું;અસ્થિર;ચલિત. *The* **f.***nature of all things here*:અહિં આંની દરેક ચીજનો ચલિત ગુણ.*vt.*1.To cause to melt or become fluid: પીગાળવું;પ્રવાહી કં૦. 2. (*Med.*) To salivate;to purge:-માંથી કાઢી નાંખી સાફ કં૦;જુલાબ આણવો.

**Fluxible,**(ફ્લક્સિબલ્ ) *a.* Capable of being melted or fused:જલદી પીગાળી-ઓગાળી શકાય એવું.

**Fluxion,**(ફ્લક્શન્)*n.*[L.*fluxio.*]1. The act of flowing:વહેવું તે;આવ; પ્રવાહ.2.The matter that flows: પ્રવાહી પદાર્થ.3.A constantly varying indication:વારંવાર-ઘડીએ ઘડીએ બદલાતું ચિન્હ-નિશાની-લક્ષણ. 4. (*Math.*)An increment;a differential:વધારો; વૃદ્ધિ.5. An excessive flow of blood: રક્તસ્રાવ-ઓધ. 6.Fusion:ધાતુનો રસ-નું ઓગળવું તે.

**Fluxional-Fluxionary,**( ફ્લક્શનૅલ્-ફ્લક્શનૅરિ)*a.*Inconstant;variable:બદલાય-ફેરફાર થાય એવું;અસ્થિર;ચલ;ચંચળ;અદૃઢ.

**Fluxure,**(ફ્લક્શ્યુર્ )*n.*[L.*fluxura*, flowing.]1.Quality of flowing: વહેવાનો-પ્રવાહ ધર્મ-ગુણ.2. A flowing or fluid matter:વહેતો-પ્રવાહી

લીલા વનના સુડા ઘણા.

પદાર્થ;દ્રવદ્રવ્ય.

**Fly**,(ફ્લાઈ) *vi. imp.* **flew**.*p.p.* **flown**[A.S.*fleogan.*]1.To move in the air,with wings: ઉડવું. 2. To float or wave in the air(*as sparks or a flag.*): હવામાં ઉડવું અથવા હાલવું;ફગફગવું.3.To pass or be driven rapidly through the air by any impulse:તણાવું;ઉડવું; ઉંચું જવું; ધસડાવું. 4. To pass or move swiftly;to hasten away; to circulate rapidly:ઉતાવળે જવું; વહી જવું;વીતીજવું;જતું રહેવું;ઉડવું; પ્રસરવું;ઝડપબંધ-સટસટાટ ચાલવું;ફરવું. A ship *flies*,on the deep:વહાણ સમુદ્રમાં સટસટાટ ચાલેછે.A top *flies* around: ભમરડો ચકર ચકર ફરે છે. Rumor *flies*:અફવા ઉડીરહીછે.Time *flies*: વખત વહી જાય છે.5. To attempt to escape;to flee:નાસી જવું;જતું રહેવું;પલાયન કરી જવું; સટકી જવું;ઉડી જવું; *whither shall I* **f.** *to escape their hand*? : તેઓના પંજામાંથી છૂટવાને માટે હું કયાં નાસી જાઉં ? 6.To move with violence; to do an act suddenly:જોરથી આવવું-જવું;-થી થવું;એકદમ-ઓચિંતું થઈ જવું.As,a door *flies* open:બારણું ઓચિંતું ઉઘડી જાયછે.*Come off with flying colours*,to be successful or triumphant : ફતેહમંદ-વિજયી થવું.*To* **f.***about*(*Naut.*),to change frequently in a short time:વારંવાર થોડા વખતમાં બદલાવું-ફેરફારથવો. *To* **f.***around*,to move about in haste:આસપાસ હાંફળા ફાંફળા ફરવું-હાલવું.*To* **f.***at*,to spring foward; to rush on:ના તરફ કુદકો મારવો;-ના ઉપર તૂટી પડવું-ધસારો-હલ્લો કo.*To* **f.** *in the face of*, to insult; to resist;to set at defiance:અપમાન કo;માઠું લગાડવું;-ના ઉપર ધસારો કo;સામું થવું;-ના પ્રતિકૂળ વર્તવું.*To* **f.** *off*,to depart suddenly:તરતજ છુટા-જૂદા પડવું-જતુંરહેવું;વિખૂટું થઈજવું. *To* **f.***on*, to attack : હુમલો-ચઢાઈ કo.*To* **f.***open*,to open suddenly or with violence: ઓચિંતું-જોરથી ઉઘડી જવું. *To* **f.***out* (*a*), to rush out:ધસવું;ધસારો કo.(*b*)To burst into a passion:ગુસ્સે થઈ જવું;ચઢી જવું;-ના ઉપર ઉતરી પડવું;-ની ઝડતી લેવી.*To let* **f.** (*a*), to discharge: ફેંકવું;મારવું;છોડવું.*To let* **f.***a shower of darts*:તીરનો વરસાદ વરસાવવો. (*b*)To let go suddenly and entirely:બધું તરતજ-એકદમ છોડવું-છોડી દેવું.*vt.*1.To shun;to avoid:-થી દૂર-આઘું રહેવું;તજવું;ટાળવું;ચૂકવું. 2. To cause to fly: ઉડાડવું; ચગાવવું. *To* **f.***a kite*:પતંગ-કનકવો ચગાવવો. (*b*) (*Com.*) To raise money on commercial notes: હુંડીથી નાણાં કમાવાં-વધારવાં.3.To hunt with a hawk:બાજપક્ષી સાથે રાખીને શિકાર કo.*n.*1.A winged insect: માખી; મક્ષિકા;માંખ.2. A hook used for fishing:માંછલીઓ પકડવાનો આંકડો હુક;ગલ.3.A familiar spirit:ડાકણ; પ્રેત;ઝોડ;પિશાચ.4.A parasite:ખુશામત કરી પેટ ભરનાર;ટુકડાખાઉ;ભોજનભટ્ટ;પરાન્નભોજી. 5. A kind of light carriage for rapid motion: ઝડપથી ચાલે એવી ભાડુતી હલકી ગાડી. 6.A part of a flag:વાવટાનો ભાગ; ધ્વજપટ.7.The compass card:દિગ્ચક્ર.8.(*Mech.*)(*a*)Two or more vanes set on a revolving axis: ફરતી ધરીના ઉપર મૂકેલાં બે અથવા વધારે ગતિદર્શક યંત્ર. (*b*) A heavy wheel with weights:વજન સાથેનું ભારે ચક્કર.9.(*Print.*(*a*)One who takes the sheets from the press: છાપવાના પ્રેસ ઉપરથી કાગળ ઉપાડનાર માણસ.(*b*)A vibrating frame with fingers for doing the same work:તેજ કામમાં આવતું એની મેળે ફરતું ચિપિયાવાળું ચોકઠું. 10. (*Knitting Machine.*)The piece hinged to the needle;a latch:આંકડી; કડી; ચાંપ; દાબણ. 11. A shuttle driven by a blow:હડસેલીને નાંખેલો કાંઠલો(વણકરનો.)12. The over canvass of a tent:તંબુના થાંભલામાં ભરવવાનું બેવડું કંતાણ.13.One of the upper screens of a stage: નાટકની રંગભૂમિનો એક ઉપલો પડદો. 14.(*a*)The fore of a boot: ટુંકા જોડાનું પગ ઉપરનું આગલું ઢાંકણ.(*b*) A lap on trousers,overcoats&c., to conceal the row of buttons: પાટલુન,કોટ વિગેરેનાં બટન ન જણાય માટે ઉપર રાખેલો પડદો; અંતરપટ. 15.A batted ball that flies to a considerable distance:ખૂબ વેગળે ગયેલો દડો.(*b*)The flight of a ball so struck:એ પ્રમાણે છૂટેલા દડાનું ઉડાણ-ઉડતી સ્થિતિ-ટપ્પો. **F.** *net*, a screen to exclude insects:મચ્છરદાની.**F.***paper*, a poisoned paper for killing flies:માંખો મારી નાંખવાનો ઝેરી કાગળ.**F.***sheet*, a handbill:જાહેર ખબર;હેંડબીલ.*On the* **f.**, still in the air:ઉડતો;અદ્ધર.*Wild* **f.**:વનમક્ષિકા. *a.* Knowing;wide awake;fully understanding another's meaning:વાકેફ;જાણનાર;માહિતગાર;સાવધ;જાણીતો;સમજુ-જતો.

**Fly-blow**, (ફ્લાઇ-બ્લો)*n.* The egg of a fly: માંખીનું ઇંડું. *vt.* To lay eggs upon:-ના ઉપર ઇંડાં મૂકવાં; hence,to taint;to contaminate: બગાડવું;ભ્રષ્ટકરવું.

**Fly-blown**,(ફ્લાઈબ્લોન્)*a.*Decayed:સડેલું;ગંદુ.

**Fly-boat**,(ફ્લાઇબોટ્)*n.*[*fly&boat.*] A long, narrow coasting boat: કિનારે કિનારે ચાલતી લાંબી સાંકડી હોડી-મછવો.

**Flying-bridge**, (ફ્લાઈંગ્-બ્રિજ્) *n.*(*Mil.*) A bridge for crossing rivers in rapid movements:ટૂંકી મુદત માટે મુકેલો પુલ;ઉપાડાય,મુકાય એવો પુલ;ચલસેતુ.

**Fly-flap**,(ફ્લાઈ-ફ્લૅપ્)*n.*An implement for flying flies:ચમરી;ચામર.

**Fly-leaf**, (ફ્લાઈ-લીફ્)*n.* A blank leaf at the beginning or end of a book:ચોપડીની આગળ-પાછળ મૂકેલું કોરૂં પાનું.

**Fly-wheel**, (ફ્લાઈવ્હીલ્) *n.* A wheel in machinary that equalizes its movements:સાંચાની ગતિ સમતોલ રાખનાર ચક્કર.

**Fo**, (ફો) *n.* The Chinese name of Budha:બુદ્ધના નામદર્શક ચીના લોકોની સંજ્ઞા.

**Foal**,(ફોલ્)*n.*[A.S.*fola.*]A colt or filly:વછેરૂં.**F.** *teeth*, the first set of teeth of a horse:ઘોડાના પહેલા દાંત.*In* **f.**,*With* **f.**,pregnant:ગાભણી.*vi.* To bring forth,as a colt or filly:વછેરૂં જણવું.*vi.* To bring forth young:વિયાવું;જણવું;વાવું.

**Foam**,(ફોમ્)*n.*[A.S.*fam.*]Froth; spume:ફીણ.*vi.*1.To froth:ફીણ થવું-ચડવું-વળવું-આવવું.2. To become filled with foam:ફીણ ભરાવું.*vt.*1. To cause to foam:ફીણ લાવવું-ચડાવવું;ફીણ ઉભરાવવું.*To* **f.***out*,to throw out with rage:ગુસ્સાથી બહાર કાઢવું.

**Foamy**, (ફોમિ) *a.* Covered with foam;frothy:ફીણવાળું-થી ઢંકાયેલું.

**Fob**,(ફૉબ્)*n.*[Ger.*fuppe.*]1.A little pocket for a watch:ઘડિયાળનું ગજવું.

Fresh fishes & new come guests smell when they are three days old:

*vt.*1.To beat:મારવું.2. To cheat; to trick:ઠગવું;છેતરવું;ધુતવું;દગો રમવો.*To f. off*,to shift off by an artifice:યુક્તિથી ખસેડી મૂકવું; ઉડાવવું.

**Fobbing,**(ફૉબ્બિન્ગ્ )*n.*Treachery; trick:ઠગાઈ;છેતરપીંડી;તર્કટ;કાવાદાવા; પેચ.

**Focus,**(ફોકસ્ )*n.*Lat.*pl.***Foci**. [L. *focus*,hearth.]1.(*Opt.*) A point in which the rays of light meet after being reflected: પ્રતિબિંબ પડ્યા પછી પ્રકાશના કિરણ એકઠાં મળે તે બિંદુ; અગ્નાંશુ; કેંદ્ર; તેજસંકર્ષદેશ. 2.(*Geom.*)A point on the principal axis of a conic section:મધ્ય;કેંદ્ર;નાભી.3.A central point:મધ્યસ્થળ;મધ્યસ્થાન;મથક.*Conjugate* **f.**,the focus for rays which have a sensible divergence: દુષ્યાન્તર કિરણોનું કેંદ્ર. *Principal* or *Solar* **f.** (*Opt.*), the focus for parallel rays: સમાંતર કિરણોનું કેંદ્ર. *vt.* To bring to a focus:મધ્ય-કેંદ્રમાંલાવવું.

**Fodder,**(ફૉડર્ )*n.* [Fr.*foda*,food.] 1.That which is fed out to cattle,horses and sheep:ચારો;ઘાસ. 2.A weight by which lead and some other metals were formerly sold: જે વજનથી-વડે પહેલાં (ઇંગ્લાંડમાં) સીસું અને બીજી ધાતુઓ વેચવામાં આવતી હતી તે. *vt.* To feed with cut grass;to nourish with hay,straw &c.: ચારો-ઘાસ નિરવું-નાંખવું-ખવાડવું.

**Foe,**(ફો)*n.*[A.S.*Fah*, an enemy.] 1 One who entertains personal enmity,grudge or hatred against another:દુશ્મન;અરિ;રિપુ;શત્રુ;વેરી.2. An enemy in war;an adversary:સામાવાળો;હરીફ;શત્રુ; દુશ્મન. 3. An opponant;an enemy:વિપક્ષી; શત્રુ.*Flatterers are* **f.***s to noblemen*:ખુશામતિયા ઉમરાવોના શત્રુ છે.

**Fœtal,**(ફીટલ્ )*a.* Fetal; pertaining to a fetus:ગર્ભસંબંધિ.

**Fœtus,**(ફીટસ્ )*n.*Fetus:ગર્ભ;હમેલ; ગાભ.*Dead* **f.**:મૂઢગર્ભ;નષ્ટગર્ભ.*Dead* **f.***remaining in the womb*: છોડ. *Instrument for extracting dead* **f.**: ગર્ભશંકુ; ચીમટો. *Pain suffered by a* **f.** *while in the womb*:ગર્ભયાતના-વેદના.

**Fog,**(ફૉગ્ )*n.*1.Watery vapor:ધુમસ;દવ.2.A state of mental confusion:વિભ્રમ;ચિત્તભ્રમ;ગભરાટ. **F.** *bank*,a mass of fog resting upon the sea & resembling distant land:દરિયા ઉપર છવાઈ વળેલી અને વેગળેથી જમીનનું મિથ્યા ભાન કરાવતી ધુમસ.

**Fog,**(ફૉગ્ )*n.*[Low L.*fogagium.*] (*a*) A second growth of grass; after-grass:બીજી વખતે ઉગેલું ઘાસ; બીજવારિયું ઘાસ. (*b*) Decaying grass:સડતું-કોહતું ઘાસ.*vt.*To overcast;to darken:ઘનઘોરક૦;ઢાંકી દેવું; અંધારું ઘોર ક૦;કાળું ક૦.2.(*Agr.*) To pasture cattle on aftergrass: બીજી વખતે ઉગેલા ઘાસ ઉપર ઢોર ચરાવવાં.*vi.*1.To pettifog;to practice in a mean way: હલકું વકિલાતનું કામ ક૦.2.To show indistinctly: ઝાંખું પડવું-દેખાવું.

**Foggy,**(ફૉગિ)*a.*1. Cloudy; misty: વાદળાંવાળું;ધુમસભરેલું.2.Dull;obscure:મૂર્ખ;મંદ;ઢોઠ.**F.** *ideas*: મૂર્ખ-મંદ વિચાર.

**Fogy,**(ફોગિ)*n.*A dull old fellow:મૂર્ખ-મંદ-ઢોઠ ઘરડો માણસ;ઘરડો ગધેડો.

**Foible,**(ફૉઈબલ્ )*a.*[O. Fr. *foible.*] Weak;feeble:નબળું;દુબળું;કમજોરવાળું.*n.*1.A failing;a weak point; a frailty:કસુર;ખામી;એબ;ખોટ;દોષ; ચુક;છિદ્ર;અપરાધ;ન્યૂનતા;હીનતા. 2. The half of a sword blade: તરવારનું અરધું પાનું.

**Foil,** (ફૉઈલ્ ) *vt.* [Fr. *fouler*, to tread.] 1. To tread under foot; to trample: પગથી ચગદવું-ચાંપવું; પગતળે ચગદી નાંખવું. 2. To frustrate;to baffle:થકવવું;હરાવવું;નિષ્ફળ-વિફળ ક૦;-નું ચાલવા-ફાવવા-વળવા ન દેવું.3.To blunt;to dull;to spoil: બૂઠાવવું;ઉડાવવું;થકવવું; વિફળ ક૦;શમાવવું;ન્યૂન ક૦;બુઠું ક૦.*n.*1.Defeat; frustration:હાર;પરાભવ;ભંગ.2.A blunt sword: બુઠ્ઠી તલવાર. 3. A track or trail of an animal:પ્રાણીનું પગલું.*To run a* **f.**, to lead astray:ખોટે રસ્તે ચડાવવું;અવળે રસ્તે દોરવું;ભૂલાવામાં નાંખવું.

**Foil,**(ફૉઈલ્ )*n.* [L. *folium.*] 1. A leaf or thin plate of metal: ધાતુનું પતરું;વરખ.Gold **f.**:સોનાનો વરખ.2.A thin leaf of metal, place under precious stones:ડાંક; પુટ; પુઠ.3.A thin coat of tin,laid on the back of a looking-glass:આરસીની કલઈ. 4. Anything that serves to adorn another thing to advantage:કાંતિ-શોભાવર્ધક પદાર્થ;પ્રભાવર્ધક.5.A thin of tin with quick-silver on the back of a looking glass to cause reflection: આરસી-ખાપની પછવાડે કરેલું પારા સાથેનું કલઈનું પડ-અસ્તર.

**Foin,** (ફૉઈન્ ) *vi.* [Fr. *fouine*, a fishspear. ] To thrust with a sword or spear;to lunge:ઓચિંતી તરવાર-ભાલો મારવો-ભોંકવો.*vt.*To prick;to sting:ખોસી ઘાલવું; ઘોચવું;ડંખ મારવો.*n.*1.A thrust with a sword or spear;a push:તરવાર અથવા-ભાલો ભોંકવો-મારવો તે;હડસેલો.2. A small weasel: ન્હાનો નોળીઓ;નોળીઆનું બચ્ચું. 3. A kind of fur:એક જાતનાં રૂવાં.

**Foist,**(ફૉઈસ્ટ્ )*vt.*To insert wrongfully or without warrant;to interpolate: વગર સત્તાએ ઘુસાડી દેવું; ઉમેરવું-ચોરી ઘાલવું; ચોરીથી-છાનામાના ઘાલવું.*n.*[L.*fustis*,cudgel.] A light & fastsailing ship:એક હલકું અને જલદીથી હંકારાય એવું વહાણ. 2.A falsifier; a sharper: લબાડ; જુઠો;જુઠું બોલનાર;લુચ્ચો;સોદો.3.A trick or fraud:દગો;લુચ્ચાઈ;કપટ.

**Foister,** (ફૉઈસ્ટર્ ) *n.* One who inserts without authority: ઘુસાવનાર;ઘાલઘુસડ કરનાર.

**Fold,**(ફોલ્ડ્ )*n.* [A.S.*fealdan*, to fold. ] 1. A part laid over on another part;a doubling;a plait; a plication:ગડી;કળી;પાટલી;થર;પડ.2. Times or repetitions: પટ; ગણું. *Four* **f.**: ચારગણું. 3. That which is folded together; embrace:ભેટો;બાથ;આલિંગન; કોટી.4. A sheep-pen: મેંઢાનો વાડો. 5.A boundary;a limit: હદ;સીમા;મર્યાદા;સિમાડો.6.A flock of sheep: ઘેટાનું ઝુંથ-ટોળું-ઝુંડ.(*b*)Hence,the Church or a church:ધર્મ;પંથ;ધર્મનો વાડો.**F.***net*,a kind of net for catching birds:પક્ષિ પકડવાની એક જાતની જાળ.**F.***yard*,an inclosure for sheep or cattle:ઘેટાં અગર બીજાં ઢોરનો વાડો;શાલા (મેષશાલા-ગોશાલા).*vt.*1.To lay one part over another part of:-ની ગડી-કળી-પાટલી ક૦.*To f.a piece of cloth*:લુગડાની ગડી વાળવી.2.To double or lay together,as arms or hands: (હાથવતે) અદબ વાળવી. *He* **folds** *his arms in despair*: તે નાઉમે-

પહેલે દહાડે પરોણો બીજે દહાડે પાઈ, ત્રીજે દહાડે રહે તેની અક્કલ ગઈ.

દીથી અદબ વાળે છે. 3. To inclose within folds or plaitings;to envelop;to clasp;to embrace:ચઢાવવું;-ના ઉપર કરચોલી વળવી;વાળવું;બીડવું;આલિંગન દેવું;ભેટવું;બાથ ભીડવી.*A face* **folded** *in sorrow*:દિલગીરીને લીધે ચઢેલો-કરચોળી વળી હોય એવો ચહેરો.4.To inclose in a fold,as sheep: ઘેટાંને વાડામાં પૂરવાં-ઘાલવાં. 5.To wrap up;to conceal:ઢાંકવું; છુપાવવું;છાવરવું. *Nor* **f.***my fault in cleanly coined excuses*:ખરોબર બંધ બેસ્તાં બાનાં બતલાવીને મારો દોષ છાવરતા નહિં. *vi.*1.To become folded or doubled: વળવું. 2. To confine sheep in a fold [*Rare.*]:ઘેટાંને વાડામાં પૂરવાં-ગોંધવાં.

**Foldage,**(ફોલ્ડેજ્ ) *n.* The right of folding sheep:વાડામાં ઘેટાં પૂરવાનો હક.

**Folder,**(ફોલ્ડર્ )*n.*A knife-like instrument used for folding paper: કાગળ વાળવાનું ચાકાજેવું હથિયાર.

**Folding,**(ફોલ્ડિન્ગ્ )*n.* 1. A fold;a doubling:ગડી;ઘડી;પાટલી.2.(*Agr.*) The keeping of sheep on arable land:ખેડવા લાયક જમીન ઉપર ઘેટાં રાખવાં તે.**F.***chair*: વળે એવી-વાળવાની ખુરસી.

**Foliaceous,** (ફોલિએશસ્ ) *a.* [L. *folium*,leaf.]1.(*Bot.*)Belonging to the nature of a leaf:પાંદડાની જાતને લગતું-જેવું.*A* **f.***spike*:પાંદડાના આકારનો ભાલો.2.(*Min.*)Having the form of a leaf:પત્રાકાર.

**Foliage,**(ફોલિએજ્ )*n.*[A.*folium*, a leaf.]Leaves collectively:પાત્રાં;પાલો;પાંદડાં;પલ્લવ.2.The representation of leaves, flowers,and branches: ચિતરેલાં-પાડેલાં પાંદડાં-ફુલ-વેલ-ડાળીઓ. *vt.*To form into the representation of leaves: પાંદડાંનું ચિતરામણ પાડવું-કાઢવું.

**Foliate,**(ફોલિએટ્ )*vt.*[L.*folium*, a leaf.]To beat into a leaf or thin plate:ટીપીને પાતળાં પતરાં ક૦.2.To spread over with a thin coat of tin:કલઈ ક૦;ચાટલાને પારો ચઢાવવો. *To* **f.** *a looking-glass*: આરસીને કલઈ ક૦.*a.*Leafy:પાંદડાં વાળું.

**Folio,**(ફોલિઓ)*n. Pl.* **Folios** [L. *folium*,leaf.]1.A sheet of paper once-folded: એવડો વાળેલો કાગળ. 2.(*a*)A book made of sheets of paper each folded once: અક્કેક કાગળનાં બે પાનાં કરીને કરેલી ચોપડી. (*b*)A book of the largest kind: મ્હોટામાં મ્હોટા કદની ચોપડી. 3. A page in an account book:રોજમેળ, ખાતાવાઈ વગેરે ચોપડાનું પાનું. 4.A leaf of a book or a manuscript: કોઈ છાપેલા કે હસ્તલિખિત પુસ્તકનું પાનું.5.The page number:પાનાનો આંક. 6. A leaf containing a certain number of words:અમુક સંખ્યાબંધ શબ્દ હોય એવું પાનું. *a.* Formed of sheets,so as to make two leaves: બે પાનાં થઈ શકે એવું કાગળનું બનાવેલું. *vt.* To page; to put a serial number on each page:દરેક પાને નંબર-આંક નાંખવો.

**Foliole,** (ફોલિઓલ્ ) *n.* (*Bot.*) A leaflet:નાનું પાનું;પાંતરું;પત્તું.

**Folk,**(ફોક્)*n.*[AS.*folc.*]People in general: લોક; માણસ;આલમ;જન; જનસમૂહ.*Old* **f.**: વૃદ્ધજન; ઘરડાઓ. 2. The persons or one's own family:કુટુંબના માણસો.

**Folk-land,**(ફોક્-લૅન્ડ્ ) *n.* (*O.Eng. Law.*) Land of the people or public:લોકોની-ના તાબાની જમીન.

**Folk-lore,** ( ફોક્-લૉર્ ) *n.* Rural tales or legends:દંતકથા-જ્ઞાન;લૌકિક વાર્તા-જ્ઞાન;લોકગાથા.

**Follow,**(ફૉલો)*vt.* [A.S.*folgian.*] 1. (*a*) To go or come after; to pursue:અનુસરવું;-ની પાછળ ચાલવું-જવું પડવું.*We will* **f.***him,that is fled*: આપણે જે નાશી ગયો છે તેની પાછળ પડીશું.(*b*)To attend;to accompany:-ની પાછળ પાછળ ચાલવું; -ની હજુર-ખીજમતમાં રહેવું;અનુગમન-અનુવર્તન ક૦.2.To go in pursuit of;to chase: પાછળ લાગવું;-નો કેડો લેવો. 3.To obey; to yield to;to adopt the opinions of:ને તાબે રહેવું;સ્વીકારવું;અનુસરવું;ને નમવું;-ના પ્રમાણે વર્તવું;ને માન્ય ક૦;માનવું;પાળવું;માથે ચઢાવવું.4.To copy after; to take as an example: દાખલા-દૃષ્ટાંત તરીકે લેવું;-નુ અનુકરણ ક૦;નકલ ક૦. 5. To succeed in order of (*time,rank, or office.*):ની પછી-પછાડી આવવું-થવું; અનુસરવું. 6. To result from,as an effect from a cause or an inference from a premise:-થી ઉત્પન્ન થવું;કારણમાંથી કાર્ય થવું-નિપજવું; પરિણામ નીકળવું; -ના ઉપરથી સિદ્ધ-સાબેત થવું;ના પરથી અનુમાન નીકળવું.7.(*a*)To watch; to keep the eyes fixed while in motion:તપાસ-ચોકી રાખવી.*He followed with his eyes*:તેણે પોતાની આંખોથી-વડે તપાસ-ચોકી રાખી. (*b*) To understand the meaning,connection or force of:સમજવું;ગ્રહણ ક૦. 8. To walk in (*as a road or course.*):-એ ચાલવું;પકડવું. *To* **f.** *the hounds,* to hunt with dogs:કુતરાઓ સાથે રાખીને શિકાર ક૦.*To* **f.***suit,* to play a card of the same suit as the leading card:જે રંગનું પાનું પહેલું ઉતરાયુ હોય તેજ રંગનું પાનું ઉતરવું;hence, to follow an example set:આપેલા દાખલા પ્રમાણે ચાલવું-વર્તવું.*To* **f.***up,* to pursue indefatigably: આગ્રહપૂર્વક-ખંતથી મંડ્યા રહેવું. *vi.* To go or come after:-ની પાછળ જવું-ચાલવું-આવવું. It is also used in the various senses of *vt.*

**Follower,** (ફૉલોઅર્ ) *n.* 1. One who follows;an attendant;a disciple;a retainer:પાછળલાગનાર;અનુયાયી;ચેલો;શિષ્ય;શાગીર્દ;સાથી;ભક્ત; અનુષંગી;અનુવર્તી;અનુસારી; સોબતી; સંગાથી;અનુગામી;આશ્રિત;પરિજન;સેવક.2.A sweetheart;a beau:પ્યારો;યાર;આશક;રમણ.3.(*Steaming.*) The cover of a piston:બંબા વિગેરે યંત્રમાં પાણી ખેંચી હટસેલી બહાર કાઢવા સારૂ દાંડો હોય છે તેનું ઢાંકણ-ણું.4. (*Mach.*) That part of a machine that receives motion from another part:સાંચાના જે ભાગને બીજા ભાગમાંથી ગતિ-વેગ મળે છે તે. 5. A sheet of parchment or paper added to the first of a deed:કોઈ પણ ખતને છેડે ઘટતો જોડેલો-ઉમેરેલો ચર્મપત્રનો તાવ.

**Following,**(ફૉલોઈન્ગ્ ) *n.* Collection of followers or dependents: અનુયાયી સમૂહ.2.Vocation;profession:ધંધો;રોજગાર.*a.*Succeeding; ensuing:આવતું;બીજું;પછીનું; નીચેનું.

**Folly,**(ફૉલિ)*n.*[L.*Fol*,a fool.]1.The state of being foolish; want of good sense;lenity of mind:બેવકૂફી;મૂર્ખાઈ;નાદાની;મૂર્ખતા;મૂઢતા;અજ્ઞાન.2.A foolish act;foolery:મૂર્ખાઈ-બેવકૂફી ભરેલું કામ;ભુલ;કુતર્ક;વિતર્ક;કુકલ્પના.3.Scandalous crime;sin: પાપ. 4. The result of a foolish act: મૂર્ખાઈ ભરેલા કામનું પરિણામ.

**Foment,**(ફોમેન્ટ્ ) *vt.* [L. *foveo,* I

warm.]1.To bathe with warm waters; to apply warm waters to: ઉના પાણી વગેરે પ્રવાહિ પદાર્થથી શેકવું;બાંફવું;શેકવું;ઉના પાણીથી નહાવું; આરવું.2.To encourage; to instigate;to abet:ઉશ્કેરવું;ઉઠાવવું; જગાવવું;સળગાવવું;પલિતો મૂકવો;ચેતવવું;સળી ક૦.

**Fomentation,**(ફોમેન્ટેશન્ ) *n.* 1. (*Med.*) The act of fomenting: શેક;આરવું તે.2. Instigation; encouragement:ઉશ્કેરણી;ઉત્તેજન; મદદ;ઉઠાવણી;સળી;પલિતો.

**Fon,**(ફૉન્ )*n.*A fool;an idiot:મૂર્ખ-બેવકૂફ માણસ.

**Fond,** (ફૉન્ડ્ ) *a.* [O.E.fr. *fon*, a fool.]1. Foolish; silly; weak: મૂર્ખ;બેવકૂફ;મૂઢ;નાદાન. 2. Foolishly tender and loving: અતિઘેલાળ; સ્નેહાલ ; વત્સલ ; પ્રેમાલ ; મમતાળું. Much pleased;delighted with: શોખીલું;ને ગમતું-પસંદ પડતું; આસક્ત;રત;અભિલાષી;ઈસ્કી.3. Regarded with excessive affection:અતિશય પ્યાર-હેતથી ગણેલું.5.Trifling: નજીવું;નકામું.*F.of*,is best expressed:શીલ;પ્રિય;સક્ત,&c.as, ક્રિડાપ્રિય; મૃગયાશીલ;પાનાસક્ત.*vt.*To caress; to fondle:લાડલડાવવાં;વહાલથી રમાડવું. *vi.* To be fond of; to be in love with:ના શોખીલા હોવું;ની સાથે પ્યારમાં પડવું.

**Fondle,**(ફૉન્ડલ્ )*vt.*To treat with tenderness; to caress:લાડ કરવાં-લડાવવાં;-પ્યારથી રમાડવું;-નું લાલન પાલન ક૦;વાત્સલ્ય ક૦.

**Fondler,** ( ફૉન્ડલર ) *n.* One who fondles:લાડ કરનાર;લાડકો.

**Fondling**(ફૉન્ડ્લિન્ગ્ )*n.*1.A caress: લાડ;લાડકોડ;લાલનપાલન;આલિંગન.1. A foolish creature;a simplton: બેવકૂફ-મૂર્ખ માણસ.2.A person or thing fondled or caressed:લાડકું-પ્યારૂં માણસ-ચીજ-પદાર્થ; પ્રેમ-સ્નેહભાજન-પાત્ર;સ્નેહાસ્પદ;સ્નેહભૂમિ.

**Fondly,**(ફૉન્ડ્લિ)*adv.*Affectionately;tenderly:ઘણી મમતા-હેત-પ્યારથી;લાડથી.

**Fondness,**(ફૉન્ડ્નેસ્ )*n.*Doting affection; tender liking: મમતા;ઈચ્છા;અનુરાગ;છંદ;ચાળો;ઉલ્લાસ;આસક્તિ;પ્યાર;પ્રીતિ;સ્નેહ;વાત્સલ્ય; અભિરૂચિ;કામ.

**Font,**(ફૉન્ટ્ )*n.*[AS.*font*.fr.L.*fons*, a spring.]1.A fountain;a spring: ઝરો;ફુવારો.2. A stone vessel in which water is contained for baptizing:જળસંસ્કાર કરવાને વાસ્તે પાણી ભરેલું પથ્થરનું વાસણ.*n.*[L. *fundo*, I pour out, cast. ] 3. (*Print.*)A complete assortment of printing types;a fount:છાપવાનાં બીબાંનો સંપૂર્ણ શટ-જથો;ફાઉન્ટ.

**Fontal,**(ફૉન્ટલ્ ) *a.* [L.*fons*,fountain.]Pertaining to a fountain or source;original:ફુવારા-મૂળ સંબંધિ;મૂળનું.

**Food,**(ફૂડ્ )*n.*[A.S.*foda*, food.] 1. Nutriment;aliment:અન્ન;આહાર; ભોજન;ખાણું;ભક્ષ્ય; ધાન. 2. Anything that sustains:જે કોઈ ચીજ-પદાર્થવડે પોષણ થઈશકે તે;પોષકદ્રવ્ય. **F.**& *clothing*:ધાનલુગડાં;અન્ન વસ્ત્ર. *Rich & savory* **f.**:મિષ્ટાન્ન;દીરાગળ. *Undressed***f.**:સિધુ.*Consisting or composed of* **f.**:અન્નમય.*Dressed* **f.** *given in alms to Brahmans*: માધુકરી.*Forbidden* **f.**: અભક્ષ્ય.*vt.* To supply with food; to feed: ખવરાવવું;ખોરાક પૂરો પાડવો.

**Foody,**(ફૂડિ)*a.* Fertile;fruitful:ફળવંત;ફળદ્રુપ.

**Fool,**(ફૂલ )*n.*[Fr.*fol*,mad;foolish.] 1.One who is destitute of reason;an idiot: અક્કલ વિનાનો આદમી-માણસ;મૂર્ખ; બેવકૂફ; ગાંડો. 2. A simpleton;a dolt:મૂર્ખ;જડ;અબુધ; અબુજ;જડ બુદ્ધિનું માણસ;ઠોઠ; પથર; શંખ.3.(*Script.*) One who acts contrary to moral and religious wisdom;a wicked person:પાપી. 4.A professional jester or buffoon:મશ્કરો;ભાંડ;તરકડીઓ;ભૂઠણ;રંગલો;વિદૂષક.*Fool's errand*,a fruitless search:નકામું-દમ વગરનું કામ. *To make a* **f.** *of*,ridiculous: બેવકૂફક૦-બનાવવું; હશી કાઢવા જેવું જણાય એમ ક૦;*To play the* **f.** (*a*) to act the buffoon: વિડંબના ક૦; મશ્કરી-ટોળ ક૦; વિદૂષક-રંગલાનું કામ ક૦.(*b*)To behave like one void of understanding:ગાંડા કાઢવાં.*To put the* **f.** *on*, to account as a fool:મૂર્ખ ગણવું. *vi.* To act like a fool;to toy:મૂર્ખની પેઠે વર્તવું-ચાલવું; રમ્યા ક૦;ગાંડા કાઢવાં.1. To infatuate:બુદ્ધિહીન ક૦;ભોળવવું;મોહિત ક૦. 2.To make a fool of: બેવકૂફ ક૦;-બનાવવું.3.To cheat: ઠગવું; છેતરવું; ધૂતવું.*To* **f.***one out of his money*; કોઈને ઠગીને પૈસા લઈધૂતી લેવા. *To* **f.** *away*, to spend in trifles or without advantage: નકામું કાઢવું-ગાળવું;ઉડાવવું;નકામું વાપરવું.

**Foolery,**(ફૂલરિ)*n.*1. The behaviour of a fool;absurdity: મૂર્ખની ચાલ-વર્તણૂક;મૂર્ખાઈ;મૂર્ખતા; વ્યામોહ. 2.An act of folly:મૂર્ખાઈ-બેવકૂફી ભરેલું કામ;પ્રહસન;વિડંબના.

**Fool-hardy,**(ફૂલ-હાર્ડિ) *a.* Daring without judgment; foolishly bold:અવિચારથી જોખમ ખેડનાર;ગાંડું; સાહસિક;અતિસાહસિક;પ્રમત્ત;પ્રગલ્ભ.

**Foolish,**(ફૂલિશ્ )*a.*1.Without judgment or discretion; silly; unwise:મૂર્ખ;બેવકૂફ;ગાંડું;દિવાનું; ઘેલું. 2.Exhibiting a want of discretion:મૂઢ;મૂર્ખ;અબુધ;અલ્પબુદ્ધિનું.*A* **f.***act*:બેવકૂફાઈ ભરેલું-ગાંડું કામ. 8. Ridiculous;contemptible:હસવાધિક્કારવા જોગ.

**Foolishly,**(ફૂલિશ્લિ)*adv.*Weakly; unwisely;indiscreetly: મૂર્ખાઈથી; બેવકૂફાઈથી;ગાંડાપણે.

**Foolishness,**(ફૂલિશ્નેસ્ )*n.*1. Folly;want of understanding:બેવકૂફાઈ;ઘેલાપણું;અજ્ઞાન;મૂર્ખતા;મૂઢતા; જ્ઞાનાભાવ.2.An absurdity:બેવકૂફી; અવિવેક;અસંગતપણું.

**Foolscap,**(ફૂલ્ઝ્કૅપ્ ) *n.* A paper, about 16×13 inches: આશરે ૧૬ ઈંચ લાંબો અને ૧૩ ઈંચ પહોળો કાગળ;ફુલીસકેપ.

**Foot,**(ફુટ્ ) *n. pl.* **Feet** [L. *pes*, *pedis*.]1.The extremity below the ankle:પગ;પાદ;ચરણ.2.That which corresponds to the foot of a man or an animal:જે માણસ અથવા પ્રાણીના પગના જેવું છે તે;પગ;પાયો.*The* **f.***of a table*:મેજનો પગ-પાયો. 3. The lower part;bottom;foundation:નિચલો ભાગ;તળિયું;પાયો;તળેટી;તલ;*The* **f.***of class*: વર્ગનો છેડાનોભાગ.4.Basis;plan:ધોરણ;પાયો;મૂળ.5.Rank;footing:દરજ્જો;હોદ્દો.*As,to his being on the* **f.***of a servant*:તે ચાકર છે તેથી.6. A measure consisting of twelve inches:બાર ઇંચનું-તસુનું માપ-પ્રમાણ;ફુટ.7.(*Mil.*)The foot-soldiers; infantry:પાયદળ;પેદળ.8.(*Pros.*)A combination of syllables constituting a metrical element of a verse:ચરણ;પદ;ટૂંક; પદ. 10. The lower edge of a sail:શઢનો નીચલો

મોંએ મીઠાશ અને હૈયે મેલાં.

ભાગ. *By* **f.** or *on* **f.**, by walking: પગે ચાલીને; ચાલવું. *To pass a stream on* **f.**: ચાલીને ઝરો ઓળંગવો. *Cubic* **f.**, 1728 cubic inches: ૧૭૨૮ ઘનઈંચ; ઘનફૂટ. *Square* **f.**, 144 square inches: ૧૪૪ ચોરસ ઇંચ ચોરસ ફૂટ. *To be on* **f.**, to be in motion or action: ગતિ-ક્રિયામાં હોવું. *To set on* **f.**, to originate; to begin: ઉભું કo; શરૂ-ચાલતુ-જારીકo. *Under* **f.**, (*a*) at one's mercy: -ની મુઠીમાં; -ના હાથમાં. (*b*) Below par: સો-સેંકડાની અંદર. **F.** & *mouth disease*, a contagious disease of cattle: ઢોરનો એક જાતનો ચેપી રોગ. *To keep the* **f.**, to preserve decorum: મર્યાદા પકડવી-રાખવી; નમ્રતા-વિનય પાળવાં. *To put one's* **f.** *down*, to take a resolute stand; to be determined: દૃઢ થવું; નિશ્ચય-નિર્ણય કo. *To put the best* **f.** *foremost*, to make a good appearance; to do one's best: યથાશક્તિ કo; પોતાથી બને તેટલું કo; નામના કરવી; નામ કાઢવું. *To set one on his* **f.**, to assist to start: -નુ ટટ્ટુ ચલાવી-નભાવી આપવું; ધંધે-કામે વળગાડી આપવું. **F.** *artillery*, (*a*) artillery soldiers serving on foot: પગે ચાલનાર તોપખાનાના સિપાઈઓ. (*b*) Heavy artillery: ભારે તોપખાનું. **F.** *bank*, a raised way within a parapet: કોટની પાસેનો અંદરનો ઉંચો બાંધેલો રસ્તો. **F.** *iron*, (*a*) *the* step of a carriage: ગાડીનું પગથિયું; પાવડો. (*b*) A *fetter*: બેડી. **F.** *mantle*, a riding skirt: ઘોડેસ્વારીનો પોશાક. **F.** *pavement*, a foot way: પગ રસ્તો; પગથી. **F.** *poet*, an inferior poet: અધમ કવિ. **F.** *post*, (*a*) a letter carrier on foot: હલકારો. (*b*) A mail delivery by means of such carriers: હલકારાઓ મારફત ટપાલની વહેંચણ. **F.** *race*, a race by persons on foot: પગ દોડની સરત. *vi.* **1.** To dance; to skip: નાચવું. **2.** To walk: પગે ચાલવું. *vt.* **1.** To strike with the foot; to kick: પગથી મારવું; પાટુ-લાત મારવી. **2.** To set on foot; to originate: ઉભું કo; ઉઠાવવું; જારી કo; પ્રારંભ-મંડાણ-શરૂકo. **3.** To tread: પગવતે-થી ચગદવું-કચરવું. *To* **f.** *the green*: લીલા ઘાસ ઉપર પગ મૂકીને જવું. **4.** To sum up: સરવાળો-એકઠું કo. *To* **f.** *an account*: હિસાબનો સરવાળો કo-ગણવો. **5.** To seize with the talon: પંજામાં પકડી લેવું; પકડીને પગ તળે દાબવું. **6.** To renew the foot of (*a boot or a stocking.*): -નું તળિયું નવું કo. *To* **f.** *a bill*, to pay it: બીલના પૈસા ભરી દેવા-આપી દેવા. **To foot it,** to walk: ચાલવું; also, to dance: નાચવું.

**Foot-ball,** (ફુટ્-બૅાલ્) *n.* **1.** An inflated ball: પવનથી ફુલાવેલો દડો. **2.** The sport of kicking the foot-ball: દડાને ઠોકર મારી રમવાની રમત; પગથેકડી.

**Foot-board,** (ફુટ્બૅાર્ડ્) *n.* The platform for the engineer & fireman of a locomotive: ઈનજીનના હાંકનાર આગવાળાને પગ મુકીને બેસવાની બેઠક. **2.** The foot-rest of a coachman's box: ઘોડા ગાડીવાળાને પગ મુકવાનું બેઠક નીચેનું પાટીઉં. **3.** A treadle: સીવવાના કે બીજા કોઇ પણ સંચાને પગથી દાબીને ચલાવવાનો ભાગ-પંખો-સુપડી.

**Foot-boy,** (ફુટ્-બૅાઇ) *n.* A menial; an attendant in livery; a page: ખવાસ; ખીજમતદાર; પોરિયો.

**Foot-hold,** ( ફુટ્-હોલ્ડ્ ) *n.* That which sustains the feet firmly, and prevents them from slipping: સરી નહિં પડે અને મજબુતીથી પગ મુકાય એવો આધાર; આશ્રય; કબજો.

**Foot-hot,** (ફુટ્-હૅાટ્ ) *adv.* Immediately: તરતજ; નિમિષમાત્રમાં; આંખ મિંચતામાં.

**Footing,** (ફુટિન્ગ્ ) *n.* **1.** Place for the foot to rest on: પગ મૂકવાની જગ્યા; ટેકો; અવલંબન; આધાર. **2.** Firm position; established place; standing; foot-hold: પગપેસારો; પગ; પદ; ટક્કી; પ્રવેશ; આશ્રય; સ્થાન; ભૂમિ; પદવી. *Firm* **f.**: અડગ-અચળ પદ. **3.** State; relative condition: હાલત; સ્થિતિ; વૃત્તિ; દશા; ભાવ; અવસ્થા; વ્યવસ્થા; બંદોબસ્ત. **4.** Tread; step: પગલું. **5.** The act of adding up a column of figures: આંકડાઓના કોઠાનો સરવાળો. **6.** The act of putting a foot to any thing: કોઇ ચીજનું તળિયું મૂકવું-બનાવવું તે. *As the* **f.** *of a stocking*: મોજાનું તળિયું. **7.** A plain, cotton lace: સાદી સુતરાઉ કોર-પટી. **8.** The finer refuse part of whale blubber: વ્હેલ નામની માંછલીની ચરબીનો ઝીણો કચરા જેવો ભાગ. **9.** (*Arch.*) The broad foundation or base of a wall: દિવાલ-ભીંતનો પહોળો પાયો. *To pay one's footing*, to pay a fee on first doing anything: કોઈ પણ કામ પહેલ વહેલું કરતાં રી-દસ્તુરી આપવી.

**Foot-licker,** (ફુટ્-લિકર્ ) *n.* A mean flatterer; a sycophant: ખુશામતીઓ; પગ ચાટનાર; જોડા ચંચકનાર; ગાંડગુલામી કરનાર.

**Foot-man,** (ફુટ્-મૅન્ ) *n. pl.* **Footmen** **1.** A soldier who marches and fights on foot: પાયદળમાંનો કોઈ એક માણસ. **2.** A man in waiting; a runner: બારણા આગળ બેસનારો સિપાઇ-પટાવાળો; કિંકર; સેવક; અનુચર; દોડનાર; ખેપિયો. **3.** A metallic stand with four feet for keeping anything warm before a fire: દેવતા આગળ કંઈપણ ચીજ રાખવાની ચાર પગની ધાતુની ઘોડી.

**Foot-mark,** (ફુટ્-માંર્ક્ ) *n.* A foot-print; a track: પગલું; પાદચિન્હ; પદપંક્તિ; પાદમુદ્રા; પદાંક.

**Foot-muff,** (ફુટ્-મફ્ ) *n.* A receptacle for the feet: પગનાં મોજાં.

**Foot-note,** (ફુટ્-નોટ્ ) *n.* A note of reference at the foot of a page: પાના નિચે લખેલી ટીકા; ટીપ; નોટ.

**Foot-pad,** (ફુટ્-પૅડ્ ) *n.* A highwayman or robber on foot: રાહુમારૂ; રસ્તે લુંટનાર; વાટપાડુ.

**Foot-path,** (ફુટ્-પાંથ્ ) *n.* A narrow path for pedestrians; a footway: પગવાટ; પગથી; પગરવટ; પગ રસ્તો.

**Foot-print,** (ફુટ્-પ્રિન્ટ્ ) *n.* The impression of the foot; a trace or foot-mark: પગલું; પગની નિશાની; પાદચિન્હ; પાદપંક્તિ; પાદમુદ્રા.

**Foot-rot,** (ફુટ્-રૅાટ્ ) *n.* An ulcer in the feet of sheep: ઘેટાંના પગમાંનો-થયેલો ફોલ્લો-ચાંદુ.

**Foot-soldier,** ( ફુટ્-સોલ્જર્ ) *n.* (*Mil.*) A soldier that serves on foot: પાયદળ-લશ્કરી સિપાઇ.

**Foot-stall** (ફુટ-સ્ટૅાલ્ ) *n.* The stirrup of a woman's saddle: બાયડીના જીનનું પેંગડું. **2.** (*Arch.*) The plinth or base of a pillar: થાંભલાની બેસણી-કુંભી.

**Foot-step,** (ફુટ્-સ્ટેપ્ ) *n.* **1.** (*a*) The mark of the foot; a track: પગની નિશાની; પગલું; પાદન્યાસ; ચરણપાત; પદપંક્તિ. (*b*) Visible sign of a course pursued; token; mark: નિશાની; ચિન્હ; પદ્ધતિ; માર્ગ; પદવી; લક્ષણ; રસ્તો; પગલું. **2.** An inclined plane under a hand printing

Full fed horse kicks his master:

press: હાથે છાપવાના સંચા નિચે દોબાવ પડતું સમતોલ.

**Foot-stool,**(ફુટ્-સ્ટૂલ્) *n.* A stool for the feet: પગ મૂકવાનું બાજઠ;પાદપીઠ-ચરણપીઠ;પાદાસન;માંચી;પાટલો.

**Foot-stove,**(ફુટ્-સ્ટોવ્) *n.* A contrivance intended to keep the feet warm;a foot warmer: પગ ઉના-ગરમ રાખવાની યુક્તિ-કરામત; પગ ઉના રાખનાર.

**Footy,**(ફુટિ)*a.* Having settlings: નિચે ઠરેલા કચરાવાળું.**2.**Poor;mean: ગરીબ;હલકું;નીચ;અધમ;પામર;બાપડું.

**Fop,**(ફૉપ્)*n.* A gay,trifling fellow;a coxcomb:અક્કડબાજ;ફાંકડો; વરણાગીઓ;લાલ;છેલ;અલબેલો;છેલછબિલો;દંભી;વેષાભિમાની.

**Foppery,**(ફૉપરિ)*n.***1.**Coxcombry; showy folly: ફોકટ દમામી; અક્કડબાજી;વરણાગી;છેલાઈ;ફાંકડાઈ; નખરાંબાજી;દંભ;લાલાઈ.**2.**Folly;foolery: મૂર્ખાઈ;બેવકૂફાઈ;ગાંડાઈ;ગેલછા.

**Foppish,**(ફૉપિશ્)*a.*Dressing in extreme of fashion;affected in manners: ફાંકડું; નખરાંબાજ-ખોર; દંભી;વરણાગિયું;છેલછબીલું;રોરી.

**For,**(ફૉર્)*prep.*[AS.*for, fore.*]**1.** Indicating the antecedent cause or occasion of an action or the reason of any thing;because; on account of:-ના કારણને માટે; કારણથી;નિમિત્તે;માટે;હેતુથી;વાસ્તે.**2.**Indicating the remoter and indirect object of an act:ખાતર;માટે; વાસ્તે; અર્થે.*He writes not* **f.***money, nor* **f.***praise*:તે પૈસા કે પ્રસંશાની ખાતર લખતો નથી.**3.** In behalf of;in favor of;on the side of:સારૂ;કાજે;માટે;પક્ષમાં;તરફેણ-લાભમાં;વહ.(*in comp.*) It is *for* men's health to be temperate: મિતાહારી થવું એ માણસના સુખને માટે છે-માણસને સુખાવહ છે. *Aristotle is* **for** *justice*:એરીસ્ટૉટલ ન્યાયની તરફેણમાં છે.**4.**Towards; intending to go to:તરફ; જવાને; ઉદ્દેશીને.*We sailed from Peru* **f.** *China*:પેરૂથી અમે ચીન જવાને વહાણ હંકાર્યું.**5.** Instead *of*; in place of:બદલે;સાટે;ઠેકાણે;લઇને; સ્થાને. *If any mischief follow,thou shalt give life* **f.***life,eye* **f.***eye,tooth* **f.** *tooth,hand* **f.***hand* & *foot* **f.***foot*: જો કાંઈ હેલો હરકત આવશે તો જીવને સાટે જીવ,આંખને સાટે આંખ,દાંતને સાટે દાંત,હાથને સાટે હાથ,અને પગને સાટે પગ આપવો પડશે.*He bartered wheat* **f.***barley*:તેણે ઘઉં લઈને જવ આપ્યા.**6.**In the character of;to be or as being: તરીકે;જેવું;ગણીને; જાણીને;વતી;રૂપ.*But let her go* **f.***an ungrateful woman*: પરન્તુ તેને નિમકહરામ બૈરી ગણીને જવાદો. *A signed* **f.***B.*:अ એ बं ના વતી સહી કરી. **7.**Notwithstanding;in spite of: છતાં;ગમેતેમ;પણ;તથાપિ.*The writer will do what she pleases* **f.** *all me*:હું ગમે તેટલો હોઉં તોપણલખનાર પોતાની મરજીમુજબજ કરવાની.**8.**During; through the space or time of:લગી;સુધી;લગણ;પર્યંત. **F.***many miles about there is scarce a bush* આસપાસ ઘણા માઈલ સુધી ભાગ્યે કાંઇ ઝાડીછે.*As for*,as regards;with reference to:માટે; વિશે; સંબંધિ; ઉદ્દેશીને;*as for* me & my house: મારા અને મારા કુટુંબ વિશેતો.**F.***all that*, notwithstanding;in spite of:તેમછતાંપણ;છતાં;તોપણ;ગમેતેટલું પણ. **F.***all the world*,wholly;exactly: બરોબર;આબેહુબ;તદન;બિલકુલ; છેક. **F.***as much as*,seeing that;since: કારણકે;તેથી;તેટલા માટે.**F.***ever*,eternally:હમેશાં;નિરંતર; સદા;સર્વદા;સદોદિત;સદાકાળ.**F.***that*,**f.***the reason that*, because; since: કારણકે; તેટલામાટે; **for that** *I love your daughter*:કારણકે તમારી છોડીને હું ચાહું છું.**F.thy** *or* **forthy**,on this account:આટલા માટે;આ કારણથી.**O for,** would that I had: હું ઇચ્છું છું કેમારામાં હોય.*Were it not* **f.***or if it were not* **f.**, but for the presence or action of:-ના વગર-શિવાય;-નાહોય તો;-ને વાસ્તેજ; કોરે મૂકીને.**For** *my life*,or,**for** *the life of me*, if my life depended on it:મારો જીવ-જાન જાય તોપણ.*Conj.* **1.**Because;for that:કારણ કે;તે કારણથી.**2.**Since;because:તેથી; તેથીકરીને;માટે;તેટલામાટે. **F.** *because*, because:કારણ કે.**F.***why(a)*,wherefore:શા માટે; કેમ;શાવાસ્તે; શા કારણથી.(*b*)Because:કારણ કે.*n.*One who takes the affirmative side: હકાર ભણનાર;હા કહેનાર.**The fors** & **againsts**,the pros and the cons; the advantages and the disadvantages;લાભાલાભ;કોઇપણ વિષયની તરફેણ તથા વિરૂદ્ધનો પક્ષ.

**Forage,** (ફૉરેજ્)*n.* [**Fr.** fr. *forre*, forage. ] **1.** The act of providing food;search for provisions: ઘાસદાણો શોધવો તે;ચાર માટે ભ્રમણ. **2.** Food of any kind for horses and cattle:ઘોડા અને ઢોરને સારૂ ચારો; ઘાસદાણો;ચારો.*vi.*& *vt.*To wander in search of food;to strip of provisions:ઘાસદાણાની શોધમાં ભટકવું; ઘાસદાણો જોરજુલમથી કઢાવવો;લૂંટફાટ કરી ઘાસદાણો પૂરો પાડવો.

**Foraminous,**(ફૉરૅમિનસ્)*a.* Full of holes;porous: કાણાં કાણાંવાળું; છિદ્રદાર.

**Foray,**(ફૉરે) *n.* A sudden incursion into a country;a raid:પડોશના દેશ ઉપર એકાએક કરેલો હુમલો-હલ્લો;ચઢાઈ.

**Forbear,**(ફૉર્બેર્)*vi.* [A.S.*forberan.*] **1.**To refrain from proceeding; to pause;to delay:બંધ રાખવું-ક૦;વિરામવું;ઉભા રહેવું;દમ-શ્વાસ ખાવો;ધીરજ ધરવી;અટકવું;થાભવું;ઢીલ ક૦; વિલંબ ક૦. **2.** To refuse; to decline;to give no heed;ન ગણકારવું; ના કહેવી-પાડવી. **3.** To control one's self when provoked: ધીરજ-ખામોશ પકડવી;ગમ ખાવી.*Both bear & f.*:ખમો અને ખામોશ પકડો. *vt.***1.**To avoid; to abstain from; to give up:-થી-કરવાથી દૂર રહેવું;નહિ ક૦;સંયમ-નિયમ રાખવો;છોડી-ત્યજી દેવું.**2.**To indulge;to bear with: ક્ષમા ક૦;સહેવું;ગમ ખાવી;ધીરજ પકડવી;દરગુજર ક૦;ખામોશ પકડવી.**3.**To cease from bearing:ખમી ન શકવું; ખમવાને અશક્ત હોવું.*My womb her burden would* **forbear**: મારા ગર્ભસ્થાન-પેટમાં તેનો ભાર ખમી શકાતો નથી. *n.* An ancestor;a forefather:વડીલ;બાપદાદા. (*Usually in the plural*).

**Forbearance,** (ફૉર્બેરન્સ્) *n.* **1.** The act of forbearing or waiting;exercise of patience;indulgence toward offenders or enemies; lenity; long suffering:સહન શીલતા;ગમ;ખામોશ;ક્ષમા;શાંતિ; તિતિક્ષા;સબુરી;દરગુજર;માફી;મુલાઝો; નિવૃત્તિ;વિરામ;ત્યાગ;સંયમ;યમ; નિયમ;નિગ્રહ.

**Forbearing,**(ફૉર્બેરિંગ્)*P. a.* Patient;long-suffering:સહન કરે ખામોશી રાખે એવું;સહનશીલ;સંયમી.

**Forbid,**(ફૉર્બિડ્) *vt.* [A.S. *forbeodan.***1.**To prohibit;to interdict:

પાળેલો કુતરો પગ ચાટે.

નિષેધ-પ્રતિષેધ ક૦;મના ક૦;બંધી ક૦; વારવું;વર્જીત ક૦;ન કરવાની આજ્ઞા આપવી.2.To command not to enter:-માં જવા આવવાની-પેસવાની મના ક૦. 3.To hinder;to obstruct:અટચણ-ડખખલ ક૦;અટકાવવું;અવરોધ ક૦; હરકત ક૦;નડવું.4. To accurse; to blast:શાપ દેવો. *vi.* To prevent; to hinder:અટકાવ-હરકત ક૦.

**Forbidden,** (ફૉર્બિડન્) *a.* Prohibited;hindered:મનાકરેલું;-ના પાડેલું;નિષિદ્ધ;વર્જીત;મના;નિવારિત.

**Forbidding,** (ફૉર્બિડિંગ્) *p. a.* Repulsive;disagreeable:નાપસંદ;ત્રાસદાયક;ગમે નહિ એવું;અપ્રીતિજનક;અમંગલ;અનિષ્ટ.

**Force,**(ફૉર્સ્)*n.*[L.*fortis*,strong.] 1.(*a*)Active power;vigor;might: strength of body or mind:બળ; જોર;પ્રભાવ;પરાક્રમ;પ્રતાપ; પ્રાબલ્ય; સામર્થ્ય;શક્તિ;કૌવત.(*b*)Pertinency; validity; special signification: શક્તિ;બળ;તાકાદ;ગૌરવ.2.Compulsory power; coercion;violence: જબરી;જોર;જોરાવરી;બળજોરી;જુલમ; બળાત્કાર;જબરદસ્તી.3.(*a*) Troops; war-like array:સૈન્ય; લશ્કર; ફોજ. (*b*)A body of men prepared for action in other ways:ટોળું;ઝુંડ; સમૂહ.*Labouring* f.*of swain*:ગામડિયા મજુરોનું ટોળું.4. A waterfall;a cascade:પાણીનો ધોધવો-ધોધ. 5.(*Law.*) (*a*) Power exercised without law:violence:ગાયકવાડી; નવાબી;રજવાડી; જહાંગીરી; ગેરકાયદે ચલાવેલી સત્તા-અધિકાર.(*b*) Validity;efficacy:જીવ;સિદ્ધિ;ફળ;સામર્થ્ય; દમ.6,(*Physics.*) An action between two bodies which changes or tends to change, their relative condition as to rest or motion:બળ;શક્તિ;વેગ.*In* f.,or *of* f.,of unimpaired efficacy;valid: અમલમાં;ચાલતું;જાગતું;જીવંત;વર્તમાન;ચાલુ.*Of* f.,of necessity;imperatively: અલબત; બેશક; ખામુખા. *To do no* f.,not to heed:ધ્યાન આપવું;દરકાર ન રાખવી;ન ગણકારવું.*Vital* f.,that force or power which is inherent in organization:ચેતન; ચેતનાશક્તિ;જીવન.*vt.*1. To compel by physical or moral means;to coerce:જબરદસ્તી-જબરીથી કરાવવું; ના ઉપર જુલમ ગૂજારવો;ફરજ પાડવી; બળાત્કાર ક૦. 2. To impress by force:મનમાં બળાત્કારે ઠસાવવું.3.To ravish;to violate:બળાત્કારે સંભોગ ક૦;-નાઉપર બળાત્કાર ગૂજરવો. 4. To capture by assault;to storm: હુમલો-હલ્લો કરીને લેવું.5.To impel drive or extort by main force: જબરી-જબરદસ્તીથી કાઢી મૂકવું-હાંકી કાઢવું અથવા પૈદાવવું;-જોરથી આગળ ચલાવવું-ધકેલવું-તાણવું- ખસેડવું ;-ની પાસેથી કઢાવવું.6. To cause to be executed;to enforce:અમલમાં લાવવું.7.To produce by unnatural effort:બળેબળે ક૦-કાઢવું-લાવવું;મારી મચડીને ક૦-લાવવું;બે મોસમે-કદહાડે-રૂતુએ પકવવું-પેદા ક૦.*A* f.d *fruit*:બે મોસમે પકવેલું ફળ. 8. To provide with forces;to garrison:લશ્કર-સિપાઇઓ પુરા પાડવા.9.To compel,by strength of evidence: પુરાવાથી-દાખલા દલીલથી જોર જોરાવરીથી કરાવવું; as, *to* f. *conviction on the mind*:મનમાં પુરાવો બિઠાપીને હા ભણાવવી-કબુલ કરાવવું-ખાતરી કરાવી આપવી.10. (*Whist*). To compel an adversary or partner to trump a trick by leading a suit of which he has none: પોતાના ભીરૂ કે સામાવાળામાં જે રંગ ન હોય તેજ રંગ ઉતરીને તેને તે ઉપર હુકમ મારી જવાની ફરજ પાડવી.11.To value;to care for:ની દરકાર રાખવી.*vi.*1. To use violence; to make violent effort;to strive:મહા મહેનત કરવી; ભગીરથ પ્રયત્ન કરવો.2.To hesitate: આનાકાની કરવી.*To* f.*of*,to regard:-ને ગણવું;-ની દરકાર રાખવી;-ને માટે બહુ કાળજી ધરાવવી.3.To be of importance or weight;to matter:અગત્યના-જરૂરના કામના હોવું-ની ચિંતા-ફિકર હોવી.

**Forced,**(ફૉર્સ્ડ્)*a.*Done with force: જોર જુલમથી કરેલું;યત્નપૂર્વક;કૃત્રિમ; ક્લિષ્ટ;અસરળ.

**Forceful,**(ફૉર્સ્ફુલ્)*a.*Driven with force;forcible:જોરથી મારેલું-ફેંકેલું; જોર-જુસ્સાવાળું.

**Forceps,**(ફૉર્સેપ્સ્)*n.*1. A pair of pinchers or tongs:ચીપીઓ;સાણસી.

**Forcible,**(ફૉર્સિબલ્)*a.*1.Powerful; impressive;influential:સત્તા જોરવાળું;અસરકારક;જીવવાળું;ભારે;બળકટ;પ્રબળ;સબળ;જબરૂં.2. Violent; impetuous: જુલમ કરનારૂં; જોસથી આવતું-જતું;ઉગ્ર;તીક્ષ્ણ.3.Using force against opposition or resistance: અટકાવસામે જોર બળ વાપરનારૂં.4.Obtained by compulsion:જોરજુલમ-જબરીથી મેળવેલું;સાહસિક; બળજોરીનું.

**Forcible-feeble,**(ફૉર્સિબ્લ-ફીબલ્) *a.*Seemingly vigorous but really weak:દેખીતું જબરૂં પણ ખરેખર નબળું હોય એવું.

**Forcibly,**(ફૉર્સિબ્લિ) *adv.*Strongly: powerfully;by violence:જોર જુલમ-જબરદસ્તીથી;બળાત્કારે.

**Ford,**(ફૉર્ડ્)*vt.*[AS.*feran.*]To pass through by wading; to wade through:પગે ચાલીને (નદી)પાર ક૦-ઉતરવું;ઓળંગવું.*n.*1. A place in a river where it may be passed by man or beast on foot:ચાલીને જવાય એવો નદીનો ભાગ;પાર;ઉતાર. 2. A stream; a current: વહેળો; ઝરો;પ્રવાહ.

**Fordable,**(ફૉર્ડબલ્)*a.*Capable of being waded or passed through on foot:પાર હોય એવું;પગે પાર થઈ શકાય-ચાલીને જવાય એવું; થોડા પાણીવાળું;ઉતરી પાર જઈ શકાય એવું.

**Fordry,**(ફૉર્ડ્રાઇ)*a.*Entirely dry:તદ્દન-બિલકુલ સુકું.

**Fore,**(ફૉર્)*a.*[A.S.*fore.*]1.Coming first;forward:આગલું;મોખરે આવેલું;પહેલું;અગ્ર;પૂર્વ;અગ્રગામી.2. Advanced in time;antecedent:પહેલું;પ્રથમ.3.Advanced in order:ક્રમમાં પહેલું.*The* f.*part of a writing*:કોઈ ખતનો પહેલો-આગલો ભાગ. F.*wind*,favourable wind:અનુકૂળ પવન.F.*world*,the antidiluvian world: જળપ્રલય પહેલાની-સૃષ્ટિ F. *elder*,an ancestor:.પૂર્વજ; ઘરડેરો; વડિલ.F.*end,* beginning: પ્રારંભ; શરૂઆત;મંડાણ.*adv.*In advance;at the front:આગળ;પહેલાં.*n.*1.Journey;way:રસ્તો; માર્ગ.2. (*a*) The front:અગ્રભાગ.(*b*)The future:ભવિષ્ય;ભાવી.*n. To the* f., in advance: મોખરે; અગ્રે; તૈયાર. (*b*) In existence;alive:હયાત;વર્તમાન;ચાલુ; નહિં વાપરેલું;રોકડ;તગાર.

**Fore-arm,** (ફૉર્આર્મ્) *vt.* To arm or prepare for attack before the time of need:લઢાઈની આગમજ તૈયારી ક૦.*n.* (*Anat*) That part of the arm between the elbow and the wrist:કોણી અને કાંડા વચ્ચેનો ભાગ.

**Forebode,** (ફૉર્બોડ્) *vt.* 1. To foretell;to prognosticate:આગમચથી જણાવું-દેખાવું-સૂચના થવી;પૂર્વક-

યન ક૦.2.To augur despondingly: આગળથી જાણવું-ની ખબર પડવી;અનિષ્ટ સૂચન ક૦.*vi.* To presage; to foretell:ભવિષ્ય કહેવું-ભાખવું;અગમચેતી થવી.*n.*Prophecy;presage:ભવિષ્ય કહેવું તે; અગમચેતી;અનિષ્ટસૂચન-દર્શન.

**Forebody,** (ફોર્‌બૉડિ) *n.* (*Naut.*) The front part of a ship:વહાણનો આગલો ભાગ-છાતી.

**Fore-by,** (ફોર્-બાઈ) *Prep.* Near; hardby;fastby:પાસે;લગોલગ;નજીક.

**Forecast,** (ફોર્‌કાસ્ટ્) *vt.* **1.** To scheme; to project: આગળથી ગોઠવણી કરી મૂકવી; યુક્તિ-તજવીજ ક૦; પૂર્વયોજના ક૦.**2.**To foresee;to provide against: અગાઉ-આગળથી વિચાર ક૦;દીર્ઘદૃષ્ટિ વાપરવી;દુરદેશી પહોંચાડવો.*vt.*To contrive beforehand: પહેલેથી-અગાઉથી યુક્તિ-તદબીર-ગોઠવણ ક૦.*n.***1.** Previous contrivance or determination:અગાઉ-આગળથી કરેલી ગોઠવણ-તદબીર-યુક્તિ-નિશ્ચય; પૂર્વનિશ્ચય;પૂર્વકલ્પના-વિવેક.**2.**Previson; premeditation:અગમચેતી;આગળથી જાણવું તે;દુરઅંદેશો;દીર્ઘદૃષ્ટિ;અગમબુદ્ધિ;પૂર્વસંધાન-યોજના.

**Forecastle,**(ફોર્‌કાસલ્)*n.*(*Naut.*) That part of the upper deck of a vessel forward of the foremast: વહાણના આગલા ડોલની આગળનો ઉપલા તુતકનો ભાગ.

**Fore-cited,**(ફોર્-સાઈટેડ્)*a.* Cited or quoted before or above:મજકુર;સદરહુ;પૂર્વોક્ત.

**Fore-close,**(ફોર્-ક્લૉઝ્)*vt.*To stop; to prevent;to exclude: બંધ ક૦; અટકાવવું.*To* **f.***a mortgager*(*Law.*), to cut him off by a judgment of court from the power of redeeming the mortgaged premises: કોરટના ઈનસાફ-ન્યાયથી ગીરોમૂકનારને તેનો માલ છોડાવવાનો હક રદ ક૦.

**Foredoom,**(ફોર્ડૂમ્)*vt.*To doom beforehand;to predestinate:આગળ-અગાઉથી ઠરાવ-વિચાર નિર્માણ ક૦. *n.* Previous doom or sentence: પહેલેથી કરેલો-ઠરાવી મુકેલો દંડ-શિક્ષાનો હુકમ.

**Forefather,**(ફોર્‌ફાધર્)*n.* An ancestor:વડીલ;પૂર્વજ.*Pl.*બાપદાદા;પિતરો;વૃદ્ધો;ઘરડાઓ.

**Forefend,**(ફોર્‌ફેન્ડ્)*vt.***1.**To hinder;to prohibit:અટકાવવું;ટાળવું. **2.** To avert; to prevent the approach of: અવરોધ કરવો; આવતાં ખાળવું-અટકાવવું;પાસેઆવવા ન દેવું.

**Fore-finger** (ફોર્‌ફિન્ગ્ગર્) *n.* The finger next to the thumb; the index:અંગુઠાની પાસેની આંગળી; તર્જની;પ્રદેશિની.

**Fore-foot,**(ફોર્‌ફુટ્)*n.* One of the anterior feet of a quadruped or multiped:ચોપગાં જનાવરનો આગલો પગ;અગ્રપાદ.

**Forego,**(ફોર્‌ગો) *vt.* [*imp.* **Forewent** *p.p.* **Foregone.**) **1.** To quit;to leave:તજી-છોડી-જવા દેવું.**2.** To resign;to renounce:ઉપરથી હાથ ઉઠાવવો;દાવો છોડવો;જતું ક૦.**3.**To go before;to precede: આગળ-અગાડી જવું-આવવું.**Foregone** *conclusion*,one predetermined:નિશ્ચિતસિદ્ધાન્ત.

**Foregoing,**(ફોર્‌ગોઈન્ગ્)*a.*or *p.p.* Described above or before:આગળગુજરેલી-થઇગયેલી-વર્ણવેલી;પૂર્વોક્ત.

**Foreground,**(ફોર્‌ગ્રાઉન્ડ્)*n.*That part of a picture that seems to lie nearest the spectator: ચિત્રનો આગલો ભાગ.

**Forehanded,**(ફોર્‌હેન્ડેડ્)*a.***1.**Early;timely:જોઇએ તે કરતાં જલદી કરેલું; વહેલાં; વખતસર;નિયમિત.**F.** *care*: નિયમિત-વખતસર લીધેલી સંભાળ.**2.** In easy circumstances:સારી સ્થિતિવાળો;બે પૈસાના જીવવાળો;ખાતો પીતો;સુખી.**F.***farmer*:સુખી ખેડુત.

**Fore-head,**(ફોર્‌હેડ્)*n.***1.**The front or that part of the skull which incloses the brain;the brow:લલાટ;કપાળ;માથું;તાલ;અદૃષ્ટ. *Sectarial mark on the* **f.**:તિલક;ટિલું; ટિલો;અક્ષત;ત્રિપુંડ; ચાંલ્લો. **2.** Unabashedness of countenance; aspect;countenance;assurance: ન શરમાય એવો ચહેરો; ડોળ; મુદ્રા; રૂપ;ખાત્રી. **3.** The front part of anything:અગ્રભાગ.

**Foreign,**(ફૉરિન્)*a.*[**L.***foras*, out of doors.]**1.**Outside;extraneous; separated;alien: વિદેશીય;વિદેશી; પરદેશી;બહારનું; પરાયું; અન્યદેશીય; as *a* **f.***country*:વિદેશ;પરદેશ;પરમુલક.**2.**Not native or belonging to a certain country: પારકું; પરાયું;પરદેશીય;*as* **f.***writers*:પરદેશી ગ્રંથકર્તાઓ.**3.**Remote;distant; strange; not appropriate; not congenial:અપ્રસ્તુત;વેગળું;નિરાળું; ભિન્ન;અપ્રાસંગિક;અસંબદ્ધ;અસંદર્ભ; જૂદું;નોખું;ઉલટું;વિરૂદ્ધ;પ્રતિકૂળ;બાહ્ય;અણજુગતું.*As* **f.***to the purpose*: આ કામને માટે તે અપ્રસ્તુત છે. **4.** Held at a distance; excluded; exiled:બહિષ્કૃત;બહાર કાઢેલું;દૂર કરેલું.*Foreign attachment*(*Law.*): an attachment of the goods, effects,or credits of a debtor in the hands of a third person:દેવાદારનો સામાન ત્રાહિતના કબજામાં હોય તેનાપર કાઢેલી ટાંચ. *Foreign bill*,a bill drawn in one country and payable in another:એક દેશમાં લખેલી અને બીજા દેશમાં શીકારી નાણાં પગાર કરવાની હુંડી.

**Foreigner,**(ફૉરિનર્) *n.*A person belonging to a foreign country: an alien:પરદેશી;પરમુલકી માણસ; વિદેશી;અન્યદેશીય.

**Fore-judge,** (ફોર્‌જજ્) *vt.* **1.** To judge before hearing the facts and proof:પુરાવો સાંભળ્યા વગર ઠરાવ ક૦.**2.**[*O.Eng.Law.*]To expel from court for some offence or misconduct: કોઈ ગુન્હા-અપરાધવાંક અથવા ખરાબ વર્તણુકને લીધે-વાસ્તે કોરટમાંથી કાઢી મૂકવું.

**Fore-know,**(ફોર્‌નો) *vt.*To know beforehand: ભવિષ્યજ્ઞાન થવું;-નો પહેલેથી-અગાઉથી વિચાર કરવો; આગળથી ખબર પડવી.

**Fore-knowledge,** (ફોર્‌નૉલેજ્)*n.* Knowledge of a thing before it happens;prescience:ભવિષ્યજ્ઞાન; પૂર્વજ્ઞાન;ભવિષ્યદર્શન;ભાવિજ્ઞાન;પૂર્વદૃષ્ટિ.

**Foreland,**(ફોર્‌લેન્ડ્)*n.***1.** A point of land extending into the sea some distance from the line of the shore:ભૂશીર;ભૂશલાકા.**2.**(*Fort.*) A piece of ground between the wall of a place and the moat: કોઈ દિવાલ અને કિલ્લાની આસપાસની ખાઈની વચ્ચેનો જમીનનો કકડો.**3.** The portion of a shore on the outside of the embankment for receiving waves,to deaden their force: પુસ્તાની બહારની બાજુના જે કિનારાના ભાગને મોજાં અથડાય છે, છતાં જે ભાગ મોજાંનું બળ ફાવવા દેતો નથી તે ભાગ.

**Forelock,**(ફોર્‌લૉક્)*n.***1.**The lock of hair that grows from the forepart of the head: તાળવા ઉપરનો વાળનો ગુચ્છો; લલાટકેશ. *To take time or occassion by the*

*forelock,* to make prompt use of any thing: આવેલી તક જવા ન દેવી;તાકડો-તક સાધી લેવી.

**'ore-man,**(ફોર્મૅન્)*n.pl.* **Foremen.** *(a)* The chief man of a jury who acts as their speaker: પંચની સભા-જુરીનો વડો; સરપંચ. *(b)*The chief of a set of hands employed in a shop: મુખ્ય કારભારી;મુકર્દમ;મુનીમ;દીવાન.

**'ore-mast,**(ફોર્માસ્ટ્)*n.(Naut.)* The forward mast of a vessel: વહાણનો આગલો ડોલ.

**ore-most,**(ફોર્મોસ્ટ્)*a.* First in place;chief in rank and dignity:પહેલું;ઉત્તમ;આગેવાન;શ્રેષ્ટ; પ્રધાન;ઉત્કૃષ્ટ;અગ્રેસર. **2.**First in time or place: આગલું; સૌથી આગળનું; સૌથી મોખરેનું.

**ore-named,**(ફોર્નેમ્ડ્)*a.*Named or nominated before:મજકુર; સદરહુ;પૂર્વોક્ત.

**ore-noon,**(ફોર્નૂન્) *n.* The first or former part of the day: બપોરની પહેલાંનો-આગમચનો વખત.

**orensic,**(ફોરેન્સિક્)*a.*[L.*forum,* a market place.] Belonging to the court of judicature or public discussion ; rhetorical ; argumentative: ઈનસાફ દરબારને લગતું; અદાલતમાં થતું; ન્યાય સભા સંબંધિવિષયક;વ્યવહારિક;વ્યવહારાનુબદ્ધ.

**oreordain,**(ફોર્ઑર્ડેન્) *vt.* To appoint beforehand;to predestinate:આગળથી ઠેરવી મૂકવું.

**orepart,**(ફોર્પાર્ટ્) *n.* The part first in time or place; beginning:આગલો ભાગ;મહોડું;શરૂઆત; અગ્ર;અગ્રભાગ;મુખભાગ.**F.** & *back part:*આઘોપિછો.

**ore-ripen,** ( ફોર્રાઇપેન્ ) *vt.* To ripen at unnatural time:બે મોસમે-કરતે-મોસમ અગાઉ પકવવું

**ore-run,**(ફોર્રન્)*vt.***1.**To run before;to precede;to have the start of:કોઈની આગળ વધવું-દોડવું;ચઢિયાતા થવું.**2.**To announce:કહેવું;જાહેર -પ્રસિદ્ધ-પ્રગટ કo;પૂર્વસૂચન કo.

**ore-runner,**(ફોર્રનર્)*n.* 1. *(a.)* Harbinger:પહેલેથી-આગળથી ખબર આપનાર;અગ્રગામી; અગ્રેસર; આગળ મોકલેલો દૂત-ખેપીઓ. *(b)* A prognostic:આગળથી થતું ચિન્હ-નિશાની; અપસૂચક;લક્ષણ.**2.**A predecessor; an ancestor:બાપદાદા;પૂર્વજ;વડીલ.

**Foresay,** (ફોર્સે) *vt.* To predict; to presage;to foretell:ભવિષ્ય કહેવું;ભવિષ્યકથન કo;પ્રથમથી કo.

**Foresee,**(ફોર્સી)*vt.* To know before occurrence;to foreknow:બન્યા પહેલાં-આગળથી જાણવું;ભાવિ-ભવિષ્ય જાણવું.*vi.* To exercise foresight:અગમચેતી વાપરવી.

**Fore-seen,**(ફોર્સીન્)*conj.*Provided;on condition that:જો;એવી શરત-બોલીથી કે.

**Foreshadow,**(ફોર્શૅડો)*vt.*To typify beforehand;to prefigure:માં-થી (કોઈ)ની નિશાની આગમચ થવી-હોવી.

**Foreshow,** (ફોર્શો) *vt.* To show or exhibit beforehand; to give foreknowledge of:આગળથી દેખાડવું-કo;જણાવવું;ભવિષ્યની સૂચના આપવી; ભવિષ્યસૂચન-અગ્ર-પૂર્વસૂચન કo.

**Fore-sight,**(ફોર્સાઈટ્) *n.* 1. Prescience;foreknowledge:અગમચેતી -બુદ્ધિ; ભવિષ્યદર્શન. **2.** Wise forethought: આગળથી કરેલો ડાહ્યો વિચાર;દીર્ઘદૃષ્ટિ;દૂર દૃષ્ટિ;દુરંદેશો.

**Fore-sighted,** ( ફોર્સાઇટેડ્ ) *a.* Prudent; sagacious; provident for the future:દુરઅંદેશી;અગમબુદ્ધિવાળું.

**Foreskin,**(ફોર્સ્કિન્) *n.* *(Anat.)* The skin that covers the glans of the penis; the prepuce:ઇંદ્રીના ફુલની ઉપરની ચામડી;ટોપી; શફાગ્રચર્મ.*To cut the* **f.**:સુન્નત કo;મુસલમાન કo.

**Forest,**(ફૉરેસ્ટ્)*n.*[L.*foras,*out of doors;abroad.]**1.** An extensive wood:જંગલ અરણ્ય;વન;વગડો;રાન. *Conflagration* of **f.**:દાવાનળ;દાવાગ્નિ;દાવ.*Dweller in a* **f.**:વનવાસી; વની;વનાશ્રયી;વનસ્થ.**2.**(*Eng.Law.*) A large tract of uncultivated land for field sports:શિકાર કરવાની જગા;અરણ્ય.*vt.* To cover with trees or wood: જંગલ-અરણ્ય-વનજેવું બનાવવું-કo.*a.* Pertaining to the forest;rustic:જંગલ-વન સંબંધિ;જંગલી;રાની;આરણ્યક.

**Forestall,**(ફોર્સ્ટોલ્)*vi.***1.**To take beforehand, or in advance; to anticipate:આગળથી-સમજી જવું.**2.** To pre-occupy: પહેલેથી-અગાઉથી કબજે લેવો-જગ્યા રોકવી. *An ugly serpent* **forestalled** *their way:* એક કદરૂપા સાપે તેઓનો રસ્તો રોક્યો હતો.**3.**To deprive:વિનાનું કo. (*Eng. Law.*) To obstruct or stop up,as a way:રસ્તો બંધ કo; બંધ કo.*To* **f.** *the market,* to buy goods on its way to market,with the intention of selling it again at a high price: ઉંચી-ભારે કિંમતે વેચવાના ઈરાદાથી માલ બજારમાં લઈ જતાં પહેલાં ખરીદ કરી મૂકવો.

**Forester,** (ફૉરેસ્ટર્) *n.* **1.** An officer appointed to watch a forest and preserve the game: જંગલ અને તેમાંના શિકારનું રક્ષણ કરનાર અમલદાર. **2.** An inhabitant of a forest:જંગલ-અરણ્યનો રહેવાશી;જંગલીમાણસ.**3.**A forest-tree: જંગલી-જંગલનું ઝાડ.

**Foretaste,**(ફોર્ટેસ્ટ્)*vt.***1.**To have previous enjoyment or experience of something:અગાઉથી કશાનો ભોગવટો-ઉપભોગ-અનુભવ હોવો. **2.**To taste before another:બીજાના પહેલાં સ્વાદ ચાખવો;વાનગી કાઢવી.*He* **f.d** *fruit:*તેણે ફળની વાનગી કાઢી.*n.* Enjoyment in advance; anticipation;a taste beforehand: અગાઉથી અનુભવ;પૂર્વાનુભવ; વાનગી; પૂર્વાસ્વાદ;પૂર્વભુક્તિ.

**Foretell,**(ફોર્ટેલ્)*vt.& vi.*To predict;to prophesy:ભવિષ્ય-આગળથી કહેવું;ભવિષ્યકથન-ભાવિકથન કo; ભવિષ્ય ભાખવું.

**Foreteller,**(ફોર્ટેલર્)*n.*One who predicts or prophesies: ભવિષ્યવેત્તા;દૈવજ્ઞ;જોશી.

**Forethought,** (ફોર્થૉટ્)*n.* **1. A** thinking beforehand:premeditation:અગાઉથી કીધેલો વિચાર;પૂર્વવિચાર;દીર્ઘદૃષ્ટિ;પુર્વવિચારણા;પૂર્વચિંતા.**2.**Provident care; forecast: અગમબુદ્ધિ; દુરઅંદેશો;અગમચેતી.*a.* Prepense: અગાઉથી વિચાર કરીને કીધેલું-કરેલું.

**Fore-tooth,**(ફોર્ટૂથ્)*n.pl.* **Foreteeth.**(*Anat.*)One of the teeth in the fore part of the mouth; an incisor:આગલો દાંત;રાજદંત.

**For-ever,** (ફૉર્એવર્) *adv.* 1. To eternity;eternally: નિરંતર; હમેશાં;સદોદિત;સદા;સર્વદા; સદાકાળ. **2.** At all times:સઘળી વખતે.

**Fore-warn,** ( ફોર્-ઉવૉર્ન્ ) *vt.* To warn beforehand;to caution in advance;to inform previously: અગાઉથી ખબર આપવી-ચેતવી રાખવું; સૂચના આપવી.*To be* **forewarned,**

Frost & fraud both end in evil:

*is to be forearmed:*સવેળા ચેતેલા હોઈએ તે સારા.

**Forfeit,**(ફૉર્‌ફિટ્‌ )*a.*[L. *foris*, out of doors & *facio*, I do.]Lost or alienated for an offence or crime:અપરાધ-ગુન્હો કરી ખોયેલું.*n.* 1.A misdeed;a crime:ખોટું કામ; ગુન્હો;મહાપરાધ.2.(*a*)A thing forfeited:જપ્ત કીધેલી મિલ્કત-માલ-ચીજ.(*b*)A fine;a penalty:દંડ;ગુન્હેગારી. 3. Something, deposited and redeemable by a sportive fine:સટ્ટાખાઉ.*vt.*To alienate the right to possess,by some neglect or crime:ભૂલ અથવા અપરાધ કરીને કબજાનો હક ખોવો-ગુમાવવો; દંડાવું.*vi.*To be guilty of a misdeed;to be criminal:ગુન્હેગાર-અપરાધી થવું-ઠરવું.

**Forfeitable,**(ફૉર્‌ફિટેબલ્‌ )*a.*Liable to be forfeited; subject to forfeiture: ગુમાવવા જોગ; દંડને પાત્ર; જપ્ત કરવા યોગ્ય.

**Forfeiture,**(ફૉર્‌ફિટ્યૂર્‌ )*n.* 1.The act of forfeiting:દંડ આપવો-અપરાધ કરીને કાંઈ ખોવું-ગુમાવવું તે;હાનિ; ભ્રંશ;અપવર્તન. 2.An estate forfeited;a fine:જપ્ત કીધેલી મિલ્કત;દંડ.

**Forge,**(ફૉર્જ્‌ )*n.* [Fr. *forge.*] 1.A furnace where iron is heated and wrought;a smithy: લુહારની ભઠ્ઠી.2.A work-shop:લુહારખાનું.3. The act of beating or working iron or steel:લોઢું અથવા પોલાદ ટીપીને(તેની ચીજો વિગેરે)બનાવવું તે. *vi.*To commit forgery:ખોટી બનાવટ કo;ખોટો દસ્તાવેજ બનાવવો. *vt.* 1. To form by heating and hammering:તપાવી અને ઠોકીને ઘડવું.2.To produce;to invent; to frame:બનાવવું;કo;પાડવું:ઉપજાવવું; ઘટના કo.3.To make falsely; to counterfeit: ખોટું બનાવવું-પાડવું-કo;કૃત્રિમ કo;તર્કટી કo; બનાવટ કo.

**Forger,**(ફૉર્જર્‌ )*n.*A fabricator; a falsifier:ખોટી બનાવટ કરનાર;ખોટું બનાવનાર-પાડનાર.

**Forgery,**(ફૉર્જરિ)*n.* 1.The act of forging or working metal into shape:કોઈ ધાતુનો ઘાટ ઘડવો-બનાવવો તે.2.The act of producing falsely;the act of fraudulently making or altering a writing, to the prejudice of another's right:ખોટી રીતે બનાવટ કo-બનાવવું તે;ખોટો દસ્તાવેજ બનાવવા-ખોટી સહી કરવાનો અપરાધ;કુટરચના. 3. That which is fabricated or falsely devised: જે ખોટી રીતે બનાવવામાં આવે છે તે;બનાવટી લેખ;કપટ-કુટલેખ.

**Forget,**(ફૉર્ગેટ્‌ ) *vt. imp.* **forgot; forgat** *p.p.***forgotten;forgot**. [AS.*forgitan*,to get.]1.To lose the remembrance of; to cease to have in mind:વિસરી-ભૂલી જવું; યાદ ન રહેવું;-નું વિસ્મરણ થવું; ગાફેલ થવું.2.To slight;to neglect:તુચ્છકારવું;હલકું ગણવું;-ના પ્રત્યે બેદરકારી ધરાવવી-રાખવી.*To* **f.** *one's self*,to lose one's dignity or temper: પોતાનું ભાન જતું રહેવું;મર્યાદા ચુકી જવું;નું ભાન રહેવું. (*b*) To be lost in thought:વિચારમાં ગરક થઈ જવું.(*c*) To be entirely unselfish: તદ્દન નિસ્સ્વાર્થી થઈ જવું.

**Forgetful,**(ફૉર્ગેટ્‌ફુલ્‌ ) *a.* 1. Apt to forget;easily losing remembrance:ભૂલી-વિસરી જાય એવું;ભૂલકણું; ભૂલણીયું;વિસ્મરણશીળ;વિસરભોળું.2. Heedless;careless: બેદરકાર;ગફલતી;ગાફીલ;પ્રમાદી;પ્રમત્ત.*Be not* **f.** *to entertain strangers* : પરોણાની બરદાસ-ચાકરી કરવાથી ગાફેલ-બેદરકાર રહેશો નહિ.3.Causing to forget; oblivious: વિસારો કરાવે એવું. **F.** *wine*:વિસારો કરાવે એવો દારૂ.

**Forgetfulness,** (ફૉર્ગેટ્‌ફુલ્‌નેસ્‌ ) *n.* 1. The quality of being forgetful:ભૂલી જવાય-વિસારો થાય એવો ગુણ-વલણ;સ્મૃતિલોપ-નાશ.2.A ceasing to remember;oblivion: વિસ્મૃતિ;વિસ્મરણ;મોહ;ભૂલાવો; વિસારો.3.Careless omission;inattention:વિસ્મરણ;ગલફત;પ્રમાદ. **F.** *of duty*:પોતાના કર્તવ્યમાં પ્રમાદ.

**Forgive,**(ફૉર્ગિવ્‌ )*vt.* [A.S. *for* & *gifan*,to give.]1.To give wholly;to make over;to resign:આપી દેવું; સોંપીદેવું;-ને હવાલે-સ્વાધીન કરી દેવું.2. To pardon; to remit the penalty of: માફ કo; મૂકીદેવું. *I* **f.** *and quite forget old faults*: હું માફ કરૂં છું-અને આગળના ગુન્હા-અપરાધ માફકરૂં-જવાદઉછું. 3. To absolve;to pardon: માફ કo;મારી બક્ષવી-આપવી;ક્ષમા કo.*I* **f.***you as I would be forgiven*: જેમ, મને ક્ષમા મળે તો હું ખુશીથાઉં તેમ હું તમને માફ-ક્ષમા કરૂં છું.

**Forgiveness,**(ફૉર્ગિવ્‌નેસ્‌ )*n.*1.The act of forgiving;remission:માફક્ષમા કo તે;મારી;ક્ષમા;તિતિક્ષા;દયા. 2. Disposition to pardon; willingness to forgive:ક્ષમા કરે એવો સ્વભાવ;ક્ષમાશીલતા;રહેમિયત.

**Forgiver,**(ફૉર્ગિવર્‌ ) *n.* One who pardons or remits: ક્ષમા કરનાર; મારી બક્ષનાર-આપનાર.

**Forgiving,**(ફૉર્ગિવિન્ગ્‌ )*a.* Disposed to forgive;merciful;compassionate:માફ-ક્ષમા કરે એવું; દયાળું; રહેમ નજરવાળું;ક્ષમાશીલ;ક્ષમાવાન; દયાશીલ;તિતિક્ષુ.

**Fork,**(ફૉર્ક્‌ )*n.*[L.*furca.*]1. An instrument,consisting of a handle, with a shank terminating in two or more prongs or tines:કાંટો;દાંતાવાળું હથિયાર;પંજેટી.2.Any thing like a fork in shape at the extremity:છેડે કાંટા જેવો આકાર હોય એવી ચીજ-પદાર્થ.3. A prong; a branch of a stream,a road,&c.; a barbed point:ફાંટો;માર્ગ;ધારદાર અણી;કંટક; શૂલ. 4. The angle or opening between two branches or limbs:બે શાખા-ફાંટા અગર અવયવ વચ્ચેનો ખૂણો;સાંધો;સંગમ;ફાંટો. *vi.*1.To shoot into blades:પાનાં-ફળ ફૂટવાં-ઉગવાં.2. To divide into two or more branches:એક કરતાં વધારે ફાંટા-રસ્તા પડવા.*As,a road* **forks**:રસ્તાના ફાંટા પડે છે. *vt.* To raise or pitch with a fork, as hay:કાંટાવતી ઉંચું કરી ઉથલાવવું.To **f.** *over* or *out*, to hand or pay over,money:પૈસાઆપી-સોંપીદેવા.

**Forked,**(ફૉર્ક્ડ્‌ )*a.* Provided with prongs at the extremity;bifurcated:શાખાદાર;આડું અવળું;વાંકું ચૂંકું.2.Having double meaning; ambiguous;equivocal:દ્વિઅર્થી;અસ્પષ્ટ;બેવડો અર્થ થાય એવું. *Forked counsel*,advice pointing more than one way:એક કરતાં વધારે રસ્તા બતાવનારી-જણાવનારી સલાહ.

**Forky,**(ફૉર્કિ) *a.* Opening in two or more parts;furcated:બે અથવા વધારે ફાંટાવાળું;શાખાદાર.

**Forlorn,**(ફૉર્લૉર્ન્‌ ) *a.* [A.S. *for* & *leosan*,to lose.] 1. Deserted; abandoned; lost:છોડી દીધેલું;ત્યાગ કરેલું;તજી દીધેલું;ખોવાયેલું;નિધણિયું.2.Helpless;miserable;destitute:નિરાધાર;નિરાશ્રિત;કંગાલ;અનાથ;દીન;અશરણ;એકલવાયું;નિરવલંબ.

*n*.**1**.Forsaken or solitary person: તજીદેવાયલો-એકલોમાણુસ.**2**.A vanguard:લશ્કરના મોખરાની ટુકડી.

**Form,**(ફૉર્મ્)*n*.[L. *forma*, form.] **1**. Shape; frame; external appearance:આકાર;આકૃતિ;ઘાટ; ડોળ; બાંધો;બાંધણી;વલણ.*Form* in compounds can be best renderd by આકાર;as,. ચંદ્રાકાર;અંડાકાર; ગોલાકાર;પર્ણાકાર;&c..**2**.Constitution; arrangment; system: બંધારણ; ધોરણ;માર્ગ;રીત;પ્રકાર;પદ્ધતિ;મંડાણ; તંત્ર.*A form* of government:રાજ્યતંત્ર-પદ્ધતિ-ધોરણ.**3**.Fixed way of proceeding;formula;established practice: નિયમ;પ્રકાર;રીતિ; વિધાન;ક્રમ;મર્યાદા;ત્રેત;વિધિ;પદ્ધતિ. A **F**.*of prayer*:પ્રાર્થનાવિધિ.**4**.Empty appearance;formality:ખાલી-ખોટોદેખાવ;આદરોપચાર-ભક્તિ; વ્યર્થવિવેક;આડંબર;બાહ્યાચાર; ઉપચાર. **5**.(*a*)Shapeliness:આકાર;આકૃતિ; બિંબ;રૂપ;ડોળ.(*b*)Elegance;beauty: રૂપ;લાવણ્યતા;સૌંદર્ય; ખુબસૂરતી; શોભા. *He hath no* **f**.*nor comeliness*: તેનામાં ખુબસૂરતિ કે શોભા કંઈએ નથી.**6**.A shape;an image: a phantom: આકાર; મૂર્તિ; પ્રતિમા; છાયા;આભાસ. **7**.Pattern; model: નમુનો;દાખલો.**8**.(*a*) A long seat; a bench:પાટલી;બાંક. (*b*) A class (*of students*.):વર્ગ;મંડળ;(*c*)also, rank in society:જન સમાજમાં દરજ્જો; પદવી; ગૌરવ; વજન; વક્કર; as, *Ladies of a high* **f**.:ઉંચા દરજ્જાની સ્રીઓ.**9**.The seat or bed of a hare: સસલાને બેસવા-સુવાની જગ્યા. **10**. (*Print*.)The type from which an impression is to be taken, arranged and secured in a chase: ફારમ;ફરમો.**11**.Mode of acting or manifestation to the senses:વર્તવાની રીત-ઢબ;આકાર;આકૃતિ;રૂપાંતર;વિકૃતિ.*As ice is a* **f**.*of water*: બરફ એ પાણીનું રૂપાંતર છે. **12**.The boundary line of a material object:રૂપરેષા;રૂપરેખા;ખોખું.**13**.The particular shape or structure of a word or part of speech:રૂપ.**14**. Active or formative nature:સ્વરૂપ.*In due* **f**.:યથાવિધિ;પદ્ધતિવાર; રીતસર.*Good or bad* **f**.,general appearance, condition or action, originally of horses,afterwards of persons:માણસોની સમાન્ય રીતનો દેખાવ,હાલત કે આચરણ વિ૦;as, a ship's crew pull together uniformaly:બધા ખલાસીઓ એક સરખાં લુગડાં વિ૦પહેરીને રહે છે.(*Colloquially*), it means good conduct or manners;as,*it is not good* **f**. *to smoke in the presence of a lady*: કોઈ બાઈ હોય ત્યાં બીડી પીવી એ અવિવેક છે-અજુગતું છે.*vt*.**1**.To frame;to construct;to make; to fashion: બનાવવું; રચવું;ઘડવું; બાંધવું; ગોઠવવું; આકાર-ડોળ-ઘાટ-કાઢવો;આકૃતિ ક૦-આપવી.**2**.To arrange;to adjust:-ની વ્યવસ્થા-ગોઠવણી-બંદોબસ્ત ક૦;ગોઠવવું.**3**.To mold by influence; to train:કેળવવું;-સુધારવું.**4**.To act as constituent of;to answer for:ચાલવું;હોવું;થવું; અંગ-અવયવભૂત-બનાવવું.**5**.To provide with a form,as hare:સસલાને બેસવાની જગ્યા તથા પથારી પૂરી પાડવી-આપવી.**6**.(*Gram*.) To derive by grammatical rules: વ્યાકરણના નિયમ પ્રમાણે રૂપ કરવાં-બનાવવાં.*vi*. **1**.To take a form:-માં ગોઠવાવું;બનવું; થવું. **2**. To run for a form, as a hare: સસલાના ખડા તરીકે ચાલવું-કામમાં આવવું.

**Formal,**(ફૉર્મલ )*a*.**1**. Belonging to the from,shape or frame of a thing:કોઈ ચીજ-પદાર્થના આકારસુરતને લગતું.**2**. Essential; constituent:નાસ્વરૂપનું;સ્વાભાવિક.**3**.Express;according to regular method:નિયમસર-રીતિ પ્રમાણે હોય તેવું;યથાવિધિ;કાયદેસર;યથામાર્ગ;યથાર્થ; આચારશુદ્ધ.*He gave his* **F**.*consent to the treaty*:તેણે તહનામા-કરારનામા વાસ્તે પોતાની યથાવિધિ સંમતિ આપી.**4**.Regular; methodical;exact;ceremonious:નિયમિત; નિયમ પ્રમાણે કરેલું; વ્યવહારાનુંરૂપ; નિયમનિષ્ઠ;આદરોપચારી; આદરસત્કારી. **5**. External:ઉપર ઉપરનું;બહારનું;ઉપલક.**F**.*worship*: બહારની-ખરા અંતઃકરણની નહિ એવી પૂજા.**6**.Dependent on form;conventional:રીતિરૂઢી-ચાલ પ્રમાણે થતું;વિધ્યનુરૂપ.

**Formalist,**(ફૉર્મલિસ્ટ્)*n*.One who rests in external religious forms, or observes the forms of worship,without possessing the life and spirit of religion:ધર્મની ક્રિયા પાળવામાં જે ઘણું ચુસ્ત હોય તે;બાહ્યચારી; ધર્મની ક્રિયા ભાવવગર પાળનારું માણસ;કર્મનિષ્ટ;ક્રિયાનિષ્ટ.

**Foamality,**(ફૉર્મલિટિ) *n*. **1**. The condition or quality of being formal or strictly ceremonious: યથામાર્ગતા; કાયદેસરપણું; યથાર્થતા. **2**.Form without substance:બાહ્યોપચાર;આદરોપચાર-ભક્તિ-સેવા.**3**. Ceremony;conventionality:ધર્મક્રિયા;વિધિ;ઉપચાર;રીતિ; સંસ્કાર.**4**. Essence:તત્વ.**5**. An established order;habitual mode:રીત;પ્રકાર; નિયમ.**6**.(*Scholastic Philos*.)The manner in which a thing is conceived by an act of human thinking:સ્વરૂપ. **7**. ( *Pl* ). The dress prescribed for any body of men, academical,municipal, &c.:કોઈ વિદ્વજ્જન કે મુનીસીપલ મંડળવાળાઓનો પોશાક-લેબાસ.**8**.That which is formal;the formal part: બાહ્યભાગ;બાહ્યોપચાર.

**Formally,**(ફૉર્મલિ)*adv*. Expressly;regularly;ceremoniously:કાયદામુજબ;નિયમસર; યથાવિધિ;નિયમાનુસાર;સભ્યાચાર પૂર્વક.

**Formation,**(ફૉર્મેશન્)*n*.1.The act of giving form or shape to;forming:ઉત્પત્તિ;ઉદ્ભવ;વિધાન; કલ્પના; સૃષ્ટિ.**2**.Structure; construction: રચના;બનાવટ;ઘટના;બનાવવાની રીત. **3**.(*Geol*.) Mineral deposits: ખનિજ સમુહ-સંગ્રહ.**4**.(*Mil*.) An arrangement of troops: લશ્કરની ગોઠવણી વ્યવસ્થા-રચના. **5**. A substance formed or deposited: બનેલો કે નીચે બેઠેલો પદાર્થ-થર.

**Formative,**(ફૉર્મેટિવ્ )*n*.(*Gram*.) That which serves to give form: વ્યુત્પત્તિ. (b) A word formed in accordance with some rule or usage,as from a root:સાધિત શબ્દ. *a*.**1**.Giving form;plastic:નવા ઘાટે બની શકે તેવું;ઘાટ બનાવવા લાયક.**2**. (*Gram*.)Derivative:સાધિત;અનેલું.**3**.Germinal:વધીને મોટું થાયએવું.

**Former,**(ફૉર્મર્ )*n*.**1**.A maker; an author:બનાવનાર; રચનાર; કર્તા. **2**. (*Mech*.) A pattern in or upon which anything is formed by pressure:જે નમુના પ્રમાણે કોઈ ચીજ દબાણથી બનાવવામાં આવેછે તે બીબું. **3**.A piece of wood used for shaping cartridges and wads:કારતુસ અને બંદુકમાં ઘાલવાના ડુચાને આકાર આપવાનું લાકડાનું બિબુ.*a*. **1**. (*a*) Preceding in order of time;

prior:આગલું;પહેલું.(*b*)Near the beginning; preceding: આગલું; આગળનું;પહેલાં ગયલું;તન;પૂર્વકાલિન. 2.First mentioned:પહેલું;પૂર્વોક્ત.

**Formerly,**(ફૉર્મર્લિ) *adv.* In past time;of old;heretofore:પેહેલાં;પૂર્વે; અસલ;પૂર્વકાળે.*As* f.:યથાપૂર્વ;પૂર્વવત્. F.*stated*:પૂર્વોક્ત.F.*heard*:શ્રુતપૂર્વ.

**Formication,**(ફૉર્મિકેશન્) *n.* [L. *formica*,ant.](*Med.*) A sensation of the body resembling that made by the creeping of ants on the skin:ચૂંટ;ચચણાટ; ચળવળાટ.

**Formidable,***a.*(ફૉર્મિડેબલ્)*a.* [L. *formido*,I fear.] Exciting fear or apprehension;dreadful;alarming:ભયંકર;બિહામણું; ભય ઉપજાવે એવું;બીવડાવે એવું;ભયંજનક;ભયોત્પાદક;વિકરાળ;ઘોર;ભયાવહ;ઉગ્ર;પ્રબળ.

**Formless,**(ફૉર્મ્લેસ્)*a.*Shapeless; without a determinate form: બેડોળ;બદશકલ;બદસુરત;અરૂપ;નિરાકાર;અમૂર્ત;આકાર શૂન્ય-રહિત.

**Formula,**(ફૉર્મ્યુલે)*n.*Lat *pl.* **Formulæ,**[L.*forma*,form.] 1. An established rule:કાયદો;સૂત્ર;નિયમ; વ્યવસ્થા;પદ્ધતિ;રીતિ;વિધિ.2.(*Eccl.*) A written confession of faith: ધર્મસ્વીકાર અંગીકાર. 3.(*Math.*) A rule or principle expressed in algebraic language:કોઈ પણ હિસાબ કરવાની સંજ્ઞામાં ગોઠવી મૂકેલી ટુંકી રીત;કુંચી.4.(*Med.*)A prescription or recipe for the preparation of a medicinal compound: કંઇપણ ઓસડ બનાવવાને તેનું વજન અને રીતનો કોઠો;નુસખો.5.(*Chem*). A symbolic expression of the constituents of a compound:કોઈપણ રસાયણીમિશ્રણ શાનું શાનું બનેલું છે, તે તે વસ્તુનાં નામ, પ્રમાણ સૂચક સંક્ષિપ્ત સંજ્ઞા, જેમકે,H20.:આ સંજ્ઞા પાણી કેમ બનેલું છે તે બતાવેછે.

**Formulary,**(ફૉર્મ્યૂલરિ) *a.* Stated; prescribed:નિયમિત;રીતિપ્રમાણે.*n.* A book containing stated and prescribed forms:વિધિગ્રંથ;વિધાનમાળા;વિધાનસંગ્રહ;સૂત્રસંગ્રહ.

**Fornicate,**(ફૉર્નિકેટ્) *vi.* [L. *fornix*, arch; vault. ] To commit adultery;to have unlawful sexual intercourse: વ્યભિચાર-છિનાળુ-રંડીબાજી-વેશ્યાગમન કo.*a.*Arched: કમાનવાળું-દાર.

**Fornication,**(ફૉર્નિકેશન્)*n.*1.The incontinence or lewdness of an unmarried person:કુંવારા સ્ત્રી પુરૂષનું છિનાળું;કન્યાગમન;વેશ્યાગમન. 2.(*Script.*) (*a*) Adultery: રંડીબાજી;બદકર્મ;વ્યભિચાર;છિનાળું; જાર કર્મ.(*b*)Incest: બહુ નજીકની સગાઈ વાળાં સાથે સંજોગ; ગોત્રગમન. (*c*) Idolatry:મૂર્તિપૂજન-સેવા.

**Fornicator,** (ફૉર્નિકેટર્) *n.* One who commits lewdness; One who has unlawful sexual intercourse with any one:વ્યભિચારી; છિનાળવો;રંડીબાજ;કન્યા-વેશ્યા-ગામી.

**Fornicatress,** (ફૉર્નિકેટ્રેસ્) *n.* A female guilty of lewdness:છિનાળ;વેશ્યા;વ્યભિચારિણી.

**Forray,**(ફૉરે)*vt.* To ravage: ઉજાડ કo;લુંટવું.*n.*The act of ravaging: ઉજાડ કo-લુંટવું તે.

**Forsake,** (ફૉરસેક્) *vt.* [A. S.*forsacan*,to oppose.]1.To desert;to abandon;to leave:ત્યાગ કo;તજવું;છોડી દેવું.2.To renounce;to reject:ના પસંદ કo;નકાર વાસવો.

**Forsooth,**(ફૉરસૂથ)*adv.*In truth; in fact;certainly;very well:ખરેખર;મુકરર;બહુ સારૂં;સત્યમેવ;નક્કિ; બરોબર.

**Forswear,**(ફૉરસ્વેર્) *vt.*[A.S.*for* & *swerian*, to swear.]1.To renounce upon oath: સમ-સોગન ખાઈ છોડી દેવું-ત્યાગ કo. (*b*) To renounce earnestly:ખરા મનથી-આગ્રહપૂર્વક ના કહેવું-તજવું.2.To deny upon oath:સમ ખાઇને લેવાની ના પાડવી-કહેવી.*To* f.*one's self*,to swear falsely:જુઠા સોગન ખાવા. *vi.* To swear falsely:જુઠા સોગન ખાવા.

**Fort,**(ફૉર્ટ્)*n.*[L.*fortis*,strong.]1. A fortress;a fortification:કિલ્લો; ગઢ;કોટ;દુર્ગ.

**Forte,** (ફૉર્ટ્) *n.* [Fr. *fort.*] The strong point;that in which one excels:વિશિષ્ટ-શ્રેષ્ઠ ગુણ;ભૂષણ.2.The stronger part of the blade of a sword:તરવારનું મજબુત અરધું પાનું; હાથા તરફનું અડધિયું.*adv.*(ફૉર્ટે)[L. *fortis*,strong.](*Mus.*) Loudly; strongly; powerfully: મોટે સાદે; તાણીને;જેટલું જોર હોય તેમ.

**Forth,**(ફૉર્થ)*adv.* [AS. *forth.*] 1. Forward:આગળ.2.Out:બહાર.3. Away;abroad:દૂર;આઘે;કોઈ જગ્યાની હદ બહાર.*And so* F.and so on: અને એ પ્રમાણે; વળી આગળ. *Prep.* Forth from:-માંથી *n.* A way: રસ્તો;માર્ગ.

**Forthcoming,** (ફૉર્થકમિન્ગ્) *a.* Ready to appear; making appearance:દેખાવ આપતું;હાજર;તૈયાર.

**Forthwith,**(ફૉર્થવિથ્) *adv.* Immediately;without delay:તાબડતોબ;જલદી;લાગલોજ;તત્ક્ષણ;તરતજ.

**Forthy,**(ફૉર્થાઈ) *adv.* [AS.*for* & *thy.*]Therefore:તે માટે;તેટલા માટે-વાસ્તે-સારૂ.

**Fortieth,**(ફૉર્ટિએથ્) *a.* 1. Following the thirty-ninth,or preceded by thirty nine units:ચાળીસમું.2. Constituting one of forty-equal parts into which anything is divided:ચાળીસમું.*n.*One of forty equal parts into which one whole is divided:કોઈ આખા ભાગના ચાળીસ સરખા ભાગમાંનો એક ભાગ.

**Fortification,** (ફૉર્ટિફિકેશન) *n.* 1.The act or the art of fortifying to defend a place against attack: હુમલાથી કોઈ જગ્યાનું રક્ષણ કરવાને કિલ્લા કોટ બાંધવા તે-બાંધવાની વિદ્યા;તટબંધી;કોટબંધી.2.A castle; a fort:કિલ્લો;કોટ;ગઢ.

**Fortify,**(ફૉર્ટિફાઇ) *vt.* [L.*fortis* & *facio*,I make.]1.To strengthen; to confirm;to add strength to: કઠણ-મજબૂત કo;દૃઢ-સ્થિર-અચળ કo. 2.To strengthen and secure by forts:કોટ બાંધવો;કોટ કિલ્લાથી મજબૂત કo; તટ-કોટબંધિ કo;-ની આસપાસ ખાઈ ખોદવી.*vi.* To raise defensive works:કિલ્લા-કોટ કામ ઉઠાવવું-કo.

**Fortitude,**(ફૉર્ટિટ્યુડ)*n.*1. Power to resist attack;strength:હુમલો અટકાવવાની શકિત-બળ-જોર; વિક્રમ; સાહસ;શૌર્ય. 2. Passive courage; resolute; endurance:દૃઢતા;સહનશક્તિ;ધૈર્ય;ધારણા;હામ;છાતિ;ધીરતા.

**Fortlet,**(ફૉર્ટ્લેટ્) *n.* A little fort: ન્હાનો કિલ્લો-કોટ; ગઢી;ચોગુરજી.

**Fortnight,**(ફૉર્ટ્નાઈટ્)*n.*The space of fourteen days;two weeks: પખવાડિયું;પક્ષ;બે અઠવાડીઆં.

**Fortress,** (ફૉર્ટ્રેસ્) *n.* [L. *fortis*, strong.]A fort;a castle;a stronghold:કિલ્લો;ગઢ.

**Fortuitous,** (ફૉર્ટ્યૂઇટસ્) *a.* [L. *fortuitus*, luck, chance.]Happening by chance;coming unexpectedly:દૈવયોગે બનેલું;આકસ્મિક; અણધાર્યું;અણચિંતું;આગંતુક;દૈવજ-

ત;દૈવાધીન.

**Fortuitousness-Fortuity,**(ફૉર્ટયૂઇટસનેસ-ફૉર્ટયૂઇટિ)*n.*[L.*fortis*, chance.]Accident;chance;casualty:અકસ્માત બનાવ;દૈવયોગ;દૈવઘટના.

**Fortunate,**(ફૉર્ટ્યૂનેટ્ )*a.* [L. *fortuna*,fortune,luck.] 1. Coming by favorable chance;auspicious: સારા નશીબથી બનેલું-મળેલું; શુભ; આબાદ;મંગળ;શુભકર;શુભાવહ; શ્રેયસ્કર;માંગલિક.2.Lucky:દૈવવાન; નશીબદાર;ભાગ્યશાળી;ભાગ્યવાન.

**Fortunately,**(ફૉર્ટ્યૂનેટ્લિ ) *adv.* Luckily;successfully; happily: સારે ચોઘડીએ-ઘડીએ;સારેભાગ્યે-નશીબે;દૈવયોગે;સુભાગ્યે;ભાગ્યશાળે.

**Fortune,**(ફૉર્ટયૂન્ )*n.*1. Chance; accident;luck:દૈવ;ભાગ્ય;અકસ્માત બનાવ.2.Fate;destiny:પ્રારબ્ધ;નશીબ;ભવિષ્ય;ભાગ્ય.3. (*a*) Happy event; success: અર્થસિદ્ધિ; ફતેહ; બરકત;શુભ;કલ્યાણ;સૌભાગ્ય;પુણ્યોદય; લાભ;યશ.(*b*)Means of living: ગુજરાન; રોજગાર; આજીવિકા. 4. (*a*) Estate;wealth:મિલ્કત; પૈસો;ધન; સંપત્તિ;ઐશ્વર્ય;રિદ્ધિ;લક્ષ્મી; પુંજી;દોલત.(*b*)Great wealth:ઘણી મિલ્કતદોલત;પુંજી.*He inherited a large* **f.***from his father*:તેને તેના બાપની ઘણી દોલત વારસામાં મળી. *The opening,smiling or becoming propitious of* **f.**is expressed by: ભાગ્ય-નશીબ ઉઘડવું-ખુલવું; ભાગ્યોદય થવો;કપાળઆગળનું પાંદડું ફરવું.*Dawn of good* **f.**: ભાગ્યોદય. *Favourite of* **f.**:ભાગ્યપુરૂષ.*Wheel of* **f.**:દૈવચક્ર. કાળચક્ર;સંસારચક્ર. *Worship of* **f.**: લક્ષ્મીપૂજન.*You may out-run all, but-***f.***will out-run you*: નશીબ બે ડગલાં આગળનું આગળ.*vt.* 1. To make fortunate: પૈસાદાર-તવંગર કo 2. To presage;to prognosticate:ભવિષ્ય કહેવું-જણાવવું. 3. To provide with a fortune: દોલત-પૈસો આપવો. *vi.* To fall out;to happen:બનવું;થવું;આવી પડવું;વીતવું.

**Fortune-book,**(ફૉર્ટયૂન-બુક્ )*n.* A book to be consulted to discover future envnts: સુકનાવળી.

**Fortune-hunter,**(ફૉર્ટયૂન-હન્ટર્ ) *n.*A man who seeks to marry a woman with a large portion, with a view to enrich himself: તાલેવંત સ્ત્રીને પરણીને શ્રીમંત થવાની ઈચ્છા રાખનાર.

**Fortune-teller,**(ફૉર્ટયૂન-ટેલર્ )*n.* One who tells or reveals the future events of one's life:ભવિષ્યમાં લખેલું કહેનાર-કહી બતાવનાર; દૈવજ્ઞ;જોશી.

**Forty,**(ફૉર્ટિ)*a.*[AS.*feower*,four& *tig*,ten.]Four times ten:ચાળીસ; ૪૦.*n.*1.The sum of forty units: ચાળીસ એકમનો સરવાળો.2.A symbol expressing forty units: ચાળીસ એકમ દર્શાવનારો અક્ષર-નિશાની.

**Forum,** (ફૉરમ્ )*n.* [L.*foras*, out of doors.] 1.A market place or public place in Rome:રોમનું બજાર-ચૌટું.2.A tribunal;a court:ઈનસાફની જગ્યા;ન્યાયસભા;અદાલત.

**Forward,Forwards,** ( ફૉર્વર્ડ્-ફૉર્વર્ડ્ઝ )*adv.* [AS.*fore* & *weardes*.] Onward; in front; progressively:આગળ;અગાડી.

**Forward,**(ફૉર્વર્ડ્)*a.* 1. Near or at the fore part:આગળનું;અગાડીનું; આગલું.2.Ready;prompt:તૈયાર;તત્પર. 3. Ardent;eager; earnest; bold:આતુર;હોંસીલું;ઉત્સુક;ઉત્કંઠિત; બહાદુર;ધૃષ્ટ;ઉદ્ધત; સંકોચહીન-રહિત; નિર્લજ.*The boy is too* **f.** *for his years*:તે છોકરો પોતાના વર્ષના પ્રમાણમાં ઘણોજ ધૃષ્ટ છે. 4. Advanced beyond the usual degree:વહેલું આવેલું-થયેલું;અકાલિક;આગોતરું.*The grass is* **f.***for the season*:આ વર્ષે ઘાસ આગોતર છે.*vt.*1.To promote; to accelerate;to hasten:ટેકો આપવો;પ્રવર્તાવવું;જલદી વધે-ઉગે તેમ કo; વૃદ્ધિંગત કo;પ્રેરવું.*To* **f.***one in improvement*:કોઇને સુધારામાં પ્રવર્તાવવું.2.To send forward;to transmit:મોકલવું;પહોંચાડવું.

**Forwarding,**(ફૉર્વર્ડિંગ્ )*n.*The act of transmitting forward merchandise and other property for others:બીજાઓને માટે વેહેપારની જણસને બીજે માલ મોકલવો-પહોંચાડવો તે.

**Forwardness,** ( ફૉર્વર્ડ્નેસ્ ) *n.* 1.Promptness;readiness:તત્પરતા; અવિલંબ.2.Eagerness;ardor:ઉત્સુકતા;આતુરતા;ઉત્કંઠા. 3.Precocity; prematureness:જલદી-વહેલું થવું-ઉત્પન્ન થવું તે;આગોતર.4.Boldness; confidence:ધૃષ્ટતા;અમર્યાદા;નિર્લજતા;અવિનય.5.Advancement: અભિવૃદ્ધિ;વધારો;ઉત્કર્ષ;ઉન્નતિ; આગળથી કરી મુકવાની સ્થિતિ.

**Fossil,**(ફૉસિલ્)*a.*[L.*fossilis*,dug up.]1.Dug out of the earth:જમીનમાંથી ખોદી કાઢેલો.**F.***coal*:જમીનમાંથી ખોદી કાઢેલો કોયલો.2.Changed into stone:પથ્થરના રૂપમાં બદલાઈ ગયેલું.**F.***shells*:પથ્થરના રૂપમાં બદલાઈ ગયેલી છીપો. *n.* 1. A substance dug out of the earth:જમીનમાંથી ખોદી કાઢેલો પદાર્થ;ધાતુ;ઉપધાતુ.2.(*Paleon.*)The remains of an animal or plant found in stratified rock:પડવાળી ખડકમાંથી મળેલાં પ્રાણી અગર છોડવાનાં અવશેષો. 3.A person whose views are extremely antiquated:ઘણાજ ચુસ્ત જુના વિચારનું માણસ.

**Fossilist,**(ફૉસિલિસ્ટ્ )*n.*One who studies the nature and properties of fossils;a paleontologist: પથ્થર થઈ ગયેલાં હાડકાં વિગેરેપારખનાર;ધાતુવાદી;ધાતુવેત્તા;ધાતુવિધાજ્ઞ.

**Foster,**(ફૉસ્ટર્ )*vt.*[A.S.*fostrian*, to nourish.]1. To feed; to support;to bring up:ખવડાવવું;પાલન પોષણ કo; ઉછેરવું;પાળવું.2.To promote;to cherish;to encourage:વધારવું;ઉત્તેજવું;-ની વૃદ્ધિ કo; ખીલવવું; -નું સ્ફુરણ કરવું.*vi.*To be nourished or trained up:ઉછેરાવું; પળાવું. *n.* A forester: જંગલ અને તેમાંના શિકારનું રક્ષણ કરનાર.

**Eosterage,** ( ફૉસ્ટરેજ્ ) *n.* The charge of nursing:(બચ્ચાંને)ઉછેરવાનીમહેનતની મજુરી.

**Foster-brother,**(ફૉસ્ટર્-બ્રધર્ )*n.* A male nursed at the same breast or fed by the same nurse: દૂધભાઈ-ધાવભાઈ.

**Foster-child,**(ફૉસ્ટર-ચાઈલ્ડ્ )*n.* A child nursed by a woman not the mother, or bred by a man not the father:ધવડાવી-ઉછેરવા રાખેલું પારકું છોકરું.

**Fosterer,** (ફૉસ્ટરર્ ) *n.* One who feeds and nourishes in the place of parents;a nurse:બાળકને સંભાળનારી સ્ત્રી;આયા;ધાવ.

**Foster-daughter,**(ફૉસ્ટરડૉટર્ )*n.* A female foster child: પાલક કન્યા;પાળક બેટી.

**Foster-father,** (ફૉસ્ટર્-ફાધર્ ) *n.* One who takes the place of a father in feeding and educating a child:પાળકપિતા;ધર્મપિતા;પ્રતિપાલક.

**Foster-mother,** (ફૉસ્ટર્-મધર્ ) *n.* One who takes the place of a

mother in the care of a child; a nurse:પાળકમા;આયા;ધાવ;ધાત્રી.

**Foster-sister,** (ફૉસ્ટર્-સિસ્ટર ) *n.* One not a sister, but brought up as such by the same parent or parents:દૂધબેન.

**Fother,**(ફૉધર્ )*n.*A fodder:સીસાનું એક તોલ.*vt.*To endeavour to stop, as a leak by putting oakum to be sucked:કુચાવડે ચુસાવીને કાણામાંથી ગળતું પાણી બંધ કરવાનો યત્ન ક૦.

**Foul,**(ફાઉલ્ )*a.*[A.S.*ful*,sordid.]1. Filthy;dirty;not clean:મેલું; મલિન;મળકટ;અપવિત્ર;અશુદ્ધ;ગંદુ;અસ્વચ્છ;એંઠું;અજીઠું. 2. Obscene or profane(*words,language.*):બિભત્સ;કુવાડું;ભાંડ;કુત્સિત;ગર્હ્ય;નિંદ્ય.3. Cloudy or rainy;stormy:વાદળ થયું હોય એવું;વરસાદ આવે એવું;વાવાઝોડું હોય એવું.4.Hateful;abominable:ધિક્કારવા લાયક;તુચ્છ;દુષ્ટ. *The f.witch Sycorax*:સિકોરેક્સ નામની ધિક્કારવા લાયક ડાકણ.5.Not favorable;not fair;contrary:અનુકૂળ ન પડે એવું;ન જોઈએ તેવું;સામું;ઉલટું;પ્રતિકૂળ.**F.***wind*:અનુકૂળ ન પડે એવો-સામો-ઉલટો પવન. 6. Dishonest; cheating:ગેરવાજબી;અપ્રમાણિક;છેતરે એવું.**F.***play*: કાળું ધોળું; કાળું કર્મ;કુટિલકૂટ;પાપ;કુટબુત;કુટદાવ;દગો. 7.Entangled:ગુંચવાયેલું. *A rope* **is f.**:દોરડું ગુંચવાયેલું છે.8.Loathsome disgusting: બહુજ કંટાળો ધિક્કાર ઉપજે એવું.**F.** *means*: કપટ પ્રબંધ.**F.***quality*:રજોગુણ.**F.***smell*: દુર્ગંધ.*A* **f.***copy,* a first draught, with erasures and corrections: છેકા અને સુધારાવાળું પહેલું-અસલ લખાણ. *To fall* **f.**,to quarrel; to fall out:ઉતરી પડવું; કજીઓ-ટંટોલડાઈ ક૦. *To run or fall* **f.***of,* to come into collision with;to run against: સામે અથડાવું-સામસામા અફળાવું.*vt.*1.To defile; to daub; to dirty: મેલું-ગંદુ-મલિન-કચરાળું ક૦ 2.To entangle:ગુંચવણમાં નાખવું;વિટલાવવું; અટકટમાં આણવું. 3. To incrust the bore of a gun with burnt gunpowder in the process of firing:ફોડતી વખતે બંદુકની નળીમાં બળેલાદારૂનો પોપડો બાઝી જવો.*vi.* To become entangled;to come into collision with something: ગુંચવાવું;ગુંચવણમાં આવી પડવું;કશા સામે અથડાવું.*n.*An entanglement; a collision:અટકટ;અથડાઅથડી.

**Foulder,**(ફાઉલ્ડર્ )*vi.*[L.*fulgur.*] To lighten; to gleam: ઝગઝગવું; પ્રકાશ-તેજ મારવું.

**Foully,**(ફાઉલિ) *adv.* Hatefully; shamefully;dishonorably:ધિક્કાર-શરમભરેલીરીતે;ગેરવાજબી રીતે.

**Foul-mouthed,**(ફાઉલ્-માઉધ્ડ્ ) *a.* Using language scurrilous or profane;abusive:ગાળોભાંડતું-દેતું; કાળજીભિયું;દુર્મુખ;મુખર.

**Foul-play,**(ફાઉલ્-પ્લે)*n.*Pollution; ugliness;dishonesty: ખરાબ-ગંદુ થવું તે;નાપાકી;મલીનતા;મેલાળ-કદરૂપાપણું;અપ્રમાણિકપણું;કલુષતા.

**Found,**(ફાઉન્ડ્ ) *vt.* [L. *fundo,* I pour.]1.To lay the basis of; to ground;to establish:-ના પાયો નાખવો;બંધાવવું;વસાવવું; સ્થાપવું. 2. To begin to raise;to originate: ઉભું ક૦-સ્થાપવા માંડવું;સ્થાપવું;કાઢવું; ઉભું ક૦-નુંમંડાણ ક૦:-ના મૂળ પુરૂષ હોવું.*Founded on* is rendered into gujarati by:મૂલ, મૂલક,જ,કલ્પિત, &c.as,અજ્ઞાનજ,અજ્ઞાનમૂલક,અવિદ્યાકલ્પિત,પ્રેમમૂલા.*vi.*To rest or rely: આધાર-આશરો રાખવો.*vt.*To form by melting a metal:ધાતુ ગાળીને બનાવવું;ઓતવું; બીબું પાડવું. *Imp. p.p. of* Find:માલમ પડયું;જડયું.

**Foundation,**(ફાઉન્ડેશન્ )*n.*1.The act of founding or establishing: સ્થાપવું-ઉભું ક૦ તે;નિર્માણ;સંસ્થાપન.;સ્થાપન-ના. 2. Ground work; basis:પાયો;મૂલાધાર;આશ્રય;આધાર.3.Endowment: કોઈ સ્થાપેલા સમાજનો નભાવ ક૦ સારૂ આપેલો પૈસો; ધર્માદાન.4.That which is founded by endowment:સ્થાપેલો સમાજ. 5. The whole substructure of masonry:તળીઆનું-જમીનની અંદરનું-પાયાનું તમામ ચણતર-કામ.

**Founder,**(ફાઉન્ડર )*n.*1.One who founds,establishes and erects; one who endows:સ્થાપનાર;પ્રતિષ્ઠાપક;સંસ્થાપક;પ્રવર્તક;કર્તા;પ્રયોજક; આચાર્ય;ધર્મસ્થાપક;મૂલપુરૂષ.*n.* One who casts metals into various forms: ધાતુનાં જુદાંજુદાં રૂપ-આકાર બનાવનાર;ઓતનાર.*vi.*[L.*fundus.*] 1. ( *Naut.* ) To be filled with water and sink,as a ship: વહાણમાં પાણી ભરાઈને તે ડુબી જવું;તળીએ બેસવું.2.To fall;to stumble and go lame:પડવું;ઠોકર ખાઇને લંગડાવું. 3.To fail;to miscarry:નિષ્ફળ જવું; વ્યર્થ જવું;અધૂરે જવું;નકામું થઈ પડવું. *vt.*To cause internal soreness in the feet or limbs of:-ના પગ અથવા અવયવના અંદરના ભાગમાં સોજો ઉત્પન્ન ક૦-સુઝાડવું.*n.*(*Far.*)(*a*)Lameness in the foot of a horse:ઘોડાના પગનું લંગડાપણું.(*b*)An inflammatory fever:સોજો ચઢે એવો તાવ.(*c*)Acute rheumatism:જલદ સંધિવા.

**Foundery,**(ફાઉન્ડરિ) *n.* Same as 'foundry':ધાતુ-બીટનું કારખાનું.

**Foundling,**(ફાઉન્ડ્લિન્ગ )*n.*A deserted or exposed infant;a child found without a parent:માબાપ વગરનું ખોવાઈ ગયેલું છોકરૂં;અપવિદ્ધ બાળક.

**Fount,**(ફાઉન્ટ્ )*n.*A complete set or assortment of types of a certain kind;a font:એક જાતનાં છાપવાનાં બીબાંના પુરતો જથ્થો. 2.See **Fountain.**

**Fountain,**(ફાઉન્ટેન્ ) *n.* [L.*fons, fontis,*a fountain.]1.A spring, or natural source of water:ઝરો. 2. An artificially produced jet or stream of water:ફુવારો;ફરંજો; ધારા યંત્ર.3.Origin; first cause: મૂળ;મૂળ-પહેલું કારણ;યોનિ;હેતુ;આદિ કારણ-હેતુ;ખાણ.4. A reservoir to contain a liquid which can drawn off as needed for use:કંઈપણ પ્રવાહી પદાર્થ જેમાં ભરી રખાય અને પછી તેમાંથી જેમ જેમ જોઇએ તેમ લેતાં જવાય તેવું ખાનું-દાબડી-બતક વિ૦.

**Fountain-head,** (ફાઉન્ટેનહેડ્ )*n.* Primary source; original: મુખ્ય સ્થાન;મૂળકારણ;મથક;આદિકારણ.

**Four,**(ફૉર્ ) *a.* [L.*quatuor.*] One more than three,or one less than five;twice two:ચાર;૪.*n.*The sum of two and two: બે અને બેનો સરવાળો.2.A symbol representing four units:ચાર એકમ દર્શાવનારી નિશાની.*Aggregate of* **f.**:ચોકડી;ચોકડું; ચતુષ્ટય.3.Four things of the same kind,esp.horses:એકજ જાતની ચાર ચીજો(ચારઘોડા).As,a carriage and *four*:ચાર ઘોડાની ગાડી-બગી.*On all* **fours**:બંધબેસતું;જોઈએ તેવું;સત્તરઆની;યથાયોગ્ય.

**Four-fold**(ફોર્ફોલ્ડ્)*a.*Four times; quadruple: ચારગણું; ચોગણું. *n.* Four times as much:ચારગણું હોવું તે.*vt.*To quadruple:ચો-ચાર ગણું ક૦

**Four-footed,** ( ફોરફુટેડ્ ) *a.* Having four feet;quadruped:ચોપગું; ચારપગવાળું.

**Four-score,** (ફોર્સ્કોર ) *a.* Four times twenty;eighty: ચાર કોડી; એંસી;૮૦.*n.* Eighty units: એંસી એકમ.

**Fourteen,**(ફોર્ટીન્ ) *n.* [A.S. *feower*,four & *tyne*,ten.] 1. The sum of ten and four:દશ અને ચારનો સરવાળો;ચૌદ.2.A symbol representing this number 14 or XIV:૧૪ની સંખ્યા દર્શાવનારૂં ચિન્હ. *a.* Four and ten more:ચઉદ;૧૪.

**Fourth,** (ફોર્થ ) *a.* [A.S.*feortha.*] 1. Next following the third & preceding the fifth:ચોથું.2.Forming one of four parts into which anything is divided:જે કોઈ ચીજના ચાર ભાગ કર્યા હોય તેમાંના એક ભાગનું.*n.*One of four equal parts into which one whole is divided: જે કોઈ આખા ભાગ-ચીજના ચાર સરખાભાગ થયા હોય તેમાંનો એક ભાગ; ચોથો ભાગ;ચોથીઉં;ચતુર્થાંશ.

**Fowl,**(ફાઉલ )*n.*[A.S.*fugol*,a fowl.] 1.Any large edible bird:કોઈપણ ખવાય એવું મોટી જાતનું પક્ષી. 2. A cock or hen:મરઘો; મરઘી. *vi.*To catch or kill wild fowls: જંગલી પક્ષીઓને પકડવાં અથવા મારી નાંખવાં.

**Fowler,**(ફાઉલર )*n.* A sportsman who pursues wild fowls,or takes or kills them for food:પક્ષી પકડનાર;પારધી;વાઘરી;વ્યાધ;લુબ્ધક.

**Fowl-piece,**(ફાઉલ્પીસ્ )*n.*A light gun for shooting fowls or birds: પક્ષીનો શીકાર કરવાની બંદુક.

**Fox,**(ફૉક્સ )*n.*[A.S.*fox.*]1.An animal of the genus *vulpes*: શિયાળ.2 A sly cunning fellow:ખંદો -લુચો આદમી-માણસ. *We call a crafty and cruel man a* **f.**: અમે લુચ્ચાઅને ક્રુર માણસને 'ફોક્સ' કહીએ છીએ. 3. (*Naut.*) A small strand of rope:દોરડાનો થોડો વળ. 4.A sword[*colloq.and obsolete.*] તરવાર.5.A thrasher shark:એક તરેહની માછલી. **F.** *& geese*, (*a*) a boys' game in which one boy tries to catch others as they run from one post to another: એક ઠેકાણેથી બીજા ઠેકાણા સુધી દોડીને જઈ પહોંચે તેટલામાં પકડવાની છોકરાની રમત.(*b*)A game with sixteen checkers: સોળ સોગટી અગર કાંકરીવાળી વાઘ બકરીની રમત **F.** *evil*,a disease in which the hair falls off:વાળ ખરી જવાનો રોગ.**F.** *sleep*,pretended sleep:જુઠી ઉંઘ; ઉંઘનું ડોળ;કુતરાનીઉંઘ.*vt.*1.To intoxicate;to stupefy with drink: કેફ-અમલ-નિશો ચઢાવવો;મસ્ત-છાકટું-ગાંડું કo.2.To repair the feet of boots:બુટના ઉપરનું ચામડું દુરસ્ત કરવું-બીજું નવું ચડાવવું.3.To make sour:ખાટું કo;-ને ખાટું બનાવી દેવું. *vi.*To turn sour by fermenting: ઉભરો ચડી આવીને ખાટું થઈ-મરી જવું.

**Fox-case,**(ફૉક્સ્ કેસ્ )*n.*The skin of a fox:શિયાળનું ચામડું.

**Foxery,**(ફૉક્સરિ)*n.*Behaviour like that of a fox:શિયાળના જેવી વર્તણુંક;ધૂર્તવેડા;ઠગબાજી.

**Fox-glove,**(ફૉક્સ્ગ્લવ્ )*n.*(*Bot.*) A handsome sedative & diuretic plant:એક જાતનો શાંતક અને પેશાબ વધારે એવો છોડ.

**Fox-hound,** (ફૉક્સ્હાઉન્ડ્ ) *n.* A superior vatiety of hound for chasing foxes:શિયાળનો શિકાર કરનાર ઉત્તમ જાતનો કુતરો;શિકારી કુતરો.

**Foxy,**(ફૉક્સિ)*a.*1.Fox-like in disposition;wily:શિયાળના સ્વભાવ જેવું;લુચ્ચું;ઠગારૂં;ધૂર્ત;વિદગ્ધ. 2.Having the color of a fox:શિયાળના જેવા રંગવાળું-નું.3.Sour;unpleasant in taste:ખાટું;ખરાબસ્વાદવાળું;બેસ્વાદ.4.Rank;strong smelling:જલદ-શ્વાસ-ગંધવાળું.

**Foy,**(ફૉય્ ) *n.* [Fr. *foi*, faith.] *n.* Faith;allegiance:આકીન;રાજનિષ્ઠા; વફાદારી;પ્રજાધર્મ.*n.*A feast given by one who is about to leave a place:જે માણસ પોતાનું ગામ બદલવાનો હોય તે માણસે આપેલી મિજબાની-જાફત-ઉજાણી.

**Fracas,** (ફ્રેકાં) *n.* [Fr. *fracasser*, to break. ] An uproar; a noisy quarrel;a disturbance:તોફાન;હુલ્લડ;ગડબડાટ;ધાંધલ.

**Fracid,** (ફ્રેસિડ્ )*a.* [L. *fracidus*, mellow;soft.]Rotten from being too ripe;over-ripe:પાકી-સડીગયેલું; ફદફદીગયેલું.

**Fraction,**(ફ્રેકશન્ )*n.*[L. *frango*, I break.]1.The act of breaking: ભાંગવું-તોડવું તે.2.A portion;a fragment:વિભાગ;અંશ;વહેંચણ;કકડો; ભાગ.3.(*Arith. or Alg.*) An expression for a definite portion of a unit or magnitude:અપૂર્ણાંક; રાશિભાગ.*Common or vulgar* **f.**, a fraction in which the number of equal parts into which the integer is supposed to be divided, is indicated by figures or letters: વ્યવહારી અપૂર્ણાંક.*Decimal* **f.**,a fraction in which the denominator is a unit or,with ciphers annexed, in which case it is commonly expressed by writing the numerator only with a point before it,by which it is separated from whole numbers: દશાંશ અપૂર્ણાંક.*Improper* **f.**,a fraction in which the numerator is greater than the denominator: વિષમઅપૂર્ણાંક. *Proper* **f.**, one in which the numerator is less than the denominator:સમઅપૂર્ણાંક;ભાગાનુબંધ પૂર્ણાંક.

**Fractional,**(ફ્રેકશનલ્ )*a.*Pertaining to fractions:અપૂર્ણાંકનું;અપૂર્ણ. 2.Relatively small;inconsiderable; insignificant: નહિજ જેવું; જુજ;હિસાબમાં નહિ લેવા જેવું.

**Fractious,** ( ફ્રેકશસ્ ) *a.* Apt to break out into a passion;cross; snappish:લડકણું;કજીઆખોર; કજીઆદલાલ;કલહકારી;આડું;તોફાની.

**Fracture,**(ફ્રેકચૂર્ )*n.*[L.*fractum* I break.]1.Rupture;breach:ફાટ; ચિરો;ભંગ; તરડ. 2. (*Surg.*) The breaking of a bone:હાડકું ભાગવું તે;અસ્થિભંગ.3. (*Min.*) The appearance of a freshly broken surface, by which its texture is displayed:ફાટ;તુટ.*Comminuted* **f.**, a fracture in which the bone is broken into several parts:હાડકાંના એક કરતાં અનેક કકડા થયા હોય એવો અસ્થિભંગ.*Simple* **f.**, a fracture in which the bone only is divided:બે કકડા થયા હોયએવો અસ્થિભંગ.*Compound* **f.**, a fracture in which there is open wound down to the fracture:હાડકું ભાગ્યું હોયત્યાં સુધી ઠેઠ ખુલ્લો ઘા પડયો હોય એવો અસ્થિભંગ.*vt.*To break;to crack: તોડી નાંખવું;ભાગવું-ના ચુરા-કકડા થવું.

**Fragile,**(ફ્રેજિલ્ ) *a.* [L. *fragilis*, frail.]Easily broken;brittle:જલદી ભાગી જાય એવું;તકલાદી; નાજુક; બરડ;કાચલું;ભંગુર;ભંગશીલ.

Follow the perfections of your enemies, rather than the errors of your friends:

**Fragility,** (ફ્રૅજિલિટિ) *n.* Brittleness;frailty;frangibility:કાચલાતકલેદી-નાજુકપણું;ભંગુરતા;ભંગશીલતા;ખરટપણું.

**Fragment,**(ફ્રૅગ્મેન્ટ્)*n.* [L. *fragmentum*,fr.frango, I break.] A small detached portion;an imperfect part: કકટો; જુદો પાડેલો ભાગ;ખંડ;તુકડો;કટકો;ચૂરો.

**Fragmentary,** (ફ્રૅગ્મેન્ટરિ) *a.* 1. Composed of fragments or broken pieces;broken up:અપૂર્ણ;ખંડયુક્ત;ખંડમય;કટકાનું બનેલું;કટકાવાળું.2. (*Geol.*) Composed of the fragments of other rocks: બીજા ખડકોના કકડાનું બનેલું.

**Fragor,**(ફ્રૅગોર્)*n.*[L.fr.*fractum*, I break.]1.A loud and sudden; sound;a crash:એકદમ થયેલો ભડાકો;તડાકો; ધડાકો. 2. A strong or sweet scent:મિઠિ સુગંધ.

**Fragrance,**(ફ્રૅગ્રૅન્સ્)*n.*[L.*fragro*, I smell.]Sweetness of smell;delicately pleasing scent;grateful odor or perfume: સુગંધ; સુવાસ; પિમળ;ખુશબો;સુગંધિ;પરિમળ.

**Fragrant,** (ફ્રૅગ્રૅન્ટ) *a.* Sweet of smell;odorous;having an agreeable perfume:ખુશબોદાર; સુવાસિત;સુવાસિક;સુગંધિદાર;પરિમલવિશિષ્ટ.

**Frail,**(ફ્રૅલ્)*a.* [O. Fr. *fraile.*] 1. Easily broken;fragile;weak;infirm;easily destroyed:જલદી ભાગી જાય એવું;નાશપામે એવું;નાશવંત; અસ્થિર;નબળું;ભંગુર;ક્ષણભંગુર;નશ્વર; નાજુક;અશકત;દુર્બલ;અનિત્ય.2.Tender:પોચા-નરમ હૈયાનું.3. Of infirm virtue ; weak in resolution ; doubtful;liable to err;unchaste: અનિશ્ચિત;અસ્થિર;અધીરું;ચળબુદ્ધિનું; સ્ખલનશીલ; ભ્રમશીલ; અખડાઈ પડે એવું;નાપાક.*n.*[L.*fraile,* basket.] A basket made of rushes:તરખલાની બનાવેલી ટોપલી.2.The quantity of raisins: સુકી દ્રાક્ષનો જથ્થો (૩૨-૫૬ કે ૭૫ શેરનો).3.A rush for weaving baskets: ટોપલીઓ કરવાનું તરખલું.

**Frailness,**(ફ્રૅલ્નેસ્)**Frailty,**(ફ્રૅલ્ટિ)*n.*Frailness;infirmity;weakness of resolution:ભંગુરતા;અશક્તપણું;નિર્બળતા; નશ્વરતા; અશકિત; અશકતતા;દુર્બળતા;દૌર્બલ્ય;અસ્થિરતા. 2.A fault;a foible:ભુલ; દોશ;ચૂક; સ્ખલિત;પ્રમાદ;ખામી;દૂષણ.

**Frame,**(ફ્રૅમ્)*vt.*[A.S.*fremman*, to form,frame.]1.(*Arch. & Engin.*)To construct by fitting & uniting together the several parts of the skeleton or any structure: સાંધ બેસાડવી;ચોકઠું જોડવું.2. To originate; to plan; to contrive;to fabricate;to invent:બનાવવું;રચવું;ઉત્પન્ન ક૦;ઘડવુ;-બાંધવું; ઉઠાવવું;જોડી કાઢવું;બનાવટ ક૦;કૃત્રિમ ક૦;નિર્મવું.3.To adjust;to regulate; to shape;to conform:ને લાયક-યોગ્ય-પાત્ર ક૦;ને અનુસાર-અનુકૂળ ક૦;પ્રમાણેચલાવવું;અદ્રુશ ક૦.The human mind is *framed* to be influenced:મનુષ્યનું હૃદય અસર થવાને પાત્રછે. 4.To cause; to bring about; to produce:ઉત્પન્ન ક૦;ઉપજાવવું; પ્રકટ ક૦;-થી નિપજવું-થવું.*Fear* **f.**s *disorder & disorder wounds*: ભયથી રોગ-વિકાર ઉત્પન્ન થાયછે અને રોગથી ધોકો પહોંચેછે.5.To support [*obs.and rare.*]:ટેકો-આધારઆપવો.5. To provide with a frame (*as a picture*):-ની આસપાસ ચોકઠું બેસાડવું-જડવું.*vi.*1.To contrive: યુકિત ક૦-થી ક૦-રચવું-બનાવવું.2. To proceed;to go: આગળ વધવું; જવું. *The beauty of this sinful dame made many princes thither* **f.**: આ પાપી સ્ત્રીની ખૂબસુરતીનેલીધે ઘણા શાહજાદાઓ ત્યાં ગયા હતા.*n.*1.A fabric;a structure: અમલો;ખોખું;ઘટના;આકાર;રૂપ;આકૃતિ.2.Any kind of structure made for admitting, inclosing or supporting things: આધાર;આવરણ;આવેષ્ટન;ચોકઠું; ઘર; ઘોડી;માંચો;માંચડો. 3. (*Print.*) A stand: ઘોડી. 4. (*Founding.*) A moulding box filled with sand serving as a mold for castings: રેતીની ભરેલી લોઢાંનાં બીબાંનાં બીબાંનીપેટી.5.A sort of loom:એક જાતની સાળ-લુગડાં વણવાનો સંચો.6.The bodily structure;physical constitution:શારીરિક રચના-બાંધણી;કાઠું;બાંધો;શરીર;દેહ.7.Form; constitution system;scheme:બંધારણ; ધોરણ;પદ્ધતિ;તંત;રીતિ;રચના.*A* **f.***of government*:રાજ્યતંત્ર-બંધારણ.8. Adapted state;humor;mood:વૃત્તિ;વલણ;ઈચ્છા;ભાવ;મનોવૃત્તિ;પ્રકૃતિ; સ્વભાવ;મિજાજ.*To be always in happy* **f.**:હમેશા ખુશમિજાજમાં રહેવું. 9.Contrivance;the act of scheming:યુકિત; કળા; બુદ્ધો; કરામત; દાવપેચ.10. Physical constitution; make or build of a person:શરીરનો બાંધો-બંધારણ;હાડ.

**Frame-work**(ફ્રૅમ્‌વર્ક્)*n.*The completed work;the constitutional part of any thing:તંત્ર;રચના;ઘાટ; ચોકઠું;ઘર;ખોખું.Work done in,or by means of, a frame or loom: સાળ કે ચોકઠામાં કે તેવડે કરેલું કામ.

**Franc,**(ફ્રૅન્ક્)*n.*A French silver coin worth about 10 pence:આશરે દશપેન્સની કિંમતનો રૂપાનો એક ફ્રેન્ચસિક્કો.

**Franchise,** ( ફ્રૅન્ચાઈઝ્ ) *n.* [Fr. *franche*,free.]1.Freedom;liberty:છૂટ;માફી;મુકિત;મોચન.2.(*Law.*) A particular privilege:ખાસ હક-સ્વહક;અધિકાર;પૌરજનાધિકાર.3.An asylum or sanctuary:આશ્રયસ્થાન; કારણસ્થળ; ઓથ. 4. Magnanimity;generosity;liberality:મોટું મન;ઔદાર્ય.*vt.* To make free; to enfranchise:છૂટા ક૦;માફી બક્ષવી.

**Franchisement,** (ફ્રૅન્ચાઈઝ્‌મેન્ટ) *n.* Release;deliverance;freedom: છુટકો;છુટકારો;બચાવ.

**Frangibility,**(ફ્રૅન્જિબિલિટિ)*n.*The state or quality of being frangible:જલદી ભાગીજવું તે;જલદી ભાગી જવાના ગુણ.

**Franion,**(ફ્રૅનિયન્)*n.* [Fr. *fainéant*,an idle,lazy person.]A paramour;a loose woman:યાર; જારિણી;કુલટા;આશક;રમણ; વલ્લભ. 2. A gay,idle fellow:આળસુલાલસાહેબ.

**Frank,**(ફ્રૅન્ક્)*a.*[Fr.*franc*, free.] 1. Unbounded by restrictions or limitations;free:ઉદાર;મફત; પૈસા લીધા વગર. 2. Not reserved; candid;open:નિષ્કપટી;સાફ-ચોખ્ખા-દીલનું;નિખાલસ;ભોળું; સરલ; નિર્મળ મનનું;સ્પષ્ટવાદી-વકતા. 3. Liberal; generous:ઉદાર;નિષ્કપટ;ખુલ્લું. 4. Loose;licentious:વંઠેલ; દુરાચારી. *vt.*1.To send by public conveyance free of expense: મફત મોકલવું;-નેખરચ બેસવા ન દેવો.*To* **f.** *a person to London*: કોઈ માણસને લંડન મફત મોકલવું.2. To exempt from charge for postage: ટપાલ ખર્ચ માફ ક૦. *n.*The privilege of sending letters,&c.free of postage or without charge:ટીકીટ ચોડયા વગર અગર બીજા કંઈપણ ખરચ વગ-

ર કાગળો મોકલવાનો હક.2.Also the sign or signature denoting that a letter or other mail matter is to be sent post free:કાગળ વિ૦નું ટપાલખર્ચ લેવાનું નથી એમ બતાવનારૂ નિશાન અગર સહી.2.A European:યુરોપિયન. 3.A French coin; a franc:ફ્રેન્ચસિક્કો.

**Frankincense,**(ફ્રૅન્ગ્કિન્સેન્સ્) *n.* A dry resinous substance:લોબાન;ધુપ;ચંદ્રસેનીઉદ.*Wick or stick covered with* **f.**:અગરબત્તિ;ઉદબત્તિ.

**Frankly,**(ફ્રૅન્ગ્ક્લિ) *adv.* Openly; ingenuously;freely:નિષ્કપટાઈથી; સાફદીલથી; સરળતાથી;સ્પષ્ટપણે; શુદ્ધ દીલથી;ખુલ્લી રીતે.

**Frankness,**(ફ્રૅન્ગ્ક્નેસ્)*n.*Candor; openness;fairness: ભોળાપણું;સાલસપણું;નિષ્કાપટ્ય;સરળતા.

**Frantic,**(ફ્રૅન્ટિક્)*a.*[Gr.*phrenitikos*,mad.] 1.Mad; raving; wild and disorderly:ગાંડું; દિવાનું; હાંફળુંફાંફળું;વ્યસ્તચિત્ત;બ્હાવરૂં; ઉન્મત્ત; ગભરાયેલું;બેબાકળું.2,Noisy;wild; irregular:ગરબડ-ઘોંઘાટ-ઘેલાઈભરેલું.

**Franticly,-cally,**(ફ્રૅન્ટિક્લિ ફ્રૅન્ટિકૅલિ)*adv.*Madly;distractedly:ગભરાઈને;ઘેલાપણાથી;ઘેલચ્છાથી;ગાંડાઈથી.

**Fraternal,**(ફ્રૅટર્નૅલ્)*a.*[L.*frater*, brother.]Pertaining to brethren; brotherly:ભાઈનું-સંબંધી;ભાઈનાજેવું-સરખું;ભ્રાત્રીય.

**Fraternity,**(ફ્રૅટર્નિટિ)*n.*1.The state of being fraternal or brotherly: ભાઈપણું;ભ્રાતૃભાવ.2.A company; a brotherhood;a society: મંડળ; સમાજ;બંધુતા-ત્વ;મંડળી; સમૂહ. 3. Men of the same profession: એકજધંધા-વર્ગનામાણસો.

**Fraternize,**(ફ્રૅટર્નાઈઝ્)*vi.*To have brotherly feelings;to hold fellowship as brothers:ભાઈચારાથી-એકઠા રહેવું-મળવું-થવું; ભાઈની માફક ભેગા રહેવું-વસવું-મળવું

**Fratricidal,**.(ફ્રૅટ્રિસાઈડૅલ્)*a.* Pertaining to fratricide:ભાઈનીહત્યાનું-સંબંધી.

**Fratricide,**(ફ્રૅટ્રિસાઈડ્)*n.* [L.*frater* & *cædo*,I kill.]1.The crime of murdering a brother: ભાઈનું ખુન કરવાનો ગુન્હો;ભ્રાતૃવધ-હત્યા-ઘાત. 2.One who murders or kills a brother:ભાઈનું ખુન કરનાર-ને મારી નાંખનાર;ભ્રાતૃઘાતક-ઘાતી;ભાઈહિત્યારો.

**Fraud,**(ફ્રૉડ્)*n.*[L.*fraus*,a cheating.]1.Deceit;trick;stratagem: કપટ;દગો;પ્રપંચ;કૂટ; પ્રતારણા; દંભ; કાવતરૂં;છળભેદ;ઠગબાજી.2.An intentional perversion of truth for the purpose of obtaining some valuable thing:કપટ;કાવતરૂં;ઠગાઈ.3.A trap;a snare:જાળ;માયા.

**Fraudulence,**(ફ્રૉડ્યૂલેન્સ્)*n.* Deceitfulness;trickishness:કપટ;ઠગબાજી;પ્રપંચ;ઠગાઈ;દગલબાજી.

**Fraudulent,**(ફ્રૉડ્યૂલેન્ટ્)*a.* 1.Using fraud;trickish: દગા-કાવતરાખોર;દગલબાજ;શઠ;ધૂર્ત;પ્રપંચી. *A* **f.** *plan*:કપટ પ્રબંધ. 2. Containing or proceeding from fraud:દગા-કપટ ભરેલું;દગલબાજીનું.3.Obtained or performed by artifice:પ્રપંચ-છળભેદ કરી મેળવેલું-પ્રાપ્ત કરેલું.

**Fraught,**(ફ્રૉટ્) *a.*1. Freighted; laden;loaded: માલ ભરેલું; માલથી ભરપૂર.*A* **f.***vessel*: માલથી ભરેલું વહાણ.2.Filled;stored:ભરેલું;ભરપૂર;આકુલ;સંકીર્ણ;આવહ.As,**f.** *with danger*:ભયાવહ;ભયસંકીર્ણ.*n.*[Fr. *fret*, the weight of a ship.] A freight; a cargo: વહાણમાં ભરેલો માલ.*vt.*To load;to fill : માલ ભરવો;-થી ભરપૂર-ભરેલું ક૦.

**Fray,**(ફ્રે)*n.*1.Broil;contest; combat:ટંટો;કજીઓ;લડાઈ;બખેડો;ફિસાદ; દંગો.2.A place injured by rubbing;a fret or chafe in cloth:ઘસવા-વલુર્યાથી બગડેલો ભાગ;ચોળાયેલો-મસળાયેલો ભાગ.*vt.*To frighten; to terrify: બીવડાવવું;ડર-ભય દેખાડવો-બતાવવો. *vt.*To bear the expenses of;to defray:-નું ખર્ચ આપવું;આપવું;અદા ક૦.*vi.*To rub:ઘસાવું;ભુંસાવું.2.To wear out easily by rubbing:ઘસીને સહેલાઈથી લુગડું ઘસી-ખરાબ કરી નાંખવું; ઘસાઈ-પીસાઈ જવું.

**Freak,**(ફ્રીક્)*n.* [AS. *frac*, bold; greedy.]A whim or fancy;a capricious prank:તુરંગ;લેહેર;ખ્યાલ; છંદ;વિભ્રમ; વિલાસ; કામચાર; મોજ; ચાળો;વહેમ. *vt.* To variegate; to checker:ચિત્ર-વિચિત્ર ક૦;ખાનાદારક૦.

**Freakish,**(ફ્રીકિશ્)*a.*Whimsical; capricious:તુરંગી;લેહેરી; મનમોજી; સ્વચ્છંદી;ચપલ;કામચારી.

**Freckle,**(ફ્રેક્લ્)*n.* 1.A spot, of a yellowish color,in the skin:તલ; મસો;લાખુ; ચામડીપર પડેલો પીળાશ પડતો ડાઘ.2.Any small spot:કોઈ જાતનો ન્હાનો ડાઘો.*vt.*To spot: ડાઘ પાડવો.

**Freckly,**(ફ્રેક્લિ) *a.* Full of freckles;sprinkled with spots: તલમસા-ડાઘવાળું.

**Fred,**(ફ્રેડ્) *n.* [A.S. *frio*,peace]. Peace: ( Used in composition esp.in proper names):શાંતિ;સુલેહ;સુખચેન;as,in Alfred,Frederic, &c.:શાંતિસાગર;શાંતિબ્રહ્મા.

**Free,**(ફ્રી)*a.* [AS.*freo.*] 1.Not under restraint or control;not dependent;at liberty:કોઈના કબજામાં નહિ એવું;સ્વતંત્ર;છૂટું;સ્વાધીન;અપરાધીન;સ્વેચ્છાચારી.2.Subject only to fixed laws; enjoying political liberty;not under an arbitrary or despotic government:સ્થાપિત-અમુક કાયદા પ્રમાણે ચાલતું; સ્વતંત્ર; સ્વેચ્છ;સ્વવશ;અનન્યાધીન.3.Liberated by arriving at a certain age,from the control of parents or master:પુખ્ત ઉમરે પહોંચ્યાથી માબાપ અથવા શેઠના કબજામાંથી મુક્ત થયેલું-સ્વતંત્ર. 4. Not confined or imprisoned; released from arrest:કેદમાંથી છોડેલું;-છૂટું-મુક્ત;મોકળું.*Let an unhappy prisoner* **f.**: દુઃખી કેદીને છોડી દો.5.Not subjected to the laws of physical necessity:સ્વતંત્ર;સ્વાધીન;છૂટું.6.Guiltless;innocent:ગુન્હા વિનાનું;નિષ્પાપ;નિરપરાધી.7.Frank;ingenuous; unreserved:નિષ્કપટ;મનનું મોકળું; નિખાલસ;ખુલ્લા મનનું;મિલનસાર; મલતાવડો; ખુલ્લા મનથી વાત કરે એવો. *He was* **f.***only with a few*:તે ફક્ત થોડાજ માણસો સાથે મલતાવડો-ખુલ્લા મનથી વાત કરે એવો હતો.8.Lavish; licentious: મુલાઝા વગરનું;અતિશય છુટ લેનાર;નિર્બંધ;બેઅદબ;બેલગામ;બેફાટ;ઉચ્છૃંખલ; અમર્યાદ.*He is very* **f.***in his censures*:તે ઠપકો દેવામાં ઘણી વધારે છુટ લે છે.9.Liberal;openhanded:ઉદાર;હાથનું છુટું;સખી.10. Not united or combined with anything else:મુક્ત;રહિત;વિનાનું; છૂટું;વેગળું;નિરાળું.11.Exempt;released:-માંથી સ્વતંત્ર-છૂટું;મુક્ત;નિરાળું;રહિત. 12.Enjoying certain privileges:અમુક-ખાસ હકવાળું-ભોગવતું.*He is* **f.***of his farm*:તે પોતાના ખેતરના અમુક-ખાસહક ભોગવે છે. 13.Genteel;charming;easy: વિવેકી;શિષ્ટ;સભ્ય;મોહપમાડતું; ખુશકરતું.

14. Not obstructed; unrestricted (*Passage.*): અટકાવ-પ્રતિબંધ-વિઘ્ન વિનાનું; ખુલ્લું; નિર્બંધ; અપ્રતિબંધ; પ્રતિબંધ રહિત-વિનાનું; નિર્વિઘ્ન; ખુલ્લું. 15. Gratuitous; spontaneous: ફોગટિયું; મફત; ફોગટ. **F.** *admission to a place*: કોઈ જગ્યાએ પૈસા લિધા વિના-મફત જવા દેવું તે. 16. Not arbitrary or despotic; assuring liberty (*of government, institutions, &c.*): પ્રજાની રાજીખુશીથી સ્થપાયેલું. છૂટકાની-સ્વતંત્રતાની ખાત્રી કરી આપતું-આપનાર. 17. Certain; honourable: ખાસ; સંભાવિત. 18. (*Law.*) Privileged or individual: અનન્યસાધારણ; હકનું; સર્વ સાધારણ નહિ એવું. 19. Ready; eager; spirited: તૈયાર; ઉત્સુક; પાણીદાર; ડચકારો કરવાથી તરત ચાલે એવો; ચાબુકની જરૂર ન પડે એવો; *as, a* **f.** *horse*: પાણીદાર ઘોડો. *Free* may be best expressed by such words as: હીન; રહિત; નિર; અ; વર્જીત; શૂન્ય; મુક્ત; as, નિરવલેપ, અતૃણ, ચિંતાહીન, &c.. **Free** *chapel*, a chapel founded by the king or by a subject specially authorized but not subject to the jurisdiction of the ordinary: રાજા અથવા રાજદ્દી માણસોથી સ્થપાયેલું, પણ પોપથી સ્થપાયેલું નહિ એવું દેવલપંથ. **Free** *charge*, free electricity: જેટલી જોઇએ તેટલી આવતી વીજળી. **Free** *church*, a large party that separated from the church of Scotland in 1843: ૧૮૪૩ માં સ્કૉટલાંડના ધર્મપંથથી જૂદો પડેલો પંથ-માણસો. **Free** *city* or **free** *town*, a city or town independent in its government or franchises: સ્વતંત્રસત્તાક રાજ્ય-શહેર. **Free** *port* (*Com.*) (*a*), a port where ships of all nations load and unload free of duty: જકાત લીધા સિવાય જે બંદરમાં બધી પ્રજાઓના વહાણમાંથી માલ ભરવામાં અને ઉતારવામાં આવેછે તે. (*b*) A port where goods of all kinds are received from ships of all nations at equal rates of duty: જે બંદરમાં બધી પ્રજાઓના વહાણોમાંથી સઘળી જાતનો માલ એકજ-સરખા જકાતના દરે લેવાય છે તે. **Free** *states*, those states in which slavery has ceased to exist, or has never existed: જેમાં ગુલામગીરી બંધ થઈ છે અથવા જેની અંદર સમૂળગી ગુલામગીરીનો ચાલ નહોતો એવાં સંસ્થાનો **F.** *stuff*, timber free from knots: ગાંઠાગાંઠા વગરનું ઈમારતી લાકડું. **Free** *wind* (*Naut.*), a fair wind: અનુકૂળ-માફક આવે એવો પવન. *To make* **f.** *with*, to take liberties with; to help one's self to: -ની સાથે છૂટ લેવી; પોતાને હાથે લેવું ખાવું વિ૰; જાણે પોતાનું ઘરજ છે એમ જાણવું; કંઈ સંકોચ ન હોવો-રાખવો. *vt.* 1. To make free; to set at liberty; to release: સ્વતંત્ર-છૂટું મોકળું કં૰; છૂટકારો આપવો; -માંથી મુક્ત૰. 2. To relieve from the constraint of: -ના કબજા-દાબમાંથી મુક્ત-છૂટું કં૰.

**Free-agency,** (ફ્રી-ઍજેન્સિ) *n.* The state or the power of choosing or acting freely: સ્વાધીનતા; સ્વતંત્રપણું; સ્વેચ્છા; સ્વાતંત્ર્ય.

**Free-booter,** (ફ્રી-બૂટર્) *n.* A robber; a pillager; a plunderer: લુંટારો; બારવટીઓ; સાહસિક.

**Freed-man,** (ફ્રીડ્-મૅન) *n. pl.* **Freed-men.** A man who has been a slave, and has been set free: ગુલામગીરીમાંથી છોડેલું માણસ.

**Freedom,** (ફ્રીડમ્) *n.* 1. Liberty; independence: છૂટાપણું; સ્વતંત્રતા; છૂટ; મુક્તતા; સ્વાતંત્ર્ય. 2. Particular privileges; franchises: અમુક હકો; ખાસ હક. *City's* **f.**: શેહેરનો ખાસ-અમુક હક. 3. Improper familiarity; license: અવિનય; પ્રાગલ્ભ; અતિશય છૂટ; અમર્યાદા. 4. Exemption from necessity in choice & action: નિર્બંધ; મોકળાશ; છૂટ. **F.** *of will*: સ્વેચ્છા. 5. Ease; facility: સુગમતા; સરળતા; નિર્બંધતા; નિર્યંત્રણતા. 6. Frankness; unreservedness: ખુલ્લુંમન; નિષ્કપટપણું; ભોળપણ. 7. Liberality; ઔદાર્ય; મોટું મન; ઉદારતા; હાતમદીલ.

**Freehand,** (ફ્રીહૅન્ડ્) *a.* Done by the hand, without support, or the guidence of instruments: કંઈપણ આધાર ટેકા વગર કે કંઈપણ ઓજાર-હથિયારની મદદ વગર પોતાને હાથેજ કાઢેલું; as, a **f.** *drawing*: ઉપર કહેલી રીત પ્રમાણે કરેલું ચિત્રકામ. **-ed,** open-handed; liberal: છૂટા હાથનું; ઉદાર; સખી.

**Free-hearted,** (ફ્રી-હાર્ટેડ્) *a.* Open; frank; unreserved: ભોળું; ખુલ્લા-સાફદીલનું; નિષ્કપટી; નિષ્પાપી.

**Free-hold,** (ફ્રી-હોલ્ડ્) *n.* (*Law.*) An estate in real property, of inheritance or for life, or the tenure by which it is held: જમીનદારી; વતન; જાગીર.

**Free-holder,** (ફ્રી-હોલ્ડર્) *n.* One who owns an estate in fee-simple, fee-tail, or for life; the possessor of a free-hold: જમીનદાર; જાગીરદાર; વતનદાર; દેસાઈ.

**Free-liver,** (ફ્રી-લિવર્) *n.* One given to indulgence in eating and drinking: પુષ્કળ ખાનાર પીનાર.

**Free-love,** (ફ્રી-લવ્) *n.* The doctrine of consorting with the opposite sex, at pleasure, without marriage: લગ્ન કર્યા વગર કોઈપણ સ્ત્રી પુરૂષ પોતાની મરજી પ્રમાણે ઇંદ્રિયગમન કરી શકે એવો મત.

**Freely,** (ફ્રીલિ) *adv.* Without restraint or compulsion; abundantly; gratuitously: સ્વતંત્રતાથી; પુષ્કળ; મફત; મોકળે હાથે; છૂટથી.

**Free-man,** (ફ્રી-મૅન્) *n. pl.* **Free-men,** 1. One not a slave or vassal: ગુલામ અથવા તાબાનો ન હોય એવો માણસ. 2. One who enjoys peculiar privileges: સ્વતંત્ર હક ભોગવનાર માણસ.

**Free-mason,** (ફ્રી-મૅસન્) *n.* A member of an association or fraternity consisting of persons who are united for social enjoyment and mutual assistance: એક બીજાના સંસર્ગનો લાભ લેવાને અને અરસપરસ સહાય કરવાને મળેલી ગુપ્ત સભા-મંડળીનો સભાસદ.

**Free-minded,** (ફ્રી-માઈન્ડેડ્) *a.* Not perplexed; having a mind free from care: ફિકર વિનાનો; બેફિકરો.

**Free-school,** (ફ્રી-સ્કૂલ) *n.* A school free of fees: મફત શિખવાની નિશાળ.

**Free-thinker,** (ફ્રીથિન્કર્) *n.* One who discards revelation; an unbeliever: શાસ્ત્ર ઈશ્વર પ્રણિત-કે ઈશ્વરોક્ત છે એવું નહિ માનનાર; શાસ્ત્ર દ્વેષી; નાસ્તિક; અનિશ્વરવાદી; ચાર્વાક.

**Freewill,** (ફ્રી-ઉવિલ્) *n.* 1. A will free from improper coercion or restraint: આપઅખત્યારી; મુખત્યારી; સ્વતંત્ર ઈચ્છા. *Doctrine of* **f.**: પ્રયત્નવાદ; પૌરૂષવાદ. 2. Willingness without the restraints of natural or absolute necessity: આપખુશી; રાજીખુશી. *a.* Spontaneous: આપખુશીનું; રાજી ખુશીનું.

**Freeze,** (ફ્રીઝ્) *vi.* [*Imp.* **Froze** *p-*

બિહે તે બમણો માર ખાય.

p.**Frozen,**] **1.** To become congealed by cold:ઠરી-બંધાઈ જવું;થિજવું. **2.** To become chilled with cold:ટાઢથી ઠરી જવું.(*b*) To suffer loss of animation by lack of heat: ટાઢથી થરથર ધ્રુજવું-કોકડું થઇ જવું.*To* **f.***up*, to become formal and cold in demeanour:-ની પરવા ન રાખવી; શેઠ આવ્યા તો કે નાંખો વખારે એમ કરવું;-નો સત્કાર ન કરવો.*vt.***1.**To congeal;to harden into ice:ઠરી-બંધાઈ જાય તેમ કo;બરફ જેવું કઠણ કo. **2.**To give the sensation of cold and shivering to:ટાઢ લાગીને ધ્રુજે-થરથરે તેમ કo. *n.*The act of congealing, or the state of being congealed:ઠરી-બંધાઈ જાય તેમ કo. તે;ઠરી-બંધાઈ જવું તે.

**Freezing-point,** (ફ્રીઝિંગ્પૉઈન્ટ્) *n.*That degree of a thermometer at which a fluid begins to freeze:શિતોષ્ણમાપક યંત્રના જે બિંદુએ પ્રવાહિ પ્રદાર્થ ઠરી જાય છે તે.

**Freight,**(ફ્રેટ્)*n.***1.**Lading;a cargo of a ship or of railroad car:વહાણમાં કે આગગાડીના ડબામાં ભરેલો માલ. **2.** That which is paid for the transportation of merchandise: વહાણમાં માલ લઇ જવાનુંભાડું-નૂર. *vt.***1.**To load with goods:-માં માલ ભરવો-ચઢાવવો-લાદવો.*To* **f.***a ship*: વહાણમાં માલ ભરવો-પર ચઢાવવો.**2.** To load or burden:ભરવું;ભાર નાંખવો;લાદવું.

**Freightage,**(ફ્રેટેજ્) Charge for transportation: પરદેશ માલ મોકલવાનું ભાડું-નૂર. **2.**The transportation of freight:પરદેશ માલ મોકલવો તે.**3.**Freight; cargo: માલ; ભાર બોજો.

**French,** (ફ્રેન્શ્) *a.* [ L. *franci.*] (*Geog.*) Pertaining to France or its inhabitants : ફ્રાન્સ અથવા ત્યાંના રહેવાશીઓને લગતું. *n.* The language spoken by the people of France:ફ્રાન્સની ભાષા;ફ્રેન્ચભાષા. **2.**The people of France:ફ્રેન્ચ લોકો.**F.***leave*,an informal or secret departure: છાનામાના અને વગર રજાએ પલાયન-ગચ્છંતિ કરી-સટકી-જવું પોબારા ગણી જવા તે; esp., the leaving a place without paying one's debts: દેવું પતવ્યા વગર કોઈ ગામથી નાશી જવું તે.

**Frenzy,** ( ફ્રેન્ઝિ)*n.*[L.*phrenesis.*] Violent and irrational excitement;madness;rage:દિવાનાપણું; ગાંડપણ;ચિત્તવિભ્રમ; આવેશ;જુસ્સો; ઉન્માદ;ઝનુન.

**Frequence,**(ફ્રીક્વેન્સ્)*n.*A crowd; athrong; an assembly:ટોળું;મંડળી;ઠઠ;ભીડ;જમાવ;ઠઠ્ઠી;મેદની.

**Frequency,** (ફ્રીક્વેન્સિ) *n.* **1.** Occurrence often repeated:વારંવાર ફરી ફરીને બનતો બનાવ;નિત્યતા;અવિરામ.**2.**A crowd;a throng: મંડળી;ઠઠ;ભીડ;જમાવ.

**Frequent,**(ફ્રીક્વેન્ટ્)*a.* [L. *frequens*, common, usual.] **1.**Often repeated or occuring:વારંવાર-ફરી ફરીને થતું-બનતું; નિત્ય;અવિરત; વર્તમાન. **2.**Given to any course of conduct; habitual; persistent: છંદ;કરવાની ધૂન લાગી રહી હોય એવું. **3.**Full;crowded;thronged: ભરેલું; ઠઠેઠઠ; લોકોના જમાવવાળું. **4.** Often or commonly reported:વારંવાર કહેવામાં આવતું.*vt.*To resort to often or habitually; to visit often: વારંવાર જવું-આવવું-મુલાકાત કo-લેવી.

**Frequentation,** (ફ્રીક્વેન્ટેશન્)*n.* The habit of frequenting or visiting often: વારંવારની આવજાવ.

**Frequenter,** ( ફ્રીક્વેન્ટર્ ) *n.* One who frequents; one who often visits,or resorts to customarily: વારંવાર-વારેવારે આવજા કરનાર.

**Frequently,**(ફ્રીક્વેન્ટ્લિ)*adv.*Many times;often;commonly: ઘણી વખતે;વારંવાર;વારેઘડીએ;ઘડી ઘડી.

**Frere,**(ફ્રેર)*n.*[L. *frater.*] A brother:ભાઈ;બંધવ;બંધુ.

**Fresh,**(ફ્રેશ્)*a.*]AS.*fersc.*] **1.** Unimpaired;sound;not faded: તાજું;નૂતન;નવિન.*Grass looks* **f.***and green*:ઘાસ તાજું અને લીલું દેખાય છે.**2.**New;recently made or obtained:નવું;તાજું;તરતનું આવેલું-બનાવેલું;કોરું.**F.***tea*:તરતનો બનાવેલો-તાજો ચાહ.(*b*)Not stale;in good condition:વાસી નહિ તેવું;તાજું;લીલું.(*c*)Lately come or made public:નવું;તરતનું;નવિન. As **f.** *news*: નવિન સમાચાર.**3.** Uncultivated; unpracticed:નવું;શિખાઉ;બીન અનુભવી;અણુવાકેફ;અણવિંધ્યું;વગર પલોટેલું.**F.***hand*:(કામપર આવેલો)નવો-માણસ. **4.**Renewed in vigor or alacrity: લાલી-સુરખી-દાર-વાળું; જબર;તાજું;પાછું તૈયાર-ટટ્ટાર થયલું.**F.** *for a combat*:લડાઇ કરવાને માટે પાછું તૈયાર-તાજું હોય એવું.**5.**Not salt: ખારું ન હોય એવું;મીઠું.**F.***water*:મીઠું પાણી.**6.**Youthful;florid:સુરખીદાર; લાલીદાર; તેજ-ચળકાટ મારતું; જલેહદાર. **F.** *way* ( *Naut.* ) the increased velocity of a ship:વહાણની વધારેલી ઝડપ-વેગ-ગતિ.*n.* **1.** A pool or spring of fresh water:તાજા-મીઠા પાણીનો ઝરો.**2.**A flood;an inundation:પૂર;રેલ. **3.** The mingling of fresh water with salt water in rivers or bays: નદીઓ અથવા અખાતમાં મીઠું અને ખારું પાણી એકમેક થઈજવું તે.*vt.*To refresh; to freshen:તાજું-મીઠું કo.

**Freshen,** (ફ્રેશન્) *vt.* **1.**To make fresh;to take saltness from anything:તાજું-મીઠું કo;માંથી ખારાશ કાઢી નાંખવી.*To* **f.***water*:પાણી મીઠું કo.**2.**To refresh;to revive:તાજું કo; સજીવન-જીવતું કo. **3.** (*Naut.*) To relieve,by change of place, where friction wears it;to renew: દોરડાંનો જે ભાગ ઘસાતો હોય ત્યાં પાછું નવું દોરડું મુકવું-જોડવું-સાંધવું; જગ્યા બદલીને છુટું-મુક્ત કo *To* **f.***the way*, to increase the speed of a vessel:વહાણની ગતિ-વેગ વધારવો. *vi.***1.**To grow fresh;to lose saltness:તાજું થવું;ખારાશ નીકળી જવી-જતી રહેવી. **2.** To grow brisk or strong:જબર-ઘણું થવું.*As,the wind freshens*:પવન ઘણો વધે છે.

**Freshet,**(ફ્રેશેટ્) *n.* **1.** A flood or overflowing of water; inundation:રેલ;પુર.**2.**A stream of fresh water:મીઠા પાણીનો ઝરો.

**Freshly,** (ફ્રેશ્લિ ) *adv.* Briskly; cooly:ચાલાકીથી;ઠંડકથી.**2.**Newly; vigorously;recently: નવીન રીતે; ફરીથી;પાછું નવેનામે-સર;તાજેતાજું.

**Fresh-man,** ( ફ્રેશ્મૅન્ ) *n. pl.* **Fresh-men**. A novice;one in the rudiments of knowledge: તુરતનો શિખાઉ;નવોસવો; બીનવાકેફ; અણુમાહિતગાર;નવોનિશાળીઓ.

**Freshness,**(ફ્રેશ્નેસ્)*n.*The state of being fresh;newness;perfectness;briskness:તાજાપણું; મીઠાશ; નવાપણું;સંપૂર્ણતા;હોશિયારી;ચાલાકી;નવિનતા;નૂતનતા;અક્ષીણતા;અશ્રાંતિ;કલા;નૂર;પાણી; તેજગી; સ્વચ્છતા; નિર્મળતા.

**Fresh-water,** ( ફ્રેશવૉટર ) *a.* **1.** Pertaining to water not salt: મીઠા પાણી સંબંધી-નું-વિષે.**2.**(*a*) Accustomed to sail on fresh water only:ફક્ત મીઠા પાણીમાંજ વહાણ ખેડતું.**3.** Unskilled;raw: અણુવાકેફ; અપ્રવીણ; કાચું; બીનમાહિતગાર. **F.** *sailor*:અપ્રવીણ ખલાસી.

**Fret,** (ફ્રેટ્) *vt.* [A.S. *fretan*, to gnaw.] **1.** (*a*) To rub; to wear away by friction:ઘસવું;જીર્ણ-જર્જરીત ક૦; ઘસી નાંખવું. (*b*) To eat away;to gnaw:કરડી ખાવું;ખાઈજવું. **2.**To impair;to wear away:ઘટાડવું;કમી ક૦.*He became sorry to see his* **fretted** *fortune*:તે પોતાના પૈસો કમી થયેલો જોઇને દીલગીર થયો.**3.**To variegate;to diversify: ચિત્રવિચિત્ર ક૦.**4.**To agitate or disturb; to make rough: ખટબચડું ક૦;-માં કરોચળીયો પાડવી.*To* **f.***the surface of water*:પાણી ડખોળવું. **5.** To tease; to vex; to make angry:ખીજવવું;ચીડાવવું;સતાવવું;પજવવું;છેડવું.*vi.***1.**To be worn away: ઘસાવું;ઘસાઈજવું;જીર્ણ થઈ જવું.**2.**To be agitated;to rankle:ધૂંધવાવું;ખાવું;સળગવું;તળેઉપર થવું; *rancor* **f.**s *in the malignant breast*:કિનાખોરપુરૂષના હૃદયમાં ખુનસ ધુંધવાયાં કરે છે. **3.** To be vexed; to be angry:ચીડાવવું;ખીજવું.*He frets*:તે ચીડાય છે.**4.**To eat in: ખવાઈજવું. *n.***1.**The rippling on the surface of water:પાણીની સપાટી ઉપર મોજાંનો અવાજ.**2.**Agitation of the mind;commotion of temper:ગભરાટ;ચિત્તાવ્યવસ્થા;ઉદ્વેગ;મન; ક્ષોભ; ગરબડ;રીસ;ઉત્તાપ; મિજાજ. **3.** The headdress or net made of gold or silver wire:સોના અગર રૂપાના તારનું બનાવેલુ માથાનું કાંઈ આભુષણ. **4.**(*Mus.*)A short piece of wire fixed across the finger board of a guitar or a similar instrument to indicate where the finger is to be placed: સતાર કે એવાં બીજાં કોઈપણ વાજીંત્ર ઉપર ક્યાં આગળી મુકીને વગાડવું, તે બતાવવાને તારનો મુકેલો પડદો-કળ. **5.**Herpes; tetter:ખસ;ખુજલી.**6.**(*pl.*),(*Mining.*) The worn sides of river banks: નદીના કાંઠાની ભાંગી ગયેલી બાજુઓ.**7.**Ornamental work in relief:ઉપસીઆવેલું નકસી કામ.**8.**A frith:ખાડી;અખાત.

**Fretful,**(ફ્રેટ્ફુલ્ )*a.* Ill-humored; peevish;angry:ચીડિયું;ખીજછ;રીસ ઝાંઝ ચઢીજાય એવું.

**Fretwork,**(ફ્રેટ્વર્ક્ ) *n.* Work adorned with frets:બહાર ઉપસી આવે એવું નકશીકામ.

**Friability,**(ફ્રાઈઍબિલિટિ)*n.* The quality of being friable;friableness:જલદી ભાંગી ભૂકો થાય એવો ગુણ.

**Friable,**(ફ્રાઈઍબલ્ )*a.* [L. *frio*, I rub.]Easily crumbled or reduced to powder:સેહેલથી ભૂકો થાય એવું.

**Friar,**(ફ્રાઇઅર્ )*n.*1.(*Rom. Cath. Church.*)A member of any religious order:ધર્માચારી પંથનો સાધુ; ફકીર;ભિક્ષાવૃત્તિ કરનાર;યોગી;મુનિ;સંન્યાસી.2.(*Print.*)A white patch on a page:પાના ઉપર ચોંટેલો કાગળનો કકડો."A cowl does not make a **f.**":ટીલાં કરે કંઈ ભગત ન કહેવાય.

**Friary,**(ફ્રાઈઅરિ)*n.*A monastery;a convent of friars: ફકિરોનું મકાન; મઠ;અખાડો;આશ્રમ;વિહાર.2.Practices of friars; monkery: મઠવાસ; સંસારત્યાગ.*a.*Pertaining to friars: સાધુઓનું-સંબંધી-વિષયક.

**Fribble,**(ફ્રિબલ્ )*a.* [L. *frivolus.*] Trifling;silly:હલકું;નજીવું; નાદાન. *n.*A coxcomb;a beau or fop:અકડબાજ;ફાંકડો;વરણાગીઓ;છેલછબીલો; લાલ.*vi.*To act in a foolish manner;to act frivolously: મૂર્ખાઇથી-મૂર્ખપણે વર્તવું.**2.**To totter: લથડવું; ગોથું ખાવું;ડગમગવું.

**Friction,**(ફ્રિકશન્ )*n.* [L. *frico*, I rub.]**1.** The act of rubbing the surface of one body against that of another;attrition:એક પદાર્થના સામે બીજો પદાર્થ ઘસવો તે;ઘસારો;મર્દન;ઘર્ષણ;સંઘર્ષ;ઘાસણી.**2.** (*Mech.*) The effect of rubbing: ઘસારાથી ઉત્પન્ન થતી અસર.**3.** The clashing between two persons or parties in opinions or work: કંઈપણ મત કે કામમાં બે માણસો કે પક્ષોનું જુદા પડવું તે;ચકમક ઝરવી તે;મતાંતર;મતભેદ;અણરાગ;સાટમારી ઉડવી તે;વિક્ષેપ પડી જવો તે; મન ઉંચા થવાં તે.

**Friday,**(ફ્રાઇડે )*n.* The sixth day of the week,following Thursday and preceding Saturday:શુક્રવાર; ભૃગુવાર.Good **F.**, the day immediately preceding Easter:ઈસ્ટરના તહેવારનો આગલો દિવસ;ગુડફ્રાઈડે.

**Friend,**(ફ્રેન્ડ્ )*n.*[A. S. *freond*]**1.** A well-wisher;an intimate associate:શુભેચ્છક;મિત્ર;ભાઈબંધ;સ્નેહી.**2.**One not inimical or hostile; not a foe or enemy:દુશ્મન-અરી-શત્રુ ન હોય તેવો માણસ;હિતસ્વી.**3.** A favorer;a promoter:ટેકો-આધાર-ઉત્તેજન આપનાર;-ને ચાહનાર;આશ્રયદાતા;ઉત્તેજક; મુરબ્બી;સાહાક. *A* **f.** *to commerce*:વેહેપારને ટેકો-આધાર-ઉત્તેજન આપનાર. **4.** One of the religious sect called Quakers:ક્વેકર્સ લોકોનો ધર્મ પંથી.**5.**A paramour of either sex:યાર;જાર;આશક;માશુક. *A* **friend** *at court or in court*, one disposed to act as a friend in the place of special opportunity or influence: ખાસ પ્રસંગે મિત્ર તરીકે વર્તનાર;વગવસીલો. *A man in need is a* **f.***indeed*: માથુ આપે તે મિત્ર. *With provision in store we have* **friends** by the score:જે ખીસ્સા તાજા તો મિત્રો ઝાઝા.*Interested* **f.**:મતલબીયાર;સ્વાર્થનો સગો. Real *friends* are not easily set by the ears:ખુધે માર્યા કાંઈ પાણી છૂટાં પડતાં નથી.*To be* **f.**s, *with*,to have friendly relations with:ભાઇબંધ તરીકેનો સંબંધ હોવો; ભાઈચારો હોવો. *To make* **f.**s, *with*, to become reconciled to: ની સાથે ભાઈબંધી મૈત્રિ કરી દેવી. *vt.* To act as the friend of;to favor :-ના ભાઈબંધ તરીકે વર્તવું;-ને ટેકા-આધાર આપવો.

**Friendless,** ( ફ્રેન્ડ્લેસ્ )*a.* Destitute of friends; wanting support;forsaken:બેયાર;નિરાધાર;આશ્રય વિનાનું; એકલું;અનાથ; બિચારૂં; અનાશ્રિત.*A friend to* **f.**:નિરાધારના આધાર;અનાથનો નાથ.

**Friendliness,** (ફ્રેન્ડ્લિનેસ્ ) *n.* A disposition to favor or befriend; good-will:સ્નેહભાવ;દોસ્તદારી; મિત્રતા;હિતબુદ્ધિ;અનુકૂલતા.

**Friendly,** ( ફ્રેન્ડ્લિ ) *a.* **1.** Kind; favorable; disposed to friendship:મળતાવડું;માયાળુ; મિત્ર જેવું. **2.**Befitting friends; amicable: મિલનસાર;મિત્રાચારીનું;સ્નેહભાવ ભરેલું.**3.**Not hostile: મૈત્રિ-દોસ્તીનું-વાળું;સ્નેહભાવનું;મળતિયું. *As, a* **f.** *state*:મળતીઉં રાજ્ય.**4.**Favorable; propitious:હિત;હિતાવહ;સુખાવહ; કલ્યાણકર;લાભકારી;અનુકૂળ;ફાયદાકા-

સબસે બડી ચુપ, બહુ બોલે તે બોળે.

ર૬.*A* **f.***wind*: અનુકૂળ પવન. *adv.* In the manner of friends;amicably:ભાઈબંધીની રીતે;ઘરમેળે;સ્નેહભાવથી-ભરેલી રીતે.

**Friendship,**(ફ્રેન્ડ્શિપ્ )*n.*1.An attachment to a person,proceeding from intimate acquaintance:મૈત્રી;દોસ્તદારી;મિત્રભાવ;સ્નેહ; મિત્રાચારી; ભાઈબંધી;પ્રીતિ;અનુરાગ. **2.** A friendly relation or intimacy:જીવજાન દોસ્તી-મિત્રાચારી;ઘરોબો;ઘરવટ.3.Friendly aid;amicable assistance:કૃપા;મહેરબાની; મદદ;સહાય્ય.4.Conformity;affinity; correspondence: મળતાપણું; સ્નેહાકર્ષણ.

**Frieze,**(ફ્રીઝ્) *n.* [Fr. *frise.*] A kind of coarse woolen cloth:એક જાતનું જાડું ઉનનું કપડું.*vt.*To make a nap,as on a cloth: રૂવાંવાળું કપડું-લુગડું કo.

**Frigate,**(ફ્રિગેટ્ ) *n.*[Fr. *fregate.*] 1.(*Naut.*)A ship of war: લડાઈનું વહાણ. 2. Any small vessel on the water: પાણીપર તરતું ગમે તે જાતનું ન્હાનું વહાણ.

**Fright,**(ફ્રાઇટ્ )*n.*Sudden and violent fear;terror;alarm: ફાળ;ધાસ્તી;ધ્રાસકો;દહેશત;બીક; હબક; ત્રાસ; ભય;ગાત્રભંગ.2.Anything strange, ugly,or shocking, producing a feeling of alarm: કોઈ ભયોત્પાદક-ભય-ત્રાસજનક-ભયાનક વસ્તુ;ત્રાસ. *vt.* To alarm suddenly with danger; to terrify:ધાસકો ફાળ પાડવી; બીવરાવવું;ડરાવવું;ભયભીત કo.

**Frighten,**(ફ્રાઇટન્ )*vt.* To terrify; to affright:ભડકાવવું;ડરાવવું; બીવરાવવું;ધાસકો-ફાળપાડવી;હબક ખવડાવવી;-થી હબક ખાવી.To be *frightened* out of one's wits:ના હોશકોશ ઉડીજવા;ના પગ ભાગી જવા-નાં ગાત્રશિથિલ થઈ જવાં.

**Frightful,**(ફ્રાઈટ્ફુલ )*a.* **1.** Full of fright or terror;alarmed:ભયવાળું; બીન્હેલું;ભયગ્રસ્ત;ભય પામેલું;ભયભીત.**F.***herds*:ભયભીત ટોળાં. **2.** Full of that which causes fright; shocking:ભયાનક;બિયામણું;ડર લાગે એવું;ઉગ્ર;ભયાવહ;દારૂણ;ભીષણ;વિકાળ.**F.***precipice*: ભયાનક-બિયામણી ટેકરી-ઢોળાવ.

**Frigid,** (ફ્રિજિડ ) *a.* [L. *frigeo,* I am cold.]**1.**Cold; wanting heat. or warmth:ઠંડું;ટાઢું;શીતળ.**F.***climate*:ઠંડી હવા-દેશ.2. Unfeeling; dull and unanimated;stiff and formal:પ્રીતિ-સ્નેહ-પ્યાર વિનાનું;રસ ઉપજાવે નહિ એવું;નિરૂત્સાહ;નિઃસ્નેહ; વિરસ;અરસિક;કરડું;આકરૂં.**F.***verses*: વિરસ કવિતા.3.Impotent:નામર્દ;નપુંસક;બાયલું.*Frigid zone*(*Geog.*), that part of the earth which lies between each polar circle and the pole:શીતકટિબંધ.

**Frigidity,** (ફ્રિજિડિટિ) *n.* **1.** Coldness;want of warmth:ઠંડક;ટાઢ; શિતળતા;હિમ;શૈત્ય. **F.***of the air*: પવનની શિતળતા-ઠંડક.2. Coldness of affection;dullness: પ્રીતિ-પ્યાર-સ્નેહ ન હોવાપણું; વિરાગ; સ્નેહાભાવ. Want of heat or vigor: કમજોરતાકાદ;નિર્બળતા.

**Frill,**(ફ્રિલ્ )*n.*1.A ruffle: વસ્ત્રાંચળ; લુગડાંની કોરેકરેલીચીણવાળી ચીપ. 2. The ruffling of a hawk's feathers: બાજ પક્ષીનાં પીછાં સથરપથર થવાં તે. *vt.*To decorate with frills: વસ્ત્રાંચળથી શણગારવું;કોરેકરચળીવાળીચીપ જોડવી.*vi.*[Fr.*frileux*,chilly.] To shake or shiver, as with cold: ટાઢથી-ને લીધે ધ્રુજવું-થરથરવું-કંપવું.

**Fringe,** (ફ્રિન્જ્ ) *n.* [L. *fimbria,* fibers,threads.]1.An ornamental appendage to the border of garments or furniture:ઝુલ;ઝાલર.2. A border;a confine:હદ;સીમા;મર્યાદા;અવધિ.*vt.*To adorn or border with fringe or a loose edging: ઝુલ-ઝાલર લગાડવી;મગજી-સંજાબ મુકવો.

**Fripper,**(ફ્રિપર્ )*n.*[Fr.*friper*, to rumple.]One who deals in frippery or in old clothes:જુનાં કપડાં વેચનાર.

**Frippery,**(ફ્રિપરિ)*n.* [Fr.*friper.*] 1.Cast-off clothes:જુનાં ઉતરી ગયેલાંલુગડાં-પોશાક.2.A place where old clothes are sold:જે ઠેકાણે-જગ્યાએ જુનાં લુગડાં વેચાય છે તે.3.The trade in old clothes: જુનાં કપડાં વેચવાનો વેપાર-ધંધો. 4. Affected elegance:ખોટો દેખાવ-રૂપ. *a.* Trifling;contemptible: નજીવું;નકામું; ધિક્કારવા લાયક.

**Frisk,** (ફ્રિસ્ક્ ) *vi.* To leap, skip, dance,or gambol in frolic and gayety:ખુશીમાં કુદવું;ઠેકવું; નાચવું-કુદકારા-ઠેકડા મારવા.*a.*Lively;brisk; frisky:આનંદી;મોજી;ખિલાડી;પ્રફુલ્લ; આનંદી;ચપળ;ચંચળ. *n.*A frolic;a fit of wanton gayety:મઝા;રમત; ખેલ;આનંદ;કુદકારો.

**Friskily,**( ફ્રિસ્કિલિ ) *adv.* Gaily; briskly:આનંદથી;ચપળતા-ચંચળતાથી.

**Friskiness,**(ફ્રિસ્કિનેસ્ )*n.*Gaiety; liveliness:ચંચળતા;આનંદીપણું.

**Frisky,**(ફ્રિસ્કિ)*a.*Frolicsome;gay; lively:ખુશમીજાજી;ચંચળ.

**Frith,**(ફ્રિથ્ )*n.* **1.** A narrow arm of the sea;an estuary: ખાડી;અખાત સમુદ્રનો સાંકડો ફાંટો.2.A kind of weir for catching fish:માછલાં પકડવા નાંખેલી એક જાતની આડ.**3.** A forest;જંગલ.4.An inclosure: ઘેરી લીધેલી જગ્યા;વાડો.

**Fritter,**(ફ્રિટર્ )*n.*[L.*frigo*,I fry.] 1.A small pancake of fried butter:એક જાતનું વિલાયતી ભજીઉં.2.A fragment;a small piece:કકડો;કરચ;ટુકડો.*vt.*1.To cut a meat into small pieces for frying : માંસને તળવાને માટે તેના ન્હાના કકડા-ચૂરા-ટુકડા કo. **2.** To break into small pieces or fragments:ભાંગીને કકડા કરવા.*To* **f.***away*,to diminish;to pare off;to waste piecemeal:થોડું થોડું કરીને ઘટાડવું-નકામા ગુમાવવું. *As,to* **f.***away time*:થોડો થોડો કરીને વખત નકામો કાઢી નાખવો.

**Frivolity,**(ફ્રિવૉલિટિ)*n.* [L.*frio*,I crumble.]Acts or habits of trifling;unbecoming levity of disposition:હલકાઈ;લઘુતા;નિરર્થક વ્યાપાર;છિછરાઈ;છાલકાઇ.

**Frivolous,**(ફ્રિવૉલસ્ )*a.*1.Of little worth or importance;slight:હલકું;ગુજ;છાલકું;છિછરૂં;નજીવું;વિસાત વિનાનું;ક્ષુલ્લક;ક્ષુદ્ર.2.Silly:બેવકૂફ;કમઅક્કલ;માલ-દમ-જીવ વગરનું;નિર્માલ્ય.

**Frizz,**(ફ્રિઝ્ )*vt.*[Fr.*friser*,to curl.] **1.** To curl or form into small curls: ગુચળું-કરચળી વાળવી. **2.** To form into little knobs:નાની નાની ગાંઠો કo-પાડવી.(*Leather making*). To soften & make of even thickness by rubbing: ચામડું ઘસીને નરમ એક સરખી જાડાઈનું કરવું.

**Frizzle,** ( ફ્રિઝલ ) *vt.* To curl or crisp;to frizz:નાનાં ગુંચળાં વાળવાં.

**Fro,**(ફ્રો)*adv.* [A.S.*fram.*] From; away;back or backward:ત્યાંથી અહીં;પાછું.*To* & **f.**:આમતેમ;અહીંતહીં.

**Frock,**(ફ્રૉક્ )*n.*[L.*floccus*,a flock of wool.]An upper coat;an outer garment:ઝભ્ભો;અંગરખું;ગવન;

Fear of God is the beginning of wisdom:

લાંબું ને ઢીલું ઉપલું વસ્ત્ર.

**Frock-coat,**(ફ્રૉક્‌-કોટ્‌)*n.*A body-coat for ordinary wear:વિલાયતી અંગરખો;ઝબ્બો.

**Frog,**(ફ્રૉગ્‌)*n.*[A.S.*frogga*,a frog.] 1.(*Zool.*)An amphibious animal, of the genus *rana*:દેડકો;મંડૂક.*A* **f.***in a well*:કૂપ મંડૂક.2.(*Far.*)An elastic horny substance growing in the middle of the sole of a horse's foot:ઘોડાની સુમ ઉપર થતું આંટણું.3.An oblong cloak-button: ટંગલાનું લંબચોરસ બટન. 4. (*Railroad.*)A supporting plate having raised ribs that form continuations of the rails to guide the wheels where one track branches from another or crosses it: રેલવે ગાડીનાં પૈડાં એક પાટા ઉપરથી બીજા પાટા ઉપર જતી વખતે જે ખામણાંમાં થઈને જાય છે તેમાં એક ત્રિકોણાકાર ચકતિ હોય છે તે.5.The loop of the scabbard or a sword:તરવારના મ્યાનનો ગાળો.

**Frolic,**(ફ્રૉલિક્‌)*a.*Full of pranks; gay;merry:છંદ-દોંગવાળું; આનંદી; ખુશી.*n.* 1. A flight of levity, or gayety and mirth: વિલાસ; ક્રીડા; વિહાર;વિભ્રમ;મઝા;રમત;ખેલ. 2. A merrymaking:રંજન;આનંદ;મઝા. *vi.*To play tricks of levity,mirth and gayety;to sport:મોજ મારવી; નાચવું કુદવું.

**Frolicsome,**(ફ્રૉલિક્‌સમ્‌)*a.*Full of gayety and mirth;sportive: ખુશમિજાજી;નાચવું;કુદવું;રમુજી;વિલાસી; ઉલ્લાસી;મોજી;લહેરી.

**From,**(ફ્રૉમ્‌)*prep.* [A.S. *fram.*] Out of the neighbourhood of; lessening or losing proximity to;by reason of;leaving behind; out of; by aid of: પાસેથી; માંથી; -ની મદદથી;થી;થકી.

**Frondescence,** (ફ્રૉન્ડેસ્સેન્સ્‌) *n.* (*Bot.*) (*a.*) The time at which each species of plants unfolds its leaves: દરેક ઝાડનાં પાત્રાં ખીલવાની અમુક મોસમ.

**Front,**(ફ્રન્ટ્‌)*n.*[L. *frons.*] 1. (*a*) The forehead or brow:લલાટ;કપાળ;શિર.(*b.*) The whole face:ચ્હેરો;મ્હોઢું;મુખમુદ્રા.2.The personal presence expressive of boldness or impudence; seeming: હિંમત;બેપરવાઈ;સ્વરૂપ;ડોળ;ભાસ.3. The position before the foremost part of a thing:અગ્ર-મુખભાગ;મ્હોઢું;મુખ;મોખરો.4.The most conspicuous part:મોખરો; મુખ્ય-ભાગ;પ્રસિદ્ધ-પ્રખ્યાત ભાગ.5.A front piece of false hair worn by women:બાઈડીઓના જુઠા અંબોડાની આગલીલટ.6.The beginning: પ્રારંભ;શરૂઆત.*Bastioned* **front** (*Mil.*), a curtain connecting two half bastions:કિલ્લાની આગળના બે અરધા બુરજ જોડનારો આંતરો. **Front** *of operations*,the front formed by an army as it moves: લશ્કર જ્યારે કુચ કરે ત્યારે તે લશ્કરનાં આગલાં માણસો;**f.** *of war*: રણધુરા; **f.***of an army*: સેના મુખ;મોખરો. *vt.* 1. To oppose face to face: સામે-સમક્ષ-રૂબરૂ થવું. 2. To stand opposite: સામુ-સન્મુખ હોવું; સામી બાજુએ હોવું. *His house* **fronts** *the church*: તેનું ઘર દેવળના સામું છે. 3. To adorn in front:આગલા ભાગમાં સુશોભિત કo.*To* **f.***a house with marble*:ઘરના આગલા ભાગમાં આરસપહાણ જડીને તે સુશોભિત કo.4.To appear before;to meet: આગળ આવવું;ભેગા થવું; મળવું. *vi.* To have the face toward any direction:કોઈપણ દિશા તરફ મ્હો હોવું.*As,***f.***to the right*:જમણી બાજુ તરફ મ્હોં કરો-ફેરવો.*a.* Relating to the forward part;foremost: આગલા ભાગનું-સંબંધિ;સૌથી આગળનું.

**Frontage,** (ફ્રન્ટેજ્‌)*n.* The front part of an edifice or lot: ઈમારતનો આગલો ભાગ-મ્હોઢું;મુખભાગ.

**Frontal,**(ફ્રૉન્ટલ્‌)*a.* [L.*frontale*, frontlet.] 1. Belonging to the forehead:કપાળનું-સંબંધિ; લલાટ-સંબંધિ.*n.*1.Something worn on the forehead:કપાળ ઉપર પહેરવાની કોઈ ચીજ. 2. ( *Arch.* ) A little pediment over a small door or window:ન્હાના બારણા અથવા બારી ઉપરનો ન્હાનો શોભિતો ભાગ.3.(*Med*) Application of the forehead:કપાળે લગાવવાની દવા-લેપ.

**Frontier,** (ફ્રૉન્ટીર્‌) *n.* [L. *frons*, front.]The marches;the border or confine of a country,bordering on another country:સરહદ; સિમા;સિમાડો;હદ.*a.*1.Bordering; conterminous. સરહદપર આવેલું. *A* **f.***town*: સરહદપર આવેલું શહેર. 2.Acquired on a frontier:સરહદપર મેળવેલું.**F.***experience*: સરહદપર મેળવેલો અનુભવ.*vi.* To form a frontier:સરહદ-સિમાડોકo-બનાવવો.

**Frontispiece,** (ફ્રૉન્ટિસ્પીસ્‌) *n.* [L.*frons* & *specio*,I look.] (*a*) (*Arch.*) The principal face or front of a building:ઘરનો આગલો ભાગ-નાક.(*b*)An ornamental figure or engraving fronting the first page of a book, or at the beginning:ચોપડીની શરૂઆતમાં-પહેલે પાને મુકેલું ચિત્ર;formerly,the titlepage itself: અગાઉ ચોપડીના નામનું પાનું-પ્રથમ પૃષ્ઠ.

**Frontless,**(ફ્રન્ટ્‌લેસ્‌)*a.*Shameless; impudent:બેશરમું;લાજવિનાનું; નિર્લજ;નફ્ટ.

**Frontlet,**(ફ્રન્ટ્‌લેટ્‌)*n.*1.A fillet or band worn on the forehead:કપાળપટી.2. (*Ornith.*) The margin of the head behind the bill,of birds:પક્ષિઓની ચાંચની પછવાડે કપાળની કોર.

**Frost,**(ફ્રૉસ્ટ્‌)*n.*[A.S. *freosan*, to freeze.]1. The act of freezing: ઠરી-બંધાઈ જવું તે.2.Severe cold or freezing weather: સખત ટાઢ; અકડાવી નાંખે એવી હવા.3. Frozen dew: બંધાઈ ગયેલું ઝાકળ; હિમ. 4. Harsh or stern manner: ખરાબ સખત-કઠોર રીત; સખ્તાઈ; કરડાઈ. *Black* **frost**,cold so intense as to freeze vegetation and cause it to turn black:ભાજીપાલો બળીને કાળો પડી જાય એવી સખ્ત ટાઢ;હિમ.*vt.*To injure by frost:ઝાકળથી ખરાબ કરી નાખવું.2.To produce a hoarfrost surface upon: ના ઉપર ઠરી ગયેલા ઝાકળનું પડ બઝાડવું.

**Frost-bitten,** (ફ્રૉસ્ટ્‌બિટ્ન્‌) *p. a.* Nipped or withered by frost:ટાઢથી કરમાઈ ગયેલું.

**Frostiness,**(ફ્રૉસ્ટિનેસ્‌)*n.* Freezing cold:ઝાકળ;હિમ.

**Frosty,**(ફ્રૉસ્ટિ)*a.*1.Having power to congeal water:પાણીનું બરફ કરી નાંખે એવું.2.Covered with frost: ઝાકળથી ઢંકાયલું. *The grass is* **f.**: ઘાસ ઝાકળવાળું છે. 3. Without warmth of affection: વહાલ-હેત વિનાનું.4.White;gray-haired:સફેદ;ભુરા વાળવાળું.**F.***head*:સફેદ-ભુરા વાળવાળું માથું;પળીઆં વાળું માથું.

**Froth,**(ફ્રૉથ્‌) *n.* [A.S.*freodan*,to

rub;to froth.]1.Spume;foam:ફીણ.2.An empty,senseless show of wit:ભભકો;ડોળ;ઢોંગ.3. Light, unsubstantial matter:હલકો તત્વ વિનાનો પદાર્થ. *vt.* 1. To cause to foam:ફીણ થાય તેમ ક૦.2.To cover with foam:ફીણથી ઢાંકી નાંખવું. *A horse* **froths** *his chain*:ઘોડો પોતાની સાંકળ ફીણવાળી કરે છે.*vi.* To foam:ફીણ આવવું.

**Frothy,** ( ફ્રૉથિ ) *a.* 1. Spumous; foamy: ફીણવાળું. 2. Not solid; soft;unstable:નક્કુર ન હોય તેવું;નરમ.ઢંગ ધડાવગરનું.3.Light;empty; unsubstantial:ખાલી; ઢમઢોલ અને માંહેપોલ જેવું;નિર્માલ્ય; કસ-રસ-દમ-છવવગરનું;નકામું;મિથ્યા;ફોકટ;વ્યર્થ.

**Frounce,**(ફ્રાઉન્સ ) *vt.* [L. *frons*, forehead.[To form wrinkles in or upon; to gather into plaits: કરચલી-ગુચ્છાં વાળવાં. *vi.* To form wrikles in the forehead:કપાળમાં કરચલી વળવી.*n.* 1. A wrinkle or curl:ગુંછળું;કરચળી.2.An affection in hawks,in which white spittle gathers about the hawk's bill:ચાંચનીઆસપાસ લાળ એકઠી થાય એવો બાજ પક્ષીઓમાં થતો રોગ.

**Frouzy,**(ફ્રાઉઝિ)*a.* Fetid; musty; dim;cloudy:ફુતરીગયેલું;ગંધાતું;ઝાંખું.

**Froward,**(ફ્રૉવર્ડ )*a.*[A.S.*framweard*, about; to depart.] Perverse;disobedient;peevish:હઠીલું;મમતીલું;ઝદી.

**Frowardness,**(ફ્રૉવર્ડનેસ )*n.*Reluctance to yield;disobedience; peevishness:હઠ;મમતા;કહેલું ન માનવું તે;ઝદ;આડાઈ.

**Frown,**(ફ્રાઉન )*vi.*[Fr.*frogner*.]1. To scowl;to put on a stern,grim or surly look:ડોળા કાઢવા;ધુરકાયાં ક૦;ભવાં ચઢાવી જોવું.2.To manifest displeasure;to lower:નાખુશી-અપ્રસન્નતા બતાવવી.*vt.*To rebuke with a look:ડોળા ચઢાવીને ઠપકો દેવો-વઢવું.*n.*1.A wrinkling of the brow in displeasure: નાખુશી-નારાજીમાં ભવાં ચઢાવવાં તે.2.Any expression of displeasure: નાખુશી-અપ્રસન્નતા બતાવવી તે.

**Frowningly,** ( ફ્રાઉનિન્ગ્લિ) *adv.* Sternly;with a look of displeasure:ડોળાકાઢીને;ગુસ્સાથી;નાખુશીથી.

**Fructiferous,** (ફ્રક્ટિફરસ ) *a.* [L. *fructus*, fruit & *fero*, I bear.] Bearing or producing fruit:ફળ આપતું;ફળવાન.

**Fructification,**(ફ્રક્ટિફિકેશન ) *n.* 1.The act of forming or producing fruit:ફળદ્રુપ ક૦ તે. 2. (*Bot.*) All those parts of a plant which compose the flower and fruit: ઝાડના જે સઘળા ભાગથી ફુલ અને ફળ આવે છે તે.

**Fructify,**(ફ્રક્ટિફાઈ)*vt.*[L.*fructus*, fruit and *facio*,I make.]To make fruitful;to render productive: ફળવાન-ફળદ્રુપ-સફળ ક૦.*vi.*To bear fruit:ફળ આવવાં.

**Frugal,** ( ફ્રૂગલ ) *a.* [L. *frugalis*, frugal. ] Sparing; economical; saving:કરકસરિયું;કરકસર કરનાર.

**Frugality,**(ફ્રૂગૅલિટિ)*n.* 1.Prudent economy; good husbandry or housewifery;thrift:કરકસર; મિતવ્યય; કોસર. 2. A sparing and cautious use:ઘણું સંભાળથી વાપરવું તે;as **f.***of words*:થોડા-ગણીગણીને શબ્દ વાપરવાતે.

**Frugiferous,** ( ફ્રૂજિફરસ ) *a.* [L. *frugis*, fruit of the earth and *fero*,I carry.]Fruitful;fructiferous:ફળવાન;ફળ આપતું.

**Fruit,**(ફ્રૂટ )*n.* [L.*fructus,fruit.*] 1.Whatever is produced for the enjoyment of men or animals by the processes of vegetable growth; that part of plants which contains the seed:પ્રાણીઓના ભરણપોષણ સારૂ પૃથ્વીપર જે પાક થાય છે તે;ફળ;મેવો.2.Evil consequence or effect:ખરાબ પરિણામ;અર્થ;લાભ; ફળપ્રાપ્તિ; ફલાગમ. 3. Offspring;young: બચ્ચું; સંતાન; સંતતિ; ફળ; પ્રજા. 4. The seed of or the part containing seeds: છોડવાનાં બીઆં અગર જે ભાગમાં બીઆં, હોય છે તે ભાગ.5.Result;out come:પરિણામ;ફળ; બદલો. *vi.* To bear fruit:ફળ આવવાં.

**Fruitage,** ( ફ્રૂટેજ ) *n.* Various fruits;fruitery: જુદી જુદી જાતનો મેવો;મેવાની જાત;ફળાફળાદિ.

**Fruiterer,** ( ફ્રૂટરર ) *n.* One who deals in fruit;a seller of fruits: ફળ વેચનાર;મેવાવાળો.

**Fruitful,**(ફ્રૂટફુલ )*n.*Full of fruits; prolific;plenteous;fertile;liberal;bountiful: રસાળ;ફળદાયક;ફલદ; સફળ;ઉત્પાદક;જનક; ફળદ્રુપ; ફળવંત; પ્રસવશીલ;અવંધ્ય;ગર્ભધારણશીલ.

**Fruitfulness,**(ફ્રૂટફુલનેસ )*n.*Productiveness;fertility;fecundity: ફળદ્રુપપણું;સફળતા;સાફલ્ય;બહુફળતા; અવંધ્યત્વ;પ્રસવશીલતા.

**Fruition,**(ફ્રૂઇશન )*n.* [L.*fruor*, I enjoy.]Use or possession of anything ; pleasure derived from possession or use:ઉપભોગ;ઓરિયો;ભોગવટો;ભોગ; સુખાનુભવ; સુખાસ્વાદ;ભુક્તિ;અનુભવ;લ્હાવો.

**Fruitless,** (ફ્રૂટલેસ ) *a.* 1. Barren; destitute of offspring:વાંઝિયું;છોકરાંવિનાનું.2.Vain; idle; useless; unprofitable:નિષ્ફળ; ફોગટ; નકામું; નિરર્થક;અફળ;;વ્યર્થ;નિષ્પ્રયોજન;અનર્થક;વૃથા;મિથ્યા.

**Frumenty,**(ફ્રૂમેન્ટી)*n.* A pudding made of wheat and milk:દૂધમાં ઘઉં ઉકાળી કરેલી ખીર.

**Frump,**(ફ્રમ્પ )*n.* 1. A contemptuous speech ; a gibe or flout: તિરસ્કાર ભરેલું ભાષણ;તિરસ્કાર.2.A cross or old-fashioned female;a gossip:આડા સ્વભાવની અથવા જુના વિચારની સ્ત્રી;બહુવાતોડીસ્ત્રી.*vt.*To insult;to flout:અપમાન-તિરસ્કાર ક૦.

**Frush,**(ફ્રશ )*vt.* [Fr. *froisser*, to bruise.] To bruise or dash violently to pieces: જુસ્સાથી-જોરથી અફાળીને કકડે કકડા કરી નાંખવા. *a.* Broken or crushed:ભાગી ગયેલું; કચરાઈ-ચગદાઈ ગયેલું. *n.* Noise of things dashing together: ચીજો સામસામી અફળાવાથી થતો અવાજ.*n.* (*Far.*) A sort of tender substance in the middle of the sole of a horse;the frog:ઘોડાના પગને તળીએથતું આંટણ.

**Frustrate,**(ફ્રસ્ટ્રેટ )*vt.*[L.*frustra*, in vain.] 1. To disappoint; to defeat;to baffle:નિરાશ-નાઉમેદ ક૦; હરાવવું; નિષ્ફળ ક૦. 2. To nullify; to render of no effect:ભાગી પાડવું;રદ ક૦; નિષ્ફળ-વ્યર્થ-નિરર્થક ક૦. *a.* Ineffectual;useless: અસર ન કરે એવું;નકામું;ખપ વગરનું.

**Frustration,** (ફ્રસ્ટ્રેશન ) *n.* Disappointment;defeat: આશાભંગ; ના ઉમેદી;વિફલીકરણ;નિષ્ફલતા.

**Frutescent,**(ફ્રટેસેન્ટ ) *a.* [L.*frutex*, shrub.] ( *Bot.*) Becoming shrubby or having the appearance of a shrub:ઝાડીવાળું;ઝાડવાં થતું.

**Fry,**(ફ્રાઈ )*vt.*[L.*frigere*,to roast.]

To cook and prepare for eating in a frying-pan with butter or oil:તળવું.*vi.*1.To be heated and agitated in a frying pan: તળાવું. 2.To be agitated;to be greatly moved:ગભરાવું;ગુંચવણમાં પડવું;અમુઝાવું. 3.To undergo a disturbing action accompanied with a heat sensation:ઉભરો આવવો;ખદખદવું;ખળખળ થવું.*n.*1.A swarm or crowd:ટોળું; સમૂહ;ઝુંડ; જથો. 2.A dish of anything fried:કંઈપણ તળેલી-તાવેલી વસ્તુ-વાની-શાક.3.A state of excitement:ગભરાટ;ઉશ્કેરાટ;ક્ષોભ;ખળભળાટ.4.The young of any fish:કોઈપણ માછલીનાં બચ્ચાં-વેતર.5. Young or small things in general:જથો;ઝુંડ;ટોળું.6.A swarm of little fishes:નાની નાની માછલીનો જથો.

**Frying-pan,**(ફ્રાઈંગ્‌પેન્‌)*n.*A pan with a large handle used for frying:મોટા હાથવાળો પેણો-તાવડો-પેણી-તાવડી. *To fly from the* **f.** *into the fire*: 'ઘરના બળ્યા વનમાં ગયાતો વનમાં લાગી લાહ્ય' એમ થવું;થોડાં દુ:ખમાંથી ઘણા દુ:ખમાં જઈને પડવું.

**Fub,**(ફબ્‌)*n.*A plump young boy: જાડો જુવાન છોકરો. *vt.* To put off by trickery;to cheat:ઢીલ-વાર કo; ઠગવું;છેતરવું.

**Fuddle,**(ફડલ્‌) *vt.* To make foolish by drink;to cause to become intoxicated:પીધેલ કo;મસ્ત કo.*vi.* To drink to excess:અતિશય-ખુબ-ઠાંસીને પીવું.

**Fuddled,**(ફડલ્ડ્‌)*a.* Intoxicated; disordered by drink:પીધેલ;છાકટું.

**Fudge,**(ફજ્‌)*n.*A made-up story;a nonsense;a humbug:ગપ;છોટ;જૂઠી-ખોટીવાત;ગપાષ્ટક;ડીંગ;તુત. *vt.*To devise;to contrive;to fabricate: બુટ્ટો ઉઠાવવો;તર્કટ રચવું;ખોટું બનાવી-યોજી કાઢવું. 2. To foist; to interpolate:અંદર ઘોચી ઘાલવું-ઘુસાડી દેવું.

**Fuel,**(ફ્યુએલ્‌)*n.*[L.*focus*,hearth.] 1.Anything which serves as ailment to fire:બળતણ;ઇંધણ; કાઠી; સમિધ;સરપણ.2. Anything that serves to increase passion:જેથી ગુસ્સો વધે તે. *To add* **f.** *to the flame*:બળતામાં ઘી હોમવું.*vt.*1.To feed with fuel:બળતણ નાંખવું.2. To furnish with fuel:બળતણ પુરાં પાડવાં-આપવાં.

**Fugacious,**(ફ્યુગેશસ)*a.*[L.*fugeo*, I flee.]Flying or disposed to fly; fleeing away;volatile:ક્ષણિક;જતું રહેવું;સુકાઈ જાય એવું;અસ્થાયી;ભંગુર.

**Fugacity,** (ફ્યુગૅસિટિ) *n.* 1. The quality of being fugacious:ઉડી જવાનો ગુણ.2.Uncertainty;instability:અનિશ્ચિતપણું;દ્રઢતા ન હોવી-તે;ભંગુરતા;અસ્થિરતા.

**Fugitive,**(ફ્યુજિટિવ્‌)*a.*[L.*fugio*, I flee].1.Apt to fall away;uncertain:ભંગુર;ક્ષણિક;અસ્થિર; અનિશ્ચિત.2.Volatile;evanescent;ક્ષણભંગુર;ક્ષણિક.3.Escaping from duty, service or danger:ફરજ,નોકરી અથવા ભયમાંથી નાશી જવું-સટકી જવું; ભમતું;જતું રહેવું;પલાયન કરવું;રખડવું. *n.*1. A deserter; one who flees from duty:સટકી-નાશી જનાર;પલાયન કરનાર;નિકળી જનાર.2.One who has fled and taken refuge under another power or one who has fled from punishment:નાશીને બીજા રાજ્યમાં જઈ રહેનાર;સજા ટાળવા સારૂ નાશી જનાર;આશ્રિતજન; કોઈની ગાય. 3.One hard to be caught or detained:જેને પકડવો મુશ્કેલ થઈ પડે એવો માણસ.**F.***from justice*(*Law.*)one who,having committed a crime in one jurisdiction,escapes into another to avoid punishment: એક રાજ્યમાં ગુન્હો કર્યાથી તેની સજા ન થાય માટે બીજા રાજ્યમાં નાશી જનાર.

**Fulcrum,**(ફલ્ક્રમ્‌)*n.pl.***fulcra,**or **fulcrums.**[L.*fulcio*,I prop up.] 1.A prop or support:ટેકો;આધાર; આલંબ;આશ્રય.2.(*Mech.*)That by which a lever is sustained: ઉચ્ચાલનની નીચે મુકેલો ટેકો.3.(*Bot.*) A part of a plant:ઝાડનો કોઈ ભાગ.

**Fulfil,**(ફુલ્‌ફિલ્‌) *vt.* [A.S.*ful fyllan.*] 1.To fill up;to make full or complete:ભરવું;પુરૂં કo;પૂર્ણ કo; 2. To accomplish or carry into effect; to bring to pass;to effectuate:બનાવવું;પુરૂં પાડવું;પાળવું; ખરૂં-સાચું પાડવું;અનુભવમાં આણવું;સત્ય કo;બર લાવવું;મતલબ સાધવી-પાર પાડવી-પ્રમાણે વર્તવું;પુરૂ કo.

**Fulfilment,**(ફુલ્‌ફિલ્‌મેન્ટ્‌)*n.*1.Accomplishment;completion: સિદ્ધિ. 2.Execution; performance: પૂર્ણ કo-પાળવું તે; સંપૂર્ણતા; પૂરણ;નિષ્પત્તિ;**f.***of desires*:કૃતાર્થતા;કામસિદ્ધિ;ઇચ્છાપુરણ.

**Fulgency,**(ફલ્‌જેન્સિ)*n.*[L.*fulgeo*, I shine.]Brightness; splendor; effulgence:ચળકાટ; પ્રકાશ; તેજ;પ્રભા;કાંતિ;દીપ્તિ;દ્યુતિ.

**Fulgent,** (ફલ્‌જેન્ટ્‌) *a.* Shining; effulgent:પ્રકાશિત;ચળકતું;ઉજ્જવલ.

**Full,**(ફુલ્‌)*a.*1.Filled up;not empty or vacant:ભરેલું;ટકોટક;છલોછલ. 2.Copious;ample;adequate: પરિપૂર્ણ; સંકીર્ણ; પુરૂં; વાજબી; મ્હોટું; સ્પષ્ટ;**f.***compensation*:પુરો બદલો; **f.***voice*:સ્પષ્ટ-મ્હોટો અવાજ. 3.Amply provided;abounding in:પુશ્કળ-ઘણું હોય એવું;ભરપુર.4.Complete;entire;perfect:અશેષ;અન્યૂન;સકળ;નિખિલ; સમગ્ર; સંપૂર્ણ;પુર્ણ; પુરૂં;પુખ્ત.*A person of* **f.***age*:પુખ્ત ઉમરનો માણસ. *The* **f.** *moon*: પૂર્ણ ચંદ્ર.5.Sated;surfeited:ખુબ ખાઈ પીને ધરાયલું. 6. Stocked with knowledge; stored with information:જ્ઞાનના ભંડોળવાળું;બહુ જ્ઞાની;*as,Reading maketh a* **f.***man*: વાંચનથી માણસમાં જ્ઞાનનું ભંડોળ થાય છે. 7. Having the attention, thoughts,&c., absorbed in any matter, & the feelings more or less excited by it:કંઈપણ બાબતના વિચારમાં અતિ ગરક-લીન થઈ ગયેલું. 8.Filled with emotions:મનોવિકારોથી ભરેલું. 9. Impregnated; made pregnant:સગર્ભા;ગર્ભ ધારણ કર્યો હોય તેવી.*At full*, when full or complete:જ્યારે પૂર્ણ-આખો હોય ત્યારે.*Full band*(*Mus.*), a band in which all the voices and instruments are employed:જે ટોળીમાં સઘળા રાગ ગાવામાં આવે છે અને સઘળી જાતનાં વાજીંત્રનો ઉપયોગ કરવામાં આવે છે તે. **F.** *brother*, or *sister*, a brother or sister having the same parents as another: સગો ભાઈ કે સગી બહેન. **F.** *dress*:સોળે શણગાર;પાંચે પોશાક.**F.** *moon*:પુનમ;પુર્ણિમા. **F.***sea*, high water:ભરતી;રેલ;પૂર.**F.***swing*,full course;unrestrained liberty:સ્વેચ્છાચારી;નિરંકુશપણું-તા. *In* **f.**,at length;uncontracted: સવિસ્તર; લંબાણથી.*n.* Complete measure; utmost extent:પૂર્ણ માપ;જેટલું માય તે;પુર; પૂર્ણતા. *Full of the moon*, the time of full moon: પુર્ણિમા. *adv.*Quite;completely;exactly; entirely:બરાબર;પુરતી રીતે. *vi.*To become wholly illuminated:આખું પ્રકાશિત-તેજસ્વિ થવું.*The moon*

ચાકરી કરે તો ભાખરી મળે.

**f.**s *at midnight*:મધરાતે ચંદ્ર પુર્ણ બહારમાં ખીલી રહેછે. *vt.* [L. *fullo*, cloth-fuller.]To mill; to make compact:જાડું-ઘટ્ટ ક૦. *vi.* To become thickened : જાડું-ઘટ્ટ થવું. *This material does not* **f.**: આ પદાર્થ ઘટ્ટ થતો નથી.

**ull-blown,**(ફુલ્બ્લોન્ )*a.*1.Fully expanded (*as blossom.*):પુરેપુરૂં ખીલેલું; પ્રફુલ્લ; વિકસિત; પ્રસ્ફુટ. 2. Fully distended with wind:પવનથી પુરેપુરૂં ઉપસેલું-ફુલેલું.

**uller,**(ફુલર્ )*n.*1.One whose occupation,is to full cloth:લુગડાંને સાફ અને ઘટ કરનાર ધોબી; બંધારો. **F.**'s *clay*, a kind of clay used in scouring & cleansing cloth, to imbibe grease:ઉસ;ખારી માટી. 2.(*Blacksmith's work.*)A half-round hammer: અરધી ગોળ હોય એવી હથોડી.*vt.*To form a groove or channel in:મા ખાંચ-ખાડો પાડવો.

**'ull-eyed,**(ફુલ્આઈડ્ ) *a.* Having large or prominent eyes:મૃગલોચની-નયની.

**ull-length,**(ફુલ્લેન્ગ્થ )*a.*Whole; entire:આખું;બધું;નખશીખ સુધીનું.

**ullness,**(ફુલ્નેસ્ ) *n.* Completeness;sufficiency;affluence: તૃપ્તિ; ભરેલાપણું;સંપૂર્ણતા;પૂર્તિ; પરિણામ; સિદ્ધિ;પ્રૌઢિ;પૂર્ણતા.

**ully,**(ફુલ્લિ)*a.*Completely;entirely:બરાબર; પૂર્ણ-સંપુર્ણ રીતે; સર્વથા; અશેષત;*f.committed*,(*Law.*)committed to prison for trial:કામ ચલાવવા માટે કેદખાનામાં પુરેલો.

**ulminate,**(ફલ્મિનેટ્ )*vi.*[L.*fulmen*,thunderbolt.] 1. To make a loud,sudden noise;to explode with a violent report:એકદમ મ્હોટા અવાજથી ફુટવું;મ્હોટો અવાજ-ભડાકો-ધડાકો ક૦.2. To utter or send forth censures with violence or authority:સત્તાથી ઠપકા-ધમકીની વાત બહાર પાડવી.*vt.*1.To cause to explode:મ્હોટો અવાજ થાય તેમ ક૦.2. To utter or send out with denunciations or censures:ઠપકા-ધમકીથી વાત બહાર પાડવી.*n.*(*Chem.*) A compound of fulminic acid with a base:એક રસાયણની મેળવણી.

**ulsome,**(ફુલ્સમ્ ) *a.* [A.S. *ful*, foul.]1.Full;having fullness:ભરેલું;ભરપુર. 2. Offending or disgusting;nauseous:કંટાળો ઉપજાવે એવું;ગહિત;ગર્ભ:કુત્સિત;બીભત્સ.

**Fulsomeness,** ( ફુલ્સમ્નેસ્ ) *n.* Nauseousness; offensive grossness:નાખુશી;ખુશામતિઆપણું;વિરસતા;ગહર્નતા.

**Fulvid-Fulvous,**(ફલ્વિડ્-ફલ્વસ્ ) *a.*[L.*fulvus*.]Tawny;dull yellow, with a mixture of gray and brown:પીળું;બદામી;કપીલું.

**Fumacious**(ફ્યૂમેશસ )*a.* Smoky: ધુમાડા જેવું;ધૂમ્રમય.2. Fond of, or addicted to smoking:બીડી પીવાનું સોખીલું,અથવા તેની લતમાં પડેલું.

**Fumble,**(ફમ્બલ્ )*vi.*[A.S.*folm*,the hand.]1.To make awkward attempt; to feel or grope about: ફાંફાં મારવાં; અણઘડની પેઠે કંઈ કંઈ ક૦.જવું. 2. To grope about in perplexity: ગુંચવણમાં પડીને ફાંફાં મારવાં.*To f. for an excuse*:બહાનું ખોળવાને ગુંચવણમાં પડીને ફાંફાં મારવાં.3.To play childishly;to turn over and over:છોકરાની પેઠે રમવું; વારેઘડીએ નકામું ઉથલાવ્યા ક૦. *vt.* To manage awkwardly;to crowd or tumble together: અંડોળપણે-અણઘડ રીતે હાથમાં લેવું-ઝાલવું-પકડવું; લથડવું;ગોથુ ખાવું.

**Fumbler,** (ફમ્બ્લર્ ) *n.* One who fumbles, gropes, or manages awkwardly:અનાડી-અણઘડ માણસ.

**Fume,**(ફ્યૂમ્)*n.*[L.*fumus*,smoke.] 1.Smoke;reek;vapour:ધુમાડો;ધુણી;વરાળ;બાફ;ઝેણ.2.Idle conceit; vain imagination:વ્યર્થ-મિથ્યા કલ્પના.3.Rage: ક્રોધ; જોસ; આવેશ; ગુસ્સો; ઝાંજ. 4. The incense of praise;inordinate flattery:વખાણરૂપ ધૂપ;બેહદ ખુશામત;ચાપલુસી.*vi.* 1. To smoke; to rise up,as vapor:ધુમાડો નિકળવો.2.To pass off in vapors:ધુમાડાના આકારમાં જતું રહેવું.3.To be in a rage;to be hot with anger:ગુસ્સે થવું;ક્રોધાયમાન થવું.4.To be dulled & stupefied:ગભરાયલા-ગુચવણમાં પડેલા હોવું.To **f.** *away*,to give way to excitement or passion;to storm:ધમપછાડા કરવા;હાથપગ પછાડવા-અફાળવા;કુંદવું. (*b*)To pass of in fumes: ધુમાડો થઈને જતું રહેવું. *vt.* 1. To smoke: ધુમાડો કહાડવો. 2. To fill with fumes:ધુણીદેવી; ધૂપરાવવું; ધૂપદેવો. 3.To disperse or throw off in vapor:ધુમાડા રૂપેવિખેરી-કાઢી નાંખવું.4. To praise inordinately; to flatter:ખુબ વખાણ કરવાં;ખુશામત ક૦.

**Fumigate,** (ફ્યૂમિગેટ્ ) *vt.* 1. To apply smoke to; to expose to smoke:ને ધુણી આપવી; ધુણીમાં ખુલ્લું-કઢાડું મુકવું.2. To smoke; to perfume:ધુમાડો-ધુણી દેવી.

**Fumigation,** (ફ્યૂમિગેશન્ ) *n.* 1. The act of applying smoke for various purposes: જુદા જુદા હેતુઓને માટે ધુણી આપવી-દેવી તે. 2. Vapor;scent raised by fire:ધુમાડો;ધુંઈ;ધુણી.

**Fumy,**(ફ્યૂમિ)*a.*Producing fumes; fumous: ધૂમાડો નીકળે એવું;ધૂમ્રજનક;ધૂમ્રોત્પાદક.

**Fun,**(ફન્ )*n.*[AS.*fean*,joys.]Sport; merriment; frolicsome amusement:તમાસો;ખેલ;મઝા;મશ્કરી;ઠઠ્ઠો; ટોળ;વિનોદ;ગમત;મોજ;રમુજ;રંગ.*To make* **f.***of*,to hold up to ridicule: ની હાંસી કરવી;ને બનાવવો;ને ઉડાવવો.

**Funambulist,**(ફ્યૂનૅમ્બ્યૂલિસ્ટ્ ) *n.* A rope walker or dancer:દોરડાં ઉપર ચાલનાર-નાચનાર.

**Function,**(ફન્ક્શન્ )*n.*[L. *functus*,to perform,execute.] 1. Performance:બજાવણી;કર્તવ્ય;આચરણ; અનુષ્ઠાન;કરણ. 2. The appointed action of any special organ:કામ;કર્મ;વૃતિ;ક્રિયા; ચેષ્ટા; વૃત્તિવ્યાપાર; કાર્ય;કૃત્ય;અધિકાર;ફરજ.3.The activity appropriate to any business or profession:શક્તિગુણ;ધર્મ;સ્વભાવ;કર્મેન્દ્રિય;કામ;ફરજ.

**Functional,** (ફન્ક્શનૅલ્ ) *a.* Pertaining to functions:કામ-અમલ-ફરજ સંબંધ.

**Functionary,**(ફન્ક્શનૅરિ)*n.* One charged with the performance of a function:અધિકારી;અમલદાર.

**Fund,**(ફન્ડ્ )*n.* [L. *fundus*, bottom.]1.A stock or capital:ભંડોળ;થાપણ;પૈસા.2.A supply;a full provision of resources:ભંડાર;ભંડોળ;દ્રવ્ય.*A* **f.***of good sense*:અક્કલનો ભંડાર.3.A deposit of resources from which supplies may be drawn for carrying on any work, or for maintaining its existence: કંઈપણ કામ ચલાવવાને અગર તેની હયાતી કાયમ રાખવાને સાધનનું મૂળ સ્થાન.4. *Pl.*The stock of a national debt; public securities ( called also public funds.):સરકારે રૈયત પાસે કઢાવેલાં

Frugality is the hand of fortune:

વ્યાજુકાં નાણું; સરકારી જમીનગીરી-નીલોન વિ૰.**5.**An invested sum whose income is devoted to a specific object:કોઇપણ ખાસ કામ માટે સ્થાપેલું ફંડ-નાણાંની થાપણનું ખાતું. (*b*) Also, money systematically collected to meet the expenses of some permanent object:કોઈપણ ચાલુ કામ-ખાતાને નભાવવાને એકઠા કરેલા પૈસા-ફંડ-ઉઘરાણું. *Sinking fund*,a sum of money set apart, usually at fixed intervals, to the redemption of the debts of Government: સરકારને તેના કરજ-દેવામાંથી મુક્ત-છૂટી કરવાને માટે જુદી મુકેલી પૈસા-નાણાંની રકમ.*vt.*1.To provide a fund for the payment of the interest of: -નું વ્યાજ આપવાને માટે ફંડ ઉભુ ક૰-નાણાં આપવાં. **2.** To place in a fund:ફંડમાં ભરવું. **3.**To put into the form of bonds or stocks bearing regular interest: નિયમિત વ્યાજ મળે તેવા ભંડોળમાં રોકવું.

**Fundament,** (ફન્ડૅમેન્ટ્) *n.* [L. *fundus*,bottom.]1.Foundation: પાયો;બેસણી.**2.**The seat;the lower part of the body on which,one sits;the buttocks;the anus:ગાંડ; સફરો;ગુદા;અધોદેશ;અધોપ્રદેશ.

**Fundamental,**(ફન્ડૅમેન્ટલ્)*a.*Important; original; elementary: અગત્યનું;મૂળનું;મુખ્ય;પ્રધાન;સારભૂત; મૂલ.**F.***cause*:મૂલકારણ.**F.***principle*: મૂળતત્વ.*n.*Essential part:મુખ્ય ભાગ.

**Funds,**(ફન્ડઝ્)*n.pl.*The stock of a national debt; public securities:સરકારને ધીરેલા પૈસા;સરકારી લોન.

**Funeral,**(ફ્યુનરૅલ્)*n.* L. *funus*, a burial.] **1.** The ceremony of disposing, in any way, of a dead human body; obsequies; burial:મુડદાંને દાટવાની ક્રિયા;અંત્યેષ્ટિ;ઉત્તરક્રિયા-કર્મ;ઔર્ધ્વદેહિક ક્રિયા.**2.** The procession of persons attending the burial of the dead: દાટતી વખતે જે માણસો હાજર હોય તે માણસોનું જવું તે;પાયદસ્તના લોક. *a.*Pertaining to burial: મુડદાંને દાટવાની ક્રિયાનું-સંબંધિ.

**Fungous,**(ફન્ગસ્)*a.* [L.*fungus*, mushroom.]1.Soft;spongy:નરમ; વાદળી જેવું.**2.**Growing suddenly but not durable:તરતજ ઉગતું પણ વધારે વખત ટકે નહિ એવું.

**Fungus,**(ફન્ગસ્)*n.*L.*pl.***Fungi.** [L.*fungus*,mushroom.]1.(*Bot.*) A kind of plants which form mold, mildew,&c.:કુતરાની ટોપી. **2.**(*Med.*)A spongy,morbid granulation (*in animal bodies*): વાદળી જેવી વરેસોળી-ગાંઠ.

**Funicle,**(ફ્યુનિકલ્) *n.* (*Bot.*) [L. *funis*,cord.] A small cord; a fiber:ન્હાનું-બારીક દોરો-દોરડું.

**Funk,**(ફન્ક્)*n.*An offensive smell; a stink;a stench:ખરાબવાસ;દુર્ગંધ.*vt.*To infect with an offensive smell:ખરાબવાસ-દુર્ગંધથી ખરાબ ક૰-ચેપ લગાડવો.*vi.*1.To emit an offensive air:દુર્ગંધ પ્રસરવા-દાખલ થવા દેવી.**2.**To be in great fear,and shrink back:મોટા ભયમાં-બ્હિકમાં પડીને પાછું હટવું;ગભરાઇ જવું;શિહાવિહા થઇ જવું;બે બાકળા-બબુચક બની જવું.*To* **f.** *out*, to back out in a cowardly fashion:પોચકણપણે-બીહીને પાછા હઠવું;પેશાબ થઈજવો;ઘણા ગભરાઈ જવું.

**Funnel,** (ફનેલ્)*n.* [L. *fundo*, I pour.]1.A vessel for conveying fluids into close vessels;a tunnel:ગરણી;ગલણી; નાળચું. **2.** The smoke flue or pipe:ધુમાડિયું.

**Funny,**(ફનિ)*a.*Droll; comical:મશ્કરૂં;રમુજી;ઠીખળી; અટકચાળું;હાસ્ય વિનોદી;હાસ્યજનક; હાસ્યોત્પાદક.*n.* A small boat:ન્હાની હોડી-મછવો.

**Fur,**(ફર્)*n.*[Low L.*furra*,a hairy skin.]1.The short,fine,soft hair of certain animals:રૂઆં. **2.** The skin with the fur:રૂઆંવાળું ચામડું.**3.**Strips of skins with fur: રૂઆંવાળા ચામડાની કોર.*Garments are lined with* **f.**:લુગડાંપર રૂઆંવાળા ચામડાની કોર મુકેલી છે. **4.** A coat of morbid matter collected on the tongue:જીભપર બાઝેલોથર; ઉલ.**5.**Articles of clothing made of fur:રૂવાંનાં લુગડાં.(Used in the *Pl.*) **6.**The deposit formed on the interior of boilers or other vessels by hard water: દેગ કે બીજાં કોઈ વાસણના અંદરના ભાગ ઉપર ખારવાળા પાણીને લીધે બાઝી જતો પોપડો-ખપોટી.*a.*Pertaining to or made of fur:રૂઆંનું-સંબંધી -નું બનાવેલું.*vt.***1.** To cover with fur:રૂવાંટાંથી ઢાંકવું.*A* **furred** *robe*: રૂવાંટાંથી ઢાંકેલો ડગલો. **2.**To cover with morbid matter, as the tongue:જીભ ઉપર ઉલ થવી-વળવી.

**Furbish,**(ફર્બિશ્)*vt.*[Fr.*fourbir.*] **1.** To rub or scour to brightness;to burnish: ઘસી માંજીને ચળકતું કરવું;ઉજળી સાફ ક૰.

**Furcate,**(ફર્કેટ્)*a.*[L.*furca*,fork.] Forked; branching like the prongs of a fork:કાંટા જેવું;કાંટાદાર.

**Furdle,**(ફર્ડલ્)*vi.*To draw up into a bundle;to roll up:ખેંચી બાંધવું;વિંટાળવું.

**Furious,**(ફ્યુરિઅસ્)*a.* [L. *furia*, rage.]1.Raging;violent:ગુસ્સામાં આવેલું;ક્રોધાયમાન;ગાંડું.**F.***animal*:ક્રોધાયમાન પ્રાણી.**2.**Moving with violence: જોસભેર જવું-વહેવું. **F.***wind*:જોસભેર વાતો પવન.

**Furiously,** (ફ્યુરિઅસ્લિ) *adv.* In a furious manner ; violently ; vehemently:ગાંડાઈ-ગુસ્સાથી;ક્રોધથી.

**Furl,**(ફર્લ્)*vt.*[Fr.*ferler.*]To draw up;to wrap or roll:વીંટાળવું;લપેટી દેવું.

**Furlong,**(ફર્લૉન્ગ્)*n.*[A.S.*furh*,furrow and *lang*,long.]A measure of length; the eighth part of a mile:એકમાઇલનો આઠમો ભાગ.

**Furlough,**(ફર્લો)*n.*(*Mil.*)Leave of absence for a certain period:અમુક મુદત સુધી ગેરહાજર રહેવાની રજા. *vt.*(*Mil.*)To grant leave of absence:ગેરહાજર રહેવાની રજા આપવી.

**Furnace,**(ફર્નેસ્) *n.* [L.*fornax*] **1.**An inclosed place where a hot fire is maintained for melting ores, metals,&c.: ભઠ્ઠી. **2.** Any place or time of severe torture; affliction:વગર અંતનું દુ:ખ ખમવાની જગા-વખત;અતિ સંકટ કાળ-સમય.

**Furnish,**(ફર્નિશ્) *n.* That which is furnished as a specimen ; a sample:નમુના તરીકે મોકલેલી ચીજ; નમુનો.*vt.*[Fr.*fournir.*]1.To supply with anything necessary; to provide: પુરૂં પાડવું; જોઈતી વસ્તુ આપવી;જ્ઞાન આપવું.**2.**To give something; to afford:-નેઆપવું; આપવું.*To* **f.** *medicine to the sick*: માંદા માણસને દવા આપવી.**3.**To fit up;to supply with ornamental appendages:સામાન મુકી તૈયારીક૰; શણગારવું.*To* **f.***a house*:ઘરમાં સામાન મુકી-ગોઠવી કરીને તે શણગારવું.

**Furniture,**(ફર્નિટ્યુર્)*n.***1.**Articles

used for convenience or decoration in a house,as tables,chairs, sofas,carpets,&c.:ઘરકે ઓરડાની સગવડ કે શોભાને માટે તેમાં મુકેલો સરસામન;-રાચરચીલું.2.Supplies;outfit;equipment: સામાન; સરંજામ; સાહિત્ય.3.The necessary appendages to a machine carriage or ship: કોઈ સંચા, ગાડી કે વહાણનાં અનુસંધાનો. (*a*)The masts & rigging of a ship:વહાણના ડોલ અને દોરડાં વિ૦.(*b*)(*Mil*).The mountings of a gun:બંદુકની ઉપર ચઢાવવાનો સામાન.(*c*)Builder's hardware,as locks, &c.:ઘર બાંધનારાઓનો લોઢાનો સામાન;જેવો કે તાળાં,કળ,મોગરા વિ૦.(*d*)(*Print*).Pieces of wood or metal less higher than the type, placed around the pages in a form, serving to secure the form in its proper place in the chase:છાપવાના ફરમાના પાનાની આસપાસ બીબાથી નીચા મુકેલા લાકડા કે ધાતુના કકડા, કે જેથી તે ફરમો તેના ચોકઠામાંથી ખસી ન જાય પણ બરોબર બેસતોજ રહે.

**Furor,** (ફ્યુરૉર્) *n.* [L.*furere*, to rage.]Fury;rage: જુસ્સો; ગુસ્સો; ક્રોધ;આવેશ.

**Furrier,**(ફરિઅર્)*n.*[Fr.*fourreur*] A dealer in furs:રૂઆંનાં બનાવેલાં લુગડાં વેચનાર.

**Furrow,**(ફરો)*n.*[A.S.*furh.*] 1. A trench in the earth made by a plow:હળે ખેડ્યાથી જમીનમાં પડેલી ચાસ. 2. (*a*) Any trench,channel or groove:ખોભણ;ખાંચ.(*b*)A wrinkle on the face:મોંપર પડેલી કરચલી.*vt.*1.To cut a furrow in; to make furrows in; to plow: ચાસ પાડવા. 2. To mark with wrinkles:ખાડા-કરચલીપાડવી.*Fair cheeks were* **furrowed** with *tears*:રૂપાળા ગાલ ઉપર આંસુને લીધે ખાડા-શેરડા પડી ગયા હતા(અર્થાત રડી રડીને આંખનાં આંસુ ખૂટી ગયાંહતાં.).

**Furry,** (ફરિ) *a.* 1. Covered with fur:રૂઆંથી ઢાંકેલું.2.Consisting of fur:રૂઆંનું બનાવેલું-વાળું.3.Resembling fur:રૂઆં જેવું-ને મળતું.

**Further,**(ફર્ધર્)*a.*[A.S.*furthor.*] 1. More remote; at a greater distance:ઘણે આઘે;પેલું;ઓલ્યું; પેલી ગમનું;તે.2.Additional: વધારાઉમેરાનું.**F.***to say*:વધારાનું-માં કહેવાનું.*adv.*To a great distance; in addition;moreover: વધારે દૂર;ઉમેરામાં;વળી.**F.***off*,not so near: ઘણું પાસે નહિ;લગાર છેટે.*vt.*1.To promote;to advance;to help or assist:આગળ ચાલુ ક૦; વૃદ્ધિ થાય તેમ ક૦;સહાય-મદદ ક૦.

**Furtherance,** (ફર્ધરન્સ્) *n.* The act of helping forward;advancement: સહાય-મદદ-વૃદ્ધિ આપવી તે. વધારો;અભિવૃદ્ધિ.

**Furtherer,** (ફર્ધરર્) *n.* One who furthers or helps; a promoter: આગળ વધવાને મદદ કરનાર.

**Furthermore,**(ફર્ધરમૉર્)*adv.* or *conj.*Moreover;besides: વળી;બીજું;તે ઉપરાંત.

**Furthermost,**(ફર્ધરમૉસ્ટ્)*a.*Most remote;furthest: સૌથી આઘે-દૂર.

**Furthest,**(ફર્ધેસ્ટ્)*a.Superl.*Most in advance;farthest: સૌથી આગળ;સૌથી દૂર. *adv.* Farthest: સૌથી આઘું-દૂર.

**Furtive,** ( ફર્ટિવ્ ) *a.* [L.*furtum*, theft.]Stolen;obtained by stealth:ચોરેલું; ચોરીથી મળેલું. 2. Sly; stealthy:ચોરના જેવું;*as,a* **f.***look*: ચોરનાં જેવું મોં-દેખાવ.

**Fury,**(ફ્યુરિ) *n.* [L.*furo*, I rage.] 1.Violent passion;extreme excitement:ઝપાટો;સપાટો;સુસવાટો. 2. Violent anger;rage: જુસ્સો; આવેશ;ઝાંઝ;ઝનુન.3.A stormy,turbulent,violent woman: તામસીઉગ્ર-ચંડ સ્ત્રી; કર્કશા; વઢકણી-કરડકણી કૂતરી.4.[L.*fur.*]A thief:ચોર.

**Furze,**(ફર્ઝ્)*n.*A thorny evergreen shrub with yellow flowers:કાંટાળાળીઆનું ઝાડ.

**Fuscous,**(ફસ્કસ્)*a.* Darkish: કાળાશ પડતું-મારતું-પર.

**Fuse,**(ફ્યુઝ્)*vt.* [ *fundo*,I pour.] To render fluid; to dissolve;to melt:ગાળવું; ઓગાળવું. *vi.* To be melted;to melt:ગળાવું;રસરૂપ થવું. *n.* A tube with combustible matter used in blasting: સુરંગ ફોડવાના દારૂથી ભરેલી નળી.

**Fusee,**(ફ્યુઝી)*n.*[L.*fusus*,spindle.] The conical wheel or cone of a watch or clock: સાંકળી વિંટવાનો ઘડિયાળનો એક ભાગ.*n.* 1.A small, light musket or fire lock:નાની, હલકીબંદુક;ચકમકવાળીબંદુક.2.Fuse: સુરંગ ફોડવાના દારૂથી ભરેલી નળી.3.

The track of a buck:હરણનો રસ્તો.

**Fusibility,** ( ફ્યુઝિબિલિટિ ) *n.* The quality of being fusible, or of being convertible from a solid to a fluid state by heat:ઓગળી જવાનો ગુણ.

**Fusil,** ( ફ્યુઝિલ્ ) *n.* [ L. *focus*, hearth.]A light musket or firelock:ન્હાની-ચકમકની ન્હાની બંદુક.*a.* [L.*fundo*, I pour.] 1. Capable of being melted:ગળવા લાયક;ગળાય-ઓગળે એવું. 2. Flowing, as a liquid:વહેતું.

**Fusion,**(ફ્યુઝ્હૅન્)*n.*1.The act of melting together:ભેગાં ગાળી નાખવું તે. 2. The state of fluidity in consequence of heat:તાપને લીધે પ્રવાહી થઈ જવું તે.3.The union of things,as if melted together: સાથે ઓગળી જઇને એકરસ થઈ જવુંમળી જવું તે.

**Fuss,**(ફસ્)*n.*[AS. *fus*, quick.]A tumult;a bustle: ગડબડાટ; ખાલી ધામધુમ.*vi.*To make a bustle or ado:ગડબડાટ-ખાલી ધામધુમ ક૦.

**Fussy,**(ફસિ)*a.*Disposed to make an unnecessary ado about trifles:ધાંધલખોર;ધાંધલીઓ.

**Fust,**(ફસ્ટ્) *n.* [L. *fustis*, stick.] (*Arch.*)The shaft of a column: થાંભલા-સ્તંભની દાંડી. *n.* [Fr. *fut*, cask.] A strong, musty smell: કોહી ગયેલી વસ્તુની ગંધ. *vi.*To become moldy;to smell ill:ખોરાસ મારવી;ખરાબ ગંધ મારવી.

**Fustian,** ( ફસ્ટયૅન ) *n.* [Low. L. *fustanum.*] A kind of coarse twilled cotton stuff:જાડું સુતરેલ કાપડ. 2. An inflated style of writing;bombast:મોટા મોટા શબ્દ લખવાની ઢબ-રીત; આડંબરી શૈલી.

**Fustigate,**(ફસ્ટિગેટ્)*vt.*[L.*fustis*, stick.]To beat with a stick:લાકડીથી મારવું.

**Fustiness,** ( ફસ્ટિનેસ્ ) *n.* An ill smell from moldiness:ખોરાસ;ગંધ.

**Fusty,**(ફસ્ટિ)*a.*Moldy; musty;ill-smelling:ખોરૂં;ગંધાતું.

**Futile,** (ફ્યુટાઈલ ) *a.* [L. *futilis*, that easily pours out, vain, worthless.]1. Talkative; loquacious:વાતોડિયું; બહુ વાતો કરનારૂં-બોલનારૂં. 2. Of no importance; useless;trifling:નકામું;હલકું;નજીવું.

**Futility,**(ફ્યુટિલિટિ)*n.*1.Talkative-

A gambler & a swindler are near neighbours:

ness;loquacity: વાતોડીઆ-બહુબોલકણાપણું.2.Triflingness;uselessness:નિરુપયોગ;નકામા-નિરર્થકપણું.

**Future,**(ફ્યુટ્યુર્)*a.* [L. *futurus,* future part.]About to be;liable to be or come after: ભાવી;ભવિષ્ય.*Future* tense, (*Gram.*) the modification of a verb which expresses a future act or event: ભવિષ્યકાળ.*n.*Time to come;time subsequent to the present:આવવાનો-ભવિષ્યનો વખત.2.The possibilities of the future esp. of prospective advancement:શુભ-આબાદી ભરેલું ભવિષ્ય;as,he had a great **f.**before him: તેની ભવિષ્યમાં ઘણીજ આબાદી થાય એમ હતું.*To deal in* **futures,**to speculate on the future values of merchandise or stocks:વેપારની જણસો અગર સરકારી લોનની ભવિષ્યની કિંમતના વાયદાના સટ્ટા કરવાનો વેપાર કo.

**Futurity,**(ફ્યુટ્યુરિટિ)*n.*1.State of being yet to come,or to come hereafter:ભવિષ્યની સ્થિતિ.2.Future time;time to come:ભવિષ્યકાળ. 3.Event to come;a future event;હવે પછી જે બનવાનું તે;ભવિષ્યમાં બનવાનો બનાવ.

**Fuzz,**(ફઝ્)*vt.*To make drunk:પીધેલ-છાકટા બનાવવું-કo.*vi.*To fly off in minute particles: ઝીણી ઝીણી-બારીક કરચો થઇને જવું-ઉડીજવું. *n.* Fine,light particles: ઝીણી હલકી કરચો.

**Fy-Fie,**(ફાઈ-ફાઈ)*int.*A word which expresses blame,dislike or contempt:છટ;છીટ!

# G.

**G,**(જી )The seventh letter and the fifth consonant letter, of the English Alphabet. It has two sounds,one simple & other compound:ઇંગ્રેજી મુળાક્ષરનો સાતમો અને વ્યંજનનો પાંચમો અક્ષર. એના બે ઉચ્ચાર થાયછે એક 'ગ' અને બીજો 'જ'. 2.The fifth tone of the model scale:સારીગમનો પાંચમો સુર.

**Gab,**(ગૅબ્)*n.*1.(*a*)The mouth:મ્હોડું;મુખ.(*b*)Idle prate;chatter:બકવા;લવારો;બડબડ;બકબક; જલ્પના. 2. The hook on the end of an eccentric rod:આંકડી;હુક. *Gift of* **g.**,facility of expression:બોલવાની સરલતા;વાક્‌ધારા;વાચાલતા.*vi.*1. To talk idly:લવારો કo;બકવા કo. 2.To lie:જુઠું કહેવું-બોલવું.

**Gabardine,**(ગૅબાર્ડીન્) *n.* [Low L. *cappa,* a garment worn by men,women,monks and churchmen.]A coarse upper garment; a mean dress:જાડો ઉપરનો-હલકો પોશાક.

**Gabble,**(ગૅબલ્)*vi.*To talk fast or without meaning;to prate:વગર સમજે ઉતાવળું બોલવું-લખવું; બકવું; લવારો કo;બકબક કo. 2.To utter inarticulate sound with rapidity:ઉતાવળથી(પક્ષીઓનું)બોલવું.*As, gabbling fowls*:બકબક કરતાં પક્ષી. *n.*A rapid meaningless talk:વગર સમજનો લવારો-બકબક; લવલવ; લવારો;બકવા.

**Gabbler,**(ગૅબ્લર્) *n.* A prater; a noisy talker:બકવા-લવારો કરનાર; અણસમજ્યું બોલનાર;લખલખીઓ.

**Gaberlunzie,** (ગૅબર્લન્ઝિ) *n.* A beggar;with a wallet:ભિક્ષુક;ભિખારી;ઝોળી ભરવીને માગનારો.

**Gabion,**(ગૅબિઅન્)*n.* [L. *cavus,* hollow.]A large cylindrical basket of wickerwork,open at both ends and filled with earth and serving to shelter men from the enemy's fire:તોપનાથી રક્ષણ સારૂ ધુળ ભરીને ઉભી કરવાની ટોપલીઓ.

**Gabionnade,** (ગૅબિઅનેડ્) *n.* A parapet formed of gabions:છાતીપુર ઉંચો ધોરો;વંડો.

**Gable,**(ગેબલ્) *n.* [L. *gabalus,* a kind of gallows.] The vertical triangular portion of the end of a building from the level of the cornice or eaves to the ridge of the roof:ઘરની ટોચનો કિનારી ઉપરનો ત્રિકોણાકારનો કરાનો ભાગ.

**Gablet,**(ગૅબ્લેટ્)*n.*The small canopy used for the summit of niches or Gothic tabernacle work: દેવસ્થાન કે ગોખનો ઉપરનો ભાગ;ચંદરવો;છત્ર.

**Gablock,**(ગૅબ્લૉક્)*n.*A false spur or gaff, fitted on the heel of a gamecock:લડાયક મરઘાં માટે નખી.

**Gaby,** (ગેબિ) *n.* A simpleton; a dunce;a lout:મૂર્ખ;બેવકુફ; ઠઠ્ઠો; પથરો;શંખ;ઢોઠો.

**Gad,**(ગૅડ્)*n.*1.The point of a spear: ભાલાની અણી.2.A pointed wedge-shaped instrument of metal:છીણી; કોતરણી. 3. A sharp pointed rod;a goad:જાનવરને હાંકવાનો પરોણો;અંકુશ.4.A spike on a gauntlet:હાથનાં લોઢાનાં મોજાંને આંગળીના વેઢા આગળ મૂકેલી મેખ-આર. 5. A wedge-shaped billet of iron or steel:ધાતુની લગડી-ઈંટ.6.A rod or stick as a fishing rod,a measuring rod,or a rod used to drive cattle with:દંડ;સોટી; ગજ; લાકડી. *Upon the* **g.**, upon the spur of the moment;hastily:તરતજ;તત્કાળ;તે ક્ષણે.*vi.*1.To walk about; to rove or go about,without purpose:ભટકવું;ભમવું;રખડવું;રઝળવું.2. To ramble in growth:પથરાવવું.

**Gad-about,** (ગૅડ્-અબાઉટ્) *n.* A gadder;one who roves idly:નગર ભવાની;રખડાઉ;યથેચ્છચારી;બાર ઘરની બિલ્લી.

**Gad-fly,** (ગૅડ્ફ્લાઈ) *n. Pl.* **Gad-flies**. An insect which stings cattle, and incites them to run about wildly:બગાઈ;ડાંસ.

**Gaditanian,**(ગૅડિટેનિઅન્)*a.* [L. *Gades* Cadiz.] Of,or relating to Cadiz:કેડીઝ શેહેર અગર ત્યાંના લોકોનું-સંબંધિ.*n.*A native or inhabitant of Cadiz:કેડીઝનોરહીશ-રહેવાશી.

**Gadoid,**(ગૅડૉઈડ્)*n.*A kind of soft finned fish of the cod-type:કૉડના જેવી એક જાતની માછલી.*a.*Of,or pertaining to the fish of the cod-type:કૉડજાતની માછલી સંબંધી-નું.

**Gad-wall,**(ગૅડ્વૉલ્) *n.* A large duck:મોટી બતક;કલહંસ.

**Gaff,**(ગૅફ્)*n.*1.A light spear used by fishermen:મછી મારવાનો નાનો ભાલો.2.A sort of boom or yard, extending the upper edge of a fore and oft sail:સઢની ટોચ સુધી જતી કાઠી.3.A gaffle:મરઘાંને લડતી વખત પહેરાવવાની કૃત્રિમ નખી.*vt.* To strike with a gaff or barbed spear:મછી મારવાનો ભાલો મારવો.

**Gaffer,**(ગૅફર્)*n.*1.An old fellow; an aged rustic:વૃદ્ધજન-પુરૂષ;વૃદ્ધ-વૃષલ-ગામડિયો.2.A foreman of a gang or labourers:મુકદમ.

**Gaffle,**(ગૅફ્લ્)*n.*[A.S.*geafl,*fork.]

1.An artificial spur or gaff for gamecocks: મરઘાંને લઢતી વખત પહેરાવવાની કૃત્રિમ નખી.2.A lever to bend crossbows: કામઠાં આડાં વાળવાનું તુલાયંત્ર-ઉચ્ચાલન.

**Gafol,**(ગૅફૉલ્)*n.*[A.S.*gaful*,rent.] Rent or income;tax;tribute or custom:ભાડું;આવક;જકાત;દાણ;કર.

**Gag,**(ગૅગ્)*n.*1.Something thrust into the mouth or throat to hinder speaking:બોલતા બંધ કરવાનો ડુંચો. 2. A mouthful that makes one retch;a choking bit: ઓકારી લાવે એવો કોળીઓ;શ્વાસ નિરૂદ્ધ કરે એવો રોટલી અગર બીજા પદાર્થનો કડકો.3.A phrase interpolated by an actor on the stage in his part as writer, consisting usually of some seasonable allusion: નાટકના તકતા ઉપર નાટકાચાર્યેસ્વપ ભજવતી વખતે કંઈક તે પ્રસંગને અનુસરતો ટુચકો પોતાના તરફથી ઓઠવી દીધો હોય તે.*vt.* 1. To stop the mouth of, by thrusting something in, so as to hinder speaking;to silence by authority or violence: ડુંચો મારી મ્હોં બંધ કરવું;સત્તાથી-બળાત્કારથી બોલતાં અટકાવવું.2.To pry or hold open by means of a gag:ડુંચાથી પહોળું રાખવું.3.To cause to heave with nausea: ઓકારી ખવડાવવી; બકારી લાવવી.*vi.*1.To heave with nausea: ઓકારી ખાવી; ઉબકો-બકારી આવવી. 2.To introduce interpolations: અસલ લખાણ-ગ્રંથમાં નવા શબ્દ,વગર અધિકારે અડાવી-ઓઠવી-ઘુસાડીદેવા.

**Gage,**(ગેજ્)*n.*[L.*vas,vadis*,bail; security.]1.A pledge or pawn; security:જામીનગીરીમાં અગર સાનમાં મૂકેલી ચીજ.2.A glove,cap,or the like,cast on the ground,as challenge to combat:દ્વંદ્વ યુદ્ધના બીડા તરીકે ઝડપવા ફેંકેલો કોઈ પણ પદાર્થ; બીડુ;હોડ;પ્રતિજ્ઞા ચિન્હ.*n.* A variety of plum:એક જાતનાં આલુ.*vt.*1. To pawn or pledge:સાનમાં મુકવું; હોડમાં મુકવું.2.To bind by pledge, or security;to engage: જામીનગીરી-સાનમાં લઈને બાંધી લેવું;કરાર કરાવી લેવો.*n.*A measure or standard: માપ.*vt.* To measure:માપવું.

**Gaggle,** ( ગૅગલ્ ) *vi.* To make a noise like a goose;to cackle:હંસનાદ કo.*n.*A flock of wild geese: જંગલી-રાની હંસનું ટોળું-જુથ-વૃંદ.

**Gag-tooth,**(ગૅગટૂથ્) *n. pl.* **Gag-teeth** A projecting tooth: આગળ નિકળેલો દાત.

**Gaiety,**(ગેઅિટિ)*n.pl.***Gaieties**. 1. Merriment;mirth:ખુશાલી;હરખ; હર્ષ;આનંદ.2.Finery;show:શોભા; ભભકો.*The* **g**. *of dress*: પોશાકની શોભા-નો ભભકો.

**Gaily,**(ગેલિ)*adv.*Merrily;showily: ખુશી-ખુશાલીથી;આનંદ-હર્ષથી.

**Gain,**(ગેન્) *a.* Convenient; suitable;near;dexterous;easy; profitable;cheap;respectable:સગવડ ભરેલું;લાયક;પાસેનું;કુશળ;નિપુણ;ચપળતાવાળું;ખબરદાર;સહેલું;ફાયદાકારક-પડતું;સોંઘું;માન-આદરસત્કારવાળું; પૂજ્ય.*n.*1.That which is gained or obtained;advantage;benefit:લાભ;નફો;પેદાશ;કમાઈ;ફાયદો;આયપત; ઉત્પન્ન;મળતર;ઉપજ;નિપજ;આમદાની. **G**.& *loss*:લાભાલાભ. *Prospect of* **g**.:લાભદૃષ્ટિ.*Unexpected or rare* **g**.:અલક્ષ્યલાભ.2. The obtaining of profit;acquisition: ફાયદો-નફો મેળવવો તે;સંપાદન;પ્રાપ્તિ;હિત;ફળશ્રુતિ.*vt.*1.To obtain or acquire by effort or labour:કમાવું;પ્રાપ્ત કo;સંપાદન કo;મેળવવું;ઉપાર્જન કo;રળવું.2. To come off winner or victor in; to be successful in:જય મેળવવો; જીતવું;ફતેહ મેળવવી.3.To draw into any interest or party;to win to one's side;to conciliate:પક્ષમાં ખેંચી લેવું; પોતાના પક્ષમાં કોઇને મેળવી લેવો;-નું મન મનાવી લેવું;મેળવી લેવું.4.To reach; to attain to; to arrive at:પહોંચવું;ઉપર-એ-માં આવવું.*As to* **g**.*a good harbour*:સારે બંદરે આવવું-પહોંચવું.5.To get,incur,or receive,as loss, harm or damage : ટોટો-નુકસાન ખમવું. *To gain ground*,to make progress; to advance in an undertaking; to prevail:કાર્યમાં આગળ વધવું; જય મેળવવો;ઝામવું;-નીવૃદ્ધિ થવી;અંતર પડવું.*To* **g**.*over*,to draw to one's party or interest;to win over: મેળવી લેવું;સાધવું પોતાના પક્ષમાં ખેંચી લેવું. *vi.*To acquire profit; to grow rich;to advance in interest,health or happiness: સુખની પ્રાપ્તિ થવી;લાભ થવો;કમાવું;તવંગર થવું;સુખ થવું;ફાયદો થતો જવો;સુધરતા જવું;as,the sick man *gains* daily: આજારીને દરરોજ ફાયદો થતો જાય છે; -ની તબિયત સુધરતી જાય છે.*To gain on* or *upon*,(*a*)to encroach on: દબાવી-પચાવી પડવું;-માં આગળ વધ્યાં કo.*The ocean* **g**.s *on the land*: દરિયો જમિનમાં આગળ વધતો જાયછે. (*b*) To obtain influence with:-ની સાથે સારૂં થવું-હોવું-બેસતી થવી-હોવી-ની આગળ વજન પડવું. (*c*) To win ground upon;to move faster than:-ને પાછળ મૂકવું;-થી આગળ વધતા જવું-નું છેડું ભાગતા જવું. (*d*) To get the better of; to have the advantage of:-નાથી ચઢીઆતા થવું;ને હરાવવુ;ને પાછળ મુકીદેવું;-ને ફાવવા ન દેવું.

**Gainable,**(ગેનૅબલ્)*a.* Capable of being obtained or reached: મેળવી શકાય-હાથ લાગે એવું;પ્રાપ્ય.

**Gainage,**(ગેનૅજ્)*n.*(*a*)The horses, oxen, plows, wains or wagons and implements of carrying on tillage:ખેતીવાડીના કામમાં આવતાં ઘોડા,બળદ,હળ, ગાડાં વિગેરે ઓજારો. (*b*) 1. The profit made by tillage:પાક. 2.The land itself: જમીન;ખેતર;ક્ષેત્ર.

**Gainer,**(ગેનર્)*n.*One who gains: કમાઉ;કમાનાર;ફળપ્રાપક.

**Gainful,** (ગેનફુલ્ ) *a.* Profitable; advantageous;lucrative:લાભકારક;ફાયદેમંદ;કિફાયતી;સુખવર્ધક;અર્થોત્પાદક;દ્રવ્યદાયક;સફળ;ફળદ્રુપ;લાભજનક.

**Gainings,**(ગેનિન્ગ્ઝ્)*n.pl.* Acquisition made by labor:પ્રાપ્તિ;કમાઈ;ઉપાર્જન;સંપાદન.

**Gainsay,**(ગેન્સે)*vt.* [*Imp. & p.p.* **Gainsaid**. ] To contradict; to deny;to dispute;to forbid;to controvert:વિરૂદ્ધ પાડવું;ખોટું પાડવું;ખોટું કહેવું;ખંડન-રદ કo;વિપરીત-વિરૂદ્ધ કથન કo;ઉલટું બોલવું-કહેવું;ના પાડવી.

**Gainsayer,**(ગેનસેઅર્)*n.*One who contradicts,gainsays or denies: સામે થનાર;વાદી;ઉલટું બોલનાર;નિષેધક;પરિવાદક;ખંડક.

**Gair-fowl,** (ગેર્-ફાઉલ્ ) *n.* (*Zool.*) The great auk: એક જાતનું મોટું જળચર પ્રાણી.

**Gairish,**(ગેરિશ્)*a.*Showy; ostentatious:દેખાવડું; શોભિતું;ઉજ્જ્વલ; રોનકદાર-બંધ;દબદબાવાળું. 2. Extravagantly gay; flighty: ફુલફટાકિયું;અતિઉલ્લાસિ.

**Gait,**(ગેટ્)*n.*1.A walk;a march;a

way:ભ્રમણ; કુચ;રસ્તો. 2.Manner of walking or stepping:ચાલવાની રીત-ઢબ;લઢણ;ચાલ.(See gate.) *Solemn or stately* g: ગજગતિ. *Graceful in* g:હંસગતિ;ચારુગામિ.

**Gaiter,**(ગેટર્) *n.* A kind of shoe consisting chiefly of cloth and covering the ankle: ઘુંટી સુધીનો એક જાતનો કપડાનો બુટ.*vt.*To dress with gaiters:ઘુંટીસુધીનાં કપડાનાં બુટ પહેરવાં.

**Gala,** (ગૅલૅ) *n.* [Fr. *gala,* feast.] Pomp,show or festivity: ઉત્સવ; મેળો;પર્વ;આનંદ;ઉત્સવ દિવસ.

**Gala-day,** (ગૅલૅ-ડે) *n.* A day of festivity: ખુશાલીનો દિવસ;સપરમો દિવસ; તહેવાર; પર્વદિવસ; દિવાલીનો દિન;સુખના સુરજનો દિવસ.

**Galactic,**(ગૅલૅક્ટિક્)*a.*[Gr. *galaktos,* milk.] 1.Of, or pertaining to milk;got from milk:દુધનું;દુધનું બનેલું;દુધમય.2.Of,or pertaining to the galaxy or Milky way:આકાશ ગંગા સંબંધિ-નું.

**Galactin,**(ગૅલૅક્ટિન્) *n.* A milky or waxy substance: દુધીલું; દુધવાળી-ચિકણી વસ્તુ.

**Galactometer,** ( ગૅલૅક્ટૉમિટર ) *n.* A lactometer:દુધ પરિક્ષક યંત્ર.

**Galactophagist,** (ગૅલૅક્ટૉફૅજિસ્ટ્) *n.*One who eats,or subsists on milk:દુધ પીને-ને આધારે રહેનાર;દુગ્ધાહારિ.

**Galaxy,**(ગૅલૅક્સિ)*n.*[Gr. *galaktos,* milk.] 1. (*Astron.*) The milky way ; that long, white, luminous track,which seems to encompass the heavens like a girdle:આકાશગંગા;સુરનદી;સ્વર્ગગંગા; વિયદ્ગંગા;દુધગંગા. 2.A splendid assemblage of persons or things: પદાર્થો અથવા મહાન પુરૂષોનો સમુદાય;સુવસ્તુમંડળ.

**Gale,**(ગેલ્)*n.*[AS.*galdor*,charm.] 1. A strong current of air; a wind between a stiff breeze and a hurricane:પવનનો ઝપાટો-સપાટો;વાવાઝોડું;ગાંડોપવન;મહાવાત.2.A moderate current of air; a breeze:લહેર;મંદ પવન.3.A state of excitement, passion,or hilarity:આવેશ;વેગ;જુસ્સો;જોસ;ઉભરો. *vt.*To sail, or sail fast: હંકારવું; ઝપાટાબંધ હંકારવું. *n.* A song or story:ગાયન; ગીત; વાત. *vi.* [A.S. *galan.*]To sing:ગાવું.*n.*The payment of a rent or annuity:ભાડું-સાંથ કે વર્ષાસન;ભાડું આપવું-પતાવવું તે.*Gale day,*the day on which rent or interest is due:જે દિવસે ભાડા અથવા વ્યાજની મુદત થાય તે.

**Galea,**(ગેલીઅ)*n.* [L., a helmet.] 1. The upper part of a labiate flower:એક જાતના ફુલનો ઉપરનોભાગ. 2. (*Surg.*) A kind of bandage for the head:માથાનો પાટો.3.(*Pathol.*) Headache extending all over the head:આખા માથાનો દુખાવો;ઝામર.4.(*Paleon.*)A genus of *fossil echini*:એકજાતના ખનીજપદાર્થ.

**Galena,** (ગૅલીનૅ) *n.* [Gr. *galene,* tranquillity.]1.(*Med.*)A remedy for poison:ઝેરનો ઉતાર-ઉપાય-દેલાજ.2.(*Min.*)Lead sulphide;the principal ore of lead:સીસાનો રસ;સીસાની કાચી ધાતુ.

**Galilee,** ( ગૅલિલી ) *n.* (*Arch.*) A porch or waiting room of an abbey church: મઠના દેવળનો સભા-રંગમંડપ.

**Galimatias,**(ગૅલિમૅશિઍસ )*n.*Nonsense;gibberish;confused and unmeaning talk:અનર્થક-અસંગત વાર્તા;બકવા;લવારો;ખીચડો;શંભુમેળો.

**Galiot,** ( ગૅલિઑટ્ ) *n.* A small galley:નાની હોડી.

**Galipot,** (ગૅલિપૉટ્ ) *n.* A white resinous juice found flowing from fir or pine trees: દેવદાર કે સનોબર જાતના ઝાડમાંથી ઝરતા રસ-ગુંદ-ગુ ... રાળ.

**Gall,**(ગૉલ્ )*n.*1.(*Physiol.*)The bitter,alkaline,viscid fluid found in the gall bladder,beneath the liver:પિત્ત. 2.The gall bladder: પિત્તની કોથળી; પિત્તાશય.3.Bitterness; rancor:દ્વેષ;ખાર;કડવાશ;કુરૂતા.4.Impudence;brazen assurance: ઉદ્ધતાઈ;બેઅદબી;નિર્લજ્જપણું.

**Gall,**(ગૉલ્)*n.*[L.*galla.*](*Zool.*)An excrescence of any form produced on any part of a plant by insects:ઝાડના કોઈપણ ભાગ ઉપર જીવડાંએ ઉત્પન્ન કરેલી કોઈ આકારની ગાંઠ; શળો;ટંખ.*Gall of glass,*the neutral salt skimmed off from the surface of melted crown glass: પિગળેલા કાચની ભઠ્ઠીમાંથી ઉડતો એક જાતનો ક્ષાર.*vt.*1.To fret and wear away by friction;to chafe;to injure the surface of by attrition: ઘસવું;ઘસીને ચામડી ઉખેડવી;-થી ઘસાવું-છોલાવું.2.To fret;to vex:દુઃખ દેવું;ઉદ્વિગ્ન કo;ચિડવવું;ખીજવવું;પજવવું;ખોટું લગાડવું;-ને ઝાટકો લગાડવો. 3.To injure;to annoy:સતાવવું;દુઃખદેવું;-ને ઉપદ્રવ-ઈજાકo;પીડવું;અકળાવવું;હેરાન કo.*vt.*(*Dyeing.*)To impregnate with a decoction of gallnuts: માયાફળનો ઉકાળો કરીને માંહે ભેળવવું. *vi.*To scoff;to jeer: હાંસી-મશ્કરીકo.*n.*A wound in the skin made by rubbing:ઘસારાથી ચામડીમાં પડેલો ઘા-ચાંદું;ચાઠું;ચકામું.

**Gallant,**(ગૅલૅન્ટ્ )*a.*[A.S.*gal*,merry.]1.Showy;splendid;magnificent;gay:સુશોભિત;શોભન;ભપકાદાર; ભભકદાર;ભભકાદાર;સુંદર;ભવ્ય.2.Noble in bearing or spirit;heroic; magnanimous: ધૈર્યવાન; બહાદુર; શુરો;મર્દ;છાતીવાળો;પ્રતાપશાળી;વીર; ઉદાર દીલનો;શુરશીલ.*A* g.*youth*:બહાદુર-છાતીવાળો જુવાન માણસ.*A* g. *officer*:અમલદાર.3.Polite and attentive to ladies; courteous to women:સ્ત્રીઓની સેવામાં તત્પર;સ્ત્રીજનાનુવર્તી;સ્ત્રીસત્કારી;સ્ત્રીપ્રેમી;સ્ત્રી સન્માની.*n.* 1.A man of mettle or spirit;a gay,fashionable man: તોખા પાણીદાર-દમ-હિંમતવાળો માણસ-આદમી. 2.One fond of paying attention to ladies:સ્ત્રી સન્માની પુરૂષ;અબળાસંગી; સ્ત્રીઓના ઉપચારમાં તત્પર.3.One who wooes; a lover;a suitor;a seducer : કામિજન;રમણ;વલ્લભ;યાર;આશક;ઈશકી;ઈશ્કબાજ;જાર;લંપટ;સ્ત્રી તરફ ખોટી નજરે જોનાર;ઉપપતિ;સ્ત્રી ફોસલાવનાર-કાઢી જનાર.*vt.*1. To attend or wait on,as a lady:સ્ત્રીની સેવાતહેનાતમાં રહેવું.2.To handle with grace or in a modish manner: લાવણ્યતાથી-લટકબંધ હલાવવું-નાંખવું; ભપકાબંધ પકડવું.

**Gallantly,**(ગૅલૅન્ટ્લિ)*adv.* 1. In a polite or courtly manner; like a wooer:શૌર્યપૂર્વક;માનપૂર્વક; બહાદુરીથી;સ્ત્રીસન્માનપૂર્વક.

**Gallantry,** (ગૅલૅન્ટ્રિ )*n.*1. Splendor of appearance: ભપકો; ડોળ; આડંબર;શોભા.2.Bravery; intrepidity:શૌર્ય;બહાદુરી;મર્દાનગી;જવામર્દી;મર્દાઈ; શુરપણું; દિલદારી; છાતિ; હામ;બેધડકપણું;હિંમત.3.Civility or polite attention to ladies;in-

બહુ દોડે તે પાછો પડે.

trigue:છેશકબાજી;સ્ત્રી સન્માન;સ્ત્રીસત્કાર;કામચેષ્ટા;શૃંગારવિલાસ; કપટજાળ; કુડકપટ. 4. Gallant persons: બ્હાદુર માણસો સમસ્ત.

**Gallery,**(ગૅલરિ)*n.*[Gr.*gale*, a gallery.]1.A long and narrow corridor,or place for walking:લાંબી અને સાંકડી છૂટી પરસાળ;ચાલ;ગલી.2.(*a*)A room for the exhibition of works of art:ચિત્રાલય.(*b*.)An important collection of paintings &c:ચિત્રમાળા;ચિત્રાવલિ.3.A long and narrow platform attached to one or more sides of a public hall:ચડઉતર બેઠકો;ગેલરી.4.(*Naut.*) A frame,like balcony: ગોળ છજું; ઝરૂખો.5.A long hole or passage excavated by a burrowing animal:કોઈ પ્રાણીએ જમીનને ઉંડી અને લાંબી ખોદીને પાડેલી બખોલ-બોડ.

**Galley,**(ગૅલિ)*n.*1.A low,flat built vessel:નીચી ચપટી બાંધેલી હોડી.2. The cookroom or kitchen & cooking apparatus of a vessel:વહાણનું રસોડું તથા રસોઈનાં વાસણકુસણ.3.(*Chem.*) An oblong reverberatory furnace: લંબ ચોરસ પ્રતિશબ્દ આપેએવી ભઠ્ઠી.4.(*Print*) (*a*) A frame which receives the types from the composing stick:ગોઠવેલાં ટાઈપ મુકવાનો તક્તો-ચોકઠું;ગેલી.(*b*) A proof-sheet taken from type while on a galley:તક્તા ઉપરથી કાગળ ઉપર લીધેલી છાપ;પ્રુફગેલી;પ્રુફશીટ.

**Galliard,**(ગૅલયાર્ડ)*a.* A.S. *gagol*, wanton.]Gay;frisk;active:ચાલાક;ચપળ;આનંદી.*n.*1.A brisk,gay man:ચાલાક,આનંદી માણસ. 2. A gay,lively dance:એકજાતનો નાચ.

**Gallicize,**(ગૅલિસાઇઝ્)*vt.*[L.*gallicus.*]To render conformable to the French idiom or language: ફ્રેંચ રૂઢી પ્રમાણે શબ્દ વાપરવા.

**Gallipot,** (ગૅલિપૉટ્) *n.* A small glazed earthen pot or vessel used by druggists for containing medicine:દવા-વસાણા મુકવાની એક જાતની માટલી;બરણી.

**Gallon,**(ગૅલન્)*n.*A measure of capacity for liquids and containing four quarts:પ્રવાહિપદાર્થનું ભરત કરવાનું માપ;ગ્યાલન; પ્રવાહી દશ શેર.

**Galloon,**(ગૅલૂન્)*n.*A ribbon-like tissue thickly woven and usually interwoven with thread of metal,silk, &c.: એક જાતની રેશમી સોનેરી રીટ.

**Gallop,**(ગૅલપ્)*vi.* [A.S.*weallan*, to boil].1.To move or run with leaps or bounds:કુદકારા અથવા ઠેકડા મારીને દોડવું;ચારે પગે દોડવું;છલંગો-ફલંગોથી દોડવું.2.To move or run with speed:ઘણીજ ઝટપ-ઉતાવળથી દોડવું.3. To ride a horse at a gallop:ઘોડા ઉપર બેસીને તેને મારી મુકવો;-ચારે પગે દોડાવવો. 4.(*Fig*). To go rapidly or carelessly, as in making a hasty examination: ઉતાવળથી-ઉપરચોટીઆ તપાસ કરી જવી-દોડાદોડ કરી જવી. *vt.* To cause to gallop:ચારે પગે દોડાવવું; પુરપાટ મારી મુકવું.*Galloping consumption*, a consumption that rapidly proceeds towards a fatal termination: જે ક્ષય રોગ ઝડપથી વધતોજ જઈને દરદીનુ મરણ લાવે છે તે ક્ષય રોગ.*n.* A mode of running with-bounds or rapidly:ચાર પગની દોડ;ઠેકડો;છલંગ;ભરદોટ;ફલંગ

**Gallopade,**(ગૅલપેડ્)*n.* A kind of dance:એક જાતનો નાચ.

**Galloway,** (ગૅલોવે) *n.* A horse or species of horses,of a small size:નાનો ઘોડો;વછેરો;બટ્ટુ;ટટ્ટુ.

**Gallows,**(ગૅલોઝ્)*n.pl.***Gallowses** [A.S.*galga*] 1. An instrument of punishments on which criminals are executed by hanging:સુળી;ફાંસીનું લાકડું;વધસ્તંભ;ઘાતસ્થાન.2.A wretch who deserves the gallows:ફાંસીએ ચડનાર.3.(*Pl.*) A pair of suspenders or braces: પાટા-દોરીની જોડ. 4.(*Print*). The rest for the tympan when raised: છાપવાના કાગળને દાબની વખતે તે ઉપર મુકવાની દાબણીને ટેકવવાની ઘોડી-કંડેરો.**G.** *bird*, one who deserves the gallows: ફાંસીએ ચડાવવા જેવા માણસ;પાજી;મુજી;ચાંડાળ.

**Galvanic,**(ગૅલ્વૅનિક્)*a.*[Fr.*galvanique.*] Pertaining to galvanism ; containing or exhibiting galvanism:રસાયન સંજોગથી ઉત્પન્ન થતી વિજળીને લગતું.**G.***battery*, an apparatus for generating galvanism:વિજળી પેદા કરવાનું જાનર.

**Galvanism,**(ગૅલ્વૅનિઝ્મ્)*n.*1.Dynamical electricity:અમુક જાતની પ્રવાહી પદાર્થો તથા ધાતુના સંજોગ-સંસર્ગથી ઉત્પન્ન થતી એક પ્રકારની વિજળી.2.That branch of physical science which treats of galvanic electricity:વિદ્યુતશાસ્ત્ર.

**Galvanize,**(ગૅલ્વૅનાઈઝ્) *vt.*1. To affect with galvanism:કશા ઉપર વિજળીની અસર લગાડવી.2.To plate by means of galvanism:ગાલ્વેનિઝ્મ નામની વિજળીની મદદથી રસવું.3. To restore to consciousness by galvanic action:(વિજળીથી).ભાનશુદ્ધિમાં આણવું;હોશિયારીમાં લાવવું. 4.To coat,as iron,with zinc:લોઢાને જસતનો ઢોળ ચઢાવવો;-થીમઢવું. **G.**d *iron*,iron coated with zink by galvanic deposition:વિજળીની મદદથી જસત રસેલું લોઢું.

**Gambier,**(ગૅમ્બીર્)*n.*[Written also *gambeer*,&*gambir*].Catechu:કાથો.

**Gamble,** (ગૅમ્બલ્) *vi.* To play or game for money or other stake: જુગટું રમવું;જુગાર-જુગુ-દ્યુત રમવું;જુવાબાજી કo.*vt.* To lose or squander by gaming : જુગાર-જુગટામાં રમીને ખોવું-ઉડાવવું-વાપરી નાંખવું.

**Gambler,** (ગૅમ્બ્લર્) *n.* One who gambles:જુગારી;જુગાર રમનાર;જુવેબાજ;અક્ષધૂર્ત.

**Gambling,**(ગૅમ્બ્લિન્ગ્)*n.*Playing for money or other stake:જુગટું; જુગાર;અક્ષક્રીડા-દ્યુત;જુવો.**G.***house*: જુગારખાનું;દ્યુતશાળા.

**Gamboge,**(ગૅમ્બોજ્)*n.*A concrete vegetable juice or gumresin: રેવનચિનો શીરો ; [ Written also *Camboge*].

**Gambol,**(ગૅમ્બોલ્)*vi.* 1.To dance and skip about in sport;to frisk: ગેલમાં-આનંદમાં કુદવું; નાચવું; કુદાકુદ કo.2.To leap;to start:કુદવું;ઠેકડો-ફલંગ-કુદકો મારવો.*n.*A hop;a skip; a leap;a sportive prank:કુદકો;ઠેકડો;છલંગ;નાચ;નૃત્ય;ક્રીડા;ખેલ;લીલા.

**Gambrel,**(ગૅમ્બ્રેલ્)*n.*[O.Fr.*gambe*, leg.]1.The hind leg of a horse: ઘોડાનો પાછલો પગ.2.A stick crooked like a horse's leg, used by butchers in suspending their slaughtered animals: કાપેલાં જાનવરના ભાગ લટકાવવાનો આંકડો-કડી;ઘોડાના પગના જેવી વાંકી લાકડી.*vt.* To hang up by means of a **g.**: એવા આંકડાએ કંઈ ભરવવું-લટકાવવું.

**Game,**(ગેમ્)*n.*[AS.*gamen*, joy.] 1.Sport of any kind; jest;frolic: રમત;ક્રીડા;વિલાસ; ગમત; ખેલ; મજા-

Gifts break rocks:

કઃકડું. **2.** A mental or physical contest for amusement or recreation:ખેલ;રમત;બાજી.**3.** A single match at play: દાવ; ખેલ ; બાજી. *Full* **g.**:ભરદાવ.*Losing* **g.**: હતારબાજી.*A* **g.***at chess*:શેતરંજની રમત. **4.**That which is gained,as the stake in a game: હાથ; દાવ. **5.** Animals pursued and taken by sportsmen:શિકાર;મૃગયા.**6.**Plan; project: યુક્તિ;તદબીર;ઠરાવ;ઠરાવેલી કલ્પના;ઘાટ.*To make game of*,to mock;to ridicule:મશ્કરી-મજાક ક૦; -ને બનાવવું.*a.***1.**Courageous;brave; resolute:હિંમતવાન;બહાદુર;શુરવીર; દૃઢ. **2.** Pertaining to such animals as are hunted for game: શિકારનાં પ્રાણી સંબંધિ. *To die game*, to maintain a bold, unyielding spirit to the last:મરતાલગી ખરીટક્કર ઝીલવી; પાછી પાની ન કાઢવી-પાછા ન પડવું-બાઝયા રહેવું.**G.** *egg*,an egg producing a game-cock:લડાયક મરઘો નિકળે એવું ઈંડું. *To be* **g.**,(*a*) to show a brave unyielding spirit: તાબે-વશ-આધીન થાય એવો દમ બતાવવો;કોઈને નમ્યું ન આપવું.(*b*)To be victor in a game:કોઈપણ રમતમાં જીતીજવું.*vi.* **1.**To play at any sport:.કોઈ પણ રમત રમવી.**2.**To play for a stake or prize;to gamble: સરત અથવા ઇનામને માટે રમત રમવી; હોડ બકવી જુગાર રમવો.**3.**To practice playing for money or some other stake:જુગાર-જુગટાંના છંદમાં પડવું.

**Game-cock,**(ગેમકૉક્) *n.* A cock bred or used to fight:લડાઈનો મરઘો.

**Gamekeeper,**(ગેમકીપર્ ) *n.* One who has the care of the beasts of chase:શિકારનાં પ્રાણીઓ સાચવનાર.

**Gamesome,**(ગેમસમ્ )*a.*Gay;sportive;playful:રમતિયાળ;મોજી;રંગીલું;વિલાસી;વિનોદી;ઉલ્લાસી;પરિહાસી; ક્રીડાપર.

**Gamester,**(ગેમ્સ્ટર્ )*n.***1.**A merry, frolicsome person: રમતિયાળ-મોજી-રંગીલો માણસ**2.**One accustomed to play for money or other stake:.પક્કો જુગારી. **3.** A prostitute;a strumper:દુકાન કાઢી બેઠેલું બૈરું;છિનાળ;વેશ્યા;પાતર.

**Gammer,**(ગૅમર્ ) *n.* [A. S. *gameder.*] An old wife or woman: ડોશીમા;ઘરડાં;માજી.

**Gammon,** ( ગૅમન્ ) *n.* [O. Fr. *gambe*,leg.] **1.** The buttock or thigh of a hog,pickled and dried: ભુંડના કુલાના માંસની આથીને કરેલી સુકવણી.**2.**A certain game with dice:પાસાથી રમવાની એક જાતની રમત.**3.**Hoax;humbug:અષ્ટપષ્ટ;ગષ્ટપષ્ટ;અંડાગંડા;ઈદર તીદર સમજાવવું તે;આંધળાપાટા;ફેલ.*vt.***1.**To salt and dry in smoke:આથીને સુકવણી કરવી. **2.**(*Naut.*)To fasten:બાંધવું.*vt.***1.** To beat or excel in the game of backgammon: દાવની રમતમાં સામાને હરાવવું.**2.**To humbug; to impose on;to cajole: ઠગવું; ધૂતવું; છેતરવું-ને આંધળા પાટા બંધાવવા;અષ્ટપષ્ટ સમજાવવું;-ને ફરેબ દેવો.

**Gamut,**(ગૅમટ્ )*n.*[Gr. *gamma* & Lat.*ut.*](*Mus.*)The scale:(ગાયનની)સારીગમપદની.

**Gander,**(ગૅન્ડર્ )*n.*[A.S.*gandra.*] The male of the goose:નરહંસ; કલહંસ;રાજહંસ;ચક્રવાક.

**Gang,**(ગૅન્ગ્ ) *vi.* To go; to walk: જવું;ફરવું;ચાલવું. *n.* **1.** A number going in company; a group; a squad:ટોળું;ધાડું;ઝુંડ;સંઘ;ગણ. **2.** A combination of similar implements arranged so as,by acting together to save time and labor;a set:ઓજારોનો સમૂહ; ગણ; સમૂહ.**3.**(*Mining.*)A gangue:ધાતુની સેર ઢાંકી રાખનાર એક જાતનો ખનિજ પદાર્થ.

**Gangrene,**(ગૅન્ગ્રીન્ )*n.*[Gr. *grainو*, I gnaw.] (*Med.*) The first stage of mortification of living flesh:જીવતા પ્રાણીના માંસમાં સળો. *vt.* To mortify:કહોવડાવવું.*vi.*To become mortified or putrescent: કહોવું;સળવું;સડવું.

**Gangrenous,** (ગૅન્ગ્રીનસ્ )*a.*Mortified;indicating mortification of living flesh:સડાવાળું;સડો લાગેલું;સળેલું.

**Gangway,** (ગૅન્ગવે) *n.* **1.** A passage or way, into or out of any inclosed space:ઘેરી લીધેલી જગ્યામાંથી જવા આવવાનો રસ્તો.**2.**(*Naut.*) A part of the vessel on the spar-deck,on each side of the booms: વહાણની તુતક ઉપર ચાલવાનો બાજુનો રસ્તો. *To bring to the* **g.**, to punish a seaman by trying him and flogging him at the gangway: જવા આવવાના રસ્તા આગળ ખલાસીની તપાસ કરીને તેને ફટકા મારીને શિક્ષા કરવી.

**Gantlet,** (ગૉન્ટ્લેટ્ ) *n.*A military punishment:લશ્કરી કાયદા પ્રમાણે કરવાની શિક્ષા. *To run the* **g.**, to suffer the punishment of the gantlet:લશ્કરી કાયદા પ્રમાણે શિક્ષા ખમવી-ભોગવવી ; hence, to go through the severe trial of criticism or controvercy,or ill-treatment at many hands:ઘણાને હાથે હાડમાર થવું-નું સાંભળ સાંભળ કરવું-ના ગોદા અથવા લાતો ખાવી.*n.*A glove: હાથનું મોજું.

**Gaol,**(જેલ્ )*n.*A place of confinement;a jail:કારાગૃહ;કેદખાનું;તુરંગ;બંધીખાનું;નવલખી હવેલી.

**Gaoler,**(જેલર્ )*n.*The keeper of a jail:બંધીખાનાનો અધિકારી;દારોગો; જેલર.

**Gaol-delivery,** (જેલ્-ડિલિવરિ) *n.* (*Law.*)(*See jail delivery.*):કાચા કેદના કેદીને ઈનસાફ સારૂ કાઢવા તે.

**Gap,**(ગૅપ્ )*n.*[A.S.*geap*,expanse.] **1.**An opening in anything made by breaking or parting: બાકું; બાકોરૂં;બાઙું; ભગદાળું; છીંડું. **2.**An opening which implies a breach or defect:ખામી;છિદ્ર;ખોટ;કસુર;તુટ. **3.**A vacant space or time:અવકાશ;ગાળો;અંતર;તુટકભાગ;ભંગ. *To stand in the gap*, to expose one's self for the protection of something: કશાના આશરા-રક્ષણ વાસ્તે પોતાની જાતને ખુલ્લી મૂકવી;જોખમ વ્હોરી લેવું-માં માથું ઘરવું. *To stop a gap*, to repair a defect:ખોડખામી સુધારવી;પુરી લેવું; ઠીકઠાક ક૦.*vt.* **1.**To notch:ચીરા-ખાંચ-સળ પાડવા. **2.** To make an opening in; to breach:-માં બાકું-બાકોરૂં-છિંડું પાડવું.

**Gape,**(ગેપ્ ) *vi.* [AS. *geapan*, to open.]**1.**(*a*)To open the mouth wide:મ્હોં ફાડવું-પહોળું ક૦-વિકાસવું. (*b*)To pawn: બગાસું ખાવું. (*c*)To gaze or stare in surprise, astonishment or expectation:આશ્ચર્ય-અચંબાથી સડક થઈ જવું-મ્હોં પહોળું થઈ જવું-ફાટી જવું;આભા થઈને ઉભા રહેવું.(*d*)To manifest a desire to injure:-ના ઉપર તલપીને બેસવું. **3.**To open or part widely:પહોળું થવું;માં ફાટ-ચિરો પાડવો. *May that ground* **g.** *& swallow me*

જર ચાહેસો કર, સોનુ દેખી મુનીવર ચળે.

alive:સ્થિર કરેને ધરતી ફાટે અને મને જીવતો ને જીવતો ગળી જાય.4.To long, wait eagerly, or cry aloud for something:મ્હોં વકાસીને બેસવું;ટાંપવું;-ની રાહ જોઇને-અધિરા થઈને બેસી રહેવું;-ને માટે વળખાં મારવાં;તલપાપડ થઈરહેવું;ટમટમી રહેવું.n.1.A yawn: મ્હોં વકાસી બેસવું તે;બગાસુ.2.(*Zool.*) The width of the mouth when opened(*as,of birds,fishes,&c.*): મ્હોંનો વકાશ. *The gapes*, a fit of yawning:બગાસાંપરબગાસાંઆવવાંતે.

**[Ga]p-toothed,**(ગૅપ્-ટૂથ્ડ્)*a.*Having interstices between the teeth: ફૂટા દાંતવાળો;સાંખલો.

**[Ga]rb,**(ગાર્બ્ )*n.*[O.Fr.*garbe*,looks.] 1.(*a*)Clothing in general: વસ્ત્ર; લુગડાં.(*b*)The whole dress or suit of clothes worn by any person when indicating rank or office: પોશાક;ઝભ્ભો; લેબાશ. *The* **g.** *of a judge*:જડજનો લેબાશ.(*c*)Costume; fashion: પહેરવેશ; વેશ;પોશાક. 2. Looks;fashion or manner,as of speech: દેખાવ; બોલવાની રીત-ઢબ; તરાહ;ડોળ.*n.*[Fr.*gerbe*.](*Her.*)A sheaf of grain: અનાજની પુળી-જુડી.*vt.*To clothe;to deck:લુગડાં-પોશાક પહેરાવવો;શણગારવું.

**[Ga]rbage,**(ગાર્બેજ્ )*n.*[O.Fr.*garber*,to make fine.]Offal, as the bowels of an animal;refuse animal or vegetable matter from a kitchen:પશુ પ્રાણીનાં આંતરડાં;એંટવાડો;મળ;ઉચ્છિષ્ટ;hence anything worthless, disgusting or loathsome:કંઈપણ નિર્માલ્ય કંટાળો અને સૂગ આવે એવી ચીજ.*vt.*To strip of the bowels: નાં આંતરડાં ખેંચી કાઢવાં.

**[Ga]rble,**(ગાર્બલ્ )*vt.* [L. *cribrum*, sieve.] 1.To sift or bolt;to separate the fine or valuable parts of,from the coarse and useless parts,or from dross or dirt:ચાળવું;વિણવું;નકામા અથવા જાડા ભાગમાંથી ઝીણો અથવા કિંમતી ભાગ જુદો પાડવો.2.To pick out such parts of,as may serve the purpose;to mutilate:કોઈવાતના કામ પડતા ભાગ લઈને બાકીના પડતા મુકવા;ચુંટી કાઢવું; પસંદ ક૦.*n.*1.Refuse;rubbish:કચરો;ધૂળ.2.*pl.* Impurities separated from spices:મસાલામાંથી જુદો કાઢેલો કચરો-ધૂળ-ચળામણ-ઝડકામણ-વિણામણ.

**Garden,**(ગાર્ડન્ )*n.* A.S. *geard*, a yard.]1. A piece of ground appropriated to the cultivation of herbs, fruits, flowers, or vegetables:બાગ;વાડી;વાટિકા;ઉપવન;ઉદ્યાન;બગીચો.*Flower* g.:ફુલબાગ;પુષ્પવાટિકા;**g.** *fruits*: બાગાઈતી ફળ. *Of or pertaining to a* **g.**:બાગાયતી.*A flower* **g.** *near a house*: ગૃહવાટિકા;નજરબાગ.*Pleasure* **g.**: વિલાસ બાગ.2.A rich,well cultivated spot or tract of country: દેશનો ફળદ્રુપ-ફળવંત પ્રદેશ;બાગાયતી જમીન. ☞Garden is often used adjectively or in self explaining compounds;as, **g.** *flowers*,**g.** *tools*,**g.** *walk*, **g.** *wall*, **g.**_house_, &c.;**g.**_engine_,a wheelbarrow tank and pump for watering gardens:બાગ બગીચાને પાણી પાવાને માટે એક પૈડાની હાથની ગાડીઉપરગોઠવેલી ટાંકી અને બંબો;**g.** *glass*,(*a*)a bell glass for covering plants: છોડવાને ઢાંકવાને માટે ઘંટના આકારનો કાચ.(*b*) A globe of dark-colored glass:કાળારંગના કાચનો ગોળો.**G.**_house_,(*a*)a summer house: બંગલો; ઉષ્ણઋતુગૃહ. (*b*) A privy:વાડો;સંડાસ;**g.**_mold_ or *mould*, rich, mellow earth which is fit for a garden: બાગ બગીચાને માફક આવે એવી સારી પોચી માટી;**g.** *net*, a net for covering fruit trees,vines &c.,to protect them from birds:પક્ષિઓ ખાઇ ન જાય તેટલા માટે ફળ,ઝાડ તથા દ્રાક્ષના વેલા ઉપર પાથરવાની જાળ; **g.** *plot*, a plot appropriated to a garden:બાગનો તકતો;ક્યારો. *Garden pot*,a watering pot:(ઝાડને)પાણી પાવાનું વાસણ; **g.**_shears_, a large shears for clipping trees and hedges,&c.:ઝાડ અને વાડ વિગેરે કાપવાની મોટી કાતર.**G.**_stand_, a stand for flower pots: કુંડાં મુકવાને માટે ઉંચી બેઠક; **g.** *stuff*, vegetables raised in a garden: વાડી-બાગમાં ઉત્પન્ન થયેલી શાકભાજી;**g.**_truck_,vegetables raised for the market: બજારમાં વેચવાને માટે ઉત્પન્ન કરેલો ભાજીપાળો-શાકભાજી. *Garden ware*, same as *garden truck.Kitchen* **g.**, a garden where vegetables are cultivated for household use:ઘરના ઉપયોગને માટે શાકભાજી-ભાજીપાલો ઉત્પન્નકરવામાં આવે એવો બાગ.*Market* **g.**,a piece of ground where vegetables are cultivated to be sold in the markets:જેવાડીબાગમાં,બજારમાં વેચવાનેમાટે શાકભાજી-ભાજીપાલો-ઉત્પન્ન કરવામાં આવે છે તે. *vt.*& *vi.* To lay out or cultivate a garden:બાગ કરવો;બાગ બાજી કરવી.

**Gardener,**(ગાર્ડનર્ ) *n.* One who makes and tends a garden; a horticulturist:બાગબાન;માળી; ઉદ્યાનપાલક-રક્ષક.

**Gardening,** ( ગાર્ડનિન્ગ્ ) *n.* The art or occupation of laying out and cultivating gardens;horticulture: વાડી વાવવાની કળા-ધંધો; બાગકામ;બાગબાની;ઉદ્યાનકર્મ.

**Gare,**(ગેર્ )*n.*Course wool on the legs of sheep: ઘેટાંના પગ ઉપરનું જાડું ઉન.

**Gargarize,**(ગાર્ગેરાઈઝ્ )*vt.*[L.*gargarizare*.]To gargle;to rinse or wash,as the mouth and throat: કોગળો ક૦.

**Gargle,** (ગાર્ગલ્ ) *vt.* To wash or rinse, as the mouth or throat: કોગળો ક૦;ખખળાવીને ધોવું-સાફ ક૦. 2.To warble; to sing as if gargling: બખાળીને ગાવું-બોલવું.*n.* A liquid,as water or some medicated preparation used to cleanse the mouth and throat: કોગળો;કોગળા કરવાનું ઔષધ.

**Garish,**(ગેરિશ્ )*a.* Showy; dazzling;ostentatious:ભભકદાર;ઝંખવી નાંખે એવું;તેજસ્વી;પ્રકાશિત;મનોરંજક; ચિત્તાકર્ષક. 2. Gay to extravagance;flighty:અતિ આનંદિ-મોજી.

**Garland,**(ગાર્લન્ડ્ ) *n.* [Fr. *guirlande*, of uncertain origin.] 1. The crown of a king:રાજાનો મુગટ.2.A wreath or chaplet made of branches,flowers,or feathers; a coronal;a wreath: ડાળીઓ, ફુલ અથવા પીછાંનો બનાવેલો ગજરો-તોરણ;માળા-હાર;પુષ્પ-પર્ણ માળા; **g.** of pearls:મુક્તાવલ;મોતનમાળા;મોતિસર. 3.The top;the thing most prized:મથાળું; ટોચ;શિખર.4.An anthology:કાવ્યસંગ્રહ;ગદ્યપદ્યાવલિ; ગ્રંથમાલા; રત્નાવલિ. 5.(*Naut.*) A sort of netted bag used by sailors to keep provisions in: ખલાસીઓને ખોરાક ભરવાની એક જાતની ગુંથેલી કોથળી. *vt.*To deck with a

હીમ્મતે મરદા તો મદદે ખોદા.

or powers,bodily or intellectual: શરીર કે બુદ્ધિના બળમાં રાક્ષસ જેવો જબરો માણસ.3.Any animal, plant,or thing of extraordinary size or power: વિશાળ-ગંજાવર કદનું પ્રાણિ-વનસ્પતિ કે બીજો પદાર્થ. *a.*Like a giant:રાક્ષસ જેવું;રાક્ષસી.

**Giantess,**(જાઇઍન્ટેસ્ )*n.*A woman of extraordinary size:રાક્ષસી.

**Giantlike,** ( જાઇઍન્ટ્લાઇક્ ) *a.* Of unusual size;gigantic;huge:મહાકાય;સ્થુલ શરીરવાળું; કદાવર; વિશાળ;ગંજાવર;જબરજસ્ત.

**Giaour,**(જાઉર્ )*n.*An infidel:શાસ્ત્રનિંદક;નાસ્તિક.

**Gib,**(જિબ્ )*n.* A male cat;a tomcat:બિલાડો.*vi.*To act like a cat: બિલાડીની પેઠે વર્તવું.

**Gibberish,**(ગિબ્બરિશ )*n.* Rapid and inarticulate talk; unintelligible language; jargon : નહિ સમજ પડે એવી ઉતાવળી બોલી;લવારો;બકબક;લવલવ.*a.* Unmeaning: સમજ ન પડે એવું.

**Gibbet,** (જિબ્બેટ્ ) *n.* [L. *gibbus*, hunched;humped.]1.A kind of gallows:વધ સ્તંભ;ફાંસીનું ચોકઠું.2. The projecting arm of a crane, from which the load is suspended; the jib: ચારી-ભાર ઉંચકવાના સંચાના જે બહાર નિકળેલા હાથાથી ભાર ઉપાડવામાં આવેછે તે.*vt.*1. To hang and expose on a gibbet: ફાંસી દેવી.2.To expose to infamy; blacken:-નું બદનામ-બેઆબરૂ ક૦.

**Gibbose,**(ગિબોસ )*a.* [L. *gibbus*, hunch;hump.]Humped;protuberant:ઉપસેલું;ઢેકા જેવું-દાર.

**Gibbosity,**(ગિબૉસિટિ)*n.*The state of being gibbous or gibbose ; gibbousness:ઢેકો; ગાંઠ; કુબડાપણું.

**Gibbous,**(ગિબસ્ ) *a.* 1. Protuberant;convex: બહાર નીકળતું; બાહ્ય ગોળ;બિંબાકાર.2.Hunched;humpbacked:ખુંધવાળું.

**Gibe,**(જાઇબ્ )*vi.*[Fr.*jover*,to play.] To rail;to utter taunting;sarcastic words; to fleer; to scoff:ગાળ દેવી;હાંશી-મશ્કરી ક૦; મ્હેણું મારવું. *vt.*To deride;to scoff at;to mock: મશ્કરી-હાંશી ક૦;-ની ઠેકડી ક૦;બનાવવું.*n.*A scoff; a taunt; a sneer: મશ્કરી;મેહેણું;હાસી;ઠેકડી;મજાક;ટોળ.

**Giblets,**(જિબ્લેટસ્ )*n.pl.*[Old. Fr. *giblet*, game.] The inmeats or edible viscera of poultry: પક્ષિનો ગુરદો-પગ વિગેરે.

**Giddiness,**(ગિડિનેસ્ )*n.*The quality or state of being giddy:ફેર; ચક્કર;ભ્રમરી;તંમર;આંધી;ચાંચલ્ય;ચાપલ્ય;અવિચારિતા;ચપળતા.

**Giddy,**(ગિડિ)*a.*[AS.*gidig*,insane.] 1.Light-headed;dizzy: ફેર-ચક્કર-ભ્રમણવાળું;ચક્કર આવેલું; ફરેલું; વિભ્રાન્ત.*I am* **g.**:મને ફેર આવે છે.2. Promoting or inducing giddiness:ફેર-ચક્કર-તમ્મર આવે-ચડે તેવું. *A* **g.***height*:ફેર-ચક્કર આવે એટલી ઉંચાઈ.3.Gyratory;whirling:ગોળ ચક્કરમાં ફરતું.4.Fickle;wild;thoughtless;heedless:અટ્ટક;ઠેકાણા વગરનું; અવિવેકી;અવિચારી;ગાફેલ; વિચારશૂન્ય;તુરંગી;ચઠાક.*vi.*To reel;to whirl: ફીરકી ઉપર વિંટાળવું; ગોળ ચક્કરમાં ફેરવવું.*vt.* To make dizzy or unsteady:ફેર-ચક્કર-ભ્રમણ આવે તેવું ક૦.

**Gier-eagle,** (જીરઈગલ્ )*n.* A bird referred to in the Bible as unclean, probably the Egyptian vulture:ગરૂડપક્ષીની જાતનું મોટું પક્ષી.

**Gif,**(ગિફ્ )*conj.*[AS.See *if.*] If:જો.

☞*Gif* is the old form of *if*,and frequently occurs in the earlier English writers.

**Gift,**(ગિફ્ટ્ )*n.*[AS.*gifan*,to give.] 1.A present;an offering:બક્ષીસ; નજરાણું.2.The act,right,or power of giving or bestowing:આપવાનું-કામ,હક અથવા શક્તિ;દાન; દાનાધિકાર.3.A bribe; anything given to corrupt:લાંચ.4.A pre-eminent and special talent or aptitude; faculty:સ્વાભાવિકબુદ્ધિ-હોશિયારી ; શક્તિ;ગુણ;ઇશ્વર દત્તબુદ્ધિ.5.(*Law.*) A voluntary transfer of real or personal property,without any consideration:કંઈપણ બદલો લીધા વગર કાંઈ મિલ્કત ઈચ્છાનુસાર આપી દેવી તે;બક્ષિસ.*Gift rope(Naut.)*, a rope extended to a boat for towing it: વહાણને પાણીમાં ઘસડી લઈ જવા માટે લંબાવેલું દોરડું.*vt.*To endow with some power or faculty:કાંઈશક્તિ-બુદ્ધિ આપવી.

**Gifted,**(ગિફ્ટેડ્ )*a.*Talented; having any particular power, talent or ability:ખરો બુદ્ધિમાન-શાળી; કાંઈપણ ખાસવિશેષ શક્તિ; બુદ્ધિ, કૌશલ્ય કે હોશીઆરીવાળું.

**Gig,**(ગિગ્ )*n.*[O.Fr.*gique.*] A fiddle;સારંગી.*n.*A playful or wanton girl;a giglot:રમતિયાળ-રખડેલ છોકરી-છોડી.*n.* [Gr.*geige.*] 1. A top or whirligig: ભમરડો. 2. A light carriage,with one pair of wheels,drawn by one horse:એક ઘોડાની બે પૈડાની હલકી ગાડી-બગી. 3.(*Naut*) A long,light row boat: લાંબી હલકી હોડી.4.(*Mech.*)A rotatory cylinder: ચક્રની પેઠે ફરતું લુંગળું-ભુંગળાકૃતિ.

**Gigantic,**(જાઇગૅન્ટિક્ )*a.*[L.*gigas*, giant.] Of extraordinary size; like a giant:રાક્ષસી;રાક્ષસ જેવું;અતિ મ્હોટા કદવાળું;અતિ મોટું; ગંજાવર. 2. Immense; tremendous; extraordinary:અતિશય;ઘણુંજ;ભયાનક;મોટું;જબરૂં; વિલક્ષણ; અજબ જેવું;ઘોર;દારૂણ;મહાભારત;અદ્ભુત.

**Giggle,**(ગિગલ્ ) *vi.* [G.*kichern.*] To laugh in a light,affected,or silly manner;to titter with childish levity: હિહિ હાહા હસવું-કરવું; ખડખડ હસવું.*n.*A kind of laugh, with short catches of the voice or breath:હિહિ હા હા હસવું તે.

**Gild,**(ગિલ્ડ્ )*vt.*[AS.*gyldan*,from *gold*,gold.]1.To overlay with a thin covering of gold;to cover with a golden color:ઉપર સોનાનું પાતળું પતરૂં ચડાવવું; સોનાનો ઢોળ ચડાવવો;સોનેથીરસવું.**Gilded** *chariots*: સોનેથી રસેલો રથ. 2. To adorn;to brighten:શણગારવું; ચકચકીત ક૦;ખુશનુમા ક૦; શોભિતું ક૦; તેજસ્વી-પ્રકાશિત ક૦.3. To give a fair but deceptive outward appearance to:ઓપવું; ઉપરથી સારૂં દેખાય તેમ ક૦;ઢાંકવું. 4. To make red with drinking:દારૂ પાઇને લાલચુમ જેવું ક૦-બનાવવું.*This liquor has* **gilded** *them*:આ દારૂએ તેમને લાલ ચુમ જેવા બનાવી દીધા છે.

**Gilder,**(ગિલ્ડર્ )*n.*One who gilds; one whose occupation is to overlay with gold:રસણીઓ;રસનાર.*n.* A dutch coin:ડચલોકોનો સિક્કો.

**Gilding,**(ગિલ્ડિન્ગ્ )*n.* 1. The art or practice of overlaying or covering with gold leaf: સોનેથી રસવું તે; સોનાનો ઢોળ. 2. Gold in leaf,powder,of liquid:સોનાનો વરખ-ભૂકો કે ઢોળ. 3. Any superficial coating or appearance, as opposed to what is solid or

genuine: ઢમઢોલ અને માંહે પોલ; ન્હીં કૃત્રિમ દેખાવ કે પડ-અસ્તર.

**Gill,**(ગિલ્) *n.*[AS.*geahl*,jaw.] An organ for aquatic respiration; a branchia:ચુંઈ;ચાસેંદ્રિય.2.(*Zool.*) The fleshy flap that hangs below the beak of a fowl;a wattle: પક્ષીની ચાંચ નિચે લટકતી માંસની ઝુલ. 3.The flesh under or about the chin: હડપચીની તળેનું અથવા આસપાસનું માંસ.*n.*A leech:જળો. *n.* A narrow valley containing a stream:ઝરાવાળી સાંકડી ખીણ.*n.* A young woman; a flirting or wanton girl:જુવાન સ્ત્રી;નખરાંખોર જુવાનસ્ત્રી.2.Malt liquor:જવનોદારૂ. 3. A two-wheeled frame for transporting timber : ઈમારતી લાકડા લાવવા લઈ જવાની બે પૈડાની એક જાતની ગાડી.

**Gill,**(જિલ્) *n.*[O.Fr.*gille, gelle*, a sort of measure for wine.] A measure of capacity,containing one-fourth of a pint: એક તરેહનું ભરતર-માપ.

**Gilour,**(જિલર્) *n.* A guiler; deceiver:છેતરનાર;ઠગનાર.

**Gilt,**(ગિલ્ટ્) *n.* (*Zool.*) A female pig when young:જુવાન ડુકરી.*p.p.* & *a.*Gilded;covered with gold: રસેલું;ઢોળ ચડાવેલું;ગીલું. *n.* Gilding:રસાણ;રસણ;ઢોળ.2.Money:પૈસા;દોલત. *As* **g.***of France*: ફ્રાન્સ દેશની દોલત.

**Gimlet,**(ગિમ્લેટ્) *n.* A small tool for boring holes:સારડી;ટેપણું;વેધનિકા ગીરમીટ. **G.** *eye*, a squint eye:બાડી-ત્રાંસી આંખ.*vt.*To pierce or make holes with a gimlet: સારડીથી શારવું.

**Gimp,**(જિમ્પ્) *a.*Smart;trim;nice: ચંચળ;ચાલાક;સુંદર. *n.* A narrow fabric of silk:રેશમીફીત-પટી-દોરી. *vt.*To notch;to indent: ચીરા-ખાંચ-સળ પાડવા.

**Gin,**(જિન્) *Prep.* [AS.*gean.*]Against;towards:સામે;તરફ. *Conj.* If:જો.*vi.Imp.***gan.***p.p.* **gun** or **gan** [AS.*ginan*, to yawn.] To begin: શરૂકo; આરંભવું. *He* **gan** *tell*: તેણે કહેવા માંડ્યું.*n.*A strong alcoholic liquor, distilled from rye and barley:જીનદારૂ.*n.*1.Contrivance;artifice;snare:યુક્તિ;પ્રપંચ;દાવપેચ;જાળ;પાશ;ફાંસો. 2. A machine for raising or moving heavy weights: મોટા ભાર ચડાવવાનું-ઉતારવાનું યંત્ર.3.A cotton gin: ચરખો;રૂ લોઢવાનો સાંચો;જીન.*vt.*To catch in a trap:ફાંસા-ફંદામાં નાંખવું; પાંજરામાં પકડવું;ફસાવવું.2.To clear of seeds by a machine:લોઢવું.

**Ginger,**(જિન્જર્) *n.*[L.*Zingiber.*] (*Bot.*) A plant of the genus *Gingiber*:આદુ.*Dry* **g.**:સુંઠ.

**Ginger-bread,**(જિન્જર્-બ્રેડ્) *n.* A kind of plain sweet cake seasoned with ginger: આદાનો રસ નાખીને બનાવેલી ગળી રોટલી.*Ginger-bread work*,ornamentation, in architecture or decoration,of a fantastic,trivial,or tawdry character:શિલ્પ કામમાં વિચિત્ર પ્રકારનું, તથા નજીવું કોતરકામ,શણગાર.

**Gingerly,** (જિન્જર્લિ) *adv.* Cautiously;timidly;daintily: સંભાળીને;બીકથી;જાળવીને;સંભાળ પૂર્વક; યુક્તિપુર-સર;સાવધાનતાથી; ધીમે ધીમે.

**Gipsy,**(જિપ્સિ) *n.* One of a vagabond race:ઠામેઠામ રખડતા લોક પૈકીનું એક.2.The language of these people:એ લોકોની માર્મિક ભાષા.3. A name of slight reproach or banter to a female implying artifice or roguishness:લુચ્ચીરાંડ;પહોંચેલી;પીપોલી;પેચાલ;બાજંડી.

**Giraffe,**(જિરૅફ્) *n.* [Fr. *girafe.*] The camelopard:ઉષ્ટ્રક;જરખ.

**Gird,**(ગર્ડ્) *n.*1.A twinge;a pang: તીવ્ર વેદના;શૂળ;ઝાટકો.2.A gibe; a sneer:મશ્કરી;મેહેણું;મજાક.*vt.*1.To strike;to smite:મારવું;દુઃખ દેવું.2. To mock;to gibe:મશ્કરી-મજાક કo; મેહેણું મારવું.*vi.*To gibe;to sneer: મશ્કરી કo; મહેણું મારવું. *vt.* [AS. *gyrdan.*]*Imp* & *p. p.* **girt.** or **girded.** To encircle or bind with any flexible band: વિંટવું; ફરતું બાંધવું. 2. To make fast by binding with a cord,bandage, &c.:બંધ-દોરીપટાથીકશીને-જકડીને બાંધવું.3 To surround; to encircle: વીંટી-ઘેરી લેવું;-ની આસપાસ ફરી વળવું; -થી આવેષ્ટિત હોવું; ફરી-વિંટાઈ વળવું; ઘેરવું.4.To swathe;to invest:વિંટાળવું; પહેરાવવું. *I* **girded** *him with linen*:મેં તેને શણથી લપેટ્યો-ની આગળ પાછળ શણ વિંટ્યું.5.To prepare; to make ready:તૈયારી કo; સજ્જ થવું.*To* **g.***one's self for a contest*:લડાઈને માટે તૈયારી કo-સજ્જ થવું. *Girt up*,prepared or equipped: તૈયાર થયેલું-સજ્જેલું.*To* **g.***on*,to put on:પહેરવું; બાંધવું;લટકાવવું.

**Girder,**(ગર્ડર્) *n.*One who girds; a satirist:ઉપહાર કાવ્ય રચનાર.*n.* (*Arch. and Engin.*) A main beam:ધરણ;તુલી;તુલઈ;ભાલ.

**Girdle,**(ગર્ડલ્) *n.*A griddle: રોટલી શેકવાની છાછર;તવો;તાવડી;કડાઈ. *n.* [AS.*gyrdel.*]1.A circumference; an enclosure;a belt:કમ્મરપટો;કંદોરો;કમરબંધ;પટ્ટો;મેખલા;કટિબંધ; વેષ્ટન;આવેષ્ટન;મંડલ.2.The zodiac: રાશીચક્ર;મંડળ;ચક્ર. (*b*) Also, the equator:વિષુવવૃત્ત; ભૂમધ્ય રેખા. 3. (*Mining.*) A thin bed of stone: પથરાનું પાતળું પડ-થર;**g.***wheel*,spinning wheel:ચરખો;રેંટીઓ.*To have under the* **g.**,to have bound to one:કોઈના બાંધેલા હોવું-ના કબજામાં હોવું-ની મુઠી-ટોકું કોઈના હાથ-કબજામાં હોવું.*vt.*1.To bind with a belt; to gird:કમરપટો બાંધવો;પટે વતી કમ્મર બાંધવી.2.To environ;to shut in:ઘેરો નાંખવે ;લપેટવું;ઘેરી લેવું.3.To make a cut or groove:કાપો,કોરણી, ખોભણ પાડવી.

**Girl,**(ગર્લ્) *n.*[L.G.*gor*,child.]1. A young person of either sex; a child:છોકરું.2.A female child;a young maiden:છોકરી;બાલા;કુમારી; કન્યા;યુવતી.3.A female servant;a maid servant:ચાકરડી;સ્ત્રીચાકર;દાસી.

**Girlhood,** ( ગર્લ્હુડ્ ) *n.* State or time of being a girl:કુમારીત્વ;બાલ્ય;કૌમાર્ય.

**Girlish,** (ગર્લિશ્) *a.* Llke a girl; innocent:કન્યાવત્ ;છોકરીની માફક; નિરપરાધી;કન્યારૂપ.

**Girt,**(ગર્ટ્) *vt.*To gird;to encircle: બાંધવું;લપેટવું.2.To measure the girth of:-નો પરિઘ-જાડાઈ માપી જોવી;*as*,*to* **g.***a tree*:ઝાડનું થડીઉં કેટલું જાડું છે તે માપી જોવું-નો ઘેર-ફેર-ફેરાવો કેટલો છે તે જાણવું.*a.*(*Naut.*)Bound by a cable:દોરડાથી બાંધેલું.

**Girth,**(ગર્થ્) *n.*1.A strap or band which encircles the body,especially one by which a saddle is fastened upon the back of a horse: પટો; ઘોડાનો તંગ. 2. The measure round the body; the circumference of anything: ઘેર; ઘેરાવો;ફેર;ફેરાવો.*vt.* To gird with

સૌ કોઈ પોતાનું નશીબ સાથે લેઇ આવે છે.

a girth: ઘોડાનો તંગ બાંધવો.

**Gise,**(ગાઈઝ)*vt.*To feed or pasture: ખવડાવવું;ચરાવવું.*n.* Guise; manner:રીત.

**Gist,**(જિસ્ટ)*n.*[L.*jacio*,I throw.] **1.**A resting place:આરામ લેવાની જગ્યા. **2.** The main point of a question;the pith of a matter: મુદ્દાની વાત;મુદ્દો;હાર્દ;પિંડિતાર્થ;નિષ્કર્ષ;ભાવ;મુખ્યવિષય.

**Give,**(ગિવ)*vt.*[AS.*gifan.*] *Imp.* **gave***p.p.***given**. **1.**To bestow without receiving a return;to confer:સમર્પવું;દાન ક૦;અર્પણ ક૦; આપી દેવું;આપવું.**2.**To pay:(પૈસા) આપવા.*We* **g**.*the value of what we buy*:જે આપણે વેચાતું લઇએ છીએ તેની કીમત આપીએ છીએ.**3.**To produce;to emit:ઉત્પન્ન-પેદા ક૦;-માંથી નિકળવું.*Flint & steel* **g**.*sparks*: ચકમક અને પોલાદથી તણખા ઉત્પન્ન થાયછે.**4.** To Communicate or announce;to render or utter:આપવું;કહેવું;નિવેદન ક૦;જણાવવું;પ્રદર્શિત ક૦.*To* **g**.*an opinion*: અભિપ્રાય-મત આપવો.**5.**To permit;to allow; to license:રજા-છૂટ-પરવાનગી આપવી;-ના ભાગ્યમાં હોવું. *It is* **given** *me once again to behold my friend*:મારા ભાઈબંધને ફરીથી એકવાર મળવાનું મારા ભાગ્યમાં છે.**6.** To exhibit as a result;to show:-થી આવવું-નિકળવું.*It* **gives** *one anna a head*:તેથી માથા દીઠ એક આનો આવે છે.**7.** To devote; to devote or apply one's self:પાછળ વળગવું-લાગવું;-ની લત પડવી;મંડ્યા રે૦;-માં ગ્રસ્ત-પરાયણ થવું.*People are* **given** *to luxury and pleasure*:લોકો મોજમજા અને એશઆરામમાં પડ્યા છે. *The youth is* **given** *to study*: તે જુવાન માણસને અભ્યાસની લત છે. **8.**To allow or admit by supposition:ધારવું;ગણવું;લેખવવું.*I* **g**.*not heaven for lost*:હું એમ ધારતો નથી કે સ્વર્ગ ખોવાઈ ગયું છે.**9.**To attribute; to assign; to adjudge: કારણ જાણવું;નિમવું;ઠરાવવું-નિર્માણ ક૦. **10.**To excite or cause to exist, as a sensation:આપવું;દેવું; ઉપજાવવું.To **g**.*pain*: દુઃખ દેવું. **11.** To pledge:-નિ પ્રતિજ્ઞા ક૦;આપવું. *To* **g**.*one's word*:પ્રતિજ્ઞા ક૦;વચન આપવું.**12.**To cause;to make: કરાવવું;ક૦.*To* **g**.*one to understand*: કોઈને સમજાવવું. *To* **g**. *away*, to make over to another;to transfer:છોડી દેવું;આપી દેવું;બીજાને નામે ચઢાવવું.*To* **g**.*back*,to return; to restore:પાછું આપવું.*To* **g**.*the bag*, to cheat:છેતરવું; ભુલાવામાં નાંખવું. *To* **g**.*birth to*,(*a*)to bear or bring forth,as a child:જન્મ આપવો.(*b*) To originate:નવું રચવું;બનાવવું;પેદા ક૦.*To* **g**.*chase*,to pursue:-ની પાછળ મંડવું-લાગવું-પડવું. *To* **g**.*ear to*, to listen:કાન ધરવો;-નું ગણકારવું;-નું કહ્યું સાંભળવું; ધ્યાન-લક્ષ દેવું. *To* **g**. *forth*,to give out;to publish:પ્રકટ-જાહેર-પ્રસિદ્ધ ક૦;કહેવું;જણાવવું.*To* **g**. *ground*: to recede; to yield advantage:-પરથી હાથ ઉઠાવવો;નમતુ મુકવું.*To* **g**.*the hand*,to pledge friendship or faith:ભાઈબંધી કરવી;વચન-કોલથી બંધાવું.*To* **g**.*the hand of*,to bestow in marriage: પરણાવવું;-નુ લગ્ન કરી આપવું.*To* **g**. *the head* (*See under head*).*To* **g**.*in*,(*a*)To abate;to deduct:ઓછું-કમી ક૦;ઘટાડવું;નમ્યું આપવું;નમતું મૂકવું. (*b*) To declare; to make known:જણાવવું;જાહેર ક૦;કબૂલ-માન્ય ક૦;જાણીતું ક૦.*To* **g**.*the lie to*, to tell that he lies:તે જુઠો છે-જુઠું બોલે છે એમ કહેવું.*To* **g**.*off*,to emit: માંથી આવવું-નિકળવું.*To* **g**.*one's self away*,to make an inconsiderate surrender of one's cause,an unintentional disclosure of one's purposes,or the like:વિચાર કર્યા વિના-વગર વિચારે પોતાની ધારણા વિગેરે બીજાને જણાવવી.*To* **g**.*out*,(*a*) to utter publicly ; to declare: જાહેર ક૦;જણાવવું;પ્રસિદ્ધ ક૦;વાત ચલાવવી.(*b*) To send out;to emit: -માંથી નિકળવું-આવવું.*To* **g**.*over*,(*a*) to quit;to abandon: છોડી દેવું;વહેવું-ખડવું મૂકવું;તજવું;મૂકી દેવું.(*b*) To despair of:-ની આશા મૂકવી.(*c*)To addict, resign, or apply (*one's self.*):માં ગરક-લીન થઈ જવું;-માં ગ્રસ્ત થવું.*To* **g**.*place*, to withdraw;to yield one's claim:માગ મૂકવો-આપવો;કોરે ખસવું;-નો હક્ક-દાવો ઉઠાવવો.*To* **g**.*points*, (*a*) to equalize chances by conceding a certain advantage:કોઈક અમુક લાભ આપીને જીતવાના સંભવ એક સરખો કરવો. (*b*)To give useful suggestions: સૂચના આપવી;-નું દિગ્દર્શન કરાવવું.*To* **g**.*the sack*,to cheat:છેતરવું; ધૂતવું. *To* **g**.*& take*,(*a*)to average gains and losses:નફોટોટો સરખો ક૦-સરભર ક૦.(*b*)To exchange freely,as blows,sarcasms,&c.:બરોબર ઉતરવું.*To* **g**.*time* (*Law*),to accord extension or forbearance to a debtor:દેવાદારની મુદત લંબાવવી;મુદત વધારવી.*To* **g**.*the time of day*, to salute one with the compliment appropriate to the hour, as"good morning.""good evening."etc.:વખતને અનુસરીને સલામ ક૦. *To* **g**. *tongue* (*in hunter's phrase*),to bark:ભસવું.*To* **g**.*up*, (*a*) to abandon; to surrender: છોડી-મૂકી દેવું;ને તાબે ક૦.(*b*)To make public;to reveal: જણાવવું; જાહેર ક૦;કહેવું.*To* **g**.*up the ghost* (*see under ghost*).*To* **g**.*one's self up*, to abandon hope;to despair:આશા મૂકવી.*To* **g**.*way*,(*a*) to withdraw;to give place: માગ મૂકવો-આપવો;કોરે ખસવું.(*b*)To yield to force or pressure:બેસી-ધબી જવું; તુટી-ભાગી જવું; વશ-આધીન થવું. (*c*) (*Naut.*)To begin to row:હંકારવા-હલેસા મારવા માંડવું.(*d*) (*Stock Exchange*)To depreciate or decline in value:ઉતરી જવું;ઘટી જવું; ભાવ બેસી જવો.*To* **g**.*way together*, to row in time:વખતસર હલેસાં મારવા માંડવાં.*vi.***1.**To give a gift or gifts:બક્ષીસ આપવી.**2.**To yield to force or pressure;to relax:બેસી જવું;દાબથી સંકોચાવું;ઉડું ઉતરી પડવું; કળી જવું. **3.** To become soft or moist: નરમ-પોચું અથવા ભીનું થવું. **4.**To move;to recede:ખસવું;પાછું જવું-હઠવું. *Now back he* **gives**, *then rushes on amain*:હમણાં તે પાછો હઠે છે અને પછી એકદમ તે તરફ દોડે છે.**5.**To shed tears;to weep: આંસુ પાડવાં;રડવું;અશ્રુસ્રાવ ક૦.*Whose eyes do never* **g**.:જેની આંખોમાંથી કોઈ દીવસ આંસુ નથી પડતાં. **6.** To have a misgiving: શંકા-અંદેશો હોવો;દહેશત ખાવી.**7.** To open; to lead:-માં નિકળવું-આવવું;દોરી લઈ જવું.*To* **g**.*back*,to recede:to retreat; પાછું ફરવું-હઠવું-જવું. *To* **g**. *in*, to yield;to cease opposition: કબૂલ ક૦;નમતી મૂકવી;તાબે-વશ-આધીન થવું; અંગીકાર-સ્વીકાર-માન્ય ક૦; તાબે થવું.*To* **g**.*off*,to cease;to forbear:

God's will be done:

અટકવું;સહન કo. *To* **g**.*on or upon*, (*a*) to rush; to fall upon: ધુસવું; ધસવું;-ના ઉપર પડવું. (*b*) To look toward;to face:-ના તરફ જોવું-નજર કo;-ના ઉપર આવી રહેવું. *To* **g**.*out*, to expend all one's strength;to fail;to be exhausted:પોતાનું જોર કાઢી નાંખવું-વાપરવું ; આવી રહેવું ; થાકી જવું;થઈ રહેવું;પૂરું થઇ જવું. *To* **g**.*over*,to discontinue;to desist: અટકવું;બંધ પડવું;મૂકી દેવું;વિરામવું. *To* **g**.*up*,to cease from effort;to despair: છોડી-મૂકી દેવું;-થી નાઉમેદ થવું;બંધ પડવું;વિરામવું.

**Given,**(ગિવન )*a*.Granted;assumed:માની લીધેલું; સ્વીકૃત. **2.** (*with an adv.*)Disposed;inclined:વલણવાળું;**3**.Stated;fixed:અમુક;આપેલું. **G**. *name*, name given by one's parents,as distinguished from the surname which is inherited:માબાપે પાડેલું નામ;અટક વગરનું નામ.

**Giver,**(ગિવર્ )*n*. One who gives; a bestower;a grantor: આપનાર; બક્ષનાર;દાતા.

**Gives,** ( જાઇવ્ઝ્ ) *n*. *Pl*. Fetters: સાંકળ;બેડી.

**Giving,**(ગિવિન્ગ્ )*n*.**1**. The act of bestowing:આપવું-બક્ષવું તે;દાન;પ્રદાન;નિવેદન;પ્રતિપાદન;અર્પણ; સમર્પણ.**2**.A gift;a benediction:આશીર્વાદ;દુવા. **3**.The act of softening or breaking: પોચું કo-ભાગવું તે.**G**.*in*,a collapse:પડી-બેશી જવું-કડડડ ભુસ થઇ જવું તે.**G**.*out*, anything uttered or asserted: કહેલી-સ્થાપેલી-સિદ્ધ કરેલી ચીજ.

**Gizzard,**(ગિઝર્ડ્ )*n*. [L. *gigeria*.] ( *Anat.* ) The second, or true muscular stomach of birds, in which the food is crushed and ground:પક્ષીની હોજરી-છાતીમાં ચાવવાનો કોઠો. *To fret the* **g**., to harass;to worry:કંટાળો આપવો; હેરાન કo;થકવવું;પજવવું;સમાવવું.*To stick in one's* **g**.,to be offensive; to be difficult of digestion: અપચો થવો;ન પચવું.

**Glacial,**(ગ્લેશિઍલ )*a*.[L.*glacies*, ice.]1.Frozen;icy:ઠરી ગયેલું;બરફવાળું-નું.**2**.(*Chem.*)Resembling ice:બરફના જેવું;હિમરૂપ.

**Glaciate,** (ગ્લેશિએટ )*vi*.[L. *glacies*,ice.]To turn to ice:બરફ થઈ જવું.*vt*.To convert into or cover with ice:બરફ જેવું કo;બરફથી ઢાંકવું. **G**.*d rocks*,rocks whose surfaces have been smoothed by the action of ice:જે ખડકોની સપાટીઓ બરફને લીધે ઘસાઈને સાફ થઈ ગયેલી હોય તે.

**Glacier,**(ગ્લેશિઅર્ )*n*.[L.*glacies*, ice.] An immense field or stream of ice,formed in the region of perpetual snow, and moving slowly down a mountain slope or valley:ખીણોમાં થયેલા બરફના ઢગલો;હિમક્ષેત્ર;હિમસંહતિ;બરફના પટ.

**Glacious,**(ગ્લેશિઅસ )*a*. Pertaining to,consisting of,or resembling ice;icy:બરફ સંબંધી-નું-ના જેવું;હિમમય;હિમરૂપ.

**Glacis,**(ગ્લેસિસ )*n*.[Fr.*glacis*.] A gentle slope,or a smooth,gently sloping bank:ઉતરતો કીનારો;ફસંડ;કિલ્લાગઢ઼ારની ઉતરતી જમિન;રેવાણી.

**Glad,**(ગ્લૅડ )*a*.[AS.*glæd*, bright; glad.]1.Pleased;joyous;happy; cheerful:આનંદિત;હર્ષિત;પ્રસન્ન;પ્રમુદિત; રાજી;ખુશી; સુખી;આનંદી. **2**. Expressing or exciting joy;producing gladness:આનંદમય;ખુશકારક; ખુશી ઉપજાવે એવું; હર્ષજનક; આનંદપ્રદ;રળીયામણું;હર્ષયુક્ત.*vt*.To make glad;to cheer;to gladden: રાજી-ખુશી કo; આનંદ-હર્ષ પમાડવો. *vi*.To be glad;to rejoice: ખુશીરાજી હોવું;આનંદ-હર્ષ પામવો.

**Gladden,** (ગ્લૅડ્ન ) *vt*. To make glad;to cheer;to please:ખુશી-આનંદિત-હર્ષિત-પ્રસન્ન-રાજી કo. *vi*. To become glad;to rejoice:રાજી-ખુશી થવું;આનંદ પામવો.

**Glade,** (ગ્લેડ )*n*. **1**. An open passage through a wood:વન ઝાડીમાં રસ્તો;વનમાર્ગ;તરૂગહનમાર્ગ. **2**. An opening in the ice of rivers or lakes:નદી અથવા સરોવરના બરફમાં જવાનો બરફ વગરનો-નહિં જમેલો માર્ગ.

**Gladiate,**(ગ્લેડિએટ )*a*. [L.*gladius*,sword.]Sword-shaped:તરવારના આકારનું.

**Gladiator,** ( ગ્લેડિએટર્ ) *n*. **1**. A sword player:તરવારથી રમનાર;મલ્લ. **2**. One who engages in any fierce combat or controversy: કોઈ ભારે લડાઇમાં કે તકરારમાં તત્પર થનાર માણસ.

**Gladly,**(ગ્લૅડ્લિ)*adv*.**1**.Preferably: પસંદ પડે તેમ.**2**.Joyfully;cheerfully;eagerly: આનંદથી; ખુશીથી; આતુરતાથી;આનંદપૂર્વક;પ્રસન્ન ચિત્તથી.

**Gladness,**(ગ્લૅડનેસ્ )*n*. Pleasure; cheerfulness:ખુશી;આનંદ; હર્ષ;હરખ;સંતોષ;આલ્હાદ;ઉલ્લાસ.

**Gladsome,**(ગ્લૅડ્સમ્ )*a*. **1**. Pleased;cheerful:રાજી;ખુશી;આનંદી.**2**. Causing joy or pleasure;pleasing: આનંદમય;ખુશકારક;હર્ષજનક; રમણીય;રમ્ય.

**Glair,**(ગ્લૅર્ )*n*.[L.*clarus*, clear.] **1**.The white of egg:ઇંડાનો ધોળો ભાગ-સફેતી. **2**. Any viscous substance:કોઈ પણ ચીકણો ધોળો પદાર્થ.**3**.A kind of halberd:ફરસી અને ભાલો બેઉ કામમાં આવે એવું આયુધ. *vt*.To smear with the white of an egg: ઇંડાના ધોળા ભાગથી ખરડવું-રગદોળવું.

**Glance,** ( ગ્લાન્સ્ ) *n*. [G. *glanz*, luster, splendor.] **1**. A sudden flash of light:તેજનું ઝપ લઈને આવતો કિરણ;ઝબુકો; ઝબકારો;ચળકાટ. **2**. A quick cast of the eyes; a glimpse: આંખનો પલકારો; આંખ; કટાક્ષ;નેત્રવિક્ષેપ-કટાક્ષ.**3**.An incidental thought: અકસ્માત વિચાર; સ્ફૂરણ;સ્ફુરિત. *vi*. **1**. To shoot or emit a flash of light;to shine: તેજનાં કિરણ ફેંકવાં-નાંખવાં;ચળકવું; ઝબુકા-ઝબકારા થવા;પ્રકાશવું. **2**. To dart aside;to fly off in an oblique direction:ત્રાંસું ઉડી જવું;કતરાતાં જવું. *Your arrow hath* **glanced**:તમારૂં તીર ત્રાંસુ જતું રહ્યું-ઉડી ગયું છે.**3**.To look with a sudden,rapid cast of the eye: ઉતાવળી નજર-દૃષ્ટીથી જોવું;આંખ પલકાવવી;કટાક્ષથી જોવું;કટાક્ષ મારવો. **4**. To allude; to hint: વિશે બોલવું; લાગુ પાડવું;સુચના કo. **5**.To move quickly or interruptedly; to twinkle: ઝગઝગવું;ઝબકવું;ચળક ચળક કo-થવું.*vt*.**1**.To shoot or dart suddenly or obliquely: એકદમ-ત્રાંસું છોડવું.**2**.To hint at:ના તરફ ઈશારો-આંગળી કo.

**Gland-Glandule,**(ગ્લૅન્ડ્-ગ્લૅન્ડયૂલ) *n*.[L.*glans*,acorn.](*Anat.*)Any small gland for secreting something in the body:રસની શરીરમાં નાની કોથળી;માંસગ્રંથિ;માંસપિંડ.

**Glanders,** (ગ્લૅન્ડર્ઝ્ ) *n*.(*Far.*) A highly contagious and very destructive disease of horses,mu-

les,asses,etc.:ઘોડા,ખચ્ચર તથા ગધેડાં વિગેરેને થતો એક જાતનો ચેપી રોગ.

**Glandular,** (ગ્લૅન્ડ્યુલર્) *a.* Consisting of,pertaining to,glands: રસની કોથળી જેવું-સંબંધી;ગાંઠદાર.

**Glare,**(ગ્લૅર્)*vi.*[AS *glær*,amber.] 1.To shine with a bright, dazzling light: ઝગઝગવું. 2.To look with fierce,piercing eyes:ક્રૂર દૃષ્ટિથીકરડી નજરે જોવું;ઘુરકાવવું.3.To be ostentatiously splendid or gay: ઝગઝગાટ રહેવું;ઝળકવું. *vt.* To shoot out,or emit,as a dazzling light:ઝળઝળું કાઢવું-ઉત્પન્ન ક૦.*n.*1.A bright dazzling light;splendor that dazzles the eyes:ઝળઝળાટ; ઝળઝળું અજવાળું-તેજ;અતિ પ્રકાશ; દીપ્તિ;દ્યુતિ. 2. A fierce, piercing look or stare:ઘુરકાયું;ક્રૂર દૃષ્ટિ;ક્રોધ દૃષ્ટિ.3. A viscous substance: ઘોળો ચીકણો પદાર્થ. 4. A smooth bright,glassy surface:લીસી,ચળકતી,કાચ જેવી સપાટી. *A* **g.***of ice*: બરફની લીસી, ચળકતી, કાચ જેવી સપાટી.*a.*Smooth and bright:સાફ-લીસું અને ચળકતું.

**Glaring,**(ગ્લૅરિન્ગ્)*a.*Clear; notorious: ઝળઝળીત;ખુલ્લું;સ્પષ્ટ;દેખીતું; પ્રત્યક્ષ; જ્વાજ્લ્ય; જ્વાજ્લ્ય માન્ય; દેદીપ્યમાન; ચોખ્ખું; હડહડતું;ઉઘાડું. *A* **g.***crime*:ઉઘાડો-હડહડતો ગુન્હો.

**Glass,**(ગ્લાસ્)*n.*[AS.*glær*,amber] 1.A hard,brittle, translucent, and commonly transparent substance:કાચ. 2.(*Chem.*)Any substance having a peculiar glassy appearance: કાચના જેવા આકારનો પદાર્થ. 3. (*a*)A looking glass;a mirror:દર્પણ;તકતો;આરસી-સો;ચાટલું. (*b*) An hour-glass:રેતીનું ઘડીઆળ;કલાક જાણવાની શીશી; ઘડી;and hence,the time in which such a vessel is exhausted of its sand:જેટલાવખતમાં રેતીની શીશીમાંની રેતી ખાલી થઈ જાય તેટલો વખત. (*c*) A drinking vessel;a tumbler:કાચનો પ્યાલો-પવાલું; કાચપાત્ર;ગ્લાસ;hence,the contents of such a vessel:એવા એક પ્યાલામાં માય એટલી ચીજ;as, *he took a* **g.** *of wine*:તેણે એક પ્યાલું દારૂ પીધો.(*d*)An optical glass;a lens: દર્શક કાચ.(*e*)A weather glass; a barometer:હવામાપનયંત્ર.(*f*) *pl.* Spectacles: ચશ્માં; ઉપનેત્ર. *Glass coach*,a private carriage(*so called because originally private carriages had glass windows.*): ખાનગી-ઘરની ગાડી. *Glass works*, an establishment where glass is made: કાચ બનાવવાનું કારખાનું. *Window glass*,glass in panes suitable for windows:બારીનો કાચ.*Musical* **g.**:જલતરંગ. *vt.*1. To reflect,as in a mirror:ચાટલા-આરસીમાં પ્રતિબિંબ પડવું.2.To glaze: કાચ જડવો.*To smooth or polish anything with glass* : કોઈ પણ ચીજ કાચથી લીસી-સાફ ક૦.

**Glassiness**(ગ્લાસિનેસ્)*n.*The quality of being glassy:કાચ જેવું સુંવાળાપણું.

**Glassy,**(ગ્લાસિ)*a.*1.Made of glass; vitreous:કાચનું બનાવેલું;કાચનું;કાચમય.2.Resembling glass in its properties:ગુણમાં કાચનેમળતું;સ્વચ્છ;નિર્મળ;સ્ફટિકોપમ.3.Dull;lackluster:મંદ;સુસ્ત;ઝાંખું. *A.* **g.** *eye*: ઝાંખી આંખ.

**Glaucous,**(ગ્લૉકસ્)*a.*[L.*glaucus*] Of a sea-green color: દરિયા જેવા લીલાઆસમાની રંગનું.

**Glaverer,**(ગ્લૅવરર્)*n.*A flatterer: ખુશામતીઓ;ખુશામતખોર.

**Glaze,**(ગ્લૅઝ્)*vt.*1.To furnish with glass:કાચ બેસાડવો-નાંખવો-જડવો.2. To render smooth,glass-like,or glassy:ઘૂંટવું;કાચજેવું લીસું ક૦;ઓપ દેવો; ઘૂંટો ક૦; લાખોટવું; ઝલેહ-સફાઈ આપવી.3.(*Paint.*)To apply thinly a transparent colour to:રોગાન લગાડવો.*vi.*To become glazed:કાચથી જડાવું. *n.* 1.Anything used as a coating or color in glazing: ઓપ; રોગાન; ઘૂંટો. 2. A glazing oven: કાચ પકવવાની ભઠ્ઠી. *vi.* To become glazed:કાચથી જડીત હોવું.

**Glazier,**(ગ્લૅઝ્હર્) *n.* One whose business is to set glass:કાચ બેસાડનાર-જડનાર.

**Glead,**(ગ્લીડ્)*n.*A live coal: જીવતો કોયલો;અંગારો;ધગધગતો લાકડો.

**Gleam,**(ગ્લીમ્)*n.*[AS.*glæm*.]1.A shoot of light;a beam;a ray; a glimpse:તેજનો ઝબુકો;કિરણ;સેર;રશ્મ;લશ;કણ.2.Brightness; splendor:ચળકાટ;પ્રકાશ;પ્રભા;કાંતિ; તેજ. *Not a* **g.**: કિંચિત માત્ર પણ નહિ. *vi.*1.To shoot,or dart,as rays of light:પ્રકાશનાં,તેજનાં કિરણો નિકળવાં.2.To shine;to glitter:ચળકવું; પ્રકાશવું.*vt.*To shoot out: નીકળવું; ફૂટવું;પ્રસરવું.

**Gleamy,**(ગ્લીમિ)*a.*Darting beams of light;flashing:ચળકતું;પ્રકાશ-તેજનાં કિરણ પ્રસારતું.

**Glean,**(ગ્લીન્)*vt.*[AS.*gilm*,a handful.]1.To gather after a reaper; to collect in scattered parcels: દાણા વીણવા; દાણે દાણે ભેગું ક૦. 2. To gather from (*a field*) what is left: જે બાકી રહ્યું હોય તે ખેતરમાંથી વીણી લેવું.3.To collect with patient and minute labour; to obtain:અતિશય મહેનતથી-ખંતથી એકઠું ક૦;મેળવવું;મહા મહેનતે ભેગું ક૦. *vi.*To gather ears of grain: અનાજનાં કણસલાં એકઠાં ક૦.2.To gather anything by degrees: ધીમે ધીમે કાંઈક એકઠું ક૦.*n.*A collection made by gleaning:વીણી વીણીને કરેલો સંચય-સંગ્રહ;શેષધાન્ય સંચય.

**Gleaner,**(ગ્લીનર્)*n.* 1. One who gathers after reapers: પરેશ્વા દાણાવીણી લેનાર.2.One who gathers slowly with labor:ધીમે ધીમે મહેનતથી એકઠું કરનાર;સંગ્રહ કરનાર.

**Gleaning,**(ગ્લીનિન્ગ્)*n.*1.The act of gathering after reapers:દાણા વીણી લેવા તે.2.That which is collected by gleaning: વીણી વીણીને જે એકઠું કરવામાં આવે છે તે.

**Glebe,**(ગ્લીબ્)*n.* [L. *gleba*, clod; land;soil.]1.A lump;a clod:ઢેફું; ઢેકું;ગચ્ચું;મટોડી.2.Turf;soil;sod: જમીન;જમીનનું ઉપલું પડ.3.(*Eccl. Law.*)Land belonging to a parish church:ધર્માદા દેવળની જમીન.

**Glee,**(ગ્લી)*n.*[AS.*gleow.*]1.Music; minstrelsy:ગાયનકળા;ગાવા બજાવવાની કળા.2.Joy; gayety; merriment:આનંદ; મોજમજા; ખુશાલી; ખાવા પીવાનિ મજા;હર્ષ;ઉલ્લાસ;હરખ.

**Gleeful,**(ગ્લીફુલ્) *a.* Merry; gay; joyous:આનંદી;મોજમજા મારનારો; હર્ષિત;હર્ષયુક્ત.

**Gleet,**(ગ્લીટ્) *n.* [Old. Fr. *glete.*] (*Med.*) A transparent mucous discharge from the membranes of the urethra, commonly an effect of gonorrhea: પરમીઓ; મેહવિકાર;પ્રમેહ;મધુમેહ.*vt.*1.To flow in a thin, limpid humour:પાતળો,સાફ શરીરના રસનું વહેવું-જવું;ઝરવું.2.To flow slowly,as water:પા-

God cures & doctors take the fee:

સ્ત્રીની પેઠે ધીમે ધીમે વહેવું.

**Gleg,**(ગ્લેગ્) *a.* Quick of perception;sharp;alert:ચંચળ;ચતુર; ચપળ;તિક્ષ્ણ;હુંશિયાર.

**Glen,** (ગ્લેન્) *n.* A secluded and narrow valley;a dale;a depression between hills:ખીણ;ખો.

**Glib,**(ગ્લિબ્)*a.***1.**Smooth;slippery: લીસું;લપસી પડાય એવું. *Ice is* **g**.: બરફ લપસી પડાય એવોછે.**2.**Fluent; voluble:બોલકણું;વાચાલ;તેજ જબાનવાળું. *A* **g**.*speech*:તેજ જબાનવાળી બોલી-ભાષણ.*n.*A thin lock of hair, hanging over the eyes:ભમર.*vt.* To castrate; to geld: નામર્દ કo; અંડ કાપવા;ખાસી કo.

**Glibness,** (ગ્લિબ્નેસ) *n.* (*a*) The quality of being glib:સુંવાળાપણું. (*b*)જીભનું ચપળાપણું; ચપળતા; વાક્ચાપલ્ય.

**Glide,**(ગ્લાઈડ્)*vi.*[AS.*glidan.*]To move gently and smoothly:લપસોજવું;સરી જવું;સરકી જવું;વહી જવું. *n.*The act or manner of moving smoothly, and without labor or obstruction:ધીમે ધીમે ચાલવું તે.

**Glidingly,** (ગ્લાઈડિન્ગ્લિ) *adv.* In a gliding manner:આસ્તે આસ્તે.

**Gliff,** (ગ્લિફ્) *n.* **1.** A transient glance;a sudden fear:પળવાર દેખાવું તે;એકદમ ધાસ્તી લાગવી તે.**2.** A moment:પળ;સેકન્ડ.

**Glim,** (ગ્લિમ્) *n.* **1.** Brightness; splendor;ચળકાટ;તેજ;ભભકો. **2.**A light or candle:દીવો;બત્તી; દીવટ. *Douse the glim*, put out the light:દીવો ઓલવી નાંખો-રાખો કરો.

**Glimmer,**(ગ્લિમ્મર્)*vi.* To shine faintly;to show a faint,unsteady light: ઝાંખું તેજ આપવું; ઝાંખું બળવું.*n.***1.**A faint,unsteady light or gleam:ઝાંખું તેજ-કિરણ;મંદ પ્રકાશ;અંધક પ્રકાશ.**2.**Mica:અબરખ. **G**.*gowk*,an owl:ઘુવડ.

**Glimmering,** (ગ્લિમ્મરિન્ગ્) *n.* **1.** Faint,unsteady light: ઝાંખું-મંદ તેજ.**2.** A faint view or idea:અપૂર્ણ વિચાર;સૂચના;ઈશારત;આભાસ; ઝાંખી;છાયા.

**Glimpse,**(ગ્લિમ્પ્સ્)*n.***1.**A sudden flash;a transient luster : ક્ષણિક તેજ-પ્રકાશ-કિરણ;મંદપ્રકાશ;ઝાંખી.**2.** A short, hurried view;a quick sight:ઉપર ઉપરની નજર-દેખાવ;ઝાંખી;આભાસ;છાયા.**3.**A faint idea: સૂચના;સ્ફૂર્તિ;સ્ફુરણ; ઈશારત. *vi.*To appear by glimpses : ઝાંખું-જેવું તેવું દેખાવું.*vt.*To catch a glimpse of:-નો આભાસ-ઝાંખી હોવી.

**Glist,**(ગ્લિસ્ટ્)*n.*Glimmer; mica: અબરખ.

**Glisten,**(ગ્લિસ્‌ન્) *vi.* [AS. *glisian.*]To sparkle;to shine:ચળકવું; ચકચકવું;તગતગવું;ઝળકવું;પ્રકાશવું;ઝળકાટ મારવો.

**Glister,**(ગ્લિસ્ટર્)*vi.*To be bright; to sparkle;to shine; to glitter: ઝગઝગવું;તગતગવું; પ્રકાશવું; ચળકાટઝળકાટ મારવો;ઝળકવું.*n.*Glitter; luster:પ્રકાશ;તેજ.

**Glitter,**(ગ્લિટ્ટર્)*vi.*[AS. *glitenian.*]**1.**To sparkle with light;to gleam:ઝગઝગવું;ચળકવું;ચળકાટ મારવો;ઝગઝગવું;ઝળકવું;તગતગ થવું;ચળક-ભડક મારવી.**2.**To be showy,specious or striking: ભભકાદાર-મોહક હોવું;આંજી નાંખે તેવું હોવું. *n.* A bright,sparkling light;brilliancy:ચળકાટ;તેજ;દીપ્તિ;કાંતિ;ઝગઝગાટ; ચમક;સ્ફુરણ;પ્રકાશ; ભભક; લખલખ.

**Gloam,**(ગ્લોમ્)*vi.* **1.**To begin to grow dark:અંધારૂં થવા માંડવું. **2.** To be sullen or morose : ઉદાસ હોવું.*n.*The twilight:ઝળઝળું;ઝાંખું અજવાળું.

**Gloaming,**(ગ્લોમિન્ગ્)*n.* **1.** Twilight;dusk:સંધ્યાકાળનું ઝળઝળીઉં; ઝળઝળું.**2.**Sullenness;melancholy:ઉદાશીતપણું.

**Gloar,** (ગ્લોર્) *vi.* To squint; to stare:ત્રાંસી નજરે જોવું;તાકીને જોવું.

**Globard,** (ગ્લોબર્ડ) *a.* A glowworm:આગીઓ કીડો.

**Globate,**(ગ્લોબેટ્) *a.* [L. *globus*, ball.]Having the form of a globe;spherical:ગોળ;ગોળાકાર.

**Globe,**(ગ્લોબ્)*n.*[L.*globus*, ball.] **1.**A ball;a sphere:ગોળો;દડો;પિંડો.**2.**Anything which is nearly globular in shape:લગભગ ગોળાના આકારની ચીજ. *The* **g**. *of the eye*:આંખનોડોળો.**3.**The earth;the terraqueous ball: પૃથ્વીનો ગોળો; પૃથ્વી;ભૂગોળ;ભૂમંડલ;ધરતી.*Celestial* **g**.:ખગોળ; આકાશ મંડળ. **4.** A round model of the world:પૃથ્વીના આકારનો ગોળો. **5.** A body of troops, or of men or animals, drawn up in a circle: કુંડાળા-ચક્રમાં ગોઠવેલાં લશ્કરનાં માણસો-માણસો અથવા પ્રાણીઓ. *vt.* To form into a globe:દડો-ગોળો બનાવવો.

**Globose-Globular,**(ગ્લોબોસ્-ગ્લોબ્યુલર્)*a.* [L. *globosus.*] Globe-shaped;spherical:ગોળાકાર; ગોળ; મંડલાકાર ; ગોલા કૃતિનું. *Globular chart*,a chart of the earth's surface:પૃથ્વીની સપાટીનો નકસો.

**Globule,**(ગ્લોબ્યુલ્)*n.* [L. *globus*, globe.]**1.**A little globe:નાનો ગોળો;ગોળી.**2.**(*Biol.*)A minute spherical or rounded structure:(લોહીમાંના)નાના ચપટા ગોળાકાર કણ.**3.** A little pill:નાની ગોળી.

**Glomerate,**(ગ્લોમરેટ્)*a.*[L. *glomus.*) Gathered together in a roundish mass:ગોળવિંટાળેલું;ગુંડાળું-પિંડલું કરેલું.*vt.*To gather or wind into a ball:ગોળ વીંટાળવું.

**Gloom,**(ગ્લૂમ્)*n.*[AS. *glom*, twilight.]**1.**Partial or total darkness; obscurity:થોડું કે પૂર્ણ અંધારૂં;અંધકાર; તિમિર; આંધી. **2.** A shady, gloomy or dark place or grove: અંધારી-ઉદાસ જગ્યા અથવા ઝાડની ઘટા-કુંજ.**3.**Melancholy;aspect of sorrow:ઉદાસી;શોક;દિલગીર દેખાવ; નિરાનંદ;ખિન્નતા; ગ્લાનિ; મ્લાનિ. **4.** The drying oven:સુકવવાની જગા. *vi.* **1.** To shine or appear obscurely or imperfectly:અપૂર્ણ-અંધારા જેવું દેખાવું.**2.**To become dark or dim:અંધારૂં-ઝળઝળું થવું.*vt.* To render gloomy or dark : કાળું-અંધારૂં કo.**2.**To make sad or sullen:ઉદાશીત-શોકાતુર કo.

**Gloomily,** (ગ્લૂમિલિ) *adv.* In a gloomy manner:દિલગીરીથી;શોકાતુરપણે.

**Gloomy,**(ગ્લૂમિ)*a.***1** Dusky;dim; clouded:અંધારૂં;અંધકારવાળું-મય; ઝાંખું. **2.** Melancholy; dejected: ઉદાસ;શોકાતુર;ખીન્ન;ઉદ્વિગ્ન;મ્લાન.

**Gloppen,**(ગ્લોપ્પન્)*vt.*To surprise or astonish:અચંબો-આશ્ચર્ય પમાડવું. *vi.*To be astonished or surprised:અચંબો પામવો;આશ્ચર્ય પામવું

**Gloriation,** (ગ્લોરિએશન્) *n.* [L. *gloria*,glory.]Boast;a triumphing:અહંકાર;મગરૂરી-બી;ફતેહ પામવું તે

**Gloried,** (ગ્લોરીડ્)*a.* Illustrious; honorable;noble: પ્રખ્યાત;નામાંકિત;આબરૂદાર;ઉમદા;પ્રતિષ્ઠિત.

**Glorification,**(ગ્લોરિફિકેશન્) *n.* [L. *glorificatio.*] **1.** The act of

glorifying or of giving glory to:ને માન આપવું તે;ગુણવર્ણન;પ્રશંસા;સ્તુતિવાદ; ગુણકીર્તન;યશોગાન.2. The state of being glorified: પરમપદ-પ્રાપ્તિ.

**Glorify,**(ગ્લૉરિફાઈ) vt.[Imp & p. p **glorified,**] [L.*gloria*, glory & *ficare*,to make.] 1.To confer honor and distinction upon:-ની સ્તુતિ-પ્રશંસા કo;મ્હોટાઇ-ગૌરવ આપવું;-નો મહિમા માનવો;-ને માનપ્રતિષ્ઠા આપવી;કીર્તિમાન કo;ઉંચેપદે સ્થાપવું;પરમપદ આપવું;વખાણ કo.2.To acknowledge the excellence of; to give homage to:માન આપવું; ગુણ ગાવા;ભજન કીર્તન ગાવાં.

**Glorious,**(ગ્લૉરિઅસ્)a.[L.*gloria*, glory.]1.Praise worthy; noble; splendid;excellent;illustrious: સ્તુત્ય;વખાણવા યોગ્ય;વિખ્યાત;ઉમદા; કીર્તિમાન;યશસ્વી;પ્રખ્યાત; વિખ્યાત; તેજસ્વી;ઓજસ્વી;મહાઉજ્જ્વલ; પ્રતાપવાન્;પ્રતાપી;તેજવંત;પ્રતાપશાલી;-વિશિષ્ટ;શ્રેષ્ઠ;ઉત્કૃષ્ટ;પરમ.2. Haughty ; boastful ; eager for glory or distinction:પ્રખ્યાત થવાને માટે આતુર;મગરૂર-બ;મહિમાવાળુ.3.Hilarious;elated with drink:દારૂના નિશાની મનમાં પડેલું.

**Glory,** (ગ્લૉરિ) n. [L. *gloria*.] 1. High reputation ; honorable fame;renown:જયશ્રી;તેજ; પ્રતિષ્ઠા; યશ;કીર્તિ;ખ્યાતિ;પ્રતાપ;મહિમા;નામ;નામના;માહાત્મ્ય,ગૌરવ;માન;આબરૂ; શોભા;મોટાઇ; સ્તુતિ;વખાણ. 2. That which gives general renown; excellency; brilliancy ; splendour:ખૂબી; મહિમા; નામના; વડાઈ;મ્હોટાઈ. *Think it no* **g.** *to swell in tyranny*:જુલમી થવામાં મોટાઈ માનતા નહિં.3.Pride;arrogance:મગરૂબી-રી;અહંકાર;અભિમાન;મદ;ગર્વ;બડાઈ;ફુલાશ;પતરાજ.*In* **g.** *of thy fortunes*: તારા પૈસાના મદમાં. 4. The presence of the Divine Being;celestial honor; heaven:ઈશ્વર સાન્નિધ્ય;સ્વર્ગનું સુખ; સ્વર્ગ;મોક્ષનિર્વાણ;પરમપદ. 5. The emanation of light supposed to proceed from beings of peculiar sanctity: મહાન્ પુરૂષોના શરીરમાંથી નિકળતો પ્રકાશ-તેજ-પ્રભા-દીપન.*Glory hole*,an opening in the wall,of a glass furnace: કાચની ભઠ્ઠીનું કાણું-બાકું; **g.** *of youth*:યૌવનશ્રી;**g.** *to thee*:જયજય. vi.1. To exult with joy; to rejoice:હરખાવું; આનંદ પામવો;રાજીખુશી થવું.2.To boast;to be proud: ફુલાઈ-બડાઈ-અહંકાર-ગર્વ માનવું-કo; પતરાજી-શેખી-ફુલ મારવી.

**Gloss,**(ગ્લૉસ્)n.1.Brightness or luster of a body proceeding from a smooth surface;polish: ઓપ; ઓપણી; ઉપરનો ઝલેહ;સફાઈ; ચળકાટ.2.Superficial quality or show: ઉપર ઉપરનો ગુણ અથવા દેખાવ;ટાપટીપ;બાહ્ય શોભા-કાંતિ. vt. To give a superficial luster or gloss to:ઓપવું;ઓપણી કo.n.[L. *glossa*,a difficult word needing explanation.] 1. A foreign or uncommon word requiring explanation: જે શબ્દને માટે કાંઈ સમજુતી જોઈએ એવો બીજી ભાષાનો અથવા અઘરો શબ્દ. 2.An explanatory note or comment:ટીકા;અર્થ; વ્યાખ્યા;ટિપ્પણ;સમજુતી.3.A false or specious explanation : ખોટી સમજુતી. vt. 1. To illustrate;to explain;to annotate: સમજાવવું; સમજુતી આપવી; અર્થ કo. 2. To render specious and plausible: ઉપર ઉપરથી સારૂં દેખાય તેવું કo;ઝલેહ આપવી;ઓપવું;ટાપટીપ કo;સારૂં દેખાડવું. vi. To comment;to explain:સમજાવવું; સમજુતી આપવી; વિવરણ-વ્યાખાન-ટીકા કo.2.To make sly remarks or insinuations: માર્મિક ટીકા કo;છૂપાં મહેણાં મારવાં.

**Glossal,** (ગ્લૉસલ્)a. Of or pertaining to the tongue;lingual: જીભ સંબંધી-નું-વિષે-માંનું.

**Glossarial,** (ગ્લૉસૅરિઅલ્) a. Of or pertaining to glosses or to a glossary:વ્યાખ્યા ભરેલું-ને લગતું; કોશ સંબંધી.

**Glossary,**(ગ્લૉસરિ) n. *Pl.* **Glossaries.** A collection of glosses or explanations of words and passages of a work or author: ગ્રંથમાંના અપ્રસિદ્ધ શબ્દનો કોષ;શબ્દકોષ;કૂટાર્થ શબ્દકોષ;શબ્દસંગ્રહ;નિઘંટ.

**Glossiness,** (ગ્લૉસિનેસ્) n. The luster or brightness of a smooth surface:મોહોરો;સફાઈ;ઝલેહ;તગતગી;ઓપ.

**Glossology,** (ગ્લૉસૉલૉજિ)n. [Gr. *glossa*, a tongue, & *logos*, discourse.] 1.The definition and explanation of terms; a glossary:શબ્દના અર્થ-વર્ણન.2.The science of language:ભાષાશાસ્ત્ર.

**Glossy,**(ગ્લૉસિ)a.1. Smooth and shining;highly polished: ઓપેલું;ચળકતું;સફાઈદાર;ઉજળું;તગતગીત; ચકચકીત;ઝલેહદાર;મોહરેદાર.2.Specious;plausible:ઉપર ઉપરથી સારૂં દેખાય એવું;ટાપટીપવાળું.

**Glottis,**(ગ્લૉટિસ્)n. [Gr. *glottis*, mouth of the windpipe.](*Anat.*) The opening from the pharynx into the larynx or into the trachea:દમ લેવાની નળી;શ્વાસમાર્ગ;શ્વાસમાર્ગદ્વાર.

**Glout,** ( ગ્લાઉટ્ ) vi. To pout; to look sullen:દિલગીર-શોકાતુર થવું-દેખાવું.vt.To view attentively;to stare at:ધ્યાનથી-લક્ષ આપીને જોવું; -ના તરફ તાકીને જોવું;એકી ટસે જોવું.

**Glove,**(ગ્લવ્) n. [AS. *glof*.]1. A cover for the hand, or for the hand and wrist,with a separate sheath for each finger: હાથનું મોજું.2.A boxing glove:મુક્કા મુક્કી કરવાનું મોજું.*To be hand and* **G.** *with*,to be intimately associated or on good terms with: -ની સાથે નિકટ સંબંધ હોવો;સારી ઘરવટ હોવી;બાપ દિકરાનું નાતરૂં હોવું. *To handle without gloves*, to treat without reserve or tenderness: મમતા વગર વર્તવું; ઉંચે દીલે-ખાટા મનથી વર્તવું.*To take up the* **g.**,to accept a challenge: લડવા હા પાડવી; બીડું લેવું.*To throw down the* **g.**, to challenge to combat:લડવા આવવાનું આમંત્રણ કo;લડાઈનું બીડું ફેકવું.vt. To cover with a glove:મોજું પહેરાવવું.

**Glover,** ( ગ્લવર્ ) n. One whose trade it is to make or sell gloves: હાથનાં મોજાં કરનારો-વેચનારો.

**Glow,**(ગ્લૉ)vi.[AS.*glowan*.] 1.To shine with an intense or white heat;to be incandescent:તપવું; ધગધગવું.2.To exhibit a strong, bright color;to be brilliant as if with heat or blushes:ખીલવું; ખીલી-દીપી રહેવું; લાલચોળ થવું; મ્હોં લાલ થઈ જવું;મ્હોંએ શેરડા પડવા.3. To feel hot;to burn: બળવું;સળગવું;તપવું;શેકાઈ જવું.4.To feel the heat of passion:બળવું;જુસ્સો-આવેશ આવવો;ને ઉમળકો-ઉભરો આ-

ચવો. *vt.* To make hot;to flush: તપાવવું;લાલ ક૦.*n.*1.White or red heat;incandescence:ઘણી ગરમી; તાપ;દાહ;તેજ;દીપ્તિ.2.Brightness of color; redness: લાલચોળપણું; લાલાશ;લાલી;રક્તતા.3.Intense excitement or earnestness: અતિ ઉગ્ર જુસ્સો;ઉગ્રતા;જુસ્સો. 4. Heat of body:શરીરની ગરમી.

**Glowing,**(ગ્લોઈન્ગ્ )*a.*1. Shining with an intense or white heat: ચકચકીત;ધગધગતું;પ્રદીપ્ત; જ્વલિત; દેદીપ્યમાન; લાલચોળ; દીપ્તિમાન. 2. Having intense excitement: જોસવાળું;ઉગ્ર;પ્રચંડ.

**Glow-worm,**(ગ્લો-વર્મ્)*n.*(*Zool.*) A coleopterous insect of the genus *Lampyris*: આગિયો કીડો.

**Gloze,**(ગ્લોઝ્ )*vi.*[Fr.*gloser.*]1.To flatter;to wheedle;to fawn: ખુશામત-આજીજી ક૦.2.To misinterpret:ખોટો અર્થ સમજાવવો;ફોસલાવવું;અવળા પાટા બંધાવવા;મીઠી મીઠી વાત ક૦; પટાવવું. *vt.* To smooth over;to palliate: છાવરવું;સમજાવી વાળવું;ઉપર ઉપરથી સારું દેખાય એવું ક૦.*n.*1.Flattery; adulation: ખુશામત; પ્રશંસા; વખાણ;આજીજી. 2. Specious show;gloss: ભપકો;ટાપટીપ;ઓપ;ઝોલ.

**Glozer,**(ગ્લોઝર્ )*n.*A flatterer:ખુશામતીઆ.

**Glue,**(ગ્લ્યૂ )*n.*[L.*gluo*,I draw together.]A hard,brittle,brownish gelatine,obtained by boiling to a jelly the skin,hoofs, etc., of animals:સરેશ.*vt.*To join with glue or a viscous substance:સરેશથી જોડવું-ચોટવું-સંધાડવું-ચોંટાડવું.

**Gluey,**(ગ્લ્યૂઈ ) *a.* Viscous; glutinous:ચીકણું;ચોંટ તેવું.

**Glum,**(ગ્લમ્ )*n.*Sullenness:ઉદાશી; ચીડ;ચિડિયાપણું.*a.*Moody;silent; sullen:ખિન્નજ-ગુસ્સામાં રહેલું;ચૂપ; ઉદાશીત;કાળમુખો;ગ્લાન;ખિન્ન.*vi.*To look sullen;to be of a sour countenance:ઉદાશિત દેખાવું;ખિન્નજી હોવું.

**Glume,** (ગ્લ્યૂમ્ ) *n.* [ L. *gluma*, husk.](*Bot.*)The bracteal covering of the flowers or seeds of grain and grasses:છાલાં;ફોતરાં.

**Glut,**(ગ્લટ્ )*vt.* [L.*glutire.*] 1.To swallow greedily; to gorge:એકદમ ઓહીઆં કરી જવાં.2.To fill to satiety; to satiate; to sate; to cloy:ધરાવી નાંખવું; કંઠ સુધી ભરવું; ઠાંસીને ખાવું;અત્યંતભરવું;ખૂબ ભરાવ ક૦; ટકોટક ભરવું; ખૂબ ભરાવ-જમાવ ક૦.*To glut the market*,to furnish an oversupply of any article of trade,so that there is no sale for it:કોઈ વેપારની જણસથી બજાર ભરચક કરી દેવું.*vi.*To eat gluttonously or to satiety:ધરાઈને-ગળાસુધી ખાવું;દાબી-ગળચીને ખાવું; અકરાંતિયા થઈને ખાવું;ગળચવું. *n.*1.That which is swallowed:એકદમ ઓહીઆં કરી દીધેલું ભક્ષ.2.A full supply;overabundance:રેલ છેલ;ભરચક આવવું તે;દાદી;અતિરેક;અતિતૃપ્તિ. 3. Something that fills up an opening;a clog:જેથી કોઈ કાણું-દર પુરાય તે;અટકાવ.4.(*a*)A wooden wedge:લાકડાની ફાચર.(*b*)A small piece of brick: ઈંટનો કકરો. (*c*) (*Arch.*)An arched opening to the ash-pit of a kiln:ભઠ્ઠીનું મોઢું. (*d*)A block used for a fulcrum: ઉચ્ચાલનની નીચે મૂકેલો ટેકો.5.(*Zool*) The broad nosed eel: પોહોળા નાકવાળી બામ માછલી.

**Gluten,** (ગ્લ્યૂટેન્ ) *n.* [ L. *glue.*] (*Chem.*)The viscid, tenacious substance which gives cohesiveness to dough: ઘઉંનું દૂધ;ચીક.

**Glutinate,** ( ગ્લ્યૂટિનેટ્ ) *vt.* [ L. *gluten*,glue.]To unite with glue; to cement;to stick together:સરેશથી ચોંટાડવું-વળગાડવું.

**Glutinous,**(ગ્લ્યૂટિનસ્ )*a.*1.Viscous;viscid;adhesive;gluey:ચીકણું; ચીકટું;સ્નિગ્ધ;હાથે વળગે એવું;લગનશીલ.

**Glutton,**(ગ્લટન્ ) *n.*[L. *gluto.*]1. One who eats voraciously,or to excess;a gormandizer:અકરાંતીઉં; પુષ્કળ ખાનાર;એદી; અતિઆહારી;બકાસુર;ભીમસેન. 2. Fig.:one who gluts himself:ગ્રસ્ત-ગ્રસ્તાવ થયેલો માણસ.3.(*Zool.*) A carnivorous mammal:પશુ.*a.*Gluttonous;greedy:અકરાંતીઉં;અતિશય ખાનાર;અતિઆહારી;બહુભોજી;ભક્ષક.*vt.*To eat voraciously:અકરાંતીઆપણે ખાવું.

**Gluttonous,**(ગ્લટનસ્ )*a.* Eating to excess;voracious:બહુ ખાનારું; અત્યાહારી;બહુભક્ષી;અતિભોજી;વૃકોદર.

**Gluttony,** (ગ્લટની) *n.* *Pl.* **Gluttonies**.Excess in eating; voracity:અકરાંતીઆપણું; અત્યાહાર;અતૃપ્તિ;પેટપૂજા;અતિભોજન.

**Glycerine,** (ગ્લિસેરાઈન્ ) *n.* [Gr. *glukeros*,sweet.]1. (*Chem.*)An oily,viscous liquid of a sweetish taste: મધ જેવો જાડો-મિઠો પ્રવાહી પદાર્થ;ગ્લીસરાઈન.

**Glyph,**(ગ્લિફ્ )*n.*[Gr.] (*Arch.*)A sunken channel or groove, usually vertical:કોતરી કાઢેલી ખાંચ-દ્વાર-વાટ.

**Glyptics,**(ગ્લિપ્ટિકસ્ ) *n.* The art of engraving on precious stones: કિંમતી જવાહીર ઉપર નકશી કોતરવાની કળા-વિદ્યા.

**Gnarl,** (નાર્લ્ ) *vi.* To growl; to snarl:ગુરગુરવું;ખીજાઈને બોલવું.

**Gnarled,**(નાર્લ્ડ્ )*a.* Knotty; full of knots:ગાંઠોગાંઠાવાળું.

**Gnash,**(નૅશ્)*vt.*To strike together, as in anger or pain:દુઃખ અથવા ચીડથી-ખીજાઈને દાંત પીસવા-કકડાવવા. *vi.*To strike the teeth together: દાંત પીસવા-કકડાવવા-કચકચાવવા.

**Gnat,**(નૅટ્ )*n.*[AS.*gnæt.*](*Zool.*) A blood-sucking dipterous fly:મચ્છર;ડાંસ.**G.** *snapper* (*Zool.*) A bird that catches gnats:મચ્છર પકડનારપક્ષી.**G.***strainer*,a person ostentatiously punctilious about trifles:નજીવી બાબતોને માટે ચીકણાવેડા-ચાપાચીપી કરનાર.

**Gnatling**.(નૅટ્લિન્ગ્ ) *n.* (*Zool*) A small gnat:નાનોમચ્છર;મચ્છરનુંબચ્ચું.

**Gnaw,**(નો)*vt.*[AS.*gnagan.*]1.To wear or eat away by scraping or continuous biting with the teeth;to nibble at:દાંતવડે-થી જરાજરા કોતરી-કરડી ખાવું.2.To bite in agony or rage: દુઃખ-ગુસ્સામાં દાંત પીસવા-કરડવા. 3.To corrode; to fret away: ધીમે ધીમે ખાઈ-ખવાઈ જવું.*vi.*To bite with repeated effort:કરડી-કોતરી ખાવું.

**Gnomic,**(નૅામિક્ )*a.*[Gr.*gignosco*, to know.]Sententious;aphoristic:ટુંકું ને માર્મિક;પ્રાસંગીક;પ્રસ્તાવિક.

**Gnomon,**(નોમૅાન્ )*n.*[Gr.*gignosco*, to know.]1.(*Dialing.*)The style or pin, which, by its shadow, shows the hour of the day:કાંટો; શંકુ.2.(*Astron.*) A style or column erected perpendicularly to the horizon:ક્ષિતિજમર્યાદાની ઉપર ઉભી કરેલી ઉંચાઈ. 3.(*Geom.*)The space included between the boundary lines of two similar

parallelograms,the one within the other with an angle in common:સમાન્તર બાજુ ચોખુણના બે કૉમ્પ્લિમેન્ટને એક ચોરસની બનેલીઆકૃતિ.

**Gnomonics,**(નૉમૉનિક્સ્ )*n.* The art or science of dialing,or of constructing dials to show the hour of the day by the shadow of a gnomon:શંકુ યંત્ર બનાવવાની કળા.

**Gnostic,**(નૉસ્ટિક્ )*n.*[Gr.*gignosco*, to know.] (*Eccl. Hist.*) One of the so-called philosophers in the ages of Christianity, who claimed a true philosophical interpretation of the christian religion:અદ્વૈત મત માનનારા તત્વવેત્તાઓનો એક પંથ. *a.* Knowing; shrewd;wise:ચતુર;પહોંચેલો;ચકોર.

**Go,**(ગો)*vi.*[AS.*gan*, to go.] **1.** To pass from one place to another; to be in motion;to proceed:જવું;ગતિમાં હોવું;ગમન કo.**2.**To move upon the feet;to walk:ચાલવું.**3.** To be taken,accepted,or regarded;to pass;to circulate:માં ખપવું-ગણાવું-ચાલ્યા જવું;મનાવું; લેખાવું. **4.** To proceed or happen in a given manner;to fare; to turn out;to succeed:બનવું;ઉતરવું;થવું;ચાલવું;લાગુ પડવું. *Whether the cause* **goes** *for me or against me*:તે કામનો નિકાલ મારા લાભમાં થાય અથવા વિરૂદ્ધમાં થાય.**5.** To tend towards a result;to tend:-નું પરિણામ-તરફ વલણ થવું.*This* **goes** *to show*:આ એવું દર્શાવે-બતાવે છે કે. **6.** To apply one's self; to undertake:કબુલ કo;માથે લેવું.**7.**To pass in mind or by an act of memory:મનન-વિચાર કo;ચિંતવવું;વિચારી જોવું.**8.**To be with young; to be pregnant: -ને ગર્ભ રહેવો;-ને દહાડા હોવા;ઓરેવાયું હોવું.**9.**To pass away;to depart:જવું;જતાં રહેવું. *I will let you* **g.**:હું તમને જવા દઈશ. **10.**To be lost or ruined; to decline;to die:પાયમાલ-ખરાબખસ્ત થઈ જવું;-ના બાર વાગી જવા;મરી જવું;સ્વર્ગવાસી થવું;ગુજરી જવું; યમશરણ થવું;પરવી થવી.**11.**To reach; to extend;to lead:(સુધી)પહોંચવું-જવું.**12.**To have recourse to; to resort:-નો આશરો લેવો-ઉપયોગ કo; જવું આવવું.*To* **g.***to law*:કોરટે ચઢવું;ફરીયાદી કo.**Go** *to*, come; go away:ચાલો ચાલો;જાઓ જાઓ.*To* **g.** *a begging*,not to be in demand: તંગીમાં ન હોવું;ખપ ન હોવો; વચ્ચે માથું ઘાલવું.*To go about.* (*a*)To undertake:માથે લેવું;તૈયારી કo;-માં જોડાવું-તત્પર થવું-રોકાવું;પાછળ વળગવું-મંડવું.(*b*) To turn the head of a ship:વહાણનું મથાળું ફેરવવું. *To go abroad*,(*a*)to go to a *foreign* country: પરદેશ-વિદેશ જવું; બહાર ગામ જવું.(*b*)To go out of doors:બહાર જવું. (*c*) To be published;to be current:જાહેર હોવું; પ્રસિદ્ધ-પ્રકટ થવું;ઉઘાડું પડવું; ચલણમાં હોવું.*To go against*,(*a*) to march against;to attack:-ના સામે કુચ કo;હુમલો કo.(*b*)To be disagreeable to : -ને અનુકૂળ નહોવું; -ના વિરોધમાં હોવું.*To go ahead*, (*a*)to go in advance:આગળ જવું. (*b*)To make progress;to proceed: આગળ જવું-વધવું; વૃદ્ધિ કo. *To go aside*,(*a*)to withdraw;to retire: -માં જવું.(*b*)To go from what is right;to err:ભુલ-ચુક કo; અવળે રસ્તે ચઢવું; થાપ ખાવી. *To go back on*,(*a*)to retrace (*one's path or footsteps*):પાછાં પગલાં ભરવાં-જવું. (*b*)To abandon;to betray:ને તજી દેવું-ફસાવવું; ફાંદામાં નાંખવું. *To go below*(*Naut.*),to go below deck: વહાણના તુતકની નીચે-તળે જવું. *To go between*,to mediate between; to be a secret agent;to pander: મધ્યસ્થ થવું-હોવું;વચમાં પડવું;ભાંજગડ-દલાલી-દલાલુ કo;કુટણા થવું;ભડવઈ કo.*To go by*, to pass away unnoticed;to omit: કાપીને જવું; મુકી દેવું;વચ્ચે પડતું મુકીને જવું;વચ્ચે વહેતું મુકવું. *To go by the board* ( *Naut.* ), to be carried overboard:વહાણપરથી ઘસડાઇ જવું.*To go down*,(*a*)to descend: ઉતરવું; નીચે જવું, (*b*) To go below the horizon:અસ્ત પામવું;ક્ષિતિજમાં નીચે ઉતરવું.(*c*)To sink;to founder: ડુબી જવું.(*d*) To be swallowed: ગળાવું;ગળાઇ જવું;તણાઈ જવું.*To go far*, (*a*)to go to a distance: દુર-છેટે જવું.(*b*)To have much weight or influence: ઘણું વજન-કાબુ-સત્તા હોવી;-નું ઘણું ચાલવું.*To go for*,(*a*) to go in quest of:-ની તપાસ-શોધમાં હોવું.(*b*)To represent;to pass for:-તરીકે ચાલવું-ગણાવું-મનાવું;-ના પ્રતિનિધિ થવું; વતીનું થવું-હોવું. (*c*) To favor;to advocate:નો પક્ષ-બાજુ લેવી.(*d*)To attack;to assault: હુમલો-ચઢાઈ કo.(*e*) To sell for:-ને વાસ્તે-લઈને વેચવું; સાટે આપવું. *To* **g.***for nothing*,to be parted with for no compensation or result; to count for nothing:નકામું જવું; વ્યર્થ-નિષ્ફળ જવું;નિર્થક જવું;-માં કશો જીવ-તેજ-દમ-સત્વ ન હોવો. *To go forth*, ( *a* ) to depart from a place:કોઈ જગ્યાએથી જવું. (*b*) To emanate:ઉત્પન્ન થવું;નીકળવું.*To go hard with*, to trouble; to give pain:-ની કમબખ્તિ આવવી;હેરાનગતિ ભોગવવી;-ને મુશીબત પડવી;ભારે જોખમમાં હોવું-પડવું; વિટંબણા વેઠવી. *To go in*,to engage in;to take part:-માં રોકાવું-ભાગ લેવો.*To* **G.***in and out*,to do the business of life;to live:જીંદગીનું કામ કo;જીવવું. *To go in for*,(*a*)to favor:-નો પક્ષ લેવો.(*b*)To seek to acquire:-ને મેળવવાનો યત્ન કo.(*c*)To compete for:-નીસ્પર્ધા કo.(*d*)To make the object of one's labors,studies, etc.:-ની પાછળ મંડવું;-ને પોતાના તનમનને ધન ગણવું. *To go in to or unto*, (*a*) to enter the presence of:-ની રૂબરૂસમક્ષ-હાજરીમાં જવું.(*b*) To have sexual intercourse with:-ની સાથે સંભોગ કo; રતિક્રિયા કo. *To go into*, (*a*) to speak of:-ના વિષે બોલવું. (*b*) To participate in:-માં ભાગ લેવો. *To go off*,(*a*)to go away;to depart: જતું રહેવું;નાશી જવું;પલાયન કo;વેરાઈ જવું.(*b*)To cease:બંધ પડવું; મટી જવું;અટકવું. (*c*) To explode or to be discharged:ફુટવું;ફુટવું; છુટવું;બાર થવો.(*d*)To die:મરી જવું;ગુજરી જવું;અંત થવું;સ્વર્ગવાસ કo. (*e*)To be sold:વેચાવું;ખપવું;ખપી જવું.(*f*) To be accomplished: પુરું સંપુર્ણ થવું;પસાર થવું;પતવું.*To go on*,(*a*) to proceed:આગળ વધવું-જવું; કર્યા કo;-માં મંડ્યા રહેવું. (*b*)To fit over:બેસતું આવવું;બંધ બેસવું;આવવું;ચઢવું.*This coat will not* **go** *on*:આ ડગલો આવશે નહિં. *To go on all fours*, to correspond exactly, point for point: બરાબર બેસતું-મળતું આવવું;આબેહુબ મળતું આવવું.*To go out*,(*a*) to issue forth from a place: કોઈ જ-

Gold is the dust that blinds all eyes:

ગ્યામાંથી નીકળવું.(*b*)To go abroad: પરદેશ જવું.(*c*)To become spread: પ્રસરવું;ફેલાવું;પ્રકટ-જાહેર થવું.(*d*)To die;to expire;to come to an end: અંત આવવો;પૂરૂ થવું; ઓલાઈ જવું; ઘેર જવું;રાખ્યું થવું;મુઆઈ જવું; જતું રહેવું. *To go over*,(*a*)to traverse; to cross:ઓળંગવું;પક્ષ બદલવો;સામા પક્ષમાં જવું;સામે પાર જવું.(*b*)To read or study; to examine; to review: મનન ક૦; મનમાં ઉતારવું; વાંચવું;અભ્યાસ ક૦;તપાસવું;વિચારી જોઈ જોવું. *To go over one's accounts*: પોતાના હિસાબ-નામું તપાસી જવું.(*c*)To surpass:-થી શ્રેષ્ઠ-ચઢીઆતું હોવું.(*d*)To be postponed: મુલતવી મોકૂફ-બંધ રહેવું.(*e*)(*Chem.*) To be converted:બદલાઈ જવું; રૂપાન્તર થવું. *To go through*,(*a*)to accomplish:પૂર્ણ-પુરૂં ક૦;પારપાડવું; પાર નીકળી જવું; સિદ્ધ ક૦. (*b*) To suffer:ખમવું;સહન ક૦;સહેવું; વેઠવું;ભોગવવું.(*c*)To spend completely;to exhaust:ખરચી વાપરી નાખવું; ઉડાવી દેવું. (*d*) To botch a business:કોઇ પણ કામમાં લોચો વાળવો. (*e*) To despoil one of his property: કાઈની મિલકત લઈ લેવી. *To go through with*, to perform;to complete:પુરૂં-પૂર્ણ ક૦.*To go to ground*,(*a*) to escape into a hole: દરમાં ભરાઇ જવું-પેસી જવું.(*b*)To fall in battle: લડાઈમાં પડવું-હારવું.*To go to naught* (*Colloq.*), to prove abortive or unavailing: વ્યર્થ-ફોગટ થવું-નિવડવું; નિષ્ફળ જવું. *To go under*,(*a*)to set:આથમવું.(*b*)To be known or recognized by:-થી ઓળખાવું;કહેવાવું;પ્રસિદ્ધ-જાણીતા થવું. (*c*)To be defeated:હાર ખાવી;હારવું; પરાજય પામવું.*To go up*, to prove abortive;to fail:નિષ્ફળ જવું;ફોગટ વ્યર્થ-નકામું-હોવું.*To go upon*, to act upon: -ના ઉપર ધોરણ હોવું;-ના પ્રમાણે વર્તવું.*To go with*, (*a*)to accompany:-નો સંગાથ-સાથ ક૦; -ની સાથે જવું. (*b.*) To agree with:-ની સાથે-ના મતને મળતા આવવું;અનુમત થવું.*To go without*, to be destitute of:-ના વિનાના હોવું; વગર ચલાવવું-નભાવવું. *To go wrong*,(*a*)to wander or stray: ભટકવું;રખડવું;આથડવું.(*b*) To depart from virtue: અસત્યે-કુમાર્ગે ચાલવું. (*c*) To happen unfortunately:કમનશીબે બનવું; કમ ભાગ્યે થવું-હોવું.(*d*) To miss success:ફતેહ ખોવી;હાર પામવી.*To let go*,to allow to depart;to release:જવા દેવું;સ્વતંત્ર-છૂટું-વહેતું-પડતું મૂકવું.*vt.* **1.**To undertake;to bear a part in:માથે લેવું;-માં ભાગ લેવો; સરખા ભાગિયા થવું.**2.**To bet or wager: સરત મારવી;હોડ કરવી.*To go halves*, to share with one another equally: એક બીજાની સાથે સરખો ભાગ પાડવો-લેવો; અરધોઅરધ વાંટી લેવું. *To go it*, (*a*) to behave in a wild manner: જંગલી રીતે વર્તવું; ધાંધલ-રમખાણ મચાવવું-ક૦.(*b*) To proceed:આગળ વધવું-જવું.*To go it alone*(*card playing.*),to play a hand without the assistance of one's partner: પોતાના ભીરૂની મદદ શિવાય હાથ લેવો-જીતવો.To *go it blind*,(*a*) to act in a rash or reckless manner:બેદરકારથી-તમાશીકરવિના વર્તવું-ચાલવું.(*b*) To bet without having examined the cards: પત્તાં તપાસ્યા શિવાય આંખ મીચીને શરત-હોડમાં ઉતરવું. *To go one's way*,to depart: જવું;જતા રહેવું.*n.***1.**Act;operation:કામ;કર્મ; વ્યાપાર. **2.** A circumstance or occurrence;an incident: બનાવ; વૃત્તાંત;બીના;હકિકત.**3.**The fashion or mode: રીત; રીવાજ; પ્રકાર. **4.** Noisy merriment: ખુશાલી; હર્ષ; આનંદ.**5.**Energy; vitality; perseverence:શક્તિ;બળ;તેજ; દમ;જીવ;ખંત.**6.**A glass of spirits:દારૂનું ગલાસ-પ્યાલો.*Great go,Little go*, the final and the preliminary examinations for a degree:કોઈ સનદ મેળવવાને માટે પહેલી અને પાછળથી થતી પરીક્ષાઓ. *No go.*, a failure:નિષ્ફળતા;હાર.On the **g.**, moving about;unsettled:અસ્થિર;ઠેકાણા વગરનું.

**Goad,**(ગોડ્)*n.*[AS.*gar*, a dart.] A pointed instrument used to urge on a beast:આર;પરોણો;પરોણી; અંકુશ; hence, anything which urges or stimulates: ઉશ્કેરનાર વસ્તુ.*vt.*To prick;to drive with a goad;to urge forward: આર ભોકવી;અંકુશ મારવું;પરોણી ઘાચવી-ઘાલવી; ગોદીને આગળ ચલાવવું.

**Goal,**(ગોલ્)*n.* [Fr. *gaule*, pole.] **1.**The place at which a race or a journey is to end:મુકામ;મર્યાદા;અવધિ;અંત;અંતસ્થાન;અવસાનભૂમિ;**g.***of ambition*: આશાવધિ. **2.** The final purpose or aim: આખર-અંતની ધારણા;ઉદ્દેશ્ય;લક્ષ્ય; આશય;અભિપ્રાય. **3.** A base,station,or bound used in various games:સરત દોડવાની હદ.**4.**Also, the act of kicking the ball over the line between the goals:બે હદની વચ્ચેની લીટી ઉપરથી લાત મારીને દડાને મોકલવો તે.*Goal keeper*, the player charged with the defence of the goal: શરતની હદ સાચવવાને રાખેલો રમનાર.

**Goat,**(ગોટ્)*n.*[L.*hædus*,a young goat;a kid.] (*Zool.*) A hollow-horned ruminant of the genus *capra*: બકરો; અજ; બોકડ. Goat-house,a place for keeping goats: બકરાં રાખવાની જગ્યા. (*b*) A brothel:વેશ્યાનું ઘર;ખાંજરૂં.

**Goat-herd,**(ગોટ્-હર્ડ્)*n.*One who tends goats:ભરવાડ;રબારી;બકરાંચારૂ.

**Goatish,**(ગોટિશ્) *a.* Characteristic of a goat;goatlike:બકરાજેવું.

**Gob,**(ગોબ્)*n.*A little mass: નાનો જથ્થો.**2.**A mouthful: મોંમાં માય એટલું.**3.**The mouth:મોં;ડાચું;તુંડ.

**Gobble,** (ગોબલ્) *vt.* & *vi.* **1.** To swallow or eat greedily or hastily;to gulp:ગપાગપ ખાવું; બચટ બચટ ખાવું. **2.** To utter like a Turkey cock:તુર્કસ્તાનના મરઘાની પેઠે ગળક ગળકના જેવો અવાજ ક૦. *n.*A noise made in the throat: ગળામાંથી કાઢેલો અવાજ.

**Go-between,**(ગો-બીટ્વીન્) *n.* An intermediate agent;a broker;a procurer:દલાલ;મધ્યસ્થ;કુટણો-ણી; ભડવો.

**Goblet,**(ગોબ્લેટ્)*n.*[Low L.*cupa*, dub; cask.] A kind of cup or drinking vessel:પંચપાત્ર;પ્યાલો; પવાલું;જામ.

**Goblin,**(ગોબ્લિન્)*n.*[Gr. *kobalos*, an impudent rogue.] An evil or mischievous spirit;a frightful phantom;a gnome:પિશાચ; ભૂત;પ્રેત;વૈતાલ;રાક્ષસ; નિશાચર. **G.** *all*:ભૂતખાનું.

**Go-by,** (ગો-બાઈ) *n.* Intentional neglect ; a passing without notice;a shifting off:ખટતા કરવું-

ઉડાવવું તે;વિદાયગીરી;પાણીચું.

**Go-cart,**(ગૉ-કાર્ટ્)*n.*A framework moving on casters,designed to support children while learning to walk:નાનાં બચ્ચાંની ચાલણ ગાડી.

**God,**(ગૉડ્)*a.*& *n.*Good:સારૂં;ભલું; કલ્યાણ. *n.*[AS.*god.*]1. A divinity;a deity;an idol:દેવ;દેવી;દેવતા. Some of the common names of Brahma are:બ્રહ્મા;બ્રહ્મદેવ;વિધાતા; પ્રજાપતિ ; આદિકવિ ; આદિકર્તા. Of *Vishnu* are:વિષ્ણુ;નારાયણ;જનાર્દન;હરિ;જગન્નાથ.Of *Shiva* are:શિવ; મહાદેવ;ઈશ્વર;નીલકંઠ;પશુપતિ;ભોળાનાથ;શંકર;શંભુ;મહેશ્વર;રૂદ્ર;સદાસિવ; હર;શૂલપાણિ. *Bull of* **g.**:નંદી;પોઠીયો.*Lingam of* **g.**:લિંગ;બાણ. *Worshipper of* **g.**:શૈવ.Names of *Devi* are:દેવી;પાર્વતી;ગૌરી;ચંડી;અંબા;ઉમા;કાલી;કાલિકા;દુર્ગા;ભદ્રકાલી; ભવાની;સેરવી;મહામાયા;જગદંબા. *Attendant of* **g.**: અંગદેવતા. *Artist or architect of the* **g.**s:વિશ્વકર્મા;સુકર્મા. *Court or assembly of the* **g.**s: દેવસભા. *Setting up of* **g.**s: દેવસ્થાપન; દેવ-પ્રતિષ્ઠા; *Dismissal of* **g.**s: દેવોત્થાપન; દેવતા વિસર્જન. *Inferior* **g.**:ઉપદેવ;ઉપદેવતા.*Local* **g.**: અધિદેવતા; ક્ષેત્રપાલ; સ્થલદેવતા. *Mother of the* **g.**s: અદિતિ.*Physician of the* **g.**s:ધન્વંતરિ. *Preceptor of the* **g.**s:સુરગુરૂ;સુરાચાર્ય. *Presiding* **g.**:અધિદેવ;અધિદેવતા. *Tutelar* **g.**:ઈષ્ટદેવ;ઇષ્ટદેવતા;કુળદેવદેવી.2.The supreme being:ઈશ્વર; પરમેશ્વર;પ્રભુ; આદિપુરૂષ; પરમાત્મા; ઠાકોરજી;કર્તા;જગત્કર્તા.There are numerous descriptive epithets of God.Some are given as below: અગોચર;અંતર્યામી;અનાદિ સિદ્ધ;અનાદ્યંત;અવિનાશી;આદિકારણ;કર્મમોચન;કર્મસાક્ષી;ચિત્સ્વરૂપ;ચિદ્ઘન;ચિન્મય;ચિદાનંદ;ચૈતન્ય; ચિદાકાર;જગજ્જીવન;જગદાત્મા;જગદીશ;જગદીશ્વર; જગદ્ગુરૂ;જનાર્દન;ત્રિકાલદર્શી;ત્રિકાલજ્ઞ; દીનવત્સલ;દેવાધિદેવ;નિત્યમુક્ત;નિત્યસિદ્ધિ;નિજાનંદ;નિરંજન;નિરાકાર;નિરાલંબ;નિરાધાર;નિરામય;નિર્ગુણ;નિર્વિકાર;નિર્વિકલ્પ;નિસ્સંગ;પતિતપાવન; પરમહંસ;પુરાણ પુરૂષ;પૂર્ણધન;ભક્તવત્સલ;ભવભંજન;ભવનિવારણ;માયાવી; વિરાટ્દેહી;વિશ્વનેત્ર;વિશ્વેશ્વર;વિશ્વાધાર; વિશ્વંભર;વિશ્વાત્મા; સગુણ;સાકાર;સર્વસાક્ષી;સચ્ચિદાનંદ; સત્ય; સત્યસંકલ્પ;સર્વેશ્વર;સર્વોત્તમ; સર્વોત્કૃષ્ટ;સ્વયંભૂ.**G.**of *Gods*:દેવાધિદેવ.*Chain or course of* **G.**'s *government*: ઈશ્વર સૂત્ર;ઈશ્વરતંત્ર;બ્રહ્મસૂત્ર. *For the love of* **G.**: ઈશ્વર પ્રીત્યર્થ. **God's** *path is through the deep waters*:ઈશ્વરની અકળકળા છે;ઈશ્વરની ગતિ ગહન છે.3.A person or thing defined and honored as the chief god:દેવ;પરમેશ્વર.*Whose* **G.***is their belly*:જેને મન પેટ એજ પરમેશ્વર છે. **God's** *acre*,**God's** *field*,a burial place;a churchyard:મુડદાં દાટવાની જગા;શ્મશાન;મસાણ;દખમું;કબરસ્તાન.**God's** *house*,(*a*)An alms house:ધર્મશાળા.(*b*)A church: દેવળ.3.An object of supreme regard;a person or thing deified & honoured as the chief good: પ્રભુમૂર્તિ;દેવ;મહાત્મા;સાક્ષાત પરમેશ્વર;દેવરૂપ; દેવાંશી. God's penny, earnest penny:બાનાનો પૈસો. *vt.* To treat as a god;to idolize:તન મન ધન દેખવું;દેવ જેવું માનવું.

**God-child,**(ગૉડ્-ચાઈલ્ડ્)*n.*A god-son or god-daughter: ધર્મ પુત્ર-પુત્રી;ધર્મકન્યા-સુતા.

**Goddess,**(ગૉડેસ્)*n.* **1.** A female god:દેવી; માતા. **2.** A woman of superior charms or excellence: શ્રેષ્ઠ લાવણ્યતાવાળી અથવા ઉત્તમ સ્ત્રી.

**God-father,** (ગૉડ્-ફાધર્) *n.* One who becomes sponsor for a child at baptism,and makes himself a surety for its Christian training and instruction: ધર્મ બાપ-વાલી;ધર્મપિતા.*vt.*To act as a god-father to:-ના ધર્મ પિતા તરીકે વર્તવું.

**God-head,**(ગૉડ્હેડ્)*n.*1.Godship; godhood:ઈશ્વરપણું;દેવત્વ; ઇશ્વરત્વ. 2.God;the supreme being:દેવ;પરમેશ્વર;પરમાત્મા.3.A goddess:દેવી.

**Godless,**(ગૉડ્લેસ્)*a.*Acknowledging no god; impious ; wicked: નાસ્તિક;પાપી;અનીશ્વરવાદી.

**God-like,** (ગૉડ્-લાઈક્) *a.* Divine: ઈશ્વરી;દેવરૂપ-તુલ્ય;દેવોમય;દિવ્ય. Especially,preeminently good:ઉત્તમ;સરસ;શ્રેષ્ઠ;અલૌકિક.

**Godliness,** ( ગૉડ્લિનેસ્ ) *n.* The state or quality of being godly; piety : ઈશ્વરભક્તિ-નિષ્ઠા-પરાયણતા; પરમાર્થ બુદ્ધિ. *Path of* **g.**:ભક્તિમાર્ગ.

**Godly,**(ગૉડ્લિ) *a.* Pious; devout; righteous:ઈશ્વરભક્ત;પવિત્ર;સદાચારી;ભગવતી;ધર્મનિષ્ઠ;ધર્મપરાયણ; ધાર્મિક;ઈશ્વરનિષ્ઠ.*adv.*Piously:પવિત્રતાથી;સદાચારથી.

**Go-down,**(ગૉ-ડાઉન્) *n.* A warehouse:વખાર;ગોદામ;ગોદી.

**God-send,** (ગૉડ્-સેન્ડ્) *n.* Something sent by god; an unexpected acquisition or piece of good fortune: ઈશ્વરની અણધારી કૃપા;ઓચિંતો લાભ;ઈશ્વરપ્રસાદ.

**God-speed,**(ગૉડ્સ્પીડ્)*n.*Success; prosperous journeying:ફતેહમંદી;નિર્વિઘ્નપ્રવાસ.

**Gog,**(ગૉગ્)*n.*Haste;ardent desire to go:ઉતાવળ;જવાની આતુર ઈચ્છા.

**Goggle,**(ગૉગલ્) *a.* Full and rolling or staring (*eyes*):આણીગમ તથા પેલીગમ ફરતી. *vi.* To roll the eyes;to stare: આંખ આણીગમ પેલીગમ ફેરવવી.*n.*A strained or affected rolling of the eye:આંખનું આણીગમ તથા પેલીગમ ફરવું તે;ડોળા ફેરવવા તે.

**Goggles,**(ગૉગલ્ઝ્)*n.pl.*(*a*)A kind of spectacles:એક જાતનાં ડાબલીઆં ચસમાં.(*b*)Any screen or cover for the eyes of horses:ઘોડાની અંધારી.

**Going,**(ગૉ-ઇંગ્)*n.*Travelling:મુસાફરી ક૰ તે-જવું તે. 2.Departure: જવું-જુદા પડવું તે;ગમન.3.Pregnancy;childbearing:ગર્ભ;ગર્ભાધાન;ગર્ભકાળ. 4. Course of life;doings; ways:હીલચાલ;વલણ;રીત;રસ્તો. G.s on, behaviour; actions: વર્તણુક; ચાલ. (Usually in a bad sense.)

**Goitre,** ( ગૉઇટર્ ) *n.* [L. *guttur*, throat.](*Med.*) An enlargement of the thyroid gland,on the anterior part of the neck;bronchocele:ગળગુંડ;ગળા ઉપર રસોળી;પાડું.

**Gold,** (ગૉલ્ડ્) *n.* [ A.S. *gold.*] **1.** (*Chem.*) A metallic element, constituting the most precious metal used as a common commercial medium of exchange: સોનું; સુવર્ણ; કનક ; કંચન ; હેમ. **2.** Money;riches;wealth:પૈસો;દોલત;ધન;પુંજી;દ્રવ્ય.3. A yellow color:પીળોરંગ.4.Something precious or pure:સોનું;હીરો;ધનજ;અમુલ્ય;સ્વચ્છ વસ્તુ. *Gold blocking*, printing with gold leaf:સોનેરી સહીથી છાપવું.*Gold coast*,the part of the coast of Guinea: પશ્ચિમ આફ્રીકાના ગીનીના કિનારાનો ભાગ. *Gold* diggings,the place where

Golp goes at every gate except heaven's:

gold is found by digging:જે જગ્યાએ ખોદવાથી સોનું નિકળે છે તે.*Gold-endman.* (*a*) A buyer of old gold or jewelry:જુના સોનાના અથવા જવાહીરનો ખરીદનાર.(*b*)A goldsmith's apprentice:શિખાઉ-નવો સોની.(*c*) An itinerant jeweler: ગામેગામ ફરનાર ઝવેરી. *Gold field.* (*a*)A region in which are deposits of gold: જે દેશમાં સોનાની ખાણો હોય તે.**G.***finder*, one who empties privies:વાડો-સંડાસ સાફ કરનાર;ભંગીઓ.*Gold lace*, a kind of lace, made of gold thread: કસબી-સોનેરી કોર; રીત; લેસ. *Gold latten*,a thin plate of gold:સોનાનું પાતળું પતરું.*Gold leaf*,gold beaten into a film of extreme thinness:સોનાનો વરખ.*Gold nugget*,a lump of gold:સોનાનો ગઠ્ઠો. *Gold plate*,a general name for gold vessels:સોનાનાં વાસણોનું સાધારણ નામ.(જેવાં કે ચમચા,રકાબીઓ, પ્યાલા વિગેરે.)*Gold stick*,a colonel of a regiment of English life-guards, who attends his sovereign on state occasions:રાજકીય બાબતો વખતે રાજાની સાથે રહેનારો ઇંગ્રેજી ઘોડેસ્વાર ટુકડીનો કર્નલ.

**Gold-beaten,** ( ગોલ્ડ્બીટન ) *a.* Gilded:રસેલું.

**Gold-beater,** (ગોલ્ડ્બીટર )*n.* One who makes extreme thin leaves of gold:સોનાનો વરખ બનાવનાર.

**Golden,**(ગોલ્ડન)*a.*1.Made of gold; consisting of gold:સોનાનું બનાવેલું;સુવર્ણમય;સુવર્ણાત્મક; કનકમય.2. Having the color of gold:સોનેરી; પીળું. 3. Very precious; highly valuable:અતિ ઘણું કીમતી-ભારે;સોનાના મૂલનું.**G.***age*:સતયુગ.*Golden grease*,a bribe;a fine:લાંચ;દસ્તુરી. *Golden mean*,moderation;sufficiency without excess: વિવેક; મધ્યસ્થપણું;હદમાં રહીને કામ કરવાનો ગુણ. *Golden pippin*, a kind of apple,of a bright yellow color: ચળકતા પીળા રંગનું એક જાતનું સેબફળ.*Golden rule*,(*a*) the rule of doing as we would have others do to us:બીજાઓ આપણી સાથે અમુક રીતે વર્ત્તે તોજ આપણને ગમે,તેવીજ રીતે પોતે બીજાઓ સાથે વર્તવાનો નિયમ.(*b*)The rule of proportion or rule of three:ત્રીરાશી.

**Golden-finch,**(ગોલ્ડન્ફિન્શ)*n.*[AS. *goldfinc.*]A kind of bright colored bird:એક જાતનું ચળકતા રંગનું પક્ષી.

**Goldsmith,**(ગોલ્ડ્સ્મિથ )*n.*An artisan who manufactures vessels & ornaments,etc.,of gold:સોની.

**Golf,**(ગૉલ્ફ )*n.*A game played with a small ball & a bat or club crooked at the lower end: એક જાતની 'ગૉલ્ફ' નામની દડાદાવની રમત.

**Golyardeys,** (ગૉલિઍર્ડિસ્ ) *n.* A baffoon:મશ્કરો;તરકડીઓ;રંગલો;વૈહાસિક;વિદૂષક;ભુંડણ.

**Goman,**(ગોમૅન)*n.*[AS.*gumman*, a man.]A husband;a master of a family:ધણી;વર.

**Gome,**(ગોમ્ )*n.*[L.*homo*,a man.]A man:માણસ.*n.*The black grease on the axle of a cart or wagon wheel:ગાડાના પૈડામાં થતી મળી.

**Gondola,**(ગૉન્ડોલે)*n.* [Gr. *kontos*, a pole.]1.A long narrow boat: એક લાંબી તથા સાંકડી હોડી.2.A flat bottomed boat for freight:માલ લઈ જવા લાવવાની ચપટા તળીઆ વાળી હોડી.3.A long platform car: કોર વગરનું લાંબું પાટિયાં જડેલું ગાડું.

**Gone,**(ગૉન )*p.p.*of **go.**: જતું રહેલું; ગયેલું;નાશ પામેલું;ગત.

**Gonorrhœa,** (ગૉનોરીઆ) *n.* [Gr. *gonos*, semen, & *rheo*, I flow.] (*Med.*) A contagious inflammatory disease of the genito-urinary tract:પરમિયો;પ્રમેહ.

**Good,**(ગુડ )*a.*[*Compar.* **Better.** *Superl.* **Best.**] [AS.*god.*] 1.Adapted to answer the end designed;useful;fit;excellent;admirable:સારૂં;બેશ;મઝેનું;રૂડું;ઉપયોગી;લાયક;ચોખ્ખું; ખાસું;ચંગું;લાખેણું;સર્વોત્તમ. *The* **g.**& *the bad*: સારાસાર; સદસત. *Consideration of the* **g.**& *the bad*:સારાસાર;વિચાર;સદસદ્ વિચાર. *Discrimination between the* **g.** & *the* **b.**: સદસદ્ વિવેક.2. Virtuous;pious; religious:સારૂં;ભલું;નેક;સત્વશીલ; સત્વસંપન્ન;સાત્વિક;ધર્મિષ્ઠ;ધાર્મિક;સત્.(*in compounds as*: સત્કર્મ;સત્સંગ;સદ્ધર્મ; સન્માર્ગ; સજ્જન.) **G.** *man*:સત્પુરૂષ;સુજન; પુણ્યપ્રાણી;પુણ્યાત્મા;સદાચારી. 3. Kind;benevolent;merciful: સાધુ; સાધુજન. polite;gracious: માયાળુ;પરોપકારી;ઉપકારી;દયાળુ;રહેમનજરવાળું. 4.Serviceable; adapted; suitable:ઉપયોગી;સારૂં;લાયક.5.Clever; skilful;handy:હુંશિયાર;ચતુર;ચાલાક;સરસ;કારીગર. *A very* **g.***tailor*: ચતુર કારીગર-દરજી. 6. Adequate; sufficient:જોઇએ તેવું;વજનદાર;સારૂં;કસદાર; જીવદાર; ખબરદાર;સસાર; સતેજ. *My reasons are* **g.**: મારાં કારણ વજનદાર છે.(*b*)(In commercial sense) Having pecuniary ability; of unimpaired credit: પૈસા રોકી શકે એવું; વટ-સાખદાર.7. Real;actual; serious: ખરૂં; ખરા દીલનું;અંતરનું;વાસ્તવિક.*In* **g.***earnest*:ખરા મનથી-ભાવથી.*In* **g.***sooth*: ખરેખર. 8. Not small or of no account;considerable: સારૂં;વ્યવહારિક;મોટું;ઘણું.*A* **g.***deal*:સારૂં; ઠીક.*A* **g.***degree*:કેટલેક.9 Not deficient;full;complete: પૂરૂં;ખાદ-ખોટ વગરનું;**g.***measure*:પૂરું માપ. 10.Fair;honorable:રૂડું;સારૂં;શુભ;શુદ્ધ;ઇષ્ટ; માંગલિક. *A* **g.** *name*: સારૂં-રૂડું નામ;ઈજ્જત;આબરૂ;સાખ; મોટાઈ;નેકી;ભલાઇ.*For good* or *for good and all*,fully;truly;finally:પૂરેપૂરૂં;સંપૂર્ણ;ખરેખર;હમેશને માટે; સામટું.**G.***breeding*,a polite education:સભ્ય કેળવણી.**G.***cheap*,good bargain:સારો ફાયદો-લાભ;કિફાયતદાર.*Good consideration*(*Law*), a consideration of natural love affection:સ્વાભાવિક હેત તથા પ્યારનો બદલો-ની ખાતર.*Good* fellow, a person of companionable qualities:રમુજી-મળતાવડો માણસ.*good folk* or *good people*, fairies:અપ્સરાઓ;વનદેવીઓ;યક્ષીની.*Good for nothing*, useless; worthless:નકામું;ઉપયોગ વિનાનું; કિંમત વગરનું; નજીવું;માલ-દમ વગરનું;નિર્માલ્ય;નિરૂપયોગી; નિષ્ફળ. (Substantively). An idle, worthless person:છપ્પન વેપારી;પથરનો ભમરડો;નવરો હજામ.*Good Friday*,the Friday of Holy Week:ક્રાઈસ્ટનો તહેવારનો દિવસ. *Good humor*, a cheerful or pleasant temper:આનંદી-રમુજી-ખુશ કરે એવો સ્વભાવ.*Good nature*, habitual kindness; amiability:મળતાવડાપણું;ભલમનસાઇ; ભલાઈ;સુશીલતા.*Good speed,good* luck: સારૂં નશીબ; સુભાગ્ય; સુદૈવ. *Good turn*,an act of kindness;

a favor: માયા;મહેરબાની;કૃપા. **G.** *will*,(*a*) benevolence; well-wishing: શુભેચ્છા;ભલું ઈચ્છવું તે. (*b*) (*Law*)The custom of any trade or business:કોઈ ધંધો;ધંધાની ઘરાકી.*In good time*,(*a*)punctually;opportunately:બરોબર તકે-લાગે-વખતે.(*b*)(*Mus.*) Correctly;in proper time:વાજબી રીતે;યોગ્ય વખતે; વખતસર. *To hold good*, to remain in force or effect: અમલમાં રહેવું;એમનું એમ રહેવું; એક સરખી રીતે લાગુ પડવું.*To make good*, to fulfil;to maintain;to indemnify:પાળવું;બજાવવું;સાબિત ક૦;ખોટ પુરી કરી આપવી-ભરી આપવી;મજરે આપવું.(*b*)To clear;vindicate:નિર્દોષ ઠરાવવું;ગુન્હો નથી કર્યો એમ સાબિત ક૦. *To think good*, to approve;to be pleased or satisfied with:પસંદ ક૦;સારૂં;ઉચિત લાગવું-ધારવું.*n.* 1. That which possesses desirable qualities,promotes success,welfare or happiness:સારૂં;ભલું;રૂડું;સારી-રૂડીવાત;કલ્યાણ;શ્રેય;આમિલ;નેકી. 2.Advantage;benefit:ફાયદો;લાભ;ફળ; હિત;ગુણ;ઉપકાર.3.*pl.*Wares;commodities: સામાન;જંગમ મિલકત; માલમતા; જણસ. **G.**s *engine*; freight locomotive: ભારખાનાની ગાડીનું ઈનજીન.**G.**s *train*,a freight train : ભારખાનાની આગગાડી. *Goods car*, a freight car:માલભાર ભરવાનું ગાડું.*adv.* Well:ઠીક. *As good as*,in effect;virtually; the same as:વાસ્તવ રીત્યે;વસ્તુત; તેમજ.*vt.*To make good;to turn to good:સારૂં ક૦.2.To manure;to improve:-માં ખાતર નાંખવું;સુધારવું.

**Good-breeding,**(ગુડ્-બ્રીડિન્ગ્) *n.* A polite education:સારી કેળવણીથી શીખેલી રીતભાત;સુજનતા;સૌજન્ય; સભ્યતા;વિનય.

**Goodby,Goodbye,** (ગુડ્બાઈ) *n.* or *interj.*Farewell:જતી વખતની સલામ;સાહેબજી;રામરામ;જયજય.

**Good-Friday,**(ગુડ્-ફ્રાઇડે) *n.* The Friday of Holy Week: ક્રાઈસ્ટનો તેહેવારનો દિવસ.

**Good-humor,** (ગુડ્હ્યૂમર) *n.* A cheerful spirit;a good temper: ખુશમિજાજ;ખુશબખ્તિ.

**Goodliness,**(ગુડલિનેસ્) *n.* Beauty of form;grace;elegance:ખુબસુરતપણું.

**Goodly,**(ગુડ્લિ) *adv.*Excellently: શ્રેષ્ઠ-ઉત્તમપણે-રીતે.*a.* [AS.*godlic.*] 1.Pleasant;agreeable:ખુશ કરે એવું; ખુશકારક; મઝાનું; મળતાવડું. 2. Comely;graceful:ખુબસૂરત;ફુટડું; રૂપાળું. 3. Large; considerable: મ્હોટું;ઘણું.

**Good-man,**(ગુડ્-મૅન્) *n.*1.A familiar appellation of civility,equivalent to "My friend." "Good Sir," "Mister;":(માન આપવાનો શબ્દ)ભાઈ;ભલા માણસ.2.A husband; the master of a house or family: ભરથાર;ઘરખટલો ચલાવનાર પુરૂષ;ધણી;માલેક;ઘરવાળો.

**Goodness,**(ગુડ્નેસ્) *n.* [AS. *godnes.*] Excellence; virtue; kindness;benevolence:ભલાઈ;મેહેરબાની;ખુબી;પરોપકાર.

**Goose,**(ગુસ્) *n. Pl.* **Geese.** [L. *anser.*]1.Any large web-footed bird:હંસ; હંસણી. 2. Any large bird resembling the common goose:હંસણીની જાતનું મોટું પક્ષી.3. A tailor's smoothing iron:દરજીનું એક ઓજાર.4.A silly creature; a simpleton:બેવકુફ-મૂર્ખ માણસ. 5. A game:એક જાતની રમત.*A wild goose chase*,an attempt to accomplish something impossible of attainment:સિદ્ધ ન થઈ શકે તેવી વસ્તુ સિદ્ધ કરવાનો પ્રયાસ.*Goose cap*, a silly person:મૂર્ખ-બેવકુફ માણસ.

**Goosberry,**(ગુઝ્બેરી)*n.*The edible berries of a thorny shrub: એક જાતનાં ખાવાં ફળ.2. A silly person; a goosecap:મૂર્ખો;ઠોઠો;ઘોંચીનો બેલ.

**Gordian,**(ગૅાર્ડિઍન્)*a.* Intricate; complicated;inextricable: ગુંચવણ ભરેલું. To cut the **G.** *knot*, to remove a difficulty by bold & energetic measures: હિમ્મત અને ખુબ મથીને મુશ્કેલી દૂર ક૦.

**Gore,**(ગૅાર્) *n.* [AS. *gor*, dirt ] 1. Dirt;mud:કચરો;કીચ્ચડ.2. Thick & clotted blood:બંધાઈ ગયલું લોહી.*n.* [AS. *gara*, angular piece of land.]1. A wedge-shaped or triangular piece of cloth canvas, etc.: ફાચરના આકારનું અથવા ત્રિકોણાકાર લુગડા અથવા કેનવાસ વિગેરેનો કટકો.2.A small triangular piece of land:જમીનનો એક નાનો ત્રિકોણાકાર કટકો.*vt.*To pierce or wound, as with a horn; to penetrate with a pointed instrument:શીંગડું-અણીદાર હથીઆર મારવું-ભોકવું. *vt.*To cut in a triangular shape: ત્રિકોણાકારમાં કાપવું.

**Gorge,**(ગૅાર્જ્)*n.*[*L.gurges*,whirlpool.]1.The throat; the gullet: ગળું.2.A narrow passage or entrance:ખીણ;નેળ.3. That which is swallowed by a hawk or other fowl:બાજ કે મરઘી જે ગળી જાય છે તે. 4.A filling of a passage: રસ્તો બંધ કરવો તે.5. The groove of a pulley:ગરગડી-ગરેડીની ખોભણ. *vt.*1.To swallow: ગળીજવું. 2. To glut;to satiate:ગળા-નાક સુધી ખાવું;ઓડકાર આવે ત્યાં સુધી ગળચી ગળચીને ખાવું. *vi.*To eat greedily: અકરાંત્યાની પેઠે ખાવું.

**Gorgeous,**(ગૅાર્જીઅસ્) *a.* [O. Fr. *gorgias*,beautiful.]Showy;fine; magnificent:ભભકાદાર;શોભાયમાન;વિલસિત;વિરાજીત;વિરાજમાન.

**Gorget,**(ગૅાર્જેટ્)*n.*[O.Fr.*gorgete.*] 1.A piece of armor defending the throat and the upper part of the breast:કંઠત્રાણ;ગળાનુંબખ્તર.2.A small ornamental plate, usually crescent-shaped:અર્ધગોળાકારનું ઘરેણું.3.A ruff worn by women:સ્ત્રીઓનું ગળાની આસપાસ બાંધવાનું કપડું.4.(*Surg.*) A cutting instrument: કાપવાનું-નસ્તર મૂકવાનું ઓજાર-હથિયાર.

**Gorgon,**(ગૅારગૅાન્)*n.* [Gr. *gorgos*, fierce.]Anything very ugly or horrid:કોઈ પણ કદરૂપી-વિકાળ વસ્તુ. *a.* Very ugly or terrific: ઘણું જ કદરૂપું-વિકાળ.

**Gorilla,**(ગૅારિલ્લૅ)*n.*A large,arboreal,anthropoid ape of West Africa:એક પ્રકારનું પશ્ચિમ આફ્રિકા ખંડમાંનું મોટું જબરૂં વાંદરૂં-માંકડું.

**Gormand,**(ગૅારમૅન્ડ્)*n.*[Fr.*gourme*,mumps;glanders.]A greedy or ravenous eater;a luxurious feeder:પુષ્કળ ખાનાર;ખાઉધર માણસ.*a.*Gluttonous;voracious:પુષ્કળ ખાનાર;ખાઉધર.

**Gormandize,**(ગૅારમૅન્ડાઇઝ્) *vt.* & *vi.*To eat greedily; to swallow voraciously:અતિ આહાર ક૦.

**Gory,**(ગૅારિ)*a.*1.Covered with clotted blood: લોહી લોહીઆણ; લોહીથી ખરડાયેલું.2.Bloody; murderous:

Good mind, good find:

ખુની;ઘાતકી.

**Gosling,**(ગૉસ્લિન્ગ્) *n.* A young goose:હંસનું બચ્ચું.

**Gospel;**(ગૉસ્પેલ્)*n.*[AS.*god-spell*; *god*,God & *spell*,story.]1.Glad tidings;the good news concerning Christ:સુવારતા;ક્રાઇસ્ટનું વૃત્તાંત. 2.Selection from one of the gospels:ક્રાઇસ્ટના વૃત્તાંતમાંના એકમાંની ચુંટણી.3.Anything accepted as infallibly true:કાંઈ ખચિત ખરૂંજ હોય એમ માનવામાં આવેલું હોય તે; બ્રહ્મવાક્ય; બ્રહ્મસુત્ર. 4. One of the four narratives of the life and death of Jesus Christ,written by Matthew, Mark, Luke & John:ઈશુખ્રિસ્તના જન્મમરણની ચાર વાતમાંની એક. 5. Any system of religious doctrine:કોઈ પણ ધર્મની રીત-માર્ગ.*a.*Evangelical:ખ્રિસ્તિશાસ્ત્રના સુવારતા નામના ભાગ સંબંધી. *vt.* To instruct in the gospel: ખ્રિસ્તિશાસ્ત્રની સુવારતા શીખવવી.

**Gossamer,** (ગૉસૅમર્) *n.* A fine, filmy substance,like cobwebs, floating in the air: કરોળીઆના જાળાજેવી હવામાં ઉડતી સુંદર ચીજ.

**Gossip,**(ગૉસ્સિપ્)*n.*[AS.*godsibb*, a sponsor.]1.A sponsor; a godfather or a godmother:ધર્મપીતા અથવા મા.2.A friend or comrade; a companion:ભાઈબંધ;દોસ્ત;ગોઠીઓ;સાથી.3.One who runs from house to house, tattling and telling news;an idle tattler:ઘેરેઘેર ફરીને નકામી વાતો કરનાર કે ખબર કેહેનાર;ગપ્પીદાસ.4.The tattle of a gossip:નકામી વાતો-ગપ્પો; ગપાટો.*vt.*To stand sponsor to:-ના ધર્મ પીતા થવું.*vi.*1.To make merry:ખુશ-આનંદી ક૦.2.To chat; to talk much: બહુવાર-લાંબી વાત ક૦; વાતો ક૦.3.To run about and tattle;to tell idle tales:ગપાટા મારવા.

**Gossiping,**(ગૉસ્સિપિન્ગ્)*n.* Idle talk;gossip:ગપ્પી;ગપ્પ.

**Got,**(ગૉટ્) *Imp* & *p. p.* of **Get**: મેળવ્યું;મેળવેલું.

**Goth,**(ગૉથ્)*n.* [L. *Gothi. Pl.*] 1. ( *Ethnol.* ) One of an ancient Teutonic race:અસલના ટ્યુટૉનિક લોકો.2.A barbarian;a rude,ignorant person: કોઈ જંગલી માણસ; બબુચક.

**Gothic,**(ગૉથિક્)*a.* [L. *gothicus.*] (*a*)Pertaining to the Goths:ગૉથલોકો સંબંધી.(*b*)Rude;barbarous: જંગલી.*n.* The language of the Goths:ગૉથ લોકની ભાષા.

**Gouge,**(ગાઉજ્)*n.*[Low L.*gubia.*] 1.A Chisel: ફરશી; વિંધણું. 2. A book-binder's tool:ચોપડીઓ બાંધનારનું હથિયાર-ઓજાર.3.A groove or cavity scooped out:કોતરી કાઢેલી ખોભણ અથવા પોલાણ.4. Imposition;cheat;fraud:કાવતરૂં; દગો;છળભેદ; also,a cheat; an impostor:ધૂતારો;ઠગારો.*vt.*1.To scoop out with a gouge:ફરશી-વિંધણાથી કોરી કાઢવું-કોરવું.2. To scoop out, as an eye,with the thumb nail: અંગુઠાના નખથી આંખ કાઢી લેવી-કોતરી કાઢવી.3.To cheat in a bargain:વેચવામાં ઠગવું-છેતરવું.

**Gourd,** (ગુર્ડ્) *n.* [ L. *cucurbita*, gourd.]1.(*Bot.*)A fleshy,three-celled,many seeded fruit,as the melon,pumpkin,cucumber,etc,: દૂધી;કાકડી,વિગેરે. 2. A deeper or other vessel made from the shell of a gourd: તુમડું; તુમડી; hence,a drinking vessel;a bottle:જળપાત્ર;કમંડળ.*n.*A false die: ખોટો પાસો.

**Gourmand,**(ગુરમાંન્ડ્)*n.*A greedy or ravenous eater;a glutton:ખાઉધર;અતિશય ખાનારો;અકરાંત્યો.

**Gout,**(ગાઉટ્)*n.*[L.*gutta*,drop.]1. A drop;a clot:ટપકું;ટીપું બંધાએલું લોહી;2.(*Med.*)A constitutional disease occurring by paroxysms:વાતરોગ;સંધીવા.3.A disease of corn stalks: અનાજના સાંઠાનો એક જાતનો રોગ.

**Gout,**(ગૂ)[L.*gustus*,taste.]Taste; relish:સ્વાદ.

**Gouty,**(ગાઉટિ)*a.*1.Diseased with gout:સંધીવાના રોગવાળું.2.Pertaining to the gout: સંધીવા સંબંધી.3.Swollen, as if from gout: સંધીવાને લીધે સુજેલું. 4. Boggy: ઘાસવાળું;કળાણ હોય એવું.*As* **g.***land*: ઘાસવાળી-કળાણ હોય એવી જમીન.

**Govern,**(ગવર્ન્) *vt.* [L. *guberno*, I govern.]1.To regulate by authority:રાજ્ય અધિકાર ચલાવવો;હુકમ ચલાવવો. 2. To direct; to restrain;to manage:કબજામાં રાખવું; મરજી પ્રમાણે ચલાવવું.*To* **g.***a horse*: ઘોડાને કબજામાં રાખવો-મરજી પ્રમાણે ચલાવવો.3. (*Gram.*) To require to be in a particular case:(વ્યાકરણમાં)-ના સંબંધમાં (અમુક) વિભક્તિ આવવી.*A transitive verb* **g.**s *a noun in the objective case*: સકર્મક ક્રિયાપદના સંબંધમાં બીજી વિભક્તિ આવેછે.*vi.*To exercise authority;to have the control;to administer the laws:રાજ ક૦-ચલાવવું;અખત્યાર-સત્તા-હુકમ ચલાવવો.

**Governable**(ગવર્નેબલ્)*a.*Capable of being governed;controllable; manageable;obedient: રાજસત્તા ચલાવવા લાયક;મરજી પ્રમાણે ચલાવી શકાય તથા દાબમાં રાખી શકાય એવું.

**Governess,**(ગવર્નેસ્)*n.* A female governor,especially one intrusted with the care and instruction of children:બાળશિક્ષક સ્ત્રી.

**Governing,**(ગવર્નિંગ્)*a.*Prevalent; controlling:પ્રાબલ્યવાન; સત્તાવાન;જેનું ચલણ હોય એવું.

**Government,**(ગવર્નમેન્ટ્)*n.*1.The administration of laws;control; direction:રાજ્ય-અધિકાર-અખત્યાર ચલાવવો તે;બંદોબસ્ત; વ્યવસ્થા; અમલ.2.The mode of governing; the system of polity in a state: રાજ્યનીતિ-રિતી-પદ્ધતિ.3.The right or power of governing;authority:રાજ્ય કરવાની સત્તા-હક;અધિકાર; હકુમત.4.The person or persons authorized to administer the laws:સરકાર;રાજ્ય ચલાવનાર પુરૂષો-શખ્શો.5.A state;the body politic governed by one authority: રાજ્ય:સંસ્થાન.*As.the* **G.**s *of Europe*: યુરોપ ખંડનાં રાજ્યો-સંસ્થાનો.6.Management of the limbs or body: શરીર અવયવ-વ્યવસ્થા.7.(*Gram.*) The influence of a word in regard to construction, requiring that another word should be in a particular case:બીજો શબ્દ કોઈ અમુક વિભક્તિમાં હોવો જોઇએ એવું દર્શાવનાર શબ્દની સ્થિતિ.

**Governor,**(ગવર્નર્)*n.*[L.*gubernator*,a ruler;governor]1.One who governs;a chief ruler or magistrate:હાકેમ;રાજચલાવનાર; સરસુબો.2.A tutor;a guardian:વિદ્યાગુરૂ;અધ્યાપક.3.(*Naut.*) A pilot: વહાણને હંકારનાર.4.(*Mech.*)A contrivance applied to steam engines &c.:વરાળયંત્ર વિગેરેને લગાડવામાં-ના કામમાં વપરાતો સંચો.

આપ ભલા તો જગ ભલું.

**Governor-general,** (ગવર્નર્-જનરલ્) *n.* A governor who has lieutenant or deputy governors under him: ગવરનર જનરલ; વાઈસરોય; વડો ગવરનર-હાકેમ. *As the g. of India*: હિંદુસ્તાનનો વાઈસરોય. (*Pl.* Governors general.).

**Governorship,** (ગવર્નર્શિપ્) *n.* The office of a governor: હાકેમનો હોદ્દો.

**Gown,** (ગાઉન્) *n.* [O.Fr. *gone.*] 1. (*a*) A loose, flowing upper garment: ઝભ્ભો; લાંબો, ખુલતો ઉપર પહેરવાનો જામો. (*b*) An official robe: હોદ્દો દર્શાવનારો-જણાવનારો ઝભ્ભો; hence, the dress of peace: સલાહ સંપ વખતે પહેરવાનો પોશાક. 2. Any sort of dress or garb: કોઈ પણ જાતનો પોશાક.

**Gownsman,** (ગાઉન્ઝ્મૅન્) *n.* Pl. **-men.** One whose professional habit is a gown: જે ધંધાના લોક લાંબા ઝભ્ભા પહેરે છે તે ધંધાનો માણસ; (વકીલ; પાદરી.) hence, a civilian, in distinction from a soldier: લશ્કરી નહીં પણ સીવીલખાતાનો અમલદાર.

**Grab,** (ગ્રૅબ્) *vt.* & *vi.* To seize; to snatch; to clutch: પકડવું; ધરવું. *n.* 1. A sudden grasp or seizure: પકડવું તે. 2. An instrument for clutching objects for the purpose of raising them: ચીજો-પદાર્થોને ઉંચે ચડાવવાને માટે તેમને પકડવા-ઝાલવાનું યંત્ર.

**Grabble,** (ગ્રૅબ્લ્) *vi.* 1. To grope; to feel with the hands: અંધારામાં ફાંફાં મારવાં; હાથ ફંફોસી જોવો. 2. To lie prostrate on the belly: લાંબા થઈને ઉંધા સુવું.

**Grace,** (ગ્રેસ્) *n.* [L. *gratia*, favor.] 1. Disposition to benefit or serve another; favor: મહેરબાની; કૃપા; કૃપાદૃષ્ટિ. 2. (*Theol.*) The divine favor towards man; the mercy of God: માણસો ઉપરની પરમેશ્વર-ઈશ્વરની રહેમનજર-કૃપાદૃષ્ટિ. 3. The prerogative of mercy exercised by the executive, as pardon: મુખ્ય નિયંતાએ માફી આપવા માટે વાપરેલો દયાનો હક્ક. 4. Fortune; luck: નશીબ; ભાગ્ય. 5. Inherent excellence: સ્વાભાવિક-કુદરતી ઉત્તમતા; શ્રેષ્ઠતા; ભૂષણ; અલંકાર; રત્ન; ગુણ; સુલક્ષણ. 6. Beauty; loveliness; perfection of form: ખુબસુરતી; રૂપાળાપણું; લાવણ્યતા. 7. (*pl.*) (*Myth.*) Graceful and beautiful females: (પ્રાચીન યુનાન દેશની કથાઓમાં કલ્પેલી ત્રણ) ખુબસુરત અપ્સરાઓ. 8. The title of a duke or an archbishop: ડયૂક નામના અમીરનો કે મુખ્ય ધર્માધ્યક્ષનો ખિતાબ-ઉપનામ. 9. (*Commonly pl.*) Thanks: શાબાશી. 10. A blessing asked, or thanks rendered, before or after a meal: જમતાં પેહેલાં કે પછી ઈશ્વરના પાડની બંદગી; શુકરાના; શુકર. 11. (*Eng Universities.*) An act, vote, or decree or the government of the institution: વિલાયતના અધિકારીઓનો મત-ઠરાવ. 13. (*pl.*) A play designed to promote or display grace of motion: ચાલવાની લાવણ્યતા વધારવા કે પ્રદર્શિત કરવાની એક જાતની રમત. Days of *grace* (*Theol.*), the time of probation: પાપીઓને વિચાર કરવા આપેલી મુદત. Day of *grace* (*Com.*), the days immediately following the day when a bill or note becomes due: હુંડી પાકયા પછી (રૂઢી પ્રમાણે આપવાની) મુદત-છૂટના દીવસ. Good *graces*, favor; friendship: મેહેરબાની; કૃપાદૃષ્ટિ; દોસ્તી. *Grace* drink, a drink taken on rising from a table: ખાણું ખાઈ રહ્યા પછી ઉઠતી વખતે જે પીધું હોય તે. *Means* **of grace**, means of securing knowledge of God and favor with God: પરમેશ્વરનું જ્ઞાન અને તેની મેહેરબાની મેળવવાનાં સાધનો. To do *grace*, to reflect credit upon: -નાં વખાણ કરાવવાં; ને શોભાવવું. To say *grace*, to render thanks before or after a meal: જમતાં પહેલાં અથવા પછી બંદગી ક૦. With a good *grace*, in a fit and proper manner; graciously: વાજબી રીતે; રેહેમ-કૃપાથી. With a bad *grace*, ungraciously: બીન રેહેમ-કૃપાથી. *vt.* 1. To adorn; to decorate: શોભાવવું; દીપાવવું; શણગારવું; સુશોભીત ક૦. 2. To dignify or raise with an act of favor; to honor: માન-આબરૂ-શોભા આપવી. 3. To supply with heavenly grace: ઇશ્વર કૃપા ક૦.

**Graceful,** (ગ્રેસ્ફુલ્) *a.* Elegant; easy; agreeable in appearance: શોભીતું; ખુબસુરત; લાવણ્યતાવાળું.

**Graceless,** (ગ્રેસ્લેસ્) *a.* 1. (*a*) Departed from or deprived of devine grace; wanting in excellence: ઈશ્વરે વિસારેલું; ખુબી-લાવણ્યતા વગરનું. (*b*) Depraved; corrupt: પાપી; દુષ્ટ.

**Gracile-Gracilent,** (ગ્રૅસિલ્-ગ્રૅસિલેન્ટ્) *a.* [L. *gracilis.*] Slender; thin: પાતળા; નાજુક.

**Gracious,** (ગ્રેશસ્) *a.* Abounding in grace or mercy; beneficent; merciful: દયાળુ; કૃપાળુ; રેહેમનજર-કૃપા દૃષ્ટિવાળું; મેહેરબાન; દયાવંત. 2. Abounding in beauty; graceful; excellent: ખુબસુરત; મનોહર. 3. Produced by divine grace: ઇશ્વરની કૃપાથી થયેલું-બનેલું.

**Graciously,** (ગ્રેશસ્લિ) *adv.* 1. In a gracious manner; courteously: રહેમ-કૃપાથી. 2. Fortunately; luckily: સારે નશીબે-ભાગ્યે.

**Gradation,** (ગ્રૅડેશન્) *n.* [L. *gradior*, I go.] 1. (*a*) The act of progressing by regular steps or orderly arrangement: ઉત્તરોત્તર-ક્રમ પ્રમાણે ગોઠવવું તે. (*b*) The state of being graded or arranged in ranks: ઉત્તરોત્તર ક્રમ; ચઢ ઉતર રચના. 2. The act or process of bringing to a certain grade: અમુક અનુક્રમે લાવવું તે. 3. Any degree or relative position in an order or series: પાયરી; પદ; પગથિયું. 4. (*Fine arts*) Any gradual passing from one tint to another, or from a darker to a lighter shade: એક રંગમાંથી બીજામાં અથવા ઘેરામાંથી ખુલ્લા રંગમાં ધીમે ધીમે બદલાવું તે.

**Grade,** (ગ્રેડ્) *n.* [L. *gradus*, step.] 1. A step or degree in any series, rank, quality, or order: પાયરી; પદવી; દરજ્જો; પગલું. 2. Deviation from a level surface to an inclined plane: સરખી સપાટી ઉપરથી વાંકી સપાટીમાં જવું તે. 3. (*Stock breeding*). The result of crossing a native stock with some better breed: વધારે ઉંચી જાતનાં પ્રાણીથી, દેશી પ્રાણીમાંથી ઉંચી પ્રકારની ઓલાદ ઉત્પન્ન કરવી તે. *At* **g.**, on the same level: એકજ સપાટી ઉપર. *vt.* 1. To arrange in order, steps, or degrees: અનુક્રમ-પદ-પાયરી પ્રમાણે ગોઠવવું. 2. To reduce to a level, or to an evenly progressive ascent: બરાબર ઉતરણ ક૦. 3. (*Stock breeding.*) To cross with some better breed: ઉંચી જાતનાં

પ્રાણીનો સંગમ કરાવવો.

**Gradient,**(ગ્રેડિઅન્ટ્)*a*.1.Moving by steps;walking:પગલે પગલે ચાલતું;ચાલતું.2.Rising or descending by regular degrees of inclination:ટગલે ટગલે ચડતું.3.Adapted for walking (*as the feet of certain birds.*):ચાલવાને માટે લાયક કરેલું.*n*.1.The rate of regular ascent or descent in a road:ઢોળાવ;ચડાણ;ચડાવ. 2.A portion of a way not level:ઢોળાવ અથવા ચડાવનો ભાગ.*Gradient* post,a post, or stake indicating by its height or by marks on it the grade of a railroad, or highway etc., at that spot:જે થાંભલો તેની ઉંચાઈ અથવા નિસાનીઓથી તે જગ્યાએ આગગાડીના રસ્તા અથવા ધોરી રસ્તા વિગેરેનું ચડાણ-ઢોળાવ વિગેરે બતાવેછે તે થાંભલો.

**Gradual,**(ગ્રૅડ્યૂઅૅલ્)*a* Regularly progressive; slow: આસ્તે આસ્તે રફ્તે રફ્તે વધતું જતું.*n*.1.A service book containing the musical portions of the mass:કિર્તનવાળી પ્રાર્થનાપોથી.2.A series of steps: પગથિયાં-પગલાં-પાયરીનો ક્રમ.

**Gradually,**(ગ્રૅડ્યૂઅૅલિ)*adv*.1.In a gradual manner:આસ્તે આસ્તે; રફ્તે રફ્તે.2.In degree: થોડે-કેટલેક અંશે-દરજ્જે.

**Graduate,**(ગ્રૅડ્યૂએટ્)*vt*.[L.*gradus*,a step.]1.To mark with degrees: સરખા અંતરના આંકા-કાપા પાડવા.2.To admit or elevate to a certain grade or degree: કોઈ અમુક દરજ્જે-પાયરીએ ચઢાવવું.3.To prepare gradually:ધીમે ધીમે-આસ્તે આસ્તે તૈયાર કરવું-બનાવવું. 4.(*Chem.*)To bring to a certain degree of consistency, by evaporation:બાળી બાળીને અમુક જાડાઈ-ઘટ્ટતાએ-ઉપર લાવવું. *vi*.1.To pass by degrees;to change gradually:ધીમે ધીમે જવું-બદલાવું.2.To take a degree in a college or university: વિદ્યાલયમાં ખિતાબ મેળવવો.*n*. 1. One who has received an academical or professional degree: કોઈ વિદ્યા કે કળામાં પદવી-ખિતાબ મેળવનાર;પદધારી.2.A measuring glass:એક જાતનો માપવાનો પ્યાલો-ગ્લાસ.*a*.Arranged by successive steps or degrees;graduated:અનુક્રમ પ્રમાણે ગોઠવેલું.

**Graduated,**(ગ્રૅડ્યૂએટેડ્)*a*.Marked with or into degrees:કાપા પાડેલું.2.(*Zool.*)Tapered:અણીદાર;છેડે અણીની કળી આવતી હોય એવું.

**Graduator**(ગ્રૅડ્યૂએટર)*n*. 1. One who determines or indicates graduation:કાપા પાડીને માપ નક્કી કરનાર.2.An instrument for dividing any line into small,regular intervals:સરખે અંતરે કાપા પાડવાનું હથિયાર.

**Graft,**(ગ્રૅફ્ટ્)*n*.[L. *graphium*, a pencil.]A small shoot or scion of a tree:ઝાડની કલમ.*vt*.1.To insert a graft in a branch or stem of another tree:કલમ ક૦. 2. To join one thing to another, as if by grafting:બીજાને સાથે સાંધવું-ગાંઠવું-જોડવું-સંયુક્ત ક૦.*vi*.To practise grafting:કલમો ક૦-કરતાં શિખવું.

**Grain,**(ગ્રેન્)*n*.[L.*granum*,grain] 1. A single small hard seed;a kernel:દાણો;કણ 2.The fruit of certain grasses,which furnish the chief food of men,as corn, wheat,rye,&c.:દાણા;ધાન્ય;અનાજ.3.Any small, hard particle: દાણો;રજ;કણ.*He has not a* **g.** *of sense*:તેનામાં અક્કલનો એક દાણોએ નથી.4.The unit of the English system of weights : એક પ્રકારનું સૌથી નાના તોલનું માપ-તોલ;રતી;ચોખો.5.A reddish dye made from the coccus insect or kermes : કીરમજ.6.The composite particles of any substance;texture: કોઈ પદાર્થનાં બંધાયેલાં રજકણ;બંધારણ;પોત;કુમાસ;ઘટત્વ.(*As, sugar, marble* &c.)7.The arrangement or appearance of the fibers in wood, etc. :લાકડા વગેરેના રેસાની ગોઠવણીની તરાહ કિંવા દેખાવ.8.The fiber which forms the substance of wood or of any fibrous material:તંતુ;દોરા;રેષા;રેખા;શિરા; કાષ્ઠરેખા-શિરા.9.The hair-side of a piece of leather:ચામડાના કકડાની વાળવાળી બાજુ. 10.*Pl.* The remains of grain ; any residuum:અનાજનો કચરો-બાકી રહેલો ભાગ;મેલ;કચરો;કીટું.11.Temper;natural disposition; inclination: જાતિ સ્વભાવ;પ્રકૃતિ;વલણ.12.A sort of spice:એક જાતનો તેજાનો.*Against the* **grain**, unwillingly; unpleasantly ; reluctantly; with difficulty:અણુચાલે;મુશ્કેલીથી;નાખુશીથી;પરાણે;વિલોમ;પ્રતિલોમ;વિરુદ્ધ; નિરુત્સાહ.*Grain* side(*Leather.*), the side of a skin or hide from which the hair has been removed: ચામડાની જે બાજુએથી વાળ કાઢીનાંખવામાં આવ્યા હોય તે બાજુ.*In grain*,fixed;innate:સહજ;પાકું; અંતરનું.*To dye in* **grain**,to dye firmly;also to dye in the raw material:પાકો રંગ ચઢાવવો-દેવો ; કાચા વણ્યા વગરના માલને રંગવો.To *go against the* **g.**of (a person), to vex;to irritate;to trouble;to mortify: -થી સામાં આંખમાં મરચાં અંજાવવાં;પજવવું;સતાવવું;હેરાન ક૦. *vt*.1. To paint in imitation of grain of wood,marble,etc.: લાકડા,પથ્થર વિગેરેના રજકણ પ્રમાણે-ની ભાત પ્રમાણે રંગવું.2.To form into grains:(ખાંડી-ભાંગીને)ઝીણું રજ જેવું ક૦. 3. To take the hair off (*skins.*):ચામડાપરના વાળ ઉખાડીલઇ લેવા.*vi*.1.To yield fruit : ફળ આપવું.2.To form grains:રજકણ-રજ-દાણા-થવા-આપવા.*n*.1.A branch of a tree:ઝાડની ડાળી-ડાંખળી.2.A prong,or fork:(સાહેબ લોકને ખાવાનો)કાંટો;specifically,(*a*)one of the branches of a valley or a river:નદી કે ખીણનો ફાંટો-શાખા.(*b*) *Pl.* An iron fish spear having four or more barbed points:ચાર કે વધારે પાંખાં વાળો માછલી મારવાનો ભાલો-કાંટો.3.A blade of a sword knife,etc.:તરવાર,ચપ્પુ વિગેરેનું પાનું.

**Grain-dealer,**(ગ્રેનડીલર)*n*.A corn-dealer or seller: મોદી;કણીઓ.

**Grain-parcher,**(ગ્રેનપાર્ચર)*n*.One who parches grain:ભાડભુંજો.

**Gram,**(ગ્રૅમ)*a*.[AS.*gram.*]Angry: ગુસ્સે;ક્રોધાયમાન.*n*.(*Bot.*)The east Indian name of the chickpea & its seeds: ચણા. *Acid obtained from* **g.***plants*:ચણાનો ખાર.*Flour* **g.**:વેસણ.*Green pods of* **g.***parched*:પોપટા.*n*.[Gr.*grapho*,I write.] The unit of weight in the metric system:એક પ્રકારનું માપ.

**Gramineous,**(ગ્રૅમિનીઅસ્) *a*.[L. *gramen*,grass.](*Bot.*) Like or pertaining to grass:ઘાસને લગતું-ના જેવું

**Graminivorous,** (ગ્રૅમિનિવૉરસ્) *a*.[L.*gramen*, grass & *voro*, I

ભણ્યો ભૂલે ને તારો ડુબે.

eat eagerly.]Feeding or subsisting on grass and the like food: ઘાસ ખાનાર;ઘાસ ખાઈને જીવનાર;તૃણભક્ષી;તૃણાહારી;તૃણજીવી.

**Grammar,**(ગ્રૅમ્મર્ )*n.*[Gr. *gramma*, a letter. ] **1.** The science which treats of the principles of language:ભાષાશાસ્ત્ર;વાણીશાસ્ત્ર; શબ્દશાસ્ત્ર;વ્યાકરણ.**2.**Speech considered with regard to the rules of grammar:વ્યાકરણ.**3.**A treatise on the principles of language:વ્યાકરણ; વ્યાકરણગ્રંથ.**4.**A treatise on the elements or principles of any science: કોઈ પણ વિદ્યાના મૂળતત્વોનો ગ્રંથ. *vi.* To discourse according to the rules of grammar:વ્યાકરણના નિયમ પ્રમાણે વાતચિત ક૦.

**Grammarian,**(ગ્રૅમ્મેરિઅન્ ) *n.***1.** One versed in grammar;a philologist:વૈયાકરણી;ભાષાશાસ્ત્રી. **2.** One who writes on,or teaches grammar: વ્યાકરણ શિખવનાર; વ્યાકરણ ગુરૂ; વ્યાકરણકાર;-નો કર્તા-બનાવનાર.

**Grammatical,**(ગ્રૅમ્મેટિકૅલ )*a.***1.**Of, or pertaining to grammar:વ્યાકરણ સંબંધી-વિષે-નું. **2.**According to the rules of grammar:વ્યાકરણના નિયમ પ્રમાણે;વ્યાકરણશુદ્ધ;વ્યાકરણાનુસારી;શબ્દશાસ્ત્રાનુસારી.

**Grammatically,** (ગ્રૅમ્મેટિકૅલ્લિ ) *adv.*According to the rules of grammar;વ્યાકરણનુસાર.

**Granary,**(ગ્રૅનેરિ) *n.* [L.*granum*, grain.]A store-house or repository for grain:અનાજનો કોઠાર;કોઠો;કોઠી;ધાન્યાગાર; અન્નકોષ્ઠ; also, a region fertile in grain:ધાન્ય પાકે એવો ફળદ્રુપ-રસાળ પ્રદેશ.

**Grand**(ગ્રૅન્ડ્ )*a.*[L.*grandis*,great.] **1.**Of large size or extent;extensive;great; chief; principal: મુખ્ય;પ્રૌઢ;વૈભવશાલી; વિશાળ; મહાન; મોટું.**2.**Great in size,and fine or imposing in appearance or impression:અમીરી;ધણી ખાનદાની વાળું;મોટા મૂર્તબા-દરજ્જાવાળું. (*Said of persons*);majestic; splendid or sublime:પ્રૌઢ;મહાન;મોટું;ખાસું; ઉમદા;દેદિપ્યમાન;ભવ્ય; વિરાજમાન; વિરાજીત;ધનંતર.**3.**Having higher rank or dignity:મોટું;મુખ્ય;મહાન;વડું.*A* **g.***vazier*: મોટા વજીર. **4.** Standing in the second or more remote degree of parentage or descent:બીજી અથવા આધેની પેઢીનું. *A* **g.***father*:દાદા.**G.***cordon*,broad ribbon : પહોળી રેશમી કોર-રીત. *Grand days* (*Eng. Law*),certain days in the terms which are observed as holidays: રજા તરીકે પળાતા દિવસો;**g.***duke*,a duke inferior in rank to a king:રાજાથી બીજી પાયરીનો 'ડયુક'. (*b*) In Russia a son of the Czar; રૂશીઆના ઝારનો છોકરો. **G.** *guard*, or *grande-garde*,a piece of armor for the protection of the left shoulder and breast:ડાબા ખભા અને છાતીના રક્ષણને માટે નાનું બખ્તર; **g.** *juryman*, a grand juror: અપરાધી છે કે નથી એવું ઠરાવનારી પંચની સભાનો મેમ્બર; **g.** *paunch*,a glutton or gourmand:ખાઉધર;**g.** *stand*, the principal stand for spectators,at a race course etc.: સરત થતી હોય ત્યાં તમાસગીર અથવા જોનારાઓને માટે ઉંચો બેઠક.*Grand vicar* (*Eccl.*),a principal vicar: મુખ્ય પાદરી.*Great* **g.** *daughter*: પ્રપૌત્રી;**g.***father*:પિતામહ. *Great* **g.** *father*: પ્રપિતામહ. *Great* **g.** *mother*:માતામહી.*Great* **g.***son*:પ્રપૌત્ર.*Great-Great* **g.***son*:પરપ્રપૌત્ર.

**Grandam,**(ગ્રૅન્ડૅમ્ )*n.*[Fr.*grande*, fem. of *grand dame*.] An old woman ; especially , a grand mother:દાદી;વડીઆઈ;મોટી મા;મા.

**Grand-child,** (ગ્રૅન્ડ્-ચાઈલ્ડ્ )*n.* A son's or daughter's child; a child, in the second degree or descent:છોકરા-છોકરીનું છોકરૂં;(*by a son*) પૌત્ર;પૌત્રી;(*by a daughter*) દૌહિત્ર-ત્રી.

**Grandee,**(ગ્રૅન્ડી)*n.*A man of elevated rank or station;a nobleman: ઉંચી પદ્વિનું માણસ; ઉમરાવ; અમીર;સરદાર;કુલીનજન;મહાજન.

**Grandeur,**(ગ્રૅન્ડ્યુર્ )*n.*Vastness; greatness;magnificence;sublimity;splendor;dignity;stateliness:મહાનતા;વિશાળપણું;ઠાઠમાઠ; પ્રૌઢતા;વૈભવ;ઐશ્વર્ય; વિભૂતિ;ભવ્યતા; વિભવ;ડોળ;ઉત્કર્ષ;શ્રેષ્ઠતા; માહાત્મ્ય; પ્રતાપ;પ્રભાવ;શોભા;ઉજ્વલતા.

**Grandevity,** ( ગ્રૅન્ડેવિટિ) *n.* [ L. *grandaevitas*.]Great age;long life:મોટી ઉમર;લાંબી જીંદગી;દિર્ઘાયુષ્ય.

**Grand-father,**(ગ્રૅન્ડ-ફાધર્ ) *n.* A father's or mother's father: દાદો;બા;વડુઓ;પિતામહ.

**Grandific,**(ગ્રૅન્ડિફિક્ )*a.*[L.*grandis*,great&*facio*,I make.]Making great:મોટું કરનારૂં-બનાવનારૂં.

**Grandiloquence,**(ગ્રૅન્ડિલોક્વેન્સ્ ) *n.* The use of lofty words or phrases;bombast:મોટા મોટા બોલવાળું ભાષણ.

**Grandiloquent,**(ગ્રૅન્ડિલોક્વેન્ટ્ )*a.* [L.*grandis*,great and *loquor*, I speak.] Speaking in a lofty style;pompous;bombastic:મોટાં મોટાં વચનવાળું-શબ્દ વાપરનાર.

**Grand-jury,**(ગ્રૅન્ડ્-જ્યુરી)*n.*(*Law.*) A jury whose duty it is,in private session, to examine into accusations, against persons charged with crime:અપરાધી છે કે નથી એવું ઠરાવનારી પંચની સભા.

**Grand-mother,** ( ગ્રૅન્ડ્-મધર્ ) *n.* The mother of one's father or mother:દાદી;વડીઆઈ;મોટી મા.

**Grand-sire,** ( ગ્રૅન્ડ્-સાયર્ ) *n.* A grand-father:દાદો;વડવો.

**Grand-son,**(ગ્રૅન્ડ્સન્ ) *n.* A son's or daughter's son: છોકરાના-છોકરીનો છોકરો;પૌત્ર;દૌહિત્ર.

**Grange,**(ગ્રૅન્જ્ ) *n.* [L. *granum*, grain.]**1.**A farm-house:ખેતરમાંનું ઘર. **2.** A building for storing grain; a granary: દાણા ભરવાનું મકાન; કોઠાર. **3.** A farm with a house in it:જેમાં ઘર હોય એવું ખેતર.**4.**An association of farmers: ખેડુતોના સંઘ-સમૂહ-સમાજ.

**Granite,**(ગ્રૅનિટ્ )*n.* [L.*granum*, grain.] (*Geol.*) A crystalline, unstratified rock,consisting of quartz,feldspar, and mica: એક જાતનો પથ્થર;અટદીઆ પથ્થર.

**Granivorous,**(ગ્રૅનિવોરસ્ ) *a.* [L. *granum*,grain & *voro*, I devour.] Eating grain; feeding or subsisting on seeds: અન્નભક્ષક; અન્નાહારી;અન્નભોજી;ધાન્ય ભક્ષક.

**Grant,**(ગ્રૅન્ટ્ )*vt.*[L.*credo*,I believe.]**1.**To give over;to make conveyance of;to convey:આપી દેવું; બીજાને નામે ચઢાવવું.**2.**To bestow or confer with or without compensation;to give:આપવું; આપી દેવું;બક્ષવું;બક્ષિસ ક૦-આપી દેવું. **3.** To allow; to yield; to concede: કબૂલ-માન્ય ક૦;સ્વીકારવું;હા પાડવું;

લામે થવું;નમતું મૂકવું.*vi.*To assent; to consent:કબૂલ કરવું;હા પાડવી.*n.* [O.F.*creant*,promise.] **1.**A bestowing or conferring; concession:આપવું તે;રજા; નમતું મૂકવું તે; સ્વીકાર.**2.**The yielding or admission of something in dispute: તકરારી વાત કબૂલ ક૦-નમતી મૂકવી તે. **3.** The thing granted;a gift;a boon:સ્વીકૃત પક્ષ;દાન;બક્ષેલી વસ્તુ; બક્ષીસ. **4.**(*Law.*) A transfer of property by deed or writing: લખત કરી સરકારે આપેલું(જમીનનું) દાન-ઈનામ-બક્ષીસ ; ઈનામ ; ઈનામત. *Deed of* **g.**:ઈનામપત્ર;સનદ;શાસનપત્ર.**G.***of land*:જાગીર.*Holder of a* **g.**:ઈનામદાર;જાગીરદાર;મોકાસદાર.

**Grantee,** (ગ્રૅન્ટી) *n.* (*Law.*) The person to whom a grant is made: ઈનામ લેનાર;પ્રતિગૃહીતા;ગ્રાહક.

**Grantor,**(ગ્રૅન્ટૉર્) *n.* (*Law.*) The person by whom a grant or conveyance is made : ઇનામ-બક્ષીસ આપનાર;દાતા.

**Granular,**(ગ્રૅન્યુલર્)*a.*Consisting of,or resembling,grains:દાણા દાણાવાળું-જેવું;બીજકાર;બીજ-કણમય.

**Granulate,** ( ગ્રૅન્યુલેટ્ ) *vt.* **1.** To form into grains or small masses:દાણાદાર ક૦.**2.**To make rough on the surface: ખડબચડી સપાટી ક૦.*vi.*To be formed into grains: દાણાદાર થવું.*a.*Granular: દાણા દાણાવાળું-જેવું; કણમય; બીજમય. **2.** Having numerous small elevations:ગાંઠા ગાંઠાદાર-વાળું.

**Granule,**(ગ્રૅન્યુલ્)*n.*[L.*granum*, grain.] A little grain; a small particle;a pellet:નાનો દાણો-કણ-બીજ;અણુ;લવ.

**Granulous,**(ગ્રૅન્યુલસ્) *a.* Full of grains;granular:દાણાવાળું;કણમય;કણકદાર.

**Grape,** (ગ્રેપ્) *n.* [ Fr. *grappe*, bunch.]**1.**(*Bot.*) A well-known edible berry:દરાખ;દ્રાક્ષ.**2.**(*Bot.*) The plant which bears this fruit:દ્રાક્ષનો છોડ.(*Man.*)A mangy tumor on the leg of a horse:ઘોડાના પગ ઉપરનો ખદબદેલો ફોલ્લો;ગુમડું.**4.**(*Mil.*)Grapeshot:ગરબછાંટનો ગોળો.*Sour* **g.**s,things which persons affect to despise because they cannot possess them:પોતાને અમુક ચિજો મળી ન શકે માટે તે તરફ કોઈએ ધિક્કારની નજરે જોયેલી ચીજો; "મીઆં પડે પણ તંગડી ઉંચી" એવું.

**Grapeshot,**(ગ્રેપ્શૉટ્)*n.* (*Mil.*)A cluster, usually of small iron balls,put together by means of cast iron:ગરબ છાંટનો ગોળો.

**Grape-vine,**(ગ્રેપ્વાઈન્)*n.* (*Bot.*) A vine or climbing shrub:દ્રાક્ષનો વેલો.

**Graphic,**(ગ્રૅફિક્)*a.*[Gr.*grapho*, I write.] **1.** Of, or pertaining to the arts of painting and drawing:રંગવાના અને ચિત્ર કાઢવાના હુનરનું-વિષે-સંબંધી.**2.**Of or pertaining to the art of writing: લખવાના હુનરનું-સંબંધી-વિષે;સુવાર્ણાત્મક.**3.**Written or engraved:લખેલું; કોતરેલું. **4.** Clearly and vividly prescribed:પ્રત્યક્ષ તથા સદૃશ બોધક;સુનિરૂપિત;સ્વરૂપદર્શક;સચિત્ર; રસભર;આબેહુબ.**5.**Vivid:આબેહુબ. *A* **g.***writer*:આબેહુબ લખનાર.**G.***arts*, a name given to those fine arts, which pertain to the representation on a flat surface of natural objects:સપાટ ભૂમિ ઉપર કુદરતી પદાર્થો આલેખવાના ઉત્તમ હુન્નરો.*Graphic algebra*,a branch of algebra in which the properties of equations are treated by the use of curves and straight lines:બીજ ગણિતના અંગમાં સમીકરણો વક્ર રેષાઓથી અથવા સીધી લીટીથી દર્શાવવામાં આવે છે તે. *Graphical statics* ( *Math.* ), a branch of statics,in which the magnitude,direction,and position of forces are represented by straight lines:પદાર્થ ગુરૂત્વ વિદ્યાના જે અંગમાં બળ શક્તિઓની મહતા,દિશા અને સ્થિતિ સીધી લીટીઓથી દર્શાવવામાં આવે છે તે.

**Graphite,** ( ગ્રૅફાઈટ્ ) *n.* Native carbon in hexagonal crystals used for making pencils:સીસાપેન બનાવવાનો કોયલો;ગ્રૅફાઈટ.

**Graphology,** (ગ્રૅફૉલૉજી ) *n.* The science of judging of a person's character disposition & aptitude from his handwriting:લખેલા અક્ષર ઉપરથી માણસની ચાલચલગત સ્વભાવ અને લાયકાત પારખવાની વિદ્યા.

**Grapnel,**(ગ્રૅપ્નેલ્)*n.*[Fr.*grappin*, the grapple of a ship.](*Naut.*) A small anchor, with four or five flukes or claws:ચાર પાંચ દાંતાનું નાનું લંગર.

**Grapple,**(ગ્રૅપલ્)*vt.*& *vi.*[Fr.*graper*,to pluck.]**1.**To seize;to lay fast hold of; to attack at close quarters:જોરથી પકડવું-ઝાલવું-બાઝવું;સજ્જડ બાથ ભીડવી;દૃઢતાથી સામા થવું.**2.**To fix:જોડી દેવું;જોડવું.*To* **g.** *with*,to enter into contest with, resolutely and courageously:હામ ધરીને દૃઢતાથી સામા થવું.*n.***1.** (*a*) A seizing or seizure:પકડવું તે; પકડ; બાથ. (*b.*) The wrestler's hold:કુસ્તી લડનારની બાથ.**2.**An instrument for seizing and holding fast to an object: કોઈ પણ ચીજ-પદાર્થને મજબૂત પકડવાનું હથિયાર;ચાંપ;દાબણું;પકડ.

**Grasp,**(ગ્રૅસ્પ્)*vt.***1.**To catch;to take possession of;to seize and hold by clasping with the fingers or arms:જોરથી પકડી રાખવું;પકડવું;-નો કબજો લેવો;પકડી લેવું;ઝડપી લેવું.**2.** To become thoroughly acquainted with; to comprehend: સમજવું;-થી જાણીતા થવું;ગ્રહણ ક૦;મગજમાં ઉતારવું;ધારણ ક૦.*vi.*To make the motion of grasping;to strive: પકડવાની હિલચાલ ક૦-યત્ન ક૦.*To* **g.** *at*,to try to seize: પકડવાનો યત્ન ક૦;પકડવા જવું.*n.* **1.** A gripe or seizure of the hand: હાથથી પકડવું-ઝાલવું તે;મુઠ;મુઠિ;દાવ;હસ્તગ્રહ. **2.** The power of seizing and holding:પકડ;બાથ;લાગ;આંટી.*It is beyond his grasp*:તે તેના હાથમાં આવે તેમ નથી.**3.**Forcible possession;hold: બળજોરીથી કરેલો કબજો. **4.** Wide-reaching power of intellect:અક્કલની બહોળી શક્તિ; ગ્રહણ શક્તિ;પહોંચ;ગજું.**5.**The handle of a sword or an oar:તરવાર અથવા હલેસાનો હાથો;મુઠ.

**Grasping,**(ગ્રૅસ્પિન્ગ્)*a.***1.**Seizing; catching:છિનવી લે એવું;પકડનારૂં. **2.** Avaricious; greedy of gain: લોભી;મેળવવાને માટે અતિ આતુર.

**Grass,**(ગ્રાસ્)*n.*[AS.*græs*,*gærs.*]**1.** Herbage;pasture:ઘાસ;ખડ;ગ્રાસ; તૃણ;કડબ.**2.**(*Bot.*)An endogenous plant;ઘાસના જેવો છોડ.**3.**Spring; the season of fresh grass:વસંત ઋતુ.**4.**That which is transitory: ક્ષણભંગુર-ક્ષણિક વસ્તુ;નાશવંત વસ્તુ. *Sacrificial* **g.**:દર્ભ;ડાભ; **g.***lamb*,

પેહેલું સુખ તે જાતે નર્યા.

a lamb suckled by a dam running on the pasture land and giving rich milk:ઘાસવાળી જમીન ઉપર ફરતી ચરતી તથા પુષ્કળ દુધ આપતી માદાએ ધવડાએલું ઘેટું; **g.** *land*, land kept in grass and not tilled:બીડ;**g.** *snake*, the common green snake of the North United States: ઉત્તર યુનાઈટેડ સ્ટેટસનો સાધારણ લીલો સાપ. *A* **g**, *widow*, (*a*) an unmarried woman who is a mother:જે વગર પરણેલી બાયડીને છોકરાં થયાં હોય તેવી સ્ત્રી.(*b*) A woman separated from her husband by abandonment or prolonged absence:છાંડેલી સ્ત્રી અથવા વિજોગીની સ્ત્રી.*To put to* **g**.,to put out to grass;to put out to graze for a season,as cattle: ઢોરોને ચરવા છોડવાં. *vt.* 1. To cover with grass:-ઉપર ઘાસથી ઢાંકવું.2.To expose, as flax, on the grass for bleaching:શણને ઘાસ ઉપર નિખાર કાઢવાને માટે ઉઘાડું મૂકવું.3.To bring to the grass:ઘાસ ઉપર આણવું-લાવવું.*To* **g**.*a fish*:માછલીને ઘાસ-જમીન ઉપર આણવી.*vi.* To produce grass:ઘાસ ઉત્પન્ન ક૦.Some of the names of different kinds of grass are given below:ઝીંઝવો;કરૈડી;ગાંધી;સુંખળી;કુતરી(ધોળી તથા કાળી);અણુઓમણુઓ;ધરો;ભુમશી;ગાંઠિયું;રાજગરી;અઠીમઠી;ઝેપટી; ગજીબી; કુબી; ચીલ;ઓખલો બોખલો;ડુંગળો;કલ્હાર;બલારો;આરોતારો;ચરકલીયું;સાંઠોડી.

**Grass-hopper,** (ગ્રૅસ્હૉપર) *n.* (*Zool.*)Any jumping orthopterous insect:ઘાસમાં રહેનારું કુદતું જીવજંત;તીડ.

**Grass-plot,**(ગ્રાસ્પ્લૉટ્) *n.* A plot or space covered with grass;a lawn:ઘાસથી ઢંકાયેલી જમીન;તૃણભૂમિ.

**Grass-widow,**(ગ્રાસ્વિડો) *n.* (*a*) An unmarried woman who is a mother:વગર પરણે છોકરું થયું હોય તેવી સ્ત્રી.(*b*)A woman living apart from her husband from abandonment or prolonged absence: છાંડેલી અથવા વિજોગીની સ્ત્રી.

**Grassy,**(ગ્રાસિ)*a.*1.Covered with grass:ઘાસથી ઢંકાયેલું;તૃણાવૃત;તૃણવ્યાપ્ત;તૃણાચ્છાદિત.2.Resembling grass;green:ગ્રાસના જેવું; તૃણમય; ઘાસમય;લીલું.

**Grate,**(ગ્રેટ્) *a.*[L. *gratus*, agreeable.]Serving to gratify;agreeable:અનુસરતું; માફક આવે એવું. *n.* [Fr. *gratter*, to scratch. ] 1.A structure or frame containing parallel or crossed bars, in interstices:સળીઆની-ગજીઆની જાળી. 2. A frame or bed, or kind of basket,of iron bars,for holding fuel while burning:ધુમાડીઆની હેઠળ આડા સળીઆની સગડી.*vt.*[*Low L.gratare.*]1.To rub roughly or harshly; to produce ( *a harsh sound*)by rubbing:ખરર ખરર ઘસવું;કઠોર અવાજ થાય એવું ઘસવું.2. To reduce to small particles by rubbing with anything rough: કરકરા પદાર્થ સાથે ઘસાઈને ઝીણું રજ જેવું થઈ ઘસાઈ જવું.3.To fret; to irritate;to offend:ગુસ્સે ક૦;ચીડવવું;સતાવવું;-નું મન દુભવવું;માઠું લગાડવું. 4. To reduce to small particles by rubbing with a rough or indented thing:ઓખવવું;છોલવું;ખમણવું.5.To protect with cross-bars:સળીઆ-જાળી ભરી લેવી-જડી લેવી.*vi.*1.To make a harsh sound by friction: ઘસાઈ જવાથી કઠોર અવાજ થવો.2. To offend by oppression or importunity:ખોટું-માઠું લાગવું;દુઃખાવું; ગુસ્સે થવું; દુઃખ થવું-લાગવું.

**Grated,**(ગ્રેટેડ્ )*a.*Furnished with a grate or grating: જાળી-સળીઆવાળી.*As a* **g**.*window*:સળીઆવાળી બારી.

**Grateful,**(ગ્રેટ્ફુલ્ )*a.* [L. *gratus*, agreeable. ] 1. Having a due sense of benefits received:નિમકહલાલ;વફાદાર;કૃતજ્ઞી;ઉપકારજ્ઞ;આભારી;ગુણ-પાડ માનનાર. 2.Affording pleasure;delicious: સુખકર; રમ્ય; રમણીય; સુખાવહ; મજેનું; ખુશકારક; સ્વાદિષ્ટ;આનંદકારક;મનોરમ.*Food* **g**. *to the palate*:જીભને સ્વાદિષ્ટ ભોજન.

**Gratefulness,**(ગ્રેટ્ફુલ્નેસ ) *n.* A due sense of benefits received: કૃતજ્ઞતા;ઉપકાર;નિમકહલાલી.

**Grater,**(ગ્રેટર્ )*n.* An instrument with a rough,indented surface: ખમણી.

**Gratification,**(ગ્રૅટિફિકેશન્ )*n.*[L. *gratus* & *facio*,I make.]1.The act of gratifying or pleasing, either the mind, the taste or the appetite:મન-સ્વાદેન્દ્રિ-ભુખ સંતુષ્ટ-ખુશ ક૦ તે;પોષણ;આરાધન;અનુવર્તન;શાંતિ;શમન;સિદ્ધિ; સાધન;પુરણ;**g.***of desire*:મનોરથ સિદ્ધિ;ઈષ્ટસાધન.2.Satisfaction; enjoyment; delight: પ્રીતિ;તૃપ્તિ; તુષ્ટિ; સંતોષ; આનંદ;ખુશી;સુખ;હર્ષ; પ્રમોદ. 3. A reward;a recompense;a gratuity:ઈનામ;બદલો; પારિતોષક; સુખડી. *Illegal* **g**.: રૂશ્વત;લાંચ.

**Gratify,**(ગ્રૅટિફાઈ)*vt.*1.To please; to give pleasure to;to satisfy: ખુશ ક૦;તુષ્ટ ક૦;સંતોષવું;સંતુષ્ટ ક૦; આનંદ પમાડવું. 2.To requite; to recompense:બદલો-ઉપકાર-વાળવો.

**Grating,**(ગ્રેટિંગ્ )*n.*1.A partition, covering or frame of parallel or cross bars:સળીઆની-ગજીઆની જાળી.2.A harsh sound: ખરરર ખરરર-ઘસર ઘસર અવાજ;કઠોર અવાજ. *a.*Making a harsh sound;harsh: કઠોર;ખુંચે એવું;કર્કશ;કર્ણકઠોર.

**Gratingly,**(ગ્રેટિંગ્લિ) *adv.* Harshly; irritatively: ગુસ્સો ઉપજાવે એવી રીતે.

**Gratis,**(ગ્રૅટિસ્ ) *adv.* [L. *gratia*, favor.]For nothing;without recompense;freely;gratuitously: ફોકટ;મફત;અમસ્તું;વગર મૂલ્યે;નિર્મુલ્યે.

**Gratitude,**(ગ્રૅટિટ્યૂડ્ )*n.*Kindness awakened by a favor received; thankfulness:આભાર;વફાદારી;કૃતજ્ઞતા;નિમકહલાલી;ઉપકારસ્મૃતિ-સ્મરણ.

**Gratuitous,** ( ગ્રૅટ્યૂઈટસ્ ) *a.* [ L. *gratus*,pleasing.]1.Given without an equivalent or recompense;conferred without valuable consideration:મફત આપેલું; મેહેરબાની દાખલ;મફતનું; નિર્મૂલ્ય. 2. Without reason,cause or proof: અમસ્તું;નિષ્કારણ;ફોકટ;નિર્નિમિત્ત.

**Gratuity,** (ગ્રૅટ્યૂઈટિ ) *n.* 1. Something given without recompense;a free gift;a present:ભેટ; બક્ષીસ;ઈનામ;દાન;ચેરીમેરી;ખુશબખ્તી. 2.Something voluntarily given in return for a favor or service: પોતાની રાજીખુશીથી કોઈ ઉપકાર બદલ અથવા નોકરીના બદલામાં કંઈ આપેલું તે;ચેરીમેરી.

**Gratulate,**(ગ્રૅટ્યૂલેટ્ )*vt.*[L.*gratus*, pleasing.]To salute with declarations of joy;to congratulate: મુબારકબાદી આપવી;અભિનંદન આપવું.*a.*Worthy of gratulation:મુબારકબાદી આપવા લાયક;અભિનંદનીય

Gossiping & lying go hand in hand:

**Gratulation,**(ગ્રૅટ્યુલેશન્ )*n.* The act of gratulating or felicitating;congratulation:મુબારકબાદી; વધામણી.

**Gravamen,**(ગ્રૅવૅમેન્ ) *n.pl.* **Gravamina**.(*Law.*)The grievance complained of;the substantial cause of an action:ફરિયાદનું ખરું કારણ.

**Grave,**(ગ્રેવ્ )*a.*[L.*gravis*,heavy.] 1.Of great weight;heavy;ponderous:ભારે;વજનદાર;મોટું. 2. Of importance;momentous; influential;serious:ગંભીર;અગત્યનું;વજનદાર;ભારેખમ;ભેજદાર.3.Solemn; sober;plain: ધેરું; ધાડું; ગંભીર; **g.** *color*:ઘેરો રંગ;*g.face*:ગંભીર ચહેરો. 4. (*Mus.*) Not acute or sharp; low;deep:નિચો;મંદ;ધીર.*A g. note*: નીચો સ્વર. **G.**accent: અનુદાત્ત. *vt.* [AS.*grafan*,to dig.] 1.To dig: ખોદવું;ખણવું.2.To carve or cut;to engrave:કોતરવું;કોરવું.3.To carve out or give shape to:કાપીને ઘાટ કાઢવો;કોતરીને બનાવવું. 4.To impress deeply on the mind:મન ઉપર ઉંડી અસર ક૦;મનમાં ઠસાવવું. To entomb;to bury:દાટવું;-ની ઘોર ક૦;કફન ક૦;દફનાવવું.*vi.*To practise engraving: કોતરવાનો ધંધો ક૦.*n.* (*a*)A tomb;a sepulchre:કબર;ઘોર;સમાધિ;મેતકુંડ;હજીરો.(*b*)Death; destruction:મોત;નાશ;અંત;આખર; અવસાન.**G.***wax*,adipocere:ચરબી; ચીકણાઈ.

**Gravel,**(ગ્રૅવલ )*n.*[Fr.*greve*,a sandy shore,strand.]1.Small stones, or fragments of stone:કંકર;કાંકરી;મરડીઆ;કાંકરા.2.(*Med.*) A deposit of small calculous concretions in the kidneys and the urinary or gall bladder:પથરી.(*b*) Also the disease of which they are a symptom:પથરીનો રોગ;મુત્રકૃચ્છ.**G.***powder*,coarse gunpowder:ભભરો બંદૂકનો દારૂ. *vt.* 1. To cover with gravel:કાંકરી પાથરવી. 2.To run (*as a ship*)upon the gravel or beach: વહાણને રેતીના કિનારા ઉપર ચઢાવી દેવું.3.To embarrass; to perplex:ગુંચવણમાં નાંખવું;મુઝાવવું;સંભ્રમ-વિભ્રમમાં નાંખવું; ગભરાવવું;ગુંચવવું. 4. To hurt or lame(*a horse*)by gravel lodged between the shoe and foot:પગ અને એડીની વચ્ચે કાંકરો આવવાથી લંગડું ક૦-ઈજા ક૦.

**Gravelly,**(ગ્રૅવેલિ) *a.* Abounding with gravel;consisting of gravel: કાંકરાવાળું;મરડીઆવાળું;કંકરમય.

**Gravely,**(ગ્રેવ્લિ)*adv.*In a grave manner:ગંભીરતાથી;ગંભીરપણે;ગાંભીર્યપૂર્વક ઠાવકાઈથી;ઠાવકું મોં રાખીને.

**Graveness,**(ગ્રેવ્નેસ્ )*n.* The quality of being grave:ગંભીરતા;ગંભીર થવાનો ગુણ;ગાંભીર્ય;ધીરતા;ભાર; ગૌરવ;ગરિમા;ગુરૂત્વ;મહત્વ.

**Graver,**(ગ્રેવર્ )*n.*1.An engraver or a sculptor:કોતરનાર;કોરનાર.2. An engraving or cutting tool; a burin:કોતરવાનું હથિયાર;કોતરણી.

**Grave-stone,** ( ગ્રેવ્સ્ટોન્ ) *n.* A stone laid over or erected near a grave;a tombstone:મૃત્યુસ્તંભ; કબરની પાસે કે ઉપર ઉભો કરેલો સ્મરણ લેખવાળો પથ્થર;ચૈત્ય.

**Graveyard,**(ગ્રેવ્યાર્ડ્ )*n.*A yard or inclosure for the interment of the dead;a cemetery:મુડદાં દાટવાની જગા;કબરસ્તાન; દખમું;મશાણ.

**Gravitate,** (ગ્રૅવિટેટ્ ) *vi.*To obey the law of gravitation;to tend in any direction or toward an object: ગુરૂત્વાકર્ષણથી ખેંચાવું;ખેંચાવું; મધ્યાભિસરણ-મધ્યાભિગમન-કેંદ્રાભિસરણ ક૦-થવું.

**Gravitation,**(ગ્રૅવિટેશન્)*n.*1.The act of gravitating: ગુરૂત્વાકર્ષણથી થતું ખેંચાણ. 2. (*Physics.*) That species of attraction or force by which all bodies or particles of matter in the universe tend toward each other:ગુરૂત્વાકર્ષણ;અધઃપતનશીલતા.

**Gravity,** (ગ્રૅવિટિ) *n.* [L. *gravis*, heavy.]1. The state of having weight;heaviness:ભાર હોવો તે; ગુરૂત્વ; ભાર;ભાર-ભેજદારપણું. *The g. of lead*:સીસાનું-વજન.2.Sobriety of character or demeanor: ગંભીરતા; ભારેખમપણું; ગાંભીર્ય. 3. Importance;significance or dignity: અગત્યતા; મહત્વ;ગૌરવ; મહિમા.*The g. of an offence*:ગુન્હાનું મહત્વ.4.(*Physics*) The tendency of a body toward the centre of the earth:ગુરૂત્વાકર્ષણ;આકર્ષણશક્તિ.5.(*Mus.*)Lowness of tone: સ્વરનું નીચાપણું;મંદતા. *Centre of* **g.**:ગુરૂત્વમધ્યબિંદુ.*Specific* **g.**,the ratio of the weight of a body to the weight of an equal volume of some other body taken as, the unit or standard:વિશિષ્ટ ગુરૂત્વ;વિશેષગુરૂત્વ.

**Gravy,**(ગ્રેવિ)*n.*1.The juice that drips from flesh in cooking:માંસને રાંધતી વખત તેમાંથી પ્રવાહી થઈને ટપકી જતો રસ;છોઅટ.2.Liquid dressing for meat fish, vegetables etc.:માંસ, માછલી તથા આદિ વાસ્તે પ્રવાહી મસાલો.

**Gray.** (ગ્રે) *a.* [AS. *grœg.*] White mixed with black: કાબરચીતરું; રાખોડીઆ રંગનું;કાળાશ પડતા રંગનું; ભૂખરું.2.Gray-haired;hoary: કાબરચીતરા-ભૂરા વાળવાળું;ધવલ;પલિત;પળિયાવાળું.3.Old;mature: જીર્ણ;પુખ્ત;વૃદ્ધ;પરિપકવ;**g.***experience*: પરિપકવ અનુભવ. *Gray antimony* (*Min.*),stibnite:સુરમો.*n.* 1.A gray color:ઘેરો ધોળાશ પડતો રંગ;રાખોડીઓ રંગ.2. An animal or thing of gray color:ઘેરા ધોળા રંગનું કોઈ પશુ-પદાર્થ.

**Gray-beard,** (ગ્રે-બીર્ડ્ )*n.* An old man:ઘરડો-વૃદ્ધ માણસ.

**Grayness,**(ગ્રેનેસ્ )*n.*The quality of being gray: કાબરચીત્રાપણું;પુખ્તપણું;જીર્ણતા;પકવતા;ધવલતા.

**Graze,**(ગ્રેઝ્ )*vt.*[AS.*grœs*, grass.] 1.To feed or supply with grass: ચરાવવું.2.To feed on;to eat grass from:ચરવું;-માંથી ઘાસ-તૃણ ખાવું.3. To tend(*cattle*)while grazing: ચારવું;ચરતાં જાળવવું.4.To rub or touch lightly the surface of a thing in passing:કોઈ ચીજને જરા અડકીને-ઘસાઇને જવું. *vi.* 1.To eat grass:ચરવું.2.To yield grass for grazing: ચરવાને માટે ઘાસ ઉગવું-ઉત્પન્ન થવું. 3.To touch something lightly in passing: કોઈ પણ ચીજને જરા અડકીને-ઘસાઇને જવું.*n.* 1.The act of grazing:ચરવું તે.2. A light touch;a slight scratch: જરાક સ્પર્શ થવો-અડકવું-ઘસાવું તે.

**Grazier,**(ગ્રેઝ્હર્ )*n.*One who pastures cattle,and rears them for market:વેચવાને માટે ઢોર પાળનાર -ઉછેરનાર.

**Grazing,**(ગ્રેઝિન્ગ્ ) *n.* 1. The act of one who grazes: ચરાવવું-ચારવું તે. 2. A pasture; growing grass:ઘાસ;ચારો;ગોચર;ચરો.

**Grease**,(ગ્રીસ્)*n.*[Low L.*grassus*,thick.]1.Animal fat:પ્રાણીઓની ચરબી;મેદ;માંસ સ્નેહ.2.(*Far.*) An inflammation of a horse's heels:ઘોડાની એડીઓએ આવતો સોજે.*vt.*1.To smear,anoint,or daub, with grease or fat;to lubricate: ચરબી લગાડવી-ચોપડવી;-માં ચરબી-તેલ પુરવું;ઉંજવું.2.To bribe;to corrupt with presents: લાંચ-રૂશવત આપવી.*The* **greased** *advocate*: લાંચીઓ વકીલ.3.To cheat or cozen:ઠગવું;ધૂતવું;છેતરવું.4.To affect (*a horse*)with grease, the disease:ઘોડાને પગે સોજે થવો.*To* **g.** *in the hand*,to corrupt by bribes: લાંચ આપીને બગાડવું-ફોડવું.

**Greasiness**, (ગ્રિસિનેસ્) *n.* Oiliness;unctuousness; grossness: ચિકણાઈ;ચિકણાશ.

**Greasy**,(ગ્રીઝિ)*a.*1. Composed of grease;unctuous:ચિકણું;ચરબીદાર. 2.Smeared with grease:ચરબીથી ખરડાયેલું.3.Smooth:લીસું;સુંવાળું; સ્નિગ્ધ.4. Fat of body;bulky:શરીરે જાડું હોય એવું;કદવાળું.5.Gross; indecent:નાગું;બીભત્સ;અસભ્ય.6. (*Far.*)Affected with grease:પગે સોજે થયેલો હોય એવું.

**Great**, (ગ્રેટ્) *a.*[A.S. *great.*] Of much size;enormous;immense; expanded: મોટાકદનું; મોટું;વિસ્તારવાળું; વિશાળ;ગંજાવર.2. Large in number;numerous:અસંખ્ય;બેશુમાર;પુષ્કળ;મોટું.*A* **g.** *multitude*: અસંખ્ય માણસો 3.Lengthened in duration;prolonged in time:લાંબું;ઘણું;બહુ.*A* **g.***while*:ઘણીવાર.4. Superior;admirable:શ્રેષ્ઠ;મોટું;મહાન્;વખાણવા લાયક;ઉત્કૃષ્ટ;ઉત્તમ;પરમ;વિશિષ્ટ;પ્રસિદ્ધ.5.Uncommonly gifted;mighty;noble:મોટું;શ્રીમાન;શ્રીમંત;પ્રૌઢ;તેજસ્વી;તેજોમય;જબરો;સમર્થ;પ્રતાપી;પ્રતાપશાળી;મહાન.*A* **g.***hero*:મહાવીર.*A* **g.***philosopher*: સમર્થ તત્વવેત્તા.6.Holding a chief position ; elevated ; foremost; principal:મુખ્ય;આગેવાન;મોટો;પ્રધાન;પરમ;મહા;મહાન.*A* **g.** *man*: આગેવાન માણસ.7.Weighty; important:વજનદાર;મોજદાર;અગત્યનું; સબળ.*A* **g.***argument*:સબળ દલીલ. 8.Pregnant;big (*with young*): ભારેવાયું;મહિનાવાળી;ગર્ભવંતી;સગર્ભા.9.More than ordinary in degree:અતિશય;મોટું;ભારે;બેહદ;પુષ્કળ;અત્યંત;અધિક.*To be in* **g.***pain*: અતિશય-મોટા દુઃખમાં હોવું. 10. (*Genealogy*)Older,younger, or more remote,by a single generation:વડો;વડ.*As* **g.***grandfather*: વડદાદો;દાદાનો બાપ.**G.***circle of a sphere*, a circle, the plane of which passes through the centre of the sphere:જે ગોળાનું સમતોલ તેગોળાર્ધના મધ્યબિંદુમાં થઇને જાય છે તે.**G.***go*,the final examination for a degree at the university of Oxford or England: ઑક્સફર્ડ અથવા ઇંગ્લાંડની પાઠશાળામાં દરજ્જો મેળવવાની છેલ્લી પરીક્ષા.**G.** *powers (of Europe in modern deplomacy)*,Great Britain,France,Germany,Austria, Russia and Italy:ગ્રેટબ્રિટન,ફ્રાન્સ, જર્મની, ઑસ્ટ્રિઆ,રૂશિઆ અને ઇટાલી.**G.***sea*, the mediterranean sea: ભૂમધ્ય સમુદ્ર.*Great seal (a)* The principal seal of a kingdom or state: રાજ્યની મોટી-મુખ્ય સિલ-સિક્કો. (*b*) (*in Great Britain*)The Lord chancellor:ન્યાય કોર્ટનો મુખ્ય ન્યાયાધિશ; લૉર્ડચાન્સેલર. *The great*, the eminent or powerful:પ્રખ્યાત-શક્તિમાન આદમી-માણસ. *To be great (with one)*,to be intimate or familiar (*with him*):-ની સાથે નિકટ સંબંધ હોવો;ની સાથે સારો સંબંધ-ઓળખાણ હોવું.*n.*The whole: આખો ભાગ.*A contract to build a ship by the* **g.**:આખું વહાણ બનાવવાનો-બાંધવાનો કોન્ટ્રાક્ટ-સરત.

**Greatly**,(ગ્રેટ્લિ)*adv.*1.In a great degree;much: પુષ્કળ;ઘણું;બેહદ;અતિશય;અત્યન્ત.2. Nobly; illustriously:ઉમદાપણે; બહાદુરી-પ્રખ્યાતિથી;પ્રતાપથી.

**Greatness**, (ગ્રેટ્નેસ્) *n.* 1. The state, condition or quality of being great:વિશાળતા;વિસ્તાર;મોટાઈ;મોટપણું;મહત્વ;મહતા;મહિમા; ઐશ્વર્ય;માહાત્મ્ય;વિભવ;વૈભવ;પ્રભાવ; વિભૂતિ;શોભા;ગૌરવ;પ્રતિષ્ઠા;ઉત્કર્ષ;વિશિષ્ટતા.**G.***of mind*:ઉદારતા;ઔદાર્ય.**G.***of rank*:કુલીનતા;કુલોત્કર્ષ. 2. Pride;haughtiness:ગર્વ;મગરૂબી;બડાઈ;અભિમાન;અહંકાર.

**Greave**,(ગ્રીવ્)*n.* A glove: હાથનું મોજું.*n.*[O.Fr.*greves.*]An armor for the leg below the knee:ઘુંટણની નીચેનું પગનું બખ્તર;પગનું કવચ.

**Greaves**,(ગ્રીવ્ઝ્)*n.Pl.*[AS.*greafa*, pot.] The sediment of melted tallow:ઓગાળેલી ચરબીનો કચરો.

**Grecian**,(ગ્રીશન્)*n.*1.A native of Greece;a Greek:યુનાની.2.A Jew who spoke Greek:ગ્રીક ભાષા બોલનારો યાહુદી. 3. One versed in Greek language or history;ગ્રીક ભાષા અથવા ઇતિહાસમાં પ્રવીણ માણસ.

**Gree**,(ગ્રી)*n.*1.Favor;pleasure; satisfaction:મહેરબાની;ખુશી;આનંદ; સંતોષ.2.Rank;degree;position: પાયરી;દરજ્જો;પદ્વી;સ્થિતિ. 3. The prize;the honor of the day:ઇનામ.*vi.*To agree:મળતા આવવું;કબુલ-માન્ય કરવું.*n.Pl.Grees*,a step:પગથું.

**Greed**,(ગ્રીડ્)*n.* An eager desire or longing;greediness:લોભ; અતિસ્પૃહા;અત્યાકાંક્ષા;અતિતૃષ્ણા; અતૃપ્તિ ; અતિલાલસા; ઘણી ઉત્કંઠા-ભૂખ-ઇચ્છા;અત્યાહાર.

**Greediness**(ગ્રીડિનેસ્)*n.*The quality of being greedy;vehement and selfish desire:અતિલોભ;આતુરતા;અતિલાલસા;અત્યાકાંક્ષા.

**Greedy**,(ગ્રીડિ)*a.* 1.Ravenous;voracious;very hungry:અતિ ખાનારૂં-ભૂખ્યું;અત્યાહાર પ્રિય; અતિલોભી; બહુભક્ષક.2.Eager to obtain:avaricious: અતિલોભી; અત્યાકાંક્ષી; અતિતૃષ્ણાકુલ;લોભાવિષ્ટ;અત્યભિલાષી;મેળવવાને માટે આતુર.

**Greek**,(ગ્રીક્)*a.*[L.*graecus.*]Of,or pertaining to Greece or the Greeks : ગ્રીસદેશ અથવા ગ્રીક લોકો સંબંધી-નું;યુનાની.*n.*1.(*a*)A native of Greece;a Grecian:યુનાની. (*b*) The language of Greece:યુનાની ભાષા.2.A knave;a cheat: લુચ્ચો; ઠગ;ચોર. 3. Something unintelligible: સમજી શકાય નહિ એવી ચીજ;સમજમાં ન આવે એવી બાબત.

**Greek-fire**,(ગ્રીક્ ફાઇર્)*n.* A combustible composition which burns under water:પાણીમાં પણ સળગી ઉઠે એવી તરેહની એક મેળવણી.

**Green**,(ગ્રીન્)*a.*[AS.*grene.*]1.Verdant;emerald:લીલું;લીલા રંગનું.2. Having a sickly color;wan:ફિક્કું;ફીકું;નિસ્તેજ;વિવર્ણ;તેજ વગરનું. 3. Full of life and vigor; new; recent:તાજું;નવું;ઉગતું;તાજું;નવું.**G.***wound*:તાજો ઘા.4.Not ripe:immature:કાચું;લીલું;અપરિ-

પક્વ;કાચુનચ.*A green fruit:* કાચું ફળ.5.Not roasted;half raw:અડધું કાચું. 6.Immature in age or experience;young;raw:કાચું; ઉમ્મરે કે સમજણમાં કાચું;બિનઅનુભવી.7.Not seasoned;not dry: લીલું.*As,a* **g.***wood:*લીલું લાકડું.*Green crop,*a crop used for food while in an unripe state:કાચું ને કાચું ખાવાનું શાક તરીકે ખવાતું અનાજ.**G.***hand,*a novice:નવો;શિખાઉ;અણકસબી;બીનઅનુભવી.*Green vitriol,(Chem.)* Sulphate of iron:હિરાકશી.*Green ware,*articles of pottery molded and shaped,but not baked:વગર પકવેલાં માટીનાં વાસણ.*n.*1.(*a*) The color of growing plants : ઉગતા ઝાડ-છોડવાનો રંગ.(*b*)The color between yellow & blue:લીલો રંગ;લીલાશ.2. A grassy plain or plot: ઘાસથી ઢંકાયેલી-ઘાસવાળી જમીનનો કકડો; લિલોત્રીવાળી જગા. 3. Fresh leaves or branches of trees:ઝાડનાં તાજાં પાંદડાં તથા ડાળીઓ;નવપલ્લવ.4. *Pl.* Leaves and stems of young plants:નાના છોડવાનાં પાંદડાં અને થડ;ભાજી;ભાજીપાલો.5.Any substance of a green color: લીલા રંગનો કોઈપણ પદાર્થ.*vt.*To make green:લીલું કo-બનાવવું.*vi.*To become or grow green:લીલું થવું-ઉગવું.

**Green-crops,**(ગ્રીન્-ક્રૉપ્સ્ )*n.*Crops used for food while in an unripe state:લીલાં શાકભાજી વિગેરેનો પાક.

**Green-grocer,**(ગ્રીન્-ગ્રોસર્ ) *n.* A retailer of vegetables,or fruits in their fresh or green state : કાછીઓ;મેવાવાળો;પસ્તાગીઓ.

**Green-horn,**(ગ્રીન્-હૉર્ન્ )*n.*A raw, inexperienced person:કાચીબુદ્ધિનો આણસ;નવુવાનીઓ;હેલ્લુડ;કાચો;અજાણ.

**Greenish,**(ગ્રીનિશ્ )*a.* Somewhat green;having a tinge of green: જરા લીલાશપર;લીલાશપડતા રંગનું.

**Green-room,**(ગ્રીનરૂમ્ )*n.*The retiring room of actors and actresses in a theatre:નાટકશાળામાં પડદાની અંદર વેષ બદલવાની ઓરડી; નેપથ્ય;નેપથ્યશાલા.

**Greens,**(ગ્રીન્ઝ્ )*n.pl.* Leaves and stems of young plants:નાના છોડવાનાં લીલાં પાંદડાં અને થડ;ભાજી;-પાલો.

**Greensward,**(ગ્રીનસ્વૉર્ડ્ )*n.* Turf green with grass:ઘાસથી ભરાયેલી જમીન.

**Greet,**(ગ્રીટ્ )*a.*Great:મોટું.*vi.*[AS. *grætan.* ] To weep; to cry ; to lament:રડવું;શોક કo;દિલગીર થવું.*n.* Mourning:શોક;દિલગીરી.*vt.* [AS. *gretan,*to address.]1.To salute; to hail;to welcome: મુબારકબાદી આપવી;અભિનંદન કo.2. To meet with something that makes the heart glad:જેથી અંતઃકરણ ખુશ થાય છે-આનંદમાં રહે છે તેવી ચીજ સાથે મળવું-ભેગા થવું.3.To accost;to address:પ્રથમ બોલવું;ભાષણ કo; નમસ્કાર-રામરામ-સલામ કo-કહેવું.*vi.*To meet and give salutations:-ને મળીને સલામ કo.*n.*Greeting:સલામ.

**Greeting,**(ગ્રીટિન્ગ્ )*n.* Expression of kindness or joy;salutation at meeting:રામરામ;જેગોપાળ;સલામ; દંડવત;નમસ્કાર; જયશ્રીકૃષ્ણ; જયગુરૂ; સાહેબજી;સાહેબમહેરબાન.

**Gregarious,** (ગ્રીગેરિઅસ્ ) *a.* [L. *grex, gregis,*herd.] Habitually living or moving in flocks or herds; not habitually solitary or living alone:સાથમાં રહેવાની ટેવવાળું;યૂથચારી;સંઘચારી; એકલસુરૂં ન હોય એવું;સંઘચર.

**Greith,**(ગ્રીથ્ )*vt.*[AS.*geraedan,*to arrange.]To make ready:તૈયાર-સજ્જ કo.*n.*Goods;furniture:માલ;સામાન;સરંજામ.

**Gremial,** (ગ્રીમિઅલ્ ) *a.* [L. *gremium,*lap; bosom.] Of or pertaining to lap or bosom:ખોળાછાતી સંબંધી-નું-વિષે. *n.* A bosom friend : ખરો-અંતઃકરણનો-વિશ્વાસુ ભાઇબંધ;તનબદનમિત્ર;જીવજાનદોસ્ત.

**Grenade,**(ગ્રીનેડ્ )*n.(Mil.)* A hollow ball or shell of iron filled with powder or other explosive, ignited by means of a fuse,and thrown from the hand among enemies:શત્રુ ઉપર સળગાવીને નાંખવાનો પોલો દારૂથી ભરેલો ગોળો.*Hand* **grenade,** a small grenade of iron or glass:શત્રુ ઉપર નાંખવાનો લોડા અથવા કાચનો નાનો ગોળો.

**Grenadier,**(ગ્રેનેડીર્ )*n.(Mil.)*One of a company attached to each regiment, taking post on the right of the line, and wearing a peculiar uniform:પેદલ લશ્કરનો અમુક દરેસ પહેરનાર સિપાઈ.

**Grew,** (ગ્રૂ )*Imp.* of **grow**:ઉગ્યું.

**Grey,**(ગ્રે)*a.*Gray:ધોળું;કાબરચિતરૂં. See **Gray**.

**Grey-hound,** ( ગ્રેહાઉન્ડ્ ) *n.* A slender,graceful breed of dogs, remarkable for keen sight and swiftness:શીકારી કૂતરો.

**Griddle,** ( ગ્રિડલ્ ) *n.* 1. An iron plate or pan used for cooking cakes:કેક પકવવાની છાછર-તવો;લોઢી. 2.A sieve with a wire bottom, used by miners:ખાણખોદનારાઓના કામમાં વપરાતી વાળાના તળીઆવાળી ચાલણી.

**Grief,**(ગ્રીફ્ )*n.*[L.*gravis,* heavy.] 1.Sorrow;sadness: શોક;પસ્તાવો; ખેદ;દુઃખ;ઉદાસી;મનસ્તાપ;સંતાપ;પરિતાપ;વ્યથા;પીડા;ઉદ્વેગ;આધિ;બળાપો;વેદના;ખરખરો;ઉચાટ;ઉત્કંઠા;ક્લેશ. 2.Cause of sorrow or pain;grievance:દુઃખ-દિલગીરીનું કારણ; દુઃખ; અનિષ્ટ;સંકટ;દુઃખાસ્પદ. 3.Malady: રોગ;વ્યાધી;વિકાર;આજાર. *To come to* **grief,**to meet with calamity, accident,ruin, defeat,&c.: દુઃખ આવી પડવું; અચાનક બનાવ બનવો; નાશ થવો;પરાજય-હાર થવી.

**Grievance,**(ગ્રીવૅન્સ )*n.*1.A cause of uneasiness and complaint; injury; a wrong done and suffered:દુઃખ-બેચેનિનું કારણ;દુઃખ;દુઃખભીજ;હરકત;ઈજા;કષ્ટ;બાધા;પીડા;પીડાહેતુ.2.Grief;affliction:દિલગીરી; શોક;ખેદ;દુઃખ;સંકટ.

**Grieve,**(ગ્રીવ્ )*n.* [AS.*gerefa.*] A manager of a farm:ખેતરનો ઉપરી.*vt.*1.To occasion grief to; to afflict;to hurt:દુઃખ-ઈજા કo;નુકસાન કo.2.To sorrow over:-નો શોકખેદ-કલેશ કo;રડવું;બળાપો કo;જીવ બાળવો;-ને સંતાપ-પરિતાપ થવો.*vi.*To feel grief;to sorrow;to mourn: દુઃખ લાગવું;શોક-દિલગીરી થવી;બળાપો થવો;-નું મન દુઃખવવું; કલેશ થવો; સંતાપ-પરિતાપ થવો.

**Grievous,**(ગ્રીવસ્ )*a.* 1. Painful; afflictive:દુઃખ-ઈજા કરે એવું;દુઃખકારક;દુઃખદાયક;ત્રાસદાયક; દુઃખકર; પીડાવહ-કારક;શોચનીય;કલેશ-પીડાજનક. 2.Heinous;flagitious:મહાભારત; ઘોર;દારૂણ;જબર;ભારી;ઉગ્ર.*A* **g.***sin:* મહાભારત-ઘોર પાપ.3. Full of, or expressing,grief or sorrow:શોકદિલગીરીવાળું-દર્શાવનારૂં.

**Griffin,**(ગ્રિફિન્ ) *n.* ( *Myth.* ) A fabulous monster,half lion and half eagle:એક જાતનું પ્રાણી;વિરાટરૂ-

ખોદ્યો ડુંગર ને માર્યો ઉંદર.

પ.2.A species of large vulture એક જાતનું મોટું ગીધ પક્ષી.

**Grig,**(ગ્રિગ્)*n*.1.(*a*)Any small eel: એક જાતની માછલી.(*b*)A grasshopper:તીડ.2.Heath:નાના ઝાડનું વન.

**Grill,**(ગ્રિલ્)*n*.1.A gridiron: જાળીવાળી સઘડી.2.That which is broiled on a gridiron,as meat,fish, etc.:સઘડી ઉપર શેકેલો પદાર્થ.*vt*.[L. *crates*,hurdle.]1.To broil on a grill or gridiron:ભુંજવું;શેકવું. 2. To torment,as if by broiling : દુ:ખ દેવું;શેકવું;સતાવવું;-થી દુ:ખ થવું-લાગવું.

**Grim,**(ગ્રિમ્)*a*.[A.S.*grim*.]Fierce; surly;cruel;frightful; horrible: ક્રૂર;ભયંકર;બિહામણું;દારૂણ;ઘોર; વિકટ;વિકરાળ;ભયાનક;ઉગ્રવદનવાળું.

**Grimace,**(ગ્રિમેસ્)*n*.[A.S.*grima*, make.]A smirk;a made-up face: ચાળા;વાંકુંચુંકું કરેલું મોં;માંકડચેષ્ટા; ચાળાચેષ્ટા;વાંદરાવેડા;વદનવિકાર;મુખભંગ. *vi*. To make grimaces; to make faces:ચાળા ક૦-પાડવા;વાંકુંચુંકું મોં ક૦;ચાળાચેષ્ટા ક૦.

**Grimalkin,**(ગ્રિમૅલ્કિન્)*n*.An old cat,esp.a she-cat:ઘરડી બિલાડી.

**Grime,**(ગ્રાઈમ્)*n*.Foul matter;sullying matter,deeply ingrained: મેલ;કાટ;કીટું;કચરો;મળ;મેંશ.*vt*.To sully or soil deeply;to dirt:મેલું-ગંદુ-મલિન-કચરાવાળું ક૦.

**Grimly,**(ગ્રિમલિ)*adv*. In a grim manner;fiercely: ભયંકર મોંઢાથી; ડોળા કાઢી-દાંત કકડાવીને.

**Grimness**(ગ્રિમ્નેસ્)*n*.Fierceness of look;sternness:મોંઢા ઉપર દેખાતું કઠોરપણ;ઉગ્રમુખતા;ઘોરતા;રૌદ્રતા.

**Grimy,**(ગ્રાઇમિ)*a*.Begrimed;dirty;foul:ગંદુ;કચરાવાળું;મેલું;મલિન.

**Grin,**(ગ્રિન્)*n*.[A.S.*grin*.]A snare; a gin:જાળ;પાશ.*vi*.1.To show the teeth;to snarl:દાંત કાઢવા-દેખાડવા. 2.To set the teeth together and open the lips: દાંતિયાં ક૦; દાંતિયાં કરી-દાંત હોઠ પીશીને બોલવું.*n*.The act of closing the teeth and showing them:દાંતિયાં; દંતદર્શન;કુહાસ.

**Grind,**(ગ્રાઈન્ડ્)*vt*.[*Imp*.**Ground**. *p.p*. **Ground**. ] [ L. *frendo*, I gnash.] 1.To reduce to powder by friction;to crush into small fragments:ચાવવું;વાટવું; પિસવું;દળવું;ભરડવું. 2.To make smooth, sharp or pointed:લીસું,ધારદાર અ-થવા અણીદાર ક૦;ઘસીને ધાર ચઢાવવી-કાઢવી. 3.To oppress by severe exactions;to harass:ભારે વેરા નાંખી હેરાન ક૦-નડવું-પીડવું-દુ:ખ દેવું.4. To study hard for examination: પરીક્ષાને માટે સખત અભ્યાસ ક૦.*vi*. 1.To perform the operation of grinding something:દળવું.2.To become ground or pulverized by friction; દળાવું. This corn *grinds* well:આ અનાજ સારૂં દળાય છે.3.To become polished or sharpened by friction: ઘસાઈને લીસું થવું;-ને ધાર ચઢવી.4.To move with much difficulty:અતિશય મુશ્કેલીથી ચાલવું-આગળ વધવું. 5. To perform hard and distasteful service;to drudge:ગદ્ધાવૈતરૂં ક૦;ભારે મહેનત ક૦.*n*.1.The act of reducing to powder,or of sharpening, by friction:પેષણ;ઘર્ષણ; ચૂર્ણીકરણ. 2.Any severe continuous work or occupation:ગદ્ધાવૈતરૂં; ભારે મહેનત.3.A hard student; a dig: ભારે મહેનત-અભ્યાસ કરનારો વિદ્યાર્થી.

**Grinder,**(ગ્રાઈન્ડર્)*n*. 1.One who or that which grinds: દળનારૂં; વાટનાર. 2. One of the double teeth;a molar:દાઢ.*Grinder's asthma,phthisis, or rot*(*Med*), a lung disease:ફેફસાનું એક જાતનું દરદ;ક્ષઈ રોગ;રાજરોગ.

**Grind-stone,** (ગ્રાઈન્ડસ્ટોન્)*n*. A flat,circular stone,revolving on an axle,for grinding or sharpening tools, or shaping smoothing objects:પેષણી;ચક્કી;ધાર કાઢવાનો પથ્થર;સરાણ.*To hold,put, or bring one's nose to the grindstone*,to oppress one:કોઈને દુ:ખ દેવું-ઉપર જુલમ ક૦-ગુજારવો;-ને દાંતમાં ખાસડું આપવું;-ને તોબા પોકરાવવી; લુંટવું;કચરી નાખવું.

**Grip,**(ગ્રિપ્)*n*.[A.S.*grep*,furrow.] A small ditch or furrow: નાની ખાઈ-ખાડી-નેહેર.*vt*. To trench; to drain: ખાડી-ખાઈ ખોદવી. *n*. [AS. *gripe*.]1.A holding fast;strength in grasping:મજબૂત પકડવું-ઝાલવું તે;પકડવાનું જોર.2.A peculiar mode of clasping the hand:તાળી પાડવાનો-હાથના તાબોટા પાડવાનો એક અમુક પ્રકાર. 3. That by which anything is grasped; a handle:પંજો;ચુંગાલ;પકડ;બાથ;હાથો;મુઠ.*vt*.To grasp;to gripe: પકડવું;ઝાલવું;બાઝવું.

**Gripe,**(ગ્રાઈપ્)*n*.(*Zool*.)A vulture; the griffin:ગીધપક્ષી.*Gripe's egg*, an alchemist's vessel:કિમિયાગર-કિમિયા કરનારનું વહાણ.*vt*.[AS. *gripan*.]1.To catch with the hand; to clutch: જોરથી મુઠીમાં પકડવું-પકડી લેવું;મુઠ્ઠીભીડવી.2.To seize and hold fast; to embrace closely: જોરથી પકડી લઈને ઝાલી રાખવું.3.To cause pinching and spasmodic pain to the bowels of:-ને ચૂંક આણવી;-થી પેટમાં આંકડી આવવી-અમળાવું-ચુંક આવવી.*vi*. 1. To clutch or hold a thing:કોઈ ચીજ પકડવી-ઝાલવી.2.To suffer griping pains: ચૂંક આવે-પેટમાં અમળાય તે ખમવું-સહન ક૦.3.(*Naut*.) To tend to come up into the wind:જ્યાં પવન વાતો હોય તે બાજુએ હંકારી જવું.*n*.1.Grasp; seizure: પકડ; મૂઠ; પંજો.2.A handle;a grip:મૂઠ;હાથો. *The* **g**.*of a sword*: તરવારની મુઠ-હાથો.3.(*Mech*.)A brake to stop a wheel:પૈડાંનીગતિ અટકાવવાનું અટકણ;ચાંપ;ચાંપણ;બરીક.4.Opposition;cruel exaction; affliction: પીડા;દુ:ખ;કષ્ટ;અટકાવ; ભારે વેરો-કર. 5.Pinching and spasmodic pain in the intestine,esp.in the *Pl*.: આંકડી;ચૂંક;ઉદરશૂળ;અમળાટ.

**Grisette,**(ગ્રીઝેટ્)*n*.[Fr.*gris*, gray] A French young working woman ફ્રાન્સમાં જુવાન કામ કરનારી સ્ત્રી.

**Grisly,**(ગ્રિઝ્લિ)*a*. [A.S.*grisan*, to shudder.] Frightful; horrible ; dreadful:બિહામણું;ભયંકર;ભયાનક;રૌદ્ર;દારૂણ;વિકરાળ;ઉગ્ર.

**Grist,**(ગ્રિસ્ટ્) *n*. [A.S. *grindan*.] 1. Ground corn; that which is ground at one time:એકવારનું દળણું-ઓરણું.2.Supply;provision: ખોરાકી; ભરી મૂકેલું અનાજ. 3. A given size of rope:દોરડાનું અમુક કદ. *All is* **g**. *that comes to his mill*,all that he has anything to do with,is a source of profit: જે કંઈ ધંધો કરે તેમાં લાભજ થવો-માં પોબાર પડવા; અવળા પાસાપણ સવળા પડવા. *To bring* **g**. *to the mill*, to bring profitable business into one's hands:કોઈની પાસે ફાયદો થાય એવું કામ આણવું-ને ધીકતો કરાવવો-અપાવવો.

**Gristle,**(ગ્રિસ્લ્) *n.* [A.S. *gristl.*] (*Anat.*)Cartilage: કુમળું હાડકું; તરૂણાસ્થિ.

**Grit,**(ગ્રિટ્)*n.*[A.S.*greot*,grit;sand; dust.]1.Sand or gravel;rough, hard particles:રેતી;કાંકરી.2.The coarse part of meal:લોટમાંનું ફુશું. 3.*pl.*Oats or wheat,hulled and coarsely ground:જાડા દળેલા કે ભરડેલા-છડેલા ઓટસ અથવા ઘઉંના દાણા.4.Structure:બાંધણી;રચના;બાંધો;ઘાટ.*Of good* **g.**:સારી બાંધણીનું. 5.Firmness of mind;fortitude: મનની દૃઢતા; હિંમત; ધૈર્ય. *vi.* To grate;to grind:દળવું;દળાવું.*vt.*To rub harshly together;to grate: ભેગા કરીને ઘસવું-કચડવું. *To* **g.** *the teeth*:દાંત કચડવા.

**Grith,**(ગ્રિથ્)*n.*[A.S.*grio*,peace.] Peace;security;agreement: સલાહ;શાંતિ;સહીસલામતી.

**Grittiness,** ( ગ્રિટિનેસ્ ) *n.* The quality of being gritty:રેતાળપણું.

**Gritty,** (ગ્રિટિ) *a.* 1. Containing sand or grit;full of hard particles:કાંકરીવાળું;રેતાળ.2.Spirited; resolute:હિંમત-ધૈર્યવાન;દૃઢ;નિશ્ચિત.

**Grizzle,**(ગ્રિઝલ્)*n.*[Fr.*gris*,gray.] Gray; a gray color; a mixture of white and black:ભૂરોરંગ;ધોળાશ મારતો રંગ.

**Groan** (ગ્રોન્)*vi.*[A.S.*grennian*, to grit.]1.To give forth a low, moaning sound in breathing; to moan:દુઃખથી બૂમ પાડવી-પીડાવું; અરેઅરે ક૦;દીર્ઘનાદ ક૦;હાયહાય ક૦. 2.To strive after earnestly:-ને માટે જીવ ઘાલીને-ખરા મનથી પ્રયાસ ક૦.*vt.*To affect by groans: દુઃખ દેવું; પીડવું. *n.* A low, moaning sound:ઉંડો શોકનો અવાજ;દીર્ઘનિશ્વાસ;દુઃખનો ભારે સાદ-અવાજ;નિસાસો;આર્તનાદ;હાયહાય;અરેઅરે.

**Groaning,**(ગ્રોનિન્ગ્)*n.*Deep sorrow:અફસોસ;ભારે દિલગીરી.

**Groat,**(ગ્રોટ્)*n.*[L.G.*great*, piece of coin.]1.A silver coin, equal to four pence:ચાર પેન્સનો સિક્કો. 2.Any small sum of money:પૈસાની નાની-જુજ રકમ.

**Grocer,**(ગ્રોસર્)*n.*[Fr.*gros*,large; great.] A trader who deals in tea,sugar,spices, coffee, fruits, and various other commodities: ગાંધી.*Grocer's itch* (*Med*),a disease of the skin: ચામડીનો રોગ; ત્વકરોગ;લોહિવિકાર.

**Grocery,**(ગ્રોસરિ)*n.pl.***Groceries**. 1. The commodities sold by grocers: કરીઆણું. 2. A retail grocer's shop:પરચુરણ કરિઆણાની દુકાન.

**Grog,**(ગ્રોગ્)*n.*A mixture of spirit and water not sweetened:પાણી ભેળવેલો મોળો દારૂ; કોઈ પણ કડીદારૂ.

**Grogram,** (ગ્રોગ્રૅમ્) *n.* A coarse cloth made of silk and mohair: રેશમ અને ઉનનું કપડું.

**Grog-shop,**(ગ્રૉગ્-શૉપ્)*n.* A shop or room where strong liquors are sold and drunk:કલાલની દુકાન.

**Groin,**(ગ્રૉઇન્)*n.*[Fr.*grogner*, to grunt.] The snout of a swine: ડુક્કરનું લાંબુ નાક-ડાચું.*vi.*To growl; to snarl;to murmur: ઘુરકવું;બડબડવું બોલવું.*n.*1.(*Anat.*)The line between the lower part of the abdomen and the thigh; the inguen: જાંગનો સાંધો-થાપો. 2. A frame of woodwork:લાકડાનું ચોકઠું.*vt.*To build with groins:બહાર નિકળેલા ખુણાદાર બાંધવું.

**Groom,**(ગ્રૂમ્)*n.*[A.S.*guma*,man.] 1.(*a*) A waiter;a servant:હજુરીઓ;હજુરમાં ખડો રહેનાર ચાકર;ચાકર.(*b*) A man or boy who has charge of horses,or the stable: ઘોડાવાળો;રાવત;અશ્વપાલ;અશ્વરક્ષક. 2.One of the several officers of the English royal household: ઇંગ્રેજ બાદશાહી કુટુંબનો કોઈ અમલદાર.3.A man recently married; or about to be married; bridegroom:નવો વર;વરરાજા.*vt.*To tend or care for,or to curry or clean, as a horse: ઘોડાની બરદાશ ચાકરી ક૦;માલીશ ક૦;ખરેરો ક૦.

**Groove,**(ગ્રૂવ્)*n.*1.A furrow formed by cutting ; a depressed, way;a worn path;a rut:ખોભણ; કોરણી; ચીલો;ખસરકો;રેખા. 2. The habitual course of life,work or affairs:પડેલો પ્રવાહ-પ્રચાર-ચાલ-રસ્તો-માર્ગ.3.(*Mining.*)A shaft or excavation:ખાડો;પોકળ.*vt.*To cut a groove or channel in; to furrow:ખોભણ-કોરણ પાડવી;ખસરકો ક૦.

**Groover,**(ગ્રૂવર્)*n.*1.One who or that which grooves:ખોભણ-કોરણ પાડનાર.2.A miner:ખાણ ખોદનાર.

**Grope,**(ગ્રોપ્)*vi.*[AS. *gripan, to* gripe.] 1. To feel with or use the hands;to handle:હાથ વાપરવાને લાગવું;વાપરવું;હાથથી જોવું-તપાસવું.2.To search or attempt to find something in the dark;to move about hesitatingly,as in darkness or obscurity: ફાંફાં મારવાં-મારીને શોધવું;ફંફોસવું;હાથ લાંબા કરી રસ્તો શોધવો. *vt.* 1.To search out by feeling in the dark:ફાંફાં મારીને શોધી કાઢવું.2.To examine; to test:તપાસવું;પારખીજોવું;પરીક્ષા ક૦.

**Gross,**(ગ્રોસ્)*a.*[L.*crassus*, thick.] 1.Great;large;bulky; fat:મોટું; કદાવાળું; કદાવર; જાડું. 2. Coarse; rough;not fine or delicate:જાડું; ખડબચડું;નાજુકી કે બારિકી વિનાનું; ખાંપા-રાશા જેવું.3.Dull;not easily aroused or excited: મોળું;ઠાહાડું;મંદ;જડ;મૂઢ.4.Vulgar; low; obscene;impure:નીચ;હલકું;અશુદ્ધ;પશુતુલ્ય-વત;(*as terms.*)ભુંડાળું; નિર્લજ;અમર્યાદ; ગર્હ્ય;નિંદ્ય; અસભ્ય; અપવિત્ર;અવિનીત.5.Thick;dense: જાડું;ઘટ્ટ;અપારદર્શક. 6.Great;palpable; serious; shameful: મોટું; ભારે;હડહડતું;ખુલ્લું;દેખીતું;ઉઘાડું.7. Whole;entire; total: કુલ;એકંદર; જુમલે;સામટું;બધું મળીને થયેલું;કાચું. *As the* **g.** *sum*: કુલ રકમ; **g.** *weight*:એકંદર-બારદાન સાથનું તોલ. *Gross adventure* (*Law.*), the loan of money on a mortgage of ship:વહાણને ઘરાણે મુકીને લીધેલા પૈસા.**G.***average*(*Law*),that kind of average which falls on the entire amount of ship, cargo, and freight: વહાણ અને તેના માલની આખી રકમ ઉપર નાંખેલી સરાસરી.**G.***weight*,the total weight of merchandise or goods,without deduction for tare or waste: બારદાન ઓછું કર્યા સિવાયનું માલનું કુલ-એકંદર વજન;કાચું તોલ.*n.*1.The chief part, bulk or mass: મુખ્ય ભાગ-કદ;પ્રધાનભાગ.2.*Sing. & pl.* The number of twelve dozen: બાર ડઝન; ૧૪૪. *A great* **g.**, one hundred and forty-four dozen: ૧૪૪ ડઝન. *By the gross,* by the quantity; at wholesale: સામટે વેચાણે.*In the gross,In gross,*all parts taken together:સમગ્રતાથી; એકંદરે;એકંદર રીતે.

ગોલો ગોલી વડે ને ગપેડાનો કાન કપાય.

**Gross-headed,**( ગ્રોસ્-હેડેડ્ ) *a.* Thick-skulled;stupid:મૂર્ખ;ધાડી-જડ બુદ્ધીનો માણસ;ઢાંઢો;શંખ;જડ;મૂઢ.

**Grossly,** (ગ્રોસ્લિ) *adv.* Greatly; coarsely;disgracefully:અમર્યાદરીતે;ભૂંડી રીતે;અત્યંત;અતિશય;અતિપાત્ર.

**Grossness,** (ગ્રોસ્નેસ્ ) *n.* Thickness;coarseness;shamefulness: બેવકુફાઈ;જાડાઈ;હલકાઇ; સ્થૂલતા; અશ્યતા;અવિનય;અમર્યાદા; અત્યંતતા; અધિકતા;સ્થૂલમતિ.

**Grotesque,**(ગ્રોટેસ્ક્ )*a.*[Fr.*grotta*, grotto. ] Widely or strangely formed;extravagant;fantastic: વિચિત્ર;તરેહવાર;વિલક્ષણ;વિરૂપ;હાસ્યરૂપ;અસંબદ્ધ;અસંગત;વિષમ.*n.***1.**A whimsical figure:વિલક્ષણાકૃતિ.**2.** Artificial grottowork:કૃત્રિમ ગુફા.

**Grotto,**(ગ્રોટ્ટો )*n.Pl.* **Grottoes.** [L.*crypta*,vault;cavern.]A natural covered opening in the earth;a cave:ભોંયરૂં;ગુફા;ગુહા.

**Ground,**(ગ્રાઉન્ડ્ )*n.*[AS. *grund.*] **1.**(*a*)The surface of the earth: ભોંય;ભૂમિ;મહી;ધરણી;પૃથ્વી; જમીન. (*b*)A floor or pavement:જમીન; ભોંયતળિયું;સપાટી.(*a*)Region;territory;country:દેશ;મુલક;રાજ્ય;પ્રદેશ.(*b*)The field or place of action:ભૂમિક્ષેત્ર;ચોગાન;સ્થળ.**3.**Land; estate;possession:જમીન; જાગીર; વતન;ભોંયભાડાં.**4.**(*a*)The basis on which anything rests; foundation:પાયો;આધાર;મૂળ;પત્તો;મુદ્દો;ઠેકાણું;પ્રમાણ.(*b*)A premise,reason or datum;ultimate or first principle;cause of existence or occurrence:નિમિત્ત;હેતુ;કારણ;ધોરણ; સબબ;પ્રયોજન.**5.**(*Paint & Decorative art.*) The surface upon which the figures of a composition are set:જમીન;પટ;ભોંય.*As, crimson flowers on a white* **g.**: ધોળી ભોંય ઉપર કિરમજી ફુલ.**6.** *Pl.* Dregs; lees: તળે બેઠેલો કચરો. **7.** The pit of a theater:નાટકશાળામાં છેલ્લા વર્ગના લોકો સારૂ બેઠક. **g.** *bailiff* ( *Mining* ), a superintendent of mines:ખાણોની તપાસ રાખનાર-ઉપરી;**g.***bait*,bits of bread, boiled barley, or worms etc., thrown into the water to colect the fish:માછલીઓ એકઠી-ભેગી કરવાને માટે પાણીમાં નાંખવામાં આવતા રોટલીના કકડા-ઉકાળેલાજવઅથવાકીડા; ગળ;**g.***beetle* (*Zool.*), One of numerous species of carnivorous beetles:વંદો;**g.***chamber*,a room on the ground floor:પરસાળ; **g.** *cherry* (*Bot.*), the strawberry tomato: અમેરીકન વેંગણ; **g.** *fish* (*Zool.*),any fish which constantly lives at the bottom of the sea: નિરંતર દરિયાને તળીએ રહેનાર માછલી. **G.** *form* (*Gram.*), the stem or basis of a word: શબ્દનું મૂળ રૂપ.**G.***game*, hares, rabbits etc. ( *as distinguished from winged game.*): સ્થળચર શિકારી પ્રાણી,જેવાં કે સસલાં વિગેરે.**G.***of the heavens* (*Astron.*) the surface of any part of the celestial sphere upon which the stars be regarded as projected:નભોમંડલના જે ભાગ ઉપર તારા બહાર પડતા હોય તે ભાગની સપાટી;**g.** *hold* (*Naut.*),ground tackle:નીચેની ધરેડી.**G.***ice*,ice formed at the bottom of a body of water before it forms on the surface:પાણીની સપાટી ઉપર બરફ થાય તે પહેલાં તેને તળીએ બનેલો બરફ. **G.** *mail* ( *in Scotland*),the fee paid for interment in a churchyard:કબરસ્તાન-મશાણમાં મુડદાં દાટવાને આપેલી રી-દસ્તુરી.**G.** *plan* (*Arch.*) *a.* plan of the ground floor of any building:કોઇપણ ઈમારતના ભોંયતળીઆનો નકશો.**G.***plate*(*Arch*),One of the chief pieces of framing of a building:બેસણી; તળવટ; ઉમરો. **G.** *plot*, (*a*) the ground upon which any structure is erected: ઘરથાર ; જમીનનો કટકો. ( *b* ) The basis or foundation:મૂળ આધાર; પાયો;મૂળ.**G.***rent*, rent paid for the privilege of building on another man's ground:જમીનનું ભાડું. **G.** *room*, a room on the ground floor: પરસાળ. **G.** *tackle* (*Naut.*), the tackle necessary to secure a vessel at anchor:વહાણને લંગર કરવાના ઉપયોગમાં આવતી ધરેડી.**G.***tier.*,the lowest range of boxes in a theatre:નાટકમાં છેલ્લો વર્ગ-ક્લાસની બેઠક.*To come to the* **g.**,to fall to the ground.,to come to nothing;to fail:નિષ્ફળ-નકામું-વ્યર્થ જવું;-માં ના ફાવવું;રદ જવું;-કાંઈન વળવું;અવળું ઉતરવું.*To gain* **g.**, (*a*)to proceed: આગળ વધવું-વધતા જવું.(*b*)To obtain an advantage; to have some success: ફાયદો મેળવવો; છત હોવી.( *c* ) To become more prosperous or influential: સારી સાખ પડતી જવી;વધારેશાખ મેળવવી;મોભો-વસીલો મેળવવો.*To get*,or *to gather*, **g.**, to gain ground: ફાયદો-લાભ-નફો મેળવવો.*To give* **g.**, to recede; to yield advantage: પાછાહઠવું;ફાયદો-લાભ મૂકી દેવો-જતો ક૦.*To lose* **g.**,to retire;to retreat; to lose advantage;to lose credit: પાછું હઠવું-વળવું;લાભ-તક ખોવી;આબરૂ-શાખ ગુમાવવી-ની પડતી આવવી.*To stand one's* **g.**,to stand firm;to resist attack:દૃઢકભા રહેવું; હુમલા સામે થવું-અટકાવ ક૦;ટક્કર ઝીલવી.*To take the* **g.**,to become stranded: તળીએ જઇ બેસવું-ચોંટી બેસવું.*vt.***1.**To lay, set or run,on the ground: જમીન ઉપર મૂકવું-ગોઠવવું-ગબડાવવું. **2.**To found;to furnish a ground for;to fix firmly:પાયા-આધાર ઉપર રાખવું-સ્થાપવું;જમીન ઉપર જડવું; બરોબર-મજબુત-ચોકસ બેસાડવું.**3.**To instruct in elements or first principles:મૂળતત્વ શિખવવાં; પાયો પાકો ક૦.**4.** (*Fine arts.*) To cover with a ground:ભોંયક૦.*vt.*To run a-ground:જમીન ઉપર ચોંટી જવું.

**Ground-floor,** ( ગ્રાઉન્ડ્ફ્લોર્ ) *n.* The floor of a house most nearly on a level with the ground: ભોંયતળિયું.

**Groundless,**(ગ્રાઉન્ડ્લેસ્ )*a.*Wanting cause or reason for support; not authorized;false:પાયા વગરનું;નિર્મૂળ;મિથ્યા;નિરાધાર;બેસબબ;નિષ્કારણ;ખોટું;અહેતુક;અનિમિત્ત;અમૂલ.

**Groundnut,**( ગ્રાઉન્ડ્નટ્ ) *n.* The pea-nut;the earth-nut: ભોંયશિંગ;મગફળી.

**Ground-swell,**(ગ્રાઉન્ડ્-સ્વેલ્ )*n.*A broad,deep swell or undulation of the ocean,caused by a long continued gale: દરિયામાં ચડેલા વાવંટોળથી થએલો ઉછાળો.

**Ground-work,** ( ગ્રાઉન્ડ્વર્ક્ ) *n.* The basis;the essential or fundamental part;first principle: મૂળકર્મ;પ્રારંભ;પાયો;મંડાણ;મૂળ કારણ; ઉપક્રમ;મૂળ;પીઠિકા.

**Group,**(ગ્રૂપ્ ) *n.* [Fr. *groupe.*] **1.** A cluster,crowd or throng: સ-

મુદાય;જમાવ;ટોળું;સંઘ. 2. An assemblage of objects in a certain order or relation:કોઈ અમુક અનુક્રમ અથવા સંબંધમાં પદાર્થોનો જમાવ-જથ્થો.**3.**(*Biol.*) A variously limited assemblage of animals or plants:કોઈ ચિત્રમાં પશુ અથવા છોડવાનો જમાવ.*vt.*To form a group of; to form an assemblage of: જમાવ-એકઠા ક૦;સમુદાય ક૦.*Grouped columns* (*Arch.*), three or more columns placed upon the same pedestal: એકજ પાયા ઉપર મુકેલા ત્રણ અથવા ચાર થાંભલા.

**Grout,**( ગ્રાઉટ્ ) *n.* Ground malt; coarse meal:ભભરો આટો;ભૈ. 2. Formerly,a kind of beer:એક જાતનો બીર દારૂ.**3.***pl.* Lees;dregs:કચરો;થરો;મેલ;કીટુ.**4.**A thin coarse mortar used for pouring into the joints of masonry and brickwork:જાડો સાગોળનો ડુઓ.

**Grove,**(ગ્રોવ્ )*n.*[A.S. *grafan*, to dig.] A smaller group of trees than a forest,and without underwood; a wood of small extent:ઝાડની ઘટા;કુંજ;ઉપવન;વૃક્ષવાટિકા;ઉદ્યાન;વૃક્ષતલ;ઝુમરાઈ.

**Grovel,**(ગ્રૉવેલ્ ) *vi.* **1.** To lie flat on one's belly;to crawl:જમીન ઉપર ઉંધા પડીને પેટે ઘસડાવું;પેટે ચાલવું. **2.**To be low,abject or mean:નીચું-હલકું થવું-હોવું.

**Groveller,**(ગ્રૉવેલર્ ) *n.* One who grovels; an abject wretch: પેટે ચાલનારું;હલકો અધમ માણસ.

**Grovelling,**(ગ્રૉવેલિન્ગ્ )*a.* Lying prone;low;debased:નીચું; હલકું; અધમ;પાજી;નિકૃષ્ટ;તુચ્છ;તિરસ્કાર્ય.

**Grow,**(ગ્રો)*vi.*[*Imp.* **Grew**. *p.p.* **Grown.**] [A.S.*growan.*] **1.** To increase in size by a natural and organic process:વધતા જવું; વધવું;વૃદ્ધિ પામવી;પ્રફુલ્લ થવું;વિકસવું. **2.** To be augmented;to extend;to accrue:વધવું;આગળ વધવું;વધતા જવું.**3.** To be produced by vegetation; to thrive:ઉગવું;પાકવું;-નો પાક થવો;ઉત્પન્ન થવું;નિપજવું.*As rice* **grows** *in warm countries*:ચોખા ગરમ દેશોમાં પાકે છે.**4.**To pass from one state to another;to become:થતાં જવું;થવું.*To* **g.** *pale*:ફીકા-પીળા થઇ પડી જવું.**5.**To become attached or fixed;to adhere:ચોંટવું;-ની સાથે સજ્જડ-મજબુત થવું-ચોંટવું. *Growing cell*, or *Growing slide*, a device for preserving alive a minute object in water: સુક્ષ્મ-નાના પદાર્થને પાણીમાં જીવતો રાખવાની યુક્તિ.*Grown over*,covered with a growth:-ના ઉપર ઉગેલું-ઢંકાઈ ગયેલું હોય એવું.*To* **g.** *out of*, to issue from; to result from: -માંથી નીકળવું-ઉદ્ભવવું;પરિણામ તરીકે નિપજવું.*To* **g.** *up*, to arrive at full stature or maturity : મોટા થવું;ક્રમમે પહોંચવું;પુખ્ત વયે આવવું; પકવતાએ પહોંચવું.*To* **g.** *up*, *to* **g.** *together*, to become united by growth:એકઠું ઉગવું.*vt.*To cause to grow;to cultivate; to produce: પકવવું;નિપજાવવું;-માં પાકવું-નિપજવું; ઉત્પન્ન ક૦.*To* **g.** *a crop*:પાક ઉત્પન્ન ક૦.

**Growl,**(ગ્રાઉલ્ )*vi.*To utter a deep, guttural sound:ઘુરકવું;ગુરકાયું ક૦. *vt.* To express by growling: ઘુરકીને બતાવવું. *n.* A grumbling sound:ઘુરકવાનો અવાજ;ઘુરકાયું.

**Grown,**(ગ્રોન્ )*p.p.*of **Grow**: ઉગેલું;વધેલું;સમૃદ્ધ;પ્રવૃદ્ધ;વર્દ્ધિત;પ્રૌઢ.

**Growth,**(ગ્રોથ્ )*n.* **1.** Augmentation;production;advancement; increase:વૃદ્ધિ;આગમ;વર્ધન;અભ્યુદય;વિસ્તાર;ઋદ્ધિ;અભિવૃદ્ધિ;વધારો. **2.** (*a*) That which has grown or is growing; product: ઉપજ; નિપજ;ફળ;ઉત્પત્તિ;ઉત્પન્ન;જન્મ. (*b*) Consequence;result;effect:પરિણામ;ફળ;અસર.

**Growt-head,** (ગ્રોટ્-હેડ્ ) *n.* [Lit. *great-head.*] A lazy person; a blockhead: આળસુ-સુસ્ત માણસ; મૂર્ખ;મૂઢ;શંખ;ઢેંઢો.

**Grub,**(ગ્રબ્ )*vi.***1.**To dig in or under the ground;to be occupied in digging:જમીનમાં ખોદવું-ખાડો પાડવો;ખોદવામાં કામે લાગવું. 2.To drudge;to do menial work:વૈતરું-ચાકરનું-હલકું કામ ક૦.*vt.* **1.** To dig;to root out by digging;ખોદવું;મૂળીઆં ખોદી કાઢવાં.**2.**To supply with food:ખોરાક પૂરો પાડવો. *n.***1.**(*Zool.*)The larva of an insect:એક પ્રકારનો જીવડો-કીડો; કૃમિ; કોશસ્થ.**2.**A short, thick man;a dwarf:ઠીંગણો માણસ; વામનજી. **3.** Victuals;food: ખોરાક. *Grub ax* or *axe*,a kind of mattock used in grubbing up roots : મૂળીઆં ખોદી કાઢવાની કોદાળી.*Grub hoe*,a heavy hoe for grubbing: ખોદવાને માટે ભારે પાવડો.*Grub saw*, a hand-saw used for sawing marble:પથ્થર વહેરવાનું નાનું કરવત-આરી.**G.***street*,a street in London ( now called Milton Street ), described by Dr. Johnson, as " much inhabited by writers of small histories,dictionaries. and temporary poems,whence any mean production is called *grubstreet*":હલકી-નીચી પંક્તીનું લખાણ-પુસ્તક;આધુનિક લેખ.

**Grubby,**(ગ્રબિ )*a.*Dirty;unclean: મેલું;ગંદું;અસ્વચ્છ.

**Grucche,**(ગ્રચ્ )*vi.*To murmur;to grumble: બડબડવું; નકામું ધીમેથી બોલ્યા ક૦.

**Grudge,**(ગ્રજ્ )*vt.***1.**To envy(one) the possession of;to begrudge;to covet;to look upon with desire to possess; to desire to get back again:તકાવવું;નજર-આંખ-દાઢમાં ઘાલવું;-ની ઈર્ષ્યા-અદેખાઈ ક૦;પાછું મેળવવાની ઇચ્છા ક૦;વગર ઇચ્છાએ ક૦-આપવું-લેવું.**2.**To cherish enviously:અદેખાઈથી મનમાં રાખવું.*vi.***1.**To be covetous or envious;to show discontent;to be reluctant:-ના અદેખા હોવું;અસંતોષ બતાવવો;નાખુશ હોવું; જીવ કચવાવો;આનાકાની કરવી.**2.**To feel grief:દુઃખ લાગવું-થવું;શોક-વિલાપ ક૦.*n.***1.** Cherished malice, enmity or dislike;ill-will: અદેખાઈ;દ્વેષ;મત્સર;ઈર્ષા;ખાર;દુશ્મનાવટ; વેર;વેરભાવ.**2.**Slight symptom of disease:દુઃખ-રોગનાં થોડાં ચિન્હ દેખાવાં તે.

**Grudgeful,** (ગ્રજ્ફુલ્ ) *a.* Full of grudge;envious:અદેખું; ખારીલું; ઝેરીલું.

**Grudgingly,**(ગ્રજિન્ગ્લિ) *adv.* In a grudging manner:અસંતોષથી; નાખુશીથી.

**Gruel,**(ગ્રૂએલ્ )*n.*[A.S. *grut.*] A light,liquid food made by boiling meal of maize or flour in water or milk; thin porridge: કાંજી;રાબડી;પેજ;ખીર;ભડકું.

**Gruff,** (ગ્રફ્ ) *a.* [A.S. *reofan*, to break.]Sour;surly;severe;harsh: બેઅદબ;સખ્ત;કરડું; કટાસણું; કઠોર; નિષ્ઠુર;રૂક્ષ;કર્કશ.

**Grum,**(ગ્રમ્ )*a.*[A.S.*gram.*]**1.**Me-

rose;sour;surly: ખરાબ સ્વભાવનું; ચીડિયું.**2.** Low; deep in throat: નીચો;મંદ;ધીમો;ગણગણતો.**G.***voice*: ગળામાંથી બોલાતો-ગણગણતો સ્વર.

**Grumble,**(ગ્રમ્બલ્ )*vi.***1.** To murmur or mutter with discontent: બડબડવું;રોદણાં રોવાં;અસંતોષથી વિલાપ ક૦;દુઃખ રોવું.**2.**To growl:ઘુરકવું.*A lion* **grumbles** *over his prey*:સિંહ પોતાના શિકાર ઉપર ઘુરકે છે.**3.**To rumble;to mutter:ગરગડાટ થવો;ગરભડવું;ગગડવું.*vt.*To utter with grumbling:રોદણાં રોવાં. *n.* **1.**The noise of one that grumbles:બડબડ;ગણગણ;વિલાપ;અસંતોષનો ઉદ્ગાર;રોદણાં.**2.**Discontented disposition:અસંતોષીસ્વભાવ;બિદિલી.

**Grumbler,**(ગ્રમ્બલર્ )*n.* One who grumbles:બડબડ-ગણગણનાર; અસંતોષી માણસ.

**Grumbling,**(ગ્રમ્બ્લિન્ગ્ ) *n.* Murmuring with discontent;muttering:બડબડ;અસંતોષ;પેટમાં ગુરગુરવું તે.

**Grume.**(ગ્રૂમ્ )*n.* A thick, viscid fluid;a clot,as of blood:ગંઠાઈ ગયેલું લોહી.

**Grunt,**(ગ્રન્ટ્ )*vi.* [A.S. *grunian.*] To make deep,short noise as a hog; to utter a short groan or a deep guttural sound: ડુક્કરના જેવું બોલવું. *n.* A deep, guttural sound, as of a hog: ડુક્કરના જેવો અવાજ.

**Guano,**(ગ્વાંનો)*n.Pl.* **Guanos.** A substance found in great abundance on some coasts or islands frequented by sea fowls, and composed chiefly of their excrement:દરિયાઈ પક્ષિઓની હગારનું એક જાતનું ખાતર.

**Guarantee,**(ગૅરૅન્ટી)*n.* **1.** A warranty;a security:જામીન; જામીનગીરી;બાંહ્યધરી; હામી. **2.** One who binds himself to see an undertaking of another performed; a guarantor:જામીનગાર;જમાન;જામીન;હામીદાર.**3.** (*Law*) The person to whom a guarantee is made:બાંહ્યધરી લેનાર; જામીન માગનાર.*vt.*To give a guarantee concerning;to warrant:જામીન થવું;-ની બાંહેધરી આપવી.

**Guaranteed,**( ગૅરૅન્ટીડ્ ) *a.* Warranted:જામીન થયેલું.

**Guard**(ગાર્ડ્ )*vt.*[*Old* Fr.*guarder.*] **1.** To protect from danger; to accompany for protection:બોથી સંભાળવું-રક્ષણ ક૦; બચાવવું; રક્ષણ ક૦; વળાવું કરવા જવું. **2.** To keep watch over:(નાશી જવાથી અટકાવવાને માટે)પહેરો ભરવો;-ની રખેવાળી-રખવાળું ક૦.**3.**To face with lists, lace,etc.:કોર ચોડવી.**4.** To fasten by binding:બાંધીને મજબુત ક૦.*vi.* To be cautious;to be in a state of safety:સાવધ હોવું-રહેવું;સાવધાની રાખવી; સંભાળવું; સંભાળ-કાળજી રાખવી;સહિસલામત હોવું.*n.***1.** One who or,that which guards from injury, danger or attack; defence;protection:રખેવાળ;રક્ષક;બચાવ;સંરક્ષણ;રખેવાળી;રખવાળી;ખબરદારી;વારણ;નિવારણ.**2.**A watch;a sentinel: પહેરેગીર;ગારદી;ચોકીદાર. **3.**One who has charge of a railway train;a conductor:આગગાડીનો 'ગાર્ડ'.**4.**(*a*) That part of a sword hilt which protects the hand: ખોબળો. (*b*) Ornamental lace protecting the edge of a garment:લુગડાની શોભીતી કોર.(*c*) A chain for fastening a watch to one's person or dress:ઘડિયાળનો અછોડો-સાંકળી.(*d*)A fence or rail to prevent falling from the deck of a vessel:વહાણના પાછલા ભાગમાંથી પડી ન જવાય તે માટે રાખેલો કઠેરો.**5.**An expression to secure against censure:બારી(બોલવામાં.)**7.**Watch; heed;care;attention:તપાસ;સાવધાની;ચોકસાઈ; સંભાળ;દરકાર;હોશિયારી; ખબરદારી. **G.***chamber*, guard-room: પેહેરેગીરની ઓરડી;દેવડી.**G.***detail*(*Mil*), men from regiment detailed for guard duty:પહેરો ભરવાને માટે લશ્કરમાંથી રાખેલાં માણસો.**G.***duty* (*Mil.*), the duty of watching, patrolling, etc. performed by a sentinel: પહેરો. **G.** *of honor* (*Mil.*), a guard appointed to receive or to accompany eminent persons: પ્રખ્યાત માણસોની પાસે રહેનારા પેહેરેગીરો-'ગાર્ડ'.*Life* **g.**(*Mil.*),a body of select troops attending the person of a prince or high officer:શાહજાદા અથવા કોઇ મોટા અમલદારની સાથેજ રહેનારાં ચૂંટી કાઢેલાં માણસો.*Off one's* **g.**, in a careless state;inattentive: અસાવધ;બેપરવા; પ્રમત્ત;ગાફેલ. *On* **g.**,doing duty as a guard:પહેરો ભરવો તે.*On one's* **g.**,alert;vigilant: ચંચળ;ચપળ;હોશિયાર;ખબરદાર;ચાલાક;સાવધ;અપ્રમત્ત;સાવધાન; જાગૃત.*To mount* **g.**(*Mil.*),to go on duty as a guard or sentinel: પેહેરો ભરવા-ચોકી ક૦ જવું.*To run the* **g.**,to pass the watch or sentinel without leave:રજા-પરવાનગી શિવાય પહેરેગીરની પાસે થઈને જવું.

**Guarded,** ( ગાર્ડેડ્ ) *a.* Cautious; wary;circumspect: સાવધ;સંભાળવાળું;ચોકસ; બીનગાફેલ;હોશિયાર; ખબરદાર;દીર્ઘદર્ષિ.

**Guardian,**(ગાર્ડિઅન્ ) *n.* **1.** One who guards, preserves, or secures;a warden:રક્ષક;રખેવાળ;સંભાળનાર;**g.***deity*:લોકપાલ;દિગ્પાલ. **2.** (*Law.*) One who has, or is entitled to,the custody of the person,or property of an infant: વાલી;**g.***at litem*(*Law.*),a guardian appointed by a court of justice to conduct a particular suit:કોઈ પણ દાવો ચલાવવાને માટે ઈનસાફની કચેરી-અદાલતથી નિમાયેલો વાલી-રક્ષક. **G.** *of the poor*, the members of a board elected to care for the relief of the poor within a district:પરગણામાં ગરીબ લોકોની સંભાળ રાખવાનેમાટે ચૂંટી કાઢેલા મંડળીના સભાસદો.*a.*Performing or appropriate to the office of a protector:રક્ષક-રખવાળનું કામ કરનારૂં-કરવા લાયક.

**Guardianship,**(ગાર્ડિઅનશિપ્ )*n.* The office, duty, or care, of a guardian ; protection ; care ; watch:રખેવાળી;વાલીપણું;રક્ષા;રક્ષણ.

**Guava,**(ગ્વાંવૅ )*n.*A tropical tree, or its fruit,of the genus *psidium*:જામફળી;જામ;જામફળ;જમરૂખ.

**Gubernatorial,** (ગુબર્નટોરિઅલ્ ) *a.*[L.*guberno*, I govern.) Pertaining to a governor or to government:હાકેમ-રાજ્ય સંબંધી.

**Gudgeon,**(ગજૅન ) *n.* [L.*gobius.*] A kind of fish:એકજાતની માછલી. **2.**What may be got without skill:ચતુરાઈ-હોશિયારી શિવાય મેળવેલી ચીજ.**3.**A person easily cheated:સહેલાઈથી છેતરાય એવો-ભોળો માણસ. **4.** (*Mach.*) The pin of iron fastened in the end of a wooden

પડવું;ફુંદી કરવી;ભણકારા થવા.

**Hammock,**(હૅમૉક્ )*n.*A kind of hanging bed:ઝોળી;ઝુલતો ખાટલો.

**Hamper,**(હૅમ્પર્ )*n.* [Contracted from'*hanaper*'.] A large basket for conveying things to market, &c.:બજારમાં ચીજો ભરી લેઈ જવાની મોટી ટોપલી;ટોપલો;ડાલું;છાબડું. *n.* A fetter:બેડી;સાંકળ;શૃંખલા;કડી.*vt.* 1.To put in a hamper:ટોપલીમાં મુકવું.2.To put a fetter on;to insnare;to embarrass:-ના હાથ પગ બાંધી લેવા;ગૂંચવવું;સપાટામાં લેવું;-ને ડેરો વળગાડવો;રોકવું;અકળાવવું;ગભરાટમાં નાંખવું;ગભરાવવું;બેડી પહેરાવવી. 3.To tangle:ગુંચવી નાંખવું; ગુંફડી નાંખવું;ને આંટી ખવરાવી દેવી.

**Hamstring,** ( હૅમસ્ટ્રિંગ ) *vt.* To lame or disable by cutting the tendons of the ham:ઘુંટણના તળીઆની નસ કાપી લુલું-લંગડું ક૦; hence, to incapacitate; to disable: અશક્ત-નબળું કરી નાંખવું. *n.* One of the tendons of the ham: ઘુંટણના તળીઆની રગ;જાંગની રગ-નસ.

**Hand,**(હૅન્ડ્ )*n.*[A.S.*hand,hond.*] 1. The outer extremity of the human arm, consisting of the palm and fingers:હાથ; હસ્ત;કર; પાણિ;હસ્તકમલ.*The hands*:કરદ્વય; કરજોડ.**H.** *as spread abroad or opened out*:પંજો.**H.** *contracted & hollowed*:ખોબો;પોશ.**H.**s *hollowed and joined*:અંજલિપુટ;કરપુટ;અંજલી;સંપુટ.*Slip of the* **h.**: હસ્તદોષ.*That is in* **h.**:પ્રવર્તમાન; પ્રસ્તુત;પ્રકૃત;ચાલુ. 2. That, which performs the duty of a human hand:મનુષ્ય જાતના હાથને મળતી આવતી વસ્તુ. (*a*) A limb of certain animals:કેટલાક પ્રાણિઓનું એક અવયવ;હાથ;પગ.(*b*) A pointer of a dial:ઘડીઆળ વિગેરેનો કાંટો. 3.Four inches;a palm:ચાર ઇંચનું માપ;હથેલી;મુઠ;હાથની પહોળાઈનું માપ. 4. Side;part:બાજુ;ભાગ;દીશા;પક્ષ.5. Ability;skill:બુદ્ધિ;ચતુરાઈ;હુંશિયારી;કુશળતા;હસ્તક્રિયા;ખબરદારી;આવડત.6.Deed;act;manner of performance:કામ;કૃત્ય;કર્મ;કરણ;વિધાન;ક્રિયા;વ્યાપાર.7.An agent; servant;a labourer:મુનીમ;મજુર;ચાકર;જણ;માણસ;આદમી;નોકર.8.Style of penmanship; handwriting: મરોડ;વલણ;લઢણ;હરફ;અક્ષર;દસ્કત; હરફ;દસ્કતનો મરોડ; hence, signature:સહી;મતુ.9.Possession;ownership;direction: control: હાથ; હવાલો;તાબો;કબજો;અખ્તિઆર;સ્વાધીનપણું.10.Agency in transmission from one person to another: એકના હાથમાંથી બીજાના હાથમાં જવું તે.*At first* **h.**,from the producer,or when new:નવું નકોર;*at second* **h.**,when no longer in the producer's hand, or when not new:જુનું;વપરાયલું.11.Rate;price [*Obs.*]: ભાવ;કિંમત;દર. 12.That, which may be held in a hand at once:મૂઠો.(*a*)The quota of cards received from the dealer:પત્તાનો હાથ;એક જણનાં ભાગે આવેલાં પત્તાં;દાવ.(*b*) A bundle of tobacco leaves tied together: તમાકુનો પડો. As, *a* **h.** *of tobacco*: તમાકુનો મુઠો; મુઠીભર તમાકુ. **Hand** is used to denote (*a*) activity or work;as,*his* **h.***will be against every man*,he will work more actively than every man: બધાં માણસો કરતાં તે વધારે ચંચળાઈથી કામ કરશે;કામમાં તે બધાને હરાવશે. (*b*)Might;power:શક્તિ;બળ;સત્તા; સામર્થ્ય.(c)Fraternal feeling:હાથ;લાગણી.As,*to give the right* **h.**: જમણો હાથ આપવો;સારી રીતે મદદ કરવી-આપવી. (*d*) Marriage contract:લગ્ન;વિવાહ;પાણીગ્રહણ;સગપણ; *as, to ask the* **h.***of*:-ને પરણવાનું માગુ ક૦.*At all hands or on all hands*, on all sides generally: સામાન્ય રીતે;સર્વદા.*All* **h.**s,all parties:બધા લોક.*At any* **h.**,on any account: ગમે તેમ થાય તોપણ; *at no* **h.**,on no account:ગમે તેમ થાય તોપણ નહીં.*At* **h.**,(*a*)near in time or place: નઝદીક; પાસે; નઝક.(*b*) Under the hand or bridle[*Obs.*]: લગામમાં; દાબમાં; હાથમાં.*At first* **h.**: માલધણી પાસેથી લીધેલું;નવું નકોર;તાજું.*At second* **h.**: જુનું;વપરાયેલું; ઉતરેલું. *At the* **h.***of*, as a gift from:-ને હાથે. *By* **h.**, with the hands:હાથવતી; હસ્ત-હાથવડે; હાથે.*Clean* **h.**s, freedom from guilt: પાપ રહિતપણું; નિર્દોષપણું. *From* **h.***to* **h.**,from one person to another: હાથોહાથ;એકથી બીજા માણસ પાસે.**H.***in* **h.**,(*a*)in union: સંપસંપીને;હળીમળીને;સાથે સાથે;એકઠું.(*b*)Just;fair;equitable:વાજબી;નેક; ન્યાયસર; યોગ્ય; લાયક;ઘટતુ. **H.***made*,made by hand:હાથેવતી બનાવેલું.**H.***over* **h.**,**H.***over fist*, by passing the hands alternately one before or above another:હાથમાં હાથ લઇને-ઝાલીને. (*b*) Rapidly: ઝડપથી; ઉતાવળે; સત્વર; વેગે કરીને;સપાટામાં;as,*to come up with a chase* **h.** *over* **h.**:શિકારને ઝટ ખોળી-પકડી કાઢવો. **H.** *over head*,negligently;rashly : વગર વિચારે; આંધળા થઇને; આંખ મીચીને; ગફલતથી; બેદરકારપણાથી.[*Obs.*] **Hands** *off*!, keep off ! forbear!: દુરરહો; ખસ; આઘો રહે. **H.** *to* **h.**, in close union : લગોલગ ; પાસે પાસે આવી જઈને. **H.** *to mouth*, from day to day:શેર લાવવું ને શેર ખાવું એ રીતે;'આટાતોલ ઠીકરી જલતી હે' એ રીતે. *Heavy* **h.**, severity: જુલમ;સખ્તાઈ;આકરાસ; કરડાસ. *In* **h.**,(*a*)paid down:અપાઈગયેલું;મળેલું.(*b*) In preparation: તૈયારીમાં;બનતું;થતું;ચાલતું. (*c*) In consideration: વિચારવહ; કામમાં;હાથમાં.*In one's* **hand** *or* **hands,** (*a*) in one's possession: કોઈના કબજા-હવાલામાં.(*b*)At one's risk or peril: -ના જોખમે; -નેમાથે.*Laying on of* **h.**s, a form used in blessing persons:આશીર્વાદને માટે હાથ મૂકવો તે. *Light* **h.**, gentleness:હલકો હાથ; નમ્રતા. *Off* **h.** or *out of* **h.**,without delay:ઢીલ વગર;તુરતજ;સત્વર;તાબડતોબ.*Off one's* **h.**,out of one's possession:કબજામાંથી જતું રહેલું.*On* **h.**,in present possession:પોતામાં;સિલકમાં;પાસે. *Right* **h.**, the place of honor, power and strength: માન, સત્તા અને બળનું સ્થળ. *Slack* **h.**, sloth; carelessness:સુસ્તાઈ;આળસ; બેકાળજી.*Strict* **h.**,rigorous government:સખ્ત અમલ;તરવારની ધાર.*To bear a* **h.** (*Naut.*),to give help: મદદ આપવી;વારે ધાવું; જલદી દોડવું. *To bear in* **h.**, to keep in expectation with false pretenses: ધવરાવવું;જુઠી આશાઓ આપવી.*To be* **h.***and glove with*, to be intimate and familiar:ગાઢા પરિચયમાં હોવું.*To be on the mending* **h.**,to be improving:સુધરતા જવું; દિવસે દિવસે સુવાણું થતા જવું. *To*

He who masters passions conquers his greatest enemy:

*bring up by* **h.**, to feed without suckling an infant: બાળકને ધવડાવ્યા વગર ઉછેરવું. *To change* **h**.s,to change sides:પક્ષ બદલવો. *To clap the* **h**.s,to express joy: ખુશાલી-ખુશી બતાવવી. *To come to* **h.**,to be received:મળવું;પ્રાપ્ત થવું. *To get* **h.**,to gain influence:-ના ઉપર જોર-અમલ થવો;પર કાબુ મેળવવો;-ની સત્તા જામવી-થવી. *To get one's* **h**.*in*, to make a beginning in a certain work: કાંઈ પણ ધંધો કરવા માંડવો. *To have a* **h**. *in*, to have a part or concern in doing:કોઈ કામમાં કંઈ ભાગ હોવો;-માં લાગતુ વળગતું હોવું;-માં હાથ હોવો; સામેલ હોવું. *To have in* **h.**,(*a*) to have in one's power or control: પોતાની સત્તા અગર કાબુમાં હોવું.(*b*) To be engaged upon or occupied with:માં રોકાયેલા હોવું;-માં ગુંથાવું. *To have or get the upper* **h.**,to get the better of another person:-નો હાથ ઉપર હોવો. *To hold* **h.**,to compete successfully:બરોબર ઉતરવું;વિજયી થવું. *To lay* **h**.s *on*, to seize; to assault: પકડવું; ઝાલવું;પકડી લેવું;ગ્રહ લેવું. *To lend a* **h.**,to give assistance:મદદ-સહાય ક૦;-ને ટેકો પુષ્ટિ-મદદ આપવી;ઉપકાર-અનુગ્રહ ક૦. *To lift or put forth the* **h**.*against*,to attack; to oppose;to kill: હુમલો ક૦;-પર ધસવું; સામા થવું;મારી નાંખવું. *To live from* **h**. *to mouth*, to obtain food & other necessaries as want compels: આટા તોલ કે ઠીકરી જલતી હે એવી સ્થિતિમાં રહેવું; શેર લાવીને શેર ખાવું. *To make one's* **h.**, to gain advantage or profit:લાભ-નફો-ફાયદો મેળવવો. *To put the* **h**. *into*, to steal:ચોરવું;-માં હાથ નાંખીને લઈ લેવું;હાથ મારવો. *To put the last or finishing* **h**.*to*,to complete; to perfect: પરિપૂર્ણ ક૦;સંપૂર્ણ ક૦; ઓપ દેવો; છેવટનો હાથ દેવો-મારવો. *To set the* **h**. *to*, to engage in; to undertake:-માથે લેવું;-માં ઝોકાવવું;આરંભવું;પ્રારંભ ક૦;હાથમાં લેવું. *To stand one in* **h.**,to concern or affect one :-ને લાગુ પડવું. *To strike hands*,to make a contract:કરાર ક૦;-ની સાથે શરતબોલી ક૦; -ના જામિન થવું. *To take in* **h**.(*a*), to attempt or undertake: પ્રારંભ-મંડાણ ક૦;પ્રયાસ-પ્રયત્ન ક૦;-માથે લેવું;વ્હોરવું;પોતાના ઉપર ખેંચી લેવું. (*b*)To seize & deal with:પકડવું અને કામ લેવું. *To wash the* **hands** *of*,to disclaim or renounce interest in:-હાથ ધોઈને બેસવું; પાણી મૂકવું;તિલાંજલિ આપવી;-નું નામ મુકવું. *Under the* **h**.*of*:-ની સહી સાથેનું. **Hand** is used adjectively or in compound(with or without the hyphen)signifying *performed the hand*. **H**.*bag*,a satchel:પાકીટ. **H**.*bell*, a table bell: મેજ ઉપર રાખી મુકેલો અને નોકરને બોલાવવા માટે વગાડાતો ઘંટ. **H**.*language*,dactylogy:કરપલ્લવી. **H**. *money*,earnest money:બાનું; બાનામાં આપેલા પૈસા. **H**.*staff*,a javeline: ભાલો. **H**.*work*, work done with the hand:હાથકામ. *vt*. **1**.To give, pass or transmit with the hand: હાથથી હાથોહાથ-જાતે આપવું. **2**.To conduct:લઈ જવું;દોરવું;-માં દોરી જવું. **3**.To manage: ચલાવવું. **4**. To seize;to lay hands on:પકડવું;ઝાલવું;પકડી લેવું. **5**.To pledge by the hand:હાથથી વચન આપવું. **6**.To furl: ઉડાવવું;ફરાવવું. *To* **h**.*down*, (*a*)to transmit in succession:વારસામાં ઉતરી આવવું;ઉતરવું;પરંપરામાં ચલાવવું.(*b*)To forward:મોકલવું. *To* **h**. *over*, to deliver up: -ને સ્વાધીન-હવાલે-તાબે કરવું;સોંપી દેવું.

**Hand-bill**,(હૅન્ડ્-બિલ્ )*n*.**1**.A loose printed sheet to be circulated for some public announcement: જાહેરનામું-ખબર;વિજ્ઞાપના; વિજ્ઞપ્તિ.

**Hand-book**,(હૅન્ડ્બુક્ )*n*.A manual; a guide-book for travellers:નાનો ગ્રંથ;લઘુ પુસ્તક;હાથમાં લેઇને ફરાય એવી ચોપડી;મુસાફરોને રસ્તો જણાવાને રાખવાની નાની ચોપડી; માર્ગપ્રદર્શક લઘુગ્રંથ.

**Hand-breadth**,(હૅન્ડ્-બ્રેડ્થ )*n*. A palm ; a breadth equal to the breadth of the hand:(ઉંચાઈ માપવામાં)મૂઠ;હથેલી.

**Hand-cuff**, (હૅન્ડ્-કફ્ ) *n*. A manacle:હાથકડી; દસકલાં; બેડી; શૃંખલા. (Usually in the pl.)*vt*,To manacle:હાથકડી ઘાલવી-નાંખવી પહેરવી.

**Handful**,(હૅન્ડ્ ફુલ્ )*n*.**1**.As much as the hand will contain: હાથમાં માય તેટલું;મુઠી;મુષ્ટી;મુઠ્ઠીભર-પુર; પોંશ;મૂઠો;ખોબો;બાચકો;કલ્લો. *As,a* **h**.*of flour*,as much flour as the hand can contain:મુઠીભર-એક મુઠી લોટ. **2**. A palm; four inches (*obs*.):ચારઇંચ;એક મુઠી. **3**.A small quantity or number: તાળવું ગાળવું;ગણ્યાગાંઠયા; મુઠ્ઠિભર; સાટાત્રણ; ઈનમીનને સાડેતીન; *as, a* **h**.*of soldiers*:ગણ્યાગાંઠયા સીપાઈઓ. *One's* **handful**,to have one's hands full [*Obs*.]:હાથ ભર્યા હોવા.

**Handgallop**, (હૅન્ડ્-ગેલ્લૅાપ્ )*n*. A slow and easy gallop in which the hand presses the bridle to hinder increase of speed: ચારે પગની ધીમીને નરમ દોટ.

**Handicraft**, (હૅન્ડિક્રૅફ્ટ્ )*n*. [AS. *handcraft*.]**1**.Manual operation; handcraft:હાથનું કામ; હસ્તક્રિયા; હાથકામ;હાથનો હુન્નર. **2**.(*a*)A man who obtains his living by manual labour [*Rare*.]: મજુર. (*b*) One skilled in some mechanical art:કારીગર;શિલ્પકાર;કર્મકાર.

**Handily**,(હૅન્ડિલિ)*adv*.In a handy manner:ચતુરાઈ-ચાલાકી-સહેલાઈથી.

**Handiness**,(હૅન્ડિનેસ્ )*n*.Quality or state of being handy: હાથ-ચાલાકી;ઝડપ;હથોટી;હસ્તકૌશલ્ય.

**Handkerchief**,(હૅન્ડ્-કર્ચીફ્ )*n*. A piece of silk or linen cloth carried about the person to wipe the face or hands:રૂમાલ. **2**. A neck-cloth: ગળે લપેટવાનો કકડો;ગલપટો.

**Handle**, (હૅન્ડ્લ ) *vt*. [A.S.*handlian*,to touch.] **1**. To touch; to feel with the hand:હાથ અટકાટવો;હાથ લગાડવો;હાથમાં લેવું-પકડવું; અડકવું;છેડવું;આઝવું. **2**.To manage skilfully;to wield: સહાવું;ચતુરાઈથી વાપરવું;ખરા ઉપયોગમાં લેવું;વાપરવું;મારવું. **3**.To accustom to the hand:હાથમાં ઝાલવું;ઝાલતાં શિખવું; હાથથી વાપરવું. **4**.To deal with;to practise: વાપરવું;-નો ઉપયોગ ક૦; અજમાશ કરી જેવી. **5**.To treat; to use well or ill:-સાથે ચાલવું-વર્તવું; -ની સાથે સારી કે નરતી ચાલ ચલાવવી. **6**.To manage:હાથમાં લેવું;બંગમાં ઉતારવું; ટેકાણે-હારમાં પાડવું;રમાડવું; શીધું દોર કરી દેવું;રસ્તે પાડી દેવું;ઉપરખેલાડીપણું વાપરવું;as, *you shall see,how I will* **h**.*her*, you shall see, in what way I will manage her : તેને હું કેવી રીતથે સીધી દોર કરી દેઉછું તે તમે જેશો. **7**.To dis-

ઇંદ્રિયો જીતી તેણે સર્વે જીત્યું.

cuss; to treat:વાદવિવાદ ક૦; વાત ચરચાવવી;લેવું;વિચારવું;હાથમાં લેવું; છેડવું;ફેકેલવું.*vi.*To use the hands; to act by hands: હાથ વાપરવા; હાથેવતી મહેનત ક૦; હાથવડે મજુરી ક૦.*n.*1.That part of an instrument,which is held in the hand when used:હાથો;દાંડો;આંકડો;મુઠ; દસ્તો;પકડ.2.A tool: હથીઆર;ઓજાર.*To give a* **h.**,to furnish an occasion:પ્રસંગ આપવો;કોઈએ કંઈ બોલવા-કરવા જેવું ક૦.

**Handling,**(હૅન્ડ્લિંગ્)*n.*1.A touching:અડકવું તે;વાપરવું તે; વિચારમાં લેવું તે;હાથમાં લેવું તે.2.(*Paint.*) The mode of using the pencil; style of touch:-ને અડકવાની-હાથ દેવાની કુશળતા-ઢબછબ-લચક; સીસાપેન વાપરવાની રીત.

**Handloom,**(હૅન્ડ્લૂમ્) *n.* A loom used by hands: હાથેવતી કપડું વણવાની સાળ.

**Hand-maid,**(હૅન્ડ્-મેડ્)*n.*A maid that waits at hand: ખિદમત-હાજર બાશી કરનારી ચાકરડી;દાસી;પરિચારિકા.

**Handmill,** (હૅન્ડ્મિલ્) *n.* A mill moved by hands:(હાથે-ઘેર દળવાની)ઘંટી;ચક્કી;પેષણી.

**Hand-saw,** (હૅન્ડ્-સૉ) *n.* A saw used with one hand:આરી; આરીઉં;આડીઉં;હાથ કરવત;કરવતી.

**Handsel,**(હૅન્ડ્સેલ્)*n.*[A.S.*hand-syllan*, to deliver up.] A sale, gift or delivery into the hand of another; a first instalment: બોહોણી;વકરો; પ્રથમારંભ; મુહૂર્ત.*vt.* To give a handsel to;to use for the first time : પ્રથમારંભ ક૦ ; બોહોણી કરાવવી;મુહૂર્ત ક૦.

**Handsome,** (હૅન્ડ્સમ્)*a.* 1. Skilful;ready: ચતુર;તૈયાર; ક્રિયાકુશળ; સગવડતાવાળું; સુતર; હાથ બેસતું. 2. Agreeable to the eye;comely: ફુટડું;દેખાવડું;મનગમતું;આંખને ગમે તેવું;રૂપાળું;સોહામણું; કાંતિવાન; છબીલું; દર્શનીય; ખુબસુરત; શોભનાંગ; ભવ્ય; સુશોભિત; સુંદર. 3. Marked with propriety and ease; becoming:લાવણ્યતાનું-વાળું-યુક્ત;લાયક;યોગ્ય;સુંદર.4.Liberal;ample: સારું;યથેષ્ટ;ભરપટ્ટે;પેટપૂર; *as, a* **h.** *sum of money*, a moderately large sum of money:પેટપૂર પૈસા. 5.Liberal;generous: ઉદાર; મોટા મન-પેટનું.To do the **h.***thing*, to act liberally:ઉદારપણે-મોટા મનથી વર્તવું. *vt.* To render handsome [*Obs.*]:સુંદર બનાવવું;સુશોભિત ક૦; રૂપાળું ક૦;ખુબસુરત-દેખાવડું બનાવવું.

**Handspike,**(હૅન્ડ્સ્પાઈક્)*n.*A bar usually of wood used with the hand as a lever,for various purposes as in raising weights,&c.: ઉચ્ચાલન;ભાર ઉપાડવાનો સોટો-દાંડો.

**Hand-writing,** (હૅન્ડ્રાઈટિંગ્) *n.* 1.The form of writing peculiar to each hand or person;chirography: હરફ;અક્ષર;લેખ. 2. That which is written by hand;manuscript:હાથે લખેલું લખાણ; હસ્તલેખ.The **h.***on the wall*,an omen of disaster:અશુભ ચિન્હ;અપશુકન.

**Handy,**(હૅન્ડિ)*a.* 1.Performed by the hand [*Obs.*]: હાથે-હાથવતી કરેલું-બનાવેલું.2.Ready;skilful: ચતુર;ક્રિયાકુશળ;નિપુણ;ક્ષિપ્રકારી;તૈયાર; હાથચાલાકીવાળું; ચાલાક. 3. (*a*) Ready to the hand; હાથ બેસતું; પાસે;આસન્ન; નિકટ. (*b*) Suited to the use of the hand; convenient:લાયક;સુતર પડે તેવું; સગવડતાવાળું;સુતર;સગવડ ભરેલું;સુગમ.

**Handy-dandy,**(હૅન્ડિ-ડૅન્ડિ) *n.* A child's guessing play : છોકરાંની એક જાતની શરતની રમત;hence,forfeit:હાથ ઉઠાવવો તે;આપી દેવું પડતું તે.

**Hang,**(હૅન્ગ્)*vt.*[A.S.*hangan*, to hang.]1.To suspend:લટકાવવું;ટાંગવું;ખીંટીએ વળગાડવું.2.To fasten so as to allow of free motion upon the point of suspension: ચડાવવું;બાંધવું;ટાંગવું;લટકાવી દેવું.3. To put to death by suspending by the neck:ફાંસી દેવી;ફાંસીએ ચડાવવું;લટકાવવું.4.To decorate by hanging pictures: (દીવાલ) છબીઓ ચોંટી-લટકાવી-ટાંગી શોભાયમાન ક૦.5.To hold or bear in a suspended or inclined manner or position instead of erect: to droop: લટકવા દેવું; નીચું નમવા દેવું;નમી પડી જવા દેવું;નીચું નમાવવું-ઘાલવું; as, *he hung his head in shame*:તેણે શરમાઈને નીચું ઘાલ્યું. *To* **h.** *down*, to decline : નીચું નમાવવું-ઘાલવું. *vi.* 1. To be suspended;to float:લટકવું;ટંગાવું; લબડવું;ડુલવું;ઝુલવું.2.To be fastened so as to allow of free motion on the point of suspension: ચડેલા હોવું;ફરવું; બંધાયેલા હોવું. 3. To be put to death by suspension from the neck [*Rare*]:ગળે ફાંસો ખાઇ મરી જવું;ગળે ફાંસો ખાઈને લટકવું.5.To cling to depend:વળગવું; ટંગાવું;-ને વળગેલાં રહેવું;-ને આધારે-આશ્રયે રહેવું;પાછળ ફરવું.5.To be a weight;to drag:બોજારૂપ થઈ પડવું;ભાર થઈ પડવો.6.To impend; to hover:ઝઝુમવું;ઝઝુમી રહેવું; પડું પડું થઈ રહેવું;માથા ઉપર ભમવું. 7. To incline downward;to incline: નીચા પડવું;વલણ થવું;-ની તરફ વળવું; -નું વલણ હોવું.8.To be uncertain; to be in suspense:અનિશ્ચીત હોવું; ખાતરી વગરનું હોવું:-ને વિષે શક હોવો.9.To slope down:ઢોળાવ થવો;નીચા ઉતરવું-હોવું.*To* **h.***around*, to loiter idly about:રસળવું; ભટકવું. *To* **h.***back*, to hesitate; to falter:આનાકાની ક૦;ખમચાવું; અચકાવું;આંચકો ખાવો. *To* **h.***by the eyelids*,to left incomplete:અપૂર્ણ રહેવું.*To* **h.***on*,to hold fast:મજબુત પકડવું;ચોંટી જવું;-ન છોડવું;ચોંટી રહેવું ઘર ઘાલવું;ઘર કરીને રહેવું.*To* **h.***on the lips* &c.,to be charmed by eloquence:-ની છટાથી મોહ પામી જવું.*To* **h.***to*,to cling:વળગવું;બાઝવું. *To* **h.** *together*, (*a*) to remain united:એકસંપ રહેવું.(*b*) To be self-consistent (*colloq.*): બંધ બેસતું હોવું; પરસ્પર ભિન્નતા ન હોવી.*n.*1. A sharp or steep declivity:ઉંચો ઢોળાવ. 2. Connection;plan:સંબંધ;રચના;તંત;દોરો. *To get the* **h.***of*,to learn the arrangement of;hence,to become accustomed to:-ની રચના શીખવી;-નો મહાવરો-ટેવ પડવી;-થી માહિત થવું.

**Hanger,**(હૅન્ગર્) *n.* 1. One, who hangs or causes to be suspended:લટકાવનાર; ટાંગનાર; ફાંસી દેનાર. 2. A short, broad sword incurvated toward the point:અણી તરફ વળેલી એક ટૂંકી પહોળી તરવાર.3.(*a*)That by which a thing is suspended: જેવડે કંઈપણ વસ્તુ લટકાવાય-ટંગાય છે તે.(*b*)(*Mach.*)A part that suspends a journal box in which the shafting of factories,&c.,runs:આંકડો.

**Hanger-on,**(હૅન્ગર્ઑન્) *n.* One, who hangs on, or sticks to, a

He cut his feet with an axe:

person or place; a dependent: આશ્રિત;અવલંબી;બીજાને આધારે રહેનાર;બીજાને વળગી રહેનાર;બીજાની મેહેરબાની પર આધાર રાખનાર.

**Hanging**,(હૅંગિન્ગ્)n.1.Death by suspension: ફાંસીથી થતું મોત. 2. That which is hung as lining for a room or wall,as paper &c.: ભીંતપર ચોટાડવાના કાગળ વગેરે;ગ્રાલર;પડદા;પીછવાઈ.(In this sense it is used in the plural.)a.Deserving death by the halter: ફાંસો દઈને મારી નાખવા જેવું;-ને પાત્ર.2.Suspended from above; pendent: લટકતું;લબડતું;બહાર ઝઝુમી આવતું.

**Hang-man**, ( હૅન્ગ્મૅન ) n. [pl. **Hangmen**.] One, who hangs another:ફાંસી દેનાર;ચંડાળ.

**Hank**,(હૅન્ગ્ક્)n.1.A parcel consisting of two or more skeins of yarn tied together:દોરાની દડીનું પડીકું.A rope for fastening a gate: બારણું સજ્જડ કરવાનું દોરડું.3.Hold; influence:દાબ;કાબુ;અમલ;લાગવગ. vt.1.To form into hanks:દડીઓ બનાવવી;આંટીઓ ક૦. 2.To fasten (Prov.Eng.):જડવું;સજ્જડ ક૦.

**Hanker**,(હૅન્ગ્કર્)vi.1. To desire vehemently:મેળવવાને મનમાં બળવું-મુઝાવું;જીવ વખવખવો; જીવ તલપાપડ થઈ રહેવો-તલખવો;તલસવું;તરસવું;તૃષ્ણા રાખવી;as,to h.after fruit: ફળને માટે જીવ વખવખવો.2.To form a group;to cluster:ટોળું થવું; એકઠા થઈ રહેવું;ઘટા થઇ રહેવી.

**Hankering**,(હૅન્ગ્કરિંગ્)n.Ardent desire:અતિ ઉત્કંઠા;આતુરતાથી ઈચ્છા રાખવી તે.

**Hap**,(હૅપ્)n.1.Chance;accident; fortune;fate: નશીબ;દૈવ;દૈવયોગ; ઘટના;યદૃચ્છા;એકાએક આવીબને એવી બીના.2.A cloak[Scot.]:ઝભો;ડગલો. vi.To happen; to befall: બનવું; ઓચિંતુ કંઈપણ થવું;નશીબથી આવી બનવું.vt.To clothe [Prov.Eng.]: ઢાંકવું;લુગડાં પહેરાવવાં.

**Hap-hazard**, ( હૅપ્-હૅઝર્ડ ) n. Chance;accident: કાળયોગ; યોગ; નશીબ;એકાએક આવી બનેલી બીના-બનાવ;at h.:જેમ આવે તેમ; મનમાં આવ્યું તેમ;જેમતેમ.

**Hapless**,(હૅપ્લેસ્)a.Unfortunate; unlucky;unhappy: અભાગીઉં;દુર્ભાગી;કમનશીબ; કમનશીબ; ભાગ્યહિન; દુઃખી;નિર્ભાગી.

**Haply**, ( હૅપ્લિ )adv. By hap or chance;perhaps: કદાચ; કદાચિત; દૈવવશાત; કર્મસંજોગે;જોગાનજોગે;વખતપર;કદાપિ;દૈવયોગે.

**Happen**,(હૅપન્)vi.1.To come by chance;to fall out:અચાનક-એકાએક-ઓચિંતો બનાવ બનવો;ઓચિંતુ-ધારયા વગર આવી પડવું;વીતવું;ગુજરવું;2.To take place:બનવું;થવું. *To* h.*on*, to meet with; to fall or light upon:હાથ લાગવું-આવવું.

**Happily**, ( હૅપિલિ ) adv. 1. By good fortune;luckily:નશીબે જોર કરવાથી;નશીબના જોરથી; નશીબે; સુભાગ્યે;સારા નશીબે.2.In a happy manner:આનંદમાં;સુખમાં;મઝામાં; સુખે;સુખપૂર્વક;as,*to live* h.:સુખે રહેવું.3.Gracefully;with address or dexterity:ખબરદારી-ચતુરાઈથી;લાવણ્યતાથી;સહેલાઈથી.4.Happy[*Obs*.]: જોગાનજોગે;કદાપિ;વખતપર;દૈવયોગે.

**Happiness**, (હૅપિનેસ્) n. 1. The state of being happy;bliss;contentment;felicity: ખુશાલી; સુખ; કલ્યાણ;પરમસંતોષ; કુશળ; ક્ષેમ;સૌખ્ય;હર્ષ; નિવૃત્તિ; આનંદ. 2. Good luck;prosperity:સુભાગ્ય;સારૂં નસીબ; સુકર્મ; સુદૈવ; સમૃદ્ધિ. 3. Unstudied grace:સરળતા.

**Happy**,(હૅપિ) a. 1. Favoured by hap,luck or fortune;fortunate; successful; prosperous; favourable:સુખી;નશીબદાર; ભાગ્યવાન;સમૃદ્ધ;કુશળ;ક્ષેમ;ધન્ય;કૃતાર્થ; સુખદાયક;કલ્યાણકારી;શુભ; મંગલ; માંગલિક; આનંદપ્રદ;કુશળ;સુખસંપન્ન. 2. Enjoying good of any kind; contented;joyous:સુખી;આનંદી;સંતુષ્ટ;નિર્વૃત;તૃપ્ત;ઉલ્લાસી; સંતોષી; ખુશી; મગ્ન.3.Dexterous;ready;apt:ખબરદાર;હોશિયાર;ચાલાક;સજ્જ;સચોટ;હાજર.H.*-go-lucky*,trusting to hap or luck;improvident;easy-going:નસીબમાં હોય તે થાયજ એમ સમજી-માનીને બેશી રહેનાર;નિરૂદ્યમી; કર્મવાદી.

**Harangue**,(હૅરૅન્ગ્)n [Fr.*harangue*.] (a) A popular oration; a loud address to a multitude: ઘણા જણ આગળ કીધેલું ઠીકઠાક-અલંકારયુક્ત ભાષણ;ભાષણ;જાહેરસભા ભાષણ.(b)Ranting;a noisy speech:અસ્થિર ભાષણ;ઘબડબાવાળું ભાષણ.vi. To make an address or speech to a large assembly: ઘણું જણમોટી મંડળી ભરાઈ હોય ત્યાં ભાષણ ક૦. vt.To address by an harangue: -ની આગળ અલંકારયુક્ત ભાષણ ક૦.

**Harass**,(હૅરૅસ્)vt.1.To weary;to fatigue to excess:-ની ફુસ કાઢી નાંખવી;-નો દમ કાઢી નાંખવો;-નો આખર કરી નાંખવું;લોથપોથ કરી નાંખવું;પરમ શ્રમિત ક૦.2.To tease;to perplex: કાયર-બેજાર ક૦;-નો જીવ ખાઈ નાંખવો; -નો જીવ કાઢી નાંખવો;સંતાપવું;પીડવું; સતાવવું;દુઃખ દેવું;ક્લેશ શ્રમ આપવો; દમવું;ગભરાવવું.3.To annoy:અકળાવવું; ખુઆર-ખુઆર ક૦;-ને તોબા પોકરાવવી. n. Waste;distress:દુઃખ; સંતાપ;હેરાનગતિ;ક્લેશ;પીડા.

**Harassing**,(હૅરૅસિંગ્)a. Annoying:દુઃખદાયક;સંતાપે એવું;તોબા પોકરાવે એવું;હેરાન કરે-કંટાળો આપે તેવું; ક્લેશાવહ;દુઃખપ્રદ;દુઃખદાયક.

**Harbinger**,(હાર્બિન્જર્ )n.1. (a) One,who provides lodging:ઉતારાની સવડ કરનાર માણસ;સગવડ કરનાર માણસ.(b) An officer of the English royal household, who precedes the court when travelling, to provide lodgings and other accommodations: અંગ્રેજી રાજ્યવંશી અમલદાર જે સ્વારીમાં-મુસાફરીમાં કોરટના બીજા માણસોથી અગાઉ જઇ બધી સગવડતા કરે છે તે અમલદાર. 2.A forerunner;a precursor:જેનાથી-જેથી બનવાની વાત જણાય તે;આગામિ સૂચક;આગળથી ખબર આપનાર.

**Harbour**,(હાર્બર્ )n.[A.S.*here*,an army,& *beorgan*,to protect.]1. A lodging;a shelter:શરણ;આશ્રય; આશ્રય-આશરો લેવાનું ઠેકાણું;આશ્રયસ્થલ.2.A refuge for ships;a haven or port:બંદર;વહાણને લંગર કરવાની જગ્યા;બારૂ.vt.1. To entertain as a guest;to protect; to shelter: ઘરમાં શરણ-રાખવું; આશ્રય આપવો; આશરો-મદદ આપવી.2.To protect, as a ship from storms:રક્ષણ ક૦; વહાણને તોફાનથી બચી જવાને સારૂ લંગર કરવાની જગ્યા આપવી. 3. To foster;to entertain: મનમાં હોવા દેવું-રાખવું;ધારણ ક૦;as, *to* h. *evil thoughts*:મનમાં દુર્વિચાર લાવવા.vi. To lodge or abide for a time;to take shelter:બંદરમાં રહેવું;રહેવું;મુકામ ક૦;આશ્રય લેવો;શરણ લેવું;ઉતારો ક૦.

**Harbourage**,(હાર્બરેજ્)n. Shelter;entertainment [*R*.]આશરો; આશ્રય;શરણ.

**Hard,**(હાર્ડ્)*a.*[AS.*heard.*]1.Firm;solid;not soft:કઠણ;દબાય નહીં એવું;સખત.2.Difficult to penetrate with the understanding : સમજાય નહી તેવું;અઘરૂં;કઠણ;મુશ્કેલ;દુર્ગમ;દુર્બોધ;અસ્પષ્ટ. 3.Laborious;fatiguing;કઠણ;કંટાળો આપે તેવું;સંતાપે તેવું;as,*a* **h.***task*: કંટાળો ઉપજાવે એવો પાઠ.4.Difficult to resist or control:ટક્કર ન ઝીલી શકાય તેવું;દાબમાં રાખવાને મુશ્કેલી પડે તેવું;દાબમાં ન રખાય તેવું;દુસ્તર.5. Difficult to bear;severe;rigorous:ખમી ન શકાય તેવું;સહન ન થઇ શકે તેવું;આકરૂં;કરડું;જુલમગાર;સખ્ત;જુલમી;ગેરવાજબી. 6. Not easy to influence;unfeeling:કઠણ;સખત; નિર્દય; દયાહીન;કઠોર;દુષ્ટ;દુઃખનું.7.Harsh;stiff;forced:કઠોર;બેસ્વાદિષ્ટ;અણગમતું.8. Rough;acid:તીખું;ખાટું; કડક; કરડું;ચઢાઉ;જલદ; તલ્લક. 9. (*Pron.*) Not aspirated;અઘોષ.10.Wanting softness:કઠોર; મૃદુ નહિ એવું; કર્ણ કઠોર.**Hard** *money*,coin:સીક્કારૂપે રોકડ-નગદનાણું.**H.***pan*, the hard stratum of earth lying beneath the soil:જમીનની નીચે કઠણ તળીઉં.**H.***wood*,wood of a solid texture:કઠણ-ટકાઉ-નક્કર લાકડું. *A.* **h.***letter*,a letter not soft:અઘોષ અક્ષર. *In* **h.** *condition*, having muscles firm (said of race horses):જબ્બર;લઠ્ઠ;મજબુત બાંધાનું.*adv.* 1.With pressure;with urgency;diligently:એક ચિત્તે;દબાણથી;અડીઅડીને;અડી જડીને;કાળજીથી;આતુરતાથી;ઉલટ-ઉમંગથી;ઉદ્યોગથી;ખંતથી;as,*my father* is **h.***at study*: અભ્યાસ કરવામાં મારા પિતા ઉદ્યોગી છે,અથવા ખંતથી મહેનત કરે છે. 2. With difficulty: મુશ્કેલીથી; ઘણી મહેનતે; મહા મહેનતે;કષ્ટાવટે;મુસીબતે. 3.So as to raise difficulties:મુશ્કેલીઓ નીકળે એવી રીતે.*The question is* **h.** *set*:ઘણી મુશ્કેલી નીકળે એવી રીતે સવાલ પુછવામાં આવ્યો છે.4.Violently;vigorously;rapidly:જોરથી;ખુબ;જબરૂં;મુઠીઓવાળીને;ખાઇપીને;આંખો મીચીને;જલદી;વેગે ઝપાટાથી;ઝડપથી.5.Forcibly:જોસથી; જુસ્સાબંધ;ભરપૂર;ખુબ;જબ્બર;ધાણુંજ.6. Close or near:પાસે;નજીક. **H.** *by*, near by:પાસે;નજદીક;નજીક;છેક પાસે;મ્હોં આગળ;સમીપ.**H.** *pushed, or* **H.** *run*,greatly pressed:જબરા સપાટા-ભીડમાં આવી પડેલું;સપડાયલું.**H.** *up*,hard run;in extremity;closely pressed by want (*colloq.*):તંગીમાં આવી પડેલું;નાણાંની ઓપટીમાં બહુ હોય એવું.*n.*1.A ford or passage across a river or swamp:નદીમાં થઈને જવાય એવી ભીની જગ્યા;કલાણ.

**Harden,**(હાર્ડન્) *vt.* 1. To make hard;to indurate:કઠણ-સખ્ત ક૦; ટકાઉ બનાવવું; મજબૂત ક૦. 2. To inure; to confirm in obstinacy or impudence:કસવું; કઠણ-રીઢું-ઘડાએલું ક૦;દૃઢ ક૦;મજબૂત ક૦;-નું મન કઠણ-બહેરૂં ક૦;ઢોઠ-નફ્ફટ-ઢોર-નિર્લજ ક૦;દુષ્ટતા વિશે ચુસ્ત ક૦.*vi.*1.To become hard:કઠણ-સખ્ત થવું. 2. To become confirmed either in a good or bad sense:કસાવું;કઠણ થવું; મન કઠણ થવું;રીઢું-નઠોર થઈ જવું.

**Hardened,** (હાર્ડન્ડ્) *p. a.* Made hard;confirmed in vice:કઠણ-સખ્ત-મજબૂત કરેલું;કઠણ મનનું-નઠોર-ઢોઠ થઈ ગયેલું.

**Hard-favoured** , ( હાર્ડ્ફેવર્ડ્ ) *a.* Hard featured; ill-looking:કરડા દેખાવનું;જેનો મ્હોંનો શીકો ડોળ-વગરનો થઈ ગયો હોય તેવો;જોવા ન ગમે એવું.

**Hard-featured,** (હાર્ડ્-ફીટયુર્ડ્) *a.* Having coarse features:કરડા દેખાવનું;કદરૂપુ.

**Hard-fisted,**(હાર્ડ્ફિસ્ટેડ્)*a.*1.Having hard or strong hands:જેની મુઠી-પંજામાં-હાથમાં જોર છે તેવું;બળકટ પંજાવાળું.2.Close-fisted;niggardly:કંજુસ;જેને હાથેથી દમડી છુટે નહી તેવું;કરપી;કૃપણ; સુમ;બદ્ધ મુષ્ટિ; લોભીયું;મખ્ખીચૂસ;પાજી.

**Hard-headed,** ( હાર્ડ્-હેડેડ્ ) *a.* Sagacious;shrewd:પહોંચેલું; પાકટ વિચારનું;કુશાગ્ર બુદ્ધિનું;હોશિયાર;કાબેલ;નિપુણ.

**Hard-hearted,** ( હાર્ડ્-હાર્ટેડ્ ) *a.* Unsympathetic;pitiless:દયા વગરનું;નિર્દય;કઠણ-સખ્ત હૈયાવાળું;કઠણ મનનું;દયાહીન.

**Hardihood,**(હાર્ડિહુડ્ )*n.*1. Boldness;bravery;intrepidity:છાતી; હિંમત;ડરે નહી એવો ગુણ;ધૃષ્ટપણું;ધૃતિ;ધૃષ્ટતા;સાહસ;સહનશક્તિ.2. Impudence:નફ્ફટ-નિર્લજ પણું;બેહાઈ;મર્યાદા મુકીને ચાલતાં બીએ નહીં એવો ગુણ.

**Hardiness,**(હાર્ડિનેસ્ )*n.*1. Capability of endurance: સહનશક્તિ; ખમવાની શક્તિ.2.Hardihood:છાતી; હિંમત;ધૃતિ;ધૃષ્ટતા.3.Hardship;fatigue.[*Obs*]:દુઃખ;સંકટ;થાક;થાક.

**Hardly,**(હાર્ડ્લિ)*adv.*1. In a hard manner;with difficulty:મહા મહેનતે;મહા કષ્ટે;બહુ પ્રયાસે;મુસીબતે. 2.Unwillingly:નાખુશીથી;નારાજીથી;ખુશી વગર.3.Scarcely;not wholly:ભાગ્યે;કદાચિત;વિરલું;જવલ્લે;કવચિત્.4.Severely;harshly: સખ્તીથી;કઠોરતા-જુલમ-નિર્દયપણાથી.

**Hard-mouthed,** (હાર્ડ્-માઉથ્ડ્ )*a.* Not sensible to the bit; not easily governed:લગામની કાકરને મચક ન આપે-ન માને એવો;કબજે ન રહે એવો;તોફાની;બહુ પાણીદાર.

**Hards,**(હાર્ડસ્ )*n. pl.* Tow: શણને પીંજ્યાથી નીકળેલો જાડો ભાગ.

**Hardship,** ( હાર્ડ્શિપ્ ) *n.* That which is hard to bear, as toil, injury,injustice,&c.: દુઃખ;ક્લેશ; પીડા;કષ્ટ;સંકટ;શ્રમ;ખેદ;અન્યાય; ગેરઇનસાફ;જુલમ;અવઘડતા.

**Hardware,** (હાર્ડ્વેર્ ) *n.* Ware made of metal,as cutlery, kitchen utensils,&c.:લોઢા વિગેરે ધાતુનો સામાન;ધાતુનાં ઓજાર;ધાતુનાં વાસણ;લુહારકામ;લોઢાકામ.

**Hardy,**(હાર્ડિ)*a.*1.Bold; resolute: નિર્ભય;નિઃશંક;બહાદુર; હિંમતવાન; દૃઢ;છાતીવાળો;ધૃતિવાળું;ધૃષ્ટ;સાહસિક;શૂર;વીર;ધીર;દૃઢ સ્વભાવનું.2.Confident;shameless(*in a bad sense*):નિર્લજ;નઠોર;ઢોઠ; નફ્ફટ; બેશરમ; લાજ વગરનું.3.Strong;firm:મજબૂત;દૃઢ 4.Capable of endurance : સહનશક્તિવાળું; ખમીશકે તેવું; સહન કરે તેવું;ઘડાએલું;રીઢાહાડનું;કસાએલું; સહનશીલ;દુઃખ-આઘાતક્ષમ; વજ્રદેહી; વજ્રશરીરી.5. Able to withstand the cold of winter:શીઆળાની ટાઢ-ઠંડીની સામે ટક્કર ઝીલી શકે તેવું;ક્ષમ.*n.*A black-smith's chisel,having a square shank for insertion into a square hole in an anvil,called the hardy hole:લુહારની છીણી.

**Hare,**(હેર્ )*vt.*To excite;to tease; to harry [*Obs.*]:ઉશ્કેરવું;કંટાળો ઉપજાવવો-આપવો.*n.*[A.S.*hara.*]1.(*Zool.*) A rodent of the genus *lepus*,having long hind legs,a short tail and a divided upper lip:સસલું;શશ;શશક;લંબકર્ણ.2.(*Astron.*) Lepus; a small constellation situated south of orion: એક ગ્રહનું નામ.**H.***and hounds*,a

game played by men and boys, two,called hares,having a few minutes' start,and scattering bits of paper to indicate their course,being chased by the others,called the hounds,through a wide circuit: એક જાતની રમત; દોડપકડની રમત. **H.** *Kangaroo* (*Zool.*),a small Australian kangaroo, resembling the hare in size and colour:કદ અને રંગમાં સસલાને મળતું આવતું ઑસ્ટ્રેલીઆનું નાનું કાંગારૂનામનું પ્રાણી.

**Hare-brained,**(હેર્‌બ્રેન્‌ડ્‌ )*a.*Wild; giddy:જંગલી;જેનો મગજ ઉડતો-ભમતો છે એવું;ખસેલું;ભ્રાંતચિત્ત;ચંચળ બુદ્ધિનું;બ્હાવરૂં;ચળેલ;ભમતા મગજનું.

**Hare-hearted,**(હેર્‌-હાર્ટેડ્‌ ) *a.* Timorous;timid:બ્હીકણું;બાયલું;પોચકણું.

**Harem,**(હેરેમ્‌)*n.*[Ar.*haram*,any thing sacred,from.Fr.*harama*, to forbid.]1.The portion of the house allotted to females in Mohamedan families:જનાનખાનું;અંત:પુર;સ્ત્રીગૃહ;અવરોધગૃહ.2.A seraglio:જનાનો;કબીલો.

**Hark,**(હાર્ક્‌ )*vi.*To listen;to hearken:કાનધરવો;સાંભળવું;ધ્યાન આપવું.

☞It is now used in the imperative.**H.***away*! **H.***back*! **H.** *forward*! cries used to incite and guide hounds in hunting: શિકાર કરતી વેળા કુતરાને દોરવાની તથા ઉશ્કેરવાની બુમો. **H.** *back*,go back for a fresh start:ફરી નીકળવા સારૂ પોતાની પ્રથમની જગ્યાએ પાછા જવું.

**Harl,** (હાર્લ્‌ )*n.* 1. A filamentous substance ; the filaments of flax:શણના રેશા.

**Harlequin,**(હાર્લેકિવન્‌ ) *n.* A buffoon:તરકડિઓ;રંગલો;ભાંડ;વૈહાસિક; જુઠણું;વિદુષક;મશ્કરો.**H.***beetle*(*Zool*), a very large south American beetle:એક જાતનો વંદો. **H.** *caterpillar* (*Zool.*), the larva of an American bombycid moth:કાળા ધોળા વિગેરે રંગના વાળના ગુચ્છાવાળો કરોળીઓ.**H.***duck*(*Zool.*),a North American duck: ઉતરઅમેરીકાની બતક. **H.** *snake* (*Zool.*),a small poisonous snake ringed with red and black:રાતા અને કાળા ડાઘાવાળો નાનો ઝેરી સાપ.*vi.*To play the droll: તરકડિયાવેડા ક૦ ; જુઠણુ બનવું.*vt.* To remove or conjure away:તજરૂબંધીથી ઉડાડી દેવું.

**Harlequin-ade,**(હાર્લેકિવન્‌-કિવનેડ્‌ ) *n.*The part of a harlequin:વિદુષકનો ભાવ.

**Harlot,**(હાર્લોટ્‌ ) *n.* **1.** A churl; a common man:સાધારણ માણસ;**2.** A rascal;a cheat[*Obs.*]:લુચ્ચો;ઠગ;ગંઠીઓ;ખરાબ ચાલનો પુરૂષ; ઠગારો.**3.**A prostitute: વેશ્યા;છિનાળ; ગુણીકા;પાતર;સામાન્યા; વારાંગના;કુબજ;કિસબણ;કીસ્બાતણ;રામજણી;કંચની;રંડી;કલાવતી;માલજાદી;કુલટા.*a.* Wanton;lewd;low:હલકું;નીચ;અધમ;છિનાળવું;વિષયી.*vi.*To play the harlot: છિનાળનું કામ ક૦;પાતર-કીસ્બાતણનો ધંધો ક૦.

**Harlotize,** ( હાર્લૅાટાઈઝ્‌ ) *vi.* To harlot[*Obs.*]: છિનાળનો ધંધો-અધમ-નીચ ધંધો ક૦.

**Harlotry,**(હાર્લૅાટ્રિ)*n.*1. Buffoonery;ribaldry [*Obs.*]: મશ્કરી; મજાક.**2.**The trade of prostitution: વેશ્યાનો ધંધો ; છિનાળ-કીસ્બાતણનો ધંધો;વેશ્યા ધર્મ-વૃતિ;છિનાળું. **4.** A harlot;a baggage[*Obs.*]:કુલટા;પાતર;કીસબણ;છિનાળ;વારાંગના;સામન.

**Harm,**(હાર્મ્‌ )*n.* [A.S.*hearm.*] **1.** Injury;hurt:ઈજા;દુ:ખ;નુકસાન;હાણ;હાનિ;બગાડ;બાધ; દોષ; અપરાધ; પાપ;હરકત;અપાય;હિંસા; નાશ;પીડા;વિરોધ;ઉપદ્રવ; ખરાબી. **2.** That which causes injury : ઈજા-હાણ-બગાડ જેથી થાય તે;બગાડ-નુકસાનકર્તા વસ્તુ-પદાર્થ.*vt.*To hurt;to injure: ઈજા ક૦;ને દુ:ખ દેવું;-નું બગાડવું;-ને હાનિ-હાણ-નુકસાન-હરકત પોંચાડવી;-ને બગાડ-નુકસાન ક૦.

**Harmful,**(હાર્મ્‌ફુલ્‌ )*a.*Full of harm; injurious:બગાડ-નુકસાન-હરકત કરે એવું;હાનિ-અપકારક;હિંસક; ઉપદ્રવી.

**Harmless,** (હાર્મ્‌લેસ્‌ ) *a.* **1.** Free from harm;unhurt:નિરૂપદ્રવી;અહિંસક;અબાધક;નિર્બાધક; અવિકારી. **2.**Inoffensive;innocent: નિર્દોષ; નિરપરાધ;નિષ્પાપી;ગરીબ;સાલસ;રાંક;રાંકડું;બાપડું;અદ્વેષી.

**Harmonic,Harmonical,**(હાર્મૅાનિક્‌-કેલ્‌ )*a.*[L.*harmonicus.* See **harmony**.] **1.**Musical;concordant:મળતા સુરનું;એકતાલ;સુસ્વરનું; સમાન સુરનું;મધુર;કાનને સારૂ લાગે તેવું;મીઠું;ખુશીકારક.Having properties bearing some resemblance to those of musical consonance: સમાનાંતર પ્રમાણ.

**Harmonious,** ( હાર્મૅાનિઅસ્‌ ) *a.* [See *harmony.*] **1.**Adapted to each other;symmetrical:અવયવ-પ્રમાણ-આકાર-સાંગ શુદ્ધ;યોગ્ય રચનાનું;રચના સ્વારસ્યવાળું.**2.**Living in peace and friendship:સંપીલું;સંપતાંતાવાળું;અવિરોધી;અનુકુળ;અનુરૂપ; તાંતાબંધ;વિરોધવિનાનું;એક મનનું;એક દીલનું. **3.** Agreeably consonant; symphonious:ખુશ લાગે એવા મળતા સ્વરનું;મિઠું;મધુર;સુરાવટવાળું;સુસ્વર.

**Harmonium,** (હાર્મૅાનિઅમ્‌ ) *n.* [See **harmony**.]A musical instrument in which the tones are produced by the vibration of metallic reeds,and which is played upon by means of keys similar to those of the pianoforte: એક જાતનું હાથે વગાડવાનું વિલાયતી વાજું-વાજીંત્ર-વાદિત્ર.

**Harmonist,**(હાર્મૅાનિસ્ટ્‌ )*n.*(*Eccl. Hist.*) One of a religious sect founded in Wurtemburg in 1780:ઉવર્ટેમ્બર્ગમાં સ્થપાયેલા ધાર્મિક પંથમાંનો એક.

**Harmonize,**(હાર્મૅાનાઈઝ્‌ )*vi.*[Fr. *harmoniser.* ] 1. To agree in sense;to agree in action: મળવુંહળવું-જડવું હોવું;બંધબેસતું આવવું;વિરોધ-વિરૂદ્ધતા ન હોવી;સદૃશ થવું-હોવું; એકરાગ-તુલ્ય હોવું;એક વાકયતા હોવી; એકપણું હોવું.**2.** To be in peace: સંપીલું હોવું;સંપમાં રહેવું; સલાહથી રહેવું.**3.**To agree in musical effect:સૂર મળવો;સ્વરઐક્યતા હોવી;રાગમાં મળતા આવવું.*vt.*1.To adjust in fit proportions; to cause to agree:મળતું આવે તેમ ક૦;-નો વિરોધ-વિરૂદ્ધતા કાઢી નાંખવી;સદૃશ ક૦;સ્વરૈકય-તાલૈકય ઉપજાવવો;યોગ્ય પ્રમાણમાં ગોઠવવું-રચવું.2.(*Mus.*) To accompany with harmony;to provide with parts,as an air,a melody: રાગ મેળવવા-બેસાડવા;-સૂર મેળવવા.

**Harmonizer,** ( હાર્મૅાનાઈઝર્‌ ) *n.* One, who harmonizes:ગાનાર;રાગ સાથે ગાનાર;સુર મેળવનાર.

**Harmony,** ( હાર્મૅાનિ ) *n.* [ Gr. *harmonia*, I fit together. ] **1.** The just adaptation of parts to each other,in any system:અવયવાનુરાગ; અવયવનું યોગ્ય પ્રમાણ-રચના;રચના;અવયવ યોગ્યતા.**2.**Concord in facts,opinions,&c.;peace and friendship: મેળ;મેળાપ;બના-

વ;સંપ;એકમત;એકદીલ;સંપ અને મિત્રાચારી;સલાહ;મળતાપણું;વિરોધ ન હોવો તે;એકતા;એક વાક્યતા;અવિરોધ;ઐક્ય;સાદૃશ્યતા;તાંતો;રાગ;એક રાગ; અનુરાગ; 3. A literary work which brings together parallel passages of historians respecting the same events and shows their agreement:જે જુદા ઇતિહાસકારોના અમુક ભાગોની સાદૃશ્યતા દર્શાવનાર ગ્રંથ.4.(*Mus.*) (*a*) A succession of chords according to the rules of progression and modulation:રાગ;સૂર મળી જવો તે;સૂરમેળાપ;એકતાર;સ્વરમેલન.(*b*) The science, which treats of their construction and progression:તેઓની રચના વીગેરે શીખવનારૂં શાસ્ત્ર-વિદ્યા;સ્વરશાસ્ત્ર;સુરશાસ્ત્ર-વિદ્યા.

**Harness,** (હાર્નેસ્ ) *n.* 1. Coat of mail;the armor of a horse:કવચ; બખ્તર;લઢાઈની વખતે શરીરને ઈજા ન આવે તેટલા માટે ઘોડા કે માણસને પેહેરવાનું બખ્તર.2.The equipments of a draughthorse;tackling:જોડવાના ઘોડાનો સાજ;હાર્નિસ;અશ્વ સામગ્રી;અશ્વસજ્જ.3.A part of a loom: સાળનો એક ભાગ. *To die in* **h.**,to die while actively engaged or on duty: કામ ધંધામાં રોકાયલા-મચેલા હોય ત્યારેજ મરી જવું.*vt.*To dress in armor: બખ્તર પહેરાવવું; કવચ-બખ્તર ધારણ કરાવવું. 2. To equip for defence: રક્ષણ-બચાવને માટે સાધન તૈયાર ક૦-પુરૂં પાડવું; સજ્જ ક૦. 3. To make ready for draught:(ઘોડાનો)સાજ ઘાલવો;જોડવા માટે સાજ ઘાલવો;હાર્નિસ નાંખવું;યોકત્ર ઘાલવું.

**Harp,**(હાર્પ )*n.* [A.S. *hearpe.* L. *harpa.*] 1. A stringed instrument of music,of a triangular figure,usually played with the fingers: ત્રીકોણાકારનું તંબુરાની પેઠે ઘણું કરી આંગળીઓવડે વગાડવાનું ઈંગ્રેજી વાજીંત્ર;તારનું વાજીંત્ર;વીણા; સારંગી.*Jews* **h.**:મોરચંગ.2.(*Astron.*) A constellation;lyra:નક્ષત્ર.3. A grain sieve:અનાજની ચાલણી.*vi.* 1.To play on the harp: સારંગી-વીણા વગાડવી;તારનું વાજીંત્ર વગાડવું.2. To dwell tediously in speaking or writing (with *on* or *upon*): તેનું તે-એકજ વાત ગાયાં ક૦-કુટ્યા ક૦; ટહાએલું ક૦;લખવા અથવા બોલવામાં એકની એક વાત કહ્યાં ક૦;પુનરૂક્તિ ક૦. *To* **h.**, *on one string,* to dwell upon one subject with disagreeable and wearisome persistence: એકનું એકજ ટાહેલું કુટ્યા કરવું.*vt.*To play upon,as a harp: સારંગી વગાડવી;વાદિત્ર વગાડવું.

**Harper,**(હાર્પર્ )*n.*1.A player on the harp:હાર્પ વગાડનાર;ગવઇઓ; સારંગીવાળો.2.An Irish coin bearing the emblem of a harp:હાર્પની છાપવાળો આયર્લાંડમાં ચાલતો સીક્કો.

**Harpoon,**(હાર્પૂન્ )*n.*[Fr.*harpon.*] A spear used to strike and kill a large fish;a harping-iron:મોટાં માછલાં મારવાનો ભાલો;નિમિવેધની.*vt.* To strike or kill with a harpoon: ભાલાવતી મારવું-પકડવું-મારી નાંખવું.

**Harpsichord,**(હાર્પ્સિકોર્ડ્ )*n.*[See *harp* and *chord.*](*Mus.*)A harp-shaped instrument of music, with strings of wire: સારંગીને મળતું એક ઈંગ્રેજી વાજીંત્ર.

**Harpy,**(હાર્પિ)*n.Pl.***Harpies** [L. Gr.L. *Harpyia.*] 1. (Myth.) A fabulous winged monster,having the face of a woman, and the body of a vulture: સ્ત્રીનું મોં અને ગીધનું શરીર એવો પાંખોવાળો કલ્પિત રાક્ષસ.2.One that is rapacious;a plunderer:લુંટારો;પિંડારો; અપહરણશિલપુરૂષ;છીનવી લેનાર પુરૂષ. 3.A crested,short winged eagle inhabiting Mexico & Brazil:મેક્ષીકો અને બ્રાઝિલમાં વસતું ટુંકી પાંખોવાળું કલગીદાર ગરૂડપક્ષી.

**Harridan,**(હૅરિડૅન્ )*n.* [Fr. *haridelle,*a worn-out horse.]A worn-out strumpet; a hag : ઘરડી-બુઢ્ઢી છિનાળ;વૃદ્ધ વેશ્યા.

**Harrier,** (હૅરિઅર્ ) *n.* [ Written also *Harier*; from *hare.*] 1. A kind of hound for hunting hares, having an acute sense of smelling: તીવ્ર ઘ્રાણેંદ્રિયવાળો સસલાનો શિકાર કરવાના કામમાં લેવાતો કુતરો.

**Harrow,**(હૅરો)*n.* [L.*hirpex,* harrow.]An instrument of agriculture:કળપવ;કળી;જમીનના ઢેપાં ભાગવાનું ઓજાર;દાંતાળો.*vt.*1.To draw a harrow over for the purpose of breaking clods and levelling the surface;to break with a harrow:-ની કળવણી કાઢવી;-માં કળપ ફેરવવો;કળપવડે ભાગવું;as,*to* **h.***ground:* કળપ વડે જમીનનાં ઢેપાં ભાગી તેને એક સરખી ક૦.2.To tear;to torment: ફાડી નાંખવું;પીડવું;હેરાન કરે;સંતાપવું. *interj.*An exclamation of sudden distress : હાયહાય !; અરેરે !; ઓ !;મારા બાપરે !.

**Harry,**(હૅરિ)*vt.pp.***Harried**.[A.S. *hergian*,to act as an army from *here*,army.]1.1.To strip; to pillage:લુંટી લેવું;કાઢી નાંખવું;ઉખેડવું;ઉતારી લેવું.2.To agitate;to worry: ઉશ્કેરવું;તકરાર ક૦;હેરાન ક૦;સતાવવું; સંતાપવું.*vi.*To make a predatory incursion(*obs.*):લુંટને માટે ચઢાઇ ક૦;લુંટફાટ ચલાવવી.

**Harsh,**(હાર્શ્ )*a.* 1. (*a*) Rough to the touch:ખુંચે એવું;કઠણ;ખડબચડું; કર્કશ;દુઃખ સ્પર્શ.(*b*)Rough to the taste:ખાટું બટચ અને લુખું;ગળામાં ખુંચે એવું લુખું;રૂક્ષ.(*c*)Rough to the ear:કાન ફાડી નાંખે તેવું;કર્ણ કઠોર;કર્કશ.2.Austere;severe:કરડું;કરડા-કડવા બોલું;નિષ્ઠુર;ઉગ્ર;કઠણ;ધુંધવાવું; દાઝે બળ્યું; કર્કશ ; સખ્ત ; કઠોર. 3. (Painting & Drawing). Lacking in harmony : રંગ કે છાયાના ઢંગ ધડા વગરનું.

**Harshness,** ( હાર્શ્નેસ્ ) *n.* The quality or state of being harsh: કરડી મરજી;સખ્તપણું;કઠોરતા; કાઠિન્ય;દુઃસ્વભાવ;દુશીલતા.

**Hart,**(હાર્ટ્ )*n.* [A.S.*heort,* allied to L.*cervus.*]A stag;સાબરનો નર; સાબર;મૃગ;હરણ;કુરંગ.

**Harten,**(હાર્ટન્ )*vt.*To hearten;to encourage [*Obs.*]:હિંમત આપવી; ઉશ્કેરવું;હિંમતવાન ક૦.

**Hart'shorn,** (હાર્ટસ્હૉર્ન્ ) *n.* The horn of the hart:સાબરનું શીંગડું; સાબરસીંગું.**H.***plantain*(*Bot.*),an annual species of plantain:વરસની એક મોસમમાં થતી કેળાંની જાત.*Salt of* **h.**,an impure solid Carbonate of ammonia;volatile salts:કાર્બોનીક આસીડ સાથે મેળવેલો નવસાગર.

**Harum-scarum,**(હૅરમ્-સ્કૅરમ )*a.* Wild;flighty;rash;thoughtless: અવિચારી;ઉદમાતી;ઉચ્છૃંખળ;તોફાની.

**Harvest,**(હાર્વેસ્ટ્ )*n.*[A. S. *herfest*,autumn.] 1.The season of gathering a crop of any kind: કાપણીનો વખત;(દાણાની-અનાજની) મોસમ;ફસલ.*Autumnal* **h.**:ખરીફ. *Summer* **h.**:હરી.*Vernal* **h.**:રવી.

2 That which is reaped; the ripe corn and grain:ખેતીનો મોલ;ચૂક;પાક.3.The product of any labor;gain:ફળ;લાભ. *vt.* To reap or gather,as corn:લણવું; કાપણી કo;અનાજ કાપીને ભેગું કo;પાક લેવો.

**Harvest-home,**(હાર્વેસ્ટ્-હોમ્)*n.* 1.The song sung by reapers at the feast made at the gathering of corn:ખેડુતોનો ઓચ્છવ; નવાન્નોત્સવ; ઓચ્છવ વખતે ખેડુતોને ગાવાનું ગીત. 2. The time of harvest: કાપણીનો વખત; પાક લેવાનો વખત; મોસમ;ફસલ.3.The opportunity of gathering treasure: પૈસા એકઠા કરવાનો પ્રસંગ.

**Hash,** (હૅશ્) *vt.* [ Fr. *hacher*, to hash. ] 1. To chop into small pieces;to mince and mix:-ની કચુંબર-ઝીણીઝીણી કકડી કo.*n.*1.That which is chopped up;meat and vegetables,chopped into small pieces and mixed: તરકારી સાથે સંમિશ્ર ખીમો. 2. A new mixture of old matter:જુના પદાર્થમાંથી કરેલી નવી મેળવણી.

**Hasp,**(હૅસ્પ્)*n.*[A.S.*halpse.*]1.A clasp;a metallic hook for fastening a door:કડી;સાંકળ;આંકડી;ચાપડો;ચપરાસ.2.A spindle to wind yarn,thread or silk on:સુતર અગર રેશમ વિંટવાની તરાક;ચાક;ફરકડી. 3.A scarifier: ઘાસવાળી જમીનની સપાટી કાપવાનું હથીઆર.*vt.*To shut or fasten with a hasp:આંકડીવતી બંધ કo;ચાપડો લગાડી સજ્જડ કo.

**Hassock,**(હૅસૉક્)*n.*1.A rank tuft of bog grass;a tussock:નાની ઘાસવાળી ટેકરી. 2. A small stuffed cushion for kneeling on in church,or for home use:દેવલગાં પ્રાર્થના કરતી વખતે પાથરવાની અથવા ઘરના ઉપયોગમાં લેવાની જાડી નાની ચટાઈ-સાદડી.

**Haste,**(હેસ્ટ્)*n.*1.Speed; expedition:ઉતાવળ;ઝડપ;જલદી;વેગ; શીઘ્રતા;ક્ષિપ્રતા;તાકીદ;ત્વરા;ધાઈ;દોડધામ. 2.Hurry;vehemence:ઉતાવળ.*To make* **h.**,to hasten:ઉતાવળ-ઝડપ કo;ઉતાવળથી કo.*vi.*& *vt.*To hasten; to hurry[*Archaic*]:ઉતાવળથી થાય તેમ કo;લાવી નાંખવું;ઉતાવળા થવું.

**Hasten,**(હેસન્) *vt.* To press; to push on; to hurry: ઉતાવળું થાય એમ કo;ઉતાવળથી કo;ખેંચી હડસેલી લાવવું;લાવી નાંખવું.*vi.*To be rapid in motion;to go quickly:ઉતાવળ કo;ઉતાવળા થવું;ઉતાવળો ચાલવું-જવું;ધાવું;ધાઈ દોડી જવું.

**Hastily,**(હેસ્ટિલી) *adv.* Speedily; nimbly:ઝડપથી;તાબડતોબ;ચટદેઈને. 2.Precipitately;rashly:આંખો મીચીને;વગર વિચારે.3.Passionately; impatiently: વગર ધીરજે;ઉગ્રતાથી; આવેશમાં.

**Hasty,**(હેસ્ટિ)*a.*1.Involving haste done in haste:ઉતાવળિયું;શીઘ્ર;સત્વર-ઉતાવળમાં કરેલું;ઉતાવળથી બનાવેલું.2. Demanding haste [*R.*]: ઉતાવળનીજરૂરવાળું. 3.Hurrying; rash;eager;easily excited:ઉતાવળિયું;ઉત્પાતિયું;લપલપિયું;લપલપાટ કરી મુકે એવું; ધામધૂમીઉં; હુડહુડ કરે એવું;સાહસિક; અવિચારી; સહેલાઈથી-જરા વારમાં ગુસ્સે થાય એવું;તપી જવાથી-ગુસ્સામાં બોલેલું.4.Made without due caution: ઘટતી-યોગ્ય બરોબર સંભાળ-કાળજી લીધા શિવાય કરેલું.5.Proceeding from,or indicating,a quick temper: તામસી સ્વભાવનું;તામસી મીજાજમાં બોલેલું; ગુસ્સો બતાવનારું;જલદ;as,**h.***words*: ગુસ્સામાં બોલેલા શબ્દો.6.Early;forward[*Obs.*]:વહેલું;પહેલવહેલું થયેલું.

**Hat,**(હૅટ્)*a.*Hot(*obs.*):ગરમ.

**Hat,**(હૅટ્)*n.*[A.S.*hatt.*] A covering for the head with a crown and brim for protecting or ornamenting the head:ફળી ટોપી.**H.** *block*, a block on which hats are formed or dressed:જેના ઉપર ટોપીઓ બનાવવામાં આવેછે તે લાકડાનો કકડો; માથું. *To pass around the* **h.**, to take up a a collection of voluntary contributions,which are often received in a hat:ટોપી ફેરવવી;થાળી ફેરવવી;ટોપી ફેરવીને ભીખ માગવી.

**Hatable,** (હેટૅબલ્)*a.*Odious; detestable : ધિક્કાર-તિરસ્કારને પાત્ર; નિંદનિય.

**Hat-band,** (હૅટ્-બૅન્ડ્) *n.* A band round the crown of a hat:ટોપી ઉપર લપેટવાનો પટો.

**Hat-box,**(હૅટ્-બૉક્સ્)*n.* A box for a hat:ટોપીને માટે મુકવાની પેટી-ડાબડો.

**Hatch,** (હૅચ્) *vt.* 1. To produce young from (*eggs*): સેવવું; ઇંડુ ફોડી બહાર બચ્ચાં કહાડવાં.2.To contrive or plot:-નો ઘાટ રચવો;કહાડવું;ઉભું કo;યુક્તિ-રચના ઘડવી.*vi.*To come forth from the egg:સેવાવું;બચ્ચાનું ઇંડામાંથી બહાર નીકળવું. 2.To cross with lines in a peculiar manner in drawing & engraving : ચિત્ર કે કોતર કામમાં વિચિત્ર રીતે આડી અવળી એક ઉપર એક લીટીઓ દોરવી. 3.To spot; to stain:ખરડવું;બગાડવું;-નો ડાઘ પાડવો.*n.* 1. The act of hatching: સેવવું તે;બચ્ચાં કહાડવાં તે.2.Development;discovery:ખીલવું તે;શોધ.3.A brood:એક સાથે જન્મેલાં-બહાર નીકળેલાં બચ્ચાં;વેતર.

**Hatch,**(હૅચ્)*a.*[A.S.*haca*,the bar of a door.] 1. A door with an opening over it: બારણા ઉપરની બારી.2.A frame in a river, for catching fish:માછલાં પકડવાનું ચોકઠું.3.A bedstead(*Scot.*):ખાટલો. 4.(*a*) An opening in the deck of a vessel or floor of a warehouse,which serves as a hoistway:તુતક;વહાણના ભંડારની જાળી; ભંડાર વિગેરેનું બારણું-દ્વાર. (*b*) A cover or door used in closing such an opening:આવા તુતકને બંધ કરવાનું બારણું-ઢાંકણ.5.(*Mining.*) An opening into a mine:ખાણનું દ્વાર. 6. A flood gate: સરતીનાં પાણી આવવાનો દરવાજો માર્ગ.*To be under* **h.**s., to be confined below in a vessel;to be under arrest:વહાણની નીચે કેદ રહેવું; કેદમાં પડવું-સપડાવું.*vt.*To close with a hatch:તુતકથી-વડે બંધ કo.

**Hatchel,** ( હૅચેલ્ ) *n.* An instrument with long iron teeth set in a board, for cleansing flax from the tow; a kind of large comb:શણ પિંજવાનો સંચો;એક જાતનો મોટો કાંસકો.*vt.* 1. To draw, through the teeth of a hatchel, as flax, so as to separate the coarse part from the fine: શણ પિંજવું.2. To tease; to torment [*Colloq.*]:કંટાળો ઉપજાવવો:હેરાન કo.

**Hatchet,**(હૅચેટ્)*n.*[F. *hachette*,a small axe.]A small axe: કુહાડી; નાની ફરસી-પરશુ. **H.** *face*, a thin sharp face: તીક્ષ્ણ-તીવ્ર ચહેરો. *To bury the* **h.**,to make peace:બધુ વિસારે નાંખી સલાહ કo.*To take up the* **h.**,to declare war:લડાઈ જાહેર કo.

**Hatchway,**(હૅચ્-વે)*n.* A square

કિસીકા મોં ચલે, કિસીકા હાથ ચલે.

or oblong opening in a deck, affording passage from one deck to another; the entrance to a cellar:તુતક-ભંડાર વીગેરેમાં જવાનું બારણું-દ્વાર.

**Hate,**(હેટ્) *vt.* [A. S. *hatian*, to hate.] 1. To dislike intensely; to detest:-ને દુશ્મન દેખવું;-ની ચીડ હોવી-રાખવી;-ઉપર ઝાંઝ ચડવી;-ઉપર વેર-દ્વેષ રાખવો;-ઉપર અંટસ-કીનો રાખવો;-ના દુશ્મન થવું;ધિક્કારવું;-નો ધિક્કાર કo;-ના ઉપર ધિક્કાર આવવો.2. To be very unwilling:-થી નારાજ-નાખુશી હોવું;નાપસંદ હોવું;-ને ન ગમવું.As,*I* **h.***that he should linger here*:તે અહીંઆ વિલંબ કરે એ મને ગમતું નથી.3.(*Script.*)To love less: ઓછું ચહાવું;-ના ઉપર ઓછો પ્યાર રાખવો. *n.* Intense dislike; hatred:દ્વેષભાવ;ધિક્કાર;દ્વેષ;વેર;ચીડ; ઝાંઝ;અપ્રીતિ;અંટસ;કીનો; દાવ; અદાવત્. *Innate or instinctive* **h.**: જાતિવેર.*Deadly* **h.**:હાડવેર;ખટાષ્ટક.

**Hateful,**(હેટ્ફુલ્)*a.*1.Malivolent; malignant [*Archaic. R.*]: કીના ખોર; અંટસવાળું; દ્વેષભાવનું; ધિક્કાર ભરેલું;-ના ઉપર ચીડ રાખનારૂં. 2. Odious:દુશ્મન જેવું; ઝાંઝ છૂટે એવું; દ્વેષપાત્ર; ધિક્કારપાત્ર-યોગ્ય; દ્વેષણીય; ખલ;શઠ;દુર્જન;કુટિલ.

**Hatred,** (હેટ્રેડ્) *n.* Strong aversion;intense dislike:દ્વેષભાવ;દાવ; અદાવત; ધિક્કાર; દ્વેષ;વેર;ચીડ; ઝાંઝ; અપ્રીતિ;અંટસ;કીનો.

**Hatter,**(હૅટર્)*vi.*To tire or worry; with *out*.[*Obs.*]:કંટાળો ઉપજાવવો-આપવો. *n.* One, who makes or sells hats:ટોપીઓ બનાવનાર-શીવનાર અથવા વેચનાર;ટોપીઓવાળો.

**Haughtiness,** (હૅાટિનેસ્)*n.*[See. **Haughty**.]Disdain;arrogance: ધિક્કાર;તિરસ્કાર;ગર્વ;દર્પ;મદ;અહંકાર; અભિમાન;માન;નાદ; બદમસ્તી;મગરૂરી;પ્રતિષ્ઠા;દિમાગ;આડંબર;ગરૂરી.

**Haughty,** ( હૅાટિ ) *a.* [L. *altus*, high.]1.High;bold.[*Obs.or Archaic.*]:ઉંચું;મોટું. 2. Arrogant; overbearing:અહંકારી; માની; અભિમાની;મગરૂર;ઉદ્ધત;ઉન્મત્ત; ચટેલ; બદમસ્ત;અવિનયી;દિમાગ;ગરૂરીવાળું. 3.Indicating haughtiness: અભિમાન-મગરૂરી-દિમાગ-ગરૂરી ભરેલું; મગરૂબી બતાવનાર.

**Haul,**(હૅાલ્)*vt.*[L. *calare,to call.*] 1. To pull with force, to drag: જોરથી ખેંચવું;ઘસડવું;ખેંચી-ઘસડી લેઈજવું;ખેંચી-ઘસડી લાવવું-લેવું. 2. To transport, by drawing : ખેંચીને એક જગ્યાએથી બીજી જગ્યાએ લેઈજવું. *To* **h.***the wind* (*Naut.*), to turn the head of the ship nearer to the point from which the wind blows:જે બાજુથી પવન વાતો હોય તે બાજુની તરફ વહાણનું મોં ફેરવવું.*vi.*1.(*Naut.*)To change the direction of a ship by hauling the wind: જેણી તરફથી પવન વાતો હોય તેણી તરફ વહાણનું મોં ફેરવવું.2. To pull apart: જુદી તરફ ખેંચવું. *To* **h.***around*(*Naut.*), to shift to any point of the compass : ચિગ્ગચક્રના ગમે તે અંશ તરફ ખેંચવું-વાળવું.*To* **h.***off* (*Naut.*), to sail closer to the wind in order to get farther away from anything;to withdraw:કોઈ અમુક પદાર્થથી વધારે દુર ખસવાને માટે પવનને અનુકૂળ હંકારવું;પાછા હઠવું-ખસવું. *n.*1.A violent pull: જોરથી ખેંચવું તે;જોરથી ખેંચી-ઘસડી લેઈ જવું તે; આંચકો;ખેંચ;આકર્ષણ. 2.A single draught of a net:એક સપાટો;આકર્ષણ.3.That,which is caught at once:એકદમ-એકીવખતે પકડાયેલો પદાર્થ-વસ્તુ. 4. Transportation by hauling: જેટલે દૂર ભાર લઈ જવામાં આવ્યો હોય તે અંતર-છેટું ટપ્પો.

**Haulage,**(હૅાલેજ્)*n.*Act of hauling:ખેંચી લેઈ જવું તે. 2. Charge for hauling:ખેંચામણ;મજુરી-ભાડાના પૈસા-નુર.

**Haunch,**(હૅાન્શ્)*n.*[Fr.*hanche.*Gr. *ang:kos*,a bend]1.The hip; the hind part:કેટ;કમ્મર;મધ્યાંગ;જંઘા; નિતંબ;જંગનો થાપો. 2.Of meats: the leg and loin taken together: જાંગ તથા પગ.

**Haunt,**(હોન્ટ્)*vt.*[Fr.*hanter* from *hent*,a way.]1.To frequent; to intrude upon:-માં આવજા-રહેઠાણ-બેઠક-વાસ-અખાડો હોવો;-માં ઉપદ્રવ હોવો;-ના મનમાં હોવું;આવી આવીને હેરાન કo.2.To inhabit ; to visit as a ghost:-માં વસવું;-માં ઘર કરી રહેવું;ભૂત ભરાવું; ભરાઈને હેરાન કo-સતાવવું.3.To practise;to devote one's self to [*Obs.*]: -માં ગુંથાવું-પરાયણ-ગ્રસ્ત થવું;-માં પડવું. 4.To accustom (*obs.*):ટેવ પડવી;મહાવરો-અભ્યાસ પડી જવો.*vi.*To persist in visiting:વારેવારે આવજા કo-મુલાકાત કo.*n.*1.A place to which one frequently resorts: વારેવારે આવજા કરવાની જગા;નિત્યસ્થાન;રહેઠાણ;વાસ;આશ્રય; અખાડો; બેઠક. 2. The habit of resorting to a place (*obs.*):અમુક જગાએ આવજા કરવાની ટેવ.3.Skill; practice(*obs.*) હુંશિયારી;મહાવરો;કુશળતા.

**Haunted,**(હોન્ટેડ્)*a.*Frequented by a ghost:ભુતાંવાળું;ભુતાળવું; ભુતોપસૃષ્ટ;પિશાચસેવિત.

**Haut-boy,**(હોબૅાઈ)*n.*[Fr. *haut*, high,and *bois*, wood.] A wind instrument, sounded through, a reed:પીપી;સરણાઈ. 2.(*Bot.*) A sort of strawberry:એક જાતનું ફળ.

**Haut-boyist,** ( હોબૅાઈસ્ટ્ ) *n.* A player on the haut-boy:પીપી-સરણાઈ વગાડનાર;પીપીવાળો.

**Hauteur,** (ઑટર્) *n.* [Fr. *haut*, high.]Pride;arrogance:અભિમાન; મગરૂરી;ગર્વિષ્ટપણું;ગર્વ;દમ;દમામ;દર્પ.

**Have,**(હૅવ્)*vt.*[*Imp.& p.p.***Had**.] 1.To own:કબજામાં હોવું;-ના માલીક હોવું;-ના હાથમાં હોવું.2.To possess:-ને હોવું;-ને થયેલું-આવેલું હોવું. 3.To take or accept:લેવું;રાખવું; મેળવવું. 4.To get: મેળવવું. 5.To desire;to require:-ની ઈચ્છા હોવી;-નો ખપ હોવો.6.To bear: જણવું;-ને અવતરવું; as, she has just *had* a child:તેણીને હમણાંજ છોકરૂં અવતર્યું છે.7.To hold regard or esteem:વખાણવું;પ્રત્યે માન ધરાવવું;માનથી જેવું.8.To cause to go; to take:લઈ જવું;ખસેડવું;પરાણે કાઢી મુકવું.9.To take or hold(one's self);to proceed promptly:ઉતાવળે કo-જવું.As *to* **h.***at one*,to aim at one:કોઈની તરફ તાકવું;-પર હુમલો કo.10.To be under necessity: કંઈ કરવાની જરૂર હોવી;કંઈ કરવું પડવું.11.To understand:સમજવું; ધ્યાનમાં ઉતરવું;-ના લક્ષ્યમાં આવવું. *You* **h.***me,have you not?*: તમે મારૂં કહેવું સમજ્યા છો, ખરૂં કેની ? 12.To put in an awkward position; to have the advantage of: -ને સપાટામાં લઈ લેવું; -ના ઉપર ચઢી બેસવું;-ને અડાવવું.*To* **h.***a care*: સાવચેત-હોંશીઆર રહેવું. *To* **h.** (*a man*)*out*,to engage(*one*) in a duel:દ્વંદ્વ યુદ્ધમાં કોઈને ઉતારવું.*To* **h.***it out*,to speak freely:ખુલ્લા દિ-

He that wears black, must hang a brush at his back:

વથી બોલવું;બોલી-કહી નાંખવું.*To* **h.** *on*,to wear:પહેરવું;ખારખું કo;સજવું.

**Haveless,**(હૅવ્લેસ્ )*a*.Having little or nothing(*obs.*):કાંઈ હોય નહીં તેવું;ખાખી બંગાળી.

**Haven,**(હેવન્ )*n*.[A.S.*hæfene.*]1. A harbor;a port:બંદર;વહાણને લંગર કરવાનું ઠેકાણું;ખુલ્લું-બાંધ્યા વગરનું બંદર.2.A shelter:આશ્રયની જગ્યા;આરામ લેવાની જગો;આશ્રય. *vt.* To shelter,as in a haven:બંદરમાં લંગર કo;લાંગરવું;આશ્રય આપવો.

**Haversack,**(હૅવર્સૅક્ )*n*.[Fr.*havresac.*]1.A bag for oats: ઓટ્સનું અનાજ ભરવાની થેલી.2.A bag in which a soldier carries his rations when on a march:લશ્કરી સીપાઈને કુચ કરતી વેળા ખાવું રાખવાનો તોબરો.3. A gunner's case or bag used to carry cartridges: કારતુસ વિગેરે રાખવાની થેલી.

**Having,** (હૅવિંગ્ ) *n*. Possession; goods;estate:માલમત્તા;પુંજી; ઝવ. *p.a.*Holding;bearing;વાળું;રાખનાર. The sense of this word is best expressed by such words as,ધારી;યુક્ત; અન્વિત; વાન; માન; આત્મક;મૂલક;ક;પૂર્વક;દાર,&c.;as,જટાધારી;ગુણયુક્ત;સંપત્તિ સમન્વિત;હિમ્મતવાન ;બુદ્ધિમાન ;સુવર્ણાત્મક;દુઃખમૂલક;બુદ્ધિપૂર્વક;અણિદાર;ચોપદાર;છડીદાર.

**Havoc,** ( હૅવૉક્ ) *n*. [A.S. *hafoc*, hawk.]Wide destruction;waste: કતલ;અનર્થ;તોફાન;ઉત્પાત;ઉપદ્રવ;પ્રલય;પાયમાલી;સંહાર;ઘાણ;ખરાબી;નસંતાન;નખોદ.*vt.*To lay waste;to destroy:પાયમાલ કરી નાંખવું;નખોદ વાળવું;નસંતાન કરી નાંખવું;ઘાણ વાળવો.*Interj.*A cry in war as the signal for indiscriminate slaughter:કચ્ચરઘાણ વાળી નાંખવાની બૂમ.

**Haw,**(હૉ)*n*.[A.S.*haga*,a hedge.] 1.A hedge:વાડ. 2. The fruit of the hawthorn: હાથૉર્ન નામના ઝાડનું ફળ-બીજ.

**Haw,**(હૉ)*n*.Hesitation of speech: તોતડું-તોતડું બોલવું તે;અચકી અચકીને બોલવું તે. *vi.* To speak with hesitation: આંચકા ખાઇને બોલવું; અચકી અચકીને-તોતડું તોતડું બોલવું; બોલતાં બોલતાં અચકી જવું.

**Haw,**(હૉ)*vi*.[Fr.*hahau*, hue, *interj.*used in turning a horse to the right.]To turn to the near side: પાસેની બાજુ તરફ વળવું.*vi.*To speak with hesitation & interruption:અટકી અટકીને-ખમચાઈ ખમચાઈને-તોતડું બોલવું બોલવું.*vt.*To cause to turn to the near side: પાસેની બાજુ તરફ વાળવું.*To* **h.***and gee or to* **h.***and gee about*,to be unstable;to master:અનિશ્ચિત હોવું; એક જગ્યાએથી બીજી જગ્યાએ મન ભમતું રહેવું;કાબમાં રાખવું;દોરવું;-ની મરજીમાં આવે એટલું પાણી પાવું;-ની ચોટલી પોતાના કબજામાં રાખવી.

**Hawk,**(હૉક્ )*n*.[AS.*hafoc.*](*Zool.*) One of numerous genera of rapacious birds:બાજ;સિચાણો;શકરો;સ્યેન.**H.***eagle*(*Zool.*),an Asiatic bird intermediate between the hawks and eagles:બાજ અને ગરૂડ પક્ષી બંનેને એક સરખી રીતે મળતું આવતું પક્ષી.**H.***fly*(*Zool*),a voracious fly : ઝેરી માંખી. **H.** *owl* (*Zool*), (*a*) a northern owl (it flies by day):યુરોપ અને અમેરીકામાં દીવસે ઉડતું ઘુવડ પક્ષી. (*b*) An owl of India:હીંદુસ્તાનનું ઘુવડ પક્ષી.*vi.*1.To catch birds by means of hawks trained for the purpose: પાળેલાં બાજવડે બીજાં પક્ષીઓ પકડવાં;બાજ પાસે શિકાર કરાવવો.2. To make an attack while on the wing;to soar and strike like a hawk:ઉડતાં ઉડતાં હુમલો-હલ્લો કરવો;-ની ઉપર તુટી પડવું.

**Hawk**(હૉક્ )*vi*.To clear the throat with an audible sound by forcing an expiratory current of air:કફનો બલખો-ગળફો કાઢવો; ખાક્ કo.*vt.*To raise by hawking, as phlegm:કફનો ગળફો-બળખો કાઢવો. *n.*An effort to force up phlegm from the throat,with noise: કફનો બળખો કહાડવાનો પ્રયત્ન-કોશીશ કo.*vt.* To offer for sale by outcry in the street:ઘેરઘેર-શેરીએ શેરીએ-ફરીને વેચવું;ફરી ફરીને વેચવું.

**Hawk,**(હૉક્ ) *n*. ( *Masonry.* ) A small board,with a handle on the under side,to hold mortar: ચુનાનો કેલ લેવાનું હાથાવાળું પાટિયું. **H.***boy*,an attendant on a plasterer to supply him with mortar:મજુર;તગારું લાવનારો.

**Hawker,**(હૉકર્ )*n*. A peddler:ફેરીઓ; ઘેરઘેર ફરીને વેચનારો. *vi.* To sell goods by outcry in the street:ઘેરઘેર ફરીને વેચવું.*n.*[See 1. st.**hawk**.] A falconer:બાજગીર; બાજ પાસે શિકાર કરાવનાર.

**Hawk-eyed,**(હૉક્-આઈડ્ )*a*.Sharp-sighted:ઝીણી-તીક્ષ્ણ નજરવાળું;સૂક્ષ્મ-બારીક નજરવાળું.

**Hawse,** (હાઝ્ ) *n*. [ A.S. *heals* neck.]1.A hawse hole:કડી;ગાળો; નાકું.2.(*Naut.*)(*a*)The situation of the cables when a vessel is moored with two anchors,one on the starboard,the other on the port bow:વહાણની જમણી અને ડાબી બાજુએથી લંગર નાંખ્યું હોય ત્યારે ભીલની સામાં દોરડાં જે રીતે આવી રહ્યાં હોય તે રીત. (*b*) The distance ahead to which the cables usually extend:ઓથારણીની જગ્યા;ઓથારણી.(*c*) That part of a vessel's bow in which are the hawse holes for the cables:વહાણના મુહરાના જે ભાગમાં દોરડાંને માટે નાકાં હોય છે તે ભાગ. *To come in at the* **h.** *holes*, (*Cant*) To enter the naval service at the lowest grade:હલકામાં હલકી પાયરીએ ઝાઝખાતાની નોકરીમાં રહેવું.

**Hawser,**(હાઝર્ ) *n*. [ L. *altus*, high.Fr.*hausser*,to lift.]A large rope:લંગરનું દોરડું.

**Hawthorn,** ( હૉથૉર્ન ) *n*. [A.S.] (*Bot.*) A thorny shrub or tree: કાંટાવાળું ઝાડ;વાડ બનાવવાના કામમાં આવતું એક વિલાયતી ઝાડ;કંટાળ.

**Hay,**(હે)*n*.[A.S.*hege.*] 1.A hedge (*obs.*):વાડ.2. A net set around the haunt of an animal:જાળ;પાસ.*vi.*To lay snares for rabbits: સસલાંઓને માટે જાળ પાથરવી.

**Hay,**(હે) *n*. [A.S.*heg.*] Grass cut and cured for fodder: સુકું ઘાસ; ઘાસ.**H.***cap*, a canvas covering for a haycook:ઘાસની ગંજીનું ઢાંકણ. **H.***fever* (*Med.*), nasal catarrh accompanied with fever : તાવ અને સળેખમ. **H.** *knife*, a sharp instrument used in cutting hay out of a stack:ઘાસ કાપવાનું હથિયાર;દાતરડું.**H.***press*,a press for baling loose hay:પુળા બાંધવાનું પ્રેસ.**H.** *tea*, the juice of hay extracted by boiling:ઘાસ ઉકાળીને કાઢેલો રસ. **H.***tedder*,a machine for spreading and turning new mown hay: તરતજ કાપેલા ઘાસને ઉથલ પાથલ કરવાને માટે સંચો.*vi.*To cut and cure

કિડીઓનું કટક, એક ચલે તેમ બીજી ચલે.

grass for hay:સુકું ઘાસફ૦.

**Hay-cock,** (હેકોક્) *n.* A conical heap of hay in the field:ખેતરમાં સુકા ઘાસની શંકુના આકારની કરેલી ગંજી;ઘાસની ગંજી.

**Haying,**(હેઇંગ્) *n.* The time for storing up hay:ઘાસ ભરી રાખવાનો વખત.

**Hay-loft,** (હેલૉફ્ટ્) *n.* A loft for hay:ઘાસ ભરવાનું માળિયું-તુતક.

**Hay-mow,**(હે-મૉ) *n.* 1. A mass of hay laid up in a barn for preservation:ખળીમાં સીંચેલો ઘાસનો ઢગલો.2.The place in a barn where hay is deposited:ઘાસ ભરી રાખવાની ખળીમાં જગ્યા.

**Haystack,**(હેસ્ટૅક્) *n.* A conical pile of hay in the open air:ઘાસની ગંજી.

**Hazard,**(હૅઝર્ડ્)*n.*[Fr.*hasard*,an accident.] 1.A game of chance played with dice:પાસાની રમત.2. The uncertain result of throwing a die; hence, chance;accident:વીમા સરખું-વીમાનું કામ;વીમો; અણધાર્યો બનાવ;દૈવયોગ;દૈવગતિ;દૈવઘટના.3.Risk;danger: નુકસાનનો સંભવ;જોખમ;ધોકો;ભય;સંકટ;સંશય; સંદેહ.4.Anything that is risked:જોખમમાં નાંખેલી વસ્તુ;જોખમ.**H.** *table*,a table on which hazard is played:જેના ઉપર જુગટાની રમત રમાય છે તે મેજ.*To run the* **h.**,to take the risk:જોખમમાં પડવું. *vt.* 1.To venture;to risk:સંકટ-જોખમમાં નાંખવું;-નું જોખમ વહોરવું;-ના જોખમમાં પડવું. 2.To venture to incur,or bring on:જોખમમાં પડવાની હિંમત ધરવી.*vi.* To try the chance;to encounter risk:જોખમ વહોરવું-માથે લેવું-ખેડવું.

**Hazardous,**(હૅઝર્ડસ્) *a.* Dangerous;risk:જોખમ ભરેલું;ભયભિત;જોખમવાળું;જોખમ લાગે એવું;સંદેહ-ભરેલું;દૈવાધીન;દૈવવશ.

**Hazardry,** (હૅઝર્ડ્રિ) *n.* Gaming; gambling[*R.*]:જુગટું;જોખમ ભરેલી-જોખમમાં નાંખે એવી રમત.

**Haze,**(હેઝ્)*n.*[Akin to AS.*hasu*, gray.] Light vapour or smoke in the air;hence,dimness:ધુમસ; ઝાંખ.*vi.*To be hazy:ધુમસવાળું થવું. *vt.*To harass by exacting difficult work:કઠણ-અઘરું-અણગમતું કામ પરાણે કરાવીને હેરાન કરવું-ત્રાસ ઉપજાવવો.2.To annoy by playing shameful tricks upon:ખરાબ અડપલાં-ટીખળ કરીને હેરાન ક૦-સતાવવું.

**Hazel,**(હેઝલ્)*n.*[A.S. *haesal.*] 1. (*Bot.*) A shrub or small tree bearing a nut containing a kernel of a mild taste:એક જાતનું ઝાડ. 2.A miner's name for freestone: ખાણવાળા રેતાળ પથ્થરને જે નામ આપે છે તે.**H.***earth*,soil suitable for the hazel:હેઝલ નામના ઝાડને માફક આવતી જમીન.*a.*1.Consisting of hazels;derived from the hazel:હેઝલ નામના ઝાડોનું બનેલું.2.Of a light brown colour:ભુરા રંગનું;ભુરું.

**Hazy,**(હેઝિ)*a.*1.Thick with haze: ધુમસવાળું;ધુંઅરીયું;ધુંઅરવાળું;સાધકાર.2.Obscure;not clear:ગુંચાણ ભરેલું;સારું નહીં તેવું;અંધારે પડી રહેલું;અસ્પષ્ટ;અવ્યક્ત;ઝાંખું;ધુંધલું.

**He,**(હી)*pron.*[*Nom.***He**,*poss.***His**, *obj.***Him**,*pl.nom.* **They**, *poss.* **Their** *or* **Theirs**; *obj.* **Them**. AS.*he*](*Mas.*).]1.A pronoun of the masculine gender referring to a specified subject already indicated:તે;પેલો;એ;એહ્યો.2. Any one;the man or person:જમે તે પુરૂષ.3.Man;a male:મર્દ;માણસ;નર.

**Head,**(હેડ્)*n.* 1.The anterior or superior part of an animal;poll; cephalon: માથું; મસ્તક; શીષ;શિર; ટેકું;મુંડ.*Made out of one's own* **h.**: સ્વકપોલ કલ્પિત. *Upper half of the* **h.**:ખહાડ.*Wind in the* **h.**: જ્ઞાનવાયુ.2.The uppermost,foremost or most important part of an inanimate object;the larger, thicker or heavier part or extremity: માથું;મ્હોં;ફળ;પાનું;ટોચ; નાળ. As *the* **h.** *of a cave*, a *nail,a spear,an axe, a sail, a ship* &c.3.The place where the head should go:માથું રહે તે સ્થળ-જગો;માથું;ફરીફ.4.The most prominent or important member of any organized body;the chief; the leader:શિરોમણી;શિખામણિ; મુગટમણિ; શિરતાજ; મુખ્ય; અગ્રેસર; અગ્રણી;આચાર્ય;સરદાર;અધ્યક્ષ;અધિપતિ;અતિશાતા; પતિ; નાયક; મેષ;મુખી;મુકદ્દમ;હવાલદાર;જમાદાર;ઉપરી; પ્રધાન;વડો;નાક;મુરબ્બી;સર. 5.The place of honor or command; the front:મુખ્ય-સૌથી મ્હોટી જગો; મોખરો.As *the* **h.** *of a column of soldiers*:સિપાઈઓની હારનો મોખરો. 6. Each one among many: જણ;માણસ;માથું. *If there be six millions of people, there are about four acres for every* **h.**: જો સાઠ લાખ માણસની વસ્તી હોય તો માથાદીઠ ચાર એકર થાય છે. 7. The brain;the understanding:મગજ; ભેજું;અક્કલ;બુદ્ધિ; ધીશક્તિ; સમજણ; મતિ;મન.*It never entered his* **h.**, it never occurred to him:તેનું-તેને સુદ્ધ-ભાનજ આવ્યું-સાંભર્યું નહિ. 8.The source,fountain, spring or beginning: મૂળ;પ્રભવ; ઉદ્ભવ; આદિ હેતુ-કારણ. 9. A headland;a promontory: ભુશિર;ભુશાલાંકો;પ્રાણીમાં ગયેલી જમીનની અણી. 10.A separate part or topic of a discourse;a subdivision:પ્રકરણ;ભાખ;વિષય;ભાગ;પેટું; પદ;સ્થાન.11.(*a*) Culminating point or crisis: પુરબળ-જોર;છેવટ;ટોચ;અવધિ; સીમા; શિખર;પરાકાષ્ઠા.(*b*)Strength;force:બળ;શક્તિ;સામર્થ્ય.12. Power; armed force:લશ્કર;લડનાર માણસ. 13.A head-dress: માથા ઢાંકણું;ટોપી;પાઘડી;શિરોવેષ્ટન.14.An ear of wheat,barley,&c.:કણસલું.15.A dense cluster of flowers: ફુલનો ભરગુચ્છો.16.The antlers of a deer: સાબરના શિંગડાની શાખા;સાબરશિંગુ.17.A rounded mass of foam: ફીણનો જથ્થો.18.*pl.*Tiles laid at the eaves of a house:છાપરાના નેવાએ મુકેલાં નળિયાં.*A buck of the first* **h.**,a male deer in its fifth year: પાંચ વર્ષનું સાબર. *From* **h.** *to foot*, throughout;completely: સર્વાંગે; નખશીખ; શિખાપર્યંત. **H.** *& ears*, deeply;completely:તદ્દન;છેક;તમામ;બિલકુલ;સંપૂર્ણ રીતે;નખશિખ.**H.** *money*, a poll tax:માથા-વેરો.**H.** *& shoulders*, (*a*) by force;violently: જોરથી;બળથી;અક્કાળીને. (*b*) By a great degree or space;by far;much:ઘણું; પુષ્કળ; સારી રીતે. **H.** *or tail*,this side or that side: આ બાજુ કે પેલી બાજુ;આમ કે તેમ. *Neither* **h.** *nor tail*,neither beginning nor end:મ્હોંમાથા વગરનું; ગોળગોળ.**H.***wind*,a wind blowing opposite the vessels course: પ્રતિકૂળ પવન. *Out of one's own* **h.**,according to one's own idea:

He that will steal an egg, will steal an ox:

પોતાનાવિચાર-મરજી મુજબ;અનુસાર; સ્વેચ્છાનુસાર.*Over the* **h.***of*,beyond the comprehension of:-ની શક્તિ -બુદ્ધિ બહાર.*To be out of one's* **h.**,to be temporarily insane:થોડા વખતને માટે ગાંડા થવું;હિલોળે ચઢવું;ભેજું ખસવું.*To give the* **h.**,*or to g.head*, to let go control;to give license: છૂટું મુકી દેવું ; દોરી ઢીલી મુકવી;લગામ મુકવું;લગામ ઢીલી ક૦. *To his* **h.**,before his face:મ્હોડા મ્હોડ;રૂબરૂ;સન્મુખ;-ને મોંઢે. *To lay* **h.**s *together*,to consult; to conspire:-ની સલાહ લેવી;-ની સાથે મસલત ક૦;એકઠા મળી વિચાર ક૦;ઘાટ ઉતારવો. *To lose one's* **h.**,to lose presence of mind:સમયસૂચકતા જતી રહેવી; દિગ્મૂઢ બની જવું;હૃદય શૂન્ય થઈ જવું. *To make* **h.** *or to make* **h.***against*,to resist with success:-ના સામા માથું ઉચકવું-ઉઠાવવું;-ની સામા થવું.*To show one's* **h.**,to appear: દેખાવું;મ્હો થવું.*a.*Principal;chief; first:પ્રથમ;મુખ્ય;પ્રધાન;શ્રેષ્ઠ.*vt.*1.To lead;to direct:આગેવાન-સરદાર-નાયક-નેતા હોવું-થવું.2.To form a head to:-નું માથું કાઢવું.3.To behead:-નું માથું કાપી નાંખવું;ગરદન મારવું;-નો શિરચ્છેદ ક૦.4.To cut off the top of; to lop off:-ઉપરથી ટોચો-માથાં કાપી નાંખવાં.5.To get in the front of; to oppose:-ની સામા થવું;પ્રતિકૂળ થવું.6.To check in restrain:દાબ રાખવો.7.To set on the head:માથા ઉપર બેસાડવું-ઉંચું ક૦.*To* **h.** *off*, to intercept;to get before:-ની આગળ જતા રહેવું;પકડી પાડવું.*To head up*, to close:-નું મોં બંધ કરવું-બીડી દેવું.*vi.*1.To originate;to spring: -માંથી ઉદ્ભવવું-નીકળવું.2.To go or point in a certain direction : અમુક દિશા તરફ વળવું.3.To form a head:ગોટો બંધાવો.

**Head-ache,**(હેડ્-એક્) *n.* Pain in head:માથા-નું દરદ-દુખણું;માથું દુઃખવું તે;શીરો વેદના;શીર્ષ પીડા;શિરઃશૂળ.

**Head-dress,** ( હેડ્-ડ્રેસ્ ) *n.* 1. A covering for the head:માથાનું ઢાંકણું;પાઘડી;ટોપી;ફેંટો; ફાળિયું. 2. A manner of dressing the hair : વાળ ઓળવાની રીત.

**Heading,**(હેડિંગ્ )*n.*1.Formation of a head:ગોટો બંધાવો તે.2.Title: મથાળું;સદર. 3. Material for the heads of casks:પીપનાં ઢાંકણાં જેનાં બને છે તે ચીજ. 4. ( *Mining* ) A drift in a mine:ખાણની ચોરનીક.5. (*Masonry*)That end of a stone which is presented outward:ઇંટનો-પથ્થરનો બહારના પાસાનો ભાગ.

**Head-land,**(હેડ્લૅન્ડ્ )*n.*1.A cape: ભૂશીર;ભૂશાખાડા.2.A ridge of unplowed land at the ends of furrows:સેડો;શેઢો.

**Head-long,**(હેડ્લૉન્ગ્ )*adv.* With the head foremost:ઉંધે માથે;અધોમુખ.2.Rashly:વગર વિચારે;સાહસથી ઝંપલાવીને;આગળ પાછળ જોયા વગર.3.Hastily:ઉતાવળ-ઝડપ-ત્વરાથી.*a.*1.Rash:વગરવિચારે; સાહસિક; વિચાર વગરનું; અવિચારી. 2. Steep [*Poetic.*]:ઉભું;ઢોળાવવાળું;ઉંચું.

**Head-master,** ( હેડ્-માસ્ટર્ ) *n.* Chief teacher:વડો મહેતાજી;નાયકગુરૂ;ઉપરીમાસ્તર;હેડમાસ્તર;શાળાધ્યક્ષ.

**Head-piece,**(હેડ્પીસ્ )*n.*1.Head: માથું.2.A cap of defence:રક્ષણ-બચાવનેસારૂ ટોપી;શિરત્રાણ.3.Mental faculty:સમજણ;બુદ્ધિ;મતિ; સમજશક્તિ.4.An engraved ornament at the head of a chapter or a page:પૃષ્ઠ કે પ્રકરણને મથાળે મુકેલું ચિત્ર.

**Head-quarters,**(હેડ્ક્વૉર્ટર્ઝ્ )*n.Pl.* Place of residence of any chief officer;the center of authority: મુખ્ય અધિકારીની રહેઠાણની જગ્યા.

**Headsman,** ( હેડ્ઝ્મૅન્ ) *n.* [ *Pl. headsmen.* ] An executioner, who cuts off heads:માથું કાપનાર; ચંડાળ;માથું કાપી નાંખવાની સજા અમલમાં લાવનાર;શિરચ્છેદક.

**Headstall,** ( હેડ્સ્ટૉલ ) *n.* That part of a bridle or halter,which encompasses the head:શિરદામની; સરદારી;મહોરકી;શિરદુવાલી;સર્દુવાલી.

**Headstrong,**(હેડ્સ્ટ્રૉન્ગ્ )*a.*1.Not easily restrained;obstinate:દાબમાં રખાય નહિ તેવું;જક્કી;હઠીલું;ઉચ્છૃંખલ;પ્રમત્ત;અસ્થિર મનનું;માથાનું ફરેલ;ખોપરીનુંફટેલ. 2.Proceeding from obstinacy:હઠીલાપણાનું;ખોપરીના ફાટેલપણાનું.

**Headway,** (હેડ્વે)*n.* The progress made by a ship in motion;hence,progress or success of any kind:વહાણની ગતિમાં વધારો;કોઈ પણ જાતનો વધારો કે ફતેહ.

**Heady,**(હેડિ )*a.*1.Wilful;rash:ધૂની;અવિચારી;ઉદ્ધત;દૂર દેશી નહીં રાખનાર.2.Intoxicating;strong: કેફી;જલદ;આકરૂં.3.Violent: જુસ્સાબંધ;જુસ્સાવાળું.

**Heal,**(હીલ્ )*vt.*[See.*hele.*]To cover as a roof,with tiles &c. [*Obs.*]: છાવું;સાંચવું;સંચારવું.

**Heal,**(હીલ્ )*vt.*[Fr.*hal*,sound.] 1. To make hale; to restore to health:સારૂં-સાજું ક૦;રોગ મટાડી દેવો;તનદુરસ્ત બનાવવું; તનદુરસ્તીમાં લાવવું.2.To subdue;to cure:(રોગ) મટાડવો-સારો ક૦;રૂઝવવું;-થી રૂઝ આવવી. 3. To restore to original purity:પાછું સ્વચ્છ ક૦; નિર્મળ ક૦. 4. To reconcile as a breach or difference; to free from guilt: સાંધવું;જોડવું;ઠેકાણે લાવવું;ગુન્હામાંથી મુક્ત ક૦.*vi.*To grow sound:તનદુરસ્ત થવું;તનદુરસ્તીમાં આવવું;રોગ મટી જવો;રૂઝવું;રૂઝાવું;રૂઝ આવવી.*n.*Health [*Obs.*]:તનદુરસ્તી;આરોગ્યતા.

**Healing,**(હીલિંગ્ )*a.* Tending to cure;soothing:ચેહેન વળી જાય એવું; સાતાવળે એવું;રોગહર;શાંતિકર;શાંતિદ;રોગ સારો કરે એવું.As,*the* **h.***art*: રોગ સારો કરવાનો ધંધો.

**Health,**(હેલ્થ્ )*n.*[A.S.*haelp.* Fr. *hal*,hale.]1.The state of being sound in body,mind or soul:તનદુરસ્તી; આરોગ્યતા;સુખાકારી;અરોગિતા;શરીરસંપત્તિ;આરોગ્ય;અનામય; સ્વસ્થતા;ખુશાલી;ચિત્ત સમાધાન. 2. Feeling of body as respects health:તબિયત;પ્રકૃતિ.*Enquiries after* **h.**& *welfare*: કુશલપ્રશ્ન-વર્તમાન;ખુશ ખુશાલીની ખબર અંતર. 2. A wish of health: તનદુરસ્ત રહો એવી ઇચ્છા;સલામતી;સલામતી લેવડાવવી તે.*Bill of* **h.**(See under **Bill.**)**H.***lift*,a machine for exercise:કસરતને માટે એક સંચો. **H.** *officer*, one charged with the enforcement of the sanitary laws of a port or other place: તનદુરસ્તી જાળવવા માટે નિમેલો અધિકારી.*To drink a* **h.**:ફલાણો સુખી અને આરોગ્ય રહો એમ કહીને દારૂનો પ્યાલો પીવો;સલામતી લેવી.

**Healthful,**(હેલ્થ્ફુલ્ )*a.*1. Full of health; healthy: કુશળ; નિરામય; વ્યાધિ રહિત;સ્વસ્થ;નિરોગી;નિર્મળું; આરોગ્ય;તનદુરસ્ત.2.Wholesome: ગુણકારી;ફાયદેમંદ;સુખકર;તબિયત સમરે એવું;આરોગ્યવર્ધક.3.Resulting from health:નિરોગીપણાથી-પ્રકૃતિસ્વસ્થતાને લીધે હોનારૂં-થયેલું.4.Well-

કોઠી ચોર તે પાળી ચોર.

disposed;favorable[*R*]: અનુકૂળ.

**Healthy,**(હેલ્થિ)*a.* 1. Hale; free from disease:નિરોગી;આરોગ્ય;તનદુરસ્ત;રોગ વિનાનું;નિરામય;કુશળ;વ્યાધિ રહિત;હ્રષ્ટપુષ્ટ.2.Evincing health: આરોગ્યતા દર્શક-સૂચક;આરોગ્ય જણાતું.3.Wholesome;salutary:ગુણકારી;તબિયત સુધારે એવું;આરોગ્યવર્દ્ધક.

**Heap,**(હીપ્)*n.*[A.S.]1. A crowd; a throng:ટોળું;માણસોનું ભેગા થવું તે.2.A large quantity of things not placed in a pile:ગોઠવીને-ખડકીને નહીં મુકેલી ઘણી વસ્તુઓ.3. A pile or mass:ઢગ;ઢગલો;ગંજ;રાશી;પુંજ;સંચય;વૃંદ;સમૂહ;ઢગલી.*vt.*[A.S. *heapian.*]1.To lay up;to accumulate:એકઠું કo;-નો સંચય-સંગ્રહ કo;ભેગુ કo;as,*to* **h.** *up treasures*: ખજાનો-પૈસો એકઠો કo.2.To lay in a heap; to pile:-નો ઢગ-ઢગલો-ઢગલી-ગંજ કo;ઢગલો વાળવો;ખડકવું;સીંચવું. 3. To fill more than even full measuring:જોઈએ તે કરતાં વિશેષ ભરવું;છલોછલ ભરી દેવું.

**Heapy,**(હીપિ)*a.*Lying in heaps: ઢગલામાં પડેલું;ઢગલાબંધ;ઢગબંધ.

**Hear,**(હીર્)*vt.*[*imp.&p.p.***Heard.** A.S.*hyran.*]1. To perceive by the ear:સાંભળવું;શ્રવણ કo;કાને પડવું.2.To listen to;to heed;to try in a judicial court:સાંભળવું; કાને ધરવું;માનવું;લક્ષ આપી સાંભળવું; લક્ષ-ધ્યાન આપવું-ચલાવવું;કામ-કેસ ચલાવવો;-ની સુનાવણી કરવી.3.To attend,as a hearer or worshipper: હાજર રહેવું.4.To give attention to,as a teacher or judge:લક્ષ આપવું;સાંભળવું;રજુવાત પર લેવું;-ની સુનાવણી કo.5.To listen to and answer favorably:સાંભળવું;કાને ધરવું; મનપર લેવું; માનવું. *To* **h.** *a bird sing,* to receive private communication[*Colloq.*]:ખાનગી બાતમી મેળવવી. *To* **h.** *say,* to hear one say, to receive by rumor: કોઈને કહેતાં સાંભળવું;ગપાટાથી ખબર મળવી; ગપાટો સાંભળવો. *vi.* 1. To have the sense of perceiving sound:સાંભળવાની શક્તિ હોવી.2.To perceive by the ear; to listen: સાંભળવું;કાને પડવું;લક્ષપૂર્વક સાંભળવું. 3.To be told:મોઢે સાંભળવું;કોઈના કહેવાથી જાણવું-ખબર પડવી. *To* **h.** *ill,*to be blamed[*Obs.*]:ઠપકો મળવો;ઠપકો સાંભળવો.*To* **h.***well,*to be praised: વખાણ થવાં;વખણાવું.

**Hearer,**(હીરર્)*n.*One,who hears; an auditor:સાંભળનાર;શ્રોતા.

**Hearing,**(હીરિંગ્)*n.*1.The faculty by which sound is perceived:સાંભળવાની શક્તિ-ઈંદ્રી;કાન;શ્રવણ શક્તિ;કર્ણ;શ્રવણ;સાંભળવું તે.2.Opportunity to be heard:કહેવાની રજા; કહેવા સાંભળવાનો વખત-તક.3.A session of a court for considering proofs and determining issues: સુનાવણી;રજુઆત.4.Extent within which sound may be heard; earshot:સંભળાય એટલું અંતર; કાને પડે એટલું છેટું;શ્રવણપથ;શ્રવણગોચર.

**Hearken,**(હાર્કન્)*vi.*[Fr. *hyran,* to hear.] 1. To listen; to give heed: સાંભળવું; કાન ટેકેરવા-ધરવા; કાન દઈ સાંભળવું;મન દઈ-લક્ષ દઈ-ધ્યાનપૂર્વક સાંભળવું. 2. To inqnire; to seek information [*Obs.*]:પુછપરછ કo;-ની ખબર જાણવી.*vt.*1.To hear by listening[*Archaic.*]: સાંભળીને ધ્યાનમાં લેવું-ઉતારવું.2.To hear attentively [*Archaic.*]:લક્ષપૂર્વક-ધ્યાન આપીને સાંભળવું. *To* **h.***out,* to search out [*Obs.*]:શોધી કાઢવું.

**Hearsay,**(હીર્સે)*n.*Report;rumor; common talk:ગપાટો;ભ્રમ;વાત;કોઈને મોઢે સાંભળેલી વાત;જનશ્રુતિ;કર્ણપરંપરા.**H.***evidence*(*Law.*),that species of testimony which consists in a narration by one person of matters told him by another:કંઈ પણ બીના બીજાને મોઢેથી સાંભળેલી હોય તે કહી બતાવવી તે પુરાવો.

**Hearse,**(હર્સ્)*n.* 1.A framework of wood or metal placed, over the coffin or tomb of a deceased person:લાકડા અગર ધાતુનું ચોકઠું.2.A grave or tomb[*Archaic.*]: કબર;ઘોર. 3. A handbarrow for conveying the dead to the grave [*obs.*]:મરી ગયેલા માણસને કબરમાં લઈ જવાને માટે હાથે ચલાવવાની ગાડી. 4.A carriage for conveying the dead to the grave:મુડદાની-જનાજાની ગાડી; શબવાહિની. *vt.* To inclose in a hearse;to entomb: મુડદાને ગાડીમાં ઘાલવું;કબર-ઘોર કo.

**Heart,**(હાર્ટ્)*n.* [A.S. *heorte.*] 1. (*Anat.*)A hollow muscular organ which , by contracting rhythmically,keeps up the circulation of the blood: રક્તાશય; હૃદય;હૃદયકમલ.2.The seat of the affections or sensibilities:હૈયું; ચિત્ત;કાળજું;છાતી;મન;દિલ;અંતઃકરણ;હૃદય;સ્નેહ;પ્યાર;ભાવ;પેટ;હૃદયમંદિર;અભ્યંતર. *Knower of the secrets of the* **h.**: અંતર્જ્ઞાની; અંતરસાક્ષી.*Knowledge of the secrets of the* **h.**: અંતર્જ્ઞાન. *A property or attribute of the* **h.**: મનોધર્મ. *State or affection of the* **h.**:મનોવિકાર;મનોવિકૃતિ.3.(*a*)The part nearest the middle or center; the center of activity: માહેનો-અંદરનો-વચલો-મધ્ય ભાગ;વક્ષઃસ્થળ; છાતિ ચલાવનાર;હાથપગ;આધારભૂત; આંખ;થાંભલો.(*b*)Bore;inner part: ગર;ગર્ભ;માવો;ગરભ;કાળજુ;પીચો;ખીચો.4.Courage;spirit:હિંમત;ધીરજ;છાતી;ધૈર્ય.5.Vigorous and efficient activity;power of fertile production: ફળદ્રુપતા; ફળદ્રુપતાપણું;સત્વ;કસ.6.That which resembles a heart in shape: કાળજાના આકારની આકૃતિ;રક્તાશયનો ઘાટ.7. One of a series of playing cards, distinguished by the figure or figures of heart:લાલ બદામ;કેક.8. Secret meaning;real intention: ખરો વિચાર;છુપો અર્થ;મનની વાત-વિચાર;મન;ગુહ્યાર્થ.9.A term of kindly address:પ્યારનો શબ્દ દિલજાન;યાર;દોસ્ત; પ્યારનું કાળજું; હૈયાંનો હાર. *After one's own* **h.**,conforming with one's inmost desire:પોતાની વૃત્તિ-ઈચ્છાનુસાર.*At* **h.**, at bottom really:ખરૂં જોતાં;મન જોઈએ તો; ખરે ખરૂં;અંદર ખાનથી. *By* **h.**, in the most thor ough manner:પૂર્ણ રીતે; બરોબર રીતે;મોઢે આવડે એવી રીતે;મોઢે;મુખ પાઠ.*For my* **h.**,for myli fe:મારી જીંદગી ખાતર;મારો જાન-જીવ જાય તો પણ.**H.**& *soul,* with the utmost earnestness:ખરા અન્તઃકરણથી;ખરાઝગરથી;ઉત્સાહ પૂર્વક. *In good* **h.**,in good hope:સારી આશાથી;આશાબંધ.*Out of* **h.**,discouraged:નિરાશ;નાઉમેદ; આશાભંગ;ખીન્ન. *To break the* **h.***of,*(*a*)to bring to despair or hopeless grief: નાઉમેદ-નાશીપાસ-આશાભંગ કo; -ના હાથ પગ ભાગી નાખવા;-નું કાળજુ-હૃદય ફાડી નાંખવું.(*b*) To finish very nearly:લગભગ પૂર્ણ કo;સંપૂર્ણતાએ પહોંચાડવું.*To find in the* **h.**, to be willing;-નું મન-મરજી-ઈચ્છા

He has a cold tooth yet in his old head:

થવી;-ના મનમાં આવવું;-ની મરજી હોવી. *To have at* **h.**, to desire earnestly:-ને માટે તલસવું-ઉત્કટ ઇચ્છા કo. *To have in the* **h.**, to purpose:-ના મનમાં હોવું;-ની મરજી-ઇચ્છા હોવી. *To have the* **h.** *in the mouth*, to be much frightened: હોશકોશ ઉડી જવા; કંઠે પ્રાણ આવવા. *To lose* **h.**, to become discouraged: -ના ઉમેદ-ના હિંમત-નાસીપાસ થવું. *To lose one's* **h.**, to fall in love: પ્રીતિપાશમાં પડવું-ગૂંથાવું;-ની સાથે સ્નેહમાં પડવું;અન્તઃકરણ બીજાને આપવું. *To set the* **h.** *at rest*, to put one's self at ease: નિશ્ચિંત-નિરાંતે બેસવું;ફિકર ચિંતા છોડી દૂર કo. *To set the* **h.** *upon*, to be very fond of: પર જીવ-મન ચોટવું;આસક્તિ રાખવી. *To take* **h.** *of grace*, to take courage: હિમ્મત પકડવી-ધરવી. *To take to* **h.**, to grieve over: મનમાં રાખવું; સંતાપ-કરવો; હૈયે ધરવું. *To wear one's* **h.** *upon one's sleeve*, to expose one's intentions: પોતાના વિચાર બહાર પાડી દેવા-જાહેર કo. *With all one's* **h.**, *With one's whole* **h.**, completely; fully: ખરા અંતઃકરણથી;જીગરથી;તદ્દન; બિલકુલ; સંપૂર્ણ રીતે;સર્વાત્મના. *To one's* **h.**'s *content*: પેટપૂર;ધરાઇને;યથેચ્છ;યથેષ્ટ.

**Heart-ache**, (હાર્ટ્-એક્) n. [A.S. *heortece.*] Sorrow; anguish of mind: મનની વેદના;દિલગીરી;હૃદય સંતાપ;મનોવ્યાધિ;હૃદયપીડા-વેદના-વ્યથા;બળાપો;સંતાપ;શોક;ઉદાસી;હૃદ્રોગ;મનો દુઃખ;ચિંતાજ્વર.

**Heart-break**, (હાર્ટ્-બ્રેક્) n. Crushing sorrow or grief: અત્યંત શોક-ઉદાસી;હૃદય ફાટવા જેટલું દુઃખ;પરમખેદ-સંતાપ.

**Heartburn**, (હાર્ટ્-બર્ન્) n. (*Med.*) An uneasy, burning sensation in the stomach, often attended with an inclination to vomit: પેટનો વિષમાગ્નિ કે જેથી ઘણીવાર પાછું નંખાવાનું થાય છે તે દાહ; તિક્ષ્ણાગ્નિ;અમ્લપિત્ત;હૃદ્રોગ.

**Heart-burning**, (હાર્ટ્-બર્નિંગ્) n. 1. (*Med.*) Same as heart-burn: તિક્ષ્ણાગ્નિ. 2. Discontent; secret enmity: અસંતોષ;છાનું વેર-દાઝ-ઝેર; અંતર્વૈર;દાઝે બળવું તે; છાની દુશ્મની-ઇર્ષ્યાથી પેટ બળવું તે; પેટનો બળાપો; ઈર્ષા. a. Causing discontent: છાનું વેર કરાવનાર.

**Heart-felt**, (હાર્ટ્-ફેલ્ટ્) a. Hearty; sincere: ખરું જ લાગેલું;આસ્થા-ઉત્સાહવાળું;અતિપ્રિય;વાસ્તવિક;અકૃત્રિમ; ખરું;ખરીલાગણીનું.

**Hearth**, (હાર્થ્) n. [A.S. *heoro.*] 1. The floor of a fireplace: તાપણીની જગા;શગડી. 2. The house itself, as the abode of comfort to its inmates and of hospitality to strangers; fireside: ઘરબાર. 3. (*Metal. & Manuf.*) The floor of a furnace on which the material to be heated lies: ભઠ્ઠીની જે જગ્યા ઉપર તપાવાની વસ્તુ મુકવામાં આવે છે તે જગા. **H.** *ends*, (*Metal.*) fragments of lead ore ejected from the furnace by the blast: ભઠ્ઠીમાંથી પવનને સપાટે ઉડેલી સીસાની કરચો. **H.** *money*, **H.** *penny*, a tax formerly laid in England on hearths, each hearth being taxed at two shillings: ચુલાદીઠ વેરો;ચુલાવેરો.

**Heartily**, (હાર્ટિલિ) adv. 1. With all the heart; with sincerity: ખરા મન-જીગર-દીલથી; નિષ્કપટતાથી; મનમાં મેલ રાખ્યા વગર; ખરેખર. 2. With zeal; willingly: ખરા ભાવ-મન-છાતીના જોરથી;ઉલટભેર;આતુરતાથી;ઉમંગથી; છાતી-તનતોડીને; ઉત્સાહ પૂર્વક. *To eat* **h.**, to eat freely and with relish: મન મુકીને-પેટ ભરીને-ધરાઇને સારી પેઠે-યથેષ્ટ ખાવું-જમવું.

**Heartiness**, (હાર્ટિનેસ્) n. The quality of being hearty: ખરું દીલ;આસ્થા;ખરોભાવ;ઉત્સાહ;સરળતા; અકૃત્રિમતા;વીર્ય;તેજ.

**Heartless**, (હાર્ટ્લેસ્) a. 1. Without a heart: હૃદયરહિત;હૃદય વગરનું. 2. Spiritless: હિંમત-ધૈર્ય-ઉત્સાહ વિનાનું;નિર્વીર્ય;નિસ્તેજ;નિસ્સત્વ;નાહિંમત;લબડવું;નિરાશ. 3. Destitute of feeling; cruel: નિર્દય; કઠણ મન-હૈયાનું;ક્રૂર;ઘાતકી;હૃદય શૂન્ય.

**Heart-piercing, Heart-rending**, (હાર્ટ્-પીઅર્સિન્ગ્, હાર્ટ્-રેન્ડિંગ્) a. Cutting a heart, causing intense grief: હૃદયભેદક;કાળજું વીંધી નાંખે એવું;મર્મભેદક-છેદક;હૃદય વેધક.

**Heart-sick**, (હાર્ટ્સિક્) a. [A.S. *heortseoc.*] Sick at heart: ખિન્ન; કંટાળી ગયેલું;ઉદ્વેગી.

**Hearty**, (હાર્ટિ) a. 1. Warm; bold; zealous; energetic: ખરા મનથી-ઉત્સાહ-ઉમંગથી કરનાર-ચાલનાર; ખરા મન-આસ્થાથી કરેલું-આપેલું;સરળ;નિષ્કપટી;છાતીજોર;ચાલાક;ઉત્સુક;ઉત્સાહી; ઉદાસી; આતુર; ઉત્સાહવાળું. 2. Sound; firm: મજબૂત;શરીરે દૃઢ; કૌવતદાર;વીર્યવાન;તનદુરસ્ત. 3. Rich; abundant: ખૂબ;પેટપૂર;આંખ ઠરી થાય એટલું;બહુ;પુષ્કળ. As, **h.** *meal*: પુષ્કળ અને પૌષ્ટિક ભોજન-ખાવાનું. n. [*Pl.* **Hearties.**] Comrade; good fellow: ભાઈબંધ;ખારવાઓમાં મિત્રાચારીનો વપરાતો એક શબ્દ.

**Heat**, (હીટ્) n. [Fr. *hat*, hot.] 1. A force in nature which is recognized in various effects but especially in the phenomena of fusion and evaporation; caloric: અગ્નિ. 2. The sensation caused by the influence of heat when excessive: તાપ લાગવો તે;આંચ; દાહ;ગરમી;ઉષ્ણતા. 3. High temperature: તાપ;ગરમી;ગરમાવો;ગરમાટ; ધુપ;ઉન્હાળો;ઉષ્ણઋતુ. 4. Flush; redness; લાલી;ગરમી. 5. A single complete operation of heating, as in a furnace: તાપ;આંચ. 6. A single effort; a single course in a race that cansists of two or more races: સરતની દોડ; દમ. 7. Rage; vehemence: કડાકુટી;કટાકટી;તડાતડી;ધડાધડી;આવેશ;તીવ્રતા;ઉગ્રતા. 8. Agitation of mind; exasperation: ગુસ્સો;જહાલત;કલેશ;વ્યગ્રતા;મદ;ક્રોધ. 9. Ardor; fervency: આવેશ;જોશ; ગુસ્સો. 10. Sexual excitement in animals: કામોદ્દીપન;મસ્તી. 11. Fermentation: ઉભરો;ઉકળાટ. *vt.* 1. To make hot: ગરમ-ઉનું કo;તપાવવું; -માં ગરમાવો થાય તેમ કo;તાપ દેવો; આંચ દેવી. 2. To excite; to make feverish: ઉશ્કેરવું;તપાવવું;તપાવી નાંખવું;ઉનું કo. 3. To rouse to action; to inflame: ઉદ્દીપન-પ્રદીપ્ત-પ્રજ્વલિત કo;ઉશ્કેરવું. *vi.* 1. To grow warm or hot by the action of fire: ઉનું થવું-તપવું;-માં ગરમાવો આવવો. 2. To grow warm by fermentation: ઉકળાટથી ઉનું થવું.

**Heat**, (હીટ્) *imp. & p.p.* of Heat. Heated: તપાવેલું;ગરમ કરેલું;પ્રજ્વલિત;તપ્ત.

**Heath**, (હીથ્) n. [A.S. *haes.*] 1. (*Bot.*) (*a*) A low shrub with minute evergreen leaves, and handsome clusters of pink flowers: ઝીણાં પાંદડાવાળો એક નાનો છો-

ખરડી ઘોડી, લાલ લગામ.

n. 2. A place overgrown with heath:નાનાં નાનાં ઝાડોનું વન હોય એવી જગ્યા;વીડો.**H.**cock(*Zool.*), the black cock: કાળો મરઘો. **H.** *grass*(*Bot.*),a kind of perennial grass, growing on dry heaths: નાનાં નાનાં ઝાડોનાં વનમાં ઉગતું-વરસોવરસ થતું ઘાસ;ધરો.

**Heathen,** (હીધન્) *n.* [Fr. *haes*, heath.]1.A pagan;an idolator: ખ્રીસ્તી અને મહંમદી ધર્મ શિવાયનો બીજો ધર્મ પાળનાર;મૂર્તિપૂજક;બુતપરસ્ત;અસત્યધર્મી;અસદ્ધર્મી. 2. An irreligious person:નાસ્તિક;કાફર. *The* **h.**, all people except the Jews;now used of all people except the Christians,Jews, and Mohammedans:યાહુદી,ખ્રીસ્તી અને મુસલમાન શિવાયના બીજા લોકો.*a.* 1.Pagan:અસદ્ધર્મનું;મૂર્તિપૂજનું. 2. Barbarous;heathenish: જંગલી; અસુધરેલ;અભણેલ;અશિષ્ટ. 3.Irreligious:અધર્મિ;નાસ્તિક કરે તેવું.

**Heathenish,**(હીધનિશ્ )*a.*1.Of or pertaining to the heathen: મૂર્તિપૂજક લોકનું;મૂર્તિપૂજક લોક-ના જેવું-જેવું કરે તેવું.2.Rude;cruel:જંગલી; દુષ્ટ;નિર્દય.3.Irreligious:ધર્મ વિરૂદ્ધ.

**Heathenism,** ( હીધનિઝમ્ ) *n.* 1. Idolatry;paganism:મૂર્તિપૂજા;અસદ્ધર્મ;મૂર્તિ ઉપાસના;ખ્રિસ્તિ અને મહંમદી ધર્મ શિવાયનો બીજો ધર્મ;બુતપરસ્તી.2. Rudeness: જંગલીપણું;મૂર્ખાઈ;અજ્ઞાન.

**Heather,**(હીધર્ )*n.*Heath[*Scot.*]: ઝીણાં ઝીણાં પાંતરાં તથા ફૂલનો એક નાનો વિલાયતી છોડ.

**Heating,**(હીટિંગ્ )*a.*That which heats or imparts heat;stimulating:ગરમ-ઉનું કરતું;તપાવતું;ઉશ્કેરતું; જુસ્સો ઉપજાવતું;તાપક;દીપક;ઉત્તેજક.

**Heave,**(હીવ્ )*vt.*[*imp.***Heaved,** *or* **hove**;*p.p.***Heaved** *or* **hove,** formerly **Hoven**.AS. *hebban*. akin to **L.***capeo*,I take.]1.To lift; to raise:ઉચકવું;ઉપાડવું;ઉંચું કo;ઉઠાવવું;ઉછાળવું.2.To throw;to cast: ફેંકી દેવું;નાંખવું;નાંખી દેવું.3.To force from or into any position ; to throw off:ફેંકીદેવું;પરાણે નાંખવું અથવા કાઢવું. 4. To force from the breast:છાતીમાંથી પરાણે કાઢવું;પરાણે બોલવું.As,*to* **h.***a sigh*: નિસાસો મુકવો-નાખવો.5.To cause to swell or rise:ઉપડવું;ઉંચું આવે તેમ કo. ઉપસાવવું. *To* **h.** *a ship down* (*Naut.*),to throw her down on one side:એક બાજુએ વહાણને મુકવું;લંગર કo.*To* **h.***a ship to*(*Naut*), to bring the ship's head to the wind and stop her motion:વહાણના આગલા ભાગને પવન તરફ લાવીને તેની ગતિ બંધ કo-અટકાવવી. *To* **h.***about* (*Naut*), to put about suddenly:ઓચિંતા મુકવું-હંકારવું. *To* **h.***in*(*Naut*),to shorten:ટૂંકું કo.*To* **h.***the lead*(*Naut.*)to take soundings with lead and line: દોરીએ સીસું બાંધીને તાગ કાઢવો.*To* **h.***up anchor* (*Naut.*), to raise it from the bottom of the sea: દરિયાનાતળીએથી લંગરને-બિલાડીને ઉપાડવી-ઉંચી કo.*vi.*1.To be raised; to rise upward:ઉપડવું;ઉંચકાવું; ઉંચું થવું.2.(*a*)To rise & fall with alternate motions,as waves in a heavy sea &c.: વારાફરતી ગતિથી ઉંચું નીચું થવું;ખડકવું.(*b*)To labor; to struggle:તરફડીઆ મારવાં;અમુઝાવું.3.To make an effort to raise anything:કંઈપણ વસ્તુ ઉપાડવા-ઉંચકવાને પ્રયત્ન કo.4.To attempt to vomit;to retch:ઓકવાને પ્રયત્ન કo; ઉબકા-ઓડકાર આવવા ; ઉલટી થાય એમ થવું; નંખાવા જેવું થવું. *To* **h.** *at*(*a*),to make an effort at:પ્રયત્ન-કોશીશ કo.(*b*)To attack;to oppose[*obs.*]:-ની ઉપર હુમલો કo-તૂટી પડવું;સામા થવું.*To* **h.***in sight*,to come in sight: નજરે પડવું;દેખાવું.*To* **h.***up*, to vomit, (*Law.*): નાંખવું;ઓકવું;ઉલટી થવી.*n.* 1.An effort to raise something:કંઈપણ વસ્તુ ઉંચકવાનો પ્રયત્ન-કોશીશ.2.A rising;a swell: ઉછાળો; કુદકો;ઉંચુ આવવું;નિસાસો;નિશ્વાસ;અમુઝણ;હાંફ.

**Heaven,**(હેવન્ )*n.*[A.S.*heofon*]1. The sky;the firmament:આકાશ; અંતરિક્ષ;ઉર્ધ્વલોક;આભ;ગગન;આસ્માન;આકાશ મંડલ;ગગનમંડલ;ખગોલ; તારામંડલ; તારાંગણ. *Calamitous visitation from* **h.**: અસ્માની. Flush or glow of the heavens: દિગ્દાહ.**H.***of heavens*: ધ્રુવલોક. *In the midst* of **h.**: અંતરિક્ષ. *Voice from* **h.**:આકાશવાણી; દેવવાણી. 2. The dwelling place of the Deity;the abode of bliss:સુખનું ધામ; સ્વર્ગ;પરલોક;ઉત્તમલોક;દિવ્યલોક;દેવલોક;પુણ્યલોક.According to Hindoos there are different heavens, the seat of different deities;*The* **h.***of Bhrahma* is:બ્રહ્મલોક; સત્યલોક;દેવલોક.*The* **h.***of Vishanu* is: વૈકુંઠ;વિષ્ણુલોક.*The* **h.***of Krishna* is:ગોલોક.*The* **h.** *of Shiva* is: કૈલાસ;શિવલોક.*The* **h** *of Indra* is: સ્વર્ગ; ઇન્દ્રલોક; દેવલોક; સુરલોક. *A courtezan of the* **h.** *of Indra*: અપ્સરા.*A female nymph of the* **h.***of Indra*:સુરાંગના.For *heaven* as a *state*,as the final beatitude of mortals some terms as these are used: મુક્તિ;મોક્ષ; કૈવલ્ય;ઉદ્ધાર; સિદ્ધિ;બ્રહ્મ નિર્વાણ્ય;બ્રહ્મપ્રાપ્તિ;નિઃશ્રેયસ;નિવૃત્તિ;અપુનરાવૃત્તિ; પરમ ગતિ; પરમપદ;ઉત્તમગતિ; પરમપદ સ્થિતિ. 3.God:પરમેશ્વર;પ્રભુ; ભગવાન;ઈશ્વર. 4.Any place of great comfort; bliss:સુખ ધામ;સુખ;સુખની કોઈપણ જગ્યા;ઇંદ્રપુરી ;બહેસ્ત;જન્નત. *vt.* To place in bliss, as if in heaven [R.]:સ્વર્ગની માફક સુખમાં મુકવું.

**Heavenly,**(હેવનલિ)*a.*[AS. *heofontic.*]1. Pertaining to,resembling or inhabiting heaven;celestial;not earthly:આકાશીય;આકાશનું;ગગનસ્થ;અંતરિક્ષસ્થ; આકાશમંડળ-ગગનમંડળ સંબંધી;સ્વર્ગીય;દેવલોકવાસી;ઉત્તમ લોકવાસી;દિવ્ય;પારલૌકિક 2.Pure;Supremely blessed:પવિત્ર;દિવ્ય;સર્વોત્તમ;સંપૂર્ણ;સર્વોત્કૃષ્ટ;પરમ;ઉત્તમ.*adv.*1.In a manner resembling that of heaven: પરલોક-સ્વર્ગની રીતને મળતી આવતી રીતે.2.By the influence or agency of heaven:ઈશ્વરી-દિવ્યસત્તાથી.

**Heavenly-minded,** (હેવનલિમાઈન્ડેડ્ )*a.*Godly;pious:જેને પરલોકનોજ વિચાર છે એવું;પરમાર્થનિષ્ઠ;ધર્મી;ભક્તિવાળું;પારમાર્થિક;પરમાર્થાસક્ત;પરમાર્થી.

**Heaves,** (હીવ્ઝ્ ) *n.* A disease of horses characterized by difficult breathing;broken wind:ઘોડાથી શ્વાસ લેવાતો નથી તે દરદ-અમુઝણ.

**Heavily,** (હેવિલિ ) *adv.* 1. In a heavy manner ; with great weight:ભારે;ઘણું જ;પુષ્કળ.2.Slowly and laboriously;sorrowfully: દુઃખે;દુઃખથી;ઉદાસીથી;કષ્ટે;ધીમેધીમે; મહા મહેનતે;મંદતાથી;પરાકાષ્ઠાએ.

**Heaviness,**(હેવિનેસ્ )*n.*The state of being heavy;weight;sadness: ભારે થવું તે;ભાર;બોજો;ઉદાસી;ખિન્નતા;

He robes his belly to provide for his back:

સુસ્તી;જડતા;વિષાદ;મંદતા.

**Heavy,**(હેવિ)*a.*Having the heaves:પેટડાથી શ્વાસ ન લેવાય તેવા દરદવાળું.

**Heavy,**(હેવિ)*a.*[A.S.*hefig.*] 1.(*a*) Lifted with labour;ponderous: ભારે;વજનદાર;મહામહેનતે ઉંચકાય તેવું.(*b*) Large in extent,quantity or effects:ભારે;અટાબીટ;ઘિંગુ;લઠ્ઠ; જબરું; મુશળધાર; ખુબ; ભારે; પુષ્કળ. As,*a* **h.***fall of rain*:જબરો-ભારે-પુષ્કળ વરસાદ. 2. Not easy to bear; oppressive; burdensome; afflictive:ભારે;ઉંચકાય-ઉઠાવાયનહીં એવું;સખત;દુઃસહ;જુલમી; નિભેડાય નહીં એવું.3. Encumbered;burdened;bowed down,either with an actual burden or with care, pain &c:ભારે;અતિશય બોજાથી લાદેલું;બોજાવાળું;નિરુત્સાહ;ખિન્નદિલ;ઉદાસ; દિલગીર;નાઉમેદ.4.Slow;dull;inactive;inanimate:ભારવાળું;ભારે;સુસ્ત;નિસ્તેજ;બહર;જડ;જડસા જેવું;મંદ;દમ-માલ-જીવ વિનાનું;નિર્માલ્ય;કઠણ; ક્લિષ્ટ.5.Strong;violent: મજબુત; ભારે;તોફાની;જબરું;લઠ્ઠ;અટાબીટ;આકુલ;ક્ષુબ્ધ.6.Loud;deep:મોટું;ભારે. As,**h.***thunder*:ભારે ગર્જના.7.Dark with clouds;gloomy:ઘેઘટ;ઘનઘોર;દારૂણ.8.Cloggy;clayey:કાદવવાળી;કીચડવાળી;ઢેફાંટેયાવાળું;ખાડાખૈયાદાર.9.Not made light:ભારે.10. Not easily digested:પચે નહીં તેવું; પચવામાં અઘરું-નડતર;દુર્જર;ભારે;હીરાગળ;ગરિષ્ટ.11.Having much body or strength:નિશો ચઢે એવો;સખત; as,**h.***liquors*: સખતદારૂ. 12.Pregnant[*R.*]:ભારેવાઈ;ગર્ભવંતી;સગર્ભા; બેજીવ. **H.** *artillery* (*Mil.*), (*a*) guns of great weight:ઘણી વજનદાર-ભારે તોપો. (*b*) Troops,which serve heavy guns:ભારે તોપોવાળું લશ્કર.**H.***fire*(*Mil.*),a continuous discharge of small arms:નાનાંહથિયાર ઉપરાઉપરી છોડવાં તે.**H.** *metal* (*Mil.*),large guns carrying balls of a large size; also,large balls for such guns : મોટા ગોળાવાળી મોટી તોપો;તોપોના મોટા ગોળા.*adv.* Heavily:ભારે;ઘણું જ.*vt.*To make heavy (*obs.*):ભારે-વજનદાર કo.

**Hebdomadal,**(હેબ્ડૉમેડલ્)*a.* [L. *hebdomadalis*. Gr. *hebdomai*, seven days.] Weekly: સાત સાત દહાડાનું; સાત સાત દહાડે થતું-બનતું; સાપ્તાહિક;દર અઠવાડિયે થતું;અઠવાડિક.

**Hebetude,**(હેબિટ્યુડ્)*n.*[L. *hebetude.*]Dullness;stupidity:સુસ્તી; મંદ-જડપણું;આળસ;પ્રમાણુ;જડતા.

**Hebraic,**(હીબ્રેઇક્)*a.*[Gr.*ebraios.*] Pertaining to Hebrews or to the Hebrew language:યાહુદી લોકોનું;યાહુદી ભાષાને લગતું.

**Hebrew,**(હીબ્રૂ) *n.* [L.*hebraeus.*] 1.An Israelite;a jew: યાહુદી. 2. The language of the Hebrews: યાહુદી ભાષા.*a.*Of, or pertaining to the Hebrews: યાહુદી લોકનું-થી થયેલું;યાહુદી લોકસંબંધી-વિષયક.

**Hecatomb,** ( હેકૅટૂમ્ ) *n.* [ Gr. *hekaton*, a hundred and *bous*, an ox.] (*Antiq.*) A sacrifice of a hundred oxen or cattle at the same time:શતપશુયાગ;શતક્રતુ;શત બલિદાન.**H.***s of slain*:પૂર્ણાહુતિ.

**Heck,**(હેક્) *n.* 1. The latch of a door: બારણાનો ઉલાળો-આગળી. 2. A rack for cattle to feed at:ઢોરની ગમાણ;ચારો નાંખવાની જગ્યા.3. A latticework door:જાળીદાર બારણું.4.A lattice-work contrivance for catching fish:માછલી પકડવાની એક જાળ.5.A bend or winding of a stream:ઝરાનો વાંક-મરોડ. **H.**board the loose board at the back of a cart:ગાડાનું સુપડું-પુઠીઉં.

**Hectic,**(હેક્ટિક્) *a.* [Gr. *hectikos*, habitual.]1 Habitual;constitutional:પ્રકૃતિ-બંધારણને લગતું-વિષેનું; સતત;અવિરત.2. In a hectic condition; in a hectic fever; consumptive:ક્ષયજ્વરથીથયેલું;ક્ષયજ્વર સંબંધી;જ્વર સુચક;જીર્ણજ્વર-હાડકચરીઆ તાવવાળું.*n.*1.(*Med.*)Hectic fever:ક્ષયના રોગથી આવતો તાવ;ક્ષયજ્વર;જીર્ણજ્વર.2.A hectic flush: ક્ષયના રોગનો આવેશ.

**Hector,**(હેક્ટર્)*n.*A bully;a blustering,turbulent, insolent fellow; one who vexes or provokes:ધુરપતિયું-લટાયક માણસ;ધાંધલિયો; તિસમારખાં; તરવાર બહાદુર;કલહકાર;સતાવનાર;છેડનાર; ચીડવનાર.*vt.*To threaten;to bully; to tease;to taunt: દમ દેવો; ચીડવવું; સતાવવું.*vi.*To play the bully; to bluster:ધુરપત કo;ધાંધલ મચાવવી.

**Hedge,**(હેજ)*n.* [A.S.*hege*,hedge.] A thicket of bushes, usually thorn bushes:વાડ.*Hedge marriage*,a secret marriage:છુપું લગ્ન.**H.** *writer*,an insignificant writer: અપ્રસિદ્ધ અધમ લેખક.*To hang in the* **h.**,to be at a standstill:સ્થીર હોવું.*vt.*1.To inclose or separate with a hedge:વાડ કo;વાડથી જુદું પાડવું.2.To hinder from progress or success: આગળ જતાં અટકાવવું-રોકવું;ખાળવું;અવરોધ કo;ખંધ કo.3. To guard; to protect: રક્ષણ કo; સંભાળ લેવી.4.To surround so as to prevent escape : નાશી જતાં અટકાવવાને માટે ઘેરી લેવું.*vi.* 1. To shelter one's self from danger; to slink; to shirk obligations: સંતાઈ રહેવું;ભયમાંથી બચવાનો યત્ન કo.2.To use reservations and qualifications in one's speech: પોતાના બોલવામાં બારીઓ રાખવી.

**Hedge-hog,**(હેજ્-હૉગ્)*n.* (*Zool.*) A Canadian hedgehog: એક જાતની નાની શાહુડી

**Hedge-row,**(હેજ્-રૉ) *n.* A row of shrubs or trees planted for inclosure or separation of fields:બે ખેતર વચ્ચે વાવેલા છોડ;વાડ;તાટી;આડ.

**Heed,**(હીડ્)*vt.* [A.S. *hedan.*] To mind; to regard with care; to take notice of;to attend to:ધ્યાન આપવું;ગણકારવું; માનવું; લેખવવું; પત કo;ગણવું;સાંભળવું;-ના તરફ લક્ષ દેવું-આપવું. *vi.* To mind; to consider:ધ્યાન આપવું-દેવું; વિચારવું.*n.* 1.Attention;notice;regard: સંભાળ;કાળજી;દરકાર; ભાન;ફિકર;નજર; સાવચેતી;ચોકસાઈ.2.Careful consideration;obedient regard:ધ્યાન; લક્ષ;સાવધાનતા;અપેક્ષા.

**Heedful,**(હીડ્ફુલ્) *a.* Regarding with care;cautious; attentive; vigilant:ખબરદાર;સાવધ;સાવધાન; સાવચેત;સુચિત;હોશિયાર;ચોકસ.

**Heedless**(હીડ્લેસ્)*a.*Inattentive; careless; unobservant: બેદરકાર; ગાફેલ;પ્રમાદી;ગફલતી;બેફામ;અસાવધ;અસાવધાન;બેભાન.

**Heel,**(હીલ્)*vi.*(*Naut.*)To lean or tip to one side,as a ship:નમવું; વળવું;એક બાજુએ ઝોક ખાઇ જવી.*n.* [A.S.*hela.*] 1.The hinder part of the feet or shoe:એડી.2. The hinder part of any covering for the feet,as of a shoe, sock, etc.:જોડા,મોજાં વિગેરેની એડી.3.The latter or remaining part of any thing:પાછલો-બાકી રહેલો ભાગ.4.A

protuberance;a knob:બહાર પડતી ગાંઠ.5.The lower part or part on which a thing rests:જે ભાગના આધારથી કોઈ પદાર્થ ઉભો રહેછે તે. 6.(*Man.*)Management by the heel,especially the spurred heel: એડી.*As,the horse understands the* **h.***well*: ઘોડો એડી બરોબર સમજે છે.*Neck & heels*,the whole body:આખું શરીર-અંગ. *To be at the* **heels** *of*,to pursue closely: ની લગોલગ પછવાડે જવું;અનુસરવું;-ને પગલે ડગલે હોવું.*To be down at the* **h.**, to be slovenly or in a poor plight:કંગાલ-ગરીબ સ્થિતિમાં હોવું. *To go* **h.**s *over head*, to move in an inconsiderate, or rash manner:અવિચારીપણે ચાલવું-વર્તવું. *To have the* **h.**s *of*,to outrun:-ની આગળ નીકળી જવું. *To lay by the* **h.**s,to fetter;to shackle; to imprison:સાંકળ-બેડી જડવી-મારવી; કેદ કo;શૃંખલા પહેરાવવી;ચતુર્ભુજ બનાવવું.*To show the* **h.**s, to flee; to run from:નાશી-સટકી જવું;પોબારા ગણવા; પલાયન કરી જવું. *To take to the* **h.**s,to flee;to betake to flight:નાશી જવું;પલાયન કરી જવું.*To throw up another's* **h.**s, to trip him;-ને ઠેસ મારીને પાડી નાખવું.*To tread upon one's* **h.**s,to follow closely:-ની નજીક લગોલગ પછવાડે-પછવાડે જવું;-ને અનુસરવું;-ની જબ્બર પુઠ-કેડો પકડવો-લેવો.*vt.*1.To perform by the use of the heels (*as in dancing,running etc.*): એડીથી ભજવવું-કo. 2. To add a heel to: એડી મુકવી-જડવી-કo. *As, to* **h.***a shoe*:જોડાને એડી જડવી.

**Heft**,(હેફ્ટ્)*n.*[A.S.*hefe*, weight.] 1. Violent strain or exertion: જબરી હીક આવવી તે;જોરથી શ્વાસ ખેંચવો.2.Weight;ponderousness: વજન; ભારેપણું. 3. The greater part or bulk of anything: કોઈ પદાર્થનો મોટો ભાગ-કદ. *vt.* 1. To heave up;to raise aloft:ઉંચું કo; ઉંચકવું. 2. To prove or try the weight of by raising:ઉચકીને તેના વજનનો આશરો-અડસટ્ટો કo-કાઢવો.

**Hegemony**,(હેજીમોનિ)*n.*Leadership;predominance:અગ્રેસરપણું; પ્રાબલ્ય.

**Hegira**,(હીજિરે) *n.* [Ar. *hijrah*, flight.] The flight of Mohammed from Mecca September 13 A.D.622: મહમદ પેગંબરનું તા. ૧૩ મી સપ્ટેંબર સને ૬૨૨ માં મક્કામાંથી પલાયન (તે દિવસથી હીજરી સન ચાલે છે.)

**Heifer**,(હેફર્)*n.* [A. S. *heafore.*] (*Zool.*) A young cow:વાછરડી;વાછડી.

**Heigh-ho**,(હાઈહો)*Interj.* An exclamation of surprise,joy,dejection,uneasiness,weariness,etc.: ઓય, ઓય !;અહા !; હાય !; હાશ !.

**Height**,(હાઈટ્)*n.*[A.S.*heah*,high] 1.The condition of being high; elevated position: ઉચું હોવું તે; ઉંચી જગ્યાએ હોવું તે;ઉચ્ચતા;ઉન્નતિ. 2.Altitude;stature:ઉંચાઈ;ઉંચાપણું.3.Degree of latitude either north or south:ઉત્તર અથવા દક્ષિણ રેખાંશનો અંશ.4.An eminence;a hill or mountain:ટેકરી;ડુંગર;ઉંચાણ.5.Prominence:પ્રસિદ્ધતા;પ્રખ્યાતિ.6.Grade;degree:દરજ્જો;પદ્ધિ;ક્રમ;અનુક્રમ.7.Utmost degree in extent:ભર-પૂર જોર;બહાર;પરાકાષ્ટા;સિમા;શિખર.*As,the* **h.***of a tempest*: ભરતોફાન.*On* **h.**,aloud:ઉંચેથી;મોટેથી.

**Heighten**,(હાઈટ્ન)*vt.*1.To make high;to raise higher;to elevate: ઉંચું કo.2.To advance;to increase; to augment:વધારવું;વૃદ્ધિ કo.

**Heinous**,(હેનસ્)*a.*Hateful; odious;atrocious; giving great offence:મહાભારત;ઘોર;ઉગ્ર; અતિદુષ્ટ; દારૂણ;અતિ પાપી;પાપિષ્ટ;અતિનિંદ્ય.

**Heir**,(એર્)*n.*[L.*heres.*]1.One who inherits any property after the death of its owner:વારસ;દાયાદ; વારસદાર;ઉમરાધિકારી; ધનાધિકારી. **H.***apparent to the throne*:યુવરાજ; પાટવી કુંવર; ટિલાટ. *That is without* **h.**:નવારસી;બીનવારસી,2. One who receives an endowment from an ancestor or relation:વડાવા કે સગાઈથી વારસો લેનાર. *vt.*To inherit;to succeed to:વારસો મળવો.*Heir at law*,one who, after his ancestor's death,has a right to inherit all his intestate estate: પોતાના વડીલના મોત પછી વારસનામું થયા વિના પણ સઘળી દોલતપર કાયદેસર હક ધરાવનાર. **H.** *presumptive*,one who,if the ancestor would die immediately, would be his heir, but whose right to the inheritance may be defeated by the birth of a nearer relative or by some other contingency:જો કોઈ વધારે પાસેના સગાનો જન્મથાય તો તેના વારસાનો હક ડૂબે તેવો વારસ;સંપ્રતિબંધ દાયાદ.

**Heiress**,(એરેસ્)*n.*A female heir; વારસ;દાયાદા.

**Heir-less**,(એર્લેસ્) *a.* Destitute of an heir: નવારસી;બીન વારસી.

**Heir-loom**,(એર્લૂમ્)*n.*Any piece of personal property that has been in a family for several generations:વારસામાં મળેલું રાચરચીલું.

**Heirship**,(એર્શિપ્)*n.*The state, character, or privileges of an heir;right of inheriting:વારસાપણાની સ્થિતિ;વારસો;ધનાધિકાર;ઉત્તરાધિકાર.

**Held**,(હેલ્ડ્)*Imp & p.p.*of **Hold**: પકડેલું;પકડયું;ધરેલું.

**Heliography**, (હેલીઑગ્રૅફિ) *n.* Photography:ફોટોગ્રાફ (છબી) પાડવાની વિદ્યા.

**Helioscope**,(હીલિઑસ્કોપ્) *n.* 1. (*Astron.*)A telescope or instrument for viewing the sun without injury to the eyes: સૂરજ જોવાનું એક દુરબિન.

**Helix**,(હીલિક્સ્)*n.pl.*L. **Helices**. E.**Helixes**. ( *Anat.* ) The incurved margin or rim of the external ear:પેચ;ગોળફેરાવો;આંટો.

**Hell**,(હેલ્) *n.* [A.S. *hell.*] 1. (*a*) The place of the dead or of souls after death:મૂએલા લોકને રેહવાની જગ્યા.2.The abode of evil spirits: યમલોક;પિતૃલોક.(*b*) The regions below:પાતાલ;અધો-લોક-ભુવન;નાગલોક. There are seven Patalas: *viz*:અતલ;વિતલ;સુતલ;તલાતલ;રસાતલ; મહાતલ; પાતાલ. 2. (*a*) The place or state of punishment of the wicked after death;the abode of evil spirits:નરક;જાનમ; દોજખ;દુર્ગતિ;અધોગતિ.(*b*) Mental torment;anguish: પીડા;વેદના;દુઃખ;સંતાપ.The Hindoos suppose that there are different places of hell:as,અંધતામિસ્ર;રૈરવ;કુંભિપાક;અસિપત્ર વન; તપ્તપાલુકા. &c. *Abiding in* **h.**:નરકવાસ. *Judge of* **h.**:યમ;યમરાજ.*Pains of* **h.**:યમદંડ;યમયાતના;યમશિક્ષા; કાલદંડ; માતના;નરકયાતના;કારણા;તીવ્રવેદના. *River of* **h.**:વૈતરણી.*Road to* **h.**: નરક-ધૂમ્ર માર્ગ.3.(*a*) A dungeon

Hi gives twice that gives in a trice:

or prison:કેદખાનું;કારાગ્રહ. (*b*) A gambling house:જુગારખાનું. *vt.* To overwhelm:દુઃખ-પીડા ક૦-દેવું.

**Hellish,**(હેલિશ્)*a.* Infernal; malignant;wicked;diabolical: નરક સંબંધી;મહાદુષ્ટ;નારકી;અતિદુષ્ટ;નિંદ્ય.

**Helm,**(હેલ્મ્)*n.*[A.S.*helma*,rudder.]1.(*Naut.*) The apparatus by which a ship is steered, comprising rudder,tiller,wheel, etc.:સુકાન.2.The place of direction or administration:નિયંતાની જગ્યા.3.A guide;a director: દોરી લઈ જનાર;કામ-કારભાર ચલાવનાર;નિયંતા.*vt.*To steer;to direct:હંકારવું.

**Helmet,**(હેલ્મેટ્)*n.*[A.S.*helan*,to hide.]1.(*Armor.*) A defensive covering for the head:ટોપ;શીરત્રાણ.2. A helmet-shaped hat: શીરત્રાણના આકારની ઉંચી ટોપી.

**Helmsman,** (હેલ્મ્ઝમૅન્) *n. pl.* **Helmsmen.**The man at the helm;a steersman:સુકાની.

**Help,**(હેલ્પ્)*vt.*[A.S. *helpan.*] 1. To aid;to assist:મદદ આપવી;કુમક-સહાય ક૦; મદદગારી આપવી. 2. To furnish with the means of deliverance from trouble:સંકટમાંથી છુટા-મુક્ત થવાનાં સાધન પુરાં પાડવાં.*To h.one in distress*:-ને દુઃખ-સંકટમાં મદદ ક૦. 3. To furnish with relief,as in pain or disease;to be of avail against:-ને મદદ-સહાય ક૦;-નું દુઃખ ઓછું ક૦;-ના મનને ધીરજ આપવી.4.To change for the better;to remedy:-નો ઉપાય-ઈલાજ હોવો;વળવું;ઉપજવું;નિપજવું.5.To prevent;to hinder: અટકાવવું;રોકવું; હાથ દેવો; ખાળવું. *The evil approaches and who can h.it*:આવતી આફતની આડે કોણ હાથ દેનાર છે ? 6.To forbear;to avoid:વગર ચાલવું-રહેવું.*I cannot h. going there*: મારાથી ત્યાં ગયા વગર રહેવાતું નથી.7.To wait upon, as the guest at table:જમણ પીરસવા-આપવામાં મદદ ક૦. *To help forward,* to assist in advancing:આગળવધવાને માટે મદદ ક૦.*To help off*,to assist in removing: ખસેડવામાં મદદ ક૦. *To help on,* to forward;to promote by aid: મદદ કરીને ઉશ્કેરવું.*To help out*,to aid,as in delivering from a difficulty:મુશ્કેલીમાંથી મુક્ત કરવાને માટે મદદ ક૦.*To help over*,to enable to surmount:ટાળી આપવું;દૂર કરી આપવું;પસાર કરી દેવું.*To help to*, to supply with;to furnish with: -ને પુરૂં પાડવું;આપવું.*To help up*, to help (*one*) to get up:-ને ટેકો દેઈ ઉભું ક૦;ઉઠાડવું.*vi.*To lend aid or assistance;to assist:મદદ આપવી;સહાય ક૦.*To help out*,to lend aid:મદદ આપવી. *n.* 1.Aid;assistance:મદદ; સહાયતા. 2. Remedy; relief: સહાય;કુમક;વ્હાર; ઉપાય;ઈલાજ.3.A helper: મદદગાર. 4. A domestic servant, man or woman:ઘરનો ચાકર, સ્ત્રી યા પુરૂષ.

**Helper,**(હેલ્પર્) *n.* One who, or that which, helps, aids,assists or relieves:સહાય-મદદ કરનાર.

**Helpful,** (હેલ્પ્ફુલ્)*a.*Giving aid; assistant;useful:સહાયકારી;મદદગાર;ઉપયોગી;ગુણકારી;ઉપકારક;સહકારી.

**Helpless,**(હેલ્પ્લેસ્)*a.*1.Destitute of help or strength ; feeble ; weak: પરાધીન;અશક્ત; નબળું;પરતંત્ર;બિચારૂં;લાચાર; પરવશ;અનાથ; નિરાશ્રય; અશરણ ; ગતિહીન. 2. Beyond help;irremediable:જેનો ઈલાજ ન થાય એવું;નાઈલાજ;નિરૂપાય; બેઈલાજ. 3. Bringing no help; unaiding;મદદ નહિ કરનારૂં.4.Destitute (*of*):વિનાનું;રહિત.

**Helplessness,** (હેલ્પ્લેસ્નેસ) *n.* State of being destitute of help or strength: પરાધીનતા; લાચારી; પરવશતા;પરતંત્રતા;નિરૂપાય.

**Helpmate-meet,** (હેલ્પ્મેટ્-હેલ્પ્મીટ્)*n.*A helper;a companion; a wife: મદદ કરનાર સોબતી; સહાયભૂત;સ્ત્રી;બાયડી;બૈરી;પત્ની;સહધર્મિણી.

**Helter-skelter,** (હેલ્ટર્-સ્કેલ્ટર્) *adv.* In hurry and confusion; irregularly:હાંફલાફાંફલાપણાથી;અનિયમીતરીતે;આમ તેમ;નાસતાં ભાગતાં.

**Helve**(હેલ્વ્)*n.* [A.S.*hielf.*] The handle of an axe, hatchet, or adze:વાંસલા અથવા કોહાડીનો હાથો. *vt.*To furnish with a helve, as an axe:કુહાડીનો હાથો ઘાલવો.

**Hem,**(હેમ્)*pron.*Them:તેમને. *n.* [AS.*hemm*,border.]1.The edge or border of a garment or cloth, doubled over and sewed: બેવડી વાળીને સીવી લીધેલી લુગડાની કિનારી-કોરણ;ઓટણ;કોર.2.Border;edge; margin:કોરણ;કિનારો;કાંઠો;છેડો;અંછાજો;પાલવ.3.A border made on sheet-metal ware by doubling over the edge of the sheet:કોઈ પતરાની ધાર વાગે નહિ માટે તેની વાળી નાંખેલી કોર.*The h.of the sea*: દરિયાનો કિનારો.*vt.* 1. To form a hem or border to: -ની કોરણ-ઝુલ ક૦;ઓટવું.2.To border or edge : ઘેરી લેવું;-ની આસપાસ આવવું; વિંટાળવું.*To hem about,around or in*,to inclose and confine;to surround:-માં ઘાલીને કેદ ક૦;ઘેરી લેવું. *To hem out*,to shut out: પુરવું; બહાર કાઢી મુકવું-રાખવું.*n.*An utterance or sound of voice: ખુંખારો;ખંખારો;હુક્ક કરવું તે.

**Hematology,**(હિમૅટોલૉજી) *n.* The science which treats of the blood: રક્તવિદ્યા.

**Hemicrany,**(હેમિક્રૅનિ)*n.*Pain affecting half the head;hemicrania:આધાશીશી.

**Hemeplegy,**(હેમિપ્લેજી) *n.* Palsy affecting one side;hemiplegia: પક્ષાઘાત;પક્ષવાત;અર્ધાંગવાયુ.

**Hemesphere,**(હેમિસ્ફીર્)*n.* [Gr. *hemi*,half & *sphere.*] 1. A half sphere:અર્ધગોળ;ગોળાર્ધ.2.Half of the terrestrial globe:અર્ધ પૃથ્વી. 3.The people who inhabit a hemisphere:ગોળાર્ધમાં રહેનારા લોકો.

**Hemespherical,** (હેમિસ્ફેરિકલ્) *a.*Containing,or pertaining to, a hemisphere:અર્ધ ગોળાકાર; અર્ધગોળ;નિમગોળ.

**Hemestich,** (હેમિસ્ટિક) *n.* [Gr. *hemi* & *stichos*,a row or line.] Half a poetic verse or line, or a verse or line not completed: કવિતાની અરધી લીટી;ન્યૂન ચરણ; અર્ધશ્લોક.

**Hemlock,**(હેમ્લૉક્)*n.* A poisonous tree or plant:ઇંદ્રવરણી;ઝેરી રોપો.

**Hemorrhage,**(હેમૉરેજ્) *n.* [Gr. *haima*, blood & *rhegnumi*, I burst through.](*Med.*)Any discharge of blood from the blood vessels:રક્ત વાહિની-રગ ફાટવાથી લોહીનું વહેવું તે;રક્તસ્રાવ.

**Hemorrhoids,** (હેમૉરૉઇડ્સ્) *n.* [ Gr. *haima* & *rheo*, I flow. ] (*Med.*)Piles;emerods:હરસ;હરસનો રોગ.

**Hemp,**(હેમ્પ્)*n.*[L.*cannabis.*] 1. (*a*)(*Bot.*)A plant:શણનો છોડ.(*b*)

તરત દાન, મહા પુન્ય.

Cannabis sativa:ભાંગ. **H.** *tops*: ગાંજો;ચુટી.*Preparation of* **h.** *with sugar,spices,&c.*: સબજી; માજમ. **2.**The fibre of the skin or rind of the plant:શણ.

**Hempen,**(હેમ્પન્ ) *a.* **1.** Made of hemp:શણનું બનાવેલું. *As,a* **h.***cloth*: શણિયું.**2.**Like hemp:શણના જેવું.

**Hen,**(હેન ) *n.* [L. *cano*, I sing.] (*Zool.*)The female of the domestic fowl:મરઘી;કુકડી.**2.**Female of any kind of bird: પક્ષિની માદા; પંખિણી;પક્ષિણી.

**Henbane,** (હેનબેન્ ) *n.* (*Bot.*) A plant:ખુરાસાની અજમો.

**Hence,**(હેન્સ્ )*adv.* [AS.*heonan.*] **1.**From this place;away: અહિંથી;આ જગાએથી;અહિંઆંથી.**2.**From this time;in the future:આ વખતથી;ભવિષ્યમાં; હવે પછી. *Half an hour* **h.**:અડધા કલાક પછી.**3.**From this reason;as an inference or deduction:આ કારણથી;એ ઉપરથી; એને લીધે.**4.**From this source or origin:આ-એ-આના ઉપરથી.*Hence is used in the sense of*'go away, depart':ચલ;નીકળ;બહાર જા.*vt.*To send away:મોકલી દેવું.

**Hence-forth forward,** (હેન્સફોર્થ્ -હેન્સ ફોરૂવર્ડ્ ) *adv.* From this time forward:આજ-હવે પછી;આયંદે;અતઃપર.

**Henchman,**(હેન્ચમેન્ )*n.pl.*-**men.** [AS.*hengest,horse* E.*man*,and meaning a groom.]An attendant;a servant;a follower: ખીજમતદાર;ચાકર;અનુચર;અનુયાયી.

**Hen-coop,**(હેનકૂપ્ ) *n.* A coop or cage for hens: મરઘાં ઢાંકવાનું પાંજરૂં;ખરો.

**Hende,**(હેન્ડ્ )*a.*[AS.*hand*,hand.] **1.**Skilful;dexterous;clever: ચાલાક;ચંચળ;હુંશિયાર. **2.** Friendly; gentle;civil;kind:નમ્ર;માયાળુ;સભ્ય;વિવેકી.

**Hen-hearted,**(હેન-હાર્ટેડ્ )*a.*Cowardly; timid; chicken-hearted: બીકણ;બાયલો;મરઘીના જેવા અંતઃકરણવાળું;પોચકણ.

**Hen-pecked,**(હેનપેક્ટ્ )*a.*One subjected to petty or annoying attempts to rule;one harassed by exercise of authority:સ્રીનો મારેલો-તાબેદાર;સ્રીવશ;સ્રીવશવર્તી;બાયલો.

**Hen-roost,** (હેનરૂસ્ટ્ ) *n.* A place where hens roost:મરઘાં વગેરે પાળેલાં પક્ષીનો ખરો.

**Hepatic-cal,** (હીપેટિક્-હીપેટિકેલ્ ) *a.*[L.*hepaticus*,liver.] **1.** Of,or pertaining to the liver:કાળજાને લગતું-સંબંધી.**2.**Resembling the liver in color or in form:રંગ અથવા આકારમાં કાળજાના જેવું.

**Hepta-chord,** ( હેપ્ટ-કોર્ડ્ ) *n.* **1.** (*Anc. Mus.*) ( *a* ) A system of seven sounds:સપ્તસ્વર; સારીગમ. (*b*) A lyre with seven chords: સતાર;સાત સુરનું વાજીંત્ર. **2.** (*Anc. poet.*) A composition sung to the sound of seven chords or tones:સાત રાગથી ગવાતું ગાણું.

**Heptagon,**(હેપ્ટગૉન્)*n.*[Gr.*hepta*, seven &*gonia*,an angle.](*Geom.*) A plane figure consisting of seven sides and having seven angles:સાત ખુણાની આકૃતિ;સપ્તકોણ.

**Heptarchy,**(હેપ્ટાર્કિ)*n.*A government by seven persons;also,a country under seven rulers:સપ્ત રાજસત્તાક દેશ;સાત જણનું રાજ્ય; સપ્તરાજ્યસત્તા.

**Her,**(હર્ ) *Pron.& a.* [A.S.*hire.*] The form of the objective and the possessive case of the personal pronoun *she*:તેણીને;તેને.

**Herald,**(હેરેલ્ડ્ )*n.*[Low L. *heraldus.*]**1.**(*Antiq.*)An officer whose business was to denounce or proclaim war,to challenge to battle, to proclaim peace,and to bear messages from the commander of an army:ઢંઢેરો પીટનાર અધિકારી;રાજદૂત.**2.** A proclaimer:જાહેર કરનાર;ઢંઢેરો પીટનાર;નકીબ;બંદિજન;ભાટ;ચારણ.**3.** A forerunner;a precursor;a harbinger:આગળથી ખબર આપનાર.**4.**Any messenger: સંદેશો લઈ જનાર.*vt.* To proclaim; to foretell;to usher in:આગળથી ખબર આપવી-કહેવી;ઢંઢેરો પીટવો.

**Heraldry,**(હેરેલ્ડ્રિ )*n.*The art or office of a herald;the art,practice or science of recording genealogies, and blazoning arms or ensigns armorial: ઇંગ્લાંડના 'હેરલ્ડ' અધિકારીનો હોદ્દો-હુનર; ઇંગ્લાંડના અમીરોની વંશાવળી રાખવી તથા તેઓના આયુદ્ધ ચિન્હોના અર્થ સમજવાની વિદ્યા;વંશાવળીજ્ઞાન.

**Herb,** (અર્બ્ ) *n.* [L.*herba.*] **1.** A plant whose stem does not become woody and permanent, but dies, at least down to the ground:વનસ્પતિ;ઔષધિ.*Herbs & simples*:જડીબુટ્ટી;ઝાડપાલો.**2.**Grass herbage:ઘાસ;ભાજીપાલો.

**Herbacious,**(અર્બેશસ્ ) *a.* Of or pertaining to the herbs:ઓસડઝાડવાં સંબંધી;ઔષધિ વિષયક.

**Herbage,** (અર્બેજ્ )*n.* **1.** Herbs; grass;pasture:ચાર;ચારો;ભાજીપાલો;ઝાડપાલો;ઘાસ;ઝાડવાં.**2.**(*Law.*) The liberty or right of pasture in the forest or in the grounds of another man:જંગલ અથવા બીજા માણસની જમીનમાં ચરવાનો હક-છૂટ.

**Herbal,**(અર્બલ્ )*a.*Of,or pertaining to the herbs:ઝાડવાં-ભાજીપાલા સંબંધી.*n.***1.** A book containing the names and descriptions of plants:ઔષધ સંગ્રહ;વનસ્પતિનાં નામ,ગુણ જેમાં હોય એવો ગ્રંથ;ઔષધિ કલ્પ;વૃક્ષાયુર્વેદ.**2.**A hortus siccus;a herbarium:વનસ્પતિસંગ્રહ.

**Herbalist,**(અર્બલિસ્ટ્ )*n.*One skilled in the knowledge of plants: ઔષધિ-વનસ્પતિવેત્તા-સંગ્રહ કરનાર.

**Herbarium,**(અર્બેરિઅમ્ )*n.* **1.** A collection of dried specimens of plants:વનસ્પતિસંગ્રહ.**2.** A book or case for preserving dried plants: સુકી વનસ્પતિ જાળવી રાખવાની ચોપડી અથવા પેટી.

**Herbid,**(અર્બિડ્ )*a.*Covered with herbs:વનસ્પતિ-ભાજીપાલાથી ઢંકાયેલું.

**Herbiferous,**(અર્બિફેરસ્ ) *a.*Bearing herbs or vegetation:ઝાડવાં -વનસ્પતિ થાય એવું.

**Herbivorous,** ( અર્બિવોરસ્ ) *a.* Eating plants:વનસ્પતિ ખાનાર-રૂં.

**Herculean,**(હર્ક્યૂલીઅન્)*a.*[L.*hercules*,Hercules.] **1.**Very great, difficult,or dangerous:મહા કઠણ; ભારે મહેનતનું;દુઃસાધ્ય; ભગીરથ. **H.** *effort*: ભગીરથ પ્રયત્ન. **2.** Having extraordinary strength or size: અદભુત જોર-બળ-અથવા કદવાળું-નું;અડાબીડ;જબરૂં;અતિપ્રબળ.

**Heard,**(હર્ડ્ )*n.*[AS.*heord.*] **1.** A number of beasts assembled together:પશુઓનું ટોળું;વૃંદ;જુથ; ટાંડુ;ઝુંડ.**2.**A crowd of low people; a rabble:હલકા-નીચ લોકનું ટોળું-ઝુંડ. *n.*[A.S.*hirde.*]A herdsman:ભરવાડ;ગોવાળીઓ;ગોવાળ;ગોપાળ *vt.***1.**

To unite or associate in a herd: ટોળાબંધ રહેવું.2.To associate:મળીજવું.3.To act as a herdsman: ભરવાડનું કામ કo.*vt.*To form or put into a herd:ટોળાબંધ કo-રાખવું.

**Herdsman,**(હર્ડ્‌ઝ્‌મૅન્‌ )*n.pl.*-**men.** The owner or keeper of a herd or of herds:ભરવાડ;ગોવાળીઓ;ગોવાળ;ગોપાલ;ગોરક્ષક.

**Here,**(હીર્‌)*adv.*[A.S. *her.*] 1. In this place; in the place where the speaker is:અહિંઆં;આ જગાએ-માં;અહિં;અત્ર.2.In the present life or state:આ લોકમાં ; આ દેહે; અહિંઆં.3.To or into this place; hither:આ જગ્યાએ-માં.4. At this point of time;now:હમણાં;આ વખતે.*Here and there*,in one place and another;irregularly: અહિંતહિં;આમતેમ;અનિયમીત રીતે.*It is neither* **h.***nor there*,it is nonsense:કંઈ કામનું નથી;નકામું છે.

**Hereabouts,**(હીરૅબાઉટ્સ્‌) *adv.* 1.About this place;in this vicinity:આટલામાં;આટલા તેટલામાં. 2. Concerning this:આને લગતું-સંબંધી.

**Hereafter,** ( હીરૅફ્ટર્‌ ) *adv.* In time to come; in some future time or state:હવે પછી;પરલોકમાં; અતઃપર.*n.*A future existence or state:મુઆ પછીની ગતિ;પરલોક.

**Hereat,**(હીરૅટ્‌ ) *adv.* At, or by reason of this:એને લીધે.

**Hereby,** ( હીર્‌બાઇ ) *adv.* 1. By means of this:આ ઉપરથી;આને લીધે.2.Close by;very near:પાસે;નજીક;લગોલગ;છેક નિકટ-સમીપ.

**Hereditament,**(હીરીડિટેમેન્ટ્‌) *n.* (*Law.*)Any species of property that may be inherited:વારસાની સ્થાવર-જંગમ મિલકત;વારસો.

**Hereditary,** (હીરેડિટેરિ ) *a.* [L. *heres*,heir.]1.Descended,or capable of descending,from an ancestor to an heir-at-law:વારસામાં મળેલું;વંશપરંપરાથી મળેલું-પહોંચેલું;વડિલોપાર્જીત;વડિલ પરંપરાગત; વંશાનત.**H.***estate*:વતન;મિરાસ. **H.** *officer*:વતનદાર.2. Transmitted, or capable of being transmitted as a constitutional quality or condition from a parent to a child:વારસને મળે એવું;પેઢી ઉતાર.

**Here-in,**(હીર્‌-ઇન્‌)*adv.*[A.S.*herinne.*] In this:આમાં.

**Here-of,** (હીરૉવ્‌ ) *adv.* Of this; concerning this;from this;hence: આમાંથી;આનું;આને લગતું.

**Here-on,** (હીર્‌-ઑન્‌) *adv.* On or upon this;hereupon:એ ઉપરથી.

**Heresiarch,**(હેરીસિઆર્ક્‌)*n.* (Gr. *heresy* & *archos*,chief.]A leader in heresy;the chief of a sect of heretics:પાખંડ મત ચલાવનાર;પાખંડ મતાચાર્ય.

**Heresy,**(હેરેસિ) *n.Pl.***Heresies.** [Gr.*haireo*,to take;to seize.]An opinion held in opposition to the established or commonly received doctrine:પાખંડમત;કુમાર્ગ;પરધર્માશ્રય;નાસ્તિકતા.2.(*Theol.*) Heterodoxy:પાખંડ મત-પંથ-ધર્મ; અવિહિતમત.3.(*Law.*) An offence against Christianity:ખ્રિસ્તી ધર્મની વિરૂદ્ધ થવાનો ગુન્હો.

**Heretic,**(હેરેટિક્‌) *n.* [Gr.*hairetikos.*] 1.One who holds to a heresy:પાખંડ મત માનનાર.

**Heretical,**(હેરેટિકલ્‌ )*a.* Containing heresy ; of the nature of heresy: પાખંડ મત સંબંધી-વાળું; પરધર્માવલંબી;ધર્મ વિરૂદ્ધ.

**Here-to-fore,** ( હીર્‌-ટૂ-ફોર્‌ ) *adv.* Upto this time;hitherto;before; in time past:આજદીન સુધી;પહેલાં.

**Hereunto,** (હીર્‌અન્ટૂ) *adv.* Upto this;upto this time; hereto:આ ઉપર;આ વખત સુધી.

**Herewith,**(હીર્‌ વિથ્‌ )*adv.*With this:આની સાથે.

**Heritable,**(હેરિટેબલ્‌)*a.*1.Capable of being inherited or of passing by inheritance;inheritable:વારસામાં મળે એવું;વારસ થવા લાયક.2. Capable of inheriting or receiving by inheritance:વારસામાં મળવા જોગ.**H.***rights* (*Scots law*), rights of the heir:વારસના હક.

**Heritage,** ( હેરિટેજ્‌ ) *n.* 1. That which is inherited, or passes from heir to heir; inheritance: વારસો.2.(*Script.*)A possession; the Israelites,as God's chosen people:ખ્રિસ્તિ ધર્મનું વિશ્વાસી મંડળ.

**Hermaphrodite,** ( હર્મૅફ્રોડાઇટ્‌ ) *n.*[L.*hermaphroditus.*](*Biol.*) An individual which has the attributes of both male and female, or which unites in itself the two sexes: ઉભયલીંગજનતીનું પ્રાણી;ખુન્સા;હિજડો; પાવૈ;અર્ધનાર;નપુંશક;શંઢ;ષ્યંઢળ.

**Hermetic-cal,** (હર્મેટિક્‌-હર્મેટિકલ્‌ ) *a.*1.Of,or pertaining to the system which explains the causes of diseases and the operations of medicine on the principles of the hermetic philosophy:ત્રિભૂતશાસ્ત્ર સંબંધી.2.Made perfectly close or air-tight by fusion, so that no gas or spirit can enter or escape:મજબૂત; સજ્જડ;પવન પેસી ન શકે એવું સજ્જડ;સુદૃઢ.

**Hermit,**(હર્મિટ્‌ )*n.*[Gr. *eremites*, solitary.]1.A recluse;an anchoret:સન્યાસી;એકાંતવાસી; વાનપ્રસ્થ; વની;વનવાસી;અરણ્યવાસી;યતિ;તપસ્વી; મુનિ. 2. A beadsman; one bound to pray for another:બીજાને માટે વિનંતિ-પ્રાર્થના કરવાને બંધાયેલો મનુષ્ય.

**Hermitage,** ( હર્મિટેજ્‌ ) *n.* The habitation of a hermit;a secluded residence: આશ્રમ; પર્ણકુટી;ઝુંપડી;મઠ;મઢી;અરણ્યવાસ.

**Hernia,**(હર્નિઅ )*n.pl.* **Hernias**. (*Med.*)A protrusion,consisting of an organ or part which has escaped from its natural cavity and projects through some natural or accidental opening in the walls of the latter:આંતરડું ગોળીમાં ઉતર્યાથી થતું દરદ;અંતર્ગળ;અંત્રવૃદ્ધિ.

**Hero,** (હીરો) *n. pl.* **Heroes**. [L. *heros.*]1.(*Myth.*)A demigod,as Hercules: દેવના અંશવાળો પુરૂષ. 2.A prominent or central personage in any remarkable action or event:વીર; પહેલવાન;વીરપુરૂષ; ભટ;શૂર; રણધીર; દિગ્વિજયી;યુધિષ્ઠિર; જવામર્દ; બાવનવીર. 3.The principal personage in a poem, story, and the like:નાયક.

**Heroic-cal,** ( હીરોઇક્‌-હીરોઇકલ્‌ ) *a.* 1.Of,or pertaining to,or like a hero; of the nature of heroes: વીરપુરૂષોનું-ના જેવું;વીર્યવાન ;વીરચરિત્ર વિષયક;વીરરસ પ્રધાન.2.Bold; daring;brave;illustrious: બહાદુર;પ્રખ્યાત;પરાક્રમનું;મોટા મનનું; વીર્યશાલી;શૌર્યશાલી; ધૈર્યાવિષ્ટ;પ્રૌઢપ્રતાપી. 3.(*Sculpture and painting.*) Larger than life size,but smaller than colossal:મનુષ્ય કરતાં મોટા

તેણે દેશ ખાઈને દરવાજા ગળે બાંધ્યા છે.

અને રાક્ષસ કરતાં નાના કદનું.*Heroic poetry*, epic poetry: વીરચરિત્ર કવિતા; વીરરસ કથા. *Heroic treatment or remedies(Med.)*,treatment or remedies of a severe character,suited to a desperate case:તામસી;ઉપચાર;રાક્ષસી ઈલાજ.

**Heroically,** ( હીરૉઇકલિ ) *adv.* Bravely;boldly:પરાક્રમથી;બહાદુરીથી.

**Heroine**,(હેરોઇન્ )*n*.[L.*heroina.*] 1. A woman of an heroic spirit: પરાક્રમી સ્ત્રી; વીરા;વારાંગના. 2. The principal female person who figures in a remarkable action, or as the subject of a poem or story:નાયકા.

**Heroism**,(હેરોઇઝ્મ્ )*n*.The qualities characteristic of a hero:અમીરાઈ; શૂરવીરપણું;શૂરત્વ; જવાંમર્દી; મર્દામી;બહાદુરી;વિક્રમ;પરાક્રમ;શૌર્ય.

**Heron**,(હેરન્ )*n.* [A. S. *hragra.*] (*Zool.*)Any wading bird:બગલું;કંક.

**Herpes**,(હર્પીઝ્ )*n*.[Gr.*erpesu*,to creep.] (*Med.*) An eruption of the skin taking various names, according to its form, or the part affected: ખસ; ખુજલી; દાદર; ધરાજ;ખરજવું;દદ્રુ.

**Herring**,(હેરિન્ગ્ ) *n.* [A.S. *hæring.*](*Zool.*)One of various species of fishes: એક જાતની માછલી.

**Herself,** (હર્સેલ્ફ્ ) *pron.* 1. An emphasized form of the third person feminine pronoun : તે પોતે સ્ત્રી.2.Hence,her own right, or sane mind:ભાન,મગજ ઠેકાણે આવવું તે;as *she was a little deranged,but she is* **h**.*again*:તે બાયડીની ડાગરી જરા ખસી ગઈ હતી પણ હવે પાછી ઠેકાણે આવી છે.*She is* **h**.*again*: તે પાછી ઠેકાણે આવી છે-સાજી થઈ છે. *By herself*,alone;unaccompanied:એકલી એ જાતે;પોતે;પંડે.

**Hesitancy**,(હેઝિટન્સિ)*n*.1. Slowness in deciding; vacillation: વિચારનું અસ્થિરપણું; અદૃઢતા;શંકિતપણું;દ્વિધાચિત્તપણું.2.A stammering;a faltering in speech:બોલતાં અટકવું તે;તોતડું બોલવું તે.

**Hesitate**,(હેઝિટેટ્ )*vi*.[L.*hæsum*, I stick.]1.To stop or pause respecting decision or action:આંચકો ખાવો;ખમચાવું;અચકાવું; આનાકાની કo;મનમાં ઢચુપચુ હોવું;હા ના કo; સંકલ્પવિકલ્પ કo.2.To stammer; to falter in speaking:બોલતાં અટકવું;અચકાઈને બોલવું;ગળચીયાં ખાવાં.

**Hesitation**,(હેઝિટેશન્ )*n*.1. Suspension of opinion or action; doubt;vacillation:આંચકો;ઢચુપચુ; આનાકાની;સંશય;શંકા;સંદેહ; સંકલ્પ-વિકલ્પ;વિતર્ક.2.A faltering in speech;stammering:બોલતાંઅટકવું-અચકાઈનેબોલવું તે;સ્ખલન;ગદ્ગદ્વાણી.

**Hesperian**,(હેસ્પીરિઅન્ ) *a.* [ L. *hesperus*, the evening star. ] Western;being in the west;occidental:પશ્ચિમનું-તરફનું-માં આવેલું.*n.* A native of a western country: પશ્ચિમ તરફના મુલક-રાજ્યનો રહેવાશી.

**Heterodox**,(હેટેરૉડૉક્સ્ ) *a.* [ Gr. *heteros*, another and *doxa*, a notion.]Not orthodox;heretical: પાખંડી;શાસ્ત્રવિરુદ્ધ; કુમાર્ગી; કુમાર્ગગામી;વામમાર્ગી;અશાસ્ત્રીય. *n.* Persons holding heterodox opinions:પાખંડી;પાખંડ મત માનનાર.

**Heterodoxy,** ( હેટેરૉડૉક્સિ ) *n.* Heresy:પાખંડ મત-પંથ-ધર્મ;વામમાર્ગ;વિધર્મ;કુમાર્ગ;કુપંથ.

**Heterogeneous**,(હેટેરોજીનીઅસ્ ) *a.* [Gr. *heteros* & *genos*, race.] Differing in kind; having unlike qualities:વિજાતીય;જુદી જાતનું; વિગુણ;વિધર્મક;વિવર્ણ;ભિન્ન;વિરુદ્ધ.

**Hew**,(હ્યૂ )*vt*.[A.S. *heawan*.] 1. To cut with an axe;to fell with a sharp instrument:કાપવું;વાઢવું. 2. To form or shape with a sharp instrument:હથિયારથી કાતરી ઘાટ કાઢવો.3.To cut in pieces: to hack:કકડે કકડા કo.*n*.Destruction by cutting down:કાપીને નાશ કo તે.*n*.Hue;color:રંગ;વર્ણ. 2. Shape;form:આકાર;આકૃતિ.

**Hewer,** ( હ્યૂઅર્ ) *n.* One who hews:કાપનાર;વહેરનાર.

**Hexagon**,(હેક્સૅગોન્ )*n*. [Gr. *hex*, six & *gonia*,an angle.](*Geom.*) A plane figure of six sides and six angles:છ ખૂણાવાળી આકૃતિ;ષટ્કોણાકૃતિ. *Regular hexagon*, a hexagon in which the angles are all equal and the sides also equal:છ સમ ખૂણાવાળી આકૃતિ.

**Hexahedron**,(હેક્સહેડ્રન્ )*n.* [Gr. *hax*,six & *hedra*,seat.](*Geom.*) A solid body of six sides or faces:છ સરખી બાજુની આકૃતિ.

**Hexameter,** (હેક્સૅમેટર્ ) *n.* [Gr. *hex* & *metron*,a measure.](Gr. & *Lat.pros.*)A verse of six feet: જેમાં છ ચરણ હોય છે એવો છંદ.*a*.Having six metrical feet:છ ચરણવાળું.

**Hexangular,** ( હેક્સૅન્ગ્યુલર્ ) *a.* Having six angles or corners: છ ખૂણાવાળું.

**Hey**,(હે)*a*.High:ઉંચું.*Interj*.1.An exclamation of joy,surprise, or encouragement: ખુશાલી-અચંબા અથવા ઉશ્કેરણીનો પોકાર;હે. ! 2. A cry to set dogs on:કુતરાઓને આગળ ચલાવવાનો શબ્દ.

**Hiatus**,(હાઇએટસ્ ) *n. pl.* L. **Hiatus**,E.**Hiatuses**,[L.*hiatum*, to gape.]1.An opening; an aperture;a gap;a chasm:કાણું;બાકું;ચીરો;બોકું;ભુલ;ખોટ;ભંગ;ભેદ; છેદ. 2.(*Gram.*)The concurrence of two vowels in two successive words or syllables: સાથે સાથેના બે શબ્દમાંના દરેકમાં બે સ્વર હોય તે.

**Hibernal,** (હાઇબર્નલ્ ) *a.* [ Sans. *hima*,winter.]Wintry; winterish:શિયાળાને લગતું;શિશિરઋતુ સંબંધી;હૈમંતિક;હૈમંત;શિશિર.

**Hibernate,** ( હાઇબર્નેટ્ ) *vi.* [ L. *hibernus*, wintry.] To winter; to pass the season of winter in close quarters:શિયાળો ગાળવો;શિયાળાની ટાઢથી સંતાઈ રહેવું.

**Hibernian,** (હાઇબર્નિઅન્ ) *a.* Of, or pertaining to Hibernia,now Ireland:આયર્લેંડને લગતું-નું-સંબંધી. *n.* A native or an inhabitant of Ireland:આયર્લેંડનો રહેવાશી.

**Hiccough,Hickup,** (હિકપ્ ) *n.* (*Physiol.*)A modified respiratory movement: વાધણી; હેડકી. *vi.* To have a hiccough or hiccoughs:વાધણી આવવી.

**Hickory,** (હિકૉરિ ) *n.* (*Bot.*) An American tree:અખરોટનું ઝાડ.

**Hidden,** (હિડન્ ) *p. p.* & *a.* from **Hide**. Concealed; put out of view;secret:સંતાડેલું;છાનું;ગુપ્ત;મનનું;ભીતરનું.

**Hide**,(હાઈડ્ )*vt*.[*Imp*. **Hid**; *p.p.* **Hidden**. [A.S. *hydan*.] 1. To conceal;to put out of view; to secrete: સંતાડવું; છુપાવવું. 2. To withhold from knowledge; to keep secret:છાનું-ગુપ્ત રાખવું;સંતાડવું; ઢાંકવું; જાહેર થવા ન દેવું. 3. To remove from danger;to shelter:

He hurts the good, who spares the bad:

ભયથી દૂર ક૦;આશ્રય આપવો.*To* **h.** *one's self*, to put one's self in a condition to be safe: પોતાની જાતને સહિસલામત રાખવી.*To* **h.** *the face*,to withdraw favor:-ના ઉપર રહેમ નજર ન ક૦;-નાથી નાખુશ હોવું; મ્હોં છુપાવવું.*To hide the face from*, (*a*)to overlook;to pardon:માફ ક૦; માફી બક્ષવી;દરગુજર ક૦.(*b*)To withdraw favor from;to be displeased with:-નાથી નાખુશ થવું. *vi.* To lie concealed;to keep one's self out of view:સંતાઈ જવું.*n.*[L. *scutum*,shield.] 1. The undressed skin of an animal:કોઈ પશુની ચામડી; કાચું-સોહોર્યા વગરનું ચામડું; ખાલ.2.The human skin(*as called in contempt*.):મનુષ્યની ચામડી.*vt.*To flog;to whip:ચાબુક મારવી. **H.**& *seek*,a play of children in which some hide themselves and others seek them:સંતાકુકડી;દાહીનો ચોરો;નાસો ગોસો.

**Hide-bound,** (હાઈડ્-બાઉન્ડ્ )*a.* 1. Having the skin adhering so closely to the ribs and back as not to be easily loosened or raised:જોઈએ તે કરતાં પાંસળાં અને પીઠને વધારે ચોટી રહી હોય એવી ચામડીવાળું.2.Untractable;bigoted: મમતી;હાથમાં ન રહે એવું;જક્કી; દુરાગ્રહી;મતવાદી;ધર્માંધ.3.Niggardly; penurious: કંજુસ;કૃપણ;મખ્ખીચુસ.

**Hideous,**(હિડીઅસ્ )*a.*[L. *hispidus*,rough;bristly.] 1. Frightful or offensive to the eyes;dreadful to behold: વિક્રાળ;કાળરૂપ;બીક લાગે એવું; ભયાનક. 2. Distressing or offensive to the ear:જે જોવાથી ભય-બીક લાગે એવું. *Hideous cries*: જે સાંભળવાથી બીક લાગે એવી બૂમોચીસો.3.Hateful;shocking:ધિક્કારવા લાયક;ત્રાસજનક.

**Hie,**(હાઈ )*vi.*[A.S. *hegian*, to endeavour to hasten.] To hasten; to go in haste:ઉતાવળ ક૦; દોડવું; દોડતા જવું;આવવું. *n.* Haste; diligence:ઉતાવળ;મહેનત;ઉદ્યોગ;ખંત.

**Hierarchy,** ( હાઈઅરાર્કિ ) *n. Pl.* **Hierarchies**.[L. *hieros*,sacred & *arche*,rule.] 1. Dominion or authority in sacred things:ધર્મ સંબંધી મુખ્ય અધિકાર.2.A body of ecclesiastical rulers:ધર્માધિકારી; આચાર્ય સમૂહ.3.A form of government of church:ખ્રિસ્તી દેવળનો કારભાર કરવાની પદ્ધતિ-રૂઢી;ધર્માધિકારી સત્તાકરાજ્ય.4.A rank or order of holy beings:પવિત્ર આત્મા-દેવોનો હોદ્દો.

**Hieroglyphic,** ( હાઈઅરૉગ્લિફિક્ ) *n.* 1. A character in picture writing:ચિત્ર પદ્ધતી-લિપિ. 2.Any unintelligible or illegible character or mark: ન સમજાય એવી લિપિ-નિશાની;ગૂઢાક્ષર;બીજાક્ષર;સાંકેતિક ચિત્ર.*a.*1. Emblematic:ચિત્રલિપિ સંબંધી;સાંકેતિક;સંકેતાત્મક.2. Not decipherable:ન સમજાય એવું.

**Hierography,** ( હાઈઅરૉગ્રફિ ) *n.* [Gr.*hieros*,sacred & *grapho*, I write.]Sacred writing:ધર્મ કે પવિત્ર વસ્તુ સંબંધી લખાણ.

**Hierophant,**(હાઇઅરૉફૅન્ટ્ )*n.*One who teaches the mysteries and duties of religion: ધર્મના ગૂઢભેદ અને ફરજો શિખવનાર.

**Higgle,**(હિગલ્ )*vi.*1. To hawk or peddle provisions:ફરી ફરીને ખોરાક વેચવો.2.To chaffer;to stickle for small advantages in buying and selling: વેચવા સાટવામાં ભાવની રકઝક-તકરાર-કરદો-કાંપણ ક૦.

**Higgler,**(હિગ્લર્ )*n.*One who higgles:ભાવ ઠરાવનાર;ભાંજગડ કરનાર.

**High,**(હાઈ )*a.*[A.S.*heah*.]1. Having altitude; lifted up; lofty; tall:ઉંચું;ઉન્નત.2.Distinguished; remarkable; superior: પ્રખ્યાત; નામાંકિત; અમીરી; ઉત્તમ; શ્રેષ્ઠ. (*a*) Preeminent;honorable:ઉંચું;મોટું;પ્રૌઢ. (*b*)Dignified: પ્રશસ્ત;વિખ્યાત;વિશિષ્ટ.(*c*)Of noble birth; illustrious:અમીરી;કુલિન; ઉમરાવનું;ઉમદા;ઉંચું.*Of* **h.** *family*: ઉમદા કુટુંબનું. (*d*) Mighty; powerful; violent: જબરું;સમર્થ;જોરાવર;જબરદસ્ત;બળવાન.**H.** *wind*: જબરો પવન.(*e*) Very abstract; difficult to comprehend;grand:સમજી ન શકાય એવું;મોટું.(*f*)Costly;dear in price:મોંઘું;ભારે.*To hold goods at a* **h.** *price*:મોંઘી કિંમતે માલ લેવો.(*g*) Arrogant;boastful;proud:અભિમાની;મગરૂરી;દમામી.3.Possessing a characteristic quality in a supreme or superior degree:પુષ્કળ; ખૂબ;ભર;અત્યંત;બેહદ.*As* **h.** *heat*: જોઈએ તે કરતાં વધારે તાપ.4.(*Cookery*.) Strong scented:ઘણા સોડવાળું.5.(*Mus.*) Acute or sharp: તીક્ષ્ણ; તીવ્ર; ઉંચો; ઉદાત્ત. *As, a* **h.** *note*:ઉદાત્ત સૂર.**H.** *admiral*, the chief admiral:વડો દરિયાઈ સેનાપતિ.**H.** *and dry*,out of water:પાણીની બહાર.**H.** *and mighty*, arrogant:મગરૂબ;અભિમાની.**H.** *day* (*Script*.),a holy, or feast day: પવિત્ર-મિજબાનીનો દિવસ.**H.** *jinks*, wild sport: ધાંધલ; ગડબડ સડબડ. **H.** *latitude* (*Geog*.), a latitude remote from the equator: ભૂમધ્યરેખાની દૂરના રેખાંશ.**H.** *life*, life among the rich:શ્રીમંતાઈ;અમીરી. **H.** *liver*,one indulging in a rich diet:બહુ સારું સારું ખાવાનો શોખી. **H.** *noon*,the time when the sun is in the meridian : ખરા બપોર; મધ્યાન્હ.**H.** *tide*,the greatest flow of the tide;high water:આવી રહેલી ભરતી.**H.** *time*,(*a*) full time for the occasion:ખરો વખત-લાગ; ખરો તાકડો.(*b*) A time of great excitement and enjoyment: રમત ગમતનો કડીઝુડ વખત.*High treason*,treason against the sovereign or the state; the highest civil offence:ખુદ રાજા અથવા રાણી સામો કીધેલો ગુન્હો; રાજ્ય વિરૂદ્ધ અપરાધ;રાજદ્રોહ.*To be on a* **h.** *horse*, to be on one's dignity;to bear one's self loftily:અક્કડને અક્કડ રહેવું;મોટાઈમાંથી હાથ ન કાઢવો. *With a high hand*,(*a*)in force;triumphantly:વિજયથી;બળ સાથે.(*b*) In an overbearing manner;arbitrarily:જુલમથી;બળાત્કારથી.*adv.*In a high place;to a great degree ; powerfully:ઉંચે;જબરાઈથી. *High and low*,everywhere:દરેક ઠેકાણે. *n.*1.An elevated place:ઉંચી જગ્યા. 2. People of high station: ઉંચા દરજ્જાના માણસો.*High,low, jack,and the game*,a game at cards:પત્તાંની રમત.*In high and low*, completely; in every respect:પૂર્ણ રીતે;દરેક બાબતે. *On* **h.**, aloft;above:ઉંચે.*The Most* **H.**,the Supreme Being; God: પરમેશ્વર; ઈશ્વર.*vi.* To rise: ઉગવું. The sun *higheth*:સૂર્ય ઉગે છે.

**High-born,**(હાઈબૉર્ન્ )*a.*Of noble birth:ઉંચા કુળનો; ખાનદાન; કુલીન; જાતવાન્;કુલજ;કલીઅણ.

**High-coloured,**(હાઈ-કલર્ડ્ )*a.*Having a strong,glaring colour:ચ-

રા-બહુ રંગવાળું.2.Vivid; exaggerated:આબેહુબ;જુસ્સાદાર;મરીમસાલો ભભરાવેલું;અતિશયોકિતવાળું.

**High-flier,**(હાઈ-ફ્લાઈઅર્)n. One who is extravagant in pretensions,or opinions:અમર્યાદ વિચાર-ધરાવનાર;દાંભિ.

**High-flown,**(હાઈ-ફ્લૉન્)a.1.Elevated;proud:ઉંચું;મોટું. 2. Turgid; extravagant; high-sounding;bombast, *i.e.*:મોટા શબ્દો ઘોચી ઘાલીને બનાવેલું.

**High handed,**(હાઈ-હૅન્ડેડ્)a.Oppressive;arbitrary;violent:જુલમ-ગારીનું;જુલમી;ગાયકવાડી;ઉદ્ધત;ઉચ્છૃંખલ;જહાંગીરી;નવાબી.

**High land,**(હાઈલૅન્ડ્)n.Elevated or mountainous land:પહાડી મુલક-દેશ;અધિત્યકા.

**High-lander,**(હાઈલૅન્ડર્) n. An inhabitant of highlands(*Scotland.*):સ્કૉટલાંડનો રહેવાશી.

**Highly,** (હાઈલિ) *adv.* In a high manner;very much:બહુ;અતિ.

**High minded,**(હાઈ-માઈન્ડેડ્)a.1. Proud;arrogant:અભિમાની;મગરૂબ;અહંકારી.2.Magnanimous:ઉદાર-મનનું;ઉંચા વિચારનું;મહાત્મા;મહાશય.

**Highness,**(હાઈનેસ્) n. 1. Elevation;loftiness:ઉંચાઈ;ઉંચાપણું.2. A title of honor given to kings, princes or other persons of rank: રાજા,કુમાર અથવા ઉંચા દરજ્જાના માણસોને અપાતો ઇલકાબ; નેકનામદાર; શ્રીમંતસરકાર.

**High-priest,**(હાઈપ્રીસ્ટ્)n.(*Eccl.*) A chief prist: મુખ્ય ધર્માધિકારી; વડો દસ્તુર.

**High-souled,**(હાઈ-સૉલ્ડ્)a.Having a high or noble spirit;honorable:મહાત્મા;મહાશય;મોટા મનનું.

**High-sounding,**(હાઈ-સાઉન્ડિન્ગ્) a.Pompous;noisy: કેવળ શબ્દ ઔરવવાળું;દબદબાનું;ભભકાદાર.

**High-spirited,**(હાઈ-સ્પિરિટેડ્)a. Haughty;courageous; impetuous:છાતીવાળું;બહાદુર;ઉગ્ર.

**High-toned,**(હાઈ-ટૉન્ડ્)a.1.High in tone or sound:ઉંચા સ્વરનું-વાળું. 2.Highprincipled;honourable: પ્રતિષ્ઠિત;ગૌરવવાન,ઉંચી પંક્તિનું.

**High-water,**(હાઈવૉટર્) n. The utmost flow or greatest elevation of the tide:આવી રહેલી ભરતી.

**High-way,** (હાઇ-વે) n. A main road or thorough fare:શરીઆમ-શેરી રસ્તો;રાજમાર્ગ;બાદશાહી રસ્તો.

**High-way-man,**(હાઈ-વે-મૅન્)n. Pl. **Highwaymen**. One who robs on the public road;a highway robber:શરીઆમ રસ્તે લુંટનાર;વાટપાડુ;ધાડપાડુ.

**High-wrought,** (હાઈ-રૉટ) a. 1. Wrought with fine art or skill: સારૂં બનાવેલું-ઘડેલું;યત્નપૂર્વક કરેલું. 2.Worked up to a high degree: ચઢેલું;પ્રફુલ્લિત થયેલું.

**Hilarity,**(હિલૅરિટિ)n. [L. *hilaritas.*] Boisterous mirth; merriment;jollity:ગમત;ખુશાલી;રંગ;રમુજ;મઝા;આનંદ;ઉલ્લાસ;આલ્હાદ;ધમ્માચકડી;ધૂમ.

**Hilding,** ( હિલ્ડિન્ગ્ ) n. A base, menial wretch:હલકો-નીચ કંગાલ માણસ.*a.*Base;spiritless:હલકું;નિચ;માલ દમ વિનાનું.

**Hill,**(હિલ્)n.[L.*collis.*]1.An eminence less than a mountain : ટેકરી;નાનો પહાડ;ડુંગરી.2.A single cluster or group of plants growing together:ભેગો ઉગેલો ઝાડનો ગુચ્છો.*vt.*To surround with earth; to heap or draw earth around or upon:(ઝાડ)-ની આસપાસ ટેકરી કo.

**Hillock,**(હિલૉક્)n.A small hill: નાનો ડુંગર;ટેકરી;ડુંગરી.

**Hilly,**(હિલિ)a.1.Abounding with hills:પહાડી;ટેકરી-ડુંગરાવાળું;પર્વતમય.2.Lofty:ઉંચું.*As a* **h.***empire*: ઉંચું-પહાડી રાજ્ય-મુલક.

**Hilt,**(હિલ્ટ્)n.[A.S.*hilt.*]A handle (of a sword,dagger etc.):હાથો; પકડ;મુઠ.

**Him,**(હિમ્)*pron.*[A.S.*him*,dat.of *he.*] The objective case of **he**: તેને;એને.

**Himself,**(હિમસેલ્ફ્)*pron.* 1. An emphasized form of the third person masculine pronoun:તે પોતે-જાતે;આપણ; ખુદ;જાતે. 2. One's true or real character:ભાન;ઠેકાણું; શુદ્ધિ. *He has come to* **h.**: તે શુદ્ધિમાં આવ્યો છે.

**Hind,**(હાઈન્ડ્)n.[A.S.*hind.*] The female of the red deer: સાબરી; મૃગલી.*n.*[A.S.*hine.*]1.A domestic;a servant: ચાકર; નફર. 2. A peasant;a rustic:ગામડિઓ.*a.*[A. S. *hindan*, behind. ] In the rear:પાછલું;પાછળનું.

**Hinder,**(હાઈન્ડર્)a.Of or belong ing to that part or end which is in the rear or which follows પાછલું-નું. *vt.* [A.S.*hinder*, behind.](હિન્ડર્)1.To keep back or behind; to check; to retard; to obstruct:રોકવું;અટકાવવું; પકડી રાખવું;ખાળવું;અડચણ-હરકત કo; વિઘ્ન નાખવું.2.To prevent or embarrass;to debar:-વાંધો આવવો;આડે આવવો;પ્રતિબંધ નડવો.*vt.*To be a hindrance:અટકાવ-પ્રતિબંધ થવો.

**Hinderance-Hindrance,** ( હિન્ડરેન્સ-હિન્ડ્રેન્સ્ )n.1. The act of hindering:અટકાવવું-રોકવું તે; અટકાવ;અવરોધ;હરકત.2.That which hinders;an impediment: અડચણ;ડખલ;વિઘ્ન;અંતરાય;નડતર; હરકત;વેધ;વાંધો;પ્રતિબંધ;ખલેલ;બાધ.

**Hindmost,Hinder-most,** (હાઈન્ડ્મૉસ્ટ્-હાઈન્ડર્-મૉસ્ટ્ ) a. Furthest in or toward the rear ; last:સઉથી પાછલું.

**Hindoo-Hindu,** ( હિન્ડૂ ) n. A native inhabitant of Hindustan:હિંદુ;હિંદુસ્તાનનો રહેવાશી;આર્ય;ભારતવાસી.

**Hinduism,**(હિન્ડૂઈઝ્મ્)n.The religious doctrines and rights of the Hindoos:હિંદુનો ધર્મ;હિંદુધર્મ.

**Hinge,**(હિન્જ્)n.1.The hook with its eye,or the joint,on which a door,gate,etc.,turns or swings: નરમાદા;ચણિયારૂ;મિજાગરૂં;બારણું;કડી આંકડો.2.That on which anything turns or depends:આધાર; મૂળ પાયો.*To be off the* **h.**s,to be in a state of disorder or irregularity:ગેરબંદોબસ્ત-અવ્યવસ્થા-અંધેરામાં હોવું-સખડડખળ થઈ જવું.*vt.*1.To attach by or furnish with hinges: નરમાદા જડવાં.2.To bend: વાળવું. **H.** *thy knee.*: તારૂં ઘુંટણ વાળ.*vi.* To stand,depend,hang,or turn, as on a hinge:-નો આધાર રાખવો.

**Hint,**(હિન્ટ્) *vt.* [A.S.*hentan*, to pursue.]To bring to mind by a slight mention or remote allusion;to suggest in an indirect manner:ચેતાવવું;સુચના કo;ઇશારો કo;સંકેતથી જણાવવું. *vi.*To allude vaguely to something:કશાને ઉદ્દેશીને જણાવવું;દિગ્દર્શન કરાવવું.*n.*A remote allusion;intimation;insinuation:ઈશારો; સુચના; ઈસારત;

He jests at scars that never felt a wound!

અનુસારો;સંકેત;સંજ્ઞા;આશય.

**Hip**,(હિપ્)*n.* [A.S.*hype.*] 1. The haunch;the huckle:કેડ-કમ્મરનું હાડકું;કટિ;નિતંબ;જઘન.2.(*Arch.*)The external angle formed by the meeting of two sloping sides or skirts of a roof:છાપરાની બે ઢળતી બાજુઓ ભેગી મળીને જે બહારનો ખુણો કરે છે તે ખુણો.3. *To catch upon the* **h.***or to have on the* **h.**,to have or get the advantage of:-ના ઉપર ફાવી જવું;-ના કરતાં ચઢીઆતા હોવું-થવું. *To smite* **h.***and thigh*,to overthrow completely;to defeat utterly:તદ્દન હરાવવું;પરાજય પમાડવું. *vt.*1.To dislocate or sprain the hip of:કમ્મર લચકાવવી.2.To throw (*one's adversary*) over one's hip in wrestling:કુસ્તી લડતાં પોતાના સામેવાળાને પોતાની કમ્મરપર ચઢાવી ફેંકવો.3.To make with a hip or hips,as a roof: છાપરાના ખુણા મેળવવા.*n.* (*Bot.*) The fruit of a rose bush:એક જાતનું ફળ.*Hip tree*, (*Bot.*)the dog:એક જાતનું ઝાડ.*Interj.* Hurra!:હે;હે;જેજે હો.

**Hippodrome**,(હિપ્પોડ્રોમ્)*n.*[Gr. *hippos*, a horse & *dromos*, a course.]1.(*Gr.Antiq.*) A place set apart for equestrian and chariot races:રથ દોડાવવાની સરતોની જગ્યા.2. An arena for equestrian performances;a circus:ઘોડાની સરતનું કુંડાળું.

**Hippopotamus**,(હિપ્પોપૉટમસ્) *n.*[Gr.*hippos*,a horse and *potamus*,a river.](*Zool*) A large,amphibious, herbivorous mammal:હાથીના જેવું જનાવર; જળઘોડક; સુસવાટ;ગ્રાહ.

**Hip-roof**,(હિપ્રૂફ્)*a.*A roof having angles:ખુણાવાળું છાપરું.

**Hipshot**,(હિપ્શૉટ્)*a.*Having the hip dislocated: વાંકી-લચેલી કેડ-કમ્મરવાળું.

**Hire**,(હાઇર્)*vt.*[A.S.*hyrian.*]1.To procure (*any chattel or estate*) from another person,for temporary use,for a compensation or equivalent:ભાડે કo-રાખવું;ગણોતે-પટે રાખવું. 2.To engage or purchase the service, labor, or interests of (*any one*)for a specific purpose,by payment of wages: ભાડે-રોજે રાખવું.3.To let;to lease: મુદ્દત ઠરાવી ભાડે આપવું.*n.* Wages; rent;pay;ભાડું;મૂલ;મજુરી; મુસારો; મેનતાણું;વેતન;પગાર.

**Hireling**,(હાઇર્લિન્ગ્)*n.*One who is hired,or who serves for wages; a mercenary:મજુર; મજુરિયું; પૈસાનો ગુલામ.

**Hirsute**,(હર્સ્યૂટ્)*a.*[L.*horridus*, horrid.]1.Rough with hair;set with bristles;shaggy:જાડા-બરછટ વાળવાળું;રોમશ.2.(*Bot.*) Pubescent with coarse or stiff hairs: બરછટ;છારી-રેશા-કાંટાવાળું.3.(*Zool.*) Covered with hairlike feathers: વાળ જેવાં પીંછાંવાળું.

**His**,(હિઝ્)*pron.*[A.S.*his*,of him, his.]1.Belonging or pertaining to him:તેનું;પેલાનું.2.The possessive of *he*:તેનું.

**Hispid**,(હિસ્પિડ્)*a.*[L.*hispidus.*] 1.Rough with bristles or minute spines:કઠણ અને જાડા વાળવાળું.2. (*Bot & Zool*) Beset with stiff hairs or bristles:જાડા-ધાડા વાળ-કાંટાવાળું.

**Hiss**,(હિસ્)*vt.*[A.S.*hysian.*]1.To make with the mouth a prolonged sound like that of the letter,'**s**':ફું-ફૂંફાડો કo;છણછણ થવું-કરવું.2.To make a similar noise by any means(*arrow.*):સુસવાટે સરરર કરવું-ચાલ્યા જવું.*vt.*1.To condemn or express contempt for by hissing:ફિટકારવું; છિટછિટ કo; ફિટકાર કo;-ની હે બોલાવવી. 2. To utter with a hissing sound:ફુંફાડો મારવો.*n.*1.A token of disapprobation or contempt: ફિટકાર; છિટકાર.2.(*a*)The noise made by a serpent:ફુંફાડો;છણછણાટ.(*b*)The note of a goose when irritated: જ્યારે હંસ ચીડાયેલો હોય ત્યારે તેનો અવાજ.(*c*) The noise made by steam escaping from a narrow orifice:નાના બાકામાંથી નીકળતી વખતે વરાળથી થતો અવાજ;સુસવાટો.

**Historian**,(હિસ્ટોરિઅન્) *n.* 1. A writer of history;a chronicler; an annalist: ઈતિહાસ-તવારીખ લખનાર;ઇતિહાસકર્તા; ઈતિહાસકાર;તવારીખ નવેશ. 2. One versed or well-informed in history:ઇતિહાસમાં નિપુણ-ને પરિપૂર્ણ રીતે જાણનારો.

**Historical**,(હિસ્ટોરિકલ્)*a.* Of,or pertaining to history, or the record of past events: ઈતિહાસ સંબંધી;ઐતિહાસિક;ઈતિહાસરૂપ;ઈતિહાસનિદર્શક-વર્ણક.

**Historiographer**,(હિસ્ટોરિઑગ્રફર્)*n.* [Gr. *historia*,history & *grapho*,I write.]An historian; a writer of history:ઈતિહાસ લખનાર;ઈતિહાસકાર-કર્તા.

**History**, (હિસ્ટોરિ) *n. Pl.* **Histories**.[Gr.*historia*,a learning by inquiry.] 1. A learning or knowing by inquiry; a narrative;a description;a written record:તવારીખ;ઈતિહાસ;વર્ણન. 2. A true story:બયાન;હકીકત;વૃતાન્ત.*Natural* **h.**,a description and classification of objects in nature: સૃષ્ટિજન્ય પદાર્થોનું વર્ણન.*vt.*To narrate or record:-નું વર્ણનબયાન કo.

**Histrionic**,(હિસ્ટ્રિઑનિક્)*a.*Befitting a theater;theatrical:નાટકના જેવું-વિષયક.

**Hit**,(હિટ્)*Pron.*It:તે.*vt.*[*Imp & p. p.***Hit.**]1.To reach with a stroke or blow;to reach or touch (*an object aimed at*)મારવું;ચોટ લાગવી; વેધવું.2. To reach or attain exactly;to attain to;to be comfortable to;to suit:મળવું-માફક-અનુકૂળ આવવું.3.To guess;to light upon or discover:ધારવું; અટકળ બાંધવી; કલ્પના કo.4.(*Backgammon.*)To take up, or replace by a piece belonging to the opposing player:સામાની સોગટી મારીને પોતાની મુકવી.*vi.*1.To meet or come in contact; to strike; to clash (*on or against.*):અફળાવું;-ની સામે પછડાવું. 2.To meet or reach what was aimed at or desired;to succeed: ફાવવું;પાર પડવું.*To hit on or upon*, to light upon; to come to by chance:સૂઝવું;જડવું;સુઝી આવવું.*n.* 1.A striking against; a stroke that touches anything:ટચકો;ટકોરો.2.A stroke of success in an enterprise:લાગ;ચોટ;જોગ;તાકડો;દૈવઘટના.3.A peculiarly apt expression or turn of thought;a phrase which hits the mark:સચોટ બોલ; ટોણું;વાક્પ્રહાર. 4. A striking of the ball:દડાનો ફટકો;પ્રહાર.

**Hitch**,(હિચ્)*vi.*1.To be linked or yoked;to unite;to cling:જોરવાઈ-ગુંચવાઈ-ફસાઈ પડવું.2.To mow in-

terruptedly or with halts, jerks or steps:(પગ ભરાઈ જવાથી)ઠેછાળા મારતાં મારતાં ચાલવું;ખમચાઇને-ડચક-ડચક ચાલવું.3.To hit the legs together in going:જતાં-ચાલતાં પગ ભેગા અથડાવા. *vt.* 1. To hook; to make fast, unite or yoke:ભેરવવું; ગુંચવી-ફસાવી પાડવું.*To hitch up*, (*a*) to fasten up: બાંધવું. (*b*) To pull or raise with a jerk:આંચકો મારીને ખેંચવું-ઉપર ચઢાવવું.(*c*)To attach, as a horse to a vehicle: ગાડીને ઘોડો જોડવો.*n.*1.A catch;an entanglement:ફાંસો.2.A stop or sudden halt;a stoppage: એકદમ અટકવું તે;આંચકો;અંતરાય.3.A sudden movement or pull; a pull up:આંચકો;ધક્કો.

**Hither,**(હિધર્)*adv.*[L. *citra*, on this side.] 1.To this place:અહિં; આ જગ્યાએ.2.To this point, source, design etc.: આ ઠેકાણે; અહિં. *Hither and thither*, to and fro; backward and forward : અહિં તહિં; આમ તેમ.*a.*1.Being on the side next or toward the person speaking;nearer:આ તરફનું; પાસેનું.2. Of fewer years than: -ના કરતાં ઓછા વર્ષનું.

**Hithermost,**(હિધર્મોસ્ટ્)*a.*Nearest on this side:આ રસ્તે છેક પાસેનું.

**Hitherto,**(હિધર્ટૂ)*adv.*1.To this place;to the prescribed limit: આટલે સુધી.2.Upto this time;as yet:આજલગી;આ વખતલગી.

**Hitherward,** ( હિધર્વર્ડ ) *adv.* Toward this place;hither: આણીગમ-તરફ.

**Hitter,**(હિટર્)*n.*One who hits or strikes:નિશાન તાકનાર; નિશાનચી.

**Hive,**(હાઈવ્) *n.* [A.S.*hyfe.*] 1.A box,basket,or structure,for the reception and habitation of a swarm of honey bees:મધમાખીનો કૃત્રિમ માળો.2.The bees of one hive:એક મધપુડાની માખો; મધમાખીઓનું ઝુંડ.3.A place swarming with busy occupants; a crowd: ટોળું.*Pl.*(*Med*). (*a*) The croup: કુકડીઆ ખાંસી.(*b*)An eruptive disease allied to the chicken pox: અછબડાને મળતો એક ચામડીનો રોગ.

**Ho,**(હો)*interj.*1.Halloo! attend! (*a call to excite attention* or *to give notice of approach*): કોઈનું લક્ષ પોતાની તરફ ખેંચવાને બોલવાનો શબ્દ; અલ્યા એ !; એ ભાઈ !; અરે ઓ !. 2.Stop!; stand still!; hold!: (કોઈ પ્રાણીને ઉભો રાખવાને બોલવાનો શબ્દ) હો !; હો હો !.

**Hoar-y,**(હોર્-હોરિ) *a.* [A.S. *har.*] 1.White or grayish white:ધોળું; આછા ભૂરા રંગનું.2.Gray or white with age:ધોળું ફગ; ધોળું ધોળું;પલિત; સફેત; ધવલ; શ્વેત. 3. Musty; moldy;stale:ફુગવાળું; ઉબ ચડેલું; વાસી. *vi.* To become moldy or musty:ફુગવાળું-ઉબ ચડેલું હોવું.

**Hoard,**(હોર્ડ્) *n.* [A.S. *hord.*] A store,stock,or quantity of anything accumulated or laid up; a hidden supply;a treasure:સંગ્રહ;સંચય;રાશિ; ગણ; નિધિ;પુંજ;દલ્લો.*vt.*To collect and lay up:સંગ્રહ-સંચય કo.*vi.*To lay up a store or hoard as of money: પૈસાનો સંગ્રહ કરી મૂકવો.

**Hoar-frost,** ( હોર્-ફ્રૉસ્ટ્ ) *n.* The white particles formed by the congealation of dew;white frost: હીમ;સફેત ઝાકળ.

**Hoarse,**(હોર્સ્)*a.*[A.S.*has.*]1.Making a rough,harsh cry or sound: ખોખરું;ભારે ઘાંટાનું;કઠોર.2.Harsh; grating;discordant(*said of any sound.*):બેડેલું;ભારે;પરૂષ;ગદ્ગદ.

**Hoarsely,** (હોર્સ્લિ) *adv.* With a harsh,grating sound or voice: કઠોર-ખોખરા-ભારેઘાંટાથી.

**Hoax,**(હોક્સ્)*n.*A deceptive trick or story; a practical joke:ઠગાઈ; મશ્કરી;છળ;કપટ;રમુજ; ઢોંગ સોંગ;ધતિંગ;ઠઠ્ઠો.*vt.*To deceive by a story or a trick, for sport or mischief; to impose upon sportively:ઠઠ્ઠા-મશ્કરી કo;છેતરવું;ઠગવું; છળકપટ કo.

**Hob,** (હૉબ્) *n.* 1. The hub of a wheel:પૈડાની નાયડી. 2. The flat projection or iron shelf at the side of a fire grate, where things are put to be kept warm:ચુલાનો ઓહોલો.*n.*1.A fairy;a sprite; an elf:વનદેવી. 2. A countryman; a rustic; a clown: ગામડિયો; ખેડુત; રોંચો;ઠૂંચો;રાભો;ગુરો.

**Hobble,** (હૉબલ્) *vi.* 1. To walk lame, bearing chiefly on one leg: લંગડાતા ચાલવું;ખોડાવું.2.To move roughly or irregularly (*said of style in writing.*):અનિયમિતપણે લખવું.*vt.*1.To hopple;to clog:ટાંટીઆ બાંધવા. 2. To perplex ; to embarrass:ગુંચવવું; ગભરાટમાં નાખવું.*n.*1.A limp;a halt:લંગડાની ચાલ;લંગડાટ.2.Difficulty;perplexity:ખેન;મુશ્કેલીબત;સંકટ;પીડા;ગભરાટ.

**Hobble-de-hoy,** (હૉબલ્-ડિ-હૉય્) *n.* A youth between boy and man; an awkward, young fellow:ચૌદથી એકવીસ વરસ સુધીનો છોકરો-જુવાન.

**Hobby, Hobbyhorse,** ( હૉબ્બિ-હૉબ્બિહૉર્સ્ ) *n.pl.* **Hobbies. 1.** An ambling nag:મજબૂત ટટ્ટુ.2.A stick often with the head or figure of a horse, on which boys place themselves astride to ride: લાકડીનો ઘોડો.3.A subject or plan upon which one is constantly setting off:વહાલી વાત-વિષય;ખેલ; ક્રીડામુગ;અભિરૂચિ;છંદ;અભિષ્ઠ મનોરથ;કંઇ બાબતની ધૂન. 4. A small, strong-winged European falcon:બાજપક્ષી.

**Hobgoblin,** ( હૉબ્ગૉબ્લિન્ ) *n.* A frightful goblin;an imp;a bugaboo:પિશાચ;ભૂત;થેઘર;રાક્ષસ; વૈતાલ;ખાઉ;બાબરોભૂત;હાઉ.

**Hock,**(હૉક્)*n.* A Rhenish wine: એક જાતનો દારૂ. [L.*coxa*, hip.] 1. The joint in the hind limb of quadrupeds:જાંગનો ભાગ.2. The popliteal space;the ham: જાંગ; સુકવેલું માંસ. *vt.* To hamstring; to hough:નસ કાપી લુલું કo.

**Hockey,**(હૉકિ)*n.*A game played by two parties, armed with stick hooked at the end, and attempting to drive any small object (a ball or bit of wood) towards opposite goals:વાળેલી લાકડીઓ લઈને દડો કે લાકડાનો કકડો સામસામી હદ તરફ મારવાની બે પક્ષ વચ્ચે રમાતી એક રમત;'હૉકી.'2. The stick used by the players:એ રમત રમનારાઓની લાકડી.

**Hockle,** ( હૉકલ્ ) *vt.* 1. To hamstring;to hock;to hough:ઘુંટણના તળીઆની નસ કાપી લુલું કo. 2. To mow, as stubble:કતલ કo;વાઢવું.

**Hocus-pocus,**(હૉકસ્-પૉકસ્)*n.*1. A term used by jugglers in pretending incantations;છુમંતર;ધંતરમંતર;છાંછું;જંતરમંતર.2. A juggler or trickster:બાજીગર;જાદુગર.

He that blows in the dust fills his eyes: તેને મૂર્ખ સિવાય કાંઈ પણ ધારતો નથી.

3.A juggler's trick; a cheat:નજરબંધી;ઇંદ્રજાલ;હાથચાલાકી. *vt.* To cheat;નજરબંધી ક૦.

**Hod,**(હૉડ્)*n.*1.A kind of wooden tray:એક જાતની લાકડાની છાબડ. 2. An utensil for holding coal; a coal scuttle:તગારૂં.

**Hodge-podge , Hotch-potch,** (હૉજ્‌પૉજ્-હૉચ્‌પૉચ્) *n.* Medley: ખીચડી-ડો;પંચમેળ;શંભુમેળો.

**Hodiernal,** (હૉડિઅર્નલ) *a.* [L. *hodie*, to-day.] Of this day;belonging to the present day:આજના દિવસનું.

**Hoe,**(હો) *n.* 1. A tool chiefly for digging up weeds and for loosening and arranging the earth about plants in fields and gardens:કોદાળી;પાવડો.2.(*Zool.*)The horned or picked dogfish:એક જાતનું માછલું. *vt.*To cut,dig,scrape, turn,arrange, or clean, with a hoe:પાવડાથી ખોદવું, કાપવું, ફેરવવું, ગોઠવવું કે સાફ ક૦.*To* **h.** *one's row*, to do one's share of a job:પોતાનું કામ બજાવવું.*vi.*To use a hoe:પાવડા-કોદાળીનો ઉપયોગ ક૦-ને વાપરવું.

**Hog,**(હૉગ્)*n.*1.(*Zool.*)A quadruped:સુઅર; સુકર; ભુંડ; ડુક્કર. 2. A mean,filthy or gluttonous fellow:હલકો-નીચ-ગંદો કે ખાઉધર માણસ.3.A young sheep(*that has not been shorn*):નાનું ઘેટું;હલવાન.4.(*Naut.*)A broom:એક જાતની સાવરણી.5. (*Paper Manuf.*) A device for mixing and stirring the pulp of which paper is made: જે લોંદાનો કાગળ બને છે તે લોંદો ભેગો કરવા અને હલાવવાની યુક્તિ.*vt.*(*Naut.*) To scrub with a hog:એક જાતની સાવરણીથી વાળવું-સાફ ક૦.*vi.*To become bent upward in the middle,like a hog's back:ડુક્કર-ભુંડની પીઠની પેઠે વચમાં ઉંચું વળેલું હોવું.

**Hoggish,** (હૉગિશ) *a.* Swinish; gluttonous;filthy;selfish:અકરાંતિયું;ગંદું;એકલપેટું.

**Hogshead,** (હૉગ્સ્‌હેડ્) *n.* 1. An English measure of capacity, containing 63 wine gallons:૬૩ 'ગ્યાલન' દારૂ માય એવડું પીપ. 2.A large cask, or barrel,of infinite contents:મોટું-બેહદ પદાર્થ માય એવડું મોટું પીપ.

**Hoiden,** (હૉઇડેન્) *n.* 1. A rude, clownish youth : જંગલી, ગમાર માણસ. 2. A rude, bold girl; a romp: મસ્તીખોર-હિમ્મતવાન છોડી; પુંશ્ચલી;પાતર;વેશ્યા.*a.*Rustic;rude; bold:ગમાર;ગામડિયું;જંગલી.

**Hoist,**(હૉઇસ્ટ્)*vt.*To raise;to lift; to elevate:ઉંચું ચડાવવું-ક૦;ખેંચવું. *n.* 1.That by which anything is hoisted:જેથી-વડે કોઈ પદાર્થ ઉંચે ચડાવવામાં આવે છે તે.2.The act of hoisting:ઉપર ચડાવવું તે.3.(*Naut.*) (*a*) The perpendicular height of a flag:વાવટાની સિધિ ઉંચાઈ.(*b*) The height of a fore-and-aft sail next the mast or stay:ડોલ પછીના શઢની ઉંચાઈ.**H.** *bridge*, a drawbridge that is lifted instead of being swung or drawn aside:એકદમ ઉઠાવી લેવાય એવો પુલ.

**Hoity-toity,** ( હૉઇટિ-ટૉઇટિ ) *a.* Thoughtless;giddy; flighty:વાચલ;તુરંગી;લેહેરી;સ્વચ્છંદી.

**Hold,** (હૉલ્ડ્) *vt.* [ *imp.* & *p. p* **held.**] [A. S. *healdan.*] 1. To prevent from falling or escaping; to sustain; to restrain; to keep in grasp:ઝાલવું;પકડી રાખવું; સ્હાવું;ગ્રહણ ક૦;પકડવું.2.To retain in one's keeping; to keep; to defend:રાખી રહેવું;રાખવું;-ના હાથમાં રાખવું; પોતાની પાસેથી જવા ન દેવું.3.To have;to possess;to occupy:ની પાસે-ના કબજામાં હોવું;-ઉપર-એ હોવું.*To* **h.***office*:પદવીપર હોવું.4.To impose restraint upon; to confine;to restrain:કાબુમાં-દાબમાં રાખવું; કબજામાં રાખવું; ઠેકાણે-અંકુશમાં રાખવું;-પર લગામ રાખવી. **H.***your tongue*:તમારી જીભ લગામમાં રાખો;મુગા રહો.5.To carry on; to continue;to sustain:ચલાવવું; ક૦;જારી રાખવું.*They shall* **h.***their trade*:તેઓ પોતાનો ધંધો જારી રાખશે.6.To direct and bring about officially;to conduct or preside at: મેળવવું; ભરવું;-માં બેસવું. *To* **h.** *a meeting*: સભા મેળવવી-ભરવી-માં બેસવું.7. To receive & retain;to contain as in a vessel: માવું;સમાવું;-માં રહેવું-હોવું.8.To accept as an opinion; to sustain: રાખી-વળગી રહેવું;ઉપર હોવું;ચુસ્ત રહેવું.9.To consider; to account; to think; to judge:ગણવું;લેખવવું;સમજવું;જાણવું;ધારવું.*I* **h.***him but a fool*:હું તેને મૂર્ખ સિવાય કાંઈ પણ ધારતો નથી. 10.To bear,carry, or manage: રાખવું.*He* **h.***s his head high*: તે પોતાનું માથું ઉંચું રાખે છે.(તે અહંકારી છે.) *To* **h.** *a wager*, to lay or hazard a wager: શરત બકવી. *To* **h.***forth*,to offer; to propose; to exhibit;to put forward:બતાવવું; કઢાડવું; ભાષણ ક૦. To **h.** *in*, to restrain;to curb: કબજામાં-વશમાં રાખવું.*To* **h.***in hand*,to have in one's power:પોતાની શક્તિમાં હોવું. *To* **h.** *in play*, to keep under control:દબાણ-કાબુ-અંકુશ-કબજામાં રાખવું.*To* **h.***off*,to keep at a distance:દૂર-આઘે રાખવું.*To* **h.** *on*,to hold in being:પકડી-ઝાલી રાખવું; ચલાવવું; ચલાવ્યા ક૦. *To* **h.** *one's day*, to keep one's appointment:પોતાનો વાયદો પાળવો.*To* **h.** *one's own*,not to fall off or to lose ground:પાછું ન હઠવું. *To* **h.** *one's piece*,to keep silence:શાંતિ રાખવી;મૌન ધારણ ક૦; ચુપકી પકડવી.*To hold out*,(*a*) to extend; to offer:આપવું;બતાવવું.(*b*)To continue to do or to suffer; to endure:સહન ક૦;વેઠવું;સહેવું.*To* hold *up*,(*a*) to raise;to lift: ઉંચું ક૦; ઉંચકવું.(*b*)To support;to sustain: ટેકો-આધાર આપવો. (*c*) To exhibit;to display:બતાવવું;દર્શાવવું;જણાવવું.*To hold water*,(*a*) to retain without leaking: ટપકયા વિના પાણી રાખવું-રાખી મૂકવું ટકાવવું;ટકી રહેવું;નભવું;ચાલવું.(*b*) (*Naut.*) To hold the oars steady in the water:હલેસાંને પાણીમાં દૃઢ રાખવાં. *vi.* 1. Not to move; to halt; to stop:હાલવું નહિ;થોભવું; ઉભા રહેવું; અટકવું.2.Not to part or become separated;to remain unbroken: જૂદા ન થવું-પડવું; તુભાવું નહિ;ટકી રહેવું;નીભવું.3.To continue to last; to abide:રહેવું-કાયમ-જારી રહેવું;ચાલવું. 4. To remain attached; to cleave:વળગી રહેવું;કાયમ રહેવું. 5. To restrain one's self ; to refrain:ન ક૦;બંધ ક૦.*To* **h.** *from doing*:ન ક૦.6. To derive right or title:પહોંચેલું-મળેલું હોવું.*Hold on;hold up*,wait;stop;forbear: રાહ જુઓ;સબુર;ઉભા રહો;ધીરજ રાખો.*To* **h.***forth*,to speak in public; to harangue:ભાષણ ક૦;જાહેર બો-

પથ્થરને બચકું ભરીએ તો સામા દાંત પડે.

થવું.*To* **h.** *in*,to restrain;to curb: ખાળવું;અટકાવવું;બંધ રાખવું. *To* **h.** *together*,to be joined;to remain in union:જોડાવું;સંધાઈ જવું.*To* **h.** *off*,to keep at a distance: દૂર-વેગળા-આઘા-રાખવું.*To* **h.** *on*,to continue;to go on:ચાલવું;ટકવું.*To* **h.** *out*,to last,to endure:ટકવું;નભવું; ખમવું;સહેવું.*To* **h.** *over*,to remain in office beyond certain date: અમુક દિવસ ઉપરાંત અધિકાર-હોદ્દા-પર રહેવું મુદતની રાખવું. *To* **h.** *up*, (*a*)to support one's self:હિંમત -ધીરજ રાખવી;ગભરાવું નહિ. (*b*) To cease raining;to stop: ઉઘાડ નીકળવો.(*c*)Not to lose ground:પાછા ન હઠવું.*n.* 1. Seizure; grasp; gripe;possession:કબજો;પકડ; પંજો;ગ્રહણ;અવલંબન.2.The authority or ground to take or keep; claim:અખ્તિયાર;દાવો;હક.3.Binding power and influence: કાબુ; અંકુશ;બંધન;અખ્તિયાર;અધિકાર.4. Something that may be grasped;means of support:આધાર;આશરો;આશ્રય;અવલંબન.5.A prison; a confinement;a custody:તુરંગ; બંધીખાનું;કેદ;કબજો;હવાલો.6.A fort; a castle:કિલ્લો;ગઢ.7.(*Mus.*)The character (*thus* ⌒) placed over or under a note or rest, and indicating that it is to be prolonged:કોઈ શબ્દની નીચે અથવા ઉપર તેનો સુર લંબાવવાને માટે દર્શાવવાની નિશાની (⌒).

**Hold-fast**,(હોલ્ડ્ફાસ્ટ્)*n.*1.A catch; a hook;a clinch:(લોખંડનો)હુક.2. (*Bot.*)A conical body:શંકુ આકારની આકૃતિ.

**Holding**,(હોલ્ડિંગ્)*n.*1. The act or state of grasping or retaining:પકડવું-ઝાલવું તે;પકડાવું-ઝલાવું તે; ગ્રહણ;ધારણ.2.A tenure; a farm or other estate held of another: સતાપ્રકાર;બીજાની પાસેથી મળેલી જમીન-ખેતર.3. That which holds, binds or influences:સત્તા;હક;કાબુ; બંધન;અખ્તિયાર.4.The chorus of a song:રાગને ઝીલનાર-ઝીલનાર મંડળ.

**Hole**,(હોલ્)*n.*[A.S.*hol*, hole.] 1. A hollow place or cavity;a perforation;a fissure:કાણું;બાકું;વેહ; છિદ્ર;બાકોરું;ખાડો;ગભાર;ગાબડું;ભગદાળું. 2. An excavation in the ground made by an animal:દર; ખો;બખોલ;રાફ;રાફડો. 3. A mean habitation: અંધારી-સાંકડી કોટડી; કોટડું.*Hole and corner*,clandestine;underhand:છાનું;છુપું; ગુપ્ત. *vt.* To cut, or bore a hole or holes in:કાણું-બાકોરું-છિદ્ર-ચાર પાડવો.2.To drive into a hole (an animal,or a billiard ball.): કાણામાં નાંખવું-ખસેડવું;દરમાં પેસાડવું. *vi.*To go or get into a hole:કાણા-દરમાં જવું.

**Holiday**, (હોલિડે) *n.* 1.A consecrated day ; a religious anniversary:પર્વ;તહેવાર;સપરમો દિવસ; ઉત્સવ. 2. A day of exemption from labor; a festival day: કોઈ પણ જાતની મહેનતમાંથી મુક્ત રહેવાનો દિવસ;રજા;છુટી;ઓચ્છવનો-શુભ દિવસ. 3.(*Law.*)A day fixed by law for suspension of business;a legal holiday:કાયદાએ નિર્માણ થયેલો રજાનો દિવસ.*The holidays*,any fixed period for relaxation or festivity ; esp, christmas and New year's Day with the intervening time:રજાના દહાડા;નાતાલ અને બેસતા વર્ષની વચ્ચેના દિવસો.*a.*1.Of or pertaining to a festival;joyous; gay: તહેવાર-સપરમા દિવસનું-સંબંધી ; આનંદી. 2. Occurring rarely:ભાગ્યેજ-કવચિતજ થતું-બનતું.

**Holloa-Hollo**, (હોલ્લો-હોલ્લો) *Interj.* & *n.*Ho,there; stop;attend;hence,a loud cry or a call to attract attention; a halloo: ઓ ! અલ્યા ! સાંભળો ! *n.* પોકાર;બુમ.*vi.*To call out or exclaim; to halloo:હાંક મારવી;મ્હોટેથી બોલવું.

**Hollow**,(હોલ્લો) *a.* [A.S. *holh*, a hollow,hole.] 1. Not solid; excavated in the interior:પોલું;બોખરું;અસાર;નિઃસાર;નિઃસત્વ.2. Depressed;concave;sunken;gaunt: ડુબણું થઈ ગયેલું;ચીમડાયેલું.3.Deep; muffled: બેઠેલો; ખોખરો; ઉંડાણમાં થતો હોય એવો.(*sound.*)4.False; deceitful;not sound or sincere: ઉપર ઉપરનું;બહારનું;ફોગટ;મ્હોનું;પોલું;પોકળ;ખોટું;મેલું;પાપિષ્ટ;મોં મિઠું. *Hollow ware*,hollow vessels:પોલાં વાસણો.*n.*1.A hole;a cavern; an excavation:પોલાણ;ખાડો;ખાંચ. 2.A concavity;a channel: ખાડો; નીક;નહેર.*vt.* To make hollow;to excavate:બખોલ પાડવી; ખાડો ક૦. 2.To call by shouting:બૂમ પાડીને બોલાવવું.*adv.*Wholly; completely;utterly:પૂર્ણ;પૂર્ણરીતે;સંપૂર્ણ રીતે.

**Hollowness**, (હોલ્લોનેસ્) *n.* 1. State of being hollow:પોલાણ.2. Insincerity;unsoundness;treachery:મેલાપણું;ઠગાઈ.

**Holly**,(હોલિ) *adv.* Wholly: પૂર્ણ-સંપૂર્ણ રીતે.*n.*[A.S.*holen*.](*Bot.*)A tree:બારે દિવસ લીલું રહે એવું ઝાડ.

**Holm**,(હોલ્મ)*n.* [A.S.*holen*, holly.](*Bot.*)A common evergreen oak:સદા લીલું રહે એવું એક જાતનું ઝાડ.*n.* [A.S.*holm*, sea water.] 1. An inlet in a river:નદીમાંનો ટાપુ-બેટ.2.Low flat land: નીચી સપાટ જમીન-ભૂમિ-પ્રદેશ.

**Holocaust**, (હોલોકાસ્ટ્) *n.* [Gr. *kolos*,whole and *kaustos*,burnt.] 1.A burnt offering:હોમ;હવન;બળીદાન 2.Sacrifice or loss of many lives:ઘણા જીવની કતલ-નુકસાન-ભોગ.

**Holy**,(હોલિ)*a.*[A.S.*halig*.]1.Hallowed;sacred:પવિત્ર; ઈશ્વરાર્પણ-પ્રભાર્પણ કરેલું;પુણ્ય;વિમલ;નિર્મલ;ધાર્મિક;નિષ્પાપ;વિશુદ્ધ;પાપ રહિત-શુન્ય. 2.Pure in heart;godly; pious; guiltless:પવિત્ર;સાધુ;પુણ્યાત્મા;ધર્માત્મા;પુણ્યશીલ;ચોખ્ખા મન-અંતઃકરણનું.**H.** *study*: વેદાધ્યયન. **H.** *wisdom*:બ્રહ્મજ્ઞાન.**H.** *writing*:શ્રુતિ;વેદ;નિગમ.**H.** *land*:પુણ્યક્ષેત્ર;પુણ્યતીર્થ;પુણ્ય-ભૂમિ;દેવસ્થાન; ક્ષેત્ર; દેવદ્વાર. **H.** *time or season*:પુણ્યકાલ;પુણ્યાવસર.*Holy father*,a title of the Pope:પોપનો ઇલકાબ.*Holy land*, Palastine: પૅલેસ્ટાઈન. *Holy one*, (*a*) the Supreme Being: ઈશ્વર; પરમેશ્વર.(*b*)One separated to the service of God:એકલી પરમેશ્વરની ભક્તિ કરનાર માણસ.*Holy rood*,the cross or crucifix:ખ્રિસ્તી ધર્મનું નિશાન;ક્રૂસ; ચોકડીના આકારનો સ્તંભ. *Holy war*,a crusade: પાલેસ્ટાઈન લેવા યુરોપના લોકોએ કરેલી ચઢાઈ.

**Homage**,(હોમેજ્)*n.* [L.*homo*, a man.]1.(*Feud.Law.*)Profession of fealty to a sovereign:અધિરાજ-અધિપ વંદન;માન;સેવા;રાજવંદન;મુજરો. 2.Respect or reverential regard; deference:નમસ્કાર;પ્રણામ; અભિવંદન;નમન;માન. 3. Reverential worship;devout affection: ભક્તિ; પૂજા;અર્ચન;ઉપાસના;સેવા;ભજન.*vt.* 1. To pay reverence to by ex-

He that asks shall have plenty of bread:

ternal action: માન આપવું; નમન ક૦.2.To cause to pay homage: અભિવંદન કરાવવું.

**Home,** (હોમ) *n.* [A.S. *ham.*] 1. One's own dwelling place;the house in which one lives:સ્વગૃહ; ઘર;રહેવાનું ઠેકાણું;નિજગૃહ;નિજધામ. 2.One's native land; the place or country in which one dwells: સ્વદેશ;વતન.3.The abiding place of the domestic affections: ઘર; કુટુંબ કબીલો.4.Habitation; seat: ઠેકાણું;સ્થાન;ઘર;રહેઠાણ.5.A place of refuge and rest;an asylum: આશ્રમ;સ્થાન. 6. The grave; the final rest:ઘોર;કબર;મશાણ.*At* **h.**, (*a*)at one's own house,or lodgings:ઘેર;ઘરમાં. (*b*) In one's own town or country: પોતાને સ્વદેશ-વતન.(*c*)Prepared to receive callers:મળવા આવનારની મુલાકાત લેવાને તૈયાર.*To be at* **h.***on any subject*, to be conversant or familiar with it:-નાથી જાણીતા હોવું.*To feel at home*,to be at one's ease: નિશ્ચિંત હોવું-રહેવું. *To make one's self at home*, to conduct one's self with as much freedom as if at home:પોતાના ઘરમાં જેટલી છુટથી વર્ત્તતા હોઇએ તેટલીજ છૂટથી વર્તવું. *a.*1.Domestic; not foreign:ઘરનું; સ્વદેશનું;તળબદુ;દેશી;અહીંનું; ગામઠી. 2.Close;personal;pointed:સખ્ત; કારી;સજ્જડ.*A* **h.***thrust*:સખ્ત ગોદો.*adv.*1.To one's home or country:ઘેર;પોતાને દેશ.2.Close;closely: સુદાસર;કારી;સજ્જડ; નિકટ રીતે. 3. To the full length:અખો; આખો; તેની જેટલી લંબાઈ હોય તેટલો. *To drive a nail* **h.**:આખો ખીલો ઠોકી ઘાલવો.*To come home*, to touch or affect personally:જાતને અડવું-લાગવું;આંતળે રેલો આવવો.

**Home-bred,**(હોમબ્રેડ્)*a.* 1. Bred at home;domestic;not foreign: ગામઠી;સ્વદેશી;દેશી.2.Not polished;rude;uncultivated:સાદું;જંગલી;અણુસુધરેલું;અસભ્ય.

**Home-felt,**(હોમ-ફેલ્ટ્)*a.* Felt in one's own breast;inward; private:દીલમાં લાગેલું;ખાનગી;અંદરનું.

**Home-keeping,**(હોમ-કીપીંગ્) *a.* Staying at home: ઘરમાં ને ઘરમાં ભરાઈ રહેનારું;બહાર ઝાઝું નહીં નીકળનારું;કુવામાંના દેડકા જેવું.

**Homeless,**(હોમલેસ્)*a.*Destitute of a home:ઘરબાર વિનાનું-રહિત.

**Homeliness,**(હોમ્લિનેસ્)*n.*1 Domesticity;care of home: ઘર-સ્વદેશની સંભાળ-દરકાર.2.Familiarity; intimacy:માહીતી;પ્રવીણતા;ઘરોબો. 3.Plainness; want of elegance or beauty:સાદાઈ;જાડાઈ.4.Coarseness;want of refinement: બુસારાબાવેડા;જંગલીપણું;અસૌજન્યતા.

**Homely,**(હોમ્લિ)*a.* 1. Domestic; familiar;intimate:ઘર કામનું;કુટુંબ સંબંધી; ગામઠી; ઘરોબાવાળું. 2. Plain;rude in appearance; unpolished:સારું; જાડું પાતળું; વગર ભભકાનું.3.Of plain or coarse features;uncomely: મધ્યમ-સાધારણ રૂપનું.*adv.*Plainly;rudely;coarsely:સાદાઈથી;ગામઠી રીતે.

**Home-made,**(હોમમેડ્) *a.* Made at home;of domestic manufacture:ઘરમાં બનાવેલું;દેશી;ગામઠી;ઘરગુતી;મુલકી.

**Homeopathy,** (હોમીઑપથિ) *n.* [Gr.*homoios*, like and *pathos*, affection.](*Med.*)The art of curing,founded on resemblances: જે પ્રકારનો રોગ તેજ પ્રકારનું ઓસડ ઘણું થોડું આપી મટાડવાનું વૈદું એટલે ગરમી ઉપર ગરમ અને શરદી ઉપર શરદ ઔષધ આપવાની વિદ્યા.

**Home-sick,**(હોમસિક્)*a.* Pining for home;in a nostalgic condition:ઘેર જઈ છોકરાંને મળવા માટે જીવ તલપાપડ થઈ જતો હોય તેવું.

**Home-spun,**(હોમસ્પન્)*a.*1.Spun or wrought at home ; coarse ; દેશમાં બનાવેલું;તળબદુ;ગામઠી.2.Not elegant;rude;coarse: ચતુરાઈ વિનાનું;જડસુ;ગુસું;જાડું પાતળું. *n.* 1. Cloth made at home:દેશી કાપડ. 2.An unpolished or rustic person:ગાંચો;ગામડીઓ;ડુચો;ખાંપો.

**Home-stead,**(હોમસ્ટેડ્)*n.* [A.S. *hamstede.*]1. The home place: ઘરની જગા.2. The home or seat of a family;place of origin:મૂળસ્થાનક.3.(*Law.*)The home and appurtenant land and building owned by the head of a family, and occupied by him and his family:ઘરખટલો;ઘરવાસ;રાચરચીલું.

**Home-ward,**(હોમવર્ડ્)*a.*Being in the direction of home:ઘર-દેશ તરફનું.*adv.*Toward home;in the direction of one's house,tow or country:ઘર તરફ;સ્વદેશ તરફ.-*bound*,going home:ઘેર જતું.

**Homicidal,**(હોમિસાઈડલ્)*a.* P taining to homicide;tending homicide;murderous:ઘાતકી;

**Homicide,** ( હોમિસાઈડ્ ) *n.* [ *homo*,man & *cædo*,I cut.]1.T killing of one human being another:ખુન; મનુષ્યવધ; નરહિંસ નરવધ.2.One who kills anoth a manslayer:ખુન કરનાર; હત્યાર નરહિંસક;નરઘ્ન.

**Homily,**(હોમિલિ)*n.* [Gr. *home* the same & *ile*,a company.] A discourse or sermon read pronounced to an audience; serious discourse:નીતિનિબંધ-ધર્મવચન;ધર્મવાક્ય.

**Homing,**(હોમિન્ગ્)*n.*Maize hul and broken, and prepared f food by being boiled in water કાઇના દાણાને ભાંગીને કરેલી રાબડી-ક

**Homogeneous,** ( હોમોજીનીઅસ્ *a.*[Gr.*homos*,and *genos*, kind 1.Of the same kind or natur સમજાતીય;સમધર્મક;એક જાતીય; સ્ જાતીય;સવર્ણ.2.(*Alg.*) Possessin the same number of factors a given kind:એકજ જાતનાં પદવાળું;સમાનપદવાળું.

**Homologate,**(હોમૉલૉગેટ્ )*vt.*[G *homos* & *logos*, speech.] (*Ci Law.*)To approve; to allow; confirm:મંજુર-બહાલ ક૦;-ની રજા પરવાનગી આપવી;કબુલ ક૦;થવા-ચાલવા દેવું.

**Homologus,**(હોમૉલૉગસ્)*a.* [G *homos*, & *logos*, ratio.] 1. (*a* (*Geom.*) Corresponding in r lative position and proportion સરખા પ્રમાણ તથા સરખી દિશા ત ફેનું; સમપ્રમાણ; તુલ્ય પરિમાણ. ( (*Alg.*) Having the same rel tive proportion or value;as th two antecedents or the tw consequents of a proportion: રખા પ્રમાણનું;સમપ્રમાણ.(*c*)(*Che* Characterized by homology સમધર્મક;સમાન ગુણ-અંશવાળું.( (*Biol.*)Being of the same typ cal structure:મળતી રચનાનું.

**Hone,** (હોન્ ) *vi.* To pine; to l ment:શોક-ખેદ ક૦.*n.* [A.S.*han* An oilstone:ચપ્પુ વિગેરે ઘસવા

પથરી.*vt.*To sharpen on,or with a hone;to rub on a hone in order to sharpen:ઘસીને ધાર કાઢવી.

**Honest,** (ઑનેસ્ટ્) *a.* [L. *honos, honor,* honor.]1. Decent;honorable;suitable;becoming:આબરૂદાર;લાયક;યોગ્ય.2.Upright; just; equitable;sincere;not false:નેક; ખરૂં;સત્ય;ઈમાની; ઈમાનદાર;સાત્વિક; સત્વશીલ; સરળ; પ્રમાણિક; નિષ્કપટ; નિષ્કપટી;અકૃત્રિમ;નિષ્પ્રપંચ;અકુટિલ; દંભહીન;સત્યવાદી;સત્યશીલ;ન્યાયપુર:સર;ન્યાયી; દગો-કપટ-પ્રપંચ વિનાનું. 3.Open;frank:નિષ્કપટ;નિષ્પ્રપંચ; સાફ; ઑલીઉં; ભોળું; ભોળું દોલું. 4. Chaste;faithful;virtuous:પવિત્ર; હલાલ; સદ્ગુણી; પતિવ્રતા; સારા ગુણવાળું; સદાચરણી. *vt.* To adorn;to grace;to honor;to make becoming,appropriate or honorable: શણગારવું;માન આપવું;લાયક ક૰.

**Honestly,** ( ઑનેસ્ટ્લિ ) *adv.* 1. Honorably;decently:આબરૂદારીથી-માં;યોગ્ય રીતે.2.In an honest manner:પ્રમાણિકપણાથી;દગા વગરનું;ઇમાનદારીથી-પણે;શુદ્ધ દીલથી;મેલ રાખ્યાવગર;*To come* **h.***by,* to get honestly:પ્રમાણિકપણે મેળવવું-પ્રાપ્ત કરવું-સંપાદવું.

**Honesty,** ( ઑનેસ્ટિ ) *n.* Honor; honorableness; dignity;decency:આબરૂ;આબરૂદારી;હોદ્દો. 2.Probity;integrity;sincerity;truthfulness:પ્રમાણિકપણું;નિષ્કપટ;પરમાર્થબુદ્ધિ;નેકી;ઈમાન;ઇમાનદારી;સરળતા;સાલસાઈ;સાફ દિલ;ભલમનસાઈ; સદ્વૃત્તિ;ખરાપણું;શુદ્ધભાવ.**H.***is the best policy*:શુદ્ધભાવ એ ઉત્તમ આચારછે;સરળતા ઉત્તમ માર્ગછે.3.Chastity;modesty: પતિવ્રતા-સતીપણું; નેકી; પવિત્રાઈ; સાધુપણું; શુદ્ધતા.4.(*Bot.*)Satin flower:એક જાતનું ફુલ.

**Honey,**(હની)*n.*[A.S.*hunig.*]1.A sweet,viscid fluid prepared by bees from flowers:મધ. 2. That which is sweet or pleasant like honey:મધના જેવો મીઠો અથવા ખુશકારક પદાર્થ.3.Sweetone (*a term of endearment.*): મીઠડો; મીઠડી; મીઠડું.*Honey harvest*,the gathering of honey from hives:મધપુડામાંથી મધ એકઠું કરવું તે.*vi.* To be gentle,agreeable or coaxing: નમ્ર,મળતાવડું અથવા પટામણું થવું. *vt.*To make agreeable:મળતાવડું-ગમે તેવું ક૰; ગોળ ગોળ કરી નાખવું.

**Honey-bag,** (હનીબૅગ્ )*n.* (*Zool.*) The receptacle for honey in a honeybee:મધમાખના શરીરમાં મધ રાખવાની કોથળી.

**Honey-comb,** ( હનીકોમ્ ) *n.* A mast of hexagonal waxen cells formed by bees, and used by them to hold their honey and their eggs:મધપુડો;મધુકોશ.

**Honeyed,**(હનીડ્ ) *a.* 1. Covered with honey:મધથી ઢંકાયેલું;મધનું ભળેલું;મધમિશ્રિત.2.Sweet:મધુરૂં; મીઠું.*As,***h.***words*:મધુરા-મીઠા શબ્દ. **H.***words & killing deeds*: હરિગુણ ગાતી અને હૈયામાં કાતિ; મુખમિઠાંને મનમાં કપટ.

**Honey-moon,** (હનીમૂન્ ) *n.* The first month after marriage:લગ્ન થયા પછીનો પહેલો મહિનો;આનંદમાસ.

**Honor,** ( ઑનર્ ) *n.* [ L. *honor, honos.*] 1. Respect; consideration;reverence;veneration:આબરૂ;ઇજ્જત; માન;મ્હોટાઈ. 2. Integrity; uprightness (*in men.*); chastity(*in women*):ઈમાનદારી; પ્રમાણિકપણું;નેકી; સતીપણું; પતિવ્રતા.A nice sense of what is just right and true, with course of life correspondent thereto: સારાસાર વિચાર; વિવેકાવિવેક. 4. Distinguished position;high rank: પ્રતિષ્ઠા;આબરૂ;હુરમત;ઇજ્જત; મોભો, માતબરી. *Restored me to my* **honors**:મારી આબરૂ પાછી આણી.5. Fame;reputation;credit:સન્માન; આબરૂ;ખ્યાતિ;યશ;કીર્તિ;પાણી; નામ; માન;પ્રતિષ્ઠા;માન અકરામ. *To lose one's* **h.**:પાણી ગુમાવવું;નામ બદનામ ક૰.6.A token of esteem paid to worth;a mark of respect:માન-આબરૂની નિશાની-ચિન્હ;ઇલકાબ;માનસૂચકચિન્હ;માન અકરામ;માન સન્માન.7. A glory;an excellency;an ornament:અલંકાર;ઘરેણું;આભૂષણ;નાક. *He is an* **h.***to his nation*:તે તેની પ્રજાનું આભૂષણ છે.8.A title applied to the holders of certain honorable civil offices,or to persons of rank:હોદ્દો;પદ્વી.9.*pl.*University prizes:પાઠશાળામાં મળતાં ઈનામ;માન.10.*pl.*The ace, king, queen,and jack of trumps:હુકમનાં એક્કો,રાજા,રાણી અને ગુલામ.The trump nine and ten are sometimes called *Dutch honours*. *Affair of* **h.**,a dispute to be decided by a duel,or the duel itself:દ્વંદ્વ યુદ્ધથી નિર્ણય લાવવાની તકરાર.*Debt of* **h.**,a debt contracted by a verbal promise:વચનના બંધનથી કરેલું દેવું.*Honor bright*, an assurance,truth or fidelity: નિમકહલાલી અથવા સત્ય-સાચાપણાની ખાતરી કરી આપવીતે.*Honors of war* (*Mil* ),distinctions granted to a vanquished enemy:જીતાયેલા શત્રુને આપવામાં આવતાં માન અકરામ-ઇલકાબ.*Maid of* **h.**,a lady of rank,whose duty it is to attend the queen when she appears in public:રાણી સાહેબ જ્યારે જાહેરમાં હોય ત્યારે તેમની તહેનાતમાં હાજર રહેનારી કુલીન સ્ત્રી. *On one's* **h.**,on the pledge of one's honour: પોતાની ઇજતના સોગન ઉપર.*To do honors*,to bestow honor,as on a guest:પરોણાને માન આપવું;આદરસત્કાર ક૰;આગતાસ્વાગતા ક૰;સત્કાર ક૰.*To do one* **h.**, to confer distinction upon one:કોઈનેઇલકાબઆપવો. *Word of* **h.**,an engagement confirmed by a pledge of honor: વચન બંધન.*vt.*1.(*a*)To regard or treat with honor,esteem,or respect;to revere:માન આપવું;ઉપાસવું;-નું માન-અદબ-મર્યાદા રાખવી.(*b*) To worship;to adore: આરાધવું;-ની આરાધના-ઉપાસનાક૰.2.To dignify;to ennoble;to exalt;to glorify:-ને હોદ્દે ચઢાવવું;-ને આબરૂ-મોટાઈ આપવી;-ને કીર્તિવંત-નામાંકિત ક૰.3. (*Com.*)To accept and pay when due:શીકારવું.To *honor* a bill of exchange:નાણાવટની હુંડી શીકારવી.

**Honorable,**(ઑનરેબલ્ )*a.*1.Worthy of honor;estimable;illustrious:નામીચું;પ્રખ્યાત;પ્રતાપી;વિખ્યાત;સંભાવિત;શિષ્ટ;માતબર;માન આપવા લાયક;આબરૂદાર-વાળું;પ્રતિષ્ઠિત. 2.High-minded:મોટા મનનું;ઉદાર. 3.Not base;irreproachable;fair: આબરૂ-આબરૂદારીનું પ્રમાણિક;શુદ્ધ;નિર્મલ;યથાન્યાય;નેક;યથાયોગ્ય.*As, an* **h.** *motive*:શુદ્ધ દાનત. 4. Conferring honor,or procured by noble deeds:આબરૂ-માનનું આપનાર;કીર્તિપ્રદ;યશસ્કર;માન પ્રદ;પ્રતિષ્ઠિત.*As,* **h.** *wounds*:યશસ્કર ઘા.5.Worthy of respect;regarded with esteem:

આબરૂદાર; યોગ્ય;માન્ય; માનનીય;પૂજ્ય.6.Performed or accompanied with marks of honor:આબરૂ-માનનાં ચિન્હ-નિશાનીઓવાળું;માનવંત.7.Of reputable association or use;respectable: સંભાવિત;ઇજ્જતી;આબરૂદાર.*My chambers are* **h.**: મારા ખંડો સંભાવિતછે. 8. An epithet of respect or distinction: નેકનામદાર.*The* **h.***gentleman*:નેકનામદાર સદ્ગૃહસ્થ.

**Honorably,**(ઑનરૅબ્લિ) *adv.*1.In an honorable manner;in a manner showing,or consistent with honor: આબરૂભેર; આબરૂદારીથી;સન્માન-પ્રતિષ્ઠા પૂર્વક.2.Decently;becomingly:લાયક-લાજમપણે;લાયકીથી.

**Honorarium,**(ઑનરૅરિઅમ્)*n.*1. A fee offered to professional men for their services:વિદ્વાન ધંધાના માણસોને તેમની મહેનતનો અવેજ-ફી;મહેનતાણું. 2. (*Law.*) An honorary payment:નામનો અવેજ.

**Honorary,**(ઑનરૅરિ)*a.*1.Done as a sign or evidence of honor:માન-આબરૂની નિશાની તથા પુરાવા તરીકે કરેલું.2.Conferring honor:આબરૂ-માનનું; માનસૂચક-પ્રદ; માનદ;યશસ્કર;કીર્તિકર.3.Holding a title or place without rendering service or receiving reward:ચાકરી કર્યા વિના અથવા ઇનામ-બદલો મેળવ્યા વિના કોઈજગ્યા-હોદ્દો ધારણ કરનારું;માત્ર પ્રતિષ્ઠાને માટે કામ કરનારું.

**Hood,**(હુડ્)*n.*[A.S.*hod.*] 1.State; condition:સ્થિતિ; હાલત; દશા;અવસ્થા. 2. A covering or garment for the head: લુગડાનો ટોપ; ફણા; ફેણ.(*a*)A cowl:રામન કાથલિક સાધુનો ટોપ.(*b*)A covering for the horse's head:ઘોડાનું માથું ઢાંકવાનું લુગડું.(*c*) (*Falconry.*) A covering for a hawk's head and eyes: બાજને બાંધવાની અંધારી-શિરસ્ત્રાણ. 3.Anything resembling a hood in form:આકારમાંટોપને મળતી ચીજ. (*a*) The top or head of a carriage:ગાડીની છત્રી.(*b*)A chimney top:ધુમાડીઆની ટોપ.(*c*) The top of a pump:બંબાનું મથાળું.*vt.*1.To cover with a hood:-નાઉપર ટોપ ધરવો-ટોપથી ઢાંકવું.2.To cover; to hide;to blind:ઢાંકવું;સંતાડવું;છુપાવવું;આંધળું કo;ઢાંકી દેવું.

**Hooded,**(હુડેડ્)*a.*1.Covered with a hood:ટોપ પહેરેલું.2.Furnished with a hood:ટોપવાળું. 3.Hood-shaped:ટોપના આકારનું.

**Hoodwink,**(હુડ્-વિંન્ક્)*vt.* 1. To blind by covering the eyes:આંખે પાટા-અંધારી બાંધવી. 2.To impose upon:છેતરવું;ઠગવું;ઉંધા-અવળા પાટા બંધાવવા; આંધળા પાટા બાંધવા;કુપ્પામાં હાથ મુકાવવો.

**Hoof,** (હુફ્) *n.* [A.S. *hof.*] 1. The horny substance or case that covers or terminates the feet of certain animals: ખરી. 2. A hoofed animal; a beast: ઢોર;ખરીયું.3.(*Geom.*)See Ungula. *vi.* 1.To walk,as cattle:ઢોરનું ચાલવું-જવું-આવવું.2.To be on a tramp; to foot: ચાલવું; પગ ચલાવવો. *To shew the cloven* **h.**:પોત પ્રકાસવું; ગુણપર જવું;પોતાના ઢંગ-જાતપર જવું.

**Hook,**(હુક્)*n.*[A.S.*hoc.*]1.A piece of metal, or other hard material,formed or bent into a curve or at an angle (*for catching, holding or sustaining substances*): આંકડી-ટો;હુક;આકર્ષણી;ગલ.2. That part of a hinge which is fixed to a post, and on which a door or gate hangs and turns:નર. 3. A sickle; an instrument for cutting or lopping; a bill hook: દાતરડું.4.A snare;a trap:જાળ;પાશ. 5.A field sown two years in succession:એક પછી એક લાગટ બે વરસ સુધી વાવેલું ખેતર.6.*pl.*The projecting points of the thigh bones of cattle:પશુઓનાં જંગનાં હાડકાંની બહાર નીકળતી બે અણીઓ.*By* **h.***or by crook*,one way or other by any means ; direct or indirect: ગમે તેમ કરીને;જેમ તેમ;કોઈપણ રીતે-પ્રકારે.*Off the hooks*, disturbed; disordered:ચુંથી નાંખેલું;અવ્યવસ્થિત; અસ્તવ્યસ્ત. *On one's own* **h.**,by one's self:પોતાની મેળે-જાતે.*To go off the hooks*,to die:મરી જવું.*Bid* **h.**,a small boat hook:નાની હોડીની હુક.**H.**& *eye*:ડગલાની જડવાની પીતળની કડી અને આંકડી.*vt.*1. To catch or fasten with a hook or hooks: આંકડી ભેરવવી-જડવી;ગલ નાંખીને પકડવું.(*b*)To entrap;to catch:જાળ-ફંદા-ફાંસા-પાશમાં નાંખવું.2. To seize or pierce with the points of the horns;to gore:શિંઘડીએ ભરવવું.3. To steal:ચોરી કo.*To* **h.***on*,to fasten or attach by a hook:હુક-આંકડી ભેરવવી.*vi.*To bend or curve as a hook:હુક-આંકડીની પેઠે વાળવું.

**Hooked,**(હુક્ડ્)*a.* 1.Having the form of a hook;curvated:વાળેલું; વાંકું.2.Provided with a hook or hooks:હુક-આંકડીવાળું;આંકડીદાર.

**Hook-nosed,**(હુક્-નોઝ્ડ્)*a.*Having a hooked or aquiline nose:શુકનાસિકા;પોપટિયા નાકવાળું.

**Hoop,**(હુપ્)*n.*1 A pliant strip of wood or metal bent in a circular form:પટો;કડું;વાટો;હાંસડી;પાટો;કાંઠલો;ખોળી.2.A ring;a circular band:વીંટી;ચક્કર;ગોળપટો-પાટો. 3.Crinoline:ચક્કર;ચક.4.A quart pot: એક ગ્યાલનનો ચોથો ભાગ માય એટલું-એવડું વાસણ.**H.** *iron*, iron in narrow strips: લોઢાના સાંકડા પાટા.*vt.*To bind or fasten with hoops: પટા-પાટાથી બાંધવું-મજબૂત-સજ્જડ કo.2.To clasp;to encircle; to surround:-ની આગળ પાછળ ફરી વળવું;-ની આગળ પાછળ ચક્કર કo; વિંટાળવું.*vi.*1.To utter a loud cry; to shout: મોટી બૂમ-ચીસ-કીકીઆરી પાડવી.2.To whoop,as in whooping cough:ખુંખું કo.*vt.*1.To drive or follow with a shout:બૂમ પાડીને હાંકવું-હાંકી કાઢવું-ની પાછળ જવું. 2.To call by a shout:બૂમ પાડીને બોલાવવું. *n.*1. A shout:બૂમ;ચીસ; રાડ.2.(*Zool.*)A hoopoe:હુંકેટો.

**Hooping-cough,**(હુપિન્ગ્-કૉફ્)*n.* A cough in which the patient hoops or whoops with a deep inspiration of breath:સસણી; હુપુંજણુ;ઉટાંટીઉં.

**Hoot,** (હુટ્) *vi.* 1. To cry out or shout in contempt:ધિક્કારથી હુડહુડ કo;ધિક્કારથી બૂમ પાડવી. 2. To make the peculiar cry of an owl: ઘુવડનું બોલવું. *vt.* To assail with contemptuous cries or shouts; to follow with derisive shouts: હુડેહુત કરી કાઢવું-કાઢી મુકવું-ની પછવાડે-પાછળ પાછળ જવું.*n.*1.A derisive shout or cry: હુડાહુડ;હુંકાર; હુડહુડ;ધિક્કાર.2.The cry of an owl: ઘુવડનું બોલવું-બૂમ.

**Hop,**(હૉપ્)*vi.*[A.S.*hoppian.*] 1. To move by successive leaps; to spring or jump on one foot: કુદાકુદ કo;એક પગે કુદવું.2.To walk

મફતનું ખાવું ને મસીદે સુવું.

lame;to limp:ખોડી ખાવી;લંગડા-લંગડાતા ચાલવું;ઘોડી કુદાવવી.*n.* 1. A leap;a jump;a spring:હોડ;ફલંગ;છલંગ;ફાળ;કુદકો.2.A dance: નાચ. *n.*A plant:એક જાતનો વિલાયતી છોડ.

**Hope,**(હોપ્)*n.*[A.S.*hopa.*] 1. An expectation of something which is thought to be desirable;confidence;pleasing expectancy:આશા;મુરાદ;ઉમેદ;આસ;આશાબંધ;ઇચ્છા;આકાંક્ષા;વાંચ્છા;મનોરથ;ભરોંસો;શ્રદ્ધા;આસ્થા;આકીન.2.One who or that which gives hope:આશા-ઉમેદ આપનાર;આશ્વાસન;આશાસ્પદ. 3. An object of hope:જે ઉપર આશા રાખવામાં આવે છે તે;આશા વિષય. *vi.* [A.S.*hopian.*]1.To entertain or indulge hope:આશા-ઉમેદ રાખવી. 2.To place confidence;to trust with confident expectation of good: ભરોંસો-નિશ્વાસ-શ્રદ્ધા-આકીન રાખવું.*vt.* 1. To desire with expectation or with belief in the possibility or prospect of obtaining; to cherish hopes of:-ની આશા રાખવી;આશાબદ્ધ થવું.2. To expect;to fear:ધાસ્તી-શકહોવો.

**Hopeful,** (હોપ્ફુલ્) *a.* 1. Full of hope;inclined to hope; expectant: આશાવાન; ઉમેદવાર-રાખનાર; આશાબદ્ધ;આશા મુક્ત;અપેક્ષી;આશાવિષ્ટ.2.Having qualities which excite hope;affording promises of good or of success:ફતેહમંદ થવાની ઉમેદ આપતું;આશાજનક-કારી.

**Hopefully,**(હોપ્ફુલિ)*adv.*With hope:આશા-ઉમેદથી;આસ્થાપૂર્વક.

**Hopeless,** (હોપ્લેસ્) *a.* 1. Destitute of hope;despairing:નિરાશ; નાઉમેદ;નાસીપાસ;આશાભંગ-હીન.2. Giving no ground of hope;desperate:ઉપાયહીન;નિરૂપાય;અનાશાત્મક 3.Unhoped for; despaired of:-ની આશા ન રાખવામાં આવે એવું.

**Hopelessness,** (હોપ્લેસ્નેસ્) *n.* State of being destitute of hope or of despairing:નાઉમેદપણું;નિરૂપાયપણું;નિરાશા;નાઉમેદી.

**Hop-o-my-thumb,**(હોપોમાઇથમ્) A very diminutive person: વહેંતીઉં;ટીચકુડું;વામનજી.

**Hopper,**(હોપર્)*n.*1.One who or that which hops:ખોડી ખાનાર.2.A funnel-shaped chute,box or receptacle:ગરણી.3.*Pl.*A game:એકપગે ઘોડી કુદાવવાની રમત.4.(*Naut.*) A vessel for carrying waste,garbage,etc.,out to sea:દરિયામાં નાંખી દેવાના કચરા વિગેરેથી ભરેલું વહાણ.

**Hopple,**(હોપલ્)*vt.* 1. To tie the feet of loosely together;to hamper; to hobble: પગ બાંધવા. 2. (*Fig.*)To entangle;to hamper: ગુંચવણ-સપડાપણમાં નાંખવું;સપટાવવું.

**Horde,** (હોર્ડ્) *n.* A wandering troop or gang: ફરતા લોકનું ટોળું-ઝુંડ-જથો.

**Horehound,**(હોર્હાઉન્ડ્)*n.*[A.S. *har*, hoar;gray & *hune*, horehound.](*Bot.*)A plant: એક જાતની કડવી વનસ્પતિ.

**Horizon,**(હોરાઇઝોન્)*n.*[Gr.*horos*, a limit.] 1. The circle which bounds that part of the earth's surface visible to a spectator from a given point; the apparent junction of the earth and sky:દૃષ્ટિમર્યાદા.2. (*Astron.*) (*a*) A plane tangent to the earth's surface at that place,called the sensible horizon:મંડલ;ઉદયાચલ; અસ્તાચલ; ચક્રવાલ. (*b*) A plane parallel to the sensible horizon of a place, called the ratio or celestial horizon:ક્ષિતિજ; દિગંત; આકાશકક્ષા;દિગ્ચક્ર;દિગ્મંડલ.3.(*Geol*) The epoch or time during which a deposit was made:ભૂગર્ભસમય.

**Horizontal,** (હોરિઝોન્ટલ્) *a.* 1. Pertaining to or near the horizon:દૃષ્ટિમર્યાદાસંબંધી-નું-ને લગતું-ની પાસેનું.Parallel to the horizon; on a level: દૃષ્ટિમર્યાદાની સમાંતરે; આડું;સમ;સગદિગંત;ક્ષિતિજ સમસૂત્ર; સપાટીપરનું;સરખું લાંબું; આડું. 3. Measured or contained in a plane of the horizon:દૃષ્ટિમર્યાદાના મેદાનમાં આવી રહેલું-આવેલું.**H.** *angle*:સમપૃષ્ઠકોન.**H.***plane*:સમભૂભાગ;સમાભૂમિ.

**Horn,**(હોર્ન્)*n.*[Gr.*keras*,a horn.] 1.A hard,projecting,and usually pointed organ,growing upon the heads of certain animals: શિંગડું;શિંગડાં;શૃંગ;વિષાણ.2.The antler of a deer: સાબરશીંગુ. 3. (*Zool*) Any natural projection or excrescence from an animal, resembling or thought to resemble a horn in substance or form:શિંગડું;મૂળ.4. Something made of a horn,or in resemblance of a horn:શિંગડાંનો બનાવેલો પદાર્થ;શિંગડાંના જેવો બનાવેલો પદાર્થ. (*a*)A wind instrument of music: રણશિંગું; તુરાઈ; રણશિંગડું. (*b*) A drinking cup or beaker:પીવાનો પ્યાલો.(*c*)The cornucopia:પુષ્કળતાવાળું શિંગડું; અક્ષયપાત્ર. (*d*) A vessel made of a horn:શિંગડાનું પાત્ર; શિંગપાત્ર.(*e*) The pointed beak of an anvil:એરણનો અણીદાર ભાગ.(6)The high pommel of a saddle:ખોગીરના હરણાનો ઉંચો મોરવાયો.5.The extremity or cusp of the moon when crescent-shaped:સિંગ;ચંદ્ર;શૃંગ;ચંદ્રાગ્ર;ચંદ્રશિખા.6. Any substance similar to that of a horn:શિંગડાંના બનેલા પદાર્થ જેવો પદાર્થ.*A spoon of* **h.**: શિંગડાં જેવા પદાર્થનો બનાવેલો ચમચો.7.(*Mil.*)The curving extremity of the wing of an army or of a squadron drawn up in a crescentlike form:ચંદ્રાકારે ગોઠવેલી લશ્કરની ટુકડીનો છેડો.8.(*Script.*) A symbol of strength, power, glory, exaltation or pride:જોર, બળ,સત્તા,કીર્તિ,મગરૂબી વિગેરેનાં ચિન્હ-લક્ષણ-નિશાની. **H.** *of a dilemma*,state of a greater perplexity : સુડી વચ્ચે સોપારી-સાણસા વચ્ચે સાપ જેવી સ્થિતિ;સપટામણ;સલવામણ.**H.** *drum*, a wheel with long curved scroops,for raising water:પાણી ચઢાવવાનું ચક્ર.*To haul in one's* **h.**, to withdraw some arrogant pretention: નરમ પડવું; દોરી ઢીલી મુકવી; કુદાકુદ બંધ પાડવી. *To raise or lift the* **h.**(*Script.*), to exalt one's self; to act arrogantly:મગરૂબીથી વર્તવું.*To take a* **h.**,to take a drink of intoxicating liquor:કેફી દારૂ પીવો; કેફ-નીશો ક૦.*vt.*1.To furnish with horns; to give the shape of a horn to: શિંગડાં આપવાં-વાળું ક૦;-ને શિંગડાંનો આકાર આપવો.

**Horn-book,**(હોર્ન્-બુક્) *n.* 1. The first book for children:આદીમંજરી;પહેલી ચોપડી;પહેલી પોથી;માર્ગોપદેશિકા.2.A manual;a handbook:લઘુગ્રંથ;નાની ચોપડી;મૂળતત્વ.

**Horned,**(હોર્ન્ડ્)*a.*Furnished with a horn or horns:શિંગડાવાળું;શિં-

He adopts new views for loaves & fishes:

ગાળું.

**Hornet,** (હૉર્નેટ્) *n.* [L. *crabro.*] (*Zool.*) A large,strong wasp:મોટો જણારો ભમરો.**H.***fly*,any dipterous insect:એક જાતની ચટકો મારતી મોટી માખ.*To stir up a hornet's nest*, to provoke the attack of a swarm of spiteful enemies or spirited critics:દ્વેષી શત્રુઓના ટોળાને હુમલો કરવાને માટે ઉશ્કેરવી.

**Hornless,**(હૉર્નલેસ્)*a.*Having no horn:શિંગડાં વિનાનું-વગરનું.

**Horn-mad,** (હૉર્ન્-મેડ્) *a.* Quite mad;-raving crazy:નરાતાળ ગાંડું-અગજનું ખસેલું;ચસ્કેલ.

**Hornpipe,**(હૉર્ન્પાઇપ્)*n.* (*Mus.*) (*a*)An instrument of music:વાજીંત્ર;વાજું.(*b*) A lively tune for dancing: એક જાતનો નાચતી વખતે ગાવાનો મધુર રાગ.

**Horny,**(હૉર્નિ)*a.*Having horns or hornlike projections: શિંગડાંવાળું;શિંગડાં જેવું-નું.2.Composed or made of horn:શિંગડાનું બનાવેલું. 3.Hard;callous:કઠણું;સખત.

**Horography,** ( હૉરૉગ્રફિ) *a.* [Gr. *hora*,an hour & *grapho*,I write.] 1.An account of the hours:કાલમાન-વર્ણન.2.The art of constructing instruments for making the hours:શંકુ કરવાની વિદ્યા.

**Horologe,**(હૉરૉલોજ્)*n.*[Gr.*hora*, any limited time & *logos* speech.] 1.A servant who called out the hours: કલાક કેટલા વાગ્યા તે મોઢેથી બોલનાર-વગાડનાર ચાકર. 2.An instrument indicating the time of day;a time-piece of any kind: કાલમાન-માપક યંત્ર;ઘડી.

**Horological,** ( હૉરૉલૉજિકલ્ ) *a.* Relating to a horologe, or to horology:કાળમાપક યંત્રસંબંધી-નું.

**Horoscope,** (હૉરૉસ્કોપ્) *n.* [Gr. *hora* & *scopeo*, I observe. ] 1. (*Astron.*) (*a*) The representation made of the aspect of heavens at the moment of a person's birth: ટપકો; જન્મકુંડળી-પત્રિકા;જન્માક્ષર; ગ્રહકુંડળી. (*b*) The diagram or signs of zodiac:રાશિચક્ર;કુંડળી.2.A table showing the length of the days and nights at all places: બધી જગ્યાએ દિવસ અને રાતની લંબાઈ દર્શાવનાર પત્રિકા.

**Horoscopy,**(હૉરૉસ્કૉપિ)*n.*1. The act or practice of observing the disposition of the stars, with a view to predicting events:ગ્રહ ઉપરથી ફળ કહેવાની વિદ્યા;ફલાદેશ.2. Aspect of the stars at the time of a person's birth:લગ્ન-જન્મકુંડળી.

**Horrible,**(હૉરિબલ્)*a.*Dreadful; terrible;shocking;hideous:ભયાનક;કમકમાટ ભરેલું;ઘોર;ભયંકર;કરાલ;ઉગ્ર;વિકટ;વિક્રાળ;ભયાનક;ભયજનક.

**Horrid,**(હૉરિડ્)*a.*1.Rough;rugged;bristling:ખરબચડું;ઉંચુંનીચું.2.Dreadful; hideous; shocking;hence,very offensive: ભયંકર;વિક્રાળ;ઘોર;કમકમાટ ઉપજાવે એવું; ત્રાસદાયક;ભયાનક;ભયજનક;ઉગ્ર;દારૂણ;બહુ ગંધાતું.

**Horrify,**(હૉરિફાઇ)*vt.*To cause to feel horror;to strike or impress with horror:થથરાવી નાંખવું; બીવરાવવું;ગાત્રશિથિલ કરી નાખવાં.

**Horror,**(હૉરરર્)*n.* [L. *horreo*, I shiver.]1.A bristling up;a rising into roughness; tumultuous movement:કંપ; ખળભળાટ. 2. A shaking,shivering,or shuddering, (*as in the cold fit which precedes fever* ):થરથરવું તે; થરથરાટ;થરથરી;ધ્રુજરી;કંપારી.3.A painful emotion of fear,dread,and abhorrence;a shuddering with terror and detestation: થરથરી; વિકરાળ;ત્રાસ;ભયકંપ; મહાભય; ચીતળી;કમકમાટ;ફાળ.4.Gloom;dreariness:ઉદાશીનતા; શોકાતુરપણું. *The h.s*,delirium tremens: માંદગીમાં થતી લવરી-બકબકાટ.

**Horse,**(હૉર્સ્)*n.*[L.*curro*,I run.] 1.(*Zool.*)A hoofed quadruped: ઘોડો-ડી-ડું;વાજી;હય;અશ્વ;તુરગ;તુરંગ. 2.The male of the genus horse: ઘોડો.3.Mounted soldiery;cavalry:ઘોડાનું લશ્કર;ઘોડેસ્વાર;સવાર;હયસાદી.4.A frame with legs:ઘોડી-ડો. 5. A frame of timber, shaped like a horse:ઈમારતી લાકડાનો ઘોડો.6. A hobby (*actual or figurative*): મગજનો ફાંટો-ફહેર-તુરંગ;મજબૂત ટટુ.*Horse breaker or trainer*, one employed in subduing or training horses: ઘોડાને તાબે રાખનાર તથા તેમને કેળવનાર-પલોટનાર માણસ;ચાબુક સ્વાર. **H.***sense*,strong common sense: સાધારણ અક્કલ. *Iron* **h.**, a locomotive: આગગાડી ચલાવનારૂં યંત્ર. *To look a gift* **h.** *in the mouth*, to accept favours in a critical and thankless spirit: ધર્મની ગાયના દાંત જોવા.*To take* **h.**, to set out on horseback:ઘોડો પલાણીને જવું.(*b*)To be covered,as a mare:-ના ઉપર ઘોડો ઉડાવવો-નાંખવો;-ને ઘોડો દેખાડવો.*vt.*1.To mount on a horse:ઘોડા ઉપર સ્વારી કo. 2. To sit astride of;to bestride: ઘોડો પલાણીને બેસવું.3. To cover, as a mare:ના ઉપર ઘોડો નાંખવો.4.To take or carry on the back:પીઠ પર લઈ જવું.5.To be flogged: ફટકા ખાવા.*vi.*To get on horseback: ઘોડા ઉપર બેસવું.

**Horse-back,** (હૉર્સ્-બૅક્)*n.*1. The back of a horse:ઘોડા ઉપર સ્વારી કરવાનું આસન-ઠપ;ઘોડાની પીઠ. *On horseback*, on the back of a horse:ઘોડાની ઉપર

**Horse-flesh,**(હૉર્સ્-ફ્લેશ્) *n.* The flesh of horses: ઘોડાનું માંસ. 2. Horses,generally: ઘોડા સમસ્ત; ઘોડાઓ. 3. The qualities of a horse:ઘોડાના ગુણદોષ.

**Horse-guards,**(હૉર્સ્-ગાર્ડ્ઝ)(*Mil.*) A body of cavalry: ઘોડેસ્વાર પલટણ-રીજમીટ.

**Horse-jockey,**(હૉર્સ્-જૉકી) *n.*1.A professional rider and trainer of race horses: સરતના ઘોડા ઉપર બેસીને તેમને શિખવવાનો ધંધો કરનાર માણસ.2. A trainer and dealer in horses:ઘોડાનો સોદાગર.

**Horse-laugh,** (હૉર્સ્-લાફ્) *n.* A loud,boisterous laugh;a guffaw: અટ્ટહાસ્ય;હોકારા હોકારાનું હસવું.

**Horse leech,**(હૉર્સ્-લીચ્)*n.*A farrier;a veterinary surgeon:ઘોડાને સારૂં કરનાર-વૈદ;અશ્વવૈદ્ય.

**Horse-litter,**(હૉર્સ્-લિટ્ટર્) *n.* A carriage hung on poles and borne by and between tow horses:બે ઘોડાની ગાડી.

**Horseman,** ( હૉર્સમૅન ) *n.* *pl.* **Horsemen.**1.A rider on horseback;a mounted man:અશ્વસારી; પક્રો બેસનાર.2.(*Mil.*)A military soldier;a cavalryman:સવાર; ઘોડેસવાર.

**Horseman-ship,**(હૉર્સ્મૅનશિપ્)*n.* The act or art of riding,and of training and managing horses;

શીરા સારૂ શ્રાવક થયા.

manege:અશ્વ રોહણ વિદ્યા; સવારી; અશ્વવિદ્યા.

**Horse-power**,(હૉર્સ્-પાઉઅર્)*n.*1. The power which a horse exerts: ઘોડાનું જોર.2. (*Mach.*) A unit of power,used in stating the power required to drive machinery : વરાળયંત્રની શક્તિનું પ્રમાણ;એકમિનિટમાં એકફુટઊંચું ૩૩૦૦૦ રતલ વજન ઉપાડવું તે; અશ્વબળ. 3. A machine worked by a horse:ઘોડાથી ચલાવાતો સંચો-સાંચો-યંત્ર.

**Horse-shoe**,(હૉર્સ્શૂ)*n.* 1.A shoe for horses:ઘોડાની નાળ;નાળબંધ.2. Anything shaped like a horse shoe:ઘોડાની નાળના આકારની ચીજ.

**Horse-whip**, (હૉર્સ્હ્વિપ્) *n.* A whip for horses:ચાબુક;સાટકો. *vt.* To flog or chastise with a horse-whip:ચાબુક મારવી-થી સજા ક૦.

**Hortation**,(હૉર્ટેશન્)*n.*[L. *hortor*,I urge.]The act of exhorting, inciting, or giving advice; exhortation:બોધ;ઉપદેશ;શિખામણ.

**Hortative**,(હૉર્ટેટિવ્) *a.* Giving exhortation;advisory; exhortative:બોધરૂપનું;શિખામણરૂપનું;બુદ્ધિવાદક;પ્રેરક;બુદ્ધિપ્રદ;ઉપદેશક.

**Hortatory**,(હૉર્ટેટરિ)*a.*Encouraging; exhortatory; inciting: શિખવણીનું;ઉત્તેજનરૂપ;ઉપદેશક;પ્રબોધક;બુદ્ધિપ્રદ.

**Horticultural**,(હૉર્ટિકલ્ટ્યૂરલ્) *a.* Of or pertaining to horticulture or the culture of gardens or orchards:બાગકામ વિદ્યા સંબંધી;બાગાયતી.

**Horticulture**,(હૉર્ટિકલ્ટ્યૂર્)*n.*[L. *hortus*,garden *cultura*,culture.] The art of cultivating gardens or orchards:બાગ બનાવવાનો હુન્નરકળા;બાગ કામ; બાગાયત; બાગાયતી; ઉદ્યાનકર્મ-વિદ્યા;બાગબાની.

**Horticulturist**, (હૉર્ટિકલ્ટ્યૂરિસ્ટ્) *n.*One who practices horticulture:માળીનું કામ કરનાર;ઉદ્યાનકર્મવેત્તા;બાગબાન.

**Hortulan**,(હૉર્ટ્યૂલૅન્)*a.*[L.*hortus*, garden.]Belonging to a garden: વાડીનું-સંબંધી; બાગબગીચાનું; ઉદ્યાન વિષયક.

**Hosanna**,(હૉઝૅન્ના)*n.* A Hebrew exclamation of praise to the Lord,or an invocation of blessings:ઈશ્વર સ્તુતિનો શબ્દ;પ્રભુની કૃપા માગવાનો શબ્દ.

**Hose**,(હોઝ્)*n. Sing.& Pl.* [A.S. *hose.*]1.Close-fitting trousers or breeches,as formerly worn,reaching to the knee:પાયજામો. 2.A stocking or stockings:પગનાં મોજાં.3.A flexible pipe:ખંબાની સુંઢ.

**Hosier**,(હોઝિઅર્) *n.* One who deals in hose or stocking,or in goods knit or woven like hose: મોજાંવાળો;મોજાં વેચનાર.

**Hosiery**,(હોઝિઅરિ) *n.* 1. The business of a hosier:મોજાં વેચવાનો ધંધો.2.Stockings (*in general*):મોજાં.

**Hospitable**, (હૉસ્પિટેબલ્)*a.* [L. *hospes*,a guest.]1. Kind strangers and guests;characterized by hospitality: પરોણાની બરદાશ લેનારૂં;આવકાર ભરેલું;આતિથ્ય-તત્પર-શૂર;અતિથિપૂજક; આદરસત્કારી;અતિથિવત્સલ;સત્કારશીલ. 2.Proceeding from or indicating kindness and generosity to guests and strangers:આદરસત્કારી;આતિથ્યનું; આગતાસ્વાગતાવાળું;પરોણાગત કરનારૂં.

**Hospitably**,(હૉસ્પિટેબ્લિ)*adv.*In a hospitable manner:પરોણાચારથી;મેહેમાનદારીથી;સત્કારપૂર્વક; આગતાસ્વાગતાપૂર્વક.

**Hospital**,(હૉસ્પિટલ્)*n.*[L.*hospes*, guest.]1.A place for shelter of entertainment;an inn:ધર્મશાળા; મુસાફરખાનું. 2. A building in which the sick,injured,or infirm, are received and treated:ઇસ્પીતાલ;દવાખાનું;બીમારખાનું;રોગિશાળા; ઔષધશાળા;રોગ્યાલય.*a.* Hospitable:પરોણાની બરદાસ લેનારૂં.

**Hospitality**,(હૉસ્પિટૅલિટિ)*n.*The art or practice of one who is hospitable ; reception and entertainment of strangers or guests without reward, or with kind and generous liberality:આગતાસ્વાગતા;પરોણાચાકરી;અતિથ્ય;અતિથિસત્કાર-પૂજા-સેવા; આદરસત્કાર;ઉપચાર;બરદાસ્ત;પરોણાગત.

**Host**,(હોસ્ટ્)*n.* [L. *hostia*, sacrifice.](R.C.*ch.*)The consecrated water: પવિત્ર-સંસ્કારી જળ.*n.* [L. *hostes*, enemy. ]1. An army; a number of men gathered for war:ફોજ;લશ્કર; દળ; સેના. 2. Any great number or multitude; a throng:ટોળું;ધાડું;ઝુંડ;ગણ;મેદિની. *n.*[L.*hostis*,stranger.]One from whom another receives food, lodging, or entertainment; an entertainer;a land-lord:યજમાન; ઘરધણી;ગૃહસ્વામી;ગૃહી; ભોજનદાયી; નિમંત્રણકાર; મુસાફરખાનાવાળો; વીશીવાળો.*vi.* To lodge at an inn: ધર્મશાળામાં રહેવું.

**Hostage**,(હૉસ્ટેજ્)*n.*[L. *hospes*, guest;host.]A person given as a pledge or security for the performance of the conditions of a treaty or stipulations of any kind, on the performance of which the person is to be released:સલાહના કોલ પાળવાની ખાત્રી માટે સાનમાં આપેલું માણસ;બાણ;વિશ્વાસ સ્થાન;શરીરબંધક.

**Hostess**,(હૉસ્ટેસ્)*n.* 1. A female host: સ્ત્રી યજમાન. 2. A woman who entertains guests for compensation;a female inn keeper: ગ્રહસ્વામીની;ઉતારાની ધણી;અતિથ્યકારિણી.

**Hostile**,(હૉસ્ટાઈલ્) *a.* [L. *hostis*, enemy.]Belonging or appropriate to an enemy;inimical; unfriendly:વૈરી;દ્વેષી;વિપક્ષી;પ્રતિપક્ષી; વિરૂદ્ધ;પ્રતિકૂળ;વિપરીત;વિરોધી;પ્રતિરોધી.*n.*An enemy:દુશ્મન;શત્રુ;વેરી.

**Hostility**,(હૉસ્ટિલિટિ)*n.pl.* **Hostilities**.1.Unfriendliness; animosity:શત્રુભાવ-વટ;વેર;વેરભાવ;વિરોધ;દુશ્મનાવટ;અદાવત;પ્રતિકૂળતાપણું.*Natural* **h.**:જાતવેર;હાડવેર;આધવેર.2. A hostile deed; attacks of an enemy:લડાઈ; ચડાઈ; હુમલો; વિગ્રહ;યુદ્ધ;સંગ્રામ.

**Hostler**,(ઑસ્લર્)*n.*1.An innkeeper:ધર્મશાળાની તપાસ રાખનાર માણસ.2.A person who has the care of horses at an inn or stable: ઘોડાની તપાસ રાખનાર માણસ;રાવત.

**Hot**,(હૉટ્)*a.*[A.S.*hat.*] 1.Having much sensible heat;very warm: ગરમ;ઉનું;ધીકતું;ધગધગતું; ખળખળતું; સસડતું;ફફડતું;ફફળતું.2.Easily excited;passionate;fiery;eager: આકળાસ્વભાવનું;આતુર; જુસ્સાદાર-વાળું; કડક;ગરમ;જલદ;તાઉસ;ઉગ્રસ્વભાવનું; આકળું;તિખું; ઉગ્ર; તીવ્ર; તરત અસર થાય એવું;આવેશી;તીક્ષ્ણ;દારૂણ;કટું;કડીઝુડ;ધનઘોર.3.Lustful; lewd; lecherous:લુચ્ચું;લફંગું;વ્યભિચારી;છિ-

He that always complains is never pitied:

નાળનું.4.Acrid;biting;pungent: તીખટ;તીખું;ગરમ;તમતમું;ધમધમાટ. *In hot water*(*Fig.*),in trouble; in difficulties:મહેનત-મુશ્કેલી-સંકટમાં;આફતમાં.

**Hot-bed,** (હૉટ્‌બેડ્) *n.* (*Gardening.*)A bed of earth heated by fermenting manure or other substances, and covered with grass,intended for raising early plants, or for nourishing exotics: ઝાડને જલદીથી ઉગાડવા જમીનનું થર;જે ભાગ ઉપર કાચનું આચ્છાદન કરેલું હોય તે.2.A place which favors rapid growth or developement:જે ઠેકાણે ઝાડ જલદીથી ઉગે છે તે.

**Hot-brained,** (હૉટ્‌-બ્રેન્ડ્) *a.* Ardent in temper; violent;high-spirited;irritable; ardent; passionate:ગરમ મિજાજનું; ઉગ્ર સ્વભાવનું;ઉદ્ધતમિજાજનું;શીઘ્રકોપી; તાડસ; સાહસિક;કટક;આકળું.

**Hotel,**(હૉટેલ્ )*n.* A house for entertaining strangers or travellers;an inn or public house, of the better class:મુસાફરખાનું; વીશી;ઉતારો;ભોજનગૃહ.2.In France, a mansion or town-residence of a person of rank or wealth: ફ્રાન્સમાં મોટી પદ્વીવાળા-પૈસાદાર માણસનો મહેલ-મકાન.

**Hot-headed,**(હૉટ્‌-હેડેડ્ )*a.*Fiery; violent;rash;hasty;impetuous; vehement:ઉદ્ધત;કટક;જુસ્સાવાળું; ઉતાવળું; અધીરાઈવાળું; ઉગ્ર; જોસથી આવતું-જતું;ચડાઉ.

**Hotly,**(હૉટ્‌લિ) *adv.* 1. Ardently; vehemently;violently; hastily: જુસ્સાથી;ઉગ્રપણે;ઉતાવળ-અધીરાઈથી. 2.In a lustful manner;lustfully:કામીપણે.

**Hot-pressed,**(હૉટ્‌-પ્રેસ્ટ્ )*a.* Pressed while heat is applied:ગરમી લગાડીને દાબેલું.

**Hot-spur,**(હૉટ્‌-સ્પર ) *n.* A rash, hot-headed man: અવિચારી-ઉતાવળો માણસ;તામસી પ્રકૃતિવાળો.

**Houdah,**(હાઉડા)*n.*A seat or pavilion,generally covered,fastened on the back of an elephant,for the rider or riders:અંબાડી;હોદો.

**Hound,**(હાઉન્ડ્ )*n.* [A.S. *hund.*] 1. (*Zool.*) A variety of the domestic dog,usually which hunts the game by scent:શિકારીકુતરો. 2.A despicable person: નીચ-હલકો-અધમ માણસ.3.A houndfish: એક જાતની માછલી. 4.Projections at the mast head : ડોલના માથા ઉપરના ખીલા-અઢિયો.*To follow the hounds*,to hunt with hounds: શિકારી કુતરાઓને લઈને શિકારે જવું. *vt.*1.To set on the chase;to incite to pursue:છોડી મુકવું; શિકારની પાછળ દોડાવવું;-ની પાછળ મૂકવું. 2.To hunt or chase with hound: શિકારી કુતરાઓથી-ને લઈને શિકારક૦.

**Hour,**(આઉર્ )*n.*[L.*hora.*] 1. The twenty fourth part of a day;sixty minutes:કલાક;અવર;હોરા.**H.***of 24 minutes*:ઘડી;ઘટિકા.*An* **h.** *or so*:ઘડીએક;કલાકેક.*At all* **h**.s: વેળા કવેળા;સદા;સર્વદા.*Auspicious* **h.**:શુભમુહૂર્ત;શુભ ઘન-ઘડી-વેળા-કાળ.*Whose* **h.***is come*:પ્રાપ્તકાળ.*The* **h.***is full*: ઘડી ભરાઈગઈછે.2.Time of the day: વેળા;કાળ;વખત;કેટલા વાગ્યા તે.3.Fixed or appointed time; a particular time or occasion: ઠેરવેલો-મુકરર કરેલો વખત.*The* **h.***of great peril*:ભારે સંકટનો સમય.4.A measure of distance travelled : મુસાફરી કરેલા અંતરનું માપ.5.*pl.*(*R. c.ch.*)Certain prayers to be repeated at stated times of the day:દિવસના અમુક વખતે કરવાની અમુક પ્રાર્થના.*After hours*,after the time appointed for one's regular labor:પોતાની નિયમિત મેહેનતને માટે ઠેરવેલા વખત પછી; વખત પછી.**H.** *plate*,the plate of a time-piece on which the hours are marked; the dial:ચંદો.*The small hours*, the early hours of the morning (as one o'clock,two o'clock etc.,): સવારમાં જે વહેલા વાગે છે તે જેવા કે એક,બે વિગેરે.*To keep good hours*, to be regular in going to bed early:નિયમિત રીતે વહેલા સૂઈ જવું.

**Hour-glass,** (આઉર્ ગ્લાસ )*n.* An instrument for measuring time, especially the interval of an hour:ઘડી;કલાકની શીશી.

**Hour-hand,** (આઉર્‌હેન્ડ્ ) *n.* The hand or index which shows the hour on a time-piece:અવર કાંટો; કલાકનો કાંટો.

**Hourly,**( આઉર્લિ ) *a.* Occurring hour by hour; frequent; often repeated;continual:કલાક કલાકનું; વારંવારનું;જાથુનું; હરઘડીનું; હમેશનિત્યનું.*adv.*Every hour; frequently:દર ઘડીએ;વારેવારે;કલાકે કલાકે;ઘડી ઘડી;હમેશ;નિત્ય.

**House,**(હાઉસ્ ) *n.*[A.S.*hus.*]1.A building or edifice for the habitation of man;a dwelling place; a mansion: ઘર; ગૃહ; ધામ; સદન; મંદિર;મકાન;ભવન. 2. Household affairs; domestic concerns: ઘરસંસાર;ઘરનાં કામકાજ;ઘરકામ; ઘરનો ધંધો.(*Particularly in the phrase to keep* **h.**) 3. Those who dwell in the same house;a household:ઘરનાં માણસો;ઘરકુટુંબ;કુટુંબ; કબીલો;ઘર;ઘરખટલો; પરિવાર. *Ceremony of occupying a* **h.**:ઘરપ્રવેશ; વાસ્તુ પ્રવેશ. *Ceremonies in purification of a* **h.**: ગૃહશુદ્ધિ ; વાસ્તુશાંતિ.4. A family of ancestors,descendents and kindred; a tribe:વંશ;ઓલાદ;ખાનદાન; કુળ. *The* **h.***of Hanover*:હેનોવરનું કુળ-વંશ.5. A body of men united in a legislative capacity: સભા. *The* **h.***of commons*: આમલોકની સભા;દિવાનેઆમ.*The* **h.***of Lords*: દિવાનેખાસ.6. (*Com.*) A firm, or commercial establishment:પેઢી; દુકાન;ખાતું.7.A public house;an inn;a hotel:મુસાફરખાનું;ધર્મશાળા. 8.(*Astrol.*)A twelth part of the heavens:ભુવન;ઘર;સ્થાન.9.A square on a chess-board, regarded as the proper place of a piece: ઘર;સ્થાન.10.An audience;an assembly of hearers:સભા; સાંભળનારા;શ્રોતાજન.11.The body,as the habitation of the soul:શરીર;પિંડ.12.The grave:કબર;ઘોર. "*The narrow* **h.**:"સાંકડી ઘોર-કબર. *To keep house*,to maintain an independent domestic establishment:જુદું ઘર માંડીને રહેવું.*To keep open* **h.**, to entertain friends at all times:સઘળી વખતે ભાઈબંધ-દોસ્તોની પરોણાચાકરી ક૦-બરદાસ લેવી. *vt.* 1. To take or put into a house;to shelter under a roof; to protect by covering:ઘરમાં રાખવું;રહેવાને ઘર-છાપરું આપવું;આશ્રય-આશરો આપવો.2.To drive to a shelter:ઘરમાં ઘાલી દેવું.3.To admit to residence;to harbour:આશરો-આશ્રય આપવો;-ને ઘરમાં ઘાલવું. 4.

To deposit and cover as in the grave:-ની કબર ક૦.5. (*Naut.*) To stow in a safe place: સહિસલામત જગ્યામાં લંગર ક૦.*vi.*1.To abide;to dwell;to lodge:રહેવું.2. (*Astrol.*) To have a position in one of the houses:ભુવન-સ્થાનમાં હોવું.

**House-breaker,** (હાઉસ્બ્રેકર્ )*n.* One who is guilty of the crime of housebreaking: ઘરફોડુ; ઘરમાં ખાતર પાડી ચોરી કરનાર.

**House-breaking,** (હાઉસ્બ્રેકિન્ગ્ ) *n.*The act of breaking open and entering,with a felonious purpose,the dwelling house of another,whether done by day or night:દિવસનું-ખાતર-ચોરી.

**House-dog,**(હાઉસ્ડૉગ્ )*n.* A dog kept in or about a dwelling house: ઘરમાં પાળેલો કુતરો;ગૃહરક્ષક શ્વાન.

**House-hold,** ( હાઉસ્હોલ્ડ્ ) *n.* 1. Those who dwell under the same roof and compose a family:ઘરકુટુંબ;કબીલો;ઘરનાં માણસો;પરિવાર;પરિજન.2.A line of ancestry;a race or house: વંશ;ઓલાદ;કુલ.*a.*Belonging to the house and family;domestic: ઘર કામનું; કુટુંબ સંબંધી;ગામઠી;ઘરગતુ.

**House-holder,** (હાઉસ્હોલ્ડર્ ) *n.* The master or head of a family; one who occupies a house with his family:ઘરધણી;ગ્રહસ્થ;કબીલદાર.

**House-keeper,**(હાઉસ્કીપર્ )*n.*1. One who occupies a house with his family;a householder: ગ્રહસ્થ;ઘરધણી-ધણીઆણી;ગૃહસ્વામી;ગૃહી;કુટુંબી;ઘરબારી.2.One who does or oversees,the work of keeping house:ઘર ચલાવનાર;ઘરનાં કામકાજ ઉપર નજર રાખનાર. 3. One who has a plentiful and hospitable household:જેને બહોળું-મોટું કુટુંબ છે તે માણસ.4.One who keeps or stays much at home (*R*): ઘણો વખત ઘેર રહેનારો. 5. A house-dog:ઘરનો પાળેલો કુતરો.

**House-keeping,** (હાઉસ્કીપિન્ગ્ ) *n.*1.The state of occupying a dwelling house as a householder: ઘરમાં રહેવું તે;ગૃહસ્થાશ્રમ;ઘરસંસાર;સંસાર.2.Management of a house and home affairs:ઘરકામકાજ કરવાં તે.3.A supply of provision:ખોરાક પૂરો પાડવો તે.*a.*Domestic:ઘરકામનું;કુટુંબ સંબંધી;ગામઠી.

**Houseless,** (હાઉસ્લેસ્ ) *a.* Destitute of the shelter of a house; shelterless;homeless: ઘર-આશ્રય વિનાનું-વગરનું-રહિત-નિરાશ્રય;ગૃહશૂન્ય.

**House-maid,** (હાઉસ્મેડ્ )*n.*A female servant employed to do housework,*esp.* to take care of the rooms:ઘરમાં કામ કરનાર બૈરી-ચાકરડી;દાસી.

**House-warming,** (હાઉસ્વૉર્મિન્ગ્ )*n.*A feast or merry-making made by or for a family or business firm on taking possession of a new house or premises:ગૃહપ્રવેશ;વાસ્તુ.

**House-wife,**(હાઉસ્-વાઇફ્ ) *n.* 1. The wife of a house-holder;the mistress of a family: ગૃહિણી;ગેહિની;ઘરધણીઆણી;શેઠાણી;ગૃહકાર્યકુશલા;ઘર ચલાવનારૂં બૈરૂં.2.A little case or bag for materials used in sewing and for other articles of female work : શીવવાના પદાર્થો તથા સ્ત્રી કામની બીજી ચીજો મુકવાની પેટી-કોથળી-કંડિયો-ઝાંપી. 3. A hussy (*R.*): રાંડ; કુલટા. *vt.* To manage with skill and economy: ચતુરાઈ અને કરકસરથી ઘરકારભાર ચલાવવો-ઘરકામકાજ ક૦.

**House-wifery,** (હાઉસ્વાઇફરિ)*n.* The business of the mistress of a family; female management of domestic concerns: ઘરખટલો-ધંધો-કામ; ગૃહકાજ-કાર્ય;ગૃહકાર્યકુશલતા-નૈપુણ્ય;ગૃહકર્માનુષ્ઠાન.

**House-wright,**(હાઉસ્-રાઇટ્ )*n.*A builder of houses : શિલ્પશાસ્ત્રી; મિસ્તરી.

**Housing,**(હાઉઝિન્ગ્ )*n.*1.The act of putting or receiving under shelter;ઘરમાં રાખવું-આશ્રમ આપવો તે.2.That which shelters or covers:જેમાં આશ્રય મળે છે તે; ઘર; આશ્રય. 3. (*Arch.*)A niche of a statue: પુતળુ મુકવાનો દીવાલમાંનો ગોખલો. *n.* 1. A saddlecloth; a horse cloth;in plural,trappings: ઘાસિયો; ઘોડાનો સાજ. 2. An appendage to the collar of a harness:ઘોડાના સાજનો સરંજામ.

**Hove,** (હોવ્ ) *vi. & t.*To rise; to swell;to heave: સુજવું;સોજો થવો-ચઢવો.*Imp.& p. p.* of **Heave.**: ઉંચક્યું;ઉપાડ્યું.

**Hovel,**(હૉવેલ્ )*n.*[A.S.*hof*,house.] 1.An open shed for sheltering cattle:જાનવરને રાખવાનું ઝુંપડું-છાપરી-રૂં.2.A poor cottage;a hut: ઝુંપડી-ડું;છાપરી-રૂં.3.(*Porcelain Manuf.*)A large conical brick structure round which the firing kilns are grouped:તપાવવાની ભઠ્ઠીઓ જેની આસપાસ મુકવામાં આવી હોય એવું શંકુ આકારનું ઇંટનું ચણતર કામ.*vt.*To put in a hovel;to shelter: છાપરી-ઝુંપડામાં ઘાલવું-રાખવું.

**Hover,**(હૉવર્ )*n.* A cover;a shelter;a protection: ઢાંકણ;આશ્રય;રક્ષણ.*vi.*[A.S. *hof*, house.] 1. To hang fluttering in the air,or on the wing;to be suspended in the air above something:પાંખ ફફડાવ્યાં ક૦;પાંખ ઉપર તોળાઈ રહેવું;ટંગાઈ રહેવું. 2.To hang about;to move to and fro near a place, threateningly or irresolutely:ફેરી ફર્યા-માર્યા ક૦; ભમ્યા ક૦;ચક્રાકારે-મંડલાકારે ભમવું.

**How,** (હાઉ) *adv.* [A.S.*hu.*]1. In what manner or way;by what means or process: કેમ કરીને;કેમ; શી-કેવી રીતે. 2. To what degree, extent, number or amount ; in what proportion:કેવડું;કેટલું;કેવું. 3. In what state, condition or plight:કઈ સ્થિતિ-દશા-હાલતમાં;કેમ. 4.For what reason;from what cause: શા વાસ્તે;શાથી;શા કારણથી; કેમ.5.By what name or title:શા નામ-ઇલકાબથી. 6.At what price; how dear:શી કિંમતે; કેટલું મોઘું.

**Howbeit,** (હાઉબીઇટ્ )*conj.* Be it as it may ; nevertheless ; notwithstanding;although;albeit; yet;but;however: પણ;એમ છતાં; ગમે તેમ હોય તોપણ;તોપણ.

**However,** (હાઉએવર્ )*adv.* 1. In whatever manner, way or degree: ગમેતેમ; તોપણ. 2. At all events;at least;in any case:ગમે તેમ હોય તોપણ; તે છતાં; તો. *conj.* Nevertheless;yet;still;though: તોપણ;જોકે;એમ છતાં.

**Howl,** (હાઉલ્ ) *vi.* 1. To utter a loud,protracted, mournful cry or sound, (*as dogs and wolves often do*): (કુતરાં-અને વરૂની પેઠે) રડવું; રોવું. 2. To cry aloud and mournfully;to lament;to wail: વિલાપ કરીને રડવું;પોક મુકીમુકીને પાડી-

He that exalts himself shall be humbled:

શોક કરી રડવું; આક્રંદ કo. 3. To make a noise resembling the cry of a wild beast:(જંગલી પશુની પેઠે)બુધવાટો કo. *Howling wilderness*, a wild, desolate place inhabited only by wild beasts:ફક્તમાત્ર જંગલી પશુઓથી વસેલી-જેમાં જંગલી પશુઓ રહેતાં હોય એવી જગ્યા-સ્થળ. *vi.* To utter with outcry: બૂમ પાડી બોલવું.*n.*1.The protracted, mournful cry of a dog or a wolf: પોકાર;ગર્જન;રડવું તે.2.A prolonged cry of distress or anguish;a wail:રૂદન;આક્રંદ. [ઘુવડ.

**Howlet,**(હાઉલેટ્)*n.*An owl;owlet:

**Howling,** (હાઉલિન્ગ) *a.* Filled with howling beasts;dreary:વાઘ, વરૂ વિગેરેના શબ્દથી ગાજી રહેલું;ઘોર.

**Howsoever,**(હાઉસોએવર્)*adv.*& *conj.*1.To whatever degree or extent;however:ગમે તેવું-તેટલું;એમ છતાં.2.Although;though;however:જો કે;તોપણ;ગમેતેમ થાવતાંપણ.

**Hoy,** (હૉઈ) *n.* (*Naut.*) A small coasting vessel: કિનારે ચાલનારૂં નાનું વહાણ.*Interj.*Ho !;Halloo !; Stop !:અરે !;સબુર !;ઓહો !.

**Hub,** (હબ) *n.* 1. The nave of a wheel:પૈડાની નાઇડી. 2. The hilt of a weapon: ઓજારની મૂઠ. 3. A rough protuberance: ઢેકો હૈઓ. *Up to the* **h.**, as far as possible in embarraesment or defficulty, like a wheel sunk in mire: પત્થર નીચે પગ આવ્યો હોય ત્યારે કજોકજો કાઢવા જેવું;સવટ થઈ શકે તેમ.

**Hubble-bubble,**(હબ્બલ-બબ્બલ) *n.*A tobacco pipe, so arranged that the smoke passes through water,making a bubbling noise, whence its name:હોકો;હુક્કો.

**Hubbub,**(હબ્બબ્)*n.*A loud noise of many confused voices; a tumult;uproar:ધાંધાટ;હોહાકાર;તોફાન; કકલાણ;કોલાહલ;કળકળાટ;સોરબકોર.

**Huckster,** (હક્સ્ટર્)*n.* 1. A peddler;a hawker:ફેરીઓ; ફેરી ફરનાર. 2.A mean trickish fellow:દગાખોર; કિસબખોર. *vt.* To deal in small articles:હલકી ચીજો-પદાર્થોનો વેપાર કo-વેચવી;મનીઆરૂં કo.

**Huddle,**(હડ્લ્) *vi.* To crowd together confusedly; to press or hurry in disorder;to crowd:ભીડ થવી;સંમિશ્રણ થવું;પડાપડી કo.*vt.*1. To crowd together; to mingle confusedly:ગરબડ સરબડ કરી મુકવી;ધોટાળો-ધાલમેલ કo;ગુંચવી નાંખવું. 2.To do,make,or put, in haste or roughly: ઉતાવળથી કરવું-મુકવું; ગરબડ ગોટો કo;hence, to do imperfectly:જેવું તેવું કરીને ઉંચુ મુકવું; લોચા વાળવા;ગોળો પિંડાળો કરી મુકવો.*n.*A crowd; tumult;confusion: ટોળું;સમુદાય; ઝુંડ; ગડબડાટ; ધોટાળો;ધાલમેલ;ગફલત.

**Hue,**(હ્યૂ)*n.*[A.S.*hiew.*]1.Color or shade of color;tint;dye:રંગ; વર્ણ;છાયા. 2.(*Painting*) A primary color modified by combination with others:મૂળ રંગનું અન્ય રંગો સાથેનું મિશ્રણ.*n.* A shouting or vociferation: બૂમ;પોકાર;હાકોટો;બુમાબુમ;હોકારો;કોલાહલ; કલકલ.

**Hued,**(હ્યૂડ્)*a.*Having color: રંગીન;રંગદાર-વાળું.

**Huff,**(હફ્) *vt.* 1. To swell;to enlarge;to puff up:મોટું કo;ફુલાવવું. 2.To chide or rebuke with insolence;to hector;to bully:ધમકાવવું;લબડધક્કે લેવું.3.(*Draughts.*) To remove from the board (the piece which could have captured an opposing piece): દાવની રમતમાં એક જણની જે સોગટી સામાની સોગટીને મારી શકત પણ તેમ ન કરવાથી તે ન મારનારી સોગટીને મારવી-ઉપાડી લેવી.*vi.*1.To enlarge;to swell up:ફુલવું;મોટું થવું. 2.To bluster or swell with anger,pride or arrogance;to storm; to take offence: ચીડાવું;ગુસ્સે થવું; પતરાજી-શેખી કo;રીસાવું;તોફાન કo. *n.* 1. A swell of sudden anger or arrogance:રીસ;ગુસ્સો; ક્રોધ;કોપ;રોષ;ચીડ;ફરા મરજી;ઇતરાજી;રૂસણું. 2.A boaster: પતરાજીખોર માણસ. *To take huff*, to take offence: ખોટું-માઠું લગાડવું.

**Huffish,**(હફિશ્)*a.*Disposed to be blustering or arrogant: ગર્વિષ્ઠ; અભિમાની;ઉન્મત્ત.

**Huffy,**(હફિ)*a.*1. Puffed up:ફુલેલું. 2.Characterized by arrogance or petulance; easily offended: જરામાં તપી જાય એવું;ઝાંઝી;ઉદ્ધત.

**Hug,**(હગ)*vi.*1.To cower;to crouch; to curl up:પગ વાળીને બેસવું;દબાઈને બેસવું;દબાવું. 2.To crowd together; to cuddle: ભેગું-એકઠું થવું; છુપાઈ-સંતાઈ-ભરાઈજવું.*vt.*1.To clasp to the bosom;to embrace: બગલમાં દાબવું; કોટી કo; આલિંગન દેવું; છાતી સાથે ભચડવું.2.To hold fast; to cherish:મજબૂત પકડવું;માયા-હેત દેખાડવું;વ્હાલું-પ્યારૂં ગણવું; વળગી રહેવું.3.(*Naut.*)To keep close to: ની પાસે-નજીક જવું.*To* **h.***the land*: કિનારા-જમીનની નજીક જવું. *To* **h.**, *one's self*,to congratulate one's self;to chuckle:આનંદિત-સંતુષ્ટ થવું;હરખાવું; ખુશી થવું;મલકાવું. *n.* A close embrace or clasping with the arms:દૃઢાલિંગન;આલિંગન;કોટી;બાથ. *Friendly* **h.**: પ્રેમાલિંગન.

**Huge,**(હ્યૂજ્)*a.*Very large;enormous;immense;excessive:મોટું; ઘણું મોટું;ગંજાવર;ઘણું;અટાળીદ;જબરૂં;વિશાળ;વિપુલ.

**Hugger-Mugger,** (હગ્ગર્-મગ્ગર્) *n.*Privacy;secrecy:ગુપચુપી;ચોરી; *in* **h.**, with haste and secrecy: ઝપાઝપ અને ગુપચુપ.*a.*Secret clandestine:છાનું;છુપું;ગુપ્ત.

**Hulk,**(હલ્ક્)*n.*[A.S.*hulc*,a light, swift ship.]1.The body of a ship or decked vessel of any kind : વહાણનું ખોખું;જીર્ણનૌકા.2.A heavy ship of clumsy build:કદરૂપું ભારે વહાણ.3.Anything bulky or unwieldly:કોઈ ભારે પદાર્થ-વસ્તુ.*vt.*To take out the entrails of;to disembowel:-નાં આંતરડાં કાઢી-ખેંચી લેવાં.

**Hull,**(હલ્)*n.*[A.S.*helan*, to conceal.]1.The outer skin of a kernel;the husk:છોડું;છાલ;ફોતરૂં;ફોતરૂં;કોશ;આવેષ્ટન.2. (*Naut.*) The frame or body of a vessel,exclusive of her masts, yards, sails, and rigging: ડોળ, સઢ, દોરડાં વિગેરે શિવાયનું વહાણનું ખોખું.*vt.*1.To free from integument:છોલવું;-નું છોડું કાઢવું.2.To pierce the hull of (તોપના ગોળાથી)વહાણના પેટામાં કાણું-શાર પાડવો;-ને વીંધિ નાંખવું.*vi.* To toss or drive on the water: પાણી ઉપર ખસેડવું-ચલાવવું.

**Hum,**(હમ)*vt.*1.To drone;to murmur;to buzz:ગણગણવું;ગણગણ અવાજ કo;ધમધમ બોલવું-અવાજ થવો. 2.To make a nasal sound(*like that of the letter* **m.**): નાકમાંથી અવાજ કાઢવો;ગુંગું બોલવું.3.To make an inarticulate sound;to hem: ખંખારવું. 4.To express satisfac-

I may as well expect a cat to read:

**Illegitimately**, ( ઈલીજીટિમેટ્લિ ) *adv.*Unlawfully:ગેરકાયદે;ગેરવાજબીપણે;અશાસ્ત્રપણે.

**Ill-fated**, (ઈલ્-ફેટેડ્ ) *a.* Unfortunate:ભાગ્યહીન;કમનશીબ; દુર્ભાગી; મંદભાગી;હતભાગી;અભાગીઉં;નિર્ભાગી.

**Ill favoured**,(ઈલ્-ફેવર્ડ્ )*a.* Ugly; deformed;ill-looking: કદરૂપું; બેડોળ;કુરૂપ;બદશિકલ;વિરૂપ;કુલક્ષણી.

**Illiberal**,(ઈલિબરલ્ ) *a.* [L. *in* & *liberalis*,liberal. ] 1. Not free, generous or noble;base;mean: ઉમદા સ્વભાવનું નહિ તેવું; અનુદાર;દંપણું;મખીચુસ;હલકું;નિચામનનું. 2. Indicating a lack of breeding, culture and the like;rude;narrow:જંગલી;અસભ્ય;અશિષ્ટ;જેને કેળવણી આપવાની ઘણી જરૂર છે તેવું. 3. Not well authorized or elegant:સારી રીતે સ્થાપિત થયેલું નહિ તેવું;અપ્રશસ્ત.

**Illiberality**,(ઈલિબરૅલિટિ)*n.* Narrowness of mind;meanness;parsimony: કૃપણતા; કંજુસાઈ; સાંકડુ મન;નીચતા;દીનતા;ચીંગુસાઈ.

**Illiberally**,(ઈલિબરૅલિ) *adv.* Ungenerously;uncharitably; parsimoniously:કરકસરથી;કંજુસાઈથી; કૃપણતાથી;નીચમતથી.

**Illicit**,(ઈલિસિટ્ )*a.*[L.*in* & *licere*, to be permitted. ] Unlawful; prohibited: કાયદા વિરૂદ્ધ; અઘટિત; ગેરવાજબી;પ્રતિષિદ્ધ;નિષિદ્ધ;અધર્મ્ય; નિયમ-ધર્મ વિરૂદ્ધ.

**Illimitable**, (ઈલિમિટેબલ ) *a.* Incapable of being limited or bounded:અપાર;હદવગરનું;બેહદ;અભુહદ;નિરવધિ;અનંત;અમર્યાદ;નિઃસીમ.

**Illimitably**, ( ઈલિમિટેબ્લિ ) *adv.* Without limit:બેહદ-નિરવધિપણે.

**Illiteracy**,(ઈલિટરૅસિ)*n.* [L. *in* & *literatus*,lettered,learned.] 1. Want of learning or reading ; ignorance:અજ્ઞાન-તા;નિરક્ષરતા;અભણપણું.2.A literary blunder : વિદ્યા સંબંધી ભૂલ-ચૂક.

**Illiterate**,(ઈલિટરેટ્ ) *a.* Ignorant of letters or books:અભણ;અનક્ષર;નિરક્ષર;અશિક્ષિત; અપ્રબુદ્ધ; વિદ્યાજ્ઞાનહીન;અવિદ્વાન.

**Illiterateness**, ( ઈલિટરેટ્નેસ્ ) *n.* Want of learning;ignorance of letters,books &c.:અજ્ઞાનપણું;અવિદ્વતા;અનક્ષરતા.

**Ill-luck-fortune**,(ઈલ્-લક્-ફૉર્ટ્યૂન ) *n.*Misfortune:અવદશા;દુર્ભાગ્ય; દુર્દૈવ;મંદભાગ્ય;કમબખ્તિ.

**Ill-judged**, ( ઈલ્-જજ્ડ્ ) *a.* Done without any thought or wisdom:અવિચારે કરેલું;ડહાપણ વગરનું.

**Ill-nature**,(ઈલ્નેટ્યૂર્ ) *n.* Bad or wicked disposition: દુષ્ટ સ્વભાવ; દુષ્પ્રકૃતિ;દુષ્પ્રવૃત્તિ;અસદવૃત્તિ.

**Ill-natured**, ( ઈલ્નેટ્યૂર્ડ્ ) *a.* 1. Cross;surly;peevish:ચીડિયું; ખરાબ-દુષ્ટસ્વભાવનું;દુઃ શીલ; ખલ. 2. Mischievous:તોફાની;મસ્તીખોર.3. Intractable;not yielding to culture:શિખે નહિ એવું;અશિક્ષ્ય.

**Illness**,(ઈલ્નેસ )*n.*1.Badness;unfavorableness:પ્રતિકૂળતા;વિરૂદ્ધતા. 2.Disease;malady;sickness:બીમારી;રોગ;વ્યાધિ;અજાર;મંદવાડ;પીડા; બાધા; દુઃખ; વિકાર; વિકૃતિ. 3. Wickedness;iniquity:અપ્રમાણિકપણું;દુષ્ટતા;અધર્મતા.

**Illogical**,(ઈલૉજીકલ્ ) *a.* 1. Contrary to the rules of logic:ન્યાયવિરૂદ્ધ;તર્કશાસ્ત્રના નિયમ વિરૂદ્ધ;અયુક્તિસિદ્ધ;અતાર્કિક; અન્યાયાનુસારી; યુક્તિ વિરૂદ્ધ. 2. Ignorant of the rules of logic:ન્યાયશાસ્ત્રના નિયમ વિષે અજાણ્યું.

**Illogically**,(ઈલૉજીકલિ)*adv.* In an illogical manner: તર્કશાસ્ત્રના નિયમથી ઉલટી રીતે.

**Ill-omened**,(ઈલ્ઓમેન્ડ્ )*a.*Unfortunate:અપસુકનિયું;અમાંગલિક;અશુભ સૂચક;અનિષ્ટસંશી.

**Ill-starred**,(ઈલ્સ્ટાર્ડ્ )*a.* Fated to be unfortunate:ભાગ્યહીન; કમનશીબ;ઉંચા ગ્રહનું.

**Ill-temper**,(ઈલ્-ટેમ્પર્ )*n.*Bad temper:ખરાબ સ્વભાવ;દુષ્ટવૃત્તિ;વક્રભાવ.

**Ill-tempered**,(ઈલ્ટેમ્પર્ડ્ )*a.* 1. Of bad temper;morose;peevish:દુષ્ટ-ખલ-ખરાબ સ્વભાવનું.2.Unhealthy: તંદુરસ્ત નહિ એવું;નબળું.

**Ill-timed**, (ઈલ્ટાઈમ્ડ્ ) *a.* Done or said at an unsuitable time:કવખત-વેળાનું;અકાલિક;અકાલ;અપ્રાપ્તાવસર.

**Ill-treat**,(ઈલ્-ટ્રીટ્ )*vt.*To ill use;to maltreat:-ને દુઃખ દેવું;પજવવું;હેરાન ક૦.

**Ill-turn**,(ઈલ્ટર્ન્ )*n.*Not good;loss: અકલ્યાણ;નુકશાન;અપકાર; પાપ;અહિત;દ્રોહ.

**Illude**,(ઈલ્લ્યૂડ્ )*vt.*[L.*in*&*ludo*,*I play.*]To deceive;to mock: ભૂલવવું; ફસાવવું; ઠગવું; ફાંદા-ફંદા-ઝાળમાં નાંખવું;ભ્રમિત ક૦;અવળા પાટા બંધાવવા;ભૂલથાપ દેવી;કુવામાં હાથ મુકાવવો.

**Illuminate**,(ઈલ્લ્યૂમિનેટ્ )*vt.*[L.*in* & *lumen*,light.] 1.To enlighten;to throw light upon: પ્રકાશ-અજવાળું પાડવું;રોશન ક૦;પ્રબોધિત ક૦;જ્ઞાન આપવું.2.To light up as a building:-માં રોશની-દીવા ક૦.3. To adorn,as a book:પુસ્તકને સોનેરી અક્ષર-ચિત્ર વિગેરેથી શણગારવું. *a.*Enlightened:રોશની કરેલી;શણગારેલું.4.To explain;to elucidate: -નો ખુલાસો ક૦;-નું સ્પષ્ટિકરણ કરવું.

**Illumination**,(ઈલ્લ્યૂમિનેશન્ ) *n.* 1.The act of illuminating:પ્રકાશિત ક૦ તે;પ્રકાશન;દીપ્તિ;દ્યુતિ.2.Festive decoration of houses:રોશની;દીપોત્સવ;દીપમાલા-સમૂહ;દીપાવલિ;પ્રકાશ.3.Adornment of books: પુસ્તકને સોનેરી અક્ષર, ચિત્ર વિગેરેથી શણગારવું તે.4.Brightness; splendour:પ્રકાશ;ભભકો;તેજ;દીપ્તિ;પ્રભા.

**Illuminator**,(ઈલ્લ્યૂમિનેટર્ ) *n.* 1. One that gives light:પ્રકાશિત કરનાર ; પુસ્તકને ચિત્ર-સોનેરી અક્ષરથી શણગારનાર.2. A lens or mirror: દુરબીનનો કાચ;ચાટલું.

**Illumine**,(ઈલ્લ્યૂમિન્)*vt.*To adorn: રોશની ક૦;શણગારવું.

**Illusion**,(ઈલ્લ્યૂઝ્હન્ ) *n.* [L. *illusum*, to illude.] A false show; mockery; hallucination; પ્રપંચ; મોહ;ભૂલ; ઇંદ્રજાલ. *Philosophical* i.:માયા;અવિદ્યા; યોગમાયા. 2. Enchantment;witchery:જંતર મંતર;જાદુ. 3. A plain, delicate silk lace:સાદી સુંવાળી રેશમી કોર-રીત.

**Illusionist**,(ઈલ્લ્યૂઝ્હનિસ્ટ્ )*n.*One given to illusion:મોહ-માયાને માનનારો.

**Illusive-illusory**, (ઈલ્લ્યૂસિવ્-ઈલ્લ્યૂસોરિ) *a.*Deceitful; false:માયારૂપ;મોહ પમાડે એવું;કપટી;માર્મિક; માયાવી;ઈંદ્રજાલિક;સ્વપ્નવત;માયાવંત.

**Illustrate**,(ઈલસ્ટ્રેટ્ )*vt.*[L.*lustro*, I light up.]1.To make clear or bright:પ્રકાશિત-ચળકતું ક૦. 2. To set in a clear light; to exhibit distinctly: સ્પષ્ટ-ઉઘાડું ખુલ્લું ક૦; વ્યાખ્યાન ક૦.3.To explain;to exemplify:દાખલો-ઉદાહરણ આપી કહેવું-સમજાવવું;વિવરણ ક૦;પ્રકાશિત ક૦. 4.To adorn with pictures:ચિત્રથી શણગારવું;સુશોભિત ક૦;શોભાવવું; દીપાવવું.5.To make illustrious;

તમે કાળા અક્ષરને કુટી મારો તેવા છો.

to glorify:નામાંકિત-પ્રસિદ્ધ-કીર્તિમાન કo;પ્રતિષ્ઠિત કo.

**Illustration,** (ઇલ્લસ્ટ્રેશન્) *n.* 1. Explanation;elucidation: પ્રકાશિત કo તે;સમજુતી;પ્રકાશન.2.The state of being illustrated or glorified:નામાંકિતપણું;પ્રતિષ્ઠિતતા. 3.An example; an illustrative engraving:દાખલો;દ્રષ્ટાંત;ચિત્ર.

**Illustrative,** (ઇલ્લસ્ટ્રેટિવ્) *a.* 1. Exemplifying;explaining:પ્રકાશક;દાખલો આપી સ્પષ્ટ કરનાર;પ્રકાશનકારક;સ્પષ્ટી કરણોપયુક્ત.

**Illustrious,** (ઇલ્લસ્ટ્રિઅસ્) *a.* 1. Luminous;splendid:પ્રકાશક; ભભકાદાર.2.Eminent;conspicuous: પ્રખ્યાત;પ્રતાપી;નામીચું;ઉમદા; યશસ્વી;તેજોમય;નામાંકિત;નામદાર;નામજાદા;શ્રીમાન્;શ્રીમંત. 3. Brilliant; renowned:પ્રસિદ્ધ;ચળકતું;કીર્તિમાન;તેજવંત;તેજસ્વી;પ્રતિષ્ઠિત;ઉત્તમ;ઉત્કૃષ્ટ;પરમ;વિશિષ્ટ.

**Ill-will,** (ઇલ્-વિલ્) *n.* Enmity; malevolence:દ્વેષ;વેર;વેરભાવ;અદાવત;દુષ્ટભાવ.

**Image,**(ઇમેજ્)*n.*[L.*imitor*,I imitate.]1.A visible presentation; a likeness; a picture; a semblance;an effigy:પ્રતિમા;પુતળું;છબી;ચિતાર;તસવીર.2.An idol:(પુજવાની) મૂર્તિ;પ્રતિમા.3.Show;appearance; cast:દેખાવ;ડોળ;રૂપ;સ્વરૂપ;ઘાટ;છાયા;પ્રતિબિંબ.4.A picture drawn by the fancy;a conception; an idea:વિચાર;ભાવ; ભાવના; કલ્પના; આભાસ;કયાસ; ખ્યાલ;વિચાર;ઉટંગ. 5.An extended metaphor:નિરૂપણ;દૃષ્ટાંત.6.(*opt.*)A reflected likeness:પ્રતિબિંબ;પ્રતિરૂપ;બિંબ.*vt.*1. To represent or form an image of:-નું રૂપ સ્વરૂપ રચવું-બાંધવું.2.To form a likeness of by the fancy: કલ્પના-ખ્યાલ કo.

**Imagery,**(ઇમેજરિ)*n.*1.Imitation work; images in general: મૂર્તિઓ; પૂતળાં. 2. Unreal show; appearance;ખોટું રૂપ-દેખાવ;ડોળ;આભાસ. 3.False ideas; imaginary phantasms:ભાસ;માનસસૃષ્ટિ;કલ્પનાસૃષ્ટિ;આભાસ;વૃથા કલ્પના.4.Figures in discourse:અલંકાર;દૃષ્ટાંત.

**Imaginable,**(ઇમેજિનેબલ્)*a.*Capable of being imagined ; conceivable:કલ્પી-ધારી શકાય એવું; કલ્પનીય;વિભાવનીય;સંભાવ.

**Imaginary,**(ઇમેજિનેરિ)*a.*Existing only in fancy;not real:મનકલ્પિત;અવાસ્તવિક; માનસિક; અતાત્વિક; કલ્પિત;કાલ્પનિક;માયામય;અસત્ય.

**Imagination,**(ઇમેજિનેશન્) *n.* 1. The image-making power:કલ્પનાશક્તિ; તર્કશક્તિ;કલ્પના. 2. The representative power;a fancy: કલ્પના;વિચાર;ખ્યાલ;ભાવના; આકાર;સંકલ્પ;વાસના.3.Contrivance: યુક્તિ;જુગતિ. 4. A conception;a notion:ખ્યાલ;કયાસ;વિચાર;અટકળ.

**Imaginative,** (ઇમેજિનેટિવ્) *a.* 1. Proceeding from imagination: કલ્પિત;કલ્પના બાજ. 2. Given to imagining:જેને ઘણી કલ્પના કરવાનું મન-વલણ હોય તેવું; કલ્પક;વિભાવક;કલ્પનાશીલ.

**Imagine,**(ઇમેજિન્)*vt.* [L.*imago.*] 1. To conceive; to produce by the imagination: યોજના-કલ્પના કo.2.To scheme;to devise:યુક્તિ કo.3.To think: ધારવું;વિચારવું;ગણવું; ચિંતવવું; માનવું. *vi.* To conceive;to devise:ખ્યાલ કરવો; ઉટંગ બાંધવો. 2.To think;to suppose: ધારવું;વિચાર કo;વિચારવું.

**Imbank,**(ઇમ્બૅન્ક્)*vt.* To inclose with a bank ; to defend by banks: બંધ બાંધવો; ધોરાથી રક્ષણ કo;બાંધ-પુસ્તો બાંધવો.

**Imbankment,**(ઇમ્બૅન્ક્મેન્ટ્)*n.*1. The act of surrounding with a bank:ધોરાથી પાણીનો અટકાવ કo તે. 2.Inclosure by a bank:રેલ કે દરિયાના પાણીને બાંધેલો બંધ-ધોરો; બાંધ;પુસ્તો.

**Imbecile,** (ઇમ્બેસિલ્)*a.* [L. *imbecileus*, weak.] Weak; feeble; impotent:અશક્ત;મંદ બુદ્ધિનું; નબળું;કમઅક્કલ;દુર્બલ.

**Imbecility,**(ઇમ્બેસિલિટિ)*n.*Weakness; feebleness of body or of mind:નબળાઈ; અશક્તપણું; મંદબુદ્ધિ;દુર્બળતા;દૌર્બલ્ય.

**Imbed,**(ઇમ્બેડ્)*vt.* [L.*in* & *bed.*] To sink or lay,as in a bed:દાટવું;ગાડવું. [દિધું;ગાડેલું.

**Imbedded,**(ઇમ્બેડેડ્)*a.*Buried:દા-

**Imbibe,**(ઇમ્બાઇબ્)*vt.*[L.*in* & *bibo*, I drink.]1.To drink in;to absorb: પીવું;ચુંસી લેવું;શોષવું;-ના ઘૂંટડા ભરવા. 2.To admit into the mind and retain:મનમાં લેવું-ઉતારવું;ગ્રહણ કo; પેટમાં લેવું;સ્વીકારવું.3.To cause to drink in:પાવું;ચુસાડી લેવડાવવું.

**Imbitter,**(ઇમ્બિટ્ટર્)*vt.*1.To make bitter;to render unhappy:કડવું કo;દુ:ખી કo-થવું.2.To render more violent;to exasperate:વધારે તિવ્ર-ઉગ્ર કo;વધારવું;-માં ઉમેરો-વૃદ્ધિ કo; બળતામાં ઘી ઉમેરવું;ક્રકેરવું;પ્રદિપ્ત કo.

**Imbosom,**(ઇમ્બુઝમ્)*vt.*1.To hold in the bosom; to admit to the affection:ખોળામાં દાબવું;વહાલ રાખવું.2.To inclose in the midst of:વચ્ચોવચ લાવવું.

**Imbricated,**(ઇમ્બ્રિકેટેડ્)*a.*1.Bent and hollowed:ખાંચવાળું; પડનાળ જેવું.2.Lying over each other in regular order, like tiles: નેવાંની પેઠેએકઉપરએકએમતળે ઉપરગોઠવેલું.

**Imbroglio,**(ઇમ્બ્રોલ્યો)*n.*An intricate plot of a drama or fiction: નાટક કે નવલ કથાનું ગુંચવણ ભરેલ વસ્તુ સંકળના-બંધારણ-ચોકઠું. 2. A serious misunderstanding: મોટી ગેરસમજુતી;ગુંચવણ.

**Imbrown,**(ઇમ્બ્રાઉન્)*vt.*To make brown;to tan: બદામી કે તપખીરિયા રંગનું કo.

**Imbrue,**(ઇમ્બ્રૂ)*vt.*1.To moisten; to soak:પલાળવું;ભીંજવવું; લિપ્ત કo. 2. To pour out or distil: બહાર કાઢી નાંખવું;ઝરણરૂપે બહાર કાઢવું.

**Imbrute,**(ઇમ્બ્રૂટ્)*vt.* To degrade to the state of a brute;to reduce to brutality: પશુ જેવું નિર્દય કo-થી દૂર કo;માન ઘટાડવું.*vi.*To sink to the state of a brute:પશુ જેવું થઈ જવું.

**Imbue,**(ઇમ્બ્યૂ)*vt.* [L.*in* & *bibo*, I drink.]1.To tinge deeply; to dye:ખૂબ બોળીને રંગવું.2.To tincture deeply;to cause to become impressed:ભરપૂર-યુક્ત-ગુણમય કo; કેળવવું;સ્થાપ્રવિશિષ્ટ કo.

**Imitable,**(ઇમિટેબલ્) *a.* Capable or worthy of being copied:નકલ કરવા લાયક;અનુગમ્ય;અનુસરણીય;અનુકરણીય;અનુગમનીય.

**Imitate,**(ઇમિટેટ્) *vt.* [L. *emo*, I select.]1.To follow as a pattern or example; to follow in manners: અનુસરવું;-ની લઢણ પકડવી;દેખાદેખી કo;-નું અનુકરણ કo. 2. To produce a semblance;to counterfeit:આબેહુબ ઉતારો-નકલ કo.3. To produce as the copy or counterfeit of something else: ખરાના જેવું ખોટું બનાવવું.

**Imitation,** (ઈમિટેશન્) *n.* **1.** The act of imitating:અનુસરવું-લઢણ પકડવી તે;દેખાદેખી;નકલ;અનુસરણ;અનુકરણ.**2.**Likeness; resemblance: નકલ;ઉતારો;પ્રતિરૂપ;ઉપમાન;સાદૃશ્ય.

**Imitative,** ( ઈમિટેટિવ્ ) *a.* **1.** Inclined to imitate; imitating: અનુસરે-લઢણ પડે-દેખાદેખી કરે એવું; અનુકરણશીલ; અનુકારી;અનુગામી. **2.** Formed after a model or pattern: નકશીનું; નકલ કરવાનું; નમુના પ્રમાણે કીધેલું.

**Imitator,** (ઈમિટેટર્)*n.* One who imitates,copies or follows:દેખાદેખી કરનાર;ઉતારો-નકલ કરનાર.

**Immaculate,**(ઈમ્મૅક્યૂલેટ્) *a.* [L. *in* & *macula*,spot.]**1.**Spotless; unstained;pure:કલંક-ડાઘ વગરનું; નિષ્કલંક; નિર્દોષ; નિર્મલ; વિમલ;નિષ્પાપ;શુદ્ધ;પવિત્ર.**2.**Limpid;pure: સ્વચ્છ;નિર્મળ;વિમલ.

**Immanency,**(ઈમ્મૅનેન્સિ) *n.*Inherence;an indwelling:ખરૂં રહેઠાણ.

**Immanent,**(ઈમ્મૅનેન્ટ્)*a.*[L.*in* & *maneo*,I remain.] Remaining within; internal: સ્વાભાવિક;રહે એવું;મૂળનું;અંતર્ભવ;અંતરસ્થ.

**Immanuel,** (ઈમ્મૅન્યૂએલ્) *n.* God with us: (ઈશ્વર આપની સાથે) ઇસુખ્રિસ્તનું એક નામ છે.

**Immaterial,** (ઇમ્મૅટીરિઍલ્) *a.* **1.** Not consisting of matter; incorporeal:અમૂર્તિમાન;અદૈહિક;આત્મિક;નિરાકાર;અમૂર્ત; અદેહી; અશરીરી;અપાંચભૌતિક; અપ્રાકૃત. **2.** Unimportant: ચિંતા કરવા જેવું નહિ; જુજ;હલકું;નજીવું;અપ્રધાન;સાધારણ; નિષ્પ્રયોજન;નિરર્થક;મુદ્દાનું નહિ એવું.

**Immaterialism,**(ઈમ્મૅટીરિઍલિઝ્મ)*n.*The doctrine that immaterial substances exist or are possible:આત્મવાદ;દેહભિન્નાત્મવાદ; નિરાકારવાદ.

**Immaterialist,**(ઈમ્મૅટીરિઍલિસ્ટ્) *n.*One who believes in immaterialism:આત્મવાદી;નિરાકારવાદી.

**Immature,** (ઈમ્મૅટયૂર્)*a.* **1.** Unripe;not perfect;unfinished:પાકેલું નહિ;કાચું;કુમળું;અપક્વ;અસિદ્ધ. **2.**Too early;hasty;premature: ઘણું જ વહેલું;અધુરૂં;અપૂર્ણ;અકાલિક.

**Immaturity,**(ઈમ્મૅટયૂરિટિ) *n.*Unripeness;incompleteness: કાચાપણું;અપૂર્ણતા; અધુરી હાલત;અપરિપાક;અપરિણામ;અપ્રૌઢતા.

**Immeasurable,**(ઇમ્મેઝ્હ્યૂરૅબલ્) *a.*Incapable of being measured; illimitable:અમાપ-પરિમિત;બેહદ; અનંત;અમેય;સંખ્યાતીત;અસંખ્યાત.

**Immediate,** (ઇમ્મીડીઍટ્)*a.* [L. *in* & *medius*, the middle.] **1.** Proximate;close: પાસેનું;નિકટનું; નજીકનું.**2.**Present;instant:તરતનું; તાત્કાલિક;હાલનું.**3.**Acting or produced directly:પાધરૂં-તરતને તરત સત્તા ચલાવતું-અસર કરતું; સાક્ષાત્સંબંધી;પરંપરા સંબંધ રહિત.

**Immediately,** ( ઇમ્મીડિઍટ્લિ ) *adv.***1.**Proximately;directly: ઘણુંજ પાસે;તરતજ; પ્રત્યક્ષ;સાક્ષાત્.**2.** Without delay;instantly: તરત; તાબડતોબ;ઢીલ-વાર કર્યા વિના;તત્કાળ;અવિલંબે.

**Immedicable,** (ઇમ્મિડિકૅબલ્) *a.* Not to be healed; incurable: આરામ નહિ થઈ શકે એવું; અસાધ્ય.

**Immemorial,** (ઇમ્મેમોરિઍલ્) *a.* **1.**Beyond memory;out of mind: અતિપ્રાચીન; ઘણુંજ જુનું-પુરાતન;અનાદિ;સ્મરણાતિક્રાંત. **I.** *succession*: અનાદિ પરંપરા.*From time* **i.**:અનાદિ કાળથી.**2.**(*Eng.Law.*)Previous to the reign of Richard **I.**: પેહેલા રીચર્ડ રાજાના રાજ્ય પહેલાનું.

**Immense,** (ઇમ્મેન્સ્)*a.* [L. *in* & *metior*,I measure.]Unlimited; very great;vast;huge:અપાર;બેહદ;ઘણું મ્હોટું;પુષ્કળ;અનંત;અત્યંત; અપરિમેય;નિસ્સીમ;અમર્યાદ.

**Immensely,**(ઇમ્મેન્સલિ) *adv.* Infinitely;vastly:બેહદપણે;અતિશય; અત્યંત.

**Immensity,**(ઇમ્મેન્સિટિ)*n.* **1.**Unlimited extension;infinity:બેહદ-વિસ્તાર;અનંતતા;મહાકાશ.*Filling of* **i.**:ત્રૈલોક્ય વિસ્તાર. **2.**Vastness in extent or bulk;greatness:જે બેહદ-અતિ ઘણું છે તે;મહત્વ.

**Immerge,** (ઇમ્મર્જ્)*vt.* [L. *in* & *mergo*,I plunge.]To plunge into or within anything; to immerse:કોઇપણ ચીજમાં બોળવું;ભીનું કo;ઝબોળવું;-માં ગરક-લીન કo; મગ્ન-નિમગ્ન કo.*vi.*To disappear by entering into any medium:કોઇ ઠેકાણે-જગ્યામાં જઇને અદૃશ્યથવું-ન દેખાવું.

**Immerse,** (ઇમ્મર્સ્) *vt.* [L. *in* & *mergo*,I plunge.] **1.**To dip; to sink;to bury:બોળવું;ડબોળવું;દાટવું. **2.**To involve;to overwhelm: દબાવવું; અસ્ત કo. *a.* Buried; hid; sunk:દાટેલું;સંતાડેલું;ડબોળેલું.

**Immersion,**(ઈમ્મર્શન્)*n.***1.**A sinking within a fluid; a dipping: બોળવું-ડબોળવું તે;નિમજ્જન; અવગાહન;સ્નાન;અભિષેક.**2.**Absorption; deep-engagedness:નિમગ્નતા;લિનતા;તલ્લીનતા;લય; તત્પરતા;નિષ્ઠા. **3.** ( *Astron.*) The disappearance of a celestial body: ( છાયામાં પેસીને-સૂર્યના પ્રકાશને લીધે)લોપ-અલોપ-અસ્ત થવું તે;અસ્ત.

**Immethodical,**(ઇમ્મેથૉડિકૅલ્) *a.* Without order;confused:બંદોબસ્તવિનાનું;ક્રમહીન-વિરુદ્ધ;અવ્યવસ્થિત.

**Immigrant,**(ઈમ્મિગ્રૅન્ટ્)*n.* [L. *in* & *migro*, I remove.] One who removes into a country for the purpose of permanent residence: જઇ રેહેવા સારૂ પરદેશમાં આવી રહેલું માણસ;દેશાંતરાધિવાસી.

**Immigrate,**(ઇમ્મિગ્રેટ્)*vt.* To remove into a country for the purpose of permanent residence: જઇ રેહેવા સારૂ પરદેશમાં આવી રેહેવું; દેશાંતરમાં જઇને વસવું.

**Immigration,** ( ઈમ્મિગ્રેશન ) *n.* Removing into a country for the purpose of permanent residence:પરદેશમાં આવી રેહેવું તે;દેશ ત્યાગ;દેશાંતરાધિવાસ.

**Imminence,**(ઇમ્મિનેન્સ્)*n.*[L *in* & *mineo*,I project.]**1.**The condition of being imminent:જોખમમાં આવી પડવું તે.**2.**Impending evil or danger:આવી પડેલું જોખમ-ભય.

**Imminent,**(ઇમ્મિનેન્ટ્)*a.* **1.**Near at hand;impending:નજીક;ઝઝુમતું;ઝઝુમી રહેલું;ઉપસ્થિત;આસન્ન. **2.** Full of threats of danger;perilous:ભય-જોખમ ભરેલું.

**Immiscible** (ઈમ્મિસ્સિબલ્)*a.*Not capable of being mixed:એકઠું કરાય નહિ એવું;અમિશ્રણીય;અમેલનીય.

**Immix,**(ઈમ્મિક્સ્)*vt.* To mix; to mingle: એકઠું કo; સંબંધ-વેહેવાર રાખવો.

**Immobile,**(ઈમ્મોબાઈલ્)*a.*Immovable;fixed: સ્થિર;જડ; સ્થાવર; દૃઢ; અચળ;નિશ્ચલ.

**Immobility,**(ઇમ્મોબિલિટિ)*n.* [L. *in* & *moveo*,I move.]Fixedness in place or state:સ્થિરપણું;અચળપણું;અચલભાવ;અચલતા;સ્થિરતા; સ્થાવરધર્મ;નિશ્ચલતા.

વીંછીને મોઢે ખાસડું; હણતાને હણીયે તેનું પાપ ન ગણીયે.

**Immoderate,**(ઈમ્મૉડરેટ્) *a.* Excessive;extravagant:અતિશય;બેહદ;ઘણુંજ;અમર્યાદ; અત્યંત; અપરિમિત;મર્યાદાતીત;બેસુમાર.

**Immoderately,**(ઈમ્મૉડરેટ્લિ)*adv.* Excessively; unreasonably:અતિશય-બેહદપણે;અત્યંત.

**Immodest,**(ઇમ્મૉડેસ્ટ્)*a.*[L.*in* & *modestus*,modest.] 1.Immoderate;arrogant; impudent: અમર્યાદ;બેઅદબ; નિર્લજ;ધૃત; લજ્જા હીન. 2.Unchaste;lewd;obscene:લાજ વિનાનું;વ્યભિચારી;વ્યભિચારને લગતું.

**Immodestly**(ઇમ્મૉડેસ્ટ્લિ)*adv.*Indecently;unchastely;obscenely: બેઅદબીરીતે;અમર્યાદપણે; નિર્લજતાથી.

**Immodesty,**(ઈમ્મૉડેસ્ટિ)*n.*1.Want of modesty;unchastity:નિર્લજ્જપણું;બેઅદબી.2.Want of descent reserve:જેનામાં કુળ-વંશની લાજનહોયતે.

**Immolate,**(ઇમ્મોલેટ્)*vt.*[L.*in* & *mola*,meal.]To sacrifice;to kill, as a victim:બલિદાન આપવું;નાશકo.

**Immolation,**(ઈમ્મોલેશન)*n.*1.The act of immolating: યજ્ઞ-નાશ કo તે.2.Sacrifice:ભોગ;બળીદાન.

**Immoral,** (ઈમ્મૉરલ્ ) *a.* Wicked; unjust;dishonest;vicious:દુરાચરણી;અન્યાયી;પાપી;દુરાચારી;દુષ્કર્મી; અનાચારી;પાપી;વ્યભિચારી.

**Immorality,**(ઈમ્મૉરૅલિટિ)*n.*1.The quality of being immoral:દુરાચરણી-પાપીથવું તે;અસાધુતા;અન્યાયતા. 2.An immoral act:પાપીદુરાચરણી કામ;અનીતિ;અધર્મ;અનાચાર;અન્યાયવર્તન;દુષ્કર્મ;દુષ્ટતા;વ્યભિચાર;પાપ.

**Immorally,**(ઈમ્મૉરલિ)*adv.* Wickedly; viciously: દુષ્કર્મથી; અધર્મ-અનીતિથી;અનાચારથી;વ્યભિચારપણે.

**Immortal,**(ઇમ્મૉર્ટલ્)*a.*1.Undying; imperishable; lasting for ever:મરે નહિ એવું;અવિનાશી;અનશ્વર;અજર;અમર્ત્ય;અમર.2.Never to cease:અક્ષય;નિત્ય;શાશ્વત; સનાતન. 3.Destined to live in all ages of this world:આ દુનિયાના સઘળા કાળમાં રહેવાને મુકરર થયેલું;સદાસ્થાયી. *n.* One who will never cease: અમરપ્રાણી-જન.

**Immortality,**(ઇમ્મૉર્ટૅલિટિ)*n.* 1. Exemption from death;unending existence:અમર હોવું તે;અમરત્વ;મરણાભાવ;અમૃત્યુ. *Writ of* I.:અમરપટો;અમરપત્ર. 2. Exemption from oblivion;perpetuity: નામ સનાતન રેહેવું તે;નિત્યતા; સનાતનતા.

**Immortalize,**(ઇમ્મૉર્ટલાઈઝ્ )*vt.*1. To cause to live or exist for ever:અમર કo;હમેશ રેહે એવું-શાશ્વત કo; નામ-કીર્તિ શાશ્વત કo. 2. To exempt from oblivion; to perpetuate:નામ અમર કo.

**Immovable,** ( ઇમ્મૂવૅબલ્ ) *a.* 1. Firmly fixed;fast:અચળ; નિશ્ચય; સ્થિર.2.Steadfast;fixed:દૃઢ; નિશ્ચયનું;સ્થાવર;અચળ. 3. Unaltered; unchangeable:બદલાય-ફેરવાય નહિ એવું.4.Cruel;unfeeling: નિર્દય;કઠણ હૈયાનું.5.(*Law.*)Not liable to be moved fixed: ખસેડવાને લાયક નહિ એવું;સ્થાવર.*n.*1.That which cannot be moved: સ્થાવર ચીજ-મિલ્કત.2.*pl.*(*Civil Law.*)Lands and things adherent thereto: સ્થાવર-અચળ વસ્તુ.

**Immunity,**(ઇમ્મ્યુનિટિ) *n.* [L. *in* & *munus*, duty.] 1. Freedom from an obligation;a particular priviledge:માફી;છૂટ; સ્વાધિનતાનો હક;મુક્તિ;મોક્ષ.2.Freedom: છુટા-રહિત હોવુંતે; અભાવ;ન્યૂનતા; રાહિત્ય. As,*an* i.*from error*:ભૂલ કરવાથી છુટા હોવું તે.

**Immure,** (ઇમ્મ્યુર ) *vt.* [L. *in* & *murus*, a wall.] 1. To wall; to surround with wall: દિવાલો-ભીંતોથી ઘેરી લેવું;-ની આગળ પાછળ ભીંતો બંધાવવી.2.To shut up;to confine:ગોંધી-પૂરી મુકવું;કેદ કo.

**Immutability,** ( ઇમ્મ્યૂટૅબિલિટિ ) *n.*Unchangeableness; invariableness : નિર્વિકારી-અવિકારીપણું; અવિકાર;નિત્યતા;અવ્યય.

**Immutable,**(ઈમ્મ્યૂટૅબલ ) *a.* Unchangeable; unalterable: જેમાં ફેરફાર થતો નથી એવું;અવિકારી;સ્થિર; નિર્વિકલ્પ;અવ્યય;નિર્વિકાર;નિત્ય.

**Imp,**(ઇમ્પ્ )*n.*[L.*in* & *putare*, to lop.]1.A shoot;a bud;a slip:ન્હાની કુમળીડાળી-કળી;ડાળી.2.Progeny; child:ન્હાનું-છોકરૂં.3.A devil;a little demon:ન્હાનો સેતાન;ભૂત.*vt.*1. To graft:ઉપર કલમ કo.2.To qualify for flight or use: ઉડવાને-કામ-ઉપયોગને વાસ્તે યોગ્ય-લાયક કo.

**Impacable,**(ઇમ્પૅકૅબલ )*a.*[L.*in* & *paco*,I quiet.]Not to be appeased or quieted:તૃપ્ત-શાંત ન થાય એવું.

**Impact,** ( ઇમ્પૅક્ટ ) *vt.* [L. *in* & *pangeo*,I drive.]To drive close; to press or drive firmly together: સજ્જડ દબાવીને ઠોકવું-કo. *n.* Collision;force communicated: ધક્કો;અથડા અથડી.2.( *Mech.* ) A stroke of a body in motion against another either in motionor at rest:અથડાવું તે.

**Impair,**(ઇમ્પેર્ )*vt.*[L.*in* & *pejor*, worse.] To lessen in power; to weaken;to enfeeble:ઘટાડવું-કમીઓછું કo;ખરાબ કo;બગાડવું;કમજોર કo;નબળું-કમજોર કo;નિર્બળ કo.*vi.* To be lessened;to grow worse: ઓછું થવું;ખરાબ થવું;બગડવું;કથળવું.

**Impair,**(ઈમ્પેર્ )*a.* [L.*in* & *par*, equal.]Not fit;unsuitable:લાયક નહિ એવું; અયોગ્ય.*n.*Diminution; decrease:ઘટાડો; ઓછું થવું તે;ક્ષય; ન્યૂનતા;લોપ.

**Impale,**(ઈમ્પેલ્ )*vt.*[L.*in* & *palus*, a stake.]1.To put on a stake;to put to death by fixing on a stake:શુળીએ ચઢાવવું; શૂળી દેવી. 2. To inclose as with stakes:પૂરવું; બંધ કo;ગોંધી લેવું;ગોંધવું.

**Impalement,** (ઇમ્પેલ્મેન્ટ્ ) *n.* 1. The act of inclosing with stakes: શુળીએ ચઢાવવાની શિક્ષા.2. An inclosed space:ગોંધવાની જગ્યા.

**Impalpable,**(ઈમ્પૅલ્પૅબલ્ )*a.*1.Not to be felt; not coarse or gross: સ્પર્શથી માલૂમ પડે નહિ એવું;અસ્પર્શ્ય.2.Not readily apprehended in mind:મનને તરતજ અસર કરે નહિ એવું;અવ્યક્ત;અતિસૂક્ષ્મ;અગ્રાહ્ય.

**Impanel,**(ઇમ્પૅનેલ્) *vt.* To write, as the names of a jury,in a list: પંચના માણસોનાં નામ યાદિમાં લખવાની ટીપ તૈયાર કo.

**Imparity,**(ઈમ્પૅરિટિ)*n.*1.Inequality; disproportion: અસમાનતા; વૈષમ્ય;અસામ્ય.2.Lack of comparision;incongruity:તફાવત; ભિન્નતા.3.Oddness:એકી.

**Impark,**(ઈમ્પાર્ક્ )*vt.*To inclose or shut up:પૂરી-ગોંધી લેવું.

**Impart,** ( ઈમ્પાર્ટ્ ) *vt.* [ L. *in* & *partio*,I share.]1. To bestow a share or portion of:ભાગ આપવો; બક્ષીસ કo;આપવું;દાન-પ્રદાન કo. 2. To make known;to tell;to disclose:જણાવવું;કેહેવું;વિદિત કo.*vi.*1. To give a part or share:ભાગ આપવો.2.To hold a conference:વિચાર-સલાહને માટે મુલાકાત-બેઠક કo.

I talk of chalk and you of cheese:

**Impartial,**(ઇમ્પાર્શલ)*a.* Unprejudiced;just:અપક્ષપાત; બીનતરફદાર;નિષ્પક્ષપાત;ઉદાસીન;નિસ્પૃહી;સમદર્શી;ઉભયસામાન્ય;અદલ ઇનસાફી.

**Impartiality,**(ઇમ્પાર્શિઍલિટિ) *n.* Disinterestedness ; equitableness:અદલપણું;અપક્ષપાત; બિનપક્ષિ;ઔદાસીન્ય;નિષ્પક્ષપાત;સમાનબુદ્ધિ-દૃષ્ટિ-ભાવ-ધર્મ;સમતા.

**Impartially,** (ઇમ્પાર્શલિ) *adv.* Without bias;equitably;justly: નિપક્ષપાતપણે;વાજબી રીતે.

**Impartible,**(ઇમ્પાર્ટિબલ)*a.* 1. Indivisible : જેના ભાગ થઈ શકે નહિ એવું;અવિભાજ્ય.2.Capable of being communicated: વિદિત કરવા જોગ;જણાવવા જેવું.

**Impartment,** (ઇમ્પાર્ટ્મેન્ટ) *n.* 1. The act of imparting:આપી દેવું તે. 2.That which is imparted; disclosure:કહેલું-જણાવવું-બતાવવું તે.

**Impassable,**(ઇમ્પૅસબલ)*a.*Incapable of being passed; not admitting a passage:જે ઉપર-માં થઈને જવાય-અવાય નહિ એવું;અગમ્ય; ગહન;દુર્ગમ્ય;દુસ્તર;અલંઘનીય;અવઘટ ભરેલો;વિકટ.

**Impassibility,**(ઇમ્પૅસિબિલિટિ)*n.* The quality or condition of being impassible:જડપણું-તા; સુખ દુઃખ લાગે નહિ એવું હોય તે;અચેતનતા;દુઃખાસંગ.

**Impassible-Impassive,** (ઇમ્પૅસિબલ-ઇમ્પૅસિવ)*a.*[L. *in* & *patior*, I suffer.] Inaccessible to harm or pain;without sensation: જડ;સુખ દુઃખ લાગે નહિએવું;અચેતન; નિચેતન;સુખદુઃખાસમ;દુઃખાયોગ્યતા.

**Impassion,** (ઇમ્પૅશન) *vt.* 1. To move or affect with strong passion:ગુસ્સો ઉત્પન્ન કo;ગુસ્સામાં આવવું;જોસ ભરાવવો-ચડવો.

**Impassionate,**(ઇમ્પૅશનેટ) *vt.* 1. To affect powerfully:ગુસ્સો લાવવો.*a.*Strongly passionate: આવેશ-જોશભરેલું;રાગી;રોગાન્વિત;આસક્તચિત્ત.2.Without feeling: અસર લાગે નહિ એવું.

**Impassioned,**(ઇમ્પૅશન્ડ)*a.* Animated;excited:ગુસ્સામાં આવેલું; આવેશી;અનુરાગવાળું;રાગાન્વિત; બદ્ધભાવ;આસક્તચિત્ત;રસિક;રાગયુક્ત.

**Impassively,** (ઇમ્પૅસિવ્લિ) *adv.* Without sensibility to pain or suffering:અચેતનપણે.

**Impatience,**(ઇમ્પેશન્સ)*n.* (L.*in* & *patior*, I suffer.]1. Want of patience;uneasiness of pain or suffering:અધૈર્ય;અધીરાઈ; ઉતાવળ; અધીરતા;ઔત્સુક્ય;વ્યગ્રતા;ઉત્કંઠા.2. Vehement passion;excitement: ગુસ્સો;આવેશ.

**Impatient,**(ઇમ્પેશન્ટ)*a.*1. Restless;hasty:અધીરું;ઉતાવળું;ઉત્કંઠિત;વ્યગ્ર.2.Unendurable;intolerable:સાંખી ન શકે-સાંખવાને અશક્ત એવું;અક્ષમ;ધૈર્યહીન.3. Prompted by impatience: અધીરાઇથી કામ કરનેતત્પર;ઉત્સુક;સોત્કંઠ.*n.*One who is restless under suffering: દુઃખથી જે માણસ વ્યગ્ર-બેચેન થઈ ગયેલો છે તે.

**Impatiently,** (ઇમ્પેશન્ટ્લિ) *adv.* In an impatient manner;with uneasiness:ઉતાવળ-અધીરાઇથી.

**Impawn,** (ઇમ્પૉન)*vt.*To pledge; to deposit as security: હોડમાં-ધરાણે-ગીરો મુકવું.

**Impeach,** (ઇમ્પીચ્) *vt.* [L. *in* & *pes-pedis*,the foot.]1.To hinder to impede:અટકાવવું;અડચણ-નડતર કo.2.To charge with crime;to accuse;esp.,a public officer before a competent tribunal:કોઇ સરકારી અમલદાર ઉપર અધિકારી કોર્ટમાં તોહોમત-દોષ-આરોપ મુકવો;દોષારોપ કo;દોષ દેવો. 3. To call in question : વાજબી-સારૂં નહિ હોય એમ કહેવું-એમ તકરાર કo;-ને માટે વાંધો-હરકત લેવી.*n.*Hindrance:અટકાવ;અડચણ;નડતર;અવરોધ.

**Impeachable,** ( ઇમ્પીચૅબલ ) *a.* Accusable; censurable: આરોપ મુકવા લાયક.

**Impeachment,** ( ઇમ્પીચ્મેન્ટ ) *n.* (*a*)A calling to account;arraignment:તહોમત;દોષ;આરોપ;દોષારોપ.(*b*)Prevention;hindrance:અટકાવ;આડું આવવું તે.(*c*)Censure; accusation:વાજબી-સારૂં નથી એમ કહી વાંધો લેવો-ઉઠાવવો.

**Impearl,**(ઇમ્પર્લ)*vt.*1.To form into pearls:મોતીના જેવું બનાવવું. 2. To decorate with pearls:મોતીથી શણગારવું;મોતી જડવાં.

**Impeccability,**(ઇમ્પેકૅબિલિટિ) *n.* Exemption from sin, error, or offence:જેનાથી પાપ ન થાય એવો ગુણ; પાપાસંભવ;અપાપ;પાપાસંભાવના.

**Impeccable,**(ઇમ્પેકૅબલ)*a.*[L.*in* & *pecco*,I sin.]Not liable to sin; exempt from sin:જેનાથી પાપ થાય નહિ-કરે નહિ તેવું; નિષ્પાપ;પાપાતીત;નિર્દોષ;પાપસંભાવનાતીત.

**Impede,**(ઇમ્પીડ્)*vt.* [L.*in* & *pes-pedis*,a foot.]To hinder;to obstruct:અટકાવવું;વિઘ્ન કo;આડે આવવું; અવરોધ-અડચણ-ખલલ કo-પ્હોંચાડવી.

**Impediment,** ( ઇમ્પેડિમેન્ટ ) *n.* Hindrance;obstacle:અટકાવ;અડચણ;વિઘ્ન;હરકત;નડતર;આડ;અંતરાય;બાધ;વાંધો;પ્રતિબંધ.**I.***in speech*, a defect which prevents utterence: જે ખામીને લીધે કોઈ માણસ બોલતાં અચકાય છે તે;વાક્સ્ખલન.*vt.* To obstruct;to hinder:અટકાવવું; વિઘ્ન-અડચણ-હરકત કo.

**Impel,**(ઇમ્પેલ્)*vt* [L.*in* & *pello*,I drive.]To drive or urge forward; to press on:આગળ ચલાવવું; ગમન કરાવવું;ઉશ્કેરવું;પ્રેરવું;ઉત્તેજન આપવું.

**Impellent,** (ઇમ્પેલેન્ટ)*a.* Having the quality of impelling:ઘણા જોરથી દોડાવતું;ગમન કરાવનાર.*n.*Motive or impulsive power:આગળ ચલાવનારી શક્તિ;પ્રવર્તક;પ્રેરક;પ્રોત્સાહક;પ્રેરણા.

**Impend,** ( ઇમ્પેન્ડ્ ) *vi.* [L. *in* & *pendo*,I hang.]To hang over:માથાપર આવી પહોંચવું;આવી પહોંચવું; પડવાની તૈયારીમાં હોવું;ઝઝુમવું.*vt.*To pay;to render:આપવું;કo;બનાવવું.

**Impendence,**(ઇમ્પેન્ડેન્સ)*n.*Near approach;a menacing attitude: માથા ઉપર આવી પડવું તે.

**Impending,**(ઇમ્પેન્ડિન્ગ)*a.*Hanging over;imminent:આવી પડતું; માથા ઉપર આવતું-પડતું;ઝઝુમીરહેલું; પતનોન્મુખ;ઉપસ્થિત;આસન્ન;નિકટવર્તી.

**Impenetrability,** (ઇમ્પેનીટ્રેબિલિટિ) *n.*1.A quality of being impenetrable:નિર્ભેદ્યતા;વજ્રતા;ગહનતા;દુર્ગમતા.2.(*Physics*.)That property of matter by which it excludes all other matter from the space it occupies: અભેદ્યતા. 3.Obtuseness;stupidity: જડબુદ્ધિ,મૂર્ખાઇ;મૂર્ખતા.4.Want of sympathy;coldness:જેનામાં દયા નહોય તેવું;બેદરકારી;નિઃસ્પૃહતા.

**Impenetrable,** (ઇમ્પેનીટ્રેબલ) *a.* 1. Incapable of being pierced; not to be entered:જેમાં પ્રવેશ ના થઈ શકે એવું;નિર્ભેદ્ય;અભેદ્ય;ગહન;દુર્ગમ;અભેદનીય;ભેદનાશક્ય;અપ્રવેશ્ય.2. Unimpressible;not to be moved

by arguments or motives:કઠણ; વજ્ર જેવું;કઠોર;અસર નહિ થાય એવું.

**Impenitence,** ( ઇમ્પેનિટેન્સ્ ) *n.* Obduracy of heart;want of repentance:કઠણ હૈયું;અપશ્ચાત્તાપ;પશ્ચાત્તાપ હીનતા;અખેદ;કઠિનતા;કઠોરતા.

**Impenitent,** (ઇમ્પેનિટેન્ટ્ ) *a.* Obdurate;of a hard heart:કઠણ છાતીનું;પશ્ચાત્તાપ નહિ કરતું;ખેદહીન.

**Imperative,**(ઇમ્પે'રેટિવ્ )*a.*[L.*in* & *paro*,I order.] 1.Commanding;authoritative:હુકમ-આજ્ઞા કરનાર; દૃઢ આજ્ઞા સૂચક-બોધક-જ્ઞાપક; આદેશક;નિયોજક;વિધાયક.2. Obligatory;binding:અધિકારથી કરેલું; જરૂર કરવાનું;અવશ્યકર્તવ્ય;અવશ્ય માનનીય. I. *mood* (*Gram.*), that mode or form of the verb,which expresses command, entreaty or advice:આજ્ઞાર્થ;આજ્ઞાવાચ;લો ?

**Imperatively,**(ઇમ્પે'રેટિવ્લિ)*adv.* Authoritatively:સત્તાથી;આજ્ઞાથી.

**Imperceptible,** ( ઇમ્પરસેપ્ટિબલ્ ) *a.*1.Not perceived by the senses;not discernible by the mind: કોઈ પણ ઇંદ્રિયથી માલૂમ પડે નહિ એવું;અગોચર;અદૃશ્ય; બેમાલૂમ; ઇંદ્રિયાતીત;દુર્લક્ષ;અવ્યક્ત,અવિભાવ્ય;અસ્પષ્ટ;અગમ્ય; પરોક્ષ. 2. Very small; fine:ઘણું ન્હાનું;સૂક્ષ્મ;બારીક.

**Imperceptibleness,**(ઇમ્પરસેપ્ટિબલ્નેસ્ )*n.*The quality of being imperceptible: અદૃશ્યપણું; બહુજ બારીકાઈ.

**Imperfect,** (ઇમ્પર્ફેક્ટ્ )*a.* 1. Complete in all its parts:અપૂર્ણ;અધુરૂં;અસિદ્ધ. 2. Wanting in some elementary organ:ઉણું;ન્યૂન;હીન; વિકલ;ન્યૂનાંગ;હીનાંગ;કાચું.3.Morally defective:સદોષ;દોષિત.4.Marked by defects : ખોટ-દોષવાળું. *I. chord* (*Mus.*), an incomplete chord:અપૂર્ણ-અધુરી ગત. *I.flower* (*Bot.*),a flower wanting either stamens or pistils:નરતંતુ-કેસર-સ્ત્રી કેસર શિવાય-વિનાનું ફુલ.*I.number* (*Math.*),a number either greater or less than the sum of its several divisors:ભાજકના સરવાળા કરતાં મોટી અથવા નાની હોય તેવી રકમ.*I.obligations*, obligations as of charity which cannot be enforced by law:ધર્મ જેવાં કર્તવ્યો કે જેને અમલમાં મુકાવવાને માટે કાયદો ફરજ પાડી શકતો નથી. I. *tense*, (*Gram.*),a tense expressing an action in time past, then present,but not finished:ચાલુભૂતકાળ.

**Imperfection,** (ઇમ્પર્ફેક્શન્ )*n.*Incompleteness; deficiency: અપૂર્ણતા;કસર;ખોટ;દોષ; ખામી; કચાશ; વ્યંગ;એબ;છિદ્ર;દૂષણ; કલંક; ન્યૂનતા; ક્ષતિ;ખોટ;ખૂટકો.

**Imperfectly,** (ઇમ્પર્ફેક્ટ્લિ ) *adv.* Not fully; not entirely: અપૂર્ણ રીતે;ઉપલક ઉપલક;બેભાગુ;ઉપરચોટીઉં;કાચુપાકું.

**Imperforable,**(ઇમ્પર્ફોરેબલ્)*a.*Incapable of being bored through: કાણું ન હોય-ન પાડી શકાય એવું;નીરંધ્ર; અચ્છિદ્ર;અભેદિત;અવિદ્ધ;અભિન્ન.

**Imperial,**(ઇમ્પીરિઅલ્ )*a.*[L. *impero*,I command.]1.Pertaining to an empire or to an emperor: બાદશાહ-બાદશાહતનું-સંબંધી;શહેનશાહી;બાદશાહી;આધિરાજીક; સાર્વભૌતિક;સામ્રાજીક.2.Royal;supreme: બાદશાહી;રાજકીય. *I. rule*:આધરાજ્ય;ચક્રવર્તિત્વ.3.Of superior size or excellence : શ્રેષ્ઠ-શ્રેષ્ઠતાનું. *I. court*, sovereign court of the German Eempire:જર્મન રાજ્યની બાદશાહી કચેરી.*I.city*,a city having no head but the emperor: જે શહેરનો ઉપરી બાદશાહ શિવાય બીજો કોઇ માણસ ન હોય તે શહેર.*I. diet*,an assembly of all the states of the German Empire: જર્મન રાજ્યોનાં સઘળાં સંસ્થાનોની એક રાજ મંડળી. *n.* 1. (*Arch.*) A kind of dome:એક જાતનો ઘુમટ. 2. A tuft of hair under man's lower lip: માણસના નિચલા હોઠની તળે વાળનો ગુચ્છો. 3. An outside seat on a diligence:ચાર પૈડાંની ગાડી ઉપરની બહાર બેસવાની બેઠક.4.A case for luggage on the top of a coach: ઘોડાગાડીને મથાળેની સામાનને માટે પેટી.5.Anything of unusual size or excellence: અસાધારણ કદ-શ્રેષ્ઠતાની કોઈ ચીજ-વસ્તુ-પદાર્થ. 6. A Russian gold coin worth about eight dollars:આઠ ડૉલરની કિંમતનો રૂશીઆનો એક સોનાનો સિક્કો.

**Imperialist,** (ઇમ્પીરિઅલિસ્ટ્ ) *n.* One who serves an emperor: બાદશાહનો સેવક.

**Imperil,** (ઇમ્પેરિલ્ ) *vt.* To bring into peril;to endanger: જોખમ-ભયમાં નાંખવું;જોખમાય તેમ કo.

**Imperious,**(ઇમ્પીરિઅસ્ )*a.*1. Arrogant;overbearing; haughty: સત્તાએ ભરેલું;અહંકારી; કડક; કરડું; ઉદ્ધત;ધૃષ્ટ.2. Imperative;urgent: અગત્યનું;તાકીદનું; ન ચાલે એવું.

**Imperishable,** ( ઇમ્પેરિશેબલ્ ) *a.* Not subject to decay;indestructible:નાશ ન પામે એવું;અચળ;અવિનાશી;અનશ્વર; અક્ષય; અજર;નિર્જર; અક્ષર;અજરામર;અવ્યય.

**Imperishableness,** (ઇમ્પેરિશેબલ્નેસ્ )*n.* The quality of being imperishable:અક્ષયતા;અવ્યયીભાવ;અજરભાવ;અક્ષયભાવ.

**Impermeability,** (ઇમ્પર્મીઍબિલિટિ) *n.* The quality of being impermeable:અભેદ્યતા ; દ્રવાગમ્યતા;દ્રવાભેદ્યતા.

**Impermeable,**(ઇમ્પર્મીઍબલ્ ) *a.* Impervious;impenetrable:અભેદ્ય;પાણી પણ ન પેસી શકે એવું; દ્રવ્યાગમ્ય;દ્રવરોધક;જલાભેદ્ય.

**Impersonal,**(ઇમ્પર્સોનલ્ ) *a.* Not representing a person: અકર્તૃક-કર્તાવિનાનું;અકર્તૃકવાચ્ય.*Impersonal verb*(*Gram.*), a verb without the inflections appropriate to the first & second persons:અકર્તૃક-કર્તા વિનાનું ક્રિયાપદ;ભાવવાચ્ય.

**Impersonate,**(ઇમ્પર્સોનેટ્ ) *vt.* 1. To invest with bodily substance of a human being:કોઈને મનુષ્યનું રૂપ આપવું.2.To personify:જડપદાર્થને ચૈતન્યનું રૂપ આપવું.3.To personate:થઈને બેસવું;ફલાણો તે હું એમ કહેતા ફરવું;-નું રૂપ-વેશ ધારણ કo-લેવો.

**Impersonation,** (ઇમ્પર્સોનેશન્ ) *n.* Personification; representation in a personal form:જડપદાર્થને ચૈતન્ય આપવું તે;અવતાર.

**Impertinence,**(ઇમ્પર્ટિનેન્સ્ )*n.*1. Absence of adaptedness to the thing in question;irrelevance: અસંબંધ;અપ્રાસંગિકતા;અપ્રસ્તુતતા; અસંગતતા.2.Rudeness; incivility:બેઅદબી;અસભ્યતા;ઉદ્ધતાઈ;અવિનય;ધૃષ્ટતા;અશિષ્ટતા.3.A thing out of place or of no value: નકામી-નજીવી ચીજ.

**Impertinent,**(ઇમ્પર્ટિનેન્ટ્ ) *a.*[L. *in*,*per* & *teneo*,I hold.] 1. Not to the point;irrelevant:લાગુ પડે નહિ એવું;અપ્રાસંગિક;અસંબદ્ધ;અસંગત;અપ્રસ્તુત;અપ્રકૃત. 2. Rude;unbecoming in words or actions:

ઉદ્ધત;ધૃષ્ટ;અશિષ્ટ; અવિનીત; બેઅદબ; હાંઠ.3.Trifling; frivolous: નકામું; નજીવું.*n.*An intruder:વગર બોલાવે-તેડે માંહે જનાર-આવનાર;ઘોલ્લીયો.

**Imperturable,** (ઈમ્પર્ટર્યૂરૅબલ્) *a.* Incapable of being disturbed or disconcerted:ગભરાય નહિ એવું.

**Impervious,** (ઈમ્પર્વિઅસ્) *a.* [L. *in,per* & *via*,way.] Not admitting of passage or entrance through:જેમાં પ્રવેશ થાય નહિ તેવું; અપ્રવેશ્ય;અભેદ્ય;દુર્ભેદ્ય; ગહન; અગમ્ય.

**Impetrate,**(ઈમ્પેટ્રેટ્) *vt.*[L. *in* & *patro*,I bring to pass.]To obtain by request or entreaty: હાજીહા-ખુશામતથી મેળવવું.*a.*Obtained by entreaty : હાજીહા-ખુશામતથી મેળવેલું-પ્રાપ્ત કરેલું.

**Impetration,** (ઈમ્પેટ્રેશન્) *n.* 1. The act of obtaining by prayer or petition: હાજીહા-ખુશામતથી મેળવવું તે.2.(*Law.*)The obtaining of benefices from the church of Rome:રોમના દેવલમાંથી જે કાંઇ પાદરીને ધર્માદા કર્યું હોય તે લેવું તે.

**Impetuosity,**(ઈમ્પેટ્યૂઑસિટિ) *n.* 1.Fury;violence: જુસ્સો; ઝપાટો; જોર;લડાકો;સવેગતા.2.Furiousness of temper: સ્વભાવનો જુસ્સો-જોર; આકળાશ;અકળામણ;ઉતાવળ;સાહસ; ઉગ્રતા;ઝાંઝ.

**Impetuous,** (ઇમ્પેટ્યુઅસ્) *a.* [L. *in* & *pato*,I assail.]1. Furious; forcible;fierce:જોર-વેગવાળું; જબરૂં;તીવ્ર;તીક્ષ્ણ;ઉગ્ર;પ્રબલ. 2. Hasty; passionate:આકળું; ઉતાવળું; ઉગ્ર; કડક;જવાજલ્ય;તીવ્ર; સાહસિક; અસમીક્ષ્યકારી.

**Impetus,**(ઈમ્પેટસ્)*n.*[L.*impetus*, an attack.]Force of motion;momentum: ગતિ આપનારૂં બળ;વેગ; આવેગ;શક્તિ;ગતિ;ઝપાટો; તડાકો;પ્રેરણા;પ્રોત્સાહન.2.Impulse; incentive;vigour:ઉત્તેજન;પાણીચઢાવવું તે.

**Impiety-Impiousness,** (ઈમ્પાઈટિ-ઇમ્પિઅસ્નેસ્) *n.* [L. *in* & *pious*.]1.Ungodliness; wickedness:અધર્મ;પાપ;અભક્તિ; ધર્મલોપ; દેવનિંદા.2.Any act of wickedness: દુષ્ટકર્મ;દુષ્ટતા;અધર્મ કાર્ય-કૃત્ય.3.Want of filial affection; disobedience to parents:માબાપની આજ્ઞા તળે ન રહેવું-તેમના ઉપર પ્યાર રાખવાની ટુટ; પિતૃધર્મ અભાવ;પુત્રધર્મ વિમુખતા.

**Impinge,**(ઈમ્પિન્જ્) *vt.* [L. *in* & *pango*,I strike.]To fall against; to strike;to hit: અથડાવવું; જોરથી લાગવું;અફળાવું.

**Impious,**(ઈમ્પિઅસ્)*a.*1. Profane; irreligious;ungodly;not pious: દેવભક્તિહીન;પાપી; અધર્મી; દુષ્ટ;પાપિષ્ટ;અધાર્મિક; અપુણ્યશીલ; અધર્મનિષ્ટ;દેવનિંદક;ધર્મનિંદક;નાસ્તિક.

**Implacability,**(ઇમ્પ્લૅકૅબિલિટિ)*n.* [L.*in* & *placo*,I appease.] Inexorableness;irreconcilable enmity:કટ્ટો દ્વેષ;દીર્ઘદ્વેષ;અશામ્યતા.

**Implacable,**(ઈમ્પ્લૅકૅબલ્)*a.*1.Inexorable;stubborn in enmity:કદી શાંત ન થાય એવું;અશામ્ય;દુરારાધ્ય; અપ્રસાદ્ય;અચલ;અશમનીય.2.Inextinguishable:દીર્ઘ-અતિદ્વેષી;કટ્ટું;હાડ.

**Implacableness,** ( ઈમ્પ્લૅકૅબલ્નેસ્)*n.*The quality of being implacable;implacability:અશામ્યતા;દીર્ઘદ્વેષ.

**Implant,** ( ઇમ્પ્લૅન્ટ્ ) *vt.* To set, plant or infix for the purpose of growth:સ્થાપવું;રોપવું;દૃઢ બેસાડવું;સજ્જડ કo.

**Implantation,**(ઇમ્પ્લૅન્ટેશન્)*n.*The act of implanting,setting or infixing:સ્થાપવું તે;સ્થાપના;વિલેખન.

**Implead,**(ઈમ્પ્લીડ્)*vt.* (*Law.*) To institute and prosecute a suit against in court;to sue at law: ફરિયાદી કo;-પર કામ ચલાવવું.

**Implement,** (ઈમ્પ્લીમેન્ટ્) *n.* An instrument or utensil as supplying the requisite to the end: ઓજાર;સાધન;સાહિત્ય;હથિયાર;ઉપકરણ;ઉપસ્કર;સામગ્રી;દ્રવ્ય;પાત્ર;યંત્ર. *vt.*1.To accomplish: પૂર્ણ-પુરૂં કo. 2.To cause to be fulfilled or satisfied:અમલમાં લેવડાવવું;બનવરાવવું.3. (*Scots Law.*) To fulfill or perform:કબૂલ રાખવું;બનવવું.

**Impletion,**(ઈમ્પ્લીશન્) *n.* [L. *in* & *pleo*,I fill.]1.The act of filling: ભરવું તે.2. That which fills up; filling:ભરતર;પુરણી;પુરૂકરનાર પદાર્થ.

**Implex,** (ઈમ્પ્લેક્સ્) *a.* [L. *in* & *plico*,I fold.] Infolded; entangled;complicated:ગુંચવણ ભરેલું; કઠણ;મુશ્કેલ.

**Implicate,** (ઈમ્પ્લિકેટ્)*vt.* [L.*in* & *plico*,I fold.] 1. To infold;to connect in many relations:ગુંચવણ;ગુંચવણમાં નાંખવું.2. To show or prove to be connected or concerned; to involve; to connect:સામેલ છે એવું સિદ્ધ કo-બતાવવું.

**Implication,**(ઈમ્પ્લિકેશન્) *n.* 1. The act of implicating or the state of being implicated:ધ્વનન; ફલિત દર્શન;ધ્વનિત દર્શન;આક્ષેપ સામેલગીરી.2.An inference or something which may fairly be understood:ભાવ;ફલિત; ફલિતાર્થ; ધ્વનિ;ધ્વનિતાર્થ;લક્ષ્યાર્થ;સંબંધ;અન્વય; અનુષંગ; સંસર્ગ; અનુમાન; અટકળ; વ્યંજના;ઉપલક્ષણા.

**Implicative,** ( ઈમ્પ્લિકેટિવ્ ) *a.* Tending to implicate:સામેલ;ગુંચવણ ભરેલું;હેતુગર્ભ;સંકેતગર્ભિત.

**Implicit,** ( ઈમ્પ્લિસિટ્ ) *a.* 1. Infolded;complicated:ગુંચવણ ભરેલું;ગુંચવણીયું.2.Tacitly comprised;implied:અનુમાન ઉપરથી જણાએલું-સિદ્ધ કરેલું;ગર્ભિત;અનુમાનસિદ્ધ; અર્થસિદ્ધ;ફલિત;ધ્વનિત.3.Trusting fully the word or authority of another;complete:નિર્વિવાદિત;નિર્વિવાદ;અવિતર્કી;પૂર્ણ;નિઃસંશય;સાફ; નિખાલસ.

**Implied,**(ઇમ્પ્લાઈડ્)*a.*Known by implication;inferential; tacitly conceded:ગર્ભિત;અટકળથી જણાએલું;અનુમાનસિદ્ધ;ધ્વનિત; ફલિત;અર્થસિદ્ધ;ઉપલક્ષિત;સમજી લેવાનું.

**Implore,** (ઈમ્પ્લોર્) *vt.* [L. *in* & *ploro*,I cry out.]To pray earnestly;to entreat;to beg:કાલાવાલા કo; વિનંતિ કo;આજીજીથી માગવું;આરાધવું;સવિનય-અંજલિ જોડી યાચવું.*vi.*To entreat;to beg:વિનંતિ કo;માગવું. *n.*Earnest supplication:કાલાવાલા;વિનંતિ;આજીજી;યાચના;આરાધના.

**Imply,**(ઇમ્પ્લાઈ)*vt.*1.To infold; to wrap up:ગુંચવવું;ગુંથવું.2. To include virtually; to involve by inference:ખરી-સત્ય રીતે અંદર લેવું-સમાવેશ કo;ફલિતાર્થથી દાખવવું-સૂચવવું-સિદ્ધ કo;-થવું-માંથી અર્થ નીકળવો;-નો ધ્વનિ થવો.3. To refer; to ascribe:-નું છે-ને લીધે છે એમ માનવું -કરાવવું;લગાડવું;કારણ જાણવું.

**Impoison,** (ઈમ્પૉઈઝ઼ન્) *vt.* 1. To affect with poison:ઝેર નાંખવું-દેવું -આપવું.2.To imbitter;to impair: કડવું કo.

**Impolicy,** ( ઈમ્પૉલિસિ ) *n.* Inexpedience;defect of wisdom:કુનીતિ;અવિવેક;અવિચાર; અસમજપણું; અયુક્તિ;અનીતિ.

એવું શું રળીયે કે દીવો બાળીને દળીયે.

**Impolite,** ( ઈમ્પોલાઈટ્ ) *a.* Not polite;uncivil:બેઅદબ;અસભ્ય;અવિનયી;અશિષ્ટ;અવિનીત;અનાર્ય.

**Impolitely,**(ઈમ્પોલાઈટ્લિ)*adv.*In an impolite manner;uncivilly: અવિનયતાથી;અસભ્ય રીતે;અમર્યાદાથી.

**Impoliteness,**(ઈમ્પોલાઈટ્નેસ્ ) *n.* Quality of being impolite;rudeness;incivility:અવિનયતા; બેઅદબી;અસભ્યતા;અશિષ્ટતા;અનીતિ.

**Impolitic,**(ઈમ્પોલિટિક્ )*a.*Unwise; imprudent;indiscreet: ડાહ્યું-શાણું નહિ એવું;અવિચારી;અવિવેકી;અદુરદર્શી;અદીર્ઘદર્શી;કાર્યબાધક; અનીતિજ્ઞ;અનર્થાવહ;અનિષ્ટકર;ન્યાયવિરૂદ્ધ.

**Imponderable,Imponderous,** (ઈમ્પોન્ડરેબલ્-ઈમ્પોન્ડરસ્ )*a.*[L.*in* & *pondus*, weight. ] Without sensible weight ; incapable of being weighed:જોખાય-તોળાય નહિ એવું;હલકું;ગુરૂત્વહીન;લઘુ;નિર્ભાર.

**Imporosity,**(ઈમ્પોરૉસિટિ)*n.*Want of porosity; compactness that excludes pores:ઘન-જાડાપણું;ઘનતા;અતિઘનતા.

**Imporous,**(ઈમ્પોરસ્ )*a.*Destitute of pores;solid:કાણાં વગરનું;નીરંધ્ર; ઘનાવયસ્ક;નક્કર.

**Import,**(ઈમ્પોર્ટ્ )*vt.*[L.*in* & *porto*, I carry.]1.To bring in from abroad:દેશાવર ખાતેથી આણવું.2.To imply;to signify:અર્થ દેખાડવો-દર્શાવવો;-નો અર્થ હોવો;સૂચવવું;-ને ઉદ્દેશવું.3.To be of importance or consequence to:-ના કામનું-અગત્યનું હોવું.*n.*1. That which is imported or brought in from abroad: દેશાવરથી આવેલો માલ;વિદેશીય માલ; આયાત;દ્રવ્ય.2.Purport;meaning; intention:અર્થ;અભિપ્રાય; ભાવાર્થ; ભાવ;આશય;હેતુ;ઉદ્દેશ;મતલબ;હાર્દ.3. Importance;weight:વજન;મહત્વ; અગત્ય;ગુરૂત્વ;ગૌરવ;પ્રભાવ;મહિમા.

**Importable,** ( ઈમ્પોર્ટેબલ્ ) *a.* 1. Capable of being imported:પરદેશથી લાવવા જોગ.2.Not to be endured;insupportable:ખમી શકાય નહિ એવું;અસહ્ય.

**Importance,** ( ઈમ્પોર્ટન્સ્ ) *n.* 1. Consequence;weight;moment; significance:મહત્વ;વજન;મોજ;અગત્ય;જરૂરિયાત;ઉપયોગ;ગૌરવ; પ્રભાવ;મહિમા;ઉત્કર્ષ;ઉન્નતિ;પ્રતિષ્ઠા;ગૌરવપદ;પરમપદ.2.Import;meaning: સારાંશ;મતલબ;અર્થ;અભિપ્રાય;આશય.3.Importunity; solicitation: આગ્રહ;અત્યાગ્રહ;ખેંચતાણ.4.Subject;matter:વિષય;બાબત.

**Important,**(ઈમ્પોર્ટન્ટ્ )*a.*1.Restless;anxious:આરામ વિનાનું;આતુર. 2.Significant;weighty:ભારે;ભારબોજવાળું;વજનદાર;અગત્યનું; ઉપયોગી;મોટું;વજનદાર;પ્રધાન.3.Forcible driving:જબરૂં;અસરકારક.4.Importunate:આગ્રહ કરતું;અત્યાગ્રહી.

**Importation,**( ઈમ્પોર્ટેશન્ )*n.* 1. The act of importing from another country:બહાર દેશથી લાવવું તે;આયાત.2. That which is imported:પરદેશથી આણેલો માલ;આયાત.3.The act of carrying;conveyance:લઈ જવું તે;વહન.

**Importer,**( ઇમ્પોર્ટર્ )*n.*One who imports:પરદેશથી માલ લાવનાર.

**Importunate,**(ઈમ્પોર્ટ્યુનેટ્ ) *a.* 1. Urgent ; over-pressing in request,or demand;teasing: અગત્યનું;ઘણા કાલાવાલા કરતું; અત્યાગ્રહી; નિર્બંધશીલ;અતિયાચક.2 Causing trouble; hard to be borne: જોર કરતું;સહન કરી શકાય નહિ તેવું.

**Importunately,**( ઈમ્પોર્ટ્યુનેટ્લિ ) *adv.*With pressing solicitation: આગ્રહપૂર્વક;વારંવાર.

**Importune,**( ઈમ્પોર્ટ્યૂન્ )*vt.*[L.*in* & *porto*,I bear.] 1. To request with urgency;to tease:વારંઘડીએ કાલાવાલા કo; ઘણો આગ્રહ કo; ગળે પડવું; ચામાચિડિયાની માફક વળગવું; ખીજવવું.2.To import;to signify: માંહે જીવ-વજન હોવું; અગત્ય-વજનજીવનું હોવું.*vi.*To require; to call for:પૂછવું;માગવું.

**Importunity,** ( ઈમ્પોર્ટ્યૂનિટિ ) *n.* Pressing solicitation;urgent request:અત્યાગ્રહ;કાલાવાલા; આગ્રહ; અતિ યાચના-પ્રાર્થના;નિત્યપ્રાર્થના;જીકર;જીદ;માથાકૂટ-ફોડ.

**Imposable,**(ઈમ્પોઝેબલ્ ) *a.*Capable of being imposed or laid on:ઘાલવા-બેસાડવા જોગ.

**Impose,**(ઈમ્પોઝ્ )*vt.*[L.*in* & *pono*, I put.]1.To lay on;to put:મુકવું; રેડવું.2.To levy;to inflict:બેસાડવું; ઘાલવું; ફરમાવવું;-પર નાંખવું. 3. To pass off;to palm:હડસેલવું;હડસેલી દેવું.4.(*Eccl.*) To lay on (*hands in the act of ordination*):મુકવું. 5.(*Print.*)To lay on the stone, in order to arrange it for printing:છાપવાને માટે બીબાં ગોઠવવાં-મુકવાં.*vi.*To practise tricks or deception:છેતરપીંડી-લુચ્ચાઈ કo;છેતરવું;ઠગી જવું.*To* **i.***on*,to put a trick or deceit on:ઠગવું; છેતરવું; ધૂતવું;ફસાવવું.*n.*Command; injunction: આજ્ઞા;હુકમ;ફરમાન.

**Imposing,**(ઈમ્પોઝિન્ગ્ ) *a.* 1. Enjoining: ફરમાવેલું; હુકમ કરેલું. 2. Impressive;commanding: અસરકારક;ભભકાદાર; ડોળદાર; ભવ્ય;વિસ્મયાવહ; અદ્‌ભુત. 3. Deceiving; deluding:છેતરવું;ઠગવું.*n.*(*Print.*) The act of putting:ગોઠવવું તે.

**Imposition,**(ઈમ્પોઝિશન્ )*n.*1.The act of imposing or laying on: મુકવું-બેસાડવું તે; સ્થાપન; સ્થાપના; આરોપ.2.Burden;levy; tax: કર; જકાત;વેરો.3.(*Eng.Universities.*) An extra exercise enjoined on a student as a punishment:વિદ્યાર્થીને સજા દાખલ કંઈ લખી લાવવાનો અથવા મ્હોડે કરવા આપેલો પાઠ. 4. Deception;fraud;cheating:ઠગાઈ;દગો;પાખંડ; છળ; પ્રપંચ. 5. The act of laying on the hands as a religious ceremony:ધર્મક્રિયા તરીકે કશા ઉપર હાથ મુકવો તે.

**Impossibility,** (ઈમ્પૉસિબિલિટિ) *n.*1.Impracticability: અશક્યતા; અસંભવ;અસાધ્યતા;અસંભાવના. 2. That which cannot be done or endured:જે બની શકે નહિ તેવું;અસંભાવિત વાર્તા;અશક્ય વિષય.

**Impossible,**(ઈમ્પૉસિબલ્ )*a.* [L. *in*,& *possibilis*,possible.]1.Not possible;absurd or impracticable:કરી શકાય નહિ તેવું; અસાધ્ય;અશક્ય;અસંભાવ્ય; અસંભવિત; અસંભાવનીય;અઘટમાન;મૃગજળવત્; શશશૃંગાયમાન. *n.* Something that cannot be:જે બની શકે નહિ તે;અશક્ય વિષય-વાર્તા.

**Impost,**(ઈમ્પોસ્ટ્ )*n.*1. A tax,tribute or duty: જકાત; દાણ;કર. 2. (*Arch.*)That part of a pillar in vaults and arches on which the weight of the building rests:થાંભલાની જે કમાન ઉપર ઈમારતનો આધાર હોય છે તે.

**Imposthume,**(ઈમ્પૉસ્ટ્યૂમ્ )*n.*An abscess:ફોલ્લો; ગુમડું; ગડ. *vi.* To form an abscess:ગુમડું-ફોલ્લો થવો.

**Impostor,** (ઈમ્પૉસ્ટર્ ) *n.* A deceiver under a false character;

a pretender:ઠગારો;ધૂતારો;ઠગ;વેષધારી-પાખંડી માણસ.

**Imposture,**(ઇમ્પૉસ્ટ્યુર )n.Fraud or imposition:ઠગાઈ;દગલબાજી;ઢોંગ,પાખંડ;છળ.

**Impotence-cy,**(ઇમ્પૉટેન્સ-ન્સિ) n. 1.Weakness; inability: નબળાઇ; કમજોરી;અશક્તિ; નિર્બલતા; દુર્બલતા; દૌર્બલ્ય.2.Want of self-restraint: મન વશ નહિ ક૦ તે-હાથમાં ન રાખવું તે. 3.(*Law* & *Physiol.*) Inability to beget children; barrenness: નામર્દાઈ; નામર્દી; જનનશક્તિનો અભાવ;બાયલાપણું;નપુંસકતા.

**Impotent,** (ઇમ્પૉટેન્ટ્ )a.1. Destitute of force;weak;feeble:કમજોર;નબળું;કમતાકાત;અશક્ત;નિઃસત્વ; નિષ્ફળ;નિરર્થક;વ્યર્થ;વૃથા.2. Of ungoverned passion; violent: જોરજોરશમાં આવેલું.3. (*Law.*)Unable to copulate;sterile:નપુંસક;નામર્દ; બાયલું;ઈંદ્રિયશ.Sometimes, barren;sterile:વાંઝીયું. n. One who is feeble:નબળું માણસ.

**Impound,**(ઇમ્પાઉન્ડ્ )vt.[L. *in* & *pound*, an enclosure.] To confine;to restrain within limits: વાડામાં રાખવું;ડબામાં ઘાલવું-પુરવું.

**Impoverish,**(ઇમ્પૉવરિશ્ )vt. [L. *in* & *pauper*,poor.]1.To make poor;to reduce to poverty:ગરીબ-દરિદ્રી-ભિખારી-નિર્ધન ક૦. 2. To make sterile: સત્વ-કસ કાઢી લેવો; નિઃસત્વ ક૦; બળહીન-સત્વહાનિ-સત્વનાશ ક૦.

**Impoverishment,** (ઇમ્પૉવરિશમેન્ટ્ )n. Reduction to poverty: exhaustion:દરિદ્રતા;નિર્ધનતા;દરિદ્રીકરણ;સત્વનાશ;સત્વહાનિ;નિર્ધનાવસ્થા.

**Impracticability,** (ઇમ્પ્રૅક્ટિકૅબિલિટિ)a.1.Infeasibility: અશક્યતા; અસાધ્યતા. 2. Untractableness: stubbornness: હઠીલાઈ; શિરજોરી; અનિવાર્યતા.3. An impracticable thing:અસંભવિતવાત-વસ્તુ-વિષય.

**Impracticable,**(ઇમ્પ્રૅક્ટિકૅબલ્ )a. 1.Not practicable; impossible: અશક્ય;બનીશકે નહિ એવું; અસાધ્ય; દુઃસાધ્ય;દુરતિક્રમ;અઘટનીય. 2.Untractable; stubborn: સમજે નહિ એવું;હઠીલું;અનિવાર્ય.3. Not to be persuaded by any reasonable method:કોઈપણ રીતે સમજી સકે નહિ એવું;મમતીલું; જીદ્દી. 4. Incapable of being used or availed of:ઉપર થઈને જવાય નહિ એવું;અગમ્ય;ગહન.

**Imprecate,**(ઈમ્પ્રીકેટ્ ) vt. [L. *in* & *precor*,I pray.]1.To call down by prayer;to invoke,as evil:આજીજીથી-વિનંતિ કરીને બોલાવવું.2.To invoke evil on:ને શ્રાપ દેવો;બદદુવા માગવી;-નું અહિત-અનિષ્ટ-અકલ્યાણ ઈચ્છવું.

**Imprecation,** (ઈમ્પ્રીકેશન ) n. A prayer that a curse or calamity might fall on any one:શ્રાપ;બદદુવા;અકલ્યાણઈચ્છવું તે;અનિષ્ટેચ્છા;ગાળ.

**Imprecision,** ( ઈમ્પ્રીસિશન ) n. Want of exactness;defect of accuracy:અશુદ્ધતા;ચૂક;ખામી;ખોટ;ભુલ.

**Impregnable,**(ઈમ્પ્રેગ્નૅબલ )a. [L. *in* & *prehendo*,I take.] 1. Not to be taken by assault:હુમલાથી લઈ શકાય-લેવાય નહિ એવું;અજીત;અજેય;અસાધ્ય;વિકટ;બેલાગ;અજય્ય.2. Invincible: જીતાય નહિ એવું;-ની સામા કોઈથી થઈ શકાય નહિ એવું; ગહન;અગઇય;દુર્ગમ.

**Impregnate,**(ઈમ્પ્રેગ્નેટ્ )vt.[L.*in*, *præ*&*gigno*,I beget.]1.To make pregnant;to make prolific:ગર્ભવંતી-હૃહાડાવાળી ક૦; ગર્ભાધાન ક૦; ગર્ભસ્થાપન-સ્થાપના ક૦;ગાભિણી ક૦. 2.To fertilize;to imbue:ફળ આપે એવું-ફળવંત-ફળદ્રુપ ક૦;ઉત્પન્ન ક૦. 3. To communicate the particles of one thing into another: એક વસ્તુનાકણ બીજી વસ્તુમાં જાય તેમ ક૦.

**Impregnation,**(ઈમ્પ્રેગ્નેશન )n.1. Fecundation: ગર્ભ ધારણ-સ્થાપન; ગર્ભોત્પાદન.2.The state of being impregnated:ગર્ભાધાન. 3. Infusion;saturation:મિશ્રણ;સમ્મિલન.

**Impress,** ( ઇમ્પ્રેસ્ ) vt. [L. *in* & *premo*,I press.] 1. To press or stamp in or upon;to imprint: નિશાન-છાપ પાડવી-મારવી; છાપવું; અંકિત ક૦;ચિન્હવાળું ક૦.2.To fix deeply in the mind; to inculcate:ઠસાવવું;ઉતારવું.3.To produce by pressure,as a mark,stamp, etc:છાપ-મહોર-સિક્કો દબાવીને પાડવો.4.To take by force for public service:સરકારી કામ સારૂ જોર જુલમથી લેવું;વેઠે પકડવું. n.1. A mark made by pressure;indentation; imprint:છાપ;મુદ્રા;છાપો;આકાર.2. Mark of distinction;seal;stamp: છાપ;નિશાની;ચિન્હ;લક્ષણ; અંક. 3. Device;motto:યુક્તિ;ઉપાય;મુદ્રાલેખ.4.Compulsion to serve: કામ કરવાની ફરજ પાડવી તે;વેઠ.*I.money*, a sum of money paid to men who have been impressed: જે માણસોને વેઠે પકડવામાં આવેલા હોય તેમને તે વખતે આપેલી પૈસાની રકમ.

**Impressible,**(ઈમ્પ્રેસિબલ્ )a.Capable of being impressed; susceptible;sensitive: છાપ પાડી શકાય એવું.

**Impression,**(ઇમ્પ્રેશન )n. 1. The act of impressing or stamping: છાપ મારવી-છાપવું તે.2.(*a*) Mark; stamp;indentation:ચિન્હ;મુદ્રા;છાપ;છાપો;આકાર;નિશાની;છેદ;ખાંચો.3. Appearance;phenomenon:દેખાવ;દૃષ્ટિવિષય;ચમત્કાર.4. Influence or effect on the senses or the intellect;interest;concern:છાપ;અસર;સંસ્કાર;ચિત્તસંસ્કાર;ખ્યાલ; અનુભવ;બુદ્ધિ;મતિ;સ્વાર્થ;લાભ;હિત;પ્યાર;હેત;ચિંતા;દરકાર;કાળજી.5.An indistinct notion,remembrance or belief: અસ્પષ્ટ વિચાર-ભાવ-સ્મરણ કિંવા વિશ્વાસ;ભાસ;આભાસ;ભાન.6. Impressiveness ; emphasis of delivery:અસર;છાપ;ઠસકો.7.Whole edition printed at a given time: આવૃત્તિ.8.A print on paper from a wood-block:છાપ;મુદ્રા.

**Impressive,** (ઇમ્પ્રેસિવ્ ) a.1. Adapted to touch the sensibilities or the conscience:મનમાં ઠસી જાય એવું;અસરકારક;ચિત્તાકર્ષી;હૃદયહારી;હૃદયભેદક;હૃદયંગમ.2.Susceptible;impressible:ગ્રાહક;કોમળ;ગ્રહણસમર્થ.

**Impressment,**(ઈમ્પ્રેસ્મેન્ટ્ )n.The act of seizing for public use;compulsion to serve:વેઠે પકડવું તે.

**Impressure,**(ઈમ્પ્રેશર્ )n. Indentation:છાપ;આકાર;ઠસ્સો; નિશાની; મુદ્રા;છેદ;કાપો;ખાંચ.

**Imprest,**(ઇમ્પ્રેસ્ટ્ )vt.To advance on loan:અગાઉથી પૈસા આપવા. n. A kind of earnest money;loan: અગાઉથી આપેલા-બાનાના પૈસા.

**Imprimis,**(ઇમ્પ્રાઈમિસ્ )adv.[L.*in* & *primus*, first in order.] In the first place:પહેલેથી;પ્રથમથીજ; આદિથી;પ્રથમત;અગાઉથી.

**Imprint,** (ઇમ્પ્રિન્ટ્ ) n. [ L. *in* & *print.*]Whatever is printed on the title page:છાપવાની જગા તથા તારીખ સાથેનું છાપવાનું નામ; દીબા-

છાપરનું લખાણ.*vt*.1.To impress;to stamp:છાપ મારવી-પાડવી;છાપવું.2. To stamp or mark by means of types: બીબાંથી છાપવું.3.To fix permanently on the mind:મનમાં ઠસાવવું-ઉતારવું.

**Imprison,**(ઇમ્પ્રિઝન્ )*vt*. [L.*in* & *prison*.]1.To put into a prison; to arrest and detain in custody:કેદ ક૦;તુરંગમાં પૂરવું;કેદખાને-બંધીખાને નાંખવું;કારાગૃહમાં નાંખવું.2. To restrain from escape:અટકાવવું;રોધવું;પૂરી મુકવું.

**Imprisonment,**(ઇમ્પ્રિઝન્મેન્ટ્ ) *n*. Confinement in a prison; restraint from liberty:કેદ ક૦ તે;કેદ; બંદી;અટકાવ;બંધન;કારાપ્રવેશ;નિરોધ.*False* **i.**,confinement without sufficient authority:જોઈએ તેટલી સત્તા શિવાય કરેલી કેદ.

**Improbability,**(ઇમ્પ્રૉબૅબિલિટિ)*n*. The quality of being not likely to be true;unlikely to be true; unlikelihood:અસંભવ;ન બને તેવો જોગ;અસંગતિ;અનુપપત્તિ;અસંભાવના.

**Improbable,**(ઇમ્પ્રૉબેબલ્ ) *a*. Not probable;unlikely to be true:ઘણું કરીને બને નહિ તેવું; અસંભવિત; અસંભાવ્ય;અસંગત;અવગડભરેલું;દુર્ઘટ;અઘટિત;અઘટનીય;કઠિન;વિકટ.

**Improbity,** (ઇમ્પ્રૉબિટિ) *n*. Want of integrity;dishonesty:અપ્રમાણિકપણું;બેઇમાનદારી; લબાડી; અશુચિતા;કાપટ્ય;ખળતા;શઠતા.

**Impromptu,**(ઇમ્પ્રૉમ્પ્ટ્યૂ )*adv*.[L. *in* & *promptus*,ready.]Off-hand; without previous study:અગાઉથી વિચાર કર્યા વગર-વગરનું;પૂર્વ વિચાર રહિત;અકસ્માત ;અયત્નપૂર્વ;શિઘ્ર.*n*. An extemporaneous composition: તરતની તરત કરેલી કવિતા;શીઘ્ર કવિતા;પ્રાસાદિક કવિતા.

**Improper,** (ઇમ્પ્રૉપર્ ) *a*. 1. Not proper; unfit; unbecoming;incongruous;inappropriate; અયોગ્ય;અયુક્ત;અનુચિત;અઘટિત;નાલાયક; અણઘટતું;અણછાજતું;અજુકતું; ગેરવાજબી;ગેરશિરસ્ત;અન્યાય;અનુપયોગી; નિરૂપયોગી;અકાર્ય;અકર્ત્તવ્ય.**I.***union*: અસંગતિ;કુયોગ.2. General; common:સાધારણ.3. Inaccurate;erroneous:ખોટું;ભૂલ ભરેલું.*I. fraction (Arith.)*,a fraction whose denominator is less than its numerator:જે અપૂર્ણાંકનો છેદ તેના અંશકરતાં ઓછો હોય તે;વિષમઅપૂર્ણાંક.

**Improperly,**(ઇમ્પ્રૉપર્લિ)*adv*. Unsuitably; unbecomingly: ગેરવાજબી રીતે;ખોટી રીતે;અયોગ્ય રીતે.

**Impropriety,** (ઇમ્પ્રોપ્રાઇટિ) *n*. 1. The quality of being improper; unfitness: અયોગ્યતા; અનૌચિત્ય; અયુક્તતા;અનુપપત્તિ;અયુક્તિ;નાલાયકી;ગેરવાજબીપણું. 2.An unsuitable act:અયોગ્ય-ગેરવાજબી કામ;અન્યાય;અયોગ્યતા;ગેરશિરસ્તો;(*of conduct*.)અનીતિ;અવિનય; કુચરિત;અમર્યાદા;મર્યાદાતિક્રમ.

**Improvable,**(ઇમ્પ્રૂવૅબલ્ )*a*.1.Admitting of being made better: સુધારવા લાયક-યોગ્ય;સુધારો થઈ શકે તેવું.2.Capable of being used to advantage; profitable;advantageous:લાભકારક; ફાયદેમંદ; ઉપયોગ કરી શકાય તેવું.

**Improvableness,**(ઇમ્પ્રૂવૅબલ્નેસ્ ) *n*.Susceptibility of being made better:સુધારો.

**Improve,** ( ઇમ્પ્રૂવ્ ) *vt*. [L. *in* & *probo*,I try.]1.To make better: સુધારવું; ઉત્કર્ષ-ઉન્નતિ ક૦; હોય તેથી સારૂં ક૦;વૃદ્ધિ ક૦;-માં વધારો ક૦.2. To employ to good purpose:સારો ઉપયોગ ક૦;સારા કામમાં લેવું;સાર્થક-સફળ ક૦.3.To advance or increase by use:વાપર-ઉપયોગથી વધવું-ફેલાવો થવો.*vi*.1.To grow better;to make improvement:સુધરવું;સારૂં થવું;ઉત્કર્ષ-ઉન્નતિ થવી.2.To grow worse:દુર્ગુણ-દુરાચરણમાં વૃદ્ધિ પામવી.3.To increase;to rise:વધવું;ચઢવું;*The price of cotton* **i.s**: રૂના ભાવ ચઢે છે.*To* **i.***on or upon*, to make useful additions:-માં સુધારો વધારો ક૦.

**Improvement,** (ઇમ્પ્રૂવ્મેન્ટ્ )*n*.1. The act of improving;advancement;growth;progress;melioration:સુધારો;વધારો;વૃદ્ધિ;અભિવૃદ્ધિ; ઉન્નતિ;ઉત્કર્ષ;ઉદય;અભ્યુદય.2.A turning to good account; practical application : સુધારો; સદુપયોગ; સુઉપયોગ;સારો ઉપયોગ.3. Betterment;advance:સુધારો; ચઢતીકળા; ગુણવૃદ્ધિ;સત્વવૃદ્ધિ;શુભાભિવૃદ્ધિ;શોધન.4.Increase;growth;progress: સુધારો વધારો;વૃદ્ધિ;ચડતી;ઉન્નતિ.

**Improvidence,** (ઇમ્પ્રૉવિડેન્સ્ ) *n*. Want of foresight or thrift:ટુંકી નજર;અવિચાર;ગફલત;અદીર્ઘદૃષ્ટિ.

**Improvident,** ( ઇમ્પ્રૉવિડેન્ટ્ ) *a*. Wanting forecast;thoughtless: ઉંડી પહોંચ-નજર ન હોય એવું;અજ્ઞાની; ગાફેલ;ટુંકી નજરવાળું;વિચારમૂઢ;વિચારશૂન્ય;અવિચારી;અવિવેકી;અદૂરદર્શી.

**Improvisation,** (ઇમ્પ્રૉવાઇઝેશન ) *n*.1.The act of making poetry or performing music extemporaneously:તાત્કાલિક કોઈપણ ઇબારત બનાવવાની કળા.2.An impromptu:તુરતની તુરત બનાવેલી કવિતા;શીઘ્ર કવિતા.

**Imprudence,**(ઇમ્પ્રૂડેન્સ્ )*n*.Want of caution; heedlessness; rashness:અવિચાર;અવિવેક; ગફલત;અદૂરદૃષ્ટિ;અપૂર્વચિંતા;અવિનય.

**Imprudent,**(ઇમ્પ્રૂડેન્ટ્ )*a*.[L.*in* & *prudens*,prudent.] Indiscreet; rash;heedless;injudicious:નિર્લજ;અવિચારી;ગાફેલ;અવિવેકી;વિચારશૂન્ય;અનીતિજ્ઞ;અસાવધાન.

**Impudence,**(ઇમ્પ્યૂડેન્સ્ )*n*.[L. *in* & *pudo*,I am ashamed.]Shamelessness;want of modesty:નિર્લજપણું;લજ્જાહીનતા;બેશરમ;ઉદ્ધતાઈ; અભયમુદ્રા;ધૃષ્ટતા;અવિનય.

**Impudent,** (ઇમ્પ્યૂડેન્ટ્ ) *a*. Wanting modesty; shameless: ઉદ્ધત; બેશરમું;બેઅદબ;નિર્લજ; ધૃષ્ટ; ઢીટ;અવિનીત.

**Impudently,** (ઇમ્પ્યૂડેન્ટ્લિ ) *adv*. With indecent assurance ; shamelessly: ઉદ્ધતપણાથી; નિર્લજતાથી;નફટાઈથી;બેહાઈથી.

**Impugn,** (ઇમ્પ્યૂન્ ) *vt*. [L. *in* & *pugno*,I fight.] To contradict; to call in question;to gainsay: સામું બોલવું;-ની ના કહેવી;નિષેધ ક૦; દૂષણ દેવું;દૂષિત ક૦;વિરૂદ્ધકથન ક૦.

**Impulse,** (ઇમ્પલ્સ્ ) *n*. [L. *in* & *pello*,I drive.]1.The act of driving forward with sudden force; impulsion:ધક્કો; હડસેલો; આચકો; આઘાત.2.The effect of an impelling force: વેગ; આવેગ; પ્રવૃત્તિ. 3. Hasty inclination;instigation; sudden motive;propension:જુસ્સો;આવેશ;પ્રયોજન;કારણ;નિમિત્ત; પ્રેરણા;ઉશ્કેરણી;ઉત્તેજન;હેતુ.*Sudden* **i.**:આકસ્મિક પ્રવૃત્તિ. *One that follows his own* **i.s**:મનસ્વી;સ્વેચ્છાચારી; મનમોજી. *vt*. To impel; to incite:હડસેલવું;ધક્કો મારવો.

**Impulsion,**(ઇમ્પલ્શન ) *n*.1. The act of driving onward:ગમન કરાવવું-આગળ ચલાવવું ત.2.Sudden

motion;impulse:જોસ;હડસેલો;વેગ.

**Impulsive,**(ઈમ્પલ્સિવ્ )*a.*1.Moving;impellent: ચલાવનારું; પ્રેરક; સારક;પ્રવર્તક;પ્રોત્સાહક.2.Actuated by impulse:લેહેરી;મનસ્વી;મનમોજી;વેગાનુવર્તી;સહસાપ્રવર્તી.*n.*Impelling cause:ધક્કો;જોસ.

**Impunity,**(ઈમ્પ્યૂનિટિ)*n.* [L.*in* & *pœna*,punishment.] 1.Exemption from punishment or penalty:દંડ-સજાની માફી;દંડાભાવ;અદંડન. 2.Exemption from injury,loss; security:નુકશાનથી છુટા રેહેવું તે;અનપકાર;અહાનિ;અહિંસા;અપીડા.*Assurance* of **i.**:અભયવચન; અભય. *Bond* of **i.**:અભયપત્ર.

**Impure**(ઈમ્પ્યૂર્ )*a.*[L.*in* & *purus*, pure.]1.Not pure;foul;feculent: મેલું;ગંદું;મલિન;ખરાબ; અનિર્મળ;ભેગવાળું.2.Unholy;defiled by sin or guilt:અપવિત્ર;અશુદ્ધ; અમંગળ; પાપી;મલિન;નાપાક. 3. Lewd;unchaste:છિનાળવું;નઠારું;બિભત્સ. 4. Obscene:અશુદ્ધ;બિભત્સ. 5. (*Old Test.*)Unclean:અપવિત્ર;ચોખ્ખી ન હોય તેવી.*vt.*To render foul;to pollute:અશુદ્ધ-અપવિત્ર કo; અભડાવવું.

**Impurity,**(ઈમ્પ્યુરિટિ) *n.* 1. Pollution;defilement;lewdness:અશુદ્ધતા;મલીનપણું;છિનાળવાપણું;મલિનતા;અશુદ્ધિ;વટાળ;અપવિત્રાઈ;નાપાકી.2. Foul matter, action, language;a foreign ingredient:અશુદ્ધ-મલીન ચીજ-કામ-ભાષા;મેલ;કચરો;કિટ્ટ;ભેગ.3.(*Old Test.*) Want of ceremonial purity:અપવિત્રતા; નાપાકપણું;ભ્રષ્ટતા;નાપાકી.

**Imputable,** ( ઇમ્પ્યૂટેબલ્ ) *a.* 1. Chargeable; attributable: દોષ-આરોપ મુકવા જોગ; આરોપણીય. 2. Accusable:ગુન્હેગાર ઠરાવવા લાયક.

**Imputation,**(ઈમ્પ્યૂટેશન્ )*n.*1.Attribution ; anything charged: દોષ લગાડવો તે;આરોપવું તે;આરોપ; પ્રસંગ;લાગુ પાડવું તે. 2. Censure; reproach:દોષ;ઠપકો;દૂષણ;અપવાદ; કલંક.3.(*Theol.*)The applying of something to the account of:-નુંછે એમ માનવું-ઠરાવવું તે. 4.Hint; intimation;opinion:ખબર;સૂચના; બાતમી;અભિપ્રાય;સમજુતી;ઈસારો.

**Impute,**(ઇમ્પ્યૂટ્ )*vt.*[L.*in* & *puto*, I reckon.]1.To attribute;to set to the account of:લગાડવું;-નો આરોપ મુકવો;આરોપવું;-નું છે એમ માનવું; નામે લખવું;-ને માથે નાંખવું-આરોપવું. 3.(*Theol.*)To set to the account of another:-ના ઉપર મુકવું;-નું છે એમ માનવું-ધારવું-ગણવું.3.To consider; to regard:ગણવું;માનવું;લેખવવું.

**In,**(ઈન્ )*prep.* Within; inside of; surrounded by:અંદર;મધ્યે; માંહે. **In** *as much as*, because that; since:કારણ કે.*To be* **in** *for it*,(*a*) to be in favour of a thing: કોઈ વસ્તુની તરફ-ની તરફેણમાં હોવું-નીતરફદારી કo.(*b*)To be unable to escape from a danger,penalty,etc. :વાસ્તી-ભયમાંથી બચી શકવા અસમર્થ હોવું.**In** *blank* (*Law.*), with the name only:ફક્ત નામ લખવાથી.**In** *that*, because : કારણ કે. **In** *the name of*,on behalf of:-ને બદલે-વાસ્તે.*To be or keep* **in** *with*,(*a*)to be close at hand:પાસે-નજીક હોવું. (*b*) To be on terms of friendship:ભાઈબંધી-ઘરવટ હોવી;બનવું;બનાવ હોવો.*adv.*1.Not out;within: બહાર નહિ;અંદર;માંહે;માં.2.(*Law.*) With privilege or possession : હક-દાવાથી.*To be* **in**,to be at home: ઘરમાં-ઘેર હોવું.*n.*1.A persen who is in office:જે માણસ નોકરીએ વળગેલો છે તે;ચાકરીવાળો.2. A corner or nook;ખૂણો.*Ins & outs*,nooks & corners: ગલી કુંચીઓ; સર્વ કંઈ; ખોડ ખામીઓ;સંપૂર્ણ હકીકત;ઢાંકી ઉઘાડી (વાત).*vt.*To inclose;to take in:ઘેરી લેવું;ઘાલવું;બંધ કo;લઈ લેવું.

**Inability,** (ઇનૅબિલિટિ) *n.* Lack of ability;the quality of being unable:અશક્તિ;અસામર્થ્ય;-નઆવડવું તે;દુર્બળતા.

**Inaccessibility,** (ઇનૅક્સેસિબિલિટિ)*n.* The quality or state of being inaccessible or not to be reached:અગમ્યતા;દુર્ગમતા;ગહનતા; દુષ્પ્રાપ્યતા.

**Inaccessible,**(ઈનૅક્સેસિબલ્ ) *a.* Not to be reached; unobtainable:જવાય-અવાય નહિ એવું;અગમ્ય; મળે નહિ એવું; અલભ્ય; દુર્ગમ; ગહન; વિષમસ્થ;દુષ્પ્રાપ્ય;બેલાગ.

**Inaccuracy,** ( ઈનૅક્યૂરેસિ ) *n.* Mistake;fault;defect;error:ભૂલ; ચુક;ખોડ;અશુદ્ધતા;અંતર;તફાવત. 2. Want of exactness:અચોકસાઇ.

**Inaccurate,**(ઈનૅક્યૂરેટ્ )*a.* Not exact or correct;erroneous:ભૂલચુકવાળું;અશુદ્ધ;ખોટું;ગલત; અયથાર્થ;સદોષ;નાદુરસ્ત;ગેરરાસ્ત.

**Inaction,** ( ઈનૅક્શન્ ) *n.* Forbearance from labour;idleness; rest:અનુદ્યોગ; નિરૂદ્યોગ; આળસ; સુસ્તી;નિર્વ્યાપાર;નિરૂદ્યમ.

**Inactive,** (ઈનૅક્ટિવ્ ) *a.* 1. Not active;inert:જડ; અચેતન. 2.Not busy;idle:કામ કરતું ન હોય એવું; સુસ્ત;નિરૂદ્યમી;નિર્વ્યાપાર; વ્યાપારહીન-રહિત;ઢીલું;અવ્યવસાયી;નવરું;બંધ.3. (*Chem.*)Not exhibiting any kind of action:કોઈ પણ જાતની ક્રિયા ન કરતું

**Inactivity,** ( ઈનૅક્ટિવિટિ ) *n.* 1. Inertness:જડ-અચેતન હોવું તે; જડતા;જડત્વ.2.Idleness; sluggishness: આળસ; નિરૂદ્યમીપણું; નિર્વ્યાપારતા;સુસ્તી;અવ્યવસાય.

**Inadequacy,**(ઈનૅડીક્વૅસિ) *n.* 1. Defectiveness;insufficiency:અપૂર્ણતા;અયોગ્યતા;અસમર્થતા;અસામર્થ્ય; અનુચિતતા.2.Unjust or improper defect:ગેરવાજબી-અયોગ્ય ખોટ.

**Inadequate,**(ઈનૅડીક્વૅટ્ ) *a.* Insufficient;deficient;defective:અધુરૂં;અપૂર્ણ;અયોગ્ય;નાલાયક;અસમર્થ; અનુચિત;અનનુરૂપ;જોઇએ એટલું નહિ.

**Inadequately,** ( ઈનૅડીક્વૅટ્લિ ) *adv.* Not fully or sufficiently: અપૂર્ણ રીતે.

**Inadequateness,** ( ઈનૅડીક્વૅટ્નેસ્ ) *n.* Inequality; incompleteness:ઓછા-અધુરાપણું;અયોગ્યતા.

**Inadhesive,** ( ઈનૅડીસિવ્ ) *a.* Having the quality of not adhering:ચોંટે-વળગે નહિ તેવું.

**Inadmissible,** (ઈનૅડ્મિસિબલ્ ) *a.*Not proper to be admitted, allowed or received:મનમાં કબુલ કo-લેવા જોગ નહિ એવું; અગ્રાહ્ય; અસ્વીકાર્ય;અમાન્ય.

**Inadvertence-cy,** (ઈનૅડ્વર્ટેન્સ-ન્સિ) *n.* 1. Inattention; negligence:ગફલત;ચૂક;અલક્ષ;પ્રમાદ;ઉપેક્ષા;અનવધાન.2.An effect of inattention:લક્ષ ન રાખ્યાનું પરિણામ-ફળ.

**Inadvertent,** ( ઇનૅડ્વર્ટેન્ટ્ ) *a.* Heedless;careless;negligent:ધ્યાન ન આપતું;બેસુરત;ગાફેલ;બેફામ;ગેરસાવધ;અસાવધ;પ્રમાદી;પ્રમત્ત;ઉપેક્ષક.

**Inalienable,**(ઈનૅલિએનેબલ્ )*a.*[L. *in* & *alienable.*]Incapable of being put off;unalienable:બીજાને અપાય નહિ એવું; વંશોપભોગ્ય;વતની.

**Inamorata,** ( ઇનઆંમોરાંટા ) *n.* A woman in love:કાન્તા;રંભા;પ્યારી

કુકડો હોય ત્યાંજ શું વહાણું વાય કે ?

બહેરી;પ્રિયા;રમણી;વલ્લભા.

**Inamorato,** ( ઈનૅમોરાંટો ) *n.* A lover:કંથ;પતિ;વર;પ્રિય;રમણ;વલ્લભ.

**Inane,** (ઇનેન્) *a.* Empty; void: પોકળ;ખાલી;પોલું;શૂન્ય; નિ:સાર.*n.* Vacuity:ખાલી-પોલી જગા.

**Inanimate,** (ઈનૅનિમેટ્) *a.*[L. *in* & *animate.*] Destitute of life; inert;dead:જડ;અચેતન;નિર્જીવ;વિચેતન;પ્રાણહીન;નિષ્પ્રાણ;નિશ્ચેષ્ટ.*Animate* & **i.**:ચેતનાચેતન.

**Inanition,**(ઈનૅનિશન્) *n.* Emptiness; exhaustion from want of food:ખાલીપણું;શૂન્યતા;લાંઘણ; ભૂખમરો;આહારાભાવ;દુર્બળતા.

**Inanity,** (ઈનૅનિટિ) *n.*1. Vacuity; emptiness: ઠાલાપણું; ખાલીપણું; પોકળતા;શૂન્યતા;રિક્તતા.2.Want of serious-ness;frivolity:બેસમજ;હલકાપણું;હલકાઈ.3.A vanity:મૂર્ખાઇ.

**Inappetense,**(ઈનૅપિટિન્સ્)*n.*1. Want of a disposition to seek nutriment:ભૂખ નહિ લાગવી તે;અરૂચિ;અક્ષુધા.2.Want of desire or inclination: ઈચ્છા-વલણ નહિ હોવું તે;અનિચ્છા;અલોભ;અનભિલાપ.

**Inapplicability,** (ઇનૅપ્લિકૅબિલિટિ)*n.*Unfitness:અનુચિતપણું;અનુરાગ;અયોગ્યતા.

**Inapplicable,**(ઇનૅપ્લિકૅબલ્)*a.* Incapable of being applied;not suited to the purpose: માફક ન આવે તેવું;અનુચિત; અયોગ્ય; અપ્રયોજ્ય; અનુપયુક્ત.

**Inapplication,**(ઈનૅપ્લિકેશન્) *n.*Negligence; indolence: માફક ન આવવું તે;આળસ;અપ્રવૃત્તિ;અનુદ્યોગ;કાર્યનિવૃત્તિ;મન ન ઘાલવું તે.

**Inapposite,**(ઈનૅપોઝાઈટ્)*a.*Not fit or suitable; not pertinent: નાલાયક;લાગુ ન પડતું;અયોગ્ય;અસંગત;અપ્રસ્તુત;વિરુદ્ધ.

**Inappreciable,** ( ઇનૅ-પ્રીશિઍબલ્ )*a.*Too small to be perceived or valued:દમ-માલ-જીવ વગરનું; નહિ જેવું;નહિવત્.

**Inappropriate,**(ઇનૅપ્રોપ્રિએટ્) *a.*Unbecoming;unsuitable:લાગુ પડે નહિ એવું;અયોગ્ય;અઘટિત; અનુચિત;વિરુદ્ધ;અપ્રસ્તુત;અસંગત.

**Inapt,**(ઇનૅપ્ટ્)*a.*Unsuitable;unfit:લાગુ ન પડતું;અયોગ્ય.

**Inaptitude,**(ઈનૅપ્ટિટ્યૂડ્)*n.* Unfitness;unsuitableness:નાલાયકી; અયોગ્યતા;અપાત્રતા.

**Inarticulate,**(ઇનઆંરૂટિક્યૂલેટ્) *a.* 1. Not articulate; not distinct of syllables:સાફ-સમજાય નહિ એવું; અસ્પષ્ટ;અવ્યક્ત;અસ્ફુટ. 2. (*Zool.*) Not jointed:સાંધા વિનાનું.

**Inarticulation,**(ઈનઆંરૂટિક્યૂલેશન્)*n.*Indistinctness of sounds in speaking:અસ્પષ્ટ ઉચ્ચાર.

**Inartificial,** ( ઈનઆંર્ટિફિશૅલ ) *a.* 1.Formed without art: પોતાની મેળે થયેલું;અકૃત્રિમ;અકલ્પિત;સ્વયંજાત;સ્વયંસિદ્ધ;સ્વયંભૂ;સહજ.2.Simple;honest:સાદું;ભોળું;પ્રમાણિક.

**Inasmuch,**(ઇનઍઝ્મચ્)*adv.*Seeing that;since:એમ છે વાસ્તે;તેથી; કારણ કે;એટલે સુધી કે.

**Inattention,** ( ઇનઍટેન્શન ) *n.* Heedlessness;neglect: અલક્ષણ; અનવધાન;ગફલત;અસાવધપણું; બેદરકારી;ઉપેક્ષા;અનાદર;પ્રમાદ.

**Inattentive,** ( ઇનઍટેન્ટિવ્ ) *a.* Heedless;careless; regardless: ધ્યાન-ચિત્ત ન લગાડતું;ગાફેલ;બેપરવા; બેદરકાર;નિરપેક્ષ; પ્રમાદી; શૂન્યહૃદયી; ધ્યાનવગરનું;બેચિત્ત.

**Inaudible,**(ઇનઑડિબલ્)*a.*[L. *in* & *audio,*I hear.]1.Incapable of being heard:સંભળાય નહિ એવું; અશ્રાવ્ય; કર્ણાગોચર; અશ્રવણીય. 2. Noiseless;silent: અવાજ વિનાનું-નહિ કરતું; નિ:શબ્દ;મૂંગું;ચૂપ.

**Inaugural,**(ઇનઑગ્યૂરૅલ્)*a.* Pertaing to or pronounced at inauguration:સ્થાપના-અભિષેકનું-સંબંધી;અભિષેકની વખતે કરેલું.*n.*An inaugural address:અભિષેકની વખતે આપેલું ભાષણ-માનપત્ર.

**Inaugurate,**(ઈનઑગ્યૂરેટ્)*vt.*[L. *in,avis,*a bird & *garrio,*I cry.] 1.To invest with an office in a formal manner;to install:ક્રિયાસંસ્કાર-વિધિ-પૂર્વક અધિકાર આપવો; અભિષેક ક૦.2. To set in motion or progress: શરૂ-ચાલુ ક૦. 3. To begin with good omens:સારા શુકનથી શરૂ-ચાલુ ક૦.4.To celebrate the completion of;to dedicate: -ની સ્થાપના કરવી;ગણેશ બેસાડવા.

**Inauguration,** (ઇનઑગ્યૂરેશન્) *n.*1.Investiture by appropriate ceremonies: ક્રિયા-વિધિપૂર્વક કરેલી સ્થાપના;અભિષેક;પ્રતિષ્ઠાપન;સંસ્કાર.2.The formal begining of any movement: કોઈ પણ ચીજની શરૂઆત;પ્રારંભ;આરંભ;ઉપક્રમ.

**Inaurate,** (ઈનૉરેટ્) *a.* Covered with gold;gilden:સોનાથી મઢેલું-ઢોળચઢાવેલું-રસેલું.

**Inauspicious,** (ઇનઑસ્પિશસ્)*a.* Ill-omened; unlucky; evil; unfavourable:અશુભ;અમંગળ;અપશુકનિયું;અકલ્યાણકારક;અનિષ્ટ;અભદ્ર.

**Inauthentic,** ( ઈનઑથેન્ટિક્ ) *a.* Having no proof:સાબિતી વિનાનું; અપ્રમાણ;પ્રમાણવિનાનું.

**Inavertible,**(ઈનઍવર્ટિબલ્)*a.*Such that it can not be removed:દૂર નકરી શકાય એવું;અનિવાર;અનિવાર્ય.

**Inborn,** (ઇનબૉર્ન્) *a.* Born in or with;implanted by nature; inherent:કુદરતથી રોપાયેલું-સ્થપાયેલું; અંતર્જાત;અંતર્ભવ;સહજ;સ્વાભાવિક.

**Inbred,**(ઈનબ્રેડ્)*a.* Natural: સ્વાભાવિક;કુદરતી;અંતર્જાત;અંતર્ભવ;સહજ;નૈસર્ગિક;સ્વભાવજ.

**Incage,**(ઇનકેજ્)*vt.*To confine in a cage;to coop up: પાંજરામાં ઘાલવું;પૂરવું.

**Incalculable,** (ઇનકૅલ્ક્યુલૅબલ્) *a.* Beyond calculation;very great: અગણિત;અસંખ્યાત;અનંત;બેસુમાર; અગણિત;અગણ્ય;ઘણું જ ભારે.

**Incalescence,**(ઇનકૅલેસેન્સ્) *n.* A growing worm;calefaction:શરૂઆતની ગરમી.

**Incandescence,**(ઈનકૅન્ડેસેન્સ્)*n.* [L. *in* & *candeo,* I glow.] A white heat caused by intense heat:અતિ ગરમી;અત્યુષ્ણતા;ઝગઝગાટ.

**Incandescent,** ( ઇનકૅન્ડેસેન્ટ્) *a.* White or glowing with heat: અતિગરમ;ઉત્તપ્ત;અતિઉષ્ણ.

**Incantation,**( ઇનકૅન્ટેશન )*n.* [L. *in* & *canto,* I sing.] Enchantment:જાદુ;ધંતરમંતર;મેલી વિદ્યા;મોહિની;મંત્ર; મંત્રપ્રયોગ; માયા. **I.** *to kill*:મારણ.**I.** *to kill or injure:* જારણમારણ. **I.***to produce impotence or disease*:જારણ.*Rites in acquiring an* **i.**:પુરશ્ચરણ.

**Incantatory,**(ઈનકૅન્ટૅટોરિ)*a.*Dealing by enchantment;magical: જાદુસંબંધી; માંત્રિક; મંત્રસંબંધી.

**Incapability,**(ઇનકેપૅબિલિટિ)*n.* 1. Incapacity;want of power: નાલાયકી;અશક્તિ;અસામર્થ્ય;અયોગ્યતા; અપાત્રતા; બુદ્ધિહીનતા. 2. (*Law.*) Want of legal power : કાયદેસર સત્તા નહિ હોવી તે.

**Incapable,**(ઇનકેપૅબલ્) *a.* 1. Not

large or wide enough to contain or hold : જેમાં માય-રહે નહિ એવું;જેમાં સમાવી શકાય નહિ એવું. **2.** Wanting physical strength: શારીરિક બળ વિનાનું;અશક્ત;દુર્બલ.**3.** Mentally insufficient: આવડે નહિ એવું;-થી સમજી શકાય નહિ એવું; અસમર્થ;નાલાયક.**4.** Morally weak: નીતિશાસ્ત્ર પ્રમાણે નબળું;અનુચિત;અયોગ્ય. **5.** Not capable of being brought to do or perform:અક્ષમ; કાર્યાક્ષમ;અકર્તા. **6.** Not susceptible;not admitting:-માં નથવા જેવું-થઈ શકે એવું.**7.**(*Law.*)Unqualified in a legal sense:કાયદા પ્રમાણે નાલાયક.*n.*A weak,inefficient person;an imbecile;a simpleton:કામ કરી શકે નહિ એવો માણસ;મૂર્ખો;મૂઢ.

**Incapacious,** ( ઈન્કેપેશસ્ ) *a.* Narrow;small;weak or foolish: ન્હાનું;સાંકડું;અવિશાલ;મગતાશવિનાનું.

**Incapacitate,**(ઇન્કેપેસિટેટ્ )*vt.***1.** To render or make incapable: અશક્ત-અયોગ્ય-નાલાયક ક૦;અસમર્થ ક૦.**2.**To weaken;to render unfit:અશક્ત-નબળું ક૦;અયોગ્ય ક૦.**3.** (*Law.*)To disqualify:-થી અશક્ત-અયોગ્ય હોવું;અયોગ્ય-અપાત્ર ક૦;યોગ્યતાહીન ક૦;નાલાયક ઠરાવવું.

**Incapacity,**(ઇન્કેપેસિટિ)*n.* [L. *in* & *capacity.*]**1.**Want of capacity;defect of intellectual powar: અશક્તિ;અસામર્થ્ય;બુદ્ધિહીનતા;બુદ્ધિજડતા;બુદ્ધિમાંદ્ય. **2.** (*Law.*) Inability;disqualification:અયોગ્યતા;નાલાયકી;અપાત્રતા.

**Incarcerate,**(ઇન્કાર્સરેટ્ )*vt.*[L.*in* & *carcer,*a prison.]**1.**To imprison:કેદ ક૦; તુરંગમાં નાખવું. **2.** To confine;to shut up:ગોંધવું; પૂરવું. *a.*Imprisoned;confined:કેદમાં પૂરાયેલું-ગોંધાયેલું.

**Incarceration,**(ઇન્કાર્સરેશન્ )*n.***1.** Imprisonment:કેદખાને નાંખવું તે; કેદ.**2.**(*Surg.*)Strangulation:શ્વાસ રૂંધીને-ગુંગળાવીને મારી નાંખવું તે.

**Incarnate,**(ઈન્કાર્નેટ્ ) *vt.* [L.*in* & *caro, carnis,* flesh.] To clothe with flesh:અવતાર લેવો; મૂર્તિમાન ક૦.*vi.*To form flesh:ભોય આવવી; રૂઝાવું.*a.***1.**Invested with flesh:દેહધારી;અવતારી;દેહી;શરીરી;મૂર્તિમાન; મનુષ્યરૂપધારી;દેહવાન.**2.** Flesh coloured;rosy;red: માંસના રંગ જેવું; ગુલાબી;લાલ.

**Incarnation,**(ઈન્કાર્નેશન્ )*a.***1.**The act of clothing with flesh; the act of taking human body:અવતાર;શરીરધારણ;દેહગ્રહણ;દેહધારણ. *There are ten incarnations of Vishnu,viz:*મત્સ્ય,કૂર્મ,વરાહ,નૃસિંહ,વામન,પરશુરામ,રામ,કૃષ્ણ,બુદ્ધ, કલ્કી.*Anniversary of an* **i**:જયંતી. **I.***of an emanation:*અંશાવતાર. **I.***of the deity in full:*પૂર્ણાવતાર. *Tales of the* **i.**:અવતાર ચરિત-કથા.**2.** (*Surg.*)Granulation:ઘા રૂઝાવો તે; રૂઝ.**3.**A personification;a striking exemplification : પુરૂષનું રૂપ આપવું તે;મૂર્તિમત્તા;મૂર્તિ;*The very* **i.***of selfishness:* સ્વાર્થની આબેહુબ મૂર્તિ.**4.**A rosy or red colour like a flesh:માંસના જેવો ગુલાબી-લાલ રંગ.

**Incarnative,**(ઇન્કાર્નેટિવ્ )*a.*Healing;causing new flesh to grow: દેહધારણ કરતું;અવતારી;રૂઝવતું.*n.* A medicine that tends to promote the growth of new flesh:ઘા રૂઝાવનારી દવા;ઘાબાજરિયું.

**Incase,**(ઇન્કેસ્ )*vt.*[L.*in* & *case.*] To inclose in a case;to inclose: ઢાંકવું;ઢાંકણ-ડબા-વેષ્ટનમાં ઘાલવું.

**Incasement,**(ઈન્કેસ્મેન્ટ્ )*n.***1.**The act of inclosing with a casement: ઢાંકણ-ડબા-વેષ્ટનમાં ઘાલવું તે.**2.**That which forms a casement or covering:ઢાંકણ;આચ્છાદન;આવરણ.

**Incatenation,**(ઇન્કેટિનેશન્ )*n.*[L. *in* & *catena,*chain.]The act of linking together:જોડવું તે;સાંધણ; અનુસંધાન.

**Incautious,** (ઇન્કોશસ્ ) *a.* Not cautious;not circumspect;heedless;careless:અસાવધ;બેફિકર;ગાફેલ;પ્રમાદી;પ્રમત્ત;ગેરસાવધ;અસાવધાન.

**Incautiousness,**(ઇન્કોશસ્નેસ્ )*n.* Want of caution; unwariness: અસાવધપણું;ગફલત;પ્રમાદ.

**Incavated,**(ઇન્કેવેટેડ્ )*a.* [L.*in* & *cavus,* hollow. ] Made hollow; bent round or in:કોતરેલું;પોલાણ કરેલું.

**Incavation,**(ઇન્કેવેશન્ )*n.***1.**The act of making hollow:પોલું ક૦-કોતરવું તે.**2.**A hollow; a depression:પોલાણ;પોકળ;કોતર;ઉંડાણ.

**Incendiarism,** (ઇન્સેન્ડિઍરિઝમ્ ) *n.* The act or practice of maliciously setting fire to houses; arson:દ્વેષથી પારકાનું ઘરબાળીમુકવું-નાઘરમાંઆગમુકવીતે;ગૃહદાહ;આગારદાહ.

**Incendiary,**(ઇન્સેન્ડિઍરિ)*a.***1.**Pertaining to the malicious burning of a dwelling: દ્વેષથી પારકાનું ઘર બાળી મુકવા સંબંધી. **2.**Inflammatory;seditious:દગાખોર-ખોરીનું; હુલ્લડી.*n.***1.**A person who sets fire to a building: આગ લગાડનાર;ગૃહદાહક;ગૃહદાહી.**2.**An agitator:કજીઆદલાલ;કજીઓ કરાવનાર;નારદજી;ઘરચાલુ;પલિતો;ઘરમારૂ;સળગાવનારૂં.

**Incense,**(ઇન્સેન્સ્ )*vt.***1.**To set on fire;to kindle:સળગાવવું; ધૂપદેવો-કરવો.**2.**To provoke;to heat; to fire;to incite; to kindle; to inflame:કોપાયમાન- ક્રોધાયમાન ક૦; પ્રેરવું;ઉત્તેજન આપવું;પ્રકોપાવવું;ગુસ્સે ક૦;ગાંડુ-ઘેલું-દિવાનું ક૦;બળતામાં ઘી હોમવું;-નો પિત્તો ઉછાળવો;સંતાપવું. *n.***1.** Perfume exhaled by fire: ધૂપ;ધૂપગંધ.**2.**A mixture of fragrant gums or spices:ગુગળ વિગેરે મસાલાની સુગંધીદાર મેળવણી-મિશ્રતા.

**Incentive,**(ઇન્સેન્ટિવ્ )*a.*Inciting; encouraging:ઉશ્કેરનાર;ઉત્તેજક; પ્રવર્તક;પ્રેરક;પ્રયોજક;પ્રવૃત્તિકારક. *n.* **1.** Motive ; spur ; that which prompts to good or evil:ઉત્તેજન;ઉશ્કેરણી;પ્રેરણા;પ્રલોભન;ઉદ્બોધક;-પ્રોત્સાહન;કારણ;નિમિત્ત;પ્રયોજન;હેતુ.

**Inception,**(ઇન્સેપ્શન્ )*n.*[L.*in* & *capio,*I take.]Beginning;commencement:શરૂઆત;પહેલ;આરંભ;મંડાણ;પ્રારંભ;ઉપક્રમ.

**Inceptive,**(ઇન્સેપ્ટિવ્)*a.***1.** Beginning:આરંભનું;શરૂઆતનું;ઉપક્રમ સંબંધી-વિષયક.**2.**(*Math.*) Not possessing magnitude:પ્રમાણ વિનાનું.

**Incertitude,** (ઈન્સર્ટિટ્યૂડ્ ) *n.* [L. *in* & *certus,* certain. ] Uncertainty; doubtfulness: અનિશ્ચય; અશંકપણું;વિકલ્પ; શંકા; અનિર્ણય; સંદેહ;શંકાશીલપણું.

**Incessant,**(ઇન્સેસંન્ટ્ )*a.* [L.*in* & *cesso,*I cease.]Unceasing; continual:બંધ ન પડે એવું;જારીનું જારી; સતત; અવિરત;અવિચ્છિન્ન;અવિશ્રાંત; નિરંતર;એકસરખું.

**Incest,**(ઇન્સેસ્ટ્ )*n.*[L.*in* & *castus,* chaste.]The crime of cohabitation between persons related within the degrees wherein merriage is prohibited:નિકટનાં સગાં સાથે સંભોગ;અગમ્યગમન;વ્યભિચાર;ગોત્રગમન.*Spiritual* **i.**, the

crime of cohabitation committed between persons who have a spiritual alliance by means of baptism: જળસંસ્કારથી ધાર્મિક સંબંધમાં આવેલાં માણસોની વચ્ચેનો આડો વ્યવહાર-વ્યભિચાર.

**Incestuous,** ( ઈન્સેસ્ટ્યૂઅસ્ ) *a.* Guilty of incest:નિકટનાં સગાં સાથે સંભોગ કરનાર;અગઇય ગામી;ગોત્રગામી;ગોત્રગમની; વ્યભિચારી. I. *with mother*:માતૃગામી.

**Inch,**(ઇન્શ્ )*a.* [A. S. *ince.*] 1. A measure of length;the twelfth part of a foot:એક ફૂટનો બારમો ભાગ;તસુ;ઇંચ.2.A critical moment: અણીનો વખત;એનનો સમય;એન.*By inches*,gradually:ધીમે ધીમે;રફતે રફતે;થોડે થોડે. *vt.* 1. To drive by inches: ધીમે ધીમે ખસેડવું. 2. To give sparingly:કંજુસાઈથી આપવું. *vi.*To move slowly: ધીમેધીમે ખસવું-આઘાજવું. *a.* Measuring an inch in any dimension:એક તસુ લાંબુ,જાડું,કે પહોળું.I.*stuff*, boards, etc.,sawed one inch thick: એક ઇંચ જાડાં વહેરેલાં પાટીઆં વિ૦.

**Inchoate,** ( ઇન્કોએટ્ ) *a.* [L. *inchoatum*,begun.]*a.* Incipient; incomplete:આરંભેલું;અધુરૂં;કાચું; અપરિપકવ;અપૂર્ણ.*vt.*To begin:શરૂ ક૦;આરંભ કરવો;મંડાણ ક૦;માંડવું.

**Incidence,**(ઈન્સિડેન્સ્ )*n.*[L.*in* & *cado*,I fall.] 1. A falling on or upon;an incident;an event: પતન;પ્રસંગ;ઘટના;વૃત્તાંત;બનાવ;બિના. 2. (*Physics.*) The direction in which a ray falls on any surface: કિરણના પડવાની દિશા.*Angle of* I., the angle which a ray of light falling on any surface makes with a perpendicular to that surface:પતનકોણ.*Line of* I.,the line in the direction of which a surface is struck by a body or ray of light:પતનરેખા.

**Incident,**(ઈન્સિડેન્ટ્ )*a.*1.Striking or falling upon:પડતું;થતું;પડે એવું.2.Casual;fortuitous:આવી પડેલું;આગંતુક;આકસ્મિક;નૈમિત્તિક; પ્રસંગોપાત્ત;અપ્રસ્તુત;અપ્રકૃત.3.Liable to happen or occur:બનવા લાયક; પતનશીલ.4. (*Law.*) Dependent on:આધાર રાખતું;પરતંત્ર;ગૌણ. *Incident proposition*(*Logic.*),one introduced by *who,which,whom* &c.: 'who,which,whom' અને એ જાતના બીજા શબ્દોથી શરૂ થતું.*n.* 1. An event;casualty;occurrence: બનાવ;બીના;પ્રસંગ;ઘટના;વૃત્તાન્ત.2. An episode: ઉપાખ્યાન; આડકથા; પ્રાસંગિક કથા. 3.Some thing dependent on another:જે બીજા ઉપર આધાર રાખતું હોય તે;ગૌણ.

**Incidental,**(ઈન્સિડેન્ટલ્ )*a.*Casual; accidental:કોઈવેળા બનતું; અનિયમિત;ઓચિંતું બનેલું;આનુષંગિક; નૈમિત્તિક;અપ્રસ્તુત.2.Not necessary to the chief purpose;occasional: અપ્રધાન;ગૌણ;મુખ્ય ન હોય તેવું; પ્રાસંગિક.*n.*An incident:બનાવ;અકસ્માત ;પ્રસંગ;તાકડો;ઘટના.

**Incidentally,** (ઇન્સિડેન્ટલિ)*adv.* Without intention;casually:અકસ્માત રીતે;પ્રસંગવશાત્; પ્રસંગાનુસાર.2.Occasionally:મુખ્ય હેતુ સિવાય;વારંવાર;પ્રસંગોપાત્ત;કોઈ કોઈવાર.

**Incinerate,** (ઇન્સિનરેટ્ )*vt.*[L.*in* & *cinis,cineris*,ashes.]To burn to ashes : બાળીને ખાખ-રાખ-ભસ્મ ક૦.*a.*Reduced to ashes by burning:બળીને ખાખ થઈ ગયેલું;ભસ્મીકૃત.

**Incipiency,**(ઇન્સિપિએન્સિ)*n.* Beginning; commencement: શરૂઆત;પેહેલ;પ્રારંભ;મંડાણ;ઉપક્રમ.

**Incipient,** (ઇન્સિપિએન્ટ્ ) Beginning; commencing: શરૂઆતનું; આરંભનું;પેહેલું;પ્રથમ;અગ્ર;આરંભક; પૂર્વાવસ્થક.

**Incipiently,** (ઈન્સિપિએન્ટ્લિ ) In an incipient manner: અગાઉથી; પ્રથમથી;પેહેલેથી.

**Incise,** (ઇન્સાઈઝ્ ) *vt.* To cut into with a sharp instrument:તીણા ઓજારથી કોરીને કાપવું.2.To cut off: કાપી નાખવું.

**Incision,** (ઈન્સિઝન્ ) *n.*[L.*in* & *cædo*,I cut.]The act of cutting: કાપવું તે.2.A cut;a gash:કાપ;કાપો;ચીરો;ચીરાડો;છેદ.

**Incisive,**(ઇન્સાઇસિવ્ )*a.*Sharp;active;biting:કાપે એવું;છેદક.I.*bones*, the bones of the upper jaw:ઉપરના જડબાનાં હાડકાં.I.*teeth*,foreteeth;the cutters:આગલા દાંત.

**Incisor,**(ઈન્સાઈઝર્ )*n.*A cutter; a fore-tooth:આગળનો દાંત.

**Incisory**(ઇન્સાઈઝોરિ)*a.*Having the quality of cutting:કાપે એવું;છેદક.

**Incisure,**(ઈન્સિઝ્યૂર્ )*n.*A cut;an incision:કાપ;ચીરો;જખમ; ઘા; છેદ.

**Incitant,**(ઇન્સિટેન્ટ્ )*n.* A stimulant:કામનેવિષેઉત્તેજન-મદદઆપનાર.

**Incitation,**(ઇન્સાઇટેશન )*n.*1.The act of inciting:ઉશ્કેરવું તે;પ્રેરણા;ઉદ્દીપન;પ્રવર્તન;શિખવણી;ઉઠાવણી. 2. Incitement;motive:ઉશ્કેરણી;ઉત્તેજન;પ્રેરક;ઉત્તેજક;પ્રયોજન;ઉત્તેજન હેતુ-કારણ.

**Incite,**(ઇન્સાઈટ્ )*vt.*[L.*in* & *cito*,I rouse.]To move to action;to stir up;to rouse:ઉશ્કેરવું;ચઢાવવું;શિખવવું;ઉત્તેજન આપવું;ઉત્તેજીત ક૦;પ્રેરવું.

**Incitement,** (ઇન્સાઇટ્મેન્ટ્ ) *n.* 1. The act of inciting:ઉશ્કેરવું તે;પ્રેરણા;પ્રવર્તન.2.Incentive;impulse; motive:ઉશ્કેરણી;ઉત્તેજન;શિખવણી; ઉઠાવણી;પ્રયોજન; ઉત્તેજન હેતુ-કારણ.

**Incivil,**(ઇન્સિવિલ્ )*a.* Rude;unpolite:અસભ્ય;મર્યાદા વિનાનું;અવિવેકી.

**Incivility,** (ઇન્સિવિલિટિ)*n.* [L.*in* & *civis*,a citizen.] 1. Rudeness; impoliteness: દુર્જનતા; અસભ્યતા; અવિનય;અમર્યાદા.2.Any act of ill-breeding:કુવર્તન;બેઅદબી; અશિષ્ટાચાર;દુરાચરણ.

**Inclasp,** (ઇન્કલૅસ્પ્ ) *vt.* To hold fast to;to embrace or encircle: ભેટવું;આલિંગન કરવું-દેવું;કોટિ ક૦.

**Inclemency,** ( ઈન્કલેમેન્સિ ) *n.* 1. Harshness;severity:સખ્તાઈ;નિર્દયપણું;કઠોરપણું;નિર્દયતા.2.Boisterousness;storminess;severe cold: તોફાનીપણું;સખ્તાઇ;સખત-કડકડતી ટાઢ.

**Inclement,**(ઇન્કલેમેન્ટ્ )*a.*[L.*in* & *clemens*,mild.] 1. Unmerciful; severe:નિર્દય;કઠોર; સખ્ત;કઠણ; રૂક્ષ; કરડું;નિષ્ઠુર.2.Stormy;rainy:અતિશય;સખત; કડકડતી; તોફાની; તીક્ષ્ણ; તીવ્ર;પ્રચંડ;ઉગ્ર.

**Inclinable,** ( ઇન્કલાઇનેબલ્ ) *a.* 1. Leaning;tending:વળે એવું; નમનશીલ.2.Somewhat disposed:થોડી ઘણી ટેવ પડેલી-વલણ થયેલું.

**Inclination,** (ઇન્ક્લિનેશન ) *n.* 1. The act of inclining;a leaning: વળવું તે;વલણ;પ્રવૃત્તિ;પ્રવાહ; ઝોક. 2. (*Geom.*) The angle made by two lines or planes which meet if produced:બે લીટીઓ અને જો લંબાવીએ તો તે મળવાથી થયેલો ખૂણો;ઝોક. 3.A leaning or tendency of the mind,feeling or will;bent propensity;favour;desire;love:મનનું વલણ;રૂખ;રૂખતી;રૂચિ;ભાવ;છંદ;અભિલાષ;ઈચ્છા;આકાંક્ષા;ભાવના;મતિ;ચિત્ત

પ્રકૃતિ.4.A person or thing loved or admired:ઈચ્છિત વસ્તુ-પદાર્થ-પુરૂષ;ઈષ્ટપદાર્થ-પુરૂષ.I.*of an angle*,the angle which the orbit makes with the ecliptic: પરમાપમ.

**Incline,** (ઇન્કલાઇન્ ) *vi.* [L. *in* & *clino*,I bend.]1.To lean;to tend વળવું;મરડાવું.2.To be disposed;to lean:વલણ થવું;મન વળવું-થવું;ચહાવું; વાંચ્છના ક૦;ઈચ્છવું;વાંચ્છવું.*vt.* 1. To give a leaning to:વાળવું; મરડવું. 2.To turn;to dispose:મન વાળવું-કરવું;ઈચ્છવું. 3. To bend;to cause to stoop or bow:માથું નમાવરાવવું-નમાવવું. *n* An inclined plane; a grade:ઢોળાવ;ઢાળ;ઉતરણ.

**Inclose,** ( ઈન્ક્લોઝ્ ) *vt.* [L. *in* & *claudo*,I shut.]1.To surround; to shut in;to encompass:વાડ બાંધવી-કરવી;ઘેરવું. 2. To put within a case,envelope:પેટીમાં-પરબીડીઆ વગેરેમાં ઘાલવું; બીડવું. 3. To separate from common ground by a fence:માં વાડ કરવી;વાડથી જુદું-છૂટું-નિરાળું પાડવું.4.To harness:અંતર પેહેરાવવું-ધારણ ક૦.

**Inclosure,** (ઇન્કલોઝ્હ્યુર્ ) *n.* The state of being inclosed or shut up;the separation of land from common ground by a fence:વાડની અંદરની જગા;વાડો.2.A thing or space contained or fenced up:જે બંધ કરેલું-બીડેલું તે;લખોટો.3.A barrier;a fence:ભીંત;વાડ;આડ;આવેષ્ટન.

**Include,** (ઇન્કલ્યૂડ્ ) *vt.* [L. *in* & *claudo*,I shut.] 1. To hold; to contain:-માં હોવું;સમાવેશ ક૦;અંતર્ગત-અંતર્ભૂત ક૦. 2. To comprehend;to relate to; to embrace: -માં આવી જવું;સમાવું;-માં ગણવું; સમજવું;મનમાં લેવું;સાથે લેવું.

**Inclusion,**(ઈન્કલ્યૂઝ્હન)*n.*The act of including:સમાવેશ;અંદર લેવું તે; અંતર્ભાવ;અંતર્ગણના; વ્યાપ્તિ; અભિવ્યાપ્તિ;પ્રતિસંહાર.

**Inclusive,** (ઈન્કલ્યૂસિવ્ )*a.* 1. Including:-માં ગણીને;પરિગ્રાહી;અભિવ્યાપક.2.Being comprehended in:અંદર લીધેલું;સહિત;સુદ્ધાં. *From Monday till Saturday* i.:સોમવારથી તે શનીવાર સુધી એ બેઉ દિવસ સુદ્ધાં.

**Incog-Incognito,** ( ઇન્કૉગ્-ઇન્કૉગ્નિટો )*adv.* In concealment; in disguise:ગુપ્તવેશથી;ઓળખાય નહિ એવી રીતે;ગુપ્તરૂપે.

**Incognito,**(ઈન્કૉગ્નિટો) *n.*1. One known in disguise: ગુપ્ત-વેષવાળો માણસ;વેષધારી.2.The state of being in disguise:ગુપ્તવેષ;અજ્ઞાતવેષ.

**Incognizable,**(ઈન્કૉગ્નિઝેબલ્ ) *a.* Incapable of being recognized: ઓળખાય-જણાય નહિ એવું.

**Incoherence-cy,**(ઈન્કોહીરેન્સ-ઈન્કોહીરેન્સી)*n.*1.Want of cohesion or adherence:અસંયોગ;અસંસક્તિ; અસંલગ્નતા. 2.Incongruousness; inconsistency: વિરોધ; અસંબંધ; અસંદર્ભ;અનન્વય.

**Incoherent,**(ઈન્કોહીરેન્ટ્ )*a.*1. [L. *in*,*con* & *haereo*,I stick.]Loose; unconnected:અળગું;છૂટું;તુટક;અસંયુક્ત.2.Inconsistent: વિરૂદ્ધ;સંબંધ વિનાનું-ન રાખનારૂં;અસંગત;અસંબદ્ધિત;સંદર્ભ વિરૂદ્ધ;સંદર્ભાશુદ્ધ.

**Incoherently,**(ઇન્કોહીરેન્ટ્લિ)*adv.* Inconsistently:ગમેતેમ;સંબંધ વગર;યદ્વાતદ્વા.

**Incombustible,** ( ઇન્કૉમબસ્ટિબલ્ )*a.*Incapable of being burned or consumed by fire:બળે-સળગે નહિ એવું;અદાહ્ય;અદહનીય;દહનાશક્ય.

**Income,**(ઈન્કમ્ )*n.* 1. Entrance; ingress:દરવાજો;જેમાંથી દાખલ થવાનું તે.2.Infusion;courage: મનમાં ઉતારવું-ઠસાવવું તે; હિમ્મત. 3. The gain which proceeds from labour;the produce of a farm;the rent:આવક;પેદાસ;કમાઈ;ઉપજ;જમા; ઉત્પન્ન;પ્રાપ્તિ;આદા;આયપત;આવદાની; અર્થપ્રાપ્તિ.I.*bond*, a bond issued on the income:આવકને માટે પ્રસિદ્ધ કરેલો દસ્તાવેજ-ખત-લેખ. I. *tax*, the tax upon a person's incomes, profits,&c.: આવક-પેદાસ-કમાઈ ઉપરનો કર;ઇન્કમટાક્સ.

**Incommensurable,**(ઈન્કૉમ્મેન્સ્યૂરેબલ્ ) *a.* Having no common measure or standard of comparision:સામાન્ય સંખ્યા-ભાજકથી શેષ રહ્યા વગર ભગાય નહિ એવું; સામાન્ય ભાજકરહિત,અસમ પરિમાણ;અસમાન;ભિન્ન પરિમાણક.*n.*One of two or more quantities which have no common measure:બે અથવા વધારે માંની સામાન્ય ભાજકરહિત એકસંખ્યા.

**Incommensurate,**(ઇન્કૉમ્મેન્સ્યૂરેટ્ ) *a.* 1. Not admitting of a common measure:સામાન્ય ભાજક વિનાનું.2.Not of equal measure; not adequate:ઓછા પારણામનું;અપુરૂં;માફક ન આવે એવું;અતુલ્ય;અસમાન;અનનુરૂપ;ન્યૂન પરિણામક.

**Incommodation,**(ઈન્કૉમ્મોડેશન ) *n.*State of being incommodated;inconvenience:અગવડ;સંકડાશ;અડચણ;સંકડામણ;તંગાસ;ગેરસોઇ.

**Incommode,** (ઇન્કૉમ્મોડ્ )*vt.* [L. *in* & *commodo*, I make fit.]To disturb or molest; to worry; to put out:-ને અડચણ પડવી;-ને અગવડમાં નાંખવું; તસ્દી-દુઃખ આપવી;-ને પીડા ક૦;-ને ક્લેશ કરાવવો.

**Incommodious,**(ઇન્કૉમ્મોડિઅસ્ ) *a.*Unsuitable; giving trouble; annoying : અડચણ-અગવડ ભરેલું; સોઇ-સગવડવિનાનું; અયોગ્ય; અનનુકૂલ;ગેરસોઇવાળું;પીડાકારી;ક્લેશકર.

**Incommunicable,**(ઇન્કૉમ્મ્યૂનિકેબલ્ )*a.*Incapable of being told or imparted to others:બીજાને કહેવાય નહિ એવું; અનિવેદ્ય;અનિવેદનીય;અનન્યદેય.

**Incommunicative,** (ઇન્કૉમ્મ્યૂનિકેટિવ્ )*a.* 1. Not free or apt to impart to others in conversation:બીજાની જોડે વાત નહિ કરે એવું; કથા વિરક્ત;ભાષણ વિરક્ત;અબોલું.2. Not disposed to hold fellowship or intercourse with others: અતડું;એક માર્ગી સ્વભાવનું.

**Incommutable,**(ઈન્કૉમ્મ્યૂટેબલ્ )*a.* Not capable of being exchanged with another : અદલ બદલ ન કરાય તેવું.

**Incomparable,** (ઈન્કૉમ્પેરેબલ્ )*a.* Without a peer or equal;matchless;transcendent:જેના સરખું બીજું કોઈ નથી તેવું;અનુપમ;અતુલ્ય;અપ્રતિમ;સર્વોત્તમ;અતુલ;અદ્વિતીય;અપ્રતિરૂપ;અનુપમેય;સર્વોત્કૃષ્ટ.

**Incompassionate,** (ઈન્કૉમ્પૅશનેટ્ )*a.*Void of pity; destitute of tenderness;remorseless:દયારહિત;કઠોર;વજ્રછાતીનું;નિર્દય;દયાહીન;ક્રૂર.

**Incompatibility,** ( ઈન્કૉમ્પૅટિબિલિટિ)*n.*Inconsistency;irreconcilableness:વિરૂદ્ધતા;અયુક્તતા; વિરોધ;અસંભાવના;વિપરીતતા; અસંભવ.

**Incompatible,**(ઇન્કૉમ્પૅટિબલ્ ) *a.* 1. Inconsistent; irreconcilably disagreeing:વિરૂદ્ધ;અયુક્ત;અસંગત;વિપરીત;મળતું આવતું ન હોય એવું; અસંભાવનીય;અસંભાવ્ય; અસંભવિત.2.(*Chem.*)Not capable of be-

ing united : મિશ્ર કરાય નહિ તેવું. *I.terms* (*Logic.*), terms which cannot both be affirmed of one subject: વિરૂદ્ધ-અયુકત પદ; અસમાનાધિકરણ પદ.

**Incompetence-cy,** (ઇન્કૉમ્પિટેન્સ્-ઇનકૉમ્પિટેન્સિ) *n.*1.Insufficiency; inadequacy: અશકિત; અસામર્થ્ય; નાલાયકી.2.Want of legal fitness: કાયદેસરસત્તા ન હોવી તે.

**Incompetent,** (ઇન્કૉમ્પિટેન્ટ્) *a.* 1.Incapable;unable;inadequate; unfit:અધૂરૂં;અપૂર્ણ;અશકત;અસમર્થ; અયોગ્ય.2. Wanting legal qualifications:કાયદા પ્રમાણે અયોગ્ય-નાલાયક.3.Not permissible: શકિત-ગુંજાસ-ગજાની બહારનું.

**Incomplete,** ( ઇન્કૉમ્પ્લીટ્ ) *a.* 1. Unfinished;imperfect;defective: અધૂરૂં;અસંપૂર્ણ;ખોડ-કસરવાળું;અપૂર્ણ;અસમાપ્ત;ન્યૂન;હીનાંગ;તુટક; અંગહીન.2.(*Bot.*)Lacking calyx:ફૂલના ટીટાં વિનાનું;પુષ્પાવરણ વિનાનું.*I. equation* (*Alg.*), an equation some of whose terms are wanting:ખુટતાં પદવાળું સમીકરણ.

**Incompleteness,**(ઈન્કૉમ્પ્લીટ્નેસ્) *n.*Imperfectness; defectiveness: અધૂરૂં હોવું તે;અસમાપ્તપણું;કસર;ખામી;ખોડ;અપૂર્ણતા;અસમાપ્તિ;અસિદ્ધિ.

**Incompliant,**(ઇન્કૉમ્પ્લાઈઍન્ટ્)*a.* Not compliant;not disposed to comply: અસહ્ય; કબૂલ ન કરે એવું; અનનુવર્તી.

**Incomprehensible,** (ઇન્કૉમ્પ્રીહેન્સિબલ્)*a.*1.Not capable of being contained within limits:હદ-દાબમાં રહી શકે નહિ તેવું. 2.Beyond the reach of human intellect; inconceivable:ન સમજાય એવું;અકળ;ગૂઢ;અજ્ઞેય;દુર્જ્ઞેય;દુર્બોધ;જ્ઞાનાતીત; અચિંત્ય;અગ્રાહ્ય; અતકર્ય; ઇંદ્રિયાતીત; ઇંદ્રિયાગોચર;અવિભાવ્ય;ગહન.

**Incomprehensibility,**(ઈન્કૉમ્પ્રીહેન્સિબિલિટિ) *n.* The quality of being beyond the reach of human intellect;inconceivableness:અતકર્યતા;અચિંત્યતા;ગૂઢતા;દુર્બોધતા;દુર્જ્ઞેયતા;ગહનતા.

**Incompressible,**(ઇન્કૉમ્પ્રેસિબલ્) *a.*[L.*in,con* & *premo*,I press.] Not compressible ; resisting compression:દબાય નહિ એવું;અસંકોચનીય;અસંક્ષેપણીય;આકુંચનાશકય.

**Inconceivable,** ( ઇન્કૉન્સીવૅબલ્ ) *a.* Incapable of being conceived by the mind;incomprehensible:કલ્પાય નહિ એવું;અતકર્ય; ગૂઢ; ગહન;અચિંત્ય;અચિંતનીય;અકલ્પનીય;અભાવનીય;નિરાભાસ; અસંભાવ્ય.

**Inconclusive,**(ઈન્કૉન્કલ્યૂસિવ્) *a.* Leading to no conclusion; not settling a point in debate:-થી છેડો ન આવે એવું;અનિશ્ચાયક;અપ્રમાણ;અનિશ્ચકારી; અનિશ્ચયાત્મક; અનિયામક;અપ્રમાપક.

**Incongruent-Incongruous,**(ઈન્કૉન્ગ્રૂઍન્ટ્-ઈન્કૉન્ગ્રૂઅસ્)*a.*Unsuitable;inconsistent:અયોગ્ય; વિરૂદ્ધ; અયુકત;અસંગત; અસંભાવ્ય; અસંભવિત;અસંભાવનીય;અસંબદ્ધ.

**Incongruity,**(ઈન્કૉન્ગ્રૂઇટિ)*n.*1. Inconsistency;impropriety: અયોગ્યતા;વિરૂદ્ધતા;અસંગતિ;વિરોધ;અનન્વય;અસંભવ.2.Want of symmetry:આકારશુદ્ધિ રહિતતા;અંગહીનતા.

**Inconsequent,**(ઈન્કૉન્સીક્વેન્ટ્)*a.*1. Not regularly inferred;invalid; illogical:પ્રતિજ્ઞા-આપેલા પ્રમાણુમાંથી ન નીકળતું;અનન્વિત; અસમન્વિત; સિદ્ધાંત રહિત;અસંબદ્ધ. 2. Inconsistent:પ્રમાણ વિરૂદ્ધ.

**Inconsiderable,**(ઇન્કૉન્સિડરૅબલ્) *a.*Unimportant; small; trivial: ધ્યાનમાં ન લેવા જોગ; ઘણુંજ ન્હાનું; નજીવું;ઉપેક્ષ્ય;અલ્પ;ક્ષુદ્ર;થોડું.

**Inconsiderate,** (ઇન્કૉન્સિડરેટ્) *a.* 1.Hasty;thoughtless;heedless: અવિચારી;અવિવેકી;વિચારશૂન્ય;સાહસી;પ્રમત્ત;અસાવધાન.2.Rash:વિચાર-વિવેક રાખ્યા વિનાકીધેલું;અવિચારી.

**Inconsiderately,**(ઈન્કૉન્સિડરેટ્લિ) *adv.*Carelessly; rashly; imprudently:બેદરકારીથી; વગરવિચારે; સહસા;અવિચારપૂર્વક;પ્રમાદથી.

**Inconsideration,**(ઈન્કૉન્સિડરેશન્) *n.*Inattention to consequences; inconsiderateness: અવિવેક;અવિચાર;અવિચારણા;અસમીક્ષા.

**Inconsistence-cy,**(ઇન્કૉન્સિસ્ટેન્સ્-ન્સિ)*n.*1. Discordance;disagreement:પરસ્પરવિરોધ;વિરૂદ્ધતા;વિપરીતતા;અસંગતતા;અસંભાવના; વિલક્ષતા.2.Absurdity in argument: પૂર્વાપર વિરોધ;અસંદર્ભ; અસમન્વય; સંદર્ભા શુદ્ધિ;વિરોધોકિત;વિસંવાદ.3. Unsteadiness;changeableness: અસ્થિરતા;અદૃઢતા;ફેરફાર.

**Inconsistent,**(ઈન્કૉન્સિસ્ટેન્ટ્)*a.*1. Discordant;at variance;incompatible: incongruous ; irreconcilable:અક્કેક સાથે વિરોધવાળાં;એક બીજાથીઉલટું;વિપરીત;અયુક્ત;વિરોધી; વિપરીતધર્મક;અસંગત;અસંભવિત;અસંભાવનીય;અનુપયોગી;વિનતીય;વિલક્ષણ;અસંબદ્ધ;સંદર્ભાશુદ્ધ;સંદર્ભવિરૂદ્ધ;પૂર્વાપરવિરોધી;વિસંવાદી. 2. Fickle;changeable:ચંચળ-અસ્થિર મનનું;સંકલ્પવિકલ્પકરનારૂં;અદૃઢ;ચંચળ.

**Inconsistently,** (ઈન્કૉન્સિસ્ટેન્ટ્લિ) *adv.* Incongruously ; without steadiness or uniformity : ધડમાથું ગમે તેમ હોય તે રીતે.

**Inconsolable,** (ઇન્કૉન્સોલૅબલ્) *a.* Not to be consoled; grieved beyound susceptibility of comfort: શાંત થાય નહિતેવું;અસંતોષણીય;શોકમાં નિમગ્ન;અસાંત્વનિય;શોકાન્વિત; શોકાકુલ;નિર્વિનોદ.

**Inconspicuous,**(ઇન્કૉન્સ્પિક્યુઅસ્) *a.*Hardly discernible:અસ્પષ્ટ;પરખાય નહિ તેવું.

**Inconstancy,**(ઈન્કૉન્સ્ટન્સિ)*n.* [L. *in,con* & *sto*,I stand.]1.Mutability;fickleness:ચંચળતા;અસ્થિરતા; વિકારશીલતા;ચાંચલ્ય;અસ્થૈર્ય.2.Dissimilitude:વિરોધાલંકાર;અચળપણું.

**Inconstant,**(ઈન્કૉન્સ્ટન્ટ્)*a.*1.Unsteady;fickle;changeable;variable;wavering:અસ્થિર; અદૃઢ;ચંચલ;અસ્થાયી;ક્ષણિકબુદ્ધિ.

**Incontestable,**(ઈન્કૉન્ટેસ્ટૅબલ્) *a.* Not to be disputed ; incontrovertible:નિર્વિવાદ;બેતકરાર; અખંડનીય-અબાધ્ય;નિઃસંદેહ;સુનિશ્ચિત.

**Incontestably,** ( ઇન્કૉન્ટેસ્ટૅબ્લિ ) *adv.*Indisputably;indubitably: બીનતકરારે;નિર્વિવાદપણે.

**Incontinence-cy,** ( ઈન્કૉન્ટિનેન્સ્-ઈન્કૉન્ટિનેન્સિ) *n.*1. Incapacity to hold; indulgence of lust;lewdness:ઇંદ્રયાધિનતા;વ્યભિચાર; છિનાળું;અસંયમ;અજીતેંદ્રિયત્વ; લંપટતા; ઈંદ્રિયાનિગ્રહ.2. (*Med.*) Inability to restrain evacuations:ઝાડો અટકાવવાની અશકિત.

**Incontinent,** (ઈન્કૉન્ટિનેન્ટ્) *a.* 1. Unchaste;lewd: ઇંદ્રિયવશ; નરકર્મી;છિનાળવો;વ્યભિચારી;અજીતેંદ્રિય; અવશી;લંપટ.2.(*Med.*)Unable to restrain evacuations: ઝાડો અટકાવવાને અશકત.*n.*One who is unchaste:વ્યાભિચારી-છિનાળવો માણસ.*adv.*Immediately:તરતજ.

**Incontinently,** ( ઈન્કૉન્ટિનેન્ટ્લિ )

*adv.*1.Unchastely:વ્યાભિચારી પણે ઇંદ્રિયવશ રહી. 2.Immediately;at once:તરત;એજ વખતે.

**Incontrovertible,** ( ઈન્કૉન્ટ્રોવર્ટિબલ્ )*a.*Too clear or certain to admit of dispute;indisputable: તકરાર વિનાનું;નિર્વિવાદ; અખંડનીય; નિસંદેહ;સુનિશ્ચિત.

**Inconvenience,** ( ઈન્કૉનવીનિએન્સ્ )*n.*1.Unfitness; unsuitableness:અટચણ;અગવડ; ગેરસોઇ;અયોગ્યતા;અનૌચિત્ય. 2. That which gives trouble or uneasiness ; disadvantage:સોઈ-વગ ન હોવી તે; નડ;ક્લેશ;અસુખ;ઉપરોધ; પીડા; ક્લેશ હેતુ-કારણ:*vt.*To bring to inconvenience:અડચણ-અગવડમાં નાંખવું.

**Inconvenient,** ( ઇન્કૉન્વીનિએન્ટ્ ) *a.* 1. Unfit; inexpedient: અસુગમ;અસુતર;અયોગ્ય;અનુચિત. 2.Incommodious; inadvantageous: કષ્ટકારક;અનુકૂળ ન પડતું;અનુપયોગી; વગ-સોઇવિનાનું;ક્લેશકર;દુઃખદ;દુઃખાવહ;અસુખકર;ઉપરોધક;દુઃખપ્રદ-જનક.

**Inconvertible,** ( ઇન્કૉન્વર્ટિબલ ) *a.*[L. *in, con* & *verto*,I turn.] Not capable of being changed into something else:ફેરવાય-બદલાય નહિ એવું;-નાં (નાણું) ન મળે એવું;દ્રવ્યાંતરકરણાશક્ય.*Bank notes are sometimes* **i.** *into specie*: કોઈ વેળા નોટોનાં નાણું મળતાં નથી.

**Incorporate,**(ઇન્કૉર્પોરેટ્ )*vt.* [L. *in* & *corpus*,body.] 1.To form into a body;to combine into one mass:મેળવી-જોડી નાંખવું;એકાકાર કo. 2.To embody: શરીરમાં મુકવું;સાકાર કરવું.3.To unite with a mass already in being:કોઇ હયાત પદાર્થમાં મેળવવું-મિશ્ર કરવું.4.To amalgamate: મેળવવું;સંયુક્ત કરવું.5.To form into a legal body:સનદીમંડળી કo.*vi.*To be mixed or blended; to grow into: જોડાવું; જોડાઇ-ભળી-જવું.*a.*1.Not consisting of matter:વિદેહી;અશારીરિક; અશરીરી.Associated; mixed:જોડાયેલું;સંયુક્ત થયેલું;મિશ્ર; સંયુક્ત.3. Not incorporated:ભેળ્યા-જોડ્યા વિનાનું.

**Incorporation,** ( ઇન્કૉર્પોરેશન્ ) *n.*1. The act of incorporating: ભેળી-જોડી દેવું તે; સંયોગ. 2.Mixture;combination:મિશ્રતા;મિશ્રણ; મેળવણી.3.Association;intimate union: સંસર્ગ; સંયોગ; મેળાપ. 4. (*Law.*)The formation of a political body by the union of individuals:સનંદી મંડળી.5.A mixture of medicines with liquids: પ્રવાહી પદાર્થો સાથે ઔષધોનું મિશ્રણ.

**Incorporeal,** (ઇન્કૉર્પોરીએલ્ ) *a.* 1.Not consisting of matter:દેહ વિનાનું;નિરાકાર;વિદેહ;અદેહ;અશરીરી; અશારીરક; અનંગ; નિરવયવ. 2. Existing only in contemplation of law intangible:વિચાર માત્રનું; સ્પર્શાગોચર.

**Incorrect,**( ઇન્કૉરેક્ટ્ )*a.* 1. Inaccurate; faulty: ચૂકવાળું;નાદુરસ્ત; અશુદ્ધ;દોષી;દોષિત;સદોષ.2. Not in accordance with the truth:ખોટું; અસત્ય;જૂઠું; ગેરરાસ્ત; અયથાર્થ. 3. Not in accordance with morality; unbecoming; improper: અનીતિનું; ગેરવાજબી; ગેરવાસ્તવિક.

**Incorrectly,** (ઈન્કૉરેક્ટ્લિ ) *adv.* Inaccurately;not exactly: ભૂલચૂક કરીને;અશુદ્ધ રાખીને;મિથ્યા;અન્યથા;અયથાર્થતાથી;અશુદ્ધતાથી.

**Incorrectness,** (ઇન્કૉરેક્ટ્નેસ્ ) *n.* Want of conformity to truth;inaccuracy:ચૂક;ખામી;દોષ; અશુદ્ધતા; અસત્યતા;અશુદ્ધિ;સદોષતા;નાદુરસ્તી.

**Incorrigible,**(ઇન્કૉરિજિબલ્ )*a.*[L. *in* & *corrigo*,I correct.]Bad beyond correction;irreclaimable: કદી ન સુધરે તેવું;વંઠેલ;હાથથી ગયેલું;અસાધ્ય;શિક્ષાતીત;અશિક્ષણીય;અતિદુષ્ટ.

**Incorrupt,**(ઇન્કૉરપ્ટ્ )*a.*1. Unimpaired;not marred or spoiled: ખરાબ થયેલું-બગડેલું નહિ તેવું;અદુષિત. 2.Pure;sound;untainted:સ્વચ્છ; અદોષિત;પ્રમાણિક;પવિત્ર;શુદ્ધ;અભ્રષ્ટ.

**Incorruptibility,**(ઇન્કૉરપ્ટિબિલિટિ ) *n.* Incapability of corruption:અવિકારીપણું; અક્ષયતા; અવિનાશિતા;ચોખ્ખાઇ;પ્રમાણિકપણું.

**Incorruptible,**(ઈન્કૉરપ્ટિબલ્ )*a.*1. Incapable of corruption or decay:અક્ષય;અવિનાશી;અવિકાર;અનશ્વર;અજરામર;અવિકારી.2. Inflexibly just and upright:બગડે નહિ; લાંચ ન લે તેવું અતિપ્રમાણિક;અહ્લઈનસારી.*n.*One of a religious sect: ધર્મનો એક પંથ-ટોળી.

**Incorruptibleness-Incorruption,** (ઇન્કૉરપ્ટિબલ્નેસ્-ઇન્કૉરપ્શન ) *n.*Absence of corruption:અવિકાર;અનાશ;અવિકૃતિ;વિકારાભાવ;અદુષ્ટતા;અભ્રષ્ટતા;સ્વચ્છતા.

**Incrassate,** ( ઈન્ક્રૅસેટ્ ) *vt.* 1. To make thick;thicken:જાડું-ઘટ્ટ કરવું. 2.(*Pharmacy.*)To make thicker by the mixture of an other substance:બીજા પદાર્થોની મેળવણીથી હોય તેથી જાડું કરવું.*vi.*To become thick:જાડું થવું.*a.*Made thick or thickened:જાડું-ઘટ્ટ કરેલું.

**Increase,** (ઈન્ક્રીસ્ ) *vi.* [L. *in* & *cresco*,I grow.] 1. To grow; to augment:ઉગવું; વધવું; વધારો-વૃદ્ધિ થવી;વિસ્તાર પામવો;ચઢવું;અસ્તિ-અધિકથવું.2.To be fertile or fruitful:ફળદ્રુપથવું; વસ્તી-વસ્તાર-વંશ વધવો;વધારે થવું.3.To show more of the surface;to wax:ચઢતી કળા થવી.*vt.* To extend; to spread;to aggravate:વધારવું;લંબાવવું;ફેલાવવું;ભારે-મ્હોટું કo;વૃદ્ધિ કo;અધિક-અસ્તિ કo;ચઢાવવું;પ્રસારવું;વિસ્તારવું.*n.* 1.Augmentation;growth:બઢતી; ચઢતી;અભિવૃદ્ધિ;વર્ધન;સંવર્ધન;વધારો;વૃદ્ધિ.2.Produce; profit:પેદાશ; નફો;લાભ.3.Progeny;issue: સંતતિ;સંતાન;છોકરાં છૈયાં;પ્રજા; ઓલાદ; વિસ્તાર.4.Generation:જનન;પ્રજનન.5.(*Astron.*) The period of increasing light;the waxing:ચંદ્રની કળા-ચઢતી થાય છે તે સમય; શુદિ.

**Incredibility,** (ઈન્ક્રેડિબિલિટિ) *n.* The quality of being too extraordinary to admit of belief: અવિશ્વાસ્યતા;અણપતીજ;અવિશ્વાસ.

**Incredible,**(ઈન્ક્રેડિબલ )*a.*Impossible to be believed; not to be credited:માનવા જોગ નહિ તેવું;બેઇતબારી;અવિશ્વાસ્ય;અશ્રદ્ધેય;અવિશ્વસનીય;વિશ્વાસાયોગ્ય.

**Incredibly,**(ઇન્ક્રેડિબ્લિ) *adv.* In a manner to preclude belief:વગર ઈતબારથી;પતીજ વિના.

**Incredulity,**(ઈન્ક્રીડયૂલિટિ)*n.*Skepticism; disbelief: અણભરોસો-વિશ્વાસ;અપતીજ-વિશ્વાસ-શ્રદ્ધા;અભક્તિ.

**Incredulous,**(ઇન્ક્રેડયૂલસ્ )*a.* Not credulous;skeptical:મુશ્કેલીથી કોઇ વાતને ખરી માને એવું;તરત ન માને એવું;અશ્રદ્ધાળુ; અપ્રત્યયી; શંકાશીલ; અશ્રદ્ધાવાન;અવિશ્વાસશીલ.

**Increment,** (ઈન્ક્રીમેન્ટ્) *n.* 1. Increase;augmentation:વૃદ્ધિ;વધારો; ઉમેરો.2.Produce:production:પેદાશ;ઉપજ.3.(*Math.*)A finite quantity: અંતવાન-સમર્યાદ સંખ્યા-રકમ.

**Incriminate,**(ઇન્ક્રિમિનેટ્ )*vt.* [L.

*in* & *crimen*, a crime.] To accuse; to criminate: દોષ-તોહોમત મુકવું;ગુન્હેગાર-દોષવાન ઠરાવવું.

**Incrust,**(ઇન્ક્રસ્ટ્ )*vt.*To cover with a crust:થર-પડ ચઢાવવું;પુટ-કવચ ચઢાવવું-દેવું.

**Incrustation,** ( ઇન્ક્રસ્ટેશન ) *n.* 1. The act of incrusting:થર ચઢાવવો તે.2.A crust or coat of anything:થર;પોપડો;પડ.

**Incubate,** (ઇન્ક્યૂબેટ્ )*vi.*[L. *in* & *cubo*,I lie down.]To sit, as on eggs:સેવણ બેસવું;(ઇંડાને)સેવવું; ઇંડાનું પોષણ ક૦.

**Incubation,**(ઇન્ક્યૂબેશન્ )*n.*1. The hatching of young from eggs:ઇંડાપર સેવણ કરવું તે;સેવણ.2. (*Med.*) The maturation of a contagious poison in the animal system: શરીરમાં કોઇ ચેપીરોગનાં ઝેરનું પ્રસરણ-ફેલાઇ જવું તે.*Period of* I., the period which elapses between exposure to a contageous disease and the attack resulting from it: ચેપી રોગ વળગે એવી સ્થિતિમાં આવ્યાનો અને તેનું કંઇ પરિણામ નિપજે એ બે વચ્ચેનો સમય.

**Incubus,**(ઈન્ક્યુબસ્ )*n.*1.A demon or fiend:સેતાન;ભૂત;પિશાચ.2.The nightmare:ઓથાર;નઠારૂં સ્વપ્નું;કુસ્વપ્ન;દુ:સ્વપ્ન.3.Anything which prevents the free use of the facalties:મગજ ઉપર કંઇ પણ ચીંતાનો ભાર-બોજો.

**Inculcate,**(ઇન્કલ્કેટ્ )*vt.*[L. *in* & *calco*,I tread upon.]To impress by frequent admonitions:(મનમાં)ઉતારવું-ઠસાવવું;-નો બોધ કર્યા ક૦; વારંવાર ઉપદેશ ક૦; વારેવારે કહીને શિખવવું.

**Inculcation,** (ઈન્કલ્કેશન ) *n.* The action of impressing by repeated admonitions: વારેઘડીએ આપેલો બોધ;વારંવારનો ઉપદેશ.

**Inculpable,** (ઈન્કલ્પૅબલ્ ) *a.* Unblamable; faultless; innocent: નિરપરાધી;નિર્દોષ;અવાચ્ય;અદુષણીય.

**Inculpate,** (ઇન્કલ્પેટ્ ) *vt.* [L. *in culpa*,a fault.]1. To blame; to censure:ઠપકો દેવો; દોષ મુકવો. 2. (*Law.*)To accuse of crime:ગુન્હેગાર ઠરાવવો.

**Inculpatory,** ( ઇન્કલ્પૅટોરિ) *a.* 1. Imputing blame:દોષ મુકનારૂં. 2. ( *Law.* ) Accusatory; criminatory:ગુન્હેગાર-દોષિત ઠરાવતું.

**Incumbency,**(ઇન્કમ્બેન્સિ) *n.*1. A lying or resting on something: ઉપર પડવું-રહેવું તે;ઉપરની સ્થિતિ.2. That which lies as a burden; weight:કરજ;બોજો.3.That which is imposed as a rule,obligation or responsibility: કર્તવ્યતા; ફરજ; જોખમ;ભાર.4.(*Eccl.*)The state of holding an office: કોઇ પણ પદવી ધારણ કરવી તે;ધર્મની વૃત્તિ-ઉપભોગ.

**Incumbent,**(ઈન્કમ્બેન્ટ્ )*a.*1.Lying or resting upon:ઉપર પડેલું-રહેલું. 2.Supported;buoyed up:-નું આશ્રિત-અવલંબિત;સુતેલું. 3.Resting as duty or obligation:માથે ચોટેલું-ફરજ દાખલ રહેલું;કર્તવ્ય;ફરજીયાત;આવશ્યક;લાઝમ.4.(*Bot.*)Leaning or resting:આધાર-ટેકો લેતું;અઢેલતું.*n.* The person who is in present possession of an office:અધિકારી;અમલદાર;સત્તાધારી;(કોઈ જગા)ઉપર હોનાર

**Incumber,**(ઇન્કમ્બર્ ) *vt.* To burden with a load;to embarrass: ભારથી અડચણ ક૦;ગભરાવવું;ગુંચવણમાં નાંખવું.

**Incur,**(ઇન્કર્ )*vt.*[L.*in* & *curro*,I run.]1.To expose oneself to;to encounter : પાત્ર-યોગ્ય-લાયક થવું; વ્હોરી-તાણી-ખેંચી લેવું;-નો આશ્રય લેવો.2. To render liable or subject to:પાત્ર-યોગ્ય-લાયક ક૦.

**Incurable,**(ઈન્ક્યૂરૅબલ્ ) *a.* 1. Beyond the power of skill or medicine: જેની દવા થઇ શકે નહિ તેવું;અશામનીય;અસાધનીય;દુસ્તર;અસાધ્ય. 2.Remediless:ઉપાય-ઈલાજ વિનાનું; નિરૂપાય.*n.*A person diseased beyond the reach of cure:સાજુ ન થાય એવું માંદુ માણસ.

**Incurious,**(ઇન્ક્યૂરિઅસ્ ) *a.*Without care for or interest in;careless;negligent;heedless: ગાફેલ; બેદરકારી;અસાવધ.

**Incursion,**(ઇન્કર્શન્ )*n.* 1. A running into;a predatory or harassing inroad:પારકા મૂલકપર સ્વારી કરવી તે;સ્વારી;આક્રમણ.2. Attack; occurrence:હુમલો;હલો.

**Incurvate,** (ઇન્કર્વેટ્ ) *a.* Curved inward or upward:બહારની કે અંદરની બાજુએ વળેલું.*vt.*To bend;to crook:વાળવું;સાંકડું કરવું.

**Incurvation,**(ઈન્કર્વેશન્ )*n.*1.The act of bending:વાળવું તે. 2.Curvature:વાંકાપણું; વાંક;વંક; વક્રતા; વલણ;વળ.3.The act of bending the head or bowing:(માન ખાતર) માથું નમાવવું-વાળવું-સલામ કરવી તે.

**Incurve,**(ઈન્કર્વ્ ) *vt.* To bend; to make crooked:મરડવું;વાંકુંક૦-વાળવું.

**Incurvity,**(ઇન્કર્વિટિ) *n.* Crookedness;a bending in ward:વાંક;વક્રતા.

**Indebted,** (ઇન્ડેટેડ્ ) *a.* [L. *in* & *debeo*,I owe.]1.Placed in debt; beholden:દેણદાર;દેવાદાર; કરજદાર; ઋણબદ્ધ;ઋણી;ઋણગ્રસ્ત.2. Obliged:-ને (કોઇની ) મહેરબાનીથી મળ્યું-પ્રાપ્ત થયું હોય એવું;ઓશિયાળું; આભારી;ઉપકૃત;ઉપકારી.

**Indebtedness,**(ઈન્ડેટેડનેસ્ )*n.*The state of being indebted:કરજદારી;આભારીપણું.

**Indecency,**(ઇન્ડીસેન્સિ)*n.*1. Lack of modesty or good manners ; obscenity:અસભ્યતા; નિર્લજતા;લજ્જાભાવ;અવિનય;અમર્યાદા;બિભત્સપણું.2. An indecent word, act or like:બિભત્સ-વચન-ચિત્ર;દુર્ભાષણ; અશિષ્ટા ચાર;ગેરશિષ્ટચાલ;અનીતિ;કુનીતિ;અન્યાય;કુરીતિ.

**Indecent,**(ઇન્ડીસેન્ટ્ )*a.*Unbecoming;unfit to be seen or heard: નાગું;ઉઘાડું;બિભત્સ;ભુંડું;નિર્લજ;લજ્જાકારક;લજ્જાસ્પદ; બેશરમું;લજ્જાહીન-રહિત;અશિષ્ટ;અસભ્ય;નિંદ્ય;અયુક્ત; ભાંડ;અમર્યાદ.

**Indecipherable,**(ઇન્ડીસાઇફરૅબલ્ ) *a.*Incapable of being deciphered:વંચાય-ઉકલે-સમજાય નહિ તેવું.

**Indecision**(ઇન્ડીસિઝ્હન્ )*n.*Wavering of mind;irresolution:સંદેહ; શક;ઢચુપચુ હોવું તે;અનિર્ણય;વિકલ્પ; અનિશ્ચય;સંશય;વિતર્ક;આશંકા;અધીર.

**Indecisive,**(ઇન્ડીસાઇસિવ્ )*a.*1.Not bringing to a final close or ultimate issue:નિકાલ-નિર્ણય થાય નહિ તેવું;અનિશ્ચયાત્મક;અનિર્ણાયક; સંદિગ્ધ;સવિકલ્પ.2.Vacillating; hesitating:ઢચુપચુ;અસ્થિર;ડામાડોલ.

**Indeclinable,** (ઇન્ડીક્લાઇનૅબલ્ ) *a.* [L.*in*,*de* & *clino*,I bend.] Not varied by terminations:જેને જાતી,વચન અને વિભક્તિ ન લાગે તેવું;અવિકારી;અવ્યય;અવિભક્તિ;અવ્યયરૂપ.

**Indecorous,**(ઇન્ડીકોરસ્ )*a.*Violating good manners ; unbecoming:શોભે નહિ તેવું;અનુચિત; અઘટિત;અયોગ્ય;અન્યાયી;અમર્યાદ;અવિનયી.

**Indecorum,**(ઇન્ડીકોરમ્ )*n.*1. Im-

book: વિદ્યાશાળામાં ચાલતી-શિખવવાની ચોપડી;શાળા પુસ્તક;શાસ્ત્ર.

**Institutional,** (ઈન્સ્ટિટ્યૂશનલ્ ) *a.* **1.** Instituted by authority: અધિકારથી સ્થાપેલું.**2.** Elementary; rudimental:તત્વ-મૂળતત્વનું.

**Instruct,** (ઇન્સ્ટ્રક્ટ્ ) *vt.* [L. *in* & *struo*, I build.]1. To put in order;to form;to prepare:નિયમમાં મુકવું;બનાવવું;તૈયાર ક૦.**2.**(*a*)To inform the mind of;to enlighten; to teach:શિખવવું;કેળવણી આપવી; બોધ-ઉપદેશ કરવો;કહેવું;તાલીમ આપવી.(*b*)To direct; to command: આજ્ઞા કરવી; હુકમ આપવો;રસ્તો બતાવવો;સુચના ક૦.*a.* **1.** Provided; furnished:પૂરું પાડેલું.**2.**Instructed;taught:શિખવેલું;બોધ આપેલું; બોધિત;શિક્ષિત;ઉપદષ્ટિ.

**Instruction,**(ઇન્સ્ટ્રક્શન્ )*n.***1.**The act of teaching; information: શિખવવું તે;કેળવણી;શિક્ષા;શિક્ષણ;અધ્યાપન;શાસન;બોધન. **2.** (*a*) Precepts; information; teachings: હિતવાદ;હિતબોધ;બોધ;ઉપદેશ;વિધિ; નિયમ;સુત્ર.(*b*) Order; command: આજ્ઞા;હુકમ;આદેશ;શાસન.**I.s:** પાઠ; ધડો.*Code of* **i.**s:સુત્ર.

**Instructive,**(ઇન્સ્ટ્રક્ટિવ્ )*a.* Serving to instruct or inform; conveying knowledge:જ્ઞાનદાયક;બોધકારક; શિખામણ મળે એવું; બોધક; ઉપદેશક;બોધાવહ; ઉપદેષપ્રદ; જ્ઞાનોત્પાદક;જ્ઞાનપ્રવર્તક.

**Instructiveness,**(ઇન્સ્ટ્રક્ટિવ્નેસ્ ) *n.*The quality of being instructive;power of instructing: ઉપદેશ;શિખામણ;બોધ;હિતવચન.

**Instructor,**(ઇન્સ્ટ્રક્ટર્ )*n.*A teacher;a person who imparts knowledge:શિક્ષક;ગુરૂ;ઉપદેશક;અધ્યાપક; ઉપદેષ્ટા;ઉપાધ્યાય;ઉપદેશકર્તા.

**Instructress,** (ઈન્સ્ટ્રક્ટ્રેસ્ ) *n.* A preceptress;a tutoress:સ્ત્રીશિક્ષક.

**Instrument,** (ઈન્સ્ટ્રુમેન્ટ્ ) *n.* [L. *in* & *struo*,I build.]**1.**A tool; a utensil;an implement:સાધન;કર્મસાધન;કરણ;ઉપકરણ;યંત્ર; ઉપસ્કર; દ્રવ્ય; હથિયાર; ઓજાર; શસ્ત્ર. **2.** A musical instrument:વાજીંત્ર;વાદ્ય; વાજું.*A wind* **i.**:વાંસળી;પાવો;મોરલી; શંખ. *Martial* **i.**: રણવાદ્ય. *Stringed* **i.**:તંતુવાદ્ય; તંત્રીવાદ્ય. **I.** *suitable to festive occasions*: મંગલવાદ્ય.**3.**(*Law.*)A deed,contract or writing:લેખ;ખત; દસ્તાવેજ;લખત;પત્ર;પટ્ટો.**4.**That which or one who is made a means; a medium;a means; an agent: કાર્યકર્તા;કાર્યસાધક; પ્રયોજ્ય;નિમિત્ત; નિમિત્તકરણ;સાધન;કારણ.

**Instrumental,** (ઇન્સ્ટ્રુમેન્ટલ્ ) *a.* **1.**Serving as a means;conducive;helpful:કાર્યસાધક; કારણભૂત; સાધનભૂત;ઉપકારક; સહકારી; સાધક; પ્રયોજક.**2.**Pertaining to or prepared for musical instruments: વાજીંત્રથી કીધેલું;વાદ્યસિદ્ધ.

**Instrumentality,** (ઈન્સ્ટ્રુમેન્ટલિટિ)*n.*That which is instrumental;agency: સાધકપણું; મારફત;હસ્તક;કરણત્વ;કર્તૃત્વ.

**Insubjection,** (ઈન્સબ્જેક્શન્ ) *n.* Want of subjection;state of disobedience,as to government: વશ ન રહેવું તે;શીરજોરી.

**Insubmission,** (ઈન્સબ્મિશન્ ) *n.* Want of submission; disobedience:શરણ-તાબે ન થવું તે;ના ફરમાની;તુંડાઈ.

**Insubordinate,** (ઈન્સબૉર્ડિનેટ્ )*a.* Not submissive; not submitting to authority; rebellious:ઉપરીને તાબે રહે નહિ એવું;બેહુકમી;સીરજોર;માથાનોફરેલ;અવશવર્તી;અવિનીત.

**Insubordination,** (ઈન્સબૉર્ડિનેશન્ )*n.*Disorder;disobedience to lawful authorities:સીરજોરી;બેહુકમપણું;અવિનય;અગૌણતા;આજ્ઞાભંગ;આજ્ઞાતિરસ્કાર.

**Insufferable,**(ઇન્સફ્ફરેબલ્ )*a.***1.**Insupportable; unendurable; intolerable : સહન થાય નહિ-સંખાય નહિ એવું;અસહ્ય; અસહનીય; દુઃસહ. **2.**Detestable:ધિક્કારવા જોગ-યોગ્ય; ગુસ્સો લાગે એવું.

**Insufficiency,**(ઈન્સફિશિએન્સિ) *n.* **1.** Deficiency; inadequateness: કસર;અધુરાપણું;ન્યૂનતા;ખામી; અપર્યાપ્તિ;હીનતા.**2.**Inability;incapacity:અયોગ્યતા;નાલાયકી;અનૌચિત્ય.

**Insufficient,** (ઈન્સફિશન્ટ્ ) *a.***1.** Not sufficient;inadequate: કસરવાળું;અધુરૂં;અલ્પ; અયથેષ્ટ; અપૂર્ણ; અપર્યાપ્ત; હીનસીણ;ન્યૂન. **2.** Wanting in skill or strength;unfit: ના લાયક;અયોગ્ય;અનુચિત;અક્ષમ.

**Insular,**(ઇન્સ્યુલર્ )*a.* [L. *insula*, an island.]Belonging to an isle; surrounded by water:દ્વિપરૂપ;બેટસંબંધી;પાણીથી વિંટલાએલું-ઘેરાએલું;જલપરિગત.

**Insulate,**(ઈન્સ્યૂલેટ્ )*vt.***1.**To make an isle of:-નો દ્વિપ બનાવવો.**2.**To place in a detached situation; to isolate:અળગું-વેગળું મુકવું; કોઇ સાથે સંબંધ રહેનહિ એવી રીતે મુકવું. **3.**(*Arch.*)To set alone:એકલું મુકવું.**4.** To prevent the transfer of electricity: વિજળીનો બીજી કોઇ ચીજમાં પ્રવેશ થતો અટકાવવો.

**Insulated,**(ઇન્સ્યૂલેટેડ્ )*a.***1.**Standing by itself: પોતાની મેળે-એકલું ઉભું રહે એવું;તુટક;નિરાળું;અલગ;છુટું છવાયું.**2.**(*Elec.*) Separated:જુદું પાડેલું.**3.**(*Astron.*) Situated at so great a distance as to be beyond the effect of gravitation: ગુરૂત્વાકર્ષણની અસર ન થાય એટલું દૂર આવેલું.

**Insulation,** ( ઇન્સ્યૂલેશન્ ) *n.* **1.** Detachment from other things: વેગળું મુકવું-હોવુંતે.**2.**(*Elec.*& *Thermotics.*) The act of separating a body from others by non-conductors: વિજળીની અસર ન થવા દે એવી ચીજથી એક બીજાને જુદું પાડવું તે.

**Insult,**(ઈન્સલ્ટ્ )*n.*[L.*in* & *salio*, I leap. ] **1.** The act of leaping on:ઉપર કુદવું-કુદી પડવુંતે. **2.**Gross abuse ; act or speech of contempt:અપમાન;અનાદર;ગેરઆબરૂ; નિંદા;બેઅદબી;અવજ્ઞા;માનભંગ;તિરસ્કાર.*To add* **i.** *to injury*:પડ્યાપર પાટું મારવું.*vt.***1.**To leap on:કુદી પડવું.**2.**To commit an indignity upon; to abuse:-નું માનભંગ-અવજ્ઞા-તિરસ્કાર-અપમાન કરવું;-ની ગેરઆબરૂ-બેઅદબી કરવી.**3.** (*Mil.*) To make a sudden attack upon: ઓચિંતો હલ્લો-હુમલો કરવો.*vi.***1.**To leap or jump:કુદવું;કુદકો-ઠેકડો મારવો.**2.**To behave with insolence: બેઅદબીથીવર્તવું-ચાલવું.

**Insulting,**(ઇન્સલ્ટિન્ગ્ )*a.*Containing or conveying gross abuse: અપમાન ભરેલું-કારક;ગેરઆબરૂ થાય એવું;નિર્ભત્સક;નિંદક.

**Insultingly,** ( ઇન્સલ્ટિન્ગ્લિ )*adv.* With insolent contempt:ગેરઆબરૂથી;અપમાન ભરેલી રીતે.

**Insuperable,**(ઈન્સ્યૂપરેબલ્ )*a.*[L. *in* & *supero*,I pass over.] Not superable;insurmountable;ઓળંગાય નહિ એવું;જેને લીધે કોઇ કામ

બને નહિ એવું;અજેય;અજીત; અલંઘનીય;દુસ્તર;અનિવાર્ય;દુર્જય.

**Insupportable,** (ઇન્સપ્પૉર્ટેબલ્) *a.* Incapable of being borne; insufferable:ઉંચકાય નહિ એવું;સેહેવાય નહિ એવું; અસહ્ય; અસહ્નીય; દુઃસહ;અતિકઠિન.I.*heat*:ખમી શકાય નહિ એટલો તાપ-ગરમી.

**Insuppressible,** (ઈન્સપ્પ્રેસિબલ્) *a.*Not to be suppressed or concealed: દાબી-છાનું ન રખાય એવું;દુર્નિવાર;અનિવાર.

**Insurable,**(ઇન્સ્યૂરેબલ્)*a.*Capable of being insured against loss or damage;proper to be insured:વીમો ઉતરાવાય તેવું.

**Insurance,**(ઇન્સ્યૂરૅન્સ્)*n.* 1. The act of insuring against loss or damage:વીમો.2. Premium paid for insuring property or life: વીમો ઉતરાવવાને-થાપણ મુકવાને માટે પહેલેથી આપેલું વ્યાજ.I. *broker*, a broker who effects insurance: વીમાદલાલ;વીમો ઉતરાવી આપનાર દલાલ. I. *company*, a company whose business is to insure against loss:વિમા કમ્પની-મંડળી. I.*policy*, a certificate of insurance:વિમો ઉતાર્યાનું સર્ટીફીકેટ.3.The sum for which life or property is insured:જેટલાનો વીમો ઉતરાવ્યો હોય તે રકમ.

**Insure,** (ઇન્સ્યૂર્) *vt.* 1. To make sure or secure:ખચીત-નક્કી ક૦.2. To secure against possible loss: વિમો ઉતારવો-ક૦.I have *insured* my life:મેં મારી જીંદગીનો વિમો ઉતરાવ્યો છે.*vi.* To underwrite; to make insurance:વીમો ઉતારવો.

**Insurer,**(ઇન્સ્યૂરર્)*n.*One who insures;an underwriter:વીમો ઉતારનાર;વીમાવાળો.

**Insurgent,**(ઈન્સર્જેન્ટ્)*a.*[L. *in* & *surgo*,I rise.]Rising in opposition to civil or political authority;rebellious:બળવાખોર;બંડ ઉઠાવનાર.*n.*A person who rises in revolt;a rebel:બળવાખોર-બંડખોર-રીતુરી માણસ.

**Insurmountable,**(ઇન્સર્માઉન્ટેબલ્) *a.*Incapable of being overcome; insuperable:ઓળંગી ન શકાય એવું; દુસ્તર;દુરતિક્રમ;અલંઘ્ય;દુર્જય.

**Insurrection,**(ઈન્સરેક્શન્)*n.*1. A rebellion;a revolt:બંડ;બળવો;દંગો;ફિતુર;રાજ્ય વિરૂદ્ધનો ઉઠાવ;રાજદ્રોહ;રાજવિદ્રોહ; ઉપદ્રવ. 2. A rising in mass to oppose an enemy:દુશ્મનના સામા થવાને લોકોનું હુલ્લડ-રીતુર.

**Insurrectionary,** (ઈન્સરૅકશનૅરિ) *a.*Rebellious;seditious: બળવાનું-સંબંધી;રાજવિરૂદ્ધ-વિપરીત.

**Insuceptibility,** (ઈન્સસ્સેપ્ટિબિલિટિ)*n.*Want of susceptibility or capacity to feel or perceive: અનનુપણું; અસર ન લાગે એવું હોય તે;અહણાશકયતા;વેદનાશક્તિ.

**Insusceptible,** (ઈન્સસ્સેપ્ટિબલ્) *a.*Not susceptible; not capable of being moved: અસર થાય નહિ એવું;-ને થાય-લાગે નહિ એવું;અગ્રાહક; અવિકારી.

**Intact,**(ઇન્ટૅક્ટ્)*a.* Untouched;uninjured;undefiled:અનામત;અલગ; ઉંચું;જેમનું તેમ.

**Intaglio,** (ઇન્ટૅલ્યો) *n.* [L. *in* & *tanglio*, to cut] A cutting or engraving; a stone or gem in which a figure is cut:જેના ઉપર ચિત્ર કાઢ્યું હોય એવો કિંમતી પથરો.

**Intangible,**(ઈન્ટૅન્જીબલ્)*a.* [L. *in* & *tango*,I touch.]Not tangible; not perceptible to the touch: જેનો સ્પર્શ થાય નહિ એવું; અસ્પર્શ્ય; અસ્પર્શનીય;સ્પર્શાગોચર.

**Intastable,**(ઈન્ટૅસ્ટેબલ્) *a.* Tasteless;unsavoury:સ્વાદરહિત-વિનાનું.

**Integral,** (ઇન્ટીગ્રૅલ્) *a.* 1. Complete;uninjured;whole:આખું;અખંડ;પૂર્ણ;સમગ્ર;અભિન્ન;અખંડ; સાંગ. 2.Pertaining to a whole number: આખી સંખ્યાને લગતું; પૂર્ણાંક. *n.* A whole;an entire thing: આખી ચીજ-રકમ; પૂર્ણાંક.

**Integer,**(ઇન્ટીજર્)*n.* [L.*integer*, untouched.]A complete entity; a whole number in contradistinction to a fraction or a mixed number: પૂર્ણ સંખ્યા ; પૂર્ણાંક ; રૂપ; અભિન્ન.

**Integrate,** (ઈન્ટીગ્રૅટ્) *vt.* 1. To make entire; to renew; to restore:આખું-પૂરૂં કરવું.2. To indicate the whole;to give the sum or total:સરવાળો કરવો.3.(*Math.*) To find the integral of:પૂર્ણાંક શોધી કાઢવો.

**Integrity,**(ઈન્ટેગ્રિટિ) *n.*1. Wholeness;entireness;unbroken state: પૂર્ણતા;અખંડતા;સકલતા;અભિન્નભાવ; અભેદ;સાંગતા,2.Moral soundness; honesty;rectitude:પ્રમાણિકપણું; શુચિતા;સરળતા;વિમળતા;સાચવટ;નેકી; સચોટી; સત્ય. 3. Unimpaired state;purity: શુદ્ધતા;ચોખ્ખાઇ.

**Integument,** (ઇન્ટેગ્યૂમેન્ટ્)*n.* [L. *in* & *tego*,I cover.]That which naturally invests or covers another thing; a covering which invests the body:ઢાંકણ; આવરણ; પડ;પટદો;પોપડો;વેષ્ટન;કોષ;આચ્છાદન; ચામડી.

**Intellect,**(ઇન્ટેલ્લેક્ટ્)*n.*[L.*intelligo*,I understand.]The faculty of the human soul; the power to judge and comprehend: મન;બુદ્ધિ;અક્કલ;મતિ;ઉપલબ્ધિ;ચેતના; વિચારશક્તિ;જ્ઞાનેંદ્રિય. *Retentive* i.: ધારણ બુદ્ધિ.

**Intellection,**(ઇન્ટેલ્લેક્શન)*n.*Simple apprehension of ideas;intuition:બોધ;જ્ઞાન;બુદ્ધિગ્રહ;આત્મસમજ.

**Intellective,** (ઇન્ટેલ્લેક્ટિવ્) 1. Pertaining to or produced by the intellect or understanding; intellectual:માનસિક;બુદ્ધિવિષયક; બુદ્ધિજન્ય.2.Intelligent;rational: બુદ્ધિશાળી;ધીમાન્;બુદ્ધિવિશિષ્ટ;જ્ઞાનશક્તિવાળું. 3. Capable of being perceived by the understanding only,not by senses:બુદ્ધિગોચર;જ્ઞાનેંદ્રિયથીજ જણાય-સમજાય એવું.

**Intellectual,** (ઈન્ટેલ્લેક્ટ્યૂઍલ) *a.* 1. Belonging to the intellect; mental:બુદ્ધિનું;બુદ્ધિવિષયક; મનનું; માનસિક.2. Formed by and existing for the intellect alone: મનમાં આવેલું;કાલ્પનિક;કલ્પિત;બુદ્ધિગમ્ય;મનોગમ્ય; મનોગત; બુદ્ધિથી જણાયેલું;જેમાં બુદ્ધિ વાપરી શકાય એવું.3. Having the power of understanding:બુદ્ધિવાન;અક્કલવાન; બુદ્ધિવિશિષ્ટ;જ્ઞાનશક્તિસંપન્ન;જ્ઞાન.4. Relating to the understanding; treating of the mind:બુદ્ધિને-મનને લગતું-સંબંધી.

**Intellectually,** (ઈન્ટેલ્લેક્ટ્યૂઍલિ) *adv.* By means of the understanding:કલ્પનાથી;બુદ્ધિ-અક્કલથી. 2.In point of intellect: બુદ્ધિની બાબતમાં.

**Intelligence,** (ઇન્ટેલિજેન્સ્) *n.* 1. The act of knowing:જાણવું તે.2. Understanding; readiness of comprehension;skill:બુદ્ધિચાતુર્ય;

ચતુરાઇ;બુદ્ધિ;મતિ; જ્ઞાન; સમજ. 3. Notice;news; advice; information communicated:ખબર;સમાચાર;બાતમી;વાર્તા;સૂચના;વર્તમાન.4. Acquaintance;intercourse:ઘરોબો;પરિચય;ઓળખાણ; સંસર્ગ બુદ્ધિ. 5.Knowledge imparted or acquired:આપેલું-મેળવેલું જ્ઞાન; પ્રાપ્ત જ્ઞાન.6.An intelligent being:જ્ઞાની પ્રાણી.**I.***office*, an office where information may be obtained, particularly respecting servants to be hired:જે ઠેકાણે મુખ્યત્વે કરીને નોકરો ભાડે રાખવાની ખબર-કોઈ પણ જાતની ખબર-મળે છે તે.

**Intelligent,**(ઈન્ટેલ્લિજેન્ટ્)*a.*1. Endowed with the faculty of understanding or reason: સમજશક્તિવાળું.2.Well-informed;knowing;sensible;skilled:સજ્ઞાન;બુદ્ધિસંપન્ન;સુજાણ;શાણું;ચતુર;કુશળ;નિપુણ;વિદગ્ધ;સમજદાર;જ્ઞાની;બુદ્ધિમાન; મતિમાન;ખબરદાર; સુજ્ઞ;હોશીઆર; ચપરખંદો;ચબરાક;કુશાગ્ર બુદ્ધિનું;શકરોબાજ. 3. Cognizant; understanding:સજાણ;સમજુ;જાણીતું.

**Intelligential,**(ઈન્ટેલ્લિજેન્શેલ્) *a.* 1. Pertaining to the intelligence;intellectual:અક્કલ-બુદ્ધિ સંબંધી;બુદ્ધિનું;બુદ્ધિગમ્ય. 2. Consisting of unbodied mind:મનનું;ચિદાત્મક;ચિન્મય;ચિદ્રુપ.

**Intelligible,**(ઈન્ટેલ્લિજીબલ્)*a.*Capable of being understood or comprehended:સમજાય તેવું; સ્પષ્ટ; સુગમ;બુદ્ધિ-જ્ઞાનગમ્ય; બુદ્ધિગ્રાહ્ય; જ્ઞેય. *Easily* **i.**:બાલબોધ;સુબોધ;સુસ્પષ્ટ.

**Intemperance,** (ઈન્ટેમ્પરેન્સ્) *n.* [L. *in* & *temperance.*] 1. Excess in any kind of action or indulgence; any immoderate indulgence of the appetite or passions:અતિશયતા;અમર્યાદા; પરાકાષ્ઠા;અસંયમ;અનિગ્રહ;અજીતેંદ્રિયત્વ;અત્યાચાર;અતિભોજન; અત્હાર; અમિતાહાર;અપરિમિત ભોગ; આરામ-વિહારનો અનિયમ;અતિભક્ષણ.2. Habitual or excessive indulgence in alcoholic liquors:અતિપાન;પાનપ્રસક્તિ;ખૂબ દારૂ ઢાંસવો તે.

**Intemperate,** (ઈન્ટેમ્પરેટ્) *a.* 1. Immoderate: અતિશય કરનાર;અતિભોગી.2.Excessive;ungovernable:ઘણુંજ;દાબમાં રાખી શકાય નહિ એવું;અતિમર્યાદ;બેસુમાર;બેહદ; અમર્યાદ;અમિત;અપરિમિત;અસંયમી.3. Addicted to an excessive use of spirituous liquors:દારૂ ઘણો પીવાની ટેવવાળો;છાકટો; અમિતભોગી; ખાઉધર;અપરિમિતભોગી-વિહારી;અતિભોજી-વિહારી-પાનાસક્ત-અત્યાહારી.

**Intend,**(ઈન્ટેન્ડ્)*vt.* [L. *in* & *tendo*, I stretch.]1.To stretch; to strain;to extend:લંબાવવું; ફેલાવવું;પસરાવવું. 2. To mean; to design;to purpose:ધારવું; ઈરાદો-મનસુબો-વેત કરવો-હોવો.3.To apply with energy:ઉદ્યમ-ચંચળાઇથી લાગુ પાડવું-મંડયા રહેવું ધ્યાન આપવું.4. To enforce:જબરદસ્તીથી કરાવવું.5. To fashion;to conceive:બનાવવું; કરવું;મનમાં મોજવું.*vi.*1.To stretch forward;to extend:લંબાવું;ફેલાવું. 2.To have a design;to purpose: ધારવું;ઈરાદો-મનસુબો હોવો.

**Intendant,**(ઇન્ટેન્ડેન્ટ્)*n.*One who has the charge of some public business;a superintendent:ચોકસી રાખનાર;અધ્યક્ષ;અમીન;ઉપદ્રષ્ટા.

**Intended,**(ઈન્ટેન્ડેડ્)*a* Purposed; designed:આગળથી ધારી મુકેલું. 2. Betrothed;affianced:વિવાહ થયો હોય એવું;અદરાયલું.

**Intense,**(ઈન્ટેન્સ્)*a.*1. Stretched; tightly drawn;strict: ઘણું મજબૂત કરેલું; સખ્ત. 2. (*a*) Ardent; fervent;-said of heat:ઘણું;ભારે. (*b*) Keen; biting;-said of cold: અતિ સખ્ત;કડકડતું;ગાઢ. (*c*) Vehement; earnest;-said of excitement of feeling:તીક્ષ્ણ;તીવ્ર;પ્રચંડ. (*d*)Severe;violent;-said of pain: ભારે;જબર;અતિશય;પ્રબળ;પુર.

**Intensely,**(ઇન્ટેન્સ્લિ)*adv.*1.To an extreme degree:ઘણું;અતિશય.2. Attentively;earnestly:ઘણા ધ્યાનથી;આતુરતાથી.

**Intenseness,** (ઈન્ટેન્સ્નેસ્) *n.*The state of being intense;intensity: અતિશય-બેહદપણું;ચંડતા;તીવ્રતા;પરાકાષ્ઠા;અત્યંતતા.

**Intensify,**(ઇન્ટેન્સિફાઇ) *vt.*To act with increasing power or energy;to render more intense:વધારે કરવું;વધારવું;ઘણું જબરૂં કરવું.

**Intension**(ઇન્ટેન્શન)*n.*1.A stretching or bending: તંગપણું; તસતસતાપણું.2.Increase of power or energy of any quality:અતિશયતા;ભારેપણું;સખ્તાઇ;જબરાપણું. 3. (*Logic.*)The comprehension or connotation: સમાવેશ; સમાસ;અહણશક્તિ.

**Intensity,** (ઈન્ટેન્સિટિ) *n.* 1. Intenseness;extreme degree:ઘણુંજ હોવું તે;ચંડતા;તીવ્રતા;અત્યંતતા;પરાકાષ્ઠા.2.(*Physics* & *Mech.*)Effectiveness:અસર;પરિણામ.

**Intensive,**(ઈન્ટેન્સિવ્)*a* 1.Stretched ; admitting of increase of degree:તસતસતું;ઘણું. 2. Intent; assiduous:લાગુ રહેનાર;ખંતીલું. 3. (*Gram.*)Serving to give force, emphasis:જોર-બળ આપતું;ભાર મુકવામાં કામ આવે એવું;વૃદ્ધિકર.

**Intent,**(ઇન્ટેન્ટ્)*a.* Fixed closely; anxiously diligent: એકાગ્રચિત્ત;-એકનિષ્ટ;-માં લીન-ગરક;આસક્ત;વ્યગ્ર; તત્પર;નિષ્ઠ;પરાયણ.2. Closely,directed; bent: વળણ હોય એવું. *n.* Design;purpose;intension;aim: અભિપ્રાય;આશય;હેતુ;મુરાદ;મનસુબો; ઇરાદો;મતલબ.*To all intents and purposes*,in all senses; really: બધી રીતે;સર્વથા;છેક;બીલકુલ.

**Intention,**(ઇન્ટેન્શન્)*n.* 1. Closeness of application;earnestness: એકાગ્રતા;વિચાર.2.The fixed direction of the mind:મનસુબો;ઇરાદો; અભિપ્રાય;આશય;ઉદ્દેશ;હેતુ; સંકલ્પ; ઇચ્છા;ભાવ.3.End; aim; design: કાર્ય;પ્રયોજન;અર્થ.*Purity* of **i.**:ભાવશુદ્ધિ;ચિત્તશુદ્ધિ.*Change* of **i.**: બુદ્ધિભેદ.*Avowed* **i.**: પ્રકટિતાશય. 4. The state of being strained:ખેંચાવું-તણાવું તે.5.(*Logic.*)Any apprehension of an object:કોઇ પણ પદાર્થનો મગજમાં ખ્યાલ લાવવો-ઉતારવો તે.*First* **i.**,an idea or image: વિચાર;ધારણા;પ્રતિમા.*Second* **i.**,an abstract notion:પૃથક કરેલી કલ્પના. *To heal by the first* **i.**, to cicatrize:અંગુર આવવું; રૂઝવું; ભોંય આવવી.*To heal by the second* **i.**, to unite after suppuration:પાચ-પરૂ કાઢી નાંખ્યા પછી જોડી-સાંધી દેવું તે.

**Intentional,** (ઈન્ટેન્શનૅલ્) *a.* Intended;designed:જાણી જોઇને કરેલું;જાણી બુઝીને કરેલું.

**Intentionally,** (ઈન્ટેન્શનૅલિ) *adv.* With intention;of purpose:જાણી જોઇને;સમજીને;જાણી બુઝીને;બુદ્ધિ પૂર્વક.

**Intently,** ( ઈન્ટેન્ટ્લિ) *adv.* In an intent manner;eagerly:એક ચિત્તે;તાકી રહીને.

સુખે સાંભળે સોની દુઃખે સાંભળે રામ.

**Intentness,** ( ઇન્ટેન્ટ્નેસ્ ) *n.* The state of being intent;close application:તાકી રહેવું તે;એકાગ્રતા;એકનિષ્ઠા;નિષ્ઠા;આસક્તિ;અનન્યવૃત્તિ.

**Inter,**(ઈન્ટર્ ) *vt.* [L. *in* & *terra*, the earth.]To bury;to inhume: દાટવું;ગાડવું;ભૂમિસંસ્કાર કo.

**Interact,**(ઇન્ટરૅક્ટ્ ) *n.* **1.** A short act or piece between others,as in a play:ઉપઅંક;નાટકના અંકમાંનો પેટાઅંક.**2.**Intermediate employment or time:વચલો-મધ્યનો વખત-કાળ.

**Intercalar-y,**(ઇન્ટરૃકેલર્-ઇન્ટરૃકૅલરિ) *a.*Inserted or introduced in the midst of others:વચમાં વધતું આણેલું;અધિક.**2.**Addition-al;supernumerary:વધારાનું.

**Intercalate,** (ઇન્ટરૃકેલેટ્ ) *vt.* [L. *inter* & *calo*,I call.]1.(*a*)To insert;to insert,as a day or other portion of time in a calendar: પંચાંગમાં માસ-દિવસ લેવો-આણવો; અધિકમાસ-મળમાસ લેવો-ઘાલવો.(*b*) To insert as a stratum:વચ્ચે થરપડ ઘાલવું.

**Intercede,**(ઇન્ટરૃસીડ્ )*vt.*[L.*inter* & *cedo*,I go.]**1.**To occur or pass between;to intervene:વચ્ચે થવું-પડવું. **2.** ( *a* ) To interpose; to mediate: વચ્ચે પડી સમાધાન કરવું; સમજાવવું;મધ્યસ્થ થવું.(*b*)To plead in favor of one:બીજાને સારૂ મારી માગવી;પ્રાર્થના-સ્તુતી કરવી.

**Intercedent,** ( ઇન્ટસીડિન્ટ્ ) *a.* Mediating;pleading for: વચમાં પડી સમાધાન કરતું.

**Intercept,**(ઇન્ટસૅપ્ટ્ )*vt.* [L. *inter* & *capio*,I take.] **1.** To stop on its passage;to seize on by the way:રસ્તામાં-વાટમાં અટકાવી લેવું;અટકાવવું.**2.** To obstruct the progress of;to stop: આગળ વધતાં-જતાં અટકાવવું;-ને આવતું અટકાવવું;ખાળવું. **3.**To interrupt communication with;to cut off:જવા-આવવા દેવાનો વેહેવાર-સંબંધ બંધ કરવો-તોડવો. **4.**(*Math.*)To take; to include: અંદર ગણવું-લેવું.

**Intercession,**(ઈન્ટસૅશન્ )*n.***1.**The act of interceding; interposition;mediation:વચ્ચે પડવું તે; મધ્યસ્થપણું.**2.** Prayer or solicitation in favor of:પરાર્થ પ્રાર્થના.

**Intercessor,**(ઇન્ટસૅસર્ )*n.***1.** One who pleads in behalf of another mediator:વચ્ચે પડનાર;મધ્યસ્થ;પરાર્થ પ્રાર્થના કરનાર.**2.**A bishop:પાદરી;ધર્મગુરૂ.

**Intercessory,**(ઇન્ટસૅસોરિ)*a.*Containing intercession; interceding:મધ્યસ્થપણાયુક્ત-થી કરેલું.

**Interchain,**(ઇન્ટર્ચૅન્ )*vt.*To link together;to unite firmly:સાંકળી કરવી;જોડવું.

**Interchange,**(ઇન્ટર્ચૅન્જ્ )*vt.***1.**To exchange;to reciprocate: અદલબદલ કરવું;અરસપરસ લેવું ને આપવું. **2.** To cause to follow or to alternate:પાછળ-એક પછી એક આવે એમ કરવું.*n.***1.**The act of mutually changing;exchange:અદલાબદલી;આપલે;વિનિમય; દાન પ્રતિદાન; અદલબદલ કરવાનો વેહેવાર.**2.**Alternate succession:એક પછી એક આવવું તે.**3.**Barter; commerce: વેહેપાર;રોજગાર;આપલે.

**Interchangeable,**(ઇન્ટર્ચેન્જૅબલ્ ) *a.***1.**Admitting of exchange:અદલબદલ કરાય એવું. **2.** Following each other in alternate succession:એક પછી એક આવતું.

**Intercommunication,** (ઇન્ટર્કૉમ્યૂનિકેશન્ )*n.*Reciprocal communication or intercourse:અરસપરસનો વેહેવાર;સંવ્યવહાર.

**Inter-costal,**(ઈન્ટર્કૉસ્ટલ્ ) *a.* [L. *inter*& *costa*,a rib.] Placed or lying between the ribs: પાંસળી વચ્ચેનું.*n.* (*Anat.*) A part lying between the ribs:પાંસળીઓ વચ્ચેનો ભાગ.

**Intercourse,**( ઇન્ટર્કોર્સ્ ) *n.* [ L. *inter* & *curro*, I run. ] **1.** (*a*) Communication;commerce:આવવા જવા વિગેરેનો વહેવાર;વહિવટ;સંસર્ગ.(*b*)Association;communion:-મિલાવડો;બેસવા ઉઠવા,ખાવાપીવા વિગેરેનો વહેવાર;અવરજવર;ઘરોબો; ઘરવટ; પરિચય;સંગ;સમાગમ;સંગતિ;સંપર્ક. *Sexual* **i.**:મૈથુન;રતિક્રિયા;સ્ત્રી-ભોગવિલાસ.*Social* **i.**: લોકવ્યવહાર-સંસર્ગ.

**Inter-currence,**(ઇન્ટર્-કરૅન્સ્ )*n.* A passing or running between; occurrence:વચમાં પડવું-જવું તે;બનાવ

**Interdict,**(ઇન્ટર્ડિક્ટ્ )*vt.*[L. *inter* & *dico*,I say.] **1.** To forbid; to prohibit:મના કરવી;વારવું;નિષેધ કરવો. **2.** ( *Eccl.* ) To cut off from communion with a church:ખ્રિસ્તી મંડળીના સંસર્ગમાંથી બાતલ કo. *n.***1.**Prohibition: મના;મનાઈ;નિષેધ;નિવારણ;બાધા;નિષેધનો ઠરાવ.**I.** *in the name of the king or state:* દુવાઈ;આણ. *Written* **i.**: મનાચિઠ્ઠી. **2.**(*Eccl.*)Prohibition from communion with a Church by Pope: રોમનકૅથૉલિક મંડળીમાં પાદરીઓને ધર્મક્રિયા કરવાની પોપ તરફથી મના-નિષેધ;શાપ.

**Interdiction,** ( ઈન્ટર્ડિક્શન્ ) *n.* Prohibition;inhibition;curse:મનાઈ કરવી તે;શ્રાપ;શાપ;નિષેધ;પ્રતિષેધ.

**Interdictory,** ( ઇન્ટર્ડિક્ટોરિ ) *a.* Having the design or power to prohibit:મનાઈવાળું;નિષેધનું; નિષેધક;નિવારક;નિષેધકારક-રૂપ.

**Interest,**(ઇન્ટરેસ્ટ્ )*vt.*[L.*inter* & *esse*,to be.]**1.**To engage the attention of; to awaken interest in;to excite emotion or passion in behalf of a person or a thing: મન-ચિત્ત-લક્ષ્ય ખેંચવું-વેધવું; આસ્થા ઉત્પન્ન કo;આસ્થાયુક્ત કo;-નું મન અનુરંજન કo;સ્નેહ-અનુરાગ ઉત્પન્ન કo;-નું મન આકર્ષવું;માં જીવ ઘાલવો;ધ્યાન ખેંચવું;પક્ષ-લાભમાં આણવું.**2.**To be concerned with or engaged in;to affect; to concern; to excite:-માં સ્વાર્થ-લાભ હોવો;-માં લાગવું વળગતું હોવું;-માં હાથ હોવો;અસર કo;-ની સાથે સંબંધ ધરાવવો;-માં સામેલ હોવું. **3.** To cause or permit to share:ભાગ-પાંતી-અંશ આપવો-લેવો દેવો.*n.***1.**Excitement of feeling;concern;sympathy;regard: કાળજી;આસ્થા;અનુકંપા;દરકાર;ભાવ; રસ;મનોહરતા;મનોરંજક શક્તિ;કરુણારસ;દીલસોજી;લેવાદેવા. *Looking to one's own* **i.**:સ્વાર્થદૃષ્ટિ;સ્વાર્થપરતા. **2.**Share;portion;part:હિસ્સો;ભાગ;પાંતી;અંશ.**3.**Advantage;good; profit:હિત;અર્થ;ગુણ;લાભ;ફાયદો;કલ્યાણ;આદર;સ્નેહ;રાગ; અનુરાગ;સ્પૃહા.**4.**Premium paid for the use of money: વ્યાજ. **5.** Regard to private profit:સ્વાર્થ; પોતીકી મતલબ;સ્વાર્થદૃષ્ટિ;સ્વહિતાવલોકન;વ્યાજ. **6.** The persons interested in any particular business:મંડળી; વ્યાપારિઓ;વ્યાપારીમંડળ. **7.** Connection with great persons: વશિલો;વગ; વગવશિલો. *Compound* **i.**,interest on interest; ચક્રવૃદ્ધિ-દિવાળીબાકી વ્યાજ.*Simple* **i.**, that

Inquire & consult, but act upon your judgment:

which arises from the principal sum only:સાદું-સુદવ્યાજ.

**Interested,**(ઇન્ટરેસ્ટેડ્ )*a.*Having an interest; having the attention engaged; liable to be affected : લાભ-નુકસાનમાં ભાગીદાર; આસ્થિક;આસ્થાવાન્;ભાગીદાર;સંબંધી;અનુરક્ત;પક્ષપાતી;સંગી; આસક્ત; સ્વાર્થપર;સ્વાર્થદર્શી; સ્વહિતપરાયણ-તત્પર;સ્વાર્થી;મતલબીઓ.

**Interesting,**(ઇન્ટરેસ્ટિન્ગ્ )*a.* Engaging the attention or curiosity:મનોરંજક;ખુશકારક;દીલ પસંદ; વિનોદી;મનોહર;સરસ;ચિત્તાકર્ષક;હૃદયહારી-આદી.

**Interfere,**(ઇન્ટર્ફીર્ )*vt.*[L.*inter* & *fero*,I strike.]1 To come in collision:એકબીજાને આડે આવવું;નડવું; સામસામા આવી જવું.2. To intermeddle;to interpose:વચ્ચે પડવું; હાથ-માથું ઘાલવું.3.(*Far.*)To strike one foot against its opposite: એક પગ બીજા સાથે અથડાવવો. 4.(*Physics.*)To act reciprocally, so as to augment or diminish: વધારે-ઓછું કરવાને એક બીજા સાથે સંબંધમાં આવવું-વર્તવું.

**Interference,**(ઇન્ટર્ફીરેન્સ્ )*n.*1.Intermeddling;interposition:વચ્ચે પડવું તે;હાથ ઘાલવો તે;મધ્યસ્થપણું; અંતરાગમ;પરકાર્યનિરૂપણ;ચર્ચા;નિરૂપણ.2.Collision;clashing:એક બીજાને નડવું તે; સમાઘાત; અથડાઅથડી. 3.(*Physics.*)Mutual influence: એક બીજાની અરસપરસ સત્તા-અસર.

**Interim,**(ઇન્ટરિમ્ )*n.*[L.*intrim.*] 1.The mean time:વચમાંનો કાળ; અરસો;મધ્યકાળ; અંતગતકાલ. 2. A celebrated decree of the emperor Charles V.:પાંચમા રાજા ચાર્લ્સનું પ્રખ્યાત હુકમનામું-ફેંસલો.

**Interior,**(ઇન્ટીરિઅર્ )*a.*[L.*interus.*]1.Internal; inner: અંદરનું; માંહેલું; અંતરસ્થ; અંતર્ગત; અંતર્ભૂત; અંતર્વર્તી.2.Inland:જમીન-ભૂમીમાં-અંદર-થી ઘેરાયેલું.*I. planets*,those planets within the orbit of the earth:પૃથ્વિની કક્ષા-અંદર આવેલા ગ્રહ.*I.slope of a parapet,(Fort.)*, the slope against which men lean in firing:બંદુક ફોડવાને માણસ જેના ઉપર અઢેલે છે તે. *n.* 1.The internal part of a thing;inside: અંદરની બાજુ; અંતર્ભાગ; ઉદર; ગર્ભ; અભ્યંતર.2.The inland part of a country,state or kingdom: દેશની અંદરનો ભાગ;મધ્ય દેશ.3.(*Govt.*) The home department:જે ઠેકાણે આખા મુલકનાં કામકાજ કરવામાં આવતાં હોય તે જગા; વિલાયત સરકાર. *Secretary of the* **i.**,public officer having charge of certain home concerns of the government:જે સરકારી અમલદારને રાજ્યનાં કામકાજ કરવાની સત્તા હોય તે.

**Interjacent,** (ઇન્ટરજેસેન્ટ્ ) *a.* [L. *inter* & *jacio*,I lie.] Lying or being between;intervening:વચ્ચે આવેલું;મધ્યસ્થિત;મધ્યવર્તી.

**Interject,**(ઇન્ટરજેક્ટ્ )*vt.* [L.*inter* & *jacio*,I throw.] To throw in between;to insert: વચ્ચે નાંખવું-મુકવું.

**Interjection,**(ઇન્ટર્જેક્શન)*n.*1.The act of throwing between: વચ્ચે નાંખવું-મુકવું તે;મધ્યક્ષેપ; મધ્યક્ષેપણ. 2.A word in speaking or writing, thrown in between words to express some emotion or passion:કેવળપ્રયોગી અવ્યય;ઉદ્ગાર.

**Interlace,** ( ઇન્ટરલેસ્ ) *vt.* To intermix:ભેળવું;ભેળી દેવું; સેળભેળ કરવું;જડવું; મિશ્રિત ક૦. *Interlacing arches (Arch.)*,arches usually circular:ગોળાર્ધ-ગોળાકાર કમાન.

**Interlapse,** ( ઇન્ટર્લેપ્સ્ ) *n.* The lapse or flow of time between two events:બે બનાવની વચમાંનો વખત.

**Interlard,** (ઇન્ટરલાર્ડ્ ) *vt.* To diversify by mixture;to interpose; to insert between:-માં વચ્ચે મુકીને વિચિત્ર કરવું;-માં-મધ્યે-વચ્ચે મુકવું.

**Interleaf,**(ઇન્ટર્લીફ્ )*n.*A leaf inserted between two leaves;a blank leaf inserted:ચોપડીમાંના બબે પાનાની વચમાં ઘાલેલું એકેક કોરૂં પાનું.

**Interleave,**(ઇન્ટર્લીવ્ )*vt.*To insert a blank leaf in a book:ચોપડીમાં બબે પાનાની વચ્ચે એકેક કોરૂં પાનું ઘાલવું.

**Interline,**(ઇન્ટર્લાઈન્ )*vt.*1.To write in alternate lines:એક લીટીએ એક વાત અને બીજી લીટીએ બીજી વાત એમ વારાફરતી લખવી. 2. To write between lines:બેલીટીઓની વચ્ચે લખવું.

**Interlinear,** (ઇન્ટર્લિનીઅર્ )*a.* Inserted between other lines: બે લીટીઓ વચ્ચે-એકેકી લીટી મુકીને લખેલું.

**Interlineation,** (ઇન્ટર્લિનીએશન ) *n.*1.The act of interlining:બે લીટીઓની વચ્ચે લખવું તે. 2. A passage,a word or line inserted between two lines:બે લીટીઓની વચ્ચે લખેલો શબ્દ-વાક્ય.

**Interlink,**(ઇન્ટર્લિન્ક્ )*vt.* To connect by uniting link;to join:કડીએ કડી જોડવી;જોડવું.

**Interlocution,** (ઇન્ટર્લોક્યૂશન )*n.* [L.*inter* & *loquor*,I speak.] 1. Dialogue;conference:સંવાદ; સંભાષણ;સંકથા.2.(*Law.*)An intermediate argument or discussion:છેલ્લા નિકાલ-ચુકાદાની અગાઉની-તકરાર-દલીલ.

**Interlocutor,**(ઇન્ટર્લોક્યૂટર્ )*n.* 1. A talker;an interpreter;a questioner: સંવાદ કરનાર; સંવાદી. 2. (*Scots law.*) An interlocutory judgment or sentence:છેલ્લા નિકાલની અગાઉનો હુકમ.

**Interlocutory,** (ઇન્ટર્લોક્યૂટરિ) *a.* 1.Consisting of dialogue: સંવાદાત્મક.2. (*Law.*) Intermediate; not final or definitive:છેલ્લા નિકાલની અગાઉનું.

**Interlope,**(ઈન્ટર્લોપ્ )*vi.*[L.*inter* & Dut.*loopen*,to run.] To traffic without a proper license;to intrude; to intermeddle: હક ન છતાં બીજાના કામમાં માથું મારવું-ઘાલવું;અન્યાયથી પેસવું;ધુસી જવું.

**Interloper,** (ઈન્ટર્લોપર્ ) *n.* (*a*) One who runs into business to which he has no right:વગર હકે બીજાના કામમાં માથું મારનાર;ધુસનાર; ધુસણીઓ;અનધિકારી.(*b*) One who carries on his trade without a proper license:પરવાનગી વગર વેપાર કરનાર;અસત્તાક વ્યાપારી;ચોલ્લઇઓ;ધુસીજનારો.

**Interlude,**(ઈન્ટર્લ્યૂડ્ )*n.* [L. *inter* & *ludus*, play.] An entertainment exhibited on the stage between the play and the afterpiece,to relieve the tedium of waiting:નાટકની વચ્ચે તમાશગીરોને ખુશ કરવાને કરેલો તમાશો-ખેલ-ગમત-રમુજ;વિષ્કંભક;મધ્યરંગ.2.(*Mus.*)A short piece of instrumental music played between the parts of a song:ગાયનની ટુકોની વચ્ચેનું સંગીત.

**Interlunar-y,** (ઈન્ટર્લ્યૂનર્-ઇન્ટર્લ્યૂનેરિ)*a.*[L.*inter*&*luna*,the moon.] Belonging to the time when the moon,at or near its conjunction with the sun is invisible:

અમાવાસ્યા-અમાસનું-સંબંધી; અમાવાસ્યાકાલિક.

**Intermarriage,** (ઈન્ટર્મૅરિજ્) *n.* Marriage between two families, where each takes one and gives another:(લગ્નનું) સાટું; માંહો માંહે લગ્ન;પરસ્પર વિવાહ.

**Intermarry,**(ઇન્ટરમૅરિ)*vi.* To become connected by a marriage between two of their members: (લગ્નનું) સાટું કરવું; માંહોમાંહે લગ્ન કરવાં;-ની વચ્ચે કન્યા વ્યવહાર હોવો. *Brahmins & Kshatrias do not* **i.**: બ્રાહ્મણ અને ક્ષત્રી માંહોમાંહે લગ્ન કરતા નથી-નીવચ્ચે કન્યા વ્યવહાર નથી.

**Intermeddle,**(ઇન્ટરમેડલ્ ) *vi.* [L. *inter & medius,* middle.] To interfere improperly;to mix or meddle with:બીજાના કામમાં માથું ઘાલવું;વગર સત્તાએ વચ્ચેપડવું;ઘુસવું. *vt.* To cause to become interposed:બીજાના કામમાં માથું ઘલાવવું; ઘુસાવવું.

**Intermeddler,**(ઇન્ટરમેડ્લર )*n.*One who meddles with or intrudes into, business which does not concern him:વગર હક્કે વચમાં પડનાર;ઘુસણીયો;માથું મારનાર.

**Intermediate, Intermedial,** (ઈન્ટર્મીડિએટ્-ઈન્ટર્મીડિઅલ્ )*a.* Lying between;intervenient:વચ્ચે પડેલું;મધ્યનું;વચ્ચેનું;મધ્યસ્થિત;મધ્યવર્તી;અંતરાલસ્થિત.**I.***time*:કાલાંતર.

**Intermediation,**(ઈન્ટર્મીડિએશન) *n.*Intervention;common means: મધ્યસ્થપણું;વચમાં આવવું તે.

**Intermedium,** (ઈન્ટર્મીડિઅમ્ ) *n.* 1.Intermediate space:મધ્ય સ્થળ. 2.An intervening agent or instrument:વચલો આડતિયો-યંત્ર.

**Interment,**(ઇન્ટર્મેન્ટ્ ) *n.* The act of depositing a dead body in the earth;burial;sepulture: ભૂમિદાહ-સંસ્કાર;દાટવું તે;દફન.

**Intermention,**(ઈન્ટર્મેન્શન્ )*vt.* To mention among other things or casually:માંહેથી માંહે કહેવું;વાત ઉપરથી વાતકરવી-કાઢવી.

**Interminable,** (ઈન્ટર્મિનેબ્લ્ ) *a.* [L.*in & terminus*,a boundary.] Boundless;endless:અનંત;બેહદ;અપાર;છેડા વગરનું;નિરવધિ;નિઃસીમ;નિઃશેષ.*n.*Deity,as being confined by no limits:પરમેશ્વર;ઇશ્વર; પ્રભુ.

**Interminate,**(ઇન્ટરમિનેટ્ )*a.*Endless;boundless: અનંત; અપાર.*vt.* [L.*inter & mineo*, I threaten.] To threaten;to menace: બીવડાવવું;ધમકી આપવી;ધમકાવવું.

**Intermingle,**(ઇન્ટર્મિન્ગ્લ્ )*vt.* To mingle or mix together:ભેળું કરવું;એકઠું કરવું; સેળભેળ કરવું. *vi.* To be mixed or incorporated:સેળભેળ થઇ જવું;ભેગુ એકઠુ થઈ જવુ.

**Intermission,**(ઇન્ટર્મિશન ) *n.* [L. *inter, & mitto,* I send.]1. The act or the state of intermitting; disuse; discontinuance: બંધ કરવું-પાડવું તે.2.Cessation for a time;a temporary pause:અટકાવ;વિરામ;ખાંડો;ખાંચો; ગાળો; તહકુબી;વ્યવધાન;વિરતિ;નિવૃત્તિ. *Without* **i.**:નિરંતર;અવિરત;સતત;હમેશાં; જારી;ચાલુ.3. (*Med.*) The temporary cessation of a fever: તાવનું થોડો વખત અટકવું-બંધ રહેવું તે.

**Intermissive,** ( ઈન્ટર્મિસિવ્ ) *a.* Coming by fits;not continual; alternating: રહી રહીને આવવું; સવિરામ;આંતરે આંતરે આવવું.

**Intermit,**(ઇન્ટર્મિટ્ ) *vt.* To interrupt:to suspend: વચ્ચે અટકાવવું-બંધ પાડવું;થંભાવવું;ખાળવું; તહકુબ કરવું;ખાંડો પાડવો.*vi.*To cease for a time : વચ્ચે અટકવું-બંધ પડવું. *Intermitting or intermittent springs,*springs which flow at intervals, not apparently dependant upon rain : થોડો વખત રહી રહીને વહેતા અને દેખીતા જેને વરસાદનું પાણી જોઈતું નથી એવા ઝરા.

**Intermittent,** ( ઈન્ટર્મિટેન્ટ્ ) *a.* Ceasing at intervals: રહી રહીને-આંતરે આંતરે આવવું; તૂટક; ફુટક. **I.** *fever*:આંતરિયો તાવ.*n.* (*Med.*) A disease which ceases at intervals:આંતરે બંધ પડતું દરદ.

**Intermix,**(ઇન્ટર્મિક્સ ) *vt.* To mix together; to intermingle: ભેળી દેવું;મેળવવું;સેળભેળ-મિશ્રિત કરવું;એકઠું કરવું;મેળવણ ક૦.*vi.*To be mixed together:મેળવઇ-ભેળું થઈ જવું.

**Intermixture,**(ઇન્ટર્મિક્સ્ટ્યૂર ) *n.* 1.A mass of ingredients mixed: મેળવેલા ભાગનો જથ્થો;મિશ્રણ; સંમિશ્રણ.2.Admixture: મેળવણી; ભેળ; ભેગ;સંયોગ;સંમિલન.

**Intermundane,**(ઇન્ટર્મન્ડેન)*a.*[L. *inter&mundus*,the world.]Being between worlds,or between orb and orb:બે દુનિઆના લોકની વચ્ચેનું;જગન્મધ્યવર્તી; ભુવનમધ્યસ્થિત.

**Intermural,** ( ઇન્ટર્મ્યૂરલ્ ) *a.* [L. *inter & murus,*a wall.]Lying between walls:ભીંત-કરાની વચ્ચેનું.

**Internal,**(ઇન્ટર્નલ્ ) *a.* [L.*internus.*]1.Inward;interior:અંદરનું; માંહેનું; અંતર્ગત; અંતઃસ્થ; ગર્ભસ્થ.**I.** *soul*: અંતરાત્મા. 2. Not foreign, within a country:દેશનું;દેશ માંહેલું.3.Intrinsic;real:વાસ્તવિક;ખરું; મૂળનું.4.Pertaining to the heart; spiritual:અંતઃકરણનું;માનસિક;ધાર્મિક;આત્મિક.**I.***anguish*: અંતઃશોક;અંતર્દાહ.

**Internally,**(ઇન્ટર્નલિ)*adv.* 1. Inwardly:અંદરથી;માંહેથી.2.Mentally;spiritually:મનમાં;અંતઃકરણથી; પેટથી.

**International,** ( ઇન્ટર્નૅશનલ્ ) *a.* Pertaining to the relations of two or more nations:જૂદા જૂદા દેશના પરસ્પરવ્યવહારનું-સંબંધી;દેશદેશનું.

**Internecine,** ( ઇન્ટર્નીસાઈન ) *a.* [Gr.*nekys*, a corpse.] Mutually destructive : અરસપરસનો સંહાર કરે એવું.

**Internode,** (ઇન્ટર્નોડ્ ) *n.* (*Bot.*) The space between two nodes or points of the stem from which the leaves arise:બે ગાંઠની વચમાંનો ભાગ;પેળિયું;પેરી;પર્વણી.

**Interpellate,**(ઇન્ટર્પેલેટ્ ) *vt.* [L. *inter & pello*,I drive.]To question imperatively an executive officer in explanation of his conduct, generally in legislative councils : ધારાની સભાઓમાં મેમ્બર તરફથી સરકારી અમલદારોને તેમનાં કરેલાં કામ બાબત ખુલાસા માગવાને સવાલ ક૦.

**Interpellation,** (ઇન્ટર્પેલેશન ) *n.* Interruption:વચમાં બોલવું તે;ભંગાણ પડાવવું તે. 2. The act of interposing or interceding:વચમાં પડવું તે. 3. The act of demanding of an officer an explanation of his action:કોઇપણ અધિકારીએ કરેલા કામ બાબત ખુલાસા તરીકે પુછવાનો સવાલ.4.An official summons or citation: સરકાર તરફથી બોલાવવાનો હુકમ;સમન.

**Interpolate,** (ઇન્ટર્પોલેટ્ ) *vt.* [L. *inter & polio*, I polish.] 1. To renew;to begin again:ફરીથી નવું

It is only a drop in the ocean:

બનાવવું-શરૂ કરવું. 2. To insert as a spurious word or a passage in a manuscript or a book: મૂળ-અસલ ગ્રંથ-લેખમાં(ખોટા શબ્દ-વાક્ય) ઉમેરવું-વધારવું-ઘાલવું. 3. To alter or corrupt by the insertion of foreign matter: ભિન્ન પદાર્થ ભેળવીને બગાડવું-ફેરફાર કરવો. 4. (*Math.*) To fill up intermediate terms of:-ના વચલા ભાગમાં ઉમેરી મુકી દેવું.

**Interpolation,** (ઇન્ટર્પોલેશન્) *n.* 1. The act of foisting a ખોટા-બનાવટી. word or passage into a book: અસલ લખાણ-ગ્રંથમાં નવા શબ્દ ઉમેરવા તે; ઘાલઘુસડ; ક્ષેપ. 2. A spurious word or passage: ખોટા-બનાવટી શબ્દ-વાક્ય; ક્ષેપક. 3. A method of finding intermediate terms: વચમાં ઉમેરવાનાં પદ ખોળી-શોધી કાઢવાની રીત.

**Interposal,** (ઇન્ટર્પોઝ઼લ્) *n.* Interposition; intervention: વગર કામે વચમાં ઘુસવું-આવવું તે; મધ્યસ્થગિરી; અંતરાગમન; મધ્યસ્થી.

**Interpose,** (ઇન્ટર્પોઝ઼) *vt.* [L. *inter* & *pono*, I place.] 1. To place between:-ની વચ્ચે-મધ્યે મુકવું. 2. To thrust in; to intrude: વગર કામે માથું મારવું; ઘુસાવવું; ઘાલઘુસડ કo; વચ્ચે પડવું. 3. To introduce the parts of a conversation: કોઇ વાર્તાના ભાગ શરૂ કરવા. *vi.* 1. To mediate: વચ્ચે-મધ્યે પડવું. 2. To put in by way of interruption: વચ્ચે પડીને કહેવું-બોલવું; વચ્ચે બોલી ઉઠવું. 3. To mediate; to step in between parties at variance: વિરૂદ્ધ પક્ષમાં સમાધાન કરવા વચ્ચે પડવું; ભાંજગડ કરવી. *n.* Interposal: વચમાં પડવું તે.

**Interposit,** (ઇન્ટર્પોઝ઼િટ્) *n.* A place of deposit between two commercial cities: બે વેપારનાં મથકની વચ્ચે તેમનો માલ ઉતારવાની જગ્યા.

**Interposition,** (ઇન્ટર્પોઝ઼િશન્) *n.* 1. Intervention: વચમાં આવવું-પડવું તે; મધ્યસ્થી; મધ્યસ્થગિરી; મધ્યસ્થતા. 2. Intervenient agent: વચલો આડતિયો. 3. Agency between parties: બે ટોળીઓ-પંચની વચ્ચે આડત-કારભાર. 4. Anything interposed: વચ્ચે મુકેલી-આવેલી કોઇપણ ચીજ.

**Interpret,** (ઇન્ટર્પ્રેટ્) *vt.* [L. *inter* & *pretium*, price.] 1. To explain the meaning of; to decipher; to define:-નો અર્થ કરવો-સમજાવવો; ભાષાંતર-તરજુમો કરવો; વ્યાખ્યાન-વિવરણ કo. 2. To unfold the meaning of (*prediction, dreams*):-નો ખુલાસો કરવો-નો અર્થ છોડવો. 3. To represent by means of art: કારીગીરીથી ભજવી બતાવવું.

**Interpretable,** (ઇન્ટર્પ્રેટેબ્લ્) *a.* Capable of being interpreted or explained: ખુલાસો કરવા યોગ્ય; તરજુમો થઈ શકે એવું.

**Interpretation,** (ઇન્ટર્પ્રેટેશન) *n.* 1. Version; translation; construction: અર્થ કરવો તે; ભાષાંતર; તરજુમો; યોજના; વ્યાખ્યાન; નિરૂપણ; અર્થબોધન-પ્રકાશન; વિચાર. I. *of a dream*: સ્વપ્ન વિચાર-નિરૂપણ; સ્વપ્નાર્થ. 2. Meaning; sense: ખુલાસો; અર્થ; ટીકા. 3. The power of explaining: સમજાવવાની શક્તિ; સમજાવવું તે. 4. (*Math*) The process of applying general principles to the explanation: સમજુતીને સાધારણ નિયમો લગાડવાની રીત-વ્યાખ્યા.

**Interpreter,** (ઇન્ટર્પ્રેટર્) *n.* An expositor; a translator: ભાષાંતર કરનાર; વિવરણકાર; અર્થપ્રકાશક-બોધક; ટીકાકાર; સમજાવનાર; દુભાષિયો.

**Interregnum,** (ઇન્ટરરેગ્નમ્) *n.* [L. *inter* & *regnum*, kingdom.] The time in which a throne is vacant between the death or abdication of a king and the accession of his successor: એક રાજાનું મરણ યા રાજ્યત્યાગ અને બીજા રાજાનો રાજ્યાભિષેક એ બેની વચ્ચેનો કાળ; અરાજક; નિર્નાયકી; અરાજ્યસ્થિતિ; અંધાધુંધી. 2. Any period during which the executive branch of a government is suspended: જે વખતે રાજ્યનાં કામ-કાયદા અમલમાં લાવનારી શાખાનું કામ બંધ પડે છે તે વખત.

**Interrogate,** (ઇન્ટરૉગેટ્) *vt.* [L. *inter* & *rogo*, I ask.] To examine by asking questions: સવાલ પૂછીને તપાસવું-પરીક્ષા કરવી-લેવી; પ્રશ્ન કo; પૂછાપૂછ-પૂછપરછ કo. *vi.* To inquire; to ask: પ્રશ્ન-સવાલ કરવો; પૂછવું. *n.* A question: સવાલ; પ્રશ્ન; પૃચ્છા.

**Interrogation,** (ઇન્ટરૉગેશન) *n.* 1. Examination by questions: સવાલ પૂછીને તપાસવું-પરિક્ષા લેવી તે; પુછપાછ-ગાછ; પુછપરછ. 2. A question put; an inquiry: તપાસ; પુછેલો સવાલ; પ્રશ્ન; પૃચ્છા. 3. A note (?) that marks a question: પ્રશ્નચિન્હ.

**Interrogative,** (ઇન્ટરૉગેટિવ્) *a.* Denoting a question; expressed in the form of a question: પ્રશ્ન-સવાલનું; પ્રશ્નરૂપ; પ્રશ્નાર્થક; પ્રશ્નાત્મક; પ્રશ્નસૂચક. *n.* (*Gram.*) A word used in asking questions: પ્રશ્નાર્થ શબ્દ-સર્વનામ.

**Interrogatory,** (ઇન્ટરૉગેટરિ) *n.* A question or inquiry in writing: લખીને પુછેલો પ્રશ્ન; સવાલ. *a.* Containing a question; expressing a question: પ્રશ્ન-સવાલનું; પ્રશ્નરૂપ.

**Interrupt,** (ઇન્ટરપ્ટ્) *vt.* [L. *inter* & *rumpo*, I break.] 1. To stop or hinder by breaking in upon the progress of: અટકાવવું; બંધ પાડવું; અટકાવ-હરકત કo; વચમાં બોલવું. 2. To break continuity; to separate: તોડવું; કકડા કરવા;-માં ભંગ થવો-પડવો; ખંડ-વિચ્છેદ કo; ખંડિત-વિચ્છિન્ન કo. *a.* Broken; interrupted: કકડા થયેલું; તૂટેલું.

**Interruption,** (ઇન્ટરપ્શન્) *n.* 1. The act of interrupting or breaking in upon: અટકાવવું-બંધ કરવું તે. 2. A break or breach: કકડો; ભાગ. 3. Stop; hinderance: અટકાવ; બંધ; ભંગ; ગતિભંગ; અડચણ; હરકત; પ્રતિબંધ; અંતરાય; વિચ્છેદ; વિઘ્ન. 4. Stop; cessation: (વાંચતી વખતે) અટકવું તે; વિરામ.

**Interscapular,** (ઇન્ટરસ્કૅપ્યુલર્) *a.* Situated between the shoulder-blades: ખભાની વચમાંનું.

**Intersecant,** (ઇન્ટરસેકૅન્ટ્) *a.* Dividing into parts: ભાગ કરતું.

**Intersect,** (ઇન્ટસેક્ટ્) *vt.* [L. *inter* & *seco*, I cut.] To cut into or between; to divide into parts: વચમાંથી કાપવું-ભાગવું; બે ભાગ કરવા. *vi.* To cut or cross mutually: પરસ્પર છેદવું-કાપવું; એક બીજાને કાપીને-છેદીને જવું; કાપવું; છેદવું.

**Intersection,** (ઇન્ટસેક્શન્) *n.* 1. The act of intersecting: કાપવું-છેદવું તે; છેદન; ભેદન. 2. (*Geom.*) The point or line in which two lines cut each other: જે બીંદુ-લીટીમાં બે લીટીઓ એક બીજાને કાપે તે; છેદનબિંદુ.

**Interspace,** (ઇન્ટરસ્પેસ્) *n.* A space between two things: અંતર; ગાળો; બે વસ્તુની વચમાંની જગ્યા.

**Intersperse,** (ઇન્ટરસ્પર્સ) *vt.* [L. *inter* & *spargo*, I scatter.] To scatter or set here and there:

કાનખજુરાનો એક પગ ભાગ્યો તોય શું ને આખો તોય શું.

વચ્ચે વચ્ચે નાંખવું-ફેંકવું-વેરવું.

**Interstellar,** (ઈન્ટરસ્ટૅલર) *a.* Between or among the stars:ગ્રહ-તારાની વચમાંનું;તારામંડલ મધ્યવર્તી.

**Interstice,**(ઈન્ટરસ્ટિસ્)*n.*[L.*inter* & *sisto*, I stand.] 1. A hole; a crevice;an interval:ફાટ;સાંધ;છિદ્ર;ચીરો;ચીર;તડ.2.An interval of time between two acts:બે કામની વચ્ચેનો વખત;ગાળો;આંતરો;અરસો.

**Interstitial,** ( ઇન્ટરસ્ટિશલ્ ) *a.* Pertaining to or containing interstices:ફાટ-ચીર સંબંધી-વાળું.

**Intertexture,** ( ઈન્ટૅક્સટ્યર ) *n.* The act of interweaving or the state of being interwoven: અંતરવણાટ.

**Inter-tropical,**(ઇન્ટરટ્રૉપિકૅલ્ ) *a.* Situated between the tropics: ક્રાંતિ વૃતની વચ્ચે આવેલું; ઉષ્ણ કટિબંધમાં આવેલું.

**Intertwine,** ( ઇન્ટર્વાઇન્ ) *vt.* To unite by twining or twisting one with another:એક બીજામાં ગુંચવીને એક ક૦.*vi.*To be twined or twisted together: ભેગું-એકઠું થઈ જવું.*n.*The act of intertwining: વાળવું-ગુંચવવું તે.

**Intertwist,**(ઈન્ટર્ટ્વિસ્ટ્)*vt.*To twist one with another:એક બીજાને વળ દઈ ગુંથવું; ગુંથવું; ગુંચવી નાંખવું;-ની સાથે ગુંથાઇ જવું.

**Interval,**(ઇન્ટર્વૅલ્ )*n.*[L.*inter* & *vallus*,a stake.]1. A space between things:વસ્તુઓ વચ્ચેની જગ્યા-અંતર-ગાળો;છેટું. 2. Space of time between any two points: અવધિ;અવધ;અવકાશ;વાર; વેળા;વિલંબ;મધ્યકાળ;વિરામ;નિવૃત્તિ;ફરક.3. Remission:કોઇ બે રોગ થાય તેમની વચ્ચેનો વખત.4. (*Mus.*) The difference of pitch between any two tones:કોઇ બે સુરની વચ્ચેનો તફાવત.*At* **i.**s,now and then:રહી રહીને;વચ્ચે વચ્ચે;વચમાં વચમાં. 5. A tract of low or plain ground between hills: કોઇ બે ટેકરીઓની વચ્ચેની જગા;ખીણ;ખો.

**Intervene,**(ઇન્ટર્વીન્ )*vi.*[L. *inter* & *venio*,I come.]1.To come or be between persons or things: -ની વચ્ચે આવવું;આડે આવવું.2. To occur or fall between points of time or events:કોઇ બે બનાવ-વખત વચ્ચે બનવું-થવું;બની આવવું.3.To interpose: સમાધાન કરવાને વચ્ચે પડવું.4.To happen in a way to disturb:હરકત થાય એવી રીતે બનવું. *vt.*To come between;to separate; to divide:વચ્ચે પડવું;ભાગ-કકડા કરવા.*n.* Intervention; meeting: વચ્ચે આવવું તે;મેળાપ.

**Intervention,**(ઇન્ટર્વૅન્શન્ )*n.*1.Interposition:વચ્ચે આવવું-હોવું-પડવું તે;મધ્યસ્થિતિ;વ્યવધાન.2.Any interference;mediation:મધ્યસ્થપણું;માધ્યસ્થ;મધ્યસ્થી;અંતરાગમન.

**Interview,**(ઇન્ટર્વ્યૂ )*n.* A mutual sight or view;a meeting;a conference of thoughts:મુલાકાત;ભેટ; મેળાપ;વાતચિત;નજર;સમાગમ; સંગમ;અન્યોન્ય-પરસ્પર દર્શન. *Dying* **i.**:છેલ્લી મુલાકાત;મોં જોવું.*vt.*To have an interview with:કંઇ ખબર મેળવવાને કોઈની મુલાકાત લેવી.

**Interweave,** ( ઇન્ટર્વીવ્ ) *vt.* [ L. *inter* & *weave*.]1.To weave together;to unite in texture:એકઠું વણવું.2.Intermingle; to connect closely:એકજ છે એમ ગુંચવી-નાંખવું;એક કરી નાંખવું. To intermingle truth with falsehood: સાચું અને જુઠું ભેગું કરવું.3. To intermix:ભેળી દેવું;સેળભેળ ક૦.

**Intestable,** ( ઇન્ટેસ્ટૅબલ્ ) *a.* Not capable of making a will:વસિયતનામું-મૃત્યુપત્ર કરવાને અયોગ્ય;મૃત્યુપત્રનો અનધિકારી.

**Intestate,**(ઇન્ટેસ્ટેટ્ )*a.* [L. *in* & *testo*,I make a will.]1.Without having made a will: વારસનામું-મૃત્યુપત્ર કર્યા શિવાયનું.2.Not disposed of by will: વારસનામાથી વ્યવસ્થા ન કરી હોય તેવું.**I.** *property*: નિવારસી માલ;ન વારસી મિલકત. *n.* A person who dies without making a valid will: વારસનામું કીધા વિના મરી ગયેલું માણસ.

**Intestinal,** (ઈન્ટેસ્ટાઇનૅલ ) *a.* Pertaining to the intestines of an animal body:આંતરડાંનું-સંબંધી.

**Intestine,**(ઈન્ટેસ્ટાઈન્ )*a.*[L.*intus*, within.]1.Internal;inward:અંદરનું;શરીર માંહેનું;અબાહ્ય.2.Depending upon the internal constitution of a body: શરીરના અંદરના ભાગ ઉપર આધાર રાખતું.3.Domestic;not foreign:દેશ-સ્વદેશનું-માંનું માંહેનું;માંહોમાંહેનું; વિદેશજ; દેશીય; સ્વદેશાંતર્ગત.*As*,**i.**,*wars*:દેશ માંહેની-અંદરની લડાઈ;અંતર્ભેદ;યાદવી;યાદવાસ્થળી. 4. *pl.* The canal or tube that extends with convolutions, from the right orifice of the stomach to the anus:આંતરડાં.

**Inthral,**(ઇન્થ્રૉલ્ )*vt.*To enslave;to shackle:દાસ-ગુલામ કરવો; ગુલામીમાં રાખવું.

**Inthralment,** ( ઈન્થ્રૉલ્મેન્ટ ) *n.* Servitude;bondage;slavery: ગુલામી-દાસપણું-ત્વ;ગુલામગીરી.

**Inthrone,**(ઇન્થ્રોન )*vt.*To place on a throne;to invest with sovereign authority:ગાદીએ બેસાડવું; રાજ્યાભિષેક કરવો.

**Intimacy,** ( ઈન્ટિમૅસિ ) *n.* Close familiarity or friendship:ઘનિષ્ઠ દોસ્તી-મિત્રાચારી;ઘરોબો;ઘરવટ;ઘાડમૈત્રી;ગટપટ;દૃઢ સંસર્ગ;સુપરિચય.

**Intimate,**(ઈન્ટિમૅટ્ )*a.*[L.*intimus*, the inmost.]1.Inward;internal: અંદરનું;માંહેનું.2.Near;close;thorough;complete:દૃઢ;ગાઢ;રૂઢ; દૃઢબદ્ધ;ઘન;પૂર્ણ;પાકું.3.Familiar: ઘનિષ્ઠ; દીલોજાન; સુપરિચિત; પ્રિયતમ; પ્રાણપ્રિય.*vt.*1.To share together: સાથે ખાવું-કામ કરવું. 2. To give a slight notice of:ખબર-સૂચના-માહિતી આપવી;જણાવવું.*As, to* **i.** *in writing*:લખીને જણાવવું.*n.* A familiar friend or associate: ઘનિષ્ઠ-પ્રાણપ્રિય ભાઈબંધ-મિત્ર.

**Intimately,**(ઇન્ટિમૅટ્લિ)*adv.*Closely;familiarly:ઘરોબા-ઘરવટની રીતે.

**Intimation,**(ઇન્ટિમૅશન્ )*n.*A hint; a direct suggestion or notice: ખબર; સૂચના;સૂચન;સંદેશ; બાતમી. 2.Announcement;declaration: જાહેર ખબર;ઢંઢેરો.

**Intimidate,**(ઇન્ટિમિડેટ્ )*vt.* [L.*in* & *timidus*, fearful. ] To make fearful;to dishearten;to abash: ધમકીથી બિવરાવવું; દહેશત લગાડવી; ધમકી આપવી;ધૈર્ય ભંગ-ધૈર્ય નાશ-ઉત્સાહભંગ ક૦;ભયભીત-ભયયુક્ત-સભય ક૦;દબડાવવું;ધમકાવવું;ડરાવવું;ધુરકાવવું;ખખડાવવું.

**Intimidation,** ( ઈન્ટિમિડેશન ) *n.* The act of making timid or fearful:બીવરાવવું તે;ધમકી; ભયપ્રદર્શન;ધૈર્યનાશ-ભંગ;ઉત્સાહભંગ; ધમકાવણી;દાબ;ડરામણી.

**Into,**(ઈન્ટુ ) *Prep.* Expressing insertion,inclusion,&c.: અંદર;માં; માંહે;મધ્યે.

It is not lost, what a friend gets:

**Intolerable,**(ઈન્ટૉલરેબલ્ )*a*.1.Not to be borne or endured; insufferable; insupportable: સહન ન થાય-સાંખી ન શકાય એવું;અસહ્ય; અસહનીય;દુ:સહ.2.Enormous:પુષ્કળ; અત્યંત;બેહદ;અતિશય.

**Intolerably,**(ઇન્ટૉલરેબ્લિ)*adv*. In an unendurable manner: ખમી ન શકાય-સાંખી ન રેહેવાય એવી રીતે.

**Intolerance,** ( ઇન્ટૉલરેન્સ ) *n*. 1. Illiberality;bigotry:બીજા માણસોને તેઓના મત ધરાવવા કે ધર્મ પાળવા દેવાને ગેરમરજી-અપ્રસન્નતા.2. Want of capacity to endure:સહન ન કરવું તે;અક્ષમતા;અતિતિક્ષા;ક્ષમાભાવ.

**Intolerant,**(ઈન્ટૉલરેન્ટ્ )*a*. 1. Not enduring difference in relation to religion:બીજા માણસોને તેઓના મત ધરાવવા અથવા ધર્મ પાળવા દેવાને નારાજ;પરમતાસહ; પરમતાસૂચક. 2.Not enduring:સહન કરે નહિ એવું;સહન કરવાને અશક્ત;અક્ષમી;અક્ષમ;અસહનશીલ.

**Intomb,**(ઇન્ટૂમ્ )*vt*.To deposit in a tomb;to bury;to entomb:કબરમાં મુકવું;દાટવું;દફનાવવું;ગાટવું.

**Intonation,** (ઇન્ટૉનેશન ) *n*. 1. A thundering;a thunder:ગડગડાટ; મેઘગર્જના;નાદ.2.*Mus.*)The act of sounding the tones of a musical scale:કોઇ ગાયનના રાગ કાઢવાતેગાવું તે.3.The act of modulating the voice:સ્વર ભેદ;ગંભીર સ્વર.

**Intone,** ( ઇન્ટૉન ) *vi*. To utter a sound:સ્વર કાઢવો.*vt*. To utter a long protracted sound: તાણીને ગંભીર સ્વરે બોલવું;ગંભીર સ્વર કાઢવો.

**Intoxicate,**(ઇન્ટૉક્સિકેટ્ )*vt*.[L.*in* & *toxicum*,Gr.*toxicon*,poison.] 1.To make drunk;to inebriate: છાકટું-પીધેલ કરવું;કેફ-મદ-મસ્તી ચઢાવવી-આણવી.2.To excite to a kind of delirium:મસ્ત-ઉન્મત્ત-પ્રમત્ત-ગાંડું કરવું.*a*.1.Inebriated:છાકટું;પીધેલ.2.Over-excited: મસ્ત;ઉન્મત્ત; મદોન્મત્ત;મદાન્વિત;મગરમસ્ત.

**Intoxication,**(ઇન્ટૉક્સિકેશન )*n*.1. Inebriation; ebriety; drunkenness: કેફ;અમલ;નીશો;છાકટા-પીધેલપણું. 2. A high excitement of mind:મસ્તી;ઉન્માદ.

**Intoxicating,**(ઈન્ટૉક્સિકેટિન્ગ ) *a*. Having qualities that produce inebriation:કેફી;નીશાદાર;માદક;ઉન્માદક.

**Intractability,**(ઇન્ટ્રેક્ટેબિલિટિ) *n*. Intractableness:હઠ;જીદ;અડીએલપણું;દુ:સાધ્યતા.

**Intractable,** ( ઈન્ટ્રેક્ટેબલ્ ) *a*. 1. Violent;stubborn;obstinate: હઠીલું;જીદ્દી;અડીએલ;સમજે નહિ એવું; દુર્નિગ્રહ;અનિવાર્ય;ઉચ્છૃંખલ.2.Indocile:શિખેનહિએવું;અશિક્ષ્ય;અવિનેય.

**Intractableness,** (ઇન્ટ્રેક્ટેબલ્નેસ્ ) 1.Obstinacy;perverseness: હઠીલાઇ; અડીએલપણું. 2. Indocility: શિખવાય નહિ એવું હોવું તે;અશિક્ષતા.

**Intransient,**(ઇન્ટ્રેન્સિએન્ટ્ )*a*.Not passing suddenly away:જલદીથી ન જતું રેહે એવું;અભંગુર; ચિરસ્થાયી; અક્ષણિક.

**Intransitive,** ( ઈન્ટ્રેન્સિટિવ્ ) *a*. (*Gram.*) Not passing over to an object:અકર્મક.

**Intransmutable,**(ઇન્ટ્રેન્સમ્યૂટેબલ્ ) *a*.Not capable of being changed into another substance: જેનું જાત્યંતર થાય નહિ એવું;અપરિણામી;અવિકારી.

**Intrench,**(ઇન્ટ્રેન્ચ્ )*vt*.1.To fortify with a ditch and parapet:-ની આસપાસ ખાઈ ખોદવી; પરિખાશ્રિત કo;ખાઈ ખોદી મોરચોબાંધવો. 2. To furrow: ચાસવું; કરચલી પાડવી. *To intrench on*:બીજાના હકમાં પગ પેસારો કરવો.*vi*.To invade; to encroach:પગ પેસારો કરવો;હલ્લો કરવો.

**Intrenchment,**(ઈન્ટ્રેન્ચ્મેન્ટ્ ) *n*. 1. The act of intrenching:ખાઈ ખોદવી તે.2.(*Mil.*)A trench or ditch dug out for a defence against an enemy: દુશ્મનને અટકાવવાને-દુશ્મનથી બચાવ કરવાને ખોદેલી ખાઇ; મોરચો.3.Any defence or protection:કોઇ પણ જાતનો બચાવ-રક્ષણ.4. An encroachment on the rights of another:બીજાના હકમાં પગપેસારો કરવો તે.

**Intrepid**(ઈન્ટ્રેપિડ્ )*a*.[L.*in*&*trepidus*,trembling.]Brave;undaunted:નિર્ભય;હિંમતવાન;છાતીનું આખું; બહાદુર;નિર્ધાસ્ત;બેધડક;નિ:શંક;શૂર.

**Intrepidity,**(ઈન્ટ્રેપિડિટિ)*n*. Fearless bravery;courage:બેધડકપણું; છાતી;હિમ્મત;હામ;શૌર્ય;વિક્રમ.

**Intrepidly,**(ઇન્ટ્રેપિડ્લિ)*adv*.Fearlessly;daringly;resolutely: બેધડકપણાથી;હિમ્મતથી;નિડરપણે;હામથી.

**Intricacy,**(ઇન્ટ્રિકેસિ)*n*. Perplexity;involution:ગુંચ;ગુંચવણ;અસરળતા;ગહનતા;ગૂઢતા; વિષમતા; વક્રતા; કુટિલતા.

**Intricate,**(ઇન્ટ્રિકેટ્ )*vt*.[L. *intricor*,I make difficulties.]To perplex:ગુંચવણમાં પાડવું;ગુંચવવું. *a*. Perplexed;complicated:ગુંચવણ ભરેલું-વાળું;અસરળ;વિષમ; ગહન;દુર્બોધ;ગૂઢ;અસ્પષ્ટાર્થ;વક્ર;કુટિલ;અસરલ.

**Intrigue,**(ઈન્ટ્રીગ્ )*n*.1. A complicated plot:કારસ્તાન;કાવતરું;કતરાણ;કૂટપ્રબંધ;કપટપ્રબંધ;કુપ્રયોગ;ફેરો. 2.The plot of a play:નાટક અથવા વાતનું ચોકઠું-બંધારણ-વસ્તુ. 3. A secret understanding or commerce of forbidden love between two persons of different sexes:કામચરિત્ર; વ્યભિચાર કર્મ. 4. Complication:ગુંચવણ;અસરળતા. *vi*.1.To form a plot or scheme: કપટપ્રબંધ રચવો;કારસ્તાન-કાવતરું રચવું-કરવું. 2. To carry on a commerce of forbidden love:વ્યભિચાર કર્મ કo;કામચરિત્ર કરવું. *vt*. To perplex or render intricate:ગભરાવવું;ગુંચવણમાં નાંખવું.

**Intriguer,**(ઇન્ટ્રીગર્ )*n*. One who intrigues or forms plots:કારસ્તાન કરનાર;કારસ્તાની માણસ;કપટપ્રબંધયોજક-રચનાર.

**Intrinsic-cal,**(ઈન્ટ્રિન્સિક્-કલ્ )*a*.[L. *intra* & *secus*,side.]1. Inward; true;real:સ્વભાવિક;માંહેનું; સહજવર્તી;અંતરસ્થ;સત્ય;યથાર્થ;વાસ્તવિક; અકૃત્રિમ. 2. Intimate; closely familiar:જીવનજન;દીલોજાન;પ્રાણપ્રિય.

**Introduce,**(ઇન્ટ્રોડ્યૂસ્ )*vt*.[L.*intro* & *duco*, I lead.] 1. To lead or bring in:પ્રવેશ કરાવવો;અંદર લાવવું-લઈજવું-ઘાલવું.2.To bring to be acquainted : ઓળખાણ-પિછાન-મુલાકાત કરાવવી;-ની સમક્ષ રજુ કo.3.To bring into notice or practice:રૂઢિ-પ્રચાર પાડવો;પ્રવૃત્ત કo;પ્રવર્તાવવું;ચલાવવું;ચાલુ-દાખલ કરવું.4.To produce;to cause to exist: પેદા; ઉત્પન્ન કરવું;પાડવું.5.To put to notice;to begin:આરંભ કરવો;ચાલુ-શરૂ કo.

**Introduction,** (ઇન્ટ્રોડકશન ) *n*. 1. The act of introducing or bringing to notice:અંદર લાવવું તે;પ્રવેશ;સ્થાપના;પ્રવૃત્તિ;પ્રસિદ્ધિ;પ્રચાર.2. The act of making persons known to each other:ઓળખાણ-પિછાન કરાવી આપવી તે; મુલાકાત;અળામણ. 3. Preliminary matter;

to or invented by Jacquard, a French mechanician:જેકકાર્ડ નામના ફ્રેંચ કારીગરનું બનાવેલું-ના સંબંધી. **J.** *arrangement or apparatus*,a contrivance appended to looms for weaving figured goods:ભાતીલું કાપડ વણવા સારૂ જોડેલી એક જાતની યુક્તિ-રચના.

**Jaculate,**(જેક્યુલેટ્)*vt.* [L. *jacco*, I throw.]To throw out;to emit: ફેંકવું;નાંખવું;ઉદ્ગાર કાઢવો.

**Jade,**(જેડ્)*n.*[L. *ilia*, flanks.] A stone of a dark-green color:એક જાતનો લીલો પથ્થર.**2.**A poor,tired horse:દમ વગરનું-ઘસાઈ ગયલું ટાટવું. **3.**A mean woman;a wench; a quean:રાંડ;કુભારજા; છિનાળ. **4.** A young woman,so called in irony: જુવાન સ્ત્રી (મશ્કરીમાં)*vt.***1.**To treat like a jade;to spurn (*obs*):ધિક્કારી-તરછોડી કાઢવું; તુચ્છકારવું. **2.** To make ridiculous & contemptible(*obs.*):હલકુ પાડવું;તિરસ્કાર કરવો; ફજેતી ક૦.**3.**To exhaust by overdriving or long continued labour of any kind;to harass:થકવવું;રોળ કાઢવો; કુશ કાઢીનાખવી; લોથ બનાવવું; પજવવું. *vi.* **1**o become weary;to sink:થાકી જવું;ઢીલું થવું: નરમ પડવું.

**Jag,Jagg,**(જેગ્)*n.***1.** A notch; a denticulation:ખાંચ;ખાડો;કાકર.**2.** (*Bot.*)A cleft or division:કાંગરો; ફાટ;ચીરો.**3.**A fragment:કટકો;ભાગ.*vt.* **1.** To cut into notches or teeth,as a saw:કાકર પાડવા;કાકરવું. *Jagging iron*, a wheel with a zigzag edge for cutting cakes &c. into ornamental figures: (ઘારી)પુરી વીગેરેને આંકા-કાંગરા કાંગુરા પાડવાની કાતરડી.

**Jag,Jagg,**(જેગ્)*n.* A small load as of hay or grain in the straw: કરસણ ઉપર અનાજનો બોજો-હલકો બોજો.*vt.*To carry,as a load:વહીજવું;લેઈ જવું;ભરી જવું.

**Jaggery,Jagghery,**(જેગ્ગરિ) *n.* Raw palm sugar made in the East Indies: ગોળ; (ગડાકુ તંબાકુ બનાવવાનો)શીરો;રેલવો;કાકબો.

**Jaggy,** (જેગિ)*a.* Set with teeth; denticulated:દાંતાવાળું.

**Jaghire,**(જેઘિર્)*n.* A district of land or the product thereof:જાગીર.

**Jaguar,**(જેગ્વાર)*n.*An American tiger:અમેરિકાનો વાઘ.

**Jail,**(જેલ્)*n.*[L.*cavea*,cavity.] A prison:કેદખાનું;બંધીખાનું;તુરંગ;કારાગૃહ. *Jail-liberties or Jail-limits*,a space around a jail within which an imprisoned debtor was allowed to go at large:કેદખાનાની જે હદમાં કરજદાર કેદીને છુટો મુકવામાં આવે છે તે હદ.

**Jail-bird,**(જેલબર્ડ્)*n.*A prisoner: કેદી;બંધીવાન.

**Jailer,** (જેલર્) *n.* The keeper of a jail:તુરંગાધિકારી;દારોગો;જેલર.

**Jail-fever,**(જેલફીવર્)*n.*(Med.) A dangerous & often fatal fever generated in places crowded with people:ધાડી વસ્તીમાં થતો ભયંકર-ઘાતક તાવ-જ્વર.

**Jakes,** (જેક્સ્) *n.* [L. *jacio*, I throw.]A house of necessity;a privy:જાજરૂ;સંડાસ; વાડો; કાંડિયો; શૌચખાનું; પાયખાનું;તાજખાનું.

**Jalap,**(જેલેપ્)*n.*[From *Jalapa*,a town in Mexico whence it was first obtained.](*Med.*)The root of a plant found in Mexico used in powder as a cathartic:એક જાતના છોડના મૂળનો રેચક ભુકો.*False jalap*,four-o'clock or marvel of Peru:પીરૂ દેશનો ચમત્કાર-કરામત.

**Jam,**(જેમ્)*n.*(*a*)A mass of people or objects crowded together: માણસની ઠઠ;કંઈ વસ્તુનો સમૂહ;ઢગલો. ( *b* ) The pressure from a crowd;a crush:ભીડ;ધકાધકી; દબાણ;ઠેલો.*As*,**j.***in a street*:શેરીની ભીડ; **j.***of logs in a river*:નદીમાં તણાઈ આવેલાં લાકડાંનો ઢગલો. **2.** An injury caused by jamming: કચ્ચર;ચગદાવું-વાગવું તે.**3.**[Gr.*zomos*, broth.]A preserve of fruit boiled with sugar & water:મુરબ્બો.**4.** A kind of frock for children: બચ્ચાંનું ઝભલું.**5.**(*Mining.*) See **Jamb,** (no.2.)*vt.* To press; to crowd;to squeeze;to tight: ચાંપવુ; ભચડવું; દાબવું; ભરાવું. **2.** To crush or bruise:ચગદાવું; પીલાવું; દબાવું.*As, to,* **j.** *a finger in the crack of doors*:બારણામાં આંગળી પીલાવી-ચગદાવી-કચરાવી.

**Jamb,**(જેમ્)*n.*[F.*jambe*; a leg.] (*Arch.*)The vertical side of any opening as a door:બારણાની સાખના ચોકઠાના બે બાજુના ટેકા.**2.**(*Mining.*) Any thick mass of rock which prevents miner from following the lode:ખાણ ખોદનારાનો રસ્તો બંધ કરતો ખડકનો ઢગલો.

**Jambes,Jambeaux,**(જેમ્બ્ઝ,જેમ્બો) *n.pl.*[Fr.*jambe*,a leg.] Armour for the legs below the knees: પગનું બખ્તર.

**James's-powder,**(જેમ્સીસ્-પાઉડર્)*n.*(*Med.*)Antimonial powder first prepared by Dr. James; called also *Fever powder*: તાવ ઉતારનાર ભૂકી.

**Jane,**(જેન્)*n.*[L.*Genua.*] A coin of Genoa;any small coin: જીનોઆનો સિક્કો;નાનો સિક્કો.**2.**A kind of twilled cotton cloth: ચોતારા જાતનું જાડું કપડું;ખાદી.

**Jangle,** (જેન્ગલ્) *vi.* To sound harshly:ખોખરૂં-બોદું બોલવું-વાગવું. **2.**To talk idly;to chatter: કલકલવું; બડબડવું; કચકચ-બકબક ક૦. **3.** To altercate;to wrangle:બોલાબોલી તકરાર-ટંટો-કજીઆ ક૦-થવો.*vt.*To cause to sound harshly:ખોખરો-બેસુર-કઠોર અવાજ ક૦.*n.*Idle talk; chatter:બકબક;કચકચ; લવારો;કલકલ.**2.** Discordant sound: ખોખરો-બોદો-કઠોર અવાજ.

**Janitor,**(જેનિટોર્)*n.* [L. *janua*, door.]A door-keeper; a porter: પગી;દેવડીવાળો;દરવાન;દ્વારપાળ;પોળીઓ.

**Janty,**(જેન્ટિ)See **Jaunty,**

**January,**(જેન્યૂઅરિ)*n.*[L. *janus*, an old Latin deity to whom the month of January was sacred.] The first month of the year: ઇંગ્રેજી વર્ષનો પેહેલો મહિનો.

**Japan,**(જેપેન્)*n.*Work varnished & figured in the Japanese manner:જાપાની રીત પ્રમાણે રોગાન કરેલું કામ.**2.** Also, the varnish or lacquer used in Japanning:રોગાન.*a.*Of or pertaining to Japan or to the lacquered work of that country:જાપાન દેશનું-ના રોગાનકામ સંબંધી.*vt.*To lacquer:રોગાન દેવો. **2.**To give a glossy black to,as shoes (*R.*):કાળુ ને ચકચકતું ક૦.

**Japanese,**(જેપેનીસ્)*a.*Of or pertaining to Japan or its inhabitants:જાપાની;જાપાન લોકનું-સંબંધી. (*Sing & plu.*)A native or inhabitant of Japan:જાપાની લોક. **2.**

ખાળ કુંડીમાં પથરો ફેંકીએ તો આપણેજ છંટાઇએ.

( *Sing.* ) The language of the people of Japan: જાપાની ભાષા.

**Japhetic,**(જૅફેટિક્)*a.* Pertaining to Japheth, one of the sons of Noah:જાફેથ સંબંધી-નું.

**Jar,**(જાર્)*n.* A turn:ફેરો;આંટો. *On the* **j.**, on the turn;ajar;as,a door: ફરતું;ઉઘાડું. [Fr. *jarre*, ewer.] A deep broad-mouthed vessel of earthenware: પહોળા મોંનું માટીનું વાસણ;માણ; ગાગર; બરણી. 2. The measure of what is contained in a jar:ગાગર-ઘડાપુર.*vi.* To sound harshly or discordantly:ખોખરો-કઠોર અવાજ થવો. 2. To clash;to quarrel;to dispute:ખલેલ કo;લડવું;કજીઆ-તકરાર કo.*vt.* To shake;to shock:ધ્રુજાવવું; કમ્પાવવું; હલાવવું;ટગાવું. *As to* **j.** *the earth*:પૃથ્વિ ધ્રુજાવવી. *To* **j.** *the faith*:આસ્તા મુકાવવી. *n.* A shake;a harsh sound:ગગડાટ;બેસૂર-કઠોર અવાજ. *As, the* **j.** *of a train*:આગગાડીનો ગગડાટ-ધમકારો. 2. Clash of interest or opinion; collision;debate: ટપાટપી; તકરાર; અણબનાવ; વિરોધ. 3. A regular vibration, as of pandulum:(લોલકનું) હાલવું તે;ઝોલા.

**Jargon,**(જાર્ગોન્)*n.*[Fr.]Confused language; gibberish: ન સમજાય એવી બોલી-ભાષા. 2. Hence, an artificial idiom;cant language: દાંભિક ભાષા.*vi.* To talk unintelligibly or in a harsh & noisy manner:ગડબડ ગટબટ કo;સમજાય નહિ એમ બોલવું;બબાળા કo. *n.* A variety of zircon:સીલોનમાં નિપજતા ખનીજની જુદી જુદી જાત.

**Jasmine,Jessamine,** ( જૅસ્મિન-જેસૅમિન )*n.* A shrubby plant bearing flowers of a fragrant odor: જાઇ;જાઇ;જાસવેણ.

**Jasper,** (જૅસ્પર્ ) *n.* [L. *iaspis.*] (*Min.*) An opaque, impure variety of quartz of red, yellowish & other dull colors: એક જાતનો જુદા જુદા રંગનો પોખરાજ.

**Jaundice,**(જૉન્ડિસ્ )*n.*[L. *galbus*, yellow. ] A morbid condition characterized by yellowness of the eyes, skin & urine &c.:કમળો.*vt.* To affect with jaundice: કમળો થવો. 3. To prejudice:તરફદારી કo;-ને નુકસાન-ખલેલ પોહોચાડવું; -ના મનમાં વહેમ ઉત્પન્ન કo.

**Jaundiced,**(જૉન્ડિસ્ટ્ )*a.* Affected with jaundice:કમળાવાળું.2. Prejudiced;envious: એક તરફી; પક્ષપાત ભરેલું. *As, a* **j.** *judgment*:એક તરફી ફેંસલો-ઠરાવ.

**Jaunt,**(જૉન્ટ્ )*vt.* To ramble here & there;to stroll: સહેલ કરવા-ફરવા જવું;સહેલ કo. *Jaunting car*, a kind of lowest open vehicle, used in Ireland in which passengers ride sidewise, back to back:સામી સામી પીઠે બેસી ફરવાની હલકી ગાડી.*vt.* To jolt; to jounce: આંચકો-હીલો ખાવો.*n.* A wearisome journey (*R.*):કંટાળો ભરેલી મુસાફરી. 2. A ramble;a short journey: સહેલ કરવા જવું તે;નાનું ચક્કર-ફેરો.

**Jaunty,**(જૉન્ટિ)*a.*[Fr. *gentil*, see *gentle.*] Airy;showy:રંગીલું;ચપળ; ભભકાદાર.

**Javelin,**(જૅવ્લિન )*n.* [Fr. *javelot.*] A sort of light spear, to be thrown or cast by the hand:બરછી;ભાલો. *vt.* To pierce with a javelin(*R.*):ભાલો મારવો-ખોસવો.

**Jaw,**(જૉ)*n.* 1.(*Naut.*) (*a*) One of the bones usually bearing teeth: દાઢ. (*b*) Hence, the bone itself with the teeth & fleshy covering:ડાચુ;જડબું.(*c*) In the *pl.* the mouth:મુખ;મ્હો. 2.(*Mach.*)(*a*) A notch or opening:ગાળો;ચીરો;ખાડુ.(*b*) A forked part adapted for holding an object in place:કંઈ વસ્તુને ધારણ કરનાર પાંખાવાળો ભાગ. 3.(*Naut.*) The inner end of a boom, hollowed in half a circle: સઢ નીચેની કાડીનો અંદરનો છેડો. 4. Impudent or abusive talk (*slang*):બેઅદબી વાતચીત;ભાંડ બોલી. **J.** *breaker*, a word difficult to be pronounced:જેનો ઉચ્ચાર કરતાં ઘણી મુશ્કેલી પડે એવો શબ્દ. **J.** *tooth*, molar or grinder:દાઢ.*vi.* To scold, to clamor:ધમકાવવું;ચોંધાટ શોર કo. *vt.* To assail or abuse by scolding (*Low.*):ધમકાવવું;સપડાવું;અટાવવું.

**Jay,**(જે) *n.* [Fr. *geai.*] A kind of bird allied to crows, but smaller, more graceful in form & having a crest:એક જાતનું પક્ષી;ચાસ;નિલકંઠ.

**Jealous,**(જેલસ્ )*a.*[L. *zelus*, amulation.] 1. Zealous; solicitous; vigilant: આતુર; કાળજી-ફીકરવાળું; ચાલાક. 2. Apprehensive;anxious; suspiciously watchful:અદેખુ;બળતુ;વેહેમી. 3. Exacting exclusive devotion;intolerant of rivalry: હુંજ એકલો ખરો એમ મનાવનાર;અભિમાની;હરિફાઇ સહન ન કરનાર. 4. Disposed to suspect rivalry in matters of interest or affection; distrustful;painfully suspicious of the faithfulness of husband, wife or lover:પોતાના લાભ કે પ્રીતિની બાબતમાં બીજો આડે આવે છે એવો વેહેમ ખાય એવું;અધીરિયું; પ્રેમસંશયી;પરપુરૂષાશંકી;જારશંકિત;પરસ્રીશંકિત. *As, he is* **j.** *of his wife*: તેના મનમાં એવો વેહેમ આવ્યો કે પોતાના ઉપરથી પોતાની સ્રીની પ્રીતિ ઉઠી જઇ પરપુરૂષ ઉપર થઈ છે.

**Jealousy,**(જેલસિ)*n.* The quality of being jealous:અદેખાઈ; મત્સર; ઈર્ષા;વેહેમ;શંકાશીલતા;આસુકમાસુકનો અરસ્પરસની પ્રિતિ વિષેનો એક બીજાના મનનો સંશય-શક; પ્રેમસંશય; અભિમાન.

**Jean,**(જીન્ ) *n.* A twilled cotton cloth:જીન;સુતરાઉ લુગડું;*Satin* **j.**: a kind of jean woven smooth: સાટીન.

**Jeer,**(જીર્ )*n.* 1. A gear; a tackle: વહાણના દોરડાં ઇo;સરસામાન. 2. A railing remark; a mockery; a fun:મશ્કરી;મજાક;મેણું;ઉપહાસ;ઠઠ્ઠા ટામ.*vi.* To sneer;to scoff;to mock: મજાક કo;હસવું;બનાવવું;મેણું મારવું.

**Jehovah,**(જીહોવૅ) *n.* A scripture name of the Supreme Being:ઇશ્વર;ખુદા;પરમેશ્વર;સ્વયંભૂ;જેહોવા;અનાદિકાળથી તે અનંતકાળ લગી છે ને છે તે.

**Jejune,**(જીજ્યૂન્ )*a.* [L. *jejunus*, fasting; hungry. ] 1. Lacking matter;empty:ખાલી;ઠાલું;સત્વહીન-શૂન્ય;નિઃસાર;નિઃસત્વ. 2. Void of interest;meagre;dry:શુષ્ક;નિર્જીવ; નીરસ;અરસિક;રસ-દમ-મઝા વિનાનું.

**Jelly,**(જેલી)*n.*[L. *gelo*, I congeal.] 1. A stiffened solution of gelatine:ચિકણો પદાર્થ. 2. The juice of fruits boiled with sugar:ફળ મેવાનો પાક;મુરબ્બો. *vi.* To become jelly: ચીકણું થવું. **J.** *bag*, a bag through which material for jelly is strained:જે કોથળીમાંથી જેલી બનાવવાની ચીજને ગાળી કાઢવામાં આવે છે તે કોથળી. **J.** *mold*, a mold for forming jelly in ornamental shapes:જેલીને તરેહ તરેહના આકાર

Jocular slanders often prove serious injuries:

આપવાનું બીબું.

**Jenny,** (જેની) *n.* A machine for spinning a number of threads together:રેંટીઓ;સુતરકાંતવાનોસંચો.

**Jenny,**(જેની)*n.* 1. A pet-form of Jane:જેનનું ટુંકું વહાલું નામ.

**Jeopardize,** ( જેપર્ડાઇઝ્ ) *vt.* To hazard;to risk:જોખમ-નુકસાન-ધાક-ભયમાં નાંખવું.

**Jeopardy,**(જેપર્ડિ)*n.*Danger;risk; peril:જોખમ;ધોકો; નુકસાન; સંશય; સંદેહ;શંકા;પ્રાણસંકટ;પ્રાણસંદેહ.*vt.* To hazard:જોખમમાં નાંખવું.

**Jerk,**(જર્ક્)*n.*1. A short, sudden pull,thrust,push,shake or jolt: ધક્કો;આંચકો;ડોસો;હડસેલો;હેલો. 2. A sudden spring or start:એકાએક કુદકો;ફાળ.*vt.*1.To beat;to strike: મારવું; ધક્કો મારવો. 2. To give a sudden push:ધક્કો-આચકો-હડસેલો મારવો.3.To throw with a quick start or motion : ઝડપથી નાંખવું-ફેંકવું.*vi.*1.To move with a start: આંચકો મારી ખસવું.2.To flout with contempt:તુચ્છકારવું;ધિક્કારી કાઢવું.

**Jerkin,** ( જર્કિન્ ) *n.* A jacket or short coat;a close waistcoat:ઝભલું;કેડીયું;બંડી.

**Jest,**(જેસ્ટ્)*n.*[L.*jero*,I do.] 1. A deed;an action:કાર્ય;કૃત્ય;કર્મ.2.A mask;a pageant:તમાસો;ઠઠ્ઠાબાજી. 3.A joke:મનક;મશ્કરી;ઠઠ્ઠો;ટોળ;વિનોદ;ઠઠ્ઠામશ્કરી;ઉપહાસ.4.A laughing stock: ઉપહાસપાત્ર; ઉપહાસાસ્પદ; વિનોદપાત્ર. *In* j., for mere sport:મશ્કરીમાં;હસવામાં.J.*book*,a book containing a collection of jests:મશ્કરી ભરેલી વાતોની ચોપડી.

**Jester,**(જેસ્ટર્)*n.*Baffoon; a merry-andrew;a court fool: મશ્કરો; ભાંડ;તરકડિઓ;જાૂઠણુ;રંગલો; વિદૂષક. 2.A person addicted to jesting: ગમતિ માણસ;ટોળીઓ;બટકબોલો.

**Jesting,**(જેસ્ટિંગ્)*n.*Joking;ટોળ; મશ્કરી.*a.*Sportive:મશ્કરીખોર;ગમતિ.

**Jesuit,**(જેસ્યુઇટ્)*n.* 1. One of the religious order:રોમનકેથોલીકધર્મ જેમ તેમ કરીને ફેલાવનાર એક પંથનું માણસ.2.A crafty person;an intriguer:છળભેદ રમે એવું-પેચવાળી યુક્તિ કરે એવું-કાવત્રાંખોર-માણસ;કપટી; કાવાબાજ માણસ;ખટપટીઓ.

**Jesuitical,**(જેસ્યુઇટિકલ્ )*a.*1.Of or pertaining to a jesuit:ઠગને લગતું-નું.2.Cunning;crafty: દગાખોર; લુચ્ચું;ઠગ;પક્કું;ખટપટીઉં.

**Jet,**(જેટ્)*n.*1.A shooting forth;a spouting;a spurt:ફુવારો.2.Drift; scope:ઈરાદો;ચોટ;નિશાન.J.*propeller*,a device for propelling vessels by means of a forcible jet or water:પાણીના જોસથી વહાણને હડસેલવાની યુક્તિ.J.*pumps*,a jet of pumps:ફુવારાની નળી.*vi.*To strut; to obtrude:ઠસ્સામાં ચાલવું; નખરાં કરવાં.2.To jerk;to jolt:ધક્કો-હડસેલો મારવો.3.To shoot forward;to jut out:બહાર નીકળવું;અણી થવી.

**Jet,**(જેટ્)*n.*[R.& Gr.*gagates* from *Gages*,a town and river in Lycia.](*Min.*)A variety of lignite of a very compact texture: એક કાળો ખનીજ પદાર્થ;એક જાતનો કાળો પથ્થર.J.*ant*,a blackish European ant:કાળી યુરોપની કીડી. [વર્ણું.

**Jetty,**(જેટિ)Black:કાળું;શ્યામ;કૃષ્ણ-

**Jet-black,**(જેટ્બ્લેક્)*a.*Deep black: કાળું ભમ્મર;કાળું બલક;કાળું મેશ.

**Jet-dean,** (જેટ્ડિન્ ) *n.* [L. *jacio*, I throw. ] A stream of water spouting from a fountain or pipe:ફુવારો;કારંજો.

**Jew,**(જ્યુ )*n.* [L. *judæus*.]A Hebrew;an Israelite:યાહુદી. *Jew's frankincense*,gum styrax;benzoin: લોબાન; ધુપ. *Jew's pitch*, bitumen:શીલાજીત્ય.

**Jewess,** (જ્યુએસ્ ) *n.* A Hebrew women:યાહુદણ.

**Jewel,**(જ્યૂએલ્)*n.*1.An ornament of dress of precious metals:જડાવ ઘરેણું.2.A precious stone;a jem:રત્ન;મણી;ઝવેર.3.A precious thing:વ્હાલી વસ્તુ;રત્ન.*vt.* To bespangle:ઘરેણાથી ભરી કાઢવું; રત્નજડિત ક૦.

**Jeweller,**(જ્યૂએલર્) *n.* One who makes or deals in jewels:ઝવેરી.

**Jewellery,**(જ્યૂએલરિ)*n.*1.The art or trade of a jeweller:ઝવેરીનો ધંધો. 2.Jewels collectively: જવાહિર;ઝવેરાત;જરિયાન;દરદાગીના.

**Jewish,**(જ્યુઇશ્ )*a.*Of or pertaining to the Jews:યાહુદીનું-સંબંધી.

**Jew's-harp,**(જ્યૂઝ્હાર્પ્ ) *n.* 1. An instrument of music:ચંગ;મોરચંગ; ઘોડાસળીઉં. 2. The shackle for joining a chain cable to an anchor:લંગરની સાથે સાંકળનું દોરડું જોડવાનો આંકડો.

**Jib,**(જીબ્)*n.* 1. A triangular sail set upon a stay or halyard: વહાણના નાળ આગળનો ત્રિકોણાકાર સઢ. 2. (*Mach.*) The projecting arm of a crane,from which the load is suspended:ભારઉંચકવાનો આંકડાનો આગલો ભાગ. J. *crane*, a crane bearing load: ભાર ઉચકવાનો આંકડો.J. *door* (*arch.*), a disguised door:છૂપો દરવાજો.*The cut of the one's* j.,one's outward appearance:બહારનો દેખાવ.

**Jig,**(જીગ્)*n.*(*Mus.*)1.A light brisk musical movement in a rhythm of triplets:ઝડપની ગત;ઉતાવળી ગત.2.A lively dance:ગત પ્રમાણેનો ઝડપનો નાચ.3.A ballad: લાવણી; ટપ્પો;ખ્યાલ;ઠુમરી.4.A trick:ચાળા; ચેષ્ટા.5.(*Mach.*)A small machine: યંત્ર.*vt.*1.To sing to the tune of a jig:નાચ પ્રમાણે ગાવું.2.To trick or cheat; to cajole; to delude: ચાળા કરવા;લલચાવવું;પટાવી લેવું;ફોસલાવવું.3. (*Mining*) To sort or separate:જાૂદું પાડવું.4.To cut or form:ધાતુ કાપી કાઢવી.*vi.*To dance a jig;to skip about:નાચવું;કુદવું.

**Jilt,** ( જીલ્ટ્ ) *n.* A women who capriciously deceives her lover; a coquette;a flirt: આશકના ઉપર પ્રીતિ બતાવ્યા પછી તેને છોડી દે એવી સ્ત્રી;હલકી સ્ત્રી;ચપળા;સંકેતલંઘિની.*vt.* To deceive in love: સ્નેહ બાંધ્યા પછી આશકને છોડીદેવો;પ્યારછોડીદેવો.

**Jimp,**(જીંપ્ )*a.*Neat; tidy; handsome:સુંદર;સોહામણું;ચોખ્ખું;સુઘડ.

**Jingle,**(જીન્ગલ્ )*n.*A rattling,clinking,tinkling sound: છમકારો;ઝણણણ;રણકો;રૂમઝુમ;ઝણકાર; ખણખણાટ.2.That which makes jingling sound:એવો અવાજ કરનાર.3. A correspondence of sound in ryhms: પ્રાસ; અનુપ્રાસ. *vi.* 1. To sound with a fine sharp,clinking sound:છમછમ-ધમધમ-ઝણઝણ રણકો થવો;ખણખણ થવું;રૂમઝુમઅવાજ થવો.2.To sound with a jingling effect:પ્રાસ મળવો.*vt.*To tinckle: છમછમ-ધમધમ ક૦.

**Jingling,**(જીન્ગલિંગ્ ) *n.* A clink: ઘંટનો રણકો;રણકારો.

**Jingo,**(જીંગો)*n.*An expletive used for taking an oath:અમથા અમથા સોગન ખાવામાં વપરાતો એક શબ્દ.

**Jo,**(જો)*n.* A sweet-heart; a darl-

હસવામાંથી ખસવું થાય.

ing:દીલજાન;પ્યારી;પ્રિયા.

**Job,**(જૉબ્)*n.*1. A sudden thrust or stab:ધક્કો;આચકો. 2. A piece of chance work:કામ; પરચુરણ ઉદ્ધડ કામ.3.A public transaction done for private profit;a corrupt official business:હલકા-નીચા મનનું કામ;સ્વાર્થી કામ;લાંચ;રૂશવત.4.Any affair or event which affects one whether fortunately of unfortunately:બીના;વાત;હકીકત;બનાવ;દૈવયોગ.5.A situation or opportunity of work:કામની તક; કામ; કાર્ય;કૃત્ય; વ્યાપાર. *By the* **j.**, at a stipulated sum for the work : ઉધડ; સામટું. *vt.* 1. To strike or stab:ચોચવું;મારવું.2.To thrust in: માંહે પેસાડવું.3.To sublet:પટે ઇજારે આપવું; થોડું થોડું બીજાને આપવું.4. To buy or sell as a broker:દલાલની રીતે ખરીદ કરવું. 5. To hire: ભાડે આપવું.*vi.* 1. To do chance work for hire;to do petty work: પરચુરણ કામ લેવું-ક૦. 2. To seek private gain under pretence of public service: દલાલી કરવી;સ્વાર્થ પરાયણતાથી સાર્વજનિક કામક૦. 3. To carry on the business in stocks:શેરનો ધંધો ક૦.

**Job,** ( જૉબ્ ) *n.* The hero of the book of that name in the Old Testament:પુસ્તકનો નાયક. *Job's Comforter,* (*a*) a false friend: ઢોંગી મિત્ર;લુચ્ચો ભાઈબંધ.(*b*)A boil: ગોળ ગુમડું.[*Colloq.*] *Job's news,* bad news:ખરાબ-ખોટા સમાચાર.

**Jobber,** ( જૉબર્ ) *n.* 1. One who works by the job: ઉદ્ધડ કામ કરનાર. 2. One who turns public business to private advantage: સ્વાર્થ પ્રવર્તક.3.A dealer in public stocks or funds:શેરસટ્ટાનો વેપારી. 4. One who buys goods from wholesale merchants to sell to retailers: જથ્થાબંધ મોટા વેપારીઓ પાસેથી વેચાતો રાખીને છુટકનાના વેપારીઓને માલ વેચનાર.

**Jobbery,** ( જૉબરી ) *n.* The act or practice of jobbing: ઉદ્ધડ કામનો ધંધો. 2. Underhand management;official corruption:સરકારી ઘોટાળો;ઉચાપત લાંચ-રૂશવત.

**Jobbing,**(જૉબિંગ્ )*a.*Doing chance work:મળે તેટલું છુટક કામ કરનારું.

**Jockey,**(જૉકી)*n.*1. A professional rider in races: શરતનો ઘોડો હાંકનાર;સરતના ઘોડા ઉપર બેસનાર-દોડાવનાર; ચાબુકસ્વાર; અશ્વશિક્ષક. 2. A horse trader:ઘોડાનો વેપારી.3. A cheat:લુચ્ચું; ઠગારો;ઠગ. *vt.* 1. To jostle by riding against one : ધક્કો મારવો.2.To cheat;to trick: છેતરવું;ઠગવું;મુંડવું.*vi.*To cheat:છેતરવું;ઠગવું.

**Jocose,Jocular,**(જોકોસ્ ,જૉક્યુલૅર્ ) *a.*[L. *jocus,*a joke.] 1.Given to jokes;merry;sportive:મજાક-મશ્કરીખોર;રંગીલો;ઠઠ્ઠાબાજ.3.Containing a joke:મજાક-મશ્કરીનું-વાળું-ભરેલું; વિનોદાત્મક;સરસ;વિનોદી;હાસ્યાવહ.

**Jocund,** (જૉકન્ડ્ ) *a.* Merry; gay; sportive:ખુશમિજાજી;રંગીલું;રમુજી; ગમતિ.

**Jog,**(જૉગ્ )*vt.*1.To push or shake with the elbow or hand:જરાક હડસેલો મારવો (ચેતવણી આપવા સારૂ) ધીમેથી ધક્કો-ઠોંસો મારવો તે. 2.To signify;to remind:ચેતવણી આપવી;યાદ દેવડાવવું;સૂચના આપવી.3.To drive at a jog:રવાલ ચાલે ચલાવવું. *vi.*To move slowly:ધીમેધીમે ચાલવું;મંદચાલ-ગજગતિથી ચાલવું. *n.*1.A slight shake:થોડો-સહજધક્કો-ઠોંસો. 2.A rub;a slight stop;obstruction: અટકાવ;હરકત;નડતર;ડખલ.

**Jog-trot,**(જૉગ-ટ્રૉટ્ )*n.* A slow, regular jolting gait:ધીમી ને એકસરખી ચાલ;ગજગતિ;મંદગતિ.

**Join,**(જૉઇન્ )*vt.*[L.*jungo,* I join.] 1.To connect;to couple;to unite; to combine;to append:જોડવું;જોડતાં જવું;જોડી દેવું;એકઠું કરવું; મેળવવું;ઉમેરવું;લાગુ કરવું.2.To associate one's self to:-ની સાથે થવું -મળી જવું-થઇને ચાલવું-માંદાખલ થવું;સામેલ થવું.3.To unite in marriage:લગ્ન કરવું;સગાઈ કરવી;વિવાહ સંબંધથી જોડવું. 4. To enjoin upon; to command:હુકમ ક૦.5.To engage in:-માં કામે લાગવું; સામેલ થવું-માં બાઝવું-મચવું. *vi.* 1. To come together;સાંધો હોવો;સંધાવું;જોડાવું. 2.To form a union; to mingle: -ની સાથે મળી જવું;ભેગું થવું;-માં મળવું.3.To unite:એકસંપ-એકત્ર-એકઠા-ભેગા થવું-મળવું.

**Join,**(જૉઇન્ ) *n.* The line joining two points:સાંધનાર લીટી.

**Joiner,**(જૉઇનર્ )*n.*1. One who or that which joins:જે ભેગું કરે છે તે; સાંધનાર;યોજક;સંયોજક;સંયોજનકર્તા.2.A carpenter:સુથાર.3.A wood working machine:લાકડાંનો સંચો.

**Joinery,** (જૉઇનેરિ) *n.* The art or trade of a joiner:સુથાર-સુથારી કામ.

**Joint,**(જૉઇન્ટ્ ) *n.* 1. The place or part where two things or parts are joined or united;a junction (*In the animal body* ): સાંધો; સાંધ;ગ્રંથી.(*In stalks*): ગાંઠો. (*In joinery.*):સાંધ.2.A joint of two things or parts so as to admit of motion ; an articulation ; a hinge:ગાંઠ;સાંધો;ચણીઆરૂં;બરડવું. 3.An internode:પેરિયું; પેશી. 4. Any one of the large pieces of meat cut into portions by a butcher: કસાઈએ જનાવરના સાંધા કાપીને જુદા ભાગો કરેલા હોય તેમાંનો કડકો.5.The space between the adjacent surfaces of two bodies joined and held together:સાંધ; સાંધેલી જગ્યા.*Coursing* **j.**,the mortar joints between two courses of bricks or stones : રેતી ચુનાની ઈંટ અથવા પથ્થરની સાંધ. **J.***bolt,* a bolt for fastening two pieces of wood: બે લાકડાંને એકઠાં કરવાનો ખીલો; ફાચર. **J.** *hinge,* a strap hinge:પહોળું ચણીઆરૂં. **J.** *stool,* (*a*)A folding stool:વળે એવું સ્ટુલ. (*b*)A joint chair:વળે એવી ખુરસી. *Out of Joint,*disordered:ઢંગઢાળ વિનાનું; અવ્યવસ્થિત; બેતાલ;વિલગ્ન. (*b*)Dislocated;out of place:ઉતરીખસી ગયેલું.*a.*1.Combined; united;connected:બન્નેનું-ની તરફથી;બન્ને એકઠાં મળીને કીધેલું;બધાનું;બધાએ એકઠાં મળી કીધેલું;સંયુક્ત;એકત્ર.2.Done by two or more working together:બે કે વધારેથી થએલું.3.Not solitary in interest or action : ભાગીદાર; સામેલ; એકત્ર;સહ;સમ.4. Shared by two or more:જેમાં બે અથવા વધારે ભાગીદાર હોય એવું;સહીઆરૂં;મજીઆરૂં.**J.***committee,*committee composed of members of the two houses : સભાસદોની એકત્ર સભા. **J.***stock,*stock held in company:કંપનીનો માલ.**J.***tenant:* મજીઆરો ભોગવટો ધરાવનાર-કબજેદાર.*vt.*1.To unite by a joint:સાંધથી જોડવું.2.To join;to connect: એકત્ર ક૦;એકઠાંજોડવું.3.To provide with a joint:સાંધા મુકવા.4.To separate

the joints of:કકડા-ભાગ કo.*vi.*To fit:બરાબર બેસતા થવું-આવવું.

**Jointer,**(જૉઇન્ટર્ ) *n.* **1.** One who or that which joints:સુથાર.**2.**(*a*) A plane for smoothing:રંદો.(*b*) The longest plane:મોટો રંદો;દરાજ.**3.**(*Masonry.*)(*a*)A bent piece of iron inserted to strengthen the joints of a wall:દિવાલના છેટા મજબુત કરવાને તેમાં ઘાલેલો વાંકો લોઢાનો કકડો.(*b*)A tool for pointing the joint in brickwork:ઇંટોની સાંધ કરવાની કડીઆની લેલી.

**Jointly,**(જૉઇન્ટલિ )*adv.*In a joint manner;together;unitedly:સાથે મળીને;એકઠા થઇને;એકત્ર રીતે.

**Jointure,**(જૉઇન્ટયુર્ )*n.*[L.*jungo*,I join.]1.A joining:સાંધો.2.(*Law*) An estate settled on a wife which she is to enjoy after her husband's decease:સ્ત્રીને પોતાના સ્વામીના મરણ પછી ભોગવટો કરવાને પહેલા દાખલ આપેલી મિલકત; પલ્લું; વિધવાધન; સ્ત્રીધન. *vi.* To settle a jointure upon:પલ્લું ઠરાવવું.

**Joist,**(જૉઇસ્ટ્ )*n.*A piece of timber laid horizontally:મોભ;ભાલ;ભારવટિયો.*vt.*To fit joists:મોભ ઘાલવા.

**Joke,**(જોક્ )*n.*[L.*jocus.*]1. A jest; a witticism:મશ્કરી;મજાક;ઠઠ્ઠો;ઉપહાસ.2.Something done in sport: ગમ્મતમાં જે કંઇ કીધેલું હોય તે.*In* **j.**, in jest: મજાકમાં; હસતાં હસતાં. *A practical* **j.**: હૃદય-મર્મ ભેદે એવી મશ્કરી.*vt.*To make merry with; to rally;to banter:-ને હસવું-બનાવવું.*vi.*To jest;to mock: મજાક કરવી;મશ્કરી કરવી.

**Jole,**(જોલ્ )*n.*The cheek;the jaw: ગાલ;જડબું;ડાચું;ગંડસ્થલ.

**Jollity,**(જૉલિટિ)*n.*Gaiety; merriment;festivity:ખુશમિજાજ;ખુશી; મઝા;ગમ્મત;આનંદીપણું; રંગિલાપણું;ઉલ્લાસવૃત્તિ;આનંદવૃત્તિ;હર્ષ.

**Jolly,**(જૉલિ)*a.* **1.** Jovial; merry; joyous;mirthful:ખુશમિજાજી;ઉલ્લાસી;વિલાસી;પ્રમોદી;ગમત કરતું; રંગીલું;વિનોદી; લ્હેરી. **2.** Expressing mirth:આનંદ દર્શક-સૂચક-ભરેલું.**3.** Handsome; lively; plump; robust:રૂપાળો;ખુબસૂરત;સુંદર; શરીરે ભરાઉ;દેખાવડો.

**Jollyboat,**(જૉલિ-બોટ્ )*n.*(*Naut.*) A small boat:ન્હાની હોડી; મછવો.

**Jolt,** (જોલ્ટ્ ) *vi.* To shake with short, abrupt risings and fallings:હીલો-હેલ્લો ખાવો.*vt.*To cause to shake:આંચકો આવવો-લાગવો.*n.* A sudden shock or jerk: હીલો; હેલો;આંચકો;સંક્ષોભ;ધક્કો;હીચકારો.

**Jolthead,**(જોલ્ટ્હેડ્ )*n.* A dunce; a blockhead:મૂર્ખો;ઠોઠો;ઠઠ્ઠો;ફેલ્લુ; બાથડ;ઘોંચા;ઠોઠું;શંખ.

**Jostle,**(જૉસ્લ્ )*vt.*& *vi.*To push; to hustle;to elbow:હડસેલવું;હડસેલો-આંચકો-ધક્કો મારવો.*n.*A conflict by collision:આંચકો;ધક્કો.

**Jot,**(જૉટ્ )*n.*An iota;a point: લવલેશમાત્ર;તલમાત્ર;લેશ;બિંદુ;અણુ.*vt.* To set down; to make a brief note of:લખી લેવું;ટીપવું;ટીપ્પણ કરી લેવું;ટાંચણ કરી લેવું.

**Journal,**(જર્નલ્ )*a.*Daily;diurnal: રોજીંદું.

**Journal,** (જર્નલ્ ) *n.* [ L. *Diurnalis*,diurnal.]1.A diary:રોજનીશી;રોજનામું-મેળ;દિનવૃત્ત પત્ર; સમાચાર પત્રિકા; નિત્ય નોંધ. **2.** (*a*) (*Book keeping* ) A book of accounts in which daily transactions are entered:રોજમેળ; પાકી વહી.(*b*)(*Naut.*)A daily register of the ship's course distance, the winds &c: વહાણમાં જે બીના બને તેનું દફતર.(*c*) (*Legislature* ) The record of daily proceedings kept by the clerk: રોજના હિસાબનું દફતર.(*d*)A weekly newspaper:વર્તમાનપત્ર-આન્હિકપત્ર; અઠવાડિયાપત્ર;અખબાર; ચોપાનીઉં. **2.** A daily work or travels: રોજનું કામ અથવા મુસાફરી.**3.** That part of an axle or shaft which rests and moves in the box or bearings:

**Journalism,** (જર્નલિઝમ ) *n.* **1.** The keeping of diary:રોજનો મેળ રાખવો તે.**2.**The business of managing,editing,or writing for newspapers:વર્તમાનપત્ર લખવાનો -ચલાવવાનો ધંધો-નું કામ.

**Journalist,**(જર્નલિસ્ટ્ )*n.***1.** One who keeps a diary: રોજમેળ રાખનાર.**2.** The conductor of the public journal:વર્તમાન પત્રનો લખનાર-ચલાવનાર-પ્રવર્તક.

**Journalistic,** ( જર્નલિસ્ટિક્ ) *a.* Pertaining to journals or journalists:વર્તમાનપત્ર વિષયક-સંબંધી.

**Journalize,** (જર્નલાઇઝ્ ) *vt.* To enter diary:રોજમેળ રાખવો.*vi.*To conduct a public journal: વર્તમાનપત્રનો ધંધો ચલાવવો.

**Journey,**(જર્ની)*n.* **1.** The travel or work of a day:મુસાફરી;દેશાટન;પ્રવાસ;સફર;યાત્રા;માર્ગક્રમણ; પર્યટન.**2.**Travel from one place to another: મજલ; ખેપ; **fig.** a passage through life:જીંદગી;જન્મારો;જીંદગીની મુસાફરી.*vi.* To travel from place to place:મુસાફરી કરવી;દેશાટન-પ્રવાસ કરવો.*vt.* To traverse:ફરી વળવું.

**Journey-man,** (જર્નીમૅન ) *n.* A workman:રોજ કામે આવતો મજૂર -કારીગર; રોજે કામ કરનાર; રોજીદાર; દહાડીઉં.**2.**One who has mastered a handicraft or trade: પાકો કસબી;હુંશીઆર કારીગર.

**Jove,**(જોવ્ ) *n.* **1.** (*Astron.*) The planet Jupiter:બ્રહસ્પતિ;ગુરૂ; જ્યુપીટર.**2.**The metal tin:કલાઈ.*The bird of* **J.**, the eagle: ગરૂડપક્ષી; તાર્ક્ષ્ય.

**Jovial,** (જોવિઅલ્ ) *a.* [ L. *jovis*, Jupiter.]1.Of or pertaining to the God: ઇશ્વરી; ઇશ્વરને લગતું. **2.** Sunny;serene:નિર્મળ;શાન્ત;સ્વચ્છ. **3.**Gay; jolly;merry:આનંદી;ખુશી; વિનોદી;રંગીલું;લ્હેરી;શોખીન;ઉલ્લાસી; સદાનંદી.**4.**Expressing of joy:આનંદ-ખુશી-વિનોદનું.

**Joy,**(જૉઇ)*n.* [L. *gaudium*, joy.] Gladness;delight;pleasure: આનંદ;હર્ષ;સંતોષ;ઉલ્લાસ; પ્રમોદ; ખુશી. **2.**That which causes joy:આનંદ-હર્ષનું કારણ;આનંદકારક;આનંદાસ્પદ.**3.**Gaiety;mirth; merriment: વિનોદ;હાસ્ય;મજાક;ઠઠ્ઠો. **4.** Happiness:સુખ;પરમાનંદ.*vi.*To rejoice; to delight:ખુશી થવું;આનંદ;હર્ષ પામવો-કરવો.*vt.***1.**To give joy to:-ને આનંદ પમાડવું.**2.**To enjoy:ભોગવવું.

**Joyful,** (જૉઇફૂલ્ ) *a.* Full of joy; very glad:(*pers.*)ખુશ;ખુશી; હરખાએલું;હર્ષગ્રસ્ત;હર્ષાન્વિત.(*Things.*) આનંદમય;ખુશી-હર્ષ-આનંદનું;આનંદપ્રદ-કારક-દાયક;હર્ષપ્રદ-કારક;હર્ષાત્મક.

**Joyless,**(જૉઇલેસ્ )*a.* Not having joy;not causing joy:હર્ષહીન;આનંદ રહીત;નાખુશ;ઉદાસ;દિલગીર;નિરાનંદ;આનંદહીન-શૂન્ય;હર્ષહીન; જેથી આનંદ-હર્ષ ન થાય એવું;આનંદ વિનાનું: નિરુત્સાહ;અસુખપ્રદ;અસુખદ;અહર્ષદ.

**Joyous,**(જૉઇઅસ્ )*a.*Glad;gay;mer-

સોનું જોઇએ કસી અને માણસ જોઈએ વસી.

ry;joyful:આનંદી;હરખાએલું;ખુશી; આનંદકારક;હર્ષપ્રદ-ભરેલું-નું;ઉલ્લાસી.

**Jubilant,**(જ્યૂબીલન્ટ્)*a.*[L.*jubilo*, shout for joy.] Triumphant; exulting:મોઢેથી હાહા કહેનાર;જય શબ્દોચ્ચારી;જયધ્વનિકારી.

**Jubilee,** (જ્યૂબિલી)*n.* 1. A season of great joy and festivity:આનંદ-ખુશીનો દિવસ;ઉત્સવ;ઓચ્છવ;સપરમો દિવસ;તેહેવાર;મહોત્સવ;જ્યુબિલિ.

**Judaical,**(જ્યૂડેઇકલ્) *a.* [L. *judaicus judah*, a son of Israel.] Of or pertaining to the Jews: યાહુદી સબંધી.

**Judaise,**(જ્યૂડેઇઝ્)*vi.*To conform to the doctrines of Jews:યાહુદી ધર્મને અનુસરવું.

**Judaism,**(જ્યૂડેઇઝ્મ્)*n.*1.The religious doctrines and rites of the Jews:યાહુદીલોકોનો ધર્મ-મત.2.Conformity to the Jewish rites and ceremonies:યાહુદી ધર્મનું અનુસરણ.

**Judge,**(જજ્)*n.*[L.*jus*,law& *dico*, I declare.] 1. (*Law*) A public officer invested with authority to administer justice between parties:ન્યાયાધીશ;જડજ;ઈનસાફદાર;મુનસફ;ધર્માધિકારી; કાજી. 2. One who has skill,knowledge or experience sufficient to decide on the merits of a question;an expert;a critic:કદર-ગુણ-ખુબી જાણનાર;ગુણગ્રાહી;કદરદાન; પરીક્ષક; દરિયાફ્દાર;ગુણજ્ઞ;રસજ્ઞ;પારખું;જાણ. 3. An umpire: મધ્યસ્થ;લવાદ; ત્રાહીત. 4. (*Jewist Hist.*) One of the supreme magistrates with both civil and military powers who governed Israel for more than 400 years:યાહુદી લોકોનો વડો ન્યાયાધિશ.5.The title of the seventh book of the Old Testament;the book of judges:બાઇબલના સાતમા પુસ્તકનું નામ.**J**.Advocate,(*Mil & Nav.*) An officer appointed to act as a prosecutor at a court-martial as representative of Government who also acts as counsel for the accused when he has no other counsel: લશ્કરી કે દરીઆઇ ગુન્હેગાર ઉપર સરકાર તરફથી દેખરેખ રાખી કામ ચલાવનાર તેમજ તહોમતદારના વકીલ તરીકે કામ કરનાર અમલદાર.*vi.*1.To decide as a judge;to give judgment: ઈનસાફ કરવો;ફેંસલો કરવો;ચૂકાદો આપવો. 2. To assume the right to pass judgment on another; to form an opinion:નિશ્ચય-સિદ્ધાંત-ઠરાવ કરવો;તર્ક-વિચાર બાંધવો. 3 To determine;to distinguish : (ખરાખોટાનો) વિચાર-તોલ કરવો; ન્યાય કરવો-ઠરાવવો;દરિયારી કરવી.*vt.*1. To hear and determine by authority:તોલ કરવો;ન્યાય કરવો;-નો ઇનસાફ કરવો;-નો ચુકાદો-ફેંસલો નિકાલ-નિવેડો કરવો.2. To examine and pass sentence on;to try;to doom: ન્યાયથી શિક્ષા ઠરાવવી. 3. To arrogate judicial authority over:વિવેક વગર અવિચારથી ખોટું ઠેરવવું-માનવું-કહેવું.4.To reason; to think: જાણવું;ગણવું;ધારવું.5. To govern: સત્તા ચલાવવી; અનુશાસન ક૦.6. To discern:સમજવું;સમજી લેવું.

**Judgment,**(જજ્મેન્ટ્)*n.*1.The act of judging:કદર-ગુણ જાણવી તે;વિચાર-દરિયાફ્ત કરવો તે; વ્વિવેચન ; વિચાર;દરીયારી;મુનસરી.2.The faculty of judging;good sense:વિવેક; તર્ક;જ્ઞાન;મતિ; મત; અભિપ્રાય. *According to one's* **j**.:યથાબુદ્ધિ; યથામતિ;સમજ;બુદ્ધિ.3.An opinion; a decision:વિચાર;મત;બુદ્ધિ;તજવીજ;નિશ્ચય;સંકલ્પ; દરિયારી. 4. The act of determining what is conformable to law and justice;the determination,decision or sentence of a court,or of a judge:ઠરાવ;ફેંસલો;ચૂકાદો;નિકાલ;નિર્ણય;હુકમ; નીવેડો.5.The determination of the mind:નિશ્ચય;નિર્ણય; ઠરાવ;બાંધેલો વિચાર; અનુભવ;તર્ક;જ્ઞાન; અનુમાન.6.A calamity regarded as sent by God by way of recompense:ઈશ્વર તરફથી આફત-દુઃખ;ઈશ્વરનો ગજબ-કેર. 7.The final award; the last sentence:ઇશ્વર આગળ છેલ્લો ન્યાય-ઈનસાફ;કયામત.(*Theol.*) **J**.*day*,the last day when final judgment is pronounced: ન્યાય આપવાનો-કયામતનો દિવસ.**J**.*hall*,a hall where courts are held:કચેરી; કોરટ;અદાલત;ન્યાય-મંદિર;ન્યાયસભા-શાળા;ધર્મસભા.**J**.*seat*,the seat or bench on which judges sit in court:કચેરીમાં ન્યાયાધીશને બેસવાની બેઠક-આસન;ન્યાયાસન;ધર્માસન.

**Judge-ship,**(જજ્શિપ્)*n.*The office of a judge:ન્યાયાધીશનો હોદ્દો; ન્યાયાધીશી;મુનસરી-ગિરી;ધર્માધિકાર.

**Judicatory,** (જ્યૂડિકેટોરિ) *n.* 1. A court of justice;a tribunal:અદાલત;ન્યાય-ધર્મસભા;કોરટ.2.Administration of justice:ન્યાય કરવાનો અધિકાર-સત્તા.*a.*Judicial:ન્યાયનેલગતું.

**Judicature,** (જ્યૂડિકેટ્યૂર) *n.* 1. The state of those employed in the administration of justice: ન્યાયાધીશી;ન્યાયદર્શનાધિકાર;ન્યાયાધિકાર.2.A court of justice: ઈનસાફ કરવાનો અધિકાર રાખનારી કોરટ. 3.Jurisdiction:કાયદાથી મળેલો અધિકાર-સત્તા.

**Judicial,**(જ્યૂડિશૅલ્)*a.*1. Pertaining to courts of justice or to a judge:ન્યાયસભા-અદાલત-કોરટનું;ન્યાયાધીશનું;વ્યવહારિક;વ્યવહારવિષયક. **J**.*proceeding*:વ્યવહારદર્શન; વ્યવહાર;ન્યાયવિચાર.**J**.*procedure*:વ્યવહાર; ક્રિયા. 2.Fitted or apt for judging: ન્યાય કરવાને લાયક. 3. Belonging to the judiciary:અદાલતને લગતું.4.Judicious:ડાહ્યું;સમજુ.5. Inflicted in judgment: સજા દાખલ-ઈનસાફની રાહે ઠેરવેલું;શિક્ષાહેતુક;દંડરૂપ.

**Judiciary,** (જ્યૂડિશિઅરિ) *n.* The judges taken collectively: જડજો;ન્યાયાધીશો-મંડળ.*a.*Judicial:ઇનસાફની બાબત સંબંધી.

**Judicious,** (જ્યૂડિશસ્)*a.* 1. According to sound judgment:ડાહાપણ-વિવેક-વિચારથી કરેલું-નું;ઉચિત;ઘટિત;યોગ્ય.2. Wise; prudent; sagacious:ડાહ્યું;વિવેકિ;વિચારવંત; સમજુ;સમજદાર;સુજ્ઞ;સુજાણ.

**Judiciousness,** (જ્યુડિશસ્નેસ્)*n.* Sagacity;sound judgment:ડહાપણ;ઉંડી-પાકી સમજણ;દુરઅંદેશીપણું;વિવેક;સારાસાર વિચાર;ઉંડીપહોંચ.

**Jug,**(જગ્)*n.* 1. A vessel usually of earthenware,with a swelling belly and narrow mouth, and having a handle on one side: કુંજો;ભોટવો;લોટો;ચંબુ;સિરોઇ. 2. A pitcher;an ewer:ઘડો;ગાગર;તાંબડી;કળશીઓ.3.A prison; a jail; a lockup: તુરંગ;કેદખાનું;કારાગૃહ. *vt.* 1.To seethe or stew,as in a jug or jar placed in a boiling water: તાંબડીમાં ગરમ પાણીમાં બાફવું.2.To imprison:કેદ ક૦.*vi.*1.To utter a sound as nightingale:બુલબુલ પક્ષી જેવો અવાજ કાઢવો.2.To nestle

together:એકઠું-ભેગું રહેવું.

**Juggle,**(જગલ્ )*vi.*[L.*jocus*,a jest.] 1. To play tricks by sleight of hand;to conjure: નજરબંધી-હાથ ચાલાકી-જાદુ ખેલ કરવો;ગારૂડી-બાજીગરી-દૃષ્ટિબંધન ક૦.2. To practice artifice:દગો-કાવતરૂં કરવું;લપનછપન ક૦.*n.*1.A trick by sleight of hand:હાથ ચાલાકી;નજરબંધી;ગારૂડી. 2.An imposture:દગો;કાવતરૂ.3.A block of timber cut to a length either in the round or split:અમુક કદનો લાકડાનો કકડો.

**Juggler,**(જગ્લર )*n.*1.A conjurer: ગારૂડી;બાજીગર;મદારી; વાદી; જાદુગર; જૌટબંગાલી. 2.A cheat:ઠગ;ઠગારો; ધૂતારો.

**Jugglery,**(જગ્લરિ) *n.* 1. The art of a juggler;sleight of hand:હાથ ચાલાકી;નજરબંધી;ગારૂડી વિદ્યા;જાદુ; દૃષ્ટિબંધન;ઇંદ્રજાલ;છુંછું;યંતરમંતર.2. Trickery;imposture:કાવતરૂ;દગો.

**Jugular,**(જ્યૂગ્યૂલૅર્ )*a.*[L. *jungo*, I join.](*Anat.*)(*a*)Of or pertaining to the throat or neck:ગરદન-ડોક-ગળાનું;કંઠય;ગરદનનું.(*b*) Of or pertaining to the jugular vein: ગળાની ધોરી નસ સંબંધી-નું.

**Juice,**(જ્યૂસ્ )*n.* [L. *jus*, juice.] The characteristic fluid of any vegetable or animal substance: રસ;દ્રવ;સાર;પાણી;સુધા; નિર્યાસ. **J.** *issuing from the elephant's temple*:મદ.*vt.* To moisture; to wet:ભીનું ક૦;ભીંજવવું;પલાળવું.

**Juicy,**(જ્યૂસિ)*a.*Abounding with juice;succulent:રસવાળું; રસદાર; રસભર્યું;રસાળ.

**Juijub-Jujube,** (જ્યૂજ્યૂબ્ ) *n.* 1. The tree:બોરડી; the fruit: બોર. 2.An expectorant made of gum Arabic sweetened:ગુંદર અને ખાંડનું કરેલું કફ કાઢી નાંખવાનું ઓસડ.

**Julep,**(જ્યૂલેપ્ )*n.*1. A refreshing drink flavoured with aromatic herbs:એક જાતનું સ્વાદીષ્ટ શરબત.2. A beverage composed of brandy,whisky with sugar,pounded ice and springs of mint:શરબત.

**July,** ( જ્યૂલાઇ ) *n.* The seventh month of a year:અંગ્રેજી વર્ષનો સાતમો મહિનો;આષાડ-શ્રાવણ;જ્યુલાઈ.

**Jumble,**(જમ્બલ્ )*vt.*To mix in a confused mass:ગરબડસડબડ-ઘાલમેલ કરી મુકવી;-નો ગરડબડગોટો-લોચો વાળવો.*vi.*To mix confusedly:ગટબડ કરવી;ગોટો વાળવો.*n.*1.A confused mixture:ગોટો;સેળભેળ;ઘોળ; ઘાલમેલ.2.A small,thin,sugared cake:ગળીપુરી;વેટમી.

**Jump,** (જમ્પ્ ) *n.* (*a*) A kind of loose jacket for men:પહેરણ.(*b*) A bodice worn instead of stays by women in the 18th century: ચોળી;કાંચળી;કમખો.

**Jump,**(જમ્પ્ )*vi.* 1. To spring;to bound;to leap:કુદવું;કુદી જવું;છલંગ મારવી;કુદકો મારવો.2.To move as if by jumping;to bounce;to jolt: ધસી આવવું.3.To agree;to tally; to accord:મળતા આવવું;સરખા થવું. *vt.*1.To pass by a spring or leap: કુદાવવું;કુદાવી જવું. 2. To cause to jump:કુદાવવું.3.To risk;to hazard: જોખમમાં નાંખવું;ઝોકાવવું.To upset: ઉંધું વાળવું.4.To bore with a jumper: સાઈડીથી વહે સારવો. *To* **j.** *a claim*,to take possession:કબજે લઈ લેવો.*To* **j.** *one's bail*, to abscond while at liberty under bail bonds:જામિન આપીને છુટા થયા પછી સટકી જવું.*n.*1. A leap; a bound; spring:કુદકો;કુદકારો;ઠેકડો;છલંગ.2. An effort;an attempt: યત્ન;પ્રયત્ન;પ્રયાસ.The space traversed by a leap:ફાળ;કુદકો;ઠેકડો. *From the* **J.**,from the beginning:શરૂઆતથી;પહેલેથીજ. **J.** *seat*, a movable carriage seat : ખસેડી શકાય એવી ગાડીની બેઠક.

**Junction,**(જંકશન્ )*n.*[L.*jungo*,I join.]1.The act of joining;union;combination;coalition: જોડ; યોગ; સંધિ; સમાગમ; સંધાન; ભેટો; સંયોગ.2.The place or point of union: જ્યાં બે અથવા વધારે ચીજો એકઠી થાય છે તે જગ્યા;સંગમ;સંધિસ્થાન;જંકશન;સાંધો;સાંધ.

**Juncture,**(જંક્ટ્યૂર)*n.* [L.*jungo*, I join.]1.A Joining;a union;an alliance:સંધિ;સંપ;એકત્રતા. 2. A joint:સાંધો.3.A point of time or crisis; an exigency: સંધિ જોગ; તક;ટાંકણું;અવસર;અણી;પ્રસંગ; તાકડો;સંકટવેળા;એનનો વખત.

**June,**(જ્યૂન્ )*n.*[L.*junius*,June.] The sixth month of the year:અંગ્રેજી વર્ષનો છઠ્ઠો મહિનો;જ્યેષ્ઠ-અસાડ.

**Jungle,**(જંગલ્ )*n.*A dense growth of brush-wood, grasses, reeds, vines, etc.:રાન;જંગલ; વન;વગડો; વેરાન.

**Junior,**(જ્યૂનિઅર્ )*a.* [L.*juvenis*, young.]1.Younger:બીજા કરતાં નહાનું;કનિષ્ઠ.2.Lower in standing or rank:નવો;ઉતરતી પંક્તિનો.3.Composed of juniors:નવિન;નવું;તાજું. *n.*A younger person:બીજા કરતાં નહાનું માણસ.

**Juniper,** (જ્યૂનિપર્ ) *n.* An evergreen shrub or tree:એક જાતનું બારમાશી-હમેશાં લીલું રહેતું ઝાડ.

**Junk,**(જંક્ )*n.*A fragment of any solid substance;a thick piece: નક્કર ટુકડો.

**Junk,**(જંક્ )*n.*[L.*juncus*,a rush.] Pieces of old cordage used for making gaskets,mats and oakum:કાથાના દોરડાના કટકા(એની સાદડી અને વહાણના સાંધામાં ઘોચવાનાં છુંછાં બને છે.)2.Old iron or other metal bought and sold by junk dealers:જુનાં દોરડાં વેચનારે વેચેલું જુનું લોઢું અથવા બીજી ધાતુ.3.Hard salted beef supplied to ships: ખારૂં આથેલું ગોમાંસ.

**Junk,** (જંક્ ) *n.* A large vessel without keel or prominent stem:ચીનાઈ ત્રણ ડોળવાળું વહાણ.

**Junket,** ( જંકેટ્ ) *n.* [L. *junkus*, rush.]1.A cheese cake;a sweetmeat:મીઠાઇ;સુખડી.2.A feast; an entertainment: મિજબાની;જ્યાફત.*vi.*To feast;to banquet: મિજબાની-જ્યાફત ઉડાવવી. *vt.* To give feast:જ્યાફત આપવી.

**Junto,**(જંટો)*n.*A faction;a cable: ખટપટીઓ રાજ્યદ્વારી મંડળ;સેતાનટોળી-વાળું;ચંડાળ ચોકડી.

**Jupiter,** (જ્યૂપિટર્ ) *n.*1. The supreme deity of gods and men; Jove:યુનાની અને રોમન લોકોનો મુખ્ય દેવ;ગુરૂ.2.One of the planets being the brightest except venus:બૃહસ્પતિ;ગુરૂ.

**Juridical,**(જ્યૂરિડિકલ્ )*a.* [L. *jus-joris*,law & *dico*,I declare.] 1. Pertaining to a judge;legal:ઈનસાફદારનું-સંબંધી;વ્યવહારિક;ન્યાયસંબંધી.2.Used in courts of law: અદાલત-કોરટનું-માંનું.(*b*)According to law;legal:કાયદેસર;કાયદાનુસાર.

**Juris-consult,** (જ્યૂરિસ્કન્સલ્ટ્ )*n.* (*Law*) A man learned in the civil laws;a jurist:કાઝી;ધર્મશાસ્ત્રી;

પેહેલેજ સમાગમે માણુસની પરિક્ષા ન કરો.

ધર્મશાસ્ત્રજ્ઞ;ધર્મપ્રવક્તા.

**Jurisdiction,** (જ્યૂરિસ્ડિક્શન્) *n.* (*Law.*) 1. Legal authority or power:કાયદાથી મળેલો અધિકાર-સત્તા;હુકુમત.2. The authority of a sovereign power to govern:અધિકાર-સત્તા ચલાવવાનો હક;અમલદારી;અમલ.3.Sphere of authority: જે પ્રાંતો ઉપર સત્તા-અધિકાર ચાલે તે; હુકુમત; તાબો. 4. The extent of authority:કયી કયી બાબતો અને પુરૂષો ઉપર અધિકાર ચાલે તે વિષે કરાવેલી અવધી-હદ.

**Jurisprudence,** (જ્યૂરિસ્પ્રુડેન્સ્) *n.*The science of juridical law: ધર્મશાસ્ત્ર;સ્મૃતિશાસ્ત્ર; કાયદાઓનો ઈલમ;વ્યવ્હારશાસ્ત્ર.

**Jurist,**(જ્યૂરિસ્ટ્)*n.*One who professes the science of law: ધર્મશાસ્ત્ર જાણનાર;ધર્મશાસ્ત્રિ;ધર્મશાસ્ત્રજ્ઞ; વ્યવહાર વેત્તા;કાયદાશાસ્ત્રી.

**Juror,**(જ્યૂરર્)*n.*(*Law.*) A member of a jury:જુરર;પંચમાંનો એક; પંચ.

**Jury,**(જ્યૂરિ)*n.*[L.*juro*, I swear.] A body of men usually twelve sworn to declare the truth on the evidence before them:પંચ; જુરી. **J.** *of inquest*, coroner's jury:અકસ્માત, આપઘાત, કે ખૂનથી થયલાં મરણોની તપાસ કરનારૂ પંચ.

**Jury-man,**(જ્યૂરિમૅન્)*n.*Juror:પંચમાંનો એક;જુરર;

**Just,**(જસ્ટ્)*a.*[L.*justus-jus*,law.] 1.Conforming to justice; honest;true;upright:ખરૂં;વાજબી;બરાબર;રાસ્ત;વાસ્તવિક;અદલ; ન્યાયપરાયણ;ન્યાયનિષ્ઠ;ધર્મી 2.Not transgressing the requirements of truth and propriety;conformed to truth of things;exact;normal; regular:નીતિમાન; ઇનસાફ પ્રમાણે-વાજબી રીતે ચાલનાર; પ્રમાણિક; નેક; યથાનીતિ;ન્યાયસિદ્ધ; યથાર્થક; વાસ્તવિક; યથાન્યાય. 3. Rendering or disposed to render to each one his due;equitable;fair;impartial:યોગ્ય;વાજબી;નિષ્પક્ષપાતી;નિષ્પક્ષપાતનું.*adv.*1.Precisely;exactly: બરાબર;તે ને તે;તેનુંજ ;કેવળ.2.Closely;nearly;almost:પાસેજ;લગોલગ; નજીક;જ.3.Barely;merely;scarcely;only:માત્ર;ફક્ત;કેવળ.4 Narrowly: તો; લગભગ. *As I* **j.** *escaped drowning*:હું બુડતાં બુડતાં રહી ગયો.

*n.*A joust:ક્રીડાયુદ્ધ.

**Justice,** (જસ્ટિસ્) *n.*[L. *justus, jus*,law.]1. The quality of being just;equity:વાજબી-ખરાપણું; ન્યાય;નીતિ;ધર્મન્યાય; ન્યાયનિષ્ઠા. 2. Honesty;fidelity;impartiality: પ્રમાણિકપણું; પક્ષપાત. 3. Agreeableness to right;equity; justness:ન્યાય;ઇનસાફ;ધર્મ;દાદ; સાચવટ.4.A person duly commissioned to hold courts or to try and decide controversies and administer justice:ન્યાયાધીશ; ઇનસાફદાર;જસ્ટિસ;ધર્માધિકારી.5.Just treatment; merited reward or punishment:વ્યાજબી ઇનસાફ;ખરા ખોટાનો વ્યાજબી બદલો. **J.** *of the peace*:(*Law*) a judicial officer or subbordinate magistrate appointed for the conservation of the peace in a specified district with other incidental powers specified in his commission:સુલેહનો અમલદાર.*vt.*To administer justice to:દાદઆપવી;ઇનસાફ કરવો.

**Justiciary,** (જસ્ટિસિઍરિ) *n.* An old name for judges of the higher English courts:ઇનસાફ કરનાર;મુનસફ;ન્યાયાધીશ;ધર્માધિકારી.

**Justifiable,**(જસ્ટિફાઍબલ્)*a.*Capable of being justified; defensible; warrantable: ખરૂં-વાજબી છે એમ બતાવી અપાય એવું;ખરૂં-વાજબી ઠરે-સાબિત થાય તેવું; યોગ્ય; વાજબી; ન્યાયાનુસાર;શોધનીય.

**Justification,** ( જસ્ટિફિકેશન્ ) *n.* 1.The act of justifying or the state of being justified;defence; absolution;vindication;support: ખરૂં-વાજબી કરી આપવું તે;પ્રતિપાદન;દોષમોચન; દોષમુક્તતા; દોષશુદ્ધિ; દોષમુક્તિ;દોષપ્રતીકાર; વિમોચન હેતુ. 2.(*Law.*) The showing in court of a sufficient lawful reason why a party charged or accused did that for which he is called to answer: અમુક કૃત્ય શામાટે કર્યું તેનું વાજબી કારણ બતાવવું તે.3.(*Theo.*) The act of justifying in respect to god's requirements:દોષનિવારણ;શુદ્ધિ;પાપ નિવારણ.4.(*Print.*) Adjustment of type by spacing it so as to make it exactly fill a line:એક લીટીમાં ગોઠવવું તે.

**Justify,**(જસ્ટિફાઈ)*vt.* [L. *justus*, just and *ficare*,to make.] 1.To prove or show to be just; to vindicate:ખરૂં-વાજબી છે એમ બતાવવું;-નું પ્રતિપાદન ક૦. 2. To pronounce free from guilt or blame; to absolve;to clear: ક્ષમા કરીને-માફી આપીને ન્યાયી ઠેરવવું;નિર્દોષ-નિર્બાધ-નિષ્કલંક-નિરપરાધ ક૦-ઠરાવવું. 3.To treat as if just;to pardon; to exculpate:ન્યાયી છે એમ બતાવવું;માફ-ક્ષમા કરવું. 4.To prove; to confirm:સાબિત કરવું;મંજુર રાખવું. 5.To judge rightly:વાજબી માનવું.6.To adjust (*Print.*): ગોઠવવું. *vi.*1.(*Print.*)To adjust,as type: બીબું બરોબર ગોઠવવું.2.(*Law.*) To take oath to the ownership of property sufficient to qualify oneself as bail or surety : પોતે જેટલી જામિનગીરી આપી છે તેટલી મિલકતનો હું માલિક છું એવા સોગન ખાવા.

**Justly,**(જસ્ટ્લિ) *adv.* Honestly; fairly;accurately:વ્યાજબી રીતે;નિષ્પક્ષપાતપણે;અદલ રીતીએ;ચોકસપણે.

**Justness,**(જસ્ટ્નેસ્)*n.*The quality of being just;exactness;equity:ખરાપણું;સાચાઈ;યથાર્થતા; યોગ્યતા;લાયકી;યુક્તિ.

**Jut,**(જટ્) *vi.* 1. To shoot out or forward:બહાર પડવું-નીકળવું. 2.To butt:ટક્કર મારવી-લેવી. *n.*1.A projection: આગળ પડતો ભાગ. 2. A shove;push:હડસેલો;ધક્કો.

**Jute,**(જ્યૂટ્)*n.*Bengal hemp:શણ.

**Juvenescence,** (જ્યૂવેનેસેન્સ્) *n.* A growing young:યૌવન;જુવાની.

**Juveline,**(જ્યૂવેલાઈન્)*n.*A young person or youth:યુવાન;ન્હાનું;તરૂણ.*a.*Young;youthful: જુવાન;જુવાની ભરેલું;ભરજુવાન2.Of or pertaining to youth : જુવાનીનું. **J.** *pastime or sport*:બાળક્રીડા;બાળલીલા;બાળચરિત્ર.

**Juvenility,** ( જ્યૂવેનિલિટિ ) *n.* 1. Youthfulness:જુવાની;તારૂણ્ય;યૌવન;યુવાવસ્થા. 2.Immaturity: યુવાવસ્થા;અપરિપક્વતા.

**Juxtaposition,**(જક્સટ્પૅાઝિશન્)*n.* [L.*juxta*,near & *position*.]Contiguity: પાસેપાસે-નજીક મુકવું તે; સમીપતા;સન્નિધાન;નિકટતા;ઉપન્યાસ.

Keep a thing for seven years & you will find a use for it.

# K.

**K,**(કે)The eleventh letter of the English Alphabet: અંગ્રેજી મૂળાક્ષરનો અગિયારમો અક્ષર.

**Kaffir,**(કૅફ્ફર્)*n*.1.An unbeliever: મુસલમાની ધર્મ નહિ માનનાર; કાફર; મ્લેચ્છ;યવન.2. An inhabitant of Africa:આફ્રિકાનો રહેવાસી;કાફર.

**Kail,**(કેલ્)*n*.1. (*Bot.*) A kind of headless cabbage: માથા વગરની કોબીજ.2. Any cabbage: કોઇપણ જાતની કોબીજ.3.Any broth; dinner:શેરવો;ખાણું.**K.***yard*,kitchen garden:શાક ભાજી માટેનો બગીચો.

**Kangaroo,**(કૅન્ગૅરૂ)*n*.(*Zool.*) Any one of numerous species of jumping marsupials of the family *Macopodidæ*: કાંગરૂ; એક જાતનું ચોપગું પ્રાણી.

**Kaw,**(કૉ) *vi*. To cry as a crow: કાકા ક૦.*n*.Cry of the crow: કાકશબ્દ;કાકાકા;કાકરવ.

**Keck,**(કેક્)*vi*.To heave or to retch as in effort to vomit:ઓકારી-બકારી ખાવી-આવવી;ઉબકો આવવો.*n*. An effort to vomit:બકારી;ઓકારી.

**Kedge,**(કેજ્)*vt*.(*Naut.*)To move (*a vessel*) by carrying out a kedge in a boat dropping it overboard and hurling the vessel up to it:વહાણનું લંગર ખસેડવું. *n*.(*Naut.*)A small ancher used whenever a large one can be dispensed with:વહાણનું નાનું લંગર.

**Keel,**(કીલ્)*vt*.To cool;to skim or stir:ઠંડું-ટાઢું ક૦.

**Keel,**(કીલ્)*n*. 1. A longitudinal timber scarfed together,extending from stem to stern along the bottom of a vessel:વહાણનું તળેટું-પાયાનું ચોકઠું-ઓખું;વહાણનું તળીઉં.2.The whole ship:આખું વહાણ.3.A barge or lighter used on the Tyne for carrying coals:ટાઇન નદીમાં વપરાતી નાની હોડી.**K.***boat*, a covered fright boat with a keel but no sails used on western rivers: શઢ વગરની હોડી. *On even* **k.**,in a level or horizontal position so that the draught of water at the stern and the bow is the same: સીધું; સરખું;સપાટ.*vi*.1.To traverse with a keel;to navigate: ચલાવવું; હંકારવું. 2. To show the bottom;to turn up the keel:તળિયું ઉખડી-નીકળી જવું.

**Keen,**(કીન્)*a*.1. Sharp: ધારવાળું; જલદ;ધારદાર.2. Acute of mind; sharp:તીવ્ર;ચંચળ;તીક્ષ્ણ;કુશાગ્ર;ઝીણું.3.Bitter;piercing;cutting:સખત;હૃદયભેદક;મર્મભેદક;હાડોહાડ લાગે એવું;વજ્ર જેવું; કોવાડાના ઘા જેવું.4. Piercing;acrimonious:સખત;કકડતી.5. Eager;vehement; fierce: ઉગ્ર;જોસવાળું;વ્યગ્ર;ઉત્કટ;ઘણું આતુર-ઉત્સુક.*vt*. To sharpen; to make cold:પાણીદાર કરવું; ધાર ચઢાવવી.

**Keen,**(કીન્)*n*. A prolonged wail for a deceased person:મરી ગયેલા આદમીને વાસ્તે ભારેરૂદન-રડાપીટ.*vi*. To wail as a keener does:શોક કરવો.

**Keenly,** (કીન્લિ) *adv*. In a keen manner: કકડીને; આતુરતાથી;સખત રીત;તીવ્રપણે.

**Keep,**(કીપ્)*vt*.1.To care;to desire: દરકાર ક૦-રાખવી;ઇચ્છવું.2.To hold; to restrain from departure or removal; not to let go of; to retain;to detain:રાખીરહેવું; રાખવું;ટકાવી-નભાવી રાખવું.3.To cause to remain in a given situation or condition; to maintain unchanged:કબજામાં રાખવું;હાથમાં રાખવું; પકડી રાખવું. 4. To have in custody;to take charge of:રાખી રહેવું;રાખવું.5. To preserve from danger;to guard:રક્ષણ કરવું;જાળવવું;જતન ક૦;માવજત લેવી; સંભાળવું;સાચવવું. 6. To preserve from discovery: મનમાં-પેટમાં-છાનું-ગુપ્ત રાખવું.7.To attend upon;to tend: જાળવવું;સાચવવું;ચારવું;ચરાવવું;ફેરવવું.8.To record transactions, accounts or events in: હિસાબ રાખવો;નામું રાખવું.9. To conduct; to manage:માંડવું;ચલાવવું.10.To supply with necessaries of life; to entertain:ખવડાવવું પીવડાવવું; રાખવું. 11. To have in one's service:રાખવું;પાળવું.12.To have habitually in stock for sale:માલ રાખવો; પોતે-જણસે-સિલકે રાખવું. 13.To hold to;to maintain: રાખવું;-પાળવું;ધારણ ક૦;ધરવું;પકડવું. *To* **k.** *one's word*: પોતાનો બોલ પાળવો.*To* **k.** *silence*: મૌન ધારણ ક૦-પકડવું. 14. To observe; to adhere to;to fulfil:પાળવું; માનવું;-ને વળગ્યા રહેવું.15.To confine one's self to;to haunt; to frequent:ભરાઇ રહેવું;-માં પડ્યા રહેવું; -માંથી ખસવું નહિ;વારેવારે જવું; પેધવું. 16. To observe duly; to celebrate: કરવું; પાળવું. To **k.** *holiday*: તહેવાર પાળવો; દૂરનેદૂર જ રાખવું; ઝાઝુંકોડું ન આપવું. *To* **k.** *back*, (*a*) to reserve ; to withhold:થી છાનું-ગુપ્ત રાખવું.(*b*)To restrain:પાછું હઠાવવું;અટકાવવું; દૂર રાખવું.*To* **k.***company with*,(*a*) to associate with : સોબત-સંગત કરવી.(*b*)To go with:સાથે જવું;-ની સોબત-સંગાથ ક૦.*To* **k.***down*,(*a*) to hold in subjection: તાબામાં-દાબમાં રાખવું;-ના ઉપર દાબ રાખવો. (*b*)(*fine arts*)To subdue in tint or tone:નીચું ને નીચું રાખવું. *To* **k.** *good* (*or bad*) *hours*, to be customarily early (*or late*) in returning home or in retiring to rest: હમેશ બરાબર વખતે સુઇ જવું અને ઉઠવું (નહિ);બરાબર-નિયમસર- ( અનિયમિત ) રહેવું. *To* **k.** *house*, (*a*) to occupy a separate house:પોતાનો ઘરસંસાર ચલાવવો;જુદું ઘર માંડવું.(*b*) (*English bankrupt Law*)To seclude one's self in one's house in order to evade the demands of creditors:દેવાળું કાઢીને ઘરમાં ભરાઈ બેસવું.*To* **k.***one's hand in*,to keep in practice:ટેવ-આદત-મહાવરો રાખવો. *To* **k.** *open house*, to be hospitable:આગતાસ્વાગતા કરવામાં તત્પર રહેવું. *To* **k.** *the peace*, to prevent the breach of the peace: સલાહશાંતિ રાખવી;સુલેહનો ભંગ ન થવા દેવો.*To* **k.**school,to teach a school: નિશાળ ભણાવવી. *To* **k.** *a stiff upperlip*,to keep up one's courage:હિંમત-ધૈર્ય રાખવું. *To* **k.** *term*, (*a*) (*Eng. Universities*) to reside during a term:અભ્યાસને માટે ઠરાવેલી મુદત ભરવી. (*b*) (*Inns of court*) To eat a sufficient number of dinners in hall to make the term count for the purpose of being called to the bar:બારીસ્ટરની પરિક્ષામાં પાસ થવા મુદત ભરાવાને માટે પુરતાં ખાણાંઓમાં હાજર રહેવું.*To* **k.***under*,to hold in subjection:તાબા-દાબ-કાબુમાં રાખવું; જુલમ ગુજારવો. *To* **k.**

સંઘર્યો સાપ પણ કામનો છે.

*up*,(*a*) to maintain:રહેવું;ટકાવી-નભાવી રાખવું.(*b*)To maintain;to continue:ટકાવવું-નભાવવું; જાળવી-ટકાવી-નભાવી રાખવું;કાયમ-ચાલુ-જારી રાખવું.*vi*.1. To abide;to stay: રહેવું.2.To last;to endure:ટકવું; રહેવું;બગડ્યા વગર રહેવું;ન બગડવું. 3.To lodge:રહેવું;વસવું;વાસો ક૦. 4.To take care:સંભાળ લેવી;ચોકી કરવી.5.To be in session:ઉઘડવું; ચાલવું.*The school* **k**.s today:નિશાળ આજે ચાલે છે.*To* **k**.*from*, to abstain from:દૂર રહેવું; અળગા-વેગળા-આઘા રહેવું.*To* **k**.*in with*,to keep on good terms with:-ની સાથે મળતી રાશ રાખવી;-ની સાથે સારૂં રાખવું.*To* **k**. *on*, to go forward: મંડ્યા રહેવું; આગળ વધવું-ચાલવું. *To* **k**.*to*,to adhere strictly to:-ને વળગ્યા-વળગી રહેવું.*To* **k**. *up*, (*a*) to remain unsubdued:વશ-તાબે-આધીન ન થવું.(*b*)Not to be confined to one's bed:હરતા ફરતા રહેવું.

**Keep**,(કીપ્ )*n*.Guard;care;custody: સંભાળ;ચોકી;જતન;રક્ષણ; રખવાળી; બરદાસ; હવાલો; તાબો; જાપતો. 2. Condition;case:સ્થિતિ;હાલત;દશા; અવસ્થા; વૃત્તિ; ભાવ. 3. Support; maintenance:ખાનપાનની બરદાસ-શી રાખવાનું-ખવરાવવાનું ખર્ચ.4.(*a*) A stronghold;castle:કિલ્લો; દુર્ગ; ગઢ.(*b*)A dunjon:મિનારો;અંધીખાનું;કારાગૃહ; અંધારકોટડી; અંધારી. 5.That which is kept in charge: સંભાળ;હવાલો.*To take* **k**.,to take care:સંભાળ લેવી;બરદાસ રાખવી.

**Keeper**,(કીપર્ )*n*.1. One who or that which keeps:રાખનાર;રખેવાળ.2.One who retains in custody: કબજે-જાપતે રાખનાર; રખવાળદાર; રક્ષક;રાખણ.3. One who has the care or superintendence of any thing:રખવાળ;કૃપરી;પાળક;પાલનકર્તા;સંરક્ષક.4.One who remains or keeps in a place or position: રહેનાર.5.A ring,strap,clamp,or any device for holding an object in place:ચાપરો;દબાણ; ચાંપ. 6.A fruit that keeps well:સારૂં લાંબો વખત રહે એવું ફળ.**K**. *of the forest*, (*O.Eng-law*.)an officer of the forest:રાનનો-જંગલનો અમલદાર.**K**.*of the great seal*,a high officer of state who has custody of the great seal: રાજાની મહોર રાખનાર;રાજ્યમુદ્રાધિકારી.**K**. *of the king's conscience*, the lord chancellor:લોર્ડચૅન્સેલર.

**Keeping**,(કીપિંગ્ )*n*.1.A holding; charge;care;custody:કબજે; હાથ; હવાલો;સંભાળ;રક્ષણ; તાબો;ચોકી;રખવાળું.2.Support;feed:ખાનપાન; બરદાસ.3.Conformity;harmony: મેળ;ઘટાવ;બનાવ;સાદૃશ્ય; અવિરોધ; સંગતિ;અનુરૂપન.4.(*Paint*.) Harmony between the different parts of a work of art:અનુરૂપતા; સરખાપણું.*In* **k**.*with*:મળતું;બંધબેસતું;અનુરૂપ.**K**.*room*,family sitting-room:ખાનગી ઓરડો.

**Keepsake**,(કીપ્સેક્ )*n*. Anything kept or given to be kept for the sake of the giver:સંભારણું; યાદગીરી દાખલ આપેલી વસ્તુ;યાદગીરી;સ્મૃતિદાન;સ્નેહાભિજ્ઞાન.

**Keg**,(કેગ્ )*n*.A small cask or barrel:નાનું પીપ.

**Kelp**,(કેલ્પ્ )*n*.1.The calcined ashes of see-weed:એક દરિયાઇ વનસ્પતિની ખાખ-ભસ્મ.2.(*Bot*.)A large blackish see-weed: વનસ્પતિ શાસ્ત્રમાં એક દરિયાઇ કાળો છોડવો.

**Ken**,(કેન્ )*n*.A house:ઘર;*esp*. one which is a resort for theives: ચોરોનું રહેઠાણ.*vt*. 1. To know;to understand:જાણવું;-ને ખબર હોવી. 2.To recognise: ઓળખવું. *n*. 1. View;cognizance:નિઘા;ટપો; ખબર.2.Reach of sight:નજર;બુદ્ધિવિષય;બુદ્ધિ;પહોંચ;અટસટ્ટો. *vi*. To look around: આસપાસ નજર ક૦.

**Kennel**, ( કેનેલ્ ) *n*. The watercourse of a street;a gutter:નીક; મોરી;ગટર.*n*.[*L.canis*,a dog.]1.A house for a dog or dogs:કુતરાની બોડ;કુતરાં રાખવાનો ખડો-ઓરડી;શ્વાનગૃહ.2.A pack of hounds:શિકારી કુતરાનું જૂથ-ટોળું.3.The hole of a fox or other beast:બોડ(શિયાળવિગેરેની.)*vi*.To lie or lodge;to dwell: રહેવું;વસવું.*vt*.To put or keep in a kennel:બોડ-બખોલમાં મુકવું.

**Kerchief**,(કર્ચીફ્ )*n*. 1. A square of fine linen worn by a woman as a covering for the head:બાયડીઓને માથે ઓઢવાનું ચોખંડું લુગડું;માથાબાનું.2.A lady who wears a kerchief:જેનું માથું રૂમાલથી ઢાંકેલું છે એવી બાયડી.

**Kernel**,(કર્નેલ્ )*n*.1.The essential part of a seed:બીમાંનું તત્વ;મગજ. 2.A single seed:દાણો;ગર્ભ;દુધ;ગલ; માવો;ગર;સાર;કણ. 3. A nucleus: માંસમાં ગાંઠ;ગટળ.4.The gist;the core:હાર્દ;મુદ્દો;આશય. *vi*. To produce kernels:માવો-ગર-ગર્ભઉત્પન્નક૦.

**Kerosene**, (કેરોસીન્ ) *n*. An oil, used for illuminating purposes formerly obtained from the distillation of mineral wax, bituminous shale &c., called also *coal oil*:ઘાસતેલ;કેરોસીન તેલ.

**Kersey**,(કર્ઝી)*n*.A kind of coarse woolen cloth:એક જાતનું ઘટ્ટ ઉનનું કપડું-કાપડ.

**Ketch**,(કેચ્ )*n*.(*Naut*.)An almost obsolete form of vessel with a main mast and a mizzen-mast: બેડોળી વહાણ.2.A hangman:ફાંસીદેનાર-એ ચડાવનાર;ચંડાળ;મારો.

**Kettle**,(કેટલ્ )*n*. A metallic vessel with a wide mouth often without a cover used for heating and boiling water or other liquids:ચાહદાણી;નાળચાવાળી દેગડી; કિટલી.

**Kettle-drum**,(કેટલ્ડ્રમ્ )*n*.(*Mus*.) A drum made of thin copper in the form of hemispheric kettle with parchment stretched over the mouth of it:નગારૂં; ડંકો;તાસું; ઢોલ; નોબત. 2. An informal social party at which a light collation is offered, held in the after-noon or early evening:સાંજે આપેલી મિજલસ-જ્યાફત.

**Key**, (કી) *n*. 1. A ledge of rocks near the surface of the water: બેટ;ખડકવાળી જમીન. 2. A quay: બંદર;ઘાટ;આરો.

**Key**, (કી ) *n*. 1. An instrument by means of which the bolt of a lock is shot or drawn: કુંચી; કિલ્લી; ચાવી. 2. An instrument which is turned like a key in fastening or adjusting any mechanism:ચાવી;કુંચી.3.That part of an instrument or machine which serves as the means of operating it:કળ;કુંચી.4. A position which affords entrance,control or possession etc: કોઇ દેશનું ખરા દાવનું સ્થળ;કુંચી.5.That which serves to unlock,open,or solve something difficult;a solution:

ખુલાસો;કુંચી;સમજુત;વ્યાખ્યા;ટીકા. 6.(*Arch*) (*a*) A piece of wood used as a wedge:ખીલી;ખુંટી;ફાચર. (*b*) The last board of a floor when laid down:જડેલાં પાટિયાંની હારનું છેલ્લું પાટિયું.7.(*Masonry*) A key stone: કમાનનો વચ્ચેનો પથ્થર.8. (*Mach.*) A cotter;a fore lock:ફાચર.9.(*Bot.*) A samara:એક જાતનું ફળ.10.(*Mus.*) (*a*) A family of tones:સુરનું ઘર;કુંચી;કળ. (*b*) Key note:કળ.11.(*fig.*)The general pitch or tone of a sentence:વાક્યનું હાર્દ-આશય-હેતુ-તત્વ-સાર. **K.** *of a position or country* (*Mach*),a bed or groove to receive a key which prevents one part from turning on the other: કોઇ દેશમાં-જગ્યામાં ખરા દાવનું સ્થળ. *Power of the* **k.**s(*Eccl*),the authority claimed by the ministry in some Christian churches to administer the discipline of the church and to grant or withhold its privileges:ધર્માધર્મ વિષે ન્યાય કરવાનો અધિકાર.*vt.*To fasten or secure firmly:કુંચી દેવી.*To* **k.** *up*,(*a*)(*Arch*)to raise the whole ring of an arch off its centering, by driving in the keys tone forcibly: કમાનના વચલા પથ્થરને ખુબ જોરથી ઠોકીને કમાનનો ઘુમટ ઉંચો નીચો ખસેડવો. (*b*) (*Mus.*) To raise the pitch of:-નો સુર ચડાવવો. (*c*) To produce nervous tension in: શિથિલ-દમ વગરનું કરી નાંખવું.

**Key-age,** (કીએજ્) *n.* Wharfage; quayage:બંદરપર લેવાતી જકાત.

**Key-hole,**(કીહોલ્ )*n.*1.A hole or aperture in a door or lock for receiving a key:કુંચી ઘાલવાનું બાકું.2.(*Mach.*)A mortise for a key or cotter: સાલનો વેહ-દર. **K.** *hole saw*,a narrow slender saw used in cutting key-holes,etc.:સાંકડી પાતળી આરી.

**Key note,**(કીનોટ્ )*n.*1.(*Mus.*)The tonic or first tone of the scale in which a piece or passage is written:તાલનું ઘર.2.The fundamental fact or idea:મુખ્ય વિષય-વાર્તા

**Key-way,**(કીવે)*n.*A channel for a key in the hole of a piece which is keyed to a shaft; an internal key seat:કુંચીજવાનોરસ્તો.

**Kick,**(કિક્ )*vt.*To strike with the foot: પાટુ-લાત મારવી. *To* **k.** *the beam*,to be found deficient in weight:વજન-તોલમાં કમી-ઓછું થવું-નીકળવું. *To* **k.** *the bucket*, to lose one's life;to die:મરીજવું;દેહ છોડવો.*vi.* 1. To thrust out the foot with violence:પાદપ્રહાર ક૦; લાત મારવી;પાટુ મારવું.2.To spurn: પગ ઉછાળવા;પાટુ મારવું. 3. To recoil:નો પાછો ધક્કો-આંચકો આવવો-લાગવો.*n.*1.A blow with foot or feet:લાત;પાટું;પાદપ્રહાર; પગ ઉછાળવો તે.2.The projection on the tang of the blade of a pocket knife,which prevents the edge of the blade from striking the spring: ચપ્પુનું પાનું વાસતી વખતે હાથામાં અથડાય નહીં તેટલા માટે રાખેલી ઠેસ.3.The recoil of a musket or other firearm when discharged:ગોળી છોડયા પછી બંદુકનો આવતો ધક્કો.

**Kick-shaw,**(કિક્શૉ) *n.* 1. Something fantastical;a toy:કોઈ વિચિત્ર-તરેહવાર-વિલક્ષણ વસ્તુ;જેનું કંઇ નામ ન હોય એવી તરેહવાર વસ્તુ.2.A fancy dish:વિચિત્ર ભોજન;જમણ.

**Kid,**(કિડ્ )*n.* 1. (*Zool.*) A young goat:બોકડું; બકરીનું બચ્ચું; લવારૂં; બોકડીયું.2.A young child or infant:નાનું બચ્ચું-બાળક.3.A kind of leather made of the skin of the young goat or of the skin of rats: નલીનું પાતળું ચામડું. 4. (*pl.*)Gloves made of kid:બકરાના ચામડાનાં મોજાં. *vi.* To bring forth a young goat:લવારૂં જણવું.

**Kid,**(કિડ્ )*n.*A fagot;a bundle of heath and furze:લાકડાંની ભારી-ઝુડી.

**Kid-nap,**(કિડ્નૅપ્ )*vt.*To take by force or fear against one's will: મનુષ્યહરણ કરવું;પકડી જવું.

**Kid-napper,**(કિડ્નૅપર્ )*n.*A manstealer:મનુષ્ય હરણ કરનાર.

**Kid-napping,** ( કિડ્નૅપિંગ્ ) *n.* Stealing of men:મનુષ્યાપહરણ.

**Kidney,**(કિડ્ની)*pl.*(*Anat.*)A glandular organ which execretes urea and other waste products from the animal body:મૂત્રપિણ્ડ;મૂત્રાશય;ગુર્દા.2.Habit;disposition:ટેવ;સ્વભાવ;પ્રકૃતિ;આદત.3.A waiter:હજુરીઓ;ખીજમતગાર;તહેનાત ઉઠાવનાર.

**Kidney-bean,** ( કિડ્ની-બીન્ ) *n.* (*Bot.*)A sort of bean:અરદની શીંગ

**Kill,**(કિલ્ )*n.*Kiln:નિમાહ;ભઠ્ઠી;નિવાડો.

**Kill,**(કિલ્ )*n.* A river; a stream: નદી;વેહળીઉં;ઝરો.

**Kill,**(કિલ્ )*vt.*1.To deprive of life by any means:મારી નાંખવું;મારવું;રામશરણ પહોંચાડવું;-નો જીવપ્રાણ લેવો;-ની હત્યા ક૦;કતલ કરવું.2. To destroy;to ruin:નાશ કરવો; ખરાબ કરવું.3.To quell;to still: ઠંડું-શાન્ત પાડવું;સમાવવું;બંધ પાડવું.4. To destroy the effect of:-ની અસર કાઢી નાંખવી;મારવું.*To* **k.***time*, to busy one's self with something which while occupying the attention makes the time pass without tediousness:કશામાં મન રોકીને કંટાળો ન આવે તેમ વખત કાઢવો.

**Killing,** (કિલિંગ્ ) *a.* ( *Colloq.* ) Captivating; conquering; irristible:મહાત કરનારૂં;કોઇને નમ્યું-ન આપે એવું;અનમી.

**Kiln,**(કિલ્ )*n.*1.A large stove or oven:ભઠ્ઠી; નિવાડો; નિમાહ. 2. A furnace for burning bricks:ભઠ્ઠી.

**Kiln-dry,** (કિલ્-ડ્રાઇ) *vt.* To dry in a kiln:ભઠ્ઠીમાં કોરૂં કરવું-સુકવવું.

**Kilo-gramme,** ( કિલોગ્રૅમ્ ) *n.* A measure of weight being a thousand grams, equal to 2. 2046 pound avoirdupois:આશરે પાકા શેર જેટલું તોલ.

**Kilt,** ( કિલ્ટ્ ) *n.* A kind of short petticoat reaching from waist to the knees worn in the Highlands of Scotland by men and in the Low lands by young boys; a filibeg:પેટથી તે ઢીંચણ સુધી પહોંચે એવો ઝભો.

**Kimbo,**(કિમ્બો)*a.*Crooked;arched: વળેલું;વાંકું;વક્ર;કમાનદાર.

**Kin,**(કિન્ )*n.*(*Mus.*) A primitive Chinese instrument of the cittern kind, with from five to twenty-five silken strings: એક તરેહનું રેશમી તારવાળું ચિનાઈ વાજું.

**Kin,**(કિન્ )*n.*1. Relationship: સગાઈ;સગપણ;લોહીની સગાઈ; પાસેની સગાઈ.2.Relatives:સગાં;સગાંવહાલાં;સપિણ્ડ;સંબંધી.*a.*Kindred:સગું;સંબંધી.

**Kind,**(કાઇન્ડ્ )*a.*Natural; native: કુદરતી.2. Congenial; sympathe-

tic:નમ્ર;દયાળુ;માયાળુ;કૃપાળુ;પરોપકારી;ઉપકારશીલ;કૃપાવંત;કૃપાશીલ. **K.**_to the poor_:દીનવત્સલ.**K.**_words_:પ્રિય વચન.3.Showing tenderness; gracious:રહેમીઅતવાળુ; માયાળુ; દયાર્દ્ર;કરૂણાર્દ્ર.4.Proceeding from goodness:સારૂં;દયાજનક;મધુર;પ્રિય. 5.Gentle;tractable:નમ્ર;રસ્તે પડેલું.

**Kind,**(કાઈન્ડ્)_n._ Race; genus:વર્ગ; જાતિ.2.Nature; style; sort; description;class:જાત;ભેદ; જાતિ; રૂપ; પ્રકાર; તરાહ. _A_ **k.**_of,_ something like to:ના જેવું; એક જાતનું._In_ **k.**, in the produce or designated commodity itself as opposed to its value in money:રોકડ નહિ પણ બીજા કંઇ અવેજ આપીને. _vi._ To beget:ઉત્પન્ન-પેદા ક૦.

**Kindergarten,**(કિન્ડરગાર્ટન્)_n._A school for young children conducted on the theory that they should be educated by gratifying and cultivating their aptitude for exercise,play,observation, invitation, construction, &c.:બાળકોમાં રમતગમત,અવલોકન, અનુકરણ,અને વસ્તુરચના વિ૦ નો શોખ ઉત્પન્ન કરી તેમજ તે શોખને કેળવતાં જઇને ગમતની સાથે તેમને જ્ઞાન આપવાની વિદ્યા પદ્ધતી.

**Kindle,**(કિન્ડલ્)_vt.& i._ To bring forth young:બચ્ચાંને જન્મ આપવો.

**Kindle,**(કિન્ડલ્)_vt._[L. _candeo,_ I burn.]1.To set on fire:સળગાવવું; ચેતાવવું.2.To inflame; to rouse: તપાવવું;ઉશ્કેરવું;ક્રોધ ચઢાવવો._vi._ 1. To take fire:સળગવું;ચેતવું; બળવું; લાગવું.2.To begin to be excited: તપવું;તપીજવું;તપવા માંડવું;ચઢવું.

**Kindler,**(કિન્ડલર્)_n._ One who or that which kindles,stirs up or sets on fire:ઉશ્કેરનાર;સળગાવનાર; ચઢાવનાર;શળી મુકનાર.

**Kindliness,** ( કાઇન્ડલિનેસ્ ) _n._ 1. Natural inclination:જાતિ સ્વભાવ.2. Benevolence; gentleness: પરોપકાર;દયા;સ્નેહભાવ; પ્રીતિભાવ. 3.Softness;mildness: નમ્રતા.

**Kindly,**(કાઈન્ડલિ)_a._1.Natural:કુદરતી.2. Humane;gracious;kind: માયાળુ;કૃપાળુ;દયાળુ;પરોપકારી.3. Favourable;mild;gentle: માફકસર;ધીમું;શાંત;અનુકૂળ;લાભકારક._adv._ In a kind manner: માયાળુ પણે; કૃપા-મહેરબાની કરીને.

**Kindness,**(કાઇન્ડનેસ્)_n._ 1. Beneficence:માયા;મહેરબાની;કૃપા;પરોપકાર;અનુગ્રહ;મહેર;મોહબત; ભલાઈ; લોકોપકારબુદ્ધિ.2.A kind act:ઉપકાર;કૃપા;મહેરબાની;અહેશાન;ઉપકૃતિ.

**Kindred,**(કિન્ડ્રેડ્)_n._ 1. Relationship by birth or marriage;affinity;kin:સગાઈ;સગપણ. 2. Relations:સગાં;સગાંવહાલાં._a._Related: મળતું;એક જાતનું;સજાતિય.

**Kine,**(કાઇન્)_n._(_pl.of_ cow.)Cows: [ગાયો.

**King,**(કિંગ્)_n._1. A chief ruler;a sovereign:રાજા;નૃપતિ;પ્રભુ;રાવ;રાય;રાણો;છત્રપતિ;નરેંદ્ર;ભૂપાલ;ભૂપતિ; મહીપાલ.**K.**_of kings_: રાજાધિરાજ; રાજેંદ્ર; શહાનશાહ; બાદશાહ. _Line_ of **k.**s: રાજવળિ. _Like_ **k.**s _like people_:યથા રાજા તથા પ્રજા._That is without a_ **k.**:અરાજક.2.One who or that which holds a supreme position or rank:પ્રમુખ;મોટો; સરદાર.3. A playing card having the picture of a king:રાજાનું પત્તું; રાજા;બાદશાહ.4. The chief piece in the game of chess:શેત્રંજમાં રાજા-બાદશાહ.5._pl._The title of two historical books in the Old Testament: જુના બાઇબલનાં બે ઇતિહાસિક પ્રકરણો.

☞ **King,** is often used adjectively to denote _superiority_ in particular.

**K**'s _counsel,_barristers learned in the law,acting on behalf of the king:સરકારી વકીલ._The_ **K.**'s _English,_pure English:શુદ્ધ-પ્રચલિતઇંગ્રેજી ભાષા.**K.**s _evil_,scrofula: કંઠમાળ._vt._To supply with a king: રાજા બેસાડવો-ક૦.

**King-bird,**(કિંગ્-બર્ડ્)_n._1.A small American bird noted for its courage:અમેરીકાનું એક નાનું હિંમતવાન પક્ષી.2.The king tody:માંખો પકડનાર એક નાનું પક્ષી.

**King-craft,** ( કિંગ્-ક્રેફ્ટ્ ) _n._ The craft of kings;royal policy:રાજનીતિ;રાજ્યચાતુર્ય.

**King-cup,**(કિંગ્-કપ્)_n._The common butter cup:પ્યાલાના આકારનાં પીળાં ફુલવાળો એક છોડવો.

**Kingdom,** (કિંગ્ડમ્)_n._ 1. Royal authority;sovereign power:રાજત્વ;પ્રભુત્વ;નૃપત્વ; રાજસત્તા; રાજપ્રદ; રાજ્યાધિકાર.2. The territory or country subject to a king or queen:રાજ્ય;મૂલક.3.A principal division;a department:મહાકોટી; મોટો વર્ગ;મ્હોટો ભાગ._Animal_ **k.**: પ્રાણી માત્ર-જાતિ;જીવકોટિ._Vegetable_ **k.**: તૃણજાતિ-માત્ર; ઉદ્‌ભિજ્જ કોટિ.**K.** _of god,_(_a_) the universe:સૃષ્ટિ.(_b_) That spiritual realm of which God is the acknowledged sovereign:દુનીઆં;જગત.(_c_)The authority or dominion of God:જગત.

**King-fisher,**(કિંગ્-ફિશર્)_n._(_Zool._) Any one of numerous species of bird constituting the family Alcedo:એક જાતનું જળગામી પક્ષિ.

**Kingly,**(કિંગ્લિ)_a._1.Regal;Royal; imperial:રાજાનું;રાજસત્તાક;બાદશાહી.2.Becoming a king: અમીરી; દરબારી;પ્રૌઢ.

**King's-bench,** ( કિંગ્સ્-બેંન્ચ ) _n._ (_Law._) The highest court of common law in England:ઇંગ્લાંડની સૌથી વડી અદાલત કે જેમાં રાજ કર્ત્તા પોતે બીરાજતા.

**King-ship,**(કિંગ્-શિપ્)_n._ Royalty:રાજ્યપદ;રાજાધિકાર;રાજત્વ;નૃપત્વ.

**King's-evil,**(કિંગ્સ્-ઈવલ્)_n._ The scrofula:કંઠમાળ.

**Kink,** ( કિંન્ક્ ) _a._A close loop or curl;a doubting in a cord:દોરડાનું પીલ્લું;વળ;આમળો.2.A whim; a caprice:લહેર;તુરંગ;ફંટો.3.A fit of coughing: ખોંખોં ઉધરસ ઉપરા ઉપરી આવવી તે;ઉધરસની ગુંચ.4.A convulsive fit of laughter:ખટખટ ખટખટ હસવું તે.

**Kins-man,**(કિન્સ્મૅન્)_n._ One related by blood:સગો;સંબંધી;બંધુજન;સ્વજન;કુટુંબી;સપિંડ;સગોત્ર.

**Kip,**(કિપ્)_n._The hide of a young beast:નાના ઢોરનું ચામડું.

**Kipe,**(કાઈપ્)_n._ An oiser basket used for catching fish:માછલીઓ પકડવાની ટોપલી.

**Kip-skin,**(કિપ્સ્કિન્)_n._ Leather prepared from the skin of young or small cattle: નાનાં ઢોરનાં સાફ કરેલું ચામડું.

**Kirk,**(કર્ક્)_n._A church: મંદિર;દેવળ;પૂજાગૃહ.

**Kirked,**(કર્કેડ્)_a._Turned upward; bent:વળેલું;વાંકું;વક્ર.

**Kirk-man,**(કર્કમૅન્)_n._1.A priest: પાદરી. 2. A member of the Church of Scotland:સ્કૉટલાંડનો ધર્મપંથી.

**Kismet,**(કિસ્મેટ્)*n.*Destiny;fate: નશીબ;ભવિષ્ય;કિસ્મત;અદૃષ્ટ.

**Kiss,**(કિસ્)*vt.* 1. To salute with the lips: બચ્ચી-બુક્કી-ચુંમી કo;ચુંબન કo.2.To touch gently: ધીમે રહીને અટકવું.*vi.*1. To make salutation with the lips: બચ્ચી કo. વ્હાલથી અટકવું. 2. To meet; to touch fondly:મળવું;વહાલથી અડકવું. *n.* 1. A salutation with the lips:બચ્ચી;બુક્કી;ચુંબન;ચુંમી. 2. A small piece of confectionary: ખાંડનું રમકડું.

**Kisser,**(કિસર્)*n.* One who kisses:બચ્ચી કરનાર; ચુંબનકરનાર.

**Kist,** ( કિસ્ટ્ ) *n.* A chest; hence a coffin:પેટી;મુડદાંની પેટી.

**Kist,**(કિસ્ટ્) *n.* Payment of rent for land:હફતો.

**Kit,**(કિટ્) *vt.* To cut:કાપવું. *n.* A kitten:બિલાડીનું બચ્ચું.2.A small violin:નાની સારંગી.

**Kit,**(કિટ્)*n.*1.A large bottle:મોટો સીસો.2. A wooden tub or pail smaller at the top than at the bottom:લાકડાનું પીપ.3. A straw or rush basket:ઘાસની ટોપલી.4. A box for working implements: હથિયાર વિગેરે રાખવાની પેટી. 5. A whole outfit:અખો ખટલો;સરસામાન;ગવાજો.

**Kitchen,**(કિચન્) *n.* [L. *culina*, kitchen.]1.A cook room:રાંધવાની ઓરડી;રસોડું;રાંધણી; પાકશાળા. 2.A utensil for roasting meat: માંસ તળવાની કઢાઇ-પેણો.

**Kitchen-garden,** (કિચન્-ગાર્ડન્) *n.*A field or garden of vegatable:શાકભાજીનું ખેતર.

**Kitchener,**(કિચનર્) *n.* A cook: રસોઇઓ;પાચક;બબરચી;

**Kitchenery,**(કિચનેરિ)*n.* A body of servants employed in the kitchen:રસોઇયા.

**Kite,**(કાઇટ્) *n.* 1. ( *Zool.* ) Any rapacious bird of the hawk kind: શમળી; સમડી; ચીલ; ખલીલ. 2. A lightframe of wood or other material covered with paper or cloth for flying in the air at the end of a string:પતંગ;કનકવો-વી;તુક્કલ.3.(*Naut.*)A lofty sail carried only when the wind is light:થોડા પવન વખતે ચઢાવવાનો મ્હોટો શઢ. 4. An accomodation check or bill:આંટ જાળવવાને વપરાતી ખોટી હુંડી-ચેક.**K.** *falcon*, (*Zool.*)African falcon:આફ્રિકાનું બાજપક્ષિ.*vi.*To raise money by kites: ખોટી ખોટી હુંડી-ચેક લખીને નાણું ભેગાં કo.

**Kite**(કાઇટ્)*n.*The belly:પેટ;હોજરી.

**Kith,**(કિથ્)*n.*Kindred: ઓળખીતું; સગું.**K.***and kin*, kindred more or less remote:સગાં વહાલાં;સ્નેહીસંબંધી.

**Kitling,** ( કિટ્લિંગ્ ) *n.* A young kitten:બિલાડીનું બચ્ચું.

**Kitten,**(કિટન્)*n.*A young cat:બિલાડીનું બચ્ચું. *vt.* & *i.* To bring forth,as kittens: બિલાડીઓનાં બચ્ચાં જણવાં-ને આવવાં.

**Klick,**(ક્લિક્)*n.*See **Click.**

**Knack,**(નૅક્) *vi.* 1. To crack; to chinck: તડતડ થવું. 2. To speak affectedly:ઢોંગથી બોલવું. *n.* 1. A toy;a playing thing:સહેજ જુક્તિવાળું રમકડું;રમકડું;ખેલ;જુગત. 2. Skill;dexterity:ચાતુર્ય;હુશીઆરી;કરામત;કસબ.3.A trick;a device:જુક્તિ;કળ;કિસબ.

**Knacker,** ( નૅકર્ ) *n.* One who makes toys:રમકડાં બનાવનાર.

**Knacker,**(નૅકર્)*n.*1. A harness-maker: ઘોડાનો સામાન બનાવનાર. 2.One who slaughters worn-out horses and sells their flesh for dog's meal:કુતરાને ખાવા સારૂં ઘસઈ ગયલા ઘોડાનું માંસ વેચનાર.

**Knacky,**(નૅકિ)*a.*Cunning;crafty: લુચ્ચું;કપટી;પેચી;કરામતી;દગલબાજ.

**Knag,**(નૅગ્)*n.*1.A knot in wood; a protuberance:ગાંઠ; ગાંઠો. 2 A wooden key for hanging things on:ખીલી; ખીંટી.3. A prong of an antler:સાબરશિંગાની શાખા.4.The rugged top of a hill:ટેકરી-ટેકાટૈચાવાળુ ટોચ-મથાળું.

**Knaggy,**(નૅગિ)*a.*Knotty; rough: in temper: ગાંઠવાળું;પાજી મીજાજનું;કટક;ઉગ્ર; આંઝી.

**Knap,**(નૅપ્) *n.* A sharp blow or slap:થપ્પડ;તમાચો;ધોલ;લપડાક.*vt.* 1.To bite:બચકું ભરવું.2.To rap; to snap:થપ્પડ મારવી.*vi.*To make a sound of snapping: થપ્પડ-લપડાક-તમાચાનો અવાજ થવો.

**Knappish,**(નૅપિશ્)*a.*Snappish; peevish :ચીઢીલું; રીસાળ.

**Knap-sack,**(નૅપ્-સૅક્)*n.*A case of canvas or leather for carrying on the back,a soldier's necessaries or the clothing:ઝોળો;બચકો;ખાવાનું ને લુગડાં મુકવાની કોથળી-ખડીઓ;પાકીટ; થેલી.

**Knave,**(નેવ્)*n.*1. A boy: ચાકર.2. any male servant;a menial:ગુલામ;ચાકર.3 A rogue;a villain:ઠગ; ઠગબાજ;દગાબાજ;ધૂર્તારો.A pack or crew of knaves:ચંડાળચોકડી;ધૂર્તમંડળ;લુચ્ચું વાજુ.4.A playing card marked with the figure of a servant;a jack: ગુલામ(પત્તામાં).

**Knavery,**(નેવરિ)*n.*The practices of a knave;fraud;trickery;roguish tricks:ઠગાઇ; લુચ્ચાઈ;હરામખોરી;ધૂર્તારવેડા;લબાડી;ધૂર્તતા;ધૂર્તાઈ;ઠગબાજી;દગલબાજી;ઠગવિદ્યા.

**Knavess,** (નેવેસ્) *a.* A knavish woman:ઠગારી;ધૂર્તારી;લુચ્ચી;છિનાળ.

**Knavish,**(નેવિશ)*a.*1.Fraudulent; dishonest;villainous: લુચ્ચો;ઠગ; હરામખોર ; નટખટ ; દગા-દગલબાજ ; ધૂર્ત;શઠ; હરામી; હરામજાદું. 2.Mischievous;roguish;waggish:ચેષ્ટાબાજ;ઉત્પાતી;ચેષ્ટાખોર;મસ્તીખોર;નુકસાનકર્તા.

**Knavishly,** (નેવિશ્લિ) *adv.* In a knavish manner:લુચ્ચાઇથી;ઠગાઇથી;ધૂર્તાઈથી;દગલબાજીથી.

**Knead,** (નીડ્)*vt.*1. To work and press into a mass with the hands: ગદડવું;ગુંદવું.2. (Fig.) To treat or form as by kneading:ઠોકીને ઠેકાણે લાવવું.*To* **K.***dough*:કણેક ગુંદવી.

**Knee,**(ની)*n.*[L.*genu*,I joint]1.In man, the joint in the middle part of the leg:ઘૂંટણ;ઢીંચણ;જાનુ. 2. The joint or region of the joint between the thigh and leg:ઘૂંટણ. 3. A bending of the knee:ઘૂંટણીએ પડવું તે.

**Kneel,**(નીલ્)*vi.*To bend the knee: ઘૂંટણીએ પડવું;ઘૂંટણમરડી-વાળીને બેસવું

**Knee-pan,**(નીપૅન્)*n.*The patella; the kneecap:ઢીંચણની કાચલી; જાનુફલક.

**Knell,**(નેલ્)*n.*A death signal:મરણ અથવા શબ લઇ જતી વખતેવગાડેલો ઘંટો;પ્રેતઘંટા.*vt.*To sound as a knell:મરણને વખતે ઘંટ વગાડવો. *vt.* To summon as by knell:ઘંટ વગાડીને બોલાવવું.

**Knick-Knack,**(નિક્-નૅક્)*n.*A trifle or toy:રમકડું; હલકુ-તકલદીરમ-

કડું;ખેલ; જુગતી;ચાઈચાઈ.

**Knife,** (નાઇફ્) *n.* **1.** An instrument consisting of a thin blade usually of steel and having a sharp edge for cutting, fastened to a handle but of many different forms and names for different uses: છરી;છરો;પાળી;સુડો; ચક્કુ;ચાપુ;ચપ્પુ;ચાકું. **2.** A sword or dagger:કટાર;તલવાર. **K.***grass* (*Bot.*), a tropical American sedge (*Scleria catifolia*) having leaves with a very sharp and hard edge like a knife:ચપ્પાની ધાર જેવું ઘાસ. *War to the* **k.**,mortal combat:લોહીલુહાણ લડાઇ;દારૂણ યુદ્ધ. *vt.* **1.** (*Hort.*) To prune with the knife:ખૂટવું;ટાળવું. **2.** To cut or stab with a knife:ચપ્પુવતી કાપવું-મારવું.

**Knight,**(નાઇટ્)*n.***1.**A young servant or follower: નોકર;ચાકર. **2.** (*a*)In feudal times, a man-at-arms serving on horse back an admitted to a certain military rank with special ceremonies including an oath to protect the distressed,maintain the right, and live a stainless life: ફ્યુડલ પદ્ધતિ પ્રમાણે શસ્ત્રધારી.(*b*)One on whom knighthood, a dignity next below that of baronet is conferred by the sovereign entitling him to be adressed as, 'sir':જેને સરનો ખિતાબ મળ્યો હોય તે પુરૂષ;સરદાર બહાદુર;નાઇટ.(*c*) A champion; a partisan;a lover: વીરપુરૂષ;શૂરવીર.**3.**A piece used in the game of chess usually bearing a horse's head:શેત્રંજનો ઘોડો. **4.** A playing card bearing the figure of a knight:ગુલામ;ગુલમો (પત્તામાં).**K.***of the post*,one who gained his living by giving false evidence on trials,or false bail: જુઠ્ઠી શાક્ષી પુરનાર.**K.** *of the shire*,in England one of the representatives of a country in Parliament:વિલાયતમાં આખા પ્રગણાનો રાજસભામાં મોકલેલો પ્રતિનિધિ.*vt.*To dub or create a knight:સરનો ખિતાબ-પદવી આપવી.

**Knight-errant,** (નાઈટ્એરૅન્ટ્) *n.* A wandering knight:પોતાનું શૂરાતન બતાવવાનો સમય ખોળવાને ભમતો શૂરવીર.

**Knighthood,**(નાઇટ્હુડ્)*n.***1.** The character,dignity or condition of a knight;chivalry:નાઇટનામના સરદારોની પદ્ધિ-ઓદ્ધા-સ્થિતિ.**2.** The whole body of knights:નાઇટમંડળ.

**Knightly,**(નાઇટ્લિ) *a.* Becoming a knight:નાઇટને યોગ્ય એવું.*adv.*In a manner becoming a knight: નાઇટના જેવી રીતે.

**Knit,**(નિટ્)*vt.* **1.** To form into a knot or into knots: બાંધવું; ગાંઠવાળવી-બાંધવી-પાડવી.**2.**To form as a textile fabric by the interlacing of yarn or thread in a series of connected loops by means of needles either by hand or machinery:ગુંથવું; તુનવું. **3.**To join:સાંધવું;જોડવું;ભેગું કo.**4.** To unite closely:એકઠું કરવું;એકત્ર કo.**5.**To draw together:સંકોચવું; ચઢાવવું;as *to* **k.***brows*:ભવાં ચઢાવવાં.*vi.***1.**To form a fabric by interlacing yarn or thread:ગુંથવું. **2.**To be united closely: જોડાવું; સંધાવું. *To* **k.** *up*,to bring to a close;to conclude: ખતમ કo; સમાપ્ત કo;પૂર્ણાહુતી કરવી.*n.*Union by knitting:ગુંથણ.

**Knob,**(નૅાબ્)*n.***1.**A hard protuberance:બહાર પડતી ગાંઠ;-ગાંઠો;ગુંઠો;ગુંચ;ગ્રંથી;સંધિ.**2.** A knoblike ornament or handle:દટ્ટો;બારણાનો ડુંગરો;મોગરો.**3.**A rounded hill or mountain:ટેકરી.**K.***latch*,a latch which can be operated by turning a knob without using a key:કુંચી વગરદટ્ટાથી વાસવાનો ઉલાળો.

**Knobby,**(નૅાબિ)*a.***1.**Full of knobs: ગાંઠાવાળું.**2.**Irregular:અનિયમિત. **3.**Hilly:ટેકરા ટેકરીવાળું.

**Knock,**(નૅાક્)*vi.***1.**To drive or be driven against something; to clash:અથડાવું;અફળાવું; પછડાવું. **2.** To strike with something hard or heavy:ઠોકવું; ખખડાવવું. *To* **k.** *about*,to wander about;to saunter:રખડવું ; રઝળવું; ભટકવું. *To* **k.** *up*,to fail of strength; to give out:થાકી જવું;તૂટી જવું.*To* **k.***off*,to desist:અટકવું;વિરામવું; બંધ પડવું. *To* **k.***under*,to yield;to submit: શરણથવું;નમવું;વશ-આધીન-તાબેથવું. *vt.***1.**To strike with something hard or heavy: ઠોકવું; અથડાવવું; પછાડવું;ફટકારવું.**2.**To rap upon as a door:બારણું ઠોકવું. *To* **k.***down*, (*a*) to strike down;to fell:ઠોકીમારી પાડવું;પાડી નાંખવું;જમીનદોસ્ત કo.(*b*)To assign to a bidder at an auction:હરાજીમાં માગણી કરનારને આપીદેવું.*To* **k.** *on the head or in the head*,to defeat;to frustrate; to quash:-નું કાટલું કાઢવું;અંત આણવો;ભાગી પાડવું;નિષ્ફળ કરી દેવું.*To* **k.***off*,(*a*) to force off by a blow or by beating:ઠોકી પાડવું.(*b*)To assign to a bidder at an auction:હરાજીમાં છેલી માગણી કરનારને આપી દેવું.(*c*) To leave off: છોડીને ચાલી જવું.*To* **k.** *out*,to force out by a blow:મારીને બહાર કાઢવું.*To* **k.** *up*,(*a*) to arouse by knocking:ઠોકીને-ભંભેરીને જગાડવું.(*b*)To tire out:થકવી નાંખવું; થકવીને લોથ કરી નાંખવું.*n.***1.**A blow:ભારે વસ્તુનો ઘા;ઠોકવું તે;ઠોક;પ્રહાર.**2.**A rap:બારણું ઠોકવું તે;તાડન.

**Knocker,**(નૅાકર્) *n.* One who or that which knocks: બારણું ઠોકવાની હથોડી-મોગરી.

**Knocking,**(નૅાકિંગ્)*n.*A rap:ઠોકવું તે.

**Knoll,** (નૅાલ્) *n.* A little hill; a mound:ટેકરી;નાની ટેકરી;ડુંગરી.

**Knoll,**(નૅાલ્)*vt.*To ring as a bell: ઘંટ વગાડવો.*vi.*To knell:ઘંટ વાગવો.*n.*A bell:ઘંટ.

**Knot,** (નૅાટ્) *n.* (*a*) A fastening together of the parts or ends of one or more threads:ગાંઠ.(*b*) A lump or loop formed in a cord,thread,rope,&c.:ગુંચવાએલી ગાંઠ;ગુંચ.(*c*)An ornamental tie: ગુંઠ;ગુંથણી.**2.** A bond of union; a tie:ગાંઠ;સંબંધ;ગ્રંથી. **3.** An intricacy;a perplexity;a problem: કોહડો;ગુંચવાએલું કોકડું;ગુંચવણની વાત. **4.** A figure the lines of which are interlaced: ગુંચવણીઆ આકૃતિ.**5.**A cluster of persons or things;a collection;a group; a band:ગોકડી;મંડળ;ટોળું;ટુકડી;ઝુમખો;સમૂહ;ગણ;ગુચ્છો. **6.** A joint in the stem of a plant:ઝાડના થડમાં ગાંઠો-ગુંચ.**7.**A knob: બહાર પડતી ગાંઠ.**8.**A protuberant joint in a plant:ગાંઠો.**9.**The gist of a matter:મુદ્દો;ગાંઠ. **10.** (*Naut*) A nautical mile:દરિયાઇ માઇલ. **11.**

A kind of epaulet:એક જાતનો ગુચ્છો. 12. (*Naut*) A division of the logline serving to measure the rate of the vessel's motion: વહાણનો વેગ માપવાની દોરીમાં બે ગાંઠની વચલી દોરી જેટલું માપ. 13. (*Zool*) A sandpiper found in Northen parts of all the continents:એક જાતનું પક્ષી.*vt.*To tie in or with;intricate:ગાંઠ વાળવી. 2.To unite closely:સજ્જડ જોડવું; બાંધવું.3.To puzzle:ગુંચવવું.*vi.* 1. To form knots: ગુંચવાવું. 2. To copulate (said of toads):(દેડકાઓનું)સંભોગ-રતિક્રિયા કo.

**Knotty,**(નૉટિ)*a.*1. Full of knots: ગાંઠવાળું;ગ્રંથિમય.2.Hard:કઠણ;મજબુત.3.Difficult;intricate: મુશ્કેલ;ગુંચવણ ભરેલું;વિષમ; ગહન; ગૂઢ; ગૂઢાર્થી.

**Knout,**(નાઉટ )*n.*A kind of whip for flogging criminals:ગુન્હેગારોને સજા કરવાનો ચાપકો;ચાબુક.

**Know,**(નૉ)*vt.*[L.*gnosco*,I know.] 1.To understand:જાણવું;-ને ખબર-માહિતી હોવી;સમજવું;-નું જ્ઞાન હોવું;આવડવું.2.To be convinced of the truth of:-ની ખાત્રી થવી.3.To be acquainted with;to be familiar with:ઓળખાણ હોવી;-નો પરિચય હોવો;-થી જાણીતા-માહિતગાર હોવું;-નો અનુભવ થવો;-ના ભોમિયા થવું-હોવું;-થી અજાણ્યા ન રહેવું;-માં સમજવું.4.To recognize:ઓળખવું; ઓળખી-પારખી કાઢવું.5.To have sexual commerce with: જોડે સંભોગ-મૈથુન કરવું;-ની પાસે જવું;ગમન કo.6.To approve:પસંદ કo.*vi.*1. To have knowledge of:જાણવું;-ને ખબર હોવી.2.To be assured:ખાત્રી થવી.

**Knowable,** ( નૉઅબલ્ ) *a.* That may be known:જાણી શકાય તેવું; જ્ઞેય;જ્ઞાનગમ્ય;જ્ઞાતવ્ય;બુદ્ધિગમ્ય.

**Know-all,**(નૉ-ઑલ્ )*n.* One who knows everything:બધું જાણનાર; સબ બંદરકા વેપારી;hence,one who makes pretension to great knowledge;a wiseacre (*used ironically*):સર્વજ્ઞ;સર્વ જ્ઞાતા;જ્ઞાન સાગર; કાશીનો પંડિત;ચૌદ વિદ્યા અને ચોસઠ કળાનો જાણનારો;દોઢડાહ્યો.

**Knowing,**(નૉઇંગ્ )*a.*1.Skilful:ચતુર;સમજુ;જ્ઞાતા;હોંશિયાર;ખબરદાર; વાકેફ;પ્રવીણ; સમજદાર; વિચક્ષણ. 2. Artful;cunning:લુચ્ચો;કપટી;પક્કો; ખળ;ઘાટ ઘાટનાં પાણી પીવેલો.

**Knowingly,**(નૉઇંગ્લિ) *adv.* With knowledge; deliberately: જાણી જોઇને;જાણીબુજીને.

**Knowledge,**(નૉલેજ્ )*n.*1.The act or state of knowing;cognition: જ્ઞાન;સમજણ.2.That which is or may be known:જ્ઞાન;માહિતી;ખબર.3.Instruction;learning: જ્ઞાન; વિદ્યા;વિદ્વતા;પ્રવીણતા;પરિચય;પ્રવેશ; નિપુણતા.*Divine or spiritual* **k.**: બ્રહ્મજ્ઞાન;બ્રહ્મવિદ્યા; આત્મજ્ઞાન; તત્વજ્ઞાન;અધ્યાત્મવિદ્યા;પરમાર્થવિદ્યા.*Instructions in divine* **k.**: બ્રહ્મોપદેશ;જ્ઞાનોપદેશ; આત્મબોધ. *Thirst after* **k.**:જીજ્ઞાસા;જ્ઞાનેચ્છા.*Thirsty after* **k.**:જીજ્ઞાસુ.4.Practical skill: માહિતી;અનુભવ;ખબર;જ્ઞાન;ખબરદારી;ચતુરાઈ.5.Notice:cognizance: માહિતી;જાણ.6.Sexual intercourse (usually preceded by *carnal*): સંભોગ;ગમન;રતિક્રિયા;મૈથુન. *vt.*To acknowledge:કબૂલ કરવું.

**Knuckle,**(નકલ્ )*n.*1.The joint of a finger:હાથનાં આંગળાંનો સાંધો-વેઢો;હાથનાં આંગળાં વાળવાથી થએલો ટેકો;ટાંચું.2.The knee joint of a quadruped: પ્રાણીના પગનો સાંધો-ઢીંચણ.3.The joint of a plant:છોડની ગાંઠ. 4. A contrivance usually of brass or iron and furnished with points worn to protect the hand to add force to a blow,and to disfigure the person struck: હાથના રક્ષણ માટે પિતળ કિંવા લોઢાનાં મોજાં.5.The joining parts of a hinge through which a pin or rivet passes:મજાગરાની વચ્ચેના સાંધા.*vi.*To yield;to submit: નમવું;શરણ-તાબે-વશ-આધીન થવું. *vt.* To pomel:આંગળીથી ટકોરા મારવા.

**Kyanize**(કાઈઍનાઇઝ્)*vt.*To render (wood)proof against decay by saturating with solution or corrosive sublimate in open tanks or under pressure:લાકડું સળી ન જાય માટે રસકપુર લગાડવો.

---

# L.

**L,**(ઍલ્ )The twelfth letter of the English alphabet:અંગરેજી મૂળાક્ષરનો બારમો અક્ષર.2.As numeral it stands for 50:આંકની સંજ્ઞા તરીકે એ ૫૦ ને માટે વપરાય છે.

**La,**(લા)*n.*Tone:ગાયનનો સુર.*interj.* 1. Look;see; behold:જુઓ;જોજો. 2.An exclamation of surprise: આશ્ચર્યનો ઉદ્ગાર.

**Label,**(લેબલ્ ) *n.* [L. *labellum.*] 1.A tassel:ફુમતું;ફુમતી. 2.A slip of silk,paper,&c.affixed to anything to indicate something: નિસાની સારૂ મારેલી ચીઠ્ઠી;ચકતી;ટિકિટ. 3. A writing annexed by way of addition:વધારો;અનુસંધાન; સાંધણ;પુરવણી.4.A slip of parchment &c.,attached to hold the appended seal:સીક્કો મારવાની વળગાડેલી ચક્તી-ચિઠ્ઠી. *vt.*To affix a label to:-ને-ઉપર ચિઠ્ઠી ચોડવી-મારવી.

**Labial,**(લેબિઅલ્ )*n.* [L. *labium*, lip.] Sound formed or uttered chiefly with the lips:ઓષ્ઠસ્થાની અક્ષર-વર્ણ;ઓષ્ઠ્ય. 2. A flue pipe: એક જાતનું વાદિત્ર-વાજું.*a.*Pertaining to the lips:ઓષ્ઠસ્થાની;ઓષ્ઠ્ય.

**Labiodental,** (લેબિઓડેન્ટલ્ ) *a.* Formed or pronounced by the co-operation of the lips and teeth: હોઠ ને દાંતથી ઉચ્ચાર થતો હોય તેવું;દંતોષ્ઠ્ય;દંતોષ્ઠસ્થાની.

**Labium,**(લેબિયમ્)*n.Pl.Labia.*1. A lip;a liplike organ: હોઠ; હોઠ જેવી ઇંદ્રિ.2.The lip of an organ pipe:વાજીંત્રની નળીનું પડ-ચકતી.3. The folds of integument at the end of the vulva:સ્ત્રીની ગુહ્યેંદ્રિના દ્વારનો પડદો.

**Laboratory,** ( લૅબૉરૅટૉરિ ) *n.* [F. *laboratoire.*]1. The workroom of a chemist or a physician:રસાયન પ્રયોગ-ઔષધક્રિયા-શાળા;પ્રયોગશાળા;ઉદ્યોગગૃહ.2.A place where something is prepared: કારખાનું;સ્થાન;સ્થળ.

**Laborious,**(લૅબૉરિઅસ્ ) *a.* [L.*laboriosus.*] 1. Requiring labor; toilsome;tiresome : મહા મહેનત વાળું; શ્રમવાળું; કંટાળા ભરેલું;શ્રમસાધ્ય;કષ્ટસાધ્ય;કઠિણ. 2.Diligent; industrious: મહેનતુ;શ્રમ લેનાર-કરનાર;ઉદ્યોગી;કામગરૂ.

**Laboriously,** (લૅબૉરિઅસ્લિ) *adv.* Diligently;industriously:મહેનત-શ્રમ લઈને;શ્રમપૂર્વક;પ્રયત્ન પૂર્વક.

**Laboriousness,** (લૅબૉરિઅસ્નેસ્ )

*n.*Industry;diligence:ઉદ્યોગ;ખંત;મંડયા રહેવું-વળગ્યા રહેવું તે;ઉદ્યમ; શ્રમસાધ્યતા.

**Labour,** (લૅબર્) *n.* [L.*labor.*] 1. Exertion;work: મહેનત;શ્રમ;આયાસ;પરિશ્રમ. 2. That which requires hard work:મજુરીનું કામ; વૈતરાનું કામ.3.Travail: પ્રસવ-પ્રસુતિ વેદના.4.Servile toil: મજુરી;વૈતરૂં.5.Any pang or distress:કષ્ટ; વેદના;દુઃખ.6.A measure in land in Maxico,equal to 177½ acres: ૧૭૭½ એકર જેટલું મેકસીકોનું એક માપ. 7. Intellectual exertion; mental effort:માનસિક-મગજની મહેનત; રંજ;જહેમત;પરિશ્રમ;મહાપ્રયાસ.*vi.* 1.To work;to toil:કામ-મહેનત કરવી.2.To take pains to strive:માથાફોડ-મહેનત-પ્રયાસ ક૦;પરિશ્રમ લેવો.3.To be in travail:પ્રસવવેદનામાં હોવું;વેણ આવવી; કષ્ટાવું. 4. To be oppressed with difficulties; to be burdened: મુશ્કેલી-અડચણમાં આવી પડવું-હોવું.5.To pitch or roll heavily:ચકડોળે ચઢવું;અથડાવું;ડોલાખાવા.*vt.* To till; to cultivate by toil:મહેનતથી સુધારવું-ખેડવું.2.To form with toil,exertion, & care : મહામહેનત અને કાળજીથી બનાવવું.3.To perfect with effort: મહેનતે પુરૂં કરવું. 4. To belabour; to beat:મારવું;કુંદીપાક આપવો.

**Laboured,**(લૅબર્ડ્)*a.*Elaborately wrought; not easy or natural: મહેનતથી ચણીચણીને કરેલું-અસરળ; કષ્ટસિદ્ધ;શ્રમસિદ્ધ.

**Labourer,**(લૅબરર્)*n.*One works in toilsome occupation: મજુરી-વૈતરૂં કરનાર;મજુર;વૈતરો;બેલદાર;રોજીઓ.*As a day* l.:વૈતરો; દાડીઉં.

**Laboursome,Laborious,** (લૅબસંમ-લૅબૉરિઅસ્) *a.* Requring great labour,pains or diligence: મહેનતવાળું;મહેનતથી કરેલું;ઉદ્યોગથી કરેલું;અસરળ.

**Labyrinth,** (લૅબિરિન્થ્) *n.* [L. *labyrinthus.*]1.A place full of intricate passage ways:આડા અવળા રસ્તા રાખેલાએવી ઈમારત-જગો; આતગહન પ્રદેશ. 2. An intricate inclosure in a park:ભુલભુલામણી. 3.Any intricate object: અટપટું કામ-વાત; ચોરાશીનો ફેરો. 4. Bewildering difficulty: ગુંચવણ ભરેલી મુશીબત.5.An object of complicated nature:ગતિચક્ર

**Labyrinthian,** (લૅબિરિન્થિઅન્) *a.*Perplexed:મુશ્કેલ; અઘરૂં; આડાઅવળા રસ્તાવાળું;ગહન.

**Labyrinthine,** (લૅબિરિન્થાઇન્)*a.* Like a labyrinth:આડાઅવળા રસ્તાની ઈમારત સબંધી;ગુંચવણવાળું.

**Lac,**(લૅક્) *n.* [F.*laque.*] 1. One hundred thousand ; a great number:લાખ;લક્ષ.2. A resinous substance: રાળ જેવો પદાર્થ; સીલ કરવાની-ચોટાડવાની લાખ.

**Lace,**(લૅસ્)*n.*[L.*laqueus,* noose-snare.]1.A string;cord:ગુંથેલી દોરી.2.A net:જાળ.3.Fine threads of linen,silk,cotton &c:શીત;કોર; કલાબતુ;જરીઓ.4.Spirits added to coffee or other beverages: કાફી અગર એવી બીજી પીવાની ચીજમાં મેળવવામાં આવતો દારૂ.*vt.*1.To fasten with a lace: (લુગડાં,જોડા વિગરેની કોરમાં પાડેલાં કાણાંમાં) ગુંથેલી દોરી પોરવીને બાંધવું.2. To adorn with narrow strips:ઉપર સળી-દોરી પાડવી. *vi.* To be fastened with a lace:કોર-કિનારી-શીત મુકવી.

**Laced,**(લૅસ્ડ્)*a.*I.Fastened with a lace;decorated with narrow strips:વણેલું;દોરી પાડેલી. 2. Decorated with the fabric lace: શીત-કસબી કોર ચોઢેલું.

**Lacerable,**(લૅસરૅબલ્)*a.*[L. *lacerabilis.*] That can be lacerated or torn:ચીરી-ફાડી શકાય તેવું.

**Lacerate,**(લૅસરેટ્)*vt.*To tear; to rend; to separate by tearing; to afflict;to torture:ફાડવું; ચીરવું; ઉખેડવું;-માં ચીરો પાડવો;ગાપચું નીકળવું;ફાડી નાંખવું;પીડવું;દુઃખ દેવું.

**Laceration,**(લૅસરેશન્)*n.*1. The act of lacerating: વિદારણ. 2. A breach or wound made by rending:ચીરો-ડો;ગાપચું;ચીર;છિદ્ર;સંધિ.

**Lachrymal,**(લૅક્રિમેલ્)*a.*[L.*lacrymal.*]1.Pertaining to tears:આંસુને લગતું.2.(*Anat*)(*a*) Pertaining to or secreting tears:અશ્રુજનક;અશ્રૂત્પાદક;અશ્રુસંબંધી.

**Lachrymose,** (લૅક્રિમૉસ્) *a.* [L. *lacrymosus,*better lacrimosus.] Generating or shedding tears; given to shedding tears;suffused with tears;tearful:આંસુ લાવનારૂં;આંસુ ભરેલું;શોક ભરેલું; આંસુવાળું;અશ્રુમય.

**Lacing,**(લૅસિંગ્)*n.* 1. The act of securing,fastening or tightening,with a lace:ગુંથેલી દોરી.પરોવીને બાંધવી તે.2.A lace:દોરી.3.A rope or line passing through eyelet holes in the edge of a sail: શઢની કોરના બાકોરામાં થઇને જતી દોરી.

**Lack,**(લૅક્)*n.*[A.S.*liau.*]1.Blame; cause of blame;fault;crime;offence:ઠપકો;ઠપકાનું કારણ; ગુનો.2. Deficiency;want;need;destitution;failure:ખોટ;જરૂર;અભાવ;ગરજ;ન્યુનતા; ઘટ; નિષ્ફળતા. *vt.* 1. To blame;to find fault with: ઠપકો દેવો;-ની ખોટ કાઢવી.2.To be without or destitute of;to want; to need:કમી-ન્યૂન હોવું; પાસે ન હોવું; વિના-રહિત હોવું;-ની તંગાસ હોવી.*vi.*1 To be wanting:ખૂટવું; ઘટવું;-કમીન્યૂનહોવું. 2. To be in want:તંગીમાં હોવું;અડચણમાં હોવું.2.To be in wanting:ન હોવું;કમી હોવું. *interj.* Exclamation of regret or surprise:તોબાતોબા; અફસોસ;અરેરે!

**Lackadaisical,**(લૅકેડેઇઝિકલ્) *a.* Affective; pensive; languidly sentimental: ચિંતન-ચિંતાનું ડોળ બતાવનાર.

**Lack-a-day,**(લૅકેડે)*interj.* Alack a day; alas;-an expression of sorrow,regret,dissatifaction or surprise: હાય હાય ! ; અફસોસ ! ; તોબા તોબા ! ; ગજબ ગજબ !

**Lackbrain,** (લૅક્બ્રેન્)*n.*One who is deficient in undurstanding; a witless person:થોડી સમજવાળો માણસ;કમઅકલવાળો.

**Lacker,**(લૅકર્)*n.*1.One who lacks or is in want:-ની તંગીવાળો માણસ.2.A kind of varnish:એક જાતનો રોગાન.

**Lackey,**(લૅકી)*n.*[F.*laquais.*] An attending male servant;a footman; a servile follower: હાજરબાશી કરનારો ચાકર; ખિજમતદાર; ચાકર;ખવાસ;શેવક.*vt.*To attend as a lackey;to wait upon:ચાકરી કરવી;શેવા કરવી.*vi.*To act or serve as a lacky;to pay servile attendance:ચાકરની માફક વર્તવું-કામ ક૦.

**Laconic-cal,**(લૅકૉનિક્-કલ્) *a.* [L. *laconicus,*Laconian,] 1. Brief; pithy:ટુંકાણમાં કહી નાખનાર-જવાબદેઈ દેનાર;સંક્ષિપ્ત;ટુંકું; મિતભાષી; અલ્પાક્ષર.2.Stern;severe; cruel:

સખ્ત;ઘાતકી;નિર્દય;ક્રૂર;નિષ્ઠુર;કઠોર.

**Laconically,**(લૅકૉનિકલિ)*adv.* In a laconic manner:સંક્ષિપ્તપણેથી; ટૂંકામાં.

**Laconism,** ( લૅકૉનિઝમ ) *n.* [ F. *laconisive,*]1.A vigorous, brief manner of expression; laconic style:અલ્પાક્ષર ભાષણ;લઘૂક્તિ.2.An instance of laconic style: ટૂંકામાં કહી નાખેલો દાખલો;મિતભાષણ.

**Laconize,**(લૅકૉનાઇઝ્ )*vi.* To imitable the manner of the Laconians,especially in brief,pithy speech: લેકોનીયન્સની પેઠે ટૂંકાણમાં બોલવા જવું.

**Lacquer,**(લૅકર્ )*n.*[F.*lacre*,a sort of sealing wax.]A varnish made of other ingredients esp., the tough, solid varnish made of japanese:એક જાતનો રોગાન.*vt.*To cover with lacquer:રોગાન લગાડવો.

**Lacquerer,**(લૅકરર્ ) *n.* One who lacquers, especially one who makes a business of lacquering: રોગાન લગાડનાર-દેનાર.

**Lacquering,**(લૅકરિંગ્ )*n.*The act or business of putting on lacquer:રોગાનનો હાથ;રોગાન લગાડવો તે.

**Lactage,**(લૅક્ટેજ્ )*n.* [Fr.*lac,lactis*,milk.] The produce of animals yielding milk; milk and that which is made from it:ગોરસ;માંખણ;દહીં;દુધ;છાશ વિગેરે;ગવ્ય.

**Lactant,**(લૅકટેન્ટ્ )*a.* [L. *lactans, p.pr.*of *lacto*,I suck.]Suckling: giving suck:ધવડાવવું;ચુસાવવું.

**Lactary,** (લૅકટરિ)*a.*[L.*lac, lactis*, milk.]Milky;full of white juice like mlik: દુધેલ; દુધવાળું. *n.* A dairyhouse:દહીં-દુધ વિગેરે વેચવાની દુકાન;દુધશાળા;ક્ષીરસ્થાન.

**Lactation,**(લૅક્ટેશન્)*n.*A giving suck:સ્તનપાન કરાવવું તે; ધવડાવવું તે;ધાવણ.

**Lacteal,**(લૅકટીઍલ્ )*a.*[L. *lacteus*, milky.]Milky;pertaining to milk: દુધનું-સંબંધી. 2. (*Anat.& Physiol*) Pertaining to or containing chyle:ખાવેલા પદાર્થના ધોળા થઇ ગએલા રસ ભાગને પેટમાંથી છાતીની નળીમાં લઈજનારું;અન્નરસ વાહક.*n.* A chyliferous vessel:અન્નરસવાહીની.

**Lacteous,** (લૅકટીઅસ્ ) *a.* Milky; conveying chyle:દુધવાળું-સંબંધી; અન્નરસવાહક;અન્નરસચાલક.

**Lactescence,** ( લૅકટેસેન્સ્ ) *n.* 1. Milklike juice; a milky color: દુધ જેવો રસ;દુધ જેવો રંગ.

**Lactescent,** ( લૅકટેસેન્ટ્ ) *a.* [ L. *lactescere*,to turn to milk.]Having a milky look;becoming milky: દુધ જેવા દેખાવનું; દુગ્ધોત્પાદક; ક્ષીરવાન.

**Lactic,**(લૅક્ટિક્ )*a.*[L.*lactis*,milk.] Of or pertaining to milk:દુધનું-સંબંધી.2. Produced from sour milk or whey:છાશમાંથી ઉત્પન્ન થતું-મળતું.

**Lactiferous,** (લૅક્ટિફરસ્ ) *a.* [ L. *lactis*,milk.] Containing milk or milky fluid:દુધ-અગર દુધ જેવા પદાર્થવાળું;દુગ્ધવાહક-પ્રવાહક.

**Lactometer,** (લૅકટૉમીટર્ ) *n.* An intstrument for estimating the purity of milk:દુધ ચોખ્ખું છે કે નહિ તે તપાસવાનું યંત્ર;દુધ શુદ્ધિદર્શક યંત્ર.

**Lacuna,**(લૅક્યૂનૅ) *n. pl.* **Lacunæ.** [L.*lacunæ*, a ditch. ] A small opening;a small pit or dipression;a small blank space: નાનું બાકું;નાનો ખાડો;નાની ઉઘાડી જગા.

**Lacustral** or **Lacustrine,**(લૅકસ્ટ્રૅલ-લૅકસ્ટ્રાઇન ) *a.* [L. *lacus*, a lake.] Found in,or pertaining to,lakes or ponds:સરોવર સબંધી.

**Lad,**(લૅડ્ )*n.*[O.E.*ladde*.]1.A boy; a youth:છોકરો;જુવાનીઓ; બાળક; કુમાર;શિશુ;પોરીઓ.2.A companion;a comrade;a mate:સાથી;નર; સોબતી.

**Ladanum,**(લૅડૅનમ્ )*n.* [L. *ladanon*,the shrub.] A gum resin gathered from certain oriental species of cistus:એક જાતનો ગુંદર જેવો રસ.

**Ladder,**(લૅડર્ )*n.*[O. E. *laddre*.] 1.A frame usually portable of wood,metal or rope for ascent or descent:નિસરણી;સીડી.2.Means of which one attains to eminence: કોઈ પણ ઉંચી પદવીએ ચડે એવો રસ્તો-સાધન.*A* 1.*handle*, an iron rail at the sides of a ladder to grasp with the hand in climbing:નિસરણીએથી ઉતરવા-ચડવાને બંને બાજુએ કરેલો લોઢાનો કઠેરો.

**Lade,**(લેડ્ )*vt.imp.***laded,***p.p.***laden.**[A.S.*hladan*,to heap.]1.To load;to put a burden on:લાદવું; -ઉપર-માં ભરવું.2.To throw in or out with a ladle: કડછી-ડોઈ-પળીથી અંદર નાખવું અગર બહાર કાઢી નાખવું.*vi.*1.To draw water:પાણી ખેંચવું. 2. To admit water by leakage: કાણામાંથી પાણી આવવા દેવું.*n.*A mouth of a river:નદીનું મુખ.2. A passage for water; a ditch:પાણી જવાનો રસ્તો;ખાઈ.

**Lading,** ( લેડિંગ્ ) *n.* The act of loading:ભાર ભરવાનું કામ.2.Burden;cargo:ભરેલો માલ;ભાર;બારદાન.

**Ladkin,**(લૅડ્કિન્ )*n.* A little lad: નાનો છોકરો.

**Ladle,**(લેડલ્ )*n.*[A.S.*hlaedel.*] 1. A cuplike spoon used in lading or dipping:ડોઇ;પળો;ડોઇઓ; પળી;કડછી;ચાટવો.**L.***with perforations*: ઝારો. 2. (*Founding.*) A vessel to carry liquid metal from the furnace to the mold:કડછો-છી. 3.(*Gun*)(*a*)An instrument for drawing the charge of a canon: તોપનો બાર કાઢવાનું હથિયાર. (*b*) A ring,with a handle or handles fitted to it: હાથાવાળી કડી. *vt.* To take up and convey in a ladle; to dip with:ડોઈએ વતી કાઢવું.

**Ladleful,**(લેડલ્ફુલ્ )*n.*A quantity sufficient to fill a ladle:કડછીમાં માય તેટલું;કડછીપુર.

**Ladrone,**(લૅડ્રોન્ )*n.* A robber; a pirate:લુંટારો;ચાંચીઓ.2.A rogue; a rascal:શઠ;લુચ્ચો;ચંડાળ;બુજી; હરામખોર.

**Lady,**(લેડિ)*n.*[A.S.*hlaf*,a loaf & *dey*,a servant-maid.]A mistress; the female head of a household: શેઠાણી;ઘરની અંદરની મુખ્ય સ્ત્રી.2.A woman having authority:ઉમરાવ સ્ત્રી.3.A woman to whom one is devoted or bound;a sweetheart: પ્રાણપ્યારી; પ્રિયા; કાંતા.4. A woman of social position:આબરૂદાર સ્ત્રી;બાઈ;બાનુ;શેઠાણી. 5. A woman of refined or gentle manners; a well bred woman: સારી સ્થિતિમાં ઉછરેલી સ્ત્રી; કુલવધુ; કુલાંગના;સભ્યસ્ત્રી. *A mohammadan* 1.:બીબી;બૂ;બેગમ.6.A wife:પરણેલી સ્ત્રી;ગૃહિણી;ભાર્યા.7. (*Zool.*) The triturating apparatus in the stomach of a lobster: કરચલાના પેટની અંદર એક જાતનું યંત્ર. *Lady altar*,an altar in a lady chapel:કુંવારી મેરીને અર્પણ કરેલા

બાર ગાઉએ બોલી બદલાય, તરૂવર બદલે શાખા.

દેવળની યજ્ઞવેદી-કુંડ.*Lady-chapel*, a chapel dedicated to the virgin Mary:(ઈસુખ્રિસ્તની મા) કુંવારી મેરીને અર્પણ કરેલું દેવળ. *Ladycourt*, the court of a lady of the manor: વતનદાર સ્ત્રીની કચેરી.*Lady crab*,a handsomely spotted swimming crab:સુંદર ડાઘાવાળો કરચલો; કાચબો.*Lady in waiting*,a lady of the queen's household appointed to wait upon or attend the queen:રાણીની દાસી-નોકર. *Lady's maid*,a maid servant: નોકર;દાસી; છુંડી; ચાકરડી. *Our* l.,Virgin mary:ઈસુખ્રિસ્તની મા; મરીઍય.

**Lady-bird,**(લૅડિ-બર્ડ્)*n*.Any one of numerous species of small beetles: એક જાતનું જીવડું;ઇંદ્રગોપ; ઇંદ્રકાટ.

**Ladyday,**(લૅડિડે)*n*.The day of the annunciation of the Virgin Mary,March 25th:તા. ૨૫ મી માર્ચનો દીવસ.

**Ladylike,** (લૅડિલાઇક્) *a*.1.Well-bred;like a lady in appearance: કુલીન સ્ત્રીના જેવું;શિષ્ટ;સભ્ય;સુવિનીત.2.Tender;delicate: નાજુક;કોમળ;મૃદુ;સુકુમાર.3. Becoming or suitable to a lady:કુલીન સ્ત્રીને છાજતું-લાજમ-ઘટતું.

**Lady-love,**(લૅડિ-લવ્ )*n*.A sweetheart or mistress:માસુખ;પ્રિયા; પ્રિયતમા;કાંતા;પ્રણયિની.

**Lady's-finger,**(લૅડિઝ્ફિંગર)*n*.The kidney vetch:ભિંડો. 2. A long slender potato:લાંબો ફૂલો બટાટો.

**Lady-ship,** (લૅડિશિપ્ ) *n*. The rank or position of a lady:કુલીન સ્ત્રીનો મરતબો-ખેતાબ.

**Lag,**(લૅગ્ )*a*.1.Slow;tardy;coming tardily after or behind:ધીમે ધીમે પાછળ આવતાં; ધીમું;મંદ; સુસ્ત.2. Last;long:છેલ્લું; લાંબું; આખર. 3. Last made:છેલ્લું બનાવેલું; હલકું; ક્ષુદ્ર;અધમ.*n*.1.One who lags:પાછળ પડી જનાર.2.The rump:નિતંબ;ઢગરું; કુલ્લું.Hence, the lowest class:અધમ-નીચવર્ગ;હલકા લોક. 3. The amount of retardation of anything:કોઈ પણ કામ કરવાને વિલંબ થવો તે;વિલંબ.4.A stave of a cask:પીપનું પાટિયું.**L.***of the tide*, the interval by which the time of high water falls behind the mean time:મધ્ય વખત અને ભરતીની વચ્ચેનો વખત.**L.***screw*,an iron bolt with a square head:ચોખંડા માથાનો લોખંડનો એક જાડો ઇસ્ક્રૂ.*vi*.To walk or move slowly; to stay behind:પાછળ રહેવું-પડવું.*vt*.1.To cause to lag;to slacken: પાછળ પાછળ જવા દેવું.2.To cover:ઢાંકવું. 3.To transport for a crime: ગુન્હાને માટે દેશનિકાલ કરવો.*n*. One transported for a crime:ગુન્હાથી દેશનિકાલ થયેલો માણસ.

**Laggard,**(લૅગર્ડ્) *a*. Slow; sluggish:ધીમો;મંદ;વિલંબી.*n*.One who lags;a loiterer:રઝળનાર;રખડનાર; રસળનાર;વિલંબ કરનાર.

**Lagger,**(લૅગર્ )*n*.A laggard, loiterer:રખડનાર;રસળનાર.

**Lagoon,** ( લૅગૂન્ ) *n*. A shallow pond or lake: છાછરૂ-છાછર તળાવ. 2.A lake in a coral island:પરવાળાવાળા બેટની અંદરનું સરોવર-તળાવ.

**Laic-laical,** (લૅઇક્-લૅઇકલ્ ) *a*. [L. *laicus*.]Pertaining to layman: અજ્ઞાન લોકનું;સંસારી;ગૃહસ્થી; ગૃહસ્થ કોટિ વિષયક-સંબંધી.

**Laic,**(લૅઈક્ )*n*. A layman: સંસારી માણસ;ગૃહસ્થાશ્રમી.

**Laid,**(લૅડ્ ) *imp*. & *p. p.* of **lay**: રાખેલું;મુકેલું.*Laid-paper*, paper marked with parallel lines:સીધી લીટીઓ મારેલો કાગળ. [પડેલું.

**Lain,**(લૅન્ )*p.p.*of **lie**:ઊંઘેલું;સુતેલું;

**Lair,**(લૅર્ )*n*.[A.S.*leger*,a lying.]1. A place in which to lie or rest; the bed of a wild beast:વાઘ,વરૂ વિગેરેને સૂવા બેસવાની-ભરાઇ રહેવાની-પડી રહેવાની જગા;બખોલ;બોડ;વાસસ્થાન;ગુફા;દર.2.A burying place: દાટવાની જગા.3.A pasture:વાઢેલું ઘાસ;ચારો;ચાર.

**Laird,**(લૅર્ડ્ ) *n*. A lord; one who holds directly of the crown:ઉમરાવ;વતનદાર.

**Laity,**(લૅઈટિ)*n*. 1. The people as distinguished from the clergy: સંસારી લોક;ગૃહસ્થ વર્ગ;ગૃહસ્થ કોટિ. 2.The state of a layman:સંસારીની સ્થિતિ.3.Those who are not of a certain profession, as law or medicine as distinguished from those who belong to it: જેઓનો વકીલ અગર દાક્તરનો અમુક ધંધો નથી તેવા લોક.

**Lake,**(લૅક્ )*n*.[L.*lacus*.] 1.A pigment formed by combining some coloring matter:ચીતારાનો રંગ.2.A kind of fine white linen: એક જાતનું ધોળું શણ.3.A large body of water contained in a depression of earth's surface:સરોવર; તળાવ;જળાશય;જળાધાર.*vi*.To play; to sport:રમવું;ગમત ક૦. **L.** *dwellings*,dwelling built over a lake: સરોવર ઉપર બાંધેલું મકાન. **L.** *fly*, any one of the numerous species of flies: માખીઓની ઘણી જાતોમાંની એક જાત;મચ્છર જેવી માખી.

**Lakelet,**(લૅક્લેટ્ )*n*. A little lake: નાનું સરોવર.

**Laky,**(લૅકિ)*a*. 1. Pertaining to a lake:સરોવર સબંધી. 2. Transparent:પારદર્શક.

**Lamb,**(લૅમ્ )*n*.[A.S.*lamb*.]1.The young of the sheep:ઘેટાનું બચ્ચું; હલવાન.2.Any person who is innocent or gentle:ગરીબ-રાંકડું-અસીલ માણસ.3.A simple person: સાદો માણસ.**L.***of God*,the savior Jesus Christ ; ઈસુખ્રિસ્ત. *vi*. To bring forth a lamb:જણવું;વાવું.

**Lamb-baste,** ( લૅમ્બ્-બૅસ્ટ્ ) *vt*. (*Law*).To beat severely: ઝુડવું; ઝાપટવું;ઠોકવું;ઠફણાટવું.

**Lambent,**(લૅમ્બેન્ટ્ )*a*.[L.*lambeo*, I lick.]1.Playing on the surface; touching lightly;gliding over: રમતું;ચંચળ;ધીમે અડતું; આમતેમ ફરતું.2. Twinkling or gleaming: ઝબક ઝબક થતું;ચળકતું.

**Lambkin,** (લૅમ્કિન્ ) *n*. A small lamb:નાનું હલવાન-ઘેટાનું બચ્ચું.

**Lamb-like,** (લૅમ્લાઇક્ ) *a*. Like a lamb;gentle;meek:ઘેટા જેવું;રાંક; ગરીબ;અસીલ;ગરીબડું.

**Lame,**(લૅમ્ )*a*.[A.S.*lame*.] 1.(*a*) Moving with pain on account of injury:દુઃખથી ઘણી હરકતે ચાલતું.(*b*)Crippled: લુલું; લંગડું; પાંગળું;પંગુ.2.Inefficient;imperfact: લુલું;અપૂર્ણ;તુટક;વિકળ;દુર્બળ;ન્યૂન;અબદ્ધ.*vt*.To make lame:લુલું કરવું.

**Lamella,**(લૅમેલ)*n*.*Pl*. **Lamellæ**. [L.*lamella*,dim.] A thin plate or scale of anything:બહુજ બારીક ભીંગડું.

**Lamellar,** (લૅમેલર્ ) *a*. Flat and thin;lamelliform:બહુ ઝીણું ભીંગડાંવાળું.

**Lameness,**(લૅમ્નેસ્ )*n*.The condition or quality of being lame:

અધુરાપણું;ખોડ;લંગડાપણું;પંગુતા; વિકલતા;દુર્બળતા;ન્યૂનતા.

**Lament,**(લૅમેન્ટ્)*vi.* [L.*lamento*, I wail.] To express or feel sorrow;to weep;to mourn:દુ:ખ-શોક-અફસોસી કરવી; દિલગીર થવું; રોવું; વિલાપ કo. *vt.* To mourn for; to bewail:-ને માટે રોવું-દુ:ખ ધરવું-લાગવું;શોક-વિલાપ કo;હાયહાય કo. *n.* 1. Lamentation;a moaning; a weeping: રડારડ;શોક;દિલગીરી;વિલાપ;આક્રંદ;હાયહાય. 2.An elegy or mournful ballad:વિલાપ;રૂદન.

**Lamentable,** ( લૅમેન્ટેબલ્ ) *a.* 1. Mourning;sorrowful:દિલગીર;શોકયુક્ત;શોકાતુર;ખિન્ન;ખેદજનક. 2.To be lamented; fitted to awaken lament:શોકનું; દુ:ખનું ભરેલું;દિલગીરી જણાઈ આવે એવું;શોચનીય;શોચ્ય;શોકાસ્પદ.

**Lamentation,**(લૅમેન્ટેશન્ ) *n.* [L. *lamentatio.*]The act of bewailing;wailing;moaning:રડારડ;શોક;વિલાપ;આક્રંદ;આક્રંદન;હાયહાય.

**Lamina,**(લૅમિને) *n. pl.* **laminæ.** [L. *lamella.*] 1. Thin plate of scale;a layer lying over another: પડ;થર;વરખ;ભીંગડું.2.(*Bot.*) The blade of a leaf : પાનાનું પડ. 3. (*Zool*)A thin plate or scale:પડ.

**Laminar,**(લૅમિનાર્ )*a.*Capable of being split into thin plates:પતરાં થઈ શકે એવું;પતરીવાળું; પાતળા પડવાળું.

**Laminated,**(લૅમિનેટેડ્ )*a.*Consisting of thin plates:પડવાળું.

**Lamination,**(લૅમિનેશન્ ) *n.* The process of laminating:બહુજ બારીક ભીંગડાંનું બંધારણ.

**Lamish,** (લૅમિશ્ ) *a.* Somewhat lame:થોડું થોડું ખોડંગાતુ;લુલુ.

**Lammas,**(લૅમૅસ્ )*n.* [AS. *hlammesse.*]The first day of August: અગષ્ટ માસનો પહેલો દિવસ.

**Lamp,**(લૅમ્પ )*n.*[L.*lampas.*]1. A light-producing vessel: કોડીયું; દીવી;દીવો;દીપક;ચિરાગ.*Cluster of* **l.**s:ઝુંબર;ઝાડ;ઝુંમર. *Hanging* **l.**: હાંડી;કુંદિલ.**L.** *hung in the air*: આકાશ દીવો;આકાશદીપ;ગગનદીવો. *Metal and upright* **l.**:સમઈ;સમીદાન. *Row or range of* **l.**s:દીપાવળિ;દીપમાળ.2. Anything which enlightens morally or intellectually:દીવો;દીપક;હીરો; શક્તિ;બળ. 3.(*Elec.*)A device for producing light by electricity:વીજળીથી દીવો કરવાની યુક્તિ.*To smell of the* **l.**,to bear marks of great study and labour:ભારે વિદ્યાભ્યાસનાં ચિન્હો માલમ પડી આવવાં.

**Lampblack,** (લૅમ્પબ્લૅક્ ) *n.* The fine impalpable soot obtained from the smoke of carbonaceous substances which have been only burnt:કાજળ;મેશ;દીપકિટ્ટ.

**Lamplight,**(લૅમ્પલાઇટ્ )*n.* Light from a lamp:દીવાનું અજવાળું;પ્રકાશ

**Lamplighter,**(લૅમ્પલાઈટર્ )*n.*One who lights street lamps; that which lights a lamp:દીવા સળગાવનાર;દીવો સળગાવવાની બતી.

**Lampoon,**(લૅમ્પુન્ )*n.*[F.*lampon*, a drinking song.] A personal satire in writing; usually malicious and abusive censure written only to reproach and distress:કોઇની નિંદા-નાલાશી-અદેખાઈનું લખાણ;નિન્દાલેખ.*vt.*To make the subject of a lampoon:-ની નાલાશી-નિંદા લખવી.

**Lampooner,** (લૅમ્પુનર્ ) *n.* The writer of a lampoon:નાલાશી-નિંદાનું લખાણ લખનાર;નિંદા લેખ કરનાર.

**Lampstand**(લૅમ્પસ્ટૅન્ડ્)*n.*A stand for a lamp: દીવી; ચાડું ; સમેદાની.

**Lanated,**(લૅનેટેડ્ )*a.* [L.*lanatus*) Woolly;covered with fine long hair:ઉનવાળું-નું-સરખું.

**Lance,**(લૅન્સ્ )*n.* [L.*lancea*] 1. A weapon of war,consisting of a long shaft and a steel blade;a spear carried by horsemen:બરછી;ભાલો.2.A soldier armed with a lance:ભાલાવાળો.3.A small iron rod which suspends the core of the mold in casting a shell:લોખંડનો નાનો ગજ-સોટો.4.An instrument which conveys the charge of a piece of ordnance and forces it home : બંદુકનો બાર ભરવાનો ગજ.*Free* **l.**,a knight or roving soldier:ઉમરાવ.*To break a* **l.**, to engage in a contest : લડાઇમાં બાઝવું-મચવું.*vt.*1.To pierce with a lance:બરછી-ભાલો મારવો. 2. To open with a lancet:નસ્તર મુકવું. 3. To throw in the manner of a lance:ભાલાની માફક ફેંકવું.

**Lancer,** (લૅન્સર્ ) *n.* 1. One who lances;one who carries a lance: ભાલો મારનાર;ભાલો લઈ ચાલનાર.2. A lancet:નસ્તર.

**Lancet,**(લૅન્સેટ્ )*n.*[F.*lancette.*]1. A surgical instrument of various forms used in venesection: નસ્તર.2.An iron bar used for tapping a melting furnace:પીગળતી ભઠ્ઠીમાં ઘાલવાનો લોઢાનો સળીઓ.

**Lanch,**(લૅન્શ્ ) *vt.* To throw as a lance;to let fly;to launch:નાંખવું;ફેંકવું;મારવું.

**Lancewood,**(લૅન્સવુડ્ )*n.*A tough, elastic wood:ચીકણું અને ભાગે નહીં એવું એક જાતનું લાકડું.

**Lanciform,**(લૅન્સિફૉર્મ્ )*a.*Having the form of a lance:ભાલાના આકારનું.

**Lancinate,**(લૅન્સિનેટ્ )*vt.* [L.*lacinare*, to tear.]To tear;to lacerate;to pierce:ફાડી નાંખવું; ભોકવું; વિદારવું;ચિરવું.

**Land,**(લૅન્ડ્ )*n.*[AS.*land*,land.]1. Urine:પેશાબ. 2.The solid part of the surface of the earth:જમીન;ધરતી. 3.An estate: ભોંય;જમીન.4.Soil:ધરતી;ભોંય.5.A nation or people:લોક;પ્રજા.6.The mainland,in distinction from islands: મુલક;દેશ;પ્રાંત.7.Ground or floor: જમીન.8.Real estate:સ્થાવર જાગીર. **L.**_agent_,a person employed to sell or let land;to collect rent: જમીન વેચવાને ભાડે આપવાને અને ભાડું ઉઘરાવવાને નીમેલો માણસ. **L.** *crab*,any one of various species of crabs which live much on the land: એક જાતનો ઘણો વખત જમીન ઉપર રહેતો કાચબો. **L.** *fish*, a fish on land:જમીન ઉપરની માછલી. (*b*) A person quite out of place: એકલો-એકલવાયો માણસ. **L.** *force*, a military force serving on land:જમીન ઉપર લડનારું લશ્કર. **L.**_ho_,a sailor's cry in announcing sight of land: જમીન દેખાય છે એવું કહેતી વખત ખલાશીની બુમ. **L.**_o' cakes_,Scotland:સ્કૉટલેંડ.**L.** *of nod*,sleep:ઉંઘ.**L.**_of promise_, the condition of which one has expectation:આશા વિષય-ભૂમિ-દેશ.**L.**_steward_,a person who acts for another in the management of land:એક બીજાને બદલે જમીનની વ્યવસ્થા કરનાર.*To make* **l.**,to sight

સોટી વાગે ચમચમ, વિદ્યા આવે ઘમઘમ.

land:જમીન દેખાવી. *To set the* l., to see by the compass how the land bears from the ship: વહાણથી જમીન કઈ બાજુએ છે તે કંપાસથી જોવું. *To shut in the* l., to hide the land: જમીન ન દેખાડવી. *vt.* 1. To disembark; to debark: વહાણ પરથી કિનારે ઉતારવું. 2. To catch and bring to shore; to capture: પકડીને કિનારે લાવવું. 3. To cause to fall; to fall; to bring to the end of a course: રસ્તાને છેડે લાવીને મુકવું. *vi.* To go on shore from a ship; to disembark: ઉતરવું.

**Landbreeze,** (લૅન્ડ્બ્રીઝ્) *n.* A wind blowing from land to sea: કિનારા તરફથી વહાતો પવન.

**Landed,** (લૅન્ડેડ્) *a.* 1. Having an estate in land: ભોંયભાડાંવાળું; જમીનદાર; ભૂમિ-ધનવાળું. 2. Consisting in real estate or land: જમીનનું; સ્થાવર.

**Landflood,** (લૅન્ડ્ફ્લડ્) *n.* An overflowing of land by a river: પૂર; રેલ.

**Landforce,** (લૅન્ડ્ફૉર્સ્) *n.* An army that fights on the land: જમીન ઉપર લડનાર લશ્કર.

**Land-holder,** (લૅન્ડ્હોલ્ડર્) *n.* A holder, owner, or proprietor of land: વતનદાર; જમીનદાર; ગીરાસીયો.

**Landing,** (લૅન્ડિંગ્) *a.* Used for setting, bringing, or going on shore: કિનારે લાવવા લઈ જવાનું-ઉતારવાનું. *n.* 1. A bringing on shore: કિનારે લાવવું તે. 2. A place for landing: બંદર; ઘાટ; માલ તથા ઉતારૂઓને ઉતરવાની જગા. 3. The level part of a staircase: રમણું.

**Landlady,** (લૅન્ડ્લેડિ) *n.* 1. A woman having real estate: જમીન-ઘરની માલિક-ધણી; જમીનદારેણ; ઘરધણી; જમીન-જાગીરવાળી. 2. The mistress of an inn or lodging house: ઉતારા-વીશીની માલિક-ધણી; ઘરવાળી.

**Landlock,** (લૅન્ડ્લૉક્) *vt.* To inclose or nearly inclose with land: સઘળી બાજુએ જમીનથી આંતરી લેવું.

**Landloper,** (લૅન્ડ્લોપર્) *n.* A vagabond; a vagrant: ભટકનાર; રખડનાર.

**Landlord,** (લૅન્ડ્લૉર્ડ્) *n.* 1. The lord of a manor; the owner of land or houses: જમીન-ઘરનો માલિક-ધણી; જમીનદાર; જાગીરદાર; દેશાઈ; ક્ષેત્રપતિ; ક્ષેત્રસ્વામી. 2. The master of an inn or of a lodging house: ઉતારા-વીશીનો માલિક-ધણી.

**Landmark,** (લૅન્ડ્માર્ક્) *n.* [AS. *landmearc.*] 1. A mark to designate the boundary of land; any mark or fixed object by which the limits of a farm, a town or other portion of territory may be known and preserved: (જમીન ખેતરની) હદનું નિશાન-બાણ; ક્ષેત્રમર્યાદાચિન્હ; ક્ષેત્ર સીમાચિન્હ; હદ. 2. Any conspicuous object on land that serves as a guide: વહાણના ખલાશીઓ સારૂ નિશાની માટે જમીન ઉપરનો કોઈ ઉંચો પદાર્થ.

**Landmeasuring,** (લૅન્ડ્મેઝરિંગ્) *n.* The measurement of land: ખેતર-જમીન વિગેરેની માપણી.

**Landoffice,** (લૅન્ડ્ઑફિસ્) *n.* A government office, in which the entries upon public land are registered: જમાબંધી ખાતાની કચેરી.

**Landowner,** (લૅન્ડ્ઓનર્) *n.* An owner of land: જમીનદાર; ગરાશીઓ.

**Landscape,** (લૅન્ડ્સ્કેપ્) *n.* 1. A portion of land or territory which the eye can comprehend in a single view, including all the objects it contains: નજરે પડતી જમીન તથા તે ઉપર આવેલા પદાર્થ; દૃગ્ભૂમિ; નજરગાહ; દૃષ્ટિગોચર પ્રદેશ; ભૂભાગ. 2. A picture representing a scene by land or sea: દૃગ્ભૂમિ ચિત્ર. 3. The pictorial aspect of a country: કોઈ પ્રદેશનો ચિત્રાંતર્ગત દેખાવ; ભૂપ્રદેશનું ચિત્ર.

**Landslip,** (લૅન્ડ્સ્લિપ્) *n.* 1. The slipping down of a mass of land from a mountain: પહાડ ઉપરથી પડતી ભેખડ. 2. The land which slips down: ભેખડ.

**Landsman,** (લૅન્ડ્ઝ્મૅન્) *n.* 1. One who lives on the land: જમીન ઉપર રહેનારો. 2. (*Naut.*) A sailor on his first voyage: નવો સફરી ખલાશી.

**Landsurveying,** (લૅન્ડ્સરવેઇંગ્) *n.* Measuring of land: જમીનની માપણી.

**Landtax,** (લૅન્ડ્ટૅક્સ્) *n.* Tax on land: જમીનનો કર; સાંથ.

**Landwaiter,** (લૅન્ડ્વેટર્) *n.* An officer who is appointed to take care of the goods coming to a port: બંદરમાં આવતા માલની તપાસ રાખનાર અધિકારી.

**Landward,** (લૅન્ડ્વર્ડ્) *adv.* & *a.* Toward the land: જમીન તરફ.

**Landwind,** (લૅન્ડ્વિન્ડ્) *n.* Wind blowing on the shore: કિનારાનો પવન.

**Lane,** (લેન્) *a.* Alone: એકલું. *n.* A passage way between fences or hedges; an alley between buildings; a narrow way among trees; a passage between lines of men: નાળ; ગલી; શેરી; સંચર.

**Language,** (લૅન્ગ્વેજ્) *n.* [L. *lingua*, the tongue.] 1. Any means of conveying ideas; human speech: બોલી; માણસની બોલેલી ભાષા; વાણી; વાચા; ભાષણ; બોલ. 2. The expression of ideas by writing or any other instrumentality: બોલી; ભાષા; ઝબાન. 3. The forms of speech peculiar to a particular nation: ભાષા; રૂઢી. 4. Manner of expression; style: શૈલી; ઈબારત; વાણી; ભાષા પદ્ધતિ. 5. The inarticulate sounds by which animals inferior to men express their feelings: જનાવરની બોલી. 6. The suggestion by objects, actions or conditions of ideas: સંકેત. 7. The vocabulary and phraseology of an art or department of knowledge: કોઈ અમુક વિદ્યા કે હુન્નર ખાતાની ખાસ ભાષા. *vt.* To express in language: બોલવું

**Languid,** (લૅંગ્વિડ્) *a.* [L. *langueo*, I droop.] 1. Drooping; weak; weary; heavy; dull: લુલું લુલું; લબડી ગયેલું; સુસ્ત; નબળું; મ્લાન; ખિન્ન; વિષણ્ણ. 2. Slow in progress: ધીમું; ઢીલું; મંદ. 3. Promoting or indicating weakness: સુસ્ત; શિથિલ; થંડું; નિરૂત્સુક; ઉદાસીન.

**Languidly,** (લૅંગ્વિડ્લિ) *adv.* In a weak, dull way: શિથિલ-સુસ્તપણે.

**Languish,** (લૅંગ્વિશ્) *vi.* [L. *languere.*] 1. To become weak; to lose strength: to be dull; to pine away: લબડી-લેવાઈ જવું; નરમ થવું; નબળા-શિથિલ-મ્લાન થઇ જવું. 2. To assume an expression of weariness or tender grief: થાકી જવું; કંટાળેલું દેખાવું. *vt.* To cause to droop or pine: નરમ-નબળા ક૦. *n.* Tenderness of look: ઠંડી નજર; કામાર્દ્રદૃષ્ટિ.

**Languishing,** (લૅંગ્વિશિંગ્) *a.* 1. Becoming languid and weak; pining; loosing health: અશક્ત-નબળું થઈ જતું. 2. Amorously pensive: ઇશક-કામથી ઉદાસ; કામદગ્ધ.

A leader's glory is magnified by his followers:

**Languishment,**(લૅંગ્વિશ્મેન્ટ્) *n.* 1.The state of languishing:અશક્તિ;નબળાપણું;ઉત્સુકતા;ઉત્કંઠા.2. Tenderness of look:ઠંડી નજર;લાલિત્ય;લલિતાવલોકન;કામમંદ દૃષ્ટિ.

**Languor,**(લૅંગ્વર્)*n.*[L.*languor.*] 1.A state of the body or mind which is caused by exhaustion of strength and characterized by a languid feeling; feebleness;lassitude;laxity:થાક;કમજોરી.2.Any enfeebling disease:બિમાનપણું;જડબુદ્ધિ; માંદગી; માંદ્ય. 3. Listless indolence;dreaminess: શિથિલતા;ગ્લાનિ;ગ્લાનિ;વિષાદ; આળસ;જડતા.

**Lank,lanky,** (લૅંક,લૅંકિ) *a.* [A.S. *hlanc.*]1.Slender and thin;not well filled out;lean;not plump: લબડી-ઝુલી ગએલું;ભરેલું નહીં;ખાલી; ક્ષીણ;દૂબળું;સુકું;સુકેલું; લેવાઇ-તવાઇ ગએલું.2.Languid; drooping: મંદ; સુસ્ત;શિથિલ;ઢીલું. *vi.* To become lank;to make lank: નબળા-ઢીલા-નરમ થઇજવું-થવું-પડવું.

**Lantern,**(લૅન્ટર્ન્)*n.*[L.*lanterna*] 1.Something inclosing a light and protecting it from wind & rain:ફાનસ;કંદિલ. 2. An open structure of light material set upon a roof to give light and air to the interior: અંદર અજવાળું અને હવા આવવાને છાપરા ઉપર મુકેલું ધાતુનું પતરૂં;અજવાળિયું. 3.Lantern pinion:ફાનસનો બંધ. 4.A perforated barrel to form a core upon:ફાનસ ઉપરનો કાણુંવાળો ભાગ. *Dark* l., a lantern with a singleopening which may be closed so as to conceal the light:ચોરફાનસ.*vt.*To furnish with a lantern:ફાનસ આપવું.

**Lanyards,** (લૅનિઅર્ડ્સ્) *n.* 1. A short piece of rope or line for fastening something in ships: વહાણનાં દોરડાં. 2. A strong cord about twelve feet long with an iron hook at one end and a handle at the other: એક તરફ અણીવાળો અને બીજે છેડે હાથાવાળો બારફુટ લાંબો લોઢાનો હુક.

**Lap,**(લૅપ્)*n.*[A.S.*læpa*,piece.] 1. The loose part of a coat;a skirt; an apron:ઘેર;ચાળ; દામન. 2. An edge;a border:કોર;છેડો;પદર;અંચલો.3.The part of the clothing that lies on the knees when one sits:ખોળો;ઉત્સંગ;અંક.4.That part of any substance which extends over a part of another: કોઇ પણ પદાર્થના એક છેડા ઉપર ગએલો બીજો છેડો.5.The state or condition of being in part extended over something else: બીજી કોઇ વસ્તુ ઉપર ગએલા ભાગની સ્થિતિ.6.One circuit around a race track:સરતની આસપાસનો એક ફેરો. 7.The points won in excess of the number necessary to complete a game:જોઇએ તે કરતાં વધારે પડેલા દાવ. *vt.* 1. To rest in a lap:ખોળામાં સુવું.2.To fold:વાળવું; ઘડી-કરી કo. 3. To wrap round something:વીંટાળવું;લપેટવું. 4. To lay or place over something so as to cover it:ઢંકાય એવી રીતે ઉપર મુકવું.5.To infold:લપેટી-વીંટાળી લેવું.6.To lay together one over another:એક બીજા ભેગાં મુકી દેવું.*To l. timbers,* to unite them in such a way as to preserve the same breadth & depth throughout:સઘળે સરખી જાડાઈ તથા પહોળાઈ રહે તેવી રીત્યે સંધાડવું-જોડવું. *vi.* 1.To be turned or folded; to lie partly upon some-thing: ભેગાં પડી રહેવું. 2. To take up drink or food with the tongue: ચાટવું; બચ બચ પી-ખાઇ જવું. 3.To make a sound like that produced by taking up drink with the tongue:ચાટતી વખતે બચબચ બોલવું.

**Lapdog,**(લૅપ્ડૉગ્)*n.* A small dog fondled in the lap:ખોળામાં રમાડવાનો વહાલો-લાડકો કુતરો.

**Lapful,** (લૅપ્ફુલ્) *n.* As much as the lap can contain:ખોળાપૂર;ખોળો ભરાય એટલું.

**Lapidary,**(લૅપિડરિ) *n.* [L. *lapidarius,* pertaining to stones.] 1.A dealer in precious stones: ઝવેરી;મણીકાર.2.A virtuoso skilled in gems or precious stones: કિંમતી પથ્થરની પરિક્ષા કરનાર-કસોટી કાઢનાર;મણીયાર;ઝવેરી.*a.*Of or pertaining to the art of cutting stones:હીરાપર પેહેલ-કોતરણ કરવાના હુનર સંબંધી. 2. Pertaining to monumental inscription: લેખ સંબંધી.*L.style,* terse, sententious style:ટુકી અને સ્પષ્ટ ભાષા.

**Lapidescence,**(લૅપિડેસેન્સ્) *n.* 1. The state or quality of being lapidescent:પથર થવાનો ગુણ.2.A hardening into a stony substance: પથ્થર થવો તે.

**Lappet,** (લૅપેટ્) *n.* A small decorative fold or flap:ચાળ;ઝુલ; ઘેર. *vt.* To decorate with a lappet: ઝુલથી સુશોભિત કરવું.

**Lapse,**(લૅપ્સ)*n.*[L. *lapsus,* from *labi*,to slide.]1.A gliding, slipping or gradual falling; unobserved progress:પડતાંજવું તે;સ્ખલન;ભ્રંશ;ડગ;પ્રવાહ; ગતિ; ક્રમ.*L. of time*:કાલગતિ-ક્રમ.2.A slip;an error:દોષ;સ્ખલન;ભ્રમ.3.Devolution of a right or privilege:હક ખોવો-ડુબવો તે. 4. A fall or apostasy: પતન; ધર્મ-મત-પક્ષત્યાગ. *vi.* 1. To pass slowly and smoothly:ધીમે ધીમે જવું;પ્રવાહ-ગતિ હોવી;વહેવું;નિસરવું.2.To fail in duty:ફરજ-કામમાં ભૂલ આવવી;ચુકવું;આડેરસ્તે જવું; સ્ખલિત થવું;ભૂલથાપ ખાવી;ચળવું;ખસવું.3.(*a*) To fall or pass from one proprietor to another:-ની માલકી વળગવી;-ની માલકી ડુબી જવી. (*b*)To become void: રદ્દ થવું; હક જવો-ડુબવો.*vt.* 1. To let slip; to allow to pass:જવા દેવું;સોંપી દેવું; માલકી છોડી દેવી.2.To surprise in a fault or error:ગુન્હો-ભૂલ પકડવી; દોષ-ખામી પકડી કાઢવી.

**Lapstone,**(લૅપ્સ્ટોન્) *n.* A stone for the lap on which shoe-makers beat leather: છીપર; મોચીનો ચામડાં ટોકવાનો પથ્થર.

**Lapsuslinguæ,**(લૅપ્સસ્લિન્ગ્વી) *n.* Slip of the tongue: જીભદોષ; વાક્દોષ;જીવ્હાદોષ;મુખદોષ.

**Lapsusmanus,**(લૅપ્સસ્મૅનસ્) *n.* Slip of the hand:હસ્તદોષ.

**Lap-wing,** (લૅપ્વિંગ્) *n.* [ A.S. *wincian*,to wink.] ( *Zool.* ) A small European bird of the Plover family:એક જાતનું પક્ષી;ટીટોડી;ટીટી.

**Larboard,**(લાર્બોર્ડ્) *n.* The left hand side of a ship to one on board facing toward the bow; port:વહાણનું ડાબું પુઠડું. *a.* On or pertaining to the left hand side of a vessel:ડાબા પુઠડા સંબંધી.

**Larceny,**(લાર્સેનિ)*n.*[L.*latro*,rob-

પીરનો મહિમા મુજાવર વધારે.

ber.]The unlawful taking and carrying away of things personal with intent to deprive the right owner of the same;theft: સ્તેય;ચોરી;ચૌર્યકર્મ. *Mixed or compound* l., that which includes in it the taking from a building or the person:ઘર ફોડીને કે માણસના શરીર ઉપરથી ઉતરાવી ચોરી ક૦ તે. *Simple* l.,that which is not accompanied with any aggravating circumstances:જેમાં બીજા ગુન્હા મિશ્રિત ન થયા હોય એવો ગુન્હો.

**Lard,** (લાર્ડ્) *n.* [L. *lardum.*] **1.** Bacon;the flesh of swine (*obs.*): ડુકરનું માંસ.**2.** The fat of swine: ડુકરની ચરબી. *vt.* To stuff with bacon:ચરબીથી ચીકણું કરવું. **2.** To fatten;to enrich:જાડું કરવું.**3.**To smear with fat:ચરબી ચોપડવી-લગાવવી.*vi.*To grow fat:જાડા થવું.

**Larder,**(લાર્ડર્)*n.*A room in which meat and other articles of food are deposited before cooking:ખોરાક ભરી રાખવાનો ઓરડો;મોદીખાનું.

**Large,**(લાર્જ્)*a.*[L.*largus.*]**1.**Big; great; extensive: મોટું; વિશાળ; વિસ્તીર્ણ;બહોળું;કદાવર;અડાબીડ;ગંજાવર;જબરૂ.**2.**Abundant; ample: ઘણું;બહુ;પુશ્કળ. **3.**Diffuse;full:બહુ;ઘણું;ઊંડું;વાચાળ;સવિસ્તર;વિવેચક. **4.** Having more than usual power;comprehensive: મોટું;બહોળું;વિશાળ. **5.**Free; unembarrassed:છુટો.**6.**Lavish;prodigal in expending:ઉદાર;ઉડાઉ.*At* l., (*a*) without restraint:સ્વેચ્છાચારે મોકળું;છુટું.(*b*)Diffusely;fully:વિસ્તારથી;મોકળાં;મોકળે;સવિસ્તર.*Electors at* l.,*representation at* l., electors or a representative chosen in a congress,to represent the whole of a state:આખા રાજ્ય તરફના પ્રતિનિધિઓ-વકીલો. *To give go, run or sail* l.,to have the wind crossing the direction of a vessel's course in such a way as to increase the vessel's speed: વહાણને વધારે ગતિમાન કરે એવી રીતે તેના રસ્તાને મળી પવનનું વાવું.*adv.* Freely:સ્વતંત્ર રીતે.*n.*A musical note:ગાયનનો અવાજ.

**Large-hearted,** ( લાર્જ્હાર્ટેડ્ ) *a.* Having a large heart ; noble; liberal:ઉદાર;મોટા મનનું;મહાત્મા.

**Largely,**(લાર્જ્લિ)*adv.* In a large manner:ઉદારપણે;મોકળે હાથે;સારી પેઠે;વિસ્તારીને;ઘણું જ;પુષ્કળ.

**Largeness,**(લાર્જ્નેસ્)*n.*The quality or state of being large:મહત્વતા;મોહોટાપણું; ઉદારપણું;સ્થૂલતા;પ્રશસ્તતા;વિપુલતા.

**Largess,**(લાર્જેસ્)*n.* [L.*largesse.*] **1.**Liberality;generosity:ઉદારતા. **2.**A gift;present:બક્ષીસ;દાન;પારિતોષિક;ઉપહાર.

**Lark,**(લાર્ક્)*n.* [A.S. *lawerce.*] **1.** Any one of numerous species of singing birds:સુકંઠ પક્ષી;ચંડોળ;લાવરી. **2.**A frolic, jolly time: આનંદી વખત. *vi.* **1.** To sport; to frolic:ગમત કરવી;રમવું.**2.**To catch larks:લાર્કને પકડવું.

**Larva,** (લાર્વ) *n. pl.***Larvæ,** [L. *larva*,ghost.]Any young insect from the time that it hatches from the egg until it becomes a pupa:કામળાની જાતનો કીડો;કામળો; નાની ચેળ.

**Larynx,**(લૅરિંક્સ્)*n.*The expanded upper end of the wind-pipe connected with the hyoid bone: નરડી;ઘાંટી;કંઠસ્થાન;કંઠનાળ.

**Lascivious,**(લૅસિવિઅસ્)*a.*Wanton;lewd;lustful:સ્ત્રીલંપટ; કામી; કામાતુર;કામાસકત;સ્ત્રીવ્યસની; વિષયી;ભોગાસક્ત;કામમૂલક.

**Lash,** (લૅશ્) *n.* **1.** The thong or braided cord of a whip with which the blow is given:ચાબુકનો કોરડો-દોરી.**2.**A lash in which an animal is caught:ફાંદો. **3.** A stroke with a whip:ફટકો;સપાટો; સાટકો;કોરડો.**4.**A stroke of satire or sarcasm;a cut:ઘા;ટચકો;ટોક.**5.** An eye-lash: ભમર આગળ ઉગેલા વાળ;પાંપણ.*vt.***1.** To strike with a lash;to whip:ચાબુક મારવી.**2.**To strike forcibly and quickly:ચાબકો મારવો; સપાટો મારવો. **3.** To throw out with a jerk:ધક્કાથી ફેંકી દેવું.**4.**To scold;to censure with severity: નિંદી કાઢવું; તુચ્છકારી કાઢવું.**5.**To bind with a rope:દોરડે બાંધવું;કશીને બાંધવું; જકડી લેવું. *vi.* To ply the whip;to strike:સોટી ચમકાવવી-ને ચાબુક લગાવવી-મારવી.

**Lass,**(લૅસ્) *n.* A young woman; a girl;a sweetheart: પોરી; નાની છોકરી;તરૂણી;કન્યા;બાલા.

**Lassitude,**(લૅસિટયુડ્)*n.*Languor; weariness: શરીર હુંહું-ગાંસડી જેવું થઇ જવું તે;સુસ્તી;મંદપણું;ખેદ;ગ્લાનિ;શિથિલતા.

**Lasso,** (લૅસો) *n. pl.* **Lassos..** A rope or long thong of leather with a running noose,used for catching horses:ફાંદાનું દોરડું; ફાંદો;ફાંસો;પાશ;પાશબંધ-રજ્જુ.

**Last,**(લાસ્ટ્)*a.***1.**Being after all the others;final;hindmost:છેલ્લું; અંત્ય;છેવટનું.**2.**Next before the present: ગયું; પાછલું; ગુદસ્ત. **3.** Supreme; highest in degree ; utmost:મોટું;ઘણું જ.**4.**Lowest in rank or degree:પદવીમાં સૌથી નીચું;છેલ્લું; અધમ; અપકૃષ્ટ.**5.**Having least fitness:થોડું;ઘણું જ થોડું.*At* l.,at the end of a certain period:અંતે;આખરે;છેવટે. *To the* l., to the end: છેવટ સુધી. *On one's last legs*,on the verge of failure or ruin:આવી રહેલું;પાટીઉં ઝટ બેસી જાય એવું. *To breathe one's* l.,to die:મરી જવું; દેહ છોડવો.*adv.***1.**The last time: છેલ્લાં; ગઇ વેળા. **2.** In conclusion; finally:છેલ્લાં;આખરે;છેવટ. **3.** At a time next preceding the present time:ચાલતા વખતની પહેલાંનો. *vi* **1.** To continue in time; to endure:રહેવું;નભવું;ટકવું;પોહોંચવું;ચાલવું.**2.**To continue in existence: ચાલવું;પહોંચવું.*vt.*To shape with a last;to fit to the last: કાલબૂટ ઉપર ઘાટ કાઢવો;-માં કાલબૂટ ઘાલવું.*n.* **1.**A wooden block shaped like the human foot on which boots are formed:કાલબૂટ.**2.** A load; a heavy burden: ભાર;બોજો. **3.** A certain weight or measure:તોલનું એક માપ.**4.**Burden of a ship: વહાણમાં ભરેલો માલ-બોજો.

**Lasting,** (લાસ્ટિંગ્ ) *a.* Existing a long time;enduring:આખર સુધી ટકી રહે એવું;સ્થિર;નભતું; ચિરસ્થાયી; મજબુત;ટકાઉ.

**Lastly,** (લાસ્ટ્લિ) *adv.* **1.** In conclusion:છેલીવારે.**2.**Finally:આખરે;અંતે;છેવટે.

**Latch,**(લૅચ્)*n.*[A.S. *læccan.*] **1.** A lace;a snare:બાંધવાની દોરી.**2.** The catch which holds a door or gate when closed:આગળી;અડગળી;ઉલાળો;ભુંગળ;અર્ગલા; ઉલાળો. *vt.*To catch or fasten by means

Lend your money & loose your friend:

of a latch:ને અગળી દેવી.

**Latchet,**(લૅચેટ્ )*n.*The string that fastens a shoe: જોડે બાંધવાની-જોડાની દોરી.

**Late,**(લેટ્ )*a.*[A. S. *late.*] 1. Not early;slow; tardy: મોડું. 2. Far advanced toward the end: છેક ઉતરતું-નમતું.3. Lately deceased; out of office:મરનાર; મર્હુમ; માજી; ગત.4.Not long past;recent: હમણાનું; હાલનું; આધુનિક; નૂતન. 5. Doing until an advanced hour of the night:મોડી રાત સુધી બેસતું -કરતું.*Of* 1.,in time not long past; lately:હમણાંનું;હમણાં હમણાં.*adv.* 1.After delay:મોડું મોડું.2.Lately:હમણાંજ.3.Far in the night: મોડી રાત સુધી.

**Lately,**(લેટ્લિ)*adv.*Not long ago; recently:થોડા દહાડા ઉપર-થયાં.

**Latency,**(લૅટેન્સિ)*n.* The state or quality of being latent: માલમ ન પડવું તે;ગુપ્તપણું.

**Latent,**(લૅટેન્ટ્ )*a.*[L.*latens.*]Hidden;concealed; secret: ગુપ્ત;છાનું; મનમાંનું;અદૃષ્ય.

**Later,**(લૅટર્ )*a.*Afterwards: પાછળનું;પછીનું;ઉત્તર;ઉત્તરકાલીન;અપર. *n.* A brick or tile:ઈંટ;નળીઉ.

**Lateral,**(લૅટરૅલ્ )*a.*[L. *lateralis.*] 1.Pertaining to the sides:બાજુ ઉપરનું;પાર્શ્વીય;પાર્શ્વસ્થ.2.Lying at or extending toward the side: બાજુ આગળ આવેલું. 3. Directed to the side:બાજુ તરફનું.

**Laterally,** (લૅટરૅલિ) *adv.* By the side;sidewise:બાજુ ઉપરથી-માંથી.

**Lath,**(લૉથ્ ) *n. pl.* **laths.** [A. S. *laetta.*]A thin,narrow strip of wood:ચીપ;પકવાસુ.*vt.*To cover or line with laths:પકવાસાં-ચીપ જડવી.

**Lathe,**(લૅધ્ )*n.*1.Formerly,a part or division of a county among the Anglo-Saxons:એંગ્લો સેકસનમાં એક પ્રગણાનો ભાગ.2.A granary;barn:કોઠાર. 3.A machine for shaping articles of wood and metal:સંઘાડો;ચરખ;ભ્રમી;ચક્ર.

**Lather,** (લૅધર ) *n.* 1. A foam or froth made by soap moistened with water:સાબુનું ફીણ.2.A foam from profuse sweating:ઘોડાના શરીર ઉપરનું ફીણ.*vt.*To spread over with lather: ફીણ ચોપડવું-લગાડવું. *vi.*To form lather:ફીણ લાવવું.

**Lathy,**(લૉથિ)*a.*Like a lath; long & slender:ચીપ જેવું પાતળું.

**Latin,**(લૅટિન્ )*a.* [L.*latinus*, belonging to Latium.]1.Pertaining to Latium;Roman:અસલના રોમન લોક સંબંધી. 2.Pertaining to the language used by the Romans or Latins:લાટિન ભાષાનું. *n.*1.A native of Latium: લાશ્યમનો રહેવાશી.2.Language of the ancient Romans:લાટિન ભાષા.3. An exercise in schools consisting in turning English into Latin:ઇંગ્રેજીનો લેટીનમાં તરજુમો કરવાનો પાઠ. 4.A member of the Roman Catholic Church: રોમન-કેથોલીક દેવળમાંનો એક સભાસદ. *vt.* To write or speak in Latin:લેટીનમાં લખવું-વાંચવું.

**Latinism,**(લૅટિનિઝમ્ )*n.*A Latin idiom; a mode of speech peculiar to Latin:લેટીન ભાષાની ભાષારૂઢી-સંપ્રદાય.

**Latinity,**(લૅટિનિટિ) *n.* [L.*latinitas.*] The Latin tongue, style, idiom or the use: લેટીન ભાષાની ઢબ અગર શૈલી.

**Latinize,**(લૅટિનાઈઝ્ ) *vt.* [L. *latinizare.*]1.To give Latin terminations or forms to,as to foreign words in writing Latin:લાટિન ભાષાના પ્રત્યયો લગાડવા. 2.To bring under the power of the Romans or Latins:રોમન્સની સત્તાતળે આણવું.3.To make like the Roman Catholic church: રોમન કેથોલીક ચર્ચના જેવું કરવું.*vi.* To use words or phrases borrowed from Latin:લાટિન ભાષાના શબ્દ વાપરવા.

**Latitude,**(લૅટિટ્યુડ્ ) *n.*[L. *latitudo*,breadth.]1.Extent from side to side;breadth;width:પોહોળાઇ; પોહોળાણ;ચોડાણ.2.Room;space; independence:જગા;છુટ;સ્વતંત્રતા; અનિર્બંધ;નિયમાતિક્રમ. 3.Breadth of signification:લાંબો ભાવાર્થ. 4. Size;amplitude:વિસ્તાર.5.(*Geog.*) Distance north or south of the equator;measure on a meridian: વિષુવવૃત્તથી કોઈ જગાનું અંતર; અક્ષાંસ.6.(*Astron.*)The angular distance of a heavenly body from the ecliptic:આકાશમાંના કોઈ ગોળાનું ક્રાંતિવૃત્તથી અંતર;શર;વિક્ષેપ.

**Latitudinal,**(લૅટિટ્યુડિનલ્ )*a.*Pertaining to latitude;in the direction of latitude:અક્ષાંસ-અક્ષ તરફ.

**Latitudinarian,** (લૅટિટ્યુડિનૅરિઅન્ )*n.*1.One who is moderate in his notions;one who indulges freedom in thinking:(ધર્મ વિગેરે વાતમાં) મન મુખત્યાર ચાલનાર તથા વિચાર ધરાવનાર;વિચાર શિથિલ;સ્વેચ્છાચારી. 2. A member of the church of England,in the time of Charles II., who adopted more liberal notions in respect to the authority, government, and doctrines of the church than generally prevailed:ઇંગ્લાંડમાં ચાર્લ્સ બીજાના વખતમાં બીજાના કરતાં સત્તામાં,સરકારમાં અને ચર્ચના ઘણી સ્વતંત્રતાથી વિચાર જણાવનાર. 3.One who departs in opinion from the strict principles of orthodoxy:ખરા માર્ગના ધારાથી જુદો પડનાર;સ્વૈચ્છિક;સુધારાવાળો. *a.* Not restrained:નિરંકુશ;સ્વેચ્છાચારી.2. Lax in moral or religious principles : ધર્મ અને નીતિની બાબતમાં બેદરકારી;દુરાચારી; "સુધરેલા", મનસુખત્યારી-મોછલા.

**Latitudinarianism,**(લૅટિટ્યુડિનૅરિઍનિઝમ્ ) *n.* A latitudinarian condition;freedom of opinion in matters pertaining to religious belief:મન મુખત્યારીપણું;સ્વેચ્છાચાર.

**Latrine,**(લૅટ્રીન્ )*n.*[L.*latrina.*] A privy or water-closet: જાજરૂ;સંડાસ;કાંઠીઓ;પાયખાનું;વાડો.

**Latter,** (લૅટર્ ) *a.* 1. Later; more recent:પાછલું;પાછળનું.2. Of two things, the one mentioned second:કહેલામાંનું બીજું. 3.Recent; modern:અર્વાચીન;હમણાનું.4.Last; final:છેલ્લું;આખરનું.

**Lattice,**(લૅટિસ્ )*n.* [F.*lattis*,lath, work.] 1.Any work of wood or metal, made by crossing laths or thin strips and forming a network:જાળી.2.The representation of a piece of latticework used as a bearing,the bands being vertical and horizontal:એક જાતનું નિશાન.*vt.*1.To make a lattice of:જાળી-કઠેરો બનાવવો. 2. To furnish with a lattice: જાળી-કઠેરો બેસાડવો.

**Laud,**(લૉડ્ )*n.*[L.*laus,laudis.*]1. Praise;honor;exaltation:વખાણ;

જર કરાવે વેર; જર, જોરૂ અને જમિન એ ત્રણની લડાઈ.

સ્તુતિ;ગુણકીર્તન;પ્રશંસા;શ્લાઘા.2. A part of a divine worship: ઈશ્વર-સ્તુતિ.Music or singing in honor of any one:સ્તુતિગાન. *vt.*To praise in words or with words and singing;to extol:-નાં વખાણ-સ્તુતિ કરવી;પ્રશંશાક૦;-ના ગુણ ગાવા.

**Laudable,**(લૉડેબ્લ્ )*n.*[L. *laudabilis.*]1.Worthy of being lauded;praiseworthy;commendable: વખાણવા જેવું-લાયક;સ્તુત્ય;સ્તવનીય; પ્રશંસનીય.2.Healthy;salubrious; not noxious:આરોગ્યવર્ધક;તંદુરસ્ત.

**Laudanum,**(લૉડેનમ્ )*n.*Tincture of opium used for various medicinal purposes:અફીણનો અર્ક.

**Laudation,**(લૉડેશન્ )*n.*[L.*laudatis.*]The act of lauding;praise: પ્રશંશા;સ્તુતિ;વખાણ;શ્લાઘા.

**Laudatory,** ( લૉડેટરિ ) *n.* That which contains praise:સ્તોત્ર;પ્રશંશા.*a.*Pertaining to praise:વખાણનું;સ્તુત્ય;સ્તવનાત્મક; સ્તુતિપરાયણ;સ્તુતિરૂપ;સ્તુતિપાઠક.

**Laugh,**(લાફ્ )*vi.*1.To show mirth: હસવું.2.*Fig.*To appear gay:હસીપૂરખીલી રહેવું. *To laugh at,* to make an object of ridicule; to make fun of: હસી કાડવું;-નું હાસ્ય ક૦;-ની મજાક ક૦.*To laugh in the sleeve,* to laugh secretly: સામો ન જાણે તેમ ગાલમાં-મૂછમાં છાનુંમાનું હસવું.*vt.*1.To affect by means of laughter: હસીને ખુશી કરવું. 2. To express by laughter: હસીને દર્શાવવું. *To l. out,* to laugh in spite of some influence: તાણીને હસવું.*To l.out of the other corner of the mouth,* to weep; to cry; to feel regret: રોવું; દિલગીર થવું. *To l. away,* to drive away by laughter: હસીને કાઢી નાખવું.*To l. down,*to desist by laughter:હસીને દબાવી-બેસાડી દેવું. ( *b.* ) To cause to be given up on account of ridicule:હસીને-હાંસી કરીને છોડાવી દેવું.*To l.one out of,*to cause one by laughter to abandon: હસી કાઢી તેની પાસે મુકાવી દેવું. *To l.to scorn,*to deride;to despise: મજાક-હાંશી કરવી;તુચ્છકારવું; તરછોડી કાઢવું. *n.* The sound heard in laughing:હસવાથી જે ઉચ્ચાર થાય તે;હાહા;હીહી;ખીખી.

**Laughable,** (લૅફબલ્ ) *a.* Fitted to excite laughter:હસામણું;હસવું આવે તેવું;હાસ્યજનક;હાસ્યોત્પાદક.

**Laughing,**(લૅફિંગ્ )*a.* & *n.* The act of laughing:હસવું તે.

**Laughing-stock,** ( લૅફિંગ્સ્ટૉક્) *n.*An object of ridicule;a butt of sport:હસાવનારી વસ્તુ;હસાવનાર;રમકડું;હાસ્યાસ્પદ;હાસ્યપાત્ર;ઉપહાસાસ્પદ;વિનોદાસ્પદ.

**Laughsome,**(લૅફ્સમ્ )*a.* Full of laughing:હાસ્ય-આનંદ ભરેલું.

**Laughter,**(લૅફ્ટર્ )*n.*[A.S.*hleahtor*]A movement of the muscles of the face,particularly of the lips:હાસ્ય;હસવું;હાંસી; હસિત; સ્મિત.*A horse l.*:અટ્ટહાસ.

**Launch,**(લૉન્શ્ )*vt.* [L. *lancer.*] 1.To throw;to hurl; to let fly: મારવું;ફેંકવું.2.To strike with;to pierce:ભોંકવું;ઘાલવું. 3. To cause to move;to set afloat:ધકેલવું;-માં ઝોકાવવું-તરતું મુકવું.4.To send out; to set going: હડસેલી મુકવું;-માં નાખવું;ઝોકાવવું.*vi.*To move with force;to plunge:જવું;મેદાન પડવું. *n.*1.The act of launching:ધકેલણી.2.The movement of a vessel from the land into the water: વહાણને જમીન ઉપરથી પાણીમાં ધકેલવું તે.3. (*Naut.*) The boat of the largest size belonging to a ship of war: લડાઈના વહાણના તાબાની મોટા કદની હોડી.

**Launder,**(લૉન્ડર્ ) *vt.* 1.To wash and iron:ધોઈને ઇસ્ત્રી કરવી.2. To lave;to wet:નવરાવવું;ધોવું;સાફ ક૦.

**Laundress,**(લૉન્ડ્રેસ્ )*n.*A woman whose employment is laundering:ધોબણ;લુગડાં ધોનારી.*vi.*To act as a laundress:ધોબણ તરીકે કામ ક૦.

**Laundry,**(લૉન્ડ્રિ )*n.*1.A laundering;a washing:ધોવું તે.2.A place or room where laundering is done:લુગડાં ધોવાની ઓરડી-જગા.

**Laureate,**(લૉરીએટ્ ) *n.* [L. *laureatus.*]One crowned with laurel: લારલ ધારણ કરેલો માણસ. *a.* Crowned or decked with laurel: લારલ ઓસેલું.*vt.*To honour with a wreath of laurel:લારલની માળા પહેરાવીને માનઆપવું.*Poet laureate,*an officer in a royal household, whose business was to compose an ode annually for the king's birthday & other suitable occasions:રાજકવિ.

**Laurel,**(લૉરેલ્ )*n.* [L.*laurus.*] 1. (*Bot.*)An evergreen shrub:હમેશાં લીલો રહેનારો છોડવો;જવાસ-તજ-કપૂર વિગરેની જાતનો છોડવો. 2. A crown of laurel;honour;distinction *esp.*in the *pl.*:માન; આબરૂ. 3.An English gold coin:એક ઇંગ્રેજી સોનાનો શીક્કો.

**Lava,**(લાવા)*n.* [L.*lavo*, I wash.] The melted rock ejected by a volcano from its top:બળતા પહાડની અંદરથી બળતો નીકળતો પદાર્થ-રસ;જ્વાળામુખીરસ.

**Lavatory,**(લૅવેટોરિ) *a.* Washing: ધોવાનું. *n.*A place for washing: ધોવાની જગ્યા.2.A vessel for washing in:ધોવાનું વાસણ.3. A lotion for a diseased part:દરદના ભાગને ધોવાની દવા.4.A place where gold is obtained by washing:ધૂળ ધોવાથી જ્યાં સોનું નીકળે છે તે જગા;હેમક્ષેત્ર.

**Lave,**(લેવ્ )*vi.*To bathe; to wash oneself:નાવું. *vt.* 1. To wash; to bathe:ધોવું;નવડાવવું. 2. To pour out : રેડવું. *n.* The remainder ; others:બાકી વધેલું તે;શેષ.

**Laver,**(લેવર્ )*n.*[L.*lavatorium*,a washing place.] 1.A vessel for washing:ધોવાનું વાસણ;તસ. 2. A large brazen vessel placed in the court where the officiating priests wash their hands & feet: પ્રક્ષાલનપાત્ર ; ત્રાંબાકુંડી. 3. That which washes or cleanses:જેનાથી ધોવાય તે;ધોવાનું. *n.* One who laves;a washer:ધોનાર;ધોબી;પખંટ.

**Lavish,**(લૅવિશ્ )*a.*[A.S.*gelafian*, to refresh.] 1. Expending;profuse; prodigal: બહુજ-અતિશે-વગર વિચારે-વિવેક વગર કરનારૂં;ખર્ચાળ;ઉડાઉ; ધોતાળ. 2. Superabundant; excessive: ઘણુંજ;બહુ;અપરિમિત; અત્યાધિક.3.Wasteful:હાથનું કાણું; ઉડાઉ;ફનાફાતીઆ કરનાર. *vt.*To expend or bestow with profusion; to squander: ઉડાવવું;ખૂબ ખર્ચવું.

**Lavishly,** ( લૅવિશલિ ) *adv.* In a lavish manner:ઉડાઉપણાથી.

**Law,**(લૉ)*n.*[L.*lex.*]1.In general, a rule of being or of conduct; a controlling regulation:વર્તવાનું ધોરણ;નીમ-નિયમ;વ્યવહાર;આચાર. 2.In morals,the will of God:ઇશ્વરેચ્છા;આજ્ઞા;હુકમ.3.The Jewish

Let dogs delight to bark & bite, for God has made them so:

or Mosaic code:યાહુદીઓનું કાયદાનું પુસ્તક.4.(*a*)An organic rule: નિયમ;ઠરાવ;વિધિ. (*b*) Any edict, decree,or order: ઠરાવ; હુકમ;કાયદો;કાનુન;શાસન;ધર્મશાસ્ત્ર; સ્મૃતિશાસ્ત્ર. 5. In philosophy and physics,a rule of being, operation or change so certain and constant that it is conceived of as imposed by the will of God: વ્યવસ્થા;નિયમ;ધારો; કર્મમાર્ગ; પ્રવૃત્તિમાર્ગ. 6.In mathematics, the rule according to which any thing,as the change of value of a variable,or the value of the terms of a series,proceeds;order of sequence:હિસાબ ગણવાનો-કરવાનો નિયમ.7.The rules of construction or of procedure:નિયમ;રીતિ;ધારો.8.The whole body of rules relating to one subject: કાયદો;કોડ; નિયમસંગ્રહ. 9. Legal science; jurisprudence;the principles of equity:કાયદા;ધર્મ;સ્મૃતિ; વ્યવહારશાસ્ત્ર.*A code of* l.s:ધર્મસંહિતા;ધર્મ-સ્મૃતિશાસ્ત્ર.*Versed in* l.: સ્મૃતિશાસ્ત્રજ્ઞ;વ્યવહારપંડિત.*Against the* l.:સ્મૃતિ વિરૂદ્ધ.**L.***giver*:સ્મૃતિ-શાસ્ત્રકાર; વ્યવસ્થાપક; વિધિ-ન્યાયપ્રવર્તક.*Courts of* l.:અદાલત;ન્યાયસભા;ધર્મ-સભા.10.Trial by the laws of the land; litigation:મુકર્દમો;કજીઓ;કાયદેસર ઈલાજ.11.An oath as in the presence of a court:સોગન.*Bode's* l.,(*Astron.*) an approximative empirical expression of the distances of the planets from the sun:સૂર્યથી ગ્રહો સુધીના અંતર વિષેનો કાયદો.*Canon* l., the body of ecclesiastical law adopted in the Christian Church : ક્રિશ્ચિયન ચર્ચમાંનો ધર્મ સંબંધીનો કાયદો.*Civil* l., a term used by writers to designate Roman law,with the modifications thereof which have been made in the different countries into which that law has been introduced:કોઇ દેશને અનુકૂળ પડતો કીધેલો મૂળ અસલના રોમન લોકનો કાયદો;દિવાની કાયદો.*Common* l.,custom prevailed in a country from the ancient time: પરાપૂર્વથી ચાલી આવેલી દેશ રીતિ-ધારો-સીરસ્તો;સ્મૃતિ.*Criminal* l., that branch of jurisprudence which relates to crimes:ફોજદારી કાયદો. *To go to* l.,to seek a settlement of any matter by bringing it before the courts of law:ફરીઆદી કરવી-માંડવી. *To take or have the* l.*of*,to bring the law to bear upon:-ને કાયદો લાગુ પાડવો-ના ઉપર કાયદો બજાવવો.

**Law-abiding**,(લૉ-ઍબાઇડિંગ્) *a.* Obedient to the law:કાયદાને માન આપનાર;રાજ્ય ભક્ત;વફાદાર;તાબેદાર.

**Lawful**,(લૉફુલ્)*a.*1. Allowed by law;legitimate;competent:કાયદેસર;યોગ્ય;શાસ્ત્ર વિહિત;શાસ્ત્રોક્ત;યથાન્યાય;શાસ્ત્રી સંમત;અનિષિદ્ધ;નિર્દોષ;નિર્બાધ;લાયક.**L.***wife*: ધર્મપત્ની. **L.***means*: ધર્મોપાય;ન્યાયોપાય.2. Rightful; authorized by law: ખરેખરૂં;વાસ્તવિક; ન્યાયનું; નીતિનું; ખરો હક ધરાવનાર.

**Lawfully**,(લૉફુલિ)*adv.*Rightfully:કાયદેસરરીતે;યોગ્ય રીતે.

**Lawgiver**,(લૉગિવર્)*n.*One who makes or enacts a law;a legislator:કાયદારચનાર-બનાવનાર;ધારાશાસ્ત્રી; સ્મૃતિ-શાસ્ત્રીકાર; વિધિ-ન્યાય પ્રવર્તક.

**Lawless**,(લૉલેસ્)*a.* 1. Contrary to law;illegal:કાયદાથી ઉલટું-વિરૂદ્ધ;ન્યાય વિરૂદ્ધ.2. Not subject to the law of morality or of society:નીતિ મુકીચાલનાર;અધર્મી;અન્યાયી. 3. Not subject to the laws of nature: બેકેદ; નીતિભ્રષ્ટ; બધાથી ઉલટું;ઉચ્છૃંખલ;સ્વેચ્છાચારી;નિર્મર્યાદ;અશિષ્ટ;આચાર-ધર્મભ્રષ્ટ;મનસ્વી.

**Law-monger**,(લૉ-મંગર્) *n.*One who practices law as if it were a trade:કજીઆ દલાલ.

**Lawn**,(લૉન્)*n.*[F.*laude*,health.] 1.An open space between woods: રાનઝાડના વન વચ્ચેની ખુલ્લી ઝાડ વિનાની જગો. 2. Ground covered with grass kept closely mown: ચડમાંથી કાપી નાખેલું ઘાસનું મેદાન. 3.A very fine linen fabric with a rather open texture: એક જાતનું શણનું લુગડું.

**Lawsuit**,(લૉસ્યૂટ્) *n.* An action at law;a suit in equity:દાવો; ફરિઆદી;મુકર્દમો.

**Lawyer**,(લૉયર્)*n.*1.One versed in the laws:કાયદા જાણનાર; વ્યવહાર શાસ્ત્રવેત્તા; ધારાશાસ્ત્રી. 2. A practitioner of laws:વકીલ; બારિસ્ટર;ધારાનો હીમાયતી.

**Lax**,(લૅક્સ્)*a.* [L. *laxus.*] 1. Not firm,rigid;loose; slack: ઢીલી-ઢીલુ પડી ગએલું;શિથિલ.2. Not strict; not exact;loose;weak:ઢીલું;પોચું; નરમ;આમ બોલે અને આમ બોલે એવું;ઘટા-ઢંગ વિનાનું;કર્મભ્રષ્ટ; ધર્મભ્રષ્ટ; દુરાચારી.3. Having a looseness of the bowels:છૂટી ગએલું; અસ્તવ્યસ્ત; બંધારણતુટી ગએલું; વારેવારે ઝાડા થયા કરે એવું.

**Laxative**,(લૅક્સેટિવ્) *a.* [L.*laxativus.* ] 1. Having a tendency to loosen: કોઠો મુકાય-નરમ-મુલાયમ થાય એવું;રેચક;સારક.2. (*Med.*) Having the effect of loosening the intestines and relieving from constipation:સુક્ષ્મરેચક. *n.* An opening medicine:રેચક ઓસડ.

**Laxity**,(લૅક્સિટિ)*n.*[L.*laxitas.*] 1. The state or quality of being lax : ઘટા વિનાનું ; બેઢંગાપણું. 2. Want of precision:શિથિલતા;ઢીલા-પોચાપણું;અનાચાર;મર્યાદાતિક્રમ.

**Lay**,(લે)*a.*[L.*laicus.*] 1. Pertaining to the laity,as distinct from the clergy:સંસારી.2.Not educated;ignorant: અજ્ઞાની; અજ્ઞાન; અભણ.3.Unprofessional:કોઇ અમુક ધંધામાં પ્રવિણ હોય તે સિવાયના બીજા-સાધારણ લોકમાંનું.**L.***days*,time allowed in a charter party for taking in & discharging cargo: માલ ભરવા ઉતારવાને માટે કરારમાં આપેલા છુટના દિવસો.*n.*1.The laity; the common people:સંસારી લોક; સાધારણ લોકો.2.A meadow:ઘાસવાળી જમીન;બીડ.3.Faith; creed: ધર્મ;મત;પંથ;ધંધો.4.A law:કાયદો; કાનુન;નિયમ.5.An obligation; a vow:સોગન;બંધન;વચન.6.A song; a ballad:ગાણું;ગીત.7.A melody: ગાન;ગાયન.*vt.*1. To cause to lie down;to put down; to deposit: મુકવું-ના ઉપર પડવું.2.To place in position;to establish firmly:મુકવું;ગોઠવવું;સ્થાપવું;ચણવું.3.To prepare;to make ready:રચવું; બનાવવું;તૈયાર કo;પાથરવું.4.To spread on a sur ace:લગાવવું; દેવું. 5. To calm;to allay; to supress: ટાઢું પાડવું;નરમ પાડવું;શાંત કરવું;ભૂત-ઝાપડું કાઢવું.6.To cause to lie dead or dying:મારી પાડવું;[illegible] ક-

રી નાખવું.7.To stake:-ની હોડ-સરત બકવી-કરવી.8.To bring forth and deposit:મુકવું;જણવું;*as,to* l. *eggs*: ઈંડા મુકવાં.9.To apply;to put:અડકાડવું; લગાવવું;વતી ઝાલવું. 10.To impose: મુકવું; બેસાડવું; નાંખવું. 11. To impute; to charge: તહોમત-આરોપ મુકવો.12.To impose as a duty:નાખવું;મુકવું;ચઢાવવું. 13. To present or offer:આગળ મુકવું-ધરવું;રજુ કરવું.14.(law)To state; to allege:બતાવવું;કહેવું.15.(*Mil.*)To point;to aim:ધારવું;તાકવું. 16.To put the strands of (a rope,a cable &c.)in their proper places and twist them : દોરીઓ બેઓ કરીને વણવી ; દોરડું ભાગવું. 17. To place and arrange:મુકીને ગોઠવવું.*To* l.*asleep*,to put to sleep: ઉંઘાડવું.*To* l.*bare*,to make bare: ઉઘાડું મુકવું;ઉઘાડું કo.*To* l.*before*, to present to:-ને આપવું;જાહેર-રજુ કo;બતાવવું;આગળ મુકવું. *To* l. *by*, (*a*)to save: બચાવવું:સંગ્રહ-સંચય કo.(*b*) To discard:ત્યજીદેવું;-નું અપમાન કo.*To* l. *by the heels*, to confine;to put in prison:કેદ-બંધીખાનામાં પુરવું.*To* l. *down*, (*a*) to stake as a wager : શરત-હોડ બકવી.(*b*)To yield;to surrender: છોડીદેવું;શરણ થવું.(*c*) To assert or advance,as a proposition:યોજવું; દર્શાવવું;આલેખવું;સોંપી દેવું;હાજર કરવું;છોડી દેવું;મુકી દેવું.*To* l. *forth*,to extend at length:લંબાણથી વિવેચનકo.(*b*)To lay out as a corpse: મુડદાંને દાટવાને તૈયારી કo. *To* l. *hands on*,to seize:ઝાલવું; પકડવું. *To lay violent hands on one's self*, to injure one's self: આપઘાત કo. *To* l.*heads together*, to consult:મસલત કo;સલાહ લેવી.*To* l.*hold of*,to catch:પકડવું; ઝાલવું. *To* l.*in*, to provide: પુરૂં પાડવું; સંગ્રહ કરી રાખવો.*To* l.*on*, to apply with force:મારવું;ઝાપટવું;લગાવવું.*To* l.*one's self out*,to strive earnestly:બહુ પ્રયાસ-પ્રયત્ન કo;*To* l.*open*,to expose:ખુલ્લું કરવું;ઉઘાડું પાડવું;જાહેર-પ્રકટ કo.*To* l.*over*, to spread over:(ઢોળ)ચઢાવવો;ઢાંકવું; છાંદવું;-પર લેપ કo.*To lay out*,(*a*) to expend:ખરચવું.(*b*)To display; to discover:જણાવવું;પ્રકટ-જાહેર કo. (c)To arrange:ગોઠવવું;-ની ગોઠવણ-વ્યવસ્થા-રચના કo.(*d*)To prepare for burial: દાટવાને માટે તૈયાર કo. (*e*)To exert: વાપરવું;કામે લગાડવું. *To* l.*seige to*,to besiege:-ને ઘેરો ઘાલવો. *To* l. *the course*, to sail towards the land:જમીન તરફ હંકારવું.*To* l.*the land*,to cause it to disappear below the horizon: દૃષ્ટિમર્યાદા નીચે જમીન ઢાંકી દેવી.*To* l.*to*,(*a*)to impute:-ના ઉપર દોષ-આરોપ મુકવો.(*b*)To apply with vigor:ઉત્સાહ-ખંતથી મંડવું-કામે લાગવું.(*c*)To check the motion of: -ની ગતિ અટકાવવી-બંધ કo;ઉભુ રાખવું.(*d*) To attack or harass:-ને હેરાન કo;હુમલો કo.*To* l.*to heart*, to feel deeply:અંતઃકરણમાં લાગવું. *To* l.*under*,to subject to:-ને ઉપકાર કરવો.*To* l.*unto*,to put before:આગળ મુકવું.*To* l.*up*,to store: ભરી રાખવું;સંગ્રહ-સંચય કo.(*b*)To confine;to disable:કરવું;અશક્ત કo. *To* l.*waste*,to destroy:પાયમાલ-ઉજડ-વેરાન-તારાજ કરવું.*vi.*1.To produce and deposit,as eggs:મુકવાં. 2.To take a position:આગળ ચાલવું.3.To lay a wager: સરત-હોડ કરવી. *To* l.*about*,to strike vigorously in all directions:ખુબ ઠોકવું-ઝાપટવું;ફરતા ફરતી ચામડું ન બગડે એમ મારવું. *To* l. *for*,to prepare:તૈયાર થવું.*To* l.*on*,to strike: મારવું. *To* l. *out*, to purpose; to plan:ની ગોઠવણ કરવી;ઠરાવવું.*n.*1.A stratum:પડ;થર.2.A wager:સરત;હોડ.3.A price or profit:ફાયદો. 4.A measure of yarn:તાણાનું માપ. 5.A plan;scheme:યુક્તિ.

**Layer,**(લેઅર્)*n.*1.One who lays: મુકનાર. 2. A bed: પડ; થર. 3. A shoot of a plant:ચાંપ;ફણગો; શાખા;વડવાઈ.4.An artificial oyster bed:બનાવટી છીપનું પડ.

**Layland,** (લેલૅન્ડ્ ) *n.* Fallow ground:પડતર જમિન.

**Layman,**(લેમૅન્)*n.*1. One of the laity: સંસારી લોકમાંનું એક. 2. A lay figure:માણસનું પુતળું.

**Laystall,** (લેસ્ટૉલ્ ) *n.* 1. A place where rubbish, dung &c., are laid or deposited:ઉકરડો વિંકરવાની જમીન.2.A place where milch cows are kept:જ્યાં દુઝણી ગાયો રાખવામાં આવે છે તે જગા;કોઢ;ગમાણ.

**Lazar,**(લાઝાર્)*n.*A person infected with a filthy disease;leper: રગતપીતીઉં;ગળતકુષ્ઠી.

**Lazaretto,Lazaret,**(લૅઝૅરેટો,લૅઝરેટ્)*n.*A public hospital for persons affected with contagious diseases:ચેપી રોગના દરદીઓને રાખવાની ઈસ્પીતાલ-દવાખાનું.

**Lazarhouse,** (લાઝારહાઉસ્ ) *n.* A hospital for a quarantine:પીતીઆ વિગેરેની ઈસ્પિતાળ.

**Lazily,** ( લૅઝિલિ ) *adv.* In a lazy manner:સુસ્ત-આળસુપણાથી.

**Laziness,** (લૅઝિનેસ્)*n.* The state or quality of being lazy: સુસ્તી-ધીમાપણું;હાડકાંનું ભાગેલપણું;સુસ્તી.

**Lazy,**(લૅઝિ)*a.*[L.*laxus*,lax.] 1. Averse to labor;idle:ખોટું;હાડભગું;આળસુ.2.Inactive;slow;sluggish:ચાલાક નહીં તે; ધીમું; મંદ. 3. Wicked;vicious:ખરાબ;લંપટ.

**Lea,ley,**(લી)*n.*[AS.*leah*,*lea.*]1. A measure of yarn:દોરા-તારનું માપ. 2.A meadow: ચરો; ખસલી ઉગતી હોય એવી જગા;ગૌચરણ.

**Lead,**(લેડ્)*n.*[AS.*lead.*]1.One of the elements,having a bright, bluish colour:સીસું.2.An article made of lead:છાપરે જડવાનાં પતરાં. 3.A small cylinder of black lead used in pencils:પેનસીલની અંદરનું સીસું.4.(*Print.*)A thin strip of type metal, used to separate lines of type in printing:છાપવામાં ગોઠવેલાં બીબાંની હારને છુટી પાડવામાં વપરાતી ધાતુની ચીપ.5.(*pl.*) A roof covered with lead sheets: સીસાના પતરાં જડેલું છાપરૂં.*Black* l.,graphite; plumbago: પેનસીલ બને છે તે કાયલો.*Deep-sea lead*,the heaviest of sounding leads used in water exceeding a hundred fathoms in depth: સો ફીટ ઉંડું પાણી માપવાનો તાગ.*Hand lead*, a small lead used for sounding in shallow water:છછરૂ પાણી માપવાનો તાગ.*Lead colour*,a deep bluish gray colour: ઘેરો ભૂરો રંગ.*Lead mill*,a leaden polishing wheel used by lapidaries: પથરાના વેપારીઓને ત્યાંનું સાફ કરવાનું એક ભારે ચક્કર. *Lead pencil*, a pencil of which the marking material is graphite: સીસાપેન. *To cast,or heave the* l., to cast the sounding lead for ascertain-

ing the depth of the water:પાણીની ઉંડાઇ તપાસવાને તાગ નાંખવો. *vt.*1.To cover or fill with lead: ઉપર સીસું ચઢાવવું.2.(*Print*) To place leads between the lines of:બીબાંની ગોઠવેલી હાર છુટી પાડવાને તેની વચ્ચે સીસાંની ચીપો મુકવી.

**Lead,**(લીડ્)*vt.*1.To guide or conduct with the hand:દોરવું; દોરી લઈ જવું;હાથ પકડીને લઈ જવું.2. To guide in a certain course or to a certain place:કોઈ રસ્તે અગર કોઇ જગાએ દોરીજવું.Hence to instruct; to direct:શિક્ષણ-તાલીમ આપવી;રસ્તો-માર્ગ દશાવવો.3 To have direction or charge of:ચલાવવું;સત્તામાંકબજામાં રાખવું;ના ઉપરી હોવું.4.To go in advance; to precede:-ની આગળ જવું.5.To induce;to entice: લલચાવવું.6. To conduct oneself in:એ ચાલું; દોરાવું. 7. To begin a game:રમત શરૂ કરવી;-ની પહેલી ઉતર હોવી.*To lead astray*,to guide in a wrong way:આડો-ખોટો રસ્તો બતાવવો;આડે-ખોટે રસ્તે ચઢાવવું;કુમાર્ગે દોરવું.*To lead captive*, to carry into captivity: કેદ પકડી જવું. *To lead the way*, to show the way:આગળ ચાલીને રસ્તો દેખાડવો. *vi.*1.To guide:દોરવું.2. To reach to a certain place: અમુક જગાએ જવું;-થી-થઈને જવાતું હોવું. As, this road *leads* to the station:આ રસ્તેથી સ્ટેશન ઉપર જવાય છે.*To lead off* or *out*,to go first;to begin: ચાલવા માંડવું;શરૂ ક૦.*n.*Guidance; direction:સરદારી;આગેવાની;પહેલ. 2.Advance position:આગળ થવું તે; મોખરો;પહેલ.3.Right of playing first in a game:રમત પહેલી શરૂ કરવાનો હક;પહેલી ઉતર.4. An open way in an ice field:બરફના ઢગલામાંનો ઉઘાડો રસ્તો. 5. The course of a rope from end to end:દોરડાનો એક છેડાથી બીજા છેડા સુધીનો રસ્તો.6. The action of tooth:દાંતાનું કાર્ય.

**Leaden,**(લેડન્)*a.*1.Made of lead: સીસાનું.2.Like lead in color:સીસાના રંગ જેવું.3.Heavy;dull: આળસુ;સુસ્ત.

**Leader,**(લીડર્) *n.* 1. A guider;a conductor:અગ્રેસર;દોરનાર. Especially (*a*)one who goes first:પહેલો જનાર. (*b*) A chief; a commander:સરદાર;અગ્રેસર; સેનાપતિ; આગેવાન.(*c*)(*Mus.*)A performer who leads a band of music:વાજાંવાળાઓને પહેલાં ગાયન શરૂ કરાવનાર;ઉસ્તાદ.(*d*)A horse placed in advance of others:બીજા ઘોડાઓથી આગળ જોડેલો ઘોડો.(*e*)A pipe for conducting rain water from a roof to a cistern or to the ground: છાપરાં ઉપરથી નીચે જમીનમાં પાણી લઈ જવાને મુકેલો નળ.2.The first or principal editorial article in a newspaper: કોઇપણ ન્યુસપેપરમાંનું મુખ્ય-અધિપતિ તરફનું લખાણ. 3. (*Print.*) (*a*) A type having a dot or short row of dots upon its face : જેની ઉપર ત્રીણું ટપકું કે ટપકાંની હાર હોય એવું બીબું.(*b*) A row of dots, periods, or hyphens, used in tables of contents, indexes &c.,to lead the eye across a space to the right word or number:સાંકળીઆં વિ૦ માં જમણી તરફનો શબ્દ કે આંકડો બતાવવાને આવી......ટપકાં ટપકાં વાળી લીટી-હાર.

**Leadership,** (લીડરશિપ) *n.* The office of a leader:સરદારી;આગેવાની;અગ્રેસરપણું.

**Leading,**(લેડિંગ્)*n.*Lead;articles of lead:સીસાની જણસો.

**Leading,** (લીડિંગ) *a.* Guiding; directing:મુખ્ય;મોટામાંમોટું;પ્રધાન. **L.***question*,a question so formed as to guide the person questioned in making his reply:કેવો જવાબ આપવો તે નીકળી આવે એવો સવાલ;સૂચક સવાલ-પ્રશ્ન.**L.***strings*, strings by which children are supported when beginning to walk:બાળક છોકરાંને ચાલતાં શિખવતી વખત પકડવાની દોરી;પાંગળાદોરી. *n.*1.The act of guiding:દોરવાની રીત.2.Hint;example: મદદ; દાખલો;ઉદાહરણ;સૂચન.

**Leadpencil,** ( લેડ્પેન્સિલ્ ) *n.* A pencil made of lead:સીસાપેન.

**Leaf,** (લીફ્) *n. pl.* **leaves,** [AS. *leaf.*] 1. One of the parts of a plant:પાંદડું; પર્ણ;પત્ર; પાન. 2.A special organ of vegetation in the form of a lateral out-growth from the stem:પાંતરી. 3. Something which is like a leaf in being wide and thin and having a flat surface:પડ.4.A part of a book containing two pages on its opposite sides:પાનું; પત્ર. 5.A side of window, shutters, folding door &c.:પડ.6.Movable side of a table:પડ;પડખું;બાનું.7. Thin plates:વરખ.*Leaf beetle*,any beetle which feeds upon leaves: પાંદડાં ઉપર જીવનાર વાંદો. *Leaf bud*,a bud which develops into leaves:જેમાંથી પાંદડાં થાય છે તે કળી. *Leaf butterfly*, any butterfly which,in the form and color, resembles the leaves of plants: પાંદડાના આકાર અને રંગને મળતું પતંગિયું.*To turn over a new leaf*, to make a radical change for the better in one's way of living or doing:નવેસરથી બધો ફેરફાર કરી નાખવો;નવીજ પાઘડી બાંધવી.*vi.* To shoot out leaves;to produce leaves:-ને પતરાં આવવાં;પલ્લવિત થવું.

**Leafless,**(લીફ્લેસ્) *a.* Having no leaves or foliage:બોડું; પાંદડાં વગરનું;નિષ્પત્ર;પર્ણ શૂન્ય-રહિત.

**Leaflet,** (લીફ્લેટ્) *n.* 1. A small leaf:નાનું પાતરૂં;પાંદડી.2. One of the divisions of a compound leaf:પાનાનો એક ભાગ. 3. A leaf-like organ or part:નાનું પાનું.4. A little printed leaf or tract: નાનું ચોપાનીઉં.

**Leafy,**(લીફિ)*a.* 1. Full of leaves: પાંદડાંથી ભરપૂર. 2. Consisting of leaves:પાંદડાંવાળું.

**League,**(લીગ્)*n.*[L.*ligo*, I bind.] 1.A measure of length or distance:છેટાનું માપ;આઠમાઈલ.2.A stone erected near a public road to mark the distance:અંતરનીનિશાનીને માટે ઉભો દાટેલો પથ્થર. 3. An alliance of two or more nations or persons:બે પ્રજા અથવા માણસોનો સંપ;એકો. *vi.* To unite in a league:એકો-સંપ કરવો.*vt.*To join in a league;to combine: જોડાવું; ભેગા મળી જવું.

**Leak,**(લીક્)*n.*1 A crack; a crevice:તડ;ફાટ;ચિર;છિદ્ર; વેહ. 2.The entrance or escape of a fluid through a crack:ગાબડાંમાંથી પાણીનું પેસવું કે નીકળવું તે.*To spring a l.*,to begin to let in water:-માં પાણી પેસવા માંડવું;-માં કાણું-ગાબડું પડવું.*vi.*1.To let water or other fluid in or out through a hole: પાણી અગર બીજા પ્રવાહી પદાર્થનું અં-

જીવન.

**Life-boat,**(લાઈફ્-બૉટ્ )*n.* A strong buoyant boat especially designed for saving the lives of shipwrecked people: ડૂબતાં માણસને બચાવવાની હોડી.

**Life-guard,**(લાઇફ્ગાર્ડ્ )*n.* A man kept to guard the person of a king: રાજાના રક્ષણ સારૂ રાખેલો સિપાઈ;શરીરરક્ષક.

**Life-interest,** (લાઈફ્-ઇન્ટરેસ્ટ્ ) *n.* An estate or interest which lasts during one's life: હયાતી સુધીનો હક.

**Lifeless,**(લાઈફ્લેસ્ ) *a.* Destitute of life or deprived of life: જીવ વિનાનું;પ્રાણરહિત;મરી ગએલું.2.Inanimate: નિર્જીવ; અચેતન; જડ. 3. Torpid:ટાઢું;નરમ; નિ:સાર; નિ:સત્વ;વિરસ;નિર્જીવ;નિસ્તેજ.

**Life-like,**(લાઇફ્-લાઈક્ ) *a.* Like a living being; resembling life: જીવતા માણસ જેવી (છબી).

**Life-long,**(લાઇફ્-લૉંગ )*a.* Lasting through life:જીંદગી પર્યંતનું;જન્મારા સુધી.

**Life-time,** (લાઈફ્-ટાઇમ્ ) *n.* The time that life continues: આયુષ્ય;આવરદા; જીંદગી; જીવિતકાળ. *All one's* l.:જન્મપર્યંત.

**Life-size,**(લાઈફ્-સાઈઝ્ )*n.* Of full, or natural size:આખા-સર્વાંગ કદનું.

**Lift,**(લિફ્ટ્ ) *n.* The sky; the atmosphere:આકાશ; નભોમંડળ. *vt.* 1.To move in a direction opposite to that of gravitation; to raise:ઉંચકવું;ઉપાડવું.2. To bear; to support:મદદ કરવી. 3. To improve in rank;to exalt:ઉંચું ચડાવવું;-ની ઉન્નતિ કo;ઉન્નત સ્થિતિએ લઈ જવું.4.To collect,as moneys due: ઉઘરાણી વસુલ કo;ઉઘરાણી સંકેલવી. 5.To steal:ચોરવું.*To lift up,* to raise: ઉંચું કરવું. *To lift up the eyes,*to look up:ઉંચું જોવું.*To lift up the feet,*to come speedily to one's relief:ઉતાવળથી કોઈની મદદે જવું-વહારે ધાવું. *To lift up the hand against,*to rebel against: -ના સામું બંડ ઉઠાવવું.*To lift up the heel against,*to treat with insolence or un-kindness:-ની અવગણના કo; તરછોડી કાઢવું. *To lift up the voice,*to cry aloud: બૂમ પાડવી.*vi.*1.To try to raise something:ઉઠાવવાને મહેનત કરવી.2.To rise:ઉંચું થવું;ઉઠવું. *n.* 1. Act of lifting : ઉંચકવાની રીત. 2. The space or distance through which anything is lifted:છેટું.3.Help: મદદ.4.That by means of which a person or thing lifts:ઉંચુ કરવાનું સાધન;ઉચ્ચાલન.5. A rise:ઉંચાઇ.6.A lift gate;a gate that is opened by lifting:ઉંચો કરીને ઉઘાડવાનો દરવાજો.7.A layer of leather in the heel:એડીમાંના ચામડાનું પડ.

**Ligament,**(લિગૅમેન્ટ્ ) *n.* [L.*ligo,* I bind.]1. Anything that ties or unites one thing to another: એક વસ્તુને બીજી વસ્તુ સાથે જોડનાર; પાટો;બંધન.2.A tough band or plate of dense,fibrous,connective tissue serving to unite bones or form joints:જેણેવતી શરીરમાં એક હાડકું બીજા હાડકા જોડે બંધાએલું રહેછે એવો ધોળો શીરા જેવા પદાર્થનોબંધ-પાટો.

**Ligate**(લિગેટ્ )*vt.*To bind round; to bandage: વિંટાળી-આંટા મારીને બાંધવું;પાટો મારવો-બાંધવો.

**Ligation,**(લિગેશન )*n.*[L. *ligo,* I bind.]1.The act of binding:બાંધવું તે.2.That which binds;bond: બંધારણ;બંધન;સંબંધ.

**Ligature,** ( લિગૅટ્યુર્ ) *n.* 1. The act of binding:બાંધવું તે.2.Anything that binds;a band or bandage:બંધ;પાટોબંધારણ. 3.A thread or string for tying the blood vessels, to prevent hemorrhage:નસ-રક્તવાહીનીમાંથી વહેતું લોહીબંધ કરવાને બાંધવાની દોરી. (*b*) A thread or wire used to remove tumors: ગાંઠ-વરસોળી કાઢી નાંખવાની દોરી કે તાર. 4. The state of being bound;stiffness: ગંઠાઈ જવું તે;અકડી-અડી જવું તે;બંધન;બંધ.5.(*Print*) A type consisting of two or more letter united, as *æ,fi,ffi.*:બેકે વધારે અક્ષરો અંદર અંદર જોડાયલા હોય એવું છાપવાનું બીબું.6.*vt.*To ligate; to tie:બાંધવું.

**Light,**(લાઇટ્ )*n.*[L.*lucco,*I shine.] 1. That agent, force, or action in nature by the operation of which upon the organs of sight, objects are rendered visible:અજવાળું;તેજ;જ્યોતિ;જ્યોત: કાંતિ; પ્રભા; શોભા; ઉજાસ; પ્રકાશ. 2. That which furnishes light:અજવાળું આપનાર;દીપક;ભાનુ;દીપ;દીવો; ચિરાગ;ફાનસ. 3. The time during which the light of the sun is visible; the dawn of day: અરૂણોદય;પ્રભાત;દહાડો. 4. The brightness of the eye: આંખનું તેજ. 5. The medium through which light is admitted:અજવાળું આવવાની જગા;અજવાળિયું.6.Life;existence:હયાતી;જન્મ. 7.Open view; publicity;a visible state:છતાપણું;પ્રસિદ્ધિ;પ્રખ્યાતિ;પ્રકાશતા.8.The power of perception by vision: તેજ;પ્રકાશ;દૃષ્ટિ.9.Knowledge;enlightenment:સમજ;ખુલાસો;જ્ઞાન; પ્રકાશ;બોધ.10.Prosperity;happiness;joy;felicity: ચડતીનો વખત; આબાદી;બુલંદી. 11. The manner in which the light strikes upon a picture:કોઈ છબી ઉપર અજવાળું પડવાની રીત. 12. Point of view: દેખાય-સમજાય એવી જોવાની-સમજવાની-સમજાવવાની રીત; અજવાળું;દૃષ્ટિ;લક્ષ્ય;દૃષ્ટિસૂત્ર;વિચાર;સારા કે નઠારા આકારમાં કંઈ પણ વસ્તુ લેવી કે સમજવી તે. 13. A model or example:સૂચન;દર્શન;દાખલો; દીપક;ભાનુ;દિવો;ઝવેર;નંગ;મોહરૂં; નાક; મણિરૂપ;શિરોમણી; અગ્રેસર. 14. A firework made by fitting a case with a substance which burns brilliantly with a white flame: દારૂખાનામાં છોડવામાં આવતું બપોરીઉં. *The light of the countenance,*favour;kindness:મહેરબાની;કૃપા;અનુકૃપા.*To bring to* l.,to cause to be disclosed: ખુલ્લું-ઉઘાડું થવું; પ્રસિદ્ધ-પ્રકાશ થવું.*To see the* l.,to come into notice:બહાર આવવું;પ્રસિદ્ધ થવું;અવતરવું; પ્રકાશ-અજવાળામાં આવવું.*Considered in* l.:આદૃષ્ટિથી જોતાં-વિચારતાં.*To stand in one's own* l.,દીવો લઇને કૂવે પડવું;પોતાનીજ વિરૂદ્ધ જાય એવો રસ્તો પકડવો. *From the* l. *of utility:* ઉપયોગ દૃષ્ટિથી જોતાં. *vt.* 1. To set to;to kindle:સળગાવવું;બાળવું. 2. To give light to: અજવાળું પાડવું;રોશની કરવી;ઉજાસ કo-પાડવો. 3. To attend or conduct with a light: રસ્તો બતાવવાને દીવો લેઇને જવું. *To light a fire,*to kindle the material of a fire:દેવતા સળ-

ગાવવો.*vi.*1. To take fire: બળવું; સળગવું. 2. To receive light; to brighten:-માં અજવાળું થઇ રહેવું. *a.*1.Having light:અજવાળાવાળું. 2.White or whitish:ખુલ્લો;આછો; બહુ ઘેરો ન હોય એવો.As,1. *brown:* ઘેરો ન હોય એવો તપખીરીઓ રંગ;ખુલ્લો-આછો તપખીરીઓ.*a.*1.Having little weight:વજનવિનાનું; હલકું; અગુરૂ; અલ્પભાર. 2. Not burdensome:હલકું;સુખવાહ્ય;સુવાહ્ય.3.Not severe or difficult:સુગમ; અવિષમ;અકઠિન;સુસાધ્ય;સહેલું. 4. Easy to be digested:હલકું;પચે એવું.5. Not heavily armed: છડું; નાનાં શસ્ત્ર રાખનાર.6. Active; nimble: ચપળ;ચાલાક;ચંચળ;અસ્થિર.7.Not heavily burdened: હલકું લાદેલું. 8.Slight;not important:નજીવું; તુચ્છ;ક્ષુદ્ર;નાનું;હલકું.9.Well leavened:ખમીર બરોબર ચઢયું હોય એવું; હલકું;ઝટ પચે એવું.10. Not dense: થોડું;અલ્પ;આછું પાતળું; ઘણું ઘાડું ન હોય એવું.11.Moderate: કુમળું; મધુર;મંદ.12.Not pressing heavily or hard upon;delicate:કુમળું.13.Unsteady; unsettled: અસ્થિર;ઠંગઢંગવિનાનું; ડામાડોળ. 14. Trifling; gay: નજીવું; અલ્પ. 15. Dizzy;giddy:ઢંગ વગરનું; ખસેલું; ચસકેલું.16.Easily bestowed:વગર વિચારે-આંધળા થઇને આપેલું. 17. Unchaste:ભ્રષ્ટ;છટેલ.18.Clipped; diminished:કપાઈ-ઓછું થઇ ગએલું. 19.Loose;sandy:નરમ; રેત જેવું.L. *cavalry* or *horse*, light-armed soldier's mounted on strong & active horses:હલકાં શસ્ત્રસજ્જ ઘોડેસ્વાર લશ્કર. **L.** *eater*, one who eats but little:અલ્પાહારી; થોડું-સૂક્ષ્મ ભોજન કરનાર; મિતાહારી. **L.** *infantry,* infantry soldiers selected and trained for rapid evolutions: ઉતાવળથી રીતસર અને માપસર પગલાં ભરીને ચાલવાને કવાયત કરાવેલું પાયદળ.**L.***of foot*,having a light steps:હલકે હલકે પગલાં મુકીને ચાલનાર.*To make light of*,to disregard: નજીવું ગણવું; ન ગણવું.*To set light by*,to slight; to despise:તુચ્છ ગણવું; લેખામાં ન ગણવું.*adv.*Lightly;cheaply:હલકી રીતે.*vi.*To take off:ઉતરવું.*vi.* To dismount:નીચે ઉતરવું.2. To feel light: હલકું થવું. 3. To descend from flight and rest:ઉડતાં ઉડતાં નીચે આવીને બેસવું.4.(With *on* or *upon*) To fall:નીચે પડવું. 5. To come by chance;to happen:બનવું;થવું;આવી બનવું;દૈવયોગે બનવું.

**Light-armed,** ( લાઇટ્‌આર્મ્ડ્ ) *a.* Armed with light weapons:હલકાં શસ્ત્ર બાંધેલું-સજેલું.

**Lighten,** ( લાઇટન ) *vi.* 1. To descend;to light:નીચે ઉતરવું.2.To flash: અજવાળાનો ભભૂકો થવો; ઝટ અજવાળું પ્રગટ થવું;ચમકારો થવો.3. To brighten;to clear,as,the sky: ઉઘાડ થવો;વાદળાં ખસી જવાં. *vt.*1. To light;to illuminate:અજવાળું કરવું;-માં દિવા કરવા-સળગાવવા; રોશની કરવી.2.To illuminate with knowledge:જ્ઞાન આપવું;પ્રકાશિત-ઉજ્વલિત ક૦.3.To flash out:દેવતાની પેઠે એકદમ નીકળવું;ઝબુકવું. 4. To free from trouble and fill with joy:ખુશી કરવું;આનંદિત-હર્ષિત ક૦. 5.To reduce in weight:ભાર ઓછો કરવો.6.To alleviate:નરમ પાડવું; ઓછું કરવું.7.To cheer:ખુશી કરવું.

**Lighter,**(લાઇટર ) *n.* 1. One who lights:દીવા કરનાર.2.A large boat used in unloading or loading vessels not reaching the wharves at shipment places: જે વહાણો કે હોડીઓ માલ ઉતારવા લેવાનાં બંદરની જગ્યાએ ન જઈ શકે તેમને વહાણમાં ચડાવવા કે ઉતારવાની હોડીઓ.*vt.* To convey by a lighter: હોડીમાં નાંખીને લઈજવું.

**Lighterman,** ( લાઇટર્મેન ) *n.* A person who manages a lighter: મછવાવાળો માણસ.

**Lightfingured,** ( લાઇટ્ફિંગર્ડ્ ) *a.* Thieving;pilfering: હાથનું ચોર; હાથનો ચાલાક.

**Light-footed,**(લાઇટ્ ફુટેડ્ )*a.*Nimble in running;active:પવન વેગી; ચાલાક.

**Light-headed,** (લાઇટ્હેડેડ્ ) *a.* 1. Disordred in the head; dizzy: વાએલ;ચળેલ;ચસકેલ; બેશુદ્ધ; બેહોશ; બેસાવધ.2.Fickle;unsteady:વિચાર વગરનું;બેભાન;અસ્થિર;ચપલમતિનું.

**Light-hearted,** ( લાઇટહાર્ટેડ્ ) *a.* Free from grief;gay:આનંદી;ખુશમિજાજી;ઉલ્લાસી;પ્રફુલ્લચિત્તનું.

**Light-horse,** (લાઇટ્હૉર્સ્ ) *a.* Not heavily armed:હલકા શસ્ત્રવાળું.*n.* Cavalry:ઘોડેસ્વારની ફોજ.

**Light-house,** (લાઇટ્હાઉસ્ ) *n.* A tower or other building with a powerful light at the top,erected at the entrance of a port to serve as a guide to mariners at night:દીવાદાંડી.

**Lightly,**(લાઇટ્લી ) *adv.* 1. With little weight:સહેજે ભાર મુકીને;હલકે પગે-હાથે.2.Swiftly;nimbly:ઝડપથી;ત્વરાથી;ઉતાવળથી.3.Without deep impressson:ઉંડું ઉતર્યાવગર; ઉપલક ઉપલક. 4. In a small degree:ઘણુંજ ધીમેથી; થોડે અંશે. 5. Easily;readily:સહેલાઈથી; તરતજ. 6. Without reason or for reasons of little weight:અમસ્થા;નિરર્થક;નકામું;ફોકટ;કારણ વગર;નિષ્કારણ; નિષ્પ્રયોજન; વિનાપ્રયોજન. 7. Commonly:સાધારણ રીતે.8.Cheerfully:ખુશીથી;આનંદથી; હર્ષપૂર્વક. 9. Without heed or care:બેફિકરાઈથી.10.Not chastely:ખરાબરીતથી; છટેલ-બેફામપણે.

**Light-minded,**(લાઈટ્માઈન્ડેડ્ ) *a.* Unsteady;unsettled:જેનું મન સ્થીર નહીં એવું;અસ્થીર;ઢંગ વીનાનું.

**Lightning,**(લાઈટ્નિંગ્ )*n.* A discharge of atmospheric electricity, accompanied by a vivid flash of light, commonly from one cloud to another, sometimes from a cloud to the earth: વીજળી;વિદ્યુત;ચપળા.2.The act of making bright: ઉજ્વલ કરવું તે; પ્રકાશ કરવો તે.

**Lightning-rod,**(લાઇટ્નિંગ્રોડ્ )*n.* A metalic rod set upon a building and connected with the earth or water below for the purpose of protecting the building from lightning: વીજળીથી ઇમારતને નુકસાન ન થવા દે એવો સળીઓ.

**Lights,**(લાઇટ્સ્ )*n.* The lungs of an animal or birds:ફેફસાં.

**Lightsome,**(લાઈટ્સમ )*a.* Having light: પ્રકાશીત; અજવાળાવાળું. 2. Gay;cheering:આનંદી;ઉલ્લાસી; પ્રફુલ્લિત;ખુશ.

**Ligneous,**(લિગનીઅસ્ )*a.* [L. *lignum*,wood.]Made of wood;consisting of wood: લાકડાનું;કાષ્ઠમય.

**Ligniform,**(લિગ્નિફૉર્મ્ )*a.* [L.*lignum*,wood.]Like wood:લાકડાના જેવું-બનેલું.

**Like,**(લાઇક્ )*a.*1.Resembling; si-

Like draws to like:

milar;alike:જેવું;સરખું;સમાન. 2. Equal or nearly equal:સરખું;સમાન;તુલ્ય;સદૃશઅ;તુરૂપ.3.Probable; likely:હોય એવું;સંભવિત;બનવાજોગ.4.Inclined toward; disposed to:તરફ વળેલું; ઈચ્છાતુર; ઈચ્છા હોય એવું;વલણશીલ. 5. That which is equal or similar to another;an exact resemblance;a copy: આબેહુબ નકલ; તાદૃશ્ય છબી; પ્રતિમાનો અવતાર;એકજ મગની ફાળ.2.A liking; a preference; (usually, in the *pl.*):પસંદગી.*adv.*In a manner like that of: પેઠે; માફક; જેવું. 2.In a like or similar manner: પેઠે;જેવું; એજ-એકજ રીતે. 3. Likely;probably:ઘણું ખરૂં; ઘણું કરીને; સોવશા.*vt.*To please;to suit:ખુશી કરવું;માફક આવવું.2. To approve: પસંદ કરવું.3.To liken;to compare: સરખાવવું;મુકાબલોક૦.*vi.*To choose: પસંદ કરવું.2.To look:દેખાવું.3.To come near;to escape narrowly: સહેજમાં બચી-છટકી જવું.

**Likehood,** ( લાઇક્‌હુડ્ ) *n.* Likelihood:લાગવું-સ્વરૂપ દેખાવું તે;સંભવ.

**Likelihood,**(લાઈક્‌લિહુડ્ )*n.*1. Appearance; show: દેખાવ; ડોળ. 2. Likeness;resemblance:સરખાવટ; મળતાપણું;સમાનતા.3.Appearance of truth;probability:સંભવ;શકયતા.

**Likely,**(લાઈક્‌લી) *adv.* In all probability: ઘણું કરી; સોવશા. *a.* 1. Probable;credible:માનવા જેવું;બનવા-થવાજોગ.2.Having probability:સંભવિત.3.Similar:જેવું;સમાન;સદૃશ.4.Good looking:દેખાવડું. 5.Promising:આશાવાળું-આપતું.

**Liken,** (લાઈકન્ ) *vt.* To allege or think to be like:સરખું-જેવું ગણવું; અનુરૂપ ગણવું-ક૦;સરખાવવું;સરખાવી જેવું.2. To make or cause to be like:-ની ઉપમા આપવી;મુકાબલો ક૦.

**Likeness,** (લાઈક્‌નેસ્ ) *n.* Resemblance;similarity:સમાનતા; મળતાપણું;સદૃશતા;તુલના;આભાસ;સમરૂપતા.2.Appearance of form:સરખાપણું;રૂપ;સ્વરૂપ;આકાર;આકૃતિ; ડોળ. 3. That which closely resembles;a portrait:છબી;ચિત્ર; પ્રતિમા;પ્રતિબિંબ;તસ્વિર.4. A comparision;parable:ઉપમા.

**Likewise,** ( લાઇકવાઇઝ્ ) *adv.* In like manner;also:તેમજ;તેવી રીતે; પણ;ઓ;એ.

**Liking,**(લાઈકિંગ )*imp.* Looking; appearing:દેખાતું.*n.*Suiting;the state of being pleasing:ગમવું-પસંદ પડવું તે;ઇચ્છા;મરજી;રૂચિ;અભિરૂચિ;પ્રીતિ;શોખ;ભાવ;ગમત. 2.The state of being pleased with:ગમતુ;ભાવતું.3. Appearance; look; figure:દેખાવ;પ્રકૃતિ;તબિયત.

**Lilac,**(લીલેક્ )*n.*1.A shrub of the genus *syringa*:ફુલનો છોડ. 2. A light purplish colour like that of the flower of the purplish lilac:જાંબુરંગને રંગ;જાંબલી રંગ.

**Liliputian,**(લિલિપ્યુશન )*a.*1.Pertaining to the imaginary island of Lilliput described by Swift: લીલીપુટના કલ્પિત બેટ સંબંધી.2.Of very small size:ઠીંગણું.*n.*1. One belonging to a very diminutive race described in Swift's voyage to Lilliput:ઠીંગણી જાતનો માણસ.2. A person or thing of very small size:ઠીંગણી વસ્તુ અથવા માણસ;વહેંતીઉ;વામનજી;ટીનકુડીઉં.

**Lily,**(લિલિ)*n.*1.A plant or flower: કમળફુલનો છોડ.2. That end of a compass needle which should point to the north:ઉત્તર દીશા બતાવનાર હોકાયંત્રની સોયનો છેડો.

**Limb,**(લિમ્ )*n.*1.A part of a tree which extends from the trunk; a large branch:ઝાડની ડાળી.2. An arm or a leg of a human being મનુષ્ય જાતનો હાથ-પગ;અવયવ. 3.A thing or person regarded as a part or member of, or attachment to, something else: અંગ; ગાત્ર; અવયવ. 4. An elementary peice of a mechanism of a lock: તાળાની અંદરનું ચક્કર.*Limb of the* l.,a lawyer or an officer of the law:કાયદા શાસ્ત્રી;વકીલ;ધારાનો હિમાયતી.*vt.*To supply with limbs: સાધન પુરાં પાડવાં.2.To dismember:જુદા પાડવું; અપંગ કરવું. *n.*A border; edge: કિનારી.

**Limbed,**(લિમ્ડ્ )*a.*Having limbs: ગાત્રવું;ગાત્રવાળું;સાંગ;અવયવી.

**Limber,**(લિમ્બર્ )*n.* 1.The shafts or thills of a wagon: ગાડાની ધરીનો દાંડો.2.The detachable forepart of a gun-car consisting of two wheels and axle and a shaft to which horses are attached: તાપની ગાડીના પોલ (દાંડા)જેને ઘોડા જોડે છે તે. *vt.* To attach to the limber:તોપને તેની ઘોડીપર બેસાડવી.2.To cause to become limber: વળાય તેવું કરવું. *a.* Easily bent; flexible: વળે તેવું.

**Limbo,** (લિમ્બો) *n.* [L. *limbus*,a border.] 1. An extramundane region where certain classes of souls were supposed to await the judgment:નરક લોક જેવો એક કલ્પીત દેશ. 2. Any real or imaginary place of confinement;a prison: કેદખાનું. 2. A border or margin:કોર;કિનાર;પ્રાંત;કોટિ.

**Lime,** (લાઇમ્ ) *n.* A thong by which a dog is lead;a leash:કુતરાને બાંધવાની વાધરી-દોરી. 2. The linden tree: આમ્લક લીંબુનું ઝાડ. 3.A fruit allied to the lemon: આમ્લક લીંબુ.4.Birdlime: પક્ષી પકડવાને ઝાડની ડાળીએ લગાડવાનો ચીકણો પદાર્થ.5.Oxide of calcium: ચુનો.*vt.*To smear with a viscous substance: ચીકણો પદાર્થ ચોપડવો. 2.To entangle:ફાંસામાં નાખવું.3. To treat with lime:ચુનો લગાડવો. 4.To cement:સજડ ક૦.

**Lime-burner,** ( લાઈમ્-બર્નર્ ) *n.* One who burns lime-stone, shells &c.to make lime:ચુનારો; ચુનો પકવનાર.

**Limekiln,** (લાઈમ્‌કિલ્ ) *n.* A kiln or furnace in which lime-stone or shells are burned and reduced to lime: ચુનો પકવવાની ભઠ્ઠી.

**Lime-quarry,** (લાઈમ્‌ક્વૅારી) *n.* A mine of calcium carbonate:ચુનાની ખાણ.

**Lime-stone,** (લાઈમ્-સ્ટોન્ ) *n.* A rock consisting of calcium carbonate:ચુનાનો પથ્થર.

**Limit,**(લિમિટ્ )*n.*[L.*limes, limitis*,limit.]1.That which terminates;the border;the edge:હદ; સીમા; મર્યાદા. 2. The space or thing defined by limit:હદ;સીમા.3.That which terminates a period of time:અવધ;અવધિ;વેળા; મર્યાદા.4.A restriction;check:દાબ;બંધ;બંધન; પરિમિતતા; મર્યાદા. 5.A determining feature:લાક્ષણિક ચિન્હ.*vt.* To apply a limit to: હદ બાંધવી.

**Limitable,**(લિમિટેબલ્ )*a.*Capable of being limited: જેની હદ-સીમા

થઈ શકે તેવું.

**Limitary,**(લિમિટરિ)*a.* Placed at the limit:હદ આગળ મુકેલું.2Confined within limits: હદની અંદર આવેલો.3. Limiting: હદવાળું. *n.* That which serves to limit; boundary:હદ;સીમા. 2. Limiter: હદ બાંધનાર.

**Limitation,** (લિમિટેશન) *n.* The act of limiting: હદ બાંધવી તે.2. A restriction:બંધન.3.A certain precinct within which friars were allowed to beg: સાધુઓને ભીખ માગવા દેવાની હદ.4.Limited time within which something is to be done:અમુક વખત.5.A certain period limited by statute after which the claimant shall not enforce claim by suit:ફરિયાદીની મુદત. *Barred by* l.:મુદતનો બાધ હોય એવું;મુદત વીતી ગયા પછીનું.

**Limited,**(લિમિટેડ)*a.* Restricted, confined within limits:ટુંક;થોડું; નિયમિત;સમર્યાદ;સાવધિક. **L.***Company,* a company in which each shareholder is liable only to the extent of shares he has taken and no further:જે કંપનીમાં દરેક શેરહોલ્ડર પોતે જેટલા શેરો લીધા હોય તેટલેજ દરજ્જે તે કંપનીના દેવાની બાબતમાં જોખમદાર ગણાય અને વધારે નહિ, એવી કંપની.

**Limitless,**(લિમિટ્લેસ)*a.* Having no limits:બેહદ;અનંત;અપાર;બેસુમાર.

**Limn,**(લિમ્) *vt.* [L.*illuminare,* to paint.]1.To draw; to paint: ચિત્ર પાડવું;ચિતરવું.2.To illumine books:ચોપડીપર ચિત્રપાડવું.

**Limner,** (લિમ્નર્) *n.* A painter; an artist: ચિતારો; ચિત્ર કાઢનાર.

**Limp,**(લિમ્પ્) *vt.* To halt;to walk lamely:ખોડંગાવું; લંગડા ચાલવું.*n.* A halt:લેંહેક;લંગડાવું તે.2.Scraper for removing poor ore or refuse from the sieve:ચાલણીમાંથી કાચી ધાતુ કાઢવાનું ઓજાર. *a.* Flaccid: પોચું;અતી નરમ.2. Lacking stiffness:પોચું;ઢીલું. [નીતરૂં; પારદર્શક.

**Limpid,** (લિમ્પિડ્) Clear: સ્વચ્છ;

**Limpidness,**(લિમ્પિડ્નેસ્)*n.*Quality of being limpid: સ્વચ્છતા.

**Limpingly,** (લિમ્પિંગ્લિ) *adv.* In a limping manner:ખોડંગતાં ખોડંગતાં.

**Limy,** (લાઇમિ) *a.* Consisting of lime: ચૂનાવાળું. 2. Resembling lime: ચૂના જેવું. 3. Containing lime:ચીકણું.

**Linch-pin,** (લિંચ્પિન્) *n.* A pin used to prevent the wheel-vehicle from sliding off the axle tree:પૈડાની ખીલી;સુળ.

**Line,**(લાઇન્)*n.*Flax;linen:શણ.2. Longer and larger fibre of flax: રેશમનો લાંબો દોરો-તાંતણો. *vt.* To cover the inner surface of: અસ્તર કરવું.2.To fill:ભરવું. 3. To strengthen;fortify: મજબુત કરવું. 4.To impregnant: ગાભણી કરવી; છાંટવું.*n.*1.(*a*)A linen thread or string:શણની દોરી.(*b*) A rope; a hawser:દોરડું;વરેડું.2. Any long mark:લીટી;લીસોટો.3.The course followed by anything in motion;a route;a road:માર્ગ;રસ્તો.4. Direction:બાજુ; દિશા; માર્ગ. 5.A row of letters:હાર;લીટી.6.Note: ચીઠ્ઠી.7.A verse:પાદ;ટુંક; પાયો; ચરણ.8.Coarse of conduct or policy:ધોરણ;પદ્ધતિ; માર્ગ; રીતિ; વ્યવહાર;ખાતું;કસબ;હુન્નર;કામ; ધંધો. 9. That which has length but not breadth or thickness:લીટી;રેશા. 10.The outline;boundary: હદ; સીમા; મર્યાદા 11. A thread like crease marking the face or hand;characteristic mark:રેષા; રેખા;વદનરેખા;મુખરેખા;લક્ષણ; ચિન્હ.12.Figure;feature:ચહેરો;આકાર;આકૃતિ;રૂપ.13.A straight row: સીધીહાર;પંક્તિ;ઓળ; શ્રેણી; પંગત. 14. Family or race:ઓલાદ;વંશ; પેઢી;વંશાવલી;વંશપરંપરા;કુલપરંપરા.15.An established arrangement for forwarding merchandize:કોઇ સ્થાપિત-નક્કી કરેલી-માલ ચઢાવવાની ગોઠવણ-વ્યવસ્થા.16. (*a*) Circle of longitude or lattitude:અક્ષાંશ કે રેખાંશવૃત.(*b*) The equator:વિષુવવૃત્ત.17. A long or narrow ribbon of steel:શીતપટી; ટેપ. 18. (*a*) A measuring line or chord:માપવાની દોરી.(*b*)Allotted place of abode:રહેઠાણનું નિર્ણિત સ્થળ.(*c*)Instruction;doctrine: મત;પંથ. 19. Relative position: વ્યવસ્થા; ઠેકાણું; બંધ. 20. Rail road:લોખંડની સડક.21.A row of men abreast of one another: સામસામી હાર. 22.Rampart:કોટ; દીવાલ.23.Form of a vessel:વાહાણની આકૃતિ. 24. One of the horizontal strokes: આડી લીટી. 25.A number of shares taken by a jobber:દલાલના ખરીદેલા શેર. 26. A series of various qualities and values of the same general class of articles: એકજ વસ્તુઓના જૂદા જૂદા પ્રકારનો ગંજ-જથો.27.The wire connecting one telegraphic station with another:તાર.28.Reins:લગામ.29. One-twelth of an inch:ઇંચનો બારમો ભાગ;દોરો. *On the* l., on the level of the eye of the spectator: દૃષ્ટીની સિધિ લીટીમાં. *Right* l., a straight line:સીધિ લીટી.*To cross the* l.,to cross the equator:વિષુવવૃત્ત ઓળંગવું.*To give a person* l., to allow him more or less liberty:કોઇપણ મનુષ્યને વત્તીઓછી છુટ આપવી.*vt.*1.To mark with a line or lines:લીટીદોરવી.2.To delineate;to portray: આળેખવું;ચિતરવું;-ની રૂપરેષા દોરવી.3. To form into a line: વ્યૂહમાં ગોઠવવું; વ્યૂહ રચના ક૦. A line of studys: અધ્યયનક્રમ.

**Lineage,**(લિનીએજ્) *n.* [L.*linea,* line.]Progeney;race:વંશ;કુળ;વંશાવળિ;વંશપરંપરા;ઓલાદ.

**Lineal,** (લિનીઅલ્) *a.* [L. *linea,* line.] 1. Hereditary; derived from ancestors:વંશપરંપરા ચાલતું આવેલું;પરંપરાગત; ક્રમ પ્રાપ્ત. 2. Inheriting by direct descent: બરોબર વંશજ હોવાને લીધે વારસ થતું. 3.Composed of lines: લીટીનું-વાળું.4.Pertaining to a line;linear:લીટીનું;રેખારૂપ-મય.

**Lineament,** (લિનીએમેન્ટ્) *n.* [L. *linea,*line.]Feature;form;mark: મ્હોંનો શીકો;શીકલ;ઘાટ;લક્ષણ; અંગલક્ષણ;ચિન્હ;વદન રેખા;મુખાકૃતિ.

**Linear,** (લિનીઅર્) *a.* [L. *linea,* line.] 1. Pertaining to a line; consisting of lines:લીટી સંબંધી;-નું પંક્તિમય;રેખારૂપ-મય. 2. Like a line; narrow: લીટી જેવું;સાંકડું.

**Lineation,** (લિનીએશન્) *n.* [L. *lineatus,*the drawing of a line.] Delineation;a line:ચિત્ર;આલેખન.

**Linen,**(લિનેન્)*a.*1.Made of linen: શણનું.2.Resembling linen cloth; white: શણને મળતું; ધોળું. *n.* 1.

Thread or cloth made of flax: શણનું લુગડું. 2. Underclothing shirt:શણવસ્ત્ર;અંદર પહેરવાની બંડી.

**Linendraper,** ( લિનન્ડ્રેપર ) *n.* One who trades in linen:શણના કાપડનો વેપારી.

**Lines,**(લાઇન્સ )*n.*A camp:છાવણી.

**Linger,** (લિંગર ) *vi.* [A.S. *lang*, long.]To delay;to loiter: ઢીલ કરવી;ઉભા રહેવું;જતાં વાર લગાડવી;વિલંબ કo;કાળક્ષેપ કo.*vt.*To protract to draw out:કંઇ કરવામાં વાર લગાડવી;ઘોળાયાં કo.2.To spend or pass in a lingering manner: ગુંચવાયા કરવું; રીબાયાં-સડ્યાં કo.

**Lingering,** (લિંગરિંગ્ ) *a.* 1. Delaying:પહોંચાડ;વિલંબી;મંદાયમાન.2.Remaining long;protracted:લાંબું;લાંબી પથારીનું; ચિરસ્થાયી; દીર્ઘકાલીન.

**Linget,** (લિંજેટ્ ) *n.* [L. *lingua*, tongue.] An ingot: ધાતુની લગડી; ધાતુપિંડ.

**Lingo,** (લિંગો)*n.* [L.*lingua*,tongue.]Language; tongue: બોલી; ભાષા:જબાન.

**Linguafranca,**(લિંગ્વેફ્રેંકા) *n.* A mixed language: ભેળસેળ બોલી; ખીચડો.

**Lingual,** (લિંગ્વલ્ ) *a.* [L.*lingua*, tongue.]Pertaining to a tongue: જીભનું-મોનું.2.Uttered by the aid of the tongue: જીભથી બોલાતું. *n.* A consonant sounded by the aid of the tongue: મૂર્ધન્યસ્થાની (વ્યંજન).

**Linguist,** ( લિંગ્વિસ્ટ્ ) *n.* [ L. *lingua*,tongue.]1.A master of the use of the language; a talker: ભાષાનો ઉપયોગ કરી જાણનાર.2.A person skilled in languages:અનેક ભાષા જાણનાર; ભાષા પ્રવીણ;ભાષાશાસ્ત્રી.

**Linguistic,**(લિંગ્વિસ્ટિક્ ) *a.* Pertaining to language:ભાષાશાસ્ત્રનું-સબંધીનું.

**Liniment,**(લિનિમેન્ટ્ )*n.*[L.*linere*, to besmear.] A liquid preparation of a consistance thinner than an ointment applied to the skin: ચોપડવાનું ઓસડ;લેપ.

**Lining,**(લાઈનિંગ્ )*n.*1.The act of one who lines:અસ્તર કરનાર લીટી દોરનારનું કામ. 2. That which covers the inner surface of any-thing: અસ્તર;પડ.

**Link,**(લિંક્ )*n.*1.A torch made of tow and pitch: શણ અને તારની બનેલી મશાલ. 2. A single ring or division of a chain:કડી.3.Any thing doubled and closed like a link;a tie;a bond:સંયોગ;સંબંધ; અન્વય;સંદર્ભ. 4. A fixed frame; a rod:જોડનાર વસ્તુ.5. Any intermediate rod or piece for transmitting force or motion:વળગણ. 6.The length of one joint of Gunter's chain: ગંડો. 7. A bond of affinity:આકર્ષણ સંબંધ.*vt.*To connect;to join: જોડવું; વળગાડવું. *vi.* To be connected:જોડાવું;વળગવું.

**Linkboy,** ( લિંકબૉય ) *n.* A boy that carried a link or torch to light passengers:મશાલચી.

**Linnet,** ( લિનેટ્ ) *n.* [ L. *linum*, flax.]A singing bird:ગાનારૂ પક્ષી.

**Linseed** (લિનસીડ્ ) *n.* The seeds of flax from which linseed oil is obtained:અળસીના બીઆં.

**Lin-stock,**(લિનસ્ટૉક્ )*n.* A pointed forked staff shod with iron at the foot to hold a lighted match for firing cannon:તોડો; તોપની બત્તીની ઘોડી.

**Lint,**(લિન્ટ )*n.*[L.*linteum*,linen.] Flax: અળસીનો છોડ. 2. Scraped linen:પોચું શણનું લુગડું.

**Lintel,**(લિન્ટેલ )*n.*[L.*limes*,limit.] A horizontal member spanning an opening and carrying superincumbent weight by means of its strength in resisting crosswise fracture:ઓતરંગ.

**Lion,**(લાઇઑન )*n.*A furious animal:સીંહ; કેસરી; મૃગરાજ; મૃગપતિ; પંચાનન.2.A sign and constellation;led:સિંહ રાસી.3.An object of interest and curiosity,especially, a person who is so regarded:જબરો માણસ.**L.**s. *share*, the best or largest part: સૌથી સરસ અને મોટામાં મોટો હિસ્સો;બધું; સર્વસ્વ;તમામ.

**Lioness,**(લાઇઑનેસ્ )*n.* A female lion:સિંહની માદા;સિંહણ.

**Lion-like,**(લાઇઑનલાઈક્ )*a.*Brave as a lion:હિંમતવાળો;જબરો માણસ.

**Lip,** (લિપ્ ) *n.* [L. *labium*, lip.] 1.One of the two fleshy folds which surrounded the orifice of the mouth in man and in many other animals:હોઠ;અધર. *A red or cherry* **l.**: બિંબોષ્ઠ; બિંબાધર. *Drinking the* **l.**:અધરપાન;અધરામૃત સેવન.**L.** *honeyed*:મુખમધુ. **L.** *loyalty*:મુખભક્તિ.2. An edge of an opening: કાનો; કોર. 3. The sharp cutting edge on the end of an auger:શારડીની અણી.*vt.*To touch with lips:બચ્ચી કo.2. To utter;to speak:બોલવું.3.To clip; to trim:કાતરવું;છાંટીનાખવું.

**Lip-devotion,** ( લિપડીવૉશન ) *n.* Devotion without the performance of acts:માત્ર મોંઢાની ભક્તિ.

**Lip-labour,**(લિપલેબર )*n.*Speech: માત્ર મોઢાની મહેનત.

**Lipogram,** ( લિપોગ્રૅમ ) *n.* [ *Gr. leipo*,I leave, and *gramma*, a letter]. A writing composed of words not having a certain letter or letters:અમુક અક્ષર ન આવે એવું લખાણ.

**Lipothymy,**(લિપૉથિમિ)*n.*A fainting;a swoon:મૂર્છા;બેશુદ્ધિ.

**Lippitude,**(લિપિટ્યૂડ )*n.*[L.*lippus*, blear eyed.] Soreness of eyes;blearedness: આંખેથી પાણી ગળીને ઝાંખ પડવીતે.

**Liquefaction,**( લિક્વીફૅક્શન ) *n.* 1.The act or operation of making or becoming liquid: પીગળાવાની અથવા પીગળવાની રીત;દ્રવીકરણ. 2. The state of being liquid:પીગળતી સ્થિતિ;દ્રાવિતાવસ્થા. 3.The process of reducing a gas or vapour to a liquid by means of cold or pressure:વરાળને પ્રવાહીરૂપમાં આણવાનીરીત.

**Liquefiable,** (લિક્વીફાઈએબલ્ ) *a.* Capable of being changed from a solid to a liquid state:પીગળી શકે તેવું;દ્રાવ્યણીય.

**Liquefy,**(લિક્વીફાઈ)*vt.*To dissolve: રસ કo;પીગાળવું.*vi.*To become liquid:પીગળવું;ગળવું;ઓગળવું;રસ થવો.

**Liquescent,** ( લિક્વેસેન્ટ ) *a.*[ L. *liquescire*, to become liquid. ] Inclined to melt;melting: ગળતું; ગળાતું;ઓગળે એવું.

**Liquid,**(લિકિવડ )*a.*[L.*liquere*,to be fluid.]1.Not solid;fluid: રેલો ચાલે તેવું;પ્રવાહી;પાણીજેવું.2.Being in such a state that the component parts move freely among

ગરમીને ગરમી હણે.

themselves: ગલીત;પ્રવાહી.3.Flowing smoothly:ધીમેધીમે વહેતું. 4. Pronounced without any harshness:થડકાયાવગર બીજા સાથે મળી જનાર અક્ષર..5.Fluid and transparent : પ્રવાહી અને પારદર્શક. 6. Clear:સ્વચ્છ;નિર્મળ.*n.* Any substance in the state of liquidity: પ્રવાહી પદાર્થ;રસ.2. A letter which has a smooth flowing sound:થડકાયા વિના બીજા સાથે મળીજતો અક્ષર.

**Liquidate,**(લિક્વિડેટ્)*vt.*1. [*liquidus*,liquid;clear.] 1. To make the amount of (indebtedness) clear and certain: દેવાની રકમનો આંકડો ચોખ્ખો કરવો-ઠરાવવો.2.To ascertain the amount of and apply assets toward the discharge of indebtedness: દેવાની રકમ નક્કી કરીને તે પેટે મિલકત-પુંજી હોય તે આપીદેવી;હિસાબ નક્કી કરવો. 3.To discharge:ફડચો કાઢવો;આપીદેવું;પતાવી દેવું.4.To make clear and intelligible:ચોખ્ખું કરવું. 5. To make liquid:ઓગાળવું.

**Liquidation,**(લિક્વિડેશન્)*n.*The state of being liquidated:ફડચો; નિકાલ;ફેંસલો;પતાવટ;રફેદફે.

**Liquidator,**(લિક્વિડેટર્) *n.* One who liquidates:ફડચો કરનાર.

**Liquidity,**(લિક્વિડિટિ)*n.*[L.*liquidus*, liquid.] The state or quality of being liquid:પાતળાપણું; રસતા;પ્રવાહધર્મ.

**Liquor,**(લિકર્)*n.* [ L. *liquieo*, I melt.]Any liquid substance:પ્રવાહીપદાર્થ:રસ; પાણી. 2. Spirituous fluid:અર્ક;દારૂ;મદિરા;સુરા;મદ્ય; આસવ;શરાબ.3. A solution of a medicinal substance in water: પાણીમાં મેળવેલી દવા.

**Liquorice,**(લિકરિસ્)*n.*A kind of tree:જેઠીમધનું ઝાડ;

**Lisp,**(લિસ્પ્)*vi.*1. To pronounce the sibilant letter'r' imperfectly:'આર'નો તુટક ઉચ્ચાર ક૦;ભગ્નદંતોચ્ચારણ ક૦.2.To mispronounce: અશુદ્ધ બોલવું.3.To speak hesitatingly with a law voice: બીતાં બીતાં બોલવું;અચકાઇને બોલવું.*vt.* 1. To express by the means of simple language: ટુંકામાં સમજાવવું.2.To utter timidly: બીતાં બીતાં બોલવું.*n.* The habit or act of lisping:બીતાં બીતાં બોલવાની ટેવ.

**List,**(લિસ્ટ્)*n.*[L.*licium*,thread.] A line enclosing the extremity of a piece of ground; hence in the *pl.*the ground inclosed for a race or combat:રંગભુમિ;રણાંગણ; અખાડો. *To enter the* l.*s*, to accept a challenge:લડવા હા કહેવું; લડવા કબુલ થવું.*vt* To enclose for combat: લડાઇને માટે ઘેરી લેવું. 2. To listen to:ધ્યાનદઈ સાંભળવું.*vi.*To attend:ધ્યાન દેવું;મનપરલેવું. 2.To desire;to choose: ઇચ્છા ક૦.3.To lean:નીચા નમવું. *n.* Inclination; desire:ઇચ્છા;મરજી;વલણ;સ્પૃહા;મન. 2. An inclination to one side: વલણ;નમવું તે.3.A strip of cloth: ચીંથરાની કોર; પટી. 4. A limit or boundary:હદ;કાંઠો;કિનારો;છેડો.5. The ear:કાન.6. A stripe: પટો; સોળ 7. A roll or catalogue:ટીપ; યાદી;નોંધ.8.A fillet:વાળ બાંધવાનો ઝુડો.9.A narrow strip of wood: લાકડાની પાતળી ચીપ.10. A piece of wooden cloth with which the yarns are grasped by a workman:ઉનના લુગડાનો કકડો. *vt.* To sew to gether:શીવવું.2.To cover with list:લુગડાના કડકા ચોટવા.3. To enroll:યાદ ક૦.4.To engage; દાખલ ક૦.5.To cut away a narrow strip:પટી કાપી નાંખવી.*vt.*To engage in public service;to enlist:નોકરીમાં દાખલ થવું.

**Listel,**(લિસ્ટેલ્)*n.*A little square moulding;a fillet:ઝાલર.

**Listen,**(લિસન્)*vi.*1.To give close attention with the purpose of hearing;to attend:સાંભળવું;શ્રવણક૦;કાન દેવા; લક્ષ આપવું. 2. To give heed;to obey: સાંભળવું; માનવું;મનપર લેવું.*vt.* To attend to: -ની ઉપર લક્ષ આપવું.

**Listless,**(લિસ્ટ્લેસ્)*a.*Indifferent; heedless;spiritless:હોશ વિનાનું; બેદીલ;મનવગરનું;ઉદાસ;ઉદાસીન;નિસ્પૃહ;સુસ્ત;જડ.

**Litany,**(લિટેનિ)*n.*A solemn form of supplication in the public worship of churches:પ્રાર્થના;બંદગી.

**Literal,** ( લિટરલ્ ) *a.* [ *litera*, a letter.]Real; not figurative or metaphorical:અક્ષરેઅક્ષર;શબ્દે શબ્દ;મૂલાર્થક;મુખ્યાર્થક;શક્ય; છુટું. 2. Following the letter or exact words;not free:મૂળ અર્થ પ્રમાણેનું; મૂલશબ્દાનુસારી;યથાશબ્દ; મૂલપદાનુસારી.3.Consisting of letters:અક્ષરી;અક્ષરમય;વર્ણમય.4.Unimaginary: ખરૂ; અકલ્પિત. *n.* Literal meaning:મૂળઅર્થ;શબ્દાર્થ.

**Literally,**(લિટરલિ)*adv.*1.According to the primary and natural import of words: ખરૂ જોતાં; અર્થાત; વાસ્તવિક જોતાં; મૂલશબ્દાનુસાર; મૂલાર્થાનુસાર. 2. Word by word:શબ્દે શબ્દ લઈને;અક્ષરશઃ.

**Literary,**(લિટરરિ)*a.*[L.*litera*,letter.]1.Pertaining to letters or literature:અક્ષર વિદ્યાનું;અક્ષર સંબંધી;વિદ્યાવિષયક;વિદ્યા સંબંધિ. 2. Pertaining to learned man:વિદ્વાન સંબંધિ;વિદ્યાસંપન્ન;વિદ્યાવિશિષ્ટ.3.Versed in literature:વિદ્યામાં પ્રવીણ;વિદ્યાનુરાગી; વિદ્યાવ્યસની; વિદ્યાવ્યવસાયી;સાક્ષર.

**Literate,**(લિટરેટ્)*a.*Learned;lettered:ભણેલ;વિદ્વાન;સાક્ષર;વિદ્યાસંપન્ન;પંડિત;વિદ્વજ્જન.*n.* One having education but without degree:વિદ્વાન માણસ.2.A literary man:પંડિત;સાક્ષર.

**Literati,**(લિટરેટાઈ)*n.pl.*Learned or literary men:પંડીતમંડળ;સાક્ષરવર્ગ;વિદ્વત્સમાજ;વિદ્વદ્વૃંદ; પંડિત વર્ગ-ગણ.

**Literature,**(લિટરેચૂર્) *n.* [L.*litera*,letter].1. Learning: અક્ષરવિદ્યા;શાસ્ત્ર;વિદ્યા.2.The collective body of literary productions: સાહિત્ય;ગ્રંથો;પુસ્તકો;શાસ્ત્રસમૂહ;પુસ્તકસમુદાય.3.The class of writings distinguished for beauty or style;belles-letters: સાહિત્યના ગ્રંથો.4.The occupation of doing literary work:ગ્રંથો બનાવવાનો ધંધો;સાહિત્યવિદ્યા.

**Litharge,**(લિથાર્જ્)*n.*[Gr. *lithos*, stone & *arguros*,silver.] Lead monoxide:મુડદારશિંગ.

**Lithograph,**(લિથોગ્રૅફ્)*n.*A print made by lithography:શિલાછાપ.

**Lithographic-al,**(લિથોગ્રૅફિક્-કલ્) *a.* Pertaining to lithography: શિલાછાપની વિદ્યાનું.2.Printed from stone:શિલાછાપથી છાપેલું.

**Lithography,** ( લિથોગ્રફિ ) [ Gr. *lithos*, a stone, and *grapho*, I write.]*n.*The art or process of putting writing with greasy material on stone and of pro-

Like a mill horse that goes much, but performs no journey:

ducing printed impressions therefrom:શિલાછાપવિદ્યા;શિલાછાપ;શિલાલેખનવિદ્યા.

**Lithology,** ( લિથૉલૉજી )*n.*[Gr.*lithos*,a stone&*logos*,a discourse.] The science which treats of rocks:પથ્થરનિરૂપણશાસ્ત્ર.2.A treatise on stones found in the body: પથરીવિવેચન શાસ્ત્ર.

**Lithotomy,**(લિથૉટૉમિ)*n.*[Gr. *lithos*,& *temno*,I cut.] The operation,art,or practice of cutting for stone in the bladder: પથરી કાઢવાનો હુન્નર.

**Litigant,**(લિટિગૅન્ટ્) *n.* A person engaged in a lawsuit: મુકરદમો લઢનાર. *a.* Disposed to litigate; contending in law:ટંટાખોર;વિવાદાર્થી;તકરારી.

**Litigate,** (લિટિગેટ્) *vt.* To make the subject of a lawsuit;to contest in law:લઢવું;વિષે સરકારદરબાર ચઢવું. *vi.* To carry on a suit by judicial process:દાવો કરવો; ફરીઆદ કરવી.

**Litigation,**લિટિગેશન્)*n.*[L.*lis,litis*,dispute.]A suit at law;a judicial contest:દાવો;મુકરદમો.

**Litigious,**(લિટિજસ્)*a.* [L. *litigium*,dispute.]Quarrelsome;contentious:કજીઆ-ટંટાખોર;વિવાદાસક્ત;વિવાદપ્રિય-શીલ.2.Disputable; doubtful: શકવાળું.3.Pertaining to legal disputes:કજીઆસબંધી.

**Litter,**(લિટર્)*n.*[L.*lectus*,couch.] 1.Vehicular bed:ડોળી;માફો.2. Straw scattered on a floor as bedding for animals to rest on: જનાવરોની ઘાસની પથારી-બીછાનું; તૃણશય્યા.3. Scattered rubbish: જેથર પથર વેરાયલું હોય તે;વેરંછેરં; પથારો;ડાકડમાળ;ખટારો;અટારો. 4. Disorder:પથારો;અસ્તવ્યસ્તતા; પસારો.5.The young brought forth at one time:એકીવખતનું વેતર-જણતર-બચ્ચાં.**L.***finger*: ટચલી આંગળી; કનિષ્ઠિકા.**L.***go*,a public examination about the middle of the course less strict & important: વચગાળેની પરીક્ષા;છમાસિ પરીક્ષા. **L.***one*, young children: બચ્ચાં; છોકરાંઉંયાં;બાળગોપાલ.*vt.*To suppy with litter:માટે પથાણું પાથરવું.2. To put into a confused condition:અવ્યવસ્થિત કરી મુકવું; પથારો કરી મુકવો.3.To give birth to:જન્મ આપવો;જણવું.*vi.* To be supplied with bedding: બીછાનું મળવું. 2. To produce a litter:વિઆવું; વાવું.

**Little,** (લિટલ્) *a.* Small in size; not big:નાહાનું;થોડું;કકડો.2 Brief: ટુંકું.3.Not much:જરા;લગીર;સહેજ. 4.Small in dignity:હલકાદરજ્જાનું; હલકું; ક્ષુલ્લક; ક્ષુદ્ર. 5. Not strong; weak: નબળું; થોડું; સ્હેજસાજ. 6. Narrow;shallow;mean; illiberal:નીચ;સાંકડું; છાછરૂં.*n.* A small quantity:કંઇક;થોડુંએક;અલ્પમાત્ર. 2. A small degree: થોડો અંશ; અલ્પાંશ. *adv.* Slightly; somewhat:જરાએક;જરાક;કિંચિત્;થોડુંક.

**Liturgy,**(લિટર્જિ) *n.* [ *Gr. leitos*, public & *ergon*,work.] A formulary,for public prayer or devotion:ભજનપદ્ધતિ; સમાજપ્રાર્થનાપદ્ધતિ;પ્રાર્થનામાર્ગ;ભક્તિમાર્ગ.

**Live,**(લિવ્ )*vi.*To be alive;to have life:જીવવું;જીવતા હોવું. 2.To pass ones time:રહેવું;દહાડા કાઢવા;દિવસ નિર્ગમન ક૰.3.To dwell; to reside:રહેવું;વસવું; રહેનાર-વાશી હોવું. 4.To exist;to remain:હયાત હોવું;રહેવું;ટકવું;કાયમ રહેવું;પહોંચવું;ચાલવું;નભવું. 5.To be in a state of happiness: સુખચેનમાં હોવું-રહેવું. 6.To feed;to subsist:ખાવું;ખાઇને રહેવું-જીવવું;-પર ગુજરાન ચલાવવું. 7.To have a spiritual existence: ઇશ્વરી હયાતી હોવી. 8. To be maintained in life:ગુજરાન ચલાવવું;ઉદરપોષણ ક૰;ઉદર-નિર્વાહ ક૰; ગુજરો ક૰; ઉપજીવિકા ચલાવવી; પેટ ભરવું.9.To outlast danger:ભયમાંથી દૂર રહેવું;બચીજવું;ટકવું.*To* **l.***out*, to be at service: દૂર દેશાવર નોકરીએ હોવું.*To* **l.***with*, (*a*)to dwell with:એકઠારહેવું.(*b*)To have intercourse with:ધણીધણીઆણી થઇને રહેવું;મૈથુન ક૰;રતિક્રિયા ક૰. *vt.* To pass;to maintain:ગુજરવું;કહાડવું; પસાર ક૰; નિર્ગમન ક૰. 2. To act habitually in conformity with: હમેશ કર્યા કરવું.*a.*(લાઈવ્ )Having life;alive:સજીવ;પ્રાણધારી;જીવતું.2. Burning:બળતું; જીવતું; ધગધગતું; સળગતું.3.Active:ચાલાક.4.Vivid: ચકચકીત.5.Having motion:ઝડપવાળું:ચાલનારૂં;ચલાવનારૂં.**L.***box*,a cell for holding living objects under microscopic examination:સૂક્ષ્મદર્શક યંત્રવતી અવલોકન કરવા માટે પ્રાણીઓને પુરવાની ઓરડીપેટી.**L.***feathers*, feathers plucked from the living birds:જીવતા પ્રાણીનાં ખેંચીને ઉખાડેલાં પીછાં. **L.** *stock*,horses,cattle & other domestic animals : ઘોડા ગાય બળદ વિગેરે પ્રાણીઓ-ઢોર.*n.*Life:જીંદગી.

**Livecoal,**(લાઈવ્કોલ્)*n.*Fire;burning coal:અંગારો; સળગતો-જીવતો-બળતો કોયલો.

**Livelihood,**(લાઈવ્લિહુડ્)*n.*1.Support of life;maintenance: ગુજરાન;આજીવિકા;પોષણ;ગુજરો;ઉદરનિર્વાહ;પ્રપંચનિર્વાહ;ચરિતાર્થ;જીવન;પ્રાણધારણ;પ્રાણજીવન; અન્નોદક; જીવનોપાય;જીવનસાધન;જીવનવૃત્તિ;વૃત્તિ. 2. Liveliness : ચપળતા. *To take away the* **l.** *of*:-ના પેટ ઉપર પગ દેવો:-ના ભાણામાં ધૂળ નાખવી.

**Liveliness,**(લાઈવ્લિનેસ્)*n.*1.Sprightliness;spirit:હોશીઆરી;ચપળતા;આનંદવૃત્તિ;ઉલ્લાસવૃત્તિ.2.An appearance of life:જીવરૂપ;ચૈતન્ય.3. Activity:ચાલાકી.4.Effervescence (of liquors):ઉભરો;ફીણ.

**Livelong,**(લાઇવ્લૉન્ગ્ )*a.*1.Whole; entire:આખું.2.Lasting;durable: જતાં-પુરાં થતાં વાર લાગે એવું; દીર્ઘકાલિક;દીર્ઘકાલનું.

**Lively,**(લાઇવ્લિ)*a.*1.Living:ચપળ; સતેજ. 2.Brisk; active: હુંશિયાર; ખબરદાર;ચાલાક;જાગૃત.3.Airy;gay: હસમુખું;આનંદી.ઉલ્લાસી; રંગી; ખુશમિજાજી.4.Representing life:આબેહુબ;પ્રતિરૂપ;પ્રત્યક્ષસદૃશ; જેવું હોય તેવું.5.Bright;vivid:તેજસ્વી; તીવ્ર; ભભકાવાળું; ઝલેહદાર.*adv.* 1. In a brisk manner: જાગૃતપણે;સત્વર;ઝટપટ;જુસ્સાભેર.2.With strong resemblance of life:પ્રતિરૂપવાળું.

**Liver,**(લિવર્)*n.*1.One who lives: જીવનાર.2. A dweller:રહેનાર;વસનાર;વાસી. 3. One whose course of life has some marked characteristic: જેની જીંદગીમાં કંઇ નવાઈ જેવું બન્યું હોય તે માણસ.4.A very large glandular and vascular organ in visceral cavity of all vertebrates:કાળજું;કલેજું;પિત્તાશય;યકૃત્.*Fast* **l.**,one who lives in an extravagant and dissipated way: ઉડાઉ;શોખીન; છેલ; લાલ. *Free* **l.**; *good* **l.**, one given to the pleasures of the table:ખા-

વાનો શોખિન;ખાનાર પીનાર. *Loose l.*, one who leads a somewhat dissolute life:લાલાસાહેબ;છેલછબીલા.

**Livery**,(લિવરિ)*n*.[L.*libero*, I set free.] 1. The act of delivering possession of lands: જમીનનો કબજો છોડાવવાનું કામ.2.Deliverance:છૂટકારો. 3. (*a*) The uniform clothing issued by feudal superiors to their retainers:ઉમરાવોના નોકરોનો પોશાક;લિબાસ.(*b*)The peculiar dress by which the servants of a nobleman are distinguished:નોકરોને પહેરવાનો ઠરાવેલો પોશાક.(*c*) The whole body or company of persons wearing such a garb:એક પોશાકવાળી આખી મંડળી-સમાજ.(*d*)A ration:ખોરાક;સીધું.(*e*)Boarding(of horses:) પૈસા આપીને ઘોડાઓની સંભાળ લેવડાવવી તે. (*f*) The keeping of horses to be hired:ભાડે ફેરવવાના ઘોડા રાખવા તે.**L.***stable*:અશ્વશાળા; અશ્વપોષણશાળા.4.A low grade of wool:નીચી જાતનું ઉન.*vt*.To clothe in:પોશાક આપવો.

**Liveryman**,(લિવરિમૅન)*n*.1. One who wears a livery:અમુક પોશાક પહેરનાર નોકર.2.A freeman of the city, in London, who, having paid certain fees,is entitled to wear the distinguished dress: લંડન શહેરમાં અમુક ફી ભરીને અમુક જાતનો પોશાક પહેરવાને હકદાર માણસ. 3. One who keeps a livery stable:ભાડે આપવાના ઘોડા રાખનાર.

**Lives**,(લાઈવ્ઝ)*n.pl*.of **life**: જન્મચરિત્રો-વૃત્તાંત.

**Livestock**,(લાઇવ્સ્ટૉક)*n*.Stock of living beings:પશુધન;જીવતી પુંજી.

**Livid**,(લિવિડ)*a*. [L.*livere*, to be black and blue.]Black and blue; of a lead color:કાળુ ને આશમાની; સીસાના રંગ જેવું.

**Lividity**,(લિવિડિટિ) *n*. The state or quality of being livid: કાળો લીલો સીસાનો રંગ.

**Living**,(લિવિંગ્)*a*.1.Having life: જીવતુ;પ્રાણધારી;જીવંત;સજીવ;જીવદાર; સપ્રાણ;પ્રાણમય;જીવમય;જીવભૂત.*A l. being*: પ્રાણી;જંતુ;શરીરી; જીવ; દેહી. *Word of the* l.:જીવલોક.2.Active; lively:ચાલાક;હુંશિયાર.ખબરદાર.3. Running;flowing:જીવંત;વર્તમાન; વિદ્યમાન; રેલાતું; વહેતું. 4. Producing life, action, animation or vigor: ચલાવનારૂં; ચૈતન્યભૂત; જીવદાર;સુદૃઢ.5.Ignited;burning: બળતું;જીવતું;ધગધગતું.6. Immortal standing:અજર;અંતર; અવિનાશી; અક્ષય;અનશ્વર.*n*.Life; existance: હયાતી;જીવન;પ્રાણધારણ.2.Manner of life:વર્તન;રીતિ;વૃત્તિ.3.Means of subsistence;sustenance;estate: ઉપજીવિકા;જીવન;વૃત્તિ;આજીવિકા;જીવનોપાય; પ્રાણ-શરીરયાત્રા: પ્રાણ--શરીર સ્થિતિ.4. Power of continuing life:જીવનગાળો;જીવતર;ગુજરો; ઉદરનિર્વાહ;પ્રપંચનિર્વાહ.5.The benefice of a clergyman:પાદરીની વૃત્તિ;ધર્માધ્યાપક વૃત્તિ; ધર્મદાય. *Good living*:સુભોજન;મિષ્ટાહાર.*Living room*, the room most used by the family:ખટલાને આખો દહાડો વાપરવાનો ઓરડો.

**Lixivium**,(લિક્સિવિઅમ્) *n*. Salt water or water having salt:ખારવાળું પાણી.

**Lizard**, (લિઝર્ડ્)*n*. [L.*lacerta*.]1. Any one of the numerous species of reptiles:ગરોળી;સરડો;કાચંડો;કાંકીડો.2. A piece of rope:દોરડું. 3. A piece of timber with a forked end used in dragging a heavy stone: કાંટા જેવા છેડાવાળો લાકડાનો કકડો.

**Llama**,(લૅમાં)*n*.A south American ruminant allied to the camels, but much smaller and without a hump:દક્ષિણ અમેરીકામાં થતું ઉંટને મળતું એક જનાવર.

**Lo**,(લૉ)*interj*.Look;see;behold:જો; જુઓ;જો વારૂં;એં!જો જો!

**Load**,(લૉડ્)*n*.1.A burden:(ભરેલો) ભાર;બોજો;માર.2.Lading:ભાર;હેલ; ભારો.3.That which oppresses or grieves:ભાર;બોજો;પીડા;સંકટ;દુઃખ; કષ્ટ.4.A particular measure for certain articles,being as much as may be carried at one time by the conveyance used for the article measured:ઘાસનો ભાર;હેલ.5.The charge of a firearm:બંદુકમાં ભરેલો દારૂ ગોળો 6. Weight of blows:ઘાનો માર.7.The work done by a steam engine when working:ચાલતી સ્થિતિમાં વરાળયંત્રે કરેલું કામ.*vt*.1. To lay a burden on:લાદવું;ભાર ભરવો.2. To adulterate or drug: ભેગ કરવો. 3. To magnetize:લોહચુંબક લગાડવું.

**Loader**;(લૉડર્)*n*.One who loads: હેલ કરી;મજુર;વૈતરો;લોડર.

**Loading**,(લૉડિંગ્)*n*.1.The act of putting a load on:ભાર-માલ ભરવો તે-ભરવાનું કામ.2. Cargo:ભાર;માલ.

**Loadstar**, ( લૉડ્સ્ટાર ) *n*. A star that leads;a guiding star; esp. polestar:ધ્રુવનો તારો.

**Loadstone**,(લૉડ્સ્ટોન્)*n*.A piece of magnetic iron ore possessing polarity like a magnetic needle: લોહચુંબક;અસ્કાંત.

**Loaf**, (લૉફ્) *n*. *pl*. **loaves**. Any thick lump,mass or cake:રોટલો; પાઉં; તીક્કડ; ચોપડું; બાટી. *vi*. To spend time in idleness: રસળવું; આળસમાં વખત કાઢવો-ગાળવો. *vt*. To spend in idleness: આળસમાં ગાળવું-ગુમાવવું.

**Loafer**,(લૉફર્)*n*. One who loafs: રખડેલ માણસ;નીચમાણસ;ઢાંઢીઓ.

**Loam**,(લૉમ્)*n*.1.A kind of soil: ભગરી જમીન.2.A mixture of sand and other materials used for making large castings:મોટાં બીડ બનાવવાની રેતી અને ધાતુની મેળવણી. *vt*.To cover with loam: એવી મેળવણીનું પડ-ઢાંકણ ક૦.

**Loan**, ( લૉન્ ) *n*. [A. S. *leon*, to lend.]1. A lending;permission to use: ધીર;આપ;દે.2.That which one lends or borrows:ધીરેલું;કરજે આપેલું;કર્જ;રૂણ.*vt*.To lend:ધીરવું;ઉછીતુઆપવું.

**Loath**,(લૉથ્) *a*. 1. Hateful, odious:ધિક્કારપાત્ર. 2. Unwilling: averse:નારાજ;નાખુશ;પરાઙ્મુખ;વિમુખ;વિરકત;નિષ્કામ.

**Loathe**,(લૉધ્)*vt*.To feel extreme disgust at: અભાવ-અરૂચી હોવી.2. To dislike greatly;-નું મોં ન ગમવું;ઉપર અરૂચી હોવી;-નો કંટાળો આવવો;-થી ત્રાસવું;-પર ચીઢ આવવી;-ને માટે ચીતરી ચડવી;ઓકારી-બકારી આવવી.*As to* l.*life*:જીવ્યા ઉપર અસુયા આવી જવી.

**Loathing**, (લૉધિંગ્) *n*. Extreme disgust;a feeling an aversion:અરૂચિ;અભાવ;અસુયા;જુગુપ્સા.

**Loathsome**,(લૉધ્સમ્) *a*. Exciting disgust; disgusting: અભાવ થાય એવું; અસુયા આવે એવું; અતિગહન;કુત્સિક;બીભત્સ;અરૂચિકર.

**Lob**,(લૉબ્) *n*. A dull heavy per-

son:ટાઢાપથરાજેવો માણસ.2.Something thick and heavy:જાડી-ભારે વસ્તુ. *vi.* To let fall heavily or lazily:ઉછળે તેમ જોરથી અફાળવું.

**Lobby**,(લૉબિ ) *n.* [ L. *laubia*, a covered portico fit for walking] A passage or hall of communication:ઓરડામાં જવાની ખુલ્લી જગા; ચાલ; ચાલી; ઓસરી; રવેશી. 2. That part of a hall of legislation, not appropriated for the use of the official assembly:ધારાસભાનો નહિ વપરાતો ખંડ.3. A confined place for cattle:ઢોર રાખવાનો વાડો.*vi.* To solicit numbers of a legislative body to influence their votes:મત પોતાનાપક્ષમાંલેવામાટે ધારાસભાને આગ્રહકo.

**Lobby-member**, ( લૉબિમેમ્બર ) *n.* A member of the legislative body:રાજ્યની ધારામંડળીમાંનો એક.

**Lobe**,(લૉબ્ ) *n.* A rounded division of a leaf:પતરાંનો ગોળ ભાગ. 2. A round projecting part of an organ: મગજ-ફેફસા-કાળજાનો ભાગ.L.*of the ear*:કાનની બુટ-લાળી.

**Lobster**,(લૉબ્સ્ટર )*n.*A large inacrurous Crustacean used as food: કરચલો; કાળુ માછલી; ઝીંગાની જાતનું પ્રાણી.

**Local**,(લૉકેલ્ )*a.* [L.*locus*, place]: Pertaining to particular place. કોઈ અમુક જગ્યાનું; સ્થાનિક;દેશ સંબંધી;સ્થાનીય;સ્થાન સંબંધી;એક દેશીય.**L.***arection*, a disease confined to a particular part or organ:અંગવ્યાધિ.*n.* 1.A train for the accommodation of a certain district: દેશના અમુક ભાગની સગવડ માટે રાખેલી આગગાડી.2.In newspaper cant,an item of news relating to the place where the paper is published:પેપર નીકળતા ગામની ખબરો;સ્થાનિકખબરો; શહેર સમાચાર; ગામખાતું;ગામ ગપાટા;નગરચર્ચા.

**Locality**,(લૉકૅલિટિ)*n.*1.The state of belonging to a definite place: કોઈ અમુક જગામાં રહેવુંતે; નિયમિતવાસ;દેશસંબંધ;સ્થાનસંબંધ;દેશભાવ 2.Position;situation:જગો;સ્થાન; પ્રદેશ;સ્થળ;લત્તો;જગ્યા;ભાગ. 3. Limitation to a county, district, or place:જીલ્લો. 4. The perceptive faculty concerned with the ability to remember the relative positions of places: ગ્રહણશક્તિ;સ્મરણશક્તિ.

**Localize**,(લૉકેલાઈઝ્ )*vt.* To fix in or to assign to a definite place: વિશેષ સ્થાનિક કo.

**Locate**,(લૉકેટ્ )*vt.* [*locus*, place.] 1.To place:મુકવું;રાખવું.2. To define the limits of:-ની જગો નક્કી ઠેરવવી. *vi.*To settle:રહેવું.

**Location**,(લૉકેશન )*n.* 1. The act or process of locating:મુકવું-રાખવું તે.2. Situation; place: ઠેકાણું; જગા. 3. A tract of land designated in place:સ્થાનક.4.A leasing on rent:ગણોતે-સાંથે આપવું તે.

**Locative**,(લૉકેટિવ્ )*a.*Indicating place:સ્થળ વાચક;સ્થળાર્થ. *n.* The locative case:સાતમી વિભક્તિ.

**Loch**(લૉચ્ )*n.*1.A lake:સરોવર. 2. A tincture; lambative: ચાટવાનું ઓસડ;ચાટો.

**Lock**,(લૉક્ )*n.* 1. A tuft of hair: ગુચ્છો.2.Anything that fastens: કળ;તાળું.3.A state of being fixed: જડી દેવું તે. 4. A place from which egress is prevented:જ્યાંથી રસ્તોબંધ થાય છે તે જગા. 5. The barrier or works which confine the water of a stream:પાણી ગોંધી રાખવાને બનાવેલી ભીંત.6. An inclosure in a canal with gates at each end,used in raising or lowering boats:ઉંચી નીચી કરવાને ન્હેરમાં બનાવેલી દરવાજાવાળી ભીંત. 7. That part of a firearm by which the charge is exploded: ચાંપ; ઘોડો.8 A device for keeping a wheel from turning:પૈડું ફરતું બંધ રાખવાની ચાંપણ.9. A grapple in wrestling:મલ્લકુસ્તીની અંગપ્રાપ્તી. *vt.*1.To fasten with a lock:તાળું દેવું. 2. To prevent egress to: રસ્તો બંધ કo.3.To fasten in or out with a lock:તાળું મારીને બંધ કરવું.(*b*) To shut in or out:બંધ રાખવું;છુપાવી રાખવું. 4. To link to gather: ભેગું જોડી દેવું. 5. To furnish with locks:-હેરમાં પાણી પુરી રાખવાને કોટ કરી લેવા. 6. To seize the sword of an antagonist to disarm him: સામાવાળીઆને અશક્ત કરી લેવાને તેની તરવારને ડાબો હાથ ફેરવીને પકડી લેવી.*vi.*To become fast;મજબૂત થવું.*To* **l.***into*,to fit or slide in to:માં સજ્જડ-ચપ્પટ બેસી-ગોઠવાઇ જવું.

**Lockage**,(લૉકેજ્ )*n.*Materials for locks in a canal: ન્હેરમાં પાણી ખાળી રાખવાના કોટ બનાવવાનો સામાન.2.Toll paid for passing the locks of a canal:ખાડીમાં થઈજવા આવવા માટેનો વેરો-કર.

**Locker**,(લૉકર )*n.*One who locks: તાળુ વાસનાર.2.A drawer or cupboard:કળ જડેલું ખાનું.

**Locket**, (લૉકેટ્ ) *n.* A small lock: નાનુ તાળું;ખીલી પખીઆરૂ.2.A little case for holding a miniature or lock of hair:સોનાની નાની દાબડી;લાકીટ.

**Lockjaw**,(લૉકજૉ)*n.*A contraction of the jaw by which its motion is suspended a kind of tetanus:ડાચુ ભીડાઇ-ખેંચાઈ જવું તે; એક જાતનો ધનુર્વા.

**Locksmith**,(લૉક્સ્મિથ્ )*n.* An artificer whose occupation is to make locks:તાળુ બનાવનાર;લુહાર.

**Lock-up**, (લૉકઅપ્ ) *n.* A watch-house:ચોકી;પહેરો;કેદ.

**Locomotion**,(લૉકોમોશન ) *n.* [L. *locus*,place & *motio*, motion.] The act of moving from place to place:હીલચાલ;સ્થલાંતર ગમન.2. The power of moving from place to place:ચલનશક્તિ.

**Locomotive**,(લૉકોમોટિવ્ )*a.*Moving from place to place:જંગમ. 2.Used in producing motion: ચર.*n.*A locomotive engine:આગ ગાડી ચલાવનારૂ યંત્ર;વરાળયંત્ર.

**Locum-tenens**, (લૉકમ્ટીનેન્ઝ્ ) *n.* One who acts for another:એકની ગેરહાજરીમાં બીજો કામ કરનાર; અવેજી;આસીસ્ટંટ.

**Locust**,(લૉકસ્ટ્ )*n.*[L.*locus*,grasshopper.]1.A long winged insect: તીડ.2.The locust tree:એકજાતનુંઝાડ.

**Locution**,(લૉક્યુશન્ )*n.*[L.*loquor*, I speak.]Speech;discourse: ભાષણ;વાણી;ગિરા.

**Lodge**,(લૉજ્ )*n.*[L.*laubia*,porch.] 1.A hut;a rude cabin:છાપરી;છાપરૂ;ઝુંપડું;ડેલી;બંગલી.2.A collection of objects lodged together: ભેગી આવેલી જથાબંધ વસ્તુઓ.3.A family of North American Indians who occupy an Indian lodge,from about 6-10 in num-

ઘાસની ગંજીનો કુતરો, ખાય નહિ ને ખાવા દે નહિ.

ber: ૬ થી ૧૦ લોકોનું હિન્દુસ્તાનમાં છાપરીમાં રહેનારૂં નોથે અમેરીકાની એક જાતનું કુટુંબ.4. A den or cave; ગુફા.5.The meeting room of an association: સભાનો ઓરડો. 6. Hence,the regularly constituted body of members meeting there:સમાજ; સભા; મિલાવડો. *vt.* To rest; to stay;to abide: રહેવું; હોવું.2. To fall or lie down:પડવું. 3.To come to rest: મુકામ કરવો; પડાવ કo;વિરામવું;જઇને ચોંટવું;-માં વાગવું.*vt.*To give shelter:આશરો આપવો;ઉતારો આપવો;રાખવું;સંતાડવું;ભરાવા દેવું.2.To drive to shelter:હાંકી કાઢવું. 3.To deposit for keeping:રાખવું; મુકી છાંડવું. 4. To cause to stop or rest in:લગાડવું; સચોટ મારવું; શોભાવવું. 5. To lay down:નીચે પાડવું.*To lodge an information*, to enter a formal complaint:રીતસર ફરીઆદ નોંધાવવી.

**Lodger,**(લૉજર્) *n.* One who lodges; one who occupies a hired room in another's house:બીજાને ત્યાં અગર વીશીમાં રહેનાર;ભાડુત;ઉતારૂ.

**Lodging,**(લૉજિંગ્) *n.* The act of one who,or that which lodges: વાસ;ઉતારો;નિવાસ; આવાસ. 2. A place of rest:ઉતરવાની જગો.3.A harbour;cover:વિશ્રામસ્થળ;વાસો; આશ્રયસ્થાન.

**Lodgment,**(લૉજ્મેન્ટ્)*n.*1.The act of lodging:સંસ્થાપન; સંસ્થાપના. 2.A room:કોટડી.3. A collection of something deposited:રાખી મુકેલી વસ્તુનો સંગ્રહ.4.The occupation and holding of a position: સ્થિતિ;નિવેશન;સમાવાસ.

**Loft,**(લૉફ્ટ્) *n.* (*a*) An elevation: ઉંચી જગા. (*b*) A gallery : ગેલેરી; માળિયો. (*c*) A story: મેડો;માળ.*a.* Lofty or proud:ઉંચું; ઉન્નત; પ્રૌઢ; મ્હોટું;મદોદ્ધત.

**Loftiness,**(લૉફ્ટિનેસ્) *n.*The state of being lofty:ઉંચાઈ;મોહોટાઇ;ઉન્નતિ;પ્રૌઢતા;ધીરતા;મહત્વ;ઉત્કર્ષ;માહાત્મ્ય;આટોપ;દર્પ;ગર્વ;અભિમાન.

**Lofty,**(લૉફ્ટિ)*a.*1.Lifted high up: towering:ઉંચું;પ્રૌઢ;ઉન્નત;ઉચ્ચ;ધીર; ગંભીર. 2. Elevated; exalted; noble;stately:પ્રશસ્ત;પ્રૌઢ;ઉદ્ધત;ગર્વોદ્ધત;ગૌરવવાળું;અભિમાનનું;દાંભિક.

**Log,**(લૉગ્)*n.*1.A Hebrew measure of liquids: યાહુદી લોકનું એક પ્રવાહી માપ.2.A bulky piece of wood: લાકડાનું ઢીમચું-ઢીમચું;ગચિયું;ગાંઠ.3. An apparatus for measuring the rate of a ship's motion through the water:નૌકાગતિ માપક યંત્ર.4.The record of the rate of a ship's daily progress:વહાણ રોજ કેટલી મજલ ચાલ્યું તે વિગેરેની નોંધની ચોપડી. 5. A record and tabulated statement of the work done by an engine:વરાળ યંત્રે કેટલું કામ કર્યું તેની નોંધની ચોપડી.**L.** *board*,a board consisting of two parts shutting together like a book:ચોપડીની પેઠે બંધ કરાય એવું પાટિયું.**L.***book*,a book in which is entered the daily progress of a ship at sea:વહાણ રોજ કેટલી મજલ ચાલ્યું તે નોંધવાની ચોપડી.**L.** *house*, a house made of logs: ઘુંધાઓનું બનાવેલું ઘર.*vt.*To enter in a ship's log book:વહાણની નોંધબુકમાં નોંધવું.*vi.*1.To engage in the business of cutting logs for timber:લાકડાં કાપવાના કામમાં રોકાવું 2.To move to and fro:આમ તેમ ફરવું.

**Loggerhead,** (લૉગરહેડ્) *n.* 1. A blockhead;a dunce:ઠોઠ;જડભરત; બુધા પારેખ;મૂઢ;મૂર્ખ;જડબુદ્ધિ.2. A spherical mass of iron with a long handle used to heat tar: ડામરને તપાવવાનો લોખંડનો ગોળ શળીઓ. 3. A very large marine turtle:મોટો દરિયાઈ કાચબો.5. An American shrike similar to the butcher bird,but smaller:અમેરીકાની એક માછલી. *To be at loggerheads*, to quarrel: ધપાધપી-મારામારી કરવી;મારંમારા પર આવવું.

**Logic,**(લૉજિક્) *n.* [L. *logica*, Gr. *logos*,reason.]1.The science or art of exact reasoning:ન્યાયશાસ્ત્ર;તર્કશાસ્ત્ર;તર્ક;ન્યાય.2.A treatise on logic:તર્કશાસ્ત્રનો ગ્રંથ.

**Logical,**(લાજિકલ્)*a.*1.Pertaining to logic;used in logic:ન્યાયશાસ્ત્રનું;તર્કવિદ્યાવિષયક;તાર્કિક.2.According to the rules of logic: ન્યાયશાસ્ત્ર પ્રમાણેનું ; ન્યાયશાસ્ત્ર-તર્કશાસ્ત્ર સમ્મત;ન્યાયશાસ્ત્ર સિદ્ધ;ન્યાયશાસ્ત્ર શુદ્ધ.3.Skilled in logic: ન્યાયશાસ્ત્ર કુશળ-પ્રવીણ;તર્કબાજ;તર્કવિદ્યા નિપુણ.

**Logically,**( લૉજિકલિ ) *adv.* In a logical manner:ન્યાયશાસ્ત્રના નિયમ પ્રમાણે;તર્કશાસ્ત્રાનુસાર;તર્કશાસ્ત્રાનુરૂપ.

**Logician,** ( લૉજિશૅન્ ) *n.* A person skilled in logic:નૈયાયિક;ન્યાયતર્કશાસ્ત્રી;તાર્કિક;તર્કબાજ.

**Log-line,**(લૉગ્-લાઇન્ )*n.* A string used in measuring the direction of the ship:વહાણની ગતિ માપવાની દોરી.

**Logwood,**(લૉગવુડ્ )*n.*The heartwood of a tree,a native of South America much used in dyeing: પતંગનું લાકડું.

**Loin,**(લૉઈન્)*n.* [L.*lumbus*, loin.] That part of a human being or quadruped, which extends on eitherside of the spinal column between the hip bone and the false ribs:કમર;કટી; મધ્યાંગ; કટિદેશ.*Cord or chain worn round the* l.:કંદોરો;કટિસૂત્ર.*Cloth worn round the* l.*covering the privities*:લંગોટ-ટી; કોપિન. *Sprung from one's own* l.: અંગજ.

**Loiter,** (લૉઇટર્ ) *vi.* 1. To delay; to linger:વાર-ઢીલ લગાડવી; રઝળતાં જવું;રસળવું;વિલંબ કo.2.To wander as an idle vagrant:રઝળવું; ભટકવું;રખડવું.

**Loll,**(લૉલ્ )*vi.*1.To recline;to lean: સુખે બેસવું-પડવું; લાંબા થઇને પડી રહેવું; સુખાળા થઇ પડી રહેવું. 2. To hang extended from the mouth: બહાર નીકળવું;લબડવું.3.To let the tongue hang from the mouth: જીભ લબડવા દેવી.

**Lone,**(લૉન્ ) *n.* A lane: ગલી.*a.* 1. Being by one's self:એકલું;એકજ. 2.Single;unmrried:કુંવારૂં; છડું. 3.Being by itself:એકાકી; એકલું; એકલવાયું;નિરાધાર;અનાથ;અસહાય. 4.Solitary:એકાંતવાસી;નિર્જન;વિજન.

**Loneliness,** (લૉન્લિનેસ્ ) *n.* Solitude;seclusion:ખુણો;એકાંતવાસ.2. The state of being unfre quented by human beings:બીઆબાન જંગલ;ઉજ્જડવેરાન.3.Love of retirement:એકાંતપ્રીતિ;કોઇની ગંધ ન ગમે એવો ગુણ;વૈરાગ્ય.4. A depression resulting from being alone:એકલાં રહેવાથી થતો ઝુરાપો;ઝુરાઇ જવું.

**Lonely,** (લૉનલિ ) *a.* 1. Solitary; retired: એકાંત; નિર્જન; વિજન. 2. Forsaken:એકલું પડી ગએલું; નિરાધાર;અનાથ;એકલવાયું;એકલું.3.Not frequented by human beings:

ખુણાનું; ખુણામાં આવેલું. 4. Lonesome:છડું;ઉદાસી;ઘોર.

**Lonesome,**(લૅાન્સમ્ )*a.*1. Secluded from society;solitary:જ્યાં માણસનું પગલું નહીં એવું ઉજ્જડ;નિર્જન; નિરાનંદ;ઘોર.2.Conscious of,and somewhat depressed by solitude:ઉદાસ;દારૂણ;એકલવાયું;અટુલું.

**Long,**(લૅાન્ગ્ )*a.*[L.*longus.*]1. Extended;protected: લાંબુ;દીર્ઘ; વિસ્તીર્ણ. 2. Extended in time or drawn out:ઘણીવારનું;લાંબી મુદતનું. 3.Slow in passing:ધીમું; ઠંડું. 4. Distant in time:આઘું;દૂર;દીર્ઘકાલી. 5.Of a specified length:લાંબુ;લંબાઈમાં.6.Extensive:દીર્ઘ;બહુ પહોળું એવું.7.Prolonged : દીર્ઘ;ગુરૂ. *In the* l. *run,*in the whole course of things taken together : પરિણામે; અંતે; આખરે; છેવટે. *To be, or go* l. *of the market,or to be on the* l. *side of the market,*to have a contract under which one can demand stock on or before a certain day at a stipulated price:એવો કરાર હોવો કે જેની રૂઇએ ઠરાવેલે દિવસે ઠરાવેલે ભાવે સ્ટોક માગી શકાય.*To have a* l.*head,* to have a far-seeing mind:-ની દીર્ઘ દૃષ્ટિ હોવી. *n.* 1. A note formerly used in music: રાગ. 2. A long sound:લાંબો ઉચ્ચાર.3.The greatest extent: ઘણુંજ લંબાણ.*The* l. *& short of it,*the sum and substance of it:તેનો ટુંકમાં સાર-મુદ્દો-મતલબ. 2. To a great extent in space:લાંબે સુધી.2.To a great extent in time:ઘણા દહાડા સુધી;બહુવાર સુધી. 3. At a point of duration far distant either prior or posterior:ઘણા દહાડા ઉપર;ઘણે દહાડે.4.Through the whole extent: આખું;બધું.as,*all the day* l.:આખો દિવસ.5.Through an extent of time more or less-only in questions:સુધી;as,*how* l.*will you be here*:તમ અહિં કયાં સુધી હશો? *prep.* By means of;by the fault of:-થી; વડે. *vi.* To wish for something with eagerness:આતુરતાથી ઈચ્છવું; ટાંપી રહેવું;આશા બાંધી બેસવું;-ને માટે વખવખવું;-માટે તલપાપડ થવું;-ની સ્પૃહા કo;-ની અભિલાષા-આકાંક્ષા-વાંચ્છા રાખવી; મ્હોં વકાસીને બેસવું; ટમટમી રહેવું.2.To belong:તાબે-નું હોવું.

**Long-eared,**(લૅાન્ગ્ઈઅર્ડ્ )*a.*Having long ear:લાંબા કાનવાળું;લંબકર્ણ.

**Longer,**(લૅાન્ગર્ )*n.*One who longs for anything:કંઈ વસ્તુની ઈચ્છા રાખનાર.*a.*More long:વધારે લાંબુ.

**Longeval,** ( લૅાન્જીવૅલ્ ) *a.* Long-lived:ઘણા દહાડા જીવનાર;ચીરંજીવી; દીર્ઘાયુ;આયુષ્માન્.

**Longevity,**(લૅાન્જેવિટિ)*n.*[L.*long,* &*aevum*,an age.]Length of life: ઘણો વખત જીવવું તે;દીર્ઘાયુષ્ય; ચિરંજીવિત્વ;લાંબો આવરદા;ઉમરદરાજ.

**Longheaded,**(લૅાન્ગ્હેડેડ્ )*a.* Having usual foresight: વિશાળ-તીવ્ર બુદ્ધિનું;બુદ્ધિમાન;દીર્ઘસંધાની; નિપુણ મતિવાળું;દીર્ઘદૃષ્ટિવાળું.

**Longing,** (લૅાન્ગિગ્ ) *n.* An eager desire;an earnest wish:આતુર ઇચ્છા;જીવ તલપાપડ થવો તે; આશા; ભૂખ; અતિસ્પૃહા-વાંછા;અત્યાકાંક્ષા;ઉત્કંઠા;લાલસા;સ્પૃહા; તૃષ્ણા; આકાંક્ષા. *The longing of a pregnant woman*:દોહદ;અભાવો.

**Longitude,**(લૅાન્જિટ્યુડ્ )*n.*Length: રેખાંશ; લંબાઈ. 2. The arc or position of the Equator intersected between the meridian of a given place and the meridian of some other place from which longitude is reckoned:રેખાંશવૃત;યામ્યોત્તર વૃત.3.Celestial longitude:ભોગ.

**Longitudinal,** (લૅાન્જીટ્યુડિનૅલ્ )*a.* Extending in length;running lengthwise:લાંબુને લાંબુ;લંબાઈમાં.

**Long-lived,** (લૅાન્ગ્-લિવ્ડ્ )*a.* Having a long life:દીર્ઘાયુષી; લાંબો વખત જીવનારું-જીવે એવું. 2. Lasting long:લાંબો વખત રહે એવું;લાંબી મુદતનું;જુનું.

**Long-sighted,** (લૅાન્ગ્-સાઈટેડ્ ) *a.* Able to see greatly distant objects:ઘણી દૂરથી વસ્તુ જોઇ શકે એવું.2. Hence,sagacious;far-seeing:દુરંદેશી;દીર્ઘદૃષ્ટિવાન;દીર્ઘદર્શિ.3.Hypermetrotic: વેગળેથી ચીજ સ્પષ્ટ રીતે દેખાય પણ પાસેથી ન દેખાય એવી રોગીષ્ટ આંખવાળું.

**Longsuffering,**(લૅાન્ગ્સફરિંગ્ ) *a.* Patient; not easily provoked : ખામોશવાળું; ધીરજમાન. *n.* Long patience of offence : ખામોશ; ક્ષમા;તિતિક્ષા.

**Longwinded,** ( લૅાન્ગ્વિન્ડેડ્ ) *a.* Long breathed;hence,tediously long in speaking:લાંબુ લાંબુ-લંબાવીને કહેનાર.

**Long-wise,** ( લૅાન્ગ્વાઈઝ્ ) *adv.* Lengthwise:લાંબુને લાંબુ;લંબાઈમાં.

**Loof,**(લૂફ્ )*n.*Some appurtenance of a vessel which was used in changing her course : વહાણના પડાણનો પાછલો ભાગ.

**Look,**(લુક્ ) *vi.* [ A.S. *locian*, to look]. 1. To direct the eyes toward an object:જોવું;નિહાળવું;અવલોકવું;વિલોકવું;દૃષ્ટિ કo;નજર કરવી. 2.To consider;to examine:લક્ષમાં-ધ્યાનમાં લેવું;જોવું;વિચારવું; તપાસવું.3.To seem or appear:દેખાવું; જણાવું; માલુમ પડવું. 4. To have particular direction or situation;to face;to front:સામા-સન્મુખ આવી રહેવું.5. In the imperative,see,behold,take care:જો;સંભાળ;ધ્યાન રાખ.6.To show one's self in looking:જોવું;નજર કરવી.7. To expect: આશા રાખવી; બીક-ધાસ્તી-ભય રાખવો.*To* l.*about,*to look on all sides:બધી બાજુએ નજર કરવી;ચારે તરફ નજર-દૃષ્ટિ રાખવી; ચોપાસ જોયાં કo.*To* l.*about one,* to be on the watch:સાવધ રહેવું;હોશિયાર-જાગૃત-ચાલાક રહેવું.*To* l.*after,* (*a*) to attend to:-ની સંભાળ-દેખરેખ રાખવી;-નું જતન કo; સંભાળવું. (*b*) To expect: આશા રાખવી. (*c*) To seek;to search:શોધવું;ખોળવું; -ની તપાસ કo.*To* l.*at,*(*a*)to direct the eyes towards: તરફ દૃષ્ટિ કo; જોવું;નિહાળવું. (*b*) To observe; to consider:જોવું;તપાસવું;ખૂબ વિચારીને જોવું;ધ્યાનપૂર્વક અવલોકવું. *To* l. *black*,to frawn:ગુસ્સે થવું; ચીઢાવું; આંખો કાતરવી. *To* l.*down upon,* to treat with indifference:-ની દરકાર ન રાખવી;ધિક્કારવું;-નો તિરસ્કાર કo.*To* l.*for,*(*a*) to expect:આશા રાખવી. (*b*) To search for; to seek for:શોધવું;ખોળવું.*To* l.*forth,* to look out of something:-માંથી નજર કરવી-જણાવું.*To* l.*into,*to inspect closely:તપાસી તપાસીને-મન ઘાલી ને જોવું. *To* l. *on,* (*a*) to regard:સમજવું;લેખવું;માનવું;ગણવું; ધારવું.(*b*)To be a mere spectator: તટસ્થ રહેવું; દૃષ્ટા તરીકે રહેવું; જોયા કo;તમાસો જોવો.(*c*) To consider; to think of:ધારવું;-ના વિષે વિચાર બાંધવો;ગણવું.*To* l. *out,* to be on

the watch:ચોકી ક૦;તપાસ-ચોકી રાખવી.*To* l.*through*,to see through:-ની અંદરથી જોવું;-માં અક્કલ પેસવી; તપાસવું;અવલોકવું;-માં પ્રવેશ ક૦;સમજી-પકડી લેવું.*To* l.*to*.(*a*)to watch: જોયાં કરવું;ઉપર નજર રાખવી;તપાસવું; સંભાળવું;-ની સંભાળ-ખરદાસ રાખવી. (*b*) To expect to receive from: પાસેથી મળવાની આશા રાખવી. *To* l.*up*,to search for by looking: જોઇ જોઇને શોધી-ખોળી કાઢવું. *To* l. *up to*,to respect:માન આપવું;માનની નજરે જોવું.*vt.* To look at:-ની સામા જોવું.2. To seek:શોધવું.3.To expect:આશા રાખવી.4. To influence, overawe or subdue by looks:નજરથી તાબે કરી લેવું;બે આંખની શરમને લીધે ડબાવવું-શરમાવવું.5. To express by a look:નજરથી સમજાવવું.*To* l.*in the face*,to face or meet with boldness:સામા થવું.To l. *for*,to seek for:ની શોધ-ખોળમાં રહેવું-હોવું.*n.*1.The act of looking; a glance:નજર;દૃષ્ટિ;અવલોકન;અણુસારો. 2. Expression of eyes & face:ચ્હેરો;મુખમુદ્રા;સુરત;રૂપ; સ્વરૂપ;મુખચ્છાયા;મુખ;વદન;વદનાકાર.3. Appearance;aspect:દેખાવ; ઘાટ; ડોળ;આકૃતિ;આકાર;રૂપ;છાયા. *Side-long looks of love*:પ્રેમકટાક્ષ;નેનચા.

**Looking-glass,**(લુકિંગ્ગ્લાસ્ )*n.*A mirror made of glass on which has been placed a backing of some reflecting substance as quick silver:આરસી;દર્પણ;ચાટલું.

**Look-out,**(લુક્-આઉટ્ )*n.*1.A careful looking:નજર;સંભાળ; ચોકસી; દેખરેખ.2.Duty of care; responsibility:કામ;ફરજ;કર્તવ્ય.3.A person engaged in watching:સંભાળ-દેખરેખ રાખનાર;ચોકીદાર.

**Loom,**(લુમ્ )*n.* 1. A machine for interweaving yarn threads into a fabric: સાળ; લુગડાં વણવાનો સંચો. 2. That part of an oar which is near the grip or handle and inboard from the row-lock:હલેસાનો એક ભાગ. *vi.* 1. To appear enlarged:વધારે દેખાવું;હોય તે કરતાં મોટું દેખાવું. 2. To rise and to be eminent:હોય તે કરતાં મોટું દેખાવું;ઝળકી નીકળવું.

**Loon,**(લુન્ ) *n.* A sorry fellow; a rogue:હરામખોર;હરામજાદું.

**Loop,**(લુપ્ )*n.*A fold of a thread: ગાળો;ફાંસો;જાળ.2.A loop-hole: બારૂં;છિદ્ર;બાકોરૂં.

**Loophole,**(લૂપ્હોલ્ )*n.*1. A small opening in the walls of a fortification:બારૂં;બારી.2.A hole that gives a passage:છીંડું;નેળ.

**Loory,**(લૂરિ)*n.*A kind of parrot: એક જાતનો પોપટ;લુરી.

**Loose,**(લૂસ્ )*a.*[A.S.*leas, loo.*] 1. Unbound;untied:બાંધેલું નહિ એવું;છુટું.2.Free from constraint: છુટું.3.Not tight or close: ઢીલું; તંગ નહી.4. Not dense: ઝીઝરવાન; જાડા પોતનું.5.Vague:અસ્પષ્ટ; અચોક્કસ; દ્વિઅર્થિ. 6. Not strict in matters of morality: ફાવતું; છુટું રહેવાય તેવું.7.Unconnected:જથર પથર;અહિંતહિં;દદરતીદર;ઠેકાણાં વગરનું.8.Not costive:નરમ;કબજ નહિ એવું.9 Dissolute; unchaste: લફંગું;લંપટ;સોદું;લુચ્ચું;ઇચ્છી;રંડીબાજ; બદફેલ; છટેલ. 10. Containing or consisting of obscene or unchaste language:અનીતિનું; અનીતિમય; બિભત્સ;શૃંગારરસ પ્રધાન;શૃંગાર રસાત્મક. *At* l. *ends*, not in order:ભેળસેળ થયેલું.*To break* l.: છુટા થવું;સાંકળ-દોરડું વિ૦ તોડીને નાસવું. *To let* l., to set at liberty: છોડી મુકવું-દેવું.*vt.* To let loose; to free from restraint: છુટું ક૦. *n*-Freedom from restraint: છુટ; રજા.2.Discharge:છુટું મુકવું તે.*To give a* l., to give freedom: છુટ આપવી.*vt.* To untie or unbind: છોડવું;ખોલવું. 2. To release: છોડી મુકવું.3.To relax,to loosen: નરમ-ઢીલું કરવું.4.To solve:ઉઘાડવું;છોડવું.*vi.*To set sail:લંગારવું.

**Loosely,**(લૂસ્લિ) *adv.* In a loose manner:લંપટપણાથી.2.Without confinement:છુટું.3.Carelessly: બેફિકરાઇથી.

**Loosen,**(લૂસન્ )*vt.*To make loose; to free from tightness:નરમ-ઢીલું કરવું.2. To free from restraint: મોકળું કરવું.3.To remove costiveness from:ઝાડાનો કબજો નરમ ક૦.

**Looseness,** ( લૂસ્નેસ્ ) *n.* The state or condition of being loose: બગડી ગયેલું હોવું તે;ઢીલાપણું;વ્યભિચાર;રંડીબાજી;ઇશ્કબાજી;લંપટાઇ.

**Loot,**(લૂટ્ )*vt.* To plunder: લૂંટવું. *n.* A plunder;a booty:લૂંટ.

**Lop,**(લૉપ્ )*n.* 1. A flea: ચાંચડ. 2. That which is lopped from anything:કોઇપણ કાપીકાઢેલો ભાગ.*vi.* To hang downward: નીચે નમવું. *vt.*To cut off;કાપી-છાંટી નાંખવું.*a.* Hanging down:નીચે નમતું.

**Lopping,**(લૉપિંગ્ )*n.* A cutting off:ભુકો;ડાળાં.

**Loquacious,** ( લૉક્વેશસ્ ) *a.* [L. *loquor*, I speak.]1.Given to continual talking;talkative;garrulous:બહુ બોલો;વાતોડીઓ.2.Speaking; expressive: વાત ખોરીઉ. 3. Apt to blab and disclose secrets: બહુ ભાષી;વાચાળ;ભરભરીઉં.

**Loquacity,**(લૉક્વૅસિટિ )*n.*1.Talkativeness: વાચાળપણું. 2.Loquaciousness:લવરી;બકબકાટ.

**Lord,**(લૉર્ડ્ )*n.*A hump backed person: ખુંધવાળો માણસ;ખુંધો. 2. A ruler;a master:ધણી;માલિક; 3.A titled nobleman:અમીર;ઉમરાવ.4. A title bestowed on the persons above named: લૉર્ડની પદવી.5. A husband:ધણી;વર;કંથ;પતિ;સ્વામી. 6.The male owner of a feudal land:જમીનનો માલિક;ગિરાસીયો.7. The supreme being:ઇશ્વર;પ્રભુ.8. The Saviour,Jesus Christ:(ઇસુ ખ્રિસ્ત)તારનાર;ઉદ્ધાર કરનાર.L. *spiritual*,the bishop,and Archbishops who have seats in the House of Lords:પારલામેંટમાં બેસનારા ધર્માધ્યક્ષો.*Lords Temporal*, the peers of England: ઇંગ્લાંડના અમીરો.*Our L.Jesus Christ*,the Saviour: ઈસુખ્રિસ્ત.*The L's.Day*, Sunday:રવિવાર.*vt.*To invest with the dignity: સત્તા આપવી. 2. To rule or preside over as a lord: ઉમરાવની પેઠે હુકમ બજાવવો. *vi.*To domineer:અમલ કરવો.

**Lordlike,**(લૉર્ડ્લાઈક્ )*a.* Befitting or like a lord:ઉમરાવના જેવું-ને છાજતું.2.Haughty;proud;arrogant: દમાકી;અભિમાની;મિજાજી;ઉદ્ધત..

**Lordliness,** ( લાર્ડ્લિનેસ્ ) *n.* The state or quality of being lordly: અભિમાન; મગરૂબી.

**Lordling,**(લૉર્ડ્લિંગ્ )*n.*A little or insignificant lord:નાનો અમીર.

**Lordly,**(લૉર્ડ્લિ) *a.* Suitable for a lord,noble:ઉમદા; અમીરને લાયકનું. Hence,graved;noble;dignified: ભવ્ય; વિશાળ; ભારે; ગૌરવવાન. 2. Proud: મગરૂબ; ગર્વિષ્ઠ. *adv.* In a

Let dogs delight to bark & bite, for God pas made them so:

lordlymanner:ઉમરાવની પેઠે.

**Lordship**,(લૉર્ડ્શિપ્)*n*.The state or condition of being lord:અમીરપણું.2.Power;authority: સત્તા; સાહેબી.3.Domain: અમીરનો મુલક.

**Lore**,(લૉર્)*n*.The space between the eye and bill:આંખ ને ચાંચની વચ્ચેનો ભાગ.[A S.*lar*,to teach]. 2. That which is learned or known;learning: વિદ્યા; હુન્નર. 3. Advise; counsel : શિખામણ. 4. Workmanship:કૌશલ;કારીગરી.

**Loricate**,(લૉરિકેટ્) *vt*. [ L. *loricare*, to clothe in mail. ] To cover with some protecting substance:ઢોળ ચડાવવો;પતરે મઢવું. *a*.Covered with a shell:કોચલાથી ઢંકેલું.*n*.An animal covered with bony scales:એક જાતનું હાડકા જેવાં ભિંગડાવાળું જનાવર.

**Lorication**, (લૉરિકેશન) *n*. The act of loricating:ઢોળ ચડાવવો તે; પતરે મઢવું તે.

**Lorn**,(લૉર્ન)*a*.1.Lost;undone:ભૂલું-અખડાઇ પડેલું;આવી બનેલું.2.Forsaken;abandoned;નિરાધાર;એકલવાયું;તજાયલું.

**Lose**,(લૂઝ્)*vt.imp* & *pp*. **Lost**.1. To part with unintentionally: ખોવું;ગુમાવવું.2.To cease to have:-નું જવું-જતું રહેવું. 3. To waste; to squander : ખોઈ-કાઢી-ગાળી-ગુમાવી નાંખવું.4.To wander from;to go astray from:ભુલા પડવું;ચુકવું.5.To ruin;to distroy:નાશ કરવું.6.To be deprived of the view of:દેખાતા બંધ થવું;-ની નજર તળેથી જતાં રહેવું. 7.To fail to obtain or enjoy: ન મળવું;-નું જવું;હારવું;ખોઇ બેસવું;હારી જવું. 8. To cause to part with: જુદા પાડવું. 9. To prevent from gaining or obtaining:મેળવવા ન દેવું.*To* l.*ground*,to fall behind: દબાતાં-સપડાતાં જવું;પાછા પડવું.*To* l.*heart*,to lose courage:નાહિંમત થવું.*To* l.*one's head*,to be thrown off one's balance:ગભરાઈજવું;ભાન ભૂલવું;મગજ ઠેકાણે ન રહેવું. *To lose one's self*,to forget or mistake the bearing of surrounding objects:-નું ભાન ન રહેવું.*To* l.*sight of*, to cease to see;to forget:ભુલથાપ ખવી;વિસારવું.*vi*.To suffer loss:જોખમ ખમવું;વેઠવું.

**Loss**,(લૉસ્)*n*.Failure;destruction: નાશ; હાનિ; ખરાબી; નુકસાની;ધોકો; ખત્તો;છક્કડ; વિનાશ; અપાય; વિયોગ. 2.The state of losing : નુકસાન. 3.That which is lost:ખોટ;ટોટો; અલાભ.4.The state of being lost or distroyed:ભાગેલું તે.5.Failure to gain or win:નિષ્ફળતા;પરાભવ; હાર;પરાજય.6.Failure to use advantageously:જતુંરહેલું તે.7.Killed, wounded and captured persons: મરાયલા,જખમી થયેલા અને પકડાયેલા માણસો;નુકસાની;ખરાબી;પાયમાલી. 8. Diminution of value:નુકસાન.*To bear a* l.,to make a loss good:ખોટ પુરી પાડવી.*To be at a* l.,to be puzzled: ગભરાઈ જવું;સમજ ન પડવી.**L**.*of time*:કાળક્ષેપ;વિલંબ.**L** *of caste*:જાતિભ્રંશ. *Profit* & l.:લાભાલાભ;નફો ટોટો.

**Lost**,(લૉસ્ટ્)*a*.1.Not to be found; missing:ખોવાયેલું;નષ્ટ. 2.Parted with:જુદું પડેલું;ગત;વીત. 3. Not gained or won: નિષ્ફળ થયેલું. 4. Thrown away:ગુમાવેલું;ખોયેલું;ગયેલું.5.Perplexed:ગભરાયેલું;ભુલું પડેલું.6.Ruined or destroyed:નાશ પામેલું;ભ્રષ્ટ;પતિત;હાડગયેલું;પાર પડી ગયેલું;છેલ્લે પાટલે બેઠેલું.7.Insensible:વિમુખ થઈ ગયેલું.8.Not perceptible to the senses:બુદ્ધિથી ન દેખાય તેવું;અદૃશ્ય;અગોચર.9.Occupied under the influence of something:ગરક થઇ ગયેલું;પરાયણ;ગ્રસ્ત.

**Lot**,(લૉટ્)*n*.That which happens without human design;accident; chance:દશા;દૈવદશા; ભાગ્ય;નશીબ; કિસમત;દૈવયોગ; અકસ્માત બનાવ.2. Anything used in determining a question by chance:ચીઠ્ઠી; રમવાનો પાસો. 3. The part or fate which falls to one:ભવિષ્ય;ભાગ્ય; નશીબ 4.A separate portion:વણ; ટુકડી;ભાગ;ગઠ્ઠો;વટ;અંગ;ગોડું;ગોકડી; જથ્થો;ઝુંડ;મંડળ;ટોળી; વાનું. 5. A distinct portion of land : ક્યારો; લત્તો;ટુકડી.6.A large quantity or number:થોકેથોક;ગાડાંનેગાડાં. 7. A prize in a lottery:સોરટીનું ઇનામ. *To cast in one's* l.*with*,to share the fortunes of:-ના નશીબમાં ભાગ લેવો-ની સાથે પાનું પડવું-પડેલું હોવું. *To cast* l.s,to use a die:પાસો નાખવો.*To draw* l.s,to determine an event:ચીઠી કાડવી.*To pay scot* & l., to pay taxes according to one's ability: યથાશક્તિ કર ભરવો. *vt*.To allot; to sort; to portion: ભાગ પાડવા;વિભાગ કરવા;-ની આશા રાખવી;-ના ઉપર આધાર રાખવો.

**Lotion**,(લૉશન્)*n*.[L.*lotis*,I wash] Washing specially of the skin for the purpose of rendering it fair:શોભીતી કરવા ચામડી ધોઇને સાફ કરી તે.2.A liquid for bathing the skin:ઓસડનું પાણી.

**Lottery**,(લૉટરિ)*n*.1.A scheme for the distribution of prizes by lot or chance:સોરટી;સુરતી.2.Allotment;thing alloted:ભાગ;અંશ.

**Lotus**,(લૉટસ્)*n*.1.(*a*) A name of several kinds of water lilies: કમળ;પદ્મ;અરવિંદ;પંકજ; *White* l.: પોયણું.(*b*)The tree:નલિની;કમલિની;કુમુદિની.2.An ornament much used in Egyptian architecture: કુમુદની જાતનું ઈમારતી ચિત્રકામ-શણગાર.

**Loud**,(લાઉડ્)*a*.[L.*laus*, praise.]1. Noisy:મોટું;અવાજી;ઉચ્ચ.*A* l.*noise*: તારસ્વર.2.Clamorous:ઘાંટાપાડનાર: બુમો પાડનાર.3.Urgent,emphatic: જરૂરનું; અગત્યનું; આગ્રહ પુર્વકનું. 4. Likely to attract attention;ostentatious:આડંબરી; ધ્યાન ખેંચે એવું. *adv*.Loudly:મોટેથી;બુમ પાડીને.

**Loudly**,(લાઉડ્લિ) *adv*. In a loud manner:મોટેથી;બુમ પાડીને;તાણીને; ઘાંટો કાઢીને;મોટે સાદે.

**Loudness**, ( લાઉડ્નેસ્ ) *n*. The quality or state of being loud: મોટો ઘાંટો;બુમ;શોર.

**Lough**,(લૉક્)*n*.A loch or lack:સરોવર;તળાવ.

**Lounge**,(લાઉન્જ્)*vi*. [L. *longus*, long]. To spend time lazily:નવરા-રઝળતા ફરવું;રખડવું;રઝળવું.2.To loll:આડા પડીને બેસવું; લાંબા થઇને પડવું.*n*. 1.A place of lounging: નવરાનો અખાડો.2.A piece of furniture resembling a sofa : એક જાતનો બેસવાનો કોચ-પલંગ.

**Lounger**, (લાઉન્જર્) *n*. One who lounges;an idler: સુખવાસીઆપણામાં વખત કાઢી નાંખનાર;રસળીઓ; સદરબારગીર;છપ્પનવેપારી.

**Louse**,(લાઉસ્)*n.pl*.**Lice**.A small insect:જૂ.2.Any one of numerous small insects mostly parasitic on birds and feeding on the feathers:સામ;જૂ.*vt*.To clean from lice:જુઓ કાઢવી.

**Lousy**, (લાઉઝિ) *a*. Infested with

ટાઢ જાય રૂએ અને આદત જાય મુએ; પ્રાણ ને પ્રકૃતિ બે સાથે જાય.

lice:જુવાળું;જુવો પડેલું. 2.Mean; contemptible:હલકું;પામર;અધમ; નીચ;પાજી.

**Lout**,(લાઉટ્)*n*.A clownish fellow; a bumpkin:જડસો;બુસો;રેંચો.

**Loutish**,(લાઉટિશ્)*a*. Rude; awkward:અડબંગ જેવું.

**Lovable**, (લવૅબલ્) *a*. Worthy of love;amiable:ચાહવા લાયક;પ્રીતિપાત્ર.

**Love**,(લવ્)*n*. [L.*lubeo*,I please.] Affection;tenderness: વ્હાલ;માયા;હેત;રૂચી; પ્રીતિ; આસક્તિ; મમતા; પ્રેમ;પ્રીતિ;સ્નેહ;અભિલાષ;રાગ;ભાવ; પ્રેમભાવ;સ્નેહભાવ;પ્યાર.2.Devoted attachment to one of the opposite sex: પ્રેમ; પ્રિતડી; સ્ત્રીપુરૂષ પ્રેમ શૃંગાર ; શૃંગારરસ-ભાવ: ઈશક; રતિ. *The art of* l.:કામશાસ્ત્ર; કોકશાસ્ત્ર. *Subdued by* l.:મદનવશ.*Of or belonging to* l.:શૃંગારી;શૃંગારીક.*The airs & arts of* l.,gestures of l.: હાવ;હાવભાવ;નખરાં;શૃંગારચેષ્ટા; વિલાસ;વિભ્રમ.3.Courtship:પ્રેમ બાંધવાની ઈચ્છા. 4. Affection; kind feeling;strong liking; desire:દયા;કૃપા;મહેર;અનુકંપા;શોખ;ચાહના. 5.Due gratitude and reverence to God:ભક્તિ.*Undivided* l.:અનન્યભક્તિ. 6. The object of affection:પીઉ;લાલ;વ્હાલો;પ્રિયતમ;પ્રીયા; પ્રાણપ્રીય.7.Cupid:કામદેવ;મદન.8. A thin silk stuff:પાતળું રેશમનું લુગડું.9. A climbing species of Clematis : એક જાતના વેલો. 10. Nothing; no points scored on one side(*used in Tennis play*): મિંડું;શૂન્ય; પુંજ;એક તરફના રમનારાના કંઈપણ દોકડા ન થયા હોય તે.*A labour of love*,a labour undertaken on account of regard for some person:કોઇના માનની ખાતર મહેનત કરવી તે.*In* l.,in the act of loving:પ્યારમાં. **L**. *broker*,a gobetween in a sexual intrigue: ભડવો;દલાલ.**L**. *feast*, a religious festival: ધર્મ ઉજાણી. **L**. *feat*,the gallant act of a lover:યારનું બહાદુરી ભરેલું કામ.**L**.*game*,a game, as in tennis,in the vanquished party does not score a single point: જે દાવમાં હારી જનાર પક્ષને એક પણ દોકડો ન મળ્યો હોય તેવો દાવ.**L**.*knot*, a knot or bow of ribbon: પ્રીતિની ગાંઠ;પ્રેમગાંઠ; પ્રેમબંધ. *Lovelass*,a sweetheart:પ્યારી;દીલોજાન.**L**.*letter*,a letter of courtship:પ્યારનો કાગળ;મદનલેખ;પ્રેમપત્ર.**L**.*match*,a marriage brought about by love alone: પ્રેમવિવાહ; પ્રેમલગ્ન;પ્રેમસંબંધ.**L**.*rites*,sexual intercourse: દુનીઆદારીના વહેવાર;......તે;સંભોગ.**L**.*scene*,an exibition of love: આશકમાશુક દર્શન.**L**.*song*:શૃંગારગીત.**L**.*tale*: પ્રેમ-શૃંગાર-કથા.**L**.*token*: પ્રીતિ લક્ષણ; પ્રેમાભિજ્ઞાન. **L**. *suit*, courtship:પ્યાર.**L**.*god*,cupid:કામદેવ.*To make* l.*to*,to express affection for: પ્યાર દેખાડવો. *To play for* l.. to play a game without stakes:હોડ કર્યા સિવાય રમત રમવી. *vt*.1.To regard with affection or good will:ઉપર વહાલ હોવું;પ્રેમ હોવો. 2.To regard with passionate and devoted affection:ઉપર પ્રેમ હોવો. 3. To take delight or pleasure in:ઉપર-વિશે ભાવ હોવો-બહુ ગમવું. *vi*.To be in love:પ્યારમાં પડવું.

**Loveletter**,(લવ્લેટર્)*n*. A letter of courtship:પ્રેમપત્રિકા;આશુક માશુકના કાગળો;પ્રેમપત્ર;મદનલેખ.

**Lovely**,(લવ્લિ)*a*.Beautiful;charming:ખુબસુરત;સુંદર;શોભન;રૂચિર;સુભગ;મનોહર; લલિત. 2. Loveable; amiable:વહાલું લાગે એવું;પ્રીતિપાત્ર; વહાલ લાગવા જેવું.3.Loving; tender:રમણીય;પ્યારૂં. 4. Very pleasing: મનોરંજક; રળીઆમણું; સુંદર; સોહામણું. *adv*. In a manner to please:વહાલ આવે એવી રીતે.

**Lover**,(લવર્)*n*.One who loves;one who is in love:આશક;પ્રેમાસક્ત પુરૂષ;કામી;કાંત;પ્રિય;વલ્લભ;રમણ;નાયક; પ્રાણેશ;જીવિતેશ.2.A friend:દોસ્ત; સારૂં ઈચ્છનાર;શુભેચ્છક.3.One who has a strong liking for another: શોખ રાખનાર;શોખીલો.

**Lovesick**,(લવ્સિક્)*a*. Languishing with love or amorous desire:પ્રેમ પીડિત;કામાતુર;કામાર્ત;કામદગ્ધ;કામ પીડિત;વિહ્‌વલ.2.Originating in languishing love:પ્રેમપીડાનું ભરેલું.

**Lovetrick**, ( લવ્ટ્રિક્ ) *n*. Tricks played in love:હાવભાવ;પ્રેમક્રીડા.

**Loving**,(લવિંગ્)*a*. Affectionate: પ્રેમ રાખતું;વ્હાલું;આશક્ત;અનુરાગી. 2.Expressing love or kindness: હેત રાખતું;પ્રેમકરતું;પ્રેમાલ.

**Lovingly**, ( લવિંગ્લિ) *adv*. With love;affectionately:પ્યારથી; પ્રેમથી.

**Low**(લો)*vi*.To make the calling sound of cows and other bovine animals:ગાય વિ૦ પ્રાણીનું ભરાડવું; આરડવું.*n*. A hill;a grave: ટેકરી; કબર.2.A light;a flame:ભડકો;દિવો;બળતું.*vi*.To burn;to blaze:બળવું; સળગવું; ભડકો થવો. *ad*. Not high or elevated: નીચું. 2. Not rising to the usual height:નીચું; બેઠી બાંધણીનું.3.Near the horizon: નીચું. 4. Sunk to the farthest ebb of the tide:ઓટ થયા પછીનું; ઉતરી ગયલું.5.Moderate; cheap: હલકું;ઘટેલું;સોંઘું. 6.Not loud:ધીમું; હળવું.7.Depressed in the scale of sounds:નીચું;મીઠું;મંદ;ગંભીર.8. Made as a vowel with a low position of a part of the tongue in relating to the palate: બેઠું. 9.Near the equator: વિષુવવૃતની પાસેનું;નીચાણમાં આવેલું. 10. Numerically small:થોડું;હલકું;ઓછું. 11.Depressed;dejected:નરમ પડી ગયેલું;ઉદાસ;ખિન્ન;નાઉમેદ;નિરાશ; વિષણ્ણ.12. Depressed in condition; humble in rank:અધમ;નીચું;હલકું;ગરીબ. 13. Mean; base: નીચ;હલકું;અધમ;ક્ષુદ્ર.14. Not elevated or sublime: હલકું; અપ્રૌઢ. 15.Humble;submission:દીનતા-નમ્રતા ભરેલું. 16. Feeble;weak: ધીમું; મંદ. 17. Moderate;not intense:મીજાનસર;મંદ;ધીમું; ઓછું;નરમ.18.Smaller than is reasonable or probable: સંભવ હોય તેનાકરતાં થોડું.19. Not rich, high seasoned;plain:સાદું;લુખું;નિઃસત્વ; રૂક્ષ;અસાર;અપૌષ્ટિક;જલદી પચી જાય એવું;હલકુ.*adv*.Near the ground; not high:નીચું.2.At a moderate price:સોંઘું;સસ્તું.3. Humbly: પામરપણે;દીનતાથી; ગરીબાઈથી. 4. In time approaching our own:છેક હાલના વખત સુધી.5. Gently; not loudly: ધીમે ધીમે; હળવે હળવે. 6. With a low musical pitch:ધીમા-નીચા સુરથી.7.In a state of disgrace:હલકું;હળવું.*vt*.To depress, lower:ધીમું-હલકુ પાડવું.*n*.The lowest,that is,the dence of trump: હુકમ-સરની દુરી-દુઓ.

**Low-bred**,(લોબ્રેડ્) *a*. Rude; impolite:અધમ;નીચ-હીનજાતિનું; અકુલીન;નીચ-કુલીન;જંગલી;બેઅદબ.

**Low-born**, (લોબૅાર્ન ) *a*. Born in

a low condition or rank:કમજાત; હીનજાતિ;અધમ;નીચકુળનું.

**Lower,**(લૉઅર )*vt.*1.To let down ઉતારવું;નીચું પાડવું. 2. To reduce the height of:નીચું ક૦.3.To depress as to direction:ઓછું ક૦;નીચું ઉતારવું.4.To reduce the degree, intensity, strength &c.:ઘટાડવું; હલકું-ઓછું ક૦.5.To bring down; to humble:ઉતારવું; તોડવું; ભાગવું; માનભંગ કરવું-નું પાણી ઉતારવું;માનખંડન ક૦.6.To reduce in value, amount &c.: ઉતારવું;ઘટાડવું;કમીન્યૂન-ઓછું ક૦.*vi.*1.To fall,to sink: નીચુંપડવું;ઘટવું;ઉતરવું;ઓછું-કમી-ન્યૂન થવું.2.To be dark,gloomy and threatening:ચઢી આવવું;ઝઝૂમી રહેવું.3.To frown; to look sullen: મ્હોં ચડાવવું;ક્રોધ કરવો;ભવાં ચઢાવવાં; ગુસ્સે થવું ; ધુંવાપુંવા-રાતાપીળા થઈ જવું.*n.*1.Gloominess;cloudiness: વાદળાવાળું તે;અંધારૂં.2. A frowning;sullenness:ક્રોધ;મોં ચડવું તે; ગુસ્સો. [Lowest:સૌથી નીચું.

**Lowermost,** ( લૉઅરમૉસ્ટ્ ) *a.*

**Lowery,** ( લૉઅરિ ) *a.* Cloudy ; gloomy:વાદળાંવાળું;તોફાની;ભારે.

**Lowland,** (લૉલૅન્ડ્ ) *n.* A low or level country: નીચાણમાં આવેલો દેશ;નીચો પ્રદેશ.

**Lowliness,** ( લૉલિનેસ્ ) *n.* 1. Humility;humbleness of mind: નમ્રતા; વિનય; અગર્વ; નમ્રબુદ્ધિ. 2. Low condition:ગરીબાઇ;દીનતા.

**Lowly,**(લૉલિ)*a.*1.Not high; low: ઉતરતું;હલકું;નીચી પંક્તિનું. 2. Low in rank:ગરીબ;હલકું;દીન;પામર.3. Humble:નમ્ર;ગરીબ.4.Meek;free from pride:નિરભિમાન.*adv.*1.In a low manner;humbly:નમ્રતાથી. 2. In a low condition: ગરીબ-હલકી-અનાથ સ્થિતિમાં.

**Low minded**(લૉ-માઇન્ડેડ્ )*a.*Showing a base mind:નીચ મનનું;નીચ.

**Lowness,** (લૉનેસ્ ) *n.* The state or quality of being low:હલકાઇ; ઉદાશી;નીચાણ;સોંઘવારી.

**Lowspirited,** ( લૉસ્પિરિટેડ્ ) *a.* Dejected;depressed: ખિન્ન ઉદાસ.

**Loyal,**(લૉઅલ્ )*a.*[L.*legis*,law.] 1. Faithful to law: રાજભક્ત; અનુરક્ત;વફાદાર.2.True to any person or persons to whom one owes fidelity,especially as a wife to her husband:એકપત્નીવ્રત;પતિવ્રતા; સાચું;ખરૂં;શુદ્ધ;નેક;પાકદાનતવાળું.

**Loyalist,**(લૉઅલિસ્ટ્ )*n.* A person who adheres to his sovereign or to the lawful authority:વફાદાર રૈયત;રાજભક્ત;રાજનિષ્ઠ.

**Loyally,**(લૉઅલિ) *adv.* In a loyal manner;faithfully:વફાદારીથી; સતીપણાથી.

**Loyalty,**(લૉઅલ્ટિ)*n.*The state or quality of being loyal; fidelity to a superior:રાજભક્તિ; અનુરાગ; આસક્તિ; પ્રભુ-સ્વામી ભક્તિ; રાજનિષ્ઠા;પતિવ્રત;પતિવ્રત.

**Lozenge,**(લૉઝેન્જ્ )*n.*1.A diamond shaped figure:વક્રચતુષ્કોણ. 2. A figure with four equal sides:ચાર સરખી બાજુની આકૃતિ;સમબાજુ ચોખુણ.3. Any thing in the form of a lozenge:ચકતીના આકારની કોઇ પણ વસ્તુ.4.A small cake of sugar: ખાંડની ચકતી-ટીકડી;વડી; પીપરમીંટ.

**Lubber,**(લબર્ )A heavy,clumsy or awkward fellow:અડબંગ;લઠ્ઠ; લઠ્ઠેશ્વર;રેંચો.

**Lubberly,**(લબર્લિ) *a.* Like a lubber;clumsy:અડબંગ જેવો-લઠ્ઠ જેવું. *adv.*Clumsily;awkwardly: અડબંગ જેવી રીતે;જંગલી;અનાડીપણે.

**Lubricate,**(લ્યુબ્રિકેટ્ )*vt.* [L.*lubrico*, I lubricate.] 1. To make smooth or slippery:સુંવાળું-લીસું ક૦.2.To apply lubricant to:તેલ લગાડી લીસું ક૦.[સુંવાળું;લીસું;ચિકણું.

**Lubricous,**(લ્યુબ્રિકસ્ )*a.*Smooth:

**Lubricity,**(લ્યુબ્રિસિટિ) *n.* [L. *lubricitas*.] 1. Smoothness; freedom from friction:સફાઇ;લીસાપણું.2. Slipperiness; instability: ચંચળતા;અસ્થિરતા;ઝડપ. 3. Lewdness;lechery;incontinency:રંડીબાજી;ઇશ્કબાજી;વ્યભિચાર;બદફેલી.

**Lucent,** (લ્યુસેન્ટ્ ) *a.* [L. *luceo*, I shine.]Shining; bright: ચળકતું; તેજમારતું;તેજસ્વી.

**Lucernal,**(લ્યુસર્નલ્ )*a.*[L.*lucerna*, a lamp. ] Pertaining to a lamp:દીવાનું-સબંધી.

**Lucid,**(લ્યુસિડ્ )*a.*[L.*lucis*,light.] 1.Shining;bright:ચકચકીત; તેજસ્વી;ઉજ્જ્વલ;દેદીપ્યમાન. 2. Clear; transparent:ચોખ્ખું;સ્વચ્છ; નિર્મળ; વિમળ;શુદ્ધ;પારદર્શક.3. Easily understood:સહેલથી સમજાય તેવું;સ્પષ્ટ; સ્પષ્ટાર્થી;બિન્નાર્થી; આરસી સરખું. 4. Not darkened; marked by the regular operations of reason:શુદ્ધિનું;હોશીઆરીનું;ભાન ઠેકાણે હોવાનું; સાવધાનીનું; પ્રસન્નચિત્તવાળું. **L.** *interval*:ચિત્તપ્રસાદ.

**Lucidness,** (લ્યુસિડ્નેસ્ ) *n.* The quality of being lucid:સ્વચ્છતા; ચળકાટ;સ્પષ્ટતા;દીપ્તિ;કાંતિ;શોભા;પ્રભા;પ્રસાદ;વિમળતા.

**Lucifer,**(લ્યુસિફર )*n.*[L.*lux*,light & *fero*, I bear.] 1. The planet Venus when appearing as the morning star:શુક્રનોતારો.2.Satan: સેતાન. 3. A match made of a sliver of wood tipped with a combustible substance and ignited by friction:દીવાસળી;ફુલકણી;અગ્નિશલાકા.

**Luck,**(લક્ )*n.*Fortune; fate; hap; chance:દૈવયોગ;ભાગ્ય;નસીબ;કિસમત.*Good* **l.**:સૌભાગ્ય;પુણ્યોદય. *Bad or ill* **l** :મંદભાગ્ય;દુર્ભાગ્ય;દુર્દૈવ;દુર્ગતિ;અશુભ;અમંગલ;કમબખ્તી.

**Luckily,**(લકિલિ)*adv.* In a lucky manner;fortunately:નશીબના જોરથી;દૈવબળે કરીને; દૈવયોગે; સુભાગ્યે; દૈવવશાત્;ભોગનાજોગે.

**Luckiness,** ( લકિનેસ્ ) *n.* 1. The state or quality of being lucky: દૈવયોગ;નશીબદારી;સૌભાગ્ય.2.Good fortune:સારૂં નશીબ.

**Luckless,**(લક્લેસ્ )*a.*Being without luck;unfortunate:અકર્મી;કમનશીબ;દુર્ભાગી;મંદભાગી; ભાગ્યહીન;અભાગી;નિર્ભાગી.

**Lucklessness,** ( લક્લેસનેસ્ ) *n.* State of being unfortunate:અકર્મીપણું;દુર્દૈવ;કમબખ્તી;દુર્ભાગ્ય;ભાગ્યહીનતા;અપયશ.

**Lucky,**(લકિ)*a.*1.Favored by luck; fortunate:દ્રવ્યવાન;ભાગ્યશાળી; પુણ્યવાન;સૌભાગ્યવાન;ભાગ્યવંત; નશીબદાર; યશસ્વી. 2. Favourable; auspicious:શુભ;શુભકારી; માંગલિક; શુભકર;બરકતી;કલ્યાણકારી.

**Lucrative,**(લ્યુક્રેટિવ્ ) *a.* [L.*lucrum*,gain.]1.Gainful;profitable: પૈસો મળે એવું; લાભકારક; લાભકારી; હિતાવહ;ફલાવહ.2.Greedy of gain: ફાયદાનો લોભી;અતિ લોભી.

**Lucre,** (લ્યુકર્ ) *n.* [L. *lucrum.*] Profit;riches:પ્રાપ્તિ;લાભ;નફો; અર્થપ્રાપ્તિ;ફલોદય;વૃદ્ધિ;પૈસો;દોલત.

**Lucubrate,**(લ્યુક્યુબ્રેટ્ )*vi.*[L.*lux*, light.] To study by night: રાતે અભ્યાસ ક૦.*vt.*To elaborate,per-

fect or compose by night study: શાંત મને વિચાર કરીને કાંઈ ક૦.

**Lucubration,**(લ્યૂકયૂબ્રેશન્) *n.* 1. Nocturnal study; meditation: રાત્રિનું અધ્યયન; નિશાભ્યાસ. 2. That which is composed by night: એકાંતે કીધેલું; રાત્રિએ કરેલો ગ્રંથ-પુસ્તક.

**Luculent,**(લ્યૂકયૂલેન્ટ્) *a.* [L. *lux, lucis*, light.] 1. Lucid; clear: સ્વચ્છ; ચોખ્ખું; નિર્મળ; વિમલ. 2. Clear; evident: સ્પષ્ટ; ચોખ્ખું. 3. Bright, shining in beauty: ચળકતું; ચકચકીત.

**Ludicrous,** (લ્યુડિક્રસ્) *a.* [L. *ludus*, play.] Adapted to excite laughter without scorn; sportive: હસાવે એવું; હાસ્યજનક; હાસ્યોત્પાદક; હાસ્યરસપ્રધાન; હાસ્યકારક.

**Lug,**(લગ્) *n.* 1. The ear or its lobe: કાન; કર્ણ; લાળી; બુટ. 2. A projecting piece to which anything as a rod is attached: કાનો; હાથો; દાંડો. 3. The leather loop or ear by which a shaft is held up: નાકું; ગાળો; કાણું. 4. The lug-warm: એક જંતનો કીડો. *vi.* To move slowly and heavily: જોરથી-ધીમેથી ચાલવું-ખસવું. *vt.* To pull with force; drag along: મુશ્કેલી-મહા મહેનતે ખેંચવું-ઘસડવું-ઢસડવું. *n.* 1. The act of lugging: ખેંચવું તે. 2. Anything which moves slowly: ધીમે સરનાર પદાર્થ-વસ્તુ. 3. A rod or pole: લાકડી. 4. A measure of length being 16½ ft: ૧૬॥ ફુટનું માપ.

**Luggage,**(લગેજ્) *n.* A traveller's trunks bag-gage &c.: સરસામાન; સામાન; સરંજામ; ઉપસ્કર; યાત્રાસામગ્રી.

**Lugubrious,**(લ્યુગ્યૂબ્રિઅસ્) *a.* [L. *lugere*, to mourn.] Doleful; woeful; pitiable: દુઃખ-દિલગીરીનું; ઉદાસ; શોકાત્મક; દુઃખાત્મક.

**Luke warm,**(લ્યૂકવૉર્મ્) *a.* 2. Moderately warm; neither cold nor hot; tepid: કોકરવર્ણું; સ્હેજ ઉનું; કુકું. 2. Not ardent; not zealous; indifferent: નિરુત્સાહી; ઉદાસીન; ઉત્સાહહીન; ઢીલું; નરમ; પોચું; મંદોત્સાહી.

**Lull,**(લલ્) *vt.* To calm; to soothe; to quiet: ટાઢું પાડવું; શાંત કરવું; દુઃખ-રીકર ભુલાવી દેવાં; ઉંઘાડી દેવું; છાનું રાખવું. *vi.* To become gradually calm; to subside: પડવું; પડી-જવું; શમી જવું; નરમ પડવું. *n.* The power or quality of soothing; a lullaby: શાંતી; હાલરડાં. 2. A temporary cessation of storm: પવનનું પડી-જવું તે; શાંતિ; અક્ષોભ; વાયુવિરામ.

**Lullaby**(લલૅબાઇ) *n.* 1. A song to quiet babes; that which quiets: હાલરડાં; હાલરૂં; હાલા; 2. Good night; good by: સલામ; રામરામ; સાહેબજી.

**Lumbaginous,** (લૅમ્બૅજિનસ્) *a.* Pertaining to lumbago: કેડ-કમરના વા સંબંધી.

**Lumbago,**(લંબેગો) *n.* [L. *lumbus*, loin.] A rheumatism or rheumatic pain in the loins and the small of the back: કમર રહીજઇ થતા દુખનું દરદ; કટિવેદના; કટીવાયુ.

**Lumbar,**(લંબાર્) *a.* [L. *lumbus*, loin] Pertaining to the loins: કેડ-કમરસંબંધી-પાસેનું.

**Lumber,**(લંબર્) *n.* 1. A pledge or pawn: અટાટો હડપ; સાન. 2. Things cumbrous or bulky and useless: ડાકડમાળ; નિરર્થક દ્રવ્ય; ભાર. 3. Timber sawed or split into the form of beams, joists, boards, planks, staves, hoops &c.: ડખ્ખલ. *vi.* 1. To heap together in disorder: અટારો ભરી મુકવો; ડખ્ખો ક૦. 2. To fill or encumber with lumber: ડાકડમાળ ભરવો; ઓરડામાં ડખ્ખો-ચૂળધમાસો ભરવો. *vi.* 1 To move heavily: મુશ્કેલીથી ચાલવું. 2. To rumble: અવાજ કરવો. 3. To cut logs in the forest: લાકડાં કાપવાં.

**Lumber-room,** (લંબરરૂમ્) *n.* A room in which lumber is kept: અટારો-સામાન ભરવાનું સ્થળ; ગંજીખાનું.

**Luminary,**(લ્યૂમિનેરિ) *n.* [L. *lumen*, light.] 1. Any body that gives light: તેજસ્વી પદાર્થ; સૂર્ય; ચંદ્ર. 2. One who enlightens mankind: મોટો માણસ; તેજપુંજ; તેજોરાશિ.

**Luminous,**(લ્યૂમિનસ્) *a.* [L. *lumen*, light.] 1. Shining: તેજસ્વી; પ્રકાશમાન; દીપ્તિમાન. 2. Full of light; bright: ચળકતું; તેજોમય; ભભકદાર. 3. Enlightened; intelligent: તેજસ્કર; હુંશીઆરીવાળું. 4. Clear: સ્વચ્છ; સાફ. *Self* l.: સ્વયંપ્રકાશ.

**Lump,**(લમ્પ્) *n.* 1. A small mass of matter of irregular shape: ગડ્ડો; ગાંગડો; લોંદો; લપકો; લોચો; પિંડો; વૃંદ; ગણ; સમુહ; સંચય. 2. A mass or aggregation of things: પંચકુટો; ખીચડો. *In a* l.; *in the* l., the whole together; in gross: ઉધડું; સામટું; આખું ને આખું. L. sum of a gross without the specification of items: ઉધ્ધડ રકમ; ઉચક. *vt.* 1. To throw into a mass; to unite into a body: એકંદર ક૦; એક થોક-જુમલે ક૦. 2. To take in the gross; to speak of collectively: એક કલમે લેવું-કહેવું એકંદર-સામટું બોલવું. 3. To get alone with one can, although displeased: કમને-નાખુશીથી પણ ચલાવી લેવું.

**Lumpish,** (લમ્પિશ) *a.* Like a lump; inert: મંદબુદ્ધિનું; જડ; મૂઢ; ડોઠ.

**Lumpy,**(લમ્પિ) *a.* Full of lumps, or small compact masses: ગઠ્ઠાગઠ્ઠા-ગાંગડા ગાંગડાવાળું.

**Luna,**(લ્યુનૅ) *n.* The moon: ચંદ્ર. 2. (*Alchemy.*) Silver: રૂપું; ચાંદી.

**Lunacy,**(લ્યૂનૅસિ) *n.* 1. Insanity or madness: ગાંડપણ; દિવાનાપણું; ઉન્માદ; ઉન્માદવાયુ; ઘેલચ્છા. 2. A morbid suspension of good sense or judgment: બુદ્ધિભ્રંશ; ડાગળીખસવીતે.

**Lunar,** (લ્યુનૅર્) *a.* [L. *luna*, the moon.] 1. Pertaining to the moon: ચંદ્રનું; ચાંદ્રમસી; સૌમિક. 2. Resembling the moon: ચંદ્રના જેવું; ગોળ. 3. Measured by the revolutions of the moon: ચાંદ્ર. 4. Influenced by the moon: ચંદ્રથી થએલું. L. *day*: તિથિ. *Difference of solar &* l. *day*: ક્ષયતિથિ. *Inauspicious* l. *day*: ઘાતતિથિ; દગ્ધતિથિ. L. *eclipse*: ચંદ્રગ્રહણ. L. *mansion*: નક્ષત્ર. L. *measurement*: ચાંદ્રમાન. L. *month*: ચાંદ્રમાસ. L. *year*: ચાંદ્રવર્ષ. *The* l. *dynasty*: ચંદ્રવંશ; સોમવંશ. *n.* 1. A lunar distance: તિથિ; મિતિ.

**Lunated,**(લ્યુનેટેડ્) *a.* [L. *lunatus*, crescent-shaped.] Crescent-shaped: અર્ધચંદ્રાકાર; અર્ધચંદ્રાકૃતિ.

**Lunatic,**(લ્યુનેટિક્) *a.* [L. *luna*, the moon.] 1. Insane; mad: ગાંડું; દિવાનું; ઘેલું; ઉન્મત્ત. ભ્રાંત ચિત્તનું. 2. Evincing lunacy: ગાંડાનું. *n.* An insane person: ગાંડો માણસ; દિવાનો; ઘેલો.

**Lunation,** (લ્યુનેશન્) *n.* The period of a synodic revolution of the moon or the time form one new moon to the next: ચંદ્રના સૂર્ય સાથેના એક સંગમથી બીજા સંગમ સુધીનો કાળ; ચંદ્રભગણ; ચંદ્રપરિવર્તન; ભગણાવૃત્તિ.

**Lunch,**(લંચ્) *n.* A luncheon; a light repast between breakfast and dinner: નાસ્તો અને ખાણાની

Let sleeping dog alone :

વચેનું ભોજન;ઉપહાર;ફૂઆપાણી. *vi.* To take luncheon: કાચુ કોરું મોંમાં નાખવું.

**Luncheon,**(લંશન્ )*n.* **1.** A lump of food:કાચું કોરું.2.A portion of food taken at any time except at a regular meal:કાચું કોરું મોંમાં નાખવું-ખાવું તે;કાચું કોરું;હાજરી.

**Lung,**(લંગ્ )*n.*An organ for aerial respiration:ફેફસું.(commonly in the *plural.*)

**Lunge,**(લંજ્ )*n.*A sudden thrust or pass,as with a sword:ઓચિંતી તરવાર ખોસવી તે.*vi.*To make a lunge:ઓચિંતી તરવાર ખોસવી.

**Lunt,** (લંટ્ ) *n.* **1.** A match cord formerly used in firing cannon તોપ સળગાવવાની જામગ્રી.2.A puff of smoke:ધુમાડો;ધુમાડાનો ગોટો.

**Lunular,**(લ્યૂન્યુલર્ ) *a.* Having a form like that of the new moon: બીજના ચંદ્ર જેવું.

**Lurch,** (લર્ચ ) *vt.* To swallow or eat greedily;to devour: ગળી જવું;ખાઈ જવું; ડંમોડબ ઝટઝટ ખાઈ જવું. *n.* **1.** An old game played with dice: પાસાની અસલી રમત. **2.** (*a*) A sudden roll of a ship to one side:ડોલવું તે; ઝોકું. (*b*)A sudden inclination of the mind: મનનો ઓચિંતો વેગ.*vt.*1.To lean in the lurch:અકળાવવા-ફુટાવા દેવું. 2.To steal;to rob:લુંટવું;ચોરવું.*vi.* 1.To roll suddenly to one side: એક બાજુએ ઝોકખાઈ જવી.2.To withdraw to one side:એક તરફ જવું.3. To play tricks:છેતરવું. *To leave one in the* l.,to abandon,to fail to stand by:છોડી-ત્યજી દેવું;-ને પરખે ન ઉભા રહેવું; વા ખાતા રાખવું.

**Lure,**(લ્યૂર્ ) *n.* **1.** A contrivance somewhat resembling a bird and often baited with raw meat:લોભાવનાર પદાર્થ.લાલચ;આમિષ.2.Any enticement;a decoy:લાલસા;પ્રલોભન;આકર્ષણ.3.A velvet smoothing brush:રેસમનું સુંવાળુ બ્રશ.*vt.* To draw to the lure;to entice:લલચાવવું;લોભાવવું.*vi.*To recall a hawk or other animal:બાજને બોલાવવું.

**Lurid,**(લ્યુરિડ્)*a.* [L.*luridus.*] 1. Pale-yellow:ફેક ફિક્કું;પીળું.2.Having a brown color tinged with red: ભૂરા રંગવાળું. 3. Of a color tinged with purple,yellow and gray:કીરમજી;પીળા અને ભૂરા રંગવાળું.

**Lurk,**(લર્ક્ )*vi.*1.To lie hid;to lie in wait:છુપાઈ-ભરાઈ રહેવું.2.To keep out of sight: સંતાતા-ભરાતા ફરવું.

**Lurking-place,** (લર્કિન્ગ્પ્લેસ ) *n.* A place of concealment:સંતાઈ-ભરાઈ રહેવાની જગા;નિભૃતસ્થાન;ગૂઢ-ગુપ્તસ્થાન-સ્થળ.

**Luscious,** ( લશસ્ ) *a.* 1. Sweet; delicious:અતિશય મીઠાશવાળું; કમનીય;લલિત.2.Cloying;fulsome: કંટાળો લાગે-આવે એવું. 3. Gratifying a depraved sense:બીભત્સ.

**Lusciousness,** ( લશસ્નેસ્ ) *n.* Great sweetness:બહુ મિઠાશ-ગળપણ;મધુરતા.

**Lusory,**(લઝરિ)*a.* Sportive; playful:આનંદી;ગમતી.

**Lust,**(લસ્ટ )*n.*1. Pleasure:સુખ; ગમત.2.Inclination;desire:લોભ;ઇચ્છા;વૃત્તિ.3.Longing desire:લોભ; તૃષ્ણા;વાંચ્છા; આકાંક્ષા; હોંશ;લાલસા; હવસ; અભિલાષા. **4.** Licentious craving; sexual appetite:દુર્વાસના;કુવાસના;કુબુદ્ધિ;પાપવાસના;કામ; મૈથુનેચ્છા;વિષય સુખેચ્છા;ઇંદ્રિયાસક્તિ; વિષયવાસના; કામાગ્નિ. *Inflamed with,mad with* l.:કામાતુર;કામાંધ;કામગ્રસ્ત;કામાધીન;કામાસક્ત;મદનવિહ્વલ.5.Vigor;active power: ચાલાકી.*vi.*1.To list;to like:ઇચ્છાક૦ 2.To have an eager,passionate and sinful desire:કામબુદ્ધિ-વિષય વાસના હોવી-થવી;કામનો પ્રવેશ થએલો હોવો; દુષ્ટવાસના-પાપ-વાસના થવી.

**Lustful,**(લસ્ટફુલ્ )*a.*1.Full of lust; excited by lust:કામાર્ત;કામી;કામમય;સ્ત્રીલંપટ-વ્યસની; સ્ત્રીછંદી;કામાભિલાષી;કામાસક્ત-દુર;કામાંધ.2.Exciting lust: કામજનક; કામોત્તેજક.

**Lustily,**(લસ્ટિલિ)*adv.* In a lusty or vigorous manner:બહાદુરીથી; જીવ તોડીને.

**Lustral,**(લસ્ટ્રલ )*a.*[L. *lustrum.*] Pertaining to purification:સફાઇનું;શુદ્ધિનું;શુદ્ધિકારક;શુચિકારક.

**Lustrate,**(લસ્ટ્રેટ્ )*vt.*[L.*lustrure,* to lustrate.] To make clear; to purify:તપાસવું;પવિત્ર-શુદ્ધિકરણ ક૦.

**Lustration,**(લસ્ટ્રેશન્ )*n.* [L. *lustratis.*]1.The act of purifying: શુદ્ધિ-શુચિકરણ;શુદ્ધિ;શોધ; પાવન;પવિત્રીકરણ. 2. A sacrifice or ceremony by which cities, fields, armies, or people, defiled by crimes,pestilence or other cause of uncleanliness,were purified: ભ્રષ્ટ-પતિત થયેલાં શહેર,લશ્કરો,લોકો, વિગેરેને પવિત્ર કરતો યજ્ઞ.

**Lustre,**(લસ્ટર્ )*n.* [L.*lustro,* I illumine.]1.A period of five years: પાંચ વર્ષ;પંચસાંવત્સર.2 Brilliancy; splendor:તેજ;કાંતિ; ચળકાટ; દીપ્તિ; શોભા;પ્રભા;પાણી;ઝલેહ.3.Renown; glory:કીર્તિ;ખ્યાતિ;પ્રખ્યાતિ;વિખ્યાતી;પ્રતિષ્ઠા;શોભા;તેજ;રંગ;રૂપ; નામ; આબરૂ 4.A candlestick, chandelier,girandole,or the like:ઝુમર. 6. The appearance of the surface of a mineral as affected by, or dependent upon,peculiarities of its reflecting qualities:ઝલેહ;તેજ;પાણી.7.A fabric of wool and cotton with a lustrous surface:ઝીણા પોતનું રૂ અને ઉનનું કપડું. *vt.*To make lustrous: તેજસ્વી-પ્રકાશીત ક૦.

**Lustrous,**(લસ્ટ્રસ )*a.*Bright;shining;luminous:તેજસ્વી;ઝળકીરહેલું; કાંતિમાન;પાણીદાર;ઝલેહદાર;ઉજ્જવળ; તેજપાન.

**Lustrum,**(લસ્ટ્રમ્ )*n.* [L.*lustra.*] 1.A lustration or purification: સ્વચ્છતા;શુદ્ધિ.2.A period of five years:પાંચ વરસ;વર્ષપંચક.

**Lusty,**(લસ્ટિ)*a.* 1. Stout; strong; vigorous : હટ્ટુંકટ્ટું; જુવાનજોધ. 2. Beautiful;handsome:સુંદર;સરસ. 3. Of large size;big:પુષ્ટ;લઠ્ઠ જેવું. 4. Lustful; lascivous : કામાતુર; કામી;કામાભિલાષી; કામાસક્ત.

**Lutanist,** (લ્યૂટનિસ્ટ્ )*n.* [L.*lutana,*lute.]A person that plays on the lute:વીણાધારી;સતાર વગાડનાર.

**Lute,**(લ્યૂટ ) *n.* [L. *lutum*, mud, clay.] 1. A cement of clay:ગુંદ; સરેસ. 2. A packing ring: સજ્જડ કરવાની કડી.3. A straight edged piece of wood for striking off superfluous clay from a mold: બીબામાંથી વધારેની માટી કાઢી નાંખવાનો લાકડાનો કટકો.4. A stringed instrument formerly much in use:વીણા;તંબુરો;સારંગી;બીન.**L.** *of one string*:એકતારો;કિન્નરી.*vi.* To sound as a lute:તંબુરાની પેઠે બોલવું.*vt.*To play on a lute:સારંગીવીણા વગાડવી.

**Lutescent,** (લ્યુટેસ્સેન્ટ્ ) *a.* Yellowish:પીળાશ ઉપર;પીળારંગનું.

સુતેલો સાપ ન જગાડો.

**Luxate,**(લક્સેટ્)*a*.[L.*luxo*,I dislocate.]Luxated:ઉતરી-લચકી ગયેલું. *vt*.To displace;to remove from its proper place;to dislocate:સાંધો ઉતારવો;લચકવું;ઉતારી નાંખવું.

**Luxuriance-cy,**(લક્સ્યૂરિઍન્સ-ન્સિ) *n*.The state or quality of being luxuriant;excessive abundance produced by rank growth:જોરમાં જે પુષ્કળ ખીલી રહેવું તે;ભરભાર; પૂરજોર; ઘેઘાટ;અતિવૃદ્ધિ;વૃદ્ધિબાહુલ્ય;સમૃદ્ધિ.

**Luxuriant,**(લક્સ્યૂરિઍન્ટ્) *a*. [L. *luxuriare*.] Rank; excessive; very abundant:ભરભાર; ઘેઘટ;અતિસમૃદ્ધ;અત્યંત;પુષ્કળ;મનમાન્યું.

**Luxuriate,**(લક્સ્યૂરિએટ્)*vi*. 1. To grow to superfluous abundance:પૂર જોરમાં ખીલવું-ફુગવું; અતિવૃદ્ધિ થવી;ભરભાર-ઘેઘટ થઇ રહેવું-ખીલીરહેવું. 2.To feed or live luxuriously: સારી પેઠે ખાવું પીવું અને ઉડાવવું; લ્હેર-અમનચમન કરવી.3.To indulge with unrestrained delight and freedom: બાબત વિસ્તારીને લખવા બોલવા-વર્ણન કરવામાં અતિ આનંદ પામવો;અતિ વિલાસથી વર્ણન ક૦.

**Luxurious,**(લક્સ્યૂરિઅસ્) *a*. Pertaining to luxury;ministering to luxury:ભોગી; વિલાસી; વિહારી; ચેની; સુખવાર; સુખાભિલાષી; વિષયભોગાભિલાષી;ભોગાસક્ત; સુખભોગપરાયણ; મોજશોખી; વિલાસમય; અતિ સુખાવહ;ઐશારામી; સુખભોગસાધક; સુખભોગાવહ;વિલાસસુખપ્રદ.

**Luxuriously,** ( લક્સ્યૂરિઅસ્લિ ) *adv*.In a luxurious manner:મોજશોખથી; એશઆરામથી;સુખભોગપૂર્વક;વિલાસભોગપૂર્વક.

**Luxury,**(લક્સ્યૂરિ)*n*. [L. *luxus*.] 1.A free indulgence in costly food,dress,furniture,&c.: મોજશોખ;એશઆરામ.2.An expensive rarity:મોજ શોખની વસ્તુઓ; વિષય સુખસાધન;સુખસાધન; સુખસાહિત્ય; વિષયસુખસાહિત્ય.3.Lechery;lust: લોભ; એશઆરામ; વિષયસુખ; વિષય ભોગ-સેવા;વિલાસ.4. Luxuriance; exuberance : પુષ્કળ જોશમાં ખીલી નીકળવું તે;ભર;ઘેઘટ.

**Lyceum,**(લાઇસીઅમ્)*n*.1.A house appropriated to instruction by lectures or disquisitions:ભાષણ અને વાદવિવાદ ચર્ચાવિગેરે માટેનું શિક્ષણ સ્થાન-શાળા.2.A higher school preparing youths for the university: ઉંચી કેળવણી માટે શિખવવાની શાળા.3. An association for debate and literary improvement : ભાષણની તેમજ સાહિત્યના વિષયો ચર્ચાવનારી મંડળી-સમાજ.

**Lydian,**(લિડિઍન્)*a*. [L.*lydius*.] Soft;effeminate:નામરદ; બાયલો; હીજડો;નરમ;પોચું;કોમળ.

**Lye,**(લાઇ)*n*. 1. A strong caustic alkaline solution of potassium salts obtained by leaching wood ashes:લાકડાની રાખના-ક્ષારના અંસવાળું પાણી;રક્ષારોદક; ક્ષારજલ;ખારપાણી.2.A turn-out;a siding:ફંટો.

**Lying,**(લાઇંગ્)*n*.1.Telling a falsehood:જુઠું બોલવું તે;અસત્ય ભાષણ; જુઠાણું.

**Lying-in,**(લાઇંગ્-ઇન)*n*.Childbirth; confinement : સુવાવડ; પ્રસુતી. 2. The act of bearing a child: જણવું તે;સુવાવડ;પ્રસુતિ.

**Lymph,**(લિમ્ફ્)*n*. [L.*lymphe*.] 1. A spring of water:પાણીનો ઝરો; પાણી;જળ. 2. An alkaline colorless fluid:ઉદકધાતુ. 3. (*Med*). A fibrinous material exuded from the blood vessels in inflammation:ચેપ;રસી.

**Lynchlaw,**(લિન્શ્લૉ)Punishment by private persons without a legal trial: ઘરનો-ગજવાનો કાયદો; ઝાંગીરી;ગાયકવાડી;નવાબી.

**Lyre,**(લાઇર્)*n*.1. A stringed instrument of music: સારંગી;તંબુરો;એકતારો; વીણા. 2. One of the constellations:એક નક્ષત્ર.

**Lyric,**(લિરિક્)*a*.[Gr.*lura*,a harp.] 1.Pertaining to a lyre or harp: સારંગી-તંબુરા સંબંધી.2.Fitted to be sung to the lyre:વિચિત્ર રસનું સારંગીમાં ઉતારીને ગવાય એવું.*n*. A lyric poem:કવિના મનોવિકાર દેખાડનાર કવિતા.2.A composer of lyric poems:રાગવાળી કવિતા બનાવનાર.3.A verse of the kind usually employed in lyric poetry: રાગ ધ્વનીકાવ્ય.

**Lyrist,**(લાઇરિસ્ટ્)*n*. [L.*lyristes*.] A musician who plays on the harp or lyre;a composer of lyrical poetry:સારંગી વગાડનાર;રાગ ધ્વની કાવ્ય કવિ.

---

# M.

**M,**(ઍમ્)The thirteenth letter of the English alphabet:ઇંગ્રેજી આલફાબેટનો તેરમો અક્ષર.2. As a numeral it stands for one thousand: સંખ્યામાં તે ૧૦૦૦ના આંક તરીકે વપરાય છે.*n*.1.A quadrat, the top of which is a perfect square : બરોબર ચોખંડા માથાનો કોદરેટ;એમ. 2.A brand having the shape of **M**.:એમની આકૃતિનો ડામ.

**Ma,** (માં) *n*. A child's word for mother: માને બોલાવવાને છોકરાં જે શબ્દ વાપરે છે તે.

**Mab,**(મૅબ્) *n*. The queen of the imaginary beings:અપ્સરા.

**Ma'am,**(મૅમ્)*n*.Madam;my lady: બાઇ;બાઇસાહેબ;શેઠાણીજી.

**Macadamize,**(મૅકૅડૅમાઈઝ્)*vt*.To cover a road with small broken stones:કાંકરા નાંખી રસ્તાને પાકો કરવો;ખરીપાથરવી.

**Macaroni,**(મૅકૅરૉનિ)*n*.[Gr.*macaria*,happiness.]1.Long slender tubes made of a paste chiefly of wheat flour and used as an article of food: જલેબી;મરકી.2.A fop;a finical person: લાલ; ઈશ્કી; છેલ;વરણાગીઓ.3. A sort of droll or fool:મશ્કરો;મજાકીઓ;રંગલો;વિદૂષક;જાડણ.4.A medley:પંચ;ભેળશેળ;ખીચડો.

**Macaroon,** (મૅકૅરૂન્) *n*. A small cake made of the white of eggs, almonds and sugar:ઇંડાની સફેતી, બદામ અને ખાંડનું બનાવેલું એક જાતનું મીઠું ભજીઉં.

**Mace,**(મેસ્) *n*. 1. A heavy staff or club of metal:ગદા;દંડ; મુશળ; મુદ્દગર; સોટો; દંડુકો.*An iron* **m.**: લોહદંડ. 2. A staff borne by, or carried before a magistrate as an ensign of his authority:ચોબ; છડી;દંડ;નકીબ. 3.An officer who carries a mace as an emblem: જેનાઆગળ છડી ચાલે છે તે અધિકારી; છડીદાર;ચોપદાર.4.A kind of mallet:એક જાતની મોગરી.5.A rod for playing billiards:બિલિઅર્ડ જાતની રમત રમવાની લાકડી.6. A kind of spice:જાયપત્રી;જાવંત્રી. *Spurious* **m.**:કાયપત્રી;માયપત્રી; રામપત્રી.

**Mace-bearer,** (મૅસબેરર ) *n*. An

tary progress:કુચ કરવી તે;બરાબર પગ મુકીને ચાલવું તે;પ્રસ્થાન;કુચ;સ્વારી;પલાયન.2.Stately or deliberate walk;steady onward movement: ભપકાદાર ચાલ;ડોલતી ચાલ;ગજ ગતિ. 3. A piece of music fitted to guide the movement of steps: કુચનું વાજું. 4. Distance passed over:મજલ; મુકામ. 5. The third month of the year:માર્ચ માસ.*vt.* To cause to move with regular steps:કુચ કરાવવી;કવાયતથી ચાલવું. *vi.*1.To move with regular steps: બરાબર પગ મુકીને ચાલવું;કુચ કo. 2. To advance steadily: ભપકાભેર-ડોળથી ચાલવું.

**Marches,** ( માંરચીઝ્ ) *n.* Limit; boundary; frontier: હદ; સીમા; સીમાડો;મર્યાદા.

**Marchioness,**(માંર્શિઑનેસ્)*n.*The wife or widow of a Marquis;a woman who has the dignity and rank of a marquis:મારક્વીસનીઓરત.

**Marcid,**(માંર્સિડ્ )*a.*[L.*marceo*, I wither.]Pining;lean;withered: કરમાઈ-સુકાઈ-લેવાઇ-તવાઇ ગયલું.

**Mare,**(મૅર્ )*n.*The female of the horse:ઘોડી;અશ્વની;તુરંગિણી.

**Margin,** (માંર્જિન્ ) *n.* [L. *margo*, edge.] 1.A border;edge;brink; verge:કોર;કિનારો;કાંઠો;પાળ.2.The part of a page at the edge left uncovered in writing:હાંસીઓ; કાગળની કોરી રાખેલી કોર.3.The difference between the cost and the selling price of an article: નફો;ચઢતર.4.Something allowed or reserved for that which cannot be foreseen or known with certainty: ગાળો. *vt.* To furnish with a margin: હાંસીઓ રાખવો. 2.To enter in the margin of a page:હાંસીઆમાં લખવું;કોરે લખવું.

**Marginal,** (માંર્જીનલ્ ) *a.* 1. Of or pertaining to a margin:હાંસીઆ ઉપરનું-સંબંધી;પ્રાંતસ્થ;પ્રાંતવર્તી. 2. Written in a margin: હાંસીઆમાં લખેલું.

**Marigold,**(મૅરિગોલ્ડ્ ) *n.* A well-known ornamental plant bearing a showy yellow flower:ગલગોટાનું-હજારી ગોટાનું ફૂલ.

**Marine,**(મેરીન ) *a.* [L.*mare*, the sea.] 1. Pertaining to the sea; naval:સમુદ્ર સંબંધી-વિષયક;સમુદ્રોદ્ભવ;દરીઆઈ. 2. Formed by the action of the sea:સમુદ્રથી થએલું;દરીઆઇ.**M.***league*,three miles:ત્રણ માઇલ.**M.***soap*,cocoanut oil soap: ખોપરેલ સાબુ.*n.* 1. A sea soldier: દરીઆઇ સીપાઈ;દરીઆઈ કામ કરનાર નોકર.2.The body of the troops trained to do duty in the navy: નોકાસૈન્ય;લડાઇના વહાણનો કાફલો.3. A picture representing some marine subject:દરીયાઇ પદાર્થ દર્શાવનાર છબી.4.The department of navigation and sea forses:દરીઆઇ-ગ્રાઝખાતું. *Tell that to the* **m.**s,an expression of disbelief, the sailors being regarded as credulous:કહેતાતો દિવાના પણ સુણતા બી દિવાના?

**Mariner,**(મૅરિનર્ )*n.*A sailor;seaman:ખલાસી;ખારવો;સફરી;નાવિક.

**Marital,**(મૅરિટલ્)*a.*[L.*maritus*,a husband.]Pertaining to a husband:ભરથાર-પતિ સંબંધી;ભર્તૃવિષયક.

**Maritime,**(મૅરિટાઈમ્ )*a.*1.Bordering on or situated near the ocean: દરીઆના કાંઠા પર આવેલું.2.Pertaining to the sea: દરીઆઇ;સામુદ્રીય.

**Mark,**(માંર્ક્ )*n.*1.A coin:શીક્કો;તોલ. 2.A visible sign;stamp;point; figure;a token:નિશાન;ચિન્હ;છાપ; અંક;લક્ષણ;લાંછન;લાખુ.*Auspicious* **m.**:શુભચિન્હ;શુભલક્ષણ;સુચિન્હ.*An unlucky,inauspicious* **m.**:અશુભચિન્હ;અશુભલક્ષણ;કુલક્ષણ.3.(*a*)A character or device put on an article of merchandise;a trade-mark:નિશાન;છાપ;છાપો.(*b*)A character made as a substitute for a signature:સહીની નિશાની;નિશાન.4.A fixed object serving for guidance:નિશાની; નિશાન. 5. A significative token;a symptom; a trace:લક્ષણ;ચિન્હ;નિશાની. 6.A scratch,scar or stain:ઘસરકો; ઘસારો;નિશાની;લીટો;રેખા;લક્ષણ;ચિન્હ.7.A thing aimed at:નિશાન; ચોટ;લક્ષ્યબિંદુ;અનુસંધાન.8.Attention,regard or respect:લક્ષ્ય;દરકાર;સંભાળ;માન.9.Limit,or standard of action or mark:ધારણ;મર્યાદા;અવધિ.10.Badge or sign of honour or rank: માન-પ્રતિષ્ઠા સૂચક-દર્શક ચિન્હ.11.Pre-eminence; high position:શ્રેષ્ટતા;પ્રખ્યાતિ;વિખ્યાતિ. 12. A number or other character used in registering: ટોકડા.13.(*a*)Image;likeness:મૂર્તિ;પ્રતિમા.(*b*)Children; descendants:વંશજ;સંતાન.14.A significative token; a symptom; a trace:નિશાની;ચિન્હ;ઈધાણી.*A man of* **m.**,an eminent man:પ્રખ્યાત-પ્રતિષ્ઠિત માણસ.*To make one's* **m.**, (*a*)to sign by making a mark: સહીને બદલે નિશાની-ચિન્હ કo. (*b*) To gain distinction:આબરૂ મેળવવી;નામ કાઢવું; પ્રખ્યાત થવું. 1. To put a mark upon : નિશાન કo;-પર ચિન્હ કo.2.To designate; to indicate:બતાવવું;સૂચવવું;દર્શાવવું; અંકિત કo.3.To leave a scar upon: છાપ-ઈધાણી રાખવી.4.To keep account of:હિસાબ રાખવો;નોંધવું.5. To notice or observe:લક્ષમાં-ધ્યાનમાં રાખવું *To* **m.** *out*, to designate;to select:ચુંટીને જુદું પાડવું. (*b*) To cancel with a mark:છેકો મારી કાઢી નાખવું. *vi.* To observe critically;to note;to remark:બારીકાઈથી જોવું; લક્ષમાં-ધ્યાનમાં લેવું.

**Marked,**( માંર્કડ્ ) *a.* Noticeable; conspicuous:ઝટ જણાઈ-પકડાઇ આવે એવું;સ્પષ્ટ;જણવાજોગું. *A* **m.***man*,a man noted for excellence or depravity:નેકનામદાર માણસ;નામવર; નામદાર.

**Market,**(માંર્કેટ્ )*n.*[L. *mercatus*, trade.]1.A meeting where people gather at a stated time for the purpose of selling goods: બજાર;ગુજરી. 2.Place where provisions are sold:ચૌટું;બજાર.3.Exchange, purchase and sale: વેચાણ;ખપત;વકરો;બજાર. 4. Value; price:ભાવ;કિમ્મત;બજાર-ભાવ.*High and slow* **m.**s:આકરા ભાવ અને નરમ ભાવ;તેજી અને મંદી.5.A town, region or country where the demand exists:મુખ્ય નગર;વેપારનું મથક-સ્થળ-સ્થાન.6.The privilege granted to a town for having a public market:સાર્વજનિક બજાર ભરવા દેવાનો હક.*vi.*To deal in a market;to buy or sell:સોદો કરવો; ખરીદ કરવું.*vt.*To sell in a market; to traffic:બજારમાં વેચવું. *To have a ready* **m.**:માલની તરત ખપત થવી.

**Marketable**(માંર્કેટબલ્ )*a.*1.Fit to be offered for sale:બજારમાં વેચવા જેવું.2. Current in market:

Make hay while the sun shines :

બજારમાં ચાલુ. 3. Salable: વેચાય એવું;ક્રયવિક્રય યોગ્ય.

**Marketing,**(માૅર્કેટિંગ્) *n.* 1. The act of selling: સોદો કરવો તે. 2. Articles in a market;supplies: સોદો;માલ.*She is out* **m.**:તે બહાર માલ વેચવા ગઇ છે.

**Market-price-rate,**(માૅરકેટ્-પ્રાૅઇસ્-રેટ્) *n.*The price by which goods are sold:પીઠભાવ;બજારભાવ;નિરખ.

**Market-house,**(માૅર્કેટ્હાઉસ્) *n.*A house for a market:બજાર;પેઠી.

**Marksman,**(માૅર્ક્સ્મૅન્) *n.* 1. One skilful in shooting:તાકોડિયું;નિશાન તાકવામાં હોશીઆર;લક્ષ્યવેધી;અચુકસંધાની;સંધાની;નિશાનબાજ. 2. One who marks his name in signing documents : ખતમાં સહી કરવાને બદલે પોતાનું નામ નિશાન કરનાર.

**Marl,**(માૅર્લ્) *n.*[*L.marga*, marl.] A mixed earthy substance consisting of lime,clay and sand: મજીઓ.*vt.*To manure with marl: મજીઓ પાથરવો.

**Marlaceous,** (માૅર્લેશસ્) *a.* Resembling marl:ચીકણું.

**Marmalade,** (માૅર્મલેડ્) *n.* [ *Gr. meli*,honey,& *melon*,an apple]. A preserve of the pulp of fruits boiled with sugar:મુરબ્બો.

**Marmorean,**(માૅર્મોરીઅૅન)*a.*Made of marble;pertaining to a marble:સંગેમરમર-આરસપહાણનું.

**Marque,** ( માૅર્ક્ ) *n.* A license to pass the limits of a jurisdiction or a boundary of a country for the purpose of making reprisals:પરહદમાં જઇને શત્રુનો માલ પકડવાનો પરવાનો.

**Marquetry,**(માૅર્કેટ્રિ)*n.*Inlaid work of shells;ivory:કુંદનજડાવકામ.

**Marquis,**(માૅર્ક્વિસ્) *n.* A nobleman in England of a rank next below that of duke:ઇંગ્લાંડમાં અમીરનો ખેતાબ છે.

**Marriage,**(મૅરિજ્)*n.*[*L.maritus*, a husband].1.Matrimony;wedlock;nuptials:લગ્ન;વિવાહ;શાદી;લગન;લગ્નકાર્ય;પાણિગ્રહણ. 2.Marriage vow or contract:લગ્નનો કોલ-વચન. 3.A feast made on the occasion of a marriage:લગ્નની ઉજાણી;વરો; નાત;જમણ;જમણવાર;ખાણું;જયાફત. 4.Any intimate or close union: ઘાડો સંબંધ.**M.**string: મંગળસૂત્ર. **M.** *settlement*: પહેલું. *Asking a girl in* **m.** : માગું. *Auspicious juncture at a* **m.**:લગ્ન ઘટિકા;લગ્ન મુહૂર્ત.*Astrologers paper stating the* **m.**:લગ્નચિઠ્ઠિ;લગ્નપત્રી.

**Marriageable,**(મૅરિજેબલ્)*a.* Fit for or capable of marriage:લગ્ન લાયક;પરણવા લાયક;વિવાહયોગ્ય.

**Marrow,**(મૅરો)*n.*1.The medulla; the tissue which fills the cavities of most bones:હાડકાનો મેદ; ગર;ગુર.2.The essence; the best part:તત્વ;સાર;કસ;સત્વ; ગર; માવો; ગર્ભ;મુખ્યાંશ.3. A companion:સોબતી;દોસ્તદાર.*vt.*To fill with fat; to glut:ચરબીથી ભરવું.

**Mrrowbone,**(મૅરોબોન)*n.*A bone containing marrow:માવાદાર હાડકું.

**Marrowfat,**(મૅરોફૅટ્)*n.*A rich but late variety of pea : એક જાતનો મોટો વટાણો.

**Marrowy,**(મૅરોઇ)*a.* Full of marrow:ગર-માવા ભરેલું;મેદ મજ્જા-ચરબી,ભરેલું.

**Marry,**(મૅરિ)*vt.*[*L.maritus*,a husband.]1.To unite in wedlock or matrimony:પરણાવવું;લગ્ન કરાવવું; વિવાહ કo;લગ્ન સંબંધથી જોડવું.2.To join according to a law as his wife:શાસ્ત્ર આધારે પરણાવવી.3.To dispose of in wedlock; to give away as his wife:લગ્ન કરવું; દેવું-પરણાવવું.4.To take for husband or wife:-ની સાથે પરણવું; લગ્ન કરવું. 5.To unite in the closest & most endearing relation:ઘણા ઘાડા સંબંધમાં જોડવું.*vi.*To enter into the conjugal state:લગ્ન કરવું; પરણવું. *Marrying man*,a man disposed to marry : પરણવાની ખુશી બતાવનાર પુરુષ.

**Marry,** (મૅરિ)*interj.* Indeed; in truth:ખરેખર;ખરેખાત.

**Mars,**(માૅર્સ્)*n.*1.The God of war: રણદેવતા;કાર્તિકસ્વામિ;કુમાર;સેનાની. 2. One of the planets of solar system:મંગળગ્રહ;ભૌમ;અંગારક.

**Marsh,**(માૅર્શ્)*n.* A tract of soft wet land commonly covered with water;a swamp;a morass: ઘાસવાળી ભીની જમીન;કાદવ કીચડની જગ્યા;ખાબોચિયું.*Salt* **m.**:ખારસ્થળ.

**Marshal,**(માૅર્શલ્)*n.*1.Originally an officer who had the care of horses;a groom:ઘોડાવાળો.2.An officer of high rank:મુખ્ય અધિકારી;યોજક;વ્યવસ્થાપક; મારશલ.*vt.* 1.To dispose in order: ગોઠવવું; વ્યૂહરચના કo; યોજના કo; વ્યવસ્થા કo.2.To guide;to direct:દોરવું.

**Marshaller,**(માૅર્શલર્)*n.*One who marshals:જે વ્યૂહમાં ગોઠવે છે તે.

**Marshy,**(માૅર્શિ)*a.*Wet;boggy:ભીનાશવાળી;ભેજવાળી;ભીની.

**Marsupialia,**(માર્સુપિઍલિઍ)*n.*A class of mammalia known for having pouches for carrying their young:પોતાનાં બચ્ચાં કોથળીમાં લઇને ચાલનારાં પ્રાણીઓનો વર્ગ.

**Mart,**(માૅર્ટ્)*n.*1.A market: બજાર; ચૌટું. 2. A bargain: કરાર; સાટું.3. The God of mars: રણદેવ; કાર્તિકસ્વામિ.4.A battle;contest: લડાઈ; કજીઆ:સંગ્રામ.*vt.*To buy or sell in: વેચવું;ખરીદવું.*vi.*To traffic: વેચવું.

**Marten,**(માૅર્ટન્)*n.*A bird: એક જાતનું પક્ષી.

**Martial,**(માૅર્શલ્)*a.*1. Pertaining to war;military:લડાઇનું;યુદ્ધનું;રણવિષયક; રણ સંબંધી. 2. Warlike; brave:બહાદુર;શુરો;રણવીર;રણાસક્ત. 3.Pertaining or resembling to the god Mars:મંગળગ્રહનું-સંબંધી. 4.Belonging to war,an army or navy:લશ્કરી કે આરમાખાતાનું. 5.Containing iron:લોઢું મળેલું હોય એવું;લોહમિશ્રિત.**M.**law:લશ્કરી કાયદો.

**Martin,** ( માૅર્ટિન્ ) *n.* A kind of swallow:એક જાતની ચકલી-ચલ્લી.

**Martinet,**(માૅર્ટિનેટ્)*n.*A strict disciplinarian:સખ્ત બંદોબસ્તરાખનાર.

**Martingal-gale,**(માૅર્ટિનગૅલ્-ગેલ્) *n.*1.A strap fastened to a horse's girth passing between his fore legs and fastened to the bit to prevent him from rearing:ઘોડો ઝાડ ન થાય માટે તેની લગામ સાથે આગલા પગ વચ્ચેથી તંગ સાથે પટો રાખે છે તે;જેરબંધ.

**Martyr,**(માૅર્ટર્)*n.* [Gr.*martur*, a witness.]1.One who by his death bears witness to the truth of the Gospel:પોતાના મત સારુ જીવ આપનાર;ખ્રીસ્તિ ધર્મના ખરાપણા માટે જીવ આપનાર. 2. One who gives his life to sustain a cause:પોતાના મત સારૂ જીવ આપનાર.*vt.*1.To sacrifice on account of faith:ધર્મને સારુ જીવ આપવો;પ્રાણાર્પણ કo;પ્રાણની આહુતિ આપવી.2.To torment;to torture:

રીબાવવું;દુઃખ દેવું.

**Martyrdom,**(માંર્ટર્ડોમ્)*n.* **1.**The death of a martyr:ધર્મ-મતને સારૂ પ્રાણ આપવો તે;સ્વધર્માર્થ પ્રાણાર્પણ; સ્વમત રક્ષણાર્થ પ્રાણોત્સર્ગ. **2.**Affliction;torture:દુઃખ;વેદના;કષ્ટ.

**Martyrology,**(માંર્ટરૉલૉજી)*n.*A history on account of martyrs:ધર્મ-મતને સારૂ જીવ આપનારનો ઇતિહાસ.

**Marvel,** (માંર્વેલ્)*n.*[**L.***mirari*,to wonder.]I. That which causes wonder; a prodigy; a miracle: અચરતી;કરામત;ચમત્કાર;કૌતુક;નવલ-વિશેષ;અદ્ભુત વાત;નવાઈ.**2.**Wonder: આશ્ચર્ય.**M.***of Peru*:ગુલબાસ.*vi.*To wonder;to astonish: અચરત પામવું; આશ્ચર્ય પામવું; ચકિત થવું;-ને આશ્ચર્ય-કૌતુક લાગવું. *vt.* To cause to wonder: અચરત પમાડવું.

**Marvellous,**(માંર્વેલસ્) *a.* Wonderful;astonishing:અજબ જેવું; અદ્ભુત;આશ્ચર્યકારક; વિસ્મયોત્પાદક; ચમત્કારિક.

**Masculine,**(મૅસ્કયુલિન્)*a.*[L.*masculus*,a male.]1.Of the male sex; not female:નરજાતિનું. 2.Having the qualities of a man;strong; robust;virile:પુરૂષધર્મક;પુરૂષના-જેવું ગુણવાળું;મર્દાની;જોરાવર.3.Belonging to males:મરદનું;પૌરૂષેય.Having the inflections of words pertaining to male beings:પુલ્લિંગ.

**Mash,**(મૅશ્)*n.***1.**A mass of mixed ingredients reduced to a soft pulpy state by beating or pressure:છુંદો;લુંદો;લુગદી.**2.**A mixture of meal or bran and water fed to animals:પાણી સાથે મેળવેલો દાણો;દાણ.**3.**A mess; trouble:ફંદો; ફાંસો;સાંટસો;દુઃખ;પીડા.*vt.*To crush; to bruise:છુંદવું;કચરવું.

**Mask,**(મૅસ્ક્)*n.***1.**A cover or partial cover for the face used for disguise:બનાવેલું મ્હોડું;કૃત્રિમ મુખ;મુખવટો;બુરખો.**2.** That which disguises;a pretext or subterfuge:બહાનું;નિમિત્ત;મિષ;સોંગ.**3.**A festive entertainment of dancing or other diversions where all wear masks:મિજલસ;ગમત;મુખવટા પહેરીને નાચ કરનારી મિજલસ. **4.**A dramatic performance in which actors wear masks:જેમાં પાત્રો મુખવટા પહેરે છે એવો નાટકનો ખેલ.**5.** A screen for a battery: તોપનો પડદો.*vt.***1.**To conceal with a mask or visor:વેશ બદલવો;સંતાડવું.**2.**To cover;to hide:છુપાવવું; ઢાંકવું.**3.**To keep in check:દાબમાં રાખવું.*vi.*To take part as a masker in a masquerade: મુખવટો પહેરીને નાટકમાં ભજવવું.

**Mason,**(મેસન્)*n.***1.**One whose occupation is to build with stone or brick; also one who prepares stones for building purposes:કડીઓ;સલાટ.**2.**A member of fraternity or Freemasons:ફ્રીમેસન મંડળમાંનો એક.*vt.* To build stone work or brickwork about, under,in,over etc; to construct by masons:બાંધવું;બનાવવું.

**Masonic,**(મૅસૉનિક્)*a.* Of or pertaining to Freemasons: ફ્રીમેસનનુંસબંધી.

**Masonry,**(મેસન્રિ)*n.***1.**The art or occupation of a mason:કડીઆનો ધંધો;સલાટનો ધંધો.**2.** The work or performance of a mason:ચણતર;કડીઆ કામ.**3.**That which is built by a mason:બાંધકામ;મકાન. **4.** The craft or mysteries of a Freemason:ફ્રીમેસનનું રહસ્ય.

**Masora,** (મૅસોરે) *n.* A Jewish critical work on the text of the Hebrew:યાહુદીશાસ્ત્ર.

**Masquerade,** (મૅસ્કરેડ્) *n.* An assembly of persons wearing masks,amusing themselves with dancing, conversation or other diversions: વેશ બદલેલા નાચનારા માણસોની ટોળી.**2.**A dramatic performance by actors in masks: મુખવટો પહેરીને કરેલો ખેલ.**3.**Acting or living under false pretences; disguise:વેષધારણ;વેષ;સોંગ.*vi.***1.**To assemble in masks;to take part in masquerade:નાટકમાં ભાગ લેવો. **2.**To frolic in disguise:છુપા વેશમાં નાચ કરવો.*vi.* To conceal with masks:વેશ લેવો;ખેલ કરવો.

**Mass,**(મૅસ્)*n.*[L.*massa*,a mass.]I. The communion-service in the Roman Catholic church:રોમનકેથોલીક ધર્મની એક પ્રકારની ભક્તિ.**2.**The portions of the mass usually set to music: ગાયન સાથે કરેલી ભક્તિ. **3.**A quantity of matter cohering together so as to make one body: ગોળો;લોચો;લોંદો;લચકો;પિંડો; ગઠ્ઠો. **4.**A medicinal substance made into a cohesive lump suitable for making pills:દવાની ગોળીઓ બનાવવાને કરેલી ચીજોની મેળવણી;લુગદી. **5.**A large quantity;a sum:ઢગલો; પુંજ; ગણસમુદાય; સમૂહ; જથ્થો. **6.** Bulk;magnitude;body; size:કદ; જથ્થો; વિસ્તાર. **7.** The principal part; the main body: મુખ્યભાગ. (*Physics*).The quantity of matter which a body contains irrespective of its bulk or volume: કોઈ પદાર્થમાં જેટલી વસ્તુ સમાયલી હોય તે.*The* **m.**s,the populace:જનવર્ગ.લોકસમુદાય.*vt.* To assemble; to bring together into masses: ભેળવવું;એકઠું કં;એકત્ર કરવું.

**Massacre,**(મૅસકર્)*n.***1.** The killing of a considerable men under circumstances of atrocity or cruelty:કતલ;કાપાકાપી;હથીઆરથી નીર્દયપણે કાપી નાંખવું તે;ખુનરેજી;નિકંદન.**2.** Murder:ખુન. *vt.*To kill in considerable numbers; to butcher;to slaughter:કતલ કરવી;કાપાકાપી કરવી;ખુનરેજી ચલાવવી.

**Massiness,**(મૅસિનેસ્)*n.*The state or quality of being massy;ponderousness:વજન;ભાર;મ્હોટાપણું; સ્થૂલતા.

**Massive-Massy,**(મૅસિવ્-મૅસિ) *a.* **1.**Weighty;compacted; heavy: ભારે;વજનદાર;મહોટું;ભારવાળું;જાડું; જબ્બર;સ્થૂલ.**2.**In mass:જથ્થાબંધ.

**Mast,**(માસ્ટ્)*n.***1.**The fruit of the oak;nuts;acorns:કોટલાથી ઢંકાએલું ગરભવાળું ફળ;ઓક ઝાડનું ફળ. **2.** A long round piece of timber set upright in a boat or vessel to sustain the sails,yards,rigging &c.: વહાણનો ડોળ-કુવો;ડોળકાઠી.**3.** The vertical post of a crane:ભાર ઉચકવાના યંત્રનો સિધો દાંડો. *vt.* To furnish with a mast or masts; to put the masts of in position: ડોલ પુરાપાડવા;ડોલને બરાબરગોઠવવા.

**Master,**(માસ્ટર્)*n.***1.**A vessel having masts:ડોલવાળું વહાણ. **2.** A male person having another living being so far subject to his will that he can control his action:ધણી;શેઠ;અધિકારી;સ્વામી. (*a*)The employer for a servant: શેઠ.( *b* )The owner of a slave: ધણી;શેઠ.(*c*) The person to whom

Many men, many minds:

an apprentice is articled:શેઠ.(*d*) The head of a household:ઘરધણી; ઘરવાળો;ઘરનો વડો-વડીલ.(*e*) The male head of an educational institution:કેળવણીશાળાનોવડો; હેડમાસ્તર;મુખ્ય મહેતાજી.(*f*)A male teacher:મહેતાજી; પંડયા; માસ્તર; શિક્ષક.(*g*)The owner of a docile brute,as a dog or a horse:પશુનો રાખનારો-ધણી-માલિક.(*h*)The controller of a familiar spirit: ભૂત કહાડનાર ભૂવો.3.One who uses or controls at will:પોતાની મરજી પ્રમાણે દાબ રાખી શકે તે;ધણી;માલેક.4. A title given by courtsey now commonly pronounced *mister*: માણસને સભ્યતાથી બોલાવાનો શબ્દ; મિસ્તર;ભાઈ;શેઠ. 5.A young gentleman;a lad or small boy: નાનો છોકરો;જુવાન સદ્ગૃહસ્થ. 6. The commander of a merchant vessel: અધિકારી; નાખુદા; ટંડેલ;કપતાન.7.A person holding an authority among the Freemasons: ફ્રીમેસનના મંડળનો કારભારી; મિસ્રી. 8. The owner: ધણી; માલિક.9.A teacher: ગુરૂ;શિક્ષક; અધ્યાપક; માસ્તર;મહેતાજી; શિખવનાર;ઉસ્તાદ.10. An eminently skilful person: શિરોમણી;નાક; મહોરૂં;ઉસ્તાદ;ચતુર; કુશળ;પ્રવીણ;માહિતગાર માણસ. 11. Uncontrolled possessor: પતિ; ધણી;સ્વામી; સ્વતંત્ર; રાજા; મુખત્યાર. **M.***work-piece*: અત્યુત્તમ કાર્ય. **M.** *stroke*: અત્યુત્તમ ક્રિયા; ચાતુર્ય કર્મ; કસબી દાવ-ખેલ-ઉપાય. *To be* **m.***of one's self*, not to be governed by passion:મનોવિકારને વશ ન થવું; આત્મસંયમ કરવો; કામ દહન ક૦.*To be one's own* **m.**,to be at liberty to act as one chooses:પોતાની મરજી-સ્વેચ્છાનુસાર ક૦; પોતે પોતાના મુખત્યાર હોવું.*vt*.1.To become the master of;to overpower;to conquer:જીતવું;તાબે-વશ ક૦.2.To gain the command of:-માં હોશીઆર-નિપુણ-માહિતગાર-પાવરધા થવું; ઉપરીપણું મેળવવું.3.To own; to possess:હોવું.*vi*.To be skilful:ચઢીઆતા થવું;ચતુર થવું.

**Masterhand,**(માસ્ટરહૅન્ડ્)*n*.One skilled in every thing:અતિકુશળ કારીગર;કીસબી;શિરોમણી.

**Masterkey,**(માસ્ટરકી)*n*.The key that opens many locks:ઘણાં તાળાં ઉઘડી શકે તેવી કુંચી-ચાવી.

**Masterly,**(માસ્ટર્લિ)*a*.Suitable to a master:ધણી-શેઠને લાયક.2. Imperious;domineering:ડીમાકી;રોફદાર;મીજાજી;સર્વોપરીપણું બતાવનાર. 3. Indicating through knowledge or superior skill:ધણી ચતુરાઇનું-ભરેલું;કૌશલ્ય ભરેલું;સર્વોત્કૃષ્ટ; કુશળ.*adv*. With the skill of a master:ઉસ્તાદગિરીથી.

**Master-piece,**(માસ્ટર્પીસ્)*n*.Any thing made with extraordinary skill:કારીગીરી-કુશળતાનું કામ.

**Mastery,Mastership,** (માસ્ટરિ-માસ્ટર્શિપ્)*n*.1.The position of a master;supremacy; command; superiority:ધણીપણું; ઉપરીપણું; શ્રેષ્ઠતા;સત્તા;પ્રાધાન્યતા.2. Superiority in war; triumph; victory: જય;ફતેહ;જીત.3.Eminent skill:નિપુણતા;ચતુરાઇ;કૌશલ્ય.4.A masterly operation;a feat:હાથ ચાલાકીનું કામ; અંગકસરત. 5. The philosopher's stone:પારસમણિ.

**Mastic-Mastich,**(મૅસ્ટિક્-મૅસ્ટિક્) *n*.1.A resin exuding from the mastic tree & obtained by incision:રાળની જાતનો ગુંદર.2.A kind of cement composed of burnt clay,litharge,and linseed oil to plaster walls:દીવાલો ઉપર પ્લાસ્તર કરવાને મેળવેલો કેલ.

**Masticate,**(મૅસ્ટિકેટ્)*vt*. [L.*mastico*,I chew.]To chew;to grind or crush with:ચાવવું;વાગોળવું.

**Masticatory,**(મૅસ્ટિકેટરિ)*a*.Chewing:ચાવનારૂં.*n*. A substance to be used to increase the saliva: થુંક વધારનારો પદાર્થ-ચીજ.

**Mastiff,**(મૅસ્ટિફ્)*n*.A breed of large dogs noted for strength and courage:પહાડી બહાદુર કુતરાની એક જાત.

**Mat,**(મૅટ્)*n*.1. A fabric of sedge, rushes, flags,husks, straw and other materials:ચટાઈ; સાદડી.2. Any similar fabric for the purpose of putting beneath dishes: મેજ ઉપર રકાબીની તળે પાથરવાની સાદડી. 3. Any thing growing thickly or closely interwoven so as to resemble a mat in form, as a mat of hair:કંઇ પણ ગુંચવઈ ગએલું અથવા ભેળસેળ થએલું તે;ઘુંચ; જટા.*vt*. 1. To cover with mats: સાદડી જડવી;સાદડી પાથરવી. 2. To twist;to twine:વીંટાળવું.*vi*.To grow thick together:પાસે પાસે ઉગવું.

**Matadore,**(મૅટડોર્)*n*. [L.*mateo*, I kill.]1.The man appointed to kill the bull in bullfights:બળદની સાટમારીમાં બળદને મારી નાખનાર માણસ.

**Match,**(મૅચ્)*n*.[L.*myra*,a lamp nozzle.] 1. Anything used for catching and retaining or communicating fire made of some substance:દીવાસળી.**M.***box*,a box for matches:દીવાસળીનીપેટી.**M.***of a gun*:જામગીરી; અગ્નિ; પલિતો.**M.** *lock*:જામગીરી વાળી-ની બંદુક.2. A person or thing equal to another;a mate:પહોંચનાર;બરોબરીઓ;બરોબરી કરનાર; સમોવડીઓ;જોડીઓ; ઘરકદર; કાંઠા વછોડ. 3.(*a*)A contest to try strength or skill: બાજી;દાવ;લડાઈ.(*b*)A matrimonial union:લગ્ન; વિવાહ;શાદી.4.An agreement;a compact:બોલી;ઠરાવ;કબુલાત.5.A candidate for matrimony:વર અથવા કન્યા.6.Suitable combination:એક સરખી ચીજ; -ના જેવી બીજી ચીજ.7.A perforated board,block of plaster,hardened sand etc,in which a pattern is partly imbedded when a mold is made for giving shape to the surfaces of separation between the parts of mold:બિબું.8.Equality of conditions in contest:એક સરખાપણું; અવીજ વસ્તુ. *She has got a good* **m.**,she has got a good husband: તેણીને વર સારો મળ્યો છે.*Wrestling* **m.**: શરતની કુસ્તી.**M.***game*.,the game arranged to test superiority:શરત.**M.***for a* **m.**:શેરને માથે સવાશેર; ઘરકદર;કાંટાવછોડ;માથાનો;માથું ફોડી નાંખે-માથામાં મારેએવો *vt*.1.To be a mate or match for;to compete with;to equal:-ની બરોબરી કરવી; જેટલું-જેવું થવું; મુકાબલે આવવું; પુરા પડવું;-ની સામા થઈ જવું-ઉભા રહેવું;ટક્કર ઝીલવી-લેવી.2.To furnish with its match;to bring a match:-ની સરસાઇ-હરીફાઇ કરાવવી; સાથે સરખું ઉતારવું.3.To oppose as equal:સામે મુકવું; જોડે બેસાડવું. 4.To procure the equal of:બરોબરીઓ-સમોવડીઓ શોધી કાડવો;સરખાવી જોવું;મુકાબલો કરી જોવો;સાથે મુકી જોવું.5. To

make equal: પ્રમાણમાં રાખવું-લેવું-કરવું;-ને અનુકૂળ ક૰.6.To marry:પરણાવવું;લગ્ન ક૰.7.To fit together: બંધબેસ્તુ ક૰;જોડવું;સાંધ બેસાડવી.*vi.* 1.To be united in marriage:પરણવું;લગ્ન ક૰. 2. To be of equal size,quality &c.,to tally;to suit: બરોબર હોવું;સરખું હોવું;અનુકૂળ-માફક આવવું;બંધબેસ્તુ આવવું-થવું-હોવું; મેળ ખાવો-આવવો.

**Matchless,**(મૅચ્લેસ્ )*a.*Having no equal; unequalled:અનુપમ; જેની કોઈ બરાબરી કરી શકે નહિ તેવું;સર્વોત્કૃષ્ટ;અતુલ્ય;અપ્રતિમ;અદ્વિતીય; અસદૃશ;અતુલ;અનુપમેય.

**Matchlock,** ( મૅચ્લૉક્ ) *n.* A gun fired with a match: તોડાની બંદુક;જામગીરીવાળી બંદુક.

**Matchmaker,**(મૅચ્મેકર્ )*n.*1.One who makes matches for burning: દીવાસળી બનાવનાર. 2. One who tries to bring about marriages:લગ્નનો ભાંજગડીઓ; લગ્ન કરાવનાર;વેવીશાળ કરાવનાર;મધ્યસ્થ.

**Mate,**(મૅટ્ )*n.*1.The Paraguay tea: ચાહ.2.A companion;friend; an associate:સાથી;સોબતી; જોડીઓ.3. A match;an equal:જોડીઓ; બરોબરીઓ;સમોવડીઓ;ધરકદર;કાંડાવછોડ. 4.An officer in a merchant vessel : વહાણનો એક અમલદાર.5. An assistant:મદદગાર. 6.A husband or wife: વર અથવા વહુ; ધણી અગર ધણિયાણી.*vt.*1.To confuse;to confound: ગુંચવાવું; ગભરાવવું. 2. To checkmate:માત ક૰.3.To match; to marry:પરણાવવું; લગ્ન ક૰.4.To compete with:-ની બરાબરી કરવી; હરીફાઇ ક૰;-નો મુકાબલો ક૰;જોડે બેસાડવું.*vi.*To be a mate or mates, in sexual companionship:ઘર માંડવું;ઘર માંડીને રહેવું;રહાટ વહાટ કરવો.

**Material,**(મેટીરિઅલ્ )*n.* [L.*materia*,matter.] The substance or matter of which anything is made:ચીજ;વસ્તુ; સાહિત્ય;વાનાં;જણસ;દ્રવ્ય;પદાર્થ;સાધન; સામાન;સામગ્રી;સરંજામ.*a.* 1. Consisting of matter;corporeal;physical : પંચભુતવનું બનેલું;પંચભૂતાત્મક;પાંચભૌતિક; પંચભૂતવિકારી; પંચતત્વાત્મક; ભૌતિક;પ્રાકૃતિક; દ્રવ્યમય;ઘન; સ્થૂલ; જડ. 2. Important; substantial; useful : ઉપયોગી;અગત્યનું;ભારે;મોટું;વિશેષ;જરૂરનું;આવશ્યક;પ્રધાન;મુખ્ય;વાસ્તવિક;વાસ્તવ.3.Pertaining to physical nature of men:દૈહિક;શારીરિક;પ્રકૃતિમય.**M.**world:ભૂતસૃષ્ટિ;સ્થૂલજગત.**M.**body:સ્થૂલ-જડદેહ;ભૌતિકપિંડ.**M.**cause : ઉપાદાન; ઉપાદાન-સમવાયીકારણ.*vt.*To form from matter:પદાર્થમાંથી બનાવવું-ક૰.

**Materialism,**( મેટીરિઅલિઝમ્ ) *n.* 1.The doctrine of materialists: દેહાત્મવાદ;અનાત્મમત-વાદ;ચાર્વાકમત. 2.The tendency to give undue importance to material interests:સંસારબદ્ધતા;સંસારવિષયવાસના.

**Materialist,**(મેટીરિઅલિસ્ટ્ )*n.*One who denies the existence of spiritual substances or agents:દેહાત્મવાદી;ચાર્વાક;વિષયી;અનાત્મવાદી.

**Materiality,** (મેટીરિઅલિટિ) *n.* 1. Material existence;corporeality: પંચભૌતિક-પંચભૂતાત્મકભાવ.2.Importance:અગત્ય;જરૂરીઆત;મહત્તા.

**Materially,**(મેટીરિઅલિ)*adv.*1.In the state of matter:વસ્તુતઃ; પ્રકૃતિતઃ;તત્વથી.2.Essentially:અવશ્ય કરીને;અવશ્ય રીત્યે. 3.Substantially:વાસ્તવિકરીતે;પરમાર્થતઃ.

**Maternal,**(મૅટર્નલ્ )*a.* Motherly; becoming a mother:માનું;માતરફનું;માતાતુલ્ય; માતૃક; માતૃ સંબંધી; માતૃકધર્મક.

**Maternity,**(મૅટર્નિટિ)*n.* The state of being a mother:માપણું;માતૃત્વ.

**Mathematical,**(મૅથેમૅટિકલ્ )*a.* 1. Of or pertaining to mathematics;accurate:ગણિતશાસ્ત્ર સંબંધી; ગણિત સંબંધી-વિષયક; સુક્ષ્મ;ચોકસ. 2.According to the principles of mathematics:ગણિતશાસ્ત્રના નિયમ પ્રમાણે હોય તેવું;ગણિત નિયમાનુસારી;ગણિતાનુરૂપ;ગણિતપ્રાય.

**Mathematician,** ( મૅથેમૅટિશન્ ) *n.*One versed in mathematics: ગણિતશાસ્ત્રમાં પ્રવીણ;ગણિતશાસ્ત્રી;ગણિતશાસ્ત્ર વેત્તા;ગણક.

**Mathematics,**(મૅથેમૅટિક્સ્ )*n.*[L. *manthano*,I learn.]The science which treats of magnitude and number:ગણિતશાસ્ત્ર;ગણિત;સંખ્યાપરિમાણવિદ્યા.

**Matin,**(મૅટિન્)*n.* [L.*Matuta*, the goddess of the morning. ] 1. Morning:પ્રાતઃકાળ;પરોઢીઉં;સવાર. 2. Morning prayers or songs: પ્રભાતિઉં;પ્રાતઃસ્મરણ. 3. Time of morning service:સવારની પ્રાર્થના કરવાનો વખત. *a.*Matitinal: પ્રાતઃકાલિક;પ્રાતઃકાલ સંબંધી.

**Matrass,**(મૅટ્રસ્ )*n.*[L.*Matara*, a pike.]A round-bottomed gloss flask having a long neck:રસાયણના પ્રયોગ કરવાનું એક જાતનું વાસણ.

**Matrice,Matrix,**(મૅટ્રિસ્-ક્સ્ )*n.pl.* **Matrices.**1.The womb:ગર્ભાશય;કમળ;ગર્ભસ્થાન;જ્યાં ગર્ભ રહેછે તે ઠેકાણું.2.A mould;a type:બીબું;ઓઠું.3.The lifeless portion of tissue:પેશીનો સુકાઇ ગએલો ભાગ.4.The arrangment of symbols in rows: હારમાં અક્ષરની ગોઠવણી.5.The five simple colors:કાળો,ધોળો,આસમાની,લાલ અને પીળો એ પાંચ મૂળ રંગ.

**Matricide,** ( મૅટ્રિસાઇડ્ ) *n.* [L. *mater*,mother and *cædo*,I kill or slay. ] 1. The murder of a mother by her son or daughter: માતૃઘાત;માતૃહત્યા-વધ.2.One who kills his mother:માની હત્યા કરનાર;માતૃઘાતક;માતૃઘાતી;માતૃઘ્ન.

**Matriculate,** (મૅટ્રિક્યુલેટ્ ) *n.* [L. *matricula*, a public roll or register.]The boy who is entered in the university:પાઠશાળામાં નામ નોંધાવી દાખલ થએલો વિદ્યાર્થી. *a.* Matriculated: મેટ્રીકની પરીક્ષામાં પાસ થએલો.*vt.*To enter in a register; to enroll:નામ નોંધાવીને પાઠશાળાની મંડળીમાં દાખલ કરવું-થવું.

**Matriculation,**(મૅટ્રિક્યુલેશન્ ) *n.* The state of being matriculated: નામ નોંધાવી પાઠશાળામાં દાખલ થવું તે;મેટ્રીક્યુલેશન;વિદ્યાલયપ્રવેશ.

**Matrimonial,**(મૅટ્રિમોનિઅલ્ ) *a.* Connubial; nuptial;hymeneal: લગ્ન સંબંધી;વિવાહ સંબંધી;વૈવાહિક. M.*alliance*:વિવાહ-લગ્ન સંબંધ.

**Matrimony,** ( મૅટ્રિમોનિ) *n.* [ L. *mater*, mother. ] 1. Wedlock; marriage: વેસવાલ;વેવિશાલ;શાદી; લગ્ન;વિવાહ.2.A kind of game at cards:પત્તાંનીરમત.

**Matron,**(મેટ્રન્ )*n.*[L.*mater*,mother.][1.A wife or a widow especially one who has borne children;an elderly woman: ઉતરતી વયની બૈરી;સ્ત્રી;પ્રૌઢા; બુઢ્ઢિ; મ્હેતારી; પતિપુત્રવતી;ગૃહિણી;કુટુંબિની; ગેહિની.2.A house keeper:ઘરમાં કારભાર કરતી હોય તે મોટી ઓરત.

**Matronly,**(મેટ્રન્લિ) *a.*1.Advanced in years;elderly:ઉતરતી વયનું.

2.Like a mother: માતાતુલ્ય.

**Matross,**(મૅટ્રૉસ્)*n*.A gunner or a gunner's mate:ગોલંદાજ.

**Matter,**(મૅટર્)*n*.[L.*materia*,matter.]1.(*a*)That of which anything is composed: પદાર્થ;દ્રવ્ય;દશ્ય;સ્પર્શવસ્તુ;પંચભૂતાત્મક દ્રવ્ય;સાકારદ્રવ્ય. (*b*)The essence;the pith:સાર;તત્વ; અર્થ;ગૌરવ;મહત્વ;પ્રભાવ.2.That of which the sensible universe and all existent bodies are composed;body; substance: પ્રકૃતિ; ઉપાદાન;સાધન;માયા.3.Subject of action;discussion;feeling;theme: વિષય;વાત; પ્રકરણ;વૃતાન્ત; બાબત;પ્રયોજન;હેતુ;કારણ.4.Concern;affair; business:કામ;કાર્ય;વાત;મુકદ્દમો;વિષય;વ્યાપાર.5.Affair worthy of account:અગત્યતા;પ્રયોજન;વિસાત;હિસાબ;ચિંતા;ફિકર;હરકત.*As, no* **m**.: કાંઇ ફિકર-ચિંતા નથી.*Of what* **m**.*is he?*:તેની શી વિસાતછે.6. Difficulty; trouble: મુશ્કેલી;મહેનત; અડચણ.7. Amount;portion;space:ભાગ;રકમ;માત્ર.8. Substance excreted from living animal bodies;pus: પરૂ.9.A subject of complaint:મુકદ્દમો.10.Anything to be set in type;copy:બરાબર નકલ; અસલ-મૂળપ્રત.**M**.*in hand*:પ્રસ્તુત વાત-વિષય.**M**.*of dispute*:વિવાદવસ્તુ-વિષય. *Of no* **m**.:નિરર્થક; નિ:સાર. *Upon the whole* **m**.: એકંદરે-બધી વાતનો વિચાર કરતાં.*vi*.1.To be of importance;to signify:ફીકર-ચિંતા હોવી; અંદેશો હોવો. 2. To form pus; to maturate:પરૂ થવું-નીકળવું. *vt*. To care for to take account of: દરકાર રાખવી;ગણવું.

**Matter of fact,**(મૅટર્ઑફ્ ફૅક્ટ)*a*.1. Dry: રસહીન;નિરસ. 2. Adhering to facts:વાસ્તવિક.*n*.Reality:બનેલી બીના;ખરી-વાસ્તવિક હકીકત-બીના.

**Mattery,**(મૅટરિ)*a*.Purulent:પાચ-પરૂવાળું.2.Important:અગત્યનું.

**Matting,**(મૅટિન્ગ્)*n*.1.The act of tangling together so as to make a mat:સાદડી કરવી તે.2.Mats;mat work:ચટાઇ;સાદડી.3.Materials for mat:સાદડી બનાવવાના પદાર્થ-સાહિત્ય.4.An ornamental border:વેલવાળી કોર-બોર્ડર.

**Mattock,**(મૅટોક્)*n*.An implement for digging and grubbing:તીકમ.

**Mattress,**(મૅટ્રેસ્)*n*.1.A bed stuffed with hair;moss:સુજની; તળાઇ; ગોદડું;રજાઇ.

**Maturate,**(મૅટ્યૂરેટ્)*vt*.1. [L.*maturus*,ripe.]To ripen:પકાવવું.2. To promote the perfect suppuration of:પકવવું;-માં પરૂ ક૦.*vi*.To ripen:પકવવું;-ની મુદત થવી;પાકું થવું;-માં પરૂ થવું.

**Maturation,** (મૅટ્યૂરેશન) *n*. [L. *maturatio*,a hastening.]1.The process of bringing or coming to maturity:પરીપકવપણું;પુખ્તપણું;પાક;પરિપાક.2.The formation of pus:પરૂનું એકઠું થવું તે.

**Mature,**(મૅટ્યૂર)*a*. [L.*maturus*, ripe.]1.Ripe;fullgrown:પુખ્ત;પરિપકવ;પાકું;પ્રૌઢ;ફલોન્મુખ.2.Completely worked out; perfected: પુર્ણ;પુરૂં થએલું;સિદ્ધ.3.Pertaining to a condition of full development:પુખ્ત ઉમ્મરે આવેલું;પુખ્ત;દૃઢ.4.In state of complete suppuration:પાકી ગએલું;પરૂ થઈ ગએલું. *vt*.To bring to maturity:to ripen: પકવવું;પાકું કરવું;સાધવું;સિદ્ધ ક૦;પરિપકવ ક૦.*vi*.To become ripe; to advance towards maturity:પાકું થવું;પૂર્ણ થવું;પરિપકવ થવું.

**Maturely,**(મૅટ્યૂર્લિ)*adv*. 1. In a mature manner;completely:પૂર્ણરીતે.2.With caution;deliberately:વિચારપૂર્વક;જાણીબુઝીને.3.Early;soon:જલદીથી;ઉતાવળથી;સત્વર.

**Maturity,**(મૅટ્યૂરિટિ)*n*.1.Ripeness; full development: પરિપકવતા;પૂર્ણતા;સિદ્ધતા;સિદ્ધિ;સંપૂર્ણતા;પુખ્તપણું; પ્રૌઢ-પકવદશા.2.A becoming due:મુદત;પાકવાનો દિવસ.

**Maul,**(મૉલ્)*n*. A heavy wooden hammer or beetle:મોગરી. *vt*.1. To beat and bruise with a heavy stick:મોગરીનો માર મારવો. 2. To injure greatly: બહુ નુકસાન કરવું; બહુ માર મારવો.

**Maund,** (મૉન્ડ્) *n*. An Indian weight varying from 25 to 82 pounds avoirdupois:૨૫ રતલથી તે ૮૨ રતલ સુધીનું જુદા જુદા ઠેકાણાનું તોલ;મણ.

**Mausoleum,**(મૉસોલીઅમ્)*n*. [L. *Mausolus*, a king of Caria to whom his widow erected a stately monument.]A magnificent tomb:કબર;રોજો;છત્રી.

**Maw,**(મૉ) *n*. 1. An old game at cards:પત્તાંની અસલી રમત.2.A stomach:હોજરી; પશુનું પેટ;કોઠો; પેટની-કોથળી.3. Appetite; inclination: ભુખ;ઇચ્છા;રૂચિ.

**Mawkish,** (મૉકિશ્)*a*.Nauseous; disgusting: ચીડ-કંટાળો આવે તેવું. 2. Easily disgusted: ઝટ કંટાળી જાય એવું.

**Maxillary,** (મૅક્સિલૅરિ) *n*.[L.*maxilla*,a jaw bone.]1.The upper jaw only:ઉપલું જડબું *a*.Pertaining to either upper or the lower jaw:ઉપલાં જડબાનું;હાડકા સંબંધી.

**Maxim,**(મૅક્સિમ્)*n*.[L.*maxima*, chief opinion.] 1. Axiom;saying;proverb:નીતિ વચન-વાક્ય;નિયમ;સૂત્ર; કહેવત; ન્યાય;સિદ્ધાંત.*Moral* **m**.:નીતિવાક્ય; સદુપદેશ વચન. Advanced scholars of the Gujerati literature have borrowed many *rules of conduct* from the Sanscrit literature, as,અંધપરંપરાન્યાય;કાકતાલીયન્યાય;કૈમુતિકન્યાય;કંપિજલન્યાય; દગ્ધપટન્યાય; તક્રકૌડિન્યન્યાય; ગૃહ-કુકુટન્યાય; પિતાપુત્રન્યાય; નીરક્ષીર ન્યાય; મત્સ્યોદક ન્યાય;વત્સધેનુંન્યાય;મંડૂકપ્લુતિન્યાય; મધ્યમણિન્યાય;સમસૂત્ર ન્યાય;સિંહાવલોકનન્યાય.

**Maximum,**(મૅક્સિમમ્)*n*.[L.*maxious*, the greatest.]The highest number or quantity : સૌથી મોટી સંખ્યા-પરિમાણ;ઉત્તમ સંખ્યા.*a*. Greatest in quantity:ઘણામાં ઘણું.

**May,** (મે)*imp*.**might**.*vi*.An auxiliary verb qualifying the meaning of another verb by expressing–(*a*)ability;(*b*)liberty;permission; (*c*)liability;probability;(*d*)modesty;courtesy; (*e*)desire or wish: શક્તિ-સામર્થ્ય; સ્વતંત્રતા;જોખમ--જવાબદારી;વિનય-મર્યાદા;ઇચ્છા-મરજી ઇત્યાદિ દર્શક સહાયકારક ક્રિયાપદ છે. *n*. 1. The fifth month of the year:અંગ્રેજી વરસનો પાંચમો માસ;મે; વૈશાખ-જેઠ. 2.The early part or spring time of life: જુવાની; યૌવન. 3.The flowers of the hawthorn: થોરીઆનાં ફળ.4.The merry making of May day:મેના દિવસની ખુશાલી.

**Mayday,** (મેડે) *n*. The first day of May:મે માસનો પહેલો દિવસ.

**Mayor,** (મૅઅર્) *n*. [L. *magnus*, great.]The chief magistrate of

આગ્રા મળે ને ખાવા ટળે.

a city:કોટવાળ;હાકેમ.

**Mayoralty,** (મૅઅરૅલ્ટિ) *n.* The office of a Mayor:કોટવાળનો હોદ્દો; કોટવાલી; હાકેમી.

**Mayoress,** (મૅઅરેસ્) *n.*The wife of a Mayor: મેયોર-કોટવાળની સ્ત્રી.

**Maze,**(મેઝ્)*n.*1.A wild fancy:વિચિત્રકલ્પના-વિચાર. 2.Perplexity: ગુંચવણ;ગુંચવાવું તે;ચોરાશીનો ફેરો-ગહનતા. 3.A laybrinth;intricacy: ગલીગુંચીવાળો રસ્તો;ગહન;કુટિલમાર્ગ.

**Maze,**(મેઝ્)*vt.*To bewilder;to perplex greatly:ગુચવવું;ગુચવણમાં નાખવું;આડે રસ્તે ચઢાવવું.*vi.*To be bewildered:ગુચવાવું;ગુંચવણમાંપડવું.

**Mazy,** (મેઝિ) *a.* Intricate; winding:ગલીગુંચીવાળું;ગુંચવણભરેલું;ગહન;કુટિલ.

**Me,** (મી) *pro.* The person speaking regarded as an object:મને.

**Mead,** (મીડ્) *n.* 1. Meadow: ઘાસ વાળી જમીન;બીડ.2. A fermented drink made of water and honey with malt,yeast etc; hydromel:મધને પાણીનો દારૂ;મધપાણી.

**Meadow,** (મેડો) *n.* Any field on which grass is grown:ઘાસવાળી જમીન;બીડ; ગોપ્રચાર; ક્ષેત્ર.*a.* Of or pertaining to a meadow: બીડનું સંબંધી.

**Meagre,**(મીગર્)*a.*[L.*macer*,lean.] Lean;thin; having little flesh: પાતળું;થોડા માંસવાળું; ક્ષીણ;કૃશ.2. Destitute of richness; fertility or strength;poor;barren:રસ વિનાનું;રસહીન.3.Dry and harsh to the touch:ખરબ;રૂક્ષ;શુષ્ક;નિરસ;વિરસ;અસાર;સુકું.4.Little: થોડું; જુજ; અપૂર્ણ. *n.* A large European fish having white bloodless flesh: લોહી વગરના માંસની માછલી.

**Meal,**(મીલ્)*n.* 1.A part; a fragment:ભાગ;કટકો;અંશ.2.A repast; the act or time of eating a meal: ખાણું-ભોજન;જમણ;ખાવાનો વખત. 3.(*a*)Grain:અનાજ.(*b*)Flour:લોટ;આટો.*vt.* 1. To sprinkle with: છંટકાવકરવો; શુદ્ધ ક૦.2.To pulverize: ખાંડવું;ભૂકો-ચૂર્ણ-ચૂરો ક૦.

**Mealy,**(મીલિ)*a.*1. Soft; dry; friable:નરમ;સુકું; આટા જેવું.2. Overspread with something that resembles meal:આટા જેવા પડવાળું.

**Mealy-mouthed,** (મીલિમાઉથ્ડ્) *a.*Using soft words; plausible: શરમાળ;ગૌમુખું;વચન સંકોચી; દીનવદની;મૃદુભાષી.

**Mean**(મીન્)*vt.*[L.*mens*,the mind.] 1.To intend; to purpose: મનમાં હોવું; અભિપ્રાય-મતલબ હોવી; ઇરાદો રાખવો; ધારવું;-નો ઉદ્દેશ-આશય હોવો.2.To signify;to indicate:અર્થ બતલાવવો-સૂચવવો-હોવો; ખુલાસો કરવો.*vi.*To have a purpose or intention:ઇરાદો હોવો.*a.*1.Vulgar; humble:હલકું; નીચા કુળનું; નીચું; અધમ;કમજાત;હીનજાત.2.Base;low-minded;spiritless: અધમ; હલકું; પામરવૃત્તિનું;નીચ;પાજી.3.Of little value;contemptible:હલકી કિંમતનું;હલકું;તુચ્છ; ધિક્કારપાત્ર; નજીવું. 4. Of poor quality: હલકું; ક્ષુદ્રક. 5. Stingy;penurious:કંજુસ;મખ્ખીચુસ.*a.* [L. *medius,* middle.] 1. Middle:મધ્યમ;મધ્ય;મધ્યમ પરિણામનું. 2. Intermediate in excellence of any kind:દરેકમાં મધ્યમ; મધ્યવર્તી.3.Average:સરાસરી;મધ્યમ.*n.*1. That which is mean or intermediate between two extremes of place,time or number; medium;measure;moderation: મધ્ય પરિમાણ;સામાન્ય-સાધારણપક્ષ; વચલોપક્ષ; વચગાળો.2. (*Math.*) A quantity having an intermediate value between several others: મધ્યમપદ.3.Necessary condition or co-agent;instrument: સાધન;ઉપાય;ઈલાજ; કારણ; કાર્યસાધક;દ્વાર;યોગ;હેતુ.4.*pl.*Resources; income:દ્રવ્ય;દ્રવ્યબળ-શક્તિ-સામર્થ્ય; શક્તિ;ગુંજાસ;આવક;વિભવ;આયપત. *Accordingly with one's* **m**.:યથાશક્તિ;યથા સામર્થ્ય;પોતાના ગજા-ગુંજાસ પ્રમાણે.5. Meanwhile; meantime:વચગાળે;મધ્યેના વખતમાં.6.A mediator;a gobetween:વચમાં પડનાર;દલાલ.*By all* **m**.s,certainly: સર્વથા;સર્વ પ્રકારે;ખસુસ;ખચીત;અલબત;બેલાશક;કરારે.*By and* **m**.s,in any way:ગમેતે પ્રકારે. *By no* **m**.s,not at all;certainly not:જરાએ નહિં.

**Meander,**(મીઍન્ડર્) *n.* A winding and crooked course:વાંક;ફેર; વાંકીચુંકી-સર્પાકારે ગતિ;વલણ;અસમાન ગતિ;ગલીકુંચી;ફેરાવો.2.An intricate movement:ગુંચવણ.3.A fretwork:બહાર ઉપસી આવે એવું નકશી કામ.*vt.*To wind,turn, or twist: ફેરવવું;વાંકુચુકુ કરવું.*vi.*To be intricate:સર્પાકારે વહેવું-વાંકુંચુકું ચાલવું.

**Meaning,** (મીનિંગ્) *n.* 1. That which is meant or intended;intent;purpose;object;aim:ધારણા; મતલબ; અભિપ્રાય; ઉદ્દેશ;હાર્દ; ભાવ; તાત્પર્ય;આશય;ઇંગિત;હેતુ;ખુલાસો.2. Sense;import: માયનો;અર્થ; ભાવ; ખુલાસો;વિવિક્ષા;વિવિક્ષિત અર્થ. *Literal* **m**.:અવયવાર્થ;શબ્દાર્થ;પદાર્થ. *Involved or implied* **m**.:ગર્ભાર્થ; ગર્ભિતાર્થ.*Hidden* **m**.:મર્મ;ગૂઢાર્થ.

**Meanly**(મીનલિ) *adv.* Unworthily;basely;poorly: તોછડાઈથી; હલકાઇથી;અધમ બુદ્ધિથી.

**Meanness,**(મીન્નેસ્)*n.*1.Lowness; poorness;baseness:પાજીપણું; હલકાઈ;અધમતા;હીનતા; હીનકુલતા; હલકી પદ્વી.2.A mean act:નીચું કામ.

**Meantime-Meanwhile,** (મીન્ટાઇમ્-મીન્વાઈલ્) *adv.* In a short time:એટલામાં;દરમ્યાન;મધ્યપદ.

**Measled,** ( મીઝલ્ડ્ ) *a.* Infected with measles or leprosy:અછબડા-ઓરીવાળું.

**Measles,**(મીઝલ્સ્)*n.*(*Pl.*in form, but singular in sense.)(*Med.*)A contagious febrile disorder marked by the appearance on the third day of an eruption of distinct red circular spots:ઓરી;ગોવરું.

**Measurable,**(મેઝ્રૅબલ્)*a.*1.Capable of being measured: માપી શકીએ એવું;પ્રમેય;પરિમેય;માપનીય.2. Moderate;temperate:મધ્યમ.

**Measure,**(મેઝુર્)*n.*[L. *metior,* I measure.] 1. A standard of dimention: પરીમાણ; પ્રમાણ; માપ; માન પરીમિતિ.2.An instrument by which size or quantity is measured:માપ;ભરવાનું વાસણ. 3. Estimated extent:માપ. 4. Extent of ability:ગજું;શક્તિ;સામર્થ્ય. 5.Determined extent not to be exceeded;limit:હદ;સીમા;મર્યાદા; સુમાર.6.Extent; degree: પ્રમાણ; અંશ.7. (*a*) Regulated division of movement:ભાગ;વાંટો.(*b*) The group of beats:તાલ;માત્રા.8.Metre; rhythm:છંદ; પદ્ય; વૃત્ત.9.A number which is contained in a given number of times without a remainder:ભાજક.10. A means to an end;an act designed for the accomplishment of an object:ઉપાય;ઉપચાર;સાધન;ઇલાજ;યુક્તિ;લા-

Many hands make high work :

ગ;તજવીજ;યોગ; ક્રિયા. *A mild or gentle* **m.**:સામોપચાર;સૌમ્ય ઉપચાર. 11. The act of measuring;measurement:. માપ;પ્રમાણ. 12.Beds or strata:પડ;થર.13.Moderation; due restraint:હદ;અંદાજે; મીઝાન. 14.The quantity determined by measuring:ભરત;માપ.*To take* **m.**s, to provide means: સાધન-ઉપાય-બંદોબસ્ત કરવો.*To take one's* **m.**, to measure one,as for a garment: (કપડું શીવવાને)માપ લેવું;hence to form an opinion of one's disposition,character, ability &c:કોઇની ચાલચલગત,શક્તિ અગર સ્વભાવ માટે મત બાંધવો.*To tread a* **m.**,to dance in the style:બરાબર નાચવું. *vt.*1.To ascertain by use of a measuring instrument;to value; to appraise:માપ લેવું;કિંમત કરવી. 2.To serve as the measure of: માપની ગરજ સારવી;માપ તરીકે કામ લાગવું.To pass through or over in journeying:ચાલવું;કાપવું.4.To adjust by a rule or standard: નેઈને કેટલું છે તે કહેવું;અટકળ બાંધવી; માપ લેવું.5.To allot by measure: માપીને આપવું;ભાગ-વાટો આપવો.*vi.* 1.To make a measurement:માપ કરવું-બનાવવું.2.To result on measuring:-નું માપ હોવું.

**Measured,**( મેઝ્રર્ડ્ ) *a.* Uniform; graduated;limited:સરખું;એક સરખું;સમાન;પરિમિત;નિયમસર;તાલબદ્ધ.

**Measureless,**(મેઝ્રરલેસ્ )*a.*Boundless:બેસુમાર; અપરિમિત; અમર્યાદ; અપરિમેય;નિ:સીમ.

**Measurement,** ( મેઝ્રરમેન્ટ્ )*n.*1. The act of measuring:માપવું તે. 2.The extent,size, amount, or any quantity ascertained by measuring:માપ;માપણી;પરિમાણ. *Gross or rough* **m.** : સ્થૂલમાન. *Minute & exact* **m.**:સૂક્ષ્મમાન.

**Measurer,** (મેઝ્રરર્ ) *n.* One who measures:માપણી કરનાર;માપકર્તા.

**Meat,**(મીટ્ )*n.*1.Food in general: ખોરાક;અન્ન;ભક્ષ.2.The flesh of animals used as food:માંસ. 3.The chief meal:ખાણું.**M.***offering*,an offering of food:અન્નાર્પણ. *To sit at* **m.**,to sit at the table to take dinner:ખાવાને બેસવું.*vt.*To supply with food:ખાવાનું પુરું પાડવું.

**Mechanic,** ( મેકેનિક્ ) *n.* 1. The art of the application of the law of motion or force to construction: કારીગરી.2.An artificer;an artisan:શીલ્પકાર;કારીગર;શિલ્પી.

**Mechanic-cal,** ( મેકેનિક્-કલ્ ) *a.* [Gr.*mechane*, a machine. ] 1. Pertaining to mechanics or the laws of motion:યંત્રસંબંધી;યાંત્રિક;શિલ્પી.2.Of or pertaining to a machine:યંત્રનું; યંત્રશાસ્ત્રરૂપ. 3. Done as if by a machine:યંત્રથી થએલું; યંત્રવિદ્યાનુસારી; યંત્રશાસ્ત્ર સિદ્ધ. 4. Made and operated by interaction of forces without a directing intelligence:યાંત્રિક.5. Obtained by trial or by measurements;approximate;empirical: બરાબર મળતું આવતું;પાસેનું;અટસટ્ટેનું;અલલટપ્પાનું. 6.Done without design or reflection:પોતાની મેળે ચાલતું-થતું. 7.Belonging to artisans:કારીગરીના જેવું;સાધારણ. *The* **m.***powers*,simple instruments: યાંત્રિક શક્તિઓ.**M.***effect*,effective power: અસર કરે તેવી શક્તિ.

**Mechanically,** ( મેકેનિકલિ) *adv.* In a mechanical manner: યંત્રશાસ્ત્ર પ્રમાણે;શરીર બળે.

**Mechanician-Mechanist,**(મેકેનિશન્-મેકેનિસ્ટ્ ) *n.* One skilled in the theory of machines: યંત્રશાસ્ત્રમાં પ્રવીણ માણસ.

**Mechanics,**( મેકેનિક્સ્ ) *n.* The science or branch of applied mathematics, which treats of the action of forces on bodies:યંત્ર-શિલ્પવિદ્યા;યંત્રશાસ્ત્ર;શિલ્પશાસ્ત્ર.

**Mechanism,** (મેકેનિઝમ્ ) *n.* The arrangements of the relation of the parts of a machine:યંત્રની ગોઠવણી-રચના. 2. Mechanical operation:યંત્રક્રિયા-ચેષ્ટા;વ્યાપાર;યંત્ર.

**Medal,**(મેડલ્ )*n.*[ L. *metallum*, metal.] A piece of metal stamped in honour of some person or event:ચાંદ;પ્રતિષ્ઠા;કિર્તિમુદ્રા; મુદ્રા.*vt.*To honour or reward with a medal:ચાંદ આપવો.

**Medallist,**(મેડૅલિસ્ટ્ )*n.*A collector of medals:ચાંદ લેનાર.2.A designer of medals: ચાંદ બનાવનારૂં. 3. One who has gained a medal: ચાંદ મેળવનાર.

**Meddle,**(મેડલ્ )*vi.* [ L.*misceo*, I mix ]1.To mix; to mingle: ભેગું થવું;ભળવું;મળવું.2.To engage oneself:વચ્ચે આવવું-પડવું.3.To interpose in the concerns of others: કામ વગર વચ્ચે પડવું-હાથ ઘાલવો-માથું મારવું.4.To touch:અડકવું.

**Meddler,**(મેડ્લર્ )*n.*One who meddles:કામ વગર વચ્ચે માથું ઘાલનાર.

**Meddlesome,Meddling,**(મેડ્લસમ્,મેડ્લિંગ )*a.*Given to meddling:માથું મરનાર;કામ વગર વચ્ચે માથું ઘાલનાર;ઘુસણીઓ.

**Medial,**(મીડિઅલ્ )*a.* Mean; of or pertaining to a mean:વચલું;સરેરાશ;મધ્ય.

**Mediate,**(મીડિએટ્ )*a.* [L.*mediatus*,to be in the middle.]1.Middle;interposed:મધ્યમ;સાધારણ.2. Acting by means or by an intervening cause or instrument; not direct: બારોબાર કરેલું ; વચ્ચે આવેલું;વચલાનું;વચલું;મધ્યસ્થ. **M.** *cause*:આદિકારણ;નિદાન. *vi.* 1.To be in the middle;to intervene: વચમાં હોવું. 2. To interpose between parties;to effect a reconciliation:મધ્યસ્થ થવું;વચ્ચે પડવું; વચ્ચે પડીને તકરાર પતાવવી.*vt.*1.To effect by mediation:મધ્યસ્થ થઇ કરાવવું. 2. To divide into two equal parts:બે સરખા ભાગ કરવા; દુભાજવું.

**Mediately,**(મીડિએટ્લિ)*adv.* In a mediate manner;by a secondary cause or agent: સાધને કરીને; મારફતે; પરોક્ષે.

**Mediation,** (મીડિએશન્ )*n.*Interposition;intervention:વચ્ચે પડવું તે;મધ્યસ્થી;મધ્યસ્થગીરી-પણું.

**Mediator,**(મીડિએટર્ )*n.*One who mediates:વચ્ચે પડનાર;મધ્યસ્થ;મધ્યવર્તી.

**Mediatorial,** (મીડિએટોરિઅલ્ ) *a.* Of or pertaining to a mediator: મધ્યસ્થનું-સંબંધી;મધ્યસ્થ વિષયક.

**Mediatrix,** ( મીડિએટ્રિક્સ્ ) *n.* A female mediator:મધ્યસ્થ સ્ત્રી-બાયડી-ઓરત.

**Medical,**(મેડિકલ્ )*a.* [L.*medeo*, I heal]1.Of or pertaining to the science of medicine:વૈદકસંબંધી; વૈદક વિષયક; ચિકિત્સા સંબંધી. 2. Medicinal:ઔષધવાળું;સારૂં કરે તેવું.

**Medicament,**(મેડિકેમેન્ટ્)*n.*Medicine:દવા;ઔષધ;ઓસડ;ઓષધીદ્રવ્ય.

**Medicate,**(મેડિકેટ્ )*vt.*1.To drug;

to tincture with anything medicinal:ઓસડના ગુણ આપવા;ઔષધની સાથે મિશ્રણ કo. 2.To treat with medicine:સાજુ કo;સારૂ કo.

**Medicinal,**(મેડિસિનૅલ્) *a.* [L.*medeo*,I heal.] 1.Having curative properties:ઓસડના ગુણવાળું; રોગહારી;ગુણકારી; રોગાંતક; ઔષધોપયોગી.

**Medicinally,**(મેડિસિનૅલિ)*adv.* In a medicinal manner : ઔષધના ગુણથી.

**Medicine,**(મેડિસિન્)*n.*[L.*medicus*,curing or healing.] 1. The science which relates to the prevention,cure or alleviation of disease:વૈદકશાસ્ત્ર;વૈદક; આયુર્વેદ. 2.A remedy;physic:દવા; ઓસડ; ઔષધ. *Administering of* **m.**s: ઔષધોપચાર;ઔષધોપક્રમ;ચિકિત્સા; ઉપક્રમ;ઉપચાર;વૈદ્યક્રિયા.3. A physician:ડાક્ટર;વૈદ.**M.***bag*,a charm: મંત્ર;જાદુ.*vt.*To remedy; to cure: મટાડવું;ઉપાય કરવો;ઔષધોપચાર કo.

**Medieval,**(મીડિઇવૅલ્)*a.*[L.*medius*,middle and *ævum*,an age.] Pertaining to the middle ages: મધ્યમકાળનું-સંબંધી;મધ્યકાલિક.

**Mediocre,**(મીડિઓકર્)*n.* [L.*medius*,middle.] A mediocre person:સાધારણ માણસ.*a.*Of a middle quality; ordinary; indifferent: સાધારણ;મધ્યમ;વચલા વાંગાનું.

**Mediocrity,** (મીડિઑક્રિટિ) *n.* [L. *medius*, middle.] 1. A middle state or degree;a moderate rate: મધ્યમ દશા;મધ્યમ સ્થિતિ;સામાન્યતા;મધ્યમતા;સામાન્યપક્ષ;મધ્યમ-સાધારણ પક્ષ. 2. Moderation; temperance:મિતતા;પરિમિતતા.

**Meditate,**(મેડિટેટ્)*vi.*[L.*medius*, middle.] To keep the mind in a state of contemplation ; to think seriously;to muse: ધ્યાન ધરવું;વિચારવું; ચિંતન-મનન કo. *vt.* 1.To contemplate; to keep the mind fixed upon;to study:મનન-ધ્યાન કo.2.To purpose; to intent;to design: કલ્પના-યોજના કરવી;યોજવું;યુક્તિ કરવી;ઘાટ ઉતારવો.

**Meditated,** (મેડિટેટેડ્)*a.*Intended;designed; purposed: ધારેલું; યોજેલું;યોજના કરેલું;કલ્પેલું; ચિંતિત;ધ્યાત.

**Meditation,**(મેડિટેશન્)*n.*1.The act of meditating; musing;reflection:ધ્યાન;ચિન્તન;મનન;કલ્પના; યોજના.*Absorbed* in **m.**:ધ્યાનસ્થ; સમાધિસ્થ;ધ્યાનનિષ્ઠ-મગ્ન.*Aspect or air of* **m.**:ધ્યાનમુદ્રા.*Posture for* **m.**:બ્રહ્માસન.*Profound and abstract* **m.**: ધ્યાન; યોગ; અંતર્ધ્યાન; સમાધિ; આત્મૈકાગ્રતા. *Religious* **m.**: યોગ; સમાધિ; સમાધિયોગ. 2. Thought:વિચાર.

**Meditative,**(મેડિટેટિવ્)*a.*Disposed to meditate or to meditation:-નું ધ્યાન ધરવું;ચિન્તન-મનન કરવું;ધ્યાની;ધ્યાનનિષ્ઠ;ધ્યાન શીલ;ધ્યાનતત્પર;ધ્યાનપરાયણ.

**Mediterranean,** (મેડિટેરૅનીઅન્) *a.*[L.*medius*,middle and *terra*, land.]1. Inclosed or nearly inclosed with land:જમીનથી ઘેરાએલું;ભૂવેષ્ટિત;ભૂમધ્ય. 2. Inland; remote from the ocean:દરીઆથી દૂરનું;મધ્યદેશનું; મધ્યદેશસ્થ.3.Of or pertaining to the mediterranean sea:ભૂમધ્ય સમુદ્રને લગતું.

**Medium,**(મીડિઅમ્)*n.* [L. *medius*, middle. ]1.That which lies in the middle,or between other things; intervening body:ઠામ; આવવાજવાની જગા;મધ્યેની જગા.(*a*) Middle place or degree;mean: મધ્ય પરિમાણ;મધ્યમ પક્ષ;સાધારણ પક્ષ;સામાન્યપક્ષ.(*b*)(*Math.*)Mean: મધ્યમપદ.2.A substance through which an effect is transmitted from one thing to another;necessary means:સાધન; માર્ગ; દ્વાર; ઉપાય;મારફત;કારણ;નિમિત્ત;હેતુ;યોગ.*Through the* **m.***of my friend*: મિત્રદ્વારા.3.An average: સરાસરી; મધ્યમ.4.A trade name for printing and writing paper of certain sizes:અમુક કદના લખવા, છાપવાના કાગળનું વેપારી નામ.5.The liquid vehicle with which dry colors are ground and prepared for application: રંગને કાલવીને તૈયાર કરવાનો પ્રવાહી પદાર્થ.*a.*Intermediate;medial:મધ્યમ;સાધારણ.

**Medley,**(મેડ્લિ)*n.*1.A mixture; a jumble;a hodgepodge: શેળભેળ; ભેવળણી; પંચભેળ; ખીચડો. 2. The confusion of a hand to hand battle:ઝપાઝપીની લડાઈનીધાંધલ.3. A composition of passages detached from several different compositions: પદ્યાવલિ;જુદા જુદા રાગોનો સમૂહ.4.A cloth of mixed colors:પંચરંગી રંગનું લુગડું.*a.*Mixed;mingled: શેળભેળ થએલું; પંચરંગિયું; મિશ્રિત.

**Medullarry,**(મેડ્યૂલૅરિ)*a.*[L. *medius*, middle.] 1. Resembling medula:માવાનું-સંબંધી;મજ્જા-ગુરમેદા સંબંધી-નું; અસ્થિસાર સંબંધી. 2. Filled with spongy pith; pithy:કસદાર;ગરહોય તેવું.

**Meed,**(મીડ્)*n.*[A.S.*med*,reward]. 1.Reward;recompense:બદલો;ઈનામ:ફળ;પ્રતિફળ. 2. Merit;worth: લાયકી;ગુણ.3.Gift;also, bribe: બક્ષિસ;લાંચ;રૂશવત.*vt.*To reward;to repay:બદલો વાળવો;ઈનામ આપવું.

**Meek,**(મીક્)*a.*1.Mild of temper; submissive;gentle;forbearing: ગરીબ;સાલસ;નમ્ર;નરમ;ભલું; સૌમ્ય; વિનયી;રાંક.2.Submissive to the divine will:ઈશ્વરેચ્છાને આધીન.

**Meekness,**(મીક્નેસ્)*n.*The quality or state of being meek:ભલમનસાઈ;વિનય;ગરીબી;સૌમ્યતા;દીનતા.

**Meerschaum,**(મીર્શોમ્)*n.* 1. A fine white claylike mineral:સમુદ્રફીણ;ખનીજ વસ્તુ.2.A tobbaco pipe made of this mineral: તમાકુ પીવાની ટોટી-નળી.

**Meet,**(મીટ્)(*imp.& p.p.***met.**)*vt.* 1.To join or to come in contact with: સામા મળવું-આવવું;-ને મળવું;ભેટવું. 2. To come in collision with;to confront in conflict;to encounter hostilely:સામા સામા થઈ જવું-આવી જવું-મળવું;ભેટવું;લડવા સારૂ મળવું;લડવું.3.To come close to;to intercept:મળવું; રોકવું;ભેગા થવું;આવવું.4.To perceive;to come to a knowledge of;to experience;to suffer:ખબર પડવી;દૃષ્ટિએ પડવું;અનુભવવું;ખમવું.5.To come up to;to equal:પ્રાપ્ત થવું;પુરૂ પડવું;કામ લાગવું.6.To believe:-ને મળવું;થવું; પામવું. *To* **m.** *half way,* (*a*) to go half the distance in order to meet: લડવાને વાસ્તે અડધે સુધી જવું.(*b*)To yield or concede half of the difference to effect a compromise:સમાધાન કરવાને માટે અર્ધું જવું કo.*vi.*1.To come face to face;to join; to come together by mutual approach:મળવું; ભેટવું; સામું મળવું-થવું-ભેગા થવું.2. To

Many go out for wool & come home shorn :

have an encounter: સામ સામા આવી જવું;લડવા સારૂં એકઠા થવું.3. To assemble together;to congregate:મળવું;એકઠું થવું. 4.To come together by mutual concessions; to unite:સંપ કરવો;એકત્ર થવું; એક સંપ થવું.*To* **m.***with*,(*a*)to find; to come to:જોવું; મળવું;-ની દૃષ્ટિએ પડવું. *We* **met** *with many things worthy of observation*:જોવા લાયક ઘણા પદાર્થો અમારી દૃષ્ટિએ પડ્યા.(*b*) To join;to unite in a company: મળવું;-માંસામેલ થવું.(*c*) To suffer unexpectedly : થવું; આવી પડવું; પ્રાપ્ત થવું;પામવું.*To* **m.***with a loss*: ટોટો આવવો.(*d*)To obviate:દૂર કo. *n.***1.** The assembling of huntsmen for the hunt: શિકાર કરવાને માટે એકઠું થયેલું શિકારીઓનું ટોળું.**2.** The place of meeting:ભેગા થવાનું સ્થળ;સંગમ.*a.*Fit; proper; suitable:લાયક; યોગ્ય; ઉચિત;બરોબર.

**Meeter,**(મીટર્)*n.*One who meets: જે મળે છે તે;મળનાર.

**Meeting,**(મીટિંગ્)*n.***1.**A coming together; an assembling: મુલાકાત;સમાગમ;ભેટ;નજરોનજર. **2.** A junction:સંગમ;સંયોગ;યોગ;પ્રસંગ.**3.** A congregation; a collection of people:સભા;મંડળી; બેઠક; મિજલસ; મેળો. **4.** An assembly for worship:પ્રાર્થના સમાજ.

**Meetly,**(મીટ્લિ)*adv.*Fitly; suitably:ઘટિત;યોગ્ય રીતે;ઠીક;યથાયોગ્ય.

**Meetness,** (મીટ્નેસ્) *n.* Fitness; suitableness:યોગ્યતા; લાયકી;ઔચિત્ય.

**Megrim,**(મીગ્રિમ્)*n.* [Gr. *Hemi*, half & *kranion*,the skull.]**1.**A kind of sick or nervous headache on one side of the head: આધાશીશી; આધેશી. **2.** A fancy; whim: તુરંગ; કલ્પના; લહેર. **3.** A mild form of apoplexy in horses: ઘોડાઓને થતો મગજે લોહી ચઢી જવાનો રોગ.

**Melancholy,**( મેલંકોલિ ) *n.* [Gr. *melan*,black and *chole*,bile.]**1.** Deep dejection;gloominess:ખિન્નતા;ઉદ્વેગ;ઉદાશી;વિષાદ;દિલગીરી;વિષણ્ણતા. **2.**Great and continued depression of spirits:ખેદ; પશ્ચાતાપ.**3.**Serious thoughtfulness: ઉંડો વિચાર;લાંબો વિચાર.*a.***1.** Dejected;gloomy;dismal:ઉદાસ;ખિન્ન;ખેદયુક્ત;દિલગીર;વિષણ્ણ.**2.**Causing dejection;afflictive:દુઃખપ્રદ; ખેદકારક;ખેદજનક;ખેદપ્રદ;વિષાદજનક;ખેદસૂચક.**3.**Favorable to meditation;somber:શોકકારક;ધ્યાન ધરવાને અનુકૂળ પડે તેવું;શાંત.

**Melee,**(મેલે)*n.* A fight in which the combatants are mingled in one confused mass; an affray: ઝપાઝપીની લડાઈ;રણસંકુલ.

**Meliorate,**( મીલ્યોરેટ્ ) *vt.* [ L. *melior*, better. ] To improve; to soften;to make better:સુધારવું;સારૂ-દુરસ્ત કo.*vi.*To grow better:સારૂ થવું;સુધરવું.

**Melliferous,** ( મેલિફરસ્ ) *a.* [ L. *mel*,honey and *ferro*, I bear.] Producing honey:મધ-ગળપણ પેદા કરવું;મધુપ્રદ;મધુજનક.

**Mellifluous,**(મેલિફ્લુઅસ્ )*a.* [ L. *mel*,honey, and *fluo*, I flow. ] Flowing as with honey;sweet: મધુર;મીઠું; અમૃતસ્રાવી.

**Mellow,**(મેલો) *a.* [A.S. *mearu*, soft.]**1.**Soft or tender by reason of ripeness:બરોબર પાકેલું; નરમ; પોચું.**2.**(*a*)Easily worked or penetrated;not hard: નરમ; પોચું.(*b*) Soft;rich;delicate:નમ્ર;ઉમદા; નાજુક. **3.** Well matured; genial; jovial:મધુર; મૃદુ; મીઠું; કોમળ. **4.** Slightly intoxicated;warmed by liquor:ખિલ;કેફી;છાકટું.**5.**Soft to the taste:મીઠું;ગળ્યું.*vt.*To make mellow:પકવવું;પાકું કરવું;નરમ કo. *vi.*To become mellow:પાકવું;પાકી જવું;પાકીને નરમ થવું.

**Mellowness,**(મેલોનેસ્ )*n.* Quality or state of being mellow: નરમાશ;પક્વતા; પરિપક્વદશા; પરિપાક;કોમલતા.

**Melodious,**(મેલોડિઅસ્ )*a.* Musical;containing or producing melody:મધુર;મીઠું;રસીલું;સુસ્વર.

**Melodize,**(મેલોડાઇઝ્ )*vt.*To make melodious;to form into melody: મધુર-મિઠું-સુસ્વર કo.

**Melody,**(મેલોડિ) *n.* [Gr. *melodia* from *melos*,a tune & *ode*,a song.] **1.**A sweet or agreeable succession of sounds: મધુર સ્વરનો ક્રમ; મધુર લાગે એવો સ્વરાનુક્રમ.**2.**A rhythmical succession of single tones ranging for the most part within a given key and so related together as to form a musical whole:રાગ;ઢાળ;દેશી.

**Melon,**(મેલોન્ )*n.*[Gr. *melon*, an apple.]A juicy fruit of certain cucurbitaceous plant:ખીરૂં;કાકડી; ખડબુચ; તડબુચ. *Musk* **m.**:ટેટી; ખડબુચ. *Water* **melon**: કાલિંગડી; તડબુચી;તડબુચ.

**Melt,**(મેલ્ટ્ ) *vt.* **1.** To purify; to soften by heat; to fuse: ગાળવું; ઓગાળવું; પીગાળવું; રસ-પાણી કરવું. **2.** To soften by warming or kindly influence; to relax:-થી પીગાળવું; પલાળવું; નરમ-પોચું કo;દયાર્દ્ર કo.*vi.***1.**To be changed from a solid to a liquid state by heat:હેવતાના જોરથી પાણી થઈ જવું; પીગળવું; ઓગળવું. **2.** To dissolve: પાણી થઈ જવું.**3.**To be soften; to become tender:પીગળી જવું;-ને દયા આવવી;દયાર્દ્ર થવું; નરમ-ઢીલા થઇ જવું.**4.**To lose distinct from or outlines; to blend: ભેળસેળ થવું; મળી જવું;એક થઈ જવું.**5.**To disappear by being dispersed or dissipated:વિખરાઇ જવું; અલોપ-અદૃશ્યથઇ જવું.**6.** To be subdued by grief: દુઃખથી છેક નબળું-કમજોર થઈ જવું;શક્તિહીન થઇ જવું.

**Melting,**(મેલ્ટિંગ્ )*n.*Liquefaction: પીગળવું તે. *a.* Causing to melt: મનને અસર કરે-પીગળાવે તેવું;દ્રાવક ; હૃદયવેધક;હૃદયંગમ;કરૂણ;કરૂણાપર.

**Member,**(મેમ્બર્ )*n.* **1.** A part of the animal body; an organ; a limb: શરીરનો ભાગ; અવયવ; ગાત્ર; અંગ.A *deficient* **m.**: ન્યૂનાંગ.*An excessive or supernumerary* **m.**:અધિકાંગ.*That has all its* **m.**s: સાંગ. **2.** A part of a whole,as a clause;a part of a verse : ભાગ; ખંડ;અંગ;પ્રકરણ;ટુંક;પાદ;અંશ. **3.** One of a community,assembly &c. : ટોળી-મંડળીમાંનો એક માણસ; સભાસદ;આસામી;વ્યક્તિ;કુટુંબી.

**Membership,** ( મેમ્બરશિપ્ ) *n.* **1.** The state of being a member: સભાસદપણું. **2.** The collective body of members:સભાસદનીમંડળી.

**Membrane,**(મેમ્બ્રેન્ )*n.* [L.*membrum*, the skin.] A thin skin which is inside: માંહેલી પાતળી ચામડી;ત્વચા;પટ;પડદો.

**Membranous,**(મેમ્બ્રેનસ્ ) *a.* Resembling a membrane:અંદરની

લેને ગઇ પુત ઓર ખોઈ આવી ખસમ.

પાતળી ચામડી જેવું-નું.

**Memento,**(મીમેન્ટો)*n*.[L.*memine*, I remember.] A hint; suggestion;a token to awaken memory:સંભારણું;યાદગીરી-ગારી; સ્મરણ.

**Memoir,**(મેમૉઇર્, મેમ્વાર્)*n*. 1.A memorial account; a history: વૃતાન્ત;ઇતિહાસ;ચરિત્ર.2.A biography: જન્મચરિત્ર; વૃતાન્ત. 3. An essay:નિબંધ;હકિકત; આખ્યાન.

**Memorable,** (મેમૉરૅબલ્) *a*. [ L. *memor*, mindful. ] Worthy to be remembered ; very important; remarkable:યાદ રાખવા લાયક;સ્મરણ યોગ્ય;સ્મરણીય; પ્રખ્યાત; સુપ્રસિદ્ધ.

**Memorandum,**(મેમૉરૅન્ડમ્)*n*.1. A record of something which is to remember:સ્મરણ પુસ્તક;યાદી;ટીપ;નોંધ.2.A brief note:ટિપ્પણ;યાદી;ટાંચણ.

**Memorial,** ( મીમૉરિઍલ્ ) *n*. [L. *memor*, mindful. ] 1. Any thing intended to preserve the memory of a person or event;a monument: ની યાદગીરી;-નું સંભારણું;યાદગારી;સ્મારક વિષય; સ્મરણસ્થંભ.2. A memorandum; a record:યાદ;ટીપ;નોંધ. 3. A written representation of fact; a petition:અરજી; વિનંતિ પત્ર; વિજ્ઞાપના પત્ર.4.Memory:યાદગીરી;યાદ દાસ્ત. 5. A species of informal state paper much used in negotiation:માનપત્ર.*a*.1.Serving to preserve remembrance; commemorative:સ્મારક;યાદગીરીને માટે કીધેલું;સ્મરણાર્થક;સ્મૃતિજનક.2. Contained in memory: યાદદાસ્તમાં. 3.Assisting the memory:યાદદાસ્તને મદદ ક૦-આપતું.

**Memorialist,**(મીમૉરિઍલિસ્ટ્) *n*. 1.One who writes or signs memorial:અરજદાર;અરજ કરનાર.

**Memorialize,**(મીમૉરિઍલાઇઝ્)*vt*. To address or petition by a memorial:અરજ આપવી-ક૦.

**Memoriter,** (મેમૉરાઇટર્) *adv*.By or from memory:મોઢે કરીને;મોઢેથી.*To speak* **m.**:ભાષણ મોઢે કરીને ક૦.

**Memorize,** ( મેમૉરાઈઝ્ ) *vt*. [ L. *memor*,mindful.] 1.To record: યાદ ક૦;નોંધવું;ટીપ ક૦.2. To commit to memory:મોઢે કરવું.

**Memory,**(મેમૉરિ) *n*. [L. *memor*, mindful.] 1.The faculty of the mind by which it retains the knowledge of previous thought: સ્મૃતિ;ધારણાશક્તિ;યાદદાસ્ત.2.The reach and positiveness with which a person can remember: સ્મરણશક્તિ;સ્મૃતિ;યાદ.3.Remembrance of the past ideas:ગએલા વખતની યાદગીરી;સ્મરણ; ધ્યાન;ફામ. 4.The time within which past events can be remembered:સ્મરણકાળ;સ્મરણ;યાદ. 5. Something or an aggregate of things remembered; posthumous fame: નામ;યાદગીરી.6. A memorial:સંભારણું.*In* **m.**of:-ની યાદગીરીને માટે.*To commit to* **m.**,to learn by heart: મ્હોડે-પાડે ક૦; કંઠે-જીભાગ્રે ક૦.*It escaped my* **m.**, I forgot it: એતોહું ભૂલી ગયો. *To keep in* **m.**,to remember:યાદ રાખવું;ધ્યાનમાં-સ્મૃતિમાં રાખવું.

**Men,**(મેન્) *n*. *Pl. of* **man** Persons:આદમીઓ;માણસો.

**Menace,**(મેનેસ્)*n*.[L.*minaciæ*,I threat.]The show of intention to inflict evil;a threat or threatening:ધાક;દહેશત;બીક;ભય;ધમકી; ધાસ્તી;ભયપ્રદર્શન.*vt*.To threaten: ધાક-ભય-દહેશત-ધમકી આપવી; ધમકાવવું; દબડાવવું. *vi*. To act in a threatening manner:ધમકીથી વર્તવું.

**Menacing,**(મેનેસિન્ગ્) *a*. Full of threatening:ભય-દહેશત ભરેલું.

**Menage,Menagerie,** (મેનેજ્ , મેનૅજરિ ) *n*.1.A place where animals are kept and trained:પ્રાણીઓ રાખવાની જગ્યા.2.A collection of animals : પશુનો સંગ્રહ ; શિકાર ખાનું;સંગ્રહસ્થાન.

**Mend,**(મેન્ડ્)*vt*.1.To repair;to recreate;to restore: સમારવું; દુરસ્ત કરવું;ઠીક ક૦.2.To correct:સુધારવું; રસ્તે લાવવું;-થી સુધરવું.3.To help; to advance:મદદ ક૦;ટેકો આપવો; શક્તિમાન ક૦.4. To alter for the better;to set right; to reform: સારૂં કરવું;બરોબર કરવું;ફરીથી બનાવવું.*vi*.To grow better:સુધરવું;વધારે સારૂ થવું.

**Mendacious,** ( મેન્ડેશસ્ ) *a*. [L. *mendax*,lying.]1.Given to deception or falsehood;lying :અસત્યવાદી;જુઠ્ઠો; ખોટું-જુઠું બોલનાર. 2.False;counterfeit:લબાડ;ઢોંગી; ઠગારો;ધૂતારો;લુચ્ચો;ખોટો; કૃત્રિમ.

**Mendacity,**(મેન્ડૅસિટિ)*n*. A falsehood;a lying: લબાડીપણું;લબાડી; ખોટાઇ;અસત્ય ભાષણ.

**Mendicancy,Mendicity,**(મેન્ડિકૅન્સિ, મેન્ડિસિટિ)*n*.Beggary;begging:ભિક્ષાવૃત્તિ;કંગાલી; યાચકવૃત્તિ; ભીખ.**M.**of *a Mahomedan*:ફકિરી.

**Mendicant,**(મેન્ડિકૅન્ટ્)*n*.[L.*mendico*, I beg.] A beggar; a begging friar: ભીખારી; ભીખ માગતો સાધુ.*A religious* **m.**:સાધુ;અતીત; અભ્યાગત;જોગી;વેરાગી;ગોસાંઇ;બાવો; દંડી;ફકીર.*a*. Begging; living on alms:ભીખ માગતું.

**Menial,**(મીનિઍલ્)*n*.[L.*maneo*,I dwell.]1.A domestic servant or retainer:ઘરનો ચાકર;વાસણ માંજનાર;પાણી આપનાર; વસવાયું. 2.A person of a servile character or disposition:ખુશામતીઓ; પરાધીન. *a*.1.Serving;performing servile office;વૈતરૂં કરનારૂં;હલકી ચાકરી કરનાર-ઉઠાવનાર.2.Low; mean:હલકું;નીચું;અધમ.

**Menses,**(મેન્સીઝ્) *n.pl*. [L.*mensis*,month ] The catamenial or menstrual discharge;a periodic flow of blood from the uterus or female organs:અટકાવ;ઋતુપ્રાપ્તિ;દસ્તાન;અળગું;ઓપટી;આભડછેટ; રજ; પુષ્પ; આર્તવ. *First appearance of* **m.**:રજોદર્શન.

**Menstrual,**(મેન્સ્ટ્રૂઅલ્)*a*.1.Monthly;recurring once a month:દરમહીનાનું;માસિક;પ્રતિમાસનું.2.Of or pertaining to the menses:દસ્તાનને લાગતું.*M.time*: ઋતુકાલ-સમય.

**Menstruate,**(મેન્સ્ટ્રૂએટ્) *a*. Menstruous:રજસ્વલા; અટકાવવાળી;અભડાયેલી.*vi*.To discharge the menses; to have the catamenial flow:દસ્તાન-ઓપટી આવવી;માથે થવું;અળગુંબેસવું; અટકાવ આવવો; રજસ્વલા થવું;અભડાવું.

**Menstruous,**(મેન્સ્ટ્રૂઅસ્)*a*.1.Menstruating;having the monthly flow or discharge:રજસ્વલા; અટકાવવાળી;માથે થએલી;ઋતુમતી;પુષ્પવતી.2.Catamenial:દસ્તાનવાળી.

**Menstruum,**(મેન્સ્ટ્રૂઅમ્)*n*. 1. A Solvent : પીગળાવે-પાણી કરી નાંખે એવો પદાર્થ-વસ્તુ.

**Mensurable,**(મેન્સ્યૂરૅબલ્) *a*. [L.

*mensuro*,I measure.]Measurable:માપાય તેવું; ગણવા જોગ; માપ્ય; માપનીય.

**Mensuration,** ( મેન્સ્યુરેશન ) *n.* The act,process or art of measuring:માપવું તે;માપણી;માપકરણ.

**Mental,**(મેન્ટલ્ ) *a.* [L. *mentum*, the chin.]1.Of or pertaining to the chin; genian: હડપચીનું. [L. *mens,mentis*, the mind.]2.Intellectual; pertaining to the mind:માનસિક;મનનું; મનોગત;મનોમય;મનકલ્પિત;મનઃસ્થ.

**Mentally,** (મેનટલિ) *adv.* In the mind;intellectually:મનમાં;મ્હોડેથી;બુદ્ધીથી;મગજથી.

**Mention,**(મેન્શન ) *n.* [L. *mentio* from *memini*,I remember.] A speaking or notice of anything usually in a brief manner: ટુંકામાં બોલવું તે;ઇશારો;કથન;મજકુર; ચર્ચા;નામ નિર્દેશ;ઉદ્દેશ; નિવેદન. *vt.* To make mention of;to name; to speak briefly of:કહેવું; બોલવું; નામ કહેવું.

**Mentor,**(મેન્ટૉર્ ) *n.* A wise and faithful adviser or monitor:ડાહ્યો સલાહકારી;મંત્રી;ઉપદેશક;ઉપદેષ્ટા.

**Mephitical,**(મિફિટિકલ્ )*a.*1.Tending to destroy life; poisonous; noxious:રોગ કર્તા; ઝેરી; પ્રાણહારી; મારાત્મક. 2. Offensive to the smell:દુર્ગંધમય;ખરાબગંધવાળું.

**Mephitis,**(મેફાઇટિસ્ )*n.*[L.*mephitis*,an ill smell.]1.Noxious air; poisonous air:દુર્ગંધ;ઝેરી હવા.2.A genus of mammals & skunks: આંચળવાળા પ્રાણીની એક જાત.

**Mercantile,** (મર્કન્ટાઈલ્ ) *a.* [L. *mercor*, I buy.] Of or pertaining to merchants;commercial: વેપારનું-સંબંધી;વ્યાપાર સંબંધી-વિષયક;વ્યાપારી;સાહુકારીનું.

**Mercenary,** ( મર્સીનરિ ) *n.* [ L. *merces*,hire.]One who is hired; a hireling;a soldier hired into foreign service: પગાર લઇને પરરાજ્યની નોકરી કરનાર સીપાઇ;મુસારદાર;પગારદાર.*a.* 1. Hired;venal; hireling;acting for reward: પૈસા લઇ કામ કરનાર;ભાડુતી;ભાડે આણેલું.2.Sordid;selfish:લાલચુ; લોભી;પૈસાની લાલચથી કીધેલું;લાભલોભી;લાંચખોર;સ્વાર્થપર.**M.**motives: પૈસાની લાલચ;લાભદૃષ્ટિ;લાભેચ્છા.

**Mercer,**(મર્સર્ )*n.*[L.*merx,mercis*, merchandise.]A dealer in silk and woolen cloth: રેશમી અને ઉનનું કાપડનો વેચનાર-વેપારી.

**Mercery,**(મેર્સરિ)*n.*[L.*merx*,merchendise.]The trade of mercers: the goods in which a mercer deals:રેશમનાકાપડના વેપારીનોમાલ.

**Merchandise,** ( મરકેન્ડાઇઝ્ ) *n.* Wares; goods; commodities:વેપારની ચીજ;માલ;વેપાર;પણ્યદ્રવ્ય.*vt.* To trade;to carry on commerce: વેપાર કરવો-ચલાવવો.*vt.*To buy & sell:વેચાણ,ખરીદ કરવું;ક્રયવિક્રય કo.

**Merchant,**(મર્ચૅન્ટ્ )*n.*[L.*mercor*, I buy.]1.One who traffics on a large scale;a trader:વેપારી;મોટો વેપારી;સોદાગર;શાહુકાર;વાણીઓ. 2. A trading vessel:વેપારીવહાણ.3. A shop keeper:દુકાનદાર.*a.* Pertaining to trade:વેપારનું-સંબંધી. *vi.*To trade:વેપાર કરવો.

**Merchantable,** ( મર્ચૅન્ટૅબલ્ ) *a.* Fit for market:વેચવા લાયક.

**Merchantman,**(મર્ચૅન્ટ્મૅન )*n.*1. A merchant:વેપારી;સોદાગર.2.A trading vessel:વેપારનું વહાણ;કાફલો.

**Merciful,**(મર્સિફુલ્ ) *a.* 1. Full of mercy:દયાળુ;ક્ષમાશીલ;કૃપાળુ; દયાળુ;ક્ષમાવંત;દયાવંત.2. Unwilling to give pain:કરૂણાવાળું;નરમ હૈયાનું;પોચા હૈયાનું;કારૂણિક;અનુકંપાશીલ.

**Merciless,** ( મર્સિલેસ્) *a.* Cruel; savage;pitiless:ઘાતકી; જંગલી; દયાહીન;નિર્દય;ક્રૂર;દયાશૂન્ય.

**Mercurial,**(મર્ક્યુરિઍલ્ )*a.*1.Swift; active;volatile: ચંચળ; ચપળ. 2. Having the form of Mercury: મરક્યુરીના જેવું.3.Money-making; craftly:પક્કું;હોશીઆર; ખેલાડી; પૈસો પેદા કરે એવું.4.Of or pertaining to or containing mercury: પારાનું-સબંધી-વાળું;પારદાત્મક; પારદમય. 5. Caused by the use of mercury:પારો વાપરવાથી થએલું.*n.* 1. A person having mercurial qualities:ચંચળ-ચપળ માણસ.2.A preparation containing mercury:પારાની મેળવણી.

**Mercury,**(મર્ક્યુરિ)*n.* [L.*Mercurius*,the son of Jupitor & Maia.] 1. A Latin God of commerce and gain:બુધ;સૌમ્ય.2. A metallic element mostly obtained by reduction from cinnabar, one of its ores:પારો;પારદ;રક્ષધાતુ;રસ. *Calx or oxide of* **m.**:પારદભસ્મ; રસભસ્મ. *Sulphuret of* **m.**:કાજળી.*White sublimate or submuriate of* **m.**:રસકપુર.3.One of the planets of the solar system:સુર્યમંડળમાંનો એક ગ્રહ.4. A carrier of tidings; a news boy; a messenger:ખબરલઈજનારલાવનાર માણસ;દૂત.5.Sprightly or mercurial quality; spirit; mutability: ચંચળપણું;ચંચળાઈ.6.A plant of the Spurge family: સ્પર્જની જાતનો એક છોડ.*vt.*To wash with a preparation of mercury: પારાથી ધોવું.

**Mercy,**(મર્સિ) *n.* [L.*merces*,hire pay.] 1. Forbearance to inflict harm under circumstances of provocation:ક્ષમા;શીલતા;રહેમીઅત;દયા. 2. Compassionate treatment of the unfortunate and helpless:મદદ વગરના અને કમનશીબ વાળા ઉપર દયા નજર.3. Pity;compassion:દયા;કૃપા; અનુકંપા; કરૂણા. *Fountain of* **m.**:દયાસિંધુ;દયાસાગર;દયાનિધિ;કરૂણાસાગર; કૃપાસાગર. *Vessel of* **m.**:કૃપાપાત્ર;દયાપાત્ર; કૃપાભાજન.*To cry* **m.**:ક્ષમા માગવી. **M. m.**: ત્રાહિત્રાહિ. *To be at the* **m.***of*:-ને સ્વાધીન-વશહોવું;-ના હાથમાં આવી પડવું.

**Mere,**(મીર્ )*n.*1.A boundary: હદ; સીમા.2. A pool or lake:નાળું;સરોવર.*a.*[L.*merus*, pure ]1. Unmixed;pure;entire; absolute:ફક્ત;છેક;કેવળ;માત્ર.2. Only this:ફક્ત; આજ-આટલુંજ.

**Merely,** (મીર્લિ) *adv.*1.Purely;absolutely: સ્પષ્ટ રીતે; કેવળ;ફક્ત. 2. Only;barely;solely; simply:માત્ર;ફક્ત;કેવળ.

**Meretricious,** ( મેરીટ્રિશસ્ ) *a.* 1. Of or pertaining to prostitutes : છિનાળ-કીસબણ-પાતર-રાંડ સંબંધી-નું. 2. Resembling the arts of a harlot: છિનાળ-કીસબણ-વેશ્યા-ગુણકાના જેવું-ને મળતું; દેખાવવાળું; આડંબરી.

**Merge,**( મર્જ્ ) *vt.* [ L. *mergo*, I plunge.]To cause to be swallowed up;to sink;to absorb : ડુબાવવું;ગરક કરવું;ડબોવવું;મળાઇ જાય તેવું કરવું;મેળવી-પેસાડી દેવું.*vi.* To be sunk:ગરક થવું;મળી-પેસી જવું;ગળા-

ધણી વિના ઢોર સુનાં.

ઉ જવું;ડુબીજવું.

**Meridian,**(મેરિડિઍન્)*n*.[L.*meridies*,mid-day.]1.Mid-day;noon: મધ્યાન્હ;બપોર.2.The highest point;culmination: પૂર્ણકળા; બહાર; શિખર;ટોચ;પરાકાષ્ટા;પરાકોટિ. 3. A great circle of the sphere passing through the poles of the heavens and the zenith of a given plan:મધ્યાન્હ રેખા;યામ્યોત્તરવૃત્ત-રેખા. 4.Distinguishing circumstances : વિષેશ અવસ્થા;હાલત. *Calculated for, fitted to or adapted to the* **m.***of*, suited to the local circumstances, capabilities or special requirements of:વિશેષ સ્થિતિ-હાલત-અવસ્થાને અનુકૂળ-યોગ્ય-લાયક. *a*.1. Pertaining to midday or noon:મધ્યાન્હને લગતું.2.Pertaining to the highest point:પરાકાષ્ટાનું;ભર;પૂર્ણકાષ્ટાનું.

**Meridional,**(મેરિડિઑનૅલ્)*a*. [L. *meridies*, mid-day. ] 1. Of or pertaining to the meridian:મધ્યાન્હ રેખાનું. 2. Southern ; southernly:દક્ષિણનું-તરફનું.

**Merino**(મેરીનો)*n*.[L.*major*,greater.] 1. A breed of sheep originally from Spain noted for fineness of its wool:સ્પેનમાં ઉન માટે વખણાતાં ઘેટાંની જાત. 2. A fine fabric of merino wool:મરીનો નામની જાતનાં ઘેટાંના ઉનનું લુગડું;મરીનો.*a*.Pertaining to a variety of sheep noted for wool:ઉનને વાસ્તે વખણાતા ઘેટાનું-ઘેટા સંબંધી-વિષયક. 2.Made of the wool of the merino sheep:મરીનો નામની જાતનાં ઘેટાંના બારીક ઉનનું બનેલું;મરીનાનું.

**Merit,**(મેરિટ્)*n*. [L.*merio*, I deserve.] 1. The quality or state of deserving well or ill;desert: ગુણ;યોગ્યતા; લાયકી; પાત્રતા; ઉત્કર્ષ; શ્રેષ્ટતા;શ્રેય;તપ;પુણ્યોઈ; સુકૃત; પુણ્ય; ધર્મ.*Acquisition of* **m.**:પુણ્યસંપાદન;શ્રેયસ્સંપાદન. *Acquired by* **m.**: પુણ્યઅર્જીત. *Fruit or reward of* **m.**:પુણ્યફલ.*Mightiness,efficacy or prevalence of* **m.**:પુણ્ય પ્રતાપ;પુણ્યપ્રભાવ.Some terms,appellatives &c. for a person of great merits are:પુણ્યનિધિ;પુણ્યનિધાન;પુણ્યસાગર; પુણ્યબ્ધિ; પુણ્ય પુરૂષ; પુણ્યાત્મા; પુણ્યરાશિ. 2. (*a*) Worth;excellence:ખૂબી;ગુણ. (*b*) *pl*.ગુણાવગુણ;ગુણદોષ.*Test or investigation of* **m.**:ગુણદોષ પરીક્ષણ.3.Reward deserved:ફળ;બદલો; ઈનામ.*vt*.1. To deserve; to earn by service or performance:યોગ્ય-લાયક-પાત્ર થવું.2.To reward:ઈનામ આપવું;બક્ષીશ આપવું.*vi*. To acquire desert;to profit:લાયક હોવું.

**Merited,**(મેરિટેડ્)*a*.Deserted:યોગ્ય;લાયક થએલું.

**Meritorious,**(મેરિટૉરિઅસ્) *a*.[L. *merio*, I deserve.] Possessing merit; valuable; worthy of recompense:ગુણી;ગુણવાન; યોગ્ય;લાયક;પુણ્યનું; ગુણસંપન્ન; પુણ્યવાન;પુણ્યશાલી;પુણ્યાત્મક;પુણ્યરૂપ.

**Merlin,** (મર્લિન્) *n*. [L. *merula*, black bird.]1.A small European falcon:એક જાતનું યૂરોપનું બાજપક્ષી.

**Mermaid,**(મરમેંડ્)*n*.Sea nymph, sea woman,or womanfish: ઉપલો ભાગ સ્ત્રીના જેવો અને નીચલો ભાગ માછલીના જેવો એવું એક કલ્પિત પ્રાણી;મત્સ્યકન્યા;જળસી.

**Merrily,**(મેરિલિ)*adv*.In a merry manner; with mirth; jovially: મોજમજાથી;આનંદથી;ખુશાલી-હર્ષથી.

**Merriment,**(મેરિમેન્ટ્) *n*. Mirth; frolic;gaiety with laughter:આનંદ;હરખ;મઝા;ખુશાલી;ઉલ્લાસ;હર્ષ;ઠઠ્ઠા મશ્કરી;હાસ્ય;હાસ્યવિનોદ; રાગરંગ;રંગ;તમાસો; ઉત્સવ; ખેલ; ચમન; વિલાસ;વિનોદ;લીલા.

**Merriness,** ( મેરિનેસ્ ) *n*. Merriment;mirth: મોજમઝા;આનંદ;ચમન;ખ્યાલી ખુશાલી;આનંદવૃત્તિ.

**Merry,**(મેરિ)*n*.[A.S.*mearo*, delicate.]1.Laughingly gay;jovial; sportive:ગમતી; હસમુખુ; વિલાસી; વિનોદી.2.Cheerful; joyous;happy:આનંદી;સુખી;ખુશમીજાજી;મોજી; ચેની; ગમતી; ઉલ્લાસી. 3. Causing laughter:હાસ્યકારક-જનક; હાસ્યોત્પાદક;વિનોદી;વિનોદકારક;હસાવે એવું.*To make* **m.**,to be jovial; to feast:મોજમઝા-ચેનબાજી કરવી;ખ્યાલી ખુશાલી કo; મોજ મારવી; ઉત્સવ કo. **M.** *men*, followers; retainers: અનુસંગી; ખીજમતદાર. *n*. A kind of wild red cherry:જંગલી લાલ ચેરીની એક જાત.

**Merry-andrew,**(મેરિઍન્ડ્રુ) *n*. A buffoon;a zany:વિદૂષક;મશ્કરો;રંગલો;ભાંડ;મનકખાર;તરકડીઓ;નકલી.

**Mesh,**(મેશ્)*n*.1. Net work; net: જાળનું કાણું;જાળ;ખાકુ;જાલરંધ્ર;જાળીનું કાણું. 2. The engagement of the teeth of wheels: ચક્રના દાંતાઓની પકડ. *vt*. To catch in a mesh:જાળમાં પકડવું; સપડાવવું.*vi*. To engage with each other:એક બીજામાં ભરાવું-ગુંચાવું.

**Mesmerism,**(મેસ્મેરિઝમ્)*n*.Animal magnetism; the power of producing a kind of sleep or unconciousness to external objects while the mind remains active; animal magnetism; hypnotism: ભુરકી નાંખવાની કળા; મન જાગૃત રહે પણ શરીરનું ભાન રહે નહિ એવી ઉંઘમાં નાંખવાની કળા;પ્રાણ વિનીમય;સત્વવિનીમય.

**Mesne,**(મીન્)*a*.Middle;intervening:દરમ્યાનનું;મધ્યવર્તિ;મધ્યસ્થિતિ. **M.** *profits* : કોઈ માણસની મિલ્કત ગેરકાયદે લઈ લીધી હોય તે તેને પાછી મળે તે વખત સુધીનો થયેલો નફો.

**Mess,**(મેસ્)*n*. Mass; church service: રોમન લોકોની ભક્તિ કરવાની એક રીત.2. [L. *mitto*, I send.]A quantity of food set on a table at one time:એક વખતને માટે પીરસેલું અન્ન;ભાણું;પત્રાળું;also, the food given to a beast at one time:ઢોરને નીરેલો એક વખતનો ઘાસદાણો.3. A number of persons who eat together and for whom food is prepared in common:નાત સાથે બેસીને ખાનારાં-જમનારાં માણસ; મેસ;એક પંક્તિએ જમનારા.4.A set of four:ચારનો જથ્થો.5.The milk given by a cow at one milking; એક ટંકે દોહેલું દૂધ.5.A disagreeable mixture or confusion of things:ભેળસેળ કરેલું તે;ગડબડગોટા;ખીચડો;ઘોટાળો;કચુંબર; ચગરચુંથ;ઢબરડો કરવો તે. 6.A situation resulting from blundering ; plight:દુર્દશા;દુર્ગતિ;ફજેતી;ગતિ;હાલહવાલ;બુરા હાલ;ભવાડો.*To make a* **m.**of:-નો ગડબડગોટો કo.*vt*. To supply with a mess : મેસ પુરૂં પાડવું. *vi*.To take meals with a mess:નાત સાથે બેશીને જમવું-ખાવું.

**Message,** (મેસેજ્ ) *n*. [L. *messaguim*,from *mitto*,I send.]Any notice, word, communication, written or verbal, sent from one person to another: સંદેશો; કહેણ;સમાચાર; પેગામ.*vt*. To bear

Marriage is honorable in all & the bed undefiled :

as a message:સંદેશો લઇ જવો.

**Messanger,**(મેસેન્જર્) *n.* **1.** One who bears messages;a carrier; a courier;a harbinger;a herald: દૂત;જાસુસ;હલકારો; એલચી; કાસદ; સંદેશો લાવનાર-લઈ જનાર;સંદેશહર. **2.**One, who or that which foreshows or foretells: ભવિષ્યસૂચક; આગળથી જોનાર.

**Messiah,**(મેસાઇઍ)*n.*The expected king and deliverer of Hebrews;the Saviour; Christ: અભિષિક્ત;ઠરાવેલો ખ્રિસ્ત.

**Messiahship,** ( મેસાઇઍશિપ્ ) *n.* The state or officer of the Messiah:ભવિષ્યવેત્તાની પદવી.

**Messieurs,**(મેસ્યર્ઝ્) *n.* Sirs; gentlemen:સાહેબો;ગૃહસ્થો.*Pl.*of *Mr.* and generally contracted into *Messrs.*

**Mess-mate,**(મેસ્મેટ્ )*n.* An associate in a mess: જમવામાં સોબતી;નાત સાથે બેશીને જમનાર.

**Messuage,**(મેસ્વેજ્)*n.* [ L.*menio*, I dwell. ] A dwelling house with the adjacent buildings and curtilage, and the adjoining lands appropriated to the use of the household:ઘર અને તેને લગતી જગ્યા-મકાન;ઘરવાડી;ગૃહવાટિકા.

**Metal,**(મેટલ્ )*n.* [ L. *metallum*, metal,mine.]**1.**An elementary substance as sodium, calcium or copper:ધાતુ.**2.**Ore from which a metal is derived:કાચી ધાતુ.**3.** A mine from which ores are taken:ધાતુની ખાણ. **4.** The substance of which anything is made;material;temper;character: દ્રવ્ય; કણ; સ્વભાવ; પ્રકૃતિ. **5.** Courage;spirit;mettle : હિમ્મત; જુસ્સો;પાણી;દમ. **6.** The broken stone used in macadamizing roads and ballasting rail roads: રસ્તા ઉપર પુરવાના પથ્થરના ઝીણા કકડા;મેટલ;કાકરી;ખરી.**7.** The effective power of guns carried by a vessel of war: લડાઈના કાફલાની બંદુકની શક્તિ.**8.**Glass in a state of fusion:કાચનો રસ;પ્રવાહી-રસમય કાચ.**9.***Pl.*The rails of a railroad: રેલના પાટા.*Inferior* **m.**:ઉપધાતુ. *vt.* To cover with metal ; to metal a road:પથરા પુરવા.

**Metallic,**(મેટલિક્ )*a.***1.** Of or pertaining to a metal;resembling metal:ધાતુનું-સંબંધી; ધાતુ સરખું-જેવું.**2.** Basic; antacid; positive: ધાતુમય;ધાતુરૂપ;ધાતુ નિર્મિત.

**Metalliferous,**(મેટલિફરસ્) *a.* [L. *metallum*, metal.] Producing metals: ધાતુ પેદા કરતું; ધાતુ જનક; ધાતૂત્પાદક.

**Metalline,** (મેટલાઇન્ ) *n.* A substance of variable composition, but resembling a soft,dark colored metal, used in the bearings of machines for obviating friction,and as a substitute for lubricants:સંચાનાં ખામણાંને ઘૃષણ ન લાગે માટે અંદર પુરવાનો એક જાતનો ચીકણો જુદા જુદા તત્વોનો બનેલો પદાર્થ.*a.***1.**Pertaining or resembling a metal;metallic: ધાતુવાળું;ધાતુ સંબંધી. **2.**Impregnated with metallic salts:ધાતુમય-ધર્મક;ધાતુગુણક.

**Metallist,**(મેટલિસ્ટ્ )*n.* A worker in metals: ધાતુની પરીક્ષા કરનાર; ધાતુપરીક્ષક;ધાતુનું કામ કરનાર.

**Metalloid,**(મેટલૉઇડ્ )*n.*A nonmetal:જે પદાર્થ ધાતુ નથી તે;ક્ષારવિગેરે.

**Metallurgic,**(મેટલર્જિક્ ) *a.* Of or pertaining to metallurgy: ધાતુ શોધન વિદ્યા સબંધી.

**Metallurgy,** ( મેટલર્જિ ) *n.* [ L. *metallum*, metal.] The art of working metals:ધાતુ શોધન વિદ્યા;ધાતુ શોધન; ધાતુ પૃથક્કરણ.

**Metamorphose,**(મેટમૉરફૉસ્ ) *vt.* To change into a different form; to transform:-નું રૂપ-સ્વરૂપ બદલવું;-નું રૂપાંતર કરવું;રૂપભેદ ક૦.

**Metamorphosis,**(મેટમૉરફૉસિસ્) *n.*[Gr.*meta*, denoting change, and *morphe*,form.] Change of form;transformation:રૂપાંતર;રૂપભેદ;દેહાંતર; આકારવિકાર-વિકૃતિ; વિકાર;વિકૃતિ;પરિણામ; રૂપ-શરીર વિકાર.

**Metaphor,**(મેટફૉર )*n.*[ Gr.*meta*, over & *phero*,I carry.] A compressed simile : એક વસ્તુનું બીજી વસ્તુને નામે વર્ણન કરવું તે; ઉત્પ્રેક્ષા-અલંકાર; રૂપક; ઉપમા; રૂપકાલંકાર; લક્ષણા; દૃષ્ટાંત; નિદર્શન.

**Metaphorical,** ( મેટફૉરિકલ્ ) *a.* Figurative;tropical:લાક્ષણિક;આરોપનું-વાળું;રૂપક.**M.***use*:ઉપચાર.

**Metaphrase,** ( મેટફ્રેઝ્ ) *n.* [ Gr. *meta*, beyond and *phrasis*, a speaking. ] **1.** Verbal translation:શબ્દે શબ્દનો તરજુમો; યથાશબ્દ ભાષાંતર. **2.** An answering phrase; repartee:હાજર જવાબ.

**Metaphrast,**(મેટફ્રૅસ્ટ્ )*n.*A literal translator:શબ્દે શબ્દનો તરજુમો કરનાર.

**Metaphrastic,** ( મેટફ્રૅસ્ટિક્ ) *a.* Close;literal:શબ્દે શબ્દનો તરજુમો કરેલું;અક્ષરશઃ.

**Metaphysical,**( મેટફિઝિકલ્ )*a.***1.** Of or pertaining to metaphysics:આત્મવિદ્યાનું-સંબંધી-લગતું;આધ્યાત્મિક. **2.** According to the rules of metaphysics:આત્મ વિદ્યાના નિયમ પ્રમાણે;આત્મવિદ્યાનુસાર.**3.** Preternatural or supernatural:અદ્ભુત;અસાધારણ.

**Metaphysician,**(મેટફિઝિશન્ ) *n.* One who is versed in metaphysics: મનુષ્ય શાસ્ત્રમાં કુશળ માણસ;આત્મતત્વ વિદ્યાજ્ઞ;અર્થ તત્વવેત્તા.

**Metaphysics,**(મેટફિઝિક્સ્ )*n.*[Gr. *meta*,after and *physis*,nature.] **1.** Ontology; mental philosophy;first principles of science; psychology: માનસશાસ્ત્ર; આત્મતત્વવિદ્યા;અર્થતત્વશાસ્ત્ર;અધ્યાત્મવિદ્યા; આત્મતત્વવિચાર;માનસવિદ્યા.

**Metastasis,** (મેટસ્ટૅસિસ ) *n.* Removal of disease from one part to another : એક ભાગમાંથી બીજા ભાગમાં રોગનું ખસવું-હઠવું તે.

**Metathesis,**(મેટથૅસિસ્ ) *n.* [ Gr. *meta*,over & *tithemi*, I place.] **1.** Transposition of the letters or syllables of a word: અક્ષરોનું આગળ પાછળ થઈ જવું તે;વર્ણવિપર્યય. **2.**Change of place of a disease: રોગસ્થલાંતર.

**Mete,**(મીટ્ )*n.***1.** Meat: માંસ; અન્ન; ખોરાક. **2.***pl.* Limit; boundary; measure:હદ;સીમા;મર્યાદા.*vt.&i.*To meet:મળવા જવું.To dream:સ્વપ્નું-આવવું.*vt.* To find the quantity, dimensions, or capacity of, by any rule or standard; to measure:માપવું;માપ ક૦-લેવું;મોજણી ક૦.

**Metempsychosis,** ( મેટેમ્સિકોસિસ્ )*n.*[Gr.*meta*, beyond and *psyche*,soul;life.] Transmigration of souls:મુવા પછી બીજો જન્મ લેવો તે;પુનર્જન્મ;જન્માંતર;જન્મ મરણનો ફેરો;અન્ય જન્મ.

**Meteor,**(મીટીઅર ) *n.*[Gr. *meteo-*

*ros-meta*,beyond and *eora*,anything suspended.]1. Any phenomenon or appearance in the atmosphere as clouds, rain &c.: વાતાવરણમાં કોઈપણ દેખાવ.2.Specif:a transient luminous body or appearance seen in the atmosphere:ખરતો તારો;ઉલકું.3.A body that flies or floats in the air:વાતાવરણમાં તરતો પદાર્થ.4.Anything that transiently dazzles or strikes with wonder: સ્મશાનમાં કે બીજી ભેજવાળી જગ્યાએ રાતે થતો ભડકો;ભુતના ભડકા.

**Meteoric,**(મીટીઑરિક્ ) *a.* 1. Atmospheric:વાતાવરણનું-સંબંધી;ખરતા તારાનું-સંબંધી;ખરતા તારામાંથી પડતું.2.Flashing;brilliant;transient:ઝળઝળીત;ઝબુકતું; ચકચકી; ક્ષણિક. 3.Influenced by the weather: ઋતુ-હવાની અસર થયલું.

**Meteorolite,** ( મીટીઅરૉલાઇટ્ ) *n.* A mass of stone or iron which has fallen to the earth from space;in aerolite:ખરતા તારામાંથી ખરતો પથ્થર.

**Meteorological,**(મીટીઅરૉલૉજિકલ્)*a.*Of or pertaining to the atmosphere and its phenomina: વાયુચક્ર-આકાશોદ્ભવ વસ્તુ સંબંધી.

**Meteorology,**(મીટીઅરૉલૉજિ ) *n.* The science which treats of the atmosphere and its phenomena: વાયુચક્રશાસ્ત્ર;આકાશમાં ઉત્પન્ન થનારી વસ્તુનીવિદ્યા;અંતરિક્ષ-નભો-વાયુ વિદ્યા.

**Meter,**(મીટર્ )*n.*[L.*metrum*,measure.] An instrument or apparatus that measures:માપવાનું યંત્ર;માપક;માપ.

**Meter, Metre**(મીટર્ )*n.* Poetical measure;rhythm measure:ચરણ; કવિતાનું માપ; કેટલા અક્ષર કે માત્રા તેનું માપ.2.A measure of length equal to 39·37 English inches: ૩૯-૩૭ ઇંચ એક અંગ્રેજી લંબાઈનું માપ.

**Methinks,**(મીથિંક્સ્ )*v.*(*imp.*) I think; it seems to me:મને લાગે છે-જણાયછે કે;હું ધારૂં છું કે.

**Method,**(મેથૅડ્ )*n.*[Gr.*meta*,after and *hodos*,way. ]1. An orderly procedure or process;way;manner;mode:રીત;પ્રકાર;તરેહ;માર્ગ;પદ્ધતિ. 2. Orderly arrangement; elucidation; development or classification:નિયમ; વ્યવસ્થા;બંદોબસ્ત; ક્રમ; અનુક્રમ; પરંપરા. 3. Classification:વર્ગીકરણ.

**Methodical.**(મેથૉડિકલ્ )*a.* 1. Arranged with regard to method: વ્યવસ્થિત;રીતસર;રીત પ્રમાણે કીધેલું-ગોઠવેલું ; બંદોબસ્તવાળું. 2. Of or pertaining to the ancient school of physicians. called methodists:તત્વવેત્તાઓના પંથને લગતું.3. Systematic:રીતસરનું.

**Methodically,** (મેથૉડિકલિ) *adv.* Regularly:નિયમ પ્રમાણે;રીતસર.

**Methodist,** (મેથૉડિસ્ટ્ )*n* 1.One who observes method:નિયમ-રીત પ્રમાણે ચાલનાર;નિયમ-નિષ્ઠશીલ;નિયમી.2.One of the ancient school of physicians:તત્વવેત્તાઓની જુના વખતની એક નિશાળ. 3. One who holds the doctrines and follows the strict rules of life taught by John Wesley:જોનવેસ્લીએ શિખવેલું મત માનનાર અને તેના ચોકસ કાયદા પ્રમાણે ચાલનાર.4.A person of strict piety:ખરી ભક્તિ કરનાર માણસ; ખરો ભગત. *a.* Of or pertaining to the sect of methodists:મેથોડીસ્ટને લગતું-નું-સંબંધી.

**Methodize,**(મેથૉડાઈઝ્ )*vt.*To dispose in due order; to reduce to method:નિયમ બાંધવો-રચવો-લખવો;સુધારવું; નિયમમાં લાવવું-પ્રમાણે ગોઠવવું.

**Metonymy,** ( મેટૉનિમિ ) *n.* [ Gr. *meta*,beyond & *onoma*, name.] A trope in which one word is put for another that suggests it: એક શબ્દને બદલે બીજો શબ્દ મુકવાથી થએલો અલંકાર;અજહલ્લક્ષણા.

**Metric,** ( મેટ્રિક્ ) *a.* Relating to measurement:માપસંબંધી-વિષયક.

**Metrical,**(મેટ્રિકલ્ )*a.*1.Of or pertaining to metre:વૃત-છંદને લગતું-નું;પદ્યાત્મક;છંદોબદ્ધ;વૃત્તાત્મક; પદ્યરૂપ;તાલબદ્ધ. 2. Of or pertaining to measurement:માપનું-સંબંધી.

**Metrology,**(મેટ્રૉલૉજી) *n.* The science of weights and measures: માપવજનશાસ્ત્ર.

**Metromania,** ( મેટ્રૉમેનિઍ ) A mania for writing verses:કવિતા લખવાનો અતિ છંદ.

**Metrometer,**(મેટ્રૉમીટર્ )*n.*(*Med.*) An instrument for measuring the size of the womb : ગર્ભાશય માપકયંત્ર.

**Metropolis,** ( મેટ્રૉપૉલિસ્ ) [Gr. *meter*,mother and *poli*,a city.] The mother city;the chief city of a state,kingdom &c.; a capital:રાજ્યધાની;મુખ્ય શહેર;ગાદી.

**Metropolitan,** (મેટ્રૉપૉલિટન ) *n.* An archbishop:મુખ્ય ધર્માધ્યક્ષ;મુખ્ય ધર્માધિકારી.*a.*1.Of or pertaining to the capital or the principle city of a country:રાજ્યધાનીનું; રાજ્યધાનીને લગતું-સંબંધી. 2. Of or pertaining to the bishop: પાદરીને લગતું-નું-સંબંધી.

**Mettle,**(મેટલ્ )*n.*Spirit; courage; fortitude:પાણી;દમ; જીવ; હિમ્મત; માલ.*To try the* **m.***of*:-નું પાણી જોવું-શી પાણી જણાઇ આવવું. *To put one on one's* **m.**, to cause one to use one's best efforts:-ને પાણી ચઢાવવું;-ને પાનો ચઢાવવો.

**Mettled,Mettlesome,**(મેટલ્ડ્ ,મેટલ્સમ્ )*a.*Highspirited;ardent; fiery : પાણીદાર; જીવદાર; દમવાળું; જલદ;તીવ્ર.

**Mew,**(મ્યૂ )*n.*A sea-gull: જળકુકડી.

**Mew,** ( મ્યૂ ) *n.* [ L. *mutare*, to change.] 1. A cage for hawks while mewing;a coop for fowls; any inclosure:પાંજરૂં; વંડો;વાડો; ખડો;ગોધવાની જગ્યા.2.Royal stables in London for horses:લંડનમાં પાદશાહી ઘોડાના તબેલા.3.The common cry of a cat : બિલાડીનું બોલવું;મ્યાઉં મ્યાઉં;મીઆઉં મીઆઉં. *vt.*1.To shed or cast;to change; to molt:બદલવું;ઉતારવું;પાડવું; ખેરવવું.2.To shut up;to inclose; to confine:પાંજરામાં ઘાલવું;પુરવું; વાડામાં ગોધવું.*vi.*1.To cry as a cat: મ્યાઉં મ્યાઉં કo.2.To cast feathers; to change;to mold:પીછાં કાઢી નાંખવાં;બદલવું;ઉતારવું.

**Mewl,**(મ્યૂલ્ )*vi.*To cry as a young child;to squall:દુઃખથી નાના બાળકનું રડવું;ઉંઆંઉંઆં કરવું; ટળવળવું.

**Miasma,**(માઈઍઝ્મૅ)*n.* [Gr. *miaino*,I stain.] Noxious effluvia; malaria ; infecting substance floating in the air : કોહી ગએલી ચીજમાંથી નીકળતી ઝેરી હવા-વરાળ.

**Mica,**(માઇકે)*n.*[L.*mico*,I shine.] Cat-silver;glimmer:અબરખ;અભ્રક.

**Mice,**(માઇસ્)*n.Pl.*of **mouse**:ઉંદરો.

**Miche,** (મિચ ) *vi.* To lie hid; to skulk:છુપાઈ-સંતાઈ રહેવું.

Marry marry ! and who is to manage the house:

**Mickle,**(મિકલ્ )*a.*Much;great:ઘણું;મોટું

**Microbe,**(માઇક્રોબ્ )*n.*Microscopic organism:ઝીણાં ઝીણાં ઝેરી રોગ ઉત્પન્ન કરનારાં જંતુઓ.

**Microcephalous,**(માઇક્રોસેફૅલસ્ ) *a.*Having a small head:નાનું માથું હોય એવું.

**Microscope,**(માઈક્રોસ્કોપ્ )*n.*[Gr. *micros*,little and *skopeo*,I look at.] An optical instrument for viewing small objects too minute to be seen by the naked eye: ઝીણી વસ્તુને મોટી કરી દેખાડનારું યંત્ર;સૂક્ષ્મદર્શક યંત્ર.

**Microscopical,**(માઈક્રોસ્કૉપિકૅલ ) *a.*1.Of or pertaining to the microscope; made with a microscope:સૂક્ષ્મદર્શકયંત્રની મદદથી કરેલું; સૂક્ષ્મદર્શકયંત્ર સંબંધી. 2. Able to see extremely minute objects: સૂક્ષ્મદર્શી; અતિસૂક્ષ્મ પદાર્થ જોઇ શકે તેવું;બારીક નજરનું.3. Very small: અતિશય બારીક;અતિસૂક્ષ્મ;ઘણું ઝીણું.

**Micturition,**(મિક્ટ્યુરિશન્ )*n.*The act of voiding urine:પેસાબ કરવો તે. 2. A disease in which there is frequent passing of the urine:બહુ મૂત્રનો રોગ;બહુમૂત્ર.

**Mid,**(મિડ્ )*a.*[L.*medius*,middle.] 1. Denoting the middle part : વચલો ભાગ બતાવતું.2.Occupying the middle place;middle:વચલું; મધ્યેનું;વચ્ચેનું; મધ્યસ્થિત; મધ્યવર્તી. *n.*Middle;midst: વચટ;મધ્ય ભાગ.

**Mid-day,**(મિડ્-ડે)*n.* The middle part of the day;noon: બપોર;મધ્યાહ્ન.*a.*Pertaining to noon:બપોરનું-ને લગતું.

**Middle,**(મિડલ )*a.*Occupying the middle place;mid:વચ્ચેનું;વચલું; મધ્યમ;મધ્યવર્તી;મધ્યસ્થ.*n.*Central part:મધ્ય;મધ્યદેશ-ભાગ;ગર્ભ.

**Middle-aged,**(મિડલ્એજ્ડ્ )*a.*Being about the middle age of a man:મધ્ય વયનું;આધેડ.

**Middle-most,**(મિડલ્મોસ્ટ્ )*a.* Being in the middle; mid-most: વચોવચનું;મધ્યોમધ્યનું;મધ્યસ્થ.

**Middle-term,**(મિડલ્ટર્મ )*n.* That term of a syllogism with which the two extremes are separately compared:મધ્યપદ.

**Middling,**(મિડ્લિંગ્ )*a.* Midium; ordinary;moderate: મધ્યમ; સાધારણ;વચલાવાંધાનું;સામાન્ય.

**Mid-land,**(મિડ્લૅન્ડ્ )*n.* The interior or central region of a country: સમુદ્ર કિનારાથી દુરનો દેશ. *a.* 1. Being in the interior country: વચલા પ્રદેશમાં.2.Surrounded by the land; mediterranean: ભૂમધ્ય;જમીનથી વિંટળાએલું.

**Mid-night,** ( મિડ્નાઈટ્ ) *n.* The middle of the night:મધરાત;મધરાત્રી;અર્ધરાત.*a.*1.Being in the middle of the night:મધ્ય રાતનું. 2.Very dark:ઘણું અંધારું.

**Midriff,**(મિડ્રિફ્ )*n.* The mid belly;diaphragm:પેટના વચલો પડદો; પાતળો પડદો.

**Mid-shipman,** ( મિડ્શિપ્મૅન્ )*n.* An officer in the ship : વહાણમાંનો મુખ્ય અધિકારી.

**Midst,**(મિડસ્ટ્ )*n.* 1. The central part;middle:મધ્ય.2.Press;burden:ભાર;દાબ.*prep.* In the midst of;amidst:મધ્યે.*adv.*In the middle:વચ્ચમાં;મધ્યે.

**Mid-summer,**(મિડ્સમર્ )*n.* The middle of summer: ભર ઉનાળો; દક્ષિણાયન.

**Mid-way,**(મિડ્વે)*n.* The middle of the way or distance: અડધો રસ્તો; અર્ધમાર્ગ. *a.* Being in the middle of the way or distance: અર્ધનું;મધ્ય. *adv.* In the middle of the way or distance; half way:અર્ધ રસ્તે;અધવચ.

**Mid-wife,**(મિડ્વાઇફ્)*n.*A woman who assists other woman in childbirth:દાઈ; સુયાણી;દાયણ. *vi.* To perform the office of a midwife:સાયાણીનું કામ કરવું.

**Mid-wifery,**(મિડ્વાઈફ્રિ)*n.*1. The art or practice of assisting women in child birth:ગર્ભમોચન વિદ્યા;પ્રસવકરણ. 2. Assistance at child birth:સુયાણી-દાઈનું કામ.

**Mid-winter,** ( મિડ્વિન્ટર્ ) *n.* 1. The middle of winter : ભર શિયાળો.2.Solstice:ઉત્તરાયણ.

**Mien,**(મીન્ )*n.*[L.*mina*,a threat.] Aspect;air;look;manner:ચહેરો; દેખાવ;ડાળ;શિક્કલ;આકાર;રૂપ; આકૃતિ;વદનાકૃતિ;મુખચર્યા;મુદ્રા;નૂર.

**Miff,**(મિફ્ )*n.*A tiff;a quarrel; offence:ચરભડાટ;થોડીકજ રીસ;ગુસ્સો.

**Might,**(માઈટ્ ) *n.*Strength;force; power;ability:જોર;શક્તિ;બળ; સામર્થ્ય;કૌવત;પરાક્રમ. *With* **m.***and main*:જેટલું જોર હોય તેટલા જોરથી. *With all one's* **m.**:પોતાની બધી શક્તિપુર્વક;યથાશક્તિ.

**Mightily,**(માઈટિલિ )*adv.* Vigorously;powerfully:જોરથી; જોસભેર. 2. Very much; to a great degree:ઘણુંજ;બહુજ.

**Mightiness,** ( માઇટિનેસ્ ) *n.* 1. Greatness;high dignity;power: બળ;શક્તિ;પરાક્રમ;પ્રબળતા;પ્રતાપ.2 Highness; excellency : હજૂર;ખતાબ;નેકનામદાર.

**Mighty,**(માઇટિ) *n.* A warrior of great force and courage:શુરવીર;લડવૈયો.*a.*1.Possessing might;having great power or authority: બળવાન;પ્રતાપી;પ્રતાપશાલી;જોરાવર; શક્તિમાન;સમર્થ; પરાક્રમી. 2. Accomplished by might; extraordinary;wonderful:વિચિત્ર;અજબ;ચમત્કારી.3.Denoting an extraordinary;degree in respect of size,character etc,:મ્હોટું;જબરું;ભારે;જબરદસ્ત;પ્રચંડ;વજનદાર. *adv.*In a great degree;very:અત્યંત;અતિશય;ઘણુંજ.

**Migrate,**(માઇગ્રેટ્ )*vi.* To change one's place of residence: એક દેશમાંથી બીજા દેશમાં જઈ રહેવું;દેશાંતર-સ્થાનાંતર કo;મુલક બદલવો.

**Migration,**(માઇગ્રેશન )*n.*The act of migrating:દેશાંતર જઇ રહેવું તે; દેશાંતર-વિદેશગમન;જગા બદલવી તે; દેશપાલટ;દિગ્ભ્રમણ.

**Migratory,**(માઈગ્રેટરિ)*a.* Removing from one region to another:દેશાંતર જઇ રહેનાર.2.Wandering;roving;nomad: ભટકતું;રવડ્યા કરતું;રખડેલ.

**Milch,**(મિલ્ચ )*a.*1. Giving milk: દુધદેતી; દુઝણી; દુઝતી. 2. Tender; weeping;pitiful:દયાળું;નરમ;નાજુક.

**Mild,**(માઈલ્ડ્ )*a.*[L. *mollis,* soft]. Gentle;pleasant;kind;soft; clement; moderate in degree or quantity;not harsh;indulgent: કોમળ;નરમ; મંદ; સૌમ્ય; સુખકારક; શાંત;નમ્ર;મિઠું;સાલસ; અતીવ્ર; કૃપાળુ;દયાળુ;દયાર્દ્ર;ક્ષમાશીલ;માયાળુ;ક્ષમાવાન ;સાત્વિક;સત્વગુણી.**M.** *mean*: સામોપચાર;સૌમ્યોપચાર-ઉપાય.

**Mildew,**(મિલ્ડ્યુ )*vt.*To taint with mildew:ઉબ-ફુગ ચઢવી.*n.*A growth of minute powdery or webby fungi, whitish or of different

colors:ફુગ;ફુબ;ફુતરાની છબ.

**Mildness,** ( માઈલ્ડ્નેસ્ ) *n.* Softness; gentleness; tenderness; mercy:નમ્રપણું;નરમાશ; કોમળતા; દયા;ભલમનસાઈ;શાંતપણું; ગરીબાઇ.

**Mile,**(માઇલ્ )*n.*A measure equal to 1760 yards:અર્ધકોશ-ગાઉ;મૈલ.

**Mileage,**(માઈલેજ્ )*n.*1.An allowance for travelling expenses at a certain rate per mile:દરમાઈલે મુસાફરી કરવામાં મળતું ભથ્થું.2.Aggregate distance in miles: માઇલ પ્રમાણેનું એકંદર છેટું.

**Milepost-stone,** (માઇલ્પોસ્ટ્-સ્ટોન )*n.*A post or a stone serving to indicate the distance of a mile:મૈલની નિશાનીનો થાંભલો.

**Militant,**(મિલિટેન્ટ્ )*a.*[L. *miles, militis*, a soldier. ] Fighting; combating; serving as a soldier:લડનાર;લડાઇ કરતું;યુદ્ધ પ્રવૃત.

**Military,**(મિલિટેરિ)*n.*] L. *miles, militis*, a soldier.]Troops; the army; militia; soldiery: લશ્કર; સૈન્ય;ફોજ;દળ;સેના.*a.*1.Of or pertaining to soldiers, to arms or to war;belonging to, engaged in or appropriate to the affairs of war: સિપાઇનું; સિપાઈને લગતું; સિપાઈગિરિનું;લશ્કરી;યુદ્ધ વિષયી;યુદ્ધ પ્રકરણી;યુદ્ધ વિષયક-સંબંધી; સૈનિક; સાંગ્રામિક; લડવૈયા-યોદ્ધા-શૂરવીર યોગ્ય.**M**.*preparations*: યુદ્ધસામગ્રી. **M**. *professions or life*: આયુદ્ધવૃત્તિ; શાસ્ત્રવૃત્તિ;સૈનિકવૃત્તિ.**M**.*caste*: ક્ષત્રિયજાતિ.**M**.*man* : સૈનિક; લડવૈયા;યોદ્ધા;સુભટ.**M**.*duty*,: ક્ષત્રિધર્મ; ક્ષત્રિયધર્મ. **M**. *science*: યુદ્ધ શાસ્ત્ર; આયુધ-રણ વિદ્યા; શસ્ત્રાસ્ત્રવિદ્યા. 2. Performed or made by a soldier:સિપાઇયોનું કરેલું;સિપાઇગિરિનું.

**Militate,**(મિલિટેટ્ ) *vt.* To make war;to fight; to contend: સામા થવું;વિરૂદ્ધ હોવું;લડવું.

**Militia,** ( મિલિશે ) *n.* [L.*miles*,a soldier.]1.The body of soldiers in a state enrolled for discipline,but not engaged in actual service except in emergencies:જરૂર વખતે લડવાને રાખેલી ફોજ.

**Milk,**(મિલ્ક્ ) *n.* [Gr. *amelgo*, L. *mulgeo*,I milk.]1.A white fluid secreted by the mammary glands of female mammals for the nourishment of their young:દૂધ;પય; ક્ષીર; દુગ્ધ. 2.The white juice of certain plants: ઝાડમાંનો દૂધ સરખો રસ;દૂધ.3. An emulsion made by bruising seeds: કોઈપણ બીજનું છુંદીને કાઢેલું દૂધ;તેલ.**M**. *glass*, glass having a milky appearance: દૂધીઓ કાચ. **M**. *teeth*: દૂધીઆ દાંત. *Curdled* **m**.:દહિં.**M**. *diet*: દૂધાહાર;દુગ્ધાહાર.*Thickety* **m**.:બાસુંદી. *vt.* To draw or press milk from the breasts or udder of, by the hand or mouth:દૂધદોહવું; દોહન ક૦;દૂધ કાઢવું; ધાવવું;દૂધ ચસવું.2.To compel to yield profit or advantage; to plunder: દોહી લેવું;લૂંટી લેવું: ખંખેરી લેવું;-ને નાગાધૂપ બનાવવું;બેરજુલમથી છીનવી લેવું; નીચોવી લેવું.*To* **m**.*the street*: ટુંક મુદતમાં બજારભાવમાં વધારો કરીને નફો લઇ લેવો. *To* **m**. *a telegram*: પારકાનો તાર વાંચીને તેનો લાભ પોતે લેઇ લેવો.

**Milker,** (મિલ્કર્ ) *n.* 1. One who milks:દૂધ કહાડનાર;દોહોનાર.2. A cow or other animal that gives milk:દૂધ આપતું જાનવર.

**Milkmaid,** ( મિલ્કમેડ્ ) *n.* A woman who milks cows or is employed in the dairy:દૂધ વેચનારી;મહીઆરી;દૂધ દોહોનારી.

**Milkman,**(મિલ્કમૅન્ ) *n.* A man who sells milk:દૂધ વેચનાર; રબારી;ભારીઆ;ગવલી; સાળજિયા; ગોવાળ;દૂધવાળો.

**Milkpail,**(મિલ્ક્પેલ્ ) *n.* A vessel of milk:દૂધનું વાસણ-તામડી;દોહણી.

**Milksop,**(મિલ્ક્સૉપ્ ) *n.* A piece of bread sopped in milk: દૂધમાં પલાળેલી રોટલી.2. An effiminate or week-minded person:બાયલો માણસ;કન્યારાશી.

**Milky,** (મિલ્કિ) *a.* 1. Consisting of or containing milk:દૂધનું: દૂધનું કરેલું;દુગ્ધમય. 2.Like milk; whitish:દૂધ જેવું ધોળું;સફેત;દુગ્ધધર્મક.3.Yielding milk: દૂધ દેતું-આપતું;દૂઝણું.4.Mild;tame;spiritless:નમ્ર;જુસ્સા વગરનું;રંક; ગરીબ.

**Milkyway,**(મિલ્કિવે)*n.*Galaxy: આકાશગંગા; વિયદ્ગંગા; સ્વર્ગંગા; મંદાકિની;સુરનદી;આકાશનદી.

**Mill,** ( મિલ્ ) *n.* A machine for grinding:ઘંટી;ચક્કી;દળવાનો સંચો. 2. A machine used for expelling the juice:રસ કાઢવાનો સંચો; કોલ; ઘાણી. 3. A machine for grinding and polishing: ઓપ ચઢાવવાનો સંચો.4.A machine for stamping: સિક્કા પાડવાનો સંચો. 5.A machine by which processes of manufacturing are carried on:કાપડ વણવાનો સંચો; મિલ; સકંચો; કારખાનું. *vt.* 1. To grind; to comminute:દળવું.2.To shape, finish or transform by passing through a machine:સંચામાં બનાવવું. 3. To stamp in coining press;to coin:સિક્કા પાડવા.4.To full,as a cloth:સાંચાવડે કુંદી ક૦. 5. To beat with the fists:.મુક્કીથી મારવું.6.To roll into bars,as steel: -ના વિંટલા વાળવા. 7. To cut fine grooves across the edges of a coin:સિક્કાની કોરની આસપાસ કાંગરીઓ પાડવી.*Oil* **m**.,a mill for taking out oil: તેલ કાઢવાનો સંચો; ઘાણી. *Sugarcane* **m**., a mill for bringing out the juice from the sugar cane:શેરડી પીલવાનો કોલ. *Water* **m**.:જળચક્કી.*Wind* **m**.:પવનચક્કી. **M**.*pond*, a pond that supplies water in a mill: સંચામાં જોઇતું પાણી પુરૂ પાડવાને બાંધેલું તળાવ.

**Milldam,** ( મિલ્ડૅમ્ )*n.*A dam or mound to obstruct a water-course and raise the water to a height sufficient to turn a mill wheel:નદીમાં પાણી ખાળવાનો બાંધ-પુસ્તો.

**Millenary,**(મિલીનેરિ )*n.*[L.*mille*, a thousand & *annus*, year. ] The space of a thousand years: સહસ્રવર્ષ.*a.*Consisting of a thousand:સહસ્રનું;હજારી.

**Millennial,**(મિલેનિએલ્ )*a.* Of or pertaining to a thousand years: હજાર વર્ષનું.

**Millennium,**(મિલેનિઅમ્ )*n.*1. A thousand years:હજારવર્ષ;સહસ્રવર્ષ. 2.The thousand years mentioned in the twentieth chapter of revelation during which holiness is to be triumphant throughout the world:આગળ જતાં જે હજાર વર્ષ સુધી આ જગતમાં સત્ય નીતિ અને ધાર્મિકપણું બધે વ્યાપી રહેશે તે હજાર વર્ષ.

**Miller,** ( મિલર્ ) *n.* 1. One who keeps or attends a flour mill:

Men's faults seldom to them appear:

દળવાનો સંચો રાખનાર-ધંધો કરનાર. 2. A milling machine: દળવાનો સંચો-યંત્ર.

**Milliner,**(મિલિનર્ ) *n.* 1. A man who imported and dealt in small articles such as please the fancy of women:સ્ત્રીઓનો પોશાક બનાવનાર માણસ.2. A women who makes trims,or deals in hats, bonnets, headdresses,&c:સ્ત્રીની ટોપી વગેરે માથાનો પોશાક બનાવનાર સ્ત્રી;દરજણ.

**Millinery,**(મિલિનેરિ)*n.*1. The articles made or sold by milliners as head dresses,hats, bonnets, laces;ribbons and the like:સ્ત્રીઓની ટોપી,પટી વગેરે માથાનો પોશાક.2.The business of a milliner: દરજણનો ધંધો.

**Million,** (મિલ્યૅાન્ ) *n.*[L.*mille*,a thousand.]1.The number of 10 hundred thousand:દશ લાખ.*Ten* **m.**:કરોડ;કોટિ.**M.**s *upon* **m.**:કોટ્યાનકોટી;કોટ્યવધ.2.A very great number:મોટી સંખ્યા.3.The mass of common people:માણસો; લોકો.

**Millionaire,** (મિલ્યૅાનૅર્ ) *n.*One whose wealth is counted by millons of francs, dollars or pounds: દશલાખનોધણી; દશલાખી; લક્ષાધિપતિ.

**Millstone,** (મિલ્સ્ટૉન્ ) *n.* One of two circular stones used for grinding grain or other substance:ઘંટીનું પડ.

**Millwork,**(મિલ્વર્ક્ )*n.* The business of setting up or operating mill machinary : સંચાકામ ગોઠવવા કે ચલાવવાનું કામ.

**Millwright,**(મિલ્રાઈટ્ )*n.* A mechanic whose occupation is to build mills or to set up their machinery: સંચો બાંધનાર કે તેનું સંચાકામ ગોઠવનાર કારીગર.

**Milt,**(મિલ્ટ્ )*n.* 1. The spleen:બરોળ;પ્લીહા;તલ્લી. 2.The spermatic fluid of fishes;the sperm of the male fish:માછલાનું બીજ;વીર્ય. *vt.* To impregnate with milt: ગાભણી-ગર્ભવંતી કo;ફલવંત કo.

**Milter,**(મિલ્ટર્ ) *n.* A male fish: માછલાનો નર;માછલો.

**Mimetic-Mimical,**(માઈમેટિક્-મિમિકલ્ )*a.*1.Apt to imitate;given to mimicry: નકલ કરનારું; ચાળા પાડનારું;અનુકરણકારી;અનુકરણશીલ. 2.Characterized by mimicry: અનુકરણાત્મક;અનુકરણરૂપ;નકલી.

**Mimic,**(મિમિક્ )*n.*[L.*mimos*, an imitator.]One who imitates or mimics;a baffoon; a copyist:નકલ કરનાર;ચાળા પાડનાર; નકલી;ટીખળી.*a.*1.Imitative; mimetic:નકલ કરે એવું; અનુકરણશીલ-કારી. 2. Consisting of, or formed by imitation;imitated: ચાળા પાડેલું;નકલ કરી હોય એવું.*vt.*1.To imitate or apt for sport:નકલ કરવી; અનુકરણ કo; ચાળા પાડવા. 2. To mock;to counterfeit: મશ્કરી કરવી;હાંસીઓ કરવાં;વિટંબના કo.

**Mimicker,** (મિમિકર ) *n.* 1. One who mimics: નકલ કરનાર; ચાળા પાડનાર. 2. An animal which imitates something else: નકલ કરતું જનાવર.

**Mimicry,**(મિમિક્રિ) *n.* 1.The act or practice of one who mimics: ચાળા;અનુકરણ;વિડંબના.2.Protective resemblance:બીજા પ્રાણીઓના જેવું રક્ષણનું સાધન.

**Minacious,**(મિનેશસ્ ) *a.* Threatening; menacing: ધમકી-દહેશત ભરેલું;ભયસૂચક.

**Minaret,**(મિનૅરેટ્ ) *n.* A slender, lofty tower attached to a mosque:મિનારો;કંગુર;શિખર.

**Minatory,**(મિનૅટૉરિ)*a.*Threatening;menacing:ધમકીનું-વાળું; દહેશત આપતું;ભયસૂચક;ભયપ્રદર્શક.

**Mince,** (મિન્સ્) *n.* [L. *minutus*, small.] A short precise step; affected manner: લટકો; મંદચાલ. *vt.* 1. To cut into very small pieces;to chop fine:ઝીણા ઝીણા કકડા કરવા;ચૂરો કરવો; કચુંબર-ખીમો-છૂંદો-કo.2.To suppress or weaken the force of;to extenuate;to utter half and keep back half of:બરોબર નહિં બોલવું; અરધું પડધું બોલવું.3.To affect;to make a parade of:મોટડાઈ કરવી; ડંફાસ હાંકવી.*vi.* 1. To walk with short steps;to walk in a prim:ઠમક ઠમક ચાલવું;લટકામાં ચાલવું;હંસ ચાલે ચાલવું;ધીમે ધીમે ચાલવું.2.To affect delicacy in manner; to act or talk with affected nicety:નાજુક સ્વરે બોલવું;મીઠું મીઠું બોલવું; ચીપીચીપી-ચાવી ચાવીને બોલવું.

**Mincingly,**(મિન્સિન્ગ્લિ) *adv.* In a mincing manner;with affected nicety:ધીમેધીમે;લટકામાં.

**Mind,**(માઈન્ડ્ )*n.*[L.*mens,mentis*, mind.]1.The intellectual faculty in man;the understanding: મન;ચિત્ત;બુદ્ધિ;અંતઃકરણ; ચિત્તવૃત્તિ; મનોવૃત્તિ;પેટ;અંતર;મનદેવતા.*Application of the* **m.**:મનોયોગ. *Ease of* **m.**:ચિત્તસમાધાન.*Exercise or working of the* **m.**: મનોવ્યાપાર; ચિત્તવ્યાપાર;મનોવિકાર. *Power of the* **m.**:મનોધર્મ. 2.Psysical activity or state:મનની સ્થિતિ-ચંચળતા.3.Opinion;judgement;belief: વિચાર;મન;મનોરથ;આશય;હેતુ; મત; અભિપ્રાય;મનોદ્દેશ;સંકલ્પ; મતિ. 4. Choice;inclination; liking; intent;will:મન;મનનું વલણ;ખુશી;આકાંક્ષા;બુદ્ધિ;મતિ;વાંછા;રૂચિ;મનોરથ; ભાવ;અભિલાષ.*Change of* **m.**: બુદ્ધિભેદ;મતિભેદ;ઈચ્છા; મરજી; વાસના. 5.Courage;spirit:હિમ્મત;દમ;પાણી;જુસ્સો. 6. Memory; remembrance;recollection:સ્મરણ; સ્મૃતિ; સ્મરણશક્તિ; યાદ;ફામ. *To flash across the* **m.**:સ્ફુરવું;એકદમ યાદ આવવું-સૂઝવું.*Conquest of the* **m.**:મનોજય. *Frame or working of the* **m.**:ચિત્તવૃત્તિ; મનોવિકાર; મનોવિકૃતિ. *Governing & restraining the* **m.**:મનોદંડ;મનોનિગ્રહ. *I have a* **m.** *to go*:મને જવાનું મન છે. *Let me know your* **m.**: તમારો વિચાર મને જણાવો.**M.** *to*:ઉપર ધ્યાન આપવું.*To exercise the* **m.**:મનનો વ્યાપાર-યત્ન કo;મન કેળવવું.*To put in* **m.**:યાદ દેવડાવવું.*Control of the* **m.**:મનોનિગ્રહ. *To have a* **m.**,to be inclined for the purpose:ઇચ્છાહોવી.*To lose one's* **m.**, to be insane : બેશુદ્ધ થવું;-નું ભાન જવું-ખોવું.*To make up one's* **m.**, to determine:નિશ્ચય કરવો.*To put in* **m.**, to remind: યાદ દેવડાવવું. *According to one's* **m.**: યથારૂચિ;યથેષ્ટ.*vt.*1.To fix the mind or thoughts on:ધ્યાન આપવું;ચિત્ત ઘાલવું-આપવું-દેવું. 2. To attend to : માનવું;-નું સાંભળવું. 3. To obey:-નું માનવું. 4. To have in mind; to purpose:ઇરાદો રાખવો. 5. To put in mind;to remind:યાદ દેવડાવવું. *Never* **m.**, no matter ; do not regard it:કંઇ નહિ;ફીકર નહિ. *vi.*

ખુન;મનુષ્યહત્યા-વધ;હિંસા;ઘાત.*vt.*1. To kill with premeditated malice:ખુન કરવું;મનુષ્યહત્યા કરવી;હણવું; મારી નાંખવું.2.To destroy:નાશ કરવો;છેડો આણવો.3. To mutilate; to spoil;to mangle:બગાડવું;છેદન ભેદન કરી નાંખવું; છુંદી-કચરી નાંખવું.

**Murderer,**(મર્ડરર્)*n.*1.One guilty of murder:ખુની;હત્યારો;ખુન કરનાર;ઘાતક;હંતા.2. A small cannon:નાની તુતક સાફ કરવાની તોપ.

**Murderous,**(મર્ડરસ્)*a.*Cruel; savage;bloody:ઘાતકી;ખુની; હત્યારૂ; પ્રાણઘાતક;હિંસક;પ્રાણાંતક;મારાત્મક; નિષ્ઠુર.**M.***intent*:હિંસાબુદ્ધિ.

**Muriatic,**(મ્યુરિએટિક્)*a.* [L. *muria*,brine.] Hydrochloric: મીઠાનો ગુણ ધરાવતું.

**Murky,**(મર્કિ)*a.*Dark;gloomy:અંધારૂં;અંધારાથી ઢંકાયેલું;કાળું.

**Murmur,**(મર્મર્)*n.*1.A low confused and indistinct sound like that of running water : ખળખળાટ;ગુણગણાટ;કલકલ;મંદધ્વનિ;ગુંજીત; ગુંજારવ;ગંભારનાદ;ધુસપુસ.2.A complaint half supressed or uttered in a low muttering voice: કકળાટ;બડબડાટ;અંતર્વિલાપ;ગૂઢ વિલાપ.*vi.*1.To make a low continued noise:કલકલવું;ધુધુ કરવું.2.To utter complains in a low voice; to grumble:કકળવું;બબડવું; કકળાટ કરવો;બરફ્ડ બરફ્ડ ક૦.

**Murrain,**(મ્યૂરૅન્)*n.*[L.*morior*,I die.]A fatal disease among cattle:જીવ લે એવો ઢોરને થતો એક રોગ; ઢોરોની મરકી.*A* **m.***on you*, may you be affected with a pestilent disease: તને કોગળીઉં આવે ! ; તને માતા ખાય-ભરખે-કરડે-ચુસે-લે !

**Muscle,**(મસલ્)*n.*[Gr.*myō*, to be shut.]1.An organ of motion in animal bodies:માંસતંતુ;સ્નાયુ; માંસરજ્જુ; માંસપેશી.2. Muscular strength:બાહુ બળ.3. A kind of fish which dwells in cell:છીપમાં રહેતી એક જાતની માછલી.

**Muscovado,** (મસ્કૉવેડો) *n.* Raw sugar:લાલ ખાંડ;ગોળ.

**Muscular,**(મસ્ક્યુલર્)*a.* 1. Of or pertaining to a muscle:માંસતંતુ-સ્નાયુનું-સંબંધી. 2. Strong; powerful:જોરાવર;મજબુત;દૃઢાંગી.3. Performed by a muscles: તંતુ-સ્નાયુથી થએલું.**M.** *christian*: પોતાની શરીરસ્થિતિ તંદુરસ્ત રાખવી એ એક પોતાની ધાર્મિક ફરજ માનનાર.

**Muscularity,**(મસ્ક્યુલૅરિટિ)*n.*The state or quality of being muscular:જબરા-જોરાવરપણું.

**Muse,**(મ્યૂઝ્)*n.* A muset; a gap: છીંડું;બાકું;ગાબડું;ગબારૂ;નેળ.

**Muse,**(મ્યૂઝ્)*n.*1.One of the nine Goddesses who presided over song,poetry etc.:સરસ્વતી દેવી;સરસ્વતિ;વાગ્દેવી; કાવ્યદેવી;વિદ્યાદેવી. 2. A power of poetry:કવિતા બનાવવાની શક્તિ.3.A poet;a bard:કવિ; ભાટ;ચારણ.

**Muse,**(મ્યૂઝ્) *n.* [ L. *mordeo*, I bite.]1. Absorbing thought; a deep thought:ઉંડો વિચાર; ધ્યાન; ચિંતન; મનન. 2. Wonder or admiration:અચંબો;આશ્ચર્ય.*vi.*1. To think closely; to meditate: વિચારવું;ધ્યાન ધરવું;ચિંતન-મનન કરવું; બારીકાઇથી વિચાર કરવો. 2. To be absent in mind:ધ્યાનગ્રસ્ત થવું.3. To wonder:અચંબો પામવું;આશ્ચર્ય પામવું.*vt.*To think:ઉપર વિચાર કર્યા કરવો;ચિંતન ક૦;ધ્યાનધરવું.

**Museum,**(મ્યૂઝીઅમ્) *n.* A repository of natural curiosities:ચમત્કારિક પદાર્થ સંગ્રહ; સંગ્રહસ્થાન; કૌતુક સંગ્રહાલય;દુર્લભવસ્તુસંગ્રહ.

**Mushroom,**(મશ્રૂમ્) *n.* A Fungus;a toadstool:કુતરાની ટોપી; કુતરાનો કાન-ગુભ; બિલાડીનો ટોપ. *a.* Pertaining to mushrooms:કુતરાની ટોપનું. 2. Short lived; ephemeral:અલ્પજીવીત;રોજેરોજ વખત પહોંચે-ચાલે એવું.

**Music,**(મ્યૂઝિક્)*n.*[L.*musica*.] 1. The science and the art of tones or musical sounds: ગાયનવિદ્યા; સંગીતશાસ્ત્ર;વાદ્યવિદ્યા;સંગીત;ગંધર્વવિદ્યા;સુસ્વર વિદ્યા.2.( *a* )Melody: સુસ્વર;તાલૈક્ય; વાદ્યઘોષ. **M.** *room*: સંગીતશાળા. *Instrumental* **m**: વાદ્યગાન. *Fond of* **m.**: નાદલુબ્ધ. *Mode of* **m.**:રાગ;રાગિણી.*A band of* **m.**:વાજું.*To face the* **m.**: ગમે તેવી ખરાબ મુશીબત આવી પડે તો પણ પાછા હઠયા વગર તેના સન્મુખ થવું.(*b*)Harmony: સ્વરમાધુર્ય. *Vocal* **m.**: ગાન; ગાયક. 3. Love of music:ગાયનનો શોખ.

**Musical,**(મ્યૂઝિકલ્)*n.*1.Music:ગાયન.2. A musical party: સંગીત ટોળી;નાટક ટોળી;ગવૈઆ.*a.* 1. Of or pertaining to music:ગાયન વિદ્યાનું-સંબંધી;સંગીતવિષયક.*A* **m.** *instrument*:વાજું;વાજીંત્ર. 2. Melodious;harmonious: સુસ્વર; મીઠું; મધુર;સુશ્રાવ્ય.3.Producing music; devoted to music:સુસ્વર ઉત્પન્ન થાય એવું;નાદલુબ્ધ; નાદપ્રિય; નાદાસક્ત. **M.***entertainment*:ગાનોત્સવ;ગમત.**M.***glasses*:જલતરંગ.

**Musician,**(મ્યુઝિશૅન્)*n.*One skilled in the art of music;a skilled singer:ગવૈઓ; ગાનાર; વાજું વગાડનાર;વાજંત્રી;ગાયન જાણનાર; વાદિત્રમાં કુશળ.*Celestial* **m.**:ગંધર્વ.*Band of* **m.**s:તાયફો.

**Musk,**(મસ્ક્)*n.*1.A substance of a reddish brown color and when fresh of the consistence of honey obtained from a bag behind the nevel of a male muskdeer:કસ્તુરી.2.The muskdeer:કસ્તુરી મૃગ.3. The perfume emitted by musk: કસ્તુરીમાંથી નીકળતી સુગંધી. 4.The musk plant:કસ્તુરી જેવી સુગંધીવાળો છોડ.**M.***melon*: ખડબુચ. *vt.* To perfume with musk:કસ્તુરીથી સુગંધદાર ક૦.

**Muskdeer,**(મસ્ક્ડીર્)*n.*Deer having musk:કસ્તુરી મૃગ.

**Musket**(મસ્કેટ્)*n.*[L.*musca*,a fly.] 1.The male of sparrow hawk:બાજ-પક્ષિ.2.A firearm:બંદુક;પિસ્તોલ.

**Musketeer,**(મસ્કેટીર્)*n.*A soldier armed with a musket:બંદુકવાળો;બંદુક ફોડનાર;બરકંદાજ.

**Musketry,**(મસ્કેટ્રિ) *n.* 1. Musket collectively:ઘણી જાતની બંદુક;બંદુકો.2.The fire of musket:બંદુકો ફોડવી તે.

**Musky,**(મસ્કિ)*a.*Having an odor of musk:કસ્તુરીની સુગંધ જેવું;કસ્તુરીયુક્ત;કસ્તુરી વાસિત.

**Muslin,**(મઝ્લિન્)*n.*A thin cotton cloth:મસલીન;મલમલ.*a.* Of muslin:મલમલનું.

**Must,**(મસ્ટ્)*n.* 1. The expressed juice of the grape before fermentation:ઉભરા પહેલાનો દ્રાક્ષરસ. 2.Mustiness:ફુગ; ફુબ.*vi.* To be obliged:જોઇએ;પડવું;જરૂર પડવી.*vt.* To make musty: ફુગ-ફુબ આવવીલાવવી-વાળવી.

**Mustache,**(મસ્ટૅશ્)*n.*1.Hair left growing above the mouth:મુછ; મોભા.*To twist the* **m.** *haughti-*

*ly or in anger*:મુઠ્ઠી આંબળવી;મુંછો પર હાથ નાંખવો.2.A West African monkey:આફ્રીકાનું વાંદરૂં.

**Mustard,**(મસ્ટર્ડ્)*n.*1. The mustard plant:રાઈનો છોડ; રાઈ. 2. A powder or paste made from the seeds of black mustard : રાઇનો લોટ-ભૂકો-ચૂર્ણ.

**Muster,**(મસ્ટર્)*n.*[L.*monstro*, I show.]1.A pattern:નમુનો;વાનગી. 2.A show;a display:ભપકો;ડોળ. 3.An assembling or review of troops:લશ્કરની કવાયત.4.The sum total of an army assembled for review:હાજરી;લશ્કરની હાજરી લેવી તે.5.A gathering:એકઠા થવું તે;જમાવ;ટોળું. *To pass* **m.**, to pass through without a censure:પસાર પડવું;પસંદ પડવું. **M.** *book*, a book in which military forces are registered: લશ્કરની નોંધનું પુસ્તક.*vt.*1.To collect and display: એકઠું કરવું અને બતાવવું.2.To summon together:બોલાવીને હાજરી પુરવી-લેવી;ભેગું ક૦.*To* **m.** *up*,to gather up:મેળવવું;એકઠું-ભેગું ક૦. *To* **m.***courage*:હિંમત ધરવી;છાતી ચલાવવી.*vi.*To meet in one place:એકઠું થવું;એક ઠેકાણે મળવું.

**Muster-roll,**(મસ્ટર્-રોલ્)*n.*Muster file:લશ્કરનું હાજરી પત્રક.

**Musty,**(મસ્ટિ)*a.*1.Moldy; foul or sour and fetid:ફુગ-ફુબવાળું;ફુતરી ગએલું.2.Rank;stale:વાશી;જીર્ણ.3. Dull; heavy;spiritless:દમ વગરનું;ભારે.

**Mutability**(મ્યૂટેબિલિટિ)*n.*Changeableness;inconstancy:અસ્થિરતા; વિકારશીલતા;અસ્થૈર્ય;ચંચળતા; પરિણામશીલતા;ચાંચલ્ય.

**Mutable,**(મ્યૂટેબલ્)*a.*[L.*muto*, I change.]1.Capable of alteration: બદલાઈ-ફરી જાય એવું; પરિણામશીલ; વિકારી; વિકારશીલ; અસ્થાયી.2.Unstable; unsteady;fickle:અસ્થિર; ચંચળ;ચલિત;ચંચળ વૃત્તિનું.

**Mutation,**(મ્યૂટેશન્)*n.*A change: બદલવું તે;ફેરફાર;પરિણામ; વિકાર;વિકૃતિ;વિક્રિયા;અવસ્થાભેદ.

**Mute,**(મ્યૂટ્)*n.*The dung of birds: પક્ષિની અગાર.

**Mute,**(મ્યૂટ્)*n.*[L.*mutus*, mute.] 1. One who does not speak whether from physical inability,unwillingness or other cause: મુગું માણસ; ચુપ બેસી રહેલી-લું તે; મૂક.(*a*)A deaf-mute:મુંગો-બોબડો. (*b*)A person employed by undertakers at a funeral:કોઈ માણુસ મરી ગયું હોય તેનું મુડદું જ્યાં સુધી ઘરમાં રહે ત્યાં સુધી તે ઘરનાં બારણાં આગળ ઉભું રાખેલું માણસ (*c*) A person whose part in a play does not require him to speak: નાટકમાં જેને બોલવાનું ન હોય તે પાત્ર.2. A silent letter:જેનો ઉચ્ચાર ન થતો હોય એવો અક્ષર. *a.* Not speaking;silent:ચૂપ;મૂઢ;મુંગું;નિઃશબ્દ;શૂન્ય-મૂન્ય.2.Dumb:મુંગું;ગુંગું. 3.Unpronounced;silent: ઉચ્ચાર થતો નથી એવું. 4. Not giving a singing sound when struck: બ્હેરૂં;અવાજ ન આપતું;ખોખરૂં. **M.** *with wonder*:સ્તબ્ધ;દિગ્મૂઢ;ભભૂચક.

**Mutilate,**(મ્યૂટિલેટ્)*a.* [L. *mutilus*, maimed.] Mutilated: કાપી નાંખેલું;અંગહીન;ન્યૂનાંગ; વ્યંગ;વિકલાંગ;અવાંગ;અંગછેદન કરેલો.*vt.*1.To maim;to cripple; to hack: હાથ પગ કાપી નાંખવા; પાંગળું લુલું કરવું; અંગછેદન ક૦.2.To destroy or remove an important part: અગત્યનો ભાગ કાઢી લઈને બગાડવું; બાકું કરવું;ખાંડુ ક૦;છુંદી નાંખવું.

**Mutilation,** ( મ્યૂટિલેશન્ ) *n.* [L. *mutilus*, maimed ]1. The act of mutilating: હાથ પગ કાપી નાંખવા તે;અંગછેદન;ન્યૂનાંગતા;વ્યંગતા. 2.Deprivation of an essential part:ખાંડું કરવું તે; જરૂરનું કાઢી લઈ બગાડવું તે.

**Mutineer,** ( મ્યૂટિનીર્ ) *n.* One guilty of mutiny: બળવો-બંડ ઉઠાવનાર;બળવાખોર;ઉપરીના સામા થનાર;દંગો કરનાર;આજ્ઞાલંઘી.

**Mutinous,** ( મ્યૂટિનસ્ )*a.*Disposed to mutiny ; seditious; insubordinate:બળવા-બંડખોર; દગાખોર;શિરજોર;ફિતુરી;ફિસાદી.

**Mutiny,** (મ્યૂટિનિ)*n.* [L. *motus*, moved.] 1. An insurrection against constituted authority: સીપાઇ-ખલાસીનો બળવો-બંડ-ફીસાદ-ફિતુર. 2. Tumult;strife:બંડ;કજીઓ;ફિતુર;ધાંધળ.*vt.*1.To rise or revolt against rightful authority:બંડ ક૦;બળવો ઉઠાવવો;ઉપરીના સામા થવું.2.To fall into a strife; to quarrel:કજીઓ-ટંટો ક૦.

**Mutter,** ( મટર્ )*n.* Repressed or obscure utterance:લવલવ;બડબડ; ફુરફુર;ઘુસપુસ.*vi.* 1. To grumble; to growl:બબડવું;કકલવું;કોઈ સાંભળે નહિ એવી રીતે બોલવું. 2.To sound with a low rumbling noise:ખખડવું;ગગડવું;ગડગડવું. *vt.* To utter with a low voice:લવારો કરવો;લવલવ કરવી;લવવું;બબડવું.

**Mutterer,** ( મટરર્ ) *n.* One who mutters:લવલવ કરનાર;બડબડનાર.

**Muttering,** ( મટરિંગ્ ) *n.* Uttering with a low voice:લવલવ;બડબડ;લવરી;અસ્પષ્ટોચ્ચારણ;જપ;જળ.

**Mutton,** (મટન્ )*n.* [L. *mutilus*, mutilated.]1.Sheep(*obs*):ઘેટું.2. The flesh of a sheep:ઘેટાનું માંસ-ગોસ્ત-ગોસ. 3. A loose woman;*a* prostitute:લુચ્ચી સ્ત્રી;રાંડ;પાતર;છિનાળ;વેસ્યા;છટેલી-ફુખરેલી-વંઠેલી સ્ત્રી.

**Mutual,**(મ્યૂટ્યૂઅલ્ ) *a.* [L.*muto*, I change.] 1. Reciprocal;interchanged; common: અરસપરસનું; એક બીજાનું; માંહોમાંહેનું;અન્યોઅન્ય; પરસ્પર;એકમેક.2.Common;joint: અન્ય;પરસ્પર;સાધારણ.

**Mutuality,**(મ્યૂટ્યૂઍલિટિ) *n.* Reciprocation;interchange: માંહોમાંહે-અરસપરસપણું; પરસ્પર યોગભાવ-સંબંધ;અન્યોન્યાશ્રય.

**Mutually,** (મ્યૂટ્યૂઅલિ) *adv.*In a mutual manner:અરસ્પરસ;માંહોમાંહે;આપઆપમાં;અન્યોઅન્ય.

**Muzzle,**(મઝલ્ )*n.* 1. The snout: જનાવરનું મ્હોડું; નાક; ડાચું;છુંછું.2. The mouth of a thing:તોપ-બંદુક વગેરેનું મ્હોડું-નળી.3.A fastening for the mouth to prevent biting:બળદ વગેરેને મ્હોડે બાંધવાની જાળી-સીંકી-મોહોડી;મુસકો;મુખબંધની.*vt.* 1.To fasten the mouth so as to prevent for biting: ઇજા-નુકસાન-અપકાર ન કરે તેટલા માટે મ્હો બાંધવું. 2. To fondle with the closed mouth:મ્હોડું બંધ કરીને લાડ કરવાં -લાડ લડાવવાં.

**My,**(માઇ)*Pron.* Of or belonging [to me:મારૂં;મમ.

**Myopia,**(માયૉપિઍ)*n.*Nearsightedness; shortsightedness: દૂરની ચીજો બરોબર ન દેખાય પણ પાસેની દેખાય એવો આંખનો રોગ.

**Myriad,**(મિરિઍડ્ )*n.*1.The number of ten thousand : દશહજાર; અયુત.2. An immense number: મોટી સંખ્યા.*a.*Consisting of indefinite number:ઘણું;અપરિમિત.

ઉતાવળા સો બાવરા; ધીરા સો ગંભીર.

**Myrmidon,**(મરમિડૅાન્)*n*.1. One of the fierce tribe:જબરી-જુલમગાર જાત.2.A bailiff;a constable: જબરો-જુલમગાર સીપાઈ.

**Myrobolan,**(માઇરૉબૉલૅન) *n*. [L. *myrobalanum*, the fruit of a palm tree.] A dried astringent fruit much resembling a prune: સુકાં આંમળાં. *Beliric* **m.** : બહેડાં. *Yellow or chebulia* **m.**:હરડાં.

**Myrrh,**(મર્) *n*. A gum resin usually of a yellowish brown or amber color of an aromatic odor and a bitter slightly pungent taste:બોળ;હીરાબોળ;ગંધરસ;રસગંધ.

**Myrtle,**(મર્ટલ્)*n*.[L.*myrtus*,myrtle.] A species of the genus *Myrtu* esp. *Myrtus communis*; an evergreen shrub:મેંદી-મટલી.

**Myself,**(માઇસેલ્ફ્)*Pron*.I or me in person:હું જાતે;મારી મેળે.

**Mysterious,**(મિસ્ટીરિઅસ્)*a*.Obscure;secret;dark;impossible to understand:નસમજાય એવું;ગૂઢ;ગહન;અસ્પષ્ટ;દુર્બોધ;ગુહ્ય;ગૂઢાર્થી.**M.** *are the ways of fate*:કર્મની ગહનગતિછે.

**Mystery,**(મિસ્ટરિ) *n*. [ L.*mysterium*,Gr.*myo*,I close the mouth.] 1. A profound secret: ગુપ્ત-છાની રાખેલી વાત;મર્મ;ભેદ;રહસ્ય.2.A kind of secret religious celebration: પુરાતનકાળમાં ધર્મની એક પ્રકારની ગુપ્ત ભક્તિ;રહસ્ય.*pl*. The consecrated elements in the eucharist:પ્રભુભોજનના પવિત્ર પદાર્થો.4.Anything artfully made difficult;enigma: સમસ્યા;કોયડો.5.A trade;a handicraft:હસ્તક્રિયા;કળા;ધંધો રોજગાર. 6.A dramatic representation of a scriptural subject:ઇંગ્રેજ લોકના ધર્મ પુસ્તકના કોઇ ભાગનોનાટક પ્રયોગ.

**Mystical,**(મિસ્ટિકલ્)*a*.1.Unknowable;mysterious; obscure: ગુપ્ત; ગુઢ;ગહન; ગૂઢાર્થક. 2. Allegorical; emblematical: ગુઢાર્થવાળું; સંકેત ગર્ભિત;લાક્ષણિક;ગુપ્તાર્થક.**M.** *incantation*:મંત્ર.**M.** *word* or *sound*: વ્યાહૃતિ.

**Mystify,** (મિસ્ટિફાઇ) *vt*.1.To involve in mystery;to make difficult to understand:ગુઢ-ગહન કરવું;ભમાવવા સારૂ મર્મ ભરેલું કરવું-દેખાડવું.2.To puzzle:ભમાવવું; ભૂલવણીમાં નાખવું.

**Myth,**(મિથ્)*n*.A legend:જોડેલી-કલ્પેલી વાત;કલ્પિત વાત;પુરાણકથા.2. A person or thing existing only in imagination:કલ્પિત માણસ કે ચીજ;બ્રહ્મણા;માયા.

**Mythic,**(મિથિક્)*a*. [Gr. *muthos*, a fable.]Fabulous; imaginary; fanciful:કલ્પિત;ખોટી;જોડી કાઢેલી; પુરાણોક્ત;કાલ્પનિક.

**Mythological,**( મિથૉલૉજીકલ્ ) *a*. Mythical;fabulous:પુરાણનું-સંબંધી-માંનું;પુરાણોક્ત;કલ્પિત.

**Mythologist,** (મિથૉલૉજીસ્ટ્) *a*. One versed in,or who writes on, myths:પુરાણી;પુરાણમાં કુશળ હોયતે.

**Mythology,**(મિથૉલૉજી)*n*. 1. The treatise of myths:દેવાખ્યાન;પુરાણ;દેવતાઓની કથા; ઇતિહાસ; દેવતાખ્યાન;દંતકથા.2.A body of myths: પુરાણશાસ્ત્ર.

---

# N.

**N,** (ન્) The fourteenth letter of the English alphabet, represented in Gujarati by:ન્,ણ,ન,ઙ: ઇંગ્રેજી મુળાક્ષરનો ચૌદમો અક્ષર છે.

**Nab,**(નૅબ્) *n*. 1. The summit of an eminence: ડુંગરાનું શિખર. 2. (*Firearms*.)The cock of a gunlock:બંદુકનો વાંદરો.3. The keeper or box into which the lock is shot:તાળુ વસાય છે તે ડબ્બી. *vt*. To catch or seize suddenly or unexpectedly: પડાવી-ઝુંટાવી લેવું; ખુંચવી લેવું;ખુંચાવવું;ખુંચાવી લેવું.

**Nabob,**(નૅબૉબ્)*n*.[Hind. *nawab*, from Ar. *nawab*, viceroy.] 1. A deputy or viceroy in India: નબાબ; નવાબ. 2. Any man of great wealth : પૈસાદાર-દ્રવ્યવાન-ધનાઢ્ય માણસ;ધનેશ્વર;શ્રીમંત.

**Nacreous,** (નૅક્રીઅસ્) *a*. Resembling nacre; pearly:મોતીની છીપ જેવું ચળકતું-ઝળકતું.

**Nadir,**(નૅડર્)*n*.[*Ar*.]1.That point of heavens directly opposite the zenith:અધોબિંદુ;સ્વસ્તિક. 2.The lowest point:નીચામાં નીચું બિંદુ; અધમાધમદશા-સ્થિતિ-અવસ્થા.

**Nag,** (નૅગ્) *n*. 1. A small horse;a pony: ઘોડું; ટટ્ટુ; બટ્ટ. 2. A paramour( *in contempt*. ): યાર; જાર; આશક.*vt.&i*.To scold habitually; to annoy: હેરાન કરવું; હરકત કરવી; દુઃખ દેવું;સંતાપવું;સતાવવું.

**Naiad,**( નેયૅડ્ )*n*.[Gr.*nao*, I flow] 1.(*Myth*.)A water nymph:જળદેવી.2.(*Zool*) One of a group of butterflies:પતંગીઆનો એકવર્ગ.

**Nail,**(નેલ્ )*n*.[L.*unguis*,a human nail.]1.(*Anat*.)The horny scale or plate of epidermis at the end of the fingers,and toes of man and many apes:પંજો;નખ.2. **N.** *parer*: નરેણી. *Poison of the* **n.**: નખવિષ.*To tear off with the* **n.**: ખોતરવું.3. (*Zool*.)The terminal horny plate on the beak of ducks and allied birds:બતક અને એવાં બીજાં પક્ષીની ચાંચ ઉપરનો હાડકાવાળો ભાગ.A slender pointed piece of metal usually with a head:ચૂંક; મેખ;શંકુ;ખીલો. 4. A measure of length being two inches and a quarter: સવાબે તસુનું માપ. *Nail plate*,iron plates from which cut nails are made:જે પતરામાંથી કાપી કાઢેલા ખીલા બનાવવામાં આવે છે તે. *On the* **n.**,in the hand, immediately; without delay or time of credit:તરતજ;ઢીલ વગર;હાથપરજ;રોકડું; ત્યાંને ત્યાં. *To hit the* **n.** *on the head*,to do or say a thing the right way:બરોબર-લાયક હોય એવું કહેવું-વાત ક૦;સચોટ ફેંકવું-બોલવું;આબાદ કહેવું;ખરેખરી નસ પકડવી. *vt*. 1. To fasten with a nail or nails:ખીલા મારી બંધ કરવું-જડવું;ખીલા મારવા;ખીલાથી જડી લેવું. 2. To stud or boss as with nails:જડવું; જડિતકામ ક૦.3.To catch;to trap: પકડવું; ફંદામાં સપડાવવું; બાંધી લેવું. 4.To spike,as a cannon:(તોપમાં) ખીલો બેસાડવો. *To* **n.***a lie or assertion etc*.,to detect and expose it,so as to put a stop to its currency:જૂઠને આગળ ચાલતું અટકાવવાને પકડીને ખુલ્લું -જાહેર કરવું-મુકવું; ઉઘાડું પાડી દેવું.

**Nailer,**(નેલર્)*n*.1.One whose occupation is to make nails;a nail maker:મેખ-ચૂંક-ખીલાનો બનાવનાર;લુહાર.2.One who fastens with, or drives nails:ખીલાથી બંધ કરનાર; ખીલો ઠોકનાર-બેસનાર.

**Naive,**(નાઇવ્ )*n*.[L.*nativus*, natural.]Ingenuous;artless;frank:

Nearest the heart comes first out:

નિખાલસ દીલવાળું;સરળ; ભોળું; નિષ્કપટી.

**Naivete,**(નાંઇવ્‌ટે)*n.* Native simplicity; artlessness : ભોળોભાવ; નિખાલસપણું;સરળતા;સૌજન્ય; ભોળાપણું;નિષ્કપટપણું;અમાયા.

**Nake,**(નેક્) *vt.* To make naked: નગ્ન-નાગું-વસ્ત્ર વગરનું-ખુલ્લું-ઉઘાડું કo.

**Naked,**(નેકેડ્)*a.* [L. *nudus.* ] 1. Having no cloathes on;uncovered;bare;nude:નાગું; નગ્ન; ઉઘાડું; ખુલ્લું;દિગંબર;નિર્વસ્ત્ર;બોડું; બોડકું; વસ્ત્રહીન-શૂન્ય.As,*a* **n.***body*: ઉઘાડું શરીર.*A* **n.***sword*:નાગી તરવાર. 2. Open;unarmed;defenceless:ખુલ્લું;ઉઘાડું; હથિયાર વગરનું; બચાવસાધન-રક્ષણ રહિત. 3. Destitute; unaided;bare:વિનાનું;રહિત; મદદસહાયતા વિનાનું.4.Without exaggeration, or excuses, open to view;plain: મીઠું મરચું ભભરાવ્યા વિનાનું;સિદ્ધ;સ્પષ્ટ;સુપ્રકાશ;તદ્દન. As *the truth appears so* **n.***on my side, that any purblind eye may find it out*:મારો પક્ષ એવો તો સ્પષ્ટ-સત્ય જણાય છે કે આંધળી ધુંધળી આંખવાળાને પણ તે માલમ પડી શકે.5.Mere;simple;plain:માત્ર ફક્ત;કેવળ; શુદ્ધ એવું. *The very* **n.** *name of love*:પ્યારના નામમાત્રથીજ.6.(*Bot*)Without pubescence: પાકટ થયા વગરનું;કુમળું.7. (*Mus.*) Not having the full complement of tones:પૂર્ણ સ્વર-રાગ વિનાનું.**N.***bed*,a bed the occupant of which is naked: સુનાર રાત્રે નાગું સુતું હોય એવી પથારી.**N.***eye*,the eye alone, unaided by glass, or by telescope: ચસમા-દુરબિન વિનાની આંખ;ખુલ્લી આંખ;નેત્રમાત્ર.**N.** *flooring,* the timber-work which supports a floor:પાટીઆની જમીનનું સાગનું લાકડું.

**Nam,**(નાંમ્)[Contr.from *ne am.*] Am not:નથી;છું નહિ.

**Namby pamby,**(નૅમ્બિ-પૅમ્બિ) *n.* Talk or writing which is weakly sentimental or affectedly pretty:તડાકા;ગપ્પાં;ગપાટા.*a.* Weakly sentimental; finical; insipid: રસહીન;તડાકા ભરેલું; ગપાષ્ટિક;શુષ્ક.

**Name,** (નેમ્) *n.*[ L. *nomen,* a name.]The title by which any person or thing is known or designated:નામ; સંજ્ઞા;અભિધાન. 2.A descriptive or qualifying appellation given to a person or thing,on account of character or acts: લાક્ષણિકનામ; ઉપાધિ. 2.Estimation;fame;reputation distinction:નામ;આબરૂ; કીર્તિ; માન;પ્રસિદ્ધિ;ખ્યાતિ;યશ; નામના; વિખ્યાતિ;પ્રતિષ્ઠા.*Good* **n.**:સુકીર્તિ;સારૂં નામ;સુખ્યાતિ.*Bad* **n.**:અપકીર્તિ;બદનામ-નામી; અપ્રતિષ્ઠા. *The king's army had left no good* **n.** *behind*:રાજાના લશ્કરે પાછળ સારૂં નામ મુક્યું નહોતું.4.A race;a family: વંશ;કુટુંબ;કુળ;નામ.5. A person; an individual:મનુષ્ય;માણસ.*Christian* **n.**,(*a*)the name,a person receives at baptism:ખ્રીસ્તિ જળસંસ્કાર કરતી વેળાએ મળેલું નામ.(*b*) A given name:કોઈ માણસનું નામ. *In* **n.**,not in reality:નામનું;મ્હોડાનું;કહેવાનું.As,*a friend in* **n.**:નામનો મિત્ર.*In the* **n.***of*,(*a*)in behalf of;by the authority of:નામે;તરફથી;નામપર.(*b*)In the represented or assumed character of:વેશે;નામથી; -ના નામે. **N.** *plate,* a plate having a name upon it:નામ-નિશાનવાળું પાટિયું.*Pen* **n.**,a name assumed by an author;a pseudonym: ગ્રંથકારે પોતાના પુસ્તક ઉપર પોતાનું લખેલું-ધારણ કરેલું નામ;ગુપ્ત-કૃત્રિમનામ-મ.*Proper* **n.**,a name applied to a particular person,place or thing:વિશેષ નામ. *To call* **n.**s, to apply opprobrious epithets to;to call by reproachful appellation:ગાળોદેવી; ભુંડાં વચનો કહેવાં; અપશબ્દો વાપરવા. *Bearing the* **n.***of*: નામધારી. *Calling to mind the* **n.***of*:નામસ્મરણ.*Ceremony of giving the* **n.** *of*:નામકરણ;નામ પાડવાની વિધિ.*Family* **n.**,surname:ઉપનામ;અડક;અવટક; કુળનામ.*Roll of* **n.**s:નામાવળી.**N.** *& particulars*:નામ નિશાન.**N.***by* **n.**:નામવર.*Recitation of the* **n.***of*: નામોચ્ચારણ.*May his* **n.***perish*:અરે એનું નામ બાળો !એના નામમાં પુળો મુકો!*I cannot bear the* **n.***of*:મને એનું નામજ ગમતું નથી. *To blast or sully one's good* **n.**:નામ બોળવું; -ના નામ ઉપર પાણી ફેરવવું. *To destroy one's good* **n.**:નામ ડુબાવવું; નામ બદનામ કo.*To get a bad* **n.**: વગોવાવું; ખોટું નામ કાઢવું.*To loose one's good* **n.**:-નું નાક જવું;નામ બદનામ થવું. *To preserve one's* **n.**: નામ રાખવું.*vt.*1.To give a distinctive name to; to denominate; to call:-નું નામ પાડવું;-ને નામ આપવું.2.To mention by name; to refer to by distinctive title: નામોચ્ચારણ કo; નામ કહેવું-દેવું-લેવું;-નું નામગ્રહણ કo.3. To nominate;to appoint:નિમવું;ઠેરવવું; નક્કીકo; નિર્ધારવું.4.To designate(*a member*) by name:કોઈ સભાસદને નામથી કહેવું.

**Nameless,**(નેમ્લેસ્)*a.*1.Without a name;not having been given a name:નામ શૂન્ય-રહિત-વિનાનું; નનામું.*As,a* **n.***star*: નનામો તારો.2. Not noted or famous:પ્રખ્યાતિ-કિર્તીવિનાનું; અણજાણીતું; અપ્રસિદ્ધ. 3. Not known by name; annonymous:નનામું;જેનું નામ ન જણાયેલું હોય એવું.*A* **n.***writer*:નનામો ગ્રંથકાર.4.Indescribable;inexpressible: વર્ણવી-દર્શાવી શકાય નહિ એવું; અવર્ણ્ય;અવર્ણનીય.

**Namely,**(નેમ્લિ)*adv.*1. Especially;expressly: મુખ્યત્વે કરીને; ખુલ્લી રીતે. 2. That is to say; to wit; videlicet:એટલે;ઇયાને.

**Namesake,**(નેમ્સેક્)*n.*One that has the same name as another: નામરાશી;સ્વનામી;નામધારી.

**Nap,** (નૅપ્) *vi.* [Gr. *knipian,* to doze.]1.To have a short sleep;to be drowsy;to doze:ટુંકી ઉંઘ લેવી; ઝોકું આવવું; જરીક આડું પાસું કo; પાસું મરડવું. 2. To be in a careless,secure state:નચિંત હોવું-થવું. *n.* A short sleep;a doze:થોડી ઉંઘ;ઝોકું.*n.*[A.S.*knoppa*] A woolly or villous surface of felt, cloth etc.: ઉપલી સુંવાળી રૂંવાટી; ફુલ;રોમ;રૂવાં. *vt.* To raise or put a nap on:ના ઉપર રૂવાં લગાવવાં-કo.

**Nape,** (નેપ્)*n.* The back part of the neck:ડોક;બોચી;ગળચી.

**Naphtha,**(નૅફ્થ)*n.*[L.*naphtha.*] (*Chem.*) The complex of volatile,liquid,inflammable hydrocarbons:નખતેલ.

**Napkin,**(નૅપ્કિન્)*n.*[L. *mappa,*a napkin. ] 1. A little towel,or small cloth: નાનો ટુવાલ-મ્હોં લોવાનું લુગડું; મુખમાર્જન વસ્ત્ર. 2. A handkerchief:રૂમાલ.

**Nappy,** (નૅપિ)*a.* 1. Inclined to

હૈયે તેવું હોડે.

sleep;sleepy:ઉંઘ આવે એવું;ઉંઘણશી.2. Serving to make sleepy: strong:ઉંઘ આણે એવું; નિદ્રાજનક; માદક;ઘેની.*a.*Downy;shaggy:રૂવાંટાં-રૂવાંવાળું.*n.pl.***Nappies,**[A.S. *hnæp*,cup;bowl.]A round earthen dish, with a flat bottom, and sloping sides: ચપટ તળીઆ અને ઢળતી બાજુઓ વાળી ગોળ માટીની થાળી-રકાબી.

**Narcotic,**(નાર્કોટિક્)*a.*[Gr.*narke*, torpor.](*Med.*)Having the properties of a narcotic;operating as a narcotic: દુઃખ શાંતકરી નિદ્રા આણે એવું:નિદ્રાકારી; નિદ્રાજનક. *n.* (*Med.*)A drug which,in medicinal doses,generally allays morbid susceptibility,relieves pain, and produces sleep:નિદ્રા આણનારૂં આસટ;નિદ્રાજનક ઔષધ;ઉપવિષ.

**Nard,**(નાર્ડ્) *n.* [L.*nardus*] **1.** A plant:જટામાસી.2.An ointment prepared partly from this plant: જટામાસીવાળું ઉટણું-નો મલમ. **3.** A kind of grass: એક જાતનું ઘાસ.

**Nargile-Nargileh,** (નાર્જિલ-નાર્જિલે)*n.*An apparatus for smoking tobacco:હુકો.

**Narine,**(નૅરાઇન્)*a.*Of or belonging to the nostrils:નસકોરાં-નાસિકાનું-સંબંધી-વિષે.

**Narrate,**(નૅરેટ્)*vt.* [L. *narro*, I narrate.]To tell,rehearse or recite,as a story;to relate the particulars of:-નું વર્ણન-નિરૂપણ કરવું-બ્યાન આપવું-કરવું;કહેવું;કથન કo;વર્ણવવું;નિવેદન કo.

**Narration,**(નૅરેશન્)*n.*1.Rehearsal;recital:વર્ણન;કીર્તન;કથન; બ્યાન;નિરૂપણ.2.That which is narrated;story;history:કથા;વાર્તા;કથા-પ્રબંધ;ઇતિહાસ;વૃત્તાન્ત;હકીકત.3.(*Rhet.*)A part of discourse::વાત.

**Narrative,**(નૅરેટિવ્)*a.*1.Of or pertaining to narration: આખ્યાનનું-સંબંધી-વિષે;કથા સંબંધી.2.Story-telling;garrulous:વાત-કથા કહેનારૂં;બહુભાષી; વાચાલ.*n.* The recital of a story;a story:વૃતાંત;બ્યાન;કથા;વાત;વાર્તા;કહાણી;હકિકત; વર્ણન; ઇતિહાસ;ચરિત્ર;આખ્યાન; કથાપ્રબંધ.

**Narrator,** (નૅરેટર્) *n.* One who narrates;one who relates a series of events or transactions:વાર્તા-કથા-બ્યાન કરનાર;નિરૂપણકર્તા;નિરૂપક;નિવેદક;પુરાણી.

**Narrow,** (નૅરો) *a.*[A.S.*nearu.*]1. Of little breadth; not wide or broad:સાંકડું;ઘણું પહોળું નહિ એવું. **2.**Of little extent;very limited: વિશાળ-વિસ્તીર્ણ નહિ એવું;અવિસ્તૃત; અવિસ્તીર્ણ.3.Having but a little margin;close;near: મુશ્કેલી ભરેલું. *He had a* **n.***escape*:તે મરતાં મરતાં બચીગયો.4.Limited as to means; straightened: તંગી-ભીડ-સંકોચમાં હોય તેવું; તંગીવાળું; સંકોચિત;થોડું. *His circumstances are* **n.**:તે તંગીમાં છે. **5.**Contracted; of limited scope;bigoted;illiberal: ઉદાર નહિએવું;અપ્રશસ્ત;કૃપણ;કંજુસ;ક્ષુદ્ર; અલ્પ;સાંકડું.**N.***mind*:કૃપણ-કંજુસ મન;ક્ષુદ્ર બુદ્ધિ.6.Covetous;selfish: લોભી; લાલચુ; સ્વાર્થી; એકલપેટો. **7.** Close;accurate; exact:બારીક; ઝીણું;સૂક્ષ્મ;પક્કુ; ચાપાચીપથી કરેલું.*n. pl.***Narrows,**a narrow passage; a strait:પાણીના બે મોટા ભાગને સાંધનારો નાનો પાણીનો ભાગ;સામુદ્રધૂની;સાંકડો રસ્તો-માર્ગ; ગલી.*vt.* **1.**To lessen the breadth of;to contract: સાંકડું કo;-ની પહોળાઇ કમી કo-ઘટાડવી.2.To limit;to confine; to restrict:ઘટાડવું;સંકોચિત કo;ટુંકું કo.**3.**To contract the size of (*a stocking*):-નું કદ નાનું-ઓછું કo.*vi.* 1.To become less broad: સાંકડું થવું;-નું કદ ઓછું થવું.2.(*Man.*)Not to step out enough to the one hand or the other:સંકોચાતા સંકોચાતાજવું.3.To contract the size of:-ની લંબાઇ પહોળાઇ ઓછી થવી.

**Narrowly,**(નૅરોલિ)*adv.*With little breadth:થોડી પહોળાઈથી-વડે.2.Contractedly:સંકડાશથી. 3. Closely; carefully:બારીકીથી;સૂક્ષ્મ દૃષ્ટિ વડે; ઝીણપતથી;અતિ કાળજી પૂર્વક.4.Closely;hardly;barely;only just:મહા મુશીબતે;પરાણાએ;જેમ તેમ કરી;મેળેમળે. **5.** Sparingly;parsimoniously:કંજુસાઇથી;બખીલાઈથી.

**Narrow-minded,** (નૅરોમાઇન્ડેડ્) *a.*Of narrow mental scope;illiberal;mean;સાંકડા-સંકોચિત મનનું;હલકું;ક્ષુદ્રબુદ્ધિનું;કૃપણબુદ્ધિનું;અનુદારશીલ.

**Narrowness,** (નૅરોનેસ્) *n.* The condition or quality of being narrow:સૂક્ષ્મતા;સાંકડાપણું;સંકોચ; અલ્પ વિસ્તાર;અવિસ્તીર્ણતા;બારીકાઇ; કૃપણતા;સંકટ;અટચણ.

**Nasal,**(નેઝલ્) *a.* [L. *nasus*, the nose.]1.Of or pertaining to the nose:નાકનું;નાક સંબંધી;નાસિકા સંબંધી.2.(*Phon.*)Having a quality imparted by means of the nose:અનુનાસિક.**N.***vowel*: અનુનાસિક સ્વર. **N.** *dot or character*: બિંદુ;પુંજ;અનુસ્વાર.*n.* **1.** An elementary sound which is uttered through the nose: અનુનાસિક વર્ણ; નાકમાંથી બોલાતો અક્ષર. **2.** (*Med.*) A medicine that operates through the nose ; an errhine:નાકની વાટેથી અસર કરનાર ઔષધ.3.A nose guard: નાકનું રક્ષણ કરનાર;ઢાંકણ;નાસિકાપરિત્રાણ.4.One of the nasal bones:નાકનું એક હાડકું.5.(*Zool.*)Scale on the nose of a fish,etc.: માછલી વિગેરેના નાક ઉપરનું-ભીંગડું.

**Nascency,**(નૅસેન્સિ)*n.* Birth; beginning;origin:ઉત્પન્નતા;મૂળ; શરૂઆત;પ્રારંભ;જન્મ.

**Nascent,**(નૅસેન્ટ્)*a.* [L.*nascor*, I am born.]1.Beginning to exist or to grow;coming into being: ઉગવા-વધવા માંડતું;ફુટતું;પ્રફુલ્લ થતું; ખીલતું;વધતું.2.(*Chem.*)Evolving; being evolved or produced: ખુલતું;ઉત્પન્ન થતું.

**Nasty,** (નૅસ્ટિ) *a.* **1.** Offensively filthy; very dirty,foul or defiled;nauseous: અતિ મલિન-ગંદું;સુગ આવે એવું;અશુદ્ધ;અપવિત્ર. **2.**Disagreeable;wet;drizzling:ખરાબ; અમાંગલિક;પલાળીનાંખે એવું.**N.***rain*: અતિશય-બેહદ વરસાદ.3.Indecent; indelicate;gross:બીભત્સ;ભુંડું;કુત્સિત;ગર્હિત;ભુંડાળું;કઘાડું;નાગું;ભાંડ.

**Nasute,** (નેસ્યૂટ્)*a.* 1. Having a nice sense of smell:સુંઘવાની-શોધવાની સારી શક્તિવાળું;ઝીણા નાકનું. **2.** Critically nice;captious:દોષગ્રાહી;ચૂકો કાઢનાર;ચાપાચીપીઉં;ચીકણું.

**Natal,** (નેટલ્)*a.* [L.*natus*,born.] 1.Of or pertaining to one's birth; native:જન્મનું-સંબંધી;જન્મ વિષયક. *As the* **n.***day*:જન્મદિવસ;જન્મતિથિ.2.Presiding over nativity;જન્મકાળનું;જન્મરાશિનું.[L.*nates*,the buttocks] Pertaining to the buttock:ધગડાનું;કૂલાનું.

**Natant,** (નેટન્ટ્) *a.* [ L. *nato*,I swim.]1.Floating in water:પાણી-જળપર તરતું. **2.** (*Her.*) Placed

horizontally across the field as if swimming toward the dexter side:જમણી બાજુએ તરતું.

**Nathless,** (નૅથ્લેસ્)*adv.* [A.S.*na*, never.]Nevertheless:એમ છતાં પણ;તોપણ;તથાપિ.

**Nation,** (નેશન) *n.* [L. *natus*, born.]1.A race;a stock: વંશ;જાત;કોમ;જાતિ. 2. The body of inhabitants of a country,united under an independent government of their own:પ્રજા; લોક;દેશ;જનલોક.3.Family lineage:વંશ;કુલ;કુટુંબ; ઓલાદ;પ્રજા. 4. One of the divisions of university students: પાઠશાળાના વિદ્યાર્થીઓનો એક વર્ગ.5.A great number;a great deal:મોટી-અસંખ્યસંખ્યા;વર્ગ.

**National,** ( નૅશનૅલ્ ) *a.* 1. Of or pertaining to a nation;common to a people or race; public;general:પ્રજા-લોક સંબંધી-ને લગતું;સાધારણ;સામાન્ય;દેશીય;રાષ્ટ્રીય. 2.Attached to one's own country or nation: સ્વદેશાભિમાની;સ્વદેશપ્રિય.**N**.*anthem*,a popular song or hymn:લોક સમસ્તને માન્ય ગાયન. **N**. *congress* : રાષ્ટ્રીય સમાજ. **N**. *custom*:દેશાચાર;દેશવ્યવહાર;દેશાચાલ; જનપદ ધર્મ.**N**. *law*: દેશધર્મ. **N**.*calamity*: ઉત્પાત.**N**. *guard*, a body of militia:આખા લશ્કરનાં માણસો-સિપાહીઓ. **N**. *salute*, a salute consisting of as many guns as there are States in the Union: જેટલાં સંસ્થાન હોય તેટલી તોપોની સલામતી.

**Nationalism,** ( નૅશનૅલિઝ્મ ) *n*. National attachment; nationality:સ્વદેશાભિમાન;સ્વદેશપ્રીતિ.2. An idiom or trait peculiar to a nation:કોઈ પણ પ્રજાની ખાસ રૂઢી, લાક્ષણ કે આચાર વિચાર. 3.National independence:પ્રજા તરીકેનું સ્વાતંત્ર્ય.

**Nationality,**(નૅશનૅલિટિ)*n*. 1. Patriotism:સ્વદેશાભિમાન; લોકપણું. 2.National character: દેશીયતા; દેશીયધર્મ;વિશેષ લક્ષણ. 3. Nation: પ્રજા;લોક.4. National unity and integrity:પ્રજાનો એક સંપ અને શાહુવટ;દેશનું ઐક્ય અને પ્રમાણિકપણું.

**Native,**(નેટિવ્ )*a*.[L.*natus*,born.] 1. Arising by birth;having an origin;born:જન્મ-મૂળવાળું;જન્મેલું. 2.Of or pertaining to one's birth; natal;belonging to the place in which one is born:સ્વજન્મ;સ્વજન્મભૂમી સંબંધી-નું-નેલગતું; દેશી; સ્વજન્ય.*A* **n**.*language*:સ્વભાષા.*A* **n**. *land*:જન્મભૂમિ;સ્વભૂમિ.*A* **n**.*place*: જન્મસ્થાન;ઉત્પત્તિસ્થાન.3.Born or grown in the region in which one lives:જે દેશ-રાજ્યમાં પોતે રહેતો હોય તેમાં જન્મેલું;મુલ્કી;દેશીય;દેશી; દેશોત્પન્ન; ગામડી;તળબદું;as,**n**. *cloth*:દેશી લુગડું.4.Original;consisting of the original substance of anything:મૂળનું.**N**.*dust*:મૂળની માટી.5.Conferred by birth; inherent;natural;derived from origin:કુદરતી; સ્વાભાવિક; સ્વભાવસિદ્ધ;જન્મપ્રાપ્ત;જન્મ સિદ્ધ; જન્મથી મળેલું;સહજ.*A* **n**.disposition: પ્રકૃતિ.**N**. *talent*: સ્વાભાવિક જ્ઞાનશક્તિ.**N**.*rights*:જન્મથી મળેલા હક.6. Naturally related;cognate: મૂળ-કુદરતથી સંબંધવાળું.7.(*Min.*)(*a*) Found in nature uncombined with other elements:કુદરતથી બીજા મૂળતત્વો સાથે નહિ ભળેલું માલૂમ પડ્યું હોય તેવું;શુદ્ધ;ચોખ્ખું.*As* **n** *silver*:ચોખ્ખું રૂપું.(*b*)Not artificial: હાથથી ન બનાવેલું હોય તેવું;કુદરતી. *n*.1.One who,or that which, is born in a place or country referred to; a denizen by birth: -નો સ્વદેશી-ની જન્મભૂમી હોય એવું; વતની;રહેવાશી.2.Any of the live stock found in a region: કોઈ દેશમાંજ જન્મેલું પ્રાણી.

**Nativity,**(નૅટિવિટિ)*n*. 1. (*a*) The coming into life or into the world;birth:જન્મ;ઉત્પત્તિ;ઉદ્ભવ; ઉદય.(*b*) The circumstances attending birth as time, place, manner &c.:જન્મકાળ વખતની બધી હકિકત. 2. A picture representing the early infancy of Christ: ક્રાઈસ્ટની બાળપણની છબી-ફોટો. 3. ( *Astrol.*) A representation of the positions of the heavenly bodies at the moment of one's birth,supposed to indicate his future destinies;a horoscope: જન્માક્ષર;જન્મપત્રિકા.*Astrological calculation of a* **n**.:જાતક;તાજક. *Figure drawn in tracing the aspects of a* **n**.:જન્મ કુંડલી.*Planet of a* **n**.:જન્મનક્ષત્ર.*Sign of a* **n**.:જન્મરાશિ;જન્મ લગ્ન.*The* **n**.,the birth or birthday of Christ:ક્રાઈસ્ટ-ઈસુખ્રિસ્તનો જન્મ-જન્મ દિવસ; નાતાલ.*To cast or calculate one's* **n**.,to find out and represent the position of the heavenly bodies at the time of one's birth : જન્માક્ષર વર્તવા-કરવા.

**Natron,**(નેટ્રૉન્ )*n*.(*Min.*) Native sodium carbonate:સાજીખાર.

**Natty**(નૅટિ)*a*.Neat;tidy:ચોખ્ખું ચટ્ટ.

**Natural,**( નૅટ્યુરૅલ્ )*a*. [L. *natus*, born.]1.Fixed or determined by nature;essential;characteristic: સ્વાભાવિક;મૂળપ્રકૃતિનું;કુદરતી;જાતનું; સહજ;અંગનું; પ્રકૃતિસિદ્ધ; અકૃત્રિમ; અંતર્ગત;સ્વતઃસિદ્ધ;સ્વભાવજ.2.Not exceptional or violent;normal; regular;legitimate: સરળ; સાહજિક; પોતાની મેળે થયેલું હોય એવું; નિયમિત;યથાક્રમ;યથાન્યાય; રીતસર; યથાકાલ.*A* **n**.*death*:યથાકાલ મરણ. 3.Of human reason or experience;not supernatural:સૃષ્ટી-પ્રકૃતિ જન્ય;સ્વાભાવિક;સાધારણ.**N**.*law*: પ્રકૃતિ જન્ય કાયદો.**N**. *theology*:સૃષ્ટિજન્ય ઈશ્વરજ્ઞાન.4.(*a*) Springing from true sentiment;not artificial or exaggerated:ઢોંગ વગરનું; અકૃત્રિમ.**N**.*tone*:અકૃત્રિમ રાગ-સ્વર. (*b*)True to nature;according to the life:આકૃતિના જેવી;આબેહુબ;નકલે નકલ.A *portrait is* **n**.:છબી આબેહુબ છે.5.Not unnatural in feelings:કુદરતી-ખરી લાગણીવાળું;દયાળુ. 6.Connected by the ties of consanguinity: એક લોહીની સગાઈ-સગપણથી જોડાયેલા.**N**. *friends*: એક લોહીની સગાઈથી જોડાયેલા દોસ્તો-ભાઈબંધો. 7. Born out of wedlock; illegitimate;bastard:અનૌરસ;હરામજાદું;રાંડના પેટનું.*A* **n**.*son*: અનૌરસપુત્ર.8.(*Math.*)Belonging to or referred to,some system, in which the base is **n**.:પ્રથમ અંકથી શરૂ થનાર પ્રકાર સંબંધી.9.(*Mus.*) Produced by natural organs:કુદરતી અવયવોમાંથી નીકળતો-ઉત્પન્ન થતો.**N**.*day*,the space of twenty-four hours:ચોવીસ કલાકનો સમય. **N**.*harmony* (*Mus.*),the harmony of the triad or common chord:તેખડા અથવા સાધારણ ગતસ્વર મેળનો રાગ.**N**.*history*,a history or description of nature as

a whole:સ્થાવર જંગમ વિદ્યા;જડાજડ શાસ્ત્ર.**N.***law*,that instinctive sense of justice and of right and wrong,which is native in mankind:પ્રકૃતિજન્ય ધર્મ;મનુષ્યમાં રહેલી સદસદ્ વિચારશક્તિ;ખરાખોટાની પ્રેરણા.**N.***philosophy*,study of nature in general:પદાર્થ વિજ્ઞાન;પદાર્થમાત્રશાસ્ત્ર.**N.***science*,natural history, in its broadest sense:સ્થાવર જંગમવિદ્યા.**N.** *theology*, or **n.** *religion*, that of theological science which treats of those evidences of the existence and attributes of the Supreme Being which are exhibited in nature: સૃષ્ટિજન્ય ઈશ્વર જ્ઞાન.*n*.1.A native: વતની;સ્વદેશી;દેશી;રહેવાશી.2.*pl*.Natural gifts etc.:કુદરતી બક્ષિસો વિગેરે. 3.An idiot: જન્મથી કમઅક્કલ-બેવકૂફ-બેલટ માણસ;ઢોંઢો;જડ;મૂર્ખ.

**Naturalism,**(નૅટયૂરૅલિઝ્મ)*n*.1.A state of nature;conformity to nature:માત્ર કુદરતથી બનવું-થવું તે. 2.(*Metaph.*)The doctrine of those who deny a supernatural agency in the miracles and revelations recorded in the Bible,and in spiritual influences:બાઈબલમાં લખેલા ચમત્કારો નહિ માનનારનો મત;સ્વભાવવાદ.

**Naturalist,**(નૅટયૂરૅલિસ્ટ)*n*.1.One versed in natural science;a student of natural history: સ્થાવર જંગમ શોધી;કુદરતી તવારીખ-ઇતિહાસ જાણનાર.2.One who holds the doctrine of naturalism:સ્વભાવવાદનો મતધરાવનાર.

**Naturalization,**(નૅટયૂરૅલાઇઝ઼ેશન)*n*.The act of investing an alien with the rights and previleges of a native or citizen: કોઈ પરદેશીએસ્વદેશીના જેવા હકમેળવવા તે.

**Naturalize,**(નૅટયૂરૅલાઈઝ)*vt*.1. To make easy and familiar by custom or habit:-થી અનુકૂળ આવે તેમ કરવું; અભ્યાસ-મ્હાવરો પાડવો-ની ટેવ પાડવી.2.To confer the rights and privileges of a native subject or citizen on: કોઈ પરદેશીને સ્વદેશીના જેવા અધિકાર અથવા હકો આપવા;દેશના અધિકાર પ્રાપ્ત કરાવવા;પોતાના દેશીઓમાં ભેળવવું.3.To make one's own:પોતાનામાં દાખલ કરવું;પોતાનું કરવું;સ્વીકારવું. *To* **n.** *foreign words*: પરભાષાના શબ્દો પોતાની ભાષાના છે એમ ગણવું-સ્વીકારવું.4.To accustom;to habituate (*a plant*);to adapt;to acclimate: -માં ઉછરે તેવું કરવું;-માં ઉછરવું;ને માફક-અનુકૂળ આવવું;યોગ્ય-લાયક થવું.*vi*. 1.To become as if native:સ્વદેશી-વતની થવું.2.To explain phenomena by natural agencies or laws,to the exclusion of the supernatural:ચમત્કારો કોઈ દૈવીસત્તાથી નહિ પણ સ્વાભાવિક રીતેજ બને છે એમ સમજાવવું.

**Naturally**(નૅટયૂરૅલિ)*adv*.In a natural manner or way;spontaneously:કુદરત-સ્વભાવથીજ;સ્વાભાવિક રીતે;એની મેળે;સ્વભાવતઃ;સ્વતઃ;અવશ્યે.

**Naturalness,**(નૅટયૂરૅલ્નેસ)*n*.The state or quality of being natural;conformity to nature:કુદરતી-સ્વાભાવિક ગુણ;સહજત્વ;યથાર્થતા.

**Nature,**(નૅટ્યૂર)*n*.[L.*natus,born.*] 1.The creation;the universe:સૃષ્ટિ;બ્રહ્મસૃષ્ટિ;વિશ્વ;જગત;બ્રહ્માંડ;ભૂમંડલ.2.The personified sum and order of causes and effects:કુદરત;માયા;મહામાયા;પ્રકૃતિ;પ્રધાન;આદિશક્તિ.3.The established or regular course of things;usual order of events:સૃષ્ટિ-કુદરતનો વહિવટ;સૃષ્ટિક્રમ;નીતિ;પરંપરા;વિધિ;નિયમ;માર્ગ;રૂઢી.4.Conformity to that which is natural:સ્વભાવ;ધર્મ;ગુણ.5.The sum of qualities and attributes which make a person or thing what it is;native character;essential qualities or attributes:સ્વભાવ;ધર્મ;જાતિસ્વભાવ; પ્રકૃતિ;વસ્તુસ્વભાવ;ભાવ;ભાવના;રૂપ; સ્વરૂપ;આત્મા;તત્વ; સત્વ. 6. Kind; sort;character;quality:જાત;પ્રકાર; વર્ગ;ભેદ;તફા;તરેહ.As,*a dispute of this* **n**:આવા પ્રકારની તકરાર.7.Physical constitution or existence; the vital powers:પ્રકૃતિ;શક્તિ;જીવન શક્તિ;ચલનવલન શક્તિ;પ્રાણબળ; અંગબળ.8. Natural affection or reverence:સ્વાભાવિક પ્રેમ અથવા પૂજ્ય ભાવ 9.Constitution or quality of mind or character:ખવાસ; મગજ શક્તિબંધારણ;વિશેષ ગુણ.10. Birth:જન્મ.*Properties of* **n.**:ગુણત્રય (સત્વ,રજ અને તમ.)*Blind by* **n.**:જન્માંધ. *Functions of* **n.**:દેહધર્મ;શરીર ધર્મ.*To attain through* **n.** *into* **n.**'s *God*:સગુણના આધારે નિર્ગુણને પામવું.*Easing or releasing* **n.**:શૌચ; મલોત્સર્ગ;મલવિસર્જન; દીર્ઘશંકા.*To ease* **n.**:હગવું;મલોત્સર્ગ કo;શૌચ જવું;જંગલ જવું.*In a state of* **n.**,(*a*) naked as when born; nude: જન્મ્યું હોય તેવું નાગું;નગ્ન; નાગું.(*b*) In a condition of sin: પાપદશામાં.(*c*)Untamed;uncivilized:અણસુધરેલું;અવિનીત;અભણ; જંગલી.**N.***worship*,the worship, of the personified powers of nature:મૂર્તિપૂજા.*To pay the debt of* **n.**,to die:મરી જવું;મર્ણ પામવું. *vt*. To endow with natural qualities:કુદરતી ગુણો બક્ષવા.

**Naught,**(નૉટ)*n*.[AS.*ne*, not, *a*, ever & *with*,thing.]1.Nothing: કંઈજ નહિ તે. 2. The arithmetical character 0;a cipher: મીડું; પુંજ;શૂન્ય.*For* **n.**:ફોકટ;મફત;અમથું. *To set at naught*,to disregard; to dispise; to defy: ન લેખવવું-ગણવું;ધિક્કારવું.*Ye have set at* **n.** *all my counsel*:મારી સલાહનો તમે તિરસ્કાર કીધો છે.*adv*.In no degree; not at all:જરાકે નહિ-સમૂળગું નહિ એવું.*a*.1.Worthless;bad;useless: નકામું;ખરાબ;કોડીનું;નઠારું.2. Vile; base:હલકું;નીચ;અધમ;ક્ષુદ્ર.

**Naughtily,**(નૉટિલિ) *adv*. Wickedly;perversely:ખરાબ-નઠારી-ભુંડી રીતે;અવળી-વાંકી રીતે.

**Naughtiness,**(નૉટિનેસ)*n*. Perverseness;badness:ઉદ્ધતાઈ;ભુંડાઈ.

**Naughty,** (નૉટિ)*a*.1.Having little or nothing: જરાક-સમૂળગું ન હોય એવું.2.Worthless;bad: નકામું;કોડીનું;ખરાબ;નઠારૂં.3.Corrupt; wicked:બગડેલું;ખરાબ;દુર; નઠારૂં. 4.Mischievous; perverse: તોફાની;છિછોરૂં;દુષ્ટ;ઉપદ્રવી;લુચ્ચું; મમતી;મસ્તીખોર;ઉદમાતી.

**Naumachy,**(નૉમૅકિ)*n*.[Gr.*naus*, a ship & *mache*, fight. ] 1. A naval battle:નૌકાયુદ્ધ;દરિયાઈ લડાઈ.2.A show or spectacle representing a sea fight:દરિયાઈ લડાઈ-યુદ્ધ દર્શાવનારો તમાસો-ખેલ.

**Nauscopy,** ( નૉસ્કોપિ ) *n*. [ Gr. *naus*,a ship & *scopy*.](*Naut.*) The power or act of discovering ships or land at considerable distances:અતિ દુરથી વહાણો અથવા

Necessity is the mother of invention:

જમીન શોધી કાઢવાની શક્તિ.

**Nausea,**(નોશીઍ)*n.*[ Gr.*naus*, a ship.](*a*)Sea sickness: વહાણમાં આવતા ફેર-ચક્કર;વમન.(*b*) Qualm; loathing:ઓકારી;કંટાળો;બકારી;વમનેચ્છા;ઉબકો;મર્ચ;મોળ.

**Nauseate,** (નોશીએટ્) *vi.*To become squeamish; to feel nausea: સૂગ આવવી;-ના ઉપર અપ્રીતિ થવી.*vt.* **1.**To affect with nausea;to sicken:સૂગ લાવવી-ઉત્પન્ન કરવી;અપ્રિય કરવું.**2.**To reject with disgust;to loathe:-થી કંટાળવું;કંટાળો આવવો.

**Nauseous**(નોશસ્)*a.* Sickening; loathsome; disgusting; causing nausea:કંટાળો આવે એવું;સૂગ ચઢે એવું;બકારીવાળું;ઉલટી થાય એવું; ગર્હિત;કુત્સિત;બીભત્સ;બીભત્સાવહ.

**Nautical,**(નૉટિકલ્)*n.*[Gr.*naus*,a ship.] Of or pertaining to seamen,to the art of navigation,or to ships: વહાણને-વહાણ ચલાવવાને લગતું-સંબંધી;નૌકાશાસ્ત્રનું;દરિયાઈ;સામુદ્રિક.**N.***distance*,the length in nautical miles of the rhumb-line joining any two places on the earth's surface:દરિયાઈ અંતર.

**Nautilus,**(નૉટિલસ્)*n.pl.***Nautiluses,**[ Gr. *naus*, a ship. ] **1.** (*Zool.*) The only existing genus of tetrabranchiate cephalopods:સટના જેવી સીપવાળું એક જળચર પ્રાણી.2.A variety of diving bell:બાંધીને પાણીમાં ઉતરવાના ઘંટ.

**Naval,**(નેવલ્)*a.*[*L.navis*, ship. ] Having to do with shipping;of or pertaining to ships or a navy; consisting of ships:વહાણ સંબંધી; દરિયાઈ; અરમારી; નૌકાત્મક; નાવિક. **N.** *brigade*, a body of seamen or marines organized for military service on land:જમીન ઉપર લઢતાં શિખવેલા ખલાસીઓનું લશ્કર.**N.** *officer*,an officer in the navy:દરિયાઈઅમલદાર.**N.** *tactics*,the science of managing vessels sailing in squadrons or fleets:નૌકા ચાલનવિદ્યા. [fairs:દરિયાઈ કામકાજ.

**Navals,**(નેવલ્ઝ્)*n. pl.* Naval af-

**Navarch,** (નેવાર્ક્) *n.* [ L. *naus*, ship & *archos*,chief.]The commander of a fleet: કાફલાનો ઉપરી-કમાન્ડર;નૌકાધિપતિ.

**Nave,**(નેવ્)*n.* [L. *umbo*, boss of a shield.] 1. The block in the center of a wheel:નારખું.*n.* [L. *nare*,to swim;to float.](*Arch.*) The body or middle of a church: દેવલના ઘુમટનો વચલો ભાગ.

**Navel,**(નેવ્લ્)*n.*[AS.*nafu*,nave.] **1.**(*Anat.*) A mark or depression in the middle of the abdomen;the umbilicus:નાભિ;ડુંટી;ઉદરાવર્ત;નાભિકમલ.**2.**The central part or point of anything; the middle: કોઈપણ ચીજ-પદાર્થનું મધ્યબિંદુ-મધ્યભાગ.**3.**(*Gun.*) An eye on the underside of a carronade for securing it to a carriage:તોપને ગાડી સાથે બાંધી રાખવાનું અંદરની બાજુનું બાકું.**N.***gall*, a bruise on the top of the chine of the back of a horse: ઘોડાની કરોડપરનું છોલાણ;પીઠ.

**Navel-string,**(નેવ્લ્સ્ટ્રિન્ગ્)*n.*The umbilical chord:ડુંટીની નાળ;નાયડો.*Cutting of the* **n.**:નાળછેદન.

**Navigable,**(નૅવિગેબલ્)*a.*Capable of being navigated;deep enough and wide enough to afford passage to vessels: વહાણ ચાલી-જઇ શકે એવું-પહોળું અને ઉંડું;નૌકાગમ્ય.

**Navigate,**(નૅવિગેટ્)*vi.* [*L.navis*, ship & *ago*,I move.]To journey by water;to go into a vessel or ship:સફર કરવી;વહાણની મુસાફરી કo. *vt.* **1.** To pass over in ships;to sail over or on : સમુદ્ર ખેડવો;-ના ઉપર સફર કo;-ને ઓળંગવો. **2.** To steer,direct,or manage in sailing:વહાણ હંકારવું-ચલાવવું.

**Navigation,**(નૅવિગેશન્)*n.***1.** The act of navigating: સફર કરવી તે; સમુદ્રયાત્રા;નૌકાગમન; નૌકા યાત્રા.**2.** The art of conducting ships from one place to another:એક જગ્યાએથી બીજી જગાએ વહાણો હંકારી જવાનો હુન્નર;નૌકાશાસ્ત્ર;નાવિક વિદ્યા.**3.**Ships in general(*Poetry*):વહાણ.*Aerial* **n.**, the act or art of sailing or floating in the air, as by means of balloons:બલૂન વડે હવામાં ઉંચે ચઢવું-જવું તે;આકાશ ગમન-યાત્રા. *Inland* **n.**,internal navigation, on rivers, inland lakes etc :નદીઓ અથવા સરોવરો વિગેરે ઉપર વહાણ ચલાવવાં તે.

**Navigator,**(નૅવિગેટર્)*n.*One who directs the course of a ship,or one who is skilful in the art of navigation:નૌકાશાસ્ત્ર જાણનાર; વહાણ ખેડનાર;નાવિક;વહાણવટી;ટંડેલ; સફરી;સમુદ્રગામી.**2.**A book which teaches the art of navigation: નૌકાશાસ્ત્રશિક્ષક પુસ્તક-ગ્રંથ.

**Navy,**(નેવિ)*n.pl.***Navies.**[L.*navis*,a chip ]**1.** A fleet of ships: વહાણનો કાફલો; નૌકા સમૂહ.**2.**The whole of the war vessels belonging to nation or ruler,considered collectively: અરમાર; લડાઈના વહાણનો જથ્થો.**3.**The officers and men attached to the war vessels of a nation:અરમારના અમલદાર તથા માણસો. *Navy yard*, a place set apart,as a shore station for the use of the navy: અરમારને ઉતરવાનું ઠેકાણું.

**Nawab,**(નૅવૉબ્)*n.*A deputy ruler or viceroy in India:નવાબ;સુબો.

**Nay,**(ને)*adv.***1.**No:નહિ;ના.**2.** Not this merely, but also;not only so,but:ફક્ત એટલુંજ નહિ પણ.*n.pl.* **Nays.1.**Denial;refusal:ના ભણવી-પાડવી તે;નકાર;ના.**2.**A negative note:નકારનો મત.*It is no* **n.**,there is no denying it:તેને માટે કોઇથી ના-નકાર થાય તેમ નથી. *vt & i.* To refuse:ના પાડવી;નકાર ભણવો.

**Nazarene,**(નૅઝરીન્)*n.***1.**A native of Nazareth:નાઝરેથ ગામનો રહેવાશી.**2.**One of a sect of christians in the first and second century, who observed the laws of Moses: પહેલા અથવા બીજા સૈકામાં જે ખ્રિસ્તિ લોકોનો એક પંથ મોઝીઝના કાયદા પાળતો હતો તે પંથ.

**Nazarite,** ( નૅઝરાઈટ્ ) *n.* A Jew bound by a vow to leave the hair uncut,to abstain from wine and strong drink,and to practise extraordinary purity of life and devotion:ધર્મ પ્રમાણેશુદ્ધ રહેવાનું મત પાળનાર-માનનાર યાહુદીભક્ત.

**Neap,**(નીપ્)*n.*The tongue or pole of a cart or other vehicle drawn by two animals:ગાડાનો પોલ-સાટકો.*a.*Low:ઓછું;થોડું;અલ્પ. *Neap tides*, the lowest tides of the lunar month, which occurs in the second and fourth quarters of the moon: ઓછી ભરતી; સાતેમ આઠેમની ઓછી ભરતી.

**Near,**(નીર્)*adv.*[AS. *near*; compar. of *neah*, nigh.] **1.** Not re-

mote;nigh:પાસે;સમીપ;નજીક.*Let her not come* **n.***me*: તેણીને મારી પાસે આવવા દેશો નહિ.**2.** Nearly; almost:ઘણું કરીને;લગભગ.**N.***twenty years ago*: લગભગ-આશરે વીસ વર્ષપર.**3**.Closely;intimately:પાસે-નિકટ-નજીકના સંબંધથી.*Far and* **n.**,throughout a whole region: દેશ દેશાવરથી;ક્યાંક્યાંથી.*To come* **n.** *to*,to go near to,to want but little of:લગભગ થવું-જવું.*a*.**1.**Not remote;at hand;adjecent;nigh:પાસેનું-સમીપ;નજીક;સમીપસ્થ; નિકટવર્તી.*His death is* **n.**:તેનું મર્ણ-મોત નજીક-પાસે છે.**2.**Closely connected or related:પાસેના-નિકટ સંબંધનું. **N**.*kinsman*:પાસેનો સગો.**3.** Intimate;dear:વહાલો;અંતઃકરણનો; દીલોજાન. **N**. *friend*: વહાલો-દીલોજાન ભાઈબંધ.**4.**Not free,loose or rambling:અસલ પ્રત-નમુના પ્રમાણે. *As a version* **n.***to the original*: પ્રત પ્રમાણેનું ભાષાંતર.**5**. Close;narrow:સ્હેજ માંડ બચી ગયું હોય એવું;મુશ્કેલી ભરેલું.**N**.*escape*:મુશ્કેલીથી બચવું તે.**6.**Next to driver when he is on foot: હાંકનાર-ગાડીવાન ચાલતો હોય ત્યારે તેની પાસેનું.**7.**Immediate;direct;short:પાંસરો;સીધો;ટુંકો.*The nearest way*:સીધો-ટુંકો રસ્તો.**8.**Close fisted;parsimonious: બખીલ;કૃપણ; કંજુસ. *Prep.* Adjacent to;close by:પાસે;નજીક.*vt.*To approach;to come nearer:પાસે-નજીક-કને આવવું.*vi.*To draw near;to approach:પાસે જવું; જઈ પહોંચવું.

**Nearly**,(નીર્લિ)*adv.*Not remotely;closely; intimately; almost: નજીક;પાસે; અડોઅડનું; ઘણું કરીને; સોવસા;લગભગ.

**Near-sighted,** ( નીર્સાઈટેડ્ ) *a.* Seeing distinctly at short distances only; shortsighted: ટુંકી નજર-આંખવાળું.

**Neat,**(નીટ્)*n.* [ A.S. *neotan*, to make use of.](*Zool.*) Cattle of the genus Bos:ગૌ જાતનાં જનાવર-ગોધો,ગાય,વિગેરે. *Neat's foot oil*, an oil obtained by boiling the feet of neat cattle: ગાય વિ૰ પ્રાણીઓના પગ ઉકાળીને કાઢેલું તેલ. *a.* Of or pertaining to the genus Bos:ગૌ જાતનાં જનાવરો સંબંધી.*a.* [L.*niteo*,I shine.]**1.**Clean;cleanly;tidy:સ્વચ્છ;ચોખ્ખું. **2.** Simple and becoming; tasteful; trim; chaste:પરભાષાના અને અયોગ્ય શબ્દ વિનાનું;શુદ્ધ;સાફ;ઠીકઠાક કરેલું; શોભે એવું.*A* **n.***style*: શુદ્ધ-સાફ ભાષા. *A* **n.***dress*:શોભે એવાં સુંદર કપડાં. **3.** Free from admixture; good of its kind:મિશ્ર-મેળવણી વિનાનું;ચોખ્ખું; સારી જાતનું.**N.***brandy*:મેળવણી વિનાનો બ્રૅન્ડી-એકજાતનો દારૂ. **4.** Nice; finished;adroit:કુશળ;ચાલાક; હોંશિયાર;ચતુર;પ્રવિણ.*A* **n.***thief*: ચાલાક-હોંશિયાર ચોર.**5.**With all deductions or allowances made; net:બારદાન વાળી-કાપી આપેલું;ચોખ્ખો.**N**.*line*,a line to which work is to be built or formed:હદબતાવનાર લીટી;સીમા.

**Neat-cattle,**(નીટ્કૅટલ્ )*n.pl.*Oxen, cows, etc.:બળદ,ગાય,ઈ૰ઢોર.

**Neat-herd,** (નીટ્હર્ડ્ )*n.*A person who has the care of neat cattle;a cowherd:ગોવાળીઓ;ગોવાળ; ગોપાળ;રબારી;ઘોરી.

**Neatly,**(નીટ્લિ)*adv.*In a neat manner;tidily;tastefully:સાફ રીતે;સફાઈથી;મન ગમતું;ચોખ્ખાઇથી.

**Neatness,** ( નીટ્નેસ )*n.*The state or quality of being neat:સફાઈ; સ્વચ્છતા;શુદ્ધતા;.ચોખ્ખાઇ.

**Neb,**(નેબ્)*n.*[AS.*nebb*,head;face.] The nose;the snout;the mouth; the beak of a bird;bill:નાક;અણી; મ્હોં;પક્ષીની ચાંચ.**2.**The nib,as of a pen:કલમનું અણીકું;સ્ટીલ.

**Nebula,** (નેબ્યૂલૅ)*n. pl.* **Nebulæ.** [Gr.*nephele*,cloud.]**1.** (*Astron.*) A misty or cloudlike object in the heavens: વાદળ સરખા દેખાતા તારાઓનો સમૂહ.**2.**(*Med.*)A cloudy appearance in the nrine:મુતર-પેશાબનો વાદળના રંગ જેવો દેખાવ.

**Nebule,**(નેબ્યૂલૅ )*n.*A little cloud; cloud:વાદળ;વાદળું.

**Nebulosity,**(નેબ્યૂલૉસિટિ)*n.***1.**The state or quality of being nebulous;cloudiness:વાદળાથી અંધારાવાળું હોવું તે.**2.**The faint misty appearance surrounding certain stars:કેટલાક તારાઓની આસપાસનો ઝાંખો ધુમસ જેવો દેખાવ.

**Nebulous,**(નેબ્યૂલસ્ )*a.***1.**Cloudy; hazy: વાદળાંથી ભરાયેલું;ધુમસી. **2.** (*Astron.*)Nebular;cloudlike:વાદળા સરખા દેખાતા તારાઓના સમૂહ સંબંધી-નું;વાદળાના જેવું.

**Necessarily,**(નેસેસ્સૅરિલિ)*adv.*In a necessary manner;by necessity;unavoidably; indispensably:અવસ્ય;જરૂર-મૂખ્યત્વે કરીને;ખાસ.

**Necessary,** (નેસેસ્સૅરિ)*n. pl.* **Necessaries.1.**A thing that is necessary to some purpose: જરૂર-અગત્યની વસ્તુ.**2.**A privy;a water closet:સંડાસ;જાજરૂ;વાડો.

**Necessary,** (નેસેસ્સૅરિ)*a.*[L.*necesse*; unavoidable;necessary.] **1.** Such as must be;not to be avoided;inevitable;આવસ્યક;જરૂરનું. **2.** Indispensable;requisite;essential:જે વિના ચાલે નહિ એવું;આવશ્યક;જરૂરનું. **3.** Acting from necessity or compulsion;involuntary: નશીબ-દૈવવશ-આધીન હોઈ;કમરજીથી. *As,whether man is a* **n.***or free agent is a question much discussed*:માણુસ દૈવાધીન કે સ્વતંત્ર છે એ એક બહુ તકરારી વિષય છે.

**Necessitate,**(નીસેસ્સિટેટ્ )*vt.***1.**To make necessary or indispensable;to render unavoidable:આવશ્યક-અનિવાર્ય-જરૂરનું ક૰.**2.**To reduce to the necessity of;to force; to compel:જરૂર-ફરજ પાડવી.*He being surrounded on both sides, was necessitated to draw his army into York*:તે બંને બાજુએથી ઘેરાયેલો હોવાથી તેને યોર્કમાં પોતાનું લશ્કર પાછું લઈ જવાની જરૂર પડી હતી.

**Necessitous,**(નીસેસ્સિટસ્ ) *a.* **1.** Very needy or indigent;pressed with poverty:ગરીબ;અતિશય કંગાલ.**2.**Narrow;destitute;pinching: અડચણ-તંગી-મુશીબતવાળું; અતિભીડ-સંકટામણમાં આવી પડેલું.*As,* **n.** *circumstances*:સંકટની હાલત;દુઃખસમય.

**Necessity,**(નીસેસ્સિટિ)*n.pl.* **Necessities.1.**Inevitableness;indispensableness:જરૂર; અગત્યતા; પ્રયોજન.**2.** Extreme need; indigence;want:ઘણીજ-અતિશય-અત્યંત ગરીબાઇ-કંગાલિયત. **3.** A requisite; something indispensable (often in the *pl.*):અગત્યની-જે વગર નભે નહિ એવી ચીજ.**4.**Irresistible force;compulsion;fate: અતિશય-જેના સામા નહિ થઈ શકાય એવું બળ; ફરજ;નશીબ.*Of necessity*, by necessary consequence; by compulsion:ફરજ-જરૂરીઆતથી;અવશ્ય.

છોકરા તું જે કરતો હોય તે કર.**O.***nick*, **o.***scratch*,the devil:ભૂત;પ્રેત;પિશાચ.**O.***school*,a school preserving the character,manner, or opinions of a former time:જૂનો મત;જૂનો અસલી વિચાર.**O.** *world*, the eastern Hemisphere:પૂર્વગોળાર્ધ;જૂની દુનિઆ.

**Olden,**(ઑલ્ડન્)*a.* Old; ancient: જૂનું;પ્રાચીન;પુરાતન;અસલ-અગાઉનું. *vi.*To grow old:જૂનું-ઘરડું થવું.

**Old-fashioned,** (ઑલ્ડ્ ફૅશન્ડ્) *a.* Formed according to old or obsolete fashion or pattern;adhering to old customs or ideas:જૂના ચાલ-વિચારને અનુસરતું;જૂની ઢપનું-જુના વિચારનું.

**Oldness,**(ઑલ્ડ્નસ્) *n.* Old age: ઘરડપણ;ઝઈફી;વૃદ્ધાવસ્થા;જરા.

**Old-wife,**(ઑલ્ડ્-વાઈફ્)*n.*A prating old woman;a gossip:વાતોડી-વાતશૂરી-બકબકીઆ ડોશી.

**Oleaginous,**(ઑલીઍજિનસ્)*a.*[L. *olea*,olive.]Having the nature or qualities of oil; oily; unctuous:સુંવાળું;ચીકણું;તેલમય.

**Olfactory,**(ઑલ્ફૅક્ટરિ)*a.*[L.*olere*, to have a smell & *facio*,I make.] (*Physiol.*)Of, pertaining to,or connected with, the sense of smell:સુંઘવાનું;સુંઘવાની ઇંદ્રીવાળું-નું-સંબંધી.*n.*The sense of smell: સુંઘવાની ઇંદ્રી;ઘ્રાણેન્દ્રિ.

**Olibanum,**(ઑલિબૅનમ)*n.*A kind of gum:લોબાન.

**Oligarchical,**(ઑલિગાર્કિકલ્)*a.*Of, or pertaining to the government by few: અલ્પજન પ્રભુત્વ સંબંધી; થોડા માણસોના હાથમાં સત્તા હોયતેવા રાજ્ય સંબંધી-નું;અલ્પજન સ્વામિક.

**Oligarchy,**(ઑલિગાર્કિ) *n.pl.* **Oligarchies.** [ Gr. *oligos*, few & *arche*,rule.] A form of government in which the supreme power is placed in the hands of a few persons: થોડા માણસના હાથમાં રાજ્યનો અધિકાર આપવાની રીત;અલ્પજન સત્તા-પ્રભુત્વ.

**Olio,**(ઑલિઓ)*n.* [L. *olla*, a pot; dish.]1.A dish of stewed meat of different kinds:ધીમે તાપે ઉકાળેલું જૂદી જૂદી જાતનું માંસ પીરસેલી થાળી.2.A mixture;a medley:ભેળસેળ;ખીચડો;સેળભેળ.

**Olive,**(ઑલિવ્)*n.*[L.*oliva*.]1.(*Bot.*)A tree:જીતવૃક્ષ;જીતફળ.2.The color of the olive; a peculiar dark, brownish, yellowish, or tawny green: જીતફળના જેવો રંગ; બદામી રંગ.*a.*Of a peculiar dark brownish,or tawny green:બદામીરંગનું.

**Omelet,**(ઑમ્લેટ્)*n.*Eggs beaten up with a little flour &c. and cooked in a frying pan : ઇંડાનો જાડો પોરો-પુડો-પુઓ.

**Omen,**(ઓમેન્)*n.*[L.fr *oris*, the mouth.]A foretoken;a foreboding;a prognostic;a presage;an augury:ભવિષ્યનું લક્ષણ-ચિન્હ;શુકન; શુભાશુભ લક્ષણ; ભાવિસૂચક ચિન્હ;પૂર્વલક્ષણ.*Evil or ill* **o.**:દુર્લક્ષણ; અપશુકન;અશુભ લક્ષણ;ચિન્હ;અવચિન્હ. *Good* **o.**:સુલક્ષણ;સુચિન્હ.*Of good* **o.**:શુભ;મંગળ;માંગલિક.*vt.*To divine or to foreshow by signs or portents;to predict;to augur:ભવિષ્યબાંધી કહેવું; શુકન કરવા; સૂચવવું

**Ominous,**(ઑમિનસ્) *a.* 1. Foreboding or foreshowing evil; inauspicious:માઠું;અભદ્ર; અપશુકનનું-અશુભસૂચક; અમાંગલિક; અનિષ્ટસૂચક. 2. Significant;portentous: શુભસૂચક;મંગલકારી;શાકુનિક.

**Omissible,**(ઑમિસિબ્લ્)*a.*Capable of being omitted;that may be omitted: ભૂલી જવાય-ભૂલથી ન કરાય તેવું.

**Omission,**(ઓમિશન્) *n.* 1. The act of omitting;neglect of failure to do something required by propriety or duty:ભૂલચૂક;છોડી-મુકી દેવું તે;વર્જન;ત્યાગ;લોપ; ગફલત;કસૂર;ઉપેક્ષા.2. That which is omitted,or is left undone: મુકી દીધેલી વાત; અંશ-ભાગ મુકીદીધાની ભૂલ-કસૂર.

**Omit**(ઓમિટ્)*vt.*[L.*mitto*,I send.] 1.To let go;to leave out;to drop: છોડી-મુકી દેવું;રહેવા દેવું.2. To pass by;to leave undone;to neglect: કસૂર-ભૂલથી નકરવું;બાકી મુકવું;ચૂકવું; વિસરવું;આળસ-ઉપેક્ષા ક૦.

**Omnibus** (ઑમ્નિબસ્) *n.* [ L. *omnis*,all.]A long four-wheeld carriage,having seats for many men:ઘણાં માણસો બેસી શકે એવી ચાર પૈડાંની લાંબી ગાડી.

**Omnific,**(ઑમ્નિફિક્)*a.* All-creating:જગત-વિશ્વ-સૃષ્ટિકર્તા.

**Omnipotence,**(ઑમ્નિપોટેન્સ્)*n.* 1.Almighty power; one who is omnipotent;the Deity:સર્વ શક્તિમાન ઈશ્વર;પરમેશ્વર;સર્વ-અનંત-અપારશક્તિ.2.Unlimited power of a particular kind:કોઇ અમુક જાતની સર્વ-અનંત-અપારશક્તિ; અપરંપાર સામર્થ્ય.

**Omnipotent,**(ઑમ્નિપોટેન્ટ્)*a.* 1. All-powerful;almighty:સર્વશક્તિમાન.2.Having unlimited power of a particular kind: કોઇ અમુક જાતની અનંત-સર્વશક્તિવાળો;અપારશક્તિ વિશિષ્ટ. *The* **o.**, the Almighty;God:પરમેશ્વર;ઇશ્વર;પ્રભુ.

**Omnipresence,**(ઑમ્નિપ્રેઝેન્સ્)*n.* Presence in every place at the same time;universal presence; ubiquity:સર્વત્ર ભાવીપણું; સર્વવ્યાપકતા;સર્વવ્યાપીપણું;વિશ્વવ્યાપ્તિ;વિશ્વાત્મતા;વિશ્વરૂપતા;ત્રૈલોક્યવિસ્તાર.

**Omnipresent,** (ઑમ્નિપ્રેઝેન્ટ્) *a.* Present in all places at the same time;ubiquitous:સર્વવ્યાપક-વ્યાપીગત;સર્વગત;સર્વાત્મક;સર્વ-વિશ્વવ્યાપી; વિશ્વાત્મા;વિશ્વરૂપ.

**Omniscient,**(ઑમ્નિશિઍન્ટ)*a.*[L. *omni* & *scio*,I know.] Having universal knowledge; knowing all things; infinitely knowing or wise:ત્રિકાલજ્ઞ;સર્વસાક્ષી;સર્વજ્ઞ;સર્વદર્શી; વિશ્વનેત્ર;સર્વવેત્તા;ત્રિકાલદર્શી.

**Omnivorous,**(ઑમ્નિવૉરસ્)*a.*[L. *omnis*, all & *voro*, I eat greedily. ] All-devouring ; eating every thing indiscriminately: બધું ખાનારું;સર્વખાદ;સર્વભક્ષક-ભોજી.

**On,**(ઑન્)*prep.*[Gr.*ana*, up,on.] 1. At, or in contact with the surface or upper part of a thing: ઉપર;પર.*As,a book* **on** *the table*: મેજ ઉપરની ચોપડી.2.To or against the surface of:ઉપર;પર.*As,rain falls* **on** *the earth*:પૃથ્વી ઉપર વરસાદ વરસે છે.3.By means of;with: -થી;ઉપર;પર.*To make an impression* **on** *the mind*:મનપર અસર કરવી.4.At or near;adjacent to: તરફ;ઉપર;એ. **On** *the other hand*: બીજી બાજુએ;ઉલટું.5.In addition to;besides:ઉપર;તે ઉપરાંત;વળી.*Loss* **on** *loss*:ટોટા-નુકસાન ઉપર નુકસાન. 6.Indicating dependence or reliance:આધાર અથવા ભરોંસો-વિશ્વાસ દર્શાવવું.*To rely* **on**:-ના ઉપર વિશ્વાસ-ભરોંસો રાખવો. 7.At or in the

One sows another reaps:

time of;during:એ;માં.**On** *Monday*:શોમવારે.8.At the time of:-ની વખતે-એ.As,*on marriage occasions*:લગ્ન પ્રસંગે-ને વખતે-ઉપર. 9.Toward; for: તરફ;-ને વાસ્તે;-ની ઉપર.*To have pity* **on** *him*:તેના ઉપર દયા આણવી.10.At the peril of:-ને સટ્ટે-જોખમે.**On** *the life*:જીંદગીને જોખમે.11.By virtue of;with the pledge of:-ના સોગન ઉપર-ખાઇને.*He promised* **on** *his word*: તેણે સોગન ખાઇને વચન આપ્યું.12. To the account of:-ના ઉપર.13. In reference or relation to:-ના સંબંધમાં-ના વિષે.*As,a satire* **on** *society*:મંડળીના વિષે નિંદાત્મક કવિતા-ટોક.14.Of:નું-નો-ના.*Jealous* **on** *him*:તેનો અદેખો.15. In the performance of:-ને બજાવવામાં;કામ ઉપર.*Only three officers are* **on** *duty* : ફક્ત ત્રણ અમલદારો પોતાની કામ-નોકરી ઉપર છે.16.In the service of;of the number of:-ની ચાકરી-નોકરીમાં. *He is* **on** *a newspaper*:તે ન્યુસપેપરનું કામ કરે છે.**On** *it*,**On't**,of it:તેનું.**On** *to*,upon;on; to:ઉપર;પર;ને.**On** *the alert*:જાગતું;ચાલાક;જાગત; ચારબાક. **On** *fire*: બળતું;લાગતું;બળી ગયેલું;ક્રોધાયમાન. **On** *a sudden*:એકાએક;એકદમ;અણચિંત્યું;ઓચિંતું;અચાનક. *adv.* 1. Forward,in progress; onward: આગળ.2.Forward in succession: ક્રમમાં આગળ.*As,from father to* son and so **on**:બાપથી દીકરાને ઉતરતું;પેઢીગત.3.In continuance;without ceasing:અટક્યા-બંધ પડ્યા શિવાય; આગળ. *Say* **on**: બોલ્યા-કહ્યા જાઓ.4.Adhering;not off:આઘે નહિ;પાસે. *He is neither* **on** *nor off*:તે ઢંગધડા વગરનો છે;-નું ઠેકાણું નથી;ઘડીમાં કંઇ અને ઘડીમાં કંઇ કરે-કહે એવો છે.5.Attached to the body: પહેરેલું. I have boots **on**:મેં બુટ પહેરેલાં છે.6.In progress;proceeding:ચાલતી-તું.*A game is* **on**:રમત ચાલતી-ચાલે છે. 7. **On and on**, continuously: જારીપણામાં; ચાલુ. *He went* **on and on**:તે આગળને આગળ ચાલ્યોજ ગયો.

**Onanism,**(ઑનૅનિઝમ્)*n.*Self-pollution: હસ્તક્રિયા; મૂઠિજપ; મૂઠીઆં મારવાં તે; હાથરસ; કુટેવ.

**Once,**(વન્સ્)*adv.*1.By limitation to the number one;for one time: એકવાર-ફેરો-વખત. As, *go round about the city* **O.**: શહેરની આસપાસ એકવાર જઈ આવ.2.At some one period of time: ઘણા વખત-દિવસ ઉપર;પૂર્વે;આગળ.Once in two year:બે વરસમાં એકવાર.3.At any one time:ગમે તે વખતે. At once; immediately; without delay : એકદમ;તાબડતોબ;તરતજ; લાગલું;સત્વર;જલદી.

**One,** (વન્) *a.* [L.*unus.*] 1.Not multifold;single;individual:એક.2.A certain:નામનો એક-કોઇ (માણસ.) *I am the sister of* **o.** *Claudio*:હું ક્લૉડીઓ નામના એક શખ્શની બેન છું. 3. Pointing out contrast:સરખાવો દર્શાવતું;સરખું.*From* **o.***side of heaven into the other*: સ્વર્ગની એક બાજુએથી બીજીએ. 4. Closely bound together;united: એકરૂપ;એકસંપી;એક ગાંઠવાળું.5.Single in kind;the same;a common: એકજ;એકજ જાતનું;એકનું એક.6.Single;unmarried: કુંવારો; એકલો;છડો.*All* **o.**, of the same nature: એકજ જાતનું. **O.** *day*,(*a*) on certain day:એક દિવસે.(*b*) Referring to future time;some day:કોઈ દિવસે-દહાડે.**O.***eyed*:(,)કાણું;શુક્રાચાર્ય; કાણો.**O.***story*: એકમાળિયું. *Every* **o.**: હરેક-દરેક-પ્રત્યેકજણ. *Such a* **o.**:ફલાણો;અમુક.**O.***'s self*:પોતે;જાતે; પંડે.**O.***'s own*:પોતાનું;સ્વીય;આત્મીય;નિજ.**O.***sided.*:એક પક્ષીય;એક દેશીય.*n.*1.A single unit:એક.**O.** *is the base of all numbers*: સઘળી સંખ્યાનું મૂળ એક છે. 2. A symbol representing a unit: એક દર્શાવનારી નિશાની;*as*,1:એક.3.A single person or thing:એક માણસ-ચીજ. *Your little* **o.***s*:તમારાં છૈયાં છોકરાંબાળબચ્ચાં.*After* **o.**, after on fashion;alike: એક જાતનું-સરખું. *At* **o.**, in agreement:સલાહ-સંપમાં; એક વિચારમાં. *Ever in* **o.**, continually;always:હમેશાં;રોજ;નિરંતર *Indef.pro. n.*Any person indefinitely;a person or body: પુરૂષ; માણસ.*As*,**o.** *should work* one's *self*:કોઇ માણસે પોતાની મેળે કામ કરવું જોઇએ.*vt.*To unite;to assimilate:જોડવું;એક કરવું.

**Oneness,** (વન્નેસ્) *n.* Singleness in number;individuality; unity:એકત્વ;એકપણું; એકભાવ; અદ્વૈત; અભેદ;અવિશેષ.

**Onerous,**(ઑનરસ્)*a.* [*L. onus,a* load;burden.] Burdensome;oppressive:જુલમવાળું;ભારે;દુ:સહ.

**Onesided,**(વન્-સાઇડેડ્)*a.*1.Limited to one side; partial; unjust; unfair:એક તરફી;એક પક્ષી;અપ્રમાણિક;એક દેશીય.2.(*Bot.*) Growing on one side of a stem:થડની એક બાજુએ ઉગતું.**O.***flowers*:એક બાજુએ ઉગતાં ફુલો.

**Onion,**(અન્યન્)*n.*(*Bot.*)A liliaceous plant of the genus *Allium*: ડુંગળી;પ્યાજ;કાંદો;રાજગરી;ડુંગળાવળી.

**Only,** (ઑનલિ) *a.* [A.S. *anlic.*]1. One alone;single: એકજ.*His* **o.** *occupation*: તેનો એકજ ધંધો. 2. Alone in its class;by itself: એકલું;એકનુંએક; કેવળ. *An* **o.** *child*: એકનું એક છોકરૂં. 3. Preeminent; chief:મુખ્ય;સર્વોપરી.*adv.*1.Simply:માત્ર;-જ;કેવળ ફક્ત;શુદ્ધ.2.Solely; wholly;exclusively: તદ્દન;છેક. 3. Singly;without more:એકનું એક; ફક્ત;માત્ર.4.Particularly: ખાસ-મુખ્યત્વે કરીને.*conj.*Save or except: શિવાય;વિના.

**Onset,**(ઑન્સેટ્)*n.* 1. An attack; an assault;a storming:હુમલો;દંગાસો;ધસારો;હલ્લો;ચઢાઈ.2.A setting about;a beginning:શરૂઆત;આરંભ;પ્રારંભ; ઉપક્રમ. 3. Anything set on, or added (*as an ornament or as a useful appendage*):અલંકાર;શોભા. *vt.*1.To assault;to set upon:હુમલો-હલ્લો-ચઢાઈ ક૦.2.To set about;to begin: શરૂઆત-પ્રારંભ-ઉપક્રમ-આરંભ કરવો.

**Onslaught,**(ઑનસ્લૉટ્) *n.* 1. An attack;an onset: હલ્લો;હુમલો;ચઢાઈ.2. A bloody fray or battle: લોહીલવાણ લઢાઈ-ચઢાઈ.

**Onto,**(ઑન્ટુ)*prep.*On the top of; upon;on:-ના મથાળા ઉપર;ઉપર;પર.

**Ontological,** ( ઑન્ટૉલૉજિકલ્ ) *a.* Of, or pertaining to ontology: પ્રાણી-ભૂતમાત્ર વિચાર સંબંધી.

**Ontology,**(ઑન્ટૉલૉજિ)*n.*That department of the science of metaphysics which investigates and explains the nature and essential properties and relations of all beings:પ્રાણી-ભૂતમાત્ર વિચાર;સત્વમાત્રવિચાર;સત્વવિદ્યા.

**Onus,**(ઑનસ્)*n.*A burden;an ob-

ligation:ભાર;બોજો;જુમ્મો.**O.** *probandi*,the burden of proof:સાબીત કરવાનો-પુરાવાનો જુમ્મો-બોજો.

**Onward**,(ઑન્‌-વર્ડ્)*a*.1. Moving in a forward direction;forward: આગળ;આગળ ચાલેલું-ચાલતું.2.Advanced in a forward direction or toward an end:અગ્રગામી.*adv*. Forward;progressively: આગળ.

**Onwards**,(ઑન્-વર્ડ્ઝ્) *adv*. Onward:આગળ.

**Onyx**,(ઑનિક્સ્) *n*. [Gr. *onyx*, a claw.] (*Min.*) Chalcedony in parallel layers of different shades of color:શિવધાતુ;ગોમેદ.

**Ooze**,(ઉઝ્)*n*. [L. *udus*, wet,moist.]1. Soft mud or slime: ગળી જાય એવી-લીસી માટી-કાદવ. 2. Soft flow;spring:ઝરો.3.The liquor of a tan vat:એક જાતનો દારૂ.*vi*.1.To flow gently: ધીમેધીમે વહેવું; ઝરવું; ઝમવું;ગળવું;નિતરવું.2.To leak(out) or escape slowly:ધીમે રહીને વહી-જવું;-જતું રહેવું. *His courage* **o.**d *out*: તેની હિંમત ધીમેધીમે હઠી ગઈ.

**Opacity**,(ઑપૅસિટિ)*n*.1. Want of transparency ; opaqueness: અપારદર્શકપણું.2. Obscurity; want of clearness:નિસ્તેજપણું;નિષ્પ્રભતા;પ્રભાન્યૂનતા;અસ્વચ્છતા.

**Opacous**,(ઑપેકસ્)*a*.[L.*opacus*.] Opaque: અપારદર્શક;પ્રકાશરોધક;દૃષ્ટિરોધક;કિરણપ્રતિબંધક;સ્વચ્છ.

**Opal**,(ઑપૅલ્)*n*.[L.*opalus*.][*Min.*] A mineral consisting like quartz, of silica, but inferior to quartz in hardness and specific gravity:બદલાયા કરે એવા રંગનું ઝવેર; ક્ષીર સ્ફાટીક;લસણિયો.

**Opaline**,(ઑપૅલાઇન)*a*.Of,pertaining to, or like opal in appearance: લસણિયા જેવું-નું-સંબંધી.

**Opaque**,(ઑપેક્)*a*.[Gr.*epi*, upon & *skia*,shadow.]1. Impervious to the rays of light;not transparent: અપારદર્શક. 2. Obscure; not clear:નિસ્તેજ;તેજ હીન-વગરનું.

**Ope**,(ઑપ્)*a*. Open: ઉઘાડું; ખુલ્લું. *vt.&i*.To open:ખોલવું;ઉઘાડવું;ઉઘડવું.

**Open**,(ઑપન)*a*.[A.S.*open*.]1.Not shut up;not closed;not impeding or preventing passage: ખુલ્લું; ઉઘાડું; મોકળું; વિસ્તૃત. *Also*, figuratively, ready to see or bear:જોવા કે સાંભળવાને તૈયાર-તત્પર. 2.Not private; unrestricted to use: જેમાં સર્વને આવવાની છૂટ હોય એવું;પ્રતિબંધ રહિત-શૂન્ય;નિર્વિઘ્ન.**O.** *library*: જેમાં સર્વને આવવાની છૂટ હોય એવી પુસ્તકશાળા-કિતાબખાનું. 3. Free or cleared of obstruction to progress or to view;accessible:આવી-જઇ શકાય એવું;ગમ્ય. 4.Extended; expanded: ઉઘાડું; ખુલ્લું; ખિલેલું; વિકસિત; પ્રફુલ્લ. **O.** *flower*:ખીલેલું ફુલ.5.(*a*)Without reserve or false pretence;frank; sincere;generous;liberal;bounteous:ખુલ્લા દિલનું; નિષ્કપટી;ભોળું; ઉદાર;સખી;ઉમરાવ;મ્હોટા મનનું.(*b*) Not concealed or secret;revealed;apparent: ઉઘાડું;ખુલ્લું; પ્રસિદ્ધ;પ્રગટ;સ્પષ્ટ;સાફ;ચોખ્ખું. **O.***guilt*: દેખીતો-ખુલ્લો-ઉઘાડો ગુન્હો. 6. Not frosty; inclement; mild: બરફની હરકત વિનાનું.**O.***river*:બરફથી બંધ ન થઇ ગયેલી નદી.7.Not settled or adjusted;not decided or determined: ચાલતું; માંડી નહિ વાળેલું; ચાલુ;ઉભું.*An* **o.** *account*: ચાલતો હિસાબ.8.Free;disengaged: ખાલી;નવરૂં;નહીં રોકાયલું;બીન રોજગારી.9.(*Phon.*) Uttered with a relatively wide opening of the articulating organs (*said of vowels.*):ઉદાત્ત.10.(*Mus.*)(*a*)Not closed or stopped with the finger: આંગળીએથી અટકાવેલું-બંધ કરેલું નહિ એવું.(*b*)Produced by an open string:ખુલ્લા તારથી ઉત્પન્ન થતું; ખુલ્લું. **O.** *air*, the air out of doors: ખુલ્લી હવા. *Wide* **o.**:ઉઘાડું ફટાક; નરાતાળ ઉઘાડું; પહોળુંફક. *n*. Open space; open ocean; open water:ખુલ્લી જગ્યા; ખુલ્લો દરિયો-સમુદ્ર-પાણી. *In open*,in full view; openly:ખુલ્લી રીતે; સ્પષ્ટ રીતે;ઉઘાડે છોગે;છચોક.*vt*. 1.To make or set open;to unclose;to unbar: ઉઘાડવું;ઉઘાડું-ખુલ્લું કરવું; ખોલવું; ફોડવું; ચીરવું;ચીરો-ફાટ પાડવી;કાપવું. 2.To spread;to expand: લંબાવવું; વિસ્તારવું;મોકળું કરવું.*To* **o.***the hand*: હાથ લંબાવવો-મોકળો કરવો. 3.To disclose; to reveal; to explain: ખુલ્લું કરી બતાવવું;સમજાવવું; સ્પષ્ટ ક૦; મનની-પેટની-હૈયાની વાત કહેવી; મન મોકળું ક૦.4.To make known; to discover: જાણીતું કરવું;શોધી કાઢવું.5.To enter upon; to begin: શરૂ કરવું;આરંભવું; માંડવું; પ્રારંભ-ઉપક્રમ ક૦. *As to* **o.***fire upon an enemy*:દુશ્મન ઉપર દારૂગોળો છોડવા માંડવો.6.To loosen or make less compact:છૂટું કરવું; પીંજવું. *To* **o.** *cotton* : રૂ ટૂંપવું-કે દવું-પીંજવું. *To open one's mouth*,to speak:બોલવું;ઉચ્ચારવું.*To* **O.***up*,to lay open; to discover:ઉઘાડું મુકવું;શોધી કાઢવું; સ્પષ્ટ ક૦.*vi*.To unclose;to be unclosed;to be parted:ઉઘડવું;ખુલવું; ઉઘાડું થવું;સ્પષ્ટ થવું.2.To expand; to spread out; to be disclosed: દેખાવું;ફેલાવું;દૃષ્ટિએ પડવું.*The harbour* **o.***d to our veiw*:તે બંદર આપણને દેખાયું.3.To begin;to commence:શરૂ થવું;-નો આરંભ-પ્રારંભશરૂઆત થવી.4.(*Sporting.*)To bark on scent or view of the game: શિકારના સોડ અથવા દેખાવથી ભસવું.

**Open-handed**, (ઑપન-હૅન્ડેડ્) *a*. Generous;liberal; munificent: ઉદાર;ચોતાળ;હાથનું છૂટું;સખી;હાથનું મોકળું;છુટા-મોકળા હાથનું;મુક્ત હસ્ત.

**Open-hearted**, (ઑપન-હાર્ટેડ્) *a*. Candid;frank;generous:નિખાલસ;નિષ્કપટી;ભોળું;મોકળા મનનું.

**Opening**,(ઑપનિન્ગ્)*n*. 1. A beginning; commencement: શરૂઆત;આરંભ;પ્રારંભ;ઉપક્રમ;મંડાણ. 2.A breach;an aperture;a hole: બાકું;બાકોરૂં;કાણું; ચિરો;છિદ્ર; વહે; મુખ;દ્વાર. 3. A vacant place; an opportunity:ખાલી જગ્યા;તક;અવકાશ; તાકડો; પ્રસંગ. 4. A thinly wooded space, in the midst of forest:જંગલના મધ્ય ભાગમાં આછીપાતળીઝાડીવાળી જગ્યા.

**Openly**,(ઑપન્લિ)*adv*. 1. Publicly; not in private; without secrecy:છચોક;જાહેર રીતે; ઉઘાડે છોગે; સૌના દેખતાં; ધોળેદહાડે. 2. Without reserve or disguise; plainly;evidently:ખુલ્લા દિલથી;ખુલ્લી-સ્પષ્ટ રીતે;ઉઘાડી રીતે.

**Openness**,(ઑપન્નેસ્)*n*.The quality or state of being open:નિષ્કપટી-નીખાલસપણું; ખુલ્લા-ઉઘાડાપણું;સ્પષ્ટતા;પ્રસિદ્ધિ;પ્રસિદ્ધતા;નિષ્કાપટ્ય; સરળતા; સરલભાવ; નિશ્ચયતા; ખુલાસો;ઉદારપણું.

**Opera**,(ઑપેરૅ)*n*.[L.*opus*, work.] 1. A drama, either tragic or comic,of which music forms an essential part:સંગીતનાટક. 2. A

play set to music:ગાયનમાં ઉતારીને કરેલું નાટક.3.A house where operas are exhibited:સંગીત નાટકગૃહ.

**Opera-glass,**(ઑપેરેગ્લૅસ્) *n.* A short telescope with concave eye lenses of low power,usually made double,that is,with a tube and set of glasses for each eye;a lorgnette: સંગીતગૃહમાં તમાશો જોવાસારૂ બે નળીનું ટુંકું દુરબીન.

**Operate,**(ઑપરેટ્) *vi.* [ L. *opus*, work.]1. To perform a work or labor;to act:બળ વાપરી ક્રિયા કરવી; ચાલવું; વર્તવું; કાર્ય-કૃતિ-ચેષ્ટા-વ્યાપાર કo.2.To produce an appropriate physical effect: ખાસ શારીરિક અસર ઉત્પન્ન કરવી;ગુણ દાખવવો; ધારેલો ગુણ-અસર જણાવી; લાગુ પડવું.3.To act or produce effect on the mind:મન ઉપર અસર કરવી. 4.(*Surg.*)To perform some manual act upon a human body in a methodical manner:વાઢકાપ કરવી;શસ્ત્રોપચાર કરવા;કાપવું;ચીરવું.5. To deal in stocks or any commodity with a view to speculative profits: નફો મેળવવાના હેતુથી શેરનો વેપાર કરવો. *vt.* 1. To produce,an effect;to cause;ઉત્પન્ન કરવું-થી થવું;કરવું.2.To put into operation;to work:કામ કરવું.

**Operatic,**(ઑપરેટિક્)*a.*Of or pertaining to the opera:સંગીત નાટક સંબંધી-ને-લગતું.

**Operation,**(ઑપરેશન્) *n.* 1. The act of operating; agency: ક્રિયા; વ્યાપાર;પ્રવૃત્તિ;કર્તૃત્વ; ઉદ્યોગ; પ્રયત્ન; કારણ; સાધન. 2. The method of working;mode of action:ગુણ;અસર. 3. That which is operated or accomplished:કૃત્ય;કર્મ;કામ;કાર્ય;ચેષ્ટિત.4. Effect produced; influence:ચલણ; અસર. 5. (*Math.*) Something to be done: રીત. 6. Any methodical action of the hand, or of the hand with instruments,on the human body, to produce a curative or remedial effect:વાઢ-કાપ; શસ્ત્રક્રિયા; શસ્ત્રોપચાર.*Mental* **o.**:મનોવ્યાપાર.

**Operative,**(ઑપરેટિવ્)*a.*1.Active in the production of effects:ક્રિયાજનક;પ્રેયોજક; પ્રવર્તક; કારણીભૂત; કાર્યસાધક. 2.Efficacious:ગુણકારી; ગુણવહ;સિદ્ધિકર;પ્રબળ. 3. (*Surg.*) Consisting of an operation:વાઢકાપવાળું.**O.***surgery*:વાઢકાપનું વૈદું. *n.*A skilled worker;an artisan: કારીગર;કર્મકાર;શિલ્પકાર.

**Operator,**(ઑપરેટર્)*n.*1.One who, or that which,operates or produces an effect:ક્રિયાકારક-જનક;કારક;પ્રવર્તક;કર્તા.2.(*Surg.*)One who performs some act upon the human body by means of the hand,or with instruments:શસ્ત્રવૈદ;વાઢકુટીઓ.3. A speculator:સટ્ટો કરનાર વેપારી;સટોરીઓ.

**Operose,**(ઑપરોસ્) *a.* [L. *opus*, work.] Requiring labour; tedious;wearisome:કંટાળા ભરેલું;અતિશય મહેનત-શ્રમવાળું;માથાકુટવાળું; થકવે તેવું; શ્રમસાધ્ય;કષ્ટસાધ્ય.

**Ophicleide,**(ઑફિક્લાઇડ) *n.* [Gr. *ophis*, a serpent & *kleidos*, a key.](*Mus.*)A large brass wind instrument:મ્હોડે વગાડવાનું મોટું પીતળનું વાજું.

**Ophidian,**(ઑફિડિઅન)*n.*(*Zool*)A snake or serpent:સાપ;સર્પ.*a.*Of, pertaining to or belonging to serpents:સર્પ-સાપ સંબંધી-ને લગતું.

**Ophiology,** (ઑફિઑલૉજી) *n.* [Gr. *ophis*,& *logos*,a speech.] That part of natural history which treats of serpents:સર્પ-સાપનુંવ્યાન-વર્ણન;સર્પવિદ્યા.

**Ophthalmia,** ( ઑફ્થૅલ્મિઅ ) *n.* [Gr.*ophthalmos*,the eye.](*Med.*) An inflammation of the membranes or coats of the eye or the eyeball:આંખનો-મરજ;નેત્ર-ચક્ષુરોગ.

**Ophthalmic,** ( ઑફ્થૅલ્મિક્ ) *a.* (*Anat.*) Of,pertaining to,or in the region of,the eye;ocular:આંખ-નેત્રના મરજનું-વિષે-સંબંધી; નેત્ર સંબંધી;ચાક્ષુષ;ચક્ષુરસંબંધી.

**Ophthalmy,** (ઑફ્થૅલ્મિ) *n.*Ophthalmia:આંખનો-રોગ;નેત્રમરજ-રોગ.

**Opiate,** (ઑપિએટ્) *n.*1.Any medicine that contains opium:અફીણવાળું ઔષધ. 2. Anything which induces rest;that which quiets uneasiness:ઉંઘ આવે એવું ઔષધ;બેચેની શાંત કરનારૂં ઔષધ;નિદ્રાજનક ઔષધ;ઉપશમન. *a.*Inducing sleep:નિદ્રા આવે એવું; નિદ્રાવહ; નિદ્રાજનક.*vt.* To put to sleep:ઉંઘાડવું;નિદ્રા આણવી.

**Opine,**(ઑપાઇન્)*vt.*[L.*opinor*,to suppose.]To have an opinion;to judge;to suppose;to think:-નેલાગવું;ધારવું;વિચારવું; તર્ક કo.

**Opinion,** (ઑપિન્યૅાન્) *n.*1. Settled judgment in regard to any point of knowledge or action: મત;પક્ષ;અભિપ્રાય; વિચાર;તર્ક;મતિ; બુદ્ધિ;આશય. 2. The judgment which the mind forms of persons or things;estimation:વિચાર;તોલ;ભાન;ક્યાસ;ભાવ;મત;અભિપ્રાય. 3.Consideration; reputation; fame;public esteem:માન;આબરૂ; ઇજ્જત;કીર્તિ;જશ.4.Opiniativeness; conceitedness:ગર્વિષ્ઠપણું;અહંકાર. 5.(*Law.*)The formal decision, of views,of a judge:ન્યાયાધિશનો ઠરાવ-અભિપ્રાય. *To be of* **o.**, to think;to judge:-ને લાગવું;ધારવું;વિચારવું.*To hold* **o.** *with*,to agree with:-ને મળતા આવવું.*A different* **o.**:વિકલ્પ.*Difference of* **o.**:મતભેદ. *Ill* **o.**:દુષ્ટભાવ.*Public* **o.**:લોકમત; જનમત;લોકવાયકા.*Regard to public* **o.**:લોકલજ્જા;જનલજ્જા; લોકલક્ષ. *vi.*To opine:-ને લાગવું;ધારવું.

**Opinionated, opinionative,** ( ઑપિન્યૉનેટેડ્-ઑપિન્યૉનેટિવ ) *a.* Stiff in opinion; firmly adhering to one's own opinion;obstinate in opinion:જીદ્દી;આપમતિયું; પોતાનામતને વળગી રહેનાર.

**Opium,** (ઑપિઅમ્ )*n.*[Gr.*opion*, poppy juice.] (*Chem.*) The inspissated juice of the *Papaver somniferum*,or white poppy:અફીમ;અફીણ. **O.** *joint*,a low resort of opium smokers:ચંડુલ ખાનું.

**Opponent,** (ઑપ્પોનેન્ટ્ )*a.* [L.*ob* & *pono*,I place.]Adverse;antagonistic:ઉલટું;વિપરીત;વિરોધી;વિમુખ;પ્રતિકૂળ;વિરૂદ્ધ;પ્રતિપક્ષી.*n.*1. An adversary;an antagonist;a foe: વેરી;દુશ્મન; પ્રતિપક્ષી;અરિ. 2. One who opposes in disputation,argument or other verbal controversy:પ્રતિપક્ષી; સામાવાળીઉં;પ્રતિવાદી;પૂર્વપક્ષી;વાદી.

**Opportune,** (ઑપૉર્ટ્યૂન્ )*a.*[L. *ob* & *portus*,port;harbour.]Seasonable;timely : વખતસર;ખરા તાકડા સંધીનું; સમયોચિત; પ્રાસ્તાવિક;કાલયોગ્ય;પ્રસંગોચિત.

**Opportunely,**(ઑપૉર્ટ્યૂન્લિ) *adv.* At seasonable time:ખરે તાકડે;ત-

કોતક;જેવી જોઈએ તેવી રીતે;યથાવસરે; પ્રાપ્તકાલે.

**Opportunity,** (ઑપૉર્ટ્યુનિટિ) *n.* **1.**A suitable combination of conditions;suitable occasion;chance:તાકડો;લાગ;અવસર; પ્રસંગ; વેળા; અવકાશ; યોગકાર્યકાળ. **2.** Convenience of situation; fitness:લાયકી; યોગ્યતા;સાધન;ઉપાય;સોઈ. **3.** Importunity; earnestness: કાલાવાલા;ઘણો આગ્રહ.

**Oppose,** ( ઑપ્પૉઝ઼ ) *vt.* [L. *ob* & *pono*,I place.]**1.**To set opposite; to exhibit:સામું ધરવું-મુકવું.**2.** To set against;to offer antagonistically:વિરૂદ્ધ કરવું-મુકવું;વિરોધી-પ્રતિરોધી ઉભુ કo;આડું-પ્રતિકૂળ આણવું. **3.**To contend against;to resist;to withstand:-નાસામે થવું-પડવું;વારવું; નિવારવું; વિરોધ-પ્રતિરોધ કo;-ના ઉલટું પડવું.*As,to* **o**.*the king in battle*:લડાઈમાં રાજાના સામે થવું. **4.** To complete with; to strive against:સામા થઈ અટકાવવું;ચાલવા ન દેવું.*To* **o**. *the progress of an enemy*:શત્રુને આગળ વધતો અટકાવવો.*vi.***1.**To be set opposite:સામે મુકાવું. **2.** To act in opposition: સામે-વિરૂદ્ધ થવું.**3.**To make objection:વાદ વિવાદમાં હરકત લેવી;ઉલટો પક્ષ લેવો;વાંધો ઉઠાવવો.

**Opposer,**(ઑપ્પૉઝ઼ર્ )*n.* An opponent;an antagonist; an adversary:ઉલટો પક્ષ પકડનાર-લેનાર;સામે થનાર;વિરોધી;પ્રતિરોધી; વિરોધક.

**Opposite,**(ઑપ્પૉઝ઼િટ્ )*a.***1.**Placed over against;facing:સામું; સન્મુખ;સામે; અભિમુખ. **2.** Applied to the other of two things which are extremely different;other: બીજું;અન્ય;ઉલટું;ઈતર;પર;અપર.**3.** Inconsistent;contrary; antagonistic:વિપરીત;વિરૂદ્ધ;પ્રતિકૂલ;વિરોધી; પ્રતિરોધી. **4.** (*Bot*) Set over against each other: એક બીજાની સામેનું.*n.***1.**An opponent; an antagonist:શત્રુ;દુશ્મન; સામાવાળીઉં. **2.**That which is opposed or contrary:ઉલટી વાત;વિપક્ષ;પ્રતિપક્ષ;વિપર્યય;વિપરીત વસ્તુ;અડચણ;હરકત.

**Opposition,**(ઑપ્પૉઝ઼િશન્ )*n.***1.**The act of opposing;resistance:સામા થવું તે;પ્રતિકાર;પ્રતિક્રિયા;વારણ;નિવારણ;અવરોધ;અટકાવ;પ્રતિરોધ;પ્રતિકૂળતા; વિપરીતતા; પ્રતિબંધ. **2.** The state of being placed over against:સામું-સન્મુખ હોવું તે;સામાપણું;સન્મુખતા;અભિમુખતા.**3.**Repugnance;antipathy:વિરોધ;જન્મવેર; સહજવેર;વિરૂદ્ધભાવ;દ્વેષભાવ.**4.**The aggregate of persons or things opposing:પ્રતિપક્ષિ મંડળ;પ્રતિયોગીપક્ષ;વિરોધી જનસમૂહ. **5.** (*Logic.*) The relation between two propositions when,having the same subject and predicate,they differ in quantity, or in quality, or in both:વિપર્યય;વિપક્ષતા.

**Oppositionist,**(ઑપ્પૉઝ઼િશનિસ્ટ્ ) *n.*One who belongs to the opposition party: સામો પક્ષકાર;સામા મંડળનો માણસ.

**Oppress,**(ઑપ્પ્રેસ્ ) *vt.* [ L. *ob,*& *premo*,I press.]**1.**To impose excessive burden upon; to treat with unjust rigor or with cruelty:પીડવું;અતિશય-બહુ દુઃખદેવું; જુલમનો અતિશય ભાર મુકી પીડવું;જુલમ ગુજારવો;-નું તેલ કાઢવું; ત્રાહિત્રાહિતોબાતોબાપોકરાવવી.**2.**To ravish; to violate:બળાત્કારે સ્ત્રી સંભોગ કરવો;બગાડવું.**3.** To put down; to crush out;to suppress:સમાવવો; બેસાડી દેવો.*To* **o**.*the mutiny*:બળવો સમાવી-બેસાડીદેવો. **4.** To produce a sensation of weight in (*some part of the body*): પેટમાં ભારેશલ લાગવું;પથ્થર જેવું પડવું.*Excess of food* **O**.*s the stomach*: અતિશય ખોરાકથી પેટ ભારેશલ લાગે છે.

**Oppression,**(ઑપ્પ્રેશન )*n.***1.** The act of oppressing or state of being oppressed: પીડવું-દુખ દેવું તે; જબરદસ્તી;જોરજુલમ;જબરાઇ;બેદાદ; ઉપદ્રવ;પીડન;પ્રજાપીડન; દુઃખ; પીડા; કષ્ટ;જુલમ;અતિશય સખ્તી.**2.**Injustice; cruelty; tyranny : અન્યાય; અધર્મ;નિષ્ઠુરતા;ક્રૂરતા;જુલમ; સખ્તી. **3.** Depression; dullness; lassitude:ઉદાસી;મંદમતી;જડપણું; ઉદાસપણું;સુસ્તી;શીથિલતા.**4.** Ravishment;rape:બળાત્કારે કરેલો સ્ત્રી સંભોગ;બળાત્કાર સંભોગ.

**Oppressive,** ( ઑપ્પ્રેસિવ્ ) *a.* **1.** Unjustly severe, rigorous, or harsh:જુલમી;જબરાઇનું; જબરદસ્ત; ત્રાસદાયક;ઉપદ્રવકારક; ત્રાસક; પીડાકારી;જુલમ ભરેલું.*As* **o**.*taxes*: જુલમી વેરા-કર.**2.**Tyrannical:જુલમી; જુલમગાર; ઉપદ્રવી. *As,* **o**. *commands*: જુલમી હુકમ. **3.** Heavy; overpowering:ભારે;અતિશય;જબર. *As,***o**.*grief*:ભારે દુઃખ.

**Oppressor,** ( ઑપ્પ્રેસર્ ) *n.* One who imposes unjust burdens on others;one who harasses others with unjust laws:દુઃખ દેનાર;જુલમકરનાર;પ્રજા પીડક;નિષ્ઠુર;ઉપદ્રવકર્તા.

**Opprobrious,** (ઑપ્પ્રોબ્રિઅસ ) *a.* [ L. *ob* & *probrum*, reproach; disgrace.]**1.**Attaching disgrace; reproachful;scurrilous:નિંદક;બદનામી-તિરસ્કાર ભરેલું;નિંદાત્મક;નિંદાર્થક;અપવાદક; નિંદાસૂચક. **2.**Despised;rendered hateful: ફિટકારવા લાયક;તિરસ્કારને પાત્ર;તુચ્છ;નિન્દ્ય.

**Opprobrium,** (ઑપ્પ્રોબ્રિઅમ્ ) *n.* Disgrace;infamy; abusive language:ફિટકાર;ધિક્કાર;નિંદા;અપવાદ;અવજ્ઞા;તિરસ્કાર.

**Oppugn,** (ઑપ્પન્ ) *vt.* [L. *ob* & *pugno*,I fight.]To fight against;to attack;to oppose;to resist: -ની સામે ટક્કર લેવી;-ના સામું થવું; હુમલો-હલ્લો કo.

**Optative,**(ઑપ્ટેટિવ્ )*a.* [L. *opto*, I wish.] Expressing desire or wish:ઈચ્છાદર્શક-સૂચક; ઇચ્છાર્થક. **O.** *mood* (*Gram.*), that mood or form of a verb in which a wish or desire is expressed: આશિર્વાદ કે શાપરૂપ.*n.*The optative mood: શુભાશુભેચ્છકાર્થ.

**Optic,**(ઑપ્ટિક્ )*n.*[L.*oculus*,eye.] **1.** The organ of sight; an eye: આંખ; નેત્ર; દર્શનેન્દ્રિય. **2.** An eyeglass: ચશમાં;ચશમ ; ઉપનેત્ર.

**Optical,** (ઑપ્ટિકલ્ ) *a.* **1.** Of or pertaining to vision or sight: દૃષ્ટિ-નજરનું-સંબંધી-વિષે;દૃષ્ટિવિષયક. **2.** Of or pertaining to the eye; ocular:આંખસંબંધી-નું-વિષે;ચાક્ષુષ. **3.** Relating to the science of optics:દર્શનશાસ્ત્રનું-સંબંધી-વિષે;દૃક્શાસ્ત્ર વિષયક.

**Optician,** ( ઑપ્ટિશૅન્ ) *n.* **1.** One who deals in optical glasses and instruments:દર્શનયંત્ર બનાવનાર-વેચનાર. **2.** One skilled in optics: દૃક્શાસ્ત્રી; દૃક્શાસ્ત્રજ્ઞ.

**Optics,**(ઑપ્ટિક્સ્ )*n.*That branch of physical science which treats of the nature and properties of light;the laws of its modification by opaque and transparent

One flower makes no garland:

bodies, and the phenomena of vision:દર્શનવિદ્યા-શાસ્ત્ર;દૃક્શાસ્ત્ર-વિદ્યા.

**Optimism,** (ઑપ્ટિમિઝ્મ) *n.* The opinion or doctrine that the ordering of things in the universe is such as to produce the highest good:સૃષ્ટિમાં જે જે છે કે બને છે તે બધું સારા વાસ્તે છે એવું મત;ઉત્તમતા; શ્રેષ્ઠતા. 2. A disposition to take the most hopeful view:આશાજનક દૃષ્ટિથી જોવાનું વલણ.

**Optimist,**(ઑપ્ટિમિસ્ટ્)*n.*1. (*Metaph.*)One who holds the opinion that all events are ordered for the best: જગતમાં જે જે બને છે તે સારા વાસ્તે છે એવું મત ધરાવનાર. 2.One who looks on the bright side of things, or takes hopeful views:સારો અર્થ-ગુણ-ભાવલેનાર.

**Optimistic,**(ઑપ્ટિમિસ્ટિક્)*a.*Conforming to the opinion that all events are ordered for the best: જગતમાં જે થાય છે તે સારાને જ માટે થાય છે એવો મત ધરાવનારું.2.Hopeful;sanguine:સારીઆશાધરાવનારું.

**Option,**(ઑપ્શન્) *n.* [L. *opto*, I wish.] 1. The right of choice of election; an alternative: પસંદ કરવાનો હક-છૂટ-અધિકાર;વિકલ્પ. 2. Choice:પસંદગી;મરજી.3.A wishing;a wish:મરજી;ઇચ્છા; રાજીખુશી; અભિરૂચિ;અભિલાષ.

**Optional,** (ઑપ્શનલ્) *a.* Involving an option;left to one's discretion or choice; not compulsory:ખુશીપર રાખેલું;ઈચ્છાપર આધાર રાખતું; વિકલ્પક;ઐચ્છિક. *It is* **o.** *with you to go or stay:*જવું કે રહેવું તમારી ખુશી ઉપર છે. *An* **o.***matter:* ખુશીનો સોદો.

**Opulence,**(ઑપ્યુલેન્સ્)*n.*[L. *ops*, power, wealth.] Wealth;riches; affluence: દોલત;ધન;સંપત્તિ; દ્રવ્ય; લક્ષ્મી; ઐશ્વર્ય; વિભવ; સમૃદ્ધિ.

**Opulent,** (ઑપ્યુલેન્ટ્) *a.*Wealthy; rich; affluent:તાલેવંત;માતબર;ધનવાન;પૈસાદાર;શ્રિમંત;ધનાઢ્ય;ધનેશ્વર;શ્રીમાન.

**Or,** (ઑર્) *conj.*[AS.*a*,aye & *hwæer*,whether.] A particle that marks an alternative:કે;યા;અથવા;અગર;કિંવા;નહિતર;નહિતો.*prep.* &*adv.*[AS.*aer*,ere;before.]Ere; before;sooner than:પહેલાં;પ્રથમ; -નાકરતાં વહેલું.*n.*[L.*aurum*,gold.] [*Her.*] Yellow or gold color:પીળો-સોનેરી રંગ.

**Oracle,** (ઑરેકલ્) *n.* [ L. *oro*, I speak.]1.The answer of a god or some person reputed to be a god: બાંધેલા પ્રશ્નનો દેવે અથવા દેવ પુરૂષે આપેલો ઉત્તર.2.The deity who was supposed to give the answer: બાંધેલા પ્રશ્નનો જવાબ આપનાર દેવ-રૂપ પુરૂષ.3.The revelations or messages delivered by God to the prophets:ઈશ્વર પાસેથી ધર્મ ગુરૂ પાસે આવેલો સંદેશો;દેવવાણી;આકાશવાણી. 4.The entire sacred scriptures: ખ્રિસ્તી ધર્મશાસ્ત્ર.5.(*Jewish Antiq.*) The sanctuary or Most Holy place in the temple:યાહુદી લોકના મંદીરમાં પૂજ્ય સ્થળ.6.Any person reputed uncommonly wise: મ્હોટા મોભાવાળો પુરૂષ;ઘણો વજનદાર માણસ;પ્રમાણ પુરૂષ.7.A wise sentence or decision of great authority: આપ્તવચન; પ્રમાણ;બહુ બુદ્ધિશાળી પુરૂષનું વચન.8.An angle; a prophet:દૂત;ધર્મગુરૂ;ભવિષ્ય વાદીઓ.*vi.*To utter oracles:દેવ-આકાશવાણી થવી.

**Oracles,** (ઑરેકલ્સ્)*n.*The entire sacred scriptures:ખ્રિસ્તીધર્મશાસ્ત્ર.

**Oracular,**(ઑરૅક્યુલર્)*a.*1.Pertaining to an oracle; uttering oracles:બાંધેલા પ્રશ્નના દેવે આપેલા ઉત્તર સંબંધી-નું-વિષે; પ્રશ્નનો ઉત્તર કહેનાર. 2. Resembling an oracle in some way,as in solemnity,wisdom,authority,obscurity,ambiguity or dogmatism: આજ્ઞારૂપી; દ્વીઅર્થી;ગંભીરતાવાળું;દેવવાણીનું.

**Oral,**(ઑરલ્)*a.*[L.*oris*,the mouth.] 1.Uttered by the mouth,or in words;spoken;not written;verbal:મુખ જુબાનીનું;મોઢાનું;અલિખિત. 2.Of or pertaining to the mouth: મ્હોં સંબંધી-નું-વિષે.

**Orally,**(ઑરલિ)*adv.*1. In an oral manner:મુખ જુબાનીથી;મોઢેથી. 2. By,with,or in the mouth:મોઢેથી; મોઢામાં.

**Orange,**(ઑરેન્જ્) *n.* [L.*aurum*, gold.]1.The fruit of a tree:નારંગી. 2.(*Bot.*)The orange tree:નારંગીનું ઝાડ.3. The color of an orange: નારંગી રંગ. **O.** *pekoe*, a kind of black tea: એક જાતની કાળી ચાહા. *a.*Of the color of an orange:નારંગી-યા;નારંગીના રંગનું.

**Orangery,**(ઑરેન્જેરિ) *n.* A place for raising oranges; a plantation of orange trees : નારંગીનો ક્યારો-બાગ-કિતો.

**Orang-outang,** ( ઑરૅન્ગુટૅન્ગ્ ) *n.* (*Zool.*) An arboreal anthropoid ape:પુછડાં વગરનો વાંદરો;ઊરાંગ ઉટાંગ વાંદરો.

**Oration,** (ઑરેશન્) *n.* [L. *oro*, I speak.]An elaborate discourse delivered in public,treating an important subject in a formal and dignified manner:ઘણી મેહેનત લેઈ કરેલું વાક્ય ચાતુરીવાળું ભાષણ; છટાદાર ભાષણ;વાક્પ્રબંધ.*vi.*To deliver an oration:છટાદાર ભાષણ ક૦.

**Orator,** (ઑરેટર્) *n.* 1. A public speaker; one who is eloquent : છટાદાર ભાષણ કરતા-વક્તા; વાક્પંડિત;સભાપંડિત;સભાવક્તા. 2.(*Law.*) One who prays for relief;a petitioner:અરજદાર.

**Oratorial-ical,** (ઑરેટૉરિઅલ્-કલ્) *a.*Characterized by oratory;rhetorical:છટાદાર;વાક્યચાતુરીવાળું;વાક્ચાતુર્યમય;સાલંકાર; અલંકારિક.

**Oratorio,**(ઑરેટૉરિઓ)*n.*[L.*oratorius*, belonging to praying.]1. (*Mus.*)A more or less dramatic text or poem,founded on some scripture narrative:ખ્રિસ્તીધર્મ પુસ્તકના વિષય સંબંધી-બનાવેલું સુસ્તાનવાળું ગાયન.2.The performance of such a composition:ખ્રિસ્તી ધર્મ પુસ્તકના વિષય સંબંધી ગાયન-કીર્તન ગાવું તે;કીર્તન;કથા.

**Oratory,**(ઑરેટૉરિ)*n.pl.***Oratories.** A place of orisons or prayer;ઘરમાં પૂજાનું મંદીર;ભજનાલય;પૂજાગૃહ; પ્રાર્થના-સેવામંદિર.2.[L.*oratoria*, the oratorical art.]The exercise of rhetorical skill in oral discourse; eloquence: શબ્દવાક્ય ચાતુરી;સભાપાંડિત્ય;વક્તૃત્વ.

**Orb,**(ઑર્બ્)*n.*[L.*orbus*,destitute.] (*Arch.*)A blank window: સાદી બારી.2.[L.*orbis*,circle.]A spherical body;a globe:ગોળો; મંડળ; બિંબ;વર્તુલ.3.A circle; an orbit; વર્તુલ;કક્ષા;ફેરી.4.A period of time marked off by the revolution of a heavenly body:કોઇ સ્વર્ગીય પદાર્થની ચક્રગતિનો વખત.5.A revolving circular body;a wheel:ગોળ

ફરતા પદાર્થ;પૈડું.6.The eye:આંખનો ડોળો.7. (*Mil.*)A body of soldiers drawn up in a circle: કુંડાળામાં ઉભા રાખેલા સિપાઈઓ;ચક્રવ્યૂહ.*vt.*1.To form into a circle: ગોળ બનાવવું. 2. To surround; to inclose:ઘેરીલેવું;-માં રાખવું.*vi.*To become round like an orb:ગોળ થવું.

**Orbate,**(ઑર્બેટ્)*a.*[L.*orbus*,bereaved of parents or children.] Bereaved; fatherless ; childless : છીનવી લીધેલું;મૃત્યુથી મિત્રનો વિયોગ થયેલું; બાપ-છોકરાં-પુત્ર-પુત્રી વિનાનું.

**Orbed-Orbicular,** (ઑર્બ્ડ-ઑર્બિક્યુલર્) *a.* Spherical;circular:ગોળાકાર;ગોળ;વર્તુલાકાર.

**Orbit**(ઑર્બિટ્) *n.* [L.*orbis*,a circle.]1.The path described by a heavenly body in its periodical revolution around another body: ગ્રહપંથ;કક્ષા;ફેરી;ગ્રહમાર્ગ; મંડલ. 2. Ball:ગોળો.(*Rare & improper.*) *Apex of an* **o.**:ઉચ્ચ.*Apsis of an* **o.**:મંદોચ્ચ. 3.The cavity of the skull in which the eye and its appendages are situated:ડોળો; ચક્ષુગોળ.4.(*Zool.*)The skin which surrounds the eye of a bird:પક્ષિની આંખની આસપાસની ચામડી.

**Orchard,**(ઑર્ચર્ડ્)*n.* [A.S. *wyrt*, herb & *geard*,yard.]1.A garden:બાગ;બગીચો;વાડી.2 An inclosure containing fruit trees:ફળવાડી;ફળબાગ-વાડો;ફળવૃક્ષવાટિકા; ઉપવન;વાટિકા.

**Orchestra,**(ઑર્કેસ્ટ્રે) *n.* [Gr. *orchesmi*,to dance.] 1. The space in a theater between the stage and the audience:નાટકગૃહમાં રંગભૂમિ અને શ્રોતાસ્થાન વચ્ચેનીજગ્યા. 2.The space appropriated to a band:વાજીંત્ર ભૂમિ-સ્થળ; નગારખાનું;નોબતખાનું.3. A band of musicians:વાજકમંડળ;ગવૈયા.4.(*Mus.*) The instruments employed by a band:વાજક મંડળનાં વાજીંત્રો.

**Ordain,** (ઑર્ડેન્) *vt.* [ L. *ordo*, order.]1.To set in order;to regulate;to establish: નિયમ-ધારા પ્રમાણે ગોઠવવું;સ્થાપવું;નિમવું; વ્યવસ્થાપૂર્વક ગોઠવવું-સુકરવું.2.To constitute; to decree; હુકમ-કાયદો કo;ઠરાવવું;નિર્માણ કo. 3. To set apart for an office;to appoint: નિમવું; ઠરાવવું;અધિકારપર નિમવું; નિમણોક કo.4.(*Eccl.*)To set apart by the ceremony of ordination:ધર્માધિકારીની દીક્ષા આપવી.*Ordained* by the shastras:શાસ્ત્રોક્ત;શાસ્ત્રનિર્દિષ્ટ; શાસ્ત્ર વિહિત-સ્મૃત.

**Ordeal,**(ઑર્ડીઅલ્)*n.*[AS. *ordal*, a judgment.]1.An ancient form of test to determine guilt or innocence, by appealing to a supernatural decision:ધીજ; દિવ્ય; પરીક્ષા; પ્રમાણ. *Fiery* **o.**:અગ્નિદિવ્ય; તપ્તદિવ્ય; અગ્નિપરીક્ષા. **O.** *of the balance* : તુલાકોશ;તુલાપરીક્ષા. 2.Any severe trial or test:ખરીપરિક્ષા;કસોટી.*a.*Of or pertaining to a trial by ordeal:દિવ્યસંબંધી.

**Order,**(ઑર્ડર્)*n.* [ L.*ordo*,order.] 1.A regular arrangement; method;system: પદ્ધતિ;વ્યવસ્થા;ક્રમ; અનુક્રમ;રીત;પ્રણાલિકા;પરંપરા;રચના; રીતિ.*Inverted or retrograde* **o.**: વ્યતિક્રમ;વ્યુત્ક્રમ;વિપર્યય;વિપર્યાસ.**O.** *of battle*:વ્યૂહ;સૈન્યરચના.*Natural* **o.** *of words*: અન્વય. *That is in regular & reverse* **o.**: ઉલટસુલટ; અનુલોમવિલોમ. 2. A normal,correct,or fit condition:સારી સ્થિતિ; વ્યવસ્થા;બંદોબસ્ત;રૂપ;નિયમ. *The house is in good* **o.**: ઘર સારી સ્થિતિમાં છે. 3. The customary mode of procedure; usage; fashion:પદ્ધતિ;રીત; રિવાજ;માર્ગ;આચાર;નિયમ.4.Freedom from disturbance; public quiet: શાંતિ; સુલેહ;બંદોબસ્ત. 5. A rule or regulation made by competent authority:કાયદો; ધારો; કાનુન;નિયમ. *The rules and orders of the senate*: અસલની રાજ્યસભાના નિયમો તથા કાનુનો.6.A command;a mandate:આજ્ઞા;હુકમ;ફરમાશ;ફરમાન;વરધી. 7. A commission (*to purchase, sell, or supply goods* ): વરધી; ખબર; હુકમ; ફરમાશ;માગણી; ઘરાકી.**O.***s for blankets are large* ધાબળીની માગણી-ઘરાકી ઘણી છે.8.A rank;a row;a grade:ગણ;પ્રકાર;પંક્તિ;કોટિ;વર્ગ;also, a distinct character,kind or sort:પ્રકાર;જાત;પ્રતિ;as, talent of a high **o.**:ઉંચા વર્ગની બુદ્ધિ.9.A body of religious persons: આશ્રમ;માર્ગ;પંથ;સંઘ;મંડળી;અખાડો.10.The rank of deacon,priest or bishop:ગોરપદ;આશ્રમગુરૂ;ધર્માધ્યક્ષનુંપદ.11.(*Arch.*)A style or manner of architectural designing:ઇમારત બાંધવાની પદ્ધતિ-રીત. 13. (*Rhet.*)The placing of words and members in a sentence in such a manner as to contribute to force and beauty or clearness of expression:સંકલના; નિયમ.*Close* **o.** (*Mil.*),the arrangements of the ranks with a distance of about half a place between them:વચ્ચે અડધા કદમનું છેટું રહે એવીરીતે હારોની ગોઠવણી.14. Rank;degree:અંશ;તફાવત. *General* **orders**(*Mil.*),orders issued which concern the whole command,or the troops:સેનાધિપતિના લશ્કર ઉપર હુકમ; સદર હુકમ. *In* **order** *to*,for the purpose of;as means to:-ને વાસ્તે-કાજે-સારૂ. **O.** of battle (*Mil.*), the particular disposition given to the troops of an army on the field of battle:લડવાને માટે લશ્કરની વ્યૂહ;સૈન્યરચના. **O.** *of the day*,the special business appointed for a specified day:અમુક દિવસે કરવાનું ઠરાવેલું અમુક કામ.*To give* **o.**,to give command:હુકમ કરવો.*Out of* **o.**: અવ્યવસ્થિત;શિથિલવિથિલ; સથરપથર;જથરપથર; બગડેલું. *Indirect* **o.**: અનુલોમ.*Contrary to natural* **o.**: પ્રતિલોમ. *To take* **o.** *for*,to take charge of:-નો વહિવટકરવો.*vt.1.*To put in order;to direct:ક્રમ પ્રમાણે-રીતસર ગોઠવવું;બંદોબસ્ત કo; યોજના કo;-ની વ્યવસ્થા કo.2.To give an order to;to command:હુકમ કરવો;આજ્ઞા કરવી.*To* **o.** *troops to advance*:લશ્કરને આગળ વધવાનો હુકમ કરવો.3.To give an order for:-ને માટે હુકમ કરવો;વરધી મોકલવી;મંગાવવું.*To* **o.** *a carriage*:ગાડી લાવવાનો હુકમ કરવો.4.(*Eccl.*)To admit to holy orders;to ordain:ધર્મ ગુરૂનું પદ-દીક્ષા આપવી.*vi.*To give orders; to issue commands: હુકમ-આજ્ઞા કરવી;ફરમાવવું.

**Orderly,**(ઑર્ડર્લિ)*a.*1. Conformed to order;regular:યથાક્રમ;ક્રમશુદ્ધ; ઠીકઠાક; વ્યવસ્થિત; સંપ્રદાય શુદ્ધ. 2. Observant of order, authority, or rule; obedient; not unruly: કહ્યાગરૂં; તોફાની નહીં એવું; તાબેદાર; આજ્ઞાધિન-નિયમ-રીતસર ચાલનાર.**O.** *children*: કહ્યાગરાં-સભ્ય છોકરાં. 3.

One shift of the cat is worth a hundred of the fox:

Well-regulated:વ્યવસ્થિત.4. Being on duty;keeping order:કામ ઉપરનો(અધિકારી).**O.**_look_(_Mil._), a look for every company, in which the general and regimental orders are recorded:લશ્કરમાંની દરેક ટુકડીમાં પલટણોને લગતા સામાન્ય હુકમ નોંધવાની ચોપડી. **O.**_officer_,the officer of the day: અમુકદિવસ માટેનો ઉપરી અધિકારી. _adv._According to due order;regularly:નિયમ પ્રમાણે;નિયમિત રીતે;રીતસર;યથાક્રમ._n._1.A non-commissioned officer,or soldier who attends a superior officer to carry his orders, or to render other service:મોટા અમલદારના હુકમો અમલમાં લાવવા માટે સાથે રહેલો બીન સનંદી અમલદાર. 2. A street sweeper (_Eng._): પોળોનું વાસીદું વાળનાર; ભંગીઓ.

**Ordinal,**(ઑર્ડિનલ્)_a._ [L._ordo_,order.]1.Indicating order or succession: ક્રમવાચક-વાચ્ય;સંખ્યા પૂર્ણાર્થ;ક્રમસૂચક.**O.**_numbers_:ક્રમવાચક સંખ્યા.2.Of,or pertaining to an order:ક્રમ-સંખ્યાનું-સંબંધી-વિષે. _n._ A word or number denoting order or succession:ક્રમવાચક સંખ્યા.

**Ordinance,** (ઑર્ડિનન્સ્)_n._1.Orderly arrangement:ધારા પ્રમાણેની વિધિ;વ્યવસ્થા;નિયમ;ક્રમ. 2. A rule established by authority; an edict or decree:ધારો;કાનુન;દસ્તુર;નિયમ.3.An established ceremony: સ્થાપિત ક્રિયા;શાસ્ત્ર મર્યાદા;વિધિ;અનુષ્ઠાન;સંસ્કાર;કર્મ;ક્રિયા.4. Rank;order;station:પદવી;હોદ્દો.

**Ordinarily,**(ઑર્ડિનરિલિ)_adv._As a rule;commonly;usually:સાધારણ રીતે;ઘણું કરીને.

**Ordinary,**(ઑર્ડિનરિ)_a._1. Settled; regular:વહિવટ-ચાલ-દસ્તુર પ્રમાણે-મુજબ. 2. Common; customary; usual:સાધારણ; વ્યાવહારિક;પ્રચલિત;પ્રસિદ્ધ;લોકપ્રસિદ્ધ.3.Of common rank,quality or ability:સાધારણ; મધ્યમ;સામાન્ય.4.Inferior;of little merit:કનિષ્ઠ;ઉતરતું.**O.**_seaman_, not expert or fully skilled:બરોબર રીતે નહિ કેળવાયેલો એવો ખલાસી. _n._1.An ecclesiastical judge:ધર્મ બાબતના મુકદ્દમા ચૂકવનાર અધિકારી. 2.The mass;the common run: જથ્થો.3. Anything which is in ordinary or common use:સાધારણ વાપર-ઉપયોગ-ખપની ચીજ.4.(_a_) A dining room where a meal is prepared for all comers,at a fixed price for the meal:જે વિશીમાં ભોજનની કિંમત ઠરાવી હોય એવી વિશી.(_b_)The meal furnished at such a dining room:એવી વિશીમાં આપેલું ભોજન.

**Ordinate,** (ઑર્ડિનેટ્) _a._ Well-ordered; regularly; methodical : શિરસ્તા-વહિવટ પ્રમાણે; નિયમસર.

**Ordination,**(ઑર્ડિનેશન્)_n._1.The act of ordaining:સ્થાપના; સ્થાપન;વિધાન;નિમવું તે.2.The state of being ordained,appointed etc.: વ્યવસ્થિત-સ્થાપિતપણું; યોજના;નિયોજન;નિયોગ.3.(_Eccl._) The conferring of holy orders:ધર્માધિકારદીક્ષા;ધર્મપદ નિયોજન.4.Arrangement;order:ગોઠવણી;નિયમ;વ્યવસ્થા.

**Ordnance,** (ઑર્ડ્નન્સ્) _n._ [L. to ordain].Cannon or great guns, mortars,and howitzers;artillery: તોપખાનું;તોપો;મોટાં અગ્નિશસ્ત્ર.

**Ordure,**(ઑર્ડ્યૂર)_n._[L._horridus_, horrid.]1.Dung;excrement;faeces:અઘાર;લીંડી;વિષ્ટા; નરક;છાણ.2. Defect;imperfection:કસુર; ખોટ; ખાંપણ;ખામી;એબ.

**Ore,**(ઑર્)_n._[AS._ar._]Honor;grace;mercy:માન;મહેરબાની;દયા;રહેમ નજર._n._ [L. _æs_, brass.] 1. A native form of a metal,whether free and uncombined:અશુદ્ધ;અશોધિતધાતુ;કાચીધાતુ.2.Metal:ધાતુ.

**Organ,**(ઑર્ગન્)_n._[Gr._organon_, fr._ergo_,to do work.]1.An instrument or medium by which some important action is performed: સાધન;કારણ;કર્મસાધન;જે વડે કાંઈ અગત્યનું કામ થાયછે તે._An army is an_ **O.**_of Government_:લશ્કર એ રાજ્યનો એક મુખ્ય ભાગ-અંગ છે.2.(_Biol._) A natural part or structure in an animal or a plant:ઇંદ્રિય.**O.**s. _of respiration_:શ્વાસેન્દ્રિય. **O.** _of perception & sensation_: જ્ઞાનેન્દ્રિય;જ્ઞાન સાધન. _There are five_ **O.**_s of perception,viz_: શ્રોત્ર,ત્વક્, ચક્ષુ,જીહ્વા,ઘ્રાણ. **O.** _of action_:કર્મેન્દ્રિય._The organs of action are also five viz_:વાક્,પાણિ,પાદ, પાયુ ઉપસ્થ.**O.** _of the mind or soul_: અતિરિંદ્રિય._They are_:મન,બુદ્ધિ,ચિત્ત,અહંકાર.3.A component part: ભુંગળું એ વરાળ યંત્રનો એક મુખ્ય ભાગ છે.4.A medium of communication between one person or body and another: સાધન; માર્ગ; દ્વાર;મુખ. 5. (_Mus._) A wind instrument:વાજું;વાદ્ય.

**Organic-al,** (ઑર્ગૅનિક્-ઑર્ગૅનિકલ્)_a._1.(_Biol._) Of or pertaining to an organ;consisting of organs: ઇંદ્રિય સંબંધી-નું-વિષે-લગતું; કર્મસાધનમય;કર્મ-સાધનરૂપ; સેન્દ્રિય; જીવસાધનનું-ને લગતું-વિષેનું;ઇંદ્રિયવાન; ઇંદ્રિયસંપન્ન; ઇંદ્રિયવિશિષ્ટ; જીવિતસાધનવિશિષ્ટ;સ્વકર્મસાધનસંપન્ન; કરણસંપન્ન. 2. Instrumental:ઉપકરણ-સાધનભૂત.3.Produced by the organs:ઇંદ્રિયજનિત; ઇંદ્રિયોત્પન્ન._As_, **O.**_pleasure_: ઇંદ્રિયસુખ.

**Organism,** (ઑર્ગૅનિઝ્મ્) _n._1.Organic structure; organization: અવયવ રચના;ઘટના.2. (_Biol._) An organized being;a living body: જીવસાધનવિશિષ્ટવસ્તુ.

**Organist,** (ઑર્ગૅનિસ્ટ્) _n._(_Mus._) One who plays on the organ:વાજું વગાડનારો;વાજીંત્રી.

**Organization,** (ઑર્ગૅનાઇઝેશન્) _n._1.The act of organizing:ઇંદ્રિયવાન કરવું તે;ઇંદ્રિયવિશિષ્ટ કરણ;નિર્માણસૃષ્ટિ. 2. The state of being organized:ઇંદ્રિયવાન થવું તે; સેંદ્રિયતા.3.An organized existence; an organism:રચના;યોજના;બંદોબસ્ત;વ્યવસ્થા;સંયોજના.

**Organize,**(ઑર્ગૅનાઇઝ્)_vt._1.(_Biol._) To furnish with organs:ઇંદ્રિયવાન કરવું;જીવન સાધન આપવું;ઇંદ્રિયસંપન્ન-કર્મસાધન સંપન્ન કo; સાંગોપાંગ કo.2.To systematize;to get into working order: યોજના કરી રચવું;વ્યવસ્થા-બેત-બંદોબસ્ત કo;ઘટના કo.3.(_Mus._)To sing in parts: વાજાની સાથે ગાવું.

**Orgasm,**(ઑર્ગૅઝ્મ્)_n._ Eager action or excitement; erethism: જોસ;જુસ્સો;અતિઆવેશ;ક્ષોભ;આવેગ;અતિ કામભિલાષ.

**Orgies,**(ઑર્જીઝ્)_n.pl._[Gr._orgia_, secret rites.] 1. A sacrifice accompanied by certain ceremonies:કેટલીક ક્રિયા કરીને ભોગ આપવો તે.2.Drunken revelry;a carouse: અતિશય દારૂ પીને મોજ-મસ્તી કરવી તે;પ્રહર્ષ;પ્રમોદ;રાત્રુત્સવ.

*સોનીના સોં તો લુહારનો એક.

**Oriel,**(ઑરિએલ્ )*n.*[ L.*auriolum*, a porch.]A sort of recess:ઝરૂખો; ગોખ.2.(*Arch.*) A bay window: દિવાલ બહાર પડતી બારી.

**Orient,**(ઑરિએન્ટ્ )*a.* [L.*oriri*, to rise.]1.Rising,as the sun:ઉગતું; ઉદય થતું-પામતું; ઉદયમાન. 2.Eastern; oriental: પૂર્વખંડ-દેશનું;પૂર્વાનું; ઉગમણું;પૂર્વાત્ય.3.Bright;lustrous; pure; perfect; pellucid:ઉજ્જ્વલ; તેજદાર;ઉંચી જાતનું;ચકચકિત;પાણીદાર;ચળકતું.*n.*1.The east:પૂર્વદિશા;ઉગમણ. 2.The countries of Asia or the East:એશિઆના અથવા પૂર્વના દેશો.3.Pearl of great luster (*R*): ઉંચા પાણીનું મોતી.*vt.*1. To ascertain the bearings of:-નો સંબંધ નક્કી કo.2.To arrange in order:નિયમ પ્રમાણે-રીતસર ગોઠવવું;વ્યવસ્થા કo.

**Oriental,**(ઑરિએન્ટલ્ )*a.*Of or pertaining to the orient or east; eastern: ઉગમણુ-પૂર્વનું-તરફનું; પૂર્વદેશીય;પૂર્વદેશસ્થ; પૂર્વાત્ય.*n.*A native of the orient;an Asiatic:પૃથ્વીના પૂર્વદેશનો રહેવાસી;પૂર્વદેશવાસી.

**Orientalism,**( ઑરિએન્ટલિઝમ્ ) 1. Any system, doctrine, custom, expressions etc.,peculiar to Oriental language: પૂર્વદેશ વાસીઓનું વિશેષ મત-પદ્ધતિ-ની ભાષા-રૂઢી. 2. Knowledge or use of oriental languages, history, literature etc.:પૂર્વની ભાષા,તવારીખ, બોલી વિગેરેનું જ્ઞાન તથા તેનો ઉપયોગ.

**Orientalist,**(ઑરિએન્ટલિસ્ટ્ )*n.* 1. An inhabitant of the Eastern parts of the world:પૂર્વ દેશનો વાસી. 2. One versed in Eastern languages, literature etc,:પૂર્વદેશની ભાષાઓ તથા વિદ્યામાં પ્રવિણ પુરૂષ;પૂર્વદેશીયભાષાજ્ઞ.

**Orifice,**(ઑરિફિસ્ )*n.* [L. *os*, *oris*, a mouth & *facio*, I make.] A mouth or aperture,as of a tube, pipe,etc.;an opening: વેહ;બાકું; નળીનું મ્હોં;કાણું;બાકોરું;મુખ;દ્વાર;છિદ્ર.

**Origin,** (ઑરિજિન્ )*n.*[L.*orior*, I rise,become visible.]1.The first existence or beginning of any thing;the birth:પ્રારંભ; મૂળ;શરૂઆત; આરંભ;જન્મ; ઉત્પત્તિ;ઉપક્રમ; ઉદ્ભવ; સંભવ; આદિ;યોનિ. 2.The spring;the cause;the occasion: નિમિત્ત;કારણ;બીજ; હેતુ;આદિકારણ; ઉત્પત્તિ-સ્થાન;પ્રયોજક;પ્રવર્તક; ઘર;ઝરો;ખાણ.

**Original,** (ઑરિજિનલ્ ) *a.*1. First in order;pertaining to the origin;primitive;primary;pristine: મૂળ ઉત્પત્તિનું-ને લગતું;મૂળ;અસલ.2. New;fresh;genuine: નવું; તાજું; તર્તનું. *An o. thought*: નવો-તર્તનો વિચાર.3.Inventive:નવું શોધી કાઢે તેવું;અપૂર્વકલ્પક;અપૂર્વયોજક;સ્વતઃકલ્પક;શોધક.*An o.genius*:નવું શોધી કાઢે તેવો બુદ્ધિવાન પુરૂષ. 4. Before unused or unknown;new: અજાણ્યું;નવું;અપૂર્વ;અપૂર્વસિદ્ધ;રચિત.*n.*1. Origin;commencement;source: મૂળ;પ્રારંભ;આરંભ; મૂળ;બીજ; આદિ કારણ;હેતુ; નિમિત્ત. 2. Archetype; first copy: મૂળ-અસલ ગ્રંથ;મૂળપ્રત; અસલપ્રત. 3.An orginal thinker or writer: નવું લખનાર; કલ્પનાથી લખનાર. 4.A person of marked eccentricity:લહેરી-તુરંગી માણસ.

**Originality,** ( ઑરિજિનૅલિટિ ) *n.* The quality or state of being original:અવલ-અસલપણું;અપૂર્વ રચના શક્તિ;કલ્પનાશક્તિ;અપૂર્વ કલ્પના-સામર્થ્ય;અપૂર્વતા;સ્વકલ્પના.

**Originally,** (ઑરિજિનલિ ) *adv.*1. In the original time, or in an original manner;primarily:મૂળ વખતમાં;મૂળ રીતે;મૂળથી.2.At first; at the origin: અસલ;પહેલાં; શરૂઆતમાં.

**Originate,** ( ઑરિજિનેટ્ ) *vt.* To cause to be;to bring into existence; to produce as new: નવું કરવું-પેદા કo;કાઢવું;ઉત્પન્ન કo; પ્રારંભ કo; ઉપક્રમ કo. *vi.* To take first existence;to have orgin or beginning:ઉત્પન્ન થવું;પ્રથમ નીકળવું; ઉપસ્થિત-શરૂ-ચાલુ-પ્રવૃત્ત થવું;પ્રારંભ-ઉપક્રમ થવો.

**Originator,**(ઑરિજિનેટર્ )*n.* One who originates:ઉત્પન્ન-શરૂ કરનાર; પ્રવર્તક;ઉત્પાદક;યોજક;આરંભક;કલ્પક.

**Orion,**(ઑરિઑન )*n.* [Gr.*orion*, a mythological hunter.] A large and bright constellation on the equator between the stars Aldebaran and Sirius:દક્ષિણ બાજુનું તારામંડળ;મૃગશીર્ષ.

**Orison,**(ઑરિઝૉન )*n.* [ L. *oratio*, prayer;speech.]A prayer;a supplication:વિનંતી;કાલાવાલા;આજીજી;પ્રાર્થના;ઉપાસના;સ્તુતિ; સ્તોત્ર.

**Orlop,** ( ઑર્લૉપ્ ) *n.* The lowest deck of a vessel:વહાણનું સૌથી નીચેનું તૂતક.*

**Ormolu,**(ઑર્મૉલ્યૂ )*n.*[L.*aurum* gold & *moleo*,I grind.]A variety of brass made to resemble gold:સોનાના જેવા રંગનું પીતળ.

**Ornament,**(ઑર્નમેન્ટ્ )*n.*[L.*orno*, I deck.]Embellishment;decoration;adornment: શણગાર; શોભા; ભૂષણ;વિભૂષણ;અલંકાર; મંડન; આભરણ;સાજ;તિલક; દાગીનો;ઘરેણું. *O. among the learned*: વિદ્વદ્મંડલ મંડન.*O.of sense*:અર્થાલંકાર. *Verbal o.*:શબ્દાલંકાર.*vt.*To adorn;to deck;to embellish: ઘરેણાં પહેરાવવાં;શણગારવું;શોભાવવું; મંડિત કo; અલંકાર-ભૂષણ પહેરાવવાં.

**Ornamental,**(ઑર્નમેન્ટલ્)*a.*Serving to ornament; beautifying; embellishing:શોભાવે તેવું;શોભાવાળું-નું;શોભાકારક;શોભાપ્રદ;શોભાજનક-દાયક;વિભૂષક;સુશોભિત.

**Ornamentation,**(ઑર્નમેન્ટેશન ) *n.* 1. The act of ornamenting: શોભાવવું-શણગારવું તે.2.That which ornaments;ornament: આભૂષણ; અલંકાર;ઘરેણું;મંડન.

**Ornate,**(ઑર્નેટ્ ) *a.* [ L. *orno*, I adorn.]1. Adorned; decorated; beautiful:શણગારેલું;આભુષિત;સુંદર;ખૂબસુરત; વિચિત્ર; શોભિત; વિભૂષિત;મંડિત;અલંકૃત.2.Finely finished,as a style of composition: અલંકૃત;અલંકારમય.*vt.* To adorn: શણગારવું;શોભાવવું.

**Ornithology,** ( ઑર્નિથૉલૉજિ ) *n.* [L.*ornithos*,a bird & *logos*,discourse.]1.That branch of zoology which treats of the natural history of birds and their classification:પક્ષિ વર્ણન વિદ્યા. 2. A treatise or book on this subject: પક્ષિવિદ્યા-વર્ણનની ચોપડી.

**Orology,** (ઑરૉલૉજિ) *n.*[Gr.*oros*, mountain & *logos*, speech.]The science or description of mountains:પહાડ-ડુંગરોનું શાસ્ત્ર-વર્ણન.

**Orphan,**(ઑર્ફન્)*n.*[Gr.*orphanos*, L.*orbus*,bereft.]A child bereaved of father or mother,or of both: મા કે બાપ,કે માબાપ વિનાનું છોકરું; અનાથ;માતૃપિતૃ રહિત-શૂન્ય.*a.*Bereaved of parents,or (*some times*) of one parent:નબાપું;નમાયું; અનાથ;માબાપ વગરનું.*vt.*To deprive

One's own is faultless:

of parents:માબાપ વિનાનું કરવું.

**Orphanage,** (ઑર્ફનૅજ) *n*.1.The state of being an orphan;orphanhood:નબાપા-નમાયાપણું; માતૃપિતૃહીનતા;અનાથતા.2.An institution or asylum for the care of orphans:માબાપ વિનાનાં-વગરનાં છોકરાંને રહેવાનો આશ્રમ-ગૃહ;અનાથ રક્ષક ગૃહ;અનાથાશ્રમ;અનાથાલય.

**Orpiment,** (ઑર્પિમેન્ટ્) *n*.[L.*aurum*,gold & *pigmentum*,pigment.](*Chem.*) Arsenic sesquisulphide:હરતાલ; હડતાલ. *Red* **o.**, realgar;the red sulphide of arsenic:રાતી; રક્ત ધાતુ. *Yellow* **o.**, king's yellow: હડતાળ-હરતાળ.

**Orrery,** (ઑરેરિ) *n.pl.***Orreries.** An apparatus which illustrates by the revolution of balls,the relative size,periodic motions, positions, orbits,*etc.*, of bodies in the solar system:સૂર્યમંડળ ગતિસૂચક યંત્ર;ગ્રહગતિ સૂચક યંત્ર.

**Orthodox,** (ઑર્થોડૉક્સ્)*a*.[Gr.*orthos*,right & *doxa*,an opinion.] 1.Sound in opinion or doctrine, esp.religious:ધર્મમાં દૃઢ; સન્માર્ગી; ખરો;યથાશાસ્ત્ર;દક્ષિણમાર્ગી. 2. Approved;conventional:રીત-રૂઢી પ્રમાણે થતું;ઠરાવેલું;શાસ્ત્રીય;શાસ્ત્રસંમત;શાસ્ત્રમતાનુસારી;ધર્મપરાયણ.

**Orthodoxy,** ( ઑર્થોડૉક્સિ ) *n*. 1. Soundness of faith:ખરો માર્ગ;દક્ષિણમાર્ગ-આચાર. 2. Consonance to genuine scriptural doctrines: યથાશાસ્ત્રતા;શાસ્ત્રમાર્ગાવલંબન.

**Orthoepist,** ( ઑર્થોએપિસ્ટ્ ) *n*. One who is skilled in orthoepy: શુદ્ધ-સાફ-સ્પષ્ટ ઉચ્ચાર કરનાર.

**Orthoepy,**(ઑર્થોએપિ)*n*.[Gr. *orthos*,right & *epos*,a word.] શુદ્ધ ઉચ્ચારવિદ્યા;શુદ્ધ ઉચ્ચાર; શુદ્ધોચ્ચારણ.

**Orthographical,** (ઑર્થોગ્રૅફિકલ્) *a*. 1. Of or pertaining to right spelling:શુદ્ધ લખવા-લેખન સંબંધીનું.2.(*Geom.*) Of or pertaining to right lines or right angles:સીધી લીટીઓ અથવા કાટખૂણા સંબંધીનું.

**Orthography,**(ઑર્થૉગ્રૅફિ)*n*.[Gr. *orthos*,right,& *grapho*,I write.] 1.The art or practice of writing words with the proper letters; correct spelling: શુદ્ધ જોડણી; શુદ્ધ લેખનવિદ્યા;વર્ણન્યાસ; વર્ણવિન્યાસશાસ્ત્ર-વિચાર. 2. The part of grammer which treats of the letters, and part of the art of spelling correctly:વર્ણવિચાર; શબ્દવિન્યાસ.

**Ortive,**(ઑર્ટિવ્)*a*. [ L. *orior*, to rise.]1.Of or relating to the time or act of rising;eastern:ઉદય થતું;ઉગતું;પૂર્વ દિશાનું.

**Oscillate,**(ઑસિલેટ્)*vi*. [L.*oscillum*,a swing.]1.To move backward and forward;to swing;to sway:ઝોલાં ખાવાં;ઝુલવું;આમતેમ ચાલવું. 2. To vary or fluctuate between fixed limits:અમુક હદ વચ્ચે-વધવું-ઘટવું;-ની વધઘટ થયા કo.(*b*)To act in a fickle manner:ડામાડોલ થયા કરવું;એક વિચાર ન રાખવો;ઘડીમાં કંઇ અને ઘડીમાં કંઈ કરવું;ઢંગધડા વગરના હોવું.

**Oscillation,** (ઑસિલેશન્) *n*.1. A swinging or moving backward and forward;vibration:ઝોલાં ખાવાં તે;ડોલવું તે;ઝોલું;આંદોલન. 2.Fluctuation;variation:વધઘટ; ચઢઉતર;ગતાગત;ડામાડોળપણું.

**Oscillatory,** ( ઑસિલેટૉરિ )*a*. Swinging;oscillating;vibratory: ઝુલતું;ઝોલા ખાતું.

**Oscitation,** (ઑસિટેશન્) *n*.[L. *os*,the mouth & *ciere*,to move.] The act of yawning or gaping: બગાસું ખાવું તે.

**Osier,** (ઑઝિઅર્) *n*.[L.*vitex*.]A kind of willow:ટોપલા-છાબના-વવાનું એક જાતનું નેતર. *a*.Made of osiers:એક જાતના નેતરનું બનાવેલું.

**Ossicle,**(ઑસિકલ્)*n*.[L.*os*,*ossis*, a bone.]A little bone:નાનું હાડકું.

**Ossify,**(ઑસિફાઇ)*vt*.1.(*Physiol.*) To form in-to bone; to change from a soft animal substance into bone:-નું હાડકું બનાવવું;પોચી વસ્તુને હાડકા જેવી કo.2.*Fig*.To harden: કઠણ કરવું.*To* **o** *the heart*: હૈયું કઠણ કo.*vi*.To become bone;to change from a soft tissue to a hard bony tissue: -નું હાડકું થવું-બનવું; પોચી વસ્તુની હાડકા જેવી વસ્તુ થવી.

**Ossivorous,**(ઑસિવૉરસ્)*a*. [L. *ossis*, bone & *voro*, I devour.] Feeding on bones;eating bones: હાડકાં ખાનારૂં-ખાતું; હાડભક્ષી.

**Ostensible,** ( ઑસ્ટેન્સિબલ્ )*a*.[L. *ob* & *tendo*,I stretch.]1. Capable of being shown; proper or intended to be shown: બતાવવા લાયક-યોગ્ય.2.Shown;exhibited; declared;apparent:બતાવેલું;દેખાડેલું; કહેલું; કહ્યામાં આવેલું; દેખીતું; પ્રસિદ્ધ;પ્રકટ;પ્રત્યક્ષ.

**Ostensibly,** (ઑસ્ટેન્સિબ્લિ) *adv*. Avowedly; professedly; apparently:ઉઘાડું;ખુલ્લું;ઉપરથી.

**Ostentation,** (ઑસ્ટેન્ટેશન્) *n*.L. *ostendo*,I show.] Unnecessary show;pretentious parade:ભપકો; ડોળદમાક;ઢોંગ;રોફ;આડંબર;દમામ; દંભ;સોંગ.2.A show or spectacle: તમાસો;દેખાવ.

**Ostentatious,** ( ઑસ્ટેન્ટેશસ્ ) Unduly conspicuous; pretentious;boastful:ઢોંગી; ડોળદમાકવાળું;ભડકદાર; દંભી; દમામી; આડંબરયુક્ત;આડંબરી;દાંભિક.

**Osteology,**(ઑસ્ટીઑલૉજિ) *n*.The science which treats of the bones of the vertebrate skeleton: અસ્થિ શાસ્ત્ર-વિદ્યા.

**Ostiary,**(ઑસ્ટિઅરિ)*n.pl*. [L.*ostium*,door;entrance.]The mouth of a river;an estuary:નદીનું મ્હોડું-મુખ.2.The door of a church: ખ્રિસ્તી દેવળ-મંદીરનું બારણું.

**Ostracism,** (ઑસ્ટ્રસિઝ્મ્)*n*.[ Gr. *ostrakon*,a shell.]1.Banishment by popular vote: ઘણાની સંમતિથી દેશનિકાલ કરવું તે.2.Banishment; exclusion:દેશવિવાસન-નિકાલ.

**Ostracize,**(ઑસ્ટ્રસાઇઝ્)*vt*.1.(*Gr. Antiq.*)To banish by a popular vote, as at Athens: લોકમતે દેશનિકાલ કરવું. 2. To banish from society:વ્યવહાર-દેશવહાર કાઢી મુકવું.

**Ostrich,** (ઑસ્ટ્રિચ) *n*. [L. *avis*, bird & *struthio*,ostrich.]A kind of large bird:શહામૃગ.

**Other,**(અધર્)*conj*.Either: બેમાંનું એક.*Pron*.& *a*.1.Not the same; not identical;second of two:અન્ય;જુદું;બીજું.2.Not this,but the contrary; opposite: પેલી તરફનું; સામું.3.Alternate;second:એક મુકીને બીજું.*Every* **o**.*day*: એકાંતરે. 4.Left as opposed to right:ડાબું. *The* **o**. *day*,not long ago;recently;rarely: તે દિવસે-દહાડે. *The* **o**. *world*: પરલોક. *adv*. Otherwise: બીજી-જુદી-અન્ય રીતે.

**Otherwise,**(અધર્-વાઇઝ્) *adv*.1. In different manner;differently:બીજી-જુદી રીતે.2.In other res-

pects:બીજી બાબતે. 3.In different circumstances;under other conditions:નહિતર;નહિતો. [અતર.

**Ottar,Otto,**(ઑટ્ટર,ઑટ્ટો)n.Atter:

**Otter,**(ઑટર્)n. [Ar. *otor.*] Any carnivorous animal: જળબિલાડી.

**Ottoman,**(ઑટ્ટોમૅન)a.Of or pertaining to the Turks: તુર્ક લોકો સંબંધી-નું.n.pl.**Ottomans**. 1.A turk:તુર્ક.2. A stuffed seat with a back:ગાદીવાળી બેઠક;ગાદલું.

**Ouch,**(આઉચ્)n. A socket or bezel holding a precious stone: અંગુઠી-વીંટીનું ખામણું-ઘર.

**Ought,** (ઑટ્)n. & *adv. Imp.& pp.* or auxiliary (see,**owe.**)

**Ounce,**(આઉન્સ્)n.[L.*uncia*, the twelfth; the twelfth part of a pound or of a foot]1.A weight, the sixteenth part of a pound avoirdupois, and containing 437½ grains:આઉંસ;અર્ધટાંક;અધોળ.2.(*Troy Weight.*)The twelfth part of a troy pound:આઉંસ;અર્ધટાંક.3.*Fig.*A small portion;bit; નાનો ભાગ;કકડો;કટકો.

**Our-Ours,** (આઅર્-ઑઅર્ઝ્) *Possessive pron.*[ A.S. *ure, ous*,of us.]Of or pertaining to us; belonging to us:અમારૂં;આપણું.

**Ourself-selves,** (આઅર્સેલ્ફ્-આઅર્સેલ્વ્ઝ્)*Pron.*An emphasized form of the pronoun of the first person plural: અમે પોતે-જાતે;આપણે જાતે-ખુદ.

**Oust,** (આઉસ્ટ્)vt.[L.*haustum*,to draw water.]1.To take away;to remove:લઈ-ખસેડીલેવું.2.To eject; to turn out:કાઢી મેલવું.

**Out,**(આઉટ્)adv.[A.S.*ut.*]1.Away; abroad;off;not in;from home:બહાર.*As the master of the house is* o.:ઘરનો ધણી બહાર ગયો છે.2.In a state of freedom,openness,disclosure, etc.: તાણીને મોટેથી; બહાર પડેલું.*As,he laughed* o.:તે તાણીને મોટેથી હસી પડયો.3.To the end; completely:પૂર્ણ રીતે;પુરેપુરૂં;સંપૂર્ણ;બરોબર.*Hear me* o.:મારૂં કહ્યું-કહેલું બરોબર-પુરેપુરૂં સાંભળો.4.In a state of loss,want or deprivation:તંગી-નુકસાનમાં;નિરાળું;વેગળું. 5.In error or mistake;in a wrong or incorrect position or opinion: ભુલ-ચુકમાં.*Day in,day out,* day by day;everyday:દહાડે દહાડે;દરરોજ.*Out and out*:નદારદ.(*a*)*adv.* Completely;wholy:પૂર્ણ-સંપૂર્ણ રીતે;સંપૂર્ણ;છેક;બીલકુલ.(*b*)*adj.*Absolute:પાકો;હડહડતો.*As* **out** *and* **out**. *villain*:લુચ્ચાનો સરદાર-શિરોમણી;પક્કો લુચ્ચો.**O.**of,(*a*)(*as to origin*)માંથી:(*b*)(*as to source.*):થી;ને લીધે;ઉપરથી;એ કરીને.**O.** *of cess*, beyond measure;excessively:અતિશય;ઘણું;બેહદ.**O.***of character*,unbecoming;improper:નાલાયક;અઘટિત;અયોગ્ય;ગેરવાજબી.**O.** *of conceit with*,not pleased with:-ની સાથે-થી ખુશ ન થયેલું.**O.***of date*,not timely: જુનું;અસલનું;પુરાણું.**O.** *of door*,**o.** *of doors*,from the house; into the open air:ઘર બહાર;ખુલ્લી હવામાં.**O.** *of favor*, disliked;under displeasure:મહેરબાનીથી ઉતરેલું. **O.***of hand*,immediately; without,delay:તરતજ;તત્કાળ;તેજ સમયે-વખતે; ટપ દઈને; તત્ક્ષણ; ઢીલ કર્યા વિના. **O.** *of harm's way*, in a same place:સલામત જગામાં.**O.***of one's head*, beyond commanding one's mental powers:પોતાની માનસિક શક્તિપોતાના કબજામાં ન રેહે તેવી રીતે;ચિત્તભ્રમ;ચસકેલું. **O.***of one's time*, beyond one's time of minority:પોતાના નાનપણ-બચપણનો વખત વીતી-પુરો થયો હોય તેવી હાલતમાં.**O.***of order*, disarranged; in confusion: અવ્યવસ્થિત;નિયમવ્યવસ્થાથી ઉલટું-વિરૂદ્ધ.**O.***of place*, not in the usual or proper place: કુઠેકાણે મુકેલું;કઠેકાણે;કઠેકાણાનું.**O.** *of print*,not in market;the edition printed being exhausted: ન મળે તેવું (પુસ્તક); જેની બધી પ્રત ખપી ગયેલી હોય તેવું.**O.***of the question*,impossible to be favorably considered: જેની વાતજ નથી તેવું; બીનતકરારી;અપ્રસ્તુત. **O.** *of reach*, beyond one's reach; inaccessible: પહોંચ ઉપરાંત; મેળવી ન શકાય તેવું.**O.***of season*,untimely;inopportune:બે વખત-કહહાડાનું; કવેળા. **O.***of sorts*,unsatisfied; unwell; unhappy;cross:કસોજ;બગડેલું;અસુખી;સંતોષ ન પામે તેવું.**O.***of temper*,irritated; angry: ગુસ્સે થયેલું. **O.***of time*, not in proper time; too soon or too late:બે વખત; કવેળા.**O.***of turn*,not in harmony; discordant: બેતાલ. **O.** *of twist, winding, or wind*, perfectly plain and smooth:સંપૂર્ણ રીતે સ્વચ્છ અને લીસું.**O.***of use*,not in use; obsolete:વાપરમાંથી ગયેલું;નહીં વપરાતું.**O.** *of the way*, (*a*)on one side;secluded:એક બાજુએ;એકાંતે; નોખું;ઈલાયદું;દૂર;આઘું.(*b*)Improper; wrong:ગેરવાજબી;ખોટું. **O.** *of the woods*,free from difficult;safe: મુશ્કેલીમાંથી સ્વતંત્ર-વિનાનું; સહિસલામત.**O.***to* **O.**,from one extreme limit to another:એક છેડાની હદથી બીજા છેડાની હદ સુધી.**O.***west*,in or towards the west:પશ્ચિમમાં-તરફ. *To put* **o.***of the way*,to kill; to destroy:મારી નાંખવું;નાશ કo.n.1. One who,or that which is out: જે બહાર ગયેલું હોય તે-બહાર હોય તે. 2.A nook or corner:ખુણો;ખાંચરો. As,*ins & outs*:ગલીગુંચી;બધી વાત. 3.(*Print.*)Ommission:પડતો મુકેલો તે;મુકી દેવું તે. *To make an* **O.**, (*Print.*) to omit something in setting or correcting type, which was in the copy:અસલમાં જે હોય તેમાંનું કાંઇ મુકી દેવું.*vt.*1.To eject;to expel:કાઢી મુકવું;બહાર મોકલવું. 2. To come out with; to make known:જાણીતું કo;જાહેર કo. 3.To dispose of;to sell:વેચવું.*vi.* To come or go out:બહાર જવું-આવવું.*Interj.*Expressing impatience,anger, a desire to be rid of,with the force of command; go out;begone; away; of:દૂર જા; જા;જાજા;ચાલ;ચાલચાલ.**O.** *upon* or *on!* equivalent to"shame upon" "away with!" ચલ જા; તારૂં કાળું કર;તારૂં મોં સંતાડ.

**Out-balance,**(આઉટ્-બૅલેન્સ્)vt.To outweigh;to exceed in weight or effect:તોલમાં વધતું થવું-હોવું;ઉપયોગ-ભાર-વજન-કિંમતમાં વધારે થવું-હોવું.

**Out-bid,**(આઉટ્બિડ્)*vt.Imp.***Outbid** or **outbade**. *p.p.* **Outbid** or **outbidden**. To exceed or surpass in bidding: લીલામ-હરાજીમાં વધવું;મોટી માગણી કo.

**Out-bound,**(આઉટ્-બાઉન્ડ્)*a.*Outward bound:પરદેશે જવું;બીજે દેશે જવા સારૂં તૈયાર થયેલું.

**Out-brave,** (આઉટ્બ્રેવ્) *vt.* 1. To defy with superior courage or

One sheep infects the whole flock:

audacity: બહુ હિંમત કે ઉદ્ધતાઈથી સામા થવું-આવી જાઓ એમ કહેવું. 2. To excel in magnificence: ભપકામાં ચઢીઆતું-શેરને માથે સવાશેર થવું.

**Outbreak-burst,** (આઉટ્બ્રેક્-આઉટબર્સ્ટ્) *n.* A bursting forth; eruption; insurrection: ઉભરો; એકદમ બહાર નીકળવું તે; પ્રાદુર્ભાવ; ઉદય; ઉદ્ભેદ.

**Out-cast,** (આઉટ્-કાસ્ટ્) *a.* Cast out; degraded: બહાર કાઢી મુકેલું; પતિત; ભ્રષ્ટ; નાતબહાર; જાતિબાહ્ય; પંક્તિદૂષક. *n.* 1. One who is expelled; a degraded person: દેશ નિકાલ કરેલો-બહાર કાઢી મુકેલો પુરૂષ; પતિત-ભ્રષ્ટ પુરૂષ; ચાંડાલ; હીનજાતિ; નીચ-અધર્મ વર્ણ. 2. A quarrel; a contention: કજીઓ; ટંટો; લડાઇ.

**Out-come,** (આઉટ્-કમ્) *n.* Issue; result; consequence; upshot: ફળ; પરિણામ; ઉત્પન્ન.

**Out-cry,** (આઉટ્ક્રાઈ) *n.* 1. A vehement or loud cry; clamor: પોકાર; બૂમ; શોર; બુમાટ; ઘોંઘાટ; કોલાહલ; શોરબકોર; કરાહોળ; બુમરાણ. 2. Sale at public auction: લીલામ-હરાજીમાં વેચવું તે.

**Out-do,** (આઉટ્-ડુ) *vt. Imp.* **Outdid** *p.p.* **Out done.** To go beyond in performance; to excel; to surpass: પાછું પાડવું; હઠાવવું; ચઢીઆતા થવું.

**Out-door,** (આઉટ્-ડૉર્) *a.* Being or done in the open air: ઘરની બહારનું; બહારનું.

**Outer,** (આઉટર) *a.* (*Compar. of* **out.**) Being on the outside; external: બહારનું; બાહ્ય.

**Outermost,** (આઉટર્મૉસ્ટ્) *a.* Being on the extreme external part; farthest outward: સૌથી બહારનું.

**Out-face,** (આઉટ્ફેસ્) *vt.* To face or look out of countenance; to brave: શેરને માથે સવાશેર-વધારે ધીટ થઈ હઠાવવું-મારી કાઢવું.

**Out-fit,** (આઉટ્-ફિટ્) *n.* A fitting out or equipment, as of a ship for a voyage: મુસાફરી-સફરની સઘળી સામગ્રી-સાહિત્ય; પ્રવાસ સાહિત્ય-ઉપકરણ.

**Out-flank,** (આઉટ્-ફ્લૅન્ક્) *vt.* (*Mil.*) To go beyond, or be superior to on the flank; to pass around or turn the flank or flank of: બાજુએથી આગળ નીકળવું; દુશ્મન ઉપર ફાવી જવું.

**Out-general,** (આઉટ્-જેનરલ્) *vt.* To exceed in generalship; to gain advantage over by superior military skill or executive ability: સામાવાળાપર ફાવવું; સેનાપતિના કામમાં ચઢીઆતા હોવું.

**Out-go,** (આઉટ્-ગો) *vt.* 1. To surpass; to outdo: પાછળ પાડવું; હઠાવવું; ચઢીઆતા થવું. 2. To circumvent; to overreach: -ને પહોંચવું. *n.* Outlay; expenditure: ખરચખૂટણ.

**Out-going,** (આઉટ્-ગોઇંગ્) *n.* 1. The act or state of going out: બહાર જવું તે. 2. Outgo; outlay: ખર્ચ. 3. The extreme limit: છેડાની હદ; પરાકાષ્ઠા. *a.* Going out; departing: જતું; જતું રહેતું.

**Out-grow,** (આઉટ્-ગ્રો) *vt. imp.* **Outgrew** *p.p.* **Outgrown.** 1. To surpass in growing; to grow more than: ઉગીને ફાલીને વધી જવું. 2. To grow out of or away from; to grow too large: અતિશય મોટા થવું.

**Out-herod,** (આઉટ્-હેરૉડ્) *vt.* To surpass in violence or wickedness; to exceed in any vicious or offensive particular: ઘાતકીપણામાં-અપકાર કરવામાં વધવું.

**Out house,** (આઉટ્હાઉસ્) *n.* A small house or building at a little distance from the main house; an outbuilding: ઘરની પાસે ઘરના કબજાની નાની ઓરડી; ઉપમહું; પરશાળ; રવેશી.

**Out-landish,** (આઉટ્-લૅન્ડિશ્) *a.* [A.S. *utlendisc*, foreign.] 1. Foreign; not native: પરદેશી; દૂર દેશવાસી; વિજાતીય. 2. Strange; rude; uncouth; clownish: વિચિત્ર; વિલક્ષણ; તરેહવાર; ગમાર; અસંગત; ગ્રામ્ય; અસભ્ય; ગામડીઆ-રાંચા જેવું; જંગલી.

**Out-last,** (આઉટ્-લાસ્ટ્) *vt.* To survive; to endure longer than: લાંબી મુદત સુધી ચાલવું-ટકવું.

**Outlaw,** (આઉટ્લૉ) *n.* A person excluded from the benefit of the law, or deprived of its protection: બારવટે નીકળેલો પુરૂષ; બારવટિયો; વ્યવહાર બહિષ્કૃત. *vt.* 1. To deprive of the benefit and protection of law; to declare to be an outlaw: રાજ્યના રક્ષણમાંથી કાઢી મુકવું. 2. To remove from legal jurisdiction or enforcement: ન્યાયરક્ષણથી બાતલ ક૦.

**Outlawry,** (આઉટ્લૉરિ) *n. Pl.* **Outlawries.** The act of outlawing: બહિષ્કાર. 2. The state of being an outlaw: બારવટું.

**Outlay,** (આઉટ્લે) *vt.* To lay out, to spread out (*R*): પાથરવું; મુકવું. *n.* 1. A laying out or expending: ખરચવું તે; માંડણી; પસારો. 2. Expending: ખર્ચ; આગળથી કાઢેલી-ખરચેલી રકમ; વ્યય; ધનોત્સર્ગ. 3. An outlying haunt: બહારનું રહેઠાણ.

**Outlet,** (આઉટ્લેટ્) *n.* A passage out; an exit; a vent: બારું; બહાર જવાનો માર્ગ; નીકાલ; દ્વાર; માર્ગ; મુખ; નિર્ગમ; બાર.

**Outline,** (આઉટ્લાઇન્) *n.* 1. The line which marks the outer limits of an object or figure; the exterior line; contour: હદ; સીમાની રેખા-આકૃતિ; મર્યાદારેખા; બાહ્યરેખા; રૂપરેષા. 2. A sketch: ડોહોળિયું; ખોખું. 3. A preliminary or general indication (of a plan, system, or course of thought): ખરડો; સાર; સ્થૂલવર્ણન; અસૂક્ષ્મ વિચાર. *vt.* 1. To draw the outline of: બહારની આકૃતિ કાઢવી. 2. To sketch out or indicate as by an outline: ખરડો-ખોખું કાઢવું.

**Out-live,** (આઉટ્-લિવ્) *vt.* To live beyond or longer than; to survive: -થી વધારે જીવવું; -ના મુઆ પછી રહેવું-જીવવું.

**Out-look,** (આઉટ્-લુક્) *vt.* 1. To face down; to outstare: ડોકું કાઢીને વાટ-રાહ જોવી. 2. To inspect thoroughly; to select: બારીકાઈથી જોવું-તપાસવું; પસંદ કરવું; ચુંટી કાઢવું. *n.* 1. The act of looking out; watch: બહાર જોવું તે; તપાસ; અવેક્ષણ; અવેક્ષા. 2. One who looks out: બહાર જોનાર; તપાસ રાખનાર. 3. Scope of vision; sight; appearance: દેખાવ; દૃષ્ટિ; નજર.

**Out-lying,** (આઉટ્-લાઇંગ્) *a.* Exterior; remote; detached: બહારનું; આઘું; વેગળું; છેવાડું.

**Out-manœvre,** (આઉટ્-મૅનૂવર્) *vt.* To surpass, or get an advantage of, in manœvering; to outgeneral: લશ્કરને યુક્તિથી ચલાવવામાં ચડવું.

**Outmost,** (આઉટ્મૉસ્ટ્) *a.* Farthest outward; outermost: ઘણું દૂરનું; છેટેનું; સૌથી બહારનું.

**Out-number,** (આઉટ્-નમ્બર્) *vt.* To exceed in number: સંખ્યામાં અધિક-ચઢીઆતા હોવું-થવું; વધારે થ-

ડું-હોવું.

**Out-of-the-way,** ( આઉટ્-ઑફ્-ધી-વે )*a.*Improper;unusual:વિષય બહારનું;નવાઈનું;અસાધારણ.

**Out-post,** ( આઉટ્-પૉસ્ટ્ ) *n.* (*a*) ( *Mil.* ) A post or station at a distance from the main body of an army, for observation of the enemy:શત્રુની હીલચાલ જોવાને માટે ફોજના મુખ્ય ભાગથી થોડે છેટે કરેલો મુકામ-થાણું. (*b*) The troops placed at such a distance:મુખ્ય ભાગથી થોડે છેટે રાખેલી થાણામાંની ટુકડી.

**Out-pour,**(આઉટ્-પૉર્ )*vt.*To pour out:પુષ્કળ નાંખવું;પાડવું;રેડવું. *n.* A flowing out; a free discharge: વહેવું તે.

**Out-pouring,** (આઉટ્-પૉરિન્ગ્ ) *n.* A flowing out;a free discharge: ખુબ રેડવું તે;વર્ષણ;ઉત્સર્ગ.

**Outrage,** (આઉટ્રેજ્ )*n.*1.Excessive abuse; wanton mischief; gross injury:મોટો જુલમ;અન્યાય; ઉપદ્રવ;ગજબ;અનર્થ;કેર;ઉત્પાત;જબરદસ્તી;બળાત્કાર.2.Excess;luxury: અતિશયપણું; મોજમઝા. *vt.* 1. To commit outrage upon; to subject to outrage; to treat with excessive abuse:-ના ઉપર મોટો જુલમ કરવો;ટુંકારાના શબ્દથી અપમાન ક૦.2.To violate; to commit an indecent assault upon ( *a female*):બળાત્કાર ગુજરવો.*vi.*To act outrageously:જુલમીપણે વર્તવું.

**Outrageous,** (આઉટ્રેજસ્ ) *a.* Of the nature of an outrage ; exceeding the limits of right,reason or decency;furious;violent; atrocious:લાજ વગરનું;ઉન્મત્ત;મહાન;ઘણું મોટું;મહા પાપ ભરેલું;જુલમી;રાક્ષસી; સાહસિક;કેર વર્તાવનાર; દારૂણ;ઘોર;ઉગ્ર;અતિદુષ્ટ.

**Outre,**(ઊટ્રે)*a.*[L.*ultra*, beyond.] Extravagant;bizarre:વિચિત્ર;વિલક્ષણ;અસાધારણ.

**Out-reach,** ( આઉટ્-રીચ્ ) *vt.* To reach beyond: માર્ગ-રસ્તો ભૂલવો; ફસાવવું;થકવવું;મુંઝવું;ધૂતવું.

**Out-ride,**(આઉટ્-રાઈડ્ )*vt.* To surpass in speed of riding;to ride beyond or faster than : ઝડપથી ઘોડો દોડાવવો-ચલાવવો.

**Out-rider,**(આઉટ્-રાઇડર્ )*n.*1.One who rides out on horseback : ઘોડા ઉપર સ્વારી કરનાર. 2. A servant on horseback attending a carriage: ગાડીની સાથે ખીજમતચાકરીમાં રહેનાર સ્વાર.

**Out-right,** ( આઉટ્-રાઇટ્ ) *adv.* 1. Immediately;without delay;at once:તત્ક્ષણ;તરતજ; એકદમ; તત્કાળ; રોકડું;ઉભેઉભે;લાગલુંજ.2.Completely:પુરેપુરૂં;સંપૂર્ણ;સમૂળગું;સામટું; સર્વથા.

**Out-run,**(આઉટ્-રન્ )*vt.Imp.* **Outran.***p.p.***Outrun.**To run faster than;to outstrip;to go beyond: દોડવામાં પાછળ મુકવું;અતિક્રમણ ક૦.

**Out-sail,**(આઉટ્-સેલ્ )*vt.* To excel, or to leave behind, in sailing; to sail faster than:આગળ હંકારી-નીકળી જવું.

**Outset,**(આઉટ્-સેટ્ ) *n.* A setting out,starting,or beginning:શરૂઆત;મંડાણ;પ્રારંભ;આરંભ;ઉપક્રમ; ગણપતિપુજન.

**Out-shine,** (આઉટ્-શાઇન્ ) *vi.* To shine forth:ચળકવું;તપવું;કિરણ પાડવાં.*vt.*To excel in splendor: વધારે ચળકવું-શોભવું;અધિક શોભા આપવી;-ને ફિક્કુ પાડવું.

**Out-side,**(આઉટ્-સાઇડ્ )*n.* 1. The external part of a thing ; the exterior:કોઇ ચીજનો ઉપરનો-બહારનો ભાગ;બહિર્ભાગ. 2. The outer side:બહારની બાજુ; બહિર્પ્રદેશ. 3. The utmost:અવધ;સીમા; આખર; અન્ત.4.One who,or that which is without:બહારનું. *a.*1.External;exterior:ઉપરનું;બહારનું;બાહ્ય.2. Reaching the farthest limit : આખરનું;અંતનું;છેવટનું.

**Outsider,** (આઉટ્-સાઈડર્ ) *n.* One disconnected in interest or feeling:પરાયો;પારકો; બહારનો માણસ; અન્યદેશીય;બહિર્દેશવાસી.

**Out-skirt,**(આઉટ્-સ્કર્ટ્ ) *n.* Outer; edge; a part remote from the center;border:પરું;સુવાડું;સિમાડો;હદ;છેડો;અન્ત.

**Out-spread,** (આઉટ્-સ્પ્રેડ્ ) *vt.* To spread out;to expend:ફેલાવવું;ખુલ્લું કરવું;વિસ્તારવું.

**Out-standing,**(આઉટ્-સ્ટૅન્ડિન્ગ્ )*a.* Undischarged;uncollected;not paid:પત્યા વગર-બાકી રહેલું; બહાર નીકળેલું;ઉભું;અશોધિત.

**Out-stretch,**(આઉટ્-સ્ટ્રેચ્ ) *vt.* To stretch out:અતિશય વધારવું.

**Out-strip,**(આઉટ્-સ્ટ્રિપ્ )*vt.* To go faster than;to outrun;to leave behind:પાછળ મુકવું-થી આગળ વધવું.

**Out-vie,**(આઉટ્-વાઇ)*vt.*To exceed in vying:હઠાવવું-થી ચઢિયાતા થવું.

**Out-vote,** (આઉટ્-વોટ્ ) *vt.* To exceed in the number of votes given;to defect by votes:વધારે મતથી જીતવું-હરાવવું.

**Out-walk,**(આઉટ્-વૉક્ )*vt.*To excel in walking;to leave behind in walking:ચાલવામાં પાછળ મુકવું-નાંખવું-પાડવું.

**Outward,**(આઊટ્-ઊવર્ડ્ )1. External;exterior:બાહ્ય;ઊપરનું.2.Manifest;public:દેખીતું;ખુલ્લું;પ્રસિદ્ધ.3. Foreign: પરદેશનું; અન્યદેશીય. O. *war*:પરદેશની લડાઈ. 4. Tending to the outside : બહારની બાજુનું. *The* o.*letters &c.*:જાવક.

**Outwardly,** (આઊટ્-ઊવર્ડ્લિ) *adv.* Externally:બહાર-થી;ઉપરથી;ઊપર.

**Out-wear,**(આઊટ્-ઊવેર્ )*vt.* 1. To wear out;to consume or destroy by wearing:ઘસાઈ ઘસાઇને નાશ થવું.2.To last longer than;to outlast: કરતાં વધારે લાંબા વખત સુધી ચાલવું-ટકવું.

**Out-weigh,**(આઊટ્-ઊવે)*vt.*To exceed in weight or value:ઊપયોગ-ભાર-વજન-તોલમાં વધારે હોવું-થવું.

**Out-work,**( આઊટ્-ઊવર્ક્ ) *vt.* To work more or faster than:-ના કરતાં વધારે-ઊતાવળથી કામ કરવું. *n.* ( *Fort.* ) A minor defence constructed beyond the main body of a work: કિલ્લાની ખાઈની બહારનો કોટ;બહારનો કિલ્લો.

**Oval,**(ઑવલ્ )*a.*[L.*ovum*,an egg.] 1.Having the figure of an egg: અંડાકાર;અંડાકૃતિ;ઈંડાકારનું.2. Of, or pertaining to eggs:ઇંડાસંબંધી-નું.*n.*A body or figure in the shape of an egg,or of an ellipse:ઈંડાકૃતિ;અંડાકૃતિ.

**Ovary,**(ઑવરિ)*n.*[L.*ovum*, egg.] ( *Bot.*) That part of the pistil which contains the seed: ગર્ભાશય;બીજાશય. 2. (*Anat.*) The essential female reproductive organ in which the ova are produced:અંડાશય;ફુલ.

**Ovate,**(ઑવેટ્ )*a.*[L. *ovum*, egg.] Shaped like an egg: ઇંડાકાર-ઇંડાકૃતિનું.

**Ovation,**(ઑવેશન્)*n.*[L.*ovo*,I ex-

alt.] 1. (*Rom. Antq.*) A lesser kind of triumph allowed to a commander for an easy, bloodness victory: નાનો જયકરી આવનાર સેનાપતિને આપેલું માન.2.An expression of popular homage: લોક સન્માન.

**Oven,**(અવન્ )*n.* [A.S. *ofen*; L. *ignis*,fire.]1.A place arched over with brick or stone work, and used for baking, heating or drying:ભઠ્ઠી;ચૂલો;ચૂલ.2. Backing plate:તવો;લોઢી.

**Over,**(ઓવર્ )*prep.* [L. *super.*] 1. Above or higher than:-થી ઉપર; પર; -ની ઉપર. *As clouds are* o. *our heads*:આપણા માથા ઉપર વાદળાં છે.2. Across;from side to side of: ઉપર થઇને-થી. *A dog leaps* o. *a table*: કુતરો મેજઉપર થઈને કુદી જાયછે. 3. Upon the surface or whole surface of; hither and thither upon:ઊપર;ઉપર બધે. *To wander* o. *the earth*:પૃથ્વી ઊપર બધે ભમવું. 4. Above (*denoting superiority*): ઊપર; ના-કરતાં. *As the advantages which* the *Christian world has* o. *the heathen*: મૂર્તિપૂજક કરતાં ખ્રિસ્તીને જે લાભ મળે છે તે.5. Above in authority or station: ઊપર; -માં ઊપરી દાખલ.6.Across or during the time of;from beginning to end of:-ની શરૂઆત-આરંભથી તે અંત સુધી. *To keep corn* o. *winter*: આખો શિયાળો ખોરાક રાખવો. 7. Above the perpendicular height or length of: ઊપર ફરી વળેલું. *The water was* o. *his head*:તેના માથા ઊપર પાણી ફરી વળ્યું હતું.8.In excess of;in addition to;more than:-ના કરતાં વધારે.*It cost* o. *five rupees*: તેની કિંમત પાંચ રૂપૈયા કરતાં વધારે પડયા.9. In spite of; not withstanding:છતાં.*He truimphed* o. *difficulties*: તેણે મુશ્કેલી હોવા છતાં પણ જીત મેલવી. *Over head and ears*,completely;wholly; hopelessly:પૂર્ણ રીતે; નખશીખ; તરબોળ; વગર આશાએ;as,*he is* o. *head & ears in debt*: તે વાળેવાળે કરજદાર છે;તેને ઘણું જ દેવુંછે.*adv.*1.From one side to another; across; crosswise:એક છેડાથી બીજા છેડા સુધી;આરપાર.*A tree is a foot* o.: ઝાડ એક ફુટ જાડું છે.2.From one person or place to another:એક પુરૂષ પાસેથી અથવા એક જગ્યાએથી બીજા પુરૂષ કે બીજી જગોએ;હાથોહાથ. 3.From beginning to end:આરંભથી આખર સુધી; સઘળું.*To look* o.*accounts*:સઘળો હિસાબ તપાસી જોવો.4.From inside to outside, above or across the brim:કિનારા-કાંઠા ઉપર-ઉપરાંત;ઠેઠોઠઠ; છલકાતું.*Water is running* o.*the vessel*:પાણી વાસણમાં છલકાય છે.5. In excessive degree or quantity;superfluously:ઊપર;વધતું;વધારે.In a manner to bring the underside to the top:ઉંધું વળી જાય તેમ. 7. At an end; completely; finished:પૂર્ણરીતે; સંપૂર્ણ;પાર.*The feast was* o.:મિજબાની થઈ રહી હતી.*All* o.,(*a*)upon all parts;completely:સઘળા ભાગ ઊપર;પૂર્ણ રીતે. (*b*)At an end:છેડે;આખરે.**O.***again*,once more;with repetition; afresh;anew:ફરી ફરીને; એકવાર વધારે;પાછું;બીજી વાર.**O.***against*,opposite;in front:સામું; સન્મુખ;-ના સામે.**O.***and above*,besides;in addition:વળી;એ શિવાય; આટલા બધા છતાં.ઊપરાંત;વધારામાં.**O.***and over*, repeatedly; again and again: ફરીફરીને;વારંવાર. *To throw* o., to abandon;to betray: તજીદેવું; છોડી દેવું;ફસાવું. *a.* Higher; superior: થી ઉંચું-ઉપરનું;શ્રેષ્ટ.

**Overact,**(ઓવર્એક્ટ્ )*vt.*To act or perform to excess; to exaggerate in acting:નાટકનો ભાગ અતિશયોક્તિ કરીને ભજવવો; હદ ઉપરાંત નકામા ચાળા કરવા.*vi.*To act more than is necessary:હદ ઉપરાંત કરી દેવું; બહુ અતેરું કરવું;હદ બહાર જવું.

**Overalls,**(ઓવર્-ઓલ્ઝ્ )*n.pl.*1. A kind of loose trousers:એક જાતનો લાંબો લેંઘો-ઇજાર.2.Waterproof leggings : પાણીમાં ન પલળે એવાં પેંડી ઉપર બાંધવાનાં મોજાં.

**Overarm,** (ઓવર્આર્મ્ ) *a.* Done with the arm raised over the shoulder:ખભા ઉપરથી હાથ વીંઝીને નાખેલું.As,*an* o. *bowling*: ખભા ઉપર હાથ વીંઝીને દડો ફેંકવો તે.

**Over-arch,**(ઓવર્-આર્ચ્ )*vt. & vi.* To make or place arch over;to hang over like an arch:મહેરાબ-કમાન-દરવાજો કરવો-હોવો.

**Over-awe,**(ઓવર્-ઓ)*vt.* To awe exceedingly;to subjugate or restrain by awe or great fear:ધાકથી હલાવવું; બીવરાવી નાંખવું; દાબધાક બેસારવો;દબાવવું;ભયગ્રસ્ત કo.

**Over-balance,**(ઓવર્-બૅલન્સ ) *vt.* 1.To exceed equality with; to outweigh:-થી વજન-તોલ-ભારઆંક-અગત્યતામાં વધારે થવું-હોવું. 2. To cause to lose balance or equilibrium:સમતુલતા ખોવી;ડગલાવી-ડગલાવી નાખવું.*n.*Excess of weight or value:વધારો;વધારાનું તોલ-વજન-કિંમત.

**Over-bear,** (ઓવર્-બેર્ ) *vt.* 1. To overcome;to suppress: દાબી નાંખવું;જેરથી ન ચાલવાદેવું.2.To overcome by insolence:ઊદ્ધતાઇથી દાબી નાંખવું-ન ચાલવા દેવું. *vi.* To be too prolific:અતિશય ફળદ્રુપ હોવું.

**Overbearing,**(ઓવર્-બેરિન્ગ્ )*a.*1. Subduing;repressing:દાબી નાંખવું;તાબે કરવું. 2.Arrogant; tyrannical;dictatorial;insolent:મીજાજી;તડછોડાખોર;અપમાન કરે તેવું;જુલમી;મિજાજનું ભરેલું;ઊદ્ધત;દાંડ;ધાંઠ; દંડેલ;ધૃષ્ટ;ગર્વિષ્ટ;અક્કડ.

**Over-board,** ( ઓવર્-બોર્ડ્ ) *adv.* Over the side of a ship:વહાણમાં-ઊપરથી; વહાણની બાજુએથી. *To throw* o.,to discard;to abandon: વહાણમાંથી નાંખી દેવું.

**Over-burden,**(ઓવર્-બર્ડન્ )*vt.*To load with too great weight or too much care, etc.:ઉચકાય તે કરતાં વધારે ભાર મુકવો;હદ ઊપરાંત-ગજા ઊપરાંત લાદવું.

**Over-cast,** ( ઓવર્-કાસ્ટ્ )*vt.* 1.To cloud;to darken:આચ્છાદન કo;ઘનઘોર કરવું;ઘેરવું.2.To compute or rate too high:ઘણી મોટી ગણત્રી કo. 3.(*Sewing.*)To take a long, loose stitches over(*the raw edges of a seam*)to prevent raveling:લાંબા અને મોટા મોટા ટેભા દેવા; મોટી મોટી ફાંક મારી લેવી;દોરાટવું;ફાંટવું.

**Over-charge,**(ઓવર્-ચાર્જ્ ) *vt.* 1. To charge or load too heavily; to burden: ઊપર ઘણો ભાર મુકવો-ભરવો.2.To fill too full;to crowd: અતિશય-ખીચોખીચ-ટકોટક ભરવું; ઠાંસીઠાંસીને ભરવું. 3. To charge beyond a fair rate or price:-ના કરતાં વધારે મૂલ્ય-ભાવ-કિંમત કહેવી-માંડવી.4.To exaggerate:વધારીને-સ્રચુ મીઠું ભભરાવીને કહેવું;અતિશયો-

ક્તિ ક૦. *vi.* To make excessive charges:વધારે કિંમત-ભાવ લખવો-માંડવો.*n.*1.An excessive load or burden:ઘણો ભાર-બોજો.2.An excessive charge in an account: વધારે લખેલી-માંડેલી રકમ.

**Over-come,**(ઑવરકમ્) *vt.* 1. To get the better of;to conquer;to subdue:પાર પાડવું;નીચે ઘાલવું-પાડવું;જીતવું;વશ-તાબે કરવું; ફાવવું;પરાજય-પરાભવ ક૦. 2. To reduce to distress : જેર-બેચાર-આક્રાંત-વ્યાકુલ ક૦; ત્રસ્ત ક૦; ખીન્ન ક૦.3.To come or pass over;to spread over:-ના ઊપર થઇને જવું-પાથરવું. *vi.* To be victorious:ફતેહમંદ થવું-હોવું.

**Over-do,**(ઑવર્-ડૂ)*vt.imp.***Over-did**.*p.p.* **Over-done.** 1. To do too much;to exaggerate;to carry too far:ઘણું-અતિશય કરવું.2.To fatigue;to exhaust:થકવી નાંખવું; શ્રમિત ક૦;વિખેરી નાંખવું.*To o.one's strength*:પોતાનું જેર વાપરથી નાંખવું.3.To surpass;to excel: શ્રેષ્ઠ-ના કરતાં ચઢિયાતા થવું.4.To cook too much:વધારે રાંધી-બારી નાંખવું; અભિપાક ક૦.*vi* To labor too hard: ઘણી મહેનત-સખત મજુરી ક૦.

**Over-dose,** ( ઑવર્-ડૉસ્ ) *n.* Too great a dose:ઘણી મોટી ફાકી-ખોરાક-માત્રા પાન.*vt.*To dose to excess:ઘણી મોટી અતિશય માત્રા-ફાકી આપીદેવી.

**Over-draw,** (ઑવર્-ડ્રૉ) *vt. Imp.* **Overdrew**.*p.p.* **Overdrawn.** 1.To exaggerate;to overdo:રજનું ગજ કરવું; મીઠું મરચું ભભરાવવું; અતિશયોક્તિ ક૦.2.(*Banking*) To make drafts upon or against, in excess of the proper amount or limit:પોતાના જમે હોય તેથી અધિક ઊપાડ કરવો.

**Over-estimate,**(ઑવર્-એસ્ટિમેટ્) *vt.* To estimate too highly; to overvalue:ઘણો ઉંચો અડસટ્ટો-ગણના કરવી;અતિ ગણના ક૦.*n.*An estimate that is too high:ઘણો ઉંચો અડસટ્ટો-ગણના;અતિગણના.

**Over-feed,** (ઑવર્-ફીડ ) *vt.* & *vi.* *Imp.*& *p.p.* **Overfed.** To feed to excess;to surfeit:ઠાંશીને-અતિશય ખવરાવવું;ગળચવું-ગળચાવવું.

**Over-flow,**( ઑવર્-ફ્લૉ )*vt.* 1. To spread over;to overwhelm:ઊપર પથરાવું;ઢાંકી નાંખવું-ઊપર ફરી વળવું. The northern nations *overflowed* all Chiristiandom:ઊત્તરની પ્રજાઓ આખા રાજ્ય ઊપર ફરી વળી.2. To flow over the brim of;to fill more than full:કિનારા ઊપર વહી-જવું;છલકાઇ જવું;જળમય ક૦.*vi.* To run over the bounds:હદ ઊપરાંત જવું.2.To be superabundant;to abound:અતિશય-જોઇએ તે કરતાં વધારે હોવું.*n.*1.A flowing over;an inundation:પૂર;રેલ.2. A superfluous portion:વધારાનો ભાગ; રેલછેલ;અતિશય ભાગ;અધિકય.3. An outlet for the escape of surplus liquid:વધારાનું પાણી વહીજવાનો માર્ગ.

**Over-flowing,** (ઑવર્-ફ્લૉઇન્ગ્ )*n.* An overflow;exuberance; copiousness:રેલછેલ;પુશ્કળતા;અતિશયપણું.

**Over-grow,** (ઑવર્-ગ્રૉ) *vt. Imp.* **Ovorgrew**. *p.p.* **Overgrown.** 1.To grow over; to cover with growth or herbage: ઝાડ-પાનથી ઢંકાઇ જવું; વધારે ફાલી જવું. 2. To overcome; to oppress:-ના ઊપર જુલમ કરવો.*vt.* To grow beyond the natural size: કુદરતી કદ કરતાં વધારે ઊગવું;સ્વાભાવિક વિસ્તાર કરતાં વધારે વધવું.

**Over-grown,** (ઑવર્-ગ્રૉન્ )*a.* Covered with growth or herbage: ઝાડ પાનથી ઢંકાઇ-વધારે ફાલી ગયેલું.

**Over-growth,** ( ઑવર્-ગ્રૉથ્ ) *n.* Excessive growth: અતિશય વધવું-ફાલવું તે;અતિવૃદ્ધિ.

**Over-hang,**(ઑવર્-હૅન્ગ્ )*vt. Imp.* & *p.p.***Overhung.**1.To impend or hang over:ઊપર ઝુલી રહેવું;-લટકવું-ના ઊપર ઝઝુમી રહેવું;લબડવું.2. To hang over;to jut or project over: બહાર-ઊપર નીકળતું હોવું;ઉપસવું.*vi.*To jut over:બહાર-ઊપર નીકળતું હોવું.*n.*1.A projection:આગળ પડતો ભાગ. 2.The projection of an upper part of a building beyond the lower part: કોઈ ઇમારતનો બહાર નીકળેલો ભાગ; છજું; ગોખ; કઠેરો.

**Over-haul,**(ઑવર્-હૉલ )*vt.*To inspect; to examine thoroughly with a view te corrections;દુરસ્ત કરવાને સારી પેઠે તપાસવું; ખૂબ બારીકીથી બધેથી તપાસી જોવું. 2. (*Naut.*)To gain upon in a chase; to overtake:પકડી પાડવું.*n.*A strict examinations with a view to corrections or repairs:બારીક તપાસ;સૂક્ષ્મ પરીક્ષા.

**Over-head,**(ઑવર્-હેડ્ )*adv.*Aloft; above;in the zenith:માથા ઉપર;ઉંચે.

**Over-hear,**(ઑવર્-હીર્ ) *vt.* 1. To hear by accident or artifice:વેગળેથી છાનામાના સાંભળવું. 2. To hear again:ફરીથી સાંભળવું.

**Over-heat,**(ઑવર્-હીટ્ )*vt.*To heat to excess;to superheat: અતિશય ઊનું-ગરમ કરવું.

**Over-joy,**(ઑવર્-જૉઇ)*vt.* To make excessively joyful;to gratify extremely:અત્યાનંદીકરવું;ખુશી ખુશી કરવું.*n.*Excessive joy;transport: ઘણીજ ખુશી;અત્યાનંદ; પરમાનંદ;-પ્રમાનંદ;પ્રહર્ષ;અત્યંત પ્રમોદ.

**Over-land,**(ઑવર્-લૅન્ડ્ ) *a.* Being or accomplished over the land: જમીન ઊપરની;જમીનની;ખુશ્કી.

**Over-lap,**(ઑવર્-લૅપ્ )*vt.* & *vi.*To lap over;to lap:લબાઇને બીજા ઉપર-પથરાવવું-આવવું.*n.*The lapping of one thing over another: એક પદાર્થ-ચીજનું બીજીપર પથરાવું-આવવું તે.

**Over-lay,**(ઑવર્લે)*vt.Imp.* & *p.p.* **Overlaid.**1.To cover; to press excessively upon: મઢવું; ચઢાવવું. 2.To smother with a close covering, or by lying upon: ઢાંક પિછોડો કરીને ગુંગળાવી નાંખવું.*n.*1. A covering:પડ;ઢાંકણું;ગલેફ.

**Over-leap,**(ઑવર્-લીપ્ )*vt.*To leap over or across:ઉપર કુદી જવું.

**Over-load-lade,**(ઑવર્લૉડ્-ઑવર્લેડ્ )*vt.*To load or fill to excess; to load too heavily: -ઊપર ઘણો ભાર-બોજો નાંખવો-ભરવો.*n.*An excessive load:ઘણોભાર-બોજો.

**Over-look,** (ઑવર્-લુક્) *vt.* 1. To look or view from a higher position: ઉંચી જગ્યાએથી જોવું-તપાસવું. 2.To watch over;to observe secretly:તપાસ રાખવી; છાનુંમાનું-છુપી રીતે જોવું; અવલોકવું; ચોકસી ક૦. 3. To inspect; to look over carefully:સારી પેઠે તપાસીને જોવું; નિરખીને જોવું;-ના ઊપર સંભાળ પૂર્વક નજર-દૃષ્ટિ કરવી.4.To look upon with an evil eye; to fascinate:-ના ઉપર કુદૃષ્ટિથી જોવું;વશ કરવું; ભોળવી નાંખવું.5. (*a*) To miss or omit in looking:ઊપર નજર ન રાખવી;જોવામાં મુકી દેવું. (*b*)To excuse: આંખ આડા કાન ક૦; અખાડા ક૦; જેયું ન જેયું ક૦;સામું ન જોવું;-ની ઊપેક્ષા ક૦.

One at the threshhold of life, the other at the threshhold of death:

**Overlying,** (ઑવર્-લાઇન્ગ્ ) *a.*Lying over or upon something:ઉપર પડેલું-રહેલું;ઊપરનું.

**Over-match,** ( ઑવર્‌મૅચ્ ) *vt.* 1. To be more than equal to or match for; to vanquish : બીજા કરતાં વધારે શક્તિમાન થવું; જીતવું ને માથે ના હોવું;શેરને માથે સવાશેર હોવું. 2.To marry(*one*)to a superior: વધારે કુળવાન સાથે પરણાવવું.*n.*One superior in power; an unequal match:બીજા કરતાં બળમાં કે ચતુરાઇમાં ચઢનારો.

**Over-morrow,** ( ઑવર્-મૉરો ) *n.* The day after or following to morrow: પરમદહાડે; આવતી કાલ પછીના દિવસે;ત્રીજે દહાડે.

**Over-much,** (ઑવર્-મચ્ ) *a.* Too much:અતિશય;પુષ્કળ;ઘણું.*adv.*In too great a degree:અતિશય.

**Over-pass,** (ઑવર્-પાસ્ )*vt.Imp.* & *p.p.* **Over passed** or **overpast.**1. To go over or beyond; to cross:ઓળંગવું;-થી આઘે જવું.2. To omit; to disregard; to overlook: મુકી દેવું;-ની દરકાર ન રાખવી; જોયું ન જોયું કરવું.3. To surpass; to excel:-થી ચઢિયાતા-શ્રેષ્ઠ થવું.*vi.* To pass over,away or off:-થી આઘે-ના ઊપર-થઇને જવું.

**Over-pay,**(ઑવર્-પે)*vt.Imp.*& *p.p.***Overpaid.**To pay too much to;to reward too highly: માગ્યા કરતાં વધારે-ઘણું મોટું ઈનામ આપવું.

**Over-plus,** (ઑવર્-પ્લસ ) *n.*[*Over* & L. *plus,* more]. That which remains, after a supply, or beyond a quantity proposed;surplus: વધારાનો-ફાલતુ ભાગ; વધારો; ફાજલ;ફાલતું.

**Over-poise,** (ઑવર્-પૉઇઝ્ ) *vt.*To outweigh; to overbalance:વધારે વજન થવું;ધડો કo. *n.*Preponderant weight; a counterbalance: જાસ્તી-વધારે વજન;ધડો.

**Over-power,** (ઑવર્-પાઊઅર્ )*vt.* To excel or exceed in power;to cause to yield;to subdue:ન ખમાય એવું જોર કo;કુંઠિત-નિરૂપાય-વશ કo;જોર-બળ-પરાક્રમ ચલાવવું; અતિશય બળ કરી વશ-તાબે કરવું-હરાવવું;વ્યાકુલ કo.*n.* A dominating power;અતિશય બળ-શક્તિ.

**Over-rate,**(ઑવર્-રેટ્)*vt.* To rate or value too highly:અતિશય ગણવું;અતિ યોગ્યતા માનવી;ઉંચી કિંમત ગણવી.

**Over-reach,**(ઑવર્ રીચ્ )*vt.*& *vi.* 1.To reach above or beyond in any direction:કોઇપણ દિશામાં આઘે દૂર જતા રહેવું.2. To outwit; to cheat:ફસાવવું;ઠગવું;છેતરવું;ધૂતવું.

**Over-rule,**(ઑવર્-રૂલ્ )*vt.*1.To rule over; to govern or determine by superior authority:વધારે બળથી વશ કરવું-રાખવું;-નું ચાલવા ન દેવું-ના ઊપર સત્તા-અધિકાર ચલાવવો. 2. To rule or determine in a contrary way;to decide against: ઊલટી રીતે હુકમ ચલાવવો; ના વિરુદ્ધ ઠરાવ કo.3.(*Law*) To supersede, reject,annul,or rule against:નામંજુર-રદ ગણવું-કરવું.*vi.*To be superior in ruling:રાજ્ય ચલાવવામાં -હુકમ કરવામાં શ્રેષ્ટ-ચઢિયાતા હોવું.

**Over-ruling,** ( ઑવર્-રૂલિન્ગ્ ) *a.* Exerting-controlling power:ઊપરની સત્તા ચલાવનારૂં.

**Over-run**(ઑવર્-રન્)*vt.*& *vi.Imp.* **Overran.***p.p.* **Overrun.** 1. To run over; to spread over in excess: ઊપર બધે ફરીવળવું-પથરાવું; વ્યાપિ જવું;આચ્છાદિત કo;પ્રસરવું; ફેલાવું.2. To exceed in distance or speed of running:દોડવામાં આગળ નીકળવું-પાછળ પાડવું.3.To go beyond:-થી આઘે જવું.4.To abuse or oppress, as if by treading upon:-ઊપર પગ દઇને-કચરીને;ના ઊપર જુલમ કરવો-ને દુઃખ દેવું. 5. (*Print.*)To carry over as a type, from one line or page into the next after, or next before: એક લીટી અથવા પાનામાંથી એક અક્ષર મુદ્રા લઇ લેઈને તેના પછીની અથવા આગળની લીટી અથવા પાનામાં મુકવું.

**Oversee,**(ઑવર્સી)*vt.Imp.***Oversaw.***p.p.***Overseen.** To superintend;to watch over; to overlook:ઊપર દેખરેખ-નજર-નિગેબાની-તપાસ રાખવી;ચોકસી કo-રાખવી.2. To omit or neglect seeing: જોવાનું ભૂલી જવું; ન જોવું. *vi.* To be deceived:ઠગાઈ જવું;છેતરાવું.

**Overseer,**(ઑવર્સીર્ )*n.*One who overseers; a superintendent; a supervisor : દેખરેખ-તપાસ-ચોકસી રાખનાર;દરોગો;ઉપદ્રષ્ટા; અવેક્ષક; અધિષ્ઠાતા;અધ્યક્ષ.

**Over-set,**(ઑવર્સેટ્ )*vt.Imp.*& *p.p.***Overset.**1.To upset:ઊંધું વાળવું-નાંખવું.2.To subvert;to overthrow:પરાજયકરવો.3. To fill too full: છલકાય તેમ ભરવું;છલોછલ-ટકોટક ભરવું.*vi.*To be upset:ઊંધું વળી જવું.*n.*1.Overturn; overthrow: ઊંધું વાળવું-નાંખવું તે.*n* An excess; superfluity : અતિશયપણું; જોઇએ તે કરતાં વધારે હોવું તે.

**Over-shade,** ( ઑવર્શેડ્ ) *vt.* To cover with shade;to render dark or gloomy:છાંયડો-પડછાયો પાડવો; અંધારાવાળું કરવું-બનાવવું.

**Over-shadow,**(ઑવર્શૅડો) *vt.* 1. To throw a shadow or shade over;to obscure:ઊપર છાયો-પડછાયો-અંધારૂં પાડવું.2.To cover with a superior influence: નો બચાવ-સંરક્ષણ કo;-ની સંભાળ લેવી.

**Over-shoot,**(ઑવર્શૂટ ) *vt. Imp.* & *p.p.***Over-shot.** 1. To shoot over or beyond:નિશાન-ચોટથી આગળ જવું.2.To pass swiftly over; to fly beyond:-ના ઊપર થઇને જલદીથી જવું.3.To exceed:ધાર્યા કરતાં વધારે બોલવું-કહેવું-કરવું.*To o.one's self,*to venture too far;to assert too much:અતિશય ખાત્રી કરી આપવી.*vi.*To fly beyond the mark: નિશાન કરતાં આગળ જવું.

**Over-sight,** ( ઑવર્સાઈટ્ ) *n.* 1. Watchful care;general supervision:નિગેબાની;દેખરેખ;ચોકસી;તપાસ.2.An omission;an error:ભૂલ થાપ;ચૂક;ભુલ;નજરચુક;દૃષ્ટિદોષ;ભુલાવો;પ્રમાદ;ભ્રમ;ભ્રાન્તિ;સ્ખલિત.

**Over-sleep,** (ઑવર્સ્લીપ્ ) *vt.* To sleep beyond:ઊઠવાના વખત પછી ઉંઘવું.*vi.*To sleep too long:ઘણીવાર સુધી ઉંઘવું.

**Over-spent,** (ઑવર્-સ્પેન્ટ્ )*a.* Too much fatigued; exhausted: અતિશય થાકી ગયેલું-થાકેલું.

**Over-spread,** ( ઑવર્-સ્પ્રેડ્ ) *vt.* [*Imp.*& *p.p.***Overspread.**] To spread over;to cover:ઊપરફરી વળવું;ઢાંકવું.*vi.*To be spread or scattered over:ઊપર ફરી વળવું-પથરાવું.

**Over-state,** ( ઑવર્-સ્ટેટ્ ) *vt.* To state in too strong terms; to exaggerate:-માં વધારો કરીને-મરચું મીઠું ભભરાવવું;અતિશયોક્તિકરી કહેવું.

**Over-step,**(ઑવર્-સ્ટેપ્)*vt.*To step over or beyond;to transgress:-થી આગળ વધવું;આગળ પગલું ભરવું;

મિયાં થયા ઘોર જોગ, બીબી થયાં ઘર જોગ.

-નું ઊલ્લંઘન ક૦.

**Over-stock,**( ઑવર્-સ્ટૉક્ ) *vt.* To fill too full;to supply in excess: જરૂર-ખપ કરતાં વધારે લાવવું-રાખવું; ભરચક ખડકવું-ભરવું. *n.* Stock in excess:વધારેનો માલ.

**Over-strain,**(ઑવર્-સ્ટ્રેન્ )*vt.&vi.* To stretch or strain too much: ઘણો પ્રયાસ-યત્નકરવો;ઘણું ખેંચવું.

**Over-strew,** (ઑવર્-સ્ટ્રૂ ) *vt.* To strew or scatter over:પાથરવું;ફેલાવવું;પસરાવવું.

**Overt,**(ઑવર્ટ્ ) *a.* [ L. *aperio,* I open.]Open to view;public;apparent;manifest: ઊઘાડું; દેખીતું; સ્પષ્ટ;પ્રસિદ્ધ;પ્રકટ.**2.** (*Law.*) Not covert;public:લોકોનું;સાર્વજનિક.

**Over-take,**(ઑવર્-ટેક્ ) *vt.* [*Imp.* **Overtook**.*p.p.***Overtaken**.] **1.** To come up with in a course, progress or motion;to catch up with:પકડી પાડવું.**2.**To come upon from behind; to surprise; to capture:ઊપર ઓચિંતાઆવી પડવું.

**Over-task,**(ઑવર્-ટાસ્ક )*vt.*To task too heavily: ગજા ઊપરાંત મહેનત કરાવવી;અધિક કામ બતાવવું.

**Over-tax,**(ઑવર્-ટૅક્સ્ ) *vt.* To tax or to task too heavily: શક્તિ ઊપરાંત વેરો લેવો-કામ કરાવવું.

**Over-throw,**(ઑવર્-થ્રો)*vt.*[*Imp.* **overthrew**.*p.p.***Overthrown**] **1.** To throw over; to overturn; to upset:ઊથલાવી નાંખવું; પાડી નાંખવું; ઊંધું પાડવું-વાળવું. **2.** To subvert;to defeat;to destroy:જીતવું; પરાભવ-પરાજય ક૦;હરાવવું;-નો નાશ-ભંગ ક૦. *n.* **1.** The act of overthrowing;ruin:નાશ કરવો તે;ક્ષય; નાશ;પરાજય;ભંગ; પરાભવ; હાર. **2.** The act of throwing a ball too high:દડો ઘણો ઊંચો નાંખવો તે.

**Overtime,**(ઑવર્-ટાઈમ્ )*n.* Time beyond,or in excess of,a limit: ઠરાવ કરતાં વધારાનો વખત.

**Overtop,**(ઑવર્ટૉપ્ )*vt.* **1.** To exceed in height,to rise above the top of:-ની ટોચ ઊપર જવું;ઊંચાણમાં વધી જવું.**2.**To go beyond;to transgress:-થી આઘે-દૂર જવું.**3.**To dwarf; to obscure;to make of less importance:થોડી અગત્યતાનું બનાવવું; ન ખપનું કરવું;થી સરસ-ચઢિયાતા થવું; કોરે મુકવું;હઠાવવું.

**Overture,** (ઑવર્ટ્યુર ) *n.* **1.** An opening or aperture;a recess;a chamber:બાકું;બાકોરું;કાણું.**2.**Disclosure;revelation: ઊઘાડું-ખુલ્લું કરવું તે.**3.** A proposal; an offer: દરખાસ્ત; ભાંજગડ; થયેલી વાત. **4.** (*Mus.*)A composition,for a full orchestra:પ્રાસ્તાવિક વાદ્ય;પૂર્વરંગ;ઉપોદ્ઘાત;ગાયન;દીબાચો.*vt.*To make an overture to:-માં કાણું પાડવું.

**Overturn,**(ઑવર્ટર્ન્ )*vt.***1.**To overset:ઊંધું નાંખવું-પાડવું. **2.** To subvert;to destroy; to overthrow: -નો નાશક૦;ઊંધું વાળવું.**3.** To overpower;to conquer:જીતવું;-નો પરાજય ક૦.*n.*Overthrow:ઊંધું નાંખવું-પાડવું તે.

**Overweening,**(ઑવર્ઊવીનિન્ગ્ )*a.* Arrogant; presumptuous; conceited:અતિશય મગરૂબ-અભિમાની. *n.*Conceit;arrogance:મગરૂબી;અભિમાન;અહંકાર;ગર્વ.

**Over-weigh,** ( ઑવર્-ઊવે ) *vt.* To exceed in weight; to overbalance;to weigh down: તોલ-વજનમાં વધારવું-વધારે થવું.

**Over-weight,**(ઑવર્-ઊવેટ્ )*n.*Superabundance of weight; preponderance:અતિશય-ભારે બોજ-વજન.*a.*Overweighing;excessive: ભારે બોજ-વજનદાર-વાળું.

**Over-whelm,**(ઑવર્-ઊવ્હેલ્મ્ ) *vt.* **1.**To submerge;to ingulf;to immerse and bear down;to crush; to bury:માંહે બુડાડી નાંખવું; અસ્તગર્ક-મગ્ન કરી નાંખવું; કચરી-દાબી નાંખવું. **2.** To project or impend over threateningly:ઢળાવવું;ધૂરકાયાં ક૦;ડોળા કાઢવા.**3.** To cause to surround,or to cover:વિંટલાવવું;લપેટવું.

**Over-wise,**(ઑવર્-ઊવાઇઝ્ ) *a.* Too wise;affectedly wise:અતિશય-ઘણોજ ડાહ્યો;દોઢડાહ્યો.

**Over-work,**(ઑવર્-ઊવર્ક્ )*vt.*[*Imp. &p.p.* **Over worked** or **overwrought**.**1.**To work beyond the strength;to tire excessively:શક્તિ-ગજા ઊપરાંત કામ કરાવવું;અતિશય થકવી નાંખવું;બહુ વૈતરૂ કરાવવું.**2.**To fill too full of work;to crowd with labour:ઘણું કામ ભેગું ક૦.**3.**To decorate all over:સઘળું સુશોભિત ક૦.*vi.* To work too much or beyond one's strength:શક્તિ-ગજા ઊપરાંત મહેનત-કામ કરવું.*n.*Work in excess of the usual time or quantity:ગજા-વખતઊપરાંત કરાવેલું કામ; વૈતરૂ; મહેનત; શ્રમ.

**Ovicular,**(ઑવિક્યૂલર્ )*a.*[L.*ovum* an egg.]Of or pertaining to an egg:ઇંડા સંબંધી-નું-ને લગતું.

**Oviform.**(ઑવિફૉર્મ્ ) *a.* ( *Biol.* ) Having the form or figure of an egg;egg-shaped:ઇંડા જેવું;ઇંડાકારનું;ઈંડાકાર.

**Oviparous,** ( ઑવિપૅરસ્ ) *a.* [ L. *ovum*,an egg and *paro*,I bring forth.] ( *Physiol.* ) Producing young from eggs:અંડજ; અંડજનક;ઇંડાંમુકે તેવું;અંડોત્પન્ન;દ્વિજ.

**Ovoviviparous,**(ઑવૉવિવિપૅરસ્ ) *a.*(*Biol.*)Oviparous,but hatching the eggs while it is within the body: અંડજનક પરંતુ ઈંડાને શરીરમાં સેવનારાં(પ્રાણી.)

**Owe,**(ઑ)*vt. imp.* & *pp.* **owed; ought.** (*obs.*) [A. S. *agan,* to have.] **1.**To possess; to have;to own:-ની પાસે હોવું. **2.** To be indebted or obliged for:-ના કરજદાર હોવું;-ને દેવું હોવું.**3.** To have an obligation to (*some one*);to be indebted to:-ના આભારી હોવું.**4.** To have or be under an obligation to (*restore,pay,etc.*):કરવાની ફરજ હોવી. *The fortunate* **o.** *assistance to the unfortunate*: ભાગ્યશાળી પુરૂષ અભાગ્યા-કમનશીબ માણસને મદદને માટે આભારી હોયછે.

**Owing,**(ઑઈન્ગ્ )*p.p.*& *a.* **1.** Had or held under obligation of paying;due:માગતા;દેવા; લેણા. **2.** Ascribable(with to):-ને લીધે થયેલું; -ના પ્રતાપથી-એ કરીને-ના કારણ-હેતુથી. **O.***to your kindness*:તમારી કૃપાવડે-ને લીધે.

**Owl,**(આઊલ્ )*n.*[L.*alula*,an owl.] Any species of raptorial birds: ઘુડ;ઘુવડ.*vi.* **1.** To pry about; to prowl:શિકાર શોધતા ફરવું.**2.**To carry wool or sheep out of England: ઈંગ્લાંડમાંથી ઊન અથવા ઘેટાં લઈ જવાં. **3.** To carry on any contraband trade:કોઇ પણ જાતનો મનાઈ-બંધીના માલનો વેપાર ક૦. [ઘુવડનું બચ્ચું.

**Owlet,** (આઊલેટ્ ) *n.*A small owl:

**Own,** (ઑન્ ) *vt.*[A.S. *unnan*,to grant. ] To grant; to acknowledge;to admit to be true;to confess:-નો સ્વીકાર કરવો;ખરૂં છે એમ મા-

નવું;કબુલ કરવું;માથે લેવું. *a.* [ AS. *agen*,to possess.]Belonging to; peculiar:પોતીકું;સ્વીય;સ્વકીય;નિજ; પોતાનું;ખુદનું.*To hold one's* **o.**,to keep or maintain one's possessions;to yield nothing: બરાબર ઉતરવું;નમ્યું નઆપવું;પોતાનું-પોતીકું સંભાળી રાખવું. *vt.* To hold as property;to be the proprietor or possesser of:-ના માલિક-ધણી હોવું -થવું;-ના ધણીપણા-કબજામાં હોવું

**Owner,**(આેનર્ )*n.*One who owns; a rightful proprietor:માલેક;માલધણી;ધણી;પતિ;સ્વામી;ખાવિંદ;સત્તાધીશ;સતાધારી.

**Ownership,** (આેનરશિપ્ ) *n.* Exclusive right of possession;proprietorship:માલકી; ધણીપણું;સ્વામિત્વ;સત્તા;અધિકાર.

**Ox,** (આૅકસ્ )*n.pl.***Oxen.**[AS.*oxa.*] (*Zool.*)The male of bovine quadrupeds:બળદ;બેલ;વૃષભ.*To have the black* **o.***tread on one's foot*, to be unfortunate: કમનશીબ-અભાગ્યા હોવું-થવું.

**Oxalic,**(આૅક્સૅલિક્ )*a.*(*Chem.*)Pertaining to,derived from,or contained in,sorrel,or oxalis:એક જાતની ખાટી ભાજી સંબંધી-નું-માંથી ઉત્પન્ન થયેલું-થતું.

**Oxidation,**(આૅક્સિડેશન્)*n.*(*Chem.*) The act or process of oxidizing: કટાવું-કાટ ચડવો તે.

**Oxide-Oxyde** , ( આૅકસાઈડ્ ) *n.* (*Chem.*)A binary compound of oxygen with an atom or radical,or a compound which is regarded as binary:આૅક્સિજન સાથે કોઇ પદાર્થ મળી થયેલો મિશ્ર પદાર્થ.

**Oxidize,**(આૅક્સિડાઈઝ્ )*vt.*(*Chem.*) To combine with oxygen or subject to the action of oxygen:કટાવું;કાટ ચડવો;કટાઈ જવું.

**Oxygen,** (આૅક્સિજન્ *n* .[Gr.*oxus*, acid & *gennao*, I produce. ] (*Chem.*) A colorless, tasteless, odorless, gaseous element:)આક્સિજન; પ્રાણવાયુ.

**Oxygenate,** (આૅક્સિજેનેટ્ ) *vt.*To treat with oxygen; to oxidize: પ્રાણવાયુમાં એકઠું-મિશ્ર કરવું.

**Oxygenize,** ( આૅક્સિજેનાઈઝ્ ) *vt.* (*Chem.*)To oxidize:ના 'આકસાઇડ' સાથે ભેગ કરવો.

**Oxygenous,**(આૅક્સિજેનસ )*a.*Oxygenic:પ્રાણવાયુસંબંધી-નું.

**Oyer,**(આેયર્ )*n.*[L.*audio*,I hear.] (*Law.*)A hearing or an inspection as of a deed,bond, etc.:પ્રતિવાદી-સામો પક્ષકાર લેખ વાંચી સંભળાવનાનું માગે તે.

**Oyster,** (આૅઈસ્ટર્ )*n.* [Gr. *osteon*, bone.]Any marine bivalve mollusk of the genus Ostrea:એક જાતની માંછલી:કાળુ;શક્તિ;મુક્તાસ્ફોટ.

**Ozone,** ( આૅઝોન્ ) *n.* [ Gr. *ozo*, I smell.]A colorless gaseous substance:એક જાતનો વાતાવરણમાં થતો વાયુ;ઠરી ગયલો પ્રાણવાયુ.

---

# P.

**P,**(પી)The sixteenth letter of the English alphabet:અંગ્રેજી મૂળાક્ષરનો સોળમો અક્ષર.It is expressed in Gujarati by પ.

**Pa,** (પે) *n.* A shortened form of Papa:બાપા;બાવા;કાકા;મોટાભાઇ.

**Pabular-ous,**(પૅબ્યૂલૅર-લસ )*a.*[L. *pasco*,I feed.]Pertaining to food; affording food : ખોરાકનું-સબંધી; પૌષ્ટિક.

**Pabulum,**(પૅબ્યુલમ્ )*n.*[L.*pasco*, I pasture.]Food;nourishment: પોષણની વસ્તુ;અન્ન; ભોજન; આહાર; ખાદ્ય;પૌષ્ટિકદ્રવ્ય.

**Pacated,**(પૅકેટેડ્ )*a.* Pacified; pacate:શાંત પડેલું-પાડી શકાય એવું.

**Pace,**(પેસ્ ) *n.*[L.*passus*,a step.] A single movement from one foot to the other in walking;step: ડગલું;કદમ;પગલું;ચરણન્યાસ;પદન્યાસ. 2. The length of a step in walking or marching,reckoned from the heel of one foot to the heel of the other:ડેંયું. 3. Gait; walk:ચાલ;ગમન;ગતિ;વેગ;ગતિ વેગ. 4. A slow gait;a footpace:ધીમી ચાલ. 5. A kind of fast amble;a a rack:રવાલ;ચાલ. 6. Any single movement, step or procedure: ચાલ.7.A broad step or platform: વેદિ; ઉંચાણ બેઠક.*To keep or hold* **p.***with*,to go as fast as,to keep up with:પાછળ ન પડી જવું;સાથે ને સાથે ચાલવું;લગોલગ રહેવું.*To quicken one's* **p.**: પગ ઉપાડવા; ઉતાવળી ચાલે ચાલવું.*vi.* 1. To go;to walk: જવું;ચાલવું.2.To proceed;to pass on:ચાલ્યા જવું.3.To move quickly by lifting the legs on the same side together:રવાલમાં જવું. 4.To pass away;to die:જતા રહેવું; મરી જવું.*vt.*1.To move slowly over:સાધારણ ચાલે ચાલવું;ધીમા-ડોલતાં-લટકતાં ચાલવું.2.To measure by steps or paces:ડંયે માપવું. 3. To teach the pace;to break in:રવાલ શિખવવી;પલોટવું.

**Pacer,**(પેસર્ )*n.*One who or that which paces:સારો ચાલનારો ઘોડો.

**Pacha,**(પાંશા)*n.*The king of Turkey:તુર્કલોકોનો પાદશાહ;પ્રતિનિધિ.

**Pachalic,**(પાંશાલિક )*n.*The jurisdiction of a pacha:પાદશાહની રાજસત્તા.

**Pacific,**(પૅસિફિક્ )*a.*[L.*pax*,peace & *facio* I make].Pertaining to peace;not warlike;calm:સલાહ કરવા-સમાધાની રાખવાની મરજીવાળું; સામોપચારક;શમકારી;શમકારક;શાંત; સાંત્વનકારી;સાંત્વશીલ;ટાઢું.

**Pacification,**(પૅસિફિકેશન્ )*n.*The act or process of pacifying; reconciliation:સમજાવવું-સમાવવું તે; શાંતિકરણ;સંધિકરણ;કલેશ-ક્રોધમોચન;સાંત્વન;શમન; પ્રશમન;સંતાપહરણ;ક્રોધહરણ;શાંતિ; ક્રોધશાન્તિ; સલાહ;સંધિ;મેળાપ.

**Pacificator,** (પૅસિફિકેટર્ ) *n.*One who pacifies;a peace maker:સલાહ-સમાધાની કરાવનાર; સંધિકર્ત્તા; વિરાધભંજક-નાશક;વિગ્રહનાશક.

**Pacificatory,** ( પૅસિફિકેટૉરિ ) *a.* Tending to make peace;conciliatory:સમાધાની કરાવતું;શમકારક; શામક;શાંતિક;શાંતિકર.

**Pacifier,**(પૅસિફાઇઅર્ )*n.*One who pacifies: સલાહ-શાંતિ કરાવનાર;સંતાપહર્ત્તા;ક્રોધહર્ત્તા;શાંતિકારી-કર્ત્તા.

**Pacify,**(પૅસિફાઈ)*vt.*[L.*pax,pacis*, peace]To calm;to still;to quiet: સમજાવવું;શાંત-ઠંડું પાડવું;ક્લેશ મટાડવો;સમાધાની કરાવવી;સાંત્વન ક૦;ક્રોધહરણ ક૦;-નો ક્રોધ-સંતાપ મટાડવો; શાંતિ ક૦-કરાવવી.

**Pack,**(પૅક્ )*n.*1.A pact:કોલકરાર.2. A load for an animal;a bale:ગાંસડી;પોટલું;ભાર;બચકી;બચકો;બિંદડી;પોટલો. 3.A multitude;a burden:ગણ;સંઘ;સમૂહ;વૃંદ;સંયમ;વર્ગ. 4.(*a*) A full set of playing cards:

कामातुराणाम् न भयं न लज्या.

રમવાનાં પાનાં;ગંજીફો.(*b*)A number of hounds or dogs:કુતરાનું ટોળું;જુથ;યુથ.(*c*) A gang:મંડળ;મંડળી;ચોકડી;ટોળું. *A* p. *of knaves*: ચંડાળચોકડી;ભૂતાવળ.(*d*) A burdensome load:ભાર;ડુંગર.**5.** A large area of floating pieces of ice driven to-gether more or less closely:બરફનો ડુંગર.**6.**An envelope or wrapping:ઢાંકણું;વીંટાળવું તે.**7.**A loose,lewd or worthless person:લુચ્ચો-સોદો માણસ.**P.***animal*:ભાર બરદારી જાનવર.**P.***cloth*: ગાંસડીઓ બાંધવાનું કંતાણ.**P.***thread*: સુતળી.*vt.***1.** To make a pack of: બાંધવું;ગાંસડી બાંધવી;પેક ક૦;સીંકડીને બાંધવું. **2.** To fill closely:જકડીને બાંધવું;ઠાંસી ઠાંસીને ભરવું;ખીચોખીચ ભ૦. **3.** To sort and arrange in a pack so as to secure the game unfairly:ગંજીફાનાં પાનાં લુચ્ચાઇથી ચીપવાં. **4.**To bring together:ભેગું-એકઠું કરવું;પક્ષપાત-તરફદારી કરે તેવા માણસો નીમવા-પસંદ ક૦.**5.**To plot:કાવતરું કરવું;દગો રમવો. **6.**To load with a pack:બરાબર ભાર લાધવો;ઉપર ભાર ભરવો.**7.** To cause to go (with *off*): કાડવું;કાઢી મુકવું; રસ્તો કપાવવો;મોકલવું;વળાવવું;ઉતાવળો વિદાય ક૦.**8.**To transport in a pack: ગાંસડી-પોટલી બાંધીને મોકલવું.**9.** To render impervious,as by filling or surrounding with suitable materials:આસપાસ જેઈતા પદાર્થો ભરીને અંદર કાંઈ ન પેસે તેવું કરવું.**10.**To envelop in a wet or dry sheet:ઢાંકણ-આચ્છાદન ક૦. *vi.***1.** To make up packs:ગાંસડીઓ બાંધવી. **2.** To become compressed:દબાઈ જવું.**3.** To gather in flocks or schools:ટોળાબંધ ભેગા થવું;જમા થવું;એકઠા થવું.**4.**To depart in haste:જલદી જવું;જતાં રહેવું;રસ્તો કાપવો.**5.**To unite in bad measures:ખોટાં કામ કરવા એકત્ર થવું -જોડાવું.To send *packing*,to drive away:કાઢીમુકવું;રસ્તો કપાવવો.

**Package,**(પૅકેજ્)*n.***1.**Act or process of packing:બાંધણ કામ.**2.**A packet;a bale:ગાંસડી;દાગીનો.**3.**A charge made for packing goods: બંધામણી. **4.** A duty formerly charged in the part of London on goods imported or exported: માલ ઉપરનો કર-જકાત.

**Pack-cloth,**(પૅક્-ક્લૉથ્)*n.*A piece of cloth used in packing goods: માલ બાંધવાનું કપડું;બાંધણ;કંતાણ.

**Packet,**(પૅકેટ્)*n.*[L.*paccus.*)**1.**A small pack;a little bundle:પોટલી;બચકી;બિંડલી;લખોટો;પાકિટ.**2.**A vessel employed by government to convey mails:ડાગનું વહાણ-નાવડી. *vt.* **1.** To make up into a bundle:ગાંસડી બાંધવી.**2.**To send in a packet:મોકલવું;બિંડલી-લખોટો -પાકીટ કરી મોકલવું.*vi.*To ply with a packet:ભાર લેઇને જવું.

**Pack-horse,**(પૅક્-હૉર્સ્)*n.*A horse used in carrying goods:ભાર બરદારી ઘોડો;ભારવાહ.

**Pack-man,**(પૅક્-મૅન્)*n.*One who bears a pack;a peddler: ફેરીઓ; છાબડીવાળો.

**Pack-saddle,**(પૅક્-સૅડલ્) *n.* Saddle for loaded animals: પલાણ; પીઠ;ખોગીર;ધુણ;કઠોડું.

**Pact-paction,**(પૅક્ટ્-પૅકશન્)*n.*[L. *pactio, paciscor*, to fix. ] An agreement; a compact:કોલકરાર; કોલ;કરાર;બોલી;સંકેત;હોડ.

**Pad,**(પૅડ્)*n.***1.**A foot path;a road: રસ્તો; પગથી: પગવાટ. **2.** An easy paced horse:ધીમો ચાલતો ઘોડો.**3.** A robber that infests the road on foot: લુંટારો;વાટપાડુ. **4.** The act of robbing on the high-way: લુટફાટ.*vt.***1.**To travel upon foot: પગે ચાલવું. **2.**To staff;to furnish with a pad:-માં ભરવું-ભરીને શીવવું; ગાદી જડવી.*vi.***1.**To travel heavily or slowly: હળવે-ધીમે ચાલવું. **2.**To rob on foot:પગે ચાલતાં લુંટવું.**3.**To wear a path by walking: ચાલી ચાલીને રસ્તો વાટી-ઘસી નાખવો.*n.***1.** A soft or small cushion: ગાદી; ગદેલું;તકીઓ;ગાદલું;ખોગીર;દટ્ટી. **2.** A kind of cushion for writing upon:લખવાનું ગદેલું.**3.**A cushion used as a saddle without a tree: ગાશીઓ;ગાદી-ખોગીર.**4.**A stuffed guard or protection:ગુંટણે બાંધવાનું ગાર્ડ.**5.**A cushion-like thickening of the skin on the wider side of the toes of animals: પ્રાણીઓનાં આંગળાંની અંદરની બાજુનું જાડું ચામડું.**6.**A floating leaf of a water lily or similar plant:કમળનું પાણી ઉપર તરતું પાંદડું.**7.**A soft bag or cushion to relieve pressure:ભાર ઓછો લાગે તેટલા માટે રાખેલી ગાદી-તકીઓ.**8.**A measure for fish:માંછલાં ભરવાનું એક માપ;ટોપલો.

**Padder,**(પૅડર્)*n.***1** One who or that which pads:પગે ચાલનાર;વટેમાર્ગુ.**2.**A highway man;a foot-pad:લુટારૂ;ધાડ-વાટપાડુ.

**Padding,**(પૅડિંગ્)*n.***1.**The act or process of making a pad:ખોગીર-ગાદલાં-તકિયા વિગેરે ભરવું તે. **2.**The material with which anything is padded:ખોગીર-ગાદલાં વિગેરે ભરવાનું કંઈ(રૂ,ઉન.)**3.**Material of inferior value,serving to extend a book, essay &c.: કોઇ પુસ્તક કે નિબંધનો વિસ્તાર કરનાર દમમાલ વગરની વસ્તુ.

**Paddle,**(પૅડલ્)*vi.* **1.** To use the hands or fingers in toying; to make caressing strokes:ગમતમાં હાથનો ઉપયોગ કરવો.**2.**To dabble in water with hands or feet:પાણીમાં હાથ પગ અફાળવા;છબ છબ ક૦. *vt.***1.**To pat or stroke amorously or gently:થાબડવું.**2.**To propel with a paddle:હલેસાં મારવાં.**3.**To pad;to tread upon:ઉપરચાલવું.*n.* **1.**An implement with a broad blade which is used without a fixed fulcrum in propelling and steering canoes and boats: હલેસું;ચાટવો. **2.** The broad part of a paddle with which a stroke is made:હલેસાનો પહોળો ભાગ.**3.** A small gate in sluices or lock gates to admit or let off water: પાણી દાખલ કરવા-કાઢવાનો માર્ગ.**5.** A paddle-shaped foot as of the sea turtle:હલેસાના આકારનો પગ. **6.**A paddle-shaped implement for mixing:ચાટવો;તાવેતો.

**Paddock,** (પૅડૉક્)*n.***1.**A toad or frog:દેડકો.**2.**A small inclosure or park for sporting:રમવાનો અખાડો.**3.**A small inclosure for pasture:ઢોરને ચરવાનો વાડો.

**Paddy,** (પૅડી) *n.*A jocose or contemptuous name for an Irishman:આયર્લંડના દેશીનું મશ્કરી-ખીજનું નામ.**2.**Unhusked rice:ડાંગર;ભાત.

**Padlock,**(પૅડલૉક્)*n.***1.**A portable look:તાળું;કુલુપ. **2.** A curb;a restraint: અંકુશ; દાબ; દબાણ.*vt.* To shut;to stop:બંધ કરવું;દેવું;તાળું વાસવું;અટકાવવું.

**Pæan,**(પીઍન્)*n.*[L.*paean*,physi-

Past labour is present delight:

cian of the gods.]1.An ancient Greek hymn in honor of Apollo as a heeling deity:સૂર્યદેવની ભક્તિનું જયગાન-ગીત.2.Any loud and joyous song;a song of triumph: ફતેહનું ગીત;જયગીત;જયગાન.

**Pagan,** (પેગન્) *n.*[L. *paganus*, fr. *pagus*,a village.] One who worships a false god;an idolater; a heathen:જંગલી; મૂર્તિપૂજક;અસદ્ધર્મી; અસદ્ધર્માવલંબી. *a.* Pertaining to pagans:જંગલી મૂર્તિ પૂજાનું.

**Paganism,** ( પેગનિઝમ્) *n.* The state of being pagan; heathenism:મૂર્તિપૂજા;અસદ્ધર્મ;અસદ્ધર્માવલંબન;અસદ્ધર્મસેવન.

**Paganize,**(પેગનાઈઝ્ )*vt.*To render pagan or heathenish;to convert to paganism: મુર્તિપૂજક;કરવુ'. *vi.* To behave like pagans:મૂર્તિ પુજક માફક વર્તવું.

**Page,**(પેજ્)*n.*[L.*pais*,a child.]1.A serving boy:નોકર; ખીદમતદાર;ખવાસ;હજુરીઓ; અંતિક. 2. A boy child:ચાકર;પોરીઓ. 3. A contrivance:યુક્તિ;ગોઠવણ. 4. A track along which pallets carrying newly molded bricks are conveyed to the hack:નવી પાડેલી ઇંટો ભઠ્ઠીએ લઇ જવાનું ખોખું.5. [L. *pango*,I fix.]One side of a leaf of a book:પાનું;પાસું;પૃષ્ઠ.6.A record;a writing:લખાણ;નોંધ.7.The type set up for printing a page: પૃષ્ઠ છાપવાને મુકેલાં બીબાં;પાનું.*vt.*1. To attend as a page:નોકર તરીકે વર્તવુ.2.To mark or number the pages of a book:ઉપરનો અંક માંડવો-ટાંકવો;પાનાંનો નંબર લખવો.

**Pageant,** (પેજેન્ટ )*n.*[Gr.*pegma*, a stage.]1.A theatrical exhibition;a spectacle:તમાશો; ખેલ;જોવાનું.2. A spectacle or display: તમાશો; શોભામૂર્તિ; આડંબર;શોભા; ચમત્કાર.*a.*Of the nature of a pageant:ભભકાદાર;દમદમાટ ભરેલું.*vt.* To represent;to mimic: તમાશો કરવો;ચાળા કરવા;ખેલ કo.

**Pageantry,** ((પેજેન્ટ્રિ) *n.*Spectacular quality;splendor:ઠાઠ;દબદબો ધામધુમ;શોભા;સોંગ;ઠાઠમાઠ;આડંબર.

**Pagoda,** (પેગોડે) *n.*1. A term by which Europeans designate religious temples and tower-like buildings of the Hindoos and Buddhists of India: દેવળ;દેરૂં;દેવાલય;દેવમંદિર.3.Hn idol:મૂર્તિ.3. A gold or silver coin of various kinds and values:સોનારૂપાનો એક જાતનો શીક્કો;વરાહ.

**Pail,**(પેલ્ )*n.*A vessel of wood or tin;a bucket:સોળથી ચોવીસ શેરના-આશરા સુધી પાણી માય એવું ખુલ્લા મોંનું વાસણ;તાંબડી;વટલોઇ;ડોલ;પીપ.

**Pailful,**(પેલ્ફુલ્ )*n.* The quantity that a pail will hold:તાંબડી ભરાય એટલું;તાંબડીપુર-ભર.

**Pain,** (પેન્ ) *n.*[L.*pœna*,punishment.]1. Punishment suffered or denounced;penalty:સજા;શિક્ષા; દંડ.2.Any uneasy sensation in animal bodies:bodily distress: પીડ;કષ્ટ;વ્યથા;વ્યાધ;શરીરપીડા;દરદ; વેદના;પીડા;દુઃખ.3.*pl.*The throes or travail of child birth: પ્રસવ-પ્રસુતિ વેદના;વેણ;પ્રસવવ્યથા.4.Mental distress,;grief;anxiety:ફિકર; ચિંતા;આધિ;ઉદ્વેગ;ખેદ;દુઃખ;સંતાપ. 6.(*pl.*form)Labor;effort:મહેનત; શ્રમ;તસ્દી;પરિશ્રમ.**P.***of death*:પ્રાણાંત વેદના.*Sharp or accute* **p.**: શૂળ;તીવ્ર વેદના.*vt.*1.To punish:સજા-શિક્ષા કo;દુઃખ દેવું. 2. To torment;to torture:દુઃખદેવું;દરદ કo; પીડા-વ્યથા કo. 3. To distress; to grieve:પીડા કo;સંતાપવું;-નું મન દુઃખવવું;-ને માઠું લગાડવું-થી દુઃખ-માઠું લાગવું.*To* **p.***one's self*,to exert or trouble one's self:દુઃખ પીડા થવી.

**Painful,** ( પેન્ફુલ્ ) *a.* 1.Full of pains;afflictive:દુઃખદ; દુઃખવાળું-ભરેલું;દુઃખપ્રદ;દુઃખકારક-દાયક;કલેશકારક;કષ્ટકર;શ્રમકર.2. Difficult;requiring labour:કપરૂં;દુષ્કર;કષ્ટસાધ્ય;શ્રમસાધ્ય;અઘરૂં;કઠણ.3.Careful; industrious:સાવધ;ઉદ્યોગી.4.Causing mental pain:દુઃખ-સંતાપ લાગે એવું;સંતાપજનક;બાધક;સંતાપક.

**Painim** (પેનિમ્ ) *n.* A pagan;an infidel:નાસ્તિક;કાફર;મૂર્તિપૂજક

**Painstaking,**(પેન્ઝ્ટેકિંગ્ )*a.* Diligent;faithful;attentive:કાળજીથી મહેનત કરે એવું;મહેનતુ;ઉદ્યોગી;શ્રામક;વ્યવસાયી.*n.*The act of taking pains; carefulness and fidelity in performance:તન તોડીને કરેલું કામ

**Paint,** ( પેન્ટ્ ) *vt.* [L. *pictum*,to paint.]1.To cover with coloring matter;to apply paint to:રંગવું; રંગ દેવો;ચિતરવું; રંગિત ચિત્ર કાઢવું-પાડવું.2.To color;to adorn with color:રંગથી ભભકાદાર કરવું. 3. To. portray with paint:રંગ પુરવો;ચિત્ર કાઢવું.4, To describe vividly; to image:વર્ણવું; વર્ણન કo. *vi.* 1. To. practise the art of painting:રંગતાં શીખવું.2.To color one's face by way of beautifying it:મોએ રંગ ચોપડવો-લગાડવો.*n.*1. A coloring substance: રંગ. 2. A cosmetic; rouge:કસુંબી રંગ.

**Painter,**(પેન્ટર્ )*n.*]L.*panther*, a hunting net.]1.A rope at the bow of a boat,used to fasten it to anything: વહાણ બાંધવાનું છેડે લગાડેલું દોરડું. 2. The panther: ચીત્રોવાઘ.3. One who paints: રંગારો;ચીતારો;ચિત્રકાર;ચિત્રકર્મા; ચિત્રલેખક;રંગરેજ;વર્ણન કર્તા.

**Painting,**(પેન્ટિંગ્ )*n.* 1. The act of laying on or adorning with paints: રંગવું તે; રંગકામ. 2. The work of the painter: રંગારા-ચીતારાનું કામ; ચિત્રક્રિયા; ચિત્રકળા-વિદ્યા.3.Color laid on;paint:રંગ.4. Vivid representation in words: બયાન;વર્ણન;રંજન;આલેખન;ચિત્રલેખન.

**Pair,**(પેર્ )*n.* [L. *paria*, fr. *par*, equal.]1.A set:જોડ;જોડું;જોડી. 2. Two things of a kind:એક જાતની બે વસ્તુ.3.Two of a sort; a yoke: યુગલ;યુગ્મ.4. A married couple: a man & wife:જોડું;વહુવર;દંપતી; નરમાદા; જયાપતિ. 5. A single thing composed of two pieces fitted to each other and used together:બે પાંખાં ભેગાં મળીને થયેલી વસ્તુ.6. Two members of opposite parties:સામાવાળાઆની જોડ. *vi.* 1. To be joined in pairs; to mate:જોડું બાંધવું-બંધાવવું.2.To suit; to fit: જોડ હોવી; સાથે બેસવું; મળવું-બેસતુ-બંધબેસતુ આવવું.*To* **p.** *off*,to separate from a company in pairs:જુદુ પાડવું.*vt.*1.To unite in couples;to form a pair of બન્નેની જોડ બાંધવી-બંધાવવી.2.To engage with another of opposite opinions not to vote on a particular question:સભામાં બે વિરૂદ્ધ મતના સભાસદે મત ન આપવાના વિચારથી એક ગાંઠ કરવી.

**Palace,**(પેલસ્ )*n.*[L. *palatium*, one of the seven hills of Rome on which Augustus had his resi-

dence.]1.The residence of a sovereign:મહેલ;રાજમહેલ;રાજમંદિર-ભૂવન.2.The official residence of a bishop:રાજપાદરીનું મકાન.3. Loosely,any unusually magnificent or stately house: હવેલી; મંદીર;મોટું મકાન.

**Paladin,**(પૅલડિન્ )*n*.[L.*palatinus*,an officer of the palace.] A knight-errant;a distinguished champion: શુરાતન બતાવવા સંકટ ખોળતો અમીર-શુરવીર.

**Palanquin-keen,** (પૅલનકીન્ ) *n*. An inclosed carriage or litter, commonly about eight feet long, four feet wide and four feet high borne on the shoulders of men by means of two projecting poles: પાલખી;શિબિકા;મ્યાનો; નરયાન. **P.** *bearer*:ભોઈ;હમાલ;વાહક.

**Palatable,**(પૅલટેબલ્ ) *a*. Savory; pleasing:સ્વાદિષ્ટ;મોંને ભાવે એવું;રૂચિકર;મજેદાર;લહેજતદાર;મિષ્ટ;સરસ.

**Palatal,**(પૅલટલ્ )*a*.Pertaining to the palate;palantine:તાલવ્ય;તાલુ સંબંધી.2.Uttered by the aid of the palate: તાલુસ્થાની. *n*. A sound uttered by the aid of the palate: તાલુસ્થાની અક્ષર-સ્વર.

**Palate,**(પૅલટ્ )*n*.[L.*palatum*.]1. The roof of the mouth:તાળવું;તાળુ.2.Relish;taste;liking:સ્વાદ;મન;રૂચિ;રસેંદ્રિય.3.Mental relish; intellectual taste:રૂચિ;અતિરૂચિ. *vt*.To perceive by the taste: સ્વાદથી ઓળખવું.

**Palatial,** ( પૅલેશલ્ )*a*.[ L. *palatium*,palace.]1.Pertaining to a palace ; suitable for a palace ; royal;magnificent: રાજમંદીરનું; ભારે;મોટું;રાજાના જેવો અધિકાર ધરાવનાર.બાદશાહી હકનું. 2. Palatal; palantine:તાલુસ્થાની.*n*.A palatal letter:તાલુસ્થાની અક્ષર.

**Palatine,**(પૅલૅટાઇન્ )*a*.Pertaining to a palace or to a high officer of a palace:બાદશાહી હક-અખ્તિયારવાળું. 2. Of or pertaining to the palate:તાળવાનું-સંબંધી;તાલુસ્થાની.*n*. 1. One invested with royal privileges and rights within his domains:રાજાના જેવો અધિકાર ધરાવનાર.

**Palaver,**(પૅલાવર્ )*n*.[L.*parabola*, a comparison ]1.Idle talk;conversation:ઉડાવવાની-નકામી વાત; ભાષણ. 2. A talk;a debate:વાદ; સંવાદ.*vi*.To talk idly;to employ flattery:ખુશામત કરવી.

**Pale,** (પૅલ્ ) *a*.[L.*palleo*,to be or look pale.] 1.Not ruddy; wanting in colour: ઝાંખું;ફીકું ફક; વિવર્ણ; ઝાંખુ; ફિક્કુ; નિસ્તેજ. 2. Not bright or brilliant;dim:ઝાંખું;ભોઠું;ભભકવિનાનું;નિસ્તેજ;નિષ્પ્રભ;મંદ. *vi*. To turn pale;to lose colour or lustre:-નું મોં ઉતરીજવું;-નું લોહી ઉડી જવું;ઝાંખા-ફિકા પડી જવું;ન્હીલા પડવું;-નો રંગ ઉડી જવો.*vt*.To make pale:ઝાંખું-નિસ્તેજ ક૦;નો રંગ ઉરાડી દેવો.*n*.1.Paleness;pallor:ફિકાસ.2.[L.*palus*,a stake.]A pointed stake or slat,either driven into the ground or fastened ota rail;a picket:ગરજો;અણીદાર ખુંટો; શલાકા;શાય;કઠેરો.3.A boundary; a limit;a fence:સીમા;વાડ. 4. A limited place;an inclosure:વાડો;મર્યાદા;મીન.5.A stripe or band બંધ;પટો;પટી.6.A cheese scroop: પનીર કાઢવાની કોતરણી .*vt*. To encircle;to fence off:વાડ-હદ ક૦.

**Paleness,** ( પૅલનેસ્ ) *n*. Lack of color;want of freshness:ફિક્કાપડવું;વિવર્ણતા;ન્યૂનપ્રભા-કાંતિ; ફિક્કાશ.

**Paleography,** (પૅલીઑગ્રફિ ) *n*.1. An ancient manner of writing; ancient writings:બધી જાતના પ્રાચીનલેખ-હસ્તાવેજ.2.The study of ancient incriptions and modes of writing:જુના લેખનો અભ્યાસ.

**Paleology,** (પૅલીઑલૉજી) *n*. The study or knowledge of antiquities;a discourse of antiquities; archœology:પ્રાચીન વૃતાંત ગ્રંથ;પુરાણ;પ્રાચીનવૃતાંતવિદ્યા.

**Paleontology,**(પૅલીઑન્ટૉલૉજી)*n*. The science which treats of the ancient life of the earth,or of fossils which are the remains of such life:પુરાતન કાળનાં પ્રાણીઓ તથા વનસ્પતિઓની વિદ્યા;પ્રાચીન પ્રાણિવિદ્યા.

**Paleous,** (પૅલીઅસ્ ) *a*.[L.*palia*, chaff]Chaffy;like chaff:ફોતરાંવાળું

**Palestra,**(પૅલેસ્ટ્ર ) *n*. A place for exercise:તાલીમખાનું;અખાડો.

**Palestric,**(પૅલેસ્ટ્રિક્ ) *a*. Pertaining to exercise:કુસ્તી સંબંધી.

**Palette,** (પૅલેટ્ )*n*.1. A thin oval or square board or tablet,with a thumb hole at one end for holding it,on which a painter lays & mixes his pigments:ચિતારાની રંગપાટી;વર્ણપત્ર;રંગનુંપાટિયું.

**Palfrey,**(પૉલફ્રી)*n*.[Gr.*para*,along & L.*veredus*,a post horse.]1.A saddle horse for the road or for state occasions,as distinguished from a war horse : સ્વારીનો ઘોડો.2.A small saddle horse for ladies: બૈરાંને બેસવા લાયક નાનો ઘોડો;બટ;ટટ્ટુ;અસીલ ઘોડો.

**Paling,** ( પૅલિંગ્ ) *n*. 1. Pales,in general; a limit: લક્કડકોટ; કઠેરો; ચીપબંધી. 2. The act of placing pales or stripes on cloth: અણીદાર પકવાસા ગોઠવવાનું કામ;પકવાસા.

**Palinode,**(પૅલિનોડ્ )*n*.[L.*palin*, back & *ode*,an ode.] 1. An ode recanting, or retracting a former one:ઇનકાર કરનાર ગીત. 2. A retraction:ઇનકારનામું.

**Palisade,**(પૅલિસેડ્ )*n*.[L.*palus*,a stake.]1. A strong long stake, one end of which is set firmly in the ground,and the other is sharpened : ટટ્ટી. 2. Any fence made of pales or sharp stakes: કઠેરો;ગરજકોટ.*vt*.To surround,inclose or fortify with palisades: કઠેરો કરી લેવો.

**Palish,**(પૅલિશ્ )*a*.Somewhat pale or wan:જરા ઝાંખું;ફિકું.

**Pall,**(પૉલ્ )*n*.[L.*palla*, robe.] 1. An outer garment;a cloak: ઢીલો ઝભ્ભો. 2. A kind of rich stuff used for garments in the middle ages:પોશાકમાં વપરાતું એક ઉમદા કપડું.3.A figure resembling the Roman Catholic pallium or pall,and having the form of the letter Y:'Y'અક્ષર જેવી આકૃતિ.4.A larg cloth,esp.,a heavy black cloth thrown over a coffin at a funeral:મુડદાપરની ચાદર; કફન.*vt*.1.To cloak:ઝભ્ભો ક૦.2.To dull;to weaken:નબળું ક૦;મઝે ન લાગવી;ઉતરી જવું;-માંથી રસ-કસ ઉડી જવો;મોળુ પડી જવું 3. To satiate; to cloy:ગળા સુધી ધરાવું; ઠાંસીને ભરવું;ગળચવું.*vi*.To become vapid, dull; to lose strength : અંદરથી રસ-કસ જતો રહેવો;ખૂબી ન રહેવી.

**Palladium,**(પૅલ્લેડિઅમ )*n*.1.Any

statue of the goddess Pallas:પેલા દેવની મૂર્તિ.2. Safeguard:બચવાનું ઠેકાણું;રક્ષણ સ્તંભ;રક્ષણકાર;રક્ષક;રક્ષક દેવતા.

**Pall-bearer,**(પૉલ્બેરર્)*n.* One of those who attend the coffin at funeral:મુડદાં-શબની સાથે ચાલનાર.

**Pallet,**(પૅલેટ્)*n.*[L.*palea*, chaff.] 1.A bed of straw:હલકું સુવાનું પાથરણું;ડાબો;ઢુચો.2.(*a*) A wooden implement used by potters:કુંભારનું ટપટપીયું-થાબડી.(*b*)A potter's wheel:કુંભારનો ચાક.3.An instrument used to take up gold leaf from the pillow:સોનાના વરખ બનાવવાનું યંત્ર.4.A board on which a newly molded brick is conveyed to the hack:નવી પાડેલી ઇંટ ભઠ્ઠીએ લઇ જવાનું પાટિયું.5.A cup containing three ounces:ત્રણઔંસ માય એવો પ્યાલો-વાટકો-કટોરો.

**Palliasse,**(પૅલિઍસ્)*n.*An under bed or mattress of straw:ઘાસપરાળનું નાનું ગાદલું.

**Palliate,**(પૅલિએટ્)*a.*[L.*pallium*, a cloak.] 1. Covered with a mantle;hidden: ઝભાથી ઢંકાએલું; ગુપ્ત;ઢંકાયેલું;સંતાએલું. 2. Eased; alleviated:શાંત થયલું;ટાઢું પડેલું. *vt.*1.To cover up;to hide:-નું સ્વરૂપ ઢાંકવું; સંતાડવું; છુપાવવું. 2. To cover with excuses:છાવરવું;હલકું ગણાવા કારણ બતાવવું;-ને માટે દલીલ બતાવવી-કાઢવી. 3. To reduce in violence:-નું જોર નરમ પાડવું; ઘટાડવું;હઠાવવું;ઉપશમન ક૦.

**Palliation,**(પૅલિએશન)*n.* 1. The act of palliating;excuse: છાવરવું તે;બહાનું;મિષ.2.Mitigation: નાનું-હલકું ક૦ તે;સુવાણ;ઘટાડો;ઉપશમન; શાંતિ.3.Disguise:વેશ.

**Palliative,**(પૅલિએટિવ્)*a.*Serving to palliate;serving to extenuate or mitigate:-નું સ્વરૂપ ન્હાનું-હલકું ગણવા જેવું;-નું જોર નરમ પાડે એવું; શાંતિપ્રદ;શામક.*n.*That which palliates;a palliative agent:અપરાધ ઓછો ગણવા જેવી વાત; જોર નરમ પડે એવું કંઇ;દોષશમન;શ્લક્ષ્ન.

**Pallid,**(પૅલિડ્)*a.*[L.*palleo*,I l ok pale.]Pale;deficient in color:ફીકું;ઝાંખું; ધોળું; પુણી જેવું; ધોળુંફક; નિસ્તેજ;વિવર્ણ.

**Pallor,**(પૅલૉર્)*n.*[L.*palleo*,I look pale.] Paleness; want of color: ઝાંખાપણું;ધોળુંફગ;વિવર્ણતા.

**Palm,**(પાંમ્)*n.*[L.*palma*.]1.The inner and somewhat concave part of the hand between the bases of the fingers&thewrist: હથેલી;કરતળ; પંજો. Both *Palms*, put side by side & hollowed:અંજલિ;અંજલિપુટ;ખોબો; પોશ. 2. A lineal measure equal either to the breadth of the hand or to its length from the wrist to the ends of the fingers;a hand:મુઠ. 3.A metallic disk,attached to a strap and worn on the palm of the hand:બરોબર સીવી શકાય માટે હથેલીએ બાંધેલો ધાતુનો ચંદો. 4.The broad flattend part of an antler:કાળીયારનાં શિંગડાનો પહોળો-ચપટો ભાગ.5.Any endogenous tree of the order *Palmæ*:તાડ;નાળીયેરી; ખજુરી.*Exudation from the* **p.**: તાડી.*Fruit of the* **p.**:તાડફળ;ગલેલી.*The areca* **p.**:સોપારીનું ઝાડ.7. A branch or leaf of the palm: તાડપત્ર.8.Victory;triumph:ફતેહ; જય;વિજય;વરિષતા.*vt.*1.To handle: પકડવું;ઝાલવું;હાથમાં લેવું.2.To juggle:મુઠીમાં સંતાડવું 3.To put by unfair means: દગલબાજી-ઠગબાજી ક૦; દગાથી આપવું-ચલાવવું;માથે મારવું;ઓરાડવું.

**PalmaChristi,** (પૅલ્મૅ-ક્રિસ્ટાઇ) *n.* [L.,palm of Christ.]A plant with ornamented peltate and palmately cleft foliage:દિવેલો;એરંડો.

**Palmated,**(પૅલ્મૅટેડ્) *a.* [L. *palmatus*,marked with the palm of a hand]1.Having the shape of the hand;resembling a hand with the fingers spread:હાથના આકારનું-વાળું;હસ્તાકાર.2.Spreading from the apex of a petiole: પંઝાના આકારનું-જેવું. 3. Having the anterior toes united to a web:જોડાએલાં આંગળાંનું-વાળું.

**Palmer,**(પાંમર્)*n.* 1. A wandering religious votary: યાત્રાળુ.2. One who palms or cheats:ઠગારો;લુચ્ચો;ધુતારો;મુંબાઇગરો.

**Palmetto,** (પૅલ્મેટો) *n.* A name given to palms of several genera and species growing in the West Indies and the Southern United States:ખજુરીની જાતનું ઝાડ.

**Palmister,** (પૅલ્મિસ્ટર) *n.* One who practises palmistry:હાથ જોનાર;હાથજોઇને નશીબ કહેનાર;સામુદ્રિક.

**Palmistry,** (પૅલ્મિસ્ટ્રિ) *n.*1. The art or practice of divining or telling fortunes:સામુદ્રિક શાસ્ત્રવિદ્યા;રેખાશાસ્ત્ર. 2.A dexterous use or trick of the hand:હાથ ચાલાકી.

**Palmy,**(પાંમિ)*a.*1.Bearing palms derived from palms:તાડ-ખજુરીનું. 2. Flourishing; prosperous: આબાદીવાળું; ચડતી કળાનું;આબાદ; સમૃદ્ધ;વિભવવાન્.

**Palmyra,** (પૅલ્માઇરૅ)*n.* A species of palm having a straight,black upright trunk, with palmate leaves:તાડ;તાળ.

**Palpable,**(પૅલ્પૅબલ્)*a.*[L. *palpo*, I stroke.] 1. Capable of being touched and felt;perceptible by the touch: લાગે એવું; સ્પર્શેન્દ્રિયથી જ્ઞાન થાય એવું;સ્પર્શનીય;સ્પર્શગોચર. 2.Plain, distinct: ખુલ્લું; ઉઘાડું; સ્પષ્ટ;પ્રત્યક્ષ;દેખાતું.

**Palpitate,**(પૅલ્પિટેટ્)*vi.*[L.*palpo*, I feel.] To throb; to pulsate violently;to flutter:ધબકવું;ધડકધડક થવું.

**Palpitation,** (પૅલ્પિટેશન) *n.* A rapid pulsation; a throbbing : જબરો ધબકારો;ધડકાટ; કંપ;સ્ફુરણ.

**Palsy,**(પૉલ્ઝી)*n.*[Gr.*para* & *lyso*, to loose.]Paralysis complete or partial:એક અંગનું બહેર મારી જવું તે,અગર રહી જવું તે;લકવો;ગાત્રસ્તંભ; પક્ષાઘાત. *Shaking* **p.**, a disease occurring in old people:કંપવાયુ; કંપ; કંપવાત. *vt.* To affect with palsy; to paralyze: પક્ષઘાત થવો; અંગનું બહેર મારી જવું.

**Paltry,** (પૉલ્ટ્રિ) *a.* Mean; vile; worthless : નજીવું; તુચ્છ; હલકું; અધમ;અસાર;ક્ષુદ્ર;જુજ;નાદાન.

**Pamper,**(પૅમ્પર્)*vt.*1.To feed to the full;to glut:વધારવું;ધરવવું;તૃપ્ત કરવું;યથેચ્છ ખવરાવવું. 2.To gratify inordinately; to indulge to excess:લાડ પૂરાં કરવાં;તૃપ્ત ક૦.

**Pamphlet,**(પૅમ્ફ્લેટ્)*n.* [L.*papyrus*,paper.]1.A writing;a book: ચોપાનીયું;ચોપડી.2.A small book consisting of a few sheets of printed paper, stitched together,often with a paper cover, but not bound:શીવેલું ચોપાનીઉં.

**Pan,**(પૅન્)*n.*1.A part;a portion:

ભાગ.2.The betel leaf: પાન;નાગર વેલનું પાન.3.A leaf of gold or silver:સોનારૂપાનું પાનું;વરખ.4.A shallow,open dish or vessel:તાસળું;પેણો; છછરી કઢાઇ;તાવડું. 5.A closed vessel for boiling or evaporation:પેણી;કડાઈ;તાવડી. 6.The part of a flintlock: બંદૂકનો કાન. 7.The skull; the upper part of the head:તાલકું;ખોપરી. 8. A recess or bed for the leaf of a hinge:ખોભણ. 9.The hard stratum of earth that lies below the soil:ખેતરની નીચેનું કઠણ માટીનું થરપટ.10.A natural basin,containing salt or fresh water or mud: તળ:ક્યારો;પટ.*To flash in the* **p.**, to fail of success: હાર ખાવી;નિષ્ફળ થવું.*vt.*1.To unite;to join:ભેગું કo;એક કo.2.To separate:જુદું પાડવું.*vi.*1.To yield gold in:સોનું ટીપવું;સોનાનાં પતરાં કo.2.To result; to develop : પરીણામ આવવું;-નો અંત આવવો.

**Panacea,**(પૅનસીયૅ) *n.* [Gr. *pan*, all, & *akeomai*, I heal.] 1. A remedy for all diseases;a universal medicine:દુઃખ માત્ર મટાડે એવી દવા;સર્વૌષધીચૂર્ણ; ત્ર્યૈલોક્ય ચિંતામણિ.2. The herb allheal: તીબાની ખાખ-માત્રા.

**Pancratic,**(પૅનક્રૅટિક્) *a.* Athletic: તાલમબાજ;મલ્લ;કસરતી. 2.Having all or any degree of power:બધી કે કંઈ શક્તિનો અંશ.

**Pancreas,** ( પૅનક્રીયૅસ્ ) *n.* The sweetbread: ખાધેલું પચાવી નાખે એવો રસ ઉત્પન્ન કરનાર ગાંઠ.

**Pandect,** (પૅનડેક્ટ્) *n.* [Gr. *pas*, *pan*,all & *dechomai*, to receive.]1.A treatise which comprehends the whole of any science: જેની અંદર આખી વિદ્યા સમજાવેલી હોય તે ચોપડી-ગ્રંથ; વિદ્યા સંગ્રહ. 2. *Pl.*The digest or abridgment, in fifty books,of the decisions, writings, and opinions of the old Roman jurists,made in the sixth century by direction of the emperor Justinian and forming the leading compilation of the Roman civil law: રોમન વ્યવહાર શાસ્ત્રસંગ્રહ;વ્યવહાર સંહિતા.

**Pandemonium,**(પૅન્ડીમોનિઅમ્) *n.*1.The hall or council chamber of demons or evil spirits: ભૂતસભા;જીનમહેલ. 2. An utterly lawless riotous place:અવ્યવસ્થિત-ધાંધળિયાસ્થળ;ચંડાળચોકડી.

**Pander,**(પૅન્ડર) *n.*1.A male bawd; a procurer:ભડવો;કૂટણો. 2. One who ministers to the evil designs and passions of another: દુષ્ટ કામની સિદ્ધી કરાવી આપનાર.*vt.* To play the pander for:ભડવાઇ કરવી. *vi.* To act the part of a pander:ભડવાઇ કરાવવી.

**Pane,**(પૅન્) *n.*1.The narrow edge of a hammer head:હથોડીની સાંકડી કોર. 2. A division;a patch: ભાગ.3.One of the openings in a slashed garment:ફાટ;કાણું;બાકોરૂં.4.A compartment of a surface or a flat surface : બાજુ;સપાટી;પેલ.5.The glass in one compartment of a window sash : કાચની તકતી.

**Panegyric,**(પૅનીજિરિક્) *n.* [Gr. *pan*,all & *ageiro*, I assemble.] A formal encomium;laudation: વખાણ;તારીફ;સ્તુતિ;પ્રશંસા;ગુણકીર્તન.*a.*Containing praise;encomiastic:વખાણ તારીફ ભરેલું.

**Panegyrist,**(પૅનીજિરિસ્ટ્) *n.* One who delivers a panegyric,a eulogist:સ્તુતિપાઠક;બંદિજન.

**Panegyrize,**(પૅનીજિરાઈઝ્) *vt.* To praise highly;to eulogize:-નાં વખાણ કરવાં;-ના ગુણ ગાવા;-ની સ્તુતિ-પ્રશંસા કo.

**Panel,**(પૅનેલ્) *n.*1.A sunken compartment with raised margins, molded or otherwise:બારી બારણાંનાં ચોકઠાંમાં ખોભણ કાઢી તેમાં જડેલી બેઠક.2.(*a*)A schedule containing the names of persons summoned as jurors: જુરીના નામની ટીપનું પત્રક.(*b*)The whole jury:જ્યુરીસમસ્ત;પંચસમસ્ત.3.A piece of cloth serving as a saddle:ઘોડાના જીનની તળે મુકાતું એક કપડું.4.One of the faces of a hewn stone: ઘડેલા પથ્થરની એક બાજુ.5.A slab or plank of wood upon which, instead of canvas,a picture is painted: છબી-ચિત્ર કાઢેલું લાકડાનું પાટિયું.6.A heap of dressed ore: તૈયાર કરેલી કાચી ધાતુનો ઢગલો.7.A portion of a framed structure between adjacent posts or struts, as in a bridge truss: પાસેપાસેના થાંભલા વચ્ચેનો બાંધેલો ભાગ. **P.** *house*,a house of prostitution in which the rooms have secret entrances: જેના ઓરડાઓમાં છુપા બારણાં હોય એવું વેશ્યાગૃહ-ખાન્ગ્રું. **p.** *game*,a method of stealing money in a panel house: વેશ્યાગૃહમાં પૈસા ચોરવાનો એક પ્રકાર-યુક્તિ.**p.**saw,a hand-saw with fine teeth:ઝીણા-તીણા દાંતાવાળી હાથઆરી.*vt.*To form in or with panels: તક્તીઓ મુકવી.

**Pang,**(પૅન્ગ્) *n.*[L.*pungo*,I prick.] A sudden and transitory agony; a throe:તીવ્ર દુખ;કળ;ત્રેણ;વેગ;વેદના; ઝાટકો;મહાવ્યથા;શૂલ;અતિવેદના. *vt.* To torture;to torment:વેદના કo; દુખ દેવું.

**Panic,**(પૅનિક્) *n.*[L.*panicum.*]A panic grass:એક જાતનો છોડવો.2. [Gr.*Panikos*, sacred to Pan to whom the causing of sudden fright was ascribed.]A sudden fright;terror:હેબક;ધ્રાસકો; ચરેડો. 3.A sudden widespread fright: આપધાક;એકાએક લાગેલી બીક;ત્રાસ. *a.*Sudden and causeless; unreasonable:આપધાક જેવું;ત્રાસદાયક.

**Pannel,** (પૅનેલ્) *n.* 1. A kind of rustic saddle:ખોગીર.2.The stomach of a hawk:બાજનું પેટ.3.A carriage for conveying a mortar and its bed,on a march:તોપો લેઇ જવાની ગાડી.

**Pannier,**(પૅનિઅર્) *n.* [L.*panarium*,a bread basket.]1.A bread basket:ટોપલી.2.A shield of basket work formerly used by archers as shelter from the enemy's missiles:ઢાલ. 3.A table waiter at the Inns of Court,London:હજુરીઓ.4.A frame work of steel or whalebone worn by women to expand their dresses;a kind of bustle:પોતાના પોશાક ફુલાવવાને માટે બૈરાંઓએ પોલાદ અગર હાડકાંનું રાખેલું એક કાડું.

**Panoply,**(પૅનોપ્લિ) *n.* Defensive armour in general;a full suit of defensive armour: સર્વાંગ રક્ષણ; પૂર્ણકવચ.

**Panorama,**(પૅનોરાંમૅ) *n.*[*Gr.Pan*, all,& *horaō*,I see]1.A complete view in every direction:પૂર્ણ દે-

Patience is a plaster for all sores :

ખાવ.**2.**A picture representing a view of objects in every direction as from a central point: કોઇ ચિત્રનો બરોબર દેખાવ;સર્વદિગ્દિર્શક ચિત્ર;વિશ્વદૃશ્ય.**3.**A picture representing scenes too extended to be beheld at once,and so exhibited a part at a time,by being unrolled, and made to pass continuously before the spectator:એક વખતે બધું ન જોવાઇ શકે તેથી ઉકેલતાં ઉકેલતાં ધીમે ધીમે બતાવાય એવું ચિત્ર.

**Panoramic,**(પૅનૉરૅમિક્ )*a.*Like a panorama:પુર્ણ દેખાવ સંબંધી;વિશ્વદૃશ્ય સંબંધી.

**Pant,**(પૅન્ટ્ )*vi.***1.**To breathe quickly or in a labored manner; to gasp:ફુફાટા મારવા; હાંફવું; હાંફી-જવું;ફેં ફેં કરવું.**2.**To long eagerly; to desire earnestly : આતુરતાથી ઇચ્છા કરવી;જીવ તલપ વલપ થવો;ટાંપી રહેવું;-નો જીવ ટંગાઇ રહેવો; ની તલપ થવી;ટમટમી રહેવું;તલપાપડથવું.**3.**To beat with unnatural violence or rapidity;to palpitate:ધબકવું; ધડકવું;ફરફડવું. **4.** To sigh;to flatter;to languish:ટસકા ભરવાં; નિસાસા મુકવા.*vt.***1.**To breathe forth quickly;to gasp out:ફુંફાટા મારવા;હાંફવું.**2.**To long for;to be eager after:આતુરતાથી ઇચ્છવું;જીવ તલવલવો.*n.***1.**A quick breathing: ફુંફાટા; ઉતાવળો શ્વાસ. **2.** A violent palpitation of the heart:હૃદયમાં જબરો ધબકારો;કંપ;સ્ફુરણ.

**Pantalets,**(પૅન્ટલેટ્સ્ ) *n.* One of the legs of the loose drawers worn by children and women: ચોરણો;લેંઘો.

**Pantaloon,**(પૅન્ટલૂન્)*n.***1.** A ridiculous character : હાસ્યોત્પાદક પાત્ર;મશ્કરો;ભાંડ.**2.** A bifurcated garment for a man:ઇજાર;ચોરણો; પાયજામો. **3.** In recent times, same as trousers:સુરવાળ;પાટલુન.

**Pantheism,** (પૅન્થીઝ્મ્ ) *n.* The doctrine that the universe,taken or conceived of as a whole, is God;cosmotheism:આખું વિશ્વ-એજ ઇશ્વર એવો મત;જગદીશ્વર મતવાદ; અદ્વૈતમત;અદ્વૈતવાદ;વિરાટ્સ્વરૂપ મત.

**Pantheist,**(પૅન્થીઇસ્ટ્)*n.*[Gr.*pan*, all & *Theos*, god]. One who holds to pantheism : જગદીશ્વર મતાશ્રયી-વાદી;અદ્વૈતવાદી; અભેદવાદી; અદ્વૈતમતાવલંબી.

**Pantheistic-cal,** (પૅન્થીસ્ટિક્-કલ્ ) *a.*Pertaining to pantheism:જગદીશ્વરમતસંબંધી;અદ્વૈતમત વિષયક.

**Pantheon,**(પૅન્થીઑન્ )*n.*[Gr.*pan*, all,& *Theos*, god]. **1.** A temple dedicated to all the gods:સઘળા દેવોનું મંદીર-સમાજ;સર્વ દેવાલય. **2.** The collective gods of a people: દેવકોટિ;જનકોટિ;વિશ્વદેવગણ.

**Panther,**(પૅન્થર્ )*n.* [Gr.*pan*, all & *ther*,a wild beast].**1.**A large dark-colored leopard:ચિતરો વાઘ;ચિત્તા-વાઘ.**2.** In America, the name is applied to the puma or cougar and sometimes to the jaguar : અમેરિકામાં જગવાર કરીને એક પ્રાણીનું નામ.

**Pantofle,**(પૅન્ટફલ્)*n.*A slipper for the foot:જોડો;પગરખાં;દક્ષિણીજોડો.

**Pantograph,**(પૅન્ટૉગ્રૅફ્ )*n.*An instrument for copying plans, maps and other drawings on the same,small,or large scale:ચિત્રની નકલ કરવાનું યંત્ર.

**Pantography,** ( પૅન્ટૉગ્રૅફિ ) *n.* A general description;entire view of an object:સાધારણ વર્ણન.

**Pantology,**(પૅન્ટૉલૉજી)*n.*[Gr.*pas*, all & *logos*,discourse.] A work of universal information : સર્વ સમાચાર સંગ્રહ-ગ્રંથ.

**Pantomime,**(પૅન્ટૉમાઇમ્ )*n.* [Gr. *pas*,all & *mimos*,an imitator.]**1.** A universal mimic;an actor who assumes many parts:ચાળા બતાવી નાટક કરનાર;બહુવેષધારી. **2.**One who acts his part by gesticulation:મુંગાં મુંગાં ચાળા કરનાર;મુગ્ધનટક;મૂકનટ.**3.**A dramatic representation by actors who use only dumb show:મુંગાં મુંગાં ચાળા બતાવીને કરેલું નાટક;મુગ્ધનાટ્ય;મુગ્ધાભિનય.

**Pantomimic-cal,**(પૅન્ટૉમિમિક્-કલ્ )*a.*Pertaining to the pantomime:મૂકનાટ્ય સંબંધી-વિષયક.

**Pantry,**(પૅન્ટ્રિ )*n.*[L.*panis*,bread.] An apartment or closet in which bread and other provisions are kept:ખાવસાલા;અન્નકોષ;ભક્ષ્યાગાર.

**Pap,**(પૅપ્ )*n.***1.** A nipple; a teat: ડીંટડી;સ્તનમુખ;કુચ. **2.**A rounded nipple-like hill:ડીંટડી જેવો ટેકરો-રી.**3.**A soft food for infants:નાનાં છોકરાં માટે પલાળેલો પોચો ખોરાક. **4.**Nourishment or support from official patronage:સરકારી રાહે અપાયેલું રક્ષણ-મદદ.**5.** The pulp of fruit:ફળનો ગર-માવો. *vt.* To feed with pap:ધવડાવવું.

**Papa,** (પૅપા) *n.* [L. *papa.*] **1.** A child's word for father:બાપા;બાવા;બાવાજી;કાકા;મોટાભાઇ;બાપુ;બાપુજી. **2.** A priest in the Greak Church:પિતા;બાપ.

**Papacy,** ( પેપસિ ) *n.* [L.*papa*,a father.]**1.**The office and dignity of the pope:પોપનું આચાર્યપદ. **2.** The succession of popes:પોપનો વર્ગ;પોપ પરંપરા.**3.**The Roman Catholic religion:રોમન કેથોલીક ધર્મ.

**Papal,**(પેપલ્ )*a.*[L.*papa*,bishop.] **1.** Pertaining to the Pope of Rome:પોપ સંબંધી.**2.**Pertaining to the Roman Catholic church: રોમનકેથોલીક દેવળ સબંધી.

**Papaverous,**(પપેવરસ્ )*a.*Pertaining to the poppy;of the nature of the poppy:ખસખસના જેવું.

**Paper,** (પેપર્ ) *n.* [L. *papyrus.* Gr.*papyros*,an Egyptian reed, from the bark of which paper was made.] **1.** A substance in the form of thin sheets of leaves intended to be written or printed on:કાગળ;પત્ર. **2.** A piece of such substance:કાગળનો કટકો.**3.** A document;a writing:લેખ;નિબંધ;પત્ર;ખત;દસ્તાવેજ.**4.**A newspaper;a journal: વર્તમાનપત્ર;અખબાર.**5.**Notes;bills of exchange: ચીઠ્ઠી;હુંડી;સરકારીજામીનગીરીનો કાગળ.**6.**Decorated hangings or coverings for walls:ચોડવાના કાગળ; રંગીન-સચિત્ર કાગળ. **7.** Paper containing a definite quantity:ઓળિયું;પડીકું.*Business* **p.**,cheques, notes, etc. given in payment of actual indebtedness:દેવાને પેટે રોકડ ન આપતાં હુંડી વિ૰ આપેછે તે.**P.** *credit*,credit founded upon evidences of debt,such as promissory notes,due bills,etc.:હુંડી વિ૰ કાગળીઆ આપીને જામીનગીરી-ઉધાર-ઉછીનું આપવાલેવાનો વ્હેવાર.**P.***house* audience who have come in on free passes: પૈસા આપ્યા વગર મફતની પાસ લઇને આવેલા શ્રોતાજનો. *Waste.***p**,paper thrown aside as

ધીરજ મોટી વાત છે.

useless:નકામા-રદ્દી કાગળ;ફુરછ કાગળ.*a.*Pertaining to paper;made of paper:કાગળનું. 2.Unsubstantial:દમ-માલ-જીવ વગરનું;નિર્માલ્ય;પોચું;માલ કાંકણા જેવું;જેનાથી સુકો પાપડ પણ ન ભગાય એવું.*vt.*1.To cover with paper:-ની ભીંતે કાગળ મઢવા-ચોઢવા. 2. To fold or inclose in paper:કાગળમાં બીટવું-વીંટવું.3.To put on paper;to make a memorandum of:લખી રાખવું;કાગળે લખી રાખવું;નોંધ રાખવી;દાખલો રાખવો.

**Papilionaceous,**(પૅપિલિઑનેશસ્) *a.* Resembling the butterfly: પતંગિયા જેવું.

**Papillary-ous,** (પૅપિલૅરિ-લસ્) *a.* [L.*papilla*,a nipple.] Pertaining to or resembling,a papilla: ડીચકી-ડીટડી જેવું;સ્તનાગ્રવત.2. Covered with small eminences:કરકરૂં.3.Warty:ઝીણી ઝીણી ફોલ્લીવાળું.

**Papist,**(પૅપિસ્ટ્)*n.*A Roman Catholic:પોપને માનનાર.

**Pappous,** (પૅપસ્)*a.*[Gr.*pappos*, the down on seeds of certain plants.]Furnished with a pappus:સુંવાળું;નરમ;રૂવાંવાળું.

**Pappy,** (પૅપિ) *a.* Like pap;soft: રસ ભરેલું;નરમ.

**Papulous**(પૅપ્યુલસ્)*a.*[L.*papula*, a pimple.]Covered with papulae;papulose:ઝીણી ઝીણી ફોલ્લીવાળું.

**Papyrus,**(પૅપિરસ) *n.pl.***Papyri.** 1.A tall rush-like plant of the Sedge family:એક જાતનો છોડ. 2. The material upon which the ancient Egyptians wrote:તાડપત્ર.3.A manuscript written on papyrus:તાડપત્ર લેખ.

**Par,** (પાર્)*prep.*By;with:થી;સાથે. *n.*1. Equal value: સરખી કિમ્મત-મૂલ;સરભર ભાવ.2.Equality of condition or circumstances:સરખાપણું;સમતા;બરાબરી;સમભાવ;સમાનતા.*At* **p.**,at the original price: મૂળ કિમ્મતે;સરભર. *Above* **p.**,at a premium : વધારે કિમ્મતથી;ચઢતા ભાવથી. *Below* **p.**,at a discount: ઓછી કિંમતે;વટાવ કાપીને.*On a* **p.**, on a level:સરખું;સમાન.**P.***value*, nominal value:નામની-અસલ કિંમત.

**Parable,**(પૅરબલ્)*a.*[Gr.*para*,beside & *ballo*,to throw.]Procurable:મેળવી શકાય એવું.*n.* A comparision;a similitude:દૃષ્ટાંત;દૃષ્ટાંતરૂપી શિખામણ-કથા;નીતિદર્શન;ઉપમા;નિદર્શન;મુકાબલો;સરખામણી.*vt.* To represent by parable: શિખામણથી બતાવવું;દૃષ્ટાંત ઉપમા આપવી.

**Parabola,**(પૅરૅબોલૅ)*n.pl.***Parabolas.**A kind of curve:શંકુ આકૃતિ; અનુવૃત્ત.

**Parabolic,**(પૅરૅબૉલિક્)*a.*1.Of the nature of a parable;allegorical: નીતિ નિદર્શનનું;દૃષ્ટાંતરૂપ;રૂપકરૂપ.2. Having the form of a parabola: શંકુ આકૃતિનું;બાણાકાર.

**Parachute,** (પૅરૅશૂટ્)*n.*A contrivance in the form of an umbrella for making a descent from a balloon:વિમાનમાંથી હેઠે ઉતરવામાં વપરાતી એક છતરી જેવું કાંઇક હોય તે.

**Paraclete,**(પૅરૅક્લીટ્)*n.*[Gr.*para*, & *kaleo*,to call.] An advocate; one called to aid or support:પક્ષધરી બોલનાર;દીલાસો દેનાર વકીલ.

**Parade,**(પૅરેડ્)*n.*[L.*paro*, to set in order.]1.The ground where a military display is held or where troops are drilled:કવાયતની જગો;રંગભૂમિ.2.A review of troops:કવાયત નિરિક્ષણ-પરિક્ષા. 3. Pompous show;formal display: ભસટાઇ;આડંબર;ઠાઠમાઠ;ઢોળ દબદબો;ભભકો;રોફ.4.A show;a spectacle:ભપકો;દેખાવ;વરઘોડો; સ્વારી. 5.Posture of defence;guard:ચોકી;પહેરો.6.A public walk;a promenade:જાહેર ફરવા-રહેલ કરવા જવાની જગ્યા.**P.***rest*, a position of rest for soldiers:સિપાઈઓને આરામ લેવા ઉભા રહેવાની સ્થિતિ-રીત.*vt.* To exhibit in a showy manner: ભપકો-ઠાઠ બતાવવો. 2.To assemble and form;to marshal:કવાયત કરાવવી.*vi.*1.To make an exhibition:ભસટાઈ બતાવવી રોફબંધ-ઈતરાઈને ચાલવું.2.To assemble in military order:કવાયત માટે એકઠા થવું.

**Paradigm,**(પૅરૅડિમ્)*n.*[Gr.*para*, & *deiknumi*, to show.] 1. An example;a model:દૃષ્ટાંત; દાખલો. 2.An example of a conjugation, showing a word in all its different forms of inflection:રૂપાખ્યાપન;ધાતુરૂપ માલિકા.3.An illustration:દાખલો;નમુનો.

**Paradise,**(પૅરૅડાઈસ્)*n.*[Gr.*paradeisos*,a park.]1.The garden of Eden,in which Adam and Eve were placed after their creation: ઈડનની વાડી;ઇડન બાગ.2.The abode of sanctified souls after death: વૈકુંઠ;સ્વર્ગ; બેહેસ્ત. 3. A place of bliss:આનંદભુવન;સુખધામ;સુખલોક; ઇંદ્રપુરી.4.An open space within a monastery or adjoining a church:દેવળની પાસેની ખુલ્લી જમીન. 5.A church-yard or cemetery: કબરસ્તાન;મશાણ.*vt.*To entrance; to bewitch:-ને મોહ-મોહિની લગાડવી;-ના મનનું આકર્ષણ કo.

**Paradisiacal,** (પૅરૅડિસિયૅકલ્) *a.* Pertaining to paradise:સુખધામ સંબંધી;આનંદ લોક વિષયક.

**Paradox,**(પૅરૅડૉક્સ્)*n.* [Gr.*para*, against & *doxa*, opinion. ] A tenet or proposition contrary to received opinion:દુનીઆથી ઉલટો વિચાર-મત;વિપરીત વિચાર;લોકવિરૂદ્ધ ભાસ;અસત્યાભ્યાસ;અયુક્તાભાસ.

**Paradoxical,**(પૅરૅડૉક્સિકૅલ્) *a.* 1. Of the nature of a paradox:વિપરીત; અનભિમત. 2. Inclined to paradoxes:અવળુંજ દેખનારૂં;વિપરીતવિચારદર્શિ;અયુક્તા ભાસાત્મક.

**Paragon,**(પૅરૅગૉન્)*n.*1. A match; an equal:સાથી;બરોબરીઓ;સમોવડિઓ;કાંટાવછોડ.2. Rivalry, competition:સરસાઈ;હરીફાઈ.3.A model;pattern:નમુનો; કિત્તો; મોહરો; ચુડામણી;શિરોમણી;શિરતાજ;સરદાર. 4.A size of type between great primer and double piece : એક જાતનાં ઝીણાં છાપવાનાં બીબાં.*vt.* To compare with;to equal:-ની સાથે બરોબરી કo.3.To surpass:હઠાવવું. *vi.*To be equal;to hold comparison: બરોબરી થવી.

**Paragraph,**(પૅરૅગ્રૅફ્)*n.*[Gr.*para*, beside & *grapho*,I write.]1. A marginal mark or note set in the margin to call attention to something in text: માર્જનમાં રાખેલી નિશાની.2.A distinct part of a discourse or writing:કલમ; પેરેગ્રાફ. 3. A brief composition complete in one typographical section:પરિચ્છેદ;લેખખંડ; પારેગ્રાફ. *vt.*1.To divide into paragraphs: કલમો પાડવી.2.To express in the compass of a paragraph:એક લેખખંડમાં આશય જણાવી દેવો.3.To mention in a paragraph:એક કલમમાં લખવું-જણાવવું.

*Patience is the best remedy for grief:*

**Parallax,** (પૅરૅલૅક્સ્)n.[Gr. *para*, beside & *allos*, another.] 1.The apparent displacement or difference of position, as seen from two different points:બે જુદી જુદી જગ્યાએ રહીને જોવાથી પડતો જગાનો તફાવત.2.The apparent difference in position of a body as seen from some point on the earth's surface:દૃક્સુત્ર તથા ગર્ભસુત્રની વચ્ચેનું અંતર; લંબન; દૃષ્ટસ્થાન ભેદ.

**Parallel,** (પૅરૅલેલ્)a.[Gr.*para*, beside,& *allelon*, of one another.] 1.Extended in the same direction, and in all parts equally distant:સમાંતર; સરલ સમાંતર. 2. Having the same direction or tendency; running side by side: સાથેને સાથે મળતું.3.Continuing a resemblance through many particulars; like; similar: મળતું; સરખું; સમાન; સમ; તુલ્ય; સમભાવ.n.1.A line which throughout its whole extent, is equidistant from another line : સમાંતર લીટી. 2. Direction conformable to that of another line: એક લીટીના અનુરૂપ બીજી લીટી.3. Resemblance; similarity:સમતા; સમાનતા. 4.A comparison made:મુકાબલો. 5.Anything equal to, or resembling another in all essential particulars; a counterpart: જોડો; નમુનો; અડધિયું; તુલના; બદલો.6.One of the imaginary circles on the surface of the earth, parallel to the equator, marking the latitude: અક્ષાંસ; અક્ષવૃત.7.One of the series of long trenches constructed before a besieged fortress by the besieging force, as a cover for troops supporting the attacking batteries:ઘેરો ઘાલેલા મુકામની આસપાસ ખોદેલી લાંબી ખાઇઓ પૈકીની એક.vt. 1. To place or set so as to be parallel:સમાતર કરવું-રાખવું. 2.To make to conform to something else in character, motive, aim or the like:અનુરૂપ-બંધબેસતું ક૦-બનાવવું.3.To equal; to match:બરોબરી ક૦.4.To produce or adduce as a parallel: નમુના-જોડ તરીકે બતાવવું-હાજર ક૦. vi.To be parallel; to correspond: બરાબર થવું; મળતાં આવવું.

**Parallelism,** (પૅરૅલ્લેલિઝ્મ)n.1. The quality or state of being parallel:સમાંતરપણું:સમાંતરભાવ. 2.Resemblance; similarity:મળતાપણું; સમાનતા; તુલના; સમભાવ.3. Similarity of construction or meaning of clauses placed side by side; especially clauses expressing the same sentiment with slight modifications, as is common in Hebrew poetry:સરખાપણું; સાદૃશ્યતા.

**Parallelogram,**(પૅરૅલ્લેલોગ્રૅમ)n. A right lined quadrilateral figure, whose opposite sides are parallel, and consequently equal: સમાંતરબાજુ ચોખુણ; સમસમદ્વિભુજ.

**Parallelopiped,**(પૅરૅલેલોપાઈપેડ્) n.[Gr *parallelos*, parallel, *epi*, on, & *pedon*, the ground.] A solid, the faces of which are six parallelograms, the opposite pairs being parallel and equal to each other : સમખાત; છ પડખાંવાળી ચીજ.

**Paralogy,**(પૅરૅલોજી)n. False reasoning; paralogism: ખોટી તકરાર; આભાસ; સિદ્ધાંતા-અર્થાભાસ; અયુક્તિ.

**Paralysis,** (પૅરૅલિસિસ્) n. [Gr. *para*, & *lyso*, to loose.] Abolition of function, whether complete or partial; palsy: કોઈ અંગનું મરી જવું-જુદું પડવું તે; લકવો; પક્ષાઘાત; અર્ધાંગવાયુ.

**Paralytic,**(પૅરૅલિટિક્)a.1.Pertaining to paralysis: મરી ગએલું; જુદાપડી ગયેલું. 2. Affected with paralysis:પક્ષઘાતવાળું; લકવો થયો હોય એવું.3.Inclined or tending to paralysis:પક્ષાઘાત કરે તેવું.

**Paralyze,**(પૅરૅલાઈઝ્)vt.1.To affect or strike with paralysis:જુદું પડી જવું; બહેર મારી જવું.2.To unnerve; to destory or impair the energy of:સુવાડી દેવું; નબળું-નિર્બળ કરી દેવું; સ્તબ્ધ કરી દેવું; સજડ કરી નાખવું.

**Paramount,**(પૅરૅમાઉન્ટ્)a.Having the highest rank; superior to all others:સૌથી વધારે મોટું; શ્રેષ્ઠ; સર્વોપરી.n.The highest or chief: મુખ્ય; સરદાર.

**Paramour,** (પૅરૅમૂર્)n.1.A lover of either sex; a wooer:યાર; રાખ. 2.Loving gallantry:યાર; બહાદુરી.

**Parapet,**(પૅરૅપેટ્)n.[L.*parare*, to prepare, provide] 1.A low wall: નીચી ભીંત.2.A wall; a rampart: ઘેરો; વંડો.

**Paraphernalia, Parapherna,** (પૅરૅફર્નેલિઅ, પૅરૅફર્ને)n.pl.1.Something reserved to a wife, over & above her dower: કન્યાદાનમાં મળેલા ધન ઉપરાંતની સ્ત્રીની કંઈપણ મિલ્કત. 2. Appendages; ornaments:લુગડાં અને ઘરેણાં.

**Paraphrase,**(પૅરૅફ્રેઝ્)n.[Gr.*para* beside & *phrazo*, to speak.] A restatement of a text, passage, or work expressing the meaning of the original in another form:વિવરણ; વ્યાખ્યાન; બ્યાન; ટીકા. vt. To translate with latitude: -નું વિવરણ કરવું. vi. To make a paraphrase:વિવરણ-અન્વય ક૦.

**Paraphrast,**(પૅરૅફ્રૅસ્ટ્)n. A paraphraser:વિવરણકાર; વ્યાખ્યાનકાર.

**Paraphrastic-al,** (પૅરૅફ્રૅસ્ટિક્-કૅલ્) a.Paraphrasing; of the nature of paraphrase:વિવરણરૂપ-સરખું.

**Paraquito,**(પૅરૅકિટો) n.A kind of parrot:શુક; પોપટની જાતનું પક્ષી.

**Parasite,**(પૅરૅસાઈટ્)n. [Gr.*para*, & *siteo*, to feed.] 1.A hanger-on; a toady:ટુકડાખાઉ; ભોજનભટ. 2.A plant obtaining nourishment immediately from other plants to which it attaches itself, and whose juices it absorbs:પરદેહોદ્ભૂતગુલ્મલતા.3.An animal which lives during the whole or part of its existence on or in the body of some other animal:પરદેહોપજીવિરુધિરાદ-ડંસ જાતિનું પ્રાણી.

**Parasitical,** (પૅરૅસિટિકૅલ) a. [L. *parasiticus*.] 1. Of the nature of a parasite; fawning for food: ટુકડાખોર-ખાઉ. 2. Pertaining to parasites:પરદેહોદ્ભૂત.

**Parasol,**(પૅરૅસૉલ્) n. [Gr. *para*, against & *sol*, the sun.] A kind of small umbrella used by women as a protection from the sun: યુરોપિયન સ્ત્રીને ઓઢવાનું-બચકાની છતર. vt. To shade as with parasol:છતરથી છાયો કરવો.

**Parboil,**(પાંર્બૉઇલ્) vt. [L. *pars*, part & *bullire*, to boil. ] 1. To boil or cook thoroughly:બરાબર રાંધવું-ઉકાળવું.2. To boil in part: અડધું પડધું-કાચુંપાકું બાફવું-ચડવવું.

**Parcel,**(પાર્સેલ્)*n*.[L.*pars*,a part.] 1.A portion of anything taken separately;a part:ભાગ;કકડો;ખંડ;અંશ.2.A part;a portion;apiece: ભાગ;કકડો;વિભાગ;અંશ.3.A collection;a group:ઢગલો;જથો;થોક;સમૂહ.4.A bundle;a package:બિંડી;ગાંસડી;પોટલી;બચકી.*vt*.1.To divide and distribute by parts or portions:કકડા કરીને વહેંચવું.2.To add a parcel or item to;to itemize:કકડો ઉમેરવો.3.To make up into a parcel:પારસલ કરવું. *a*. In part;partially:ભાગમાં.

**Parcenary,**(પાર્સિનેરિ)*n*.The holding or occupation of an inheritable estate which descends from the ancestor to two or more persons;co-heirship : એક દાયભોજિત્વ; સહદાયાદત્વ; વારસામાં ભાગીઆપણું.

**Parcener,**(પાર્સિનર્)*n*.[L.*partitio*,a division.]A co-heir: એકત્ર વારસ;સરખા હિસ્સેદાર.

**Parch,**(પાર્ચ્)*vt*.[Sans.*pari*,about &*shushka*=[Fr. *percer*, to pierce.]1.To burn the surface of; to scorch:ભુંજવું; શેકવું; દઝાડવું.2. To dry to extremity;to shrivel with heat:સુકવવું;ચચળાવવું.*vi*.To become scorched or superficially burnt:ભુંજાવવું;શેકાવું.

**Parchment,**(પાર્ચ્મેન્ટ)*n*.[L.*charta*,paper.]1.The skin of a lamb, sheep, goat &c., prepared for writing on:લખવાના કામમાં આવે એવું કમાવેલું ઘેટાંનું ચામડું;ચર્મપત્ર. 2. The envelope of the coffee grains,inside the pulp:કારી-કારી; નાગરની અંદરનું પડ.

**Parcity,**(પાર્સિટિ) *n*. [L. *parcus*, sparing.]Sparingness: દયાભાવ; સાવધાની.

**Pard,**(પાર્ડ્) *n*. [L. *pardus*, leopard.]A leopard;a panther:ચિત્તો;ખડિયો વાઘ.

**Pardon,**(પાર્ડન્)*n*.[L.*per*,& *dono*, I give.]1.The act of pardoning; forgiveness:માફી;ક્ષમા.2.An official warrant of remission of penalty: દંડ-ગુન્હાનું માફીપત્ર. 3. The state of being forgiven: માફી.4.A release by a sovereign: મુક્તિ.*vt*.1.To free from penalty: સજામાંથી મુક્ત કરવું. 2.To forgive: માફ કરવું. 3.To refrain from exacting as a penalty: સજા તરીકે વસુલ કરતાં બંધ રહેવું. 4. To give leave to:રજા આપવી. **P.** *me*, excuse me,-a phrase expressing courteous denial or contradiction:માફ કરો;મહેરબાની રાખો;બહુ થયું;બેઅદબી માફ છે.

**Pardonable,** (પાર્ડનેબલ્) *a*. Admitting of pardon;venial;excusable:માફ-ક્ષમા કરવા જેવું;ક્ષમા પાત્ર.

**Pardoner,**(પાર્ડનર્)*n*.1.One who pardons:માફ કરનાર. 2. A seller of indulgences: માફી આપનાર.

**Pare,**(પેર્)*vt*.[L.*paro*,I prepare.] 1.To cut off;to shave off:છોલવું; તરાશવું. 2. To remove; to separate:છોલવું;નખ લેવો;ઉતારવું.3.To reduce;to lessen:તાસવું;ઓછું કરવું.

**Paregoric,**(પેરિગૉરિક્)*a*.[Gr.*para*,beside & *agora*,an assembly.]Mitigating;assuaging pain: દુઃખશામક *n*. A medicine that mitigates pain:દુઃખશામક ઓસડ.

**Parent,**(પેરેન્ટ્) *n*. [L. *pareo*, to bring forth.]1.A father or mother:બાપ અગર મા.2.Cause;source;author:મૂળ;કારણ;જનક;હેતુ;કર્તા.

**Parentage,**(પેરેન્ટેજ્)*n*.Descent from parents or ancestors; extraction;birth: કુળ; ખાનદાન;માબાપ;ઉદ્ભવ.

**Parental,**(પેરેન્ટલ્)*a*. [L.*parentalis*.] 1. Pertaining to a parent: માતા પિતા સંબંધી.2.Tender; devoted:વહાલનું ભરેલું.

**Parentally,** (પેરેન્ટલિ) *adv*. n a parental manner:દયા-વહાલ ભરેલી રીતે;ઉમળકાથી.

**Parenthesis,**(પેરેન્થીસિસ્)*n*.[Gr. *para*,beside,& *tithemai*,to put.] *pl*. **Parentheses**. 1. A word, phrase or sentence, by way of comment or explanation inserted in,or attached to a sentence which would be grammatically complete without it:કોઈ વાકયના કોઇ અંગનો અર્થ વધારે ખુલ્લો સમજાવવા માટે ટીકારૂપે આપેલો શબ્દ-વાકય. 2.One of the curved ( ) lines which inclose a parenthetic word or phrase:ઉપન્યાસ ચિન્હ;કૌંસ.

**Parenthetic,**(પેરેન્થેટિક્) *a*. 1. Of the nature of a parenthesis: ઉપન્યસ્ત;પ્રક્ષિપ્ત. 2. Using or containing parentheses:કૌંસવાળું.

**Parentless,**(પેરેન્ટલેસ્)*a*.Deprived of parents:માબાપ વિનાનું;અનાથ.

**Parget,**(પાર્જેટ્)*vt*. [ L. *paries*, a wall. ] 1. To coat with parget; to plaster: ફરસબંધી કરવી; પલાસ્તર કરવું. 2. To paint; to cover: રંગવું.*vi*. 1. Ta lay on plaser:ફરસબંધી કરવી; પલાસ્તર કરી લેવું; સાગોળ દેવો.2.To paint as the face: રંગ દેવો;ચિતરવું. *n*. 1. Gypsum or plaster stone: એક જાતનું સફેદ પલાસ્તર-સીમેંટ. 2.Plaster: સાગોળ; સીમેંટ.3.Paint for the face:સફેદો.

**Parhelion,** ( પાર્હીલિઑન્ ) *n*. *pl*. **Parhelia**.[L.*palelion*.]A mock sun appearing in the form of a bright light:બનાવટી-ખોટો સુરજ.

**Pariah,** (પેરિઅ)*n*. 1. One of the aboriginal people of southern India regarded by the four castes of the Hindoos as of very low grade : હીંદુમાં હલકામાં હલકી જાત;નીચ વર્ણ.2.An outcast : નાત બાહર મુકેલો માણસ.

**Parietal,**(પેરાઇઍટલ્)*a*.[L.*paries*, *-ietis*, a wall.]1.Pertaining to a wall: ભીંત-દીવાલનું. 2. Resident within the walls or buildings of a college: પાઠશાળામાંજ રહેનાર. *n*.1.One of the parietal bones: ખોપરીનાં બે પડખાનાં હાડકાં.

**Paring,** (પેરિંગ)*n*. 1.The act of cutting off the surface of anything: છોલણી; તાસની. 2. That which is pared off:છોતરૂં; છોલું.

**Parish,**(પેરિશ્)*n*. [ Gr. *para*, & *oikos*,a house.]1.That circuit of ground committed to the charge of one person or vicar:વિલાયતના "પાર્સન"નામના ધર્માધિકારીની સત્તા નીચેનો મુલક.2.An ecclesiastical society composed of those persons who choose to unite under the charge of a particular priest, clergyman or minister:ધર્મિષ્ઠ પુરૂષોની મંડળી.*a*. Pertaining to a parish:પારીશનું-માંનું.

**Parishioner,** (પેરિશનર્) *n*. One who belongs to,or is connected with,a parish:"પારીશ"માંનું માણસ.

**Parisian,**(પેરિસિઅન્)*n*.A native or inhabitant of Paris : પારિસ શહેરનો રહેવાશી.

સોગન ખાય તે સહાય જાુદો.

miss.]1.Sinning;criminal:અપરાધી;પાપ કરનારૂં. 2.Morbid;corrupt: બગડેલું; વિકાર પામેલું. 3. Wrong;defective;faulty: ખોટું; ખોડ-ગુન્હાવાળું;દૂષિત;દોષયુક્ત;પતિત.

**Peck,**(પેક્) *n.* 1. The fourth part of a bushel:બુશલનો ચોથો ભાગ.2. A great deal;a large quantity: ઘણો ભાગ. *vt.* 1. To strike with the beak:ચાંચ મારવી.2.To strike with a pointed instrument:અણી ઘોચવી-ઘાલવી.3.To bite;to cut: કરડવું;ખાવું.4.To make by striking with the beak or a pointed instrument:ચાંચ મારીને બનાવવું; ચાંચવતી પાડવું-કo.*vi.*1. To make strokes with beak:ચાંચવતી મારવું.2. To pick up food with the beak:ચાંચવતી વીણીને ખાવું;ચાંચે ચરવું.*To p.at*,to carp at;to nag;to tease:ચાંચ-ટકોરો માર્યા કo;ખોતરણાં કાઢવાં;-નાં છિદ્રો જેવાં-છિદ્રાન્વેષણ થવું. *n.*A quick,sharp stroke,as with the beak:ચાંચ મારવાથી થતો ટકોરો.

**Pectinal,**(પેક્ટિનલ્) *a.* [L.*pecten*, a comb.]Pertaining to a comb; resembling a comb : ફણી-કાંસકી જેવું. *n.* A fish whose bones resemble comb teeth:કાંસકીના દાંતા જેવાં હાડકાંવાળી માંછલી.

**Pectoral,**(પેક્ટૅારલ્) *a.* [L.*pectus*, the breast.]1.Pertaining to the breast or chest:છાતીનું-ને લગતું.2. Relating to,or good for, diseases of the chest or lungs:કફ સબંધી;કફનાશક;કાસશામક.*n.*1.A covering for the breast: છાતીનું કવચબખ્તર.2.A breast plate:છાતીનું ઢાંકણ.3. A medicine for diseases of the chest organs:છાતીના રોગો સારા કરવાની દવા;કફનાશક ઔષધ.

**Peculate,**(પેક્યૂલેટ્) *vi.* [L. *peculium*,private property.]To appropriate to one's own use the property of the public; to embezzle:ખાઇજવું;પચાવી પટવું;હજમ કરીજવું;હરામખોરીકo;ઓઈયાંકરીજવું.

**Peculation,**(પેક્યૂલેશન્)*n.*The act or practice of peculating; embezzlement:ઉચાપત;ચોરી; સોંપેલાં નાણાં ખાઈજવાં તે;હરામખોરી.

**Peculator,**(પેક્યૂલેટર્)*n.*One who peculates:ઉચાપત કરનાર.

**Peculiar,**(પીક્યુલિઅર્)*a.*[L.*peculium*, one's own property.] 1. One's own;belonging solely or to an individual:બીજા કોઈનામાં-જ-કોઇનેજ ન હોય એવું;પોતીકું; આત્મીય;સ્વીય;ખાસ;અસાધારણ.2.Particular;individual:વિશેષ.3.Usual;singular:તરેહવાર; વિલક્ષણ. *n.* That which is peculiar; a prerogative:ખાસ હોવું તે;વિશેષ ગુણ; ખાસિયત.

**Peculiarity,**(પીક્યૂલિઍરિટિ) *n.* 1. The quality or state of being peculiar;singularity:તરેહવારપણું; વિલક્ષણતા.2.That which is peculiar:તાસીર;ખાસિયત;ખવાસ;વિશેષગુણ.3. Exclusive possession or right:ખાસપણું.

**Pecuniary,**( પીક્યુનિઅરિ ) *a.* [L. *pecunia*,money.]1.Relating to money;monetary:પૈસા-નાણા-ધનનું.2.Consisting of money:પૈસાધનનું;દ્રવ્યાત્મક.

**Pedagogic,**(પેડૅગૅાજિક્)*a.*Pertaining to a pedagogue : મહેતાજી-શિક્ષકનું.

**Pedagogics,**(પેડૅગૅાજિકસ્)*n.* The science or art of teaching:શિક્ષણશાસ્ત્ર.

**Pedagogism,**(પેડૅગૅાજિઝમ્)*n.*The system, occupation, character or manner of pedagogues:મહેતાજીનો ધંધો;પંતુજીપણું.

**Pedagogue,**(પેડૅગૅાગ્)*n.*[Gr.*pais*, a child & *ago*,I do.] 1. A slave who led his master's children to school and had the charge of them:છોકરાંને નિશાળે મુકવા જનાર નોકર.2.A teacher of children:મહેતાજી;શિક્ષક;પંડયા;પંતુજી. 3.One who has the manner of a schoolmaster: મહેતાજીની રીત જેનામાં છે તે માણસ.

**Pedant,**(પેડેન્ટ્)*n.*1.One who puts on an air of learning; one who makes a vain display of learning:મિથ્યા પંડિત;વિદ્યાદાંભિક;વિદ્વતાનું ડોળ રાખનાર.

**Pedantic,** (પેડૅન્ટિક્) *a.* Pertaining to a pedant ; ostentatious of learning:મિથ્યા પંડિતનું-નાજેવું.

**Pedantry,**(પેડૅન્ટ્રિ)*n.* Vain ostentation of learning: વિદ્યાની પતરાજી-બેડસાઈ;વિદ્યાદંભ.પાંડિત્યદર્પ.

**Peddle,** (પેડલ્) *vi.* 1. To travel about with wares for sale:ઘેરઘેર -સેરીએસેરીએ ફરીને માલ વેચવો. 2. To do a small business;to piddle: નહીં કામનું કામ કર્યા કરવું; રસળવું; અમથી રમત કરવી.*vt.*To sell from place to place; to hawk: ઘેર ઘેર ફરીને વેચવું;ફેરિયાનો ધંધો કરવો.

**Peddler,**(પેડ્લર્)*n.*One who peddles;a travelling trader: ફેરી ફરીને માલ વેચનાર;ફેરિયો.

**Peddlery,**(પેડ્લરિ)*n.*1.The trade or goods of a peddler;hawking: ફેરિયાનો ધંધો માલ.

**Peddling,**(પેડ્લિંગ્)*a.* 1. Hawking;acting as a peddler:નકામું; અમથું.2.Petty;insignificant: નકામું;થોડુંક;જાુજ.

**Pedestal,** (પેડેસ્ટલ્) *n.* [L.*pedis*, foot.] 1. The base or foot of a column, statue, vase, lamp or the like:બેસણી;જેનાઉપર કંઇ રહેલું હોય તે; પાયો; તળઘટ-વટ; સ્તંભપદ; પીઠ;પડઘી;કુંભી.

**Pedestrian,**(પેડેસ્ટ્રિઅન્)*a.*Going on foot;performed on foot: પગે ચાલનાર;પગનું.*n.*A walker;a foot traveller:પગેચાલીને જનાર;પદાતિ; પગપાળો;પાઉંપેદલ.

**Pedestrianism,**(પેડેસ્ટ્રિઍનિઝમ્) *n.*The act,art, or practice of a pedestrian;walking;પગની મુસાફરી;પત્તિત્વ.

**Pedigree,**(પેડિગ્રી) *n.* 1. Descent; lineage:વંશ;પેઢી;કુળ.2.A record of the lineage or strain of an animal:વંશ;ઓલાદ;પેહેડીપત્રક; વંશાવળી;વંશચરિત્ર.

**Pedobaptism,**(પીડૅાબૅપ્ટિઝમ્) *n.* [Gr.*pais*,a child & *baptizo*, to baptize.]The baptism of infants or of small children:નાનાં બાળકો અગર છોકરાંને આપેલો જળસંસ્કાર.

**Pedobaptist,** ( પીડૅાબૅપ્ટિસ્ટ્ ) *n.* One who advocates or practices infant baptism:નાનાં છોકરાંને ખ્રિસ્તી ધર્મની દિક્ષા આપવી એવું મત માનનાર-ધરાવનાર.

**Peduncle,**(પીડંક્લ્)*n.*[L.*pes*,*pedis*,a foot.]1.The stem or stalk that supports the flower or fruit of a plant:ફુલની દાંડી;મંજરી;માંજર. 2. A sort of stem by which certain shells and barnacles are attached to other objects:દાંડી; માંજર; ડાળખી. 3. A band of nervous or fibrous matter connecting different parts

A pitcher that oft goes to the well breaks at last :

of the brain:મસ્તકના પૃથક્ વિભાગો સંયુક્ત કરનાર તંતુવાળો ગોળો.

**Peel,**(પીલ્ )*n.* [Gr. *pella*, a skin.] 1.A small tower,fort or castle: કિલ્લો;કોટ;ગઢ.2.A spadelike implement,variously used,as for removing loaves of bread from a baker's oven:તાવેતો;તાવેતા જેવી પાવડી. *vt.*1.To plunder;to rob: લુંટવું;લુંટી લેવું.2.To strip off the skin; to flay: છોલવું;-ની છાલ-છોલ ઉતારવી. 3. To strip or tear off: છોલ કાઢી-ઉતારી નાંખવી-લેવી. *vi.*To lose the skin, bark or rind:છોલાવું;-ની છાલ ઉતરવી-ઉખડવી.*n.*The skin or rind:છાલ;છોલ;છોડાં.

**Peep,**(પીપ્ )*vi.*[L.*pipo*,I chirp.]1. To cry;to cheep: (મરઘીનું)બોલવું. 2. To begin to appear: દેખાવા માંડવું; દેખા દેવી;પ્રથમ દર્શન કરાવવું. 3.To look cautiously or slyly: ચોરીથી-છાનાંમાના જોવું; ડોકિયાં ક૦; તકાવવું.*n.*1.First out-look or appearance:છાનાં પ્રથમ દર્શન;પૂર્વદર્શન;પ્રકાશન **P.***of day*: અરૂણોદય.2. A sly look: છાનામાના જોવું તે. 3. The cry of a young chicken: નાની મરઘીનું બોલવું-બોલી;કુક કુક.

**Peep-hole,** (પીપ્-હોલ્ )*n.* A hole or crevice through which one may peep without being discovered: ચોરીથી જોવાય એવું બાકું-કાણું.

**Peer,**(પીર )*vi.*[L.*pareo*,I appear.] 1.To come in sight;to appear: દેખાવું;દેખા દેવી. 2. To look narrowly;to peep:છાનામાના જોવું;ડોકિયાં ક૦.[L.*par*,equal.]3.To assume to be equal:સરખા દેખાવું; બરોબરીઆનું ડોળ ઘાલવું.*n.* 1.One of the same rank;a match: બરોબરીઓ;જોડીઓ;કાંડાવછોડ;ધરકદર; સમપદસ્થ; જોડ. 2. A comrade;a companion:સોબતી;મિત્ર;સાથી;જોડીદાર;સંગાથી.3.A nobleman:ઉમરાવ;અમીર;આર્યજન;શિષ્ટજન.*vt.*To make equal in rank: સરખા કરવા-બનાવવા.

**Peerage,**(પીરેજ્ )*n.* 1. The rank or dignity of a peer:અમીરનો દરજ્જો-હોદ્દો;આર્યપદવી.2.The body of peers; the nobility: અમીરો; ઉમરાવ લોક;મોટા લોક;અમીર લોક.

**Peeress,**(પીરેસ્ )*n.*The wife of a peer;a woman ennobled in her own right:અમીરની ધણિયાણી; કુલીન સ્ત્રી;અમીરાણી;ઠકરાણી;ઠકરાળાં.

**Peerless,**(પીર્‌લેસ્ )*a.* Having no peer;matchless: જેની જોડ નહીં એવું;ઉત્તમ;અનુપમ;અદ્વિતીય;અપ્રતિમ;સર્વોત્તમ;સર્વોત્કૃષ્ટ.

**Peevish,**(પીવિશ્ )*a.*1.Querulous; petulant : જરા જરામાં ચીડાઈ જાય એવું;ધુંધવાતું;મીજાજી;ચીડિયું;રીસાળ; 2. Expressing fretfulness and discontent:આડું; વાંકું; ધુંધવાતા-રીસાળપણાનું; ચીડિયું; કલહપ્રિય. 3. Silly; childish: બિનજાનું ભરેલું; નાદાની ભરેલું;છોકરવાદ.

**Peevishness,**(પીવિશ્‌નેસ્ )*n.* The quality of being peevish;sourness of temper : રીસાળ-ચીઢીઆપણું;વાંધો;ચીડ; આડાઈ;રીસ;નાદાની.

**Peg,**(પેગ્ )*n.* [Gr. *pegnumai*, to fix.] 1. Small pointed piece of wood:ખીલી;મેખ; ખીંટી. 2. (*a*) A wooden pin or nail:લાકડાની ખીલી-ખુંટી;ખૂંટો (*b*) Hence, A support:કારણ;બહાનું; આધાર; ટેકો. 3. One of the pins of a musical instrument, on which the strings are strained:(તંબુરા વિગેરેની)ખીંટી.4.One of the pins used for marking points on a scribbage board: ખીલી. 5. A step; a degree:પાયરી;પદ;ક્રમ;પદ્ધી; પગથિયું.*To come down a* **p.**: એક પાયરી ઉતરવી.*vt.*1.To put pegs into;to confine:-માં ખીલી મારવી;જડી લેવું. 2. To score with a peg, as points in the game :-ખીલી ઠોકી નિશાની કરવી.

**Pelf,**(પેલ્ફ )*n.*Money;riches; gain, (generally ill-gotten):પૈસો; હરામનો પૈસો;પુંજી;અધર્મોપાર્જીતદ્રવ્ય;અધર્મનો પૈસો;શિકાર;લૂંટનો માલ.

**Pelfish,**(પેલ્ફિશ )*a.* Pertaining to pelf:હરામના પૈસાનું.

**Pelisse,**(પેલીસ્ ) *n.* [ L. *pellis*, a skin. ] An outer garment for man or woman originally of fur, or lined with fur;a lady's outer garment made of silk: સ્ત્રીનો રેશમી કબજો-પોલકો-કું.

**Pell,**(પેલ્ ) *vt.* To pelt; to knock about:ફેંકવું;ઠોકવું.*n.*1. A skin or hide; pelt: ચામડું. 2. A roll of parchment:લખવાના કામમાં આવે એવું ચર્મપત્ર.

**Pellet,**(પેલેટ્ )*n.*[L. *pila*, a ball.] 1.A little ball:નાનો દડો; ગુટિકા; ગોળી.2.A bullet:ગોળી.*vt.*To form into small balls: નાની ગોળીઓ બનાવવી.

**Pellicle,** (પેલિકલ્ ) *n.*[L.*pellis*, a skin.]1.A thin skin: પાતળી ચામડી-છોડું-છોલ; ફોતરો. 2. A thin film:છારી;પોપડી;ખપેડી.

**Pellitory,**(પેલિટોરિ)*n.* [L.*paries*, *parietis*,a wall. ] 1. The common name of the several species of the genus *Parietaria*, low,harmless weeds of the Nettle family:અક્કલગરો-કરો.

**Pellmell,**(પેલ્‌મેલ્ ) *adv.* In utter confusion; with confused violence:ભેળસેળ;અબરગબર; સેળભેળ; ગરબડ સરબડ;રઘવાયું; આંફ્લું ફાંફ્લું.

**Pellucid,** (પેલ્યૂસિડ્ ) *a.* [L. *per*, through & *lucidus*, shining. ] Transparent; clear : નીતર્યું કાચ જેવું;સ્વચ્છ;નિર્મળ;વિમલ;શુદ્ધ;પ્રસન્ન; પારદર્શક.

**Pelt,**(પેલ્ટ્ )*n.* [Gr.*pella*, a hide.] 1.The skin of a beast with the hair on:નિમાળા સાથેનું કાચું ચામડું;ખોળ;ખાલ.2.The human skin: માણસની ચામડી. 3. The body of any quarry killed by the hawk: બાજ પક્ષીએ કરેલા શિકારનું શરીર. **P.** *rot*, a disease affecting the hair or wool of a beast : પશુના વાળ અગર ઉનને થતો એક જાતનો રોગ. *vt.* 1. To strike with something thrown:કંઇ ફેંકીને મારવું.2. To throw:ફેંકવું.*vi.* 1. To throw missiles:મારવું;છુટ્ટુ મારવું;શસ્ત્ર ફેંકવું. 2.To throw out words:બોલ મારવા.*n.*A blow or stroke:છુટ્ટો માર;પ્રહાર;આઘાત.

**Peltry,**(પેલ્ટ્રિ)*n.*[L.*pellis*,a hide.] Skins collectively : વાળસાથેના-સોહોર્યા વગરનાં કાચાં ચામડાં.

**Pelvis,**(પેલ્વિસ્ )*n.*[L., *a basin*,] 1.The pelvic arch,or the pelvic arch together with the sacrum: બસ્તિ;બસ્તિપ્રદેશ.

**Pen,**(પેન્ )*n.*[L.*penna*, Gr. *petomai*, to fly.]1.A feather : પીંછું. 2.A wing: પાંખ. 3. An instrument used for writing with ink : કલમ; લેખિની; લેખણ. 4. A writer or his style: લેખક અથવા લેખકની કલમ;લેખનકળા.*Errors of the* **p.**:હસ્ત દોષ. 5. The male of

the domestic swan:નરહંસ.*vt.*1.To indicate;to compose:લખવું;ન-વું રચીને લખવું.2.To shut in;to inclose:ગોંધવું;ગોંધી રાખવું;વાડામાં પૂરવું;ટબામાં ઘાલવું.*n.*A small inclosure:નાનો અખાડો;ખડો;વાડો;ટબો.

**Penal,**(પીનૅલ્)*a.*[L.*pœna*,punishment.]1.Enacting or threatening punishment:ફોજદારી;નિષેધક;સજા-દંડ-શિક્ષાનું;as,**p.**code:ફોજદારી કાયદો.**P.**laws:નિષેધક ધારા-કાયદા.2.Incurring punishment;subject to a penalty:શિક્ષાને પાત્ર;દંડાર્હ;દંડનીય;as,*a* **p.***offence*:શિક્ષાને પાત્ર ગુન્હો.3.Used as a means of punishment:શિક્ષા તરીકે વપરાતું. **P.***servitude*:દેશ નિકાલને બદલે આપેલી સખ્ત મજુરીની કેદ.

**Penalty,**(પેનૅલ્ટિ)*n.*1.Punishment for crime:સજા;દંડ;શાસન;શિક્ષા;નસીયત. 2.Forfeiture;fine:ગુન્હેગારી;દંડ.

**Penance**(પેનૅન્સ)*n.*[L.*pœnitentia*,repentance.] 1. Repentance:પશ્ચાતાપ. 2. Pain;sorrow:દુઃખ;દિલગીરી;શોક. 3.A means of repairing a sin committed and obtaining pardon for it:પ્રાયશ્ચિત્ત;તપશ્ચર્યા;યમ;કાયાક્લેશ;પ્રાયશ્ચિત કર્મ.*Bodily* **p.**:દેહદંડ.*General* **p.**:સર્વ પ્રાયશ્ચિત.*Mortal or extreme* **p.**:દેહાંત પ્રાયશ્ચિત.*vt.*To impose penance on;to punish:પ્રાયશ્ચિત કરાવવું-કરવું;શિક્ષા ક૦.

**Pence,** ( પેન્સ ) *n.* The plural of *penny*:પેનીનું બહુ વચન-હુંડે કિંમત.

**Penchant,** (પાન્શાન ) *n.* [ L.*pendeo*, I hang. ] Inclination; decided taste:ઈચ્છા;મનનું વલણ;ચટ;લેહ;છંદ.

**Pencil,** ( પેનસિલ્ ) *n.*[L. *penis*,a tail,fr.*pendeo* I hang.]A small, fine brush of hair:કુચડો;પીંછી;કલમ.2.A slender cylinder or strip of black lead,colored chalk,slate, &c.:સીસાપેન;પેનસીલ;સુખડપેન;સીસપેન. 3. An artist's ability or peculiar manner:ચિતારાની હુંશીઆરી-ખૂબી-ચતુરાઇ-કલમ-હાથ.4. An aggregate or collection of rays of light: અશુંજાલ;કિરણજાલ;કિરણસમૂહ 5.A number of lines that intersect in one point,the point of intersection being called the pencil point:એક બિંદુમાં થઈને જતી લીટીઓ.6.A small medicated bougie:દાક્તરના કામમાં આવતું એક ઓજાર.*vt.*To write or mark with a pencil:ચિતરવું;પેન્સીલથી લખવું.

**Pendant,** (પેન્ડૅન્ટ્ )*n.*1.(*a*)Something which hangs or depends; something suspended:લટકતી ચીજ;ઝુલતી વસ્તુ;લટકણિયું;ઝુમખું.(*b*)A hanging appendage of an ornamental character:હીરો;કાપ;કોકરવું;ઘુઘર;લોળિયું;કુંડલ. (*c*)An appendix or addition:ઉમેરો;વધારો;પૂરવણી;પરિશિષ્ટ.2.A hanging ornament on roofs : લોલક; પાંદડી. 3. One of a pair ; a counter-part: બીજો ભાગ-પાસું;અરધિયું.4.A pendulum:લોલક.

**Pendency,**(પેન્ડેન્સિ)*n.*1.The quality or state of being pendent: ઢચુપચુ;ઉચાટ.2.Suspense:બંધપડવું તે;ઝુલ;તહકુબી.

**Pendent,**(પેન્ડૅન્ટ્)*a.* [L.*pendeo*,I hang.]1.Suspended;depending: ઝુલતું;લટકતું; અવલંબિત; આલંબિત; આલંબી;લંબમાન.2.Jutting over; projecting:બહાર દીપી આવતું;ઝઝુમતું;ઝુલતું.

**Pending,**(પેન્ડિંગ્ )*a.*In continuance; in suspense : ચાલતું; ચાલુ. *prep.*During:ચાલે ત્યાં સુધી.

**Pendulous,**(પેનડયૂલસ્ )*a.*[L.*pendeo*,I hang.]1.Depending;hanging:લબડતું;લટકતું;લંબમાન;ઝુલતું.2. Unstable;doubtful:અસ્થિર;અદૃઢ; ચળ;હાલણડોલણ;શકવાળું.3.Inclined or hanging downward:લબડતું.

**Pendulum,** ( પેનડયૂલમ ) *n.* [ L. *pendulus*,hanging.]A body so suspended from a fixed point as to swing freely to and fro by the alternate action of gravity and momentum: (ઘડીઆળ વિગેરે યંત્રનું) લોલક.

**Penetrability,** (પેનીટ્રૅબિલિટિ) *n.* The quality of being penetrable:પ્રવેશ્યતા;પ્રવેશનિયતા;ભેદ્યતા.

**Penetrable,**(પેનીટ્રૅબલ ) *a.*Capable of being penetrated or entered:પેસે એવું; ભેદ્ય;પ્રવેશમાં અસર થાય એવું;વેધનીય;પ્રવેશનીય;ભેદશક્ય.

**Penetrate,** (પેનીટ્રેટ્ )*vt.*[L.*penetro*,I penetrate.]1.To enter into; to make way into:-માં-અંદર પેસવું-જવું;-માં પ્રવેશ ક૦;અંદર દાખલ ક૦;ખોસવું. 2. To make sensible;to move deeply:ભેદવું;અસર કરવી.3.To comprehend;to understand:ગળે ઉતરવું;સમજવું; અર્થ-ભેદ-મર્મ ગ્રહણ ક૦;-માં પેસવું;-માં મગજ ચાલવું;-માં પ્રવેશ ક૦;-નો આશય ગ્રહણ ક૦.*vi.*To pass;to make way: -માં-અંદર પેસવું-જવું;પ્રવેશ ક૦.

**Penetration,**(પેનીટ્રેશન્ )*n.*1.The act or process of penetrating, piercing or entering: અંદર પેસવું તે;ભેદ;વેધન;પ્રવેશન.2.Acuteness; insight;sagacity;sharp discernment:તીક્ષ્ણ બુદ્ધિ;ગ્રહણ સામર્થ્ય;કુશાગ્ર-સૂક્ષ્મ બુદ્ધિ.*A man of* **p.**:મર્મજ્ઞ;માર્મિક; વિદગ્ધ.3. Comprehension:અર્થ બોધ-ભેદ;અર્થ-આશયજ્ઞાન.

**Penetrating,** ( પેનીટ્રેટિંગ ) *a.* 1. Having the power of entering; sharp:પ્રવેશક;ભેદી;વેધી;ભેદક;વ્યાપક; ભેદ પારખે-સમજે તેવું;તીવ્ર.2.Acute; sagacious:તીક્ષ્ણ;તીવ્ર;મર્મજ્ઞ;મર્મભેદી.

**Peninsula,** ( પેનિનસ્યૂલૅ ) *n.* [ L. *pœne*, almost & *insula*, an island.]A portion of land nearly surrounded by water, and connected with a larger body by a neck:દ્વીપકલ્પ;દ્વીપ.

**Peninsular,** (પેનિનસ્યૂલર્ )*a.*Pertaining to a peninsula:દ્વીપકલ્પનું; દ્વીપકલ્પના આકારનું;દ્વીપકલ્પ વિષયક-સંબંધી;દ્વીપકલ્પસ્થ;દ્વીપકલ્પરૂપ.

**Penitence,** (પેનિટેન્સ્ )*n.*[L. *pœnitentia*.] The quality or condition of being penitent; sorrow for sins;repentance;contrition:પશ્ચાત્તાપ;અનુતાપ;અધર્મ-પાપ કર્મને માટે થતો પરિતાપ;પશ્ચાત્તાપબુદ્ધિ.

**Penitent,** (પેનિટેન્ટ્ ) *a.*[L.*pœniteo*,I cause to repent.]1.Feeling pain or sorrow on account of sins;repentant;contrite:પશ્ચાત્તાપયુક્ત;પાપ-દુષ્કર્મને માટે જેને ખેદ થાય છે એવું;અનુતાપી.*n.*1.One who repents of sin:પાપને માટે પશ્ચાત્તાપ કરનાર.2.One under church censure,but admitted to penance: ધર્મ પંથથી બહાર રાખેલો પણ પ્રાયશ્ચિત્ત કરવા રજા આપેલો પુરૂષ.

**Penitential,** ( પેનિટેનશૅલ્ ) *a.* Pertaining to penitence or to penance:પશ્ચાત્તાપનું-થી થએલું;પશ્ચાત્તાપ સૂચક-બોધક-દર્શક;અનુતાપજનિત.*n.* A book formerly used by priests hearing confessions , containing rules for the impo-

sition of penances : કેવી તરેહનાં પ્રાયશ્ચિત્ત કરાવવાં તેના નિયમનું પાદરીઓનું એક પુસ્તક.

**Penitentiary,** ( પેનિટેન્શરિ ) *n.* 1.One who prescribes the rules and measures of penance: અનુતાપનાવિધિ નિયમો ઠરાવનાર; પ્રાયશ્ચિત્ત વિધાયક. 2. One who does penance: પશ્ચાતાપ કરનાર. 3. A small building in a monastry where penitents confessed: પશ્ચાત્તાપીઓને પોતાનાં પાપ કર્મ કબુલ કરવાનો મઠમાંનો એક નાનો ઓરડો. 4. That part of a church to which penitents were admitted:પ્રાયશ્ચિત્તશાળા-ગૃહ;પ્રાયશ્ચિત્તમઠ. 5.A house of correction,in which offenders are confined for punishment:શાસનગૃહ;કારાગૃહ;તુરંગ.

**Pen-knife,**(પેન્‌નાઇફ્‌ )*n.pl.* **Penknives.** A small pocket knife: કલમ ઘડવાનું ચપ્પુ-છરી;ચાકુ.

**Penman,**(પેન્મૅન્‌ )*n.pl.***Penmen.** 1.One who uses the pen;a writer:લહીઓ;લખનાર.2.An author;a composer:ગ્રંથકાર;લેખક;ગ્રંથકર્તા.

**Penman-ship,** ( પેન્મૅન-શિપ્‌ ) *n.* The use of the art of writing:લખવાનોકસબ;લેખન વિદ્યા-કળા-કૌશલ્ય.

**Pennant,**(પેનૅન્ટ્‌ ) *n.* [L. *penna*, feather. ] A small flag; a pennon:વાવટો;ધ્વજ;નિશાન;પતાકા.

**Pennate,**(પૅનૅટ્‌ )*a.*[L. *pennatus*, feathered.]1. Winged; plume-shaped:પાંખવાળું;સપક્ષ;પક્ષયુક્ત.

**Penniless,**(પેનિલેસ્‌ )*a.* Destitute of money;poor:નિર્ધન;ગરીબ;કંગાલ;દમડી-કોડી વગરનું.

**Penny,**(પેનિ) *n. pl.* **Pennies** or **Pence.** *Pennies*, denotes the number of coins;*pence*, the amount of pennies in value. 1. An English coin, formerly of copper,now of bronze:આઠ પાઈ બરાબરનો એક વિલાયતી સિક્કો. 2. Any small sum;a groat: દોકડો; કોડી;દમડી;ટકો.3.Money in general:પૈસા;પૈસેટકો.

**Penny-weight,** ( પેનિવૅઇટ્‌ ) *n.* A troy weight containing twenty-four grains: એ નામનું એક ઇંગ્રેજી તોલ;પેનીવેટ.

**Penny-wise,**(પે[illegible]-વાઇઝ્‌ )*a.*Wise only in small matters:કોડી માટે રૂપીઆનો ગોટો ખમે એવું.**P.**& *pound foolish*:ખાળે ડુચા ને દરવાજા ઉઘાડા.

**Pensile,**(પેન્સાઇલ્‌ )*a.* [L. *pendeo*, I hang.] Hanging; suspended: લબડતું;ઝુલતું;લટકતું;ઝુમતું;લંબમાન.

**Pension,**(પેન્શન્‌ ) *n.*[L.*pensio*,fr. *pendo*,I weigh.]1.A payment;a tribute:કર;ખંડણી;ભરણું.2.A stated allowance to a person in consideration of past services:પેનશન;બેઠો પગાર;રોટી;બેઠી નિમણુંક.3. A certain sum of money paid to a clergyman in lieu of tithes: પાદરીને આપવાની અમુક રકમ.4. A boarding house: વીશી. *vt.* To grant a pension to:-ને પેનશન આપવું;બેઠો પગાર આપવો.

**Pensioner,**(પેન્શનર્‌ )*n.*1.One in receipt of a pension;dependent: બેઠો પગાર ખાનાર. 2. One of an honorable band of gentlemen who attend the sovereign of England on state occasion,and receive an annual pension of £150 and two horses:ઇંગ્લાંડના રાજાની નોકરી બજાવ્યા પેટે ૧૫૦પાઉન્ડ અને બે ઘોડાનું વર્ષાશન જેને મળે છે તે.

**Pensive,**(પેન્સિવ્‌ )*a.*[L. *penso*, I ponder.] 1. Thoughtful; sober; sad:ઉંડા વિચારમાં પડી ગયેલું; ઉદાસીયું;ઉદાસીન;ચિંતાતુર;દિલગીર;ઉદાસ;ચિંતા-ધ્યાન પરાયણ.2.Suggesting thoughtfulness with sadness:ઉંડા વિચારમાં પડી ગએલું એવું;ચિંતાસૂચક-બોધક.

**Pensiveness,**(પેન્સિવ્નેસ્‌ )*n.* The state of being pensive;seriousness:ખેદ;શોક;દિલગીરી;ચિંતા;ધ્યાનપરતા;વિષાદ.

**Pentachord,**(પેન્ટેકૉર્ડ્‌ )*n.*[L.*penta-chordus*,fine stringed.]1.An instrument of music with five strings: પાંચ તારનો સિતાર; પાંચતારો. 2. An order or system of five sounds:પાંચ ઉચ્ચાર.

**Pentagon,**(પેન્ટેગૉન્‌ )*n.*[Gr.*pente*, five& *gonia*,an angle.]A plane figure having five angles and consequently five sides:પાંચખૂણાની આકૃતિ;પંચકોણ;પંચાસ્ર.

**Pentagonal,**(પેન્ટેગૉનૅલ્‌ ) *a.* Having five corners or angles:પાંચ ખૂણાનું;પંચકોણાકૃતિવાળું.

**Pentahedron,** (પેન્ટેહીડ્રૉન્‌ ) *n.* A solid figure having five sides: પાંચ સરખી બાજુની આકૃતિ.

**Pentameter,**(પેન્ટેમેટર્‌ )*n.*A verse of five feet:પાંચ ચરણની કવિતા.

**Pentapetalous,** (પેન્ટેપેટૅલસ્‌ ) *a.* Having five petals or flower leaves:પાંચ પાંદડીવાળું;પંચદલ.

**Pentateuch,** (પેન્ટેટયૂક્‌ ) *n.* [Gr. *pente*, five, & *teucho*, I make.] The first five books of an Old Testament:જુનો કરાર;પુરાતન સ્થાપનાના પહેલા પાંચ સ્કંધ.

**Penthouse,**(પેન્ટ્હાઉસ્‌ )*n.*A shed or roof sloping from the main wall or building;a lean-to:ઘરની આગળનો ભાગ;પડાળી;ઓસરી;રવેશી.

**Pentroof,**(પેન્ટ્રૂફ્‌ ) *n.* A roof having one slope:એક પડાળનું છાપરું; એક ઢાળિયું.

**Penult,**(પીનલ્ટ )[L.*pane*, almost & *ultimus*,last.] The last syllable but one of a word:ઉપાંત્યાક્ષર.

**Penultimate,** ( પેનલ્ટિમૅટ્‌ ) *a.* Last but one:ઉપાંત્ય.*n.* The penult:ઉપાંત્યાક્ષર.

**Penumbra,** (પેનમ્બ્રૅ)*n.*[L. *pane*, almost & *umbra*, shade.]1. An incomplete or partial shadow: ઝાંખો ઓળો;અપૂર્ણ છાયા;ખંડ છાયા. 2. The shadow cast, in an eclipse,where the light is partly but not wholly, cut off by the intervening body:ઢાંકવાએલો-વેધિત ભાગ. 3. The part of a picture where the shade imperceptibly blends with the light: અલ્પાભાસ.

**Penurious,** (પેન્યૂરિઅસ)*a.*Sordid; stingy:કંજુસ;કૃપણ; ચિંગટ; દરિદ્રી. 2.Not bountiful; scanty : ઓછું; અટકું પડતું;અધૂરૂં.3. Destitute of money;suffering extreme want: પૈસા વિનાનું;નિર્ધન.

**Penury,**(પેન્યૂરિ) *n.* [L. *penuria*, Gr.*peni*,poverty.]Want; privation;indigence;extreme poverty; destitution: હડહડતું દળદર;ભૂખડીબારસપણું;દરિદ્રતા; નિર્ધનતા;કંગાલિયત; અનુપપત્તિ;દારિદ્રય; ટોટો; ખોટ;ખૂટકો;અભાવ;શૂન્યતા;હીનતા.

**Peon,**(પીઑન્‌ )*n.*1.A foot soldier; a policeman;an office attendant: સિપાઇ; ચપરાસી; પટાવાળો; હમાલ. 2.A day labourer;a servant:મજુર;નોકર;વૈતરો;દાડીઓ.

**People,**(પીપલ્‌ )*n.*[L.*pepulus*] 1. A community;a nation:લોક;કો-

મ;પ્રજા.2.Persons; folk:લોક; જગ; આલમ;દુનિયા.3.The mass of community:લોક;મંડળ;ખલકત;જાતિ;વર્ગ;ગણ. 4.(*a*)Family;kindred;relations: કુટુંબ; સગાં. (*b*) Fellow-citizens;followers: માણસો; અનુયાયીઓ:સેવક ગણ.*vt.*To populate: વસ્તી કરાવવી;વસવું.

**Pepper,**(પેપર્)*n.*[L.*piper.*] 1. A well-known,plungently aromatic condiment,the dried berry, either whole or powdered, of the *Piper nigrum*: મરી. 2. The plant which yields pepper: મરીનો છોડ. 3. Any plant of the genus *capsicum*,and its fruit: મરચી;પીપર.*vt.*1.To sprinkle with pepper:ઉપર મરી-મરચાં ભભરાવવાં. 2. To pelt; to cover with shot: ગોળી મારવી;ગોળીનો વરસાદ વરસાવવો.*vi.* To fire numerous shots: ગોળીનો વરસાદ વરસવો-મારો ચાલવો.

**Pepper-mint,**(પેપરમિંટ્)*n.*1.An aromatic and pungent plant of the genus *mentha*,much used in medicine and confectionary: મરીફુદનો. 2. A volatile oil distilled from the fresh herb:મરીફુદનાનો અર્ક;પીપીરમીંટનો અરક.

**Peppery,**(પેપરિ) *a.*1. Pertaining to pepper: મરી-મરચાં-પીપરનું. 2. Hot tempered;passionate:તીખું; ગરમ;મિજાજી;તિરસ્કારખાં;ક્રોધી; કડક.

**Peptic,**(પેપ્ટિક્)*a.*[ Gr. *pepto*, to cook ]1. Relating to digestion; digestive: પાચક; હજમ થાય એવું; અગ્નિવર્ધક;અગ્નિદીપક;દીપક.2 Able to digest: હજમકરવાને શક્તિવાન. *n.*1.An agent that promotes digestion:હજમીયત ચીજ;જેથી ખાધું પચે એવી ચીજ. 2. The digestive organs:પાચન કરનારી-પાચક ઈંદ્રિયો.

**Per,**(પર્)*prep.*Through;by means of;by;for;for each:જેટે;સાથે; મારફતે;હસ્તક;દર;પ્રતિ; દીઠ. **P.** *se*, by itself:એનીમેળે.**P.***cent*:દરસેંકડે.**P.** *man*:માથાદીઠ.

**Peradventure,** ( પરૅડ્વેન્ટ્યૂર ) *adv.*By chance;perhaps:એમ બને કે;કદાપિ;જોગજોગે;કદાચિત. *n.* 1. Chance;hap:ભાગ્ય;નશીબ;પ્રારબ્ધ. 2.Doubt: શંકા;સવાલ;શક.

**Perambulate,**(પરૅમ્બ્યૂલેટ્)*vt.*[L. *per*,through & *ambulo*,1 walk] To walk through or over:ફરી વળવું;તપાસણી સારૂ ફરવું;-નું પરિક્રમણ -ની પરક્રમા ક૦.*vi.*To walk about; to ramble:આસપાસ ફરવું;ભટકવું.

**Perambulation,**(પરૅમ્બ્યૂલેશન્) *n.*1.The act of perambulating; traversing:પરિક્રમણ;ફેરો; ફેરી; પરિભ્રમણ;પર્યટન.2.An annual survey of boundaries:હદની માપણી. 3.A district within which one is authorized to make a tour of inspection:જેની અંદર કંઇ તપાસણી માટે હક મળેલો છે એવું પ્રગણું.

**Perambulator,** ( પરૅમ્બ્યૂલેટર ) *n.*1.One who perambulates:માપણી કરનાર.2.A surveyor's instrument for measuring distances: રસ્તો માપવાનું યંત્ર.3. A low carriage for a child, propelled by pushing:નાનાં છોકરાંને બેસવાને માટે હાથે હેલવાની ગાડી.

**Perceivable,**(પર્સીવેબલ)*a.*Capable of being perceived ; perceptible:માલમ પડે એવું;ઇંદ્રિયગોચર;દૃશ્ય;ભાસ્યમાન.

**Perceive,**( પર્સીવ્ )*vt.* [L.*per*, & *capio*,I take.]1.To obtain knowledge of through the senses : -ને જાણવું-માલમ પડવું-લાગવું.2. To see;to remark;to discern:સમજવું;-ને લાગવું 3. To be affected or influenced by:-ના ધ્યાનમાં-લક્ષમાં આવવું-ઉતરવું;-ને ભાન-ભાસ થવો.

**Percentage,** (પરસૅન્ટેજ્ ) *n.* [ L. *per*,& *centum*, a hundred.] A certain rate per cent;the allowance,duty,rate, of interest,discount or commission on hundred: સેંકડે કેટલું તે; સેંકડા ઉપરનું લવાજમ-દલાલી-દસ્તુરી;સેંકડાનું પ્રમાણ.

**Perceptible,**(પર્સેપ્ટિબલ ) *a.* Discernible;perceivable:સમજી શકાય એવું;માલમ પડે એવું;વેદ્ય;પ્રત્યક્ષ; દૃષ્ટિગોચર;વ્યક્ત;સુસ્પષ્ટ.

**Perception,**(પર્સેપ્શન્ )*n.*[L.*perceptio.*]1.The act of perceiving; apprehension: જાણવું-જણાવવું તે. 2. The faculty of perceiving: જ્ઞાન શક્તિ; સમજ-ઉપલબ્ધિ; ગ્રહણ; બોધ;અનુભવ;વ્યક્તિ.3. Sensation; sensibility: સમજ; ભાસ. 4. An idea;a notion: વિચાર.

**Perceptive,** (પર્સેપ્ટિવ્ )*a.*Pertaining to the act or power of perceiving ; having the power of perceiving:જેનામાં સમજવાની શક્તિ હોય એવું.

**Perchance,** ( પર્ચૅન્સ્ ) *adv.* By chance;perhaps:કદાપિ;દૈવયોગે;કદાચિત્.

**Percipient,** (પર્સિપિએન્ટ્ ) *a.* [L. *percipio.*] Having the faculty of perception; perceiving: સમજવાળું;સમજુ;જ્ઞાનવાન.

**Percolate,**(પર્કોલેટ્ )*vt.* [L. *per*, through & *colo*,I strain.]To filter;to strain:ગાળવું; છાણવું. *vi.* To pass through fine interstices; to filter:ગળવું;ઝરવું;ઝમવું;પચવું.

**Percolation** (પર્કોલેશન્ ) *n.* [L. *percolation.*]Filtration;straining:ગાળવું-છાણવું તે;ગાળન.

**Percussion,**(પર્કશન્ )*n.*[L. *per*, *quatio*,I shake.] 1. The act of percussing or striking one body against another: સામસામા અથડાવું તે;ટક્કર.2. The effect of violent collision; vibratory shock: ટક્કરથી વાગેલો આંચકો. 3. The act of tapping or striking the surface of the body in order to learn the condition of the parts beneath by the sound emitted or the sensation imparted to the fingers:(રોગપરીક્ષા સારૂ)છાતી પેટ-પેઢું ઠોકી જોવું-ટકોર મારી જોવું તે.

**Perdition,**(પર્ડિશન્ )*n.*[L. *per*, & *do*, to give.]1.Entire loss;utter distruction; ruin: નાશ; વિનાશ; સત્યાનાશ;સર્વકાલિક નાશ;અનંત નરકનિવાસ-અસદ્ગતિ;અધોગતિ;દુર્ગતિ; અધોગમન;નરકવાસ;નરકપાત.

**Perdu-perdue,**(પર્ડ્યૂ )*n.*[L. *perdo*, I lose. ] 1. One placed on watch or in ambush: છાનો માનો ભરાઈ બેઠેલો માણસ;પહેરેગીર;ચોકીદાર.2.Lost to view; close: સંતાઈ-ભરાઈ રહેલું; છાનું; ગુપ્ત; ગૂઢ. 2. Reckless ; hopeless : કાળજી કોરે મુકી કરનારૂં;ધૃષ્ટ.

**Peregrinate,** ( પેરેગ્રિનેટ્ ) *vi.* [L. *per* & *ager*, land.]To travel from place to place: દેશોદેશ ફરતાં ફરવું; પ્રરિભ્રમણ ક૦; પ્રવાસ-દેશાટન ક૦;પરદેશ વેઠવો.

**Peregrination,** (પેરેગ્રિનેશન્ ) *n.* A travelling from one country to another;a wandering:મુસાફરી; દેશાટન;પ્રવાસ;પરિભ્રમણ;વિદેશવાસ.

**Peremptorily,**(પરેમ્પ્ટોરિલિ) *adv.* In a peremptory manner; ab-

solutely:તાકીદથી;તાબડતોબ.

**Peremptory,**(પેરેમ્પ્ટોરિ)*a.*[L.*per* & *emo*,to take.]1. Decisive; final; absolute; conclusive: છેલો; જહાંગીરી;અવિશક્ય;ફલ્લંઘન ન કરી શકાય તેવું.2.Positive in opinion; decided; dictatorial: સખ્ત; જબરેસલાક;સ્પષ્ટ;સાફ;ચોખુ.3. Firmly determined;unawed:છેલ્લે નક્કી થયેલું;નિર્ણીત;ધીટ.

**Perennial,**(પેરેનિઍલ્)*a.*[L. *per*, through & *annus*, a year.] 1. Lasting through the year:આખું વરસ રહેનારું-હોનારું;વર્ષસ્થાયી; બારમાસી.2. Perpetual; unceasing: બારે મહિના-અખંડ-હમેશ રહેનારૂં; નિત્ય;નિરંતર;સતત; અવિરત.3. Continuing more than two years:બે વરસ ઉપરાંત ચાલે એવું.*n.* A perennial plant:બેવરસ ઉપરાંત જીવનાર છોડ-છોડવો-રોપો.

**Perfect,**(પરફેક્ટ્)*a.*[L.*per*,& *facio*, I make.]1.Complete; full: પૂર્ણ; સંપૂર્ણ;પુરેપુરૂં; ભરપૂર;પૂર;સિદ્ધ;તૈયાર. 2.Not defective or redundant: અવ્યંગ; અન્યૂન; અક્ષત; અખંડ. 3. Having all the properties or qualities requisite to its nature & kind: સર્વોત્કૃષ્ટ; સર્વગુણ સંપન્ન; સર્વ ગુણોપેત;પારંગત;સંપન્ન; પરિપક્વ;પૂર્ણ;પક્કુ;નિપુણ;પ્રવીણ;પરમ;કુશલ;ઉત્તમ.4.Without flaw,fault or blemish;without error;mature; whole;pure;correct: ખોડ-ખાંપણ વિનાનું; દોષ રહિત; નિર્દોષ; પરિપૂર્ણ સર્વાંગશુદ્ધ;સાંગ;સકળ; અશેષ; સમગ્ર; સમસ્ત.5.Well-informed;certain; sure:નક્કી;નિશ્ચિત; ખાતરજમાવાળું. *n.* The perfect tense or a form in that tense:પૂર્ણ-ભૂતવર્તમાનકાળ અગર પૂર્ણ-ભૂતવર્તમાનકાળનું રૂપ. *vt.* To make perfect; to finish: કંઇ ખોડ-દોષ ન રહે એવું કરવું;સંપૂર્ણ-પરિપૂર્ણ કo;પ્રવીણ-નિપુણ-તૈયાર-સિદ્ધ કo.

**Perfector,** (પર્ફેક્ટર્) *n.*One who or that which makes perfect: પરિપૂર્ણ કરનાર.

**Perfection,** (પર્ફેક્શન્) *n.*1. Entire development;maturity:દોષ ન રહેલી એવી સ્થિતિ;પૂર્ણ કળા;પરિપૂર્ણતા;સર્વસિદ્ધિ; સિદ્ધાવસ્થા;પૂર્ણદશા; પૂર્ણાવસ્થા;સર્વોત્કૃષ્ટતા;સર્વગુણોત્કર્ષ;સાંગતા;વિપાક;પરાકોટિ;પરાકાષ્ઠા. 2.A quality or endowment completely excellent;ideal faultlessness: પ્રવીણતા;નૈપુણ્ય;કૌશલ્ય;ખુબી;ગુણ.

**Perfective,**(પર્ફેક્ટિવ્)*a.*Tending to make perfect or to bring to perfection:જેથી પરિપૂર્ણતા થાય એવું.

**Perfidious,** ( પર્ફિડિઅસ્ ) *a.* 1. Treacherous; faithless:કપટી.વિશ્વાસઘાતી;નિમકહરામ;બેઈમાન;વિશ્વાસઘાતક;દગલીયાં;બેવફા. 2.Involving, or characterized by,perfidy:બેવફા;કપટી;કૂડું;કુટિલ;લબાડ.

**Perfidy,**(પર્ફિડિ)*n.*[L.*per* & *fides*, faith.]The act of violating faith; faithlessness:કપટ; ચોટ્ટાઇ; બેવચની;બેઇમાની;લબાડી; વિશ્વાસઘાત; દગો;કાપટ્ય;દગલબાજી.

**Perforate,** ( પર્ફોરેટ્ ) *vt.*[L.*per*, through & *foro*,I bore.]To bore through; to pierce:-માં કાણું-બાકું છિદ્ર-વેહ પાડવું;ભોકવું; વિંધવું;-માં સાર પાડવો.*a.*Pierced with a hole or holes or with pores:કાણું-બાકું પડેલું;કાણાંવાળું;સછિદ્ર;વિદ્ધ.

**Perforation,**(પર્ફોરેશન)*n.*1.The act of perforating:કાણાં પાડવાં તે; વેધન.2.A hole made by boring or piercing:કાણું;બાકું;છિદ્ર;વ્હે;વ્હોં.

**Perforce,**.(પર્ફોર્સ્)*adv.*By force; at any rate:જોરજુલમથી;બળાત્કારથી;જબરાઇથી;ગમે તે પ્રકારે. *vt.* To force;to compel:જરૂર પાડવી;ફરજ પાડવી;જોરજુલમ કo.

**Perform,** ( પર્ફોર્મ્ ) *vt.* [L.*per* & *formo*,I form thoroughly.]1.To carry through;to execute;to do: કરવું;પાર મુકવું;સંપૂર્ણ કરવું;પુરું-સિદ્ધ કo;સાધવું;સંપાદન કo. 2. To discharge;to fulfil:બજાવવું;પૂર્ણ કરવું; પાળવું;-ના પ્રમાણે કo;ચાલવું;અમલ કo;મુકવું;ચડાવવું.3.To act;to play: લેવું;બજાવવું. *vi.* To act a part;to play on a musical instrument: બજાવવું;વગાડવું;ગાવું;નાચવું.

**Performable,**(પર્ફોર્મબલ્)*a.*Admitting of being performed, done or executed;practicable:બજાવવા-કરવા લાયક;આચરણીય;સંપાદનીય.

**Performance,** (પર્ફોર્મન્સ્) *n.*1. The act of performing;accomplishment:સંપાદન; સાધન; કરણ; વિધાન; અનુષ્ઠાન; આચરણ; નિર્વાહ; આવૃત્તિ.2.That which is performed;an achievement; a deed; an act;a feat:કામ;કાર્ય; કર્મ; ક્રિયા; કૃતિ;વ્યાપાર;ચેષ્ટા;ચેષ્ટિત;પ્રવૃત્તિ;પ્રયોગ;નાટક;ખેલ;કસરત;રમત;તમાશો.

**Performer,**(પર્ફોર્મર્)*n.*One who performs, accomplishes or fulfills:વગાડનાર;ગાનાર;નાચનાર; નિર્વાહક;નેતા;સાધક;કારક;સંપાદક;કર્ના.

**Perfume,**(પર્ફ્યૂમ્) *vt.*[L. *per* & *fumus*, smoke.] To fill or impregnate with a perfume; to scent: મિઠી વાસ-સુગંધીવાળું કo; સુવાસિત કo.*n.*1. The scent; fragrance:સુગંધી;સુવાસ;ખુશબો;પરિમલ.2. A substance that emits an agreeable odor:સુગંધનો પદાર્થ;સુગંધી દ્રવ્ય;સુવાસિક દ્રવ્ય;પરિમલ દ્રવ્ય;જેવાં કે અબિલ,અરગજો,કસ્તુરી,નાગરમોથ વિo.

**Perfumery,**(પર્ફ્યૂમરિ)*n.*1. Perfumes in general:સુગંધીના પદાર્થો;સુગંધીઓ;સુગંધી દ્રવ્યો. 2. The art of preparing perfumes: સુગંધી પદાર્થો બનાવવાની કળા.

**Perfunctory,**(પર્ફન્ક્ટોરિ)*a.* [L. *per* & *fungo*, I discharge.] 1. Done merely to get rid of a duty;characterized by indifference:માથા ઉતરાણું-ણા સરખું.2 Mechanical;listless;careless:યાંત્રિક; બેદરકારી;નિરૂત્સાહ; પ્રમત્ત;અનુકંઠ.

**Perhaps,** ( પર્હેપ્સ્ ) *adv.* By chance;perchance:કદાપિ;કદાચિત.

**Peri,**(પેરિ)A prefix used to signify *around*, *by*, *near*, *over*, *beyond*, or to give an intensive sense:આસપાસથી;પાસે;ઉપરઉપરાંત વિગેરે અર્થ દર્શક ઉપસર્ગ.*n.pl.***Peris**. An imaginary being, male or female like an elf or fairy:પરી; અપ્સરા.

**Pericardium,** ( પેરિકાર્ડિઅમ્ ) *n.* [*Gr.peri*,& *kardia*, the heart.] The double baglike fold of serious membrain which incloses the heart;રક્તાસય વરણ;હૃદયકોશ; હૃદાશય.

**Perigee,**(પેરિજી)*n.*[*Gr.peri*,& *ge*, the earth.]That point in the orbit of the moon which is nearest to the earth: ચંદ્રની કક્ષાનો પૃથ્વીની પાસેમાં પાસેનો ભાગ; નીચસ્થાન.

**Perihelion,** (પેરિહીલિઑન)*n. pl.* **Perihelia**.[ Gr.*peri*,& *helios*, the sun]. That point of the orbit of a planet or comet which is nearest to the sun:ગ્રહ કે કેતુ-

ની કક્ષાનો સૂર્યની પાસેમાં પાસેનો ભાગ;અર્કનીચ;શીઘ્રોચ્ચ;ચલોચ્ચ.

**Peril,**(પેરિલ્ ) *n.* [ L. *peri* culum danger ] Danger; risk;hazard; jeopardy: જોખમ;પ્રત્યક્ષહાનિ; ધોકો;ભય;શંકા;સંદેહ; સંશય; નુકસાન. *vt.* To hazard;to risk:ખુલ્લા જોખમ-નુકસાનમાં નાંખવું;હાનિમાં ઝોકાવવું.*vi.*To be in danger: જોખમમાં પડવું;ભયમાં હોવું.

**Perilous,**(પેરિલસ્ )*a.*Dangerous; hazardous:જોખમ ભરેલું;હાનિકારક;જોખમી;ભયાન્વિત;સભય.2. Daring;reckless: હાનિકારક;છવનું જોખમ થાય-નીકળે એવું.

**Perimeter,** (પેરિમિટર્ ) *n.* 1. The outer boundary of a body or figure or the sum of all the sides:આકૃતિ મર્યાદા; કોઇપણ આકૃતિની બધી બાજુઓનો સરવાળો;પરિમાણ;સીમાસૂત્ર.2. An instrument for determining the field of vision:દૃષ્ટિક્ષેત્રનો વિસ્તાર તથા આકાર નિર્ણય કરવાનું યંત્ર.

**Period,**(પીરિઑડ્ )*n.*[L.*periodus*, Gr.*peri*,round & *hodos*,a way] 1.A portion of time as limited and determined by some recurring phenomenon, as by the completion of a revolution of one of the heavenly bodies:ભાગન;વખત;કાળ. 2.(*a*) A stated and recurring interval of time ; a time;a cycle;an age;an epoch: કાળ-વર્ષ-ચક્ર-ગણ;સમય;કાળમાન; કાલપરિમાણ;વર્ષગણ; સંવત્સર ચક્ર. (*b*) Term;length of duration:મુદ્દત; વાયદો;અવધિ;કાળમર્યાદા;અવસ્થા;દશા;કાલાંશ;કાલભાગ.**P.***of life*: વય; વયોવસ્થા. *Last.* **p.**:અંત્યાવસ્થા.3. One of the great divisions of geological time: કાળ;મુદ્દત.4. An end;a conclusion:છેવટ;અંત;આખેરી;કાળ;અવધિ; આખર; અવસાન; વિરામ.5. A complete sentence, from one full stop to another: વાક્ય;પૂર્ણ વિરતિ. 6.The punctuation point that marks the end of a complete sentence or of an abreviated word: પૂર્ણવિરતિ;વિરામ ચિન્હ;પૂર્ણવિરામ. 7.One of the several similar sets of figures or terms usually marked by points or commas, placed at regular intervals, as in numeration,in the extraction of roots,and in circulating decimals:ગણ.8.The time of the exacerbation and remission of a disease : રોગનો વધવાનો અને નરમ પડવાનો વખત.9. A complete musical sentence: ગાયનનું વાક્ય;ચરણ;ટેક. *vt.*To put an end to:છેડો લાવવો; અંતઆણવો. *vi.*To come to a period:આખર આવવી;અંત થવો.

**Periodical,** ( પીરિઑડિકલ્ ) *a.* 1. Pertaining to periods;કાળનું;વખતનું; મુદ્દતી. 2. Performed in a period, or regular revolution: નિયમિત વખતે થતું; પરિવર્તનાત્મક; પરિવર્તનવિષયક; પરિવર્તન સંબંધી; પરિવર્તના વિશિષ્ટ. 3. Recurring; returning regularly:અમુક વખતે આવતું; નિયત-નિયમિતકાલિક; સામયિક.4.Constituting a complete sentence : પૂર્ણવાક્ય કરનારું. *n.* A magazine or publication which appears at stated or regular intervals:વર્તમાનપત્રક;ચોપાનિયું; માસિક-પાક્ષિક કે ત્રિમાસિકપત્ર.

**Periphery,**(પેરિફરિ )*n.* [Gr.*peri*, & *phero*, to carry] 1. The outside or superficial portions of a body;the surface: કોઈપણ ચીજનો ઘેરાવો. 2. The circumference of a circle,ellipse,or other figure: પરિધિ;ઘેરાવ;ઘેરાવો.

**Periphrase,**(પેરિફ્રેઝ્ )*n.*[Gr.*peri*, & *phrazo*,to speak]. A roundabout way of speaking; circumlocution:લાંબુ બ્યાન કરીને સમજાવવું તે; વાગ્વિસ્તર.*vi.*To express by periphrase:લાંબુબ્યાન કરીને સમજાવવું.*vt.*To use circumlocution: લાંબુ બ્યાન ક૦. [**Periphrase**).

**Periphrasis,**(પેરિફ્રેસિસ્ )*n.* (See

**Periphrastic,** (પેરિફ્રેસ્ટિક્ )*a.* Expressed in more words than are necessary:થોડા શબ્દે ચાલે ત્યાં ઘણા શબ્દે બોલવું.

**Peripneumony,** (પેરિન્યૂમોનિ) *n.* [Gr.*peri*,*pneo*,to breathe.]Pneumonia:ફેફસાનો સોજો;મુઝારો.

**Perish,**(પેરિશ્ ) *vi.*[L.*per*,& *eo*,I go.] (*a*) To be lost; to die:નાશ પામી જવું;મરી-ફપડી જવું;જતા રહેવું; -નો અંત આવવો;-નો વિનાશ થવો;-નું સત્યાનાશ જવું. (*b*) To weather; to waste away:ક્ષય-લય પામવું;કરમાઈજવું;સુકાઇ જવું;ચિમળાઈજવું.*vt.* To cause to perish: મારી નાંખવું.

**Perishable,** (પેરિશૅબલ્ ) *a.*Liable to perish;subject to decay:નાશ પામી જાય એવું;નાશવાન;વિનાશી;નાશાધીન;નાશવંત; નશ્વર;ક્ષયશીલ; ભંગુર;ક્ષણભંગુર;ક્ષણિક;વહેલું ઉતરી-બગડી જાય એવું.

**Perispheric,**(પેરિસ્ફેરિક્ )*a.*Exactly spherical;globular: ગોળદડાના આકારનું.

**Peristaltic,** ( પેરિસ્ટૅલ્ટિક્ ) *a.* Applied to the peculiar wormlike wave motion of the intestines and other similar structures, produced by the successive contraction of the muscular fibers of their walls, forcing their contents onwards:ભમરીઆ કુવા જેવું;પેચ જેવું;કૃમિવત;કૃમિસદૃશ.

**Peristyle,**(પેરિસ્ટાઇલ્ )*n.*[Gr.*peri*, about & *stulos*, a column.] A range of columns with their entablature &c.:ઈમારતની આસપાસ થાંભલાની હાર.

**Periwig,**(પેરિવિગ્ )*n.*[Gr.*purros*, red,fr.*pur*,fire.] A headdress of false hair usually covering the whole head ond representing the natural hair;a wig:નિમાળાની ટોપી (તાલની અબ ઢાંકવાની.) *vt.* To dress with a periwig:નિમાળાની ટોપી પહેરવી.

**Periwinkle,** (પેરિવિંકલ્ ) *n.* [L. *pinna*,a kind of mussel.] Any small marine gastropod shell of the genus Littorina: ખાંગડા ધાડી સીપમાં રહેનારૂં એક જીવડું;ખાંગડીઆ ગોકળ ગાય.

**Perjure,** ( પર્જ્યૂર્ ) *vt.* [ L. *per*, through,over,& *juro*,I swear.] 1.To forswear;to corrupt: જુઠા સોગન કસમ ખાવા;જુઠા સોગનના ગુનામાં આવવું.2. To make a false oath to;to deceive by oaths : જે ન કરવાના સોગન ખાધા હોય તે કસમ તોડવા;પ્રતિજ્ઞા ભંગ કરવી.*n.*A perjured person:જુઠા સોગન ખાનાર.

**Perjury,**(પર્જ્યૂરિ)*n.*1.False swearing:જુઠા સોગન-ખોટી પ્રતિજ્ઞાનો ગુન્હો. 2. A wilfully false statement in a fact material to the issue, made by a witness under oath in a competent judicial proceeding:જુઠા સમ;મિથ્યા સોગન.

**Perk,**(પર્ક્ ) *vt.* To make trim or

smart;to erect:માન ગુમાનમાં જવું; તોરમાં રહેવું;નખરાં ક૦.*vi.*1.To exalt one's self;to bear one's self lofty:તોરમાં રહેવું; અક્કડ રહેવું; મિજાજમાં ચાલવું.2.To peer: ઊંચું જોઈને ચાલવું.*a.* Smart;trim; vain: ચપળ;જબ્બર;અહંકારી;મગરૂબ.

**Permanence-cy,** (પર્મૅનેન્સ-સિ) *n.*The quality or state of being permanent;duration:સ્થિરતા;કાયમપણું;બહાલી;ટિકાવ;શાશ્વતતા;ધ્રુવતા.

**Permanent,**(પર્મૅનેન્ટ્)*a.*[L.*per* &*maneo*, I remain.] Durable; fixed;stable: બહાલ; જથ્થુ; નિશ્ચળ; સ્થિર;સ્થાયી;ચિરસ્થાયી;નિત્ય; કાયમ; અચળ;શ્વાશાશ્વત;ધ્રુવ;અક્ષય.

**Permeable,**(પર્મીઅબલ્)*a.*Yielding passage;passable:જેમાં આરપાર ઉતરે એવું;ભેદનગમ્ય;વ્યાપ્ય;ભેદ્ય.

**Permeate** (પર્મીએટ્) *vt.* [L. *per* & *meo* I go.]1.To pass through the pores or interstices of; to penetrate and pass through without causing rupture or displacement:કશામાં આરપાર ઉતરી જવું;પ્રવેશવું.2. To enter and spread through;to pervade:આરપાર નીકળવું-જવું;પ્રસરીજવું;વ્યાપવું.

**Permeation,**(પર્મીએશન)*n.*The act of permeating, passing through,or spreading throughout, the pores or interstices of any substance:આરપાર ઉતરવું-નીકળી જવું તે;વ્યાપ્તિ;પ્રવેશ;ભેદન;વ્યાપન.

**Permiscible,**(પર્મિસિબલ્)*a.*[L. *per* & *misco*,I mix.]Capable of being mixed:ભેળાઈ-મળી જાય એવું.

**Permissible,** (પર્મિસિબલ્) *a.* That may be permitted;allowable:રજા-છૂટ આપી શકાય એવું;અનુજ્ઞેય;પરવાનગી જોગ;વર્જ્ય;ન્યાય;ગ્રાહ્ય.

**Permission,**(પર્મિશન)*n.*Formal consent;leave;license:પરવાનગી; રજા;છૂટ;આજ્ઞા;અનુજ્ઞા; અનુમતિ-મોદન.

**Permissive,**(પર્મિસિવ્)*a.*1.Permitting;granting leave:રજા-છૂટ આપવાનું-આપનાર;અનુજ્ઞાપ્રદ;2.Permitted;suffered: પરવાનગી-રજાનું.

**Permit,***vt.*(પર્મિટ્)[L.*per* &*mitto*, I send.]1.To consent to;to tolerate: પરવાનગી-રજા-છૂટ આપવી;અનુમતિ-સંમતિ આપવી;અનુમોદન ક૦.2. To grant leave;to give leave:રજા આપવી.3.To give over;to resign; to leave:છોડી-તજી દેવું.*vi.*To allow: પરવાનગી આપવી.*n.*Leave;permission:રજા;પરવાનો;પરવાનગી ચિઠ્ઠી.

**Permutation,** (પર્મ્યૂટેશન) *n.* 1. The act of permitting; interchange:અદલાબદલી;સાટું;વિનિમય. 2.The arrangement of any determinate number of things as units, objects,&c.: અંકપાશ. 3. Barter;exchange: સાટું;બદલો;પરિવૃત્તિ.

**Permute,** (પર્મ્યૂટ્) *vt.*[L. *per*, & *muto*, I change. ] 1. To interchange:સાટું-બદલો કરવો.2.To exchange;to barter:બદલો-ફેરફારકરવો; અદલાબદલી-સાટું ક૦.

**Purmuter,** (પર્મ્યૂટર્)*n.*One who permutes:સાટું-બદલોકરનાર.

**Pernicious,** ( પર્નિશસ્ ) *a.* [ L. *per*, & *neco*,to kill.]1.Very mischievous; baleful: ખરાબકરનારું; હાનિકારક;અપકારક;અપકારી;અહિતકારક;દુષ્ટ; અપાયકારક. 2. Quick; swift: ઉતાવળું;જલદ.

**Peroration,** (પેરોરેશન્)*n.*[L. *pe-roro*, I speak.] The concluding part of an oration:ભાષણનો આખરનો ભાગ;ભાષણોપ-કથોપ સંહાર.

**Perpendicular,** (પર્પેન્ડિક્યૂલર્) *a.* [L.*per*,& *pendeo*,I hang.] 1. Exactly upright or vertical:પાધરું;દોર;સિધું;ઉભું;ટટાર.2.At right angles to a given line or surface: જેથી કાટખૂણા થાય એવું;લંબ; સમકોણ પાતી-ગામી.*n.*1.A line at right angles to the plane of the horizon: પાધરીદોર લીટી.2. A line or plane falling at right angles on another line or surface: લંબ;લંબરેષા.

**Perpendicularity,** ( પર્પેન્ડિક્યૂલૅરિટિ)*n.*The quality or state of being perpendicular: લંબતા;ઉભાઈ;ઉભ;સિધાઈ;સરળતા;સારલ.

**Perpendicularly,**(પર્પેન્ડિક્યૂલર્લિ) *adv.*1.In a perpendicular manner:સિદ્ધિ રીતે;ઉભી રીતે.2.Vertically:જેથી કાટખૂણા થાય એવી રીતે.

**Perpetrate,**(પર્પીટ્રેટ્)*vt.* [L.*per* & *petro*, to execute.] To do or perform; to carry through; to execute:કરવું;નું ઘોર કર્મ કરવું.

**Perpetration,**(પર્પીટ્રેશન્) *n.* 1. The act of perpetrating; a doing:ઘોર કર્મ કરવું તે.2.An evil action:ઘોર કર્મ;દુષ્કર્મ;કર્પીણ કર્મ.

**Perpetrator,** (પર્પીટ્રેટર્)*n.* One who perpetrates:ઘોર કર્મ કરનાર.

**Perpetual,**(પર્પેટ્યૂઅલ્)*a.*[L.*per* and *peto*, I go towards.]Never ceasing; everlasting;continuous:અખંડ;જથુનું;હમેશનું;નિત્ય;નિરંતર;શાશ્વત;સતત;સંતત; અનંત;અખંડ;અવિરત;ચિરસ્થાયી;નિત્યસ્થાયી; સર્વકાલસ્થાયી;અચળ.

**Perpetually,** (પર્પેટ્યૂઅલિ)*adv.* In a perpetual manner; constantly:નિરંતર;હમેશ;નિત્ય;સર્વકાલ;યાવત્ચંદ્રદિવાકર;સદા;સર્વદા.

**Perpetuate,** (પર્પેટ્યૂએટ્) *vt.* To make perpetual;to eternize:હમેશ કાયમ રહે એમ કરવું; ચિરકાળ સ્થાપવું; સદોદિન રાખવું. *a.* Made perpetual:કાયમ રહે એવું કરેલું.

**Perpetuity,**(પર્પેટ્યુઇટિ) *n.*1.The quality or state of being perpetual: હમેશ રહેવું તે; અચળપણું;નિત્યતા; સ્થિરતા;નિરંતર સ્થિતિ; અવિચ્છેદ;અવિરામ;સનાતનતા. 2. Something that is perpetual:અનંતતા;ચિરસ્થાયિત્વ.3.Endless time: અનંતકાળ.4.The number of years in which the simple interest of any sum becomes equal to the principal:જેટલા વખતમાં મુદ્દલ જેટલું સાદુ વ્યાજ થાય તે મુદત.5.A duration without limitations as to time: ઘણોજ લાંબો વખત; યાવચ્ચંદ્રદિવાકર.

**Perplex,**(પર્પ્લેક્સ્) *vt.* [L.*per* & *plecto*,I twist.]1.To involve;to entangle:ગુંચવવું;ગુંચવી નાંખવું.2. To embarrass;to puzzle:ગુંચવવું; અકળામણમાં નાંખવું; મોહ-સંભ્રમમાં નાંખવું.3.To plague; to vex:ગભરાવવું;અકળાવું;આકુલ ક૦;ચિત્તની વિકળતા ક૦.*a.* Intricate; difficult: ગુંચવાડા ભરેલું;અઘરું.

**Perplexing,**(પર્પ્લેક્સિંગ્)*a* Embarrassing; puzzling:ગુંચવણ ભરેલું;ગભરાવતું;મોહક; ભ્રમ-મોહકારી; ભ્રાંતિજનક.

**Perplexity,**(પર્પ્લેક્સિટિ)*n.*Doubt; embarrassment:ગુંચવણ; પંચાત; આંટી;વ્યામોહ;સંભ્રમ;વ્યગ્રતા; ચિત્તવિક્ષેપ;સંશય;સંદેહ;સપડામણ.

**Perquisite,**(પર્ક્વિઝિટ્)*n.*[L.*per* & *quæro*,I seek.]1.Something gained from a place over and above the ordinary salary:પગાર ઉપરાંત મળેલું લવાજમ;અધિકલા-

મ;દસ્તુરી.2.Things gotten by a man's own industry:પોતાના ઉદ્યમથી ઉપાર્જન કરેલા પદાર્થ-વસ્તુ.

**Persecute,**(પર્સીક્યૂટ્) *vt.* [L.*per* & *sequor*,I follow.]1.To pursue in a manner to injure ; to harass:પુંઠ લેવી;-ને હેરાન કo;-નો કેડો-પુંઠ લેવી;-ને ઇન્ત-દુઃખ-ઉપદ્રવ કo;પીડવું. 2. To harass with importunity:સતાવવું;-નો જીવ ખાવો.

**Persecution,**(પરર્સીક્યૂશન્ ) *n.* **1.** The act of persecuting: જુલમ; પીડન;ઉપદ્રવ;અભિદ્રોહ;સતાવણી. 2. The state or condition of being persecuted:ના ઉપર જુલમ ગુજારવો તે.3.A carrying on;prosecution: બજાવણી;ચલાવણી.

**Persecutor,**(પરર્સીક્યૂટૉર્ )*n.* One who persecutes or harasses:પાછળ મંડનાર; સતાવનાર; દુઃખ દેનાર; બાધક;ઉપદ્રવકારી.

**Perseverance,**(પર્સીવીરૅન્સ્)*n.* **1.** The act of persevering ; continued pursuit:ખંત;ઉદ્યોગ;આગ્રહ;દીર્ઘ પ્રયત્ન;ધૈર્ય; ધૃતિ; દૃઢાગ્રહ. 2. Discrimination:વિચાર;વિવેક.

**Persevere,**(પર્સીવીર્ ) *vi.* [L.*per* & *severus*, strict.]To persist in any business:ખંત-ઉમંગ રાખવો; આગ્રહપૂર્વક મંડવું; ખંતથી કામ કo; સ્થિર-ધીર રહેવું;મંડયા-મચ્યા રહેવું.

**Persevering,**(પર્સીવીરિંગ્ )*a.*Persistent; characterized by perseverance:ખંતીલું;સદાગ્રહી;ઉદ્યમી; વ્યવસાયી;પ્રયત્નવાન.

**Persian,**(પરશિઍન્ )*a.*Pertaining to Persia:ઇરાનનું; ઇરાની. *n.* **1.** A native of Persia:ઇરાની. 2. The language spoken in Persia: ફારસી-ભાષા. 3.A thin silk fabric, used formerly for linings: અંદર અસતર નાખવાનું પાતળું રેશમી કપડું.

**Persist**(પર્સિસ્ટ્ )*vi.*[L.*per* & *sisto*, I stand.] To stand firm; to be fixed;to stay:ક્યાંમ કo;વળગી રહેવું; આગ્રહ લેવો-પકડવો-ધરવો;જીદ્-હઠ લેવી.

**Persistence-cy,** (પર્સિસ્ટૅન્સ્-ન્સિ) *n.* The quality or state of being persistent;staying quality: આગ્રહ;હઠ;જિદ્દ. 2.The continuance of an effect after the cause which first gave rise to it is removed:હઠીલાપણું;દુરાગ્રહ.

**Persistent,**(પર્સિસ્ટૅન્ટ્ ) *a.* 1. Inclined to persist; having staying qualities:આગ્રહી.2.Remaining beyond the period when parts of the same kinds sometimes fall off or are absorbed; permanent:હમેશ રહેનારું;નથુ-નું.

**Person,** ( પર્સૅાન્ ) *n.* [ L. *per*, through,& *sono*,I sound.] **1.**A character or part:રૂપ;વેશ; મૂર્તિ; આકાર.2.Body;outward appearance:બદન;વપુ;કાયા; તનુ; ગાત્ર; શરીર;દેહ;અંગ.3.A moral agent; a human being:માણસ;જણ;વ્યક્તિ; પુરૂષ;નર;જન;આસામી. 4. One; a man:માણસ;ગૃહસ્થ;કોઇ.5. A parson;a parish priest:પાદરી;ધર્માધિકારી. 6. Among Trinitarians one of the Godhead:સ્વરૂપ;ઈશ્વરાવતાર.7. One of three relations or conditions pertaining to a noun or a pronoun and thence also to the verb of which it may be the subject:પુરૂષ.8. A shoot or bud of a plant:કળી.*In* **p.**,by one's self:જાતે;પંડે;આપો આપ.*In* **p.***of*,in the place of;acting for: -ને બદલે-ઠેકાણે.*vt.*To represent as a person to personify:રૂપ આપવું.

**Personable,**(પર્સૅાનૅબલ્ )*a.*1.Graceful;comely:દેખાવડું;રૂપાળું;સ્વરૂપવાન;આકાર શુદ્ધ.

**Personage,**(પર્સૅાનૅજ્)*n.*1.Form or appearance of a person:માણસનો દેખાવ.2.Character assumed or represented:નાટકનો ભાગ ભજવવો તે;અમુક વેશ ધારણ કરવો તે.3. A notable or distinguished person:નામીચું માણસ;ગૃહસ્થ;શ્રેષ્ઠજન; મહાજન;સંભાવિત પુરૂષ.

**Personal,**(પર્સૅાનૅલ્ )*a.* [L.*personalis*.]1.Pertaining to human beings as distinct from things: માણસ-મનુષ્યનું;પુરૂષવાચક; પૌરૂષેય.2. Pertaining to a particular person:જાત-પોતાનું;ખાસ;પ્રત્યક્ષ સંબંધી;આંગિક;સ્વકૃત. **P.** *connection*: સાક્ષાત્સંબંધ.3.Pertaining to the external appearance:શરીર-કાયાનું;દૈહિક; કાયિક; રૂપવિષયક-સંબંધી; આકારનું.4.Done in person, without the intervention of another: જાત-ખુદનું કરેલું;પ્રત્યક્ષ;અપરોક્ષ; સ્વ; નિજ. 5. Relating to an individual, his character, conduct, motives or private affairs in an invidious and offensive manner:આંગિક;જાતપરનું. 6.Denoting person:પુરૂષ;પુરૂષવાચક. **P.***estate, property*:જંગમમિલ્કત.**P.***rights*, rights appertaining to the person:શરીર રક્ષણના હક.**P.***representatives*,the executors of a person deceased:મરણ પામેલા મનુષ્યની મિલ્કતના વ્યવસ્થાપકો.**P.***identity*,the persistent & continuous unity of the individual person:અસ્તિત્વૈક્ય;સ્વૈક્ય.**P.***graces*:શરીર લાવણ્ય. **P.***union*: શરીરસંબંધ. **P.***experience*:સ્વાનુભવ.*For* **p.***profit*:આત્મસ્વહિતાર્થે.*n.* A movable;a chattel:જંગમ મિલ્કત.

**Personality,** (પર્સૅાનૅલિટિ) *n.* **1.** That which constitutes distinction of person; individuality : પોતાપણું;વિશેષજાતત્વ;વ્યક્તિ;વ્યક્તિતા;સ્વત્વ. 2. Something said or written which refers to the person,conduct etc.,of some individual: કોઈ ઉપર ઉતરી પડીને જે કંઈ કહેલું-લખેલું તે;ઉદ્દિશ્યનિંદા-વચન-વાણી;ઉદ્દિષ્ટ વચન;ઉદ્દેશણ;મર્મ ભાષણ. 3. That quality of a law which concerns the condition, state and capacity of persons: વાચ્યતા;મનુષ્યત્વ-તા.

**Personalty,**(પર્સૅાનૅલ્ટિ)*n.* 1.The state of being a person:માણસાઇ. 2.Personal property:જંગમ મિલ્કત.

**Personate,**(પર્સૅાનૅટ્ )*vt.* [L.*personare*,to cry out.] 1.To extol; to praise: વખાણવું;-ની સ્તુતિ કo. 2.To act the part of;to counterfeit:ડોળ ઘાલવો;ઢોંગ કરવો;-નો વેષ ધારણ કo;પોતે બીજો છે એમ બતાવવું.3. To set forth in an unreal character;to disguise:વેશ લેવો; ઢોંગ કરવો.4.To personify; to describe:રૂપ આપવું;-નું સ્વરૂપ આપવું. *vi.*To play or assume a character:અમુકના વેષ-સોંગ લેવા-ભજવવા.

**Personation,**(પર્સૅાનેશન્ )*n.*The act of personating or of counterfeiting the person or character of another: વેશ ધારણ; ખોટું ડોળ ઘાલવું તે;તાદાત્મ ગ્રહણ;તાદાત્મ ધારણ;રૂપ ધારણ.

**Personification,**(પર્સૅાનિફિકેશન્ ) *n.* **1.** The act of personifying: impersonation:ચૈતન્યત્વરૂપક;ચેતન ધર્મારોપ;સજીવારોપણ; મનુષ્ય ગુણારોપ.**P.***of virtue*:સાક્ષાત્-મૂર્તિમાન-

Plenty makes dainty :

ધર્મ. 2. A figure of speech in which an inanimate object or abstract idea is represented as animated or endowed with personality:ચેતન ધર્મોત્પ્રેક્ષા;જડપદાર્થને ચૈતન્ય પદાર્થનું-નિર્જીવ ને સજીવનું રૂપ આપવાનો અલંકાર.

**Personify,**(પર્સોનિફાઇ) *vt.* 1. To regard as a person: માણુસ રૂપ આપવું;ચૈતનત્વ-ચૈતનભાવ આપવો.

**Personnel,** (પર્સોનેલ્) *n.* The body of persons employed in some public service:કોઇ સાર્વજનિક ખાતામાં કામે લાગેલાં માણસો.

**Perspective,** ( પર્સ્પેક્ટિવ્ ) *a.* [L. *per & specio*,I look. ] 1.Of or pertaining to the science of vision:દૃષ્ટિશાસ્ત્ર સંબંધી-વિષયક.2. Pertaining to the art,or in accordance with the laws,of perspective:દુરદૃશ્ય ચિત્ર વિદ્યા વિષયક -સંબંધી. *n.* 1. A glass through which objects are viewed: આરપાર દેખાય એવો કાચ; દુર્બીન. 2. That which is seen through an opening;a view: દેખાવ; ચિત્ર. 3. The effect of distance upon the appearance of objects,by means of which the eye recognizes them as being at a more or less measurable distance:દુરદૃષ્ય ચિત્રવિદ્યા. 4. The art and the science of so delineating objects that they shall seem to grow smaller as they recede from the eye:યથાદર્શન ચિત્ર લેખન.5.A drawing in linear perspective: આભિમુખ ચિત્ર પાડવાની વિદ્યા.

**Perspicacious,** ( પર્સ્પિકેશસ્ ) *a*,[L.*perspicio*,I look through.] 1.Quick-sighted;sharp of sight: તીક્ષ્ણ દૃષ્ટિનું;તીવ્રદૃષ્ટિ.2. Of accute discernment: તીક્ષ્ણ બુદ્ધિનું; કુશાગ્ર અતિવાળું; તીક્ષ્ણ બુદ્ધિવાળું.

**Perspicacity,** (પર્સ્પિકેસિટિ ) *n.* The state of being perspicacious; acute discernment: તીક્ષ્ણ નજર;તીવ્રબુદ્ધિ-સમજ;તીવ્રદૃષ્ટિ; શીઘ્રદૃષ્ટિ;બુદ્ધિકૌશલ્ય;કુશાગ્ર બુદ્ધિ.

**Perspicuity,** ( પર્સ્પિક્યૂઇટિ) *n.* 1. The quality or state of being transparent:પારદર્શકપણું;નિર્મળતા; સ્વચ્છતા.2. The quality of being perspicuous to the understanding:સ્પષ્ટતા;સરળતા;સુબોધતા;સુવ્યક્તતા.3. Sagacity; perspicacity: તીક્ષ્ણનજર;દીર્ઘદૃષ્ટિ.

**Perspicuous,**(પર્સ્પિક્યૂઅસ્)*a*.1. Capable of being seen through: પારદર્શક;નિર્મળ; સ્વચ્છ.2. Clear to the understanding: સ્પષ્ટ; સરળ; સુબોધક;સુવ્યક્ત;સ્પષ્ટાર્થક.

**Perspirable,**(પર્સ્પિરૅબલ્ )*a*.Emitting perspiration:પરશેવો છુટે તેવું; સ્વેદસ્રાવક.

**Perspiration,**(પર્સ્પિરેશન્ ) *n.* 1. The act or process of perspiring:પરસેવો થવો તે;સ્વેદસ્રાવ.2.That which is excreted through the body;sweat:પરસેવો;પસીનો;સ્વેદ; ઘામ.

**Perspire,**(પર્સ્પાઇર્ )*vi*.[L. *per & spiro*,I breathe through.]1.To excrete matter through the skin: પરસેવો થવો-નીકળવો;સ્વેદસ્રાવ થવો. 2. To be evacuated or excreted or to exude through the pores of the skin:રોમ રંધ્રમાંથી નીકળવું. *vt.*To sweat:પરશેવો થવો-નીકળવો.

**Persuade,**(પર્સ્વેડ્ )*vt*.[L. *per & suadeo*,I advise.]1.To influence: સમજાવવું;સમજાવી કરાવવું.2.To try to influence: સમજાવવાને પ્રયત્ન કરવો. 3. To convince by argument;to cause to believe:મનાવવું; -ના મનમાં ઠસાવવું-ઉતારવું-ની ખાતરી -ખાતર જમા કo.4. To advise; to recommend:સમજાવવું;ભલામણ કo. *vi.*To use persuasion;to plead:સમજાવવું.*n.*Persuasion:સમજાવવું તે.

**Persuasible,** (પર્સ્વેસિબલ્ ) *a.* 1. Capable of being persuaded: સમજાવી શકાય તેવું;સુશીલ. 2. Persuasive:મનને અસર થાય એવું.

**Persuasion,**(પર્સ્વેશન્ )*n*.1. The act of persuading:સમજાવવું તે;ઉપદેશ;પ્રબોધ;પ્રબોધન;પ્રવર્ત્ત; નિયોજન. 2.The state of being persuaded convinced: સમજાવ્યા સમજવું-તે;સંશયનિવૃત્તિ;નિર્ણય;નિશ્ચય; સંશયછેદ.3.A creed or belief:મત;માર્ગ;સંપ્રદાય;આકીન; ભરોસો.4. The power of persuading:સમજાવવાની શક્તિ.5.That which persuades: સમજણ;પ્રતીતિ;ઉપદેશ.

**Persuasive,**(પર્સ્વેસિવ્ )*a*.Tending to persuade; having the power of persuading:મન વળાવનાર;મન વશ કરી લે એવું; પ્રવર્તક;પ્રબોધક;પ્રત્યયકારી;સંશયછેદી; સચોટ. *n.*That which persuades: સમજાવનાર માણસ.

**Pert,**(પર્ટ્)*a*.Open;evident;apeart: ખુલ્લું; ઉઘાડું; સ્પષ્ટ. 2. Lively; brisk;smart:ચપળ;ચંચળ.3.Saucy; bold:બરડ;તોછડું;ધૃષ્ટ;અવિનીત. *vi.* To behave with pertness:તોછડાઈથી વર્તવું.

**Pertain,** (પર્ટેન્ ) *vi.* [L. *per & teneo*,I hold.] 1. To belong:-માનું હોવું.2.To have relation or reference to something:લગતું હોવું; વળગણ રાખવું;નિસબત-સંબંધ રાખવો.

**Pertaining,** ( પર્ટેનિંગ્ ) *a.* Belonging to:લગતું;સંબંધી; વિષયક; નિસબતનું.

**Pertinacious,** ( પર્ટિનેશસ્ ) *a.* [L.*per & tenax*, tenacious.] 1. Holding or adhereing to any opinion or purpose with obstinacy:આપમતીયું; મમતીલું; હઠીલું; છદ્દી; દુરાગ્રહી; જક્કી. 2. Resolute; constant; steady: ધીર;દૃઢ; સ્થિર; અચળ;અડગ;ડગે નહિ એવું.

**Pertinacity,** (પર્ટિનેસિટિ) *n.* Obstinacy;perseverance:હઠ; મમત; જિદ્દ;દુરાગ્રહ;ધૈર્ય;ખંત;આગ્રહ.

**Pertinence-cy,** (પર્ટિનેન્સ્-ન્સિ)*n.* Fitness;appositeness; suitableness:પ્રસંગોપાતતત્વ;યુક્તતા;યોગ્યતા; ઉપપત્તિ;પ્રસંગ સંતતિ;પ્રસ્તુતાનુસાર.

**Pertinent,** (પર્ટિનેન્ટ્ )*a*.[L. *per & teneo*,I hold.]1.Material;relevent: બરાબર સંબંધ રાખતું;જેવું જોઈએ તેવું; પ્રાસંગિક;પ્રસંગાનુસારી;પ્રસંગોપાત્ત; યથાયોગ્ય.2.Regarding; belonging:લગતું;મુકામપર;વિષયક;સંબંધી.

**Pertly,** ( પર્ટ્લિ ) *adv.* In a pert manner:તોછડાપણાથી;ચંચળતાથી; અમર્યાદાથી;અવિનયપૂર્વક.

**Pertness,**(પર્ટ્નેસ્ )*n.* The quality or state of being pert:ચંચળતા;તોછડાઇ;અમર્યાદા;અવિવેક.

**Perturbate,**(પર્ટર્બેટ્ )*vt*.[L.*per & turba*,an uproar.]To perturb:કાયર કo;સંતાપ કરાવવો;આકુલ-વ્યગ્રકo; સતાવવું;ક્ષોભ કo.*a.*Perturbed;agitated:કાયર થએલું;ઉશ્કેરાયલું;ક્ષુબ્ધ; વ્યાકુલ;વ્યગ્ર;આકુલ;ઉદ્વિગ્ન;સંતપ્ત.

**Perturbation,** (પર્ટર્બેશન્ ) *n.* 1. The act of perturbing;agitation of mind: વ્યગ્રતા; વ્યાકુલતા; ક્ષોભ; વ્યામોહ;ઉદ્વેગ;આકુળતા;સંતાપ.

**Pertuse,**(પર્ટ્યુસ્ )*a*. Bored with holes:કાણાંકાણાંવાળું.

જેટલો ગોળ નાંખીએ તેટલું ગળ્યું થાય.

**Peruke,** (પેરૂક્) *n.*[L.*pilus*,hair.] A wig;a periwig: નિમાળા-વાળની ટોપી.*vt.*To dress with a peruke: વાળની ટોપી પહેરવી.

**Perusal,**(પેર્યૂઝલ્) *n.*[L.*per*&*use*, to use] 1. The act of carefully viewing or examining: જોવુંતે; તપાસવુંતે.2.The act of reading: વાંચન;અધ્યયન;પઠન;પારાયણ.

**Peruse,** (પેર્યૂઝ્) *vt.*1.To observe; to examine with care:જોવું;તપાસવું.2.To read through;to read carefully:ધ્યાન દેઇ વાંચવું;લક્ષથી વાંચવું;પઠન કo;પારાયણ કo.

**Pervade,**(પર્વેડ્)*vi.*[L.*per*& *vado*, to go.]1.To pass or flow through; to permeate:બધે ફેલાવું.2.To pass or spread through the whole extent of:બધે પસરીજવું;સર્વવ્યાપકહોવું.

**Pervasive,**(પર્વેસિવ્)*a.*Tending to pervade,or having power to spread throughout:સઘળી જગાએ પસરી જાય એવું;વ્યાપક;સવવ્યાપી;વ્યાપકગુણધર્મી.

**Perverse,**(પર્વર્સ્)*a.*[L.*per*&*verto*, I turn]1.Turned aside:વાંકું;અવળું;વક્ર;પ્રતિકૂળ;પ્રતીપ; પ્રતિલોમ;વિપરીત.2.Obstinate in the wrong; stubborn:મમતી;હઠીલું;જીદ્દી;જક્કી; દુરાગ્રહી.

**Perverseness,**(પર્વર્સ્નેસ્) *n.*The quality or state of being perverse:હઠીલાઈ;હઠ;મમત; આડાઈ; દુષ્ટતા; કૌટિલ્ય;દૌરાત્મ્ય.

**Perversion,**(પર્વર્શન્)*n.*A turning from truth or right;change to something worse: વિકાર; વિકૃતિ; વિક્રિયા; વિપરિણામ; વિપર્યય; દૂષણ; ભ્રંશન;વિપરીતતા;અન્યથાકરણ.

**Perversity,** (પર્વર્સિટિ) *n.* [L.*perversitas.*] The quality or state of being perverse: વાંકાપણું;આડાપણું;વૈપરીત્ય;વક્રભાવ;વિપર્યય.

**Perversive,**(પર્વર્સિવ્)*a.*Tending to pervert: ફેરવતું;ભ્રષ્ટ કરતું.

**Pervert,**(પર્વર્ટ્)*vt.*[L.*per*& *verto*, I turn]1.To turn another way; to divert: ફેરવવું;થી ફરી જવું;બદલવું;અવળું ચાલવું.2.To divert from a right use; to corrupt: બગાડવું; ફેરવવું; અવળે રસ્તે ચઢાવવું; કુમાર્ગે પ્રવર્તાવવું; અન્યથા-વિપરીત કo;ભ્રષ્ટ કo;-નુ મન-બુદ્ધિ-મતિ ફેરવવી.3. To misapply; to misinterpret:મરડી મચડીને અર્થ કo;ઉલટો અર્થ કo;ખોટો-અવળો અર્થ કo;અર્થનો અનર્થ કo *vi.* To take the wrong course:આડે રસ્તે જવું. *n.* One who has been perverted:વટલેલ;ભ્રષ્ટ થએલ માણસ.

**Pervious,** (પર્વિઅસ્)*a.*[L. *per* & *via*, a way.]1. Admitting passage:પ્રવેશ્ય;ભેદશક્ય;ભેદનીય;ભેદ્ય.2. Capable of being penetrated or seen through:અરોધક;પેસાડે-દાખલ કરે એવું.3.Capable of pervading: વ્યાપક.4.Open:ખુલ્લું;સ્પષ્ટ;ઉઘાડું.

**Perviousness,**(પર્વિઅસ્નેસ્)*n.*The quality or state of being pervious:પ્રવેશતા;ભેદ્યતા;ભેદનીયતા.

**Pessimism,**(પેસિમિઝમ્) [L. *pessimus*, the worst.] (*Metaph.*) The doctrine that everything in nature is ordered for the worst;or that the world is wholly evil:આ દુનીઆ માત્રમાં બધું દુઃખજ છે કંઇ સુખ નથી એવો મત; નિસ્સાર સંસાર-મિથ્યા માયા મત.

**Pessimist,** ( પેસિમિસ્ટ્ ) *n.* One who advocated the doctrine of of pessimism:મિથ્યા માયામતવાદી; દુનીઆમાં દુઃખ સિવાય બીજું કંઇજ નથી એવો મત ધરાવનાર.

**Pest,**(પેસ્ટ્ )*n.*[L.*pestis*,a plague.] 1.A pestilence;the plague:મરકી; પીડા;રોગ.2.Anything which resembles a pest;a nuisance:કાળ; ઉપાધિ;વ્યાધિ;કંટક;શૂળ;ઉત્પાત.

**Pester,**(પેસ્ટર્ )*vt.*[L.*pestis*,a plague.]1.To trouble;to disturb:-ને હેરાનગતિ કo;ગોદપરોણા કo;-ભિન્નરહેરાન-ખુઆર કo;પજવવું;સંતાપવું;-થી હેરાન થવું.2.To crowd together in an annoying way; to infect:પજવવું;સંતાપવું.

**Pest-house,** ( પેસ્ટ્હાઉસ્ ) *n.* A house or hospital for persons who are infected with any pestilential disease:સફ-બીમારખાનું; રોગીખાનું.

**Pestiferous,** ( પેસ્ટિફરસ્ ) *a.* [L. *pestis* & *fero*,I bear.] 1. Pestilential;noxious to health:બગાડી-વંઠાવી નાખે એવું;બાધક;દૂષક;અનિષ્ટકારક;અપકારક; રોગીષ્ટ; રોગકારી. 2. Vicious;destructive:દુઃખદાઈ;નુકસાન કરે એવું;વિનાશક;માહાત્મક;ઉપદ્રવી;પ્રાણહારી-નાશક;દુષ્ટ;હાનિકારક.

**Pestilence,** ( પેસ્ટિલેન્સ્ ) *n.* [L. *pestis*,a plague.]1.The disease known as the plague:રોગ;મરકી; મહામારી;ચાળો.2.That which is pestilent,noxious or pernicious to the moral character of great numbers:પાપ; સળો; જેમાંથી વિષ નીકળે એવી વાત.

**Pestle,** (પેસલ્ ) *n.* [L. *penso*, to beat. ] 1. An implement for pounding & breaking substances in a mortar:મુસળી;પરાર;દસ્તો; સાંબેલું;ડખળું.2.A constable's or bailiff's staff:દંડો.3.The leg and leg bone of an animal esp.of a pig:ડુક્કરનો પગ અને હાડકું.*vt.* To use a pestle:મુસળીવતી ખાંડવું.

**Pet,**(પેટ્ )*n.*1.A cade lamb;a lamb brought up by hand:પાળેલું ઘેટું. 2.A fondling;a darling;a favourite child:લાડકડું;માણકડું; પ્રીતિપાત્ર;પ્રેમાસ્પદ;બગલબિલ્લી;ક્રીડામૃગ.3. A slight fit of peevishness:જરામાં ખોટું લાગે એવો સ્વભાવ;ઝાળ;ચીડોકોપ.*a.*Petted;admired:લાડ લડાવેલું;લાડકું;વહાલું;પ્રિય;લાડકડું. *vt.* To fondle;to indulge:લાડ લડાવવું.*vi.*To be in a pet:લાડમાં હોવું.

**Petal,**(પેટલ્ )*n.* [Gr.*petao*, to expand.] 1. One of the leaves of the corolla,or the colored leaves of a flower:પાંખડી;પાતરી; પાંદડી; પુષ્પદલ.

**Petard,** ( પેટાર્ડ્ ) *n.* [L. *pedo*, to crack.]A case containing powder to be exposed:એક જાતની તોપ;જંબુરો;યુદ્ધઘંટા.

**Petiole**(પેટિઓલ્ )*n.* [L. *petiolus*, a little foot.]1. A leafstalk: ફુલ કે પાંતરાંનું ડીટું.2. A stalk or peduncle:ડીંટું.

[હલકું;નીચ;ક્ષુદ્ર.

**Petit,**(પેટિટ્ )*a.*Small;little: નાનું;

**Petition,**(પીટિશન્)*n.* [L. *peto*, to seek.] 1. A prayer; a supplication:અરજ;વિનતી;પ્રાર્થના;દરખાસ્ત; નિવેદન;વિજ્ઞપ્તિ.2. A formal written request addressed to an official person, or to an organized body having power to grant it:અરજ;પ્રાર્થનાપત્ર;વિનતિપત્ર;યાદી. *vt.*To solicit;to entreat:અરજ કરવી; -ને અરજી કરવી.*vi.*To make a petition:અરજીકરવી.

**Petitioner,**(પીટિશનર્ )*n.*One who presents a petition:અરજદાર;વિનતિપત્ર લખનાર;અરજીવાળો.

**Petrescence,**(પીટ્રેસેન્સ્ ) *n.* The process of changing into stone:

Pleasure is precarious & virtue is immortal:

પથ્થર બની જવોતે;પાષાણીકરણ; પાષાણુ પરિણામ.

**Petrescent,**(પીટ્રેસેન્ટ્)*a.*[L.*petra*, rock.]Petrifying;converting into stone:પથ્થરથનારૂં;પથ્થરરૂપ થતું.

**Petrifaction,** (પેટ્રિફેકશન્) *n.* 1. The process of petrifying, or changing into stone:પથ્થર-પાષાણવત્ થઈ જવાની ક્રિયા.2.The state or condition of being petrified: પથ્થરવત્ થવાની સ્થિતિ-અવસ્થા-દશા. 3.That which is petrified: પાષાણવત થઈ ગએલો પદાર્થ. 4. Hardness;obduracy: કઠણતા; કઠણાશ.

**Petrifactive,** (પેટ્રિફેક્ટિવ્) *a.* 1. Having the quality of converting organic matter into stone: પાષાણ થવાના ગુણવાળું.2.Pertaining to petrifaction:પાષાણ થવાના ગુણ સંબંધી.

**Petrify,** (પેટ્રિફાઈ) *vt.* [L. *petra*, rock.]1.To convert,as any animal or vegetable matter into stone or stony substance: વનસ્પતિ પદાર્થને પથ્થર-પાષાણ કરી નાખવો.2.To stupefy; to paralyze: પથ્થર-પાષાણ જેવું સખ્ત-કઠણ-કઠોર કરી નાંખવું;પાષાણવત-વજ્ર જેવું કરી નાંખવું;દિગ્મૂઢ-સ્તબ્ધ-જડ કરી નાંખવું.*vi.* To become stone: પથ્થર જેવું સખ્ત થવું.2.*Fig.*To become stony: પથ્થર-પાષાણવત થવું.

**Petroleum,** ( પેટ્રોલીઅમ્ ) *n.* [L. *petra*,a rock & *oleum*,oil.]Rock oil, mineral oil or natural oil, a dark brown or greenish inflammable liquid,which at certain points,exists in the upper strata of the earth from whence it is pumped,or forced by pressure of the gas attending it: પાલ;શિલારસ;ઘાસતેલ;ભૂમિતેલ.

**Petticoat,**(પેટિકોટ્)*n.*A loose under-garment worn by women, and covering the body below the waist:ઘાઘરો;ચણીઓ; hence, a woman:સ્ત્રી;બાયડી.

**Pettifogger,**(પેટિફૉગેર્)*n.*A lawyer who deals in petty cases; an inferior lawyer:મુખ્તાર વકીલ;નજીવા કજીઆ ચલાવનાર.

**Pettifogging,**(પેટિફૉગિંગ્)*a.* Paltry;mean:હલકું; નજીવું. *n.* Pettifoggery:હલકું વકીલાતનું કામ.

**Pettish,** (પેટિશ્) *a.* Fretful; peevish; moody: વાંધાખોર; રીસાળ; ચીડિયું.

**Pettitoes,**(પેટિટોઝ્)*n.pl.*The toes or feet of a pig:ભુંડ-ડુક્કરનાં આંગળાં.

**Petty,**(પેટિ) *a.* [L.*petilus*, thin.] Little;trifling:નાનું;નજીવું; હલકું; જુજ;અલ્પ;ક્ષુદ્ર;ક્ષુલ્લક;રેંજીપેંજી;ભૂખડું.

**Petulance-cy,**( પેટ્યૂલૅન્સ-(સિ) *n.* [L. *petulantia.*] Pettishness ; temporary peevishness:રીસાળપણું;ઓંઝ;ઝનુન;ધૃષ્ટતા.

**Petulant,**(પેટ્યૂલૅન્ટ્)*a.* [L. *petulans*,fr.*peto*,to go to.]1.Forward; pet:ચીડખોર.2.Capriciously fretful;irritable:ઓંઝી;ઝનુની;ગુસ્સાવાળું;પ્રગલ્ભ;ધૃષ્ટ;ચીડિયું.

**Pew,**(પ્યૂ )*n.*[L.*pes*,foot.]1.One of the compartments in a church which are separated by low partitions,and have long seats upon which several persons may sit: ખ્રિસ્તી દેવલોમાં એક જાતની આસપાસ કોરાવાળી બેસવાની પાટલી. 2.A pen;a sheepfold: ઘેટાંનો વાડો.*vt.* To furnish with pews:બેઠકો ક૦.

**Pewter,**(પ્યૂટર્)*n* 1.A hard,tough, but easily fusible, alloy, originally consisting of tin with a little lead: જસત. 2. Utensils or vessels made of pewter:જસતનાં વાસણ.

**Phaeton,** (ફેએટન્) *n.* 1. A four-wheeled carriage:ચાર પૈડાંની ગાડી;ચારક;રથ;ફેટીન;ફાઇટન.2.A handsome American butterfly:પતંગિયું.

**Phalanx,** (ફેલૅન્ક્સ્ ) *n.* Body or troops in close array:ફોજની એક જાતની રચના; ઘનવ્યૂહ.

**Phantasm,**(ફૅન્ટૅઝમ્)*n.*[Gr.*phao*, to shine.]1.A phantom;a dream: જંખના;માયા;મનોરથ સૃષ્ટિ;અસદ્ભાસ.2.A fancy; a notion: કલ્પના; વિચાર;આભાસ;છાયા;ભાસ.

**Phantastic,**(ફૅન્ટૅસ્ટિક્)*a.*Wrong; fanciful:ખોટું;કલ્પિત;પોકળ;શુષ્ક.

**Phantasy,**(ફૅન્ટૅસિ)*n.*A phantom; fancy:મરજી;કલ્પનાશક્તિ;તુરંગ.

**Phantom,** (ફૅન્ટમ્) *n.* [L. *phantasma.*]A spirit;an airy spirit; a spectre:ભૂત;પિસાચ;વૈતાલ.2.An ideal image:આભાસ; માયા;કલ્પના;ઝંખના;મનોરથ સૃષ્ટી.

**Pharisaism,**(ફૅરિસેઇઝમ્)*n.*1.The notions,doctrines and conduct of the Pharisees,as a sect: એક ધર્મ માર્ગના મત,આચાર વિચાર વિગેરે. 2.Hypocrisy in religion:ધર્મ ઢગપણું;બગભગતપણું;બગધ્યાન; હરદાસી બ્રહ્મજ્ઞાન.

**Pharmaceutic-cal,**( ફાર્મૅસ્યૂટિક્-કૅલ્ )*a.*Pertaining to the knowledge or act of pharmacy:ઓસડ સંબંધી-તું;ઔષધકરણ વિદ્યા સંબંધી-વિષયક.

**Pharmacopœia,**(ફાર્મૅકોપીઍ) *n.* 1. A book or treatise describing the drugs,preparations &c., used in medicine:જુદી જુદી જાતનાં ઓસડ કરવા બાબતનો ગ્રંથ; ઔષધક્રિયાકલ્પ. 2. A chemical laboratory: ઔષધ બનાવવાનું કારખાનું.

**Pharmacy,**(ફાર્મૅસિ)*n.*[Gr.*pharmakon*, a drug.] 1. The art or practice of preparing and preserving drugs,and of compounding and dispensing medicines according to prescriptions of physicians:ઔષધક્રિયા;ઔષધકૃતિ; ઔષધકરણ વિદ્યા.2.A place where medicines are compounded; a drug store:ઓસડો તૈયાર કરવા વિગેરેનું મકાન;ઔષધ ક્રિયાશાળા.

**Pharos,**(ફેરૉસ્ ) *n.* [L.] A light-house or beacon for the guidance of seamen:દીવાદાંડી.

**Phase,**(ફેઝ્ )*n.* [Gr. *phainomai*, to appear.]1.That which is exhibited to the eye:દર્શન; દેખાવ. 2.Any appearance or aspect of an object of mental apprehension or view:દૃષ્ટિ;ભાવ.3.A particular appearance or state in a regularly recurring cycle of changes with respect to quantity of illumination or form of enlightened disk:કળા;કલા.

**Pheasant,**(ફેઝૅન્ટ્ )*n.* [Gr.*Phasis*, a river of Asia,near whose mouth these birds are said to be numerous.]1.Any one of numerous species of large gallinaceous birds of the genus *Phasianus*: તુરકી-રાની મરઘો.

**Phenix,** (ફીનિક્સ્)*n.*1. A bird fabled to exist single,to be consumed by fire by its own act, and to rise again from its ashes:એક કલ્પિત પક્ષી;ફીનીક્સ પક્ષી;સ્વભસ્મજન્મપક્ષી.2.A southern constel-

સંસાર અસાર છે, અને સુકિર્તિ અમર છે.

lation: દક્ષિણ તરફના તારાનુ ઝુમખું. 3.A marvelous person or thing: જબરો માણસ અગર વસ્તુ;પ્રસ્થાન.

**Phenomenon,** (ફીનૉમેનૉન્)*n.*[Gr. *pheinomai*, to appear.] 1. An appearance;anything visible:દૃશમાન;દેખાતી કોઇબી ચીજ;દૃગ્વિષય; ગોચર વસ્તુ;દર્શન;દૃષ્ટિ વિષય.2.That which strikes one as strange: ચમત્કાર;ઉત્પાત અદ્‌ભુત.

**Phial,** (ફાઇઍલ્)*n.* [L. *phiala*, a board. Gr. *pino*, to drink.] A glass vessel or bottle;a vial:પવાલી;શીશી;કુપ્પી.*vt.*To put or keep in a phial:શીશીમાં ભરવું.

**Philanthropist,**(ફાઈલૅનથ્રૉપિસ્ટ્) *n.* One who practises philanthropy;one who loves mankind: પરોપકારી;પરગજુ માણસ;જગમિત્ર; જનહિતેચ્છુ;વિશ્વમિત્ર; જનપ્રિય;જનવલ્લભ;જગદ્વત્સલ;પરોપકાર શૂર.

**Philanthropy,** (ફાઇલૅનથ્રૉપિ ) *n.* [Gr.*philos*,loved,& *anthropos*, man.] Love to mankind; universal good will: પરદુ:ખભંજનપણું-બુદ્ધિ; લોકોપકાર-પરોપકાર-ધર્મબુદ્ધિ;જનપ્રીતિ; વિશ્વપ્રીતિ;ભૂત દયા.

**Philharmonic,**(ફિલ્હાર્મૉનિક્)*a.* [Gr. *philos*, & *harmonia*, harmony.] Loving harmony or music:ગાયન ઉપર પ્રીતિ રાખનારૂં.

**Philippic,** ( ફિલિપ્પીક્ ) *n.* [ L. *philippicus*,belonging to Philip.]1.Any one of the series of famous orations of Demosthenes,the Grecian orator,denouncing Philip,king of Macedon:ડિમાસ્થનીઝભાષણ કર્તાએ માસીડોનના રાજા ફીલીપની સામા થવાને અથીનિઅન લોકો ઉપર જેમાં હોક પાડ્યા હતા તે-નેલાગણી થાય તેવું ભાષણ. 2. Any discourse or declamation abounding in acrimonious invective: ઠપકાનું-વાકય-લેખ-ભાષણ ; નિંદાત્મક ભાષણ-લેખપ્રબંધ.

**Philological,** ( ફિલૉલૉજિકલ્ ) *a.* Of or pertaining to philology: ભાષા-શબ્દ શાસ્ત્ર સંબંધી-વિષયક.

**Philologist,** ( ફિલૉલૉજિસ્ટ્ ) *n.* One versed in philology: વૈયાકરણી;ભાષાશાસ્ત્રી; શબ્દશાસ્ત્રવેત્તા;શબ્દશાસ્ત્રી;શાબ્દિક.

**Philology,** ( ફિલૉલૉજિ ) *n.* [Gr. *philos*, loving&*lego*,to gather.] 1.Criticism;grammatical learning:ભાષા વિવેક;શબ્દશાસ્ત્ર;શબ્દશાસન વિદ્યા; શબ્દવ્યુત્પત્તિશાસ્ત્ર-વિદ્યા. 2.The study of languages:ભાષાતત્વશોધન.

**Philomel,** ( ફિલૉમેલ્ ) *n.* The nightingale:રાતે ગાનારૂં એક સુંદર પક્ષી;બુલબુલ.

**Philoprogenitiveness,** ( ફિલૉપ્રોજેનિટિવનેસ )*n.*[Gr.*philos*,loving,L.*progenies*,offspring.]The love of offspring; fondness for children:છોકરાં થવાની હોંશ-ઈચ્છા.

**Philosopher,** (ફિલૉસૉફર્ ) *n.* [L. *philosophus*.] 1.One who philosophizes:તત્વશોધક.2.One who reduces the principles of philosophy to practice in the conduct of life:તત્વજ્ઞાની;ફિલસુફ;તત્વવિદ્;પંડિત;જ્ઞાનનિષ્ટ;તત્વવિચારક;પદાર્થવિજ્ઞાની; તાર્કિક. 3. An alchemist:કિમિયાગર.

**Philosopher's-stone,** (ફીલૉસૉફર્સ્ સ્ટોન્ )*n.*An imaginary stone which the alchemists formerly sought as the instrument of converting the baser metals into gold:પારસમણી;ચિંતામણી.

**Philosophical,**(ફિલૉસૉફિકલ્ )[L. *philosophicus*.] Pertaining to philosophy;versed in the principles of philosophy; rational; wise;temperate:દાર્શનિક;તત્વજ્ઞાન સંબંધી-નું;વિવેક ભરેલું;ઠરેલ;તત્વજ્ઞાનપર;વિદ્યાપર;શાણું;ડાહ્યું.

**Philosophize,** (ફિલૉસૉફાઇઝ ) *vi.* To reason like a philosopher; to search into the reason and nature of things: ફિલસુફની પેઠે વિચાર કરવો;તત્વજ્ઞાનીનું કામ કરવું; તત્વનું નિરૂપણ-આલોચન ક૦.

**Philosophy,** ( ફિલૉસૉફિ ) *n.* [Gr. *philos*,loving&*sohpia*,wisdom.] 1.The love of wisdom;the knowledge of phenomena: તત્વજ્ઞાન; વિજ્ઞાન;તત્વશાસ્ત્ર. 2.A particular philosophical system or theory: વિદ્યા;શાસ્ત્ર;દર્શન.*Six system of* **p.**: ષટ્દર્શન.3.Practical wisdom;fortitude:વિવેક;ધૈર્ય; શાણપણ. 4.Reasoning:વિજ્ઞાન;વિવેક.5.The course of sciences read in the schools: પંથ-માર્ગનાં શાસ્ત્રો.6.A treatise on philosophy:વિદ્યા;શાસ્ત્ર.*Moral* **p.**: નીતિશાસ્ત્ર.*Logical* **p.**:તર્કશાસ્ત્ર-વિદ્યા.

**Philter,** (ફિલ્ટર્ )*n.* [L.*phileo*, to love.] **1.** A potion or charm intended to excite the passion of love:પુરૂષે સ્ત્રીને અને સ્ત્રીએ પુરૂષને પોતાના ઉપર પ્રેમાશક્તિ થવાને કીધેલો ટુચકો;કામણ;મંત્રૌષધ;વશીકરણ ચૂર્ણ. *vt.*1.To mix with a love potion: વશ થાય એવો પીવાનો પદાર્થ ભેળવવો. 2. To excite to love or sexual desire:પ્યાર ઉત્પન્ન કરવો;કામોત્તેજક કરવું;પાનો ચડાવવો.

**Phiz,**(ફિઝ્ )*n.*The face or visage: મોઢું;ચહેરો;દેખાવ;મુદ્રા.

**Phlebotomy,**(ફ્લીબૉટૉમિ) *n.*[Gr. *phlebos*,a vein & *temno*,I cut.] The act or practice of opening a vein for letting blood,in the treatment of disease; venesection:ફસ ખોલવાનો ધંધો; રક્તમોક્ષણસ્ત્રાવ.

**Phlegm,**(ફ્લેમ્ )*n.* [L. *phlego*, to burn.]1.One of the four humors of which the ancients supposed the blood to be composed: રસ; કફ.2.Viscid mucus secreted in abnormal quantity in the respiratory and digestive passages: કફ;શ્લેષ્મ;બલગમ.3.A watery distilled liquor, in distinction from a spirituous liquor : જલદ નહિ એવો દારૂ.4.Dullness:મોંઘતા; જડતા;જડબેદર્દિપણું.

**Phlegmatic,** ( ફ્લેગ્મૅટિક્ ) *a.* 1. Watery: પાણીરૂપ-સંબંધી-જેવું. 2. Abounding in phlegm : રસ-કફ-શ્લેષ્મનું. 3. Causing phlegm:રસ થાય એવું;કફજન્ય. 4.Dull; heavy: રોદ;જડ;બેદર્દી;મંદ;શીત.

**Phonetic,**(ફૉનેટિક્ )*a.* 1. Pertaining to the voice, or its use:સ્વર-સ્વરશાસ્ત્રનું; સ્વર સંવાદી. 2. Representing sounds:સ્વર-ધ્વની બતાવવાને યોજેલું.

**Phonetics,**(ફૉનેટિક્સ )*n.*[Gr.*phone*, sound.] 1. The doctrine or science of sounds:માણસના કંઠમાંથી નીકળતા અવાજનું શાસ્ત્ર; ધ્વનિશાસ્ત્રવિદ્યા. 2.The art of representing vocal sounds by signs and written characters:સ્વરશાસ્ત્ર.

**Phonography,** (ફૉનૉગ્રૅફિ) *n.*[Gr. *phone*,sound & *grapho*,to write.] 1. A description of the laws of the human voice:માણસના કંઠમાંથી નીકળતા સ્વરો વિષેના નિયમનું શાસ્ત્ર. 2. A representation of

sounds by distinctive characters: સંકેતલીપિ.3.The art of constructing, or using the phonograph: આલોફલેગ્રાફનો ઉપયોગ કરવાનો ધંધો.

**Phonology,**( ફોનૅાલૅાજિ ) *n.* [Gr. *phone*,sound & *logos*,discourse.] The science or doctrine of the elementary sounds uttered by the human voice in speech, including the various distinctions,modifications and combinations of tones: સ્વર નિયમ-વિદ્યા-શાસ્ત્ર;સંકેત લીપિ.

**Phosphoric,**(ફૅાસ્ફૅારિક્ )*a.* 1. Pertaining to phosphorus : ફાસ્ફરસનું-ને મળતું.

**Phosphorus,** ( ફૅાસ્ફૅારસ ) *n. pl.* **Phosphori**. [Gr.*phos*, light & *phero*,I bring].1.The morning star: સૂર્યોદય પહેલાં દેખાતો શુક્રનો તારો.2.A poisonous nonmetallic element of the nitrogen group,obtained as a white, or yellowish , translucent waxy substance:એક જાતનો પીળાશ પડતો પદાર્થ.3.Any substance which shines in the dark like phosphorus, as certain phosphorescent bodies:ફાસ્ફરસ;તેજોત્પાદકતત્વ.

**Photogenic,**(ફોટોજેનિક્ )*a.*Pertaining to photogeny ; producing light:રોશની ઉત્પન્ન કરતું.

**Photograph,**(ફોટોગ્રૅફ્ ) *n.* A picture or likeness obtained by photography:ફોટોગ્રાફ;યાંત્રિકચિત્ર; છબી;તસવીર.*vt.*To take a picture or likeness of by means of photography:ફોટોગ્રાફ લેવો-પાડવો.*vi.*To practice photography : ફોટોગ્રાફ લેવાનો-છબી પાડવાનો ધંધો-કામક૦.

**Photographer-ist,**(ફોટોગ્રફર-રિસ્ટ્ ) *n.* One who practices in photography:ફોટોગ્રાફ લેનાર-પાડનાર;ફોટોગ્રાફર;છબી-તસવીર પાડનાર.

**Photography,**( ફોટૅાગ્રફિ ) *n.* [Gr. *phos*,light & *grapho*, to delineate.]1.The science which relates to the action of light on sensitive bodies in the production of pictures,the fixation of images,and the like:સૂરજના અજવાળાની અસરથી ચિત્ર-છબી પાડવાનો હુન્નર.2.The art or process of producing pictures by this action of light:યાંત્રિક-ચિત્ર કળા-કર્મ.

**Phrase,**(ફ્રેઝ્ )*n.*[ Gr.*phrasis*, fr. *phrazo*,to speak.]1.A brief expression, sometimes a single word,but usually two or more words forming an expression by themselves,or being a portion of a sentence:વાક્યનો ભાગ-કકડો;વાક્ય ખંડ.2.A short, pithy expression: નાનું વાક્ય; કહેવત; કહાણી; ઉક્તિ; વચન. 3. A mode or form of speech:બોલવાની રીત-ઢબ-છટા.4.A short clause or portion of a period: વાક્યનો એકભાગ. *vt.* To call;to style: શબ્દમાં સમજાવવું. *vi.*To use proper or fine phrases:બરાબર અગર સારાં વાક્ય વાપરવાં.

**Phraseology,** ( ફ્રેઝીઑલૅાજિ ) *n.* [ Gr. *phrasis* & *logos*,a word]. 1.Manner of expression; style: બોલવાની રીત;વાક્યરચના-બંધ;ભાષાસરણી;વાક્પ્રકાર;વાક્વ્યાપાર-વ્યવહાર. *Dramatic* **p.**:નાટ્યોક્તિ; નાટ્યપરિભાષા.2.A collection of phrases: શબ્દો; ઇબારત;વાક્યબંધ સમૂહ.

**Phrenetic,**(ફ્રેનેટિક્ ) *a.* [ L.*phreneticus*.]Delirious;frantic:ઘેલું; ઉન્મત્ત;દિવાનું;ગાંડું.*n.*One who is phrenetic:ગાંડો માણસ;ઘેલો;દિવાનો.

**Phrenitis,**(ફ્રેનાઇટિસ)*n.*[Gr.*phrenos*,the heart.]Inflammation of the brain,attended with acute fever and delirium: સન્નિપાતનો તાવ-જ્વર;ઉન્માદ.

**Phrenology,**(ફ્રીનૅાલૅાજિ) *n.* [ Gr. *phrenos*,the midriff, the heart & *logos*,discourse.] 1. The science of the special functions of the several parts of the brain: ચિત્તવૃત્તિના જુદા જુદા ધર્મો થયા જવાનાં સાધનરૂપી અંગો મગજમાં છે એમ બતાવનારું શાસ્ત્ર;મનિષ્ક શાસ્ત્ર.2. In popular usage,the physiological hypothesis of Gall, that the mental faculties,and traits of character are shown on the surface of the head or skull: ખોપરી-મગજ શાસ્ત્ર.

**Phrenologist,** ( ફ્રીનૅાલૅાજિસ્ટ ) *n.* One who is versed in phrenology:કપાલશાસ્ત્રપ્રવીણ-જ્ઞ.

**Phrensy,** (ફ્રેન્સિ) *n.* Violent and irrational excitement;delirium: ઉન્માદ;ચિત્તવિભ્રમ;આવેશ;ઝનુન. *vt.* To render frantic:ઉન્માદ-ઝનુની ક૦.

**Phthisic,Phthisis,**(ટિઝિક્-થાઇસિસ )*n.* [Gr. *phthino*, to decay.] A wasting or consumption of the tissues:ઢાંસો આવે અને ધીમેધીમે ક્ષીણતા થતી જાય તથા ક્ષયજ્વર આવ્યા કરે અને બળખા પડે એવો ક્ષય રોગ;કફક્ષય;શ્વાસાવરોધ;ક્ષય;ખઇ.

**Phylactery,** ( ફિલૅક્ટરિ ) *n.* [ Gr. *phylasso*, to watch. ] 1. Any charm or amulet worn as a preservative from danger or disease:મંત્રેલું માદળિયું;તાવીજ;રક્ષાકરણ.2.A small box,made either of parchment or of black calfskin:યાહુદી ભક્તો પુરાતન સ્થાપનાના પહેલા પાંચ સ્કંધોમાંનું વચન ચર્મપત્રના કકડા ઉપર લખી કપાળ વિગેરે જગાએ ધર્મચિન્હ દાખલ બાંધતા તે; યાહુદી મંત્ર.3.Among the primitive Christians,a case in which the relics of the dead were inclosed: શબાવશેષ રાખવાની પેટી.

**Physic,**(ફિઝિક્ )*n.*[L.*physica*,Gr. *phyo*, to bring forth. ] 1. The act of healing diseases: વૈદુ; વૈદક;ચિકિત્સા; ઉપચાર;વૈદ્યક્રિયા. 2. A specific internal application for the care or relief of sickness; a medicine:ઓસડ;દવા.3. A medicine that purges:જુલાબનું ઓસડ;રેચ;જુલાબ.4.A physician:વૈદ.*vt.*1.To treat with medicine: ઓસડ આપવું;-નું ઓસડ ક૦. 2. To heal;to cure:સારૂં ક૦.

**Physical,**(ફિઝિકલ્ )*a.*1.Pertaining to nature:પ્રાકૃતિક. 2.Pertaining to physics or natural philosophy:પદાર્થોનું-વિષેનું.3.Cognizable by the senses;external: ઇંદ્રિયોથી જણાય-જ્ઞાન થાય એવું;સાકાર;સ્થૂળ; જડ.4.Pertaining to the art of medicine:દવા સંબંધી;ઔષધસંબંધી.**P.***strength*: શરીરબળ. **P.***substance*:સ્થૂલ દ્રવ્યવસ્તુ. **P.***science*: પદાર્થ વિજ્ઞાન-શાસ્ત્ર.**P.***astronomy*, that part of astronomy which treats of the causes of the celestial motions: ખગોળ. **P.** *geography*, that which treats of the world: ભૂગોળ. *Physical point*,an indefinitely small portion of matter:પ્રકૃતિ;બિંદુ.

**Physically,**(ફિઝિકલિ)*adv.*1. In a physical manner:કુદરત પ્રમાણે. 2. According to the rules of medicine:દવાના ધારા પ્રમાણે

બળે ન થાય ને કળે થાય.

**Physician,**(ફિઝિશૅન્ )*n.* 1.A person skilled in physic:વૈદ; ચિકિત્સક;હકીમ;તબીબ.2.One who ministers to moral diseases:અનીતિના ઉપાયો કરનાર;ભટ્ટ;ડાહ્યો;ડાહ્યો.

**Physiognomist,** ( ફિઝિઑગ્નૉમિસ્ટ્ ) *n.* 1. One skilled in physiognomy : મુખસામુદ્રિક જાણનાર; મુખ સામુદ્રિક;મુખ લક્ષણવેત્તા.2.One who tells fortunes by physiognomy:મોઢું જોઇને ભાગ્ય કહેનાર.

**Physiognomy,**(ફિઝિઑગ્નૉમિ) *n.* [Gr.*physis*,& *gnomai*,to know.] 1. The art and science of discovering the predominant temper, and other characteristic qualities of the mind by the outward appearance by the features of the face:ચહેરા ઉપરથી સ્વભાવની પરીક્ષા કરવાની વિદ્યા; વદન લક્ષણ નિરૂપણ.2.The face or countenance:ચહેરો; શિકલ; વદન; આકૃતિ;આકાર.3 The art of telling fortunes by inspection of the features:ચહેરો જોઇને ભવિષ્ય કહેવાની વિદ્યા.4.The general appearance of a thing:કોઇ પણ વસ્તુનો સાધારણ દેખાવ.

**Physiologist,**(ફિઝિઑલૉજિસ્ટ્ )*n.* One who is versed in the science of physiology: સર્વેન્દ્રિયશાસ્ત્ર;પ્રાણીધર્મગુણવિદ્યાવેત્તા.

**Physiology,** (ફિઝિઑલૉજિ) *n.* 1. The science which treats of the phenomena of living organisms:પ્રાણી તથા વનસ્પતિ ગુણધર્મ શાસ્ત્ર;પ્રાણી ધર્મગુણ વિદ્યા-જ્ઞાન-શાસ્ત્ર. 2. A treatise on physiology: પ્રાણિ ગુણધર્મ વિદ્યાવર્ણન.

**Physique,** (ફિઝીક્ )*n.* The natural constitution, or physical structure, of a person : શરીરનું બંધારણ-બાંધો;કાઠું;કેડો.

**Phytology,**( ફાઇટૉલૉજિ )*n.* [Gr. *phyton*,a plant,fr.*phyo*,to grow & *logos*,discourse].The science of plants;botany: ઝાડના ગુણ જાણવાનીવિદ્યા;વનસ્પતિશાસ્ત્ર-વિદ્યા.

**Piacular,**(પાઇયૅક્યૂલૅર્ )*a.*[L.*pio*, I appease.] 1.Criminal; atrociously bad:દુષ્ટ;પાપી;ચંડાળ.2. Expiatory; atoning : પાપ નિવારણ કરે એવું;પ્રાયશ્ચિતકારી.

**Pianist,**(પિઍનિસ્ટ્ ) *n.* A skilled performer on the piano:પીઆનો વગાડવામાં કુશળ માણસ.

**Piano-forte,**(પિઍનૉફૉર્ટ્ ) *n.*[L. *fortis*.]A well-known musical instrument somewhat resembling the harpsichord,and consisting of a series of wires of graduated length, thickness and tension, struck by hammers moved by keys:એક જાતનું વાજીંત્ર; પીયાનો.

**Piazza,**(પિઍઝ્ઝ્રૅ) *n.* [ L. *platea*, street. ] An open square in a European town, especially an Italian town;a portico: મહેરાબ તથા શોભતા થાંભલાઓ મુકેલા હોય એવી ચાલ-ચોક.

**Pick,**(પિક્ ) *vi.* [A.S. *pician*, to pierce. ] 1. To throw;to pitch: નાખવું;ડોકવું;ફેંકવું.2.To pierce;to peck at;to prick,as with a pin: ભોકવું;ઘાલવું;ખોસવું;ચાંચ મારવી;ચંચુપ્રહાર કo.3.To separate or open by means of a sharp point or points:પીંજવું;છૂટું કo;ટુંપવું.4.To open as by a wire: સળી-ખીલાથી ઉઘાડવું.5.To pull apart or away; to pluck:તોડવું;ચુંટવું; ટુંપવું.6.To remove something from with a pointed instrument,with the fingers, or with the teeth: ખોતરવું.7. To choose;to select: પસંદ કo;શોધી કાઢવું.8.To take up; to collect:અહિંથીતહિંથી એકઠું કo; ભેગુ કo; વીણવું.9. To trim:કાતરવું. *To* **p**.*off*,to pluck:ચુંટવું;તોડવું. *To* **p**.*out*,to mark out: શોધી-પકડી કાઢવું;ટાળી-વીણી કાઢવું.*To* **p**.*a quarrel*,to give occasion of quarrel intentionally : ઇરાદાથી લડાઈ કo; લડાઇ વ્હોરી લેવી.*To* **p**. *a hole in one's coat*:કોઈનાં છિદ્ર જોવાં; છિદ્રાન્વેષી થવું;કોઇનાં દૂષણ જોવાં; દુષ્ટમાંથી પોરા કાઢવા.*vi.*1. To eat slowly; to nibble: ચગળવું; ચગળી ચગળીને ખાવું. 2. To select something with care:સંભાળથી કંઇ પસંદ કo. 3.To steal;to pilfer:ચોરવું. *To* **p**. *up*,to improve by degrees:ધીમે ધીમે સુધરવું;ઠેકાણે આવવું;થાળે પડતા જવું.*n.* 1. A sharp-pointed tool for picking:તીણી અણીવાળું ઓજાર;દાંત ખોતરણી.2.A pike or spike: આર;અણી. 3.Choice;right of selection:પસંદગી;પસંદ કરવાનો હક. 4.That which would be picked or chosen first:ચુનંદા;નાક; ઉત્તમ વસ્તુ.5.A particle of ink or paper imbedded in the hollow of a letter:અક્ષરમાં પુરાઈગયેલી શાહી અગર કાગળ.

**Pica,**( પાઇક ) *n.* A printing type having six lines in an inch used generally as the standard size: એક જાતનાં ટાઇપ,જેની એક ઇંચમાં છ લીટી આવેછે.*Small p.*is a type of smaller size:પાઈકાથી નાની જાતનાં ટાઇપ.

**Pick-axe,** (પિક્-ઍક્સ્ ) *n.* A pick with a point at one end,a transverse edge or blade at the other, and a handle inserted at the middle:તીકમ;ચાંચવો.

**Picking,** (પિકિંગ્ ) *a.* 1. Done or made as with a pointed tool: ખોદેલું; કોતરેલું; ખણેલું. 2. Nice; careful:સુંદર.

**Picket,**(પિકેટ્ )*n.*1.A stake sharpened or pointed, especially one used in fortification and encampments, to mark bounds and angles:ખુંટો;ગરજો.2.A pointed pale, used in making fences:અણીવાળી ખુંટી. 3. A detached body of troops serving to guard an army from surprise and to oppose reconnoitering parties of the enemy: દુશ્મનોના અકસ્માત સામે બચાવને માટે પોતાના લશ્કરની આસપાસ રાખેલી ટુકડી. 4.A military punishment, formerly restored to,in which the offender was forced to stand with one foot on a pointed stake: એકતરેહની લશ્કરીશિક્ષા.5.A game at cards:પત્તાંની રમત.*vt.*1.To fortify with pointed stakes: અણીવાળા ખીલાથી મજબૂત કo.2.To inclose or fence with pickets:ખીલાની વાડ બાંધી કo.3.To guard:રક્ષણ કo.4.To torture by compelling to stand with one foot on a pointed stake:એકપગે શૂળ ઉપર ઉભા રાખીને દુઃખ દેવું.

**Pickle,**(પિકલ્ )*n.*1. A solution of salt and water,in which fish, meat,&c.,may be preserved or corned;brine:માછલી,માંસ વિo રાખી મુકવા કરેલું મીઠાનું પાણી.2.Any article of food which has been preserved in brine or in vinegar:

સરકામાં રાખી મુકેલો ઓરકિ.3.Fruit or vegetable preserved:અથાણું; અચ્યાર;સંધાણું.4.A troublesome child:ખરાબ છોકરૂં.*To be in a* **p.**, to be in a condition, of embarrassment,difficulty or disorder: વિટંબણા-મુશીબત-આપદા-અવગઢ ગતિમાં હોવું-પડવું.*vt.*1.To treat with some kind of pickle:અથાણું કરવું-નાખવું-ભરવું.2.To give an antique appearance to: જુનું-ઝાંખુ દેખાડવું.

**Pick-lock,**(પિક્લૉક્ )*n.* 1. An instrument for picking locks : તાળાં ઉઘાડવાની સળી-ખીલો.2.One who picks locks; a thief: તાળાં ઉઘાડુ; ચોર.

**Pickpenny,**(પિક્પેનિ)*n.*A miser: કંજુસ;કૃપણ;સૂમ;મખ્ખીચુસ;બખીલ.

**Pick-poket,** (પિક્-પૉકેટ્ ) *n.* One who steals purses or other articles from pocket:ગજવાં-ખીસ્સા ચોર;ગ્રંથિચ્છેદક;ગજવાં-ખીસ્સા કાતરૂ.

**Pick-thank,**(પિક્થૅન્ક્ )*n.*One who strives to put another under obligation : માથાંભારૂ; hence, a flatterer:ખુશામતખોર;હાજી હા કરનાર;ગાંડગુલામી કરનાર.

**Pick-tooth,**(પિક્-ટુથ્ )*n.*A toothpick:દાંત ખોતરણી;દંતાલ્લેખિની.

**Picnic,**(પિક્નિક્ )*n.*An entertainment at which each person contributed some dish to a common table(usually,in the open air):મિજબાની;વનભોજન.

**Pictorial,**(પિક્ટોરિઅલ્ )*a.* [L. *pictor*, a painter.] Illustrated by pictures;forming pictures: ચિત્રથી શણગારેલું;ચિત્રવાળું;ચિત્ર કાઢીને સમજાવેલું;સચિત્ર; ચિત્રયુક્ત-લિખિત.

**Picture,**(પિક્ટ્યૂર )*n.*[ L. *picto*, I paint.]1.The art of painting:ચિતાર;ચિત્રકામ.2.A representation of anything:તસવીર;છબી;ચિત્ર;આલેખ્ય;નકશો.3.An image or a resemblance:ચિત્ર;પ્રતિમા;પ્રતિચ્છાયા; વર્ણવેલું સ્વરૂપ.*vt.*To delineate; to represent:ચિત્ર પાડવું;છબી કાઢવી.

**Picturesque,**(પિક્ટ્યૂરેસ્ક્ )*a.* Vivid;graphic:ઉડીને આંખે વળગે એવું;મનોહર;લલિત;ચિત્રોપમ; વિચિત્ર; રાબલ;આબેહુબ.

**Pie,**(પાઇ)*n.*[Gr.*pesso*,to cook.] 1. An article of food consisting of paste baked with something in it or under it:પુરણ;ખાવાનો પદાર્થ. 2.The service book:ભજન પોથી; પ્રાર્થના માળા. 3.Type confusedly mixed:ન ઓળખાય એમ મિશ્રિત થયેલો બીબાંનો અક્ષર.

**Piebald,**(પાઇબોલ્ડ્ )*a.* 1. Having spots and patches of black and white colors:પચરંગી;કાબરચીતરૂં; રંગબેરંગી.2.Mixed:ભેળસેળ થયેલું.

**Piece,** ( પીસ્ )*n.* [ L. *petium*, a piece.]1.A part;a portion: કકડો; ટુકડો;ખંડ;અંશ.2.A definite portion or quantity as of goods or work:કટકો;ભાગ.3.An individual article : કોઇ એકજ-વિશેષ કામ. (*a*) A literary composition: કંઇ વિદ્વતા ભરેલું કામ-કૃતિ.*A* **p.***of poetry*:કાવ્ય ખંડ;કવિતા. (*b*) A musket, gun or cannon:તોપ; બંદુક. (*c*)A coin:એક શિક્કો. (*d*) A fact; an item:હકિકત;બીના;વાર્તા. 4.An individual:માણસ.5.One of the superior men,as distinguished from a pawn:પ્યાદા શિવાયનું બીજું મ્હોરૂં.6.6.A castle:કિલ્લો;દુર્ગ. *Of a* **p.**,of the same sort;like: જેવું; સદૃશ;એક જાત-રૂપ-સદૃશ; તદ્વત. *Of one* **p.**:સળંગ;અખંડ. *To give a* **p.** *of one's mind*,to speak plainly: આંખે આખું-તડને ભડ કહી દેવું; મોં ઉપર ખુલ્લું ચોડવું.*To take to* **p.**s: વેરણ ખેરણ કરી નાંખવું;ખળગગળ કરી નાખવું. **P.** *goods*,,goods usually sold by pieces or fixed portions, as calicoes, sheeting &c.: કાપડ; કપ્પડ.*vt.*1.To patch:થીગડું દેવું. 2. To unite;to join: સાંધવું;જોડવું.*vi.* To fit together;to join:જોડાવું.

**Piecemeal,** (પીસ્મીલ્ ) *adv.*1. In pieces;in parts:કકડે કકડા.2.Piece by piece:કકડે કકડે;થોડેથોડે. *a.* Made up of parts or pieces: કકડાનું બનેલું.

**Pied,**(પાઇડ્ ) *a.*Party-colored;spotted;બુટ્ટા બુટ્ટાવાળું; બુટ્ટાદાર.

**Pier,**(પીર્ )*n.*[L.*petra*,a rock. ]1. Any detached mass of masonry, whether insulated or supporting one side of an arch or lintel:કમાન-મહેરાબને ટેકા સારૂ મુકેલો પથ્થરનો થાંભલો;પાષાણ સ્તંભ. 2.A projecting wharf or landing place:ડક્કો.

**Pier-glass,**(પીર્ગ્લાસ્ )*n.* A glass between two windows: બે બારી વચ્ચેનો કાચ.

**Pierce,**(પીર્સ્ )*vt.*[L.*per* & *tundo*, I beat. ] 1. To thrust into or penetrate with a pointed instrument:ભોકવું;ઘોચવું;કોચવું;વીંધવું. 2.To penetrate;to enter:-માં પેસી-ઘુસી જવું;-માં મગજ પેસાડવું;-માં પેસી જવું;પકડી કાઢવું; સમજી લેવું. 3. To affect deeply: કલેજું ભેદવું-ભેદાવું;-નામર્મ ભેદવા;હૃદયને અસર ક૦. *vi.*To enter;to penetrate: પેસવું; ઘુસીજવું.

**Piercing,**(પીર્સિંગ્ )*a.*Perforating; penetrating;keen: તીક્ષ્ણ;જલદ;કડક;ઉગ્ર;ચંચણાટ લાગે-ચચળે એવું.

**Piety,**(પાઇએટિ)*n.*[L.*pius*,pious.] 1. Veneration of the supreme being and love of his character: ભક્તિ;ભક્તિભાવ; ઈશ્વર ભક્તિ; ધર્મપરાયણ બુદ્ધિ; ધર્મશીલતા. 2. Duty; dutifulness:પિતૃ-માતૃભક્તિ;પુત્ર ધર્મ;અપાય ધર્મ.

**Pig,**(પિગ્ )*n.*1. The young one of swine; a hog: ભુંડ-ડુક્કરનું બચ્ચું; ડુક્કર.2.An oblong mass of cast iron,lead or other metals: કાચી ધાતુને ગાળીને પાડેલો દીર્ઘ ચતુરસ્ત્ર આકારનો ૫૦ થી ૨૫૦ પાઉન્ડ વજનનો ઢાળકો-ચોરસું.5.One who is hoggish:લાલચુ-લોભી માણસ.*vt.* 1. To bring forth;to farrow:વિયાવું;જણવું. 3. To huddle or lie together like pigs in one bed:ડુક્કરની પેઠે ભેગા પડી રહેવું.

**Pigeon,**(પિજન્ ) *n.* [L. *pipio*, I pip, chirp.] 1.Any bird of the order Columbae of which numerous species occur in nearly all parts of the world:કબુતર.*vt.* To pluck;to fleece:છેતરી-ધૂતી મંતરી જવું;સંધાવી જવું; ચીરવું; કાતરવું.

**Pigeon-hearted,** (પિજન-હાર્ટેડ્ ) *a.*Timid;easily frightened:બાચલું;બીકણ;પોચકણ;ઢીલું.

**Pigeon-hole,** (પિજન-હોલ્ )*n.* A small compartment in a desk or case for the keeping of letters:ખાનું;પડ.2.A dovecote: કબુતરખાનું.*vt.*To place in the pigeonhole of a case:ખાના-પડમાં મુકવું.

**Piggery,** ( પિગરી ) *n.* A place where swines are kept:ડુક્કર રાખવાની જગા.

**Piggin,**(પિગિન્ )*n.*A small wooden pail or tub with an upright stave for a handle: લાકડાનો ના-

વર મરો કન્યા મરો, ગોરનું તરભાણું ભરો.

નો ડોઇઓ;ટોઇલી.

**Pig-headed,**(પિગ્-હેડેડ્ )*a.* Having a head like a pig;perverse; stupidly obstinate : વગર સમજે હઠ કરનારૂં;કદરૂપા માથાવાળું.

**Pigmean,**(પિગ્મીઅન ) *a.* Short; not tall:ઠીંગણું;વામનજી જેવું.

**Pigment,**(પિગ્મેન્ટ્ )*n.*[L. *pingo*, to paint.]1.Any material from which a dye,a paint or the like, may be prepared: ચિતારાનો રંગ. 2. Wine flavoured with spices and honey:મશાલાદાર દારૂ-અર્ક.

**Pigmy,**(પિગ્મિ)*n.* A short man: ઠીંગણું માણસ. [ડુક્કરખાનું-વાડો.

**Pigsty,** (પિગ્સ્ટાઈ)*n.* A pigpen:

**Pike,**(પાઈક્)*n.*[L.*spica, a* point.] 1.A foot-soldier's weapon, consisting of a long wooden shaft or staff, with a pointed steel head: ભાલો. 2. A pointed head or spike:બરછી;બરછો.3. A pointed or peaked hill: શિખરવાળી ટેકરી.4.A large haycock:મોટી ઘાસની ગંજી.5.A turnpike: નાકુ;નાકા દરવાજો.6.A large fresh-water fish: એક જાતની માછલી.

**Pilaster,** (પિલૅસ્ટર્ ) *n.* [L. *pila*, a pillar. ] An upright architectural member right-angled in plan:ચોરસ થાંભલો.

**Pile,** (પાઇલ્ )*n.* [L. *pilus*, hair.] 1.A hair:વાળ. 2. A covering of hair:વાળ અગર રૂવાંનું ઢાંકણુ.3. [L. *pilum*,javelin.]The head of an arrow:તીરનું માથું.4.A large stake of timber, pointed and driven into the earth: ખુંટો. 5. One of the ordinaries or subordinaries having the form of a wedge, usually placed palewise, with the broadest end uppermost:ખીંટો;ખુંટો;ખીલો. 6.[L.*pila*,a pillar.] A mass of things heaped together:ઢગલો;ગંજ;સમૂહ; ગંજી. 7. A mass formed in layers: ખડકેલો ઢગલો.8.A funeral pile:ચિતા; ચેહ.9. A large building: ઇમારત; હવેલી. 10. A vertical series of alternate disks of two dissimilar metals:પૂલનાં ભૂંગળાં.11. The reverse of coin:શિક્કામાં જે બાજુ માથુ વિગેરે હોય છે તેના પાછળની બાજુ;કાંટો.*vt.*1.To drive piles into: થાંભલા-ખુંટા ઠોકવા. 2. To lay or throw into a pile:સિંચવું;ગંજ વાળવો.3. To cover with heaps: ઢગલા કરવા.

**Piles,**(પાઇલ્સ્ )*n.*[L.*pila*,a ball.] The small troublesome tumors or swellings about the anus and lower part of the rectum which are technically called *hemorrhoids*:બવાશીર;હરસ;ગુદરોગ; મસા;હર્સ.

**Pilfer,**(પિલ્ફર્ ) *vi.* [L. *pilare*, to plunder.]To steal in small quantities or articles of small value: હલકી ચોરી ક૦;હાથના લપટા થવું.*vt.* To take by petty theft;to filch: ચોરવું;ગજવામાં મુકવું.

**Pilferer,** ( પિલ્ફરર્ ) *n.* One who pilfers:નાની ચોરી કરનાર.

**Pilgrim,**(પિલ્ગ્રિમ્ )*n.* [L.*peregrinus*,a foreigner.]1.A wayfarer: a wanderer;a traveller:યાત્રાળુ; જાત્રાળુ;મુસાફર. 2. One who travels far to visit some holy place: જાત્રાળુ. *a.* Pertaining to a pilgrim:જાત્રાળુ સંબંધી.*vi.*To journey;to wander:ફરવું;ભટકવું.

**Pilgrimage,**(પિલ્ગ્રિમેજ્ )*n.*1.The journey of a pilgrim: જાત્રાળુની મુસાફરી.2.A journey to a shrine or other secred place:જાત્રા. 3.A tedious and wearisome time: કંટાળા ભરેલો અને દુઃખી વખત.

**Piling,**(પાઈલિંગ્ )*n.*1. The act of heaping up:ઢગલો ક૦ તે. 2. The process of building up,heating and working fagots or piles,to form bars &c.:સળીઆ બનાવવાની રીત.3.A series of piles:ભૂંગળાં.

**Pill,**(પિલ્ )*n.*1.The peel or skin: ચામડી;છાલ;ત્વચા.2.[ L. *pila*, a ball.] A medicine in the form of a little ball: ઓસડની ગોળી.*vi.* To be peeled:ચામડી-ત્વચા ઉખડી-ઉપડી જવી.*vt.*1.[L.*pilare*,to plunder.]To deprive of hair:તાલ પાડવી.2. To peel;-ની છાલ-ચામડી ઉતારવી.3. To rob;to plunder: ચોરવું;લુંટવું;છીનવી-લુંટી લેવું.

**Pillage,**(પિલેજ્ )*n.* [L. *pilar*, to plunder.]1.Robbery:લુટ; લુંટફાટ. 2. That which is taken from another by open force: લુંટનો માલ;લુંટ.*vt.*To plunder;to spoil: લુંટવું;ખુંચવી-છિનવી લેવું.*vi.*To take spoil;to plunder:લુંટવું.

**Pillar,** (પિલર્ ) *n.* [L.*pila*, a pillar.]1.The general and popular term for a firm,upright insulated support for a superstructure:થાંભલો;ટેકણ. 2.A supporter or mainstay:સ્તંભ;ટેકણ.3. portable ornamental column,formerly carried before a cardinal as emblematic of his support to the church:છડી;નકી.*a.* Having a support in the form of a pillar: સ્તંભના આકારના આધાર ભૂત.

**Pillau,**(પિલો)*n.*An oriental dish consisting of rice boiled with mutton,fat,or butter:માંસ,ચરબી અથવા માંખણસાથે રાંધેલો ભાત;પુલાવ.

**Pillion,**( પિલ્યૅન )*n.*[L.*pellis*.] A panel or cushion saddle:ઘોડા ઉપર સ્ત્રીઓને બેસવાની ગાદી.

**Pillory,** (પિલૅરિ) *n.* [ L. *pila*, a pillar. ] A frame of adjustable boards erected on a post and having holes through which the head and hands of an offender were thrust so as to be exposed in front of it:ફજેતીનું લાકડું;અપમાન સ્તંભ.

**Pillow,**(પિલૅ)*n* [L.*pulvinus*.] 1. Anything used to support the head of a person when reposing:તકીઓ; ઓસીકું.2.A piece of metal or wood forming a support to equalize pressure: દબાણને સમતોલ રાખવા માટે આધાર ભૂત ધાતુ અગર લાકડાનો કટકો;બેસણી;કુંભી.3.A kind of plain,coarse fustian:સાદુ તથા જાડુ સુતરાઉ કપડું. *vt.*To support:-ની તળે તકીઆ મુકવો.

**Pillow-case,**(પિલૅ-કેસ્ )*n.* A removable case or covering for a pillow,usually of white linen or cotton cloth:તકીઆ-ઓશીકાનો ગલેફ.

**Pilot,**(પાઈલૅટ્ )*n.*1.One employed to steer a vessel:બંદર વિગેરે અઘરી જગોએ સુકાનીનું કામ કરનાર; નાવિક;કર્ણધાર.2.A person duly qualified, and licensed by authority to conduct vessels into and out of a port,or in certain waters,for a fixed rate of fees:મહેનતાણું લઈને લાયક અને હુંશીઆર સુકાનીનું કામ કરનાર. 3.A guide:વળાવો;ભોમિઓ;સાથી;માર્ગપ્રદર્શક;તારો.4.An instrument for detecting the compass error:કમ્પાસમાં

ભૂલ ખોળી કાઢનાર યંત્ર.*vt.***1.**To direct the course of:અધરી જગોએથી રસ્તે પાડી આપવું;-ને માર્ગ બતાવવો. **2.**To guide:દોરવું;રસ્તો કાઢી આપવો;સીધે-રસ્તે પાડવું.

**Pimp,** ( પિંપ્ ) *n.* A procurer; a pander:ભડવાઈ કરનાર;ભડવો;કુટણો. *vi.* To procure women for the gratification of other's lusts;to pander:ભડવાઈ-કુટણાઈ કo;દલાલું કo.

**Pimple,**(પિંપલ્ ) *n.* [L. *papula*, pimple.]**1.**Any small acuminated elevation of the cuticle whether going on to suppuration or not: ખીલ. **2.** A swelling or protuberance like a pimple: ફોલ્લો.

**Pin,**(પિન્ )*vt.* [L.*penna*, a feather]**1.**To inclose;to confine:ગોંધવું;ગોંધી રાખવું.**2.**To fasten with a pin:ટાંકણી ઘાલવી-ખોસવી.*n.***1.**A peg; a bolt:નચુકી;શળી;ખીલી;મેખ. **2.** A small pointed and headed piece of brass or other wire, largely used for fastening clothes, attaching papers,&c.:ટાંકણી;ટાંચણી. **3.**A thing of small value:લેશ. **4.**That which resembles a pin in its form or use:ખીંટી.**5.**A peg in musical instruments: વાજનની કળ;ખીંટી;ચાવી.**6.**The bull's eye; the centre: મધ્ય બિંદુ.**7.** Mood; humor:વૃત્તિ;મિજાજ;ભાવ.**8.** Caligo:આંખની છારી.**9.**An ornament, as a brooch or badge, fastened to the clothing by a pin:ટાંકણીથી કપડા સાથે જડેલી કોઈ શોભા.**10.**The leg:પગ.

**Pincers,** (પિન્સર્ઝ ) *n.* An instrument for griping,drawing nails, &c.: સાણસી;ચીપિયો.

**Pinch,**(પિંશ્ )*vt.***1.** To press hard or squeeze between the ends of the fingers between teeth or claws:ચીમટી દેવી;-થી ચમટી આવવી; ચુંટી ખણવી. **2.** To seize;to grip: કરડવું.**3.**To plait: બચકુ ભરવું; દાંત બેસાડવા.**4.**To cramp;to straiten; to distress:તાણ-ભીડ પડાવવી;મુશીબત-અડચણ-અગવડમાં આવવું;-થી હેરાન થવું.**5.**To move as a railroad car,by prying the wheels with a pinch:ટેકીથી ચલાવવું. *vi.* **1.** To compress:દબાવું;ચગદાવું; સંકોચાવું. **2.**To take hold:પકડવું.**3.**To spare: બચાવવું; કંજુસાઈ કo; લાલચુ-લોભી થવું.*n.***1.**A nip:ચુંટી.**2.** Any very small quantity: ચપટી. **3.** Pain; pang:દુ:ખ;દરદ;અડચણ;સંકટ;સંકષ્ટ. **4.** A lever having a projection at one end acting as a fulcrum: ટેકો. *At or on a* **p.**, in an emergency:અડચણ-આપદીની વખતે.

**Pinch-beck,**(પિંશ્-બેક્ )*n.* An alloy of copper and zinc resembling gold:ત્રાંબા ને જસતની મેળવણીથી બનાવેલી ધાતુ; વિલાયતી સોનું.

**Pin-cushion,** ( પિન્-કુશન્ ) *n.* A small cushion, in which pins may be stuck for use : ટાંકણીઓ ખોશી રાખવાની ગાદી.

**Pine,**(પાઈન્ )*n.* [L.*pinus*, a pine tree.]**1.** Any tree of the coniferous genus *Pinus*:વિલાયતી સરળ. **2.**The wood of the pine tree:પાઈનનું લાકડું.**3.**A pineapple:અનનાસ.*vt.*[L.*pœna*,penalty.]**1.**To inflict pain upon:પીડા કo;મુઝાવવું.**2.** To grieve or mourn for: પીડાવું; દુ:ખી થવું.*vi.***1.**To suffer:દુ:ખી થવું. **2.**To languish:ઝુરવું;ગળતાં જવું;-નો શોચ કo-ધરવો;કશાની સોચના કo.**3.** To waste away with longing for something:-ને માટે અષ્ટાવું-તલખવું; -ને માટે તલવસવું-પીડાવું.

**Pine-apple,**(પાઈન્ઍપલ્ )*n.* A tropical plant;also,its fruit:અનનાસ.

**Pinion,**(પિન્યન્ ) *n.* [L.*pinna*, a feather.]**1.**A feather;a quill:પાંખ; પીંછું.**2.**A wing:પાંખ.**3.**The joint of a bird's wing most remote from the body:પક્ષીની પાંખનો સાંધો.**4.**A fetter for the arm:હાથની બેડી.**5.**A cogwheel with a small number of teeth or leaves:દાંતાવાળુ ચક્ર.*vt.***1.**To bind or confine the wings of:-ની પાંખ બાંધવી.**2.** To disable by cutting off the pinion joint: પાંખનો સાંધો કાપીને શક્તિહીન કo. **3.**To restrain, as a person,by binding the arm:બાંધી લેવું;મુસ્કે બાંધવું;મુસ્કા ટાટ કo;ચતુર્ભુજ કo.**4.**To confine;to bind: બાંધવું;ગોંધવું; પૂરવું.

**Pink,**(પિંક્ )*n.***1.** A vessel with a very narrow stern: પાછલો ભાગ સાંકડો હોય એવું વહાણ.**2.**A name given to several plants of the caryophyllacious genus *Dianthus*,and to their flowers : ઝાડ તથા ફુલનું નામ.**3.**A color resulting from the combination of a pure vivid red with more or less white: ગુલાબી રંગ. **4.** Anything supremely excellent:અવધિ;ખતમ;સીમા;પરાકાષ્ઠા;શિખર;ટોચ.*vi.*To wink:આંખ મલકાવવી-પલકાવવી.*vt.* **1.**To pierce with small holes: કાણાં પાડવાં.**2.**To stab: ભોકવું; અણીવાળું હથિયાર ખોસી ઘાલવું.**3.**To choose; to cull: પસંદ કરવું. *a.* **1.** Half-shut: અર્ધું બંધ. **2.** Resembling the garden pink in color: વાડીના ફુલના રંગને મળતું;ગુલાબી.

**Pin-money,**(પિન્મની ) *n.* An allowance of money,as that made by a husband to his wife:પોતાની સ્ત્રીને પરચુરણ ખરચ સારૂ આપેલા પૈસા.

**Pinnace,**(પિનેસ ) *n.* [L. *pinus*,a pine tree. ]**1.** A small vessel propelled by sails or oars,formerly employed as a tender, or for coast defence:બે ડોલનું ન્હાનું વહાણ.**2.**A procuress:કુટણી.

**Pinnacle,**(પિનેકલ્ )*n.*[L.*pinna*, pinnacle.] **1.** An architectural member,upright, and generally ending in a small spire: શિખર;કળસ.**2.**A lofty peak;a pointed summit: અણિદાર શિખર-ટોચ. *vt.* To build or furnish with a pinnacle:ટોચ-શિખરવાળું કo.

**Pint,**(પાઈન્ટ્ )*n.*[L.*pingo*,I paint.] A measure equal to half a quart: અડધા ક્વાર્ટનું માપ; પેંટ;અડધીઉં.

**Pintle,**(પિંટલ્ )*n.*(dimin.of *pin* ) **1.**A little pin: નાની ટાંકણી-ખીલી. **2.**An upright pivot pin:લોઢાનો પેચવાળો ઉભો સળિયો.

**Pioneer,**(પાઈઓનીર્ ) *n.* [L. *pes*, foot. ] **1.** A soldier detailed or employed to form roads, dig trenches, and make bridges,as an army advances: લશ્કરને માટે રસ્તો તૈયાર કરવા આગળથી જનાર.**2.** One who goes before, as into the wilderness preparing the way for others to follow : પહેલ કાઢનાર;અગ્રેસર. *vt.* To go before, and prepare or open a way for; પહેલાં જઈ રસ્તો તૈયાર કo.

**Pious,** (પાઈઅસ્ )*a.*[ L. *pius.* ] **1.** Pertaining to piety;dutiful;religious;devout;godly: ઈશ્વરનિષ્ઠ;ભક્તિવાન;ધાર્મિક;ધર્મી;ધર્મિષ્ઠ;ઈશ્વર પરાયણ;પરમાર્થિ પરાયણ;પરમાર્થી;પા-

ગાંઠ તળે રેલો, તો પારકી વાત પડી મેલો.

રમાર્થિક;દેવભક્તિનિષ્ટ;ભજનશીલ;ભક્ત.**2**.Practiced under the pretex of religion: ધર્મના નિમિત્તે કરેલું.

**Pip,**(પિપ્ )*n*.[L.*pituita*,slime.]**1**. A contagious disease of fowls, characterized by hoarseness, discharge from the nostrils and eyes, and an accumulation of mucus in the mouth, forming a 'scale' on the tongue: મરઘાંને થતો એક જાતનો રોગ.**2**.A seed, as of an apple or orange:સેપ અગર નારંગીનું બી.*vi*.To cry or chirp as a chicken:ચીંચીં ક૦.

**Pipe,**(પાઇપ્ )*n*.[L.*pipo*,I chirp.] **1**.A wind instrument of music, consisting of a tube or tubes of straw,reed,wood or metal: વાંસળી;વેણું;પાવો;બંસી;મુરલી. **2**. Any long tube or hollow body of wood, metal,earthenware,or the like: નળી;ભુંગળી.**3**.A small bowl with a hollow stem:ચુંગી;હુક્કો;લાંબી ચલમ;પાઇપ. **4**. The wind pipe: હવાની નળી.**5**.The key or sound of the voice:અવાજનો ઉચ્ચાર. **6**. The note of a bird:પક્ષીનો અવાજ.**7**.The bagpipe: એક જાતનું વાજીંત્ર. **8**. An elongated body or vein of ore:કાચી ધાતુની સેર-નળી. **9**.A roll formerly used in the English exchequer on which were taken down the accounts of debt due to the king:રાજાના દેવાનો ચોપડો.**10**.A boatswain's whistle,used to call the crew to their duties:ખલાસીઓને કામે લગાડવા માટે વગાડવાની સીસોટી.**11**. A cask usually containing two hogsheads,or 126 wine gallons: ૧૨૬ ગ્યાલનનું પીપ. *vi*.**1**. To play on a pipe:વાંસળી વગાડવી. **2**. To call by means of signals on pipe:સીસોટીથી નિસાની કરી બોલાવવું.**3**.To whistle: સીસોટી વગાડવી. **4**.To become hollow in the process of solidifying:ઘટ થવામાં પોલું થવું.*vt*.**1**.To perform as a tune: વાંસળીમાં રાગ વગાડવો. **2**. To call or direct as a crew:ખલાસીને બોલાવવો.**3**.To furnish with pipes: વાંસળીઓ પૂરી પાડવી.

**Pipe-clay,**(પાઇપ્-ક્લે ) *n*. A plastic, unctuous clay of a grayish white color:ધોળી મટોડી;ખડી.*vt*.**1**. To whiten or clean with pipe clay:ખડીથી ધોળવું.**2**.To clear off: ચોખ્ખું કરવું; પતાવી દેવું;નીકાલ કરી નાખવો.

**Piper,**(પાઇપર )*n*.One who plays on a pipe:વાંસળી-મોરલી વગાડનાર. *To pay the* **p.**,to bear the cost: ખરચ વેઠવું.

**Pipkin,** (પિપ્કિન્ ) *n*. (dimin. of *pipe*.)A small earthen boiler: ઉકાળવાનું માટીનું હાંલ્લું.

**Piquancy,**(પીકંન્સિ)*n*.The quality or state of being piquant:ઝાટકો લાગે એવું હોય તે;ઝાટકો;કડવાટ;ચણચણાટ.

**Piquant,**(પીકંન્ટ્ ) *a*. (See **Pick**). Sharp; tart; pungent:ઝાટકો લાગે એવું;ઝમઝમાટ;મરચાં લાગે એવું.

**Pique,**(પીક્ )*n*.**1**. A cotton fabric, figured in the loom:સાળમાં વણાતાં વણાતાં ભાત પાડી હોય તેવું સુતરાઉ કાપડ.**2**. A feeling of hurt; stinging vexation:ઝાટકો;ચટકો;અમળાટ;માઠું.**3**.Keenly felt desire: ઈચ્છા;લાલસા;ઉત્કંઠા;સ્પૃહા. **4**. The right of the elder hand to count thirty in hand: ગંજીફામાં પહેલો દાવ કરવાનો હક.*vt*.**1**.To offend;to excite to anger:માઠું-મરચાં લગાડવાં.**2**.To stimulate;to prick:-ને ચટકો લગાડવો;-નું માથું ફેરવવું.**3**.To pride or value: અભિમાન રાખવું-ધરાવવું;મોટાઈ હાંકવી;બડાઇ હાંકવી-બતાવવી.*vi*.To cause annoyance or irritation:માઠું લાગવું.

**Piquet,**(પિકેટ્ )*n*.A game at cards played between two persons, with thirty two cards, all the deuces, threes,fours, fives and sixes being set aside:એક જાતની પાનાની રમત.

**Piracy,**(પાઈરેસિ)*n*.**1**. The act or crime of a pirate:ચાંચીઆનું કામ-ધંધો.**2**. Robbery on the high seas:ભરદરિયે વહાણ લુંટવાનો ગુન્હો.

**Pirate,**(પાઇરેટ્ )*n*.[L.*pirata*; Gr. *peirao*,I try.]**1**.A robber on the high seas:ચાંચિયો.**2**. An armed ship or vessel which sails without a legal commission,for the purpose of plundering other vessels on the high seas: વહાણ લુંટનારું ચાંચિયાનું વહાણ.**3**.One who intrigues the law of copyright: રજા વગર બીજાનું બનાવેલું પુસ્તક છપાવનાર. *vi*.To play the pirate: ચાંચિયાનો ધંધો ક૦.*vt*.To publish,as books or writings without the permission of the author: બનાવનારની રજા શિવાય કોઇ પુસ્તક છપાવવું.

**Piratical,**(પાઇરેટિકલ્ )*a*. Pertaining to a pirate: ચાંચિયાનું કામ કરનાર;ચાંચિયાનું.

**Piscatorial,**(પિસ્કેટોરિઅલ્ )*a*.[L. *piscis*,a fish.].Pertaining to fishes or fishing:માછલી મારવા સંબંધી.

**Piscation,**(પિસ્કેશન્ )*n*. Fishing: fishery:માછલાં પકડવાં તે;મચ્છીમારનું કામ.

**Piscator,**(પિસ્કેટોર ) *n*. A fisherman;an angler:માછલાં પકડનાર; માછી.

**Pisces,**(પિસીઝ્)*n*.[L.*piscis*,a fish.] **1**.The twelfth sign of the zodiac:બારમી રાશી;મીન.

**Piscine,**(પિસ્સાઇન્ )*a*.Pertaining to fishes:માછલીનું.

**Pish,**(પિશ્ ) *interj*. An exclamation of contempt:છટ! છીટ! છી!.*vi*. To express contempt: ધિક્કાર બતાવવો;હાટ ધૂત ક૦.

**Piss,**(પિસ્ )*vi*.To discharge urine: પેશાબ કરવો.*n*.Urine:પેશાબ;મૂત્ર.

**Pistachio,**(પિસ્ટેશિઓ)*n*.[L.*pistacium*.] The nut of the *Pistacia vera*, a tree of the order *Anacardiaceæ*:પસ્તુ; એક જાતનો મેવો; પીસ્તાં.

**Pistil,** (પિસ્ટિલ્ ) *n*. [L. *pinso*, to pound.]The seed-bearing organ of a flower: ફુલનો ગર્ભતંતુ-કેસર.

**Pistol,**(પિસ્ટોલ્ ) *n*. The smallest firearm: પિસ્તોલ. *vi*. To shoot with a pistol:પિસ્તોલ મારવી.

**Piston,**(પિસ્ટોન્ ) *n*. [L. *pinso*, I pound.]A sliding piece which either is moved by, or moves against fluid pressure: બંબા વિગેરે યંત્રોમાં પાણી ખેંચીને લેવા તથા હડસેલી બહાર કાઢવાને અંદરથી જે નક્કર લટ્ટો હોયછે તે.

**Pit,**(પિટ્ )*n*.[L.*puteus*,a well.] **1**. A large cavity or hole in the ground:ખાડો.**2**.An abyss: ઉંડો-ખાડો.**3**.A pit fall: ખાડો;ફાંદો. **4**. A depression or hollow in the surface of the human body: ખાડો;ખાચ;ખોભણ.**5**.That part of a theater, on the floor of the house below the level of the

stage and behind the orchestra: નાટકશાળામાં ઉંચા વર્ગના તમાશગીરોને સારૂ નીમેલી જગા. 6. An inclosed area into which game cock, dogs and other animals are brought to fight: અખાડો; ખરો; સાટમારીની જગ્યા; અગડ. *vt.* 1. To place or put into a pit or hole: ખાડામાં મુકવું. 2. To mark with little hollows: ગોબા પાડવા. 3. To introduce as an antagonist: સામસામાં ઉભાં કરવાં.

**Pit-a-pat,** (પિટ્‌ઍપૅટ્‌ ) *n.* A light, reapeated sound: ધીમો વારે વારે થતો અવાજ. *adv.* In a flutter: ધબક ધબક.

**Pitch,** (પિચ્‌ ) *n.* [L. *pix.*] 1. A thick black, lustrous and sticky substance obtained by boiling down tar: (વહાણનો) તાર; એક જાતનો ડામર. *vt.* 1. To cover over: ઢાંકવું. 2. To darken; to blacken: કાળું ક૦. 3. To hurt; to toss: ફેંકવું; નાખવું. 4. To thrust or plant in the ground as stakes or poles: મારવો; ઠોકવો. 5. To set face, or pave with rubble or undressed stones: પથ્થર જડવા. 6. To fix or set the tone of: સૂર બેસાડવો 7. To set or fix as a price or value: કિમ્મત ઠરાવવી. *vi.* To fix or place a tent or temporary habitation: તંબુ ઠોકવો. 2. To light; to settle: ઠરવું; ઝંપવું. 3. To fix one's choice: પસંદ ક૦. 4. To plunge or fall: ડુબવું; પડવું. *n.* 1. A throw; a toss: નાંખ; ખખડાટ; પછાડવું તે. 2. That point of the ground on which the ball pitches or lights when bowled: દડો નાંખ્યા પછી પહેલો ઉછળે છે તે જમિનનું બિંદુ. 3. A point or peak: શિખર; ટોચ. 4. Height: ઉંચાઈ; ટોચ; શિખર. 5. A descent; a fall: ઉતાર; પડવું તે; પતન. 6. The point where a declivity begins: ઢોળાવ. 7. The relative acuteness or gravity of a tone: સુર. 8. The limit of ground set to a miner who receives a share of the ore taken out: હદ. 9. The distance from center to center of any two adjacent teeth of gearing: બે દાંત વચ્ચેનું છેટું-અંતર.

**Pitcher,** (પિચર્‌ ) *n.* 1. One who pitches anything: કાંઈ ઠોકનાર. 2. A wind-mouthed, deep vessel for holding liquids with a spout: નાળવાવાળો ઘડો; કરવડો; ચંબુ.

**Pitch-fork,** (પિચ્‌ફૉર્ક્‌ ) *n.* A fork or farming utensil used in pitching hay, sheaves of grain: પંઝેટી; કાંટો; સુળ. *vt.* To pitch or throw with, or as with, a pitchfork: પંઝેટી મારવી; ઠાંકી બેસાડવું; મારીને મુસલમાન ક૦; લાકડે માંકડું વળગાડવું; પહેરાવવું.

**Pitch-pipe,** (પિચ્‌-પાઈપ્‌ ) *n.* A musical instrument: સુર-તાળ મેળવવાનું યંત્ર.

**Piteous** (પિટીઅસ્‌ ) *a.* 1. Pious; devout: દયાળુ. 2. Tender; compassionate: દયાળ; દયાવંત-શીલ; કૃપાળુ; કરૂણ; કારૂણિક; કરૂણામય; કરૂણાર્દ; હદયાલુ; દયાન્વિત; દયાસંપન્ન; દીન. 3. Miserable; sad: ગરીબ; દુઃખનું; દયાકરૂણાયોગ્ય: દયા ઉત્પન્ન કરે એવું. 4. Mean; pitiful: હલકો; ક્ષુદ્ર; ક્ષુલ્લક; કૃપણ.

**Pith,** (પિથ્‌ ) *n.* 1. The soft spongy substance in the center of the stems of many plants and trees: મજ્જા; ચરબી; ગર્ભ; ગર; ગગજ. 2. The spongy interior substance of a feather: પીંછાની અંદરનો પદાર્થ; ગર. 3. That which contains the strength or life; force; vigor; importance: બળ; શક્તિ; સાર; સારાંશ; કસ; તત્વ; તત્વાર્થ; સત્વ; તત્વમાલ; તેજ; જીવ; રસ; ઉત્સાહ.

**Pithless,** (પિથ્લેસ્‌ ) *a.* Destitute of pith, or of strength; feeble: સત્વસાર રહિત; નિર્માલ્ય; નિઃસત્વ; અસાર; નિર્જીવ; નિસ્તેજ; પોકળ; રસ-કસ વિનાનું.

**Pithy,** (પિથિ) *a.* 1. Consisting wholly or in part of pith: કસદાર; સત્વપૂર્ણ; ગર્ભવાળું. 2. Having nervous energy; forceful; cogent: જીવદાર; સસત્વ; રસ ભરેલું; સપ્રભાવ; તેજસ્વી; કસદાર.

**Pitiable,** (પિટિઍબલ્‌ ) *a.* Miserable; lamentable: દયાપાત્ર; દુઃખી; દયાયોગ્ય; કરૂણા યોગ્ય; દયાભાજન; કરૂણ; દીન.

**Pitiful,** (પિટિફુલ્‌ ) *a.* 1. Full of pity; tender-hearted: કૃપાળુ; દયાળુ; દયાવાન; દયાવંત; દયાશીલ; દયામય; સદય; કરૂણ; કારૂણિક; કરૂણામય; દીન. *A* **p.** *person*: દયાસાગર; દયાસિંધુ; દયાનિધિ; દયાનિધાન; અનાથબંધુ; દીનદયાળ દીનવત્સલ; દીનબંધુ. &c. 2. Piteous: દયાયોગ્ય; દયાપાત્ર. 3. Miserable; paltry: હલકુ; ક્ષુદ્ર; ક્ષુલ્લક.

**Pitiless,** (પિટિલેસ્‌ ) *a.* 1. Destitute of pity; hard-hearted: નિર્દય; દયાશૂન્ય; ક્રૂર; દયારહિત; નિષ્ઠુર. 2. Exciting no pity: દયાહીન; અધમ; ક્ષુદ્ર.

**Pittance,** (પિટૅન્સ્‌ ) *n.* [L. *pitantia*, food in general.] 1. An allowance of food bestowed in charity: ભથ્થું; કકડા રોટલો; સિધુ; શેર સિધુ. 2. A meager portion, quantity or allowance; an inconsiderable salary or compensation: નાનો-હલકો પગાર-મહેનતાણું; અલ્પાંશ. A **p.** *of learning or mover*: અલ્પવિદ્યા; અલ્પધન.

**Pituite,** (પિટ્યુઆઇટ્‌ ) *n.* [L. *pituita*, phlegm]. Muscus; phlegm: બળગમ; કફ; બળખો; ગળફો.

**Pituitous,** (પિટયૂઈટસ્‌ ) *a.* Full of mucus; discharging mucus: બળગમ-કફ હોય એવું-વાળું.

**Pity,** (પિટિ) *n.* [L. *pietas*, piety.] 1. Piety: ભક્તિ; શુદ્ધતા. 2. Fellow feeling; compassion; commiseration; દયા; કરૂણા; અનુકંપા; કૃપા; મ્હેર; લાગણી. 3. A thing to be regreted: અફસોસની વાત; દયાનુકારણ; દુઃખહેતુ. *vt.* 1. To feel pity: દયા લાવવી; દયાળુ થવું. 2. To move to pity: દયા આણવી. *vi.* To show pity: દયા બતાવવી.

**Pivot,** ( પિવૅાટ્‌ ) *n.* [L. *palus*, a stake.] 1. A fixed pin or short axis, on the end of which a wheel or other body turns: ખીલી કે જેમાં પરોવેલું ચક્કર ફરતું હોય છે તે ધરી; કાંટો; જડ. 2. The end of a shaft or arbor which rests and turns in a support: સાલ. 3. A turning point or condition: આધાર; મુખ્ય વિષય. 4. The officer or soldier who simply turns in his place while the company or line moves around him: પોતાની આસપાસનાં માણસો જ્યારે જગા બદલી ફરે છે ત્યારે પોતાની જગોએજ રહી ફક્ત આમ તેમ મોં ફેરવનાર સિપાઈ અથવા અમલદાર.

**Placability,** (પ્લૅકૅબિલિટિ) *n.* The quality or state of being placable or appeasable: શાંત પાડી-નરમ કરી શકાય એવો ગુણ.

**Placable,** (પ્લૅકૅબલ્‌ ) *a.* [L. *placo*, I quiet.] Ready or willing to be pacified; willing to forgive: જેનો રોશ મુકાવાય એવું; વળાક; સાંત્વનીય; ક્ષમાપનીય; આરાધનીય; સુખારાધ્ય.

**Placard,** ( પ્લૅકાર્ડ્‌ ) *n.* [Gr. *plax*, *plakos*, anything flat & broad.]

રાવળીયાં ટુકડે રાજી.

1.A public proclamation: જાહેર ખબર.2.A license:જાહેરનામું;પરવાનગી;મંજુરી.3.A written or printed paper;a poster: લખેલો અગર છાપેલો ખબર પત્ર.4.A kind of stomacher,often adorned with jewels,worn in the fifteenth century and later:પંદરમા સૈકામાં પહેરવામાં આવતો હીરા જડીત એક અલંકાર.*vt.*To post placards upon or within: જાહેર ખબર ચોટવી.2. To announce by placards: જાહેર ખબરથી ઢંઢેરો પીટાવવો.

**Place,**(પ્લેસ્)*n.*[L.*platea*,a street.] 1. Any portion of space regarded as measured off or distinct from all other space: site ground;spot:ચોક;ચોગાન. 2. An open space: મેદાન; ચોગાન. 3. A dwelling;a mansion;a village, town or city:સ્થળ;દેશ;ઘર; મકાન; ઠામ;ઠેકાણું;ગામ;શહેર;સ્થાન.4.(*a*) Rank;degree:જગો;પદ;દરજ્જો;પાયરી.(*b*) Social rank or position: પંક્તિ;સ્થિતિ.(*c*) Official station; occupation;calling:પદવી;અધિકાર; જગો;ધંધો;પેશો.5.Vacated space; room:જગો;ઠેકાણું;બદલો. 6. A definite portion or passage of a document:અમુક ભાગ.7. Ordinal relation:ક્રમ;સંબંધ.8.Reception; effect:અસર;અવકાશ;અવસર;પ્રસંગ. 9.Position in the heavens as of a heavenly body:સ્થિતિ;સ્થાન.*In* **p.**,timely:વખતસર;સવેળા.*Out of* **p.**,inappropriate; ill-timed: અનુચિત;કવેળા;અપ્રસ્તુત. *To give* **p.**, to make room;to yield:-ને જગો આપવી;-ને તાબે-વશ-આધીન થવું.*To take* **p.**,(*a*) to come to pass; to occur:બનવું;થવું.(*b*) To take precedence:પહેલાં આવવું-થવું. (*c*) To take effect;to prevail:-ની અસર થવી;ચાલવું;-થી વળવું;કામે લાગવું.*To take the* **p.**of,to be substituted for:-નેબદલે આવવું.**P.** *of residence*:નિવાસ સ્થાન.**P.***of dancing*:નૃત્યશાળા.**P.***of fear*:ભયસ્થાન-કારણ-હેતુ.*vt.*1.To assign a place to:-ને આપવું. 2. To put or set in a particular rank, office or position: મુકવું;નિમવું;સ્થાપવું. 3. To invest; to loan:રોકવું;મુકવું.4.To set;to fix: નક્કી કo; મુકવું. 5. To attribute; to ascribe: લગાડવું;-ને લાગુ પાડવું.

**Placeman,**(પ્લેસ્મૅન )*n.*One who holds or occupies a place:સરકારી કામદાર;અધિકારી;અમલદાર.

**Placid,**(પ્લૅસિડ્ ) *a.* [L. *placeo*, I please.]Pleased;contented:શાંત; સૌમ્ય;વિનીત;પ્રસન્ન;અનુદ્વિગ્ન;અવ્યગ્ર.

**Placidity,**(પ્લૅસિડિટિ)*n.*The quality or state of being placid: સંતોષીપણું;શાંતતા; સૌમ્યતા; શાંતિ; ક્રોધાભાવ;અવ્યગ્રતા;અક્ષોભ.

**Plagiarise,** (પ્લેજિઍરાઈઝ્ ) *vt.* To steal or purloin from the writings of another : લખાણ-ઈબારત ચોરી લેવી;કાવ્યચોરી કo.*vi.*To commit plagiarism:લખાણની ચોરી કo.

**Plagiarist-ry,**(પ્લેજિઍરિસ્ટ્-રિ )*n.* [L.*plaga*,a snare.]One who plagiarizes or purloins the words, the writings or ideas of another & passes them off as his own:બીજાના લખાણમાંથી ઉતારો કરી લઈ પોતાના લખાણ તરીકે ખપાવનાર; કાવ્યચોર;શબ્દચોર.

**Plague,** (પ્લેગ ) *n.* [ L. *plaga*, a blow.]1.That which smites or wounds;a blow;a calamity: અરિષ્ટ;અનર્થ;પીડા;વ્યાધિ;બલા;ઉપાધિ; કંટક;કાંટો;ધક્કો;આફત; જંજાળ; ખેન; સાલ;સંતાપ;શૂળ;ઉપદ્રવ.2.An acute malignant contagious fever: મરકી;મહામારી.*vt.*1. To infect or afflict with disease : ઉપર ગજબ નાંખવો;મરકીથી પીડવું.2.To vex;to tease:દુઃખ દેવું; ચીડવવું; સંતાપમાં નાંખવું;સંતાપવું;ઇજા-ઉપદ્રવ કo;તસ્દી આપવી;માથું ફોડવું;માથાફોડ કo.

**Plaguy,**(પ્લેગી)*a.*Vexatious; troublesome:પીડા દુખવાળું;કિલષ્ટ.

**Plaid,**(પ્લેડ્ )*n.*[L. *pellis*,a skin.] 1.A rectangular garment:ઉનનો પચરંગી પટકો-દુપટ્ટો. 2. Goods of any quality or material of the pattern of a plaid:ચટાપટાદાર વસ્તુ-પદાર્થ.

**Plain,**(પ્લેન )*vi.*[L. *planus*, flat]. To lament:શોક કo.*vt.*To lament; to mourn over: શોક-દિલગીરી કo; બડબડવું.*a.*1.Flat;level; smooth: સમાન;સરખું;સપાટ.2.Open;equal; clear:ખુલ્લું; ઉઘાડું; સાફ; પ્રકટ; પ્રસિદ્ધ;પ્રત્યક્ષ.3.Evident;manifest; unmistakable:સુબોધ;અગૂઢ;ઉઘાડું; ખુલ્લું;સ્પષ્ટ.4.(*a*)Void of extraneous beauty or ornament;not rich;simple:સાદું; અનલંકૃત; અભૂષિત; બિરલકાર; નિર્ભૂષણ. (*b*) Free from show or pretention; simple;natural;common:સાદું;ભોળું; સિધું;સાધારણ;સામાન્ય.(*c*)Candid; sincere; artless; honest; frank: સરલ;નિષ્કપટ;કપટ માયાહીન;અકૃત્રિમ.(*d*)Not luxurious;simple:સાદું; એશઆરામ-મોજશોખ ન હોય તેવું. (*e*)Without beauty;homely:મધ્યમ રૂપનું;રૂપમાં સાધારણ;સાદું.(*f*) Not variegated:સાદું;ચિત્ર વિચિત્ર નહિ તેવું. *adv.* In a plain manner:સ્પષ્ટ રીતે.*n.*1.Level land:મેદાન.2.A field or battle:રણ; રણભૂમિ.*vt.*1.To plane or level:સ્પષ્ટ-સરખું કo.2.To explain: ચોખ્ખું કo;સમજાવવું.

**Plain-dealing,** (પ્લેન-ડીલિંગ્ ) *a.* Practicing plain dealing; artless:સિધું;ભલું;નિખાલસ.

**Plain-hearted,** ( પ્લેન-હાર્ટેડ્ ) *a.* Frank;sincere: ખરાદીલ-અંતકરણનું;ભોળું;નિખાલસ;નિષ્કપટ.

**Plainness,**(પ્લેનનેસ્ )*n.* The quality or state of being plain:ભોળાપણું;સાદાપણું;સરળતા.

**Plain-spoken,** ( પ્લેન-સ્પોકન ) *n.* Speaking with plain unreserved sincerity:સાફ;ખુલ્લું; સ્પષ્ટ;કોઈનું મોં રાખીને વાત નહિ કરનારૂં; તડનેફડ-તડાક ને ભડાક કહી દે એવું.

**Plaint,** (પ્લેન્ટ્ ) *n.* [L. *plango*, I beat.]1.Lamentation;complaint: રોવું-દુઃખ રોવું તે;ફરિયાદ.2. An accusation, protest or account of an injury : ફરિયાદી; અરજી. 3. A private memorial tendered to a court, in which a person sets forth his cause of action:ફરિયાદી..

**Plaintiff,** (પ્લેન્ટિફ ) *n.* One who commences a personal action or suit to obtain a remedy for an injury to his rights:ફરિયાદી;વાદી.

**Plaintive,**(પ્લેન્ટિવ )*a.*1. Repining;complaining:ફરિયાદી કરતું.2. Mournful; sad: શોકાતુર; ઉદાસી; ખેદસૂચક-દર્શક.

**Plait,**(પ્લેટ )*n.*[L.*plico*,I fold.] 1. A flat fold:પાટલી;ચણ;ચીણ; કલ્લી. 2.A braid:વેણી;મિંઢી;મેંઢલઇ.*vt.*1. To fold;to pleat:કલ્લી કરવી;પાટલી વાળવી.2.To braid;to plat:ગુંથવું.

**Plan,**(પ્લૅન )*n.*[L.*planus* flat ] 1. A draught or form: નમુનો;નકશો;ભોત; આલેખન; ચિત્રલેખન. 2.A

scheme devised;a project:રચના;યુક્તિ;પ્રયોગ;કલ્પના;વ્યવસ્થા;ઘાટ;ગોઠવણ.3.A method;a custom: ઘાટ;રીત;પ્રકાર.*vt.*1.To draught:નમુનો કાઢવો.2.To devise;to contrive: યુક્તિ રચના-ગોઠવણ કરવી.

**Planch,**(પ્લૅન્ચ)*n.*A plank:પાટિયું. *vt.* To cover with planks ; to plank:ફરેતાળ ભરવી;પાટીયાં ભરવાં.

**Plane**(પ્લૅન)*n*[Gr*platanus*,broad] Any tree of the genus *Platanus*:ઝાડ. *a.*[L. *planus*, plain.] Even;level:સપાટ;સમાન;સરખું.*n.* A surface real or imaginary in which, if any two points are taken,the straight line which joins them lies wholly in that surface: સમતલ; ક્ષેત્ર; તલ. 2. An ideal surface:કાલ્પનિક સપાટી.3. A tool for smoothing boards or other surfaces of wood,for forming moldings,&c.: રંધો;રંદો. **P.** *iron*, the cutting chisel of a joiner's plane:રંધાનું પાનું-ફળ.*vt.* 1.To make smooth;to level:સરખું-સપાટ-સમાન ક૦;રંદો મારવો.2. To efface or remove:કાઢી નાંખવું; સાફ કરવું. 3. To make plain or smooth:રંદાથી સાફ કરવું;રંદો દેવો.

**Planet,**(પ્લૅનેટ્) *n.* [Gr.*planao*, I wander.]A celestial body which revolves about the sun in an orbit of a moderate degree of eccentricity: ગ્રહ. The Hindus reckon nine planets, viz: સૂર્ય, ચંદ્ર,મંગળ,બુધ,ગુરૂ,શુક્ર,શનિ,રાહુ, કેતુ. The corresponding English names of them are, the sun, the moon, Venus, Mercury, Mars,Jupitar,Saturn & the ascending & descending node. The two last are called minor planets.*An aupicious or good* **p.**:શુભગ્રહ;સુગ્રહ;સૌમ્યગ્રહ. બુધ,શુક્ર, ગુરૂ, ચંદ્ર are good planets. *An inauspicious or bad* **p.**: કુગ્રહ; પાપગ્રહ;ખટતરગ્રહ. મંગળ,સૂર્ય,શનિ, રાહુ & કેતુ are bad planets.*Diagram representing the aspect of the* **p.**s:ગ્રહકુંડલી.*Propitiation of the* **p.**s.: ગ્રહશાંતિ; ગ્રહસાધન. *Propitiousness of the* **p.**s:ગ્રહબલ.2.A star,as influencing the fate of men : માણુસના નશીબનો ગ્રહભાવ;તારો.

**Planetary,**(પ્લૅનેટેરિ)*a.*1.Pertaining to the planets:ગ્રહ સંબંધીનું; ગ્રહવિષયક;ગ્રહમય. 2. Consisting of planets: ગ્રહનું. 3. Under the dominion or influence of a planet: ગ્રહની સત્તાનું. 4.Caused by planets:ગ્રહથી થએલું. 5. Erratic; revolving:ફરતું. **P.** *conjunction*: સંગમ.**P.***malignity*:સંક્રાંત;સંક્રાંતિ. **P.***affliction* or *evil*: ગ્રહ પીડા;ગ્રહબાધા. **P.** *aspect & influence*: ગ્રહદશા;ગ્રહયોગ.**P.***sphere*:ગ્રહમંડલ.

**Planisphere,**(પ્લૅનિસ્ફીર્) *n.* The representation of the circle of the sphere upon a plane:ગ્રહનો નકશો.

**Plank,**(પ્લૅન્ક્)*n.* [L. *planca*, Gr. *plax*,anything flat & broad.]1. A broad piece of sawed timber, differing from a board only in being thicker:પાટિયું; તક્તપોશી. 2.That which supports or upholds:આધાર;આશ્રય;સાધન.3.One of the separate articles in a declaration of the principles of a party or cause:અંગ;અવયવ.*vt.* 1.To cover or lay with planks: પાટિયાં જડવાં; તક્તપોશી-તક્તેબંધી ક૦. 2. To lay down, as on a plank:પાટિયું ઉપર મુકવું-ધરી દેવું.

**Plant,** (પ્લૅન્ટ્) *n.* [L. *planta*, a sprout.]1. A vegetable: રોપો;છોડવો;ઔષધિ;વનસ્પતિ;લતા;તરૂ.2.(*a*) A bush or young tree:ઝાડવું;રોપો.(*b.*)A stick or staff:દાંડો;દંડો; લાકડી;થડ.3.The sole of foot:પગનું તળિયું.4. The whole machinary and apparatus employed in carrying on a trade or mechanical business: ધંધા રોજગારનાં ઓજાર. 5.A plan;an artifice: યુક્તિ;ઘાટ; રચના;ગોઠવણ.*vt.*1.To put in the ground and cover as seed for growth:વાવવું;રોપવું.2.To set in the ground for growth:રોપવું.3. To furnish with plants: છોડવા વાવવા-પુરા પાડવા.4.To engender; to generate:-નું મૂળ નાંખવું;-નું બીજ રોપવું.5.To settle; to establish: વસાવવું; સ્થાપવું. 6. To introudce and establish the principles or seeds of:સ્થાપવું;પ્રવર્તતાવવું.7. To set firmly:સજ્જડ ઠોકવું; રોપવું. 8. To set up:બેસાડવું;માંડવું.*vi.*To perform the act of planting;રોપવું.

**Plantain,** (પ્લૅનટેન્)*n.*1. A tree-like perennial herb of tropical regions:કેળ;કદળી.2.The fruit of this plant:કેળું;બનાના.

**Plantation**(પ્લૅન્ટેશન)*n.*[L.*planto* to set.]1.The act or practice of planting:વાવણી;રોપણી;વાવેતર.2. The place planted:વાડી;બાગ;વાવેતર;વાટિકા;ઉપવન.2.An original settlement in a new country; colony:નવું સંસ્થાન;થાણું.

**Planter,** (પ્લૅન્ટર) *n.*1. One who plants:વાવનાર;રોપનાર.2.One who owns or cultivates:વાડીનો ધણીમાલિક;દેશાઈ;વતનદાર.3.A colonist in a new or uncultivated territory:નવી વસ્તી વસાવનાર.

**Planticle,**(પ્લૅન્ટિકલ્)*n.* A young plant;અંકુરા;ફણગો;નાનો છોડ.

**Plash,**(પ્લૅશ)*n.*1.A small pool of standing water: ખાબોચિયું.2. A dash of water:આઘાત;આસ્ફાલન; છબકારો:છબછબાટ.*vt.*1. To dabble in water:પાણીમાં છબછબ ક૦.*vt.*1. To splash,as water:પાણી ઉછાળવું.2..To sprinkle with coloring matter:રંગ છાંટવો.3.To cut partly, or to bend and intertwine the branches of:-ની શાખાઓ કાપી નાંખવી;છાંટવી.*n.*The branch of a tree partly cut or bent and bound to or intertwined with other branches:કલમ.

**Plasm,** (પ્લૅઝમ્) *n.* [L. *plasma*, anything formed or molded.]1. A mold or matrix in which anything is cast or formed to a particular shape:ધાતુની ઢાળકી પાડવાનું બીબું.

**Plasmatic,**(પ્લૅસ્મૅટિક્)a.1. Forming;shaping:રૂપ-ઢોળ આપનારૂં.2. Pertaining to plasma:ઢાળકીપાડવાના બીબા સંબંધી.

**Plaster,**(પ્લૅસ્ટર)*n.*[Gr.*en*,&*plasso*, to form.]1.An external application of a consistency harder than ointment prepared for use by spreading it on linen, leather, silk or other material:મલમ;લેપ. 2.A composition of lime,water and sand used for coating walls: સલ્લો;મુલમ્મો;કેલ; પ્લાસ્ટર; સાગોળ. 3. Calcined gypsum or plaster of Paris:પાટા બાંધવા માટે અથવા કાચની સાથે ધાતુ સાંધવાના કામમાં વ-

મીયાં પડ્યા પણ તંગડી ઉંચી.

પરાતો સફેત ભૂકો-ચૂર્ણ.*vt.*1.To cover with a plaster:પટ્ટી મારવી.2. To overlay with plaster:સલ્લો દેવો; પલાસ્તર કo. 3. To smooth over: -ને આગળી-પટ્ટી મારવી.

**Plastic,**(પ્લૅસ્ટિક્ )*a.*[L.*plasticus*; Gr.*plasso*, to form,] 1. Having the power to give form or fashion to a mass of matter: નવા નવા ઘાટો બનાવી શકે એવું; આકારદ: કલ્પક;રૂપ દેનારૂં.2. Capable of being molded or formed as clay: ઘાટ બનવા લાયક;સુખનમ્ય;નમ્ય;વાળી શકાય એવું.3.Pertaining to molding:ઘાટ સંબંધી.

**Plat,**(પ્લૅટ્ ) *vt.* [Gr.*platys*,broad.] 1.To braid;to plait:ગુંથવું; વણવું; કલ્લી-ઘડી પાડવી-વાળવી.2.To layout in plaits:-ના કકડા કo. *n.*1. Work done by platting:કલ્લી; ઘડી;વેણી. 2.A small piece of ground:જમીનનો કકડો.3.The flat or broad side of a sword:તરવારની પહોળી બાજુ.4. A design;a map;a plan:નકશો;ચિત્ર;આલેખન.*a.*Plain;flat:સરખુ;સપાટ.

**Plate,**(પ્લેટ્ )*n.*(See,**Plat**).1.A flat piece of metal:પહોળું ચપટું પતરૂં.2. Metallic armor composed of broad pieces:પતરાંનું બખતર.3. Domestic vessels and utensils wrought in gold or silver:સોનારૂપાનાં વાસણ;રકેબી વિગરે.4.Metallic ware which is plated in distinction from that which is genuine silver:બીજી ધાતુનાં ઓપદાર વાસણ.5. A small, shallow and usually circular vessel of metal or wood or of earth:વિલાયતી થાળી;રકાબી;પાત્ર;ભોજનપાત્ર;તાટલી.6. A piece of silver money: રૂપાનાણું.7.(*a*)A piece of metal on which anything is engraved for the purpose of being printed: છાપચિત્ર;છાપો;લેખ.(*b*)An impression from the engraved metal: છાપ; ચિત્ર. 8. A page of stereotype, electrotype, or the like for printing from:બીબાં.9.That part of an artificial set of teeth which fits to the mouth, and holds the teeth in place: દાંતનું ચાપુ. 10. A horizontal timber laid upon a wall or upon corbels projecting from a wall and supporting the ends of other timbers:મોભ.11.A sheet of glass porcelain,metal &c.,with a coating that is sensitive to light : વધારે અજવાળાને માટે રાખેલો તકતો. 12. A prize given to the winner in a contest:ઇનામ.*vt.* 1. To cover with gold:-નો ઢોળ ચઢાવવો; -થી મઢવું.2.To adorn with plated metal:ઓપદાર પતરૂં જડી સુશોભિત કo. 3. To cover with plates of metal: બખતર પહેરાવવું.4.To beat into thin,flat pieces:પાતળાં પહોળાં પતરાં ઘડવાં. 5. To calender: ઘુંટીને સફાઇ-ઝલેહ-ચળકાટ આણવો.

**Plateau,**(પ્લૅટો)*n.*1.A flat surface; a table-land:ઉંચાણ પ્રદેશ;ઉચ્ચસમભૂદેશ. 2. An ornamental dish for the table:ચિત્રવાળી રકાબી.

**Plated,** (પ્લેટેડ્ ) *a.* Covered with gold,silver &c.:રસેલું;સોનારૂપાનો ઢોળ ચઢાવેલું.

**Plate-glass,**(પ્લેટ્-ગ્લાસ્)*n.*A glass of plate:આરસીનો કાચ.

**Platform,**(પ્લૅટ્-ફૉર્મ)*n.*1.A plat; a plan:સપાટી ઉપર કાઢેલો નકશો. 2. A place laid out after a model; નમુના પ્રમાણે બનાવેલી જગો.3.Any flat or horizontal surface;a landing; a dais; a standing place : ચોરો;ચોતરો;પ્લેટફોર્મ;મંડપ;વેદી.4. A declared policy or system : યોજના;નેત;ઘાટ.5. A light deck: હલકો તુતક. *vt.* 1. To place on a platform:પાટિયાં જડેલી જમીન ઉપર મુકવું.2.To form a plan of:યોજના કરવી-ઘડવી-ઉઠાવવી.

**Platina,platinum,**(પ્લૅટિનૅ-પ્લૅટિનમ્)*n.*A kind of metal like silver: રૂપાના જેવી એક ધાતુ;નવિન ધાતુ.

**Platitude,**(પ્લૅટિટયડ )*n.* 1. Triteness;flat commonness: રસહીનતા. 2. A truism; a commonplace : સ્વતસિદ્ધ પ્રમાણ.

**Platonic,**(પ્લૅટૉનિક્ ) *a.* [L.*Platonicus.*] 1. Pertaining to Plato, or his philosophy,school or opinion:પ્લેટોનું-ના મત-શાખાનું-વિષયક. 2.Pure;nonsexual:વિષયભાવ રહિત;નિષ્કામ;નિર્વિકાર;શુદ્ધ;પાક;નેક.*n.*A follower of Plato:પ્લેટોના મત પ્રમાણે ચાલનાર;પ્લેટોનો અનુયાયી.

**Platoon,**(પ્લૅટૂન્)*n.*[L.*pila*,a ball]. A body of men who fired together:પલ્ટન;બે ઓળમાં માય એવી લશ્કરી ટુકડી.

**Platter,**(પ્લૅટર )*n.*1.One who plats or braids: વણનાર; કલ્લી કરનાર. 2. A large plate or shallow dish on which meat or other food is brought to the table:મોટી ચિનાઈ રકાબી-કથરોટ;પાત્ર;થાળી;પરાત.

**Platting,**(પ્લૅટિંગ્)*n.*Plaited strips of bark, cane, straw &c., used for making hats or the like:ગુંથેલું-વણેલું કામ.

**Plaudit,**(પ્લૉડિટ્ )*n.*[L.*plaudo*, I praise.] A mark or expression of applause:શાબાશી;વખાણ;પ્રશંસા;ધન્યવાદ;જયઘોષ.

**Plausible,**(પ્લૉઝિબલ્ )*a.*[L.*plaudo*,I applaud.] 1.Praiseworthy; ready:વખાણવા લાયક;સ્તુત્ય;પ્રશંસનીય. 2. Specious ; apparently right:સાંભળતાં ખરૂં લાગે એવું;પ્રમાણાભાસાત્મક;સત્ય સન્નિભ;સત્ય ભાષાત્મક;અવિચાર રમણીય.3.Using specious arguments or discourse : ડાહ્યા;હુંશીઆર;ચાલાક;વાચાળ.

**Play,**(પ્લે)*vi.*1.To frolic; to sport: રમવું;ખેલવું;ગમત કo;ક્રીડા-લીલા કo. 2.To trifle;to be careless:અવિચાર-ઉદ્ધતાઇથી વર્તવું; બેદરકારી રાખવી; as,*men are apt to* **p.***with their healths*:મનુષ્યો પોતાની તંદુરસ્તીપ્રત્યે બેદરકાર રહેવાને પાત્રછે.3.To contend,or take part in a game;to gamble:રમવું;દાવ ખેલવો-રમવો;જુગટું રમવું.4.To perform on an instrument of music:વગાડવું; બજાવવું.5.To act;to behave:ચાલવું;વર્તવું.6.To move in any manner: રમી-નાચી-કુદી રહેવું;વહેવું;ગતિ કo;ચાલવું;ફરવું;ઘુમવું. 7.To move gayly: ખુશીથી ફરવું.8.To act on the stage:-વેશ લેવો-લઇને રમવું; વેશધારી થવું-હોવું.*To* **p** *into a person's hands*, to act or to manage matters to his advantage or benefit:કોઈ માણસને લાભ થાય એવી રીત્યે વર્તવું;કોઈનું સાધન થઈ પડવું;કોઈ નચાવે તેમ નાચવું. *To* **p.***off*,to affect; to feign: ઢોંગ કo;છળ પ્રપંચ રમવો.*To* **p.***upon*,(*a*) to make sport of;to deceive:છેતરવું;ભૂલવવું;-ને ભ્રમમાં નાખવું.(b)To use in a droll manner:રમુજ કo; શબ્દ વિનોદ કo.*To* **p.***false*:દગો દેવો;-ની સાથે દગો રમવો;પ્રપંચ ખેલવો *vt.*1.To put in action or motion: ચલાવવું;જારી કo.2.To perform music upon:ગાવું;વગાડવું; બજાવવું. 3.

Poor cattle are plagued virmins:

To perform as a piece of music, on an instrument:વગાડવું.4. To exhibit in action;to execute:બનાવવું;બજાવવું;વાપરવું; કામે લગાડવું; દોડાવવું;નચાવી મુકવું.5. (*a*) To act or perform:કરવું; લેવું; વેશભજવવો. (*b*)To behave like:-ની માફક વર્તવું;-ની ચાલ ચલાવવી;-ની ગત ક૰-રમવી;થવું;બનવું.*As,to* **p.** *king Lear*: લીઅર રાજા થવું.*To* **p.**the woman; બૈરાંગત ક૰;સ્ત્રીચરિત્ર આચરવાં.6.To engage in or go through with as a contest for amusement: રમત-ખેલ ક૰. 7.To keep in play: રમાડવું. *To* **p.** *off*, to display; to show:બતાવવું;જણાવવું; વાપરવું;કરી બતાવવું.*To* **p.***one's cards*,to contrive:યુક્તિ ક૰;-ના ઉપાયો યોજવા. *Played out*, tired; exhausted: થાકી ગયલો;આવી રહેલો;તણીઆ ઝાટક થઇ ગયલો. *n.*1. Amusement; sport;frolic;gambols:ક્રીડા; મોજ; લિલા; વિલાસ; વિહાર; વિનોદ; રમત; ખેલ.2.A game:ખેલ.3.The act or practice of contending for victory:કંઈ મેળવવાની રમત; અક્ષક્રીડા; દ્યુત;જુગટું.4.Action;use;exercise; practice:વ્યાપાર;વ્યવહાર;કૃતિ;ક્રિયા; ચેષ્ટિત;વૃત્તિ;આચરણ;રીત;ચાલ. 5. A dramatic composition: નાટક. 6. The representation of a comedy:દેખાવ;નાટક પ્રયોગ;ખેલ.7. Performance on an instrument of music:ગાયન વગાડવું તે.8.(*a*)Movement; motion: ગતિ;ચલન; સરણ. (*b*) Room for motion: અવકાશ; છૂટ;અવસર.9. Liberty of acting; scope:કંઈ કરવાની છૂટ-રસ્તો-લાગ;છૂટી દોરી;મોકળાશ.**P.***actor*,an actor of dramas:નાટકનું પાત્ર. **P.***debt*,a gambling debt: જુગારનું દેવું. **P.** *amusement*, idle amusement: આળસુ રમત-ગમત.*A* **p.***upon words* શબ્દ વિનોદ;વાક્ચાતુરી. *To bring into* **p.**,to bring into use:વપરાસમાં લાવવું-દાખલ ક૰;વાપરવું;-નો ઉપયોગ ક૰.*To hold in* **p.**,to keep occupied:ગુંથાયેલા રાખવું;નવરા ન રહેવા દેવું; કામમાં ને કામમાં રાખવું. *Skilful at* **p.**: ખેલાડી. *Fair* **p.**, justice;equity:ન્યાય;ઇનસાફ;વ્હેવાર;વ્હેવારની રીત. *Foul* **p.**: અન્યાય; અધર્મ;પાપાચરણ;ગેરઈનસાફ;દગો.

**Play-bill,**(પ્લે-બિલ્ ) *n.* A printed programme of a play with the parts assigned to the actors: નાટકના ખેલ ક્રમનો કાગળ-પત્ર.

**Player,**(પ્લેઅર્ )*n.*One who plays: રમનાર.2.One who plays at any game:રમનાર;ખેલાડી.3.A dramatic actor:નટ;નટી;પાત્ર.4.One who plays on an instrument of music:બજાવનાર 5.A gambler: જુગટું રમનાર;જુગારી.

**Play-fellow,**(પ્લે-ફેલો) *n.* A companion in amusements or sports: સાથે રમનાર;સાથી;સંગાતી;ભીરૂ.

**Playful,**(પ્લેફુલ્ )*a.*Sportive;frolicsome;humorous;merry: ખેલાડી; રમતિયાળ;ખિલાડુ;વિલાસી;ક્રીડાપરાયણ;ક્રીડાસક્ત;લીલાપરાયણ; મોજી;રમતિયાળ;લ્હેરી;તુરંગી.

**Playfulness,** (પ્લેફુલનેસ્ ) *n.* The act of play:રમતિયાળપણું;ક્રીડાબુદ્ધિ;ક્રીડાસક્તિ.

**Play-house,** (પ્લે-હાઉસ્ ) *n.* 1. A building used for dramatic exhibition: નાટકશાળા-ગૃહ. 2. A house for children to play in: છોકરાંને રમવાનું ઘર;પુતળાંશાળા.

**Plea,**(પ્લી)*n.*[L.*placeo*,to please.] 1. That which is alleged by a party in support of his cause: પ્રતિવાદી-તોહોમતવાળાનો જવાબ;રદીઓ;ઉત્તરવાદ;ઉત્તર.2.A cause in court:ફરિયાદી. 3. That which is alleged or pleaded:દલીલ; તકરાર; સબબ;કારણ;બ્હાનું. 4. An urgent prayer:સબબ;અરજ.

**Plead,**(પ્લીડ્ )*vi.*[L. *placium*, an opinion.]1.To argue in support of a claim:લડવું; પક્ષકરવો-ખેંચવો; પક્ષ ધરીને બોલવું.2.To present an answer,by allegation of fact to the declaration of a plaintiff: હકિકત-તકરાર જાહેર કરવી. 3. To struggle:લડવું.*vt.* 1.To argue at the bar: વકીલાત કરવી; વકીલ થઇને બોલવું-લડવું. 2. To answer to an indictment:જવાબમાં કહેવું-બતાવવું. 3. To adduce in proof, support or vindication;to offer in excuse :-નું કારણ-સબબ બતાવવો; નિમિત્ત-બ્હાનું બતાવવું.

**Pleadable,**(પ્લીડેબલ્ ) *a.* Capable of being pleaded:તકરાર-જવાબમાં કહેવા-બતાવવા જેવું.

**Pleader,** (પ્લીડર્ ) *n.* 1.One who pleads;an advocate: પક્ષ કરનાર. 2.One who draws up or forms pleas:વકીલ;ઉત્તરવાદી;મુખ્ત્યાર.

**Pleadings,** ( પ્લીડિંગ્સ્ ) *n.* The mutual pleas and replies of the plaintiff and defendant : પક્ષકારોની તકરાર;ઉત્તરવાદ;હેતુવાદ.

**Pleasant,**(પ્લેઝૅન્ટ્ )*a.*1. Pleasing; agreeable:ખુશ લાગેએવું; આનંદકારી;સુખાવહ;સુખપદ;સુખકર; રમ્ય; રમણીય;મનોહર.2. Cheerful; gay: દિલ ખુશ થઈ જાય એવું;આનંદી; રમુજી;ખુશ મિજાજી;ઉલ્લાસી;સંતોષી.*n.*A wit;a buffoon:મશ્કરો;ટોળી;રંગલો: વૈહાસિ;વિદુષક.

**Pleasantly,**(પ્લેઝૅન્ટ્લિ ) *adv.* In a pleasant manner: સંતોષ-આનંદથી;મન રંજન થાય તેવી રીતે;સુખરૂપ આનંદપુર્વક.

**Pleasantry,** ( પ્લેઝૅન્ટ્રિ ) *n.* That which denotes or promotes pleasure;cheerfulness;gayety; merriment;a jocose remark:રમુજ;મજાક;મશ્કરી;ટોળ;ઠઠ્ઠાબાજી;હાસ્યવિનોદ;વિનોદવાક્ય;વિનોદોક્તિ;નર્મ ભાષણ.

**Please,**(પ્લીઝ્ )*vt.*[L.*placeo*,I please.] 1. To give pleasure to; to gratify; to content; to satisfy: સુખ-આનંદ-સંતોષ-હર્ષ આપવો-ક૰; સંતોષવું; મન-ચિત્ત ખુશ ક૰; તોષવું; સુખી-સંતુષ્ટ ક૰;રિઝવવું;રંજન ક૰;-થી આનંદ પામવો;સારૂં લાગવું;સમાધાન-સંતોષ ક૰;તૃપ્ત ક૰;-થી તૃપ્ત થવું;-ને રૂચવું-પસંદ પડવું-ગમવું; ખુશી કરવું; ખુશ થવું.2.To have pleasure in; to choose;to wish;to desire; to will:મરજીમાં આવવું;પસંદ પડવું;ગમવું;-ની ઈચ્છામાં આવવું;-ને રૂચવું;ખરૂ લાગવું.3.To seem good to:-ને ઠીક લાગવું-રૂચવું:-ની ધ્યાન-નિધા-મરજીમાં આવવું.*To be pleased in or with*, to approve:પસંદ ક૰;-ને પસંદ પડવું.*vi.*1.To afford pleasure:ખુશી હોવી; ચાહવું;મનમાં-મરજીમાં આવવું; ગમવું. 2. To have pleasure; to condescend:મહેરબાની-કૃપા કરવી.

**Pleasing,** ( પ્લીઝિંગ્ ) *a.* Giving pleasure;agreeable:ખુશ લાગે એવું;સવાદ;રૂચિકર;મનોરંજક; સુખપ્રદ; સુખકર;સંતોષપ્રદ;હર્ષપ્રદ;રૂચિર;પ્રિય; રમ્ય;રમણીય:મનોહર.*n.* An object of pleasure: ખુશ લાગે તે; રંજન; તોષણ;આનંદન.

**Pleasure,**(પ્લેઝ્યુર )*n.*1. The gratification of the senses or of the mind; agreeable sensation or emotion:ખુશી; આનંદ; સંતોષ;

મઝા;સુખ;હર્ષ;મોજ;ખુશાલી;તુષ્ટિ; ઉલ્લાસ;પ્રીતિ; પ્રમોદ. 2. (*a*) Amusement;sport:રમત;ગમત;ક્રીડા;રમુજ. (*b*)Sensual gratification: વિષય ભોગ;ભોગવિલાસ;એશઆરામ;વિષયાનુરાગ;ચેન;ચેનબાજી;ખાલી ખુશાલી; ઇશકબાજી.3.What the will dictates or prefers as gratifying; will; choice;wish:મરજી;રૂચિ; અભિલાષ; છંદ; મનોરથ; ઇચ્છા; ખુશી.4. That which pleases;favor: કૃપા;મહેરબાની;અનુગ્રહ.*At* **p.**,by arbitrary will or choice: સ્વેચ્છાનુસાર;મરજી મુજબ.**P.***mansion*: વિલાસ મંદિર-ગૃહ.**P.***ground*: ક્રીડાવન; પ્રમદવન. *vt.* To give or afford pleasure to:ખુશી કરવું;આનંદ પમાડવો.*vi.*To make pleasure:ખુશ થવું.

**Plebeian**(પ્લેબીઅન)*a*[L.*plebis*,the common people.]Pertaining to the Roman *plebs* or common people:મધ્યમ-હલકીવર્ગના લોકનું;અનાર્ય;અકુલીન. *n.* One of the common people of ancient Rome; મધ્યમ હલકીવર્ગ-વર્ગનું માણસ.

**Pledge,** (પ્લેજ્) *n.* [L. *praebeo*, I proffer.] **1.** (*a*) The transfer of possession of personal property from a debtor to a creditor as security for a debt or engagement:ગીરો. (*b*) The contract created between the debtor & the creditor by a thing being so deposited:ગીરો કરાર;ઘરેણીઆ સંબંધ.(*c*)Something put in pawn: ઘરેણું-ગીરો-ગીરવી મુકેલી જંગમ મિલ્કત;ગીરોમાલ;સાન મિલ્કત.2.A person who undertook or became responsible,for another;a bail; a surety:હડપ;બાન;જામીન. 3. A hypothecation without transfer:સાન. 4. Anything given or considered as a security for the performance of an act; a guarantee:ખાતરી;પતીજ;ભરોસો;પ્રતીતિ;હડપ.5.Promise or agreement by which one binds one's self to do,or to refrain from doing something:વચન;પ્રતિજ્ઞા;પણ.6.A toast;a health:આશીર્વાદ;સલામતી. *To hold in* **p.**,to keep as security: જામીન-હડપ-બાન તરીકે રાખવું. *To put in* **p.**,to give as security:ઘરેણે-ગીરો મુકવું.*vt.*1.To deposit in pledge: ઘરેણે મુકવું. 2. To guarantee;to engage:ની ખાતરી કરી આપવી;-નું વચન પાળવું. 3. To secure performance of,as by a pledge:પ્રતિજ્ઞા-વચન આપવું;પણ લેવું.4.To bind by promise:વચનથી બાંધવું.5.To invite another to drink, by drinking of the cup first;to drink to the health of; to toast:દારૂનું ગ્લાસ આપીને સલામતી લેવી. *As to drink to the health of*:-ની આરોગ્યતા-કલ્યાણ હોજો એમ કહીને કોઈને નામે દારૂ પીવો.

**Pledget,** (પ્લેજેટ્) *n.***1.** A small plug:ખીલો;ડાચર 2. A compress, or small flat tent of lint, laid over a wound:ગુમડા ઉપર મુકવાની ગડી-કાકડો-વાટ.

**Plenary,**(પ્લીનેરિ) *a.* [L. *plenus*, full.]Full;entire: પૂરેપૂરૂં; સંપૂર્ણ; બધું;સ્વતંત્ર;સદર.*n.* Decisive procedure:સંપૂર્ણ-ભરપૂર રીત.

**Plenipotence,** (પ્લેનિપોટેન્સ્) *n.* The quality or state of being plenipotent:કુલ અખ્તિયાર-સત્તા;પૂર્ણસામર્થ્ય;સામર્થ્ય પૂર્ણતા; પૂર્ણ શક્તિ.

**Planipotent,**(પ્લેનિપોટેન્ટ્) *a.* [L. *plenus*,full.]Possessing full power:કુલ અખ્તિયારનું;પૂર્ણશક્તિયુક્ત.

**Plenipotentiary,**(પ્લેનિપોટેન્શિઅરિ) An ambassador or envoy to a foreign court with full power to negotiate a treaty,or to transact other business : કુલ મુખત્યાર એલચી.

**Plenitude,**(પ્લેનિટ્યૂડ્) *n.* [L.*plenus*,full.]1.Fullness; completeness:પુષ્કળતા; ભરપૂરપણું;પૂર્ણતા;ભર; સમૃદ્ધિ;ઉત્કર્ષ;વિપુલતા.

**Plenteous,**(પ્લેન્ટીઅસ્) *a.* Abundant;copious:બહુ;ભરપૂર;વિપુલ;સમૃદ્ધ.2.Fruitful;productive: ફળદ્રૂપ;આબાદ.3. Abounding; rich: પુષ્કળ;સમૃદ્ધ.

**Plentiful,**(પ્લેન્ટિફુલ્) *a.*1.Copious; abundant:પુષ્કળ.2. Fruitful:આબાદ.3.Lavish:બહુ;ઘણું.

**Plenty,**(પ્લેન્ટિ)*n.*[L.*plenus* full]. Full supply;enough and to spare: sufficiency; abundance: મનમાન્યું;વિપુલતા;પુષ્કળતા;સમૃદ્ધિ;સુકાળ; સગાળ;લીલાલ્હેર; ધ્યાન્યસમૃદ્ધિ; આબાદી.*a.*Plentiful;abundant:ઘણું; બહુ;પુષ્કળ;વિપુલ.

**Pleonasm,** (પ્લીઑનેઝમ્) *n.* [Gr. *pleon*,full.]Redundancy of language in speaking or writing: બોલવા લખવામાં જરૂર કરતાં વધારે શબ્દો વાપરવા તે;શબ્દાતિશય;-દ્વિરુક્ત.

**Pleonestic,**(પ્લીઑનેસ્ટિક્) *a.* Pertaining to pleonasm:ખપ કરતાં વધારે શબ્દો વાપર્યા હોય તેવું;બહુપદનું.

**Plethoric,**(પ્લેથૉરિક્) *a.* Having a full habit of body: ઉભરાતું;લોહીવાળું;લોહીઆળ.

**Pleura,**(પ્લ્યૂરૅ) *n.* [L.*pleura.*] L. *pl.***Pleuræ**. The smooth serous membrane which closely covers the lungs and the adjacent surfaces of the thorax:છાતીની અંદરની પાતળી ચામડી.

**Pleurisy;**(પ્લ્યૂરિસિ)*n.*[Gr.*pleura*, the rib. ] An inflammation of the pleura,usually accompanied with fever, pain, difficulty, respiration and cough and with exudation into the pleural cavity:છાતીની અંદર લાહે બળવી તે;ઉરોગ્રહ;વરાંગ્રહ;ફેફસાંના પડનો સોજો.

**Plexiform,** (પ્લેક્સિફૉર્મ) *a.* Like network; complicated: જાળીદાર; જાળીના કામ જેવું.

**Pliability,**(પ્લાઇઍબિલિટિ)*n.* The quality or state of being pliable;flexibility:વાળીએ તેમવળે એવો ગુણ;મૃદુતા;નરમાશ.

**Pliable,**(પ્લાઇઍબલ્) *a.*1.Flexible; supple:વળીશકે એવું;નરમ.2.Flexible in disposition:સમજી જાય એવું;મૃદુ;નમનશીલ;શિથિલ;અદૃઢ.

**Pliancy,**(પ્લાઇઅન્સિ)*a.*(See.**Ply**). The quality or state of being pliant in any sense:ઢંગ વિનાના હોવું તે;નરમપણું;મૃદુતા;નરમાશ.

**Pliant,**(પ્લાઇઅન્ટ) *a.*1.Capable of bending;limber:વળાય એવું નરમ. 2.Favourable to pliancy: અદૃઢ; ઢંગવિનાનું;શિથિલ.

**Pliers,** (પ્લાઇઅર્સ્) *n.* A kind of small pinchers with long jaws; પકડ;એક જાતનો ચિપિયો;ચીમટો.

**Plight,** (પ્લાઇટ્) *vt.* [L. *plectere*.] To braid;to fold: ગડી-કરી વાળવી; ચીણ પાડવી.2.To pledge:વચન આપવું;પ્રતિજ્ઞા કરવી;-ની જ્હાલ ધરી આપવી. 3. To promise; to engage: આપવું;વચન બંધાવું; વિવાહ કo. *n.* 1.Network:જાળીકામ;ગડી;કલ્લી.2.A gaze;a pledge;a security: વચન; પ્રતિજ્ઞા;પ્રતિજ્ઞાવિષય.3. Condition; state;અવસ્થા;દશા; ગતિ; માઠીદશા;

Positive men are most often in error :

હેરાનગતિ;દુદશા.

**Plighter,** (પ્લાઇટર્ ) *n.* One who or that which plights:જામીનગીરી આપનાર;ખાતરી કરનાર.

**Plod,**(પ્લૉડ્ )*vi.* **1.**To travel slowly but steadily;to trudge: ધીમે ધીમે ચાલ્યાંજ જવું;ફર્યા કo;પંથ કાપવો. **2.**To toil;to drudge: વૈતરૂં કર્યાંજ કo;કષ્ટ-શ્રમ કo; મહેનત કર્યા જવી.*vt.* To walk on slowly or heavily: ધીમે ધીમે જવું.

**Plot,**(પ્લૉટ્ )*n.***1.**A small extent of ground;a plat:ખેતરનો કકડો;કિત્તો. **2.**A plantation laid out:.વાવેતર. **3.**A plant or draught of a field: ખેતરનો નકશો.**4.**A conspiracy;an intrigue:કાવતરૂં;દગો;ફૂટ;દંદ;ફંદો;કારસ્થાન;કૂટ પ્રબંધ.**5.**A share in such a plot: કાવતરામાં ભાગ.**6.** Contrivance:યુક્તિ.**7.**A plan;a purpose: યુક્તિ;મસલત;કલ્પના;મનસુબો;ઉપાય;સંકલ્પ;પ્રયોગ.**8.**The story of a play:આખ્યું;બંધારણ;વસ્તુ;સંવિધાનક; કથા. *Arrangement of* **p.**:વસ્તુ રચના.*vt.***1.** To make a plot or plan of:કાવતરૂં કo;દગો ઉભો કo;કુભાંડ રચવું.**2.**To plan:યુક્તિ કo-રચવી;દગો પ્રપંચ કo; કુભાંડ કo. **2.** To contrive a plan:યુક્તિ શોધી કાઢવી; તજવીજ-મસલત કo.

**Plotting,**(પ્લૉટિંગ્ )*n.*The act of a plot:દગા-કાવતરૂં રચવું તે;કારસ્થાન.

**Plough,**(પ્લાઉ)*n.***1.**A well-known implement, drawn by horses, mules,oxen or other power for turning up the soil to prepare it for bearing crops:હળ;હોળ.**2.** Agriculture:ખેતીવાડી;કૃષિકર્મ.**3.**A carucate of land:જમીનનો કકડો; કિત્તો.**4.**A joiner's plane for making grooves: ખાંચો પાડવાનો રંધો; દરાજ.**5.**An implement for trimming off the edges of books:ચોપડીઓનાં પાનાંની કોરો કાપવાનું હથિયાર.*vt.***1.**To till with a plow:ખેડવું.**2.** To furrow:ચાસવું;-માં ચાસ પાડવા. **3.**To trim off the edges of:કાતરવું. **4.**To cut a groove:ખાંચ પાડવી.*vi.* To labor with a plow:હળથી ખેડવું.

**Plough-man,**(પ્લાઉમૅન્ )*n.***1.**One who plows:હળ ફેરવનાર;ખેડુત;કૃષિવલ.**2.**A rustic:ગામડિયો.

**Plough-land,** ( પ્લાઉલૅન્ડ્ ) *n.* **1.** Land that is plowed: ખેડેલી જમીન.**2.**The quantity of land allotted for the work of one plow: ખેડવા લાયક જમીન;કિત્તો.

**Plough-share,**(પ્લાઉશૅર્ ) *n.*The share of a plow or that part which cuts the slice of earth: હોળનું ચવડું.

**Plow**,(પ્લાઉ) *n.* See **Plough.**

**Pluck,**(પ્લક્ )*vt.***1.**To pull;to draw: ખેંચવું;તાણવું;આંચકો મારવો.**2.** (*a*) To pull with sudden force:આંચકો મારવો;તુંપવું;ખેંચીને કાઢવું;તાણવું.(*b*)To gather; to pick:ખેંચવું; તોડવું;ચૂંટવું;દીટવું;તોડીલેવું;ઉતારી લેવું. **3.** To strip of, or as of, feathers:આંચકો મારી કાઢવું;ઉખેડી નાખવું;-નાં પીંછાં ખેંચી કાઢવાં ; બોડું કo; મુડવું; ધુતી લેવું.**4.**To reject at an examination for degrees:કાઢી નાંખવું;નાપાસ કરવું.*vi.* To make a motion,of pulling or twitching:આંચકો મારવો.*To* **p.***away.*,to pull away:. ઉખેડી કાઢવું;છુટું પાડી દેવું;ઉપાડી નાંખવું.*To* **p.** *down*, to pull down:તોડવું;તોડી પાડવું;ભગ્ન કo;વિનાશ કo; ધૂળધાણી કo. *To* **p.** *off* or *out*, to pull or tear off: તોડી કાઢવું;ઉતારી કાઢવું. *To* **p.***up*, to tear up by the roots:જડમૂળથી ઉખેડી નાખવું;-નો નાશ કo;નિર્વંશ કo;-નો ઉચ્છેદ કાઢવો;-નું સંતાન વાળવું.(*b*)To gather up;to summon: ભેગુ કo;ધરવું;લાવવું.*To* **p.***up courage*:હિમ્મત ધરવી-પકડવી;ધૈર્યધરવું. *n.* **1.**A pull;a twitch:આંચકો;ધક્કો;હેલો. **2.**The heart,liver and lights of an animal:પ્રાણીનું હૃદય, પિત્તાશય વિગેરે.**2.**Spirit;courage: હિમ્મત;છાતી;પાણી;દમ;શૌર્ય;જીવ;સત્વ; પૌરૂષ; ઉત્સાહ. **4.** The act of plucking;તોડવું તે;ઉત્પાટન;ઉદ્ધરણ.

**Plug,** (પ્લગ્ ) *n.* **1.** Any piece of wood or metal used to stop a hole:ડાટો;ડુંચો. **2.** A flat oblong cake of pressed tobacco;તમાકુનો પટો.**3.**A high,tapering silk hat: રેશમી ઉંચી ટોપી.**4.** A worthless horse : પાણી વગરનો ઘોડો. **5.** A block of wood let into a wall, to afford a hold for nails:ભીંતમાં ખીલા ઠોકવાનું પાટિયું; ડાટો. *vt.* To stop with a plug:ડાટો દેવો.

**Plum,**(પ્લમ્ )*n.* [L. *prunum.*] **1.** The edible drupaceous fruit of the *Prunus domestica*, and of several other species of Prunus: આલુ. **2.** A grape dried in the sun:સુકી દ્રાક્ષ.**3.**A handsome fortune:સારી મિલ્કત.**4.**The person possessing it : સારી મિલ્કતવાળો માણસ;ધનાઢય;લક્ષાધિપતિ; લક્ષાધીશ;ચીકણો આસામી; માલેતોજાર; છાંડાવાળો.

**Plumage,**(પ્લ્યૂમેજ્ )*n.*The entire clothing of feathers of a bird: પીંછાં;કલગી.

**Plumb,**(પ્લમ્ ) *n.* [L. *plumbum*, lead.] A little mass or weight of lead;a plummet:કડીઆનો ઓળંબો.**P.***line*(*a*),a plummet:ઓળંબાની દોરી.(*b*) A line directed to the center of gravity of the earth:પૃથ્વીના ગુરૂત્વમધ્ય બિંદુ તરફની લીટી.*a.* Perpendicular; vertical: ઉભું;સિધું.*adv.*In a plumb direction:ઉભા-સિધી લીટીમાં. *vt.* **1.** To cause to be perpendicular: ઓળંબામાં આણવું.**2.**To sound with a plumb or plummet : તાગવી દરિયાની ઉંડાઇ જોવી-માપવી. **3.** To examine by tests;to fathom;to test:ની પરીક્ષા કo;-ની કસોટી કાઢવી.**4.**To seal with lead: સિસાથી પુરી લેવું-દેવું.

**Plumbago,**(પ્લમ્બેગો)*n.*[L.*plumbum*,lead.]**1.**Graphite: એક પ્રકારની ધાતુ;પ્લમ્બેગો. **2.** A genus of herbaceous plants with pretty salver-shaped corollas, usually blue;leadwort:ચિત્રક;ચિત્રમૂળ.

**Plumber,** ( પ્લમર્ ) *n.* One who works in lead:સીસાનું કામ કરનાર; સિસાગર;સિસાઘડો.

**Plumbery,**(પ્લમરિ)*n.***1.**The business of a plumber : સીસાઘડાનું કામ.**2.**A place where plumbing is carried on: સીસાનું કામ થાય છે તે જગા;સિસાકામનું કારખાનું.

**Plumb-line,**(See **Plumb.**)

**Plume,**(પ્લ્યૂમ્ )*n.* [L.*pluma*, the downy part of a feather.] **1.** A feather:પીછું;પીંછ;પર.**2.**An ornamental tuft of feathers:પીંછાંનો ગુચ્છો. **3.** A feather worn as an ornament:શોભા તરીકે પહેરેલું પીંછું;કલગી;તોરો;શિખા.**4.**A token of honor: માનની નિશાની. *vt.* **1.** To pick and adjust the plumes of; -નાં પીંછા સમારવાં.**2.**To pluck; to strip: નાં પીંછાં ઉખેડી નાંખવાં;પીંછાં ટુંપી કાઢવાં;બોડું કo. **3.**To adorn

વધારે ડાહ્યા વધારે ખરડાય.

with feathers:પીંછાથી શણગારવું.4. To pride:પતરાજી-શેખી કo; ફુલાસ મારવી;ડંફાસ હાંકવી;બડાઇ બતાવવી.

**Plummet,** ( પ્લમેટ્ ) *n.* A small plume:ઓળંબો;પાણીની ઉંડાઈ માપવાનું હથિયાર.

**Plump,**(પ્લમ્પ )*a.*Full;fleshy; fat: ભરેલું;ગોળમટોળ;હૃષ્ટપુષ્ટ;તાજું; ગોટમોટ;ભરી સિંગ સરખું.*n.*A knot;a group:જુથ;વૃંદ;સંઘ;જથો. *vi.* 1.To grow plump;to swell out:ઉપસી આવવું; ફુલવું; નીકળી આવવું. 2. To drop or fall suddenly or heavily: ધમ-ધડિમ-ધબાક દઈ-લઇને પડવું. 3.To give (a vote), as a plumper:બે માણસ ચૂંટાતા હોય ત્યારે એક ચૂંટાય એટલા માટે મત આપવો.*vt.*1. To make plump ; to fill out or support:ફુલવવું;-નો આધાર-આશ્રય-ટેકો આપવો.2.To cast all at once: ધબાક-ધબ-ધડિમ દઈને નાંખવું. 3. To give,as a plumper: એકનાજ લાભમાં મત આપવો.*adv.*Directly; suddenly : ધબાક દઈને;એકદમ.

**Plumpness,** (પ્લમ્પ્નેસ ) *n.* The quality or state of being plump: ફુલાવો;ભરેલાપણું;પુષ્ટિ;પીનતા; હૃષ્ટપુષ્ટતા.

**Plumy,**(પ્લ્યૂમિ) *a.* Covered with plumes:પીંછાંવાળું;સપક્ષ.

**Plunder,**(પ્લંડર્ )*vt.*1.To spoil; to strip;to rob:લુંટવું;લેઇ લેવું;વસ્ત્ર લોચન કo;નાગા બાવળિયા સરખું કo. 2.To take by pillage:લુંટીલઈ જવું.*n.* 1. Robbery: લુંટ; અપહરણ; મુંટન.2.Pillage;spoil:લુંટેલો માલ. 3.Baggage or luggage:સરસામાન.

**Plunderer,**(પ્લંડરર્ )*n.* One who plunders or pillages:લુંટારો;પીંડારો;અપહારક.

**Plunge,**(પ્લંજ)*vt.* [*L.plumbum,* lead] 1.To immerse; to thrust: ઝબ દઈને બોળવું; ડબોળવું; ઝબોળવું; ઓસવું; ભોકવું;ઘોચવું;ઘાલવું;-માં ઝોકાવવું;-માંઉતરી પડવું-ઝંપલાવવું;હ્બોરવું. 3. To baptize by immersion:સિંચન કરી જળસંસ્કાર આપવો. *vi.*1. To dive or rush in:ઝબ દઈને પેશી જવું;-માં ઝોકાવવું;-માં પડતું મુકવું.2. To pitch or throw one's self headlong or violently forward,as a horse does:એકદમ આગળ ધસવું;ઝંપલાવવું;ઝોકાવવું;ઝાટથવું. 3.To bet heavily and with seeming recklessness on a race or other contest: વગર વિચારે શરતહોડમાં ઘુસવું-ઝંપલાવીને પડવું. *n.* 1.The act of thrusting into:એકદમ પેસવુંતે;મજ્જન;નિમજ્જન.2.A desperate act.સાહસ કામ.3.The act of pitching or throwing one's self headlong:એકદમ આગળ પડવું તે;સાહસપ્રવેશ.4.Heavy and reckless letting in horse racing: ઘોડાની સરતોમાં એકદમ ધસારો કo તે. *The* **p.** *of a kite*:પતંગની ગોથ..

**Pluperfect**(પ્લ્યૂપરફેક્ટ્ )*a.*[*L.plus,* more & *perfectus*,perfect.]More than perfect; past perfect: પુર્વદ્વિત્વભૂત:લિટ્.

**Plural,**(પ્લ્યૂરલ )*a.*[*L.plus, pluris* more.]Designating two or more: એક કરતાં વધારે;અનેક.*n.*The plural number; a word in the plural form:અનેક વચન;બહુવચનનો શબ્દ.

**Plurality,** (પ્લ્યૂરૅલિટિ) *n.* 1. The state of being plural:અનેકતા;બહુત્વ.2. The greater number; a majority:ઘણો-મોટો ભાગ.

**Plus,**(પ્લસ્ )*a.* [L.more.] 1. More; required to be added; positive: વત્તા.2. Real;actual: બરાબર;ખરું; વાસ્તવિક;સત્ય.

**Plush,**(પ્લશ્ )*n.*[*L.pilus,* hair.] A textile fabric with a nap or shag on one side, longer and softer than the nap of velvet: એક બાજુએ રૂવાંટીવાળું એક જાતનું વિલાયતી કાપડ.

**Pluto,** (પ્લ્યૂટો) *n.* The dark and gloomy god of the lower world: યમરાજ.

**Plutus,** ( પ્લ્યૂટસ્ ) *n.* The son of Jason & Ceres & the God of wealth: કુબેર ભંડારી. The nine treasures of **P.**are,મહાપદ્મ;પદ્મ;શંખ;મકર;કચ્છપ;મુકુંદ;કુંદ;નીલ & ખર્વ.

**Pluvial,**(પ્લ્યૂવિઅલ્ )*n.*[*L.pluvia,* rain.]A priest's cope:પાદરીનો ઝભ્ભો-ડગલો.*a.*1.Pertaining to rain: ભીનું;વરસાદવાળું.2. Produced by the action of rain: વરસાદથી ઉત્પન થયેલું.

**Pluviameter, Pluviometer,** (પ્લ્યૂવિઍમિટર્-પ્લ્યૂવિઑમિટર્ ) *n.* [*L.pluvia,* rain & *meter.*] An instrument for ascertaining the amount of rain-fall at any place in a given time;a rain gauge: વરસાદ માપવાનું યંત્ર;વૃષ્ટિ માપક યંત્ર.

**Ply,**(પ્લાઈ)*vt.imp.&p.p.***Plied.**[*L. plico,* I fold.]1.To bend:વાળવું.2. to lay on closely; to urge importunately:મંડવું;બઝોડવું;સતાવવું;-નો જીવ ખાવો-ખાયાં કo; -ને ઝોડ થઇને વળગવું. 3. To employ diligently:કર્યાં જવું;વાપર્યાં જવું.As,*to* **p.***one's needle*: શીવ્યાં જવું.4. To work at:કર્યાં જવું-કo.As,*to* **p.***one's trade*:પોતાનો ધંધો કર્યાં જવો.*vi.*1. To bend:તાબે થવું.2.To work diligently and steadily:બરાબરરીતે કામ કર્યાં જવું. 3. To beat: માર્યાજ જવું.*n.*1.A fold;a plait: ઘડી; કરી; પટ.2.Bent;turn:વલણ.

**Pneumatic,**(ન્યૂમૅટિક્ )*a.*[Gr.*pneuma,*wind.]1.Resembling air;gaseous:વાયુનું-ના જેવું;વાતરૂપ-મય.2. Pertaining to air:વાયુ જેવા પદાર્થનું;વાયુ સંબંધી-વિષયક.3.Moved or worked by the pressure or flow of air:વાયુ બળથી ચલાવાતું.4. Fitted to contain air: હવા માય એવું કરેલું.**P.***pump*,an air exhausting or forcing pump: વાયુ ધકેલનારો કે ખાલીકરનારો બંબો.

**Pneumatics,** ( ન્યૂમૅટિક્સ્ ) *n.* 1. That branch of science which treats of the mechanical properties of air and other elastic fluids,as of their weight, pressure,elasticity,&c.:વાતશાસ્ત્ર;વાયુવિદ્યા;વાયુશાસ્ત્ર. 2. The scientific study or knowledge of spiritual beings and their relations to God,angles and men:આત્મિકશાસ્ત્ર.

**Pneumonia,Pneumonitis,**(ન્યૂમૉનિઍ-ન્યૂમૉનાઇટિસ્ )*n.* Inflammation of the lungs:ફેફસાંનો સોજો-દાહ.

**Poach,**(પૉચ )*vt.*1.To cook as eggs, by breaking them into boiling water: હલાવીને ઇંડું કરવું-રાંધવું.2. To rob of game:ઉડાવવું;ગજવામાં ઘાલી લઈજવું.*vi.*To steal or pocket game:ચોરી લઇ જવું.*vt.*1.To stab; to pierce:ભોકવું;ઘાલવું;ઘોચવું.2.To force or drive into anything:ઠોકી ઘાલવું.3.To make soft or muddy by trampling:ચગદીને નરમકo 4.To begin and not complete: શરૂ કo;પલાળવું.*vi.*To become soft; નરમ-પોચુ થવું.

**Poacher,**(પોચર્ ) *n.* 1.One who poaches:મૃગચોર.

Pour not water on a drowned mouse :

**Poachy**,(પૉચિ)*a*.Wet and soft:પોચું;ભીનું.

**Pock**, (પૉક્) *n*. A pustule raised on the surface of the body in variolous and vaccine diseases: અછબડા-સીતળાનો ફોલ્લો-દાણો.

**Pocket**,(પૉકેટ્)*n*.1.A bag or pouch: ગજવું;ખીસું;કોથળી.2.One of several bags attached to a billiard table,into which the balls are driven:ખાનું. 3. A large bag or sack used in packing various articles:કોથળો.4.A hole or space covered by a movable piece of board:ખાનું.5.A cavity in a rock containing a nugget of gold or other mineral:ખાણ. **P.** *mover*: હાથ ખર્ચી;ગજવા ખર્ચી.*vt*.1.To put or conceal in the pocket:ગજવામાં મુકવું;ઘાલવું; સંતાડવું;છુપાવવું.2. To take clandestinely:ચોરવું;-નો હાથ મારવો; હરી-ચોરી લેવું;છાનુંમાનું લઈ લેવું;ઉઠાવવું;હાથ ચાલાકી વાપરવી. *To* **p**.*an insult*, to receive an affront without open resentment:મુંગે મોઢે અપમાન સહન કરી જવું-ગળીજવું.

**Pocket-book**, ( પૉકેટ્બુક્ ) *n*. A small book for carrying papers, money, &c.,in the pocket:ગજવામાં રહે એવી ચોપડી;ખલેચી.

**Pock-mark-pit**,(પૉક્-માર્ક્-પિટ્ )*n*. A mark or pit made by smallpox:સીતળાનું ચાઠું.

**Pocky**,(પૉકિ)*a*.Full of pocks; affected with smallpox:અછબડાથી ભરેલું.

**Pod**,(પૉડ્ )*n*.1.A bag;a pouch:કોથળી.2.A capsule of a plant:શીંગ;ફળી.3.A considerable number of animals closely clustered together:ઘણાં જનાવરનું ટોળું.*vi*. To swell;to fill:ફુલી આવવું;ભરાવું.

**Podagric-cal**,(પૉડૅગ્રિક્-કલ્ )*a*.[Gr. *podos*,foot & *agra*, catching.]1. Gouty;caused by gout: સંધિવાવાળું.2. Afflicted with gout:સંધિવાથી પીડાતું;વાતરોગી.

**Podded**,(પૉડેડ્ )*a*. Having pods: શીંગ આવી હોય એવું-વાળું.

**Poem**, (પૉએમ્ ) *n*. [Gr. *poieo*, I make.] 1. A metrical composition:પદ;કાવ્ય;કવિતા;કવન.2.A composition of which the language is highly imaginative or impassioned: કાવ્યપ્રબંધ. *A* **p**.*interspersed with prose*:ખંડ કાવ્ય.

**Poesy**,(પૉઇસિ)*n*.[L.*poesis*.]1.The art of composing poems:કાવ્ય-કવિતા શક્તિ;કવિતા;કાવ્ય;કાવ્ય વિદ્યા; કાવ્ય રચના.2.Poetry:કવિતા;કાવ્ય.

**Poet**,(પૉએટ્ )*n*.[Gr.*poieo*,I make.] One skilled in making poetry; author of a poem: કાવ્ય કરનાર; કવિ;કાવ્યકર્તા;કાવ્યકાર;પદ્યરચક; શાહીર.*A ready* **p**.:શીઘ્રકવિ.

**Poetaster**,(પૉએટૅસ્ટર )*n*.An inferior rhymer or writer of verses: જોડકણાં જોડનાર;ટાપચીકવિ;કુકવિ.

**Poetical**, (પૉએટિકલ્ )*a*. [L.*poeticus*.]1.Pertaining to poetry:કાવ્ય સંબંધી-વિષયક. 2. Expressed in metrical form:કવિતારૂપ;કાવ્યરૂપ;કવિતામય;પદ્યરૂપ;શ્લોકબદ્ધ;રસિક.

**Poet-laureate**,(પૉએટ્લૉરિએટ્ )*n*. A royal poet:રાજકવિ.

**Poetise**,(પૉએટાઇઝ્ )*vi*. To write as a poet;to compose verse: કવિતા બનાવવી;કવિ થવું.

**Poetry**,(પૉએટ્રિ) *n*. 1. The art of apprehending and interpreting ideas by the faculty of imagination:પદ્ય;કવિતા;કાવ્ય;કવન.2.Imaginative composition: કાવ્યાંશ; કવિતામય વિચાર;શ્લોકરચના;કવિતાવિદ્યા;કાવ્ય સૌંદર્ય-ગાંભીર્ય.

**Poignancy**, ( પૉઇનન્સિ ) *n*. The quality or state of being poignant:તેજી;તીક્ષ્ણતા;તીવ્રતા.

**Poignant**,(પૉઇનૅન્ટ્ )*a*.[L.*pungo*, I prick.]1.Pricking;sharp: ઝાટકો લાગે એવું;અતિતીક્ષ્ણ.2.Pointed; keen:તીક્ષ્ણ;દુઃખ કરતું;મર્મ ભેદક;ભેદક;પ્રાણવેધક.

**Point**, (પૉઇન્ટ્ ) *n*. [L. *pungo*, I prick.]1.That which pricks or pierces:અણી;અગ્ર;ધાર. 2. An instrument which pricks as a sort of needle: ટાંકણું. 3. Anything which tapers to a sharp, well-defined termination ; a small promontory or cape:ભૂશિર;ભૂશલાકા;અણી.4.The mark made by the end of a sharp,piercing instrument,as a needle;a prick: બિંદુ. 5. An indefinitely small space:અણી જેટલી જગો;બીંદુ.6.(*a*) A moment;an instant:અણુ ભાગ; ક્ષણ;પળ.(*b*)Verge:તૈયારી;અંત;અવધિ.7.(*a*) A mark of punctuation:બિંદુ; વિરામચિન્હ;પૂર્ણવિરામ.(*b*)An end or conclusion: અંત; છેડો;પરિણામ.8.(*a*)Degree;step: દરજ્જો;પગલું;અંશ;પાયરી.(*b*)Position or condition attained:સ્થાન; સ્થળ;પદ. 9.A salient feature; a characteristic;a peculiarity: લક્ષણ;ચિન્હ;વિશેષ ચિન્હ;વિશેષણ;વિશિષ્ટ ગુણ.10. Important feature of argument;the essential matter:પકડેલી વાત;વિષય;પ્રસંગ;પ્રસ્તાવ;દલીલ;મુદ્દો; મતલબ; લક્ષ્ય. 11. A small matter ; a trifle;a punctilio:નજીવી વાત;બારીકી.12.A dot or mark used to designate certain tones or time:અમુક સૂર બતાવવાને મુકેલું નિશાન-બિંદુ.13. A fixed conventional place for reference or zero of reckoning, in the heavens,usually the intersection of two or more great circles of the sphere and named specifically in each case according to position intended:બિંદુ; દિશા.14.One of the several different parts of the escutcheon: ઢાલનો એક ભાગ.15.(*a*)One of the points of the compass : દિશા. (*b*)The difference between two points of the compass:દિશાના બે ભાગ વચ્ચેનું અંતર.16.A string or lace used to tie together certain parts of the dress:દોરી;રીત. 17. Lace wrought with the needle: સોયથી તૈયાર કરેલી રીત.18.An item of private information:મદદ;મત; સૂચવણી.19.(*Cricket*). A fielder who is stationed on the off side, about twelve or fifteen yards from and a little in advance of, the batsman : બેટથી દાવ લેનારથી દસબાર વાર વેગળો અને તેની આગળથી ઉભો રાખેલો માણસ.20.The attitude assumed by a pointer dog when he finds game:શિકાર જડવાથી કુતરો જે સ્થિતિએ આવેછે તે સ્થિતિ;સ્તંભન.21.A tyne or snag of an antler:કાળિયારનું શિંગડું.22. Sting;wit;moral:નોક;ખૂબી; ચોટ; મર્મ;મરોડ;દંશ.*At all* **p**.*s*,in every particular:દરેક વાતે;હરેક રીતે.*At* **p**., *in* **p**., or *on the* **p**., on the verge;about:તૈયારીમાં;અણી ઉપર. as,*on the* **p**.of *death*;મરવાની તૈયારીમાં.*The nine* **p**.*s of the law*:

The greater weight or authority:વધારે વજન-આધાર-સત્તા. **P.** *of view*,the relative position from which anything is considered: બાજુનો વિચાર;as,*from a political* **p.**,of view:રાજ પ્રકરણી વિષય તરફથી વિચાર કરી જોતાં-કરીએ તો.*To carry one's* **p.**, to accomplish one's object:ધારેલી મતલબ હાંસલ ક૦;ફાવવું;કામ ધાર્યું ઉતારવું.*To make a* **p.**of,to attach special importance to:-ને ખરેખરૂં મહત્વનું ગણવું-માનવું-લેખવવું.*To strain a* **p.**, to go beyond the proper limit or authority:મર્યાદા મુકવી;વટાવવી.**P.** *at issue*:વિવાદ વસ્તુ-વિષય.*Vowel* **p.**, a mark placed above or below the consonant:સ્વર ચિન્હ.*vt.* **1.**To give a point to;to sharpen: -ની અણી કાઢવી. **2.**To aim: ધારવું; તાકવું;મારવું;ગોઠવવું; નિશાન માંડવું; -નો લક્ષ્ય ક૦. **3.**To direct the attention or notice of:-નું ધ્યાન લગાડવું-ખેંચવું. **4.** To supply with punctuation marks:-માં વિરામચિન્હ મુકવાં.**5.**To mark with vowel points:સ્વર ચિન્હ મુકવાં.**6.**To give particular prominence to:બતાવવું;-ની દૃષ્ટિએ પાડવું;દર્શાવવું. **7.** To indicate or discover by a fixed look,as game:નજરથી શોધી કાઢવું. **8.**To fill up and finish the joints of:સાંધ પૂરવી.**9.**To cut,as a surface with a pointed tool: અણીવાળા હથિયારથી કાપવું. *vi.* **1.** To direct the point of something: આંગળી બતાવવી.**2.**To indicate the presence of game by a fixed and steady look:દૃષ્ટિ તાકી રાખીને બતાવવું. **3.** To approximate to the surface:મ્હોં ક૦;-ની અણી થવી. *To* **p.** *at*, to treat with scorn by directing attention to : આંગળી કરી-દેખાડીને નીંદવું-ની અવગણના કરવી;આંગળીઓ કરવી.

**Point-blank,** ( પૉઇન્ટ્-બ્લૅંક્ ) *a.* Direct;plain:સિધું;સચોટ;રામબાણ;પાધરૂં; સામે મોઢેનું;ખુલ્લું; સ્પષ્ટ. *adv.*In a point-blank manner: સામે મોઢે;ખુલ્લે ખુલ્લું.

**Pointed,**(પૉન્ટેડ્ )*a.***1.**Sharp:અણીવાળું;અણીઆળું;ધારદાર; તીક્ષ્ણ. **2.** Terse;epigrammatic:સચોટ;મર્મનું ભરેલું;માર્મિક.

**Pointer,** ( પૉઇન્ટર્ ) *n.* One who points:બતાવનાર.(*a*)The hand of a time-piece:ઘડીઆળનો કાંટો.(*b*) One of a breed of dogs trained to stop at sight of game, and with the nose point it out to sportsmen:એક જાતનો શિકારી કૂતરો.

**Pointless,**(પૉઇન્ટ્લેસ્ )*a.* Having no point;blunt;obtuse:બુઠ્ઠું;અણી વિનાનું;ધારરહિત-વગરનું;રસહીન;અરસિક;અપ્રકૃત;અપ્રસ્તુત.

**Pointsman,** (પૉઇન્ટ્સ્મૅન ) *n.* A person in charge of railroad points or switches: રેલવેના એક પાટા ઉપરથી બીજા પાટાઉપર ગાડી લેનારો સાંધાવાળો.

**Poise,**(પૉઇઝ્)*n.*[L.*pensum*,a portion weighed out.] **1.** Weight; gravity: ભાર;વજન; તોલ. **2.** The weight or mass of metal:કાટલું. **3** Equipoise;balance:સમતોલપણું;સમતુલના;ધડો.**4.**That which causes a balance:સમતોલ.*vt.***1.**To balance:સમતોલ-સરખું રાખવું.**2.**To hold or place in eqilibrium:વધવા ના દેવું;ચઢી-વધી જવા ન દેવું;સમતોલ રાખવું.**3.**To counterpoise: બરાબર રાખવું;ધડો ક૦.**4.**To ascertain,as by the balance:જોખી નક્કી ક૦.**5.**To weigh:જોખવું. *vi.* To hang in equilibrium:સમતોલ થવું.

**Poison,** (પૉઇઝન્ ) *n.* [ L. *potio*,a drink.]**1.**Any agent which,when introduced into the animal organism,is capable of producing a morbid, noxious or deadly effect upon it:ઝેર;વિખ; વિષ; ગર; ગરલ;હલાહલ. *Animal* **p.**: જંગમ વિષ. *Mineral or vegetable* **p.**: સ્થાવર વિષ. *Use of* **p.**:વિષ પ્રયોગ. **2.**That which taints or destroys moral purity or health:બગાડ-નુકસાન કરનાર પદાર્થ-વસ્તુ;વિષ.*vt.* **1.** To put poison upon or into: ઝેર ઘાલવું;ભેળવવું.**2.**To kill by poison: ઝેર દઈ મારી નાખવું;વિષપ્રયોગ ક૦.**3.** To taint;to corrupt:બગાડવું; દોષ લગાડવો; ભ્રષ્ટ-દુષ્ટ-ખરાબ ક૦. *vi.* To act as,or convey,a poison:ઝેર થઈ જવું;ઝેરી થવું. *To* **p.***one's ears.*:-ના કાન ભંભેરવા;-ને ભણાવી મુકવું.

**Poisonous,**(પૉઇઝનસ્ )*a.* Having the qualities or effects of poison;baneful:ઝેરી;હાનિકારક; વિષરૂપ;વિષમય;વિષધર્મક.

**Poke,**(પૉક્ )*n.***1.** A kind of herb: એક જાતનું ઝાડ.**2.**A bag;a sack:કોથળી;કોથળો;થેલો; થેલી. **3.** A long; wide sleeve:ઝભ્ભાની બાંય.*vt.***1.** To thrust or push against or into with anything pointed:ભચકઇને મારવું; ભચકારવું. **2.** To thrust with the horns:શીંગડાં મારવાં.**3.** To put a poke on:કોટમાં હડો પહેરાવવો;હેડ ઘાલવી.*To buy a pig in a* **p.**, to buy a thing without knowledge:આંધળા થઈને વેચાતું લેવું.To **p.***fun*,to jock:મશ્કરી ક૦.To **p.***fun at*,to make a butt of:-ને બનાવવો;-ની મશ્કરી ક૦.*n.***1.**A thrust; a jog:આંચકો;ધક્કો. **2.**A lazy person:આળસુ માણસ. **3.** A contrivance to prevent an animal from leaping or breaking through fences: હડો; હેડ; ડેરો;કાષ્ઠઘંટા.

**Poker,** ( પૉકર્ ) *n.* **1.** One who pokes:ખોસનાર; હેલનાર. **2.** That which pokes or is used in poking: જે કંઈ ભોકવાના કામમાં આવે છે તે.**3.**A poking stick:દેવતા ખોસવાની લાકડી.*n.*A game at cards: પત્તાંની રમત.

**Polar,**(પોલર્ )*a.***1.** Pertaining to one of the poles of the earth,or of a sphere:ધ્રુવનું-પાસેનું.

**Polarize,**(પોલરાઈઝ્ ) *vt.*To communicate polarity to:ધ્રુવ તરફ જવાનો ગુણ આપવો.

**Polary,**(પોલરિ) *a.* Tending to a pole;having a direction toward a pole:ધ્રુવ તરફ ફરતું.

**Pole,**(પોલ્ )*n.*A native of Poland: પોલંડનો રહેવાસી. *n.* [L. *pango*, I make fast.]**1.**A long, slender piece of wood:લાકડાનો લાંબો પાતળો કકડો;દંડ;સોટો;વાંસ;કાઠી;દાંડો. (*a*)A carriage pole: ગાડીનો દાંડો; ઉધ;પોલ; ધુરા. (*b*)A flag pole:વાવટાની લાકડી;વાંશી. **2.** A measuring stick:સાડા પાંચવારનું માપ. *vt.* **1.**To furnish with poles for support:ટેકાને માટે થાંભલા મુકવા.**2.**To convey on poles:દાંડા ઉપર મુકી લઈ જવું.**3.**To impel by a pole,as a boat:વાંસવતે ધકેલવું. **4.** To stir,as molten glass,with a pole: હલાવવું.*n.***1.**Either extremity of an axis of a sphere:ધ્રુવ.**2.** A point upon the surface of a sphere equally distant from every part of the circumference of a great

Poverty is the mother of all arts :

circle:મધ્યબિંદુ.3.One of the opposite parts in which a polar force is manifested:સામી બાજુ. 4.The firmament:આકાશ.

**Pole-axe,**(પોલ્ઍક્સ્ )*n.*A kind of battle-axe with a long handle: ફરશી;કુહાડો.

**Polemic-al,**(પોલેમિક-કૅલ્ )*a.*1. Of or pertaining to controversy; maintaining:તકરારી.2.Disputatious:તકરારી;વિવાદાત્મક;વાદાનુવાદાર્થક;વાદકુશલ; વાદપ્રિય.*n.* 1. One who writes in support of one opinion in opposition to another: પ્રતિપક્ષ લઈને લખનાર; વિવાદકુશળ; વાદાનુવાદ કુશળ.2.A polemic argument:તકરાર.

**Pole star,**(પોલ્સ્ટાર્ ) *n.*1. Polaris or the north star:ધ્રુવનો તારો;નક્ષત્ર નેમિ;જ્યોતિસ્થ.2.A guide or director:દોરનાર;ભોમિયો;નેતા;માર્ગપ્રદર્શક.

**Police,** (પોલીસ્ ) *n.*[ L. *politia.* Gr. *polis*, a citizen.]1. A judicial and executive system, for the government of a city: ગામ-શહેર બંદોબસ્ત;નગરવ્યવસ્થા;શહેરનું પોલીસ કામ.2. That which concerns the order of the community:નગર-દેશ વ્યવસ્થા સંબંધી વાત-વસ્તુ;રાજ્ય વ્યવસ્થા.3.The organized body of civil officers in a city:પોલીસ; નગરપાલો; રક્ષા પુરૂષો. 4.Military police: લશ્કરી પોલીસખાતું.5.The cleaning of a camp: છાવણીની સ્વચ્છતા.**P**.*station*:ચોકી. *vt.*1.To keep in order by police: સીપાઈથી બંદોબસ્ત રાખવો. 2. To make clean:ચોખ્ખું ક૦; સ્વચ્છ ક૦.

**Policed,** (પોલીસ્ટ્ ) *a.* Regulated by laws for the maintenance of peace and order,enforced by organized administration:નિયમિત કાયદાથી મુલકની વ્યવસ્થા કરેલી.

**Police-magistrate,** ( પોલીસ્-મૅજિસ્ટ્રેટ્ )*n.*A judge of a police-court:ફોજદારીજડ્જ-ન્યાયાધિશ.

**Police-man,** ( પોલીસ્-મૅન્ ) *n.* A member of a boby of police:પોલીસનું માણસ-સિપાઈ-પટાવાળો.

**Policy,**(પૉલિસિ)*n.*[L.*policia.*]1. The setteled method by which the government and affairs of a nation are administered: રાજ્ય ચલાવવાની રીત;રાજનીતિ- પદ્ધતિ;નીતિ;રાજશાસન માર્ગ.2.System of management;course:કોઈ કામકારખાનું ચલાવવાની રીત; રાજ્યબંધારણ-ધોરણ-તંત્ર.3. Administration based on temporal interest: નીતિચાતુર્ય;રાજ્યશાસન કૌશલ્ય;પક્કાઇ; પહોંચેલપણું;યુક્તિ;પેચ.4. Worldly wisdom; cunning;stratagem:યુક્તિ;વ્યવહાર;ઉપાય; પ્રયોગ;રીતિ. 5. Wisdom; wit; sagacity: ચતુરાઈ; વ્યવહારયુક્તિ;વ્યવહારચાતુર્ય-કૌશલ્ય -નીતિ.6.Motive;object:ઇરાદો;હેતુ; મતલબ;આશય.7.[L.*pollex*,thumb.] The writing or instrument in which a contract of insurance is embodied:વિમાનો કરાર;પોલીસી. 8.A warrant or ticket for money in public funds: સાર્વજનિક મુડીમાં રોકેલા પૈસાની ચિઠ્ઠી-પાસ.*Open* **p.**,a policy in which the value of goods is not mentioned: જે કરારનામામાં વિમો ઉતારેલી મિલ્કતની કિંમત ન નોંધી હોય તેવું કરારનામું. **p.** *holder*:વિમો ઉતરાવનાર. *Valued* **p.**:જે કરાર નામામાં વિમો ઉતારેલી મિલ્કત જણાવી હોય તે કરારનામું. *Wager* **p.**:નેતાંજ જણાય કે આ કરારનામું ખોટું અને સટ્ટાઓરિયું છે એવું કરારનામું.*vt.*To regulate by laws: કાયદા પ્રમાણે કામ ચલાવવું.

**Polish,**(પોલિશ )*a.* Pertaining to Poland:પોલંડ સંબંધી.

**Polish,** (પૉલિશ ) *vt.* [L. *polio*, I smooth].1.To make smooth and glossy:સાફ અને ઝાકઝમાળ કરવું;માંજવું;ઓપવું;ઓપ ચટાવવું;પાલીસ ક૦; સાજવું;સિકલ ક૦. 2.To refine:સંસ્કૃત ક૦;સુધારવું;સારૂં ક૦;ભભકાદાર-રોનકદાર ક૦.*vi.*To become smooth: સુંવાળું થવું.*n.*1.A smooth glossy surface;a gloss;a lustre: સુંવાળી જમીન;કાંતિ;શોભા; સફાઈ; ચકચકાટ; મોહરો.2.Anything used to produce a gloss:ઓપ;ઝલેહ;સિકલ.3. Refinement; elegance of manners:સંસ્કાર;સભ્યતા;શિષ્ટતા; સૌજન્ય;શિષ્ટાચાર સંપન્નતા.

**Polished,**(પૉલિસ્ટ્ )*a.* Polite; refined:ભભક-છટા-રોનકદાર;ઉજ્વલિત; ઉત્તેજીત;શિષ્ટ;સંસ્કૃત;સભ્ય;વિનીત;અગ્રામ્ય;શિષ્ટાચારસંપન્ન.

**Polite,**( પોલાઇટ્ ) *a.* [L. *polio*, I polish.]1.Well-bred;courteous; complaisant;obliging;civil:વિનયી;વિનયશીળ;સભ્ય; શિષ્ટ; શિષ્ટાચારસંપન્ન;અદબી;સુશીલ;સત્કારી;ગૃહસ્થી; આદરશીલ. 2. Characterised by refinement:શિષ્ટાચારસંપન્ન.

**Politely,**(પોલાઇટ્લિ) *adv.* 1. In a polished manner: સભ્યતા-વિનય પૂર્વક; શિષ્ટસંપ્રદાયાનુસાર. 2. In a polite manner:સભ્યતા પૂર્વક.

**Polite-ness,** ( પોલાઇટ્નેસ્ ) *n.* 1. High finish;smoothness: સફાઈ; ચળકાટ. 2. Refinement of manners;urbanity;courteous behaviour;complaisance: સભ્યતા;શિષ્ટતા;વિનય;વિવેક;સુશીલતા;શિષ્ટાચાર;રીતરવેશ;લાયકાત.

**Politic,**(પૉલિટિક્ )*a.*[ L.*politicus*, political.] 1. Pertaining to the polity;political:રાજકીય;રાજનીતિ સંબંધી-વિષયક.2. Well devised: ચતુર;સુઘટિત;સુનીત. 3. Ingenious in devising and advancing a system or government:રાજનીતિ કુશળ;રાજનીતિજ્ઞ;નીતિ નિપુણ-ચતુર-કુશળ-દક્ષ.4.Wise;prudent;sagacious:વ્યવહારદક્ષ; વિચક્ષણ; ડાહ્યું;પાકું;કુશળ;ચતુર; નિપુણ.5.Cunning; skilful:કારસ્થાની;કવાયતી; મતલબી; પહોંચેલું;પેચી.*n.*A politician: રાજનીતિમાં કુશળ માણસ;રાજનીતિજ્ઞ.

**Political,**(પૉલિટિકલ્ )*a.*1.Having a settled system of administration:રાજ્યકીય.2. Relating to affairs of state : રાજકારભાર સંબંધીનું:રાજકીય; રાજ્યપ્રકરણી; રાજનીતિ સંબંધી-વિષયક. 3. Pertaining to a party in the state:રાજ્યના પક્ષ સંબંધી.4. Politic;wise: ડાહ્યું; વિચક્ષણ;દક્ષ;નિપુણ.**P.** *affairs*: રાજ્યકાર્ય;રાજકારભાર.**P.***science*: રાજનીતિશાસ્ત્ર.**P.***economy*:અર્થશાસ્ત્ર; અર્થવિજ્ઞાન;રાજ્ય વ્યવસ્થાવિદ્યા;દેશકલ્યાણ વિદ્યા.**P.***rights*:રાજ્યાધિકાર. **P** *institution*:રાજ્યતંત્ર.

**Politician,** ( પૉલિટિશૅન્ )*n.*1.One devoted to politics; a statesman: રાજનીતિમાં પ્રવીણ માણસ; રાજનીતિ નિપુણ-વિશારદ; રાજ્યનીતિ નિપુણ; નીતિજ્ઞ. 2. One primarily devoted to his own advancement in public office : ખટપટિયો;પેચી;કવાયતી.*a.*Cunning;politic:લુચ્ચો;પાકેલો;ખટપટીઓ.

**Politics,**(પૉલિટિક્સ્ )*n.*1.The science of government : રાજનીતિશાસ્ત્ર;રાજનીતિ;રાજ્યશાસનવિદ્યા.2. The management of a political party:રાજખટલો-ખટપટ; રાજ્ય-

પ્રકરણ;રાજ્યવિષય;રાજ્યવ્યવહાર.

**Polity,**(પૉલિટિ ) *n.*[L.*politia*.]1. The form or constitution of the civil government of a nation: કોઈ રાજ્યનું બંધારણ;રાજનીતિ-રીતિ-વ્યવસ્થા.2. The constitution by which any institution is organized:કોઇ ખાતાનું બંધારણ.3.Policy;art:રીત;વ્યવસ્થા;નીતિ;વિધિ.

**Polka,**(પૉલ્કે)*n.*A dance of Polish origin,but now common every where:એકજાતનો નાચ.

**Poll,**(પૉલ્ )*n.* A parrot: પોપટ. *n.* One who does not try for honors, but is content to take a degree;a passman:માનની ખાતર જે મહેનત કરતો નથી પણ કીતાબથી સંતોષ પામનાર માણસ; ફક્ત પાસ થવાને જોઈએ એટલા દોકડા લઈને પાસ થનારો.*n.*1.The head:માથું;મસ્તક; શીર્ષ.2.A list or register of heads આસામીવાર યાદિ;નામાવળિ.3.The register of the names of electors who may vote in an election: ચુંટણીમાં મત આપનારની યાદિ.4.The casting of the votes of registered electors: નોંધાયેલા મત આપનારાઓના મતની ગણત્રી.5.*pl.* The place where the votes are cast: મત લેવાની જગા.6.The broad end of a hammer : હથોડીનો જાડી બાજુનો ભાગ.**P.** *book*,a register of persons entitled to vote at an election:ચુંટણી વખતે મત આપનાર માણસોનું પત્રક **P.***evil*:ઘોડાના માથા ઉપર આવતો સોજો.*vt.*1.To remove the poll or head of:ટોચ-છેડા કાપી નાંખવા;ડાળવું;સોરવું;છાંટવું. 2. To cut: કાતરવું; કાપવું. 3. To plunder;to strip:લુંટવું;લેઈ લેવું.4. To impose a tax upon: કર-વેરો નાંખવો.5. To pay as one's personal tax: પોતાનો કર આપવો. 6. To enter as polls or persons; to enroll:આસામીવાર યાદીમાં નામ લખવું.7.To register or deposit, as a vote:મત નોંધવા. 8. To cut or shave smooth or even:વાળ બરોબર સરખા કાતરવા.*vi.* To vote at an election:ચુંટણીમાં મત આપવો.

**Pollard,**( પૉલર્ડ્ )*n.*1.A tree having its top cut off at some height above the ground,that it may throw out branches: કાપેલું-સોરેલું ઝાડ. 2. A clipped coin: કાપેલો શિક્કો;ખોટો શિક્કો.3.A fish,the chub:એક જાતની માછલી.(*b*)A stag that has cast its antlers:શિંગડા ખરી પડેલું સાબર.(*c*) A hornless animal:શિંગડાવિનાનું પ્રાણી.*vt.*To lop the tops of: ટોચો કાપવી;-ના છેડા-અણી છેદવા-કાપવા.

**Pollen,**(પૉલેન્ )*n.*[L.*pollen*, fine flour.]1.Fine bran or flour: ઝીણો લોટ-ચૂર્ણ;ભુકો;થુલું;ભુસું.2. The fecundating dustlike cells of the anthers of flowers: ફુલનો ભુકો-અબીલ;પરાગ;રેણું;પુષ્પરજ.

**Poll-tax,**(પૉલ્ટૅક્સ )*n.* A tax levied by the hand or poll:જજીઓ; માથા દીઠ લેવાતો વેરો-કર;માથા વેરો.

**Pollute,**(પૉલ્લ્યૂટ્ ) *vt.*[L.*polluo*,I defile.] 1. To defile; to soil; to taint;to desecrate:બગાડવું; મેલું-ગંદુ-મલિન-અપવિત્ર-ભ્રષ્ટ કo;વટાળવું; અભડાવવું;-થી વટળવું; છોવાવું; દોષિત કo;-થી દુષિત થવું.2. To debauch; to dishonour:બગાડવું;-ની કાયા ભ્રષ્ટ કo;ભ્રષ્ટ-ખરાબ કo;-ના સતીત્વનો નાશ કo;-નીઆબરૂ-ઈજત લેવી.3.To render ceremonially unclean:અપવિત્ર-ભ્રષ્ટ-નાપાક કo. *a.* Polluted: બગડેલો;ભ્રષ્ટ;પતિત;અપવિત્ર;નિર્માલ્ય.

**Pollution,**(પૉલ્લ્યૂશન્ )*n.*1.Defilement;impurity:બગડવું તે; બગાડ; વટાળ;ભ્રષ્ટતા;અપવિત્રતા;ભ્રષ્ટીકરણ;અપવિત્રીકરણ;દૂષણ;મલિનતા;મળ; કલંક; અશૌચ. 2. The emmission of semen or sperm,at other times than in sexual intercourse:સ્વપ્નદોષ; સ્વપ્નાવસ્થા-સ્વપ્નામાં વીર્યપાત-સ્ખલન;રેત સ્ખલન.

**Poltroon,**(પૉલ્ટ્રૂન્)*n.*1.A dastard; a craven:હીજડો;બાયલો;નામર્દ;ભાગુભાઈ;પોતિયાં છોડુ.2. Base; vile: હલકું;અધમ;નીચ;ક્ષુદ્ર.

**Poltroonery,**( પૉલ્ટ્રૂનરી )*n.*Cowardice; want of spirit: બાયલા-હીજડાપણું;નામર્દાઇ.

**Polyandry,**(પૉલિઍન્ડ્રિ ) *n.* [ Gr. *polys*,many & *andros*,man.]The possession by a woman of more than one husband at the same time: એકજ વખતે કોઈ ઓરતે ઘણા ધણી પરણવાનો ચાલ;બહુ ભર્તૃધારણ; અનેક ભર્તૃકતા.

**Polygamy,** ( પૉલિગૅમિ ) *n.* [ Gr. *polys*, many & *gamos*, marriage.]1. The having of a plurality of wives or husbands at the same time:એક કરતાં વધારે સ્ત્રી કે વર પરણવાનો ચાલ.2.The state or habit of having more than one mate:એક કરતાં વધારે નર સાથે સંબંધ હોવાનો ચાલ.

**Poly-glot,**(પૉલિગ્લૉટ્ ) *a.* 1. Made up of several languages: ઘણી ભાષામય.2.Versed in many languages:બહુભાષી;અનેક ભાષા પ્રવીણ. *n.*1.One who speaks several languages:બહુ ભાષા બોલનાર.2.A book containing several versions of the same text:બહુ ભાષગ્રંથ.

**Polygon,**(પૉલિગૉન્ ) *n.*[Gr.*polys*, many & *gonia*,angle.]A plane figure having many angles,and consequently many sides: બહુ કોણ;બહુ કોણાકૃતિ;અનેકાસ્રાકૃતિ.

**Polygraphy,** (પૉલિગ્રૅફિ ) *n.* [ Gr. *polys*,much & *grapho*,I write.] 1.Much writing: ઘણું લખાણ. 2. The art of writing in various ciphers: જૂદી જૂદી રીતે બિંદાથી લખવાની વિદ્યા.

**Polyhedron,**(પૉલિહીડ્રૉન્ )*n.* [Gr. *polys*,many & *hedra*, sides.]1.A body or solid contained by many sides or planes:ઘણી બાજુવાળી આકૃતિ.2.A polyscope or multiplying glass: એકનું અનેક દેખાય એવો કાચ.

**Polyphonous,**(પૉલિફૉનસ )*a.*[Gr. *polys*, many & *phone*, sound]. Having a multiplicity of sounds: ઘણા અવાજવાળું.

**Polypus,**(પૉલિપસ )*n.*1.A tumor, usually with a narrow base, somewhat resembling a pear: અનેકપાવ;બહુમૂલ.

**Polysyllabic,**( પૉલિસિલ્લૅબિક્ )*a.* Pertaining to a polysyllable:બહુ સ્વરવાળું.

**Polysyllable,**(પૉલિસિલ્લૅબલ )*n.*A word of many syllables:બહુ સ્વરવાળો શબ્દ;બહુવક્ષર.

**Polytechnic,** (પૉલિટેક્નિક્ )*a.*[Gr. *polys*, many & *techne*, art. ] Comprehending many arts and sciences:જ્યાં ઘણી વિદ્યા-હુન્નર શીખવતાં હોય એવું.

**Polytheism,**(પૉલિથીઝમ ) *n.* [Gr. *polys*,& *theos*, god. ] The doctrine or belief in a plurality of gods: ઘણાદેવ છે એવો મત;બહુ દેવવાદ-મત;અનેક દેવવાદ;બહ્વીશ્વર.

**Pomatum,**(પૉમેટમ્ )*n.*A perfum-

Poverty is a dangerous counsellor:

ed composition,chiefly used in dressing the hair:એક જાતનો માથામાં ઘાલવાનો ખુશબોદાર પદાર્થ.*vt.* To dress with pomatum:ખુશબોદાર પદાર્થ ઘાલવો.

**Pomegranate,**(પૉમ્ગ્રૅનેટ્ )*n.*[ L. *pomum*, a fruit & *granum*, a grain.] 1.The fruit of the tree *Punica granatum*:દાડમ;અનાર. 2.A curved or embroidered ornament resembling a pomegranate:દાડમને મળતું આવતું ઘરેણું.

**Pommel,**(પમેલ્ )*n.*A knob;ball: મોગરો; ગુમ્મ; પિંડો. *vt.* To beat soundly:મારવું; ઘૂટવું; મેથી પાક જમાડવો;કૂટવું;આદમપાક આપવો.

**Pommelion,** ( પમેલિઑન્ ) *n.* The cascabel or hindmost knob, of a cannon:તોપનો મોગરો.

**Pomology,**(પૉમૉલૉજિ)*n.* [L. *pomum,* fruit & *logos.*] The science of fruits:ફળ વધારવાની કૃતિ.

**Pomp,**(પૉમ્પ્ ) *n.* [Gr. *pempo,* to send.]1.A pageant;an ostentatious procession : સમારંભયાત્રા; વરઘોડો;સ્વારી.2.Parade;display: દમદમાટ;ઠાઠમાઠ; ધામધૂમ;ડોળ;આડંબર;ભપકો;શોભા; દમામ; દબદબો; પ્રતાપ;ઐશ્વર્ય.*vi.*To make a pompous display:ભપકો;-ઠાઠ કરવો.

**Pomposity,** (પૉમ્પૉસિટિ ) *n.* The quality or state of being pompous:ઠાઠમાઠ;ડોળ; દંભ;દમામ;બડાઈ;શેખી;બડાઈ.

**Pompous,**(પૉમ્પસ્ )*a.* 1. Stately; magnificent:દબદબાવાળું; શોભન; સાડંબર;મહાપ્રતાપ.2.Pretentious; boastful:પતરાજી ભરેલું; શેખીખોર; બડાઇખોર;દાંભિક;અતમામી.

**Pond,**(પૉન્ડ્ )*n.*A body of water, naturally or artificially confined and usually of less extent than a lake:તલાવ;કુંડ;તડાગ: હોજ;જળાશય *vt.*1.To make into a pond:તળાવ બાંધવું.2.To ponder: મનમાં તોલવું;વિચારવું.

**Ponder,**(પૉન્ડર્ )*vt.* [L.*pondeo,* I weigh.]1.To weigh:તોળવું.2.To weigh in the mind:મનમાં તોળવું; -નો વિચાર-ખ્યાલ કo; ચિંતન-મનન કo.*vi.*To think;to muse:વિચારકo.

**Ponderable,**(પૉન્ડરેબલ્ )*a.*Capable of being weighed : તોળાય એવું;ચિંત્ય;ચિંતનીય.

**Ponderosity,**(પૉન્ડરૉસિટિ)*n.*Gravity;heaviness:બોજ;ભાર; વજન; ગુરૂતા;તોલ.

**Ponderous,**(પૉન્ડરસ્ )*a.*[L. *pondus,*a weight.]1. Very heavy; weighty:ભારેસલ.2. Important; forcible:જેની સામે ટકાય નહિ એવું; જબરૂં.3.Heavy;dull:ભારે;સુસ્ત;જડ.

**Poniard**(પૉન્યાર્ડ્ )*n.* [L. *pungo,* to prick.]A kind of dagger:નાની કટાર;ખંજર.*vt.* To pierce with a poniard:કટારમારવી-ભોકવી.

**Pontee,**( પૉન્ટી ) *n.* An iron rod used by glass makers for manipulating the hot glass: ઉના કાચને ફેરવવાનો લોખંડનો ગજ.

**Pontiff,**(પૉન્ટિફ્ )*n.* [L.*pons,pontis*; a bridge. ] A high priest: ધર્મનો અધિકારી; પોપ; વડો ધર્મગુરૂ; ધર્માધિકારી.

**Pontifical,**(પૉન્ટિફિકલ્ )*a.* 1. Pertaining to a pontiff: મોટા ધર્માધિકારીનું. 2. Pertaining to the building of bridges: પુલ બાંધવા સંબંધી.*n.* 1. A book containing the offices:ધર્મક્રિયા પુસ્તક.2. The dress and ornaments of a pontiff:ધર્માધિકારીનાં લુગડાં-ઘરેણાં.

**Pontificate,**(પૉન્ટિફિકેટ્ )*n.*1.The state of a high priest:પોપની પદ્વી. 2. The term of office of a pontiff:પોપગીરી. *vi.* To perform the duty of a pontiff:પોપનું કામ કo.

**Pontoon,**(પૉન્ટૂન્ )*n.*[L.*pons,pontis,*a bridge.]1. A wooden flat-bottomed boat, a metallic cylinder,or a frame covered with canvas,India rubber &c.,forming a portable float,used in building bridges quickly for the passage of troops: લશ્કરને તાબડતોબ જવા સારૂ જેના ઉપર કાચો પુલ નાખે છે તે હોડી.2.A low,flat vessel,resembling a barge furnished with cranes,capstans and other machinery used in careening ships, raising weights&c.:હલકી હોડી.

**Pony,**(પૉનિ )*n.*1. A small horse: ટટ્ટુ; બટ્ટ; નાનો ઘોડો. 2. A key or translation used to avoid study in getting lesson:કુંચી.3.Twenty-five pounds sterling:૨૫ પાઉન્ડ. 4. A small glass of beer:બીરનો નાનો પ્યાલો.

**Poodle,**(પૂડલ્ )*n.*A breed of dogs having curly hair, and often showing remarkable intelligence in the performance of tricks:ખેળામાં રમાડવાનો નાનોકુતરો

**Pooh,**(પૂ )*interj.* Pish! nonsense! -an expression of scorn:છટ્;છીટ્. *vt.* To make light of:હલકું-તુચ્છ ગણવું.

**Pool,**(પૂલ્ ) *n.* 1. A reservoir for water: ખારો;ખાબોચિયું;જળાશય; પલ્વલ.2.A small body of standing water:સ્થિર પાણીનો એક ખાડો.*n.*1.The stake played for in certain games of cards,billiards, &c.:રમતમાં મુકેલી સરત.2.A game at billiards:બીલીઅર્ડ રમત. 3.In rifle shooting,a contest in which each competitor pays a certain sum for every shot he makes, the net proceeds being divided among the winners:ગોળીથી નિશાન તાકવાની એક જાતની સરત કે જેમાં નફો વધે તે જીતનારાઓ માંહોમાંહે વહેંચી લે. 4. Any gambling or commercial venture in which several persons join:ઘણા માણસનો જુગારી ધંધો.5.A mutual arrangement between competing lines,by which the receipts of all are aggregated:જુદી જુદી રેલવેઓએ ઉત્પન્ન વહેંચી લેવાની કરેલી ગોઠવણ 7.An aggregation of properties or rights belonging to different people in a community in a common fund,to be charged with common liabilities:પૃથક્ પૃથક્ માણસોની મિલ્કત કિંવા હકોનું એકીકરણ. *vt.* To put together:ભેગું કરવું. *vi.* To combine with others:મળી જવું.

**Poop,**(પૂપ્ )*vi.* To make a noise: અવાજ કરવો.*n.* [ L. *puppis.*] A deck raised above the after-part of a vessel: વહાણના સુકાનવાળા ભાગમાં કલમીના ઢોલ સુધી જે તુતક હોય છે તે.

**Poor,**(પૂર્ )*a.*[L.*pauper*, poor.] 1. Destitute of property; needy, indigent:ગરીબ;નિર્દ્રવ્ય;નિર્ધન; કંગાલ;દીન;ધનહીન.2.So completely destitute of property as to be entitled to maintenance from the public:ભુખે મરવું;દરિદ્રિ; નાદાર; ભુખડુ બારસ;ખાવાખાખરી નહિ અને રહેવાને છાપરી નહિ તેવું.3.(*a*)Wanting in fat;lean; meager: દુબળું;

દુર્બળ;કંગાલ;મુડદાલ.(*b*) Wanting in strength;feeble;dejected:નબળું;નરમ; પોચું; સત્વ-બળહીન. (*c*) Of little value;shabby; mean: અપકૃષ;તુચ્છ;અધમ;નબળું; હલકું;કુપણ.(*d*) Barren; sterile:રૂક્ષ; રસહીન;અસાર;ઉજ્જડ;કસવિનાનું;વાંઝિયું. (*e*)Destitute of beauty, fitness or merit:રૂપરોશન રહિત; નમાલું; નિર્જીવ; નિર્માલ્ય; દમ-માલ-ખૂબી વિનાનું.(*f*) Unfavourable; unfortunate;uncomfortable : પ્રતિકૂળ; ખરાબ;બેચેન.(*g*)Inadequate ; insufficient:અયોગ્ય;નકામું;ફોકટ; નબળું;લૂલું. 4. Worthy of pity or sympathy:બાપડું;બિચારું; રાંકડું. 5.Not proud or arrogant;meek: ગરીબ;સાલસ. **P.** *man's treacle*, garlic:લસણ.*The* **p.**,the indigent; the needy: ગરીબગુરબાં;દીનદુર્બળ. અનાથલોક.

**Poor-box**, (પુર-બૉક્સ)*n*. A receptacle in which money given for the poor is placed:ભીખનો ગલ્લો -પેટી.

**Poor-house**,(પુર્-હાઉસ્)*n*.A dwelling house for a number of paupers maintained at public expense : ભૂખે મરતાં લોકોનું ભરણપોષણ થાય તેને માટે ઉઠાવેલું કારખાનું-ધર્મશાળા;અનાથા-દરિદ્રાલય;દરિદ્રગૃહ.

**Poorly**, (પુર્લિ) *adv*. 1. In a poor manner:ગરીબાઇથી;નિર્ધનતાથી. 2. Indifferently:નબળું;બહુ લાભ વગર;રડતેખડતે.3.Meanly:નબળી રીત્યે;નિષ્ફળ;વ્યર્થ. 4. Without skill or merit:નબળો;હુંશીઆરી વિના.*a*. Indisposed;not in health: જીવને સારૂં ન હોય એવું;અસ્વસ્થ.

**Poorness**, (પુર્નેસ્) *n*. The state or quality of being poor:નિરધનતા;કંગાલિયત;નિર્ધનાવસ્થા; દરિદ્રતા; ધનહીનતા.

**Pop**,(પૉપ્)*n*. 1. A small, sharp, quick explosive sound or report:ફટ્ટ દઈને થયેલો અવાજ. 2.An unintoxicating beverage which expels the cork with a pop from the bottle containing it:ઉઘાડતી વખતે બુચનો ફટ દઇને અવાજ થાય એવો કેફ વગરનોપીવાનો પદાર્થ. *vi*.1. To make a pop or sharp sound: ફટ્ટ અવાજ કo.2.To dart:એકદમ ધસવું;ઝડપ દઈને પેસવું-દાખલ થવું. 3. To burst open with a pop when heated over a fire:ફુટવું;તડતડ થવું.*vt*.1.To thrust suddenly:ઝડપ દઇને ઘાલવું-મુકવું. 2. To cause to pop:ઝડપદઇને કાઢવું.*To* **p.***the question*,to make an offer of marriage to a lady: તું મારી સાથે લગ્ન કર એવી સ્ત્રીને માગણી કo.*adv*.Like a pop:ઝડપ-ફટ્ટ દઈને.

**Pope**,(પોપ્)*n*. [L. *papa*, father.] 1.Any ecclesiastic,*esp*.a bishop: ધર્માધિકારી;પાદરી. 2.The bishop of Rome:રોમનકેથોલિક ધર્મનો ઉપરી પાદરી;પોપ.3.A parish priest: દેવળનો ધર્માચાર્ય.4.A fish:માછલું.

**Popedom**,(પોપ્ડમ્)*n*.1.The place, office or dignity of the pope: પોપની પદવી.2. The jurisdiction of the pope:પોપનો મુલક.

**Pop-gun**, (પૉપ્ગન) *n*. A child's gun:છોકરાંને રમવાની નાની બંદુક.

**Popinjay**,(પૉપિન્જે)*n*.[L.*gallus*, cock.]1.The green wood pecker;a parrot:પોપટ;શુક.2.A target in the form of a parrot:પોપટના આકારની ઢાલ.3. A trifling, chattering fop:ફુલફટાકિયો;વરણાગિયો; લાલ;બાંકેરાવ;છેલ;લાલાલોક-સાહેબ.

**Popish**,(પોપિશ્)*a*.Pertaining to the pope:પોપ ધર્મનું;પોપનું.

**Poplin**, (પૉપ્લિન્) *n*. A fabric of many varieties usually made of silk and worsted : રેશમ અને ઉનનું કાપડ.

**Poppy**, (પૉપિ)*n*. [ L. *papaver*. ] Any plant of the genus *Papaver*:ખસખસ;ખસખસના છોડવા.

**Populace**,(પૉપ્યુલેસ્)*n*.[L.*populus*.]The common people ; the vulgar:લોક;પ્રજા;સામાન્ય લોક.

**Popular**,(પૉપ્યુલર્)*a*.[L.*populus*, people.]1.Pertaining to the common people:લોક-પ્રજાનું. 2. Familiar;plain: સરળ;સુગમ;સુબોધ;લોકોપયોગી;સુગમ્ય.3 Ordinary;inferior;common;cheap:સાધારણ; સામાન્ય;લોકમાં પસરેલું. 4. Beloved by the people:લોકને વહાલું-ગમતું; લોકપ્રિય;સર્વપ્રિય;જનપ્રિય. 5.Devoted to the common people:લોકને લગતું. 6. Prevailing among the people:લોકમાં પ્રચાર પામેલું;પ્રસિદ્ધ;લોકસિદ્ધ;લોકરૂઢ-સંમત;બહુમત.**P.** *accusation*:લોકાપવાદ;જનાપવાદ; **P.***acception*:લોકસમજુત.**P.***story*: જનકથા;લોકકથા;દંતકથા.**P.***talk*: જનપ્રવાદ;જનવાર્તા;જનશ્રુતિ;લોકવાદ.**P** *usage*:રૂઢિ; જનવ્યવહાર; લોકાચાર; લોકમર્યાદા-રીતિ; જનરીતિ; લોકવ્યવહાર;લૌકિકાચાર;લોકશિરસ્તો. **P.** *tumult*:પ્રકૃતિક્ષોભ. *Conformity to* **p.***opinion*:લોકાનુસરણ.

**Popularity**,(પૉપ્યૂલૅરિટિ)*n*.1.The quality or state of being popular:લોકનું રાજીપણું.2.The state of being adapted or pleasing to common people:રાજીપણું;બહુ ફેલી ગયેલું તે;લોકપ્રિયતા;જનપ્રિયતા;જનપ્રીતિ.3.Something which obtains the favor of the vulgar:પ્રીતિ;પ્રિયતા.4. The act of courting the favor of the people:લોકની પ્રીતિ સંપાદન કરવાનું કૃત્ય.5.Public sentiment:લોકની મરજી;જનરૂચિ;લોકમત.

**Popularly**,(પૉપ્યૂલર્લિ) *adv*. In a popular manner: લોકો રાજી થાય એવી રીતે; લોક રંજનાર્થે;સામાન્યત:; સાધારણત:.

**Populate**,(પૉપ્યૂલેટ્)*a*. [L.*populus*,people.]Populous:વસ્તીવાળું. *vt*.To furnish with inhabitants; to people:વસાવવું;વસ્તી કo.

**Population**,(પૉપ્યૂલેશન)*n*.1.The act of populating:વસવું તે.2.The whole number of people:લોક;વસ્તી;જન;પ્રજા;પ્રજાસંખ્યા;લોકસંખ્યા; દેશજનતા.

**Populous**,(પૉપ્યૂલસ્)*a*. [L.*populus*, people.] 1. Abounding in people:વસ્તીવાળું;જનાકીર્ણ;આબાદ; આબાદાન.2.Popular;famous; નામીચો;વખણાયલો.3.Common;vulgar:સામાન્ય;સાધારણ.4. Numerous;in large number: ઘણા; અસંખ્ય.

**Porcelain**,(પૉર્સીલેન)*n*.[ L. *porcus*,pig.]A fine translucent kind of earthenware, made first in China & Japan:ચિનાઈ કામ-વાસણ.

**Porch**,(પૉર્ચ્)*n*.[L.*porta*,a gate.] 1. A covered and inclosed entrance to a building:બારણા આગળની પરસાળ;દિવડી;દેવડી;દ્વારમંડપ. 2. A portico; a covered walk: રંગમંડપ;સભામંડપ.

**Porcine**,(પૉર્સાઇન્)*a*. Pertaining to the pigs:સુવર-ડુક્કર-ભુંડ સબંધી.

**Porcupine**, (પૉર્ક્યૂપાઈન્) *n*. [ L. *porcus* & *spina*,a thorn.]1.Any Old World rodent of the genus *Hystrix* having the back covered

with long,sharp,erectile spines or quills sometimes a foot long: સાહુડી.2.Any species of *Erethizon* and related genera,native of America: અમેરિકાનું એક જાતનું જનાવર.

**Pore,**(પોર્) *n*.1.[L.*porus*.] 1.One of the minute orifices in an animal or vegetable membrane, for transpiration,absorption,etc.: રૂવાંટીનું છિદ્ર;રોમકૂપ; રંધ્ર; સ્વેદદ્વારમાર્ગ. 2. A minute opening or passage way:છિદ્ર;કૂપિકા;સૂક્ષ્મરંધ્ર.*vi*.To fix the attention: એકી નજરે જોવું-પર ધ્યાન-લક્ષ આપવું;-માં પરાયણ ગ્રસ્ત થઇ જવું.

**Poriness,**(પોરિનેસ્ ) *n*. Porosity: બહુ કાણાં-છિદ્રવાળું હોવું તે.

**Pork,**(પોર્ક ) *n*. [L. *porcus*, hog.] The flesh of swine fresh or salted,used for food:ડુક્કરનું માંસ-ગોશ.

**Porosity,**(પોરૉસિટિ)*n*.The quality or state of being porous:રોમકૂપત્વ;સાવકાશ-સછિદ્રતા;રંધ્રવિશિષ્ટતા.

**Porous,**(પોરસ્ ) *a*. Full of pores: રોમકૂપવાન;છિદ્રમય;કાણાંવાળું; છિદ્રવાન;રોમકૂપમય.

**Porphyritic,**(પૉર્ફિરિટિક્ )*a*.Relating to porphyry, that is, characterized by the presence of distinct crystals:પાસાદાર દેખાતું.

**Porphyry,**(પૉર્ફિરિ)*n*.[L.*porphyrites*.] A term used somewhat loosely to designate a rock consisting of a fine grained base through which crystals are disseminated : એક જાતનો ખૂબસુરત આરસપાહાણ;પાણી ખટક.

**Porridge,**(પૉરિજ્ )*n*.[L. *porrus*; leek.] A food made by boiling some leguminous substance:વિલાયતી કાંજી;રાબડી;ઘેંસ;ભડકું.

**Porringer** ( પૉરિંજર્ ) *n*. A porridge dish:વાટકો;કટોરો;પ્યાલો.

**Port,**(પોર્ટ્ )*n*.[L.*portus*.] A dark red or purple astringent wine made in Portugal:પોર્ટુગાલમાં થતો પોર્ટ જાતનો દારૂ. *n*. 1. A place where ships may ride secure from storms;harbour:બંદર.2.A harbor where vessels are admitted to discharge and receive cargoes:ગોદી;બારૂં.*n*.1.A gate; a door:દરવાજો;બારણું. 2.An opening in the side of a vessel:બારૂં. 3.A passageway in a machine: કાણું;માર્ગ;નળી.*vt*.[L.*porto*,I carry.]1.To carry;to bear:ફેરવવું;લઈ જવું.2.To throw,as a musket:શરીરપર આડી બંદુક રાખવી. *n*.1.Carriage; demeanor; deportment; bearing:ચાલ;ઢબ; આકાર; ડોળ;ઢબછબ;રૂપ;મુદ્રા.2.The larboard or left side of a ship:ડાબું સુકાનું.*vt*. To turn to the left side of a ship:ડાબે સુકાને ફેરવવું.

**Portable,**(પૉર્ટેબલ્ ) *a*. 1. Easily transported: સહેલાઈથી લઈ જવાય એવું;સુખવાહ્ય.2.Supportable: ઊંચકી જવાય એવું.

**Portage,**(પૉર્ટેજ્ ) *n*. 1. A port-hole:નળી;દ્વાર;માર્ગ. 2. A sailor's wages:મજુરી.3.The act of carrying:લઈ જવાનું કામ.4.The price of carriage:મજુરી;વૈતરું;હેલ.*vt*.To carry goods,&c:માલ વિ૦ લઈ જવું.

**Portal,** (પૉર્ટલ્ ) *n*. [L. *porta*, a gate.]1.A door or gate:બારી; દરવાજો; દ્વાર; ખડકી. 2. The lesser gate:નાની બારી.3.A prayer book or breviary:પ્રાર્થનાપોથી.

**Porte,**(પૉર્ટ્ )*n*.[L.*porta*.]The Ottoman court:તુરકી સરકારની અદાલત.

**Portend,**(પૉર્ટેન્ડ્ )*vt*.[L.*pro*& *tendo*,I stretch.]To foreshow: આગળથી બતાવવું-સૂચવવું-જણાવવું;અગ્રસૂચન-પૂર્વસૂચન ક૦;-ની આગામી સૂચના ક૦;ચિન્હ-લક્ષણ શુકન બતાવવા.

**Portent,**(પૉર્ટેન્ટ્ ) *n*.That which portends,*esp*. that which portends evil:અપશુકન;અપમાન; અવચિન્હ;અવલક્ષણ;અરિષ્ટ; અશુભલક્ષણ;ઉત્પાત;કુલક્ષણ;પૂર્વચિન્હ-લક્ષણ.

**Portentous,**(પૉર્ટેન્ટસ્)*a*.1.Of the nature of a portent:માઠું થવાની સૂચના કરનારૂં;અરિષ્ટસૂચક; અભદ્રસૂચક; અનિષ્ટ-ઉત્પાત સૂચક. 2. Monstrous;wonderful: અદ્ભુત;વિલક્ષણ;રાક્ષસી;ગંજાવર.

**Porter,**(પૉર્ટર્ )*n*.[L.*porta*,a gate.] 1.A door keeper:દરવાન;દ્વારપાલ; દેવડીવાળો;પ્રતિહારી.2. A carrier: વૈતરો;ભારવાહ;મજુર; હેલકરી. 3. A bar of iron at the end of which a forging is made: લોખંડનો ગજ-સળીઓ.4. A malt liquor,of a dark color and moderately bitter taste,possessing tonic and intoxicating qualities: એક જાતનો માદક દારૂ.

**Porterage** , (પૉર્ટરેજ્ ) *n*. 1. The work of a porter:લઇજવા લાવવાની મજુરી; વૈતરું. 2. Money paid for the carriage of burdens:લાવવા-લઇ જવાની મજુરી;વૈતરું;હેલ.

**Portfolio,** ( પૉર્ટફોલિઓ ) *n*. 1. A portable case for holding loose papers, prints,&c. : કાગળ વિગેરે રાખવાનું જુગદાન; તોસ્દાન. 2. The office and functions of a minister of state or member of the cabinet: રાજ્યના દિવાનની પદવી તથા કામકાજ.

**Port-hole,**(પૉર્ટ્હોલ્ )*n*.An embrasure in a ship's side:બારી;જંગી.

**Portico,**(પૉર્ટિકો)*n*. [ L.*porticus*.] A colonnade or covered ambulatory, especially in classical styles of architecture: મંડપ;દરવાજાના ઉપરના ધાબાતળેનો ભાગ; ચાલ;રવેશી.

**Portion,**(પૉર્શન્ )*n*.[L. *pars-partis*, a part. ] 1. That which is divided off or separated: ખંડ; વિભાગ;ભાગ.2.A part considered by itself:ભાગ;હિસ્સો. 3. Share; fate;allotment:વાંટો;વ્હેંચણ; ભાગ;અંશ.4.An inheritance:વારસો; રિક્થાંશ; દ્રવ્યાંશ. 5. A wife's fortune;a dowry:સાસરવારસો;સ્ત્રીધન; કન્યાધન.*vt*.1.To parcel;to distribute:-ના ભાગ ક૦;વહેંચવું;વારસો આપવો. 2.To endow with a portion or inheritance: વારસો આપવો.

**Portliness,** ( પૉર્ટ્લિનેસ્ ) *n*.1.The quality or state of being portly;stateliness:ભવ્યપણું;દબદબો.2. Bulkiness;corpulence: જાડાઈ;હૃષ્ટપુષ્ટતા;સ્થૂલકાયત્વ.

**Portly,**(પૉર્ટ્લિ ) *a*. 1. Of a noble appearance;imposing: ભવ્ય; ખુબસુરત; ગંભીરાકૃતિ; ઉદાત્ત; ધીર. 2. Bulky;corpulent:ઠબલ;હૃષ્ટપુષ્ટ;સ્થૂલ.

**Portmanteau,** ( પૉર્ટ્મેન્ટો ) *n*. A bag or case of leather for carrying wearing apparel:લુગડાં-કપડાં રાખવાનો કોથળો-ઓલેચો-પાકીટ.

**Portrait,**(પૉર્ટ્રેટ્ )*n*. 1.The likeness of a person painted,drawn or engraved:તસબીર;છબી;ચિત્ર;પ્રતિમા. 2. Any graphic or vivid delineation or description of a person:આબેહુબ બ્યાન;વર્ણન;આલેખ્ય.*vt*.To portray;to draw: છબી-તસવીર કાઢવી.

**Portraiture,** ( પૉર્ટ્રેટયૂર્ ) *n.* A partrait;a likeness:છબી;ચિત્ર; પ્રતિમા.2.Pictures collectively:છબીઓ; ચિત્રો. The art of making portraits: છબી બનાવવા-કહાડવાનો હુનર-કળા.

**Portray,**(પોર્ટ્રે )*vt.*[L.*pro* & *traho* I draw.]1.To paint or draw the likeness of:-ની છબી કાડવી. 2. To describe in words:બ્યાન કo;વર્ણન-નિરૂપણ કo.

**Portrayal,**(પૉર્ટ્રેઅૅલ્ ) *n.* The act or process of portraying; discription:છબી પાડવાની કળા;વર્ણન.

**Pose,**(પૉઝ્ )*n.*[L.*pausa*,a pause.] 1. A cold in the head: શરદી;સળેખમ.2.The position of a person:માણસની શરીર સ્થિતિ. *vt.* To place in an attitude or fixed position for the sake of effect:ઠીકઠાક કરીને ગોઠવવું-બેસાડવું.*vi.*To strike an attitude:અમુક સ્થિતિ ધારણ કo. *vt.*1.To interrogate;to question: પૂછવું;સવાલકo.2.To bring to stand: જવાબ દેતાં બંધ પડે એમ કo;પૂછી પૂછીને અકળાવવું;-નું મ્હો બંધ થઇ જાય એમ પૂછવું;-ની ફેંફરી બંધ કરી દેવી.

**Poser,**(પૉઝર )*n.*One who or that which puzzles:જવાબ દેતા ગુંચવનાર.

**Position,** (પૉઝિશન્)*n.* [L.*pono*, I put.] 1. The state of being placed;attitude;condition: સ્થિતિ;સ્થાન; અંગસ્થિતિ;અવસ્થા; દશા; ભાવ;વૃત્તિ.2.Site;place;station:હોવાની જગો-ઠેકાણું;સ્થળ;સ્થિતિ.3. A proposition;a thesis:જેનું સ્થાપન કo છે તે વાત;પૂર્વપક્ષ;પક્ષ;પ્રતિજ્ઞા;પ્રમેય;હેતુ.4.(*a*) Relative place or standing: યોગ્યતા; પ્રતિષ્ઠા; ગૌરવ; સ્થિતિ.(*b*)Office;post:દરજ્જો;પદવી; સ્થાન;પદ.5.A method of solving a problem by one or two suppositions:એકવડી-બેવડી ઈષ્ટરાશી.*vt.* To indicate the position of; to place:જગાં બતાવવી;મુકવું.

**Positive,**(પૉઝિટિવ્ )*a.*[L. *positivus.*]1.Real;actual: ખરેખરૂં; વાસ્તવિક;સાક્ષાત. 2. Derived from an object by itself;absolute:આજુબાજુની અનિશ્ચિત વાત ઉપર આધાર ન રાખતું;નક્કી;ખચિત;સ્વત: સિદ્ધ. 3. Definitely laid down: સ્પષ્ટ; ખુલ્લે ખુલ્લું;ચોખ્ખું;ખચિત; અગર્ભિત. 4. Not admitting of any doubt;not speculative;decisive; indisputable:નક્કી;નિશ્ચિત; ચોકસ; સંશય-શંકા રહિત;નિશ્ચિત;નિર્દિષ્ટ.5. Prescribed by express enactment or institution:ખુલ્લા-સ્પષ્ટ કાયદાથી ઠરાવેલું. 6. Certain ; confident; dogmatic:નક્કી;નિ:સંશય;નિ:સંદેહ; નિર્ભ્રાંત, મતાભિમાની; મતાગ્રહી. 7. Having the power of direct action:અસર કરે તેવું. **P.** *degree*:અન્યોન્યાપેક્ષક રૂપ.**P.***quantity*: ધન; ધનપદ.**P.***sign*:વત્તાનું ચિન્હ. 8.(*a*) Electro positive:કેવળ અનન્ય સંબંધ.(*b*)Metallic; not acid:વિવિક્ત;કેવળ.*n.*1. That which is capable of being affirmed; reality : સત્યતા; યથાર્થતા. 2. The positive degree:અન્યોન્યાપેક્ષક રૂપ.

**Positively,** (પૉઝિટિવ્લિ) *adv.* In a positive manner; absolutely: સ્પષ્ટ રીતે;ખચીત;પુરતી રીતે;સાક્ષાત; અવશ્ય;નક્કી;વસ્તુત;સત્ય રીત્યે;યથાર્થત;મતાગ્રહથી.

**Possess,**(પૉઝેસ્ )*vt.*[L.*possideo*,I have.] 1. To occupy in person: હાથમાં-કબજા-હવાલા-વહિવટમાં હોવું. 2.To own;to have:-નું હોવું;-ના ધણી-માલેક હોવું;ભોગવવું;અનુભવવું.3. To gain;to seize: મેળવવું; પકડવું; સાધવું;સિદ્ધ કo.4.(*a*)To enter into and influence:-માં ભરાવું;ને આવવું;-ને વળગવું;-માં પ્રવેશ-સંચાર કo. (*b*)To control the will of:-ને વશ-આધીન થવું;-થી તણાઇ-ખેંચાઈ જવું;વશ કo.5.To put in possession:આપવું;ધણી-માલેક બનાવવું;-ને સ્વાધીનકo.

**Possession,** (પૉઝેશન્ ) *n.*1. The act or state of possessing:કબજો. 2.Ownership:કબજો;માલકી; હવાલો.3.The thing possessed:માલ; વિત્ત;વિભવ; દ્રવ્ય; મિલકત; તાબાનો મુલક;સંસ્થાન.4.Madness;frenzy: આવું;ભુતસંચાર;ઝોડ;વળગણું; પીડા; બાધા;ગોડછા. *vt.* To invest with property:વહીવટ-ભોગવટો કરવો.

**Possessive,**(પૉઝેસિવ્ )*a.*Pertaining to possession:સંબંધક;સંબંધ વાચક.*n.*1. The possessive case: ષષ્ઠિ-સંબંધક વિભક્તિ.2.A possessive pronoun:સંબંધક સર્વનામ.

**Possessor,**(પૉઝેસર્ )*n.* One who possesses; one who occupies: ભોક્તા;સ્વામી; અધિકારી; કબજેદાર; વહીવટદાર.

**Posset,**(પૉસેટ્ )*n.*[L.*poto*,I drink.] A beverage composed of hot milk curdled by some infusion:દુધનું શરબત.*vt.*1.To curdle: દુધ આખરવું-બાંધવું-જમાવવું-નું દહીં બાંધવું.2.To treat with possets: દુધનો શરબત આપવો-પાવો.

**Possibility,**(પૉસિબિલિટિ)*n.*1.The quality or state of being possible:શક્યતા;સંભવ; સંભાવ્ય; ઉપપત્તિ;ઘટના;સંગતિ.2.That which is possible;a contingency:ભવિતુમ્ કર્તુમ્-દાતુમ્ શકયતા.

**Possible,**(પૉસિબલ્ ) *a.* [L. *potis*, able & *esse*,to be.]Able to happen;capable of being done:બનવાજોગ;બની શકે એવું;શક્ય;સાધ્ય;સંભાવ્ય.**P.***to be done*:કરણીય;સાધ્ય. *As far as* **p**:યથાશક્તિ;બનતા સુધી.

**Possibly,** ( પૉસિબ્લિ ) *adv.* In a possible manner ; by possible means:કદાચિત;કદાપિ;છેછે ને નથી.

**Post,**(પૉસ્ટ્ ) [L.*post*,behind.] A prefix signifying,back,after:પછાડી-પછીના અર્થમાં વપરાતો શબ્દ.*n.* [L.*pono*,I place.]1.A pillar:થાંભલો;સ્તંભ;ટેકો.2. The door-post of a victualer's shop:વિશિવાળાના બારણાની સાખ(જેની ઉપર ચાકના આંકાથી જમનારાના દિવસ ભરવામાં આવે છે.)*n.*1.(*a*)Station:મુકામ;થાણું. (*b*)A military station:લશ્કરી થાણું-ચોકી.(*c*)The piece ground to which a sentinel's walk is limited:પેરો ભરવાની જગા. 2. A postman:ડાગવાળો;ખેપીઓ.3.The post office; the mail: ડાગ; ટપાલ. *Hence*,the carriage conveying the mail:ડાગગાડી.4.Speed, like that of a messenger:ડાગવાળાના જેવી ઝડપ-વેગ-ઉતાવળ. *In* **p.** *he came*:દોડતા-અટકયા વગર તે આવ્યો. 5.One who has charge of a station *esp.*of a postal station:પોષ્ટ માસ્તર.6.A station office or position of service,trust &c.:સ્થાન; પદ;અધિકાર;નિયોગ;પદવી;હોદ્દો.7.A size of printing and writing paper:છાપવા,લખવાના કાગળનું કદ તક્તિ.**P.**& *pair*,an old game at cards:પત્તાંની અસલી રમત.**P.***hour*, hour for posting letter:કાગળ નાંખવાનો વખત.*To ride* **p.**,to ride, as a carrier of dispatches; *hence*,to ride rapidly:તાબડતોબ-દોડતાં-સવેગ જવું-મજલ કo. *To travel* **p.**, to travel, as a post does, by

relays of horse:થોડે થોડે અંતરે ઘોડાનો ટપ્પો રાખી મુસાફરી કo;ઝડપથી જવું-ફરવું. *vt.* 1. To attach to a post;to placard: ચહોડવું; લગાડવું. 2.To hold up to public blame: ઉઘાડું પાડવું-કરવું-ને ફજેત કo. 3.To enter on a list: નામ દાખલ કરવું-નોંધવું.4.To set;to place:મુકવું;બેસાડવું.As,*to* **p.***a sentinel*:પેરો બેસાડવો.5.To carry,as an account from the journal to the ledger: ખતવવું;હિસાબ-નામું ખતવવું. 6. To mail:કાગળ ટપાલમાં નાંખવો. 7.To inform: ખબર કo-કહેવી; વાકેફ કo. *To* **p.***off*,to put off:ઢીલ કરવી. *To* **p.***over*,to hurry over: ઉતાવળ-ઝડપથી કરી નાંખવું. *vi.* 1. To travel with post horses;*fig.* to travel in haste:ડાગ ઘોડાથી જવું-ચાલવું;ઝડપથી જવું.2.To rise and sink in the saddle:ખડુક ખડુક કo;ઘોડો રવાલ જતો હોય તે વખતે જીન ઉપર ઉંચા નિચા થવું.*adv.* With post horses,hence,in haste:ડાગ ચોકી ઘોડા રાખીને;ઝડપથી;વેગથી.

**Postage,**(પોસ્ટેજ્) *n.* The price established by law to be paid for the conveyance of letter or other mailable matter by a public post:ડાગ-ટપાલ ખરચ-લવાજમ.

**Postal,**(પોસ્ટલ્ ) *a.* Belonging to the post office or mail service: ટપાલ સંબંધી-નું;ડાગનું.

**Post-chaise**,(પોસ્ટ્ શેઝ્ )*n.*A carriage for the mail:ટપાલની ગાડી.

**Post-date,** ( પોસ્ટ્-ડેટ્ ) *vt.* 1. To date after the real time:પાછળની તારીખ નાંખવી.*As to* **p.** a contract: લખ્યા તારીખ પછીની તારીખ કરારમાં નાંખવી.1.To affix the date to after the event: કંઈ બન્યા પછીથી તારીખ લખવી. *a.*Made after the date assigned:નક્કી કરેલી તારીખ પછી કરેલું. *n.*A date put to a bill of exchange later than it was actually made:પાછલી તારીખ.

**Post-diluvian,**(પોસ્ટ્-ડિલ્યુવિઅન્) *a.*Being or happening after the flood in Noah's days : નોહાના વખતની જળરેલ પછીનું.*n.*One who lived after the flood: તે જળરેલ-પ્રલય પછી જીવનાર.

**Poster,**(પોસ્ટર્ )*n.* 1.A large bill or placard intended to be posted in public places:જાહેરનામું.2. One who posts bills : જાહેરનામું ચોડનાર.3. One who travels expeditiously;a courier:ડાગવાળાની પેઠે ઝડપથી દોડનાર ચાલનાર;ખેપીઓ. 2.A post horse:ડાગનો ઘોડો.

**Posterior,** ( પૉસ્ટીરિઑર્ )*a.* [ L. *posterus*,coming after. ]1. Later in time;(opposed to *prior*): પછીના વખત-જમાનાનું;પશ્ચાત-ઉત્તર-અપર કાલીન; ઉત્તર;અપર; અવર. 2. Situated behind;hinder;(opposed to *anterior*): પાછલું;પાછળનું. 3.At or toward the caudal extremity:પાછળનું;પીઠનું-તરફ.

**Posteriority,** (પૉસ્ટીરિઑરિટિ) *n.* The state of being later or subsequent:પાછળ-પછી થવું-હોવું તે;પરતા;ઉત્તરતા.

**Posteriors,** ( પૉસ્ટિરિઑર્સ્ ) *n.* The hinder parts,as of an animal's body:ગાંડ;નિતંબ;ગુદપ્રદેશ.

**Posterity,**(પૉસ્ટેરિટિ)*n.*[L. *posteritas.*]Descendants: વંશજો;પ્રજા; સંતાન;સંતતિ; પુત્રપૌત્રાદિક. 2.Future times;Succeeding generations: આવતો-ભવિષ્યનો વખત; પછીની પ્રજા.

**Postern,**(પૉસ્ટર્ન્ )*n.*[L. *posterus*, coming after. ] 1. A back door or gate:પાછલું-ચોર-છાનું બારણું;પક્ષક.2.A subterraneous passage: જમીનની અંદરનું છાનું બારણું-રસ્તો; ભોંયરૂં.*a.* Back;private:પાછલું;છાનું;છુપું;ચોર. *As,the* **p.***door*:પાછલું બારણું.

**Post-fix,**(પોસ્ટ્-ફિક્સ્ )*n.*A letter, syllable or word added to the end of another word:અનુગ;પ્રત્યય.*vt.*To annex;to add:અંતે મુકવું-જોડવું;છેડે લગાડવું.

**Post-haste,**(પોસ્ટ્હેસ્ટ્ ) *n.* Haste or speed in traveling:ઘણી ઝડપ-ઉતાવળ.*adv.*With speed or expedition:ઘણીજ ઝડપથી દોડતાં;રાત બે રાત ચાલીને;મજલ દરમજલ; થોભ્યા વગર.

**Posthumous,** (પૉસ્ટ્યુમસ્ )*a.*[L. *post*,after,&*humus*,the ground.] I. Born after the death of the father, or taken from the dead body of the mother: બાપ મુઆ પછી જન્મેલું;સગર્ભા મરી ગએલી સ્ત્રીને ચીરીને કાઢેલું;મૃત્યુત્તરજાત. 2. Published after the death of the author:ગ્રંથકાર મરી ગયા પછી પ્રગટ કીધેલું-છાપેલું-બહાર પાડેલું.3. Being or continuing after one's death: મુઆ પછી થતું કે ચાલ્યાં કરતું.

**Postil,**(પૉસ્ટિલ્ ) *n.*[L. *post illa*, after those.]1. An explanatory note in the margin of the Bible so called because written after the text;hence,a marginal note: બાઈબલના હાંશીઆ ઊપર લખેલી ટીકા; હાંસીઆમાં લખેલી નોટ-ટીકા. 2. *vt.* To write marginal notes on; to comment:હાંશીઆપર ટીકા લખવી; ટીકા કo.*vi.* To comment:ટીકા લખવી;વિવેચન-ભાષ્ય કo.

**Postillion,**(પૉસ્ટિલિઑન્ )*n*, One who rides and guides the first pair of horses of a coach or post-chaise:પહેલી ઘોડાની જોડ હાંકનાર.

**Post-man,**(પૉસ્ટ્મૅન )*n.* 1. A post or courier:ટપાલ-ડાગ-વાળો-લઇ જનાર લાવનાર; હલકારો. 2. One of the two most experienced barristers in the court of Exchequer:ઇંગ્લંડની એકસચેકર કોર્ટના બે કાબેલ બૅરીસ્ટરોમાંનો એક.

**Post-mark,** ( પૉસ્ટ્-માર્ક્ ) *n.* The mark or stamp of a post office on a letter,giving the place and date of mailing or of arrival:ટપાલ ઓફીસની કાગળો ઉપર મારેલી છાપ.

**Post-master,** (પૉસ્ટ્માસ્ટર્ ) *n.* 1. One who has charge of a station of travelers:ચોકીદાર;થાણાવાળો.2. One who has a charge of post office and the distribution and forwarding of mails:ટપાલ ખાતાનો ઉપરી અધિકારી;ટપાલ માસ્તર.

**Post-meridian,**(પૉસ્ટ્મેરિડિઅન્ ) *a.*(Abbrev.**P.M.**)[L.*post*, after &*meridianus.*]1.Coming after the sun has passed the meridian: બપોર-મધ્યાન્હ પછીનું;અપરાહ્ણતન; પરાહ્ણકાલિક.2.Belonging to the after portion of life:અડધી જીંદગી પછીનું;ઉત્તરવયનું;વૃદ્ધાવસ્થાનું.

**Post-mortem,**(પૉસ્ટ્મૉર્ટેમ્ )*a.*After death:મુઆ પછીનું;મરણોત્તર.

**Post-office**, ( પૉસ્ટ્ઑફિસ્ ) *n.* A place appointed for attending to all business connected with the mail:ટપાલ ઓફીસ.

**Postpone,**(પૉસ્ટ્પોન્ )*vt.*[L.*post*, after & *pono*,I place.]1.To defer to a future or later time; to put off:મુલતવી રાખવું;વિચારપર રાખવું;બાકી રાખવું.2.To place after,

Pride is an ill horse to ride :

*sons*:સમળની પ્રાબલ્યતા.

**Preponderate,** (પ્રીપૉન્ડરેટ્) *vt.* [L. *præ*, before & *pondus*, weight.] **1.** To out-weigh; to overbalance:વધારે ભારે થવું;તોલમાં વધવું; નમવું.**2.** To overpower by stronger influence or moral power: વધારે વજનદાર હોવું-થવું;-નું પ્રબળ-પ્રાધાન્ય હોવું.**3.** To incline; to decide:વધારે જોર પકડાવું;-નું મન-વલણ કરાવું.As,*desire to spare Christian blood* **p.** s *him for peace*:ખ્રિસ્તીઓ ખુવાર થતા અટકાવવાની ઇચ્છાથી સલાહ કરવાનું તેનું વધારે વલણ થાય છે. *vi.* To exceed in weight:વજનમાં વધવું.

**Preposition,**(પ્રેપોઝિશન્) *n.* [L. *præ*,before & *pono*,I put.]**1.**A word employed to connect a noun or pronoun, in an adjectival sense with some other word: શબ્દયોગી અવ્યય; નામયોગી અવ્યય;ઉપસર્ગ.**2.**A proposition;a discourse:ખુલાસો;દરખાસ્ત.

**Prepositional,** (પ્રેપોઝિશનૅલ્) *a.* Pertaining to a preposition;of the nature of a preposition : નામયોગીનું-નું કામ કરનારૂં-ના જેવું.

**Prepossess,**(પ્રીપૉઝેસ) *vt.* **1.** To take previous possession of : આગળથી ભોગવટો-કબજો લેવો-દેવો.**2.** To preoccupy as the mind or heart so as to preclude other things :-ના મનમાં પહેલાંથી અસર કo-આગળથી સારો વિચાર પેસી જવો; -ના મનમાં આગળથી વસી જવું.

**Prepossession,**(પ્રીપૉઝેશન્)*n.* **1.** Prior possession: પહેલો ભોગવટો -કબજો. **2.** Previous impression; bias: પહેલેથી ચોંટી ગયેલો ભાવ; બરોબર જોયા વગર બંધાયલો વિચાર-આસ્થા-રૂચી;પક્ષપાત.

**Preposterous,**(પ્રીપૉસ્ટરસ્)*a.*[L. *præ*, before & *posterus*, coming after]**1.** Having that first which ought to be last:જેમાં પહેલું છેલ્લું હોવું જોઇએ પણ પહેલું છે તેવું;વિપરીત.**2.**Contrary to nature or reason;perverted: છેક જ ઉંધબુધિયું;કેવળ-હડહડતી મુર્ખાઈ ભરેલું; દસાડિયા મુસલમાનસી;અસંગત;અનુપપન્ન;અસંબદ્ધ;અનર્થક;ઉલટું; વિપરીત;અયુક્ત.

**Prepotency,** ( પ્રીપૉટેન્સિ ) *n.* **1**-The quality or condition of being prepotent: શ્રેષ્ઠતા; ચઢીઆતાપણું. **2.** The capacity, on the part of one of the parents, as compared with the other to transmit more than his or her own share of characteristics to their offspring:માબાપમાંના એકની જેની ખાસિયત-ગુણ પોતાની પ્રજામાં બીજાથી વધારે ઉતારવાનો ગુણ.

**Prerequisite,** ( પ્રીરેક્વિઝિટ્ ) *a.* Previously required: પહેલેથી જરૂરનું;પૂર્વાપેક્ષિત;પૂર્વાકાંક્ષિત.*n.*Something previously required: આગળથી જેની જરૂર-ખપ પડે એવીચીજ; પૂર્વાકાંક્ષા.

**Prerogative,** (પ્રીરૉગેટિવ્) *n.* [L. *præ*, before & *rogo*, I ask.] **1.** An exclusive or peculiar privilege: ખાસ હક;વિશેષ સત્તા-અધિકાર.**2.**Precedence;first rank:અસાધારણ-વિશેષાધિકાર.

**Presage,**(પ્રીસેજ્) *vt.*[L. *præ*, & *sagio*, I perceive acutely.] **1.** To foreknow:આગળથી જાણવું;ભાસવું-ખબર પડવી.**2.**To foretell: ભવિષ્ય કહેવું-ભાળવું. *vi.* To form or utter a prediction: -નું ભાવિ-પૂર્વ ચિન્હ હોવું. *n.* An omen; an augury:કંઇ ભાવિ નિશાની-ચિન્હ;શુભચિન્હ; પૂર્વ લક્ષણ. **2.** Foreknowledge: આમ થશે એમ મનમાં ઉઠેલો દુર્વિચાર;અગમજ્ઞાન.

**Presbyter,** ( પ્રેસબિટર્ ) *n.* [ Gr. *presbys*, old. ] **1.** An elder in the early Christian church: ખ્રિસ્તિ દેવળનોવડીલ.**2.**One ordained to the second order in the ministry:"ડીકન"થી ચઢતા અને "બીશપ"થી ઉતરતા એવા બીજા દરજ્જાનો પાદરી.**3.**A member of a presbytery: પાદરી મંડળનો માણસ. **4.** A presbyterian:પાદરી.

**Presbyterian,** ( પ્રેસ્બિટીરિઍન્ ) *a.*Pertaining to a presbyter:ખ્રિસ્તી વડીલો સંબંધી.*n.* A member of the Presbyterian church:ખ્રિસ્તિ વડીલોની સત્તાવાળા ખ્રિસ્તી મંડળમાંનો એક માણસ.

**Presbytery,** ( પ્રેસ્બિટેરિ ) *n.* **1.** A body of elders in the early Christian church:ખ્રિસ્તી વડીલોનું મંડળ.**2.**A judicatory consisting of all the ministers within a certain district: અમુક પ્રાંતમાંની વડીલ સભા. **3.**The presbyterian religion: ખ્રિસ્તી વડીલસત્તાક ધર્મપંથ.**4.**That part of the church reserved for the officiating priests:પાદરીનો આશ્રમ.

**Prescience,**(પ્રીશિએન્સ)*n.*Knowledge of events before they take place: બનનાર વસ્તુ આગળથી સમજવી-જાણવી તે;ભાવિજ્ઞાન;પૂર્વજ્ઞાન;અગમબુદ્ધિ;ભવિષ્યદર્શન-જ્ઞાન.

**Prescient,**(પ્રીશિએન્ટ્)*a.* [L.*præ*, & *scio*,I know.] Fore-knowing; foreseeing: બનનાર વસ્તુ આગળથી સમજનાર-જાણનાર;ભાવિજ્ઞાની;અનાગતવેદિ;ભવિષ્યદર્શી.

**Prescribe,**(પ્રીસ્કાઇબ)*vt.*[L.*præ*, &*scribo*,I write.] **1.**To dictate; to appoint;to direct: ધોરણ બતાવવું-કહેવું;શિખવવું;હુકમ કo-આપવો; આજ્ઞા કo.**2.**(*Med.*)To direct,as a remedy to be used by a patient: બતાવવું;કહેવું; આપવું;ઓસડની યાદ લખવી; ઉપચાર બતાવવો. As, *the doctor* **p.***d quinine*: દાક્તરે ક્વીનાઇન લખી આપ્યું. *vi.* **1.** To give directions:(ચાલવાનો)રસ્તો-ધોરણ-રીત બતાવવી-કહેવી. **3.** (*Med.*) To give medical directions: ઓસડ લખી આપવું-બતાવવું.**4.**(*Law.*) To claim by prescription:ઘણા વર્ષનો ભોગવટો કે રીવાજ બતાવી હક રાખવો.

**Prescript,**(પ્રીસ્ક્રિપ્ટ્)*a.* Directed; prescribed:બતાવેલું-જણાવેલું.*n.***1.** Direction:સૂચના;ફરમાન;આજ્ઞા.**2.** A medical prescription: વૈદે-દાક્તરે બતાવેલી-લખી આપેલી દવા.

**Prescription,** (પ્રીસ્ક્રિપ્શન્) *n.* **1.** Direction;precept:નિર્દેશ;આદેશ; વિધાન.**2.**A medical recipe:આપેલું-કહેલું ઓસડ;ઉપચાર-ઔષધવિધિ; ચિકિત્સાલેખ.**3.**(*Law.*)The claim of title,to a thing by virtue of immemorial use & enjoyment: ઘણા વર્ષના-લાંબી મુદતના કબજા-ભોગવટાથી મેળવેલો હક;અનાદિપરંપરા; જુનો વહિવટ-ચાલ;ચિરકાલભોગ.

**Prescriptive,** ( પ્રીસ્ક્રિપ્ટિવ્ ) *a.* (*Law.*)Consisting in,or acquired by immemorial use and enjoyment:કાયદામાં કહેલી મુદ્દત ઉપરાંતના-ઘણા વરસના કબજા-ભોગવટાથી સંપાદન કરેલું-મેળવેલું;અનાદિપરંપરાશ્રયી;ચિરકાલ ભોગાશ્રયી. As, **p.***right or title:* ઘણા વર્ષના કબજા ભોગવટાથી મળેલો હક.

**Presence,**(પ્રેઝેન્સ)*n.***1.** The state

of being present:મોજુદી;હાજરી; પ્રત્યક્ષતા;સમક્ષતા;વિદ્યમાનતા; સન્નિધિ;રૂબરૂપણું.2.The place in which one is present: રૂબરૂપણું;સમીપતા;સમક્ષતા.3.Neighbourhood to the person of one of superior rank:હજુર.4.Person;personality: હજુર; ખુદ. *The Sovran* **P.** *thus replied*:ખુદ સોવરાન આ પ્રમાણે બોલ્યો.5.Noble company:ઉમરાવોની ટોળી;અમીરઉમરાવ મંડળ.6.Port; air; mien:આકૃતિ;રૂપ;ચેહેરો; મુદ્રા; ચર્યા.As,*a graceful* **p.** *bespeaks acceptance*: લાવણ્ય ચ્હેરો સંમતિ દર્શાવે છે.**P.***chamber or* **p.***room*, a room in which great personage receives company:મોટા લોકોનો મુલાકાત લેવાનો ઓરડો;દિવાનખાનું;દર્શનશાળા.**P.***of mind*:સમયસૂચકતા;હામ; ભાન; સાવધગિરી; દેહભાન;અવ્યગ્રતા;પ્રતિભાન.

**Present,**(પ્રેઝેન્ટ્ )*a.*[L.*præ*,before & *esse*,to be.]1.Being at hand; within reach or call:હાજર;મોજુદ; રૂબરૂ;પ્રસ્તુત;પ્રકૃત; વિદ્યમાન; પ્રત્યક્ષ;-અપરોક્ષ.2.Now existing;begun but not ended:હમણાં-હાલનું;વિદ્યમાન;આધુનિક;સાંપ્રત કાળનું;વર્તમાન; ચાલતું.As, *the* **p.***state of affairs*: ચાલતો મામલો; હાલની હકિકત. **P.** *tense*:વર્તમાનકાળ.3. Instant;immediate:તરતનું;તાત્કાલિક; અવિલંબિત.**P.** *recompense*: તરત મળેલો બદલો.4.Ready:પ્રત્યક્ષ; હાજરહજુર.5. Favourably attentive: હાજર. *To find a god so* **p.** *to my prayer*: મારી અરજ પ્રભુને એ પ્રમાણે તરત લક્ષ્યમાં લેતાં જોઇ.*n.* Present time;the time being: ચાલતો-વર્તમાન વખત.2.(*pl.*)Present letters or instrument:લેખ;દસ્તાવેજ.As,*know all men by these* **p.**s:આ લેખ ઉપરથી જણાવવામાં આવે છે કે.3.A present tense or form of the verb denoting present tense:વર્તમાનકાળ.*At* **p.**,*now*:હાલ. *For the* **p.**,for the time being; temporarily:હાલતો;થોડો વખત.*In* **p** ,at once:એકદમ;તરત.*vt.*(પ્રીઝેન્ટ્) 1.To introduce formally: કોઇની રૂબરૂ કે હજુરમાં તેડી લાવવું-ઉભું કo; રજુ-હાજર કo;ઓળખાણ કરાવવું. 2. To exhibit or offer to view:મોંઆંખ આગળ મુકવું-ધરવું;નજરે પાડવું; આપવું;કહેવું;બતાવવું.As,*to* **p.***a fine appearance*: મોહક દેખાવું. 3. To deliver;to make over:હાથમાં આપવું;સોંપી દેવું;આપી દેવું;સ્વાધીન કo; અર્પવું;સમર્પવું;અર્પણ-સમર્પણ કo. 4. To make a gift of;to bestow;to confer:-ની ભેટ કo;બક્ષવું; નજર કo. 5.*Hence*,to endow;to bestow a gift upon:બક્ષીસ આપવું;આપી દેવું. 6. To represent; to personate (*obs.*):-નું રૂપ લેવું,-નોવેશ ધરવો. 7. (*a*)To nominate to an ecclesiastical benefice:-ને કોઈ અમુક વૃત્તિઉપર નીમવું-ધર્માધિકાર સોંપવો.(*b*)To lay before a public body for consideration:રજુ કo;આપવું. As,*to* **p.***a memorial*:વિનતિપત્ર-અરજી રજુ કo.(*c*) To lay before a court as an object of inquiry:તપાસ માટે રજુ કરવું. (*d*) *To* bring an indictment against:-ના ઉપર તોહોમત મુકવું.(*e*)To aim,point,or direct, as a weapon:-ની સામે ધરવું-તાકવું-નિશાન માંડવું.**P.***arms*(*Mil.*), the command in response to which the gun is held perpendicularly,as in saluting a superior officer:ઉપરી અધિકારીને માન આપવા માટે બંદુક મ્હોં સામે ખડી કરી ઉભા રહેવાનો આદેશ.*vi.*To appear at the mouth of the uterus so as to be perceptible to the finger in vaginal examination,-said of a part of an infant during labour: ગર્ભાશયમાં આંગળી નાંખી જાણી શકાય એવી રીતે અવતરતા બાળકનો કંઈ ભાગ કમળ બહાર નીકળવો. *n.* 1. A gift; a donative : ભેટ; ઉપહાર; બક્ષીસ. As, a *Christmas* **p.**: નાતાલની ભેટ.2.The position of a soldier in presenting arms:સોલજરોની સલામતી આપતી વખતની સ્થિતિ.

**Presentable,**(પ્રીઝેન્ટબલ્ )*a.*1.(*a*) Capable or admitting of being presented:કોઇની રૂબરૂ હજુરમાં તેડી જવા જેવું-લાયક. (*b*) Fitted to be presented or introduced:-ને નિવેદન કરવા-બતાવવા-કહેવા લાયક; દર્શનીય.As,*ideas that are* **p.***in simple language*:સરળ ભાષામાં જે વિચારો દર્શાવવા લાયક છે તે.2.Admitting of the presentation of a clergyman:વૃત્તિ કરાવી આપવા-અપાવવાની અધ્યક્ષને ભલામણ કરાવા લાયક.

**Presentaneous,** (પ્રીઝેન્ટેનીઅસ ) *a.*Ready;quick: જલદ; તરત અસર કરે એવું. As, **p.***poison*: તરત અસર કરે એવું ઝેર.

**Presentation,**( પ્રેઝેન્ટેશન ) *n.* 1. A setting forth;an offering:નિવેદન;પ્રતિપાદન;અર્પણ;ગુજારણી.**p.** *of an oblation*:બલિદાન; નિર્વપણ.2. Exhibition;show; appearance: (રમત-તમાસો-ખેલ) કરી બતાવવો તે; પ્રદર્શન;દેખાવ.3.A present;a gift: ભેટ;બક્ષીશ; દાન. 4. The right of presenting a clergyman: (પાદરીની)વૃત્તિ અપાવવાનો હક.5.(*Med.*) The particular position of the child during labor relatively to the passags through which it is to be brought forth:વેણ કષ્ટાતું હોય તે વખત ગર્ભદ્વારનેસંબંધે બાળકે રહેલાં-પડેલાં હોવું તે;અવતરતી વખત બાળકની અમુક સ્થિતિ.

**Presentiment,** ( પ્રીસેન્ટિમેન્ટ )*n.* [L.*præ*,& *sentio*,I feel.](*a.*)Previous sentiment; previous apprehension:આમ થશે એમ આગળથી મનમાં આવી ગએલો વિચાર-વાત; પૂર્વ ભાવના-કલ્પના. ( *b*) *Esp.*, anticipation of evil; foreboding: દુઃખકર-માઠી વાત મનમાં આવવી-આગળથી જણાવી તે;અનર્થભાન.

**Presently,**(પ્રેઝેન્ટ્લિ ) *adv.* 1. At present;now:તત્કાળ;હમણાંજ; તરતજ;સાંપ્રત;અધુના.2. (*a*) At once; forthwith:એકદમ;તત્ક્ષણ;સદ્ય;તાબડતોબ;સત્વર;જલદી.As,*the fig tree* **p.***withered away*:જરાવારમાં અંજીરનું ઝાડ કરમાઇ ગયું.(*b*) After a little while;before long:થોડીવારમાં;જરા રહીને.

**Presentment,**(પ્રીઝેન્ટ્મેન્ટ્ ) *n.* 1. The act of presenting: ધરવું-રજુ કરવું તે. 2. Appearance; exhibition:દેખાવ;ચિતાર.3. The notice taken by a grand jury of any offence from their own knowledge or observation: જ્યુરી-પંચે નજરે જોએલા ગુન્હાનું કામ ચલાવવું તે. **P.***of a bill of exchange*,the offering of a bill to the drawee for acceptance or to acceptor for payment : શીકારવા કે લખનાર પાસે નાણાં લેવા હુંડીનો દેખાડ કo તે.

**Preservation,**(પ્રીઝર્વેશન )*n.* Security;safety: બચવું-ઉગરવું તે; બચાવ;રક્ષણ;જતન;પાલન;સંરક્ષણ.

**Preservative,** ( પ્રીઝર્વેટિવ્ ) *a.* Having the power of preserving:કોહે-બગડે નહીં એવું;જાળવાય-રક્ષણ-બચાવ થાય એવું;રક્ષણકર્તા-કારી; તારક; રક્ષણ સાધક. *n.*That which preserves;a preservative agent: રક્ષક;પાલક;બચાવ-રક્ષણ કરનાર;બચાવ-રક્ષણનો ઉપાય;રક્ષણ સાધન.As,*to wear tablets as* **p.**s,*against the plague*: મરકીમાંથી બચવા-ઉગરવા માટે તાવીજ પેહેરવાં.

**Preserve,**(પ્રીઝર્વ્ )*vt.* [L.*præ*,before & *servo*, I serve. ] **1.** To guard or defend from evil: બચાવવું-જાળવવું;ઉગારવું;-નું જતન-રક્ષણ કરવું;-ની સંભાળ રાખવી.**2.**To save from decay by the use of some preservative substance: બગડવા ન દેવું;મીઠું દઈ જાળવી રાખવું;મસાલો ભરી-ખાંડની ચાસણીમાં રાખી મુકવું; અથાણું કo;મુરબ્બો કo. **3.** To keep intact;to maintain throughout: ઠેકાણે રાખવું;ઠેઠ સુધી સંભાળી-જાળવી રાખવું;રાખવું; જાળવવું. As *to* **p.** silence:શાન્તિ રાખવી;મૌન ધારણ કo. *To* **p.***game*, to protect it from extermination: શિકારનો નાશ ન કo.*vi.*1. To make preserves:અથાણું-મુરબ્બો કo. 2. To protect game for purposes of sport:ખેલગમત માટે શિકારનું રક્ષણ કo.*n.*1.(*Pl.*) That which is preserved:મુરબ્બા; અથાણું.2.A place in which game, fish &c., are reserved for purposes of sport or for food:ખોરાક કે શિકાર રમત માટે જે જગોએ શિકાર રાખી મુકવામાં આવે છે તે સ્થાન;વાડો.

**Preserver,** ( પ્રીઝર્વર ) *n.* 1. One who, or that which, preserves from destruction:બચાવનાર;તારનાર;તારક;રક્ષક;પાલક; સંરક્ષક;ત્રાતા. 2.One who makes preserves of fruit:અથાણું-મુરબ્બો રાખનાર-કરનાર.

**Preside,**(પ્રીઝાઈડ્ )*vi.* [L. *præ*, before & *sedeo*,I sit]1.To occupy the place of authority: સરનસીન-પ્રમુખનું કામ કરવું;ઉપદ્રષ્ટા;અધ્યક્ષ-અધિપતિ હોવું-બનવું; *to* **p.** *at a public meeting*:સભામાં પ્રમુખની ખુરશીએ બીરાજવું.2.To watch over: દેખરેખ રાખવી;અધિષ્ઠાતા-નિયંતા હોવું-નું કામ કo;નાયકી-સરદારી કo.

**Presidency,** (પ્રેઝિડેન્સિ)*n.* **1.** (*a*) The function or condition of one who presides:પ્રમુખતા;સરનશીની;અધ્યક્ષતા;અધિષ્ઠાન;અધિકાર;દેખરેખ.**2.**The office of a president: રાજ્યનિયંતા-પ્રેસીડન્ટપણું. 3. The term during which a president holds his office: પ્રમુખની કારકીર્દિનો કારભાર. 4. One of the three great divisions of British India, the Bengal,Madras,& Bombay Presidencies:બંગાળા,મદ્રાસ કે મુંબાઈ ઇલાકો; ગવરનરના તાબાનો મુલક;ઈલાકો.

**President,**(પ્રેઝિડેન્ટ્ )*n.*Precedent (*obs.*): દાખલો;આધાર.*a.* Having the highest authority (*R*):મોટી સત્તાવાળો.*n.* 1.The presiding officer: પ્રમુખ;અધ્યક્ષ; નિયંતા; અધીશ;અધિપતિ;પ્રભુ;નાયક;સભાપતિ;-નાયક.2. A guardian; a protector (*obs.*) દેખરેખ રાખનાર;રક્ષક;પાલક.

**Presidential,** (પ્રેઝિડેન્શલ ) *a.* 1. Presiding or watching over:પ્રમુખ-અધિષ્ઠાતાનું કામ કરનાર.2.Pertaining to a president:પ્રમુખ-અધ્યક્ષનું.As,**p.***chair*:પ્રમુખની ખુરશી.

**Presidentship,**(પ્રેઝિડેન્ટશિપ્ ) *n.* See.**Presidency** No.2 & 3.

**Presidial-ary,** (પ્રીસિડિઅલ્-અરિ) *a.* Of or pertaining to a garrison;having a garrison:જ્યાં કિલ્લાના રક્ષણ સારૂ ફોજ હોય એવું.

**Presignify,** (પ્રીસિગ્નિફાઇ) *vt.* [L. *præ, signify.*] To intimate or signify beforehand:આગળથી કહી બતાવવું.

**Press,**(પ્રેસ્)*n.*(*Zool.*)An East Indian insectivore:જીવજંતુ ખાઇ રહેનારૂં પ્રાણી.*vt.*To force into service, *esp.* naval service; to impress:સરકારી કામ કo-વિશેષે કરી તરીના લશ્કરમાં લડવા પકડી જવું;વેઠે પકડવું. *n.* A commission to force men into public service; particularly into the navy:સરકારી કામ કo -વિશેષે કરી તરીના લશ્કરમાં લડવા માણસો પકડવા સોંપેલું કામ-કમીશન.*vt.*[L. *premo*, I press.] 1. To bear upon;to squeeze: દાબવું;ચાંપવું;ચગદવું;ખીલવું.2. To squeeze, in order to extract the juice of: દાબવું;નીચોવવું;મચડવું;ચોળવું;પીલવું. 3.(*a*) To squeeze in or with suitable instruments or apparatus,in order to compact, make dense or smooth:સાંચાથી-બીજા હથિયારથી દાબીને નાનું કo-લીસું કરવું; સંકોચવું; સંઘટ્ટ કo. *To* **p.** *cotton bales,paper,*&c:રૂની ગાંસડી-કાગળ વિo દાબી ઘટ્ટ કo.(*b*) To press by ironing:અસ્ત્રીથી સુંવાળું-લીસું કo;*as, to* **p.***clothes*:કપડાંને અસ્ત્રી કo.**4.**To embrace closely;to hug:(છાતી સરસું) દાબવું;ચાંપવું;જોરથી ભેટવું.**5.**To oppress;to bear hard upon:દુ:ખ દેવું;હેરાન કo;કનડવું;પીડવું;વ્યથા કo. **P.***not a falling man too far*: પડ્યા ઉપર પાટુ ન મારો;મરતાને ન મારો.6.To straiten;to distress: ચીડાવું; સપડાવું; અકળાવું;-થી ભીડાઇ જવું;દુ:ખી થવું;હાથ ભીડમાં આવી જવો. As, *to be* **p.***d with want or hunger*:તંગી કે ભૂખથી સપડાવું; તંગીમાં આવી પડવું;ભૂખે મરવું.**7.**To constrain;to force;to compel:ઘણી સત્તા વાપરવી;દાબ-કબજામાં રાખવું;ફરજ પાડવી.**8.**To enforce,urge or inculcate with earnestness or importunity:મનાવવું;મનમાં ઠસાવવું-ખોસવું;આતુરતાથી મનાવવા માગવું-આગળ ધરવું.As,*to* **p.***a divine truth on an audience*:શ્રોતાજનના મનમાં ઈશ્વરી સત્ય ઠસાવવું.**9.**To drive with violence; to hurry; to urge on:જોરથી આગળ કરવું;હેલવું; દાબીને-ચાંપીને હાંકવું-આગળ લેવું.As, *to* **p.***a horse in a race*:સરતમાં ઘોડાને ચાંપીને-હાંકીને ચલાવવો-રમકાટવો-તગેડવો.*vi.*1.To exert pressure: દબાણ-જોર-બળ કરી પારજવું; હડસેલી ચાલ્યાં જવું-આવવું.2.To crowd; to throng;to encroach:ઘેરવું;વીંટલાઈ વળવું;સપડાવું;-ની ઉપર પડવું;ભીડ કo; ચગદવું.As,they **p.***d upon him for to touch him*:તેને અડકવા તેની ઉપર તેઓ પડ્યા-તેને વીંટલાઈ વળ્યા.3. To urge with vehemence or importunity to exert a strong or compelling influence: બળ કરીને આવવું;આગ્રહ કo; વળગી પડવું;વધારે અસર કo-સત્તા ચલાવવી.*n.*1.(*a*)An apparatus by which any substance is pressed:દાબવાનો સંચો; ચપડવા-દાબી લીસુ કરવાનો સંચો-યંત્ર;ચાંપ.(*b*)Sometimes,the place or building containing a press or presses:એવો સંચો-યંત્ર રાખવાનું સ્થળ-આલય.2.Specifically,printing press:છાપવાનો સંચો-યંત્ર;મુદ્રાયંત્ર;પ્રેસ.3.(*a*)The art or business of printing and publishing: છાપવાનું કામ-કળા. Hence, printed

publications, more especially, newspapers:છાપો;મુદ્રાંકિત લેખ;વર્તમાનપત્રો.4.An upright case for the safe keeping of articles:કબાટ;ભંડારિયું.5.The act of pressing forward:આગળ વધવું-ધસવું-ચાલવું તે.6. Urgent demands of business;urgency:ભીડ;ભરાવો;ધાઇ;બહુ કામ હોવું તે;મારો;તડામારી.7. A throng: ભીડ; ભીડાભીડ;ઠેલો; ઠાટી. *Liberty of the* **p.**,the free right of publishing books,papers &c. subject only to punishment for morally pernicious matters:નીતિ વિરુદ્ધના બધા વિષય શિવાય સ્વતંત્રતાથી છાપવાનો હક.**P.***bed*,a bed that may be folded & closed in a press:કબાટમાં વાળીને મુકી શકાય એવું બિછાનું.

**Pressing,**(પ્રેસિંગ્ )*a.* Urgent;exacting: અકળાવનારૂં;આગ્રહ ભરેલું; તાકીદનું;અત્યવશ્યક;હડહડતું. As, **p.** *necessity*:હડહડતું પ્રયોજન.

**Pressure,**(પ્રેશર્ ) *n.*1. The act of pressing ; compression: દાબવું-ચાંપવું-લીસુ કરવું તે;દબાણ;ભાર.2.A constraining force of any kind: દાબ; દાબણ;-નું જોર 3. Affliction: distress:ભાર;માર;પીડા;બાધા;ક્લેશ.4. Urgency:ઘણું કામ.5.Impression: stamp:છાપ.6.(*Mech.*)The action of a force against some obstacle: પ્રતિકારક બળને દાબનારૂં બળ;પેષન બળ. *Back* **p**, pressure which resists the motion of the piston: એન્જીનની લાટને અટકાવનાર બળ. **P.** *gauge*, a guage for indicating fluid pressure;a manometer:વરાળનું બલમાપક યંત્ર.

**Press-work,**(પ્રેસ્-વર્ક્ )*n.* The art of printing from the surface of type:છાપો ઉતારવાનું કામ;મુદ્રાંકનકાર્ય.

**Prestige,**(પ્રેસ્ટિજ્ )*n.* [L.*praestigium*,a delusion.] 1.Delusion; trick:માયા;ઇંદ્રજાળ. 2. (*a*) Influence derived from past success: પ્રતિષ્ઠા; બેસાડેલી છાપ; ગૌરવતા.(*b*) Force or charm divided from acknowledged character or reputation:આગલા દાખલા ઉપરથી કાર્ય સિદ્ધિ વિષે બાંધેલી હિંમત-ધારણા-આશા.

**Presto,**(પ્રેસ્ટો)*adv.*[L.*præ* & *sto*, I stand.]1. Quickly; in haste: જલદી; વહેલાં; એકદમ; સત્વર. 2. Rapidly:ઉતાવળાં;ઝડપથી.

**Presumable,**(પ્રીસ્યૂમૅબલ્ )*a.*Such as may be presumed or supposed to be true : અનુમાન લઈ જવા યોગ્ય;પુરાવો ન હોય તોપણ ખરૂં માનવા લાયક;અનુમેય.

**Presume,**(પ્રીસ્યૂમ્ )*vi.*[L.*præ*,& *sumo*,I take.]1. To suppose or assume something to be true: પુરાવા વગર-સંભવ ઉપરથી ખરૂં માનવું;ધારવું;માનવું;માની લેવું;ધારી લેવું.2. To venture beyond licence;to take liberties:મર્યાદા મુકીને ચાલવું-બોલવું;આગળ વધીને કo;સાહસ કo;-શેખી-અહંકાર-અભિમાન કo. 1. To assume or take beforehand:માનવું;ગણવું;અનુમાન કo;ધારી મુકવું;કબુલરાખવું;વગર પુરાવે ખરૂં છે એમ આગળથી માનવું; તર્ક કo. 2. To infer;to suppose to take for granted : અનુમાન કરવું-કરી લેવું; ધારવું;(કંઇવાત)કબુલ રાખવી.

**Presuming,** (પ્રીઝ્યૂમિંગ્ )*a.*Confident; arrogant : હદપાર જનાર; મર્યાદા મુકી ચાલનાર;અભિમાની; ફાંકો-ગર્વરાખનાર.શુષ્કાભિમાની.

**Presumption,** (પ્રીઝમ્શન્ ) *n.* 1. The act of presuming or believing upon probable evidence : અનુમાન;તર્ક;કલ્પના;અનુમાન-ગુમાન લેઈ જવું તે.2.Ground for presuming;strong probability: સંભાવના;અનુમાન-ગુમાન લઇ જવાનો આધાર-કારણ;સબબ;સંભવ; ધારણા. 3. That which is presumed or assumed:બાંધેલું-લઈ ગએલું અનુમાન-તર્ક.4.Act of venturing beyond due bounds;arrogance ; effrontery:હદ-મર્યાદા મુકી ચલાવેલી અયોગ્ય વર્ત્તણું-કનવચાર;દર્પ;અહંકાર; શેખી;ફાંકો;તોર;અભિમાન; અહંકાર;શુષ્કાભિમાન.*Ground for* **p.**: મુદ્દો. **P.***of fact*(*Law.*),an argument of a fact from a fact:પુર-વાર થએલી હકીકત ઉપરથી તેના સંબંધ પરત્વે બીજી હકીકત ખરીછે એમ માનવું તે.**P.***of law*(*Law*), a postulate applied in advance to all cases of a particular class: કાયદાએ કરેલું અનુમાન; *a* **p.***s,of innocence*:નિર્દોષતાનું અનુમાન.**Presumption** *of regularity of records*: દફતર ખરાં છે એવું અનુમાન.

**Presumptive,**( પ્રીઝમ્ટિવ્ ) *a.* 1. Grounded on probable evidence; probable: અનુમાન ઉપરથી ગ્રહણકરેલું-માનેલું-ને આધારે કબુલ રાખેલું;અનુમાનસિદ્ધ; સંભાવિત; અનુમાનિક; અનુમાનાશ્રયી; તર્કાશ્રયી;તર્કાવલંબી.**P.***heir*: સંભાવિતસ્થાનાધિકારી.As, **p.** *proof*: અનુમાનનિર્ણય. 2.Arrogant; presumptuous: અભિમાની; તોરી;ફાંકો રાખનાર.

**Presumptuous,**(પ્રીઝમ્ટ્યૂઅસ્ )*a.* 1.Arrogant;insolent:નાલાયક;બેઅદબ;ગુમાની; મર્યાદા મુકી ચાલનાર; અત્યભિમાની;ડીમાકી; અહંકારી. 2. Founded on presumption:અનુમાનના આધારે કહેલું.3.Done with bold design,rash confidence,or in violation of known duty; wilful:માથાના છેકજ ફરેલ થઇને કીધેલું;દાટ વાળવા જેવું;છચોક;ઇરાદાપૂર્વક.

**Presuppose,** (પ્રીસપોઝ્) *vt.* To suppose beforehand:અગાઉથી કલ્પના કરવી;પૂર્વભાવના-કલ્પના કo.

**Pretence,**(પ્રીટેન્સ્ )*n.*1.Assumption;pretension:હક રાખવો તે;ખોટું બ્હાનું બતાવવું તે;છળ. 2. False show;simulation:બ્હાનું; ડોળ;ઢોંગ;નિમિત્ત;મિષ;as **p.***of illness*:બીમારીનું બ્હાનું.3.False, deceptive argument or reason:મિષ;નિમિત્ત; મિથ્યાહેતુ;મસ. 4. Intention; design(*obs.*):ઇરાદો; ઠરાવ.

**Pretend,** (પ્રીટેન્ડ્ )*vt.*[L.*præ*, before & *tendo*,I stretch.] 1. To lay a claim to : નો હક-દાવો કo; -નું અભિમાન ધરાવવું.2. To exhibit as a veil for something hidden:ઢોંગ કo; ડોળ ઘાલવો-ખતાવવો.3.To feign:-નું ડોળ કo-ઘાલવું -બતાવવું;જુઠું કહેવું;as *to* **p.***friendship*: મિત્રાઇનું ડોળ રાખવું. 4. To intend; to design; to plot: કોશીશ કo;પ્રપંચ-કાવતરૂં કરવું.5. To hold before one to extend(*obs*): ઉપર ધરવું.*vi.*1.To allege a title: હક-દાવો કરવો-રાખવો ; કહેવું;-નું અભિમાન ધરાવવું.*Countries that* **p.** *to freedom* : જે દેશો સ્વતંત્રતાના હક ધરાવેછે તે.2.To feign;to show: ડોળ-ઢોંગ કરવો; as, *to* **p.** *to be asleep*:ઉંઘી ગયેલા હોય એમ ડોળ કo.

**Pretended,** (પ્રીટેન્ડેડ્ )*a.* Unreal; false: ખોટું;ઠોકી બેસાડેલું;કત્રીમ.

**Pretender,**(પ્રીટેન્ડર્ )*n.*1.One who lays claim;a claimant:હક-દાવો કરનાર-ધરાવનાર. 2. One who pretends or simulates: ઢોંગી; ખોટા

દંભ-ડોળ રાખનાર; વેષધારી.

**Pretension**,(પ્રિટેન્શન )*n*.1.The act of pretending or laying claim: હક-દાવો બાંધવો-રાખવો તે.2.A claim made whether true or false; a holding out the appearance of possessing a certain character: કીધેલો હક-દાવો; બડાઈ રાખવી તે; ડંફાસ મારવી તે; અભિયોગ; ઇલાખો; સ્વામિત્વવાદ;સ્વાર્થવાદ.

**Pretentious**,(પ્રિટેન્શસ)*a*. Full of pretension;assuming:બડાઈ કરનારૂં;ડોળી;ઢોંગી.

**Preterit-te**,(પ્રેટરિટ્ )*n*.[L.*præter*, beyond & *eo*, I go.] The preterite tense:ભૂતકાળ;પૂર્ણભૂતકાળ.

**Preterition**, (પ્રીટરિશન )*n*.1.The state of being past:ભૂત.2. The omission by a testator of some one of his heirs who is entitled to a portion: કોઈ હકદાર વારસને વારસામાંથી મરનારે બાતલ કરવું તે.

**Pretermission**,(પ્રીટર્મિશન)*n*.The act of passing by or omitting: પડતું મુકવું-મુકી દેવું-છોડવું તે;છોટ; છોટણી;છાંટણુ;છાંટણી.

**Pretermit**,(પ્રીટર્મિટ્ )*vt*.[L.*præter*, beyond & *mitto*, I send.]To pass by;to omit:પડતું મુકવું; છોડીદેવું; ન લેખવું.

**Preternatural**, (પ્રીટર્નૅટ્યૂરૅલ ) *a*. Strange;irregular;uncommon: અદ્દભુત;જુદીજ તરેહનું; વિલક્ષણ;-સ્વભાવિક નિયમ બાહાર.

**Preterperfect**,( પ્રીટરપરફેક્ટ્ )*a*.& *n*. Old name of the tense also called preterit:સંપૂર્ણ ભૂતકાળ.

**Pretext**,(પ્રિટેક્સ્ટ્ )*n*.[L.*præ*,before &*texo*, I weave.] Pretence;disguise: પાપ હેતુ છુપાવવાને ગોઠવેલો ઘાટ;બહાનું;ઢોંગ;મિષ;નિમિત્ત.

**Pretty**,(પ્રિટિ)*adv*.In some degree; moderately:થોડું ઘણું; કંઈક. *a*. [AS.*præte*,adorned.]1.Pleasing by delicacy; having slight beauty: સારૂં;શોભિતું; ચારૂ;સુંદર; દેખાવડું;કાવળું;નાજુક; કાચની પુતળી જેવું.2.Moderately large; considerable:ઠીક;વધારે;ખૂબ.As, *he had saved* **p**.*fortune*:તેણે ઠીક પૈસો એકઠો કીધો હતો.3.Affectedly nice; foppish,-used in an ill sense:ઠીકઠાકિયું;ન્હાનું સરખું;નાજુકડું ટાપટીપીઉં;વરણાગિયું.4.Mean; contemptible-,used ironically: હલકું;ધિક્કારવા લાયક;ખાસું;બહુ મઝેનું-સરસ.As, *a* **p**.*story,indeed*:વાહ ! સરસ વાત.

**Prevail**,(પ્રીવેલ્ )*vi*.[L.*præ*,before & *valeo*,I am strong.]1.To overcome;to gain the advantage:ફાવવું;-નું જોર ચાલવું;જય પામવો;જેર કo; -પર પ્રાબલ્ય-પ્રાધાન્ય મેળવવું. 2.To be in force;to have effect:ચાલવું;બહુપ્રચાર હોવો;ચાલુ અમલમાં હોવું; લાગુ થવું-પડવું;-ની અસર-ગુણ-ફળ થવું; સફળ થવું.As, *the practice* **p**.*s,to this day*:આજ સુધી એ રીવાજ ચાલુ છે. 3. To persuade or induce (with *on*,*upon*,*or with*):મનાવવું;મન વાળી લેવું;-ના ઉપર ફાવવું;-ને સમજાવવું;-ના કહેવાની અસર થવી.*I* **p**.*d,on him to wait*:હું તેને સમજાવીને થોભાવી શક્યો.

**Prevailing-lent**,(પ્રીવેલિંગ્ લેન્ટ્ ) *a*.1.Efficacious;persuasive: લાગુ થઇ ગએલું-જતું;જેનો ગુણ-અસર થયા વિના રહે નહિ એવું;ગુણકારી;ગુણકારક; આબાદ;રામબાણ.4.Prevalent:most general:ચાલતું;પ્રસરતું;પ્રચાર પામતું;પ્રબળ;પ્રચલ;પ્રવૃત્ત; ચાલુ; સાધારણ. *As*,**p**.*opinion*:પ્રવૃત ચાલુ મત.

**Prevalence**,(પ્રેવેલેન્સ)*n*.The condition of being prevalent;wide extension:પ્રબળ;ફેલાવો;પ્રચાર;પ્રવૃત્તિ;પ્રચલન;પ્રાબલ્ય;પ્રબળતા;પ્રધાન્ય; જોર;આધિક્ય;પસારો;વ્યાપ્તિ;સાધકતા.

**Prevalent**,(પ્રેવેલેન્ટ )*a*. 1.Prevailing;predominent;successful:ચાલુ;બળ-જોર પકડનારૂં;પ્રબળ;પ્રાધાન્ય; અસરકારક; ગુણકારી. 2. Most generally received:બહુ લોકના મનમાં આવેલું;બહુજણે સ્વિકારેલું;સર્વમાન્ય.

**Prevalently**,(પ્રેવેલેન્ટ્લિ) *adv*. In a prevalent manner:પ્રબળ રીતે; પ્રચારથી.

**Prevaricate**, (પ્રીવૅરિકેટ્ ) *vi*. [L. *præ*,before & *varico*,I straddle.] 1.To shuffle;to quibble:આડાં ફાટવું;ચોતાળાં મારવા;ગુલાંટ મારવી;લથડવું.As,*he* **p**.*s,in his statement*: પોતાની જુબાનીમાં તે લથડેછે. 2.To collude, as where an informer colludes with the defendant, and makes a sham prosecution:-ની સાથે મળી જવું.3. To undertake a thing falsely and deceitfully, with the purpose of defeating or destroying it:કંઈ પણ વાત નામુદ કo-ને માથે વ્હોરી લેવી -લેઇ લેવી.*vt*.To transgress;to pervert (*obs*.): બે મોંઢે બોલવું;બેવચની થવું;વચન ભંગ-બેઇમાની કo.

**Prevarication**,(પ્રીવૅરિકેશન )*n*. 1. A deviation from the truth and fair dealing: જવાબ દેવામાં આડું ફાટવું તે;વાક્છળ;અર્થ વૈકલ્ય;બે બોલી. 2-A secret abuse in the exercise of a public office: નોકરીમાં નાલાયકી-ગેરવર્તણુક. 3. The collusion of an informer with the defendant : ફરિયાદીનું તોહોમતદાર સાથે મળી જવું તે.

**Prevaricator**, (પ્રીવૅરિકેટૉર )*n*. 1. One who prevaricates: ચોતાળાં મારનાર;જવાબમાં આડો ફાટનાર;હીનવાદી.2.A sham dealer:ફુટી જનાર; તરકટ કરનાર.3.One who betrays or abuses a trust:છેહ દેનાર;વિશ્વાસઘાત કરનાર;વિશ્વાસઘાતી.

**Prevenient**,(પ્રીવીનિએન્ટ્ )*a*.Going before; preceding: આગળ જતું; hence, preventive:અટકાવે એવું.

**Prevent**,(પ્રીવેન્ટ્ ) *vt*. [L. *præ* & *venio*,I come.]1. To go before; to precede (*obs*):આગળ જવું; અગાડી હોવું.2. To hinder;to intercept;to stop:અડચણ કરવી;રોકવું;અટકાવવું;પ્રતિબંધ કo;બિલકુલ બંધ કo; નિવારવું.*vi*. To come before the usual time:અમુક વખત પહેલાં આવવું;કવખતે થવું.

**Prevention**,(પ્રીવેન્શન )*n*. 1. The act of going before: અટકાવવું તે; અટકાવ;પ્રતિબંધ; પ્રતિકાર;વ્યાઘાત; નિવારણ; વારણ. 2. Anticipation: આશા;અગમચેતી.3.The act of preventing: બીલકુલ થવાજ ન દેવું તે. 4.Prejudice; prepossession: -ની તરફેણમાં હોવું તે;-ના લાભમાં ઉતરવું તે.

**Preventive**,(પ્રીવેન્ટિવ્ )*a*. 1. Going before(*obs*.): આગળ આવી ગયેલું. 2. Tending to defeat, or obviating: થાયજ-બનેજ નહીં એવું; ફરીથી ઉભળે નહી એવું;પ્રતિબંધક;બાધક; રોધક; નિવારક. *n*. (*a*) That which prevents:નુકસાન વિo થાય નહિ એવો ઇલાજ--ઉપાય.(*b*)(*in medicine*) Something to prevent disease: રોગ ઉભળે નહીં એવું ઓસડ;વારણ;નિવારણ.

**Previous**,(પ્રીવિઅસ )*a*.1 [L.*præ*, before & *via*, the way. ] Antecedent;prior:પૂર્વનું; પહેલાંનું;આગળ થયેલું-બનેલું; ભૂત;ગત;અતીત.

**Previously**,(પ્રીવિઅસ્લિ)*adv*. Be-

અધુરો ઘડો છલકાય.

forehand;antecedently:આગળથી; અગાઉ;પૂર્વે.

**Prevision,** ( પ્રીવિઝન ) *n.* Foresight;foreknowledge:અગમચેતી; આગળથી જાણવું તે; અગ્રનિરૂપણ-દૃષ્ટિ.

**Prey,**(પ્રે)*n.*[L.*præda*,the property taken in war.]1.Spoil;booty: લુંટ.2. That which is seized by animals:શિકાર.3. Ravage; ભક્ષ. *Beasts of* **p.**: શિકારી જાનવર. *vi.* To take booty:લુંટવું;ઝટપી-ઝુટી લેવું. *To* **p.***on* or *upon*,(*a*) to take prey from;to pillage:લુંટવું; ધાડ પાડવી.(*b*)To seize as prey:શિકાર પકડવો;ઝટપ મારવી. (*c*) To cause to waste or pine away : સુકાવી નાંખવું;તાવી નાખવું.

**Preyer,**(પ્રેઅર્ )*n.*One who or that which preys: શિકારી; શિકાર કરનાર; પારધી;વ્યાધ.

**Price,**(પ્રાઇસ્ )*n.*[L.*pretium.*] 1. Cost:કિંમત; મૂલ્ય;દામ. 2.Value: કિંમત;દર;ભાવ;નિરખ. 3.Reward: બદલો;**p.***statement* or **p.***list*,a statement or list of the prevailing prices of merchandise, stock, &c.,published occasionally:વખતો વખતે માલની કિંમતની છાપેલી યાદી-પત્રક.*vt.*1.To pay the price of:કિંમત આપવી.2.To set a price on:કિંમત ઠરાવવી;મૂલવવું.3.To ask the price of:-ની કિંમત માગવી-પુછવી.

**Prick,** (પ્રીક્ ) *n.* [ A. S. *prica*, a point.]1.A goad;a point;a skewer:સરાક;ફાંસ;અણી;શલ્ય; કાંટો;આર. 2.A sharp, stinging point; remorse:ચટકો;ખટકો;ખટખટ; ખરખરો;તીવ્રવ્યથા;આતંક;શૂળ.3.A puncture;a point:વ્હેં;કાણું; શાર.4. A small roll:ગઢિયું;ગઠો;પડો;as **p.***of spun yarn*:કોકડી.**P.** *of tobacco*: તમાકુનું ગઢિયું-પડો.*vt.*1.To drive a fine point into:ગોચવું;ભોકવું;ખોસવું; વિંધવું;as,to **p.***one with a needle* &c.:સોય-વિ૦ ઘોચવી. *To* **p.** *holes in paper*:કાગળમાં કાણાં પાડવાં. 2. To fix by the point:ખોસવું;ઘોચવું;ખોસી દેવું.As,*to* **p.***a knife into a board*:પાટિયામાં ચપ્પુ ખોસી રાખવું. 3. To designate by pricking;to mark:નિશાન કરવું-રાખવું.4. To trace or form by pricking: ટપકાંટપકાં પાડી દોરવું-આકારવું. As, *to* **p.***a pattern for embroidery*: ભરતનો નમુનો પાડવો-ચિતરવો.5.(*a*) To spur; to goad:(પરોણીની) આર મારવી-ભોકવી;ગોદા મારવા-લગાવવા. (*b*) To incite;to urge on:ઉશ્કેરવું; આગળ ક૦. *My duty* **p.**s, *me on to utter that*:એ કહેવા મારી ફરજ મને ઉશ્કેરે છે.6-To sting, as with remorse:ખટકો-ચટકો લગાડવો;શારવું;ચચણાવું;ખુબ વગાડવું.7.To make sharp;to erect into a point. as, *the ears of a dog or horse*,(usually followed by *up*):ટટ્ટાર ક૦;ઉભું ક૦.(*b*)*Hence*,to **p.***up the ears*, to listen sharply:ધ્યાન દઈ સાંભળવું;કાન ધરવા.8.To render acid or pungent:ખાટું-તીખું ક૦; ઘમઘમાટ વાળ ઉભા કરે તેવું ક૦.9.To dress; to prink: શણગારવું; સજ ક૦. 10. (*Naut.*)(*a*)To run a middle seam through,as the cloth of a sail: ખીલવું;દોરો ભરવો;ફાંકો લેવું; દોરાટવું. (*b*)To trace on a chart,as a ship's course:વહાણના રસ્તાનો નકશો કાઢવો-દોરવો. 11.(*a*)To drive a nail into(*a horse's foot*):(ઘોડાના પગમાં)લંગડો થાય એમ ખીલો ઠોકવો.(*b*) To nick:ખાંચ-ખાંપણ પાડવી. *vi.*1. To be punctured:-એ દરદ થવું;કળતર થવું.As,*a sore finger* **p.**s:સુઝી ગયેલી આંગળીએ કળતર થાયછે. 2.To spur onward; to ride on horseback: સ્વારીકરીને જવું; ઘોડા ઉપર જવું.3.To become sharp or acid; to turn out sour: ખાટું થઇ જવું; બગડી જવું.4. To aim at a point; નિશાન તાકવું.

**Prickle,**(પ્રિકલ્)*n.*1.A little prick; a small sharp point:કાંટો; કંટક. 2.A kind of willow basket:એક જાતની વાંસની ટોપલી.*vt.* To prick slightly:હળવે-ધીમે ઘોચવું;-પર શૂળ માફક અસર ક૦.

**Prickly,**(પ્રિક્લિ )*a.* Full of sharp points:કાંટાવાળું.**P.***heat*,(*Med.*)a non-contagious cutaneous eruption of red pimples : શરીરે લાલ ફોલ્લીઓ થવાં તે; શીળ ઘાવુંતે.**P.***pear* (*Bot.*),a name given to several plants of the cactaceous genus *Opuntia*:ફાફડાથોર;થોરી.

**Pride,** (પ્રાઇડ્ ) *n.* A small European lamprey:એક જાતની માંછલી. *n.*1.[AS.*pryte*,honor.]The quality or state of being proud; inordinate self-esteem:અહંકાર; ગર્વ;અભિમાન;દર્પ;દિમાગ;મદ;આટોપ;મગરૂરી;મસ્તી;પતરાજી;દંભ;ઉન્માદ. 2. Lofty self-respect; noble self-esteem(*in good sense*):સદભિમાન; યોગ્યાભિમાન; અભિમાન. Thus to relieve the wretched was his *pride*:દુ:ખીઆઓને દુ:ખમાંથી છોડવવાનું તે અભિમાન ધરાવતો હતો. 3. Haughty bearing and conduct;disdain:તિરસ્કાર; ધિક્કાર. 4.That of which one is proud: કંઈ વસ્તુનો અભિમાન-મોટાઈ;-નું નાક હોય તે.As,*bold peasantry their country's* **p.**:બહાદુર ખેડુતો દેશનું નાક છે.5.Show; glory:ભપકો; ઠાઠ. 6. Highest pitch; loftiness; prime:પુર બહાર;સંપૂર્ણકળા. *To be in the* **p.** *of one's life*: ભરજોબનમાં;યૌવનમાં.7.Consciousness of power; mettle: પાણી; તેજ; બળ; hence sexual desire in a female beast:કામેચ્છા;ઢોરની માદામાં સંભોગની ઈચ્છા. **P.** *of the desert* (*Zool.*), the camel: ઉંટ. *vt.* To rate highly: મોટાઇ માનવી-મારવી. *vi.*To be proud; to glory (*R.*): અભિમાન ધરવું;પતરાજી કરવી.

**Priest,** (પ્રીસ્ટ )*n.* (See, **presbyter.**)1. A presbyter or elder;a minister:બિશપથી ઉતરતા અને ડીકનથી ચઢતા દરજ્જાનો પાદરી;"પ્રિસ્ટ". 2. One who officiates at the altar:યજ્ઞ સંબંધીનું કામ કરનાર;હોતા; યાજ્ઞિક; પુજારી; ઉપાધ્યાય. As. *family* **p.**: કુલાચાર્ય; ગોર; પરોત;પુરોહિત. *Bharat* **p.**:બ્રાહ્મણ;દ્વિજ;વિપ્ર.(*Vadic*) આચાર્ય;ગુરૂ; ધર્માચાર્ય.(*Of a deity*) પુજક; ઉપાસક; અર્ચક.*vt.*To ordain as priest:આચાર્યગોર-ધર્માધ્યક્ષની દીક્ષા આપવી.

**Priest-craft,**(પ્રિસ્ટ્ક્રૅફ્ટ્ )*n.*Priestly policy : ઉપાધ્યાયના દાવપેચ-પ્રપંચ-છળ.

**Priesthood,** (પ્રીસ્ટ્હુડ્ ) *a.* 1.The office or character of a priest: ધર્માધિકારીપણું;ધર્માધિકારીની પદવી;પુરોહિતવૃત્તિ;ઉપાધ્યાયપદ.2.The order of priests:ધર્માધિકારીઓ; પુરોહિત-યાજ્ઞિક ગણ-વર્ગ-સમૂહ.

**Priestliness,**(પ્રીસ્ટ્લિનેસ્ ) *n.*The state or quality of being priestly:ધર્માધિકારીઓની વૃત્તિ.

**Priestly,**(પ્રીસ્ટ્લિ)*a.*Pertaining to a priest; sacerdotal : અધ્યારૂના જેવું;યાજકિય;પુરોહિતનું-સંબંધી.

**Prig,**(પ્રિગ્ ) *vi.* To haggle about

Pride is easily seen in others, but we can rarely see it in ourselves:

the price of a commodity:માલની કિંમત ઠરાવવામાં રકઝક ક૦.*vt.*1. To cheapen:સોંઘું ક૦.2.To filch or steal:લેઈ લેવું;ચોરી જવું.*n.*1. A pert,conceited fellow :અહંકારી-તોછડો-દાંભિકમાણસ.2.A thief:ચોર.

**Priggish,**(પ્રિગિશ્ )*a.*Like a prig; conceited:તોછડું; ફાટેલ, અમર્યાદ; દાંભિક.

**Prim,**(પ્રિમ્ )*a.*[L. *primus*, first.] Formal;precise:યથાવિધિ ચાલનાર;સિધું;અતિવિનિત;અતિશુક્ષ્મ;*as*,**p.** *person*:બધી વાતે યથાવિધિ ચાલનાર માણસ. *vt.* To deck with great nicety; to prink: શણગારવું. *vi.* To dress or act smartly:શણગાર સજાવવો;શોભવું.

**Primacy,**(પ્રાઈમૅસિ)*n.*[L.*primus*, first.]1. The state or condition of being prime or first, as in time,place, rank &c.:શ્રેષ્ઠતા;પરમતા;ઉત્તમતા;મુખ્યપણું.2.The office or rank of a primate: મુખ્ય ધર્માધ્યક્ષની જગો.

**Primage,**(પ્રાઈમૅજ્ )*n.* A charge in addition to the freight:માલના નુર ઉપરાંત માલધણી વહાણના કપતાનને આપે છે તે લવાજમ.

**Primary,**(પ્રાઇમૅરિ)*a.*[L.*primus*, first.]1. First in order of time; primitive;original:આદ્ય;મૂળ;પ્રથમ;પેહેલું.2.First in order,as being preparatory to something higher:પહેલા પગથીઆ જેવું;આરંભ કરનાર; મૂળ; શરૂઆતનું;પ્રાથમિક. **P.** *schools*:મૂળ-શરૂઆત કરતી નિશાળો-વિદ્યાલયો.3.Chief; principal: મુખ્ય;પ્રધાન;વિશેષ. **P.***planets*:પ્રધાન-મુખ્ય ગ્રહો.**P.** *matter of importance*: વિશેષ ઉપયોગની હકીકત. 4. (*Geo.*) Earliest formed; fundamental : પહેલું થએલું ; મૂળનું. 5. (*Chem.*)Having undergone the first stage of substitution:રૂપાંતરની પ્રથમ અવસ્થાએ ઉતરેલું. *n.* 1.That which stands first in order,rank or importance: પેહેલા દરજ્જા-નંબરની વસ્તુ.2.A primary meeting:મૂળ સભા.(*Zool.*)One of the large feathers on the distal joint,of a bird's wing:પક્ષિની પાંખમાં લાંબામાં લાંબુ પીછું. 4. (*Astron.*) A primary planet: મુખ્ય ગ્રહ.

**Primate,**(પ્રાઈમૅટ્ ) *n.* [ *primus*, first.] 1. The chief ecclesiastic in a national church:મુખ્ય ધર્માધ્યક્ષ;'આર્કબીશપ'.2. (*Zool.*) One of the primates:કોઈ એક આંચળવાળા પ્રાણીનો વર્ગ.

**Prime,**(પ્રાઈમ્)*n.*[L.*primus*,first.] 1. First in order of time;original:મૂળનું;પહેલાંનું;જુનું; આદીકાળનું. 2.First in rank,degree, authority &c.: પહેલા વર્ગ-દરજ્જા પાયરીનું;મુખ્ય;પ્રધાન.3. First in excellence:પહેલા નંબરનું; સરસ; ઉત્તમ; શ્રેષ્ઠ;ઉત્કૃષ્ટ;પરમ;ફક્કડ; અસલ; ખેરા; નગદ;*as*,**p.** *wheat*: પહેલા નંબરના ઘઉં.4.Early blooming:ખીલતું;પ્રથમાવસ્થાનું.5. Lustful; lewd; lecherous:છિનાળવું;કાછડી છુટું;લફંગું; સોદું.6. Marked by a mark (") called *prime mark*: (") આવી નિશાનીવાળું. **P.** *factor*, a factor which is a prime number:મૂલાંક-અન્વય પાડી ન શકાય એવું પદ.**P.** *meridian*, the meridian from which longitude is reckoned,as the meridian of Greenwich or Washington:મૂખ્ય યામ્યોત્તર રેખા. **P.** *minister*, the responsible head of a ministry:મૂખ્ય-વડો પ્રધાન(વિશેષે,ઇંગ્લાંડનો.)**P.***number*, a number which is exactly divisible by no number except itself or unity as,5,7.11 &c.:મૂળાંક;શુદ્ધાંક;અવયવ ન પાડી શકાય એવો આંકડો;જેવા કે ૫,૭,૧૧, વિ૦. **P.** *verticle*,the verticle circle which passes through the east & west points of the horizon:વર્તુલના પૂર્વ અને પશ્ચિમ બિંદુમાં થઈ જનારશિરોબિંદુ રેખા.*n.*1.(*a*)The first part: ઉદયકાળ;આરંભ;પ્રથમાવસ્થા;*hence*, the dawn;the spring: પ્રાતઃકાળ; મળસ્કુ;વસંતઋતુ.2.The spring of life; youth: જોબન; ભરજુવાની; *hence*, full health, strength or beauty;perfection: પૂર્ણ આરોગ્યતા-કૌવત-સૌન્દર્ય;ખૂબસુરતી;પૂર બહાર;પૂર્ણકળા.3. The best part; the most excellent portion: સારામાં સારો-ઉત્તમ ભાગ;તત્વમાલ; ઉત્તમાંશ; નગદ.4.The morning:મળસ્કુ; પ્રાતઃકાળ;સૂર્યોદયકાળ. 5. (*Fencing.*) The first of the chief guards: આગળ-મોખરે ચાલનાર.6.A prime number:મૂળાંક;શુદ્ધાંક.7.An inch, as composed of twelve seconds in the duodecimal system, denoted by[']:દ્વાદશાંશ રીતિનો ['] આવી નિશાનીથી દર્શાવાતો એક ઈંચ. **P.***of the moon*, the new moon at its first appearance: બીજનો ચંદ્રમા.*vt.* 1. To apply priming to as a cannon:બંદુકમાં રંજક મુકવી.2. To lay the first color as in painting:રંગનો પેહેલો હાથ લગાવવો. 3. To prepare; to make ready; to instruct beforehand: તૈયાર કરવું;ભણાવી-શિખવી મુકવું; *as*, *to* **p.***a witness*:સાક્ષીને શિખવી મુકવો.4.To trim,as trees: કાતરવું; છાંટવું-છાંટી નાખવું. 5. (*Math.*) To mark with a prime mark:"પ્રાઇમ"નિશાની ક૦.*To* **p.***a pump*,to charge a pump with water,in order to put it in working condition: બંબાને ચાલતો કરવાને તેમાં પાણી ભરવું.*vi.*1.To be renewed: ફરી થવું-ફુટવું. 2. To serve as priming for the charge of a gun: બંદુકની ટોટી-જામગરીનું કામ સારવું.3.To work so that foaming occurs from too violent ebullition which carries water along with the steam formed-, said of a steam boiler: બાઇલરનું ખૂબ જોરમાં ચાલવું.

**Primer,** ( પ્રાઈમર્ ) *n.* One who or that which primes; an instrument or device for priming:ટોટી;રંજક;જામગરી. *a.* First; original:પહેલું;મૂળનું.*n.*1.A small prayer book: પ્રાર્થનાપોથી. 2. A reading or spelling book for a beginner:પહેલી ચોપડી;"પ્રાઇમર". 3. A kind of type:એક જાતના ટાઈપ;છાપવાના અક્ષર.

**Primeval,**(પ્રાઈમીવૅલ્ )*a.* [L. *primus*, first & *ævum*, an age. ] Pristine;original: અસલનું;આરંભકાળનું;અસલી વખતનું.

**Priming,** ( પ્રાઈમિંગ્ ) *n.* 1. The powder used to communicate fire to a charge of gunpowder: રંજક;જામગરી;ટોટીનો દારૂ. 2. The first coating of color,size or the like,laid on canvas:કેનવાસ કે બીજી વસ્તુ ઉપર રંગનો પેહેલો હાથ મારેલો તે. 3.The carrying over of water with the steam,from the boiler,as into the cylinder:બોઇલરમાંથી વરાળ સાથે પાણીનું ઉછળી

નીકળી જવું તે.

**Primitial,** (પ્રિમિશૅલ્) *a.* Being of the first production; primitive:પહેલાંનું;શરૂઆતનું;મૂળનું.

**Primitive,**(પ્રિમિટિવ્)*a.* [L. *primus*,the first,]1. First; primeval:આરંભ-શીરૂનું;આદિકાળનું; અસલનું.2.Old-fashioned:અસલની રીત-રીવાજ પ્રમાણે ચાલનારૂં;અસલી.3. Original;radical:સ્વતઃસિદ્ધ; મૂળ. As, **p.** *verb*: ધાતુ. **P.** *colours*, primary colours:: મૂળ રંગ(રાતો, પીળો અને વાદળી.)**P.** *Fathers*,the acknowledged Christian writers who flourished before the Council of Nice A. D. 325.:ઇ.સ.પેહેલા ૩૨૫ ની સાલ પેહેલાંના ક્રિસ્ચન લેખકો-ગ્રંથકારો.*n.* An original or primary word(opposed to*derivative*):શિદ્ધ-મૂળ શબ્દ.

**Primness,**(પ્રિમ્નેસ્)*n.*The quality or state of being prim;affected niceness; preciseness; stiffness:ઢાકડીકપણું;બહુ ચાપાચીપ;અક્કડાઈ;અતિશય નીચપણું.

**Primogenial,**(પ્રાઇમૉજીનિઅલ્)*a.* [L.*primus*, & *geno*, I beget.] First born;original:પહેલું જન્મેલું; પેહેલા ખોળાનું;પ્રથમ બનેલું-ઉદ્ભવેલું.

**Primogeniture,**(પ્રાઇમૉજેનિટયૂર્) *n.*1.The state of being the first born of the same parents:એકજ માબાપને પેટે પહેલાં જન્મેલાં હોવું તે; જ્યેષ્ટત્વ;વડીલપણું;જેષ્ટપણું.2.(*Eng. Law.*)The exclusive right of inheritance which belongs to the eldest son:વડીલ હક;જ્યેષ્ટતાનો હક.

☞Thus,in England the eldest son is entitled to inherit the estate of his father by **Primogeniture,**

**Primordial**(પ્રાઈમૉર્ડિઅલ્)*a.* [L. *primus*,first & *ordior*,I begin ] First in order;primary;of earliest origin:અસલ જમાનાનું; આદિકાળનું;મૂળનું;અવલનું;પ્રાગલિક.

**Primrose** ( પ્રિમ્રૉઝ્ ) *n.* (*a*) An early flowering plant of the genus **Primula** of which there are several species,as,red-, white-, yellow flowered:ગુલાબનો છોડ.

**Prince,**(પ્રિન્સ્)*n.*[L.*primus*,first & *capio*,I take.]1.A sovereign; a monarch:શાહ;બાદ-પાદશાહ;રાજા; રાજાધિરાજ; અધિરાજ; છત્રપતિ; ભૂપાલ; નૃપતિ. 2. The son of a king:રાજપુત્ર-કુમાર; યુવરાજ; શાહજાદો; કુંવર; રાજકુંવર. 3. A title belonging to persons of high rank,differing in different countries:અમીરઉમરાવને અપાતો ઈલ્કાબ.4. The chief of any body of men:કોઇપણ મંડલનો ઉપરી-શ્રેષ્ઠજન-અગ્રિયાતો પુરૂષ;નગરશેઠ;નાક; શિરોમણી;અગ્રેસર;મ્હોરૂં;વર્ય.As,*merchant* **p.**:વેપારી વર્ગનો શેઠ.**P.***Albert coat*, a long double-breasted coat for man:બેવડા અસ્તરનો કોટ. **P.** *of Wales*, the oldest son of the English sovereign:ઈંગ્લાંડનાં મહારાણીજીનો વડો દીકરો.**P.**'s *feather* ( *Bot.* ), a name given to two annual herbs:રાતા ફુલના એક જાતના બે છોડનું નામ.**P**'s *metal*: કાંસું.*vi.*To play the prince:શાહજાદાનો વેષ ધરવો.

**Princedom,**(પ્રિન્સ્ડમ્)*n.*The jurisdiction,or estate of a prince: શાહજાદાનો મુલક;રાજ્ય;રાષ્ટ્ર.

**Princely,**(પ્રિન્સ્લિ)*a.*1. Releating to a prince;regal:રાજાનું;રાજકીય. 2.Grand;august; magnificent: પ્રતાપ-વૈભવશાળી;ઐશ્ચર્યવાન;રાજવંશી જેવું.*adv.*In a princely manner:રાજાની પેઠે;-ના જેટલા દબદબાથી.

**Princess,**(પ્રિન્સેસ્)*n.*1. A female prince:(રાજ કરનાર)રાણી;રાજ્ઞી. 2. The daughter of a sovereign:કુંવરી;રાજપુત્રી;શાહજાદી;કુમારી;નૃપસુતા; રાજકુંવરી; રાજકુમારી. 3. The consort of a prince:રાણી;રાજપત્ની. **P.** royal, the eldest daughter of a sovereign:વડીકુંવરી.

**Principal,**(પ્રિન્સિપૅલ્)*a.*1. Highest in rank; most important; chief;main:મોટું;મુખ્ય;પ્રધાન;શ્રેષ્ટ; વિશિષ્ટ;વર્ય;વરેણ્ય; અનુત્તમ; અગ્રણી; ધુરંધર.2.Princely:રાજકીય.*n.*1.A leader or a chief:આગેવાન;સરદાર;અધ્યક્ષ;અધિપતિ;નાયક.as,*the* **p.** *of a school*: શાળાધ્યક્ષ. **P.** *of a faction*: તડનો શેઠ;તડવાઈ.**P.***of a firm*: મુનીમ.2. *Hence*, (*a*) The chief actor in a crime, as distinguished from an *accessory*: ગુન્હો કરનાર; મુખ્ય-સાક્ષાત ગુન્હેગાર. (*b*)A chief obligor, promisor or debtor:કરારલખી આપનાર.(*c*)One who employs another to act for him,as distinguished from an *agent*:શેઠ; માલિક; ધણી. 3. A thing of chief or prime importance;something fundamental or especially conspicuous;specifically,(*a*)(*com.*)a capital sum of money placed out at interest: મુડી;વ્યાજે મુકેલી રકમ;મુદ્દલ; થાપણ. (*b*) The construction which gives shape & strength to a roof:(છાપરાનું)કાઠમાળ; ભારોટિયા. (*c*) An heirloom;a mortuary:વારસામાં મળેલું રાચરચીલું;(વિલાયતમાં)"પેરીશનર"ના મરણ વખત અપાતું દાન. (*d*) *pl.* The first two long feathers of a hawk's wing:બાજ-પક્ષીની પાંખમાંના બે લાંબાં પીછાં.

**Principality,** (પ્રિન્સિપૅલિટિ) *n.* 1. Sovereignty;supreme power:મહાપ્રતાપી રાજ્ય;રાજ-સાર્વભૌમિકસત્તા. 2. A prince: શાહજાદો; બાદશાહ. 3. The territory of a prince: શાહજાદાનો મુલક;રાજ;રાષ્ટ્ર; પ્રદેશ.

**Principally,**(પ્રિન્સિપલિ) *adv.* In a principal manner;primarily: મુખ્યત્વે-વિશેષે કરીને;ઘણું કરીને.

**Principia,**(પ્રિન્સિપિઅ)*n.pl.*First principles;elements: મૂળ કારણોતત્વો.

**Principle,**(પ્રિન્સિપલ્)*n.*[L.*principium*,beginning.] 1. Beginning(*obs.*):પ્રારંભ;શરૂઆત;મૂળ.2. (*a*)A source or origin:કારણ;મૂળ; આદિ હેતુ;શક્તિ.(*b*) A fundamental substance or origin;ultimate cause:સત્તા;કારણ;બીજ;પ્રયોજન;હેતુ;દૈવત;મૂળદ્રવ્ય;as,*soul of man is an active* **p.**:માણસનો આત્મા એ કારક સત્તા-દ્રવ્ય છે.3. An original faculty:શક્તિ;ગુણ;ધર્મ;સ્વભાવ;ભાવ. 4.A fundamental truth;a maxim;an axiom: નિયમ;વિધિ;સૂત્ર; તત્વરૂપ વિચાર;પ્રત્યક્ષ પ્રમાણ વચન. as,*the movement of stars is regulated by certain* **p.**s:ગૃહની ગતિ પ્રત્યક્ષ પ્રમાણ-આધારભૂત નિયમાનુસાર છે.5. A settled rule of action;a governing law of conduct:વર્તવાનું મન સાથે બાંધી મુકેલું ધોરણ;નીતિ; રીતિ;માર્ગ;પદ્ધતિ;as, *a person of no* **p.**: ઢંગધડા વગરનો માણસ. 6. (*Chem.*)Any original inherent; constituent which characterizes a substance:સત્વ;કસ;as,*the purgative* **p.***of senna*:સુનામકીનું રેચક સત્વ. *vt.* To equip with princi-

ples: અમુક ધોરણ-નિયમ પાળવા; as, *governor should be well* **p***d*; હાકેમો સુવૃત્તિના હોવા જોઈએ.

**Prink,**(પ્રિંક્) *vi.* To dress or adjust one's self for show:સારાં કપડાં પહેરી ભપકો મારવો.*vt.*To dress up:ભભકાબંધ સજવું-શણગારવું.

**Print,** ( પ્રિન્ટ્ ) *vt.* [ L. *premo,* I press.] 1. (*a*)To fix or impress into or upon something, as a stamp: છાપવું; છાપ મારવી. ( *b* ) (-mark):-નો આકાર-છાપ-પાડવી;નિશાની ક૦;પાડવું.(*c*)(-an idea):-ના મનમાં ઠસાવું;-ની છાપ પાડવી. (*d*)(-a kiss):દાબીને-ચાંપીને ક૦.2.To stamp something in or upon:દબાવું;ઠોકવું;છાપ પાડવી.3.To strike off an impression of,from type &c.:છાપવું;as,*to* **p**.*books*:ચોપડીઓ છાપવી-મુદ્રાંકિત ક૦.4.To impress with colored figures:છાપવું;ઠોકવું;છાપ મારવી-પાડવી;-ઉપર છાપો પાડવો-મારવો-લેવો;as,*to* **p**.*calico*:છીંટ છાપવી. 5. To take ( a copy, a positive picture, &c.) from a negative, a transparent drawing &c.,by the action of light:છાપ લેવી;છબી પાડવી.**P**.*d goods*,textile fabrics printed in patterns, espe., cotton cloths:છાપેલું કપડ;છીંટ.*vi*.1. To practice the art of typography:છાપવાનો ધંધો ક૦.2.To publish a book:ચોપડી છપાવવી.*n*.1.A mark made by impression: પડેલી નિશાની-આકાર-છાપ.As,*the* **p**. *of the foot in sand*:રેતીમાં પડેલું પગલું.**P**. *of a wheel*: ચીલો.2. A stamp for molding an ornamental design upon an object: બીબું;છાપ;મુદ્રા;સિક્કો.3.That which receives an impression,as from a stamp:છાપેલી વસ્તુ.4. Printed letters:છાપ;છાપેલા અક્ષર;as,*small* **p**.:નાના અક્ષર.*This line,is in* **p**.: આ છાપેલી લીટી છે.5.That which is produced by printing,specifically:(*a*)An impression taken from anything:છાપ.(*b*)A printed publication,esp.a newspaper or other periodical: વર્તમાનપત્ર. (*c*)A printed cloth,esp. calico: છાપેલું કપડું;છીંટ.(*d*)A photographic copy, or positive picture: ઉતારેલી છબી-ચિત્ર-નકશો;છાપેલું ચિત્ર.6.A core print:બીબામાં ઉતારેલી છાપ.*Blue* **p**.,a copy in white lines on a blue ground:ધોળી લીટીની છાપ.*In* **p**.,(*a*)in a printed form;issued from the press:છાપેલું.(*b*)To the letter;with accurateness:બરાબર;આબેહુબ.*All this I speak in* **p**.: જેવું છે તેવું આબેહુબ હું કહું છું. *Out* of **p**.: આવૃત્તિ ખપી ગયેલું;લુપ્તાવૃત્તિ.**P**. *works*, a factory where cloth, as calico is printed: છાપેલાં લુગડાં-જેવાં કે છીંટ વિ૦ બનાવવાનું કારખાનું.

**Printable,**(પ્રિન્ટેબલ્)*a.*Worthy to be published:છાપવા લાયક-યોગ્ય.

**Printer**(પ્રિન્ટર્ ) *n.* (*a*) One who prints:છાપનાર.(*b*)A compositor; a type-setter:અક્ષર-ટાઈપ ગોઠવનાર;"કમ્પોઝ" કરનાર.

**Printery,** ( પ્રિન્ટરિ ) *n.* A place where cloth is printed:લુગડાં છાપવાની જગા-કારખાનું.

**Printing,** (પ્રિન્ટિંગ ) *n.* The act or practice of impressing letters &c:છાપવાની કળા-નું કામ-ધંધો.

**Prior,**(પ્રાઈઑર્ ) *a.*[L.*prior,* former. ]Former; previous:પહેલું; આગલું; અગાઉનું; આગળ થઈ ગયેલું; પૂર્વ;આદિ;પ્રાક્.**P**.*existence*:પૂર્વ જન્મ.*n*.The superior of a priory, and next below an abbot in dignity:"એબટ"થી ઉતરતા દરજ્જાનો મઠાધિકારી; ઉપમઠાધ્યક્ષ.

**Priority** (પ્રાઇઑરિટિ ) *n.* 1. The state of being prior or antecedent in time:અગ્રતા;આદ્યતા;પહેલાપણું; પૂર્વતા; પ્રથમતા; પ્રાક્ત્વ. 2. Superior rank;precedence:ઉંચી પદવી;શ્રેષ્ઠતા;શ્રેષ્ઠપદ;અગ્રપદ;અગ્રમાન્યતા;અગ્રપૂજા;અગ્રમાન.**P**.*of debts*, a superior claim to payment: લેણું લેવાનો પ્રથમ હક.

**Priory,**(પ્રાઇઑરિ) *n.* A religious house presided over by a prior: 'એબટ'થી ઉતરતા દરજ્જાનો મઠ; વિહાર;આશ્રમ.

**Prism,** (પ્રિઝમ્ ) *n.* [ Gr. *prio,* I saw.]1.A solid whose bases or ends are any similar,equal and parallel plane figures and whose sides are parallelograms:સમપાદઘન.2.A transparent body,with usually three rectangular plane faces or sides and two equal and parallel triangular ends or bases:જેમાંથી તરેહ તરેહના રંગો દેખાય છે તે પાસો;ત્રિપાર્શ્વ કાચ.

**Prismatic,**(પ્રિઝ્મૅટિક્ )*a.*1.Resembling or pertaining to a prism: સમપાદઘન-ત્રિપાર્શ્વ કાચનું-ના જેવું.2. Formed by a prism : પાસામાંથી દેખાતું.**P**.*colors*,(*opt.*) the seven colors into which light is resolved when passed through a prism: દૃગઘન ઉપર અજવાળું પડવાથી જે સાત જાતના જૂદા જૂદા રંગ દેખાય છે તે.**P**.*compass*,a compass having a prism for viewing a distant object & the compass card:દૂરની ચીજ જોવા માટે જેમાં દૃગઘન હોય એવું "કમ્પાસ".

**Prison,**(પ્રિઝન્ )*n.*[L.*prehendo,* I lay hold of.] 1. A place where persons are confined or restrained of personal liberty:ગુપ્તસ્થાન;બંધીખાનું;અટકાવ;પ્રતિબંધ.2. Specifically,a building for the safe custody or confinement of criminals and others committed by lawful authority: તુરંગ; કારાગૃહ;કેદ-બંદીખાનું.*vt*.1. (*a*) To imprison;to confine:કેદ ક૦.બંધીખાને નાંખવું.(*b*)To restrain(together)from liberty:અટકાવ-પ્રતિબંધ ક૦;ગુપ્ત રાખવું.2.To bind:બાંધવું.

**Prisoner,**(પ્રિઝનર્ )*n*.1. One who is confined in a prison:કેદી; બંધીવાન 2.(*a*)A person under arrest:કેદી:તહોમતવાળો;ગુન્હેગાર. (*b*) A person under involuntary restraint; a captive: મરજીવિરૂદ્ધ જેને અટકાવ્યો હોય એવો માણસ;યુદ્ધ લડાઇમાં પકડાયેલો માણસ.

**Pristine,**(પ્રિસ્ટાઇન ) *a.* Original; primitive: આરંભ કાળનું; અસલનું; પ્રાચીન;પુરાણું.

**Prithee,**(પ્રિધી )*interj.* A corruption of pray thee:હું (આજીજીથી) પુછું છઉં કે.

**Privacy,**(પ્રિવૅસિ)*n*.1. The state of being in retirement from the company of others:પડદેપોશી;એકાંતવાસ;વિજન; વિવિક્તતા. 2. A place of seclusion from company;solitude:એકાંત જગો;રહ:સ્થળ;નિર્જનદેશ. 3. Concealment of what is said or done:ગુપ્તતા;ગુપચુપ;રહસ્ય;છાનાંમાનાં ક૦-કહેલું તે. 4. A private matter; secret: છાની -ગુપ્ત-ખાનગી વાત.

**Private,**(પ્રાઈવેટ્ ) *a.* [L. *privus,*

separate.]1.Belonging to an individual person,company or interest;personal;one's own:ખાનગી;ખાસ;ખુદ-પોતાનું;સ્વ;આત્મીય.**P.** *property*:ખાનગી મિલ્કત.2.Sequestered from company; lonely; solitary:ખાનગી;એકાંત;છાનું;પડદેપોશ;વિવિક્ત;નિર્જન;વિજન.**P.***apartment*:અંતઃપુર. **P.***prayer*: એકાંતમાં કીધેલી ભક્તિ. 3.Not invested with or engaged in public office or employment : સરકારી કામમાં નહીં પડેલું-અમલસત્તા નહીં ધરાવતું; ખાનગી;બીન હોદ્દેદાર;અનધિકારી. A **p.***person may arrest a felon*: ખાનગી માણસ-પ્રજા પણ ગુન્હેગારને પકડી શકે.4.Not open;secret:ગુપ્ત; છાનું;ગુઢ;અપ્રકટ. **P.** *understanding*:અંદરઅંદરની સમજ.**P.***parts*: ગુહ્ય સ્થાન;ઉપસ્થ. 5. Privy (*obs*): અંદર ખાનેથી વાકેફ.*n.*A secret message(*obs.*):છાનો-ગુપ્ત સંદેશો.3.Personal interest(*obs*):પોતાનો લાભ-ફાયદો.3. Retirement: એકાંતવાસ; નિર્જનતા.*Go off,let me enjoy my* **p.**:દુર જા,મને એકાંતમાં રહેવા દે. 4. One not invested with a public office:ખાનગી નોકર;અનધિકારી; સત્તા-અમલ વગરનો માણસ;પ્રજા.*What have kings,that* **p.***s have not too*: રૈયત વગરના રાજા શા(શું કામના).5.A common soldier:(લશ્કરી) સિપાઇ; સૈનિક.6.(*Pl.*)The private parts: the genitals:ગહ્યાંગ;ઉપસ્થ *In* **p.**, secretly:ખાનગીમાં;ખાનગી રીતે.

**Privateer,**(પ્રાઇવેટીર્ )*n.*1.An armed private vessel which bears the commission of the sovereign power to cruise against the enemy:લડાઇની વખતે શત્રુના વેપારને હરકત કરવાને યુદ્ધ સામગ્રી સાથે ફેરવ્યા કરવાની સરકાર તરફથી રજા મળેલું ખાનગી વહાણ 2.The commander of a privateer:એવા વહાણનો નાયક-અધિપતિ.*vi.*To cruise in a privateer:એવા વહાણમાં સમુદ્રમાં ફર્યા કo.

**Privately,**(પ્રાઇવેટ્લિ)*adv.*1. Not open:છાનાંમાનાં;ગુપચુપ; કોઇને ખબર ન પડે તેમ;છૂપી-ખાનગી રીતે.2. Personally;not officially:ખાનગી રીતે;જાતને સંબંધે;ખાસ. As, *he is not* **p.***benefited*: ખાનગી રીતે એને કંઈ પણ લાભ થયો નથી.

**Privation,**(પ્રાઇવેશન્ )*n.*1.The act of taking away:લઈ-ખુંચી-છીનવી લેવું તે.2.Destitution;need:સુખસાધનલોપ;અન્નવસ્ત્ર હાનિ;આહારાભાવ; વિપદ્;તંગી;સુખ વસ્તુની નાસ્તિ;દરીદ્રતા;કષ્ટ.3.Absence;negation:અભાવ;નાસ્તિ;રાહિત્ય;ક્ષય;લોપ; નાશ. **P.***mere of light*:ફક્ત તેજનો લોપ.

**Privative,** (પ્રિવેટિવ્ )*a.* 1. Causing privation:તંગી પડે એવું; ખુંચી-છીનવી લેનારૂ;હાનિકર.2.(*Gram.*) Not positive:અભાવ રૂપ;પરોક્ષ.**P.** *blessings*:દુઃખના કારણના લોપથી થનારૂ-કંઇ ન હોવાને લીધે થનારૂ સુખ. 3. Implying privation or negation; applied to such prefixes & affixes as,un-non,-less: અભાવ-નાસ્તિત્વ સૂચક.*n.* 1. That of which the essence is the absence of something: કોઈ પણ વસ્તુનો અભાવ એજ જેનું લક્ષણ છે એવી પરોક્ષ વસ્તુ.2.(*Logic*) A term indicating the absence of any quality which might be naturally expected: સ્વાભાવિક રીતે જરૂર છે તેવા ગુણનું નાસ્તિત્વ બતાવનાર સંજ્ઞા. 3. ( *Gram.* ) A private prefix or suffix:અભાવ-નાસ્તિત્વ સૂચક ઉપસર્ગ-પ્રત્યય.

**Privilege,**(પ્રિવિલેજ્ )*n.* [ L. *privus*,private & *lex,legis*,law] 1. A peculiar benefit or favor; prerogative;franchise:માફી;છુટ; સદર પરવાનગી;ખાસહક;વિશેષાધિકાર. *Water* **p.**, the advantage of having machinery driven by a stream or a place affording such advantage:નદીકે એવા બીજા પ્રાણીના પ્રવાહથી-વાળી જગોએ સંચો ચલાવવાનો ખાસ હક.*Writ of* **p.**(*Law*), a writ to debar a privileged person from custody when arrested in a civil suit: દીવાની કેદીને છોડી મુકવાનો આજ્ઞાપત્ર. *vt.* 1. To authorize: બાતલ રાખવું-કરવું; મુક્ત કo; છુટ આપવી. *To* **p.** *witnesses from arrest*:સાક્ષીઓને કેદ પકડવાથી મુક્ત કરવા.2.To exempt; to deliver:-નેમાફી આપવી;ક્ષમા કરવી;ભય-દુઃખમાંથી બચાવવું; છોડવવું. *And it shall* **p.***him from your hands*:અને તે તમારા હાથમાંથી છુટશે.

**Privileged,** (પ્રિવિલેજ્ડ્ ) *a.* Invested with a previlege: માફી બક્ષેલું;બાતલ કરેલું.**P.** *communication,* (*a*) a communication which cannot be disclosed without the consent of the party making it,such as those made by a client to his legal adviser &c.: કથન કરનારની મરજી વિરૂદ્ધ જે વાત પ્રગટ-જાહેર ન કરાય તે;જેવી કે અસીલે પોતાના વકીલને કીધેલી વાત-હકીકત.(*b*)**P.***debts*,those to which a preference in payment is given: જે લેણું મરનાર દેણદાર કે નાદારની મિલ્કતમાંથી સૌ પેહેલું વાળવાનું-આપવાનું હોય તે. **P.** *witnesses,* witnesses who are not obliged to testify as to certain things,as lawyers,state officers, physicians &c.:પોતાના ધંધા પરત્વે કંઈ મળેલી હકીકત છુપી રાખવાનો હક છે એવા સાક્ષીઓ.

**Privily,**(પ્રિવિલિ) *adv.*In a privy manner;secretly:છુપી રીતે.

**Privity,**(પ્રિવિટિ ) *n.* 1. Privacy; secrecy;confidence:ગુપચુપી; છુપાપાણું; વિશ્વાસ. 2. Private knowledge:અંદર ખાનેથી જાણવું તે;સંસર્ગ;માહિતગારી. 3.A private matter:છાનીવાત.4.The genitals:ગુપ્ત સ્થાન;ઇન્દ્રિ;ગુહ્યાંગ;અંગ;કાયા; શરીર. 5. A bond of union between parties:સહકારિતા;સહાયતા.

**Privy,**( પ્રિવિ ) *a.* 1. Not public; private: ખાનગી; છુપું. 2. Secret; clandestine:છાનું;છુપું; ચોરીનું. 3. Private;not open to the public: ગુહ્ય;ખાનગી.*As,***p.***council*:ગુઢ સભા. 4.Privately knowing:અંદર ખાનેથી વાકેફ-જાણ. *His wife also being* **p.** to it: તેની સ્ત્રી પણ તે વાત અંદર ખાનેથી જાણતી.**P.***Councilor*, a member of the privy council: ગુઢ સભાસદ.**P.***purse,* money set apart for the private use of the monarch: રાજાની ખાનગી વપરાશ માટે જુદા રાખેલાં નાણાં. **P.** *seal* or *signet,* (*a*) the seal which the king uses in grants,&c.:રાજાએ પોતે આપેલાં બક્ષીસ પત્રો વિo ઉપર મારવાનો સિલ.(*b.*) Also,the principal secretary of state: રાજ્યનો મુખ્ય વહિવટદાર-નેતા-મંત્રી. *n.*1. A partaker:ભાગીદાર.2.A necessary house:જાજરૂ;સંડાસ;વાડો;કાંડીઓ.

**Prize,**(પ્રાઇઝ્ )*n.* [L. *prehendo,* I seize.] 1. That which is taken from another;a thing seized by force or superior power:બળ-સત્તાથી કંઇ પકડેલી વસ્તુ. 2. *Hence,*

specifically,(*a*)(*Law*)anything captured by a belligerent using the rights of war;esp.,property captured at sea,as a vessel:યુદ્ધાપહરણ;લુંટ;યુધ્યાર્જિત વસ્તુ-વિશેષે કરીને વહાણ.(*b*) An honor or reward striven for in a competitive contest:પારિતોષિક;ઇનામ;સરપાવ;ઉપાયન.(*c*)That which may be won by chance,as in a lottery: લાટ; સહજ-કર્માધિન મળેલી વસ્તુ.*n*.Possession held or in prospect: પોતાની પાસેનો અમુલ્ય પદાર્થ;રત્ન. **4.** A contest for a reward;competition:સ્પર્ધાજય;પણ;ઈનામ મેળવવાની સ્પર્ધા.**5.**A lever;a pry:તુલાયંત્ર;ઉત્તાલનદંડ;દાંડી. *To make* **p.** *of*,to capture:પકડવું.*vt*.To move with a lever;to force up or open:તોડી નાંખવું;ભાગીને ખોલવું. *vt.* **1.** To price;to appraise:કિંમત ઠરાવવી-ક૦; મૂલ ક૦-આંકવું.**2.**To value highly; to esteem: બહુ કિંમતી ગણવું; ઘણું માન આપવું;પૂજ્ય માનવું.*n*.Estimation;valuation:કિંમત;ગણત્રી;મૂલ.

**Prize-fighter,** ( પ્રાઈઝ્-ફાઈટર્ ) *n.* One who fights in public for a reward:કોઈ શરતના પણને માટે લડનાર;પણી મલ્લ.

**Prize-money,** (પ્રાઇઝ્-મનિ) *n.* A dividend from the proceeds of a captured vessel &c., paid to the captors:લુંટમાં આવેલાં નાણાંનો ફાળો.

**Pro-and-con,** (પ્રૉ-ઍન્ડ્-કૉન્ )*adv.* For and against:વિરૂદ્ધા વિરૂદ્ધ-વિધિ નિષેધપક્ષે; as, *to consider the arguments* **p.**: વિરૂધા વિરૂધ રીતે તકરારનો વિચાર કરવો.

**Pros-and-cons,**(પ્રૉઝ્-ઍન્ડ્-કૉન્સ્ ) The arguments or reasons on either side:વિરૂદ્ધાવિરૂદ્ધ;બેઉપક્ષ.

**Probability,**( પ્રૉબૅબિલિટિ ) *n.* **1.** The state of being probable; likelihood:સંભવ;સંભવિતપણું;સંભાવ્યતા.**2.**That which is or appears probable: સંભવિત વાત. **3.** (*Math.*)Likelihood of the occurrence of any event in the doctrine of chances : સંખ્યા પ્રમાણ ન્યુનાધિક સંભાવ્યતા.

**Probable,**(પ્રૉબૅબલ્ )*a.*[L.*probo*,I try, prove.]**1.** Capable of being proved:બનવા-હોવા-થવા જેવું;સંભવિત. **2.** Having more evidence for than against:શક્ય;સંભવ્ય.**3.** Rendering probable: સંભાવિત; અનુમાનિક.**P.** *evidence*: સંભાવિત પુરાવો. *The* **p.**, that which is within the bounds of probability:શક્ય;સંભવ્ય;સ્વાભાવિક.

**Probably,**(પ્રૉબૅબ્લિ)*adv.* In likelihood:મુખત્વે કરીને;સોવસા;બહુધા.

**Probate,** (પ્રૉબેટ્ ) *n.* [L.*probo*, I prove.]**1.**Proof:શાબેતી.**2.**Official proof; *esp.*, the proof before a competent officer that an instrument purporting to be a will or testament of a person deceased is indeed his lawful act: વસિયતનામાના ખરાપણા વિષેનો પુરાવો; મૃત્યુલેખ પ્રમાણ.*a.*Of or belonging to a probate or court of probate: મૃત્યુલેખ પ્રમાણ કે તેને લગતી કોરટ સંબંધી. **P.** *court*, a court for the probate of wills: મૃત્યુલેખ સંબંધી કામકાજ કરનાર કોરટ.**P.** *duty*, a government tax on property passing by will:વસિયતનામું કરેલી મિલ્કત ઉપર લેવાતો કર.*vt.*To obtain the official approval of a will or testament: વસિયતનામાના ખરાપણાનું કોરટનું સરટીફીકેટ મેળવવું.

**Probation,**(પ્રૉબેશન્ )*n.***1.**The act of proving; proof: સાબીત ક૦ તે; સાબીતી. **2.** Any proceeding designed to ascertain truth, to determine character, &c.;trial: પરીક્ષા;કસોટી;અજમાએશ;as,*to engage a man on* **p.**:અજમાયેશ તરીકે કોઇ માણસને નોકર રાખવો.

**Probationary,**(પ્રૉબેશનૅરિ)*a.*Serving for trial:અજમાએશી;કામ-વર્તણુંકની કસોટી કરવા આપેલું. As, **p.** *appointment*:અજમાયેશી નિમણુંક.

**Probationer,** ( પ્રૉબેશનર ) *n.* **1.** One who is undergoing probation;a novice:અજમાયશ ઉપર રાખેલું માણસ;પરિક્ષ્યમાણ.

**Probative,**(પ્રૉબેટિવ્ )*a.* Serving for trial or proof;probationary: અજમાયેશ તરીકે કામ કરતું-ચાલતું.As, **p.***evidence*:અજમાયેશી પુરાવો.

**Probe,**(પ્રૉબ્ )*vt.*[L.*probo*,I try.] **1.**To examine as, a wound, an ulcer, &c.,with a probe:-માં સળી નાંખી જોવું-તપાસવું. **2.** (*Fig.*) To search to the bottom: બારીકીથી તપાસવું;પડતાળી પડતાળીને જોવું. *n.* An instrument for examining the depth or other circumstances of a wound, ulcer &c., or exploring for stones in the bladder &c.: (ઘા,નાસુર,પેસાબ વિ૦ માં મુકવાની)સળી;ઈશલાકા;એષણી.

**Probity,**(પ્રૉબિટિ) *n.* [L. *probus*, good.]Honesty;uprightness:ચોખ્ખી દાનત;નેકી;પ્રમાણિકપણું;શુચિતા;દાક્ષિણ્ય;નેકનૈયત;સત્યતા.

**Problem,**(પ્રૉબ્લેમ્ )*n.*[Gr.*pro*, & *ballo*,I cast.]**1.** (*a*) A question proposed for solution:પ્રશ્ન;સવાલ; વિવાદવિષય.*Hence*, (*b*) a matter difficult of solution;a doubtful case:શકભરેલી-તકરારી વાત-હકીકત; સંદિગ્ધ વિષય.**2.**(*Math.*)Anything which is required to be done: કૃત્ય;ઉપપાદ્ય.*Plane* **p.**(*Geo.*),a problem that can be solved by the use of the rule & compass: કમ્પાસથી કરવામાં આવતું કૃત્ય.*Solid* **p.** (*Geom.*), a problem requiring in its geometric solution the use of a conic section or higher curve:શંકુચ્છેદ રીતિથી થતું કૃત્ય.

**Problematic-cal,**(પ્રૉબ્લેમૅટિક્-કલ્ ) *a.*Having the nature of a problem;uncertain:અનિશ્ચિત; સંદેહ ભરેલું;સંદિગ્ધ;સવિકલ્પ;વૈકલ્પિક.

**Proboscis,**(પ્રૉબૉસિસ)*n.*[Gr.*pro*, & *bosko*,L *pasko*, I feed.] **1.** A hollow organ or tube attached to the head of various animals; a trunk:(હાથી-જીવડાંની)સુંઢ;શુંઢ. **2.**By extension,applied to various tubelike mouth organs of the lower animals that can be everted or protruded : જીવડાનું સંકોચી અને લંબાવી શકાય એવું નળી આકારનું મ્હોં.

**Procedure,** (પ્રૉસીડ્યુર ) *n.* **1.**(*a*) The act of proceeding;progress: ચાલ;ગતિ;કૃતિ; આચાર; વિધાન. (*b*) The manner of proceeding;operation;conduct:કામ ચલાવવાની રીત;વહીવટ;ક્રમ;સંપ્રદાય;પદ્ધતિ;આચાર;આચરણ; કરણી. As, *the code of criminal* **p.**:ફોજદારી વહિવટનો-કામ ચલાવવાનો કાયદો.**2.**A step taken; a proceeding:(ઘેરિલું-ચલવેલું) કામ.**3.**Issue;product(*obs.*):પરિણામ.

**Proceed,**(પ્રૉસીડ્ )*vi.*[L.*pro*, forward & *cedo*, I go. ] **1.** To advance; to continue or renew

મુલતવી રાખવાનાં માઠાં ફળ.

motion begun:આગળ ચાલવું-જવું-ચાલ્યાં કરવું;ચાલવું.2.To pass from one point,topic or stage to another:આગળ ચલાવવું-કહેવું;કહ્યાં કo. 3.To issue forth;to come from: નીકળવું;પડવું;આવવું;થવું;ઉત્પન્ન થવું. As,*light* **p.**s *from the sun*:સૂર્યમાંથી અજવાળું નીકળે છે.4. (*a*) To act by method: ચડતાં-ઉતરતાં-અનુક્રમે ચાલ્યાં જવું-આવવું.(*b*) To begin & carry on a series of acts or measures: (કંઈ) કૃત્ય આરંભીને કર્યાં-ચલાવ્યાં જવું;-માં આગળ પ્રવર્તવું. 5.To take place:થવું; બનવું; હોવું. 6.To operate:અમલ થવો; લાગુ થવું-કo. 7. (*Law.*) To begin and carry on a legal process:કામ-મુકદ્દમો ચલાવવો.*pl.*Money brought in by some piece of business: કાંઈપણ ધંધો કરીને મેળવેલો પૈસો;નફો;વેચાણ-વકરો.

**Proceeding,**(પ્રૉસીડિંગ્ )*n.*1. (*a*) The act of one who proceeds: વર્તણૂંક;કામ;ગતિ;ગમન;ચાલ.(*b*)Progress or movement from one thing to another;a measure or step taken in course of business;a transaction;course: કામ; કર્મ;ક્રિયા;ચાલ;વહિવટ; વ્યવહાર; આચરણ;રીતિ;માર્ગ;સંપ્રદાય.*Report* of **p.**:હકીકત;હકીકત-રોજનામું. 2. The course of procedure in the prosecution of an action at law:ચાલતું આખું કામ;કામના કાગળો.*a.*Arising; issuing;emanating: ઉત્પન્ન;ઉદ્ભવતું;જન્મ પામતું;કારણ-નિમિતરૂપ.

**Process,**(પ્રૉસેસ્ )*n.* 1. Progress; procedure;advance:ગતિ;ગમન;ક્રમ;ગત.**P.***of time*:કાળક્રમ;કાળગતિ. 2.Regular proceeding;progressing act or transaction:ક્રિયા;વિધી;કાર્યક્રમ;રીતિ;ધારો;પદ્ધતિ;સંસ્કાર;પ્રયોગ;માર્ગ.3. A narrative: વાર્તા;વૃત્તાન્ત; હકીકત; બીના. 4. Any marked prominence or projecting part,especially of a bone: હાડકાનો અણીવાળો ભાગ;ટેકો.5.(*a*) The whole course of proceedings in a cause real or personal:વ્યવહાર;વ્યવહાર માર્ગ;ચાલેલું આખું કામ;કેસ;મુકદ્દમો(*b*)The means used for bringing the defendant into court to answer to the action: પ્રતિવાદિને બોલાવવાનો સમન.*In* **p.**,begun & not completed:ચાલતું;થતું;વર્તમાન;ચાલુ.

**Procession,**(પ્રૉસેશન્ )*n.*1. Regular progress;course:ગતિ;પ્રસ્થાન; પ્રવૃતિ. 2. A retinue;a ceremonious train:સ્વારી;યાત્રા;પ્રયાણ.3.An orderly and ceremonial progress of persons: વરઘોડો; સરગસ; સાજન. 4. An old term for litanies which were said in procession and not kneeling: વરઘોડામાં ચાલતી વખતે કહેલાં ઈશ્વરસ્તવન. *vt.* To ascertain:નક્કી કo;-ની હદ્-મર્યાદા-સીમા બાંધવી-આંકવી.*vi.*To march in procession:વરઘોડામાં જવું.

**Processional,**(પ્રૉસેશનલ્ )*a.* Pertaining to a procession: વરઘોડા-સવારી સંબંધી:યાત્રારૂપ.*n.*1.A service book relating to ecclesiastical processions:પ્રાર્થનાપોથી.2. A hymn, or other selection sung during a church procession:ગીત;ગાયન;સ્તોત્ર;ભજન.

**Proclaim,** (પ્રૉક્લેમ્ ) *vt.* [L.*pro*, forth & *clamo*,I call aloud.] 1. To declare;to publish abroad;to promulgate;to give wide publicity to: જાહેર-પ્રસિદ્ધ-પ્રકટ કo; થાળી વગાડીને કહેવું;ઢંઢેરો-દાંડી પીટવી;પ્રકાશ કo;ગાઈવગાડીને કહેવું.2. To outlaw by public proclamation:દાંડી પીટીને રાજ્ય રક્ષણમાંથી કાઢી મુકવું.

**Proclaimer,**( પ્રૉક્લેમર ) *n.* One who proclaims:ઢંઢેરો-દાંડી-થાળી પીટનાર;ઘોષક;પ્રખ્યાપક; પ્રસિદ્ધ કરનાર.

**Proclamation,**(પ્રૉક્લેમેશન્ ) *n.*1. Publication; official or general notice:દાંડી;ઢંઢેરો;ઘોષણા; પ્રખ્યાપન.2.A published ordinance:જાહેરનામું;પ્રસિદ્ધિપત્ર.

**Proclivity,**(પ્રૉક્લિવિટિ)*n.*1.Proneness; inclination; propensity; tendency:મનનું વલણ;વૃત્તિ;બુદ્ધિ.2. Facility;readiness;aptitude: પ્રવૃતિ;પ્રાવણ્ય;ચંચળાઈ; હુશેઆરિ; હોંશિયારી; ચપળતા;ચાલાકી.

**Proclivous,** ( પ્રૉક્લાઈવસ્ ) *a.* [L. *pro*,& *clivus*,a slope.]1. Inclined;tending by nature:પ્રવૃત્ત;શીલ.

**Proconsul,**(પ્રૉકૉનસલ્ )*n.* [L.*pro*, *con*,& *salio*,I leap.] An officer who discharged the duties of a consul without being himself consul: રોમન લોકોના 'કૉન્સલ'અધિકારીનું કામ કરનાર.

**Procrastinate,** (પ્રૉક્રૅસ્ટિનેટ્ ) *vt.* [L.*pro*,forward & *cras*, to-morrow.]To postpone; to delay; to defer;to put off: વખત ગાળવો;દહાડા ભાગવા;વાર લગાડવી;વિલંબ કo; મુલતવી રાખવું;કાળક્ષેપ કo;ઉપેક્ષા કo; લંબાવવું;આગળ ધકેલવું;લંબાણે નાંખવું. *vi.* To delay;to be dilatory: આજકાલ કર્યા કરવું;વાર લગાડયાં કરવી.

**Procrastination,**(પ્રૉક્રૅસ્ટિનેશન્ ) *n.*Delay;dilatoriness: લાસરીઆપણું;ઢીલ;વિલંબ;કાળક્ષેપ-હરણ;આજકાલ;ધકેલપટ્ટી;મુલતવી રાખવાની ટેવ.

**Procrastinator,**(પ્રૉક્રૅસ્ટિનેટર્ ) *n.* One who procrastinates: લાસરિયું માણસ;દીર્ઘ સુત્રી;આજકાલ કરનાર;મુલતવી રાખનાર.

**Procreant,** (પ્રૉક્રીઍન્ટ્ ) *a.* Generating; producing; productive; fruitful:ઉત્પાદક;સાધક;જનક;ગર્ભવંતુ;ભરપૂર.*n.*One who procreates: જન્મ આપનાર;પ્રજનક;જનયિતા.

**Procreate,**(પ્રૉક્રીએટ્ )*vt.* [L. *pro*, forth & *creo*,I create.] To generate and produce; to beget :-ને જન્મ આપવો;ઉત્પન્ન કરવું;-ની ઉત્પત્તિ કo;જન્માવવું.

**Procreation,**(પ્રૉક્રીએશન્ )*n.* The act of begetting; generation & production of young:જનન;ઉત્પાદન;ઉત્પત્તિ;પ્રજોત્પત્તિ;પ્રજોત્પાદન; પ્રસવ;પ્રસુતિ.

**Procreative,**(પ્રૉક્રીએટિવ્ )*a.*Having the power to beget; generative:છોકરાં ઉત્પન્ન કરે એવું;પ્રજનન શક્તિવાળું; ઉત્પાદક; સાધક; પ્રજનન શક્તિ વિશિષ્ટ-સંપન્ન.

**Procreator,**(પ્રૉક્રીએટર )*n.*A father or sire;a generator: બાપ; પિતા; ઉત્પન્નકર્તા.

**Proctor,**(પ્રૉક્ટર્ )*n.*[L.*pro*,&*curo* I take care of.]One who is employed to manage the affairs of another;attorney; agent: વકીલ; પ્રતિનિધિ;મુખત્યાર. 2. A beggar: ભિખારી;ભિક્ષુક.*vt.*To act as a proctor toward:વકીલાત કરવી.

**Procurable,**(પ્રૉક્યુરેબલ્ )*a.* Capable of being procured; obtainable:મળી શકે એવું;લભ્ય;પ્રાપ્ય;પ્રાપ્ય.*Easily* **p.**:સુલભ્ય;સુખસાધ્ય.

**Procuration,** ( પ્રૉક્યુરેશન્ ) *n.* 1. The act of procuring; procurement:મળી શકે એમ કરવું તે;સંપાદન. 2. The management of another's affairs:કોઈની વતીનું કામ ક-

રવું તે;મુખ્ત્યારી.3.The instrument by which a person is empowered to transact the affairs of another: કોઈની વતીનું કામ કરવાને મળેલી પરવાનગી;મુખ્ત્યારી;અવેજીપણું;પ્રતિનિધિત્વ.4.A sum of money paid formerly to the bishop: બીશપને આપેલા પૈસા.

**Procurator,**(પ્રૉક્યૂરેટર્) *n.* 1. An agent;a proctor:આડતીઓ;પ્રતિનિધિ;કારભારી;મુનીમ.2. A governor of a province under the emperors:પ્રધાન;દિવાન;હાકેમ;સુબો.

**Procure,**(પ્રૉક્યૂર્ )*vt.* [L. *pro*, for & *curo*,I take care.]1.To bring into possession;to gain;to get: મેળવવું;લેવું;પ્રાપ્ત ક૦;સંપાદન ક૦;પેદા ક૦;-ને આપાવવું.2.To effect; to cause:કરવું;આણવું; સાધવું;અને-થાય એમ ક૦;-નો ઘાટ ઘડવો; -થી થવું. 3. To solicit;to entreat:વિનતિ-આજીજી-પ્રાર્થના ક૦. 4. To bring; to attract:લાવવું; ખેંચી લાવવું. 5. To obtain for illicit intercourse: વિષય ભોગને માટે મેળવી આપવું;જૈરી લાવી આપવી; કુટણાપણું-દલાલું ક૦. *vi.*1.To pimp:ભડવાઈ કરવી; કુટણાપણું ક૦.2.To manage business for another in court:કચેરીમાં કોઈની વતીનું કામ કરવું;મુખ્ત્યારપણું ક૦.

**Procurement,** (પ્રૉક્યૂર્મેન્ટ્ ) *n.* 1. Obtainment; attainment: પેદા કરવું તે;સંપાદન;પ્રાપ્તિ;લાભ. 2. Management;agency:કારભાર; મુનીમગીરી;રાજ્ય.

**Procurer,**(પ્રૉક્યૂરર્ )*n.*1.One who procures or obtains:પ્રાપક; સંપાદક;મેળવી આપનાર; સંપાદનકર્તા. 2. One who procures the gratification of lust for another; a pimp;a pander:કુટણો;ભડવો દલાલ.

**Procuress,**(પ્રૉક્યૂરેસ્ )*n.*A female procurer:કુટણી;ભડવેણ;દૂતિ;ભડવી.

**Prodigal,** (પ્રૉડિગૅલ્ ) *a.* [L. *pro*, forth & ago,I drive.] Given to extravagant expenditure;recklessly or viciously profuse;lavish; wasteful; not frugal or economical;extravagant:મુક્ત;દસ્ત બહુ વ્યયી;ઉત્સર્ગી;અતિ વ્યયશીલ;અતિત્યાગી;છેક ઉડાઉ;ધૌતાળ;છૂટા-પોલા હાથનું;પૈસાના કાકરા કરનાર;અતિશે ઉદાર; ખરાબખસ્તે-ધૂળધાણી કરી નાખનાર. *n.*One who expends money extravagantly:ઉડાઉ-ધૌતાળ માણસ.

**Prodigality,**(પ્રૉડિગૅલિટિ) *n.* Profusion;waste; excessive liberality:અતિશય ઉદારપણું;ધૌતાળપણું; અતિઉદારતા;ઉડાંઉ;વ્યયબુદ્ધિ.

**Prodigious,** ( પ્રૉડિજસ્ ) *a.* [ L. *prodigium*,a prodigy.] 1. Marvelous;wonderful:નવાઈ;તાજુબ બનેલું;વિલક્ષણ;વિચિત્ર;ચમત્કારી; અદ્ભુત;આશ્ચર્યકારક;અપૂર્વ.2.Vast;huge; immense;very great:બેહદ; બેસુમાર;વિશાળ;ગંજાવર;રાક્ષસી;અડાબીડ;જબરું;ઘણું મોટું;અદ્ભુતાકારનું.

**Prodigy,**(પ્રૉડિજિ)*n.*1.A portent; something extraordinary:ઉત્પાત;અદ્ભુત-અપૂર્વ વસ્તુ-વિષય; મહાશ્ચર્ય;જે ઉપરથી શુભાશુભ ફળ ગણવામાં આવે એવો અદ્ભુત બનાવ-વાત.2. A marvel:ભંડાર;સમુદ્ર;અદ્ભુત શક્તિ ધરાવનાર મનુષ્ય.3. An abnormal development,a monster: રાક્ષસ; દૈત્ય;અસુર.

**Prodition,**(પ્રૉડિશન્ ) *n.* [L. *prodeo*,I betray.] Treachery; treason:વિશ્વાસઘાત;રાજદ્રોહ;ફીતુર.

**Produce,** ( પ્રૉડયૂસ્ ) *vt.* [L. *pro*, forth & *duco*,I lead.] 1. To exhibit;to bring forward;to show: દેખાડવું;દૃષ્ટિએ પાડવું;હાજર-રજુ ક૦; બહાર લાવવું;આગળ ધરવું; રૂબરૂકરવું-લાવવું;પ્રત્યક્ષ-પ્રસિદ્ધ ઉઘાડું ક૦.2.To bear;to generate;to bring forth as young; to give birth to; to yield;to furnish: આપવું;-માં નિપજવું-પેદા થવું;ઉદ્ભવવું;પાક થવો;ઉપજાવવું;-માં ઉપજવું-પાકવું;ઉત્પન કરવું;આવવું; જણવું. 3. To cause to happen; to originate; to bring about:-માંથી ઉપજવું-નીકળવું;ઉત્પન્ન ક૦;નિપજાવવું;પ્રકટાવવું.4.To make; to manufacture:બનાવવું;કરવું;ઘડવું;-માંથી બનાવવું. 5. To yield; to gain:ઉત્પન્ન કરવું; આપવું; લાવવું;-થી ઉપજવું.6.To draw out; to lengthen;to prolong: વધારવું;ફેલાવવું; લંબાવવું.7.To extend:વધારવું; વિસ્તારવું;લંબાવવું.*vi.*To yield appropriate offspring:નિપજવું;પરિણામ થવું-આવવું;પાક થવો-નિપજવો-ઉત્પન્ન થવો;નિકાસ થવી. *n.* (*a*) Product; yield;proceeds;result of labour: ઉત્પન્ન;નિષ્પન્ન;પેદાશ;ફળ; ઉત્પત્તિ;લાભ; પ્રસવ. (*b*) Agricultural products:ઉપજ;નિપજ;પાક;નિકાશ.

**Producible,**(પ્રૉડયૂસિબલ્ )*a.*Capable of being produced, brought forward,brought forth, generated,made,or extended:રજુ-હાજર કરવા આગળ લાવવા-જણવા-ઘડવા-બનાવવા કે લંબાવવા લાયક-જેવું.

**Product,**(પ્રૉડક્ટ્ )*n.*1. Anything that is produced,whether as the result of generation, growth, labor or thought,or by the operation of involuntary causes;production;fruit;result; effect;consequence:ઉત્પન્ન;ઉત્પતિ;ઉપજ;પેદાશ;સામન;માલ;જણસ;ફળ; પરિણામ; લાભ;ઉત્તરફળ;કૃત્ય;કૃતિ.2.The number resulting from the multiplication of two or more quantities:ગુણોત્તર;ગુણાકાર;ફળ;ઘાત. *vt.*1. To produce:ઉત્પન્ન કરવું;વધારવું.2. To extend:વધારવું.

**Production,** ( પ્રૉડક્શન્ )*n.*1.The act of producing:પેદા કરવું તે;ઉત્પાદન;નિષ્પાદન;ઉદ્ભાવન.2.That which is produced;produce;fruit:ઉત્પત્તિ;નિષ્પત્તિ;પેદાશ;જન્મ; ઉદ્ભવ;સંભવ;વ્યુત્પત્તિ;ઉત્પન્ન;ઉપજ;નિપજ;ફળ; પેદાશ;કૃત્ય;કૃતિ;નિર્માણ;સૃષ્ટિ;નિર્મિત વસ્તુ-દ્રવ્ય 3.The act of lengthening out:ફેલાવવું તે;વધારવું તે.

**Productive,**(પ્રૉડક્ટિવ્ )*a.*1.Yielding or furnishing results:ફળ મળે એવું;ફલદાયક;ફલપ્રદ; પ્રાપ્તિકારક. 2. Bringing into being;producing; originative:ઉત્પાદક; નિષ્પાદક; ઉત્પત્તિ-ઉદ્ભવકારક;ઉત્પન્ન કરનારું. 3. Fertile;profitable: માતબર;ફલદાયક; ફલપ્રદ; લાભકારી; સારી પેઠે પાકે એવું; બહુફળ;રસાળ;કસવાળું;ફળદ્રુપ.

**Proem,**(પ્રૉએમ્ )*n.* [ Gr. *pro, oimos*,way]Preface;introduction: પ્રસ્તાવના;સૂચના;ઉપોદ્ઘાત;વાઙ્મુખ. *vt.*To preface:પ્રસ્તાવના લખવી.

**Proemial,**(પ્રૉએમિઍલ્ ) *a.* Prefatory; introductory: પ્રસ્તાવના-સૂચનારૂપ.

**Profanation,** ( પ્રૉફૅનેશન્ ) *n.* 1. Desecration;too familiar treatment of what is sacred: નાપાક કરવું તે; ભ્રષ્ટીકરણ; અપવિત્રકરણ; દૂષણ.2. The act of treating with abuse:નિંદા;ઉવેખન.

**Profane,**(પ્રૉફેન્)*a.* [L.*pro*,before & *fanum*,a temple.] 1.(*a*) Not holy or sacred; unconsecrated: અપવિત્ર;અશુચિ;ધર્મપ્રકરણથી નિરાળું વેગળું;અશુદ્ધ;અપુણ્ય.(*b*) Relating to matters other than sacred;

કહેવું થોડું અને કરવું ઘણું.

secular:પ્રાપંચિક;વ્યવહારિક;લૌકિક;સાંસારિક.2. Unclean; impure; polluted:નાસ્તિકપણાનું;ભ્રષ્ટ;દૂષિત; અધાર્મિક.3.Irreverent;impious; blasphemous;ungodly:ધર્મ વિષયનું નહીં;ઇશ્વરદ્વેષી;ધર્મનિંદક; ધર્મદ્વેષી; નાસ્તિક;દેવદ્વેષી;દેવનિંદાત્મક.*vt.*1.To pollute:અપવિત્ર કરવું;ભ્રષ્ટ-દૂષિત કo. 2. To debase; to abuse:નિંદવું; તિરસ્કારકરવો;અપમાન-અનાદર-નિંદા કo;અનાદરબુદ્ધિ-અપમાન બુધિ કરવી.

**Profanity-ness,**(પ્રૉફૅનિટિ-પ્રૉફ્નેસ્) *n.*1.The state of being profane; irreverence;blasphemy: ધર્મનિંદા;ઇશ્વરનિંદા-દ્વેષ;ધર્મ-ઇશ્વરઅવજ્ઞા; દેવનિંદા;ધર્મનિંદાબુદ્ધિ.

**Profess,** (પ્રૉફેસ્ )*vt.* [L. *pro*, before & *fatio*,I confess. ] 1. To make open declaration of; to avow; to acknowledge; to confess publicly:છડેચોક જણાવવું;અંગીકાર કo;સ્વીકારવું;પ્રસિદ્ધકથન કo; પ્રતિજ્ઞા કo;પ્રતિજ્ઞા પૂર્વક કહેવું;ખુલ્લા પડીને-ઉઘાડેછોગે કહેવું.2.To set up a claim to;to make pretence to:કહેવું;-નું કહેવું-નો હક-દાવો ધરાવવો;પોતાનું છે એમ કહેવું.3.To pretend to knowledge of;to proclaim one's self versed in: માં પંડિત-પ્રવીણ કહેવડાવવું;-ના આચાર્ય બનવું;-નો ધંધો-ઉદ્યોગ-વ્યવહાર કo.*vi.*1.To confess: કબુલ કરવું; અંગીકાર-સ્વીકાર કo. 2. To declare friendship:ભાઈબંધી છે એમ જણાવવું.

**Professedly,**(પ્રૉફેસેડ્લિ)*adv.* By profession:પ્રતિજ્ઞાપૂર્વક;ખુલ્લી રીતે.

**Profession,**(પ્રૉફેશન્ )*n.*1. Open declaration;public avowal:પ્રસિદ્ધકથન;ઉદ્ગાર;પ્રકાશવચન; ખ્યાપન. 2.An avowal; a claim:અંગીકાર; સ્વીકાર;વચન;ઉક્તિ;બોલી; ઉદ્ગાર.3. Calling;vocation;employment: ધંધો;રોજગાર;પેશો;વૃત્તિ;કસબ; ઉદ્યોગ;વ્યવહાર;ઉપજીવિકા;વ્યાપાર;આજીવિકા;*military* p.:લશ્કરી ચાકરી-ધંધો.4.The collective body of persons engaged in a calling: એક ધંધામાં પડેલાં બધાં માણસો.5.The act of entering a religious order: ધર્મમાં દાખલ થવું તે. *The three* or *learned* p.s,theology,law & medicine:બ્રહ્મજ્ઞાન;ન્યાય અને વૈદ્યક;ધર્મશાસ્ત્ર,વ્યવહારશાસ્ત્ર અને વૈદ્યકશાસ્ત્ર.

**Professional,**(પ્રૉફેશનૅલ્ )*a.*1.Pertaining to a profession;conforming to the rules or standards of a profession;following a profession:વૃત્તિવિષયક;ધંધો લઇ બેઠેલું; વ્યવસાયી; ધંધા-વૃત્તિનું-સંબંધી. 2. Engaged in by professionals: ધંધાદારી;રોજગારી;ઉદ્યોગી;વૃત્તિમાન; ધંધાને અંગે કરેલું;માત્ર શોખને ખાતર કરેલું એમ નહિ. *n.* A person who prosecutes anything professionally:ધંધો કરનાર.

**Professor,**(પ્રૉફેસર્ )*n.*1.One who professes his sentiments : ખુલ્લી રીતેબોલનાર;ખ્યાપક;પ્રકાશક 2.One who professes or publicly teaches science:ગુરૂ;આચાર્ય;પાઠક;અધ્યાપક;વિદ્યાગુરૂ;ઉસ્તાદ;ભટ્ટ;શિક્ષાગુરૂ.

**Professorship,** ( પ્રૉફેસર્શિપ્ ) *n.* The office or position of a professor:આચાર્યની પદવી;ગુરૂત્વ;પાઠકત્વ;અધ્યાપકની પદવી;આચાર્યત્વ.

**Proffer,**(પ્રૉફર્ )*vt.*[L.*pro*,forward & *fero*,I bring.]1.To offer for acceptance: આપવા માંડવું. 2. To undertake or propose: કરવાનું કહેવું; દરખાસ્ત કo. *n.*1. An offer made;a tender:કહેણ;વચન; નિવેદન;પ્રાર્થના.2.Essay; attempt: યત્ન;પ્રયત્ન;પ્રવૃત્તિ;ઉદ્યમ.

**Proficience-cy,**(પ્રૉફિશિએન્સ-ન્સિ) *n.* The quality or state of being proficient;progress in knowledge;improvement;adeptness: હોંશીઆરી;ખબરદારી;પ્રવીણતા;નિપુણતા;અભિનિવેશ;કૌશલ્ય;કાબેલીઅતપણું;ઉસ્તાદી;પારાંગતપણું

**Proficient,**(પ્રૉફિશિએન્ટ )*n.*[L.*pro*, before &*facio*,I make.] An expert;an adept:કાબેલ-પ્રવીણ-નિપુણ માણસ;ઉસ્તાદ;પારંગત.*a.* Versed; adept:કાબેલ;પ્રવીણ; કુશળ; નિપુણ; વિચક્ષણ;પારંગત;માહિતગાર;વિશારદ.

**Profile,**(પ્રૉફાઈલ )*n.*[L.*pro*,before & *filum*,a thread.]*a* An outline or contour:રૂપરેષા;રૂપરેખા.2.The side face or half face:એકજ બાજુ જણાય એવી છબી; અર્ધું મોઢું જણાય એવી છબી;પાર્શ્વદૃશ્ય;અર્ધમુખદર્શન.*vt.*1.To draw the outline of: છબી કાઢવી.2. To shape the outline of an object by passing a cutter around it: ડોળિયું કo;-ની રૂપરેષા કરવી.

**Profit,**(પ્રૉફિટ્ )*n.*[L.*pro* & *factus*, progress.)1.Acquisition beyond expenditure;pecuniary gain in any transaction or occupation; emolument:કમાઈ;આયપત; ઉત્પન્ન;ઉપજ;નફો;લાભ.2.Avail; gain; benefit:હિત;કલ્યાણ;ઉપકાર; હાંસલ;ફાયદો;ફળ;લાભ. **P.** & *loss*: નફોટોટો;લાભાલાભ.*vt.* To be good to; to help on;to avail;to aid;ફાયદો કરવો;મદદ થવી;-નું સારૂં-કલ્યાણ-હિત કo-થવું;ઉપયોગી-હિતકારક-હિતાવહ થવું.*vi.*1.To gain;to advance: ફાયદો થવો;કામ સરવું;કૌશલ્ય અધિક થવું;ગુણવર્દ્ધન થવું;-ને ગુણ થવો; નફો-લાભ મળવો.2.To be of use or advantage:કામ લાગવું;ફળ થવું; -ને લાભ કo; કામમાં આવવું; ઉપયોગી-હિતાવહ-હિતકારક થવું;હિત-ફાયદોથવો.

**Profitable,**(પ્રૉફિટેબલ્ )*a.*Gainful; lucrative;useful;helpful; beneficial; advantageous: લાભ થાય એવું;ફાયદેમંદ;કિફાયતી;લાભપ્રદ;ફલાવહ;હિતકર;હિતાવહ;હિતપ્રદ; ઉપયોગી;હિતકારક;લાભકારી.

**Profitless,**(પ્રૉફિટ્લેસ )*a.*Without profit;unprofitable:બિન ફાયદાનું; ફાયદાવિનાનું; નિષ્ફળ; વ્યર્થ; નિરર્થક; અફળ;નિર્લાભ.

**Profligacy,** ( પ્રૉફિલગૅસિ) *n.* The quality or state of being profligate;a vicious course of life; dissoluteness:છેક લફંગાઈ;સોદાઇ; દુરાચાર;ભ્રષ્ટતા; ભોગાસક્તિ; દુર્વૃત્તતા; લુચ્ચાઈ;બદફેલી;ભ્રષ્ટાચરણ.

**Profligate,**(પ્રૉફ્લિગેટ )*a.*[L. *pro*, &*fligo*,I strike.]1.Beaten; conquered:પરાજીત;હારેલું;જીતાયેલું.2. Dissolute;openly or shamelessly immoral or vicious:દુરાચારી; વ્યસની;વિષયાસક્ત;ભ્રષ્ટચરિત્રનો;દુરાચરણી;ભ્રષ્ટાચારી;ભ્રષ્ટાચારણી; બદફેલ; ફટેલું.*n.* A dissolute person: દુરાચારી માણસ;લંપટ;વ્યસની;વિષયી. *vt.*To draw away;to overcome: કાઢી મુકવું;જીતવું;-ને પરાભવ પમાડવું.

**Profound,**(પ્રૉફાઉન્ડ્ ) *a.* [L. *pro*, before & *fundus*,the bottom.] Descending far below the surface;deep:ઘણું ઉંડું; અગાધ; ઘન; ગંભીર.2.Intellectually deep:ભારે;ઘણું;ગહન;ગૂઢ;ગૂઢાર્થી;ગંભીર;પ્રવીણ;નિપુણ;નિષ્ણાત;પારંગત.3. Far-reaching;pervading; overmastering;strongly impressed:ઘણું ઉંડું;અત્યંત;ભર;ગાઢ;બેહદ;પરમ. 4. Bending low;submissive; lowly:બહુ નમી-નીચા વળીને કીધેલું. *n.*

1.The deep;the sea:સમુદ્ર;દરિયો; સાગર;મહાસાગર.2.An abyss;ધરો; ઉંડો ખાડો. *vt.* To cause to sink deeply:ડુબાવી દેવું; બુડાડી દેવું. *vi.* To dive deeply: ઉંડાં ઉતરવું; -માં પ્રવેશ કo. [See **Profundity**.]

**Profoundness,** (પ્રૉફાઉન્ડ્નેસ્ ) *n.*

**Profundity,** ( પ્રૉફન્ડિટિ ) *n.* The state of being profound; depth of place,knowledge,feeling &c.: ઘણી ઉંડાઇ;ગંભીરતા;ગાંભીર્ય;અગાધત્વ;ગહનતા;ગૂઢતા;અભિનિવેશ;પ્રવીણતા.

**Profuse,**(પ્રૉફ્યૂસ )*a.*[L.*pro*, forth& *fundo*,I pour.]1.Bountiful; exceedingly liberal: બહોળું વાપરનાર-આપનાર;સમૃદ્ધ;સખી; દાતાર.2. Prodigal;excessive;lavish: ઉડાઉપણાનું;અતીસે;અતિવ્યયી;ઉડાઉ;ચોતાળ.*vt.*To pour out;to lavish:ઉડાવવું;ગુમાવવું;બહોળે-છૂટે હાથે વાપરવું.

**Profusely,** (પ્રૉફ્યૂસ્લિ) *adv.* In a profuse manner: ચોતાળપણાથી; ઉદાર હાથે;મનસ્વીરીત્યે;પુષ્કળ;મનમાન્યું;લખલૂંટપણે.

**Profusion-ness,** (પ્રૉફ્યૂઝન-પ્રૉફ્યૂસ્નેસ્ )*n.* **1.** The act of one who is profuse:છેક ઉડાઉપણું;ફિફાંદ; અતિવ્યય;ચોતાળપણું.2.Abundance; lavish supply:પુષ્કળતા;રેલછેલ;ભરચક;લૈલુટ;સમૃદ્ધિ;છોળ.

**Prog,**(પ્રૉગ્ )*vi.* To wander about and beg:ભિક્ષા સારૂ ભટકવું. 2. To steal:ચોરવું.3.To prick;to goad: ગોદા મારવા.*n.***1.** Food; supplies: ભિક્ષા;ટુકડા;માધુકરી.2. A vagrant beggar: રખડતો ભીખારી. 3. A goad:ગોદો.

**Progenitor,**(પ્રૉજેનિટર્ )*n.*[L.*pro*, forth & *gigno*,I beget.]An ancestor in the direct line;a forefather:કુળપુરૂષ;વડીલ; પૂર્વજ; પિતા; પ્રજાપતિ.

**Progeny,**(પ્રૉજેનિ)*n.*Children;offspring:સંતાન;પ્રજા;ઓલાદ; સંતતિવાડીવિસ્તાર;છૈયાંછોકરાં;બાળગોપાળ.

**Prognosis,**(પ્રૉગ્નૉસિસ)*n.*[Gr.*pro*, *gignosko*, I know.] The act or art of foretelling the course and termination of a disease: ચિકિત્સા;પરિભાષા.

**Prognostic,**(પ્રૉગ્નૉસ્ટિક્ )*a*, Foreshowing;indicating something future;aiding in prognosis: ભવિષ્યસૂચક;પૂર્વસૂચક; ઉદ્બોધક. *n.* 1. (*a*) An indication; a sign; an omen:પૂર્વચિન્હ; પૂર્વલક્ષણ; નિશાની; ભાવિચિન્હ. (*b*) A foretelling; a prediction:ભવિષ્ય;ભાવી.2.A sign indicating the course and termination of a disease:અમુક રોગ ક્યાંસુધી રહેશે અને ક્યારે મટશે તે દર્શાવનાર ચિન્હ-લક્ષણ.

**Prognosticate,** ( પ્રૉગ્નૉસ્ટિકેટ ) *vt.*To indicate as future;to prophesy; to predict; to foreshow: ભવિષ્ય સૂચવવું-કહેવું; પૂર્વસૂચન-ભવિષ્યસૂચન કo;ભાવી જણાવવું;-નુંલક્ષણ-પૂર્વરૂપ હોવું.

**Prognosticator,** (પ્રૉગ્નૉસ્ટિકેટર્ ) *n.*One who prognosticates;a foreknower:ભવિષ્ય કહેનાર; અગ્રસૂચક; પૂર્વલક્ષણજ્ઞ.

**Programme** (પ્રૉગ્રૅમ્ ) *n.*[L. *pro* & *grapho*, I write.]A scheme; a prospectus:કોઈ બાબતની પ્રથમથી કહેલી યાદી;પૂર્વલેખ;સૂચિપત્ર;કાર્યક્રમ;વ્યવસ્થાપત્રી.

**Progress,**(પ્રૉગ્રેસ્ )*n.*[L. *pro*, forward & *gradior*,I step ]1.A proceeding onward;an advance;આગળ ચાલ્યાં જવું તે;પ્રવૃદ્ધિ;ઉત્કર્ષ; ઉન્નતિ;દુરગમન.(*a*) In actual space, passage;course:ગમન;ગતિ; ક્રમણ; યાત્રા;પ્રસ્થાન. (*b*) In the growth of an animal or plant;increase: વધારો;વૃદ્ધિ;વિવર્ધન;સંવર્ધન.(*c*) In knowledge or proficiency:વૃદ્ધિ; સંવૃદ્ધિ;પ્રાપ્તિ;વિદ્યાભિનિવેશ; અભ્યાસ.2.A journey of state;a circuit: મુલકમાં ફરવું તે;પ્રવાસ.*In* **p.**: ચાલતું;વર્તમાન;થતું;ઉભું;ચાલુ.*vi.* 1. To advance; to go on: આગળ વધવું; જવું;આગળ ચાલવું;મ્હોટાં થવું; વધારે થવું. 2. To make improvement: સુધરતાં જવું.*vt.*To make progress in:સુધારો કરવો;-માં વૃદ્ધિ-વધારો કo.

**Progression,**(પ્રૉગ્રેશન્ )*n.* **1.** The act of moving forward; motion forward: આગળ જવું તે; ગતિ;ગત; ગમન;સંચાર;યાત્રા.2.Course; passage:ક્રમ; કાલક્રમ. 3. Regular or proportional advance in increase or decrease of numbers:શ્રેઢી;શ્રેણી; વ્યવહાર.4. A regular succession of tunes or chords: રાગ. *Arithmetical* **p.** , a progression in which the terms increase or decrease by equal differences: ગણિતશ્રેઢી. *Geometrical* **p.**,a progression in which the terms increase or decrease by equal ratios:ભૂમિતિશ્રેઢી.*Harmonic* **p.**,a progression in which the terms are the reciprocals of quantities in arithmetical progression:અંશશ્રેઢી.*Ascending or descending* **p.**:ચઢતી અથવા ઉતરતી શ્રેઢી.

**Progressive,**(પ્રૉગ્રેસિવ ) *a.*1.Moving forward;increasing;advancing:આગળ વધતું જતું; ઉત્તરોત્તરવર્દ્ધમાન;અધિકાધિક;અનુક્રમિક. 2. Improving:સુધરતું જતું;ચઢતું જતું;વર્દ્ધમાન;ચઢતી કળાનું.

**Prohibit,**(પ્રૉહિબિટ્ ) *vt.* [ L.*pro*, forth & *habeo*,I have.]1.To forbid by authority; to interdict: મનાઈ કo;ના કરવાનો હુકમ કo;બંધી કo;નિષેધ-પ્રતિષેધ કo.2.To hinder; to prevent:હરકત કo;નડવું;અટકાવવું;ને અટકાવ-અવરોધ કo;-માં ખલલ કo.

**Prohibition,** (પ્રૉહિબિશન્ ) *n.* 1. The act of prohibiting; interdict:બંધી;મનાઇ;નિષેધ;પ્રતિષેધ;નિરોધ;નિવારણ;અટકાવ; હરકત; નડતર. 2.The forbidding by law of the sale of alcoholic liquors as beverages:દારૂનાં વેચાણની મનાઈબંધી.

**Prohibitive-tory,** (પ્રૉહિબિટિવ-પ્રૉહિબિટોરિ )*a.* That prohibits; tending to prohibit;forbidding: હરકત થાય એવું;નિષેધક;નિવારક;નિષેધી;નિષેધાર્થક;નિષેધવાચી;પ્રતિષેધરૂપ.

**Project,**(પ્રૉજેક્ટ્ )*n.* [ L.*pro*, forward & *jacio*,I throw.]1 A plan; a scheme;a design:નવો મોટો વિચાર;યુક્તિ;ઉપાય;તજવીજ;દાવ; ઘાટ; અખતરો;કલ્પના;પ્રયોગ.3.An ideal scheme:શેખચલ્લીસાઈ વિચાર;તુરંગ; અભિપ્રાય; આશય;બુટ્ટો;તુક્તો. *vt.* 1. To shoot forth;to cast forward: પાડવું;નાખવું;ફેંકવું. 2. To devise; to scheme:-ને વિષે વિચાર કરવો;યુક્તિ શોધી કાઢવી;યોજવું; કલ્પના-યોજના કo;ચિંતવવું.3.To draw or exhibit,as the form of anything: આળેખવું;ચિતરવું;ડોળિયું કાઢવું.*vi.*1. To shoot forward:આગળ નીકળવું; ફુટવું;અણી નીકળવી. 2. To form a project:યુક્તિ રચવી;કલ્પના કરવી.

**Projectile,**(પ્રૉજેક્ટાઈલ ) *n.* 1. A body projected,or impelled forward by force: દૂરવેધીશસ્ત્ર; ફેંકેલું હથિયાર. *a.* 1. Projecting or impelling forward:ફેંકનારૂં; દૂરવેધી; પ્રક્ષેપણીય.2. Impelled forward:

આગળ ધકેલાયલું.

**Projection,** (પ્રૉજેક્શન્) *n.* **1.** The act of throwing or shooting forward: પ્રક્ષેપ. **2.** A jutting out; an extension beyond something else: બહાર ઉપસેલો ભાગ; શૃંગ; કાંગરો; ઢેકો; ઘાટ; આકાર. **3.** Design; plan: નકશો; ઘાટ; આકૃતિ; આલેખન. **4.** The representation of something: નમુનો.

**Projector,** (પ્રૉજેક્ટર્) *n.* **1.** One who projects a scheme or design: યોજક; કલ્પક; યોજના-કલ્પના કર્તા-કારક; ચિંતક. **2.** One who forms fanciful schemes: શેખચલ્લી; તુરંગબાજ.

**Projecture,** (પ્રૉજેક્ટ્યૂર) *n.* A jutting out beyond a surface: બહાર નીકળેલો ભાગ; શૃંગ; કાંગરો; અણી; ઢેકો.

**Prolapse,** (પ્રૉલૅપ્સ્) *n.* [L. *pro* & *lapsus*, sliding.] The falling down of a part through the orifice with which it is naturally connected: ગર્ભાશયભ્રંશ; ભ્રંશ. *vi.* To fall down or out: ધસી પડવું; ધસવું.

**Prolate,** (પ્રૉલેટ્) *a.* [L. *pro* & *latus*, carried.] Stretched out; extended: સપાટ; ચપટું. *vt.* To utter; to pronounce: ઉચ્ચારવું; બોલવું.

**Prolation,** (પ્રૉલેશન) *n.* **1.** Utterance; pronunciation: ઉચ્ચાર. **2.** Delay: ઢીલ; વિલંબ; વાર.

**Prolegomenon,** (પ્રૉલીગૉમીનૉન્) *n. pl.* **Prolegomena.** [Gr. *pro*, & *lego*, I say.] Preliminary remark or observation: મૂળ પીઠિકા; પ્રસ્તાવના; ઉપોદ્ઘાત.

**Prolepsis,** (પ્રૉલેપ્સિસ્) *n.* [Gr. *pro* & *lambano*, I take.] **1.** A first principal: પૂર્વગ્રહણ; પૂર્વદાન. **2.** An error in chronology, consisting in an event being dated before the actual time: બનેલા વખત કરતાં આગળનો વખત નાંખ્યો હોય એવી ઐતિહાસિક ભૂલ.

**Proleptic-cal,** (પ્રૉલેપ્ટિક્-કલ્) *a.* **1.** Anticipative: અગમચેતીનું; આગળથી ધારેલું; દીર્ઘદૃષ્ટિનું. **2.** Previous: અગાઉનું; પહેલાંનું. **3.** Anticipating the usual time: વખત-વારાની પહેલાંનું; અગાઉનું.

**Prolific,** (પ્રૉલિફિક્) *a.* [L. probs, offspring facio I make]. **1.** Producing young or fruit; generative; fruitful; productive: છોકરાં-બચ્ચાં જણવાની શક્તિવાળું; પ્રસવશીલ; બહુફલ; ફલોત્પાદક; ફલદાયક; સંતાનોત્પાદક; ફળવાન. **2.** Fruitful of results; active: તર્કબાજ; બહુ ઉત્પન્ન કરે એવું.

**Prolix,** (પ્રૉલિક્સ્) *a.* [L. *pro* & *laxus*, wide.] **1.** Extending to a great length: ઘણું લાંબું; વિસ્તૃત; લાંબુલાંબું; પુનરૂક્તિ ભરેલું. **2.** Tedious; wearisome: કંટાળા ભરેલું; લાંબુ લાંબુ ટાહેલું કરનારૂં; પીંજણ પીંજનારૂં.

**Prolixity,** (પ્રૉલિક્સિટિ) *n.* Minute detail; great length: ઘણું લંબાણ; દીર્ઘસૂત્રતા; અતિ વિસ્તાર; વાક્પ્રપંચ.

**Prolocutor,** (પ્રૉલૉક્યૂટર્) *n.* [L. *pro* & *loquor*, I speak.] **1.** One who speaks for another: બીજાવતી બોલનાર. **2.** The presiding officer of a convocation: સભાપતિ; અધ્યક્ષ.

**Prologue,** (પ્રૉલૉગ) *n.* [Gr. *pro* & *lego*, I speak.] **1.** The preface to a discourse, poem or performance: પ્રસ્તાવના; પ્રવેશક; નાંદી; પૂર્વરંગ. **2.** One who delivers a prologue: નાંદીકર; નાંદીવાદી. *vt.* To introduce with a formal preface: પ્રવેશક-પ્રસ્તાવના બોલીને પ્રારંભ ક૦.

**Prolong,** (પ્રૉલૉંગ) *vt.* [L. *pro*, forth & *longus*, long.] **1.** To extend in space or length: લંબાવવું; લાંબુ ક૦; વધારવું. **2.** To continue; to extend the duration of: જારી રાખવું; વધારે વખત રહેવા-ટકવા-જીવવા દેવું. **3.** To put off; to postpone: મુદત નાંખવી; મુલતવી રાખવું; આગળને માટે રાખવું; લંબાવવું; ઝોલે-ખંબોળે નાંખવું.

**Prolongation,** (પ્રૉલૉંગેશન્) *n.* **1.** Extension; protraction: વિસ્તાર; વૃદ્ધિ; લંબીકરણ. **2.** That which forms an additional length: વધારો.

**Prolusion,** (પ્રૉલ્યૂઝન્) *n.* [L. *pro*, before & *ludo*, I play.] A trial before the principal performance; a prelude: શરૂઆતનું ગાયન.

**Promenade,** (પ્રૉમીનેડ્) *n.* [L. *promino*, I drive forward.] **1.** A walk for pleasure: હવા ખાવાની-ચાલવાની કસરત; સ્હેલ; વિહાર; વ્યાયામ; ચલનવિહાર. **2.** A place for walking: હવા ખાવાની જગા; વિહારસ્થાન. *vt.* To walk for pleasure: સહેલ કરવી; ફરવા-હવા ખાવા જવું.

**Prominence,** (પ્રૉમિનેન્સ) *n.* **1.** A standing out from something; conspicuousness: પ્રસિદ્ધિ; પ્રસિદ્ધતા; મુખ્યતા; પ્રાધાન્ય; વિશિષ્ટતા; શ્રેષ્ઠતા; ઉત્કર્ષ. **2.** That which is prominent; a protuberance: ઉન્નતતા; ઉપટતી જગા-પ્રદેશ-ભાગ; ટેકરો; ઉંચવટો.

**Prominent,** (પ્રૉમિનેન્ટ્) *a.* [L. *pro* & *mineo*, I jut.] **1.** Protuberant; in high relief; jutting: આગળ પડતું; ઉપટતું; ઉપસેલું; ઉન્નત. **2.** Conspicuous; distinctly manifest: પ્રકટ; પ્રસિદ્ધ; તરત નજરે પડે એવું. **3.** Eminent; distinguished above others: પ્રસિદ્ધ; મુખ્ય; પ્રધાન; શ્રેષ્ઠ; વિશિષ્ટ; મોખરાનું. *A* **p.** *person*: નાક; મોહરૂં.

**Promiscuous,** (પ્રૉમિસ્ક્યૂઅસ્) *a.* [L. *pro* before & *misceo*, I mix.] **1.** Mingled; confused: અનુક્રમ વિનાનું; શેળભેળ; નિર્વિશેષ; એક; સામટું; અસ્તવ્યસ્ત. **2.** Common; indiscriminate: વ્યવસ્થાવગરનું; અવ્યવસ્થિત; વિવેક-વ્યવસ્થા રહિત-હીન; અસંબદ્ધ; ક્રમવિચારરહિત.

**Promise,** (પ્રૉમિસ્) *n.* [L. *pro* & *mitto*, I send] **1.** A declaration, written or verbal, made by one person to another which binds the person who makes it to do, a specified act: વચન; કોલ; પણ; પ્રતિજ્ઞા. **2.** (*Law*). An engagement by one person to another: કબૂલત; કરાર; બોલી; શરત. *A* **p.** *to pay*: વાયદો. **3.** That which causes hope, expectation or assurance: આશાધાર; આશા. **4.** Grant of what is promised: પ્રતિજ્ઞાસંપાદન; વાગ્દાન. *vt.* **1.** To covenant; to engage: કબૂલ કરવું; વચન આપવું; -ની પ્રતિજ્ઞા બોલી ક૦; વાયદો ક૦. **2.** To afford reason to expect: -ઉપરથી આશા થવી; ઉપરથી જણાવું-લાગવું; થી ખાત્રી-પ્રતીતિ થવી. **3.** To make declaration of, or give assurance of: -નું વાગ્દાન કરવું-આપવું-આપવાનું કહેવું. *To* **p.** *one's self*, (*a*) to resolve; to determine: નિશ્ચય-નિર્ણય ક૦. (*b*) To have strong confidence: સંપૂર્ણ વિશ્વાસ-દૃઢ શ્રદ્ધા હોવી; આશા-ભરોસો રાખવો. *vi.* **1.** To give assurance by a promise: આશા આપવી; ખાત્રીપૂર્વક કહેવું. **2.** To afford hopes: આશા થવી-હોવી.

**Promisee,** (પ્રૉમિસી) *n.* The person to whom a promise is made: વચન લેનાર.

**Promiser,** (પ્રૉમિસર્) *n.* One who promises: વચન આપનાર; વચનથી બંધાનાર; બોલી-વાયદો-પ્રતિજ્ઞા કરનાર; પ્રતિજ્ઞાવાદી.

**Promising,** (પ્રૉમિસિંગ્) *a.* Mak-

ing a promise or promises; affording hope:નામ કાઢે-દહાડો ફેરવે એવું;આશાજનક.

**Promissory,**(પ્રૉમિસૅારિ) *a.* Containing a promise or binding declaration of something to be done: જેમાં વચન હોય એવું;બંધનકારક;પ્રતિજ્ઞાવિશિષ્ટ.**P.***note*,a written promise to pay to some person named: વ્યાજુચીઠી;વચનપત્રી;દેખત હુંડી.

**Promontory,**(પ્રૉમૉન્ટૉરિ ) *n.* [L. *pro*,before & *mons, montis*, a mountain.] **1.** A high point of land; a high cape;a headland: ઉંચો-ઉચ્ચભૂશિર;ભૂશલાકા.**2.**A projecting part: આગળ ધશી આવેલો ભાગ;ઉપસેલો ભાગ;ટેકો.

**Promote,**(પ્રોમોટ્ ) *vt.* [L.*pro*, & *moveo*,I move.]**1.** To forward; to further;to encourage;to advance; to excite:-નો વધારો-વૃદ્ધિ ક૦;-ને સહાય્ય ક૦;-ને પુષ્ટિ-બળ આપવું;-ની ઉન્નતિ ક૦;ઉત્કર્ષે પહોંચાડવું;વધારવું.**2.**To prefer;to advance;to elevate;to raise: પાયરી ચડાવવી; વધારવું;ઉંચી પદવીએ ચઢાવવું;-ની પદવૃદ્ધિ-પદવર્દ્ધન ક૦.*vi.* (*a*)To urge on or incite another,as to strife: ઉશ્કેરવું; ચડાવવું. ( *b* ) To inform against a person: કોઇ માણસના વિરૂદ્ધમાં ખબર-બાતમી આપવી.

**Promoter,**(પ્રોમોટર્ )*n.***1.** An encourager:વધારનાર;પ્રવર્તક;વર્દ્ધક;ઉપકારી;પુરસ્કર્તા. **2.** One who sets on foot,and takes the preliminary steps in,a scheme for the organization of a corporation: માથે લેનાર;સ્થાપનાર; યોજક. **3.**One who excites: ઉશ્કેરનાર;ઉશ્કેરણી કરનાર. **4.**An informer: ખબર કહેનાર;ચુગલીખોર;ચાડિયો.

**Promotion,** ( પ્રોમોશન્ ) *n.* The act of promoting; preferment: પાયરીએ ચડવું તે;વધારો;વર્દ્ધન;સંવર્દ્ધન;પ્રવર્તન;વૃદ્ધિ;ઉપકાર; પુષ્ટિ; સહાય્ય;ઉન્નતિ;ઉત્કર્ષ;પદવૃદ્ધિ;પદોન્નતિ;ચઢતી પાયરી.

**Promotive,** (પ્રોમોટિવ્ )*a.* Tending to advance or encourage: વૃદ્ધિકારક; જેથી કંઈ વધે તેવું; વર્ધક; સાધક;સંવર્દ્ધનકારક; પ્રવર્તક.

**Prompt,** (પ્રૉમ્પ્ટ્ ) *a.* [ L. *pro* & *emo*,I take.]**1.**Immediate; ready & quick to act:ઝટપ;સત્વરતાવાળું;ચાલાક;તત્પર. **2.**Done quickly;given without delay:ઉલટ-હોંસ ભેર-તત્પરતાથી કરેલું;ઝટપથી કરેલું. **3.**Easy; unobstructed: સ્હેલાઇથી આવે તેવું.*n.*A limit of time given for payment of an account for produce purchased:વાયદો. *vt.***1.** To incite;to instigate:ઉશ્કેરવું;પ્રેરણા ક૦.**2.**To suggest: સુઝાડવું;સૂચવવું;સૂઝી આવે એમ ક૦. **3.** To remind: -ના મ્હોંમાં બોલ આપવો-મૂકવો;યાદ દેવડાવવું.

**Prompter,** (પ્રૉમ્પ્ટર્ ) *n.* **1.** One who or that which prompts:ઉંચકનાર;ઉશ્કેરનાર; પ્રવર્તક; ઉત્તેજક.**2.** One who reminds another:મ્હોંમાં બોલઆપનાર;સૂચક;બોધક.

**Promptitude-ness,** ( પ્રૉમ્પ્ટિટ્યૂડ્-પ્રૉમ્પ્ટ્નેસ્ ) *n.* The quality of being prompt;readiness;quickness of decision; alacrity: ઉલટ; હોંસ;ચંચળાઈ;તત્પરતા; અવિલંબ; ઉત્સાહ;તરતબુદ્ધિ;ત્વરા;સત્વરતા; ઝટપ; ઉકેલ;ઝપાટો;શતાબી.

**Promptly,** (પ્રૉમ્પ્ટ્લિ ) *adv.* In a prompt manner: ચાલાકી-ઝટપથી સત્વર;ઝટ-પટ લઇને;તાબડતોબ;તત્ક્ષણે.

**Promptuary,** (પ્રૉમ્પ્ટ્યૂઍરિ)*n.* A storehouse:વખાર;કોઠાર;ભંડાર.

**Promulgate,** (પ્રોમલ્ગેટ્ ) *vt.* [L. *pro*, and *multus*, much. ] To make known by open declaration as laws;to publish: પ્રસિદ્ધ ક૦;ફેલાવવું.

**Promulgation,** (પ્રોમલ્ગેશન્ ) *n.* The act of promulgating; publication;open declaration:પ્રસિદ્ધ કરવું તે;પ્રસિદ્ધિકરણ;ઢંઢેરો.

**Prone,**(પ્રોન્)*a.*[Gr.*pronus*, leaning forward.] **1.** Not erect; inclined:નીચી ડોકવાળું;અધોમુખી.**2.** Prostrate; flat: ઉંધું;ચત્તાપાટ. **3.** Headlong:ઉંધે માથે પડેલું.**4.**Sloping;inclined;not level:વળેલું.**5.** Disposed; propense; inclined: સ્વભાવવાળું-નું:(*in comp.*)શીલ,ખોર as,શંકાશીલ;કૃપાશીલ;કજીઆખોર.

**Proneness,** (પ્રોન્નેસ ) *n.* **1.** The quality or state of being prone: ઝોક;અધોમુખતા;નમ્રતા.**2.**The state of lying with face down: અધોમુખ.**3.**Descent;declivity:ઢોળાવ; ઉતાર.**4.**Inclination of mind;propension;disposition:મનનું વલણ; પ્રવૃત્તિ;સ્વભાવ;પ્રવાહ.

**Prong,**(પ્રૉન્ગ્ )*n.***1.**A sharp pointe instrument:ફણું;શુળ;કંટક.**2.** The tine of a fork: દાંતો. **3.** A sharp projection:અણી;શાખા;અગ્રશિખા.

**Pronominal,**(પ્રોનૉમિનલ્ ) *a.* Belonging to the nature of a pronoun:સર્વનામસંબંધી.

**Pronoun,**(પ્રોનાઉન્ )*n.*[L.pro, for & nomen a name].A word used instead of a noun or name:સર્વનામ

**Pronounce,**( પ્રૉનાઉન્સ્ ) *vt.* [ L. *pro*,forth & *nuntio*,I announce.] **1.**To utter articulately;to speak with the proper sound & accent: ઉચ્ચારવું;-નો ઉચ્ચાર ક૦. **2.**To utter officially:આપવું;કહી સંભળાવવું; ઠરાવવું.**3.**To speak or utter rhetorically;to deliver: કરવું;આપવું; સંભળાવવું.**4.**To declare or affirm: કહેવું; નક્કી કરીને કહેવું;મત જણાવવો. *vi.***1.**To give a pronunciation: કહેવું;ઉચ્ચારવું;બોલવું. **2.** To make declaration:નક્કી કહેવું. *n.* Declaration:કહેવું તે;કહેણુ;ઉચ્ચારણ.

**Pronounceable,** ( પ્રૉનાઉન્સેબલ ) *a.* Capable of being pronounced:ઉચ્ચારવા-બોલવાજેવું;વાચ્ય.

**Pronunciation,** (પ્રૉનન્સિએશન ) *n.* Utterance; the mode of uttering words or sentences:ઉચ્ચાર;બોલી;વાણી;વર્ણોચ્ચાર.

**Proof,**(પ્રુફ્ )*n.*[L.*probo*,I prove.] **1.**A test;a trial:અજમાયેશ;કસોટી; પરીક્ષા. **2.** Demonstration; conclusive evidence: સાબેતી;પુરાવો; પ્રમાણ;સાધન.**3.**Impenetrability of physical bodies: કશું પ્રવેશ ન કરી શકે એવો ગુણ;અભેદ્યતા.**4.**Firmness of mind;દૃઢતા;મનની સ્થિરતા; સ્થિરબુદ્ધિત્વ;મન-ચિતનું અડગપણું.**5.** A trial impression: છાપેલાનો ખરડો;પ્રુફ.**6.**(*Math.*) A process for testing the accuracy of an operation performed:તાળો;ઉપપત્તિ; પડતાળો. **7.** Armor of excellent quality:અભેદ્ય બખતર.*a.* **1.** Used in proving:કસોટી-પરીક્ષામાં લીધેલું. **2.** Firm in resisting: મજબૂત;કશાથી ભેદાય-પ્રવેશ ન કરી શકાય તેવું; અભેદ્ય;અબાધ્ય.**3.** Being of a certain standard as to strength: અમુક કસનું (દારૂ વિ૦).

**Proof-proof,**(પ્રુફ-પ્રુફ્ )*a.*Obstinate in the wrong:જીદ્દી;જક્કી; દુરાગ્રહી; દાંભિક;કાશીના મૂર્ખપંડિત જેવું.

સુતેલા સાપને જગાડવો નહિં.

**Proof-sheet** ( પ્રુફ્-શીટ્ )*n*. A trial impression, as from type taken for correction:છાપા ખરડો;પ્રુફશીટ.

**Prop,**(પ્રૉપ્ )*n*.A shell, used as a die:કોચલું.*vt*.To support or prevent from falling, by placing something under or against:ટેકણ આપવું;ટેકાવી રાખવું.*n*. A support;a stay:ટેકો;થાંભલો;સ્તંભ;આધાર;આશ્રય;શરણ;ટેકણ.

**Propagate,**(પ્રૉપૅગેટ )*vt*.[L.*pro*,& *pango*,I fasten.]1. To cause to continue or multiply by generation:-ની પરંપરા-ઉત્પત્તિ ચલાવ્યાં જવી;-નો વિસ્તાર-વેલો વધારવો-ચલાવવો; -ની વંશવૃદ્ધિ ક૦; ચાલ્યાં વધ્યાં કરે એમ ક૦.2.To cause to spread: પસરે-પહોંચે એમ ક૦; દૂર-વેગળે સંભળાય એમ ક૦-પહોંચાડવું; નો પ્રસાર ક૦.3.To extend the knowledge of;to disseminate:વિદ્યાનો પ્રસાર કરવો;પ્રવર્તાવવું;પ્રસરાવવું;-નો પ્રચાર ક૦.4.To increase:વધારવું. 5. To produce: ઉત્પન ક૦;-થી ઉત્પન્ન થવું. *vi*.To have young or issue:-ની વંશવૃદ્ધિ થવી;વિસ્તાર-વેલો વધવો.

**Propagation,**(પ્રૉપૅગેશન)*n*.1.The act of propagating; continuance of the kind by generation: વંશવૃદ્ધિ-વિસ્તાર.2.The spreading abroad of anything; diffusion; dissemination:ફેલાવો; પ્રસાર; પ્રચાર;વિસ્તાર;પ્રસરણ.

**Propagator,** ( પ્રૉપૅગેટર્ ) *n*. One who propagates; one who continues:પ્રસારો કરનાર;વંશ વધારનાર.

**Propel,**(પ્રૉપેલ્ )*vt*.[L.*pro*,forward & *pello*,I drive.] To drive forward;to move:હડશેલવું;ઠેલવું;ધકેલવું;આગળ ચલાવવું.

**Propeller,**(પ્રૉપેલર્ )*n*.1.One who or that which propels: ઠેલનાર; હડસેલનાર.2.A propeller-wheel: સુકાનવાળા ભાગમાં વરાળ વિગેરેથી ફરતું ચક્કર. 3. A steamboat thus propelled: એવા ચક્કરથી ચાલનારી આગબોટ.

**Propend,**(પ્રૉપેન્ડ્ )*vi*.[L.*pro*,forth & *pendeo* I hang.]To incline; to tend: કોઈ પણ બાજુ તથા ભાગ તરફ નીચું નમવું.

**Propendency,** (પ્રૉપેન્ડેન્સિ) *n*. 1. Propensity:વલણ. 2. Attentive deliberation: મરજી; ઇચ્છા; વલણ; પ્રવૃત્તિ.

**Propense,**(પ્રૉપેન્સ )*a*. Prone; inclined;disposed:મન વળેલું; વલણ પકડેલું;શીલ.(*in comp*).

**Propensity,** (પ્રૉપેન્સિટિ) *n*. The quality or state of being propense;bias;bent;tendency: વલણ;મરજી;ઇચ્છા;છંદ;નાદ;વ્યસન.

**Proper,**(પ્રૉપર્ ) *a*. [L. *proprius*, one's own.]1.Belonging to one; individual:પોતાનું;પોતીકું;સ્વ;આત્મીય;ખુદનું; જાતનું; નિજ; સ્વકીય. 2. Not common;peculiar;particular:સ્વાભાવિક;સહજ;ખાસ;અસાધારણ;વિશેષ.3.Right;fit; appropriate;decent:યોગ્ય;ઘટારત;બંદબેસ્તુ; લાયક;ઉચિત;યથાયોગ્ય; ઠીક; વિહિત; શુદ્ધ;બરોબર.4.Well-formed;handsome:ઘાટદાર;લાવણ્યતાવાળું;ફુટડું; દેખાવડું;સુંદર.5.Not appellative: વિશેષ.As,*a* **p**.*name*: વિશેષ નામ. 6.Rightly so called:લાયક;યોગ્ય; બરોબર;વાજબી;શુદ્ધ;તળ.7. Represented in its natural color: વાસ્તવિક; મૂળનું. 8. Befitting one's nature: પ્રકૃતિ બંધારણને લગતું-અનુકૂળ;સ્વભાવાનુસાર;પ્રકૃત્યનુકૂલ.*adv*. Properly:બરાબર રીતે;hence,to a great degree;very:બહુ;ઘણું;ખુબ.

**Properly,** ( પ્રૉપર્લિ ) *adv*. 1. In a proper manner:બરાબર રીતે;યથાર્થ રીતે.2.Individually: વાસ્તવિક રીતે જોતાં;બારીકીથી જોતાં.

**Property,**(પ્રૉપર્ટિ)*n*.1.That which is proper to anything;an attribute:ગુણ;સ્વભાવ;ધર્મ;ખવાસ.2.An acquired quality:ધર્મ;ગુણ;લક્ષણ. *An evil* **p**.:દુર્ગુણ.*A good* **p**.:સદ્ગુણ.*Essential* **p**.:વસ્તુ;શક્તિ. *Latent* **p**.:મર્મ.*Native* **p**.;પ્રકૃતિ ગુણ; સહજ ગુણ.*Physical* **p**.:પ્રકૃતિ ગુણ. *The* **P**. s, or *created things*: ગુણત્રય; *viz*: સત્વ; રજ & તમ. 3. Ownership;title:સત્તા;માલકી; ધણીપણું;સ્વામિત્વ;સત્તા;હક.4.Thing owned;estate;wealth:માલ;સત્તાની વસ્તુ;માલમત્તા;મિલ્કત;ધન;દ્રવ્ય; સંપત્તિ;અર્થ;વિત્ત; વિભવ; અવેજ. 5. Stage requisites: નાટકનો જોઇતો સરસામાન.**P**.*in cattle*:પશુધન;ગોધન. *Landed* **p**.: ભૂમિધન; ભૂમિ; સ્થાવર ધન. *Woman's* **p**.:સ્ત્રીધન. *vt*.1.To invest with properties: ગુણ આપવા. 2. To make a property of:-ની સત્તામાં સોંપવું.

**Prophecy,** (પ્રૉફેસિ ) *n*. [Gr.*prophetes*,a prophet.]1.A fortelling a prediction:ભવિષ્યકથન-વાત;ભાવીકથન; ભાવી. 2. A book of prophecies : ભવિષ્ય ઇતિહાસ. 3. Preaching:ઉપદેશ;બોધ.

**Prophesy,**(પ્રૉફેસાઇ)*vt*. 1.To foretell; to predict; ભવિષ્ય કહેવું. 2. To foreshow:આગળથી કહેવું.*vi*.1. To utter hredictions:ભવિષ્યકથન ક૦.2.To give instruction in religious matters:બોધ આપવો; ઉપદેશ ક૦.

**Prophet,** (પ્રૉફેટ્ ) *n*.[*Gr*. *pro*, & *phemi* to speak ]. 1. One who prophesies or foretells events;a foreteller;a predictor:ભવિષ્ય કહેનાર;ભવિષ્યવાદી;ભવિષ્યભાષી;નજુમી;જોશી.2. One inspired or instructed by God:પેગંબર; અનાગતદર્શી; સિદ્ધ. 3. A spokesman; an interpreter:દુભાષીઓ;પ્રવક્તા.

**Prophetic-cal,** (પ્રૉફેટિક્-કલ્ ) *a*. Foretelling events:ભવિષ્યસૂચક; ભવિષ્યનું;ભવિષ્યદર્શક;ભવિષ્યમય;ભવિષ્યકથનવિષયક.

**Propinquity,** (પ્રૉપિનક્વિટિ)*n*.[L. *prope*, near. ] 1. Nearness in place:સમીપપણું;સમીપતા;સામીપ્ય; સન્નિધાન;નિકટતા. 2. Nearness in time:સમીપ વખત.3.Kindred affinity:સગપણ.

**Propitiate,**(પ્રૉપિશિએટ ) *vi*. [L. *propitius*,favorable.] To make propitious;to conciliate:મનાવવું; પ્રસન્ન ક૦;આરાધવું;-ની આરાધના ક૦; -નો કોપ-અકૃપા-ક્રોધનું નિવારણ કરી કૃપા સંપાદન ક૦.*vi*.To make propitiation;to atone:આરાધન-પ્રસાદન ક૦;પશ્ચાતાપ ક૦; પ્રાયશ્ચિતક૦.

**Propitiation,** (પ્રૉપિશિએશન ) *n*. 1.The act of making propitious:આરાધના;પ્રસાદન;સાંત્વન; અનુરંજન; ઉપશમન. 2. That which propitiates;atonement or atoning sacrifice:શાંતિ; પ્રાયશ્ચિત્ત રૂપકર્મ-શાંતિ;પ્રાયશ્ચિત.

**Propitiator,**(પ્રૉપિશિએટર્ )*n*.One who propitiates or appeases : આરાધનાર;મનાવનાર;શાંતિ કરનાર.

**Propitiatory,** (પ્રૉપિશિએટૉરિ) *a*. Having the power to make propitious;expiatory:પ્રસન્ન કરવાનું;શાંતિકર;શાંતિપ્રદ;શામક.**P**.*rites*: શાંતિક્રિયા.

**Propitious,**(પ્રૉપિશિઅસ ) *a*. [L.

Prosperity brings friends, adversity tries them :

*propitius*, flying forward.] 1. Auspicious;kind:શુભ;મંગળ;કલ્યાણકારી.2.Kind; gracious:મહેરબાન; સાનુકુળ-દયાળુ;અનુગ્રહકારી;પ્રસન્ન;વરદ.

**Proponent,** (પ્રૉપોનેન્ટ્) *a.* Making proposals:દરખાસ્તી.*n.*1.One who makes a proposal: દરખાસ્ત કરનાર.2. The propounder of a thing:પુર્વપક્ષી.

**Proportion,**(પ્રૉપોર્શન્)*n.*[L.*pro*, before & *pars,partis*,a part.]1. Comparative relation;ratio: પ્રમાણ;માપ.2. Symmetry: પ્રમાણ; અન્વય;અનુષંગ;પ્રમાણશુદ્ધિ;મિત; સંજોગ.3. Lot;equal share : સરખો ભાગ;હિસ્સો;વાંટો.4.A share:ભાગ; અંશ.5. (*a*) The equality of ratios:પ્રમાણ.(*b*)The rule of three: ત્રિરાશી.*Compound* **p.**: પંચરાશી; બહુરાશી.*Direct* **p.**:સમપ્રમાણ.*Inverse* **p.**:વ્યસ્ત-વિષમપ્રમાણ.*In* **p.** according as;to the degree that: -ના પ્રમાણમાં.**P.***of limbs*: અંગસંયોગ;અવયવસંયોગ.*vt.*1. To adjust in a suitable proportion:પ્રમાણ ઠરાવવું.2.To form with symmetry:પ્રમાણ શુદ્ધ રાખવું.3.To divide into equal shares:સરખાભાગ કo.

**Proportionable,**(પ્રૉપોર્શનેબલ્)*a.* Capable of being proportioned; proportional:પ્રમાણસર;યથાપ્રમાણ.

**Proportional,** (પ્રૉપોર્શનેલ્)*a.* 1. Having a due proportion: સમતોલ;યથાપ્રમાણ; પ્રમાણશુદ્ધ; પ્રમાણસર;સપ્રમાણ;પરિમિત.2. Relating to proportion: પ્રમાણ સંબંધી. 3. Constituting a proportion;having the same portion: પ્રમાણનું; સમપ્રમાણક;જેનું ગુણોત્તર એકજ હોય એવું.*n.*1.Any number in a proportion:સમ પ્રમાણ અંક-સંખ્યા-રકમ

**Proportionate,** (પ્રૉપોર્શનેટ) *a.* Adjusted to something else according to a proportion: કસના પ્રમાણમાં કીધેલું-રાખેલું.*vt.*To make proportional;to proportion:પ્રમાણમાં-પ્રમાણસર રાખવું-કરવું.

**Proposal,** (પ્રૉપોઝલ્) *n.* **1.** That which is proposed for consideration; a scheme or design; terms or conditions proposed: દરખાસ્ત;માગણી;કહેણ;શરત; કર્તવ્યસુચન.2.The offer by a party of what he has in view:માગણી.

**Propose,** (પ્રૉપોઝ્)*vt.*[L. *pro*, forward & *pono*,I place.]1.To set forth:કહેવું;આગળ મુકવું.2.To offer for consideration,discussion or adoption: વિચાર બતાવવો;-ની દરખાસ્ત-માગણી કo;આગળ મુકવું;સ્વીકારવાનું કહેવું.3.(*a*)To set before one's self or others as a purpose formed:દરખાસ્ત કરવી.(*b*)To purpose;to intend:ધારવું;વિચાર રાખવો; -નો ઇરાદો હોવો.*To* **p.***to one's self*, to intend;to design:ધારવું; ઈરાદો-મનસુબો-વિચાર કo;મનમાં યોજવું.*vi*-1.To speak:વાતચિત કo;બોલવું. 2. To design:મનસુબો કરવો;ધારવું;વિચારવું.*Man* **proposes,***and God disposes*:માણસ ધારેછે કંઇ અને ઈશ્વર કરેછે કંઈ;વિચાર્યું વાએળે જાય, અને અણધાર્યું આગળ થાય; વિચાર્યું વાએ જાય છે અને કર્ત્તાનું કર્યું થાય છે.3. To offer one's self in marriage:લગ્નની માગણી કરવી-નું કહેણ મોકલવું; માગું કરવું.*n.*Talk;discourse:વાત; વિચાર; મનસુબો.

**Proposition,** (પ્રૉપોઝિશન્) *n.* 1. The act of offering:દરખાસ્ત. 2. That which is proposed;a proposal:માગણી;કહેણ;દરખાસ્ત.3.Creed; an article of faith:મત;સિદ્ધાંત.4. A complete sentence constising of a subject and predicate united by a copula:વાક્ય;પુર્વપક્ષ. 5.A statement in terms of a truth to be demonstrated:પ્રતિજ્ઞા;સિદ્ધાંત;પ્રમેય.6. That which is offered as the subject of discourse: સિદ્ધાંત;વિવાદવિષય-વસ્તુ.7.The part of a poem in which the author states the subject or matter of it:પ્રસ્તાવના;મંગલાચરણ.

**Propound,**(પ્રૉપાઉન્ડ્)*vt.* [L.*pro*, before & *pono*,I put.] 1.To exhibit;to propose:બતાવવું;દરખાસ્ત કરવી; આગળ-મેદાન મુકવું;નિર્દિષ્ટ કo. 2.To propose or name as a candidate for admission to communion with a charch:મત-પંથમાં દાખલ થવાને માટે ઉમેદવાર તરીકે નામ જણાવવું-જાહેર કo.

**Proprietary,**(પ્રૉપ્રાઇએટરિ) *n.* 1. A proprietor or owner: માલેક; ધણી;સ્વામી;ખાવંદ;સત્તાધારી. 2. A body of proprietors:માલિકો સમસ્ત.3.A monk who had reserved goods and effects to himself, notwithstanding his renunciation of all at the time of profession:સાધુ થતીવખતે સઘળું ત્યાગ કરવાનો સંકલ્પ કર્યા છતાં પોતાની પાસે માલમત્તા તથા પુંજી રાખનાર સાધુ.*a.*Belonging to a proprietor; owned:માલિક-ધણી સંબંધી;માલકીનું;સામિત્વનું;સ્વામિગત.

**Proprietor,** (પ્રૉપ્રાઇએટર્)*n.*One who has the legal right or exclusive title to anything, whether in possession or not; an owner: માલેક;ધણી;સ્વામી-ખાવિંદ; સત્તાધીશ.

**Proprietorship,** (પ્રૉપ્રાઇએટર્-શિપ્)*n.*The state of being proprietor;ownership:ધણીપણું; માલકી;સ્વામિત્વ;સત્તા;સ્વામ્ય;વારસો.

**Propriety,**(પ્રૉપ્રાઇએટિ)*n.* [L.*proprius*,one's own.]1.Ownership by personal title;property:ધણીપણું;અધિકાર;સત્તા;માલકી; મિલ્કત. 2.An inherent property;a peculiarity:વિશેષતા;ખાસિયત. 3. The state of being proper; fitness; consonance with established principles; appropriateness:યોગ્યતા;લાયકી;યથાયોગ્યતા;દુરસ્તી;સંભવ;સંભાવના;લાગ;યથાર્થતા;પાત્રતા; ઔચિત્ય;ન્યાય;વિવેક.

**Propugn,**(પ્રૉપ્યુન્)*vt.* [L.*pro*,for & *pugno*,I fight.]To contend for; to defend:દોષ ઉડાવી દેવો;બચાવ કo.

**Propulsion,**(પ્રૉપલ્શન)*n.* Act of propelling or driving farward: આગળ ધકેલવું તે;ગતિ;વેગ;ધક્કો.

**Prore,**(પ્રોર્)*n.*The prow or fore part of a ship:વહાણનો આગલો ભાગ.

**Prorogate,**(પ્રૉરોગેટ) *vt.* To put off; to prorogue: મુલતવી રાખવું; બરખાસ્ત કરવું.

**Prorogation,** (પ્રૉરોગેશન) *n.* **1.** Prolongation : મુલતવી રાખવું તે; લંબાણ;વિલંબ.

**Prorogue,** (પ્રૉરોગ્) *vt.* [L. *pro* forward & *rogo*, I ask.] 1. To prolong; to extend: લંબાવવું;વિસ્તારવું. 2.To defer; to delay:ઢીલ કરવી;મુલતવી રાખવું;મોકુફ રાખવું.3. To end the session of a parliament by an order of the sovereign thus deferring its business:સભા મુલતવી રાખવી.

**Proruption,**(પ્રોરપ્શન)*n.*[L.*pro*, forth & *rumpo*, I break.] The act or state of bursting forth;

શેરી મિત્રો સોગણા, તાળી મિત્ર અનેક; ભીડ પડે ભાગે નહિં, સો લાખનમેં એક.

a bursting out:ફાટવું-ફુટવું તે.

**Prosaic-cal,** (પ્રોઝેઇક્-કલ્) *a.* [L. *prosa*,prose.] 1. Pertaining to prose;resembling prose;unpoetical;in the form of prose:ગદ્યમાં લખેલું;ગદ્યમય;ગદ્યાત્મક;ગદ્યરૂપ;છંદહીન.2.Dull; uninteresting;commonplace:નિરસ;રસકસ વગરનું;મઝા વગરનું; અરસિક; સાદુ; સાધારણ; વિરસ;સત્વ-રસહીન.

**Proscenium,** (પ્રોસીનિઅમ્)*n.* 1. That part where the actors performed;stage:નાટકશાળા;રંગભૂમિ; નાટકનો તકતો.2.The part of the stage in front of the curtain: નાટકશાળામાં પડદાનો આગલો ભાગ; પડદા વિગેરે.

**Proscribe,**(પ્રોસ્ક્રાઇબ) *vt.* [L.*pro* before & *scribo*,I write.] 1. To outlaw;to exile:-ને રાજ્ય રક્ષણ બાહ્ય-દેશનિકાલ ક૦.2.To interdict;to prohibit:દુષ્ટ-નિંદિતગણવું-ઠેરવવું;અર્ધ-નિષિદ્ધ ગણવું;અપાત્ર-અયોગ્ય ઠેરવવું.

**Proscription,** (પ્રોસ્ક્રિપ્શન) *n.* 1. The act of proscribing;outlawry:રાજરક્ષણબાહ્યકરણ;દેશનિકાલ. 2. Denunciation; interdiction: દુષ્ટ ગણી કાઢવું તે;નિંદા;નિષિદ્ધિકરણ.

**Prose,** (પ્રોઝ્) *n.* [L. *prosus*, straight;*pro*& *verto*,I turn.]1. The ordinary language of men in speaking or writing:ગદ્ય;વાંચન; ગાથા.2. Dull and commonplace discourse:નિરસવિરસ-રસહીન વાત. 3.A hymn with no regular meter, sometimes introduced into the mass:છંદબદ્ધ વગરની કવિતા.**P.** & *verse*:ગદ્યપદ્ય. *Alternate* **p.** & *verse*:ચંપૂ.*a.*1.Not in verse:ગદ્યરૂપ:ગદ્યાત્મક.2.Prosaic;dull: અળસુ;સુસ્ત;વિરસ;નિરસ.*vt.*1.To write in prose:ગદ્યમાં લખવું.2.To write or repeat in a dull way: અરસુ ગાણું ગાવું. *vi.*1.To write prose: ગદ્ય લખવું.2.To talk or write in a dull way:અમથી વાત ક૦.

**Prosecute,**(પ્રોસીક્યૂટ્) *vt.*[L.*pro* & *sequor*,I follow]1.To carry on; to continue;to endeavour to complete:ચલાવ્યાં જવું; જારી રાખવું;-ની પાછળમંડ્યા-લાગ્યાં રહેવું.2.To seek to obtain by legal process:સરકાર દરબાર ચઢવું;ફોજદારી કરવી.3.To pursue with the intention of punishing:-ના ઉપર ફરિયાદ કરવી -કામ ચલાવવું;ફોજદારી ચલાવવી-ક૦. *vi.*1.To follow after: પુંઠ પકડવી-લેવી.2.To institute and carry on a legal prosecution:કામ ચલાવવું; -ને માટે ફોજદારીમાં ઘસડવું.

**Prosecution,** (પ્રોસીક્યૂશન) *n.* 1. Pursuit by efforts of body or mind:ચાલુ રાખવું તે;પ્રવર્ત્તન;નિત્યપ્રવૃત્તિ;નિત્યાનુષ્ઠાન. 2.(*a*)The institution and carrying on of a suit in a court of law or equity:દાવો;દીવાની. (*b*)The institution & commencement of a criminal suit:ફોજદારી;ફોજદારીમાં ચાલતું કામ.(*c*)The party by whom criminal proceedings are instituted: ફરિયાદી;ફોજદારી;કામ;કેસ.

**Prosecutor,**(પ્રોસીક્યૂટર્)*n.* 1.One who prosecutes or carries on any purpose : પુંઠે લાગનાર; કામ પાછળ મંડનાર.2.The person who institutes and carries on a criminal suit against another in the name of the government : સરકાર તરફથી ગુન્હેગાર ઉપર કામ ચલાવનાર; ફરિયાદી; ફોજદારીમાં કામ ચલાવનાર.

**Proselyte,**(પ્રોસેલાઇટ) *n.* [Gr. *pros*,& *eltheim*,to come.]A new convert,esp. a convert to some religion:એક ધર્મ છોડી બીજા ધર્મમાં ગએલું માણસ;સ્વધર્મ ત્યાગી;અન્યધર્માશ્રયી;પરધર્માશ્રયી.*vt.* To convert to some religion: એક ધર્મમાંથી બીજા ધર્મમાં લાવવું;ધર્મ ત્યાગ કરાવવો.

**Proselytize,** (પ્રોસેલાઇટાઇઝ) *vt.* To convert to some religion, system or opinion:કોઈધર્મમાં આણવું-લાવવું;નવીનધર્માશ્રયી ક૦.*vi.* To make converts:નવા ધર્મમાં દાખલ ક૦.

**Prosodial-cal,** (પ્રૉસૉડિઅલ્-કલ્) *a.* Pertaining to the rules of prosody:પિંગળના નિયમ પ્રમાણેનું; છંદશાસ્ત્રનું;છાંદસ.

**Prosodist-dian,** (પ્રૉસૉડિસ્ટ્-ડિઅન્)*n.*One skilled in prosody: પિંગળશાસ્ત્રી;છંદશાસ્ત્રી.

**Prosody,**(પ્રૉસૉડિ)*n.*[L.*prosodia*, the tone of a syllable; *pros*, to & *ode*, a song. ] That part of grammar which treats of the quantity of syllables,of accent, and of the laws of versification or metrical composition:પિંગળ; કવિતાશાસ્ત્ર;છંદશાસ્ત્ર.

**Prosopopœia,** (પ્રૉસૉપોપીયે) *n.* [Gr.*prosopon*,a face & *poieo*, I make.]A figure by which things are represented as persons:જેમાં જડ પદાર્થને સચેત પ્રાણી ગણ્યું હોય એવો અલંકાર;સચેત પ્રત્યક્ષત્વ રૂપક.

**Prospect,**(પ્રૉસ્પેક્ટ્) *n.* [L. *pro* & *speceo*,I see.].View; scene;outlook:દેખાવ;નજરગાહ;દૃગ્વિષય; ચક્ષુવિષય. 2. A landscape;a sketch of a landscape: લલિત દૃશ્યભૂમિ;દૃષ્ટિપતનવિષય; દગ્પાતવિષય;ખૂશનુમાનજરગાહ ; દૃશ્યભૂમિચિત્ર-રૂપક. 3. A lookout : દેખાવ જોવાની જગો. 4. Face;relative aspect:મુખ;સ્થિતિ. 5. Foresight;anticipation: આશા;ઉમેદ;ભાસ;ભાન;સંભાવના;સંભવ; અપેક્ષા.6.Expectation; probable result:દર્શન;ભાવિદર્શન;માનસિક દૃષ્ટિપાત.*vt.*To look over:શોધવું.*vi.* To make a search;to seek:શોધવું;ખોળવું;તજવીજ કરવી.

**Prospective,** (પ્રૉસ્પેક્ટિવ) *a.* 1. Pertaining to a prospect:આશા-ઉમેદ સંબંધી.2.Acting with foresight:ભાવિકાલાપેક્ષક;ભવિષ્યના વિચારવાળું.3.Relating to the future: ભવિષ્યને લગતું; ભવિષ્યકાળ વિષયક; ઉત્તરકાલીન.*n.*1. View; prospect: દેખાવ.

**Prospectus,**(પ્રૉસ્પેક્ટસ્)*n.*A summary of something proposed: વિનતિપત્ર;વિજ્ઞાપનપત્ર;જાહેરખબર; નજરગાહ;પ્રસિદ્ધિપત્ર.

**Prosper,**(પ્રૉસ્પર્)*vt.* [ L. *pro*, & *spes*,hope.]To favor :સફળ ક૦;સાર્થક થાય એમ ક૦; પાર પાડવું;સિદ્ધ ક૦. *vi.*1.To be successful;to succeed: to thrive:આબાદથવું;જયી-કૃતાર્થ-કૃત કૃત્ય થવું;પાર પડવું;-નો ચાલતો-ચઢતો કાળ થવો;બરકત થવી;ચઢતી કળા-ચઢતી પાયરી થવી; ઉદય થવો.2. To grow:આબાદ થવું; ઉગવું; ધમધોકારે ચાલવું;ઉછરવું.

**Prosperity,** (પ્રૉસ્પેરિટિ) *n.* Good fortune;attainment of the object desired;success:આબાદી;ચઢતી દશા;ઉત્કર્ષ;ઉદય;ચઢતી પાયરી;માલબાલા;બરકત;કૃતાર્થતા;સિદ્ધિ;ઋદ્ધિ;સમૃદ્ધિ;સંપત્તિ;અભ્યુદય; લક્ષ્મી; વિભૂતિ; ઐશ્વર્ય;ક્ષેમ;કુશળ; કલ્યાણ;શુભ;હિત.

**Prosperous,**(પ્રૉસ્પરસ્) *a.* 1.Favoring;favorable;helpful: સાર્થક થતું જતું; આબાદ; અનુકૂળ; માંગલિક; શુભ;મંગળ;સહાયકારી.2.Thriving;

Put off your armour & then talk of your courage:

flourishing;successful: બધી વાતે સુખી;આબાદ;ધમધોકારે ચલિતું;શ્રીમાન;શ્રીમંત;યશસ્વી; સમૃદ્ધ; વર્ધમાન; સુસ્થ;ક્ષેમ;કુશળ;મંગળ;શુભ.

**Prosternation,** (પ્રૉસ્ટર્નેશન) *n.* Dejection; depression: નાઉમેદી; ઉદાસી;નાસીપાસી.

**Prostitute,** ( પ્રૉસ્ટિટ્યૂટ ) *vt.* [L. *pro*,before & *statuo*,I put.]1.To offer,as a woman,to a lewd use: -ની ભડવાઈ કરવી;છિનાળું-બદકામ કરવા માટે આપવું;-ને દુકાન કઢાવવી-મંડાવવી;વેશ્યાપણું-પેશેવરી કરાવવી. 2. To devote to base or unworthy purposes:નીચ-અધમ કામમાં લેવું-વાપરવું-સોંપીદેવું;-નો અધમ-દુષ્ટ ઉપયોગ ક૦.*a.*Openly given up to lewdness:નઠારાં કામમાં લાગેલું. *n.* 1.A woman given to indiscriminate lewdness;a strumpet; a harlot: છિનાળ;વેશ્યા;ગુણકા; પાતર;કિસ્બાતણ;પુંશ્ચલી;પેશેવર; વારાંગના; અસતી; કુલટા.2.A base hireling; a mercenary: પૈસા લઇને કામ કરનાર;કિસ્બાતી માણસ;કિસ્બાતિયું.

**Prostitution,**(પ્રૉસ્ટિટ્યૂશન )*n.* 1. Common lewdness of a woman: છિનાળું;વેશ્યા-ગણિકાવૃતિ.2.The act of setting one's self to sale:દુષ્ટ ઉપયોગ;કુઉપયોગ;દુરૂપયોગ.

**Prostrate,** ( પ્રૉસ્ટ્રેટ ) *a.* [L. *pro*, before & *sterno*, I spread. ] 1. Stretched out:લાંબુ છટસોટ પડેલું; જમીનદોસ્ત; ભૂમિશાયી; સાષ્ટાંગ પતિત;ચરણગત;પાદપ્રણત.2. Lying at mercy:લાંબાછટ થઇને પગે લાગેલું;3.Lying in a humble posture: કેવળ નિર્ગત થઇ ગએલું; ક્ષીણ;નષ્ટશક્તિવાળું; ભગ્નોત્સાહી. 4. Trailing on the ground:જમીન ઉપર પથરાયેલું. *vt.*1.To lay flat; to throw down;to level;to fell:સુવાડી દેવું; લાંબુ છટ નાંખવું;જમીન દોસ્ત કરી દેવું.2.To demolish;to destroy:ધૂળ મેળવવું;ઉંધુમારવું-વાળવું.3.To cause to bow in humble reverence: ઘુટણીએ પડીને પગે લાગવું-પડવું;સાષ્ટાંગ નમસ્કાર-પ્રણામ-દંડવત્ ક૦; પાદ પ્રણામ ક૦. 4.To cause to sink totally: નરમ કરી નાંખવું;દબાઈજવું; શક્તિહીન કરી નાંખવું;-થી શક્તિહીન-બીનકૈવત થઈ જવું.

**Prostration,** ( પ્રૉસ્ટ્રેશન ) *n.* 1. The act of prostrating:દબાઇ ભાગી-નરમ થઇ ગએલું હોવું તે. 2.The act of falling down or bowing in humility:સાષ્ટાંગ નમસ્કાર-પ્રણામ;દંડવત; પાદપ્રણામ; પાદપતન. 3. Dejection;lowness:ગ્લાનિ;વિષાદ; દિલગીરી; ભગ્નોત્સાહ;ઉદ્વેગ.4.Great oppression of natural strength and vigor:શરીરની શક્તિ પડી ભાગેલી હોવી તે;શક્તિ ભંગ-પાત;શક્તિ ક્ષય;સત્વહાનિ.

**Prostyle,**(પ્રૉસ્ટાઇલ ) *a.*[Gr.*pro*,& *stulos*,pillar.] Having columns in front:ઇમારતના આગલા ભાગમાં થાંભલાની હારવાળું.

**Prosy,**(પ્રોઝિ)*a.*1.Like prose: ગદ્ય જેવું; ગદ્યરૂપ.2. Dull and tedious in discourse or writing:મઝા વગરનું;નિરસ.

**Protean,**(પ્રોટીઅન ) *a.*1. Pertaining to Proteus:પ્રોટ્યસને લગતું.2. Exceedingly variable:આકૃતિ બદલતું;જૂદાં જૂદાં રૂપ ધરતું.

**Protect,** (પ્રોટેક્ટ્ )*vt.*[L. *pro*, before & *tego*,I cover.]To defend; to guard;to preserve in safety: રક્ષણ-સંરક્ષણ કરવું;બચાવવું; પાળવું; સાચવવું; સંભાળવું;-નું જતન ક૦;-ને આશ્રયઆપવો;-નો બચાવ-પાલન ક૦; -ની ઓથ-સ્હાય હોવી.

**Protection,** ( પ્રોટેક્શન )*n.*1. Defence;shelter:રક્ષણ;સંરક્ષણ;આશ્રય: પાલન;બચાવ;પરિપાલન.2.A shield; a refuse:રક્ષણનો ઉપાય;રક્ષણ; આધાર;આશ્રય;છાંયો;છત્ર;ઓથ;હિમાયત; સ્હાય.3. A pass; a safeconduct: લખેલો હુકમ; રક્ષણપત્રી;પરવાનો.

**Protective,**( પ્રોટેક્ટિવ ) *a.* Sheltering;defensive:જેથી રક્ષણ મળે-થાય એવું;રક્ષણનું;રક્ષક;આશ્રયપ્રદ;આશ્રયભૂત;રક્ષણકારી.

**Protector,** ( પ્રોટેક્ટૉર્ )*n.*1.A defender;a guardian;a patron:રક્ષણ કરનાર-કર્તા;પાલક;પ્રતિપાલક; રક્ષક;સંરક્ષક;આશ્રયદાતા.2 .A regent: વાલી;સુરબ્બી;સંરક્ષક;રક્ષક.3.A cardinal,from one of the more considerable Roman Catholic nations,who looks after the interests of his people at Rome:રોમન કેથોલિક લોકોનો એક પાદરી.

**Protectorate,** ( પ્રોટેક્ટૉરેટ ) *n.* 1. Government by a protector:સંરક્ષણસત્તાકરાજ્ય. 2. The authority assumed by a superior power over an inferior or a dependent one:માંડલિક સત્તાધીશ ઉપર પ્રમુખ સત્તાધીશની સત્તા.

**Protege,**(પ્રૉટેઝે)*n.*One under the care and protection of another: સાશ્રિતવાન; જેને આશ્રય છે તે માણસ; આશ્રિત;કૃપાપાત્ર; હિમાયતદાર;ગાય.

**Protest,** (પ્રોટેસ્ટ્ )*vi.*[L. *pro*, before & *testis*, a witness,] 1. To bear witness; to declare solemnly;to avow:સાફ કહેવું-બોલવું; પ્રતિજ્ઞાપૂર્વક કહેવું. 2. To make a solemn declaration: જેથી સામાને અચકાઇને વિચાર કરવો પડે એવી રીતે સત્ય ઉપર સામાથવું;સામો વાંધો લેવો-ઉઠાવવો;સામી ઉઠાવણી ક૦; ખોટું છે એમ છાતી ઠોકીને કહેવું;ગેરવાજબી-અધર્મ્ય-દોષવાળું છે એમ કકડાવીને કહેવું. *vt.*To proclaim; to display publicly:-છે એમ પ્રતિજ્ઞાપૂર્વક કહેવું.2.To call as a witness in affirming or denying;to appeal to:જુબાની આપવી.*n.* 1. A solemn declaration:વિરૂદ્ધ મત; પ્રતિજ્ઞાપૂર્વક નિષેધ; અસમ્મતિપ્રકાશ.2. A solenm declaration in writing:લખેલો વિરૂદ્ધ મત;અસમ્મતિલેખ;અનંગીકાર લેખ.

**Protestant,** ( પ્રૉટેસ્ટન્ટ્ ) *n.* One who protests:સામો થનાર-પડનાર. Originally applied to the followers of Luther:પોપાચાર્યના મતથી વિરૂદ્ધ મત માનનાર માણસ;પ્રોટેસ્ટન્ટ.*a.*1. Making a protest:સામું થનાર-પડનાર.2. Pertaining to the faith and practice of those Christians who reject the authority of the Roman Catholic Church:પ્રોટેસ્ટંટનું.

**Protestation,**(પ્રૉટેસ્ટેશન )*n.*1.A public avowal: પ્રતિજ્ઞા ઉપર કહેલી વાત;પ્રતિજ્ઞા પૂર્વક નિષેધ.2.A declaration in common-law pleading by which the party interposes an oblique allegation:વિરૂદ્ધ મત;નિષેધોક્તિ;વિરૂદ્ધવચન;વાંધો લેવો-ઉઠાવવો તે.

**Prothonotary,**(પ્રૉથૉનૉટરિ)*n.*Gr. protos,first&[L.*notorius*, a shorthand writer.]1.A chief notary or clerk:શિરસ્તેદાર.2.A chief clerk in the Court of king's Bench: અદાલતનો શિરસ્તેદાર.3.A register or chief clerk of a court in certain states of the United States; યુનાઇટેડ સ્ટેટ્સના કેટલાક વિભાગોની કોર્ટનો શિરસ્તેદાર.4.One who had the charge of writing the acts

of the martyrs:ધર્મને માટે પ્રાણાર્પણ કરનારનાં કૃત્યો લખનાર. **5.**The chief secretary of the patriarch of Constantinople:કૉન્સ્ટૅન્ટીનોપલના વડાનો મુખ્ય મંત્રી.

**Protocol,**(પ્રૉટૉકૉલ)*n.*[Gr.*protos*, first & *koll*, glue.] **1.** The original copy of any writing as of a deed,treaty,despatch,or other instrument:તહનામા-બાદશાહી ખતની અસલ નકલ.**2.**The minutes or rough draught,of an instrument or transaction:ખરડો;મુસદ્દો;નકલ.**3.**(*a*) A preliminary document upon the basis of which negotiations are carried on: સંધિપત્રનો અસલ ખરડો. *vt.* To make a protocol of:-નો મુસદ્દો-ખરડો ક૦.*vi.*To make or write protocols or first draughts:નકલ-મુસદ્દો-ખરડો ક૦.

**Protomartyr,** (પ્રૉટોમાર્ટર્) *n.* The first who suffers or is sacrificed,in any cause:ધર્મના ખરાપણા માટે પહેલ વહેલી પ્રાણની આહુતિ આપનાર.

**Protoplasm,**,(પ્રોટોપ્લૅઝમ્) *n.* A substance consisting of carbon, oxygn,hydrogen,and constituting the basis of living matter in animals & plants:પ્રાણરક્ષક રસ;ધાતુ;ધાત;વિર્ય;મની.

**Prototype**(પ્રૉટૉટાઇપ)*n.*[L. *protos*,first & *tupos*, type.] A primary form;exemplar;archetype: સાક્ષાત્ સ્વરૂપ;નમુનો;આદર્શ; મૂળ પ્રતિમા;મૂળ;મૂળસ્વરૂપ;આબેહુબ મૂર્તિ.

**Protract,**(પ્રૉટ્રૅક્ટ્)*vt.*[L.*pro*, forward & *traho*, I draw- ] **1.** To continue;to prolong:રગસરગસ પહોંચાડવું;લંબાવ્યાં કરવું.**2.**To delay; to defer:લાંબી મુદત ઉપર નાંખવું;ઢીલું-મંદ નાંખવું;મુલતવી રાખવું.**3.** To draw to a scale; to plot:અમુક માપપર નકશો કાઢવો. **4.** To extend: લંબાવવું;બહાર કાઢવું. *n.* Tedious continuance:લંબાવવું તે;લંબાણ.

**Protraction,** (પ્રૉટ્રૅક્શન્) *n.* **1.** Prolongation;delay:લાંબી મુદત ઉપર નાંખવું તે;લંબાણ; વિલંબન; લંબાવણી;વિલંબ;વ્યાક્ષેપ. **2.** The act or process of making a plot on paper:કાગળ ઉપર અમુક માપ ઉપર નકશો કાઢવો તે.

**Protractive,** (પ્રૉટ્રૅક્ટિવ્) *a.* Prolonging;delaying:લંબાવવું;વિલંબ કરવું;વિલંબકારી.

**Protrude,**(પ્રૉટ્રુડ્)*vt.*[L.*pro*,forward & *trudo*,I thrust.] **1.** To forward:હડસેલી કાઢવું.**2.**To thrust out: હડસેલી બહાર કાઢવું. *vi.* To shoot out or forth: to project; બહાર નીકળવું;ઉપસી આવવું.

**Protrusion,**(પ્રૉટ્રુઝન્)*n.* **1.** The act of protruding:હડસેલી બહાર નીકળવું તે.**2.** The state of being protracted;ફુટી નીકળવું તે;નિસરણ;ઉદ્‌ભેદ.

**Protuberance,**(પ્રૉટ્યૂબરૅન્સ) *n.* A swelling;a prominence: ઢેકો; ગાંઠ;વિસ્ફોટ;ઢીમણું;ગાંઠ-ગૉંઠો.

**Protuberant** (પ્રૉટ્યૂબરૅન્ટ્) *a.* Bulging beyond the surrounding surface;swelling:ઢેકા જેવું;ઉપડેલું;ઉપસેલું;ઉન્નત.

**Protuberate,**(પ્રૉટ્યૂબરેટ્) *vi.*[L. *pro*,forth & *tubero*, a hump]To swell, or be prominent,beyond the adjacent surface:ઢેકા જેવું થવું;ઉપસવું.

**Proud,**(પ્રાઉડ્)*a.*Haughty;lordly: અહંકારી; અભિમાની;ગર્વિષ્ઠ; મગરૂર; દિમાકી;તોરી;મસ્ત; બદમસ્ત; અલમસ્ત;ઉન્મત્ત;ગર્વાધીન;ધૃષ્ટ;પ્રમત્ત;મદાકુલ; મગરમસ્ત.(*In good sense*):સદભિમાની;ઉચ્ચાભિમાની; યોગ્યાભિમાની. **P.***of birth*:કુલાભિમાની**2.** Grand; splendid:ફાંકા-ગર્વરાખવું;ફાલી ફુલી જવું;મ્હોટું;ભપકાદાર;ભવ્ય; શોભાયમાન;દબદબાદાર;ગંભીર; અલીજહાન; ગંજવર;વિશાળ.**3.**Excited by sexual desire:છાકી-ફાટી ગએલું;મસ્ત થયેલું;કામાતુર થયલું.

**Provable,**(પ્રૂવૅબલ્) *a.*Capable of being proved:સાબીત થાય એવું;પ્રતિપાદનીય;સ્થાપનીય;પ્રતિપાદ્ય; પ્રમેય.

**Prove,**(પ્રૂવ્)*vt.*[L.*probo*,I prove.] **1.**To try or ascertain by an experiment;to test:પારખવું;અજમાવવું;પરીક્ષા ક૦; સાક્ષાત્કાર કરી જોવો; દાખલો-અનુભવ-પ્રતીતિ લેવી;અજમાશ કરી જોવી;કસી જોવું; કસોટીએ ચઢાવવું; અનુભવી લેવું;સાંખી જોવું-લેવું;નિર્ણયનિશ્ચય કરી જોવું.**2.**To evince,as truth: ખરૂં કરી આપવું-દેખાડવું; સ્થાપવું; ખરૂં-સત્ય કરવું-કરી દેખાડવું; સાબિતસિદ્ધ-સ્થાપિત ક૦;પ્રતિપાદન ક૦;સપ્રમાણ ક૦;-નુ સ્થાપન-સમર્થન-મંડન ક૦; -થી સાબિત થવું.**3.** To verify:સાબીત કરવું-કરી આપવું; સત્ય ઠરાવવું. **4.**To experience;to know by trial;to suffer: ચાખવું;-નો અનુભવ લેવો;-નો સ્વાદ ચાખવો;-ને અનુભવ થવો.**5.**To test as the correctness of any operation:-નો તાળો મેળવવો. **6.**To take a proof of:-નાપરથીમુદ્રાલેખ લેવો;પ્રુફ કાઢવું-લેવું. *vi.***1.**To make a trial:અજમાશ કરવી;જોવું;પરીક્ષા ક૦. **2.** To turn out to be: સાબીત થવું; થવું;ઉતરવું; નિપજવું;ઠરવું; નિવડવું;ઉઠવું;જણાવું.**3.**To succeed: ફતેહ પામવું;થવું;પસાર થવું; પાર ઉતરવું.

**Provender,**(પ્રૉવેન્ડર્)*n.* [Fr.*provende*,provision.]**1.**Dry food for domestic animals;feed: ચારો;ઘાસ;ઘાસદાણો;ચંદી.**2**.Food or provisions:અન્ન;ખોરાક.

**Proverb,**(પ્રૉવર્બ)*n.*[L.*pro*,before & *verbum*,a word.]**1.**An old and common saying;a maxim;a saw; an adage:કહેવત;લોકોક્તિ; ન્યાય;વચન;ઉક્તિ;જનોક્તિ;કહેણી;ઉખાણો;કહેતી.**2.**An enigma;a parable:ઉખાણો;ગુઢબોલી;કુટાર્થ વાક્ય;દૃષ્ટાંત;નીતિદર્શન;કોયડો; ભેદવચન; સમસ્યા.**3.**A familiar illustration:સર્વમાન્ય દાખલો-ઉદાહરણ. **4.**A drama exemplifying a proverb:કહેવતનો બરોબર ચિતાર દેખાડી આપનાર નાટક.*vt.* **1.**To name in, or as, a proverb: કહેવણ-કહેણીમાં સામેલ-દાખલ ક૦.**2.** To provide with a proverb:-માં કહેવત મુકવી.*vi.*To write or utter proverbs:કહેવત લખવી-બોલવી.

**Proverbial,**(પ્રૉવર્બિઅલ્)*a.* **1.**(*a*) Used as a proverb:કહેવતમાં ચાલતું.(*b*) Commonly known: લોકપ્રસિદ્ધ-સિદ્ધ;લોક પ્રચલિત;લૌકિક. **2.** Resembling a proverb:કહેવત જેવું-જોગ-સરખું; કહેવત રૂપ; કહાણીરૂપ; ન્યાય પ્રસિદ્ધ; ન્યાયરૂપ. *To become or grow* **p.**:-ની કહેવત ચાલવી;-ની કહેવત થઈ જવી.

**Provide,**(પ્રૉવાઇડ્)*vt.* [L.*pro*,before &*video*, I see.] **1.** To procure beforehand;to look out for in advance; to prepare: આગળથી એકઠું કરી-ભરી રાખવું; તૈયાર-સિદ્ધ કરી રાખવું;આગળથી ગોઠવણ-યોજના-ઉપાય-તજવીજ-બંદોબસ્ત કરી રાખવો; સંજોગ-સાહિત્ય-તૈયારી કરી રાખવી;-ની સોઈ કરી રાખવી. **2.** To supply;to afford:આપવું;પુરૂં પાડવું;-માં મળી આવવું-પેદા થવું;નિપજવું.**3.** To furnish: આપી મુકવું; પુરૂંપાડવું;ભરી રાખવું;સાહિત્ય-સામગ્રી ક૦.**4.**To sti-

Put yourself in his position :

pulate: -માં શરત-બોલી કo-લખવી; સંકેત કo;વિધાન કo;-માં લખવું. 5. To foresee:આગળથી જોવું; પૂર્વદર્શન કo. 6. To appoint to an ecclesiastical benefice before it is vacant: ખાલી પડતા પહેલાં ઉપાધ્યાયવૃત્તિમાં નિમવું.*vi.*1.To procure supplies or means in advance;followed by *against* or *for*:ન નડે એવા ઉપાય-ઇલાજ કo; -નું સાધનસામગ્રી-સાહિત્ય પૂરાં પાડવાં;-ના ખર્ચની ગોઠવણ કo;-નાં અન્નવસ્ત્રાદિ પૂરાં કo;-નું પૂરું કo;-ના ધાન લુગડાંનો બંદોબસ્ત કo; ઉપાય-ઈલાજ કરી રાખવા.2.To stipulate previously: -માં સરત લખેલી હોવી;-માં લખેલું હોવું;-માં નિયોજન-વિધાન કરેલું હોવું.

**Provided,** (પ્રોવાઇડેડ્) *conj.* On condition; by stipulation: એવી સરતથી કે;પણ એટલું ખરું કે;તો.

**Providence,**(પ્રોવિડન્સ) *n.* **1.** A making ready;preparation:તૈયારી.2.(*a*)Foresight;care:આગળથી તૈયારી રાખવી તે;દૂરંદેશી;દીર્ઘદૃષ્ટિ;પૂર્વવિચાર;ભવિષ્યચિંતન;દુરદૃષ્ટિ;પૂર્વ વિવેક;ભવિષ્યદર્શન.(*b*)God himself: વિધિ;પરમેશ્વર; અનાગત વિધાતા. A manifestation of the care and superintendence which God exercises over his creatures:ઈશ્વરીતંત્ર;ઇશ્વરીસૂત્ર;ઇશ્વરીકરણી; ઈશ્વરી દયાભાવ; પ્રજાપાલન દીર્ઘદૃષ્ટિ. 4. Frugality:કરકસર;કોસર.

**Provident,**(પ્રોવિડન્ટ્)*a.*Cautious; prudent in preparing for future exigencies;economical:દીર્ઘદર્શી;દૂરદર્શી;આગળથી દાઝથી ખબર રાખનાર;દૂરંદેશી;પરિણામદર્શી; ભવિષ્યચિંતક;વિવેકી;ભવિષ્યદર્શી.

**Providential,**(પ્રોવિડેન્શિઅલ) *a.* Effected by divine direction: ઈશ્વરસત્તાનું;ઈશ્વરની દયાથી થએલું; દૈવિક;દૈવયોગનું;ઈશ્વર-વિધાતાકૃત-ઘટિત.

**Province,**(પ્રોવિન્સ્)*n.*[L.*pro*,before & *vinco*, I conquer.] **1.** A country or region,more or less remote from Rome brought under the Roman Government:ઇટાલીની બહાર આવેલો રોમના તાબાનો મુલક.2.A country dependent on a distant authority; a portion of an empire or state: તાબાનો મુલક; પ્રાંત; પ્રગણું;ઈલાકો;મહાલ;મંડલ. *Governor of a* **p.**;સુબો;મંડલેશ્વર;માંડલિક.3.A region of country;a tract;a district:મુલક; દેશ; પ્રદેશ.4. A region under the supervision of any special person: સુબાનો મુલક-પ્રાંત;પ્રગણું.5. Office-charge;jurisdiction;sphere:પ્રકરણ;કર્તવ્ય;હક્ક;અધિકાર;હકુમત;ઇલાકો;કાર્ય;અંગ;કર્મ;કામ;વિષય.6. Any political division of the Dominion of Canada having a governor, a local legislature,and representation in the Dominion parliament: કેનેડાનું એક પ્રગણું.

**Provincial,** (પ્રોવિન્શિઅલ્) *a.* **1.** Consisting a province of or pertaining to a province:ઇલાકેદાર-પ્રાંતસ્થ;એકદેશી;પ્રાંતિક;દૈશિક; દેશીય;રાષ્ટ્રીય.2. (*a*) Not polished; not cosmopolitan; countrified; rude:ગામડિયું;ગ્રામ્ય;જંગલી; અનાડી;કઢંગું. **P.** *airs & graces*:ગ્રામ્ય મુખચેષ્ટા-વિકૃતિ; અનાડી ચાળા ચેષ્ટા. (*b*)Narrow;illiberal:સાંકડા મનનું; જુના વિચારનું;ક્ષુદ્રવૃત્તિવાળું.3. Not ecumenical:ધર્મસંબંધિ;ધાર્મિક.4. Pertaining to Provence: દક્ષિણ ફ્રાન્સનું.*n.*1.A person belonging to a province:પ્રાંતમાં રહેનારો માણસ.2.A monastic superior,who, under the general of his order, has the direction of all the religious houses of the same fraternity in a given district,called a *province* of the order: અમુક પ્રગણાનાં સઘળાં ધર્મ મંદિરો પર દેખરેખ રાખનાર ધર્મગુરૂ.

**Provincialism,** (પ્રોવિન્શિઍલિઝ્મ્)*n.* (*a*) A provincial characteristic:ગામડિયા બોલી;ગ્રામ્ય ભાષા; અસંસ્કૃતભાષા; અમુક દેશ વિભાગમાં ચાલતી બોલવાની પદ્ધતિ.(*b*)Narrowness;illiberality:ક્ષુદ્રબુદ્ધિ;સાંકડુ મન.

**Provinciate,**(પ્રોવિન્શિએટ્)*vt.*To convert into a province: ઈલાકો-પ્રાંત કરવો.

**Provision,**(પ્રોવિઝ્હન્) *n.* **1.** The act of providing:એકઠું કરી રાખવું તે;વિધાન. 2. Preparation; measures taken beforehand:આગળથી કરી રાખેલી તજવીજ;તૈયારી;તરતીબ;તજવીજ;યોજના;બંદોબસ્ત;ઉપાય; પૂર્વોપાય;પૂર્વકલ્પના.3.(*pl.*)(*a*) A stock collected; things provided:સાહિત્ય;સામગ્રી; સંગ્રહ; સંચય; ભરતી;સાધન;ઉપસ્કર.(*b*) Victuals; food:સીધુસામાન;સીધાંપાણી; આટાપાણી;ખાણું;અન્નપાણી; ખોરાકી; મીઠીખાનું;ખાવા પીવાનું; ભાથું; ભોજ્ય; ખાદ્ય;ભોજ્યાદિ સામગ્રી.4. A condition;a provision:કરારનામાની સરત; કલમ;લખાણ;વિધાન;સંકેત;નિયમ.5. A nomination by the Pope to a benefice before it became vacant, depriving the patron of his right of presentation:ખાલીપડ્યા પહેલી ઉપાધ્યાયવૃત્તિ આપી દેવી તે. *vt.* To supply with food: ખાવા પીવાનું પૂરું પાડવું;અન્ન પાણી આપવાં.

**Provisional,**(પ્રોવિઝ્હનૅલ)*a.*Serving as a provision for the time being: કામચલાઉ; ચાલતા કામનું; અલ્પકાળસ્થાયી.

**Proviso,**(પ્રોવાઇઝો) *n.* An article or clause in any statute,agreement,contract, grant or other writing by which a condition is introduced usually beginning with the word provided: સરત;પણ;વાક્ય;સંકેત.

**Provocation,** (પ્રૉવોકેશન) *n.* **1.** The act of provoking:ખીજવણી; ચીડવણી; ક્રોધોદ્દીપન.2. The cause of resentment: ચીડનું કારણ; કોપકારણ-હેતુ;આંગળીચાળો;ઉશ્કેરણી;ઉદ્બોધન;ઉદ્દીપન.4.Such prior insult or injury as may be supposed, under circumstances,to create hot blood,and to excuse an assault made in retort;ક્રોધોત્પત્તિ; ક્રોધાવેશ;ક્રોધનો આવેશ.5.An appeal to a court:અદાલતને કરેલી અપીલ.

**Provocative,**(પ્રૉવૉકેટિવ્)*a.*Serving to provoke; exciting: આણનારું;લગાડનારું;પ્રકોપક;ઉદ્દીપક;આવિર્ભાવ કરનારું;ઉત્તેજક;ઉદ્બોધક;ક્રોધાવહ; સંતાપકારી. *n.* Anything that is provocative; a stimulant:દીપન;અગ્નિવર્ધન;શળી;પલીતો.

**Provoke,**(પ્રોવોક્)*vt.*[L.*pro*,forth & *voco*,I call.](*a*)To call forth: આણવું; લગાડવું;આવે-થાય-લાગે એમ કo.(*b*) To incite or increase to action, a faculty or passion:સળગાડવું;લગાડવું;ચેતાવવું;કામે-ઉપયોગે લગાડવું;ઉત્તેજીત-ઉદ્દીપન કo. (*c*) To exasperate;to irritate;to offend intolerably;to cause to retaliate ચીડવવું;ખીજવવું;કોપ-ક્રોધ ઉત્પન્ન કo; ગુસ્સે કo;છેડવું;ગોદપરોણા કo;હાથે કરીને બોલાવવું;મ્હોંમાં-આંખમાં આંગળી ઘાલીને બોલાવવું;ચટકો લગાડીને કઢાવ-

ઘેર આવે ત્યારે માલમ પડે.

વું;પ્રકોપાવવું.*vi.* 1. To cause provocation or anger:ગુસ્સો-કોપ-ક્રોધ ઉત્પન્ન ક૦.2.To appeal: અપિલ ક૦.

**Provost,** (પ્રૉવૉસ્ટ્ )*n.* [L. *prœ*,& *pono*,I put]1. A person who is appointed to superintend, or preside over, something; the chief magistrate in some cities: કોઇ ખાતાનો મોટો ઉપરી માણસ;મુખ્ય ફોજદારી અમલદાર;વડો માજીસ્ટ્રેટ.2.The keeper of a prison:જેલર; દારોગો.

**Prow,**(પ્રાઉ)*n.*[*Gr.pro.* & *horao*, I see.]The forepart of a vessel:વહાણનો આગલો ભાગ;નાળ *a.*Brave; gallant;valiant: પ્રતાપી; હિમ્મતવાન; બહાદુર; પરાક્રમી. *n.* Good; advantage:ફાયદો;નફો;લાભ;લાણુ.

**Prowess,**(પ્રાઉએસ્ )*n.* [L. *pro*, & *esse*,to be.] Distinguished bravery;valor;military bravery & skill;gallantry;intrepidity:શૌર્ય; પરાક્રમ;પ્રતાપ;બહાદુરી;પૌરૂષ;જવામર્દી;શમશેર બહાદુરી;રણશૌર્ય;રણઉત્સાહ.*Personal* **p**.:બાહુબળ;ભુજબળ.

**Prowl,**(પ્રાઉલ્ )*vt.*1.To rove over, through,or about in a stealthy manner for prey or booty: શિકાર-લૂંટને માટે ભટકતા ફરવું;શિકાર શોધતાં ફરવું;શિકાર પકડવા;ભક્ષ ક૦;ભક્ષને માટે પરિભ્રમણ ક૦.2.To collect by plunder:લૂટથી ભેગું ક૦; સંચય કરવો.*vi.*To rove or wander stealthily:છાનામાના ફરતા ફરવું. *n.*The act of prowling: પરિભ્રમણ;પર્યટન;ભમવું;ભમભમ કરવું તે.

**Proximate,** (પ્રૉક્સિમેટ્ )*a* [L.*proximus*,the nearest.]Nearest:છેક પાસે-નજદિકનું;નિકટનું;સમીપ;નિકટ; સંસક્ત;નિકટનો સંબંધ રાખનારૂં.**P.** *cause*:ઉપાદાન કારણ;ઉપાદાન.

**Proximity,** (પ્રૉક્સિમિટિ) *n.* The quality or state of being next in time, place &c.; immediate nearness:સમીપતા;સાંનિધ્ય;નિકટતા;સન્નિધ;સંસર્ગ;સાનિધ્ય.

**Proximo,**(પ્રૉક્સિમો) In the next month after the present:આવતા મહીનો-માસ.

**Proxy,**(પ્રૉક્સિ) *n.* **1.** The agency for another who acts through the agent:મુખત્યારીઅત;પ્રતિનિધિત્વ; અવેજીપણું.2.The person who is substituted or deputed to act or vote for another:પ્રતિનિધિ;મુખત્યાર; અવેજી. 3. A writing by which one person authorizes another to vote in his stead,as in a corporation meeting:મુખત્યારનામું;પ્રતિનિધિ પત્ર.*By* **p**.:પ્રતિનિધિદ્વારા.*vi.*To act or vote by proxy:પ્રતિનિધિદ્વારા કામ ક૦-મત આપવો.

**Prude,** (પ્રૂડ્ ) *n.* A woman of affected modesty or coyness:નખરાંખોર-લાજનો ખોટો ઢોંગ બતાવનાર સ્ત્રી;ધૂર્તપણાની લજ્જાવાળી સ્ત્રી; અતિવિનીતા;વિનયાભિમાનિની.

**Prudence,**(પ્રૂડેન્સ્ )*n.*(*a*) Discretion:carefulness;circumspection; wisdom:દુનીઆદારીના કામમાં ડહાપણ;દૂરંદેશી;સમજદારી;પૂર્વાપરવિચાર;પરિણામદર્શન; સદસદ્દર્શન; સદસદ્વિવેક;નીતિનિપુણતા;નીતિ;વિવેક;દીર્ઘદૃષ્ટિ.(*b*)Economy;frugality:કોસર;મિતવ્યય;કરકસર.

**Prudent,** (પ્રૂડેન્ટ્ ) *a.* [L. *pro*, & *video*,I see.] 1. Careful; cautious;circumspect;judicious;discreet:ડાહ્યું;દાનું;દાનરતું;વિચારીને કામ કરનાર;દૂરદર્શી;વિવેકી;નીતિજ્ઞ;સદસદ્વિવેકી;પરિણામદર્શી;દૂરંદેશી;સમજુ; સમજદાર; પુર્વાપર વિચારી. 2. Economical;frugal: વિચારીને ખરચ કરનાર;દાનાઇનું ભરેલું;કોસરીયું; કરકસરીઉં;મિતવ્યયી.

**Prudential,**(પ્રૂડેન્શિઍલ )*a.*1.(*a*) Prudent;discreet:ડહાપણનું;સવિવેક;સવિચાર;સમજદારીનું;પૂર્વાપરવિચારનું.(*b*)Selfish;pecuniary:સ્વાર્થી;પૈસાથી પ્રેરાયેલું;સ્વાર્થપરાયણ.2. Discretionary;advisory:દાનાઈનું ભરેલું.*n.pl.*That which relates to the discretion:મતિ-ડહાપણની વાત-વસ્તુ-વિષય; વિચારીને ખર્ચકરવાના નિયમો.

**Prudery,**(પ્રૂડરિ)*n.*The quality or state of being prudish;stiffness; coyness:નખરાંખોરી-બાજી;ભારેખમપણું;વિનયાભિમાન; મિથ્યાભિમાન.

**Prudish,**(પ્રૂડિશ્ )*a.*Like a prude; very formal:ખોટા બોલું;નખરાંખોર; લજ્જાળુ;દાવકું;નખરાંબાજ;નખરેદાર.

**Prune,**(પ્રૂન )*vt.*1.To clear off useless material;to trim:ડાળવું;ખુટવું. છાંટવું;ઉપરથી કાતરી-કાપી નાંખવું;કલમ ક૦.2.To cut off or cut out:કાપી નાંખવું.3.To prepare;to dress: ટુંપવું;સમારવું;ઠીકઠાક ક૦.*vi.*To dress: ટુંપવું;સમારવું;ઠીકઠાક ક૦.*n.*A plum: આલુ.

**Pruning-hook,**(પ્રૂનિંગ્-હુક્ ) *n.* A cutting instrument used in pruning trees &c.:ધારિયું;કોઇતું.

**Prurience-cy,**( પ્રુરિએન્સ-સિ ) *n.* The quality or state of being prurient:વખવખાટ;તલપાપડ; તલસવલસપણું;તલવલાટ.

**Prurient,** ( પ્રુરિએન્ટ્ ) *a.* Uneasy with desire;itching;lustful:તલખી રહેલું;તલપાપડ થઇ રહેલું;વખવખતું;તલસવલસ;કામાતુર.

**Pry,**(પ્રાઈ)*n.*A lever:ઉચ્ચાલન:ટેકો. *vt.* To raise or move with a pry: ઉચ્ચાલનથી ઉંચું ક૦. *vi.* To gaze;to inspect closely;to peep narrowly:ખણખોતર કરવી;ચિકિત્સા લેવી;અન્વેષણ ક૦;ચર્ચવું;સૂક્ષ્મ નિરીક્ષા ક૦;મર્માન્વેષણ ક૦. *n.* Curious inspection;peeping: બારીક તપાસ; નવાઇ જેવી તપાસ;સૂક્ષ્મદર્શન; માથા મારવાં-ઘાલવાં તે; મર્માન્વેષણ; સૂક્ષ્મનિરૂપણ;સૂક્ષ્મ ચર્ચા;ચિકિત્સા.

**Prying,** ( પ્રાઇંગ ) *a.* Inspecting closely:ખણખોતરિયું;ચિકિત્સક;ચિકિત્સાખોર;સૂક્ષ્મદર્શી.

**Psalm,**(સામ્ )*n.*[Gr.*psallo*,I sing to the harp.]1.A sacred song:ભજન; ધર્મગીત;ભક્તિગીત;કીર્તન;સ્તોત્ર. 2.One of the hymns by David and others collected into one book of the old Testament:દાઉદ વિગેરે કરેલું ખ્રિસ્તી ભજન.*vt.*To sing: ભજન-કીર્તન ક૦;ગાવું.*n.* 1. A composer of sacred songs:ભજનનો બનાવનાર;સ્તોત્રકાર.2.A clerk of music,in the church:ભજન લખનાર.

**Psalmist,** (સામિસ્ટ્ ) *n.* A composer of sacred songs:ભજન બનાવનાર કવિ;સ્તોત્રકાર;સ્તોત્રકવિ.

**Psalmodist,**(સામોડિસ્ટ ) *n.* One who sings sacred songs: ભજનો ગાનારો;સ્તોત્ર ગાનારો.

**Psalmody,**(સૉમોડિ ) *n.* The act of singing sacred songs: સ્તોત્રગાયન;સ્તોત્રગાન;પંચપદી.

**Psaltery,** (સૉલ્ટરિ )*n.*A stringed instrument of music used by the Hebrews,the form of which is not known: ભજનને માટે એક સારૂં વાજું.

**Pseudology,**(સ્યૂડૉલૉજિ)*n.* [ Gr. *pseudos*,falsity & *logos*,speech.] Falsehood of speech:જુઠાણું;જુઠું વચન બોલવું તે;મિથ્યા વચન; કૃત્રિમવાણી.

Passion is a fever that leaves us weaker than it finds us:

**Pshaw,**(શૉ)*interj.*Pish;pooh:અરેચલ;છટ;એહ;ધિક;છિટ;હૂડ઼ે;ધૂત.*vi.* To express disgust:તિરસ્કાર દર્શાવવો-બતાવવો.

**Psychology,**(સાઇકૉલૉજિ)*n.*[Gr. *psuche*,the soul & *logos*,speech.] The science of the human soul: આત્માજ્ઞાનશાસ્ત્ર; આત્મતત્ત્વવિદ્યા; અધ્યાત્મશાસ્ત્ર;અધ્યાત્મવિદ્યા.

**Ptolemaic,**(ટૉલીમેઇક્)*a.*Pertaining to Ptolemy,the geographer and astronomer: ટૉલીમી નામના ખગોળવેત્તાનું.

**Ptyalism,** ( ટાઇયૅલિઝમ્ ) *n.* Salivation or an excessive flow of saliva:થુંક;અતિલાળ.

**Puberty,**(પ્યૂબર્ટિ ) *n.*[ L. *puber, pubes*,adult.]1.The earliest age at which persons are capable of begetting or bearing children: જુવાનીફુટવાનો વખત;વય;યૌવન;જવાની;પ્રૌઢદશા;યૌવનાવસ્થા. 2. The period when a plant first bears flowers:ફુલનો પ્રથમ ફાલ આવવાની વખત.*To arrive at* **p.**(*male*):-ને જુવાની ફુટવી;યૌવન દશા પ્રાપ્ત થવી; -(*female*)સ્ત્રી ધર્મ પ્રાપ્ત થવો;ને વેશે આવવું;રજસ્વલા પ્રાપ્ત કરવા માંડવું.

**Pubescence,**(પ્યૂબેસેન્સ્)*n.*1. The quality or state of being pubescent:જોબન;ભર જુવાની.2.A covering of soft short hairs,on some plants and insects:-ઉપર ઝીણી રૂવાંટીનું પડ-થર.

**Pubescent,**(પ્યૂબેસેન્ટ્ )*a.*[L. *pubes*,adult.]1.Arrived at puberty:વેશે ચડતું;પ્રૌઢ;તરૂણ;યુવાન;પ્રાપ્તયૌવન. 2. Covered with pubescence:નરમ સુંવાળી રૂવાંટીથી ઢંકાયેલું.

**Public,**(પબ્લિક્)*a.* [L. *populus*, the people.]1.Pertaining or belonging to the people;relating to a nation,state or community:સૌ લોકનું; આખી પ્રજા-દેશ-રાજ્ય-લોક-સમુદાયનું;સર્વવિષયક; સર્વસત્તાક; સર્વસામાન્ય;સાર્વજનિક;સર્વસાધારણ; પ્રજા-લોક સંબંધી;પ્રજાનું-સંબંધી. 2. General ; common ; notorious ; open to the knowledge of all: સૌના લાભનું;પ્રસિદ્ધ;પ્રચલિત;મશહૂર; લોક પ્રસિદ્ધ; જગત્પ્રસિદ્ધ;દેશ પ્રસિદ્ધ; સાર્વલૌકિક; ખુલ્લુ; ઉઘાડું; અગૂઢ. 3. Open to common use:સૌની વાપરમાં આવતું; સાર્વજનિક; રાજ;શરિયામ;જાહેર;*a* **p.***road*:શરિયામ રસ્તો; રાજમાર્ગ.**P.***house*, an inn:ધર્મશાળા. **P.** *works*, all fixed works built by civil engineers for public use; લોકોપયોગી બાંધકામો. **P.** *odium*:જનદ્વેષ.**P.***good*:લોકહિત.**P.** *minded*,**p.** *spirited*:ઉપકારશીલ; સર્વજનહિતપરાયણ ; જનહિતૈષી. **P.** *works*, military and civil engineering works constructed at the public cost: ઈજનેરી બાંધકામો વિ૦.*n.*The people:લોકો;લોકસમસ્ત;પ્રજા.*In* **p.**,openly:ખુલ્લી રીતે; લોકસમક્ષ;પ્રકટરીતે;સર્વના દેખતાં;ઉઘાડે;છચોક; ઉઘાડેછોગે. *Regard or deference to the* **p.**:લોકલજ્જા;જનલજ્જા;લોકેષણા.

**Publican,**(પબ્લિકન્ ) *n.* 1. A farmer of the taxes and public revenues:વાપરવેરો ઉઘરાવનાર.2.The keeper of an inn:પીઠાવાળો;કલાલ.

**Publication,** ( પબ્લિકેશન્ ) *n.*1. The act of publishing proclamation;divulgation;promulgation:પ્રકાશન;ઉદ્ઘાટન;પ્રકટીકરણ;જાહેરનામું.2.The act of offering a book to the public by sale:મુદ્રાંકિત લેખ પ્રકટીકરણ.3.That which is published:છપાઇ બહાર પડેલું ચોપાનિયું-ચોપડી-ગ્રંથ-પુસ્તક.4.An act done in puplic:જાહેરમાં કરેલું કૃત્ય.

**Publicist,**(પબ્લિસિસ્ટ્ )*n.*A writer on the laws of nature and nations:સૃષ્ટિ અને પ્રજાના કાયદા-ધર્મ ઉપર પુસ્તક લખનાર. 2. One who is versed in the science of public right,the principles of government, &c.: જાહેર હક્ક અને રાજ્ય પ્રકરણનાં નિયમમાં કાબેલ માણસ.

**Public-hand,** ( પબ્લિક્હૅન્ડ્ ) *n.* Help of the people: સર્વ લોકની મદદ;સાર્વજનિક મદદ.

**Public-house,** (પબ્લિક્હાઉસ્ )*n.* An inn:કલાલની દુકાન; પીઠું;વીશી.

**Publicity-ness,**(પબ્લિસિટિ-નેસ્ ) *n.*Notoriety;publicness:સૌના જાણ્યામાં હોવું તે; પ્રસિદ્ધિ;લોકપ્રસિદ્ધિ; જનપ્રસિદ્ધિ;પ્રખ્યાતિ.

**Public-spirited,** ( પબ્લિક્-સ્પિરિટેડ ) *a.* 1.Having a disposition to advance the interest of the community:હરકોઈનું કલ્યાણ કે હિત કરવાની બુદ્ધિવાળું;લોકમંડલ હિતેચ્છુ; લોકોપકાર બુદ્ધિવાળું; જનોપકાર બુદ્ધિવાળું; જાહેર હિમ્મતવાળું. 2. Dictated by a regard to public good: સાર્વજનિક હિતધ્યાનમાં રાખી કરેલું.

**Publish,**(પબ્લિશ્ )[L. *publico*, I publish.] *vt.*To make public;to divulge;to promulgate or proclaim:જાહેર ક૦;પ્રકટ-પ્રસિદ્ધ ક૦;બહાર-ઉઘાડું પાડવું;સૌને કહેતાં ફરવું;પ્રકાશ ક૦;પ્રકાશમાંલાવવું;લોકને જણાવવું.2.To make known by posting:જાહેર ક૦;પ્રસિદ્ધ ક૦.3.To print and issue from the press:કાઢવું; બહાર પાડવું;પ્રકટ ક૦;છાપીને પ્રસિદ્ધ ક૦;મુદ્રાંકિત ક૦.4.To utter or put into circulation:ચલાવવું; પ્રચલિત ક૦;વાપરવું.*To* **p.***a will*,to acknowledge it before the witness: સાક્ષીઓની સમક્ષ વસિયતનામું કબુલ ક૦-સ્વીકારવું.

**Publisher,** ( પબ્લિશર્ ) *n.* One who publishes:છાપી પ્રગટ કરનાર; પ્રસિદ્ધ કરનાર-કર્તા.

**Pucelage,**(પ્યૂસેલેજ્ ) *n.* Virginity:કુંવારાપણું-કન્યાવ્રતની સ્થિતિ;અવિદ્ધતા;અવિદ્ધાવસ્થા;કુમારીત્વ.

**Puck,** ( પક્ ) *n.* 1. A celebrated fairy:પરી.

**Pucker**(પકર્ )*vt.& vi.* To gather into small folds or wrinkles:કરચલી પાડવી-પડવી-થવી-વાળવી;-ની ગડી-કલ્લી-પાટલી પાડવી-થવી-વળવી;-ના વાટા વાળવા-વળવા. *n.*1. A fold; a wrinkle:કરચલી;કરચોલી;ગડી;કલ્લી; વાટો;સળ;ચીણ;ચૂણ. 2.Confusion; bother:ગુંચવણ;ઘોટાળો;માથાકૂટ.

**Pudder,** (પડર્ ) *vi.* To make a tumult; to splash; to potter; to meddle:ધાંધાટ-તોફાન કરવું;ધીંગાણું મચાવવું-થવું;વચ્ચે પડવું;હરકત ક૦.*vt.* To perplex;to confuse:ગભરાવવું; ગુચવણમાં નાંખવું;-ને માથાકૂટ કરાવવી. *n.* A bother;a tumult;turmoil; bustle:ધાંધાટ;તોફાન;ગોટાળો;ધાંધળ.

**Pudding,** ( પુડિંગ્ ) *n.* [ *Akin* to *pad*,a cushion.]1. A species of food of a soft or moderately hard consistence made of flour or meal with milk and eggs &c.:માવા જેવો નરમ કે જરા તેથી કઠણ લોટ;દુધ અને મેદાનો બનાવેલો પદાર્થ;એકજાતનું વિલાયતી મીઠું ભજીઉં. 2. Anything resembling pudding:પુડીંગને મળતો પદાર્થ. 3. An intestine;a sausage:આંતરડું;માંસ ભરેલી આંતરડાના કટકાની કોથળી. 4.Any food:ખોરાક;અન્ન;ભક્ષ્ય. **P**

વિષય વિષ સમાન છે.

*pie*,a pudding with meat baked in it:માંસ નાંખીને બનાવેલું પુડીંગ.**P.***time*,(*a*)the time of dinner:ભોજન સમય; જમવાનો વખત; રોટલા વેળા.(*b*)The nick of time; critical time:અણીનો વખત; એનનો સમય;બારીક વખત.

**Puddle,**(પડલ્ )*n*.1.A small quantity of dirty standing water;a muddy plash; a pond: તળાવડું; ખાબોચિયું;ગંદા-મેલા પાણીનું ખાબડું. 2.Clay:માટી.*vt*.1.To make foul: ગંદુ કરવું;મલિન-મેલું ક૰;ડોહોળી નાંખવું.2.To make dense or close: ઘટ ક૰; જાડું રગડ ક૰;માટી લગાડીને પાણી ન ઉતરે તેવું ક૰.3.To subject to the process of puddling:ભરતના લોઢાનું એકદમ પોલાદ થાય એટલા માટે ઘટ્ટ ક૰. *vi*. To make a dirty stir:રગડવું; ડોળવું.

**Puddling,**(પડલિંગ)*n*.1.The process of working clay,loam,pulverized ore &c., with water to render it compact: ચુનો, ઈંટો તથા કાંકરા વિગેરેનું મિશ્રણ કરી ઘટ્ટ કરવાની રીત. 2. The process of converting cast iron into wrought iron or steel:ભરતના લોઢાનું પોલાદ કરવાની રીત.

**Puddly,**(પડલિ) *a*. Consisting of puddles;foul;muddy: કાદવવાળું; મેલું; ગંદું; મલિન.

**Pudenda,** ( પ્યુડેન્ડે)*n. pl*.[L.*pudere*, to be ashamed]. The external organs of generation:ઉપસ્થ;ગુહ્યાંગ;યોની;ભગ;જનનેંદ્રિય.

**Puerile,**(પ્યૂરાઇલ્ )*a*. [L.*puer*, a child.]Boyish;trifling;childish; silly:છોકરવાદ;નાદાની ભરેલું; બાળબુદ્ધિનું; નાદાન; બાળોચિત;બાળકને યોગ્ય.

**Puerility,**(પ્યુરિલિટિ)*n*.1.The quality of being puerile; childishness;puerileness:બાળબુદ્ધિ; બાલિશ્ય;બાલિધર્મ. 2. That which is puerile:નાદાનીપણું;છોકરવાદી-વાદ.

**Puerperal,**(પ્યૂરપરૅલ્ )*a*.[L.*puer*, a boy & *pareo*, I bear.] Pertaining to child-birth:સુવાવડનું; પ્રસુતિનું;પ્રાસુતિક.

**Puff,**(પફ્ )*n*.1.(*a*) A sudden and single emission of breath from the mouth:ફુંક;ફુંકારો. (*b*) Any sudden or short flash of wind; a slight gust;a whiff:પવનનો સપાટો-ઝપાટો;પવનની લહેર.2. Anything light and filled with air: હવાથી ભરેલી હલકી ચીજ-વસ્તુ-પદાર્થ.(*a*)A puff ball: દડાના જેવું એક જાતનું ફળ.(*b*)A kind of light pastry:વિલાયતી પુરણપોળી.(*c*)A utensil or the toilet for dusting the skin or hair with powder:બાલ કે ચામડીપર ભુકી છાંટવાનો ગુચ્છો-દડો. 3.A exaggerated or empty expression of praise:વખાણ;ચઢાવણી;ભણગાં;મિથ્યા સ્તુતિ;બાકાં ફુંકવાં તે;સાતમે આસમાને ચઢાવવું તે.*vi*.1. To blow in puffs: ફુંફાટા મારવા. 2.To blow,as an expression of scorn:છીટછીટ ક૰; છીટકારવું. 3. To breathe quick and hard: ફુંફાટા મારવા;ખુબ હાંફવું.4.To swell with air: ફુલવું; ફુલીને દડો થવું. 5. To breathe in a swelling inflated manner: ફુફાં ક૰. *vt*.1. To drive with a puff:પવનનાસપાટામાં ઘસડી જવું.2.To repel with words:કાઢીમુકવું;તુચ્છકારી કાઢવું; ખીજને કાઢી મુકવું.3.To inflate:ફુલાવવું. 4. To inflate with pride:ફુલાવવું;ફુલણજી બનાવવું; ચઢાવવું; -થી ફુલવું-ફુલણજી બનવું.5.To flatter:ચઢાવવું; -નાં વખાણ ક૰; -નાં ભણગાં ફુંકવાં.*a*.Puffed up:ફુલાઈ ગએલું.

**Puffy,**(પફિ)*a*.1.Swelled with air: ઉપસેલું;ફુલેલું. 2. Inflated: ખાલી ભપકાદાર;પ્રૌઢાસરી.

**Pug,** (પગ )*vt*.1.To mix and stir when wet, as clay for bricks, pottery &c.:ગારો-કેલ ક૰;ગુંદવું.2. To fill or stop with clay by tamping:ધુળ-માટીથી બંધ કરવું.*n*. 1.Tempered clay:ગારો;ગુંદેલી માટી.2.A pug mill:માટીની ચક્કી;માટી કચરવાની ચક્કી.*n*.1.An elf: પિશાચ;ભુત.2. A name for a monkey:એક જાતનું વાંદરું. 3. A name for a fox:એક જાતનું શિયાળ.4.An intimate; a dear one: ભાઈબંધ; પ્રિય;પ્યારો.5.Chaff:અનાજનું ઝટકામણ;ભુસું.6.A prostitute:કસ્બાતણ;વેશ્યા;પાતર.7.A pug dog:વાંદરા જેવો કુતરો;વાંદરિયું કુતરું.

**Pugh,**(પૂ )*interj*.Pish ! pshaw ! : એહ! છીટ ! છટ !.

**Pugil,** (પ્યુજિલ્ )*n*.[L. *pugillum*, a handful.]As much as is taken up between the thumb and two first fingers:ચપટીભર;ચીમટો;ચપટી.

**Pugilism,** (પ્યુજિલિઝમ્ ) *n*. [Gr. *pugme*,a fist.] The practice of boxing,or fighting with the fist: ઠોંસાઠોંસી;ઠોંસાબાજી;મુક્કાબાજી.

**Pug-mill,**(પગ્-મિલ્ )*n*.A kind of mill for grinding and mixing clay,either for brick-making or the fine arts: ચુનો વાટવા-પીલવાની ચક્કી.

**Pugnacious,**(પગ્નેશિઅસ્) *a*. [L. *pugno*,I fight.]Fighting; quarrelsome:લડાઈખોર;યુદ્ધપ્રિય;લડવાડિયું;કલહકારી;કજીયાખોર;વિઘ્નસંતોષી.

**Pugnacity,**(પગ્નૅસિટિ)*n*.Quarrelsomeness:મારામારી કરવાનો સ્વભાવ.

**Puisne,**(પ્યૂની) *a*. [L.*port*, after, and *natus*,born.]1.Later in age, time,&c.:નાનું;ઉતરતું;પછીનું.2.Petty:હલકું;ગૌણ;ક્ષુદ્ર,3.Junior;associate:નાનો;કનિષ્ટ. *n*. One who is younger,or of inferior rank:નાનો માણસ;કનિષ્ટ; નીચી પદવીનો અમલદાર.

**Puissance,**(પ્યૂઇસન્સ)*n*. [L.*posse*, to be able. ] Power; strength; might:પરાક્રમ;બળ;પ્રતાપ;સામર્થ્ય; શૌર્ય.

**Puissant,**(પ્યૂઈસૅન્ટ્ )*a*.[L.*potens*, powerful. ] Strong; powerful; mighty: બળવાન; પરાક્રમી; સમર્થ; જબરદસ્ત;બલાઢ્ય;શૂરવીર.

**Puke,**(પ્યૂક્ )*vi*.To vomit;to spew: ઉલટી થવી; ઓકવું; નાંખવું. *vt*. To vomit up:ઓકારી કરવી;પાછુ નાંખવું. *n*.A medicine that causes vomiting:ઓકારી-ઉલટી કરવાની દવા.

**Puker,**(પ્યૂકર્ )*n*.1.One who vomits: ઉલટી કરનાર. 5. That which causes vomiting:ઉલટી કરાવે એવું ઓસડ;વમનકારક ઔષધ.

**Pulchritude,** (પલ્ક્રિટ્યૂડ) *n*. [L. *pulcher*,beautiful.] 1. Beauty; comeliness;loveliness;grace:સુંદરતા;લાવણ્યતા;શોભા;કાંતિ;રૂપ;રમણિયતા.2.Moral beauty:શોભા;સદ્ગુણ;ભૂષણ.

**Pule,**(પ્યૂલ)*vi*.[L.*pipio*,I pip. ] 1. To cry like a chicken:ઉંઉં-ચ્યુંચ્યું કર્યા કરવું.2.To whimper:(બાળક-છોકરાંએ)કજીઆ કરવા.

**Pull,**(પુલ્)*vt*.[A.S.*pullian*.] 1.To draw; to draw forcibly : તાણવું; ખેંચવું;-ને આંચકો આપવો-મારવો; હોરી લેવું;માગી લેવું.2.To tear; to rend:ફાડી-ચીરી નાખવું;છિન્નભિન્ન કરી

નાંખવું;-ના કકડા કરી નાંખવા. 3.To pluck:તોડવું;ચૂંટવું;તોડી લેવું;કાઢવું.4. To move by the motion of drawing towards one: ખેંચવું; ચલાવવું.5.To hold back,and so prevent from winning : અટકાવવું; ખેંચી રાખવું.6.To make,as a proof or impression: ચાંપવું; દાબી-છાપી કહાડવું.7.To strike the ball in a particular manner:અમુક રીતે ક્રીકેટમાં બોલ મારવો.*To* **p.**&*haul*,to draw hither & thither:તાણાતાણ-ખેંચાખેંચ કo;આમ તેમ ખેંચવું. *To* **p.***down*,to demolish;to degrade;to destroy: તોડી પાડવું; ઉખેડી નાંખવું;ઉતારી નાંખવું-પાડવું;ભાંગી પાડવું-નાંખવું;ઉંધુ વાળવું;હલકુપાડવું;-નું માન ભંગ કo;-નું માન તોડવું -ઉતારવું.*To* **p.***off*,to draw off: ખેંચીને જુદું પાડવું;તોડી-વીણી લેવું;ખુંટી લેવું.*vi.*To tug:જોર વાપરવું; આંચકો મારવો;જોરથી ખેંચવું.*To* **p.***up*, to draw the reins ; to stop; to halt:-ની લગામ ખેંચી રાખવી; થોભાવવું;અટકાવવું;રાખવું.*To* **p.***through*, to come successfully to the end: પસાર થઇ જવું;બહાર નીકળી જવું;નિર્વિઘ્ને વટાવી જવું. *n.* 1. The act of pulling or drawing with force: આંચકો;આકર્ષણ;વિકર્ષણ.2.A struggle:લડાઇ;કેશાકેશ;બાઝંબાઝા. 3.A pluck : તોડવું તે. 4. A knob or handle by which anything is pulled: હાથો; ખેંચવાનો પદાર્થ. 5. The act of rowing:હલેસાં મારવાં તે;હલેસું.6.The act of drinking: ઘુંટડો. 7.An advantage : ફાયદો; લાભ.8.A kind of stroke by which a leg ball is sent to the off side: એક તરેહનો દડાને ગેડીનો ફટકો.

**Pullet,** ( પુલેટ્ ) *n.* [L. *pullus*, a young animal.] A young hen: નાની મરઘી-કુકડી.

**Pulley,**(પુલી)*n.*[Gr.*poleo*,I turn.] A wheel with a broad rim for transmitting power:ઘરેડી;કપ્પો; કપ્પી;ગરગડી;ફરકડી.*vt.* To raise or lift by means of a pulley: ઘરેડીથી ઉંચું ચડાવવું.

**Pullulate,** (પલ્લ્યુલેટ્ )*vi.* [L.*pullulo*,I sprout.] To germinate; to bud:અંકુર ફુટવો;કળી નીકળવી.

**Pulmonary,** ( પલમૉનરિ ) *a.* [L. *pulmo*,a lung. ] Pertaining to the lungs:ફેફસામાંથી કાઢેલું-નું-સબંધી.

**Pulp,**(પલ્પ્ )*n.* [L. *pulpa*, flesh.] A moist,slightly cohering mass, consisting of soft, undissolved animal or vegetable matter;the soft part of a fruit:ગર;ગર્ભ;મગજ; ગળ;માવો;દળ.*vt.* 1. To reduce to pulp:માવો-ગર કરવો.2.To deprive of the pulp:માવો-ગળ જુદો પાડવો.

**Pulpit,**(પુલ્પિટ્ )*n.*[L.*pulpitum*, a platform of boards.]1.An elevated place in a church in which the clergyman stands while preaching:ભાષણ કર્તાની બેઠક-આસન;ઉપદેશાસન;વ્યાસાસન. 2. The whole body of the clergy: પાદરી લોકો.3.A desk for an orator: ભાષણ કર્તાનું આસન.*a.*Pertaining to the pulpit:બેઠક-આસન સંબંધી.

**Pulpous-py,** ( પલ્પસ્-પિ )*a.*Containing pulp:માવાદાર;દળદાર;ગરદાર;નરમ.

**Pulsate,**(પલ્સેટ )*vi.*[L.*pulso*,from *pello*, I beat. ] To throb as a pulse:નાડી તથા રક્તાશયનું ધડકવું.

**Pulsation,**(પલ્સેશન ) *n.* A beat of the pulse:નાડીનો ધબકારો.2.A single beat or throb of a series: ધબકારો; સ્ફુરણ. 3. A stroke by which some medium is affected:મધ્યસ્થસાધનભૂત પદાર્થની ગતિમાં ફેરફાર કરનાર હડસેલો-આંચકો-વેગ.4.Any touching of another's body willfully or in anger: જાણી જોઇને અગર ગુસ્સામાં પારકા શરીરને અડકવું તે.

**Pulsative,**(પલ્સેટિવ )*a.*Beating; throbbing:ધબકનારૂં.

**Pulse,** (પલ્સ્ )*n.*[L.*puls*,a thick pap.]Leguminous plants,or their seeds: કઠોળ; વટાણા; ચણા વિo શેષ્યાન્ન.*n.*[L.*pello*,I beat.] 1.The beating of the heart: નાડીઓનો ધબકારો.2.Impulse;beat; movement:ધબકારો;હડસેલો;વેગ;ગતિ.*To feel one's* **p.**,(*a*)to ascertain its condition by the sense of feeling:નાડી પરીક્ષા કo;(*b*)hence, to sound one's opinion: ચાંપી જોવું; -ના મનનું વલણ જોવું; -નું મન વરતી જોવું.*vi.*To pulsate: નાડીનું ધબકવું. *vt.*To cause to pulsate: નાડી ધડકાવવી.

**Pulsion,**(પલ્શન્ ) *n.* [L. *pello*, I drive.] The act of driving forward:આગળ હડસેલવું તે.

**Pulverable,**(પલ્વરૅબલ્ )*a.* Capable of being reduced to fine powder: બારીક ભુકો થાય એવું; ચૂર્ણીકરણ યોગ્ય.

**Pulverization,** (પલ્વરિઝેશન )*n.* The action of reducing to dust or powder:બારીક ચુરો કરવો તે; ચૂર્ણીકરણ.

**Pulverize,**(પલ્વરાઇઝ્ )*vt.*[L.*pulvis*, dust. ] To reduce to fine powder: ઝીણો ભુકો કરવો;ચૂર્ણ કo. *vi.*To become reduced to powder: ઝીણો ભુકો થવો.

**Pulverulent,** પલ્વર્યૂલેન્ટ ) *a.* [L. *pulvis*,dust.]Covered with dust; powdery:ઝીણીભુકી જેવું;ચૂર્ણમય.

**Pulvil,**(પલ્વિલ્ )*n.*A sweet-scented powder:ખુશબો; સુગંધી.*vt.* To apply pulvil to:ખુશબોદાર કરવું.

**Puma,**( પ્યુમે ) *n.* The American lion:અમેરિકાનો સિંહ.

**Pumice,**(પ્યુમિસ્ )*n.* [L. *pumex*, akin to *spuma*, foam.]A very light porous volcanic scoria, usually of a gray color:જ્વાળામુખીમાંથી નીકળતો ઝીણો સુરાખદાર પથ્થર જેવો પદાર્થ. [**Pommel.**

**Pummel,**(પમેલ્ )*n.*& *vt.*Same as

**Pump,**(પમ્પ્ )*n.*A low shoe with a thin sole:હલકો જોડો.*n.*An hydraulic machine,variously constructed for raising fluids: બંબો;જળયંત્ર.*vt.*1.To raise with a pump:બંબાથી ચડાવવું.2.To draw water from:-માંથી પાણી કાઢવું. 3. To draw out or obtain as secrets or money: જાણવું; લેવુ ; -નું મન જાણી લેવું;વાતો કહીને-વાતમાં ને વાતમાં કઢાવવું. *vi.* To work a pump:બંબો ચલાવવો.

**Pumpkin,**(પમ્પકિન ) *n.* A well-known trailing plant and its fruit:કહોળી-ળું;કહોળાનો વેલો;કુષ્માંડ.*Long white* **p.**:દુધી;દુધીનો વેલો.

**Pun,**(પન્ )*vt.*To pound:વાટવું;ભુકો કo.*n.* A play on words which have the same sound but different meanings;a quibble: શબ્દ-શ્લેષ;શ્લેષ;શ્લેષોક્તિ; શબ્દવિનોદ. *vi.*To make puns;to play upon words:દ્વિઅર્થી શબ્દ કહેવો;શબ્દ વિનોદ કo; શ્લેષોક્તિ કo. *vt.* To persuade or affect by a pun:શ્લેષોક્તિથી સમજાવવું-કામ સાધી લેવું.

**Punch,**(પંચ )*n.*[*Skr. panchan*,

લોભીના કરમમાં ધૂળની ધૂળ.

five.]A beverage composed of wine or distilled liquor, water, sugar, and the juice of lemon, with spice or mint: પંચદારૂ. *n.* The buffoon or harlequin of a puppet show: પુતળાની રમતમાંના રંગલા-વિદૂષક.*n.*1.A short,fat,fellow:ઠીંગણો અને જાડો પુરૂષ.2.One of a breed of large heavy draught horses:એકજાતના કદાવર ભાર ખેંચનારો ઘોડો.*vt.*[L. *pungor*, I prick.]To thrust against:-માં ગોદો મારવો;ઘોચવું.*n.*A thurst:ગોદો;ઠોંસો;મુક્કો.*n.* A tool,usually of steel variously shaped at one end for different uses and either solid for stamping or hollow & sharp-edged for cutting out blanks: જેહે પાડવાનું ઓજાર;વે;પંચ.ઇ.A prop, as for the roof of a mine:થાંભલો; ટેકો; આધાર. *vt.* To perforate or stamp with an instrument by pressure:ઓજારથી કાણું-જહે પાડવાં; વેધું પાડવું;પંચક૦.

**Punchbowl,**(પંચબોલ્ )*n.*A large bowl in which punch is made: પંચદારૂનો પ્યાલો.

**Puncheon,**(પંચન્ )*n.* [L.*punctio*,a pricking. ] 1. A figured stamp, die or punch,used by goldsmiths,cutlers &c.:ઓજું;બીબું.2.A short, upright piece of timber in framing;a short post: ચોકઠું;ખીલો.A split log or heavy slab with the face smoothed: રંધો મારી સાફ કરેલું લાકડાનું ગચ્છિયું. 4.A cask containing sometimes 84, sometimes 120 gallons:૮૪કે૧૨૦ ગ્યાલનનું માપ;પીપ.

**Punchinello,** ( પંચિનેલો ) *n.* A punch;a buffoon: તરકટીઓ; રંગલો;મશ્કરો.

**Punctilio,** ( પંક્ટિલિઓ ) *n.* [L. *punctum*,point.] A nice point of exactness in conduct, ceremony, or proceeding; particularity or exactness in forms:સૂક્ષ્મવર્તન નીતિ;વિનયવર્તન રીતિની સૂક્ષ્મતા;ઝીણવટ;વર્તનાચાર;સૂક્ષ્મતા;સૂક્ષ્મનિયમ;સભ્યતાની બારીક બીના.

**Punctilious,**(પંક્ટિલિઅસ્)*a.*Attentive to punctilio;precise;exact in the smallest particulars: આદરમાનની બાબતમાં ધ્યાન આપનાર;આદરો પચારનિષ્ઠ;સૂક્ષ્મશતાકારદર્શી; ઝીણું;ચિકણું;દૂધમાંથી પોરા કાઢે એવું.

**Puncto,**(પંક્ટો)*n.*1.A nice point of form or ceremony:સૂક્ષ્મવર્તનનીતિ.

**Punctual,**(પંક્ટ્યૂઅલ્)*a.*[L.*punctum*, point.] 1. Limited to a point;unextended: વેળાશર; મુદત ચુકવા ન દેનાર;સમય રક્ષક-નિષ્ઠ;સામયિક.2.Precise:બરાબર;ચોકસ;સમયવેધી-સેવી;વચનનિષ્ટ.3. Done at a regular time: વાયદા પ્રમાણે-બરાબરવખતે કરેલું-આપેલું.

**Punctuality,**( પંક્ટ્યૂઍલિટિ ) *n.* The state of being punctual : વખતસર જવું તે;કાલપાલન;સમયસેવન;સમયસેવા;નિયમસરપણું;સમયસેવિતા;સમયાનું વર્તન.

**Punctuate,**(પંક્ટ્યૂએટ્)*vt.*To mark with points:વિરામચિન્હ મુકવાં.

**Punctuation,** (પંક્ટ્યૂએશન્ ) *n.* The act or art of punctuating or pointing a writing or discourse:વિરામચિન્હ.

**Puncture,**(પંક્ટચૂર )*n.* [L.*pungo*,I prick.]1.The act of puncturing:કાણું પાડવું તે.2. A small hole made:કાણું;છીદ્ર;છેદ;જહે; દાંત; ડંખ.*vt.*To prick:કાણું પાડવું;કરડવું;ડંખવું.

**Pungency,**(પંજેન્સિ ) *n.* Sharpness; keenness: તીક્ષ્ણતા; તીવ્રતા; તીખાશ;પ્રખરતા;ઉગ્રતા;ચંટતા;કટુતા.

**Pungent,**(પંજેન્ટ્ )*a.* [L. *pungo*, I prick.]Pricking;biting;acrid: તીવ્ર.તીક્ષ્ણ;તીખું;ઝમઝમાટ.2. Painful;severe:કલેજે કાણું પડે એવું;તીવ્ર;મરચાંલગાડે એવું;મર્મ ભેદી; મર્મવેધી;કટવું.3.Hard and sharp:તીણું; તીવ્ર;ઉગ્ર;કઠોર.

**Punic,**(પ્યૂનિક્ )*a.*[L.]1.Pertaining to the ancient Carthaginians: કાર્થેજીનીઅનલોકનું-સંબંધી.2.Faithless:દગલબાજી-છેતરપંડાનું ભરેલું.

**Puniness,**(પ્યૂનિનેસ )*n.*The quality or state of being puny; feebleness:નાનાપણું;ક્ષુદ્રતા.

**Punish,** (પનિશ્ ) *vt.* [ L. *pœna*, penalty.]1.To impose a penalty upon:સજા-શિક્ષા કરવી; નશિયત આપવી. 2. To inflict a penalty for upon the offender :-ને માટે સજા કરવી;નશિયત-શાસન આપવું.3. To injure, as by beating:-ને શાસન આપવું; શિક્ષા ક૦;મારવું.

**Punishable,**(પનિશેબલ )*a.*Capable of being punished by law or right:શિક્ષા પાત્ર;દંડનીય;દંડાર્હ; તાડનીય;શિક્ષણીય;શિક્ષાર્હ.

**Punishment,**(પનિશ્મેન્ટ્ )*n.*1.The act of punishing:સજા કરવી તે;શાસન;તાડન. 2.Any pain inflicted on a person because of a crime: શિક્ષા;દંડ;સજા;શાસન;તાડન;નસિયત; શિક્ષણ;નિગ્રહ. 3.A penalty inflicted by a court of justice: શિક્ષા; સજા.*Capital* **p.**:દેહાંતદંડ; પ્રાણાંતદંડ;ફાંસીની સજા.*Corporal* **p.**:દેહદંડન;શારીરદંડ*Fear of* **p.**:દંડ ભીતિ.

**Punition,** (પ્યૂનિશન્ ) *n.* Punishment:સજા;દંડ;શિક્ષા.

**Punitive,** (પ્યૂનિટિવ્ ) *a.* Pertaining to punishment; involving or afflicting punishment:દંડ આપનારૂં;શિક્ષાનું; દંડ વિષયક-સંબંધી.

**Punitory,** (પ્યૂનિટોરિ) *a.* Punishing;punitive:દંડ-શિક્ષા આપનારૂં.

**Punster,** ( પન્સ્ટર ) *n.* One who puns or is skilled in punning; a quibbler : શબ્દની રમૂજ કરનાર; સશ્લેષવકતા-વાદી; વાગ્વિનોદી.

**Puny,**(પ્યૂનિ)*a.*Inferior;petty: નબળું;દુબળું;નાનુ ક્ષુદ્ર;પામર;હલકું;અલ્પ.*n.*A youth;a novice:જુવાનીઓ.

**Pup,**(પપ્ )*n.* [L.*pupus*, a child.] A puppy:કુરકુરીઉં;બોટીલું. *vi* To bring forth whelps:બોટીલાં-કુરકુરીઆં જણવાં-આવવાં.

**Pupa,**(પ્યૂપે)*n.*[L.*pupa*,girl.]Any insect in that stage of its metamorphosis which usually immediately precedes the adult, or imago,stage: કોશેટાવાળો કીડો; ચેળ. 2.A genus of air-breathing land snails having an elongated spiral,shell:કોશેટું;એકજાતનો છવડો.

**Pupil,**(પ્યૂપિલ્ )*n.*[L.*pupilla*,the pupil of the eye.]The aperture in the iris: આંખની કીકી-પૂતળી-તારો.*n.*[L.*pupus*,boy.]A scholar; a disciple:શિષ્ય;નિશાળીઓ; ચેલો; વિદ્યાર્થી. 2. A person under a guardian;a ward:વાલીના હાથનીચે મુકેલું માણસ;સગીર.3. A boy or a girl under the age of puberty: કાચી ઉમરનો છોકરો અગર છોડી.

**Pupilage,**(પ્યૂપિલેજ્ )*n.*The state of being a pupil: શિષ્યતા;નિશાળીઆપણું;શિષ્યદશા-ત્વ;શિષ્યાવસ્થા.

**Pupilary,**(પ્યૂપિલેરિ)*a.*1. Pertaining to a pupil or ward:ચેલા-શિ-

બ્યને લગતું. 2.Pertaining to the pupil of the eye : આંખની કીકી-તારાને લગતું.

**Puppet,**(પપેટ્)*n.*[L.*pupa*,a girl.] 1.A small image in the human form;a doll:ઢીંગલું;પૂતળું;ઢીંગલી.2. A similar figure moved by the hand;a wooden actor in a play: બાવલું;પૂતળું;કળાસુત્રની પૂતળી.3.A tool;one controlled in his action by the will of another:-નું રમકડું;પૂતળું; સાધન. 4. The upright sppport for the bearing of the spindle in a lathe:સંધાડાની ચાકનો ઊભો ટેકો. **P.***play*,**p.***show*, a mock drama:પુતળાંનો નાચ-રમત.

**Puppy,**(પપિ)*n.*[*pupa*,doll.]1.The young of a canine animal:કુરકરીઉં;મોટીલું.2.A name of contemptuous reproach for a conceited and impertinent person:મિટસાઇ વાળું માણસ; અતિશે હલકી બુદ્ધિનું-તોરવાળુ માણસ;અચ્ચાઇ;બચ્ચારાંમ. *vi.* To bring forth whelp: કુરકુરીઆને જન્મ આપવો-જણવું.

**Puppism,**(પપિઝમ્ )*n.* Extreme meanness;affectation or impudence:મિટસાઈ;હલકી બુદ્ધિ;તોર;ઉદ્ધતાઈ.

**Pur,**(પર્ )*vi.*To utter a low sound like a cat:મ્યાંઉ મ્યાંઉ કo. *vt.* To signify or express by purring: મ્યાંઉ મ્યાંઉ કરી સમજાવવું.*n.*The low, murmuring sound made by a cat to express pleasure:બિલાડીનો અવાજ;મ્યાંઉ મ્યાંઉ.

**Purblind,**(પર્બ્લાઇન્ડ )*a.*1.Wholly blind:તદ્દન આંધળો; આંધળું ધબ્બ. 2.Dimsighted; seeing obscurely:મંદદૃષ્ટિનું;ઝાંખું દેખનાર;આંધળું ધુંધળું.

**Purchase,**(પર્ચેસ્)*vt.*[F. *pur*,for &*chassar*,to chase.] 1. To pursue and obtain;to gain; to acquire:પ્રાપ્ત કo;સંપાદન કo;મેળવવું; લાભવું.2.To buy for a price: વેચાતું લેવું;ખરીદવું;ખરીદ કo. 3.To obtain by any outlay,as of labor: સંપાદન કo;-ને પ્રાપ્ત થવું;આણી આપવું;તરફ ખેંચી લાવવું. 4. To expiate by a fine or forfeit: દંડ-શિક્ષા વિગેરેથી પ્રાયશ્ચિત્તરૂપ કo.5. To acquire by any means:પ્રાપ્તી થવી;પ્રાપ્ત કo;ઉપાર્જન કo. *vi.*1. To strive:યત્ન-પ્રયત્ન-પ્રયાસ કo. 2.To acquire wealth or property:પૈસો મળવો;-ને પ્રાપ્તી થવી;સંપાદન કo;મળવું;પ્રાપ્ત થવું.*n.*1.The act of seeking anything:સંપાદન;પ્રાપ્તિ;ગ્રહણ; ગ્રાહ્ય.2. The act of seeking and acquiring property:લાભ;લબ્ધિ.3. Buying for money:ખરીદી;ક્રય;ખરીદ.4.Property;possession:માલ; મિલકત;સોદો;ખરીદી.5.That which is obtained for a price in money or its equivalent : ખરીદી; વેચાણ. 6. Any mechanical hold: બહારથી લાગેલું જોર;ટેકો;લાગ.7.Acquisition of lands by other means than descent: સ્વોપાર્જિત મિલ્કત.**P.***money*,money paid for anything bought:મૂલ;કિંમત.**P.** *criminal*,robbery;ચોરી.*His life is not worth a day's* **p.**,he will not live a day, or is in imminent peril:તે ઘડીપળ-સાહેત છે;એક દહાડો પણ જીવે તેમ નથી.

**Purchaser,**(પરચેસર્ ) *n.* 1. One who purchases:ઘરાક;ખરીદનાર.2. One who acqires an estate in lands by his own act:સ્વોપાર્જીત કરનાર.

**Pure,**(પ્યૂર્ )*a*[L.*purus*,pure.] 1. Free from mixture or combination;clean;clear; mere; simple; unmixed:સાફ;સ્વચ્છ;નિર્મળ;નિતરું; ભેગ-ભેળવિનાનું;ચોખ્ખું;શુદ્ધ; વિશુદ્ધ; વિમલ;કેવળ;એકલું;નર્યું.2. (*a*) Free from moral defilement or guilt: પવિત્ર;શુદ્ધ;નિર્દોષ; નિષ્કલંક; નિષ્પાપ;વિશુદ્ધ; સાત્વિક; અલિપ્તશુદ્ધાત્મા; સાધુ;પાક;કેવળ શુદ્ધસત્વ;નેક. (*b*)Innocent;guileless;chaste:ચોખ્ખું; પવિત્ર;શુદ્ધ;પાક;પાકસાફ;સતી;સાધ્વી;અસ્પૃષ્ટા;અક્ષત યોનિ.3.Genuine; perfect:શુદ્ધ;ખરું;સત્ય;કેવળ;યથાર્થ; વાસ્તવિક;નિર્વિકાર; અપભ્રંશ ન હોય એવું;અપશબ્દ રહિત-શૂન્ય-વિનાનું;અસલ;ચોખ્ખું;અદૂષિત;નિષ્પાપ;શુદ્ધબુદ્ધિનું.4.Fitted for holy services: શુદ્ધ;પવિત્ર;અદૂષિત.5.Of a single, simple sound or tone:એક રાગનું. **P.**-*impure*,totally impure:તદ્દન અશુદ્ધ-અપવિત્ર.**P.** *mathematics*: ગણિત બીજ શાસ્ત્ર.

**Purgation,**(પર્ગેશન્)*n.*1.The act of purging:કચરો કાઢી સાફ કરવું તે; શુદ્ધિકરણ.2.The clearing of once's self from a crime of which one is publicly suspected and accused:દોષ-પાપ નિવારણ;નિર્દોષકરણ.

**Purgative,** (પર્ગેટિવ્ ) *a.* Having the power or quality of purging;cathartic:જુલાબ લાગે એવું;રેચક; શોધક; સારક. *n.* A purging medicine;જુલાબ;રેચ;વિરેચન.

**Purge,**(પર્જ )*vt.*[L.*purus*,pure,& *ago*,I make.]1.To cleanse,clear or purify:-માંથી કચરો કાઢી નાંખવો; શુદ્ધ-સ્વચ્છ કo;ચોખ્ખુંચટ કરવું.2.To operate on as a cathartic medicine:-ને જુલાબ લાગવો;મળશુદ્ધિ કo; રેચઆપવો; -થીરેચ થવો-લાગવો-આવવો;પેટ આવવું. 3.To clarify: સાફ કo;ગાળવું;સ્વચ્છ કo.4.To clear of sediment: કચરો કાઢી સાફ કo. 5. To clear from guilt or from moral or ceremonial defilement: નિર્દોષ કo;મોકળું કo; નિર્દોષ ઠેરવવું. 8.To clear from accusation:નિર્દોષ ઠેરવવું.7.To wash away:ધોઈભુંસી નાંખવું.*vi.*1. To become pure: ચોખ્ખું થવું.2.To produce frequent evacuations from the intestines: જુલાબ લાગવો;પેટ આવવાં;ઝાડા થવા. *n.*1.The act of purging: જુલાબ લાગે તે;જુલાબ;રેચ.2.That which purges;a cathartic:જુલાબ; રેચ; વિરેચન.

**Purging,** (પર્જિંગ )*n.* The act of cleansing:શુદ્ધ કરવું તે;શુદ્ધિકરણ.2. Diarrhea:ઝાડા થવા તે;અતિસાર;સંઘરણી;મોરચી.*a.*That purges;cleansing:શુદ્ધિકર;રેચક;જુલાબ થાય એવું.

**Purification,** ( પ્યૂરિફિકેશન્ ) *n.* The act of purifying: શુદ્ધકરવુંતે; વિશુદ્ધીકરણ;વિમલીકરણ.2.The operation of cleansing ceremonially:શોધન;શુદ્ધીકરણ;શુદ્ધિ;સંશુદ્ધિ; પ્રક્ષાલન; માર્જન. 3. A cleansing from guilt:નિર્દોષ કo તે;નિર્દોષીકરણ.

**Purificatory,**(પ્યૂરિફિકેટૉરિ)*a.*Serving or tending to purify;purificative: જેથી શુદ્ધ-પવિત્ર થાયએવું; શુદ્ધ કરે તેવું;શોધક;વિશોધક;સંશોધક; શોધન-વિશુદ્ધિકારી-કર્ત્તા; મલાપકર્ષક;પવિત્રકારક; પાવન;પાપવિનાશી.

**Purifier**(પ્યૂરિફાઇઅર્ )*n.*One who purifies;a cleanser;a refiner:સાફ કરનારો;શોધનકર્ત્તા.

**Puriform,** (પ્યૂરિફૉર્મ્ ) *a.* In the form of pus:પરું જેવું-ને મળતું.

**Purify,** (પ્યૂરિફાઈ) *vt.* [L. *purus*, pure & *facio*, I make. ] 1. To make pure:ચોખ્ખું-સ્વચ્છ કo; કોઈ

પ્રયોગથી સુધારવું-સમારવું-ચોખ્ખું-સ્વચ્છ ક૦; શોધવું;-નું શોધન ક૦;-ને સંસ્કાર આપવો; મેલ કાઢી નાંખવો;-નો મળ સાફ ક૦.2.To free from guilt or moral defilement: ગુન્હામાંથી નિર્દોષ ક૦; શુદ્ધ ક૦;-માંથી મેલ-પાપ કાઢી નાંખવો-નીકળી જવો; નિર્મલ-પાપ રહિત ક૦.(*a*)To free from ceremonial or legal defilement:-ની શુદ્ધિ ક૦;શુદ્ધ-પવિત્ર ક૦; ગુન્હામાંથી મુક્ત-નિર્દોષ ક૦.(*b*) To free from barbarism: પરભાષાના શબ્દ કાઢી નાંખી સ્વચ્છ ક૦;અપ્રચલિત-કિંવા અયોગ્ય પ્રયોગના શબ્દ કાઢી નાંખવા;શોધવું;-નું શોધન ક૦;સંસ્કૃત ક૦.*vi.* To grow pure:નિર્મલ-ચોખ્ખું થવું.

**Puritan,**(પ્યુરિટન્)*n.* 1. One who opposed traditional and formal usages,and advocated simpler forms of faith and worship:એકલું બાઈબલમાંજ કહેલું માનનાર માણસ; રાજસ્થાપિત ભક્તિપ્રકાર નહીં માનનાર.2.One who is scrupulous and strict in his religious life:પોતાનો ધર્મ ચૂસ્તપણે પાળનાર.*a.* Pertaining to the Puritans:પ્યુરીટન સંબંધી.

**Purity,** (પ્યુરિટિ) *n.* [L. *purus*, pure.] The condition of being pure:સ્વચ્છતા;નિર્મળતા;ચોખવટ.(*a*) Freedom from foreign admixture:નિર્વિકારતા;શુદ્ધતા;શુદ્ધ સત્વતા. (*b*)Cleanness:શુદ્ધતા.(c)Innocence;chastity: નિષ્પાપતા; નિર્દોષતા; પાકદીલી;નેકી;ચોખ્ખાઈ;પવિત્રતા;પાકસારી; સાધ્વીત્વ; અપાપતા; પતિ-પત્નિવ્રતપણું;શીળ;શિયળવ્રત.(*d*)Freedom from improper motives: શુદ્ધવિચાર-મનસા; કેવળ શુદ્ધબુદ્ધિતા; નિષ્પાપતા; સાધુતા. (*e*) Freedom from foreign idioms or improper words or phrases:અપપ્રયોગ રહિતપણું;શુદ્ધતા;ભેગ રહિતપણું; ભાષા શુદ્ધી;શુદ્ધ ભાષા.

**Purl,** (પર્લ્ )*vt.* To decorate with fringe or embroidery: ભરતથી સુંદર કરવું-શણગારવું.*n.*1.An embroidered and puckered border:ભરતભરેલી તોઇ-રીત. *vi.* 1. To run swiftly round:ખળખળ કરવું;ખળખળ કરતાં વહેવું.2.To rise in circles, ripples or undulations;to curl; to mantle: ભમરા આવવા-વળવા; પાણીની વમળ આવવી; કુંડાળાં ઉપરાઉપરી આવવાં.*n.*1.An eddy;a ripple:ભમરો; આવર્ત. 2. A gentle murmur, as that produced by the running of a liquid among obstructions: ખળખળ વહેવું તે;ખળખળાટ.3.Malt liquor medicated or spiced:જવનો મસાલાદાર દારૂ.

**Purlieu,**(પર્લ્યૂ )*n.*[F.*per*,pure & *lieu*,place.]1.The ground near a royal forest:રાજાના મૃગયાવનની પાસેની જમીન.2.Outer portion of any place;environs;neighbourhood:પાડોશ;આજુ બાજુનો ભાગ.

**Purling,**(પર્લિંગ્ )*n.*The motion of a small stream running among obstructions:ખળખળાટ.

**Purloin,**(પર્લૉઇન્ )*vt.*To take by theft; to steal; to filch:-નો હાથ મારવો;છાનામાનાં ચોરવું.*vi.*To practice theft:હાથ મારવો-ફેરવવો;વસ્ત્રલોચન કરીજવું;ધાબમારી જવી.

**Purparty,**(પર્પાર્ટિ)*n.*A share of an estate allotted to a coparcener:અંશ;ભાગ;વાંટો:હિસ્સો.

**Purple,**(પર્પલ ) *n.*[ L. *Purpura*, purple.]1. A color formed by a combination of the primary colors,red and blue:જાંબુઓ રંગ. 2. (*a*) Cloth dyed a purple color,or a garment of such color: જાંબુડા રંગનો જામો;જબ્બો.(*b*) The purple robe or mantle worn by Roman Emperors: રોમન શહેનશાહોનો ઝબ્બો. 3. (*a*) Imperial sovereignty; royal rank, dignity or favour: શહેનશાહત; બાદશાહી; રાજ્યાધિકાર; રાજપદની-મહત્તા.(*b*)Great wealth; exalted station:શ્રીમંતાઇ;ધનાઢ્યતા;ઉંચ્ચ-સ્થિતિ-પંક્તિ.As,*he was born in* **p.**:તે ગર્ભશ્રીમંત હતો.4.A cardinalate(see *cardinal.*)5.Any species of large butterflies usually marked with purple:પતંગિયું.6. Any shell of the genus Purpura: શંખલો. 7. A disease of wheat:ગેરૂ;ઘઉંનો રોગ-શળો. *a.* 1. Exibiting the color called purple;of a deep red color: જાંબુઓ રંગ બતાવતું;ધૂમ્ર;ધૂમલ;નીલલોહિત;જાંબુડીઉં;જાંબુરંગી.2.Regal:બાદશાહી; રાજકીય;શ્રીમંતાઈનું.3.Bloody: લોહી જેવું;લોહીવર્ણી.*vt.*To make purple: જાંબુઆ રંગનું કરવું.

**Purport,**(પરપૉર્ટ્ )*n.* [ L. *pro*, & *porto*,I bear.] 1. Meaning; import;tenor:મતલબ;અભિપ્રાય;ભાવ; ખુલાસો;તાત્પર્ય;હાંસલ;આશય; ભાવાર્થ;અર્થ;તાત્પર્યાર્થ.2.Disguise; covering:ઢાંકણ;આચ્છાદાન;વેશ;રૂપ.*vt.* To intend;to mean;to signify: મતલબ-સાર હોવો; આશયહોવો;-નો ભાવ-ભાવાર્થ હોવો; ઇરાદો -મનસુબો રાખવો હોવો.

**Purpose,**(પરૂપસ્ )*n.* [L.*pro*, before & *pono*,I place.]1. Plan;intention;view;aim;design:ધારણા; વિચાર;મતલબ;ઉદ્દેશ;અર્થ;હેતુ;અભિપ્રાય;આશય;સંકલ્પ; તાત્પર્ય; ઇચ્છા; આકાંક્ષા.2. Proposal to another: દરખાસ્ત. 3. Example; instance: દાખલો; અર્થ. *In* **p.**, *of* **p.**,*on* **p.**, with previous design; intentionally:આગળથી વિચાર કરીને-રાખીને;જાણી જોઈને;જાણીબુઝીને; વિચાર-ધારણા-હેતુથી; મુદ્દામ. *For this* **p.**: આટલા માટે;આ કારણને માટે.*Of unfailing* **p.**:સત્ય સંકલ્પ.*To no* **p.**: વૃથા;વ્યર્થ; નિર્થક. *One who has effected his* **p.**:કૃતકૃત્ય; કૃતાર્થ. *vt.*1. To design;to resolve:વિચાર કરવો-રાખવો;ધારવું;-નો વિચાર હોવો;સંકલ્પ ક૦.*vi.*To discourse:વિચાર હોવો.

**Purposeless,**(પરૂપસ્લેસ્ )*a.*Having no purpose or result:objectless:નિર્થક; નકામું; મતલબ વિનાનું; ઉદ્દેશ રહિત.

**Purposely,** (પરૂપસ્લિ) *adv.* with purpose or design: જાણી જોઈને-બુઝીને;ઇચ્છાપૂર્વક;બુદ્ધિપુર્વક.

**Purr,**(પર્ )*vi.* & *vt.* To murmur as a cat:મિયાઉં મિયાઉં ક૦.*n.*The low murmuring sound made by a cat:ધીમો અવાજ;મ્યાઉં મ્યાઉં.

**Purse,**(પર્સ્ )*n.*1.(*a*)A small bag: વાટવો;કોથળી;થેલી;વાંસળી.(*b*)A wallet;a pocket-book:પાકીટ;થેલી;ઝોળી.2.A treasury;finances:ખજાનો; ધનકોશ;તીજોરી.3.A sum of money offered as a prize:ઇનામના પૈસા. 4.A specific sum of money:નાણાની અમુક સંખ્યા.*Light or empty* **p.**, poverty: ખાલી ખીસાં; નિર્ધનતા;અસમૃદ્ધિ. *Long or heavy* **p.**, wealth:સમૃદ્ધિ;રિદ્ધિસિદ્ધિ;ધન; દોલત; પૈસોટકો. **P.** *pride*, pride of money; insolence proceeding from the possession of wealth: ધનગર્વ;ધનમદ; ધનાભિમાન; પૈસાનો છર.*vt.*1.To put into a purse:કોથળી-થેલી-વાટવામાં મુકવું-ભરવું.2.To

The proof of the pudding is in eating:

contract;to knit;to pucker:ચડાવવું;કુટિલ ક૦.*vi.*To steal purses: ચોરવું;હાથ મારવો.

**Purse-proud,**(પર્સ્‌પ્રાઉડ્ )*a.*Affected with purse pride: પૈસાના મદવાળું;ધનમત્ત;ધનોન્મત્ત;વિત્તગર્વિત; પૈસાના તોરમાં છકી ગયેલું.

**Purser,**(પર્સર્ )*n.***1.**A commissioned officer in the navy who had charge of the provisions,clothing,and public moneys on shipboard:વહાણમાં માણસોનો પગાર કરનાર. **2.** A clerk on steam passenger vessels whose duty it is to keep the accounts of the vessels:વહાણમાંનો હિસાબી કારકુન. **3.** Any paymaster:પગાર આપનારકરનાર;પગાર માસ્તર.

**Pursuance,**(પર્સ્યૂઍન્સ )*n.***1.** The act of pursuing;a following out or after:ચલાવ્યાં જવું તે; અનુવર્તન;અનુગમન.**2.**Consequence:અનુસરણ; અનુગમન.*In* **p.***of*,in accordance with:મુજબ;પ્રમાણે;અનુસાર;-નેલીધે.

**Pursuant,** (પર્સ્યૂઍન્ટ્ ) *a.* Acting in consequence;agreeable;conformable:અનુસરતું;અનુસારી; પ્રમાણેનું;અનુવર્તી;અનુરોધી;અનુરૂપ.

**Pursue,**(પર્સ્યૂ )*vt.*[L.*pro*,forward & *sequor*, I follow.] To follow with a view to overtake;to follow eagerly;to chase: -ની પાછળ લાગવું-પડવું-મંડવું;અનુગમન-અનુધાવન ક૦.**2.**To seek;to use or adopt measures to obtain:મેળવવાનો ઉદ્યોગ કરવો; પ્રયત્ન-યત્ન ચલાવવો-કરવો;અનુસંધાન-લાગ ચલાવવો. **3.** To follow;to go in:પકડીને ચાલ્યાં જવું; -ના પગલેપગલે-પગલામાં ચાલવું; સેવવું;ગ્રહણ ક૦;અજમાવવું; આચરવું. **4.** To prosecute;to be engaged in:ચલાવ્યાં જવું;ગલાવવું;જારી રાખવું. **5.** To imitate; to follow as an example:કોઈનેપગલેપગલે ચાલવું;કોઇ કરે તેમ ક૦;-નું અનુકરણ ક૦;-ને અનુસરવું.**6.**To persecute;to follow with enmity:-ને હેરાન ક૦;-ની પુંઠ-કેડો લેવો;-ને પૂછવું;-નો હિસાબ લેવો. *vi.***1.**To follow:પાછળ જવું. **2.** To go on;to continue:જારી રાખવું;આગળ બોલવું;ચાલ્યા જવું. **3.**To follow a matter judicially:કામ ચલાવવું.

**Pursuit,**(પર્સ્યૂટ્ )*n.***1.***(a)* The act of following or going after:અનુધાવન;પાછળ જવું તે.*(b)*A following with haste;chase; prosecution:પુંઠ;કેડો; અનુસરણ; અનુગમન; અન્વેષણ; માર્ગણ. **2.** A following with a view to reach; endeavour to attain or gain::મેળવવાનો ઉદ્યોગ;અનુષ્ઠાન;આચરણ;અભિનિવેશ; પ્રયત્ન; યત્ન: પ્રવૃત્તિ. **3.** Course of business:ઉદ્યમ;વ્યાપાર; વ્યવસાય; ઉદ્યોગ;આરંભ;વ્યવહાર કાર્ય.*Literary* **p.**:જ્ઞાન સંપાદનારંભ;વિદ્યાગમ કાર્યો; અક્ષર વિદ્યાના વ્યવસાય.**4.**Prosecution:કામ ચલાવ્યાં જવું તે;ચલાવણી.

**Pursuivant,**(પર્સિવૅન્ટ્ ) *n.* **1.** A functionary of lower rank than a herald,but discharging similar duties:અધિકારીનો અનુચર.**2.**A state messenger: સરકારી-બાદશાહી જાસુસ; રાજદૂત. *vt.* To pursue: પાછળ પડવું-મંડવું.

**Pursy,** ( પર્સિ ) *a.* Fat and short breathed: જેના સ્વાસોચ્છવાસ ઝડપથી ચાલતા હોય એવું;સ્થૂલ-હ્રસ્વ; દમ ભરાઇ ગયેલું;દમભર્યું;દુ:શ્વાસી;ફાટી ગયેલું;વહી-છકીગયેલું.

**Purtinance,**(પર્ટીનેન્સ )*n.*[L.*ad*, *per*,& *teneo*,I hold.]That which pertains to something;the heart liver & lungs of an animal: જાનવરનાં હૃદય,કલેજું અને ફેફસાં.

**Purulence,**(પ્યૂર્યૂલેન્સ )*n.(a)* The quality or state of being purulent: પરૂ;પરૂ થવું-ભરાવું તે.*(b)* The pus itself: પરૂ;પાચ.

**Purvey,**(પરવે)*vt.*[L.*pro*,& *video* I see.] **1.** To furnish with provisions:ખોરાક સામાન પુરો પાડવો; સુખવસ્તુ પૂરી પાડવી;રક્ષણનાં સાધનો યોજી આપવાં.**2.**To procure:મેળવવું;સંપાદન-પ્રાપ્ત ક૦; આણવું; લાવવું. *vi.***1.**To purchase provisions:ખોરાક વેચાતો લેવો.**2.**To pander: દુષ્ટ કામનાની સિદ્ધિ કરાવી આપવી.

**Purveyance,** ( પરવૅઍન્સ ) *n.* **1.** Foresight;preparation;management:વ્યવસ્થા;તૈયારી;ગોઠવણ; તૈયારી ક૦તે.**2.**Food;provisions:ખોરાકી;સીધું સામાન;ભોજન સામગ્રી.**3.**A providing necessaries for the sovereign by buying them at an appraised value:રાજાને માટે જોઇતી વસ્તુઓ અમુકજ ભાવે પૂરી પાડવી તે.

**Purveyor,**(પરવૅઑર્ )*n.***1.** A victualer;a caterer: ખોરાક પૂરો પાડનાર;મોદી.**2.**An officer who formerly provided for the king's household:રાજાનો સામાન પૂરો પાડનાર.**3.** A procurer; a pimp; a bawd:ભડવો;કૂટણો.

**Purview,**(પર્વ્યૂ )*n.***1.**The body of a statute:કાયદાનું પેટુ.**2.**Limit of authority; scope; extent: સત્તા; હદકુમત;હદ;કબજો;સપાટો.

**Pus,**(પસ )*n.*The yellowish white opaque creamy matter produced by the process of suppuration:(ગુંમડાં વિગેરેમાંનું)પરૂ;પાચ.

**Push,**(પુશ )*n.vt.*[L.*pello*,I push.] **1.**To pass against with force;to drive or impel by pressure:હડસેલવું;ધકેલવું;ઠેલવું; સરકાવવું; ધક્કો દેવો-મારવો.**2.**To thrust the points of the horns against;to gore:મૂઢણિયું મારવું-લગાડવું; શિંગડે ચડાવવું; શિંગડું મારવું. **3.** To press or urge forward;to drive: ધકાવવું; ઝોકાવવું;ધકેલ્યાં-ઠેલ્યાં-દોડાવ્યાં જવું;પ્રસારવું;આગળ પ્રેરવું;ગોદવું;ગોદાટવું.**4.** To perplex:દુ:ખદેવું;સતાવવું; પજવવું;અકળાવવું;હેરાન ક૦. **5.** To importune; to tease: -ને વળગવું;-નો છવ ખાવો;ચીટવવું.*To* **p.** *down*,to overthrow by pushing:હડસેલીધકેલી પાડવું. *vi.* **1.** To make a thrust:ગોદો મારવો;ધક્કો દેવો.**2.**To make an advance,attack or effort:ધસારો-હલ્લો-ક૦;ધસવું; આગળ ઝોકાવવું; યાહોમ ક૦; આંધળીયાં ક૦; ધુસી જવું.**3.** To burst out: એકદમ નીકળવું;ફુટવું; ખીલવું. *To* **p.** *on*, to drive or urge forward;to hasten: આગળ ઝોકાવવું-ધસવું; ધસમસ્યા-દોટ્યા ચાલ્યા જવું;ઉતાવળે જવું. *n.***1.**A thrust with a pointed instrument:ગોદો;ધકેલો;પ્રક્ષેપ.**2.**A shove: હડસેલો;ઠોંસો;ઠેસ;ધક્કો; વેગ. **3.** An effort;an assault or attack:ધસારો;હલ્લો;સપાટો;પ્રયત્ન;પ્રહાર.**4.**Aggressive energy:ચાલાકી;વિઘ્નો દૂર કરવાની શક્તિ;કળવિકળ;કોટી;પક્કાઇ;હોશિયારી;ચપરખંધાઈ;ધડપકડપણું; મારતે મિઆંપણું; યાહોમ કરીને આગળ પડવાનો ગુણ;સાહસ.

**Pushing,** ( પુશિંગ્ ) *a.* Driving; energetic: મુશ્કેલી છતાં પોતાનું કામ કર્યા જનાર; જબરી છાતીવાળું;ઉદ્યમી; ઉદ્યોગી;સાહસશીલ; સાહસીક;કોટીબાજ;કાર્યસાધક;આગળ પડનાર; ચંચળ; ધડપકડિયું;ચપરખંધું;પહોંચેલ;પક્કું. **2.**Hence,forward; officious; intrusive:ઘાલમેલીઉં; માથા મારનારું;

ખુસણીઉં;ચોક્ષઈઆ જેવું.

**Pusillanimity,** ( પ્યુસિલૅનિમિટિ ) *n.* Weakness of spirit;timidity; cowardliness:બીકણપણું;નામર્દાઈ; શૌર્યહીનતા;ભીરૂતા;કાર્પણ્ય.

**Pusillanimous**(પ્યુસિલૅનિમસ્) *a.* [L.*pusillus*,very little & *animus*, the mind.] **1.** Destitute of a manly courageous strength, and firmness of mind; spiritless;cowardly:બીકણ;બાયલો; કૃપણ;નામર્દ;હીજડું;દમવગરનું;હીનપરાક્રમી;પોચું;પોચકણ;પોતીઆં છોડુ. **2.** Evincing weakness and want of courage;feeble:નરમ;પોચું;હૃદ-યબળ વગરનું; ઢીલું.

**Puss,**(પુસ્)*n.***1.**A fondling name for a cat: બિલાડીબાઈ; મની. **2.** A hare:સસલું;શશક.

**Pussy,**(પુસિ)*n.*A pet name for a cat:પાળેલી બિલાડી;બિલાડીબાઈ.Also, an endearing name for a girl:છોડી;પોરી;લાડી;લાડકી. **2.** The game of tipcat:એક જાતની રમત.

**Pustulate,**(પસ્ટ્યૂલેટ્ )*vt.*[L.*pustula*, a blister.] To form into pustules: ફોલ્લી થવી. *a.* Covered with pustulelike prominences; pustular:ફોલ્લીવાળું.

**Pustule,**(પસ્ટ્યૂલ્ )*n.* A vesicle or an elevation of the cuticle with an inflamed base,containing pus; (પરૂવાળો)ફોલ્લો-લ્લી;ઝલેલો;છાગળો.

**Put,**(પુટ્ )*n.*[A. S.*potian* akin to L.*pono*,I put.]A pit:ખાડો. *n.*A rustic; a clown: ગામડીઓ; રેંચો; રાભો; કણબો; ઢૂંચો; કાછડીઆ કોદાળ. *vt.* **1.** To impel; to thrust; to push: ચલાવવું;ધકેલવું; પ્રેરવું. **2.** To bring to a position or place;to set;to place to lay : મુકવું; પુરવું; રાખવું.**3.**To assign;to attribute; to attach:કરવી; મુકવી; લાગુ પાડવી. **4.**To lay down;to give up:છોડી દેવું;ત્યજવું;અર્પણ ક૦.**5**.To offer;to state : બતાવવું; જણાવવું; દર્શાવવું; hence,fig.to suppose;to assume: ધારવું;માની લેવું;સમજવું. **6.** To incite:જરૂર પાડવી;ઉશ્કેરવું;પ્રેરવું.**7.**To throw with a pushing motion: ફેંકી દેવું **8.**To convey coal in the mine:ખાણમાં કોયલા લઇ જવા. **P.** *case*, suppose the case to be;જો એમ હોયતો;ધારોકે.*To* **p.** *about*,to turn or change the course of:ફેરવવું;-નું મ્હો બદલવું-ફેરવવું;રસ્તો બદલવો.*To* **p.***away*, (*a*) to renounce: to discard; to expel: ખસેડવું; કાઢવું;દૂર-આઘું ક૦; કાઢી મુકવું;-ને રજા આપવી;ટાળવું;બાહેર ક૦. (*b*)To divorce:છૂટા છેડા-તલાક-ફારગતિ આપવી. *To* **p.***back*,(*a*)to put backward: પાછું હડેલવું-ધકેલવું.*Hence*;to hinder;to delay:વાર લગાડવી;ઢીલ ક૦; હરકત ક૦;અટકાવવું;રોકવું.(*b*)To refuse:ના પાડવું;ના કહેવું. (*c*)To set the hands of a clock to an earlier hour:ઘડિયાળનો કાંટો પાછો ફેરવવો.(*d*)To restore to the original place; to replace: પાછું ઠેકાણે લાવવું; અસલ-મૂળ સ્થિતિ-જગાએ લાવવું-મુકવું.*To* **p.***by*,(*a*)to turn,set, or thrust aside:પાછું ફેરવવું-વાળવું; ધક્કે ચટાવવું;ખોળંબે નાંખવું. (*b*) To lay aside;to keep; to store up: ઉંચું-કોરે મુકવું;સંગ્રહ-સંચય ક૦;ભરી રાખવું;રાખી મુકવું.*To* **p.***down*,(*a*) to lay down;to deposit:મુકવું;મુકી દેવું.(*b*)To lower;to diminish:ઉતારવું;ઘટાડવું;કમી-ઓછું ક૦;દાબી નાંખવું;ઝાંખું પાડવું.(*c*)To put a stop to; to suppress;to abolish; to confute:બેસાડી-દાબી દેવું-નાંખવું;બંધક૦. (*d*) To subscribe: લખવું. *To* **p.** *forth*,(*a*)to thrust out:લંબાવવું; આગળ ધરવું;બ્હાર કાઢવું; લાંબુ કરવું; ઉપર આવવું-બેસવું-ફુટવું.(*b*)To make manifest ; to develop ; also to bring into action:to exert:દેખાડવું; -માં દેખાવું;જણાવવું;ખીલવવું;બતાવવું; કાઢવું;વાપરવું.(*c*)To propose as a question:કાઢવું;પુછવું.(*d*) To publish:પ્રકટ-પ્રસિદ્ધ ક૦;બહાર પાડવું.*To* **p.** *forward*, (*a*) to advance; to promote: ચઢાવવું; વધારવું;-ની ઉન્નતિ ક૦; આગળ પાડવું.(*b*) To aid:મદદ ક૦; આગળ વધારવું. (*c*) To set, as the hands of a clock to a later hour:ઘડિયાળનો કાંટો આગળ મુકવો.*To* **p.** *in*, (*a*)to introduce with difficulty; to insert: મુકીઘાલી દેવું.To conduct into a harbour:દાખલ કરવું.(*c*) To place in due form: કાયદેસર રજુ ક૦;કોરટના દફતરે મુકવું.(*d*) To restore a dislocated part to its place:પાછું ચઢાવવું;ઠેકાણે લાવવું.*To* **p.***in mind*,to remind:યાદ દેવડાવવું.*To* **p.***off*,(*a*) to lay aside:બાજુએ મુકવું;ઉતારવું;દૂર કાઢવું-ક૦. (*b*) To turn aside; to elude;to disappoint;to frustrate; to baffle:બ્હાવું;નાશીપાસ ક૦;નિષ્ફળ ક૦;નાઉમેદ ક૦;ઉડાવવું.(*c*)To delay; to postpone;to defer:ઢીલ કરવી;મુલતવી રાખવું;લાંબુ-આઘું નાંખવું. (*d*) To get rid of:-નો નાશ ક૦; ઠેકાણે કરી દેવું;વાપરી દેવું;ચલાવી દેવું.(*e*)To push from land:જમીનપરથી ધકેલીને દરિયામાં ઝોકાવવું. *To* **p.** *on-upon*,(*a*)to assume: ઘાલવું;ધારણ ક૦;-નો વેશ લેવો;-નું રૂપ લેવું;પહેરવું. (*b*)To impute to;to charge upon: -ના ઉપર નાંખવું-મુકવું-દેવું;-ઉપર ઢોળી દેવું. (*c*) To promote: વધારવું; વધારો-વૃદ્ધિ ક૦.(*d*)To impose:ઉપર નાંખવું;મુકવું;બેસાડવું; ઘાલવું. (*e*) To apply; લગાડવું. (*f*)To deceive: છેતરવું;ઠગવું.(*g*)To place upon:-ઉપર રાખવું.(*h*)To rest upon;to submit to:-ના આધારે રાખવું;ને તાબે-આધીનથવું.*To* **p.***out*,(*a*)to eject:કાઢવું;કાઢી નાંખવું-મુકવું;હાંકી મુકવું.(*b*) To put forth;to shoot: ફુટવું;બહાર નીકળવું-આવવું; ખીલવું. (*c*) To extinguish: ઓલવી-છાંટી-બુઝાવી નાંખવું;ગુલ-રાજ-ગેર ક૦.(*d*) To place at interest:વ્યાજે મુકવું-આપવું.(*e*) To provoke,as by insult;to displease;to vex:ગુસ્સે ક૦;ચીડવવું;નાખુશ-નારાજ ક૦;-નેખોટું-માઠું મનવવું -લાગવું;as,*he was* **p.** *out by my reply*:મારા પ્રત્યુત્તરથી તેને ઝાંઝ ચઢી. (*f*)To protrude:લંબાવવું;લાંબુ ક૦. (*g*)To publish:છપાવવું;બહાર પાડવું;પ્રકટ-પ્રસિદ્ધ ક૦.(*h*)To confuse; to disconcert;to interrupt:-ને ભુંડા પાડી દેવું;કાંઇ કરતાં એકદમ અટકાવી દેવું;ગભરાવી નાંખવું;આભરા બનાવી દેવું; ગભરાવવું (*i*) To open: -ઉઘાડું-નવું મુકવું;પાડવું;as, *to* **p.***out lights*,to open or cut windows: અજવાળાને માટે બારી બારણાં મુકવાં.(*j*)To place out of joint:ઉતારી નાંખવું;-થી ખસી ઉતરી જવું:*To* **p.** *over*,(*a*)to place in authority over: અધિકાર આપવો;-નો સરદાર નિમવો;ઉપરી બનાવવું. (*b*)To refer:સોંપવું;-ને હવાલે ક૦ સંબંધ ધરાવવો.(*c*)To defer: ઢીલ ક૦; મુલતવી રાખવું;પર મુદત નાંખવી;પર બાકી રાખવું.(*d*) To transfer across: પાર ઉતારવું; પેલેપાર લઈ જવું.To **p.** the hand to, to take hold of:પકડવું;ઝાલવું;સ્હાવું.(*a*)*Hence*,to engage in:કામે વળગવું-મંડવું; હાથમાં લેવું.(*b*)To take or seize: ચોરવાની

Quick at meat quick at work :

દાનતથી લેવું; હાથ નાંખવો-ઘાલવો-અટકાવવો. *To* **p.** through, to push to completion; to accomplish: પાર મુકવું; પૂરું કo; પસાર કરાવી દેવું; સિદ્ધ કo; ધાર્યું પાર પાડવું. *To* **p.** to, to add: ઉમેરો કo; ઉમેરવું; મેળવવું; -ની સાથે જોડવું. (*b*) To refer to; to expose: (જોખમમાં) નાંખવું-ઝોકાવવું-મુકવું; કશા ઉપર મુકવું-રાખવું. (*c*) To attach to; to harness beasts to: જોડવું; વળગાડવું. *To* **p.** *to a stand*, to stop: અટકાવી પાડવું; થોભાવવું; બંધ પાડવું-કo. *To* **p.** *to bed*, (*a*) to place in bed: સુવાડવું. (*b*) To deliver in, or to make ready for, childbirth: જણાવવું; જણાવવાનેખાટલો તૈયાર કરવો. *To* **p.** *to death*, to kill: મારી નાંખવું; રામશરણ કo-પહોંચાડવું. *To* **p.** *together*, to attach: જોડી-ભેળી દેવું; એકઠું-એકત્ર કo; એક કo. *To* **p.** *this and that* (or *two and two*) *together*, to draw an inference: અનુમાન કાઢવું; તર્ક બાંધવો. *To* **p.** *to it*, to distress; to press hard; to perplex: સંકટમાં નાંખવું; દુઃખ-આપદા-વિટંબણામાં નાંખવું. *To* **p.** *to rights*, to arrange in proper order: બરાબરગોઠવવું; ઠીકઠાક કo; વ્યવસ્થિત કo. *To* **p.** *to the sword*, to kill with the sword: તરવારથી માથું કાપી નાંખવું; ઝટકે ઉડાવવું; કાપી-મારી નાંખવું. *To* **p.** *to or on trial*, to bring to a test: તજવીજપર લેવું; -ની અજમાયશ કo; તપાસવું; -નો તપાસ કo; -ની કસોટી કાઢવી. *To* **p.** *trust in*, to confide in: ઉપર વિશ્વાસ રાખવો-મુકવો; -પર શ્રદ્ધા મુકવી-રાખવી. *To* **p.** *up*, (*a*) to overlook; not to punish or resent; to put up with: ખમવું; સહન કo; મુંગે મોંઢે ખમી રહેવું; દરગુજર કo; મનપર ન લેવું; ભૂલી જવું. (*b*) To send forth: આગળ મુકવું-ધરવું-કo. (*c*) To expose: ખુલ્લું બહાર મુકવું; (વેચવા) કાઢવું. (*d*) To start from a cover: સંતાઇ રહેવાની જગામાંથી બહાર કાઢવું. (*e*) To hoard: ભેગુંએકઠું કo; ઉઘરાવવું. (*f*) To place out of sight: ઉંચે ઠેકાણે મુકવું; કોરે મુકવું. (*g*) To raise; to erect; to build: બાંધવું; તૈયાર કo; ઉભું કo. (*h*) To store; to pickle: ભરી મુકવું-રાખવું; આથી મુકવું. (*i*) To incite; to instigate: ઉશ્કેરવું; ચડાવવું; -ને નિસરણી આપવી. (*j*) To lodge; to entertain: -ને ઉતારો-મુકામઆપવો; -ને ઉતારવું. *To* **p.** *up a job*, to arrange a plot: કાવતરું કo-ઉભું કરવું-રચવું. *vt.* 1. To go or move: જવું; ફરવું; હાલવું; વાવું. 2. To steer; to go: હંકારવું; જવું; વળવું; ઉતરવું. 3. To play a card or a hand in the game called *put*: પાનાંની રમતનો એક દાવ રમવો. *To* **p.** *about*: બીજી તરફ જવું-વળવું. *To* **p.** *back*, to return: પાછું ફરવું. *To* **p.** *forth*, (*a*) to shoot, bud or germinate: ફુટવું; બહાર નીકળવું; ઉપર આવવું-દેખાવું. (*b*) To leave a port or haven: બંદરમાંથી નીકળવું. *To* **p.** *in*, to enter a harbour: બંદરમાં પેસવું-દાખલ થવું. *To* **p.** *in for*, (*a*) to make a request or claim: -ને માટે હક-દાવો કo; -ની માગણી કo. (*b*) To go into covert: સંતાઇ-ભરાઇ પેસવું; દરધરમાં પેસી જવું. (*c*) To offer one's self to stand as a candidate for: -ને માટે ઉમેદવાર થવું-તરીકે બહાર પડવું. *To* **p.** *off*, to go away: જતા રહેવું; છોડીને જવું. *To* **p.** *on*, to hasten motion: ઉતાવળ કo; ઝડપ વધારવી; ખુબ જોરથી-ઉતાવળે હાંકી જવું. *To* **p.** *over*, to sail over: હંકારવું. *To* **p.** *to sea*, to set sail; to begin a voyage: વહાણ હંકારવું; દરિયાની મુસાફરી શરૂ કo; દરિયાની સફરે જવું. *To* **p.** *up*, to lodge; to take lodging: -માં ઉતારો-પડાવ-મુકામ કo; -માં ઉતરવું. (*b*) To offer one's self as a candidate: ઉમેદવાર તરીકે બહાર આવવું-પડવું. *To* **p.** *up with*, (*a*) to overlook or suffer without recompense: ખમવું; સહન-દરગુજર-જવું કo. (*b*) To endure: ખમવું; સહન કo; ચલાવી લેવું. *n.* 1. An action; a movement; a thrust: મુકવું તે; હડસેલો; ધક્કો; આંચકો; હેલો. 2. A certain game at cards: પાનાંની એક રમત 3. A privilege which one party buys of another to "put" (deliver) to him a certain amount of stock, grain, &c., at a certain price & date: વાયદો. *n.* A prostitute: ગુણકા; રાંડ; પાતર; કસબણ; વેશ્યા.

**Putative**, (પ્યુટટિવ્) *a.* [L. *puto*, I reckon.] Supposed; reputed: લોકોમાં મનાતું; જનપ્રસિદ્ધ; અભિમત.

**Putid**, (પ્યૂટિડ્) *a.* Rotten; base: અધમ; નીચ; હલકું; ક્ષુદ્ર; ગંધાતું.

**Putrefaction**, (પ્યૂટ્રીફૅકશન) *n.* 1. The process of putrefying: સડી જવું તે. 2. (*a*) The condition of being putrefied: સળો; કહોવાણ; સડો; દુર્ગંધતા. (*b*) That which is putrefied: કહોવાઈ ગયેલો પદાર્થ.

**Putrefy**, (પ્યૂટ્રીફાઇ) *vt.* [L. *putris*, rotten & *facio*, I make.] 1. To render putrid; to cause to rot: કહોવરાવી-સળાવી નાંખવું; કહોવડાવવું. 2. To corrupt; to make foul: બગાડવું, મલિન-મેલું કo. 3. To make morbid: સડાવવું; પકાવવું. *vi.* To become putrid; to rot: કોહોવાઈ-કોહી જવું; સડીગંધાઇ ઉઠવું.

**Putrescent**, (પ્યૂટ્રેસેન્ટ્) *a.* [L. *putris*, rotten.] 1 Becoming putrid or rotten: કોહી-સડી જતું. 2. Pertaining to the process of putrefaction: સડવા સંબંધી.

**Putrescible**, (પ્યૂટ્રેસિબલ્) *a.* Capable of putrefaction: કોહી જાય એવું.

**Putrid**, (પ્યૂટ્રિડ્) *a.* [L. *putris*, rotten.] Rotten: સડેલું; કોહી ગએલું. 2. Indicating a decayed state of animal or vegetable matter: કોહી ગએલું બતાવતું; ગંધાતું.

**Putridity**, (પ્યૂટ્રિડિટિ) *n.* The quality or state of being putrid: સળો; કહોવાણ-ટ.

**Putty**, (પટિ) *n.* A kind of thick paste: કાચ બેસાડવાની લાંપી-લાબી. *vt.* To cement with putty: લાંપી ચોડવી.

**Put-up**, (પુટ્-અપ્) *a.* Arranged; plotted; ઉભું કરેલું; કાવતરું રચેલું.

**Puzzle**, (પઝલ) *n.* 1. Some thing which perplexes: સામાનેગુંચવનાર વસ્તુ-વિષય; સમસ્યા; કરામત ફૂટ. 2. Perplexity: ગુંચવણ; મોહ; વ્યામોહ; ભ્રાંતિ; સંભ્રમ; વ્યાકુલતા; વ્યગ્રતા. *vt.* 1. To confuse; to perplex; to embarrass: ગુંચવવું; -ને ગુંચવણ-અમુઝણમાં નાંખવું; -ને નિરુત્તર-કુંઠિત કo; ભમાવવું; -ને ભ્રમમાં નાંખવું. 2. To make intricate: નેગુંચવાડામાં નાંખવું. 3. To solve by ingenuity as a puzzle (followed by *out*): ગુંચવાડો દૂર કરવો; કોયડો છોડવો; સમસ્યા ઉકેલવી. *vi.* 1. To be bewildered: ગુંચવાડામાં પડવું; ભ્રમિત-ચકિત થવું. 2. To work, as at a puzzle: સમસ્યા-કોયડો છોડવો.

**Pygmean**, (પિગ્મીઅન) *a.* Pertaining to pigmy; dwarfish: ઠીમાએલું; ઠીંગણું; વેંતિયું.

**Pygmy**, (પિગ્મિ) *n.* 1. One of a fabulous race of dwarfs who waged

war with the cranes and were destroyed:વામનજી.2.A short,insignificant person:વેંતિયુ માણસ; ઠીંગણો.

**Pyramid,**(પિરૅમિડ્ )n 1. A solid body standing on a triangular, square and terminating in a point at the top:મિનારો. 2.A solid figure contained by several triangles,whose bases are all in the same plane and which have a common vertex:જેનું તળિયું ત્રણ ખુણીઆ કે સમચોરસ અથવા ચાર કરતાં વધારે ખુણાનું હોય અને જેની ઉપલી ટોચ અણીવાળી હોય એવો નક્કર પદાર્થ. 3.The game of pool in which the balls are placed in the form of a triangle at spot:એક જાતની રમત.

**Pyramidal-dical,** ( પિરૅમિડૅલ્-ડિકૅલ )a.Pertaining to a pyramid: મિનારા સંબંધી; સૂચ્યાકાર; શિખરી; શંકુઆકારી.

**Pyre,**(પાઈર )n.[Gr.*pur*, fire. ] A funeral pile:ચિતા;ચેહ.

**Pyriform,**(પાઇરિફૉર્મ્ )a. [ L. *pirum*,a pear.]Having the form of a pear;pear-shaped:પેર નામના ફળના આકારનું;જામફળના આકારનું.

**Pyrites,**(પાઇરાઈટીઝ્ ) n. A name given to a number of metallic minerals: એક જાતનો ચોળોચળકાટ મારતો પદાર્થ;અગ્નિ;પાષાણ;સુવર્ણ મુખી;સુવર્ણમાક્ષિક.*Iron* p.:નીલમૃત્તિકા.

**Pyroligneous,** (પાઇરૅાલિગ્નિઅસ્) a. [L.*lignum*, wood.] Pertaining to the acid liquid obtained in the distillation of wood,consisting essentially of impure acetic acid:લાકડાના અર્કનું.

**Pyrology,**(પાઇરૅાલૅાજિ ) n. That branch of physical science which treats of the properties phenomena,or effects of heat: ઉષ્ણતા શાસ્ત્ર.

**Pyromancy,** (પાઇરૅામૅન્સિ)n. Divination by means of fire:અગ્નિ ઉપરથી ભવિષ્ય કહેવાની વિદ્યા.

**Pyrometer,** ( પાઇરૅામેટર્ ) n. 1. An instrument used for measuring the expansion of solid bodies by heat:નક્કર પદાર્થનો અગ્નિથી થયેલો વિસ્તાર માપવાનું યંત્ર. 2.An instrument for measuring degrees of heat above those indicated by the mercurial thermometer:ઉષ્ણતામાપક યંત્ર.

**Pyrotechnics,**(પાઇરૅાટેક્નિક્સ્ )n. The art of making fireworks : આતસબાજી બનાવવાનો હુન્નર.

**Pyrotichny,** (પાઇરૅાટેક્નિ) n.The use and application of fire in science and the arts: આતસબાજી;અગ્નિક્રીડાશાસ્ત્ર.

**Pyrrhonism,** ( પિરૅાનિઝમ્ ) n. Skepticism ; universal doubt : સર્વમય સંદેહ.

**Pyx,**(પિક્સ્)n.[L.*pix*,*pyxis*,a box.] 1.The box,case,vase or tabernacle.in which the host is reserved:પુસ્તક રાખવાની પેટી. 2.A box used in the British mint as a place of deposit for certain sample coins taken for a trial of the weight and fineness of metal before it is sent from the mint: ટંકશાળમાં નમુનાના શિક્કા રાખવાની પેટી.*vt.*To test as to weight and fineness,as the coins deposited in the pyx: વજન-તોલ બરોબર છે કે નહિ તેની અજમાયશ કo.

---

# Q

**Q,** The seventeenth letter of the English alphabet: ઇંગ્રેજી મૂળાક્ષરનો સતરમો અક્ષર; એનો ગુજરાતી ઉચ્ચાર 'ક્વ' અગર 'ક' થાય છે.

**Quack,** (ક્વૅક્ ) vi. 1. To utter a sound like the cry of a duck : બતકની માફક બોલવું. 2. To boast; to make vain pretentions:પતરાજી કo;રોળ ઘાલવો;દંભ કo.3.To act the part of a quack:ઉંટવૈદ થવું.n. 1.The cry of the duck:બતકનું બોલવું.2.A boastful pretender to medical skill;an empiric:નીમ હકીમ;પહાડી વૈદ;આંખકાનનો વૈદ;ઉંટવૈદ;કુવૈદ. 3.One who boastfully pretends to skill;a charlatan : ઢોળી;દંભિક;દંભી.*a.*Pertaining to boasting and pretension:ઉંટવૈદનું.

**Quackery,** (ક્વૅકરિ) n. The acts, arts or boastful pretension of a quack;false pretentions to any art; empiricism: ઉંટવૈદું; વિદ્યાનો ઢોળ;દુશ્ચિકિત્સા;મિથ્યાભિમાન.

**Quadrangle,** (ક્વૅાડ્રૅન્ગલ્ ) n. [L. *quatuor*, four & *angulus*, an angle.].1.A plane having four angles and consequently four sides:ચાર ખુણાવાળી આકૃતિ;ચોખુણ આકૃતિ; ચતુષ્કોણ. 2. A square or quadrangular space or inclosure:ચોક;ચોરસ.

**Quadrangular,**(ક્વૅાડ્રૅન્ગ્યૂલર્ ) a. Having four angles and consequently four sides:ચોખુણ;ચોરસ;ચોખંડું; ચતુરસ્ત્ર.

**Quadrant,**(ક્વૅાડ્રૅન્ટ્ ) n. [L. *quadrans*,-*antis*, a fourth part.] 1. The fourth part:ચોથો ભાગ.2.The quarter of a circle : વર્તુળ-ગોળનો ચોથો ભાગ; ત્રિજ્યા; પદ; પાગોળ;૯૦ અંશ;વર્તુલપાદ. 3.An instrument for measuring altitudes,variously constructed and mounted for different specific uses in astronomy: આકાશના તારા વિગરેની ઉંચાઇ માપવાનું યંત્ર;સૂર્યયંત્ર;તુરીયયંત્ર.

**Quadrat,**(ક્વૅાડ્રૅટ )n.1.A block of type metal lower than the letters : અક્ષરોની વચમાં ભરવાને માટે અક્ષરના કરતાં ઉતરતા કદનું બીબું; કોરેટ.2.An old instrument used for taking altitudes:તારા વિગેરેની ઉંચાઇ માપવાનું જુનું યંત્ર.

**Quadrate,**(ક્વૅાડ્રેટ્ )a.[L.*quadro*, I make square.]1.Square; having four equal sides:ચોખુણ;ચોરસ.2. Produced by multiplying a number by itself:વર્ગીય; વર્ગનું. 3.Even;balanced;equal; exact: સમાન;સરખુ;તુલ્ય;બરોબર. 4.Suited;correspondent : મળતું આવતું; બંધબેસતું;લાગુ પડતું.n.1.A square: ચારખુણાની આકૃતિ;ચોખુણ;ચોરસ.2. An aspect of the heavenly bodies : ગ્રહ મંડળની અમુક સ્થિતિ-દેખાવ.3.The quadrate bone:નીચલું જડબુ અને ખોપરી વચ્ચેનું હાડકું. *vi.*To suit;to correspond: મળતું-બંધબેસ્તુ આવવું;લાગુ પડવું. *vt.* To adjust(gun)on its carriage:તોપને ગાડી ઉપરગોઠવવી.

**Quadratic,**(ક્વૅાડ્રૅટિક્ ) a.1. Of or pertaining to a square;square: ચોરસ-સબંધી.2.Tetragonal:ચોખુણ; ચોખંડુ.3.Pertaining to terms of the second degree:વર્ગ સમીકરણ.

**Quadrennial,**(ક્વૅાડ્રેનિઍલ્ )a.[L. *quatuor*,four & *annus*,a year.] 1.Comprising four years : ચાર વરસનું; ચારવાર્ષિકી. 2. Occurring

Quit not certainty for hopes :

once in four years:ચાર ચાર વરસે આવતું;ચોસાલી;ચાતુર્વાર્ષિક.

**Quadrilateral,** (ક્વૉડ્રિલૅટરલ્ ) *a.* [L.*quatuor*,four & *latus*,a side.] Having four sides, and consequently four angles: ચાર બાજુવાળું;ચોખુણુ. *n.*1.A plane figure having four sides and consequently four angles: ચાર બાજુવાળી આકૃતિ;ચોખુણુ આકૃતિ. 2. An area defended by four fortresses supporting each other:ચાર ગઢની વચ્ચેનું ચોગાન.

**Quadrille,**(કૅડ્રિલ્ )*n.* [L.*quadro*, a square. ] 1. A dance having five figures in common time, four couples of dancers being in each set:એક પ્રકારનો નાચ. 2. The appropriate music for a quadrille : એવા નાચને બંધબેસતું ગીત.*n.*A game played by four persons with forty cards,being the remainder of an ordinary pack after the tens, nines and eights are discarded: એક જાતની પાનાની રમત;(દરેક ભાતનો અંઠ,નવો અને દસ્સો કાઢી નાખતાં બાકી રહેલાં ૪૦ પાનાથી રમાતી રમત.)

**Quadrillion,** ( ક્વૉડ્રિલિઅન ) *n.* A number represented by a unit with 24 ciphers annexed: એકમની પાછળ ૨૪ મીંડાવાળી સંખ્યા; પરાર્ધ કરતાં પણ ઘણીજ મોટી રકમ.

**Quadrisyllable,** (ક્વૉડ્રિસિલૅબલ્ ) *n.*A word consisting of four syllables:ચાર વર્ણનો શબ્દ;ચતુરક્ષરીશબ્દ.

**Quadroon,** (ક્વૉડ્રૂન્ ) *n.* The offspring of a mulatto and a white person:જેનો બાપ ગોરો અને મા કુલાટ્ટી છે તે માણસ.

**Quadrumanous,** (ક્વૉડ્રૂમૅનસ્ ) *a.*Having four hands : વાંદરાની જાતનું;ચાર હાથવાળું.

**Quadruped,** ( ક્વૉડ્રુપેડ્ ) *a.* [L. *quatuor*,four & *pes*,*pedis*,a foot.] Having four feet: ચાર પગવાળું; ચતુષ્પાદ; ચોપાયું. *n.* An animal having four feet,as most mammals and reptiles: ચોપગું; પશુ; ઢોર;ચોપગું પ્રાણી.

**Quadruple,**(ક્વૉડ્રૂપલ્ )*a.* Fourfold:ચાર ગણું;ચોગણું;ચારપુટ-પટ.*n.* Four times the sum:ચારગણી રકમ.*vt.*To multiply by four: ચોગણું-ચારગણું કરવું.*vi.*To be multiplied by four:ચોગણું હોવું-થવું.

**Quadruplicate,** ( ક્વૉડ્રૂપ્લિકેટ્ ) *vt.* [L. *quadruplex*, four-fold.] To make fourfold:ચારગણું-ચોગણું કરવું. *a.* Fourfold; doubled twice:ચાર ગણી-વાર.

**Quaff,**(ક્વાફ્ )*vt.*[Gr.*kuo*,I hold.] To drink with relish:ગટગટ પીવું; ઢાંસીજવું;ગટગટાવીજવું.*vi.*To drink largely:ઢાંસીજવું.

**Quaggy,**(ક્વૅગિ) *a.* Of the nature of a quagmire:પગ પેસી જાય એવું; નરમ;પોચું.

**Quagmire,**(ક્વૅગ્માઇર )*n.*[*Quake*, & *mire*.]Soft, wet, miry land, which shakes or yields under the feet;marsh;swamp:પગ પેસી જાય એવી પોચી જમીન.

**Quail,**(ક્વેલ્ )*vi.*1. (*a*) To die; to perish:મરીજવું;નાશ પામવું.(*b*)To fade;to wither:કરમાઇ-સુકાઇ જવું; મ્લાન થઈજવું.2.To become quelled;to become cast down;to lose heart;to give way;to shrink:આશા ભંગ થવું;બ્હીવું; નાઉમેદ થવું; થરથરવું;કંપવું; હિમ્મત હારવી;પાછા પડવું;-ને થથરાટ-કંપારો વછૂટવો.*vt.*To crush;to subdue:કચરી નાંખવું;તાબે કરવું; નાશીપાસ-નાઉમેદ ક૦; હિમ્મત ભાગી નાંખવી.*vi.*To curdle:જામી-ઠરીજવું;અખરાઈ જવું.*n.*1.Any gallinaceous bird: લાવરી પક્ષી. 2. A prostitute:વેશ્યા;રાંડ;કસબણ;પાતર.

**Quail-pipe,**(ક્વેલ્‌પાઇપ્ )*n.*A pipe for alluring quails into a net: લાવરીને લલચાવવાની વાંસળી.

**Quaint,** (ક્વેન્ટ્ ) *a.* [L. *cognitus*, known.]1.(*a*)Prudent;wise: ડાહ્યું;વિચક્ષણ.(*b*)Crafty;artful: કાવાબાજ;પેચી;પહોંચેલું;ચતુર; વિદગ્ધ. 2.Elegant; graceful: સુંદર;ચતુર; શોભિતું.3.Affected;odd;whimsical;antique;singular:વિચિત્ર; વિલક્ષણ;તરેહવાર;ઓર.

**Quake,**(ક્વેક્ )*vi.* 1. To shudder; to tremble:કંપવું; ધ્રુજવું;-ને ધ્રુજારી આવવી;થથરવું;કંપારી વછૂટવી. 2.To shake:હાલવું;કંપવું;કંપ થવો.*vt.*To cause to quake : ધ્રુજાવવું. *n.* A shudder;a quivering: ધ્રુજારો; કંપારી;થરથરાટ;કંપ.

**Quaker,** ( ક્વેકર્ )*n.* 1. One who quakes:ધ્રુજનાર;કાંપનાર.2. One of a religious sect founded by George Fox:ખ્રિસ્તી પંથના માણસો જે ફૉક્સ કરીને કહે છે તેમાંનો એક.3.The nankeen bird:એક જાતનું પક્ષી.

**Quaking,**(ક્વેકિંગ )*n.*Shuddering: કંપારી-ધ્રુજારી;થરથરાટ;કંપ.*a.*Trembling:ધ્રૂજતું;કાંપતું;ફફડતું;થરથરતું.

**Qualifiable,**(ક્વૉલિફાઍબલ્ )*a.*Capable of being qualified or abated;modifiable: ઓછું થઇ શકે એવું; સુધારવા યોગ્ય.

**Qualification,** (ક્વૉલિફિકેશન ) *n.* 1.The act of qualifying: યોગ્યલાયક-પાત્ર ક૦ તે. 2. That which qualifies; any natural endowment or any acquirement; requisite capacity of possession: ગુણ;લાયકી;યોગ્યતા;કાર્યક્ષમતા; ગુણવિશિષ્ટતા;પાત્રતા.3.The act of limiting or the state of being limited; modification; restriction:મર્યાદા; પરિચ્છેદ; પરિમાણ. 4. Abatement;diminution: વધઘટ; હેરફેર;ફેરફાર;અર્થભેદ;ઘટાડો.

**Qualified,**(ક્વૉલિફાઈડ્ )*a.*1.Fitted by accomplishments:ગુણ-લાયકીવાળું;યોગ્ય;સમર્થ;ગુણોપેત;ગુણસંપન્ન;કાર્યક્ષમ.2.Modified; limited: હદ બાંધેલું;સમર્યાદ;પરિચ્છિન્ન.

**Qualify,**(ક્વૉલિફાઇ)*vt.*[L. *qualis*, of what kind & *facio*,I make.] 1.To make such as is required; to fit;to make capable; to supply with legal power or capacity: યોગ્યતા-ગુણ-લાયકી આપવી;ગુણવિશિષ્ટ-ગુણી ક૦; અધિકાર આપવો; -ની અધિકાર-હક હોવો-થવો;યોગ્ય-લાયક ક૦.2.To vary; to regulate;to give individual quality to; to modulate:ખાસ ગુણ મુકવો;સ્વરભેદ ક૦;તાલ પર આણવું;સુધારવું; માફકસર ક૦.3.To restrict;to limit;to modify;to restrain:ફેરફાર ક૦;હદ બાંધવી;સમર્યાદ ક૦; મર્યાદાબાંધવી;પરિમાણ બાંધવું.4.To soften;to abate; to diminish; to reduce the strength of:કમી-ઓછું ક૦;નરમ પાડવું-ક૦;-નું બળ-જોર ઘટાડવું;શાંત ક૦. 5.To smoothe; to cure:શાંત ક૦. -નું સમાધાન ક૦.*vi.* 1. To be qualified:લાયક-યોગ્ય થવું. 2. To obtain legal power:કાયદાસર સત્તા-અધિકાર હોવો-મળવો-પ્રાપ્ત ક૦.

**Quality,** ( ક્વૉલિટિ ) *n.* [ L. *qualis*,how constituted.] 1.Character;sort;rank: ગુણ; ધર્મ; જાત; ખાસીઅત;પ્રકાર;ભાવ;સ્વભાવ;પ્રકૃતિ;સ્વ-

રૂપ;લક્ષણ;વિશેષભાવ; શક્તિ.2. Profession;occupation;assumed or asserted rank: ધંધો; હોદ્દો; best expressed by:તરીકે;રૂહએ.3.That which makes anything such as it is; peculiar power, capacity or virtue;distinctive trait:ખરાખોટાપણું; સારા નરસાપણું; સદસદ્ભાવ;ગુણાવગુણ; ગુણાગુણ; શક્તિ; અસર કરવાની શક્તિ;ખાસીઅત;ગુણ.4. Accomplishment;required trait; requisite:પ્રાપ્તિ;સદ્ગુણ.5.Superior birth;high rank:મોટી પદવી;પ્રતિષ્ઠા;ગૌરવ;ઉત્કૃષ્ટપદ;કુલીનતા;પદશ્રેષ્ઠતા. *The* **q.**,the nobility;the gentry: અમીરઉમરાવ;મોટા લોક;બડે લોક;બડેનઓ:કુલીનવર્ગ. *Good* **q** : સદ્ગુણ; ગુણ;સદ્ભાવ.*Bad* **q.**:દુર્ગુણ-અવગુણ. *Essential or inherent* **q.**: અનુગતધર્મ;વસ્તુશક્તિ. *Of bad* **q.**:અવગુણી;દુર્ગુણી.

**Qualm,**(ક્વાંમ્)*n.*[A.S. *cwealm*, death.]1.Sickness; death: રોગ; મંદવાડ;મૃત્યુ.2.An agony:દુઃખ;વેદના. 3. A sudden sensation of nausea:ઉલટી;ઉછાળો;બકારી; ઓકારી.4.Uneasiness of conscience; compunction:બળાપો;દિલગીરી; ચણચણાટ;મનઃસ્તાપ;અનુતાપ;ખરખરો.

**Qualmish,** (ક્વાંમિશ્) *a.* Sick at the stomach;inclined to vomit: ઓકારી આવે એવું; ઉલટીકારક; ઉલટી કરનારૂં.

**Quandary,**(ક્વૉન્ડેરિ)*n.*A state of difficulty; doubt; uncertainty: ગુચવણ;સંદેહ;વિચાર; વિચારણા; પંચાત;અમુઝણ;શંકા.

**Quantity,**(ક્વૉન્ટિટિ)*n.*[L.*quantus*, how great.]1.The attribute of being so much, and not more or less;greatness; determinate or comparative dimensions; measure;amount;bulk; extent; size:પરિમાણ;પ્રમાણ;માન; પરિમિતિ;માત્રા;અંશ;ભાગ;જથ્થો.2.(*Math.*) That which can be increased: રકમ;રૂપ;રાશી.3.A large portion; a sum;bulk:ઘણું ઘણું;પુંજ; ઓઘ; સંચય;સંગ્રહ;રાશિ;ઢગલો;ઢગ.4.The relative duration of a tone:માત્રા. *Figurate* **q.**: ક્ષેત્રરાશિ. *Infinite* **q.**:અનંતરાશિ.*Negative* **q.**:ક્ષય-ઋણરાશિ;ઓછાની નિશાનીવાળું.*Positive* **q.**:ધનરાશી;વત્તાની નિશાનીવાળું.*A* **q.**:કેટલુંક.*A small* **q.**:થોડુંક. *A large* **q.**:ઘણું; પુષ્કળ. *Known* **q.**, quantity whose value is known or given:જાણીતી રકમ;વ્યક્તરાશિ.*Unknown* **q.**, quantity whose value is sought: અજાણી રકમ;અવ્યક્તરાશિ.

**Quantum,**(ક્વૉન્ટમ્)*n.*1. Quantity;amount:રકમ; માત્રા; પરિમાણ; જથ્થો.2.(*Math.*)A definite portion of a manifoldness,limited by a mark or by a boundary: અમુક કલ્પિત ભાગ-અંશ.**Q.***meruit*, (L.as much as he merited)(*Law*) a count in an action grounded on a promise that the defendant would pay to the plaintiff for his service as much as he should deserve:પ્રતિવાદીએ વાદીની યોગ્યતાના પ્રમાણમાં આપવાના કરાર ઉપરથી કરેલા દાવામાં માગેલી દાદ.**Q.***sufficit or suff*, ( L. as much as suffices), (*Med.*)A sufficient quantity:જોઇએ તેટલો જથ્થો-ભાગ;જોઈએ તેટલું.**Q.** *valebat*,(L. as much as it was worth)(*Law*).A count in an action to recover of the defendant, for goods sold,as much as they were worth:વેચેલા માલની મૂળ કિંમતના પ્રમાણમાં પ્રતિવાદી પાસેથી વસુલ લેવા કરેલા દાવામાં માગેલી દાદ.

**Quarantine,**(ક્વૉરૅન્ટાઇન) *n.* [ L. *quattuor*, four. ]1. A space of forty days: ચાળીસ દીવસની મુદ્દત. 2.(*a*)The term of forty days during which a ship arriving in port,and suspected of being infected with a malignant contagious disease is obliged to forbear all intercourse with the shore:કોઈ દુરથી આવેલા વહાણમાં ચેપી રોગ હશે એવો વહેમ હોવાથી તે વહાણવાળાને ચાલીશ દહાડાની મુદ્દત સુધી કિનારાની સાથે કંઇ વહેવાર રાખ્યા વિના અલગ રહેવું પડે છે તે મુદ્દત. (*b*)Such restraint of intercourse: ગમનાગમન-સંસર્ગનિષેધ. ( *c*) The place where prohibited ships are stationed:અટકાવેલાં વહાણ રાખ્યાં હોયતે સ્થળ-જગા.3.The period of forty days during which the widow had the privilege of remaining in the mansion house of which her husband died seized: જે ઘરના કબજા-ભોગવટામાં પોતાનો ધણી મરી ગયો તેમાં વિધવાને જે ૪૦ દિવસ સુધી રહેવાનો હક છે તે ૪૦ દિવસની મુદ્દત.**Q.***flag*:વહાણમાં ચેપી રોગ છે એમ જણાવવાને માટે ચઢાવેલો પીળો વાવટો. *vt.*To compel to remain at a distance:આઘે રહેવાની જરૂર-ફરજ પાડવી.

**Quarrel,**(ક્વૉરેલ્)n.[L. *quadrus*, sqare.]1. An arrow for a crossbow: કામઠાનું તીર. 2. Any small square: ચોરસું; ચોખુણ વસ્તુ. 3. A glazier's diamond:કાચ બેસાડનારની હીરાકણી.4.A four-sided cutting tool or chisel having a diamond-shaped end:ચાર મ્હોનું વિંધણું.*n.*[L.*queror*, I complain]. 1.A difference;a disagreement; a breach of concord, amity or obligation; a falling out; an angry dispute,contest,or strife; a brawl;an altercation:અણબનાવ;તૂટ; ફુટ; મૈત્રીભંગ; બિગાડ; કલહ; વિવાદ; વાક્યુદ્ધ; ઝઘડો; ટંટો; લડાઈ; ચકમક; બખેડો ; કંકાસ; બોલાચાલી. *Private adjustment of a* **q.**:ઘરસમજુત. **Q.** *in a play or fun:* ક્રીડાકલહ.**Q.***s*:ટંટા બખેડા.2.Cause of dispute:લડાઈનું કારણ;કલહબીજ. Earnest desire: આતુરતા;આકાંક્ષા; ઉત્કંઠા.To prick a **q.**:લડાઈ શોધવી; છેડતી શોધવી;લડાઇ વેચાતી લેવી-વહોરવી.*vi.*1.To have a difference: to fall out:બે બનાવ-અણબનાવ હોવો;-વચ્ચે તૂટહોવી-થવી.2. To contend; to fight:લડવું;કજીઓ-ટંટો ક૦; કલહ ક૦;ભાંડવું;ઝઘડવું;ઝઘડો ક૦;સાથે ચકમક ઝરાવવી. 3. To find fault; to cavil: નિંદા-બદગોઈ કરવી; વખોડવું; દોષમુકવો;-ને નિંદવું; પરઆક્ષેપ ક૦. *vt.*1.To quarrel with:ની સાથે લડવું-લડાઈ ક૦. 2. To compel by a quarrel:લડાઈથી જરૂર પાડવી.

**Quarrelsome,**(ક્વૉરેલ્સમ્)*a.*Easily irritated;irascible:કજીઆ ખોર;ટંટાખોર; કલહકારી;ટંટબાજ.

**Quarry,**(ક્વૉરિ)*n.* [L. *quadratus*, square.] Same as 1st. **quarrel**. *a* Quadrate;square: ચોરસ;ચોખંડું.*n.*1.A part of the entrails of the beast taken, given to the hounds:શિકારનાં આંતરડાં વિ૦. 2. The object of the chase:શિકાર. *vi.*To prey:શિકાર ક૦.*n.* A place where stone is teken from the rock; a stone pit:પથ્થરની ખાણ; પાષાણ સ્થાન-ભૂમિ.*vt.*To dig from

વસ્ત્ર, વિદ્યા ને વાણી વાપર્યેજ સારાં.

fire in a direction with the length of:એક છેડેથી બીજે છેડે પહોંચે એવી રીતયે ગોળો મારવો.*vi.*1.To use a rake:પંજેટીનો ઉપયોગ કo.2.To pass with violence:ઝડપથી પસાર થઇ જવું.*n.* The inclination of anything from a perpendicular direction:વાંક;ઢોળાવ.*n.*A vicious man;a debauchee;a roue:રંડીબાજ;લુચ્ચું-હરામજાદું માણસ;સોદો;ઈસ્કી;સ્ત્રીવ્યસની;શૃંગારી.*vi.*1.To walk about:રખડવું;રસળવું.2.To lead a dissolute,debauched life:રંડીબાજી કરવી;ઈસ્કિબાજી કo; બદફેલી કo;દુરાચરણમાં પડવું;સ્ત્રીવ્યસની થવું.

**Rake-hell,** (રેક્હેલ) *n.* A lewd dissolute fellow:રંડીબાજ માણસ; શીલપટ-વ્યસની;ઇસ્કી.*a.*Wild;lewd: જંગલી;રંડીબાજ;લુચ્ચું;સોદું.

**Raker,** (રેકર) *n.* One who or that which rakes;એકઠું કરનાર;શોધનાર.

**Rakish.** (રેકિશ)*a.*Dissolute;lewd: બદકામી;રંડીબાજ;વ્યસની.

**Rally,** (રૅલિ)*vt.* [L.*read* & *ligo*, I bind.]To gather again:ફરી એકઠું કરવું; પાછો જમાવ કo. *vi.* 1. To assemble:ભેગાં થવું.2. To regain health; to recuperate: પહેલાંની સ્થિતિમાં આવવું; બળ-કૈવત પાછું આવવું;તબિયત સુધારાપર આવવી.3. To recover strength after a decline in price:કિમ્મત ચડવી-ઠેકાણે આવવી; ભાવ તેજ થવા.*vt.* To attack with raillery:-ની મશ્કરી-મજાક-વિનોદ-ઉપહાસ-ઠઠ્ઠો કરવો.*vi.*To use pleasantry: મશ્કરી-મજાક કo.*n.* Good-humored raillery:મજાક;ટોળ;મશ્કરી; ઠઠ્ઠો;વિનોદ;ઉપહાસ.

**Ram,**(રૅમ)*n.*1. The male of the sheep and allied animals: ઘેટો; મેંઢો;મેષ.2.Aries,the sign of the zodiac:મેષરાશિ.3. An engine of war used for butting or battering:કિલ્લાની દીવાલ તોડવાનું હથિયાર. 4.A hydraulic ram:વહમાન યંત્ર. 5.The weight which strikes the blow, in a pile driver, steam hammer:ઘા કરનાર વજન-તોલ. 6. The plunger of a hydraulic press: વહમાન ઉદકયંત્રનો અંદર જતો દાંડો. *vt.*1. To drive together: ઠાંશીને ઘાલવું; ઠાંસવું;-અંદર ઘુસાડવું-ઘાલવું. 2.To fill by pounding:ઠોકીનેભરવું;દાબી-કચરી-ચાંપીને ઘાલવું.

**Ramble,**(રૅમ્બલ)*vi.*1.To rove; to wander:ભટકવું;પરિભ્રમણ કo;રખડપટ્ટી કo;રખડવું;રઝળવું.2.To talk or write in a discursive way:આડું જવું;ફાંફાંમારવાં;ઢંગધડા વગર બોલવું-લખવું. 3. To extend or grow at random: જૂદેજૂદે ઠેકાણે ઉગવું.*n.* 1. A moving from place to place without any object; an excursion for recreation:સહેલ; ફેરો;રખડપટ્ટી;પરિભ્રમણ;પર્યટણ;વિહાર.

**Rambler,** (રૅમ્બ્લર) *n.* One who rambles;a rover;a wanderer: રખડનાર;ભટકનાર;સફરી;ભ્રમણકારી.

**Rambling,**(રૅમ્બ્લિંગ)*a.* Roving; wandering:રઝળતું;રખડતું;ફાંફાંમારતું;ભટકતું.

**Ramification,**(રૅમિફિકેશન)*n.*1. The process of branching: ફાંટા નીકળવા તે.2.A small branch:શાખા;ડાળી;ઉપશાખા. 3. A division into principal and subordinate classes:ભાગ; વિભાગ ફાંટો; ખંડ.4. The production of branchlike figures:શાખાકૃતિપાડવી-કાઢવી તે.

**Ramify,**(રૅમિફાઇ)*vt.*[L. *ramus*, a branch & *facio*,I make]To divide into branches:શાખા-ભાગપાડવા;-ના વિભાગ કo.*vi.*1. To shoot into branches:શાખા પડવી-થવી-ફૂટવી-નીકળવી.2.To be divided,as a main subject:ના ભાગ-વિભાગપડવા.

**Rammer,**(રૅમર) *n.* One who or that which rams or drives:મોગરી;મુદ્ગર.(*a*) A rod for forcing down the charge of a gun:તોપ ભરવાનો ગજ.

**Ramous,**(રૅમસ)*a.*Ramose;branchy:ડાળીઓથી ભરપૂર;ફાંટાવાળું;શાખાદાર.

**Ramp,** (રૅમ્પ) *vi.*1. To spring;to leap;to bound:ઉછાળા મારવા;કુદવું; 2.(*a*)To move by leaps: ઉછળતા ચેકડા મારી ચાલવું. (*b*) To move swiftly:ઉતાવળા ચાલવું.3.To climb: (વેલાનું)ચઢવું.*n.*1.A leap;a spring: કુદકો; ધસારો; ચઢાઇ. 2.A robber: લુંટારો;વાટપાડુ; ધાડપાડુ.3.A prostitute:રાંડ;વેશ્યા;કસબણ;પાતર.

**Rampancy,**(રૅમ્પૅન્સિ)*n.*The quality or state of being rampant; excessive action or development; exuberance ; extravagance:અતિફેલાવો; અતિરોધ; અતિરેક;અતિક્રમ;અનીતિ;અનર્થ;ગજબ.

**Rampant,**(રૅમ્પૅન્ટ) *a.* [ L. *repo*, I crawl.] 1.(*a.*)Leaping;springing:કુદતું;વધતું;પાછલે પગે ઉભું થયેલું-થતું.(*b*)Furious; raging: વિકાળ;ક્રોધી; ઉચ્છૃંખલ;બહુ ફેલાયલું-ફાટી નીકળેલું.2.Ascending;climbing: ચઢતું;નીકળતું;બહાર વધી આવેલું;મર્યાદા વટાવેલું.3. Rising with fore paws in the air as if attacking: પાછલે પગે ઉભું થવું. **R.** *gardant*, rampant but with the face in front:મ્હોં સામુ રાખેલું અને પાછલે પગે ઉભું થયેલું. **R.** *regardant*, rampant but looking backward: પાછળ જોતું અને પાછલે પગે ઉભું થયેલું.

**Rampart,** (રૅમ્પાર્ટ)*n.*[L. *paro*, I prepare.]1. That which fortifies, and defends from assault;a defence;a bulwark:કિલ્લાનીભીંત.2. A broad embankment of earth round a place, upon which the parapet is raised: કિલ્લો.*vt.* To surround or protect with a rampart:કિલ્લાથી રક્ષણ કરવું;આશપાસ કિલ્લો બાંધવો.

**Ramrod,**(રૅમરૉડ)*n.*The rod used in ramming home the charge in a muzzle-loading firearm : બંદુકનો સળીઓ-ગજ.

**Rancid,**(રૅન્સિડ)*a.*[L. *ranceo*, I am rancid.]Having a rank smell or taste from chemical change; musty:ખોરું;ગંધાતું;ઉબવાણું;વાસમારતું;ઉતરી ગયલું.

**Rancidity-ness,** (રૅન્સિડિટિ-નેસ) *n.*The quality or state of being rancid:ઉબ;ખોરાશ;ગંધ.

**Rancour,** (રૅન્કૉર)*n.* [L.*ranceo*, I stink. ] Inveterate hatred; deep-seated enmity or malice: ખુન્નસ;દ્વેષ;અદાવત;ખાર;ઝેર;વેર;દાઝ-વેર;ચડસ;દીર્ઘદ્વેષ;કીનો.

**Rancorous,** (રૅન્કૉરસ)*a.* Full of rancour;deeply malignant: ખારીલું;દ્વેષી;ઝેરીલું;ખુન્નસનું ભરેલું;કીનાખોર;દ્રોહી;કાળીગાંઠનું;ડંસીલું;ચડસીલું

**Rand,** (રૅન્ડ)*n.*1.A border;edge: કિનારી;કોર.2.A sort of steak:લાંબો માંસ ભર્યો કટકો.3.A thin inner sole for a shoe:જોડાનીકોર;સુખતળી.

**Random,** (રૅન્ડમ)*n.*1.Force;violence: જોર,બળ;વેગ. 2. A roving motion;hazard;chance: ઢંગધડાઠેકાણાવગરપણું.As,*at* **r.**:ઢંગધડા વગર; નેમ-ઠેકાણાવગર; ગમેતેમ;અવ્યવસ્થાથી.3.Distance to which a mis-

ફેટ્,fate;ફાર,far;ફાસ્ટ્,fast; ફેટ્,fat;ફોલ્,fall;મી,me,મેટ્,met,પિન્,pin;નોટ્,note;નૉટ્,not;ટ્યૂબ્,tube;બુલ્,bull.

sile is cast;reach:ટપ્પો.*a.* Going at random or by chance;left to chance;*haphazard*:નિશાન-ચોટ-ઠેકાણા વગરનું;ગેરશિરસ્તાનું;અટકળીયું; આકસ્મિક;સંધાનહીન;અટકળપંચાનું; ધક્કેલપંચાદોડસોજેવું. [થયો;વાગ્યું.

**Rang,**(રૅન્ગ્)*imp.*of **Ring**: અવાજ

**Range,** (રેન્જ્) *vt.* **1.**To set in a row, or in rows;to rank:હારબંધ ગોઠવવું:રચના-વ્યવસ્થા કo.2.To place among others in a line:હારમાં ગોઠવવું;-ના પક્ષમા જવું.3.To separate into parts:-ના ભાગ પાડવા. 4.To dispose in a classified order:વર્ગ પાડવા;વર્ગ પ્રમાણે ગોઠવવું.5.To rove over:ભટકવું. 6. To pass in a direction parallel to: બાજુએ થઈને જવું -7.To be native to or to live in:-માં રહેવું;-ના વાસી થવું.*vi.*[A.S. *rennan*, I run.] 1.To roam;to rove at large:મરજી પડે તેમ-ઈચ્છા મુજબ-દાબ-કબજા વગર-અમર્યાદપણે ભટકવું-રઝળવું; અંકુશ-પ્રતિબંધ વગર ફરવું-રખડવું;ભટકવું.2.To have range; to change or differ within limits: પહોંચી શકવું;ની અમુક મર્યાદા હોવી; -નીઅમુક મર્યાદામાં વધઘટ થવી;પહોંચ હોવી. 3. To be placed in order: વર્ગપ્રમાણે હોવું;-ના વર્ગમાં હોવું-પડવું. 4. To have a certain direction:-ની અમુક દિશા હોવી;-ની બાજુએ થઈનેજવું. 5. To be native to; રહેવું;-માં થવું-વસવું. *n.* 1. A row;a rank: હાર;ઓળ;પંક્તિ; શ્રેણી;માલા; આવલિ. 2. An order;a class;વર્ગ; જાત;ગણ;પ્રત.3.The step of a ladder:નિસરણીનું પગથિયું.4.A kitchen grate: રસોડાનો જાળીવાળો લોઢાનો ચૂલો-સગડી. 5.An extended cooking apparatus of cast iron: લોઢાનો ચૂલો; શઘડી. 6. A bolting sieve to sift meal: ચાળણી. 7. A ramble;an excursion:પરિભ્રમણ; પર્યટન; ચક્કર;ફેરો. 8. That which may be ranged over; place or room for excursion:ટપ્પો.9.Reach; scope:પહોંચ;વિસ્તાર;ટપ્પો;વિષમ;ગોચર.10.The region within which a plant or animal naturally lives: છોડ અગર જનાવરને રહેવાની જગા.11. The horizontal distance to which a shot or other projectile is carried:ટપ્પો;પલ્લો;છેટું;મારો.

**Ranger,** (રેન્જર્) *n.* 1.One who ranges;a rover:રખડનાર;ભટકનાર; બારવટિયો;લુંટારો. 2.That which separates; a sieve: જુદું પાડનાર; ચાળણી.3.A dog that beats the ground in search of game:શિકાર ખોળવામાં જમીન ખોતરનાર કુતરો.4. One of a body of mounted troops: ઘોડેસ્વાર સિપાઇ.5.The keeper of a public park or forest:વન-રાનનો રખેવાળ;અરણ્ય રક્ષક; વનપાળ.

**Rank,** ( રેન્ક્ )*a.*1. Luxuriant in growth;exuberant:ભરપુર;જોર;ખૂબ.2.Extreme;gross;utter: તદ્દન; કેવળ;હડહડતું; અત્યંત; ભારે; જબરૂં: પરાકાષ્ઠાનું. 3. Causing vigorous growth;very rich & fertile:ફળ ઉત્પન્ન થાય એવું;અત્યંત ફળદ્રુપ;રસાળ.4. Rancid;musty:ખોરૂં;ઉતરી ગયેલું; ગંધાતું;વાસ મારતું.5.Strong to the taste:સખત સ્વાદવાળું હોય તે;ઉગ્રસ્વાદવાળું.*n.* 1. A row or line;a range;an order:હાર; ઓળ;પંક્તિ; શ્રેણી.2.A line of soldiers:સિપાઇઓની હાર;વ્યૂહ;સૈન્યપંક્તિ.3.Grade: પદવી;પાયરી;દરજ્જો.4.A class;order; વર્ગ.જાત;પંક્તિ.પ્રત.5.Station;grade: degree:પદવી;પદ;સ્થાન:સ્થિતિ; દરજ્જો; હાલત. 6. Distinction; eminence:પદવી; મર્તબો; પ્રતિષ્ઠા; માન; ગૌરવ;ઉત્કર્ષ;ઉન્નતિ.*A man of high* **r.**:કુલીન પુરૂષ. *The* **r.**s, the order of common soldiers:સાધારણ સિપાઇઓનો દરજ્જો-પદવી. *To fill the* **r.**s,to supply the whole number: આખી રકમ પૂરી કo.*To take* **r.** *of*, to have precedence over: કરતાં ઉપરી પાયરી-દરજ્જો હોવો.*vt.* 1. To place abreast or in a line:હારો ગોઠવવી;હારબંધ ગોઠવવું.2.To classify:વર્ગ પાડવા; વર્ગવાર ગોઠવવું. 3. To take rank of: -ના કરતાં ઉપરી દરજ્જો ધરાવવો.*vi.*1.To be ranged: કોઈ વર્ગમાં ગણાવું; ગોઠવાવું. 2. To have a certain grade:અમુક પદવી-દરજ્જો હોવો;-ની પંક્તિમાં ગણાવું. *He* **r.**s, *with the first class of poets*: તે પહેલા નંબરના કવિઓની પંક્તિમાં ગણાય છે.

**Rankle,**(રેન્ગલ્ )*vi.*1.To become, or be, rank;to be inflamed:ઉગ્ર થવું;પાકુ બંધાતું જવું: જોરમાં આવવું. 2.To produce a festering or inflamed effect:ચણચણવું; દાઘ મુકવો; શલ્યવત્ થઈ પડવું;કારી ઘા મારવો.*vt.* To cause to fester:કોવાડવું; સડાવવું.

**Ransack,**(રૅન્સૅક્ )*vt.*1. To search thoroughly: બધે ફરી વળીને ખોળ કo;ઝાડો લેવો;ખોળ-તપાસ-તલાસ-શોધ કo.2.To plunder:લુંટવું;લુંટી લેવું. 3.To violate:ભ્રષ્ટ-નાપાક કo;બગાડવું;-ની ઈજ્જત હુરમત લેવી. *vi.* To make a thorough search: પાકી શોધ-પુરતી તપાસ કo. *n.* The act of ransacking;pillage:લુંટ;ધાડ.

**Ransom,**(રેન્સમ્ )*n.*[L.*re*,& *emo*, I buy.]1 Redemption:છુટકો; છુટકારો;મુક્તિ. 2. Payment for freedom from restraint:છુટકારાને માટે આપેલો અવેજ;ખંડણી; દંડ. 3. A sum paid for the pardon of some great offence and the discharge o the offender: અપરાધિની માફીનો અવેજ-દંડ. *vt.* 1. To rescue;to deliver: છુટકારો કરવો; દંડ-અવેજ લઇ-આપી છુટકારો કo;છોડવવું; -નો અવેજદંડ આપવો. 2. To exact a ransom for: -ને માટે દંડ-પૈસા-નાણાં કઢાવવાં.

**Rant,**(રૅન્ટ્ )*vi.*To rave in violent, or high sounding language:ભારેભારે શબ્દો બોલીને બબડવું; નિરર્થક શબ્દોચ્ચાર કo; અષ્ટંપષ્ટ બોલવું. *n.* High sounding language: મોટા ભારેભારે શબ્દો વાપરીને વગર વિચારે કરેલું ભાષણ-બોલવું તે; -નિર્થક પ્રલાપ.બડબડ;લપનછપન.

**Rantipole,**(રૅન્ટિપોલ્ )*n.* A wild, romping young person: યથેચ્છાચારી; ભટકેલ; રખડાઉ; લાલા; લાલ. *a.* Wild;roving:જંગલી;ભટકેલ;રખડાઉ.*vi.*To act like a rantipole: રખડાઉની પેઠે વર્તવું.

**Ranty**(રૅન્ટિ)*a.* Wild; noisy; boisterous:બડબડીઉં;ગાંધલીઉં;તોફાની.

**Rap,**(રૅપ )*n.*A lay or skein containing 120 yards of yarn:૧૨૦ વારની દોરાની દડી-ગોટી-પીલ્લું. *vi.* To strike with a sharp blow: -પર ટકોરો ઠોકવો-મારવો; ઉપર ઠોકવું થાપ મારવી. *vt.*1. To strike with a blow: થાપ-ટકોરો મારવો 2. To free in a mold by light blows: ધીમે ધીમે ઠોકી બીબામાંથી છુટું પાડવું.*n.* A quick, smart blow: સપાટો;ઝપાટો;થાપ;ઠોક. *vt. imp.* & *p.p.***Rapped** or **rapt.**1.To snatch away:ઝુંટાવી લેવું.2.To hasten:ઉતાવળ કરવી.3.To seize and bear away;to affect with ecstasy or rapture: તન્મય-તલ્લીન થઇ જવું; સમાધિસ્થ થવું; હર્ષાન્વિત થઈ જવું; મ-

ધૂળધાણી ને વા પાણી.

કુદ્દપઇજવું.4. To exchange: બદલો ક૦. *To* **r.**& *ren*, *to* **r.**& *rend*, to seize & plunder: પકડીને લૂંટી લેવું. *To* **r.***out*, to utter with sudden violence: મોટો ઘાંટો કાઢીને બોલી ઉઠવું-જવું. *n.* Any coin of trifling value: કોડી; દમડી; નાસરી. *Not to care a* **r.**: લેશમાત્ર દરકાર ન રાખવી; તૃણમાત્ર લેખવું. *Not worth a* **r.**, worth nothing: નકામું; નઠ્ઠું; ધૂળજેવું; દમ-માલ વગરનું; નિર્માલ્ય.

**Rapacious,** ( રૅપેશસ ) *a.* [ L. *rapio*, I seize.] 1. Given to plunder: લુંટારૂં; જેરજુલમથી ખૂંચાવી લેનાર. 2. Accustomed to seize food: હિંસક; ફાડી ખાનારૂં; શિકારી. 3. Avaricious; greedy: સર્વહારી-ગ્રાહી: લોભી; હરણશીળ; સાહસિક; અતિલોભી.

**Rapacity,** (રૅપેસિટિ) *n.* 1. The quality of being rapacious; rapaciousness; ravenousness: લુંટારાપણું; લુંટાલુંટ; અપહરણ શીલતા; અપહારબુદ્ધિ; સાહસિકતા; ફાડી ખાવાનો સ્વભાવ; હિંસકપણું. 2. The practice of exacting by oppressive injustice; exorbitant greediness of gain: જેર જુલમથી ગેર વાજબીપણે પૈસા કઢાવવા તે; અતિશય લાલસા-લોભ.

**Rape,** ( રેપ ) *n* 1. Fruit: ફળ. 2. The refuse stems and skins of grapes: દ્રાક્ષનાં ફોતરાં; કુચા. 3. A filter containing the above refuse, used in clarifying and perfecting malt vinegar &c.: દ્રાક્ષના કુચા રહ્યા હોય તે ફીલ્ટર; ગાલણી. *n.* 1. Robbery: લુંટ; અપહરણ; અપહાર. 2. Sexual connection with a woman without her consent: બળાત્કારે કરેલો સ્ત્રીસંભોગ; બળાત્કાર; હઠસંભોગ; બળાત્કાર સ્ત્રીસંભોગ. 3. That which is snatched away: બળાત્કારે લઇ લીધેલી વસ્તુ. 4. Haste; hurry: ઉતાવળ; ત્વરા; ઝટપ. *vt.* To commit rape upon: બળાત્કારે સ્ત્રીસંભોગ કરવો; -નાપર બળાત્કાર ગુજરવો. *vi.* To rob: લુંટવું. *n.* One of six divisions of the county of Sussex: સસેક્સના છ મહાલમાંનો એક મહાલ. *n.* A name given to a variety of plant; the seeds of which are used for the production of rape oil: સરસવનો છોડ; સરસી; સરસવણી.

**Rapid,** (રૅપિડ્) *a.* [L. *rapio*, I seize and carry off. ] 1. Very swift or quick; moving with celerity; fast: ઉતાવળું; શીઘ્ર; શીઘ્રગામી; વેગવાન; ઉતાવળે વહેતું-દોડતું. *A* **r.** *stream*: વેગવાન વહેળિયું. 2. Advancing with haste or speed; speedy in progress: ઉતાવળું ચાલતું-થતું; જલદી થતું-બનતું; ત્વરિત; વેગવાન. 3. Quick in execution: જલદ; ઝટપવાળું; હાથની ચાલાકીવાળો; ફુરતાઇવાળું. *A* **r.** *penman*: ઝટપવાળો લેખક-લહીઓ.

**Rapidity,** (રૅપિડિટિ) *n.* The state of being rapid; swiftness; celerity; velocity: જલદી; ત્વરા; ઝડપ; વેગ; ઉતાવળ; શીઘ્રતા; શતાબી.

**Rapids,** (રૅપિડ્સ) *n. pl.* The part of a river where the current moves with great swiftness but without actual water-fall or cascade: નદીના જે ભાગમાં પાણીનો વેગ વધારે હોય તે સ્થળ; વહેણ; લહી.

**Rapier,** ( રૅપિઅર્ ) *n.* A straight sword, with a narrow and finely pointed blade used only for thrusting: ખાંડું; જમૈયો; નાની તલવાર.

**Rapine,** ( રૅપાઇન્ ) *n.* [L. *rapio*, I seize.] 1. The act of plundering; pillage; spoliation; plunder: લુંટફાટ; ધાડ; લુંટ. 2. Rape: જેરજુલમ; બળાત્કાર; હઠસંભોગ. *vt.* To plunder: લુંટવું.

**Rapt,** (રૅપ્ટ ) *imp.*&*p.p.* of **Rap.** *a.* 1. Snatched away: લઇ લીધેલું; ખૂંચાવી -ઝુંટાવી લીધેલું. 2. Transported with love, admiration, &c.: હર્ષોન્મત્ત; અત્યાનંદી. 3. Wholly absorbed or engrossed as in work or meditation: નિમગ્ન; પરાયણ; ગ્રસ્ત; તન્મય-લ્લીન; ગરકથઇ ગયેલું. **R.** *in studies*: અધ્યયન પરાયણ-ગ્રસ્ત. *n.* 1. An ecstasy: પરમાનંદ; હર્ષોન્માદ. 2. Rapidity: ત્વરા; શીઘ્રતા. *vt.* 1. To transport: લઈજવું. 2. To carry away by force: જેરજુલમથી લઈજવું.

**Rapture,** (રૅપ્ચુર્ ) *n.* [ L. *rapio*, I carry off by force.] 1. A seizing by violence: જેરજુલમથી પકડવું તે. 2. Extreme joy or pleasure; ecastasy: આલ્હાદ; બ્રહ્માનંદ; હર્ષાવેશ; હર્ષોન્માદ; પરમાનંદ; બેહદ ખુશાલી; અત્યાનંદ; ખુશી. 3. A fit; a spasm: જુસ્સો; ઉન્માદ આવેશ. *vt.* To transport with excitement; to enrapture: ખુશખુશકરી દેવું; અત્યાનંદિત ક૦.

**Rapturous,** (રૅપ્ચુરસ્ ) *a.* Ecstatic; transporting: અત્યાનંદનું; પરમાનંદનું; હર્ષજનક-કારક; આનંદપ્રદ; મોહક; પરમહર્ષદ.

**Rare,** ( રેર્ ) *a.* 1. Early: વહેલું. 2. Partially cooked; underdone: કાચુંદવાયું; અર્દ્ધપકવ; અદકચરૂં; કાચુપાકું. *a.* [L. *rarus*, thin.] 1. Not frequent: unusual: કોઇજ વખત જેવામાં આવતું; અસાધારણ; દુર્લભ; વિરલું; અપૂર્વ; નવાઈજેવું; દુષ્પ્રાપ્ય; અસુલભ. 2. Of an uncommon nature; unusually excellent: અત્યુત્તમ; અત્યુત્કૃષ્ઠ; સર્વોત્કૃષ્ઠ; તોફ; ધન્ન્ય; સરસ; દુષ્પ્રાપ્ય; દુર્લભ; અતુલ્ય; અપૂર્વ; અદૃષ્ટપૂર્વ; વિલક્ષણ. 3. Thinly scattered: અહીંતહીં વિખરાયેલું; છુટ; તુટક. 4. Of loose texture: પાતળું; સૂક્ષ્મ; આછું.

**Rarefaction,** (રેરીફૅક્શન ) *n.* The act or process of rarefying : સુક્ષ્મતા; પાતળું કરવું તે.

**Rarefy,** (રેરીફાઇ) *vt.* [L. *rarus*, thin & *facio*, I make.] To make rare, thin, or porous: પાતળું ક૦; ઘટપણું કમી ક૦; સૂક્ષ્મ ક૦. *vi.* To become less dense: -નું ઘટપણું ઓછું થવું; પાતળું થવું.

**Rarely,** ( રેર્લિ ) *adv.* 1. In a rare manner; seldom: કદી; જવલ્લે; ભાગ્યેજ; કદાચિત; કોઇપ્રસંગે. 2. Finely; excellently: અત્યુત્તમરીત્યે; સર્વોત્કૃષ્ટતાથી.

**Rarity-ness,** (રેરિટિ-નેસ્ ) *n.* 1. The state of being rare: અસાધારણ પણું; વિરલતા; દુર્લભતા; દુષ્પ્રાપ્યતા; અત્યુત્તમતા; અપૂર્વતા 2. Thinness: પાતળાપણું; સૂક્ષ્મતા; પાતળાશ. 3. An uncommon thing: દુર્લભ-અપૂર્વવસ્તુ-ચીજ; ચમત્કાર; કૌતુક; નવાઈ; અછતવાન વસ્તુ.

**Rascal,** ( રાસ્કૅલ ) *n.* [L. *rado*, I shave.] 1. (*a*) One of the rabble: નીચ-અધમ માણસો પૈકીનો એક. 2. A rogue; a scoundrel; a trickster: શઠ; હરામખોર; ધૂર્ત; દુર્જન; દુરાત્મા; પાપાત્મા; ખળ; લુચ્ચો; સોદો; દુરામી; ઠગ; નટ; ગુલામ; પાજી; ઠાકર; મુંજી. *a.* Low; mean: હલકું; ખરાબ; નીચ; અધમ; પાજી. (*b*) A lean, illconditioned beast: પાતળું-દુબળું ઢોર; *esp* a deer: હરણ.

**Rascality,** (રાસ્કૅલિટિ) *n pl.* 1. The state of being a rascal: લુચ્ચાઇ; ઠગાઇ; ધૂર્તતા; દુર્જનતા; શઠતા; ખળાઇ; હરામખોરી; ખળતા; પાપવૃત્તિ. 2. The poorer and lower classes of people: ગરીબ અને નીચ લોકો; હલકા વર્ગના લોકો; ગરીબગુરબાં.

Religion is the ground work of salvation :

**Rascallion,**(રાસ્કૅલિઅન )*n.*A low, mean wretch:નીચ હલકું માણસ.

**Rascally,**(રાસ્કૅલિ) *a.*Like a rascal;base:લુચ્ચું;ખંધુ;લાંઠિયું;લુચ્ચાઇનું ભરેલું.

**Rase,**(રેઝ)*vt.* [L.*rado*,I scrape.] **1.**To rub along the surface of: ઘસાઈને જવું;ઝપટાવું.**2.**To erase:ભુસવું;ભૂંસી નાંખવું. **3.**To level with the ground;to destroy;to raze: જમીન દોસ્ત ક૦;પાયમાલ-નાશ ક૦; ખરાબ ખસ્ત ક૦; નિર્મૂલ ક૦. *vi.* To be levelled with the ground;જમીનદોસ્તથઈજવું.*n.***1.**A scratching out:ભુસવું તે.**2.** A slight wound: ઘસારો;ઉઝરડો. **3.**A way of measuring,in which the commodity measured was made even with the top of the measuring vessel by rasing:ભરેલું માપ સોના ઉપરથી લ્હોઈ નાંખીને માપવાની એકરીત.

**Rash,** ( રેશ ) *vt.* **1.** To pull off or pluck violently:એકદમ તોડી નાંખવું-પાડવું.**2.**To cut;to slice:કકડા ક૦. *n.*[L.*rado*,I scrape.]A fine eruption on the body:અળઈઓ.*n.*An inferior kind of silk:હલકું રેશમ. *a.* **1.** Sudden in action; quick; hasty:અધીરું;આકળું.**2.**Pressing; urgent:અગત્યનું;જરૂરનું;ઉતાવળનું.**3.** Precipitate:કાચી મસલહતનું;અવિચારી; ઉતાવળિયું; અવિવેકી;સાહસિક. **4.**Uttered with too much haste: ઉતાવળું;અસાવધાન;ગાફેલ.**5.**So dry as to fall out of the ear with handling,as corn:તદનસૂકું.*vt.*To prepare with haste:ઉતાવળથી તૈયાર ક૦.

**Rasher,** (રેશર ) *n.***1.**A thin slice of bacon:પાતળો માંસનો કકડો. **2.** A California rockfish;એક જાતની માછલી.

**Rashness,**(રૅશ્નેસ્ )*n.*The quality or state of being rash: ઉતાવળાપણું;અવિચાર;અવિચારીપણું; અવિવેક;સાહસિકતા.

**Rasp,** (રૅસ્પ ) *vt.***1.**To rub or file wsih a rasp:કાનસ-રેતરડીવતી ઘસી નાંખવું; છોલી નાંખવું. **2.** To grate harshly upon:પર ઘસડાવું-અથડાવું. *n.***1.**A coarse file:રેતરડી;કાનસ.**2.**A raspberry:એક જાતનુંમીઠું ખાટું ફળ.

**Raspberry,**(રૅસ્પ્બેરિ)*n.*The thimble-shaped fruit:એક જાતનું ખાટું-મીઠું ફળ.

**Rasure** ( રેઅર ) *n.* [ L. *rado*, I scrape.] **1.** Erasure:છેકવું તે;છેકો; લીટો.**2.**A mark by which a letter is erased:છેકો.

**Rat,**(રૅટ્ )**1.**One of several species of small rodents:કોળ;ઉંદર;મૂષક;**2.** A round and tapering mass of hair,used by women to support the puff and rolls of their natural hair:જુડો-એોટો અંબોડો. **3.** Ohe who deserts his party:પોતાની ટોળીછોડનાર.Hence,one who works for lower wages than those prescribed by a trades union:વ્યાપાર મંડળે ઠરાવેલા દર કરતાં ઓછા દરે કામ કરનાર.*To smell a.* **r.**:વાસ-ગંધ આવવો;મન ચમકવું;ચમકવું;સંશય-શક-શંકા પડવી;સંશય પડેથી સાવધાન-જાગૃતથવું. *vi.***1.** To desert one's party from interested motives:ટોળી છોડવી;સ્વપક્ષનો ત્યાગકરી પરપક્ષ સ્વીકારવો.**2.**To catch or kill rats:ઉંદર પકડવા-મારવા.

**Ratable,** ( રૅટેબલ્ ) *a.* **1.** Capable of being rated: ભાવ આંકવા જોગ. **2.**Liable to taxation:વેરો-કર નાંખવા જોગ.

**Ratafia,**(રૅટેફિઍ)*n.* A spirituous liquor flavored with the kernels of cherries:એક જાતનો સ્વાદિષ્ટ દારૂ.

**Ratan,**(રૅટેન્ )*n.* Cane: નેતર; છડી; વેત્ર;વેણુ.

**Ratchet,**(રૅચેટ્ )**1.** A pawl, click or detent for holding a ratchet wheel:ઘડિયાળનું ભુત ચક્કર.**2.**A mechanism composed of a ratchet wheel:ચક્કરોનું બનાવેલું યંત્ર.

**Rate,**(રેટ્ )*vt.*& *vi.*To chide with vehemence;to scold;to censure violently:ધમકાવવું;ઠપકો દેવો; ખખડાવવું.*n.***1.**Established portion or measure:નેમણુંક;ધારો.**2.**Rank; degree;standard;ratio; proportion:દર;ભાવ;પ્રમાણ;માન; વેગ. **3.** Valuation;cost;charge:મૂળકિંમત;કિંમત;ભાવ;નિરખ;મૂલ.**4.**A tax: કર;વેરો.**5.** Order; arrangement: વ્યવસ્થા;ગોઠવણ.**6.**Approval;ratifications:બહાલી;મંજુરી; પસંદગી. **7.**The daily gain or loss in seconds of a clock or watch:ઘડીઆળનું આગળ અગર પાછળ પડવું તે. **8.**The order or class to which a war vessel belongs:વર્ગ;દરજ્જો. *vt.***1.** To set a certain estimate on: નો દર-ભાવ ઠેરવવો;કિંમત-મૂલ્યની કિંમત માંડવી;ગણવું.લેખવવું;મૂલવવું.**2.**To assess for the payment of a rate or tax:ગણવું;ઠરાવવું;નક્કી ક૦.**3.**To settle the relative scale, rank &c.of:દરજ્જો-વર્ગ ઠરાવવો. **4.** To ratify:મંજુર-બહાલ ક૦. *vi.* **1.** To be considered in a class: વર્ગ-દરજ્જામાં ગણાવું;ગણાવું; લેખાવું. **2.**To make an estimate:ગણત્રી-અટસટ્ટો કાઢવો.

**Rath,**(રાંથ )*n.***1.**A hill or mound: ટેકરી;ટેકરો;ડુંગરી.**2.**A kind of ancient fortification found in Ireland: આયરલાંડનો અસલનો કિલ્લો. *a.*Coming before others;early: વહેલું આવેલું;વહેલું.

**Rathe,**(રાંથ્ )*adv.*Soon;early:વહેલું;તરતજ.

**Rather,**(રાંધર )*a.*Prior;earlier:કરતાં;તે કરતાં.*adv.***1.**Earlier;sooner: વધારે વહેલું;તરતજ.**2.**More readily;preferably:વધારે પસંદગીથી;વધારે ખુશીથી. *My soul chooseth death* **r.***than my life*:મારો આત્મા જીવવા કરતાં મરવું વધારે પસંદ કરે છે.**3.**On the other hand; instead:તે કરતાં;ઉલટું.*Was nothing bettered but* **r.***grew worse*:તેથી કંઈ સારૂં થયું નહિ પણ ઉલટું વધારે કથળ્યું.**4.**Somewhat: જરાક; કંઈક; થોડું;લગાર.**5.**More properly;more correctly speaking:ખરૂં કહીએ તો. **6.**In some degree:કેટલેક દરજ્જે-અંશે.*The* **r.**,for better reason; for particular cause: ખાસ કારણથી; વિશેષમાં કારણકે. *Had* **r.**, *would* **r.**,to prefer to:-ને વધારે પસંદ ક૦.

**Ratification,**(રૅટિફિકેશન્ )*n.* The act of ratifying;sanction:મંજુરી; બહાલી.સ્વીકાર;અનુમતિ.

**Ratify,**(રૅટિફાઈ)*vt.*[L.*ratus*,firm, valid.]To confirm;to settle:કબૂલ-મંજુર રાખવું;બહાલ ક૦; સહી ક૦; સ્વીકારવું.

**Ratio,**(રૅશિઓ)*n.***1.** The relation which one quantity has to another of the same kind:પરિમાણ; પ્રમાણ.**2.**Rate;proportion: પ્રમાણ;દર;અંદાજો;સંબંધ.

**Ratiocination,** (રૅટિઑસિનૅશન્ ) *n.*The process of reasoning:તર્કવિદ્યા;તર્કશાસ્ત્ર:તર્કજ્ઞાન;વિતર્ક;યુક્તિવાદ.

**Ration,**(રૅશન્ )*n.*[L.*ratio*,a reckoning.]**1.**A fixed daily allowance of provisions assigned to a soldier in the army:ભાથું;સીધું;

પેટીયું;રાતબ.2.An allowance; an allotment:ભાગ;વાંટણી.*vt.*To supply with rations as a regiment: પલટણને ભાથું પૂરું પાડવું.

**Rational,** (રૅશનૅલ્) *a.*1.Relating to the reason;not physical;mental:તાર્કિક;માનસિક;બુદ્ધિવિષયક. 2. Reasoning:endowed with understanding or reason: વિચારવાન; વિવેકી;સજ્ઞાન;જ્ઞાનશક્તિસંપન્ન;બુદ્ધિસંપન્ન;તર્કજ્ઞ;ચેતન.3.Agreeable to reason;not absurd,fanciful,foolish or the like;wise;judicious: યુક્તિસિદ્ધ;યુક્ત;સયુક્તિ;યથાયોગ્ય;યથોચિત;ન્યાયાનુરૂપ;સારાસાર સમજનાર; ડાહ્યું; વિવેકી; ન્યાયાનુસારી. **R.** *quantity,* one that can be expressed without the use of a radical sign:જે સંખ્યાનું મૂળ બરોબર નીકળે તેવી સંખ્યા.*n.*A rational being:સમજવાળો માણસ;ડાહ્યો.

**Rationale,**(રૅશનૅલી) *n.*An explanation of the principles of some opinion:ખુલાસો;ઉપપત્તિ.

**Rationality,** (રૅશનૅલિટિ) *n.*The quality or state of being rational;agreement with reason;due exercise of reason;reasonableness:જ્ઞાનશક્તિ;ચિચ્છક્તિ;જ્ઞાન;અવબોધપ્રતિબોધ;તર્કશક્તિ;બુદ્ધિ; વિચારશક્તિ;યુક્તતા;ન્યાયતા;યુક્તિ.

**Ratoon,**(રૅટૂન) *n.*A rattan cane: શેરડીના મૂળીઆમાંનો ફણગો.

**Ratsbane,** (રૅટ્સ્બેન) *n.*Rat poison;white arsenic:ઉંદર સારૂ ઝેર; સોમલ.

**Rattan,**(રૅટૅન)*n.*A thick woolen stuff quilled or twilled:એક પ્રકારનું ઉનનું જાડું કપડું.

**Ratting,**(રૅટિંગ)*n.*1.The conduct or practices of one who rats: સામા પક્ષમાં જવું તે;અન્ય પક્ષ સ્વીકાર.2.The low sport of setting a dog upon rats confined in a pit to see how many he will kill in a given time:એક ખાડામાં ઉંદરને ભર્યા હોય તેમાં કુતરાને મુકીને અમુક વખતમાં તે કેટલા ઉંદર મારે છે તે જોવાની અધમ-દુષ્ટ રમત.

**Rattle,**(રૅટલ્) *vi.* 1.To clatter:ખખડવું;ખણખણવું;ધડધડાટ કo;ગડગડવું.2.To drive or ride briskly so as to make a clattering: ખટખટ કરતાં જવું.3. To talk rapidly: ઉતાવળથી વાત કરવી;ગપ્પાં મારવાં.*vt.* 1.To cause to make a rattling sound:ખડખડ વગાડવું.2.To assail or annoy with a rattling noise: બ્હેર કરી નાંખવું.3.To confuse:ગભરાવવું;અમુઝાવવું;શોકમાં નાંખી દેવું. 4.To scold:ધમકાવવું; ખખડાવવું. *To* **r.***off,* to tell glibly or noisily: ગટબટ સટબટ કરીને કહી નાંખવું.(*b*)To rail at;to scold:ધમકાવવું;ખખડાવવું.*n.* 1. A rapid succession of sharp, clattering sound:ગડગડાટ;ખડખડાટ.2.Noisy, rapid talk:ગરબડાટ ભરેલી વાત;લવલવ;બકબક;પ્રજલ્પન.3.An instrument with which a rattling sound is made:ઘુઘરો.4.A noisy, senseless talker:બકબક લવલવ કરનાર.5.A scolding: ધમકી; ઠપકો; દબડાટ.6.The noise in the throat produced by the air in passing through mucus which the lungs are unable to expel:(મરણ વખતનો) ઘરેરો; ઘરટલો. To spring a **r.**, to cause it to sound: ઘુઘરો વગાડવો-ખખડાવવો.

**Rattling,**(રૅટલિંગ્)*n.*Noise: ખખડાટ;ખણખણાટ.

**Rattle-headed,**(રૅટલ્-હેડેડ)*a.*Unsteady;giddy:અદૃઢ;અસ્થિર;ચંચળ.

**Rattle-snake,**(રૅટલ્-સ્નેક)*n.*Any one of several species of venomous American snakes: ઘુઘરીઆ સાપ.

**Raucity,**(રોસિટિ)*n.* [L. *raucus,* hoarse.]Harshnesss of sound: સ્વરભંગ;અવાજનું ખોખરાપણું.

**Ravage,**(રૅવેજ્)*n.* [L. *rapeo,* I carry off.] Devastation; havoc; ruin;waste;destruction:વિનાશ; ધુળધાણી;ઉપદ્રવ;વિધ્વંસ;ઉચ્છેદ;ખરાબી;પાયમાલી;નસંતાન;નખોદ;ઉત્પાત;અનર્થ.*vt.*To lay waste by force:લુંટવું;વેરાન કરવું;-ની લુંટફાટ કo; ધાડ પાડવી;ખરાબખસ્ત કo; ઉચ્છેદ-વિનાશ કo; ધુળધાણી કo; પાયમાલ કo;ઉત્પાત-અનર્થ કo.

**Rave,**(રેવ્)*n.* One of the upper side pieces of the frame of a wagon body or a sleigh: ગાડાનું ઉપલું લાકડું; ઉધ. *vi.* [L. *rabo,* I rave.]1.To wander in mind; to be delirious; to talk or act irrationally:ચળવું;મગજ ભમવું;ગાંડા બનવું-થવું; ઉન્મત્ત થવું;-નું મગજ ખસવું;બુદ્ધિભ્રમ ગમેતેમ બોલવું;ઘેલાં કાઢવાં;(તાવમાં) લવારો-લવરીપર ચઢવું.2. To rush wildly: જુસ્સાભેર ધસવું.3.To talk with unreasonable enthusiasm:બકવા-લવારો કરવો.*vt.*To utter in madness:ગાંડપણમાં બોલવું.

**Ravel,**(રૅવેલ્)*vt.*1.To separate or undo the texture of: ઉકેલવું. 2. To undo the intricacies of: ગુંચવેલું ઉકેલવું.3.To pull apart:છુટું કo.*vi.*1. To become untwisted:ઉકલવું;છુટું થવું.2.To fall into perplexity and confusion:ગુંચવાઇ જવું.3.To make investigation or search: શોધવું; તપાસ-તલાસ-શોધ કo.

**Ravelin,**(રૅવ્લિન)*n.*[L. *re,* again & *vallum,* wall.] A detached work with two embankments which make a salient angle:બહારનો કોટ.

**Raven,** (રેવેન) *n.* A large black passerine bird similar to the crow:જંગલી કાગડો.*n.*1.Rapacity: જુલમ.2. Plunder; prey: લુંટફાટ; શિકાર. *vt.* 1. To obtain by violence:જોર જુલમથી લેવું.2. To devour with great eagerness:ગબાગબ ખાવું; ડમોડળ ખાઇ જવું.*vi.* To prey with rapacity:ફાડી ખાવાં કo.

**Ravenous,**(રૅવેનસ્)*a.* 1. Devouring with rapacious eagerness: ફાડી ખાનારૂં;હિંસક;ઘાતકી;ખાઉ કરડું;ભૂખ્યું ડાંસ; કકડીને ભૂખ્યું થયલું 2.Eager for prey: ખાવાને તલપતું;શિકારી.

**Ravin,**(રૅવિન્) *a.* Ravenous: ફાડી ખાનારૂં. *n.* Plunder;prey:શિકાર; લુંટફાટ.

**Ravine,**(રૅવીન)*n.*Food obtained by violence:જુલમથી મેળવેલો ખોરાક;શિકાર.*n.*[L.*rapina,*rapine.] 1.A torrent of water:પાણીનો ધોધ.2.A gorge;a mountain cleft: ખીણ;કોતર;નાળું.

**Raving,**(રૅવિંગ્)*a.* Talking irrationally and wildly:ગાંડું;ઘેલાં કાઢતું;લવરી કરતું;ઉન્મત્ત.

**Ravish,**(રૅવિશ્) *vt.* [L. *rapeo,* I snatch away.] 1. To seize and carry away by violence:હરણ કo; જોર જુલમ-જબરદસ્તીથી પકડી લઈજવું-હરણ કo;હઠસંભોગ કo.2.To transport with joy:આનંદમાંનિમગ્ન કo; પરમાનંદ પામે કરાવવો; પરમહર્ષિત

Repeat not among strangers what you hear among friends :

ક૦-નું મન હરિલેવું.3.To have carnal knowledge by force, and against her consent : બળાત્કારે સ્ત્રીસંભોગ કરવો; બળાત્કાર ગુજારવો.

**Ravisher,** (રૅવિશર્ ) *n.*One who ravishes(in any sense):હરણ-બળાત્કાર કરનાર;જુલમથી સ્ત્રીસંભોગ કરનાર.

**Ravishing,** (રૅવિશિંગ)*a.* Rapturous; transporting: બળાત્કાર સ્ત્રી સંભોગી; મન હરીલેનારૂં; મનોહારક; ચિત્તાકર્ષી;સંતોષપ્રદ;આનંદજનક;

**Ravishment,** (રૅવિશ્મેન્ટ્ ) *n.* 1. The act of carrying away by force:બળાત્કાર સ્ત્રીસંભોગ.2. Rapture;transport of delight:મનોહરણ; હર્ષોન્માદ; ચિત્તમોહ. 3. The act of ravishing a woman: બળાત્કાર સંભોગ.

**Raw,**(રૉ )*a.*1.Not altered from its natural state; not cooked; not done:કાચું;કઠ્ઠ;અપક્વ; અસિદ્ધ. 2. Unprepared for use or enjoyment;immature;unripe;unpractised; inexperienced; untried: કાચું;પાકેલું નહિ તેવું;બીન અનુભવનું;કચ્ચું;નવું;થોડાઆવડનું; અપક્વ બુદ્ધિ-મતિનું;અધુરૂં;અપાવરધું;હેલટ.3. (*a*)Not distilled: ગાળેલું નહિ તેવું;અણગળ.(*b*)Not spun or twisted:કાંતેલું નહિ તેવું; અણકાંત્યું;કાચું. (*c*) Not mixed or diluted: નર્યું; નિર્ભેળ; મિશ્રરહિત-વિનાનું; શુદ્ધ. (*d*) No tenilted & strained: નહિ ગાળેલું;કાચું;અપક્વ.(*e*)Not tanned: ગાળુ;કાચું;લિલું.(*f*)Not trimmed: વગર વાળેલું;છેડા આટયા વગરનું. 4. (*a*)Bald:ઉઘાડું; નાગું; તાલ પરેલું; તાલવાળું. (*b*) Deprived of skin: ચામડી વગરનું;ચર્મરહિત;ત્વચારહિત. 5.Disagreeably cold;chilly:શરદ;ઠંડું;ટાઢું. **R.***pig*,cast iron:ધમધમતી ભઠ્ઠીનું ગાળેલું લોઢું. *n.* A raw sore, or galled place:આળી જગા.

**Raw-boned,**(રૉબોન્ડ્ )*a.* Having little flesh on the bones: થોડા માંસવાળા હાડકાનું.

**Rawness,** (રૉનેસ્ )*n.* The quality or state of being raw: કાચાપણું;કચાશ; અપક્વતા; અપરિણામ; બીન અનુભવ;અપક્વ બુદ્ધિ.

**Ray,** (રે )*vt.*1.To array:ગોઠવવું.2. To mark,stain or soil:નિશાન ક૦. *n.* Array;order:અનુક્રમ;ક્રમ.*n.*[L. *radius*,a beam.]1.One of a number of lines or parts diverging from a common point:કિરણ.2. A radiating part of a flower or plant:શાખા;કર.3.A line of light; a single element of light or heat propagated continuously: રશ્મિ; કર;મરીચિ;કિરણ;તેજ.4.Vision;perception:બુદ્ધિ પ્રકાશ.5. One of a system of diverging lines passing through a point: તેજ.*Pencil of* **r.***s.*,a definite system of rays: અંશુનલ.*vt.*1.To mark with long lines:લાંબી લીટીઓથી નિશાન ક૦.2. To send forth or shoot out:નીકળવું-ફુટવું;-નો પ્રકાશ પડવો. *vi.* To shine, as with rays: કિરણ માફક પ્રકાશવું.*n.*Any one of numerous fishes: એક જાતની માછલી.

**Raze,** (રેઝ્ ) *vt.* 1. To erase:ભુંસી નાંખવું.2. To destroy: નાશ કરવો; પાયમાલ કરવું;- નો ઉચ્છેદ-વિધ્વંસ-વિનાશ ક૦;જમીનદોસ્ત ક૦.

**Razor,**(રેઝર્ )*n.*[L.*rado*,I shave.] A keen-edged knife of peculiar shape,used in shaving the hair from the face or the head:અસ્તરો;છર;લોટું. 2 A tusk of a wild boar:જંગલી ભૂંડના દંતશળ.

**Razor-strop,** (રેઝર્‌સ્ટ્રોપ્ ) *n.* A storp used in sharpening razors: ટપટપી (હજામની ); ટપટપીકું.

**Reach,** (રીચ્ ) *vi.* To retch:બકારી ખાવી;ઉબકા આવવા;ઉછાળા મારવા. *n.* An effort to vomit: ઉલટી કરવાનો યત્ન;ઉછાળો; બકારી.*vt.* 1. To extend;to stretch: લંબાવવું;લાંબુ ક૦ ; વિસ્તૃત ક૦; વિસ્તારવું . 2. To hand over:આપવું. 3. To attain or obtain by stretching forth the hand:પહોંચાડવું;હાથ પહોંચાડવો.4.To strike with a missile: તીરથી મારવું. 5. To penetrate; to extend an effort, or influence to:દાખલ થવું;-ને લાગુ પાડવું; ને બંધબેસતું આવવું.6.To extend to:સુધી પહોંચવું-જવું. 7. To arrive at; to come to: પહોંચવું-ના હાથમાં આવવું;-ને મળવું.*As before this letter* **reaches** *your hands*:આ કાગળ તમારા હાથમાં આવે તે પહેલાં 8. To arrive at by efforts of any kind; to attain to;to gain:મેળવવું;પ્રાપ્ત-સંપાદન ક૦;ગ્રહણ ક૦.9.To understand;to comprehend:-ને પહોંચવું;સમજવું.10.To overreach:ઠગવું; છેતરવું.*vi.* 1.To streatch out the hand: હાથ લંબાવવો.2.To make efforts: પ્રયત્ન-પ્રયાસ કરવો. 3. To extend in dimension : -નો વિસ્તાર વધવો.4.To sail on the wind: પવન પ્રમાણે હંકારવું.*n.*1. The act of stretching; extension;power of reaching with the person : વિસ્તાર;ફેલાવો. 2. The power of stretching;power of attainment; extent of capacity: ગ્રહણ શક્તિ; વિષય;ગોચર;ગતિ;પહોંચ;તાકાત.3.(*a*) Extent;stretch;expanse:વિસ્તાર; ફેલાવો.(*b*)Application;influence; result;scope: કર્તૃત્વશક્તિ;કરણશક્તિ; ગુણકારિતા;બળ;શક્તિ;યોગ;પ્રયોગ.4. An extended portion of land or water;a stretch;an arm of the sea extending up into the land: વાંક વગરનો નદીનો અગર જમીનનો સિધો ભાગ;જમીનમાં ગયેલો દરિયાનો ફાંટો.5.An artifice to obtain an advantage:યુક્તિ;પ્રયુક્તિ;પેંત;લાગ. *Within the* **r.***of*:ગમ્ય;ગ્રાહ્ય;લભ્ય; વિષય;પહોંચ;હાથ;*It is within the* **r.***of knowledge*: તે જ્ઞાન ગમ્ય છે; *The book is not within my* **r.**: ચોપડીને મારો હાથ પહોંચી શકતો નથી.*Beyond the* **r.** *of*:શક્તિ-પહોંચ બહાર;અતીત;અગ્રાહ્ય;અગોચર; અવિષયક.*Out of one's* **r.**:બેલાગ.

**React,** (રીઍક્ટ્ )*vt.*To act,or perform,a second time: ફરીથી-પુનઃ કરી-ભજવી બતાવવું.*vi.*1.To return an impulse or impression-: નો સામો ધક્કો લાગવો;પ્રત્યાઘાત-પ્રતિક્રિયા-પ્રતિકાર થવો;ઉલટ મારવી.2. To act upon each other: સામસામે અસર થવી.

**Reaction,** (રીઍક્શન )*n.* 1. Any action in resting other action, or force; counter tendency; reverse action: સામું જોર;પ્રત્યાઘાત; પ્રતિક્રિયા;પ્રતિક્રામ; પ્રતિબળ.2. The natural action of chemical agents upon each other:પ્રતિક્રિયા. 3.(*Mech*) force which a body subjected to the action of a force from another body exerts upon the latter body in the opposite direction:પ્રત્યાઘાત.4.Backward tendency:ઉલટ;ઉથલો.

**Reactive,** (રીઍક્ટિવ્ )*a.* Having power to react:ફરીથી કરતું;પ્રત્યાઘાતક;પ્રતિકારક.

ચાર કાનની વાત છ કાને ન જવા દેવી.

**Read,** (રીડ્) *vt.*[L. *ratus*, I suppose.]1.To advise:શિખામણ દેવી; સમજાવવું.2.To interpret; to explain:ઉકેલવું;ભેદવું.*As to* r.*a riddle*:સમસ્યા ઉકેલવી.3.To tell:કહેવું; જણાવવું;જાહેર કo.4.To peruse:વાંચવું. 5. To know fully; to comprehend:સારી પેઠે સમજવું;-નું પૂર્ણ જ્ઞાન હોવું;-નો પાર પામવો;ને કળી શકવું.*Who is it can* r.*a woman*?: સ્ત્રીનો બરોબર પાર કોણ પામી શકે?6.(*a*)To understand by marks or features:(લક્ષણ ઉપરથી)સમજવું-ને માલૂમ પડવું;તાંચવું; લક્ષમાં લેવું; કળી શકવું;સમજવું.*In whose dead face he* r.*great magnanimity*:તેના નિર્જીવ ચ્હેરા ઉપરથી તે મ્હોટા મહાનુભાવ-ઉદારતા કળી શકતો હતો.(*b*) To learn by observation:અવલોકનથી જાણવું-સમજવું. 7. To make a special study of:અધ્યયન કરવું;-માં પારંગત થવું-નો ખાસ અભ્યાસ કરવો. *To* r.*mentally or to one's self*: મનમાં વાંચવું.*To* r.*out*: તાણીને-ઉંચે સ્વરે-ઘાંટો કાઢીને વાંચવું;વાંચી બતાવવું-સંભળાવવું.*To* r.*through*:પારાયણ કo;સાદ્યંત પઠન કo. *vi.* 1.To give advice: શિખામણ આપવી. 2. To tell:કહેવું.3. To perform the act of reading:to peruse: વાંચવું. 4. To learn by reading: અધ્યયન-પઠન-વિદ્યાભ્યાસ કo;જાણવું; અભ્યાસ કo. He r.s *for the bar*: તે વકિલાતનો અભ્યાસ કરેછે.5.To learn by reading:વાંચી જાણવું; વાંચવાથી માહિત થવું-જાણવું-સમજવું.6.To appear in writing:વંચાવું;લખાએલું હોવું.7.To produce a certain effect when read:વાંચવાથી અસર થવી;વાંચતાં લાગવું.*To* r.*between the lines*,to detect the real meaning as distinguished from the apparent meaning : દેખીતા અર્થ શિવાય ખરો ગર્ભિત અર્થ ખોળી કાઢવો.*n.*1.Saying:કહેવત.2.Reading: વાંચન.*a.*(રેડ્).Learned: પારંગત; ભણેલું;વિદ્વાન.

**Readable,** (રીડબલ્) *a.* Legible: વંચાય એવું; ઉકલે એવું. 2. Worth reading;interesting:વાંચવા જેવું યોગ્ય; મનોરંજક.

**Reader,** ( રીડર્ ) *n.* 1. One who reads:વાંચનાર;વાચક.2. One who reads much:અભ્યાસીજન; પઠિતા; અધ્યેતા.3. A book containing a selection of extracts for exercises in reading:વાંચન ચોપડી.4. One whose distinctive office is to read prayers in a church:જેનું કામ દેવળમાં પ્રાર્થના-ભજન વાંચવાનું છે તે માણસ.5. A proof-reader: છાપવાના પુસ્તક વિગેરેનાં પહેલાં ફારમો તપાસનાર; પ્રુફરીડર. 6. One who reads lectures on scientific subjects:હુન્નર પ્રકરણ વિષયો ઉપર ભાષણ કરનાર-શિક્ષા ગુરૂ.

**Readily,** (રેડિલિ) *adv.* 1. In a ready manner;quickly;promptly:તત્કાળ;વગર વિલંબે;શીઘ્ર;તરત. 2. Cheerfully;willingly:ખુશીથી; તરતજ;તત્પરતાથી; ઇચ્છાપૂર્વક; ઉત્સાહપૂર્વક;આનાકાની કર્યા વગર.

**Readiness,**(રેડિનેસ્)*n.*The state of being ready;promptness;preparation;aptitude;willingness: સિદ્ધતા;સજ્જતા;સિદ્ધિ;તૈયારી; તત્પરતા;અવિલંબ;ચાલાકી;ઇચ્છા;ઉત્સાહ.

**Reading,** (રીડિંગ )*n.* 1. The act of one who reads:વાંચવું તે;વાંચન;પઠન.2.Study of books:અધ્યયન;વિદ્યાભ્યાસ;સાક્ષરત્વ;પાંડિત્ય;પંડિતાઈ.3. Public recital;a lecture: ભાષણ; વ્યાખ્યાન. 4. The way in which anything reads;version; interpretation:પાઠ;અર્થ.5.Manner of reciting on the stage: નાટકની રંગભૂમિ ઉપર બોલવાની ઢબ. 6. Any observation read from the scale of a graduated instrument:સમશીતોષ્ણતા માપક યંત્ર ઉપરથી તાપ કે ટાઢ કેટલી છે તેનો અંશ.As,the *reading* of the thermometer is 108° *Fht*:થરમોમેટર ઉપરથી ૧૦૮ ડીગ્રી તાપ છે એમ માલમ પડેછે.*a.*1.Of or pertaining to the act of reading: વાંચવા સંબંધી.2.Addicted to reading:અભ્યાસી.

**Reading-room,**(રીડિંગરૂમ્ )*n.* A room appropriated to reading: વર્તમાનપત્ર વાંચનશાળા.

**Readjust,** (રીઍડ્જસ્ટ્) *vt.*To adjust or settle again:ફરીથી ગોઠવવું-સુધારવું.

**Readmission,** ( રીઍડ્મિશન ) *n.* The act of admitting again:ફરી-પુનઃદાખલ કo તે;પુનઃદાખલ થવું તે.

**Readmit,**(રીઍડ્મિટ્ )*vt.*To admit again:ફરીથી-પુનઃદાખલ કo.

**Readoption,**(રીઍડૉપ્શન )*n.*The act of adopting again:પુનઃસ્વિકાર.

**Ready,** ( રેડિ )*a.* 1. Prepared for what one is about to do;equipped or supplied with what is needed:તૈયાર;સજ્જ;તૈયાર થએલું-કરેલું.2.Arranged for immediate use:તરત ઉપયોગ માટે ગોઠવણ થયેલી; તૈયાર;હાજર.3.Prepared in mind or action;willing;free;disposed; inclined:તૈયાર;રાજી;ખુશી;ઉત્સુક;તત્પર;હાજર;વલણવાળું.4. Not slow or hesitating; quick in action; dexterous;prompt;easy;expert: ચપળ;ચાલાક;ઢીલ ન કરે તેવું;શીઘ્ર;અવિલંબી;કુશલ;નિપુણ;હોંશિયાર;પ્રવીણ; આવડતવાળું. 5. At hand;opportune;convenient : સુગમ;અનુકૂળ; ઠીક પડતું;બંધબેસતું;પાસેનું;નજદીકનું;સહેલું; હસ્તગત. The *readiest* way:સૌથી સુગમ રસ્તો. 6.On the point;about;on the brink: તૈયારીમાં;ઉન્મુખ.અભિમુખ;ઉદ્યત.7.(*Mil.*) A word of command : તૈયાર થઈ જાઓ એવો અર્થ સૂચવનાર આજ્ઞાર્થક શબ્દ "તૈયાર" R.*at an answer*: હાજરજવાબી; સમયસૂચક.R.*money*, cash:રોકડ નાણું;નગદાનગદી.*adv.*In a state of preparation for immediate action:તૈયારીમાં.*vt.*To dispose in order:વ્યવસ્થિત કo;-ની વ્યવસ્થા કo. *n.* ( *Commonly* with 'the')Ready money;cash:રોકડ; નગદ નાણું;નગદાનગદી.

**Ready-reckoner,** (રેડિરેકનર્ )*n.* A book of tables for facilitating computations: ઉતાવળથી હીસાબ ગણવાની ચોપડી.

**Ready-witted,** ( રેડિ-વિટેડ્ ) *a.* Having ready wit:હાજરજવાબી; સમયસૂચક.

**Real,**(રીઅલ્)*n.* [L. *res*, a thing.] A small Spanish silver coin:સ્પેનનો એક રૂપાનો નાનો સિક્કો.*a.*Royal; regal: રાજવંશી; રાજકીય;બાદશાહી.*a.* 1. Actually being or existing; not imaginary:સત્ય;યથાર્થ;ખરેખરૂં;સાચું;અકલ્પિત. *A description of* r.*life*:યથાર્થ દુનિયાદારીનું વર્ણન. 2.True; genuine:સત્ય; વાસ્તવિક; નરૂં; ખરૂં;અસલ; યોગ્ય;મિશ્રણ વગરનું. 3. Relating to thing: વસ્તુ-પદાર્થસંબંધી.4.Not imaginary:ખરૂં; સાચું. 5. Pertaining to things fixed:સ્થાવર;અચળ.R. *assets*,real estate in the hands of the heir: સ્થાવરમિલ્કત-ધન-પુંજી.

Respect is better procured by exacting than soliciting it :

**R.** *presence*, the actual presence of the body and blood of Christ in the eucharist:ઇસુખ્રિસ્તનું આસ્તિત્વ.

**Reality,**(રીઍલિટિ) *n.*1.The state or quality of being real;a fact: સત્યતા;સાચાઇ;તત્વાર્થ;સત્ય વસ્તુ.2. That which is real; an actual existence:અસ્તિત્વ;અસ્તિત્વ વિષય; સત્ય વિષય;સત્યતા.3.Loyalty; devotion:રાજભક્તિ-નિષ્ઠા;વફાદારી.*In* **r.**:વાસ્તવિકરીત્યે;યથાર્થરીત્યે;વસ્તુતઃ.

**Realization,** (રીઍલાઇઝેશન) *n.* The act of realizing:પાર પાડવું તે; સાધન;સિદ્ધિ;નિષ્પત્તિ; સંપાદન; ઉઘરાણી; પૂરણ અમલમાં આણવું તે;પ્રત્યક્ષીકરણ.

**Realize,**(રીઍલાઇઝ્) *vt.*1.To make real;to effectuate;to accomplish: સાધવું;પાર પાડવું;સિદ્ધ ક૦; ક્રિયાવ્યવહારમાં મુકવું.2.To cause to seem real; to impress upon the mind as actual;to feel vividly or strongly:ખરૂં માનવું-ગણવું;-મનમાં ઉતરવું ; સત્ય-વાસ્તવિક માનવું; પોતાનું હોય તેમ લાગવું;આત્મસંબંધ-આત્માનુભવ ક૦. 3. To convert into real property:જંગમ મિલ્કતની સ્થાવર મિલ્કત ક૦.4.To gain;to get:મેળવવું;સંપાદન-પ્રાપ્ત ક૦;વસૂલ ક૦;ઉભું ક૦;ઉઘરાવી લેવું. 5.To convert into actual money:ના પૈસા ક૦. *vi.* To convert any kind of property into money:માલ મિલ્કતના પૈસા થવા-હોવા.

**Really,** ( રીઍલિ ) *adv.* In a real manner:સત્યપણે;ખરી રીતે;બરોબર;વાસ્તવિક રીત્યે;વસ્તુતઃ.

**Realm,**(રેલ્મ) *n.*[*L.regalis*,royal.] 1.A kingdom:રાજ;રાજ્ય;ભુવન. 2. Region;country;department:દેશ; પ્રદેશ;વિષય;વિસ્તાર;ખાતું;મંડળ;સૃષ્ટિ.

**Realty,**(રીઍલ્ટિ) *n.* 1.Royalty:રાજ.2.Loyalty: નિમકહલાલપણું; વફાદારી.*n.*1.Reality: સત્યતા.2.The fixed or permanent nature of real property:સ્થાવરપણું.

**Ream,**(રીમ્) *n.* Cream:તર;મલાઇ; રીણ.*vi.*To cream:પર તર-મલાઇ-રીણ આવવું.*vt.*To stretch out:ના તારે-તાંતણા ક૦.*n.*A bundle or package of paper consisting of 20 quires or 480 sheets:વીસ ઘા-દસ્તા; રીમ.*vt.*To bevel out,as the mouth of a hole in wood or metal:માં કાણું-બાકુ પાડવું.

**Reanimate,** (રીઍનિમેટ્) *vt.* To animate anew;to restore to life or animation;to reinvigorate:ફરીથી જીવ આણવો; સજીવન ક૦;જોરાવર ક૦; કૌવત-બળ આણવું; હિંમત આપવી;નવું સત્વ-બળ આપવું.

**Reannex,**(રીઍનેક્સ) *vt.*To annex again or anew:ખાલસા ક૦;ફરીથી જોડવું-જોડીદેવું.

**Reap,**(રીપ્) *vt.* [ A.S. *ripan*, to seize.]1.To cut with a sickle or scythe:લણવું;કાપણી ક૦.2.To gather;to obtain: ભેગું ક૦; મેળવવું; ભોગવવું;ચાળવું;લણવું.3.To clear of a crop by reaping:લણી-કાપી લેવું. 4.To shave:કાપવું; મુંડવું.**Reaping** *hook*, a sickle: દાતરડું. *vi.* To perform the act of reaping: પાક ઉતારવો;લણવું.*n.*A bundle of grain:વાઢેલા અનાજનો કહ્લો-કહ્લી.

**Reaper,** (રીપર્) *n.* 1. One who reaps:કાપનાર;ઢાળનાર;કાપણી કરનાર; લણનાર; મજુર.2. A reaping machine:દાતરડું;કાપણી કરવાનું ઓજાર.

**Reaping,**(રીપિંગ્) *n.* The act of reaping:કાપણી;વાઢણી.

**Reaping-hook,**(રીપિંગહુક્) *n.*An implement having a hookshaped blade used in reaping:દાતરડું.

**Reappear,**(રીઍપીર્) *vi.*To appear again:બીજી વખત-ફરીથી દેખાવું.

**Reappoint,** ( રીઍપૉઇન્ટ્ ) *vt.*To appoint again: ફરીથી નિમવું; ફરી નિમણોક ક૦.

**Rear,**(રીર્) *adv.*Early;soon:વહેલો; તરતજ. *n.* 1. The back or hindmost part:પાછલી બાજુ; પૃષ્ઠ;પૃષ્ઠભાગ.2. The part of an army or fleet which comes last:હરોલ;પછવાડેની ટુકડી.*a.*Being behind:પાછળનું.*To bring up the* **r.**,to come last or behind:છેલ્લું આવવું.*vt.*To place in the rear:પાછળ મુકવું.*vt.* 1.To raise;to cause to erect:ઉભું ક૦;રોપવું;ગાડવું;ઉઠાવવું. 2. To set up:ઉભું ક૦;બાંધવું;ચણવું;સ્થાપન ક૦. 3. To lift and take up:ઉંચું કરીને લેવું. 4. To bring up;to instruct;to foster;to educate: કેળવવું;-ને કેળવણી આપવી;વિદ્યા શિખવવી;પાલનપોષણ ક૦;મ્હોટું ક૦;પાળવું. 5.To breed and raise:ઉછેરી મોટું ક૦;ઉછેરવું;પાળવું.6.To rouse:ઉસ્કેરવું;જગાડવું;ઉઠાડવું.*vt.*To rise up on the hind legs:પાછલા પગ ઉપર ઉભું થવું;ઝાડ થવું.

**Rear-admiral,**(રીર્‌ઍડ્‌મિરલ્) *n.* An officer in the navy,next in rank below a vice admiral and above a commodore:ત્રીજા દરજ્જાનો દરિયાઈ સેનાપતિ.

**Rear-guard,**(રીર્‌ગાર્ડ્) *n.*The division of an army that marches in the rear of the main body to protect it:પાછળની ટુકડી.

**Rear-mouse,** (રીર્‌માઉસ્) *n.*The leather-winged bat:ચામાચીડિયું.

**Rear-rank,** (રીર્‌રૅન્ક્)*n.*The line of a body of troops which is in the rear:છેલ્લી પંક્તિ.

**Rear-ward,** ( રીર્‌વૉર્ડ્ ) *n.* The last troop:હરોળ;પાછલી ટુકડી.

**Reascend,**(રીઍસેન્ડ્) *vi.*To rise or climb again:પાછું ચડવું.*vt.* To ascend or mount again:ફરીથી ઉદય થવો-ચડવું.

**Reason,** ( રીઝન્ ) *n.* [ L. *ratio*,I reason.]1.A thought or consideration offered in support of a determination or an opinion ; a motive for an action;proof;efficient or final cause ; ground of argument:સબબ;નિમિત્ત;પ્રયોજન; હેતુ;મતલબ;કારણ. 2. The faculty or capacity of the human mind by which it is distinguished from the intelligence of the inferior animals;બુદ્ધિ;તર્કશક્તિ;ચિચ્છક્તિ;મતિ;વિચારણાશક્તિ;વિવેક;પ્રજ્ઞા;અનુમાન શક્તિ.3.Due exercise of the reasoning faculty;right intellectual judgment ; right; propriety;justice:યોગ્યતા;યથાયોગ્યતા;લાયકી;યુક્તતા;ન્યાય;યથાન્યાયતા.4.Ratio;proportion:પ્રમાણ.*By* **r.** *of*, on account of;because of: -ના કારણને માટે;-ને લીધે.*In* **r.**, *in all* **r.**,in justice:ન્યાયસર;ન્યાય રીત્યે. *It is* **r.**, it is reasonable: તે ન્યાયપુરઃસર છે,તે વાજબી છે. *Without* **r.**:નાહક;વિનાકારણ;અમસ્થું;ફોકટ.*To come to* **r.**:સમજવું;સમજણ-ભાનમાં આવવું.*vi.* 1. To exercise the rational faculty: અનુમાન-તર્ક કરવું;ઉપરથી અનુમાન ક૦;બુદ્ધિ-અક્કલ વાપરવી.2.To argue:વાદવિવાદ કરવો; તકરાર કરવી;-ને સમજાવીને મનમાં ઠસાવવું-ઉતારવું;-ના મનનું સમાધાન ક૦. 3. To converse:વાતચીત

ભય વિના પ્રિત નહિ.

કરવી;મસલત ચલાવવી. *vt.*1.To arrange and present the reasons for or against: દલીલ-તકરાર કરવી-લાવવી-ચલાવવી.2.To support with reasons:તકરારથી ટેકો આપવો.3.To persuade by reasoning:કારણ સાથે સમજાવવું;-ના મનનું સમાધાન ક૦.4. To overcome by adducing reasons (with *down*):તકરારથી જીતવું; કારણ-દલીલ બતાવી સમાવવું-નરમ-શાંત પાડવું. 5.To explain by reason: તકરારથી સમજાવવું ; દાખલા દલીલથી વિવેચન ક૦-સમજાવવું.

**Reasonable,** (રીઝનૅબલ્ ) *a.*1.Rational;endued with reason: તર્કશક્તિવાળું;તર્કશક્તિ સંપન્ન;સજ્ઞાન.2. Governed by reason;just;agreeable to reason: શુદ્ધિમાન;વિવેકી; વિચારી.સમજુ; વાજબી;યોગ્ય;લાયક; ન્યાયી;નીતિનું;વહેવારસર.3.Proper; within due limits: માફકસર;માફક;નિયમ-રીતસર.*adv.*Reasonably; tolerably:માફકસર;નિયમસર.

**Reasonableness,**( રીઝનૅબલ્નેસ્ ) The quality of being reasonable:યોગ્યતા;વિવેક.

**Reasoning,** (રીઝનિંગ ) *n.* 1.The act of adducing a reason:તર્ક;વિતર્ક;વિચાર;ન્યાય;અનુમાન. *Art of* r.: તર્કશાસ્ત્ર-વિદ્યા. 2. That which is offered in argument:વાદવિવાદ; તકરાર;દલીલ.

**Reassert,**(રીઍસર્ટ્ ) *vt* To assert again or anew:પાછું પ્રતિજ્ઞાથી કહેવું.

**Reassign,** ( રીઍસ્સાઈન્ )*vt.*To assign back or again:પાછું સ્વાધીન કરવું-સોંપવું.

**Reassume,**(રીઍસ્સ્યૂમ્ )*vt.*To assume again: પાછું ધારણ કરવું;હાથમાં લેવું.

**Reassure,** (રીઍશુર્ )*vt.*1. To assure anew:ફરી હિંમત આપવી;ધીરદિલાસો-ધીરજ આપવી;આશ્વાસન ક૦; ભયમુક્ત-રહિત ક૦. 2.To reinsure: બીજીવારનો વીમો ઉતારવો.

**Reave,** (રીવ્ ) *vt.* To rob ; to despoil:જોરજુલમથી લેવું;લુંટવું;લઈલેવું.

**Rebaptize,** ( રીબૅપ્ટાઇઝ્ ) *vt.* To baptize again or a second time: ફરીથી ખ્રીસ્તિ જળસંસ્કાર કરવો.

**Rebate,**(રીબેટ્ )*vt.*[L.*re*,&*batuo*,I beat.]1. To blunt: બુઠું ક૦; ખાંડું ક૦;-ની ધાર ખાંડી ક૦.2.To deduct from:ઓછું ક૦; ઘટાડવું; કાપી-મજરે લેવું.*vi.*To abate: નરમ-શાંત પડવું; ઓછું થવું.*n.*1.Diminution;deduction:ઘટાડો;ઘટાડો;છૂટ.*n.*1. A rabbet:લાંબો ચોખૂણ ખચકો-ખાંચો-ખાડો. 2. A piece of wood hafted into a long stick:ચુનો ટીપવાનું આડુ-ટફણું-બુધુ-મોગરી. 3. An iron tool sharpened something like a chisel:વિંધણું; ફરસી.*vt.* To cut a rebate in:માં ખાંચો-ખચકો પાડવો.

**Rebec,**(રીબેક્ )*n.*1.An instrument formerly used which somewhat resembled the violin:ત્રણ તારનું વાજીંત્ર.2.A contemptuous term applied to an old woman: બુઢ્ઢી; ઢચરી;ટર્ચી;ડોકરી;ડોસી;ખોડી.

**Rebel,**(રેબેલ્ ) *a.* [L.*re* & *bello,* I make war.]Acting in revolt;rebellious: હુલ્લડી; તોફાની;બળવાખોર; બંડખોર.*n.*One who rebels: બંડખોર; બંડકરનાર; રાજ્યદ્રોહી; તોફાન મચાવનાર. *vi.* (રિબેલ્ ) 1. To renounce and assist by force:સામા થવું-ઉઠવું;હુલ્લડ ક૦.2.To revolt: બંડ ઉઠાવવું-મચાવવું; સરકારની સામે ઉઠવું-થવું;દંગો ક૦.

**Rebellion,**(રીબેલિયન્ ) *n.* 1. The act of rebelling; revolt; insurrection:બંડ;બળવો;દંગો;હુલ્લડ;રાજદ્રોહ;સ્વામીદ્રોહ2.Open resistance to lawful authority: નાફરમાની; સામા થવું તે;બંડ;ફીતુર.

**Rebellious,** ( રીબેલિઅસ્ ) *a.* Engaged in rebellion;disposed to rebel:બંડખોર; તોફાની;હુલ્લડી; રાજદ્રોહી;દંગાખોર.

**Rebound,** ( રીબાઉન્ડ્ ) *vi.* 1. To spring back:સ્થિતિસ્થાપકતાથી પાછું આવવું; ઉલટ ખાવી-મારવી; પાછું અથડાઇને આવવું-જવું. 2. To give back an echo: પાછો પડઘો આપવો; પ્રતિધ્વનિ ક૦. 3. To bound again:પાછું કુદવું; કુદયાં ક૦. *vt.* To send back:પાછું મોકલવું. *n.* The act of rebounding:પાછું આપવું તે; ઉલટ;ઉત્પતન;પ્રતિઘાત.

**Rebuff,**(રીબફ્ )*n.*1.Repercussion; a sudden resistance: પાછું હઠવું પડે એવો એકાએક કરેલો અટકાવ;પ્રતિઘાત.2.Sudden check; defeat; refusal;rejection of solicitation: દાબ;હાર;માથામાં વાગે એવી ના; ચોખ્ખી ના; અસ્વીકાર;પરાભવ; પરાજય. *vt.*To be at back;to check;to repulse violently: અસ્વીકાર કરવો; અટકાવવું;-ના મોઢાપર મારવું;ચાટપાટવું

**Rebuke,**(રીબ્યૂક્ )*vt.*[L.*re*,& *bucca*, the mouth. ] *To* check or put down with reproof;to chide;to reprove;to admonish: શબ્દ માર મારવો; વાગ્દંડ-શબ્દ દંડ ક૦;ધમકાવવું; દબડાવવું;-ને ધમકી આપવી;-ને બોલ સંભળાવવા;દબાવવું;ઠપકો દેવો; અટકાવવું.*n.*1.(*a*)A direct &pointed reproof; a reprimand:ઠપકો; ધમકી;વાગ્દંડ;શબ્દદંડ;દબાવણી. (*b*) Chastisement;punishment:શિક્ષા;નશીયત.2.Check; rebuff:ધમકી;દાબ;દબાવણી.*To be without* r., to live without giving cause of reproof:નિર્દોષ રહેવું-હોવું-કોઇના ઠપકામાં ન આવવું;બેતકસીર હોવું.

**Rebus,**(રીબસ્ )*n.pl.***Rebuses**,[L. *rebus*,by things.]1.(*a*)A mode of expressing words and phrases by pictures of objects: વસ્તુપદાર્થોનાં ચિત્રો કાઢીને શબ્દો તથા વાક્યો જણાવવાનો એક પ્રકાર;ચિત્ર લીપિ; સંકેત લીપિ. (*b*) A peculiar form of riddle: ઉખાણો; કોયડો. *vt.*To mark or indicate by a rebus:ઉખાણો કહેવો.

**Rebut,**(રીબટ્ ) *vt.* 1. To drive or beat back: હઠાવવું;પાછું કાઢવું. 2. To contradict or oppose by argument:સામીતકરાર ક૦;રદીઓ આપી ખંડન ક૦;-નો પ્રત્યુત્તર આપવો.*vt.*1. To retire:પાછું હઠવું; આંચકો ખાવો. 2. To make an answer as to a plaintiff's surrejoinder:-નો જવાબ-પ્રત્યુત્તર આપવો.*Rebutting* evidence:સામો પુરાવો.

**Rebutter,**(રીબટર્ )*n.*The answer of a defendant in matter of act to a plaintiff's surrejoinder:વાદીના જવાબપર પ્રતિવાદીનો ઉત્તર.

**Recall,**(રીકૉલ્ )*vt.*1.To call back; to summon to return: પાછું બોલાવવું-તેડાવવું.2.To annul by a subsequent act;to revoke;to withdraw:રદ્દ-બાતલ ક૦;ફેરવવું; ઉલટાવવું; પાછું ખેંચી લેવું;કહ્યું ન કહ્યું ગણવા કહેવું-જણાવવું. To r. *words*: શબ્દો પાછા ખેંચી લેવા2.To call back;to mind;to remember,to recollect; યાદ ક૦;સંભારી કાઢવું;સંભારવું; યાદ લાવવું-કરવું.*n.*1. A calling back: પાછું બોલાવવું તે.2. A call on the trumpet by which soldiers are recalled from duty,labor,&c.:પીપૂડી-સરણાઇ-બ્યુગલના નાદ કે જેથી સિ-

A restive horse must have a sharp spur :

પાદઓને પાછા બોલાવવામાં આવેછે.

**Recant,** ( રીકૅન્ટ ) *vt.* [ L. *re*, & *canto*, I sing. ]To recall: પાછો નકાર-ઇનકાર ક૦;ફરી જવું;ઉલટ ખાવી; વિપરીત વચન ઉચ્ચારવું.*vi.* To revoke a declaration: કહેલું-બોલેલું પાછું ખેંચી લેવું;રદ ક૦.

**Recantation,**(રીકૅન્ટેશન )*n.* The act of recanting;retraction:ઇનકારનામું;ઉલટું બોલવુંતે; ખંડન;વિપરીત વાદ;ઉલટી;બોલેલું ફેરવવુંતે.

**Recapitulate,** (રીકૅપિટ્યૂલેટ્ ) *vt.* [ L. *re* & *capitulum*, a small head.]To relate in brief; to summarize:સંક્ષેપમાં મુખ્ય સારાંશ કહેવો;વિષય-ભાષણનો સાર કહી જવો;-નો ઉપસંહાર ક૦.*vi.*To sum up;to repeat briefly:સારાંસ કહેવો;ટુંકામાં કહીજવું;-નો સાર બોલી જવો

**Recapitulation,**(રીકૅપિટ્યૂલેશન ) *n.*The act of recapitulating:સંક્ષેપ ; ટુંકસારાંશ; ઉપસંહાર; સિંહાવલોકન.

**Recaption,**(રીકૅપ્શન )*n.* The act of retaking;reprisal:ફરીથી પકડવું તે;પાછું લેવું-મેળવવુંતે.

**Recapture,**(રીકૅપ્ટ્યુર ) *n.* 1. The act of retaking:પાછું લેવુંતે.2.That which is captured back:પાછી મેળવેલી વસ્તુ.*vt.*To capture again: ફરીથી પકડી લેવું.

**Recast,**(રીકૅસ્ટ્ ) *vt.* 1. To throw again:બીજીવાર-ફરીથી નાંખવું.2. To mold anew;to reconstruct:ફરીથી બીબું પાડવું-ભરવું;નવેસર બનાવવું;પહેલાંનું બધું ફરી જાય એવી રીત્યે સુધારો વધારો કરીને બનાવવું.3.To compute a second time:બીજીવાર ગણવું.

**Recede,**(રીસીડ્ )*vi.*[L.*re* & *cedo*,I go.]1. To move back: પાછા ખસવું-હઠવું; દૂરજવું-ખસવું; પાછાં પગલાં ભરવાં.2.To desist;to relinquish what had been asserted: છોડવું; પાછા ફરવું;-પરથી હાથઉઠાવવો; ઉલટી પાઘડી બાંધવી; ઉલટી ખાવી-મારવી;ફરીજવું;ફરકી જવું;થુંકીને ચાટીજવું. *vt.* To cede back:પાછાજવું.

**Receipt,**(રીસીટ્ )*n.* 1. The act of receiving:મેળવવું તે; પ્રાપ્ત; મળવું-પ્રાપ્ત થવું-હાથ આવવું તે. 2. Reception:માન;આવકાર.3.Place of receiving:મળવાની જગા.3.A recess: આરામની જગા;એકાંત સ્થાન-સ્થળ.5. A recipe: ઓસડવિધિ. 6. An acknowledgment of money paid: પૈસાની પહોંચ;રસીદ;પાવતી;ભરપાઈ. 8.That which is received; income:આમદાની;આવક;વસુલાત;આયપત;ઉત્પન્ન.*Back* r.s:પરત જમા.*vt.* 1.To give a receipt for:-ની પહોંચ આપવી.2.To put a receipt on: પહોંચ ઉપર સહી આપવી *vi.*To give a receipt:રસીદ-પહોંચ આપવી.

**Receivable,**(રીસીવેબલ્ ) *a.* Capable of being received:લેવા લાયક.

**Receive,**(રીસીવ )*vt.*[L.*re*.& *capeo*, I take.]1.To accept:લેવું;ગ્રહણ ક૦; સ્વીકારવું;કબુલ-માન્ય ક૦;અંગીકાર ક૦. 2.To gain the knowledge of;to give admission to;to embrace: માન્ય ક૦;સ્વીકારવું;ગ્રહણ ક૦;-ને મળવું; ની મુલાકાત લેવી.3. To allow,as a custom:કબુલ રાખવું;પસંદ કરવું;પાળવું;આચરવું. 4. To give admittance to:દાખલ કરવું;આદર સત્કાર ક૦;આગતા સ્વાગતા ક૦;પરોણાચાકરી ક૦.5.To take in; to hold; to contain: to have capacity on: સમાવું;-માં માવું;-માં હોવું-લેવું;અંદર દાખલ કરવું; આવવા દેવું. 6. To suffer: ખમવું; સહન ક૦;અનુભવવું; લેવું.7. To take from a thief, as goods:ચોર પાસેથી લેવું.8. To bat back when served:દડી આવે ત્યારે પાછી મારવી. *vi.* To receive visitors: પરોણા આવવા; -ની આગતાસ્વાગતા ક૦;-ને મળવું;-ની મુલાકાત લેવી.2.To return the ball when served:દડી આવે ત્યારે પાછી મારવી.

**Receiver,**(રીસીવર્ )*n.* 1.One who takes or receives in any manner:લેનાર;સ્વીકારનાર;ગ્રાહક; પ્રાપક. 2. A person appointed by a court to receive and hold in trust,money or other property which is the subject of litigation,pending the suit:તકરારી મિલ્કત ફેંસલો થતા સુધીપોતાના કબજામાં રાખનાર અમલદાર; રીસીવર; રક્ષક. 3. One who takes or buys stolen goods from a thief, knowing them to be stolen: ચોરીનો માલ જાણી જોઇને લેનાર.4. A vessel for receiving and containing gases: હવાને દાખલ કરવાને તથા તેને રાખવાની બીલોરની નળી. 5. That portion of a telephonic apparatus at which the message is received & made audible: ટેલીફોનમાં જે સ્થળે સંદેશો સંભળાય છે તે.

**Recency,**(રીસેન્સિ)*n.*[L.L. *recens*, fresh. ] The state of being recent;new state:તાજાપણું;નવાપણું; નૂતનતા;અપ્રાચીનતા.

**Recension,** (રીસેન્શન ) *n.* 1. Review:examination:તપાસ;તપાસણી;ચોકસાઈ. 2. The review of a text by an editor: પુસ્તક પરીક્ષા-ગુણદોષ વિવેચન. 3. The result of such a work:પુસ્તક પરીક્ષા થયા પછી છપાવેલું પુસ્તક;સટીકપુસ્તક.

**Recent,**(રીસેન્ટ્ )*a.*1.Lately come; new:હમણાંનું;તાજું;નવું; નૂતન; અપ્રાચીન.2.Pertaining to the present epoch:ચાલતા સમયનું.

**Recently,**(રીસેન્ટ્લિ) *adv.* Newly; lately:હમણાં; થોડીવાર થઈ-ઉપર.

**Receptacle,**( રીસેપ્ટેકલ્ ) *n.*A repository:કોથળી;બાકું;તાકું;ભંડારીઉં;હાટીકું.

**Reception,**(રીસેપ્શન)*n.*1.The act of receiving;receipt;admission: લેવું તે;ગ્રહણ;પ્રતિગ્રહણ;સ્વીકાર;અંગીકાર;આવકાર.2.Entertainment:આગતાસ્વાગતા;સન્માન;ઉપચાર;સત્કાર. 3. Acceptance of an opinion: મતસ્વીકાર.5.A recovery:પાછું લેવું તે.

**Receptive,** (રીસેપ્ટિવ્ ) *a.* Having the quality of receiving:સમાવી શકે એવું;ગ્રાહક.

**Recess,**(રીસેસ્ )[ L.*re*, & *cedo*, I go.]*n.*1.A moving back;retreat: ઉતરીજવું તે;ઓટ. 2. The state of being withdrawn;seclusion:privacy:નિવૃત્તિસ્થાન;વિશ્રામસ્થાન; એકાંતવાસ;વિસામો;થાકખાવો તે;આરામનો વખત; રજા. 3. Remission of business; intermission: રજા છુટવાની વેળા-વખત;વિરામ;વિશ્રાન્તિ;વિશ્રામ;વિશ્રામકાળ. 4. Part of a room formed by the receding of the wall;a niche: ગોખલો; ગોખ. 5.A place of retirement: ખાનગી રહેવાની જગા;વિશ્રામસ્થળ.6.Secret or abstruse part:ગૂઢ-ગહન ભાગ;રહસ્યની વાત.*vt.*To make a recess in: -માં ગોખલો-ગોખ પાડવો. *n.* A decree of the imperial diet of the German empire:અસલી જરમન શહેનશાહતની બાદશાહી મંડળીનો હુકમ.

**Recession,**(રીસેશન ) *n.* The act of receding or withdrawing,as from a place,a claim &c.: હાથ ઉઠાવણી;છોડી દેવું તે.*n.*The act of ceding back:પાછું સોંપી દેવું તે.

વાંકી આંગળી વિના ઘી ન નિકળે.

**Recharge,**(રીચાર્જ્ )*vt.& i.* 1. To charge or accuse in return:સામો દોષારોપ ક૦. 2. To attack again:પાછો હુમલો કરવો.

**Recheat,**(રીચીટ )*n.*A strain given on the horn to call back the hounds when they have lost track of the game:શિકારી કુતરાને પાછા બોલાવવાની સિસોટી. *vi.* To blow the recheat:શિકારી કુતરાને સિસોટી વગાડી પાછા બોલાવવો.

**Recherche,**(રશૅર્શે)*a.*Sought out with care;choice:અતિ સુંદર;સુનંદા;ઉત્તમ;સોહામણું.

**Recipe,**(રેસિપી)*n.* [L.*re* & *capio*, I take.] A formulary or prescription for making some combination, mixture or preparation of materials:કોઈ મિશ્રણ વસ્તુ બનાવવા સારૂ ભેગ કરવાના સામાનની ટીપ-યાદિ;ઓસડવિધિ.

**Recipiency,**(રીસિપિએન્સિ)*n.*The quality or state of being recipient:લેવાનું કામ;ગ્રાહકપણું.

**Recipient,**(રીસિપિએન્ટ્ ) *n.* A receiver;the person or thing that receives:લેનાર; પ્રતિગ્રાહક; પ્રતિગ્રાહી;ગ્રહિતા;આશય;આધારપાત્ર;લેનાર.

**Reciprocal,** (રીસિપ્રોકલ્ )*a.*[L.*re*, back, & *procus*, forward. ] 1. Alternate:વારાફરતું; અનુક્રમ પ્રમાણેનું;અન્યોન્યાનુગામી;આંતરે આવનાર.2.Done by each to the other; given & received; mutual: અન્યોઅન્યનું;અરસપરસ;એક મેકનું:એક બીજાનું. 3. Mutually interchageable: બદલે ચાલે-વપરાયતેવું;પરસ્પરાનુવર્તી. 4. Reflexive: સ્વાર્થપરાર્થક. 5.Used to denote different kinds of mutual relation : એક બીજાનો જૂદી જૂદી જાતનો સંબંધ દેખાડે એવું.*n.*1.That which is reciprocal to another thing: એકને બદલે મુકાતી વસ્તુ.2.The quotient arising from dividing unity by any quantity:અમુક રકમે 'એક'ને ભાગતાં જે ભાગાકાર આવે તે. The *reciprocal* of a fraction is the fraction inverted:અપૂર્ણાંકની રકમ ઉલટાવી નાંખવી તે.

**Reciprocally,** (રીસિપ્રોકલિ)*adv.* Interchangeably;mutually:માંહોમાંહે:પરસ્પર;અન્યોન્ય.

**Reciprocate,**(રીસિપ્રોકેટ્ ) *vi.* To recur in vicissitude ; to alternate: વારાફરતી-આંતરે આંતરે થવું-બનવું. *vt.* To give and return mutually;to interchange:અરસપરસ આપવું-ક૦;બદલામાં પાછું આપવું; -ના બદલે-અનેજમાં-સામું કંઈ આપવું;સામો પ્રતિધ્વનિ ક૦.

**Reciprocation,**(રીસિપ્રોકેશન )*n.* 1. The act of reciprocating:-ના બદલામાં કંઈ આપવું તે;વિનિમય. 2. Alternate recurrence: એક પછી એક આવવું-બનવું તે.

**Reciprocity,** (રેસિપ્રૉસિટિ) *n.* 1. Mutual action and reaction:અદલાબદલી થવી તે;પરસ્પરતા;વ્યતિષંગ; વિનિમય;પરસ્પર ભાવ;અન્યોન્યભાવ. 2. Reciprocal advantages,obligations or rights:અરસપરસ સરખો ગુણ-લાભ થવો તે.

**Recision,** ( રીસિશન ) *n.* [L.*re* & *cædo*,I cut.]The act of cutting off:કાપી નાંખવું તે;કાપણી;કર્તન.

**Recital,**(રીસાઇટલ )*n* [L.*re*&*cito*, I call.]1.The act of reciting;rehearsal:મ્હોડે ભણી જવું તે;પાઠ;ઉદ્‌ગાર;ઉચ્ચારણ. 2.A telling in detail and due order of the particulars of anything;narration: વર્ણન;નિરૂપણ. 3. Narration:કથા; વાર્તા;કથન; હેવાલ;બ્યાન;બીના; હકીકત;વ્યાખ્યાન.4.An instrumental performance by one person : બજવણી;ગાયન.5.The statement of matter in pleading introductory to some positive allegation:સુનાવણી.

**Recitation,** (રેસિટેશન ) *n.*1.The act of reciting:ભણી જવું તે;પાઠ;ઉદ્‌ગાર;ઉચ્ચારણ;પાઠ મોંઢે બોલી જવો તે. 2. The delivery before the audience of something committed to memory:મ્હોડે કરેલો ભાગ શ્રોતાઓ આગળ કહી સંભળાવવો તે. 3.The rehearsal of a lesson:પાઠ મ્હેતાજીને આપવો તે.

**Recitative,** (રેસિટેટિવ્ ) *n.*A species of musical recitation in which the words are delivered in a manner resembling that of ordinary declamation : ગાવાના સ્વરમાં કહેલું-બોલવું તે. *a.* Pertaining to recitation:ગાવાના સ્વરમાં બોલવા સંબંધી.

**Recite,** (રીસાઇટ્ )*vt.*[L.*re* & *cito*, I call. ] 1. To repeat, as something already prepared:મ્હોડે ભણી જવું.2.To tell over:કહીજવું;વ્યાખ્યાન કરવું; સંભળાવવું; નિરૂપણ ક૦. 3.To rehearse,as a lesson to an instructor:શિક્ષક-ગુરૂને પાઠ આપવો. *vi.*To repeat:બોલવું.*n.* A recital: કથન;નિરૂપણ.

**Reck,**(રેક્ )*vt.*1.To make account of:ગણવું;ગણકારવું;-ની દરકાર રાખવી; ચિંતા-ફિકર હોવી;લેખવવું.2.To concern:ગણવું;-ને લાગવું વળગવું હોવું. *What* r.*s it them?* : તેમને શું લાગે વળગે છે ? *vi.* To take heed: દરકાર રાખવી-કરવી.

**Reckless,** (રેક્લેસ્ )*a.*1. Careless; neglectful:બેપરવા;બેતમા;બેદરકાર; બેફિકર;અસાવધ;ગાફેલ;અરે વગરનું.2. Rashly negligent;utterly careless:બેધડક;સાહસિક;નિર્ધાસ્ત;પ્રમત; અવિચારી;આંધળું.

**Reckon,**(રેકન )*vt.* [A.S.*recu*,tale; narrative.]1.To count;to number: ગણવું;ગણના-ગણત્રી કરવી;માનવું;2. To esteem;to repute: માનવું; લેખવવું; ગણકારવું; પત ક૦;ગણવું;-ની ગણના ક૦.3.To charge or attribute to one as having a certain quality:-ની ગણના કરવી;-તરીકે મનાવું-લેખાવું.4.To think;to suppose: ધારવું;ગણવું;વિચારવું; કલ્પના ક૦;સુમાર બાંધવો.*vi.*1.To make an enumeration: ગણત્રી કરવી;અડસટ્ટો બાંધવો. 2. To come to an accounting;to make up accounts; to settle:હિસાબ કરવો-પતવવો-ચોખ્ખો ક૦.*To* r.*for*,to answer for: જવાબદાર હોવું-જવાબ દેવાને માટે બંધાવું.*To* r.*on or upon*,to depend on:આધાર રાખવો-પર વિશ્વાસ રાખવો;-ને અવલંબીને રહેવું. *To* r. *with*,to settle accounts: હિસાબ લેવો-દેવો;ખાતું જોવું-તપાસવું; જવાબ માગવો-લેવો;સુમાર જોવો-કાઢવો વિચાર ક૦;અટકળ બાંધવી-ક૦.*To* r.*without one's host* , to reckon erroneously:ગણવામાં ભૂલ ક૦-ખાવી.

**Reckoning,**(રેકનિંગ્ )*n.*1.The act of one who reckons;calculation: ગણના;ગણત્રી;સંખ્યા; સુમાર; અટસટ્ટો;અટકળ. 2. An account made by a host at an inn : ધર્મશાળામાંના ઉતારૂઓનો હિસાબ;આંકડા. 3. Esteem;estimation;account: ગણના;ગણત્રી;લેખું. 4. The calculation of a ship's position: વહાણ કેટલે દૂરછે તેનો સુમાર-ગણત્રી.5.Ad-

Reynard is still reynard though he puts on surplice :

justment of claims & accounts: ખાતાની ચુકવણી-પતાવણી. *To be out of her* **r.**, to be at a distance from the place indicated by the reckoning: અટકળ કરતાં ઘણાદૂર હોવું.

**Reclaim,** ( રીક્લૅમ્ ) *vt.* To claim back: હક કરીને પાછું માગવું. *vt.* [L. *re* & *clamo*, I cry out.] 1. To call back: પાછું બોલાવવું. 2. To call back from flight: પાછા બોલાવવા. 3. To reduce from a wild to a tamed state: ઠેકાણે લાવવું; રસ્તે-હારે પાડવું; સુધારવું. 4. To reduce to a desired state by discipline, labor, cultivation, or the like: કેળવીને સારી સ્થિતિમાં લાવવું; ઠીકઠાક ક૦; ઉપયોગમાં લેવાય તેવું ક૦. 5. To call back to rectitude from moral wandering; to reform: સુધારવું; ઠેકાણે લાવવું; રસ્તાપર લાવવું; સન્માર્ગે પ્રવર્તાવવું-ચઢાવવું. 6. To correct: સુધારવું; સમારવું; દુરસ્ત ક૦; ઠીકઠાક ક૦. 7. To exclaim against: સામુ-વિરૂદ્ધમાં બોલવું. *vi.* 1. To cry out in opposition: સામે કહેવું-જણાવવું; અપવાદ કહેવા. 2. To bring any one back from evil courses: ખરાબ રસ્તેથી સારેરસ્તે લાવવું; સન્માર્ગે પ્રવર્તાવવું-ચઢાવવું; કુમાર્ગ તજાવવો. 3. To draw back: પાછું હઠવું-ફરવું.

**Reclamation,** ( રેક્લૅમેશન ) *n.* 1. The act of reclaiming: કુમાર્ગ પરાવર્તન; કુપથ્યત્યાગ; પાપનિવૃત્તિ; પુનર્ગ્રહણ; પુનર્લાભ. 2. Representation made in opposition; remonstrance: સામાં કારણ બતાવવાં તે; દલીલ.

**Reclination,** ( રેક્લીનેશન ) *n.* 1. The act of leaning: અઢીંગણ દેવું તે; અઢીંગણ; અવલંબન. 2. The act or process of removing a cataract, by applying the needle to its anterior surface and depressing it into the vitreous humor in such a way that the front surface of the cataract becomes the upper one and its back surface the lower one: બહારના પ્રદેશને સોયો લગાડીને આંખનો મોતિયો કાઢવો તે.

**Recline,** (રીક્લાઇન) *vt.* [ L. *re* & *clino*, I bend.] To cause to lean: ટેકવીને અઢેલાવવું; અવલંબન કરાવવું; *vi.* 1. To lean: અઢેલવું. 2. To assume a recumbent position: આડા થવું; લાંબા થઈને સૂવું; આરામ લેવો. *a.* Leaning: અઢેલેલું; અવલંબી; આશ્રિત.

**Reclose,** ( રીક્લોઝ્ ) *vt.* To close again: ફરીથી બંધ કરવું.

**Reclude,** ( રીક્લુડ ) *vt.* [ L. *re* & *claudo*, I shut.] To open; to unclose: ઉઘાડવું; ખુલ્લું કરવું; ખોલવું.

**Recluse,** ( રીક્લુસ્ ) *a.* Shut up; sequestered: એકાંત; વિવિક્ત; નિર્જન. *n.* 1. A person who lives in seclusion from intercourse with the world: વાનપ્રસ્થ; એકાંત વાસમાં રહેનારો પુરૂષ; ત્યાગી; સન્યાસી. 2. The place where a recluse dwells: મઠ; સન્યાસીને રહેવાની જગા; એકાંત વાસ; આશ્રમ. *vt.* To shut up; to seclude: એકાંતમાં રાખવું.

**Reclusion,** ( રીક્લુઝન ) *n.* A state of being retirement from the world: એકાંતવાસ; સંસારત્યાગ; વાનપ્રસ્થાશ્રમ.

**Reclusive,** ( રીક્લુસિવ્ ) *a.* Affording retirement from society: એકાંત વાસનું.

**Recognition,** (રેકૉગ્નિશન) *a.* Acknowledgment; formal avowal; notice: ઓળખવું તે; અંગીકાર; સ્વીકાર; પ્રતિજ્ઞાન; અભિજ્ઞાન; ઓળખ; સ્મરણ.

**Recognizable,** (રેકૉગ્નાઇઝેબલ) *a.* Capable of being recognized: ઓળખાઇ આવે એવું.

**Recognizance,** (રીકૉગ્નિઝન્સ) *n.* 1. An obligation of record entered into before some court of record: કરારનામું; મુચરકો; અંગીકારપત્ર. 2. A token; a symbol: નિશાની; ચિન્હ; લક્ષણ. 3. An avowal: વચન; અંગીકાર; સ્વીકાર.

**Recognize,** (રેકૉગ્નાઇઝ) *vt.* [L. *re*, *con*, & *nosco*, I know.] 1. To know again: જાણવું; ઓળખવું; પિછાનવું. 2. To avow knowledge of: કબુલ-માન્ય ક૦; સ્વીકારવું; પોતાના મનમાં છે એમ કબુલ ક૦. 3. To acknowledge acquaintance with: ઓળખાણ છે એમ જણાવવા માટે સલામ-નમસ્કાર-જેગોપાળ ક૦. 4. To show appreciation: પ્રસન્નતા જણાવવી;-ની કદરબૂજ જાણવી-પીછાનવી. 5. To review: તપાસવું; જોવું. *vi.* To enter an obligation of record before a proper tribunal: કબૂલત આપવી; કબૂલ-માન્ય ક૦.

**Recoil,** (રીકૉઇલ) *vi.* [L. *re*, & *culus*, the fundament.] 1. To start; to take a reverse motion: પાછો ધક્કો-આંચકો આવવો. 2. To shrink: સંકોચાવું; પાછું હઠવું; કંટાળો આવવો. 3. To go back: પાછું આવવું. *vt.* To draw or go back: પાછા જવું. *n.* 1. A rebound: પાછું આવવું તે. 2. The state of having recoiled: પ્રત્યાઘાત; પરાવર્તન; પરાપતન. 3. The reaction of a firearm when discharged: બંદુક ફોડવાથી જે આંચકો લાગે તે; ધક્કો; આંચકો; પ્રત્યાઘાત.

**Recoilment,** (રીકૉઇલમેન્ટ્) *n.* Recoil: પરાવર્તન; બંદુકનો આંચકો.

**Recoin,** (રીકૉઇન) *n.* To coin anew or again: ફરીથી નાણું પાડવું-છાપવું.

**Recoinage,** (રીકૉઇનેજ્) *n.* 1. The act of coining anew: પાછું નાણું છાપવું તે. 2. That which is coined anew: ફરી છાપેલો પદાર્થ-વસ્તુ.

**Recollect,** (રેકૉલ્લેક્ટ્) *vt.* [L. *re*, *con* & *lego*, I gather.] 1. To remember: યાદ કરવું-લાવવું-આણવું; સંભારવું;-ને સાંભરવું; સ્મરણ થવું-આવવું;-ની સ્મૃતિ આવવી;-ની ફામ આવવી; સુરત આવવી-હોવી. 2. To recover self-command; to compose one's self: પોતાનો જીવ ઠેકાણે-શુદ્ધિમાં લાવવો; શાંતથવું;-નો મિજાસ ઠેકાણે આવવો; ધૈર્ય ધરવું; ધૈર્યાવલંબન ક૦. *vt.* (રીકૉલ્લેક્ટ્) To collect again what has been scattered: પાછું એકઠું કરવું; સાંભરી લેવું; વીણી લેવું. *n.* A friar of the strict observance: યથાશાસ્ત્ર ધર્મ પાળનાર મંડળનો એક સાધુ.

**Recollection,** (રેકૉલ્લેક્શન) *n.* 1. The act of recollecting; reminiscence; remembrance: સ્મૃતિ; ફામ; અનુબોધ; સ્મરણ; સુરતી; યાદ; યાદદાસ્તી; ભાન. *Proximate cause of* **r.**: સ્મરણ હેતુ. 2. Remembrance; memory: યાદદાસ્ત; યાદશકિત; સ્મરણશકિત. 3. That which is recollected; reminiscence: યાદગીરી; યાદ; ભાન. 4. Self-control; concentration: સંયમ; આત્મસંયમ; આત્મનિગ્રહ.

**Recommence,** (રીકૉમ્મેન્સ્) *vi.* 1. To commence again: ફરી શરૂ કરવું; ફરીથી પ્રારંભ ક૦. 2. To begin anew to be: નવેસર શરૂ કરવું. *vt.* To commence again: નવેસરથી શરૂ ક૦.

**Recommend,** (રેકૉમેન્ડ્) *vt.* [L. *re*, *con*, *manus*, the hand & *do*, I give.] 1. To commend to the favorable notice of another; to commit to another's care, confidence or acceptance:-ની ભલા-

ગયેડી ગંગામાં નાય તોયે ગાય ન થાય.

મણ કo;-ના ગુણનું વર્ણન કo;-ને માટે વગ પહોંચાડવી;-નીપ્રશંસા કo;સ્તુત પૂર્વક સોંપવું;સિફારસ-તારીફ કરવી;સપાડું કરવું 2.To make acceptable:-થી માન્ય-પસંદ પડવું.3.To commit: પ્રાર્થના કરીને સોંપવું-હવાલે કo.

**Recommendation,** ( રેકૉમ્મેન્ડેશન્ )n.1.The act of recommending:ભલામણ;ગુણવર્ણન;ગુણવ્યાખ્યા. 2.That which recommends or commends to favour: સિફારસ; ભલામણ;તારીફ; પ્રશંસાલેખ; ભાલવણી;ભલામણપત્ર.*Good writing is half* r.: સરસ અક્ષર એ કેટલે દરજ્જે ભલામણરૂપ છે.3.The state of being recommended;esteem: ભાલવણી;સુપેત;ગણના;ગણત્રી.

**Recommendatory,** ( રેકૉમ્મેન્ડેટૉરિ)a. Serving to recommend: ભલામણ-તારીફનું;પ્રશંસાકારી;ગુણશ્લાઘી.

**Recommit,**(રીકૉમિટ્ )vt.To commit again; to give back into keeping: ફરીથી સ્વાધીન કo;-ને હવાલે કo; સોંપવું; -ના હાથ -કબજામાં આપી દેવું.

**Recompense,**(રેકૉમ્પેન્સ્ )vt. [L. *re & con & penso*,I weigh.]1.To requite;to remunerate; to compensate:--નો બદલો-અવેજ વાળવો;-ને મહેનત-મજુરી આપવી;-ને ખોટ-નુકસાન ભરી આપવું.2 To atone for; to pay for: બદલો વાળવો-પ્રત્યુપકાર કo;પ્રતિફળ આપવું.To give in return;to pay back:-ને બદલે આપવું; બદલેબદલો આપવો; સાટું વાળવું. *vi.*To give recompense:-થી પ્રતિફળ મળવું. *n.* Requital; suitable return:બદલો;અવેજ;સાટુ; પ્રતિફળ; પ્રતિદાન;ક્ષતિપુરણ.

**Recompose,**(રીકૉમ્પોઝ્ )vt. 1. To compose again;to form anew: ફરીથી બનાવવું-કo.2.To restore to composure: સમાધાન કરવું; ઠેકાણે -શુદ્ધિપર લાવવું;ટાઢું પાડવું.

**Reconcilable,**(રેકૉન્સાઇલૅબલ્ ) a. Capable of being reconciled:પતાવાય-સમાધાન થાય એવું.

**Reconcile,**(રેકૉન્સાઈલ્ )vt. [L. *re & concilio*,I bring together.]1. To cause to be friendly again; to bring back to harmony:સમજુત કરાવવી;મેલાપ કo;દ્વેષ-વેર સમાવવું; સંધિ-સંધાન કo;પુનઃમૈત્રી કરાવવી; સમાધાન-સલાહ-દોસ્તી કરાવવી; કસુંબા પાણી કરાવવું. 2. To bring to acquiescence: ખમવું;શાંત થઇને રહેવું;-થી સંતોષ માનવો-પામવો; ઠંડે પેટે-મુંગે મોંઢે સાંખી રહેવું.3.To make consistent:એક સરખું કo;તાલ-મેળ બેસાડવો; બંધબેસ્તુ કo;વિરોધ કાઢી નાંખવો;એકવાક્યતા કo.4.To adjust; to settle: પતાવવું; નિકાલ કરી આપવો. *vi* To become reconciled: સંપ થવો;સલાહ થવી.

**Reconcilement—Reconciliation,** (રેકૉન્સાઈલ્મેન્ટ્-રેકૉન્સિલિએશન્ )n.Restoration to harmony; renewal of friendship;removal of inconsistency;harmony:નવેસર દોસ્તી;સમજુતી;સલાહ;સમજુત; સંધાન;સંધિ;સંમેલન;વૈરશમન; વૈરશાંતિ;પુનઃમૈત્રી;ઐક્ય;સમાધાન;સંગતિ; એકવાક્યતા;વિરોધશમન;કસુંબાપાણી.

**Recondite,**(રેકૉન્ડાઈટ્ )a.[L.*re & condeo*,I bring.] 1. Secret; abstruse:ગુપ્ત;છાનું; રહસ્યનું. 2. Profound;searching:ગહન;અઘરૂં ;દુર્બોધ;દુર્જ્ઞેય;ગૂઢાર્થક.

**Reconditory,** (રેકૉન્ડિટૉરિ) n. A. repository;a storehouse: વખાર; ભંડાર;કોઠાર.

**Reconduct,**(રીકૉન્ડક્ટ્ )vt.To conduct back or again: ફરીથી લઈ જવું.

**Reconnaissance,**(રીકૉન્નૅસન્સ્ )n. The act of reconnoitering;preliminary examination: દેશના કોઇ ભાગની તપાસ;સરવૈ;મોજણી;તપાસણી.

**Reconnoitre,** (રેકૉનોઈટર્ ) vt.[L. *re,con & nosco*,I know.] 1. To examine with the eye;to make a preliminary survey of:તપાસવું;જોવું;ચારેગમ તપાસવું-નજર નાંખવી; પ્રથમની કાચી મોજણી કરી જોવી. 2.To recognize:ઓળખવું;પિછાનવું.

**Reconsider,** (રીકૉન્સિડર્ )vt. [L. *re & consider.*] 1. To consider again:પુનઃવિચાર કરવો-તપાસવું.2. To take up for renewed consideration: પુનઃવિચારપર લેવું.

**Reconvey,**(રીકૉન્વે)vt.To convey back or to the former place:પહેલી જગાપર પાછું લઈ જવું.2.To transfer back to a former owner:મૂળ માલિકના નામ ઉપર ચઢાવવું.

**Record,**(રીકૉર્ડ્ )vt. [L. *re & cor, cordis*,the heart.] 1. To recall to mind;to recollect:સંભારવું;-ને સંભારી આપવું;-નું સ્મરણ કરાવવું;યાદ દેવડાવવું; મનમાં ખૂબ ઠસાવવું. 2. To repeat;to recite: બોલવું; મોઢે બોલવું.3.To preserve the memory of,by committing to writing; to make note of;to register:લખી રાખવું;દફતરે દાખલો રાખવો; દફતરમાં લખવું-દાખલ કo-માંડવું;નોંધવું; રજીસ્ટર પત્રકમાં નોંધવું.*vi.*1. To reflect:વિચાર કરવો.2.To sing or repeat a tune:ગાવું.*n.*(રેકૉર્ડ્ ) 1. A register:નોંધ;દફતર;લેખ;રજીસ્ટર;પત્રક;લેખ પ્રમાણ.2.An official contemporaneous writing by which the acts of some public body,or public officer,are recorded:દફતર. 3.Testimony; witness:સાક્ષી;સાહેદ. 4.A monument; a memorial: લખેલીહકીકત-વાત;સ્મરણલેખ; કીર્તિલેખ.5.That which has been recorded:હકીકત;વૃત્તાન્ત; ઇતિહાસ; કીર્તિ;ખ્યાતિ.*A politician with a bad* r.:અપકીર્તિવાળો રાજદ્વારી માણસ.*A court of* r.,a court where acts and judicial proceedings are written on parchment: જે કોરટમાં તેનાં બધાં કામનું બ્યાન,તેના મુકરદમા તથા ઠરાવો હમેશ કાયમ રાખવા માટે ચર્મપત્રપર લખીને રાખેલાં હોય છે તે કોરટ.*To beat* or *break the* r.,to surpass any performance of like kind as authoritatively recorded:કોઈ પણ કાર્ય-પરાક્રમમાં એવી નામના કાઢવી કે આગળ નોંધાઈ-જણાઇ હોય તે કરતાં પણ વધારે.

**Recorder**,(રીકૉર્ડર્ ) n.1.One who records:રજીષ્ટર કરવાનું કામ જેને માથે છે તે હોદ્દેદાર; દફતરદાર. 2 The title of the chief judicial officer of some cities and boroughs: શહેરનો કે જીલ્લાનો મુખ્ય ન્યાયાધીશનો હોદ્દો-ન્યાયાધીશ. 3. A kind of wind instrument resembling the flageolet:એક જાતનું વાજીંત્ર.

**Recount,**(રીકાઉન્ટ્ )vt.[L.*re, con, & puto*,I reckon.]To relate in detail;to tell over;to recite; to enumerate:સવિસ્તર-તપસીલવાર કહેવું;કહેવું;કથવું;નિરૂપણ કo;કથન-ચર્ચા કo;વર્ણવવું; નિવેદન કo.*n.*A counting again,as of votes:ગણના;ગણત્રી.

**Recoup,**( રીકુપ્ ) vt. 1. To keep back rightfully,as if by cutting off,so as to diminish a sum due; to deduct: આપવાના નુકસાનમાંથી કંઇ કાપી રાખીને ઓછું કરવું.2.To get an equivalent or compensation for:આવેલી ખોટ પુરી પાડવી. 3. To

reimburse;to indemnify:નુકસાન ભરીઆપવું;ખોટ પુરી પાડવી.

**Recourse,**(રીકૉર્સ્ )*n.*[L.*re*,& *curro*,I run.]1.A return;retreat;recurrence:રસ્તો;માર્ગ;ગતિ;ઉપાય.2. Recurrence in difficulty;resort: આધાર;આશ્રય;અવલંબન;શરણ;ગતિ;ઉપાય.3.Access:જવાની રજા-પરવાનગી;ઇલાજ;રસ્તો;ઉપાય.*To have* **r.** *to*:-નો આશ્રય-આશરો-આધાર લેવો-ધરવો;-ને શરણ જવું; નું અવલંબન કo; -હાથ ધરવું.*vi*.1.To return;to recur: આશ્રય લેવો. 2.To have recourse: ઉપાય-આશ્રય લેવો.

**Recover,**(રીકવર્ ) *vt.* To cover again:પુન:મેળવવું-પ્રાપ્ત કo.*vt.*[L.*re*-& *capio*,I take.]1.To win back; to regain:ફરીથી મેળવવું-સંપાદન કરવું; પાછું લઇ લેવું-મેળવવું-પ્રાપ્ત કo. 2.To make up for;to rapair the loss or injury of: પાછું વાળી દેવું; -ની ખોટ પુરી પાડી દેવી;સુધારવું.3.To restore from sickness,faintness or the like;to cure;to heal:મટાડવું; શુદ્ધિમાં લાવવું; આરોગ્ય-સ્વસ્થ કo;-ની તબિયત-પ્રકૃતિ સુધારવી;સાજુ-સારૂં-નિરોગી-તંદુરસ્ત થવું-કo; સારૂં થાય તેમ કo.*The wine in my bottle will* **r.***him*:મારા સિસામાંનો દારૂ તેને શુદ્ધિમાં લાવશે-તેની તબિયત ઠેકાણે લાવશે 4. To overcome: to get the better of:શુદ્ધિમાં-ઠેકાણે આવવું; ભાન આવવું-પાછું પ્રાપ્ત કo.5.To rescue;to deliver:માંથી બચવું; નિર્વિઘ્ને પસાર થવું.6.To obtain:મેળવવું; પ્રાપ્ત કo;-ને પહોંચવું.7.To gain as a compensation; to obtain in return for injury or debt: પાછું મળે તેમ કo;અપાવવું;વસુલ કરી લેવું; મજરે લેવું.*vi*.1.To regain health: સારૂં થવું; તંદુરસ્તી સુધરવી; તબિયત ઠેકાણે આવવી; અસલ સ્થિતિમાં પાછું આવવું;(દુ:ખ)માંથી મુક્ત-મોકળા-છૂટા થવું.2.To come:આવવું; પહોંચવું.3. To obtain a judgment: પોતાના લાભમાં હુકમનામું થવું; દાવો જીતવો.

**Recovery,**( રીકવરિ )*n*.1. The act of recovering:પાછું પ્રાપ્ત કo તે;પુન:પ્રાપ્તિ.2.Restoration from sickness:રોગમુક્તિ;આરામ ; રોગનિવારણ;આરોગ્ય;પ્રકૃતિ લાભ; માંદગીમાંથી સાજા થવું તે.3. The obtaining in a suit at law of a right to something by a verdict and judgment of court:કોર્ટના ઠરાવથી હુક મેળવવો તે;પોતાના લાભમાં થયેલું હુકમનામું.4.The getting of something not previously had: પહેલાં નહોતું તે મળવું તે;પ્રાપ્તિ;લાભ. 5. The act of regaining the proper position for making a new stroke:સ્વસ્થતા;સ્વાસ્થ્ય.

**Recreant,**(રેક્રીઍન્ટ્ )*a.*[L.*re*,back & *credo*,I believe.]1.Yielding; craven;cowardly:બીકણ;નામર્દ;હીચકારો;બાયલો.2. False; unfaithful:ખોટું;બેવફા;ધર્મભ્રષ્ટ;પતિત; સ્વપક્ષ ત્યાગી; ક્રિયાભ્રષ્ટ. *n.* One who yields in combat and begs for mercy:બીકણ બિલાડી; પોચકણ;બાયલો; હિજડો; બ્યંડળ;પોતીઆં છોડું; નામર્દ.

**Recreate,**(રેક્રીએટ્ ) *vt.* [L. *re* & *creo*,I create.]To create or form anew:તાજું કo;ફરીથી-નવેસરકo;નવું યોજવું.2.To give fresh life to;to amuse: ખુશ-આનંદી કરવું; સંતોષ પમાડવો;-નું મનરંજન કo;રમાડવું; વિનોદ કરાવવો;-ને વિશ્રાંત-વિસામો આપવો. *vi.* To take recreation: આનંદ-સંતોષ થવો.

**Recreation,**(રેક્રીએશન્ )*n.*Sport; diversion;pastime:ગમત; વિનોદ; આરામ;આશાયેશ; નિવૃતિ; વિહારણ; ક્રીડા;વિહરણ;કૌતુક;મનોરંજન;રમુજ; રમત;આનંદ.*n.*A forming anew: નવી બનાવટ.

**Recreative,** ( રેક્રીએટિવ્ ) *a.* 1. Creating anew : નવેસર કરતું. 2. Amusing;diverting: આરામ-વિસામો આપતું; સુખકર; વિનોદશીલ; આનંદકારી;વિશ્રાંતિપદ;રમુજી.

**Recrement,** (રેક્રીમેન્ટ્ )*n.*[L.*re*,& *cretum*,separated.]1.Dross;scoria:કચરો;મેલ.કસ્તર;કીટું.2.Excrement:મળ;વિષ્ટા.

**Recremental,** (રેક્રીમેન્ટલ્ )*a.* Recrementatious:કોડીનું;નકામું;નાંખી દેવા લાયક;કચરા-પુંજ જેવું-વાળું.

**Recriminate,**(રીક્રિમિનેટ્ ) *vi.*[L. *re*, & *crimen*,a charge.]To return one charge with another: સામો દોષારોપ મુકવો.*vt.*To accuse in return:સામું આળ ચઢાવવું:પ્રત્યારોપ કo.

**Recriminative,**(રીક્રિમિનેટિવ્ )*a.* Recriminatory : સામો દોષ ચઢાવે એવું;પ્રત્યભિયોગી.

**Recruit,**(રીક્રુટ્ )*vt.* [L.*re*&*cresco*, I grow]. 1. To repair by fresh supplies:યથાસ્થિત કo;સમારવું.2.To renew in strength;to reinvigorate : તબિયત દુરસ્ત કo;દુરસ્ત કo; પાછું આણવું. 3. To supply with new men:નવાં માણસની ભરતી કo. *vi*.1.To gain health: તંદુરસ્તી સુધરવી;ઠેકાણે આવવું; સમરવું;તંદુરસ્ત-સાજુ થવું.2.To gain new supplies of men:માણસોની ભરતી કo.*n*.1.A supply of anything wasted:ભરતી;જમાવ;જમાબંધી.2.A newly enlisted soldier:નવો લશ્કરી સિપાઇ.

**Rectangle,** (રેક્ટૅન્ગલ્ ) *n.* [L.*rectul*,right & *angulus*,angle.]A four-sided figure having only right angles:કાટખુણાવાળી આકૃતિ; કાટખૂણ ચોખુણ.*a.*Rectangular:જેના ખુણા કાટખુણા હોય એવું;ચોખુણ.

**Rectangular,**(રેક્ટૅંગ્યૂલર્ )*a.*Right-angled:કાટખુણાકૃતિ હોય તેવું.

**Rectifiable,** (રેક્ટિફાઇએબલ્ ) *a.*1. Capable of being rectified: સુધારવા જોગ. 2.Admitting of the construction of a straight line equal in length to any definite portion of the curve:વક્રરેખાના અમુક ભાગ જેટલી સિધિ લીટીથી કોઈ આકૃતિ થઇ શકે તેવું.

**Rectification,** (રેક્ટિફિકેશન )*n*.1. The act of rectifying:દુરસ્તકરવું-સુધારવું તે;શુદ્ધિકરણ;શોધન;સુધારો.

**Rectify** ,(રેક્ટિફાઈ) *vt.*[L.*rectus*, right & *facio*,I make. ] 1. To make or set right:સુધારવું;દુરસ્ત કo;ઠીકઠાક કo;સમારવું.2. To refine or purify by repeated distillation,by which the fine parts of a substance are separated from the grosser:સત્વશુદ્ધિક o;કસ કાઢવો. 3. To produce by redistilling low wines or ardent spirits:દારૂ ગાળવો.*To* **r.***a globe*,to adjust it in order to prepare for the solution of a proposed problem:કોઇ કૃત્યનો ખુલાસો થાય તેવી રીતે ગોળાને ગોઠવવો-મુકવો.

**Rectilineal·near,** (રેક્ટિલિનીઍલ્-નીઅર્ )*a.*Straight; bounded by straight lines:સીધી લીટીનું-થી બનેલું.

**Rectitude,** (રેક્ટિટ્યુડ )*n.*[L.*rectus*,right.]1.Straightness:સિધાપણું.2. Honesty; uprightness of mind;uprightness;justice:પ્રમાણિકપણું;સરળતા; સદાચાર;સદ્વર્તન; સત્યશીલતા;નેકી;સાચવટ;પ્રમાણિકતા;

પૈસાને પર હોય છે.

નિખાલસપણું. *Path of* r.:સન્માર્ગ; સુપંથ;-નીતિમાર્ગ-પંથ. *Love of* r.:નીતિ.3.Right judgment:ખરો વિચાર.

**Rector,**(રેક્ટર )n.1.A ruler or governor:અધિકારી;ઉપદેશક;નાયક;અધ્યક્ષ.2.A clergyman who has the charge and care of a parish,and has the tithes:ધર્મોપદેશક.3 The headmaster of a public school: નિશાળનો મુખ્ય શિક્ષક.4.The chief elective officer of some universities: પાઠશાળાનો મુખ્ય અધિકારી. 5.The superior officer of a convent:મઠાધિકારી;મઠાધ્યક્ષ.

**Rectorship,**(રેક્ટૉરશિપ્ )n.1.Government;guidance: નાયકી; રાજ; અધિકાર.2.The office of a rector: ધર્માધિકારીનો હોદ્દો.

**Rectory,** (રેક્ટૉર) n. 1. The province of a rector: ધર્માધિકારીનો મુલક-હુકુમત-અધિકાર.2.A rector's mansion:ખ્રિસ્તિ ધર્માધિકારીનું મકાન.

**Rectum,** ( રેક્ટમ ) n. [L. *rectus*, right.]The terminal part of the large intestine: સફરો;મોટાં આંતરડાંનો ગુદા-અપદ્વાર આગળનો ભાગ.

**Recubation,**(રેક્યૂબેશન )n. [L.*re* & *cubo*, I lie down.] Recumbence:આરામ;વિસામો.

**Recumbent,**(રીકમ્બેન્ટ્ )a. Leaning;reclining: વિસામો લઇ પડેલું; અઢીંગેલું;અવલંબિત.

**Recuperative,** (રીક્યૂપરેટિવ્ ) a. Tending to recovery: જેથી પાછું હાથ આવે એવું.

**Recur,**(રીકર્ )vi.[L.*re*,& *curro*, I run.]1. To come back;to come again to mind: પાછું યાદ આવવું-સાંભરવું;-ની સ્મૃતિ-સ્મરણ થવું. 2.To occur at a stated interval:ફરીથી બીજી વખતે-ચોક્કસ વખતે બનવું.3.To resort;to have recourse to:-પર આધાર રાખવો;-ના આધારે રહેવું;-ને અવલંબીને રહેવું.

**Recurrence-cy,** (રીકરેન્સ-ન્સિ) n. The act of recurring;return:ફરીથી આવવું તે;પ્રત્યાવૃત્તિ;પુનર્વર્તન;પુનર્સંભવ;સ્મરણ;સ્ફુરણ;પાકભવિ;ઉદય.

**Recurrent-ing,** (રીકરેન્ટ્-રિન્ગ્ )a. Returning from time to time: વારંવાર ફરીથી આવતું;આવર્તક;પ્રત્યાવર્તી;પુનરાવર્તી. 2.Running back toward its origin: મૂળસ્થાન તરફ જનારું.

**Recurvation,** (રીકર્વેશન )n.The act of recurring;a bending:પાછું વાંકું વળવું તે.

**Recusant,** (રેક્યૂઝૅન્ટ્ )a. [L.*re*, & *causa*,a cause.]Obstinate in refusal:કબૂલ કરવાની ના કહેતું;હઠીલું; જક્કી.n.1.One who is obstinate in refusal:આગ્રહપૂર્વક ના કહેનાર;દુરાગ્રહી.2.A person who refuses to acknowledge the supremacy of the king in matters of religion: રાજાની ધર્મ ઉપર સર્વોપરી સતા છે એવું કબૂલ ના કરનાર.

**Recuse,** (રેક્યૂઝ્ )vt. To refuse or reject,as a judge:ના કહેવી;ના કબૂલ-ના મંજુર કરવું.

**Red,**(રેડ્ )vt.To put in order: ગોઠવવું.a. Of the colour of blood : લોહીના રંગ જેવું;લાલ;રાતું; રક્ત. **R.** *lead*:સિંદુર.*Dark* r.:અરૂણ.*Deep* r.,*flaming* r.: લાલસુરખ;લાલચોળ; લાલઘુંદ;લાલ ચણોઠી જેવું. *Pale or light* r.:શ્વેતરક્ત;ધોળું ભુરૂં.*House* r.: જાંબુડું.n.1.The colour of blood: લોહીનો રંગ.2.A red pigment:લાલ મલમ-લેપ.3.*pl.*The menses:અટકાવ;ઋતુ;રજ;આભડછેટ;દસ્તાન; રજોદર્શન;ઋતુસ્રાવ;લોહી જેવો પદાર્થ.

**Redan,** (રીડૅન )n. [L.*re*, & *dens*, *dentis*,a tooth.]1. A work having two parapets whose faces unite so as to form a salient angle toward the enemy:કિલ્લાનો બુરજ.

**Red-book,** ( રેડ્-બુક્ ) n. A book containing the names of all the persons in the service of the state : ઈંગ્લાંડમાં સઘળા નોકરીઆત માણસોની નોંધની ચોપડી.

**Redbreast,** ( રેડ્બ્રેસ્ટ્ ) n. 1. The European robin:એક પ્રકારની ચકલી.2.The long-eared pondfish : લાંબા કાનવાળી માછલી.

**Redden,**(રેડન્ )vt. To give a red color to:લાલ-રાતું કરવું.vi.To grow red : રાતુ થવું; શરમથી મ્હોં લાલ થઈ જવું;મ્હોંડે શેરડા પડવા.

**Reddish,** ( રેડિશ ) a. Somewhat red:રતાશ પડતું;લાલાશપર.

**Reddition,** (રેડિશન )n.1.Restoration;surrender:શરણ-તાબે થવું તે.2. Explanation:સમજાવવું તે;સમજુતી.

**Rede,** (રીડ્ )vt.1.To advise:શિખામણ દેવી.2. To explain:સમજાવવું. n.1.Advice:શિખામણ;શિક્ષા;ઉપદેશ.2.A proverb:કહેવત;કહાણી.

**Redeem,**(રીડીમ્ )vt.[L.*re*&*emo*, I buy.]1.To purchase back:ફરીથી ખરીદ કo; પાછું વેચાતું લેવું; છોડવવું. 2. To recall,or regain, as mortgaged property by paying what may be due by force of the mortgage:દેવું આપીને ગીરે કે સાનમાં મુકેલી-આપેલી મિલકત છોડવવી-પાછી પોતાને કબજે લેવી. 3.To ransom:દંડ-અવેજ આપી છુટકો કo.4. To rescue and deliver from the bondage of sin and the penalties of God's violated law:બચાવવું;છોડવવું;-નું રક્ષણ કo;-નો ઉદ્ધાર કo; -ને પાપમાંથી તારવું. 5.To fulfil:પાળવું;પૂરું કo. 6.To make amends for;to atone for;to compensate: -થી બદલો-અવેજ મળવો. *To* r. *the time*,to make the best use of it: વખતનો સદ્ઉપયોગ કo-નકામો ન ગાળતાં ખરા કામમાં વાપરવો.

**Redeemer,**(રીડીમર્ )n.1.One who redeems:છુટકારો કરનાર;ઉદ્ધારનાર; તારક;ત્રાતા;ઉદ્ધારક.2.The savior of the world:તારનાર;ઇસુખ્રીસ્ત;ત્રાતા.

**Redemption,** ( રીડેમ્શન ) n. (*a*) The liberation of an estate from a mortgage;repurchase:પરિક્રય; ઘરેણે મુકેલી મિલકત છોડવવી તે. (*b*) Release; rescue;deliverance:છુટકો;છુટકારો.(*c*)The ransom or deliverance of sinners from the bondage of sin and penalties of God's violated law:પરિત્રાણ;તારણ;ઉદ્ધાર;મુક્તિ;મોક્ષ;મોક્ષણ.

**Red-gum,**(રેડ્ગમ્ ) n.1.An eruption of red pimples upon the face;toothrash: નાના છોકરાંના શરીર ઉપર રાતી ફોલ્લી-લાલ છાંટ છાંટ થાય છે તે.2.A name of rust on grain: ધાન્યનો શળો.

**Red-handed,**(રેડ્-હૅન્ડેડ્ )a.or adv. Having hands red with blood; in the very act:કામ કરતીજ વખતે; ગુન્હો કરવાનું કામ ચાલતું હોય તેજ વખતે;મુદ્દાસર;છીંડે પેસતાં કે પેઠેલુ.

**Redhot,**(રેડ્હૉટ્ )a.Red with heat: તપાવીને લાલ કરેલું;લાલચોળ.2.Hence, *fig.*Excited;violent:ઉશ્કેરાઇ ગયેલું.

**Redintegrate,** ( રેડિંટગ્રેટ્ )a.[L. *re* & *integer*,whole.]Restored to wholeness or a perfect state:તાજું કરેલું;બદલેલું.vt.To make whole again:તાજું કo;બદલવું;સમારવું.

**Redispose,**(રીડિસ્પોઝ્ )vt.To dispose anew or again:ફરીથી નિકાલ

Riches beget riches, proverty poverty :

ક૦;ફરીથી ગોઠવવું-વ્યવસ્થા ક૦.

**Red-letter-day**;(રેડ્લેટર્ડે ) *n.* A day that is fortunate : શુભ-માં ગલ્યકારી દિવસ;દિવાળીનો દિન;સુખ-ના સુરજનો દિવસ.

**Redolence**,(રેડોલેન્સ્ ) *n.* Sweetness of scent; odor; fragrance: ખુશબો;પિમળ;વાસ;પરિમલ; સુગંધ; સુવાસ.

**Redolant**,(રેડોલેન્ટ્ ) *a.* [ L. *re* & *oleo*,I emit a smell. ] Scented; odorous:સુવાસિત;ખુશબો-સુગંધિદાર.

**Redouble**,(રીડબલ્ )*vt.* To double again;to multiply:ચોવડું ક૦;ઘણું વધારે ક૦.*vi.*To be multiplied:ચોગણું થવું;વત્તું થવું.

**Redoubt**,(રીડાઉટ્ )*n.*[L.*re* & *duco*,I lead.]A small fort or outwork of varying shape:છેવટે આશ્રય મળે એવો અંદરનો કિલ્લો.*vt.*To stand in dread of:-ના ભય-બીકમાં રહેવું;-થી બીતા રહેવું.

**Redoubtable**, ( રીડાઉટેબલ્ ) *a.* Formidable; dreadful; valiant: ભયંકર;વિક્રાંત; ભયાનક; ભીમ;પ્રતાપી; બહાદુર; હિમ્મતવાન;મહા પરાક્રમી; ધીર.

**Redound**,(રીડાઉન્ડ્ ) *vi.*[L. *re* & *unda*,a wave]1.(*a*)To roll back, as a wave or flood:પાછું ગબડવું-આવી પડવું;લોટવું;-ના પર પાછું તૂટી પડવું. (*b*) To conduce;to contribute;to result:પરિણામી-પર્યવસામી થવું-હોવું;નું પરિણામ-છેવટ આવવું -થવું;-ને પરિણામે-છેવટે મળવું-હાંસલ થવું; -ના પ્રયોજક-સાધક થવું; સાધવું. 2.To be in excess;to overflow: બહુ થઈ જવું;ઉભરાઈ જવું;વધારે થવું. *n.*Result;return: પરિણામ;હાંસલ.

**Redress**, (રીડ્રેસ્ )*vt.* [*re* & *dress*] To dress again:ફરીથી પોશાક પહેરવો-ધરવો. *vt.*1.To set right; to amend:બંદોબસ્ત ક૦;ઠીકઠાક ક૦;જોઇ-તપાસી જવું.2. To repair as an injury;to make amends for; to remedy :-નો ઈલાજ-ઉપાય-બંદોબસ્ત ક૦;-માંથી છોડવવું-મુક્ત-દૂર ક૦.3. To make amends to;to bestow relief upon:દાદ આપવી;-ની દાદ ધ્યાનપર લેવી-સાંભળવી;-નું સમાધાન ક૦; પ્રતિકાર ક૦;-નો બદલો આપવો. *n.* 1. Correction;reformation:સુધારો. 2.Relief;remedy:દાદ;ઈલાજ;ઉપાય;તજવીજ;સમાધાન; ઉદ્ધાર. 2.One who gives relief: છુટકારો કરનાર.

**Red-tape**,( રેડ્ટેપ્ ) *a.* Pertaining to official formality: હોદ્દાને લગતી રીતિ સબંધી.*n.* Official formality:સરકારી વિધિ-રીત-વિવેક.

**Reduce**,(રીડ્યુસ્ )*vt.*[L.*re* & *duco* I lead.]1.To bring or lead back to any former place:અસલ ઠેકાણે પાછું લઈ જવું2.To bring to any inferior state;to lower;to diminish;to degrade;to impair:હલકી-નીચી સ્થિતિએ લાવવું-પહોંચાડવું; પાયરી-પદવી-દરજ્જો ઉતારવો;ઉતારવું; ઉતારી નાંખવું;ઓછું-કમી-ન્યૂન ક૦; ઘટાડવું;ઉતારવું; નબળું-ક્ષીણ-હલકું ક૦; -થી ક્ષીણ-દુર્બળ થવું.3. To bring to terms;to humble;to subdue;to conquer:તાબે-વશ-સર ક૦; છતી લેવું;-ને પરાભવ-પરાજય પમાડવું.4.To bring to a certain state as by grinding,&c.:-નું ક૦;-નો ભૂકો-ચૂર્ણ ક૦;-માં લાવવું-આણવું;-ને લીધે-થી આવવું-આવી પડવું.5.To bring into a certain order, arrangement or classification:-ના વર્ગ પાડવા;અમુક વ્યવસ્થા-બંધારણમાં મૂકવું;-ની પ્રત ક૦. 6.(*a*) To change, as numbers, from one denomination into another without altering their value:માં લાવવું;-નું ક૦.;-નું રૂપ આપવું;-ની ભાંજણી ક૦. (*b*) To change the form of a quantity without altering its value:-ના રૂપમાં આણવું-લાવવું.7.To bring to the metallic state by separating from impurities: ધાતુ શોધવી. 8. To restore to its proper place:ખરી જગાએ લાવવું; બેસાડવું; ચઢાવવું. *To r.a dislocation*:ઉતરી ગયેલું હાડકું ચઢાવવું.*To r.an equation*:કોઈ સમીકરણની જાણીતી રકમો એક તરફ અને અણજાણીતી રકમો બીજી તરફ લાવવી.

**Reducible**,(રીડ્યુસિબલ્ )*a.*Capable of being reduced:-નું રૂપાંતર થાય એવું.

**Reduction,Reducement**,(રીડક્શન્-રીડ્યુસમેન્ટ્ )*n.*1.Diminution; conquest:કરણ;નયન;ગમન;અપકર્ષ; ન્યૂનીકરણ;ન્યૂનતા; પરાજય;વશીકરણ; પરાભવ; જીત. 2. The act or process of reducing:ભાંજણી. 3.The correction of observations for known errors of instruments: છૂટ; સુધારણી. 4. The process of making a copy of something: -ના પરથી નમુનો આલેખવાની રીત.5. The bringing of a syllogism in one of the so called imperfect modes into a mode in the first figure:ન્યૂનીકરણ.6.(*Metal.*) The act,process, or result of reducing:ધાતુસંશોધન;ધાતુ શુદ્ધિકરણ.7. (*Med.*)The operation of restoring a dislocated, or fractured part to its former place:ઉતરી ગયેલા કે ભાગી ગયેલા શરીરના કોઇ પણ ભાગને પાછો ચઢાવવો કે આખો કરવો તે.

**Reductive**.(રીડક્ટિવ )*a.*Tending to reduce:ઓછું કરી શકે એવું.

**Redundance-cy**, (રીડન્ડેન્સ્-સિ ) *n.*1.Superfluity;excess: અધિકાઇ;આધિક્ય;વ્યર્થતા; પુનરુક્તિ; શબ્દાધિક્યતા.2.That which is redundant:વધારાની વસ્તુ-ચીજ. 3. Surplusage inserted in a pleading which may be rejected by the court without impairing the validity of what remains: મુકર્દમો ચલાવવામાં નકામી વધારા તરીકે આપેલી દલીલો.

**Redundant**,( રીડન્ડેન્ટ્ )*a.* 1. Exceeding what is natural; exuberant;superabundant:અતિરિક્ત; પુનરુક્તભૂત;વ્યર્થ;અત્યંત; ફાલતુ;ફાજલ પડતું;વધારેનું;અધિક.2.Using more words than are necessary;pleonastic: જોઈએ તે કરતાં વધારે શબ્દો વાપરનારું; આડંબરી.

**Reduplicate**, ( રીડ્યુપ્લિકેટ )*a.* 1. Double;repeated:બેવડું;દુપટ;બમણું;દ્વિગુણ.*vt.*1. To redouble:દુપટ કરવું;બેવડવું;બમણું-દ્વિગુણ ક૦.2. To repeat the first letter:પહેલો અક્ષર વારેઘડીએ બોલવો.

**Ree**,(રી)*vt.*To sift;to riddle:ચાળવું; [ગાળવું.

**Re-echo**,(રીએકો)*vt.*To echo back: પાછો અવાજ-શબ્દ કરવો;પડઘા પાડવો; પ્રતિધ્વનિ ક૦.*vi.* To give echoes: પાછો અવાજ-શબ્દ થવો;પ્રતિધ્વનિ-પડઘા-પડછંદો પડવો.*n.*The echo of an echo: પડઘાનો પડઘો-અવાજ; પ્રતિધ્વનિ;પડઘા;પડછંદો.

**Reed**, (રીડ્ ) *a.* Red: લાલ *n.* The fourth stomach of a ruminant;a rennet:વગોળનારાં પ્રાણીઓનું ચોથું પેટ; ચુરદો.*n.*1.A name given to many tall and coarse grasses or grasslike plants:બરૂ;સરોડું;છીણી;નેતર;જવાઇ.2.A musical instrument made of the hollow joint of some plant:પીપી;પાવો;વેણું;શરણાઈ;પીપો-

ઠામ જેવી ઠીકરી, મા તેવી ઠીકરી.

ડી.3.An arrow as made of a reed: બરૂનો તીર.4.Straw prepared for thatching a roof:છાજને માટેનું ઘાસ;સરખટ.5.A small piece of cane or wood attached to the mouth-piece of certain instruments, and set in vibration by the breath: વાજીંત્રની નળી-ફુલ-મોગરો. 6.(*Weaving.*) A frame having parallel flat strips, of metal or reed,between which the warp threads pass:(વણકરની)ફણી;ફણો.

**Reedify,**( રીએડિફાઈ )*vt.* To edify anew:ફરીથી બનાવવું.

**Reef,** (રીફ્ )*n.*1.A chain or range of rocks lying at or near the surface of the water: ખડક; ખરાબો; તળેટી.2.A large vein of auriferous quartz:ખાણમાં સ્ફાટિકની મોટી નહેર.*n.*That part of a sail which is taken in or let out by means of the reef points in order to adapt the size of the sail to the force wind:સઢનો કોઈ ચોકસ ભાગ; શઢનીશિકી.*vt.*To reduce the extent of:-નો વિસ્તાર ઓછો ક૦.

**Reefy,** (રીફિ) *a.* Full of reefs or rocks:ખરાબાવાળું.

**Reek,**(રીક્ )*n* Vapor; steam: બાફ; ફરાળ. *vi.* To steam; to smoke: બાફ-વરાળ-ધુમાડો નીકળવો.

**Reeky,**(રીકિ)*a.* 1. Smoky: ધુમાડાવાળું; 2. Emitting reek: ધુમાડો નીકળતું.

**Reel,**(રીલ્ )*n.*1. A frame with radial arms:ચરખો;ફીરકી. 2. A machine on which yarn is wound and measured into lays and hanks:ચરખો;ફરકી;ચરખ.3.A lively dance:એક પ્રકારનો નાચ. *vt.* 1. To roll:વીંટવું.2.To wind upon a reel:ફીરકી ઉપર વીંટાળવું;અટેરવું.*vi.* 1.To stagger: લથડવું; ઝોકાં-ડોલાં ખાવાં.2.To be giddy:ફેર આવવા; -ને ચકરી આવવી.*n.*The act or motion of realing or staggering: ઝોકાં;ડોલાં;લથડિયાં;સ્ખલન; વિચલન.

**Re-elect,** ( રીઈલેક્ટ્ ) *vt.* To elect again:બીજીવાર નિમણુંક કરવી.

**Re-election,** (રીઇલેકશન્ )*n.* Election a second time or anew:ફરીથી પસંદ કરવું તે;નવેસર ચૂંટણી.

**Re-embark,**(રીએમ્બાર્ક્ )*vt.&i.*To put,or go, on board a vessel again:ફરીથી વહાણ ઉપર જવું-ચઢવું.

**Re-enact,**(રીએનેક્ટ્ )*vt.* To enact again:નવેસરથી કાયદા બાંધવા;ફરીથી કાયદો ક૦.

**Re-enforce,** ( રીએન્ફોર્સ્ ) *vt.* To strengthen with new force:નવા સિપાઇઓ મોકલવા;કુમક મોકલવી.*n.* Something which reenforces: કુમક;મદદ;સહાયતા.

**Re-enforcement,**(રીએનફોર્સમેન્ટ્ ) *n.*1.The act of reenforcing: પુરતી;ભરતી;પુરવણી.2.That which reenforces;additional force: કુમક; પુષ્ટી;મદદ.

**Reeve,**(રીવ્ )*vt.imp.& p.p.***Rove.** To pass, as the end of a rope, through any hole in a block, thimble,etc.:ઘરેડી-અંગુઠી વિ૦ માં દોરડાનો છેડો નાંખવો.*n.*An officer: અમલદાર;હાકેમ.

**Re-export,**(રીએક્સ્પોર્ટ્ )*vt.*To export again,as what has been imported: આવેલો માલ ફરીથી દેશાવર મોકલવો. *n.* Any commodity re-exported:ફરી મોકલેલો માલ.

**Refection,**(રીફેક્શન્ )*n.*A repast; a lunch:મિતાહાર;થોડું ઘણું ખાઇને તૃપ્ત થવું તે; અલ્પાહાર; અલ્પભોજન; ઉપાહાર:નાસ્તો;ફુંગો;કાચું કોરું.

**Refective,**(રીફેક્ટિવ્ )*a.* Refreshing;restoring:થાક ઉતારનાર;તાજું કરનાર.*n.* That which refreshes: થાક ઉતારનાર.

**Refectory,**(રીફેક્ટૉરિ) *n.* A room for refreshment: ખાવા-ઉપહારનો ઓરડો;ઉપહારશાળા.

**Refel,**(રીફેલ્ )*vt.*[L. *re* & *fallo,* I deceive.]To refute;to disprove; તોડવું;ખંડવું;દબાવવું; -નું ખંડન ક૦.

**Refer,**(રીફર્ )*vt.*[L. *re* & *ferro,* I bear.]1.To carry or send back: પાછું લઈજવું-મોકલવું;-ને હવાલે ક૦. 2. To send or direct away;to make over or pass over to another: બીજાને સ્વાધીન-હવાલે ક૦;બીજાની પાસે તલાસ કરવાનું કહેવું;-નેઉદ્દેશવું-લક્ષ ક૦.3. To assign to a class: કોઈ ચોકસવર્ગ-જાતમાં ગણવું;-માં સમાવેશ ક૦-મુકવું.*vi.*1.To apply;to have recourse to;to appeal:-માં જોવું;-ની મદદ- આશ્રય-આધાર લેવો. 2. To point;to relate:સંબંધ હોવો;લાગુ પડવું;લાગવું;બતાવવું. 3. To direct attention: ધ્યાન ખેંચવું.4.To direct inquiry for information or a guarantee of any kind:ને પૂછવું.

**Referee,**(રીફરી) *n.* One to whom a thing is referred: a judge;an umpire:મધ્યસ્થ;ત્રાહિત;ત્રીજું માણસ.

**Reference,**(રેફરેન્સ્ )*n.*1.The act of referring:સોંપવું-હવાલે કરવું તે; અર્પણ;નિવેદન.2.That which refers to something; illusion: કંઈ બતાવે છે તે;ઈસારો;સૂચના.3. Relation;regard; respect:સંબંધ; નિસબત;લેવાદેવા;ઈલાખો;ધોરણ;સંધાન; અનુસંધાન;ઉદ્દેશ;અન્વય. 4.(*a*)One of whom inquiries can be made as to the integrity, capacity &c.,of another:ઓળખ;ઓળખાણ. 5.(*a*) The act of submitting a matter in dispute to the judgment of one or more persons for dicision; ત્રાહિત પુરૂષ પાસે નિવેડો કરાવવો તે;લવાદી; પંચાત; ભાંજગડ; સમાધાન; પતવણી; ઘર મેળે કરેલો નિકાલ. 6. Appeal:આગલી કોરટમાં ફરી ચુકાદો કરાવવો તે; અપીલ.

**Refine,**(રીફાઇન્ )*vt.*1.To free from impurities;to free from dross or alloy;to purify;to defecate:શોધવું;સાફ-શુદ્ધ ક૦;ચોખ્ખું ક૦;સ્વચ્છ-ચોખ્ખું કરવું;મેલ કાપવો.2.To purify from what is gross,vulgar, low & the like;to polish:સભ્ય-આદરશીલ-વિવેકી ક૦-થી થવું; સંસ્કૃત ક૦; -ની સુધારણા ક૦;સભ્ય-શિષ્ટ ક૦;સુધારવું;સભ્ય ક૦.*vi.*1.To become pure: ચોખ્ખા થવું;શોધાવું;સ્વચ્છ-નિર્મળ થવું; નિતરવું.2.To improve in accuracy: સુધરવું;ચોકસ થવું.3.To affect nicety:ચપરાસી-ચાલાકી બતાવવી.

**Refined,**(રીફાઈન્ડ્ )*a.* Freed from impurities:નિર્મળ;સ્વચ્છ;સાફ કીધેલું; વિશુદ્ધ; શોધિત;સુધરેલું; સંસ્કૃત; શિષ્ટ;સભ્ય;વિનીત;અતિસૂક્ષ્મ.

**Refinement,** (રીફાઇનમેન્ટ્ )*n.*1.The act of refining;purification;polish;politeness;elegance;civilization:સ્વચ્છતા;નિર્મળતા; શોધન;વિશુદ્ધિ;શુદ્ધતા; માર્જન; સંસ્કાર; શિષ્ટતા; સૌજન્ય;સભ્યતા;સુજનતા; સુધારણા; સૂક્ષ્મતા. **R.** *of manners*: વિનય; આચાર સૌજન્ય; શિષ્ટાચાર.2. That which is refined; an affected subtilty:નાજુકાઇ;ખંદાઇ.

**Refiner,**(રીફાઇનર્ )*n.*One who,or that which refines: શોધનાર; સુધારનાર;શોધક;સંશોધક.

**Refit,**(રીફિટ્ )*vt.* 1. To fit or prepare for use again:સમારવું;ફરીથી

ફેટ્,fate;ફાર,far;ફાસ્ટ્,fast;ફેટ્,fat;ફોલ,fall;મી,me;મેટ્,met;પિન,pin;નોટ્,note;નૉટ્,not;ટયુબ,tube;બુલ,bull.

તૈયાર કરવું.2.To fit out or supply a second time:બીજીવખત પુરૂં પાડવું આપવું.*vi.* To obtain repairs or supplies: ભાગ્યું-તૂટ્યું સમારવું; -ની મરામત કરાવવી.

**Reflect,**(રીફ્લેક્ટ્)*vt.*[L.*re* & *flecto*, I bend.]1.To bend back: પરાવર્ત્તન થવું;પ્રતિબિંબ પાડવું;પ્રતિબિંબ કo.2.To give back an image or likeness of:પ્રતિબીંબ પાડવું.*vi.*1.To throw back light: પરાવર્ત્તન થવું. 2. To throw or turn back the thoughts upon anything:-નું મનન-ચિંતન કરવું;-નો વિચાર કo;ધ્યાન લગાડીને જોવું.3.To return:પાછું વળવું.4.To cast reproach;to cause censure or dishonour: -ના ઉપર દોષ મુકવો;-ને અપમાન લાગવું;-નું બદનામ થવું;-ને બોલ મારવા.

**Reflecting,** (રીફ્લેક્ટિંગ) *a.* 1. Throwing back light,heat&c.: પ્રતિબિંબ પાડતું;પરાવર્તી.2.Reflective: વિચાર-મનન-ચિંતનવાળું.

**Reflection,**(રીફ્લેક્શન્) *n.* 1. The act of reflecting : પરાવર્ત્તન; પ્રતિક્ષેપ.2.Shining: પ્રકાશ.3. Continued consideration ; meditation;contemplation:વિચાર;મનન; ચિંતા;ભાવના;ધ્યાન.(*a*)An image given back from a reflected surface:પડછાયો;પ્રતિબિંબ;પ્રતિમા; પ્રતિરૂપ;છાયા;પ્રતિચ્છાયા. (*b*) Result of meditation: વિચાર. 4. Censure:ઠપકો;દોષ;આક્ષેપ.*Angle of* r., the angle which anything, as a ray of light,on leaving a reflecting surface, makes with the perpendicular to the surface:પરાવર્ત્તન કોણ.

**Reflective,**(રીફ્લેક્ટિવ્)*a.*1.Throwing back images:પ્રતિબિંબ પાડનાર-પાડતું. 2.Capable of exercising thought: મનન કરનારી બુદ્ધિવાળું;વિચાર-મનનશીલ;ધ્યાનશીલ.3. Addicted to introspective or meditative habits:બની ગએલાનું મનન-ચિંતન કરનાર;ધ્યાની.4.Reflexive: પૂર્વસંબંધી.

**Reflector,**(રીફ્લેક્ટર્)*n.*1.One who or that which reflects:પ્રતિબિંબ પાડનાર.2.Something having a polished surface for reflecting light:કિરણ પાછાં પાડવાને દીવા પાછળ મુકેલી તખ્તિ;આદર્શ;દર્પણ;પરાવર્ત્તક

**Reflex,** (રીફ્લેક્સ) *a.* 1. Directed back : પરાવર્તી. 2. Produced in reaction;resistance, or return: પ્રત્યાઘાતી.3.(*Physiol*).Produced by stimulus or excitation: વેગવાન;સચેત.*n.*4. Reflection: પ્રતિબિંબ;પડછાયો;છાયો.*vt.*To reflect: પ્રતિબિંબ નાંખવું-પાડવું.2.To turn back:પાછું ફરવું.

**Reflexibility,**(રિફ્લેક્સિબિલિટિ)*n.* The quality of being reflexible:પાછું વળે એવો ગુણ; પરાવર્તનીયતા;આત્માનુભવ.

**Reflexive,**(રીફ્લેક્સિવ્)*a.*1. Bending or turned backward:પરાવર્તી.2. Implying censure : ઠપકા ભરેલું;નિંદાયુક્ત.3.Having for its direct object as its antecedent: પૂર્વ સંબંધી;સ્વાર્થ;સ્વવાચક.

**Reflorescence,** (રીફ્લૉરેસ્સેન્સ્) *n.* A blossoming anew of a plant after it has apparently ceased blossoming for the season:ફરીથી મોર-ફળ આવવાં તે.

**Refluence,** (રીફ્લ્યૂઅન્સ્) *n.* The quality of being refluent; a flowing back:ફરી વહેવું તે.

**Reflux,**(રીફ્લક્સ)*a.*Returning or flowing back:ઉતરતું.*n.*Ebb;reaction:પાણીનો ઉતાર-ઓટ.

**Reform,**(રીફૉર્મ)*vt.*[L.*re* &*formo*, I form.]To put into a new and improved form;to change from worse to better; to amend; to correct:સુધારવું;રસ્તાપર-રીતપર લાવવું;ખરાબમાંથી સારાપર લાવવું;દુરસ્ત કo;યથાસ્થિત કo;સમારવું;ઠીકઠાક કo; ઠેકાણે લાવવું; પાપમાંથી નિવારવું;-ના દોષ કાઢી નાંખવા. *The example alone of a vicious prince will corrupt an age; but that of a good one will not* r.*it*:દુર્ગુણી રાજાના દાખલા માત્રથી આખી સદીની સદી બગડશે પણ સદ્ગુણી રાજાના દાખલાથી આખી સદી સુધરવાની નથી. *vi* To return to a good state: સુધરવું;સીધા રસ્તાપર આવવું; ખરાબ હોય તે તજી દેવું. *n.* Reformation: સુધરાઇ;સુધારો.*vt.*& *vi.*To give a new form to:-ની વ્યૂહરચના પાછી કo-થવી-ફરી બનાવવી.

**Reformation,**(રેફૉર્મેશન્) *n.*1. The act of reforming; change from worse to better; correction;amendment:સુધારો; સુધારણા; પાપદોષ નિવૃત્તિ; પાપ પ્રતિકાર; સંશોધન;પરિવર્તન;દોષચ્છેદન-ખંડનસમાધાન.2. The important religious movement commenced by Luther:લ્યુથરનો કરેલો ધર્મ સંબંધી સુધારો;ધર્મ પરિવર્તન-ક્રાંતિ. *n.* The act of forming anew: નવેસરની વ્યૂહરચના.

**Reformatory,**(રીફૉર્મેટોરિ)*n. pl.* An institution for promoting the reformation of offenders:ગુન્હેગારને સુધારવાનું મકાન-ઘર;શોધનાલય;સુધારણા શાળા-ગૃહ.

**Reformer,**(રીફૉર્મર્)*n.*1 One who effects a reformation:સુધારો કરનાર;સુધારક.2.One of those who commenced the reformation of religion in the sixteenth century as Luther &c.:લ્યુથર જેવા સોળમી સદીમાં સુધારા કરનાર પુરૂષ;સુધારક.

**Refract,**(રીફ્રેક્ટ્)*vt.*[L.*re* & *frango*,I break.]1.To bend sharply and abruptly back:વાંકું થવું;આડું જવું-ફાટવું.2.To break the natural course of rays:વાંકું વાળવું-કo; વક્રીભવન કo;-થી વક્રગતિ થવી;ફેરવવું.

**Refraction,**(રીફ્રેક્શન્)*n.* 1. The act of refracting:વાંકું વળવું તે;વક્રીભવન-કરણ.2.The change in the direction of a ray of light:અજવાળાના-તેજના કિરણની વક્રગતિ;પરાવર્તન;વક્રીભવન.3.The change in the direction of a ray of light and consequently in the apparent position of a heavenly body: કિરણની વક્રગતિ અને તેથી થતો આકાશના ગ્રહોનો ફેરફાર.

**Refractoriness,** (રીફ્રેક્ટૉરિનેસ) *n.*The quality of being refractory:મસ્તી;ઢોંગાઇ;જીદ;હઠ;હઠીલાઈ.

**Refractory,**(રીફ્રેક્ટૉરિ)*a.*1. Obstinate in disobedience;contumacious;stubborn; unruly: હઠીલું; જીદ્દી;દુરાગ્રહી;કહ્યું ન માનનાર;મમતી; અવિનીત; હાંઠીયું;શિરજોર; અડિયલ; દુ:સાધ્ય;વિપરીતકારી.2. Resisting ordinary treatment;difficult of fusion:અસાધ્ય;દુસાધ્ય;ગમે એવી દવા કરે પણ અસર ન થાય એવું;જલદીથી ઓગળી કે ટીપાઈ ન શકે તેવું.*n.*1. A refractory person : એંચપકડ કરનાર માણસ; મમતી-દુરાગ્રહી માણસ. 2.Refractoriness:મસ્તી;ઢોંગાઇ.

**Refrain,**(રીફ્રેન્)*vt.* [L. *re* & *frenum*,bridle.] 1. To hold back; to restrain; to curb; to govern:

થોભાવવું;અટકાવવું;દાબ-અંકુશ રાખવો-મુકવો;નિગ્રહ-નિયમ-સંયમમાંરાખવું;-ને કબજામાં રાખવું; -કંઇ કરતાં વિચાર ક૦.As,r.*thy foot from their path*:તેઓને પગલે પગલે ચાલતાં તું વિચાર કર;અર્થાત્ તેઓને પગલે પગલે તું ચાલીશ નહિ.2.To abstain from: વગર રહેવું;-ન કરવું.*vi.* To forbear; to hold aloof;to forbear; to abstain:-થી વેગળા-દૂર રહેવું;ન કરવું;અટકી-થોભી રહેવું;વિરામવું;વગર રહેવું;ચલાવવું.*n.*The burden of a song: કડવું;ધ્રુપદ;ટૂકટેક.

**Refrangibility,**(રીફ્રૅન્જિબિલિટિ)*n.* The quality of being refrangible:વક્ર થવું તે;વક્રીભવનતા; પરાવર્તનીયતા.

**Refrangible,**(રીફ્રૅન્જિબ્લ્ )*a.*Capable of being refracted: વાંકું વળનારૂં;પરાવર્તનીય.

**Refresh,** (રીફ્રેશ્ ) *vt.* 1.To make fresh again;to restore strength, spirit,animation or the like,to; to relieve from fatigue;to reinvigorate;to enliven anew;to reanimate:તાજું ક૦;શિતળ ક૦;ફરીથી તેજ આણવી; હિંમત-ઉત્તેજન આપવું; તેજસ્વી ક૦;વિશ્રાન્તિ આપવી-લેવી;શ્રમાપહરણ ક૦;થાક-વિસામો ખવડાવવો-ઉતારવો;-થી થાક ઉતરવો;આરામ લેવો;શ્વાસ ખાવો; ઉત્તેજીત-પ્રદિપ્ત ક૦; શાંત-ટાઢું પાડવું. 2.To repair:દુરસ્ત-ઠીકઠાક ક૦;સુધારવું.*n.*The act of refreshing : વિસામો લેવો તે;શ્રમાપહરણ;વિશ્રાન્તિ.

**Refresher,**(રીફ્રેશર્ )*n.*1.One who refreshes:વિસામો આપનાર.2.An extra fee paid to counsel in a case that has been adjourned from one term to another: એક મુદતથી બીજી મુદત એમ મુલતવી રહેલા મુકર્દમામાં વકિલને આપેલી વધારાની ફી.

**Refreshing,** (રીફ્રેશિંગ )*a.*Reviving; reanimating: વિસામો આપનાર;તાજું-ઠંડું કરનાર;હિંમત-ઉત્તેજન આપનાર;થાક ઉતારનાર-શ્રમાપહારી; ક્લાંતિહર;આનંદ પ્રદ;સુખપ્રદ.

**Refreshment,** (રીફ્રેશ્મેન્ટ્ ) *n.* 1. The act of refreshing; restoration of strength;relief after suffering: વિસામો;આરામ;આલ્હાદન; શ્રમાપહાર;વિનોદન;આશ્વાસન;વિશ્રામન્તિ;તાજગી;ઉત્તેજન;ઉશ્કેરણી;હિંમત;ધીરજ.2.That which refreshes; an article of food or drink; slight repast: ફળાહાર;લઘુભોજન; અલ્પાહાર;નાસ્તો;ખોરાક;અન્ન;ઢુંગો.

**Refrigerant-ative,** (રીફ્રિજરૅન્ટ્-જરેટિવ્ )*a.*Cooling:થંડું કરેતેવું;દાહહર; તાપહર; નિર્વાપણ. *n.* That which makes to be cool:થંડુ કરે તેવું ઓસડ;દાહહર ઔષધ;તાપશમન; ઉષ્ણુનિર્વાપણ;ઠંડું;ટાઢું;ઠંડક કરે એવું.

**Refrigerate,** (રીફ્રિજરેટ્ ) *vt.* [L. *re* & *frigus*,cold.] To cause to become cool:ટાઢું-શિતળ-થંડું ક૦; -નો દાહ મટાડવો;-ની ગરમી ઘટાડી દેવી.

**Refrigeratory,** (રીફ્રિજરેટૉરિ) *a.* Cooling:થંડું;શિતળ.*n.* (*a*) That which refrigerates or cools:ઠંડું કરવાનું વાસણ.(*b*)The chamber or tank in which ice is formed:જે ટાંકી-દેગમાં બરફ બંધાય તે.

**Refuge,**(રેફ્યૂજ્ )*n.*[L.*re* & *fugio*, I fly.] 1.Shelter from danger; asylum;retreat;covert:સંશ્રય;આશ્રય;શરણ;આશરો;ગતિ;આધાર;અવલંબ;શરણ્ય;આશ્રયભૂત;રક્ષક; પાલક; ત્રાતા.2.An expedient to secure protection:ઉપાય;ઇલાજ;યુક્તિ;સાધન;ગત;તરણોપાય.*To take* r.*with*: શરણ જવું;-ની બાંહ્ય પકડવી;-નું અવલંબન ક૦;-ને આશ્રયે-આધારે જવું;-ની છાયા નીચે જવું.*Seeking* r.:શરણાર્થી.*Come for* r.: શરણાંગત. *Having only one* r.:અનન્યગતિક. *vt.* To shelter:આરામ આપવો;-ને આશ્રય-આશરો આપવો.

**Refugee,** (રેફ્યુજી) *n.*1.One who flees to a shelter:શરણાગત;આશ્રિત;શરણાર્થી;અવલંબી.*Kind to* r.s: શરણાગતવત્સલ. 2. One who, in times of persecution,flees to a foreign power: સ્વદેશ ત્યાગ કરી બીજા દેશમાં શરણાગત થઈ રહેલો પુરૂષ;શરણાગત પુરૂષ.

**Refulgence,**( રીફલ્જેન્સ્ ) *n.*[L.*re* & *fulgeo*,I shine.] The quality of being refulgent;splendor:અતિશય તેજ;ચળકાટ;તેજ;ઔજ્વલ્ય.

**Refulgent,**(રીફલ્જેન્ટ્ )*a.*Brilliant; shining:ચળકતું;તેજસ્વી;કાંતિમય;ઉજ્વલ;દેદીપ્યમાન;ઝગઝગતું;તગતગતું.

**Refund,** (રીફન્ડ )*vt.*[L.*re* & *fundo*,I pour.] 1.To fund again or anew:નવેસર ભરવું-ભરી આપવું. 2. To pour back:પાછું રેડવું;પાછું આપવું.3.To give back;to repay;to restore:ભરી-વાળી આપવું;ગજરે આપવું;જેનું હોય તેને તેટલું આપી દેવું-ભરી આપવું;પાછું આપવું.

**Refusal,**(રીફ્યૂઝલ્ )*n.*1.The act of refusing;denial of anything demanded:નકાર;ના;નિષેધ;અસ્વીકાર; અનંગીકાર.2.The choice of taking or refusing;option:લેવા ન લેવાની ખુશી;લેવું છે કિંવા નથી લેવું એવું કહેવાનો પહેલો અધિકાર.

**Refuse,**(રીફ્યૂઝ )*vt.*[L.*re* & *fundo*, I pour.] 1. To decline to do or grant: ના પાડવી;ના કબૂલ થવું; ના કહેવી;નકાર વાસવો;નિષેધ ક૦;નકાર ઘંટા વગાડવી.*To* r.*flatly*:માથામાં વાગે તેવી ના કહેવી;ચોખ્ખી ના કહેવી;તડને ફડ કહી દેવું.2. To throw back or cause to keep back:પાછું હઠાવવું-મારવું.3. To reject: અનંગીકાર કરવો;અસ્વીકાર ક૦;નહીં ગણકારવું. 4. To disown:એ મારૂં નથી એમ કહેવું; ના મુકર જવું;ના કબૂલ ક૦.*vi.*Not to comply:ન ગણવું.*n.*Refusal: નકાર. *n.* (રેફ્યુઝ ) Waste or worthless matter;dregs;dross:નકામી બાબત; કચરો;પુંજે;અવશેષ;ઉચ્છિષ્ટ;મળ;કીટું *a.*Refused;rejected:નકામું;નાંખીદેવાનું;નજીવું;રદી;બાતલ;અસાર;અવશિષ્ટ.

**Refutable,**(રીફ્યૂટેબલ્ )*a.* Admitting of being refuted:ખંડન-રદીયો આપી શકાય એવું;ખંડનીય;ખંડનયોગ્ય;ખંડનશક્ય.

**Refutation,** (રેફ્યૂટેશન્ ) *n.* The act of refuting, proof of falsehood or error:તોડ;ખંડન;નિરાકરણ;રદીયો;ચિતંડા;પ્રત્યાખ્યાન.**R.***and establishment*:ખંડનમંડન.

**Refute,**(રીફ્યૂટ )*vt.*[L.*re* & *futo*,I pour.] To prove to be false; to confute:ખંડવું;રદીઓ આપવો;તોડવું;-નું ખંડન ક૦;ખાટું છે એમ સાબિત-સિદ્ધ ક૦;નિરાકરણ ક૦.

**Regal,**(રીગૅલ્ )*a.*[L. *rex, regis*, a king.]Kingly;royal:રાજસંબંધીવિષયક;રાજોચિત;રાજકીય; બાદશાહી. *n.*A small portable organ played with one hand, the bellows being worked with the other: હાથથી વગાડવાનું એક તરેહનું વાજું.

**Regale,**(રીગેલ) *n.*A prerogative of royalty:રાજાના હક. *vt.* [L. *regelo*, I thaw.] To gratify;to refresh:સંતુષ્ટ-ખુશી ક૦;-ને સુખ-સંતોષ આપવો; ઉત્સવ ક૦;-ને મિજબાની-ઉજાણી આપવી. *vi.* To feast: ઉજાણી આપવી;મિજબાની-ઝ્યાફત ક૦. *n.* A sumptuous repast; a banquet:

જ્યાફત;મિજમાની;ઉજાણી.

**Regalement,** (રીગેલ્મેન્ટ્) *n.* The act of regaling:refreshment:ખુશાલી;સંતોષ;ઉજાણી;ઉત્સવ;ઓચ્છવ.

**Regalia,**(રીગેલિઅ )*n.* [*L.regalis*, regal.]1.That which belongs to royalty:રાજ્યચિન્હો;રાજલક્ષણો;રાજોપચાર.(*a*)The rights & prerogatives of a king:રાજાના હક્કો તથા દરદાવાઓ.(*b*)Royal estates & revenues:રાજાની જાગીરો તથા મહેસુલો.2.Decorations of an office or order:અમુક વર્ગ-કિંવા પદવીનાં ચિન્હો.3.Sumptuous food:ઉત્તમાન્ન; ઉત્તમ ભોજન. *n.* A kind of cigar of large size and superior quality:મોટી સારી બીડી.

**Regality,**(રીગેલિટિ)*n.* [*L.regalis*, regal.]1.Royalty; sovereignty; sovereign jurisdiction:રાજ્ય;બાદશાહ;બાદશાહી; બાદશાહની હુકુમત-સત્તા;રાજ્યાધિકાર.2.An ensign or badge of royalty:રાજ્યચિન્હ.

**Regard,**(રીગાર્ડ્ )*vt.*1. To keep in view;to look out;to view;to behold:જોવું; નિહાળવું;-ની નજરે જોવું; પ્રત્યે જોવું.2. To look toward ; to face:-નાસામું જોવું;ના સન્મુખ હોવું. 3. To observe attentively ; to pay attention to; to notice or remark particularly:પ્રત્યે લક્ષ દેવું;ખાસ ધ્યાનપૂર્વક અવલોકવું;ગણકારવું; મનમાં-ધ્યાનમાં લેવું;-નીધા પહોંચાડવી.4.To consider;to hold as an opinion:ગણવું; માનવું; લેખવવું; ધારવું.5.To consider and treat; to have a certain feeling toward : લાગણી થવી;-ની દરકાર રાખવી;-ની નજરે જોવું.6.To esteem; to pay respect to;to care for:પાળવું;લેખવવું;પ્રત્યે પ્રીતિસન્માન ધરાવવું-રાખવું;ગણકારવું;માનવું.7.To take into consideration; to take account of : ધ્યાનમાં લેવું;વિચારવું; ધારવું;સાંભળવું;-કાને ધરવું;કબૂલ રાખવું.8.To respect; to touch:-ની સાથે સંબંધ હોવો;-ના વિશે હોવું.*vi.* To notice:જોવું;ધ્યાનમાં લેવું.*n.* 1. Look;view;gaze:ધ્યાન;નજર;દૃષ્ટિ. 2.Heed;notice;observation; attention:ધ્યાન;લક્ષ્ય;અવધાન; મનોયોગ;દરકાર;પરવા;તમા;નજર.3. Respect;esteem; reverence; affection:ખાતર;ભાવ;સન્માન;પ્રીતિ;પૂજ્યભાવ-બુદ્ધિ;સ્નેહ;અનુરાગ; ગણના; વિચાર.4.Repute;note;estimation: account:માનપ્રતિષ્ઠા; ભારંભોજ; દરજ્જો.5.Thought;heed:વિચાર;ધ્યાન;લક્ષ્ય.6.Relation;reference:ઉદ્દેશ;નિસબત;અન્વય; વિષય; સંબંધ.7. Object of sight:દેખાવ;દૃષ્ટિ વિષય. 8.Inspection:તપાસ; ઈક્ષણ; તપાસણી;દેખરેખ. *With* **r**, *to*: ઉદ્દેશીને; -ના સંબંધ-કારણથી-ને લીધે.

**Regardful,** (રીગાર્ડ્ફુલ્ ) *a.* Heedful;attentive:ધ્યાન આપનાર; કાળજીવાળું;અવેક્ષક;સાવધાન;સાવચેત.

**Regarding,**(રીગાર્ડિંગ્ )*prep.*Concerning;respecting:સંબંધી;વિષે; બાબતમાં.

**Regency,** (રીજેન્સિ) *n.* 1. Rule; authority:રાજ્ય;સત્તા; અમલ; અધિકાર. 2. Deputed or vicarious government: રાજપ્રતિનિધિ. 3.A body of men intrusted with vicarious government: રાજ પ્રતિનિધિઓનું મંડળ.

**Regenerate,**(રીજેનરેટ્ )*a.*[*L. re*, & *genero*, I beget.] Reproduced: ફરીથી પેદા થએલું; પુનર્જાત. 2. Born anew:પુનર્જન્મ પામેલું;દ્વિજન્મા;દ્વિજ.*vt.*1.To generate anew; to reproduce:ફરીથી પેદા-ઉત્પન્ન કo; તાજું-નવું કo.2.To convert from sin to holiness:આત્મિક પુનર્જન્મ આપવો; નવું-શુદ્ધમન આપવું. 3. To make a radical change for the better in the character of:સારો ફેરફાર-સુધારો કo;-ના વર્તન-રહેણી કરણીમાં સુધારો કo.

**Regeneration**,(રીજેનરેશન )*n.* 1. The act of regenerating: પુનરુત્પત્તિ.2.The entering into a new spiritual life:પુનર્જન્મ;પુનરોદ્ધાર; ઉત્થાપન.3. Reformation: સુધારો.

**Regenerative,** (રીજેનરેટિવ્ ) *a.* Tending to regenerate: નવું-તાજું કરવું;ફરીથી પેદા કરવું.

**Regent,**(રીજેન્ટ્ )*a.*[*L.rego*,I rule.] *a.*1.Ruling;governing:રાજ કરતું. 2.Exercising vicarious authority:રાજપ્રતિનિધિનો અમલ બજાવતું.*n.* 1.Governor;ruler:અધિકારી; હાકેમ;અમલદાર;શાસક;અધિપતિ. **R.** *of the eight quarters*: અષ્ટ દિગ્પાળ. 2.One invested with vicarious authority: રાજપ્રતિનિધિ. 3. One of a governing board:રાજ કરનાર મંડળમાંનો એક.

**Regicide,**(રેજિસાઈડ્ )*n.*[*L.rex,regis*,a king & *cædo*,I kill.]1.One who murders or kills a king:રાજાનું ખુન કરનાર;રાજહિંસક; નૃપહિંસક;રાજઘાતક.2.The killing or the murder of a king:રાજાનું ખુન;રાજવધ;રાજહત્યા;રાજઘાત;નૃપહિંસા.

**Regime,**(રેઝીમ્ )*n.*1.Mode or system of rule:રાજની રીત; અમલ;કારકીર્દી;રાજ્ય.2. The condition of a river with respect to the rate of its flow:નદીના પ્રવાહની સ્થિતિ.

**Regimen,**(રેજિમેન્ )*n.*[*L. rego*, I guide.]1.System of government: રાજપદ્ધતિ-ધોરણ-તંત્ર-બંધારણ;કારકીર્દી;અમલ.2.A systematic course of diet:કરી; પરહેજી;પથ્ય-પથ્યાપથ્ય વિચાર.3.(*Gram.*) Government: શબ્દાધિકાર.

**Regiment,**(રેજિમેન્ટ્ )*n.* 1. Rule; authority:કારભાર;સત્તા. 2. A region or district governed:રાજ્ય; મુલક.3.(*Mil.*)A body of men:ટુકડી;પલટણ.*vt.*To form into a regiment:પલટણ કરવી.

**Regimental,**(રેજિમેન્ટલ્ ) *a.* Belonging to a regiment:પલટણનું-સંબંધી;પલટણી.

**Region,**(રીજન્ )*n.*[*L.rego*,I rule.] 1.A province;a district:પ્રદેશ;મુલક;પ્રાંત.2.Vicinity;sphere:પ્રદેશ; ચક્ર;ભુવન; મંડળ; જગા. *The* **r.** *of heart*:હૃદયમંડળ-દેશ.*The* **r.** *of the breast*:કુચમંડલ.3.The sky:આકાશ;સ્વર્ગ;ઉર્દ્ધલોક.4.The inhabitants of a district:પ્રદેશના લોકો.5.Place rank:જગા;સ્થિતિ;સ્થાન;પદવી;દરજ્જો.

**Register,** (રેજિસ્ટર )*n.* [ *L. re* & *gero*,I carry.]1.A memorial;record:લેખ;નોંધ. 2. A record containing a list and description of the merchant vessels belonging to a port:પત્રક;નોંધ;ચોપડો;દફતર.3.A registrar: નોંધનાર; રજીસ્ટ્રાર;લેખક. 4. That which registers:નોંધનાર વસ્તુ.5 The inner part of the mold in which types are cast: બીબાનો અંદરનો ભાગ.6.The compass of a voice: સ્વરનો ચઢાવ.*vt.*1.To enter in a register: નોંધવું; દાખલ-રજીસ્ટર કo; ની ટીપ કo.2.To enroll:દાખલ કo. *vi.*1.To enroll one's name in a register : નામ નોંધાવું. 2. To correspond in relative position: -ની બરોબર બેસતું આવવું-મળી રહેવું.

મોભને વળી અને વળીને મોભનો આશરોછે.

**Registrar,**(રેજિસ્ટ્રાર્ )*n.*One who registers:બારનીસ;દફ્તરદાર;રજીસ્ટાર.

**Registration,**(રેજિસ્ટ્રેશન્ ) *n.* 1. Registry;enrollment: નોંધવું તે; દાખલ કરવું તે;નોંધ:નોંધણી.

**Registry**(રેજિસ્ટ્રિ)*n.*1.The act of recording or writing in a register:રજીષ્ટરમાં નોંધવું તે.2.The place where a register is kept:જ્યાં નોંધ રાખવામાં આવે છે તે જગા. 3. A record:નોંધેલી-લખેલી બીના;દફ્તર;નોંધ.

**Regnant,** (રેગ્નૅન્ટ્) *a.*[L.*regno*,I reign.] 1. Reigning:રાજ કરતું.2. Having the chief power;ruling; મુખ્ય સત્તાવાળું;સત્તાધીશ.

**Regrate,**(રીગ્રેટ્ )*vt.*1. To remove the outer surface of,as of an old hewn stone, so as to give it a fresh appearance: છોલી સાફ ક૦; પાલીશ ક૦.2.To offend:-ને કંટાળો આપવો;-નું મન દુઃખવવું.*vt.*To buy in large quantities,as corn,provisions &c.:ભાવ ખાવાને મોટા જથાબંધ માલ ખરીદ કરી લેવો.

**Regress,** (રીગ્રેસ )*n.*[L.*re* & *gradior*,I walk.]1.The act of passing back;return:પાછું જવું તે;પ્રતિગતિ;પરાવર્ત્તન. 2. The power of passing back:પાછુંજવાની સત્તા;પરાવર્તનસત્તા.*vi.*To go back:પાછું જવું.

**Regression,** (રીગ્રેશન્ )*n.*The act of passing back:પાછું જવું તે;પરાવર્તન.

**Regret,**(રીગ્રેટ્ )*n.*[A.S.*graetan*,to weep]. 1. Sorrow;grief:અફસોસ; ખેદ;દિલગીરી;શોક;ઉદ્વેગ; ચટકો;પશ્ચાતાપ;પસ્તાવો.2.Dislike;aversion: નામરજી;ધિક્કાર.*vt.* To experience regret on account of:ખેદ-પસ્તાવો કરવો;દિલગીરી થવી;-ને લીધે શોક-ખેદ થવો;રડવું;-માં ચચણવું-ચટકો વાગવો; પસ્તાવો-પશ્ચાત્તાપ ક૦.

**Regular,** (રેગ્યૂલર્ ) *a.* [L. *rego*,I rule.] 1. Conformed to a rule; normal:યથાશાસ્ત્ર;નિયમાનુસાર;રીતસર;કાયદાસર;નિયમ પૂર્વક;કાયદેસર;યથાવિધિ;યથામાર્ગ;માર્ગાનુસારી;આચાર શુદ્ધ;સંપ્રદાયાનુસારી; સંપ્રદાયશુદ્ધ; આચારસંપન્ન;વિધિમાર્ગી;વિધિવર્તી.2. Orderly;methodical:નિયમસર ચાલનાર;નિયમિત;નિયમી; યથાક્રમ;રીતસર;યથાનુક્રમ.3.Constituted or selected in conformity with established usages:ચાલુ રીવાજ પ્રમાણે;વિધિસ્થાપિત. 4. Belonging to a monastic order;મઠનાક્રમ-ધર્મને અનુસરતું-લગતું. 5. Thorough; complete:બરાબર;પૂર્ણ;સંપૂર્ણ;પાકું; ખરેખરૂં; પહોંચેલું; સંપૂર્ણ;તદ્દન. 6. Having all the parts of the same kind alike in size and shape:સરખા કદનું.**R.***troops*:કવાયતી લશ્કર.

**Regularity,** (રેગ્યૂલૅરિટિ) *n.* The condition or quality of being regular;method;conformity:કાયદેશીરપણું ; યથાવિધિતા;સવિધિતા; નિયમનિષ્ઠા;નિયમશીલતા;વિધિમાર્ગિતા;ખેત;વ્યવસ્થા;પરંપરા;ક્રમ;અનુક્રમ; યથાક્રમતા;રીત;;પદ્ધતિ;બંદોબસ્ત;વિરચના;વિધિપરતા;નિયમસર ચાલવું તે; કાયદો;એક સરખાપણું.

**Regularly,** (રેગ્યૂલર્લિ) *adv.* In a regular manner;in uniform order:કાયદાસર-પ્રમાણે;રીતસર;નિયમસર-પ્રમાણે;કાયદામાફક;વિધિપૂર્વક;યથાવિધિ;યથામાર્ગ;ક્રમવાર;ક્રમશઃ; વિધિઅનુસાર;નિયમિતકાલે.

**Regulate,**( રેગ્યૂલેટ્ ) *vt.*[L.*rego*,I lay straight.]1.To direct by rule or restriction:ખેત-નિયમ પ્રમાણે ક૦; વ્યવસ્થિત ક૦;ધોરણ-ક્રમ પ્રમાણે ક૦;કાયદો-નિયમ બાંધવો;-નો બંદોબસ્ત ક૦; નિયમિત ક૦;ધારા-કાયદાથી બાંધી લેવું. 2.To put in good order:તાલપર આણવું;સુધારવું;-નો બંદોબસ્ત ક૦.3. To adjust with respect to a desired rate:નિયમિત ક૦;વ્યવસ્થા ક૦; ગોઠવવું;ઠેકાણે-તાલપર લાવવું.

**Regulation,**( રેગ્યૂલેશન્ )*n.*1.The act of regulating or the state of being regulated:સુધારણા;બંદોબસ્ત;વ્યવસ્થા;વ્યવસ્થાપન; વિધાન;યંત્રણ;શાસન;નિયમસર કરવું તે.2.Law: a governing direction;precept: કાયદો;કાનુન;ધારો;નિયમ;શાસન;વિધિ;મર્યાદા;ક્રમ.

**Regulator,** ( રેગ્યૂલેટર્ ) *n.*1. One who or that which regulates: તાલપર આણનાર;સુધારનાર; શાસક; નિયંતા;શાસ્તા. 2. A contrivance for regulating and controlling motion:-ની ગતિ-વેગ બરાબર કરવા રાખેલી યુક્તિ.3.A clock or other timepiece, used as a standard of correct time: ઘડીઆળ. 4. A number of volunteer committee which,in default of the lawful authority, undertakes to preserve order and prevent crimes: સુલેહ સાચવવા,વ્યવસ્થા રાખવા તથા ગુન્હા અટકાવવા,પોતાની ઇચ્છાથી મળેલા મંડળીનો એક માણસ.

**Regulus,** ( રેગ્યૂલસ્ )*n. pl.***Reguluses.** L. *pl.* **Reguli.** [L. *rex*, *regis*, a king.] 1.A petty king: નાનો રાજા;ઠાકોર. 2. The button, globule,or mass of metal, in a more or less impure state which forms in the bottom of the crucible in smelting and reduction of ores:કાચી ધાતુ સાફ કરતાં કુલડામાં જે ધાતુનો કચરો રહે છે તે. 3. A star of the first magnitude in the constellation Leo:મઘા નક્ષત્ર.

**Rehear,**(રીહીર્ )*vt.*To hear again; to try a second time: ફરીથી ધ્યાનમાં લેવું-સાંભળવું-સુનાવણી ક૦.

**Rehearsal,**( રીહર્સલ્ )*n.*The act of rehearsing;recital;narration; repetition:ઉલ્લેખ; કથન; અનુવાદ; આખ્યાન;પૂર્વપ્રયોગ;પૂર્વાભિનય;પાઠે-મોઢે બોલી જવું તે.

**Rehearse,** ( રીહર્સ ) *vt.*1.To tell over-again; to recite: કહેવું;કથન ક૦;સાંભળેલું કહી સંભળાવવું;પાછું બોલી બતાવવું. 2. To narrate;to relate:કહેવું;કથા કહેવી;વર્ણવવું. 3. To recite or repeat in private for experiment and improvement, before a public representation: ખાનગી રીતે ભણવું-ભણી દેખાડવું. 4. To cause to rehearse:ખાનગી રીત્યે પાછું બોલાવી જવું.*vi.* To recite or repeat something for practice:કહેવું;અભ્યાસને માટે બોલી જવું.

**Reigle,**( રીગલ્ )*n.* [L.*regula*.] A hollow cut or channel for guiding anything: કંઈ જવા આવવાને માટે પોલાણ અગર નહેર.*vt.*To regulate;to govern:નિયમ પ્રમાણે કરવું.

**Reign,**( રેન્ )*n.* [L. *rego*, I rule.] 1. Rule; royal authority; sovereignty:અમલ;શક:રાજ્ય; અધિકાર; આધિપત્ય.2.Empire;realm:રાજ્ય. 3. The time during which a king possesses the supreme authority:કારકીર્દી;રાજ્યકાલ; રાજ્યશાસન-કાળ.*vi.*1.To rule;to hold supreme power:રાજ ક૦;-નોરાજા હોવો; -પર અમલ ચલાવવો; ગાદીએ બેસવું-હોવું;-ને રાજ્યાધિકાર મળવો;સિંહાસનપર બેસવું. 2. To prevail;to be predominant : પ્રસરવું; પ્રવર્ત્તવું; ચાલવું;ચાલુ હોવું;-નું જોર-બળ ચાલવું; -નો પ્રચાર હોવો;-નું રાજ્ય-સત્તા હોવી.

Riches gotten with craft are commonly lost with shame :

*such diseases commonly* **r.** *in summer*:આવા રોગોનો ઘણું કરીને ઉન્હાળામાં બહુ પ્રચાર થાય છે. 3.To have superior dominion:-પર સત્તા-દાબ-કાબૂ મેળવવો;ઉપર હાથ મુકવો. *Let not sin therefore* **r.** *in your mortal body*:તેથી આ તારા નાશવંત દેહમાં પાપની સત્તા જામવા દેતા નહિ.

**Reigning**, ( રેનિંગ ) *a.* Mighty: પ્રાબલ્યવાન;વધારે જોરપર આવેલું;રાજ્યપદારૂઢ;સિંહાસનારૂઢ;રાજ્યાધિકારી.

**Reimburse**, ( રીઈમ્બર્સ ) *vt.* 1.To replace in a treasury or purse: પાછું ભરવું-ભરી દેવું.2.To pay back to:ભરી આપવું;વાળી આપવું.

**Rein**, ( રેન ) *n.* [L.*re* & *teneo*,I hold.] 1. The strap of a bridle fastened to the curb or snaffle on each side by which the rider governs the horse:લગામની વાધરી-દોરી;એઠોડો;અનીન;રેન.2.Government;restraint: અધિકાર; અંકુશ;લગામ;દોરી;સત્તા;સૂત્ર;ધુંસરી.*To give* **r.** *to*,to give license to:નિરંકુશ-સ્વતંત્ર ક૦;લગામ છોડવી.*To take the* **r.**, to take the guidance:દાબ રાખવો;લગામ-દોરી હાથમાં લેવી;હાથપર વાત પકડવી.*To hold a tight* **r.**: -પર સખ્ત અંકુશ-દાબ મુકવો;સખ્તાઈથી વર્તવું. *To hold with a slack* **r.**: દોરી ઢીલી મુકવી;અંકુશ-દાબ થોડો રાખવો.*vt.*1.To direct with the reins: લગામવતી હાથમાં રાખવું-દોરવું-ચલાવવું.2.To restrain;to control:હાથમાં રાખવું;-ઉપર અધિકાર રાખવો;-પર અંકુશ-દાબ રાખવો. *To* **r.** *in or* **r.** *up*:લગામ ખેંચી રાખી થોભાવવું.

**Reindeer**, ( રેન્ડીર ) *n.* Any ruminant of the genus *Rangifer*, of the deer family found in the colder parts:હરણની જાતનું ઉત્તર દેશમાં રહેનાર એક પ્રાણી;એક જાતનું હરણ;રેનડીઅર.

**Reins**,( રેન્ઝ ) *n. pl.*[L.*ren*,*renes*.] (*a*) The kidneys:મૂત્રપિંડ;મૂત્રાશય;ગુરદો.(*b*)The loins:કટિદેશ-પ્રદેશ; કેડ;કમ્મર.2.The inward impulses; the affections and passions:અંતઃકરણ; અંતર આવિર્ભાવો. *My* **r.** *shall rejoice when thy lips shall speak right things*: જ્યારે તારા હોઠમાંથી સાચા અક્ષરો ખરશે ત્યારે મારૂં અંતઃકરણ આનંદથી ઉછળશે.

**Reinsert**, ( રીઇન્સર્ટ ) *vt.*[*re*+*insert*.]To insert again:ફરીથી અંદર દાખલ કરવું.

**Reinspection**, ( રીઇન્સ્પેક્શન ) *n.* [*re*+*inspection*.] The act of reinspecting:પુનઃતપાસ;બીજીવારની પરીક્ષા-તપાસણી.

**Reinstall**, ( રીઇન્સ્ટૉલ ) *vt.* To install again : ફરીથી સ્થાપવું-પદવી આપવી.

**Reinstate**,(રીઈન્સ્ટેટ )*vt.*To place again in possession or in a former state:પુનઃસ્થાપવું-નીમવું;પુનઃસ્થાપના ક૦;ફરીથી બહાલ ક૦.

**Reinsurance**,(રીઈન્સ્યૂરૅન્સ )*n.* 1. Insurance a second time: વીમો ઉતારેલા માલપર ફરી ઉતારેલો વિમો.

**Reinsure**,( રીઇન્સ્યૂર )*vt.*1.To insure again after a former insurance has ceased : મુદત પુરી થઈ ગયા પછી ફરીથી-બીજીવાર વીમો ઉતરાવવો. 2. To insure, as life or property:વીમો ઉતરાવવો.

**Reinvest**, ( રીઇન્વેસ્ટ ) *vt.* To invest again or anew:ફરીથી શણગારવું;ફરીથી પ્રતિષ્ઠિત કરવું;ફરીથી રોકવું.

**Reinvestment**( રીઈન્વેસ્ટ્મેન્ટ )*n.* The act of investing anew : ફરીથી નાણું રોકવું તે;ફરીથી આપવું તે.

**Reiterate**,( રીઇટરેટ )*vt.*[L.*re*, & *itero*,I repeat.]To repeat again and again;to say repeatedly:ફરીફરીને-વારે ઘડીએ બોલવું-ક૦;પુનઃપુનઃ ક૦-બોલવું.*a.*Repeated:ફરીફરીને કરેલું;પુનઃપુનરૂક્ત;પૌનઃપુનિક.

**Reject**,(રીજેક્ટ )*vt.*[L.*re* & *jacio*, I throw.]1. To throw away; to discard:ફેંકી-નાંખી દેવું;ત્યજવું;ત્યજી દેવું.વર્જવું; છોડી દેવું;ત્યાગ ક૦. 2. To refuse to receive;to repudiate: નાપસંદ-અનંગીકાર કરવો;ના પાડવી; રદ-અમાન્ય ક૦-ગણવું; અસ્વીકાર ક૦; -ની અવગણના-અવધીરણા ક૦;ધુતકારી કાઢવું; ઝટકારવું; ઝાટકવું. Because thou hast *rejected* knowledge, I will also *reject* thee,that thou shalt be no priest to me:તેં જ્ઞાનની અવગણના કરી છે માટે હું પણ તારો ત્યાગ કરૂં છું કે તું મારો ધર્મગુરૂ નહિ. 3.To refuse to grant:-ના કબૂલ કરવું;અમાન્ય કરવું; નામંજુર-નાપસંદ ક૦;કાઢી નાંખવું;સ્વીકારવું નહિ.

**Rejection**,(રીજેક્શન )*n.* The act of rejecting: નાપસંદગી;નકાર;અસ્વીકાર;અનંગીકાર;અગ્રહણ; અવધીરણા;પ્રત્યાદેશ;ત્યાગ;વર્જન.

**Rejoice**, ( રીજૉઇસ ) *vi.* [L. *re* & *gaudeo*,I rejoice.] To feel joy; to be delighted:આનંદમય હોવું; હરખાઇ જવું;ખુશખુશ થઈ જવું; હૃદય ઉછળવું;ઉલ્લાસ પામવો;આનંદ-સંતોષ-હર્ષ-ઉત્સાહ પામવો-થવો. *vt.*1. To enjoy:અનુભવવું;ભોગવવું.2.To give joy to:આનંદ-હર્ષ-સંતોષ-આલ્હાદ પમાડવો;આનંદિત ક૦;ને આનંદિત-ખુશ ક૦;હર્ષયુક્ત ક૦;આનંદમય-મગ્ન ક૦. *n.* The act of rejoicing: આનંદ; હર્ષ;સંતોષ;ખુશાલી;આલ્હાદ.

**Rejoicing**,( રીજૉઇસિંગ )*n.*1.Joy: આનંદ;હર્ષ;ઉલ્લાસ;ખુશાલી;પ્રમોદ. 2. The expression of joy:આલ્હાદન; આનંદન. 3. That which causes to rejoice: ખુશીની વાત-બાબત-વિષય.*Public* **r.s.**: મહોત્સવ; ઉત્સવ; ઓચ્છવ;ઉત્સાહ સમારંભ.

**Rejoin**( રીજૉઈન ) *vt.* 1. To join again:ફરીથી-પુનઃજોડવું-સાંધવું.2.To come or go again into the presence of:ફરીથી-પુનઃમળવું;એકઠું થવું. 3.To state in reply:જવાબમાં કહેવું.*vi.*1.To answer to a reply:ઉત્તરનો પ્રત્યુત્તર આપવો-વાળવો.2.To answer,as the defendant to the plaintiff's replication: વાદીના ઉત્તરનો પ્રત્યુત્તર આપવો-વાળવો; વાદીને સામો જવાબ આપવો.

**Rejoinder**,( રીજૉઈન્ડર ) *n.* 1. An answer to a reply:પ્રત્યુત્તર;પ્રતિવચન.2.The defendant's answer to the plaintiff's replication: વાદીના જવાબઉપર પ્રતિવાદીનો પ્રત્યુત્તર;પ્રતિવાદીનો જવાબ.*vi.*To make a rejoinder:પ્રત્યુત્તર આપવો.

**Rejuvenate**,( રીજ્યૂવીનેટ )*vt.*[ L. *re*,& *juvenis*,young,youthful.] To render young again:ફરીથી જુવાન કરવું;પુનઃયૌવન પ્રાપ્ત કરાવવું.

**Reland**,( રીલૅન્ડ )*vt.*To land again: વહાણપરથી પાછા જમીન ઉપર ઉતારવો.*vi.*To go on shore after having embarked;to land again:ફરીથી જમીન ઉપર ઉતરવું.

**Relapse**,( રીલૅપ્સ )*vi.*[L.*re*&*labor*, I slide.] 1. To turn back:પાછા પડવું-ફરવું.2.To slide or turn back into a former state or practice: પાછા અસલ સ્થિતિમાં જઈ પડવું;હઠી જવું;-ની ટેવ-આદત પાછી પડવી;ઉથલો ખાવો;રોગ-દરદ પાછો ઉભળવો. 3.To fall from Christian faith into paganism or heresy: ખ્રિસ્તિ ધર્મ છોડીને મૂર્તિપૂજક કે નાસ્તિક થવું.*n.*1.

अन्यायोपार्जितंद्रव्यं दशवर्षाणितिष्ठति.

A sliding or falling back;backsliding;the state of having fallen back:પુન:પતન;આવૃત્તિ;પ્રત્યાગમન;પૂર્વાવસ્થાપ્રાપ્તિ;ઉથલો; ઉલટી. 2. One who has relapsed or fallen back into error:ફરી ભૂલમાં પડનાર.

**Relate,**(રીલેટ )*vt.* [L.*re* & *latus*, carried.]1.To bring back;to restore:પાછું આવવું-થવું.2.To refer: લાગુ પાડવું;-સાથે સંબંધ રાખવો-હોવો.3.To recount;to narrate: કહેવું;નિવેદનક૦;વર્ણવવું; જણાવવું; કહી જવું;બ્યાન આપવું;નિરૂપણ ક૦.4.To ally by connection or kindred: સંબંધ કરાવવો:-ની સાથે સગપણ-સંબંધ જોડવો.*To r.one's self*,to vent thoughts in words:બોલીને પોતાના વિચાર જણાવવા.*vi.*1.To pertain; to refer: -ની સાથે સંબંધ હોવો-ધરાવવો; લાગુ પડવું; -ના સંબંધી-વિશે હોવું.2.To make reference;to take account:બ્યાનકરવું;હેવાલઆપવો.

**Related,**(રીલેટેડ્ )*p.p.*&*a.*1. Allied by kindred:સગપણનું;સગું;સસ્વજાતીય;સંબંધી;ગોત્રી;ગોત્રસંબંધી; ગોત્રજ. 2. Standing in relations or connection: લાગું; સંબંધ ધરાવતું; સંબંધી. 3. Narrated;told: બ્યાન કરેલું;કહેલું;નિવેદિત; નિરૂપિત.

**Relating,**(રીલેટિંગ્ ) *a.* Connecting:સંબંધીનું;સંબંધી; સંબંધ હોય એવું;વિષેનું;સંબંધીક.

**Relation,**(રીલેશન ) *n.* 1. The act of relating;account; narration: કહેવું-બ્યાન ક૦ તે;કથન;બ્યાન;નિવેદન;નિરૂપણ;વાર્તા;વર્ણન; હકીકત. 2. Relative quality or condition; connection:સંબંધ;અન્વય;બરોબરી;તુલના;સામ્ય;સમતા; સંદર્ભ; નાતો. *The r. of experience to knowledge*:અનુભવનો જ્ઞાન સાથેનો સંબંધ.3.Respect;regard:નિસબત;સંબંધ;લાગ;લેવાદેવા;ભાવ;વિષય.4.Relationship;kinship:સંબંધ; સગાઇ;સગપણ;ગોત્રસંબંધ; સગોત્રતા,એકરક્ત સંબંધ;બંધુતા;જ્ઞાતિભાવ; શરીર સંબંધ; સપિંડતા; આપ્તભાવ; નાતો. 5.A relative;a kinsman or kinswoman:સગું,સંબંધી;ગોત્રજ; સગોત્ર;સપિંડ;બંધુ;બાંધવ;આપ્તજન.*Mutual r.*:અન્યોન્ય સંબંધ; આકાંક્ષા. *Intimate r.*:સમવાય;સમવાય સંબંધ;નિત્યસંબંધ.*Inseparable r.*: સમવાયી કારણ. *The r.of the container & the thing contained*: આધારાધેયભાવ. **R.***s collectively*: બંધુ-બાંધવ-જ્ઞાતિવર્ગ;બંધુગણ-જન.

**Relationship,** (રીલેશનશિપ ) *n.* The state of being related by kindred, affinity or other alliance:સંબંધ;જ્ઞાતિભાવ;બંધુતા;સગપણ;સગાઈ;સગાપણું.

**Relative,**(રેલેટિવ )*a.*[L.]1.Referring;respecting:લાગતું;વળગતું;લાગુ;સંબંધી;વિષયક;ઉદ્દિષ્ટ.2. Arising from relation;not absolute:કેવળ નહીં એવું;સંબંધવાળું;સંબંધ રાખનાર; સાપેક્ષ; અકેવલ; અન્યસાપેક્ષ; સસંબંધી;અન્યસાપેક્ષી. 3.(*Gram.*) Indicating relation:સંબંધવાચીદર્શી;તત્પદાપેક્ષક. **R.** *term*,a term which implies relation to:અન્યોન્ય સંબંધ રાખનાર શબ્દ.**R.***importance*: તારતમ્ય. *n.* One who or that which relates to:સગું; બંધુજન;બંધુ;બાંધવ; સંબંધી; કુટુંબી. (*a*)A relative pronoun:તત્પદાપેક્ષક સર્વનામ.

**Relax,**(રીલૅક્સ્ )*vt.*[L.*re* & *laxo*,I loose.]1.To slacken;to loosen;to open:ઢીલું કરવું-પાડવું;-થી ઢીલું થવું; નરમ પાડવું;શિથિલ ક૦;-થી નરમ-ઢીલું થઇ જવું. 2. To make less severe or rigorous: ઓછું-કમી કરવું; સખ્તી ઓછી ક૦; દોરી ઢીલી મુકવી.3. To ease;to divert: વિસામો-વિશ્રાંતી આપવી;-ને વિસામો મળવો;મનને આનંદ મળવો.4. To relieve from constipation: નરમ-ઢીલું ક૦;છુટવું; રેચ લગાડવો; વિરેચનક૦; કબજીયત મટાડવી.*vi.*1. To become lax:-ની શકિત નરમ-ઓછી થવી.2. To abate in severity:-ની સખ્તાઈ ઓછી થવી; નરમ પડવું.3.To remit attention or effort:ધ્યાન-ચિંતન-અભ્યાસ કરવાથી છુટવું; અભ્યાસમાં ધીમા પડવું. *n.*Relaxation:આરામ; વિશ્રાંતી. *a.* Relaxed:શિથિલ;મુક્ત.

**Relaxation,**(રીલૅક્સેશન )*n.*1. The act or process of relaxing:શિથિલતા;મુક્તિ;શાંતિ;ન્યૂનીભાવ. 2. Remission from attention and effort,indulgence in diversion or amusement:વિનોદ; વિશ્રામ; નિવૃત્તિ;વિસામો;ફુરસદ.

**Relaxative,**(રીલૅક્સેટિવ્ ) *a.* Having the quality of relaxing:ઢીલું-નરમ પાડતું.

**Relay,**(રીલે)*n.*[L.*re* & *ligo*,I bind.] 1.A supply of anything arranged beforehand for affording relief from time to time: ટપ્પેટપ્પે બદલીને માટે રાખેલા ઘોડા;કાસદ;શિકારી કુતરા વિગેરે;(તેમજ)ટપ્પો;મજલ.2. In various forms of telegraphic apparatus a magnet which receives the circuit current,and is caused by it to bring into action the power of a local battery for performing the work of making the record: તાર જેવા વિજળી યંત્રમાં સંદેશો આપનાર હોડી,સોઈ વિગેરે.**R.***station*: ડાકચોકી.

**Release,**(રીલીસ્ ) *vt.* [ L. *laxus*, loose.]1. To let loose again; to let go:-ને છોડવું-છોડાવવું;બંધીખાનામાંથી છુટું કરવું.2.To relieve from something that confines:બંધનમાંથી મુકત-મોકળું કરવું;-નું દુઃખ ફેડવું;-નું દુઃખ નિવારણ ક૦; દુઃખ-સંતાપમાંથી મુક્ત ક૦.3. To let go,as a legal claim: છોડવું; મુકીદેવું; પરથી હાથ ઉઠાવવો.4.To loosen;to relax: નરમ-શિથિલ-ઢીલું ક૦.*n.*1. The act of letting loose or freeing;liberation or discharge from restraint of any kind:છુટકારો;મોચન;ઉદ્ધાર; છુટકો;મુક્તિ. 2. Relief from care, pain or any burden:છુટું થવું તે; છુટકારો.3.Discharge from obligation;acquittance:ઉદ્ધાર;છુટકો;ફારગતી.4.A giving up or relinquishment of some right or claim: ફારગતી;ની દાવાચીઠી.5.The act of opening the exhaust port to allow the steam to escape:વરાળ કાઢી નાંખવી તે.

**Relegate,**(રેલીગેટ્ ) *vt.* [ L. *re* & *lego*,I send with a commission or charge. ] 1. To transfer; to bainsh:દેશનિકાલ કરવો;કાળે પાણીએ મોકલવું.2.To consign;to transfer; -ને હવાલે-સ્વાધીન ક૦;-માં નાંખી દેવું.

**Relegation,**(રેલીગેશન )*n.* Exile; removal;banishment:દેશનિકાલ; દેશત્યાગ.

**Relent,**(રીલેન્ટ્ )*vi.*[L. *re* & *lentus*,pliant.] 1 To yield; to dissolve;to melt:તાબે થવું;ઓગળવું.2. To become less severe; to feel compassion:દયા આવવી;-નું મન પાગળવું;કરૂણા ઉપજવી;કોમળ હૃદયનું થવું -હોવું;દયાર્દ્ર થવું.*vt.*1.To slacken;to abate:ઓછું ક૦;-થી શિથિલ-ઢીલું થવું.

Riotous livers can never know the pleasure of temperance :

.To soften:નરમ પાડવું.3.To mollify:શાંત-ઠંડું-ટાઢું પાડવું. *n.* Stay; stop;delay:વાર;ઢીલ;વિલંબ;દેર.

**Relentless,** ( રીલેન્ટ્લેસ ) *a.* Unyielding;unpitying:નિર્દય; કઠોર; વજ્ર છાતીનું;પાષાણ હૃદયી;નિષ્ઠુર.

**Relevant,** ( રેલેવૅન્ટ ) *a.* [L. *re* & *levo*,I lift.]1. Relieving; lending aid:મદદ આપે એવું. 2. Pertinent;applicable : મુદ્દાને લાગુ પડે એવું;પ્રસ્તુત;પ્રસ્તુતાનુષંગી; પ્રાસંગિક; ઉચિત;અનુરૂપ.3.Sufficient to support the cause:દાવાને પુષ્ટિ આપવાને જોઇએ એટલું.

**Reliable,**(રીલાઇઍબલ્ ) *a.* Suitable or fit to be relied on: ભરોસાદાર;ભરોસો રાખવા જોગ;વિશ્વાસુ.

**Reliance,**(રીલાઇઍન્સ્ )*n.*1.Trust; confidence;dependence:ભરોસો; ઇતબાર; શ્રદ્ધા; વિશ્વાસ;પ્રત્યય;નિષ્ઠા;ખાતરી; પતીજ. 2. Anything on which to rely;dependence:ભરોસો રાખવા લાયક વસ્તુ;અવલંબન;શરણ;આશ્રય;વિશ્વાસ વસ્તુ.

**Relic,**(રેલિક્ ) *n.* [L. *relinquo*, I leave behind.]1.That which remains;a remnant:બાકી-શેષ રહેલું તે;અવશેષ;શેષભાગ.2. A corpse:મડદું;મૃતશરીર;શબ.3.A memorial: રહેલી નિશાની;સ્મારક ચિન્હ.

**Relict,**(રેલિક્ટ )*n.*[L. *relinquo*, I leave behind,]A woman whose husband is dead;a widow:રાંડીરાંડ;વિધવા.

**Relief,**(રીલીફ્ )*n.* [L.*re* & *levo*, I lift up]1.Comfort;ease;redress; alleviation:શાંતિ; આરામ; દુઃખશમન;દુઃખમોચન;ચેન;સમાધાન; સુખ; વિસામો;વિશ્રામ;શાંતતા;સ્વસ્થતા. 2. Release from a post : બદલી. 3. That which gives comfort; a relay: દુઃખમાંથી ઓછું કરનાર વસ્તુ-પદાર્થ,અગર ઓછું કરનાર માણસ; મદદગાર;બદલીએ આવેલું માણસ.4. A fine or composition which the heir of a deceased tenant paid to the lord for the privilege of taking up the estate,which,on strict feudal principles had lapsed or fallen to the lord on the death of the tenant:કર;વેરો;ખંડણી;નજરાણું.5.The projection of a figure above the ground or plane on which it is formed : સપાટ ભોંયપરથી ઉપસેલી આકૃતિ.6. The appearance of projection given by shading,shadow &c. to any figure: કોઈ છબીને છાયાથી ઉપસેલા જેવો મળેલો દેખાવ.7.The height to which works are raised above the bottom of the ditch : ખાઈના તળિયાથી જેટલી ઉંચાઈ સુધી બાંધકામ કર્યું હોય તે ઉંચાઈ.8.The elevation and surface undulations of a country:કોઇપ્રદેશનો ચઢઉતર-ટેકરાટેકરીવાળો પ્રદેશ.

**Relievable,**(રીલીવૅબલ્ )*a.*Capable of being relieved:છુટકારોથાયએવું.

**Relieve,**(રીલીવ્ )*vt.*[L.*re*,& *levo*, I lift up.]1.To lift up:ઉઠાડવું.2. To put in relief:બહાર-ઉપરજણાય તેમ મુકવું. 3. To remove the monotony of:ફેરબદલી કo;કંઇક નવીનઉમેરવું.4.To alleviate;to mitigate;to abate:થતી અડચણ મટાડવી-ઓછી કરવી;દુઃખ નિવારણ કo;ને આરામ કo-થવો;કળ પડે તેમ કo;-નું જોર નરમ પાડવું-પડવું;ને સુવાણ પડવી-થવી;સુખ-ચેન આપવું; શમાવવું.5. To free from any burden;to give aid to:છુટું કo;છોડવું;મુક્ત કo;મદદ-સહાય-કુમકે જવું.6.To release from a post or duty : કામથી મુક્ત થવું; બદલી મોકલવી;-નો વારો બદલવો. 7. To right:-માંથી છોડવવું;છુટું થાય તેમ કરવું;-ની થતી અગવડ-અડચણદૂરકo.

**Relivo,**(રીલીવૉ)*n.*The projection of a figure above the ground on which it is formed : ભોંયપર ઉપસી આવેલી આકૃતિ.

**Religion,**(રીલિજન )*n.*[L.*re*,& *ligo*,I bind.]1.A system of faith and worship:ધર્મનોમાર્ગ;પંથ;દીન; મત; ધર્મમાર્ગ. 2. The Christian faith and practice:ક્રિસ્ચીયન ધર્મ. 3.The religious state:ધર્માવસ્થા. 4.Strictness or fidelity in conforming to any practice, as if it were an enjoined rule of conduct: ભક્તિ; ભક્તિભાવ. *Destruction of* **r.** : ધર્મોચ્છેદ. *Establishment of a* **r.**:ધર્મ સંસ્થાપન.*Good* **r.**: સદ્ધર્મ;સારો ધર્મ.

**Religionist,**(રીલિજનિસ્ટ્ )*n.* One earnestly devoted or attached to a religion:ધર્મમાં સ્વમતાભિમાની પુરૂષ;ધર્મી;ધર્મીમાણસ;પંથી.

**Religious,**(રીલિજસ્)*a.*1.Pertaining to religion : ધર્મસંબંધી-નું; ધર્મવિષયક.2.Pious;godly: ધાર્મિક; ભક્તિમાન; ધર્મશીલ; ધર્મપરાયણ;ભક્તિમંત:ભજનશીલ:કર્મશીલ; કર્મનિષ્ઠ;કર્મશૂર;ક્રિયાવાન્:ધર્માત્મા; ધર્મચારી;ધર્મનિષ્ઠ;નિયમી.3.Strict : ધર્મમાં જોઈએ તેવું; ધર્મચુસ્ત; આકીનદાર. 4. Bound by vows:વ્રતી;નિયમી.*n.*A person bound by monastic vows and devoted to a life of piety and religion: સાધુ; ભગત.

**Relinquish,** (રીલિંક્વિશ્ ) *vt.* [L. *re*,& *linquo*,I leave behind.] 1. To leave behind;to quit:છોડવું; મુકવું; તજવું; ત્યજીદેવું; વર્જવું. 2. To give up: -પરથી હાથ ઉઠાવવો; મુકી દેવું;જતું કo.

**Relinquishment,** ( રીલિંક્વિશ્મેન્ટ્ )*n.*The act of relinquishing: ત્યાગ કરવો તે;હાથ ઉઠાવવો તે;ત્યાગ; વર્જન;ઉત્સર્ગ;મોચન.

**Relish,** ( રેલિશ્ ) *vt* . [L. *re* and *lingo* I lick up ]. 1. To test or eat with pleasure; to enjoy:-ને સ્વાદ લાગવું-ભાવવું; -ની રૂચિ થવી;-ને રૂચવું;-નો અનુભવ લેવો. 2.To give a relish to:સ્વાદિષ્ટ-લહેજતદાર કo. *vi.*To give gratification;to have flavor:આનંદ-સંતોષ પામવો;-ને રૂચિકર લાગવું;વાસ-ગંધ આવવી.*n.*1.A pleasing taste:રૂચી;અભિરૂચિ;ભાવ. 2.Savor;quality:તરેહ;જાત; પ્રકાર; વર્ણ.3.Liking:મરજી; શોખ;ચાહના; ઈચ્છા. 4. That which is used to impart a flavor; a condiment: સ્વાદદાર કરે એવો ગરમ મસાલો;રસ; આસ્વાદન.

**Relishable,**(રેલિશૅબલ્ ) *a.* Capable of being relished;gratifying: સ્વાદિષ્ટ;લહેજત પડે એવું;રૂચિકર.

**Reloan,**(રીલૉન )*n.*A second lending of the same thing;a renewal of a loan:એકની એકજ ચીજને ફરીને ઉછીનીઆપવી-ધીરવી તે.

**Reluctance,** (રીલક્ટૅન્સ )*n.* The state or quality of being reluctant:કંટાળો;નાખુશી;આનાકાની;નામરજી;ત્રાસ;વિમુખતા;મેદિલી.

**Reluctant,**( રીલક્ટૅન્ટ્ )*a.* [L.*re* & *luctor*,I wrestle.]1.Loth;unwilling:નાખુશ;નારાજી;અસંતોષી;વિમુખ; નિષ્કામ. 2. Proceeding from an unwilling mind; granted with reluctance: મન મારી કબૂલ કરેલું; આનાકાનીથી કરેલું;ઢચુપચુ.

**Relume,**(રીલ્યૂમ્ )*vt.*[L. *re* & *lumen*,light]To rekindle;to light

again:ફરીથી સળગાવવું;ચેતવવું;પ્રકાશિત ક૦.

**Rely,**(રીલાઈ) *vi.* [L. *re* & *ligo*, I bind]. To have confidence; to trust:ભરૂંસો-વિશ્વાસ રાખવો;પતીજ કરવી;-પર શ્રદ્ધા રાખવી.

**Remain,**(રીમેન્) *vi.*[L.*re* & *maneo*,I stay]To stay behind while others withdraw:પાછળ રહેવું.2.To continue unchanged in place;to abide:રહેવું;મુકામ ક૦;સ્થાયી રહેવું;ટકવું;નભવું;બાકી-શિલક રહેવું.*vt.*To await;to be left to:બાકી રહેવું-હોવું.*n.* 1.State of remaining:ટેકાણું;સ્થિતિ.2.That which is left;relic:બાકી;શેષ;અવશેષ;ખંડેર.3.*pl.*(*a*)That which is left of a human being after the life is gone:મડદું;શબ. (*b*) The posthumous works:પોતાનાં મરણ પછી બહાર પાડેલાં પુસ્તકો.

**Remainder,** (રીમેન્ડર્) *n.*1.Anything that remains:બાકી;શેષ;અવશેષ;શિલક.2.The quality or sum that is left after subtraction: બાદબાકી;બાકી.3.An estate in expectancy:ભવિષ્યમાં મળવાની જાગીર. *a.*Left;refuse:બાકી રહેલું;બાકીનું.

**Remainining,**(રીમેનિંગ્) *a.* Left behind:બાકીનું;બચેલું;ઉભું.

**Remains,** (રીમેન્ઝ્) *n.*1.A dead body:મડદું;શબ.2.Ruined buildings:ખંડેરો.

**Remand,** ( રીમેન્ડ્ ) *vt.* [L. *re* & *mando*,I commit,order.]To recommit;to send back:ફરીથી તપાસ થવાને માટે પાછું મોકલવું.*n.*The act of remanding:મોકલવાનો હુકમ.

**Remark,** ( રીમાર્ક્ ) *vt.* To mark again;to mark anew:ફરી નિશાન કરવું.*vt.*1.To mark in a notable manner;to point out:જણાઈ આવે એવી રીતે નિશાન ક૦;બરોબર ઓળખવું; દર્શાવું. 2.To take notice of; to observe mentally:ધ્યાનમાં લેવું; લક્ષમાં લેવું;-નું અવલોકન ક૦;અવેક્ષવું. 3.To say;to state:કહેવું;બોલવું;વદવું;ઉચ્ચાર કાઢવો;ટીકા ક૦. *vi.* To make a remark:ટીકા કરવી. *n.* 1. Notice:ધ્યાન;લક્ષ;અવલોકન;નિરૂપણ;અવેક્ષણ. 2. The expression,in speech or writing:શેરો;વચન;ઉક્તિ;ભાષણ;લેખ.3.Hence;a casual observation,comment or statement:ટીકા;ચર્ચા.

**Remarkable,** (રીમાર્કેબલ્ )*a.*Noticeable; conspicuous; uncommon;extraordinary:લક્ષમાં-ધ્યાનમાં રાખવાજોગ-લાયક; પ્રખ્યાત; વિખ્યાત;પ્રસિદ્ધ;વિશ્રુત;અલૌકિક;ઉત્કૃષ્ટ; સ્મરણાર્હ;અસાધારણ; અપૂર્વ;અદ્ભુત; આશ્ચર્યભૂત.

**Remarriage,** ( રીમેરિજ્ ) *n.* A second or repeated marriage: ફરીનું લગ્ન;પુનર્વિવાહ;નાતરૂં.

**Remarry,**(રીમેરિ)*vt.*& *i.*To marry again: પુનર્લગ્ન કરવું; બીજીવાર પરણવું;નાતરૂં ક૦.

**Remediable,** ( રેમીડિએબલ્ ) *a.* Capable of being remedied or cured:ઉપાય કરવા જોગ;ઉપાયસાધ્ય; ઉપાય યોગ્ય;સાધ્ય.

**Remediless,** (રેમીડિલેસ્ )*a.*1.Incapable of being corrected or restored; incurable; irrepairable: નિરૂપાય;બેઇલાજ; ઉપાયશૂન્ય-રહિત; અસાધ્ય. 2. Not answering as a remedy;ineffectual:નહીં અસરકારક;વ્યર્થ;ફોકટ.

**Remedy,** (રેમીડિ)*n.* [L.*re* &*medeor*,I heal.]1.That which relieves or cures a disease: ઈલાજ; ઔષધ;ઓસડ; ઉપચાર-દવા. *Harsh or violent* **r**:આસુરી-રાક્ષસી ઉપાય; તામસી ઉપચાર;રાક્ષસી ઉપચાર.*Mild* **r.**: સામોપચાર, સૌમ્યોપચાર. 2. Reparation; cure; a corrective; a counteractive: પ્રતિક્રિયા;ઉપાય; પ્રતિવિધાન;ઉપક્રમ; ઈલાજ. 3. The legal means to recover a right, or to obtain redress for a wrong: રસ્તો; ઇલાજ. *vt.* To cure; to heal; to repair: મટાડવું; નિવારણ ક૦;-નો ઉપચાર ક૦;-નું ઓસડ ક૦; બંદોબસ્ત-ઈલાજ ક૦.

**Remember,**(રીમેમ્બર્ )*vt.*[L.*re* & *memor*,mindful.]1.To think of again;to recollect:યાદ કરવું; સમરણ ક૦;સંભારવું;-ને યાદ હોવું-સાંભરવું;-ની સ્મૃતિમાં હોવું. *He* **r.**s, *the events of his childhood*:તેને પોતાના બચપણની હકીકત સાંભરે છે. *I cannot* **r.** *dates*:હું સાલો યાદ રાખી શકતો નથી;મને સાલો સાંભરતી નથી.2.To keep in mind;to attend to:યાદ-સ્મરણ રાખવું;સંભારી રાખવું; ધ્યાન-લક્ષમાં રાખવું; હૃદયમાં કોતરી રાખવું. **R.** *what I warn thee*:જે બાબતની હું તને ચેતવણી આપું છું તે તું બરોબર ધ્યાનમાં રાખજે.3.To put in mind;to remind:યાદ દેવડાવવું-નું સ્મરણ કરાવવું. My friend **r**. *membered* me of home:મારા મિત્રોએ મને મારા સ્થાનનું સ્મરણ કરાવ્યું.4.To mention: કહેવું;જણાવવું. 5.To recall to the mind of another: બીજાની આગળ યાદ ક૦;-ના નમસ્કાર ક૦-ની વતી બોલાવવું;as, **r.** *me to him*:મારી વતી તેને બોલાવજો.*vi.*To exercise the power of memory:-ને સાંભરવું;-ને યાદ આવવું.

**Remembrance,**(રીમેમ્બ્રૅન્સ્ )*n.*1. The act of remembering; recollection:યાદહોવું-કરવું તે;સ્મરણ;યાદ; ફામ;સ્મૃતિ.2. The state of being remembered;memory:યાદદાસ્તી; સ્મરણશક્તિ. 3. Something remembered; a person or thing kept in memory:યાદગિરી;સ્મરણ કરાવનારી વસ્તુ;સ્મરણવસ્તુ;અભિજ્ઞાન; સંભારણું. 4. A memorial; a token;a momento:યાદગિરી;નિશાની;અભિજ્ઞાન.5.Counsel; instruction: શિખામણ; શિક્ષા; ઉપદેશ. 6. Power of remembering; reach of personal knowledge:અવધારણા;યાદ;યાદદાસ્ત.

**Remembrancer,**(રીમેમ્બ્રૅન્સર્ )*n.* 1.One who or that which serves to bring to mind: સ્મરણ કરાવનાર;યાદ દેવડાવનાર;સ્મારક;યાદગિરી;સંભારણું.2.A term applied in England to several officers whose duty originally being to bring certain matters to the attention of the proper authorities:જે અમલદારોને જેજે વખતે જેજે ખબર આપવાની હોય તે ખબર આપનાર અમલદાર.

**Remind,**(રીમાઈન્ડ્ ) *n.* To put in mind of something;to bring to the remembrance of:સંભારવું;-ને યાદ દેવડાવવું-સંભારી આપવું;-ની સ્મૃતિ-સ્મરણમાં લાવવું;સૂચવવું;સૂચના ક૦.

**Reminder,**(રીમાઈન્ડર્)*n.*One who or that which reminds; that which serves to awaken remembrance: સ્મરણ કરાવનાર; સૂચવનાર;જણાવનાર;સ્મારક;સ્મરણ-સ્મૃતિકારક; અનુબોધક;ઉદ્બોધક.

**Reminiscence-cy,** (રેમિનિસેન્સ-ન્સિ )*n.*[L. *reminisco*, I recall to mind.]1. The state of being reminiscent;remembrance;memory:યાદદાસ્ત;સ્મૃતિ;સ્મરણ. 2. A statement or narration of re-

To rob Peter to pay Paul :

…membered experience:કોઇને જે-ની યાદ છે તેની કહેલી-લખેલી હકીકત; **R** સાંભરે તે વાત;યાદગિરી;સ્મૃતિ.

**Remise,**(રીમાઈસ્)*vt.*[L.*re & mitto*,I send.]To resign or surrender by deed;to return: પાછું બક્ષીસ કo.*n.*A giving or granting back:return:બક્ષીસ;પાછું આપવું.

**Remiss,**(રીમિસ્)*a.*[L.*re & mitto*, I send.]Careless; tardy; slack; negligent;behindhand:બેદરકાર; બેપરવા;અસાવધાન;પ્રમત્ત;ગાફેલ;ઉપેક્ષક.**2.**Languid;slow: શિથિલ;મંદ; સુસ્ત; ઢીલું;થંડું. *n.* Inefficiency; failure:નિષ્ફળતા;ઉપેક્ષા;શિથિલતા.

**Remissible,**(રીમિસિબલ્)*a.*Capable of being remitted or forgiven:પાછું સોંપવા જોગ-લાયક.

**Remission,** (રીમિશન્)*n.* **1.**The act of remitting, surrendering or giving up:પાછું આપવું તે.**2.**Discharge from that which is due; pardon for transgression:માફી; ક્ષમા; ઉદ્ધાર;મોચન.**3.**Abatement; relaxation:કમીથવું તે;ઘટાડો;શાંતિ; ઢીલ;મંદાઈ.**4.**(*Med.*)A temporary and incomplete subsidence of the force or violence of a disease: ઉતાર;શમન;વિરામ;આરામ. **5.** The act of sending back:પાછું મોકલવું તે.**6.**Remittance:પાછા મોકલેલા પૈસા.

**Remissness,**(રીમિસ્નેસ્) *n.* Quality or state of being remiss:બેપરવાઈ;બેદરકારી;ગાફેલ;ઉપેક્ષા;પ્રમાદ.

**Remit,**(રીમિટ્)*vt.*[L.*re,& mitto*,I send.] **1.** To send back;to give up;-to surrender:પાછું મોકલવું;-ને હવાલે-સ્વાધીન કo; સોંપવું;સોંપી દેવું. To restore:પાછું બક્ષવું;-ને પાછું આપવું.**3.**To transmit or send,*esp.* to a distance: હુંડી કરાવી-બીડી (પૈસા)મોકલવા;મોકલી આપવું.**4.**To refer; to submit for judgment or decision: -પર નાખવું; -થી ઉપર હોવું-ને ભળાવવું;-ના વિચાર પર રાખવું-સોંપવું, **5.** To relax in intensity;to abate:સમાવવું;ઘટાડવું;શાંત-શિથિલ કo;દાબવું;નરમ પાડવું;-નું જોર-બળ-તેજ કમી કo.**6.** To forgive; to pardon:ક્ષમા-માફ કo:-ની માફી-ક્ષમા આપવી;છોડીદેવું.**7.** To refrain from exacting or in forcing: ત્યજી દેવું;વિરામવું;અટકવું; બંધ રહેવું; ન કo.*vi.***1.**To abate in force or in violence: નરમ-હલકું પડવું; ઉતરવું; શમવું;મંદ-ધીમું પડવું;-નું જોર કમી થવું. **2.**To send money: પૈસા મોકલવા.

**Remittal,**(રીમિટલ્) *n.* A remitting; a giving up: પાછું મોકલવું-સોંપવું તે.

**Remittance,** (રીમિટન્સ) *n.* **1.** The act of transmitting money, bills or the like:મોકલવું તે;પ્રેષણ. **2.** The thing or sum remitted: મોકલેલા પૈસા.

**Remittent,** (રીમિટન્ટ્)*a.* Remitting;having remissions:રોજ આવીનેઉતરી જતું; ચડઉતરનું; સંતત; અવિસર્ગી.**R.***fever*: વિષમજ્વર.

**Remnant,** (રેમ્નન્ટ્) *a.* [L. *re maneo*, I remain].Remaining; yet left: વધેલું;બાકીનું;શેષ; *n.* **1.** Residue;remainder:શેષ;અવશેષ; બચેલો ભાગ. **2.** A small portion; a fragment:કટકો;ખંડ;અંશ.**3.**An end of piece goods:ખંડ;રેજો;કકડો

**Remodel,**(રીમૉડેલ્)*vt.* To model or fashion anew;to change the form of: ફરીથી નમુનો કરવો; ફરીથી ઘડવું-બનાવવું.

**Remonstrance,**(રીમૉન્સ્ટ્રન્સ્) *n.* **1.**(*a*)Proof;a pointing out:શાબીતી;દાખલો.(*b*) Earnest representation of reasons in opposition to something;protest;expostulation:-ના કાન ખોલવા-ઉઘાડવા તે;કાન ઉઘાડણી;કોઈ કાર્યની સામા સખત કારણો બતાવવાં તે; દલીલ;પ્રબોધવચન; ઉપદેશ;નસીયત.

**Remonstrant,** (રીમૉન્સ્ટ્રન્ટ) *a.* Inclined or tending to remonstrate;expostulatory:સામી દલીલ બતાવતું.*n.*One who remonstrates: શિખામણ દેનાર;ઠપકો આપનાર.

**Remonstrate,**(રીમૉન્સ્ટ્રેટ્)*vt.*[L. *re & monstro*,I show.]To point out;to show clearly:બતાવવું;સ્પષ્ટ રીતે બતાવવું. *vi.* To present and urge reasons in opposition to an act;to expostulate: દલીલ દાખલા પૂર્વક શિખામણ દેવી;-ના કાન ઉઘાડવા;સમજાવવું;વારવું; સમજણની બે વાત કહેવી.

**Remordency-remorse,** (રીમૉર્ડેન્સિ-રીમૉર્સ્)*n.*[L.*re & mordeo*, I bite.]**1.**The anguish,like gnawing pain,excited by a sense of guilt;compunction of conscience: ખોટું કામ કર્યાને લીધે થતો ખેદસંતાપ;ખરખરો;પશ્ચાત્તાપ; અનુતાપ;ચચણાટ; પસ્તાવો. **2.** Pity; compassion:દયા;કરુણા.

**Remorseful,**(રીમૉર્સ્ફુલ્)*a.***1.**Full of remorse:પસ્તાવા જેવું;ખેદકારક; પશ્ચાત્તાપી.**2.**Feeling tenderly:દયાળુ;રહેમ નજરવાળું.**3.** Exciting pity:દયાજનક.

**Remorseless,**(રીમૉર્સ્લેસ્)*a.*Cruel; merciless:નિર્દય;ઘાતકી;ક્રૂર; પાષાણ હૃદયી;કઠોર.

**Remote,**(રીમોટ્)*a.*[L.*re,& moveo*, I move.]**1.**Not near;far away:દૂરનું;આઘેનું;વેગળેનું;દૂરસ્થ;દૂરવર્તી;પૂર્વેનું;લાંબા વખતનું.**2.**(*a*)Not agreeing;alien;foreign:પ્રતિકૂળ;અનનુસરતું;અનુકૂળ નહીં તેવું;વેગળું;*all these propositions,how* **r.***soever from reason*:આસઘળા સિદ્ધાંતો સમજણ શક્તિથી ગમે તેટલા વેગળા પણ.(*b*)Not nearly related;not close: પાસેનું નહિ;દૂરનું; વેગળેનું; લાંબેનું;આઘેનું. *A* **r.***connection*: દૂરનો સંબંધ-સગપણ.(*c*)Separate;abstracted:પૃથક્; ભિન્ન;નિરાળું.(*d*) Not proximate; primary;distant: મૂળ-અસલનું;વેગળેનું; અસન્નિહિત. (*e*) Not obvious or striking:બરોબર નહિ; જેવું તેવું;થોડું ઘણું;સ્હેજસાજ.

**Remoteness,**(રીમોટ્નેસ્)*n.*Distance:લંબાણ;અંતર;છેટું;દૂરતા; અસન્નિકર્ષ;દૂરસ્થતા.

**Remould,**(રીમોલ્ડ્)*vt.*To mould again:ફરીથી આકાર કરવો.

**Remount,**(રીમાઉન્ટ્)*vt.& vi.* To mount again:ફરીથી સ્વારી કo; ફરીથી સ્વાર થવું.*n.*The opportunity of,or things necessary for,remounting: સાજ સુદ્ધાં તૈયાર કરીને રાખી મુકેલો બીજો ઘોડો.

**Removable,**(રીમૂવૅબલ્)*a.*Admitting of being removed:જગ્યામાંથી-કામગિરીપરથી મોકુફ કરી શકાય-કાઢી મુકાય તેવું;-ને રજા આપી શકાય તેવું;ખસેડીશકાય તેવું.

**Removal,**(રીમૂવલ્)*n.*The act of removing,or the state of being removed:સ્થાનાંતર;સ્થલાંતર;સ્થાનભેદ;સ્થલભેદ;દૂરીકરણ;નિસ્સારણ; છુટકારો;બરતરફી;ઉચ્છેદ; વિનાશન;પ્રતિકાર;ખંડન;મૃત્યુ;મરણ.

**Remove,**(રીમૂવ્)*vt.*[L.*re & moveo*,I move.]**1.**To displace:બીજી જગાએ જાય તેમ કo;ખસેડવું;બદલવું; સ્થાન-સ્થળ બદલવું; સ્થાનાંતર-સ્થલાંતર કo;સ્થાન ભ્રષ્ટ કo.**2.**(*a*)To cause

to cease to be;to take away:મ-ટાડવું;દૂર ક૦;કાઢીનાંખવું;-થી છૂટું ક૦; વારવું;નિવારવું;હરવું.(*b*)To banish; to destroy;to put an end to;to kill:કાઢી મુકવું;નાશ ક૦;મારી નાંખવું; -નો અંત આણવો.3.To dismiss:કાઢી મુકવું;બરતરફ ક૦;રજા આપવી;કામગિરી પરથી મોકૂફ ક૦.*vi.*To change place in any manner:ખસવું;ખસી જવું;સ્થલાંતર ક૦. *n.*1.A removal: સ્થલાંતર;સ્થાનભેદ; સ્થલભેદ. 2. The transfer of one's business:ફેરફાર; સ્થાનફેર.3.The state of being removed: સ્થલાંતર થવું તે. 4. That which is removed:જે એક જગાએથી બીજી જગાએ મુકાય તે વસ્તુ.5.Distance:step;degree;stage; interval:પદ;અંતર;પગલું;પાયરી;પગથિયું.

**Remunerate,**(રીમ્યૂનરેટ્ )*vt.* [L. *re* & *munus*,a gift.]To recompense;to requite:-નો બદલો-અવેજ આપવો-વાળવો;ને નુકસાન ભરી આપવું;-ને મહેનત-મજુરીઆપવી.

**Remuneration,** (રીમ્યૂનરેશન )*n.* 1.The act of remunerating:બદલો-ફળ આપવું તે.2.That which is given to remunerate:બદલો;પ્રતિફળ;અવેજ;મજુરી.

**Remunerative,**( રીમ્યૂનરેટિવ્ )*a.* Affording remuneration:બદલો-અવેજ-પ્રતિફળ-મહેનત મળે-આપે એવું; ફળદાયક;ફળપ્રદ.

**Renal,**(રીનલ )*a.*[L.*ren,renes*,the kidneys.]Pertaining to the kidneys:મુત્રપિંડ સંબંધી;ગુર્દાનું.

**Renard**(રેનાર્ડ્ )*n.*A fox:શિયાળ;કોલું.

**Rencounter,** (રેનકાઉન્ટર્ ) *vt.*1.To meet unexpectedly : એકદમ-ઓચીંતા મળવું;અણધાર્યા ભેગા થવું;અનાયાસે ભેટા થવા-મળવું. 2.To attack hand to hand:બાથંબાથ લડવું.*vi.* To come in collision: સામસામા અથડાવું. *n.* 1.A meeting of two persons or bodies:સામસામા મળવું તે;ભેટ;મુલાકાત. 2. A casual combat or action:ઓચીંતીથતી મારામારી;અણધારી લડાઇ-યુદ્ધ.

**Rend,**( રેન્ડ્ )*vt.imp.&p.p.***Rent.** 1. To split;to burst:ચીરવું;ફાડવું; તોડવું; વિદારવું; ભેદવું; ફાડી-તોડી-ચીરી નાંખવું.2.To part or tear off forcibly;to take away by force:જોરજુલમથી ઝુટાવી લેવું;બળાત્કારથી લઇ લેવું.*vi.*To be rent;to become parted:ફાટી જવું;જુદું પડવું;જોડાઈ જવું.

**Render,**(રેન્ડર્ )*n.*One who rends: ફાડનાર;ચીરનાર. *vt.* [L.*re* & *do*, I give.]1.To return;to restore:પાછું આપવું-દેવું;અદાક૦.2.To inflict, as a retribution:વાળવું;લેવું. 3.To give up;to yield:છોડી દેવું;આપી દેવું;-ને સ્વાધીનક૦ 4. To furnish;to contribute:પૂરૂં પાડવું;આપવું;થઈ પડવું.5.To state;to deliver:આપવું; કહેવું;કહી બતાવવું. 6. To cause to be:કરવું;બનાવવું;યુક્ત-વિશિષ્ટ ક૦.7. to translate:તરજુમો કરવો;ભાષાંતર ક૦;અન્યભાષામાં લાવવું.8.To interpret;to set forth : બનાવવું;આગળ મુકવું;ભજવવું;બનવવું;કરવું.9.To try out or extract (*oil* &c.) from fatty animal substances:તેલ વિ૦ કાડવું;ઉકાળીને-માંથી કાઢવું. 10. To plaster:ગાબડી દેવી;પ્લાસ્તર ક૦.*vi.*1. To give an account:હિસાબ આપવો;ખુલાસો ક૦.2.To pass; to run: જવું;આવવું. 3. To yield or give way:તુટી-ભાગીજવું.*n.* 1.A return: બદલો 2.An account given:હિસાબ.

**Rendering,** (રેન્ડરિંગ )*n.*The act of one who renders:ભાષાંતર કરનારનું કામ.(*a*)A version;translation:તરજુમો;ભાષાંતર.(*b*)In art,the presentation, expression or interpretation of an idea, theme or part:સમજુત.(*c*)The art of laying the first coat of plaster on brickwork or stone work:સાગોળ-ચુનો ચડાવવો તે. (*d*) The coat of plaster thus laid on:ટીપ;લેપ;પ્લાસ્તર. (*e*) The process of trying out or extracting lard, tallow etc , from animal fat: શુદ્ધિકરણ; તેલ કાડવું તે.

**Rendezvous,** ( રેન્ડેવૂ ) *n.pl.*[F. *rendezvous*,repair to a place]1. A place appointed for a meeting, or at which persons customarily meet:જ્યાં એકઠા થવાનો ઠરાવ હોય તે ઠેકાણું;મુકામ; સ્થળ.સ્થાન. 2. The appointed place for troops:ફોજનો નીમેલો મુકામ. 3. A meeting by appointment:સંકેતસ્થાન;સંકેત સ્થળ;સમાગમ સ્થાન.4. Retreat; refuge: આશ્રયસ્થળ. *vi.* To assemble or meet at a particular place:અમુક જગાએ એકઠાં થવું-ભેગાં થવું;સંકેત સ્થાને મળવું.*vt.*To bring together at a certain place:અમુક જગાએ એકઠા કરવા.

**Rendition,**(રેન્ડિશન્ )*n.*[L.*renditio.*]1.The act of rendering:શરણ ક૦-થવું તે;સ્વાધીન કરી દેવું તે.2.Translation:version:ભાષાંતર; તરજુમો.

**Renegade,** (રેનીગેડ્ ) *n.*[L. *re*,& *nego*, I deny.] One faithless to principle or party : પોતાનો ધર્મ-પક્ષ છોડનાર;સ્વપક્ષત્યાગી. (*a*). An apostate from Christianity or from any form of religious faith: દુષ્ટમાણસ;સદ્ધર્મત્યાગી;સ્વધર્મત્યાગી. (*b*)One who deserts from a military or naval post:રજા વગર ચાકરી છોડી જતો રહેલો માણસ. (*c*) A common vagabond:લુચ્ચું-દુષ્ટ માણસ; રખડેલ;રખડાઉ.

**Renew,** (રીન્યૂ )*vt.*1.To give new life to;to reestablish;to recreate: તાજું ક૦;ફરી બાંધવું;સમારવું;યથાસ્થિત ક૦;જીર્ણોદ્ધાર ક૦.2.To continue in force;to make again:તાજી રાખવું;પુનઃકરવું; ફરીથી કરી આપવું. 3. To begin again: પુનઃ-ફરીથી આરંભ કરવું.4.To repeat: ફરીથી બોલવું. (*Theol.*)5. To make new spiritually: નવું ક૦;કોઈ માણસ ફેર થયે નવો અવતાર આવે તેમ કરવું;દ્વેષભાવ કાઢી નંખાવી ઈશ્વર પ્રત્યે પ્રેમ ઠસાવવો. *vi.*To become new:નવું થવું.

**Renewal,renovation,**(રીન્યૂઅલ-રેનોવેશન્ )*n.*The act of renewing or the state of being renewed: નવીકરણ; જીર્ણોદ્ધાર; પ્રતિસમાધાન; પુનઃકરણ.

**Renewed,**(રીન્યૂડ્ )*a.* New; done again:નવું;તાજું-ફરીથી થએલું;નવીન.

**Renitent,** (રેનિટેન્ટ્ ) *a.* [L. *re* & *niti*, to struggle.] 1. Acting against impulse by elastic force: સામું થવું. 2. Persistently opposed: દુરાગ્રહી.

**Rennet,**(રેનેટ્ )*n.*A name of many different kinds of apples:એક જાતનું ફળ.*n.*The inner,or mucous, membrane of the fourth stomach of the calf,or other young ruminant:વાછરડાના ચોથા પેટમાંના પદાર્થ;ચુરેત.

**Renounce,**(રીનાઉન્સ્)*vt.* [L.*re* & *nuntio*,I announce.] 1. To declare against;to reject or decline formally;to disclaim: કબુલ ન કરવું;ના માનવું; માથે લેવાની ના પાડવી;અસ્વીકાર ક૦.2.To disown; to dismiss: ના કબૂલ કરવું;-પરથી હાથ

ઉઠાવવો;ત્યજવું;-નો ત્યાગ કo;વર્જવું.3. To disclaim having a card of (the suit led) by playing a card of another suit:અમુક રંગમાં પત્તાં નથી એમ કરી બીજે રંગ નાંખવો-રમવો; ભરતી-આડ આપવી. *vi.* 1. To make renunciation:અસ્વીકાર કo; નાકબૂલ કo;વર્જવું; ત્યાગ કo. 2. To decline formally, as an executor or a person entitled to letters of administration, to take out probate or letters:વીલનું પ્રોબેટ-સનંદ લેવા રીતસર ના પાડવી.

**Renouncement,** (રીનાઉન્સ્‌મેન્ટ્‌) *n.* The act of disclaiming or rejecting;renunciation:પરથી હક ઉઠાવવો તે;ત્યાગ;નાકબૂલ કરવું તે;અસ્વીકાર;અનંગીકાર;પરિત્યાગ;ઉત્સર્ગ.

**Renovate,**(રેનોવેટ્‌) *vt.* [L.*re*, & *novo*, I make new.] To make over again;to renew: સમારવું;ફરીથી બાંધવું;નવું કરી આપવું.

**Renown,**(રીનાઉન્‌)*n.*1.Fame; celebrity:નામ;કીર્તિ;યશ; ખ્યાતિ; વિખ્યાતિ;પ્રસિદ્ધિ.2.Report of nobleness;praise:નામદારી;પ્રસિદ્ધિ;તારીફ. *vt.*[L.*re*,& *nomen*,a name.]To make famous; to give renown to:વિખ્યાતી-નામ કo;આબરૂ વધારવી.

**Renowned,**(રીનાઉન્ડ્‌)*a.*Famous; eminent:નામીચું;પ્રસિદ્ધ;નામાંકિત; કીર્તિમાન; નામધારી-નક્કુ; જગપ્રસિદ્ધ; વિખ્યાત;પ્રખ્યાત;પંકાયેલું;જગજાહેર.

**Rent,**( રેન્ટ્‌ )*vt. imp. and p.p.* of **Rend**:ફાડ્યું;ચીર્યું.વિદાર્યું;વિદારેલું.*n.* 1.An opening made by rending; a tear:ચીરો;ફાટ;ઘા. 2.A schism; a rupture of harmony:તૂટ;ફાટફૂટ;કુસંપ;અણબનાવ. *n.* [L. *reddo*, I give up.]1.Income:ઉપજ;ઉત્પન્ન; આવક;વસૂલ.2.Pay;reward:બદલો; ભાગ.3.A certain periodical profit, whether in money, provisions,chattels,or labor, issuing out of lands and tenements in payment for the use:ગણોત;ભાડું;ધારો;વસુલ;મહેસુલ;સાંથ;પોતું;ભરણું.*Nominal* **r.**:સલામી. *vt.*1.To lease:ગણોતે-ભાડે-સાંથે આપવું;સાંથવું.2.To take and hold under an agreement to pay rent: ગણોતે-ભાડે રાખવું-લેવું. *vi.*To be leased: ગણોતે-ભાડે આપવું.

**Rental,**( રેન્ટલ્‌ )*n.*[L.*renta.*]1.A rent roll : ગણોત-સાંથ-આમદાનીની યાદ;તેહેસીલની ચોપડી;વસુલ બાકીની-યાદ;જમાબંધી; આકારપત્રિકા. 2. A sum total of rents:ભાડું;સાંથ.

**Renumerate,**( રીન્યૂમરેટ્‌ )*vt.*[L. *re* & *numero*,I count.] To recount:ફરીથી ગણવું.

**Renunciation,** (રીનન્સિએશન્‌ )*n.* [L.*re* & *nuntio*,I tell.]1.The act of renouncing;disavowal; abjuration;denial:હક-હાથ ઉઠાવવો તે; ત્યાગ;નકાર;અસ્વીકાર; અનંગીકાર;પરિત્યાગ;વર્જન.

**Re-ordain,**(રીઑર્ડેન્‌ )*vt.* To ordain again,as when the first ordination is considered defective:ફરીને નીમવું-ઠરાવવું.

**Reorganization,** ( રીઑર્ગૅનાઇઝેશન્‌ )*n.*The act of reorganizing; a reorganized existence:ફરીથી કરેલી યોજના-રચના-વ્યવસ્થા-ગોઠવણ.

**Reorganize,**(રીઑર્ગૅનાઇઝ્‌ )*vt.&i.* To organize again or anew: નવેસરથી ગોઠવવું-રચવું-વ્યવસ્થા કo.

**Repack,** ( રીપૅક્‌ ) *vt.* To pack a second time or anew : ફરીથી બાંધવું-સીકડવું-પૅક કરવું.

**Repair,**(રીપૅર્‌ )*vi.*[L.*re*.& *patria*, one's native country.]1.To return:પાછું જવું-આવવું.2.To go;to resort:જવું;આવજા કo; આવવું જવું. *n.*1.The act of repairing or resorting to a place:જવું તે;ગમન; આવાગમન.2.A haunt;a resort:જવાઆવવાનું સ્થળ;બેઠક.*vt.*1.[L.*re*.& *paro*,I get ready.]To restore;to mend:સમરાવવું;સુધારવું;-ની મરામત કરાવવી;ટાપટીપ કરાવવી;ઠીકઠાક-દુરસ્ત કo;-નો જીર્ણોદ્ધાર કo.2.To make amends for,as for an injury,by an equivalent: ભરી આપવું;ભરવું; ભરીદેવું. *n.* 1.Supply of loss; reparation:મરામત;સુધારો; સમરામણી;જીર્ણોદ્ધાર. 2. Condition with respect to soundness, perfectness,&c.:સ્થિતિ;હાલત.*The house in good* **r.**:તે ઘર સારી હાલતમાં છે.

**Reparation,** (રેપરેશન્‌ )*n.* 1. The act of renewing:મરામત;સુધારો.2. The act of making amends or giving satisfaction or compensation for a wrong,injury,&c.:amends;satisfaction;indemnity: ક્ષતિપૂરણ;હાનિપૂરણ;સાટું; બદલો;અવેજ;નુકસાન.

**Repartee,** (રીપાર્ટી)*n.* [ F. *re*, & *pars*, *partis*,a part.] A smart, ready and witty reply:હાજર જવાબ;ઝટ અને ચતુરાઇથી આપેલો ઉત્તર-જવાબ;ક્ષિપ્રોત્તર;વ્યંગોક્તિ;સરસઉક્તિ; નોકનો ઉત્તર;રસિક ઉત્તર.*vt.*To make smart and witty replies: હાજર જવાબ આપવો-કરવો.

**Repass**(રીપૅસ્‌ )*vt.*To pass again; to pass a second time:પાછું નીકળવું-જવું.*vi.* To pass or go back; to move back:પાછું જવું.

**Repast,**(રીપૅસ્ટ્‌ )*n.*[L.*re*,&*pasco*, I feed again.]1.The act of taking food:જમવું-ખાવું તે;ભોજન;અશન.2.That which is taken as food; a meal:જમણ;આહાર; અન્ન; ખાણું; ભોજન;ખોરાક;ભક્ષ્ય.*Slight* **r.**:ફળાહાર;લઘુભોજન; નાસ્તો;હાજરી;કાચુંકોરું આપાણી.*vt.*To supply food to;to feast:ખાવાનું આપવું;જમાડવું; ખવરાવવું.

**Repay,**(રીપે)*vt. imp.* & *p.p.* **Repaid.**1.To pay back;to refund: પાછું આપવું;અદા કo;ફેડવું;વાળવું;નાણાં શેરવાં;વળત કરવું.2. To recompense: બદલો-અવેજ વાળવો; વાળી આપવું; પ્રતિફળ આપવું; -નો બદલો મળવો; પ્રત્યુપકાર કo.3.To pay anew or a second time,as a debt: આપીદેવું;ભરવું.

**Repayment,**(રીપેમેન્ટ્‌ )*n.* 1. The act of repaying:ભરી આપવું તે.2. The money or other thing repaid:ભરે-પાછું આપેલું નાણું ; પ્રતિફળ;પ્રતિદાન.

**Repeal,**(રીપીલ્‌ )*vt.*[L.*re*& *appello*, I call upon.] 1. To recall;to summon again:ફરીથી બોલાવવું.2. To recall,as a deed,will,law or statute; to rescind or abrogate by authority:રદ-બાતલ કo;કાઢી નાંખવું.3.To suppress;to repel:દબાવવું;હાંકી કાઢવું;શમાવી દેવું.*n.*1.Recall,as from exile: પાછું બોલાવવું તે.2.Revocation;abrogation: રદ કo તે;વિલોપ;ખંડન;પ્રચારભંગ-લોપ.

**Repeat,**(રીપીટ્‌ )*vt.*[L.*re* & *peto*, I seek.]1.To go over again;to recite; મોંઢે કરેલું બોલવું-ભણવું; કથન કo;પુનરાવૃત્તિ કo.2.To repay or refund:પાછું ભરવું-દેવું-આપી દેવું.To **r.** *one's self*,to do or say what one has already done or said:પહેલાં જે કર્યું કે કહ્યું હોય તેનું તેજ કહેવું અથવા કo. *n.* 1.The act of repeat-

ing;repetition: પુનરૂક્તિ; પુનર્વચન-કથન; આવૃત્તિ; કહેલું બોલવું તે.2. That which is repeated: જે કહેવાયું હોય તે.3. A mark,or series of dots placed before and after, or often only at the end of, a passage to be repeated in performance:રાગનાં ચિન્હો.

**Repeater,**(રીપીટ્ર્ )n.One who or that which repeats:ફરીફરીને બોલનાર.(a) A watch with a striking apparatus:વાગતી ઘડીઆળ.(b) A repeating firearm:વારેવારે છૂટતું અગ્ન્યસ્ત્ર. (c) An instrument for resending a telegraphic message automatically at an intermediate point:વચ્ચે વચ્ચે તારનો સંદેશો પહોંચાડે એવું યંત્ર.(d) A person who votes more than once at an election:ચૂટણીમાં એકવાર કરતાં વધારેવાર મત આપનાર.

**Repel,**(રીપેલ્ )vt.[L. re & pello, I drive.]1.To drive back;to force to return:પાછું હઠાવવું-હાંકીકાઢવું; આગળ વધવા નહીં દેવું;વારવું;નિવારવું. 2.To resist or oppose effectually: અટકાવવું;-નો અટકાવ કરવો;સામું થવું;-નો રદીઆ-દલીલ આપવી; સામી તકરાર લેવી. vi.To act with force in opposition to force impressed; to exercise repulsion:સામું જોર-બળ વાપરવું.

**Repellent,**(રીપેલેન્ટ્ )a.L.Driving back: પાછું હઠાવનાર-હાંકી કાઢનાર; આગળ વધવા નહીં દેનાર;વારણ;નિવારણ.n.1.That which repels:પાછો હઠાવનાર;નિવારક;પ્રતિસારક. 2.A remedy to repel from a tumefied part the fluids which render it tumid: સુઝેલા ભાગમાંથી પાચ-પરુ ખેંચી કાઢે એવું ઔષધ-ઇલાજ-ઉપાય-પ્રતિકાર 3. A kind of waterproof cloth: પાણીથી ન પલળે-પાણી તેમાં ન ઉતરે એવું લુગડું.

**Repent,**(રીપેન્ટ્ )a.[L.re&pœniteo, I make to repent.]vi.1.To feel pain,sorrow,or regret,for what one has done or omitted to do: પશ્ચાતાપ કરવો; પસ્તાવું;ખેદ પામવો; પસ્તાવો કo;દિલગીર થવું;અરે રે-શિવ શિવ કo.2.To change the mind or the course of conduct,on account of regret or dissatisfaction:મન-બુદ્ધિફેરવવી 3. To cease to love and practise sin:પાપનો-ને માટે પશ્ચાતાપ -પસ્તાવો કરવો-ધિક્કારતાં જવું.vt.1.To feel pain on account of:-નો પશ્ચાતાપ કરવો.2.To feel sorrow or regret:દિલગીરથવું; ખેદ પામવો.3. To cause to have sorrow or regret:દિલગીર કo;ખેદ પમાડવું;પશ્ચાતાપ કરાવવો.

**Repentance,** (રીપેન્ટન્સ )n. The state of being penitent;sorrow for what one has done or omitted to do:પશ્ચાતાપ;પસ્તાવો;અનુતાપ;અનુશય;મનસ્તાપ-પશ્ચાત્તાપ બુદ્ધિ; અનુશોક;અનુશોચન.

**Repentant,**(રીપેન્ટન્ટ્ )a.1. Penitent;sorrow for sin:પશ્ચાતાપી;અનુશયી;દિલગીર;ખિન્ન.2.Expressing or showing sorrow for sin: દિલગીરી સૂચક;પશ્ચાત્તાપયુક્ત-મય.n.One who repents:પશ્ચાતાપ કરનાર.

**Repeople,** (રીપીપલ્ ) vt. To people anew:ફરીથી વસાવવું.

**Repercuss,**(રીપર્કસ્ )vt.[L.re,per & quatio,I shake.]To drive or beat back:પાછું હઠાવવું;હાંકી કાઢવું.

**Repercussion,** (રીપર્કશન્ ) n. 1. The act of driving back; reflection;reverberation: હાંકી કાઢવું તે; પ્રતિસારણ; પ્રતિઘાત; પ્રતિપતન. 2. Rapid reiteration of the same sound:એકજ સૂરનો ચાલુ રહેલો ઉતાવળો અવાજ.3.The subsidence of a tumor or eruption by the action of a repellent:પાચ કાઢવાના પ્રતિકારથી સોજાનું શમન-બેસીજવું તે. 4.In a vaginal examination,the act of imparting through the uterine wall with the finger a shock to the fetus, so that it bounds upward, and falls back again against the examining finger:ગર્ભની તપાસ કરવાને માટે ગર્ભનો પિંડો યોનિ દ્વારમાં નાંખેલી આંગળીની સન્મુખ આવે તેટલા માટે પડદા અગાડીથી ગર્ભપિંડને આચકો મારવો તે.

**Repercussive,** (રીપર્કસિવ્ ) a. 1. Able to repercuss; having the power of sending back:પાછું મારવું-આવવું;પ્રતિઘાતી.2.Driven back; rebounding:પાછું પડતું-હઠતું.

**Repertory,**(રેપર્ટરિ)n.[L. re, & purio,I bring forth.]1.A place in which things are disposed in an orderly manner, so that they can be easily found: મુકેલી ચીજો તરત જોઇએ ત્યારે હાથમાં આવે એવી જગ્યા.2.A treasury;a magazine;a storehouse: કોઠાર; વખાર; ભંડાર;ખજાનો.

**Repetition,**(રેપીટિશન્ )n. [L. re, & peto,I seek.]1.The act of repeating;iteration:ફરીથી કo તે;પુનર્વચન;પુનરૂક્તિ;પુનરાવૃત્તિ-વર્તન;પુનઃકથન; આવૃત્તિ. 2. Recital from memory:મોઢે બોલી જવું તે; પઠન. 3.(Mus.)The act of repeating: એકજ ગાયન બીજી કે વધારે વાર ગાવું-બોલવું તે.4.Repeating the same word:આવર્તન;દ્વિરૂક્તિ; પુનરૂક્તિ.

**Repine,**(રીપાઇન્ )vi.1.To fail; to wave:નિષ્ફળ થવું;ક્ષીણ થવું;તૂટવું. 2. To continue pining;to feel inward discontent which prey on the spirits;to indulge,in envy or complaint;to murmur:મનમાં બળ્યા કo;ઝુરવું;બળવું;અસંતોષ માનવો; ખેદ-પીડા-સંતાપ પામવો;બબડવું;કકલવું;કકળાટ કરવો.n. Mortification: દુઃખ;અસંતોષ;કકળાટ;મનોવ્યથા; શોક.

**Replace,** ( રીપ્લેસ્ )vt.1.To place again:જ્યાં પહેલાં હતું ત્યાં મુકવું;પૂર્વ સ્થિતિમાં આણવું-મુકવું.2.To refund; to repay:પાછું આપવું;ભરી દેવું;અદા કo;ફેડવું;વાળી દેવું.3. To supply or substitute an equivalent for: -ની જગામાં બીજું નવું મુકવું. 4.To take the place of;to supply the want of:-ની ખોટ પુરવી-પૂરી પાડવી; -ની જગ્યા પુરવી;કામ સારવું;ગરજ પુરી પાડવી;-ની જગાએ બેસવું. 6.To put in a new or different place:નવી જગામાં-નવા કે જુદા સ્થાનમાં મુકવું.

**Replant,** (રીપ્લૅન્ટ્ )vt.To plant again:નવેસરથી વાવવું-રોપવું.

**Replenish**(રીપ્લેનિશ્ ) vi. [L.plenus,full].To fill again;to stock anew:ફરીથી પાછું ભરવું.2. Hence, to fill completely:પરિપૂર્ણ ભરવું.

**Replete** (રીપ્લીટ્ )a.[L.re & pleo, I fill.]Filled again;full;charged: ભરપૂર;ભરેલું;પૂર્ણ;પરિપૂર્ણ;આઢ્ય;મય. vt.To fill completely, or to satiety:બરાબર ભરવું;ગળા સુધી ભરવું; ઠસોઠસ-ખીચોખીચ ભરવું;ઠેઠસુધી ભરવું.

**Repletion** (રીપ્લીશન્ ) n. 1. The state of being replete;superabundant fullness:પરિપૂર્ણતા;પૂર્ણતા; પર્યાપ્તિ; પરિપૂર્તિ. Fullness of blood;plethora:રક્તવૃદ્ધિ;રક્તબાહુલ્ય.

**Repletive,**(રીપ્લીટિવ્ )a. Tending to make replete;filling: ભરેલું;

અરપર થવું.

**Repleviable,** ( રીપ્લેવિએબલ ) *a.* Capable of being replevied:જા-મીન ઉપર છોડી દેવા જોગ.

**Replevin,**(રીપ્લેવિન ) *n.* 1. A personal action which lies to recover possession of goods and chattels wrongly taken or detained: ગેર કાયદે લઈને કબજે રાખેલા માલને માટે કરેલી ફરિયાદ.2.The writ by which goods and chattels are replevied:જપ્તકરેલો માલ વસુલ કરી લેવાનું હુકમનામું.*vt.*To replevy:જા-મીન ઉપર છોડવું.

**Replevy,**(રીપ્લેવિ)*vt.*[L. *re* & *plegium*, bail. ]1. To take or get back, by a writ for that purpose (goods and chattels wrongfully taken or detained)upon giving security to try the right to them in a suit at law, and, if that should be determined against the plaintiff,to return the property replevied: ન્યાયની કોરટમાં ફરિયાદ કરે અને તેમાં સામું હુકમનામું થાયતો લીધેલો માલ પાછો આપવો એ-વી શરતે માલ લેવો.2.To bail:જામી-નપર છોડી દેવું.*n.*Replevin:જપ્ત કરે-લો માલ વસુલ કરીને લેવાનું હુકમનામું.

**Replication,**(રેપ્લિકેશન ) *n.* [L.*re* & *plico*,I fold.] 1.An answer;a reply:પ્રત્યુતર;જવાબ.2.The reply of the plaintiff, in matters of fact, to the defendant's plea:વાદીનો જવાબ.3.Echo:પડઘો: પ્રતિધ્વનિ.4. A repetition;a copy:ઉતારો;નકલ.

**Reply,**(રીપ્લાઈ )*vi.imp.&p.p.***Replied.** [L.*re* & *plico*,I fold.] 1. To make a return in words or writing;to answer:જવાબઆપવો -દેવો;ઉત્તર વાળવો;પ્રત્યુત્તર ક૦. 2.To answer a defendant's plea:પ્રતિવાદીએ આપેલા જવાબનો વાદીએ પ્રત્યુત્તર વાળવો. 3. To do something in return for something done: કંઇ કર્યું હોય તેના બદલામાં કંઇ કરવું. *vt.* To return for an answer:જવાબ વાળવો.*n.pl.* **Replies**.That which is said:an answer:જવાબ; પ્રત્યુત્તર;ઉત્તર;પ્રતિવચન;પ્રતિવાક્ય.

**Report,**(રીપોર્ટ )*vt.*[L.*re* & *porto*, I carry.] 1.To refer:હકીકત કહેવી--લખવી;-ને ભાળવવું;ખબર કરવી;જાહેર -જાણ ક૦. 2.To bring back,as an answer:ખબર કહેવી;જણાવવું;તપાસ કરતાં જણાયલી હકીકત કહેવી-લખી જ-ણાવવી;રીપોર્ટ ક૦. 3.To give an account of;to relate; to circulate publicly:-નું બયાન કરવું;હેવાલ આ-પવો;-નું વર્ણન ક૦;અફવા ચલાવવી-ઉ-ડાવવી;-ની અફવા ઉડવી-ચાલવી.4.To give an official account or statement of:અધિકારની રૂએ હેવાલ આ-પવો;જાહેર ક૦.5.To echo:પડઘો થ-વો;પ્રતિધ્વનિ થવો.6.To return or present as the result of an examination or consideration of any matter officially referred: કરેલી તપાસનો રીપોર્ટ ક૦7.To write down from the lips of a speaker : બોલનારનું-ભાષણ કર્તાનું ભાષણ નોંધી-ટાંપી-લખી લેવું;-ના ભાષણની નોં-ધ કરી લેવી.8.To write an account of for publication as in a newspaper:છાપાને માટે હેવાલ લખવો.9. To make a statement of the conduct of,especially in an unfavourable sense:-ના ( ખરાબ ) વર્તનને માટે લખાણ ક૦. *vi.* 1. To make a report or response, in respect of a matter inquired of, a duty enjoined,or information expected:બીનાનો હેવાલ આ-પવો;હકીકત કહીજવી;રીપોર્ટ ક૦.2.To furnish in writing an account of a speech, the proceedings at a meeting,the particulars of an occurrence for publication: છાપામાં લખવા માટે ભાષણનો હેવાલ લખી આપવો.3. To present one's self,as to a superior officer or to one to whom service is due and to be in readiness for orders or to do service:તૈયાર થઇને નોકરી માટે પોતાના ઉપરી પાસે હાજર થવું. *n.*1. That which is reported:હેવાલ;હકીકત. (*a*) An account or statement of the results of examination or inquiry made by request or direction:કરેલી તપાસનો રીપોર્ટ-હકીકત.(*b*)A rumour:અફવા;ઉડતી ખબર;લોકવાયકા;જનવાદ; જનપ્રવાદ; ગપ;લોકચર્ચા;ગામચર્ચા. (*c*) Sound; noise:અવાજ;ધડાકો;ભડાકો;બાર;ધ્વ-નિ;નાદ.(*d*)An official statement of facts verbal or written:અધિ-કારીની રૂએ આપેલો હેવાલ;કેફીયત.(*e*) An account or statement of a judicial opinion or decision:ફે-સલો;નિવેડો;ચૂકાદો;નિવેડાપત્ર. (*f*) A sketch of a speech: ભાષણની ટુંક નોંધ.(*g*) Fame; reputation: નામ;કીર્તિ;ખ્યાતિ; આબરૂ. *Good* **r.**: સુકીર્તિ;ભલાઇ;નામ.*Evil* **r.**: બેઆ-બરૂ;અપકીર્તિ; કુકીર્તિ. 2. Rapport; relation:સંબંધ.

**Reporter,** (રીપોર્ટર ) *n.* One who reports:ખબર આપનાર;બાતમીદાર. (*a* ) An officer or person who makes authorized statements of law, proceedings and decisions,or of legislative debates: બાતમી આપનાર અમલદાર;વૃત્તાંત ન-વેદી(*b*)One who reports speeches, the proceedings of public meetings, news, &c.,for the newspapers:વાર્તિક;રિપોર્ટર.

**Reposal,** (રીપોઝલ ) *n.*1.The act or state of reposing:વિસામો;વિ-શ્રામ;વિરામ;આરામ.

**Repose,**(રીપોઝ )*vt.*[L.*re* & *pono*, I put.]1.To lay down;to lodge: મુકવું;ધરવું. 2. To lay at rest; to rest:આરામ-વિસામો લેવો;સુવું;વિશ્રા-મ લેવો.3.To set;to intrust:મુકવું; રાખવું;વિશ્વાસ ધરવો-રાખવો.*vi.*1.To lie at rest;to rest:આરામ લેવો;વિ-સામો કરવો;સુવું;પોઢવું;લાંબા થવું;આ-ડા થવું.2.To remain or abide restfully without anxiety or alarms: મુકવું;રહેવું;આધાર-આશ્રય-વિશ્વાસ રા-ખવો-મુકવો. 3. To lie; to be supported:પડી રહેવું;-ના ઉપર હોવું. *n.* 1.Sleep;rest;quiet:આરામ; વિશ્રા-મ;નિવૃત્તિ;વિશ્રાંતી;વિસામો. 2.Rest of mind: સમાધાન;ચૈન;શાંતતા;શાં-તિ;ચિત્ત સમાધાન;સ્વાસ્થ્ય. 3.Rest; a pause:આરામ;વિરામ.

**Reposit,**(રીપોઝિટ ) *vt.*[L.*re* & *pono*,I put.] To place; to store:વ-ખારમાં ભરવું;રક્ષણ-જતનને માટે ભરવું.

**Repository,** ( રીપોઝિટોરિ ) *n.* A place where things are or may be reposited: ભંડાર;વખાર;કોઠાર; નિધિ;ભંડારીઉં.

**Repossess,** ( રીપોઝેસ ) *vt.* To possess again:પાછું કબજામાં લેવું.

**Reprehend,** (રેપ્રીહેન્ડ ) *vt.* [L.*re* & *prehendo*,I lay hold of.] To disapprove of;to chide;to blame: ઠપકો દેવો; ખીજવું;-ને માથે દોષ મુક-વો;-ની ખોટ કાઢવી.

**Reprehensible,**(રેપ્રીહેન્સિબલ )*a.* Culpable; blamable: ઠપકા લાય-ક-યોગ્ય;દોષપાત્ર;નિંદ્ય;ગર્હિત;દૂષણીય.

ઉતાવળે આંબા ન પાકે; હાથેળીમાં ભરત ન ભરાય.

**Reprehension,** ( રેપ્રીહેન્શન ) *n.* Reproof;censure;blame:ઠપકો દેવો તે;દોષ:આરોપ;નિંદા;દૂષણ;ઠપકો.

**Represent,**(રેપ્રીઝેન્ટ્) *vt.* [L.*re* & *praesento*,I place before.]1. To present again;to typify:બતાવવું; દેખાડવું; દર્શાવવું.2. To delineate: આલેખવું;ચિતરવું.3.To personate: -નો સોંગ-વેષ ધારણ કરવો-લેવો.4.To stand in place of;to supply the place of: -ની તરફથી હોવું;-ની જગાએ ઉભા રહેવું;-ના પ્રતિનિધિ થવું;-નું સ્થાન લેવું.5. To show; to bring before the mind; to set forth; to describe:વર્ણવવું;નિરૂપણ કo;-નું બ્યાન કo; નિવેદન કo;દેખાડવું;જણાવવું;બતાવવું. 6.To serve as a sign or symbol of:નિશાની-ચિન્હથી દર્શાવવું;-ની નિશાની હોવી.7. To bring a sensation of,into the mind;to present: દેખાડવું.8.To form or image again in consciousness, as an object of cognition or apprehension: -નું સ્વરૂપ કલ્પવું-મન આગળ લાવવું.

**Representation,**(રેપ્રીઝેન્ટેશન) *n.* 1. The act of representing, in any sense of the verb:બતાવવું તે; દર્શન;વર્ણન;આલેખન;નમુનો.2.That which represents: વર્ણન. (*a*) A likeness, a picture, or a model: પ્રતિમા;મૂર્તિ;તસવીર;આકૃતિ;છબી;બાવલું;પ્રતિબિંબ;ચિત્ર;પૂતળું. (*b*) A dramatic performance:નવો વેશ-સોંગ.(*c*)A description;a statement: વર્ણન;બ્યાન;હકીકત;વૃત્તાંત;હેવાલ.(*d*) The body of those who act as representatives of a community:વકીલ;પ્રતિનિધિ. (*e*)Any collateral statement of fact: વિનતિ; અરજ;વિજ્ઞાપના;વિજ્ઞપ્તિ;યાદી.*n.*The act of representing:પુનઃદર્શન-સૂચન.

**Representative,**( રેપ્રીઝેન્ટેટિવ્ ) *a.* 1. Fitted to represent;exhibiting a similitude:સાંકેતિક;દર્શક; દૃષ્ટાંતરૂપ;દૃષ્ટાંતિક;લાક્ષણિક.2.Bearing the character or power of another:પ્રતિનિધિરૂપ;વકીલ દાખલ.3. Conducted by persons chosen to represent,or act as the deputies for,the people: પ્રતિનિધિવિશિષ્ટ.4. Giving or existing as,a transcript of what was originally presentative knowledge: આદર્શ રૂપ.*n.*1.One who or that which represents:દર્શક;મૂર્તિ.2.An agent who supplies the place of another,or others,being invested with his or their authority: પ્રતિનિધિ;વકીલ.3.One who represents or stands in the place of, another: વકીલ;પ્રતિપુરૂષ; મુખ્ત્યાર. 4. A member of the lower or popular house in a state legislature:કાયદા મંડળીમાં આમની સભા-સમાજનો સભાસદ.

**Repress,**(રીપ્રેસ )*vt.*[L.*re*&*premo*, I press.] To press again: ફરી દબાવવું-દાબવું.*vt.*1. To press back or down effectually;to quell;to subdue;to crush down:બેસાડી દેવું;સમાવવું;દાબીદેવું.2.To check; to restrain:દાબ-ધાકમાં રાખવું;-નો નિયમ-નિગ્રહ-સંયમ રાખવો;ઉપર અંકુશ-અટકાવ રાખવો. *n.* The act of repressing:બેસાડવું-દાબવું તે;નિરોધ;નિગ્રહ;દાબ;અંકુશ.

**Repressive,** ( રીપ્રેસિવ ) *a.* Having power or tending,to repress: દાબમાં રાખે-બેસાડી દે એવું; નિરોધી; નિગ્રહકારી.

**Reprieve,**(રીપ્રીવ્ )*vt.*[L.*reprobo*, I reject.]1.To delay the punishment of;to suspend the execution of sentence on;to give a respite to:-ની શિક્ષામાં વિલંબ કo; શિક્ષા કરવી મુલતવી રાખવી;શિક્ષા કરવામાં તહકુબી રાખવી; શિક્ષાવિલંબન -દંડવિલંબન કo.2.To relieve for a time:-માંથી થોડા વખત સુધી છુટું-મોકળું-મુક્ત કરવું;વિસામો-વિશ્રામ આપવો;થોડી વાર માટે તેમ કo.As,*company,though it may* **r.***a man from his melancholy,yet cannot secure him from his conscience*:જનમંડળમાં સામેલ થવાથી અગર જોકે માણસની ઉદાસી થોડી વાર માટે દૂર થાય પણ તેનું અન્તઃકરણ કંઇ તેનાથી દૂર થતું નથી.*n.* 1. A temporary suspension of the execution of a sentence,especially of a sentence of death:દેહાંત દંડની શિક્ષા મુલતવી રાખવી તે;શિક્ષા વિલંબન;દંડવિલંબન;શિક્ષાની તહકુબી.2.Interval of ease or relief:થોડી વારનો છુટકો-આરામ;વિસામો;વિશ્રામ;વિશ્રાન્તિ.

**Reprimand,**(રેપ્રિમાન્ડ્)*n.*[L.*re*,& *premo*,I press.]Severe or formal reproof;reprehension:ઠપકો;દોષ; શબ્દમાર;નિંદા;ભર્ત્સના;વાગ્દંડ.*vt.*1- To reprove severely; to reprehend:ઠપકો-દોષ દેવો;ધમકાવવું; દબડાવવું;ધમકી આપવી;શબ્દમાર-વાગ્દંડ આપવો;ગાલ-શબ્દ સંભળાવવા;-ને અવેડાને પેટ ઘાલવો;અટાવવો; લબડધક્કે લેવો;-ની ધૂળ કાઢી નાંખવી. 2.To reprove publicly and officially,in execution of a sentence : શિક્ષા ફરમાવતાં જાહેર રીતે ગુન્હેગાર જણાવી બે સખ્ત કહેવા.

**Reprint,** (રીપ્રિન્ટ્ ) *vt.*1.To print again:ફરીથી છાપવું. 2. To renew the impression of:ફરીથી નવી આવૃત્તિ કાઢવી. *n.*A second or a new impression or edition of any printed work:ચોપડીની બીજી-નવી આવૃત્તિ.

**Reprisal,**(રીપ્રાઇઝલ)*n.*[L.*re*,& *prehendo*,I seize.]1.The act of taking from an enemy by way of retaliation:શત્રુએ જે કાંઈ લીધું હોય તેના બદલામાં શત્રુનું કાંઇ પકડી લાવવું તે; પ્રત્યપહરણ;પ્રત્યપહાર. 2. Anything taken from an enemy in retaliation:દુશ્મનની પાસેથી વેરના બદલામાં લીધેલી વસ્તુ.3.The act of retorting on an enemy by inflicting suffering or death on a prisoner taken from him,in retaliation for an act of inhumanity:પ્રતિપીડન.4.Any act of retaliation:નો બદલો-વેર વાળવું તે;વેર;બદલો.

**Reproach,** (રીપ્રોચ ) *vt.* [L.*re*,& *prope*,near.]1.To come back to as a matter of blame;to disgrace: -ને એબ-બટ્ટો-નામોશી લગાડવી; કલંકિત-દૂષિત કo;-ને બદનામ કo; આળ ચઢાવવું.As,*else imputation might* **r.** *your life*: નહિ તો આળ તમારી જીંદગીને કલંકિત કરે;-ને બટ્ટો-દૂષણ લગાડે.2.To attribute blame to;to upbraid:આરોપ મુકવો; ઠપકો દેવો; -ની નિંદા કo;-નો તિરસ્કાર કરીને-ધિક્કારીને ઠપકો દેવો;ભૂતકારી કાઢવું.*n.*1. The act of reproaching;abusive reflection;invective;contumely; opprobrium:ઠપકો;નિંદા;પરૂષવચન; પરૂષોક્તિ;અપવાદ;દૂષણ;તિરસ્કાર; ધિક્કાર.2.Shame;disgrace:બદનામી;અપમાન;અપકીર્તિ;અપ્રતિષ્ઠા;કલંક;એબ; આળ;આરોપ;બટ્ટો.3. Scorn; derision:નિંદાસ્પદ;નિંદાપાત્ર;લજ્જાસ્પદ.

**Reproachful,** ( રીપ્રોચ્ફુલ્ ) *a.* 1. Upbraiding;abusive:તિરસ્કાર સહિત ઠપકાનું;નિંદા ભરેલું;નિંદાનું;નિંદાત્મક;નિંદામય;નિંદારૂપ; પરિવાદક. 2. Shameful;base: નિંદવાજોગ;લ-

A rotten sheep infects the whole flock:

નામણું; નીચ;નિંદ્ય; ગર્હ્ય;ગર્હણીય; લજ્જાપ્રદ;અપકીર્તિ ભરેલું.

**Reprobate,**(રીપ્રોબેટ્) *a.* [L.*re* & *probo*,I disapprove.]1.Not enduring proof or trial;disallowed:પરીક્ષા થએ ખોટું નીકળેલું;નાપસંદ કરેલું; નકામું ગણી કાઢેલું. 2. Abandoned to punishment;depraved:પાપમાં ગરક થઇ ગએલું;વઠી-બિહેકી ગએલું;દુરાચારી; વંઠીગએલું; પાપાત્મા;દુર્વૃત્ત; દુઃશીલ; દુરાત્મા. 3. Pertaining to one who is given up to wickedness:દુષ્ટ;નિંદ્ય; ગર્હ્ય; દુરાચારી;પાપમય;પાપિષ્ઠ.*n.*One morally abandoned and lost:વઠી-વંઠી-બહેકી ગએલું માણસ.*vt.* 1. To disallow;to condemn as unworthy:ઘણું ખોટું માનવું;ના પાડવી;અમાન્ય કo;ધિક્કારવું;તિરસ્કાર કo;-ને દૂષણ દેવું.2.To abandon to punishment without hope of pardon:પાપમાં વહેતું મુકવું;વઠી-વંઠી જવા દેવું.

**Reproduce,**(રીપ્રોડયૂસ્ )*vt.*To produce again:નવેસર-ફરીથી પેદા-ઉત્પન્ન કo.(*a*)To bring forward again: ફરીથી આગળ આણવું. (*b*) To cause to exist again: ફરીથી ઉગાડવું. (*c*) To produce again:ફરીથી ઉત્પન્ન કo. (*d*)To portray:છબી પાડવી.

**Reproof,**(રીપ્રૂફ્ )*n.*1. Refutation; confutation:રદીઓ;ખંડન;દલીલ.2. An expression of blame or censure;reproach:નિંદાવાક્ય-વચન;શબ્દપ્રહાર-માર;બોલ;મેણું;વાગ્દંડ;ઠપકો

**Reprovable,**(રીપ્રૂવેબલ )*a.*Worthy of reproof or censure:ધમકાવવા-ઠપકો દેવા જોગ;ઠપકાપાત્ર.

**Reproval**(રીપ્રૂવેલ્ )*n.*Reproof:ઠપકો;નિંદા;શબ્દપ્રહાર-માર; બોલ;મેણું; વાગ્દંડ.

**Reprove,**(રીપ્રૂવ)*vt.*1.To convince: ખાત્રી કરી આપવી;-ની પ્રતીતિ આપવી. 2.To disprove; to refute:ખંડન કo;-નો રદીઓ આપવો;ખોટું પાડવું.3. To chide;to censure: ઠપકો દેવો;-નો દોષ કાઢવો-ઉપર દોષ મુકવો:શબ્દમાર-બોલમારવો;વાગ્દંડ આપવો;ધમકાવવું.4.To express disapprobation of:-ની ખોટ કાઢવી-ને માટે વઢવું; પ્રત્યે અસંતોષ-કમરજી જણાવવી; નાપસંદગી બતાવવી.

**Reptile,** (રેપ્ટાઇલ્ ) *a.* [L. *repo*, I creep.]1. Creeping; moving on the belly:પેટ ઘસડીને ચાલનારૂં;ઘણા નાના પગે ચાલતું.2. Low; vulgar: નીચ;અધમ;નિકૃષ્ટ;ક્ષુદ્ર; પાજી; હલકું; પામર.*There is also* **r**.*prudence, the result not of caution but of fear*:એક બીજા પ્રકારની પણ ખોટી-અધમ દીર્ઘદૃષ્ટિ છે; પણ તે સાવચેતીને માટે નહિ પરંતુ ભયને લીધે ઉત્પન્ન થએલી હોય છે. *n.*1. An animal that crawls,or moves on its belly:પેટે ચાલનારૂં પ્રાણી;સાપ,ગરોળી વિo;કૃમિ. 2. A grovelling or very mean person:નીચ-અધમ-હલકો માણસ.

**Republic,**(રીપબ્લિક્ ) *n.* [L.*res*,a thing,a state & *publicus*, belonging to the people.]1.Common weal: સાર્વજનિક હિત. 2. A state in which the sovereign power resides in the whole body of the people, and is exercised by representatives elected by them; a commonwealth:પ્રજાસત્તાક રાજ્ય;લોકસત્તાત્મક રાજ્ય; લોકાધિપત્ય;પ્રજાતંત્ર.**R.** *of letters*, the whole body of literary men:સમગ્ર સાક્ષર મંડળ.

**Republican,**(રીપબ્લિકન્ )*a.*1. Of or pertaining to a republic: પ્રજાસત્તાક રાજ્યનું;લોકાધિપત્યનું-સંબંધી; પ્રજાતંત્રવિષયક. 2. Consonant with the principles of a republic:પ્રજાસત્તાક રાજ્યના ધારા પ્રમાણેનું; લોકાધિપત્યાનુસારી.*n.* 1. One who favors or prefers a republican form of government: પ્રજાસત્તાક રાજ્ય પસંદ કરે-પડે તે માણસ; પ્રજાપ્રભુત્વવાદી. 2. A member of the Republican party: પ્રજાસત્તાક રાજ્યની મંડળીનો માણસ; પ્રજાપ્રભુત્વપક્ષાવલંબી.

**Republicanize,** (રીપબ્લિકેનાઈઝ ) *vt.*To change,as a state,into a republic;to convert to republican principles:પ્રજાસત્તાક રાજ્ય બનાવવું;પ્રજાપ્રભુત્વના મતનું બનાવવું.

**Republish,**(રીપબ્લિશ્ )*vt.*To publish anew:ફરીથી છપાવી પ્રસિદ્ધ કo.

**Repudiate,**(રીપ્યુડિએટ્ )*vt.* [L. *re* &*pudo*,I am ashamed.]1.To cast off;to eject:-પરથી હાથ ઉઠાવવો;છોડી દેવું;વર્જવું;ત્યજવું;નકાર વાસવો. 2. To divorce,put away,or discard, as a wife,or a woman one who has provided to marry:છેડો ફાડવો-ફાડી આપવો;તલાક આપવો;છુટા છેડા કરવા;વિવાહ સંબંધનો ત્યાગ કo; સ્ત્રીએ પરણવાનું વચન આપ્યું હોય તેને ના કહેવું;કહીને વચકી-ફરકી જવું. 3.To refuse to acknowledge or to pay: નાકબૂલ કરવું;આપવાની ના કહેવી; ના પાડવી;નકાર વાસવો.

**Repudiation,** ( રીપ્યુડિએશન્ ) *n.* The act of repudiating, or the state of being repudiated: હાથ ઉઠાવવો તે;તલાકનામું;અસ્વીકાર;પ્રત્યાદેશ;પરિત્યાગ;વિવાહ સંબંધ ત્યાગ.

**Repugnance-cy,** (રીપગ્નન્સ-સિ) *n.*[L.*re*&*pugno*,I fight.]Opposition;contrariety:વિરોધ;પ્રતિકૂળતા; વિપરીતતા;વિરોધભાવ.2.Aversion; reluctance:નાખુશી;અનિચ્છા;વિરાગ;વિદ્વેષ;કંટાળો;ત્રાસ;સંકટ;વિમુખતા.

**Repugnant,** ( રીપગ્નન્ટ્ ) *a.*Hostile;at war with; contrary; inconsistent;offensive; reluctant: પ્રતિકૂળ;સામું;ઉલટું;વિરૂદ્ધ; વાંકુ;વિપરીત;વિરોધી;નારાજી;નાખુશ;વિમુખ.

**Repulse,**(રીપલ્સ )*vt.*[L.*re*,& *pello*,I drive.]1. To repel;to drive back:સામા થઇને અટકાવવું;પાછું હઠાવવું.2.To reject;to send away: ના પાડવી;કાઢી મુકવું.*n.*1. The act of repelling or driving back:અટકાવવું તે;નિઃસારણ;પ્રતિઘાત;પરાજય; ભંગ;હડસેલા;ઠેલા.2. Refusal;denial;failure:સામો અટકાવ;નટત;નકાર.

**Repulsive-sory,**(રીપલ્સિવ-સૉરિ) *a.*1.Serving,or able to repulse: પ્રતિસારક;પ્રત્યાકર્ષક;નિવારક;પ્રતિસારી.2.Forbidding;cold;offensive: ઉમળકા વગરનું;અપ્રીતિજનક;ગમે નહિ એવું;ત્રાસજનક;અપ્રિય;બીભત્સ;નિંદ્ય; નિઃસ્નેહ;હેત-માયા વગરનું.

**Repurchase,** ( રીપર્ચેસ ) *vt.* To buy back or again:ફરીથી ખરીદવું. *n.*The act of repurchasing:ફરીથી ખરીદવું તે.

**Reputable,** (રેપ્યૂટેબલ્ ) *a.*Honorable;respectable;praiseworthy: આબરૂદાર;પ્રતિષ્ઠિત; હુરમતદાર; શિષ્ટ; શહાદતજોગ;માતબર;સંભાવિત;માનનીય; સંભાવ્ય;યશકર; કીર્તકર;કીર્તિપ્રદ;માનપ્રદ;માનદાયક.

**Reputation,** (રેપ્યૂ ટેશન્ )*n.*1.The estimation in which one is held; repute;the character attributed to a person:કીર્તિ;પ્રસિદ્ધિ;ખ્યાતિ;યશ; પ્રતિષ્ઠા; ગૌરવ; ઈજ્જત; વક્કર. 2. (*Law.*)The character imputed to a person in the community in which he lives:ઈજ્જત;આબરૂ.3. Good reputation;public esteem-

એક અંગાર સો મણ નર બાળે; એક સુંખી ઘોડો આખી પાયગનિ નડે.

ing;good name:સારી આબરૂ;હુરમત;માન;શાખ;ભરમ ઇજ્જત;નામ;સન્માન.**4**.Account;value:હિસાબ;કિંમત.

**Repute,** (રીપ્યૂટ્) *vt.*[L.*re*,&*puto*, I reckon.]To hold;to think:ગણવું;માનવું;લેખવું;સમજવું.*n*. **1**. Established opinion;public estimate:માન;આબરૂ.**2**.Good character or reputation:કીર્તિ;ઇજ્જત;હુરમત-ખ્યાતિ;ગૌરવ;પ્રતિષ્ઠા.

**Reputed,** (રીપ્યૂટેડ્)*a*.Honorable:કીર્તિવાન;ગણેલું;અભિમત;જગપ્રસિદ્ધ;સર્વજ્ઞાત;લોકવિશ્રુત.

**Request,** ( રીક્વેસ્ટ્ ) *n*. [L. *re* & *quæro*, I seek.] **1**.Solicitation; prayer;petition: પ્રાર્થના; વિનંતી; અરજ;દરખાસ્ત;ભલામણ;યાચના;વિજ્ઞાપના. **2**.That which is asked for:માગેલી વસ્તુ;ઇચ્છા.**3**.Demand: માગણી;ભીડ;ખપ;અપેક્ષા;આકાંક્ષા;તલપ;અભિલાષ.*vt*. **1**.To ask for; to desire for;to solicit:માગવું;-ઇચ્છા કo;પ્રાર્થના કo.**2**.To address with a request;to ask:વિનંતી-અરજ કo.

**Requiem,**(રીક્વિઅમ્)*n*. [L. *re* & *quies*, rest.] **1**. A mass said or sung for the purpose of a departed soul:મૃત્યુ પામેલાને માટે બંદગી;મૃતની શાંતિ માટેનું ગાયન.**2**.Any grand musical composition,performed in honor of a deceased person: મરેલાના સન્માનાર્થે થયેલું ગાયન.**3**.Rest;quiet;peace: શાંતિ; ચેન;સમાધાન.

**Requirable,**(રીક્વાઈરૅબલ્)*a*.Capable of being required; proper to be required:જરૂર પડવા જોગ;માગવા જોગ.

**Require,** (રીક્વાઇર ) *vt*. [L. *re* & *quæro*,I seek.]**1**.To demand;to exact: માગવું; સત્તાના હુકમથી કહેવું; આજ્ઞા કo;હુકમ ફરમાવવો; ઉઘરાવવું. **2**.To demand or exact as indispensable;to need: જરૂરીઆત હોવી;જરૂર પડવી; -ની તંગી-ખપ હોવો; અપેક્ષા-જરૂરી-દરકાર હોવી.**3**.To ask as a favour;to request:પુછવું;માગવું.

**Requirement,**(રીક્વાઇર્મેન્ટ્ ) *n*. **1**. The act of requiring;demand: સત્તા-હકની માગણી.**2**. That which is required;an essential condition;a need: ફરમાવેલું હોય તે; જેની જરૂર હોય તે;અપેક્ષા;ગરજ;જરૂરી; દરકાર;અગત્ય;આકાંક્ષા.

**Requisite,** ( રેક્વિઝિટ્ ) *n*. That which is required; something indispensable: જરૂર-અગત્યનું હોય તે;જરૂરની-અગત્યની ચીજ;અવશ્યક વસ્તુ-દ્રવ્ય.*a*.Necessary, indispensable:જરૂરનું;અગત્યનું;આવશ્યક; અપેક્ષિત;આકાંક્ષિત.

**Requisition,** (રેક્વિઝિશન્ ) *n*. [L. *requisitio*,a searching.] **1**. The act of requiring,as of right:માગણી.(*a*) A formal demand made by one state upon another for the surrender of a fugitive from justice:માગણું.(*b*)A notarial demand of a debt:ઉઘરાણી.**2**.That which is required by authority:દાવો.**3**. A written or formal call;an invitation:નોતરૂં;આમંત્રણ.*vt*. **1**. To make a requisition on or for:-ને માગણી કo; -ની પાસે માગવું.**2**.To present a requisition to:to summon or request:બોલાવવું;કહેવું.

**Requital,**(રીક્વાઈટૅલ્ ) *n*. The act of requiting; good or bad return:(*in a good sense*)compensation; recompense; (*in a bad sense*) retaliation; retribution: વેર વાળવું તે;પ્રતિદંડ;અવેજ;ખંગ;બદલો;સાટું;પ્રતિફળ;પ્રતિકર્મ;સન્ત.

**Rescind,** (રીસિન્ડ ) *vt*. [L. *re*, & *scindo*,I cut.] **1**. To cut off; to annul:રદ-બાતલ-મોકુફ કo.**2**.To repeal:રદ કo;નાબુદ કo.

**Rescission,**(રીસિઝન્ )*n*. The act of rescinding:કાઢી નાખવું તે;ખંડન;વિલોપ;નિરસન.

**Rescribe,**(રીસ્ક્રાઇબ્ )*vt*. [L. *re*, & *scribo*,I write.]**1**.To write back; to write in reply:લખવું;પ્રત્યુત્તરમાં લખવું.**2**.To write over again: ફરીથી લખવું.

**Rescript,**(રીસ્ક્રિપ્ટ્ )*n*. **1**. (*a*) The answer of an emperor when formally consulted by particular persons on some difficult question:કોઈ કાયદાસર સવાલનો બાદશાહે આપેલો જવાબ-ઉત્તર.(*b*)An edict; a decree:રાજઆજ્ઞા;રાજાનો હુકમ; આજ્ઞાપત્ર;ફરમાન.**2**.The official written answer of the pope upon a question of canon law, or morals:કોઇ કાયદા સંબંધી કે નીતિ સંબંધી સવાલનો પોપે આપેલો જવાબ-ઉત્તર.**3**.A counterpart: સામું અડધિયું-પાંખિયું.

**Rescue,**(રેસ્ક્યૂ )*vt*.[L.*re*,*ex* & *quatio*,I shake.]To free or deliver from any confinement,violence, danger or evil:છોડવવું;કાઢવું;બચાવવું;મુક્ત-મોકળું-છૂટું કo;તારવું;ઉદ્ધારવું;-નો ઉદ્ધાર કo.*n*.**1**.The act of rescuing;liberation: છૂટકો;મુક્તિ; બચાવ;રક્ષણ; તારણ; પરિત્રાણ; ઉદ્ધાર; મોક્ષણ.**2**.(*Law*.)(*a*)The forcible retaking,or taking away,against law,of things lawfully distrained:કાયદાસર પકડાએલી ચીજને કાયદા વિરૂદ્ધ પાછી જોર જુલમથી લઈ લેવી તે.(*b*)The forcible liberation of a person from an arrest or imprisonment: કોઈ પણ માણસને કેદમાંથી જબરજસ્તીથી મુક્ત કo તે; જોર જુલમી છૂટકારો-બચાવ.

**Research,**(રીસર્ચ્ ) *vt*. To search again; to examine anew: ફરીથી શોધવું; ફરીથી તપાસવું.*n*. Diligent inquiry or examination in seeking facts or principles: શોધ; તલાસ;ખોળ;તપાસ; અન્વેષણ; જીજ્ઞાસા; માર્ગણ;સંશોધન. *vt*. To seek diligently:મહેનતથી શોધવું;સંશોધન કo.

**Reseat,**(રીસીટ્ )*vt*. **1**. To seat or set again,as on a chair,throne &c.:ફરીને આસન આપવું-સ્થાપવું.**2**. To put a new seat or new seats in:નવું આસન-સ્થાપન કo;બેસારવું.

**Reseize,**(રીસીઝ્ )*vt*.**1**.To seize again,or second time:પાછો કબજે કરવો-પકડવું.**2**.To put in possession again:-ને ફરીથી સોંપવું;કબજાભોગવટામાં મુકવું.**3**.To take possession of,as lands and tenements, which have been disseized:-નો કબજે લેવો.

**Resemblance,**(રીઝેમ્બ્લૅન્સ ) *n*. **1**. The quality or state of resembling; similitude; similarity; likeness:સરખા-મળતાપણું;સાદૃશ્ય; સાધર્મ્ય;સામ્ય;ઉપમા;છાયા;સરખાવટ.**2**. That which resembles, or is similar; a representation; a likeness:પ્રતિરૂપ;પ્રતિબિંબ;પ્રતિનિધિ;પ્રતિમૂર્તિ; મિસલ; પ્રતિમા. **3**. A comparision;a simile:ઉપમા;સાદૃશ્ય;અલંકાર.**4**.Probability: સંભવ;સંભાવના.

**Resemble,**(રીઝેમ્બલ્ )*vt*. [L.*re*, & *similis*,similar.]**1**.To be like or similar to:-ના જેવું-સરખું હોવું-થવું-નીકળવું;મળતા આવવું.**2**.To liken;to

compare:સરખાવવું;-ની ઉપમા-તુલના-બરાબરી આપવી.3.To counterfeit;to imitate:-ની નકલ કo;જુઠો ઢોંગ કo.4.To cause to imitate or be like:નકલ કરાવવી.

**Resent,**(રીઝેન્ટ્)*vt.*[L.*re* & *sentio*, I feel.] 1. To be sensible of. to feel:લાગવું.(*a*)*In a good sense*,to take well:સારૂં લાગવું.(*b*)*In a bad sense*, to take ill:માઠું લાગવું. 2. To express or exhibit displeasure or indignation at, as by words or acts:માઠું લગાડવું;નાખુશી-અણખુશી બતાવવી.3.To recognize; to perceive by smelling: સુંઘીને-વાસથી પારખવું;સુંઘીલેવું.*vi.* 1.To feel resentment:ગુસ્સો લાગવો-ચઢવો; ગુસ્સે થવું; ક્રોધે ભરાવું.2. To smell;to savor:સુગંધી કાઢવી.

**Resentful,**(રીઝેન્ટ્ફુલ્ )*a.*Inclined to resent;irritable:ખીજવાઇ જાય એવું;ચિડિયું;તામસી;ક્રોધી;ક્રોધશીલ.

**Resentment,**(રીઝેન્ટ્મેન્ટ્)*n.*1.*In a good sense*, satisfaction; gratitude:સંતોષ;કૃપા;મહેરબાની; ઉપકાર.2.*In a bad sense*,anger; displeasure;indignation:ક્રોધ; તામસ;રોષ;રાગ;દ્વેષ;સંતાપ;ઇતરાજી.

**Reservation,**(રેઝર્વેશન્ )*n.*1.The act of reserving or keeping back;reserve:રાખી મુંકવું-મુકી છોડવું તે;ગોપન.2.Something withheld,either not expressed or disclosed: દાબી રાખેલી-ઉંચી મુકેલી વસ્તુ-ચીજ.3.A tract of the public land reserved for some special use:અમુક ઉપયોગને માટે રાખેલી જમીન. 4. The state of being reserved, or kept in store: રાખી મુકવું તે. 5. (*Law.*) (*a*) A clause in an instrument by which some new thing is reserved out of the thing granted, and not *in esse* before:છુટી-બચી જવાય એવી બારી.(*b*)A proviso:શરતવાળું વાક્ય:શરત. *Mental* **r.**:પેટનું પાપ;પેટનું કપટ.

**Reserve,**(રીઝર્વ્)*vt.*[L.*re* & *servo*, I keep.] 1.To keep back;to retain:રાખવું;પેટમાં રાખવું;બહાર નહીં કાઢવું.2.To keep in store for future or special use:ભવિષ્યના અગર અમુક ઉપયોગને માટે રાખી મુકવું; ઇલાયદું રાખવું.3.To make an exception of;to except:-નો અપવાદ કo; બાતલ કo. *n.* 1. The act of reserving: રાખી-મુકી છોડવું તે. 2. That which is reserved: રાખી મુકેલી વસ્તુ; શિલક; પેટું. 3. That which is excepted; exception: અપવાદ. 4. Backwardness; caution in personal behaviour:લાજ;પડદો;સંકોચ;પરાઙ્મુખતા;અલ્પભાષણ;થોડું બોલવું તે;નિગ્રહ;નિરોધ; દાવકાઇ;દાવકાપણું;ભારેખમપણું. 5. A track of land reserved for a particular purpose: અમુક કારણ માટે રાખી મુકેલી જમીન.6.A body of troops in the rear of an army drawn up for battle, reserved to support the other lives as occasion may require: ફાલતું-રાખીમુકેલું સૈન્ય-ફોજ.7. Funds kept on hand to meet liabilities:માગતું પતવવાને માટે રાખી મુકેલો અનેજ.*In* **r.**,in store: રાખી-ભરી મુકેલું.

**Reserves,** ( રીઝર્વ્ઝ્ ) *n.* An army kept aside for some special use: ફાલતું-રાખી મુકેલી ફોજ.

**Reserved,**(રીઝર્વ્ડ્ )*a.*1. Kept for future or special use,or for an exigency:અમુક ઉપયોગ માટે રાખી મુકેલું;ઇલાયદું-અલગ રાખી મુકેલું.2. Not free or frank:શરમાળ;મોકળા મનનું નહીં;સંકોચશીલ;અલ્પભાષી;દાવકું;ગંભીર;ભારેખમપણામાં રહેએવું.

**Reservoir,** (રેઝર્વવૉર્ ) *n.*[L. *re*, & *servo*,I keep.]1.A place where anything is kept in store: ટાંકુ; તલાવ;કુંડ;હોજ;જળાશય.2.A small intercellular space, often containing resin, essential oil, or some other secreted matter:ગ્રંથિ;કુંડ.

**Resettle,** (રીસેટલ્ ) *vt.* To settle again:ફરીથી શાંત-નક્કી ઠરાવ કo.*vi.* To settle again:ફરી નક્કી થવું.

**Reship,**(રીશિપ્ )*vt.*To ship again: to send on a second voyage:ફરીથી વહાણપર માલ ચઢાવવો.*vi.* To engage one's self again for service on board of a vessel after having been discharged:એકવાર કાઢી મુકાયા પછી પાછું ફરીથી વાહાણની નોકરીપર દાખલ થવાને બંધાવું.

**Reside,**(રીઝાઈડ્)*vi.*[L.*re*,& *sedeo*, I sit.]1.To dwell permanently or for a considerable time:રહેવું; વાસ કરવો;-ના વાસી-વતની થવું;વસવું. 2.To have a seat or fixed position;to inhere:વાસકo;રહેવું.3.To sink;to settle:બેસવું;ઠરવું;તળીએજવું.

**Residence,**(રેઝિડેન્સ)*n.*1.The act or fact of residing in a place for some continuance of time: વસવું-રહેવું તે;સ્થિતિ; વસ્તિ; અધિષ્ઠાન; વાસ. 2. The place where one resides;an abode; a dwelling or habitation:મકાન;ઘર;રહેઠાણ;રહેવાની જગા;વાસસ્થાન; વાસ; નિવાસ;ગૃહ;આશ્રયસ્થાન;આવાસ;ડેરો;મુકામ;ભુવન.*Change of* **r** : સ્થલાંતર ગમન. 3. The place where anything rests permanently:ઠેકાણું;સ્થાન;સ્થળ;જગા. 4. Refuse; residuum:કચરો;પુંજો;અવશેષ.

**Residency,**(રેઝિડેન્સિ)*n.* 1. Residence:ઠેકાણું;વાસ;સ્થાન.2.A political agency at a native court in British India,held by an officer styled the Resident:રેસીડન્ટને રહેવાની જગ્યા.

**Resident,**(રેઝિડેન્ટ્ )*a.* 1. Dwelling or having an abode, in a place for a continued length of time:રહેનાર;વાસી; નિવાસી;સ્થાયી; રહેવાસી.2.Fixed;certain:નક્કી;નિશ્ચિત;કાયમ;સ્થાયી. *n.* 1. One who resides or dwells in a place for some time:વસનાર;રહેવાસી. 2. A diplomatic representative who resides at a certain court:પારકા દેશોના દરબારમાં સરકાર તરફથી રાખેલાવકીલ;રેસીડન્ટ.

**Residual,**(રીઝિડ્યુઅલ્ )*a.*Pertaining to a residue;remaining after a part is taken : કાઢ્યા પછી બાકી રહેલું;અવશિષ્ટ.*n.*The difference of the results obtained by observation, and by computation from a formula;the difference between the mean of several observations and any one of them:શેષ;અવશેષ.

**Residuary,** (રીઝિડ્યુઅરિ)*a.* Consisting of residue:બાકી રહેલા સંબધી;શેષ-અવશેષ સંબધી.**R.***legatee*, the person to whom the residue of personal estate is bequeathed : કરજ વિo બાદ કર્યાપછી બાકી રહેલી જંગમ-માલ મિલ્કતનો વારસ. **R.** *clause*, that part of the testator's will in which the residue of his estate is disposed of: વસિયતનામાની જે કલમમાં બાકી રહે-

લી મિલ્કતની વ્યવસ્થા કરી હોય તે કલમ. **R.** *devisee*, the person to whom the residue of real estate is devised by a will : વસિયતનામાથી જે માણસને સ્થાવર મિલ્કતનો અવશેષભાગ આપ્યો હોય તે માણસ.

**Residue,**(રેસિડ્યૂ )*n.*[L.*residuum*, residue.]1.Remnant; remainder:બાકી;શેષ;સિલક;અવશેષ; અવશિષ્ટાંશ.2.That part of a testator's estate which is not disposed of in his will by particular and special legacies and devises, which remains after payment of debts and legacies : દેવું, ભાગ વિગેરે પતવી દેતાં બાકી રહ્યા છતાં અમુક કે ચોકસ ભાગ પાડી ભાગીદારોને વસિયતનામામાં વહેંચણ ન કરી આપી હોય એવો વસિયતનામું કરનારની મિલ્કતનો ભાગ. 3. An atom or group regarded as a portion of molecule: અણુ અગર અણુઓનો સમૂહ. 4.Any positive or negative number that differs from a given number by a multiple of a given modulus:વત્તા અગર ઓછાની એવી એક સંખ્યા કે જેમાંથી એક આપેલી સંખ્યા બાદ કરતાં,શેષ વળી એક ત્રીજી સંખ્યાથી નિઃશેષ ભગાઇ રહે. જેમકે તે ૯ એ અમુક આપેલી સંખ્યા ધારીએ અને ૭ એ ત્રીજી સંખ્યા ધારીએ તો-૫,૨,૧૬,૨૩, ૩૦, એ રેસીડયૂ કહેવાય.

**Resign,**(રીસાઇન્ )*vt.*[L. *re* & *signum*, a mark. ] To affix one's signature to, a second time; to sign again:ફરીથી સહી ક૦.*vt.*(રીઝાઇન્)1.To give up;to yield:-ને તાબે થવું;કબજે થવું;વશ-આધીન થવું;ત્યજવું; -નો ત્યાગ ક૦;ઉત્સર્ગ ક૦;-નું પાણી-જળ મુકવું;કૃષ્ણાર્પણ ક૦.2.To relinquish; to abandon:છોડવું;-નું રાજીનામું આપવું;-નો દાવો છોડવો.3. To commit to the care of:સોંપવું;-ને સ્વાધીન ક૦; હવાલે ક૦;અર્પવું; સમર્પવું;અર્પણ-સમર્પણ ક૦. *n.*Resignation:રાજીનામું.

**Resignation,**(રેઝિગ્નેશન્ )*n.*1.The act of resigning ; surrender ; abandonment;abdication: ઉત્સર્ગ;ઉત્સર્જન;ત્યાગ;પરિત્યાગ;રાજીનામું; અર્પણ;સમર્પણ.2.Patient submission;unresisting acquiescence: સંતોષવૃત્તિ; તિતિક્ષા; ઈશ્વર કૃત્ય પ્રત્યે સંતોષ ભાવના.

**Resigned,** (રીઝાઇન્ડ્ ) *a.* Submissive;yielding:ઇશ્વરની મરજીને આધીન;ઈશ્વરઆજ્ઞાથી સંતુષ્ટ;તિતિક્ષુ;ઈશ્વરકૃત્યથી સંતુષ્ટ.

**Resignment,**( રીઝાઇન્મેન્ટ્ )*n.*The act of resigning: હાથ ઉઠાવવો તે; ત્યાગ;ઉત્સર્ગ;પરિત્યાગ.

**Resilience,**(રીઝિલિઅન્સ્ )*n.*[L. *re* & *salio*,I leap.]1.The act of resiling, springing back, or rebounding:પ્રત્યાઘાત; ઉછાળો; ઉલટ. 2.The mechanical work required to strain an elastic body : આચકો લાગવો તે;પ્રત્યાઘાત.

**Resin,**(રેઝિન )*n.*[Gr.*rheo*, I flow.] Any one of a class of yellowish brown solid inflammable substances of vegetable origin, which are nonconductors of electricity,have a vitreous fracture, and are soluble in ether alcohol, and essential oils, but not in water:રાળ;બીજેરો;રાજમ.

**Resist,**(રીઝિસ્ટ )*vt.* [L.*re* & *sisto*, I stand.]1.To stand against; to withstand; to obstruct:-ની સામા થવું; આડા પડવું. 2. To strive against;to oppose: ના સામા થવું; ખાળવું;અટકાવ ક૦;-ના સામાં તરફડિયાં મારવાં-પ્રયાસ-પ્રયત્ન ક૦. 3. To counteract,as a force,by inertia or reaction:સામાબળથી ખાળવું;વારવું;નિવારવું. *vi.* To make opposition:અટકાવ ક૦. *n.* A substance used to prevent a color or mordant from fixing on those parts to which it has been applied : રંગ વિગેરે કપડા ઉપર લગાડવાનું હોય તે ન ચોંટે એવું મિશ્રણ.

**Resistance,**(રીઝિસ્ટન્સ્ )*n.*1. The act of resisting;opposition, passive or active:અટકાવ;વિરોધ;પ્રતિરોધ;પ્રતિબંધ;પ્રતિયત્ન;પ્રત્યુપાય. 2. The quality of not yielding to force or external pressure:નટતર; પ્રતિરોધ.3.The means or method of resisting:આડ; આડખીલી;પ્રતિબંધ; નટતર. 4. A certain hindrance or opposition to the passage of an electrical current or discharge offered by conducting bodies:હરકત;વિઘ્ન;નટતર.

**Resistible,** (રીઝિસ્ટિબલ્ ) *a.*Capable of being resisted : અટકાવાય એવું;નિવાર્ય.

**Resisting,**(રીઝિસ્ટિંગ્ )*a.* Making resistance;opposing:અટકાવનારૂં; હરકત કરનારૂં;વિરોધી;વિરોધ;પ્રતિરોધકારી;પ્રતિબંધક.

**Resoluble,**(રીઝોલ્યૂબલ્ ) *a.* Resolvable;soluble:ઓગળે એવું;ભાગે એવું;દ્રાવ્ય;દ્રાવણીય.

**Resolute,**(રેઝોલ્યૂટ્ ) *a.* [L. *re*, & *solvo*,I loose.]1.(*a*)Determined; resolved:દૃઢ;ફરે નહીં એવું;વજ્રસંકલ્પી;આગ્રહી;નિગ્રહી;દમદાર.(*b*)Bold; firm:બહાદુર; હિમ્મતવાન.2. Sure; satisfied:નક્કી;સંતોષકારક.*n.*1.One who is resolute:દૃઢમાણસ;સાહસિક.

**Resolution,**(રેઝોલ્યૂશન્ )*n.*1. The act,operation, or process of resolving:પૃથક્કરણ;વિવેચન. 2.The state of being relaxed; relaxation:શિથિલતા.3.Steadiness;constancy;firmness;determination: દૃઢતા;દમ;ધૈર્ય;આગ્રહ;ધીરતા;હિમ્મત; ધારણા.4.That which is resolved or determined:a settled purpose; determination:નિશ્ચય;નિર્ણય;સંકલ્પ;ઠરાવ;કરાર.*Firm* **r.**:વજ્રસંકલ્પ. 5.Conviction;assurance:ખાતરી; ખાતરજમા;પ્રતીતિ; ભરોંસો. 6. The act of solving;solution: સમીકરણનો જવાબ કાઢવો તે.7. (*Med.*) A breaking up,disappearance, or termination,as of a fever,a tumor or the like : શમન;-નું વેરાઇવખેરાઈ જવું તે.

**Resolvable,** (રીઝોલ્વેબલ્ ) *a.* Admitting of being resolved; admitting solution: મૂળતત્વનું પૃથક્કરણ કરાય એવું.

**Resolve,** (રીઝોલ્વ ) *vt.* [L. *re*, & *solvo*,I loosen.]1.(*a*)To separate the component parts of : મૂળતત્વો જૂદાં પાડવાં;મૂળતત્વ શોધન ક૦. (*b*)To melt;to dissolve:ગાળવું;પિગાળવું.2.To reduce to simple or intelligible notions ; to make clear or certain;to disentangle; to clear up;to dispel: છોડવું; ઉકેલવું,સ્પષ્ટ ક૦;ફેડવું;ટાળવું;દૂર-વેગળું ક૦; -નું સમાધાન ક૦;-નું નિવારણ ક૦.*To* **r.***a riddle*:સમસ્યા છોડવી. **R.** *my doubt*:મારો સંશયટાળો;મારી શંકાનું સમાધાન કરો.3. To convince; to assure;to make certain: ખાતરીખાતરજમા રાખવી;નક્કી માનવું;ખાતરી ક૦.4.To fix;to settle:નક્કી ક૦;નિશ્ચય-નિર્ણય-ઠરાવ ક૦.5. To decide by a formal vote: સમ્મતિ આપી નક્કી ક૦;ઠરાવ ક૦; નિર્ણયપર આવવું.

6.To change or convert to resolution or formal vote:ઠરાવ કરી ફેરફાર ક૦. 7.To solve as a problem : -નો જવાબ શોધી કાઢવો. 8. (*Med.*)To disperse or scatter: વીખેરી નાખવું;વેરી નાંખવું.9. To let the tones (as of a discord) follow their several tendencies, resulting in a concord : રાગના સ્વર એમનો એમ નીકળવા દેવો. 10. To relax;to lay at ease:આરામ-વિરામ-વિશ્રાન્તિ આપવી. *vi.* 1. To undergo resolution: -નું પૃથક્કરણ થવું.2. To dissolve; to melt:ઓગળવું; પિગળવું. 3. To be settled in opinion:વિચાર-મતમાં નક્કી થવું; -ની ખાત્રી થવી.4. To form a purpose;to make a decision;to determine after reflection: નિર્ણય-નિશ્ચયપર આવવું;-નો સંકલ્પ ક૦. *n.* 1.Resolution;solution: પૃથક્કરણ; વિવેચન;સ્પષ્ટીકરણ.2. That which has been resolved on or determined;determination;a resolution:નિર્ણય;નિશ્ચય;સંકલ્પ;ઠરાવ.

**Resolvent**.(રીઝૉલ્વન્ટ)*a.* Having power to resolve: છુટું પાડે તેવું; ગાળનારૂં;દ્રાવક. *n.*1. That which has the power of resolving:છુટું પાડનાર;દ્રાવક. 2.That which has power to disperse inflammatory or other tumors:ગુમડું-સોજો વિગેરે વેરી નાંખનાર ઔષધ.

**Resonance**,(રેઝોનૅન્સ) *n.*[L.*re* & *sono*,I sound.]1. The act of resounding : પ્રતિધ્વની થવો તે.2. A prolongation or increase of any sound:પ્રતિધ્વની-ધ્વનન-શબ્દ;પડઘો.

**Resonant**,(રેઝોનૅન્ટ)*a.* Fitted to resound; resounding; echoing back:પ્રતિધ્વની-પડઘા પાડતું.

**Resort**,(રીઝૉર્ટ)*vi.*[L.*re* & *sortis*, lot.]1. To go;to repair:-ની પાસે જવું-આવી જવું;ને આશ્રયે જવું.2. To fall back:પાછા પડવું;-ને પાછા મળવું;-ની પાસે પાછા જવું. 3.To have recourse; to apply; to betake one's self for help, relief, &c.:-નો આશ્રય-આસરો પકડવો;-ની મદદ લેવી;ઉપાય ક૦;સેવવું. *n.*1. The act of visiting or seeking : જવું તે; સેવન.2.A place of frequent assembly:જવા આવવાની-બેસવા ઉઠવાની જગા;બેઠક;મુકામ.3.Resource; refuge:આખરનો ઉપાય;ઇલાજ;આશ્રય;શરણ.4.Active movement:ચઢતી;ઉન્નતાવસ્થા. *Last* **r.**, ultimate *means of relief*:છેલ્લો ઉપાય-ઇલાજ.

**Resound**, (રીઝાઉન્ડ)*vt.*To sound again or anew: ફરીથી સંભળાવવું. *vi.* [ L.*re* & *sono*, I sound.] 1. To sound loudly : મોટેથી અવાજ થવો.2.To be filled with sound; to ring: ગાજી ઉઠવું-રહેવું;ગાજવું;-નો ઘોષ થવો. 3. To be echoed:-માંથી શબ્દ-ધ્વનિ થવો-ઉઠવો.4.To be mentioned much and loudly:ઘણું પ્રસરવું;બહોળો ફેલાવો થવો;-ની ઘણી ઘણી વાતો થવી-ચાલવી. 5. To echo: ધ્વનિ થવો;-માં પડઘા પડવા.*vt.*1.To throw the sound of;to echo:પ્રતિશબ્દ-ધ્વનિ કરવો. 2. To spread the fame of:-ની નામના ઠેરઠેર-ઠામઠામ થવી-પ્રસરાઇ જવી.*n.*Return of sound;echo:પ્રતિશબ્દ-ધ્વનિ;પડઘો.

**Resource**, ( રીસૉર્સ ) *n.* [F. *re* & *surgo*,I rise.]Resort;expedient; means of overcoming a difficulty : યુક્તિ;તદબીર;ઇલાજ;સાધન; આશરો;ઈલમ;હુન્નર;ગતિ. *That has no other* **r.**:અનન્ય ગતિક. 2. *pl.* Funds;available means;pecuniary means:પુંજી;સંપત્તિ;જીવ;વિત્ત; સાધન;વિભવ;દ્રવ્યસાધન;ધન.

**Respect**,(રીસ્પેક્ટ)*vt.*[L.*re* & *specio*,I look at.]1.To take notice of;to heed:ધ્યાનમાં લેવું;-ની દરકાર રાખવી;ગણવું.2. To consider worthy of esteem;to regard with honour:માન આપવું;આદર-માન-સન્માન રાખવું-ક૦;આબરૂ આપવી.3.To look toward; to front upon:-ના અભિમુખ-સન્મુખ હોવું;-ના મ્હોડાતરફ હોવું. 4. To regard;to consider: સન્માન રાખવું;ગણવું.5.To have regard to;to relate to:-ને લાગવું;-ની સાથે સંબંધ રાખવો-ધરાવવો;સંબંધ-ધોરણ રહેવું;-ને લાગું હોવું-પડવું. *As* **r.** s, as regards :-ના સંબંધમાં. *To* **r.** *the person or persons*, to show partiality:પક્ષપાત બતાવવો. *n.*1.The act of noticing with attention; the giving particular consideration to;care; caution: સંભાળ;કાળજી;સાવચેતી.2.Esteem; regard;honour:માન;સન્માન;આદર; સત્કાર;પૂજ્યભાવ;પૂજ્યબુદ્ધિ;અદબ; મુરવત;મર્યાદા;આબરૂ;ઇજ્જત;આબરૂઇજ્જત.3.*pl.*An expression of respect or deference;regards:પ્રણામ; નમસ્કાર;સલામ;રામરામ;જયગુરૂ; જય શ્રીકૃષ્ણ;મુજરો;અભિવંદન.4.Reputation;repute: કીર્તિ;ખ્યાતિ;સંભાવના.5.Relation;regard: સંબંધ;ઉદ્દેશ;ધોરણ;સંમાન;અપેક્ષા. 6. Particular;point of view: વિષય;બાબત;પ્રકરણ.7.Consideration; motive: કારણ;હેતુ;મુદ્દો; સબબ. *In* **r.** *of*,in comparison with:-ની સાથે મુકાબલો કરતાં.(*b*) As to;in regard to:-ના વિષે;-ની બાબતમાં. *With* **r.** *to*,in relation to:વિષે;ઉદ્દેશીને;સંબંધી. *To have* **r.** *of persons*, to regard persons with partiality: ભેદ-ભિન્નભાવ-ભેદબુદ્ધિ-ભેદ દૃષ્ટિ રાખવી;-નો પક્ષપાત ક૦;-નું મોં રાખવું.

**Respectability**, (રીસ્પેક્ટેબિલિટિ) *n.*The state of being respectable;the state which deserves respect:આબરૂ;ઇજ્જત;યોગ્યતા;હુરમત; માન્યતા;ગૌરવ;માતબરી;મુરવત;માન; પ્રતિષ્ઠા;વકર.

**Respectable**, ( રીસ્પેક્ટેબલ્ ) *a.* Worthy of respect; deserving regard;of good repute:આબરૂદાર; સંમાન્ય;પૂજ્ય; સંભાવિત; પ્રતિષ્ઠિત ; માતબર;આર્ય;ઇજ્જતદાર.2.Moderate in degree of excellence or in number:ઠીક;સારૂં;મધ્યમ;ચાલે તેટલું;સામાન્ય.

**Respecter**, ( રીસ્પેક્ટર્ ) *n.* One who respects:માન આપનાર.

**Respectful**,(રીસ્પેક્ટ્ફુલ ) *a.* Marked or characterized by respect: મર્યાદાશીલ-ભરેલું;અદબવાળું;સમર્યાદ;અદબસર;આદરશીલ;માનપુરઃસર.

**Respecting**, (રીસ્પેક્ટિંગ્ ) *prep.* With regard or relation to;regarding:વિષે;બાબે;સબંધી;ઉદ્દેશીને.

**Respective**,(રીસ્પેક્ટિવ્) *a.*1.Wary; considerate:સાવચેત;સાવધ;ચાલાક;ચાક;ઝીણું. 2. Looking toward; having reference to;relative;સાપેક્ષ;અસંબંધ;અકેવળ;અન્ય સંબંધી; અન્યોન્યસંબંધી-ન્યાપેક્ષી. 3. Particular;own:પોતપોતાનું;આપ આપણું;સ્વ;ખુદનું;ખાસ. 4. Respectful; regardful:મર્યાદશીલ;અદબવાળું.

**Respectively**, (રીસ્પેક્ટિવ્લિ) *adv.* 1. As relating to each:દરેકને લગતું;પોતપોતાને;અનુક્રમે. 2.Not absolutely:અકેવલતાથી;અપેક્ષતાથી. 3. Partially: પક્ષપાતથી. 4.With respect:માનપુરઃસર.

**Respersion**,(રેસ્પર્શન્ )*n.*The act

ખવાય તેટલું ખાવું નહિ, ને બોલાય તેટલું બોલવું નહિ.

of sprinkling or scattering:વેરવું-છાંટવું તે.

**Respiration,** ( રેસ્પિરેશન ) *n.* 1. The act of respiring,or breathing again , or catching one's breath:શ્વાસ લેવો અને કાઢવો તે;શ્વાસ;શ્વાસોચ્છવાસ;પ્રાણ.2.Relief from toil : આરામ; વિરામ; વિસામો; વિશ્રાન્તિ.3.Interval:અવકાશ; વિલંબ.

**Respiratory,** ( રીસ્પાઇરેટોરિ ) *a.* Of or pertaining to respiration; serving for respiration:શ્વાસોશ્વાસ સંબંધી.**R.***organ*:શ્વાસેન્દ્રિય.

**Respire,** (રીસ્પાઇર્) *vi.* [L.*re*, & *spiro*, I breathe. ] 1. To take breath again:ફરીથી શ્વાસ લેવો. 2. To breathe:શ્વાસોશ્વાસ લેવો.*vt.*1. To breathe in and out:શ્વાસ લેવો અને કાઢવો; શ્વાસોશ્વાસ ચલાવવો. 2. To breathe out:બહાર કાઢવું.

**Respite,**(રેસ્પિટ )*n.*[L.*respectus*, respect.]1. A putting off of that which was appointed ; a postponement or delay:ઢીલ; વિલંબ; વાર;મોકુફી;મુકરર કરેલું થોડી વાર રહેવા દેવું તે. 2. Pause; interval of rest;delay:અટકવું તે;ઢીલ; વિસામો; વિશ્રામ;અવકાશ;છુટકારો.3.Temporary suspension of the execution of a capital offender ; reprieve:દેહાંત શિક્ષા-થોડા વખત માટે મુલતવી રાખવી તે-ની તહકુબી.(*b*) The delay of appearance at court granted to a jury beyond the proper term: અદાલતમાં હાજર થવાની પંચને નીમેલા વખત ઉપર બક્ષેલી તહકુબી.*vt.*(*a*)To delay:ઢીલ-વિલંબ કo;મુલતવી રાખવું.(*b*)To keep back from execution:દેહાંત શિક્ષા મુલતવી રાખવી.(*c*)To relieve by a pause or interval of rest:-ને વિશ્રામ-વિરામ-વિસામો આપવો.

**Resplendence-cy,** ( રીસ્પ્લેન્ડેન્સ-ન્સિ)*n.*Brilliant luster;splendor: તેજ;ચળકાટ; તેછ; કાંતિ; ઔજ્જ્વલ્ય; ઉજ્જ્વલત્વ; પ્રભા;દીપ્તિ;શોભા.

**Replendent,** (રીસ્પ્લેન્ડેન્ટ્ ) *a.* [L. *re* & *splendio*,I shine.]Shining with brilliant luster;verybright: પ્રકાશિત;તેજસ્વી;ચકચકીત;દેદીપ્યમાન;તેજવાન;તેજોમય;પ્રકાશમાન;પ્રભાવાન;ઉજ્જ્વલ;દીપ્તિમાન્ ;કાંન્તિમાન્ ; જ્વાજલ્યમાન.

**Respond,**(રીસ્પૉન્ડ્ ) *vi*- [L. *re* & *spondeo*, I promise solemnly.] 1.To answer;to reply:જવાબ-ઉત્તર વાળવો;-ને પ્રત્યુત્તર આપવો.2.To correspond;to suit:ની જોડે મળતું આવવું; બંધબેસતુ-અનુકૂળ-માફક આવવું. 3. To be answerable: જવાબદાર થવું-ગણાવું.*vt.*1.To answer; to reply: જવાબ-ઉત્તર મળવો.2.To correspond to:ને મળતા આવવું;ને અનુરૂપ હોવું; માફક-અનુકૂળ-બંધબેસતુ આવવું.*n.*1.An answer: જવાબ; ઉત્તર. 2.A short anthem sung at intervals during the reading of a chapter:થોડે થોડે અંતરે ગવાતું નાનું ગીત.

**Respondent,**(રીસ્પૉન્ડેન્ટ્ ) *a.*Answering;according:અનુરૂપ; અનુકૂળ;પ્રમાણેનું;બંધબેસતું.*n.*One who responds: સામો જવાબ આપનાર. (*a*)One who answers in certain suits:પ્રતિવાદી-પક્ષી;જવાબદાર. (*b*) One who maintains a thesis in reply,and whose province it is to refute objections, or overthrow arguments:ઉત્તરપક્ષી;સમાધાન પક્ષી;સામાની દલીલનું ખંડન કર્ત્તા.

**Response,** (રીસ્પૉન્સ )*n.* [L. *respondeo*.]1. The act of responding:ઉત્તર આપવો તે.2.An answer or reply:જવાબ;ઉત્તર; પ્રત્યુત્તર. (*a*) Reply to an objection in formal disputation: જવાબ;પ્રતિવાદ; સમાધાન.(*b*) The answer of the people or congregation to the priest or clergyman in the litany and other parts of divine service: ઉત્તરવાક્ય; પ્રતિવચન. (*c*) A kind of anthem sung after the lessons of matins and some other parts of the office : વચ્ચે ગવાતું ગીત.

**Responsibility,** (રીસ્પૉન્સિબિલિટિ)*n.*1. The state of being responsible: જવાબદારી; જોખમદારી; જુમ્મેદારી; જુમ્મો. 2. That for which any one is responsible or accountable:ભાર;માંથે;જવાબદારી;જોખમ.3.Ability to answer in payment;means of paying: જવાબદારી;જોખમ;જુમ્મો; દેવું ભરી-દેવાની-શેઠવાની શક્તિ.

**Responsible,**(રીસ્પૉન્સિબલ્) *a.* 1. Liable to respond;accountable; answerable:જવાબદાર;જુમ્મેદાર.2. Able to respond or answer for one's conduct and obligation; trustworthy:માથે લીધું હોય તે અદા કરી-વાળી શકે એવું;વિશ્વાસુ;ધુરંધર.3. Involving responsibility: જવાબદારીવાળું;જોખમ ભરેલું.

**Responsion,** ( રીસ્પૉન્શન ) *n.* 1. The act of answering:જવાબ આપવો તે.2.The first university examination (-called also, *little go*):પહેલી પાઠશાળાની પરીક્ષા.

**Responsive,** ( રીસ્પૉન્સિવ ) *a.* 1. That responds:જવાબ દેનાર-વાળું; ઉત્તરદાયી.2.Suited to something else;correspondent : મળતું;અનુરૂપ;અનુકૂળ;માફક; બંધબેસતું; સંવાદી. 3.Responsible:જવાબદાર.

**Rest,**(રેસ્ટ્ )*vt* [L.*re*,& *sto* I stand.] To arrest:કેદ કo; પકડવું. *n.* 1. A state of quiet or repose; tranquility:વિસામો;નિરાંત;વિશ્રામ; વિરામ;સ્થિરતા;નિશ્ચલતા;નિર્વ્યાપાર સ્થિતિ;વ્યાપારનિવૃત્તિ.2.Peace;security:શાંતિ;સમાધાન;સુખચૈન;સુખ;સ્વસ્થતા;નિર્વૃતિ.3.(*a*)Sleep;slumber: ઉંઘ;નિદ્રાવસ્થા;નિદ્રાદશા.(*b*)Hence, death:મરણ;મોત;મૃત્યુ. 4.That on which anything rests:ટેકો;અવલંબન;આધાર;લાગ;થોડો.5.A projection from the right side of the cuirass,serving to support the but of the lance: ભાલાના ટેકણને માટે બખ્તરની જમણી બાજુએ કાઢેલો આગળ પડતો ભાગ;ટેકણ;આધાર; લાગ.6.A place where one may rest,either temporarily,as in an inn, or permanently, as in an abode:વિસામાની જગા;વિશ્રાંતિસ્થાન;વિસામો;આશ્રયસ્થાન; ઉતારો.7.A short pause in reading verse : યતિ;વિરામસ્થળ; અવસાન. 8. The striking of a balance at regular intervals in a running account: ચાલતા હિસાબમાં નિયમિત અંતરે સિલિક તાણતા-કાઢતા જવી તે.9.A set or game at tennis:ટેનીસની રમત. **R.***house*,a caravansary: મુસાફરખાનું;સરાઈ.*To set*,or *set up,one's* **r.**,to have a settled determination:નક્કી ઠરાવ-નિશ્ચય હોવો.*vi.*1.To cease from action;to desist from labour:પરવારવું;આરામ-વિસામો લેવો;થાક ખાવો;વિશ્રાંતિ લેવી. 2.To be free from whatever wearies;to be quiet or still:કામમાંથી મોકળા થવું; આરામ લેવો; સ્વસ્થ-સુખી-શાંત હોવું;ચૈન પડવું-સુખ-શમાધાન લાગવું.

3.To lie;to repose:આરામ કરવો; અમથા-જરા સુવું ; આડા થવું. 4. To stand firm:-ઉપર ટકાવ કરવો;-ના ઉપર આવેલા હોવું-સ્થિતિ હોવું;-નો આધાર-આશ્રય હોવો;-ના ઉપર બરાબર રહેવું.5. (*a*) To sleep:ઉંઘવું.(*b*) To be dead:મરી જવું. 6. To trust;to rely: વિશ્વાસ રાખવો-મુકવો; ભરોંસો રાખવો; ને ભરોંસે રહેવું. 7.To be satisfied;to acquiesce:-ને તાબે-વશ-આધીન રહેવું;-થી સંતોષ માનવો. *To r.with*,to depend upon:પર આધાર રાખવો;-ના હાથમાં-ની મરજી પર હોવું.*vt.* 1. To quiet:શાંત કરવું; શમાવવું;ઠેકાણે લાવવું;સ્વસ્થ ક૦. 2.To cause to lean:આધાર રાખવો.*n.*1. Remainder; residue:શેષ;અવશેષ; બાકીનું.2.Those not included in a proposition;others: બાકીના;બીજા;અપર;અન્ય 3. A surplus held as a reserved fund by a bank to equalize its dividends:વધારો;ઉપલકની-ઉપર ટપકેની-હાથ ઉછીની રકમ. *vi.*To be left;to remain:બાકી-શેષ રહેવું.

**Restagnant,** (રીસ્ટૅગ્નૅન્ટ્ )*a.*Stagnant;motionless: ભરાઇ રહેલું;સ્તબ્ધ થએલું-થઈ ગયેલું.

**Restaurant,**(રેસ્ટૉરૅન્ટ )*n.*An eating house:પોંચાખાનું;વીશી;ભોજનગૃહ.

**Restiff,** (રેસ્ટિફ )*a.* Restive; stubborn:હઠીલું;અડીએલ. *n.*A restive or stubborn horse:હઠીલું-અડીઅલ ઘોડું.

**Restitution,** (રેસ્ટિટ્યુશન )*n.* [L. *re* & *statuo*, I cause to stand.] 1.The act of restoring anything to its rightful owner:પાછું આપવું તે;પ્રતિદાન. 2.Compensation:બદલો. 3. The act of returning to former states: મૂળ સ્થિતિમા પાછું જવું તે;સ્વસ્થિતિપ્રાપ્તિ.4.(*Med.*)The movement of rotation which usually occurs in childbirth after the head has been delivered and which causes the latter to point towards the side to which it was directed at the beginning of labor: પ્રસવ સમયે બાળકનું માથુ બહાર નીકળ્યા પછીની અમુક સ્થિતિ.

**Restive,** (રેસ્ટિવ ) *a.*1.Unwilling to go on;stubborn:હઠીલું;દુરાગ્રહી; અડીએલ. 3.Refractory:હઠિલું;શિરજોર. 4. Uneasy;restless:અશાંત; મસ્તીખોર;ઉદ્ધત;બરોબર ઉભું ન રહે-તેવું;ચપળ.

**Restless,** (રેસ્ટ્લેસ્ ) *a.* 1. Never resting;uneasy:બેચેન;અસ્વસ્થ;શાંતિરહિત-શૂન્ય;અશાંત. 2.Eager for; change;discontented:બેચેનીવાળું; નિરાશ થયેલું;વ્યગ્ર;વ્યાકુલ;ઉદ્વિગ્ન;ઉદ્વેગી.3.Deprived of rest or sleep: ઉંઘ વગરનું;નિદ્રાહીન-રહિત. 4.Passed in unquietness:બેચેનીમાં ગુજરેલું;વ્યાકુલ;બેચેની ભરેલું.5.Not affording rest:આરામ ન મળે તેવું.

**Restoration,**(રેસ્ટૉરેશન )*n.*1.The act of restoring or bringing back to a former place;renewal: પુનઃસ્થાપન; પૂર્વાવસ્થાપ્રાપણ;ઉદ્ધાર; જીર્ણોદ્ધાર; પ્રતિદાન. 2. The state of being restored; recovery of health:ફરીથી સ્થાપન ક૦ તે;ફેર;આરામ;તબીયતનો સુધારો.3.That which is restored or renewed:પુનઃપ્રાપ્ત થયેલી વસ્તુ-પદાર્થ.

**Restorative,** ( રીસ્ટૉરેટિવ ) *a.* Of or pertaining to restoration; having power to restore:પૂર્વસ્થિતિમાં આણનારૂં; તેજેદાયક; અગ્નિવર્ધન; બલવર્ધક; તેજસ્કર. *n.* Something which serves to restore: તેજવર્ધક-પુષ્ટિકારક ઔષધ-ઓસડ;બળવર્ધન; વાજીકરણ.

**Restore,**(રીસ્ટાર્ )*vt.*[Gr.*stauros*,a stake.]To store again: પાછું આપવું;પ્રતિદાન ક૦.*vt.*1.To renew; to recover:પહેલી સ્થિતિમાં આણવું;સુધારવું;-નો જીર્ણોદ્ધાર ક૦;પૂર્વસ્થિતિપર લાવવું. 2. To bring back to the owner;to replace:-માં ફરીથી મુકવું;-ને ફરીથી આપવું;પાછું આપવું-સોંપવું.3.To renew:પાછું આણવું;પુનઃ સ્થાપન કરવું. 4. To give in place of,or as satisfaction for:-ને બદલે-બદલામાં-અવેજમાં આપવું; -ને સાટે આપવું.5.To make good:બદલો વાળવો;ભરી આપવું.6.To bring back from a state of injury;to cure: સાજું-આરોગ્ય ક૦;મટાડવું.*n.*Restoration:જીવઆણવો તે;સજીવન ક૦ તે.

**Restrain,** ( રીસ્ટ્રેન ) *vt.* [L.*re* & *stringo*,I draw tight.]1.To hold back;to check;to curb:દાબમા રાખવું;અટકાવવું;ખાળવું; નિયમ-નિગ્રહ-સંયમ ક૦;નિરોધ-અવરોધ ક૦.2.To draw back tightly:રોકવું;ખેંચી પકડવું-રાખવું.3.To abridge:-નું છીનવી-લઇ લેવું;અટકાવી રાખવું; ટુંકું-ઓછું કરી નાંખવું.4.To limit;to confine: હદ બાંધી આપવી;હદ બાંધવી. 5. To withhold;to forbear;કબજ રાખવું; -ન કરવું.

**Restraint**(રીસ્ટ્રેન્ટ )*n.* 1. The act of restraining;hindrance of the will,or of any action, physical or mental:અટકાવ;નિરોધ;દાબ;અટકાવવું-ખાળવું તે. 2. The state of being restrained:દાબ;અંકુશ;મના; નિગ્રહ;નિયમ;લગામ.3.Limitation; restriction:બંધન;મર્યાદા;હદ;આસેધ.

**Restrict,** ( રીસ્ટ્રિક્ટ્ ) *a.* [L. *re* & *stringo*,I draw tight.]Restricted:બાંધેલું;બંધન કરેલું.*vt.*To limit to confine:-ની મર્યાદા કરવી;-નું ધોરણ બાંધવું.

**Restriction,**(રીસ્ટ્રિક્શન )*n.*1.The act of restricting:પ્રતિબંધ ક૦ તે; નિરોધ;નિબંધ;નિયમ.2.Limitation; restraint:હદ;બંધી;મર્યાદા; બંધન; સીમા;અવધી. *Without* **r.** : યથેચ્છરીત્યે;મરજી મુજબ;નિરંકુશ; બેલગામ.

**Restrictive,**(રીસ્ટ્રિક્ટિવ)*a.*1.Serving to restrict;limiting: દાબ-અટકાવ કરે એવું;વ્યાવર્ત્તક;નિયામક; મર્યાદા બાંધનાર; મનાઈ કરતું. 2. Astringent or styptic in effect : બંધક;અવરોધક.

**Restringent,** ( રીસ્ટ્રિન્જેન્ટ્ ) *a.* Styptic;astringent:કોઠાને મજબુતી આપે એવું;બંધક;અવરોધક. *n.*A restringent medicine:કોઠાને મજબૂતી આપે એવું ઓસડ.

**Result,**(રીઝલ્ટ્ )*vi.*[L.*re* & *salio*, I leap.] 1. To leap back; to rebound:પાછું કુદવું.2.To come out; to terminate ; to have consequence:-થી નીકળવું;-નું પરિણામ-છેવટ આવવું 3.To proceed,as a consequence from facts:-માંથી ઉપજવું-નિપજવું;ઉત્પન્ન થવું;ઉદ્ભવવું;જન્મપામવું;ઉદ્ભવનેપામવું.*n.*1.That which results;consequence;effect:અર્થ; ગુણ;સિદ્ધિ;છેવટ;પરિણામ;ફળ.2.The decision or determination of a council;a decree:ઘટિતાર્થ;સિદ્ધાંત; નિશ્ચિતાર્થ. *Producing no* **r.**: નિષ્ફળ;અફળ;વ્યર્થ;ફોગટ.

**Resultant,**(રીઝલ્ટૅન્ટ્ ) *a.* Resulting or issuing from a combination:બે અથવા વધારે બળ સાથે મળવાથી ઉત્પન્ન થનાર.

**Resumable,**(રીઝ્યૂમૅબલ્ )*a.* [L.*re* & *sumo*,I take.]Capable of, or admitting of being resumed :

પાછું લેવાય-લઈ લેવાય એવું; પાછું લેવા જોગ-લાયક;પ્રત્યાહાર યોગ્ય.

**Resume,** (રીઝ્યૂમ) *vt.* [L. *re* & *sumo*, I take.] 1. To take back: પાછું લેવું. 2. To enter upon or take up again: ફરીથી પ્રવેશ ક૦-આવવું; ફરીથી લેવું. 3. To begin again; to recommence: પુનઃ-ફરીથી આરંભવું-શરૂ ક૦-ચલાવવા માંડવું. *n.* A condensed statement; an abridgement or brief recapitulation: સંક્ષેપ;સાર;ઉપસંહાર;સારાંશ.

**Resumption,** (રીઝમ્શન) *n.* 1. The act of resuming: પાછું લેવું તે; પ્રત્યાદાન;પુનર્ગ્રહણ;પ્રત્યાહાર. 2. (*Eng. Law.*) The taking again into the king's hands of such lands or tenements as he had granted to any man on false suggestions or other error: ખોટી સૂચનાથી કે ભૂલથી બક્ષિસ કરાયેલી જમીન જાગીર વિગેરે રાજાએ પાછી લેવી તે.

**Resupine,** (રીસ્યૂપાઇન) *a.* [L. *re* & *supinus*, supine.] Lying on the back; supine: ચતાપાટ. Hence, careless: આળસુ;સુસ્ત;બેફિકર; ગાફેલ;પ્રમાદી.

**Resurrect,** (રેઝરેક્ટ) *vt.* 1. To take from the grave; to disinter: કબરઘોરમાંથી કાઢવું;ખોદી કાઢવું. 2. To reanimate; to restore to life: સજીવન ક૦; ફરીથી જીવ આણવો.

**Resurrection,** (રેઝરેક્શન) *n.* [L. *re* & *surgo*, I rise.] 1. A rising again; the resumption of vigor: ફરીથી ઉઠવું-જોર પાછું મેળવવું તે. 2. *Especially*, the rising again from the dead; the resumption of life by the dead: મુએલા ઉઠવું; જીવતા થવું તે;મૃતોત્થાપન;પુનરુજ્જીવન;કયામત. 3. State of being risen from the dead; future state: મોક્ષ;ગતિ; અન્યાવસ્થા. 4. The cause or exemplar of a rising from the dead: મુએલા જીવતા થવાનું કારણ.

**Resuscitate,** (રીસસિટેટ) *vt.* [L. *re* & *sursum*, upwards & *cieo*, I make to go.] Restored to life: ફરીથી સજીવન થયેલું-જીવેલું. *vt.* To recover or restore from apparent death: ફરીથી-પુનઃસજીવન-જીવતું ક૦; ચેતવવું;તાજું ક૦;-ને શુદ્ધિમાં લાવવું; -માં જીવ ઘાલવો. *vi.* To come to life again; to revive: ફરીથી જીવતું થવું.

**Resuscitation,** (રીસસિટેશન) *n.* The act of resuscitating, or state of being resuscitated: ફરીથી-પુનઃસજીવન-જીવતું ક૦-થવું તે;ઉજ્જીવન; સંજીવન;પ્રતિજીવન;ઉત્થાપન.

**Retail,** (રીટેલ્) *n.* The sale of commodities in small quantities or parcels: પરચૂરણ-છૂટક વેચાણ. *a.* Engaged in retailing commodities: પરચૂરણ-છૂટક વેચનાર;પરચૂરણીઓ. As, *a* **r** *grocer*: પરચૂરણીઓ ગાંધી. *vt.* [Fr. *re* & *tailler*, to cut.] 1. To sell in small quantities: પરચૂરણ-છૂટક વેચવું;થોડું થોડું કરીને વેચવું. 2. To sell at second hand: એકવાર વાપરેલો માલ વેચવો. 3. To distribute in small portions; to report: થોડે થોડે વહેંચવું; આપવું; ફરીથી અગર ઘણાને કહેવું;ગપ ચલાવવી-ઉડાવવી;ચુગલી ખાવી.

**Retailer,** (રીટેલર્) *n.* One who retails anything: પરચૂરણ-છૂટક-થોડું થોડું કરીને વેચનાર; ગપ ચલાવનાર; ગપ્પીદાસ.

**Retain,** (રીટેન્) *vt.* [L. *re* & *teneo*, I hold.] 1. To continue to hold; to keep in possession: રાખવું;કબજામાં રાખવું;છોડી-મુકી નદેવું;જતુ ન ક૦;ધરવું;ઝાલી-પકડી રાખવું. 2. To keep in pay; to hire: નાણું-પગાર-મુસારો આપી રાખવું;ચાકરીમાં રાખવું;કામે લગાડવું;રોકવું. *To* **r** *a counselor*: કાઉન્સેલરને ફી આપી કામે લગાડવું. 3. To restrain; to prevent: અટકાવવું. *vi.* 1. To belong; to pertain: -ના તાબામાં હોવું;-ની હોવી;-ને વિષે-સંબંધી હોવું. 2. To keep; to continue; to remain: રહેવું;ચાલુ-જારી રહેવું;ટકવું.

**Retainer,** (રીટેનર) *n.* 1. One who or that which retains: રાખનાર. 2. An attendant; an adherent: હજુરીઓ;ખીજમતદાર;ચાકર;સેવક;આશ્રિત;અનુષંગી; અનુગામી. 3. *Hence, a* servant, not a domestic, but occasionally attending and wearing his master's livery: આશ્રિત;રસાલદાર;સેવક;અનુગામી. *Body of* **r**.s: પરિવાર. 4. (*Law.*) (*a*) The act of a client by which he engages a lawyer or a counselor to manage his cause: પોતાનો મુકર્દમો ચલાવવા માટે અસીલનું વકીલને રોકવું તે. (*b*) The act of withholding what one has in his hands by virtue of some right: હકની રૂઈએ પોતાની પાસેનુ ન આપવું તે. (*c*) A fee paid to engage lawyer or counselor: વકીલની ફી.

**Retake,** (રીટેક્) *vt.* 1. To take or receive again: ફરીથી લેવું-મેળવવું-સંપાદન-પ્રાપ્ત કરવું. 2. To take from a captor; to recapture: ફરીથી પકડવું-લેવું-કબજે ક૦.

**Retaliate,** (રીટૅલિએટ્) *vt.* & *vi* [L. *re*, & *talio*, like for like.] To return the like for; to repay or requite by an act of the same kind; to return evil for (evil): -નો બદલો-વેર વાળવું-લેવું;ખુનનો બદલો ફાંસી આપવી; વૈરપ્રતિક્રિયા ક૦. *To* **r.** *upon an enemy*: દુશ્મનના ઉપર વેર વાળવું.

**Retaliation,** (રીટૅલિએશન) *n.* Retribution; the return of evil for evil: વેર વાળવું-લેવું તે;વૈરનિર્યાતન;વૈરશુદ્ધિ;વૈરપ્રતિક્રિયા;પ્રતિફલ; પ્રતિકર્મ;પ્રતિક્રિયા;પ્રત્યપકાર;પ્રતિહિંસા; ખુનનો બદલો ફાંસી.

**Retaliative,** (રીટૅલિએટિવ્) *a.* Tending to or involving retaliation; retaliatory: વેરવાળતું; વેર લે એવું.

**Retard,** (રીટાર્ડ્) *vt.* [L. *re* & *tardus*, slow.] 1. To continue to hinder; to prevent from progress: અટકાવવું; મંદ-હલકું-ઢીલું પાડવું; મંદગતિ-ધીમું ક૦;-નો વેગ ઓછો ક૦;પાછું પાડવું-હઠાવવું. 2. To put off; to postpone: વાર ક૦;ઢીલ-વિલંબ ક૦;-ને વાર લાગવી;મોડું થવું;વ્યાક્ષેપ પડવો. *vi.* To stay back: પાછું રહેવું;અટકવું. *n.* Retardation; delay: નિરોધ;પ્રતિબંધ; ગતિરોધ; વાર;ઢીલ;વિલંબ;વ્યાક્ષેપ.

**Retch,** (રેચ) *vi.* [AS. *hraca*, throat.] To make an effort to vomit; to strain, as in vomiting: ઉલટી ક૦; ઓકવું;ઉલટીના ઉછાળા આવવા;ઓકારી ખાવી;મચ આવવી. *vt.* & *i.* [See Reck] To care for; to heed: -ની દરકાર રાખવી;ધ્યાન-લક્ષ આપવું-દેવું.

**Retection,** (રીટેક્શન) *n.* [L. *re* & *tego*, I cover.] Act of disclosing or uncovering something concealed: જે કાંઈ છુપાવેલું-ગુપ્ત હોય તે ખુલ્લું-પ્રસિદ્ધ-જાહેર કરવું તે;પ્રકટીકરણ.

**Retention,** (રીટેન્શન) *n.* [L. *re* & *teneo*, I hold.] 1. The act of retaining or the state of being retained: ધારણ ક૦ તે;રાખવું-રખાવું તે. 2. The power of retaining; retentiveness: ધારણાશક્તિ;ધારણા;ગ્રહણ સામર્થ્ય. 3. That which contains something, as a tablet: પેટી;પાટીઉ. 4. Restraint; reserve: અંકુશ;દા-

ભ;અટકાવ;પ્રતિબંધ.5.Place of custody or confinement: બંધીખાનું; જેલ.6.(*Law.*) A lien:હક;ખાસહક.

**Retentive,**(રિટેન્ટિવ્ ) *a.* Having power to retain:ધારણશક્તિવાળું; દૃઢ;સમાવી શકે તેવું;ધારણશક્તિ વિશિષ્ટ;ધારણક્ષમ;ગ્રાહી.*A* **r**.*faculty*:ધારણાશક્તિ; ગ્રહણ-સામર્થ્ય. *n.* A restraint (*R.*):દાબ;અંકુશ.

**Reticence-cy,**(રેટિસેન્સ-રેટિસેન્સિ) *n.*1.Refraining to speak of that which is suggested; uncommunicativeness:ચુપકી;મૌન;મૂકભાવ; ચુપકીથી રાખવું તે.

**Reticent,**(રેટિસેન્ટ્ )*a.*[*L.re* & *taceo,* I am silent. ] Inclined to keep silent; reserved; uncommunicative:ચુપકીવાળું:ચુપ;લાજવાળું;શરમાળ;મૌનાવલંબી.

**Reticular,** (રેટિક્યુલર )*a.* [*L. rete,* a net.]1.Having the form of a net or network;retiform:જાળીદાર -વાળું;જાલરૂપ.

**Reticulate, Reticulated,** (રેટિક્યુલેટ્-રેટિક્યુલેટેડ્ ) *a.* 1. Resembling network; netted: જાળીદાર કામ જેવું;જાળીદાર-વાળું. 2.Having veins, fibers, or lines crossing like the threads or fibers of a network:જાળી જેવી નસો-તંતુવાળું.*A* **r**.*wing of an insect*:જંતુની જાળી જેવી નસોવાળી પાંખ. **R**.*ed, work* (*Masonry*), work constructed with diamond-shaped stones, or square stones placed diagonally:ચોરસ પથ્થરના ખૂણાઓ સાથે-જોડાજોડ રાખીને ચણેલું કામ.

**Reticulation,** ( રેટિક્યુલેશન ) *n.* Network ; an organization resembling a net:જાળીદાર-વાળું કામ;જાળીકામ.

**Retina,**(રેટિને)*n.* [*L.rete,* a net.] (*Anat.*)The delicate membrane by which the back part of the globe of the eye is lined,and in which the fibers of the optic nerve terminate : આંખની કીકી; નેત્રદર્પણ;આંખનો પડદો.

**Retinal,**(રેટિનેલ્ )*a.*(*Anat.*)Of or pertaining to retina:આંખના પડદા સંબંધી-નું-વિષે.

**Retiuue,**(રેટિન્યૂ )*n.* [L. *re,* & *teneo,*I hold.]The body of retainers who follow a prince or other distinguished person;a train of attendants;a suite:ચાકર નફર;સવારી;ખટલો;અતમામ;પરિજન;પરિવાર;અનુયાયી વર્ગ;સવારીમાં સાથે ફરનાર માણસ વિગેરે; રસાલો. *To have at one's* **r**.,to keep or employ as a retainer;to retain:ચાકરી-નોકરીમાં રાખવું.*Light* **r**.:છડી સ્વારી.

**Retire,**(રીટાઇર્ )*vt.*[*L.re,*& *traho,* I draw.]1.To withdraw;to take away:જવું;લઈ જવું.2. To take up and pay:-ને લેઇને તેના પૈસા-નાણાં આપવાં;પાછું ખેંચી લેવું.*To* **r**.*a note*: નોટનું ચલણ બંધ કરવા તેનાં નાણાં પાછાં આપવાં. 3.To designate as no longer qualified for active service;to cause to retire:ઘેર બેસાડવું-મોકલવું;પેનશન અપાવવું.*vi.*1. To go back or return; to keep aloof:પાછું જવું;દૂર-વેગળા રહેવું;હઠવું:સંસારત્યાગ ક૦;સંસાર ત્યજવો-છોડવો;એકાંત સેવન ક૦;વિવિક્ત વૃત્તિ ધરવી.2.To retreat from action or danger:જવું;પાછું જવું;હઠવું. *To* **r**. *from battle*:લડાઈમાંથી પાછું જવું-હઠવું. 3. To withdraw from a public station or business: સરકારી કામ મુકી બેસવું.4.To recede; to fall or bend back:પાછું હઠવું જવું.5.To go to bed : સૂવા જવું; સૂઇ રહેવું.*He usually* **r**.*s early*:તે ઘણું કરીને વહેલો સુઈ જાય છે.*n.*1.The act of retiring or the state of being retired: પાછું હઠવું-જવું તે. 2. (*Mil.*) A call sounded by a bugle: રણશીંગું વગાડીને બોલાવવું તે.

**Retired,** (રીટાઇર્ડ્ )*a.*1 Private;secluded;quiet:ખાનગી; એકાંતવાસી; એકાંત;છાનું;ચુપ;વિવિક્ત;વિજન;નિર્જન;ઘણો સંસાર વ્યવહાર ન હોય તેવું. 2. Withdrawn from active duty or business:સરકારી કામ મુકી ઘેર બેઠેલું;ત્યક્તકર્મા;ત્યક્તાધિકારી.*A* **r**.*person*:સન્યાસી;મુક્તસંગ.*A* **r**. & *contemplative life*:નિવૃત્તિમાર્ગ;નિવૃત્તિ.

**Retirement,** ( રીટાઇરમેન્ટ ) *n.* 1. The act of retiring;withdrawal; seclusion:પાછુંહઠવું તે;અપસરણ;એકાંતવાસ.વૈરાગ;અધિકાર-કાર્યત્યાગ;વિવિક્તસેવન;સંન્યાસ.2.A place of seclusion or privacy;a private abode:એકાંત સ્થળ-રહેઠાણ-વાસની જગા;નિર્જનસ્થાન.

**Retiring,**(રીટાઇરિંગ્ )*a.*1. Reserved;shy: લજ્જાયુક્ત;મર્યાદાવાળું;અદબવાળું;સંકોચાતું ફરનારૂં;સંકોચવૃત્તિવાળું;શરમાળ;એકમાર્ગી;દીઠે રસ્તે જનારૂં અને દીઠે રસ્તે આવનારૂં; કોઈની તારી નહીં મારી નહીં કરનારૂં. 2. Of or pertaining to retirement:એકાંતવાસ સંબંધી-નું-વિષે;એકાંત સેવી.

**Retort,** (રીટૉર્ટ્ ) *vt.* [*L. re* & *torqueo,*I twist.]1.To bend or curve back:પાછું વળવું. *As,a* **retorted** *line*:પાછી વાળેલી લીટી.2.To throw back;to reflect:પાછું ફેંકવું. 3. To return,as an argument,accusation,censure,etc,:ઉલટાવીને-ઉલટું-સામું-વિરૂદ્ધ કહેવું-બોલવું;પ્રતિક્ષેપ ક૦; એના ટાંટીઆ એના જ ગળામાં નાખવા. *vi.*To return an agrument or a charge;to make a severe reply: સામું-વિરૂદ્ધ બોલવું;કરડો-સખ્ત જવાબ દેવા-વાળવો.*n.*1.A quick and witty or severe response: ઉલટાવીને કહેલા બોલ;પ્રત્યુત્તર;પ્રત્યપવાદ;ફેર જવાબ; ઉલટો-સામો આપેલો જવાબ.2. (*Chem.& the Arts.*)*A* vessel in which substances are subjected to distillation or decomposition by heat:(ગાળવાના કામનું)વાંકી નળીવાળું યંત્ર-વાસણ;વક્રયંત્ર.

**Retouch,**(રીટચ્ ) *vt.* I. To touch again,or rework,in order to improve;to revise:નવો ફેરફાર કરી સુધારવું;ફરીથી કરીજવું. 2. (*Photog.*) To correct or change,as a negative,by hand work:ફોટોગ્રાફના નેગેટીવ કાચ ઉપર પડેલી છબીને હાથથી ઠીકઠાક ક૦.

**Retrace,** (રીટ્રેસ્ ) *vt.* 1. To trace back,as a line:-નું મૂળ શોધવું.2.To go over again in a reverse direction:પાછા ફરીને જવું;આવેલે રસ્તે પાછા જવું.3.To draw again:ફરીથી કાઢવું-ચિતરવું;ફરીથી આલેખન કરવું.

**Retract,**(રીટ્રેક્ટ્ )*vt.*[*L.re* & *traho,* I draw.]1.To draw back;to draw up or shorten:પાછું ખેંચી લેવું;ટુંકું ક૦;અંદર પાછું પેસાડી દેવું. *A cat can* **r**.*its claws*:બિલાડી પોતાના પંજા ટુંકા કરી શકે છે.2.To recall; to disavow:બોલેલું પાછું ખેંચી લેવું-રદ્દ ક૦;ઉલટાવવું;ફરી જવું;ઉલટી ખાવી.3. To take back,as a grant or favor previously bestowed:આપેલી બક્ષિશ પાછી લેવી.*vi.*1.To draw back: પાછા ખેંચવા-ખેંચી લેવા;ટુંકા ક૦.2. To take back what has been said: (બોલેલો)બોલ પાછો લેવો; બોલેલું રદ્દ ક૦;ઉલટાવવું;ફરીજવું.*n.*(*Far.*) The

ખુશામત, તાન રોજગાર.

pricking of a horse's foot in nailing on a shoe:ઘોડાને નાળ જડતી વખતે તેનો પગ ખોતરવો તે.

**Retractable,**(રીટ્રૅક્ટૅબલ્) *a.* Capable of being retracted ; retractile:ખોલેલું રદ્ કરી શકાય તેવું.

**Retractible,** ( રીટ્રૅક્ટિબલ્ ) *a.* Retractable;capable of retraction: પાછું લેવાય એવું.

**Retraction,** (રીટ્રૅક્શન્) *n.* **1.** The act of retracting or drawing back:પાછું ખેંચવું તે. **2.** Declaration of change of opinion;recantation:પાછો ઇનકાર કરવો તે;કથિતાસ્વીકાર;પ્રત્યાખ્યાપન.**3.** (*Physiol.*) The act of retracting or shortening:ટુંકું કરવું તે.

**Retrait,**(રીટ્રેટ્ )*n.*[L.*re* & *traho*, I draw.] A portrait;a likeness: છબી;પ્રતિમા;આકૃતિ.

**Retreat,**(રીટ્રીટ્ )*n.*[L.*re* & *traho*, I draw.] **1.** The act of retiring or withdrawing one's self:પછાડી જવું-હઠવું તે;અપસરણ;પરાવર્તન;પરાવૃત્તિ. **2.** A place of safety;a refuge;an asylum:એકાંતવાસ; એકાંત જગ્યામાં વાસ કરવો તે;આશ્રમ;આસરો;શરણ;આશ્રમસ્થાન; એકાંતસ્થાન. **3.** (*Mil. & Naval*) (*a*) The retiring of an army from the face of an enemy:શત્રુ આગળથી પાછું હઠવું તે;પલાયન;અપસરણ.(*b*)A signal given in the army for retiring from action : લડતાં અટકવાને માટે લશ્કર-નૌકા સૈન્યમાં કરેલી નિશાની.**4.** (*Eccl.*)A special season of solitude and silence to engage in religious exercises:ધર્મસંબંધી કામમાં વળગવાને માટે એકાંતવાસ અને શાંતિનો ખાસ સમય.*vi.*To make a retreat; to withdraw: પાછું હઠવું-જવું;અપસરણ ક૦.

**Retrench,** (રીટ્રેન્શ્ ) *vt.* **1.**To cut off; to pare away:કાપી નાંખવું-કાઢવું;છાંટી નાંખવું.**2.**To lessen;to abridge; to curtail: ઓછું-ટુંકું-કમી ક૦;ઘટાડવું;કમી કરી ગુજરાન ચલાવવું. **3.** To confine;to restrict;to limit:-ની હદ બાંધવી. **4.**To furnish with a retrenchment:કોટની અંદર કોટ ઉભો ક૦. *vi.* To cut down living expenses:ગુજરાન ચલાવવાનું ખરચ ઓછું-કમી ક૦;ખર્ચ ઘટાડી નાંખવું;ખર્ચમાં કાપકૂપ કરી નાંખવી.

**Retrenchment,** (રીટ્રેન્શ્મેન્ટ ) *n.***1.** The act or process of retrenching:ટુંકાવવું-સંક્ષેપમાં લેવું તે;ખંડન; વ્યવચ્છેદ;કાપકૂપ;છાંટ;કાટકસર;કરકો; કરકો કરવો તે. *The* **r.***of words in writing*:લખવામાં શબ્દોનો સંક્ષેપ. **2.** (*Fort.*) A work constructed within another,to prolong the defence of the position when the enemy has gained possession of the outer work:જ્યારે શત્રુએ બહારનો કોટ જીતી કબજે કર્યો હોય ત્યારે બચાવ માટે બાંધેલા બહારના કોટનીઅંદરનો કોટ.

**Retribute,**(રીટ્રિબ્યૂટ્ )*vt.* [L.*re* & *tribuo*,I bestow.]**1.**To pay back; to give in return;to requite:બદલો વાળવો;બદલામાં આપવું.

**Retribution,** ( રેટ્રિબ્યૂશન્ ) *n.* **1.** The art of retributing;repayment:બદલો વાળવો તે;બદલો;અવેજ; ફળ;પ્રતિફળ;પ્રતિક્રિયા.**2.**Return suitable to the merits or deserts of,as an action : કામ કર્યા પ્રમાણે આપેલો બદલો;નશિયત;શિક્ષા;બદલો; શાસન. **3.** Reward and punishment,as distributed as the general judgment : ફેસલાની વખતે આપેલો બદલો.

**Retributive,** (રીટ્રિબ્યૂટિવ્ )*a.* Of, or pertaining to retribution; involving retribution or repayment:કામ પ્રમાણે ફળ મળે તેવું;પ્રતિફલપ્રદ;પ્રતિફળદાયક.

**Retrievable,** (રીટ્રીવૅબલ્ ) *a.*That may be retrieved or recoverd; admitting of retrieval:પાછું લેવાય એવું.

**Retrieve,** (રીટ્રવ્ ) *vt.*[O.F.*retrover*,to find again.]**1.**To find again;to recover;to regain : પાછું મેળવવું-પ્રાપ્ત ક૦;-નો ઉદ્ધાર ક૦;-ની ચડતી થાય તેમ ક૦. **2.** To recall;to bring back: પાછું બોલાવવું-લાવવું; ઠેકાણે લાવવું. **3.** To remedy the evil consequences of;to repair, as a loss or damage:નુકસાન-ટોટો ભરીઆપવો;ભરીઆપવું.*vi.*(*Sport.*) to discover and bring in game that has been killed or wounded:શિકારમાં જે કાંઇ મરી ગયું-ઘાયેલ થયું હોય તે શોધી લાવવું.*n.*A seeking again;a discovery:પાછું ખોળી કાઢવું તે-શોધી કાઢવું તે;પુનઃપ્રાપ્તિ.

**Retriever,**(રીટ્રીવર્ )*n.***1.**One who retrieves: પાછું-ઠેકાણે લાવનાર. **2.** (*Zool.*) A dog, chiefly employed to retrieve, or to find and recover game birds that have been killed or wounded:મારેલા શિકાર વિગેરે ગેરવલ્લે પડેલી ચીજ શોધી લાવનાર કૂતરો.

**Retrocede,**(રીટ્રોસીડ્ )*vt.*[L.*retro*, &*cedo*, I go.] To cede or grant back: પાછું મંજુર ક૦;પાછું આપવું.

**Retrocession,** (રીટ્રોસેશન ) *n.* **1.** The act of retroceding:પાછું આપવું તે.**2.**The state of being retroceded or granted back: પાછું જવું તે;પ્રતિગમન.

**Retroduction,**(રીટ્રોડક્શન્ )*n.* [L. *retro*,backward & *duco*,I lead.] A leading or bringing back: પાછું લાવવું-દોરી જવું તે.

**Retrograde,**(રીટ્રોગ્રેડ )*a.*[L.*retro*, back & *gradus*,a step.]**1.** (*Astron.*)Apparently moving backward (*that is,from east to west, as a planet.*): દેખીતું પાછું (પૂર્વેથી પશ્ચિમ તરફ) જતું;વક્રગતિનું;વક્ર;વક્રગામી.**2.**Having backward course: contrary:વાંકું; ઉલટું; પ્રતીપગામી; વિપરીત;પ્રતિકૂળ;પ્રતિલોમ. *As, a* **r.** *motion*:વિપરીત ગતિ.**3.**Declining from a better to a worse state: ઉતરતી હાલતનું;અપકર્ષનું;વિપરિત ગતિનું;પ્રતીપ; અધમ સ્થિતિમાં જતું.*vt.* **1.**To go in a backward direction: પાછું જવું. **2.** Hence to decline from a better to a worse condition:-ની પડતી દશા-હાલત-સ્થિતિ આવવી-થવી.

**Retrogression,**(રીટ્રોગ્રેશન્ ) *n.* **1.** Retrogradation:પ્રતિપગમન; વિપરીતગમન-ગતિ;વક્રગતિ. **2.** ( *Biol.* ) Backward development:ઉંચીમાંથી નિચી સ્થિતિ-પંક્તિમાં આવાગમન.

**Retrogressive,**( રીટ્રોગ્રેસિવ્ )*a.***1.** Going or moving backward : declining from a better to a worse state:પાછું જતું; વક્ર; પ્રતીપગામી.**2.** (*Biol.*) Passing from a higher to a lower condition;regressive:ઉતરતી દશા-સ્થિતિમાં જતું.

**Retrospect-tion,** ( રીટ્રોસ્પેક્ટ્-રીટ્રોસ્પેક્શન્ )*n.* The act,or the faculty,of looking back on things past; view or contemplation of the past:પાછળ જોવું તે; ગઈ ગુજરી વાતનો વિચાર;સિંહાવલોકન;અનુદર્શન;ભૂતાવલોકન;ગતાવલોકન; ગતકાલા-

Remove the foundation, the superstructure falls :

વલોકન;પશ્ચાદ્દર્શન.

**Retrospective,** ( રીટ્રોસ્પૅક્ટિવ્ ) *a.* 1. Looking backward; contemplating things past: પાછળ જોવું; ગઈ ગુજરી વાતનો વિચાર કરવું; અનુદર્શી;ગતાવલોકી;પશ્ચાદ્દર્શી;ગતાવલોકન કર્તા-કારી.2.Having reference to what is past; retroactive:ગતકાલાપેક્ષી;ગતકાલાપેક્ષક;ગતકાલસાપેક્ષ.

**Retrovert,**( રીટ્રોવર્ટ્ )*vt.*[L.*retro*, & *verto*,I turn.]To turn back: પાછું ફરવું-વળવું.

**Return,**(રીટર્ન્ )*vt.* & *vi.* To turn again:પાછું ફરવું.*vi.*[F.*re* & *tourner*,to turn.]1.To turn back;to go or come again to the same place or condition:પાછા ફરીને આવવું-જવું-થવું;મૂળ હોય તેમાં પાછું મળી જવું;ભેગા ભળી જવું-થવું.*Dust thou art, and unto dust shalt thou* **r.**:"માટીના માનવી માટી માંહે મળી કાય તારી જશે જાણ ભાઇ."2.To come back or bring again; to appear again:પાછું આવવું;ફરીથી આરંભાવું-દેખાવું;ફરીથી દૃષ્ટિએ પડવું;ફરીથી આરંભ થવો.3.To speak in answer; to reply:જવાબ દેવો-આપવો;-નો પ્રત્યુત્તર આપવો;ઉત્તર વાળવો.4.To revert;to pass back into possession: -ને પાછું મળવું;-ના કબજા-સ્વાધીનમાં આવવું.5.To go back in thought, narration or argument:પાછો વિચાર-તકરાર ક૦;-પર આવવું;-નું શું થયું-નીશીગત થઈ તે તરફ વિચાર ક૦.*vt.* 1.To bring,carry, send,or turn back: પાછું આપવું-આણી આપવું-મોકલી દેવું-લાવવું-હવાલે કરવું-લઇ જવું.2.To repay: પાછું-મજરે આપવું;વાળવું;પાછું ભરીદેવું;ફેડવું; પ્રતિદાન ક૦. 3. To give in recompense; to requite: બદલામાં-સાટામાં આપવું;-નો બદલો આપવો.4.To give back in reply: જવાબ વાળવો-આપવો-દેવો;ઉત્તર વાળવો. 5. To retort;to throw back:પાછું વાળવું; પ્રતિઆક્ષેપ ક૦. *If you are a malicious reader,you* **r.***upon me,that I affect to be thought more impartial than what I am*: જો તું દ્વેષીલો વાંચનાર હોય તો તું મારા પ્રતિ એવો આક્ષેપ કર કે હું છું તેના કરતાં વધારે નિષ્પક્ષપાત થવાનો ડોળ ઘાલું છું.6.To report,or bring back and make known : પાછું લાવીને-આણીને જાણીતું ક૦;-ની ખબર આપવી.7.To report officially by a list or statement:-ની યાદી-પત્રક કરીને મોકલવું; -ની ખબર આપવી; બહાર પાડવું;જણાવવું.8.Hence,to elect according to the official report of the election officers: ચૂંટી કાઢનાર અમલદારોએ કરેલા રીતસર રીપોર્ટ મુજબ ચૂંટી કાઢવું.9.To bring or send back to tribunal: જ્યાંથી નીકળ્યું હોય ત્યાં પાછું મોકલવું. 10.To convey in official custody, or to a general depository:-માં લઇ જવું; લઈ જઈને ભરવું. 11. To bat(*the ball*)back over the net: જાળીપર થઇને દડાને પાછો મારવો.12. (*Card playing.*)To lead in response to the lead of one's partner:પોતાનો ભેરૂ જે રંગ ઉતર્યો હોય તેજ રંગ ઉતરવો.*To* **r.***a lead*(*Card playing*),to lead the same suit led by one's partner:પોતાનો ભેરૂ જે રંગ ઉતર્યો હોય તેજ રંગ ઉતરવો.*n.* 1.The act of returning;the coming back to the same place:પાછું લાવવું-જવું-આવવું તે:પુનરાગમન; પ્રત્યાગમન;પુનરાવૃત્તિ;પરાવર્તન;પ્રતિગમન;પરત.2.Restitution;repayment;requital:બદલો;અવેજ;પ્રતિદાન; પ્રતિકાર; પ્રત્યુપકાર. 3. That which is returned.*Specifically*: (*a*) A payment;a remittance : આપવું તે;બદલો. (*b*) An answer: જવાબ; ઉત્તર; પ્રત્યુત્તર. (*c*) An account,or formal report:હિસાબ; તકતો;હકીકતનામું;રીટર્ન; પત્રક;યાદી. (*d*)Profit or advantage: ઉપજ; ઉત્પન્ન;નફો;હાંસલ; લાભ;ઉદય;પેદાશ; મળતર;ફાયદો;પ્રાપ્તિ.4.(*arch.*)The continuation in a different direction of a building,face of a building,or any member : કોઇ પણ મકાનનો વાંક-વકતા. 5. (*Law*) (*a*) The rendering back or delivery of a writ,precept,or execution, to the proper officer of court:જે અમલદાર પાસે કોરટમાં જોઇએ તેની પાસે સમન પાછો મોકલવો તે. (*b*)The certificate of an officer stating what he has done in the execution of a writ,precept,etc.: હુકમનામાની બજાવણીમાં પોતે કરેલા કામની બાબતનું અમલદારનું સર્ટીફિકેટ-પ્રમાણપત્ર.(*c*)A day in bank:પ્રતિવાદીએ કોર્ટમાં હાજર થવાનો દિવસ. 6.An official report,account,or statement:યાદી;પત્રક;નોંધ. 7. *pl.* The turnings and windings of a trench or mine : ખાણની ગલી કુંચીઓ-વાંક વિગેરે.

**Returnable,** ( રીટર્નેબ્લ ) *a.* 1. Capable of,or admitting of being returned : પાછું લાવવા જોગ-યોગ્ય-લવાયએવું.2.(*Law*) Legally required to be returned,delivered, given or rendered : કાયદા પ્રમાણે પાછું અપાય એવું.

**Reunion,**(રીયૂનિઑન્ )*n.*1.Second union;union formed anew after separation,secession,or discord: પુનર્યોગ;પુનઃસંયોગ;પુનઃસમાગમ;પુનઃસંસર્ગ;પુનઃસંધાન;ફરી મળવું તે.2. An assembly of persons who have been separated:જે માણસોને તકરાર-વાંધો હોય તેમનું એકત્ર ભેગા થવું તે;મિત્રમંડળ;મિત્રોની સભા-બેઠક; મિત્રસમાગમ.

**Reunite,**(રીયૂનાઇટ્ ) *vt.* & *vi.* To unite again; to join after separation or variance:ફરી મેળવી દેવું; સલાહ કરાવવી;ફરી મેળ કરાવવો.

**Revalescent,**(રીવૅલેસ્સેન્ટ્ ) *a.*[L. *re* & *valeo*,I am strong.]Growing well; recovering strength: સારૂં-સાજું થવું; બળ-જોર પાછું આણવું-મેળવવું.

**Reveal,**(રીવીલ્ )*vt.* [L. *re* & *velum*,*a* veil.]1.To make known; to unveil;to disclose: ઉઘાડું ક૦; પડદો ખોલવો;જાહેર ક૦; પ્રગટ-પ્રસિદ્ધ ક૦;-નો પ્રકાશ-પ્રસિદ્ધિ ક૦; જણાવવું. 2.*Specifically*:to communicate (that which could not be known or discovered without divine or supernatural instruction or agency):પ્રકાશવું;પ્રેરવું;પ્રકટ ક૦. **R.** *science*:ઈશ્વરોક્તશાસ્ત્ર. *n.* 1. A revealing;a disclosure:જાહેર-પ્રસિદ્ધ-પ્રગટ કરવું-જણાવવું તે;પ્રકટીકરણ;સ્પષ્ટીકરણ.2.(*Arch.*)The jamb; the whole thickness of the wall : ભીંતનો ઓસાર.

**Revealer,**(રીવીલર્ )*n.*One who,or that which reveals:પ્રસિદ્ધ-પ્રગટ-ઉઘાડું-જાહેર કરનાર;પ્રકાશક;ભેદક.

**Reveille,** (રેવેલ્યે )*n.* [L.*vigilo*, I watch.](*Mil.*)The beat of drum, or bugle blast, about break of day, to give notice that it is time for soldiers to rise,and for sentinels to forbear challeng-

ing:સિપાઈઓને જગાડવાને અને પહેરેગીરોને 'કાનહે'એમ કહેતા અટકાવવાના સંકેતરૂપ રણશિંગાનો અવાજ.

**Revel**,(રેવેલ્)*n*.A feast with loose and noisy jollity;a carousal:મીજબાની(મદ્યપાનની); પાનમહોત્સવ; સોરબકોર અને ધમાચકડી સાથે કરેલી મિજબાની *vi*.1.To feast in a riotous manner;to make merry:મોજ મારવી;ધુમ મચાવવી;બહાર ઉડાવવી. 2.To move playfully;to indulge without restrain:ખાઈ પીને મસ્તી કરવી;ખૂબ ઘુમવું.*vt*.[L.*re* & *vello*, I pluck,pull.]To draw back; to retract:પાછું ખેંચવું-તાણવું.

**Revelation**,(રેવીલેશન્)*n*. 1. The act of revealing or disclosing:ઉઘાડું-પ્રગટ-પ્રસિદ્ધ-જાહેર-જાણીતું ક૰ તે; પ્રકટીકરણ;સ્પષ્ટીકરણ;પ્રકાશન; વિવરણ.2.That which is revealed:જાહેર-પ્રગટ-પ્રસિદ્ધ કરેલી વાત; પ્રકાશ; પ્રસિદ્ધિ.3.(*Theol*.)(*a*)The act of revealing divine truth:ઈશ્વરનું સત્ય જાહેર-પ્રસિદ્ધ ક૰ તે.(*b*)The bible: ઈશ્વરોક્ત-બાઈબલ;ખ્રીસ્તિ ધર્મશાસ્ત્ર.4. The Apocalypse:પ્રકટિત પ્રકરણ.

**Revelry**, (રેવલ્રિ) *n*. Noisy festivity;reveling: ચેનબાજી; ખુશાલી; ધામધુમ;ધમાચકડી;પાનમહોત્સવ.

**Revenge**,(રીવેન્જ)*vt*.[L.*re*&,OF. *vengier*,to avenge.]1.To inflict harm in return for, as an injury, insult,etc.; to avenge: -ને માટે વેર-બદલો વાળવો;દાવવાળવો-લેવો. 2.To wreak vengeance for maliciously:ડંશ વાળવો;ખુનસથી વેર લેવું.*vi*.To take vengeance:વેર લેવું. *n*.1.The act of revenging;vengeance;retaliation: વેર વાળવું તે; વેર;ખાર;બદલો;દ્વેષ;ઝેર;કીનો;વૈરબુદ્ધિ; વૈરનિર્યાતન;પ્રતિક્રિયા;અદાવત.2.The disposition to revenge:વેર લે-ખાર-દ્વેષ રાખે એવો સ્વભાવ.

**Revengeful**,(રીવેન્જફુલ્) *a*. Vindictive;malicious:wreaking revenge:વેરી;કીનાખોર;કપટી;ખારીલું; ઝેરીલું;અદાખોર;ડંશીલું;ખુનસી.*A* **r**. *person*:કાળો નાગ.

**Revenue**,(રેવીન્યૂ)*n*.[L.*re*&*venio*, I come.] 1. The annual rents, profits interest,or issues of any species of property;income:વાર્ષિક ઉપજ-પેદાસ-આયપત;આવક;મહેસુલ. *Arrears* of **r**.:ગુદસ્ત બાકી. *Balance due of the* **r**.:વસલબાકી. *Collection of* **r**.:કુમાવિસી; મામલત;તેહેસીલ.*Collector of* **r**. *direct from the ryot*:તેહેસીલદાર;તલાટી. *Collector of the* **r**. *of a Taluka*: કુમાવિસદાર;મામલતદાર; તેહેસીલદાર;વહિવટદાર.*Extra* **r**.:બેરીજ જમા. *Fixed and regular* **r**.:એનજમા; જમાબંધી-વસુલ. *Full* **r**.: ભરવસુલ. *Remission of* **r**.: છુટ. **R**.& *disbursements*:જમાખર્ચ.**R**. *police*: સિરબંદી.**R**.*survey, report*:પહાણુ ખરડો.2.Hence, a return; reward:ફળ;પ્રતિફળ; બદલો; ઈનામ.3. The annual yield of taxes, excise,customs,duties,rents,etc.: જમા;જમાબંધી; જમાવસુલ; વસુલ; મહેસુલ;વસુલાત.**R**.*cutter*,an armed government vessel employed to enforce revenue laws, prevent smuggling,etc.: મહેસુલ ખાતાના કાયદા અમલમાં લાવવા માટે ફરતું હથિયારબંધ સરકારી વહાણ.

**Reverb**,(રીવર્બ્) *vt*.To echo:પડઘો પાડવો;ગાજી ઉઠવું; ગાજવવું; પ્રતિધ્વનિ પાડવો.

**Reverberant** (રીવર્બરેન્ટ્)*a*.Having the quality of reverberation; reverberating:પ્રતિધ્વનિ થતો;ગાજી રહેલું;પ્રતિક્ષેપી.

**Reverberate**,(રીવર્બરેટ્) *a*.[L.*re*, & *verber*,a lash;a whip.] 1.Reverberant:પ્રતિધ્વનિ થતો;ગાજી રહેલું.2. Driven back,as sound;reflected:પડઘો પડેલું.*vt*.1.To echo, as sound;to reflect (*as light or heat*.):પડઘો પાડવો;પ્રતિધ્વનિ-પ્રતિશબ્દ ક૰;પ્રતિબિંબ પાડવું;પ્રતિક્ષેપ ક૰. 2.To send or force back:પાછું મોકલવું-કાઢવું;ઓટાવું.3.Hence,to fuse by reverberated heat:ઘેરાય એવો તાપ કરીને ગાળવું.*vi*.1.To resound; to echo:પડઘો પડવો;ગાજી ઉઠવું.2. To be driven back;to be reflected:પાછું હઠવું;-નું પ્રતિબિંબ પડવું.

**Reverberation**, ( રીવર્બરેશન )*n*. The act of reflecting light or reechoing sound:પ્રતિશબ્દ;પડઘો; પ્રતિધ્વનિ;પ્રતિગર્જન;પ્રતિગર્જના;પ્રતિનાદ;પ્રતિપ્રક્ષેપણ.

**Revere**,(રીવીર્)*vt*.[L.*re* & *vereor*, I feel awe.] To venerate;to reverence;to adore;to honor in estimation:નમસ્કાર કરવો; માન આપવું;પૂજ્ય-શ્રેષ્ઠ ગણવું;પૂજ્ય બુદ્ધિ-ઉપાસ્યબુદ્ધિથી માનવું;ઉપાસવું;આદર-માન રાખવું;આપવું-નો સત્કાર ક૰;વંદન ક૰;વંદવું;-ની અદબ-મર્યાદા રાખવી.

**Reverence**,(રેવેરેન્સ્)*n*.1.The disposition to revere; veneration, profound respect & esteem mingled with fear & affection:પૂજ્ય બુદ્ધિ;શ્રદ્ધા;માન;આદર;સત્કાર; આદરબુદ્ધિ;ઉપાસનાબુદ્ધિ;ઉપાસ્યબુદ્ધિ;ભાવ; અદબ;ભક્તિ.*Worthy to be regarded with profound* **r**.:શિરસાવંદનીય.2.A token of respect of veneration; an obeisance: પ્રણામ;સલામ;નમસ્કાર; પ્રણિપાત; અભિવંદન. **R**.*with all the members of the body*: શિરસાષ્ટાંગ નમસ્કાર;શિરસાષ્ટાંગ દંડવત પ્રણામ. 3. Reverend character;dignity;state:હોદ્દો;પદ્ધી;સ્થિતિ;દરજ્જો. 4. A person entitled to be revered:માનને લાયક માણસ-મનુષ્ય.*Sir* **r**. a contracted form of *Save your reverence*. *To do* **r**.,to show reverence or honour;to perform an act of reverence:માન આપવું;-ને નમસ્કાર-પ્રણામ ક૰.*vt*.To treat with reverence; to venerate: માન આપવું; પૂજ્ય ગણવું;પ્રત્યે પૂજ્ય બુદ્ધિથી જોવું.

**Reverend**,(રેવેરેન્ડ્)*a*.Worthy of reverence;venerable:પૂજ્ય;માન્ય; પુજનીય;ઉપાસ્ય;માનનીય; અર્ચનીય; માન આપવા લાયક.

**Reverent**, (રેવેરેન્ટ્) *a*.1.Submissive; humble; respectful:નમ્ર;શ્રદ્ધાળુ;શ્રદ્ધાવાન;વંદનશીલ;આદરશીલ; તાબેદાર;ભક્તિમાન.2. Expressing reverence, veneration or submission:નમ્ર;માનભરેલું;સત્કારનું.

**Reverential**, ( રેવેરેન્શલ્ ) *a*. Proceeding from or expressing reverence;reverent:માનથી થતું-દર્શાવનારૂં;પૂજ્ય; આદરયુક્ત; શ્રદ્ધાળુ; શ્રદ્ધાવાન; વંદનશીલ.

**Reverie**, **Revery**, (રેવેરિ) *n. pl.* **Reveries**.1.Deep musing;day dream:વિચારમાં નિમગ્ન-તલ્લીન થવું તે;ધ્યાન;ચિંતન;ભાવના. 2. An extravagant conceit of the fancy; a vision: વ્યવસ્થા રહિત-અતિ મનસ્વી કલ્પનાઓ;બુદ્ધિવિલાસ.

**Reversal**, (રીવર્સલ્) *a*.Intended to reverse:રદ કરવાનું;ફેરવવાનું.*n*.1. The act of reversing:ફેરફાર;પરાવર્તન; પરાવૃત્તિ. 2. A change or overthrowing:રદ કરવું તે.

**Reverse**,(રીવર્સ્)*a*.[L.*re* & *verto*,

I turn.] **1.** Turned backward; hence, opposite or contrary in kind:ઉલટું;વિપરીત;વિલોમ;પ્રતિલોમ;વિરૂદ્ધ;પ્રતીપ;અપસવ્ય.**2.**Turned upside down;greatly disturbed: ઉંધું વાળી નાંખે એવું;તોફાની.*n.***1.**That which appears or is presented when anything,as a lance,a line, a course of conduct,etc.,is turned contrary to its natural direction:બીજીબાજુ;પૂઠ ભાગ.**2.**A contrary;an opposite:પ્રતિ-ઉલટો-સામો પક્ષ;વિપક્ષ;પ્રતિપક્ષ.**3.**(*a*)Complete change;reversal:પૂર્ણ-તદ્દન ફેર-ફેરફાર;પરિણામ;વ્યતિક્રમ.(*b.*)A change from better to worse; misfortune;a defeat:વિકાર;વિપર્યય:ફેરફાર:ઉતરતી દશા;પરાજય;પરાભવ;વિપત્તિ;ચઢતા ઉતરતા પાસા;નસીબનો ધક્કો;લીલીસુકી.**4.**The back side: ઉંધી-અવળી-પાછળની બાજુ. **5.** A back-handed stroke: અવળે હાથે મારેલો ફટકો.*vt.***1.**To turn back;to cause to face in a contrary direction:ઉંધું વાળવું;ઉલટાવવું;ઉપરની બાજુ તળે-નીચે આણવી.**2.**To cause to return; to recall: પાછું આવે તેમ ક૦; પાછું બોલાવવું;તાજું ક૦.**3.**To change totally;to alter to the opposite:તદ્દન ફેરવી નાંખવું-ફેરફાર કરવો;વિપરીત કરી નાંખવું; ઉલટું-ઉંધુંજ કરી નાંખવું. **4.** To turn upsidedown; to invert:ઉંધું વાળવું;ઉપલો ભાગ નીચે ને નીચલો ભાગ ઉપર એમ ક૦.**5.**Hence, to overthrow; to subvert: ઉંધું વાળવું;ધૂળધાણી કરી નાખવું; નખ્ખોદ વાળવું. 6. (*Law*) To overthrow by a contrary decision;to make void: ફેરવવું;રદ ક૦;ઉથલાવી-ઉલટાવી નાંખવું.*vi.***1.**To return;to revert: પાછું આવવું.**2.** To become,or be reversed:ઉલટું-વિપરીત થવું.

**Reversible,**(રીવર્સિબલ્)*a.***1.**Capable of being reversed: ઉલટાવી-વાળી શકાય તવું;પરાવર્ત્ય.**2.**Hence, having a pattern or a finished surface on both sides, so that either may be used:બન્ને તરફ સવળું દેખાયએવી ભાતવાળું.

**Reversion,**(રીવર્શન્)*n.* [L.*re*, & *verto*,I turn.] **1.**The act of returning or coming back ; return:પાછું આવવું તે;પુનરાગમન;પરાવર્તન.**2.**That which reverts or returns;residue:પાછું આવનાર;બાકી રહેલો ભાગ;શેષ;શિલક.**3.** (*Law*) The returning of an estate to the grantor or his heirs,by operation of law, after the grant has been terminated:પહેલાં આપનારની પાસે અથવા તેના વારસ પાસે મિલ્કતનું પાછું જવું તે.**4.**Hence,a right to future possession or enjoyment:ભોગવટો કરનારના મરણ પછી મળવાનો હક;વારસો મેળવવાનો પહેલો અધિકાર;ઉત્તરાધિકાર.**5.**A payment which is not to be received,until the happening of some event, as the death of a living person: અમુક વસ્તુ બન્યા વગર મળવાની ન હોય તેવી રકમ.**6.**(*Biol.*)A return towards some ancestral type or character;atavism:બાપ કે દાદાની પ્રકૃતિ ઈત્યાદિનું પાછું ઉતરવું તે.

**Reversionary,** ( રીવર્શનરિ ) *a.* (*Law.*)Of or pertaining to a reversion;involving a reversion: હવે પછી ભોગવટો કરવાનું-સંબંધી;ઉત્તરભોગ્ય; અન્યભોગોત્તર પ્રાપ્ય. **R.** *right*:શેષભોગાધિકાર.**R.***heir*: ઉત્તરાધિકારી.*n.*(*Law.*)That which is to be received in reversion:હવે પછી ભોગવટામાં મળવાનું તે.

**Reversioner,**(રીવર્શનર્)*n.*(*Law*) One who has a reversion,or who is entitled to lands or tenements, after a particular estate granted is terminated:ઉત્તરાધિકારી.

**Revert,**(રીવર્ટ્)*vt.* [L.*re* & *verto*, I turn.]**1.**To turn back or to the contrary;to reverse:પાછું-ઉલટું ફેરવવું.**2.**To throw back:to reflect: પાછું ફેંકવું-નાંખવું;પ્રતિબિંબ પાડવું; પરાવૃત ક૦.**3.**(*Chem.*) To change back:પાછું બદલવું-ફેરવવું.*vt.* **1.** To return,to come back:પાછું આવવું. **2.**(*Law.*)To return to the proprietor after the termination of a particular estate granted by him:માલિકને પાછું મળવું-પ્રાપ્ત થવું. **3** (*Biol.*)To return,wholly or in part,towards some preexistent form:પહેલાં હતું તે સ્થિતિ-રૂપમાં આવવું.**4.**(*Chem.*)To change back, as from a soluble to an insoluble state or the reverse:એક સ્થિતિમાં આવ્યા પછી પાછા પહેલી સ્થિતિમાં જતા રહેવું.*n.*One who or that which reverts:પાછું આવનાર-રૂં.

**Revertible,**(રીવર્ટિબલ્)*a.*Capable of,or admitting of,reverting,or being reverted:પાછું આવે એવું.

**Revest,**(રીવેસ્ટ્)*vt.*[L.*re* & *vestis*, a garment.]**1.**To clothe again; to robe:ફરીથી કપડાં-લુગડાં પહેરવાં. **2.**To vest again with possession or office:ફરીથી સત્તા-અધિકાર આપવો. *vi.*To take effect or vest again, as a title;to revert to a former owner:પાછું આવવું-મળવું-પ્રાપ્ત થવું.

**Revestiary,** (રીવેસ્ટિઅરિ) *n.* The apartment in a church or temple,where the vestments, etc., are kept (*now contracted into vestry*): મંદિરના જે ભાગમાં વસ્ત્રાલંકાર વિગેરે રહે છે તે ઓરડો.

**Review,**(રીવ્યૂ)*vt.* **1.** To view or see again;to look back on:પાછું-ફરીથી જોવું;અન્વવલોકન ક૦;પશ્ચાદ્દર્શન ક૦;અનુદૃષ્ટિ નાંખવી.**2.**(*a*)To reconsider;to revise,as a manuscript: ફરીથી જોઈ જવું-વિચાર કરવો-તપાસવું. (*b*)To go over with critical examination:-ની બરોબર-બારીક ચોકસી-તપાસ ક૦; -ના ગુણદોષ કાઢવા; ગુણદોષ વિચારવા;પુસ્તક પરીક્ષા ક૦;-ના ગુણદોષનું વિવેચન ક૦;સટિક ક૦; -ના ઉપર ટીકા લખવી.(*c*)To make a formal or official examination of the state of, as troops, and the like:લશ્કરની તપાસ કરવી. (*d*) (*Law.*) To re-examine judicially:કાયદેસર ફરી તપાસ ક૦.**3.**To retrace;to go over again: પાછું પગલે પગલે જવું;પાછું જવું.*vi.*To look back;to make a review: પાછું તપાસવું-જોવું-ચોકસી ક૦.*n.*[L. *re*, & *video*, I see.]**1.**A second or repeated view;a retrospective survey;re-examination:ફરીથી તપાસવું-જોવું તે;પુનરવલોકન;સિંહાવલોકન; પશ્ચાદ્દર્શન;અનુદર્શન;અનુદૃષ્ટિ. **2.** An examination with a view to amendment or improvement;revision: બીજી વારની તપાસ-ચોકસી; પુનર્વિચાર;તપાસ.**3.**A critical examination of a publication,with remarks; a criticism; critique: ગુણદોષ વિવેચન;ગુણાગુણ વિચાર;ગ્રંથાવલોકન; ગુણદોષ પ્રકાશન-પરીક્ષણ-પરીક્ષા-નિરૂપણ. **4.** A periodical containing critical essays upon matters of interest:ગુણ દોષનું વિવેચન કરનાર ચોપાનિયું;ટિકાકાર.**5.**An inspection of troops: તપાસણી-

ક્રોધનાં ફળ કડવાં.

ચોકસી કoતે.6.The judicial examination of the proceedings of a lower court by a higher: નીચલી કોરટના કામોની ઉપલી કોર્ટે કરેલી તપાસણી.7. A lesson studied or recited for a second time: બીજીવાર વાંચેલો પાઠ.

**Reviewer,**(રીવ્યૂઅર )*n.*One who reviews or re-examines;an inspector: ગુણદોષ વિવેચક; પુસ્તકના ગુણદોષ કાઢનાર;ગ્રંથગુણદોષ વિવેચક; ટીકાકાર.

**Revile,**(રીવાઇલ્ )*vt.&vi.*[L. *re* & *vilis*,vile.]To address or abuse with contemptuous language; to reproach:બદબોઈ-નિંદા કo;ગાળ દેવી;-નું ભુંડું બોલવું.*n.* Reproach; reviling:બદબોઈ;નિંદા;ગાળ;આક્ષેપ; અપવાદ.

**Reviler,** (રીવાઈલર ) *n.* One who reviles: ભુંડું બોલનાર;ગાળ દેનાર; નિંદક;અપવાદક.

**Revisal-sion,** (રીવાઈઝ઼લ્-રીવિઝ઼ન )*n.*The act of revising & reexamining for correction and improvement:ફરીથી નજર ફેરવી જવી તે;તપાસણી; શોધન; તપાસ;શુદ્ધિ; સંશોધન;પુનઃપરીક્ષા-દર્શન;પુનરાવૃત્તિ.

**Revise,**(રીવાઈઝ઼ )*vt* [L *re* & *video*, I see.]1.To reexamine;to review; to look over with care for correction:ફરીથી તપાસવું;ભૂલચૂક કાઢવી;શોધવું;શુદ્ધ કo;દોષ કાઢી નાંખવા. 2.(*Print.*)To compare(*a proof*) with a previous proof of the same letter:એકજ લખાણના પહેલા પ્રુફ સાથે બીજું પ્રુફ સરખાવી જવું.3.To review,alter and amend:ફરીથી જોઇ જવું;ફેરફાર કo અને સુધારવું;-માં સુધારો વધારો કo.*n.*1.A review;a revision:તપાસ;ચોકસી; તપાસણી. 2. A second proofsheet: બીજું પ્રુફ.

**Revisit,**(રીવિઝિટ્ )*vt.*1.To visit again:ફરીથી મુલાકાત કરવી-લેવી;પાછું-ફરીથી જોઇ જવું-તપાસ કરવો.

**Revival,**(રીવાઈવલ્ )*n.*The act of reviving or the state of being revived: સજીવન-ફરીથી જીવવું-પુનઃજીવન કo તે-થવું તે;પુનર્જીવન;પ્રતિજીવન. (*a*) Renewed attention to letters or literature:-ની વૃદ્ધિ ચઢતી થવી તે;-નો દહાડો ફરવો તે; પુનરોદ્ધાર;-નો ફરીથી ફેલાવો થવો તે;પુનઃપ્રવૃત્તિ;પુનઃસંસ્થિતિ. (*b*) Renewed performance of or in something,as drama:નાટક ફરીથી ભજવી જવું તે. (*c*)A period of religious awaking; special religions interest:ધર્મસજીવન;ઉદ્ધાર.(*d*)Reanimation from a state of languor or depression:સુસ્ત-જડ સ્થિતિમાંથી સારી સ્થિતિમાં લાવવું તે;સંજ્ઞા પ્રાપ્તિ;ચેતનાલાભ;પ્રબોધ; ચૈતન્ય; તેજ. (*e*) Renewed pursuit or cultivation (*in trade,etc.*): પાછું તાજું થવું તે;ફરીથી સારી હાલતમાં આવવું તે;પુનરૂત્થાપન.(*f*) Renewed prevalence of something (*as fashion*):ફરીથી ફેલાવું-પ્રસરવું. (*g*) (*Law*) Restoration of force, validity, or effect: તાજું થવું તે.

**Revive,**(રીવાઈવ્ )*vi.*[L.*re*,& *vivo*, I live.]1.To return to life;to recover life or strength:સજીવન થવું; બળ-જોર પાછું મેળવવું; ચેતના-શુદ્ધિમાં આવવું;જીવમાં જીવઆવવો.2.Hence, to recover from a state of depression,obscurity or neglect:સારીહાલતમાં આવવું;-ની વૃદ્ધિ થવી;-નો ફરીથી ફેલાવો થવો:પ્રકાશ પામવું:-નો પ્રચાર થવો;-ની પુનઃપ્રવૃતિ થવી.*vt.*1.To restore or bring again to life; to reanimate : ફરીથી સજીવન-જીવતું-સચેતન કo;ફરીથી જીવ આણવો. 2. To raise from languor or depression:-ને ઉત્તેજન-ધીરજ-હીંમત-ભરોસો આપવો.3. Hence,to recover from a state of neglect or disuse(*as learning*): -ની ચઢતી-વૃદ્ધિ થવી;-નો ફેલાવો થાય એમ કo;-નો ફરીથી-પાછો પ્રચાર કરાવવો;ફરીથી ઉપસ્થિત-પ્રવૃત્ત કo. 4. To renew in mind or memory; to reawaken:યાદ કo-લાવવું;ફરીથી-નવેસરથી શરૂ કo.5.(*Old chem.*) To restore or reduce to its natural or metalic state : તેની અસલ સ્થિતિમાં પાછું આણવું.

**Revivicate-vify,**(રીવિવિકેટ્-રીવિવિફાઇ) *vt.* To revive;to recall; to restore to life: તાજુ-ફરીથી-સચેતન-જીવતું-સજીવન કરવું.

**Revivicent,** (રીવિવિસ્સેન્ટ્ )*a.*[ L. *re*&*vivo*,I live.]Able or disposed to revive;reviving:ફરીથી તેજીથાય એવું-કરે એવું.

**Revocable,**(રેવૉકેબલ્ )*a.* [L.*re* & *voco*,I call.]Capable of being revoked:ફેરવી-રદ કરી શકાય-થઈ શકે તેવું.

**Revocation,** (રેવૉકેશન્ )*n.*1. The act of calling back or the state of being recalled:પાછું બોલાવવું-તેડાવવું તે.2.Repeal;reversal:ફેરવવું-તોડવું-બાતલ-રદ કo તે;ખંડન;નિવર્તન;પ્રત્યાદેશ.

**Revoke,**(રીવૉક )*vt.* [L *re* & *voco*, I call.]1. To call or bring back to recall : ફરીથી બોલાવવું-લાવવું.2. Hence,to repeal; to rescind; to cancel:રદ-બાતલ કરવું;તોડવું;ફેરવવું; -નું ખંડન કo.3. To hold back; to restrain:કબજ઼-દાબમાં રાખવું 4.To draw back; to withdraw : પાછું ખેંચી લેવું.5.To call back to mind; to recollect:યાદ કરવું;યાદ લાવવું;ફરીથી સ્મરણ કરવું.*vi.* (*Card playing.*)To renege:ઉતરેલા રંગનું પાનું હોવા છતાં ન ઉતરવાની ભૂલ કo.

**Revolt,**(રીવૉલ્ટ્ )*vi.*[L.*re* & *volvo*, I roll.]1.To turn away;to abandon or reject something:ફરી જવું; સામે ઉઠવું-ફીલટવું. 2. Hence, to renounce allegiance or subjection;to rebel: ફીતુર-બંડ-બળવો-દંગો કરવો;પ્રજા ધર્મ છોડી દેવો;રાજદ્રોહ કo;અધિકાર ત્યાગ કo;ઉલ્લંઘન કo.3. To be disgusted or grossly offended: ઉછાળો આવવો;-થી કંટાળો ચઢવો-આવવો:-ને કમકમાટ ઉપજવો; કમકમી આવવી.*vt.* 1. To cause to turn back;to put to flight: પાછું ફેરવવું; નસાડી મુકવું.2. To do violence to;to shock:-થી કંટાળો થવો-આવવો-કંટાળવું;-ને કમકમાટ ઉપજાવવો.*As their conduct* **r.***s me*:તેઓના વર્તનથી મને કંટાળો ઉપજે છે.*n.*1. The act of revolting;rebellion: પ્રજાધર્મત્યાગ; ફીતુર; સ્વપક્ષત્યાગ;અધિકાર ત્યાગ;બંડ;બળવો;રાજદ્રોહ;પ્રકૃતિકોપ. 2. A revolter:ફીતુર-બંડ-બળવો કરનાર.

**Revolting,** (રીવૉલ્ટિંગ )*a.* Causing abhorrence mixed with disgust;loathsome : કંટાળો-કમકમાટ છૂટે એવું;બીભત્સ;અતિગર્હ્ય;ત્રાસદાયક-જનક;ત્રાસોત્પાદક;ફિતુરી;સ્વપક્ષ-ત્યાગી.

**Revolution,**(રેવૉલ્યૂશન )*n.*1.The act of revolving;rotation:ફરવું તે; ચક્રગતિ;પરિભ્રમણ;ભ્રમણ;ભ્રાંતિ;પરિવર્તન:આવૃત્તિ;આવર્તન. 2. Rolling back;return:-ની આસપાસ-ની ગતિનું ફરવું તે;ગતિ.*As, the* **r.** *of planets round the sun*: સૂર્યની આસપાસ ગ્રહોની ગતિ.3.The space measured by the regular return of a revolving body:પરિવર્તન;પરિવૃત્તિ;

'Riches cannot purchase worthy endowments :

ભ્રમણ.4. (*Astron.*) The motion of any body:કોઈપણ ગ્રહ કે તારાની ગતિ-ભ્રમણ.5.(*Geom.*)The motion of a point,line or surface about a point:પરિભ્રમણ-વર્તન;આવર્ત. 6. A total or radical change: તદ્દન ફેરફાર; ઉંધું ચત્તું; ઉથલપાથલ. 7. A fundamental change in political organization:રાજ્યની ઉથલપાથલ; રાજ્યક્રાંતિ;રાજ્યપરિવર્તન.**R.***of time*: કાળચક્ર.

**Revolutionary,**(રેવોલ્યૂશનેરિ) *a.* Of or pertaining to a revolution in government:રાજ્યમાં ઉથલપાથલ-ફેરફાર થતી વેળા-સંબંધી-થવાને માટે-થાયેલું;રાજ્યપરિવર્તન સંબંધી-વિષયક.*n.* A revolutionist: રાજ્યમાં બંડ-ઉથલપાથલ કરનાર.

**Revolutionize,** (રેવોલ્યૂશનાઇઝ્ ) *vt.*To change completely as by revolution:ઉથલપાથલ ક૦;-નું-માં ઉંધું ચત્તું ક૦;-તદ્દન ફેરફાર કરવો;નવા સરખું બનાવી દેવું.

**Revolve,**(રીવૉલ્વ્ )*vi.*[L.*re* & *volvo*,I roll.]1.To turn or roll round on;to rotate:ફરવું;પરિભ્રમણ-ચક્રગતિ ક૦; પ્રદક્ષિણા ક૦.2.To move in a curve path round a centre:-ની આસપાસ ફરવું;-ની પ્રદક્ષિણા ક૦. 3. To pass in cycles:ગત થવું;જવું;પસાર થવું.4.To return;to pass:પાછું ફરવું-આવવું. *vt.* 1. To cause to turn, as on an axis: ફેરવવું. 2. Hence,to turn over and over in the mind;to reflect repeatedly upon:મનમાં ઘોળાયા કરવું;મનની સાથે વિચારવું;-પર વિચાર કર્યા ક૦;વિચાર વમળપર ચડવું.

**Revolvency,** (રીવૉલ્વેન્સિ)*n.* The act or state of revolving; revolution:પરિભ્રમણ;પરિવર્તન;ચક્રગતિ.

**Revolver,** (રીવૉલ્વર્ ) *n.* 1. One who or that which revolves:પરિભ્રમણ કરનાર;ફરનાર.2.A kind of firearm;a repeater:વધારે નળીયાવાળી અને એકજ ઘોડાથી ફરતી બંદૂક.

**Revulsion,** (રીવલ્શન્ )*n.*[L.*re* & *vello*,I pull.]1.A strong pulling or drawing back; withdrawal: પાછું ફરવું તે.2.A sudden reaction; a sudden and complete change: એકાએક ફેરફાર;વિરાગ;વિરક્તિ.3.The act of turning or diverting any disease from one part of the body to another:શરીરના એક ભાગમાંથી બીજા ભાગમાં રોગ ફેરવવો તે.

**Reward,** (રીવૉર્ડ્ )*vt.*To give in return;to recompense;to repay: ને પાછું-બદલે-બદલામાં આપવું;-નું ફળ-ના બદલાનું પ્રતિફળ આપવું;ઇનામબક્ષિસ-પારિતોષિક આપવું; પ્રતિદાનપ્રતિકૃતિ ક૦.*n.*1.Regard;respect; consideration:માન;આબરૂ;દરકાર. 2.Recompense; requital: પ્રસન્ન થયેથી જે કાંઈ આપી દીધેલું તે;ઇનામ; બદલો;ફળ;બક્ષીસ; પારિતોષિક; પ્રત્યુપકાર.3.Hence,the fruit of one's labor or works:પ્રતિફળ; બદલો.4. (*Law.*)Compensation or remuneration for services : કરેલા કામનો બદલો-મૂલ્ય.5. A bribe:લાંચ; રૂશવત.6. That which is given in return for evil done or received;punishment:દુષ્ટકર્મનો બદલો;નશીયત;શિક્ષા.

**Rewrite,** ( રીરાઈટ્ ) *vt.* To write again:નવેસરથી લખવું.

**Reynard,** (રેનાર્ડ્ )*n.*An appellation applied after the manner of a proper name to the fox:લોંકડી;શિયાળ;કોલ્હું;શિઆળવું.

**Rhabdomancy,** (રૅબ્ડોમૅન્સિ) *n.* Same as **Rabdomancy**:જાદુગરની લાકડીથી ભવિષ્ય સૂચના.

**Rhapsodical,** (રૅપ્સૉડિકૅલ્ ) *a.* Of or pertaining to rhapsody;confused;unconnected:સંબંધ વગરનું -વિસંગત;અસંબદ્ધ;અબદ્ધ.

**Rhapsodist,**(રૅપ્સૉડિસ્ટ્ )*n.*1. Anciently one who recited or composed a rhapsody:સંબંધ વગર લખાણ-ભાષણ કરનાર-રચનાર-બનાવનાર;અબદ્ધભાષી.2. Hence, one who writes or sings poems for a livelihood:ગુજરાનને માટે અસંબદ્ધ ભાષણ-કવિતા કરનાર;ભાટ;ગરબી ભટ્ટ.3.One who writes or speaks disconnectedly and with great excitement or affectation of feeling: ઘણા આવેશથી કે વૃત્તિની લાગણી થવાથી અસંબંધ બોલનાર કે લખનાર.

**Rhapsody,**(રૅપ્સૉડિ)*n.pl.* **Rhapsodies**. [ Gr. *rhapso*, I sew & *ode*,a song.] 1. A recitation or song of a rhapsodist: સંબંધ વગરનું ભાષણ-ગાયન.2.A disconnected series of sentences or statement;rambling composition:તુટક ભાષણ-વખાણ; અસંગત પ્રબંધ; અસંબદ્ધ કવિતા;ઇકડંતીકડં;અષ્ટંપષ્ટં.

**Rhetoric,**(રેટૉરિક્ )*n.*[Gr. *rheo*, I speak.] 1. The art of composition;oratory; the art of speaking with propriety,elegance & force: સુભાષિત ભાષણ કરવાની ગદ્ય લેખન વિદ્યા;ભાષણ-અલંકારશાસ્ત્ર;સાહિત્યશાસ્ત્ર;અલંકારવિદ્યા; પ્રવચન વિદ્યા.2.Hence,artificial eloquence: છટાદાર ભાષણ;કૃત્રિમવક્તૃત્વ;અલંકાર. 4.(*Fig.*) The power of persuasion or attraction: મનાવવા-સમજાવવાની શક્તિ.

**Rhetorical,**(રેટૉરિકૅલ્ )*a.*Pertaining to rhetoric;oratorical:ભાષણ કરવાની કળાનું-સંબંધી;આલંકારિક;અલંકારયુક્ત;અલંકારરૂપ;અલંકારશાસ્ત્ર સંબંધી-વિષયક;વાઙ્મય. *A* **r.***expression*:અલંકાર;વાક્યાલંકાર.

**Rhetorician,** ( રેટૉરિશૅન્ ) *n.* 1. One well-versed in the rules and principles of rhetoric:અલંકારશાસ્ત્ર જાણનાર; અલંકારશાસ્ત્રી;અલંકારી; અલંકારશાસ્ત્રજ્ઞ-વેત્તા. 2. A teacher of rhetoric:ભાષણ કરવાની વિદ્યા શિખવનાર-બતાવનાર.3.An orator:ભાષણકર્તા;પ્રવક્તા; વક્તા. *a.* Suitable to a master of rhetoric:ભાષણ કરવાની વિદ્યા શિખવનારને લાયક-ઘટતું.

**Rheum,**(રૂમ્ *n.*A genus of plants: એક જાતનો છોડવો;રેવંચીનું ઝાડ. [L. *rheuma*,rheum from Gr.*rheo*, I flow.]*n.* (*Med.*) A serous or mucous discharge, especially one from the eyes or nose:આંખ અથવા નાક વિગેરેમાંથી રસ પડ્યા કરે એવો સરદીથી થતો વિકાર;સળેકમ; શ્લેષ્મ;રસપુણી; નાકમાંથી ઝરતું લીંટ; આંખમાંનું પરૂ-પીયો.

**Rheumatic,**(રૂમૅટિક્ )*a.* 1. Derived from or having the character of rheum:સળેખમથી થતું;સળેખમ જેવું.2.(*Med.*)Pertaining to rheumatism;affected with rheumatism; causing rheumatism: સંધિવાને લગતું-નું-સંબંધી; વાતરોગ સંબંધી-વિષયક;વાતરોગી;રોગનું; વાતગ્રસ્ત;વાયુગ્રસ્ત.**R.***fever*: વાતજ્વર. *n.* One affected with rheumatism:જેને સંધિવા થયો હોય તે માણસ.

**Rheumatism,** ( રૂમૅટિઝમ્ ) *n.* (*Med.*)A general disease characterised by painful,often multiple,local inflammations,usually affecting the joints and the

પૈસાથી કંઈ સદ્દગુણ પ્રાપ્ત કરી શકાતા નથી.

muscles:વાતરોગ;સંધિવા;કળતર;ધનુર્વાત.*Acute* **r.**:વાતગુલ્મ.*Chronic* **r.**:આમવાયુ.

**Rhinoceros,** (રિનૉસેરૅસ )*n.* [Gr. *ris*,*rinos*, the nose & *keras*, a horn.] (*Zool.*)Any pachyderm belonging to the genera *Rhenoceros*:ગેંડો;ગેંડી.

**Rhombus,**(રૉમ્બસ )*n.* [L.]1. An equilateral parallelogram or a quadrilateral figure whose sides are equal and the opposite sides parallel:જેની ચારે બાજુઓ બરાબર છે પણ ખુણાઓ કાટખુણા નથી એવી ચતુરકોણ આકૃતિ-ચતુરસ્ત્ર;વિષમચતુરસ્ત્ર.

**Rhomboid**(રૉમ્બૉઈડ્ )*n.*[Gr.*rhombos*, & *eidos*, shape.] (*Geom.*) An oblique angled parallelogram like rhomb but having only the opposite sides equal, the length and width being different: જેની સામસામેની બાજુઓબરાબર છે પણ ખુણા બરાબર નથી એવી ચતુરકોણાકૃતિ;વિષમદીર્ઘ ચતુરસ્ત્ર.

**Rhubarb,**(રૂબાર્બ્ )*n.*1.(*Bot.*) The name of several large perennial herbs of the genus *Rheum*,and order *Polygonaceæ*:રેવંચિની-ના છોડવાઓ.2.(*Med.*)The root of several species of *Rheum* used much as a cathartic medicine: રેવંચિ; રેઇબાગ; રૂબાર નામની ઔષધી;રેવાચિની.

**Rhyme,**(રાઇમ )*n.*[Gr.*rhythmos*, rhythm.]1. Poetry; a composition in verse;harmony of language: કવિતા; કાવ્ય; કવન;પદ્ય. 2. (*Pros.*) Correspondence of the sound interminating words or syllables of two or more verses, one succeeding another immediately or at no great distance: અનુપ્રાસ. 3. A couplet; a poem containing rhymes: યમકશબ્દ-દુહો-શ્લોક. 4. A word answering in sound to another word:અનુપ્રાસ;કારીયો મળતો આવતો તે.*Neither* **r.***nor reason*:તાલ કે તંત.*vi.* 1. To make rhymes of verses: કવિતા કરવી-રચવી-કવન ક૦; પદ્ય બનાવવું-રચવું.2. To accord in rhyme or sound: યમક-અનુપ્રાસ મળવા-મળતા આવવા; અનુપ્રાસ-સરખો કારીયો આવવો.*vt.* 1. To put into rhyme:કવિતા-છંદબદ્ધ ક૦.2.To influence by rhyme:અનુપ્રાસયુક્ત ક૦.

**Rhythm,** (રિથમ્ ) *n.* [Gr.*rheo*, I flow.]1. In the widest sense, a dividing into short portions by regular succession of motions, impulses,sounds, accents, etc, producing an agreeable effect as in music,poetry, the dance or the like:તાલ;લય; ક્રાંતક્રમ. 2. (*Mus.*)Movement and musical time with periodical recurrence of accents:તાલ;તાલબદ્ધતા; લય. 3.The harmonious flow of vocal sounds:સૂરનો સરખો પ્રવાહ.

**Rhythmical,** (રિધ્મિકલ્ )*n.* Pertaining to, or of the nature of, rhythm:તાલબંધ;લયબંધ.

**Rib,**(રિબ્ )*n.* (*Anat.*) One of the curved bones attached to the vertebral column and supporting the lateral walls of the thorax:પાંસળી;પાંસળું;પાર્શ્વાસ્થિ. *The* **r.**s:પિંજર;હાડપિંજર.2.That which resembles a rib in form or use: પાંસળીના આકારની કંઇ વસ્તુ.(*a*)One of the timbers or bars of iron or steel,that branch outward and upward from the keel,to support the skin or planking,and give shape and strength to the vessel:વહાણની બાજુઓ મજબુત કરવાને વાંકુંજડેલું લાકડું.(*b*) A ridge, fin,or wing as on a plate,cylinder,beam,etc.,to strengthen or stiffen it:કશાનું પાસુ-બાજુ;ચાપડો; પટો.(*c*)One of the rods on which the cover of an umbrella is extended: છત્રીનો દાંડો;સળી; સળીઓ. (*d*) A prominent line or ridge as in cloth:કોર;દોરી;નખી. 3.The chief nerve or one of the chief nerves of a leaf:પાંતરાંનો દાંડો-ડી -નસ;પેલિંદ;રેખા.4.(*Arch.*)In Gothic vaulting,one of the primary members of the vault:ઘુમટનો મુખ્ય અંગભુત ભાગ.5.(*Mining.*) (*a*) Solid coal on the side of a gallery;solid ore in a vein:પટખા તરફનો ઘટ્ટ કોલસો; શેરમાંની ઘટ્ટ કાચી ધાતુ.(*b*)An elongated pillar of ore or coal left as a support: ટેકાને માટે રાખેલો કાચી ધાતુ અગર કોલસાનો લાંબો થાંભલો-ટેકો.6.A wife: સ્ત્રી;પત્નિ;વહુ.*vt.*1.To furnish with ribs:નખી મુકવી. 2. To inclose as with ribs and protect; to shut in:-માં ઘાલવું-બેસવું. *To* **r.** *land*, to leave strips of undisturbed ground between the furrows in plowing:ખેડતી વખતે ચાસની વચ્ચે ખેડ્યા વગરની જમીન રાખવી-મુકવી.

**Ribald,**(રિબૅલ્ડ્ )*n.*A low,vulgar, brutal, foul mouthed wretch;a lewd fellow:મોંડાનું છૂટું;નાગી-ઉઘાડી બોલીબોલનાર;ભાંડ; ફાટેલ; અભદ્રભાષી;દુર્મુખ માણસ;છુટ્ટું-હલકું-નઠારું બોલનાર.*a.*Low;mean;base;filthy: હલકું;મોંઢાનું છૂટું;ભાંડ;ફાટેલું;નાગું.

**Ribaldry,**(રિબૅલ્ડ્રિ )*n.*Low,vulgar language;indecency; lewdness: નાગું-હલકું-ઉઘાડું-ભાંડ ભાષણ;અભદ્ર ભાષણ;દુરુક્તિ.

**Ribbon,** (રિબૅન્ ) *n.* 1.A fillet or narrow woven fabric:રીત;કોર;પટી;પટ્ટબંધ;કોર:પટો;રીબન.2.A narrow strip or shred:સાંકડી પટી.3. (*Shipbuilding.*)Rib-band:વહાણની બાજુનાં લાકડાં મજબુત રાખવાને માટે આડો જડેલો બુહો.4. *pl.*Driving reins : લગામ. *vt.* To adorn with,or as with ribbons:કોર-રીત મુકવી-થી શણગારવું-શોભાવવું.

**Ribibe,** ( રિબિબ્ )*n.* 1. A sort of stringed instrument: એક જાતનું દોરીવાળું વાજીંત્ર;સારંગી;સતાર. 2. An old woman (*in contempt*): ઘરડીસ્ત્રી;ડોકરી;ડોસી. 3.A bawd;a prostitute:દુકાન કાઢી બેઠેલું બૈરું; છિનાળ;વૈશ્યા;પાતર.

**Rice,**(રાઇસ્ )*n.*[L.*oryza.*](*Bot.*)A well-known cereal grass(*Oryza sativa.*)and its seed:ચોખા;ભાત. **R.** *in husk*:ડાંગર;સાળ.*Unboiled* **r.***without the husk*:તાંદુલ;ચોખા. *Boiled* **r.**:ભાત;કૂર.*Ear of* **r.**:કંડી. *Parched* **r.**: મમરા. *pl. Particles of* **r.**:કણકી. *Pounder of* **r.**: ઓલો.**R.***gruel*:પેજ;કાંજી;ઓસામણ. **R.***boiled dry*:ઓંડાભાત. **R.** *dust*: કુશકી. **R.***milk*:દુધપાક; ક્ષિપ્રા;ક્ષીર; ખીર.**R.***plants in the seed plot*: ધરુ. **R.** *pressed flat*:પૌઆ-વા.**R.** *straw*:પરાળ.**R.***water*:ચોખાનું ઓસામણ. **R.***water discharge*:કોલેરામાં ચોખાના ઓસામણ જેવો ઝાડો થાય છે તે. *Wild or spontaneous* **r.**:નમાર;નીવાર;દેવભાત;

**Rich,**(રિચ્ )*a.*[A.S.*rice*,powerful. L.*rex*,*regis*,a king.]1. Wealthy opulent;affluent:શ્રીમંત; તાલેવંત;

Riches though hard to gain, are still more hard to keep :

પૈસાદાર;ધનવાન-વંત;ધનાઢ્ય;શ્રીમાન; દોલતવાન-વાળો;દ્રવ્યવાન; તવંગર;ધનેશ્વર;સંપત્તિવાન;માતબર.**R.** *from birth*: ગર્ભશ્રીમંત. 2. Abundant; bountiful;copious : ઘણું જ;પુષ્કળ; ભરપુર;ભરેલું;વાળું;જોઈએ તે કરતાંપણ વધારે;અતિશય;આઢ્ય;સંપન્ન;મય;સમૃદ્ધ;પૂર્ણ;*in comp.*as:ગુણાઢ્ય;ધનાઢ્ય;જ્ઞાનસંપન્ન;જલપૂર્ણ;ધાન્યસમૃદ્ધ.3. Productive or fertile; fruitful: ફળવંત;ફળદ્રુપ;સત્વવાન;ઉપજાવનારી. *A* **r.***land*:ફળદ્રુપ જમીન.4.Highly valued;precious;costly: કિંમતી; ભારે;ઘણું મોંઘું;અમૂલ્ય.A **r.***dress*: કિંમતી-ભારે પોશાક. 5. Abounding in agreeable or nutritive qualities:સ્વાદિષ્ટ;ભાતભાતના મશાલાવાળા ભોજનવાળી; રસભર્યું; મશાલેદાર;લહેજતદાર;મિઠું;મિષ્ટ;ઘૃતપૂર્ણ.*A* **r.** *dish*:સ્વાદિષ્ટ-લહેજતદાર ભોજનવાળું ખાણું.6.Not faint or delicate;vivid: ભભક-તેજ મારતું; ચળકતું;ઉજવલ;સુપ્રકાશ; અતિશોભાયમાન;સુંદર. *As,a* **r.** *color* : ભભક મારતો રંગ. 7. Full of sweet and harmonious sounds: મધુર; સુસ્વર. 8. Abounding in beauty;gorgeous: ખુબી-ખુબસુરતીવાળું;ખુબસુરત; રમણીય; મનોહર. **R.***scenery*: રમણીય દ્રશ્યભૂમિ.9.Exciting amusement; entertaining:ગમત કરાવતું-ખુશ કરાવે એવી-એવું;ગમત ભરેલું;આનંદકારક.*The scene was a* **r.***one*:દેખાવ ખુશ કરે એવો હતો.*vt.* To enrich: પૈસાદાર-દોલતવાન-ધનવાન - તાલેવંત કo.*The* **r.**:તાલેવંત-શ્રીમંત વર્ગ.

**Riches,**(રિચેઝ્ )*n. pl.* 1. Wealth; opulence;affluence:સંપત્તિ;લક્ષ્મી; માલમતા;પૈસો;દોલત;પુંજી;અર્થ;વિભવ; વિત્ત;દ્રવ્ય;ધન.*Thirst or lust of* **r.**: ધનાશા;ધનલોભ;વિત્તૈષણા.**R.** *got by unrighteousness*:પાપધન;પાપાર્જીતદ્રવ્ય.*Intoxication produced by* **r.**:ધનમદ.2. That which appears rich,sumptuous,precious or the like:ભારે-કિંમતી પદાર્થ-વસ્તુ.

**Richly,** ( રિચ્લિ ) *adv.* In a rich manner:ભભકાથી;સારી શોભીતી ઉમદા રીતે;અતિઘણું;પૂરતી રીતે;ખરેખર.

**Richness,** (રિચ્નેસ્ )*n.* The quality or state of being rich(*as in any sense of the adjective*):તાલેવંતપણું;રસાળપણું; પુષ્કળપણું;ધનાઢ્યતા;સશ્રીકતા; સધનતા; અતિશોભા;પ્રતાપ;બાહુલ્ય;સમૃદ્ધિ;સંપત;મિષ્ટતા:મધુરતા.

**Rick,**(રિક્ )*n.*[A.S.*hreac*,a heap.] A stack or pile, as of grain, straw, or hay,in the open air : ઢગ;ગંજી;અંબાર;ગંજ.*vt.* To heap up in ricks:ઢગલો-ગંજી-ગંજ કરવો.

**Rickets,**(રિકેટ્સ )*n.pl.*[A. S.*wrigian*,to bend.](*Med.*)A disease which affects children:એક પ્રકારનો બચ્ચાંનો તવાઈ જવાનો રોગ.

**Rictus,**(રિક્ટસ્ )*n.* [ L. the aperture of the mouth. ] The gape of the mouth,as of birds: પક્ષિઓના મ્હોંની ફાટ-બાકું.

**Rid,**(રિડ્ )*Imp.*& *p.p.*of **ride**:ઘોડાપર સ્વારી કરી-કરેલી. *vt.* [A. S. *hreddan*,to deliver.]1.To save; to rescue;to deliver:બચાવવું;છોડવવું;છુટું-મોકળું કo.2.To free; to clear;to disencumber:કાઢીને સાફ કરી મુકવું-કાઢવું;દૂર કo; કાઢવું; નિષ્કંટક કo. *As,* **r.** *all the sea of pirates*:સમુદ્રમાંથી સઘળા ચાંચીઆ લોકોને કાઢી મુકો. 3.To drive away; to make away with;to destroy: કાઢી મુકવું;નાશ કo;-નું ઠીટ કાઢી નાંખવું; નિર્મૂળ કo.4.To get over;to dispose of;to finish:પૂર્ણ-પૂરૂં કo;પસાર કo; કાપવું;વટાવવું. *To be* **r.** *of*, to be free or delivered from:-થી મુક્ત-છૂટા થવું;-માંથી છૂટવું.*To get* **r.** *of*,to free one's self from:-થી પોતાની જાતને-પોતે મુક્ત-છૂટા-સ્વતંત્ર કરવું-થવું;-ને રસ્તો પકડાવવો-આપવો;ટાળવું; બહાર કાઢવું;-ને દૂર કo.

**Riddance,**(રિડંન્સ)*n.*1.The act of freeing;deliverance;a cleansing up or out:છૂટા કરવું તે;છૂટકારો;સાફ કરી નાંખવું તે.2.The state of being rid or free;freedom;escape: છૂટકારો;બચાવ;મુક્તિ;મોક્ષ;ઉદ્ધાર;શોધન.

**Ridden,**(રિડન્ )*p.p.*Of **ride**: સ્વારી કરેલું.

**Riddle,**(રિડલ્ )*n.*[A.S.*hriddler*,to separate.]1.A sieve with coarse meshes:મોટા વેહવાળી ચારણી.*vt.*1. To pass through a riddle: જાડા વેહની ચાળણીમાંથી ચાળવું. 2. To make many holes in:-માં ઘણાં કાણાં-સાર-વેહ પાડવા.*n.*[A.S.*rædan*, to advise.]Something proposed to be solved by guessing or conjecture;a puzzling question;an enigma; anything ambiguous or puzzling:ઉખાણો;સમસ્યા; કોહડો;પ્રહેલિકા;ઉખાણું; ફૂટાર્થ વાક્ય;માથાફોડ; કડાકૂટ. *vt.* To explain; to solve;to unriddle:સમજાવવું;સમસ્યા-ઉખાણો છોડવો. *vt.* To speak ambiguously:ન સમજાય એવી રીતે બોલવું;ફૂટાર્થી-દ્વિઅર્થી બોલવું.

**Ride,**(રાઇડ્ ) *vi.* [ *imp.***rode,rid.** *pp.***ridden.**] [L. *raeda*,a chariot.]1.To be carried on the back of an animal,as a horse:ઘોડા અથવા બીજા કોઈ વાહનપર બેસીને જવું; સ્વારી કo;સવાર થવું.2.To be borne in a carriage:ગાડીમાં બેસીને જવું. 3.To float;to lie:તરવું; તરતું રહેવું. 4. To be supported in motion; to rest:આરામ લેવો;આધાર રાખવો; -ના આધારે રહેવું.5.To manage a horse,as an equestrian: ઘોડાપર બેસીને ઘોડાને વશ રાખી ચલાવવો.6. To support a rider,as a horse; to move under the saddle:ચાલવું;હીંડવું.*To* **r.***out*,(*a*)to go upon a military expedition: લશ્કરી સ્વારીએ જવું. (*b*) To ride in the open air: ખુલ્લી હવામાં ઘોડે બેસી ફરવા જવું.*To* **r.***hard*:વહાણને લાંગરતી વખતે ખુબ આંચકા આવવા.*To* **r.** *easy*:વહાણને સુખપૂર્વક-આંચકા કે હેલા વગર લાંગરવું.*To* **r.** *to hounds*, to ride behind,and near to,the hounds,in hunting:શિકાર કરતી વખતે શિકારી કુતરાઓની પાછળ-નજીક ઘોડો ચલાવવો.*vt.*1.To sit on so as to be carried: -પર બેસવું; -પર સ્વારી કo; સ્વાર થવું. 2. To domineer over:-ના ઉપર હુકમ-અમલ ચલાવવો;-ને વશ વર્તવું;-ના આધીન-વશ રાખવું.3.To convey,as by riding:સ્વારી કરીને લઇ જવું.4.(*Surg.*) To overlap (*each other*); -said of bones or fractured fragments: ઉપર ચડી જવું. *To* **r.** *a hobby,* to have some favorite occupation or subject of talk:મનગમતો ધંધો -વાતનો વિષય હોવો.*To* **r.***and tie*, to take turn with another in labour and rest: મહેનત-શ્રમ અને આરામમાં ભાગ લેવો;વારા કo.*To* **r.** *over*, to trample down in riding: ઘોડો દોડાવી-ચલાવીને તેના પગ નીચે કચરી નાંખવું; -પર ઘોડો ફેરવી વાળવો.*To* **r.***roughshod over one*, to act tyrannically: -ની સાથે જુલમથી વર્તવું; -પર જુલમ ગુજારવો. *n.* 1.The act of riding; an excur-

પૈસો મેળવવો એ કઠણ અને સાચવવો એ કઠણ.

sion on horse back or in a vehicle: ઘોડા-ગાડી વિગેરે ઉપર બેસવું તે-બેસીને ગાળેલો ફેરો;રપેટો;સેલ;ફેરો; સવારી.2.A saddle horse:સ્વારીનો ઘોડો. 3. A road or avenue cut in a wood,or through grounds, to be used as a place of riding; a riding: ઘોડા ઉપર બેસીને જવાનો રસ્તો-વાટ;ઘોડવાટ.

**Rider,**(રાઈડર્) *n.* 1. One who or that which rides: સવારી કરનાર. 2.A commercial traveller:વેપારી;મુસાફર.3. One who breaks or manages a horse: ઘોડાને કેળવનાર;રવાલદાર. 4. Something extra or burdensome that is imposed; an addition or amendment to a manuscript or other document: ખત-લેખ કે દસ્તાવેજને છેડે ઉમેરેલું વાક્ય;કલમ;અનુસંધાન; પુરવણી; સંધાણ,પરિશિષ્ટ.5.(*Math.*) A problem of more than usual difficulty added to another on an examination paper: પરીક્ષાના સવાલ પત્રકમાં એકના એક સવાલમાં મુકેલું વધારે અઘરું કૃત્ય-સિદ્ધાંત. 6. A Dutch gold coin having the figure of a man on horseback stamped upon it:ઘોડેસ્વારની છાપવાળો ડચ લોકોનો સોનાનો સિક્કો.7. (*Mining*) Rock material in a vein of ore,dividing it:કાચી ધાતુની સેરમાં તેને જુદું પાડનાર ખડક પથરા વિગેરે.8.A robber:લુંટારો;ચોર;ધાડપાડુ.

**Ridge,**(રિજ્)*n.*[A.S.*hrycg.*]1.The back or top of the back;a crest: પીઠ;પીઠનો ઉપલો ભાગ.2.A range of hills or mountains:ડુંગરો-પર્વતોની હાર-ઓળ.3. A raised line or strip,as of ground or on the surface of cloth,metal bone,&c.: બે ચાસ વચ્ચેની ઉપસેલી જમીન;ઉમરો;ઉંચાણ;કરચલી;કરચોલી.4.(*Arch.*) The intersection of two surfaces forming a salient angle:છાપરાનો મોભ-ટોચ.*vt.*1.To form a ridge of; to make into a ridge: ટેકરા-ડુંગરાની હાર બનાવવી. 2. To form into ridges with the plow , as land: ચાસ પાડીને આસપાસની જમીન ઉંચી કo;શેરડો કરવો-પાડવો.3. To wrinkle:કરચલી પાડવી.

**Ridge-bone,** (રિજ્-બોન્) *n.* The back bone:પીઠ-વાંસાનું હાડકું.

**Ridicule,**(રિડિક્યૂલ્) *n.* [L. *ridiculum*,a jest.] 1. An object of sport or laughter ; a laughing stock or laughing matter: હાસ્યજનક પદાર્થ-વસ્તુ;મહાહાસ્યાસ્પદ;ઉપહાસાસ્પદ; ઉપહાસ વિષય.2. Wit of that species which provokes contemptuous laughter;banter; derision:પરિહાસ;હાસ્ય;અવજ્ઞા;ટેચ;હાંસી;ઠઠ્ઠો;મશ્કરી;ઉપહાસ; મજાક. 3.Quality of being ridiculous; ridiculousness: ઉપહાસ-હાંસી લાયક હોવાનો ગુણ. *vt.* To laugh at mockingly or disparagingly:-ની મશ્કરી હાંસી-ઠઠ્ઠો-મજાક કo; -ને હસી કાઢવું; -ની હુરે-રેવડી બોલાવવી. *a.* Ridiculous:હસી કાઢવા જોગ;હાસ્યોત્પાદક; હાસ્યજનક.

**Ridiculous,**(રિડિક્યૂલસ્)*a.*1. Fitted to excite ridicule; absurd and laughable:હસી કાઢવા જોગ;હાસ્યજનક;હાસ્યોત્પાદક.2.Involving or expressing ridicule: હાંસીદર્શક;હાંસીથી ભરેલું;મશ્કરીવાળું.

**Ridiculously,** (રિડિક્યૂલસ્લિ) *adv.* In a manner to excite laughter: હાસ્યજનક-ઉપહાસોત્પાદક રીતે.

**Riding,** (રાઈડિંગ્) *n.* One of the three jurisdictions into which the country of York,in England, is divided:ઈંગ્લાંડમાં યોર્કશાયર પ્રાંતના જે ત્રણ ભાગ છે તેઓમાંનો એક.

**Riding,**(રાઇડિંગ્)*a.*1. Employed to travel;traveling:મુસાફરી કરતો-કરનારો.2. Used for riding on: સ્વારી કરવાનું;સ્વાર થવાનો.*A r.horse:* સ્વારી કરવાનો ઘોડો. 3. Used for riding, or when riding; devoted to riding: સ્વારીના કામમાં લેવાતું-વપરાતું.**R.***master*: ઘોડે બેસતાં શિખવનાર;અશ્વશિક્ષક;અશ્વરોહણ શિક્ષક.**R.** *school:* ઘોડે બેસતાં શિખવવાની નિશાળ. **R.** *clerk* : કોઈ વ્યાપારી પેઢીને માટે મુસાફરી કરનાર ગુમાસ્તો.*n.*1.The act or state of one who rides:સવારી કo તે;સ્વારી; અશ્વારોહણ.2.A festival procession: વરઘોડો. 3. A district in charge of an excise officer:એક અમલદારના તાબાનો મૂલક.

**Ridinghood,** (રાઇડિંગ્હુડ્) *n.* A hood worn by women when riding:ઘોડાપર બેસતી વેળાએ સ્ત્રીઓને પહેરવાનો બુરખો.

**Ridotto,** (રિડૉટો) *n.* [Low L.*reductus*, a retreat.] A favorite Italian public entertainment, consisting of music and dancing:ગાનતાનની ગમત-મઝા; જલસો.

**Rife,**(રાઈફ્)*a.*[AS.*rif*,abundant.] 1.Prevailing:prevalent;abounding:ઘણા જોરથી ચાલતું-ફેલાતું; પ્રચલિત.2.Having power;active;nimble:શક્તિવાન;ચંચળ;ચાલાક; ચપળ.

**Riffraff,**(રિફ્રૅફ્)*n.*Sweepings;refuse;the lowest order of society:કચરો;પૂંજો;કીટુ;ધાંચીમોચી;કોળીકંકાળી-કાછિયો-નીચવર્ણ.

**Rifle,** (રાઈફલ્)*vt.*1. To seize and bear away by force; to snatch away;to carry off:લઇ જવું;-નું હરણ કરવું;ખુંચાવી લેવું.2.To strip;to rob;to pillage:લુંટવું;લુંટીલેવું;-પરથી ઉતારી લેવું.*vi.*1. To commit robbery:ચોરી-લુંટ કo.*n.*1.A gun,the inside of whose barrel is grooved with spiral channels:પેચની બંદુક.2.*pl.*(*Mil.*)A body of soldiers armed with rifles.પેચની બંદુકોવાળા સિપાઈઓ.3. A strip of wood covered with emery or a similar material,used for sharpening scythes:હથિયારને ધાર કાઢવામાં કામે લાગતો કંઇ પદાર્થ ચઢાવેલો લાકડાનો કડકો.*vt.*1. To groove;to channel:કોરણ-ખોભણ પાડવી.2.To whet with a rifle: લાકડાનો કડકો ઘસીને ધાર કાઢવી-ચઢાવવી.

**Rifler,**(રાઇફ્લર્)*n.*One who rifles; a robber:ચોર;લુંટારો;હરણ કરનાર.

**Rift,** (રિફ્ટ્) *p.p.* of **Rive.***n.*An opening made by riving or splitting; a cleft; a fissure:ચીરો;ફાટ; તરડ;સાંધ;છિદ્ર.2.A shallow place in a stream;a ford:નદીમાં છાછરા પાણીવાળી જગા;આરો.*vt.*To cleave; to rive;to split:ચીર-ફાટ પાડવી. *vi.* 1.To burst open;to split: ઉઘાડું-ખુલ્લું થવું;ફાટ પડવી. 2. To belch: જોરબંધ નીકળવું.

**Rig,**(રિગ)*n.*[AS.*wrihan*,to cover] 1.(*Naut.*) The peculiar fitting in shape,number and arrangement of sails and masts:જુદા જુદા પ્રકારના સઢ,ડોળ વિગેરે બાંધવાની ખાસ વ્યવસ્થા.2.Dress:પોશાક.*vt.*1. To furnish with apparatus or gear;to fit with tackling:વહાણને સઢ દોરડાં વિગેરે બાંધી તૈયાર કo. 2.To dress;to equip : સજવું; પહે-

Ratify promises by performances :

શાવવું; શણગારવું; શણગારી તૈયાર ક૰; સજ ક૰.n.1.A romp;a wanton:ચંચળ-લુચ્ચી-મસ્તીખોર છોકરી-જૈરી. 2. A sportive or unbecoming trick; a frolic: અણઘટતી મશ્કરી;હાસ્યવિનોદ;મજા;રમત;ખેલ. 3. A blast of wind:પવનનો ઝપાટો.*To run a* **r.**, to play a trick:કાવતરૂ-કપટ-છળક૰; પેચ રમવો.*vi.*To play the wanton; to play tricks:કાવતરાં-કપટ-છળ ક૰-રચવો;;મસ્તીખોર-લુચ્ચાની માફક વર્તવું.*vt.*To make free with;hence, to steal;to pilfer:ચોરવું;લુંટવું. *To* **r.** *the market(Stock Exchange.)*, to raise or lower market prices, as by some fraud or trick: છળકાવતરા-દગાથી બજારભાવ એકદમ ઓછા કરવા કે વધારવા.

**Rigger,**(રિગર્ )*n.* One whose occupation is to fit the rigging of a ship:વહાણના સઢ બાંધનાર.

**Rigging,**(રિગિન્ગ્ )*n.*Dress;tackle: પોશાક;વહાણનાં સઘળાં દોરડાં;સાજ; સામગ્રી.

**Riggish,**(રિગિશ્ )*a.*Like a rig or wanton:કામી;વિષયી.

**Right,** ( રાઇટ્ ) *n.* [ L. *rectus*, straight.]1 Straight;direct;not crooked:સિધું; વાંક-વક્ર વિનાનું;પાંસરૂં;પાધરૂં.*As,a* **r.***line*:સિધીલીટી. 2. Upright; erect from a base: ઉભું;સિધું; આડું નહિ પડેલું તેવું; ટટાર.3. Just; true; according to truth & duty:અદલ;વાજબી;ખરૂં; સાચું;નેક;ન્યાયી;સત્ય; યથાર્થ; વાસ્તવિક.4.Fit;suitable; proper; correct:લાયક;ઘટિત;બરોબર;ઠીક;દુરસ્ત; બેસ;યોગ્ય;ઉચિત; શુદ્ધ;સિધુ;યથાયોગ્ય;યથોચિત;લાજમ; વિહિત; હલાલ; સત્.& સુ.in comp., *as,a* **r.***path*: સન્માર્ગ;સુપંથ.5.Real;actual; not spurious:હકદાર;ખરૂં. *As, his* **r.** *wife*: તેની હકદાર સ્ત્રી-વહુ. 6. Not mistaken or wrong;correct:વાસ્તવિક;સાચું; ખરૂં; ખોટું નહિ એવું. *As,this is the* **r.***faith*:આજ ખરૂં આકીન છે. 7. Most favorable or convenient;fortunate:ઘણું અનુકુળ-સુગમ-સગવડ પડે એવું;ફાવે તેવું; અનુકૂળ;સગવડ પડતું.8. Of or pertaining to that side of the body in man on which the muscular action is usually stronger than on the other side;opposite to left: દક્ષિણ; જમણો. *As, a* **r.** *hand* : જમણો હાથ. 9. Orderly; well regulated;correctly done: નિયમ પ્રમાણેનું; નિયમાનુસાર; બરોબર રીતે કરેલું;સુવ્યવસ્થિત.10. Designed to be placed or worn outward:સુલટું;સવળું. *As, the* **r.** *side of a piece of cloth*:લુગડાની સવળી બાજુ. *At right angles*, so as to form a right angle : કાટખૂણે.**R.** *and left*, in both or all directions : બે-બન્ને અથવા સઘળી બાજુએ-દિશાએ;ડાબા જમણી **R.***angle*, the angle formed by one line meeting another perpendicularly:કાટખૂણો.**R.***ascension*: વિષુવાંશ.*adv.*1. In a right manner:ખરી-વાજબી રીતે.2.In a right or straight line;directly;hence, immediately;next:સીધી લીટીમાં; સીધે;પાસે;બરોબર;સચોટ.3.Exactly;just:બરોબર રીતે;જ.4.Righteously:સન્માર્ગે;સદ્ગુણથી;નિષ્કલંકપણે;સદ્વર્તનથી.5.According to any rule of art;correctly:બરોબર રીતે; વાસ્તવિકરીતે.6.According to fact or truth;exactly:ખરીરીતે; બરોબર રીતે.7.In a great degree;very; wholly:ઘણુંજ;અતિ.**R.***honorable*, a title given to peers:અતિ આબરૂદાર;નેકનામદાર.**R.***along*, without cessation;continuously:અટક્યાવિના-વગર. *Right away*, or *right off*,at once;without delay: એકદમ;તરતજ; તાબડતોડ; હમણાંજ; અવિલંબ; ઢીલવિના-વગર. *n.* 1. (*a*) The right course;freedom from guilt; obedience to lawful authority:વાજબીપણું; ન્યાય; રાસ્તી; નીતિ;નેકી;ઔચિત્ય.(*b*) Adherence to truth or fact; freedom from error:સત્ય-સાચી વાતને વળગી રહેવું તે;સાચાઇ;સત્ય; ખરાપણું. (*c*) Justice;uprightness; integrity:ઇનસાફ;ન્યાય;અદલપણું;ધર્મ;સત્યતા;સાચાઈ;સત્ય;શુદ્ધતા.2.(*a*)That which one has a natural claim to exact:હક; દાવો. (*b*) Legal power, authority:સત્તા;અધિકાર.(*c*) That which one has a claim to possess;claim;title; ownership:હક; દાવો;ઈલાખો;અધિકાર; લેવાદેવા. (*d*) Privilege or immunity granted by authority:છૂટી; સ્વતંત્રતા; હક. 3.The right side: જમણી બાજુ. 4.In some legislative bodies of Europe (*as in France*) those members collectively who are conservatives or monarchists: ધારા સભામાંના રાજાના પક્ષના સભાસદો. 5. The outward or most finished surface, as of a piece of cloth,a carpet,etc.:લુગડાની સવળી-સુલટી બાજુ.*At all* **r.**s,at all points;in all respects:સઘળીરીતે-બાબતે. *Bill of rights*, a list of right:હકનું લીસ્ટ.*By* **r.**,*by* **r.**s,or *by good* **r.**s,rightly; property; correctly:વાજબી-બરોબર રીતે. *To* **r.**s,(*a*)in a direct line;straight: સિધીલીટીમાં;સિધું. (*b*)At once;directly : એકદમ; તરતજ. *To set to* **r.**s,*to put to* **r.**s.,to set in good order:અનુક્રમ નિયમ પ્રમાણે ગોઠવવું;બરાબર-દુરસ્ત ક૰;વ્યવસ્થિત ક૰;-નો બંદોબસ્ત-વ્યવસ્થા ક૰. *Might is* **r.**:બળિયાના બે ભાગ. *vt.* 1. To set upright; to make right;to correct:ખરૂં ક૰;સુધારવું.2. To do justice to;to restore rights to: ન્યાય-ઇનસાફ આપવો-ક૰;-ને પાછા હક અપાવવા-ને અન્યાય-અપરાધમાંથી મુક્તક૰.3. To vindicate: -ને ઇનસાફ આપવો; -ની બાંહ્યધરવી;-ના તરફથી લડવું.*vi.* 1. To recover the proper or natural position: અસલસ્થિતિ પાછી મેળવવી -એપાછું આવવું. 2. (*Naut.*) To regain an upright position,as a ship or boat, after careening: સિધુ-ઉભું-ટટાર થવું. To *send to the* **r.***about*, to cause to turn toward the opposite point or quarter:સામેનાબિંદુ અથવા બાજુ તરફ ફેરવવું.

**Right-angle,** ( રાઇટ્ઍન્ગલ્ ) *n.* The angle formed by one line meeting another perpendicularly:કાટખૂણો.

**Right-angled,** (રાઇટ્ઍન્ગ્લ્ડ્ ) *a.* Having or containing a right angle or right angles: કાટખૂણાવાળું-ખૂણીયું.

**Righteous,** (રાઈટ્યસ્ ) *a.* Yielding to all their due;just;equitable;free from guilt or sin;holy: સત્યવાદી; ધર્મી;નીતિમાન;સુશીલ;પવિત્ર;ન્યાયી;ન્યાયનિષ્ઠ; ધાર્મિક; ધર્મપર;વાજબી;ઘટતું;યથાયોગ્ય.

**Righteousness,** (રાઇટ્યસનેસ્ ) *n.* 1. Holiness; purity; rectitude: પવિત્રતા-પણું;સદાચાર; પવિત્રાઈ; શુદ્ધતા.2.A righteous act or righte-

ous quality:-ન્યાયી-ધર્મિષ્ઠપણું;ન્યાયી-ધાર્મિક કામ;નેકી;;ન્યાયનિષ્ઠા; ન્યાયાસક્તિ.3.The acts or conduct of one who is righteous:ન્યાયી-ધર્મિષ્ઠ માણસનાં કૃત્યો અથવા ચાલચલગત.4.(*Theol.*)The state of being right with God; justification;the work of Christ, which is the ground of justification:ન્યાય;અદલપણું; ન્યાય-ધાર્મિષ્ઠપણાને માટે ઈસુખ્રિસ્તનું કામ-કૃત્ય;;ન્યાય્યતાસ્પદ.

**Rightful,**(રાઈટ્ ફુલ્ )*a*.1.Upright; just;good: વાજબી; ખરૂં; યથાર્થ. 2. Consonant to justice;just: યથાન્યાય;ખરૂં;રાસ્ત.3.Being or holding by right; having the right or just claim : દાવેદાર; સત્તાધારી; અધિકારી; હક્કદાર; જેનો ખરો હક પહોચતો હોયતે;વાજબી; ખરૂ 4. Belonging, held or possessed by right or just claim:હક્કનું;સત્તાનું.

**Right-handed,**(રાઈટ્-હૅન્ડેડ્ )*a*. 1. Using the right hand habitually,or more easily than the left: ડાબા કરતાં જમણો હાથ વધારે અથવા વધારે સહેલાઇથી વાપરતું-નો ઉપયોગ કરતું.2.Having the same direction or course as the movement of the hands of a watch seen in front:ઘડિયાળના કાંટાની ગતિની દિશામાં જતું.

**Right-hearted,** ( રાઇટ્હાર્ટેડ્ ) *a*. Having a right heart or disposition:સારા સ્વભાવનું-મિજાજનું;ખરાવાદી.

**Rigid,**(રિજિડ્ )*a*. [L.*rigeo*, I am stiff with cold.]1.Firm;stiff;not pliant;not flexible:વળે નહિ-મરડાય નહિ એવું;તાટ;સખ્ત;કઠણ.2.Severe; inflexible;strict:કરડું;સખ્ત; કઠણ; કઠોર;ચીકણું;ઉગ્ર;દારૂણ;કડક.

**Rigidity-ness,** ( રિજિડિટિ-રિજિડ્નેસ્ )*n*.1.The quality or state of being rigid;want of pliability: ન વળે-મરડાય એવું હોવું તે:કઠણાસ.2. Want of ease or elegance:કરડાશી;સખ્તાઈ. 3. Severity; rigor:સખ્ત;સખ્તાઈ;કઠોરતા;કરડાપણું;કડકતા.

**Rigmarole,**(રિગ્મૅરોલ્ )*n*. Foolish talk;nonsense:લવારો;અર્થ વિનાનું ભાષણ;બકબક; બકવા; ગપ્પ'પષ્પ;ઈકટ'તીકટ.

**Rigor,**(રિગૉર્ )*n*.1.Rigidity; stiffness:સખ્તાઈ;કઠોરતા;કરડાપણું;તાટપણું.2.(*Med.*)A sense of chilliness,with contraction of the skin: ઠંડી લાગવીતે;કરડાપણું.*n*.(રિગર્ )[L. *rigeo*,I am stiff.]1.Rigidity;stiffness;hardness:કઠણાશ;કઠોરતા;કરડાશી.2.(*Med.*)See 1st.**Rigor**. 2. 3.Severity of climate or season: દેશ-હવા-ઋતુની સખ્તાઈ.4.Stiffness of opinion or temper;cruelty:સખ્ત-કરડા-આકરાપણું; કરડી પ્રકૃતિ;જુલમીપણું;ઘાતકીપણું;ક્રૂરતા; નિર્દયતા; કઠોરતા.5.Strictness:સખ્તાઈ;બારીકાઈ;અશિથિલતા.6.Severity of life; austerity: તપ; દેહદમન. 7. Violence:force;fury:જોર;જુસ્સો;ક્રોધ.

**Rigorous,** (રિગૉરસ )*a*. 1. Exact; strict;severe;relentless:કરડું;સખ્ત;કઠોર;બરાબર.નિષ્ઠુર;ઉગ્ર;કઠણ;-માં ફેર પડે નહિ એવું.**R**.*definition*:બરાબર વ્યાખ્યા. 2.Severe;intense; inclement:સખ્ત;ખમી ન શકાય તેવું; કડકડતું;ભર. *A* **r**. *winter*: કડકડતો શિયાળો.**R**.*imprisonment*:સખત મજુરીની કેદની શિક્ષા-સજા.

**Rigorously,** (રિગૉરસ્લિ) *adv*.Exactly;strictly:કરડી રીતે;સખ્તીથી;કઠોર પણે;બારીકીથી; ચાંપીચાંપીને;દયા લાવ્યા વગર;નિર્દયપણે.

**Rile,**(રાઇલ્ )*vt*.1.To render turbid or muddy;to stir up:કચરાવાળું-મેલું કરવું-બનાવવું;મલિન-ગંદુ ક૦;ડકાળવું;ડખોળવું. 2. To make angry; to vex:ગુસ્સે ક૦;ચીડવવું.

**Rill,**(રિલ્ ) *n*.A streamlet;a very small brook:નાળું;વહેળીઉં;નાનો ઝરો.

**Rillet,** ( રિલેટ્ ) *n*.1.A very small brook;a streamlet:નાળું;ન્હાની નદી;ઝરો.2.See **Rille**.

**Rille,** (રિલે) *n*. (*Astron.*) One of certain narrow,crooked valleys seen,by aid of the telescope,on the surface of the moon:દૂરબીનથી ચંદ્રની સપાટી ઉપર જે સાંકડી વાંકીચૂકી ખીણો જણાયછે તે પૈકીની એક.

**Rim,**(રિમ્ )*n*.[AS.*reoma*,edge.]1. The border, edge or margin of a thing:કોર;કિનાર;કોરણ;કાંઠો;ધાર. 2.The lower part of the abdomen:પેડાની નીચેનો ભાગ.*vt*.To border:કોર-કોરણ કરવી.

**Rima,** ( રાઇમૅ )*n.pl*.**Rimæ**. [L.] (*Anat.*)A narrow and elongated aperture;a cleft; a fissure: સાંકડી અને લાંબીફાટ;ચીરો;ચીરાડો.

**Rime,**(રાઈમ્ )*n*.A chink;a fissure; a crack:કાણું;ફાટ;ચીરો; ચીરાડો. *n*. [AS.*hrim*.]White frost;congealed vapor: ધોળું-ઝાંમેલું ઝાકળ. *vi*. To freeze or congeal into hoarfrost:ઠરીને ધોળું ઝાકળ થવું.*n*.A step of a ladder:નિસરણીનું પગથિયું.

**Rimple,**(રિમ્પલ્ )*n*. [AS.*rimpel*.] A fold or wrinkle:કરચલી;કરચોળી.

**Rind,**(રાઇન્ડ્ ) *n*. [AS.*rind*,bark.] Skin; hide;bark;peel;shell:ચામડી;ચામડું;ત્વચા;છોલ;છાલ;કાંચળી.*vt*. To remove the rind of;to bark: -ની ચામડી-છાલ ઉતારી લેવી;-ની ત્વચા-છોલ ઉતારવી.

**Rinderpest,**(રિન્ડર્પેસ્ટ્ )*n*.A highly contageous disease affecting horned cattle:ઢોરને થતો એક ઉડતો ચેપીરોગ.

**Rindle,**( રિન્ડલ્ )*n*.[AS.*rynele*.]A small water course or gutter : પાણી જવાનો રસ્તો;મોરી;ગટર;ખાળ.

**Ring,** ( રિન્ગ્ ) *vt*. [*imp*.**Rang** or **Rung** *p.p*. **Rung**.] [AS.*hringan*.]1.To cause to sound:વગાડવું;ધણધણ અવાજ ક૦.2.To make (*a sound*)as by ringing a bell: ઘંટ વગાડવો;અવાજ ક૦.3.To repeat often loudly or earnestly:વારંવાર,મોટેથી અથવા જોરથી બોલવું. *vi*. 1.To sound as a bell:વાગવું;અવાજ થવો;ખણખણવું. 2. To practise making music with bells:ઘંટવગાડી ગાતા જવું.3.To sound loud; to resound: મોટો અવાજ ક૦;ગાજવું; ગાજી રહેવું. 4. To continue to sound or vibrate;to resound:-ના ભણકારા વાગી રહેવા;-વાગ્યા-રમ્યા ક૦. 5. To be filled with report or talk:માં ગાજી રહેવું;-ની વાત ચાલી રહેવી;-નો ડંકો વાગી રહેવો. *n*. 1. A sound:અવાજ;રણકો;ખણખણાટ;ધણધણાટ. 2. Any loud sound:કોઇ મોટો અવાજ;ઘોંઘાટ.3.A chime,or set of bells harmonically turned: વાજા-વાજાંની સુરદાર ઘંટડીઓ;ઘંટનાદ.*n*.[AS.*hring*.]1. A circle or a circular line: ગોળ;કુંડાળું;ચકરડું;વર્તુળ;કડી. 2. A circular ornament of gold or other precious material worn on the finger or attached to the ear, the nose, or some other part of the person: વીંટી અંગુઠી;મુદ્રિકા;મુદ્રા;વેઢ;છલ્લો.વાળી કુંડળ;ઉલકડી;નથ;વેસર;કરડો;અણુવટ;વીછૂવા;જોટવા;તોડા; અંગુઠિયાં;કડું.A holy ring worn dur-

ing religious ceremonies:પવિત્રી. 3.A circular area in which races are run or other sports are performed:ચક્કર;કુંડાળું;ગોળ. 4. Any inclosed space in which pugilists fight:અખાડો;ચક્ર. 5. A circular group of persons : કુંડાળું; મંડળ; કુંડાળાના આકારમાં ઉભા રહેલાં-બેઠેલાં માણસો;ઘેરો. 6.(*Astron. & Navigation.*) An instrument, formerly used for taking the sun's altitude:પહેલાં સૂરજની ઉંચાઈ માપવાના કામમાં આવતું યંત્ર-ચંદો. 8.A clique:નાની ટોળી-ચોકડી; સેતાનટોળી. *The ring.*,(*a*) the body of sporting men who bet on horse races:ઘોડાઓની સરતો ઉપર હોડ બકનાર માણસો.(*b*) The prize ring:અખાડો;અખાડાનાં માણસો. *vt.* 1.To surround with a ring; to encircle: નીઆસપાસ કુંડાળું કo.2. (*Hort.*) To make a ring around by cutting away the bark ; to girdle:આસપાસ વિંટાળવું;ઘેરીલેવું.3. To fit with a ring,or with rings, as the fingers or a swine's snout: વીંટી-અંગુઠી પહેરાવવી; ડુક્કરના નાકમાં નથ ઘાલવી. *vi.*(*Falconry.*) To rise in the air spirally:ચકર ચકર ગોળ ફરતાં ફરતાં ઉપર ચઢવું-ઉડવું.

**Ringdove**, (રિંગ્-ડવ ) *n.* (*Zoöl.*) An European wild pigeon:ધોળા કાંઠલાવાળું કબુતર.

**Ringing**,(રિંગિંગ્ )*a.* & *n. from* **Ring**:વાગતું;અવાજ કરતું.*n.*ખણખણાટ;રણકો;ઘણઘણાટ;રમરમાટ.

**Ring-leader**,(રિંગ્-લીડર્ )*n.*1.The leader of a circle of dancers : નાચનારાઓનો સરદાર-ને તાલીમ આપનાર. 2. A leader of a body of men engaged in the violation of law:ખંડખોરોની ટોળીનો સરદાર-ચંડાળચોકડીનો આગેવાન;નાયક; નેતા; પ્રવર્તકાચાર્ય.

**Ringlet**, (રિંગ્લેટ્ ) *n.* 1. A small ring or circle: નાની વીંટી-અંગુઠી-વેઢ. 2. A curl of hair: વાંકડી લટ; વાળનો ગુચ્છો;ઝુલ્ફાં.

**Ring-worm**,(રિંગ્-વર્મ્)*n.*(*Med.*) A contagious affection of the skin due to the presence of a vegetable parasite: દાદર; દરાજ; ગજકર્ણ;દદ્રુ.

**Rinse**,(રિન્સ)*vt.*1.To wash lightly: ધીમેધીમે-આછે હાથે ધોવું;વિંછળવું.2. To cleanse by the introduction of water:વિંછળવું;ખંખાળવું; વિંછળીને અંદરથી સાફ કo.*n.*The act of rinsing:વિંછળવું-ખંગાળવું તે.

**Riot**,(રાઈઑટ્ ) *n.* 1. Uproar; tumult:જાહેરાત વઢવાડ;હુલ્લડ;ધાંધળ;ગરબડ;દંગો;કોલાહલ;રમખાણ;ધીંગાણું; તોફાન;હંગામો.2.Wild and loose festivity;revelry: મસ્તી; અતિશય ભોગવિલાસ-ધામધુમ-ધમાચકડી;વિષય સુખાતિરેક ; યથેચ્છપાનોત્સવ. 3. (*Law*) The tumultuous disturbance of the public peace:સુલેહ ભંગ;હંગામો; રાજ્યવિદ્રોહ. *To run riot*,to act wantonly or without restraint: વહીજવું; વંઠવું;વિફરવું;મર્યાદા લોપવી;ફાટવું;નિરંકુશપણે વર્તવું. *vi.*1.To engage in riot; to riot; to revel:મસ્તી કo;રંગવાળી મીજબાની-ભોગવિલાસ કo. 2. To disturb the peace;to raise an uproar or sedition : તોફાન હુલ્લડ કo-ઉઠાવવું; હંગામો કo.*vt.*To send or pass in riot:હંગામા-હુલ્લડમાં મોકલવું.

**Rioter**,(રાઈઑટર્ ) *n.* 1. One who riots;a reveler;a roisterer:ભોગવિલાસી;મસ્તીકરનાર.2.(*Law.*)One who engages in a riot:બળવાખોર;રીતુરી;તોફાન કરનાર;રાજદ્રોહી.

**Riotous**,(રાઇઑટસ્ )*a.*1.Wanton; unrestrained;luxurious:શોખીલું; સુખભોગી;એશઆરામકરનાર.2.Seditious;tumultuous: તોફાની; હંગામાનું;રીતુર ભરેલું.

**Rip**,(રિપ્ )*vt.*[A.S.*rypan*,to rob.] 1.To tear or cut open or off; to tear off or out by violence:ચીરીને-ફાડીને-કાપીને કાઢવું-કઢાવવું; ઉતેડવું; ઉકેલવું;ઉકેલી નાંખવું;ચીરવું.2.To get by or as by,cutting or tearing: -માંહેથી કાઢવું. 3. To discover; to disclose:પુરૂં ઉઘાડું કo;પ્રગટ-ખુલ્લું કo.4.To saw(*wood*) lengthwise of the grain or fiber:લાકડું ઉભું વહેરવું.*n.*1.A tear;a place torn:ચીરાડો;ફાટ.2. A term applied to a mean,worthless thing or person: નકામું-ક્ષુદ્ર-અધમ-નીચ માણસ-વસ્તુ.

**Riparian,Riparial**,(રાઇપેરિઅન, રાઇપેરિઅલ્ )*a.*[L. *ripa*,a bank]. Pertaining to the bank of a river:નદીના કિનારા ઉપરનું-ને લગતું.

**Ripe**,(રાઈપ્ )*n.*[L.*ripa.*]The bank of a river;નદીનો કિનારો. *a.* [AS. *ripan*, to reap. ] 1. Ready for reaping or gathering;having attained perfection:પાકું;પાકેલું;પક્વ;પૂર્ણ;તૈયાર.2.Advanced to the state of fitness for use; mellow: પરિપક્વ;તૈયાર થએલું *As*,**r.** *wine*: તૈયાર થએલો દારૂ.3.Mature;perfected; consummate : પક્વ; નિપુણ; પાકું;હોશિયાર;પ્રૌઢ; પુખ્ત; કાબેલ. *A* **r.***scholar*:કાબેલ વિદ્યાર્થી.4.Ready to discharge (*said of sores,tumors,etc.*):ફાટવા-ફુટવાની તૈયારીમાં; પાકું;ભરાયેલું; તૈયાર. 5. Ready for action or effect; prepared ( *as war*): તૈયાર; સિદ્ધ;હમણાં થાય-ચાલુ થાય એવું.6.Like ripened fruit in ruddiness and plumpness:લાલાશમાં પાકેલા ફળ જેવું.*As*,**r.***lip*:લાલચુમ જેવો હોઠ.7.Intoxicated:પીધેલ; છાકટો;છકેલ.**R.** *in years*:પ્રૌઢ; વયોવૃદ્ધ. *vi.* To ripen; to grow ripe: પાકું-પક્વ થવું;પાકવું.

**Ripen**,(રાઇપન્ )*vi.* 1. To grow or become ripe:પાકું-પક્વ થવું;પાકવું; પાકપર આવવું.2. To approach or come to perfection : પકવતા-પૂર્ણતાએ પહોંચવું.*vt*1.To cause to mature;to make ripe:પક્વ-પાકું કo; પકવવું.2.To mature;to fit or prepare;to bring to perfection:લાયક-તૈયાર-પૂર્ણતાએ આણવું.

**Ripeness**,(રાઇપ્નેસ્ )*n.* Maturity; completeness; perfection: પાકેલી-પુખ્તહાલત-પણું;પૂર્ણતા; પરિપૂર્ણતા;સિદ્ધતા;પકવતા: પરિપકવતા; પાક; પરિપાક;પકવદશા;પ્રૌઢતા.

**Ripple**,(રિપલ્ )*n.* An implement with teeth like those of a comb, for removing the seeds and seed vessel,flax,broom,corn,etc.: પાવડી;દાંતી;દાંતીઓ.*vt.*1. To remove the seeds from ( *the stalks of flex etc.* ), by means of a ripple:દાંતીઆવતી દાણા ઉખેડી લેવા.2. Hence,to scratch or tear:ઉઝરડવું; ફાડવું;વિદારવું;ખોતરવું;વતરડવું.*vi.* To become fretted or dimpled on the surface,as water: ઉંચીનીચી કરચોળી પડવી.2.To make a sound as of water running gently over a rough bottom:ખડબચડા તળીઆ ઉપર ધીમેથી વહેતા પાણીનો અવાજ થવો;ખળખળ અવાજ થવો.*vt.*To fret or dimple as the surface of water:-ઉપર લહેર આવવી-ઉઠવી. *n.* 1. Little curling waves:ઝીણાં ઝીણાં

દુશ્મનનું દુઃખ દેખી રાજી થવું નહીં.

મોજાં;લહેરો. 2. A little wave or undulation:ઉર્મિ;ઉછરંગ.

**Ris,**(રિસ્ )n.[A.S.*hris.*]A bough or branch;a twig:ડાળી; ડાંખળી.

**Rise,**( રાઈઝ્ )vi.[*imp.* **Rose**. *p.p.* **Risen**.[A.S.*risan.*]1. To move from a lower to a higher position;to ascend;to mount up:નીચી સ્થિતિ-હાલતમાંથી ઉંચીમાં જવું; ચડવું;ઉંચે જવું;આરોહણ કo.*Specifically*: (*a*) To go upward by walking,climbing,flying,or in any other way:ચાલીને,ચઢીને, ઉડીને અથવા એવી બીજી કાઇ રીતે ઉપર જવું;ઉપર આવવું.(*b*) To ascend or float in a fluid(*as gases or vapours in air*) : પ્રવાહી પદાર્થમાં ઉંચે ચઢવું-તરવું. (*c*) To move upward under the influence of a projecting force:ઉછળવું;કુદવું; ચઢવું.(*d*)To grow upward;to attain a certain height:ઉંચું વધવું-ઉગવું. *As,this elm* **r**.*s to the height of seventy feet*:એલ્મ નામનું ઝાડ સીત્તેર ફુટ ઉંચું વધે છે. (*e*) To swell: ઉભરાવું;-માં પાણી ચઢવું-માં પૂર ચઢવું-આવવું.*As,a river* **r**.*s*:નદીનાં પાણી ચઢે છે.(*f*)To become erect: ઉઠવું;ઉભા થવું;બેઠા-ટટાર થવું. *As, to* **r**.*from a chair*: ખુરશીમાંથી બેઠા થવું. (*g*) To leave one's bed; to arise:ઉઠવું;જાગવું.*As,to* **r**.*early*:વહેલા ઉઠવું.(*h*) To tower up;to be heaved up:ઉંચું દેખાવું;-પર ઝઝુમી-ને રહેવું;-પરમાલૂમ પડવું.(*i*)To slope upward:ચઢાણવાળું હોવું. As, *rising ground*:ચઢાણવાળી જગ્યા.(*j*) To retire; to give up a siege: પાછું હઠવું-જવું ; ઘેરો ઘાલેલો કાઢી લેઇને જતા રહેવું;ઘેરો ઉઠાવવો.(*k*) To become light,as dough and the like:કણેકની પેઠે હલકા થવું; ફુલવું.2. To have the aspect or the effect of rising:*Specifically*:-(*a*)To appear above the horizon:ઉગવું;-નો ઉદય થવો (*b*)To become apparent: દેખાવું;જણાવું; ફુટી નીકળવું.(*c*)To become perceptible to other senses than sight:ઉઠવું-માંથીછૂટવું-નીકળવું;આવવું;માલૂમ પડવું-લાગવું.(*d*)To have a beginning;to originate: -નું મૂળ હોવું;-માંથી નીકળવું;શરૂ-ચાલુ થવું;પ્રવૃત્ત-ઉપસ્થિત થવું; ઉદ્દભવવું;-નો પ્રારંભ થવો;ઉત્પન્ન થવું.*Rivers* **r**.*in lakes*:નદીઓ સરોવરમાંથી નિકળેછે-નાં મૂળ હોયછે.3.To increase in size, force or value; to proceed toward a climax:કદ-બળ અથવા કિંમતમાં વધવું-મોટા થવું.*Specifically*: -(*a*)To increase in power or fury, said of wind or storm:શક્તિ જુસ્સામાં વધવું;-નું જોર વધવું;વધ્યાં કo; ઉઠવું;-નું પ્રબળ થવું. (*b*)To become of higher value; to increase in price:કિંમતમાં વધવું;મોંઘું-ભારે-કિંમતી થવું;તેજીપર આવવું;-નો દર-ભાવ વધવો.(*c*) To become larger: to swell:મોટા થવું;વધવું;ઉપસવું.(*d*)To increase in intensity(*as heat*): વધવું;-નું જોર થવું; ચઢવું. (*e*) To become louder or higher in pitch as the voice:મોટા થવું;લાંબુ ખેંચાવું.(*f*) To increase in amount; to enlarge:રકમમાં વધવું;આગળ જવું;-ના કરતાં વિશેષ થવું.4. In various figurative senses.*Specifically*:-(*a*)To go to war;to take up arms;to rebel:લડાઇમાં જવું;સામા ઉઠવું;બંડ મચાવવું;હુમલો કo;લડવાને તૈયાર થવું-ઉભા થવું;સામા હથિયાર લેવાં;બળવો કo.(*b*) To be promoted;to excel: to succeed:વધવું;ચઢવું;-ની ચઢતી થવી;ઉદય થવો;વૃદ્ધિ-પદવૃદ્ધિ થવી;ચઢતી દોલત થવી;ન્હાલ થવું.(*c*)To increase in interest or power:વધારે રમુજી થવું;ઉત્તરોત્તર વધ્યાં જવું.(*d*)To come to mind;to be suggested;to occur:મનમાંઆવવું;સ્ફુરવું;-ને જણાવું;સૂઝવું;સૂઝી આવવું. (*e*) To come;to offer itself; આવવું; એની મેળે હાજર થવું-જણાવું. 5. To ascend from the grave: to come to life : કબરમાંથી ઉઠવું; જીવતા થવું;-નું ઉત્થાન થવું.6.To terminate an official sitting;to adjourn:ઉઠવું; વિસર્જન-બરખાસ્ત થવું; વેરાઇ જવું.7.To ascend on a musical scale;to take a higher pitch: સૂર ચઢવો-ઉંચો થવો.8.(*Print.*)To be lifted, or to admit of being lifted:ઉચકાવું.*n*.1.The act of rising,or the state of being risen: ઉઠવું તે; ઉત્થાન;અભ્યુત્થાન;આરોહણ. 2.The distance through which any thing rises:જે અંતર સુધી કોઈ પણ ચીજ ચઢેછે તે;ચઢાવ.3.Land which is somewhat higher than the rest : ઉંચાણ. 4. Spring; source;origin:ઝરો;મૂળ;ઉત્પત્તિ;ઉદ્ભવ;મૂલારંભ;ઉદ્દગમ:ઉગમ;આરંભ;ઉપક્રમ;પ્રવૃત્તિ;સંભવ;ઉપસ્થાન.5.Appearance above the horizon:ઉદય;ઉદ્દગમ.6.Increase;advance(*in prosperity,fame.*):વધારો; વૃદ્ધિ; ચઢ;તેજી;ચઢતી;ઉદય;અભ્યુદય;પદવૃદ્ધિ; તેજોવૃદ્ધિ ચઢતી કળા;ચઢતી પાયરી;ચઢતો પાયો;ચઢતી દોલત; ઉન્નતિ;ઉત્કર્ષ. 7.Increase of sound;a swelling of the voice:અવાજ મોટો થવો તે. 8.Upward change of key:સૂરની ચાળવણી.9. The spring of a fish to seize food(*as a fly*)near the surface of the water:ઉછાળો;કુદકો.

**Risibility-Risibleness**, ( રિઝિબિલિટિ-રિઝિબલ્નેસ્ ) *n*. The quality of being risible:હસવાની ટેવઆદત;હાસ્યશીલતા; હસન સામર્થ્ય; હાસ્યજનકતા.

**Risible,**(રિઝિબલ્ ) *a*.[L. *rideo*, I laugh.]1.Having the power of laughing;disposed to laugh:હસે એવું;હસવાની આદત-ટેવવાળું;હસનાર;હાસ્યશીલ. 2. Exciting laughter;worthy to be laughed at:હસાવે એવું;હસવા લાયક; હાસ્યજનક; હાસ્યોત્પાદક;હસામણું.3.Used in, or expressing laughter:હસવામાં કામ-ખપ આવે એવું;હાસ્યદર્શક.

**Rising**,(રાઈઝિન્ગ્ )*a*. 1. Attaining a higher place;ascending: ઉંચી સ્થિતિવાળું;ચઢવું.2.Increasing in wealth,power or distinction:દોલત-શક્તિ-પ્રખ્યાતિમાં વધતું-ચઢતું;ઉદય પામતું.3. Growing: વધતુ જતુ; વૃદ્ધિ પામતું;ઉછરતું.*prep*.More than; upwards of:-ના કરતા વધારે-જાદે.*A horse* **r**.*six years of age*:છ કરતાં વધારે વર્ષની ઉમરનો ઘોરો.

**Risk,**(રિસ્ક્ )*n*.[L.*reseco*,I cut off.] 1.Hazard;danger;peril: ભય;જોખમ;ધોકો;ધાસ્તી;બ્હીક;સંશય; સંદેહ;શંકા;ભય.2.(*Com.*) Hazard of loss;liability to loss in property: જુમ્મો;જવાબદારી;જોખમ.*To run a* **r**.,to incur hazard;to encounter danger:જોખમ માથે લેવું-વહોરવું-ખેડવું-માં પડવું.*At all* **r**.*s*,any how: ગમેતેમ થાય તોપણ;આમુખા;જરૂર.*vt*. 1.To expose to risk, hazard or peril: -નો જુમ્મો-જોખમ-જવાબદારી માથે લેવી.2.To incur the risk or peril of:વ્હોરવું-માથે ખેંચી લેવું-માં ઝોકાવવું;-નું બીડું ઝડપવું;-માં ઉતરવાની હિમ્મત ધરવી.*To* **r**.*a battle*:યુદ્ધનું બીડું ઝડપવાને હિમ્મત કo.

Revere your superiors:

**Rite,** (રાઇટ્ )*n.*[L.*ritus.*]A formal act of religion or other solemn duty;a ceremony;a solemn observance:સંસ્કાર;વિધિ;ધર્મક્રિયા;ક્રિયાકાર્ય;આચાર;નિયમ;સંકલ્પ;દેવકાર્ય;વિધાન;શાસ્ત્રીકર્મ;અનુષ્ઠાન;વ્રત. The sixteen rites called ષોડશ સંસ્કાર, commencing with the first appearance of vitality in the conception & ending with marriage are:પુંસવન;અનવલોભન;સીમંતોન્નયન;વિષ્ણુબલિ;જાતકર્મ;નામકરણ;નિષ્ક્રમણ;અન્નપ્રાશન;ચૂળકર્મ;ઉપનયન;મહા નામ્નીવ્રત;મહાવ્રત;ઉપનિષદ્વ્રત;ગોદાનવ્રત;સમાવર્તન વિવાહ.

**Ritual,** (રિટ્યૂઅલ્ )*a.*Of or pertaining to rites or ritual:ક્રિયા-આચાર-ધર્મક્રિયાસંબંધી-નું-વિષે;ક્રિયાસંબંધી-વિષયક;વિધિમય;વિધિરૂપ;વિધિયુક્ત;વૈધિક;શાસ્ત્રોક્ત.*n.*1.A prescribed form of performing divine service:ખ્રિસ્તી મંડળમાં ધર્મ ક્રિયાની પદ્ધતિ;કર્મપદ્ધતિ.2.Hence, the code of ceremonies observed by an organization:સંસ્કારક્રિયાશાસ્ત્ર. 3.A book containing the rites to be observed: પાળવાના નિયમો-ક્રિયાવાળી ચોપડી-ગ્રંથ; ક્રિયાશાસ્ત્ર.

**Ritualism,** (રિટ્યૂઅલિઝમ્ ) *a.* 1. Adherence to or observance of, a ritual: કર્મ પદ્ધતિમાં કહેલાં ક્રિયાધર્મ રજેરજ પાળવાં તે.2.The principles and practices of those in the church of England:ઇંગ્લાંડના અમુક પંથના આચાર કર્મ.

**Ritualist,** (રિટ્યૂઅલિસ્ટ્ ) *n.* One skilled in,or attached to,a ritual;one who advocates or practices ritualism : ધર્મક્રિયા બરાબર પાળનાર;સંસ્કારશાસ્ત્રજ્ઞ.

**Rivage,**(રિવેજ્ )*n.*[L.*ripa*,a bank; shore.]1.A bank,shore or coast: કિનારો;કાંઠો;તટ;તીર.2.A duty paid to the crown for the passage of vessels on certain rivers:કેટલીક નદીઓ પસાર કરતાં લેવાતો કર.

**Rival,** (રાઇવલ્ ) *n.* [L. *rivus*, a brook.]1.A person having a common right or privilege with another:a partner:બરાબરી કરનાર;બરાબરીઓ;સહભાગી.ભાગીદાર.2.One who is in the pursuit of the same object as another;a competitor:પ્રતિસ્પર્ધી;એકાર્થાભિલાષી પુરૂષ;એકાર્થેચ્છુ;હરીફ;સમોવડીઓ;મતિયોગી;સામાવાળીઓ.*a.* Having the same pretensions or claims:અરસપરસ સ્પર્ધા-સરસાઇ કરનાર.*vt.*1. To stand in competition with: -ની સાથે સ્પર્ધા ક૦;ટક્કર લેવી-ઝીલવી. 2.To strive to equal or excel:-ની હરીફાઈ ક૦; -ની બરાબરી-સ્પર્ધા ક૦. *vi.*To be in rivalry:-ની સાથે હરીફાઇ હોવી.

**Rivalry,** (રાઈવલ્રિ)*n. pl.* **Rivalries.** A competition;emulation: ચડસાચડસી;હરીફાઇ;પ્રતિસ્પર્દ્ધા;સ્પર્દ્ધા;બરાબરી;એકાર્થાભિલાષ;એકાર્થ પ્રવૃત્તિ;વિરોધ;વેર.

**Rive,**(રાઇવ્ )*vt.*To split;to cleave: ચીરવું;ફાડવું; ફાડી નાંખવું.*vi.* To be split or rent asunder: ચીરાવું;ફટાવું.*n.* A place torn; a rent; a rift:ફાટ;ચીરો.

**River,**(રિવર્ )*n.*[L.*ripa*,a shore.] 1.A stream larger than a rivulet or brook:નદી;નદ;સરિતા;સિંધુ. *Watered by* r. s: નદી-જલમાતૃક. *Spot where three* r.s *meet.*ત્રિવેણી સંગમ.2.*Fig.*A large stream; copious flow;abundance:નદી;નીક;પુર; રેલછેલ.*As*,r.s *of blood*:લોહીની નદીઓ.**R.***of hades*:વૈતરણી.*vi.* To hawk by the side of a river:નદીની બાજુએ બાજ પક્ષી ઉડાવવું.

**River-bed,**(રિવર્-બેડ્ )*n.*The bed or bottom of a river:નદીના તળીઆની જમીન;પાત્ર;ભાઠું.

**River-dragon,**(રિવર્-ડ્રૅગન્ )*n.* A crocodile:મગર;સુસર;સોસવાટ.

**River-horse,**(રિવર્હૉર્સ્ )*n.*(*Zool.*) The hippopotamus:દરિઆઈઘોડો. જળઘોટક;સુસવાટ;ગ્રાહ.

**Rivet,**(રિવેટ્ )*n.*A pin or bolt headed or clinched at both ends: બંને તરફથી-છેડેથી બેસાડેલી ખીલી; જડ.*vt.*1.To fasten with a rivet or with rivets : ખીલાથી મજબૂત જડવું-જોડવું; જડ મારીલેવી. 2. To spread out the end or point of: વાળવું; સજ્જડ બેસાડવું. 3. Hence, to fasten firmly;to make firm: મજબૂત-દૃઢ ક૦;તૂટે નહિ તેમ ક૦.

**Rivulet,**(રિવ્યૂલેટ્ )*n.*[L. *rivus*, a brook.]A small stream or brook; a streamlet:વહેળિયું;નાળું.

**Road,**(રોડ્ )*n.*[A.S.*ridan*,to ride] 1.A journey or stage of a journey:રસ્તો;માર્ગ;વાટ;પંથ.2.Incursion on an enemy;an invasion; a raid: હુમલો; ચઢાઈ. 3. A place where one may ride:રસ્તો;સડક; માર્ગ.4.A place where ships may ride at anchor at some distance from the shore;a roadstead:સમુદ્રમાં જ્યાં નાંગરેલાં વહાણ તરતાં રહી શકે તે જગ્યા;નાંગરણ;ઓરવો.*On or upon the* r., coming or going; on the way:રસ્તા ઉપરનું.*To go on the* r.,to engage in the business of a commercial traveler:વેપારી મુસાફરના કામમાં રોકાવું.*To take the* r.,to begin or engage in traveling:મુસાફરી ક૦-કરવા માંડવી.*To take to the* r., to engage in robbery upon the high ways:શસ્ત્રિયામ-ધોરી રસ્તા ઉપર લુંટફાટ-ચોરી ક૦; વાટ પાડવી. *Public* r.:રાજમાર્ગ;રાહદારી માર્ગ;ધોરી રસ્તો.**R.***expenses*:વાટખર્ચી.**R.***making*:રસ્તોબંધી. *Extremity of a* r. : નાકું. *Spot on which three* r.s *meet*:ત્રિવટું.*Spot where four* r. s *meet*:ચોવટું.

**Road-stead,**(રોડ્-સ્ટેડ્ )*n.* An anchorage off the shore:વહાણ લંગરવાની જગા;ઓરવો;નાંગરવાડો.

**Roadway,**(રોડ્વે)*n.*The part of a road,especially one travelled by carriages:ગાડીગાડાં વિ૦ નો જવા આવવાનો રસ્તો.

**Roam,**(રોમ્ )*vi.& vt.* [A.S. *aroman*, to raise.]To rove;to wander:ભટકવું;રખડવું-ભમવું;ફરવું. *n.* A wandering;a ramble:ભટકવું-રખડવું-ભમવું તે;વિહાર.

**Roan,**(રોન)*a.*Having a bay,chestnut,brown or black color:કાબરચીતરું.

**Roar,** (રોર્ ) *vi.* [A.S.*rarian*.]1. To cry with a full,loud, continued sound : આરડવું;બૂમ મારવી; બરાડવું. (*a*) To bellow, or utter a deep, loud cry, as a lion or other beast:બરાડા પાડવા;ગર્જના ક૦; ગાજવું;તડુકવું;ઘુરકવું; ગર્જવું. (*b*) To cry loudly,as in pain, distress, or anger:ચીસ પાડવી; આરડવું;આર્તનાદ કાઢવો;આક્રંદ ક૦;વેદનાની બુમો પાડવી;દુઃખોદ્ગાર કરવો.2.To make a loud confused sound (*as winds,waves,etc.*):ઘુઘવાટ ક૦;ઘુઘુ ક૦;ઘોષગર્જના ક૦; ગાજવું. 3. To be boisterous;to be disorderly: તોફાની-મસ્તાની હોવું.4. To laugh out loudly and continuously:

કહેવું સેહેલું છે, પણ કરવું કઠણ છે.

દ્રિલ્ગીર;ખીન્ન;ઉદ્વેગી; ઉદાસીન; ગમગીન; દુઃખીઆરું. 6.Afflictive; causing sorrow:શોક-ખેદકારક;દુઃખી; દુઃખનું; શોચનીય;શોકાવહ;દુઃખદ;ક્લેશકર;માઠું;અનિષ્ટ;દુઃખપ્રદ.**S.**accident:માઠો બનાવ.7.Bad;naughty; troublesome:લુચ્ચું;તોફાની; નઠારું; નાદાન; મસ્તીખોર.**S.**fellow:તોફાની છોકરાં-માણસો.**S.**bread,heavy bread:ભારે-વજનદાર રોટલી.vt.To make sorrowful;to sadden: દિલગીર-શોકાતુર કo;વિષણ્ણ-મ્લાન-ગમગીન કo.

**Sadden,**(સૅડન્ )vt. To make sad: ઉદાસ-શોકાતુર-દિલગીર-ગમગીન-મ્લાન-ખિન્ન કo;ગંભીર કo.vi.To become sad:શોકાતુર થવું;દિલગીર-ગમગીન થવું.

**Saddle,**(સૅડ્લ્)n.[L.sedeo,I sit.]1. A seat for a rider: ખોગીર; જીન; ઘોડા ઉપર બેસવાનો સામાન. 2. A piece of meat containing a part of the backbone of an animal with the ribs on each side:પ્રાણીની કરોડ અને તેની દરેક બાજુનાં પાંસળાં સહિત જેટલો માંસનો કટકો થાય તેટલો કટકો;બહાવડો.3. A padded part of a harness worn on a horse's back:ઘોડાને ગાડીમાં જોડતી વખતે તેની પીઠઉપર જે નાનું જીન તંગ સાથે બાંધવામાં આવેછે તે. 4. The threshold of a door:ઉમરો. vt.1. To put a saddle upon;to equip for riding: જીન માંડવું-બાંધવું-સજવું; ઘોડાપર સામાન માંડવો. 2. To fix as a charge or burden upon; to load:-ના ઉપર બોજો-ભાર મુકવો; -ના માથે નાંખવું.To s.a town with the expense of bridges and highways:પૂલ અને ધોરી રસ્તાના ખરચનો બોજો શહેર ઉપર નાંખવો-મુકવો.

**Saddle-backed,**(સૅડલ્ બૅક્ડ્ )a.1. Having the outline of the upper part concave like the seat of a saddle:જીનના આકારની પીઠવાળું. 2. Having a low back and high neck:નીચી પીઠ અને ઉંચી ડોકવાળું.

**Saddle-bags,**( સૅડલ્બૅગ્સ્ ) n. pl. Bags usually of leather,united by straps or a band:ઘોડા ઉપર બે તરફ એકેક નાંખવાની ચામડાનીકોથળી.

**Saddle-bow,**(સૅડલ્-બો)n.The bow or arch in the front part of a saddle or the pieces which form the front:મોર;આગલો કમાનદાર ભાગ.

**Saddle-cloth,** ( સૅડલ્-ક્લૉથ્ )n. A cloth under a saddle and extending out behind;a housing: જીનપોશ;ધાશીઓ;હલી.

**Saddle-girth,** ( સૅડલ્-ગર્થ ) n. A band passing round the body of a horse to hold the saddle in its place:તંગ;પટો;કમ્મરબંધ.

**Saddle-horse,** (સૅડલ્-હૉર્સ્ ) n. A horse suitable or trained for riding with a saddle:સ્વારીનો ઘોડો.

**Saddler,** ( સૅડ્લર્ ) n. One who makes saddles:ઘોડાનાં જીન બનાવનાર;જીનગર.

**Saddlery,**(સૅડ્લરિ)n.1.The materials for making saddles ; the articles usually offered for sale in a saddler's shop: જીન બનાવવાનો બધો સામાન;જીન બનાવનારની દુકાનમાં વેચાતો બધો સામાન. 3. The trade or employment of a saddler: જીન બનાવવાનો રોજગારધંધો;જીનગિરી.

**Saddle-tree,** ( સૅડલ્-ટ્રી ) n. The frame of a saddle:જીનનું પલાણ.

**Sadiron,**(સૅડિરન્ )n. An iron for smoothing clothes;a flat iron : અસતરી કરવાનો સાંચો;અસ્રી.

**Sadness,**(સૅડ્નેસ્ )n.1.Heaviness; firmness:ભારેપણું;દૃઢતા. 2. Seriousness; gravity : ભારેખમપણું; ગંભીરતા.3.Gloominess ; sorrowfulness:dejection:શોક;ઉદાસી;ખેદ; દિલગીરી;વિષાદ;ઉદ્વેગ;ખિન્નતા; મ્લાનિ; ગ્લાનિ;ઉદાસીનતા;ગમગીની;રોતીસુરત.

**Safe,**(સેફ્ ) a. [L.salvus safe.] 1. Free from harm,injury or risk; unharmed ; secure ; unhurt ; whole:સહિસલામત;દુઃખ-ઇજા-નુકસાન થયા વિનાનું;સાંગોપાંગ;નિર્વિઘ્ન;સલામત;ક્ષેમ કુશળ;સાજું તાજું.2.Conferring safety ; securing from harm;to be relied upon: નિર્ભય; ભો વગરનું;સુરક્ષિત;બીનધાક;બીન જોખમી;નિષ્કંટક; નિરૂપદ્રવી; સાબુત. **S.** harbour:નિર્ભય બંદર.3.In secure care or custody : સારા જાપતામાં બંદોબસ્તમાં રાખેલું-પૂરેલું.A prisoner is s: બંદીવાનને સારા જાપતામાં રાખેલો છે. A s. place: નિર્ભય સ્થાન;અભય હેતુક સ્થળ.**S.** and Sound: કુશળ;નિરામય; આરોગ્ય. n. (a) A place for keeping things in safety:ચીજો-પદાર્થો સહિસલામત રાખવાની જગ્યા. (b)A strong and fireproof receptacle (as,a movable chest of steel)for keeping money: લોઢાની તીજોરી ; દરદાગીના મુકવાની આગમાં ન બળે એવી પેટી-પટારો-મજુસ.vt.To render safe:સહિસલામત કરવું;-સુરક્ષિત કo; નિર્ભય કo.

**Safeconduct,**(સેફ્-કૉન્ડક્ટ્ )n. (a) A convoy or guard:રખવાળ;વળાવો.(b.)A writing,pass,or warrant of security:પરવાનો;અભય પત્ર;કોલ;અભયદાન.

**Safe-guard,** (સેફ્-ગાર્ડ્ )n. 1. Defence:protection:બચાવ;રક્ષણ;આશ્રય.2.A convoy or guard:રખેવાળ;વળાવો.3. A pass; a safe-conduct:પરવાનો;અભયપત્ર;કોલ.

**Safely,** ( સેફ્લિ ) adv. Without danger,injury,loss or evil consequence:ક્ષેમ-હેમ કુશળ;સહિસલામત; બીન જોખમે;નિર્ભયપણે;સુખરૂપતાથી; બીન હરકતે;નિર્વિઘ્ને;સુખરૂપ.

**Safety,**(સેફ્ટિ)n.1. The condition or state of being safe:ક્ષેમ કુશળતા;ક્ષેમ;સ્વાસ્થ્ય;અનામય; નિરૂપદ્રવતા;સલામતી.2.Safeness:નિર્ભયપણું; નિર્ભયતા;અભય;આશ્રય.3.Preservation from escape;close custody: સારો જાપતો;બંદોબસ્ત;ચોકી;પેરો.**S.** belt,a belt made of some buoyant material,so as to enable a person to float on water:માણસ પાણીમાં તરી શકે તેટલા માટે(વજનમાં હલકા પદાર્થનો બનાવેલો પટો;તુમડાં.) **S.**match:ખાસ તૈયાર કરેલી ભોંય ઉપર ઘસવાથીજ સળગે એવી દીવાસળી.

**Safetylamp,** ( સેફ્ટિ-લૅમ્પ્ ) n. A lamp which would do no harm if taken in a mine: ખાણોમાં લઇ જવાથી જેથી આગ ન લાગે તેવી બત્તી.

**Safety-valve,** (સેફ્ટિ-વૅલ્વ્ ) n. A valve which is held shut by a spring or weight and opens automatically to permit the escape of steam or confined gas, water,etc,from a boiler or other vessel, when the pressure becomes too great for safety:વરાળયંત્રમાં વરાળ ઘણી ભરાઇ જવાથી તે ફાટી ન જાય માટે વરાળ નીકળી જવાનું અને હવા આવવા દેવાનું બાકું.

**Safflower,**(સૅફ્ફ્લાઉઅર્ )n.(Bot.) An annual composite plant the flowers of which are used as a dyestuff and in making rouge: કસુંબી.2.The dried flowers of the plant:કસુંબો. 3.A dyestuff from

Seeing is believing :

these flowers:જેઠો.

**Saffron,** (સૅફ્રન) *n.* F. (*Bot.*) A bulbous iridaceous plant having blue flowers with large yellow stigmas:કેસર વૃક્ષ.2.The aromatic,pungent,dried stigmas: કેસર.*a.*Having the color of the stigmas of saffron flowers:deep orange-yellow : કેસરી; કેસરીઆ; કંકુવર્ણી.

**Sag,**(સૅગ્)*vi.*1.To sink in the middle,by its weight or under applied pressure,below a horizontal line or plane:ભારને લીધે વચમાંથી લચવું-નમવું.2.(*Fig*).To droop; to bend;to yield:નમવું;વાંકા વળવું; પાછા હઠવું;-આંચકો ખાવો;શંકાશીલ થવું. 3.To loiter in walking;to idle along:નકામાં ભટકવું-રઝળવું;રસળવું. *vt.*To cause to bend or give way: વળાવવું;નમાવવું;લચાવવું.*n.*State of sinking or bending:વળવું-નમવું તે.

**Saga,**(સાગે)*n.*A Scandinavian legend,or heroic or mythic tradition: ડેન્માર્ક કે નાર્વેદેશની દંતકથા-વાતો-અથા.

**Sagacious,**(સૅગેશસ્)*a.*[L. *sagio*, I perceive keenly] 1. Of quick sense perceptions; keen-scented:ચાલાક;ચપળ;ઝટ પારખી કાઢનારું; ગંધ નાકવાળું.2.Of keen penetration and judgment;shrewd;sage: wise:ડાહ્યું;હોશિયાર;ચતુર; વિલક્ષણ બુદ્ધિવાળું;તીક્ષ્ણ;કુશાગ્રબુદ્ધિનું;દૂરદૃષ્ટિવાળું;વિચિક્ષણ;દીર્ઘદૃષ્ટિ.

**Sagacity,**(સૅગૅસિટિ) *n.* Quickness or acuteness of sense perceptions;shrewdness:શાણપણું;ડહાપણ;હોશિયારી; તીક્ષ્ણબુદ્ધિ; ચતુરાઈ; ચાતુર્ય;તીવ્રબુદ્ધિ;સૂક્ષ્મમતિ.

**Sage,**(સૅજ્)*n.*[L. *salvus*,safe.] A kind of plant:એક જાતનો છોડવો.*a.* [L. *sapius*, wise.] 1. Prudent; grave;sagacious:ડાહ્યું;શાણું;ગંભીર;ચતુર;બુદ્ધિશાળી.2.Well judged; shrewed;well adapted to the purpose: ડહાપણ-ચતુરાઈ-વિવેક ભરેલું-વાળું;પુખ્ત.3.Grave;serious:ભારે; ભારેખમ.*n.*A wise man;a man of gravity and wisdom; a grave philosopher:ડાહ્યો-શાણો-બુદ્ધિશાળી પુરૂષ;પંડિત;જ્ઞાની પુરૂષ;મહાપુરૂષ-મુનિ;મુમુક્ષુ;યતિ;ગુરૂજન;તત્વવિદ્;ઋષિ; સિદ્ધ;બ્રહ્મજ્ઞાની;બ્રહ્મવેત્તા;પરમહંસ

**Sagittal,**(સૅજિટેલ્)*a.* [L.*sagitta*, an arrow.]Of, or pertaining to an arrow;resembling an arrow: તીરનું-સંબંધી-ના જેવું;બાણ જેવું.

**Sagittarius,**(સૅજિટૅરિઅસ્)*n.*The ninth of the twelve signs of zodiac;the Archer:ધનરાશી;ધન.

**Sago,**(સૅગો)*n.* A dry granulated starch:સાબુ ચોખા-દાણા; વાંસદાણા.

**Said,**(સેડ્)*Imp.& p.p.*of say: બોલ્યો;કહ્યું.*a.*Before-mentioned; a foresaid:સદરહુ;મજકુર;પૂર્વોક્ત.

**Sail,**(સેલ્)*n.* [ A.S. *segel.*] 1. An extent of canvas or other fabric by means of which the wind is made serviceable as a power for propelling vessels through the water: સઢ; નૌવસ્ત્ર. 2. Anything resembling a sail:સઢના આકારની કોઈ ચીજ-પદાર્થ.3.A wing;a van: પાંખ.4.The extended surface of the arm of a windmill:પવનચક્કીનો હાથો.5.A sailing vessel;a vessel of any kind: સઢવાળું વહાણ-જહાજ.6.A passage by a sailing vessel; a journey or excursion upon the water:સફર; જળપ્રવાસ. *To loose* **s.**,to unfurl or spread sails:સઢ ઉકેલવા-છૂટા કo.*To make* **s.**, to extend an additional quantity of sail: વધારે સઢ ચડાવવા. *To set a* **s.**, to extend or spread a sail to the wind:સઢને પવનમાં લંબાવવો-ફેલાવવો. *To set* **s.**,(*a*)to unfurl or spread sails: સઢો ફેલાવવા.(*b*)Hence, to begin a voyage:મુસાફરી ફરી શરૂ કo;હંકારવું.*To strike* **s.**,(*Naut.*) to lower the sails suddenly , as in saluting,or in sudden gusts of winds:સલામી આપવાને અથવા પવનના એકદમના ઝપાટાને લીધે સઢો નીચે ઉતારી નાખવા-દેવા.*vi.*1.To be impelled or driven forward by the action of wind upon sails: સઢને પવન લાગવાથી આગળ વધવું-ચાલવું.2.To move through or on water;to swim:પાણીઉપર-માં હાલવું;તરવું.3.To be conveyed in a vessel on water;to pass by water : વહાણમાં જળમાર્ગે જવું. They *sailed* from London to Canton: તેઓ લંડનથી કૅન્ટન જળમાર્ગે ગયા.4.To set sail;to begin a voyage: હંકારવું;સફર શરૂ-ચાલુ કરવી.5.To move smoothly through the air;હવામાં સરળ ચાલ્યા જવું;ઉડવું.*vt.* 1. To pass or move upon as in a ship: વહાણમાં જવું.2.To fly through:ઉડવું;-માંથી જવું-ચાલવું.3. To direct or manage the motion, as of a ship:હંકારવું;ચલાવવું.

**Sail-cloth,**(સેલ્-ક્લૉથ્)*n.* Duck or canvas used in making sails: સઢ બનાવવાનું લુગડું;તાટ;કન્તાન.

**Sailing,**(સેલિંગ્)*n.* 1. The act of one who,or that which sails:હંકારવું-ચલાવવું તે;સમુદ્રયાન.2.(*Naut.*) The art of managing a vessel; seamanship:વહાણ હંકારવાનો-ચલાવવાનો હુન્નર-કળા;નૌકાશાસ્ત્ર.

**Sail-loft,**(સેલ્-લૉફ્ટ્) *n.* A loft or room where sails are cut out and made:સઢ બનાવવાની જગ્યા.

**Sailor,**(સેલૉર્)*n.*One who follows the business of navigating ships or other vessels; a mariner; a common sea-man:ખલાસી;નાવિક; ખારવો.

**Sail-yard,**(સેલ્-યાર્ડ્) *n.* (*Naut.*) The yard or spar on which a sail is extended: શઢ પસારવાની સાકટી;પરબાણ.

**Saint**(સેન્ટ્)*n.*[L.*sanctus*,sacred]. 1.A holy or godly person; one eminent for piety and virtue: મુનિ;સાધુ;ભક્તજન;સંત;ઋષિ; મહાપુરૂષ;મુમુક્ષુ;સિદ્ધ; પુણ્યજન; મહાત્મા. *Patron* **s.**:ઈષ્ટદેવતા;કુળદેવતા. *Services of* **s.**s:સંતપરંપરા;સંતમાલિકા.*The seven* **s.**s:સપ્તર્ષિ. *Way or walk of* **s.**s:સંતમાર્ગ. 2. One of the blessed in heaven:સ્વર્ગવાસ પામેલો પુણ્યશાળી માણસ.3.(*Eccl.*) One canonized by the church: રોમન કૅથોલિક મત પ્રમાણે સંતોની પંક્તિમાં દાખલ કરેલો પુરૂષ. **S.** *Anthony's cross*: T આવા આકારનો ક્રુસ.**S.***Anthony's fire*, the erysipelas:તાવ સાથે આવતો સોજો. **S.** *Bernard* : ઘણા બળવાન તથા ચાલાક કૂતરાની એક જાત.*vt.* To make a saint of;to canonize:સંતોની પંક્તિમાં દાખલ કરવું.*To* **s.***it*, to act as a saint,or with a show of piety: સંત-સાધુ તરીકે વર્તવું;સાધુપણું બતાવવું-નો દેખાવ કરવો.

**Sainted,**(સેન્ટેડ્)*a.*1.Sacred;holy; pious:ભક્ત;સાધુ;પવિત્ર; પુણ્યાત્મા. 2.Entered into heaven (a euphemism for *dead*):સ્વર્ગવાસી.

**aintlike-Saintly,** (સેંન્ટ્લાઇક્-સેંન્ટ્લિ)*a.*Resembling a saint;suiting or becoming a saint: સંતરૂપિજેવું;પવિત્ર;પુણ્યાત્મા;વિમલ; અતિપુણ્યશાળી.

**aintliness,** (સેંન્ટ્લિનેસ્ ) *n.* The quality of being saintly:પવિત્રપણું;સાધુપણું;સંતપણું;સાધુત્વ.

**ake,**(સેક્ )*n.*[A.S.*sacan*, to contend,strive.]cause; motive:concern:account:ખાતર;કારણ;હેતુ;નિમિત્ત.*For one's* **s.**: આત્માર્થે. *For the* **s.***of*:ને માટે-ખાતર-વાસ્તે;નિમિત્તે;અર્થે.

**al,** (સૅલ્ ) *n.*Salt:મીઠું;ખાર.**S.***ammoniac*, ammonium chloride: નવસાર; નવસાગર. (સૉલ્ ) One of the most valuable timber trees of India:હિંદુસ્તાનનું એક જાતનું બહુજ ઉંચી જાતનું ઇમારતી લાકડું:સાગ.

**'alacious,** ( સૅલેશસ્ ) *a.* [L. *salio*,I leap.]Having a propensity to venery;lustful:lecherous: અતિવિષયી;કામી;કાછડીછુટું;લંપટ.

**alad,**(સૅલડ્ )*n.*[L.*sal*,salt.]A preparation of vegetables dressed with vinegar,salt,oil and spice: સરકા,રાઈ,મીઠા વિગ્સાથે મેળવેલી તીખી ભાજી-મૂળા વિગ્ની કચુમર;ચટાકો;ચટણી.

**alamander,** ( સૅલમૅન્ડર ) *n.*[L. *salamandra*.] (*Zool.*)Any one of numerous species of Urodela:એક જાતની ગીલોડી.2.A culinary utensil of metal:તવો;લોઢી.3. A large poaker:મ્હોટો તાવેતો.

**Salammoniac,** (સૅલ્-ઍમ્મૉનિઍક્ )*n.*Ammonium chloride:નવસાર;નવસાગર.

**Salary,** (સૅલરિ) *n. pl.* **Salaries.** [L.*sal*,salt.] Fixed regular wages;stipend;hire:પગાર;અંજ;વેતન.દરમાયો; મહિનો; વરસુંત;સાલિયું; વર્ષાસન;વરસ.*vt.*To pay or agree to pay a salary to:-ને પગાર-દરમાયો-આપવો-આપવા કબૂલ ક૦.

**Sale,**(સેલ )*n.***1.**The act of selling: વેચવું તે;વિક્રય;વેચાણ. **2** Opportunity of selling; demand: વેચાણ; વકરો;ખપત;ખપ;માલનો ઉપાડ;ઘરાકી. **3.**Public disposal to the highest bidder:auction:હરાજી;લીલામ. *Of, on*,or *for* **s.**, offered to the purchasers;in the market: વેચવાનું;વેચવા કાઢેલું.*As*,*goods on* **s.**: વેચવાનો માલ;વેચવા કાઢેલો માલ.

**Salep,**(સૅલેપ્ )*n.*The dried tubers of various species of *Orchis*,and *Eulophia*:સાલમમિશ્રિ;સાલમ.

**Salesman,**(સેલ્ઝ્મૅન )*n.pl.***Salesmen.**One who sells anything; one whose occupation is to sell goods or merchandise:વેચનાર;મારફતિઓ;દલાલ;આડતિયો.

**Salient,**(સૅલિએન્ટ્ )*a.* [L. *salio*, I leap.]**1.**Leaping:Jumping:કુદતું; કુદકા-ઠેકડા મારતું.**2.**Springing:projecting:બહાર નીકળતું;દેખાઇ આવતું.**3.**Forcing itself on the attention:prominent;conspicuous:મનપર અસર કરતું;મુખ્ય;પ્રમુખ્ય;પ્રધાન; વિશિષ્ટ;બહાર પડતું. **4.** Projecting outwardly:બહારનીકળતો-નીકળેલો. *As*,*a.***s.***angle*:બહાર નીકળેલો ખૂણો. *n.* ( *Fort.* ) A saliant angle or part:બહાર નીકળેલો ખૂણો-ભાગ.

**Salify,**(સૅલિફાઈ )*vt.* [*imp.*& *p. p.* **Salified**.][L.*sal*,salt.](*Chem.*) (*a.*)To combine or impregnate with a salt:મિઠાસાથે મિશ્રક૦;આથવું. (*b*)To form a salt with;to convert into a salt:-નું મીઠું બનાવવું-ક૦.

**Saline,** (સૅલાઇન ) *a.* [L. *salinae*, salt works.]**1.**Consisting of salt or containing salt:મિઠાવાળું;ક્ષારમય; લવણગુણવિશિષ્ટ. **2.** Of the quality of salt: નિમક-મીઠાવાળું; ખારૂં.*As*,*a* **s.***taste*:ખારો સ્વાદ. *n.* A salt spring:ખારા પાણીનો ઝરો.

**Saliva,**(સૅલાઇવૅ)*n.*(*Physiol.*) The secretion from the salivary glands:થુંક;લબ;લાળ;મુખરસ;અમી.

**Salivary,**(સૅલિવૅરિ)*a.* (*Physiol.* ) Of,or pertaining to saliva:producing saliva:થુંક-લાળનું-સંબંધી-વિષે;લાળ-થુંક ઉત્પન્ન કરતું.

**Salivate** (સૅલિવેટ્ )*vt.*To produce an abnormal flow of saliva in; to produce salivation:મ્હોડું લેવું; મ્હોડું આવવું;-માંથી થુંક ગળવું.

**Salivation,** (સૅલિવેશન )*n.*(*Physiol.*)The act or process of salivating;an excessive secretion of saliva:મ્હોડું આવવું તે;ઘણું થુંક આવે તે;થુંક;લાળ;લાળ નીકળવી-ગળવી તે.

**Sallow,** (સૅલો) *n.* [L.*salix*.] The willow;willow twigs:એકજાતનું ઝાડ તથા તેની ડાળીઓ. *a.* Of a yellowish color;of a pale,sickly color: પીળું;પીળચટું;ફિકું;ધુણીજેવું.

**Sallowness,** ( સૅલોનેસ ) *n.* The quality or condition of being sallow:ફિકો રંગ; પીળાશ; ફિકાશ;પીળચટાશ;પાંડુવર્ણ.

**Sally,** (સૅલિ) *vi.* [L.*salio*,I leap.] To leap or rush out;to burst forth;to issue suddenly: એકદમ કુદકો મારવો-ધસી,આવવું-નિહાળી બહાર આવવું.*n.***1.**A leaping forth; a daring;a spring: એકદમ કુદકો મારીને નીકળીજવું તે;કુદકો;છલંગ.**2.**A rushing or bursting forth;a sortie:ધસારો;છાપો;એકદમકરેલો ધસારો. **3.**An excursion from the usual track;range;digression:આડે રસ્તે મારેલો આંટો.**4.**A flight of fancy, liveliness,wit,etc.:લેહેર;તુરંગ;સપાટો;મોજ;બહાર.**5.**Wild gayety; frolic; escapade: અતિવિલાસ;વેગ; આવેશ;વિભ્રમ. **S.***s of wit*:બુદ્ધિ વિલાસ.**S.***s of levity*:બુદ્ધિચાપલ્ય.

**Sally-port,** (સૅલિપૉર્ટ્ ) *n.* (*Fort.*) A postern gate or passage underground, from the inner to the outer work to afford free egress for troops in a sortie:છાપો મારવાની ચોરબારી:નિર્ગમદ્વાર;ખડકી.

**Salmon,** (સૅમન્ ) *n.* [ L. *salio*, I leap ]. A kind of large orange coloured-highly valued fish:એક જાતની મોટી ઉંચી જાતની માછલી.

**Saloon,** ( સૅલૂન્ ) *n.* [ L. *solum*, ground.]A spacious and elegant apartment for the reception of company or for works of art;a hall of reception:સુંદર દીવાનખાનું;રંગમેહેલ;સુશોભિત ઓરડો.

**Salt,**(સૉલ્ટ્ )*n.*[L.*sal*.]**1.**The chloride of sodium:મીઠું;ખાર;લુણ;લવણ;નિમક. **2.** Flavor;taste;savor: સ્વાદ;રસ;લહેજત.**3.**Piquancy;wit: તગતમાટ:(ભાષામાં)મીઠું મરચું;અક્કલ; હોંશીઆરી; પાણી; દમ;કસ. **4.** A dish for salt at table;a salt cellar:નિમકદાની;મીઠાનું ખાનું.**5.** (*An old*) sailor:ઘડાએલો ખારવો.**6.**(*Fig.*) That which purifies;a corrective: સ્વચ્છ-ચોખ્ખું કરનાર;સુધારનાર: સારી સ્થિતિમાં રાખનાર. ( *a* ) An allowance or deduction:ચધારો ઘટારો; વધઘટ;ટકા બાદ કરવા તે;વટાવ કાડવો તે. As, his statements must be taken with a grain of **s.**:થોડા ટકા બાદ કરીને તેનું કહેલું માનવું જોઇએ.**7.** *pl.* Any mineral salt used as a cathartic:ક્ષાર;જુલાબ લેવાનું વિલા-

થતી મીઠું. **8.** *pl.* Marshes flooded by the tide: ખારોપાટ. **9.** The neutral compound formed by the union of an acid and a base: કોઈ ધાતુ વિ૰ માં તેજાબ નાખીને મારેલો ખાર-ખાખ -જેમકે, લોઢા-ગંધકના તેજાબમાં મારવાથી હીરાકસી અને તાંબાને મારવાથી મોરથુથુ થાયછે. *Rock salt*: સૈંધવ, સૈંધવલૂણ. *Sachal salt*: સંચળ. *Permanent* **s.**: હવામાં રાખ્યાથી બગડી ન જાય તેવું મિઠું. **S.** *of venus*: મોરથુથુ. **S.** *sedate*: ટંકણખાર. *a.* Abounding in salt; preserved with or tasting of salt; salted: ખારવાળું; ખારું; ક્ષારમય: લવણ; લવણમય; ક્ષારયુક્ત; ક્ષારધર્મક; ક્ષારવિશિષ્ટ; મીઠું દીધેલું-માં આથેલું. **2.** Overflowed with salt water: ખારા પાણીથી ભરેલું. *A* **s.** *marsh*: ખારા પાણીથી ભરેલી જગ્યા. **3.** (*Fig.*) Bitter; sharp; pungent: તીખું; સખત; કરડું. **4.** (*Fig.*) Salacious; lustful: અતિવિષયી; અતિકામી; વિષયાસક્ત. **S**-*water sailor*, an ocean mariner: સમુદ્ર-દરિયામાં વહાણ હાંકનારા ખલાસી. *vt.* To sprinkle, impregnate, or season with salt: મીઠામાં નાંખવું; આથવું; મીઠું દેવું. *To* **s.** *away, to* **s.** *down*, to save or lay up: બચાવવું; સંગ્રહ-સંચય ક૰. *vi.* To deposit salt: મીઠું બંધાવું. *n.* [ L. *salio*, I leap.] The act of leaping or jumping; a leap: કૂદવું અથવા છલંગ મારવી તે; કૂદકો; છલંગ.

**Saltation,** (સૅલ્ટેશન્) *n.* **1.** A leaping or jumping: કૂદકો-છલંગ મારવી તે. **2.** Beating or palpitation: ધબકારો; ચલનગતિ. **3.** A sudden modification which may give rise to new races: અણધાર્યો-ઓચિંતો ફેરફાર.

**Salt-cellar,** (સોલ્ટ્-સેલર્) *n.* [L. *sal*, salt.] A small vessel for holding salt on the table: નિમકદાની.

**Salter,** (સોલ્ટર) *n.* One who makes, sells or applies salt: મીઠું પાનાર; મીઠું પાઈને રાખી મૂકનાર; મીઠાનો વેપારી; મીઠું બનાવનાર; અગરીઓ.

**Saltish,** (સોલ્ટિશ) *a.* Somewhat salt: થોડું ખારું; ખારાશ પડતું.

**Salt-mine,** (સોલ્ટ્-માઇન્) *n.* A mine where rock salt is obtained: સિંધવની ખાણ.

**Saltness,** (સોલ્ટ્નેસ્) *n.* The quality or state of being salt; salt taste: ખારાશ; ખારાપણું.

**Salt-pan, -pit** (સોલ્ટ્-પૅન-સોલ્ટ્પિટ્) *n.* A pit where salt is obtained or made: મીઠાનો અગર.

**Salt-petre,** (સોલ્ટ્-પીટર) *n.* Potassium nitrate; niter: સુરોખાર; યવક્ષાર; જવખાર.

**Salubrious,** (સૅલ્યૂબ્રિઅસ્) *a.* [L. *salus*, health.] Healthful: favorable to health: નિરોગી; શરીરને ગુણકારી-સુખકારી; પથ્યકર; આરોગ્યજનક-દાયક: આરોગ્યવર્ધક; સાત્વિક; પૌષ્ટિક; શરીર હિતકારી; તંદુરસ્ત.

**Salutary,** (સૅલ્યૂટરિ) *a.* [L. *salus*, -*utis*, health; safety.] **1.** Healthful: promoting health: નિરોગી: શરીરને ગુણકારી: સુખકારી: આરોગ્યવર્ધક: નિરામય. **2.** Beneficial; advantageous: સુખકારી: ફાયદા ભરેલું: ગુણકારી: હિતકર: હિતાવહ; શ્રેયોવર્દ્ધક: શ્રેયસ્કર: કલ્યાણકર.

**Salutation,** (સૅલ્યૂટેશન્) *n.* The act of saluting, or paying respect or reverence, by the customary words of actions: જેગોપાળ; નમસ્કાર; સલામ; કુશલપ્રશ્ન; અભિવંદન; પ્રણામ; જયગુરુ; જુવાર; સાહેબજી.

**Salutatory,** (સૅલ્યૂટટૉરિ) *n.* Speaking a welcome; greeting: મુબારકબાદીવાળું-આપતું; આદરસત્કાર કરતું.

**Salute,** (સૅલ્યૂટ્) *vt.* **1.** To greet; to hail; to address with expressions of kind wishes and courtesy: ખેમ ખુશાલી પુછવી; સલામ-નમસ્કાર-જુવાર-રામ રામ ક૰-કહેવા. **2.** To give a sign of good will; to compliment by an act or ceremony: સલામતી-મુબારકબાદી આપવી; અભિવંદન આપવું-ક૰; ચુંબન દેવું-ક૰; બચી ક૰. **3.** (*Mil.& Naval.*) To honor, (*as some day, person, or nation*) by a discharge of cannon or arms: સલામતી આપવી; તોપો તથા બીજાં નાનાં હથિયારોના બહારથી માન આપવું. **4.** To promote the safety of; to benefit; to gratify: -ને લાભ-હિત-ફાયદો ક૰; -નું કલ્યાણ ક૰; -નો ઉત્કર્ષ-ઉન્નતિ ક૰. *n.* **1.** The act of expressing kind wishes or respect; salutation; greeting: ખેમકુશલતા-સહી સલામતી પુછવી તે; રામરામ; નમસ્કાર; જુવાર; જેગોપાલ. **2.** A sign, token, or ceremony, expressing good will, compliment, or respect, as a kiss, a bow, etc.: પ્રણામ; નમસ્કાર; અભિવંદન; ખોળી; બચ્ચી. **3.** (*Mil.& Naval.*) A token of respect or honor by a discharge of cannon: સલામતી; તોપો છોડીમાન આપવું તે.

**Salvage,** (સૅલ્વેજ્) *n.* [L. *salvus*, safe.] The act of saving a vessel, goods, or life, from perils of the sea: સમુદ્રના સંકટ-દુઃખમાંથી વહાણ, માલ અગર જીંદગી બચાવવી તે; ઉદ્ધાર; રક્ષણ; બચાવ. **2.** (*Maritime Law*) The compensation allowed to persons, who voluntarily assist in saving a ship or her cargo from peril: દરિયામાં ડુબતા વહાણ તથા તેના માલનું રક્ષણ કરનારને ઇનામ. *a.& n.* Savage: જંગલી; ક્રૂર; નિર્દય.

**Salvation,** (સૅલ્વેશન્) *n.* **1.** The act of saving: બચાવવું-રક્ષણ ક૰ તે; રક્ષણ; બચાવ; પરિત્રાણ; સંરક્ષણ. **2.** (*Theol.*) The redemption of man from the bondage of sin and liability to eternal death, and the conferring on him of everlasting happiness: ઉદ્ધાર; મોક્ષ; તારણ; ઉદ્ધારગતિ; મુક્તિ; સદ્ગતિ; પરમગતિ; છુટકો. **3.** Saving power; that which saves: બચાવનારી શક્તિ; બચાવનાર; તારકશક્તિ. **S.** *army*: મુક્તિફોજ. *Devotional way of* **s.**: ભક્તિમાર્ગ. *Way of* **s.** *through works*: કર્મમાર્ગ.

**Salve,** (સાંવ્, સૅલ્વ) *n.* [ L. *salvus*, safe.] **1.** An adhesive composition or substance to be applied to wounds or sores; a healing ointment: મલમ; લેપ; અંજન; મલમપટી. **2.** A soothing remedy or antidote: વારણ; ઉતાર; નિવારક ઇલાજ. *vt.* **1.** To apply salve to: -ને મલમ-પટ્ટી લગાડવી. **2.** To remedy; to cure: મટાડવું; સારું ક૰; રૂઝાવવું; આરામ ક૰. *vt.& vi.* To save as a ship or cargo from the perils of sea: સમુદ્રના સંકટમાંથી વહાણ તથા માલ બચાવવો-નું રક્ષણ ક૰.

**Salver,** (સૅલ્વર્, સાંવર્) *n.* [L. *salvus*, safe.] A tray or waiter (*on which any thing is presented.*): કથરોટ; થાળ; છાબર; તબક.

**Salvo,** (સૅલ્વો) *n.* *pl.* **Salvos**. An exception; a reservation; an excuse: બહાનું. અપવાદ: નિયમ; શરત: બારી. *n.* [L. *salvus*, well.] **1.** (*Mil.*) A concentrated fire from pieces of artillery; a volley: બંદુકો અગર તોપોનો સાથે લાગો અવાજ-બહાર. **2.**

પારકી નીંદા ન કરવી.

A salute paid by a simultaneous firing of a number of cannon:એક વખતે-સાથેલાગી તોપો ફોડીને સલામતી આપવી તે.

**Same,**(સેમ )*a.*[L.*similis*,like.]1. Not different or other; identical;unchanged:એક; તેજ;બીજું નહિ;બદલાયા વિનાનું;અભિન્ન; એકરૂપ; તન્મય;તદાત્મક; અનન્ય. 2. Corresponding;similar;like: સરખું; તેવુંજ;સમાન;સમ.3. Just mentioned:સદરહુ;મજકુર;ઉપર કહેલું;આ;એ; પૂર્વોક્ત.

**Sameness,**(સેમનેસ્ )*n.* 1. Identity;absence of difference; similarity:સરખા-સમાનપણું;ઐક્ય; અનન્યતા-ભાવ;એકરૂપત્વ;અભેદ;તદ્રુપતા. 2.Want of variety;tedious monotony: સમભાવ; સમતા;સામ્ય:કંટાળો આવે એવી એકની એકજ ચીજ.

**Samphire,**(સૅમ્ફાઇર્ )*n.* (*Bot.*) A plant:મર્યાદવેલ;દરીઆનીહદવેલ.

**Sample,**(સૅમ્પલ્ )*n.*[L.*ex*,& *emo*,I buy.[1.Example; pattern: દાખલો;ઉદાહરણ;અનુકરણ.2. A part of anything presented for inspection;a specimen:વાનગી;નમુનો;પ્રતિરૂપ.*vt.* 1. To make or show something similar to;to match: -ની બરોબર-સરખું બનાવવું-બતાવવું. 2. To take or to test a sample of:-નો નમુનો લેવો-લેઇને સરખાવો ક૦; -ની વાનગી કાઢવી.

**Sampler,** (સૅમ્પ્લર્ ) *n.*1.One who makes up samples for inspection; one who examines samples:નમુના બનાવનાર-તપાસનાર.*a.* A collection of needle work patterns:ભરતકામના નમુના.

**Sanative,**(સૅનેટિવ્ ) } *a.*[L.*sano*,
**Sanatory,**(સૅનેટૅરિ) } I heal.] conductive to health; curative; healing:આરોગ્યતાવર્ધક;શરીરના ફાયદાનું; રોગઘ્ન;રોગનાશક-નિવારક;આરોગ્યજનક-કારક-પ્રદ;શરીર સંરક્ષક.

**Sanctifier,**(સૅન્ક્ટિફાઈઅર્ )*n.*One who makes holy:પવિત્ર-શુદ્ધ-નિર્મળ કરનાર;પવિત્રાત્મા;પાપહારી;પાપહર.

**Sanctify,** (સૅન્ક્ટિફાઈ) *vt.* [*imp.*& *p.p.***Sanctified**,]1.(*a*)To make sacred or holy;to hallow;to consecrate by holy rites;to set apart to a holy use:ધર્મના કામને વાસ્તે નિર્માણ ક૦;પવિત્ર ક૦-ગણવું; સ્વચ્છ-શુદ્ધ ક૦;યોગ્ય વિધિ-સંસ્કારથી પવિત્ર ક૦;ઉજવવું. 2.To make free from sin;to purify : પાપમુક્ત-નિષ્પાપ-પાપહીન ક૦;પાપહરણ-પાપનાશ-પાપધ્વંસ ક૦;-નો પાપ મળ હરવો. 3. To make efficient as means of holiness: પવિત્ર થવાનુંસાધન-ઉપાય ક૦; પુણ્યકર્મ તરીકે નિયોજવું.4. To secure from violation;to give sanction to:કાયમ-મંજુર રાખવું-ક૦.

**Sanctimonious,**(સૅન્ક્ટિમોનિઅસ્ ) *a.*1.Holy;sacred;saintly:સાધુ;પવિત્ર; પવિત્રતાવાળું. 2. Making a show of sanctity;affecting saintliness: બગભગત;ઢોંગી;દંભી;દાંભિક; ડોળી;બકધ્યાની;અતિધાર્મિક;કપટધર્મી.

**Sanction,** (સૅન્ક્શન્ ) *n.*[L.*sanctum*,sacred.]1. Solemn or ceremonious ratification;confirmation;approbation:રજા;પરવાનગી;મંજુરી;બહાલી;પ્રમાણ;આધાર;આશ્રય;અનુજ્ઞા;અનુમતિ;અનુમોદન.2.Anything done or said to enforce the will, law,or authority of another:કાયદા વગેરે અમલમાં લાવેલા-ઠરાવેલા ઉપાય-શિક્ષા.*vt.*To ratify;to confirm; to approve:રજા-મંજુરી આપવી-કરવી;પસંદ ક૦;રાખવું;-ની અનુમતિ-અનુમોદન આપવું;આશ્રય-આધાર આપવો.

**Sanctitude-Sanctity,** (સૅન્ક્ટિટ્યૂડ્-સૅન્ક્ટિટિ)*n.pl.* **Sanctities**. [L.*sanctus*, holy.] 1. Holiness; saintliness;moral purity:પવિત્રતા;નિર્મલતા;વિશુદ્ધિ;પુણ્યતા;પાપ-કલ્મષહરણ;અંતઃશુદ્ધિ;સાધુતા.2. Sacredness; solemnity; inviolability:પવિત્રતા;અલંઘ્યનીયતા.

**Sanctuary,** (સૅન્ક્ટ્યૂઅરિ) *n.* [L. *sanctus*,holy.]1.The most retired part of the temple at Jerusalem: જેરૂસલેમ શહેરમાં યાહુદિલોકનાં દેવળમાંનો અતિ પવિત્ર ભાગ;ગર્ભાગાર.2.A sacred place: પવિત્ર-દેવાર્પિત જગ્યા;દેવાલય;શુદ્ધાલય;પવિત્રસ્થળ.3.A church;a temple:મંદિર;પૂજાગૃહ;દેવળ;દેહરૂં.4.A sacred and inviolable asylum;shelter; refuse; protection: આશ્રયસ્થાન; નિર્ભયસ્થાન; પવિત્ર શરણ ભૂમિ; શરણ;આશ્રય;છાંયો.

**Sanctum,** (સૅન્ક્ટમ) *n.* A sacred place; a place of retreat: પવિત્ર સ્થળ;એકાંતસ્થળ-જગ્યા-વાસ.**S.***sanctorum*, the Holy of Holies: પવિત્રમાં પવિત્ર સ્થળ.

**Sand,**(સૅન્ડ્ )*n.*[*L.sabulum*,gravel.] 1.Fine particles of stones: રેત; રેતી;વાળુકા;વાળુ;રેજું.2.A moment or interval of time; moments of life:પળ;ક્ષણ;ઘડી.3. *pl.* Tracks of land consisting of sand:રણ;રેતીનાં મેદાન. 4. Courage; pluck; grit:હિંમત;ધૈર્ય. **S.** *bed*, a thick layer of sand: રેતીનો જાડો થર.**S.** *drift*,*n* mound or bank of drifting sand: ખસી જતી રેતીનો ઢગલો -ઢગ-ગંજ.**S.** *pillar*, a sandstorm which takes the form of a whirling pillar:રેતીનું તોફાન વંટોળીઆના થાંભલાના જેવો આકાર-રૂપ ધારણ કરેછે તે. **S.** *storm*, a cloud of sand driven violently by the wind: પવનના ઝપાટાને લીધે થયેલું રેતીનું વાદળું-વંટોળ.**S.***flag*: ચોરસાં પડે એવા અટકીઓ પથ્થર.**S** *bank*: દરિયામાં રેતીનીખડક-ટેકરો.*vt.*1. To sprinkle or cover with sand:ઉપર રેતી નાંખવી-પાથરવી.2.To drive upon the sand: રેતી ઉપર હાંકવું-ચલાવવું.3.To bury beneath drifting sand:ખસી જતી રેતી નીચે દાટવું.4.To mix with sand for purposes of fraud:રેતીનો ભેગ કરવો.

**Sandal,**(સૅન્ડૅલ્ ) *n.* Sandalwood: સુખડ. 2. A kind of shoe: ચંપલ (જોડો)પાદુકા;પાવડી.

**Sandal-wood,** ( સૅન્ડૅલ્વુડ ) *n.* (*Bot.*)The highly performed yellowish heartwood of an East Indian and Polynesian tree:સુખડનું લાકડું;સુખડ;ચંદન;મલયાગર.

**Sanda-rach**(સૅન્ડૅરૅક્ )*n.* (*Min.*) Realgar;red sulphide of arsenic ચંદરસ.

**Sand-box,** (સૅન્ડ્બૉક્સ ) *n.*A box with a perforated top or cover, for sprinkling paper with sand: રેતિયું;રેતદાની.

**Sand-glass,**(સૅન્ડ્ગ્લાસ )*n.*An instrument for measuring time by the running of sand:રેતીનું ઘડીઆળ;કલાકની શીશી.

**Sand-paper,**(સૅન્ડ્પેપર )*n.*Paper covered on one side with sand glued fast:એક તરફ રેતી ચોંટેલો કાગળ;પાલીસ કાગળ; રેખમાળ. *vt.* To smooth or polish with sand paper:રેતીનાકાગળથી સાફ-પાલીસ ક૦.

**Sandy,**( સૅન્ડિ)*a.*1. Consisting of or abounding with sand: રેતાળ; રેતીનું;અસ્થિર;ભંગુર;ક્ષણસ્થાયી.2.Of

the color of sand: રેતીના રંગનું.

**Sane,**(સૅન)*a.*[L.*sanus*,sound.]1. Being in a healthy state;not deranged:સાજું;નીરોગી;સ્વસ્થ;નિરામય.2. Mentally sound; possessing a rational mind:શુદ્ધબુદ્ધ ઠેકાણે હોય તેવું;હોશિયાર;સાવધ;શુદ્ધિવાળું;પ્રકૃતિસ્થ;સાબુત.

**Sang-froid,** (સૅન્ગ્‌-ફ્રવા)*n.* Coolness in trying circumstances; indifference;calmness:ધૈર્ય;બેપરવાઈ;નરમાશ;શાંતતા-પણું;ટાઢું પેટ; ઠંડું કાળજું;શાંત-ઠંડુંમગજ; સહનશીલતા;સમય સુચકતા.

**Sanguify,** (સૅન્ગ્વિફાઈ)*vt.* [L. *sanguis*,blood & *fy*.]To produce blood from:-માંથી લોહી પેદા કo.

**Sanguinary,**(સૅન્ગ્વિનૅરિ)*a.* [L. *sanguis*,blood.]1. Bloody;murderous: લોહીલુહાણ ; રક્તપાતી. 2. Bloodthirsty;cruel: ખુની; લોહીનું તરસ્યું; ઘાતકી;ક્રૂર;હિંસક; મારાત્મક; નિષ્ઠુર;રક્તપ્રિય.

**Sanguine,**(સૅન્ગ્વિન)*a.*1. Having the color of blood;red:લોહીના રંગનું;રાતું; લાલચોળ;રક્તવર્ણું. 2. Characterized by abundance & active circulation of blood:ઘણું-ઉતાવળા લોહીવાળું.3.Warm;ardent: હોંશીલું;આતુર;ઉત્કટ;તીક્ષ્ણ;ચંડ.4.Anticipating the best; confident: સારાજ ફળની આશા રાખનાર;આશાભર્યું;આશાન્વિત;આસ્થાવાન;આસ્તિક; ભારે ઉમેદવાળું; મનમાં મોતીના ચોક પૂરનારૂં. *As*,s.*of success*:જયની નક્કી આશા રાખનાર.*n.* 1. Blood color; red:લોહીનો રંગ;રાતો રંગ.2.Anything of blood color, as cloth: રાતા રંગની ચીજ, જેવું કે લુગડું. 3. (*Min.*)Bloodstone:લાલ પથ્થર.*vt.* To stain with blood:લોહીથી ખરડવું;લોહીઆળું કo;લોહીલુહાણ કo.

**Sanies,**(સૅનીઝ્)*n.*A thin, serous fluid commonly discharged from ulcers or foul wounds:ઘાગુમડાંપર બાઝતો રસ;ઝરતી રસી.

**Sanitarium,**(સૅનિટૅરિઅમ્) *n.* A health station or retreat;a sanatorium:સારાં હવા પાણીની-તનદુરસ્તી રાખનારી જગા;આરોગ્યતાવર્ધક સ્થળ.

**Sanitary,**(સૅનિટૅરિ)*a.* [L.*sanitas*, health.] Designed to secure or preserve health;hygienic:આરોગ્ય-તનદુરસ્ત રાખે એવું; આરોગ્યકર; આરોગ્યપદ.

**Sanitation,** (સૅનિટેશન્) *n.* The preservation of health;hygiene; the science of sanitary conditions:આરોગ્યતા-તનદુરસ્તીની જાળવણી-સાચવટ;આરોગ્યતા-સંરક્ષણશાસ્ત્ર; આરોગ્યવિદ્યા.

**Sanity,**(સૅનિટિ) *n.* Soundness or health of body or mind: અક્કલ; હોશિયારી;શુદ્ધિ;સાવધાનતા;સાવચેતી.

**Sanskrit,** (સૅન્સ્ક્રિટ્) *n.* The ancient language of the Hindoos: સંસ્કૃત ભાષા.

**Sap,**(સૅપ્)*n.* [L.*sapo*, I taste.] 1. The juice of plants of any kind: વનસ્પતિ-ઝાડનો રસ;સાર;પાણી સત્વ; નિર્યાસ. 2. A simpleton; a saphead:ઢોંડો;મૂર્ખો;ઠોઠ 3.A sapwood: ઝાડની છાલની નીચેની ખાલ.*vt.*1.To undermine;to destroy the foundation of: નો પાયો ખોદી નાંખવો;ખોદવું;ખોદી નાંખવું;જડમૂળથી ઉખેડી નાંખવું.2.(*Mil.*)To pierce with saps: સુરંગ પાડવી-ફોડવી.3.To make unstable or infirm;to weaken:નબળું કરવું;શિથિલ કo;અવ્યવસ્થિત-વ્યગ્ર કo. *vi.*To execute saps:સુરંગ ખોદવી.

**Sapid,**(સૅપિડ્)*a.*[L.*sapo*,I taste.] Having the power of affecting the organs of taste; possessing savor or flavor:સ્વાદિષ્ટ;સ્વાદવાળું; સુરસ;મિષ્ટ.

**Sapience,**(સૅપિએન્સ્)*n.*Wisdom; sageness;knowledge:ચતુરાઇ;અક્કલ;ડહાપણ;જ્ઞાન;પ્રાજ્ઞતા;બુદ્ધિ.

**Sapient,**(સૅપિએન્ટ્)*a.*Wise; sage; discerning (*often in irony or contempt.*):ડાહ્યો;અક્કલમંદ;બુદ્ધિશાળી;વિવેકી;ચતુર;શાણું;અક્કલનો ભંડાર.

**Sapless,**(સૅપ્લેસ્) *a.* Destitute of sap:રસ વગરનું;નીરસ;અસાર;નિઃસાર;નિઃસત્વ;વિરસ.

**Sapling,** (સૅપ્લિન્ગ્) *n.* A young tree:નાનો રોપો-છોડવો;રોપ.

**Saponaceous,** (સૅપોનેશસ) *a.* Resembling soap;soapy:સાબુજેવું-વાળું-નું;ચિકણું;ચિકટ.

**Saponify,**(સૅપૉનિફાઇ)*vt.*[L. *sapo*, *-onis*,soap &*fy*.]To convert into soap:સાબુવાળું કo.

**Sapor,** (સૅપૉર્) *n.* Savor; flavor; taste:લિજ્જત;સ્વાદ.

**Sapper,**(સૅપર્)*n.*One who saps: સુરંગ પાડનાર-ફોડનાર.

**Sapphire,** (સૅફાઈર્) *n.* [L. *sapphirus*.]1. Native alumina; corundum:ઇંદ્ર નીલમણી.નીલમ-શની.2. The color of the gem;the bright blue:હીરા-માણેકનો રંગ;પ્રકાશિત વાદળી રંગ.*a.*Of or resembling sapphire:નીલમ-શનીનું-સંબંધી-ના જેવું.

**Sappy,**(સૅપિ)*a.*1.Juicy;succulent: રસવાળું-ભરેલું;લીલું; રસાઢ્ય; સરસ; આર્દ્ર;સસત્વ;રસવત્;રસમય;રસ ભર્યું. 2.Young;not firm;weak:કુમળું; નાનું;કાચું;અશક્ત. 3. Weak in intellect:કમ અક્કલ-બુદ્ધિનું-વાળું;મંદબુદ્ધિ.*a.*Tainted;musty:વાસી;ગંધાતું.

**Saracen,** (સૅરસેન્) *n.* [L. *saracenus*.]Anciently an Arab;later, a Musulman:આરબ;મુસલમાન.

**Sarcasm,**(સાર્કૅઝમ્)*n.*[Gr.*sarkazein*,to tear flesh like dogs,fr. *sarx*,flesh.]A keen,reproachful expression; a taunt; a gibe; a cutting jest:મેહેણું;કડવું વચન;ટોક;આક્ષેપ;ટપ્પો;મર્મવચન;પરિભાષણ.

**Sarcastical,**(સાર્કૅસ્ટિકૅલ્) *a.* Bitterly satirical;scornfully severe; taunting:કડવું;મેહેણાંવાળું; ઉગ્ર;કડું;તીક્ષ્ણ;ઉપરોધક.

**Sarcastically,** (સાર્કૅસ્ટિકૅલિ) *adv.*In a sarcastic manner: કટાક્ષથી;ઘણા મરડથી.

**Sarcenet,**(સાર્સનેટ્)*n.*[L. *saracenicum*, cloth made by saracens.]A species of fine thin silk-fabric:એક જાતનું ઝીણું રેશમી લુગડું.

**Sarcophagous,** (સાર્કૉફગસ) *a.* [Gr.*sarkos*,flesh,& *phagein*, to eat.]Flesh-eating;carnivorous: માંસ ખાનારૂં-માંસાહારી-ભક્ષી.

**Sardine,**(સાર્ડાઇન્)*n.* [Gr.*sarda* from *Sardinia*.] Any one of several small species of herring: એક પ્રકારની ભૂમધ્ય સમુદ્રની માછલી; એક જાતની નાની બોઇ.

**Sardonic,**(સાર્ડૉનિક્)*a.* [Gr.*sardanios*,grinning.] Forced; unnatural;insincere:ઉપરઉપરનું-ખાલી(હસવું);બળાત્કારનું;પરાણે;પિશાચી.

**Sardonyx,** (સાર્ડૉનિક્સ) *n.* [Gr. *Sardis*,a city in Asia Minor & *onyx*,a nail.]A variety of onyx consisting of sard and white chalcedony in alternate layers: પોખરાજ;ગોમેદ.

**Sarsaparilla,**(સાર્સપૅરિલ્લૅ)*n.*The bitter mucilaginous roots of plants of several American species of *Smilax*:સાલસ;સારસાપરેલા

પેહેલું સુખતે જાતે નર્યા.

**Sash,** ( સૅશ્ ) *n.* A scarf or band worn about the waist,over the shoulder or otherwise;a belt;a girdle:કમરબંધ;ખેસ;સેલું. *vt.* To adorn with a sash or scarf:કમરબંધ બાંધીને અથવા ખેસ-સેલું ઓઢાડીને શણગારવું-સુશોભિત કરવું.*n.*The framing in which panes of glass are set:બારીમાં કાચ જડવાનું ચોકઠું. *vt.*To furnish with a sash:બારીમાં કાચ જડવાનું ચોકઠું કરવું.

**Sat,**(સૅટ્ )*imp.*of **Sit**.:બેઠો-ઠી-ઠું.

**Satan,**(સેટન્ )*n.* [L.] The grand adversary of man:સેતાન;ઇબ્લીસ.

**Satanic-al,** ( સૅટૅનિક્-સૅટૅનિકલ્ ) *a.* Of, or pertaining to satan; resembling satan:સેતાનનું-વિષે-સંબંધી;સેતાની;સેતાનના જેવું.

**Satchel,**(સૅચેલ્ )*n.* [L.*saccus.*] A little sack or bag for carrying papers,books, etc.;a hand bag: જેસ્તાન;દફતર;નાની થેલી-કોથળી; દોસ્તાન.

**Sate,**(સેટ્ )*vt.*[L.*satis*,enough.]To satisfy the desire or appetite of; to satiate; to glut:તૃપ્ત ક૦; ધરાઈ જાય તેમ ક૦.*Imp.*of **sit**.:બેઠો-ઠી.

**Satellite,**(સૅટેલ્લાઇટ્ )*n.*[L.*satelles, -itis*,an attendant.] 1.An obsequious dependent:ખુશામતિયું માણસ;પુંછડું.2.A secondary planet, which revolves about another planet:ઉપગ્રહ.*a.*(*Anat.*)Situated near;accompanying:પાસે-નજીકનું.*As*,**s.***veins*:પાસે પાસેની નસો.

**Satiate,**(સૅશિએટ્ ) *a.* [L.*satis*, enough.]Glutted;sated:સંતુષ્ટ;તૃપ્ત થયેલું;ધરાયેલું;તૃપ્ત.*vt.*1.To satisfy the appetite or desire of;to feed to the full:સંતુષ્ટ ક૦;-ની ભૂખ તૃપ્ત ક૦ -મટાડવી;તોષવું;અતિતૃપ્તિ ક૦.2.To fill beyond natural desire;to surfeit; to glut:ધરાઈજાય એમ ક૦;ભૂખ કરતાં વધારે ખવડાવવું. 3. To saturate: ભીંજવવું.

**Satiety,** (સૅટાઇટિ) *n.* Fullness of gratification ; fullness beyond desire;satiation:સંતોષ;તૃપ્તિ;ધરાઇ જવું તે;અતિતૃપ્તિ;પર્યાપ્તિ;પૂર્ણકામના.

**Satin,**(સૅટિન્ )*n.* [L. *seta*,a thick, stiff hair;a bristle.]A silk cloth, of a thick, close texture,& overshot woof, which has a glossy surface:અતલસ;સાટીન;રેશમીલુગડું.

**Satire,**(સૅટાઇર્ )*n.* [L.*satur*,full.] 1 A composition generally poetical, holding up vice or folly to reprobation; an invective poem:નિંદાત્મક કવિતા;દુરાચરણ ઉપહાસક કવિતા.2. Keenness and severity of remark; trenchant wit;sarcasm:સખત ટીકા;ઠોક; મર્મવચન:મ્હેણું;નિન્દાઆક્ષેપ.

**Satirical,**(સૅટિરિકલ્ )*a.* 1. Of the nature of satire:દુરાચારને હશી કઢાડવા જેવું; ઉપહાસાત્મક; નિંદાર્થક; સાક્ષેપ:દોષાપવાદક. 2. Censorious: insulting:સખત;કઠોર;દુઃખલાગે એવું; છિદ્રાન્વેષી; નિન્દાખોર; દૂષણદર્શક; માર્મિક;નિંદક;મર્મભાષી.

**Satirist,** (સૅટિરિસ્ટ ) *n.* One who writes satire:ઉપહાસ કાવ્યરચનાર.

**Satirize,** (સૅટિરાઇઝ્ ) *vt.*To make the object of satire;to censure with keenness or severe sarcasm: સખત ટીકા લખવી;-ની ધૂળ કાઢવી.

**Satisfaction,**(સૅટિસ્ફૅક્શન્ )*n.* [L. *satis*, enough & *facio*,I make]. 1. The act of satisfying; gratification of desire;repose of mind resulting from compliance with its desire or demands; content: સંતોષ પમાડવું તે;તૃપ્તિ;સંતોષ;મનનું સમાધાન;ઇચ્છાનિવૃત્તિ; ખુશી; ઇચ્છાશાન્તિ.2. Settlement of a claim due, or demand; payment; indemnification:નિકાલ;ચુકાદો;પતાવવું-આપવું તે;પ્રતિફળ;બદલો; અવેજ; નુકસાન ભરીઆપવું તે.3.That which satisfies or gratifies:સંતોષ કરનાર પદાર્થ;સંદેહભંજન;સંદેહ-સંશયનિવૃત્તિ;ખાતરજમા;ખાતરનિશા.

**Satisfactorily** ,( સૅટિસ્ફૅક્ટૉરિલિ) *adv.* With satisfaction:મનમાનતી-સંતોષકારક રીતે;સંતોષપૂર્વક.

**Satisfactory,** (સૅટિસ્ફૅક્ટૉરિ) *a.* 1 Giving or producing satisfaction;yielding content: સંતોષકારક;ખાતરી ભરેલું;મન માનતું;સંદેહભંજક;સંશય નિવર્તક.2.Compensating; atoning:નુકસાન ભરી આપતું; નુકશાનનો બદલો વાળીઆપતું.

**Satisfy,** (સૅટિસ્ફાઇ )*vt.*[L.*satis*,enough and *facio*,I make.]1.To gratify fully the desire of ; to content: તૃપ્તિ-સંતુષ્ટ ક૦;-ની ઇચ્છાઆશા-મનોરથ પૂરવા-પૂરા ક૦;ખુશ ક૦. 2.To pay to the extent of claims or deserts;to give what is due to: મન મનાવવું;રાજી ક૦. *To* **s.** *a creditor*: લેહેણદારનું મન મનાવવું. 3.To answer or discharge,as a claim, debt , legal demand or the like;to pay off; to requite: પતાવવું; ચુકાવવું; વાળવું; આપી દેવું; નો ફડચો-નિવેડો-નિકાલ-તોડ લાવવો--કાઢવો.*To* **s.** *a debt*: દેવું ચુકવવું-પતાવવું. 4. To free from doubt;to set at rest the mind of;to convince:ખાતરી કરી આપવી;-ની ખાતર જમા ક૦; સંશયનિવૃત્તિ -શંકાનિવૃત્તિ ક૦;-ના મનનું સમાધાન ક૦;પ્રતીતિ કરી આપવી;દૂર ક૦;ટાળવું.*vi.*1.To give satisfaction;to afford gratification: તૃપ્ત-સંતુષ્ટ ક૦. 2. To make payment or atonement: વાળવું; ચુકાવવું; પતાવવું.

**Satrap,**(સૅટ્રપ્ )*n.*The governor of a province:નવાબ;છત્રપતિ;સૂબો.

**Saturate,** (સૅટ્યૂરેટ્ )*vt.* [L.*satur*, full of food.]1. To cause to become impregnated or soaked;to fill fully;to sate:ભિંજવવું;તૃપ્ત ક૦; સારી પેઠે ભરવું;કાલવવું; તરબોળ ક૦. *p.a.*Saturated;soaked:ભીંજેલું.

**Saturation,**(સૅટ્યૂરેશન્ )*n.*1. The act of saturating or the state of being saturated:complete penetration or impregnation:ભીંજવવું-ભીંજવાવું તે;સારી રીતે ભીંજવાએલું-તે;પરિપૂરણ.2.(*Optics.*) Freedom from mixture or dilution with white; purity (*said of colors*): સ્વચ્છતા;નિર્મળતા;શુક્લતા.

**Saturday,**(સૅટર્ડે) *n.* [L.*saturnus*,Saturn & A.S.*dæg*,day.]The seventh or last day of the week: શનિવાર;મંદવાર-વાસર;મંદીવાસ.

**Saturn,** (સૅટર્ન્ ) *n.* [L.*saturnus*, fr.*sata*,the sown lands,because he presided over agriculture]. One of the planets of the solar system next in magnitude to Jupiter,but more remote from the sun:શનિ;શનિશ્વર.2.(*Alchem.*) The metal lead:સીસું.

**Saturnalia**(સૅટર્નૅલિઆ)*n.pl.*(*Rom. Antiq.*)The festival of Saturn, celebrated in December:પ્રાચિન રોમના લોકોમાં ડીસેંબર મહિનામાં હોળીના જેવો બીભત્સ ઓછવ-પર્વ;શનિમહોત્સવ;હોળી.2.Hence,a period or occasion of general license, in which the passions or vices have riotous indulgence:મોજમ-

Set a thief to catch a thief :

આ તથા બીજી જાતની ગમતો-દુરાચરણમાં આસક્તતાનો અમલ-સમય; વિષય સુખ ભાગવવાનો સમય કાળ.

**Saturnalian,**(સૅટર્નેલિઅન) *a.* **1.** Of or pertaining to the saturnalia: રોમન લોકોના હોળીના જેવા ઓચ્છવનું-સંબંધી. **2.** Riotously merry;dissolute:રમુજી;રમતિયાળ; ગમતી;વિષયી;તોફાની.

**Saturnian,**(સૅટર્નિઅન) *a.* **1.** Of or pertaining to Saturn:શનિ દેવતા સંબંધી-વિષયક. **2.** Belonging to golden age:સત્યયુગનું;સત્યયુગ સંબંધી-વિષયક;રામરાજ જેવું.

**Saturnine,**(સૅટર્નાઈન)*a.*[*L.saturnus*,the god Saturn.]1.Born under,or influenced by,the planet Saturn:શનિની દશાગ્રસ્ત.2.Heavy; grave;gloomy;dull: ભારે; ગંભીર; મંદ;ધીમું;જડ;મંદસ્વભાવનું.3.Of or pertaining to lead:સીસાનું-સંબંધી.

**Satyr,**(સૅટર) *n.*1. [L. *Satyrus*, a kind of monkey.]A sylvan deity or demigod:એક કલ્પિત વનદેવ; વનદેવતા.2.A kind of butterfly: એક જાતનું પતંગીઉં.

**Sauce,**(સૉસ)*n.*[L.*sal*,salt.]A composition of condiments and appetizing ingredients eaten with food as a relish:ભોજન સાથે સ્વાદ સારૂં શાક-ચટણી-અથાણું ઇત્યાદિ;ચટાકો;અથાણું; પાપડ;કંઈ ખાટું તીખું.2. Preserved fruit eaten with other food as a relish:અથાણું;સંધાણું;મુરબ્બો;પંચામૃત;મેથકુટ;ચટણી.4.Sauciness;impertinence:ઉદ્ધતાઇ;અવિનયતા;આડાપણું. *To serve one the same* **s.**,to retaliate in the same kind:તેજ રીતે વેર વાળવું;સાટેસાટું વાળવું.*vt.*1. To supply with appetizing condiments;to season; to flavor:સ્વાદિષ્ટ કo;-માં મસાલો નાખવો;તીખું-તમતમું કo;લ્હેજતદાર કo. **2.**To please; to stimulate: ખુશ કo;જાગૃત કo;ઉત્તેજન આપવું. 3. To make poignant; to set off; to vary and render attractive:શોભાવવું;દીપાવવું;રસ-સ્વાદવાળું કo.4. To be impudent or saucy to: ઉદ્ધત-બેઅદબ-બેશરમ થવું.

**Sauce-pan,**(સૉસ્-પૅન) *n.* A small pan with a handle, in which sauce is prepared over a fire;a stewpan:નાની કઢાઇ;તપેલી.

**Saucer,**(સૉસર) *n.***1.** A small pan or vessel in which sauce was set on a table:શાક-ચટણી વિગેરે મુકવાની તાસક;સાસર;નાની થાળી;ટાટલીઓ; રકાબી;પાત્ર.2.A small dish,commonly deeper than a plate:ઉંચા કાનાવાળી રેકાબી; તાસક. 3. Something resembling a saucer in shape:આકારમાં તાસકના જેવી ચીજ.

**Sauciness,**(સૉસિનેસ્) *n.* Impertinent boldness;contempt of superiors;impudence: બેઅદબી; અવિનય;નોછડાઈ;ધૃષ્ટતા.

**Saucy,**(સૉસિ)*a.*1. Transgressing the rules of decorum;impudent: ઉદ્ધત;ચડાઉ;અમર્યાદ;અવિનયી;ધૃષ્ટ.2. Impertinent:ફાટેલ;બેમરજાદ;નિર્લજ.

**Saunter,**(સૉન્ટર) *vi.* To wander or walk about idly and in a lazy manner;to lounge;to loiter:ભટકવું;રખડવું;રઝળવું; રસળવું; ધીમેધીમે જવું.*n.*A sauntering,or a sauntering place:રખડવું-રઝળવું તે;રખડવા-રઝળવાની જગ્યા-ઠેકાણું.

**Sauria,**(સૉરિઅ)*pl.*[Gr. *sauros*,a lizard.](*Zool.*)A division of Reptilia formerly established to include the Lacertilia,Crocodilia,Dinosauria and other groups: ધીલોડી-ગરોળીની જાતનાં બધાં પ્રાણી.

**Savage,**(સૅવેજ)*a.*[*L.silva*,a wood.] **1.**Of or pertaining to the forest: remote from human bodies and cultivation:આરણ્યક;વન્ય; જંગલ-વન-રણનું.2.Wild; untamed; uncivilized:જંગલી;રાની; વગડાઉ. 3. Uncivilized;rude: અણઘડ; જંગલી;અસભ્ય; અશિષ્ટ; આચારહીન. 4. Fierce;ferocious:brutal:ક્રૂર;વિકાળ;નિર્દય;ઉગ્ર;દારુણ,નિષ્ઠુર;ક્રૂરકર્મી. *n.* **1.**A human being in his native state of rudeness: જંગલી-અણઘડ માણસ. 2. A man of extreme, unfeeling,brutal cruelty:ક્રૂર-નિર્દય માણસ;રાક્ષસ;દૈત્ય.

**Savanna,**(સૅવૅન્ન)*n.*A tract of level land covered with the vegetable growth usually found in a damp soil and warm climate:ઝાડ વગરનું ઘાસવાળું મેદાન.

**Savant,**(સાવાંન)*n.*[L.*sapere*.See **Sage.**]A man of learning; one versed in literature or science: વિદ્વાન;પંડિત;વિદ્વજ્જન; ગુણગ્રાહક; વિદ્યાસંપન્ન;મહાપંડિત;ઋષિ.

**Save,**(સેવ)*vt.*[L. *salvus*, saved; safe.]1.To make safe;to rescue from impending danger : રક્ષણ કo;રક્ષવું; ઉગારવું; બચાવવું; સલામત રાખવું.2.To deliver from sin and its penalty:પાપ અને તેની સજા-શિક્ષામાંથી મુક્ત કo;તારવું;-ને મુક્તિ-મોક્ષ આપવો;-નો ઉદ્ધાર કo.3.To secure from waste or expenditure; to lay;to reserve : ઉગારવું; બચાવવું; સંગ્રહ-સંચય કo; રાખી મુકવું.*To* **s.** *money*:પૈસા બચાવવા.4. To rescue from something undesirable or hurtful;to spare: ઉગારવું; બચાવવું;-ને માથે ન આવવા દેવું. *I'll* **s.***you that labor*:હું તમારી એ મેહેનત ઉગારીશ.5. To obviate the necessity of; to prevent; to spare:અટકાવવું;ન થવા દેવું;નિવારવું; વારવું; પ્રસંગ ટાળવો. *Will you not speak to* **s.***a lady's blush*?:ગૃહસ્થ સ્ત્રીને મોઢે શરમના શેરડા ન પડવા દેવા શું તમે નહિ બોલો ? 6. To hold possession or use of;to escape loss of:જાળવવું;સાચવવું; સાધવું;સંભાળવું.*To* **s.***appearances*, to preserve a descent outside: બહારથી ઠીકઠાક દેખાડવું;પોગળ ઉઘાડું પડવા નદેવું;તમાચો મારી મોં લાલ રાખવું.*vi.*To prevent waste;to be economical:નુકસાન થતું અટકાવવું; કરકસર કo.*Prep.*or *conj.*Except; not including;leaving out; reserving:saving:સિવાય;વિના;વગર.

**Saving,**(સેવિન્ગ)*a.*1.Preserving; rescuing:બચાવનારૂં;ઉગારનારૂં.2. Avoiding unnecessary expense or waste; frugal;economical:કરસરીયું-કરકસરીયું; અલ્પવ્યયી;અલ્પવ્યયશીલ. 3. Bringing back in returns or in receipts the sum expended:સરભરનું;બેઠાબેઠનું.*A* **s.** *voyage*:ઘરના નાણાં પાછાં વળે એવી સફર. 4. Making reservation or exception:અપવાદરૂપી; નિયમરૂપી. **5.**Securing salvation : મુક્તિપ્રદ; ઉદ્ધારક;ઉદ્ધારકારક; ઉદ્ધાર પરિણામી. *Prep.* or *conj.* but properly a *participle.* With exception of; except;excepting: સિવાય; વિના; વગર;બાતલ કરતાં. *As,***s.** *your reverence*: આપ નેક નામદારને બાતલ કરતાં.*n.* **1.** That which is saved or laid up: જે બચાવવામાં આવ્યું હોયતે;રક્ષણ;બચાવ; ઉગારો; સંઘરો; સંચય;ફાજલ રકમ. **2.** Exception;

reservation:અપવાદ;નિયમ. *Savings* bank,a bank in which savings or earnings are deposited and put at interest: સંઘરેલું-ઉગારેલું નાણું જમે કરાવવાની પેઢી.

**Saviour,**(સેવિઅર્)*n.* [L.*salvo*, I save.] 1. One who saves, preserves,or delivers from destruction or danger: ભય-નાશમાંથી બચાવનાર-રક્ષણ કરનાર;તારનાર;ઉગારનાર;ત્રાતા;ઉદ્ધારક;તારક. 2.He who brings salvation to men; Jesus Christ,the Redeemer: માણસનો તારનાર ઉદ્ધાર-મોક્ષ આપનાર; જીસસક્રાઇસ્ટ;તારક;ઉદ્ધારક.

**Savour,**(સેવૉર્)*n.*[L.*sapor*,taste.] 1.Taste and odor;flavor;relish; scent:રસ;રૂચિ;સ્વાદ;ગંધ;વાસ;પરિમળ; સોડમ. 2. Distinctive temper,tinge, taint, and the like: ગુણ;અસર;પાસ.3.Sense of smell: power to scent : સુંઘવાની શક્તિ; ઘ્રાણેન્દ્રિ.4.Pleasure;delight: આનંદ;ખુશી.*vi.* 1. To have a particular smell or taste(with *of*.): -નો સ્વાદ-વાસ હોવો;સ્વાદ-સુગંધમય હોવું. 2. To indicate the presence or influence; to smack : ગુણવાસ-અસર હોવી-લાગવી;-ના જેવું-તુલ્ય લાગવું-હોવું.*This* **s.***s not much of distraction*: આ ઘણું ગાંડપણ ભરેલું લાગતું નથી. 3. To use the sense of taste: સ્વાદેંદ્રિનો ઉપયોગ કo-ને વાપરવી. *vt.*1. To perceive by the smell or the taste: ગંધ-વાસ અથવા સ્વાદ લાગવો. 2. To taste or smell with pleasure; to relish ; to like : ખુશીથી ચાખવું અથવા સોડવું;-ની રૂચિ લાગવી.

**Savoury,**(સેવૉરિ)*a.*Pleasing to the organs of taste or smell:સ્વાદિષ્ટ; સુગંધીદાર;લહેજતદાર;રૂચિકર; સરસ; મિષ્ટ;સુગંધમય.

**Saw,**(સૉ)*imp.of* **See**:જોયું; દીઠું.*n.* [AS.*seegan*, to say. ] 1. Something said;speech;discourse:વાતચીત;ભાષણ;સંભાષણ;આલાપ.2.A saying;a proverb;a maxim:કહેવત;કહેણી.3.Dictate; command; decree:હુકમ;ફરમાન;આજ્ઞા. *n.*[ L. *seco*,I cut.]An instrument of dividing or cutting substances,as wood,iron,etc:આડી;આરી;કરવત.*vt.* [*imp.*Sawed.]To cut with a saw; to separate with a saw:વહેરવું; આરીવતી કાપવું.2.To form by cutting with a saw:વહેરીને બનાવવું. *To* **s.***boards*:વહેરીને પાટીઆં પાડવાં.*vi.*1.To practice sawing:વહેરણીઆ-કરાઈનું કામ કરવું. 2. To be cut with saw:વહેરાવું.

**Saw-dust,**( સૉડસ્ટ્ ) *n.* Dust or small fragments of wood made by the cutting of a saw:લાકડાંનો વ્હેર.

**Saw-mill,**(સૉમિલ્ )*n.* A mill for sawing:વહેરવાનો સંચો.

**Sawyer,** (સૉયર્ ) *n.* One whose occupation is to saw;a sawer,: લાકડાં વહેરનાર;કરાઇ;વ્હેરણીઓ.

**Say,**(સે ) *n.* 1. Trial by sample; sample:specimen:નમુનાથી અજમાયશ કo તે;નમુનો.2.Tried quality; temper;proof:પાણી;ગુણ.3.Essay; trial;attempt:પ્રયત્ન;પ્રયાસ; અજમાયશ;યત્ન.*To give a* **s.***at*,to attempt:અજમાવવું;-પ્રયાસ-પ્રયત્ન કo. *vt.*To try:યત્ન-અજમાયશ કo.*n.*[L. *sagus*,a coarse woolen mantle.] A kind of silk or satin:એક જાતનું રેશમ;સાટીન.2.A delicate kind of woolen cloth:એક જાતનું નાજુક ઉનનું કપડું.*vt.*[AS.*secgan*.]1.To utter or express in words;to tell; to speak:કહેવું;બોલવું;કથવું;ભાખવું; ઉચ્ચારવું.2.To repeat:to rehearse; to recite:ફરીથી કહેવું-બોલવું;કહી જવું; ભણવું;ભણીજવું.*To* **s.***a lesson*: પાઠ બોલી જવો.3.To be sure about;to be determined in mind as to:જણાવવું;-ને વિષે ઠરાવ-નિશ્ચય કo.4.To suppose:ધારવું;ધારીને કહેવું.**S.***fifty miles*: એમ કહો-ધારો કે પચાસ મૈલ. *It is* **said** or they **say**,it is commonly reported ; people assert or maintain: એમ વાત ચાલે છે કે; એમ કહેવાય છે કે. *That is to* **s.**, that is; in other words; otherwise: એટલે કે;મતલબ કે;બીજી રીતે કહીએતો. *vi.* To speak; to make answer;to reply:ઉત્તર-જવાબ દેવો-વાળવો-આપવો.*n.*A speech;a current story;a maxim or proverb: ભાષણ;વાત;કહેવત;કહેણી;વચન;ઉક્તિ.

**Saying,**(સેઇન્ગ્ )*n.*A declaration; a statement;an aphorism;a proverb:વચન;વાત;ઉક્તિ;કહેવત.

**Scab,**(સ્કેબ્ )*n.*[L.*scabo*,I scratch.] 1.An incrustation over a sore, wound,etc.:ગુમડાંપર વળેલી કપોટી; ભીંગડું.2.The itch in man:માણસોને થતી ખસ.3.The mange: ખરજ;ખુજલી.4.A disease of potatoes: બટાકામાં થતોએક જાતનો સળો. 5.A mean,dirty,paltry fellow: નીચ-અધમ-પાજી માણસ.6.A nickname for a workman who engages for lower wages than are fixed by the trades unions : વેપારીઓએ ઠેરવેલા દર કરતાં ઓછે દરે કામ કરનાર માણસ;કારીગર.*vi.*To become covered with a scab:ઉપર કપોટી બાઝવી-થવી-વળવી.

**Scabbard,** ( સ્કેબાર્ડ્ ) *n.* The case in which the blade of a sword, dagger,etc.,is kept;a sheath:તલવારનું મ્યાન;મેણ;કોશ.*vt.*To put in a scabbard:મ્યાનમાં ઘાલવું-મુકવું.

**Scabby,**(સ્કેબિ)*a.*1.Affected with scabs;full of scabs: કપોટી-પોપડીવાળું.2.Diseased with the scab, or mange;mangy: ખુજલીવાળું.

**Scabies,**(સ્કેબિઝ્ )*n.*The itch;ખસ; ઉંદરી.

**Scabrous,**(સ્કેબ્રસ્)*a.*1. Rough to the touch;scabby;scurfy: ખડબચડું;કપોટીવાળું;ઉંચું નીચું. 2. *Fig.* Harsh;unmusical:કઠોર;બેતાલ;બેસુર.

**Scaffold,** ( સ્કેફોલ્ડ્ ) *n.* 1. A temporary structure of timber, boards,etc.,for various purposes: પાલક. 2. A stage or elevated platform for the execution of a criminal:ફાંશી દેવાને બાંધેલો માંચડો;ફાંસી;વધસ્થાન-સ્થળ-કાષ્ટ;ઘાતસ્થાન.*vt.*To furnish with a scaffold: પાલક બંધાવવી.

**Scaffolding,** (સ્કેફોલ્ડિન્ગ્) *n.* 1. A scaffold:પાલક.2.Materials for building scaffolds : ફાંશી દેવાનાં લાકડાં;પાલકનાં લાકડાં.

**Scagliola,**(સ્કેલ્યોલે)*n.*An imitation of any veined and ornamental stone:આરસ પહાણ જેવો ફુમો.

**Scalade,**(સ્કેલેડ્ )*n.*See Escalade.

**Scald,**(સ્કોલ્ડ્ )*vt.*[L.*ex*,intense,& *caldus*, hot.] 1. To burn with hot liquid or stream: બાળવું; દઝાડવું.*To* **s.***the hand* : હાથ બાળવો.2. To expose to a boiling or violent heat over a fire:ખુબ ઉનુંકo-ઉકાળવું.*n.*A burn or injury to the skin by some hot liquid: ચામડી બળવી-દાઝવી તે;ડામ;ચણકો; ચપકો. *a.* 1. Affected with the scab;scabby:ભીંગડાં-પોપડાં-કપોટી-

in number, *viz*:બ્રહ્મપુરાણ;પદ્મપુરાણ,બ્રહ્માંડપુરાણ; અગ્નીપુરાણ; વિષ્ણુપુરાણ;ગરૂડપુરાણ;બ્રહ્મવૈવર્ત પુરાણ;શિવ પુરાણ;લિંગપુરાણ:નારદપુરાણ;સ્કંદપુરાણ;માર્કંડેયપુરાણ:ભવિષ્યપુરાણ:મત્સ્ય પુરાણ;વરાહપુરાણ;કૂર્મપુરાણ;વામનપુરાણ &ભાગવત.There are 18 ઉપપુરાણ. *Reading of* **s.**: બ્રહ્મઘોષ: કથા. *Study of* **s.**:બ્રહ્માભ્યાસ. *Instruction in the* **s.**:બ્રહ્મોપદેશ.

**Scrivener,**(સ્ક્રિવેનર્ )*n.* [L.*scribo*, I write.]**1.**A professional writer; one whose occupation is to draw contracts or prepare writings: દસ્તાવેજ-ખત લખનાર;મુસદ્દી;નરખી. **2.**One whose business is to place money at interest;a broker:દલાલ.**3.**A writing master: અક્ષર-દસ્તક કાઢવાની પદ્ધતિ શિખવનાર શિક્ષક;દસ્કત શિક્ષક.

**Scrofula,**(સ્ક્રૉફ્યૂલૅ)*n.* [L.*scrofa*,a breeding sow. ] (*Med.*) A constitutional disease manifested by chronic enlargement and cheesy degeneration of the lymphatic glands: કંઠમાળ; ગળે થતું એક જાતનું દરદ;ગંડમાળ.

**Scrofulous,**(સ્ક્રૉફ્યૂલસ્ )*a.***1.** Pertaining to scrofula:કંઠમાળ સંબંધી-નું-ને લગતું **2.** Diseased or affected with scrofula : કંઠમાળના રોગનું-કંઠમાળવાળું.

**Scroll,**(સ્ક્રૉલ્ )*n.* [Low L. *scroa*, scroll.]**1.**A roll of paper or parchment;a schedule;a list:વીંટો,ભુંગળું;ભીંડો.ઓળીયું:લખોટો.**2.**A mark added to a person's signature intended to represent a seal:સિક્કાને ઠેકાણે માણસની સહી સાથે કરેલી નિશાની.

**Scrotum,**(સ્ક્રૉટમ્ )*n.*[L.](*Anat.*) The bag or pouch which contains the testicles;the cod:અંડકોશ;જે કોથળીમાં આંટવા રહેછે તે કોથળી;વૃષણ.*Enlargement of the* **s.**: કોષવૃદ્ધિ;અંડવૃદ્ધિ;અંગવૃદ્ધિ.*Septum of* **s.**:મહાણીજ્ય.

**Scrub,**(સ્ક્રબ્ )*vt.* To rub hard; to wash with rubbing:બહુ ઘસવું;ઉજળવું;ફટકવું;માંજવું;બહુ ઘસીને ચોખ્ખું-સાફ ક૦. *vi.* To be diligent and penurious: બહુ મહેનત કરવી પણ દહાડો ન વળવો;સાત સાંધતાં તેર તૂટવા. *n.* **1.** One who labors hard and lives meanly;a mean fellow:ઘાયઘાય પણ કરમમાં હોય તેજ ખાયતે; મહેનતું પણ અકર્મી માણસ; ઘાંચીનો બળદ આખો દહાડો સો ગાઉ ચાલે પણ ઘેરનો ઘેરજતે; નસીબનો લીલો; પાજી; મુંજી; નીચ માણસ. **2.** Something small and mean : નાની અને નીચ-હલકી ચીજ-પદાર્થ.**3.** A worn-out brush: ઘસાઇ ગયેલું-નકામું થયેલું બ્રશ.**4.**A thicket or jungle (*the prevailing plant*): જંગલ;ઝાડી.*a.* Mean: dirty; contemptible:નીચ;અધમ;હલકું; ગંદું; ધિક્કારવા લાયક-ને પાત્ર;પાજી; પામર.બદમાસ. **S.** *game*, a game, as of ball,by unpractised players: મહાવરા વિનાના શિખાઉ રમનારાઓથી રમવામાં આવતી દડા વિગેરેની રમત.

**Scrubby,** ( સ્ક્રબિ ) *a.* Small and mean;stunted in growth: ઠીંગરાએલું;ઠીંગણું;અટકું રહી ગયેલું.

**Scruple,**(સ્ક્રૂપલ્ )*n.*[L.*scrupulus*, a rough or sharp stone;anxiety. ] **1.** A weight of twenty grains:the third part of a dram: વીસ ગ્રેન ભારનું વજન;એક ડ્રામનો ત્રીજો ભાગ;સ્ક્રુપલ. **2.**Hence, a very small quantity;a particle:ઘણોજ થોડો જથ્થો:રજ:કણ;રતી:વાલ.**3.**Unwillingness,doubt,or hesitation proceeding from motives of conscience:ખમચાવું-અટકવું તે;આનાકાની;આશંકા;શંકા;વિકલ્પ;સંદેહ; સંશય;ખચકો;ખટકો;ઓસંગ.*To make* **s.**,to hesitate from conscientious motives;to scruple:ખમચાવું: આંચકો ખાવો;અટકવું.*vi.&vt.*To be reluctant or to hesitate:ખમચાવું; અટકવું;આચકો ખાવો;બીહીને પાછા હઠવું;આનાકાની ક૦;આશંકા ક૦; વિકલ્પ ક૦;-નું મન ડગમગ થવું.

**Scrupulosity,** ( સ્ક્રૂપ્યુલૉસિટિ ) *n.* Nice regard to exactness and propriety;precision;doubt:ખમચાવું તે;કાળજી;વહેમ; સંદેહ;આશંકા; શંકા;વિકલ્પ કરવાનો સ્વાભાવ;વિચારમાં પડી જવાનો ગુણ.

**Scrupulous,**(સ્ક્રૂપ્યૂલસ્ ) *a.* **1.** Inclined to scruple;nicely doubtful : ખમચાઈ ખમચાઈને-અનીતિથી બ્હીને ચાલનાર-વર્તનાર;બ્રાંતિખોર:સંશયખોર; સંશયી. **2.** Careful; cautious;nice;exact : ફિકર-કાળજી-સંભાળવાળું;ચોકસ;બારીક;ઘણી કાળજીનું.**3.**Given to making objection; captious: દોષગ્રાહી; ચુકો કાઢનાર.**4.** Doubtful;nice:સંદેહવાળું; વહેમી; શંકાશીલ; આશંકિત.

**Scrutinize**(સ્ક્રૂટિનાઇઝ્)*vt.*[L.*scrutor*,I investigate.] To examine closely; to inspect or observe with critical attention; to regard narrowly: બારીકીથી તપાસ-શોધ ક૦; -ના ઉપર ચોકસાઈથી નજર રાખવી; તપાસવું; શોધવું; નિરખવું; નિહાળવું;નિરીક્ષણ-નિરીક્ષા ક૦; બારીકાઈને-ધ્યાનપૂર્વક તપાસવું. *vi.* To make scrutiny:તપાસ-ચોકસી ક૦.

**Scrutiny,**(સ્ક્રૂટિનિ)*n.*[ L. *scruta*, trash;trumpery. ] **1.** Close examination;minute inspection; critical observation:ચોકસ-ઝીણી-બારીક તપાસ;ચોકસી;શોધ;નિપુણ પરીક્ષા;સૂક્ષ્મનિરૂપણ-પરીક્ષા-દર્શન;નિરૂપણ.**2.**(*Canon Law*).A ticket,or little paper billet, on which a vote is written:જે ટીકેટ અથવા નાની કાગળની ચીઠ્ઠી ઉપર મત અથવા'વોટ'લખવામાં આવેછે તે.**3.**An examination by a commitee of the votes given at an election, for the purpose of correcting the poll: સભાસદ પસંદ કરવાને અપાયેલા મતની થયલી ભુલ સુધારવાને કમિટિએ કરેલી તપાસ.*vt.*To scrutinize:બારીક તપાસ ક૦.

**Scrutoire,**(સ્ક્રૂટ્વૉર્ )*n.*An escritoire;a writing desk : કાગળ મુકવાનું ખાનું-ડેસ્ક.

**Scud,**(સ્કડ્ )*vi.* To move swiftly; ઝપાટાબંધ-તેસબંધ ચાલવું;ઘણા વેગથી ધસવું.**2.**(*Naut.*)To be driven swiftly before a gale with no sail spread:સઢ ચડાવ્યા વગર પવને આગળ હંકારાઈ જવું.*vt.*To pass over quickly:-ના ઉપર થઇને જલદીથી જવું. *n.***1.**A driving along;the act of scudding:ધસડાવું તે.**2.**Loose, vapory clouds driven swiftly by the wind:ઝડી કોડતી વાદળી. **3.** A slight,sudden shower.એકદમ થોડા વખત આવેલો વરસાદ;વરસાદનું ઝાપટું.

**Scuffle,**(સ્કફ્લ )*vi.***1.** To strive or struggle with a close grapple; to wrestle in a rough manner: બાથંબાથા-ઝપાઝપીમાં આવી જવું.**2.** To strive or contend tumultuously:લડાઈ-મારંમારા ક૦; ધકાધક્કી ક૦. *n.* **1.** A rough, haphazard struggle,or trial of strength:બાથંબાથા મુક્કામુક્કી-ધક્કાધક્કી;ઝપાઝપી;

Silence is the best virtue :

ફેસાફેસી,2.A confused contest;a fight:મારામાર;કજીઓ;ટંટો;લડાઈ;લડવાડ.3.A child's pinafore or bib: છોકરાંની છાતીપર બાંધવાનો કટકો.4. A garden hoe:વાડીમાં કામ કરવાની રાંપડી-ડો.

**Sculk,**(સ્કલ્ક્ )*vi.*To skulk:કામ કરવામાં ખળાઈ કરવી;સંતાવું;છુપાવું.

**Scull,**(સ્કલ્ )*n.*(*Anat.*)The skull: માથાનું તાલકું-ખોપરી; કપાળ. *Necklace of* s.:રૂંડમાળા;કપાલમાળા.*n.* A shoal of fish:માછલીઓનું ટોળું. *vt.& vi.*To impel a boat with a scull or sculls : ચાટવા અથવા હલેસાંથી વહાણ ચલાવવું-હંકારવું. *n.* (*Naut.*)A boat: નાવડું;હોડી;મછવો.(*b*)An oar:ચાટવો; હલેસું.

**Scullery,**(સ્કલરિ) *n.* [L.*scutella*, a waiter.]1.A place where dishes, kettles and other culinary utensils,are cleansed and kept: રસોઈનાં વાસણ માંજવાની ઓરડી.2. Hence,refuse;filth; offal: કચરો; મેલ;પુંજો;કીટો;એંઠવાડ-ડો.

**Scullion,**(સ્કલ્લિઅન્ )*n.*A servant who cleans pots and kettles,and does other menial services in the kitchen:રસોઈનાં વાસણ માંજનારમાણસ;રસોઇઓ;એંઠવાડો કાઢનાર.

**Sculptor,**(સ્કલ્પ્ટર્ )*n.* [L. *sculpo*, I engrave.]1. One whose occupation is to carve statues, or works of sculpture:કોતરનાર;મૂર્તિકાર;ત્વષ્ટા;તક્ષક;ખોદનાર.2.The artist who designs works of sculpture:કોતરણીનો નમુનો કાઢનાર કારીગર;શિલ્પશાસ્ત્રી.

**Sculpture,**(સ્કલ્પ્ચ્યૂર્ )*n.*1.The art of producing figures and groups, whether in plastic or hard materials:કોતરકળા-કામ-તક્ષણ; કોતરકામ;નકશી;કોતરણી;શિલ્પશાસ્ત્ર-કામ.2. Carved work modeled of,or cut upon,wood,stone,metal,etc.:પ્રતિમા; મૂર્તિ. *vt.* To carve; to engrave:કોતરવું;નકશી કામ કo;નકશી કાઢવી;કોતર કામ કo;ખોદવું.

**Scum,**(સ્કમ્ ) *n.* 1. The scoria of metals in a molten state;dross: પ્રવાહી પદાર્થ ઉપર બાઝેલો કચરો-મેલ; કીટું;મળી;ફીણ;અગર.2.Refuse;recrement:કચરો;ગળામણ;ઉચ્છિષ્ટ; કિટ્ટ; અસારદ્રવ્ય;નિતરામણ.*vt.*1.To clear off the impure matter from the surface of:પ્રવાહી પદાર્થની ઉપરથી મેલ-કચરો જુદો કરવો-તારવી કાઢવો.2. To sweep or range over the surface of:ઉપર ફરીવળવું; ઉપર ફરવું.*vi.* To become covered with scum: -ના ઉપર મેલ-કચરો થવો;ફીણ આવવું.

**Scupper,**(સ્કપર્ )*n.*[L.*ex* & *com* & *spuo*,I spit.](*Naut.*) An opening cut through the waterway and bulwarks of a ship,so that water falling on deck may flow overboard : તુતક પરનું પાણી કાઢી નાંખવાનું કાણું.

**Scurf,**(સ્કર્ફ્ )*n.* [AS. *sceorfan*, to scrape; to gnaw. ] 1. Thin dry scales or scrabs upon the body: ખોડો;મેલ;ભીંગડાંભીંગરાળો;ખસ.2.The foul remains of anything adherent: ડાઘ;ભેળ;કલંક;નામોશી.3.Anything like flakes or scales adhering to the surface: ઉપર ચોટેલી વસ્તુ-પડ-પોપડો-થર.

**Scurfy,** (સ્કર્ફિ ) *a.* Covered with scurf;resembling scurf: માથામાં ખોડાવાળું-ના જેવું.

**Scurrility,**(સ્કરિલિટિ)*n.* [L. *scurra*,a jester.]1.Mean,vile or obscene jocularity:મૂર્ખતા;દુર્વાચ્યતા; ભાંડવેડા.2.Low buffoonary; vulgar abuse:અપશબ્દ;દુર્ભાષણ; ભાંડપણું;ભાંડ,બેફાટ-નાગા નિર્લજ-અમર્યાદપણું;અપભાષણ;દુરુક્તિ;દુર્વચન.

**Scurrilous,**(સ્કરિલસ્ )*a.*1. Using the low and indecent language of the meaner sort of people : ભાંડ જેવું;નાગી-નિર્લજ ભાષા બોલનારૂં; નાગું;ભાંડ,બેફાટ; નિર્લજ. 2. Mean; foul;vile:નિર્લજ;ગાળગળોથી ભરેલું; અધમ;નીચ.

**Scurvy,** (સ્કર્વિ)*a.*1.Scabby; scurfy:ખુજલી-ખસવાળું. 2.Mean;low; vulgar;contemptible: હલકું;તિરસ્કાર્ય;નીચ;અધમ;તુચ્છ;હલકું.*n.*A disease characterized by livid spots: about the thighs and legs,caused by scanty & innutritious food and without fresh vegetables: પુષ્ટિકારક ખોરાક અને તાજાં શાક ભાજી ખાવા ન મળવાથી થતો એક જાતનો મોં આવવાનો રોગ.

**Scut,**(સ્કટ્ )*n.*(*Zool.*) The tail of a hare,or of a deer,or other animal whose tail is short: સસલાં, હરણ કે બીજાં ટુંકી પુંછડીઓવાળાં પ્રાણીઓની પુંછડી.

**Scutch,** (સ્કચ્ )*vt.* 1. To beat or whip;to drub[*Old or prov.Eng.* & *Scot.*]:મારવું;ચાબુક મારવી.2.To separate the woody fiber from (*flax,hemp,etc.*)by beating;to swingle:દાંતાવાળા ઓજારથી રેસા કાઢી નાંખવા;દાંતી દેવી; ઝપેટવું. 3.To free from dust by beating and blowing:દાંતાવાળા ઓજારે કચરો કાઢી સાફ કo.*n.* 1. A wooden instrument used in scutching ( *flax* and *hemp*:)કચરો વિગેરે સાફ કરવાનું લાકડાનું દાંતાવાળું ઓજાર.2.The refuse of scutched flax:સાફ કરેલા શણનો કચરો;શુંથા.

**Scutiform,** (સ્ક્યુટિફૉર્મ્)*a.* [L.*scutum*, shield & *form*.] Shield-shaped;scutate: ઢાલના આકારનું.

**Scuttle,**(સ્કટ્લ્ )*n.*[L.*scuta*,a dish or platter.] 1. A broad,shallow basket:પહોળી-છાછરી છાબડી;કંડિયો. 2. A wide mouthed vessel for holding coal:કોલસા ભરવાનું પહોળા મ્હોંનું વાસણ.*vi.*To hurry;to bustle:ઉતાવળ-ઝડપ કo.*n.*A quick pace;a short run:થોડું દોડવું તે;ઝડપથી પગલું મુકવું તે ; ઝડપ. *n.* 1. (*Naut.*)A small opening in the deck of a ship : વહાણના તુતકમાં પાડેલું બાકું. 2. The lid or door which covers or closes an opening in a roof, wall,or the like: છાપરા,દિવાલ વિગેરેમાંના કાણાનું ઢાંકણું-બારણું.*vt.*1.To cut a hole or holes through the bottom,deck or sides (*as of a ship*),for any purpose:કોઈ પણ કામને માટે વહાણને તળીએ-ના તુતકપર અથવા બાજુએ કાણાં પાડવાં.2.To sink by making holes through the bottom of:-ને તળીએ બાકાં પાડી ડુબાડવું.*To s.a ship*:કોઈ વાહાણને તળીએ બાકાં પાડીને તેને ડુબાવી દેવું.

**Scythe,** (સાઈધ્ ) *n.*[L.*seco*,I cut.] 1. An instrument for mowing grass,grain,or the like,by hand: દાતરડું.2.(*Antiq.*)A scythe-shaped blade attached to ancient war chariots:અસલી લડાઈના રથોને લગાડવામાં આવતાં દાતરડાં જેવાં પાનાં ફળ.*vt.*To cut with a scythe: દાતરડા વતે કાપવું;લણવું.

**Sea,**(સી)*n.*[L.*saevus*,fierce.]1.One of the larger bodies of salt water: દરિયો;સાગર;સમુદ્ર;દર્યાવ;સિંધુ.2.An inland body of water: જમીનમાં-

નો પાણીનો ભાગ;સમુદ્ર.*As,Caspian* **s**:કાસ્પિઅન સમુદ્ર.3.The ocean:મહાસાગર;દરિયો.સમુદ્ર;ઉદધિ;અર્ણવ;જલાધ.4.Agitation of the water's surface;a billow:દરિયાનો ઉછાળો;દરિયાનું મોજું.5.A great brazen laver in the temple at Jerusalem: જેરૂસલમના દેવળમાં વપરાતું મોટી કથરોટ જેવું વાસણ.6.Anything resembling the sea in vastness:સાગર;દરિયો.*A* **s**.*of glory*:કીર્તિનો સાગર.**S**. *of troubles*:કલેશાર્ણવ;દુ:ખાર્ણવ;ક્લેશ સાગર.**S**.*of worldly existence*: ભવસાગર;સંસારાર્ણવ.*At* **s**.,upon the ocean;away from land:સમુદ્ર ઉપર;જમીનથી દૂર;(*figuratively*)lost: ખોવાયેલું.*At full* **s**.,at the height of flood tide; at the height: રેલની ભરપૂર ભરતી વખતે; ભરદરિયે; શિખરે. *Beyond* **s**.s,*or Beyond the* **s**.*or the* **s**.s,out of the state, territory,realm or country:દેશ, રાજ્યપાર-બહાર; દ્વીપાંતરે. *Half* **s**.s *over*,half drunk:દારૂ પીને અર્દ્ધો મસ્ત થયેલો.*Heavy* **s**.,a sea in which the waves run high:જે દરિયામાં મોજાં ઉંચાં ઉછળે તે;તોફાની દરિયો. *To go to* **s**., to adopt the occupation of a sailor:ખલાસીનો ધંધો કo-પસંદ કo;ખારવા-નાવિક થવું.

**Sea-board**, (સી-બૉર્ડ્)*n*.The seashore;sea coast: દરિયાનો કિનારો-કાંઠો;સમુદ્રતીર-તટ.*a*. Sea-side; sea coast:દરિયા કાંઠાનું;-કાંઠે આવી રહેલું.

**Sea-born**,(સી-બૉર્ન્)*a*. 1. Born of the sea;produced by the sea:દરિયામાંથી ઉત્પન્ન થયેલું-જન્મેલું. 2. Born at sea: દરિયામાં મુસાફરી વખતે જન્મેલું. As, Neptune and his *sea-born* neice: વરૂણદેવ અને તેની સમુદ્રયાત્રા વખતે જન્મેલી ભત્રિજી.

**Sea-breach**,(સી-બ્રીચ્)*n*.A breaking or overflow of a bank or a dike by the sea:દરિયાનું હદ-મર્યાદા મુકીને-છોડીને વધી જવું તે.

**Sea-breeze**,(સી-બ્રીઝ્)*n*.The cool wind produced by the sea:દરિયાની લહેર

**Sea-farer**,(સી-ફેરર્)*n*.A mariner; sailor:વહાણવટી;ખલાસી;નાવિક;સમુદ્રયાયી;સફરી;ખારવો.

**Sea-faring**,(સી-ફેરિન્ગ્)*a*.Following the business of a mariner: ખારવા-ખલાસીનું કામ કરનાર; વહાણવટું કરનાર;સફરી;નૌકાજીવી; સમુદ્રયાયી *A* **s**.*man*:ખલાસી.

**Sea-girt**,(સી-ગર્ટ્)*a*. Surrounded by the water of the sea:દરિયાના પાણીથી ઘેરાયલો;જેની આસપાસ દરિયાનું પાણી ફરી વળ્યું હોય એવું; સમુદ્રવલયાંકિત;સમુદ્રવેષ્ટિત.

**Sea-going**, (સીગોઇન્ગ્) *a*. Going upon the sea;especially,sailing upon the deep sea: દરિયા ઉપર જનાર;ભરદરિયામાં વહાણ હંકારનાર.

**Sea-green**,(સી-ગ્રીન)*n*.The green color of sea water: દરિયાના પાણીનો ઘેરો લીલો રંગ;સાગરવર્ણ.*a*.Of a beautiful bluish green color: ખૂબસુરત આસમાની લીલા રંગનું.

**Sea-gull**,(સી-ગલ)*n*.(*Zool*.) Any gull living on the sea coast:સમુદ્ર કુકટ;કરંટ.

**Sea-king**, (સી-કિન્ગ્) *n*. A Norse pirate chief: નાર્વે દેશનો ચાંચીઓ સરદાર.

**Seal**,(સીલ્)*n*.[AS.*seolh*.]Any carnivorous mammal:એક જળચર પ્રાણી;એક જાતની મોટી માછલી.[L.*signum*, a mark;sign.] 1. An engraved or inscribed stamp:સિક્કો;છાપવાની મ્હોર;મુદ્રા; મુદ્રિકા. 2. Wax,wafer, or other tenacious substance,set to an instrument and impressed or stamped with a seal: બીડવા-ચોડવાનો લાખ,મિણ કે તેવો ચિકણો પદાર્થ.3.That which seals or fastens:જેથી મજબૂત થાય છે તે. 4. That which secures; assurance:ખાત્રી;નિશ્ચય.5.A draintrap:ગ્યાસ કે હવા નળીમાં ન પેસે તેવી ગોઠવણ.*vt*.1.To set or affix a seal to;hence, to ratify; to confirm:ઉપર સિક્કો-મહોર મારવી-છાપવી;કબૂલ-મંજુર કo.2.To mark with a stamp: ઉપર છાપ-મોહોર મારવી; છાપવું; સિલસિક્કો કરવો. *To* **s**. *weights*:કાટલાં છાપવાં.3. To fasten with a seal:બીડવું; ઉપર મોહોર કo:(લાખ વિગેરેથી)બંધ કo.*To* **s**. *a letter*:કાગળ ઉપર સિક્કો કરીને બીડવો.4.To shut close;to keep secret:સજ્જડ બંધ કo;બીડવું;છાનું રાખવું;બંધ કo;ગુપ્ત રાખવું. 5. To fix as a piece of iron in a wall with cement,plaster,or the like: સીમેન્ટ, પ્લાસ્ટર વિગેરેથી દિવાલમાં લોઢાનો કકડો મજબૂત ઘાલવો-બેસાડી દેવો.6. Among the Mormons, to confirm or set apart as a second or additional wife:બીજી સ્ત્રી તરીકે રાખવું. *vi*. To affix one's seal,or a seal:સિક્કો મારવો-લગાવવો.

**Sea-legs**,(સી લેગ્ઝ્) *n*. Legs able to maintain their possessor upright in stormy weather at sea, that is,ability to stand or walk steadily on deck when a vessel is rolling or pitching in a rough sea:તોફાનમાં વહાણના તુતક ઉપર બરોબર ઉભા રહી શકાય એવા પગ-શક્તિ.

**Sealer**,(સીલર્)*n*.One who seals: મોહોર કરનાર;છાપનાર;સિક્કો કરનાર.

**Sealing-wax**, (સીલિંગ-વૅક્સ્)*n*.A compound of the resinous materials,pigments,etc.: મોહોર કરવાની લાખ.

**Seam**,(સીમ)*n*. [L.*suo*,I sew.] 1. The fold or line formed by sewing together two pieces of cloth or leather:લુગડાં અથવા ચામડાના બે કકડા સાંધવાની સીવણ;એટણ;દોરાની ફાંકમારી હોય તે. 2. A line of junction;a joint: સાંધો; સાંધ; સંધિ. **S**. *of planks*: કાષ્ટસંધિ; જોડેલાં પાટિયાંની સાંધ. 3. (*Geol*. & *Mining*)A thin layer or stratum: પાતળું પડ-થર.4.A scar;a cicatrix: ચામઠું;ચાઠું;ચકામું;ડાઘ;શુષ્કવ્રણ.*vt*. 1. To join by sewing together; to unite :સીવવું;સાંધી લેવું;જોડી લેવું. ફાંકવું; ફાંકમારી લેવી; દોરાટવું.2. To line; to scar: નિશાન શળ પાડવો; ડાઘ કo;ચકામું પાડવું;ચાઠું પાડવું 3. To knit (*with a certain stitch*): ગુંથવું. *vi*. To become ridgy; to crack open : ઉઘડવું; ફાટવું; પહોળું થવું.*n*. [L.*sagma*,a pack saddle.] A denomination of weight or measure:વજન કે માપનું નામ;આઠ બુશલ અનાજ અથવા ૧૨૦ રતલ કાચ.

**Sea-man**,(સીમૅન)*n.pl*.**Seamen**. A mariner;a sailor:ખારવો;ખલાસી;નાવિક;વહાણવટી.

**Seaman-ship**,(સીમૅન્-શિપ્)*n*.The art,or skill in the art,of working a ship:વહાણ ચલાવવાની ચતુરાઇ-કુશળતા;વહાણવટીપણું; નૌકાચાતુર્ય.

**Sea-mark**, (સીમાર્ક્) *n*. Any elevated object on land which serves as a guide to mariners; a beacon:સમુદ્રમાં ખરાબો દેખાડવા સારૂ તેપર જે નિશાની મુકે છે તે.

**Seamster**, (સીમસ્ટર્)*n*.One who sews well,or whose occupation

is to sew:દરજણ;શીવનારીસ્ત્રી;મેરાઇ.

**Seamstress,**(સીમસ્ટ્રેસ્)n.A woman whose occupation is sewing;a needlewoman:દરજણ;શીવનાર સ્ત્રી.

**Sea-port,** (સી-પૉર્ટ્) n.A port on the seashore, or one accessible for sea-going vessels:દરિયા કાંઠાનું બંદર;પોતાશ્રયસ્થાન;નૌકાશ્રયસ્થાન.

**Sear**(સીર્)a.[Gr.*seiros*,hot;scorching.]Dry;withered:સુકું; ચિમળાઇ ગયેલું.*vt*.1.To wither;to dry up: ચિમળાવવું;કરમાવવું;સુકવી નાંખવું;સુકાવવું;શુષ્ક ક૦. 2.To cauterize; to scorch : ડામવું;ઉપરની ખાલ-સપાટી બાળવી;ડામ દેવો.*To* **s.** *up*,to close by searing:ડામીને બંધ કરી દેવું.*n.* The catch in a gunlock by which the hammer is held cocked or half cocked:બંદુકના ઘોડાની પકડ.

**Search**(સર્ચ્)*vt*.[L.*circus*,a circle.] 1.To examine;to explore:તપાસ-તલાસ-શોધ ક૦;શોધવું;ખોળવું;ફંફોસવું;ઢુંઢવું;જોવું; અન્વેષણ ક૦-નો ઝાડો-ઝડતી લેવી.2.To inquire after; to look for:શોધવું;-ની તલાસ ક૦; ખોળવું;-ની તપાસ-શોધ ક૦. 3. To examine or explore by feeling with an instrument;to probe:-માંહે અંદર ઘાલી તપાસ ક૦.4.To examine; to try;to put to the test:બારીક રીતે તપાસવું;કસી જોવું;કસવું. *To* **s.** *out*, to seek till found:શોધી-ખોળી કાઢવું. *vi.* To seek;to look for something:ખોળવું;શોધવું.*n*.Quest; inquiry; examination : ખોળ તપાસ;અન્વેષણ;નિરીક્ષણ; નિરૂપણ;અન્વીક્ષણ;શોધ;તલાસ; ઝડતી;ઝાડો.

**Search-warrant,** ( સર્ચ-વૉરંટ્ ) *n*.(*Law*.)A warrant legally issued,authorizing an examination or search of a house,or other place,(*for goods stolen,secreted,or concealed*.)ઝાડો-ઝડતી લેવાનું અખત્યાર પત્ર;ઝાડો લેવાનું વારંટ.

**Sea shell,**(સી-શેલ્)*n*.(*Zool*.)The shell of any marine mollusk:છીપ;કોડો.

**Sea-sick,** ( સી-સિક્ ) *a*. Affected with sickness: વહાણમાં બેસવાથી ઓકારી-ફેર વિગેરે થઈ માંદું થયેલું; દરિયો લાગ્યો હોય તેવું.

**Season,**(સીઝન્)*n*.[L.*sero*,I sow.] 1. One of the divisions of the year(*marked by alterations in the length of day and night or by distinct conditions of temperature,moisture,etc*.)ઋતુ;રત; મોસમ;કાળ. The Hindus divide the year into six seasons, viz: વસંત,ગ્રીષ્મ,વર્ષા,શરદ્ ,હેમંત,શિશિર.*Hot* **s.**:ઉનાળો; ગ્રીષ્મ ઋતુ. *Cold* **s.**: શિયાળો. *Rainy* **s.** : ચોમાસું; વર્ષાકાળ ; વર્ષાઋતુ. 2. A suitable or convenient time;proper conjuncture:લાયક વખત;સવડનો વખત;અવકાશ;પ્રસ્તાવ;અવસર;કાળ;પ્રસંગ;લાગ;તાકડો;ટાંકણું;તાલ; સંધિ. 3. A while;a time:વખત;સમય;કાળ; વેળા.4.That which gives relish; seasoning:વઘાર;મશાલો. *In* **s.**,in good time:ખરે-યોગ્ય વખતે-પ્રસંગે; વેળાસર;સવેળા;તાકડે; રત-ઋતુસર;યોગ્ય કાળે.*Auspicious* **s.**:મુહૂર્ત;શુભવેળા.*Out of* **s.**, beyond or out of the proper time: વગર પ્રસંગે;કવેળા;અનવકાશે;કદહાડે;અકાળે;કમોસમે. *vt*.1. To render appropriate; to fit;to prepare:યોગ્ય-લાયક-તૈયાર ક૦. 2.To habituate;to accustom;to ripen:સહે એમ ક૦;કાળે કરીને આદત-ટેવ પાડવી;સેહેતું-માફક ક૦;માફક આવે-અનુકૂળ પડે તેમ ક૦. *To* **s.***one to a climate*:કોઈને અમુક દેશની હવા સહે-માફક આવે એમ ક૦.3.To prepare by drying or hardening: સુકવીને વાપરવા લાયક ક૦;બે ચોમાસાં ખવડાવવું;પરિપક્વ ક૦;પાકું ક૦;સુકવવું. 4. To fit for taste; to make palatable: સ્વાદિષ્ટ ક૦;મીઠું મરચું-મશાલો નાંખવો;વઘારી ધુંગારીને મજેદાર ક૦.5.To fit for enjoyment; to render agreeable:-ને અનુકૂળ-ગમે તેવું ક૦;-માં રસ મુકવો;રમણીય-મનોહર-રસિક મનોરંજક ક૦. 6. To moderate;to temper: મિશ્રણ ક૦; ભેળવવું;નરમ-શાંત ક૦. *When mercy seasons justice*: જ્યારે દયાને લીધે ન્યાયની દોરી ઢીલી થાય છે.7.To imbue; to tinge or taint:-નો પાસ-ડાઘ-રંગ લગાડવો-બેસારવો-માં પ્રવેશ કરાવવો. 8.To copulate with; to impregnate(*R*.): ની સાથે સંભોગ-અંગસંગ ક૦;ને ગર્ભવંતી-ગાભણી ક૦ *vi*.1.To become mature;to grow fit for use; to become adapted to a climate: પાકવું;પરિપક્વ થવું; કામ-વાપર લાયક થવું;ઉપયોગમાં આવવું;ને હવા સદવી-માફક આવવી.2.To become dry or hard: કઠણ-સુકું-પાકું થવું. 3. To give token; to savor:નિશાની આપવી; અંકિત ક૦.

**Seasonable,**(સીઝનેબલ્)*a*. Suitable to the season; opportune; timely:વખત-વેળાસરનું;પ્રસંગે-તાકડે આવેલું;સવેળાનું;વખતસર; સમયોચિત; કાળાનુરૂપ;કાલોદ્ભવ;ઋતુજ.

**Seasonably,**(સીઝનેબ્લિ) *adv*. Opportunely:વખત-વેળાસર;ખરે તાકડે-પ્રસંગે;વેળા-વખતસર.

**Seasoning,**(સીઝનિંગ્) *n*. 1.The act or process by which anything is seasoned:કોઇ પદાર્થ પરિપક્વ-રસમય કરવાની રીત-પ્રકાર.2.A condiment:મીઠું મરચું;મરી મશાલો; વઘાર.3.Hence,anything added to enhance enjoyment: આનંદ-મોજમાં વધારો કરનાર પદાર્થ.

**Seat,**(સીટ્)*n*.[L.*sedeo*,I sit.]1.The place or thing upon which one sits;anything made to be sat upon:બેઠક;આસન;બેસણી;બેસવાની જગ્યા;ઠામ;ખુરસી; પાટલી;પાટલો;સ્ટુલ. 2.A site;an abode; a station;a post:ઠામ;ઠેકાણું;સ્થળ; સ્થાન; અધિષ્ઠાન;આશય(પિત્તાશય;રક્તાશય;ગર્ભાશય,&c ); આયત (ભોગાયતન); આસ્પદ;(as,દુઃખાસ્પદ;હર્ષાસ્પદ; સુખાસ્પદ)ઘર;ધામ;આલય;પદ.**S.***of justice*: ન્યાયાસન; ધર્માસન. 3. That part of a thing on which a person sits: કોઇ વસ્તુના જે ભાગ ઉપર કોઇ માણસ બેસે છે તે;બેઠક; આસન; બીછાયત;પથારી.*The* **s.***of a chair*: ખુરશીની બેઠક. 4. A right to sit; appropriate place of sitting:બેસવાનો હક;બેસવાની ખાસ જગ્યા.*A* **s.***in a church*:ખ્રિસ્તિ દેવળમાં બેસવાની ખાસ જગ્યા.5.Posture, or way of sitting, on horseback : ઘોડા ઉપર બેસવાનું આસન-રીત-ઢબ-સ્થિતિ.6.(*Mach*.) A part or surface on which another part or surface rests: જે ભાગ અથવા સપાટી ઉપર બીજો ભાગ અથવા સપાટી બેસેછે તે;બેસણી;બામણું;સુથાર. *vt*. 1. To place on a seat; to cause to sit down:બેસાડવું;થાપવું; આસન આપવું;દોરવીને બેસાડવું; ને સ્થાનક આપવું.2.To station;to establish; to fix;to settle:સ્થાપવું;ઠેરવવું;મુકરર કરવું ; સ્થાપન-પ્રતિષ્ઠાપન ક૦; -ને સ્થાન આપવું.3.To assign a seat to:-ને જગ્યા આપવી;-માં ખુરશીઓ-પાટલા માંડવા-મુકવા. 4. To fix; to set firm:ઠેરવવું;મજબૂત ચોડવું-બે-

મોળું દૃષ્ટિ દાંત પાડે.

સાડવું.5.To settle;to plant with inhabitants:-માં વસવું-રહેવું;વસાવવું;વસ્તિ ક૦. 6.To put a seat or bottom in:-માં બેઠક જડવી. *As, to s.a chair*:ખુરશીમાં બેઠક જડવી.*vi.* To rest;to lie down:આરામ લેવો; સૂઈ જવું.

**Sea-term,**( સી-ટર્મ્ )*n.*A nautical word or phrase: વહાણવટીઓમાં બોલાતો શબ્દ.

**Sea-thief,**( સી-થીફ્ ) *n.* A pirate: ચાંચીઓ;દરિયામાં વહાણ લુંટનાર.

**Sea-weed,**(સી-વીડ્ )*n.*Popularly any plant or plants growing in the sea:દરિયામાં ઉગતા છોડ;દરિયાઇ છોડ;નાળો.

**Sea-worthy,**( સી-વર્ધિ)*a.*Fit for a voyage;worthy of being trusted to transport a cargo with safety:સફર કરવાને લાયક.

**Sebaceous,** ( સીબેશસ ) *a.* [ L. *sebum*, tallow; grease.] (*Physiol.*)Pertaining to fat;having the appearance of fat:ચરબીનું-સંબંધી;ચરબીનું બનાવેલું;ચરબીના જેવું.

**Secant,**(સીકેન્ટ્ )*a.*[L. *seco*,I cut.] Cutting;dividing into two parts: કાપે એવું;છેદે એવું;છેદનારૂં;બે ભાગ કરનારૂં.*n.* 1. (*Geom.*) A line that cuts another:છેદન રેખા.

**Secede,**(સીસીડ્ )*vi.*[L. *se*,aside & *cedo*, I go, move.]To separate one's self by a solemn act ; to draw off;to retire:જૂદું પડવું; સંગત-સોબત છોડવી; અલગ-નોખું જવું; વિભક્ત થવું; અપસરણ ક૦;-નો ત્યાગ ક૦;એક છોડીને બીજાનો આશ્રય-અવલંબન ક૦;મતાંતર ગ્રહણ ક૦.

**Secession,**(સીસેશન )*n.*1. Separation from fellowship or association with others;withdrawal: સંસર્ગ ત્યાગ;અપસરણ;અપગમન; મતાંતર સ્વીકાર-ગ્રહણ;સ્વધર્મ ત્યાગ. 2. (*U.S.Hist.*)The withdrawal of a State from the national Union: કોઇદેશનું રાષ્ટ્રિય ઐક્યમાંથી અપસરણ.

**Seclude,**(સીક્લ્યૂડ્ )*vt.*[L.*se*, aside & *claudo*,I shut.]1.To shut up apart from others;to withdraw into solitude:બીજાથી જૂદું-અલગ રાખવું-એકાંત વાસમાં લઇ જવું;પડદામાં રાખવું-બેસાડવું;વિવિક્ત ક૦; નિરાળું-અલગ રાખવું. 2. To shut or keep out;to exclude:દૂર કરવું;બહાર કઢાવું; વેગળું-નિરાળું રાખવું;બાતલ ક૦; (*with reciprocal pronoun*)એકાંત વાસ સેવવો;એકાંતમાં રહેવું-વસવું.

**Seclusion,**(સીક્લ્યૂઝન )*n.* Separation from society or connection; a withdrawing; privacy: એકાંત વાસ;બધાથી નિરાળું-નોખું-અલગ રાખવું તે;વૈરાગ;વિવિક્તવાસ-વૃત્તિ; વિવિક્તદશા-સ્થિતિ;રહઃસ્થાન.

**Second,**(સેકન્ડ્ ) *a.* [L. *sequor*, I follow.] 1.Immediately following the first;next to the first; another;other:બીજું;અન્ય;દ્વિતીય. 2.Subordinate;inferior;secondary:ગૌણ;દ્વિતીય;ઉતરતું;ઉતરતા પ્રકાર-નંબર-દરજ્જાનું;બીજા નંબરનું. *As, he is s.to none*:તે કોઈથી ઉતરતો નથી.તે અદ્વિતીય છે.3.Being of the same kind as another that has preceded:પહેલાના જેવું બીજું; બીજું;-નો ભાઈ-સાક્ષાત અવતાર. **S.***cousin*, the child of a cousin:પિત્રાઇ ભાઇ-બેનનું છોકરૂં. **S.***distance*,(*Art.*) that part of a picture between the foreground and the back ground : વચલો ભાગ. **S.** *estate* (*Eng.*),the House of Peers:વિલાયતમાં ઉમરાવની સભા;'હાઉસ ઑફ લોર્ડ્સ'.**S.***thought*,reconsideration:ફરીથી કરેલો વિચાર.*n.* 1. One next in place,time,rank,importance,excellence,or power: ઉતરતા અથવા બીજા દરજ્જાનું પ્રાણી-વસ્તુ. 2.(*a*)A backer;an assistant:મદદગાર;મદદ કરનાર;સહાય;સહકારી;સાથી;સોબતી.(*b*)One who acts as another's aid in a duel:દ્વન્દ્વ યુદ્ધમાં બીજાને મદદ કરનાર.3. Aid; assistance;help:મદદ;સહાયતા.4.*pl.*(*a*) An article of merchandise of a grade inferior to the best:બીજા દરજ્જાની વેપારની વસ્તુ.(*b*)A coarse or inferior kind of flour:ભરડકા જેવો જાડો આટો.5.The sixtieth part of a minute of time,or of a minute of space or degree: મીનીટ-અંશનો સાઠમો ભાગ;સેકન્ડ;વિપળ;વિકળા;ક્ષણ;નિમેષ.6. (*In the duodecimal mensuration*)the twelfth part of an inch;a line:ઇન્ચ-તસુનો ૧૨ મો ભાગ;લીટી.7.(*Mus.*)The second part in a concerted piece: સૂર આપનાર-કાઢનાર.**S.***hand*, the hand which marks the second on the dial of a watch or a clock: ઘડીઆળનો સેકન્ડ કાંટો.*vt.*1.To follow in the next place ; to succeed:-થી પાછળ-બીજું આવવું-હોવું. 2.To back;to assist; to encourage:-ને પુષ્ટિ-મદદ-આશ્રય-આધાર-ઉત્તેજન-ટેકો આપવો;-નું ઉપરાણું લેવું;-ને ઉત્તેજીત ક૦;-ની બાજુએ ઉભા રહી સંભાળ લેવી.3.(*Specifically*),to support(*as a motion or proposal*): -ને ટેકો-પુષ્ટિ આપવી.

**Secondary,**(સેકન્ડરિ)*a.*1.Not primary;subordinate:ઉતરતા દરજ્જાપાયરી-નંબરનું;ગૌણ;ઉતરતું;અનુષંગી; અમુખ્ય; અપ્રધાન; અપ્રથમ. 2. Acting by deputation or delegated authority : મુખ્ય ધણીનું નહીં એવું; અપ્રધાન;પારકાનાહાથનું.3.(*Chem.*) Possessing some quality in the second degree:બીજા દરજ્જાના ગુણવાળું;મધ્યમ;સામાન્ય.4.(*Min.*)Subsequent in origin:મૂળ-ઉત્પત્તિમાં બીજું.5.(*Med.*)(*a*)Dependent or consequent upon another disease:બીજા રોગ ઉપર આધાર રાખતું-ની પછી-ને લીધે થતું.(*b*) Occurring in the second stage of a disease: અમુક દરદની બીજી સ્થિતિએ થતું. **S.** *evidence*,that which is admitted upon failure to obtain the primary or best evidence: ગૌણ પક્ષનો પુરાવો.*n.*1.One who occupies a subordinate place; delegate or deputy : ઉતરતો-તાબાનો અધિકારી; મુખત્યાર; પ્રતિનિધિ. 2. (*Astron.*)(*a*)A secondary circle: ગૌણવર્તુલ.(*b*) A satellite: ઉપગ્રહ.

**Second-class,**(સેકન્ડ્-ક્લાસ્ )*a.* Inferior; second-rate: ઉતરતું; બીજા નંબર-વર્ગ-ક્લાસનું.

**Second-hand,** (સેકન્ડ્ હૅન્ડ્ ) *a.* 1. Not original or primary;received from another: બીજાની મારફત-દ્વારે-હાથે મળેલું;અન્યોક્ત; અન્યકૃત. 2.Not new:ઉતરેલું;વાપરેલું; જુનું; અન્યપૂર્વ;અન્યોપભુક્ત; ઉચ્છિષ્ટ. *A s. book*:જુની-વાપરેલી ચોપડી.

**Secondly,**(સેકન્ડ્લિ) *adv.* In the second place:બીજું એકે;બીજું.

**Seconds,**(સેકન્ડ્ઝ )*n.pl.* A coarse or inferior kind of flour:ભરડકા જેવો જાડો લોટ.

**Second-rate,** ( સેકન્ડ્-રેટ્ ) *a.* Of the second size,rank, quality, or value:મધ્યમ કદ-દરજ્જા-ગુણ કિંમતનું;મધ્યમ;સામાન્ય.

**Second-sight,** ( સેકન્ડ-સાઈટ ) *n*,

The power of discerning what is not visible to the physical eye;the capacity of a seer:ઝીણી-બારીક દૃષ્ટિ;દીવ્યચક્ષુ-દૃષ્ટિ.

**Secrecy,**(સીક્રેસિ)*n. pl.* **Secrecies.** 1. The state or quality of being hidden:સંતાવું-છુપાવું તે-નો ગુણ;ગુહ્યતા;ગુપ્તતા;ગુપ્તભાવ; ભેદ;પડદો;મર્મ.2.That which is concealed;a secret (*R.*):સંતાડેલી-છુપાવેલી ચીજ-પદાર્થ-વાત;ગુહ્ય;રહસ્ય.3. Seclusion;privacy;retirement:છાની-છુપી-ગુપ્ત જગા-સ્થિતિ; એકાંતતા; વિવિક્તતા 4.Fidelity to a secret: છાની વાત ગુપ્ત રાખવી તે;મૌન;અભાષણ;અનુદ્‌ગાર;રહસ્ય પાલન;અપ્રકાશન

**Secret,**(સીક્રેટ્)*a.* [L. *se*, aside & *cerno*,I sift.]1. Hidden;concealed:છાનું; છૂપાવેલું; ગુપ્ત; ઢાંકેલું; ગુહ્ય; અપ્રકાશ;અવિદિત;ગહન; ગૂઢાર્થ; ગહનાર્થ;અસ્પષ્ટ;અંતરસ્થ;ચોર.(in comp, as:ચોરખિસ્સુ;ચોરખટકી.&c.) *As.* **s.** *treasure*:ગુપ્ત ખજાનો.2.In retirement or secrecy; secluded: એકાંતમાં રહેલું;વિવિક્ત;નિર્જન; એકાંત. 3.Faithful to a secret:છાની વાત મનમાં ગુપ્ત રાખે એવું. 4. Separate;distinct:જુદું; નિરાળું; નોખું; ભિન્ન;પૃથક્. *n.*1.Something studiously concealed:છાની-ગુપ્ત વાત.2. What is unknown or unexplained;a mystery: રહસ્ય; મર્મ; ગુહ્યવિષય;કળ; અનજાણી-ગૂઢ વસ્તુ-વાત. *Disclosure of* **s.**s:અંતર્ભેદ.*Diving into the* **s.**s *of*:મર્મભેદી;મર્માન્વેષી. *Knowing* **s.**s : રહસ્યજ્ઞ; મર્મવિદ્; મર્મજ્ઞ;અંતર્ભેદી;3. *pl.*The genital organs:ગુહ્યાંગ;જનનેંદ્રિય.*In* **s.**, in a private place; privately : છૂપી જગ્યાએ;છૂપી રીતે;છાનામાના;ગુપ્તરીતે;ખાનગી રીતે.

**Secretariat , Secretariate ,** ( સેક્રેટેરીઍટ્-સેક્રેટેરિઍટ્ )*n.*The office of a secretary; the place where a secretary transacts business,keeps records,etc.:મંત્રીની કચેરી-આફીસ.

**Secretary,**(સેક્રેટરિ)*n.* [L. *secretum*,a secret.]1.One who keeps, or is intrusted with secrets:જેને છૂપી વાત કહેવામાં આવીહોય તે માણસ. 2. An official scribe or writer: ચીટનીસ;મંત્રી;દફતરી.3. An officer in charge of a particular department of Government:કોઈપણ ખાતાનો મુખ્ય અધિકારી;સચિવ; મંત્રિ; પ્રધાન;સેક્રેટરી.*The* **s.***of war,etc.*: લડાઈ વિગેરેનો મંત્રિ-પ્રધાન. 4. An escritoire:લખવાની ચીજો રાખવાની પેટી;કલમદાન.

**Secretary-ship,** ( સેક્રેટરિશિપ્ ) *n.*The office,or the term of office of a secretary:પ્રધાન-મંત્રિપણું-નો હોદ્દો.

**Secrete,**(સીક્રીટ્)*vt.*[L.*se*, aside & *cerno*,I sift.]1.To deposit in a place of hiding;to hide;to conceal:ગુપ્ત જગાએ મુકવું;સંતાડવું; છુપાવવું.2.(*Physiol.*) To separate from the blood and elaborate by the process of secretion:લોહી-રૂક્ષરસમાંથી પ્રવાહીરૂપે જુદું પડવું-ઝરવું-નીકળવું;કાઢવું;વેગળું કo.

**Secretion,**(સીક્રીશન્)*n.* 1.The act of secreting or concealing:છુપાવવું-સંતાડવું તે.2. (*Physiol.*) The act of secreting: લોહી-રૂક્ષરસમાંથી પ્રવાહિરૂપે જુદું પાડવું તે;સ્રવણ;સ્રાવણ;ઉત્પાદન.3.(*Physiol.*)Any substance or fluid secreted,or elaborated and emitted, as the gastric juice:લોહી-રૂક્ષરસમાંથી છૂટો-જુદો પડેલો-ઝરેલો-નીકળેલો પદાર્થ;નિસ્સરણ; મળ.

**Secretory,**(સીક્રીટરિ)*a.pl.* **Secretories.**(*Physiol.*)Secreting:secernent:ધાતુવર્ધક;રસ કાઢનાર;ઉત્પાદક.

**Sect,**(સેક્ટ્)*n.*[L.*seco*,I cut.]A cutting;a scion:કાપવું-છેદવું તે; ઝાડની કલમ.*n.*A party dissenting from an established church;a school: પંથ;ધર્મનો ફાંટો;નાત;મત; સંપ્રદાય; શાખા;માર્ગ; પક્ષ.

**Sectarian,Sectary,**( સેક્ટેરિઍન્-સેક્ટરિ)*n.*One of a sect:અમુક પંથ પાળનાર;પંથી;શાખામાર્ગી;શાખામાર્ગાનુયાયી; શાખાવલંબી; શાખાશ્રયી; સ્વપક્ષાનુસારી;સાંપ્રદાયિક.

**Section,**(સેક્શન્)*n.*(L.*seco*,I cut.] 1.The act of cutting or separation by cutting: કાપવું તે; કાપીને જુદું કo તે;છેદન;ભેદન;પરિચ્છેદ. 2.A part separated from something; a division;a portion:ભાગ;વિભાગ. (*a*) A distinct part or portion of a book or writing:કલમ;પ્રકરણ;ખાબ;ઉચ્છ્વાસ;અધ્યાય;પર્વ;કાંડ;ખંડ;સ્કંધ;ભાગ. (*b*) A distinct part of a country or people:વર્ગ;દેશનો જુદો ભાગ-વિભાગ.3.(*Geom.*)The figure made up of all the points common to the superficies and a solid which meet,or to two superficies which meet,or to two lines which meet:માર્ગ.4.(*Nat. Hist.*) A division of a genus:વર્ગ; જાત;વર્ણન.5. (*Mus.*) A part of a musical period,composed of one or more phrases:પાદ;ચરણ.6.The description or representation of anything as it would appear if cut through by any intersecting line: મધ્યમાંથી કપાયેલી-છેદેલી ચીજનું વર્ણન-આકૃતિછેદચિત્ર.

**Sectional,** (સેક્શનલ્ )*a.* 1. Of or pertaining to a section;local:પક્ષ-ભાગનું-સંબંધી-વિષે;પક્ષિક.*As*,**s.** *interests*: એક પક્ષવાળાનું હિત. 2. Consisting of sections,or capable of being divided into sections:ભાગ-પક્ષવાળું; ભાગ-પક્ષ પડી શકે તેવું-પાડવા લાયક.

**Sector,**(સેક્ટર્)*n.*[L. *seco*, I cut.] 1.(*Geom.*)That part of a circle comprehended between two radii and the included arc:બે વ્યાસાર્ધરેષા અને તેની વચ્ચેના વર્તુલના પરીઘનો કોઈપણ ભાગ;વૃત્તખંડ; વૃત્તાંશ. 2.A mathematical instrument: ખૂણા માપવાનું એક યંત્ર.3.An astronomical instrument:ખગોળનું યંત્ર.

**Secular,**(સેક્યૂલર્ )*a.*[L.*saeculum*, a race; generation.] 1. Coming or observed once in an age or a century:ઉમરમાં-સૈકામાં એકવાર બનતું-થતું-આવતું. 2. Accomplished in a long progress of time:બહુ લાંબે વખતે બનનાર--થનાર. 3. Not immediately or primarily respecting the soul,but the body; worldly:વ્યાવહારિક;સંસારી;સાંસારિક;લૌકિક; પ્રાપંચિક; પ્રપંચ સાપેક્ષ; દુનિયાદારીના કામનું;ઐહિક.4.(*Eccl.*) Not regular:મઠવાસના નિયમ બરોબર નહિ પાળનાર. 5.Belonging to the laity;lay;not clerical:સંસારી; પાદરી વગરના બીજા સાધારણ લોકમાંનું.*n.*1.(*Eccl.*)One not bound by monastic rules: મઠવાસીના નિયમ નહિ પાળનારો. 2.A layman: ગૃહસ્થ;સંસારી;વ્યવહારી;પ્રપંચી.

**Secularity,**(સેક્યૂલૅરિટિ) **n.**Worldliness:ઐહિકદૃષ્ટિ;ઐહિકબુદ્ધિ; ઐહિકસક્તિ; પ્રપંચાસક્તિ; સંસારાસક્તિ; પ્રપંચબુદ્ધિ;પ્રપંચદૃષ્ટિ;પ્રપંચાનુરાગ.

આવી મળવા તો બેસાડી દળવા.

**Secularize,**(સેક્યૂલરાઈઝ્ )*vt.* 1. To convert from regular or monastic into secular: આશ્રમ કે મઠમાંથી કાઢીને વ્યવહારમાં નાંખવું. 2. To convert from spiritual to secular or common use:વ્યવહારમાં-સાધારણ ઉપયોગમાં લેવું; લૌકિક-ઐહિક કામમાં વાપરવું.3.To make worldly or unspiritual: સંસારી ક૦-બનાવવું.ઇહલોકનું બનાવવું.

**Secure,**(સીક્યુર )*a.*[L.*se*, without & *cura*,care.]1.Free from fear, care or anxiety; easy in mind; confident:નિશ્ચિન્ત;નિઃશંક;સ્વસ્થ; નિર્ભય;ભય-શંકારહિત;ભરોંસાવાળું.2. Incautious; careless (*in a bad sense*):નિર્ભ્રાન્ત; બેફિકરું; પ્રમાદી.3. Confident in opinion; certain; sure:ખાતરીવાળું;ખાતરજમા.*As*, **s.** *of a welcome*:સત્કારથવાની ખાતરીવાળું.4.Not exposed to danger; safe:નિર્ભય:સહિસલામત:નિર્વિઘ્ન:નિષ્કંટક;બીનજોખમી:નિરૂપદ્રવી.*vt.*1.To make safe;to guard;to protect: નિર્ભય-સહિસલામત ક૦;બિનજોખમી ક૦;રક્ષણ-બચાવ ક૦;ભયાતીત ક૦;બંદોબસ્ત ક૦;સુરક્ષિત ક૦.2.To make certain;to assure;to ensure:નક્કી ખાત્રિ કરી લેવી;-ને પેટે તારણ-બાંહ્યધરી રાખવી;પાકુંદૃઢ ક૦.*To* **s.** *a debt*:દેવા પેટે તારણ રાખવું.3.To make fast; to render incapable of getting loose or escaping:પાકા બંદોબસ્ત-જાપતામાં રાખવું;નાશી-છટકી ન જાયતેવો બંદોબસ્ત ક૦.4.To get possession of;to make one's self secure of;to acquire certainly:-નો કબજો લેવો;નક્કી મેળવવું;-નો કબજો ક૦.*To* **s.** *an estate*:મિલ્કતનો પાકો કબજો ક૦.

**Securely,** (સીક્યૂર્લિ)*adv.* Without fear or apprehension ; without danger;safely:નિશ્ચિંતપણે;નિર્ભયપણે;નિર્ભ્રાન્તિથી;નિર્વિઘ્ને;સાંગોપાંગ;સહીસલામત;વગરહરકતે;પક્કા જાપતામાં.

**Security,**(સીક્યુરિટિ) *n. pl.* **Securities.**1.The condition or quality of being secure;secureness: નિશ્ચિન્ત-નિર્ભ્રાન્ત-નિર્ભય હોવું તે-પણું-હોવાનો ગુણ;શંકાશૂન્યતા.(*a*) Freedom from apprehension,anxiety,or care;certainty:નિરાંત;નિર્ભય-નિર્ભ્રાન્તપણું;નક્કી-ખચીતપણું; નિશ્ચિન્તપણું; નિર્ભયતા;ભયાભાવ;નિર્વિઘ્નતા.(*b*)Carelessness;negligence; heedlessness:બેદરકારી;બેકાળજી;બેફિકરાઈ;પ્રમાદ;ગફલત. (*c*) Freedom from risk;safety:સલામતી;બીનજોખમ-જોખમ રહિતપણું. 2. Protection;guard;defence:રક્ષણ;આશ્રય; શરણ;બચાવ.(*a*)Surety;a pledge: બાંહ્યેધરી:તારણ;હામી;જામિનગીરી.(*b*) One who becomes surety for another,or engages himself for the performance of another's obligation:બીજાનું કામ કરવાને બંધાયેલો માણસ;જામિન; બાંહ્યેધરી; હામીદાર:જામીનદાર. 3. An evidence of debt or of property(*as,a bond, a certificate of stock &c.*): ખત; લેણદેણનો દસ્તાવેજ.

**Security-bond,**( સીક્યૂરિટિ-બૉન્ડ્ ) *n.* A bond for the security of anything:જામીન ખત.

**Sedan,**(સીડૅન્ )*n.*A portable chair or covered vehicle:ખુરશીના જેવી પાલખી-મ્યાનો-મેનો.

**Sedate,**(સીડેટ્ )*a.*[L.*sedo*,I allay.] Calm;tranquil; serene;composed;staid:શાંત;ગંભીર;ધીરૂં;વિચારશીળ;સ્થિર;અક્ષુબ્ધ;નિરૂદ્વેગ;ભારેખમ.

**Sedative,**(સેડેટિવ્ )*a.*Tending to calm or tranquilize:શાંતિકારક-જનક;સમક.*Specifically* (*Med.*),assuaging pain:દરદ હલકું-ઓછું કરવું ઘટાડવું;દુઃખશામક. *n.* (*Med.*) A remedy which allays irritation or pain:ઝાળ-લાય-દુઃખ ઓછું કરનાર-ઘટાડનાર ઔષધ;શમન;ઉપશમન.

**Sedentary,** (સેડેન્ટરિ) *a.*[L.*sedeo*, I sit.]1.Accustomed to sit much or long:ઘણીવાર-ઘણું બેસી રહેનાર; બેઠાગરૂ. 2. Characterized by, or requiring much sitting:બેઠું;બેઠાંબેઠાં કરવાનું;ઘણું બેસી રહેવું પડે એવું.*As,a* **s.** *employment*:બેઠું કામ. 3.Inactive; motionless; hence, calm;tranquil:હાલે ચાલે નહિ એવું; નિરૂદ્યોગી;ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે બેસનારૂં;અવ્યવસાયી;અનુદ્યોગશીલ;અચળ;સ્થિર. *As*, **s.** *earth*: હાલે ચાલે નહિ એવી-સ્થિર પૃથ્વી. 4. Caused by long sitting:ઘણીવાર બેસી રહેવાથી થયેલું. **S.** *numbness*: ઘણીવાર બેસી રહેવાથી થયેલું સુનકાર-બહેરાપણું.5.(*Zool.*) Remaining in one place:એકજ જગ્યામાં રહેનારૂં.

**Sedge,**(સેજ્ )*n.*[L.*seco*, I cut.] 1. Any plant of the genus *Carex*: દાભની જાતનું ઘાસ;રૂખડું.2. (*Zool.*) A flock of herons:બગલાં-કંકનુંટોળું.

**Sediment,**(સેડિમેન્ટ્ )*n.* [L.*sedeo*, I sit,settle. ] 1. Settlings;lees; dregs:નીચે બેઠેલો કચરો-મેલ-થરો;ગળ;કિટ્ટું;ઉચ્છિષ્ટ;શેષ 2. (*Geol.*) The material of which sedimentary rocks are formed:જે પદાર્થની નીચે બેઠેલા કચરા-મેલની ખડકો બનેલી છે તે.

**Sedimentary,** ( સેડિમેન્ટરિ)*a.* Of or pertaining to sediment;formed by sediment:નિમ્ને બેઠેલા કચરા-મેલનું સંબંધી-નું બનેલું.

**Sedition,**(સીડિશન્ )*n.* [L.*se*,aside & *eo*, I go. ] 1. Excitement of discontent against the government: સરકારના સામું કરાવેલું હુલ્લડ-તોફાન-બેદીલી;રાજદ્રોહ;પ્રજાપ્રકોપ;દંગો.ફિસાદ;બળવો.2.Dissension;division;schism:કજીઓ;કલેશ;ફાટફુટ; વિભાગ;જુદાઈ.ઝગડો:પ્રકૃતિક્ષોભ;કલહ.

**Seditious,** ( સીડિશસ્ ) *a.*1. Of,or pertaining to sedition:દંગા-હુલ્લડનું-સંબંધી 2.Turbulent;factious: બળવાખોર;તોફાની;હુલ્લડી;રીતુરી;રાજદ્રોહી;પ્રકૃતિક્ષોભકર.

**Seduce,**(સીડ્યૂસ્ )*vt.*[L.*se* & *duco*, I lead.] 1. To entice to evil;to lead astray;to corrupt:કુમાર્ગે-ખોટે રસ્તે ચઢાવવું;ભ્રષ્ટ ક૦;બગાડવું;પાપમાર્ગે પ્રવર્તાવવું;આકર્ષવું. 2. To induce to surrender chastity ; to debauch by means of solicitation:સમજાવી-ફોસલાવીને પતિવ્રતનો ભંગ કરાવવો;ભોળવીને બગાડવું; કાઢી જવું;-નું સતીત્વ નાશ ક૦.

**Seducer,** (સીડ્યૂસર્ ) *n.*One who, or that which seduces:ફોસલાવનાર ; ભુલથાપ આપનાર-દેનાર; કાઢી જનાર.

**Seducible,**(સીડ્યૂસિબલ્ )*a.* Capable of being seduced;corruptible : ફોસલાવી કુમાર્ગે ચઢાવી-બગાડી શકાય એવું.

**Seduction,** (સીડક્શન્ ) *n.* 1. The act of seducing;enticement to wrong-doing:દૂષણ;શીલપાતન; સ્ત્રીસંગ્રહણ; સતીત્વનાશ. 2. Means of leading astray:ફોસલામણી; કુમાર્ગે દોરવાનાં સાધન; પ્રલોભન; આકર્ષણોપાય;વિમોહન;પ્રતારણા.

**Seductive,**(સીડક્ટિવ્ )*a.* Tending to lead astray;tempting;alluring : ભુલથાપ દે-ખોટે માર્ગે લઈ જાય એવું;ભોળવે તેવું;આકર્ષક;પ્રલોભક.

**Sedulity,**(સીડ્યૂલિટિ )*n.* Constant attention; unremitting indus-

To shut the stable door when the steed is stolen :

try;sedulousness:મેટો પરિશ્રમ;અ-હેનત;ઉદ્યોગ;કાર્યાસક્તિ;ઉદ્યોગશીલતા.

**Sedulous,**(સેડ્યુલસ્ )*a.*[L.*sedeo*, I sit.]Steadily industrious;assiduous:ઉદ્યમી;અભ્યાસી;પરિશ્રમી;ઉદ્યોગાસક્ત;વ્યવસાયી.

**Sedulously,**(સેડ્યુલસ્લિ) *adv.* Assiduously; perseveringly: ઘણી મહેનત-ખંતથી-કરીને.

**See,**(સી)*n.*[L *sedeo*,I sit.] 1.A seat; a site;a place where sovereign power is exercised:બેઠક; રાજ્ય; સ્થાન.2. *Specifically* (*a*)A diocese ; the jurisdiction of a bishop:ધર્માધ્યક્ષના તાબાનો મુલક-તાલુકો;ધર્માધ્યક્ષાધિકાર.(*b*) The seat of an archbishop:ધર્માધ્યક્ષની ગાદીનું ઠેકાણું; ધર્માચાર્યની ગાદી. (*c*) The office of the Pope : પોપનું સ્થાનક-સ્થાન.(*d*)The Pope or his court at Rome: રોમનો પોપ અથવા તેની ધર્મ સભા.

**See,**(સી)*vt.*[ *imp.***Saw,** (સૉ) *p. p.* **Seen,** [L.*sequor*,I follow.]1.To perceive by the eye;to behold; to descry; to view:જોવું;દેખવું: નજરે ભાળવું;પેખવું;અવલોકવું; વિલોકવું;દર્શન કo;દૃષ્ટિ કo.2.To perceive by mental vision;to note with the mind;to understand;to comprehend:જાણવું;સમજવું;-નું જ્ઞાન થવું;જોવું;-ના જાણવામાં આવવું. 3. To watch;to regard attentively;to look after:તપાસ રાખવી;સંભાળથી જોવું;સંભાળવું; સાચવવું; સાવચેતી રાખવી.4. To make a call upon;to visit: મળવા જવું-ની મુલકાત કરવી; -નો મેળાપ કo.5.To fall in with; to meet or associate with :-ને મળવું;-ના સંસર્ગમાં આવવું;-ના સમાગમ-સંગમાં રહેવું;Hence, to have knowledge or experience of:-નો અનુભવ હોવો;અનુભવવું;જાણવું.6.To accompany in person;to escort; to wait upon:રક્ષણ સારૂ સાથે જવું; વળાવું કo.*To* **s.***one home*:કોઈને તેને ઘેર વળાવવા જવું.*God you*(*him*, or me,etc.)*see*,God keep you(him, *me,etc.*) in his sight; god protect you:પરમેશ્વર તારૂં-તમારૂં રક્ષણ કરો.*To* **s.**(*anything*) *out*, to see(*it*)to the end;to be present to the end:આખર-છેવટ સુધી હાજર હોવું;પૂરૂં-સંપૂર્ણ કરાવવું.*To* **s.***stars*, to see flashes of light,like stars: તારાની પેઠે પ્રકાશના ઝબુકા જોવા.*To* **S.**(*one*) *through*,to help,watch, or guard (*one*) to the end of a course or an undertaking: કોઈને કોઇ કામમાં ઠેઠ સુધી મદદ કરવી-ની સંભાળ રાખવી અથવા-નું રક્ષણ કરવું; -પર ચોકસી-જાપતો રાખવો.*vi.*1. To have the power of vision:જોવું; ભાળવું; -ને દેખાવું. 2. (*Figuratively.*)To know; to understand; to discern(with *through*,or *into*): સમજવું;જાણવું;-નું જ્ઞાન થવું;-નો મર્મભેદ જાણવો;ભેદવું;વેધવું.3.To be attentive; to take care; to heed: ધ્યાન-લક્ષ આપવું;ચિત્ત દેવું;ધ્યાન-લક્ષ-મનમાં રાખવું;સાવધાન થવું;સાંભળવું;*To* **s.***about a thing*, to pay attention to it:-ના તરફ લક્ષ-ધ્યાન આપવું;વિચારવું;લક્ષમાં લેવું.*To* **s.** *on*,to look at:ના તરફ જોવું-દૃષ્ટિ કo; તરફ નજર કo.*To* **s.***to*,(*a*) to look at;to view:-ને જોવું- દેખવું-તપાસવું. (*b*)To take care about:-ની સંભાળ લેવી-રાખવી;જોવું;-પર નજર રાખવી.

**Seed,**(સીડ્ )*n.pl.***Seed** or **Seeds,** (સીડ્ઝ્ )[AS.*sawan*, to sow.] 1. A ripened ovule, consisting of an embryo with one or more integuments,or coverings:બીજ; બીયું; બી. 2. (*Physiol.*) Semen; sperm(*not used in the plural*): વીર્ય;ધાત;ધાતુ;રેત;શુક્ર;બીજ; મની.3. First principle;original source; મૂળ;બી;પ્રભવ;ઉદ્ભવ;પાયો;તત્વ.*The* **s.***s,of virtue*: સદ્ગુણનાં તત્વો. 4. The principle of production:બી. 5. Progeny;offspring;children: વંશ; પ્રજા; સંતાન; સંતતિ; ફરઝંદ; છોકરાં.6.Race;generation;birth: જાત; પેઢી;જન્મ; મૂળ. **S.** *pearl*, a small pearl of little value:થોડી કિંમતનું-હલકું મોતી. *vi.*1. To sow seed:બી વાવવું.2.To shed the seed: બી પાડવું.3.To grow to maturity and to produce seed: પુખ્ત-પાકું થઇને બી ઉત્પન્ન કરવું; જડમૂળ ઘાલવું. *vt.*1.To plant seeds in;to sow:-માં બી વાવવાં.*As,to* **s.** *a field*:ખેતરમાં બી વાવવાં.2. To ornament with seedlike decorations: બીઆંના આકારના પદાર્થોથી શણગારવું-સુશોભિત કo.*To* **s.***down*,to sow with grass seed:ઘાસનાં બીયાંથી રોપવું.

**Seediness,**(સીડિનેસ્)*n.*The state of being shabby or worn out: તવાયલા પણું; તાવઠાનપણું; ઠામોભે-શીગયાં હોય એવી સ્થિતિ; નિર્ધાત-નિર્વિર્યપણું.

**Seedless,** (સીડ્લેસ્ ) *a.* Wanting seed or seeds: નિર્બીજ;નિષ્ફળ;પોલું;પોકળ.

**Seedling,** (સીડ્લિન્ગ્ )*n.* (*Bot.*) A plant reared from the seed:(કલમથી નહિ પણ) બીજમાંથી ઉછરેલો-છોડ;રોપો;બીજાંકુર.

**Seed-plot,** (સીડ્-પ્લૉટ્ ) *n.* A plot of land in which seeds are sown: રોપવા કરવાની જગા;ક્યારો.

**Seedsman,** (સીડ્ઝ્મન્ )*n.pl.*1. A sower;one who sows or scatters seeds:બીઆં વાવનાર-વિખેરનાર.2.A person who deals in seeds:બીજ-બીઆં વેચનાર.

**Seed-time,** ( સીડ્-ટાઈમ્ ) *n.* The season proper for sowing: વાવણીની વેળા-મોસમ;બીજકાળ.

**Seedy,**(સીડિ)*a.*1.Abounding with seeds; bearing seeds: બહુ બીજ-બીઆંવાળું.2.Old and worn out; exhausted;spiritless: જુનું;ફાટેલું તૂટેલું;જીર્ણ ઉતરી ગયેલું;દમ-હોશ-જુસ્સા વિનાનું-વગરનું.

**Seeing,**(સીઈન્ગ્ ) *conj.* Considering;inasmuch as;since;because: કારણ કે;જોતાં;વિચાર કરતાં;માટે.

**Seek,** (સીક્ ) *a. vt.* [ *imp.*& *p. p.* **Sought,**(સૉટ્ )] [L.*sagio*,I perceive.]1. To go in search of;to look for;to search for;to try to find: શોધવું; ખોળવું; ઢુંડવું;-ની તપાસ કo. 2. To inquire for; to ask for; to solicit; to beseech: માગવું; યાચવું; યાચના -પ્રાર્થના કo; મેળવવા પ્રયત્ન કo.3. To try to acquire or gain; to aim at: મેળવવાને માટે યત્ન કo;-નું લક્ષ રાખવું;-પર નજર રાખી ચાલવું;-ની ઇચ્છા કo.*To* **s.***wealth*:દોલત-પૈસો મેળવવાને માટે યત્ન કo. 4 . To try to reach or come to;to go to;to resort to: પહોંચવાનો યત્નકo;આવજા કo;-નો આશ્રય લેવો-એ જવું. *vi.* To make search or inquiry;to endeavour to make discovery:શોધવું;ખોળવું; ઢુંડવું;-ની તપાસ-તલાસ કo;શોધ કરવા માટે યત્ન કo.*To* **s.**,needing to seek or search ; hence, unprepared: ખોળવાનું;તૈયાર નહિ તેવું; બીનતૈયાર. *To* **s.***after*,to make pursuit of; to attempt to find or take: -ની

આગ લાગે ત્યારે કુવો ખોદવો.

પાછળ લાગવું;-ની શોધમાં ફરવું;-નો કેડો લેવો;મેળવવા-લેવા પ્રયત્ન ક૦.*To* **s.** *for*,to endeavour to find:શોધવું; ખોળવું; શોધવાનો પ્રયાસ-પ્રયત્ન ક૦. *To* **s** *to*,to apply to;to resort to; to court:-નો આશ્રય-આધાર લેવો પકડવો.*To* **s.***upon*, to make strict inquiry upon;to follow up:-ની બારીક તપાસ કરવી;-ની પાછળ પડવું-મંડવું;-નો કેડો લેવો.

**Seem,**(સીમ્)*vi.*[AS.*seman*,to satisfy.] To appear, or to appear to be; to have a show or semblance;to be taken as;to strike one's apprehension as being:દેખાવું;સુજવું;જણાવું;દીસવું;લાગવું; ભાસવું. *It* **s.***s*, it is understood as true;it is said:તે ખરૂં છે એમ સમજાય છે;એવું કહેવાય છે-જણાયછે-લાગેછે. *vt.*To befit;to beseem:લાયક-યોગ્ય હોવું;ઘટવું.

**Seeming,**(સીમિંગ્)*a.* Apparant; specious:દેખાતું;પ્રત્યક્ષ; ઉઘાડું. *n.* Appearance; show:દેખાવ; મળતા વિશેક-વશેકપણું.

**Seemingly,** (સીમિન્ગ્લિ) *adv.* In appearance,in show; apparently;ostensibly:ઉપરઉપરથી; બહારથી; દેખીતી રીતે: દેખતાંવાંતજ:ઉઘાડીરીતે.

**Seemliness,**(સીમ્લિનેસ્)*n.*Comeliness;propriety:યોગ્યતા; લાયકી; ઔચિત્યરૂપ લાવણ્ય.

**Seemly,** (સીમ્લિ) *a.* Suitable; fit; comely;becoming;decorous:યોગ્ય;ઘટિત;યુક્ત;લાયક;ઉચિત:સંગત;જુગતું;દેખાવું;ઘટતું;સારૂં.*adv.*In a suitable manner;becomingly:યોગ્ય રીતે;ઘટારતથી;યથાર્થ;ઉચિત.

**Seen,**(સીન્)*p.p.*of **See**.:જોયું;દીઠું; નિરખ્યું નિહાળ્યું.*a.*Versed;skilled: ચતુર;ચાલાક;હોશિયાર;પૂર્ણ;નિપુણ.

**See-saw** (સીસૉ) *n.* **1.** A play among children in which they are seated upon the opposite ends of a plank which is balanced in the middle, and move alternately up and down:ચીચવો;હીંચકો;ચીચુડો. **2.** A plank or board adjusted for this play:આ રમતને માટે ગોઠવેલું પાટિયું;આડુ.**3.** A vibratory or reciprocating motion:આમતેમ હાલવું-ઝોલા ખાવા તે *vi.*To move backward and forward:ઉંચા નીચી હીંચકા ખાવા. *vt.* To cause to move backward and forward or upward & downward: આમતેમ-ઉંચા નીચા હીંચકા ખવડાવવા. *a.* Moving up and down:ઉંચાનીચી હીંચકા ખાતું.

**Seethe,** (સીધ્) *vt.*[AS.] To decoct or prepare for food in hot liquid; to boil: ઉનાપાણીમાં બાફવું-ચડવવું; ઉકાળવું-રાંધવું.*vi.*To be in a state of ebullition;to be hot;to boil: ઉકળવું;ખદખદવું.

**Seg,**(સૅગ્)*n.*A castrated bull:ખાસી કરેલો આખલો-ગોધો.

**Segment,**(સેગ્મેન્ટ્)*n.* [L. *seco*, I cut.]**1.**A section;a portion:ખંડ; ભાગ;અંશ;ચીરી;પેશી;ફાડ;ફાડિયું. *A* **s.***of an orange*: નારંગીનો ભાગ-કકડો.**2.** (*Geom.*) A part cut off from a figure by a line or plane; *especially*,that part of a circle contained between a chord and an arc of that circle:ગોળાનો ખંડ; વૃત્ત ખંડ.**3.**(*Mach.*)(*a*)A piece in the form of the sector of a circle: ગોળાના ખંડના આકારનો કકડો. **4.** (*Biol.*) A somite; a metamere;a somatome:શરીરનું ભીંગડુ-સાંધો.

**Segregate,**(સીગ્રીગેટ્)*a.*[L.*se*,and *grex*,*gregis*,a flock or herd.] **1.** Separate;select:જુદું;ઈલાહીદું;ભિન્ન;પૃથક્;નોખું;નિરાળું.**2.**(*Bot.*) Separated from others of the same kind: એકજ જાતનાં બીજાંમાંથી-છૂટું પાડેલું-જુદું-પૃથક્-ભિન્ન કરેલું.*vt.*To separate from others; to set apart:બીજાથી છૂટુ-જુદું પાડવું-ઈલાહિદું રાખવું; પૃથક્-નોખું -ભિન્ન ક૦. *vi.* (*Geol.*)To separate from a mass and collect together about centers or aong lines of fracture: એક લોંદામાંથી નોખું પાડી જુદાં જુદાં બિંદુઓની આસપાસ જમાવવું.

**Seignior,**( સીન્યર્ )*n.* [L. *senior*, elder. ] **1.** A lord;the lord of a manor: શેઠ;જાગીરદાર;મહેરબાન;નામદાર. **2.** A title of honor in the south of Europe(*corresponding to Sir or Mr. in English*):ઇંગ્લેંડમાં'સર'અથવા 'મીસ્તર'નાજેવો દક્ષિણ યુરોપમાં વપરાતો માનનો ઇલકાબ;શેઠ;રા.રા.*Grand* **s.**, the sultan of Turkey:તુર્કસ્તાનનો સુલતાન.

**Seigniorage,**(સીન્યરેજ્ ) *n.* **1.** A charge or toll deducted from bullion brought to a mint to be coined:સરકારી ટંકશાળમાં સિક્કા પાડવા બદલ છાપવાની નગદીમાંથી કાઢી લીધેલો લાગ;છપામણી.**2.**A share of the receipts of a business taken in payment for the use of a right, as, a copyright or a patent:કૉપીરાઇટ'ના હકની કિમ્મત-છપામણીનો હિસ્સો.

**Seigniory,** ( સીન્યરિ ) *n.* **1.** The power or authority of a lord; dominion:'લૉર્ડ'નામના અમીરની સત્તા-અધિકાર.**2.**The territory over which a lord holds jurisdiction; a manor:'લૉર્ડ'નામના અમીરની હકુમત-મુલક-ઠકરાત-અધિકાર.

**Seine,**(સીન્)*n.*[L.*sagena.*](*Fishing.*) A large net for catching fishes:માછલી પકડવાની જાળ.

**Seize,**(સીઝ્)*vt.*[*Fr.saisir*,to seize] **1.**To gripe or grasp suddenly; to reach and grasp:એકદમ ધસીને પકડવું;ઝાલવું;-ના પરહાથ નાંખવો;-પર ત્રાપ મારવી.**2.**To take possession of, by force: પડાવી-ખુંચાવી-ઝુંટાવી લઈલેવું;જબરજસ્તીથી લેવું;હરીલેવું;-નો જોરજુલમથી કબજો ક૦-લેવો; બથાવી પડવું.**3.**To take sudden hold of; to come upon suddenly: ઝપાટામાં લેવું;-માં ઝપટાઈ-સપડાઈજવું;-પર ત્રાપ મારવી:પછાડવું;પકડવું;-ઉપર આવી પડવું-થવું;-ને આવવું-ચડવું A fever **s.***s* a patient:માંદો માણસ તાવના ઝપાટામાં આવી જાયછે.**4.**(*Law.*)To take possession of by virtue of a warrant or other legal authority:વારંટથી-કે બીજીકોઈ કાયદેસર સત્તાથી જપ્ત કરવું;-નો કબજો લેવો.**5.**To fasten;to fix:દાબવું;જડવું; ચાંપવું.**6.** To grasp with the mind:સમજવું; મનમાં જાણવું;-નું જ્ઞાન હોવું.**7.**(*Naut.*) To bind or fasten:બાંધવું; જકડવું. *To be* **s.***d of*,to have possession, or right of possession :-નો કબજો હોવો;-નો કબજો હોવાનો હક હોવો.*To* **s.***on or upon*,to fall on & grasp; to take hold on:પકડી-ઝુંટાવી લેવું; કબજ-હાથ ક૦;એકદમ કબજે ક૦.

**Seizure,**(સીઝ્યૂર )*n.***1.** The act of seizing;the state of being seized; sudden and violent grasp or gripe:પકડવું-ઝાલવું તે;કબજે; પકડાવું તે;ધારણ;ગ્રહણ;ગ્રહ;હરણ;અપહરણ. **2.**Hold; possession; ownership: કબજો;હાથ;માલકી;સ્વામિત્વ.**3.**That which is seized or taken possession of: ઝુંટાવી-બથાવી લીધેલી-

દુઃખનું ઓસડ દહાડા.

વ્યવહાર. ( *b* ) Military or naval duty:સિપાઇગિરી:સૈનિકવૃત્તિ.*Grant for* **s.**: સરંજામ. *Grant for personal* **s.**: જાતસરંજામ. 6. Useful office;benefit;avail: ઉપયોગ;કામ; હિત;અર્થ;અનુગ્રહ;ફાયદો. 7. Profession of respect:બંદગી;નમસ્કાર;વંદન;પ્રણામ.8. (*a*)Order of dishes at table:પિરસણું;પિરસણ. (*b*) A set of vessels used at table:જમવાના વાસણ:ભોજનપાત્ર.9.(*Law.*) The act of bringing to notice: બજવણી.10. (*Naut.*)The materials used for serving a rope: દોરડું બનાવવાના કામમાં આવતા પદાર્થ. 11. The act of serving a ball;દડો નાંખીને પહેલ લેવી તે. 12. Act of serving or covering:સંભોગ ક૦ તે;મૈથુન.*To see* **s.** (*Mil.*), to do duty in the presence of the enemy : લડાઇ વખતે પોતાની ફરજ બજાવવી.

**Serviceable,** (સર્વિસેબલ્ )*a*.1.Doing service;beneficial;advantageous:ગુણકારી;ઉપયોગી;ફાયદા-નફાકારક-કારી; ઉપયુક્ત;ઉપકારી;સાહાય્યભૂત.2.Active;diligent:ચંચળ;ચાલાક;ખંતીલું:કર્મકુશળ.

**Service-book,** (સર્વિસ્-બુક્ ) *n.* A prayer book or missal:પ્રાર્થનામાળા-પોથી; ભજનમાળા.

**Servient,** ( સર્વિએન્ટ ) *a.*Subordinate:તાબાનું;હાથ નિચેનું;હલકું;ગૌણ.

**Servile,**(સર્વાઇલ્ )[L.*servus*,a servant or slave.] 1.(*a*)Of or pertaining to a servant or slave:નોકર-ચાકર અથવા ગુલામ સંબંધી-નું-વિષે;દાસોચિત. (*b*) Meanly submissive;slavish;mean:ખુશામતિયું;હાજીહા કરનાર;ગુલામ જેવું;દાસવત;અધમ;હલકું;નીચ;ક્ષુદ્ર. *As* **s.** *obedience*: ગુલામ જેવી તાબેદારી. 2. Held in subjection;dependent:પરતંત્ર;પરાધિન;પરવશ.3.(*Gram.*)(*a*) Not belonging to the original root: મૂળ ધાતુને ન લગતું હોય તેવું.

**Servility,**(સર્વિલિટિ)*n.*The quality or state of being servile;servileness:ખુશામત;ગુલામગીરી;દાસ્ય; પરતંત્રતા;અધમપણું;ખીજમત; ચરણસેવા;દાસ્યભાવ;શ્વવૃત્તિ.

**Servitor,**(સર્વિટૅર્ )*n.*1.A servant; an attendant;a follower or adherent:ચાકર;ખીજમતદાર;હજુરીઓ; અનુચર;સેવક;ભૃત્ય.2.(*Univ.of Oxford,Eng.*)An undergraduate, whose duty it formerly was to serve at the table,& who was partly supported by the college funds:પાઠશાળાની પહેલી પદવી લીધી હોય કે ન હોય તેવો અન્ડર ગ્રેજ્યુએટ કે જેને ગરીબાઇને લીધે કોલેજના ફંડમાંથી મદદ મળતી અને જે જમતી વેળા નોકર જેવું કામ બજાવતો.

**Servitude,** (સર્વિટયૂડ્ ) *n.* 1. The condition of being bound to service;slavery;bondage: ચાકરી;દાસત્વ;ગુલામી;પરાધીનતા;બંધન;પરવશતા;સેવાધર્મ;સેવકદશા;કિંકરભાવ.2. Servants(*collectively*):ચાકરો;નોકરો:ચાકરનફર:સેવકગણ-વર્ગ.3.(*Law.*) A right whereby one thing is subject to another thing or person for use or convenience:ગૌણ ઉપભોગ પ્રકાર.*Predial* **s.**,that which one estate owes to another:એક જાગીરનો બીજી જાગીર પ્રત્યેનો ધર્મ.

**Sesame,**(સેસેમિ)*n.*[L.*sesamum.*] ( *Bot.* ) Either of two annual herbaceous plants of the genus *Sesamum*:તલ;તિલ.*Open* **s.**,magical password:તાવિજ;મંત્ર.

**Session,**(સેશન્ )*n.*[L.*sedeo*,I sit.] 1.The act of sitting or the state of being seated:બેસવું તે;બેસણી; આસન.2.The actual sitting of a court, council,legislature,etc., for the transaction of business: દરબાર;સભાની બેઠક. 3. The time, period or term during which a court, council, legislature,etc., meet daily for business:સભા મળવાનો વખત;બેઠક.*Court of* **s.**,the supreme civil court of Scotland: સ્કૉટલાંડની મોટી સીવીલ કૉર્ટ; સેસન કૉર્ટ;દીવાની તથા ફોજદારી કોરટ. **S.***s of the peace*,sittings held by justices of the peace: સુલેહના અમલદારોની બેઠક.

**Set,**(સેટ્ )*vt.* [*imp.* & *p. p.* **Set.** ] [AS.*settan*.]1.To cause to sit;to give site or place to;to put: to fix:મુકવું; બેસાડવું; ગોઠવવું; સ્થાપવું; માંડવું;સ્થાપન ક૦-ને જગ્યા આપવી; ચોડવું;આધારે રાખવું.*To* **s.** *a dish on the table*:મેજ ઉપર તાસક મુકવી.2. Hence to attach or affix (*something*)to something else,or in or upon a certain place: વળગાડવું;મુકવું;-પર બેસાડવું;ચોડવું;રાખવું.**S.***your affection on things above*:સ્વર્ગીય વસ્તુઓપર તમારો ભાવ બેસાડો.3.To cause to be : અમુક સ્થિતિ-દશામાં મુકવું-લાવવું;ક૦.4.To fix firmly;to make fast,permanent,or stable: દૃઢ-સ્તબ્ધ-જડ-નિશ્ચલ ક૦.(*a*)To obstruct;to occasion difficulty to;to embarrass: ગુંચવવું: ગુંચવાવું; ગુંચવણમાં પડવું;સપડાવું.*They show how hard they are* **s.** *in this particular* : આ બાબતમાં તેઓ કેટલા બધા સપડાઈ ગયા છે તે તેઓ દર્શાવે છે.(*b*)To fix beforehand; to determine; to render stiff: મુકરવું;ચોડવું; રાખવું; જડ-દૃઢ-સ્તબ્ધ ક૦. *His heart was* **s.** *on these three objects*:આ ત્રણ વસ્તુઓપર તેનું દિલ ચોટયું હતું. (*c*) To plant : રોપવું; વાવવું: દાટવું; ઘાલવું; ખોસવું: ગાડવું. *To* **s.** *a tree* : ઝાડ રોપવું-વાવવું. (*d*) To fix,as a precious stone, in a border of metal:to place in or amid something:જડવું;બેસાડવું. (*e*) To convert into curd; to curdle:આખરવું;મેળવવું;જમાવવું;ઠારવું.*To* **s.** *milk*:દુધ આખરવું-જમાવવું;બાંધવું. 5. To adjust; to regulate;to adapt: પ્રમાણે ચલાવવું-ક૦; -બરોબર-ઠીકઠાક ક૦; ગોઠવવું: જોઇએ તેવી સ્થિતિમાં લાવવું.*Specifically*:-(*a*)To put in order in a particular manner;to prepare(*a razor*, &c.):ધાર ચઢાવવી; ઘસીને તૈયાર ક૦. (*b*) To extend and bring into position;to spread(*as a sail*): ઉકેલવું;પસારવું;ચઢાવવું.(*c*)To give a pitch to(*as a tune*):(ગાયનમાં)ઉતારવું;બેસાડવું.(*d*)To replace(*as a fractured bone*):(હાડકું)ચઢાવવું-બેસાડવું;જોડવું; ઠેકાણે લાવવું.(*e*) To make to agree with some standard (*as, a watch, a clock*): ચલાવવું; મુકવું; માંડવું.( *f* ) (*Masonry* ) To lower into place and fix solidly , as the blocks of cut stone in a structure:બેસાડવું;ચોડવું;ગોઠવવું:જડીલેવું.6.To stake at play;to wager;to risk:સરત મારવી;જોખમમાં નાંખવું:માથે ભય વ્હોરી લેવો;ભય જોખમમાં ઝંપલાવવું.7. To fit with music;to adapt for singing:(ગાયનમાં)ઉતારવું;બેસાડવું.8.To determine;to appoint;to assign: નીમવું;ઠરાવવું;નક્કી કરવું;ઠેરવવું.*To* **s.** *a price for a horse*: ઘોડાની કિં-

Sorrow, carried to excess destroys both the mind & body :

મત નક્કી કરાવવી.9. To adorn with something infixed or affixed;to stud:જડીત કરવું:જડીત કામથી શોભાવવું;દીપાવવું:-માં જડવું:મઢવું;સુશોભિત કo.10. To value; to rate(with *at*):ગણવું;લેખવવું;માનવું;મારવું.*I do not* S. *my life at a pin's fee*:હું મારી જીંદગીને તૃણુવત્ લેખવતો નથી. 11. To point out the seat or position of(*birds or other game*): -ની જગા બતાવવી;ના ઉપર હોટવું-હોડી મુકવું.12. To establish as a rule; to assign:આપવું; મુકરર કo;ઠેરવવું; બેસારવું.*To* S.*lessons to be learnt*: શિખવાને માટે પાઠ આપવા-મુકરર કo. *To* S.*an example*:દાખલો બેસારવો.13. To suit;to become:દેખાવું; લાગવું;જણાવું;બેસવું.*It* S.*s him ill*: તે તેને સારૂં દેખાતુ નથી.14. To compose:કમ્પોઝ કo; નિયમ પ્રમાણે ગોઠવવું.*To* S.*a type*:બીબું ગોઠવવું. *To* S.*about*,to begin:માંડવું;આરંભવું; શરૂ કo.*To* S.*against*,(*a*) to oppose:સામું મુકવું;લાવવું;આડુ ધરવું-મુકવું.(*b*)To set in comparison with: પડછે મુકવું;મુકાબલે લાવવું;-નો મુકાબલો કo.*To* S.*a going*, to cause to move:ચાલુ કo;હલાવવું;ગતિ આપવી; ઉછાળવું.*To* S. *apart*, to separate from the rest;to reserve:જુદું કાઢવું-મુકવું-રાખવું;વેગળુ કાઢી મુકવું;નોખુ રાખી મુકવું. *To* S. *a saw*,to bend each tooth:કરવતનો દરેક દાંતો એકાંતરે એવી રીતે વાળવો કે વહેરતાં વહેરતાં કરવત અટકી કે ભરાઇ ન પડે.*To* S. *aside*,(*a*)to pass by;to omit; to neglect;to annul:કોરે મુકવું;એક બાજુએ રાખવું;હિસાબ-ગણત્રીમાં ન લેવું; ન ગણકારવું;ન લેખવું; રદ્-બાતલ કo. *Setting aside* all other considerations,I will endeavour to know the truth:સઘળી બાબતો ન ગણકારતાં-બાજુએ મુકીને ખરૂં શું છે તેજ જાણવાનો હું પ્રયાસ કરીશ.(*b*) To set apart;to reserve:જુદું મુકવું;રાખી મુકવું; નોખું-જુદું કાઢવું.(*c*) (*Law.*) See under *aside*. *To* S.*at defiance*,to defy:પત ન કo;તુચ્છ ગણવું;ન ગણકારવું.*To* S.*at ease*,to quiet; to tranquilize:નિરાંત વાળવી;નિવૃત-શાંત-સ્વસ્થ કo;જીવ હેઠો બેસારવો; -નું સમાધાન કo.*To* S.*at naught*, to undervalue; to condemn; to despise: ન ગણકારવું;તુચ્છકારવું;ન લેખવવું;પત ન કo.*To* S.*a trap*,*snare*, or *gin*, to lay a plan,to deceive & draw another into one's power:ફસવાની યુક્તિ કરીને પોતાના કબજા-સત્તામાં લેવું;કપટ જાળ પાથરવી; કાવતરૂં રચવું.*To* S.*at work*,or *To* S.*to work*;(*a*)to cause to enter on work or action: કામે વળગાડવું;પાસે કામ કરાવવું. (*b*) To apply one's self:કરવા મંડવું-લાગવું;મંડી પડવું.*To* S.*before*,(*b*)to exhibit: દેખાડવું;દર્શાવવું;બતાવવું.(*b*) To propose for choice to;to offer to:આગળ ધરવું-કo-મુકવું:પસંદ કરવાને આગળ મુકવું-ધરવું;પસંદ કરવા કહેવું.*To* S.*by*,(*a*)to set apart or on one side,to reject: જુદું મુકવું;કોરે મુકીદેવું;ન પસાર-નામંજુર કo.(*b*) To attach the value of (*anything*)to:લેખવવું:ગણવું:માનવું. *To* S.*by the compass*,to observe and note situation of by compass: હોકા યંત્રથી દશા-સ્થિતિ જોઇ નક્કી કo. *To* S.*case*,to suppose;to assume: ધરવું;માની લેવું.*To* S. *down*,(*a*) to enter into writing;to register:લખી લેવું;માંડવું;કરવું;નોંધવું.(*b*)To fix; to ordain:નિર્માણ-નક્કી-નિયમિત કo; સ્થાપવું.(*c*) To humiliate:-નું નાક કાપવું;હલકું પાડવું;પાણી ઉતારવું.*To* S.*eyes on*,to see;to behold:જોવું; તપાસવું;નિહાળવું;દેખવું.*To* S.*fire to*, or *To* S.*on fire*, to communicate fire to:-ને આગ લગાડવી; સળગાવવું; સળગાવી મુકવું;લગાડવું; લગાડી મુકવું. દેવતા મુકવો.(*Fig.*) To inflame,to irritate:ને ગુસ્સો ચડાવવો;ચીડવવું;ને ઝાળ પ્રકટાવવી.*To* S. *forth*, (*a*) to manifest;to exhibit;to display: બતલાવવું; દર્શાવવું; જણાવવું; પ્રસિદ્ધ કo;પ્રકટ કo;જાહેર કo;ફેલાવવું.(*b*)To send out;to prepare and send: મોકલવું; તૈયાર કરીને મોકલવું. *To* S. *forward*,(*a*)to cause to advance: આગળ વધે તેમ કo;આગળ ચલાવવું-વધારવું.(*b*)To promote:વધારવું; ની ઉન્નત-પદવૃદ્ધિ કo;મોટી પદવીએ ચડાવવું.*To* S.*free*, to release from confinement ; to liberate ; to emancipate: બંધીખાનામાંથી છોડવવું;છોડવું; મુક્ત કo; છોડી મુકવું;છૂટું મુકવું-કo;સ્વતંત્ર કo; મોકળું કo. *To* S. *in*,to begin; to give a start to:શરૂ કરવું;આરંભવું;બેસવું; શરૂઆત કરવી. *Winter* S. *in*:શિયાળો બેઠો. *To* S.*in order*, to adjust or arrange:બરોબર ગોઠવવું;-ની વ્યવસ્થા કo;યોજવું;રચવું;વ્યવસ્થા-નિયમ-અનુક્રમમાં લાવવું.*To* S. *milk*,(*a*)to expose it in open dishes in order that the cream may rise to the surface:સપાટી ઉપર તોર આવે તેટલા માટે દુધને રકાબીઓમાં ઉઘાડું મુકવું.(*b*) To cause it to become curdled: જમાવી દેવું.*To* S. *much or little*, *by*, to care much or little for: -ની ઘણી-થોડી દરકાર રાખવી.*To* S.*of*, to value;to set by:કિંમત કરવી;કદર જાણવી;ગણવું; લેખવવું.*To* S.*off*, (*a*) to separate from a whole;to portion off:જુદું-નોખું-નિરાળું પાડવું-રાખવું-કાઢવું.(*b*)To adorn;to decorate:શોભાવવું;દીપાવવું;સુશોભિત કo; શણગારવું.(*c*)To give a flattering description of:-નું વધારીને વર્ણન કરવું;-નું ઘણું સરસ વિવેચન કo.*To* S. *off against*, to place against as an equivalent:સામો અવેજ માગવો-વાળવો-દેખાડવો;-ના સામા-બદલા તરીકે બતાવવું.*To* S.*on or upon*,(*a*) to incite;to instigate: ઉશ્કેરવું;ચડાવવું;આંગળી-શળી કo.*Thou hast* S. *on thy wife to this*:તેં તારી સ્ત્રીને આવું કરવા ઉશ્કેરી છે.(*b*) To employ (*as,in a task*):વળગાડવું;બેસાડવું;કામે લગાડવું;યોજવું. (*c*)To fix upon;to attach strongly to:નિરંતર રાખવું; ચોટવું;રાખવું;બેસારવું;સ્થિત કo;ધાલવું. *To* S.*one's heart on some object*: કોઇ અમુક પદાર્થ ઉપર પોતાનું મન સ્થિત કo.*To* S.*one's self against*, to place one's self in a state of enmity or opposition to:કોઇની સાથે દુશ્મનાવટ કo;કોઇના સામા થવું; સામી મીસ-બાખરી બાંધી બેસવું.*To* S. *one's teeth*,to press them together tightly :દાંતને મજબુતાઇથી ભેગા દબાવવા;દાંત ભીડવા-કચકચાવવા. *To* S. *on foot*, to put in motion; to start: શરૂ કરવું;ચલાવવું;ઉભું કરવું;ચાલુ કo; માંડવું. *To* S. *out*, (*a*) to assign; to allot; to mark off:નક્કી-નિર્માણ કરવું;જુદું કાઢવું;કાઢી મુકવું.(*b*) To publish,as a proclamation: જાહેર-પ્રગટ-પ્રસિદ્ધ કરવું (*c*) To adorn;to embellish: શણગારવું;દીપાવવું;શોભાવવું;સુશોભિત કરવું.(*d*)To furnish(*R*):તૈયાર કo પૂરૂં પાડવું.(*e*)To show;to display: બતલાવવું;દર્શાવવું;ખુલ્લું-ઉઘાડું મુકવું. (*f*)To show;to prove:બતાવવું;સાબિત કરી આપવું. *Those very rea-*

ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ, ગુણ, જ્ઞાન; ચિંતા બડી અભાગ્યણી ચિંતા ચિતા સમાન.

*sons* **s.** *out how heinous his sin was:* એજ કારણોથી સાબિત થાય છે કે એનાં પાપ કેવાં ઘોર હતાં. (*g*) (*Law.*) To recite; to state at large: વિગતવાર કહેવું-બતલાવવું ; વિસ્તાર પુર્વક કહેવું; અથેતિ કહેવું. *To* **s.** *over*, (*a*) to appoint or constitute as supervisor, inspector or ruler:-ના ઉપરી-રક્ષક-પરીક્ષક ઠરાવવું-નેમવું; નિયેબાની સખ્તાસ્ત પાસનાર તરીકે નિમવું. (*b*) To assign; to convey: મુકરર કરવું; વેચાતું આપવું;-ને સોંપવું-સ્વાધીન-હવાલે ક૦. *To* **s.** *right*, to correct; to put in order: ઠીક ક૦; સુધારવું; દુરસ્ત ક૦; ઠેકાણે લાવવું. *To* **s.** *store by*, to consider valuable: કિમતીભારે ગણવું; મૂલ્યવાન ધારવું. *To* **s.** *the fashion*, to establish the mode: રીત જાહેર-પ્રસિદ્ધ ક૦; કેવી તરાહ-ઘાટરીતસહ-રીવાજ જોઇએ તે નક્કી ક૦. *To* **set** *the teeth on edge*, to affect the teeth with a disagreeable sensation, as when acids are brought in contact with them: દાંત ખટાવી-અમળાવી નાખવા. *To* **s.** *to*, to attach to; to affix to: ઉપર લગાડવું-ક૦-મારવું. *To* **s.** *up*, (*a*) to erect; to elevate; to raise: ઉભું-ઉંચું ક૦; બાંધવું; ચણવું; સ્થાપવું. (*b*) To exalt; to put in power: ઉંચે દરજ્જે-પદવીએ સત્તાએ ચઢાવવું;-ની પદવૃદ્ધિ ક૦. (*c*) To begin, as a new institution; to found: સ્થાપવું; માંડવું; કાઢવું; *to* **s.** *up a school*: નિશાળ માંડવી. (*d*) To enable to commence a new business: નવા ધંધામાં વળગાડવું-નાંખવું-રસ્તે પાડવું. (*e*) To place in view: દેખાય તેવું મુકવું-રાખવું-ક૦; ચોડવું. (*f*) To raise; to utter loudly: બૂમ પાડીને-તાણીને-મ્હોટેથી કાઢવું; *to* **s.** *up a voice*: ઘાંટો કાઢવો. (*g*) To advance: ઉઠાવવું; કાઢવું; ચલાવવું;-નો પ્રચાર ક૦; આગળ ધરવું; પ્રવર્ત્તાવવું. *To* **s.** *up a new doctrine*: નવો મત પ્રવર્ત્તાવવો. (*h*) To raise from depression: તારવું; ખાદું પીતું ક૦; ઠેકાણે લાવી દેવું. (*i*) To intoxicate: છાકટું ક૦; નિશામાં ચકચૂર-ઘેંઘટ બનાવવું. (*j*) (*Print.*) To put in type: 'કમ્પોઝ' ક૦; ના બીબાં ગોઠવવાં. *vi.* **1.** To pass below the horizon; to go down; to decline: અસ્ત પામવું; આથમવું. **2.** To fit music to words: બરોબર ગાયન ઉતારવું. **3.** To plant: વાવવું; રોપવું. **4.** To begin to germinate or form; to strike root: બરોબર ચોંટી જવું;-નાં મૂળ બાઝવાં; ફણગા ફુટવા માંડવા. **5.** To become fixed or rigid: to be fastened:-ની સાથે મજબુત બંધાયેલું હોવું; જકડાઇ-ભીડાઈ-મ્હોટી જવું. **6.** To congeal; to solidify: જામવું; થીજવું: ઠરીજવું; બંધાવું; અખરાઈ જવું. **7.** To flow; to move on; to tend: વહેવું;-ની તરફ વલણ હોવું. *The current* **s.** *s to the north*: ઝરો ઉત્તર તરફ વહે છે. **8.** To begin to move; to start (now followed by *out*): ચાલવા માંડવું;-માંથી નીકળવું-નીકળીને બહાર જવું: પ્રસ્થાન ક૦; તરફ પ્રયાણ ક૦. **9.** To indicate the position of game (*said of dogs*): શિકારનું સ્થળ સૂચવવું-બતલાવવું. *Also*, to hunt game by the aid of a setter: શિકાર સૂચવનાર કૂતરાની સહાયતાથી શિકાર ક૦. **10.** To apply one's self; to undertake earnestly : મચવું: મંડવું; લાગવું: આગ્રહપૂર્વક હાથમાં લેવું. **11.** To fit or suit one; to sit: બંધ બેસવું-બરાબર આવવું; બેસવું. As, *the coat* **s.** *s well*: ડગલો બરાબર આવે છે-બેસે છે. *To* **s.** *about*, to commence; to begin: શરૂ ક૦: માંડવું;-નો આરંભ-પ્રારંભ થવો; આરંભવું. *To* **s** *forward*, to move or march; to advance : આગળ ચાલવું-વધવું. *To* **s.** *forth*, to begin a journey : મુસાફરી ક૦; શરૂ ક૦; મુસાફરીએ ઉપડવું. *To* **s** *in*, (*a*) to begin: શરૂ ક૦; માંડવું; બેસવું;-નો પ્રારંભ થવો. *As*, *winter* **s.** *in early*: શિઆળો વહેલો બેઠો. (*b*) To become established: સ્થપાવું: ઠેકાણે-પારપડી જવું. (*c*) To flow toward the shore: કિનારા તરફ વહેવું. *To* **s.** *off*. (*a*) to start: બહાર જવા-નીકળવું-ઉપડવું; ચાલી નીકળવું. (*b*) (*Typog.*) To deface or soil the next sheet: છાપેલાં એક પાનાની શાહી તાજી-લીલી હોવાથી પાસેના પાના પર ડાઘા પડવા;-થી બગડવું. *To* **s.** *on or upon*, (*a*) to begin; to set about : શરૂ ક૦; માંડવું; આરંભવું: પ્રારંભવું. (*b*) To assault; to make an attack: હુમલો-ચઢાઇ ક૦; ઉપર ધસી આવવું-તુટી પડવું. *To* **s.** *out*, to begin a journey or course: નીકળવું; મુસાફરીએ જવું; માંડવું; શરૂ ક૦; પ્રારંભ-શરૂઆત ક૦. *To* **s.** *to*, to apply one's self to: પાછળ મચવું-મંડવું-લાગવું. *To* **s.** *up*, (*a*) to begin business, or a scheme of life : ધંધો માંડવો: વળગવું. (*b*) To profess openly:-નો ઉઘાડો ડોળ ઘાલવો; ના પક્ષ લેવો. *a.* Immovable; rigid: ખસે નહિ એવું; મજબૂત: ચોંટી રહેલું; સ્થિર; સ્તબ્ધ; ડગે નહિ તેવું; સજ્જડ. **2.** Firm; obstinate: દૃઢ; સ્થિર; નિશ્ચિત; આગ્રહિ. **3.** Regular; uniform; formal: નિયમિત; નિયમસર. રીતસર; રીત પડી ગયેલું: રૂઢ: યથાવિધિથી-વિધિપુર્વક કરેલું-યોજેલું. *The* **s.** *phrase*: રૂઢ વચન. **4.** Established; prescribed: સ્થાપિત; ચાલતું; સંપ્રદાય પ્રમાણેનું; પ્રચલિત. **5.** Arranged; adapted: ગોઠવેલું; લાયક કરેલું-અનુકૂળ. **S.** *speech*, a formal or methodical speech: આગળથી તૈયાર કરી રાખેલું ભાષણ. *n.* **1.** The act of setting; descent: આથમવું-અસ્ત પામવું તે; સૂર્ય અસ્તમન; અસ્ત. *Looking at the* **s.** *of day*: દિન આથમતે જોતાં **2.** (*a*) A young plant for growth: વાવેલો નાનો છોડવો; રોપો. (*b*) A wager; a venture; a stake: સરત; હોડ. (*c*) (*Mech.*) Permanent change of figure; as by compression, tension, etc. : ઘણા દબાણથી થયેલો સ્થાયી ફેરફાર. (*d*) (*Mech.*) A kind of punch : એક જાતની વેણુંપંચ. **3.** An assortment; a suit: સટ; જોડ; વર્ગ; પ્રત; ગંજ; ગત; જાતિ; ગણ: સંઘ; સમૂહ; શ્રેણી. *A* **s.** *of chairs*: ખુરશીઓની જોડ. **4.** A group; a clique: જુથ; મંડળ; ટોળું; સંઘ; ઝુંડ; જમાત; ચોકડી; મીલ. **5.** Direction or course: દિશા: માર્ગ; રસ્તો: ઓઘ; પ્રવાહ; ગતિ. *The* **s.** *of the current*: ઝરાનો પ્રવાહ. **6.** *In dancing*, the number of persons necessary to execute a quadrille: નાચમાં માણસોની જરૂરની સંખ્યા. **7.** The deflection of a tooth of a saw: આરીના દાંતાનો વાંક. **8.** A young oyster when first attached: નાની કાલુ માછલી. **9.** (*Tennis*) A series of as many games as may be necessary to enable one side to win six: 'લોન ટેનીસ' ની રમતમાં એક પક્ષને ફતેહમંદ થવાના છ દાવની સંખ્યા. **10.** (*Type founding.*) The *width* of the body of a type: કોઈ પણ બીબાંના પેટાંની પહોળાઈ. *Dead* **s** (*a*) the act of a setter dog when it discovers the game, and remains intently fixed in pointing it out: શિકાર એકવાર જોવામાં આવ્યા પછી બતાવ્યાજ કરવામાં વળ-

Something is better than nothing :

ની રહેવાનું શિકારી કૂતરાનું કૃત્ય.(*b*) A deadlock: ઓળંગી ન શકાય-દૂર કરી ન શકાય એવી અટચણ-વિઘ્ન-પ્રતિબંધ; સ્તબ્ધપણું-તા; સજ્જડ થઇ જવું તે. (*c*) A determined onset: જુસ્સાબંધ હુમલો કરવો તે; આગ્રહપૂર્વક કરેલો ધસારો. *To make a dead* **s.**, to make a determined onset: જુસ્સાભેર હુમલો કરવો-ધસવું.

**Setaceous,** (સિટેશસ્) *a.* [L. *seta*, a bristle.] 1. Set with, or consisting of bristles; bristly: કઠણ વાળવાળું; બરછટ. 2. Bristlelike in form or texture: આકાર-પોતમાં જાડા વાળ જેવું; જાડું બરછટ.

**Set-back,** (સેટ્ બૅક્) *n.* A check; a repulse; a reverse: હાર; પરાભવ; મહાત; અવળ પંચક.

**Set-down,** (સેટ્ડાઉન્) *n.* The humbling of a person by a retort or reproof: મર્મવેધી વચન કે ઠપકાથી કોઈ માણસને ચાટ પાડી દેવો તે; માનભંગ-ખંડન; પાણી ઉતાર; બરડે પાણી ઉતારવું તે;-ની શોભા લેવી તે.

**Setness,** (સેટ્નેસ્) *n.* Formality; obstinacy: આદરોપચાર ભક્તિ; આડાઈ; જીદ; હઠ.

**Set-off,** (સેટ્-ઑફ્) *n.* 1. An offset: સામો પડછો. 2. A decoration; an ornament: અલંકાર; શણગાર; આભૂષણ. 3. (*Law.*) A cross demand: a counter-claim : સામો દાવો. 4. (*Arch.*) Same as **offset,** *n.*, 4., 5. (*Print.*) See **offset,7.**

**Seton,** (સીટૉન્) *n.* [L. *seta*, a thick, stiff hair.] A few silk threads or horsehairs, or a trip of linen or the like: પોત; કાકડો; વાટ; બત્તી.

**Settee,** (સેટી) *n.* A long seat with a back: તાવદાન; એક તરેહનું પીઠવાળું ઘણા બેસે એવું આસન.

**Setter,** (સેટર્) *n.* 1. One who, or that which sets: બેસાડનાર; યોજયિતા; પ્રતિષ્ઠાપક. 2. (*Zool.*) A hunting dog of a special kind: એક જાતનો શિકારી કુતરો. 3. One who hunts victims for sharpers: ધૂતારા-લુચ્ચાઓના ભોગ ખોળી આપનાર-શોધનાર. 4. One who adapts words to music in composition; ગાયન રચવાને માટે શબ્દ ચૂંટનાર. 5. An adornment; a decoration- (with *off*.): શણગાર; અલંકાર; આભૂષણ.

**Settle,** (સેટલ્) *n.* [L. *sedeo*, I sit.] 1. A seat of any kind: કોઇપણ જાતની બેઠક; આસન. 2. A bench with a high back: ઉંચા કઠેરા-પીઠવાળી પાટલી. 3. A place made lower than the rest: બાકીની જગ્યા કરતા નીચી કરેલી જગ્યા. **S.** *bed*, a bed convertible into a seat: બેસવાની ખુરશી કે એવું બનાવી શકાય તેવો ખાટલો. *vt.* [A.S. *setlan*, to place.] 1. (*a*) To establish; to fix; to make firm or steady: દૃઢ બેસાડવું; ઠેરવવું; સ્થિર ક૦. (*b*) To establish in life: રોજગારે-ધંધે વળગાડવું; રસ્તે પાડવું-નાંખવું; ઠામ-ઠાર-ઠેકાણું પાડવું. 2. To establish in the pastoral office: કોઈ દેવળના અધ્યક્ષ તરીકે નિમવું 3. To still; to calm; to compose: નરમ-શાંત-સ્વસ્થ પાડવું-ક૦; ઠેકાણે લાવવું. 4. To render pure or clear: નિતરૂં-સ્વચ્છ-નિર્મળ-ચોખ્ખું ક૦; ઠરવા દેવું; કચરો નીચે બેસારવો. 5. To restore or bring to a smooth, dry, or passable condition: જવાય અવાક તેવું ક૦. As, *clear weather* **s.***s the roads*: સ્વચ્છ હવાથી રસ્તા જવાય અવાય એવા થાય છે. 6. To cause to sink; to lower: તળે-નીચે બેસાડવુ. 7. To determine; to free from doubt; to establish; to compose; to quiet; -નો નિર્ણય-ઠરાવ ક૦; ફેંસલો-નિવેડો ક૦; નક્કી કરવું; સ્વસ્થ-અવ્યગ્ર ક૦:-નું સમાધાન ક૦. *To* **s.** *questions of law*: કાયદાના સવાલનો નિર્ણય ક૦. 8. To make up; to compose; to pacify: પતાવવું; -નો નિકાલ કાઢવો-કરવો:-નું સમાધાન ક૦. *To* **s.** *a quarrel*: કજીઓ પતાવવો. 9. To adjust, as accounts; to balance: પતવવું; ચૂકવવું; ચૂકતું ક૦; ફારગત ક૦;-નો નિકાલ-તોડ કાઢવો; હિસાબ નક્કી-ચોખ્ખો ક૦; નક્કી કરવું; સમજવું. *To* **s.** *an account*: હિસાબ સમજવો-પતવવો. 10. Hence to pay: આપવું; -નાં નાણાં આપવાં. *To* **s.** *a bill*: આંકડો ચૂકાવી આપવો. 11. To colonize; to people: -માં વાસ કરાવવો; વસાવવું; -માં વસ્તી કરવી. *Plymouth was* **s.***d in* 1620: ૧૬૨૦ માં પ્લીમાઉથ વસાવવામાં આવ્યું હતું. *To* **s.** *on* or *upon*, to assure to: -ને કરી-ઠરાવી-નક્કી કરી આપવું. *I have* **s.***d upon him a good annuity*: તેને મેં સારૂં વર્ષાસન કરી આપ્યું છે. *To* **s.** *the land*, (*Naut.*) to cause it to sink, or appear lower, by receding from it: જમીનથી દૂર-આઘે આઘે જવાથી તે નીચી જતી દેખાડવી. *vi.* 1. To become fixed or permanent: દૃઢથવું; કાયમ-સ્થિર-પક્કું થવું; ઠરવું; ઠરીઠામબેસવું; ઠામપડવું. 2. To fix one's residence; to establish a dwelling place or home: ઘર માંડીને-ઠાર પડીને રહેવું; વસવું; ઘર કરીને રહેવું. 3. To enter into the married state, or the state of a house-holder: ગૃહસ્થાશ્રમ માંડીને રહેવું-માંડવો; ઘરમાંડવું; ઘર સંસાર માંડવો. 4. To be established in an employment or profession: ધંધામાં જામી જવું. 5. To become firm, dry and hard: દૃઢ-સુકું-કઠણ થવું; જામવું; મજબૂત બેસી-બંધાઇ જવું; બંધાઈને કઠણ થવું; પાકુ થવું. 6. To become clear after being turbid or obscure: નિર્મળ-નીતરૂં થવું; ઠરવું; નિચે બેસવું. 7. To sink to the bottom: તળિએ-નીચે બેસવું-જામવું-ઠરવું-ઉતરવું. 8. To sink gradually to a lower level (*as the foundation of a house, etc.*) (પાયાનું) નીચે બેસી જવું-ડળીજવું. 9. To become calm; to cease from agitation: સ્વસ્થ-શાંત થવું. 10. To adjust differences or accounts: કજીઆ-હિસાબ પતાવવો; હિસાબ ક૦;-નો નિકાલ-તોડ કાઢવો; સમજવું; સમાધાન-પતવણી ક૦. 11. To make a jointure for a wife: પોતાની સ્ત્રીને માટે કોઈ જાતની જીવાઈ કરી આપવી તે.

**Settlement,** (સેટલ્મેન્ટ્) *n.* 1. The act of settling, or the state of being settled : વસાવવું તે; વસવું તે; વસતિ; વાસ; નિવાસ. (*a*) Establishment in life, business, condition, etc.: ધંધે-રસ્તે-રોજગારે પડવું-માં જામી જવું તે. (*b*) The act of being peopled: વસાવવું-વસવું તે. (*c*) The act or process of adjusting or determining; pacification; adjustment: પતવવું-સમજવું તે;-નો નિર્ણય કરવો તે;-નો તોડ-નિકાલ કરવો તે; સ્થાપન; સ્થાપના; ઠરાવ; નિયમ; તોડ; નિકાલ; નિર્ણય; ફડચો; ફેંસલો. (*d*) Bestowal, or giving possession under legal sanction: કાયદા પ્રમાણે આપવું-અપાવવું તે. (*e*) (*Law.*) Disposition of property: મિલ્કતની વ્યવસ્થા-ગોઠવણ. 2. That which settles, specifically: (*a*) Sediment; lees; dregs: કચરો; મેલ; નિતરણ. (*b*) A colony newly established: નવું થાણું-વાસ-વસ્તી; સંસ્થાન; વસતિ; અધિવાસ. (*c*) A

jointure made to a woman at her marriage : કન્યાને તેના લગ્ન વખતે કરી આપેલી આવક;જીવાઇ;શુલ્ક; સ્રીધન: પલ્લુ. 3.(*a*)The gradual sinking of a building by the yielding of the ground under foundation:પાયાના બેસવાથી મકાનનું લચવું-લચી જવું તે.4.A settled place of abode;residence: કાયમ રહેઠાણ-ઠામ; કાયદેસર ગણવાનું રહેઠાણ;વાસ:નિવાસ.

**Settler,**(સેટલર્ )*n*.One who settles: or becomes fixed: વસનાર. 2. A colonist; a planter:વસતિ-વાસ કરનાર;વસનાર.3. That which settles or finishes; hence, a blow, etc.(*which settles or decides a contest*): નિવેડો-તોડ-અંત લાવનાર પદાર્થ-વસ્તુ.

**Settlings,**(સેટ્લિન્ગ્ઝ )*n.pl*. Lees; dregs;sediment:નીચે ઠરેલો-બેઠેલો કચરો-મેલ;કસ્તર કિટ્ટું.

**Seven,**(સેવન્)*n*.[L.*septem*.] One more than six:six and one added:સાત.*n* 1 The number greater by one than six;seven units or objects:સાતકલુ;સાત સાતનું જુથ. 2. A symbol representing seven units,as 7,or VII:સાત અંકમ દર્શાવનારૂં ચિન્હ જેવું કે ૭.

**Seven-fold,** ( સેવેન-ફોલ્ડ્ ) *a*. Repeated seven times: સાતઘણું-પટ; સાતપુટ. *adv*. Seven times as much or as often:સાતવાર-ગણું.

**Seven-night,** (સેવેન-નાઇટ્ ) *n*. A week:અઠવાડીયું:સાતદિવસ.

**Seventeen,**(સેવેન્ટીન્ )*a*.[A.S.*seofontyne*.] One more than sixteen;ten and seven added:સત્તર;૧૭.*n*. 1. The sum of ten and seven:૧૭ની રકમ-સમૂહ.2.A symbol denoting seventeen units, as 17,or XVII: સત્તર અંકમ દર્શાવનારૂં ચિન્હ-નિશાની જેવી કે ૧૭.

**Seventeenth,** ( સેવેન્ટીન્થ્ ) *a*. 1. Next in order after the sixteenth;coming after sixteen others: સત્તરમું. 2. Being one of seventeen equal parts into which anything is divided : સત્તરમા ભાગનું. *n*.1.The next in order after the sixteenth:સત્તરમું.2.One of seventeen equal parts or divisions of one whole:સત્તરમો ભાગ;સત્તરાંશ;૧/૧૭.

**Seventhly,**(સેવેન્થ્લિ) *adv*.In the seventh place:સાતમું એ કે.

**Seventieth ,** ( સેવેન્ટિએથ્ ) *a*. 1. Next in order after the sixty-ninth:સિત્તેરમું. 2. Being one of seventy equal parts:સિત્તેરમા ભાગનું.*n*.1.One next in order after the sixty-ninth:સિત્તેરમું. 2. One of seventy equal parts or fractions:સિત્તેરમો ભાગ:સિત્તેરાંશ;૧/૭૦.

**Seventy,**(સેવન્ટિ) *a*.Seven times ten; one more than sixty-nine: સિત્તેર.*n. pl*. **Seventies**. 1. The sum of seven times ten:સિત્તેરની સંખ્યા રકમ. 2. A symbol representing seventy units as 70,or lxx.:સિત્તેર અંકમ દર્શાવનારૂં ચિન્હનિશાની,જેવી કે ૭૦.*The* **s.**, the translators of the Greek version of the Old Testament called the Septuagint : જુના કરારના યાહુદી ભાષાંતર કરનારા.

**Sever,**(સેવર્ )*vt*.[L.*separo*,I separate.] 1. To cut off from something;to divide;to part in any way:કાપી જુદું કo-પાડવું.*As,to* **s.** *the head from the body* : ધડથી માથું કાપીને જુદું કo.2. To divide into parts;to disjoin:કાપીને જુદું કo;ભાગ કo;-થી જુદું પાડવું. *To* **s.** *the arm*:-થી હાથને જુદો પાડવો.3. To keep distinct; to except; to exempt:જુદું-નોખું રાખવું;છુટું કo; બાતલ કo.4.(*Law*.)To disunite; to disconnect:છુટું-જુદું-નોખું કo. *vi*. 1. To be parted or rent asunder;to be separated:ફાટવું;ફાટીને-કપાઇને જુદું પડવું;ચિરાઈ જવું.2. To make a separation or distinction;to distinguish:ઓળખવું.

**Severable,** (સેવરેબલ્ )*a*.Capable of being severd:કાપવા-છુટું-જુદું કરવા-ભાગ પાડવા લાયક.

**Several,** (સેવરેલ્ )*a*. [L.*separo*, I separate.]1.Separate; distinct; single:જુદું;છુટું;નોખું;ઈલાયદું;એકનું;આગવું.અમુક.2.Diverse; different;various : જુદું જુદું; ભિન્નભિન્ન. *Four* **s.***armies*:ચાર જુદાંજુદાં લશ્કરો.3. Divers;sundry;more than two but not very many: કેટલાક; કેટલાંક;અનેક.*As*,**s.***persons*: કેટલાક માણસો.*adv*. By itself;severally: જુદું જુદું;એકએક.*n*.1. An item; a detail;an individual:પ્રત્યેક;દરેક; પૃથક વસ્તુ;આસામી;નંગ.2.Persons or objects more than two but not very many:કેટલાક માણસો-ચીજો-પદાર્થો.3.Inclosure:વાડો;બાંધેલી જગ્યા.*In* **s.**,in a state of separation:જુદાંજુદાં;નોખાંનોખાં;ભિન્નભિન્ન.

**Severally,** (સેવરૅલ્લિ)*adv*. Separately;distinctly; individually: જુદું જુદું;એક એક;પૃથક્પૃથક્; નિરાળું;આસામીવાર.

**Sevaralty,**( સેવરૅલ્ટિ )*n*. A state of separation from the rest, or from all others; a holding by individual right:આગવાપણું;જેમાં બીજા કોઈનો ભાગ કે લેવા દેવા ન હોય તેવી સ્થિતિ.

**Severance,**(સેવરૅન્સ )*n*.1. Partition;separation:અલગપણું;કપાઈને જુદું પડવું તે;જુદાઈ;વિયોગ;વિચ્છેદ;પૃથક્કરણ. 2. (*Law*) The act of dividing;the destruction of the unity of interest in a joint estate:ભાગ પાડવા તે.

**Severe,** (સીવાર્ ) *a*. [L. *severus*. severe;serious.]1.Sedate;grave; austere:ગંભીર;કરડું;કઠોર; કડક.2. Harsh;rigorous:બારીક; સખ્ત;જબર;કઠોર; નિષ્ઠુર. *As*, **s.** *punishment*:સખત સજા.3.Exactly con firmed to a standard; strict (*said of style,argument,etc.*):શણગાર-અલંકાર રહિત;ફક્ત તાત્પર્યસર. 4.Sharp;afflicting;distressing: દુ:સહ;સખત; તીવ્ર; કડકડતી. *As*, **s.** *cold*:સખત ટાઢ.5.Exact; critical; rigorous:કઠણ;સખત. *As,a* **s.***test*: સખત પારખું-કસોટી.

**Severity,**(સીવેરિટિ ) *n. pl*. **Severities**. The quality or state of being severe:સખત-ઉગ્ર-કઠોરપણું. (*a* ) Extreme strictness; rigor; harshness:સખ્તાઈ;કરડાઈ;તીવ્રતા;ઉગ્રતા.(*b*)Extremity;inclemency: ઉગ્રતા;દુ:સહપણું;તીવ્રતા.*As*,**s.***of the pain*:દુ:ખનું દુ:સહપણું.(*c*) Cruel treatment;sharpness of punishment:નિર્દયપણું; સખ્તાઈ; અતિદંડ. *As*,**s.***practiced on prisoners of war*:લડાઈમાં પકડાયેલા કેદીઓ ઉપર ગુજરેલી-વાપરેલી સખ્તાઈ. (*d*) Exactness;rigorousness: સખ્તપણું;કઠીણાઈ;અતિશય ચોકસપણું.*As,the* **s.** *of a test*:કસોટીનું અતિશય કઠણપણું.

**Sew,**(સ્યુ)*vt*.To follow; to pursue: -ની પછવાડે પછવાડે-પાછળ પાછળ-પુંઠે પુંઠે-કેડે જવું.*n*.Juice;gravy; sea-

Small rain will lay a great dust :

soned dish:રસ;છોબટ; મસાલાદાર-ધમધમાટ વાની.*vt.*(સો)[*p.p.***sewed,** rarely **sewn**][L.*suo*,I sew.] 1. To unite or fasten together by stitches:સીવવું;સાંધવું.2.To close or stop by sewing:(often with *up*):શીવીને બંધ કo;શીવી-સાંધી લેવું; ટાંકી લેવું.3.To inclose by sewing: શીવીને બંધ કo.*As,to* **s.***money in a bag*: કોથળીમાં પૈસા ઘાલી તે શીવી લેવા. *vi.* To practise sewing: શીવવાનો-દરજીનો ધંધો કo;શીવવું.

**Sewage,**(સ્યૂએજ )*n.* 1. The contents of a sewer or drain:મોરી-ગટરનું પાણી-કચરો.2.Sewerage:ગટરકામ.

**Sewer,**(સ્યૂઅર ) *n.* [L. *ex*, out & *aqua*, water.] A drain or passage to carry off water and filth under ground:મોરી;ગટર;નળ;નીક. *n.*[L.*ad* & *sedeo*,I sit.] Formerly, an upper servant,or household officer,who set on and removed the dishes at a feast,and who also brought water for the hands of the guests: મિજબાનીમાં ખાધા પછી પતરાળાં-થાળીઓ લઇ જનાર અને પરોણાઓના હાથ ધોવડાવવા માટે પાણી લાવનાર ચાકર.

**Sewing,** (સૌઇંગ્ )*n.*1. The act or occupation of one who sews:શીવવું તે;શીવવાનો ધંધો-રોજગાર;શીવણ.2. That which is sewed with the needle:શિવેલીચીજ-પદાર્થ;સીવણકામ;સીવણ.**Sewing** *machine*, a machine for sewing or stitching:શિવવાનો સંચો.

**Sewester,**(સ્યૂએસ્ટર )*n.*A seamstress:દરજણ.

**Sex**(સેક્સ)*n.*[L.*sexus*,fr.*seco*,I cut.] 1. The physical difference between male and female:લિંગ;લિંગભેદ;જાતિ;જાત;વર્ગ;સ્ત્રીપુરૂષભેદ.2.One of the two divisions of organic beings formed on the distinction of male and female: જાતિ; લિંગ. *The* **s.**,the female sex;women, in general : સ્ત્રીવર્ગ; અબળાજાતિ. *Hard*,or *stern* **s.**,the male sex; men,generally:પુરૂષ વર્ગ;મરદ જાત;ભાયડા.

**Sexagenarian,** (સેક્સૅજેનૅરિઅૅન) *n.*A person who is sixty years old:સાઠ વરસનું માણસ.

**Sexagenary,** (સેક્સૅજેનૅરિ )*a.* [L. *sexageni*,sixty each.] Pertaining to,or designating the number sixty;sixty years old:સાઠની સંખ્યા-આંકડાસંબંધી-નું-વિષે-દર્શાવનારૂં;સાઠ વરસની ઉમરનું.*n.*1.Something composed of sixty parts or divisions: સાઠ ભાગ એકઠા કરીને બનાવેલો પદાર્થ.2.Sexagenarian: સાઠ વર્ષનો વૃદ્ધ માણસ.

**Sexangle,**(સેક્સૅન્ગલ )*n.* [L. *sex*, six & *angulus*,angle.](*Geom.*) A hexagon: છ સમાંતર બાજુ તથા ખૂણાવાળી આકૃતિ;ષટ્કોણાકૃતિ.

**Sexdigitist,** ( સેક્સ્ડિજિટિસ્ટ્ ) *n.* One who has six fingers on a hand or six toes on a foot:હાથે કે પગે છ આંગળાંવાળું માણસ;છક્કો; છક્કડ;છક્કડિયો.

**Sexennial,**(સેક્સેનિઅૅલ )*a.*[L.*sex*, & *annus*,a year.] Lasting six years,or happening once in six years: છ વરસ ચાલે એવું;છ છ વરસે આવતું-થતું-બનતું;ષટ્વાર્ષિક *n.*A sexennial event:છછ વરસે બનતો બનાવ.

**Sextant,**(સેક્સ્ટૅન્ટ્ )*n.* [L.*sex*,six.] 1. (*Math.*) The sixth part of a circle: વર્તુલનો ષષ્ઠાંસ;વૃત્તષષ્ઠ ભાગ. 2. An instrument for measuring angular distances between objects: પદાર્થો વચ્ચેના કોણ અંતર માપવાનું યંત્ર;સૂર્યયંત્ર.3.(*Astron.*) The constellation Sextans:સૅક્સ્ટૅન્સ' નામનું નક્ષત્ર.

**Sexton,**(સેક્સ્ટૉન ) *n.* An under officer of a church, whose business is to take care of the church building and the vessels, vestments,etc.:ખ્રિસ્તી દેવળમાં દેવળની, અને પરચુરણ વાસણકુસણ,ઝભ્ભા,જામા અથવા પોશાક વિગેરેની ખબર રાખનાર તથા કબર ખોદવા અને ઘંટ વગાડવાનું કામ કરનાર માણસ.

**Sextuple,**( સેક્સ્ટ્યૂપલ )*a.* [L.*sextus*,sixth.]1.Six times as much; sixfold:છગણું-ષટ.2.Divisible by six:છએ-થી ભાગી શકાય તેવું.**S.***measure*:છથી ભાગીશકાય એવું માપ.

**Sexual,** (સેક્સ્યૂઅૅલ )*a.* [L. *sexus*, sex.]Of or pertaining to sex or the sexes; distinguishing sex; relating to the distinctive genital organs of the sexes: ( સ્ત્રી પુરૂષની )જાતી સંબંધી-નું-વિષે;સ્ત્રી પુરૂષનું;સ્ત્રીપુરૂષના ગુહ્યાંગ સંબંધી-નું-વિષે. **S.***intercourse*:મૈથુન;સંગમ; સંગ; સંભોગ.

[ઢોરને થતી ખસ.

**Shab,**(શૅબ)*n.*The itch in animals:

**Shabbiness,** ( શૅબિનેસ્ ) *n.* The quality or state of being shabby:કૃપણતા;જીર્ણતા;મલિનતા;અધમતા; હાલહવાલી;ભીખાર ચોટ-ભૂખડી બારસ પણું;નીચાઈ;તુચ્છકાર.

**Shabby,**(શૅબિ )*a.*1.Torn or worn to rags;poor;mean;ragged:ફાટું-તુટું;ફાટેલું તુટેલું; ચિંથરેહાલ;જૂનું પુરાણું;ભીખારી;હલકું;મલિન.2.Clothed with ragged,much worn,or soiled garments:મેલાં-ફાટેલાં તુટેલાં લુગડાં-કપડાં પહેર્યાં હોય એવું;ચિંથરેહાલ.3.Mean;paltry;despicable: નીચું;તિરસ્કાર્ય: તુચ્છ; તિરસ્કાર જેવું; ધિક્કારવા લાયક;અધમ;પાજી;કૃપણ.

**Shackle,** ( શૅકલ ) *n.* [Generally used in the plural.][AS.*sceacul*, a shackle.]1.Something which confines the legs or arms so as to prevent their free motions;a gyve; a fetter: બેડી; હેડ; સાંકળી; ઝાંઝરીઓ; બંધન; શૃંખલા; પાશ. 2. Hence , that which checks or prevents free action: ડખલ; નડતર;વિઘ્ન; આડઅટચણ; બંધન;અંતરાય.3. A fetterlike band worn as an ornament:સાંકળના જેવું પહેરવાનું ઘરેણું;સાંકળું:ટોરો.4.A clevis: આંકડો; ખીલી પસીયારૂં. 5. A link for connecting railroad cars:આગગાડીઓ જોડવાનો આંકડો-હુક-સાંકળ. 6.The hinged and curved bar of a padlock,by which it is hung to the staple: નકુચામાં ઘાલવાનો તાળાનો દાંડો.*vt.*1. To bind with shackles;to fetter;to chain: -ના હાથ પગ બાંધવા;-ને હાથકડી કo;ઝાંઝરીઓ પહેરાવવાં; બેડી ઘાલવી;-નેહેડમાં નાંખવું-પૂરવું; શૃંખલાબંધન કo.2. To impede;to cumber:-ને અટચણ-આથડવી-રોકવું;ને વિઘ્ન ડખ્ખલ કo. 3. To join by a link or chain, as railroad cars: આગગાડીઓ જોડવાને સાંકળ-હુક નાંખવી-ભરવવી.

**Shade,**(શેડ્ )*n.* [AS. *sceadan*, to cover]1.Comparative obscurity owing to interception or interruption of the rays of light: છાયા;છાંયડો;ઓળો. 2. Darkness; obscurity ( *often in the plural* ): અંધારૂ; અંધકાર;તિમિર. 3. An obscure place; hence, a secluded retreat: એકાંતજગ્યા;ઘટા:

4. A screen;protection;shelter; cover;ઢાંકણ; પડદો;આશ્રય;આશરો; રક્ષણ;છાયા;ઓઠું.5.Shadow(*Poetic*):પડછાયો;ઓળો;પ્રતિચ્છાયા;પ્રતિબિંબ.6. The soul after its separation from the body: a spirit; a ghost: મુએલા માણસનો જીવ; પ્રેત;અપછાયા; આભાસ; છીન; ભૂત. 7. (*Painting,drawing, etc.*)The darker portion of a picture; a less illuminated part:ચિત્રનો ઝાંખો-છાયાવાળોભાગ;છાયા.8.Degree or variation of color:રંગનો મનફેર પાસ-અંશ; છાયા. 9. A minute difference or variation (*as f thought,belief,expression,etc*): મનફેર-તફાવત; છાયા;સૂક્ષ્મભેદ; સ્વરૂપાંતર.*As*,**s** *s.of meaning*: અર્થોનો સૂક્ષ્મભેદ; શબ્દાર્થભેદની સૂક્ષ્મ-આછી છાયા.*The* **s**.s,the Nether World; the supposed abode of souls after leaving the body: પરલોક; અન્યલોક.*vt*.1.To shelter or screen by intercepting the rays of light: ઉપર ઓઠું-ઓળો-પડદો નાંખવો-કo; ઓઠા ઓળામાં મુકવું-રાખવું; પડછાયો-છાંયડો કo.2.To shelter;to protect; to hide:રક્ષણ કo;ઢાંકવું;બચાવવું;છુપાવવું;સંતાડવું.*As,to* **s**.*one's eyes*: કોઈની આંખોનું રક્ષણ કo. 3.To obscure;to dim the brightness of: ઉપર અંધારૂં-ઓઠું-ઓળો પાડવો;ઝાંખું કo-પાડવું;અંધકાર કo;-નો પ્રકાશ ઓછો કo. 4. To paint in obscure colors;to darken : ઘેરા ઝાંખા રંગે રંગવું-ચિતરવું; ઘેરૂં કo. 5.To mark with gradations of light or color: ચઢતા ઉતરતા રંગ પાડવા; ક્રમ-ભાગ પાડવા.6.To present:-નો છાયો-આભો આકૃતિ દર્શાવવી-બતાવવી; બતાવવું;દર્શાવવું.ની છાયા-પ્રતિબિંબ બતાવવું.

**Shadow,**(શૅડો)*n*1.Shade within defined limits;obscurity or deprivation of light:પડછાયો;ઓળો; છાંયો.2.Darkness;obscurity:અંધારૂં-અંધકાર;તિમિર.3. A shaded place; shelter; protection: છાંયડાવાળી જગ્યા;બચાવ:આશ્રય;આશરો; રક્ષણ;છાંયડો; ઓઠું.4.A reflected image (*as in a mirror or in water*):પ્રતિબિંબ; પ્રતિરૂપ; પ્રતિમૂર્ત્તિ;પડછો:પડછાયો;પ્રતિમા.5.An inseparable companion : પરછાયો; હમેશનો સહચર;સાથી;અનુયાયી;પુંછડું.*Sin and her* **s**.*death*:પાપ અને તેનું અનુયાયી મોત. 6. A spirit a ghost;a phanton:પ્રેત;છીન;ભુત;પિશાચ;છાંયો:ઓળો.7.Adumbration: indistinct image: આભાસ; આછી આછી છાયા;ભ્રમ.8.A small degree; a shade: જરીક;લગારેક;સૂક્ષ્મ ભાગ; લેશ.9.An uninvited guest coming with one who is invited : નોતરીયાની સાથે આવનારો ગોલીઓ. **S**. *of death*, darkness or gloom like that caused by the presence or the impending death : આવી પડેલા મોતથી થતો ઉદ્વેગ-ઉદાસી.*vt*.1. To cut off light from;to throw a seadow upon : ઉપર છાંયો-છાંયડો કo.2.To conceal;to hide: છુપાવવું;ઢાંકવું;સંતાડવું. 3.To protect;to shelter from danger:રક્ષણ કo:-નો બચાવ કo.2.To mark with gradations of light or color:to shade: ચઢતો ઉતરતો રંગ કo-પૂરવો;આભાસ આપવો.5.To represent faintly or imperfectly:જણાવવું;આભાસ બતાવવો;અપૂર્ણ દર્શાવવું;-ના રૂપમાં દેખાડવું-આણવું.6.To cloud;to darken;to cast a gloom over:અંધારૂં કo; ઉદાસીન કo. 7.To follow and watch closely:પાછળ જઈને બારીકાઈથી તપાસ કo;-ને પગલે જવું.

**Shadowy,**( શૅડોઇ ) *a*. 1. Full of shade or shadows:છાયાથાય એવું; છાયાવાળું;છાયામય;શિતળ. 2.Dark; obscure:gloomy;dim:ઘેરં;અંધકારવાળું; ઝાંખું;ઝળઝળું;અણુનણ્યું. 3. Not bright by luminous;faintly light: ઝાંખું;મંદ;આછું. 4. Faintly representative; આભાસદર્શક. 5. Unsubstantial; unreal: અવાસ્તવિક;કલ્પિત;ભ્રમ ભરેલું; આભાસમય; છાયાત્મક:છાયારૂપ;અસાર;મિથ્યા.

**Shady**(શૅડિ)*a*.1.Overspread with shade;causing shade: છાયા-છાંયડાવાળું; ઘણી છાયા હોય એવું; છાયા વિશિષ્ટ. 2. Sheltered from the glare of light or sultry heat:તેજ કે ગરમી વગરનું-રહિત-થી રક્ષણ થયેલું; ટાઢું;છાયાવાળું. 3.Of or pertaining to shade or darkness: છાયા અથવા અંધારા સંબંધી-નું-વિષે. 4. Equivocal; dubious or corrupt: શકભરેલું;શકમંદ;દ્વિઅર્થી; શંકાત્મક. *On the* **s** *side of*,on the thither side of:બીજી બાજુએ;કરતાં વધારે.*To keep* **s**.,to stay in concealment: ગુપ્ત-છુપા રહેવું;સંતાઈ-ભરાઈ રહેવું.

**Shaft,**(શૅફ્ટ)*n*. [L.*scapus*,a staff.] 1.(*a*)The slender,smooth stem of an arrow: તીરનું રાડું.(*b*) An arrow:તીર:બાણ. 2. (*a*) The long handle of a spear or similar weapon: ભાલા અથવા બીજા કોઇ શસ્ત્રનો લાંબો હાથો-દાંડો. (*b*) The weapon itself:ભાલા વિગેરે જેવું હાથયાર.3. (*a*)The trunk, stem or stalk of a plant:ઝાડનું થડ.(*b*)The stem of a feather: પીંછાની કરોડ.(*c*) The pole or tongue of a vehicle:ગાડાની ઉધ;ધોરિયો;ધુંસરી;ઝુંસરી.(*d*)A part of candlestick : ઝુમ્મરનો વચલો ભાગ.(*e*)The handle of an instrument(*as a hammer,whip, etc.*):કોઇ હથિયાર-ઓજારનો હાથો;દાંડો;મુઠ.(*f*) A Maypole:છડી.(*g*)The body of a column: કુંભી અને ઓટીની વચ્ચેનો થાંભલો. 4.(*Zool.*)A humming bird:એક જાતનું ગણગણતું પક્ષી. 5. (*Mining*)A well-like excavation in the earth : પૃથ્વીમાં કુવાના જેવું પોલાણ; કુવો. 6. A long passage for the admission or outlet of air:હવા આવવાને માટે લાંબો રસ્તો.

**Shag,**(શૅગ)*n*.[AS.*sceacga*,a bush of hair.]1. Coarse hair or nap: જાડા વાળ;બરછટ વાળ.2.A kind of cloth having a long,coarse nap: લાંબાવાળવાળું લુગડું.3.(*Com.*) A kind of prepared tobacco cut fine:ઝીણી તમાકુ;તમાકુનો વરખ;ચૂરી. *a*.Hairy;shaggy:વાળવાળું;ગુચ્છાદાર.*vt*.To make hairy or shaggy: ગુચ્છાદાર-વાળવાળું કo. Hence, to make rough:ખરબચડું-બરછટ કo.

**Shaggy,** (શૅગિ)*a*. 1. Rough with long hair or wool:બરછટ-જાડા-ગુચ્છાવાળા વાળવાળું.2.Rough; rugged;jaggy:ખરબચડું;બરછટ;રૂક્ષ.

**Shagreen**, (શેગ્રીન )*n*. A kind of leather with a granulated surface:કણક-દાણાદાર ચામડું.*a*.Made of this sort of leather:કણક-દાણાદાર ચામડાનું બનાવેલું.

**Shake,** ( શેક્ ) *vt*. [*imp*. **Shook,** *p.p.***Shaken**.][AS.*scacan*.]1.To cause to move with quick or violent vibrations;to make to tremble or shiver;to agitate:હલાવવું; હલાવી નાંખવું;ધ્રૂજાવવું;ડોલાવવું;કંપાવવું.As,*ascend my chariot that* **s**.*s heaven's basin*:દિગ્પાલને ડોલા-

Speech is the picture of the mind :

વનાર મારા રથમાં બેસ. 2. *Fig.* To move from firmness;to cause to waver:ડગમગાવવું;ડામાડોલ ક૦;ડોલાવવું;ડગડગાવવું;આકુલ ક૦;ની દૃઢતા ડગાવવી. 3. (*Mus.*)To give a tremulous tone to;to trill:અવાજ થરડાવવો. 4. To move or remove by agitating;to rid one's self of:હલાવીને ખસેડવું;ઝાટકી નાંખવું;ખંખેરી નાંખવું-કાઢી નાંખવું;દૂર ક૦;ત્યજવું. *To* **s.** *hands*,to perform the customary act of civility by clasping and moving hands: હાથ મેળવીને સલામ ક૦;સમાધાન થયું એમ દર્શાવવા હાથ મેળવવો. 5. To tremble; to shiver;to totter:હાલવું; ડોલવું; ઝોકા ખાવા;કાંપવું;ડગવું;ડગમગવું;ધ્રુજવું;કંપવું;ધ્રૂજવું;થરથરવું. *n.* 1. A trembling,quaking,or shivering; agitation:કંપારો;ધ્રુજારી;થરથરાટ;કંપ; હાલવું તે;ડગડગાટ;ડગમગ. 2. A fissure or crack in timber,caused by its being dried too suddenly: ઈમારતી લાકડું ઘણીજ જલદીથી સુકાઈ જવાથી તેમાં પડેલો ચીરો-ફાટ. 3. A fissure in rock or earth:ફાટ;ચીરો;ચીરાડો. 4. (*Mus.*)A trill:અવાજ થરડવો તે-નો થરડાટ. *No great* **s.** s,of no great importance:ઘણું અગત્યનું-જરૂરનું નહિ તેવું;નકામું; ક્ષુદ્ર. *The shakes*,the fever & ague: તાવને ધ્રૂજારો;ધ્રુજારી આવે એવો-ટાઢીઓ તાવ.

**Shakings**,(શેકિંગ્સ્)*n.* Deck sweepings:વહાણના તુતક ઉપરનો કચરો-પૂંજો.

**Shaky**, ( શેકિ ) *a.* 1. Shaking or trembling:ધ્રુજતું:કાંપતું. 2. Full of cracks;cracked: ચીરા-ચીરાડા-ફાટોવાળું. *As*,*a* **s.** *timber*:ચીરાડા-ફાટોવાળું ઈમારતી લાકડું. 3. Tottering; unsound:ડગમગતું;ડોલતું;નબળું;અસ્થિર;સખળડખળ;ડામાડોળ સ્થિતિનું.

**Shale**, ( શેલ ) *vt.* To take off the shell of:-નું છોડું-કોચલું કાઢી ઉતારી લેવું. *n.* A shell;a husk:છાલું;છોડું; કાચલું.

**Shall**,(શૅલ )*vi.& auxiliary.*[*imp.* **Should**.][AS.*scal*,I am obliged.]1.To owe;to be under obligation for:-ના આભારી હોવું. 2. To be obliged;must:જોઈએ. 3. As an auxiliary,*shall* indicates a duty or necessity whose obligation is derived from the person speaking. Thus in the second and third persons *shall* expresses, a command, a threat, or a promise: સહાયકારક ક્રિયાપદ તરીકે બીજા અને ત્રીજા પુરૂષમાં'શૅલ'હુકમ-મરજી-આજ્ઞા બતલાવેછે. In the first person *shall* only expresses,the future action:'શૅલ'પહેલા પુરૂષમાં માત્ર ભવિષ્ય બતલાવેછે. In conditional sentences also it expresses simple futurity : સંકેતાર્થી વાક્યોમાં પણ એ ફક્ત ભવિષ્યજ બતાવે છે.

☞ *Shall* and *will* are often confounded by inaccurate speakers and writers. Say : *I* **s.** *be glad to see you.* **S.** *I do this?* **S.** *I help you* ? ( not *Will* I do this ?) See Will.

**Shalloon**, (શૅલૂન) *n.* A thin,loosely woven,twilled worsted stuff: એક જાતનું ઉનનું કાપડ.

**Shallop**, (શૅલૉપ્ ) *n.* (*Naut.*) A boat:મછવો-હોડી.

**Shallow**, (શૅલો) *n.*[ AS. *scylf*, a shelf.]1.Not deep;having little depth;shoal:છબછબીઉં;ઉતળું;છાછરૂં:છાલકું. *As*,**s.** *rivers*:છાછરી નદીઓ. 2 Not deep in tone:ટુંકા સાદવાળું. 3.Not intellectually deep; not profound;ignorant; simple: superficial:ઉપર ચોટિયું;ઉપર ટપકેનું; અલ્પજ્ઞ;છાછરામનનું;છાછરૂં. *n.* 1. A place in a body of water where the water is not deep;a shoal; a flat:છાછરા પાણીની જગ્યા; ભાઠું. *vt.* To make shallow: છાછરૂં ક૦. *vi.* To become shallow:છાછરૂં થવું.

**Shallow-brained**, (શૅલો-બ્રેન્ડ )*a.* Of weak intellect; foolish: જડ બુદ્ધિનું;મોભામ બુદ્ધિનું;મૂર્ખ;જડ;જડસું;બુદ્ધિનું-અક્કલનું બારદાન.

**Shallow-hearted**, ( શૅલો-હાર્ટેડ ) *a.* Incapable of deep feeling:બહુ લાગે નહિ એવું;બેતમા;બેદરકાર.

**Shalt**, ( શૅલ્ટ્ ) *2nd per. sing. of* Shall:'શૅલ'નો બીજો પુરૂષ એકવચન.

**Sham**,(શૅમ્ )*n.* 1.A make-believe; delusion;imposture;humbug:ઠગાઇ;છેતરબાજી;પ્રપંચ;ઢોંગ;વેશ; દંભ; નિમિત્ત;છળ;સોંગ;મિષ;ધતિંગ. 2. A false front,or removable ornamental covering:જુઠું-બાહ્યલું ભૂષણ. *Pillow* **s.**, a coveringto be laid on a pillow:ઉશીકાનું અસ્તર; ગલેફ. *a.* False;counterfeit;pretended; unreal:ખોટું;માણમાણનું;દેખાડવાનું; જુઠું;મિથ્યા;કૃત્રિમ;બનાવટી. *As*, *a* **s.** *fight*:માણમાણની-દેખાડવાનીલડાઈ; ગોલાગત-લડાઇ. *vt.* 1. To trick; to cheat;to deceive:ઠગવું;છેતરવું; પ્રપંચ રચવો-ક૦. 2. To obtrude by fraud or imposition (R.):ઠગાઇને આપવું-દેખાડવું;માથે મારવું. 3.To imitate; to ape; to feign : -ની નકલ ક૦;-ની પેઠે ક૦;-ના ચાળા પાડવા. *To* **s.** *Abram*,or *Abraham*,to feign sickness;to malinger:માંદું-આજારીછે એમ દેખાડવું-જણાવવું;મંદવાડનો ઢોંગ ક૦. *vi.* To make false pretenses;to deceive:ઠગવું;છેતરવું;ઢોંગ ક૦.

**Shamble**,(શૅમ્બલ)*n.*[L.*scamnum*, a bench;stool.]1.( *Mining.* ) A layer of ore:કાચી ધાતુનો થર. 2. *pl.* A place where butcher's meat is sold:ખાટકીવાડો;જે ઠેકાણે માંસ વેચાયછેતે જગ્યા;ખાટકી બજાર. 3. *pl.* A place for slaughtering animals for meat:માંસને માટે જે ઠેકાણે પ્રાણીઓને મારવામાં-વધ કરવામાં આવેછેતે કસાઇખાનું;કતલખાનું. *vi.* To walk awkwardly and unsteadily, as if the knees were weak;to shuffle along:લથડાતા પગે ચાલવું.

**Shambling**, (શૅમ્બ્લિન્ગ્ ) *a.* Characterized by an awkward,irregular pace:લથડતું ને બેઢંગું;વક્ર;વિરૂપ;ચંચળ;ચપળ;વિષમ. *n.* An awkward,irregular gait:લથડતી-બેઢંગી ચાલ.

**Shame**,(શેમ્ )*n.*[AS.*scamu.* ] 1. A painful sensation excited by a consciousness of guilt,or impropriety:લજ્જા;લાજ; શરમ; અરે; સંકોચ. 2. Dishonor; ignominy; contempt:અપકીર્તિ;અપ્રતિષ્ઠા;માનભંગ;કલંક;તિરસ્કાર;ફિટકાર;બેઆબરૂ; અપમાન. 3.The cause or reason of shame;disgrace:એબ-લાજ-શરમની વાત-કારણ;શરમ; લજ્જાકારણ-હેતુ;લજ્જાસ્પદ. 4.The parts which modesty requires to be covered; the private parts:છુપા ભાગ;ગુહ્યાંગ. *For* **s.**,you should be ashamed: તમારે શરમાવું જોઈએ;શરમાઓ;લજવાઓ;નીચું ઘાલો:ભોંય ખોતરો;ફટફટ રે ભૂંડા !;ધિક્કાર છે તને;બળ્યું તારૂં મોં !; બળ્યો તારો અવતાર ! ;ઢાંકણીમાં પાણી લઇને બૂડી મર ! ; ભોંયમાં ખાડો કરીને સમાઈ જા !,રે,ધરણી તને સ્વાહા કેમ કરતી નથી !; શું લાજમણું મોં બતાવે છે ? *To put to* **s.**,to humiliate;to disgarce:શરમાવવું;દેટને પેટ ઘાલવું;ની-

ચું ઘલાવવું.*vt.*1.To make ashamed;to put to shame : શરમાવવું; લજવાવવું;ઓશિયાળું કo;નીચું જોવડાવવું.2.To dishonor;to disgrace: -ની બેઆબરૂ-અપકીર્તિ કo;-નેએબ લગાડવી;કલંકિત કo;અવજ્ઞા કo.3.To moke at;to deride:-ની મશ્કરી-મજાક કo;-ની હાંસી કo. *vi.* To be ashamed; to feel shame:શરમાવું; શરમ-લાજ લાગવી.

**Sham-faced,**( શૅમ્ફેસ્ટ્ ) *a.* Diffident;bashful; modest: શરમાળ; શરમાઉ;લાજાળું; લાજુલાડી; સંકોચશીલ;મર્યાદશીલ.

**Shameful,**(શૅમ્ફુલ્ )*a.*1. Bringing shame or disgrace;disgraceful: શરમભરેલું;લાજ લાગવા જેવું;લાજવા જેવું;નિંદાપ્રદ;લજ્જાવહ.2. Exciting the feeling of the shame in others;indecent: બેશરમ; નિર્લજ; અમર્યાદ;અશિષ્ટ;લજ્જાપ્રદ; અકીર્તિકર; નાગું;બીભત્સ.

**Shameless,**(શૅમ્લેસ્ )*a.* 1. Destitute of shame;wanting modesty:શરમ વિનાનું:અસભ્ય;ધૃષ્ટ;નિર્લજ; બિભત્સ.2.Indecent:બેશરમ; અમર્યાદ;નિર્લજ્જ;નિર્લાજરૂં;ભાંડ;લજ્જાહીન-રહિત;બિભત્સ.

**Shammy,**(શૅમિ) *n.*A soft,pliant leather:એક પ્રકારનું સુંવાળું ચામડું; શામીચામડું.

**Shampoo,**(શૅમ્પુ )*vt.*[Hind.*champna*, to press;to squeeze.]1.To press or knead the whole surface of the body of a person:દીલ ચાંપવું;ચંપી કo-કરાવવી;ગુંદવું;મસળવું;રગડવું;પાલીસ કo.2.To wash thoroughly and rub the head of a person with the fingers:હાથવતે કોઈ માણસને નવડાવીને તેનું માથું ચોળવું-સાફ કo.*n.*The act of shampooing:ચંપી કરાવવી તે;ચંપી.

**Shank,**(શૅન્ગ્ક્ )*n.*[AS. *scanca.*] 1. (*a*)The part of the leg from the knee to the foot;the shin:ઢીંચણથી ઘુંટી લગીનું પગનું હાડકું;નળો.(*b*) The whole leg:પગ.2.That part of an instrument,tool,or other thing,which connects the acting part,by which it is held or moved:કોઈપણ પદાર્થની વચલી દાંડી. 3.(*Founding.*)A large ladle for molten metal,fitted with long bars for handling : ગાળેલી ધાતુ ઝાલવાનો મોટો કડછો. 4. (*Print.*) The body of a type:આખું બીબું. 5.(*Zool.*) A wading bird with long legs:લાંબા પગવાળું એક જાતનું જાનવર.6.*pl.* Flat nosed pliers:ચપટી અણીવાળો ચીમટો.To ride **S.**'*s mare*,to go on foot;to walk:પગે ચાલીને જવું;ચાલવું;પગપાળાજવું;પગના પૈડાં અને ગાંડની ગાડીમાં બેસીને જવું.*vi.*To fall off,as a leaf,flower, or capsule:પાંદડાં,ફુલ વિગેરેની પેઠે ખરી પડવું-નીચે પડવું.

**Shanker,**(શૅન્ગ્કર્ )*n.* (*Med.*) See Chancre:ચાંદી;ટાંકી.

**Shanty,**(શૅન્ટિ)*a.*Jaunty; showy: રંગેલું;ભભકાદાર;દેખાવડું.*n.*A small mean dwelling:નાનું ઝુપડું.*vi.*To inhabit a shanty:ઝુંપડામાં રહેવું-વાસ કરવો.

**Shape,**(શૅપ્ )*vi.*[ *p.p.***Shaped** or **Shapen.**][AS.*scapan*,to shape.] 1.To form;to create;*especially*, to mold or make into a particular form:બનાવવું;ઘડવું;ઉત્પન્ન કરવું;-નો ઘાટ કરવો-આપવો-ઘડવો-બનાવવો;-નો ડોળ-ઘાટ કાઢવો.2.To regulate;to adjust;to direct:ચલાવવું;-ની વ્યવસ્થા-રચના કo; કરવું;વર્તાવવું;-ના અનુરૂપ કo. *To* **s.** *the course of a vessel*:વહાણ ચલાવવું;-ને ગતિ આપવી.3.To image;to conceive;to body forth:કલ્પવું;ધારવું; -નું અનુમાન કo;મનમાં કલ્પના કરવી-ધારવી;-ની ઘટના રચવી;ઉભું કo;પ્રકટવું. 4.To prepare;to plan;to arrange: તૈયાર કરવું;ગોઠવવું;રચવું.*To* **s.***one's self*,to prepare;to make ready: તૈયારી કરવી:તૈયાર કo-થવું.*vi.*To suit; to be adjusted:ચાલવું;લાયક હોવું-થવું;અનુકૂળ થવું-આવવું;વ્યવસ્થા થવી-હોવી;બંધબેસ્તુ થવું;બરાબર આવવું. *n.*1.Make;figure;form;guise:ઘાટ;રૂપ આકાર;આકૃતિ;ડોળ.*As,a* **s.***of the head*:માથાનો ઘાટ.2.A figure; that which has a form; an appearance:આકૃતિ;વસ્તુ;સંસ્કાર;મૂર્તિ. 3.A model;a pattern;a mold:નમુનો.4.Form of embodiment,in words:રૂપ;સ્વરૂપ.5.Dress for disguise;guise:વેશ;વેશનો પોશાક.*To take* **s.**,to assume a definite form: કોઇ અમુક આકાર-ઘાટ લેવો-ધારણ કo.

**Shapeless,**(શૅપ્લેસ્ )*a.* Destitute of shape or regular form; misshapen:કંઇ રૂપ-ઘાટ-ઘટમ ન હોય એવું;બેડોળ;બદશિકલ;કદરૂપું;બેઢબ;વિરૂપ;અપરૂપ;અમૂર્ત;આકાર શૂન્ય-રહિત; નિરાકાર.

**Shapely,**(શૅપ્લિ)*a.*1.Well-formed; comely;symmetrical: ઘાટદાર;ડોળદાર;રૂપાળું; રૂપવાન: સુંદર: અવયવ શુદ્ધ;આકારશુદ્ધ;દેખાવડું; રૂપશુદ્ધ.2. Fit;suitable:લાયક;યોગ્ય.

**Shard,**(શાર્ડ્ )*n.*[AS. *sceard.*]1. A piece or fragment of an earth's vessel:માટીના વાસણનો કકડો;ઠીકરૂં; ઠીકરાનો કકડો.2.(*Zool.*)The hard wing case of a beetle:ભમરીની પાંખ.3. A gap in a fence:છીંડું. 4. A boundary;a division: હદ;સિમા;સીમાડો;મર્યાદા;ભાગ;વિભાગ.

**Share,**(શૅર્ )*n.* [AS *scear.*] 1. A plowshare:હોળનું ચવડું;હળની કોશ; ફળ.2.The part which opens the ground for the reception of the seed, in a machine for sewing seed:બીઆં-બી વાવતી વખતે હળનો જે ભાગ જમીન પોલી કરે છે તે ભાગ;છેડ.*n.* [AS. *sceran*, to shear, cut.] 1. A certain quality;a part;a division;a portion: અમુક જથ્થો;ભાગ; અંશ;લેશ.*A small* **s.***of prudence:* થોડું ડહાપણ.2. An apportioned lot;an allotment;a dividend:પાંતી;હિસ્સો;ભાગ;ફાળો;શેર;વિભાગ;વાંટો;વાંટણી.2.One of a certain number of equal portions into which any property is divided:મિલ્કતના અમુક સરખા ભાગમાંનો એક ભાગ; વાંટો;હિસ્સો. 4. The pubes; the sharebone:ચોરી હાડકું.*To go* **s.s**, to partake; to be equally concerned:માં ભાગ લેવો; -માં એક સરખી લેવા દેવા-નિસ્બત હોવી.**S.** *and* **s.** *alike*, in equal shares : સરખે ભાગે. *vt.* 1. To distribute in portions; to divide: વહેંચી લેવું; -ના ભાગ-વિભાગ કo-પાડવા;-ના હિસ્સા કo. 2. To have a portion of;to take and possess in common:-માં (-નો)ભાગ હોવો;સહ ઉપભોગ કo.3.To cut;to shear;to divide:કાપવું;ભાગ કo-પાડવા.*vi.* To have a part;to receive a portion: -નો ભાગ હોવો-મેળવવો.

**Share-broker,** ( શૅર્-બ્રોકર્ ) *n.* A broker who deals in railway or other shares and securities:રેલવેના અગર બીજા કોઇ પણ શેરોનો દલાલ;શેરદલાલ.

**Share-holder,** (શૅર્-હોલ્ડર્ )*n.*One

Stretch your lay according to your coverlet:

who holds or owns a share or shares in a joint fund or property:ભાગીઓ;ભાગીદાર;હિસ્સેદાર;પાંતિદાર;વિભાગી.

**Shark,** (શાર્ક્ ) *n.* [L.*carcharus*,a kind of dogfish.]1. (*Zool.*) Any one of numerous species of elasmo-branch fishes of the order Plagiostomi:એક જાતની માછલી:શાર્ક.2.A rapacious,artful person;a sharper:ધૂર્ત;ધુતારો;ઠગ;લુચ્ચો;ખળ.3.Trickery;fraud: છળ;કપટ;છેતરપીંડી;છેતરવાની યુક્તિ. *Thrasher* **s.** or *Thresher* **s.**,a large,voracious shark:એક જાતની મોટી,ફાડી ખાનારી માછલી. *Whale* **s.**,a huge harmless sixty or more feet long shark of the Indian ocean: હિંદી મહાસાગરમાં રહેનારી મોટા કદવાળી,નુકસાન ન કરે એવી,સાઠ અથવા વધારે ફુટ લાંબી એક જાતની માછલી.*vt.* To pick, or gather indiscriminately or covertly:ગમેતેમ-આડા અવળું વીણવું.*vi.*To practice fraud or trickery;to swindle:ઠગવું;ધુતવું;મંતરવું.

**Sharp,**(શાર્પ્ )*a.* [ A.S.*scearp.*] 1. Of a nature to cut or pierce easily;not blunt or dull;keen:ઝીણું; બારીક;તેજવાળું;પાણીદાર;ધાર-અણીદાર-વાળું;તિક્ષ્ણ. 2. Terminating in a point or edge;peaked or ridged:અણી-ધારવાળું-દાર:તીક્ષ્ણ.*As*, a **s.***hill*:શિખરવાળી ટેકરી. 3. To the taste or smell,pungent,acid, sour:તમતમાટવાળું;ઝાટકો લાગે એવું; તીવ્ર;ખાટું બદક;લાય બળે એવું;બહુ ખાટું. 4. (*Mus.*) High in pitch;acute:ઉંચું;તીણું;ઉદાત્ત.*As*,**s.***tone*:ઉદાત્તસૂર. 5.Keen;severe;distressing:તીવ્ર;દુઃસહ;સહન ન થઈ શકે તેવું; તીક્ષ્ણ.**S.***pain*:તીવ્ર વેદના.6.Biting; sarcastic;severe;cruel;harsh:કરડું;મર્મભેદક-કઠોર;પરૂષ;કટક;વેધક;તીક્ષ્ણ;હાડોહાડ લાગે એવું;સખ્ત.*As*,*a* **s.** *rebuke* : હાડોહાડ લાગે એવો ઠપકો. 7.Of keen perception;quick to discern or distinguish; sagacious;clever:ઝીણું;સૂક્ષ્મ;તીક્ષ્ણ;બારીક; હોશિયાર; ચતુર; નિપુણ; તર્કબાજ; ચાલાક;ચંચળ;કાગરો.*A* **s.** *eye*:તીક્ષ્ણ આંખ. 8. Eager in pursuit;impatient for gratification: ભુખ્યું; જલદ;કડકડતું;તલપી રહેલું.*As*,**s.** *appetite*:કડકડતી ભુખ. 9. Fierce;ardent;fiery:જુસ્સાદાર;ભારે;જબરું.*In* **s.***contest of battle*:જુસ્સાદાર લડાઇમાં.10. Close and exacting in dealing;shrewd:પક્કું;બારીકબુદ્ધિવાળું;પોંચેલું;કાગરો.*A* **s.***customer*: પોંચેલો ઘરાક. 11. Composed of hard, angular grains;gritty:કાંકરીવાળું;રેતાળ:કઠણઅને અણીદાર.12. Steep;precipitous;abrupt: ઉંચું; ઢોળાવવાળું.13.( *Phonetics.*) Uttered in a whisper,or with the breath alone,without sound;aspirated:મહાપ્રાણી. **S.** *practice*, the getting of an advantage by tricky expedient:પક્કાઈ-ચપર ખંધાઇથી કંઈ લાભ લઈ લેવો તે.*adv.* 1. Piercingly;eagerly;sharply:લાગે એવું;આતુરતાથી;તીક્ષ્ણતાથી. 2. Precisely;exactly:ચોકસ રીતે;ટંકેટંક; બરોબર.*Look* **s.**,attend;be alert: ધ્યાન આપો;ચંચળ થાઓ;જુઓ;ઝડપ કરો;કાન ફફડાવો; ચાલો; ઝટ કરો.*n.*A sharp tool or weapon:અણી-ધારદાર-વાળું હથિયાર-શસ્ત્ર.2.(*Mus.*)A sharp tone or note:ઉદાત્તસૂર.3.A portion of a stream where the water runs rapidly:પાણી ઘણા જોરથી-ઝડપથી વહેતું હોય એવો વહેળાનો ભાગ.4.A sewing needle with a very slender point: ઘણીજ ઝીણી-તીણી અણીવાળી સોય.5.An expert: નિપુણ;ચતુર;કાબેલ;કાગરો;શકરોબાજ. *vt.*1.To sharpen:.ધાર કાઢવી;ઝીણું-બારીક ક૦;બનાવવું. 2. (*Mus.*) To raise above the proper pitch:સૂર ઉંચો ખેંચવો.*vi.*To play tricks in bargaining;to act the sharper: વેપારધંધામાં કોઈ બાજી વાપરવી-છક્કાપંજા રમવા; ઠગવું; છેતરવું; ધુતવું. 2. (*Mus.*) To sing above the proper pitch:સૂર ઉંચો ચઢાવવો-ખેંચવો;કપાળી સૂર કાઢવા.

**Sharp-cut,**(શાર્પ-કટ્ )*a.*Clear-cut; well-defined;clear : સ્પષ્ટ;ખુલ્લું; ચોખ્ખું.

**Sharp-edged,**(શાર્પ્-એજ્ડ્ )*a.*Having a sharp edge; pointed:તેજધાર વાળું;અણિદાર.

**Sharpen,**(શાર્પન્ )*vt.*(*a*)To give a keen edge,or fine point to:તીક્ષ્ણ-બારીક-તીવ્ર ક૦;ધાર ચઢાવવી-કાઢવી તીણું-ઝીણું ક૦. (*b*) To render more quick or acute in perception;to make more ready or ingenious: સતેજ ક૦;લાગે-જણાય તેવું ક૦.(*c*)To make more eager:વધારે પ્રાદસ-ઉત્તેજીત ક૦;સતેજ ક૦;ઉશ્કેરવું. (*d*) To make more pungent or intense: વધારવું; તીક્ષ્ણ-તીવ્ર-કડક-તમતમું ક૦; અસહ્ય ક૦. (*e*) To make biting or severe:હાડોહાડ લાગે એવું-કરડું-સખત કરવું;માર્મિક-મર્મ ભરેલું ક૦. **S.** *each word*:દરેક શબ્દકરડો-હાડોહાડ લાગે એવો કરો. (*f*) To make more shrill or piercing:તીણું ક૦; કાન ફોડીનાંખે એવું તીણું ક૦.(*g*) To make sour:ખાટું ક૦.(*h*) (*Mus.*) To apply a sharp to:રાગ ઉંચે ચઢાવવો. *vi.* To grow or become sharp:તીક્ષ્ણ-ધારદાર થવું.

**Sharper,** ( શાર્પર્ ) *n.* One who cheats in bargains;a swindler: છક્કે-પંજેબાજ;લુચ્ચો;સોદો;ધુતારો;ઠગ;ધૂર્ત;પ્રપંચી:મારવાડી;આરંગાબાદી.

**Sharply,**(શાર્પ્લિ)*adv.*In a sharp manner; keenly; acutely: તીક્ષ્ણ રીતે;તીવ્ર રીતે;બારીકાઇથી.

**Sharpness,**(શાર્પ્નેસ્ )*n.*The quality or condition of being sharp; keenness;acuteness:બારીકાઈ;તીવ્રપણું;તીક્ષ્ણપણું;તીવ્રતા;પાણી;તેજ; ધાર;હોંશીઆરી; ચતુરાઇ; કુશાગ્રમતિ; તીક્ષ્ણતા;કડાકો;તડાકો.

**Sharp-set,**(શાર્પ-સેટ્ )*a.* Eager in appetite or desire of gratification; affected by keen hunger; ravenous:તલપી રહેલું;અતિ આતુર; ખાઉખાઉ કરતું;અતિ ઉત્સુક;ભૂખ્યું ડાંસ;ક્ષુધાતુર.

**Sharp-shooter,**(શાર્પ્-શૂટર્ )*n.*One skilled in shooting at an object with exactness;a good marksman:ધાર્યું નિશાન-ચોટ મારનાર;તિરંદાજ;લક્ષ્યવેધી;સચોટ નિશાનદાર.

**Sharp-sighted,** (શાર્પ્-સાઈટેડ્ ) *a.* Having quick,acute sight:ઝીણી તીક્ષ્ણ દૃષ્ટિ-નજર-બુદ્ધિવાળું; નજરબાજ;તીક્ષ્ણ દૃષ્ટિવાળું;કુશાગ્ર બુદ્ધિનું.

**Sharp-witted,** ( શાર્પ્-વિટેડ્ ) *a.* Having an acute or nicely discerning mind: તેજ અક્કલ-હાજરજવાબીવાળું;હાજરજવાબી;તીક્ષ્ણ બુદ્ધિ-શીઘ્રબુદ્ધિવાળું.

**Shatter,**(શેટર્ )*vt.*[AS.*scateran.*] 1.To break at once into many pieces; to dash, burst, or part violently in fragments:છિન્નભિન્ન કરી નાંખવું;કકડેકકડા કરી નાંખવા;-નાખુર્દા ક૦;એકદમ કચરઘાણ-ચૂરેચૂરા કરી નાંખવા;ભાંગી નાંખવું;વિદારવું. 2. To disorder;to derange; to ren-

સોડ પ્રમાણે સાથરો: પગ જોઇ પાથરણું તાણો.

der unsound:-ની ટાગળી ખસેડવી;ગાંડા-દિવાના ક૦; છિન્નવિચ્છિન્ન ક૦; ધૂળ ધાણી ક૦;-નો નાશ ક૦;સખલડખલ કરી નાખવું.*To be* **s.***d in intellect*: ગાંડા-દિવાના થવું.3. *To* scatter about:આમતેમ પાથરવું-વેરવું.*vi.* To be broken into fragments:ફચર ઘાણ વળવો;ચૂરેચૂરા થઈ જવા-થવા;ના કકડેકકડા થઈ જવા.*n.* A fragment of anything shattered:કકડો; ચુરો;કકડી;ભાગ;ખંડ.

**Shattery,**(શૅટરિ )*a.*Not compact; loose of texture.brittle:હલકા કુમાશનું; સહેજ ભાગી જાય એવું; બરડ.

**Shave,**(શેવ્ )*vt.*[ *p.p.***Shaved** *or* **Shaven.**][L. *scabo,* I save.] 1. To cut or pare off from the surface of a body with a razor or other edged instrument:-ને મુંડવું;-ની હજામત ક૦;-નું વતુ ક૦;-ની દાઢી મુડવી;વાળ ઉતારવા; કેશવપન ક૦; ક્ષૌર ક૦.2. To cut off thin slices; to cut in thin slices:-ની પાતળી ચીપો-ચીરીઓ ઉતારવી-કાઢવી. 3. To make bare or smooth by cutting off closely the surface, or surface covering:છોલવું; સાફ ક૦; તાછવું;મુંડીનાખવું.4.To pass close to,or touch lightly,in passing: -ની પાસે-લગોલગ થઇને જવું;-ને ઘસાઈને જવું.5.To strip;to plunder; to fleece:ઝુંટવી-લુંટી-પડાવી લેવું;-ને ખંખેરવું;-ને ખાલી ક૦:-ને મુંડવું.*To* **s.***a note,* to buy it at a discount greater than the legal rate of interest: રીતસર વટાવ કરતાં વધારે વટાવ કાપીને ઓછે ભાવે લેવું. *vi.* 1. To use a razor:મુંડવું; હજામત-વતુ ક૦.2.To be hard and severe in a bargain; to practice extortion; to cheat: છેતરવું; ધૂતવું;કસીને સોદો ક૦;ઠગવું.*n.*[AS. *sceafa,* a sort of knife.] A thin slice;a shaving: છોલ; કરચ; કાતરી; તાસના કકડા. 2. The operation of cutting:હજામત; વતુ; મુંડન. 3.An exorbitant discount on a note:હુંડીનો હદ ઉપરાંતનો વટાવ.4. A drawing knife;a spokeshave: બે તરફ હાથાવાળું ચપ્પુ. 5. The act of passing very near to:બહુજ ઘસાઈને-પાસે થઈને જવું.

**Shaveling,**(શૅવ્લિન્ગ્ ) *n.* A man shaved;hence,a monk,or other religious man ( *used in contempt*):જેને હજામત કરાવવામાં આવી હોય એવો માણસ; સાધુ અથવા બીજો કોઈ ધર્મિષ્ઠ માણસ; મુંડીઓ;મુંડાયલો; બોડો;બોટકો;સન્યાસી;જતિ;બ્રહ્મચારી.

**Shaver,**(શેવર્ )*n.* One whose occupation is to shave:મુંડનાર; હજામ.2.One who is close in bargains:કસી કસીને સોદો કરનાર;મારવાડી;ઔરંગાબાદી. 3.A pillager; a plunderer:લુંટારો;ધૂતારો.4.A lad; a little fellow:પોટ્ટો;પોરીઓ;ચેલકો.

**Shaving,**(શેવિન્ગ્ )*n.*1.The act of one who,or that which shaves: હજામત ક૦ તે;હજામત;મુંડન;ક્ષૌર. 2. That which is shaved off:છોતરાં; છોડાં;છોલ.

**Shaw,** ( શૉ )*n.* [ AS.*scaga.*] 1.A thicket;a small wood or grove: ઘાડીઝાડી;નાની ઘટા.2.*pl.*The leaves and tops of vegetables ( *as of potatoes,turnips,etc.* ):ભાજીપાલાનાં ઉપરનાં-મથાળાનાં પાંદડાં-ડાંખળાં.

**Shawl,** (શૉલ્ )*n.* A square or oblong cloth of wool,cotton or silk, or other textile or netted fabric: દોશાલો;શાલ. *vi.* To wrap in a shawl:શાલ-દુશાલામાં લપેટવું-વિંટવું.

**She,** (શી) *pron.* [sing.*nom.***She**; *poss.* **Her** *or* **Hers**; *obj.* **Her**; *pl. nom.* **They**;*poss.***Their** *or* **Theirs**;*obj.* **Them.**] [A. S.*seo,* fem.of the definite article. ] 1. This or that female;the woman understood or referred to:તે સ્ત્રી; તેણી. 2. A woman;a female:સ્ત્રી; નારી;બાયડી;ઓરત.

☞ *She* is used in composition with nouns of common gender, for *female,*to denote an animal of the female sex;as,*a she-bear*; *a she-cat.*

**Sheaf,**(શીફ્ )*n.pl.***Sheaves.**[AS. *sceaf.*] 1. A bundle of grain or straw: પુળો; પુળી.2. (*a*)A collection of things bound together: ભારો; ભાથો; ગુચ્છો. (*b*) A bundle of arrows: તીરનો ભારો. *vt. & vi.* To gather and bind in a sheaf: પુળો-ભારો બાંધવો-ક૦.

**Shear,**(શીર્ )*vt.*[*imp.***Sheared** *or* **Shore;***p.p.***Sheared** *or* **Shorn.**] [ AS.*sceran.* ] 1. To cut, clip, or sever anything from with shears or a like instrument:કાતરવું;કાપવું; છાંટવું; ના વાળ-ઉન કાતરી લેવું.2.To cut off,to clip(*something*)from a surface:-ના ઉપરથી કાતરવું.*To* **s.***fleece*:ઘેટાંનું ઉન કાતરી લેવું.3. To reap,as grain:દાણા લણવા-કાપી લેવા;લણણી-કાપણી ક૦.4. *Fig.* To deprive of property;to fleece:લુંટી લેવું;પડાવીલેવું;-ની મિલ્કત લઈ લેવી;ચીરવું;કાતરી લેવું.5.(*Engin.* ) To produce a change of shape in by a shear:-ના આકારમાં છોલીને ફેરફાર ક૦. *n.* 1. A pair of shears:કાતર. 2. A shearing:કાતરણી;છાંટણી;કર્તન;વપન. **S.** *blade,* one of the blades of shears:કાતરનું એક ફળ.*vi.*To deviate:રસ્તો મુકી આડે રસ્તે જવું-ફાટવું;મુલવું;ભમવું.

**Shearer,** ( શીરર )*n.* 1. One who shears:કાતરનાર;હજામ.2.A reaper (*Scot.*):લણનાર;અનાજ કાપી લેનાર.

**Shearing,** (શીરિન્ગ્ )*n.*1. The act or operation of clipping with shears:કાતરવું તે.2.The product of the act: કતરામણ;કતરાણ;કાતરણી;છાંટણી;વર્તન; વપન;છેદન;છાંટકાતરવાથી ઉતરેલું ઉન વિગેરે.3.The act or operation of reaping(*Scot.*): લણવું તે;કાપણી;લણણી. 4.The act or operation of dividing with shears: કાતરવડે કાપવું-ભાગ પાડવા તે.*The* **s.***of metal plates*:ધાતુના પતરાં કાતરવડે કાપવાં તે.5.The process of preparing shear steel: કાતરને માટે પોલાદ બનાવવાની રીત.

**Shears,** (શીર્ઝ્ )*n.pl.*1. A cutting instrument: કાતર;કાતરવાનો સાંચો. 2.(*a*)Anything in the form of shears:કાતરના આકારની ચીજ.(*b*) An apparatus for raising heavy weights:ભારે વજન ઉંચકવાનું યંત્ર. 3.(*Mech.*)The bedpiece of a machine tool: કોઈ યંત્રનો નીચેનો ભાગ;બેસણી.

**Sheath,** (શીથ્ )*n.* [AS.*scæ.*]1. A case for the reception of a sword, hunting knife,or other long and slender instrument:a scabbard: તલવાર, છરી વિગેરેનું ઘર ; મ્યાન; મેણ;ગલેફ;કોશ. 2. Any sheathlike covering, organ or part:મ્યાનના જેવું ઢાંકણ;રક્ષણ-બચાવનું ઢાંકણ; આચ્છાદન;આવેષ્ટન;આધાર. *Having a* **s.**:કોશસ્થ.

**Sheathe,**(શીધ્ )*vt.* 1.To put into a sheath,case or scabbard:મ્યાન ક૦;મ્યાનમાં ઘાલવું.2.To fit or furnish,as with a sheath:ઉપર મ્યા-

State & wealth are gone, but disposition still remains :

ન-ઘર ક૦-જડવું;-નું ઢાંકણ ક૦-બેસારવું.3.To case or cover with something which protects, as thin boards, sheets of metal and the like:મઢવું; જડવું:પતરાં-પાટિયાં જડવાં;અસ્તર નાંખવું-લગાવવું; ઢાંકણ ક૦. 4.To obtund or blunt: બુઠ્ઠું ક૦; જડ ક૦;મંદ ક૦;ધીમું-નરમ પાડવું. *To* **s.** *the sword*,to make peace:સલાહ શાંતિ ક૦;સાથે સમાધાન ક૦;લડાઈબંધ ક૦;દ્વેષભાવ-વૈરભાવ મુકી દેવા.

**Sheathing,** (શીધિન્ગ ) *n.*(*a*) The casing or covering of a ship's bottom and sides: વહાણના તળીઆ તથા બાજુઓપર જડેલાં પતરાં.(*b*) ( *Arch.*) The first covering of boards on the outside wall of a frame house or on a timber roof: પહેલાં જડેલાં પાટિયાં વિ૦;પહેલું ઢાંકણ.

**Sheave,**(શીવ્ )*n.* The wheel of a pulley:ગરેડીમાંનું પૈડું-ચાક. *vt.* To gather and collect in a sheaf:-નો પુળો બાંધવો.Hence,to collect:એકઠું-ભેગું-એકત્ર-એક ક૦.

**She-been,**(શીબીન્ )*n.*A low public house,where spirits & other excisable liquors are illegally and privately sold:જ્યાં ગેર કાયદેસર અને છૂપી રીતે જગાત ભરવાના દારૂઓ વેચાય છે એવી દારૂની દુકાન-પીઠું.

**Shed,**(શેડ્ )*n.* An outbuilding; a hut:ઝુંપડી;છાપરી; ઢાળિયું; પડાળી; ઓસરી;મઢુલી; મઢી; માંડવી; શાલા; માંડવા. *As* **s.***for cattle*: ગોશાળા; કોઢ.*vt.* [*imp.& p.p.* **Shed**.][ L. *scindo*,I cleave,cut.]1.To separate;to divide:જુદું પાડવું;ભાગ પાડવા.2.To emit;to diffuse : બહાર કાઢવું;કાઢવું;-માંથી નીકળવું-પસરવું:નાંખવું;ફેંકવું; પ્રસારવું;-નું ખરી પડી જવું; અશ્રુપાત ક૦.*She* **s.***s tears*: તે આંસુ પાડે છે.3.To let fall;to throw off: પડવા દેવું;ઉતારવું;ખેરવવું. *Fowls* **s.** *their feathers*: મરઘાંનાં પીછાં ખરી પડે છે.4.To cause to flow off without penetrating:અંદર દાખલ થયા-પેઠા વિના વહી જવું;-પરથી ખરી પડવું. 5.To sprinkle; to intersperse: -માં છાંટ હોવી-વિખરાયલા હોવું;-નું મિશ્રણ હોવું.*vi.*1.To fall in drops;to pour:ટપકાં રૂપે પડવું-વહેવું;ટપકવું;ખરવું;-નાં ટપકાં પડવાં.2.To throw off a covering or envelope: પડ-ઢાંકણ ખરી પડવું-નીકળી જવું.*n.*1.A parting;a separation;a division;જુદાઈ;જુદું પડવું તે; વિયોગ; ભિન્નતા. 2. The act of shedding or spilling (*as bloodshed*):પાડવું-વહેવા દેવું તે; સ્રાવ.3.That which parts or divides(*as,in watershed*) જે ભાગ-વિભાગ પાડે છે તે:ભાગ-વિભાગ-પાડનાર.

**Sheen,**(શીન્ )*a.*[AS.*scyne*,splendid. ] Bright; glittering; fair; showy(*R.*) (*except in poetry*): ચળકતું;ઝળકતું;સુંદર;નાજુક;દેખાવડું; સોહામણું; ફુટડું. *vi.*To shine; to glisten ( *Poetic.* ): ચળકવું; પ્રકાશવું;શોભવું; દીપવું. *n.* Brightness; splendor;glitter: ચળકાટ; પ્રકાશ; ભપકો;શોભા;પ્રભા.

**Sheep,**(શીપ્) *n. Sing.& pl.* [AS. *sceap.* ] 1. Any one of several species of ruminants of the genus *Ovis*:ગાડરૂં;ઘેટું;મેંઢું; મેષ.2. A weak,bashful,silly fellow:નબળો:શરમાળ:મૂર્ખ માણસ.3.*pl.Fig.* The people of God(*as being under the government and protection of Christ,the great Shepherd*):મનુષ્ય;માણસ જાત;આદમ જાત. **S.***dog*,a shepherd dog:ભરવાડી કુતરો.**S.***run*,an extensive tract of country where sheep range & graze:ઘેટાઓને ચરવાનું મ્હોટું ચોગાન:ઘેટાઓના વ્હરો. **S.***pox*,a contagious disease of sheep:ઘેટાંઓમાં થતો એક જાતનો ચેપી રોગ.**S.***walk*,a pasture for sheep:ઘેટાં માટે વ્હરો.

**Sheep-biter,** (શીપ્-બાઇટર્ )*n.*One who practises petty thefts: હલકી નાની ચોરી કરનાર;ચોર.

**Sheep-cot-fold,** ( શીપ્કૅાટ્-શીપ્-ફૉલ્ડ્ ) *n.* A small inclosure for sheep;a pen;a fold: મેંઢાં-ઘેટાં રાખવાના વાડો;મેષશાલા.

**Sheep-headed,**(શીપ્-હેડેડ્)Silly; stupid:મૂર્ખ;ઢોંઢો;જડસો.

**Sheepish,**(શીપિશ )*a.*1.Of or pertaining to a sheep:મેંઢા-ઘેટા સંબંધી-નું-વિ૦.2. Like a sheep;bashful;timorous to excess: બકરી જેવું;ગરીબ;શરમાળ; બીકણ:દમ વગરનું; નમ્ર;રાંકડું;લાજણું; લજ્જાશીલ;નિસ્તેજ; નિષ્પ્રાણ;હતવીર્ય; નષ્ટવીર્ય;ગતવીર્ય.

**Sheep's-eye,** ( શીપ્સઆઇ ) *n.* A modest, diffident look;a loving glance:આંખનો ચાળો;નેત્રકટાક્ષ.

**Sheep-walk,** ( શીપ્-વૉક્ ) *n.* A pasture for sheep;a sheep run: ઘેટાંને ચરવાનું જંગલ.

**Sheep-skin,** ( શીપ્સ્કિન્ ) *n.* The skin of a sheep:ઘેટાનું ચામડું. 2. (*College Cant*).A diploma: કૉલેજના પાસ થયેલા વિદ્યાર્થિઓને અપાતી ચર્મ પત્રની સનદ.

**Sheer,**(શીર્ )*a.* [A.S. *scir*; Sans. *charu*,clear.] 1. Bright; clear; pure;unmixed: ચળકતું;સ્વચ્છ;નિર્મળ;ચોખ્ખું;મિશ્રતા વિનાનું.2.Very thin or transparent:ઘણું પાતળું અથવા પારદર્શક;બારીક;ઝીણા પોત-કુમાસનું.3.Obvious;simple; mere: બીલકુલ;ફક્ત;શુદ્ધ;સ્પષ્ટ;ખુલ્લું;ઉઘાડું; તદ્દન;કેવળ;હડહડતું; માત્ર. **S.** *folly*: કેવળ મૂર્ખાઇ. 4.Straight up; perpendicular:ઉભી; ઉભા ઢોળાવવાળી. **S.***precipice*:ઉભા ઢોળાવવાળી ટેકરી. *adv.*Clean;quite;at once:છેક;બીલકુલ; એકદમ. *vt.* To shear:કાતરવું. *vi.*To turn aside; to swerve:કોરે ખસવું;ટાલવું; આઘાપાછા થઇ જવું.*To* **s.***off*,to move away: ખસી જવું;દૂર જતા રહેવું;આડા ફંટાવું-વળી જવું. *To* **s.***up*,to approach obliquely:વાંકી-ત્રાંસી રીતે પહોંચવું;આટકતરા પહોંચવું.*n.*1. A turn or change in a course: ગતિમાંનો ફેર; ગતિ-માર્ગમાં ફેરફાર-વલણ-વાંક.3.*pl.*Shears:કાતર.

**Sheet,** (શીટ્ ) *n.*[AS.*sceat*,a projecting corner.]1. (*a*) A broad piece of cloth:ચાદર;ચોફાળ;શય્યાચ્છાદન;ચલાકો. (*b*) A broad piece of paper:(કાગળના)તાવ;તા.Hence, a letter; a newspaper:કાગળ;પત્ર; વર્તમાનપત્ર;અખબાર. (*c*) A single signature of a book or a pamphlet:પાનું;પત્ર; in. *pl.*The book itself:ચોપડી. (*d*) A plate;a leaf (*of metal.*):પતરૂં;પાનું;વરખ.(*e*)A A broad expanse of water:પાણીનો પહોળો પટ; જલસંઘાત. (*f* ) A sail:સઢ.(*g*)(*Geol.*)An extensive bed of an eruptive rock:બીજી જાતનાં પડો વચ્ચેનો ખડકનો મોટો થરપડ.2.[AS.*sceata.*](*a*)A rope or chain which regulates the angle of adjustment of a sale in relation to the wind:સઢનાં દોરડાં. (*b*) *pl.*The space in the forward or the afterpart of a boat where there are no rowers: હલેસાંવાળા ન હોય તેવો મછવાનો આગલો અગર પાછલો ભાગ.*A* **s** *in the wind*,half drunk:અડધો પીધેલ-ચઢેલો;અર્દ્ધ નિશામાં.*Both* **s.***s in the wind*,very

હાલ જાય, હવાલ જાય, પણ ખંદાના ખેલ ન જાય.

drunk:ઘણોજ પીધેલો-ચઢી ગયેલો;નિશામાં ચકચુર-ઘેંઘટ;ટં;લઠ્ઠુ;ભારોભાર;ગટરમાપતું હોય તેવું. *In* s.s, lying flat or expanded:સપાટ અથવા લંબાયેલો પડેલો;લાંબુ ને લાંબુ;વિસ્તૃત.*vt.* 1. To wrap in,or cover with,a sheet: ચાદરમાં લપેટવું-વિંટાળવું. 2. To expand,as a sheet:ચાદરની માફક પાથરવું;વિસ્તારવું;બિછાવવું.

**Sheet-anchor,** ( શીટ્-ઍન્ગર્ ) *n.* [AS.*sceotan.*]1.(*Naut.*)A large anchor:મોટું લંગર. 2. Anything regarded as a sure support or dependence in danger;the best hope or refuge:છેલ્લો-મુખ્ય આધાર;છેલ્લો આશ્રય;છેવટનો આધાર.

**Sheeting,**(શીટિન્ગ્ ) *n.* 1. Cotton or linen cloth suitable for bed sheets:ચાદર કરવાનું લુગડું;સીટીનનું કપડું 3. A lining of planks or boards ( *rarely of metal* ) for projecting an embankment:બાંધના રક્ષણને માટે પાટિયાં જડવાં તે; પતરાં કે પાટીઆની ફરેકાળ-તાળ. 3. The act or process of forming into sheets,or flat pieces:પતરાં-પાટીયાં કરવાની રીત-ક્રિયા.

**Sheik,** (શીક્ ) *n.* The head of an Arab family, or of a clan or a tribe:શેખ.

**Shekel,**(શેકેલ્ )*n.*[Heb.*shakal*, to weigh.]An ancient weight and coin used by the Jews:એક જાતનું યાહુદી લોકનું વજન-સિક્કો. 2. A jocose term for *money*:વસુ; ધોળીદાસ;જર;મ્હોટો પરમેશ્વર.

**Sheld,**(શેલ્ડ્ )*a.*[O. E. fr. *sheld*, a sheild. ] Variegated ; spotted; speckled;piebald:રંગબેરંગી; કાબરચિત્રું;પંચરંગી;ચિત્રવિચિત્ર.

**Shelf,** (શેલ્ફ્ ) *n. pl.* **Shelves**. 1. (*Arch.*)A flat tablet or ledge of any material set horizontally at a distance from the floor, to hold objects of use or ornament: છાજલી; છાજ; અભરાઇ. 2. A sand bank in the sea , or a rock or ledge of rocks:રેતીના ખડકો-ખરાબા; ભાઠું. 3. (*Mining.* ) A flat, projecting layer of rock:ખડકની સપાટી બહાર નીકળેલું થર. *To lay on the* s.,to lay aside as unnecessary or useless; to dismiss: નકામું અથવા કામ વગરનું ગણીને કોરે મુકવું;ઉંચુ મુકવું;આઘું મુકવું;કાઢી મુકવું; વખારે નાખવું.

**Shell,**(શેલ્ )*n.*[AS.*scell.*]1.(*a*)The covering or outside part of a nut:કાચલી;છોડું;ખપેટી.(*b*)A pod: શિંગ;ફળી.(*c*)The hard covering of an egg:ઇંડાનો કઠણ ઉપલો ભાગ; ઈંડાનું ઉપલું પડ-કોચલું; અંડ-કોશ. (*d*)(*Zool.*)Any mollusk having a covering : શંખલું; શંખ: કવચ; કાચબા જેવાપ્રાણીઓનું આવરણ. (*e*) (*Zool.*) The hard calcareous or chitinous external covering of mollusks:છીપ;શીપ;શંખ;શુક્તિ.2. ( *Mil.* ) A hollow projectile of various shapes: છરાનો ગોળો; ગરભ છાંટ.3. The case which holds the powder,or charge of powder and shot: બંદુકનો દારૂ, છરા વિગેરે ભરવાની પેટી.4.A frame-work:ખોખું;ચોકઠું.5.A coarse kind of coffin: એક હલકી જાતની મુડદાંને લઈ જવાની પેટી.6.An instrument of music (*as,a lyre*):વાજુ;વાજીંત્ર;તંબુરો.7. An engraved copper roller(*used in print works*):એકજાતનું કોતરેલું તાંબાનું રોલર. 8.*pl.* The husks of cocoa seeds: કોકોનાં બીઆં ઉપરનાં છોડાં;છોતરાં;ફોતરાં.9.A light boat (*the frame of which is covered with thin wood or with paper*): હલકી હોડી-મછવો. **S.** *button*, a button made of shell:છીપનું બટન.*Message* s.:સંદેશાનો કાગળ નાંખીને ફેંકેલો ગોળો.**S.***road*,a road of which the surface is made of s.s: શંખલા નાંખીને બનાવેલી સડક-રસ્તા. *vt.*1.To strip or break off the shell of:-ની કાચલી ફોડવી:-ને ફોડવું-ભાગવું;-નાં છોડાં કાઢવાં. 2. To separate the kernels of from the cob,ear,or husk:કણસલાં અથવા છોડાંમાંથી ગર્ભ જૂદો પાડવો: ઉપણવું.3. To bombard: ઉપર છરાવાળા ગોળા મારવા-નાંખવા:પર ગોળાનો મારો ચલાવવો. *To* s.*out*,to distribute freely:છૂટે હાથે વહેંચવું;બહોળે હાથે વાપરવું-વહેંચવું-ઉડાવવું-આપવું.*vi.*To fall off,as,a shell:ખરી પડવું.2.To fall out of the pod:સિંગ વિગમાંથી નીકળી પડવું.3.To be disengaged from the ear or husk:કણસલાં-છોડાં-છાલામાંથી છુટું-વિખુટા પડી જવું.

**Shellac,**(શેલૅક્ )*n.See the note under 2nd* Lac.:લાખના પતરાં;લાખ.

**Shelter,** ( શેલ્ટર્ ) *n.* [A.S. *scild*, shield&*truma*,a band of men ] 1.A protection;a screen:આશ્રય; ઓથ;છાંયો;રક્ષણ;બચાવ;નિવાસસ્થાન; શરણ;છત્ર.2.One who protects;a guardian;a defender: બચાવનાર-કરનાર;રક્ષણ કરનાર;રક્ષક;વાલી.3.The state of being covered and protected;protection;security:આશ્રય;આશરો;રક્ષણ.*vt.*1.To shield; to protect:-નું રક્ષણ-બચાવ કo;બચાવવું;-ને આશ્રય આપવો.2. To screen or cover from notice;to disguise: સંતાડવું;છુપાવવું. 3. To betake to cover, or to a safe place (*used reflexively*):આશ્રય આપવો; સહિસલામત જગ્યામાં મૂકવું;-નો આશ્રય-ઓથ લેવી;-ની ઓથે ભરાવું.*vi.*To take shelter:રક્ષણ-બચાવ થવો;આશ્રય લેવો;ઓથ-આશ્રય-ઓઠું લેવું.

**Shelterless,**(શેલ્ટર્લેસ્ ) *a.* Destitute of shelter or protection:નિરાધાર;નિરાશ્રિત; અશરણ; નિરાલંબ; આશ્રય રહિત.

**Shelve,** (શેલ્વ્ ) *vt.* 1. To furnish with shelves : છાજલી-છાજલીઓ કo;-માં અભરાઇ મુકવી-બેસાડવી-જડવી. 2. To place on a shelf:છાજલી ઉપર મુકવું.Hence,to put aside: કોરે મુકવું; ઉંચું મુકવું; વિસારે-વખારે નાંખવું.*vi.* To incline gradually;to be sloping:ઢળવું-ઢોળાવવાળું હોવું;ઢળવું;નમતું હોવું.

**Shelving,** ( શેલ્વિન્ગ ) *a.* Sloping gradually;inclining:ઢળતું;ઢોળાવવાળું. *n.*1. The act of fitting up shelves: છાજલીઓ બેસાડવી તે. 2. Putting off or aside: કોરે-વિસારે નાંખવું તે.3.Shelves(*collectively*): છાજલીઓ.

**Shelvy,**(શેલ્વિ)*a.* Sloping gradually;shelving:ઢળતું;ઢોળાવવાળું.

**Shend,**(શેન્ડ્ ) *vt.* [ *Imp. & p. p.* **Shent**.]1.To injure, mar,spoil, or harm:દુઃખ-નુકશાન-ઇજા કo;બગાડવું;ખરાબ કo. 2.To blame;to degrade;to put to shame:ઠપકો દેવો; શરમાવવું;શરમિંદું કo;કલંકિત કo;-ને નામોશી લગાડવી; બોળવું.

**Shepherd,**(શેપર્ડ્ )*n.*[ AS. *sceap*, sheep & *hyrde*,a herd;a guardian.]1.A man employed in tending,feeding,and guarding sheep: ભરવાડ;રબારી; મેષપાલ; મેષપાલક.2. The pastor of a church: દેવળનો ધર્મોપદેશક-ગુરૂ. **S.**'s *crook*, a long

staff having the end curved so as to form a large hook:છેડે આંકડાવાળી ભરવાડની ડાંગ.*vt.* To tend as a shepherd:ભરવાડ-રબારીનું કામ કo.

**Shepherdess,** ( શેપર્ડેસ ) *n.* A woman who tends sheep:ભરવાડણ;રબારણ.

**Sherbet,**(શર્બેટ્) *n.* [Ar.*shariba*, to drink.] 1. A refreshing drink: શરબત. 2. A preparation of bicarbonate of soda, tartaric acid, sugar, etc:શરબત બનાવવાનું મિશ્રણ-ભૂકી.

**Sherd,**(શર્ડ્) *n.* A fragment: ઠકડો;ટુકડો;અંશ;ખંડ.

**Sheriff,**(શેરિફ્ )*n.*[AS.*scir*,a shire & *gerefa*, a reeve. ] The chief officer of a shire or county:નાઝર;નાજર;શેરીફ.

**Sherry,**(શેરિ)*n.* A Spanish light colored dry wine:એક જાતનો સ્પેનનો શરદી ન કરે એવો દારૂ.

**Shew,** (શો) *vt* & *i.* See **Show**.*n.* Show:દેખાવ.

**Shide,** (શાઈડ્ )*n.* [ AS. *scide.*] A thin board; a billet of wood; a splinter:પાતળું પાટીયું.

**Shield,** (શીલ્ડ્ )*n.* [ AS. *scyldan*, to protect.] 1. A broad piece of defensive armor carried on the arm : ઢાલ. 2. Defence; shelter; protection: આશ્રય;બચાવ;રક્ષણ. 3. (*Figuratively*) One who protects or defends: બચાવ-રક્ષણ કરનાર;રક્ષક;રક્ષણકર્તા; શરણ;ઓથ; ઢાલ; છત્ર. *Fear not, Abram, I am thy* **S**.:અબ્રામ બ્હીતો નહીં,હું તારો રક્ષણ કર્તાછું. 4.(*Her.*) The escutcheon or field on which are placed the bearings in coats of arms:ઢાલના ઉપર કાઢેલાં ચિન્હો. 5. A framework used to protect workmen in making an adit under ground: ખાણમાં કામ કરનારાઓના રક્ષણ માટે વપરાતું એક ચોકઠું. 6. A spot resembling, or having the form of a shield:ઢાલના આકારનો ડાઘો. 7. A coin:એક જાતનો સિક્કો.*vt.* 1. To cover from danger; to defend: બચાવ-રક્ષણ કo;-ને સંભાળવું. 2. To ward off; to keep off or out:દૂર-આઘે-છેટે રાખવું. 3. To avert, as a misfortune: દુ:ખ અટકાવવું-વટાવવું;નિર્ભય સ્થાનમાં રહેવું.

**Shift,**(શિફ્ટ્ )*vt.*[AS.*sciftan*, to divide.] 1. To divide; to distribute; to apportion:ભાગ પાડવા;વહેંચવું. 2. To change the place of; to move or remove from one place to another:એક જગ્યાએથી બીજીએ લઇ જવું; -ની જગા-સ્થિતિ ફેરવવી-બદલવી; કાઢી નાંખવું;માથેથી ઉતારવું; ખસેડવું;ખાંધ બદલવી. *To* **s**. *the burden from one shoulder to another*:એક ખભા ઉપરથી બીજા ખભા ઉપર બોજો-ભાર ખસેડવો-મુકવો;ખાંધ બદલવી. 3. To alter the bearings of; to turn: ફેરવવું; ખસેડવું; -ની સ્થિતિ ફેરવવી. *To* **s**. *the helm or sails*: સુકાન અથવા સઢ ખસેડવાં. 4. To remove and to put some similar thing in its place; to change:બદલવું;ફેરવવું;એકને બદલે બીજું જરા કંઈ મળતું-ભળતું મુકીદેવું. *To* **s**. *the scenes*:રચના બદલવી; નાટક સ્થળ બદલવું. 5. To change the clothing of(*used reflexively*): -નાં કપડાં બદલાવવાં;કપડાં બદલવાં. 6. To put off or out off the way by some expedient:ઉડાવવું;સમજાવી કાઢવું;કોઈપણ યુક્તિથી કાઢી મુકવું-ખસેડવું. *To* **s**. *off*, to delay; to lay aside:ઢીલ-વાર કરવી;કોરે મુકવું;ખસેડવું;મુલતવી રાખવું;વિલંબ કo. *To* **s**. *the scene*, to change the locality or the surroundings : આગળ પાછળની ચીજો ખસેડવી-કોરે મુકવી;-ની વ્યવસ્થા-રચનામાં ફેરફાર કo-બદલવી.*vi.* 1. To divide; to distribute : ભાગ પાડવા;વહેંચવું. 2. To make a change or changes ; to change position; to move; to veer; to substitute one thing for another : ફેરફાર કરવો;સ્થિતિ ફેરવવી; સ્થાન-સ્થળ-દિશા-રૂખ બદલવી-ફેરવવી; લુગડાં બદલવાં. 3. To contrive; to manage : યુક્તિ કરવી-રચવી;માથાકુટ કરી રસ્તો કાઢવો;પુરૂં કo;ફોડી લેવું;સંભાળી લેવું;ચલાવી લેવું;નિર્વાહ કo; કાળ ગુજારો કo;ગુજરાન ચલાવી લેવું. 4. To practise indirect or evasive methods: ઉડાવવું; છક્કાપંજા રમવા. 5. (*Naut.*) To slip to one side of a ship: વહાણની એક બાજુએ નમવું; ખસવું; ખસીને બીજે ઠેકાણે જવું.*n.* 1 (*a*) Change; substitution:ફેરફાર; ફેર;સ્થળાંતર;સ્થિત્યંતર. (b) An expedient tried in difficulty:ઉપાય;યુક્તિ;તોડ;હિકમત; રસ્તો; સાધન; પ્રયોગ.(*c*) An evasion; a trick; a fraud:દગો;કપટ;દાવ;છળ;ભેદ;પ્રપંચ; કુભાંડ. 2. A woman's under-garment; a chemise:બાયડીનું માંહે પહેરવાનું બદન-કુરતુ. 3. The change of one set of workmen for another:કામ કરનાર માણસોની બદલી; ખેપ; ધાણ. *To make* **s**., to contrive or manage, in an exigency:ભીડ-અણી-સંકટ વખતે યુક્તિ કo; ચલાવી લેવું; રસ્તો-યુક્તિ કાઢવી.

**Shifting,** (શિફ્ટિંગ્ ) *a.* Varying; variable; fickle: ડામાડોળ; ઢંગધડા વગરનું;ઘડીકમાં આમ અને ઘડીકમાં તેમ ફરે એવું;ચલિત.

**Shiftless,**( શિફ્ટ્લેસ )*a.* Destitute of expedients, or not using successful expedients:જેને તોડ-યુક્તિ ન સુઝે તેવું; પોતાનું પુરૂં કરતાં ન આવડ્યું હોય એવું;યુક્તિ શૂન્ય;ઉપાય રહિત;આળસુ;પ્રમાદી;કરકસર વગરનું.

**Shifty,**(શિફ્ટિ )*a.* Full of, or ready with, shifts; fertile in expedients or contrivances:તરત યુક્તિ-તોડ કાઢે એવું;સમયસૂચકતાવાળું;યુક્તિ બાજ; સમયસૂચક.

**Shillelah,**(શિલ્લેલે) *n.* An oaken sapling or cudgel; any cudgel; ઓકની લાકડી;ડંગોરો;બુધું;દંડો.

**Shilling,** (શિલિન્ગ્ ) *n.* [AS. *scilling*] 1. A silver coin of Great Britain and its dependencies, equal to twelve pence, or the twentieth part of a pound:આઠ આનાની કિંમતનું અંગ્રેજી નાણું;શિલીંગ. 2. In the united States, a denomination of money, differing in value in different States:યુનાઈટેડ સ્ટેટસનાં જૂદાંજૂદાં સંસ્થાનોમાં જૂદીજૂદી કિંમતનું નાણું. 3. The Spanish real, of the value of one eighth of a dollar, or 12½ cents:એક ડોલરના આઠમા ભાગનું સ્પેનનું નાણું.

**Shilly-Shally,**( શિલી-શૅલી )*vi.* To hesitate; to act in an irresolute manner:આનાકાની કo;ઢચુપચુ હોવું-થવું;-માં દગદગો રહેવો. *n.* Irresolution; hesitation:અનિશ્ચય; ઢચુપચુ; ડગમગ;કરૂં ન કરૂં *adv.* 1. In an irresolute, or hesitating manner: ડામાડોલ-અદૃઢસ્થિતિમાં-રીતે.

**Shimmer,**(શિમર્ ) *vi.*[AS.*scima*, a light. ] To shine faintly; to gleam; to glimmer:આછું ચળકવું;ઝાંખું અજવાળું-પ્રકાશ પડવો.*n.* A faint tremulous light; a gleaming; a glimmer:આછું-ઝાંખું અજવાળું-પ્રકાશ.

થોડું બોલે ને થાંભલો ફોરે; મોળું દહીં દાંત પાડે.

**Shin,**(શિન )*n.*[AS. *scina.*] 1.The front part of the leg below the knee;the front edge of the shin bone;the shank:પગની નળી-નળો. *vi.*1.To climb a mast,tree,rope, or the like:સઢ,ઝાડ,દોરડા અથવા એવા કોઇ પદાર્થપર ચઢવું. 2. To run about borrowing money hastily and temporarily:થોડીવાર માટે કોઇના નાણાં ઉછીના લેતાં ફરવું.*vt.*To climb (*a pole,etc.*)by shinning up:થાંભલા ઉપર ચઢવું.

**Shine,** (શાઇન ) *vi.* [*Imp.& p. p.* **Shone**.][AS.*scinan.*]1.To emit rays of light; to give light:પ્રકાશવું;ચળકવું;ઝળકવું;પ્રકાશમાન હોવું;ઉજેશ નાંખવો;પ્રકાશ પાડવો. *As, the moon* **s.***s by night*:ચંદ્ર રાત્રે પ્રકાશે છે. 2. To gleam;to be glossy: ચકચકવું;ઝળકવું;તકતકવું; ઝળઝળવું;લખલખવું;ઝાક મારવી. *As, to* **s.***like polished silver*:ઓપેલા રૂપાની પેઠે ચળકવું. 3. To be effulgent in splendor or beauty:ભભકા અથવા ખુબસુરતીમાં અતિશય તેજસ્વી હોવું;વિરાજવું;રાજવું. 4. To be eminent, conspicuous, or distinguished: દીપી આવવું-ઉઠવું;નામ કાઢવું;શોભવું; દીપવું;પ્રસિદ્ધ-પ્રખ્યાત થવું;આગળ પડવું.*To* **s** *in conversation*:વાતચિતમાં દીપી ઉઠવું.*To make,or cause the face to* **s.***upon*,to be propitious;to be gracious to:-ના ઉપર દયાળુ-માયાળુ-રહેમ નજરવાળા હોવું-મહેરબાની હોવી:-પર અનુગ્રહ કo;-પર રહેમ નજર-દયાભાવ રાખવો.*vt.* 1.To cause to shine:પ્રકાશે-ચળકે એવું કo. ચળકાવવું;પ્રકાશ પાડવો.2.To make bright;to cause to shine by reflected light:પ્રકાશિત-ચકચકિત કo. *n.*1.Brightness;luster;gloss;polish: ચળકાટ;પ્રકાશ;તેજ;ઓપ;પ્રભા; દ્યુતિ. 2. Sunshine;fair weather: તડકો;તાપ;સુરજનો પ્રકાશ. 3.A fancy;a liking for a person : ભાવ; પ્યાર;મોહ;ગમત;પ્રીતિ.4.Caper;antic;row:છલંગ;કુદકો;ચાળા;હાર. *To cut up* **s.***s*,to play pranks:ચાળા-છંદ-ઢોંગ કo. *a.* Shining: પ્રકાશતું; તેજસ્વી;પ્રકાશિત;તેજોમય;પ્રકાશમાન; ચકળતું;દીપતું;ઓપતું.

**Shingle,**(શિન્ગ્ગુલ્ )*n.*1.A piece of wood sawed or rived thin and small:પાતળું ટુંકું પાટીયું;ફાચર.2. A sign for an office or a shop: આફીસ અથવા દુકાનની નિશાની;નામનુંપાટીયું. 3.Round water-worn and loose gravel and pebbles: મરડીયા;કાંકરા;શિલાખંડ. *vt.* 1. To cover with shingles:-ના ઉપર પાતળાં ટુંકાં પાટીયાં જડવાં.2. To cut, as hair,so that the ends are evenly exposed all over the head:સરખું-એકું કાપવું-કાતરવું.

**Shingles,** (શિન્ગ્લ્ઝ )*n.*[L.*cingulum*,a girdle.](*Med.*) A kind of herpes which spreads half way around the body,like a girdle: અંગપર ફુટી નીકળે એવો રોગ;વિસ્ફોટક.

**Shining,**(શાઇનિન્ગ્ )*a.*1.Emitting light;radiant:ચળકતું;પ્રકાશ-તેજ મારતું;તેજસ્વિ;તેજોમય; કાંતિયુક્ત; ભ્રાજમાન;દેદીપ્યમાન;ઉજ્જ્વલિત.2.Splendid;illustrious;brilliant;conspicuous: પ્રખ્યાત;નામિચું;દીપી આવવું-ઉઠતું;તેજસ્વી;શાલી (as,પુણ્યશાલી; ભાગ્યશાલી. )3. Having the surface smooth and polished (*said of leaves,etc.*):લીસી અને પ્રકાશિત સપાટીવાળું.*n.*Emission or reflection of light:પ્રકાશ-તેજનું પ્રતિબિંબ;પ્રકાશ.

**Shiny,** ( શાઈનિ )*a.*Bright;luminous;clear;unclouded: ચળકાટવાળું;ઝળકતું;સ્વચ્છ;વાદળાં વિનાનું-રહિત.

**Ship,**(શિપ્ ) (AS.*scipe.*] A suffix denoting *state, office, dignity, profession* or *art*:એક પ્રત્યય છે;પણ;પણું.As, ownership:ધણીપણું.

**Ship,** (શિપ્ ) *n.* [AS.*scip.*] 1.Any large sea-going vessel:વહાણ;ગ્રાબ;નૌકા;ખારકસ.2.A dish or utensil (*originally fashioned like the hull of a ship*)used to hold incense:લોબાન-ધુપ કરવાની એક જાતની થાળી-વાસણ;ધૂપદાન.*A* **s.***of the line*.See under line.*To take* **s.**, to embark in a ship or other vessel:કોઈ વાહાણ-મછવામાં બેસીને સફર કo;વહાણે ચઢવું.*vt.* 1. To put on board of a ship;to send by water:વહાણમાં મોકલવું-મોકલી દેવું-ચઢાવવું.2.To commit to any conveyance for transportation to a distance:કોઇપણ રીતે મોકલવું:માલ મોકલી આપવો-ચઢાવવો.3.Hence,to send away;to get rid of:મોકલવું; મોકલી દેવું;પાપ કાઢવું-પતાવવું;વિદાય કo. 4. To engage or secure for service on board of a ship:વહાણમાં નોકરી કરવાને રાખી લેવું. 5. To receive on board ship:વહાણપર લેવું.6.To put in its place:તેની જગ્યાએ મૂકવું-બેસાડવું.*To* **s.***the rudder*: સુકાનને તેની બરોબર જગ્યાએ બેસાડવું. *vi.* 1. To engage or to serve on board of a vessel:વહાણમાં નોકરી કરવાને બંધાવું. 2. To embark on a ship:વહાણમાં બેસીને જવું;વહાણે ચઢવું.

**Ship-board,**(શિપ્-બોર્ડ્ )*n.*A ship's side:વહાણની બાજુ.Hence,by extension,a ship:વહાણ.

**Ship-boy,**(શિપ્-બોઇ)*n.*A boy who serves in a ship : વહાણમાં નોકર રહેલો પોર્યો-છોકરો-ચેલકો.

**Ship-builder,** (શિપ્બિલ્ડર ) *n.* A naval architect; a shipwright: વહાણ બનાવનાર;કારીગર.

**Ship-chandler,** (શિપ્-ચૅન્ડલર્ ) *n.* One who deals in cordage, canvas, and other furniture of vessels: દોર,કંતાન વિગેરે વહાણનો સામાન વેચનાર-વાળો.

**Ship-master,**(શિપ્-માસ્ટર્ )*n.*The captain,master, or commander of a ship:વહાણનો કપ્તાન અથવા નાખુદા;ટંડેલ;નૌકાધિપતિ;નૌકાધ્યક્ષ.

**Ship-mate,**(શિપ્-મેટ્ )*n.*One who serves on board of the same ship with another:a fellow sailor : એકજ વહાણમાં જોડે નોકરી કરનાર-ખલાસી.

**Shipment,**(શિપ્મેન્ટ્ )*n.*1.The act or process of shipping:વહાણમાં માલ ચઢાવવો-મોકલવો તે. 2. That which is shipped:વહાણમાં ચઢાવેલો-મોકલેલો માલ.

**Shipper,**(શિપર્ )*n.*One who sends goods by water:વહાણમાં માલ ભરનાર-ચઢાવનાર-મોકલનાર.

**Shipping,**(શિપિન્ગ્ )*a.*1.Relating to ships,their ownership or employment:વહાણ,તેમની માલીકી અથવા રોકવા સંબંધી-નું-વિષે.2.Relating to the forwarding of goods: માલ મોકલવા-ચઢાવવા સંબંધી-નું.*n.* 1.The act of one who, or that which ships:માલ ભરવો-મોકલવો તે. 2.The collective body of ships in one place:એક જગાનાં બધાં વહાણ;નૌકા સમસ્ત. 3. Navigation: નાવિક વિદ્યા. *To take* **s.**, to embark:વહાણવાટે સફરે નીકળવું-જવું.

**Ship-shape,**(શિપ્ શેપ્ ) *a.* Trim;

Strike the iron while it is hot :

tidy;orderly:વ્યવસ્થિત;રીતસર.*adv.* In a ship-shape or seamanlike manner:બરાબર;રીતસર;જોઇએ તેવી રીતે;ઠીક કરીને.

**Ship-wreck,**(શિપ્-રેક્ )*n.* **1.** The breaking in pieces of a ship by the violence of the winds and waves:પવન અને મોજાના જુસ્સાથી વહાણના ભાગીને કકડેકકડા થઇ જવા તે;નૌકાભંગ;નૌકાનાશ;વહાણ ભાગવું તે.**2.**Wreckage:ભાગેલું વહાણ. **3.** *Fig.*Destruction;ruin:સત્યાનાશ;વિધ્વંશ;ઉચ્છેદ;પ્રણાશ;પાયમાલી;પુરેપુરો નાશ. *vt.***1.** To destroy, as a ship at sea: વહાણ ભાગવું-નો નાશ થવો. **2.** To cause to experience shipwreak: વહાણ ભાગવાથી શું શું દુ:ખ આવી પડેછે તેનો અનુભવ ખલાસીઓને આપવો.Hence,to cause to suffer some disaster or loss:આફત-ખોટમાં લાવી નાખવું.

**Ship-wright,**(શિપ્રાઈટ્ ) *n.* One whose occupation is to construct ships;a builder of ships or other vessels: વહાણ બનાવનાર-બાંધનાર-કરનાર;નૌકાકાર.

**Ship-yard,**(શિપ્યાર્ડ્ )*n.* A yard, place,or inclosure where ships are built or repaired:વહાણ બાંધવાની-દુરસ્ત કરવાની જગા-વાડો;ગોદી.

**Shire,**(શાઇર્ )*n.*[AS. *scir*,a division.]**1.**A portion of Great Britain originally under the supervision of an Earl:'અર્લ'નાહાથ નિચેનો-તાબાનો ગ્રેટબ્રિટનનો ભાગ.**2.** A division of a state, embracing several contiguous townships;a county:પ્રાંત;જીલ્લો;મહાલ;પ્રગણું;તાલુકો.**S.***town*,the capital town of a county:પ્રગણા-તાલુકાની રાજધાનીનું ગામ;મુખ્ય શહેર.**S.***wick*, a county;a shire: પ્રગણું; તાલુકો; મહાલ;પ્રાંત;જીલ્લો.

**Shirk,**(શર્ક્ )*vt.* **1.** To procure by petty fraud and trickery;to obtain by mean solicitation:કાવતરા-કપટ-છળ-ભેદથી મેળવવું-સંપાદન-પ્રાપ્ત ક૰.**2.**To avoid;to neglect; to escape:-માંથી છટકી-નીકળી જવું; ભૂલી જવું:-માથેથી કાઢી નાંખવું. *vi.***1.** To live by shifts and fraud:કાવતરાં-કપટ-છળ કરીને રહેવું-જીવવું-ગુજરાન ચલાવવું.**2.**To avoid the performance of duty,as by running away:નાશી જઇને ફરજ નહિ બજાવવી; કામ ચોરવું;-માંથી છટકી જવું.*n.*One who lives by shifts and tricks; one who avoids the performance of duty or labor;છળ કપટ-કાવતરાં કરીને રહેનાર-ગુજરો કરનાર; કામ ચોરાવનાર.

**Shirt,**(શર્ટ્ )*n.* A loose under-garment for the upper part of the body:ખમીસ;બદન;બંડી.*vt.*&*vi.*To cover or clothe with a shirt:ખમીસ-બદન-બંડી પહેરાવવી-પહેરવી.

**Shive,**(શાઇવ્ )*n.***1.** A slice: કકડો; ટુકડો *As*,*a* **s.** *of bread*: રોટલીનો કકડો-ટુકડો. **2.** A thin piece or fragment:પાતળો ટુકડો-કકડો.**3.**A thin,flat cork used for stopping a wide-mouthed bottle: પહોળા ગ્હોંડાના સીસાને બંધ કરવાનો પાતળો સપાટ બુચ.

**Shiver,**(શિવર્ ) *n.* **1.** One of the small pieces,or splinters (*into which a brittle thing is broken by sudden violence*):ચુરો; કટકો; કકડો;ખંડ.**2.**A thin slice;a shive: પાતળો કટકો.**3.**(*Geol.*) A variety of blue slate:એક જાતનો વાદળી-ભુરો પથ્થર.**4.**(*Naut.*) A sheave or small wheel in a pulley: ઘરેડીમાંનું ન્હાનું પૈડું. **5.**A small wedge: નહાની ફાચર.**6.**A spindle:તરાક;ત્રાક.*vt.*To shatter;to dash to pieces by a blow:ભાગીને કકડેકકડા-ચુરેચૂરા કરીનાંખવા;ટુકડેટુકડા-સહસ્ત્ર કકડા કરી નાંખવા.*vi.* To be shattered: ભાગીને ચુરેચુરા-કકડેકકડા થઇ જવા; -નો કચરઘાણ વળી જવો.

**Shiver,**(શિવર્ )*vi.*To tremble; to vibrate;to quiver:ધ્રુજવું;કાંપવું;કંપવું;થરથરવું;ધ્રુણવું. *vt.* (*Naut.*) To cause to shake or tremble,as a sail, by steering close to the wind:હલાવવું;ધ્રુણાવવું;ફગફગાવવું.*n.* The act of shivering or trembling:ધ્રુજાવવું-કંપાવવું તે;ધ્રુજ; કંપ; ધ્રુજારો;થરથરાટ;ગાત્રકંપ.

**Shivering,**(શિવરિંગ )*n.*Trembling;vibration:ધ્રુજારો;કંપારો;કંપ; થરથરાટ;ધ્રુજરી.*a.* Trembling; vibrating:ધ્રુજતું;કાંપતું;કંપમાન.

**Shivery,**(શિવરિ)*a.***1.** Tremulous; shivering:ધ્રુજતું;કાંપતું;કંપમાન:કંપતું.**2.**Easily broken; brittle:સહેજમાં ભાગી જાય એવું;બરડ.

**Shoal,**(શોલ્ )*n.*[AS.*scolu*, a company.]Crowd;a throng:ઝુંડ;ટોળું; સમૂહ.*vi.*To assemble in a multitude;to throng:ટોળાબંધ થવું-માં એકઠા થવું.*a.*Having little depth; shallow:છાછરા પાણીવાળું;છાછરૂં.*n.* **1.**A place where the water (*of a sea,lake,river,pond, etc.,*) is shallow;a shallow: છાછરા પાણીવાળી જગા;ભાઠું.**2.** A sand bank: રેતીની ખડક.*vi.* To become shallow:છાછરૂં થવું.*vt.*To cause to become more shallow:હોય તેથી વધારે છાછરૂં ક૰.

**Shock,**(શૉક્ )*n.***1.**A pile or assemblage of sheaves of grain; a stook:એકઠી કરીને ઉભી રાખેલી ઝુડીઓ;ગંજ;ગંજી.**2.**(*Com.*)A lot consisting of sixty pieces:સાઠ કકડાનો સમૂહ-જથ્થો.*vt.*To stook: એકઠું કરીને ઝુડીબંધ ઉભુ કરવું. *vi.* To be occupied with making shocks: સાઠસાઠના જથા ક૰.*n.***1.**A concussion;a sudden violent impulse or onset:ધક્કો;આંચકો;હડસેલો.**2.**A sudden agitation of the mind or feelings: આવેશ; ધક્કો.*A* **s.** *of joy*:હર્ષાવેશ.**3.**(*Med.*)The sudden convulsion or contraction of the vital forces of the entire body: વિક્ષોભ;સંક્ષોભ.**4.**(*Elec.*)The sudden contraction of the muscles, with the feeling of a concussion:સ્નાયુઓનું ઓચીંતું દબાણ. *vt.* **1.** To give a shock to;to cause to shake or waver: આંચકો-ધક્કો-હડસેલો મારવો.**2.** To strike with surprise,terror, horror, or disgust:અચંબો-ભય-બ્હીક-કંટાળો પમાડવો-ઉપજાવવો;ત્રાસ દેવો-આપવો;નાખુશી ઉપજાવવી.*vi.* To meet with a shock:ધક્કો-આંચકો-હડસેલો લાગવો.*n.***1.**(*Zool.*) A dog with long hair or shag: લાંબા વાળ-ગુચ્છાવાળો કુતરો.**2.**A thick mass of bushy hair : ગુચ્છાવાળા વાળનો ધાડો જથો.*a.*Bushy;shaggy:ગુચ્છાવાળું. *As*,**s.***hair*:ગુચ્છાદાર વાળ.

**Shocking,**(શૉકિંગ )*a.*Causing to recoil with horror or disgust ; extremely offensive or disgusting:કંટાળો-નાખુશી ઉપજાવે એવું;અઘોર;ત્રાસદાયક;ઘોર;ઉદ્વેગકર.

**Shod,**(શૉડ )*Imp.*& *p.pi.*of **Shoe:** જોડા પેહેરેલા-પહેર્યા;નાળજડ્યું-જડેલું.

**Shoe,**(શૂ )*n.*[L.*cutis*,a skin.]**1.** A covering for the human foot,usu-

દાવ આવે ત્યારે સોગટી મારીએ.

ally made of leather, having a thick and somewhat stiff sole & a lighter top:પગરખું;જોડો;ઉપાન;જુતિ;ખાસડું.2.Anything resembling a shoe in form,position,or use:આકાર,સ્થિતિ કે ઉપયોગમાં જોડાના આકારની ચીજ-પદાર્થ.3.A plate or rim of iron nailed to the hoof of an animal(*to defend it from injury*):નાળ.*Wooden* **s.**:પાદુકા; પાવડી.**S.***flower*:જાસ્વંદ;જાસુદી;જાસુદીનું ફુલ.*vt.*[*Imp.&p.p.***Shod.**]1. To furnish with a shoe or shoes; to put a shoe or shoes on:નાળ જડવો-ઠોકવો;જડવું.2. To protect or ornament with something which serves the purpose of a shoe;to tip:-ની ટોચપર કંઈ મૂકવું-જડવું.

**Shoe-black,**(શૂ-બ્લૅક્)*n.*One who polishes shoes:જોડાને બ્લાકિંગ લગાડનાર;જોડાને ઘસીને સાફ કરનાર.

**Shoe-horn,**(શૂ-હૉર્ન્)*n.* A curved piece of polished horn used to facilitate the entrance of the foot into the shoe:પગ ઝટ દઇને જોડામાં આવે તેટલા માટે વપરાતું વાંકું લીસું શીંગડું.2.(*Fig.*)A medium:સાધન; દ્વાર.(*b*). An inducement:લાલચ.

**Shoe-maker,** (શૂમેકર્) *n.* 1. One whose occupation it is to make shoes and boots: જોડા-બુટ બનાવનાર;મોચી.2.(*Zool.*) The thread-fish:એક જાતની માછલી.

**Shook,** ( શુક્ ) *Pret,* of **Shake**: [હલાવ્યું.

**Shoot,**(શૂટ્)*vt.*[*Imp.&p.p.***Shot**:] [AS. *sceotan.*] 1. To let fly, or cause to be driven, with force (*as an arrow or a bullet*):છોડવું;મારવું;ફેંકવું;જવા દેવું. 2. To discharge,causing a missile to be driven forth:નાખવું;ગોળી છોડવી;અસ્ત્ર ફેંકવું.3.To hit with a missile; often, to kill or wound with a firearm:અગ્ન્યસ્ત્રથી મારી નાંખવું અથવા ઘાયલ-જખમી કo ; તીર-ગોળીથી મારવું.4.To hurl;to discharge;to emit:ઢાલવવું;ઝડપથી ઢાલવવું;નાખવું; આગળ ફેંકવું-નાંખવું. 5.To project; to protrude:-માંથી ફુટવું-નીકળવું;નો-ફણગો-પીલો ફુટવો.*A plant* **s.***s out a bud* ; છોડવામાંથી કળી ફુટે છે. 6. (*Carp.*)To plane straight;to fit by planing:સાફ સીધું કo;તદ્દન સપાટ બનાવવું. 7. To pass rapidly through, over or under: -માંથી સરર નીકળી જવું;તીરની માફક સપાટામાં જવું-વહેવું.8.To color in spots or patches: થીંગડાં થીંગડાંવાળું કo; ચિત્રવિચિત્ર-રંગબેરંગી કo. *To be* **s.** *of*,to be discharged,cleared or rid of:દુર-વેગળું કo;-ને કાઢી મૂકવું-નો કાંટો કાઢવો; પાપ કાઢવું-પતાવવું. *vi.* 1.To cause an engine or weapon to discharge a missile:ફોડવું;મારવું;ફેંકવું;છોડવું.*He* **s.***s better than he rides*:તે ઘોડા ઉપર બેસવા કરતાં બંદુક ફોડવાનું સારી રીતે જાણે છે. 2. To discharge a missile:ફુટવું;-નો બાર થવો.*The gun* **s.***s well*: બંદુકનો સારો બારથાય છે-તે સારી રીતે ફુટે છે.3.To be shot or propelled forcibly:-માંથી તીરના વેગથી-ઝડપથી જવું: અતિ વેગથી જવું-દોડવું;ખરવું *A shooting* star:અતિ વેગથી જતો તારો.4.To dart with a piercing sensation: સણકો-આંકડી-સુળ-ચસકો આવવો;ઝાટકો વાગવો:-ના મર્મ ભેદવા.*Shooting* pains:સણકો-ચસકો આવે એવું દરદ; સુળ. 5. To feel a quick,darting pain;to throb in pain:ઘણું કઠણ-વસમું દરદ ખમવું-થવું-નો ઝાટકો વાગવો. 6.To germinate;to bud;to sprout: ફુટવું;ફુટી-ઉગી નીકળવું:-નો ફણગો ફુટવો;-ના અંકુર-પલ્લવ-પ્રરોહ ફુટવાં;કળી -પીલો ફૂટવો.7.To grow;to advance: આગળ વધવું-ચાલવું;મ્હોટું થવું;વધવું. 8.To solidify:નક્કર-કઠણ થવું; જામી-જવું.9. To jut; to project; to extend:આગળ નીકળી-ધસી આવવું-પટવું-વધવું.10.(*Naut.*) To move ahead by force of momentum : આંચકો-ધક્કો વાગવાથી આગળ ચાલવું-ધકેલાવું. *To* **s.** *ahead,* to pass or move quickly forward; to outstrip others:-થી બહાર-આગળ નીકળવું.*n.*1. The act of shooting;a shot:છોડવું-મારવું તે;બાર; ગોળી મારવી તે.2. A young branch or growth:પ્રરોહ;અંકુર;પલ્લવ;નવ પલ્લવ;ન્હાનો ફણગો-શાણગો-પીલો.3.A rush of water;a rapid:જલદી-ઝડપથી વહેતું પાણી -પાણીનો ઝરો. 4. A vein of ore running in the same general direction as the lode:એકજ બાજુ તરફ જતી ધાતુની શેર.5.[*Perh.a different word.*]A shoat;a young hog:ડુક્કરનું બચ્ચું.

**Shooter,** ( શૂટર્ ) *n.* 1. One who shoots,as an archer or a gunner: તીર મારનાર;બંદુક છોડનાર;ગોલંદાજ; તિરંદાજ.2.(*a.*)A firearm:અગ્ન્યસ્ત્ર. (*b.*)A shooting star:ખરતો તારો.

**Shooting,**(શૂટિંગ્)*n.*1.The act of one who,or that which shoots: બંદુક -ગોળી-તીર છોડવું-મારવું તે. 2. (*Sporting.*)The killing of game: બંદુકવતી શિકાર કo તે;શિકાર. 3. A sensation of darting pain:સણકો; ચસકો;શૂળ;સુળ;ઝાટકો.*a.*Of,or pertaining to shooting:બંદુક-ગોળી-તીર છોડવા-મારવા સંબંધી-નું-વિષે.

**Shooting-pain,** ( શૂટિંગ્-પૅન ) *n.* Pain darting with piercing sensation: આણી તરફથી પેલી તરફ આવતા ચસકા;શૂળ;આંકડી;ચસક.

**Shooting-star,** (શૂટિંગ્-સ્ટાર્) *n.* (*Astron.*)A starlike, luminous meteor,that,appearing suddenly,darts quickly across some portion of the sky: પડતો-ખરતો તારો.

**Shop,**(શૉપ્ ) *n.* [A.S. *sceoppa,* a treasury.]1.A building or an apartment in which goods,wares, drugs,etc.,are sold by retail:દુકાન;હાટ;પેઢી;પણ્ય-વિક્રયશાળા.2. A building in which mechanics or artisans work:દુકાન; કારખાનું; ઉદ્યોગશાળા.*A car* **s.**:ગાડીનું કારખાનું. *To smell of the* **s.**, to indicate too distinctively one's occupation or profession:પોતાનો ધંધો-વહેપાર બરાબર રીતે જણાવવો-ની બરોબર-પૂર્ણ માહીતી આપવી.*To talk* **s.**,to make one's business the topic of social conversation:વ્યવહારિક વાત ચિતમાં પોતાના કામકાજને વાતવિષય બનાવવું; જ્યાં ને ત્યાં પોતાનાજ ધંધાનીજ વાત કર્યા કરવી. Also,to use phrases peculiar to one's employment : પોતાના ધંધામાં વપરાતા ખાસ શબ્દો વાપરવા. *To shut up the* **s.**: હડતાળ પાડવી.*vi.*To visit shops for the purpose of purchasing goods: માલ હોરવાને દુકાનોમાં જવું.

**Shop-keeper,** ( શૉપ્-કીપર્ ) *n.* A trader who sells goods in a shop,or by retail: છુટક માલ વેચનાર;દુકાનદાર.

**Shop-lifter,** (શૉપ્-લિફ્ટર્ )*n.* One who steals anything in a shop, or takes goods privately from a shop:દુકાનપરથી-માંથી માલ ચોરી લઈ જનાર.

**Shopman,**(શૉપ્મૅન )*n.* *pl.* **Shop-**

સમુદ્ર તરીને ખામોચીયામાં ડુબવું.

ળતાપણું:સરખાપણું;બરાબરી; તુલ્યતા:સમાનતા;સમતા:સામ્ય.

**Similarly,**(સિમિલર્લિ) *adv.* In a similar manner:તેજ પ્રમાણે-રીતે; તેમજ;બરાબર;સરખી રીત્યે; તદ્વત:તે પ્રમાણે.

**Simile,**(સિમિલી) *n.pl.* **Similies.** (*Rhet.*) A word or phrase by which anything is likened, in one or more of its aspects, to something else;a similitude:ઉપમા;દૃષ્ટાંત;દાખલો;ઉત્પ્રેક્ષા;નિદર્શન.

**Similitude,**(સિમિલિટયુડ્)*n.* [L. *similis*,like.] 1. Resemblance; likeness;similarity:મળતા-સરખાપણું:સમાનતા;સાદૃશ્યતા;આકાર:રૂપ; આકૃતિ.2. Fanciful or imaginative comparison;a simile: ધારણાથી કરેલો મુકાબલો;દૃષ્ટાંત;ઉપમા;તુલના.3.That which is like or similiar; a representation; semblance,or copy:સમ સરખો પદાર્થ; પ્રતિમા;દાખલો;દૃષ્ટાંત;નકલ;રૂપ;આકાર.

**Simious,** (સિમિઅસ)*a.*[L.*simia*. an ape.] (*Zool.*) Of,or pertaining to the simia;monkey-like: વાંદરના જેવું-નું-વિષે-સંબંધી;વાંદરા જેવું:અટકચાળું;અટપલું.

**Simmer,**(સિમર્)*vi.*To boil gently, or with a gentle hissing;to begin to boil:ખદખદવું;ઉકળવું;શણુશણુવું.*vt.* To cause to boil gently:ખદખદાવવું;ઉકાળવું.

**Simnel,**(સિમ્નેલ)*n.*[L.*simila*,the finest wheat flour.)1.A kind of cake made of fine flour;a cracknel:ઝીણા-બારીક લોટની બનાવેલી રોટલી-રોટી.2.A kind of rich plume cake:પુરી;દહીંથરું.

**Simony,**(સિમેનિ)*n.*[Low L.*Simon*,Magus,who wished to purchase the power of conferring the Holy Spirit.] The crime of buying or selling ecclesiastical preferment:પાદરીની જગ્યા રૂશવત-લાંચ ખાઇ આપવાનો-લાંચ આપી લેવાનો ગુન્હો.

**Simoom,**(સિમૂમ)*n* [AS.*samma*, to poison. ] A hot dry suffocating,dust-laden wind:એક જાતનો ગરમ ગુંગળાવે એવો તથા ધુળ ઉડતી હોય તેવો તોફાની પવન.

**Simper,**(સિમ્પર્) *vi.* 1. To smile in a silly,affected,or conceited manner:નાદાની ભરેલી રીતે હસવું.2. To glimmer;to twinkle:ઝગઝગવું; ચમકવું;ચળકવું;તગતગવું.*n.*An affected, silly smile; a smirk: નાદાની ભરેલી રીતે હસવું તે: અનર્થક-નિ:શબ્દ હાસ્ય;અમથું અમથું બોલું હસવું તે.

**Simple,**(સિમ્પલ્)*a.*[L.*Simplus*.] 1.Single;not complex;not compounded:શુદ્ધ;સાદું;અમિશ્રિત;નિર્ભેળ;કેવળ: અસંયુક્ત. 2. Plain; unadorned:સાદું;નકશી વિનાનું;અલંકાર રહિત.*As.a* **s.***dress*:સાદો પોશાક.3. Mere;not other than;being only: ફક્ત;એકજ;બીજું નહિ;કેવળ;માત્ર. 4. Undesigning;sincere; true:નિષ્કપટી:નિખાલસ મનનું:નિષ્પ્રપંચી:ભોળું;ભલું;સાલસ; મનમાં મેલ વિનાનું. *To be* **s.** *is to be great*:નિષ્કપટી થવું તે મોટા થવા બરોબર છે.5. Unaffected;unconstrained:દંભ-ઢોળ-પ્રપંચ વગરનું;અદાંભિક:આડંબર રહિત.6.Direct;clear;intelligible: ચોખ્ખું;સમજાય તેવું;સ્પષ્ટ;ખુલ્લું;સરળ;નિ:સંશય;સુગમ;સુબોધ;અગૂઢાર્થક. *As,***s.***language*:સમજાય તેવી સ્પષ્ટ ભાષા.7.Weak in intellect; foolish; silly;અજ્ઞાન;કમ અક્કલનું;મૂર્ખ; ભોળું.8.Not luxurious; without much variety; plain : મોજમઝા ન ભોગવે તેવું:સાદું.*As,***s.***way of living*:ગુજરાન ચલાવવાનો સાદો રસ્તો. 9.Humble;lowly: નમ્ર;હલકો.*A* **s.** *husbandman*:નમ્ર-હલકો ખેડુત.10 Without subdivisions; entire: આખું.*As a* **s.***leaf*:આખું પાંદડું.11 (*Chem.*)Elementary:ભેળ વિનાનું: તત્વરૂપ;સિદ્ધ. *As, atoms are regarded as* **s.***bodies*:રજકણો ભેળ વિનાના પદાર્થ તરીકે ગણાય છે. 12; (*Min.*)Homogeneous:એકજ જાતનું;સધર્મી. **S.** *equation* (*Alg.*),an equation containing but one unknown quantity, and that quantity only in the first degree : એકજ અજ્ઞાત રકમ હોય તેવું સમીકરણ.**S.***interest*:સાદું વ્યાજ;શુદ્ધ વ્યાજ.*n.*1.Something not mixed or compounded:અમિશ્રિત વસ્તુ-પદાર્થ.2.A medicinal plant:ઔષધી; વનસ્પતિ;ઓસડ.3. (*Weaving*) A drawloom:ખેંચવાની સાળ.

**Simple-hearted-minded,** (સિમ્પલ્હાર્ટેડ્-માઇન્ડેડ્) *a.* Sincere ; guileless; artless:નિખાલસ;ભોળું; નિષ્કપટી;હૈયામાં પાપ નહોય તેવું;નિષ્પાપ.

**Simpleton,**(સિમ્પલ્ટન્)*n.*A person of weak intellect ; a silly-person: ભોળો-મૂર્ખ-બેવકૂફ માણસ; મૂર્ખો;પથરો;મૂઢ.

**Simplicity,** (સિમ્પ્લિસિટિ) *n.* 1. The quality or state of being simple, unmixed, or uncompounded:શુદ્ધ-અમિશ્રિતપણું;શુદ્ધતા; અસંયુક્તપણું:અમિશ્રતા;અમિશ્રભાવ; કેવલત્વ. 2. The quality or state of not being complex: અસંયુક્ત-સરળપણું.3.Artlessness of mind; lack of acuteness and sagacity: ભોળપણ-ણું;નિખાલસપણું: શુદ્ધ અંત:કરણ હોય તે; નિષ્કપટીપણું; નિષ્કાપટય;સાધુપણું;સાલસાઇ;અનન્યભાવ; સરળતા. 4. Plainness:સાદાઇ;અનલંકૃતપણું. *As,***s.***of dress*:પોશાકની સાદાઇ.5. Freedom from subtlety;clearness:ચોખ્ખા-ખુલ્લાપણું:સ્પષ્ટતા;સુગમતા:સુબોધતા.6.Silliness; folly:મૂર્ખાઇ;ભોળપણ;મૂઢતા:નાદાની; છોકરવાદી.

**Simplify,**(સિમ્પ્લિફાઇ)*vt.*To make simple;to make less complex; to make clear by giving the explanation for:ગુંચવણમાંથી ઉકેલવું; -ને સાદું રૂપ આપવું;સ્પષ્ટ-સરળ કo; ચોખ્ખું-નિ:સંશય કo.

**Simply,**(સિમ્પ્લિ)*adv.*1.In a simple manner or state:alone:merely;barely: સાદી રીતે:સ્પષ્ટતાથી;માત્ર;ફક્ત:એકલું:કેવળ.2.Plainly:without art or subtlety:સાદી રીતે;નિષ્કપટ-સરળપણે; નિખાલસ દિલથી. 3. Weakly;foolishly: મૂર્ખાઇથી;બેવકૂફાઇથી;ભોળપણથી.

**Simulate,** (સિમ્યુલેટ્) *a.*[L.*similis*,like.]Feigned;pretended:બહારથી દેખાડેલું;ઢોંગ ઘાલેલું; કૃત્રિમ; વેષધારી.*vt.*To counterfeit:to feign: બહારથી દેખાડવું;ઢોળ ઘાલવું;ઢોંગ કરવો;-નો દંભ બતાવવો;આડંબર રાખવો.

**Simulation,** (સિમ્યુલેશન્) *n.*The act of simulating,or assuming an appearance,which is feigned or not true:બહારનો-ઉપરનો ખોટો ઢોંગ-ઢોળ ઘાલવો તે;ખોટો દંભ-ઢોળ-ઢોંગ;આડંબર.

**Simultaneous,** (સિમલ્ટેનીઅસ) *a.*[L.*simul*,at the same time.] Existing,happening,or done,at the same time:એકજ વખતે બનેલું; એકકાલિક;સમકાલિક;કાલૈકયવિશિષ્ટ.

**Simultaneously,** ( સિમલ્ટેનીઅ-

Solitude is at times the best society !

સ્લિ)*adv.*At the same time:એક-જ પ્રસંગે;તેજ વખતે;ભેડે.

**Sin,**(સિન્) *n.*[L.*sontis*,guilty.]1. Moral deficiency in the character;iniquity:પાપ;અધર્મ;કુકર્મ;પાતક;દુષ્કર્મ;પાપકર્મ; દુરાચરણ; અનીતિ. 2. An offence,in general:ગુન્હો; અપરાધ;દોષ;તકસીર.3.A sin offering;a sacrifice for sin:પાપને માટે -નિવારણ થવાને માટે આપેલો ભોગ-બળીદાન. 4. A very wicked person (*R*):ઘણો ક્રુર-ખરાબ-ઘાતકી માણસ;કુકર્મ ચંડાળ.Sins of the first order are five,viz:બ્રહ્મહત્યા,સુવર્ણસ્તેય,સુરાપાન;ગુરૂપત્ની ગમન, તત્સંસર્ગ. *Aweful* **s**.:અઘોરપાપ.*Heinous or flagrant*. **s**. : મહાપાતક; મહાપાપ;ઘોરપાપ. *Destroying* **s**.: મહાપાતક.*vi*.1.To violate the divine law in any particular; to violate any known rule of duty:પાપ-અધર્મ કo.2.To commit an offence:to transgress;to trespass:ગુન્હો-અપરાધ-તકસીર કo.

**Sinapism,** (સિનૅપિઝમ્)*n.*[L.*Sinapsis*,mustard.] (*Med.*) A plaster or poultice composed principally of powdered mustard seed: રાઇની પોટીસ-પલાસ્તર.

**Since,**(સિન્સ)*adv.*[A.S.*Siththan*, after that.] 1. From a definite past time until now : થઇ ગયેલા અમુક વખતથી આજ લગી;ત્યારથી આજલગી-સુધી.*As,he went a month ago,and I have not seen him* **s**.: તે એક મહિના ઉપર ગયો અને તે વખતથી મેં તેને જોયો નથી. 2. Before this or now;ago: ઉપર;થયાં. *About two years* **s**.*it so fell out that*:આશરે બે વરસ ઉપર એવું બન્યું કે.3.When or that:કયારે;ત્યારે;કે. *Prep.*From the time of;subsequently to;after:પછી;થી;વખતથી. *conj.*Seeing that; because;considering (formerly followed by *that*):તેથી;કારણ કે;તેટલા માટે;કેમકે.

**Sincere,**(સિન્સીર્)*a.*[L.*sine*,without & *cera*,wax.]1.Pure;unmixed;unadulterated; શુદ્ધ; ચોખ્ખું; નિર્મળ;અમિશ્રિત, 2. Perfect; unhurt;uninjured;પૂર્ણ; અખંડિત.3 Genuine;true;real: ખરા દિલ-ભાવનું;વાસ્તવિક;અકૃત્રિમ;ખરા અંતઃકરણનું;દિલોજાન. *A* **s**. *contempt for meanness*:હલકાઈનો ખરા અંતઃકરણનો ધિક્કાર-તિરસ્કાર. 4. Honest; free from hypocrisy:નિષ્કપટ;નિખાલસ;સરળ;દંભ વગરનું;ખરૂં; અમાયિક.*As,a* **s**.*friend*:નિષ્કપટી-ખરો -જીવનજાન-કુલફુલાન ભાઇબંધ-દોસ્ત.

**Sincerely**, ( સિન્સીર્લિ ) *adv.* (*a*) Purely;without alloy:મિશ્ર વિનાનું;સ્પષ્ટ-ખુલ્લી રીતે.(*b*) Honestly; unfeignedly;without dissimulation:ખરાદીલથી;અંતઃકરણપૂર્વક;શુદ્ધ-ખરા ભાવથી-હૃદયથી;નિષ્કપટપણે.

**Sincerity,**(સિન્સેરિટિ)*n.* Honesty of mind or intention ;sincereness: નિખાલસ-નિષ્કપટીપણું;ખરોભાવ;શુદ્ધ અંતઃકરણ;સત્યતા;સરળતા; સરળભાવ;સત્યતા.

**Sinciput,**(સિન્સિપટ્)*n.*[L. *semi*, half & *caput* , the head. ] 1. ( *Anat.* ) The fore part of the head:માથાની ખોપરી-તાળવું.

**Sine,**(સાઇન્)*n.*[L.*sinus*, bosom.] (*Trig.*)(*a*)The length of a perpendicular drawn from one extremity of an arc of a circle to the diameter drawn through the other extremity:જ્યા.(*b*)The perpendicular itself:ઉપર દર્શાવેલી લંબરેખા. *Prep* ( સાઇની ) [L.] Without:સિવાય;વિનાનું.

**Sinecure,**(સાઇનીક્યૂર્)*n.*[L. *sine*, & *cura*,care.]1.An ecclesiastical benefice without the care of souls:કામકાજ કરવા વગરની ઉપાધ્યાયવૃત્તિ;કર્મશૂન્યાધિકાર.2.Any office or position which requires or involves little or no responsibility,labour or active service: કામવગરની-બેઠી ચાકરી;બેઠો રોજગાર; ટાઢા લોહીની-રોફાઈ-સાહેબીની-પેનશન જેવી નોકરી.*vt.*To put or place in a sinecure:બેઠી ચાકરી આપવી.

**Sinecurist,**(સાઈનીક્યુરિસ્ટ્)*n.*One who has a sinecure:બેઠો-વગર કામે પગારખાનાર-લેનાર.

**Sinew,**(સિન્યૂ)*n.* [ AS.*sinu.* ] 1. (*Anat.*)A tendon or tendinous issue:સ્નાયુ; નસ; રગ. 2. Muscle; nerve(*R*)જ્ઞાનેંદ્રિય;સ્નાયુ; 3. *Fig.* That which supplies strength or power:બળઆપનારૂં;વીર્ય;શક્તિ; સામર્થ્ય;બળ;મુખ્ય સાધન *As,money may justly be called the* **s**.*s of war*:વાસ્તવિક રીતેયે યુદ્ધનું મુખ્ય સાધન પૈસો કહેવાય. *vt.* To knit together,or make strong with, or as with,sinews:સ્નાયુથી જોડવું-મજબૂત કo.

**Sinews,**(સિન્યૂઝ્)*n.* 1. Strength; power:બળ;કૌવત; શક્તિ. 2. Chief means:મુખ્ય સાધન.

**Sinewy,**(સિન્યૂઈ)*a.* 1.Pertaining to,consisting of,or resembling, a sinew or sinews:સ્નાયુનું-વિષે-સંબંધી-ના જેવું;સ્નાયુમય.2.Nervous; vigorous;strong; tough: બળીયું; જોરાવર;જોરવાળું;જબરૂં;બળવાન.

**Sinful,**(સિન્ફુલ્)*a.*Wicked;iniquitous;unholy:પાપી;ઘાતકી;અપવિત્ર; પાપ ભરેલું;અધર્મનું;અધર્મી;પાપિષ્ટ; પાપાત્મક;પાપપરાયણ; પાપકર્મી.

**Sing,**(સિન્ગ્)*vi.* [ *Imp.* **Sung** or **Sang**;*pp.* **Sung**. ] 1. To utter sounds with musical inflections or melodious modulations of voice:ગાયન કo;ગાવું;ગાન કo.2.To utter sweet melodious sounds, as birds do:(પક્ષીનું)ગાવું;સુસ્વર કાઢવો;મધુર શબ્દ ગાવા;ટૌકા કo;ગુંજારવ કo. 3. To make a small, shrill sound:સુસવાટાના જેવો અવાજ કo; શણશણવું.*As,the air* **Sing**s. *in passing through a crevice*: હવાનો ફાટમાં થઇને જતાં સુસવાટા જેવો સ્વર થાયછે. 4. To celebrate something in poetry:પદ્યમાં વર્ણવવું-કહેવું;કવન કo.5.To cry out;to complain:બોલી કઢવું;ફરિયાદ કo.*vt.* 1.To utter with musical inflections or modulations of voice: ગાવું;ગાનતાન કo.2.To give praises to in verse: કવિતા-પદ્યમાં વર્ણવવું-વખાણ કo;-ના ગુણગાં ફુંકવાં.3. To influence by singing;to lull by singing:ગાઇને શાંત કo-ઉંઘાડવું. *To* **s**. *a child to sleep*:ગાઈને છોકરાને ઉંઘાડવું.4.To accompany or attend on, with singing : ગીત ગાતાં ગાતાં લઈ જવું.

**Singe,**(સિન્જ્)*vt.*[AS.*singan*, to sing.]1.To burn slightly or superficially: ઉપરની સપાટી બાળવી-શેકવી;શેક કo;દઝાડવું. 2. (*a*)To remove the nap of(*cloth*)by passing it over a flame:લુગડાને દેવતાપર ધરી તેના ઉપરનાં રૂવાં બાળી નાંખવાં. (*b*.)To remove the hair or down from (*a plucked chicken or the like*).by passing it over a flame: મરઘાં વિગેરે ને દેવતાપર ધરીને તેમનાં પિંછાં અથવા રૂવાંટાં બાળી નાંખવાં.

*n.* A burning of the surface;a slight burn:શેકવું-દઝાડવું તે.

**Singer,** ( સિન્જર્ )*n.* 1. One employed to singe cloth:કપડાંપરનાં રૂવાં બાળી નાખનાર માણસ.2.A machine for singeing cloth:કપડાં-પરનાં રૂવાં બાળી નાંખવાનો સંચો.

**Singer,**(સિન્ગર્ )*n.*One who sings; *especially,*one whose profession is to sing:ગાનારો;ગવૈયો;ગાન કરનાર.

**Singing,** (સિંગિન્ગ્ )*a.* & *n.* from **Sing.***a.* ગાનારૂં; ગાયન કરનારૂં. *n.* ગાયન;ગાનતાન;રાગરંગ;ગીત.

**Single,**(સિન્ગલ્ )*a.*[L.*singulus.*] 1.One only;individual;separate: એક;એકજ;નિરાળું; નોખું. *As, a* **s.** *star:*એકજ તારો.2.Alone;having no companion:એકલું;છડું;એકાકી.3. Hence,unmarried:કુંવારૂં;છડું;અવિવાહિત.*As,a* **s.***man or woman:* કુંવારો માણસ-સ્ત્રી.4.Not doubled or twisted together:એકવડું.*As,a* **s.***thread:*એકવડો દોરો.5.Performed by one man,or one on each side:દ્વંદ્વ;એકલમ એકલા.*A* **s.** *combat:*દ્વંદ્વયુદ્ધ 6. Uncompounded; pure;unmixed: અમિશ્રિત;શુદ્ધ;અયુક્ત.7.Honest;sincere: પ્રમાણિક; નિષ્કપટી;નિખાલસ મનનું.8.Simple; not wise;weak;silly:.મૂર્ખ;નબળું; મંદબુદ્ધિનું.*vt.*1.To choose out from others;to separate:બીજામાંથી ચુંટી કાઢવું;જૂદું પાડવું-કાઢવું;નિરાળું કાઢવું; પસંદ કરવું.2.To withdraw;to retire: પાછું ખસેડવું-હઠાવવું 3. To take alone or one by one:એક પછી એક લેવું. *vi.* To take the irregular gait called single-foot;(*said of a horse.*):ખદડક ખદડક ચાલવું.*n.*1. A unit;one:એક.2.*pl.*The reeled filaments of silk,twisted without doubling to give them firmness:રેશમનો એકવડો તાર.3.A handful of gleaned grain:વીણેલા દાણાની મુઠી.4.(*Lawn T.*)A game with but one player on each side:દરેક બાજુએ એક એક રમનાર હોય તેવી રમત.

**Single-handed,** (સિન્ગલ્-હૅન્ડેડ્ ) *a.*Having but one hand or one workman;*also,*alone;unassisted: એકલે હાથે;એકલું;મદદ વિનાનું.

**Single-hearted,-minded,** ( સિન્ગલ્-હાર્ટેડ્-સિન્ગલ્માઈન્ડેડ્ )*a.*Having an honest heart;free from duplicity: ખરા-ચોખ્ખા ભાવવાળું; એકજ ચિત્તવાળું;એકનિષ્ઠ;એકચિત્ત;એકરૂખી;અનન્યવૃત્તિ;એકાનુસંધાની.

**Singleness,**(સિન્ગલ્નેસ્ )*n.*1.The opposite of doubleness,complication,or multiplicity: કુંવારાપણું;એકલાપણું;છડાપણું.2.Freedom from duplicity; simplicity;sincerity:ખરો-એક ભાવ; ચોખ્ખું દીલ; નિખાલસપણું;સાફ દીલી.

**Singly,**(સિન્ગ્લિ) *adv.* 1. Individually;severally:પ્રત્યેક;દરેક;એકેક; જૂદું જૂદું; છૂટું છૂટું. 2. Without partners; single handed: નોખું; એકલું;ભાગીઆ વિનાનું;જૂદું.3.Only; by one's self;alone:ફક્ત; પોતાની મેળે;એકલું.4.Honestly;sincerely (*R*):પ્રમાણિકપણેથી;ખરા અંતઃકરણ-દીલ-ભાવથી. 5. Singularly ; peculiarly:ખાસ રીતે.

**Sing-song,**(સિન્ગ્-સૉન્ગ )*n.*1. Bad singing or poetry:ખરાબ ગાયન-કવિતા;ગદ્ધામલ્હાર.2. A drawling or monotonous tone: એક સરખા અવાજનો રાગ.*a.*Monotonous: એક સરખા અવાજનું.

**Singular,**(સિન્ગ્યૂલર્ )*a.* [L.*singulus,*single.]1.Single; distinct: એકલું;જૂદું;નિરાળું;નોખું;એકાકી. 2. Engaged in by only one on a side;single:દ્વંદ્વ;એકલમ એકલા. 3. (*Logic.*)Existing by itself;individual:પ્રત્યેક;વ્યક્ત;વ્યક્તિવાચક-દર્શક;અપ્રતિમ;અનુપમ;અપૂર્વ;અનન્યસાધારણ.4.(*Law.*) Each;individual:દરેક;એક;પ્રત્યેક.5 (*Gram.*)Denoting one person or thing:એકવચનનું. *As,the* **s.***number:*એક વચન.6.Out of the ordinary course; uncommon;strange: અસાધારણ; તરેહવાર;વિચિત્ર; અપૂર્વ;અનન્યસાધારણ;વિજાતીય;વિશેષ.*As,a* **s.***phenomenon:*વિચિત્ર-તરેહવાર દેખાતી વાત.7.Eminent;extraordinary:પ્રખ્યાત;અતિશય; અસાધારણ;અનયણ જેવું;અનુપમ.*As, a man of* **s.***attainments:*અસાધારણ સામર્થ્ય-શક્તિ-ગુણવાળો માણસ.8.Odd;whimsical:વિચિત્ર;તુરંગી;તરેહવાર;વિલક્ષણ. 9. Being one;unique:.એકજ; એકલું;જોડા વગરનું;અપ્રતિમ;અનુપમ. *These busts of emperors are* **s.** *in their kind:*આ મહારાજાઓનાં બાવલાં અપ્રતિમ છે. *n.* An individual instance;a particular:એક-અમુક દાખલો-દૃષ્ટાંત. 2.The singular number:એકવચન.

**Singularity,** ( સિન્ગ્યૂલૅરિટિ ) *n.* *pl.***Singularities**.1. Peculiarity:વિચિત્ર-તરેહવાર ગુણ;અસાધારણપણું; અપૂર્વતા; અપ્રતિમતા; વિશેષતા; વિલક્ષણતા;અસદૃશતા.2.Anything singular,rare,or curious:કોઈ વિચિત્ર-ભાગ્યે મળે-એવી ચીજ-પદાર્થ.3. Possession of a particular or exclusive privilege: ખાસ-અમુક હક હોવો તે.4.Celibacy:કુંવારાપણું; વાંઢાપણું.

**Singularly,**(સિન્ગ્યૂલર્લિ ) *adv.*1. In a singular manner;extraordinarily:અસાધારણરીતે.2.Strangely;oddly:વિચિત્રપણે;તરેહવાર રીતે. 3. So as to express one,or the singular number:એકવચન-એક બતાવે-દર્શાવે એવી રીતે.

**Sinister,** (સિનિસ્ટર્ ) *a.*[L.*Sinister,*unlucky,bad.]1.On the left hand, or the side of the left hand;left:ડાબું;ડાબા હાથનું. 2.Unlucky; inauspicious;disastrous: અપશુકનનું;દુઃખી;દુઃખી કરેતેલું;દુષ્ટ;અનિષ્ટ;અમંગળ;અભદ્ર;અશુભ.3. Perverse;dishonest;corrupt:અપ્રમાણિક;બગડેલું;બદ;દુષ્ટ;ખરાબ;ખોટું.4. Indicative of lurking evil or harm:અશુભ થશે એવુ દર્શાવનું-નારૂં.

**Sinistrous** (સિનિસ્ટ્રસ્ )*a.*1.Being on the left side;inclined to the left;sinistral:ડાબી તરફનું;વાંકું. 2. Wrong;absurd; perverse:ખોટું; વિપરીત;ઉલટું.

**Sink,** (સિન્ક્ )*vi.*[*Imp.* **Sink.** *or* **Sank**;*p. p.* **Sunk,**] [ AS.*sincan.*]1. To descend lower and lower; to decline gradually; to subside:નિચે ઉતરવું-બેસવું; બુડવું;ડુબવું;ધીમેધીમે ઉતરતાજવું-અસ્તપામવું. *As, a stone* **s.***s in water:*પથ્થર પાણીમાં ડુબે છે.*The sun* **s.***s in the west:*સૂર્ય પશ્ચિમમાં ધીમેધીમે અસ્ત પામે છે-આથમે છે.2.To enter deeply;to penetrate:ભોંકાવું;ઉંડું પેસવું-ઉતરવું.*The stone* **sunk** *into his forehead:*પથ્થર તેના કપાળમાં ભોંકાઈને અંદર પેઠો. 3. To enter completely: મનમાં ઉતરવું-ચોંટવું; ઠસવું. *As, let these sayings* **s.** *down into your ears:*આ વાતો તમારા કાનમાં ઉતરવા દો.4.To be overwhelmed or depressed;to decline;to decay;to decrease: ભારથી દબાઈ-

ચગદાઈ જવું:-માં ડુબવું;બુડી-ડુબીજવું; -માં મરીને રહેવું;ગળવું;લોથ થઇને પડવું;પટવું;સમવું;કમી થવું;નરમ પડવું. 5. To decrease in volume,as a river;to subside:સોસાઇ-સુકાઇ જવું;ઓસરી જવું;ઉતરી જવું. *vt.* 1. To cause to sink;to put under water:ડુબાવવું;બુડાડવું;તળીએ બેસાડવું; ડુબાવી દેવું.*To* **s.***a ship*:વહાણને ડુબાવવું. 2.*Figuratively*,to cause to decline;to degrade;to destroy as by drowning:નીચું-હલકું પાડવું-ઉતારવું;ઘટાડવું;ડુબાવીને નાશ કo; ડુબાવવું;-નો ભંગ કo.*To* **s.***one's reputation*:કોઇનું માન ઘટાડવું;-નું ખંડન કo. 3. To make (*a depression*)by digging,cutting, etc.: ખોદાવીને ખાડો કરાવવો;ખોદાવવું;કોતરાવવું;માં ઉંડાણ કo. *To* **s.***a pit*: ખાડો ખોદાવવો. 4. To reduce in quantity;to waste:ઘટાડવું;ખુટાડવું;ઓછું કo;કમી કo;નકામું ગુમાવવું. 5.To conceal and appropriate: છાનામાના પોતાના કામમાં લેવું;ઉચાપત કo.ઉંચું મુકવું;ઉડાવવું.6.To keep out of sight;to suppress; to ignore:ખાઈ જવું;ગળી જવું;ધ્યાનમાં-નજરમાં ન લેવું;ન ગણવું-ગણકારવું.7.To reduce or distinguish by payment:કમી-ઓછું કo,ઘટાડવું.*To* **s.***a national debt*:પ્રજાનું દેવું ઓછું કરતા જવું.*n.*1.A drain to carry off filthy water;a jakes:-ખાળ; મોરી; નીક;ગટર.2.A shallow box or vessel of wood,stone, &c.,used for receiving filthy water,etc.,as in a kitchen: ગંદુ પાણી વિo ભરવાનું કુંડું. 3. A hole or low place in land or rock,where waters sink and are lost:કુવો.

**Sink-hole**,(સિન્ક્-હોલ્ )*n.*(*a*) The opening to a sink drain: કચરો જવાનો રસ્તો;ખાળનું મ્હો.(*b*)A cesspool:ખાળકુવો.

**Sinking-fund**,(સિન્કિન્ગ્-ફન્ડ્ ) *n.* See under **Fund**.:દેવું ઓછું કરવાનું ભંડોળ.

**Sin-less**,(સિન્લેસ્)*a.*Free from sin: પાપ વગરનું-રહિત;બેગુનાહ;નિષ્પાપી; નિષ્પાપ;નિષ્કલ્મષ;નિર્દોષ;નિરપરાધ.

**Sinner**,(સિનર્ ) *n.* One who has sinned:પાપીઓ માણસ;પાપ કરનાર; પાપી;કુકર્મી;પાપમૂર્તિ;પાપરાશિ;પાપાત્મા.*vi.*To act as a sinner:પાપ કo;પાપી થવું.

**Sin-offering**, ( સિન્-ઑફરિન્ગ્ ) *n.* A sacrifice for sin; something offered as an expiation for sin: પાપ નિવારણ માટે બળીદાન;પ્રાયશ્ચિત.

**Sinuate**,(સિન્યૂએટ્ )*a.*[L.*sinus*. a bend. ] Having rounded lobes separated by rounded sinuses; sinuous;wavy:વાંકું-ચુકું; સર્પાકાર. *vt.*To bend or curve in and out; to wind:વાંકુંચુકું કo;વાળવું.

**Sinuous**,(સિન્યૂઅસ્ )*a.*Bending in and out;winding;crooked:વાંકુંચુકું;પેચદાર;સર્પાકાર.

**Sip**,(સિપ્ )*vt.*[AS. *supan*, to sip, drink.]1.To drink or imbibe in small quantities: ઘુંટડે ઘુંટડે-જરા જરા મ્હોંમાં લઇને પીવું;આચમન કo. *To* **s.***tea*:ચાહા જરા જરા મોંમાં લઇને પીવો.2.To draw into the mouth; to suck up: મ્હોંમાં લેવું;ચૂસી લેવું; ચૂસવું. *As,a bee* **s.***s nectar from the flowers*:મધમાંખ ફુલમાંથી અમૃત ચૂસી લે છે.3.To taste the liquor of; to drink out of:-નો રસ પીવો -ચાખવો. *vi.* To drink a small quantity:જરા પીવું;મોંએ અડાડવું; મોં અજીઠવું.*n.*1. The act of sipping:ઘુંટડે ઘુંટડે પીવું તે;આચમન્હ.2. A small draught taken with the lips;a slight taste:ઘુંટડો;જરાપીવું-ચાખવું તે.

**Siphon**,(સાઇફૉન )*n.* [ Gr. *siphos*, empty;hollow.]1.A device,consisting of a pipe or tube bent so as to form two branches or legs of unequal length,by which a liquid can be transferred to a lower level:પીપમાંથીપ્રવાહી વસ્તુ કાઢવાની નળી;સાઇફોન;વક્રનાલી.*vt.*(*Chem*). To convey,or draw off,by means of a siphon:પીપમાંથી નળી વાટે પ્રવાહી પદાર્થ કાઢવો.

**Sir**,(સર )*n.*[L.*senior*,an elder.]1. A lord;a master;a gentleman:શેઠ;સાહેબ;મહારાજ.2.A title prefixed to the Christian name of a knight or a baronet:'નાઇટ'અથવા'બૅરોનેટ'ના મૂળ નામને લગાડેલો ખિતાબ. 3. An English rendering of the Latin *Dominus* the academical title of a bachelor of arts:"ડોમિનસ"નો ઇંગ્રેજી શબ્દ. 4.A respectful title,used in addresing a man without being prefixed to his name: મહેરબાન: ખુદાવંત;શેઠ;આર્ય;ભગવાન્;જી;આજી; જીસાહેબ

**Sircar**, (સર્કાર્ ) *n.* [Per.*sar*,the head & *kar*,action;work.] 1. A Hindoo clerk or accountant(*India.*);કોઇ હિંદુ કારકુન અથવા હિસાબ રાખનાર.2.A district or province [*India.*]:પરગણું; પ્રાંત.3.The government;the supreme authority of the state(*India.*):સરકાર.

**Sirdar**,(સર્દાર્ )*n.*[Hind. & Per. *Sar*,the head & *dar*,holding.] A native chief in Hindustan;a headsman:હિંદુસ્તાનમાં ઠાકોર;ભાયાત;સરદાર.

**Sire**,(સાઇર્ )*n.*1.A lord,master or other person in authority: શેઠ; મહારાજ;ધણી;વડીલ;મુરબ્બી;સત્તાધારી-ધીશ.2.A title of respect formerly used in speaking to elders, but now only in addressing a sovereign:મહારાજ;ખુદાવંદ. 3. A father;the head of a family;the husband:પિતા;બાપ;જનક;તાત;કુટુંબનો વડીલ;ધણી;મુરબ્બી;બુજર્ગ.4.A creator;a maker;an author:બનાવનાર; સરજનહાર;સૃષ્ટા;કર્તા.5. The parent of a beast:પશુઓનો નર.

*Sire* is often used in composition;as in grand *sire*,grandfather:દાદો;વડવો.

**Siren**, (સાઇરેન ) *n.* [Gr.*seiren* to sing.] 1. (*Class.Myth.*) One of three sea nymphs:દરિયાઇ ત્રણ દેવીઓમાંની એક દેવી. 2. Any enticing,dangerous woman:કોઇ લલચાવે એવી,ભયંકર-વિકરાળ સ્ત્રી-બાયડી-નારી;મોહની;માયા. 3. Something which is deceptive: ભૂલમાં નાંખે એવી ચીજ.4.A mermaid:મચ્છકન્યા; જલસી.5.An instrument for producing musical tones:વાજું;વાજીંત્ર.*a.*Fascinating; alluring: મોહ પમાડનારું;લલચાવનારું;મોહકરૂપ.

**Sirname**; ( સર્નેમ્ )*n.* See **Surname**,

**Sirocco**,(સિરૉકો) *n.pl.***Siroccos**. [Ar.*sharaqa*,to rise as the sun.] An oppressive, relaxing wind from the Libyan deserts:લીબીય ના રણનો:ઘણો સખ્ત,ગુંગળાવે એવો પવન.

**Sirrah**,.(સિરે)*n.*A term of address implying inferiority and used in anger,contempt,reproach,or disrespectful familiarity:અરે઼ઓ;

માણસના જથ્થા;બેટા;છોકરા; લુચ્ચા; લબાડ;હરામખોર.

**Sirt,**(સર્ટ્) *n.* A quicksand: જલદી ખરી જાય-પડે એવી રેતી.

**Sirup,**( સિરપ્) *n.*[Ar. *sharab,* a drink;sirup.]1.A thick and viscid liquid made from the juice of fruits,herbs,etc.,boiled with sugar:ફળફળાદીનો-ખાંડનો વનસ્પતિ સહિત ઉકાળેલો રસ;શરબત; ચાસણી. 2.A thick and viscid saccharine solution of superior quality:રસ.

**Sister,**(સિસ્ટર )*n.*[L.*soror.*]1.A female who has the same parents with another person:બેન; ભગિની.2.A woman who is closely allied to,or associated with, another person,as in same faith, society,order,or community:ધર્મભગિની;જોડીએણ;સાથી.3. One of the same kind, or of the same condition: જોડ;સરખી-જોડની વસ્તુ-પદાર્થ;બેહેન*vt.* To be sister to;to resemble closely: -ની બહેન થવું:-ને આબેહુબ-બરોબર મળતા આવવું.

**Sisterhood,**(સિસ્ટરહુડ્ )*n.* 1. The state or relation of being a sister;the duty of a sister:બેનપણું; બેનનું સગપણ;બેનની ફરજ.2. A society of sisters:એકજ આશ્રમ-માર્ગનું સ્ત્રી મંડળ;સ્ત્રીસમાજ;સ્ત્રીગણ.

**Sister-in-law,**(સિસ્ટર્-ઈન્-લૉ)*n.pl.* **Sisters-in-law**. The sister of one's husband or wife;*also,*the wife of one's brother; sometimes,the wife's brother:નણંદ; સાળી;ભાભી;ભોજાઈ; દેરાણી; જેઠાણી; સાળાવેલી.

**Sisterly,**(સિસ્ટર્લિ)*a.*Like a sister; becoming a sister;affectionate: બેનના જેવું-ને લાયક;ખરાહેતવાળું;ભગિની યોગ્ય.

**Sit,**(સિટ્ )*vi.*[*Imp.& p.p.***Sat.**][L. *sedeo,*I sit] 1.To rest upon the haunches,or the lower extremity of the trunk of the body:બેસવું;-પર આસન ક૦-લેવું.2.To perch: પક્ષીનું બેસવું.3.To rest; to abide: આરામ લેવો;રહેવું;શોભવું; બેશી રહેવું; બેઠેલા હોવું.4.To lie,rest,or bear; to press or weigh(with *on*):તરી રહેવું;બેસવું;આવી રહેવું;પડવું. 5. To be adjusted;to fit:બંધબેસતું આવવું;બેસવું.*This coat* **s.***s him well*: આ કોટ-ડગલો તેને બરોબર બેસતો આવે છે.6.To become;to befit (*used impersonally*): લાયક-યોગ્ય હોવું. 7.To brood;to incubate:ઉપર બેસવું-બેસીબેસીને સેવવું;સેવવું;-નું સેવન ક૦.*To* **s.***on eggs*:ઇંડાં સેવવાં.8.To hold a relative position;to have direction:-માં હોવું-પ્રવર્તવું; અમુક સ્થિતિ ધારણ ક૦. 9. To occupy a place or seat as a member of an official body:-ના મેમ્બર તરીકે બેસવું. *To* **s.***in congress*:કૉન્ગ્રેસમાં બેસવું. 10.To hold a session for;to be in session for official business:ઉઘડવું; બેસવું;-ની બેઠક થવી-હોવી.11.To take a position for the purpose of having some artistic representation of one's self made: છબી લેવડાવવા-પડાવવા બેસવું; બેઠક લેવી. *To* **s.***at,*to rest under; to be subject to:ને તાબે હોવું;-ના નીચે હોવું.*To* **s.** *down,* (*a*) to place one's self on a chair or other seat:ખુરશી અથવા બીજી કોઈ બેઠકપર બેસવું;બેશી જવું. (*b*)To begin a siege:ઘેરો ઘાલવો; ઘેરો ઘાલી બેસવું.(*c* )To settle; to fix a permanent abode:વસવું;રહેવું;વાસ ક૦.(*d* )To rest;to cease as satisfied:થાક ખાવા-આરામ લેવા બેસવું; વિરામવું; સંતોષ પામીને-મન વાળીને બેસવું.*To* **s** *out,* (*a* )to be without engagement or employment: કામ વિનાના-નવરા હોવું; ઘેર બેસવું;માંખીમારવી;બેઠા બેકાર હોવું;ઠંડાં બજાર હોવાં.(*b*)To outstay: ધાર્યા-ઠરાવ્યા કરતાં લાંબો વખત રહેવું-થોભવું.*To* **s.***under,*to be under the instructions of:-ની દેખરેખ-નજરસંભાળ નીચે બેસવું.*To* **s.***up,*to sit with the body upright:ટટાર બેસવું,બેઠાને બેઠા રહેવું;ઉજાગરો ક૦.Hence to watch:-ની નજર-સંભાળ-તપાસ-રાખવી;-ની સારવાર ક૦;-નીપાસે જાગતા બેસી રહેવું.*vt.*1.To sit upon:ના ઉપર બેસવું-સવારી ક૦. *He* **s.***s a horse*: તે ઘોડાપર બેસે છે-સવારી કરે છે.2.To furnish a sit to(*used reflexively*): બેસાડવું. *They* **Sat** *them down*: તેઓએ તેમને હેઠા બેસાડ્યા.3.To suit;to become: લાયક-યોગ્ય હોવું-આવવું;બેસતું આવવું.

**Site,**(સાઇટ્ )*n.*[L.*situs,* placed.]1. Situation;local position: જગ્યા; સ્થળ;સ્થાન;સ્થાનક;ઠેકાણું;બેઠક.2.A place fitted or chosen for any certain permanent use or occupation:યોગ્ય સ્થળ-જગ્યા;ભૂમિ.*A* **s.** *for a church*:દેવળને યોગ્ય સ્થળ.3. The posture or position of a thing:કોઈપણ ચીજની સ્થિતિ; ભૂમિ, આસન.

**Sitfast,** (સિટ્ફાસ્ટ્ ) *n.*A collosity with inflamed edges, on the back of a horse:ઘોડાની પીઠ આવવી તે.

**Sitology,**(સાઇટૉલૉજિ) *n.* A treatise on the regulation of the diet;dietetics: આહાર-ભોજન વર્ણન-વિદ્યા-શાસ્ત્ર.

**Sitting,**(સિટિંગ્ )*n.*1. The act of one who sits; the posture of one who occupies a seat: બેસવું તે;આસન.2.A seat,or the space occupied by or alloted for a person,in church,theater,etc.: આસન; બેઠક; બેસવાની જગ્યા. 3. The act or time of sitting: બેસવું તે; બેસવાનો વખત.4.A session: બેઠક. 5.The time during which one sits while doing something,as reading a book,playing a game, etc.:કોઈ કામ કરતી વખતે જેટલો વખત કોઈ બેસે તે; બેસવાનો કાળ-વખત;બેઠક.6.A brooding over eggs for hatching,as by fowls:ઇંડાં સેવવાં તે;સેવન.*a.*Being in the state of one who sits:બેઠું;બેઠેલું;બેઠું બેઠું.

**Situate-Situated;** (સિટ્યૂએટ્-સિટ્યૂએટેડ્ ) *a.*1. Permanently fixed;placed; located: ઉપર આવેલું; અવસ્થિત;સ્થિત;સ્થાન સ્થિત. *As, a town* **s.***on a hill*:ટેકરી પર આવેલું શહેર.2.Placed;residing:મુકેલું; રહેતું-તો.

☞ *Situate* is now less used than *situated,*but both are well authorized.

**Situation,**(સિટ્યૂએશન્ )*n.*1.Position;locality;site:સ્થિતિ:સ્થાન;જગ્યા;સ્થાનક.2.Position,as regards the conditions and circumstances of a case:સ્થિતિ;હકીકત;દશા; ભાવ; વૃત્તિ. 3. Relative position; circumstances:અવસ્થા; દશા; હાલત; સ્થિતિ.4.Place;office:નોકરી;અધિકાર; પદવી. *A* **s.** *under government*:સરકારની નોકરી.

**Sitz-bath;**(સિટ્સ્-બાથ્ ) *n.* A tub in which one bathes in a sitting posture:બેસીને ન્હાવાનું પીપ.

**Siva,**(સિવ) *n.* [Skr. **Shiva**. pro-

perly,kind,gracious]One of the triad of Hindoo gods:શિવ;મહાદેવ;હર;હરહર;શંકર;ભોળાનાથ.

**Six,**(સિક્સ્ )*a.* [L.*sex.*] One more than five;twice three:છ; ૬; ખટ; ષટ્. *n.* The sum of three and three;six units,or objects:છ ની રકમ;છ એકમ-પદાર્થ-વસ્તુ.2.A symbol representing six units,as 6, vi.,or VI.:છ એકમ દર્શાવનારૂં ચિન્હ,જેવું કે ૬. *Aggregate* of **s** : છક્કું;ષટ્ક.*To be at* **s**.*and seven,or at* **s**.*s and sevens*,to be in disorder:અવ્યવસ્થામાં હોવું; બેતાલ થઈ જવું;અવ્યસ્થિત હોવું.

**Sixfold;**(સિક્સ્ફોલ્ડ્ ) *a.* Six times repeated;six times as much or as many:છગણું;છપટ.

**Sixteen,**(સિક્સ્ટીન્ )*a.*Six and ten: fifteen and one more:સોળ; ૧૬. *n.*1.The sum of ten and six;sixteen units or objects:૧૬ની રકમ; સોળ એકમ-પદાર્થ-વસ્તુઓ.2.A symbol representing sixteen units: as 16,or XVI.:સોળ એકમ દર્શાવનાર ચિન્હ-નિશાની,જેવી કે ૧૬ અથવા.XVI.

**Sixteenth,**(સિક્સ્ટીન્થ્ )*a.* 1.Six in order after ten; next in order after the fifteenth:સોળમું;ષોડશ. 2. Being one of sixteen equal parts into which anything is divided: કોઇપણ ચીજના સોળ સરખા ભાગ કર્યા હોય તેમાંનો એક હોય તેવું; સોળાંશ. *n.* 1. The quotient of a unit divided by sixteen: સોળાંશ;સોળમો ભાગ.2.The sixth after the tenth:જે સોળમું હોયતે.

**Sixth,** (સિક્સ્થ ) *a.* 1. First after the fifth; next in order after the fifth:છઠ્ઠું. 2. Being one of six equal parts into which anything is divided: કોઈ ચીજના છ સરખા ભાગ કર્યા હોય તેમાંનું એક હોય તેવું. *n.* 1. The quotient of a unit divided by six:ષષ્ઠાંશ.2.The next in order after the fifth: જે છઠ્ઠું હોય તે.

**Sixthly,** (સિક્સ્થ્લિ ) *adv.* In the sixth place:છઠ્ઠું એકેછઠ્ઠું.

**Sixtieth,**(સિક્સ્ટિએથ્ )*a.*1.Next in order after the fifty-ninth:સાઠમું.2.Being one of sixty equal parts into which anything is divided: કોઇપણ ચીજના સાઠ સરખા ભાગ કર્યા હોય તેમાંનું એક હોય તેવું. *n.*1.The quotient of a unit divided by sixty: સાઠાંશ. 2. The next in order after the sixty-ninth:સાઠમું.

**Sixty,**(સિક્સ્ટિ ) *a.* Six times ten; three score:સાઠ;૬૦.*n.pl.* **Sixties**.1.The sum of six times ten; sixty units or objects:સાઠની રકમ;સાઠ એકમ-પદાર્થ-વસ્તુ.2.A symbol representing sixty units,as 60,lx,or LX:સાઠ એકમ દર્શાવનારૂં ચિન્હ-નિસાની,જેવી કે ૬૦lx.,કે LX.

**Sizar,**(સાઈઝાર્ )*n.*One of a body of students in the universities of Cambridge(*Eng.*)and Dublin,who having passed a certain examination,are exempted from paying college fees and charges: કેમ્બ્રીજ અને ડબ્લીનની પાઠશાળામાં કોઈ અમુક પરિક્ષા પાસ કર્યા પછી રોજ મફત જમવાનો અને ભણવાનો હક મળ્યો હોય એવા વિદ્યાર્થીઓ પૈકીનો એક.

**Size,**(સાઈઝ્ )*n.*[ L. *ad* & *sedeo*, I sit.]1.A thin,weak glue used in various trades:એક જાતનો પાતળો રસ;ખેળ;આર.2.Any viscous substance:ચીકણો પદાર્થ.*vt.* To cover with size:ખેળ-આર દેવો-ચઢાવવો.

**Size,**(સાઇઝ્ )*n.*1.A settled quantity or allowance:અમુક જથ્થો.2.(*Univ.of Cambridge,Eng.*)An allowance of food and drink from the buttery,aside from the regular dinner at commons:નિયમિત આપવાના કરતાં વધારે ખાતે અપાતો ખોરાક તથા પાન.3.Bulk;bigness;magnitude:કદ;વડ;મહત્વ;પરિમાણ;માન;આકાર. 4.Figurative bulk;condition as to rank,ability,character,etc.:આકાર;આકૃતિ; મહત્વ;પરિમાણ;દરજ્જો;મરતબો;મોભો;વજન;ગૌરવ;પ્રતિષ્ઠા;ઈજ્જત; માન આબરૂ. 5. A conventional relative measure of dimension: પરમાણું;ભરતર;ભરત;માપ. *vt.* 1. To fix the standard of:-નું માપ મુકરર કરવું-ઠેરવવું.2. To adjust or arrange according to bulk:કદ-વડ પ્રમાણે ગોઠવવું;ન્હાના મોટા પ્રમાણે ગોઠવવું.3.To swell;to increase the bulk of: ફુલાવવું;-નું કદ વધારવું. 4. (*Mech.*)To bring or adjust anything exactly to a required dimension:માગેલા કદ પ્રમાણેકોઈ પણ ચીજ બનાવવી.*To* **s**.*up*, to ascertain the character and ability of:નું માપ જોવું;-ની તુલના કરવી;-ની શક્તિ-ગજું પારખવું-નક્કી કરવું.*vi.* 1.To take greater size;to increase in size:મોટું કદ થવું;કદમાં વધવું.

**Sized**(સાઈઝ્ડ્ )*a.* 1. Adjusted according to size:કદ-વડ પ્રમાણે ગોઠવેલું.2.Having a particular size or magnitude:અમુક કદ-પ્રમાણ વાળું-નું;આકારમય,

**Sizing,**(સાઈઝિંગ્ )*n.*Act of covering with size:આર આપવો-ચઢાવવો-દેવો તે.2.Size:આર;ખેળ.3. The act of bringing to a certain size: અમુક કદ સુધી લાવવું તે.

**Sizy,** (સાઈઝિ) *a.*Sizelike;viscous; glutinous:આર-ખેરવાળું;ચીકણું.

**Skain-Skein,**(સ્કેન્ )*n.*1.A quantity of yarn,thread,or the like, put up together,after it is taken from the reel:દોરાની કોકડી;આંટી;દડી;ગોટી;પીલ્લું.2.A metallic strengthening band or thimble on the wooden arm of an axle : ધરીના લાકડાના હાથાને મજબુતી આપવા માટે લોઢાનોપટો-લાફો;ખોળી.

**Skate,**(સ્કેટ્ )*n.*A metallic runner with a frame shaped to fit the sole of a shoe,made to be fastened under the foot,and used for moving rapidly on ice: એક પ્રકારનો બરફ ઉપર સરરર સરરર ચાલવાનો ધાતુમય જોડો.*vt.*To move on skates:એવા જોડાથી ચાલવું-સરકી જવું.

**Skeg,**(સ્કેગ્ )*n.*A sort of wild plum: એક જાતનું રાનિ આલુ.2.*Pl.*A kind of oats:ઓટની જાતનું ધાન્ય.3.The after part of the keel of a vessel,to which the rudder is attached: જ્યાં સુકાનનો દાંડો હોય છે તે વહાણનો પાછલો ભાગ.

**Skeleton,** (સ્કેલેટૅન્) *n.* [Gr.*skeleton*,a mummy.] The bony and cartilaginous frame work which supports the soft parts of an animal: હાડપિંજર; શરીરનું ખોખું. 2. Hence, *fig.* (*a*) A very thin or lean person:ઘણોજ પાતળો-દુબળો-જેનાં હાડકે હાડકાં દેખાતાં હોય એવો માણસ;હાડકાંનો માળો;તાવદાન;સુકી લકડી;મડદી; ચમરકડી;કોલમાં પીલીકાઢેલી શેલડી. (*b*) A frame work of anything:ખોખું;ડોળીઉં;આકાર.(*c*)

સાચો જન સુખે સુવે.

The heads and outline of a literary production:ખરડો; ટાંચણ; ખોખું.*a.*Consisting of or resembling a skeleton: હાડપિંજર-ખોખાના જેવું-વાળું-ને મળતું આવતું; ખોખા-ડોળીયા-ખરડા જેવું-રૂપ.

**Skeleton-key,** (સ્કેલેટૅાન-કી) *n.* A key with nearly the whole substance of the web filed away, to adapt it to avoid the wards of a lock;a master key:જાણી જોઇને ઘસી નાખેલી કુંચી; બીજાં તાળાંને બેસે તેવી કરેલી ચોર કુંચી.

**Skelter,**(સ્કેલ્ટર્ )*vi.*To run off belter skelter;to hurry; to scurry: પરપડી મુકીને નાસી-પલાયનકરી જવું; પોબારા-છ-પાંચ ગણી જવા; ગચ્છંતિ કરી જવું;ઉતાવળા નાસી-દોડી જવું.

**Skepetic,**(સ્કેપ્ટિક્ )*n.*One who is yet undecided as to what is true: ખરૂં શું છે તે વિષે જેની ખાતરી થતી નહોય એવો શંકાશીલ માણસ.2. A universal doubter:જેને તે બાબત જેને શંકા રહેતી હોય એવો માણસ.3.A disbeliever of the Christian religion: ખ્રિસ્તિ ધર્મનો નાસ્તિક મતવાદી.

**Skerry,**(સ્કેરિ) *n.pl.* **Skerries.** A rocky isle:an insulated rock:ખડકવાળો ટાપુ-બેટ;અલગ-છૂટી પડેલી ખડક.

**Sketch,**(સ્કેચ)*n.*An outline or general delineation of anything; a first rough or complete draught or plan of any design: કોઇ પણ ચીજનું સાધારણ વર્ણન; નકશો; ચિત્ર; અંકન;રેખામાત્ર;ચિત્રનું ડોળિયું-ખરડો;ખોખું;મુસદ્દો.*vt.* 1. To make a rough draught of:ડોળિયું-ખોખું-ખરડો ક૦.2.To plan or describe by giving the principal points or ideas of:-ના મુખ્ય વિચારો કહીને વર્ણન ક૦;મુખ્ય મુખ્ય વાત કહેવી.*vi.*To make sketches:ખોખાં-ડોળિયાં કાઢવાં-ચિતરવાં.

**Sketch-book,**(સ્કેચ્-બુક્ )*n.*A book of sketches or for sketches: ખરડાની ચોપડી;ખરડાપોથી.

**Skewer,**(સ્ક્યુઅર્ )*n.*A pin of wood or metal for fastening meat to a spit:સોયો;ખીલી;મેખ; ખીલો; સળી.*vt.*To fasten with skewers: સોયા-મેખ-ખીલીથી મજબૂત ક૦-જડવું.

**Skiff,**(સ્કિફ્ )*n.*A small,light boat: નાની હલકી હોડી-નાવ.

**Skilful Skilled,** (સ્કિલ્ફુલ-સ્કિલ્ડ) *a.*1.Discerning;reasonable;judicious:ડાહ્યું;સમજુ;વિવેકી.2.Possessed of skill;expert;well-versed: કીસબી;ચતુર; કારીગરીવાળું; આવડતવાળું;કામેલ;પ્રવીણ; નિપુણ; કુશળ;હોંશીયાર;હુન્નરી;કરામતી;વિચક્ષણ; ખબરદાર;અભિજ્ઞ.

**Skilfully,**(સ્કિલ્ફુલિ) *adv.* Reasonably;judiciously: પ્રવિણતા-ચતુરાઇથી;વિવેકબુદ્ધિથી.

**Skilfulness,**(સ્કિલ્ફુલ્નેસ્ )*n.*Ability in management; possession of skill:કુશળતા; પ્રવીણતા; ચતુરાઈ; ચાતુર્ય;કાબેલિયત;કરામત;નિપુણતા.

**Skill,**(સ્કિલ્ )*n.*1.Discrimination; judgment:reason:cause:વિવેક;સમજણ;બુદ્ધિ;ડહાપણ;અક્કલ.2.Knowledge;understanding:જ્ઞાન:સમજણ;બુદ્ધી;સમજ.3.Power to discern and execute; expertness; aptitude:હાથ કસબ-ચાલાકી;કૌશલ્ય;ચાતુર્ય;ચતુરાઈ;હિકમત;કરામત;કળા:કસબ; કારીગિરિ.4. Display of art; contrivance:હુન્નર જણાવવો તે;યુક્તિ;ઉસ્તાદી;કરામત. 5. Any particular art:હુન્નર;કળાકૌશલ્ય.

**Skillet,** (સ્કિલેટ્ ) *n.* [L. *scuta*, a dish.]A small vessel of iron,copper or other metal,with a handle:ડોઈઆ જેવું નાનું વાસણ.

**Skim,**(સ્કિમ્ )*vt.*1.To clear (*a liquid*) from scum or substance floating or lying there upon:ઉપર ઉપરથી તારવી કાઢવું.2. To take off by skimming:-ની તર-મલાઈ કાઢી લેવી-લેઇ લેવી. 3. To glide swiftly along the surface of:-ની સપાટી-પર થઇને જલદીથી જવું-સરી પડવું.4. *Fig.*To read or examine superficially and rapidly : ઉપર ટપકે જોઇ જવું;પર નજર નાંખી જવી.*vi.* I. To pass lightly;to glide along near the surface:સરી પડવું;-ની સપાટીની લગોલગ જલદીથી જવું.2.To hasten along with superficial attention:ઉપર ચોટીયું જોઈ જવું;ઉપર ટપકે નજર નાંખી જવી.3.To put on the finishing coat of plaster:-પર સાગોળ ચઢાવવો.

**Skimble-Skamble,** ( સ્કિમ્બલ્-સ્કૅમ્બલ્)*a.*Rambling;disorderly; unconnected:ભટકતું;નિયમમાં-રીતસર નહિ તેવું; સંબંધ વિનાનું-રહિત; અવ્યવસ્થિત;ઘોટાળા ભરેલું.

**Skimmer,**(સ્કિમર )*n.* 1. A utensil with which liquors are skimmed:મલાઇ તારવી લેવાનું વાસણ;ઝારો. 2. A kind of equatic bird: પાણીમાં સરસર તરનારૂં એક પક્ષિ.

**Skim-milk,**(સ્કિમ-મિલ્ક્ )*n.* Milk from which cream is skimmed away:મલાઈ ઉતારેલું દુધ;રગડો.

**Skimmings,**( સ્કિમિંગ્ઝ્) *n. pl.* That which is skimmed from the surface of a liquid : ઉપરથી તારવી કાઢેલી મલાઇ;તર.

**Skin,**(સ્કિન્ ) *n.* [ AS.*scinn.* ] 1. (*Anat.*)The external membranous integument of an animal:ચામડી;ખાળિયું;ચર્મ;ત્વચા;કાંચળી.2.The hide of an animal separated from the body,when green, dry or tanned:લીલું અથવા સૂકું સાફ કરેલું ચામડું;ખાલ.3.A vessel made of skin,used for holding liquids: ચામડાની કુલ્લી-કુપ્પી.4.The bark or husk of a plant or fruit:છાલ; છોડું;ફોતરું; છોતરું; છોલ. 5. That part of a sail,when furled,which remains on the outside and covers the whole:બહારને ભાગે રહી આખા વહાણને ઢાંકતો શઢનો ભાગ.**S** *of the teeth*, nothing or next to nothing:કાંઈ નહિ;જરાક પણ નહિ; લેશમાત્ર. *vt.* 1. To strip off the skin or hide of;to flay;to peel: -ની ચામડી ઉતારવી ઉખાડવી;ખાલ-છોતરાં ઉખાડવાં. 2. To cover with skin:-પર ચામડી લાવવી;-ને રૂઝવવું; -ને અંગુર લાવવું. 3. To strip of money or property;to cheat:ઠગવું;છેતરવું; પૈસા પડાવવા.*vi.* 1. To become covered with skin:ખાલ-છાલથી ઢંકાવું:ચામડી-ખાલ આવવી;રૂઝાવું;અંગુર આવવું.2.To produce,in recitation,examination,*etc*,the work of another for one's own: પરીક્ષા વખતે બીજાનું કામ પોતાનું છે એમ કરીને આગળ ધરવું.

**Skin-deep,**(સ્કિન-ડીપ્ )*a.*Not deeper than the skin:hence, superficial:ચામડી પુર ઉંડું; ઉપર ઉપરનું-ચોટીયું.

**Skin-flint,** ( સ્કિન્ફ્લિન્ટ્ ) *n.* A penurious person;a miser;a niggard:મખ્ખીચુસ;કંજુસ;કૃપણ.

**Skinny,** (સ્કિનિ)*a.* Consisting of skin;wanting flesh:એકલી ચામડીવાળું;હાડકાંવાળું;દુબળું; પાતળું;તવાયલું;તાવદાન.

Starve not yourself to feed lackeys:

**Skip,** (સ્કિપ્ )*n.*1.A basket:ટોપલી. 2.A basket on wheels used in cotton factory:સુતરના કારખાનામાં વપરાતી પૈડાંવાળી ટોપલીઓ.3.(*Mining.*) An iron basket: તગારૂં.4.(*Sugar Manuf.*) A charge of sirup in the pans: પેણ-તાવડાનો રસ.5.A bee-hive:a skep:મધપુડો. *vi.*1.To leap lightly:to move in leaps and bounds કુદવું;ઠેકડો-છલંગ મારવી.2.*Fig.*To pass by or overlook,portions of a thing:કાંઈ ભાગ ધ્યાનમાં ન લેવો-જોયા વગર જવા દેવો;કુદાવી જવું;ગાળી નાંખવું;મુકી દેવું.*vt.* 1.To leap lightly over:-ના ઉપર થઇને હળવે રહીને જવું.2.To omit;to miss:મુકી દેવું;જવા દેવું.*To* **s.***a lesson*:પાઠ જવા દેવો-પડતો રાખવો-મૂકવો.3.To cause to skip:ઉછાળવું;ઠેકડો મરાવવો.*As,to* **s.***a stone*:પથ્થર ઉછાળવો.*A skipping rope*:ઝાલીને કુદવાનું દોરડું.*n.*1.A light leap or bound:કુદકો;છલંગ;ઠેકડો;પ્લુતગતિ.2.An omission of a part:કાંઈ ભાગ પડતો મુકી દેવો તે.

**Skipper,** (સ્કિપર્ )*n.* 1. One who or that which skips:કુદનાર;ઠેકડો-છલંગ મારનાર.2.A young,thoughtless person:નાનો-જુવાન મૂર્ખો-મૂર્ખ માણસ;અવિચારી માણસ.*n.*1.(*Naut.*) The master of a fishing or small trading vessel: નાના વેપારી-વહાણનો માલિક.2.A ship boy: વહાણમાં કામ કરનાર છોકરો-ચાકર.

**Skirling,**(સ્કર્લિન્ગ )*n.*A shrill cry; a crying shrilly: તીણી બૂમ;તીણી બૂમ-ચીચીઆરી પાડવી તે.

**Skirmish.**(સ્કર્મિશ્ )*vi.*[Gr.*schirm*, a shelter.] To fight slightly or in small parties; to engage in a skirmish:થોડા લશ્કરની સહેજ લડાઈ થવી;મારંમારા-ઝપાઝપી ક૦;સહેજ લડવું.*n.*1.A slight fight in war: લડાઈમાં થોડી મારામારી-ઝપાઝપી ક૦ તે.2.A slight contest:ઝગડો;ઝપાઝપી;કજીઓ;મારામારી;સહેજ લડાઇ.

**Skirmisher,** ( સ્કર્મિશર્ ) *n.* One who skirmishes: સહેજ લડાઇ-ઝપાઝપી-મારામારીકરનાર.*Specifically:pl.*(*Mil.*) Soldiers deployed in loose order,to cover the front or flanks of an advancing army or a marching column:કુચ કરનાર લશ્કરના આગલા ભાગની આગળ વિખરાતા ચાલનારા સિપાઇઓ.

**Skirt,** (સ્કર્ટ્ )*n.* 1. The lower and loose part of a coat,dress,or other like garment;the part below the waist:ચાળ;ઝુલ;ઘેર;પદર;પાલવ.2. A loose edging to any part of a dress:પોશાકના કોઈપણ ભાગની ઝુલ. 3.Border;edge; margin: સીમા;-કોર;કાંઠો;છેડો;કિનારો; પ્રાંતભાગ. *In the* **Skirts** *of the forest*:જંગલની સીમામાં.4.A petticoat:સ્ત્રીઓનો ચણિયો;ઘાઘરો.5.The midriff in animals:પ્રાણીઓના પેટનો વચલો પડદો. *vt.* 1. To cover with a skirt; to surround:ઘેર-ઝુલ કરવી-મુકવી;-ને ફરતું આવવું. 2. To border;to form the border or edge of:સીમાપર આવવું;-ની કોરે-હદપર-ને છેડે આવવું.*As, the plain was* **Skirted** *by rows of trees*:તે મેદાનની સીમા-હદપર ઝાડો હારબંધ આવી રહ્યાં હતાં.*vi.*To be on the border;to live near the border or extremity: કિનારે આવવું-હોવું;-ની સીમાપર રહેવું.

**Skirted,**(સ્કર્ટેડ્ )*a.*Having a loose edging:ઘેરાવાવાળું;ઘેરદાર.

**Skit,**(સ્કિટ્ )*vt.*To cast reflections on;to asperse on:એબ-ખટ્ટો લગાડવો;આળ ચઢાવવું.*n.*1.A jeer or gibe; a sally;a squib:મશ્કરી;મજાક;મેણું; ટોણું;નિંદાવાક્ય.2.A wanton girl; a light wench: છિનાળ;રંડા;પાતર; નાચણ ધૂધરી.

**Skittish,** ( સ્કિટિશ્ ) *a.* 1. Easily frightened;timorous;shy:સહેજમાં બીહે એવું;બીકણ;ભડકણ;શરમાળ. 2.Wanton;restive;fickle: વાએલ; અસ્થિર;ઉડાઉ;પળપળમાં ફરે એવું;ચંચળવૃત્તિનું;ચપળ;ચંચળ;-ક્રીડાશીલ.

**Skiver,** (સ્કિવર્ )*n.*1.An inferior quality of leather,made of split sheep-skin:ઘેટાંનું ચીરેલું ચામડું.2. The cutting tool or machine used in splitting leather or skins as sheep-skins:ચામડી ચીરવાનું ઓજાર-હથિયાર.

**Skulk,**(સ્કલ્ક્ )*vi.*To lie close,or to move in a furtive way;to lurk: ભરાઈ બેસવું ; છુપાવું; સંતાવું. *n.* A number of foxes together:લોંકડીઓનું ટોળું-સમૂહ-જથ્થો.

**Skull,**(સ્કલ્ )*n.*1.(*Anat.*)The skeleton of the head of a vertebrate animal,including the brain case or cranium,and the bones and cartilages of the face and mouth: માથાનું તાલકું-ખોપરી;માથાની કાચલી; કપાળ;ખપર.2.The head or brain; the seat of intelligence; mind: મગજ;મન;સમજ શક્તિનું રહેઠાણ.3.A covering for the head;a skull-cap:ટોપી; તાલકા ટોપી.4.A sort of oar:એક જાતનું હલેસું.

**Skullcap,** ( સ્કલ્કેપ્ ) *n.* 1. A cap which fits the head closely:ટોપી;માથાને બરોબર બેસી રહેતી ટોપી; તાલકટોપી.

**Skute**.(સ્કુટ્ ) *n.* A boat; a small vessel:મછવો;હોડી;નાનું વહાણ.

**Sky,**(સ્કાઈ)*n.pl.***Skies**.[AS.*scua.*] 1.A cloud:વાદળું;2.Hence,a shadow:પડછાયો;છાયો; છાંયડો. 3.The heavens;the firmament (*sometimes in the plural*):આકાશ;આસમાન;ગગન;આભ;અંબર;વ્યોમ;અંતરિક્ષ. 4. The weather; the climate:હવા;ઋતુ.*Under open* **S.**,out of doors:ઘર બહાર;બારણે;*vt.*[*Imp* & *p.p.***Skied**or**Skyed**. ] 1. To hang(*a picture on exhibition*) near the top of a wall, where it can not be well seen(*colloq.*): પ્રદર્શનમાં જે દિવાલની ટોચેથી કોઈ છબી બરોબર જોઈ શકવામાં ન આવે ત્યાં લટકાવવી-ટાંગવી 2.To throw towards the sky: આકાશ-વાદળ તરફ ફેંકવું-નાંખવું.*To* **s.***a ball at cricket*:ક્રીકેટની રમતમાં દડો વાદળ તરફ-ઉંચે ઉછાળવો-નાંખવો.

**Sky-blue;**( સ્કાઈ-બ્લ્યૂ )*a.* Having the blue color of the sky:azure: વાદળી;આસમાની;આકાશના રંગ જેવું. *n.*An azure color:આસમાની-વાદળી રંગ;નીલવર્ણ.

**Sky-coloured,** ( સ્કાઈ-કલર્ડ્ ) *a.* Having the color of the sky:આકાશવરણું;આસમાની;વાદળી-નીલવર્ણી.

**Sky-high,**( સ્કાઇ-હાઇ ) *adv* & *a.* Very high:ઘણું ઉંચું-ઉંચે.

**Sky-lark,**(સ્કાઈ-લાર્ક્ )*n.*(*Zool.*) A lark that mounts and sings as it flies:એક પ્રકારનું ઉડતું ગાનારું પક્ષી;ભરદ્વાજ;ચ્યાધ્રાટ.

**Sky-larking,**(સ્કાઈ-લાર્કિન્ગ )*n.*(*a*) The act of running about the rigging of a vessel in sport:રમતમાં વહાણનાં સઘળાં દોરડાંની આસપાસ દોડવું તે.(*b*)Sporting;carousing:મસ્તી કરવી તે;આનંદમાં ખુબ દારૂ પીવો-ઢીંચવો તે.

**Sky-light,**(સ્કાઈ-લાઇટ્ ) *n.* A win-

ઘરનાં છોકરાં ઘંટી ચાટે ઉપાધ્યાને આટો.

dow placed in the roof of a building, in the ceiling of a room, or in the deck of a ship: અજવાળીયું; જાળીયું; આકાશબારી; આકાશપ્રકાશ.

**Sky-rocket,** (સ્કાઇ-રૉકેટ્ ) *n.* A rocket that ascends high and burns as it flies: એક જાતનું દારૂખાનું; હવાઇ.

**Sky-sail,** (સ્કાઈ-સૅલ્ ) *n.* ( *Naut.* ) The sail set next above the royal: નાનો સઢ.

**Slab,** (સ્લૅબ્ ) *n.* **1.** A thin piece of anything, especially of marble or other stone, having plane surfaces: પથ્થરની શીલા-છાટ; ગચીયું; નીસાતરો; નિસા **2.** An outside piece taken from a log or timber in sawing it into boards, planks, etc: વહેરવાના લાકડાનું ઉપરનું પાટિયું; ચીપ. **3.** (*Naut.*) The slack part of a sail: સઢનો ઢીલો ભાગ. *a.* Thick; viscous: જાડું; ઘટ્ટ. *n.* Moist earth; mud: ભીની માટી; કચરો; કાદવ.

**Slabber,** (સ્લૅબર ) *vi.* To let saliva or some liquid fall from the mouth: મોંઢામાંથી લાળ-અથવા એવો કોઇ પ્રવાહી પદાર્થ પડવા દેવો; થુંકવું; આજ પાડવી-ગળવા દેવી. *vt.* **1.** To wet and foul with spittle: લાળ અથવા થુંકવાળું કરીને બગાડવું; થુંકીને બગાડવું. **2.** To spill liquid upon; to smear carelessly: ઢોળવું; ખરડવું; બગાડવું. *n.* Spittle; saliva; slaver: લાળ; લળ; થુંક; ઓઝ.

**Slack,** (સ્લૅક્ ) *n.* A valley or small, shallow den: ખીણ. **2.** A small coal: also, coal dust: નાનો કોલસો; કોલસાની ભૂક-રાખ-ઝેણ-ભૂકી. *a.* **1.** Lax; not firmly extended: ઢીલું; નરમ; શિથિલ. **2.** Weak; not holding fast: નબળું; અશક્ત; શિથિલ. *As, a* **s.** *hand*: નબળો હાથ. **3.** Remiss; backward: ગાફેલ; સુસ્ત; પ્રમત્ત; શિથિલ; ઢીલું. *As,* **s.** *in duty*: પોતાના કામ-ફરજમાં ઢીલું-ગાફેલ. **4.** Slow; easy: ધીમું; મંદ; શિથિલ; સહેલ; ઠંડું; ટાઢું. *As, business is* **s.**: કામ-વેપાર મંદ છે. *n.* Small coal; coal dust: કોલસાના ઝીણા ઝીણા કકડા-ની ભુકી.

**Slacken,** (સ્લૅકન ) *vi.* **1.** To become slack; to decrease in tension: નરમ-ઢીલું-પોચું પડવું-થવું; શિથિલ થવું; -ના બંધ ઢીલા થવા. **2.** To be negligent: ઢીલાં થવું; ગાફેલ રહેવું; પાછું હઠવું. **3.** To lose cohesion; to slake: -નો ભુકો થઇ જવો; પીગળવું. **4.** To abate; to become less violent: નરમ-ધીમું-મંદ પડવું-થવું. **5.** To lose rapidity: નરમ પડવું; -નું જોર ઓછું થવું; ધીમું પડવું. **6.** To languish; to fail: ધીમા પડવું; દુબળા-નબળા-પાતળા થવું. **7.** To end; to cease: છેડો આવવો; ગોભવું; વિરામવું; અટકવું; બંધ પડવું. *vt.* **1.** To render slack: નરમ-ઢીલું-પોચું પાડવું-કo. **2.** To neglect: ગાફેલ થવું; ભુલવું. **3.** To deprive of cohesion by combining chemically with water: પાણીની સાથે મેળવી ભુકો કo; નરમ કo. **4.** To cause to become less eager; to repress: નરમ પાડવું-કo; મંદ કo; પર પાણી છાંટવું. **5.** To mitigate; to abate: નરમ-ઢીલું પાડવું; ધીમું-ઓછું કo; ઘટાડવું. *n.* (*Metal.*) A spongy, semivitrified substance which miners or smelters mix with the ores of metals to prevent their fusion: કાચી ધાતુ પીગળી ન જાય તેટલા માટે ભેળવવામાં આવતો એક પદાર્થ.

**Slackness,** (સ્લૅક્નેસ ) *n.* The quality or state of being slack: નરમ-ઢીલાપણું; ગાફેલી; શિથિલતા; બેકાળજી; ધીમાશ; ઠંડાઈ; ઠંડાશ; આળસ; મંદી; મંદાઇ; સુસ્તાઇ; મંદપણું; નિર્બળપણું; નિબળતા.

**Slack-water,** (સ્લૅક્-વૉટર ) *n.* **1.** The time when the tide runs slowly, or the water is at rest: ભરતી ધીમે ધીમે આવેછે અથવા પાણી સ્થીર હોયછે તે વખત. **2.** The interval beween the flux and reflux of the tide: ભરતી અને ઓટની વચ્ચેનો વખત.

**Slag,** (સ્લૅગ ) *n.* The dross or recrement of metal: ધાતુનો કચરો-મેલ. **2.** The scoria of a volcano: જવાળામુખી પર્વતમાંથી નીકળતો છિદ્રમયપદાર્થ.

**Slake,** ( સ્લૅક્ ) *vt.* **1.** To allay; to quench: બુઝવવું; હોલવવું; છિપાવવું; મટાડવું; શાંત કo; છાંટવું. **2.** To mix with water: પાણી નાંખીને ભુકો કo. *vi.* **1.** To go out; to become extinct: હોલવાઇ-બુઝાઈ જવું. **2.** To abate: નરમ થવું. **3.** To slacken: ઢીલું-પોચું થવું; શિથિલ થવું-પડવું. **4.** To become mixed with water, so that a true chemical combination takes place: પાણીમાં પલળવાથી નરમ થવું. **S.** *trough*: તપાવેલું લોઢું ટાઢું પાડવા સારૂં લુવારે પાણીનું ભરી રાખેલું કુંડું.

**Slam,** (સ્લૅમ ) *vt. imp. & p. p.* **Slammed. 1.** To shut with force and a loud voice: પછાડી-અફાળીને બંધ કરવું; ધમોધમ બંધ કo; ભટકાવવું. **2.** To put in or on some place with force and loud noise: ધબ દઈને મુકવું; પછાડવું. **3.** To strike with some implement with force: ઠોકવું; મારવું. **4.** To strike down; to slaughter: મારી પાડવું; કતલ કo; કાપી નાંખવું; -નો વધ-ઘાત કo. **5.** To defeat (opponents at cards) by winning all the tricks of a deal or a hand: પત્તાં રમવામાં સામાને બાવનીઓ-કોરૂં બુચું આપવું; ફુંકાવવું. *vi.* To come or swing against something or to shut with sudden force so as to produce a shock and noise: ધક્કો લાગે અને અવાજ થાય એવી રીતે બંધ થવું; ભટકાવું. *n* **1.** The act of one who, or that which slams: ધબદઈને પછાડનાર-બંધ કરનાર. **2.** The shock and noise produced in slamming: ધબકારો. **3.** (*Card playing*) Winning all the tricks of a deal: જીત; એકે એક હાથ જીતી-કરી લેવો તે. **4.** The refuse of alum works: ફટકડીના કરેલા પદાર્થોનો પડેલો ભુકો.

**Slander,** (સ્લૅન્ડર ) *n.* [ L. *Scandalum*, a scandal.] **1.** A false tale or report maliciously uttered, tending to injure the reputation of another: જુઠી બદબોઇ-નિંદા-અપવાદ; આળ; નાલેશી. **2.** Disgrace; dishonour: બેઆબરૂ; અપમાન; ફજેતી; બેઆબરૂ. **3.** (*Law.*) Formerly, defamation generally, whether oral or written calumny: નાલેશી; જુઠો અપવાદ. *vt.* **1.** To defame; to injure by maliciously uttering a false report: -ની જુઠી બદગોઈ-નિંદા-અપવાદ કo; -નેમાથે આળ ચઢાવવું; કુભાંડ રચવું. **2.** To bring discredit or shame upon by one's acts: આબરૂ લેવી; -ની આબરૂને દુષણ લગાડવું.

**Slanderer,** (સ્લૅન્ડરર્ ) *n.* One who slanders; a defamer: જુઠી નિંદા-બદગોઇ-અપવાદ કરનાર; ખોટી ચાડી કરનાર; ચુગલીખોર; કુંભાડી; અપવાદક.

**Slanderous,** (સ્લૅન્ડરસ્ ) *a.* **1.** Given or disposed to slander: નિંદાખોર; ચુગલીખોર; ખોટી બદગોઇ કરનાર. **2.** Embodying or containing slander: નિંદા-અપવાદનું-વાળું-ભરેલું; નિંદાત્મક; અપવાદક; અપવાદાત્મક; કુંભાડી.

**Slang,** (સ્લૅન્ગ ) *n.* Any long narrow

piece of land:જમીનનો લાંબો સાંકડો કકડો.*n.*A fetter worn on the leg by a convict:પગની બેડી.*n.*Low vulgar language:હલકી-નીચવર્ણની બિભત્સ બોલી.*vt.*To address with slang or ribaldry;to insult with vulgar language:નીચા શબ્દ બોલી અપમાન કરવું;ગાળ દેવી;ગાળાગાળી ક૦.

**Slant,**(સ્લૅન્ટ્ )*vi.*To lie obliquely; to slope:ત્રાંસુ થવું હોવું.*vt.*To turn from a direct line:ત્રાંસુ-તિરકસ ક૦; વાંકું-આડું-ઢાળ પડતું-નમતું ક૦. *n.* **1.** A slope:ઢાળ;ઢોળાવ.**2.**An oblique reflection or gibe:વક્રોક્તિ; કરડાકિનું ભાષણ.*a.*Sloping;oblique:વાંકું;ઢળતું;તિરકસ;આડું;નમતું;વક્ર.

**Slanting,** (સ્લૅન્ટિંગ્ ) *a.* Oblique; sloping:ઢાળ પડતું;ઢળતું;નમતું;વાંકું: વક્ર;ત્રાંસું.

**Slap,**(સ્લૅપ્ )*n.*A blow,*esp.*one given with the open hand or with something broad:લપડાક;ધોલ;છક્કડ;થપ્પડ;તમાચો.*vt.*To strike with the open hand or with something broad:લપડાક-ધોલ-થપ્પડ મારવી.*adv.*With a sudden and violent blow;quickly;instantly:તરતજ;ઉતાવળે;ચટલઇ-દઇને;ધેડ દઈને;જલદીથી;ઝબોઝબ;તડોતડ.

**Slap-dash**,(સ્લૅપ્-ડૅશ્) *adv.* **1.**In a bold,careless manner;at random: બેદરકારપણે;નિડરપણે.**2.**All at once: એક સપાટે;એકી ઝપાટે;એકદમ;ઓચિંતાને.*vt.*To apply in a hasty,careless manner: બેદરકારપણે-અગડબગડ લગાડવું;હાથ મારી દેવો;ઘસડબોડો કરી દેવો;ધૂળધાણી કરી દેવું.

**Slash,**(સ્લૅશ્)*vt.***1.**To cut by striking violently and at random : જોરથી આમતેમ મારી કાપી નાંખવું-તોડી નાંખવું;કાપીને લાંબા વાઢ-ચીરા ક૦. **2.**To lash; to ply the whip to: ચાબુક મારવી;ફટકા મારવો.**3.**To crack or snap,as a whip:ચાબુક ફટકાવવીનો કડાકો ફોડવો.*vi.*To strike violently and at random; to cut hastily and carelessly:ઉતાવળથી અને બેદરકારપણે કાપવું.*n.***1.**A long cut;લાંબો કાપો-ચીરો-વાઢ.**2.**A large slit in the material of any garment made to show the lining through the openings:ચીરો;કાપ.

**Slat,**(સ્લૅટ્ )*n.*A thin narrow strip or bar of wood or material:પાટીયા અગર ધાતુની સાંકડી ચીપ.*vt.Imp.* & *p.p.* **Slatted. 1.** To slap; to strike:મારવું;પછાડવું. **2.** To split: ચીરવું;-માં ચીરો પાડવો.**3.**To set on: ઉશ્કેરવું;-ના ઉપર દોડાવવું-છોડવું.

**Slate,**(સ્લેટ્ )*n.***1.**(*Min.*)Argillite; argillaceous schist:ચીપો ઉતરે એવી તરેહનો એક પથ્થર;એક જાતનો ભુરો પથ્થર. **2.** Any rock or stone having a slaty structure : સ્લેટ જેવો પથ્થર.**3.**(*a*)A thin,flat piece for roofing or covering houses, &c.:છાપરાપર જડવાની છાટ. (*b*) A tablet for writing upon:પથ્થરપાટી;સ્લેટ.**4.**An artificial material resembling slate,and used, for the above purposes:સ્લેટના જેવો બનાવટી પદાર્થ.**5.** A thin plate of any material: ધાતુનું પાતળું પતરું. **6.**(*Politics.*)A list of candidates, prepared for nomination or for election:ચુંટણીને માટે તૈયાર થએલા ઉમેદવારનું પત્રક.*vt.***1.**To cover with slate:સ્લેટની પાતળી છાટ જડવી.**2.**To register(*as on a slate and subject to revision*)for an appointment:પત્રકમાં નોંધવું.*vt.* To set a dog upon;to bait:-પર કુતરો છોડવો.

**Slater,** (સ્લૅટર્ ) *n.* One who lays slates, or whose occupation is to slate buildings : છાપરાં ઉપર સ્લેટ પથ્થર જડનાર-બેસાડનાર.

**Slattern,**(સ્લૅટર્ન્ )*n.*A woman who is negligent of her dress or house:ગંદી-ફુએડ સ્ત્રી;અંગ તથા ઘર સાફસુફ ન રાખે એવી બાયડી.*a.*Sluttish;slatternly:ગંદી;મેલી;ફુએડ.*vt.* To consume carelessly or wastefully:ગુમાવવું.

**Slaughter,**(સ્લૉટર્ )*n.* [AS.*sleaht* a blow.](*a*)Carnage; massacre; havoc;murder:કતલ; સંહાર;કાપાકાપી:નિકંદન;ખુનરેજી.(*b*)The act of killing cattle or other beasts for market:ઘાત;વધ;હત્યા.*vt.***1.**To kill;to slay in battle:સંહાર ક૦; કતલ ક૦;-નો ઘાણ કાઢી નાંખવો; સઘળાને સાથે લાગાં મારી નાંખવાં. **2.**To butcher:(ખાવાને માટે)મારીનાંખવું; વધ-હત્યા ક૦;-ને હલાલ ક૦.

**Slaughter-house,** (સ્લૉટરહાઉસ્ ) *n.* A house where beasts are butchered for the market:કસાઈખાનું;વધભૂમિ;વધ્યસ્થાન.

**Slave,**(સ્લેવ્ )*n.* **1.** A person who is held in bondage to another; one who is held as a chattel:ઢુંડો;ગુલામ;દાસ.**2.**One who has lost the power of resistance:આધીન; વશ;દાસ.**3.**A drudge:વૈતરો;વેઠીઓ. **4.**An abject person:નીચ-અધમહલકો માણસ; ઢુંડો; ગુલામ. *vi.* To drudge;to toil:વૈતરું-મજુરી-મહેનત ક૦;ગુલામગિરી ક૦.*vt.* To enslave: ગુલામ કરવો.

**Slaver,**(સ્લૅવર્ )*n.***1.** A vessel engaged in the slave trade:વેચવાને માટે એક મુલકથી બીજે મુલક ગુલામ લઇ જનારું વહાણ. **2.** A person engaged in the purchase and sale of slaves:ગુલામનો વેપારી.*vi.***1.**To suffer spittle &c.,to run from the mouth:થુંક-લાળ પડવા દેવી.**2.**To be besmeared with saliva:થુંકથી પલળવું-ખરડાવું-બગડવું. *vt.* To slabber:થુંક ચોપડવું *n.*Saliva driveling from the mouth:મોમાંથી ચૂતી લાળ-થુંક.

**Slavery,**(સ્લૅવરિ)*n.pl.***Slaveries.** **1.**The condition of a slave:bondage;servitude:ગુલામગીરી: ઢુંડાપણું;પરાધીનતા;પરવશતા;દાસત્વ;દાસદશા.**2.** A condition of subjection or submission characterized by lack of freedom of action or of will:પરવશતા; પરાધિનપણુંતા;પરતંત્રતા. **3.** The holding of slaves:ગુલામ રાખવા તે.*n.*A maid servant:દાસી;ચાકરડી;ઢુંડી.

**Slavish,**(સ્લૅવિશ્ )*a.*Of or pertaining to slaves;servile:ગુલામ-ઢુંડાજેવું;દાસવત્;દાસોચિત;મજુરી ભરેલું.

**Slay,** (સ્લૅ ) *vt. imp.* **Slew**; *p. p.* **Slain.**[AS.*slahan*,to beat.] To put an end to; to destroy: મારી નાંખવું;-નો વધ-ઘાત ક૦;-ને કાપી નાંખવું;-નો જીવ-પ્રાણ લેવો.

**Slayer,**(સ્લૅઅર્ )*n.*One who slays;a killer:કાપી-મારી નાંખનાર;ખુની;ઘાતક.

**Sleave,**(સ્લીવ્ )*n.*(*a*)The knotted or entangled part of silk or thread:ગુંચાયેલું રેશમ.(*b*)Silk not yet twisted:કાચુ રેશમ.*vt.*To separate as threads:દોરા-તાર જુદા ક૦.

**Sled,**(સ્લેડ્ )*n.***1.**A vehicle or runners,used for conveying loads over the snow or ice:બરફપર ચાલવાની ગાડી.**2.**A small, light vehicle with runners,used,mostly by young persons, for sliding on snow or ice:નાનાં છોકરાંને બરફપર

ચલાવવાની ગાડી.*vt.* To convey or transport on a sled : ગાડીમાં બેસાડી લઈ જવું.

**Sledge**,(સ્લેજ્ )*n*.**1**.A strong vehicle with low runners or low or no wheels:બરફ ઉપર ચલાવવાની એક પ્રકારની ટુંકા કે વગર પૈડાની ગાડી.**2**.A hurdle on which, formerly, traitors were drawn to the place of execution:રાજદ્રોહીને વધસ્થાને લઈ જવાની ગાડી. **3**. A sleigh:એક જાતની ગાડી.**4**.A game at cards:પત્તાની રમત. *vi & t.* To travel or convey in a sledge : વગર પૈડાની ગાડીમાં બેસીને મુસાફરી ક૦-માં લઈ જવું. *n*.A large heavy hammer,usually wielded with both hands:મોટો ભારે હથોડો.

**Sleek**,(સ્લીક્ )*a*.**1**.Smooth:લીસું;સુંવાળું;ચળકીવાળું;સાફ.**2**.Not rough or harsh:સાફ;સુંવાળું. *adv.*With ease and dexterity: સરળતા અને ચાલાકીથી.*n*. That which makes smooth:સુંવાળું-લીસું બનાવનાર.*vt.* To make even and smooth:સાફ-સુંવાળું બનાવવું.

**Sleekness**,(સ્લીક્નેસ્ )*n*.The quality or state of being sleek; smoothness & glossiness of surface:લીસાપણું;સુંવાળાપણું; સફાઇ; ચળકી;મૃદુતા.

**Sleep**.(સ્લીપ્ )*vi.imp.*& *p.p.***Slept**. **1**.To take rest by a suspension of the voluntary exercise of the powers of the body and mind, and an apathy of the organs of sense;to slumber:ઉંઘવું;નિંદ્રા લેવી;શયન ક૦.**2**. (*Fig.*) (*a*) To be careless,inattentive, or unconcerned : વિષે ગાફેલ-બેદરકાર રહેવું; આંખો મિંચવી.(*b*)To be dead:મરી ગએલું હોવું.(*c*)To be quiet:સ્વસ્થ ટહાડું પડવું-હોવું: ઉંઘવું: ઓડચે પડવું *vt*.**1**.To be slumbering in: -માં ઉંઘવું-નિંદ્રા લેવી. **2**. To give sleep to: સુવાડવું.*To* **s.***away*, to spend in sleep:ઉંઘમાં ગાળવું. *To* **s.** *off*, to become free from by sleep: ઉંઘ લઈને કશાની અસર કાઢી નાંખવી.*n*.A natural and healthy, but temporary and periodical suspension of the functions of the organs of sense, as well as, of those of the voluntary and rational soul;slumber; repose:ઉંઘ;નિંદ્રા;નીંદ;શયન.*Dead* **s.**: અઘોર નિંદ્રા;આસુરી નિંદ્રા;કાળ નિંદ્રા;ગાઢ નિંદ્રા;સુષુપ્તિ.

**Sleeper**, ( સ્લીપર્ ) *n*. One who sleeps:ઉંઘનાર.Hence,a drone;a lazy person:ઉંઘણસી.આળસુનો પાદશાહ.**2**.A sleeping car:ઉંઘવાની-સુવાની ગાડી.**3**.Something, lying in a reclining posture:આડી પડેલી કંઇપણ ચીજ.**4**.One of the pieces of timber or iron on the level of the ground, for the support of some superstructure,to steady frame work to keep in place the rails of a railway, &c;a string piece:સલીપર;સલેપાટ;પાટડો.

**Sleepiness**, ( સ્લીપિનેસ્ ) *n*. The quality or state of being sleepy: ઉંઘથી થતી સુસ્તી;ઉંઘણસીપણું.

**Sleepless**,(સ્લીપ્લેસ્ ) *a*. **1**. Having no sleep:ઉંઘ-નિદ્રા-આરામ-ચેન વગરનું;નિંદ્રાહીન-રહિત. **2**. Having no rest:બેચેન;અસ્વસ્થ.

**Sleepy**,(સ્લીપિ *a*.Drowsy; inclined to sleep:ઉંઘરાટું:ઉંઘટું;ઉંઘણસી; નિદ્રાળુ:નિંદ્રાગ્રસ્ત.**2**.Soporiferous: ઉંઘ આવે તેવું; નિંદ્રાજનક. **3**. Dull; lazy;heavy:એદી:સુસ્ત;ધીમું;આળસુ.

**Sleet**,(સ્લીટ્ )*n*. (*Gun.*) The part of a mortar extending from the chamber to the trunnions:તોપનો કુંદો.*n*.Hail or snow mingled with rain,usually falling,or driven by the wind,in fine particles:ઝીણા હીમ કે કરા ભેગો વરસાદ; તુષારવૃષ્ટિ;ઝરમર.*vi*.To snow or hail with a mixture of rain : વરસાદ સાથે હીમ કે કરા પડવા.

**Sleeve** , ( સ્લીવ ) *n*. Untwisted thread:પીંજ્યાં કે ગોઠી નહીં વાળેલો દોરો.*n*. **1**.The part of a garment which covers the arm:બાંય.**2**.A narrow channel of water:પાણીની સાંકડી નહેર. *To laugh in the* **s.**,to laugh privately:મોંમાં-ગાલમાં હસવું.*To pin,or hang,on the* **s.** *of*,to be,or make dependent upon:કોઇને આધારે રહેવું;-ના આધારે-આસરે રહેવું.*vt*.To furnish with sleeves:બાંય બેસારવી.

**Sleigh**, ( સ્લે ) *a*. Sly: પક્કું; ખંધું; પહોંચેલું.*n*.A vehicle moved on runners,and used for transporting persons or goods on snow or ice:બરફ ઉપર ચલાવવાની ગાડી.

**Sleight**, ( સ્લાઈટ્ ) *n*. [ AS.*slith*, smooth.]**1**.Cunning;craft:હુન્નાઇ; ઠગાઇ;ખંધાઈ;પ્રપંચ. **2**. An artful trick:હાથ ચાલાકી;હાથ ચાલાકીનો ખેલ;ચતુરાઇનો ખેલ; માયા; ઇંદ્રજાળ. **3**. Dexterous practice: ચાલાકી; હોંશિઆરી.

**Slender**,(સ્લેન્ડર્ )*a*.**1**. Not thick; slim:પાતળું;નબળું;કૃશ;બારીક;કૃશાંગ.**2**.Weak;feeble:નાજુક;નાનકડું; નબળું:દુર્બળ; દુબળું. **3**.Moderate; trivial:થોડું;જુજ;હલકું;અલ્પ;ક્ષુદ્ર.**4**. Small;inadequate:થોડું;પુરતું નહીં. **5**.Spare:થોડું;પેટ ભરાય નહીં તેવું;કૃપણ;જાડું પાતળું.**6**.(*Phon.*)Uttered with a thin tone:ધીરેથી બોલેલું.

**Sley**,(સ્લે)*n*. **1**. A weaver's reed: વણકરની ફણી.**2**. A guide way in a knitting machine:ગુંથવાના સંચાનો એક માર્ગ.*vt*.To separate or part the threads of,and arrange them in a reed:વણકરી ફણીમાં દોરા ગોઠવવા.

**Slice**,(સ્લાઈસ્ )*n*.[ AS. *slitan*, to slit.]**1**.A thin,broad piece cut off: પહોળો, પાતળો કાપીને કરેલો કકડો-કકરો;કાતરી;કાપલી.**2**.That which is thin and broad,like a slice: કકડા જેવી પોહોળી પાતળી વસ્તુ; ચીપ;કાતરી.(*a*)A broad,thin piece of plaster : પ્લાસ્ટરની પટ્ટી. (*b*) A salver, platter,or tray: કુંડું.(*c*) A knife with a thin,broad blade for taking up or serving fish: પોહોળું પાતળા ફળવાળું ચપ્પું.(*d*)A plate of iron with a handle,forming a kind of chisel:ફરસી. *vt*. **1**. To cut into thin pieces: કાપવું; કાપીને પોહોળા પાતળા કકડા કરવા;કાતરીકરવી-ઉતારવી. **2**. To divide : ભાગ કરવા-પાડવા. **3**. To clear by means of a slice bar, as a fire or the grate bars of a furnace: દેવતા હલાવવાના ઝારાથી ઠીક ક૦.

**Slick**,(સ્લિક્ )*n*.(*Joinery.*)A wide paring chisel:ફરસી.

**Slide**,(સ્લાઈડ્ )*vi.imp.***slid**.& *p.p.* **slidden**[AS.*sliddor*,slippery] **1**.To slip;to glide:લપસવું;ઉપરથી લપસી-ઘસડી કરીને જવું; લપસી જવું.**2**.To move over snow or ice with a smooth, uninterrupted motion,as on a sled moving by the force of gravity, or on the feet:(બરફ ઉપર)ડગલાં ભર્યા વગર પગે

Simplicity of life & manners produces tranquility :

લપસીને સરળ ચાલ્યાં જવું.3.To pass inadvertently : અજાણતા-ભૂલેચૂકે જવું;લપસી જવું;પગખસવો; પગખસી જવો.4.To pass along smoothly or unobservedly : ઉપરથી લપસી-સરકી-હળવે રહી ધીમા ચાલ્યા જવું;સરી જવું; પસાર થઈ જવું. 5. To slip when walking or standing:સરી-સરકી-લપસી જવું;પગખસી જવો.6. (*Mus.*)To pass from one note to another with no perceptible cessation of sound:ધીમે ધીમે એક સુરથી બીજા સૂરે જવું.*vt.*1.To cause to slide;to thrust along:ધકેલવું; લપસવા દેવું.2.To pass or put imperceptibly:ધીમે રહીને મુકવું.*n.* 1. The act of sliding:લપસવું-લપસી જવું તે;ઘસણી.2.Smooth,even passage or progress : લપસણો-સીધો રસ્તો.3.That on which anything moves by sliding: જે પદાર્થ ઉપર બીજા પદાર્થ લપસે છે તે.4.A cover which opens or closes an aperture by sliding over it : ખસીને દેવું-દેવાતું ઢાંકણું.5.A plate or slip of glass on which a picture or delineation is to be exhibited by means of magic lantern,stereopticon,or the like:જાદુઈ ફાનસ કરવાનો કાચનો તકતો.6.The descent of a mass of earth,rock or snow down a hill or mountain side: માટી કે ખડકનો ધસી પડેલો ભાગ.

**Slight,** (સ્લાઈટ્)*n.*Sleight:બરફપર ચાલવાની ગાડી.*vt.*1.To overthrow; to demolish:ભાગી નાંખવું;તોડી નાંખવું.2.To make even or level:સપાટ-સરખું કરવું.3.To throw heedlessly : બેદરકારીથી નાંખી-ફેંકી દેવું. *a.* Not decidedly marked; not forcible; inconsiderable; unimportant;insignificant:આછું;થોડું; જરા;સહેજ;નબળું;હળવું; બારીક;પોકળ;કમજોર;અલબેલું. Not stout or heavy;slender:જબરું નહીં;નાજુક; કોમળ;નિર્બળ;પાતળું;બારીક; કાગદી; સૂક્ષ્મ.3.Foolish;silly:બેવકૂફ; મૂર્ખ; અક્કલ વિનાનો. *vt.* To disregard: મન ન આપવું; નહીં ગણકારવું; -ની અવગણના-અવજ્ઞા ક૦; તિરસ્કાર ક૦; તુચ્છકારવું;-ની ઉપેક્ષા ક૦. *To S. off*, to treat slightingly: તિરસ્કારમાં કાઢી નાખવું; ઝાઝું ધ્યાન ન આપવું.*To S. over*,to perform superficially: ઉપરટપકે કામ કાઢી નાંખવું. *n.* The act of slighting:અવગણના;અવધીરણા; અવજ્ઞા;ઉપેક્ષા;તુચ્છકાર;અનાદર. *adv.*Slightly:તુચ્છકારથી;ઉપેક્ષાપૂર્વક.

**Slightly,** (સ્લાઈટ્લિ) *adv.* 1. In a slight manner:જરા;સહેજ;ઉપરઉપરથી.2.Slightingly;negligently: બેદરકારપણે;ઉપેક્ષાપૂર્વક.

**Slightness,** (સ્લાઈટ્નેસ્) *n.* The quality or state of being slight; feebleness:નાજુકી;કમજોરી;પતલાઇ; બારીકી;સૂક્ષ્મતા.

**Slily,**(સ્લાઇલિ)*adv.* In a sly manner;shrewdly;craftily: પ્રપંચથી; નજર ચુકવીને; લુચ્ચાઇથી.

**Slim,**(સ્લિમ્)*a.* 1.Worthless; bad: નકામું;ખરાબ.2.Weak;slight:નબળું;નજીવું;ખાલી;અમથું.3 Of small diameter or thickness in proportion to the height or length: slender:નાનું;નાજુક;પાતળું;બારીક; કૃશાંગ.

**Slime,**(સ્લાઈમ્)*n.*[L.*limus*,mud.] 1.Viscous mud:પોચી,ભીની,ચીકણી માટી;કાંપ.2.Any mucilaginous or glutinous substance:કાદવ;કચરો કે તેવો બીજો ચીકણો પદાર્થ.3.(*Script.*) Bitumen: શિલાજીત. 4. *pl.* Mud containing metallic ore,obtained in the preparatory dressing: કાચી ધાતુ મિશ્રિતકાદવ.*vt.*To smear with slime:માટીવાળું કરવું.

**Slimy,** (સ્લાઈમિ)*a.*Of or pertaining to slime;resembling slime; viscous; glutinous : ચીકણી માટીવાળું;ચીકણી માટીથી ખરડાયેલું;ચીકણું;ચીકટ.

**Sling,**(સ્લિંગ્)*n.*1.An instrument for throwing stones or other missiles, consisting of a short strap with two strings fastened to its ends,or with a string fastened to one end and a light stick to the other: ગોફણ. 2. A throw;a stroke: ઝપાટો; સપાટો. 3. A contrivance for sustaining anything by suspension:ઝોળી;કાવડ;ભારયષ્ટિ. (*a*) A kind of hanging bandage put around the neck,in which a wounded arm or hand is supported:જખમાએલો હાથ ટેકાવી રાખવાની ઝોળી. (*b*)A loop of rope, or a rope or chain with hooks for suspending a barrel, bale, or other heavy object in hoisting or lowering: સીકું; છીંકું. (*c*) (*Naut.*)A band of rope or iron for securing a yard to a mast: હુક;ગાળો.*vt.imp.& p. p.*,**slunk.** 1.To throw with a sling:ગોફણમાં ઘાલી ફેંકવું-નાંખવું;છોડવું;મારવું. 2.To throw;to hurl:ફેંકવું;નાંખવું. 3. To hang so as to swing:લટકવું-ઝુલતું રાખવું-ઝુકવું-ભેરવવું;લટકાવવું. 4. (*Naut.*) To pass a rope round,as a cask,gun,etc,preparatory to attaching a hoisting or lowering tackle:ઝોળી-શિકાવતી ચઢાવવું-ઉતારવું. *n.* A drink composed of spirit( *usually gin* ) & water sweetened:દારૂ અને ગળ્યું પાણી મેળવી બનાવેલું એકપ્રકારનું પાન.

**Slink,**(સ્લિંક્)*vi.imp.&p.p.***slunk.** 1. To steal away;to sneak: ચોરીથી-છુપાઈ ને-સંતાઈને જતા રહેવું; નજર-દૃષ્ટિ ચૂકવીને જતા રહેવું. 2. To miscarry:અધુરે જવું-જણવું; તરવાઇ જવું.*vt.*To cast prematurely:તરવાઈજઇને બચ્ચું આવવું;-ને અધુરે બચ્ચું આવવું;અધુરે જણવું.*a.*1. Produced prematurely:અધુરે આવેલું-જણેલું. 2..Thin;lean:પાતળું;બારીક; દુબળું.*n.*1.The young of a beast brought forth prematurely:અધુરે જણેલું બચ્ચું. 2. A sneak: ચોર; ઢોંગી;લુચ્ચો;ઠગ.

**Slip,**(સ્લિપ્)*vi.imp.&pp.***slipped.** 1.To move along the surface of a thing without bounding,rolling,or stepping;to slide:ઉપર લપસી-સરી-ખસી જવું;લપસવું;સરકવું.2 To slide;not to tread firmly:ખસવું;લપસવું;સરવું.3.To move or fly (*out of place*);to shoot,with *off*, *out*,&c: ખસી જવું. 4. To depart, withdraw,enter,appear,intrude or escape as if by sliding: જવું; નજરચૂકથી આવવું-થવું;અચાનક જવું;દાખલ થવું; છાનામાના જતા રહેવું;સટકી જવું;પલાયન કરી જવું;પોબારા ગણવા.5.To err;to fall into error or fault:.ચૂકવું;ભૂલવું;ભૂલ ક૦;ગોથું ખાવું; સહેજચૂક ક૦.*To let S.*,to loose from the slip or noose, as a hound: છોડવું;જવા દેવું. *vt.* 1. To cause to move smoothly and quickly;to slide:ખસેડવું;સરકાવવું;છાનામાનાકાઢવું-નાંખવું.2.To omit;to loose by negligence:ચૂકવું;ભૂલવું;જવા દેવું.2. To cut;to take off:કાપી નાખવું;કા-

પવું.**4.**To let loose in pursuit of game,as a greyhound:છોડવું;છુટું મુકવું; જવા દેવું;-ઉપર છોડવું. **5.** To cause to slip or slide off,or out of place:કાઢી નાખવું.**6.** To bring forth (*young*) prematurely;to slink:અધુરે-અવેતરે જણવું;તરવૈ જવું. *To* **s.** *a cable*, to take off the cable:લંગરનું દોરડું છોડી દેવું.*To* **s.** *on*,to put on in haste or loosely: ઉતાવળે-વહેલાં વહેલાં પહેરી લેવું. *n.***1.** The act of slipping:લપસવું તે;પતન; સ્ખલિત. **2.** An unintentional error or fault: નજરચુક;સરતચુક; ગોથું; સ્ખલિત; દોષ: અપરાધ; ભ્રમ. **3.** A twig separated from the main stock;a cutting:કાપેલી સોટી-ડાળ;ચાંપ;કલમ:શાખા;પલ્લવ.**4.** A slender piece;a strip:નાનો કકડો; ખંડ; ચબરખી. **5.** A leash or string by which a dog is held: કુતરાને પકડવાની દોરી-સાટ. **6.** An escape;a secret desertion: છટકી જવું તે;ચૂકવી ને-મૂકીને નાસી જવું તે;પલાયન.**7.**A portion of the columns of a newspaper or other work struck off by itself:ચબરકી;ચિઠ્ઠી. **8.** Any covering easily slipped on:સહેલાઈથી કાઢી ઘાલીશકાય તેવું ઢાંકણું.(*a*) A child's pinafore:છોકરાંઓને પહેરવાનો ઝભ્ભો.(*b*) A loose garment worn by a woman:ઉપર પહેરવાનો બૈરાંનો બુરખો-ખુલતો જભ્ભો.(*c*)An out-side covering or case:ગલેફ;ઢાંકણ;આચ્છાદન.(*d*)The slip or sheath of a sword,and the like:તરવારનું મ્યાન.**9.**A counterfeit piece of money,being or brass covered with silver: તાંબા અને રૂપાનો ખોટો શીક્કો.**10.**Matter found in troughs of grind-stones after the grinding of edge tools: હથિયારને ધાર ચઢાવતાં નીચે કુંડામાં પડેલો ભૂકો.**11.**Potter's clay in a very liquid state,used for the decoration of ceramic ware,and also as a cement for handles and other applied parts:કુંભારનો ગારો.**12.** A particular quantity of yarn:સુતરનો અમુક જથ્થો.**13.**An inclined plane on which a vessel is built,or upon which it is hauled for repair:વહાણ બનાવતી અગર દુરસ્ત કરતી વખતે રાખવાની ઢળતી સપાટી. **14.** An opening or space for vessels to lie in between wharves or in a dock: ગોદીમાં વહાણને રહેવાની જગ્યા-સ્થળ. **15.**A narrow passage between buildings:ઘરોની વચ્ચેનો રસ્તો;ગલી. **16.**A long seat in churches,often without a door:દેવળમાંની મ્હોટી બેઠક.**17.**(*Engin.*)The motion of the center of resistance of the float of a paddle wheel,or the blade of an oar,through the water horizontally,or the difference between a vessel's actual speed and the speed which she would have if the propelling instrument acted upon a solid:ગતિ;વેગ.**18.**A fish;the sole:એક જાતની માછલી.**19.**A field stationed on the off side and to the rear of the batsman : ક્રીકેટની રમતમાં બેટવાળાની જમણી બાજુએ વીકેટની સામી બાજુએ ઉભો રહેલો માણસ. *To give one the* **s.**,to elude one: કોઈથી છટકી-સટકી-નાસી જવું.

**Slip-knot,** (સ્લિપ્નૉટ્ ) *n.* A knot which slips along the rope or line around which it is made: સરકીયું:સરકા ગાંઠ.

**Slipper,**(સ્લિપર્ )*n.***1.**One who or that which slips:લપસનાર. **2.** A kind of light shoe,which may be slipped on with ease,and worn in undress:સપાટ;સ્લીપર.**3.** A kind of apron or pinafore for children:છોકરાંને પહેરવાનો જભો. **4.** A kind of brake or shoe for a wagon wheel:ગાડાના પૈડાનું અટકણ.*a.*Slippery: લપસણું.

**Slippery,**(સ્લિપરિ)*a.***1.**Having the quality opposite to adhesiveness; smooth:તરત લપસી-સરી જવાય તેવું. **2.**Not affording firm ground for confidence: ફરી જાય-સરી-સરકી જવાય તેવું.**3.**Not easily held:હાથમાં સરી-લપસી જવા જેવું.**4.** Liable to slip:સરી-લપસી જાય એવું.**5.**Unstable:અસ્થિર;ચળ;ટગે-ફરે એવું;નાશવાન;નાશવન્ત:ક્ષણિક.**6.**Uncertain in effect:અસર કરે નહીં તેવું:ક્ષણભંગુર. **7.**Wanton;unchaste: ખરાબ ચાલનું;પાપી;વંઠેલ;લફંગુ;લંપટ;વિષયી.

**Slip-Shod,**(સ્લિપ્શૉડ્ )*a.***1.** Wearing shoes or slippers down at the heel: સપાટની પેઠે જોડા પહેરનાર; ખડા ચડાવ્યા વગર જોડા પહેરનાર; ખડા વગરનું. **2.** Careless in dress,manners,style,etc.: જથરપથર:ઢંગધડાવગરનું;રીતભાતમાં-ઈબારતમાં બેફિકર-ઢંગ વગરનું.

**Slip-Slop,**(સ્લિપ્સ્લૉપ્ )*n.***1.**Weak, poor,or flat liquor ઉતરતી જાતનો લિજત વગરનો દારૂ.**2.**Weak, profitless discourse or writing:દમ-છાવ-માલ વગરનું-નિર્માલ્ય લખાણ.

**Slit,**(સ્લિટ્ )*vt.imp.*& *p.p.* **slit** or **slitted.1.**To cut lengthwise;to cut into long pieces or strips : કાપીને લાંબા કકડા ક૦.**2.** To make a long fissure in or upon:-માં લાંબો ચીરો-કાપ કરવો;ચીરવું.**3.**To cut; to sever:કાપવું;ફાડવું:ચીરવું. *n.* A. long cut;a narrow opening:લાંબો ચીરો-ફાડ-કાપ.

**Sliver,** ( સ્લિવર્ )*vt.* To cut or divide into long, thin pieces, or into very small pieces:પાતળા કે ઘણા ઝીણા કકડા કરવા.*n.***1.** A long piece cut or rent off:કકડો.**2.** A strand or slender roll,of cotton or other fiber in a loose,untwisted state, produced by a carding machine and ready for the roving or slubbing which precedes spinning:પુણી.**3.** *pl.* Bait made of pieces of small fish:નાના માછલાના કકડાનો ગલ-ભક્ષ્ય.

**Sloat,**(સ્લૉટ્ ) *n.* A narrow piece of timber which holds together large pieces:ટેકણને માટે આડો જડેલો લાકડાનો કટકો.

**Slobber,**(સ્લૉબર્ )*n.***1.**Saliva: થુંક; લાળ.**2.**(*Zool.*)A jelly fish:એક જાતનું માછલું.**3.***pl.*(*Vet.*)Salivation: પશુઓના મોંમાંથી નીકળતું ફીણ-લાળ. *vt.*& *i.*To slabber: થુંક-લાળ પડવી-આવવી;મુખરસ ગળવો.

**Sloop,**(સ્લૂપ્ )*n.* (*Naut.*) A vessel having one mast and a fore-and-aft rig,consisting of a boom and-gaff main sail,jibs, staysail,and gaff topsail:એક સઢવાળું એક જાતનું વહાણ-જહાજ.

**Slop,**(સ્લૉપ્ )*n.***1.**Water or other liquid carelessly spilled or thrown about, as upon a table or a floor: a puddle:ઢોળાયેલું પાણી; મેલા-ગંદા-ખરડાયેલા પાણીનું ખાબોચિયું. **2.** Mean and weak drink or liquid food:હલકી જાતનો ખાવાનો પ્રવાહી પદાર્થ;ઘેંસ;બટકું.**3** *pl.*Dirty water:

Speak not,rather than speak ill :

મેલું-કચરાળું-ગંદું પાણી.*vt.imp.* & *p.p.***slopped**.1.To spill:ઢોળવું.2. To spill liquid upon:ઉપર પ્રવાહી પદાર્થ ઢોળવો. *vi.* To overflow or be spilled, as a liquid, by the motion of the vessel containing it:ઢોળાઈ-છલકાઈ જવું.*n.*1.Any kind of outer garment made of linen or cotton,as a night dress,or a smock frock:એક જાતનો ઉપર પહેરવાનો ઝભ્ભો. 2. A loose lower garment; loose breeches: મોટો ચોરણો-સરવાળ.3.*pl.* Ready-made clothes:બનાવેલાં કપડાં-લુગડાં;તૈયાર લુગડાં.

**Slope,**(સ્લોપ્ )*n.*1.An oblique direction:ઢાળ;ઢોળાવ:ઉતાર; પ્રવણભૂમિ; ઢળતી જગા. 2. Any ground whose surface forms an angle with the plane of the horizon: ઢળતી જગા;નિતંબ;ઉત્સંગ.*a.* Sloping:ઢાળ પડતું;ઉતરતું;ઢળતું.*adv.* In a sloping manner:ઢાળ પડતી રીતે. *vt.*To form with a slope:ઢાળ ક૦; ઢળતું ક૦.*vi.*1.To take an oblique direction:ઢાળ પડતું-ઉતરતું હોવું;ઢળતું હોવું.2.To depart: જુદા પડવું; એકદમ જતા રહેવું-સટકી જવું.

**Sloping,** ( સ્લોપિંગ્ ) *a.* Oblique; slanting:ઢળતું;ઉતરતું;ઢાળ પડતું.

**Sloppy,**(સ્લૉપિ)*a.*Muddy;plashy: કાદવવાળું;ભીનું;કચરાળું;મલિન;મેલું.

**Sloth,**(સ્લૉથ્ )*n.*1.Slowness;tardiness:ધીમાશ;ઠંડાસ;ધાંધાપણું.2.Laziness; sluggishness; idleness: આળસ;સુસ્તી; પ્રમાદ;કાર્ય વિમુખતા. 3. (*Zool.*) Any one of several species of arboreal edentates constituting the family:એક જાતનું મંદપ્રાણી.*vi.*To be idle:આળસુ-સુસ્ત હોવું-થવું.

**Slothful,**( સ્લૉથફુલ્ ) *a.* Addicted to sloth;inactive:sluggish;indolent:આળસુ;સુસ્ત;મંદ;એદી;પ્રમાદી; કાર્ય વિમુખ.

**Slouch,**(સ્લાઉચ્ )*n.* 1.A hanging down of the head;a drooping attitude:માથું નીચું ઘાલવું તે. 2.An awkward, heavy, clownish fellow:બુશો;રેંચો;ગમાર;ગામડીઓ. *vi.* 1.To droop,as the head:નીચું ઘાલવું-રાખવું.2.To walk in a clumsy, lazy manner:સુસ્તાઈમાં ચાલવું;અનાડી ચાલે ચાલવું. *vt.* To cause to hang down:નીચું નમાવવું.

**Slough,**( સ્લફ્ ) *n.* 1. A place of deep mud or mire;a hole full of mire:ઉંડા કાદવ-કાંપવાળી જગ્યા;ઉંડો કાદવ-કાંપ;મહાપંક;પંકાઢચસ્થળ. 2. A wet place;a swale:ભીની જગા. *n.*(સ્લફ.)1.The skin,commonly the cast off skin,of a serpent or of some similar animal: સાપની ઉતારેલી કાંચળી.2.(*Med.*)The dead mass separating from a foul sore:ગુમડાપરનું મરેલું-સડેલું-મુડદાલ-નકામું માંસ. *vi.*(*Med.*) To form a slough:ઉખડી જવું-પડવું.*vt.*To cast off:ઉખેડી નાંખવું.

**Sloven,**(સ્લવન્ )*n.* A man or boy habitually negligent of neatness and order:ગંદો-મેલો માણસ; પહેરવા ઓઢવામાં કંઈ ઢંગ ન રાખે તેવો માણસ.

**Slovenly,**(સ્લવન્લિ) *a.* 1. Having the habits of a sloven:ગંદો;ફુવડ; મેલો;મલિન.2. Lacking neatness and order:ગંદું;મેલું; મેલુંઘેલું;ઢંગસંભાળ વગરનું;અવ્યવસ્થિત.*adv.*In a slovenly manner:ગંદી-મેલી રીતે.

**Slow,**(સ્લો) *a.* 1. Moving a short space in a relatively long time; not swift:ધીમું;હળવું;મંદ;સાંસ્તુ;થાંથું;ધીમેધીમે થતું.2.Late; gradual: મોડું;ધીમુંધીમું.3.Not ready;sluggish:ધીમું;ચકોર-ચંચળ નહીં હોય એવું;મંદ.4.Tardy;inactive;not hasty:ઉતાવળો નહીં;સુસ્ત;ધીમું;ઠંડું:ટાઢું:વિચારશીલ.5.Behind in time: મોડું; પાછળ; વખતસર નહીં એવું. 6. Not advancing or improving rapidly:ઠંડું;મંદ.7.Heavy in wit; dull:અક્કલ વગરનો;સુસ્ત;ટાઢું;ધીમું; જડ;મંદ બુદ્ધિ.**S.***coach*,a slow person: જડબુદ્ધિનો માણસ; ટાઢોપથરો. *adv.*Slowly:ધીમેથી.*vt.*To retard; to delay:ઢીલ કરવી.*vi.*To go slower: ધીમેધીમે જવું;ધીમું પડીને ચાલવું-જવું.

**Slowness,**(સ્લોનેસ્ )*n.*The quality or state of being slow: ધીમાશ:ઠંડાશ:સાંસ્તાપણું;મંદ ગતિ:મંદ ચાલ:મંદબુદ્ધિ;જડતા;વિલંબ;દીર્ઘસૂત્રતા.

**Slows,**(સ્લોઝ્ )*n.*(*Med*).Milk-sickness : માનું દુધ બગડવાથી બચ્ચાનું માંદુ પડવું તે.

**Slubber,**(સ્લબર્ )*vt.* To do lazily, imperfectly,or coarsely:ઘસડી વાળવું; આડું અવળું ફેંકી મારવું. 2. To daub;to stain:ખરડવું;બગાડવું;ડાઘા પાડવા.

**Sludge,**(સ્લજ્)*n.* Mud; mire:કાદવ; કીચડ.2. Small floating piece of ice:બરફનો નાનો તરતો કટકો-ગચીઉ.

**Slue,**(સ્લ્યૂ )*vt.*1.(*Naut.*)To turn: ફેરવવું.2.To twist:વિંટાળવું. *vi.*To turn about:ફરવું.

**Slug,**(સ્લગ્ )*n.*1.A drone; a slow, lazy fellow:આળસુ માણસ. 2. A hindrance:હરકત;અટચણ;નડતર;ડખ્ખલ;વિઘ્ન.3.(*Zool.*) Any one of numerous species of terrestrial pulmonate mollusks belonging to Limax and several related genera,in which the shell is either small and concealed in the mantle,or altogether wanting: ગોકળ ગાય.4.(*Zool.*)Any smooth, soft larva of a sawfly or moth which creeps like a mollusk:ગોકળ ગાય જેવું પેટે ચાલનાર પ્રાણી.5.A ship that sails slowly: ધીમે ચાલનાર વહાણ.6.An irregularly shaped piece of metal,used as a missile for a gun:સીસા-લોઢાનો નાનો કટકો.7.(*Print.*)A thick strip of metal less than type high,and as long as the width of a column or a page: બીબાંની વચ્ચે મુકવાની ચીપ:લેડિંગ.*vi.*To move slowly:ધીમે ધીમે જવું.*vt.* To make sluggish: આળસુ ક૦;પ્રમાદી બનાવવું. *vt.*1.To load with a slug or slugs:સીસા-લોઢાના કકડા ભરવા.2.To strike heavily: જોરથી મારવું-પછાડવું.*vi.*To become reduced in diameter,or changed in shape,by passing from a larger to a smaller part of the bore of the barrel:મોટામાંથી નાના કાણામાં જવાથી પાતળું થવું.

**Sluggard,**(સ્લગાર્ડ્ ).*n.* A person habitually lazy, idle and inactive:એદી;સુસ્ત-આળસુ માણસ;પ્રમાદી;એદી-આળસુનો પાદશાહ.*a.*Sluggish:આળસુ;સુસ્ત;એદી;પ્રમાદી.

**Sluggish,**(સ્લગિશ્ )*a.*I. Slothful; dull;inactive:આળસુ;મંદ;એદી; પ્રમાદી.2.Slow;having little motion:ધીમું;થાંથું;ઠંડું;ટાઢું; બહુ ધીમું. 3. Having no power to move one's self or itself: જડ; મંદ. 4. Dull;stupid;simple:આળસુ;બેવકૂફ;સાદું;જડ;મંદ;મંદ બુદ્ધિનું.

**Sluice,**(સ્લ્યૂસ્ )*n.*[L.*exclusum*,to shut out.] 1. An artificial passage for water,fitted with a va-

ખોટું બોલવા કરતાં ન બોલવું એ સારૂં.

lve or gate,as in a mill stream, for stopping or regulating the flow:પાણી જવા આવવાનો દરવાજો.2 An opening or channel through which anything flows: બારૂં; રસ્તો;માર્ગ;દ્વાર.3.The stream flowing through a flood gate:ભરતીના દરવાજામાંથી પાણીનો વહેતો ઝરો-પ્રવાહ.4. (*Mining.*) A long box or trough through which water flows:પાણી વહેવાની લાંબી કુંડી. *vt.* 1. To emit by, or as by, flood gates:નીકળવું.2.To wet copiously,as by opening a sluice:નહેર-ખોદીને પાણી લાવી પુષ્કળ લદબદ-પાણીપાણી કo.3.To wash with, or in, a stream of water running through a sluice: ટાંકી-નીકમાં થઈને વહેતા પાણીથી ધોવું.

**Slum,**(સ્લમ્ )*n.*A foul back street for a poor,degraded and often vicious population: નીચ, હલકી અને વિષયી વસ્તીનો લત્તો-મહોલ્લો; ભીંડીબજાર;ખાંજરૂં.

**Slumber,**(સ્લમ્બર્ )*vi.*1.To sleep: to doze:ઉંઘવું;પાસુ મરડવું;ઝોકાં મારવાં-ખાવાં;સ્હેજ ઉંઘવું;જરા આંખ મિંચી લેવી.2.To be in a state of negligence, sloth, supineness, or inactivity:ઉંઘવું;તરફ લક્ષ-ધ્યાન-નજર ન કo-નાંખવી;-તરફ આંખો મીંચવી;પ્રમાદ કo;ભૂલમાં હોવું-થવું. *vt.* 1. To lay to sleep: ઉંઘાડવું. 2. To stun:બેશુદ્ધ કરી નાંખવું;બેહેરૂં કo. *n.* Light;repose:ઉંઘ:આરામ;ઝોકું;લઘુ નિંદ્રા;સુખ નિંદ્રા;

**Slump,** (સ્લમ્પ્ ) *vt.* To lump; to throw into a mass:ઢગલો કo; ભેગું કo;ઢગ બનાવવો. *vi.* To fall or sink suddenly through or in, when walking on a surface,as on thawing snow or ice,partly frozen ground, a bog, &c., not strong enough to bear the person:બરફમાં-કાદવમાં બુડવું;કળી જવું; -માં ઉતરી પડવું.*n.*1.A boggy place: કાદવ-કચરાવાળી જગા.2.The noise made by anything falling into a hole,or into a soft,miry place: કોઇ કાણામાં કે ભીની જગામાં કાંઇ ચીજ પડવાથી થયેલો અવાજ.3.The mass;the lump:જથ્થો;ઢગલો.

**Slur,**(સ્લર્ )*vt.*1.To soil; to contaminate; to disgrace: ડાઘ-કલંક-એબ લગાડવી;મલિન-દૂષિત કo;કલંકિત કo;બેઆબરૂ કo;બટ્ટો લગાડવો; આળ ચઢાવવું.2. To disparage; to traduce:ઉપર આરોપ-ખોટું કલંક મુકવું; -નું કપાતું બોલવું;-નું માન ભંગ-હાનિ કo.3.To cover over.to disguise; to conceal:છુપાવવું;સંતાડવું-પરઢાંક પીછોડો કo.As,*he* **s.***his crime*: તે પોતાનો ગુનો છુપાવે છે.4.(R.) To trick:છેતરવું;ધૂતવું;છળ પ્રપંચ રમવો; કપટ-કાવતરૂં કરવું.5.To pronounce indistinctly:અસ્પષ્ટરીતે ઉચ્ચાર કરવો.*As to* **s.***syllables*:અક્ષરનો અસ્પષ્ટ ઉચ્ચાર કo;અચકાતે અચકાતે બોલવું.6. To sing or perform in a smooth gliding style:ઘણી સરસ રીતે ગાવું અગર વગાડવું.*n.*1.A mark or stain; a stigma:disgrace:ડાઘ;કલંક;એબ; દૂષણ;બટ્ટો;આળ;દોષ;ખોડ.2.A trick played upon a person:an imposition:કોઇપણ માણસ ઉપર કરેલું કપટ; છળ;પ્રપંચ.3.A mark thus ‿ or ⁀; a sign of legato:ગાયનનાં ચિન્હ.

**Slush,**(સ્લશ્ )*n.*1.Soft mud:કાદવ; કાંપ;કચરો.2.A mixture of snow and water:બરફ અને પાણીનું મિશ્રણ. 3.A soft mixture of grease and other materials(*used for lubrication*):ઉંજણને માટે ચરબી તથા બીજા પદાર્થનું મિશ્રણ.4.The refuse grease and fat collected in cooking:રાંધવામાં કાઢી નાંખી એકઠી કરેલી નકામી ચરબી.5. (*Mach.*) A mixture of white lead and lime:સફેતા અને ચુનાનું મિશ્રણ.*vt.*1.To smear with slush or grease:ચરબી લગાવવી.2. To paint with a mixture of white lead and lime:સફેતા અને ચુનાનું મિશ્રણ લગાડવું.

**Slushy,**(સ્લશિ) *a.* Abounding in slush:characterized by soft mud or half melted snow:કાદવ-કચરા-કાંપ જેવું-નું;અડધા ઓગળેલા બરફવાળું.

**Slut,**(સ્લટ્ ) *n.* 1. An untidy woman:a slattern: ગંદી-ફુવડ સ્ત્રી-બાયડી;ફુવડ;રિંછ.2.A servant girl;a drudge: સ્ત્રી ચાકર; ચાકરડી;પુંશ્ચલી. 3.A female dog;a bitch: કુતરી.

**Sluttish,**(સ્લટિશ્ )*a.* Like a slut; untidy;disorderly:ગંદું;ફુઅડ.

**Sly,**(સ્લાઈ) *a.* 1. Nimble; skilful; knowing: ચપળ;ચતુર;નિપુણ;કુશળ; જાણીતું.2.Artfully cunning;wily, પક્કું;પેચવાળું;પ્રપંચી;કાવેબાજ;મતલબી;ધૂર્ત;નજરચોર;ખંદુ;લુચ્ચું.3.Done with,and marked by, artful & dexterous secrecy;subtle:પક્કાઈ-ખંદાઈનું;પ્રપંચનું: પેચવાળું; યુક્તિથી કરેલું.As,*a* **s.***trick*:પેચવાળું કપટ. 4.Slight;thin:પાતળું. *By the* **s.** *or on the* **s.**,in a sly or secret manner:છુપી રીતે;છાનામાના.*adv.* Slyly:છુપી રીતે;નજર ચૂકવીને.

**Sly-boots,** (સ્લાઈબુટસ્ ) *n.* A humorous appellation for a sly, cunning,or waggish person:લુચ્ચું-ખંદુ-પક્કું માણસ;શઠ;ખળ.

**Slyly,**(સ્લાઇલિ)*adv.*In a sly manner;shrewdly;craftily: છુપી રીતે; નજર ચુકાવીને;લુચ્ચાઈથી: છાનામાના.

**Slyness,**(સ્લાઈનેસ્ )*n.* The quality or state of being sly:લુચ્ચાઇ; પ્રપંચ;પક્કાઈ;ધૂર્તપણું;છળ;કપટ;ધૂર્તતા;માયા;પેચ;યુક્તિ;ચાતુર્ય.

**Smack,**(સ્મૅક્ )*n.*[A.S.*smæc*,taste; savor.] 1. Taste or flavor: સ્વાદ; સુસ્વાદ;ગંધ; આસ્વાદ. 2. A small quantity: થોડો જથ્થો;થોડુંક;અલ્પ. 3. A loud kiss;a buss:બચી કરતી વખતનો બચકારો;સશબ્દચુંબન.4.A quick sharp noise (*as of the lips*): બચકારો. (*as of a whip*): સડાકો.5. A quick,smart blow : ધોલ;લપડાક;લાપટ;ઝાપટ;થપ્પડ;છક્કડ;ધપ્પો;સપાટો;ચાટક;આસ્ફાલન;આસ્ફોટન.*adv.*As if with a lap:જાણે થપ્પડ-થાપટથી;ફટાફટ.*vi.* 1. To be tinctured with any particular taste:સ્વાદવાળું કo.2.To have or exhibit indication of the presence of any character or quality:-માં ચિન્હ-ભાસ-નિશાન-પાસ હોવો-દેખાવો.3.To kiss with a sharp noise;to buss:ઓઠેથી બચકારીને બચી કo;સશબ્દ ચુંબન કo.4.To make a noise by the separation of the lips,after tasting anything: કોઇ ચીજ ચાખ્યા પછી ઓઠનો બચકારો બોલાવવો તે.*vt.*1.To kiss with a sharp noise; to buss:બચી કo. 2.To make a noise with,as the lips:બચકારવું;બચબચ બોલાવવું. 3. To make a sharp noise by striking;to crack:સડાકો બોલાવવો;સડાકાથી અવાજ કરવો.As,*to* **s.***a whip*: ચાબુકનો સડાકો બોલાવવો.*n.*(*Naut.*) A small sailing vessel:એક પ્રકારનું નાનું વહાણ.

**Smacking,**(સ્મૅકિંગ્ ) *n.* A sharp quick noise; a smack: બચકારો; સડાકો.*a.*Making a sharp, brisk

Sincerity is the soul of virtue :

noise:સુસવાટો કરવું.*As a* **s.** *breeze*: સુસવાટો કરતો પવનનો ઝપાટો.

**Small,**(સ્મોલ્)*n.*[A.S.*smæl*,thin, slender]. 1. Of little size;diminutive;not much:નાનું; થોડું; અલ્પ;લઘુ.As,*a* **s.** *man*:નાનો માણસ.As,*a* **s.** *river*:નાની નદી.2. Unimportant;trivial:નજીવું;નકામું;તુચ્છ;ક્ષુદ્ર;સહેજ; નાનું. 3. Not large minded:હલકું;નીચ મનનું;ટુંકા પેટનું. 4.Not extended in time;short: ટુંકું;થોડું;જરીક.As,*after a* **s.** *space*: થોડા વખત પછી.5.Weak;slender; not loud:ઝીણું;નબળું;તીણું.As, *a* **s.** *voice*: ઝીણો અવાજ. *Great and* **s.**,of all ranks or degrees:સઘળા દરજ્જા અગર પદવીના;ન્હાના મોટા.**S.** *hand*, a certain size of paper: કાગળનું કોઇ અમુક કદ.**S.** *talk*, chit-chat: ગપ્પાં;તડાકા. **S.** *arms*: નાનાં હથિયાર.**S.** *craft*: ન્હાનું વહાણ.*adv.* In or to a small extent,quantity or degree;little:થોડું ક.2.Not loutlly;timidly:ધીમેથી;બીહીબીહીને. *n.* 1. The small or the slender part of a thing : કોઇપણ ચીજનો નાનો અગર ટુંકો ભાગ.2.*pl.* Small clothes:સુરવાળ;તંગીઓ.*vt.*To make little or less:ટુંકું અથવા નાનું ક૦.

**Small-clothes,**(સ્મોલ્ક્લોધ્ઝ્)*n.pl.* A man's garment for the hips and thighs;breeches:સુરવાળ;તંગીઓ.

**Small-arms,**(સ્મોલ્આર્મ્સ્)*n.*Muskets,rifles,pistols,&c.:બંદુક,પેચની બંદુક,પીસ્તોલ વીગેરે નાનાં હથીઆરો.

**Small-pox,**(સ્મોલ્પૉક્સ)*n.* (*Med.*) A contagious, constitutional, febrile disease characterized by a peculiar, pustular eruption; variola:શીતળા;બળીઆ;સૈયદ;વસંત રોગ.

**Smalt-blue,**(સ્મોલ્ટ્બ્લ્યૂ)*a.* Deep blue:ઘેરા-ભૂરા રંગનું.

**Smart**(સ્માર્ટ્)*vi.*[L.*mordeo*,I bite] 1.To feel a lively,pungent local pain:-ને લાય બળવી;-ને ચણચણવું-ચરચરવું.2.To feel a pungent pain of mind;to suffer:-ને દુખ લાગવું-ખેદ થવો;વેઠવું;સહેવું;મનમાં ઘણું દુઃખ થવું; વ્યથા થવી;મનમાં ઉદ્વેગ-સંતાપ થવો.*vt.* To cause a smart in:-માં દુઃખ ક૦.*n.* 1.A quick pungent,lively pain: ચચરાટ; લહાય; ચણચણાટ; શૂળ. 2. Pungent grief:તીવ્ર મનનું દુઃખ;શોક; ખેદ;ઉદ્વેગ;સંતાપ;વ્યથા.3.A dandy: છેલ;ફક્કડ;લાલા. 4. Smart money: આવી પડેલા સંકટ કે સંકડામણમાંથી ઉગરવાને આપેલા પૈસા. *a.* 1. Pungent;picking:તીખું;તમતમાટ.ઘમઘમાટ;તડતડાટ.*As,a* **s.** *taste*: તમતમાટ સ્વાદ.*As,a* **s.** *lash*:તમતમાટ કોરડો.2.Keen;severe:આકરૂં;બારીક; તીવ્ર;કટક;ક્રૂર;તીક્ષ્ણ.*As* **s.** *pain*:તીવ્ર દુઃખ.3.Vigorous;sharp; severe: ઉતાવળું;તડાતડીવાળું; સપાટા બંધ. *As a* **s.** *skirmish*:તડાતડીની મારામારી.4.Active;sharp;clever: ચકોર;હોંશિયાર;ચાલાક;ચપળ;ચતુર; કુશાગ્ર બુદ્ધિવાળું.5.Efficient; brilliant:પ્રકાશીત;ચળકતું;શોભતું;દીપતું. As the stars shine *smarter*:તારા વધારે ચળકે છે. 6 . Marked by shrewdness; vivacious; witty: બારીકીવાળું;હાજર;રોકડું;રસિક;માર્મિક:સરસ.*As a* **s.** *reply*:હાજર-રોકડો માર્મિક-જવાબ.7.Pretentious; showy:ભપકા-દેખાવવાળું; ફક્કડ;અક્કડબાજ;આડંબર યુક્ત.*As a* **s.** *gown*: ભપકાદાર; અક્કડ-રોફબંધ જભ્ભો. 8. Brisk;fresh:તાજો;સપાટા બંધ.

**Smartness,**( સ્માર્ટ્નેસ્ ) *n.* The quality or state of being smart: શિતાબી;સફાઇ;ત્વરા;ચાલાકી;હોંશીઆરી;ચપળતા;તીવ્રતા;તીક્ષ્ણતા;સરસતા; માર્મિકતા;શોભા;નોક;ખૂબી;નોકદારી.

**Smash** ( સ્મૅશ્ ) *vt.* To break in pieces by violence ; to dash to pieces;to crush:કચ્ચરઘાણ કરી નાંખવું;કચરીનાંખવું: ચુરેચુરા કરી નાંખવું-થઈ જવું;-નો કચ્ચરઘાણ વળીજવો; ટુકડેટુકડા થઇ જવા.*n.*1.A breaking or dashing to pieces;utter destruction:ચુરેચુરા-કકડેકકડા કરી નાંખવા તે;કચ્ચરઘાણ; નિમર્દન; ચૂર્ણન; નાશ.2.Hence,bankruptcy:દેવાળું: નાદારી.

**Smasher,**(સ્મૅશર્ )*n.* One who or that which smashes:ચુરેચુરા કરી નાંખનાર . 2. Anything very large or extraordinary:કંઈઘણીજ મોટી-અદ્ભુત ચીજ.3. One who passes counterfeit coin : ખોટા-બનાવટી સિક્કા ચલાવનાર.

**Smatch,**(સ્મૅચ્ )*n.*Taste;tincture: સ્વાદ.*vi.*To smack:સ્વાદવાળું હોવું.

**Smatter,**(સ્મૅટર્ )*vt.&i.*1.To talk superficially;to babble;to chatter:વગર સમજે બકવું;બકબકવું;બકીબસી-લવી જવું.2.To have a slight or superficial knowledge of anything:કોઈ પણ ચીજનું ઉપર ચોટીયું જ્ઞાન હોવું. *n.* Superficial knowledge: ઉપરચોટીયું જ્ઞાન;બાંડુજ્ઞાન; ખંડપાંડિત્ય:કિંચિતજ્ઞાન.

**Smatterer,**(સ્મૅટરર્ )*n.* One who has only a slight , superficial knowledge;a sciolist: ઉપરચોટીઆ જ્ઞાનવાળો-જાણનાર;ઉપર ચોટિયો; ચંચુપ્રવેશી.

**Smattering,**(સ્મૅટરિંગ્ )*n.*A slight, superficial knowledge of something;sciolism: ઉપર ચોટીયું જ્ઞાન-જાણ-માહીતી:ખંડપાંડિત્ય;બાંડુજ્ઞાન.

**Smear,**(સ્મીર્ )*vt.*AS.*smeoru*,fat, grease.] 1.To overspread with anything unctuous, viscous or adhesive;to daub:ચોપડવું;લગાડવું; લપેટવું;ખરડવું;લેપવું;-નો લેપ ક૦. 2. To soil in any way;to contaminate;to stain morally:કલંક-અપરાધ-દૂષણ લગાડવું;કલંકિત ક૦.As to be *smeared* with infamy:નામોશીનું કલંક લાગવું.*n.* 1. A fat oily substance; ointment: તેલ;મલમ; અંજન.2.A blot or blotch;a stain: ડાઘો;અબ;કલંક;દૂષણ.

**Smeeth,** (સ્મીથ્ ) *vt.* To blacken with smoke; to rub with soot: ધુમાડાથી કાળું કરવું;મેશવાળું કરવું.*vt.* [A.S.*smeþian*,see *smooth*.] To smooth:સાફ-લીસું કરવું.

**Smell,**(સ્મેલ્ )*vt.imp.&p.p.***Smelt.** 1 . To perceive by the organs of smell;to obtain the scent of: સુંઘવું;-ની વાસ-સોડમ લેવી.*As to* **s.** *a rose*: ગુલાબની વાસ લેવી. 2. To detect or perceive as if by the sense of smell;to scent out (often with *out*):શોધી કાઢવું;ખોળી કાઢવું.3.To give heed to:ધ્યાન-લક્ષ્ય આપવું.*To* **s.** *a rat*,to have reason for suspicion:વહેમનું કારણ હોવું:વહેમ લાવવો-હોવો-ઉંચા મને જોવું;શંકા-સંદેહની નજરે જોવું. *To* **s.** *out*, to find out by sagacity : ચતુરાઇથી ખોળી કાઢવું;જાણવું;જાણી જવું. *vi.* 1. To have an odor or smell(often followed by *of*):ગંધ આવવી.2.To savor:થી મિશ્રીત હોવું;-ના વાળું હોવું;-નો પાસ-વાસ હોવો.3.To exercise the sense of smell:સોડવાની ઈંદ્રીઓનો ઉપયોગ કરવો:સુંઘવું;સોડવું;-ની સોડમ-સુગંધ લેવી. 4. To exercise sagacity:ચતુરાઈ વાપરવી.*n.* (*Physiol.*)1.The sense or facul-

ty by which certain qualities or bodies are perceived through the instrumentality of the olfactory nerves:સુંઘવાની ઈંદ્રી;નાક;ઘ્રાણ શક્તિ;ઘ્રાણેંદ્રી.2.Odor;scent; perfume:ગંધ;વાસ;બો;ખુશબો; સુગંધ;સુવાસ;દુર્ગન્ધ;બદબો.

**Smelt,**(સ્મેલ્ટ્)*imp.&p.p.*of **smell** સુંઘ્યું;સુંઘેલું;વાસ લીધી.*n.*1.(*Zool.*) A kind of fish:એક જાતની માછલી. 2.(*Fig.*)A gull;a simpleton:ભોળો માણસ; મૂર્ખો; ઠોઠો; ઉલ્લુ. *vt.* (*Metal.*)To melt or fuse as ore: ધાતુ ગાળવી-ચોખ્ખી કરવી-નો રસ કરવો;ગાળવું.

**Smelter,** ( સ્મેલ્ટર્ ) *n.* One who smelts or purifies metals:ધાતુને ગાળનાર-શુદ્ધ કરનાર.

**Smerk,**(સ્મર્ક્ )*a.* Smart; jaunty; spruce:ટાપટીપીયું;અલબેલું;શોખીન.

**Smicker,**(સ્મિકર )*vi.*To look amorously;to smirk: વિષય વાસનાથી જોવું;ઢોંગથી હસવું.*a.* [A.S.*smicere* tasteful ]Amorous;gay;spruce: આનંદી;ટાપટીપીયું;શોખી; કામી;વિલાસી;છેલી.

**Smile,**(સ્માઇલ )*vi.*[L. *miror*, I wonder.] 1. To laugh silently: જરા હસવું;ખુશ થવું;મંદહાસ્ય કo;મંદમંદ હસવું;ગાલમાં હસવું;મોં મલકાવવું.2.To sneer:તુચ્છકારવું;હસી કાઢવું. 3.To look gay and joyous: રમણીય-મનોહર-ખુશકારક હોવું;ફુલવું;ખીલવું.4.To favor;to countenance: ઉપર તુષ્માન થવું;ઉપર મહેરબાની કo; -પર પ્રસન્ન થવું; કૃપાદૃષ્ટિ રાખવી;-પર અનુગ્રહ કo. *vt.* To express by a smile:મોં મલકાવીને-હસીને જણાવવું-દર્શાવવું.*n.*1.The act of smiling : મોં મલકાવવું-હસવું તે. 2. A somewhat similar expression of countenance expressing slight contempt:મોંનો મલકાટ;હાંસી;તિરસ્કાર; સ્મિત-મંદહાસ્ય;વિહસન 3.Favour; propitiousness:કૃપા;મહેરબાની;મહેર;કૃપાદૃષ્ટિ-અનુગ્રહ.4.Gay or joyous appearance: ખુશીનો-રમણીય-મનોહર દેખાવ;રમણીય શોભા.

**Smirk,**(સ્મર્ક્ )*vi.*To smile with affected complaisance; to simper:ઢોંગ-ડોળ કરી ઘણી મહેરબાની દેખાડવી. *n.* A forced or affected smile;a simper:ઢોંગ અથવા ડોળથી હસવું તે.*a.*Smart;spruce; affected:ટાપટીપીયું;ઢોંગ-ડોળવાળું;દંભી.

**Smite,**(સ્માઇટ્ )*vt.imp.* **smote.** *p. p.* **smitten.** [A.S. *smitan*, to smite.] 1.To strike; to inflict a blow upon with the hand:મારવું;-પર પ્રહાર કo.2.To cause to strike: મરાવવું.3.To destroy the life of by beating, or by weapons of any kind;to kill:મારી નાખવું. 4. To put to rout in battle;to overthrow by war:હરાવવું;-નો પરાજય-પરાભવ કo.5.To blast:પાડી નાંખવું; ઝુડીને પાડી નાંખવું;-નાશ કo;વિધ્વંસ કo.6.To afflict;to punish:દુઃખ દેવું;શિક્ષા-શાસન કo 7.To strike or affect with passion, as love or fear:મોહ પમાડવું;મોહિત-લુબ્ધ-આસક્ત કo;-પર ભુરકી નાંખવી;-ને આંજી દેવું: ભયભીત કરી નાંખવું; બીહવડાવી નાખવું.*To* **s.***off*,to cut off:કાપી નાંખવું.*To* **s.***out*,to knock out,as a tooth: તોડી-ખખડાવી-ભેરવી પાડવું-નાખવું;પાડી નાખવું *vi.*To strike;to beat: મારવું.*n.* The act of smiting;a blow:મારવું તે;ઘા;પ્રહાર.

**Smith,** (સ્મિથ્ ) *vt.* To beat into shape;to forge:ઘડવું.*n.*1.One who forges with the hammer ; one who works in metals:હથોડાથી ઘડનાર, જેમકે લુહાર, સોની, કણુસારો, વિo.2 One who makes or effects anything: કંઈ કરનાર-બનાવનાર.

**Smithery,**(સ્મિથરિ)*n.*1.The workshop of a smith ; a smithy or stithy:ઘડનારનું કારખાનું: કર્મશાળા. 2.Work done by a smith:ઘડનારનું કામ-ધંધો; કરેલું કામ.

**Smithy,**(સ્મિથિ)*n.*A smithery; a stithy:લુહાર-સોની-કણુસારાની દુકાન-કારખાનું.

**Smock,**(સ્મૉક્ ) *n.* 1. A woman's under-garment; a shift: સ્ત્રીઓને અંદર પહેરવાનું લુગડું.2.A blouse: શણનો ઝબ્બો. *a.* Pertaining to a smock:સ્ત્રીના લુગડાં સંબંધી.*vt.*To provide with, or clothe in, a smock or a smock frock : લુગડાં પુરાં પાડવાં-પહેરાવવાં.

**Smock frock,** ( સ્મૉક્ ફ્રૉક્ ) *n.* A coarse frock,or shirt,worn over the other dress,as by farm labourers:જાડો શણનો બધાં લુગડાં ઉપર પહેરવાનો ખેતીના મજુરનો જભ્ભો-કુરતો.

**Smoke,**(સ્મોક્ ) *n.* 1. The visible exhalation,vapor, or substance that escapes,or is expelled,from a burning body,especially from burning vegetable matter , as wood, coal, peat or the like: ધુમાડો: ધુમો;ધુણી: ધૂમ્ર;ધૂમ. 2. That which resembles smoke;vapor; mist: ધુમાડા જેવો પદાર્થ;વરાળ. 3. Anything unsubstantial,as idle talk: નકામી વસ્તુ; ધુમાડો. 4. The act of smoking,esp.,of smoking tobacco:તમાકુ વીગેરે પીવું તે;ફુંકણી. ધૂમ્રપાન.*To end in* **s.**,to be burned:બળી જવું.Hence,to be ruined or destroyed:ધૂળધાણી થઇ જવું; ધૂળમળી જવું.*Fig*:to come to nothing:માંથી કંઈન નીકળવું-વળવું.*vi.*1. To emit smoke:-માંથી ધુમો નીકળવો.2.To burn;to rage:બળવું;ગુસ્સો કરવો ; ચીડાવું. 3. To raise a dust or smoke by rapid motion: ઉતાવળથી ચાલવાથી ધુળ ઉડવી. 4.To draw into the mouth the smoke of tobacco burning in a pipe or in the form of a cigar: બીડીપીવી;ફુંકવું;દમખેંચવો.5.To suffer severely:બહુ વેઠવું.*vt.*1.To apply smoke to;to hang in smoke: ધુમાડો દેવો;ધુમાડામાં સુકાવવું-ધૂમરાવવું;ધુણાવવું.2.To fill or scent with smoke:ધૂમાડાનો પાશ દેવો;ધૂમરાવવું;ધુણી દેવી.3.To smell out;to find out:શોધી કાઢવું; ખોળી કાઢવું. 4. To ridicule to the face:-મોં પર દેખતાં મશ્કરી કo;-ને બનાવવું.5.To inhale and puff out the smoke of,as tobacco : બીડી પીને ધુમાડો કાઢવો. 6. To subject to the operation of smoke, for the purpose of annoying or driving out : ધુમાડો કરી કાઢી મૂકવું.

**Smoker,** (સ્મોકર ) *n.* 1.One who dries or preserves by smoke:ધુમાડાથી સુકવનાર.2.One who smokes tobacco or the like:તમાકુ-બીડી-હુક્કો પીનાર;ફુંકનાર;અગ્નિહોત્રી.3. A smoking car or compartment: બીડી પીનાર માટે રાખેલો ખંડ-ગાડી.

**Smoky,** ( સ્મોકિ ) *a.* 1. Emitting smoke:fumid:ધુમાતું;ગોટાતું.2.Having the appearance or nature of smoke: ધુમાડા જેવું;ધૂમ્રમય;ધૂમવાળું.3.Filled with smoke;thick: ધુમાડાવાળું-ના જેવું જાડું.*As* **s.** *atmosphere*:ધુમાડાના જેવી ઘટ્ટ હવા. 4. Subject to be filled with

Study mankind as well as books :

smoke:ધુમાડો ભરાઈ-ગોટાઈ રહે એવું. As a s. house:ધુમાડો ભરાઇ-ગોટાઈ રહે એવું ઘર. 5. Tarnished with smoke: ધુમાડો લાગેલું-થી કાળું થઇ ગએલું. 6. Suspicious ; open to suspicion:વહેમી;શંકાશીલ.

**Smolder,**(સ્મૉલ્ડર્) *vi.*1.To waste away by a slow and suppressed combustion:ધીમેધીમે(બળવાથી) નાશ પામવું. 2. To burn inwardly:અંદરખાનેથી સળગવું;ધૂંધવાવું. *As smoldering feud*:અંદરખાનેથી સળગતો-ધૂંધવાઇ રહેલો કજીઓ. *vt.* To smother;to suffocate: ગુંગળાવવું; ગુંગળાવી નાંખવું.*n.* Smoke:ધુણી;ધુમાડો.

**Smooth,** (સ્મુધ્) *a.*1.Not rough: સુંવાળું;લીસું.2.Evenly spread or arranged:સરખી રીતે ઓળેલું-ઓઠવેલું;વ્યવસ્થિત.*As* s.*hair*:સરખી રીતે ઓળેલા વાળ. 3. Gently flowing; moving equally;not ruffled or obstructed:શાન્ત;અક્ષુબ્ધ;પ્રસન્ન;નિર્વાત;વગર તોફાની;સ્થિર. 4.Uttered without check or hesitation;fluent.:અટક્યા શિવાય બોલાતું;સરળ;ધારા વાહિક;ધારાવાહી;સતત પ્રવાહી;નિરંતરાય;નિર્બાધ.5 Bland;mild:મીઠું; ધીમું;ગલફા ગાંઠા વગરનું.*As a* s.*discourse*:મીઠી વાતચીત.6.(*Mech. & physics.*)Frictionless:ઘસારા વિનાનું.*adv.*Smoothly:ધીમેથી. *n.* 1. The act of making smooth:લીસું-સુંવાળું કo તે. 2. The smooth part of anything:કોઇ પણ ચીજનો લીસો ભાગ.*vt.*(*a*)To free from obstruction;to make easy:અડચણ કાઢી નાંખવી; વિઘ્ન-અંતરાય દૂર કo;સહેલું-સરળ કo.(*b*)To free from harshness;to make flowing: મીઠું-મધુર-સુસ્વર કo.(*c*) To palliate; to gloze:ઢાંકવું;છુપાવવું;છાવરવું. (*d*) To give a smooth or calm appearance to:ધીમું-શાંત છે એમ જણાવવું.(*e*) To regulate; to ease: નીરાંતે ચલાવવું. *vi.* To flatter:-ની ખુશામત-પ્રસંશા કo

**Smoothen,**(સ્મુધન્) *vt.* To make smooth:લીસું કરવું.

**Smooth-iron,**(સ્મુધ્આયર્ન્) *n.* An instrument for ironing:અસ્રી;ઈસ્રી.

**Smoothly,** ( સ્મુધ્લિ ) *adv.* In a smooth manner:વગર હરકતે;ધીમેથી;સહેલાઈ સરળતાથી;મધુર; સુસ્વરથી; નિર્વિઘ્ને;અનાયાસે.

**Smoothness,** (સ્મુધનેસ્) *n.* The quality or state of being smooth: સુંવાળાપણું;મીઠી બોલી;નરમાશ; મૃદુતા;અક્ષોભ.

**Smooth-tongued,**(સ્મુધ્-ટંગ્ડ્) *a* Plausible;flattering: મીઠું બોલું; ખુશામતીયું;હાજીહા કરનાર.

**Smother,**(સ્મધર્)*vt.*1.To destroy the life of by suffocation;to deprive of the air necessary for life : ગુંગળાવીને-શ્વાસ રૂંધીને મારી નાંખવું.2.To stifle; to deprive of air by a thick covering:ગુંગળાઈ -કજળાઈ જાય તેમ કo;પજળાવી નાંખવું.*As to* s.*a fire*:દેવતા કજળાઇ જાય તેમ કરવું.3.Hence,to suppress; to conceal:છુપાવવું;દાબી રાખવું;ઢાંકવું;ઢાંકી રાખવું.*vt.* 1. To be suffocated or stifled:ગુંગળાવવું;રૂંધાવવું;-થી ગુંગળાઇ જવું.2.To burn slowly without sufficient air; to smoulder:પજળી-કજળી જવું. *n.* 1. Stifling smoke;thick dust:ગુંગળાવી નાંખે એવી ધુમાડી-રજ-જેસુ-ઝેણ. 2.A state of suppression: છુપાયું-દબાયું રહેલું તે.

**Smouldering,** ( સ્મૉલ્ડરિંગ્) *a.* Burning slowly without sufficient air:કજળાઈ જતું; ધુમાઈ જતું; ધુમાતું;અંતર્દાહી.

**Smug,**(સ્મગ્)*a.*Studiously nice or neat;smooth and prim:ટાપટીપીઉં;વરણાગીઉં;તીટીમતડાક;છેલછબીલું.

**Smuggle,**(સ્મગલ્)*vt.* [A.S.*smugan,* to creep.] 1. To import or export secretly contrary to law: દાણ આપ્યા વગર-છુપી રીતે-છાનુંમાનું લાવવું;જકાત-દાણ ચોરવું;દાણચોરી કo. 2.(*Fig.*)To convey or introduce clandestinely:છુપી રીતે-ખાનગી રીતે-છળથી લઇ જવું-દાખલ કરવું; છાનામાના લાવવું-લઈ જવું.*vi.* To import or export in violation of the custom laws:જકાત-દાણ ચોરવું;દાણચોરી કરીને અંદર લાવવું અગર બહાર લઇ જવું.

**Smuggler,**(સ્મગલર્)*n.*1.One who smuggles: જકાત-દાણ ચોરનાર. 2. A vessel employed in smuggling:દાણચોરી કરનાર વહાણ.

**Smuggling,**(સ્મગ્લિંગ્)*n.* Importation or exportation secretly contrary to the law:જકાત-દાણચોરી.

**Smut,**(સ્મટ્)*n.*1.Foul matter like soot or coal-dust:મેશ-કોયલાની ભૂકીજેવો ખરાબ પદાર્થ;મેશ;કાજળ;કોયલાનો ડાઘ.2.(*Mining.*)Bad, soft coal containing much earthy matter:ઘણી માટીવાળો પોચો કોયલો. 3.(*Bot.*) An affection of cereal grains producing a smelling which is at length resolved into a powdery,sooty mass: ફુગ;છબ. 4. Obscene language;ribaldry: બેફાટ-નિર્લજ ભાષણ-બોલી;ફટાણા;અપશુકન;દુર્વચન. S.*mill,* a machine for cleansing grain from smut: દાણાની ફુગ કાઢી નાંખવાનો સંચો.*vt.* 1.To stain or mark with smut: કાળું કરવું;ડાઘ પાડવો;મેશનો ડાઘ પાડવો.2.To taint with mildews,as grain:-થી-ને લીધે અનાજ ઉપર ફુગ ચડવી.3.To blacken;to tarnish:કાળુ-ધુમાડાવાળું કo;કલંકિત-એબવાળું કo; દૂષિત કo.4.To clear of smut:ફુગ કાઢી નાંખવી.*vi.*1.To gather smut; to become smutted: મેંશ એકઠી થવી;મેંશવાળું થવું. 2. To give off smut;to crock:સાફ કરી નાંખવું.

**Smutch,**(સ્મચ્)*n.*A stain;a dirty spot:ડાઘો;ટપકો.

**Smuttiness**,(સ્મટિનેસ્)*n.*The act or state of being smutty:-થી કાળું કo-થવું તે; ફટાણું;ભુંડાણું;દુર્વચન.

**Smutty,**(સ્મટિ) *a.* 1. Soiled with smut;smutted:કોયલા-કાજળ-મેંશવાળું-ના ડાઘવાળું.2.Tainted with mildew:ફુગવાળું.*As* s.*corn*:ફુગવાળું અનાજ.3.Obscene:not modest or pure:ફટાણું;નિર્લજ;ભુંડાણું;બેફાટ.

**Snack,**(સ્નૅક્)*n.*1.A share;a part; a portion:હીસ્સો;ભાગ.*As to go* s.s: ભાગ-હીસ્સો પડાવવો-લેવો.2.A slight, hasty repast:ઉતાવળો-જરા નાસ્તો.

**Snaffle,**(સ્નૅફલ્)*n.*A kind of bridle bit: પાતળી કડીવાળી લગામ. *vt.* To put a snaffle in the mouth of; to bridle:-ના મોંમાં લગામ ઘાલવી;-ને લગામ ચઢાવવી.

**Snag,**(સ્નૅગ્)*n.*1.A knot;a protuberance:ગાંઠ;ઢેકો.2.A broken or decayed tooth: ભાગી ગએલો-સડી ગયેલો દાંત.3.A tree or a branch of a tree fixed in the bottom of a river or any other water:નદીમાં બીજા કોઈ પાણીમાં દટાઇ રહેલું ઝાડનું થડીયું.(જેની ટોચ પાણીની સપાટી લગભગ આવેલી હોય છે.) 4. One of the secondary branches of an antler:હરણનાં શિંગડાંના ફાંટા પૈકીનો

તલ'ગરના તેજમાં સૌ તણાય.

એક કે વધારે માણસ. 4. A gratuitous helping forward of another's work:કોઈના કામમાં મફત મદદ કo.

**Spell,**(સ્પેલ્)*n.*[AS.*spell*,a saying, tale,speech.] 1. A story;a tale: વાત;વાર્તા.2. Any charm; an incantation:મંત્ર;મોહણી;મોહન;આકર્ષણ.*vt.*[*imp.& p.p.* **Spelled** or **Spelt**.]1. To tell; to relate; to teach:કહેવું;વર્ણવવું;શિખવવું.2. To bewitch;to fascinate;to charm: મંત્ર-મોહણી કo-લગાડવી-મારવી. 3. To constitute;to measure:માપવું;માપ કo.4.To tell or name in their proper order the letters of, as a word:-ની જોડણી કo-કહેવી.5. To discover by characters or marks; to read with difficulty (usually with *out.*) ખોળી-શોધી કાઢવું:મુશ્કેલીથી વાંચવું.*vi.*1.To form words with letters:જોડણી પ્રમાણે શબ્દ લખવા-કo. 2. To study by noticing characters:નાં ચિન્હ-લક્ષણ જોઇને શિખવું;અક્ષર-વર્ણથી શિખવું.

**Spell-bound** , ( સ્પેલ્-બાઉન્ડ્ ) *a.* Bound by,or as by,a spell:મંત્રથી બાંધેલું-અંજાઈ ગયેલું.

**Spelling,**(સ્પેલિન્ગ્ )*n.* Formation of words by letters;orthography: જોડણી કo તે;જોડણી;વર્ણરચના.*a.*Of or pertaining to spelling: જોડણી સંબંધી-વિષે-નું. [જસત.

**Spelter,** (સ્પેલ્ટર્ )*n.*(*Metal.*)Zinc:

**Spencer,**(સ્પેન્સર્ )*n.* One who has the care of the spence or buttery:કોઠારી;અન્નશાળાની દેખરેખ રાખનાર.*n.*A short jacket(*worn by men and by women*):ન્હાની બંડી-બદન-કુરતું.*n.*(*Naut.*)A fore-and-aft sail:આગલો શઢ.

**Spend,** (સ્પેન્ડ્ )*vt.* [ *imp.* & *p.p.* **Spent**] [L. *expendo*, I weigh out.]1.To weigh or lay out; to dispose of;to part with:વાપરવું; કાઢવું;ખરચવું.2.To bestow;to employ(often with *on* or *upon.*): વાપરવું;ખરચવું.3. To consume;to waste;to exhaust:ઉડાવવું;ગુમાવવું; ખરચી વાપરી દેવું-નાંખવું.4.To pass as time;to suffer to pass away: વખત ગુમાવવો-નકામો ગાળવો.5.To exhaust of force or strength; to waste; to wear away:-નું બળ-જોર નીકળી જવું;બળ ખપાવી-વાપરી નાંખવું.*vi.*1. To spend money or any other possession: વાપરી-ગુમાવી-ખરચી નાંખવું. 2. To waste or wear away;to lose force or strength:બળ જતું રહેવું-નીકળી જવું-નાશ પામવું.3.To be diffused; to spread : ફેલાવું-પથરાવું. 4. To break ground;to continue working:જમીન ખોદવી-ખોદ્યા કo.

**Spend-thrift,**(સ્પેન્ડ્થ્રિફ્ટ્ )*n.*One who spends money profusely; a prodigal:ઉડાઉ માણસ;ફુલણજી.*a.* Prodigal;extravagant: ઉડાઉ;બહુ ખરચનાર-વાપરનાર.

**Spent,** ( સ્પેન્ટ્ ) *a.* 1. Exhausted; worn out:વાપરી દીધેલું;ખપી ગયેલું (બળ.)2.Exhausted of spawn or sperm:ઈંડાં કે તેલ ખાલી પડેલું(મચ્છ); ખડક.

**Sperm,** (સ્પર્મ્ )*n.* [ L. *sperma.*] (*Physiol.*) The male fecundating fluid;semen:ધાતુ;રેતસ;બીજ; વીર્ય. *n.* Spermaceti:મગરમચ્છના માથામાંનું તેલ.

**Spermaceti,** (સ્પર્મેસીટિ ) *n.* [L. *sperma*,sperm & *ceti*,any large sea animal.]A white waxy substance (*obtained from cavities in the head of the sperm whale*): એક પ્રકારની મીણબત્તી બનાવવાની મગરમચ્છની ચરબી.

**Spermatic,** (સ્પર્મૅટિક્ ) *a.*(*Physiol.*)Of or pertaining to semen: ધાતુ-રેતસ સંબંધી;બીજવાળું.

**Spermatorrhœa,**(સ્પર્મૅટૉરીઍ)*n.* Abnormally frequent involuntary emission of the semen without copulation: સંભોગ કર્યા વગર વિર્ય ખાલી થવાનો રોગ;ધાત-ધાતુ જવી તે;વિર્યસ્ખલન.

**Spew,** (સ્પ્યૂ ) *vt.* [ L. *spuo*,I vomit.] 1. To eject from the stomach;to vomit:ઉલટી કo;ઓકવું.2. To cast forth with abhorrence or disgust;to eject:કંટાળા-ધિક્કારથી નાંખી-ફેંકી દેવું;નાસ્વિકારવું. *vi.* 1. To vomit:ઉલટી કo; નાંખવું;ઓકવું. 2.To eject seed,as wet land swollen with frost:બહાર કાઢવું; ઉપસાવી કાઢવું.*n.*That which is vomitted;vomit:જે ઉલટી વાટે બહાર કાઢી નાંખવામાં આવે છે તે;ઉલટી;નાંખ;ઓકારી;વમન.

**Sphenoidal,** ( સ્ફીનૉઈડ્લ્ ) *a.* 1. Sphenoid:ફાચી આકારનું.2.(*Crystallog.*)Pertaining to or resembling a sphenoid:ફાચી-ફાચર જેવું.

**Sphere,**(સ્ફીર્ )*n.*[Gr. *sphaira*, a sphere.] 1. (*Geom.*) A body or space contained under a single surface,which in every part is equally distant from a point within called its *centre* : ગોળ; ગોળાકૃતિ;ગોળો;મંડલ;વર્તુલ.2 Any globe or globular body (*esp. a celestial one,as the sun,a plant or the earth*):કોઈપણ ગોળાકાર પદાર્થ ; સૂર્ય મંડળનો કોઇ ગોળો. 3. (*Astron.*)(*a*)The apparent surface of the heavens:આકાશની દેખીતી-બહારની સપાટી;ગગન;નભોમંડળ;આકાશ;અંતરિક્ષ.(*b*)In ancient astronomy one of the concentric and eccentric revolving spherical transparent shells,in which the stars,sun,planets,and moon were supposed to be set:આકાશ મંડલ;નભોમંડલ.4.( *Logic.* ) The extension of the general conception : સાધારણ વિચાર-ધારણાનો વિસ્તાર.5.Compass;province:employment:વિષય;પ્રકરણ;ઇલાકો;અમલ;ટપ્પો;અધિકાર; કામ. 6. Rank; order of society;social position: અવસ્થા;દશા;સ્થિતિ;પાયરી;દરજ્જો;ક્રમ. 7.An orbit,as of a star;a socket (*R.*) તારાની કક્ષા. *Armillary s.*: ખગોળ.*vt.*1.To place in a sphere; to insphere:ગોળામાં મુકવું. 2. To form into roundness; to make spherical or spheral: ગોળ-ગોળાકાર બનાવવું.

**Spherical,**(સ્ફેરિકૅલ્ )*a.* 1. Globular;orbicular:ગોળાકાર;ગોળાકૃતિનું. 2.Of or pertaining to a sphere: ગોળા સંબંધી-નું-વિષે; વર્તુલસંબંધી. 3.Of or pertaining to the heavenly orbs: આકાશમાંનાગોળા-ગ્રહ સંબંધી-નું-વિષે.

**Sphericity,** ( સ્ફેરિસિટિ ) *n.* The quality or state of being spherical;roundness: ગોળાઇ; ગોળાકૃતિ; ગોળાકાર;ગોળત્વ;વર્તુલત્વ.

**Spherics,**(સ્ફેરિક્સ્ )*n.*(*Math.*)The science of the properties and relations of the circles,figures, and other magnitudes of a sphere produced by planes intersecting it:ગોળશાસ્ત્ર;ગોલવિદ્યા; ગોલાધ્યાય.

**Spheroid,** (સ્ફીરૉઈડ્ )*n.*[L.*sphae-*

*roides*, ball-like. ] A body or figure approaching to a sphere, but not perfectly spherical:ગોળકલ્પ આકૃતિ;ગોલસદૃશ આકૃતિ. *Oblate* **s.**:ચપટગોળ.*Prolate* **s.**:લંબગોળ;અંડાકારગોળ;અંડાકૃતિ;અંડગોળ.

**Spheroidal**(સ્ફીરૉઇડલ્ )*a.*Having the form of a spheriod:ગોળકલ્પ; ગોળપ્રાય;ગોળસદૃશ.

**Spherule**, ( સ્ફેર્યૂલ્ ) *n.* A little sphere or spherical body: નાનો ગોળો;ગોળી;લઘુગોળ.

**Spice**,(સ્પાઇસ )*n.*[L.*species*, species,kind.]1.Species; kind: જાત. 2. A vegetable production of many kinds,fragrant or aromatic,and pungent to the taste: વ્યંજન;મસાલાની ચીજ-વસ્તુ-જણસ; ગંધદ્રવ્ય મસાલો;ગરમ મસાલો:તેજાનો.3.*Figuratively*;a slight flavoring;a relish: જરા સ્વાદ;સ્વાદ; વાસ;ચુનક;ફોર;મીઠું મરચું;ખાટું ખારું: મરીમસાલો.4.A small quantity; a sprinkling: થોડું; જરીક; ચપટી. *vt.* 1. To season with spice or, as with spice: મશાલેદાર-વાળું બનાવવું. 2. To fill or impregnate with the odor of spices:-માં મશાલો ભભરાવવો: -ને મશાલાથી ભરવું;ખુશબોદાર કo3.To render nice or dainty;hence,to render scrupulous(*as a conscience*): ચોકસફિકરમંદ;સંભાળવાળું કરવું;ખમચાવું-ખાંચકો ખાવું કo.

**Spicery**, (સ્પાઇસરિ) *n.* 1. Spices in general: મશાલા માત્ર; મશાલા. 2.A repository of spice:મશાલા રાખવાની જગા-વખાર.

**Spick**,(સ્પિક્ )*n.* A spike or nail: ખીલો.**S**.*and span*, quite new: તાજું;નવું;નવું નકોરકોરૂકડકડતું.

**Spicular**,(સ્પિક્યુલર )*a.*[L. *speculum*,a dart.]Resembling a dart: having sharp points: અણીદાર; તીક્ષ્ણ-તીણી અણીદાર-વાળું.

**Spicy**,(સ્પાઇસિ)*a.*1.Fragrant;arometic:મશાલાદાર;ઘમઘમાટવાળું.2. Producing or abounding with spices: મશાલો ઉત્પન્ન કરતું-માં ઘણો હોય તેવું. 3. *Fig.* Piquant; pungent;racy:ચમચમાટ; તમતમાટ-તીખું;મશાલેદાર;મિષ્ટ;સુરસ.

**Spider**, (સ્પાઇડર ) *n.* [AS. *spinnan*,to spin.]1.Any one of numerous species of arachnids comprising the order Araneina: કરોળીઓ;અષ્ટપાદ;કેવડકાર.2.An iron pan with a long handle: પેણી; તાવડી;કડાઈ. 3. A trevet to support pans or pots over a fire:ચુલા ઉપર મુકવાની ઘોડી-ટેકણ.4. A skeleton,or frame, having radiating arms or members,often connected by cross pieces:શાખાઓવાળું ચોકઠું.

**Spigot**,(સ્પિગૉટ્ )*n.*A pin or peg used to stop the vent in a cask: નાની ગાબડી;પીપનો ડટો.

**Spike**, ( સ્પાઇક્ ) *n.* [L. *spica*, a point.]1.(*a*)A sort of very large nail:એક જાતનો મોટો ખીલો; ખીંટો; મેખ;શુળ;શંકુ;શલાકા.(*b*) A piece of pointed iron set with the points upward or outward:આર; આરી. 2.Anything resembling such a nail in shape:આકારમાં આવા ખીલાને મળતો આવતો પદાર્થ.3.An ear of corn or grain:કણસલું;ડુંડું;ધાન્ય-શીર્ષ.4.A kind of flower cluster in which sessile flowers are arranged on an unbranched elongated axis:ફુણગો;ફુલનો ગુચ્છો. **S**.*team*,three horses,or a horse and a yoke of oxen:ત્રણ ઘોડા અથવા એક ઘોડો અને બળદની જોડ.*vt.* 1.To fasten with spikes: લાંબા ખીલા ઠોકીને મજબુત કo-જડી લેવું.2. To set or furnish with spikes: ખીલા જડવા-બેસારવા.3. To fix on a spike(R):ખીલાને વળગાડવું-બેરવવું.4.To stop the vent of (*a gun or cannon*) by driving a spike, nail or the like into it:ગાબડા મારીને જ્હેર બંધ કo.

**Spikenard**,(સ્પાઇક્નાર્ડ )*n.*1.(*Bot.*) An Aromatic plant:જટામાંસીનો રોપો;જટામાંસી;તપસ્વિની;જટિલા.2. A flagrant essential oil:સુંગધીદાર તેલ:નાર્દ.

**Spiky**,(સ્પાઇકિ)*a.*1. Like a spike; spikelike:ખીલાના જેવું.2.Having a sharp point or points:અણી-ધારદાર-વાળું.

**Spile**, (સ્પાઇલ્ )*n.*1.A small plug or wooden pin, used to stop a vent,as in a cask:પીપનો ડટો.2. A small tube or spout inserted in a tree for conducting sap:ઝાડમાંથી રસ ખેંચી લેવાને મુકેલી નળી. 3.A pile:ફડેરો.**S**.*hole*,a small air hole in a cask;a vent: પીપમાંનું નાનું કાણું. *vt.* To supply with a spile or spigot:-નો ડટો બનાવવો-કo-ને બેસાડવો.

**Spill**, (સ્પિલ્ ) *n.*1.A bit of wood split off;a splinter:ચીરો;ચીપટ.2. A slender piece of anything:કોઇપણ ચીજનો પાતળો કકડો. (*a*) A spile:ડટો.(*b*) A metallic rod or pin : ધાતુનો સળીઓ-ખીલી. (*c*) A small roll of paper or slip of wood : કાગળની વાળેલી બીડી અથવા લાકડાની ચીપ. 3. A little sum of money:પૈસાની નાની-ન્જુજ રકમ. *vt.* To decorate or cover with slender pieces of wood,metal,ivory, etc : હાથીદાંત,ધાતુ કે લાકડાની ચીપો જડવી-બેસારવી.*vt.*[AS.*spildan*,to destroy.]1.To destroy;to kill;to put an end to:નાશ કo;મારી નાખવું;-નો અંત આણવો. 2. To mar; to injure;to deface:બગાડવું;-ને નુકસાન કo;કદરૂપું કo. 3. To suffer to fall or run out of a vessel;to loose or suffer to be scattered: ઢોળાવા દેવું;વેરાવા દેવું;ઢોળાવું;વેરવું.4. To shed or suffer to be shed:કાઢવું;પાડવું.5.(*Naut.*)To relieve a sail from the pressure of the wind:પવનના દબાણમાંથી સઢને મુક્ત કo.*vi.*1.To be destroyed,ruined or wasted:નાશ પામવું-થવું. 2. To be shed;to run over;to fall out and be lost or wasted:ઢોળાવું;વેરાવું.

**Spin**,(સ્પિન્)*vt.*[*imp.*& *p.p.*]**Spun**. *Aarchaic imp.***Span** ][AS.*spinnan*.]1.To draw out and twist into threads:કાંતવું;-નો દોરો-તાંતણો કાઢવો-વણવો. 2. To draw out tediously; to extend to a great length:અતિશય તાણી તાણીને લંબાવવું;વાર લગાડીને કાઢવું;લંબાવીને પીંજણ કo; ટાહેલું કુટવું;રામનું રામાયણ કo. 3. To protract;to spend by delays:ઢીલ કરીને ગાળવું;ગુમાવવું;રસળીને પૂરું કo.*To* **s**.*out the day in idleness*:દિવસ આળસમાં ગુમાવવો. 4.To whirl;to twirl:ચકર ચકર ફેરવવું;ફેરવવું;પરિભ્રમણ કo. *To* **s**. *a top*:ભમરડો ફેરવવો.5.To form (*a web,cocoon,silk or the like*)from threads produced by the extrusion of a viscid:દોરો-તંતુ-તાર બનાવવો. 6. (*Mech.*) To shape,as malleable sheet metal, into a

પાન ખાયે કંઇ કપુરનો વાસ ન આવે.

hollow form:ઉતારવું;ચાક ઉપર ઉતારવું. *To s.a yarn(Naut.)*,to tell a story,*esp.*a long,fabulous story: લાંબી જોડી કાઢેલી વાત કહેવી;ગપ્પાં હાંકવાં. *To s.street yarn*,to gad about gossiping:ગપ્પાં મારતા ભટકતા ફરવું. *vi.* 1. To practise spinning:કાંતવાનું કામ કo;કાંતવું;તારદોરો કાઢવો.2.To move round rapidly;to whirl:ચકર ચકર ફરવું. 3. To stream or issue in a thread or a small current or jet:ઝીણી ધારે વહેવું.4.To move swiftly:ઉતાવળ-જલદીથી જવું;સરરર કરતાં ચાલ્યા-નીકળી જવું.*n.*1.The act of spinning: ખરખર-કડેડાટ ચાલ્યા જવું તે.2.(*Kinematics* ) Velocity of rotation about some specified axis:વેગ;ગતિ.

**Spinal,** ( સ્પાઈનલ્ ) *a.* [L.*spina*, the spine.]1.(*Anat.*)Rachidian; vertebral:વાંસાની કરોડ સંબંધી-નું-વિષે;પૃષ્ઠવંશ વિષયક.2. Of or pertaining to a spine or spines:કાંટા-કંટક-પાંસળાં સંબંધી.

**Spindle,** (સ્પિન્ડ્લ ) *n.* [AS.*spinnan*,to spin.]1.The long,round, slender rod or pin in spinning wheels by which the thread is twisted:તરાક;ત્રાક; સ્પીન્ડલ. 2. A slender rod or pin on which anything turns;an axis:ધરી; આંસ; આંક.3.The fusee of a watch:ઘડિયાળની કમાનની ધરી-દાંડી.4.A long and slender stalk resembling a spindle:ત્રાકને મળતો લાંબો પાતળો દાંડો.5.A yarn measure containing,in cotton yarn,15,120 yards: ૧૫૧૨૦ વાર સુતરનુંમાપ.6.(*Geom.*) A solid generated by the revolution of a curved line about its base or double ordinate or chord:વક્રલીટીનો પોતાના મૂળની આસપાસ પરિભ્રમણથી થયેલો ઘન.*Live* **s.**, the revolving spindle of a machine tool:યંત્રના ફરતી ત્રાક-દાંડી.**S.***side*,the female side in descent;in the female line;opposed to *spear side*:માતૃપક્ષ તરફથી; માતરફનું.*Spear side*: પિતૃપક્ષ તરફનું. *vi.*To shoot or grow into a long, slender stalk or body : પાતળું અને લાંબું થવું.

**Spindle-shanks,**(સ્પિન્ડલ્શૅન્ક્સ્ ) *n.* A person with slender shanks or legs(*used humorously or in contempt*):લાંબા-પાતળા પગવાળો માણસ;દીર્ઘજંઘી.

**Spine,** ( સ્પાઇન્ ) *n.* [L. *spina*, a thorn.]1.(*Bot.*)A sharp appendage to any part of a plant; a thorn:ઝાડનો કાંટો.2.(*Zool.*) A rigid and sharp projection upon any part of an animal: પ્રાણીના શરીરપરનો ટેકો. 3. (*Anat.*) The backbone,or spinal column, of an animal:કરોડ;બરડાનું હાડકું;પૃષ્ઠવંશ.4.Anything resembling the spine or backbone;a ridge:કરોડના આકારની ચીજ-વસ્તુ.

**Spinet,**(સ્પિનેટ્ ) *n.* [L. *spina*, a thorn.](*Mus.*) A keyed instrument of music:એક જાતનું કુંચીવાળું વાજું.

**Spinner,**(સ્પિનર્ )*n.*1. One who, or that which,spins;a spinning machine:કાંતનાર; કાંતવાનો સંચો; રેંટીઓ.2. A spider: કરોળીઓ. 3. (*Zool.*)A spinneret:કરોળિયાઓના પેટ અગાડીનું અવયવ.

**Spinning,**(સ્પિનિન્ગ્ )*a.*& *n.*From spin:સુતર કાંતનારૂં-વાનું;સુતર કાંતવું તે.

**Spinning-jenny,**( સ્પિનિન્ગ્જેનિ ) *n.* An engine or machine for spinning wool or cotton:કાંતવાનો સંચો.

**Spinningwheel,**(સ્પિનિન્ગ્વ્હીલ્ ) *n.*A machine for spinning yarn or thread, in which a wheel drives a single spindle,and is itself driven by the hand, or by the foot acting on a treadle: રેંટીઓ;ચરખો.

**Spinosity,** (સ્પાઇનૉસિટિ) *n.* The quality or state of being spiny or thorny;spininess:કાંટાદારપણું; કાંટાવાળું થવું-હોવું તે;કંટકતા.

**Spinous-Spiny,** ( સ્પાઈનસ-સ્પાઈનિ)*a.*1.Spinose;thorny:કાંટાવાળું; સકંટક. 2. Spinelike: કાંટા જેવું-ના આકારનું.3.Abounding with difficulties or annoyances: માથાકુટીઉં; જેમાં બહુ કડાકુટ પડે એવું; બહુ અવગડ કરે એવું.

**Spinster,**(સ્પિન્સ્ટર્ )*n.*1.A woman who spins or whose occupation is to spin:રેંટીઓ કાંતનારી સ્ત્રી-બાયડી.2.A man who spins:કાંતનાર-માણસ.3.(*Law.*)An unmarried or single woman:નહિ પરણેલી-કુંવારી સ્ત્રી;અનૂઢા; અવિવાહિતા; અવિવાહિત સ્ત્રી.4.A woman of evil life and character:ખરાબ-બદ ચાલની સ્ત્રી.

**Spiracle,**(સ્પાઇરૅકલ્ )*n.*[L.*spiro*,I breathe.]1.(*Anat.*) The nostril or one of the nostrils of whales: વ્હેલ નામની માછલીનું નસકોરૂં-શ્વાસ લેવાનું કાણું.2.(*Zool.*) One of the external openings communicating with the air tubes:શ્વાસરંધ્ર.3.A small aperture or hole for air or other fluid:હવાને માટે નાનું કાણું;વાયુમાર્ગ.

**Spiral,**(સ્પાઇરલ્ )*a.*1.Winding or circling round a center or pole and gradually receding from it: સર્પાકાર;ચક્રાકાર.2. Winding like the thread of a screw; helical: પેચ-ઇસ્કુના જેવું;ભમરીઆ કુવા જેવું.

**Spire,**( સ્પાઇર્ ) *vi.* [ L. *spiro*, I breathe.] To breathe: શ્વાસલેવો-ખેંચવો.*n.*[AS.*spir.*]1.A slender stalk or blade in vegetation:ઘાસની પાંદડી-પાન.2.(*Arch.*)The tapering part of a steeple,or the steeple itself:અણીદાર-વાળો મિનારો-શિખર;શૃંગ.3. ( *Mining.* ) A tube or fuse for communicating fire to the charge in blasting:અગ્નિ પહોંચાડવાની નળી; જ્યોત; અગ્નિશિખા.4.The top,or uppermost point,of anything;the summit:શિખર;ટોચ; મથાળું; પરાકાષ્ઠા. *vi.*To shoot forth,or up in,or as if in,a spire:કાંટા ફુટવા.*n.*[L.*spira* coil,twist.]1. A spiral; a curl;a whorl;a twist:વળ; વાંક; આવર્તન; વ્યાવર્ત્તનરેખા.

**Spirit,**(સ્પિરિટ્ ) *n.* [ L. *spiro*, I breathe.]1.(*a*)Air set in motion by breathing;breath: શ્વાસ. (*b*) Hence,life itself:જીવ;પ્રાણ;ચૈતન્ય; આત્મા.2.A rough breathing;an aspirate,as the letter *h*:મહાપ્રાણી વર્ણ-અક્ષર.3.Life or living substance;vital essence,force or energy:જીવ;ચૈતન્ય;પ્રાણ.4.The soul: જીવાત્મા;દેહી;ક્ષેત્રજ્ઞ;આત્મા. *The supreme* **s.**:પરમાત્મા;બ્રહ્મ.5.*Specifically*,a disembodied soul; the human soul after it has left the body:પ્રેતાત્મા;વિદેહીઆત્મા.6.(*a*)An apparition;a specter;a ghost:ભૂત;પિશાચ;જીન;પ્રેત;છાયા.(*b*)A fairy a sprite;an elf:વનદેવતા;યક્ષપ્રાણી; રાક્ષસી.7.Ardor,energy,courage,

Sell not the bear's skin before you have caught him :

etc:હોંશ;ઉત્સાહ;ઔમ;ત્રાણ;હિંમત; દમ;ઉત્સાહ;ધૈર્ય.8.One who is vivacious or lively:ચંચળ-ચકોર-આલાકપુરૂષ-માણસ.9.Temper or disposition of mind;mental condition or disposition;intellectual or moral state:મનની સ્થિતિ;મિજાજ;ભાવ;પ્રકૃતિ; સ્વભાવ; ખવાસ: ખાસીયત; પ્રકૃતિભાવ; તબીયત;બુદ્ધિ;મન; વૃત્તિ; મરજી;ચિત્ત;મન;શીલ.*Conquest of one's* s.:મનોજય. *Good* s.s: હર્ષવૃત્તિ:ઉલ્લાસ;ઉત્સાહ; પ્રફુલ્લતા. પ્રહર્ષ;ખુશમિજાજ; આનંદવૃત્તિ. *Low* s.s:વિષાદ:ઉદ્વેગ; ઉદાસીનતા. *Gentle* s.s:સ્વભાવ સૌજન્ય;શાંતશીલતા.*In good* s.s:હર્ષવૃત્તિનો:સ્વસ્થ;પ્રહૃષ્ટ.10. Intent;real meaning;characteristic quality:ભાવાર્થ; ભાવ; અર્થ; આશય;તાત્પર્ય;ઉદ્દેશ;હાર્દ; હેતુ; મુદ્દો. 11.Tenuous,volatile,airy or vapory substance,possessed of active qualities:વાયુરૂપી પદાર્થ. 12. Any liquid produced by distillation;alcohol,often in the *pl.*: દારૂ;મદ્ય;આસવ;સુરા; મદિરા; વારૂણી; માધવી.*Distiller or vender of* s.: કલાલ.*Drinker of* s.:સુરાપાની;મદ્યપાની. 13. *pl.* Rum, whisky, brandy,gin,and other distilled liquors:ગાળેલા દારૂ,જેવા કે રમ,વ્હિસ્કી,બ્રૅન્ડિ,જીન વિગેરે અર્ક;આસવ; કસદાર-જલદદારૂ.14. Essential portion;life;virtue;goodness : અર્ક; સત્વ;સત્વાંશ;તત્વ;તત્વાંશ;સાર; સારાંશ;દમ;રસ;રહસ્ય;કસ;જીવ;તેજ;ઓજ; વીર્ય,પ્રભાવ.15. (*Alchemy.*) Any one of the four substances,sulphur, sal ammoniac , quicksilver or arsenic:ગંધક,નવસાર,પારો અગર સોમલ પૈકીની એક જણસ.16. A solution in alcohol of a volatile principle:કોઈ ઉડી જાય એવા મૂળતત્વ પદાર્થનો દારૂના અર્કમાં બનાવેલો મિશ્રપદાર્થ-મિશ્રણ;અર્ક.*Animal* s.s,(*a*)(*Physiol.*) the fluid which at one time was supposed to circulate through the nerves,and was regarded as the agent of sensation and motion: લોહીનું ચૈતન્ય.(*b*) Physical health and energy; frolicsomeness ; sportiveness:શારીરીક તંદુરસ્તી અને ઉત્સાહ; શરીરની સ્ફુરતાઈ. *Holy* s.,or *The* s.(*Theol.*), the spirit of God,or the third person of the Trinity; the Holy Ghost: પવિત્રાત્મા. *Rectified* s. (*Chem.*) spirit rendered purer or more concentrated by redistillation, so as to increase the percentage of absolute alcohol: મદ્યાર્ક.S. *of the times*: કાળધર્મ; જમાનો. *vt.*1. To excite;to encourage; to inspirit:ઉશ્કેરવું;હિંમતઆપવી;-ને વેગ આપવો. 2. To convey rapidly and secretly or mysteriously: છાનામાના ઉતાવળથી લેઇ જવું;પકડી જવું; ગેબ કo. **Spiriting** *away* (*law*),causing to leave:કોઇ સાક્ષીને જુબાની ન આપવી પડે માટે તેને નસાડી મુકવો-ઠેકાણે કરવો-ઉડાવવો.

**Spirited,**(સ્પિરિટેડ્ )*a.*1. Animated or possessed by a spirit:ભૂતઆવ્યું-પિશાચથી ઉશ્કેરાયું હોય એવું. 2. Animated; full of vigor or life:જોસ્સાદાર; હિમ્મતવાળો; પાણીદાર;તલ્લક;કડક;પ્રફુલ્લ; સત્વવાન; સોત્સાહ;તેજસ્વી;વીર્યવત્.

**Spirit-lamp,** ( સ્પિરિટલૅમ્પ્ ) *n.* (*Art.*)A lamp in which alcohol or methylated spirit is burned: તેજાબથી બળતો દીવો.

**Spiritless,**(સ્પિરિટ્લેસ્ )*a.* 1. Destitute of spirit;dejected;depressed: ઉદાસ;બેહોશ જણાતું હોય તેવું; આનંદ-ઉત્સાહ વગરનું.2. Wanting life,courage or fire:નાહિંમત;જોસ ન હોય તેવું;નિસ્તેજ;નિર્વીર્ય;નીરસ.3. Extinct;dead:મુએલું;નિર્જીવ.

**Spiritual,**(સ્પિરિટ્યૂઅલ્ )*a.*1.Consisting of spirit;not material; incorporeal:પ્રાણરૂપી:આત્મારૂપી; જીવરૂપી;પરમ;અમૂર્ત;અમૂર્તિમાન;નિરાકાર;આત્મસ્વરૂપ;આત્મિક;આધ્યાત્મિક.2.Mental; intellectual:બુદ્ધિનું; માનસિક;મનનું;આધ્યાત્મિક;અધ્યાત્મ. 3.Of or pertaining to the moral feelings or state of the soul:મનોભાવ-આત્મ સંબંધી-નું-વિષે.4.Pure; holy;heavenly-minded;divine: સ્વર્ગ-આમુષ્મિક આત્માના મોક્ષ સંબંધી-વિષે;આમુષ્મિક;પારલૌકિક;પારમાર્થિક.5.Not lay or temporal:ધર્મ પ્રકરણ-કરવાનું;જ્ઞાનમાર્ગનું; નિવૃત્તિમાર્ગ વિષયક;જ્ઞાનમાર્ગ સંબંધી-વિષયક;ધર્મ પ્રકરણ સંબંધી;ધાર્મિક; અસાંસારિક; અલૌકિક.S.*preceptor*:ઉપાધ્યાય. S. *father*:ધર્મપિતા-તાત.*n.*A spiritual function, office or affair: ધાર્મિક કર્તવ્ય-કામ.

**Spiritualism,**(સ્પિરિટ્યૂઅલિઝમ્ ) *n.*1.The quality or state of being spiritual:ધાર્મિકહોવાપણું.2. The doctrine in opposition to the materialists,that all which exists,is spirit,or soul:આત્મા શિવાય બીજું કાંઇ નથી એવો મત-વાદ;બ્રહ્મવાદ; જ્ઞાન-નિવૃત્તિ માર્ગ;જ્ઞાનાભ્યાસ. 3. A belief that departed spirits hold intercoure with mortals by means of physical phenomena: વિદેહીઆત્મા આત્માનો સંસર્ગ રાખી કાંઇ દૃષ્ય ચમત્કારો કરે છે એવો મત; ભૂતપિશાચમંત્ર વિદ્યા.

**Spiritualist,** ( સ્પિરિટ્યૂઅલિસ્ટ્ ) *n.*1.One who professes a regard for spiritual things only;an ecclesiastic:ધર્મોપદેશક; આત્મજ્ઞાનવેત્તા. 2. One who maintains the doctrine of spiritualism:આત્મા શિવાય બીજું કાંઇ નથી એવું માનનાર; આત્મવાદી;બ્રહ્મવાદી;જ્ઞાનમાર્ગી;જ્ઞાનાભ્યાસી. 3. One who believes in direct intercourse with departed spirits : વિદેહી આત્માનો સંસર્ગ માનનાર;ભૂતપિશાચ છે એવું માનનાર.

**Spirituality,** ( સ્પિરિટ્યૂઅલિટિ ) *n.* 1. Incorporeality; heavenly mindedness: પ્રાણ-આત્મા-જીવ રૂપ -રૂપી હોવું તે; અધિદૈવકપણું; પરમાર્થનિષ્ઠા;આત્મસ્વરૂપતા; નિરાકારતા; અમૂર્તતા:પારમાર્થિકતા.2.(*Eccl.*)That which belongs to the church or to a person as an ecclesiastic:ધર્મ ક્રિયા;ધર્મની બાબત;પરમાર્થ સંબંધીતા. 3.An ecclesiastical body: પાદરીઓનો સમૂહ.

**Spirituous,** (સ્પિરિટ્યૂઅસ્ ) *a.* 1. Ethereal;immaterial;spiritual; pure:ચોખ્ખું;સ્વચ્છ;અમૂર્ત. 2.Consisting of refined spirit; alcoholic;ardent (*as liquors*) : જલદ; તીવ્ર;નિશો ચઢાવનારૂં;શીઘ્ર;માદક. 3. Lively;gay;vivid;airy : આનંદી; ખુશમીજાજી;ચંચળ.

**Spirt,** ( સ્પર્ટ્ ) *v.* & *n.* Same as [**Spurt.**

**Spissated,** (સ્પિસ્સેટેડ્ )*a.* Inspissated; thickened: જાડું રગડ; ઠરી ગએલું;બંધાઇ-ઘટ્ટ થઇ ગયલું.

**Spissitude,**(સ્પિસ્સિટ્યૂડ્ )*n.* The quality or state of being spissated:viscosity:રગડો;જાડાપણું.

**Spit,** (સ્પિટ્ )*n.*[ AS.*spitu.* ]1. A long,slender,pointed rod: (માંસ સેકવાનો )એક જાતનો લાંબો અણીદાર

લોઢાનો સળીઓ-સીક. 2. A small point of land running into the sea:દરિયામાં જતું લાંબું સાંકડું ભૂશિખર. 3. The depth to which a spade goes in digging;a spade; a spadeful:ખોદવામાં કોદાળી પહેલે ખચકે જ્યાં સુધી-જેટલી ઉંડી જાયછે તે ઉંડાણ.*vt.*[*imp.& p.p.*Spit]1.To thrust a spit through;to fix upon a spit:ખોસવું;ખોસવું.2.To spade; to dig:ખોદવું.*vt.* [AS. *spœtan*,to spit.] To eject from the mouth; to throw out,as saliva or other matter,from the mouth: કોગળો કરવો;થુંકવું:પીચકારીમારવી.2.To eject; to belch;to throw out:બહાર કાઢવું-કાઢી નાંખવું; નાંખી કાઢવું; ઓડકાર ખાવો.

☞ *Spitted* was sometimes used as the preterite and the past participle.

*n.*Spittle;saliva;sputum:થુંકલાળ.*vi.*1.To throw out saliva from the mouth:થુંકવું. 2. To rain or snow slightly,or with sprinkles: છાંટાછાંટા રૂપે વરસવું:ઝરમર ઝરમર વરસવું.*To* **s.** *on* or *upon*,to insult grossly:to treat with contempt: -નું અપમાન-તિરસ્કાર કo-ના ઉપર-ને થુંકવું-થુથુ કo.

**Spit box,Spittoon,** (સ્પિટ્‌બૉક્સ, સ્પિટૂન ) *n.* A vessel to receive spittle:પીચદાની;થુંકદાન.

**Spite,**(સ્પાઇટ્ )*n.*1.Ill-will or hatred toward another ; grudge; rancor;despite:દ્વેષ;ખાર;અંટસ;અદાવત;ઝેર;કીનો;ખુનસ;ચટસ;ડંશ; દ્રોહ;ઈર્ષ્યા.2. Vexation; chagrin: સંતાપ;ઉદ્વેગ;દિલગીરી.*In* **s.** *of*,or **s.** *of*, in opposition to all efforts of; notwithstanding:-નો અનાદર કરીને-નું ચાલવા ન દેઈને;છતાં પણ *To owe one a* **s.** , to entertain a mean hatred for him :-ના ઉપર નજીવી બાબત માટે ખાર રાખવો;-પર દ્વેષ-અંટસ-ઝેર રાખવું. *vt.* 1. To be angry at;to hate:-ના ઉપર ગુસ્સે થવું;ધિક્કારવું;-નો તિરસ્કાર કo.2 To treat maliciously; to try to injure or thwart:ખારીલી રીતે વર્તવું; -ને ઈજા કરવાનો યત્ન કo;-નો મનોભંગ-ઉત્સાહ ભંગ કo.3.To offend; to vex(*R.*): ઇજા કo-આપવી; દુ:ખી કo; ઉપર ખાર-વેર કાઢવું;-ને ત્રાસ-કંટાળો આપવો.

**Spiteful,**(સ્પાઇટ્‌ફુલ્ )*a.*Filled with or showing spite ; malignant; malicious:કીનાખોર;દ્વેષી; ખારીલું; ઝેરીલું;ડંસીલું;ચટસી;દ્રોહી;ખુનસખોર.

**Spittle,** (સ્પિટલ્ )*n.* A small sort of spade:એક જાતની નાની કોદાળી. Saliva;spit:થુંક;લાળ;લબ .

**Splash,**(સ્પ્લૅશ્ )*vt.*1.To strike and dash about,as water,mud,etc., to plash:પાણી-કાદવ વિગેરેના છાંટા ઉરાડવા.2.To spatter water,mud, etc.,upon;to wet:ભીનું કo;ભીંજવવું.*vi* To strike and dash about water,mud,etc:પાણી કાદવ વિગેરે સાથે અફાળવું.*n.*1.Water,or water and dirt,thrown upon anything: છાંટા ઉરાડેલું પાણી અથવા કાદવ. 2. A noise made by striking upon or in a liquid:છાંટા ઉરાડવાથી થતો અવાજ;આસ્ફાલન;અફળાટ;છબછબાટ-છબછબ થતો અવાજ.

**Splash-board,**(સ્પ્લૅશ્-બૉર્ડ્ ) *n.* A board in the front part of a vehicle, to prevent splashing by mud or water(*from the horse's heels.*):ગાડીમાં છાંટા નહિ ઉડવા માટે રાખેલું પાટિયું-પંખો.

**Splashy,**(સ્પ્લૅશિ)*a.* Full of dirty water;wet and muddy:કચરા-કાદવવાળું;મલિન:મેલું;કચરાળું.

**Splay-foot,**(સ્પ્લે-ફુટ્ )*n. pl.***Splay-feet.** A foot that is abnormally flattened and spread out;flat foot:ચપટા તળીઆવાળો પગ.

**Spleen,**(સ્પ્લીન્ )*n.*[Gr.*splen*, the milt or spleen.]1.(*Anat.*) The milt:પાણયરી;બરોળ;તલ્લી;તાપતલ્લી;પ્લીહા;ગુલ્મ. *Enlargement of the* **s** :પ્લીહોદર;પ્લીહોભિવૃદ્ધિ;બરોળની ગાંઠવધવી-મોટી થવીતે.2.Anger; ill humor;malice:ગુસ્સો;ચીઢ;રોસ; દ્વેષ.3.A fit or anger;choler:પીત્ત; પિત્તાંશ;તામસ;ક્રોધ.4.A fit;a freak; a whim:ઝુસ્સો;તુરંગ;લહેર.5.Melancholy: ઉદાસી; ખિન્નતા; દિલગીરી; વિષણ્ણતા.6.A fit of immoderate laughter or merriment:ખૂબ હસવુંતે.*vt.*To dislike: નાપસંદ કo; ધિક્કારવું;-નો તિરસ્કાર કo.

**Spleeny,**(સ્પ્લીનિ) *a.* 1. Irritable; peevish; fretful: ચીડાઈ જાય તેવું; ચીડિયું;રીસાળ;વાંધાખોર.2.Affected with nervous complaints; melancholy:ઉદાસી.

**Splendent,**(સ્પ્લેન્ડેન્ટ્ )*a.*[L.*splendeo*,I shine.]1.Shining;glossy; lustrous:ચળકતું;પ્રકાશિત; ઝગઝગતું. 2.Very conspicuous;illustrious: પ્રખ્યાત:નામિચું.

**Splendid,**(સ્પ્લેન્ડિડ્ )*a.*1.Shining; very bright:પ્રકાશિત;ચકચકીત;ઝળકતું;ચળકતું; તેજસ્વી; તેજોમય; તેજવાન;કાંતિમાન; ઉજ્જવલ.2. Showy; magnificent;pompous: ભભકાદાર;દેખાવડું;સુશોભિત; ડોળદાર;રોનકદાર;શોભાયમાન;શોભિતું;ભવ્ય;ઉમદા. 3.Illustrious;brilliant;famous: નામિચું;પ્રસિદ્ધ; જાણવાજોગ; પ્રખ્યાત;શ્રેષ્ઠ;પરમ;વિશિષ્ટતમ; અભિનંદ્ય.

**Splendidly,** (સ્પ્લેન્ડિડ્‌લિ) *adv.* In a splendid manner ; magnificently: ભભકાબંધરીતે;સુશોભિતપણે;સરસ.**S.***dressed*:ઉજ્જવલ વેશધારી; ખરેઘાટ થયલું;શોભેસણગાર સજેલું.

**Splendour,**(સ્પ્લેન્ડૉર્ ) *n.* 1. Brilliant luster;brilliancy: પ્રકાશ;તેજ;ચળકાટ;પ્રભા; શોભા; કાંતિ; છબી; શ્રી:ઔજ્જવલ્ય. 2. Magnificence ; pomp;parade:શોભા;ઠાઠમાઠ; ભપકો; સુશોભિતપણું. 3. Brilliancy ; glory:નામિચાપણું;પ્રખ્યાતિ;ઝાહોજલાલી;પ્રતાપ;વિભૂતિ;વૈભવ.

**Splenetic,** (સ્પ્લેનેટિક્ ) *a.* Malicious;spiteful;peevish:રોશી;ચીડિયું;ચીડાઈજાય તેવું.*n.* A person affected with spleen:ચીડિયો-ચીડાઈ જાય એવો માણસ;જેની બરોળ સુજી હોય એવો દરદી.

**Splice,**(સ્પ્લાઇસ્ )*vt.*1.To unite,as two ropes,or parts of a rope,by a particular manner of interweaving the strands:દોરડાંનેગાંઠ દીધા વગર સાંધવું; છેડા વણીને જોડવું.2.To unite,as spars, timbers, rails,etc.: બે છેડા ઉપર પાટી-ચાપડો-પાટો જડીને સાંધવું. 3.To unite in marriage:પરણાવવું;સાદી કરાવવી.*n.*A junction or joining made by splicing: છેડા વણીને જોડવું તે.

**Splint-er,**(સ્પ્લિન્ટ્-સ્પ્લિન્ટર્ )*n.*1. A piece split off;a splinter:ફાટ-ચીર પાડેલો કકડો.2.(*Surg.*) A thin piece of wood,or other substance, used to keep in place,or protect, a broken bone when set:ભાગેલાઉતરેલા હાડકાને ચઢાવીને તેની ઉપર બાંધવાનું ખપાટિયું-કામડું-ચીપ. 3. (*Anat.*)A splint bone:ઉતરી ગયેલું-ભાગેલું હાડકું.4.(*Far.*)A disease affecting the splint bones:ભાગે-

શા હાડકા સંબંધીનો રોગ;જળરૂં આંટણ-ટેકો.5.(*Anc.Armor.*) One of the small plates of metal used in making splint armour:ચીપોવાળું બખ્તર કરવાની એક ચીપ.6.Splint,or splent,coal: એક જાતનો કોલસો.*vt.* 1.To splinter;to shiver:ચીરવું;ફાડવું;-ની ચીપો ઉતારવી.2.To fasten,or confine with splints,as a broken limb: ખપાટિયાવતી-થી બાંધવું.

**Split,** (સ્પ્લિટ્) *vt.* [ *imp.* & *p. p.* **Split.**]1.To divide lengthwise; to rive;to cleave : -ના ચીરા-ફાડા ક૦;ચીરવું;ફાડવું;વિદારવું. 2.To burst to rupture; to rend; to tear asunder: ફાડી-ચીરીને જાડું પાડવું. 3. To divide or break up into parts or divisions,as by discord: -માં કુસંપનું બીજ રોપવું;લડાઇ-ટંટો કરાવવો; -માં ભેદ-કલહ કરાવવો; માંહે કજીઓ-કુસંપ-ફાટફુટ કરાવવી; તડપડવું.4.(*Chem.*)To divide or separate into components: ભિન્ન કરેલા ભાગ જાદા પાડવા. *To s. hairs,* to make distinctions of useless nicety:ચુંથીને ચાંદું પાડવું; દુધમાંથી પોરા કાઢવા.*vi.*1.To part asunder; to be rent;to burst:ફાટવું;ચીરાવું;-માં ચીરો-ફાટ પડવી.2.To be broken;to be dashed to pieces:ભાગી જવું;ભાગીને કકડે કકડા થઈ જવા;-ના ચૂરેચૂરા થઈ જવા.3.To separate into parties or factions:કુસંપ-ફાટફુટ થવાથી ભાગ-ટોળીઓ-પક્ષ બંધાવા;-માં કલહ-કુસંપ પેસવો;તડ-તડા પાડવા-બંધાવા. 4.To burst with laughter:હસીહસીને પેટ દુખવા આવવું-આંતરડાં ઉપર આવી જવાં. 5. To divulge a secret; to betray confidence;to peach:વિશ્વાસઘાત થવો;કોઈની છાની વાત ઉઘાડવી. *To s. on a rock,*to fail;to err fatally:નિષ્ફળ જવું;ઘણી મ્હોટી ચૂક ક૦;મ્હોટી ધાપ ખાવી.*n.*1. A crack,rent,or longitudinal fissure:ચીરો;ફાટ;તરડ;ભંગ;છેદ;છિદ્ર;ચીર.2. A breach or separation,as in a political party : ફાટફુટ;પક્ષ; કુસંપ; ભાગ; તડ; વધેરવું-વ્હેંચી ખાવું તે.3. A splinter;a fragment:કકડો;ટુકડો;ખંડ;ભાગ.4. *Specif.*,one of the sections of a skin made by dividing it into two or more thicknesses:ચામડાની પાતળી વાધરી.*a.*Divided;cleft:ભાગેલું;ફાડેલું.

**Spoil,** ( સ્પૉઇલ્ ) *vt.* [*L. spolio,* I spoil.]1.To plunder; to pillage;to rob: લૂંટવું;-નું લૂંટી-હરી-છીનવી લેવું. 2.To seize by violence; to take by force: ઝુંટાવી-છીનવી લેવું;પડાવી લેવું. 3. To corrupt;to vitiate;to mar:બગાડવું; ખરાબ-નાશ ક૦; દૂષિત ક૦;બહુ લાડ લડાવી ખરાબ ક૦. 4.To render useless by injury;to ruin; to destroy(*as crops.*):બગાડીને ખરાબ ક૦;નકામું ક૦;ખરાબ ક૦;-માં વિકાર-વિકૃતિ ક૦. *vi.* 1. To practise plunder or robbery:લૂંટ ક૦;લૂંટવું.2. To be corrupted;to decay: બગડવું;ખરાબ થવું;સડી-કોહી જવું. *n.* 1.That which is taken from another by violence; *esp.*,pillage; booty: જોર-જુલમથી મેળવેલી વસ્તુ; લૂંટ;અપહાર;શિકાર;ગ્રહ. 2. Public offices and their emoluments regarded as the peculiar property of a successful party or faction,to be bestowed for its own advantage:કોઈ અમુક પક્ષને ફતેહથી મળેલા જાહેર હોદ્દા તથા મોટા મોટા પગારો;લુમકા;દક્ષા;લાડવા;પાકાંસીધાં.3. That which is gained by strength or effort:બળ-શક્તિથી મેળવેલી વસ્તુ; પ્રાપ્તિ. 4.Robbery;waste:લૂંટ; લૂંટફાટ;જબરાઇ;ચોરી. 5. Corruption; cause of corruption:બીગાડ;બીગાડનું કારણ;ખરાબી;પાયમાલી;સળો. 6. The slough,or cast skin of a serpent or other animal:સાપની કાંચળી.

**Spoiler,** (સ્પૉઇલર ) *n.*1.One who spoils; a plunderer ;a robber: લૂંટારો;ચોર.2.One who corrupts, mars,or renders useless:બિગાડનાર;બિગાડ કરનાર;નાશ કરનાર.

**Spoke,** (સ્પૉક્) *imp.* of **Speak.** (which see.)*n.*[AS.*spaca.*]1.The radius or ray of a wheel: દાંતો; રવો;આરો.2. (*Naut.*) A projecting handle of a steering wheel: ચક્કર-પૈડાનો હાથો. 3. A rung, or round of a ladder:પગથિયું.4. A contrivance for fastening the wheel of a vehicle, to prevent it from turning in going down a hill:ઢોળાવ ઉતરતી વખતે પૈડાને ફરી જતું અટકાવવાની કડી-ચાંપ. *To put a s. in one's wheel,* to thwart or obstruct one in the execution of some design:કોઈના કામ-યોજનામાં ખલેલ-વિઘ્ન ક૦; દુધમાં મીઠું ઓરવું;વહેતી નીકે પગ દેવો.*vt.* To furnish with spokes,as a wheel: ચક્કરને દાંતા-આરા ક૦-બેસારવા.

**Spokesman,** (સ્પૉક્સ્મૅન ) *n. pl.* **Spokesmen.** One who speaks for another: કોઇની વતી બોલનાર; દ્વાર;મુખ;વક્તા.

**Spoliate,**(સ્પૉલિએટ્ )*vt.* & *vi.* [L. *spolio,* I spoil.] To plunder; to pillage;to dispoil;to rob: લૂટફાટ ક૦;લૂટવું;ચોરી ક૦;છીનવી લેવું.

**Spoliation,**(સ્પૉલિએશન )*n.*1.The act of plundering; robbery:લૂંટવું તે;ચોરી;લૂંટફાટ.2. Robbery or plunder in war:લડાઈમાં લૂંટફાટ.3. (*Eccl.Law.*)(*a*)The act of an incumbent in taking the fruits of his benefice without right,but under a pretended title:પોતાને મળેલા ધર્માદાયના ઉત્પન્નનું વગર હકે કરેલું ગ્રહણ.4.(*Law.*)Injury done to a document: ચેરચેરા;છેકછેકા; લખત દસ્તાવેજમાં કરેલો ફેરફાર-ઘોટાળો.

**Spondaic,**(સ્પૉન્ડેઇક ) *a.* 1. Of or pertaining to a spondee:consisting of spondees:બે ગુરૂ અક્ષરના ગણ સંબંધી-નું-વિષે. 2. Containing spondees in excess;marked by spondees:બેગુરૂ અક્ષર વધારે હોય એવું.

**Spondee,**(સ્પૉન્ડી)*n.*[L.*spondeus.*] (*Pros.*)A poetic foot of two long syllables, as in the Latin word *leges*:બે ગુરૂ અક્ષરનો ગણ.

**Sponge,**(સ્પન્જ ) *n.* [L.*spongia.*] 1. The elastic,fibrous skeleton of many species of horny Spongiæ:વાદળી.2. *Fig.* A parasite; a sponger:ખુશામત કરીને બીજાના રોટલા ખાનાર;પરાન્નપુષ્ટ;પરપિંડ ખાનાર;પરવશ પેટાર્થી;હરામખોર;હરામહાડકાંનો;બેઠા ખાઉ;ભાટલે પડીને ખાનારો.3.Any spongelike substance: કોઇ વાદળીના જેવો પદાર્થ.*Esp.*:dough before it is kneaded and after it is converted into a light, spongy mass by the agency of yeast:ખમીરનાખીને ચઢાવેલો આટો. (*b*)Iron from the puddling furnace,in a pasty condition:લોઢાંનો ગાળેલો રસ.4. ( *Gun.*) A mop for cleaning the bore of a cannon after a discharge: તોપ છોડ્યા પછી તેની નળી સાફ કરવાનો કુચડો.*To set a s.*,to leaven a small mass of flour to be used in leavening a larger quantity:વધારે

મોટાની સોટમાં પેસીએ તો દબાઈ મરીએ.

લોટમાં નાંખવાનું ખમીર થોડા લોટમાં નાંખવું. *To throw up the* **s.**, to give up a contest; to acknowledge a defeat:હાર કબુલ ક૦;પોતે હાર્યા એમ કબુલ ક૦; નમ્યું આપવું; શરણ થઇ જવું.*vt.*1. To cleanse or wipe whith a sponge : વાદળીથી સાફ ક૦-ધોવું-લુછવું. 2. To efface; to destroy all trace of: લુછી નાંખવું;ભુંસી નાંખવું; કાઢી નાંખવું; ઘસી નાંખવું.3.*Fig.*To deprive of something by imposition:ઠગાઈ કરીને કોઇનું કાંઇ લઈ લેવું; છેતરીને હરી લેવું. 4.*Fig.*To get by imposition or mean arts without cost:ધૂતી ખાવું;પટાવી લેવું-ખાવું;કિમ્મત આપ્યા વગર કપટથી મેળવવું-લેવું.*vi.*1.To suck in,or imbibe as a sponge: ચુસી-શોષી લેવું;પી જવું.2.*Fig.*To gain by mean arts:કપટ-તરકટથી મેળવવું-સંપાદન ક૦;ધૂતી ખાવું;-ને પટાવી-ફેંફોસી ખાવું.3. To be converted,as dough into a light spongy mass by the agency of yeast, or leaven:ખમીર-આટો ચઢીને હલકોથવો.

**Sponge-cake,** (સ્પન્જ-કૅક્) *n.* A kind of sweet cake which is light and spongy: એક જાતની ગળી રોટલી:મીઠું વિલાયતી ભજીઉં; પુડો;માલપુવો.

**Sponger,**(સ્પન્જર્)*n.*1. One who sponges or uses a sponge:વાદળી લગાડનાર; વાદળીનો ઉપયોગ કરનાર. 2.One employed in gathering sponges:વાદળીઓ એકઠી કરવાને રાખેલો માણસ.3.*Fig:* A parasitical dependent;a hanger-on:ધૂતારો; હરામખાઉ;ખુશામતીયો;પરાન્નપુષ્ટ.

**Sponginess,**(સ્પન્જિનેસ્) *n.* The quality or state of being spongy:પોચાપણું.

**Spongy,**(સ્પન્જિ)*a.*1.Soft and full of cavities: પોચું; ફુગરી વાળું. 2. Wet;drenched: ભીનું;ભીનાશવાળું. 3.Having fluids,like a sponge: વાદળી જેવું;પાણી ચુસે એવું.

**Sponsal,**(સ્પૉન્સૅલ્)*a.*[L.*spondeo*, I betroth.] Relating to marriage,or to a spouse;spousal : વિવાહ-લગ્ન સંબંધી-વિષે-નું.

**Sponsor,** (સ્પૉન્સૉર્)*n.* [L.*spondeo*,I engage myself.]1.A surety:જામીન;હામી.2.A godfather or godmother:ધર્મપિતા;ધર્મમાતા.

**Spontaneous,** (સ્પૉન્ટેનીઅસ્) *a.* [L.*sponte*,of free will.] 1. Proceeding from natural feeling, temperament, or disposition : સ્વાભાવિક;સહજ ઉત્પન્ન-પોતાની મેળે થયેલું;આપો આપનું.2.Proceeding from,or acting by,internal impulse,energy,or natural law,without external force : સ્વયંજાત; સ્વતઃસિદ્ધ;સ્વેચ્છાનુરૂપ; યદૃચ્છા-સ્વેચ્છા મૂલક પૂર્વક. 3. Produced without being planted,or without human labor : વાવ્યા શિવાય ઉત્પન્ન થયેલું; જંગલી;અયત્નકૃત-ભૂત;સ્વતઃપ્રવર્તિત.

**Spontoon,** (સ્પૉન્ટૂન્) *n.* (*Mil.*) A kind of half-pike,or halberd:અર્ધો ભાલો.

**Spool,** (સ્પૂલ્) *n.* A piece of cane or reed with a knot at each end, or a hollow cylinder of wood with a ridge at each end:ફરકડી; ફીરકી. *vt.*To wind on a spool or spools:ફીરકીપર લપેટવું-વિંટવું.

**Spoon,** (સ્પૂન્) *n.*[AS.*spon.*]1.An implement consisting of a small bowl with a handle used in preparing and eating food:ચમચો; કડછી.2.Anything which resembles a spoon in shape:ચમચાના આકારની વસ્તુ;પળી.3. *Fig.*A simpleton;a spooney:ભોળો માણસ;મુર્ખ જડ મનુષ્ય.*vt.*To take up in,or as in,a spoon:ચમચામાં લેવું.*vi.*To act with demonstrative or foolish fondness,as one in love:પ્રીતિની ઘેલચ્છા-ગાંડાઇથી વર્તવું ; પ્રેમાંધ થઇ જવું.

**Spoonful,** (સ્પૂન્ફુલ્ )*n.pl.* **Spoonfuls.** 1. The quantity which a spoon contains,or is able to contain:ચમચો:ચમચાપુર;ચમચામાં માય તેટલું.2.Hence,a small quantity: થોડાજથો;થોડુંશેક; થોડુંક.

**Spoon-meat,** (સ્પૂન્-મીટ્) *n.*Food that is,or must be,taken with a spoon;liquid food:ચમચાવતી ખાવાનો ખોરાક;નરમ-રસાદાર-ઢીલું ખાણું.

**Sporadic-cal,** ( સ્પૉરૅડિક્-કૅલ્ ) *a.* [Gr.*speirein*,to sow seed.] Separate; single : કોઇ કોઇવાર થતું; વિરલું;જુદું.

**Sport,**(સ્પૉર્ટ્)*n.*1.Pastime;amusement: ગમત; મજા; વિહાર; વિલાસ; ખેલ;રમત;ક્રીડા; લીલા; ઇચ્છા વિલાસ; તમાસો; મોજ; કુતુહલ; એશારામ. 2. Mock;mockery; derision: મજાક; હાસ્ય;ઉપહાસ:વિડંબના;મશ્કરી;ઠઠ્ઠો. 3.A toy;a plaything:રમકડું. 4. Play;idle jingle:શબ્દ વિનોદ;પરિહાસ;પદલાલિત્ય:ટોળ: ટીખળ; ફારસ. 5.Divertion of the field:શિકાર; મૃગયા.6.(*Bot.* & *Zool.*) A plant or an animal:અમુક ખાસીયત વાળો છોડવો અથવા પ્રાણી.7.A sportsman;a gambler: રમનાર; શિકારી; જુગારી. *In* **s.**: મશ્કરીમાં. *vi.* 1. To play;to frolic;to wanton: ગમત-મજા-રમત ક૦;ખેલ-વિહાર-વિલાસ ક૦; રમવું;ખેલવું;ક્રીડા ક૦.2.To practice the diversions of the field or the turf: શિકાર કરવા જવું;શિકારે જવું; મૃગયા રમવા જવું.3.To trifle:મશ્કરી -મજાક સમજવી.4.(*Bot.*& *Zool.*)To assume suddenly a new and different character from the rest of the plant or from the type of the species:જુદો ગુણ-ખાસીયત ધરાવવી.*vt.*1.To divert;to amuse; to make merry:ગમત-રમત-મજા ક૦; રમવું;ખેલવું;ક્રીડા ક૦. 2. To represent by any kind of play:કોઇ પણ જાતની રમતથી દેખાડવું-દર્શાવવું-બતાવવું.3.To exhibit, or bring out, in public: દેખાડતા ફરવું; બધે લઈને ફરવું.4.To give utterance to in a sportive manner:કહેવું; બોલવું.

**Sportful,**(સ્પૉર્ટ્ફુલ્ ) *a.* 1. Merry; frolicsome;playful;wanton:ગમતી;ખુશામીજાજી;રમતીઆળ;આનંદી.2. Done in jest or for mere play; sportive:હાસ્યનું-મશ્કરીનું ભરેલું;હસવામાં કરેલું.

**Sporting,**(સ્પૉર્ટિન્ગ્)*a.*Of,pertaining to,or engaging in,sport or sports: રમતિયાળ; ગમતિયાળ; શિકાર કરનાર; રમત-શિકાર સંબંધી-નું-વિષે.**S.***man*, one who practises field sports:શિકારી.

**Sportive,**(સ્પૉર્ટિવ્ )*a.* Gay; frolicsome;playful;merry:મોજી;આનંદી:રમતિયાળ;ક્રીડાશીલ;વિલાસી;વિહારી;વિહારપ્રિય;ખિલાડી;મોજીકૌતુકી.

**Sportiveness,** ( સ્પૉર્ટિવ્નેસ્ ) *n.* Playfulness;merriment:રમતિયાળપણું;મોજીલાપણું;વિલાસ-ક્રીડાબુદ્ધિ.

**Sportsman,** ( સ્પૉર્ટ્સ્મૅન્ ) *n. pl.* One who pursues the sports of the field;one who hunts,fishes, etc.:શિકારી;પારધી;વ્યાધ.

**Spot,**(સ્પૉટ્)*n.* 1. A blot;a place discolored:ડાઘ;ચાંદું;બિંદુ;અંક;લાં-

છન;ચિન્હ;લક્ષણ.S. s *on the body*: તલ.2.Disgrace;reproach; blemish:કલંક;ડાઘ;એબ;ખામી;દૂષણ;ખોડ. બટ્ટો.3.A small part of a different color from the main part,or from the ground upon which it is:છાંટ;ટપકું;ધાબું;ભાત.*As, the* s.s *on a play card*:રમવાનાં પત્તાં-ગંજીફા ઉપરની છાંટ.4.A small extent of space;a place;any particular place: સ્થાન;જગા;સ્થળ;પ્રદેશ;ભૂમિ; ક્ષેત્ર; આસ્પદ;ઠેકાણું. 5.( *Zool.* )A variety of the common domestic pigeon:એક જાતનું કબૂતર.6. (*Zool.*) A kind of fish:એક જાતની માછલી. 7.*pl.*Commodities:વેપારની જણસો.*On the* s., immediately before moving:ત્યાંના ત્યાં;તેજ ઠેકાણે; ઉભેઉભે;ઉભે પગે;તત્રૈવ.*vt.*1. To discolor in or with spots;to stain:ઉપર ડાઘ પાડવો-છાંટા પાડવા.2.To recognize;to detect:પકડવું;ઓળખી કાઢવું.*To* s.*a criminal*:ગુન્હેગારને પકડવો.3.To stain;to blemish:-ને ડાઘ-કલંક-એબ લગાડવી.*To* s. *timber*,to cut or chip it,in preparation for hewing:વહેરવાને માટે છોલવું અગર ચીપો ઉતારવી. *vi.*To become stained with spots: ઉપર ડાઘ પડવા;ડાઘાડાઘાવાળું થવું.

**Spotless,**(સ્પૉટ્લેસ્ )*a.* Without a spot;free from reproach or impurity:ડાઘ વગરનું; નિષ્કલંક; કલંક રહિત-હીન-ચોખ્ખું; નિષ્પાપ; નિર્દોષ; દોષહીન-રહિત; નિર્મલ;બીન એબ;અનિંદ્ય;નિરવદ્ય;વિશુદ્ધ;અમલિન.

**Spotted,**(સ્પૉટેડ્ )*a* Marked with spots:છાંટ-ટપકાંવાળું.

**Spousal,** ( સ્પાઉઝ્લ્ )*a.* Nuptial; matrimonial; conjugal; bridal: વિવાહ-લગ્ન-સાદી સંબંધી-વિષે-નું.*n.* Marriage;nuptials: લગ્ન;વિવાહ; સાદી;પાણીગ્રહણ-દાન.

**Spouse,**(સ્પાઉઝ્ )*n.*[L. *sponsum*, to promise solemnly.]1.A married person,husband or wife:પરણેલું માણસ;વહુ કે વર;2.A bridegroom or husband: વરરાજા;ધણી; વર;ભર્તા; પતિ.*vt.* To wed; to espouse:પરણાવવું;લગ્ન-સાદી કરાવવી.

**Spout,**(સ્પાઉટ્ )*vi.* 1. To eject in a jet: ફુંકારીને બહાર કાઢવું; કોગળો કરીને બહાર કાઢવું.2. To recite in an oratorical or pompous manner:પ્રાણી ફૂટતી હોય તેમ તડતડ અલંકારયુક્ત ભાષણ ક૦.3.To pawn;to pledge:ગીરો-ધરાણે મુકવું; ગીરવી મુકવું.*vi.*1. To issue with violence, or in a jet:દદૂડા-ધોધબંધ બહાર નીકળવું.2.To eject water or liquid in a jet:ધસારાબંધ પાણી કે પ્રવાહી પદાર્થનું નીકળવું;ધ્રસી આવવું. 3. To utter a speech in a pompous manner:ભભકાબંધ ભાષણ ક૦.*n.*1. That through which anything spouts;a tube;a pipe:પરનાળ;નળી;તોટી; ઝારી;નાળચું: નાળચું. 2. A trough for conducting grain, flour, etc,into a receptacle:દાણા લોટ વિગેરે લઈ જવાનો ટોપલો-ડાલીતગારૂં. 3. A discharge or jet of water or other liquid : પ્રાણીનો પ્રવાહ-વેગ દદૂડો-ધોધવો.*To put, shove,or pop,up the* s.,to pawn or pledge at a pawnbroker's : ખાંધીયાને ત્યાં ગીરો-ધરાણે મુકવું.

**Sprain,**(સ્પ્રેન્ )*vt.*[L.*ex* & *premo*, I press.]To weaken,as a joint, muscle, etc.; to overstrain, or stretch injuriously, but without luxation : મરડાઈ-વચકાઈ જાય તેવું ક૦;લચકાવવું;કરમોડ ખવરાવવો.*n.* The act or result of spraining: મોચ;કરમોડ;લચક.

**Spraints,**(સ્પ્રેન્ટ્સ્ )*n.pl.*The dung of an otter:જળબિલાડીની હગાર.

**Sprawl,**(સ્પ્રોલ્ )*vi.*1. To lie with the limbs stretched out ungracefully:હાથપગ પ્રસારી લાંબા થઈને સુવું. 2.To spread irregulary(*as vines, plants,or trees.*): આમતેમ ફેલાવવું; વાંકુંચુંકું ઉગવું-પસરવું. 3. To scramble in creeping:પેટે ચાલવામાં ટેકા દેતા ચાલવું.

**Spray,**(સ્પ્રે) *n.* 1. A small shoot or branch;a twig:ડાળી;કુણગો;છોડ;શાખા.2.A collective body of small branches: ન્હાની ન્હાની ડાળીઓનો સમુદાય.*n.*1.Water flying in small drops or particles:પાણીના ઉડતા છાંટા;તુષાર;શીકર;વાછંટ. 2. (*Med.*)(*a.*) A jet of fine medicated vapor:ઓસડના ગુણ આપેલી વરાળનો ભભુકો. *vt.* To let fall in the form of spray: છાંટારૂપે પડવા દેવું;વાછંટ પાડવી-ઉડાડવી.2.To throw spray upon: છાંટા ઉરાડવા.

**Spread,**(સ્પ્રેડ્ )*vt.* [*imp.* & *p. p.* **Spread**.][AS. *spradan.*] 1.To open;to unfurl (*as a carpet, a tent,sail, etc.*): લંબાવવું: ફેલાવવું; પસારવું; ઉઘાડવું; વિસ્તારવું; પાથરવું; બીછાવવું; ચઢાવવું; તાણવું;ઢળું ક૦.2. To extend so as to cover something:કંઈ પણ ઢંકાય તેવી રીતે લંબાવવું-વિસ્તારવું;-નો ફેલાવ-પ્રસાર ક૦. 3.To divulge; to make known fully: બહાર પાડવું;પ્રસિદ્ધ ક૦;ફેલાવવું;પસારવું; ચલાવવું; ઉડાવવું.4. To propagate ; to cause to affect great numbers (*as a disease.*): -નો ફેલાવો ક૦;ઘણાને થાય-અસર કરે તેમ ક૦;-માં પ્રવર્ત્તાવવું. 5. To diffuse,as emanations;to emit(*as fragrance*):ફેલાવવું;લંબાવવું;પાથરવું.6.To strew;to scatter over a surface (*as manure.*): વેરવું;નાખવું;પૂરવું.7.To prepare(*as table*): તૈયાર ક૦-બનાવવું; પીરસવું; પીરસીને તૈયાર ક૦.*To spread cloth*,to unfurl sail:સઢ ચઢાવવો-ફેલાવવો. *vt.* 1.To be extended or stretched; to expand:લંબાવું;ફેલાવું.2.To be extended by drawing or beating (*as metals.*):ખેંચીને-ટીપીને લંબાવવું.3.To be made known more extensively,as news:ફેલાવું;પસરવું;બહાર પડવું;ઉઘાડું થવું;પ્રસિદ્ધ-પ્રકટ-છચોક થવું.4. To be propagated from one to another ( *as a disease.*):લંબાવું; ફેલાવું; પ્રસરવું;-ને ચઢવું.*n.*1.Extent;compass:વિસ્તાર;ફેલાવો;પસારો; અભિવૃદ્ધિ; લંબાણ. 2.Expansions of parts:ભાગ લંબાવા તે;વિસ્તાર;પસારો.3.A cloth used as a cover for a table or a bed:ચાદર;ઢાંકવાનું લુગડું;પાથરણું; ઢાંકણ.4.A feast:મિજબાની;જ્યાફત; ઉજાણી.5.A privilege which one person buys of another, of demanding certain shares of stock, at a certain price or of delivering the same shares of stock,at another time, within the time agreed upon : અમુક કિંમતે શેરોને માગવાનો,અગર તેજ શેરો ઠરાવેલી મુદ્દતની અંદર બીજી કોઇ કિંમતે આપી દેવાનો વેચાતો લીધેલો હક.6.(*Geom.*) An unlimited expanse of discontinuous points:વિસ્તાર;પ્રપંચ.

**Spree,**(સ્પ્રી)*n.*A merry frolic;*esp.*a carousal: મઝા;ગમત; મોજશોખ;દારૂ પીવાની મઝા;પાનોત્સવ;શરાબબાજી.

**Sprig,**(સ્પ્રિગ્ )*n.*[AS.*sprec.*] 1. A small shoot or twig of a tree or

other plant;a spray: નાની ડાળી; ડાંખળી;શાખા;પલ્લવ.2.A youth; a lad:છોકરો;પોર્યો.3.A brad or nail without a head:માથા વિનાનો ખીલો;જડ;તુરાઈ.*vt.*To mark or adorn with the representation of small branches:ડાળીઓનું ભરત કાઢવું.

**Spright,**(સ્પ્રાઈટ )*n.*1.Spirit;mind; soul:જીવ;આત્મા.2.An apparition: a ghost:ભૂત;પિશાચ;પ્રેત;જીન. 3.A kind of short arrow : એક જાતનું ટુંકુ તીર.*vt.*To haunt,as a spright: ભૂતની માફક ભમવું-જાત આવ કo;પેંધવું.

**Sprightly-Sprightful,**(સ્પ્રાઇટ્લિ-સ્પ્રાઈટ્ ફુલ્ )*a.*Earnest;vivacious: lively;brisk:ચંચળ;ચપળ;આનંદી; મોજી;ઉલ્લાસિત;ઉત્સાહી;પ્રફુલ્લ; ખુશમિજાજી;ઉલ્લાસી.

**Sprightfulness,** (સ્પ્રાઈટ્ફુલ્નેસ્ ) *n.*Briskness;vivacity;gayety:ચકોરપણું;ચંચળતા; આનંદ; મોજ;આનંદવૃત્તિ;ઉલ્લાસવૃત્તિ; ઉલ્લાસ.

**Spring** (સ્પ્રિન્ગ્)*vi.*[*imp.* **Sprang** or **Sprung** *p.p.***Sprung**.] [AS. *springan.*]1.To leap;to bound; to jump : કુદકો-ફ્લંગ-છલંગ-ઠેકડો મારવો;ઉડવું;કુદવું;ફાળ મારવી. 2. To issue with speed and violence; to dart;to shoot:જોરથી નીકળવું;એકદમ ધસવું-આવવું; એકદમ ઉભું થવું; પ્રકાશવું. 3. To start or rise suddenly, as from a covert: એકદમ નીકળી-ધસી આવવું; એકદમનીકળવું-ઉપડવું.4.To fly back: પાછું વળવું;ઠેકાણે-અસલ સ્થિતિએ આવવું. *As a bow,when bent,*s.*s back by its elastic power*:ધનુષ્યને જ્યારે વાળવામાં આવેછે ત્યારે તે સ્થિતિસ્થાપક હોવાથી પાછું વળેછે. 5. To become warped:આડું થવું;મરડાઈ જવું;ઉતી જવું.6.To shoot up,out,or forth; to begin to appear;to emerge; (followed by *up,forth* or *out.*): ફુટી નીકળવું; ફુટવું; ફુટીને આવવું;-નો અંકુર ફુટવો-નીકળવો;-ને ફણગો-શણગો-પીલો ફુટવો;ઉછરવું; નીકળવું-ઉધરવું; નિસરવું;ઉદય પામવો-થવો;ઉગવું;દેખાવું;જન્મ પામવું.As,*do not blast my springing hopes*:મારી જન્મ પામતી-ઉછરતી આશાઓનો ભંગ કરતાનહિ. 7. To result as from a cause, motive, reason or principle; to issue or proceed as from a parent: નીપજવું;જન્મ પામવું;ઉત્પન્ન થવું;ઉપજવું;ઉદ્ભવવું;ઉદ્ભવ પામવું;-ના વંશજ-કુલજ-કુલોદ્ભવ હોવું-થવું;-થી ઉતરી આવવું;-ના કુળમાં-પેઢીમાં જન્મવું. 8. To grow;to thrive; to prosper: ઉગવું;-ની ચઢતી-બઢતી થવી;આબાદ થવું-પામવું.*To* **s.***at*,to leap towards; to attempt to reach by a leap: કુદકો મારીને પહોંચવાનો યત્ન કo;-ના ઉપર ઉછળવું;-પર ધસવું. *To* **s.***forth,* to leap out;to rush out:ધસવું;જુસ્સાથી એકદમ બહાર નીકળી આવવું. *To* **s.** *in,* to enter in haste; to rush in:એકદમ ધસી આવવું;ઉતાવળે અંદર આવવું-દાખલ થવું.*To spring on or upon*,to assault:ઉપર હુમલો-હલ્લો કo;-ના ઉપર ધસારો કo;તુટી પડવું;-ના ઉપર છલંગ મારી ચઢી બેસવું. *vt.*1.To cause to spring up:ઉડાડવું; ચમકાવીને-ભડકાવીને બહાર કાઢવું.2. To produce or disclose suddenly or unexpectedly: એકદમ-ઓચિંતું બહાર આણવું-ઉત્પન્ન-ઉભું કo;પ્રકટાવવું;પ્રગટવું;ઉઘાડું-જાહેર-જાણીતું કo;ઉભું કo;ઉઠાવવું.3.To cause to explode: ફોડવું. *To* **s.***a mine*: સુરંગ ફોડવી. 4. To crack or split;to bend or strain so as to weaken:ચીરવું;ફાડવું;હચમચાવી નાંખવું;ઢીલું-હાલતું કo. 5.To cause to close suddenly: ભટકાવવું; ચાંપથી વાસી દેવું; એકદમ બંધ કરવું-વાસવું. 6. To bend by force:જોરથી-બળ કરીને વાળવું.7.To pass over by leaping:કુદવું; કુદી-ઓળંગી જવું;છલંગ મારીને ઓળંગવું. *To* **s.***a leak,*(*Naut.*)to begin to leak:કાણું પડવા માંડવું. *To* **s.***an arch,*(*Arch.*)to build an arch:કમાન બાંધવી.*To* **s.***a rattle*,to cause a rattle to sound: ઘુઘરો વગાડવો-ખખડાવવો.*n.*[AS.*spring*, a fountain,a leap.]1.A leap;a bound;a jump:કુદકો;ઠેકડો;છલંગ;ફ્લંગ;કુદકારો;ફાળ.2.A flying back:પાછું કુદવું-હઠવું તે;ઠેકાણે આવવું તે. 3. Elastic power or force : સ્થિતિસ્થાપકપણું:સ્થિતિસ્થાપકત્વ-તા.4. An elastic body of any kind: કોઇ પણ જાતનોસ્થિતિસ્થાપક પદાર્થ; કમાન.5. Any source of supply;a natural fountain: ખાણ; મૂળ; ઝરો;પાણીનો ઝરો.6.Cause; origin; motive: કારણ; મૂળ; હેતુ; ઉપજ; ઉદ્ગમ:પ્રભવ;ઉદ્ભવ;ઉત્પત્તિસ્થાન;યોનિ. 7.(*a*)A race;lineage:.વંશ;પેઢી;કુળ;ઓલાદ.(*b.*)A youth:જુવાન માણસ;જુવાનીયો;યુવાન.(*c*)A shoot; a young tree:ફણગો;-નાનું ઝાડ;છોડવો; પીલો.(*d*)A grove of trees: ઝાડની ઘટા.8.A lively tune:મધુર લાગે એવો-મીઠો સ્વર.9. The vernal season:વસંતઋતુ;વસંત;વસંતકાલ-સમય;પુષ્પસમય-કાલ. 10. Early portion;first stage:પહેલવહેલો ભાગ; પ્રથમ ભાગ;આરંભકાળ;પૂર્વકાળ. *The* **s.***of the day*:દિવસનો પૂર્વકાળ. 11. (*Naut.*)A crack or fissure in a mast,or yard,running obliquely or transversely: વહાણના ડોલમાં પડેલી ફાટ-ચીરો.**S.***gun*:અમુક જગાએ માણસ આવે તેના પગ નીચે કમાન દબાતાં એની મેળે ફુટે એવી બંદુક. **S.***tide*:પૂર્ણિમાની ભારે ભરતી;જુવાળ. **S.***wheat*:વસંત ઋતુમાં પકવેલા ઘઉં.

**Spring-carriage,** (સ્પ્રિન્ગ્-કૅરિજ્ ) *n.*A carriage with a spring: કમાનવાળી ગાડી.

**Springe,**(સ્પ્રિન્જ્ )*n.*A gin;a snare: ફાંસો;જાળ;ફાંદો;પાશ.*vt.*To catch in a springe: જાળમાં પકડવું-ફસાવવું. *vt.*To sprinkle;to scatter:છાંટવું; વિખેરવું;વેરવું.

**Spring-head,** (સ્પ્રિન્ગ્-હૅડ્ ) *n.* A fountain or source:મુખ્ય ઝરો;મૂળ; ખાણ;પ્રભવસ્થાન;યોનિ;આદિકારણ.

**Springiness,**(સ્પ્રિન્ગિનેસ્ ) *n.*The state or quality of being springy:સ્થિતિસ્થાપકતા-પણું.

**Spring-tide,**(સ્પ્રિન્ગ્-ટાઇડ્ ) *n.*The season of spring; spring-time: વસંતકાળ;વસંતઋતુ.

**Spring-time,** ( સ્પ્રિન્ગ્-ટાઈમ્ ) *n.* The season of spring; spring-tide:વસંતકાળ;વસંતઋતુ.

**Springy,** (સ્પ્રિંગિ) *a.* 1.Elastic:કમાન જેવું; સ્થિતિસ્થાપક. 2. Wet; spongy:ભીનું;ભેજવાળું.

**Sprinkle,** ( સ્પ્રિન્ક્લ્ ) *vt.* [ A S. *springan*,to spring.]1.To scatter in small drops or particles, as water,seed,etc.:છાંટવું; વેરવું;ભરાવવું. 2. To scatter on; to besprinkle:ઉપર છાંટવું-વેરવું;-ઉપર પાથરવું.3.To baptize by the application of a few drops:-ને જળ સંસ્કાર કo;જલસિંચન કo. 4. To cleanse; to purify : ચોખ્ખું-સ્વચ્છ-શુદ્ધ-નિર્મલ કo.*vi.*1.To scatter a liquid or any fine substance:ઝીણું ઝીણું છાંટવું; છુંકારવું.2. To rain moderately:ફરફર વરસવું;ઝરમર ઝરમર વરસવું;વરસાદનાં છાંટા-ફોરાં પડવાં. 3.

Such as are careless of themselves are seldom mindful of others :

To fly or be scattered in small drops or particles:વિખરાવું.*n.* 1. A small quantity scattered:વિખેરાયેલા પદાર્થનો થોડો જથ્થો. 2. A utensil for sprinkling;a sprinkler:છાંટવાનું વાસણ;ઝારો.

**Sprinkling,**(સ્પ્રિન્ક્લિન્ગ)*n.*1.The act of one who, or that which sprinkles: છાંટવું-વેરવું-ભભરાવવું તે; સિંચન;પ્રોક્ષણ;અવસેક. 2. A small quantity falling in distinct drops or particles:થોડા છાંટા;ફરફર; ઝરમર; છિપછાંટ; અહિં-તહીં કંઇ જોવામાં આવે એવી ચીજ.Hence,a moderate number or quantity distributed like separate drops,or as if scattered like drops:થોડું;વિરલ.

**Sprite,**(સ્પ્રાઇટ્)*n.* [AS.*spiritus.*] 1.A spirit;a sole;a shade:ભૂત;પ્રેત;પિશાચ.2.An elf;a fairy:પરી;સુંદર સ્ત્રી;વનદેવી.3.(*Zool.*)The green wood-pecker,or yaffle:લીલું લક્કડખોદ પક્ષી.

**Sprout,** (સ્પ્રાઉટ્) *vi.* [A.S.*spreotan.*]1.To shoot as the seed of a plant:ફણગો-શણગો-અંકુર-પીલો ફૂટવો;ઉગવું;ઉગી નીકળવું. 2. To shoot into ramifications:-ના ફાંટા ફૂટવા; ફંટાવું:-ની શાખા ફૂટવી;-ના ભાગ-વિભાગ પડવા.*vt.*1.To cause to sprout: ફણગો ફૂટે તેમ કo;ઉગાડવું.2.To deprive of sprouts:-ના અંકુર-પીલા ચૂંટી લેવા-કાઢી નાંખવા. *n.* 1. The shoot of a plant:ફણગો;શણગો;અંકુર;મંજરી;મોંજર;પીલો;પલ્લવ.

**Spruce,**(સ્પ્રૂસ) *n.* 1. (*Zool.*) Any coniferous tree:એક જાતનું ઝાડ.2. The wood or timber of the spruce tree:ઉપર કહેલા ઝાડનું લાકડું; ઈમારતી લાકડું.3.Prussia leather; pruce:પ્રશિઆ દેશનું ચામડું.*a.* 1. Neat without elegance or dignity:ટાપટીપિયું;શોખી;આપચીપિયું;દેખાવડું.2.Sprightly;dashing:અલબેલું;ચકોર;ચંચળ;ચપળ;આનંદી;મોજી.

**Spue,**(સ્પ્યૂ )*vt.* & *vi.*To spew:ઓકવું;ઉલટી કo.

**Spume,** (સ્પ્યૂમ ) *n.* [L. *spuma.*] Froth;foam;scum:ફીણ;ફીમ.

**Spumescence,**(સ્પ્યૂમેસેન્સ)*n.*The state of being foamy; frothiness:ફીણવાળાપણું.

**Spumous,** (સ્પ્યૂમસ્ ) *a.* Frothy; foamy:ફીણ-ફેનવાળું.[કાત્યું:કાતેલું.

**Spun,**(સ્પન્ )*imp.*& *p.p.of* **Spin**:

**Spunge,**(સ્પન્જ)*n.*A sponge:વાદળી.

**Spunk,**(સ્પન્ક્)*n.* [AS.*sponge*, a sponge.] 1. Wood that readily takes fire;touchwood:જલદીથી સળગે એવું લાકડું;સુકું સળેલું લાકડું.2. Spirit;mettle;pluck:પાણી;દમ;હિમ્મત;ધૈર્ય;જુસ્સો.

**Spur,**(સ્પર્ )*n.*[AS.*spora*,a spur.] 1.An implement secured to the heel,or above the heel,of a horseman, to urge the horse by its pressure: એડ;એડી;કાંટો. 2. That which goads to action;an incitement:ઉત્તેજન;પ્રોત્સાહન;ઉત્સાહ હેતુ-કારણ;પ્રેરણા;ઉત્તેજક;પ્રેરણા કરનાર વસ્તુ.3 Something that projects; a snag:ટોચ;અણી;હટાઇ રહેલા ઝાડની અણી. 4. (*Zool.*)Any stiff,sharp spine:મરઘાં જેવાં પ્રાણીની ઘુંટી પાછળનો નખ;નખી.5.One of the large or principal roots of a tree: ઝાડનું સૌથી મોટામાં મોટું મૂળિયું.6.A mountain that shoots from any other mountain: પર્વતની શાખા-ફાંટો-ઓળ.7.A spiked iron worn by seamen upon the bottom of the boot to enable them to stand on the carcass of a whale:મગરમચ્છના મડદા ઉપરથી ખસી ના જવાય માટે ખલાસીઓના બુટનાં તળીઆ ઉપર જડવામાં આવતી ચુંક-રેખ-મેખ. 8. (*Arch.*) The short wooden buttress of a post: થાંભલાની ટુંકી લાકડાની ટુંભી.9. (*Bot.*) Any projecting appendage of a flower looking like a spur:કાંટાના જેવા આકારનો ફુલનો બહાર પડતો ભાગ. 10. (*Fort.*)A wall that crosses a part of a rampart and joins to an inner wall:કિલ્લાની દીવાલને વટાવીને અંદરની દીવાલને મળતી ભીંત *On the* s.*of the moment*:વગર વિચાર્યે;આંધળીયાં કરીને;આંખો મીચીને; તત્ક્ષણે;તાબડતોબ;સત્વર;ઝટપટ;એકદમ;તાકડે.*vt.*1.To prick with spurs; to urge or goad:એડ મારવી;એડ મારી ઉતાવળું ચલાવવું; ઘોડો મારી-રમકાટી-તગેડી મુકવો. 2. To incite; to stimulate;to impel: ઉશ્કેરવું;પ્રેરવું; ઉત્તેજન આપવું;આગળ ચલાવવું;પ્રેરણા કo;પ્રોત્સાહન કo. 3. To put spurs on:-ને એડી ચોડવી-લગાડવી. *As,*s.*d boots*:એડીવાળાં બુટ.*vi.* 1. To spur on one's horse;to hasten:પોતાના ઘોડાને એડી મારી ચલાવવું;ઉતાવળ કરવી;ત્વરા-ઝડપ ચલાવવી.2.To press forward in any pursuit:કોઇ પણ કામની પાછળ ખાઈ પીને મચવું.

**Spur-gall,** (સ્પર્ગોલ્ ) *n.* A place galled or excoriated by much using of the spur : ઘણીવાર એડી મારવાથી પડેલું ચાંદુ-ચકામું. *vt.* To wound with a spur:એડ મારીને ઘા પાડવો.

**Spurious,** (સ્પ્યૂરિઅસ્ ) *a.*[L.*spurius*,not genuine.]1.Not genuine;false;adulterate:બનાવટી;ખોટું;તર્કટી;કલ્પિત;મિથ્યા;નકલ;કૃત્રિમ.2. Not legitimate;bastard:રાંડના પેટનું;હરામજાદુ;જારજ;વ્યભિચારોત્પન્ન.

**Spuriousness,** (સ્પ્યૂરિઅસનેસ્ ) *n.* Adulteration ; ingenuineness: બનાવટ;કૃત્રિમતા;નકલીપણું;તર્કટ.

**Spurn,**(સ્પર્ન્ )*vt.*[AS.*spurnan*,to kick.]1.To drive back or away as with the foot;to kick:લાત મારવી; પાદપ્રહાર કo;લાત મારીને પાછું કાઢવું.2.To reject with disdain;to treat with contempt:ધિક્કારવું;તુચ્છકારવું;ધુતકારવું;-નો તિરસ્કાર કo;ની અવગણના કo; તરછોડી કાઢવું; તરછોડવું. *vi.*1.To kick or toss up the heels : પગ ઉંચા કo-ઉછાળવા; લાત મારવી;લાતો નાખવી.2.To manifest disdain in rejecting anything: તિરસ્કાર કરી અંગીકાર ન કરવો-ના પાડવી; ફિટકાર દેવો;લાત મારીને કાઢી મુકવું.*n.*1.A kick;a blow with the foot: લાત;પાદપ્રહાર;તિરસ્કાર;તરછોડવું તે; અનંગીકાર; ધિક્કાર;ફિટકાર. 3. (*Mining.*)A body of soal left to sustain an over-hanging mass: ઉપર ઝઝુમતા ભાગના આધાર માટે રહેવા દીધેલો કોયલાનો જથ્થો.

**Spurt,**(સ્પર્ટ્ ) *vi.* To rush from a confined place in a small stream or jet;to spirt: જોરથી દદુડી થઈ બહાર નીકળવું;દદડવું;વહેવું.*vt.*To throw out as liquid,in a stream or jet: દદુડીની ધારે બહાર કાઢવું;ફોંઆરો કo. *n.*1.A jet;a spirt:દદુડી;દદુડો;ધાર. 2.A shoot;a bud:ફણગો; કળી; અંકુર;પીલો 3. *Fig.* A sudden outbreak:ભભુકો;જુસ્સો; આવેશ. 4. A sudden & energetic effort:મહાપ્રયત્ન;હડોધમ.

**Sputter,**(સ્પટર્ )*vi.*1.To spit: થુંકવું;થુંક ઉડાડવું. 2. To utter words hastily and indistinctly:બહુ ઉતાવળું અને અસ્પષ્ટ બોલવું;થુંક ઉડે તેમ

મૂળમાં માંટી નહિ ને સાસરે સમાસ કરવા.

બોલવું.3.To throw out anything: તતડવું;તડતડ થવું;-ના તણખા ઉડવા.*vt.* To utter hastily and confusedly:ઉતાવળથી અને ગડબડ ગોટા કરીને બોલવું. *n.* Confused and hasty speech:ઉતાવળથી અને ગડબડ ગોટા-કરી મુકીને કરેલું ભાષણ-બોલ.

**Sputum,**(સ્પ્યૂટમ્) *n. pl.* **Sputa**. [L.*sputum*,spittle.]Spittle; saliva:થુંક;લાળ.

**Spy,**(સ્પાઈ)*vt.*[L.*specio*, I see.] 1. To gain sight of;to espy;to see: જોવું;દેખવું;નિહાળવું;-ની નજરે-દૃષ્ટિએ-પડવું; નજરમાં આવવું;હડીએ ચઢવું.2. To discover by close search or examination: બારીક તપાસથી શોધી-ખોળી કાઢવું;જોઈ કાઢવું.3.To explore;to view,inspect,and examine secretly,as a country:બાતમીદાર તરીકે શોધી-જોઈ કાઢવું; નિરખવું;તપાસ-તલાસ ક૦.*vi.*To search narrowly;to scrutinize: બારીકાઈથી તપાસ-શોધ કરવી;તપાસવું;નિરીક્ષણ ક૦.*n.pl.***Spies**. 1. One who keeps a constant watch of the conduct of others:બાતમીદાર;ગુપ્તદૂત.2.(*Mil.*)A person sent in an enemy's camp, to inspect his works, ascertain his strength, movements, or designs: ગુપ્તદૂત; ચાર; ગૂઢપુરૂષ. **S.** *money*, money paid to spy:ગુપ્તદૂતને આપેલા પૈસા.

**Spy-glass**, (સ્પાઈ-ગ્લૅસ્) *n.* A small telescope:નાનું દુરબીન.

**Squab,**(સ્કવૉબ્)*a.* 1. Fat; thick; plump:જાડું; માતેલું; હ્રસ્વસ્થૂલ. 2. Unfeathered:પીછાં આવ્યા વિનાનું. *A* **s.** *pigeon*: પીછાં આવ્યા વિનાનું કબૂતર.*n.*1.(*Zool.*) A nestling of a pigeon or other similar bird: પીછાં વગરના કબૂતરનું તરત જન્મેલું બચ્ચું. 2. A person of a short, fat figure:જાડો ઠીંગણો-ગટ્ટી માણસ; વામનજી. 3. A thickly stuffed cushion: જાડું ઉસીકું;ગદેલું.Also a sofa:કોચ;સોફા.*adv.*With a heavy fall; plump:ધબ દઈને;ધબાક દઈને; ધબોધબ.*vi.*To strike at one dash, or with a heavy stroke : એકદમ પછાડવું;અફળાવું.

**Squabbish,**(સ્કવૉબિશ્)*a.* Thick; fat;heavy:ભારે;જાડું;ઢોંગું;સ્થૂલ.

**Squabble,** (સ્કવૉબલ્) *vi.* 1. To scuffle;to struggle; to quarrel: લડાઈ-કજીઓ-રકઝક-ટંટો-બખેડો ક૦.2. To debate peevishly;to dispute: ઝટાઝટી -તકરાર-બોલાચાલી ક૦; વાદવિવાદ ક૦.*vt.* (*Print.*) To disarrange: અવ્યવસ્થિત ક૦; ગુંચવાવી-આડું અવળું-સખળ ડખળ કરી નાખવું.*n.*A scuffle;a brawl: કજીઓ;લડાઇ; બોલાચાલી; ઝટાઝટી; તાણાતાણ; ખેંચાખેંચ;કલહ.

**Squad,**(સ્કવૉડ્)*n.* [L. *ex* & *quadra*,a square ]1.(*Mil.*) A small party of men assembled for drill, inspection,or other purposes:કવાયત,દેખરેખ અથવા એવા બીજા કોઇ કામોને માટે ભેગી થયેલી ટુકડી. 2. Hence,any small party:કોઈપણ ન્હાની ટુકડી-ટોળી.

**Squadron,** (સ્કવૉડ્રન્) *n.* 1. A body of troops drawn up in a square:ચોરસ આકારમાં ઉભી કરેલી લશ્કરની ટુકડી. 2.(*Mil.*)A body of cavalry comprising two companies or troops:જેમાં બે ટુકડીઓ ભેગી હોય એવું ઘોડેસ્વાર લશ્કર;અશ્વદળ;વ્યૂહ.3.A detachment of vessels:નૌકાસમૂહ; અમુક કામ વાસ્તે રાખેલી વહાણની ટુકડી.

**Squalid,**(સ્કવૉલિડ્)*a.*[L.*squalere*, to be foul or filthy. ] Foul ; through neglect;filthy : ગંધાતું; ગંદું;કચરાળું;મેલું;ઘેલું;મલિન;અધમ.

**Squalidity,** (સ્કવૉલિડિટિ)*n.*Foulness; filthiness: ગંદવાડ;મલિનતા; મેલા-ગંદાપણું.

**Squall,**(સ્કવૉલ્)*n.*A sudden and violent gust of wind,often attended with rain or snow: એકદમ ચઢી આવેલો વાવંટોળ;પવનનું તોફાન;ચંડવાત.*vi.*To cry out;to cry or scream violently: ચીસ-બુમાટો-બરાડો પાડવો.*n.*A loud scream; a harsh cry:બુમ;ચીસ;બરાડો; કરાહોળ;કારમો સાદ;ચીચીઆરી.

**Squally,**(સ્કવૉલિ)*a.*1. Abounding with squalls;gusty: વાવંટોળીઆવાળું;તોફાની.2.(*Agric.*)Interrupted by unproductive spots:જેની અંદર અફળદ્રુપ જમીનના કકડાઓ આવેલા હોય એવું. 3. Not uniform; faulty (*said of cloth*):એક સરખું ન હોય તેવું;ખડબચડું.

**Squalor,**(સ્કવૉલર)*n.*[L.*squalere*, to be foul or filthy.] Foulness; filthiness;squalidity: ગંદવાડ;મલિનતા;મેલા-ગંદાપણું.

**Squander,** (સ્કવૉન્ડર્) *vt.* [A.S. *swindan*,to waste away.]1. To scatter;to disperse:વિખેરવું;છુટું છુટું કરવું;વિખેરી નાંખવું.2.To spend lavishly or profusely:ઉડાવી દેવું; ગુમાવી દેવું;-ના ફનાફાતિયા કરી નાંખવા;-પર પાણી ફેરવવું; ખરચી નાંખવું; ભોર મુકવું *vi.* To spend lavishly; to be wasteful:ઉડાઉ-ખરચાળ હોવું-થવું; ઉડાવી દેવું;ગુમાવવું.2.To wander at random:ભટકવું; રખડવું;રઝળવું.*n.* The act of squandering; waste: ગુમાવવું-ખરચી-ઉડાવી દેવું તે; ઉડાઉ;અપવ્યય;ફના ફાતિઆ.

**Squanderer,** (સ્કવૉન્ડરર્) *n.* One who squanders:ઉડાઉ;ખરચી દેનાર;ઉડાવી દેનાર-નાંખનાર; ધોતાળ;છુટા-બ્હોળા-ફોરા હાથ વાળો;વિક્ષેપી.

**Square,** (સ્કવેર્) *n.*[L.*ex*,& *quadrus*,a square.] 1. (*a*) (*Geom.*) The corner,or angle,of a figure: કોઈ આકૃતિનો ખૂણો.(*b*) A parallelogram having four equal sides and four right angles:સમચોરસ; ચોખંડી આકૃતિ;ચોરસ;સમચતુષ્કોણ.2. (*a*)A square piece or fragment: ચોરસ કકડો;તકતી;ચોસલું;ચકતી;ઢેફલું. (*b*) A pane of glass: તખતો;કાચ. (*c*)(*Print.*) A certain number of lines,nearly square:લગભગ ચોરસ આકૃતિમાં ગોઠવેલી કેટલીક લીટીઓ. (*d*)(*Carp.*)One hundred superficial feet:ક્ષેત્રફળ સો ફુટ.3.An area of four sides:ચોક; ચોગાન; ચૌપટ; આંગણું.4.(*Mech.& Joinery*) An instrument having at least one right angle and two or more straight edges:સુતારનો કાટખૂણો. 5.Hence,a pattern or rule:નમુનો. 6.(*Arith.& Alg.*) The product of a number or quantity multiplied by itself:વર્ગ;દ્વિઘાત. 7.Regularity;rule:નિયમિતપણું;પ્રમાણ; સરખાપણું. 8.(*Mil.*)A squadron: લડાઈના વહાણનો કાફલો;વ્યૂહ;સૈન્ય;દળ. 9. *Fig.* The relation of harmony;equality:એક રાગ;રાગ;સંપ; સમાનતા;બરોબરી.10.(*Astrol.*) A quadrate: બે ગ્રહો વચ્ચે ૯૦ અંશનું અંતર;પાદ.11.A quarrel:કજીઓ;ટંટો;ઝઘડો;લડાઇ.12.The front of a woman's dress over the bosom: સ્ત્રીના પોશાકનો છાતી પરનો ભાગ;કાંચળીની કટોરી. *On the* **s.** or *upon the* **s.**,in an open,fair manner; honestly: પ્રમાણિક વાજબીપણે-રી-

ત્યે;ખુલ્લી રીત્યે;ઉઘાડી રીત્યે. *On*, or *upon*, *the* **s.** *with*, upon equality with; even with: -ની બરોબરીઆ; સમાનતાથી; સરખાપણાથી; બરોબર; ચૂકતું; માંડીવાળેલું. *To be all* **s.**s, to be all settled: નિકાલ થઈ જવો; પતી જવું;ચોખ્ખું થઈજવું. *To be at* **s**, to be in a state of quarreling:-ની સાથે અણરાગ-અણબનાવ હોવો;-ની સાથે લડાઈમાં હોવું. *To break no* **s.**s, to give no offence:-ને માઠું-ખોટું ન લગાડવું;-નું મન ન દુખવવું. *To break* **s.**s. to depart from an accustomed order:વિપરીત વર્તન કo-ચલાવવું;રૂઢીથી ઉલટું ચાલવું. *To see how the* **s.**s *go*, to see how the game proceeds:રમત કેવી રીતે ચાલેછે તે જોવું. *a*.1.(*Geom.*)Having four equal sides and four right angles:સમચોરસ;ચોખંડું;ચોરસ;સમચતુરસ્ર. 2. Forming a right angle:કાટખૂણાવાળું.3.True;just:બરોબર;વાજબી; અદલ;ખરૂં;ન્યાયપુરઃસર;સાચું.4.Rendering equal justice;fair;exact: અદલ;પ્રમાણિક;ન્યાયનું; વાજબી. *As*, **s.** *dealing*:પ્રમાણિક વર્તન.5.Even; leaving no balance:બરોબર;ચૂકતું; માંડીવાળેલું;સરભર;લેવું દેવું-માગતું લેણું ન રહે એવું;ચોખ્ખું કરી નાખેલું. *As*, **s.** *accounts*: ચૂકતો હિસાબ.6. Hearty;vigorous:અંતઃકરણનું;જુસ્સાવાળું;જબરૂં;પુષ્કળ; અકરાંતિયું.7. (*Naut.*) At right angles with the mast or the keel, and parallel to the horizon: ડોલની સાથે કાટખૂણાવાળું. **S.** *root*: વર્ગમૂળ. *Three-square, Five-square etc.*, having three, five, etc., equal sides:ત્રણ,પાંચ વિગેરે સરખી બાજુવાળું. *To get* **s.** *with*, to pay off: આપી દેવું;વાળી દેવું;ચૂકતે હિસાબ કરી દેવું;ચૂકવી દેવું.*vt*.1. To form with four equal sides and four right angles:ચોરસ-ચોખૂણ કo.2.To form with right angles and straight lines, or flat surfaces: સીધી લીટી અને કાટખૂણાવાળું કo.3.To reduce to any given measure or standard:મેળવવું;બરાબર કo-લાવવું.4.To adjust;to regulate:કરવું;સુધારવું;દુરસ્ત કo;ઠીકઠાક કo; ચલાવવું. 5. To balance:પતાવવું;ચુકવવું;બરોબર કo-કરી મુકવું;ચૂકતે હિસાબે કo; માંડીવાળવું.6.(*Math.*)To multiply by itself:-નો વર્ગ કo.7.(*Naut.*)To place at right angles with the keels: -ને કાટખૂણે મુકવું. *To* **s.** *the circle* (*Math.*), to determine the exact contents of a circle in square measure:ગોળનું બરોબર માપ કાઢવું. *To* **s.** *one's shoulders*:ખભા ચઢાવવા.*vi*.1.To suit; to fit:-ને માફક બેસવું-બંધ બેસવું-અનુસરતું હોવું-થવું; અનુકૂળ થવું. 2.To go to opposite sides; to quarrel : લડાઈ-કજીઆ-ટંટો કo; અણરાગ-અબનાવ થવો. 3. To take a boxing attitude:મુક્કી મારવા હાથ ઉગામવો.

**Square-rigged**, ( સ્ક્વેર્-રિગ્ડ્ )*a*. Having the sails extended upon yards suspended horizontally by the middle, as distinguished form fore and aft sails:જેના સઢ આડા લાકડાથી ચઢાવાય તેવું.

**Square-sail**(સ્ક્વેર્-સેલ્ )*n*.(*Naut.*) A four sided sail extended upon a yard suspended by the middle:એક પ્રકારનો ચોખંડો સઢ.

**Squash** ( સ્ક્વૉશ્ ) *vt*. To beat or press into pulp or a flat mass; to crush: કચરી નાંખવું;વાટી-છુંદીને લુગદી કo;લસોટી લોંદો બનાવવો-કo; બેસારી દેવું. *n*.1. Something soft and easily crushed:નરમ અને જલદી કચરાય એવો પદાર્થ-વસ્તુ.2.Something unripe or soft:કાચો અથવા નરમ પદાર્થ.3.A sudden fall of a heavy, soft body:કોઈ ભારે, પોચા પદાર્થનું એકદમ પડવું;તે;ચૂર્ણન;સંમર્દ.

**Squat**,(સ્ક્વૉટ્ ) *vi*. 1. To sit down upon the hams or heels : પલાંઠી વાળી બેસવું; ચપટ બેસવું; માંડીને બેસવું;અઢુંગટા બેસવું. 2.To sit close to the ground;to cower: ટુંટીયાં વાળીને-ભરાઈને બેસવું;ગપાઇ-લપાઇને-સંકોચાઈને બેસવું. 3.To settle on another's land without title: પરાયી જમીન બથાવી તે ઉપર વસવું. 4.To settle on public lands:સાર્વજનિક જમીન ઉપર જઈ વસવું.*vt*.To bruise or make flat by a fall:પડવાથી ચગદાવું-કચરાવું.*a*.1. Cowering;crouching: લપાઇ-ગુપાઇ-સંકોચાઇ બેઠેલું.2.Short and thick:ટુંકુંને જાડું;ચપટું.*n*.1.The posture of one that sits on his heels or hams, or close to the ground: પલાંઠી.2.A sudden or crushing fall:એકદમ-કચરાઈ જાય એવી રીતે પડવું તે.3. (*Mining.*) (*a*)A small vein of ore: કાચી ધાતુની શેર. (*b*) A mineral consisting of tin ore and spar: કલાઇની કાચી ધાતુ અને સુરમાવાળો ખનિજ પદાર્થ.

**Squatter**,(સ્ક્વૉટર્ )*n*.1. One who squats:પલાંઠી વાળી-લપાઈ બેસનાર. 2.One who settles unlawfully upon land without a title:જમીન બથાવી-પચાવી પડનાર.

**Squeak**,(સ્કવીક્ )*vi*. 1. To utter a sharp, shrill cry: ચૂંચૂં-ચીંચીં કo; તીણો અવાજ કo;ચીસ પાડવી;બોલવું. 2.To speak;to confess:બોલી દેવું; કબૂલ કo.*n*.A sharp, shrill cry:ચુંચું;ચીસ;ચીંચીં;તીણો અવાજ.

**Squeal**,(સ્કવીલ્ )*vi*.1.To cry with a sharp, shrill prolonged sound: લાંબો તીણો અવાજ કo. 2.To turn informer;to betray a secret:ચાડી ખાવી;-ની છાની વાત ઉઘાડી કo;-નો વિશ્વાસઘાત કo.*n*.A shrill sharp, somewhat prolonged cry: લાંબો તીણો અવાજ;કીકીઆરી.

**Squeamish**, (સ્કવીમિશ્ ) *a*. [AS. *swima*.] 1. Having a stomach that is easily turned or nauseated:સ્હેજમાં ઉલટી-ઉછાળો આવે એવા પેટવાળું;સાંકડા ગળાવાળું; વચનોન્મુખ.2.Fastidious; easily disgusted: મીનજી;મગરૂબ;ચિપાસિયું;ચીકણું;સહેજમાં નાખુશ થાય-કંટાળે એવું.

**Squeeze**,(સ્કવીઝ્ )*vt*.[AS. *cwisan*, to crush.] 1. To press between two bodies;to compress:બે પદાર્થોની વચ્ચે દાબવું;નીચોવવું;આમળવું; દબાવવું.2.To harass;to crush:ઉપર જુલમ ગુજારવો;-ને હેરાન કo;-ને તાવવું-પજવવું;-ના ઉપર ભાર-બોજો મુકવો;-ને હેરાનગતી પહોંચાડવી;નું તેલ કાઢવું-પીલવું.3.To force, or cause to pass, by compression: નીચોવી-દબાવીને કાઢવું;પીલવું. *vi*. To press;to urge one's way by pressing:દાબવું;દાબી-ધક્કા મારી પોતાનો રસ્તો કo;કોણીમારી-ચગદાઈ-ભચડાઈને રસ્તો કo.*n*. Compression between bodies; pressure:દબાવવું તે;ચંપાણ;નિષ્કર્ષ; નિર્ગાલન.

**Squelch**,(સ્કવૅલ્ચ્ )*vt*. To quell; to put down;to silence:નું મોં બંધ કરવું;દબાવી દેવું.*n*.A heavy fall of something flat: ધબાક દઇને પડવું તે;ધબાકો. Hence, a crushing reply:ફેરવી ફાડી નાખે-જડબેસલાક કરી દે એવો જવાબ.

**Squib,** (સ્ક્વિબ્ )*n.*[AS. *swipian*, to whip.] 1. A little pipe or hollow cylinder of paper, filled with powder or combustible matter:ફટાકો;ટેટો;ફટાકીયો; પલીતો; જામગીરી. 2. (*Mining.*) A kind of slow match or safety fuse: થોડીવારે સળગેએવી દીવાસળી. 3. A petty lampoon; a brief, witty essay: નિંદાત્મક લેખ; નિંદાનું જુજ લખાણ.4.A writer of lampoons: નિંદાનું જુજ લખાણ લખનાર:નિંદા લેખ કરનાર.5.A paltry follow:નીચ-અધમ-શુદ્રપુરૂષ.*vi.*To throw squibs; to contend in petty disputes: નિંદાનું જુજ લખાણ લખીને તકરાર કo. અડાવવું;ઉતરી પડવું:તેરીમેરી ઉપર આવી જવું;તરકટા વિદ્યા વાપરવી.

**Squiggle**, (સ્ક્વિગલ )*vi.* To shake and wash a fluid about in the mouth with the lips closed:કોગળો કરવો.

**Squill,**(સ્ક્વિલ )*n.*[L.*squilla.*]1. A European balbous plant:રાની કાંદો;જંગલીકાંદો-પ્યાજ. 2.A squilla: એક જાતનું જાનવર.

**Squint,**(સ્ક્વિન્ટ )*a.*1. Looking obliquely:ત્રાંસું;આડું;વક્ર;બાડું.બાડીલું;ચુંચું:શુક્રરાજ.2. *Fig.* Looking askance:બાડું;માલું;માલખું.*vi.* 1. To see or look obliquely: ત્રાંસું-આડું જોવું;બાડી નજરે જોવું.2.(*Med.*) To be cross-eyed:બાડું-માલું-માલખું જોવું;-ની વક્ર દૃષ્ટિ હોવી. 3. To deviate from a true line;to run obliquely:ઢાળ પડવું-ઉતરવું હોવું;વક્ર હોવું;આડું ફાટવું.*vt.*1.To turn to an oblique position: ત્રાંસુ જોવું;આડું-માલું કo;વક્રદૃષ્ટિ કo.2.To cause to look with noncoincident optic axes:બાડી-ત્રાંસી નજરે જોવું.*n.*1.The act or habit of squinting: ત્રાંસુ-આડું જોવું તેજોવાની ટેવ.2.(*Med.*) A want of coincidence of the eyes:બાડી-માલખી નજર:વક્ર દૃષ્ટિ.

**Squint-eyed**,(સ્ક્વિન્ટ-આઈડ્ )*a.* 1. Having eyes that squint;cross-eyed:બાડું;એચું;માલું;વક્રદૃષ્ટિવાળું. 2. Looking ofliquely; malignant:બાડું જોનારૂં;ખારીલું;ઝેરીલું.

**Squire,** (સ્કવાઇર્ )*n.* A square; a measure;a rule:કાટખૂણો.*n.* 1. A shield-bearer or armor-bearer who attended a knight:'નાઈટ'ના ઇલકાબવાળા માણસની સાથે રહેનારો ઢાલ અથવા બખ્તરવાળો માણસ:સ્કવાયર.2. A title of dignity next in degree below knight: સાહેબ;મહેરબાન;શેઠ;નામદાર 3.A male attendant on a great personage: ખીજમતદાર;રાજાનો હજુરીઓ;ખાસબરદાર. 4. A title of office and courtesy:માનયુક્ત ઇલકાબ;નેકનામ; રાજ્યમાન રાજેશ્રી;સાહેબ બહાદુર.*vt.* 1.To attend as a squire: સ્કવાયર તરીકે સાથે રહેવું.2.To attend as a beau,or gallant,for aid and protection:-ની સાથે મદદ અને રક્ષણને માટે રહેવું.

**Squirm,** (સ્ક્વર્મ્ )*vi.* To wriggle; to writhe:આમ તેમ હાલવું-અમળાયા કo;સરવળવું.

**Squirrel,** (સ્ક્વિરેલ્ )*n.* [Gr. *skia*, shade, & *oura* tail.] 1. (*Zool.*) Any one of numerous species of small rodents belonging to the genus *Sciurus* : ખીસકોલી; ખાલોડી; ખલેડી; ખલેરૂં. 2. One of the small rollers of a carding machine which work with the large cylinder : ખીસ્કોલી.

**Squirt,**(સ્કવર્ટ્ *vt.*To drive or eject in a stream out of a narrow pipe or orifice:-ની પીચકારી છોડવી-મારવી:જોરથી દદુડી કાઢવી. *vi.* 1. To be thrown out or ejected in a rapid stream from a narrow orifice:દદુડી નીકળવી-થવી-હોવી.2. Hence,to throw out or utter words rapidly;to prate:ઉતાવળ-જલદીથી બોલવું; પતરાજી કo;લપલપ બોલવું;લવારો-પટપટારો કo.*n.* 1. An instrument from which a liquid is ejected in a small stream with force: પીચકારી.2.A small,quick stream: a jet: ન્હાનો ઉતાવળો ઝરો-વહેળીકાં-ધાર-દદુડી; પિચકારી.

**Stab,**(સ્ટૅબ્ )*vt.*1.To pierce with a pointed weapon:ઘોચવું;ભોકવું;ભોકીને ઘાયલ કo;ખોસી ઘાલવું.2. *Fig.* To injure secretly or by malicious falsehood or slander:-ને દુષ્ટ ભાવથી નુકસાન-ઈજા કo;-ને કલંક દૂષણ-એબ-બટ્ટો લગાડવો. *vi.* 1. To thrust with a pionted weapon: ભોકવું;ઘોચવું;મારવું;ઘાલવું;પેસાડી દેવું. 2.To wound,or pain,as if with a pointed instrument:અણીવાળા હથિયાર માફક ભોકવું-થી ઘાયલ કo;-ના મર્મ ભેદવા.*To s.at*,to thrust a pointed weapon at:-ને ભોકવું-મારવું. *n.* 1. A thrust of a pointed weapon:અણીદાર હથિયાર ઘોચવું-મારવું તે;સત વેધ 2.A wound with a sharp pointed weapon:અણીદાર હથિયારનો ઘા-જખમ.3.*Fig.*An injury inflicted covertly or suddenly:કલંક;બટ્ટો;એબ:દૂષણ.

**Stabiliment,**(સ્ટૅબિલિમેન્ટ્ )*n.* [L. *stabilis.*]Firm support;establishment:પક્કો આધાર-આશરો.

**Stability,**(સ્ટૅબિલિટિ)*n.*1. Steadiness;stableness;firmness: દૃઢતા; સ્થૈર્ય:મજબૂતી:સ્થાયી-કાયમપણું:સ્થિરતા.2.Firmness of resolution or purpose:નિશ્ચય;આગ્રહ;ધૈર્ય;દૃઢ ઠરાવ. 3.Fixedness:સ્થિરતા;જડતા.

**Stable**,(સ્ટેબલ )*a.*1. Firmly established;fixed:દૃઢ:સ્થાયી; કાયમ;મજબૂત;બલકટ;સાબુત;ધ્રુવ;અચળ; સ્થાવર.2.Steady in purpose;firm in resolution:દૃઢ મનનું; આગ્રહી;ધીરૂં. 3.Durable;firm: કાયમ;સ્થિર;ટકાઉ;સ્થાયી:ધ્રુવ. *vt.*To fix; to establish:દૃઢ-કાયમ-સ્થાયી-મજબૂત કo.

**Stable,**(સ્ટેબલ્ )*n.*[L.*sto*,I stand.] A building or apartment with stalls for horses:તબેલો:ઢહેલું;પાયગા:ઘોડસાળ;અશ્વશાલા.*vt.* To put or keep in a stable:તબેલાંમાં મુકવું-રાખવું. *vi.* To dwell or lodge in a stable:તબેલામાં રહેવું.

**Stable-boy,** ( સ્ટેબલ-બૉઇ ) *n.* A groom;a hostler:રાવત;ઘોડાનો ચરવાદાર;અશ્વપાલ;ઘોડાવાળો.

**Stack,**(સ્ટૅક્ )*n.* 1. A large pile of hay,grain or straw:ગંજી;ઢગલો;ગંજ;રાશિ:સંચય;ઓઘલો;ઓઘલું.2. A pile of poles or wood,indefinite in quantity:લાકડાનો મોટો જથ્થો.3. A pile of wood containing 108 cubic feet:એકસો અને આઠ ઘનફુટનો લાકડાનો ઢગલો.4.(*Arch.*)Any single insulated and prominent structure,or upright pipe,which affords a conduit for smoke:ધુમાડિયું.**S.***of arms*(*Mil.*) a number of muskets or rifles set up together,with the bayonets crossing one another:બંદુકનાં સંગીનભાલા એકમેકથી ત્રાંસા આવે એવો ઉભો ગોઠવેલો જુથ.*vt.*To lay in a conical or other pile;*to* make into a large,pile:ખડકવું; ગંજ-ઢગલો કo;-ની ગંજી સાંચવી-ખડકવી; ઓઘલો કo.

**Stack-yard,**(સ્ટૅક્-યાંર્ડ્)*n.* A yard or irclosure for stacks of hay or grain: ગંજી ખડકવાનો વાડો.

**Staddle,**(સ્ટૅડ્લ્)*n.*[AS.*standen*, to stand.] 1. A staff; a prop; a crutch;a cane: લાકડી; સોટો;સોટી. **2.**The frame of a stack of hay or grain: ઠુંઠાં;ઘાસ અગર અનાજ કાપી લીધા પછી રહેલાં ઠુંઠાં. **3.**A row of dried or drying hay:સુકા સુકાતા ઘાસની હાર.**4.**A small tree of any kind:નાનું ઝાડ.*vt.***1.**To leave the staddles of:-ના ઠુંઠાં-ઠુંઠાં રહેવા દેવાં-પડતાં મુકવાં-રાખવાં. **2.**To form into staddles,as hay:-ની પુળીઓ કo; ની ગંજી ગોઠવવી-ખડકવી.

**Stadium,**(સ્ટેડિઅમ્)*n.pl.***Stadia**. **1.**A greek measure of length: એક ફરલાંગ.**2.**A race course: સરતનો રસ્તો;સરત.**3.**A kind of telemeter for measuring the distance of an object of known dimensions,by observing the angle it subtends:ખુણો જોઈ અંતર માપવાનું યંત્ર.

**Staff,**(સ્ટૅફ્)*n.pl.* **Staves,** [ AS. *stæf*, staff. ] **1.** A long piece of wood;a stick:લાકડી;ડંગોરો;ડાંગ;દંડુકો;ડફણું;ટમણું.**2.**A stick carried in the hand for support or defence by a person walking:ચાલતી વખતે આધાર માટે રાખેલી લાકડી. (*b*)Hence,a support;that which props or upholds: આલંબન; આધાર;આશ્રય;ટેકો.**3.**A pole,stick,or ward borne as an ensign of authority:છડી;રાજદંડ;વેત્ર.**4.**A pole upon which a flag is supported and displayed: જે લાકડીનો વાવટો બનાવવામાં આવે છે તે:વાંસી.**5.**The round of a ladder(R.):પગથિયું.**6.** A stanza;a stave:બેત; શ્લોક. **7.** The five lines and the spaces on which music is written:પાંચલીટી અને તેની વચ્ચેની સંગીત લખેલી જગા. **8.** (*Mil.*) An establishment of officer in various departments: સેનાપતિ: લશ્કરની ટુકડી કે લશ્કરના અંગનાં માણસો.**9.** Hence,a body of assistants serving to carry into effect the plans of a superintendent or manager : કામદાર મંડળ;વર્ગ; ગણ; અધિકારીગણ-મંડળ-સમુદાય; કામકરનારાઓની ટોળી;હોદ્દેદારો-કચેરી મંડળ. *The* **s.** *of life*, bread:રોટલી-લો;અન્ન.*To set*,or *To put,up*,or *down*,*one's* **s.**,to take up one's residence;to lodge: રહેવું;વસવું;વાસ કo.

**Stag,** (સ્ટૅગ્) *n.* [A.S. *stagga*.] **1.** (*Zool.*)The male of a deer:સાબર;હરણ;મૃગ.**2.**A colt or filly:વાછરડો અથવા વાછરડી.Also,a romping girl: નખરાંખોર-બાજ છોડી; નાચણ; નાચણધુધરી. **3.** A castrated bull: ખાસી કરેલો આખલો-સાંઢીઓ-ગોધો. **4.**(*Stock Exchange.*)(*a*)An outside irregular dealer in stocks: સટ્ટાવાળાઓના મંડળમાં નહિ હોવા છતાં સટ્ટો કરનાર. (*b*)One who applies for the allotment of shares in new projects , with view to sell immediately at a premium, and not to hold the stock: ભાવ ચઢે ત્યારે વેચી દેઇને રાખી મુકવાને નહિ પણ નફો ખાવાના ઈરાદાથી નવા નીકળતાજ શેર માગી લેનાર.**S.***party*, a party consisting of men only: ફક્ત પુરૂષોની ટોળી;ટોળીઆ-લઠીઆઓની ટોળી-ચોકડી.*vi.*(*Com.*)To act as a"stag," or irregular dealer in stocks:નવા શેરો લઈને નફો ખાઇ વેચી નાખવાનો સટ્ટાનો ધંધો કo. *vt.* To watch:to dog, or keep track of: તપાસ-ચોકસી રાખવી.

**Stage,**(સ્ટેજ્)*n.*[L.*sto*,I stand.]**1.** A floor or story of a house:મેડી; માળ-ળો.**2.** A scaffold:a staging: પાલખ;માંચડો;ઉંચું માળિયું.**3.** An elevated platform on which an orator may speak,or a play be performed: ભાષણ કરવાની કે ખેલ ભજવી બતાવવાની ઉંચી બેઠક-સ્થાન. **4.**A platform often floating and serving as a kind of wharf:બંદરનો તરતો ડક્કો. **5.** The theatre; the playhouse:રંગભૂમી;નાટ્યશાળા;ભૂમિકા-નાટ્યસ્થળ.**S.***manager*: સૂત્રધાર.Hence, drama: નાટક. **6.** The scene of any noted action or career:રંગભૂમી:સ્થળ; મેદાન. **7.** The platform of a microscope, upon which an object is placed to be viewed: જે પદાર્થ જોવા-તપાસવાનો હોય તેને સુક્ષ્મદર્શકના જે તકતા ઉપર મુકવામાં આવેછે તે તકતો. **8.**A stage house;a station:અટકવાનું-ઉતારો કરવાનું ઠેકાણું; મુકામ; પડાવ;ટપ્પો; પડાવ કરવાની જગા;ઉતારો;મજલ; વિસામો; વિશ્રામસ્થાન. *By full* **s.**s:બારમજલ;દરમજલ. **S.** *after* **s.**:મજલ દર મજલ. **9.**A degree of advancement in a journey:ટપ્પો; મજલ. **10.** A degree of advancement in any pursuit:અમુક સ્થિતિ-હાલત; પદ;સ્થાન; વૃત્તિ;દશા;અવસ્થા; આશ્રમ; તબક્કો;તસવાનપ્રસ્થાશ્રમ.*First* **s.**: ઉપક્રમ;પ્રથમારંભ.**11.**A stage coach;an omnibus:બંધ ઘોડાગાડી. **12.** (*Boil.*) One of serveral marked phases of periods in the development and growth of many animals and plants:ક્રમ;પાયરી;ભૂમિકા.**S.***door*,the actors' and workmen's entrance to a theater:રંગભૂમિમાં નાટક ભજવનારાઓ અને કામ કરનારાઓને આવવા જવાનો દરવાજો. **S.***whisper*: સ્વગત. **S.** *wagon*, a wagon which runs between two places for conveying passengers or goods: ઉતારૂઓ અથવા માલ એક જગાએથી બીજી જગાએ લઇ જવાનું ગાડું. *vt.* To exhibit upon the stage; to display publicly: રંગભૂમી ઉપર ખેલ કરી-ભજવી બતાવવો.

**Stage-coach,** ( સ્ટેજ્-કોચ્ ) *n.* A coach that runs regularly from one stage, station, or place to another: ઉતારૂઓની ઘોડાગાડી.

**Stage-play,**(સ્ટેજ્-પ્લે ) *n.* A dramatic or theatrical entertainment:નાટક;ખેલ.

**Stage-player,**(સ્ટેજ્-પ્લેયર્ )*n.*An actor on the stage: નટ; નાટકમાં વેષધારી;પાત્ર;ખેલ ભજવનાર.

**Stager,**(સ્ટેજર્ )*n.* **1.**A person of experience:જ્ઞાનવૃદ્ધ; અનુભવી; ખટતલ;ઠરેલ-દુનિયા ખાધેલો માણસ;બધી દુનિયા ફરીને દરવાજા કોટે બાંધેલા હોય એવો અનુભવી માણસ. **2.** A horse in drawing a stage:ડાગગાડી ખેંચનાર ઘોડો.

**Stage-struck,**(સ્ટેજ્-સ્ટ્રક્ )*a.* Seized by a passionate desire to become an actor:નાટકો જોઈ જોઇને નાટકકાર થવાને તલસી રહેલો;નાટકઘેલો:નાટકમોહિત.

**Stagger,**(સ્ટૅગર્ )*vi.***1.**Not to stand or walk with steadiness ; to sway; to reel or totter : લથડવું; ગોથાં-લથડીઆં ખાવાં;સ્ખલિત થવું;ભમરી આવવી;ડગમગવું.**2.**To cease to stand firm; to fail;to begin to give way:ડગવું; પાછું હઠવા માંડવું;

ઠહેલું; નિષ્ફળ જવું. 3. To begin to doubt and waver in purpose; to hesitate: ડગમગવું;ઢચુપચુ હોવું; ડામાડોળ થવું;શંકા-વિકલ્પ થવો;આનાકાની ક૦.*vt.*1.To cause to reel or totter:ભમાવવું;લથડીઉં ખવાડવું; ચક્કર આણવાં;લથડાવવું.2.To cause to doubt and waver ; to make to hesitate : મનમાં શંકા આણવી; આશંકિત મન ક૦ ; શંકા-વિકલ્પ ઉત્પન્ન ક૦;ઢચુપચુ-આનાકાની કરાવવી; ડગમગાવવું.*n.*1.A reeling motion; a vertigo:લથડીઉં; સ્ખલન. 2. *pl.* (*Far.*)A disease of horses and other animals attended by reeling: ઘોડાને અથવા બીજાં પ્રાણીઓને થતો વઈનો રોગ;મીણો ચઢવો તે;મીણો; ભમરી.3.*pl.*Bewilderment;perplexity:ગુંચવણ;ગભરાટ;શંકા; વિકલ્પ. *Stomach* **s.**s,distention of the stomach with food or gas, resulting in indigestion,frequently in death: વા કે બદહજમીથી પેટ ચડવું તે;આફરો ચડવો તે;આફરો.

**Stagnant,** (સ્ટૅગ્નૅન્ટ્) *a.* [ L. *stagnum*, a piece of standing water. ] 1. Impure or foul from want of motion:બાંધ્યું;બંધ;સ્થિર;ભરાઈ રહેલું; ગતિ-પ્રવાહહીન-રહિત. 2.Not active or brisk;dull:ધીમું; મંદ;શિથિલ; માંદું; જડ; સુસ્ત. *As*, *business is* **s.**: વેપારમંદ ચાલે છે; વેપારની મંદી છે.

**Stagnate,**(સ્ટૅગ્નેટ્)*vi.*[L *stagnum*, a piece of standing water.] 1. To cease to flow;to be motionless:સ્થિર રહેવું;વહેતું બંધપડવું;ઉભું રહેવું;-ની ગતિ-પ્રવાહબંધ થવો; ભરાઇ રહેવું.Hence,to become impure or foul by want of motion: ગતિવિનાનું હોવાથી મલિન-મેલું હોવું-થવું;બંધ હોવાથી બગડી-ગંધાઇ ઉઠવું. 2. To cease to be brisk or active;to become dull or inactive: ધીમું-મંદ પડવું-થવું;શિથિલ-સુસ્ત થવું; -ની મંદી થવી.*a* Stagnant: સ્થિર; મેલું;મલિન.

**Stagnation,**(સ્ટૅગ્નેશન્)*n.*1.Cessation of flowing or circulation: બાંધ્યું-સ્થિર રહેવું તે;વહેતું બંધ પડવું તે;ગતિનો અભાવ;અપ્રવાહ;નિશ્ચલતા. 2.The cessation of action,or of brisk action;the state of being dull:મંદપણું;ધીમા પડવું તે;મંદતા; મંદી;શિથિલતા.

**Staid,**(સ્ટેડ્)*imp,& p.p.*of **Stay,** થોભ્યું;રહ્યું;થોભેલું; રહેલું.*a.*Grave; sober;steady:ગંભીરતાવાળું;ગંભીર;શાણું;પુખ્ત;સ્થિર;ધીર.

**Stain,**(સ્ટેન્)*vt.* 1.To make foul, to spot:ડાઘ-ડપકો પાડવો;-થી ખરડવું-બગાડવું;મલિન-મેલું ક૦;વર્ણ વિકાર ક૦.2.To dye:રંગવું;-ને રંગ ક૦;-ના ઉપર ફુલ, પત્તાં વિગેરેની આકૃતિ ક૦-કાઢવી. 3. To spot with guilt or infamy;to bring reproach on;to tarnish: -ને કલંક-એબ-દૂષણ-લાંછન-ડાઘ-નામોશી-બટ્ટો લગાડવો; કલંકિત-દૂષિત ક૦. 4. To cause to seem inferior or solid by comparison: -થી ઉતરતું-નીચા દરજ્જાનું દેખાય તેમ ક૦.*Stained glass*, glass colored or stained by certain metallic pigments fused into its substance:રંગીત ચિત્રવાળો કાચ.*vi.*To give or receive a stain;to grow dim:ડાઘ લાગવો;ઝાંખું થવું.*n.* 1. A spot:ડાઘ;ચાંદું;ચિન્હ; વર્ણવિકાર; ડપકો. 2. A natural spot or color different from the ground: જમીનથી જૂદા રંગનો કુદરતી ડાઘ;છાંટ; ભાત;તરાહ.3.Taint of guilt; reproach;tarnish:એબ;કલંક;બટ્ટો;દૂષણ;ડાઘ;લાંછન;ડપકો;ખોડ; નામોશી. 4.Cause of reproach; shame:કલંક-બટ્ટાનું કારણ;શરમ.5. A tinge (R.):રંગ;પાસ;ખવાસ;પાણી; ખમીર; જુસ્સો;ઝવેરાત;હીર;દમ.

**Stainless,**(સ્ટેન્લેસ્)*a.*Free from stain;immaculate:નિર્દોષ;શુદ્ધ;ડાઘ વગરનું;નિષ્કલંક;નિર્મળ;કલંક-લાંછનહીન-રહિત;બીનએબ.

**Stair,**(સ્ટેર્)*n.*[AS.*stæger*, to ascend. ] 1. One step of a series for ascending or descending to a different level: પગથિયું;કુંડીઉ. 2.A series of steps(*commonly used in plural.*): દાદર; નિસરણી. *Below stairs*,in the basement or lower part of a house,where the servants are:ઘરમાં નીચેના જે ભાગમાં ચાકરો રહેછે તેમાં.*Flight of* **s.**s,the stairs which make the whole ascent of a story; જીનો; સીડી;દાદર;નિસરણી.*Pair of* **s.**s, a set or flight of stairs:દાદર;નિસરણી;સીડી;જીનો.

**Stair-case,**(સ્ટેર્-કેસ્)*n.* A flight of stairs with their supporting framework,casing,balusters,etc: દાદર;નિસરણી;સીડી;જીનો;દાદરા બારી

**Stake,**(સ્ટેક્)*n.*[AS. *staca.*] 1. A pointed piece of wood to be driven into the ground: અણીવાળી લાકડી-ખુંટી;લાકડાની મેખ; ખીલો;ખીંટો;શૂળ.2. A stick inserted upright in a loop,eye, or mortise:ગાડાનું આડું.3.(*a*)The piece of wood to which a martyr was affixed to be burned: સ્વમતાર્થે પ્રાણ ત્યાગ કરનારને બાળી મુકવા જે લાકડા સાથે બાંધે છે તે લાકડું. ( *b* ) Martyrdom by fire:ધર્મને માટે અગ્નિમાં પ્રાણ ભોગ.4.A small anvil: નાની એરણ.5.That which is laid down as a wager;a pledge:સરત-હોડમાં મૂકેલી વસ્તુ-પદાર્થ. *At* **s.**, in danger;hazarded:ભય-જોખમમાં;સંદેહ-સંશયપર.*vt.*1.To fasten, support,or defend with stakes: લાકડી-લાકડાની ખુંટીઓને આધારે ઉભું ક૦;ખીલા-ખીંટા-મેખથી જડવું;ખીંટીએ ટાંગવું.2.To mark the limits of by stakes:લાકડાની ખુંટીઓ ઠોકીને હદ બાંધવી-ક૦.3.To wager;to pledge: હોડ-સરતમાં મુકવું. 4. To pierce or wound with a stake: લાકડાનીખુંટી ભોકવી-થી ઘાયલ ક૦.

**Stalactite,**(સ્ટૅલૅક્ટાઈટ્) *n.* (*Geol.*) (*a*)A pendent cone or cylinder of calcium carbonate resembling an icicle in form and mode of attachment:શંકુ આકારનું ઝરવું સફેતાનું ગચિયું.2.In an extended sense any mineral or rock of similar form and origin: આવા આકારનો કોઈપણ ખનિજ પદાર્થ-ખડક.

**Stalagmite,**(સ્ટૅલૅગ્માઈટ્)*n.*(*Geol.*) A deposit more or less resembling an inverted stalactite, formed by calcareous water drooping on the floors of caverns:સફેતાના ઝરવાથી ભોંય ઉપર બંધાયેલું ઉંધું પડ-છાટ.

**Stale,** (સ્ટેલ્ ) *n.*[L.*stilus*,stake.] The stock or handle of anything:કોઈ પણ પદાર્થનો હાથો-દાંડો. *a.*1.Vapid or tasteless from age: બેસ્વાદ;વાસી;ટાઢું; શિળું;જુનું; નીરસ;નિઃસત્વ;પુરાણું;જીર્ણ; ઉતરી-ઉભાઇ ગયલું;વસનાઇ-વણસીગયલું.2. Not new;not freshly made:વાસી;ટાઢું.*As*, **s.***bread* : વાસી-ટાઢી રોટલી. 3.Worn out;decayed: બગડી ગયેલું;તૂટી ગયલું; શેલડીના કૂચા થઈ ગય-

લું; પસાણુ-પીસાઈ ગયલું; જુવાનીનાં સર્વ ચિન્હ જતાં રહ્યાંછે એવું.4.Trite; common: સાધારણ; જુનું; રસ-મઝા વિનાનું-રહિત;છીછરૂં; ઝુર્ણ; પુરાણુ; ચવાઇ ગયલું. **S.** *affidavit* (*Law.*), an affidavit held above a year: એક વર્ષ ઉપર રહેલું ઈકરાર નામું. **S.** *demand* (*Law.*), a claim or demand which has not been pressed or demanded for a long time: લાંબા વખત ઉપર કરીને ફરીથી નહિ કરેલી માગણી. *vt.* To make vapid or tasteless; to destroy the life, beauty or use of: વાશી-ઝુર્ણ કo; ટાઢું કo; નિરસ્વાદ-નિરસ-નિઃસત્વ કo. *vi.* To make water; to discharge urine: મૂતરવું; પેશાબ કo. (ઘોડા કે ઢોર વિગેરેનું.) *n.* 1. That which is stale or worn out by long keeping, or by use: ઘણા વખત સુધી પડી રહેલો પદાર્થ-વસ્તુ. 2. A prostitute: પાતર; કીસબણ; વેશ્યા; દુકાન કાઢીને રહેલું બૈરૂં. 3. Urine, *esp.* that of beasts: પશુઓનું મૂતર. *n.* [A.S. *stalu.*] 1. A decoy; a stool pigeon: પક્ષીનું ડોળીયું; જડ પદાર્થનું બનાવેલું કબૂતર. 2. A stalking horse: શિકાર કરવા સંતાઇ રહેવાનો ઘોડો અગર ઘોડાની આકૃતિ. 3. (*Chess.*) A stalemate: શહેમાત; શેત્રંજની રમતમાં બાદશાહ એવી હાલતમાં આવી જાય કે તેને 'શેહ' પડયા સિવાય ખસે નહિ તેમજ બીજું કોઇ મ્હોરૂં ચાલી-પેસી શકે નહિ એવી સ્થિતિ; ચસી દમપણું. 4. A laughing-stock; a dupe: હાસ્યાસ્પદ; ભોળો; ભોળવાતું માણસ.

**Stalk,** (સ્ટૉક્) *n.* [A.S. *stel*, a stalk.] 1. (*Bot.*) (*a*) The stem or main axis of a plant: સાંઠો; થડ; રાડું; થડીયું. (*b*) The petiole, pedicel, or peduncle, of a plant: ડીટું; ડીચકું; પેશી. 2. That which resembles the stalk of a plant: સાંઠા-થડના આકારનો પદાર્થ; થડ. 3. One of the two upright pieces of a ladder: નિસરણીના બે ઉભા કકડામાંનો એક. *vi.* [AS. *stealcian*, to grow slowly.] 1. To walk slowly and cautiously; to walk in a stealthy, noiseless manner: ધીમે ધીમે સાવચેતીથી જવું; ચોરની પેઠે જવું. 2. To proceed under cover: છૂપી રીતે જવું; કશાની પાછળ સંતાતા સંતાતા જવું; લપાઈને ચાલવું. 3. To walk with high and proud steps: ઠમકાથી ચાલવું; હંસગતિ-ગજગતિથી ચાલવું; મ્હોટા ડોળથી છાતી કાઢી મ્હોટી મ્હોટી ફલંગે ચાલવું. *vt.* To approach under cover of a screen, or by stealth: -ની પાસે છાનામાના-ચોરીથી આવવું-જવું. *n.* A high, proud, stately step or walk: મ્હોટા ડોળથી છાતી કાઢી મ્હોટી ફલંગે ચાલવું તે: ઠમકો; હંસગતિ; ગજગતિ; ધીરોદ્ધતા ગતિ.

**Stalking-horse,** (સ્ટૉકિંગ્-હૉર્સ્) *n.* 1. A horse behind which a hunter conceals himself from the game he is aiming at: પ્રાણીનો શિકાર કરવાને માટે પારધી જે ઘોડાની પાછળ સંતાઈ રહેછે તે ઘોડો અગર તેની (ઘોડાની) આકૃતિ. 2. *Fig.* A mask; a pretence: બહાનું: મિષ: નિમિત્ત; ડોળ; મુખવટો; છળ; કપટ; પેચ.

**Stall,** (સ્ટૉલ્) *n.* [AS. *stall*, a place.] 1. A stand; a station; a fixed spot: ઉભા રહેવાની જગા; ઠેકાણુ. 2. A stable; a place for cattle: તબેલો; ઢોર બાંધવાની જગા; શાળા; સ્થાન (અશ્વશાળા, ગોશાળા.) 2. A small apartment or shed in which merchandise is exposed for sale: માલ વેચવાની નાની દુકાન-હાટ. 4. A bench or table on which some articles of merchandise are exposed for sale: જેના ઉપર મુકીને માલ વેચવામાંઆવે છે તે પાટલી-બાંક. 5. A seat in the choir of a church, for one of the officiating clergy: મોટા ધર્માધ્યક્ષનું આસન-બેઠક. 6. In the theater, a seat with arms or otherwise partly inclosed, as distinguished from the benches, sofas, etc.: નાટકમાં એક પ્રકારની બેઠક. 7. (*Mining.*) The space left by excavation between pillars: થાંભલાની વચ્ચે કોરવાથી રહેતો ગાળો-જગ્યા. *vt.* 1. To put in a stall or stable: તબેલામાં બાંધવું-મુકવું. 2. To fatten: જાડું કo; રૂષ્ટપુષ્ટ કo; માતેલું કo. 3. To place in an office with the customary formalities; to install: વિધિપૂર્વક નિમવું; -પર બેસારવું; -નો અધિકાર સોંપવો. 4. To plunge into mire or snow, so as not to be able to get on (*as a cart.*): કાદવ અથવા બરફમાં લપટાઇ રહેવું; -મ્હોંટી-કળી જવું; સજ્જડ કરી નાંખવું. 5. To forestall; to anticipate: ભવિષ્ય કથન કo; આગળથી જાણવું-કહેવું; -ની અગમચેતી કo. 6. To keep close; to keep secret: છુપુ-છાનું-ગુપ્ત રાખવું; -માં દાટી રાખવું-મુકવું. *vi.* 1. [AS. *steallian*, to have room.] 1. To live in, or as in, a stall; to dwell: રહેવું; વસવું. 2. To kennel, as dogs: ખડામાં-બોડમાં રાખવું. 3. To be set, as, in mire or snow; to stick fast: કાદવ અથવા બરફમાં મજબૂત-સજ્જડ ચોંટી-કળી જવું; લપટાઇ જવું; સજ્જડ થઈ જવું. 4. To be tired of eating, as cattle: (ઢોરને) ઘણું ખાવાથી અકળાઈ જવું; ખાતાંખાતાં દમ-હાંફ ચડવો; વધારે ખાવા ન ગમવું.

**Stallion,** (સ્ટૅલ્યન્) *n.* A male horse not castrated; a male horse kept for breeding: ઓલાદ વધારવાને રાખેલો ઘોડો; વાલી ઘોડો: બીજાશ્વ.

**Stalwart,** (સ્ટૅલ્‌વર્ટ્) *a.* [AS. *stalwyrth*, serviceable.] Brave; bold; strong; daring: જબરૂં; હિમ્મતવાળું; બહાદુર; જુરસાદાર; જોસદાર; જવાંમર્દ; કાબુલી-પંજાબી-પુરબૈયા જેવું: લઠ્ઠ.

**Stamen,** (સ્ટેમેન્) *n. pl.* E. **Stamens.** L. **Stamina.** [L. *stamen*, the warp] 1. A thread: દોરો; તાંતણો. 2. (*pl.* **Stamens**, rarely **Stamina.**) (*Bot.*) The male organ of flowers: ફુલમાં નરતંતુ; કેસર; ઉપકેસર; ફુલનાતંતુ.

**Stamin,** (સ્ટૅમિન્) *n.* [L. *stamen*, thread.] A kind of woolen cloth: એકજાતનું ઉનનું કપડું-લુગડું.

**Stamina,** (સ્ટૅમિના) *n. pl.* The fixed or firm part of a body; power of endurance; backbone; vigor: જોરાવર ભાગ; આધાર; બલસાધન; બળહેતુ; સારસાધન; સારસત્વ; તેજ; દમ; જીવ; કસ; પાણી; બાહુબળ: કઠણહાડ

**Stammer,** (સ્ટૅમર્) *vi.* [AS. *stamer*, stammering.] To hesitate or falter in speaking; to stutter: તોતડું બોલવું: જીભ અટકવી; અચકાતાં-ખમચાતાં બોલવું; તતતત કo. *vt.* To utter or pronounce with hesitation or imperfectly: અચકાતાં-ખમચાતાં ખમચાતાં બોલવું; જીભ અટકતું બોલવું. *n.* Defective utterance; a stutter: તોતડું બોલવું તે; જીભ અટકવી તે: સ્ખલન: અસ્પષ્ટવાણી.

**Stammering,** (સ્ટૅમરિંગ્) *a.* Apt to stammer; stuttering: તોતડું તોતડું બોલે એવું-બોલનારૂં.

**Stamp,** (સ્ટૅમ્પ્) *vt.* [Gr. *stambein*, to tread.] 1. To strike, beat or press forcibly with the bottom of the foot, or by thrusting the

હાથ કંકણને આરસીની શી જરૂર.

foot downward: ઠોકવું;પછાડવું;અફાળવું.2.To bring down(*the foot*) forcibly on the ground or floor: પગ ઠોકવો.3.To crush;to pulverize: ચગદી-કચરી નાંખવું; ભૂકો ચૂરો ક૰. 4. To impress with some mark or figure:સિક્કો-બિબું પાડવું; મુદ્રાંકિત ક૰;છાપ મારવી;છાપવું;મહોર મારવી.5.*Fig.* To impress;to imprint;to fix deeply:ઠસાવવું;કાળજા-મનમાં કોરવું-ઉતારવું;-ની છાપ બેસારવી 6.To mint;to coin:શિક્કો પાડવો. 7.To put a stamp on,as for postage:પોસ્ટ ટીકીટ ચોડવી; સ્ટેમ્પ લગાડવો.*To* **S.***out*,to extinguish: ઠંડું પાડવું;કચરી નાંખવું;બેસારી દેવું-સમાવી દેવું.*As,to* **S.***a rebellion*:બંડ સમાવી દેવું. *vi.* 1. To strike; to beat;to crush : મારવું;ઠોકવું;ચગદી નાંખવું.2.To strike the foot forcibly downward:પગ ભોંય ઉપર જોરથી પછાડવો-ઠોકવો.*n.*1.The act of stamping, as with the foot:પગ પછાડવા તે;પાદઘાત-પ્રહાર.2.An instrument for making impressions on other bodies,as a die: છાપ પાડવાની મુદ્રા;છાપ;મ્હોર;શિક્કો; મુદ્રા.3.A mark imprinted;an impression:પડેલી-પાડેલી છાપ;મુદ્રા.4. That which is marked;a thing stamped:છાપ મારેલી ચીજ-પદાર્થ.5. A cut;a plate:છાપ;ચિત્ર;બિબું;મુદ્રા.6.An official mark:સરકારી છાપ;મહોર;શિક્કો.7.Hence,a stamped or printed device,issued by the government : સ્ટેમ્પનો-છાપનો કાગળ; સ્ટાંપની સરકારી ટીકેટ. 8. An insrument for cutting out or shaping,materials,as paper, leather , etc. by a downward pressure:બીબું.9.A character or reputation; current value; authority: છાપ;સાખ;લક્ષણ;ગુણ. 10. Make; cast; form;character:ઘાટ;તરેહ;આકાર;ચિન્હ; રૂપ;લક્ષણ;પ્રત; નમુનો; મુદ્રા; પ્રકાર. 11. A kind of heavy hammer:એક જાતનો ભારે હથોડો;ખાંડણીયું'સાંબેલું. 12.A halfpenny:આરપાઇ.13.*pl.*Money,*esp.* paper money:પૈસા;નોટ.**S.***Act*,an act of the British Government [1765] imposing a duty on all paper, vellum, and parchment used in the American colonies, and declaring all writing on unstamped materials to be null and void: સ્ટેમ્પનો કાયદો; સરકારી કાગળનો કાયદો.

**Stampede,**(સ્ટૅમ્પીડ્) *n.* A wild, headlong scamper, or running away, of number of animals: ભડકવાથી જનાવરોનાં ટોળાંઓનું એકદમ નાસવું તે.Hence,any sudden flight or dispersion:એકાએક લાગેલી બ્હીકથી નાસાનાસ;પલાયન.*vi.*To run away in a panic:એકદમ બીકથી નાસી જવું. *vt.*To disperse by causing sudden flight:બીવડાવીને એકદમ નસાડી મુકવું-વિખેરી નાંખવું.

**Stanch,Staunch** (સ્ટૉન્શ્ )*vi.*[L. *stagno*,I become stagnant.] 1. To stop the flowing of,as blood; to check:લોહી વહેતું બંધ પાડવું-ક૰:-નો પ્રવાહ અટકાવવો;સ્તંભન ક૰;થંભાવવું;થોભાવવું. 2.To extinguish;to quench,as fire or thurst:ઓલવવું: બુઝાવવું;છાંટવું;છાંટી નાંખવું;છીપાવવું; મટાડવું.*vi.*To cease as the flowing of blood:લોહીનું વહેતાં બંધ પડવું-અટકવું.*n.*That which stanches or checks:અટકાવનાર;બંધ કરનાર-પાડનાર.2. A flood gate by which water is accumulated:વધારે પાણી દાખલ કરવાનો દરવાજો-માર્ગ.*a.*1. Strong and tight;sound;firm:મજબૂત;નક્કર;કઠણ;સંગીન. 2.Firm in principle;constant and zealous; loyal;hearty:ખરું;આગ્રહી;ડગે નહિ તેવું;દૃઢ;સ્થીર;ધીર;વફાદાર;હડહડતું. 3. Close;secret;private: છાનું છુપુ;ગુપ્ત. *vt.* To prop; to make stanch or strong: મજબૂત-નક્કર બનાવવું.

**Stanchion,** (સ્ટૅન્શૅન્) *n.*] L. *sto*, I stand.] 1. (*Arch.*) A prop or support: ટેકો;આધાર;નાનો થાંભલો-ટેકો.2.(*Naut.*)Any upright post or beam used as a support, as for the deck, the quarter rails, awnings etc. : આધાર માટે મુકેલો ટેકો-થાંભલો.3. A vertical bar for confining cattle in a stall:આડ.

**Stand,**(સ્ટૅન્ડ્ )*vi.*[L.*sto*,I stand.]1. (*a*)To be supported on the feet in an erect or nearly erect position: ઉભું રહેવું હોવું;ખડું રહેવું. (*b*) To continue upright in a certain locality: કોઇપણ રીતે ઉભું રહેવું;આવેલું હોવું;આવી રહેવું. 2. To be situated or located : આવેલું હોવું;હોવું;-ની સ્થિતિ હોવી;-આવી રહેવું.*As,Paris* **S.***s,on the Seine*: પારીસ સીન નદી ઉપર આવેલું છે.3. To cease from progress;to stop; to pause:આગળ નહિ વધવું;અટકવું; બંધ પડવું;ઉભા રહેવું;-થોભવું;વિરામવું;ઠરવું;ઠેરવું.*I charge thee* **S.***& tell thy name*:હું તને આજ્ઞા કરૂં છું કે તું ઉભો રહે-થોભ અને તારૂં નામ મને કહે. 4.(*a*) To be permanent;to endure;to hold good against tendencies to impair;to last:ટકવું રહેવું-હોવું;ટકવું;નભવું;ચાલવું;સ્થિર રહેવું. (*b*)To find endurance,strength or resources: સ્થિર થઈ રહેવું;દૃઢ રહેવું;અડગ રહેવું. *My mind on its own center* **S.***s unmoved*: મારૂં મન પોતાનાજ આધારે ડગ્યાવગર સ્થિર થઈ રહેછે.5. To maintain one's ground; to be acquitted; to be safe:ઉભી આબરૂએ રહેવું;નિર્દોષ ઠરવું; ક્ષેમ કુશળ રહેવું;ઉભા રહેવું;સહીસલામત રહેવું-નીકળવું;તરવું. 6. To be fixed, steady, or firm;to take a position in resistance or opposition: દૃઢ-સ્થિર-કાયમ રહેવું-હોવું;-ના સામું ટકાવી-ટકી રહેવું ; જાગતું રહેવું . *The standing pattern of their imitation*:તેમના અનુકરણનો જાગતો નમુનો.7.To adhere to fixed principles;to maintain moral rectitude;to keep from falling into error or vice: સન્માર્ગમાં રહેવું; નિર્દોષ-શુદ્ધ રહેવું; નિરપરાધી-નિષ્પાપ રહેવું;પાપાચરણમાં ન પડવું;સ્થાપિત નિયમને વળગી રહેવું.8.To have or maintain a position , order or rank:આવવું;હોવું;ધરાવવું. *Charity* **S.***s first in the rank of gifts*:ઇશ્વરદત્ત બક્ષિસોમાં દયા પહેલો દરજ્જો ધરાવેછે.9.To be;to consist;to have essence or being:-માં સત્વ હોવું-માં રહેલું હોવું;-નું હોવું;-માં આવી રહેવું; -ની સ્થિતિ હોવી. *Thou seest how it* **S.***s with me*:મારી સ્થિતિ કેવી છે તે તમે જુવોછો.10. To agree; to accord:ની સાથે મળતા આવવું;અનુસરવું:-ને અનુરૂપ-છાજે તેવું હોવું. As, *I will do nothing but what may* **S.***with honor*:આબરૂને અનુરૂપ-છાજે તેવું હશે તે સિવાય બીજુ કશું નહિ કરૂં.11. (*Naut.*) To hold a course at sea:હંકારવું;જવું. 12. To offer one's self, or to be offered,as a candidate: પોતે ઉમેદવાર થવું-હોવું;-ની વતી પ્રતિનિધિ થવા

Small faults indulged, are little thieves to let in greater:

ઉમેદવાર હોવું;-ના ઉમેદવાર તરીકે ઉભા રહેવું.13. To stagnate;to be motionless : સ્થિર થઈ જવું-રહેવું; બાંધ્યું રહેવું-સ્તબ્ધ થઈ રહેવું;થંભી રહેવું; ઉભું રહેવું. *The black waters of the Yamoona* **s.** *at sunset*: યમુના નદીનાં પાણી સંધ્યા કાળે થંભી જાય છે-સ્થિર થઈ રહે છે. 14. To measure when erect on the foot: જ્યારે ઉભું હોય ત્યારે માપ હોવું-મપાવું.15.(*Law.*)(*a*) To be,or remain as it is;to abide;continue in force:અમલમાં રહેવું; કાયમ-ચાલુ રહેવું-હોવું;હોય તેવું રહેવું.(*b*)To appear in court:-કચેરી અદાલતમાં હાજર થવું-આવવું.**S.***by*(*Naut.*),a preparatory order, equivalent to, *Be ready*:તૈયાર થઈ રહો. *To* **s.***against*, to resist; to oppose:-ના સામું થવું;-ની વિરૂદ્ધ પડવું. *To* **s.***by*. (*a*) To be near;to be a spectator;to be present:પાસે-જોડે-હાજર હોવું;-ના દ્રષ્ટા હોવું;-નો તમાસો જોવો; પાસે ઉભા રહેવું. (*b*) To be aside: બાજુએ રહેવું;નહિ ગણકારવું;કોરે રહેવું;લક્ષ-ધ્યાનમાં ન આવવું;વિસરાઈ જવું.(*c*) To maintain;to defend;to support: બચાવ-રક્ષણ ક૦;મદદ આપવી;-નો પક્ષ ન છોડી દેવો;-ને મદદ-સહાય ક૦;-ને ઝાલી-વળગી રહેવું.As, *I shall* **s.** *by my party even to the sacrifice of my interests*: મારા લાભનો ભોગ આપવો પડશે તો પણ હું મારા પક્ષને વળગી રહીશ.(*d*) To be supported by:-નો ટેકો મળવો;-ના આધારે રહેવું.*To* **s.***corrected*,to be set right:-નીભૂલ સુધારેલી હોવી;ખરૂં થવું.*To* **s.** *fast*,to be fixed;to be immovable : દૃઢ-સ્થિર-અચળ-અડગ રહેવું;ન ડગવું. *To* **s.** *firmly on*,to be satisfied or convinced:-ની ખાત્રી-પ્રતીતિ થવી હોવી; -ને ખાતરજમા-ખાતર નિશા હોવી.*He* **s.***s firmly on his wife's frailty*:પોતાની સ્ત્રીના પતિવ્રતભંગની તેને ખાત્રી થયેલ છે.*To* **s.***for*,(*a*)to side with; to support; to defend; to maintain:ને મદદ-આધાર આશ્રય-ટેકો આપવો;-ની બાજુ પક્ષમાં હોવું-રહેવું.(*b*) To be in the place of;to be the substitute or candidate of:-ની વતી ઉમેદવાર હોવું:-ના પ્રતિનિધિ થવું-તરીકે ઉભા રહેવું;ના બદલે-ઠેકાણે-વતી હોવું-રહેવું. *To* **s.***in*,to cost:ખર્ચ પડવું-લાગવું; ખર્ચાઈ જવું;ખપી જવું; કામ આવવું;ભિસવું;-નો સંહાર વળવો. These wars could not have *stood* the human race in less than 30 lacks of the species:આ વિગ્રહોમાં ૩૦ લાખ કરતાં ઓછા માણસો નહીં ખપ્યાં હોય. *To* **s.***in hand*,to be serviceable or advantageous:ઉપયોગી-કામના-ખપના હોવું;-ને લાભકર્તા-કારક હોવું.*To* **s.***off*,(*a*)to keep at a distance:દૂર-અળગું-વેગળું રહેવું.(*b*)Not to comply:ન સ્વીકારવું; કબુલ-માન્ય-મંજુર ન રાખવું.(*c*) To keep at a distance,in friendship, intercourse, etc.:-ની સાથે વ્યવહાર ન રાખવો;-થી દૂર-અળગા રહેવું.(*d*) To have relief:ઉપસી-ઉપડી આવેલું હોવું.*To* **s.** *off and on*, to remain near a coast:કિનારા પાસે રહેવું.*To* **s.***on*,to continue on the same course:એ ને એ રસ્તે ચાલવું-હંકારવું.*To* **s.***out*, (*a*)to project; to be prominent:બહાર નીકળી ધસી આવવું. (*b*) To persist in opposition or resistance ; not to yield or comply:ટક્કર ઝીલવી-ઝીલવી; તાબે-શરણ ન થવું;નમ્યું ન આપવું;હઠથી સામા રહેવું;સામા અડ્યા રહેવું; નમતું-ઢીલું ન મુકવું;પાછા ન હઠવું; પછાત ન પડવું. *To* **s.***to*,(*a*)to ply; to urge:જોડે લાગ્યા રહેવું;ચલાવવું; -થી મંડવું;-થી કામ કર્યા ક૦. (*b*) To remain fixed in a purpose or opinion:-ને વળગ્યા રહેવું;ઝાલી-પકડી રહેવું;વિચાર કાયમ-દૃઢ રાખવો. *I will* **s.***to it that this is his sense*: તેનો ભાવ આ છે એમ કહેવામાં હું વળગી રહીશ.(*c*)To abide by;to adhere to: સ્વીકારવું;મંજૂર-માન્ય રાખવું; પાળવું; કબૂલ રાખવું;-ને વળગી રહેવું;ન તોડવું;*to* **s.***to one's word*: વચન પાળવું.(*d*)Not to yield;not to fly:પકડી રહેવું;છોડી ન દેવું;તાબે-શરણ ન થવું; સામા થવું-રહેવું; ટક્કર લેવી.(*e*) To be consistent with; to agree with:મળતું-અનુસરતું હોવું; અનુકૂળ-અનુરૂપ હોવું;-ને અનુસાર હોવું. (*f*) To support; to uphold: ટેકો-આધાર-મદદ-આશ્રય આપવો;-ના પક્ષે ઉભા રહેવું. *To* **s.** *together*,to be consistent;to agree : અનુકૂળ-અનુરૂપ હોવું ; બેસતું-મળતું-અનુસરતું હોવું.*To* **s.** *to sea*,(*Naut.*)to direct the course from land:કિનારાથી આઘું હંકારવું-ચલાવવું; ભરદરિયે જવું. *To* **s.***under*,to undergo;to withstand:ભોગવવું;સોસવું;-ઉપર ગુજરવું;સહન ક૦; ખમવું.*To* **s.** *up*, (*a*) to rise from sitting;to be on the feet:ઉભા થવું-હોવું-રહેવું. (*b*)To arise in order to speak or act:બોલવાને માટે ઉભા થવું. (*c*) To rise and stand on end,as hair: રૂવાંટાં-વાળ ઉભા થવા. (*d*) To put one's self in opposition;to contend:સામા થવું;લડાઈ-તકરાર ક૦.*To* **s.** *up for*, to defend;to justify: -નો બચાવ ક૦;પક્ષ ખેંચવો;-ની તરફથી ઉભા રહેવું-બોલવું.*To* **s.***upon*,(*a*) to concern;to interest:-ના સંબંધી હોવું;-ને લાગતું-વળગતું હોવું;-ના લાભનું હોવું;-નો સ્વાર્થ હોવો. (*b*) To value; to esteem:-થી ફુલાવું; શેખી ક૦; ની ગુણ-કિમ્મત ગણવી:-ની મ્હોટાઈ-વડાઈ માનવી;ગણવું;માનવું; લેખવવું. (*c*)To insist on;to attach much importance to : ઉપર જોર ક૦; જોર કરીને બોલવું;આગ્રહ પૂર્વક કરવા કહેવું; -ને ઘણું અગત્યનું ધારવું-ગણવું.(*d*)To attack;to assault:હુમલો ક૦;ચઢાઈ ક૦. *To* **s.***with*,to be consistent with:-ને અનુસરતું-અનુકુળ-અનુસાર-મુજબ મળતું હોવું-આવવું;-માં ઉતરે તેવું હોવું. *It* **s.***s with reason*:તે બુદ્ધિને અનુસાર છે;તે અક્કલમાં ઉતરે તેવું છે.*vt*.1. To endure;to sustain;to bear:સાંખવું; વેઠવું; સહન ક૦;ખમવું; ઝરવવું;આગળ ચાલવું-નભવું. *I cannot* **s.***the cold*:મારાથી આ ટાઢ ખમી શકાતી નથી.3. To resist without yielding or receding ; to withstand:આગળ ટકવું-નભવું;સામા થવું;સહેવું. He *stood* the furious foe: તે ઉગ્રદુશ્મન સામા ટક્યો.3. To abide by;to submit to;to suffer: માથે ચઢાવવું;માન્ય-કબૂલ રાખવું;-ને તાબે-શરણ થવું.4. To set upright;to cause to stand:ઉભું મુકવું-રાખવું.5. To be at the expense of;to pay for: -ને માટે આપવું-ભરવું; -નું ખર્ચ વેઠવું-વ્હોરવું.*To* **s.** *fire*,to receive the fire of arms from an enemy without giving way: ડગ્યા વગર શત્રુનો દારૂગોળીનો માર ખમવો-સહન ક૦. *To* **s.***one's ground*,to maintain one's position:પોતાની સ્થિતિમાં-જગ્યાએ કાયમ રહેવું; અડગ રહેવું; ટકી રહેવું;બાથ ભીડવી;ટક્કર ઝીલવી.*To* **s.***trial*,not to give up without trial:પોતાના ઉપર કામ ચાલવા દેવું. *n*.1.The act of standing: ઉભા ર-

subject to stress, pressure, or strain:-પર ભાર મૂકવો.

**Stretch,**(સ્ટ્રેચ્ )*vt.*[AS.*streccan.*] To reach out;to extend;to put forth:લંબાવવું:લાંબુ ક૦; તાણવું; વિસ્તારવું.2.To draw out to the full length (*as a cord*):લાંબુ ક૦;તાણવું;ખેંચીને લંબાવવું.3. To cause to extend in breadth;to spread;to expand: ફેલાવવું ; ખેંચીને-પસારીને લાંબું ક૦;પહોળું ક૦;પસારવું;as the bird *stretches* the wings:પક્ષિ પાંખો પસારે છે.4.To make tense;to tighten;to distend forcibly:તંગ-સખત ક૦;ખેંચવું:તાટ ક૦.5.To draw or pull out to greater length;to strain (*as a muscle*):ખેંચવું;બળ ક૦-વાપરવું.6. To exaggerate; to extend too far:તાણીતુણીને લાંબુ-મોટું ક૦-વધારવું-ની અતિશયોક્તિ ક૦:વિસ્તારીને વાત ક૦.*vi.* 1.To be extended;to spread;to reach: લાંબું થવું; લંબાવું; લાંબા થઇને પડવું; વચ્ચે આવી રહેવું;ખેંચાવું; તણાવું;-નો વિસ્તાર-ફેલાવો થવો-હોવો;ફેલાવું:પ્રસરવું.2.To extend or spread one's self or one's limb:પોતાની મેળે લંબાવું;હાથ પગ લાંબા ક૦; હાથ પગ પ્રસારવા; શિથિલ થઇને પડવું. 3. To be extended, or to bear extention without breaking:ખેંચાવું;તણાવું. 4.To strain the truth;to exaggerate:વધારીને-તાણીતુણીને મ્હોટું ક૦; અતિશયોક્તિ ક૦;-માં મીઠું મરચું ભભરાવવું;વધારીને વાત ક૦.5. (*Naut.*) To sail by the wind under press of canvas:શઢના વેગ પ્રમાણે હંકારાવું-જવું.**S.**out,an order to rowers to extend themselves forward in dipping the oar:લાંબા હાથે હંકારો એમ ખારવાઓને હુકમ ક૦. *n.* 1.The act of stretching; reach; effort;struggle;strain: લાંબું ક૦-તાણવું-ખેંચવું તે;ભારે-જોસ ભરેલો પ્રયત્ન;દમ;પ્રસાર;પ્રસારણ;વિસ્તાર;આયામ;પ્રયત્ન;પ્રયાસ;ઉદ્યમ.2. A continuous line or surface;a continuous space of time: દેશ; વિષય; સમય ; પ્રસર. 3. The extent to which anything may be stretched:પ્રસાર;વિસ્તાર; ફેલાવ; ફેલાવો; અત્યુક્તિ.5.Course;direction: માર્ગ;દિશા;ગતિ; ફેલાવ. *To be on the* **s.**,to be obliged to use one's utmost powers:પોતાનામાં જે બળ હોય તેટલું વાપરવાની જરૂર પડવી. *At a* **s.**:એક તડાકે;એકી ટપે;એકજ ઝપાટે;અટકયો કે વિરામ્યા સિવાય.

**Stretcher,**(સ્ટ્રેચર્ )*n.*One who or that which stretches: ખેંચનાર; લાંબુ કરનાર; 2. A brick or stone laid with its longer dimension in the line of the direction of the wall:ભીંતમાં ઈંટ કે પત્થર લાંબો મુકવામાં આવે તે.3.A litter or frame used for carrying disabled,wounded, or dead persons: અશક્ત, ઘાયલ થયલાં કે મુવેલાં માણસને લઈ જવાની ખાટલી-ડાડડી. 4.An overstretching of the truth; a lie:જૂઠું;અસત્ય; લબાડી. 5. An instrument for stretching foot,or gloves: બુટ કે હાથનાં મોજાંને તાણવાની-લાંબા કરવાની ચાંપ-એડ-પકડ.

**Strew,**(સ્ટ્રયૂ )[L.*sterno*,I spread] 1.To scatter;to spread by scattering:ભભરાવવું;પાથરવું; વેરવું;છૂટું છૂટું નાંખવું;-પર ચઢાવવું.2.To cover, or lie upon,by having been scattered: ઉપર વેરીને ઢાંકી નાંખવું;-પર પાથરવું;-નું ઢાંકણ-આચ્છાદન ક૦.3.To spread abroad;to disseminate: ફેલાવવું;પ્રસરાવવું;ઉઠાવવું;ચલાવવું.

**Striate-Striated,**(સ્ટ્રાઈએટ્-એટેડ્ ) [L.*stria*, a channel.] Showing narrow structural bands or lines: જૂદા જૂદા રંગના લીટાવાળું ; અટાપટાદાર; રંગબેરંગી લીટીઆવાળું.

**Stricken,**(સ્ટ્રિકન્ )*p.p.& a.*Struck; smitten;wounded: ઘાયલ; વાગેલું હોય એવું.2.Warn out; far gone; advance : જીર્ણ થયલું; અતિવૃદ્ધ. 3. Whole;entire:આખું;પુરૂં; પૂર્ણ.

**Strict,** (સ્ટ્રિક્ટ્ ) *a.* [L. *stringo* I draw tight.]1.Drawn close tight; ઘણું જ ખેંચેલું-સખત- મજબૂત; ચોંપેલું; તંગ; દૃઢ;તસતસતું.2.Tense;not relaxed(*as a fiber*):ઘટ્ટ. 3.Accurate;precise;rigorously nice:બરોબર;ચોકસ;ઘણું જ ચોકસ;ઘણું જ ફિકર ભરેલું;ધ્યાન-કાળજીપૂર્વક;બારીક.4. Severe;rigorous: અતિશય ચોકસ; આકરૂં;નિર્દય;નિષ્ઠુર;કઠોર;તીક્ષ્ણ.તીવ્ર. 5.Rigidly interpreted; confined: અક્ષરશઃકરેલું;ચોકસેચોકસ;સંકોચનું:શબ્દેશબ્દ.6.(*Bot.*)Upright or straight and narrow: ઉભું; સીધું અને સાંકડું;ટટાર.

**Strictness,**(સ્ટ્રિક્ટ્નેસ્ )*n.* Quality or state of being strict:જુલમપણું;કઠોરતા; સખ્તિ; ચોકસાઇ: ચોકસપણું;કઠિનતા: સુક્ષ્મતા; અશિથિલતા; આકળાશ;કડકપણું.

**Stricture,**(સ્ટ્રિક્ટ્યૂર્ )*n.*[L. *stringo*,I draw tight.]1.Strictness:સખ્તાઇ:ચોકસાઈ.2.A glance:a touch: નજર;દૃષ્ટિ;સ્પર્શ.3.A touch of adverse criticism;censure:સખત ટીકા;ટીકા;નિંદા:ઠપકો;આક્ષેપ.4.(*Med.*) A localized morbid contraction of any passage of the body:શરીરના અમુક ભાગનું ગંડાઈ જવું-જાડું પડી જવું તે;ગાંઠ;મૂત્રગંથિ;પ્રસ્રાવરોધ.

**Stride,**(સ્ટ્રાઇડ્ )*vi.* [ *imp.***Strode.** *p.p.***Stridden.**]1.To walk with long steps:મોટી ફલંગો-ડગલા ભરવાં-ભરીને ચાલવું.2.To stand with the legs wide apart;to straddle: પગ પહોળા રાખીને ઉભા રહેવું; પલાણવું:ઓળંગવું;-ને વટાવીને જવું. 2.To straddle;to bestride: પગ પહોળા કરીને ઉભા રહેવું;પલાણવું.*n.*The act of striding;a long step:પગ પહોળા કરીને ઉભા રહેવું તે;ફલંગ;મોટું ડગલું;પાદન્યાસ;છલંગ;દીર્ઘવિક્રમ.

**Strife,**(સ્ટ્રાઇફ્ ) *n.* [See *strive.*] 1. The act of striving;earnest endeavour: પ્રયાસ;પ્રયત્ન;યત્ન ક૦ તે; આતુર યત્ન.2. Contest of emulation:લડાઈ:ચડસાચડસી;હરીફાઇ;સ્પર્ધા;પ્રતિસ્પર્ધા.3.Altercation;fight; battle:લડાઇ;ઝગડો;કલહ;વિવાદ;વિરોધ;દ્વંદ;ટંટો; કજીયો;તકરાર; ઝપાઝપી.4. That which is contended against; occasion of contest: લડાઇ-ચડાઈનું કારણ: કલહબીજ-હેતુ.

**Strike,** (સ્ટ્રાઇક્ ) *vt.* [L.*stringo*,I touch lightly.] 1. To touch or hit with some force;to smite;to give a blow to: મારવું;લગાવવું;ઘા ક૦;પ્રહાર ક૦;તાડન ક૦;ઠોકવું. 2.To come in collision with;to strike against:-ની સામે અથડાવું;અફળાવું; -ની સાથે પછડાવું;વાગવું.As,a bullet *struck* him:તેને ગોળી વાગી.3.To give,as a blow;to cast:ઘા મારવો -ક૦;ઠુંસો-ધક્કો મારી હડસેલવું-ખસેડવું.4.To stamp or impress with a stroke;to coin(*as dollars*):છાપવું;પાડવું;બીબાની છાપ મારવી.5.To thrust in;to set in the earth(*as the roots of trees*):નાંખવું;ઘાલવું;ઉતારવું;બેસારવું;ચોંટાડવું. As,*tree* **s.**s *its roots deep*:ઝાડ મૂળ ઉંડાં નાખે છે.6.To punish;to aflict;to smite:

સન્ન કo; મારવું; દુ:ખદેવું;પીડવું;as *to punish the just is not good,nor to* **s.***princes for equity*:ન્યાયીને દંડવું એ યોગ્ય નથી તેમ ન્યાયને માટે રાજાને પીડવું એ પણઠીક નથી. **7.** To notify by audible strokes:સંભળાય એવી રીતે વગાડવું;વગાડીને જણાવવું;વગાડવું;-નસકોરાં-અવાજ થવા;-માં વાગવું.**8.**To lower;to let or take down (*as a flag.*):નીચે ઉતારવું-પાડવું;ઉતારવું;ઉપાડી-લઈલેવું;નીચું નમાવવું-ઉતારવું.*To* **s.***sail*:સઢ ઉતારી લેવા.**9.**To affect sensibly with some strong emotion : ઉપર ચોંટાડવું-ઠસાવવું-ઠસાવીને બેસાડવું;ઉપર અસર કo; ઉપજાવવું;ઉત્પન્ન કo; ચકિત-ચક્ર-છક્ક કo; સ્તબ્ધ કરી દેવું;-ને લાગવું.*As,to* **s.***the mind with surprise*:મનને આશ્ચર્ય લગાડવું.**10.** To affect in some particular manner by a sudden impression or impulse : લાગવું; જણાવવું; દિસવું; ભાસવું; -પર અસર કo;-ને સ્ફુરવું.*As,the plan* **s.s** *me favourably*:તે યુક્તિ મને સારી લાગે છે.**11.**To cause or produce by a stroke(*as light.*):એકદમ કo-કરી નાંખવું;સળગાવવું; ચેતાવવું; ઉપજાવવું.**12.**To cause to ignite:સળગાવવું.*To* **s.***a match*:દીવાસળી સળગાવવી.**13.**To make and ratify (*as a bargain*):પાકું કo; બરોબર કરી દેવું.**14.**To take forcibly or fraudulently(*as money*):જુલમથી લેવું-કઢાવવું; કપટથી કઢાવવું; છળ પ્રપંચથી લેઈ લેવું;ખંખેરી લેવું.**15.**To level,as a measure of grain,etc.:માપવામાં (અનાજ વિo ભર્યા પછી)કાના ઉપરથી અનાજ કાઢી નાંખવું;કાના બરોબર કo; ઉપરથી કાપી નાંખવું.**16.**(*Masonry.*) To cut off,even with the face of the wall:દીવાલના આગલા ભાગ આગળથી કાપી-છોલી નાંખવું.**17.**To hit upon or light upon suddenly:એકદમ લાગવું;નજરે-દૃષ્ટિએ પડવું;જણાવવું;ભાસવું.**18.**To borrow money of; to make a demand upon: -નું ઉછીનું લેવું;-નું દેવું કo;ની પાસે માગવું.As,he *struck* a friend for five dollars:તેણે પોતાના મિત્ર પાસે પાંચ ડોલર માગ્યા. **19.** To lade into a cooler,as a liquor:માં મુકવું.**20.**To stroke or pass lightly;to wave: અટકાડવું;અરાડવું;થાબડવું; લગાડવું. **21.**To advance;to cause to go forward: આગળ વધવું-જવું. *To* **s.** *a jury*:પંચોની તૈયાર કરેલી યાદીમાંથી કેટલાક નામો કાઢી નાંખી કોરટની આજ્ઞા મુજબ બીજું ખાસ પંચ નક્કી ઠરાવવું. *To* **s.***a lead*,(*a*)to find a vein of ore:કાચી ધાતુની સેર શોધી કાઢવી.(*b*) To find a way to fortune:નશીબભાગ્યનો રસ્તો ખોળી કાઢવો. *To* **s.***a ledger or an account*,to balance it:બાકી કાઢી હિસાબ નક્કી કo.*To* **s.** *hands with*,(*a*)to shake hands with:-ની સાથે હાથ સલામી કo. (*b*) To agree with;to make an agreement with:ની સાથે કરાર-શરત-બોલી કo.*To* **s.***off*,(*a*) to erase from an account;to deduct:કાઢી નાંખવું; બાદ-કમી કo;ઉડાડી દેવું;છેકી-ચેરી-ભૂંસી નાંખવું;છેકવું;છેકો દેવો.(*b*)To impress; to print:છાપવું; છાપી કાઢવું.(*c*)To separate by a blow or any sudden action:ઉડાડી દેવું;કાઢી નાંખવું; કાપી નાંખવું;એકદમ નોખુ-છૂટું કરી નાંખવું.*To* **s.***oil*,to find patroleum when boring for it:તેલને માટે ખોદતાં ખોદતાં તેલ હાથ લાગવું.*Fig.*to make a lucky hit financially: પૈસા સંબંધી સારો ઘાટ હાથ આવવો. *To* **s.***one luck*, to shake hands with one & wish him good luck: -ની સાથે હાથ મેલાવી તેની ફતેહમંદી ઈચ્છવી-ભાગ્યશાળી નિવડો એમ કહેવું. *To strike out*, (*a* ) to produce by collision; to force out:ઠોકીને સામાઅથડાવીને કાઢવું;પાડવું.(*b*)To blot out;to erase;to efface: કાઢી નાખવું;ભુસી નાંખવું;છેકી નાંખવું;-પર છેકો-ચેરો મુકવો;છેકવું.(*c*)To devise; to invent;to contrive:યોજવું;ધારવું;ઉઠાવવું;નવું ચલાવવું;શોધી-ખોળી કાઢવું;ઉપજાવવું;કાઢવું.(*d*)(*Baseball.*) To cause a player to strike out: પોતાના વારા વખતે દડો નહીં મારવાથી પાછું મોકલવું-ઠેકાણે બેસાડવું.*To* **s.** *sail*. See under sail.*To* **s.***up*,(*a*) to cause to sound:વગાડવું;વગાડવા માંડવું.(*b*)To begin to sing or play:ગાવા-વગાડવા માંડવું. (*c*) To raise(*as sheet metal*),in making dishes, pans, etc., by blows or pressure with a die:ઉઠાડવું;ઉપસાવવું.*To* **s.***work*,to quit work; to go on a strike:કામ છોડી દેવું;હડતાળ પાડવી;અણુંજો પાળવો.*vi.*1.To move;to advance;to proceed:આગળ વધવું-ખસવું-ચાલવું;-માં પેસવું-પ્રવેશ કo;ઘુસવું.2.To give blows:ઝપાટો-ઘામારવો;લગાવવું;ફટકાવવું.**3.** To hit;to collide:to clash:વાગવું; પછડાવું;અથડાવું;ઠોકાવું;-ની સાથે વાગવું;અફળાવું. **4.** To be struck; to sound:વાગવું;-નો અવાજ-સાદ થવો; વાજવું.**5.**To make an attack; to aim a blow: હુમલો-હલ્લો કo;-પર નિશાન તાકવું-માંડવું;પર નેમ-ચોટ રાખવી;તાકીને ઘા મારવો.6.To touch; to act by appulse:અડકવું. **7.**To run upon a rock or bank;to be stranded(*as a ship*):કિનારા-ખડકપર ચઢી જવું.**8.**To dart;to penetrate : ઝળહળવું;-માં વાગવું-પેસવું; -માં પ્રવેશ કo;સ્ફુરવું. **9.** To break forth;to commence suddenly(*as reputation*):એકદમ શરૂ કo;એકદમ શરૂઆત-પ્રારંભ થવો. **10.**To lower, as a flag:નિશાન-વાવટો નિચો ઉતારવો. **11.** To quit work in order to impel an increase,or prevent a reduction of wages:હડતાળ પાડવી;એકો કરી કામ ઉપર ન જવું;અણોજે પાળવો;બંધી કo.**12.** To become attached to something:-ને વળગેલા હોવું;-ને મ્હોટી રહેવું.**13.**To steal money:પૈસા-નાણાં ચોરવાં.*To* **s.** *at*, to aim a blow at:-ના ઉપર ઘા તાકવો;-પર નિશાન તાકવું-માંડવું. *To* **s.** *for*,to start suddenly on a course for:એકદમ ઉપડવું-નીકળવું. *To* **s.** *home*, to strike a blow which reaches its object:બરોબર ચોટ લગાડવી;બરોબર અનુસંધાન કo; ધારેલી અસર કo. *To* **s.** *in*, (*a*) to enter suddenly:એકદમ પેસવું-દાખલ થવું; પ્રવેશ કo; ઘુસવું. (*b*) To disappear from the surface (*as an eruptive disease*):શરીરમાં ઉતરી પડવું;જવું. (*c*) To interpose; to interrupt:વચ્ચે આવવું;આડે આવવું.(*d*)To join in after another has begun,as in singing:બીજાની સાથે ગાવા માંડવું.*To* **s.** *in with*,to conform to;to suit itself to: પ્રમાણે ચાલવું;અનુસરવું;-ને મળતા આવવું;-ને પગલે-ડગલે ચાલવું;જોડે ભળી-મળી જવું.*To* **s.***out*,(*a*) to start; to wander:ભમવું;ભટકવું;આડું જવું;ફંટાવું;રઝળવું;આડે માર્ગે જવું;અવળે રસ્તે જવું.(*b*)To strike with full force:હોય તેટલા જોરથી મારવું. (*c*)To be put out for not hitting the ball during one's turn at the bat:વારા વખતે દડાને ફટકો નહિ મા-

રવાથી દાવ જવો. *To* **s.**up,to commence to play:ગાવા-વગાડવા માંડવું-આરંભવું-શરૂ ક૦.*n.*1.The act of striking:મારવું-ઠોકવું તે;પ્રહાર.2.A strickle:કાપ;કાપણી.3.A bushel; four pecks: બુશલ;ચારપેક. 4. An old measure of four bushels:ચાર બુશલનું જાનું માપ. 5. Excellency of quality: ગુણની ઉત્તમતા; ઉત્કૃષ્ટતા; શ્રેષ્ઠતા. 6. The act of quitting work;an act by a body of workmen done as a means of enforcing compliance with demands made on their employer:કારીગરોની હડતાળ-બંધી.7.Blackmailing:ધમકીથી નાણું કઢાવવાં તે.

**Striking,**(સ્ટ્રાઈકિંગ્) *a.* Surprising; forcible; impressive; very noticeable:અચંબો પમાડે એવું;અસરકારક;તેજદાર;આશ્ચર્યજનક;ચમત્કારિક; ચમત્કારી;અદ્ભુત;હૃદયગ્રાહી; ચિત્તહારી;વિસ્મયાવહ;ચિત્તાકર્ષક.

**String,**(સ્ટ્રિંગ્)*n.* [L. *stringo*, I draw tight.] 1. A cord, larger than a rope:દોરો; દોરી; તંતુ; રજ્જુ; નાડુ.2.(*a*) A thread or cord on which a number of objects or parts are strung or arranged: દોરો;લડ;સેર.(*b*) A line or series of things arranged on thread; a succession;a concatenation;a chain:હાર;પરંપરા; શ્રેણી;માળા;આળ;લંગર;પંક્તિ;આવલીજાળ;સંદર્ભ;સંકળના.3.A strip,as of leather, by which the covers of a book are held together:ચામડાની પટી-પટો; બંધ.4.(*a*) The cord of a musical instrument:વાજીંત્રનો તાર-દોરી.(*b*) (*pl.*)The stringed instrument: તારવાળું વાજું.5.The line or cord of a bow:કામઠાની દોરી;પણછ; તાંત;ગુણ;મૌર્વી;જ્યા.6.A fiber,as of a plant:રેસો;તાંતણો.7. A nerve or tendon of an animal body: પ્રાણીના શરીરનો તંતુ.8.(*Ship-building.*) An inside range of ceiling planks:જડેલા પાટિયાંની અંદરની હાર.9. (*Bot.*) The tough fibrous substance that unites the valves of the pericarp of leguminous plants:છોડાં;છોતરાં;ફોતરાં; છાલ. 10.(*Billiards.*)The points made in a game:દાવમાં મેળવેલા દોકડા.*To have two* **s.**s *to one's bow*, to have a means or expedient in reserve in case the one employed fails:એક સાધન-યુક્તિ નિષ્ફળ જાય તો બીજું સાધન-યુક્તિ તૈયાર રાખવી. *vt.* 1. To furnish with strings:તારવાળું ક૦;-ને તાર બાંધવા-ચઢાવવા.2. To put in tune the strings of:-ના તાર-સૂર મેળવવા.3.To put on a string;to file(*as beads*): પરોવવું;સંદર્ભ-રચના ક૦.4.To make tense;to strengthen: તંગ-સખતતાટ ક૦;મજબુત ક૦;ખેંચવું.5.To deprive of strings:છોલવું; ફોલવું;-નાં છોતરાં-ફોતરાં કાઢી લેવાં.

**Stringed,**(સ્ટ્રિંગ્ડ્) *a.* 1. Having strings:તંતુ યુક્ત;તાર વિશિષ્ટ; તારવાળું (વાજીંત્ર.) 2. Produced by strings:તારથી ઉત્પન્ન થતું.

**Stringent,**(સ્ટ્રિંજંટ્) *a.* Binding strongly;rigid; severe; restrictive:બંધનકારક;સખ્ત;નિષ્ઠુર;કડક;ઉગ્ર.

**Stringy,**(સ્ટ્રિંગિ) *a.* 1. Fibrous; filamentous:તંતુમય;સૂત્રમય; રેસાવાળું.2.Ropy;viscid;gluey: જેના તાર-રેસા નીકળી શકે તેવું.

**Strip,**(સ્ટ્રિપ્)*vt.*1. To deprive; to bereave; to make destitute; to skin; to peel; to deprive of a covering: નિચોવી લેવું; વિનાના રહિત ક૦;છીનવી-ખુંચાવી લેવું;કાઢી લેવું; ઉતારવું;વિવસ્ત્ર-વસ્ત્રહીન ક૦;ઉતારી લેવું; ઉખેડી નાંખવું.*To* **s.**one *of his clothes*:કોઇનાં લુગડાં ઉતારી લેવાં.*To* **s.**a *tree of its bark*:ઝાડની છાલ ઉખાડી-ઉતારી લેવી.2.To divest of clothing;to uncover:નગ્ન-નાગું ક૦;કાઢવું;ખોલવું;ઉઘાડવું;-માંથી બહાર કાઢવું; વેગળું-નિરાળું-રહિત ક૦.3.(*Naut.*) To dismantle: ઉતારી લેવું; વિનાનું ક૦.4. (*Agric.*) To pare off the surface of,as land in strips:જમીન સરખી ક૦. 5. To deprive of all milk;to milk dry(*as a cow*): -નું બધું દુધ કાઢી-દોહી લેવું;નિચોવીને કાઢી લેવું.6.To pass;to get clear of;to outstrip:-ને વટાવીજવું-પાછળ મુકવું;-થી આગળ વધીજવું.7.To pull or tear off, as a covering; to wrest away:ફાડી લેવું;ઉતારવું;કાઢી નાંખવું; -માંથી ખસેડવું-દૂર ક૦. 8. (*Mach.*)To tear off the thread from a bolt or nut:ઇસ્ક્રુનો પેચ ઉતારવો. 9. To remove the metal coating from:-નું ધાતુનું પડ-ઢોળ ઉતારી લેવો.10.(*Carding.*)To remove fiber,flock, or lint from: -ના રેસા-રુંઆ લઇલેવા-કાઢી નાંખવા. 11.To remove the midrib from tobacco leaves:તમાકુના પાંદડાંના રેસા કાઢી નાંખવા.*vi.*1.To undress: નગ્ન-નાગું ક૦;હીન-રહિત ક૦; ઉતારી લેવું;કાઢી નાંખવું.2.(*Mach.*)To fail in the thread:પેચ ન બેસવો-ઢીલો પડવો.*n.*1.A narrow piece,or one comparatively long:કકડો;ચીંદરડી; પટો;પટી 2.A trough for washing ore:કાચી ધાતુ ધોવાનું કુંડું.3. The issuing of a projectile from a rifled gun:ભરેલી તોપમાંથી દારૂગોળાનું ફોડયા વગર છૂટવું તે.

**Stripe,**(સ્ટ્રાઇપ્)*n.*1.A line,or long narrow division of anything of a different color or structure from the ground:જમીનથી જાદા રંગ-આકારનો પટો;પટી;રેખા.2.(*Weaving.*) A pattern produced by arranging the warp threads in sets of alternating colors:અટાપટાદાર નમુનો.3. A strip, or long, narrow piece attached to something of a different color:કશાને જાદા રંગની ચોટેલી ચીંદરડી-પટી;કોર; રીત;કિનારી;મગજી. 4.A stroke, or blow made with a whip,rod,etc.: (ચાબુક,સોટી વિ૰નો)ઝપાટો;ફટકો;સાટકો.5.A long narrow discoloration of the skin made by the blow of a lash,rod,or the like: સોળ;સળ.6.(*a*)Color indicating a party or faction:પક્ષ દર્શાવનારો રંગ.(*b*)Distinguishing characteristic;sign;likeness;sort:લક્ષણ;ચિન્હ;વળ;રૂપ;જાત;પ્રકાર.7.*pl.* (*Mil.*) The chevron on the coat of non-commissoned officer:બીન સનંદી અમલદારના કોટ ઉપરનું નિશાન.*vt.*1. To variegate with stripes:જાદા જાદા રંગનાં થીંગડાં ચોડવાં; અટાપટાદાર ક૦;-ઉપર પટા પાડવા-ક૦.2. To strike;to lash(R.):ચાબુક વિગેરેથી મારવું-ફટકારવું.

**Striped,**(સ્ટ્રાઇપ્ટ્)*a.*Having stripes of different colors;streaked: પટાપટી-ચપટા પટાવાળું;અટાપટાદાર.

**Stripling,**(સ્ટ્રિપ્લિંગ્)*n.* A youth in the state of a adolescence;a lad:છોકરો;બાળક;કુંવર;શિશુ;અર્ભક; જાુવાનીયો;પોરિયો;પોટ્રો.

**Stripping,** (સ્ટ્રિપિંગ્)*n.* 1. The act of one who strips:ખુંચવી-ઉતારી લેવું તે.2. *pl.* The last milk

drawn from a cow at a milking: ગાયને દોહતી વખતે કાઢેલું છેલ્લી વખતનું દુધ.

**Strive,**(સ્ટ્રાઈવ્ )*vi.*1.To make efforts;to use exertions; to labor hard:યત્ન-કોશીશ ક૦;ઘણી-ભારે મહેનત ક૦;કોશીશ ક૦;માથાકૂટ ક૦;ઉદ્યોગ-પ્રયત્ન-પ્રયાસ-આયાસ ક૦;શ્રમ ક૦; અગાધ બળ વાપરવું;ભગીરથ પ્રયત્ન ક૦; જોર મારવું.2.To struggle in opposition;to contend;to contest:લડવું;સામું થવું;ઝઘડો-વિરોધ ક૦.3.To vie;to compete;to be rival: હોંસાતોંસી ક૦;હરીફાઈ ક૦;બરોબરી-સ્પર્ધા ક૦.*n.*1.An effort:યત્ન;કોશીશ; પ્રયત્ન. 2.Strife; contention:કજીઓ-ટંટો;લઢાઈ;ઝઘડો;કલહ;વિરોધ.

**Stroke,**(સ્ટ્રોક્ )*n.*1.A blow; a hit; a knock;*esp.*, a violent or hostile attack:ઝપાટો;ઘા;ઠોક;ફટકો;ઝટકો;ચોટ;શત્રુનો ઘા;ભારે હુમલો;પ્રહાર; તાડન.2.Injury or affliction;soreness:દુઃખ;સંકટ; પીડા; ઘા. 3. The striking of the clock to tell the hour: ઘડિયાળનો રણકો-અવાજ-ટકોરો.4.A gentle, caressing touch or movement upon something; a stroking:ધીમેથી સ્પર્શ ક૦-અડકવું તે;છાપ;થાપડ; ઠોક. 5. A mark or dash in writing or printing; a line:છેકો;ચેરો; લીટો. 6. An addition or amendment to a written composition;a touch:લખાણમાં કાંઇ ઉમેરવું-સુધારવું તે;છેવટનો હાથ. 7. A sudden attack of disease; a fatal attack;a severe disaster; any sudden affliction or calamity:ઝપાટો;સપાટો; હુમલો; ગજબ; ચોટ;ઠોકર;ઘા;ધક્કો; ચેકો;છક્કડ;ઠેસ;ફટકો.8.A throb or beat,as of the heart:હૈયાનો ધબકારો-ધબક.9.One of a series of beats or movements against a resisting medicine:ઝપાટો;સપાટો.(*Rowing.*) (*a*) The rate of succession of stroke:હલેસાંનો ઉતાવળો માર;ઝપાટો.(*b*)The oar nearest the stern of a boat, by which the other oars are guided:જેના આધારેબીજાં હલેસાં ચલાવવામાં આવે છે એવું વહાણના પાછલા ભાગની પાસેનું હલેસું.(*c*) The rower who pulls the stroke oar; the strokesman:એવું હલેસું ચલાવનાર ખલાસી.10. A powerful or sudden effort by which something is done,produced, or accomplished:એકદમ કરેલો-જુસ્સા ભરેલો યત્ન;હાથ;હાથકસબ;હથોટી;ખેલ; દાવ;કુસ્તાદી;છાપ.11.(*Mach.*) (*a*) The movement,in either direction of the piston plunger:ફેરો; ધક્કો;ઠેસ.(*b*)The entire distance passed through:અંતર;ટપ્પો. 12. Power;influence: શક્તિ;બળ;જોર; સત્તા.13. Appetite:રૂચિ;ક્ષુધા;ભુખ. *To keep* **s.**, to make strokes in unison:પ્રમાણે ચલાવવું.*vt.*[*imp.*& *p.p.*Stroked.]1.To strike:મારવું;ફટકારવું. 2.To rub gently in one direction;to caress;to soothe: પંપાળવું;હાથ ફેરવવો;થાબડવું;વ્હાલ ક૦.3. To make smooth by rubbing:ઘસીને લીસુ-સાફ ક૦.4.(*Masonry.*) To give a finely fluted surface to:મઠારવું;ઓપવું.5. To row the stroke oar of:પહેલા હલેસા ઉપર બેસવું-ચલાવવું.

**Stroll,** (સ્ટ્રોલ ) *vi.*To wander on foot;to ramble idly or leisurely;to rove:રઝળવું;રખડવું; ભટકવું; સહેલ ક૦;ભ્રમણ ક૦;રમતા ફરવું.*n.*A wandering on foot;a ramble:રપેટી;ભ્રમણ;સહેલ;રખડપટ્ટી; વિહરણ; વિહાર;પરિભ્રમણ;પરિક્રમણ.

**Stromatic,**(સ્ટ્રોમૅટિક્ )*a.*Miscellaneous; composed of different kinds:પરચુરણ;પંચતોલ;મિશ્ર;જુદી-જુદી જાતનું બનેલું.

**Strong** ( સ્ટ્રૉન્ગ ) *a.* [AS.*strang.*] 1.Having the power of exerting great bodily force;vigorous:જબરૂં;બળકટ;પહેલવાન;બળવંત;બળિષ્ઠ;મજબૂત;બળવાળું-વાન;જોરાવર.2.Firm hale;sound; robust: દૃઢ; તંદુરસ્ત; મજબૂત;સંગીન; સમર્થ; જબરદસ્ત.3. Solid;tough(*as a beam*):મજબૂત; લઠ્ઠ;નક્કર;દૃઢ;જબરૂં;જોરાવર. 4.Powerful (*as in army or fleet*):શક્તિવાન;બળવાન-વાળું;જબર;પરાક્રમી;પ્રતાપી. 5. Having great wealth, means or resources,(*as,a company of merchants*):ઘણી દોલત-સાધનવાળું;જબરૂં;સમૃદ્ધ.6.Reaching a certain degree or limit in respect to strength or numbers: અમુક સંખ્યાના બળવાળું. 7. Violent;forcible;impetuous(*as current of water,etc.*):ભારે;પ્રચંડ;ઘણા જોસવાળું;જબરૂં;ઉગ્ર.8.Adapted to make a deep impression on the mind;cogent (*as an argument*): અસરકારક;વજનદાર;સબળ; મજબૂત;સંગીન;જોસદાર.9. Ardent; eager;zealous (*as,a partisan*): આતુર;દૃઢ;ખરાદિલનું;ચુસ્ત;ઝનુની;હડહડતું.10.Having virtues of great efficacy:કસદાર;ઘણું અસરકારક;કડક;ગુણકારી;જલદ;ગુણવાન;ગુણકારક;તેજસ્વી;કેફી;માદક.11.Full of spirit; intoxicating:ઘણી કેફવાળું;માદક;કેફી;કડદાર.12.Affecting any sense powerfully:કોઈપણ ઇંદ્રીને ઘણું અસર કરતું;કરડું; જલદ;ધમધમાટવાળું. 13.Solid;nourishing (*as,meat*): ઘણું પુષ્ટિકારક;ભારે. 14.Well established;firm(*as, custom, belief etc.*):સ્થાપિત;પ્રબળ;જબરૂં.15.Vehement;earnest;ardent:આતુર; હોંશીલું;ઉગ્ર;પ્રચંડ.16.Having great force,vigor, power,or the like, as the mind, intellect, or any faculty:ઘણા બળ-શક્તિવાળું;તીવ્ર;તીક્ષ્ણ. 17. Vigorous;effective;forcible:બળવાન;અસરકારક;બળિષ્ટ.18. (*Stock Exchange.*) Tending to higher prices; rising: મોટી-ભારે કિંમતનું;ચઢતું.19.(*Gram.*)(*a*)Pertaining to,or designating,a verb which forms its preterit(*imperfect.*),by a variation in the root vowel, and the past participle by the addition of *en*:જેનો ભૂતકાળ નિયમિત રૂપના લાગવાથી નહિ પણ જુદી રીતે થતું હોય એવું.

**Strong-hold,**(સ્ટ્રૉન્ગ-હોલ્ડ્ ) *n.* A fastness;a fortified place;a place of security:ગઢ;કિલ્લો;દુર્ગ;કોટ.

**Strongly,** ( સ્ટ્રૉન્ગ્લિ) *adv.* In a strong manner;powerfully;firmly;vehemently:બળ-મજબૂતીથી;ઘણાજ જોર-જોસ હોંસ-દૃઢતા-આતુરતાથી.

**Strong-minded,**(સ્ટ્રૉન્ગ-માઇન્ડેડ્ ) *a.*Having a vigorous mind:મજબૂત-દૃઢમનનું;સ્થિરમનનું;ધીર;મર્દ.

**Strong-water,** (સ્ટ્રૉન્ગ-વૉટર્ )*n.* Ardent spirits;intoxicating liquor:કડક-જલદ દારૂ.

**Strop,** (સ્ટ્રૉપ્ )*n.* A strap: ટપટપી; ટાપટીપિયું. *vt.* To draw over, or rub upon,a strop with a view to sharpen:ટપટપિયા ઉપર ઘસીને ધાર ચઢાવવી.*n.*A piece or rope spliced into a circular wreath,and put round a block for it:ગાળો; ફાંસો.

**Structure,**(સ્ટ્રક્ટ્ચર )*n.*[L.*struo*,I

ઓચ્છું દાતણ જે કરે, મન ભાવ્યું જે ખાય; દુધે વાળું જે કરે, તે ઘેર વૈદ ન જાય.

pile up.]1.Construction: બાંધવું તે;બાંધણી;સંસ્થાન. 2. Manner of building; make;form: બાંધવાની રીત;ઘાટ;બંધારણ;આકાર;રૂપ; રચના; બાંધો.3.Agreement of organs or of constituent particles; in a substance or body:રચના;વ્યવસ્થા. 4.(*Biol.*) Manner of organization:રચના;નિર્માણ; વિધાન.5.That which is built;a building:ઈમારત;ઈમલો;મકાન;મંદિર;ભવન.

**Struggle**(સ્ટ્રગલ્ )*vi.* 1. To strive, or to make efforts,with a twisting,or with contortions of the body:તરફડીઆં મારવાં. 2. To use great efforts;to contend forcibly: અતિશય પ્રયત્ન-મહેનત કo;ધમપછાડા કo;અપતીયાં કo;ઘણું બળ કo;ફાંફાં મારવાં;સખ્ત રીતે લડવું.3.To labor in pain or anguish;to be in agony: તરફડવું.*n.*1.A violent effort with contortions of the body: તરફડાટ; તરફડીઆં.2.Great labour: માથાકુટ;પ્રયાસ;પ્રયત્ન;અતિયત્ન;વિચેષ્ટા. 3. Contest;contention;strife:લડાઈ; કજીઆ;વઢવાડ;કલહ;યુદ્ધ;વિવાદ;દ્વંદ્વ.

**Struggler**,(સ્ટ્રગલર) *n.* One who struggles: તરફડીઆં મારનાર; કજીઆ લડાઈ કરનાર.

**Strumpet**,(સ્ટ્રમ્પેટ્) *n.* [L. *stuprum*,debauchery.]A prostitute; a harlot:કિસબણ;રંડી;વેશ્યા; પાતર; રંડા;માલજાદી.*a.*Of or pertaining to a strumpet:કિસબણ-રંડી-પાતર સંબંધી-વિષે-નું.*vt.*1. To debauch : જારકર્મ કo;છિનાળું કo;પાતરવેડા કo. 2.To dishonor with the reputation of being a strumpet:છિનાળ-વેશ્યા-પાતર છે એવું કહી બેઆબરૂ કo.3.To slander: -ની બદબોઈ-નિંદા કo;-નું ભૂડું બોલવું.

**Strut**,(સ્ટ્રટ્ )*vi.*1.To swell;to bulge out:ઉભરાવું;ઉપસવું; ફુલવું. 2. To walk with a lofty, proud gait, and erect head: ઠસ્સામાં-ઠમકાથી ચાલવું;નખરાં કo.*n.*1.A pompous step or walk: ઠસ્સો;ઠમકો; નખરાં; ઉદ્ધતગતિ; આડંબર ભરેલી ચાલ. 2. (*Engin.*)A brace subjected to compressive stress: ચાંપ; દબાણ. *vt.*To hold apart:જુદું રાખવું;નોખું-નિરાળું-ઇલાયદું-અલગ રાખવું.

**Strychnine**(સ્ટ્રિક્નાઇન્)*n.*(*Chem.*) A very poisonous alkaloid resembling brucine:ઝેરકચોલાનું સત્વ.

**Stub**,(સ્ટબ્ )*n.* [AS.*stub.*] 1. The stump of a tree:ઝાડનું મૂળ-રાડું;થડ; ખાંપો;ઠુંઠું;ઠોલસું.2.A log;a block: લાકડાનો કકડો-ગચ્ચું. 3. The short blunt part of anything:કોઇ પણ ચીજનો ટુંકો,બુઠ્ઠો ભાગ;ઠુંઠો. *As,the* **s.** *of a pencil*:સીસાપેનનો ટુંકો-બુઠ્ઠો ભાગ. 4. The part of a leaf left in a check book,after a check is torn out: અડધિયું;હુંડી ફાડી લીધા પછી રહેલો ભાગ.5.A pen with a short,blunt nib:ટુંકી બુઠ્ઠી જીભવાળી કલમ.6.A stub nail:બુઠ્ઠો ખીલો. *vt.*1.To grub up by the roots;to extirpate:-નાં મૂળ ઉખેડી નાંખવાં-નું નિકંદન કાઢવું.2.To remove stubs from:-માંથી મૂળ-મૂળિયાં કાઢી નાંખવાં-દૂર કo.3.To strike, as the toes, against a stub,stone,or other fixed object:ઠેસ મારવી;પગે ચઢાવવું.

**Stubble**, ( સ્ટબલ્ ) *n.* [L.*stipula*, stubble.]The stumps of wheat, rye,barley,oats, or buck wheat left in the ground:અનાજ વિનાના ભોંય ઉપર રહેલા કરછા-ખૂપા-રાડાં-ઠુંઠાં.

**Stubborn**,(સ્ટબ્બૉર્ન )*a.* [AS.*styb*, a stub.] Stiff; unbending; unyielding; persistent;not yielding to reason;refractory; harsh; obstinate;head-strong:અક્કડ;વળે નહિ-એવું; મમતી;હઠીલું; જીદ્દી; જક્કી; આગ્રહી;આડું;દુરાગ્રહી;અડીયલ.

**Stubbornness**,( સ્ટબ્બૉર્ન્નેસ્ ) *n.* The state of being stubborn : હુજ્જત;હઠ;મમત;આગ્રહ;જીદ્દ;હઠ;જક; દુરાગ્રહ;આડાઈ.

**Stubby**,( સ્ટબિ )*a.*1. Abounding with stubs:ઠુંઠાં રાડાં-કરછાંવાળું.2. Short and strong:ઠુંઠું ને મજબૂત.

**Stucco**,(સ્ટક્કો)*n.pl.* **Stuccoes**.[A. S.*stycce*.]1.Plaster of any kind used as a coating for walls:ઝીણો સાગોળ; ચુનાનો ગીલાવો. 2. Work made of stucco;stuccowork: ઝીણા સાગોળથી કરેલું કામ-નકશી. *vt.* To overlay or decorate with stucco:ઝીણા સાગોળનો લેપ કo.

**Stuck-up**, (સ્ટક્-અપ્ ) *a.* Self-important and supercilious ; conceited;vain;arrogant: અહંકારી: અભિમાની;મગરૂબ;ગર્વિષ્ટ;અક્કડ.

**Stud**,(સ્ટડ્ )*n.*[AS.*stod*.]A collection of breeding horses and mares or the place where they are kept:ઘોડા અને ઘોડીઓ અથવા તેમને રાખવાની જગ્યા; અશ્વશાલા.*n.* [A S.*studu*,a post.]1.A stem;a trunk:થડ;થડિયું. 2. (*Arch.*) An upright scantling:ખીલો;મેખ. 3. An ornamental knob;a boss:શોભાયમાન ખીલી;ગુલમેખ.4.An ornamental button of various forms: હાથનું-ગળાના કોલરનું બોરીયું; બટન. 5.(*Mach.*)(*a*)A short rod or pin: ટુંકો સળીઓ-ટાંકણી.*vt.*1.To adorn with shining studs or knobs: શોભીતા કોળાવાળા ખીલાથી શણગારવું-દીપાવવું.2.To set with detached ornaments or prominent objects; to set thickly,as with studs:(કોબા જેવી વસ્તુ)-થી ભરી-ઢાંકી દેવું; ખચે જડી દેવું;જડિત કo.

**Student**,(સ્ટયૂડેન્ટ્ )*n.*[L.*studeo*, I study.]1. A person engaged in study;a learner;a pupil;a scholar:શિખનાર;ભણનાર;અભ્યાસી;વિદ્યાર્થિ;શિષ્ય;અધ્યેતા. *A religious* **s.**: બ્રહ્મચારી;વ્રતી.2.One who studies and examines in any way:કોઈપણ રીતે ભણીને તપાસ કરનાર;ભણનાર; અભ્યાસ કરનાર;અભ્યાસી.

**Studied**,(સ્ટડિડ્ )*a.*1. Closely examined ; made the subject of study;well considered:તૈયાર કરેલું;અભ્યાસિત;અધીત;પૂર્વ પરિચિત. 2. Well versed in any branch of learning;learned:નિપુણ;કુશળ;પ્રવિણ;સાક્ષર. 3.Premeditated;designed : આગળથી ધારીને-જાણીબુઝીને કરેલું;પૂર્વસંકલ્પિત;પૂર્વરચિત;પૂર્વકલ્પિત. *As,a* **s.** *insult*: આગળથી ધારીને કરેલું અપમાન.4.Intent;inclined: -નું વલણ હોય તેવું;વલણવાળું.

**Studio**,(સ્ટયૂડિઑ) *n.pl.* **Studios**. The working room of an artist: કિસબી કારીગરની દુકાન.

**Studious**,(સ્ટયૂડિઅસ્ )*a.*1. Given to study:ઉદ્યોગી;વિદ્યાભ્યાસી;અધ્યયનપરાયણ-આસક્ત;અધ્યયનશીલ;અભ્યાસી;જીજ્ઞાસુ;વિદ્યાપરાયણ;વિદ્યાવ્યસની;અધ્યયનાભિમુખ. 2. Contemplative:વિચારવંત-શીલ; ધ્યાની. 3. Attentive;diligent; observant: ઉદ્યોગી;ખંતીલું;તત્પર; તૈયાર; ઉદ્યમી; વ્યવસાયી;આસક્ત;સંસક્ત; કાળજીવાળું;ઉત્સુક. *Man of* **s.** *habits*:વ્યવસાયશીલ માણસ.4.Planned with study; deliberate: જાણી જોઇને-બુઝીને-પાકા વિચારથી કરેલું;વિચારસિ-

ક;પૂર્વ સંકલ્પિત-કલ્પિત;વિચાર પૂર્વક;સવિચાર.5.Favorable to study: વિદ્યાભ્યાસને લાયક-અનુસરતું-અનુકૂળ.

**Study,**(સ્ટડિ) *n.pl.* **Studies.** [L. *studeo*,I study.] 1.A setting of the mind or thoughts upon a subject;application of mind to books,arts or science:વિદ્યાભ્યાસ; અભ્યાસ;અધ્યયન;પઠન;શિક્ષણ;વ્યાસંગ;શિક્ષા;વિદ્યાનું પાલન. 2. Mental occupation;meditation;contemplation:વિચાર;ચિંતન;ધ્યાન;લક્ષ;કલ્પના;મનન.3.Any particular branch of learning that is studied: અભ્યાસ-ભણતર-અધ્યયનનો વિષય;પાઠ; અભ્યાસક્રમ;અધ્યયન;અભ્યાસ.4.An apartment devoted to study or to literary work:અભ્યાસ કરવાની ઓરડી-કોટડી;અધ્યયનગૃહ;જ્ઞાનમઠ;અધ્યયનાગાર.5.(*Fine arts.*)A representation of any object or scene intended, not for exhibition as an original work of art,but for the information,instruction or arrangement of the maker: કારીગરીના મૂળ નમુના તરીકે નહિ પણ કરનારની વ્યવસ્થા શિક્ષણ કે સૂચના માટે કરેલું કોઇ દેખાવ કે વસ્તુનું ચિત્ર. 6. (*Mus.*) A piece for special practice: ખાસ મહાવરા માટે તૈયાર કરેલું ગાયન.*vi.*1.To fix the mind closely upon a subject;to muse; to ponder:તર્ક-મનન-વિચાર કo;મનમાં ઘોળવું;-ધ્યાનમાં લેવું.2.To apply the mind to books or learning:ભણવું;શિખવું; અભ્યાસ કo; અધ્યયન કo.3. To endeavour diligently;to be zealous: ધારીને કo; ઉદ્યોગ કo; તત્પર થઇને પ્રયત્ન કo: ઉત્સુક રહેવું.*vt.*1.To apply the mind to:શિખવું;ભણવું;-નું અધ્યયન કo;-નો અભ્યાસ કo.2.To consider attentively; to examine closely: -નું ચિંતન-મનન કo;બારીકાઈથી તપાસવું;-નું અવલોકન કo; -નો સંપૂર્ણ રીતે વિચાર કo.3.To form or arrange by previous thought:આગળથીવિચાર કરીને-ધારીને ગોઠવી મુકવું; મોઢે કo;-ની યોજના-રચના પ્રથમથી તૈયાર કરી રાખવી.4.To make an object of study; to aim at sedulously; to devote one's thoughts to:ચ્હાવું;ઈચ્છવું;-પર નજર રાખવી;-નો અભ્યાસ કo;ચિંતવું;-નો વિચાર રાખવો;પાછળ મંડવું.*As,to* **s.***the welfare of others*:બીજાનું હિત ચ્હાવું.

**Stuff,**(સ્ટફ્ ) *n.*1.Material which is to be worked up in any process of manufacture: કાચો માલ; ઉપાદાન;દ્રવ્ય;વસ્તુ;પરિણામી દ્રવ્ય;સામાન;પ્રકૃતિ;પદાર્થ.2.The fundamental material of which anything is made;essence:અંશ; સત્વ; દમ; હીર;ત્રેવડ;પાણી; માલ. 3. Woven material not made into garments;fabric of any kind:લુગડું; કાપડ;વસ્ત્ર;પટ;વસન.4. Furniture; goods:સરસામાન;માલ;સરંજામ; રાચરચીલું;ગૃહ સામગ્રી;વાસણકુસણ;ખટલો; માલમતા. 5. A medecine or mixture;a potion: ઓસડ;દવા. 6. (*a*)Refuse or worthless matter: કચરો;કુચા;ફાસફુસ;અટરપટર;પુંજો.(*b*) Nonsense;trash: મૂર્ખવાદ; અનર્થક પ્રલાપ;લવારો;બકવા.7. (*Naut.*) A melted mass of turpentine,tallow,etc.:ચરબી ટરપેનટાઈન વિગેરે ભેળવીને વહાણને તળીએ ચોપડવાનો કરેલો કેલ. 8. Paper stock ground ready for use:કાગળ બનાવવાને તૈયાર કરેલો ભૂકો.*vt.*1.To fill by crowding something into:ઠાંસીને-ઠાળીને-ભચડીને ભરવું;ખીચોખીચ ભરવું.2. To press;to pack:દાબવું;ભરવું;ઠાંસવું.3.To fill by being pressed or packed into: દબાવાથી-ચંપાવાથી ભરવું.4.(*Cookery.*)To fill with a seasoning composition of bread, meat,condiments,etc.:-માં મરીમસાલો સારી પેઠે ભરવો-દેવો.5.To obstruct as any of the organs:બંધ થઇ જવું;ભરાઇ જવું;-નો વ્યાપાર મંદબંધ પડી જવો. *I am* **s.***d, cousin,* I can not smell: ભાઇ મારૂં નાક બંધાઈ ગયુંછે;મને વાસ આવતી નથી. 6. To fill the skin of, for the purpose of preserving as a specimen:-ના ખોળિયા-ચામડીમાં મસાલો ભરવો. 7. To form or fashion by packing with the necessary material:જોઇતો સામાન-દ્રવ્ય ભરીને અમુક કદ-આકાર કo-બનાવવો.8. To crowd with facts; to cram the mind of: મન-મગજ ખીચોખીચ ભરી દેવું;-માં ખોટી વાતો ભરી દેવી.9. To put fraudulent votes into(*a ballot box*):જુઠા-ખોટા મત નાંખવા.*vi.* To feed gluttonously;to cram: અકરાંતીઉં ખાવું;ગળા સુધી ભરીને ખાવું.

**Stuffing,**(સ્ટફિંગ્ ) *n.*1.That which is used for filling anything:(માંહે)ભરવાની વસ્તુ;પૂરણ;ભરણ.2.(*Cookery.*)Any seasoning preparation used to stuff meat:મશાલો;પૂરણ; બાખર. 3. A mixture of oil and dressing leather: ચામડું સુંવાળું અને સાફ કરવાને માટે કરેલું તેલ અને ચરબીનું મિશ્રણ.

**Stultify,**(સ્ટલ્ટિફાઈ ) *vt.*[L.*stultus*, foolish & *facio*, I make.] 1. To make foolish;to make a fool of: -ને બેવકૂફ બનાવવો;બેવકૂફ જણાય તેમ કo;-ને મૂર્ખ બનાવવો;નીમૂર્ખાઇ બતાવવી. 2.To regard as a fool (R.): મૂર્ખ-બેવકૂફ તરીકે ગણવું-માનવું. 3. (*Law.*)To allege or prove to be of unsound mind: દિવાનું-ગાંડું સાબિત કo-કરી આપવું;-નું ભેજું ખસેલું છે એમ જણાવવું-અગર સાબિત ક.

**Stumble,**(સ્ટમ્બલ્ ) *vi.*1.To trip in walking or in moving in any way with the legs; to stagger because of a false step:ઠોકર-ઠેસ ખાવી;લથડવું;સ્ખલિત થવું; લડથડિયું આવવું;ગોથું ખાવું.2.To walk in an unsteady or clumsy manner:લથડતા ચાલવું; ડોલતાં ડોલતાં ચાલવું. 3.To fall into a crime or in an error;to err:ભૂલ-ચૂકમાં પડવું;પાપી થવું;પાપમાં પડવું;ભૂલવું;ગોથું ખાવું; થાપ ખાઇ જવી;સ્ખલનમાં પડવું.4.To fall or light by chance(with *on*, *upon*,or *against*.):-ને અકસ્માત-અણધાર્યું મળવું-જડવું-ભેટવું.*vt.*1.To cause to stumble or trip:લથડાવવું;ગોથું-ઠોકર ખવડાવવી;ને ઠોકર-ઠેસે ચઢાવવું.2.(*Fig.*) To mislead; to confound;to perplex: ગભરાવવું; ગભરામણમાં-અમૂઝણમાં નાંખવું;ગુંચવવું;-નું ચિત્ત વૈકલ્ય કo;ભૂલવવું;ચૂકવવું;ગોથું ખવરાવવું.*n.*1. A trip in walking or runing:ચાલવામાં-દોડવામાં ઠોકર-ગોથું ખાવું તે;ઠોકર;ઠેસ; ગોથું.2. A blunder; a failure; a fall from rectitude:ભૂલ;ચૂક; સ્ખલન;છક્કડ;ગોથું;થાપ;ઠોકર.

**Stumbling-block stone,** ( સ્ટમ્બ્લિન્ગ્-બ્લૉક્-સ્ટોન ) *n.*Any cause of stumbling,perplexity or error:ગોથું ખવડાવનાર-ખાવાનું કારણ; સ્ખલન વિષય;ભ્રાંતિવિષય.

**Stump,**(સ્ટમ્પ્ ) *n.*1.The stub:ઝાડનું રહેલું થડ-કરઢો-ઠુંઠું-સાંઠો-રાડું;ખાંપો. 2.The part of a limb remaining after a part is destroyed;a stub:

ઠુંઠું.3.*pl*.The legs:પગ;પાય.As,*to stir one's* **s**.*s*.પોતાના પગ ખસેડવા.4.(*Cricket.*)One of the three pointed rods stuck in the ground to form a wicket and support the bails:ક્રિકેટની રમતમાં જમીનમાં ઘાલેલી લાકડી-સળીઓ. 5. A short, thick roll of leather or paper: કાગળ અગર ચામડાનો ટુંકો-જાડો કુચો. 6.A pin or projection in a lock to form a guide for a movable piece;a fence:અટકણ;ચાંપ.*Leg* **s**., the stump nearest to the batsman:બેટવાળાની પાસેની લાકડી-સળીઓ. *To engage on the* **s**.,or *To take the* **s**.,to engage in making public addresses for electioneering purposes:ચૂટણી માટે લોકોને ભાષણો આપવામાં ગુંથાવું-કામે લાગવું.*vt*.1. To cut off a part of; to reduce to a stump:ઠુંઠું ક૦; બુંઠું ક૦;કરછા-રાડાં-સાંઠા રહે તેમ કાપી નાંખવું. 2. To strike, as the toes, against a stone or something fixed;to stub: પાડી નાંખવું; ઠોળી પાડવું;ઠેસ મારવી;પગે ચઢાવવું.3. (*a*) To challenge: બોલાવવું; આવી જા એમ કહેવું;લડવા-સામા આવવા આમંત્રણ ક૦. (*b*) To nonplus: ગભરાટગુંચવણ-ગુંચવારા-અમુઝણમાં નાંખવું. 4. To travel over, delivering speeches for electioneering purposes:પોતાને લોક પસંદ કરીને સભાસદ ઠરાવે એવી આશાથી ભાષણો કરતા ફરવું.5.(*Cricket.*)(*a*) To put (*a batsman*)out of play by knocking off the bail : લાકડીઓ પરની બાકડી-ચકલીઓ પાડી નાંખીને બેટવાળાનો દાવ લઇ લેવો.*To* **s**.*it*, (*a*) to go afoot;hence;to run away;to escape:નાશી જવું;સટકી જવું; પલાયન કરી જવું. (*b*) To make electioneering speeches: પોતાને પસંદ કરે એવા હેતુથી ભાષણો ક૦.*vi*.To walk clumsily,as if on stumps: ધબધબ હીંડવું-ચાલવું.

**Stumpy,** ( સ્ટમ્પિ ) *a*. 1. Hard; strong: કઠણ : મજબૂત; જબરૂં. 2. Short and thick: ટુંકુ અને જાડું; ધીંગું;ડફ્ફલ;ઢબ્બલ.

**Stun,** (સ્ટન્) *vt*.[AS.*stunian*, to resound.]1. To make senseless or dizzy by violence: બેભાન-બેહોસ-અચેત-બેશુદ્ધ ક૦;-ને બ્હેરૂં ઠુંઠ બનાવી દેવું;બ્હેર મારીજાય એમ ક૦.2. To overpower one's sense of hearing:બહેરૂં ક૦;કાનના પડદા ફોડી નાંખવા.3.To astonish;to overpower:બેબાકળું કરવું;અચંબો પમાડવો;છક્ક કરી નાંખવું;ચકિત કરી દેવું; -થી છક્ક થઇ જવું.*n*.The condition of being stunned : બેભાન-બેશુદ્ધ થવું તે;બેભાન;બેહોશી;અચેતન.

**Stung,**(સ્ટન્ગ્)*imp.& p.p.*of *sting*: ડંખ માર્યો-મારેલો-લું.

**Stunt,**(સ્ટન્ટ્) *vt*. To hinder from growing to the natural size;to stint;to dwarf:મ્હોટું થવા ન દેવું; વધવા ન દેવું;વૃદ્ધિ પામતા અટકાવવું;-થી ઠીંગરાઇ-હીમાઈ જવું.*n*.1.A check in growth;a stunted animal or thing: વધવા ન દેવું તે;ઠીંગણું હાટ; હીમાઈ-ઠીંગરાઇ ગયેલું પ્રાણી-પદાર્થ;ઠીંગણું-વામનજી.Specifically:a whale two years old, which, having been weaned,is lean,and yields but little blubber:બે વર્ષની વ્હેલ માછલી.

**Stunted,**(સ્ટન્ટેડ્ )*a*.Dwarfed:ઠીંગરાઇ ગયેલું;ઠીંગણું; પુરેપુરૂં નહિ વધેલું;હિમાઇ ગયેલું;ગટ્ટી રહી ગયલું.

**Stupe,**(સ્ટયૂપ્ )*n*.[L.*stuppa*,tow.] (*Med.*) Cloth or flax dipped in warm water or medicaments and applied to a hurt or sore:દવા કે પાણીમાં બોળીને ઘા અગર સોજા ઉપર મુકેલું કપડું-શણ.*vt*.To foment with a stupe:હુંગડું પાણીમાં બોળીને શેક ક૦.*n*.(*See stupid.*) A stupid person:મૂર્ખ-બેવકુફ માણસ;જડરો.

**Stupefaction,** ( સ્ટયૂપિફેક્શન્ ) *n*. The act of stupefying or the state of being stupefied:બેભાન-બેશુદ્ધ ક૦ તે;બેભાની;બેશુદ્ધ જડતા-ત્વ; મોહ;ઇંદ્રિયસ્તંભ;વ્યામોહ;બેહોશપણું.

**Stupefy,**(સ્ટયૂપિફાઈ)*vt*.[L.*stupeo*,I am stupefied and *facio*,I make.] 1.To make stupid;to make dull; to make torpid: જડ-ભારે-બેભાન-બેશુદ્ધ ક૦-બનાવવું;ઈંદ્રિયસ્તંભ ક૦.2. To deprive of material mobility:જડ-અચેતન ક૦.

**Stupendous,**(સ્ટયૂપેન્ડસ્)*a*.[L.*stupeo*,I am astonished at.]Astonishing;wonderful;amazing:અજાયબ જેવું;અચંબો પમાડે એવું;અતિશય મોટું;અદ્ભુત;આશ્ચર્યકારક; વિસ્મયકારક-જનક;છક્ક-દંગ કરી નાંખેતેવું;અતિવિશાળ;વિસ્મયોત્પાદક.

**Stupid,**(સ્ટયૂપિડ્ )*a*.1. Very dull; insensible;senseless;heavy;sluggish(*said of persons*):જાડી અક્કલબુદ્ધિવાળું-નું;મૂર્ખ;બેવકુફ;જડ;ઠોઠ;મતિમંદ;અણસમજુ;મૂઢ;અબુજ;અજ્ઞાની; બુદ્ધિહીન-રહિત.2.Dull;heavy(*said of things.*):જાડી અક્કલવાળું;મૂર્ખાઇ-બેવકુફીનું ભરેલું.

**Stupidity,**(સ્ટયૂપિડિટિ) *n*. 1. The quality or state of being stupid; insensibility; sluggishness: નાદાની;જડપણું;મંદબુદ્ધિ;જડબુદ્ધિ;મંદમતિ;મૂર્ખતા;અજ્ઞાન;મૂઢતા;બેવકુફી.2. Stupor;astonishment : અચંબો; જડતા;બેભાનપણું.

**Stupor,**(સ્ટયૂપૉર્)*n*.[L. *stupeo*, I am struck senseless.]1.Suppression of sense or feeling; lethargy:બેહેર;ઝૂડું પડી જવું તે;બેહેરાપણું; બેહોશી;બેશુદ્ધિ;બેસાવધપણું.2.Moral stupidity:જાડ્ય જડબુદ્ધિ;બેભાનપણું;મોહ;વ્યામોહ;સ્તંભ.

**Sturdy,**(સ્ટર્ડિ)*a*. 1. Foolishly obstinate or resolute; unfeeling; stern:હઠીલો;જક્કી;ભુસા જેવો હઠીલો; જડભરથ;કઠોર;જીદ્દી;દુરાગ્રહી.2.Resolute;in a good sense,of firm unyielding quality:પ્રબળ;આગ્રહી;દૃઢ· 3.Strong;lusty;violent: મજબૂત; જબરૂં;જબર;જોરાવર;બળવાન;લઠ્ઠ. 4. Stiff;stout;strong:લઠ્ઠ;જબરૂં;મજબૂત;ધીંગું;કઠણ;ધાડું.*n*. ( *Med.*) A disease in sheep and cattle (*marked by great nervousness, or by dullness and stupor*): ઘેટાં અને ઢોરનો એક જાતનો રોગ.

**Stutter,**(સ્ટટર્ )*vt.& i.*[L. *tundo*, I thrust.]To hesitate or stumble in uttering words;to stammer:જીભ અટકવી;તોતડું બોલવું;તોતડાવું.*n*.1. The act of stuttering: જીભ અટકવી તે;તોતડાટ.2. A stammerer:જેની બોલતાં જીભ અટકે છે તે; તોતડો;તોતડીયો.

**Sty,**(સ્ટાઇ)*n.pl.***Sties**.1. A pen or inclosure for swine: ડુક્કરોને રાખવાનો વાડો;ડુક્કરખાનું.2. A place for bestial debauchery:પશુની પેઠે વિષયમાં ગરક રહેવાનું સ્થાન-સ્થળ.*vt*. To shut up as in a sty:વાડામાં(ડુક્કરને)પુરવું-ગોંધવું.*vi*.[L.*vestigium*, footstep.]To soar;to ascend; to mount:ઉંચે-ઉપર ચઢવું.*n*.[AS.*stigan* to rise.](*Med.*)An inflamed swelling or boil,on the edge of the eyelid:આંજણી;આંજરણી.

Sensuality & sentiment are wide as the poles asunder :

**Stygian,**(સ્ટિજીઅન )*a*.[ L. *styx*.] (*a*)Of or pertaining to the river Styx:નરકમાંની વૈતરણી નદીનું-સંબંધી-વિષે.(*b*)Hence, hellish; infernal:નારકીય;નર્કલોકનું.

**Style,**(સ્ટાઇલ્ )*n*. [L.*stilus*,a style or writing instrument.]1.An instrument used by the ancients in writing on tablets covered with wax:મીણ ચોપડેલી તકતી ઉપર લખવાની લેખણ;વતરણું.2.(*a*)A pen; an author's pen:કલમ;લેખણ.(*b*)A sharp-pointed tool used in engraving;a graver:કોતરવાના કામમાં વાપરવાનો સોયો;ટાંકણું.(*c*) A kind of blunt-pointed surgical instrument:વાઢ કાપના પ્રયોગમાં કામ લાગતું બુઠું ઓજાર.(d)The pin,or gnomon of a dial:ચંદાનો કાંટો;શંકુ.(*e*)(*Bot*.) The elongated part of a pistil:તંતુ;કેસર.3.Mode of expressing thought in language,whether oral or written;choice or arrangement of words in discourse; rhetorical expression: ભાષાશૈલી; ઇબારત;બોલવાની અથવા લખવાની ઘાટી-ઢબ;છટા;લેખનપદ્ધતિ;બાની;વાણી; ભાષાસરણી.4. Mode of presentation,especially in music or any of the fine arts:ગાવા-કવિતાની સરણી;ઘાટી;ઢબ.5.Fashion; manner which is deemed elegant & appropriate:ચાલ;રીત;ઘાટી;ઢબ;પર્યાય રીતિ;પ્રકાર;પદ્ધતિ;રૂત્તિ;ધારા;છટા;ભાત;ડોળ;ઘટાવ.6.The title;mode of address:કિતાબ;નામ;સંજ્ઞા;ખ્યાતિ.7.(*Chron*.)A mode of reckoning time,with regard to the Julian and Gregorian calendars: વખત ગણવાની રીત.**S.***of court*,the practice or manner observed by a court in its proceedings:દરબારી રીતભાત-રવેશ.*vt*.To entitle;to denominate: કિતાબ-નામ આપવું;-નું નામ કહેવું-બોલવું;-પાડવું-નું નામ પડવું; તરીકે વંચાવું-ગણાવું-કહેવાવું.

**Stylish,** (સ્ટાઈલિશ્ )*a*. Highly fashionable; modish : તીડીમતડાક; રોફબંધ;ભભકાસર;ફાસીનદાર.

**Styptic,**(સ્ટિપ્ટિક્ )*a*. [Gr. *stupho*, I contract.]Producing contraction;stopping bleeding; astringent:લોહી વહેતું બંધ કરે એવું;રક્તાવરોધી;રક્તનિરોધક.*n*.A styptic medicine:લોહી બંધ કરનાર ઔષધ.

**Styx,** (સ્ટાઇક્સ્ ) *n*. The principal river of the lower world:વૈતરણી; પ્રેતનદી.

**Suability,**(સ્યૂઅબિલિટિ)*n*.(*Law*.) Liability to be sued;the state of being subject by law to civil process:દાવો થઇ શકે એવી જોખમદારી.

**Suant,**(સ્યૂઅન્ટ્ )*a*.Uniform;even: એકસરખું;સપાટ.

**Suasion,**(સ્વેઝ્હન )*n*. [L.*suadio*, I advice.]The act of persuading; persuasion:સમજાવવું-સમજાુતી આપવી તે;સમજાુતી;નિશ્ચય;ખાતરી-રજામા.

**Suasive,** ( સ્વેસ્હિવ્ ) *a*. Having power to persuade;persuasive; suasory:સમજાવે-મનને અસર કરે-થઇ જાય એવું.

**Suavity,**(સ્વૅવિટિ)*n*.[L.*suavitas*.] 1.Sweetness to the taste:સ્વાદિષ્ટપણું; મીઠાશ; મધુરતા; સારો સ્વાદ હોય એવું હોવું તે.2.Agreeableness; pleasantness;urbanity;softness: મનોરંજકપણું;ખુશકારકપણું; નરમાશ;માધુર્ય;મધુરતા;મનોજ્ઞતા.

**Sub-acid,**(સબ્એસિડ્ )*a*.[L.*subacidus*. ] Moderatelyacid or sour: સમધારણખાટું;ખટમિઠું;ખટુમડું.

**Sub-agency,** (સબ્-એજેન્સિ )*n*. A subordinate agency:હાથ નિચેનો કારભાર-આડત;પડઆડત.

**Subah,** (સુબા)*n*. [ *Per*. & *Hind*. *subah*.]A province:પ્રાંત;પરગણું. Also,a subahdar:સુબેદાર;સુબો.

**Subaltern,**(સબ્ઑલ્ટર્ન્ )*a*.[L.*sub*, under & *alter*,the one,the other of two.]1.Subordinate;inferior: હાથ નિચેનું;ગૌણ;તાબાનું.2.(*Logic*.) The intermediate genera and species between the highest (*summum*)genus and the lowest(*infima*)species:મધ્યનું;વચ્ચેનું;ગૌણ.*n*.1. A person holding a subordinate position:હાથ નિચેનો અમલદાર-કારભારી. 2. (*Logic*.) A subaltern proposition:ગૌણસિદ્ધાંત.

**Sub-committee,** ( સબ્-કૉમિટિ ) An under committee;a part or division of a committee:પેટામંડળી;ઉપસભા;સબકમિટિ;પેટાકમિટિ.

**Sub-contractor,** ( સબ્-કૉન્ટ્રૅક્ટર્ ) *n*. One who takes a portion of a contract,as for work,from the principal contractor:પેટા ઇજારદાર-કંટ્રાટી.

**Subdivide,**(સબ્ડિવાઈડ્ )*vt*.[L.*sub* & *divido*,I divide.]To part into smaller divisions:ભાગના ભાગ કo; પેટાભાગ-વિભાગ-ન્હાના ભાગ કo;કકડેકકડા કo.*vi*.To be or become subdivided:-ના વિભાગ-નાના ભાગ થવા.

**Subdivision** , ( સબ્ડિવિઝ્હન ) *n*. 1.The act of subdividing: ભાગના ભાગ-વિભાગ કo તે.2.A part of a thing made by subdividing: ભાગનો ભાગ;વિભાગ;ન્હાનો-પેટાભાગ; ઉપાંગ;અવયવ;ઉપશાખા;પ્રતિશાખા.

**Subdue,**(સબ્ડ્યુ)*vt*. [L.*sub*, under &*duco*,I lead.]1.To bring under; to reduce under dominion; to vanquish: જીતવું;પરાજ્ય કરવો; હરાવવું; વશ-સ્વાધીન કo;હુકમ-અમલતાબામાં લાવવું;સર કo;નો સંયમ-નિગ્રહ કo.2.To crush:હરાવીને છેક બળહીન કo.3.To destroy the force of;to overcome:મટાડવું;કાઢવું;શમાવવું;હઠાવવું.*To* **s.***fever*:તાવ મટાડવો. 4.To render submissive;to bring under command; to tame: તાબે રહેતાં શિખવવું;કેળવવું;વશ કo;પલોટવું; રસ્તે નાંખવું.5.To overcome, as by persuasion or other mild means: જીતીલેવું; મન ફેરવવું-વાળવું; વશ કo; હરી લેવું;હઠાવવું.6.To melt;to soften : પીંગાળવું;નરમ-શાંત-નમ્ર કo-નો જુસ્સો નરમ પાડવો;ઠંડું-શાંત કo.7. To make mellow; to break, as land:નરમ-પોચું કo. 8.To reduce the intensity or degree of; to tone down:ઓછું કo;-નું તેજ ઘટાડવું; -ની ઝલેહ ઓછી કo.

**Subitaneous,**( સુબિ ટૅનિઅસ ) *a*. Sudden;hasty: એકાએક; ઓચિંતું; અકસ્માત.

**Subjacent,**(સબ્જેસેન્ટ્ )*a*.[ L.*sub*, under & *jaceo*,I throw.]1.Lying under or below: નિચે-તળે પડેલું-આવેલું.2.Being in a lower situation:નીચેનું;તળેનું;હેઠળનું; અધોવર્તી; અધઃસ્થ;અધઃસ્થિત.

**Subject,**(સબ્જેક્ટ્ )*a*.[L.*sub*,under &*jaceo*,I throw. ] 1. Placed or situated under;lying below:-ની-ચેનું;તળેનું; હેઠળનું; અધોવર્તી; અધઃસ્થિત.2.Placed under the power of another:-ને તાબે હોય એવું;તાબાનું.3.Exposed;liable; prone:-માં-ઉપર પડે-થઇ શકે એવું; વશ્ય;આધીન; યોગ્ય;જોગ.*As,a country* **s.***to extreme heat*:અતિશય તાપ પડે એવો દેશ-મુલક. 4. Obedient; submis-

કામ આંધળો છે.

sive:તાબાનું;-નું કહ્યું માને એવું;નમ્ર; તાબેદાર;વશ;હુકમી;આધીન;આજ્ઞાંકિત; પરાધીન;પરવશ;પરતંત્ર. *n.*1. That which is placed under the authority,dominion, control, etc.:બીજાના તાબા-હુકમ-સત્તા નીચે રહેલો પદાર્થ-વિષય.2. One who is under the authority of a ruler and is governed by his laws:પ્રજા;રૈયત. 3. That which is subjected to any physical operation or process:અધિષ્ઠાન; પાત્ર.4.That which is brought under thought or examination:વિષય;બાબત;પ્રસ્તાવ;પ્રતિપાદ્ય;પ્રકરણ;મજકૂર;મજમૂન;વૃત્તાંત. 5.The hero of a piece;the chief character:પુરૂષ;પ્રધાન પુરૂષ;પ્રધાન; નાયક;કથા પુરૂષ.6.(*Logic & Gram.*) The theme of a proposition or discourse:સાધ્ય;કર્તા.7.Substance; substratum:પદાર્થ; ગુણી ગુણપાત્ર; આસ્પદ;ભૂમિ;અધિકરણ;સ્થાન;અધિષ્ઠાન;આધાર;આશ્રય;ભાજન. 8. The mind; the thinking agent or principal;the ego: મન; હૃદય. 9. (*Mus.*)The principal theme,or leading thought or phrase, on which a composition or a movement is based: ચીજ; વસ્તુ. 10. (*Fine arts.*)The incident scene, figure,group, etc., which it is the aim of the artist to represent:વિષય;વસ્તુ.*vt.*To make subject;to subordinate;to subdue: તાબે-વશ કo; જીતવું; આધીન કo. 2. To expose; to make obnoxious or liable: પાત્ર કo; જોગ-લાયક કo. *As, credulity s.s a person to impositions*: ભોળપણાથી માણસ ઠગાય છે.3. To submit; to make accountable:જવાબદાર કo;-ની આગળ મુકવું.4.To make subservient: તાબે-નમ્ર કo. 5. To cause to undergo:લગાડવું;કરવું.

**Subjection,**(સબ્જેક્શન્)*n.*1.The act of subjecting or subduing: તાબે-વશ કo તે; વશીકરણ. 2. The state of being subject,or under the power, control, etc., of another:તાબે-આધીન-વશ રહેવું તે;આધીનતા; પરતંત્રતા; હુકમબરદારી; તાબેદારી; પરાધીનતા; પરવશતા;આજ્ઞાધીનતા;યોગ્યતા.

**Subjective,**(સબ્જેક્ટિવ )*a.*1.Of or pertaining to a subject: બાબત-વિષય સંબંધી-નું-વિષે; અધિષ્ઠાનનિષ્ઠ; અધિકરણ સંબંધી. 2. Relating to the mind:માનસિક.

**Subject-matter,**(સબ્જેક્ટ્-મેટર્)*n.* That which is made the subject of thought or study:અભ્યાસ-વિચાર વિષય;વસ્તુ વિષય.

**Subjoin,**(સબ્જોઇન્)*vi.* [L. *sub* & *jungo*,I join.]1.To annex;to append:વધારવું;જોડવું;પાછળથી બોલવું; સાંધવું:તળે લગાડવું;પરિશિષ્ટ તરીકે મુકવું;સંધાડવું.

**Subjudice,**(સબ્જ્યુડાઇસ)*n.*[L.]Not yet decided;under judicial consideration:કેસ સુનાવણી ઉપર હોય તેવું;ફેંસલો હજી ન મળ્યો હોય એવું.

**Subjugate,**(સબ્જ્યુગેટ્ )*vt.*[L. *sub* & *jungum*,a yoke.]To subdue and bring under the yoke of power or dominion;to vanquish: હરાવીને વશ કo;તાબે-આધીન કo;સર કo;તાબા-અમલ-હુકમમાં લાવવું;પરાજય-પરાભવ પમાડવું;-નો દમ-નિગ્રહ કo.

**Subjugation,**(સબ્જ્યુગેશન્)*n.*The act of subjugating or the state of being subjugated:તાબે-વશ કo -શર કo-થવું તે;દમ;દમન;જય;પરાભવ;નિયમ;નિગ્રહ.

**Subjunctive,** ( સબ્જન્ક્ટિવ્ ) *a.* Subjoined or added to something before said or written:-શંકેતરૂપ.**S.** *mood (Gram.)* that form of a verb which expresses the action or state not as a fact but only as a conception of the mind still contingent and dependent:સંકેતવાચ્ય-અર્થ; સંશયાર્થ. *n.* (*Gram.*) The subjunctive mood:સંકેત વાચ-અર્થ;સંશયાર્થ(ભેદ).

**Sublet,**(સબ્લેટ્ ) *vt.* To underlet; to lease:આડ ભાડે આપવું.

**Sublimate,**(સબ્લિમેટ્ )*vt.* [L.*sublimis*,high.]1.To bring by heat in the state of vapour,which,on cooling returns again to the solid state: (પાછું ઠારવા) વરાળના રૂપમાં આણવું.2.To heighten; to elevate:ઉંચી પદવીએ પહોંચાડવું;ઉંચે ચઢાવવું;ઉન્નત-શ્રેષ્ઠ કo.*n.*(*Chem.*) A product obtained by sublimation: વરાળના રૂપમાં આણીને પાછી ઠારેલી ચીજ;રસકપૂર.*a.*Brought into a state of vapor by heat:તાપ લગાડીને વરાળરૂપમાં આણેલું.

**Sublime,** ( સબ્લાઇમ ) *a.* [ L.*sublimis*,exalted, lofty]. 1. Lifted up;uplifted;lofty:ઉંચું;ઘણું ઉંચું; ઉન્નત. 2.Distinguished by lofty or noble traits;*eminent*:પ્રખ્યાત; વિશિષ્ટ;પ્રતાપી;નામાંકિત.3.*Dignified;grand;solemn;stately*:ઉમદા; ઉચ્ચ;ઉદારશીલ;ઉન્નત;પ્રૌઢ; પ્રગલ્ભ;પ્રશસ્ત;ઉત્કૃષ્ટ.4.Elevated by joy;elate:ઘણું હરખાએલું-હર્ષ પામેલું-હર્ષિત;આનંદિત;અત્યાહ્લાદિત.5.Haughty;proud(*Poetic*):મગરૂબ-ર;અભિમાની;ગર્વિષ્ટ;અહંકારી.*n.*(*a*)A grand or lofty style in speaking or writing:પ્રૌઢતા;પ્રૌઢ છટા.(*b*) That which is grand in nature or art: ઉન્નતતા;ગૌરવ;પ્રભાવ.*vt.*1. To raise on high:ઉંચે-ઉંચું ચઢાવવું; ઉન્નતિને પમાડવું.2.(*Chem.*) To distil off, and condense in solid form:-ની વરાળ કરીને ઠરવા દેવું.Hence,to purify:શુદ્ધ-સ્વચ્છ કo. 3 To exalt; to improve;to purify:ઉંચે ચઢાવવું;સુધારવું;સ્વચ્છ-ચોખ્ખું કo.4. To dignify;to ennoble:શોભા-પ્રતિષ્ઠા-ગૌરવ આપવું;મ્હોટાઇ-મહત્વ બક્ષવું-આપવું;પ્રતિષ્ઠિત કo;મ્હોટું-શ્રેષ્ઠ કo. *vi.* (*Chem.*)To pass off in vapour, with immediate condensation: વરાળરૂપે ઉડી જતાં જતાં ઠરી જવું.

**Sublimity,**(સબ્લિમિટિ) *n.* 1. The quality or state of being sublime:ઉંચાપણું;ઉદારતા;ઉન્નતવૃત્તિ;પ્રૌઢતા;પ્રશસ્તતા;ઉન્નતિ;અનુભવ; ગૌરવ; અત્યુત્કર્ષ.**S.***of meaning*:અર્થગૌરવ; ઉદારતાર્થ. 2. That which is sublime:પ્રૌઢ-ઉન્નત પદાર્થ-વસ્તુ.

**Sublunary,**(સબ્લ્યૂનરિ) *a.* Situated beneath the moon;hence,of or pertaining to this world;terrestrial;earthly:ચંદ્રની નિચેનું;ભૂલોકનું;પૃથ્વી ઉપરનું;અહિંનું;સાંસારિક; ઐહિક;ઇહલૌકિક.

**Submarine,**(સબ્મેરીન્ )*a.* Being, acting or growing,under water in the sea:સમુદ્ર તળેનું-તળે ઉગેલું; સમુદ્રતલસ્થ.*n.*A submarine plant or animal:સમુદ્ર તળે ઉગતું ઝાડ-રહેનારૂં પ્રાણી.

**Submerge,**(સબ્મર્જ્ )*vt.*[L.*sub* & *mergo*,I plunge.]1. To put under water:બોળવું;ઝબોળવું;બુડાડવું; પાણીમાં મુકવું;મજ્જન-નિમજ્જન કo.2. To inundate;to drown:પુર આવવું; ડુબાવવું.*vi.*To plunge into water or other fluid:બોળવું; ઝબોળવું; ઝ-

Sloth turneth the edge of wit :

બોળવું;-માં ડુબકી મારવી;ડુબી-બુડી જવું.

**Submersion,**(સબ્મર્શન્)*n.*1.The act of plunging under water or of drowning:ડુબાવવું-બોળવું તે;મજ્જન; નિમજ્જન ; પ્લાવન. 2. The state of being put under water or other fluid:બોળાવું-ડુબવું-બુડવું તે.

**Submission,**(સબ્મિશન્)*n.*1.The act of submitting ; obedience; compliance:શરણ-વશ થવું તે;આધીનતા;વશત્વસ્વીકાર;હુકમબરદારી; આજ્ઞાપાલન;આજ્ઞાસેવન.2. The state of being submissive;meekness; resignation:આધિનતા;નમ્રપણું;નમ્રતા;અનુવૃત્તિ;અનુવર્તન; અનુરોધ;ક્ષમા;ક્ષાંતિ;તાબેદારપણું.3.Confession of error or fault:ભુલ-ચૂક-ગુનહો-વાંક કબૂલ કરવો તે-ની કબૂલાત;દોષ-સ્ખલન-અપરાધ સ્વીકાર.4.(*Law.*)An agreement by which parties engage to submit any matter of controversy between them to the decision of arbitrators: પોતાની વચ્ચે તકરારકંઈ તો તે લવાદને સોંપવી એવો બે પક્ષકારો વચ્ચેનો ઠરાવ-કરાર.

**Submissive,** ( સબ્મિસિવ ) *a.* 1. Yielding;obedient;humble:આધીન;આજ્ઞાધીન;નમ્ર;દીન;વશવર્તી;આજ્ઞાનુવર્તી;તાબેદાર;આજ્ઞાંકિત; વિનયી; અનુવિધાયી. 2. Expressing submission: અધીનતા-તાબેદારી દર્શાવનારું-જણાવનારું.

**Submissively,**(સબ્મિસિવ્લિ)*adv.* Obediently ; humbly: તાબેદારી આધીનતાથી;દીનતા-નમ્રતા પૂર્વક;અધીનતા સ્વીકાર પૂર્વક.

**Submit,** (સબ્મિટ્)*vt.*1. [L.*sub* & *mitto*,I send.]1.To lay down;to lower:નીચે મુકવું-ઉતારવું.2.To put or place under:-ની નીચે-તળે મુકવું. 3.To yield,resign,or surrender to power,will or authority(with the reflexive pronoun):-ને આધીન-વશ રહેવું;-ની આજ્ઞા-હુકમ-સત્તામાં રહેવું;-ને શરણ-તાબે થવું; આજ્ઞા પાલન-આજ્ઞાનુવર્તન ક૦.4. To leave or commit to the discretion or judgment of another or others; to refer:વિચાર-ફેસલાને માટે કોઈના તરફ મોકલવું-ના અગાડી ધરવું;-ને સોંપવું; નિર્ણય માટે મુકવું:નમ્રતાથી કહેવું;નિવેદન ક૦.*vi.*1.To give up resistance:to surrender:દબાઇ જવું; નમવું;પત ક૦;આધીન-આજ્ઞાધીન-વશ-શરણ તાબે થવું-હોવું-રહેવું;માનવું;શરણાગત થવું.2. To be subject; to acquiesce : બીજાના આગળ નમવું; બીજાનું કહ્યું માથે ચઢાવવું-માનવું;-ના તાબામાં રહેવું;-ની આજ્ઞા પાલન-આજ્ઞાનુસાર ક૦;આજ્ઞાંકિત-આજ્ઞાધીન થવું-હોવું. 3. To be submissive or resigned;to yield without murmuring : બબડ્યા-આનાકાની કર્યા વિના તાબે-વશ થવું-હોવું-રહેવું; સહન ક૦;ખમવું;-ને તાબે-આધીન થવું.

**Submultiple,** ( સબ્મલ્ટિપલ ) *n.* (*Math.*)A number or quantity which is contained in another an exact number of times,or is an aliquot part of it:દૃઢભાજક.*a.* Of or pertaining to a submultiple:દૃઢભાજક સંબંધી-નું-વિષે.

**Subordinate,** (સબૉર્ડિનેટ્) *a.* [L. *sub* & *ordino*, I arrange. ] 1. Holding a lower or inferior position : નિચા-હલકા-ઉતરતા દરજ્જા-પદવી-પ્રકાર-જાતનું;આધીન; તાબેદાર; તાબાનું;ગૌણ;અમુખ્ય:અપ્રધાન.2. Inferior in order,nature,dignity, power,importance,etc.:હલકું; ઉતરતું;હુકમી;આજ્ઞાંકિત. *n.* One who stands in order or rank below another: ઉતરતા દરજ્જાનો-તાબેદાર-હાથ નીચેનો-તાબાનો માણસ.*vt.*1.To place in a lower order or class; to make or consider as of less value:નીચા-હલકા-ઉતરતા દરજ્જા-પ્રકારનું ક૦-ગણવું;ઓછા મહત્વનું ગણવું-લેખવું-માનવું;ગૌણ-અપ્રધાન ગણવું.2. To make subject; to subject or subdue:તાબામાં-આધીનતામાં-કબજા-માં લાવવું-રાખવું;વશ-કાબુમાં રાખવું.

**Subordination,**(સબૉર્ડિનેશન ) *n.* 1. The act of subordinating or subjecting: -ને તાબે-વશ-આધીન ક૦ તે.2.Inferiority of rank ordignity;subjection:તાબેદારી;હલકી સ્થિતિ:તાબાની પદવી;પરાધીનતા;પરવશતા; પરતંત્રતા;આધીનતા;વશતા.3.Place of inferior rank:નિચલા દરજ્જાની જગા;ગૌણતા;અપ્રાધાન્યતા.*Principle or law of* S.:ગૌણમુખ્ય ન્યાય.

**Suborn,**(સબૉર્ન્)*vt.* [L.*sub*,& *orno*,I furnish.]1.(*Law.*)To procure or cause to take a false oath amounting to perjury,such oath being actually taken:સોગન ઉપર ખોટી સાક્ષી આપવી-આપવા લાવવું.2.To procure privately,or by collusion;to instigate:લાંચ આપી-છાનામાના-છુપી રીતે-તરકટથી બનાવટી-ખોટું ઉભું ક૦; છુપી રીતે ઉશ્કેરવું.

**Suborner,**(સબૉર્નર્) *n.* One who procures another to take a false oath:સોગનપર ખોટી સાક્ષી આપનાર.

**Subpœna,**(સબ્પીને) *n.* [L.*sub*, & *pœna*, punishment. ] A writ commanding the attendance in court,as a witness,of a person on whom it is served, under a penalty: સમન; કોરટનું તેડું; સાક્ષી સમન;આહ્વાહન પત્ર. *vt.*To serve with a writ of subpœna:સમન પહોંચાડવો;સાક્ષીસમન કરી બોલાવવો.

**Subquadrate,**(સબ્ક્વૉડ્રેટ્) *a.* Almost square:લગભગ ચોરસ-ચોખંડું;ચોરસ જેવું.

**Subsaline,**(સબ્સેલાઈન્)*a.*Moderately salt: ખારાશ ઉપર હોય એવું; થોડું ખારૂં.

**Subscribe,**(સબ્સ્ક્રાઈબ્)*vt.*[L.*sub*, & *scribo*,I write.]1.To write,underneath;as one's name:to sign one's name:નીચે લખવું;ઉપર પોતાની સહી ક૦.2.To sign with one's own hand;to give consent to:ઉપર સહી-હસ્તાક્ષર-હાથ દસ્કત-મતુ ક૦; કબૂલ-મંજૂર ક૦. 3. To attest by writing one's name beneath:ઉપર સહી ક૦.4.To promise to give by writing one's name with the amount: (ટીપમાં) ભરવું-મુકવું. *As, each man* S.*d ten dollars*:દરેક માણસે દસ ડોલર ભર્યા.5.To yield; to sign away;to surrender:સહી કરીને આપી દેવું;-ને સોંપી દેવું. 6. To publish : જાહેર-ખુલ્લું-પ્રસિદ્ધ-પ્રકટ ક૦;ઉઘાડું કહેવું.*vi.*1.To sign one's name to a letter or other document:સહી-મતુ ક૦.2.To give assent to something written,by signing one's name:સહી કરીને કબૂલ ક૦-મંજૂર રાખવું;સ્વીકારવું.3.To become surety(with *for*):-ના જામિન થવું; -ના વતી જામિનગિરી આપવી.4. To yield;to admit one's self to be in the wrong:પોતાની ભૂલ કબૂલ ક૦.5. To set one's name to a certain sum:અમુક રકમ આપવાના વચનરૂપે પોતાના નામની સહી ક૦.6.To enter one's name for a newspaper, book,etc:-ના ઘરાક થવું;ગ્રાહક થવું.

**Subscriber,** ( સબ્સ્ક્રાઈબર્ ) *n.* 1. One who subcribes:કબૂલ કરનાર-રાખનાર;સહી કરનાર.2.One who en-

ters his name for a paper, book, etc.:ઘરાકમાં નામ ઘલાવનાર;ગ્રાહક.

**Subscription,** ( સબ્સ્ક્રિપ્શન્ ) *n.* 1.The act of subscribing:નીચે લખવું;સહી કરવી તે. 2. (*a*) A paper to which a signature is attached:સહી-મતુ કરેલો કાગળ-ખત.(*b*)The signature attached to a paper: સહી;મતુ. (*c*) Consent or attestation by underwriting the name: સહી;અનુમતિ;મંજુરી;કબુલત.(*d*)The sum subscribed:ભરેલી રકમ;લવાજમ;ટીપ;ફાળો;ઉઘરાણું:ટીપમાં ભરેલી રકમ. 3.(*Eccl.*)The acceptance of articles,or other tests attending to promote uniformity:કલમ-કરાર-સિદ્ધાન્તનો સ્વીકાર.4.Submission; obedience: તાબેદારી; આધીનતા.5. That part of a prescription which contains the direction to the apothecary: દવા વેચનારને સૂચના લખી હોય તેટલો ઔષધ વિધિનો ભાગ.

**Subsequent,** (સબ્સીક્વેન્ટ્ ) *a.* [L. *sub* & *sequor*,I follow.]1.Following in time:પાછળનું;પશ્ચાત્કાલીન. 2.Following in order of place; succeeding:પછીનું;પાછળથી થયેલું; ઉત્તર;પશ્ચાત;ક્રમાગામી.

**Subsequently,**(સબ્સીક્વેન્ટ્લિ)*adv.* At a later time;afterwards:પાછળથી;પછી;અનન્તરે.

**Subserve,**(સબ્સર્વ્) *vt.* [L. *sub* & *servo*,I serve.]To be subservient to;to help forward;to promote: -માં મદદ-સહાયતા કo;કામ કo-સાધવા કામ લાગવું;-ને મદદગાર થઇ પડવું; સાધવું;સારવું;વધારવું.*vi.*To be subservient or subordinate:તાબેદારીનું-ના હાથ નિચેનું-તાબાનું કામ કo.

**Subservient,** ( સબ્સર્વિએન્ટ્ ) *a.* Useful in an inferior capacity; subordinate:ઉપયોગી;મદદગાર;સાધનભૂત;કામનું;સહાયભૂત; સહાયકારી; ઉપયુક્ત;આધીન;વશ.

**Subside,**(સબ્સાઇડ્ ) *vi.* [L.*sub* & *sideo*,I sit.]1.To sink or fall to the bottom: તળીએ-નીચે બેસવું-ડુબવું;ઠરવું;નીચે સ્થિર થવું.2. To tend downward;to become lower:નીચે ઉતરવું;ઢળવું;નમવું;ઢાળ પડવું;ઉતરવું;ઓસરવું;બેસીજવું. *As* "*Heaven's* **Subsiding** *hill*": સ્વર્ગની ઢળતી -નમતી ટેકરી.3.To cease to rage; to be calmed;to abate:શાંત-નરમ પડવું;ગુસ્સો શમવો: ધીમું પડવું-થવું; ઉતરી જવું;શાન્ત થવું; ઉપશમન થવું;-નો જોસ નરમ પડવો-રોશ ઉતરવો.

**Subsidiary,**(સબ્સિડિઅરિ)*a.*1.Assisting;auxiliary; helping; tributary: સહાયકારી-કારક; પુષ્ટિ-મદદ કરનાર-આપનાર;સહાય ભૂત;સહકારી; અનુકૂળ;મદદગાર.2. Of or pertaining to a subsidy; constituting a subsidy:વધારાનું; પૂર્વણી. *n.* An assistant; an auxiliary : સહાય-મદદ કરનાર-ગાર;કુમકે આવનાર.

**Subsidy,**(સબ્સિડિ) *n. pl.* **Subsidies**.[L.*subsideo*,I lie in wait.] 1.Support:aid: મદદ; ટેકો; સહાય; આશ્રય.2. Specifically; a sum of money paid by one sovereign or nation to another to purchase the co-operation:કોઈ રાજાએ અથવા પ્રજાએ બીજાને નાણારૂપે આપેલી મદદ;ધનરૂપ સહાય્ય;પૈસાની કુમક;ખંડણી.3.A subvention: કોઇ ઉપાડેલા કામમાં સરકારે આપેલી નાણાની રકમ.

**Subsist,**(સબ્સિસ્ટ્) *vi.* [L. *sub* & *sisto*,I stand.] 1.To be,to have existence:to inhere: હોવું;હયાતીમાં હોવું.2.To continue;to retain a certain state: કાયમ-જારી રહેવું-રાખવું;ચાલવું;ટકવું; નભવું. 3. To be maintained with food and clothing;to be supported; to live:-નું ખોરાક અને કપડાથી ભરણપોષણ થવું; ગુજરાન-ગુજારો-નિર્વાહ કo; રહેવું. *vt.* To feed; to maintain: ખવરાવવું; ભરણપોષણ કo;પોષવું;સંભાળવું; પાલનપોષણ કo;-નો નિર્વાહ ચલાવવો.

**Subsistence,** ( સબ્સિસ્ટેન્સ ) *n.* 1. Real being;existence: હોવું-રહેવું તે;સ્થિતિ;અસ્તિત્વવૃત્તિ.2. Inherency:હયાતિ;ભાવ.3.Livelihood;provisions; means of support: ગુજરાન;નિર્વાહ;ગુજારો;ગુજરાન-નિર્વાહનું સાધન;ખોરાક;ઉદરનિર્વાહ-પોષણ;ઉપજીવિકા;ખોરાકી પોષાકી;વૃત્તિ.

**Subsoil,**(સબ્સૉઇલ )*n.*The bed or stratum,of earth which lies immediately beneath the surface soil:સપાટી અને તળીઆ વચ્ચેની જમીન.*vt.* To turn up the subsoil of: -ની સપાટી અને તળીઆ વચ્ચેની જમીન ખોદીને તળે ઉપર કo.

**Substance,**(સબ્સ્ટન્સ્ )*n.* [L. *sub* & *sto*,I stand.]1.Nature;real or existing essence:વસ્તુ;પદાર્થ;દ્રવ્ય; તત્વ;તત્વાર્થ;2.The main part;essential import;purport: તાત્પર્ય; સાર;ભાવ;સારાંશ;ગર્ભ; તત્વાર્થ; સત્વ; તત્વ;તાત્પર્યાર્થ;મતલબ;ભાવાર્થ. *Sum* & **s.**:ભાવ;મતલબ;મુદ્દો. 3. Body; matter; material of which a thing is made:વસ્તુ; પદાર્થ; ચીજ; દ્રવ્ય;મૂર્તવસ્તુ-દ્રવ્ય.4.Material possessions; estate; property; resources:પુંજી;મિલકત;જીવ;અન્ન;વિત્ત;વિભવ;વૈભવ; સંપત્તિ; ધન; દલ્લો; ગાંસડી;માયા;મુદ્ધિ;અર્થ.*One's whole* **s.**:સર્વસ્વ.5.(*Theol.*)Same as Hypostasis,2.*vt.*To supply property to;to make rich:-ને માલ-મિલ્કત-પુંજી આપવી: પૈસાદાર-તાલેવંત-તવંગર કo-બનાવવું.

**Substantial,** ( સબ્સ્ટૅન્શૅલ્ ) *a.* 1. Actually existing;real:સત્વ;મૂર્તિમંત;ખરેખર જીવતું-હયાત; ખરેખરૂં;વાસ્તવિક.2.Not illusive; real: વાસ્તવિક;બળવાન; ખરેખરૂં; સંસાર; પાકું;ખરૂં;યથાર્થ;સત્ય;વાસ્તવ.*As*, **s.** *good*:ખરેખરો ફાયદો.3.Corporeal; material;firm:પદાર્થમય;પંચભૂતાત્મક;ભૌતિક;સદ્રવ્ય;દ્રવ્યમય.4.Strong stout;solid: નક્કર; જબરૂં; મજબૂત; પાકું;ભારે;મોટું; સંગીન; દૃઢ; ધીંગું. *As*,**s.** *wall*:નક્કુર દિવાલ.5.Possessed of goods or an estate;moderately wealthy:ખાતુંપીતું;સાધારણ પૈસાવાળું;એપૈસાની પુંજીવાળું; સમૃદ્ધ;સધન;ધનવાન;ગબ્બર.

**Substantially,** ( સબ્સ્ટૅન્શૅલિ ) *adv.*In substance; essentially: ખરી-વાસ્તવિક રીતે;મજબુતાઇથી;પાકી રીતે;સંગીનપણે;વસ્તુતઃ;અર્થતઃ;તત્વતઃ.

**Substantials,** ( સબ્સ્ટૅન્શૅલ્ઝ્ ) *n. pl.*Essential parts:તત્વ;સત્વ;સારભાગ.

**Substantiate,**(સબ્સ્ટૅન્શિએટ્ ) *vt.* 1. To make to exist; to make real: હયાતીમાં હોય-આવે તેમ કo; ખરૂં કo;અસ્તિત્વમાં લાવવું 2.To establish the existence or truth of by proof: to verify: પુરાવાથી સાબિત-ખરૂં કરી આપવું;પ્રતિપાદન-સમર્થન કo;સત્ય કo.

**Substantive,** (સબ્સ્ટૅન્ટિવ્ ) *a.* 1. Betokening or expressing existence:હયાતી દર્શાવનારૂં-જણાવનારૂં; અસ્તિત્વ-ભાવવાચક. 2.Depending on itself; independent: પોતાના જ પર આધાર રાખતું;સ્વતંત્ર.3. Enduring;sold;firm:સંગીન;વાસ્તવિક;જબર;મજબૂત;પાકું.4.Pertaining to or constituting,the essential part

or principles:મુખ્ય ભાગ-સત્વ-તત્વસંબંધી-નું-વાળું;સત્વવાચી.*n.*(*Gram.*) A noun or name:નામ;વિશેષ્ય.

**Substitute,** (સબ્સ્ટિટ્યૂટ્) *n.* [L. *sub,*& *statuo,*I place.]One who or that which,is substituted or put in the place of another:અવેજમાં-બદલે મુકેલી વસ્તુ;અવેજી;પ્રતિનિધિ;ગૌણકલ્પ; અનુકલ્પ; પ્રતિપુરૂષ; આદેશ.*vt.*(*Gram.*)To put in the place of another person or thing; to exchange:બીજાને ઠેકાણે-બદલે-અવેજી મુકવું;અદલીએ મુકવું; જગા-સ્થાને મુકવું;પ્રતિનિધિ નિમવો-આપવો.

**Substitution,**(સબ્સ્ટિટ્યૂશન્)*n.*1. The act of substituting or putting one person or thing in the place of another:અવેજમાં બીજાને બદલે-ઠેકાણે મુકવું તે;અવેજી;બદલી;અદલાબદલી;ઉપકલ્પન.2.The state of being substituted for another: બીજાને બદલે-અવેજમાં મુકાવું તે;અદલબદલ.3.The office or authority of one acting for another: અવેજી;પ્રતિનિધિત્વ.4.(*Civil law.*)The designation of a person in a will to take a device or legacy:વસિયતનામામાં જણાવેલો અમુક માણસ ન હોય તો તે વારસો બીજાને લેવાને માટે કરેલી નિમણુંક.5.(*Theol.*)The doctrine that Christ suffered vicariously, being substituted for the sinner,and that his sufferings were expiatory : પાપીઓને માટે ઇસુખ્રિસ્તે દુઃખ સહન કર્યું એવો મત.6.Metathesis:અક્ષર-વર્ણવિપર્યય.

**Substract,** (સબ્સ્ટ્રેક્ટ્) *vt.*[L.*sub,* & *traho,*I draw.]To substract; to withdraw: બાદ-ઓછું કરવું;પાછું ખેંચવું-લઈ લેવું;કમી-ન્યૂન ક૦.

**Substratum,** (સબ્સ્ટ્રેટમ્) *n. pl.* **Substrata.**[L. *sub* & *sterno,* I strew.] 1.That which is laid or spread under;the subsoil:નીચેનું પડ-થર;ભોંયનુંનીચેનું પડ.2.(*Metaph.*) The permanent subject of qualities or cause of phenomena;substance: પદાર્થ; અધિકરણ;આધાર;સ્થાન;આશ્રય;મૂળ;પાયો.

**Subtenant,**(સબ્ટેનૅન્ટ્) *n.* (*Law.*) One who rents a tenement, or land, etc., of one who is also a tenant; and undertenant: પેટાઆડ ભાડુત.

**Subtend,**(સબ્ટેન્ડ્)*vt.* [L. *sub* & *tendo,*I stretch.]To extend under,or be opposite to:-ના સામું હોવું-થવું-આવવું; અભિમુખ-સન્મુખ થવું.

**Subterfuge,** (સબ્ટર્ફ્યૂજ્) *n.* [L. *subter,*under & *fugeo,*I flee.]A shift;an evasion:પ્રપંચ;યુક્તિ;ઓઠું;પેચ;ખેલ;છળ;વ્યપદેશ.

**Subterranean,** (સબ્ટેરેનીઅૅન્)*a.* [L. *sub* & *terra,*earth.] Situated within the earth,or under ground:ભોંયમાંનું;જમીનની તળેનું-તળે આવેલું; ભૂમિઅંતર્ગત;ગૂઢ. **S.**place: ભૂમિગૃહ;અંતર્ભૂમિ.**S.**cavity:ભોંયરૂં. **S.**passage:સુરંગ;ગૂઢ માર્ગ.

**Subtile,**(સબ્ટિલ્)*a.* 1. Thin; not dense or gross:પાતળું;બારીક;સુક્ષ્મ. *As,***s.***vapor*:પાતળી વરાળ.2.Nice; fine;finely woven:બારીકીવાળું;નાજુક;બારીક;ઝીણું. 3. Acute; piercing;searching:તીક્ષ્ણ;તીવ્ર;સખ્ત;મર્મભેદી;ઘણું વાગે તેવું;અતિશય.As,**s.** *pain*:તીવ્રવેદના.4. Delicate;refined;discerning;subtle:બારીક-તીવ્ર બુદ્ધિવાળું;તીવ્ર;મર્મવીદ;સુક્ષ્મદર્શી;ચતુર.5.Sly;artful;cunning:ખંદુ;પ્રપંચી;તીવ્ર;ધૂર્ત;શઠ;પેચી;પેચ-યુક્તિવાળું.

**Subtility,**(સબ્ટિલિટિ)*n.* see **Subtilty.**

**Subtilize,** (સબ્ટિલાઇઝ્) *vt.* 1. To make fine or thin: પાતળું-ઝીણું-બારીક ક૦.2.To refine;to spin into niceties:સુક્ષ્મ ક૦;સુક્ષ્મ શોધન ક૦.

**Subtilty,**(સબ્ટિલ્ટિ)*n.*1.Thinness; fineness:પાતળાપણું;નાજુકાઈ; બારીકાઈ;ઝીણાશ; સુક્ષ્મતા. 2. Refineness;extreme acuteness : સુક્ષ્મતા;બારીકપણું.3. Cunning; skill; craft:લુચ્ચાઇ;ઠગાઈ;કપટ; ચાતુરી. 4. Artifice;guile;a trick;subtlety: યુક્તિ;પ્રપંચ;કપટ;દાવ;પેચ;મર્મ.

☞In senses 2,3,&4,the word is more commonly written *subtlety.*

**Subtle,**(સટલ્)*a.*[L.*sub* & *texo,* I weave.]1.Sly in design;artful; cunning:ખંદુ;પકકું; પેચવાળું; લુચ્ચું;શઠ.2.Crafty;treacherous:કપટી;પ્રપંચી;પેચી.3.Nicely discriminating;refined; sinuous; insinuating;penetrative:સુક્ષ્મદર્શી; ચતુર;વિદગ્ધ;માર્મિક; મર્મ ભરેલું; મર્મવિદ્; કુશાગ્ર; સુક્ષ્મ બુદ્ધિવાળું. (*b*) Difficult of apprehension ; allusive:નજર-ખ્યાલમાં ન આવે તેવું;ગહન; અતિગૂઢ ; સંભ્રમ-મોહકારી. 4. Smooth and deceptive : ઉપરથી સારું પણ છેતરે તેવું;પ્રપંચી.

**Subtlety,**(સટલ્ટિ)*n.* 1. Cunning; craftiness;artfulness: ખંદાઈ; પકકાઈ;પ્રપંચ;દાવ;પેચ;યુક્તિ;ચાતુરી.2. Nicety of discrimination:સુક્ષ્મ વિચાર;સુક્ષ્મબુદ્ધિ;કુશાગ્રબુદ્ધિ.3.Something that is sly,crafty or delusive:મોહક-ભ્રમકારી વસ્તુ-પદાર્થ;માયા.

**Subtract,**(સબ્ટ્રેક્ટ્) *vt.* [L. *sub* & *traho,*I draw.]To withdraw,or take away, as a part from the whole;to deduct : બાદ-કમી-ઓછું ક૦;કાઢવું;ઘટાડવું;-માંથી લઈ લેવું.

**Subtraction,**(સબ્ટ્રેક્શન્)*n.*1.The act or operation of subtracting or taking away a part:બાદ-કમી-ઓછું ક૦ તે;વિયોજન;વિયોગ.2.(*Math.*) The taking of a lesser number or quantity from a greater of the same kind or denomination: બાદબાકી.*Compound* **s.**:વિવિધ બાદબાકી.*The remainder after a* **s.**: બાદ;શેષ.3.The withdrawing or withholding from a person of some right to which he is entitled by law:કાયદા પ્રમાણે કોઈ માણસનો વાજબી હક હોય તે તેને ન લેવાદેવો તે.

**Subtrahend,**(સબ્ટ્રેહેન્ડ્)*n.*(*Math.*) The sum or number to be subtracted,or taken from another: બાદ-કમી કરવાની રકમ;બાદ.

**Suburb,**(સબર્બ્)*n.*[L.*sub* & *urbs,* a city.]1.Any outlying part of a city or town:બહારકોટ;પરૂં;ફળિયું;ઉપનગર;નગરોપાંત.2.Hence,the confines;the environment: હદ; સીમા;મર્યાદા;પ્રાંત.**S.***roister,*a rowdy;a loafer:રખડેલ માણસ;નીચ માણસ;ભટકેલ;ટુકડા ખાઉ.

**Suburban,**(સબર્બન)*a.*Of or pertaining to suburbs;inhabiting, or being in the suburbs of a city: શેહેર બહાર-પરાનું-સંબંધી-માં વસનાર;ઉપનગરસ્થ;નગરોપાંતવર્તી.*n.* One who dwells in the suburbs: પરાંમાં રહેનાર માણસ.

**Subversion,**(સબ્વર્શન્)*n.* Entire overthrow; utter ruin;destruction: ઉધું વાળવું તે;નાશ;પાયમાલી; ખરાબી;ઉચ્છેદ;વિનાશ;સત્યાનાશ.

**Subversive,**(સબ્વર્સિવ્)*a.* Tending to subvert; having a tendency to overthrow and ruin:ઉથલાવે-ઉંધું વાળે-નાશ-ખેદાનમેદાન-પાયમાલ કરે એવું;નાશકારી;વિધ્વંસ કર્તા-

કારી;વિનાશી;અન્તકારી.

**Subvert,** (સબ્વર્ટ્ ) *vt.*1.[L.*sub* & *verto*,I turn.]1. To overthrow; to ruin utterly:પાયમાલ-નાશ ક૦; તોડી પાડવું;ઉથલાવી-ગબડાવી નાંખવું; ખેદાન-મેદાન-ખરાબખસ્ત ક૦-કરી નાંખવું;હાલ હવાલ કરી નાંખવું;નષ્ટ ક૦;નું ઉન્મૂલન ક૦. 2. To corrupt;to confound:ભ્રષ્ટ-પાપી ક૦;બગાડવું;ફેરવીનાંખવું;ગુંચવણમાં નાંખવું:-માં વ્યામોહ ક૦.*vi.*To overthrow anything from the foundation;to be subversive:કોઇપણ ચીજને તેના મૂળમાંથી ઉખેડી નાંખવી-નાશક૦;પાયમાલ-નાશથવું.

**Succedaneum,** (સકસીડેનીઅમ્ ) *n.pl.***Succedanea**.One who,or that which succeeds in the place of another;a substitute:કોઈના બદલામાં જે વપરાયેલું તે;બદલ;અવેજ;પ્રતિનિધિ;કલ્પ. 2. *Speci.*A remedy used as a substitute for another: એકને બદલે બીજો કરેલો ઉપાય.

**Succeed,**(સકસીડ્ ) *vt.* [L. *sub*, & *cedo*,I go.]1.To follow in order; to come next after: પછી આવવું-બનવું;-ને ઠેકાણે આવવું.અનુક્રમવાર આવવું.*As,autumn* **s.***s summer*:ઉનાળા પછી પાનખર ૠતુ આવે છે.2.To fall heir to;to inherit:-ના વારસ થવું:વારસામાં મળવું:ગાદીપર આવવું:-ના-પછી આવવું. 3. To come after;to pursue;to follow:-ની પાછળ આવવું-પડવું:-નું પરિણામ થવું.4.To support; to promote:-ને ટેકો-આધાર આપવો:-ને આબાદ ક૦;-ને વધારવું:-ને ચઢતીમાં લાવવું.*vi.* 1.To follow: પાછળથી-પછી-ને ઠેકાણે આવવું:થવું;અનુસરવું.2. *Specifically*: To ascend the throne after the removal or death of the occupant:-ને પદભ્રષ્ટ કર્યા પછી-ના મોત પછી બેસવું-ને મળવું;ની પછી ગાદીએ આવવું.3.To descend, as an estate or an heirloom,in the same family;to devolve:-ને મળવું;-ના હાથમાં આવવું. 4. To have a prosperous issue or termination;to be successful: સફળ-ફતેહમંદ થવું:-ની ફતેહ થવી;પાર પડવું;વિજયી થવું-નિવડવું;સિદ્ધ થવું;કૃતાર્થ થવું;જય-યશ પામવો;છતવું; ફળ પામવું. *He* **s.***d in his plans*: તે પોતાની યુક્તિઓમાં પાર પડયો-ફતેહમંદ થયો-ફાવ્યો. 5. To go under cover:-માં ઢંકાઇને જવું.

**Success,**(સકસેસ્ )*n.*1.Act of succeeding;succession:એક પછી એક આવવું-થવું તે;ક્રમ; પરંપરા.2. That which comes after;consequence; issue or result;the outcome of effort:પરિણામ;ફળ;છેવટ;આખર:અંત.અવસાન.3.The attainment of a proposed object; prosperous; issue: સફળતા; ફતેહમંદી; ફળપ્રાપ્તિ; જય:બરકત:સાફલ્યતા;કૃતાર્થતા; વિજય;સિદ્ધિ;શ્રી;ઉદય;યશ;ફતેહ.4. That which meets with,or one who accomplishes,favourable results, as a play or a player:ફતેહ; જય.

**Successful,**(સકસેસ્ફુલ્ )*a.* Resulting in success;prosperous;happy;fortunate:ફતેહમંદ: યશસ્વી;સફળ;ગુણાવહ;નશીબવાન;વિજયી;કૃતાર્થ;કૃતકૃત્ય;લબ્ધ-પ્રાપ્તકામ;સિદ્ધ;શ્રીમાન.

**Succession,**(સકસેશન્ ) *n.* 1. The act of succeeding or following after;sequence:અનુક્રમ; પુરવાપરસંબંધ;પરંપરા; ઉત્તરોત્તરક્રમ. 2. A series of persons or things according to some established rule of precedence:અનુક્રમ: પરંપરા;પર્યાય;શ્રેણી:સંકળના: માળા;હાર. 3.Lineage race;descent:વંશાવળી-વંશપરંપરા:ઓલાદ;વંશ; અન્વય. 4. The succeeding or right of succeeding to a throne:-ની પછી -પાછળ ગાદીએ આવવું-બેસવું તે;-બેસવાનો હક. 6. The right to enter upon the possession of the property of an ancestor, or one near of kin:વારસો મેળવવાનો હક; દયાધિકાર;વારસાઈ; ઉત્તરાધિકારી. **S.** *duty*, a tax imposed on every succession to property,according to its value and the relation of the person who succeeds to the previous owner:વારસાકર.

**Successive,**(સકસેસિવ્ )*a.*1. Following in order or in uninterrupted course;consecutive: એક પછી એક આવતું:અનુક્રમવાર: ક્રમવાર: યથાક્રમ;ક્રમાનુયાયી;પારંપરિક: પરંપરાગત;નિરંતર;અવિરત.2.Inherited by succession; hereditary: વારસામાં આવતું:વંશપરંપરાનું.

**Successor,**(સકસેસર )*n.* One who succeeds or follows: એક એકની પછી આવનાર; વારસ; ઉત્તરાધિકારી;અનંતરાગામી.

**Succinct,**(સકિસન્ક્ટ્ ) *a.* [ L. *sub* & *cingo*, I gird.] 1. Girded or tucked up;bound:બાંધેલું; બાંધીને મજબૂત કરેલું.2.Brief;concise: થોડામાં આણેલું;ટૂંકું;મુખ્તેસર;સંક્ષિપ્ત; અલ્પ વિસ્તારક:સંકલિત;અવિસ્તીર્ણ.

**Succour,** ( સકર્ ) *vt.* [ L. *sub* & *curro*,I run.]To run to,or run to support;. to help or relieve when in difficulty,want or distress:મુશ્કેલી-સંકટ-દુઃખમાં મદદ ક૦-આપવી-સ્હાય ક૦;-ને આશ્રય આપવો. *n.*1.Aid;help;assistance:મદદ;સહાયતા;સહાય;આશ્રય; હાથ; શરણ.2. The person or thing that brings relief:જેથી દુ:ખનિવારણ થાય તે;શરણ;સાહ્યકાર;આધાર:આશરો:અવલંબન.

**Succulence,** (સક્યુલેન્સ્ ) *n.* The quality or condition of being succulent;juiciness: રસભર્યો-રસવાળાપણું:રસમયતા;સદ્રવતા.

**Succulent,**(સક્યુલેન્ટ્ )*a.*[L.*sucus*, juice.]Full of juice;juicy: રસ-કસદાર:રસીલું;રસભર્યું; રસમય; રસાળ; જલમય;સરસ.

**Succumb,**(સકમ્ )*vi.* [ L. *sub* & *cubo*, I lie down.]To yield; to submit;to give up unresistingly:તાબે-વશ-શરણ થવું-થઈ જવું;સામા ન થવું;દબી જવું;ટકી ન રહેવું;નમીજવું; -થી હારી જવું.

**Such,**(સચ્ )*a.*[AS. *swelc.* ] 1. Of that kind;like;resembling;similar:એવું;તેવું;એના જેવું;એને મળતું આવતું. 2. Having the particular quality or character specified: દર્શાવેલા અમુક ગુણવાળું.3.The same that(with *as*):એજ; તેજ. 4. Certain:ફલાણું;અમુક.**S.** *and* **s.**,*or* **S.** *or* **s.**,certain;some:ફલાણું ફલાણું; અમુક;ફલાણું;તે;ફલાણું ઢીંકણું.

**Suchwise,**( સચ્ઉવાઇઝ ) *adv.* In such a manner:આવી-તેવી-એવી રીતે;આ પ્રમાણે;આમ.

**Suck,**(સક્ )*vt.*[L.*sugo*,I suck]1.To draw,as a liquid by the action of the mouth and tongue:ધાવવું; ચુસવું; સ્તનપાન ક૦. 2. To draw liquid from by the action of the mouth:ચુસવું.*To* **s.***an orange*:નારંગી ચુસવી.3.To inhale;to absorb: ચુસી-શોશી-ખેંચી લેવું;પી જવું;શોષણ ક૦.*To* **s.***in air*:હવા શોશી લેવી.4. To draw or drain:ખેંચાવું;વરસવું. 5.To draw in,as a whirlpool;to swallow up:ગળીજવું;સમાવી દેવું.*To* **s.***in*,to draw in the mouth:મોંમાં

ખેંચી લેવું;પીવું;ચુસી લેવું.*To* **s**.*out*, to empty by suction:ચુશીને બહાર કાઢી નાંખવું.*To* **s**.*up*,to draw into the mouth:ધાવવું.*vi*.1.To draw or attempt to draw,something by suction: ચુશી-શોશી-ખેંચી લેવું. 2.To draw milk from the breast or udder:ધાવવું;સ્તનપાન ક૦.3.To draw in;to imbibe;to partake: પીવું;અંદર લેવું;શોસવું; ખેંચી લેવું.*n*. 1.The act of drawing with the mouth:ધાવવું-ચુસવું તે;ચોષણ;શોષણ. 2.Milk drawn from the breast: ધાવણ.3.A small draught:ઘુંટડો; સબડકો.4.Juice;succulence:રસ.

**Sucking-bottle,** ( સકિન્ગ-બૉટલ ) *n*.A feeding bottle:છોકરાંને ધવડાવવાની શીશી.

**Suckle,** (સકલ ) *vt.* & *vi*.To give suck to;to nurse at the breast: ધવડાવવું;સ્તનપાન કરાવવું.

**Suckling,**(સકિલન્ગ )*n*.1.A young child or animal nursed at the breast: ધાવતું-ધાવણું બાળક-પ્રાણી; સ્તનંધય-ધવડાવીને ઉછેરેલું પ્રાણી. *a*. Drawing milk from the mother or dam:ધાવતું.Hence,colloquially,young; inexperienced: નાનું; નાદાન;બીનઅનુભવી; જુવાનપોઠું; એલકું;આજકાલનું;કાલેસવારે જન્મેલું.

**Suction,** (સકશન )*n*. [L. *sugo*, I suck.]The act or process of sucking;the act of drawing as fluids, by exhausting the air:ચુસવું તે; ચુષણ;શોષણ;ધાવણ.

**Sudden,** (સડન )*a*. [L.*sub* & *eo*,I go.]1.Immediate;instant;speedy: અણધાર્યું-ચિંતવ્યું:ઓચિંતું;આકસ્મિક; એકાએક;અલક્ષિત;અકલ્પિત;અચિંતિનપૂર્વ.2.Hastily prepared or employed;quick:ઉતાવળથી તૈયાર કરેલું-કામે લગાડેલું:ઉતાવળું.*adv*.Suddenly;unexpectedly:ઓચીતું;અણધાર્યું-ધારી રીતે.*n*.An unexpected occurrence:અણધાર્યો-ઓચિંતો બનાવ; દૈવોગતી; અસમાની સુલતાની. **On, of,** or **All of, a Sudden,** suddenly: ઓચીંતાને:એકાએક.

**Suddenly,** (સડન્લિ ) *adv*. Unexpectedly: અણધાર્યું;ઓચિંતુ; એકાએક;આકસ્મિક;સહસા.અચાનક;અણચિંત્યા.

**Sudorific,**(સ્યુડૉરિફિક્ )*a*.[L.*sudor* sweat & *facio*,I make. ] Causing sweat:ઘામ-પરશેવો લાવે-કરે એવું;સ્વેદજનીક;સ્વેદોત્પાદક;સ્વેદલ.*n*.A sudorific medicine: ઘામ-પરશેવો કરે એવી દવા;સ્વેદન;સ્વેદોત્પાદકઔષધ.

**Suds,**(સડ્ઝ )*n.pl*.Water impregnated with soap:સાબુનું પાણી.*In the* **suds**,in turmoil or difficulty:દુ:ખમાં;સંકટમાં;આફતમાં.

**Sue,**(સ્યૂ )*vt*.[L.*sequi*.]1.To follow up;to chase;to seek after;to endeavour:to win:-ની પાછળ લાગવું-પડવું-મંડવું;-ને જીતવાનો યત્ન ક૦.2. (*Law*.) (*a*) To seek justice or right from,by legal process:-ની ફરિયાદી ક૦;-નો દાવો ક૦. ( *b* ) To proceed with,as an action,and follow it up to its proper termination:અરજ ક૦.અરજીથી માગવું.3. (*Falconry*.)To clean,as the beak (*said of a hawk*): ચાંચ સાફ-ચોખ્ખી ક૦.4.(*Naut*.)To leave high and dry on shore:કિનારે ઉંચું મુકવું.*To* **s**.*out*,(*Law*) to petition for and take out, or to apply for and obtain:-ને માટે અરજી કરીને તે મેળવવું-પ્રાપ્ત ક૦.*vi*.1.To seek by request;to petition:અર્જ કરીને માગવું;પ્રાર્થના-વિનતિ ક૦.2.(*Law*).To prosecute:to make legal claim: -પર દાવો ક૦-બાંધવો;-પર અરજી ક૦. 3.To woo; to pay addresses as a lover:-ની પ્રીતિ-પ્યાર મેળવવા પ્રયત્ન ક૦:પ્યાર મેળવવા વાતચિતમાં ઉતરવું.4.(*Naut*.) To be left high and dry on the shore,as a ship: કાંઠે ઉંચું રહેવું.

**Suent,**(સ્યૂએન્ટ્ )*a*.Even; smooth: (સપાટ;સરખું.

**Suet,**(સ્યૂએટ્ )*n*. [L.*sebum*.] The fat and fatty tissues of an animal:પ્રાણીની ચરબી-ચરબીવાળાં તંતુ.

**Suffer,** (સફર )*vt*.[L.*sub* & *ferro*, I bear.]1.To submit to with distress or grief;to undergo:ભોગવવું; વેઠવું; ખમવું. *As, he* **suffered** *great pain*:તેણે ઘણું દુ:ખ ખમ્યું-ભોગવ્યું.2.To endure or undergo without sinking:ખમવું;વેઠવું સહન ક૦;સહેવું;છરવવું.3. To sustain; to experience:-માં થવું-હોવું;-નો અનુભવ લેવો;આવવું; પડવું;ખમવું. *To* **s**. *loss*:નુકસાન થવું. 4. To allow; to permit;to tolerate:થવા દેવું;મનાઇ-અટકાવ ન કરવો;દેવું. *vi*. 1. To feel or undergo pain of body or mind: -ને દુ:ખ લાગવું;દુ:ખ ભોગવવું;શ્રમ-ક્લેશ ભોગવવો-અનુભવવો.2.To undergo punishment:શિક્ષા-દંડ ભોગવવો-વેઠવો-ખમવો.3.To be injured; to sustain loss or damage:-ને નુકસાન લાગવું-થવું; ઈજા-હરકત થવી; ધક્કો-નુકસાન-ધોકો પહોંચવો-લાગવો; ખરાબી થવી;બાધ આવવી-લાગવી.

**Sufferable,** (સફરેબલ્ )*a*. 1. Able to endure or suffer;patient:સહન કરે એવું:ધીરજવાળું; સહનશીલ. 2.Allowable;tolerable:મનાઈ-અટકાવ ન કરાય તેવું;સહનીય;સહ્ય.

**Sufferance,** (સફરેન્સ્ ) *n*. 1. The state of suffering; endurance : ખમવું-વેઠવું તે:સહનશીલતા; અનુભવ; ભોગ.2.Misery;suffering;distress: દુ:ખ;પીડા;સંકટ;વ્યથા;શ્રમ;કલેશ;ભોગ.3.Loss;damage;injury: નુકસાન;ટોટો; ઈજા; હરકત. 4. Patience; moderation: સહનશીલતા; ધીરજ; ખામોશ;ક્ષમા. 5. Toleration;permission;leave:અપ્રતિબંધ;અનુજ્ઞા; અનુમતિ:મહેરબાની:દરગુજર:રજા.6.A permission granted by the customs authorities for the shipment of goods:માલ ચઢાવવાને માટે જકાત ખાતાવાળાએ આપેલી રજા.*On* **s**., by mere toleration : ફક્ત અપ્રતિબંધ-દરગુજરથી.

**Sufferer,** (સફરર ) *n*. 1. One who suffers:દુ:ખ જેને પડયું હોય તે;દુ:ખી માણસ;દુ:ખ ખમનાર;ભોક્તા;ભોગી;નુકસાન વેઠનાર.2.One who permits or allows:રજા આપનાર-દેનાર.

**Suffering,** (સફરિન્ગ્ ) *n*. Pain endured;loss;distress:દુ:ખ;પીડા;કષ્ટ; સંકટ;વેદના;સંતાપ;વ્યથા;શ્રમ; કલેશ. *a*.Being in pain or grief; having loss,injury,etc.:દુ:ખી;કષ્ટ-પીડા-નુકસાન સહન કરનાર;દુ:ખ ભોક્તા; શ્રમી;કષ્ટી:દુ:ખિત.

**Suffice,**(સફ્ફાઇસ્ ) *vi*. [L. *sub*, & *facio*,I make.]To be enough or sufficient;to be adequate:બસ-પુરતું હોવું;પુરૂં પડવું.*vt*.1.To satisfy; to content:-ને સંતોષ પમાડવું-ધરાવવું;તૃપ્ત ક૦;પુરૂં પાડવું.2.To furnish;to supply adequately: પુરૂં પાડવું;જોઇએ તેટલું આપવું.

**Sufficiency,** ( સફ્ફિશૅન્સિ ) *n*. 1. Adequacy:પુરતા-બસપણું;જોઇએ તેટલું હોવું તે;યથેષ્ટતા;પર્યાપ્તિ; મનમાન્યું.2.Ability;capacity:શક્તિ;સામર્થ્ય; યોગ્યતા. 2. Adequate substance or means; competence: ખરચ પુરતી કમાઈ-પૈસો. 4. Supply

equal to wants;ample stock or fund : જોઈએ તેટલી વસ્તુ-પૈસો. 5. Conceit;selfconfidence:સ્વ-આપ ભરંસો-વિશ્વાસ-વડાઇ;સ્વશક્ત્યભિમાન.

**Sufficient,** ( સફિશેન્ટ્ ) *a.* 1. Enough;ample;competent:જોઈએ-તેટલું;પુરતું;બસ;ખપ જેટલું;યથેષ્ટ;પર્યાપ્ત.2.Qualified;fit:લાયક;યોગ્ય;સમર્થ. 3. Capable of meeting obligations; responsible: જવાબદાર; જુમ્મેદાર. 4. Self-satisfied ; content:ધરાયેલું;સંતુષ્ટ.

**Sufficiently,** ( સફિશેન્ટ્લિ ) *adv.* To a sufficient degree;enough: જેટલું જોઈએ તેટલું;બસ;ખપ જેટલું; પુરતું;યથેષ્ટ;મનમાન્યું.

**Suffix,**(સફિક્સ)*n.* [L.*sub.* & *figo*, I fix.]1.A postfix:પ્રત્યય;ઉત્તરાક્ષર.2.(*Math.*) A subscript mark, number,or letter:પાછળથી લખેલો અક્ષર-ચિન્હ. *vt.*To add or annex to the end,as a letter or syllable to a word;to append: છેડેલગાડવું;પ્રત્યય લગાડવો.

**Suffocate,** (સફોકેટ્ )*a.* [L.*sub*,& *faucis*,the throat.] Suffocated; choked:ગુંગળાઈ ગયેલું;શ્વાસ રૂંધાયેલું.*vt.*1.To stifle;to smother:ગુંગળાવી નાંખવું;સ્વાસરૂંધવો-રોકવો-બંધ કo;શ્વાસાવરોધ કo.2. To destroy; to extinguish:નાશ કo;ઓલવી નાંખવું;બુઝવી નાંખવું;છાંટવું.*To s. fire*: દેવતા-આગ ઓલવી નાંખવી. *vi.* To become stifled or smothered : ગુંગળાઈ જવું.સ્વાસ રૂંધાઇ જવો.

**Suffocation,** (સફોકેશન ) *n.*The act of suffocating or the state of being suffocated:ગુંગળાવવું તે; રૂંધાણ;શ્વાસાવરોધ;પ્રાણરોધ;કંઠસ્તંભન.

**Suffrage,**( સફ્રેજ્ )*n.*[L. *sub*, & *frango*,I break.]1.Assent;vote: મત;હકાર;અનુમતિ.2. Witness;approval: સાક્ષી; સહી;હા; સમ્મતિ. 3. (*Eccl.*)(*a*)A short petition:ટુંકી અરજ.(*b*)Prayer,in general:પ્રાર્થના;અરજ;વિનંતી.4.Aid;assistance: મદદ;સહાયતા. *vt.* To vote for; to elect:-ને માટે મત આપવો;-ને ચૂંટી કાઢવું-પસંદ કરવું.

**Suffuse,** (સફ્યુઝ્ ) *vt.*[L. *sub.* & *fundo*,I pour.]To fill or cover, as with something fluid:ફેલાવવું;વ્યાપ્ત કo-માં પાથરવું;-થી ઢાંકી-ભરી નાંખવું.

**Sugar,**(શુગર્ )*n.*1.A sweet,white substance,obtained by crystallizing the evaporated juice of certain plants,as the sugar cane, sorghum etc:ખાંડ; બુરૂ. 2. Anything resembling sugar in taste or appearance:સ્વાદ અથવા દેખાવમાં ખાંડના જેવી ચીજ;ખાંડ મય પદાર્થ.3.Complement or flattery : honeyed or soothing words:(બોલવામાં)મીઠાશ;સવાસલું-મીઠું વચન; ખોબેખોબે ખાંડ પીરસવીતે. *vt* 1.To mix sugar with;to sweeten:-માં ખાંડ નાંખવી-ભેળવવી:શર્કરાયુક્ત કo.2. To cover with soft words;to compliment;to sweeten:મીઠું મીઠું-ગોળ ઘાલીને બોલવું.

**Sugar-baker,** (શુગરબેકર્ ) *n.*One who refines sugar:ખાંડ ધોનાર-સાફ કરનાર.

**Sugar-candy,** ( શુગર-કેન્ડિ ) *n.* Sugar clarified and concreted or crystallized:સાકર.મીસરી.

**Sugar-cane,**(શુગર્-કેન્ )*n.* (*Bot.*) A tall perennial grass:શેરડી; શેલડી;ઇક્ષુ.

**Sugar-mill,** ( શુગર્-મિલ્ ) *n.* A machine for pressing out the juice of sugar cane:શેરડી પીલવાનું કહોલું;કોલ.

**Sugary,**(શુગરિ)*a.* 1. Resembling or containing sugar;sweet:ખાંડ જેવું-વાળું;ગળ્યું;મીઠું; શર્કરાયુક્ત;મિષ્ટ; મધુર;મધુમય.2. Fond of sugar or sweet things:મીઠાસવાળું;મીઠું મીઠું ખાવાની આદતવાળું;સ્વાદિયું.

**Suggest,**(સજેસ્ટ્ ) *vt.* [ L. *sub* & *gero*,I carry.]1.To introduce indirectly to the thoughts:સૂચવવું; સુઝાડવું;સુઝે એમ કo.2.To hint; to intimate:દરખાસ્ત-સૂચના કo;સૂચના તરીકે કહેવું;સૂચવવું. 3. To prompt to evil;to tempt:ખોટું-બદકર્મ-કામ કરવાને લલચાવવું; લલચાવીને ફાંદામાં નાંખવું;લોભાવવું;આડે માર્ગે દોરવું. 4. To inform secretly:છાનામાના-છુપી રીતે ખબર આપવી. *vi.*To make suggestions;to tempt: સૂચવવું;લલચાવવું;લાલચ આપવી.

**Suggestion,** (સજેશન ) *n.* 1. The act of suggesting;presentation of an idea:સુઝાડવું-સૂચવવું તે.2.(*a*) An insinuation;a hint:દરખાસ્ત; સૂચના;સૂચન;ઈસારો;બુદ્ધિવાદ;મંત્રણ; ઉપદેશ;સૂચવેલી વાત.*Also formerly*,a secret incitement;temptation:છુપી ઉશ્કેરણી;લાલચ.3. Charge; complaint; accusation: તહોમત; ફરિયાદ.4.( *Law.* ) Information without oath:વગર સોગનની જુબાની-હકીકત.(*Psychol.* & *Metaph.*) The act or power of originating or recalling ideas or relations original and relative:સ્ફુરણ;સ્ફુર્તિ.

**Suggestive,** ( સજેસ્ટિવ ) *a.* Containing a suggestion, hint or information:સૂચનાવાળું; સૂચવનારૂં;સૂચના કરે એવું;સૂચનાત્મક;ગર્ભિત; સૂચક;પ્રબોધક.

**Suicidal,**(સ્યૂઈસાઈડલ્ ) *a.* Partaking of,or of the nature of, the crime of suicide:પોતાનો ઘાત કરે એવું;આત્મઘાતક; આત્મઘાતી; આત્મનાશી;આત્મનાશાવહ.

**Suicide,**(સ્યૂઈસાઈડ્ )*n.*[L. *sui*, of one's self & *cædo*,I cut.]1.Self-murder:આત્મહત્યા;આત્મઘાત;આત્મવધ;પ્રાણવધ; પ્રાણત્યાગ; સ્વપ્રાણહિંસા;આપઘાત.2. One guilty of self-murder:આત્મઘાત-હત્યા કરનાર-ગુન્હેગાર; આત્મઘાતી ; આપઘાતી; આત્મહત્યારો: આત્મત્યાગી.3. Ruin of one's own interests : પોતાના ફાયદાનો નાશ.

**Suit,**(સ્યૂટ્ )*n.*[L.*secta*.]1.The act of following or pursuing,a game; pursuit:-ની પાછળ પડવું-લાગવું-મંડવું તે.2.Pursuit;endeavour:મેળવવાની કોશીશ-પ્રયત્ન;ઉદ્યોગ.3.The solicitation of a woman in marriage;courtship: પરણવાના વિચારથી સ્ત્રીની પ્રીતિ મેળવવાનો ઉદ્યોગ;પ્રાર્થના; પ્રણય; વિજ્ઞપ્તિ; વિજ્ઞાપના. 4. (*Law.*)The attempt to gain an end by legal process:દાવો; અરજી;મુકર્દમો;ફરિયાદ.5.A company of attendants or followers-often written *suite*, and pronounced *swēt*: (સ્વીટ્ )સાથે ચાલનારા-પાછળ આવનારા માણસોની ટોળી; ખવાસો; નોકરો;ચાકરો;પરિવાર;સ્વારી;ખટલો; ઈતમામ;મંડળી; અનુચરવર્ગ; પરિજન. 6. Things that follow in a series or succession:અનુક્રમ પ્રમાણે થનારી-બનનારી-આવનારી ચીજો-પદાર્થો7.A set:એક જોડાની જાતની ચીજો; જોડ.*A s.of clothes*:પોશાકનો જોટો. 8.One of the four sets of cards which constitute a pack: ગંજીફાની એક ભાતનાં બધાં પત્તાં.9. Regular order;succession:ક્રમ;અનુ-

Servants will not be diligent if the masters are negligent:

ક્રમ;નિયમ.*Out of* **s** s,having no correspondence:અણુરાગવાળુ; બેરાગ.*To bring* **s.**,to institute an action:દાવો લાવવો-માંડવો.*To follow* **s.**,to do the same thing:તેમજ કરવું.*vt.*1.To fit;to adapt:-ને લાયક-યોગ્ય ક૦:-ને બેસતું-માફક આવે તેમ ક૦; પ્રમાણે-અનુરૂપ ક૦; ઠીક પડે તેમ ક૦.2.To accord with;to become; to befit: દીપવું; યોગ્ય હોવું; છાજવું; ઘટવું; શોભવું;યોગ્ય-લાયક લાગવું-દીસવું. 3. To dress;to clothe: કપડાં-લુગડાં પહેરાવવાં-આપવાં. 4. To please; to make content:ખુશ ક૦;સંતુષ્ટ પમાડવું.*vi.*To agree; to accord; to correspond: માફક આવવું:-ને ઠીક પડવું: -ને અનુકૂળ આવવું.*This climate does not* **s.***me*: આ હવા મને સદતી-માફક આવતી નથી.

**Suitable,**(સ્યૂટેબલ )*a.*Fitting; accordant; proper; agreeable; becoming; adapted:લાયક;યોગ્ય;શોભતું;ઘટતું;બંધબેસતું;છાજતું; અનુકૂળ; યુક્ત:ઉચિત;ઉપપન્ન;અનુરૂપ.

**Suitably,**(સ્યૂટેબ્લિ) *adv.* Accordantly,properly;agreeably:લાયક-યોગ્ય-ઘટતી રીતે.

**Suite,** (સ્વીટ્ ) *n.* 1. A retinue or company of followers or attendants:પરિવાર;ચાકર, નફર વિગેરે અનુયાયી વર્ગ;રસાલો. 2. A number of things used or classed together;a set:જોડ:સંયોગ;સમષ્ટિ.

**Suitor,**(સ્યૂટર્ )*n.*1. A petitioner; an applicant:અરજ કરનાર; અરજદાર.2.A wooer;a lover:સ્ત્રી પરણવા માટે તેની પ્રીતિ મેળવવાનો ઉદ્યોગ કરનાર;આશક; વિવાહાર્થી; પાણિગ્રહણાર્થી.3.(*Law.*)A party to a suit, as a plaintiff,petitioner,etc.:વાદી;અરજદાર;ફરિયાદી;મુકદ્દમાનો પક્ષકાર.

**Sulcus,** (સલ્કસ્ ) *n. pl.* **Sulci**. A furrow;a groove;a fissure:કોરણ; ખોભણ;ફાર;ખાંચો.

**Sulkiness,**(સલ્કિનેસ્ ) *n.* Sullenness;moroseness:ઉદાસી;ખેદ; દિલગીરી;ગ્લાની;ખિન્નતા:ચીઢીઆપણું.

**Sulks,**(સલ્કસ્ )*n.pl.*The condition of being sulky; sulky mood or humor:રીસ:ક્રોધ;ગુસ્સો;ચીઢ;ઉદાસી.

**Sulky,**(સલ્કિ)*a.*Sullen;sour;obstinate;morose; splenetic: ચીઢિયું; ચઢેલા મ્હોંવાળું;હઠીલું; ગુસ્સાવાળું; બળીએલ.*n.pl.*A light two wheeled carriage for a single person: એક માણસને બેસવાની હલકી બે પૈડાંની ગાડી.

**Sullage,** (સલૅજ્ )*n.* Drainage of filth:ગંદકી કચરો વિ૦ ગટર મારફતે કઢાતો હોય તે: ગટરની ગંદકી કચરો વિ૦. 2. Silt;mud deposited by water:ઠરેલો કચરો;કીટું;પાણી નીચે ઠરેલો કાદવ-કિચડ.

**Sullen,** (સલેન્ )*a.*[L.*solus*,alone.] 1.Lonely;solitary; desolate: એકાંત;એકલું;ઉજ્જડ.2.Gloomy; dismal:ઉદાસી;ઉદાસીન;ઉદ્વિગ્ન;અંધકારવાળું. 3. Mischievous; malignant:નુકશાનકારક; તોફાની; અનિષ્ટ; અશુભ.4.Cross;sour;morose: ઉદાસ;ચીઢિયું;બળીએલ;કર્કશ. 5. Obstinate; intractable:હઠીલું;જક્કી; જીદ્દી;દુરાગ્રહી;મમતી.6. Heavy; dull; sluggish:ઉદાસ;આળસુ; જડ; સુસ્ત; ભારે.*n.*1.A hermit: બાવો; એકાંતવાસમાં રહેનાર; સાધુ; સન્યાસી. 2. Sulks;moroseness:રીસ; ક્રોધ; ગુસ્સો.*vt.*To make sullen or sluggish:શોકાતુર-ઉદાસી ક૦-બનાવવું.

**Sulliage,**(સલિએજ્ ) *n.* Foulness; filth:ગંદકી;કચરો;કાદવ;મલિનતા.

**Sully,**(સલિ)*vt.*[AS.*sol*, mire.] To soil;to dirty;to tarnish;to darken:મેલું-મલિન-કચરાવાળું ક૦;ડાઘ લગાડવો-પાડવો;દૂષિત-કલંકિત ક૦;ઝાંખ પમાડવી;કાળું ક૦;બટ્ટો-એબ-નામોશી-દૂષણ-ડાઘ લગાડવો. *vi.*To become soiled or tanished:મેલું-મલિન-કચરાવાળું-ડાઘવાળું થવું-હોવું.*n.pl.*Soil; tarnish;stain: મેલ;કચરો;ડાઘ.

**Sulphate** ( સલ્ફેટ્ ) *n.* A salt of sulphuric acid:ગંધકના તેજાબ વાળો ખાર.**S.***of soda*:ખારો;પાપડીઓ ખાર-ખારો.**S.***of magnesia*:વિલાયતી મીઠું (જુલાબ લેવાનું )

**Sulphur,** (સલ્ફર્ ) *n.*1.(*Chem.*) A nonmetallic element combined as in the sulphides:ગંધક.2.(*Zool.*) Any one of numerous species of yellow or orange butterflies: પીળું-નારંગી રંગનું પતંગિયું.

**Sulphureous,Sulphurous,** (સલ્ફ્યૂરીઅસ્-સલ્ફરસ્ )*a.* Consisting of sulphur; impregnated with sulphur:ગંધકનું-વાળું;ગંધકમય-યુક્ત.

**Sulphury,** (સલ્ફરિ)*a.*Resembling sulphur ; having the qualities of sulpher: ગંધક જેવું-ને મળતું;ગંધકધર્મક.

**Sultan,**(સલ્ટૅન,Ar.સલ્ટાંન )*n.* [Ar. *sultan.*]A ruler or governor of a Mohamedan state : મુસલમાની બાદશાહનો ખિતાબ-ખેતાબ;સુલતાન.

**Sultana,** (સુલ્ટાંનાં) *n.* 1.The wife of a sultan;a sultaness:સુલતાનની રાણી-બેગમ;સુલતાના.

**Sultriness,**(સલ્ટ્રિનેસ્ )*n.*The quality or state of being sultry:ધામ;ગરમી;કઠારો;ઉબ-રો;ઉષ્ણતા;બફારો.

**Sultry,**(સલ્ટ્રિ)*a.*1.Very hot;burning,and oppressive:ઘણું ગરમ-ઉષ્ણ;ઘણી ગરમી-ઉષ્ણતા વાળું; ઉકળાટ વાળું; અતિઉષ્ણ. 2. Very hot and moist,or hot,close,stagnant,and oppressive,as air:ધામ-બફારા વાળું;કઠારા વાળું.

**Sum,**(સમ્ ) *n.* [L.*summus*,highest.]1.The amount or whole of any number of individuals or particulars added together: બેરીજ;સરવાળો;એકંદર; એકંદરઆકાર; જુમલો;સંગ્રહ.2.Any amount,indefinitely:રકમ;અવેજ.3.The substance;the compendium:તાત્પર્ય; મતલબ;સારાંશ;તત્વાર્થ;હાંસલ;નિષ્કર્ષ. 4.Height;utmost degree:પરિપૂર્ણતા;શિખર;પરાકાષ્ટા:ટોચ.5.(*Arith.*) A problem to be solved,or an example to be wrought out:હિસાબ; દાખલો. *In* **s.**, in short; in brief:ટુંકાણ-સંક્ષેપમાં.*vt.*1.To bring together into one whole:to collect into one amount:-નો સરવાળો-એકંદર ક૦;-નો જુમલો ક૦.2. To comprise in a few words;to condense(usually with *up.*):-નો સાર-મતલબ-સારાંશ-તાત્પર્ય કહેવો-લાવવો;સંક્ષેપમાં આણવું;ઉપસંહાર ક૦.3. To furnish with complete, or full-grown,plumage: પૂરેપૂરી કલગી બેસારવી. *Summing up*,a resume;a summary:સારાંશ;સંક્ષેપ;સાર.

**Summary,**(સમૅરિ)*a.*1.Short;brief concise;compendious:ટુંકું;મુખ્તેસર;સંક્ષિપ્ત;સામાસિક.3.Hence,rapidly formed;quickly executed (*as a process*):સંક્ષિપ્ત;ટુંકું;સત્વર; ક્ષિપ્ર;અવિલંબિત;ઉપર ઉપરનું.*n.pl.* **Summaries**.A general or comprehensive statement : મુખ્તેસર હેવાલ;સાર;સારાંશ;સારસંગ્રહ.

**Summer,**(સમર્ )*n.*One who casts up an account:હિસાબ ગણનાર.*n.* (*Arch.*)(*a*)The lintel of a door or window : બારી અગર બારણાનો

ઓતરંગ.(*b*)The commencement of a cross vault:આડા ઘુમટની શરૂઆત-આરંભ-મૂળ-મંડાણ. *n.* [ A.S. *sumer.*]The warmest period of the year : ઉન્હાળો;ગરમીના દિવસ; ગ્રીષ્મઋતુ-કાળ.**S.** *fallow*, land uncropped and plowed,etc.,during the summer,in order to pulverize the soil and kill the weeds: કાપણી કર્યા વગર ઉન્હાળામાં ખેડેલી જમીન.*vi.*To pass the summer; to spend the warm season:ઉનાળો ગાળવો-કાઢવો. *To* **s.** *in Switzerland*:સ્વીટ્ઝર્લૅંડમાં ઉનાળો ગાળવો. *vt.*To feed during the summer: ઉનાળામાં ખવડાવવું.

**Summer-house,**(સમર્‌હાઉસ્)*n.*A rustic house or apartment in a garden or park,to be used as a pleasure resort in summer:બંગલો;ઉનાળાને સારૂ બગીચો;ઉનાળામાં રહેવાની બાગમાં ઓરડી-ઘર; ગ્રીષ્મઋતુગ્રહ ; વિલાસગૃહ-મંદિર. **S.** *with fountains*:જલમંદિર; ધારાયંત્રગૃહ.

**Summit,**(સમિટ્ )*n.* [L.*summus*, the highest. ] **1.** The top; the highest point:ટોચ;શિખર:મથાળું; અગ્ર.શિખા;કળશ:મથક.**2.**The highest degree;the utmost elevation: શિખર; પરાકાષ્ઠા;સીમા;હદ;પરાકોટિ. **S.** *level*, the highest level of a canal,railroad,or the like,in surmounting an ascent:નહેર કે આગગાડીની સડકની ઉંચામાં ઉંચી સપાટી.

**Summon,** (સમન્ ) *vt.* [L. *sub* & *moneo*,I admonish.]**1.** To call, bid,or cite;to notify to come or appear:બોલાવવું;તેડવું;આવવાની ખબર આપવી:આમંત્રણ ક૰.**2.**To give notice to, or command to appear;to cite by authority:સમન ક૰; આવવાનું-હાજર થવાનું ફરમાવવું. **3.**(*Mil.*)To call upon to surrender;as a fort:-ને કિલ્લો સ્વાધીન કરાવવાને માટે બોલાવવું; શરણ થવાનું કહેવું.*To* **s.***up*:એકઠું-ભેગું ક૰;ધરવું; આણવું.

**Summons,**( સમન્ઝ્ )*n.pl.* **Summonses.1.**The act of summoning;a call by authority:બોલાવવું-સમન કઢાવવો તે; આહવાહનપત્ર. **2.** (*Law.*) A warning or citation to appear in court:સમન;હાકેમનું તેડું -ફરમાન; સરકારી તેડું. **3.** (*Mil.*)A demand to surrender: -ને શરણ કરવાની માગણી.*vt.*To summon:બોલાવવું;સમન કાઢવો.

**Sumpter,**(સમ્પ્ટર્ )*n.*[L.*sagma*, a pack saddle.]**1** The driver of a pack horse:ભારખાનાનો ઘોડો હાંકનાર.**2.**A pack;a burden: બોજો; ભારખાનું.**2.**A baggage horse:ભારખાનાનો ઘોડો: ભારબરદારી ઘોડો.*a.* Carrying burden on the back: ભારબરદારી;પીઠપર ભાર લઈ જતું.

**Sumptuary,** (સમ્પ્ટ્યૂઅરિ) *a.* [L. *sumptus*,expense.]Relating to expense;regulating expense or expenditure:ખરચમાં નિયમ રાખવા વિષે;ખરચ સંબંધી-નું:ખરચ ઓછો કરાવવાનું;વ્યયનિયમ વિષયક;વ્યયસંબંધી.

**Sumptuous,** (સમ્પ્ટ્યૂઅસ્ ) *a.* [L. *sumptus*,expense.] Costly;expensive: ઘણા મુલ-કિમ્મતનું; ભારે; કિમ્મતી; બહુ મોંઘી; અતિ મૂલ્યવાન્. Hence, splendid; magnificent: ઉમદા;સરસ; ભભકાદાર; રોનકદાર;વિશિષ્ટ:જબરૂં.

**Sun,**(સન્ )*n.*[AS. *sunne.*] **1.** The luminous orb,the light of which constitutes day,and its absence night:સુરજ;સૂર્ય;રવિ;આદિત્ય:ભાસ્કર:ભાનુ:ભાણ;દિનકર;પ્રભાકર;જગત-કર્મસાક્ષી;સૂર્યનારાયણ;સવિતા;દિવાકર;માર્તંડ.**2** Any heavenly body which forms the center of a system of orbs:કોઇપણ તારામંડળમાંનો મધ્ય તારો. **3.** The direct light or warmth of the sun:sunshine:તડકો;તાપ; ગરમી; ઉષ્ણતા. **4.** That which resembles the sun in splendor or importance: ભપકા અથવા ઉપયોગમાં સૂર્યના જેવી-ને મળતી આવતી ચીજ-પદાર્થ;તેજપુંજ.*Belonging or relating to the* **s.**:સૌર.*Disk of the* **s.**:સૂર્યબિંબ;સૂર્યસંડળ;રવિમંડળ.*Early morning* **s.**: બાલસૂર્ય; બાલાર્ક. *Figure of the* **s.**:સૂર્યયંત્ર. *Half yearly passage of the* **s.**: અયન. ( ઉત્તરાયણ. & દક્ષિણાયન ) *Mansion of the* **s.**:સૂર્યનક્ષત્ર;મહાનક્ષત્ર.*Meridian* **s.**: મધ્યાન્હનો સૂર્ય;તરૂણ સૂર્ય.*Region of the* **s.**:સૂર્યમંડળ;સૂર્યલોક.*vt.*To expose to the sun's rays:સૂર્યના કિરણમાં ઉઘાડું-ખુલ્લું-તડકે મુકવું;તડકો ખવડાવવો.

**Sunbeam,** (સનબીમ્ ) *n.*A beam or ray of the sun : સૂર્યનું કિરણ; સૂર્યરશ્મિ;સૂર્યાંશુ.

**Sun-burnt,**(સનબર્ન્ટ્ )*a.* Burnt by the heat of the sun:સૂર્યના તાપથી બળીગયેલું;સૂર્યદગ્ધ.

**Sun-day,**(સન્ડે )*n.*[AS.*sunnan*, the sun & *dæg*, day.]The first day of the week;the Christian Sabbath: રવી-આતવાર;આદિતવાર; વિશ્રામનો દિવસ;સૂર્યવાસ-ર; રવિવાર. *a.* Belonging to the Christian Sabbath:રવી-આતવાર સંબંધી-નું.

**Sunder,**(સન્ડર્ )*vt.*& *vi.*[AS.*sundor*,asunder]To part;to separate; to divide; to sever: જુદું પાડવું; કાપવું;ભાગવું;વિખુટું-નોખું-ઇલાયદું ક૰; ભાગ ક૰. *n.*A division or severance:ભાગ;વિભાગ.અંશ.*vt.* To expose to the sun and wind: સૂર્ય અને પવનમાં ઉઘાડું-ખુલ્લું મુકવું.

**Sundial,**(સન્ડાઇઍલ્ )*n.*An instrument to show the time of day by means of the shadow of a gnomon,or style on a plate:શંકુ-છાયા યંત્ર;ઘડી;સૂર્યઘડી.

**Sundown,**( સન્ડાઉન્ )*n.* The setting of the sun : સૂર્યનું આથમવું-અસ્તપામવું તે;સૂર્યાસ્ત. **2.** A kind of broad brimmed hat worn by women:પહોળી કોરવાળી બૈરાંને તડકામાં પહેરવાની ટોપી.

**Sundries,** ( સન્ડ્રીઝ્ )*n. pl.* Many different or small things;sundry things:ઘણી જુદી તથા નાની ચીજો-પદાર્થો;પરચૂરણ જણસો;કિરકોલસામાન.

**Sundry,**(સન્ડ્રિ )*a.*[AS.*sundor*,asunder.] **1.**Several; more than one or two;various:કેટલીક;એક બે કરતાં વધારે.**2.** Separate;diverse: જુદું;અલગ;વિવિધ;નોખું; ઇલાયદું;બહુવિધ; નાનાવિધ. *All and* **s.**, all collectively and each separately: સઘળું ભેગું અને દરેક જુદું.

**Sunflower,**(સનફ્લાઉઅર્ )*n.* Any plant of the genus *Helianthus*: સુરજમુખી-ફુલ:સૂરજ-સૂર્યફુલ-કમલ.

**Sunk,**(સન્ક્ )*imp.*& *p.p.*of **Sink:** ડુબ્યું:ડુબેલું.**S.***fence*,a ditch with a retaining wall,used to divide lands without defacing a landscape;a ha-ha:જમીનને નોખી પાડે પણ આગળ પાછળનો દેખાવ સારીરીતે જણાય એવી ઉંચાઈની દીવાલવાળી ખાઈ.

**Sunken,**(સન્કેન્ )*a.*Lying on the bottom of a river or other water; sunk:નદી અથવા બીજા કોઈ પાણીને તળીએ પડેલું:ડુબેલું;બેસી ગયેલું.

Society is a more level surface than we generally imagine:

**Sunless,**(સન્લેસ્ ) *a.* Destitute or deprived of the sun or its rays; shaded;shadowed: સૂરજનો તાપ-તડકો નહિ આવતો હોય તેવું;છાયાવાળું.

**Sunny,**(સનિ)*a.*Of, or pertaining to sun:સૂર્ય સંબંધી-નું-વિષે.Hence, shining;bright;brilliant:ચળકતું; પ્રકાશિત;તેજસ્વિ.2.Exposed to the rays of the sun:સૂર્યના કિરણમાં ખુલ્લું-ઉઘાડું મુકેલું;સૂરજનો તડકો આવતા-પડતો હોય તેવું.3.Cheerful:genial:આનંદી;મોજીલું;ખુશમીજાજી;હસમુખા સ્વભાવનું.*As,a* **s.** *disposition*:આનંદી-ખુશમિજાજી સ્વભાવ.

**Sun-rise-rising,**(સનરાઈઝ્-રાઇઝિન્ગ્) *n.*1.The first appearance of the sun above the horizon in the morning:સૂર્યોદય;સૂર્યનો ઉદય-ઉગવું તે.2. Hence, the region where the sun rises;the east: ઉગમણી-પૂર્વ દિશા;ઉગમણું;પૂર્વ.

**Sun-set-setting,** ( સન્સેટ્-સન્સેટિન્ગ )*n.*1.The descent of the sun below the horizon: સૂર્યનો અસ્ત; સૂર્યનું આથમવું તે. *Also*, the time when the sun sets;evening:સાંજ;સંધ્યાકાળ;સૂરજ આથમવાની વખત;રોણીકોણી વખત.2. Hence, the region where the sun sets;the west:પશ્ચિમ-આથમણી દિશા.

**Sun-shine,** (સન્શાઈન્ ) *n.* 1. The light of the sun or the place where it shines:સૂર્યનું પ્રકાશ;જે ઠેકાણે સૂર્યનું પ્રકાશ-અજવાળું પડે છે તે જગ્યા.2.Warmth;illumination; brightness:હુંફ;તેજ;પ્રકાશ;ચળકાટ. *a.*Bright:પ્રકાશિત;અનુગ્રહ;અજવાળાવાળા.**S.***hours*: અજવાળાવાળા-દહાડાના કલાક.

**Sun-stroke,**(સન્સ્ટ્રોક્ ) *n.* (*Med.*) An affection produced by the action of the sun on some part of the body:સુરજના તાપની ઝાળ; લુખ;લુ.

**Sup,**(સપ )*vt.*[AS.*suspan.*]To take into the mouth, with the lips, as liquid;to sip:ધીમેધીમે નાનેનાને ઘૂંટડે નરમ પદાર્થ ખાવો-પીવો. *n.* A small mouthful,as of liquor or broth;a sip:નરમ પદાર્થ ખાવો-પીવો તે-નો ઘુંટડો.*vi.*To eat the evening meal. સાંજનું ભોજન ખાવું; વાળુ કo.*vt.*To treat with supper: વાળુ આપવું-પીરસવું.

**Superable,** (સ્યૂપરૅબલ્ )*a.*[L.*super*,above,over.] Capable of being overcome or conquered:surmountable:તજી શકાય તેવું;-ના ફાવી શકાય તેવું.

**Super-abound,** (સ્યૂપર્ઍબાઉન્ડ્ ) *vi.*To be very abundant or exuberant; to be more than sufficient:-ની રેલછેલ-લીલાલહેર હોવી;-માં જોઈએ તે કરતાં વધારે હોવું;પુરતું હોવું.*As,the country* **s.***s with corn*: તે દેશમાં ધાનની રેલછેલ-ઘણું જ-પુષ્કળ છે.

**Super-abundance,**(સ્યૂપર્ઍબન્ડન્સ્ )*n.*A superabundant quantity;redundancy;excess: રેલછેલ; લીલાલહેર;ખપ કરતાં વધારો;અધિકાઈ; આધિક્ય:અધિકતા;પુષ્કળતા.

**Super-abundant,** (સ્યૂપર્-ઍબન્ડન્ટ્ )*a.*Abounding to excess;being more than is sufficient;redundant: રેલાતું;છેલાતું;વધારાનું;જોઈએ તે કરતાં વધતું;અધિક;અતિશય.

**Super add,** ( સ્યૂપર્-ઍડ્ ) *vt.* To add over and above;to add to what has been added:વધારવું;ઉમેરવું; વધારામાં વધારો કo-માં વધારે નાંખવું-ઉમેરવું.

**Superannuate,** ( સૂપર્ઍન્યુએટ્ ) *vt.* To impair or disqualify on account of age or infirmity:ઘડપણ કે જીર્ણાવસ્થાને લીધે નબળું-નાલાયક કo.

**Super-annuated,**(સ્યૂપર્-ઍન્યૂએટેડ્ )*a.*[*super* &L.*anuus*, year.] Impaired or disqualified on account of age or infirmity:ઘડપણ-અવસ્થાથી અશક્ત-નાલાયક થયેલું; વયાતીત;વૃદ્ધાવસ્થાથી અશક્ત.

**Super-annuation,** (સ્યૂપર્-ઍન્યૂએશન્ )*n.*The state of being disqualified by old age ; decrepitude:ઘડપણ-અવસ્થાના કારણથી અશક્ત-નાલાયક થવું-હોવું તે;અતિવયસ્કતા;વાર્ધક્યાક્ષમતા.

**Superb,** (સ્યૂપર્બ્ ) *a.* [ L. *super*, above.] 1. Grand;magnificant; stately:પ્રૌઢ;મહાન;ભવ્ય:રાજસી;ભભકાદાર; ડોળદાર;રોનકદાર;અલિજાહ; પ્રતાપી.2. Rich;elegant:ભારે;કિંમતી;મૂલ્યવાન.3.Showy;excellent: ભભકાદાર; ઉત્તમ; સરસ; શ્રેષ્ઠ; ઉત્કૃષ્ટ; ઉમદા;ભારે;જબરું.

**Super-cargo,**(સ્યૂપર્-કાર્ગો )*n.* An officer or person in a merchant ship,whose duty is to manage the sales, and superintend the commercial concerns,of the voyage:વેપારી વહાણના માલની તપાસ રાખનાર અમલદાર-કારભારી.

**Supercilious,** ( સ્યૂપર્સિલિઅસ્ ) *a.*[L.*super*,& *cilium*,an eyelid.] Lofty with pride;haughty;arrogant:મીજાજી;ચઢીચઢીને બોલનાર;મગરૂબ-રપતરાજીભરેલું;દિમાકી;ઉન્મત્ત; અતિઉદ્ધત;અવલિપ્ત;તોરદાર.

**Super-eminent,**(સ્યૂપર્એમિનેન્ટ્ ) *a.*Eminent in a superior degree; surpassing others in excellence: શ્રેષ્ઠ;સર્વોપરી;સર્વોત્તમ:સર્વોત્કૃષ્ટ;સર્વશ્રેષ્ઠ.

**Supererogation,**(સ્યૂપર્ઍરોગેશન્ ) *n.*[L.*supererogatio*,a payment in addition. ] Performance of more than duty or necessity requires:ફરજ કે અગત્ય કરતાં વધારે કo તે;અત્યાચાર; નિયમાતિરેક; વિધિઅધિકતા.

**Supererogatory,**( સ્યૂપરેરૉગૅટૉરિ) *a.* Performed to an extent not enjoined, or not required, by duty or necessity:અત્યાચારનું;ફરજ-અગત્યથી વધારાનું-ઉપરનું કરેલું;નિયમાતિરિક્ત;કર્તવ્યાતિરિક્ત.

**Super-excellent,** (સ્યૂપર્એક્સેલ્લેન્ટ્ )*a.* Excellent in an uncommon degree;very excellent:અત્યુત્કૃષ્ટ;ઘણું-અતિશયસરસ-ઉત્તમ;ઉત્તમોત્તમ;સર્વોત્કૃષ્ટ;સર્વશ્રેષ્ટ;સર્વોત્તમ.

**Superficial,** ( સ્યૂપર્ફિશૅલ ) *a.* 1. Of or pertainting to the superficies or surface; lying on the surface:સપાટીનું-ઉપરનું-સંબંધી;બહારનું;જમીન-સપાટી પર પડેલું;બાહ્ય; બહિઃસ્થ.2.Not deep or profound; shallow:ઉપર ઉપરનું;-ઉપર ચોટિયું; અસૂક્ષ્મ; અનિપુણ ; ચંચુપ્રવેશી; અલ્પજ્ઞ.*A* **s.***scholar*:ઉપર ચોટિયું જાણનાર વિદ્યાર્થી;અલ્પજ્ઞ વિદ્યાર્થી.

**Supeficies,**(સ્યૂપર્ફિશીઝ્ ) *n.* [ L. *super* & *facies*,make.]1.The superficial area,or face of a thing: સપાટી;તલ;પૃષ્ઠ;ધરાતળ. 2. ( *Civil Law.*) Everything on the surface of a piece of ground or of a building : મકાન અથવા જમીનની સાથે વળગેલી જંગમ જેવી દીસતી સઘળી વસ્તુ.

**Superfine,**(સ્યૂપર્-ફાઈન્)*a.*1. Very fine or most fine;being of surpassing fineness:ઘણું જ સરસ;અતિસૂક્ષ્મ;ઉમદા.*A* **s.***cloth*:ઘણું જ બારીક-ઝીણું લુગડું. 2. Excessively

સંસાર આરસી રૂપ છે.

fine;too nice;overparticular:અહુજ કાળજીવાળું;ઘણીજ ઝીણુપતવાળું; દૂધમાંથી પોરાકાઢે એવું.

**Superfluity,** (સ્યૂપર્ફ્લુઈટિ) *n.* 1. A greater quantity than is wanted;superabundance: વધારો: ખપ કરતાંવધારાનો અંશ;અતિરેક; પ્રયોજનાતિરેક.2. The state or quality of being superfluous;excess:ફાલતુ હોવું તે-હોવાપણું;નકામાપણું;પુનરૂક્તિ;પુનરૂક્તતા;અધિકતા.3.Something beyond what is needed: વધારાની-ફાલતુ વસ્તુ.

**Superfluous,**( સ્યૂપર્ફ્લૂઅસ્ ) *a.* [L.*super*,& *fluo*,I flow.]Unnecessary;useless;excessive:જોઈએ તેથી વધારે;ફાલતુ;જાસ્તી; નિરૂપયોગી; નકામું;બીન જરૂરી;પુનરૂક્ત;વ્યર્થ.

**Super-human,**(સ્યૂપર્-હ્યૂમૅન્ )*a.* Above or beyond what is human;*sometimes*,divine:અમાનુષ; અતિમનુષ્ય;દૈવતાઈ;અમાનવ;અપૌરુષ.

**Superincumbent** , ( સ્યૂપર્ઈન્કમ્બેન્ટ્ ) *a.* Lying or resting on something else:ઉપર રહેનાર;ઉપરીવર્તી;ઉપરિસ્થિત.

**Super-induce,**(સ્યૂપર્-ઈન્ડ્યૂસ્ )*vt.* [L.*super*, *in* & *duco*, I lead.] To bring in,or upon,as an addition to something: -માં લાવવું-દાખલ ક૦;ઉપર વળગાડવું-લાવવું;મુકવું.

**Superintend,**(સ્યૂપરિન્ટેન્ડ્ ) *vt.*To have or exercise the change and oversight of;to supervise:દેખરેખ રાખવી;ખબરદારી-ચોકસી-તજવીજ-નિઘેબાની-નજર-તપાસ- સંભાળ રાખવી.

**Superintendence,** (સ્યૂપરિન્ટેન્ડેન્સ્ ) *n.* Care and oversight for the purpose of direction;supervision:સરભરા; ઉપરીપણું; દેખરેખ; તજવીજ;તપાસ;ચોકશી;નજર;અવેક્ષા; નિઘેબાની.

**Superintendent,**(સ્યૂપરિન્ટેન્ડેન્ટ્) *a.*Overseeing;superintending: તપાસ રાખનાર;દરોગો;ઉપરી;ચોકસી-તપાસ-નિઘેબાની કરનાર; અધ્યક્ષ;અધિકારી;અધીશ; કારભારી; નાયક. *n.* One who has the oversight and charge of some place, institution,or organization,affairs etc., with the power of direction:તપાસ રાખનાર; નિઘેબાની રાખનાર;દરોગો;ઉપરી;નિઘેબાન;નાયક.

**Superior,**(સ્યૂપીરિઑર્ )*a.* [L.*super*,above.] 1. More elevated in place or position:higher;upper: ઉપરનું;ઉપલું. 2. Higher in rank or office;more exalted in dignity:ઉંચા દરજ્જાનું;ઉંચું; ચઢિયાતું;ઉત્તમ;મુખ્ય;પ્રધાન;વડિલ;વરિષ્ઠ.3.Higher or greater in excellence:શ્રેષ્ઠ; ઉંચું;ઉંચાપ્રકારનું;ચઢતું,વિશિષ્ટ;વરિષ્ટ; જબરદસ્ત;ઉત્તમ; સરસ. 4. Beyond the power or influence of(with *to*) : નહિ પત કરનાર;નહિ માનનાર; અનધીન;અસ્વાધીન;અવશ. 5.More comprehensive, as a term in classification:વધારે અર્થ સમાવનારૂં. **S.** *figure*,**S.***letter*,a figure or letter printed above the line (*as a reference to a note or an index of a power,etc.*) : લીટીથી ઉપર છાપેલી આકૃતિ અથવા અક્ષર-વર્ણ.*n.*1.One who is above or surpasses,another in rank,station, office,age,ability etc.:ઉપરી;ઉપરી અધિકારી;ચઢિયાતો પુરૂષ; વડીલ; ગુરૂ; જ્યેષ્ઠ;શ્રેષ્ઠ;અધ્યક્ષ. 2. (*Eccl.*) The head of a monastery, convent, abbey or the like:મહંત;આશ્રમગુરૂ.

**Superiority,** (સ્યૂપીરિઑરિટિ ) *n.* The quality,state or condition of being superior:વડીલપણું; શ્રેષ્ઠતા; આધિક્ય; સરસાઈ;ઉંચો દરજ્જો;વધારે મોટાઈ;ચઢતો ગુણ; અધિકતા;વિશિષ્ટતા;ઉત્કર્ષ;પ્રાબલ્ય; પ્રાધાન્ય; અનધીનતા;અવશતા;ઉપર હાથ.

**Superlative,** (સ્યૂપર્લેટિવ્ ) *a.* [L. *superlatus*,excessive.]1.Lifted up to the highest degree; surpassing all other;supreme:સર્વોપરી;ઘણી ઉંચી સ્થિતિ-પદવીનું;ચઢીઆતું;સૌથી સરસ;અતિશ્રેષ્ઠ; અતિશય;પરમ;નિ:સીમ;સર્વોત્કૃષ્ટ;પક્કુ.2.(*Gram.*) Expressing the highest or lowest degree of the quality,manner,etc.,denoted by an adjective or an adverb:ઉત્કર્ષવાચક;અતિશયાર્થવાચક; પરમાધિવાચક. *n.* 1. That which is highest or most eminent;the utmost degree:સર્વોત્કૃષ્ટ -સૌથી સરસ ચીજ-પદાર્થ;સૌથી સરસપણું-ચઢીઆતાપણું.2. The superlative degree of adjectives and adverbs:ઉત્કર્ષનો ગુણ દેખાડનાર શબ્દ.

**Superlunary**,(સુપર્લ્યુનરિ)*a.* Not belonging to this world:પારલૌકિક.

**Supernal,**(સ્યૂપર્નૅલ્ )*a.*[L.*super*, above. ] 1. Being in a higher place or region;locally higher: ઉપર;ઉંચેનું; ઉર્ધ્વસ્થ. 2. Celestial; heavenly:વૈકુંઠ-સ્વર્ગનું-વિષે-સંબંધી; સ્વર્ગીય;દિવ્ય.

**Supernatant,**(સ્યૂપર્નૅટન્ટ્ )*a.* [L. *super* & *nato*,I swim.] Swimming above;floating on the surface:ઉપર તરતું; સપાટીપર તરતું. As, *oil* **s.***on water*:પાણીપર તરતું તેલ.

**Supernatural,**(સ્યૂપર્નૅટ્યૂરૅલ્ ) *a.* [L.*super* & *natus*,born ]Being beyond,or exceeding, the powers or laws of nature;miraculous:અદ્ભુત;અજબ;અનયબ જેવું;અસાધારણ;અલૌકિક;દૈવતાઈ;અમાનુષ.

**Supernumerary,** (સ્યૂપર્ન્યૂમેરેરિ) [L.*super* & *numeris*,number.] 1.Exceeding the number stated or prescribed:વર્ણવેલી-કહેલી રકમ-સંખ્યા કરતાં વધારે;અધિક;જ્યાસ્તી.2. Exceeding a necessary,usual or required number or quantity: ફાલતુ;ઉપલગ;વધારાનું; ઉપરતું. *n. pl.* **Supernumeraries**. 1. A person or thing beyond the number stated:કહેલી-વર્ણવેલી રકમ-સંખ્યા કરતાં વધારેનો માણસ-ચીજ-પદાર્થ. 2.A person or thing beyond what is necessary or usual: ફાલતુ-ઉપલગ માણસ-ચીજ-પદાર્થ.

**Superposition,** (સ્યૂપર્-પૉઝિશન્ ) *n.*[L.*super* & *pono*,I put.]The act of superposing,or the state of being superposed:ઉપર રાખવું-મુકવું-મુકેલું હોવું તે.

**Super-royal,**(સ્યૂપર્-રૉયૅલ્ )*a.*Larger than royal-said of a particular size of printing or writing paper: રોયલકદના કાગળ કરતાં મોટા કદનું.

**Superscribe,** (સ્યૂપર્-સ્ક્રાઇબ ) *vt.* [L.*super* & *scribo*,I write.]To write or engrave(*a name, address,inscription, or the like*) on the top or surface; to write a name, address,or the like,on the outside or cover of ( *anything*) : ઉપર સીરનામું-પત્તો-ઠેકાણું નામ વિગેરે લખવું;ઉપર લખવું.

**Superscription,** (સ્યૂપર્સ્ક્રિપ્શન્ ) *n.*1.The act of subscribing:ઉપર લખવું-સીરનામું લખવું તે. 2. That which is written or engraved on the surface;an address on a letter,envelope, or the like: જે કાંઈ સપાટી ઉપર લખેલું-કોતરેલું હોય

Spend the day well & you will be able to rejoice at night.

તે:સીરનામું;પત્તો;આલ્લન.મ. *Fig.* બ-હ્રિર્દેશ;બાહ્યભાગ.

**Supersede,** (સ્યૂપર્સીડ્) *vt.* [L. *super* & *sedeo*, I sit.] 1. To come, or be placed, in the room of; to replace:-ને બદલે-ઠેકાણે આવવું. 2. To displace or set aside, and put another in place of:-ને ઠેકાણે બીજાને નીમવો;-ને ખસેડી-કાઢી મુકીને તેની જગ્યાએ બીજાને મુકવો; બરતરફ કરવું. *To s. an officer*:કોઈ અમલદારને કાઢી મુકીને તેને ઠેકાણે બીજાને લાવવો-આણવો--બરતરફ ક૦. 3. To make void, inefficacious, or useless, by superior power; to suspend: નિરૂપયોગી-નકામું-રદ્ ક૦;નિર્બળ ક૦;-નું ઉલ્લંઘન-અતિક્રમણ ક૦;અદબદ રાખવું; દૂર ક૦. 4. (*Old law.*) To omit; to forbear:મુકી દેવું;બાકી રાખવું;ન કરવું.

**Supersession,** (સ્યૂપર્સેશન) *n.* The act of superseding; supersedure: બરતરફી;ખસેડી મુકવું તે;રદ્-કરવું તે.

**Superstition,** (સ્યૂપર્સ્ટિશન) *n.* [L. *super* & *sto*, I stand.] 1. An excessive reverence for, or fear of, that which is unknown or mysterious:વહેમ;સંદેહ. 2. An ignorant or irrational worship of supreme Deity: ધર્મના કાર્ય-ઈશ્વર પુંજનમાં વહેમ;ધર્માંધપણું;અતિભક્તિ; અશાસ્ત્રીય-તામસી ભક્તિ-નિષ્ઠા-શ્રદ્ધા. 3. The worship of a false God or Gods; false religion: ખોટા દેવની ભક્તિ;ખોટા ધર્મ-મત;અન્યથાધર્મ-માર્ગ;મિથ્યાધર્મ;અવિધિશ્રદ્ધા. 4. Belief in the direct agency of superior powers in certain extraordinary or singular events, or in magic, omens, prognostics, or the like:વહેમ;મૂઢવિશ્વાસ. 5. Excessive nicety; scrupulous exactness:અતિશય બારીકાઇ-ચોકસાઇ.

**Superstitious,** (સ્યૂપર્સ્ટિશસ્) *a.* 1. Of or pertaining to superstition:વહેમ સંબંધી-નું-વિષે. 2. Evincing superstition; addicted to superstition:વહેમી;ભોળું;વહેમભરેલું-યુક્ત-મૂઢ; વિશ્વાસનિષ્ઠ;અસત્ય-મિથ્યાધર્મી. 3. Overexact; scrupulous beyond need:ઘણું ચોકસ;વહેમી;ચીકણું.

**Superstructure,** (સ્યૂપર્સ્ટ્રક્ટ્યુર્) *n.* [L. *super* & *struo*, I build.] 1. The act of superstructing or building upon:ઉપરનો ઇમલો-ઈમારત કરવી તે. 2. An edifice; a superstructure:ઉપરની ઈમારત-ઈમલો;ઈમારત;ભવન;મંદિર.

**Supervene** (સ્યૂપર્વીન્) *vi.* [L. *super* & *venio*, I come.] To be added; to take place; to happen:ઉમેરાવું; બનવું;થવું;આવવું;નિપજવું. 2. To happen upon or after something else:બીજી ચીજ થયા પછી બનવું;એક ઉપર બીજી ચીજ આવી બનવી.

**Supervenient,** (સ્યૂપર્વીનીઍન્ટ્) *a.* Coming afterwards:પછીથી આવવું-બનતું.

**Supervise,** (સ્યૂપર્વાઈઝ્) *vi.* [L. *super* & *video*, I see.] To oversee for direction; to superintend; to inspect with authority: દેખરેખ-તહ્નારા -ખબર-ચોકસી -નીગેબાની રાખવી-ક૦. 2. To look over so as to read; to peruse: ઉપર ઉપરથી જોઈ-વાંચી જવું. *n.* Supervision; inspection:દેખરેખ;તહ્નાસ;નિગેબાની.

**Supervision,** (સ્યૂપર્વિઝન) *n.* Inspection; superintendence; oversight:દેખરેખ;નિગેબાની; ચોકશી;તપાસ-તહ્નાસ.

**Supervisor,** (સ્યૂપર્વાઈઝર્) *n.* 1. An overseer; an inspector; a superintendent: ચોકસી-તપાસ-તહ્નાસ-નિગેબાની રાખનાર;અધ્યક્ષ. 2. A spectator; a looker-on:જોનાર;અવેક્ષક;દ્રષ્ટા.

**Supine,** (સ્યૂપાઇન્) *a.* [L. *supinus*, fr. *sub*, under *super* above.] 1. Lying on the back, or with the face upward:ચત્તું હતું;ચત્તાપાટ. 2. Leaning backward; inclined; sloping:ઢળતું; આડું;-ની તરફ વલણ હોય તેવું. 3. Negligent; heedless; listless: આળસુ;બેદરકાર;પ્રમત; ગાફેલ;સુસ્ત;ઉદાસીન;નિરૂદ્યમી;નિરૂદ્યોગી.

**Supine,** (સ્યૂપાઇન્) *n.* [L. *supinus*, bent or thrown backward.] (*Lat. Gram.*) A verbal noun:કૃદંતનામ; ભાવકૃદંત.

**Supper,** (સપર્) *n.* A meal taken at the close of the day; the evening meal:વાળુ;રાતનું ખાણું.

**Supperless,** (સપર્લેસ્) *a.* Having no supper; deprived of supper: વાળુ કર્યા વગર-વિના.

**Supplant,** (સપ્લૅન્ટ્) *vt.* [L. *sub* & *planta*, the sole of the foot.] 1. To trip up:ઠોકર-ઠેસ મારીને પાડવું. 2. To remove or displace by stratagem:પ્રપંચ-દાવ-પેચ-યુક્તિથી ખસેડવું-દૂર ક૦. 3. To overthrow, undermine, or force away, in order to get a substitute in place of:-ને ખસેડીને તેને ઠેકાણે આવવું;ઉથલાવી નાંખવું;ઉંધું વાળવું.

**Supple,** (સપ્લ્) *a.* [L. *supplex*, suppliant.] 1. Pliant; flexible; easily bent:ઝટ-જલદી વળે એવું;નરમ;સુંવાળું;કોમળ;મૃદુ;નમનશીલ; સુનમ્ય. 2. Yielding; compliant; not obstinate: નરમ-નમતી મૂકે એવું; આધીન-વશ રહે એવું;વશવર્તી. 3. Flattering; fawning; obsequious:હાજીહા કરનાર;મરજી ઉઠાવે એવું;મરજીસરખું;માખણદાસ;ખુશામતિયું. *vt.* 1. To make soft and pliant; to render flexible:નરમ-સુંવાળું-વળે એવું ક૦. 2. To make compliant, submissive, or obedient: મરજી ઉઠાવે તેવું-આધીન-કહ્યાગરૂં-નમ્ર-નરમ ક૦; વશવર્તી બનાવવું. *vi.* To become soft and pliant:સુંવાળું-વળે એવું થવું.

**Supplement,** (સપ્લીમેન્ટ્) *n.* [L. *sub* & *pleo*, I fill.] 1. A store; a supply:ભંડાર. 2. A part added to, or issued as a continuation of, a book or paper, to make good its deficiencies or correct its errors:ભરતી;ભરણ;સાંધણ;ઉમેરો;વધારો;પરિશિષ્ટ;પૂર્વણી;ઉત્તરખંડ;શેષ પુરણ. 3. (*Trig.*) The number of degrees which, if added to a specified arc, make it 180°:અમુક આપેલી સંખ્યામાં જેટલા અંશ ઉમેર્યાથી ૧૮૦° અંશ થાય તેટલા અંશ. *vt.* To fill up or supply by additions; to add something to:પૂર્વણી ક૦;-માં ઉમેરો-વધારો ક૦;સાંધવું;વધારવું; પરિશિષ્ટ જોડવું.

**Supplemental, Supplementary,** (સપ્લીમેન્ટલ્,સપ્લીમેન્ટરિ) *a.* Additional; being, or serving as, a supplement:વધારાનું;પરિશિષ્ટરૂપ; સાંધણરૂપ;સાંધણનું;ન્યુનતાપૂરક.

**Suppliant,** (સપ્લિઅન્ટ્) *a.* 1. Entreating; beseeching: આજીજી-કાલાવાલા-પ્રાર્થના કરતું-કરનાર;વિનંતિ કર્તા-કારી;દીન;નમ્ર;પ્રાર્થક;શરણાંગત;શરણાર્થી. 2. Manifesting entreaty; expressive of supplication:કાલાવાલા-વિનંતી દર્શાવનાર;અતિ દીન-નમ્ર -આજીજીવાળું. *n.* A humble petitioner: નમ્ર-અતિદીન-આજીજી-કાલાવાલા કરનાર;પ્રણયી;પ્રાર્થક;શરણાંગત.

ઉદ્યોગમાં ગાળેલા દીવસની રાત્રી આનંદકારી હોય છે.'

**Supplicate,** (સપ્લિકેટ્) *vt.*[L.*sub* & *plico*,I fold.]1.To entreat for; to seek by earnest prayer:-ને માટે પ્રાર્થના-વિનતિ-કાલાવાલા યાચના-અરજ ક૦-કરીને માગવું-કહેવું; વિનવવું;-નો અનુનય અનુગ્રહ માગવો.2.To address in prayer;to entreat as a supplicant :-ની પ્રાર્થના-કાલાવાલા-આજીજી ક૦;યાચવું;પ્રાર્થવું.

**Supplication,** (સપ્લિકેશન્) *n.*1. The act of supplicating humble and earnest prayer, as in worship:કાલાવાલા;સવિનય પ્રાર્થના.2.An earnest request;an entreaty:યાચના;કાલાવાલા;આજીજી;પ્રાર્થના;અનુનય.

**Supplicatory**, (સપ્લિકેટોરિ) *a.* Containing supplication;humble;earnest: આજીજી;પ્રાર્થના-અરજ-યાચના-કાલાવાલાનું-વાળું-રૂપ;દીન;સવિનય;નમ્ર;પ્રણતિપૂર્વ;નમ્રતાપૂર્વક.

**Supply,** (સપ્લાઈ) *vt.*(*imp.*& *p.p.* **Supplied**.*p.pr.* & *vb. n.* **Supplying**.] [L.*sub*, & *pleo*,I fill.] 1.To fill up or keep full;to furnish with what is wanted : પુરૂં પાડવું-આપવું-ક૦;સાહિત્ય-સામગ્રી કરી આપવી;ભર-ભરતી ક૦; સંપન્ન-વિશિષ્ટ ક૦.2.To serve instead of;to take the place of :-ને ઠેકાણે આવવું-કામ ક૦;-ની જગા લેવી-ભરવી;-ની જગા-સ્થાન રોકવું.3.To occupy;to have the possession of:રોકવું;-નો દાવો-કબજો હોવો.*To* **s.***a pulpit*:ભાષણ કર્તાની બેઠક રોકવી-ને આસને આવવું. 4. To provide:આપવું; પુરૂં પાડવું. *To* **s.** *money for the war*:લડાઈ માટે પૈસો-નાણું પુરૂં પાડવું.*n.pl.***Supplies**.1.The act of supplying;supplial:પુરૂં પાડવું તે; પ્રાપણ; ઉપધાન. 2.That which supplies a want: જેથી તંગી પુરી પડે છે- થાય છે તે;ખપની ચીજો-પદાર્થો;આમદાની;ખેપ;પૂર્તિ;છત;ભરાવો;પુરાવો;આવક;સામગ્રી.(*a*) Auxiliary troops or reenforcements: સહાયકારક-પાછળથી મદદને માટે આવી પહોંચેલું લશ્કર. (*b*) The food,and the like,which meets the daily necessities of an army, or other large body of men; store:ખોરાક-નો ભંડાર-ખજાનો; ખોરાકની આવક. (*c*) An amount of money provided:બક્ષેલા-આપેલા પૈસા-નાણાં; મંજુર કરેલો ખર્ચ. (*d*) A person who fills a place for a time;a substitute:અવેજી;પ્રતિનિધિ.**S.***and demand*, (*Pol.Econ*). માલ અને ઘરાક.*a.*Serving to contain and deliver:ભરી રાખીને આપતું.

**Support,** (સપ્પોર્ટ્) *vt.* [L.*sub*, & *porto*,I carry.]1.To bear by being under;to keep from falling; to uphold:ટેકવી રાખવું-નો ભાર ઝીલી રાખવો-ના આધારભૂત થવું;-નું અવલંબન થવું;-ને ટેકો-આશ્રય આપવો;આધાર આપવો.*As,a pillar* **s.***s,a structure*:થાંભલો ઇમારત ટેકવી રાખે છે.2. To endure without being overcome,exhausted,or changed in character;to sustain:સાંખવું;ખમવું;સાંખી-ખમી રહેવું;સહન ક૦;-નો ભાર ખમવો.3.To assist;to encourage; to defend:મદદ આપવી;ઉત્તેજન આપવું; દમ-ધૈર્ય-ધીરજ ધરવી; આશ્વાસન ક૦;દિલાસો-હિમ્મત આપવી;બચાવ-રક્ષણ ક૦.4.To represent or act; to sustain: છેવટ લગી સાંગોપાંગ-બરોબર ભજવવું;વેશ પુરો ક૦.5.To maintain;to provide for:નો નિભાવ-ગુજરો-ગુજરાન-નિર્વાહ-પોષણ ક૦;-નું ગુજરાન ચલાવવું;-નું પાલનપોષણ ક૦;-નું ભરણ પોષણ ક૦;-નું ખર્ચ ચલાવવું. 6.To carry on;to enable to continue:ચલાવવું;નભાવી-ટકાવી રાખવું. *To* **s.***a war*:લડાઈ ચલાવવી-જારૂ રાખવી.7.To verify;to make good; to substantiate: ખરૂં કરી આપવું; સિદ્ધ-સાબિત ક૦;-ને પુષ્ટિ-ટેકો આપવો; પુષ્ટિકરણ ક૦.8.To vindicate;to defend successfully:-નો ફતેહમંદીથી બચાવ ક૦;પાર મુકવું;પાર લઈ જવું;ટકાવી રાખવું.9. To aid; to help;to back up:મદદ-પુષ્ટિ-આશ્રય-ટેકો આપવો;-ની મદદ-પુષ્ટિમાં રહેવું;-ના પડખે રહેવું.*To* **s.***a party*:કોઈ પક્ષને પુષ્ટિ-ટેકો આપવો.10. To attend as an honorary assistant:મદદનીશ તરીકે સાથે રહેવું-ની પુષ્ટિમાં રહેવું.*n.*1. The act,state or operation of supporting,upholding,or sustaining:ટેકો-આધાર આપવો તે;ધારણ;અવલંબન;આધાર;ટેકો.2.That which upholds,sustains,or keeps from falling,as a prop,a pillar,or-foundation of any kind:ટેકો;આધાર;પુષ્ટિ;આશ્રય;અવલંબન;થાંભલો;પ્રમાણ; આશરો.3.Subsistence;maintenance;assistance;reenforcement: ગુજરાન;નિભાવ;નિર્વાહ;ગુજરો;ભરણ; પોષણ;સંવર્ધન;ઉપજીવિકા;જીવન;મદદ;સાહાય્ય;અનુગ્રહ;આધાર.

**Supportable,** (સપ્પોર્ટેબલ્) *a.* Capable of being supported, maintained,or endured;endurable: ટકાવી શકાયતેવું; ખમાય-સહન કરાય તેવું;ધાર્ય;સહ્ય.

**Suppose,**(સપ્પોઝ્)*vt.* [ L. *sub* & *pono*,I place.]1. To imagine or admit to exist, for the sake of argument or illustration;to assume to be true:ધારવું;કલ્પવું;માનવું;લેવું;ભાવના ક૦; પ્રમાણવગર માનવું.2.To imagine;to believe:ધારવું; માનવું; કલ્પવું; દિલ-મન-ચિતમાં આણવું.3.To require to exist or be true; to imply by the laws of thought or of nature:-માં ભાવ-અર્થ હોવો-નીકળવો;દર્શાવવું. 4.To put by fraud in the place of another:બીજાની જગ્યાએ કપટ-કાવતરાથી મુકવું.*vi.*To think;to be of opinion:ધારવું;-ના મતનું હોવું;માનવું.*n.* Supposition:ધારણા;કલ્પના;ભાવના.

**Supposition,** (સપ્પોઝિશન્) *n.* 1. The act of supposing: ધારણા-કલ્પના ક૦તે.2.Hypothesis;conjecture;surmise:ધારણા;કલ્પના;અટકળ;ભાવના;અનુમાન;તર્ક;ઇષ્ટપક્ષ;ઇષ્ટામત.

**Supposititious,** (સપ્પોઝિટિશસ્) *a.* 1. Not genuine; spurious; counterfeit:ખોટું;બનાવટનું;કૃત્રિમ; ખરાને ઠેકાણે ઉભું કરેલું.2. Suppositional;hypothetical:ધારણા-કલ્પના-અટકળનું-યોગ્ય;કાલ્પનિક;અનુમાનિક.

**Suppress,**(સપ્પ્રેસ્) *vt.* [L. *sub* & *premo*,I press.]1.To subdue;to put down;to quell:બેસાડવું;સમાવવું;નિયમ નિગ્રહમાં લાવવું.*To* **s.***the rebellion*:બંડ બેસાડી-સમાવી દેવું.2. To keep in;to restrain from utterance or vent:દબાવી રાખવું;ખાળવું;રોકવું;નિરોધવું;બહાર નીકળવા ન દેવું.3.To conceal; not to reveal: સંતાડી-છૂપાવી-દબાવી રાખવું;ચોરી રાખવું;છૂપાવવું.*To* **s.***evidence*:પુરાવો સંતાડી રાખવો. 4. To stop; to restrain:અટકાવવું;થતું બંધ પાડવું;નરમ-ધીમું પાડવું;-નો અટકાવ ક૦.

**Suppression,**(સપ્પ્રેશન્)*n.*1. The act of suppressing or the state of being suppressed;repression: બંધ-શાંત-નરમ પાડવું-પડવું તે;નિગ્રહ; દમન;જય;સ્તંભન;નિવારણ;શમન;પ્રશમન;નિરોધ;ગોપન;છૂપાવણી;ચોરી.2. (*Med.*)Complete stoppage of a natural secretion or excretion:

She will stay at home perhaps if her leg be broken:

અટકાવ;અવરોધ;સ્તંભન.3.(*Gram.*) Omission:પડતું મુકવું-મુકી દેવું તે.

**Suppurate,**(સપ્પ્યુરેટ્)*vi.* [L.*sub* & *pus,puris*,matter.] To generate pus:-માં પાચ-પરૂ ભરાવું;પાકવું;પાકી ઉઠવું.*vt.*To cause to generate pus:-માં પરૂ-પાચ ભરાય તેમ ક૦;પાકવું;-માંથી પરૂ વહેવું.

**Suppuration,**(સપ્પ્યુરેશન્) *n.* 1. The act or process of suppurating:-માં પાચ-પરૂ ભરાવું તે.2. The matter produced by suppuration;pus:પાચ;પરૂ.

**Supramundane,** (સુપ્રૅમન્ડેન્) *a.* Celestial:સ્વર્ગી;પારલૌકિક.

**Supremacy,** ( સ્યુપ્રૅમૅસિ ) *n.* The state of being supreme,or in the highest station of power;highest or supreme authority or power:સરદારી;મોટા-સર્વોપરી-અધિકાર;પ્રભુતા;શ્રેષ્ટતા; ઇશત્વ;ઐશ્વર્ય; પ્રાધાન્ય;મુખ્યતા;વિશિષ્ટતા;અધિપત્ય.

**Supreme,**(સ્યુપ્રીમ્)*a.* [L. *super*, above.]1.Highest in authority: સર્વોપરી;શ્રેષ્ટ;વરિષ્ટ;પરમ.**S.**soul:પરમાત્મા;પરબ્રહ્મ.2.Highest; greatest;utmost:સર્વથી મોટું-વધારે; સર્વોત્કૃષ્ટ;સર્વોત્તમ;અતિશય ભારે:ઘણુંજ; પરમ;મુખ્ય;પ્રધાન; વિશિષ્ટ; સદર. **S.** *power*:સામ્રાજ્ય; પ્રધાનાધિકાર. **S.** *monarch*:અધીશ્વર;મહારાજાધિરાજ: શહેનશાહ.**S.**court:સદર અદાલત.3. (*Bot.*)Situated at the highest part or point:સૌથી ઉંચામાં ઉંચા ભાગે અથવા બિંદુએ આવેલું. *The supreme*,the Almighty; God : પરમેશ્વર;ઈશ્વર;પ્રભુ.

**Surcharge,** ( સર્ચાર્જ્ ) *vt.* 1. To overload; to overburden:-માં-ઉપર-વધારે-જાસ્તી ભાર ભરવો-મુકવો;ગજા ઉપરાંત ભાર ભરવો.2.(*Law.*)(*a*) To overstock:વધારે ભરવું; ચરામાં પહોંચી શકે તે કરતાં વધારે ઢોરચરવા છોડવાં.(*b*)(*Equity.*) To show an omission in ( *an account* ) for which credit ought to have been given:જે રકમ ઉધારવી જોઇએ તે નહિ ઉધારેલી બતાવવી. *n.* 1 An overcharge;an excessive load or burden:વધારે-જાસ્તી ભાર-બોજ;અતિભાર; ગજા-હદ ઉપરાંત બોજો.2. See *verb.*

**Surd,**(સર્ડ્) *a.*[L.*surdus*, deaf.]1. Not having the sense of hearing;deaf:બહેરું.2.Unheard:ન સંભળાયું હોય તેવું;અશ્રુત.3.(*Math.*) Involving surds : કરણીવાળું. 4. (*Phon.*) Voiceless; whispered; sharp(*as f,p,s*):અવાજ વિનાનું-રહિત;અનુચ્ચારિત. *n.* 1. (*Math.*) A quantity which cannot be expressed by rational numbers : કરણી.2.(*Phon.*)A surd element of speech:અનુચ્ચારિત વર્ણ.

**Sure,**(શૂર્)*a.*[L.*se.*,aside, & *cura* care.]1.Confident beyond doubt; unquestioning;positive:નિ:સંદેહ;ભરોંસા-ખાતરી-વિશ્વાસવાળું:નિર્ભ્રાંત;દૃઢનિશ્ચયી:સંશયહીન;ધ્રુવ; અસંદિગ્ધ;નિ:સંશય.2. Certain to find or retain:ખચિત;નિશ્ચિત;આવશ્યક;નિશ્ચયાત્મક.નિર્ધાર;ખસુસ;નક્કી. *To be* **s.**of *success*:જીત્યાની ખાત્રી હોવી.3. Fit or worthy to be depended on;strong;unfailing;permanent: ભરોંસો-વિશ્વાસ રાખવા લાયક; જબરો;અચૂક.*His* **s.**word: તેનું ભરોંસો રાખવા લાયક વચન.4. Betrothed; engaged to marry:વિવાહિત; વિવાહ કરી રાખ્યો હોય એવું;-ની સાથે લગ્નના કરાર થયેલ હોય એવું.5.Free from danger;safe;secure:ભય-બીકમાંથી મુક્ત-રહિત;સલામત;નિર્ભય:ભયમુક્ત;નિર્ધાસ્ત.*To be* **s.**,or *Be* **s.**, certainly;without doubt: ખાત્રીખાતરજમાંથી; ખરેખર; બેશક; નક્કિ; નિ:સંદેહ;ખચિત.*To make* **s.**, (*a*) to make certain: નક્કિ-મુકરર ક૦. હાથમાંથી કદી જાય નહિ એમ કરી રાખવું.(*b*)To betroth:વિવાહ ક૦.*adv.* Surely; certainly : નક્કી;ખચિત; ખાત્રીથી.

**Sure-footed,** (શૂર-ફૂટેડ્)*a.*Not liable to stumble or fall: ઠરેલ પગનું;ઠોકર ન ખાય કે પડી ન જાય એવું.

**Surely,** (શૂર્લિ) *adv.* 1. Certainly; undoubtedly;assuredly:નક્કી;ખચિત;બેશક;નિ:સંશય;ખસુસ; અવશ્ય. 2 Without danger;securely:ભયબીક વિના-રહિત;સાવધાની-નિર્ભયતાથી.

**Surety,** (શૂર્ટિ)*n. pl.* **Sureties.** 1. Certainty;security:ખાત્રી;નિર્ણય; નિશ્ચય. 2. Ground of confidence or security:જેથી ખાત્રી થાય છે તે; ખાત્રીનું કારણ;ખાતર જમા.3. Security against loss or damage:નુકસાની બદલ બાંહેધરી-અવેજ-તારણ.4. (*Law.*)One who is bound with and for another who is primarily liable,and who is called the *principal*;a bonds-man;a bail: જામીન;હામી.**S.** *for good behaviour*:ફેલજામીન.5.Hence,a substitute;a hostage:અવેજ;અવેજમાં મુકેલી ચીજ;બાનુ.6.Evidence; warrant:પુરાવો; વારંટ. *vt.* To act as surety for:-ના જામીન થવું.

**Surf,**(સર્ફ્)*n.*[Fr.*sur* & *flotter*, to float.]The swell of the sea: દરિયાનું મોજું;લહેર;તરંગ;કલ્લોલ.*n.*The bottom of a drain:ગટર-મોરીનું તળિયું.

**Surface,**(સર્ફેસ )*n.* [L. *super* & *facies*, face.] 1. The exterior part of anything that has length and breadth;superficies:ઉપરની બાજુ;સપાટી;બહારનો ભાગ; પૃષ્ટ; પૃષ્ઠભાગ;તળ;પીઠ.2. Hence, outward or external appearance:બહારનો દેખાવ;દૃશ્યાંગ.3.(*Geom.*) A magnitude which has the length and breadth without thickness; superficies:સપાટી.4.(*Fort.*)That part of the side which is terminated by the flank prolonged, and the angle of the nearest bastion:મુખ ભાગ.*vt.*1.To give a surface to;to make smooth or plain: સપાટ બનાવવું:લીસું-એક સરખું ક૦.2. To work over the surface or soil of,as ground,in hunting for gold: -ની જમીન-તળ ઉપર કામ ક૦-ખોદવું.

**Surfeit,**(સર્ફિટ્)*n.*[L.*sur* & *faceo* I make.]1.Excess in eating and drinking:અતિશય ખાનપાન;અકરાંતીઉં ખાવુંપીવું તે;અતિભોજન.2.Fullness and oppression of the system:અતિતૃપ્તિ;ધરો;ધરાઈ-ઓચાઇ જવું તે;અજીર્ણ;પેટ ચઢવું-આફરો ચઢવો; આફરો.3.Disgust caused by excess;satiety: અતિ તૃપ્તિથી ઉપજેલો-થયેલો કંટાળો;ઓકારી;બકારી.*vi.*1.To load the stomach with food; to eat to excess:ઘણુંજ-અતિશય(રોગ થાય એવું) ખાવું; ગળચવું; ઠાંસીઠાંસીને ખાવું; બકારી-ઓકારી થાય એવી રીતે ખાવું.2.To indulge to satiety in any gratification: -ની અતિ તૃપ્તિ ક૦.*vt.*1.To overfeed:અતિશય અકરાંતીઆની પેઠે ખવડાવવું;ગળચાવવું.2. To fill to satiety and disgust;to cloy:ઘણું ખવડાવીને કંટાળો પમાડાવવો.

**Surge,**(સર્જ્ )*n.* [L.*sub* & *rego*, to direct.]1.A spring; a fountain: ઝરો;ફુવારો. 2. A large wave or billow:મોટું;મોજું:કલ્લોલ; મહોર્મિ. 3.The motion of, or produced

by,a great wave:મોટા મોજાથી થયેલી-ગતિ;મોજાની છોળ.*vi.*1.To swell; to rise high and roll:મોજું આવવું; કલ્લોલ-તરંગે ચઢવું.*vi.*(*Naut.*) To let go or slacken suddenly,as a rope:દોરડું એકદમ સરકાવવું.

**Surgeon,**(સર્જન )*n.*[Gr.*cheir*,the hand & *ergon*, work ]. 1. One whose profession or occupation is to cure diseases or injuries of the body by manual operation:વાઢકાપનું કામ જાણનાર;વૈદ;શસ્ત્રવૈદ;તબીબ;વાઢફ્ટીઓ. 2. A kind of fish;એક જાતની માછલી.

**Surgeoncy,**(સર્જન્સિ)*n.*The office or employment of a surgeon: શસ્ત્ર વૈદ્યનો દરજ્જો-અધિકાર.

**Surgery,** (સર્જરિ) *n.* 1.The art of healing by manual operation: શસ્ત્રવિદ્યા વાઢકાપ:શસ્ત્રવૈદક;અસ્ત્રચિકિત્સા. 2. A surgeon's operating room or laboratory:વૈદની વાઢકાપ કરવાની ઓરડી.

**Surgical,** (સર્જિકલ્ ) *a.* Done by means of,or used in,surgery:શસ્ત્રવૈદનું-સંબંધી-ના કામમાં આવે તેવું; શસ્ત્રવિદ્યા સંબંધી.

**Surly,**(સર્લિ)*a.*1.Arrogant;proud: મગરૂર-બ;અહંકારી;ગર્વિષ્ઠ. 2.Ill-natured, abrupt and rude; sour; rough;gloomy:ખરાબ સ્વભાવનું;ચીઢિયું;દુષ્ટ;આડું;વક્ર;દુ:શીલ;કઠોર;કરડકણો.3.Rough;dark;tempestuous: ઘોર;કાળું;અંધારાવાળું;તોફાની.

**Surmise,**(સર્માઇઝ્)*n.*[L.*sur* & *mitto*,I send.]1. Suspicion; conjecture;supposition;guess:વહેમ;સંદેહ;શક;શંકા;તર્કવિતર્ક;કલ્પના,ભાવના:ભ્રમ;વસવસો;અંદેશો;અટકળ.2.Reflection;thought: વિચાર; કલ્પના;તર્ક. *vt.* To infer on slight grounds; to guess;to conjecture;to suspect: કલ્પના-ધારણા કo; ધારવું; અનુમાન-અટકળ-તર્કવિતર્ક કo;શંકા-સંશય-વહેમ-સંદેહ આણવો;વસવસો ઉત્પન્ન કo.

**Surmount,** (સરમાઉન્ટ્ )*vt.*[L.*sur* & *monter*,to mount.]1.To rise above;to be higher than:-થી ઉંચે ચઢવું-જવું. 2. To conquer; to overcome:જીતવું; વશ-તાબે કo;-પર સામું ફાવવું;-નાઉપર પગ દેવો;ઓળંગવું;પસાર કo;વટાવવું.2.To surpass; to exceed:-થી શ્રેષ્ઠ-ચઢિયાતા હોવું; -થી આગળ જવું;-ના કરતાં ચઢવું.

**Surmountable,**(સરમાઉન્ટેબલ્ )*a.* Capable of being surmounted or overcome:જીતી-વશ કરી શકાય તેવું.

**Surname,**(સરનેમ્ )*n.* 1.A name or appellation which is added to,or over and above, the baptismal or Christian name, and becomes a family name:ઉપનામ; કુળનામ; અવટંક;અટક;અટક;આખાર. 2.An appellation added to the original name;an agnomen:ગોત્રનામ;અટક.*vt.*To give a surname to:-ને ઉપરનામ-અટક આપવી.

**Surpass,**(સરપાસ્)*vt.*[Fr.*sur*,over & *passer*,to pass.]To go beyond in anything good or bad;to excel:-થી ચઢીઆતા થવું; પાછળ મુકવું; -થી ચઢવું;હઠાવવું;-ના કરતાં સરસ-શ્રેષ્ઠ-અધિક થવું-નિવડવું.

**Surpassing,**(સરપાસિન્ગ્ )*a.*Eminently excellent; exceeding others:શ્રેષ્ઠ;સર્વોપરી;સર્વોત્કૃષ્ટ; સરસ; વિશેષ;આત્યંતિક.

**Surplice,** (સરપ્લિસ્ ) *n.*[L.*super*, & *pellicium*, a robe of fur.] A white garment worn over another dress by the clergy of the Roman Catholic,Episcopal,and certain other churches,in some of their ministrations:ધર્મ ક્રિયા વખતે પહેરવાનો કેથોલિક ધર્મ પંથના પાદરીનો ઝભ્ભો.

**Surplus,**(સર્પ્લસ્)*n.*[L.*sur* & *plus*, more.]1.Excess;overplus:ઉપરનો વધારો;ફાલતું ભાગ;બાકીના ભાગ;શેષ. 2. Specifically, an amount in the public treasury at any time greater than is required for the ordinary purposes of the government:વધારો;વધારેની રકમ; સિલિક. *a.*More than sufficient:વધારાનું; ફાલતું;ઉપરનું;બાકીનું.

**Surprise,** (સરપ્રાઇઝ્ ) *n.*[L.*sur* & *prehendo*, I take.]1.The act of coming upon,or taking,unawares; surprisal: ઉપર હુમલો-છાપો-ધસારો કo તે;છાપો. 2. A suddenly excited feeling of wonder or astonishment:અચંબો:વિસ્મય ;આશ્ચર્ય.3.Anything that causes such a state or emotion:અચંબો-વિસ્મય પમાડનાર-ચીજ-પદાર્થ; ચમત્કાર;ચમત્કૃતિ. **S.***party*,a party of persons who assemble by mutual agreement,and without invitation,at the house of a common friend:ખાસ આમંત્રણ વગર પણ અરસપરસ કોલકરારથી સામાન્ય ભાઇબંધને ત્યાં મળેલી ટોળી-મંડળી.*vt.*1.To seize or capture by unexpected attack:ઉપર છાપો મારવો-હુમલો ધસારો કo;અચાનક-એકાએક-અકસ્માત તૂટી પડવું-ધસવું.2.To strike with wonder,astonishment or confusion;to confound :-થી ચકીત થવું-વિસ્મય પામવું-દંગ થઇ જવું;ગભરાવવું.3. To bring (one) into some unexpected state (with *into*): કોઇ અચાનક સ્થિતિમાં આણવું.-માં આવી પડવું.4.To hold possession of; to hold:-નો કબજો લેવો.

**Surprising,** (સરપ્રાઇઝિન્ગ્ ) *a.*Exciting surprise; extraordinary: અજબ પમાડતું; વિસ્મય-અચંબાનું-જેવું;આશ્ચર્યકારક-જનક;ચમત્કારિક; ચમત્કારી;વિસ્મયકારક-જનક;અદ્ભુત.

**Surrender,** ( સરેન્ડર્ ) *vt.* 1. To yield to the power of another: તાબે-શરણ-વશ ને અધીન કo;સોંપી દેવું.2.To give the possession of; to resign:-નો કબજો-હાવો સોંપી-આપી દેવો;સ્વાધીન-હવાલે કo;-અન્યસત્તાક-પરસત્તાક કo.*To* **S.***a right*:હક સોંપી-આપી દેવો.3. To yield to any influence, emotion, passion, or power:માં ગરક-લીન-પરાયણ થઇ જવું.4. (*Law.*) To yield;to render or deliver up;to give up:છોડવું; છોડી દેવું;આપી દેવું;-નો ત્યાગ કo.*vt.* To give up one's self into the power of another;to yield:શરણ-તાબે-આધીન થવું. *n.* 1. The act of surrendering:તાબે-વશ-શરણ-આધીન કo તે.2.(*Law*)(*a*)The yielding of a particular estate to him who has an immediate estate in remainder or reversion:ત્યાગ;પરિત્યાગ;પ્રદાન;સમર્પણ;ઉત્સર્ગ. (*b*)The giving up of a principal into lawful custody by his bail:જમીન થનારે જેને માટે પોતે જમીન થયો હોય તેને સરકાર સ્વાધીન કo.(*c*)The delivery up of fugitives from justice by one government to another,as by a foreign state: શિક્ષામાંથી બચી જવા પર રાજ્યમાં નાશી જનારને તે રાજ્યવાળાએ મૂળ રાજાને સ્વાધીન કo તે.

**Surreptitious,** ( સરેપ્ટિશસ્ ) *a.* [L.*sub* & *rapeo*,I snatch.]Made or introduced fraudulently;

* Silence in a woman is a special virtue:

clandestine;stealthy:કપટનું;ચોરી-નું;કપટ-દગાથી કરેલું;ખોટું.

**Surrogate,** (સરોગેટ્) *n.* [ L. *sub* & *rego*,I ask.]1.A deputy;a delegate;a substitute:પ્રતિનિધિ;અવેજી;મુખત્યાર.2.The deputy of an ecclesiastical judge: ધર્મ સંબંધી ન્યાયાધીશનો પ્રતિનિધિ-મદદગાર. *vt.* To put in the place of another; to substitute:-ના પ્રતિનિધિ-અવેજી-મુખત્યાર ક૦;-ની જગા-ઠેકાણે મુકવું; -ની જગા આપવી.

**Surround,**(સરાઉન્ડ્)*vt.* [L.*super* & *unda*,wave.]1.To inclose on all sides;to encompass:આંતરી લેવું;-ની પાછળ ફરી વળવું;ઘેરી લેવું; આસપાસ ફરી વળવું;આવેષ્ટન ક૦;આવરણ-વેષ્ટન ક૦. 2. To lie or be in all sides of;to encircle:-ની પાછળ-ફરતું હોવું-આસપાસ આવી રહેવું; ચારે તરફ વિંટળાવું; ગોળ ફરતા રહેવું-હોવું. *A wall* s.s *the city*: શહેરની આસપાસ દિવાલ આવી રહેલી છે. 3.To pass around;to travel about:-ની પ્રદક્ષિણા ફરવી-ક૦;-ની આસપાસ ફરવું. *As,to* s.*the world*:સૃષ્ટિની પ્રદક્ષિણા ક૦.4.(*Mil.*)To invest,as a city: આંતરી-ઘેરી લેવું;ઘેરો ઘાલવો.*n.*A method of hunting some animals: કેટલાંક પ્રાણીઓનો શિકાર કરવાની રીત.

**Surrounding,**(સરાઉન્ડિન્ગ્)*a.*Inclosing; encircling : આસપાસનું; ઘેરી-આંતરી લેતું-લેનારું;વેષ્ટનકર્તાકારક;સમંત-પર્યંતવર્તી.*n.*1.An encompassing:પરિવેષ્ટન; આવરણ. 2 *pl.* External or attending circumstances or conditions:આસપાસ-આજુબાજુની હકીકત-બિના-વાત-વસ્તુ.

**Surtout,**(સર્ટૂ)*n.*[L.*Super,& totus*, whole.]A man's coat to be worn over his other garments: કપડાંપર પહેરવાનું કપડું;કોટ; ઓવરકોટ.

**Surveillance,**(સર્વેલ્યૅન્સ )*n.*[ L. *super* & *vigilo*,I am watchful.] Oversight;watch;inspection: દેખરેખ;તપાસ;નિઘેબાની;નજર;નજરબંધી;નજરકેદ;દૃષ્ટિબંધન;ચોકી;પહેરો.

**Survey,**(સર્વે ) *vt.* [ L. *super* & *video*, I see.] 1. To inspect; or take a view of;to overlook:તપાસવું;તપાસી જોવું;જોવું; ઉપર નજર ફેરવવી;અવલોકન-નિરીક્ષણ ક૦. 2. To view with a scrutinizing eye; to examine:તપાસીને-બારીકીથી જોવું;તપાસવું;નિહાળવું; અવલોકવું; નિરખવું.3. To examine and ascertain the state of:તપાસી જોવું;ધ્યાન-લક્ષપૂર્વક જોવું; તપાસ-અજમાયેશ ક૦. 4. To determine the form, extent,position,etc.:ની સર્વે ક૦; માપવું;-ની મોજણી-માપણી કરવી;-ના ખુંટ-સીમ નક્કી ક૦;જમીનમોજવી; ભૂમાપન ક૦.*n.*1.The act of surveying; a general view, as from above: બધે યોગમ ફરતી નજર; બધે આંખ ફેરવવી-જોવું તે;અવલોકન. 2.A particular view;an examination: તપાસ; તલાસ;નિરીક્ષણ; નિરીક્ષા. 3. The operation of finding the contour, dimensions, position, or other particulars of, as any part of the earth's surface whether land or water:સર્વે કામ;મોજણી;સર્વેઇ;માપણી;ભૂમાપન;પાણી.

**Surveying,**(સર્વેઇન્ગ્ )*n.*The act or occupation of making surveys:સર્વે કામ;મોજણી;સર્વેઇ;માપણી;ભૂમાપન;પાણી.

**Surveyor,**(સર્વેઅર્ )*n.*1.An overseer;an inspector: ઉપર તલ્લાસ-તપાસ રાખનાર;ઈન્સ્પેક્ટર.2.One who views and examines for the purpose of ascertaining the condition,or quality of anything:અવલોકન કર્તા; ચોકસી કરનાર. 3. One who surveys or measures land: મોજણીદાર;સર્વેઅર; ભૂમાપક. (*Customs.*)A gauger:પીપમાં ભરેલો માલ અને જગાત લાયક જેટલો દારૂ હોય તે નક્કી કરનાર જકાતી અમલદાર.S.*general*,(*a*)a principal surveyor: મુખ્યમોજણીદાર-સર્વેયર.(*b*)An officer having charge of the survey of the public lands of a land district:કોઇ અમુક પ્રગણાની સાર્વજનિક જગાની મોજણી સોંપી હોય તેવો અમલદાર-અધિકારી.

**Survival,** ( સર્વાઇવૅલ્ ) *n.* 1. An outliving:એક મુવા પછી બીજાએ છવતા રહેવું તે;અતિજીવન;અવસ્થાન.2. (*Archæol.& Ethnol.*)Any habit, usage,or belief,remaining from ancient times, the origin of which is often unknown,or imperfectly known : ક્યારે શરૂઆત થઈ તે જેના વિશે જાણવામાં આવ્યું નથી એવો પુરાતનકાળનો ચાલતો આવેલો મત,ચાલ કે ખાસીયત.

**Survive,**(સર્વાઈવ્)*vt* & *vi.* [L. *super* & *vivo*,I live.]To live longer than; to outlive;to outlast:-ના કરતાં વધારે જીવવું;-ના મુઆ પછી જીવવું-જીવતા-હયાત રહેવું-હોવું.

**Surviving,** ( સર્વાઇવિન્ગ્ ) *a.* Remaining alive;yet living or existing:જીવતું;જીવતું રહેલું;હૈયાત;શેષ; અવશિષ્ટ;અતિજીવી;અવસ્થિત; અન્યોન્તરજીવી.

**Survivor,** ( સર્વાઈવર્ ) *n.* 1. One who survives or outlives another person,or any time,event or thing:બીજાના મુઆ પછી-પછવાડે રહેનાર-જીવનાર; અતિજીવી; શેષ;-ની પાછળ હયાત-જીવતો રહેનાર.

**Susceptibility,** (સસ્સેપ્ટિબિલિટિ) *n.*1.The capability of receiving impressions,or of being affected: ગ્રાહકત્વ;ગ્રહણશક્તિ; ગ્રહણશીલતા-ક્ષમતા;ગ્રહણ-વેદનપાત્રતા.2.Capacity or deep feeling or emotional excitement;sensibility;impressibility;sensitiveness: ચિત્તવૃત્તિ; મનોભાવના;ઇંદ્રિયગોચરતા;સંજ્ઞા;પ્રબોધ;અનુરાગ.

**Susceptible,**(સસ્સેપ્ટિબલ્ )*a.*[ L. *sub* & *capio*,I take.] 1.Readily acted upon:-માં-ઉપર ચડાવી-વધારી શકાય તેવું;માં થવા જોગું-થઈ શકે એવું; લેવાને શક્તિમાન થઈ શકે એવું. 2. Impressible; tender;sensitive: ઝટ અસર થાય એવું;ગ્રાહક;કોમળ;ગ્રહણસામર્થ્ય;પાત્ર;ગ્રહણશક્ત; ગ્રાહી; યોગ્ય;ઉચિત.

**Suspect,** (સસ્પેક્ટ્ ) *a.* [ L. *sub* & *specio*,I look.]1. Suspicious:inspiring distrust:વહેમી;સંદેહવાળું; શંકાશીલ.2.Suspected;distrusted; જેનો વિશ્વાસ-ભરોંસો ન રાખવામાં આવે એવું;શકદાર.*n.* 1. Suspicion:વહેમ;સંદેહ;શક;શંકા.2.An object of suspicion;a person suspected of crime : વહેમ-સંદેહનું કારણ; શકદાર આદમી.*vt.*1.To imagine to exist; to mistrust;to surmise:શક-સંદેહ-વહેમ આણવો-આવવો;-ને માટે વ્હેમ હોવો;કલ્પના-તર્ક-અટકળ ક૦.2.To imagine to be guilty on slight evidence,or without proof:જુજ પુરાવા ઉપર અથવા સાબીતી વિના ગુન્હેગાર ધારવું-વહેમ-અંદેશો આણવો; શંકા-સંશય ઉત્પન્ન થવો;-માં વસવસો થવો;અવિશ્વાસ આણવો;-ની ઉપર વહેમ આવવો-રાખવો. 3. To doubt;to mistrust;to distrust:-નો અણવિશ્વાસ-કમ ભરોંસો-શક આણવો-લાવવો;

મૌન, સ્ત્રીનો મૂખ્ય સદ્ગુણ છે.

શંકા સંશય ધરવો-આણવો;-ને માટે ભ્રાંતિ-અવિશ્વાસ આવવો હોવો. 4. To look up to;to respect:-ને માન આપવું;માનની દૃષ્ટિથી જોવું. *vi.*To imagine guilt;to be suspicious:-ના વિષે શક-વહેમ હોવો-આણવો.

**Suspend,** (સસ્પેન્ડ્) *vt.* [L.*sub,*& *pendo,*I hang.] 1.To attach to something above;to hang: ટાંગવું;લટકાવવું.2.To make to depend: -ના આધારે રાખવું;-પર રાખવું.3. To interrupt;to delay;to stay: અટકાવવું; બંધ કo-રાખવું:મોકૂફ કo;-ની ઢીલ કo;રહેવા દેવું; થોભાવવું. 4. To hold in an undermined or undecided condition:ઉધરાપામાં-અનિશ્ચિત રાખવું;ન કo-બાંધવું;બાકી રાખવું; અનિર્ધારિત રાખવું; એમનું એમ રાખી મુકવું. *As,* s.*your opinion:* તમારું મત રાખી મુકો:મોકૂફ રાખો.5. To debar,or cause to withdraw temporarily,from any privilege, from the execution of an office, from the enjoyment of income, etc.:સસ્પેન્ડ કo:થોડા વખતને માટે નિશ્ચય થતા સુધી નોકરીથી દૂર કo;મોકૂફ રાખવું.6.To cause to cease for a time from operation or effect: થોડી મુદત સુધી બંધ રાખવું-મોકૂફ કo. 7. (*Chem.*) To support in a liquid,as an insoluble powder,by stirring, to facilitate chemical action : અધર રાખવું. *To* s. *payment,*to cease paying debts;to fail:દેવાળું કાઢવું;નાદાર થવું;-નું પાટીઉં બેસવું;ફુંકવું.*vi.*To cease from operation or activity: થોડી મુદત સુધી બંધ રહેવું-મોકૂફ રહેવું.

**Suspense,** (સસ્પેન્સ્) *a.*1.Held or lifted up;held or prevented from proceeding: મોકૂફ;બંધ રાખેલું.2. Expressing or proceeding from suspense or doubt:શક દર્શાવનારૂં-માંથી ઉત્પન્ન થનારૂં.*n.* 1. Indetermination;indecision:અનિશ્ચય;દુગ્ધા;વિકલ્પ;સંદેહ;સંશય;ઉચાટ; ઉધરાપો;દગદગો;વસવસો;ખતરો;અંતરીઆળ સ્થિતિ;સંભ્રમવિભ્રમ.2.Cessation for a time;stop;pause: વિરામ;બંધ પડવું-અટકવું તે;અટકાવ.3. (*Law.*)A temporary cessation of one's right:મોકુફી. S. *account* (*Bookkeeping*), an account in which receipts and disbursements are temporarily entered until their proper position in the books is determined: કાચું નામું;કાચો મેળ.

**Suspension,**(સસ્પેન્શન્)*n.*1. The act of suspending or the state of being suspended;pendency: લટકાવવું-ટાંગવું-ટંગાવું તે ; લટકણ. 2. Temporary delay, interruption or cessation:થોડી મુદત બંધ રાખવું -અટકાવવું તે.(*a*)Cessation of labour,study or pain:વિરામ:નિવૃત્તિ: આરામ.(*b*)Delay of decision,determination,judgment,&c.:બંધી;મોકૂફી:ઢીલ;મુદત;મુદત પડવી તે.(*c*) Cessation of payment of what is due:નાણાં-માગણું ન આપવું તે;દેવાળું.(*d*)Delay of the action or execution of law:વિલંબ;વિલંબન. 3.A conditional with holding, interruption or delay: કોઈ સરત ઉપર કરેલો અટકાવ-વિરામ. 4. The state of a solid,when its particles are mixed with, but undissolved in,a fluid, and are capable of separation by straining:પ્રવાહી પદાર્થમાં કોઈ પદાર્થના પરમાણુ આનું ઓગળી ગયા વગર થયેલું મિશ્રણ.5. (*Rhet.*) A keeping of the hearer in doubt and inattentive expectation of what is to follow:ઉચાટ;ઉધરાપો;ઉંચો જીવ. 6. A stay or postponement of the execution of a sentence:મોકુફી:વિલંબ.S.*bridge,*a bridge supported by chains,ropes,&c.:ઝુલા પુલ;ઝુલતો પુલ.

**Suspicion,**(સસ્પિશન્) *n.* [L.*suspicio,*I mistrust.]1.The imagination or apprehension of the existence of something(*esp,something wrong or hurtful*)without proof, or upon very slight evidence,or upon no evidence: શક:વહેમ;અંદેશો;અણવિશ્વાસ;કમભરોંસો;શંકા;ભ્રમ;સંશય:વિતર્ક; દુષ્ટભાવ;વિષમભાવ;વિકલ્પ;વસવસો; દગદગો;ભ્રાંતિ;અપ્રત્યય.2.Slight degree; suggestion;hint:અંશ; સૂચન; ઇશારો;ઇશારત.

**Suspicious,** (સસ્પિશસ્) *a.* 1. Inclined to suspect:given or prone to suspicion: વહેમ-શક-અંદેશો પડતું-ભરેલું-નું-વાળું;સંશયી;સંશયખોર; સંશયશીલ; શંકાશીલ; અવિશ્વાસુ; વહેમી. 2. Indicating suspicion, mistrust, or fear: વહેમ-શક-બ્હીક દર્શાવનારૂં-જણાવનારૂં; અશંકિત;સશંક;શંકાશીલ.3. Liable to suspicion;adapted to raise suspicion; questionable:વહેમ-શક રાખવા લાયક-યોગ્ય;શંકોત્પાદક;સંશયજનક;શંકાજનક;સંશયાવહ;સંદેહજનક.

**Sustain,**(સસ્ટેન્)*vt.*[L.*sub*&*teneo,* I hold.]1.To keep from falling; to bear;to support:-નો ભાર ઝીલવો-ખમવો-ઉંચકવો;ટેકવી રાખવું;ટકાવી રાખવું:ઝીલવું.2.Hence, to keep from sinking,as in despondence of the like; to support: ખુશીમાં રાખવું;દોશીઆરીમાં રાખવું;ટકાવી રાખવું;ધૈર્ય-ધીરજ-આશ્વાસન આપવું.3. To maintain;to subsist;to nourish : ગુજરાન કરવું: પ્રાણધારણ કo;-નો નિર્વાહ-ગુજરો-નિભાવ-પોષણ કo; નભાવવું.4.To aid,comfort,or relieve:to vindicate:મદદ-સહાય કo -નું ઉપરાણું લેવું 5.To endure without falling or yielding;to bear up under:ખમવું;સોસવું;સહન કo; ખમી-સાંખી રહેવું;વેઠવું.6.To suffer; to bear;to undergo:ને પડવું-થવું;-ને માથે આવી પડવું;વેઠવું:ખમવું. 7. To admit as valid; to sanction; to continue:ચલાવવું;મંજુરી આપવી; કાયમ રાખવું.8.To prove;to establish by evidence: સાબિત કo:સિદ્ધ કo:ખરૂં કરી આપવું. *n.* A sustainer:ટકાવી રાખનાર:નિભાવનાર.

**Sustenance,**(સસ્ટિનૅન્સ્) *n.* [L. *sustinentia,*endurance.]1.Support;maintenance;subsistence: વૃત્તિ;ભરણપોષણ;ટેકો: નિર્વાહ; જીવન; ગુજરો;આજીવિકા;ઉપજીવિકા.2.Food; victuals;provisions:ખોરાક; પોષણ;ખાવાનું:અન્ન;આહાર.

**Sustentation,**(સસ્ટેન્ટેશન્) *n.* 1. The act of sustaining:support; sustenance; maintenance:ટેકવી રાખવું તે;નિભાવ;ટકાવ;પોષણ;ગુજરાન;નિર્વાહ.

**Sutler,**(સટ્લર્)*n.* A person who follows an army,and sells to the troops provisions, liquors, and the like:લશ્કરની જોડેફરીને સરસામાન દારૂ વિગેરે વેચવા જનાર.

**Suture,**(સ્યૂચ્યૂર)*n.*[L.*suo,*I sew.] 1. The act of sewing ; also the line along which two parts are sewed together:સીવણ;સાંધો:સાંધ. 2.(*a*)The uniting of the parts of

Sleep without supping & wake without owing :

a wound by stitching:ઘાપર ટેભા દઈને સીવવું-ટાંકા મારી લેવા તે.(*b*)The stitch by which the parts are united:ટેભા; ટાંકા; સીવણ. 3. The line of union or seam between the bones of the skull; synarthrosis : ખોપરીના હાડકાંનો સાંધો; સંધી:સાંધ;કપાલસંધિરેખન.

**Suzerain,**(સ્યૂઝ઼ેરેન્ )*n.* [L.*sub* & *verto*,I turn.]A superior lord,to whom fealty is due;a feudal lord; a lord paramount:પટાવતનો મુખ્ય સરદાર-રાજા;મોટો જમીનદાર.

**Swab,**(સ્વૉબ)*vt.*To clean with a mop or swab;to wipe when very wet:સાવરણીથી સાફ કરવું;ભીનાશ લુછીને કાઢી નાંખવી.*n.*1. A kind of mop for cleaning floors,the deck of vessels,etc.:ભોંય વાળવાની-ઝાડવાની સાવરણી-કુંચડો-કુંચો-ઝુતારો.2. A bit of sponge, cloth or the like:વાદળી,લુગડાં વિગેરેનો કકડો;ડુંચો;કકડો.3. A cod or pod, as of beans or pease: સીંગ; ફળી. 4. A sponge or other suitable substance, attached to a long rod or handle,for cleaning the bore of a firearm:અગ્નિશસ્ત્રનું કાણું સાફ કરવાને માટે લાંબી લાકડી વિગેરેને બાંધેલી વાદળી અથવા એવી કોઇ બીજી ચીજ;કુંચડો.

**Swaddle,**(સ્વૉડ્લ ) *n.* Anything used to swaddle with,as a cloth or band;a swaddling band:લુગડાનો પટો;પરિવેષ્ટન.*vt.*1.To bind as with a bandage;to swathe:લુગડાનો પાટો બાંધવો;-ઉપર લુગડાં-ચીથરાં વિંટાળવાં;લપેટવું.2. To beat; to cudgel:મારવું;ઝુડવું;દફણાં મારવાં.

**Swag,**(સ્વેગ )*vi.*1.To sway;to swing :ઝોલો આવવો.2.To sink down by its weight;to sag:ભારથી લચવું-નમવું;ઝુલી પડવું.*n.*1.A swaying,irregular motion:ઝોલાની અનિયમિત ગતિ.2. A burglar's or thief's booty:ચોરની લુંટ.

**Swagger,**(સ્વેગર્ ) *vi.* 1. To walk with a swaying motion or in a pompous manner: ભપકામાં બંધ ચાલવું.2.To boast or brag noisily;to bluster;to bully:બડાઇ-ફુલાશ મારવી;મોટી મોટી વાતો કo;ડંફાસ મારવી;ગર્વ-અહંકાર-અભિમાન કo;પતરાજી કo.*n.* The act or manner of a swaggerer:બડાઈ-ફુલાસ મારનારનું કામ-રીતભાત.

**Swain,**(સ્વેન્ )*n.*1. A servant:ચાકર;નકર;ગુમાસ્તો;સેવક.2.A young-man dwelling in a country; a rustic:ગામડાનો રહેનાર; ગામડીઓ. 3.A country lover:નાયક;પ્રિય.

**Swallow,**(સ્વૉલો)*n.*1. (*Zool.*) Any one of numerous species of passerine birds:ચકલો; ચકલી; ચલ્લી. 2. (*Naut.*) The aperture in a block through which the rope reeves:વહે;શાર;બાકું;કાણું.

**Swallow,**(સ્વૉલો) *vt.*[AS. *swelgan.*]1.To take into the stomach: ઉતારવું;ગળીજવું;પીજવું;ગટગટાવી જવું;-નો આસકરી જવો.2. To ingulf; to absorb (with *up*): સોપી લેવું; ગરક થઇ જાય-માંહે ઉતરી જાય એવું કo;ગળી જવું;-ને ગરકાવ કરી દેવું. 3. To receive implicitly:વગર તપાસે ગ્રહણ કo-સ્વીકારવું;અવિચારથી સત્ય માનવું; એકદમ માનવું; લઈ પડવું. 4.To engross;to appropriate:દબાવી-પચાવી-લઈ પડવું;ઓઇયાં કરીજવું.*As,he has* **s.**d *up the honour of those who succeeded aim*:તે પોતાની પછી આવનારની કિર્તી પચાવી પડયો.5.To occupy;to take up; to employ:કામે લગાડવું;-થી રોકાવું; રોકવું.6.To exhaust;to consume: ખાલી કo;ખપાવી દેવું;ગટ કરીદેવું;ઓઇયાં કરી જવું.7.To retract; to recant:પાછુંજવું;થુંકેલું ચાટવું;કહેલું ના કહ્યું કo.8.To put up with,to bear patiently or without retaliation: સહન કo;ખમવું;-તરફ બેદરકારી રાખવી;લક્ષ-ધ્યાન ન દેવું;પી જવું;ગળી જવું. *To* **s.** *an insult*: અપમાન સહન કo.ગળી જવું. *vi.* To perform the act of swallowing: ગળી જવું. *n.* 1. The act of swallowing: ગળી જવું તે.2.The throat:ગળું; ગળાની નળી;અન્નમાર્ગ.3.Taste:relish; liking:સ્વાદ;રૂચિ; પસંદગી; ઈચ્છા. 4. Capacity for swallowing;voracity: આતુરતાથી ગ્રહણ કo તે; ગ્રાસ; આતુરતા;ભૂખ.5.As much as is,or can be,swallowed at once:કોળીઓ;ઘુંટડો.6.That which ingulfs; a whirl-pool:ખાબોચિયું;મેહ્યું પાણી ભરાયું હોય એવો ખાડો.

**Swallow-wort,** (સ્વૉલો-વર્ટ્ )*n.* (*Bot.*)(*a*)See **Celandine** (*b*)A poisonous plant: એક જાતનો ઝેરી છોડવો;અર્ક;મંદાર.

**Swam,**(સ્વૅમ્ )*imp.*of **Swim**: તર્યું.

**Swamp,**(સ્વૉમ્પ્ )*n.* Wet, spongy land;soft,low ground saturated with water,but not usually covered with it: કાદવ-કચરા-કાંપવાળી જગ્યા;પાણથળ;કચ્છ.*vt.*1.To plunge or sink into a swamp:ભીની કાદવવાળી જગામાં રગદોળવું-બોળવું . 2. (*Naut.*) To capsize or sink by whelming with water:હોડીમાં પાણી ભરીને બુડાડવી3.(*Fig.*)To overwhelm;to ruin;to wreck:-ને ઉંધા પાડીદેવું;-ના ટાંટીઆ ભાગવા;-ના હાથપગ ભાગી નાંખવા;-નો ખેલ ધુળધાણી કરવો-ધુળમેળવવો;-ની આશાઓ ભ્રષ્ટ કરવી. *vi.*1. To sink or stick in a swamp:ભીની કાદવવાળી જગામાં પડવું-ચોંટવું.2.To founder;to capsize or sink:ડુબવું;-માં પાણી ભરાઈને તળીએ બેસવું.

**Swampy,**(સ્વૉમ્પિ)*a.* Consisting of swamp;low,wet and spongy: કાંપ-કાદવ-પાણીવાળું-નું-જેવું.

**Swan,** (સ્વૉન્ )*n.* [ A. S. *swan.*] Any one of numerous species of large aquatic birds:રાજહંસ. 2. Swans, collectively; a flock of swans: રાજહંસો; રાજહંસનું ટોળું-સમૂહ-જૂથ.3. (*Astron.*) The constellation Cygnus : એક નક્ષત્ર . *Swan shot*,a large size of shot used in fowling : પક્ષીઓને મારવાની મોટા કદની ગોળી.

**Sward,**(સ્વોર્ડ્ )*n.* [AS.*sweard.*]1. Skin;covering:ચામડી;પડ.2.The grassy surface of land; ઘાસવાળી લીલી જમીન.*vt.* & *vi.*To produce sward upon;to cover,or be covered, with sward:-ના ઉપર ઘાસ ઉગાડવું-વાવવું-થવું-ઉગવું.

**Swarm,**(સ્વોર્મ્ )*vi.*To climb a tree, pole,or the like,by embracing it with the arms and legs alternately: હાથ અને પગ વારાફરતી ટેકવીને ઝાડ,વાંસ, વિગેરે પર ચઢવું. *n.* [AS.*swearm.*]1.A large number or mass of small animals or insects,especially when in motion: ન્હાનાં ચાલતાં-ઉડતાં જીવજંતુનું ટોળું. 2. A great number of honey-bees : મધમાંખીઓનું ટોળું-ઝુંડ. 3. Hence,a great number or multitude:ટોળું; જમાવ; સમુદાય;સંઘ; સમૂહ; વૃંદ. *vi.* 1. To collect and depart from a hive by (*flight*)in

ભલે ઉપવાસ પાળો, પણ દેવાનું મેં બાળો.

a body (*said of bees*):ટોળું થઈને ઉડવું-ઉડી જવું.2.To appear or collect in a crowd; to throng together:ટોળાબંધ થવું-મળવું-દેખાવું-આવવું;તરવરવું.3.To be thronged with a multitude or beings in motion;to be crowded:ખીચોખીચ ભરાવું;ઠભરાવું;-માં ટોળે ટોળાં હોવાં; ભરાઈ જવું.4.To abound in;to be filled(*with*.): માં ટોળેટોળાં-બહુ-પુષ્કળ હોવું;-થી વ્યાપ્ત-સંકુળ હોવું;આબાદ થવું.5. To breed multitudes:-માં ટોળેટોળાં પેદા થવાં-નીપજવાં-ઉત્પન્ન થવાં-ઉદ્ભવવાં;ટોળેટોળાં જન્મ પામવાં.

**Swarthy,**(સ્વૉર્થિ)*a*.Tawny;swart: કાળાશ પડતું;શામળું;કળુદું;કૃષ્ણવર્ણી; શ્યામ.

**Swash,**(સ્વૉશ્)*vi*.To dash or flow noisily,as water;to splash:જોરથી છાંટવું;પાણીનું અથડાવું. 2.To bluster;to vapor;to brag:ગરબડ કરવી: ધાંધલ મચાવવી;તડાકા મારવા;ટંફાસ હાંકવી.*n*.A dashing of water:પાણીનું જુરસાભેર ઉડવું-છંટાવું તે. 2.A narrow channel of water lying within a sand bank:રેતીના કિનારાની અંદરની બાજુએ આવેલી પાણીની સાંકડી નહેર. 3. A swaggering fellow:ટંફાસમારૂ;તડાકામારૂ;ધાંધલીઓ

**Swath,**(સ્વૉથ્)*n*.1.A line of grass or grain cut and thrown together by the scythe in mowing or cradling:લણતી વખતે દાતરડાંથી કાપી નાખેલા છૂટા ઘાસ કે દાણાની હાર. 2. The whole sweep of a scythe:દાતરડાથી એક સપાટે જેટલી જમીનનું ઘાસ કાપ્યું હોય તેટલી જગા.3.A band or fillet;a swathe:પટી;રીત;કિનારી;પાટી.

**Swathe,**(સ્વેધ્)*vt*. To bind with a swathe,band,bandage,or rollers: વિંટાળવું. *n*. A bandage;a band;a swath:પાટા;પટો;બાળોતીયું.

**Sway,**(સ્વે)*vt*.1.To move or wield with the hand;to swing;to wield: ઝાલવું;વાપરવું;ગ્રહણ કo; ધારણ કo; ધરવું. 2. To rule; to govern; to guide:ઉપર અમલ-સત્તા-અધિકાર-રાજ ચલાવવું;રાજ કo;દોરવું;-ના નાયક થવું.3,To bias;to turn; to bend; to wrap:વાળવું;ફેરવવું; થી-ને લીધે ફરવું;દોરવું;-થી અસર થવી;-અસર કo;-થી દોરાવું; પ્રવર્ત્તાવવું;પ્રેરવું;-થી પ્રેરાવું. 4. (*Naut.*)To hoist:ઉંચે ચઢાવવું. *To* **s**.*up the yards*:સઢ ઉંચે ચઢાવવા.*vi*.1.To lean;to incline:નમવું;વળવું;ફરવું.2.To move or swing from side to side, or backward and forward:એક બાજુએથી બીજીએ હાલવું-ઝોલા ખાવા;ઝુલવું;આમતેમ હાલવું.3. To have weight or influence:સત્તા-વજન-આબરૂ-માન હોવું.4.To bear sway;to rule;to govern: સત્તા-અધિકાર-અમલ-ચલાવવો; રાજ કo;હુકમ ચલાવવો.*n*.1.A swinging motion:શસ્ત્રનો લસરકો-ઝપાટો. 2.Influence,weight,or authority that inclines to one side:ભારે સમતોલો; વજન; સત્તા;વલણ;જોર. 3. Preponderance: turn or cast of balance:અમલ;ઝોક;વલણ;પ્રધાનતા; પ્રભાવ. 4. Rule; dominion; control: સત્તા;અમલ;શાસન;ઇશત્વ;પ્રભુત્વ;અધિકાર;રાજ્ય;આધીપત્ય. 5. A switch or rod used by thatchers to bind their work : પોતાનું કામ બાંધવા માટે છાનારની લાકડી-સોટી.

**Swear,** (સ્વૅર્) *vi*.[AS.*swerian*.] 1. To affirm or utter a solemn declaration, with an appeal to God for the truth of what is affirmed:સોગન-કસમ-સમ ખાવા;પ્રતિજ્ઞા કo. 2.(*Law.*)To give evidence on oath:સોગન ઉપર પુરાવો -જુબાની આપવી;પ્રતિજ્ઞા ઉપર કહેવું. 3. To call upon God in imprecation;to curse;to use the name of God or sacred things profanely:ખોટા-નકામા-અમથા-હલકી વાતમાં પરમેશ્વરના સમ લેવા-ખાવા-નું નામ લેવું;શિવપિંડીપર હાથ મુકવો.*To* **s**.*by*, to place great confidence in a person or thing:કોઈ માણસ અથવા ચીજપર પૂર્ણ ભરૂંસો-વિશ્વાસ રાખવો;પૂર્ણ વિશ્વાસની નજરે જોવું;-ના સોગન ખાવા;-ના સોગનછે એમ કહેવું.*To* **s**.*off*,to make a solemn vow,or a serious resolution,to abstain from something:-ની બાધા લેવી;ન કરવાના સોગન ખાવા;-નું જળ મુકવું;-નું પણ લેવું.*vt*.1.To utter or affirm with a solemn appeal to God for the truth of the declaration: -ના સમ-સોગન ખાવા.2.(*Law.*) To put to an oath;to cause to take an oath:સોગન-કસમ-સમ ખવડાવવા;-ની પ્રતિજ્ઞા આપવી-કરાવવી.3.To declare or charge upon oath:કસમ-સોગન-પ્રતિજ્ઞા ઉપર કહેવું. 4.To appeal to by an oath:-ના સમ-સોગન લેવા.*To* **s**.*the peace against one*, to make oath that one is under the actual fear of death or bodily harm from the person, in which case the person must find sureties that he will keep the peace:કોઇના ફેલ જામીન લેવડાવવા સોગન ખાવા.

**Sweat,**(સ્વેટ્)*vi*.[L.*sudor*,sweat.] 1.To perspire;-ને પરસેવો-પસીનો થવો-નીકળવો-છુટવો; પ્રસ્વેદ થવો. 2. *Fig*.To perspire in toil;to work hard:મહેનત-મજુરી કo;વૈતરૂં કo;અતિશ્રમ કo;ખરા પરસેવાનો પૈસો કમાવો.3.To emit moisture(*as green plants in a heap*):નિતરવું;ઝરવું; દદડવું.*vt*.1.To cause to perspire: પરસેવો-પસીનો આણવો-લાવવો;ધામ -પરસેવો લાવવો.2.To emit or suffer to flow from the pores; to exude:-માંથી ઝરવું-નિતરવું-નીકળવું; નિતારવું;કાઢવું;દદડાવવું.3.To unite by heating,after the application of solder: ઝાળવું;ઝારણ દેવું. 4. To get something advantageous by exaction or oppression:કંઇપણ ફાયદાકારક મેળવવું.બળાત્કારે જોરજુલમથી કઢાવવું;ચીરવું; કાતરવું;ઓકારવું.*To* **s**.*coin*,to remove a portion of a piece of coin:શિક્કાઓને એક બીજા સાથે ઘસીને થોડી ધાતુ ઝરાવવી. *n*. 1. (*Physiol.*) The fluid which is excreted from the skin of an animal perspiration:પરસેવો;સ્વેદ;પ્રસ્વેદ;પસીનો;ધામ.2.Labor; toil;drudgery:મહેનત;શ્રમ;ભારે મહેનત;મજુરી;વૈતરૂં.3.Moisture issuing from any substance:કોઈપણ પદાર્થમાંથી નીકળતી બાનાશ.4.The sweating sickness:પસીનો થયાં કરે એવો મંદવાડ; પરસેવાના ઝેભ છૂટે એવો રોગ.5.(*Man.*)A short run by a race horse in exercise:સરતના ઘોડાની ટુંકી દોડ.**S**.*box*(*Naut.*), a small closet in which refractory men are confined:ગુન્હેગારોને ગોંધી રાખવાની ઓરડી.

**Sweaty,** (સ્વેટિ)*a*. 1. Moist with sweat:પરસેવાથી ભીનું થયેલું.2.Consisting of sweat; of the nature of sweat:પરસેવાવાળું;ધામવાળું;પરસેવાની જાતનું. 3. Causing sweat: જેથી પરસેવો થાય એવું;સ્વેદજનક;પ્રસ્વેદકારક.Hence, laborious; toilsome: મહેનત-શ્રમવાળું-નું;શ્રમ ભરેલું;શ્રમાવહ.

પુંછ;પુછડું;પૂછડી;પુચ્છ; દુમ;લાંગૂલ.2. Any long flexible terminal appendage:પુંછ;પુછડી;લટકણ.3. The back,last,lower,or inferior part of anything:પૃષ્ઠભાગ;પુચ્છ;પૂઠ;પીઠ;છેડો;ગૌણ-અધમ ભાગ.4.A train or company of attendants;a retinue: ચાકર નફર;પરિજન;રસાલો.5. The side of a coin opposite to that which bears the head, effigy or date; the reverse : સિક્કાની બીજી બાજુ;કાંટો.6.A downy or feathery appendage:પોચું-નરમ-સુંવાળું ઉપાંગ.7.(*Surg.*)(*a*) A portion of an incision,at its beginning or end which does not go through the whole thickness of the skin and is more painful than a complete incision:આખી ચામડીમાં નહિ ઉતરેલા પણ થોડા કપાઈ ગયેલા ભાગનો અગ્રનો કે પાછળનો ભાગ.(*b*) One of the strips at the end of a bandage formed by splitting the bandage one or more times: પાટાને છેડે બાંધવા સારૂ રાખેલી ઝુલતી કરો;પુંછડી.8.(*Arch.*)The bottom or lower portion of a member or part as a slate or tile: ગાંઠ; નીચલો ભાગ;બેસણી; પુછડું. 9. The lighter parts of grain;chaff:છોડાં;છાલાં;છોતરાં;ફોતરાં.10. The refuse part of ore:કાચી ધાતુનો કચરો-નકામો ભાગ.**T.** *coverts*, (*Zool.*) the feathers which cover the bases of tail quills:કલીલની ઉપરનાં પીંછાં. **T.** *of a comet*, (*Astron.*)a luminous train extending from the nucleus or body, often to a great distance and usually in a direction opposite to the sun:ધૂમ્રકેતુની પુછડી.**T.** *of a lock*,(*on a canal*)the lower end, or entrance into the lower pond: તળાવનું નીચલા ભાગમાં જવાનો માર્ગ-દ્વાર.**T.** *of the trenches*,(*Fort.*)the post where besiegers begin to break ground and cover themselves from the fire of the place in advancing the lines of approach:ઘેરો ઘાલેલી જગા તરફ આગળ વધતાં દુશ્મનોના ગોળાઓથી બચવાને માટે સંતાઈ રહેવાની ખાઇઓ ખોદી હોય તે જગા.**T.** *spindle*,the spindle of the tailestock of a turning lathe:સંઘાડાની ત્રાક.*To turn* **t.**,to run away; to flee: પલાયન કરી-નાસી જવું; ઉભી પુછડીએ નાસવું. *vt.* 1.To follow or hang to,like a tail: પુછડાની માફક લટકવું:-ના ઉપાંગ તરીકે રહેવું.2.To pull or draw by the tail:-ની પુંછડી ખેંચવી. *To* **t.** *in or on*, (*Arch.*) to fasten by one of the ends into a wall or some other support:ભિંતામાં અગર બીજા કશામાં છેડો બેસારવો-જડી લેવો.*vi.* 1.(*Arch.*) To hold by the ends: છેડેથી મજબુત કરી લેવું.

**Tailor,** (ટેલર્) *n.* 1. One whose occupation is to cut out and make men's garments:દરજી; સઈ;મેરાઇ.2.(*Zool.*)The gold-finch: એક સુંદર ગાતું પક્ષિ.*Salt-water* **t.**, the bluefish:આસમાની રંગની માછલી.*vt.* To follow the business of a tailor:દરજીનો ધંધો ક૦.

**Tailoring,**(ટેલરિંગ્) *n.* The business of a tailor or tailoress: દરજીનો ધંધો-કિસબ.

**Tailor-bird,**(ટેલર્બર્ડ્) *n.* (*Zool.*) Any one of the numerous species of small Asiatic and East Indian singing birds belonging to *Orthotomus Prinia* and allied genera:સુગ્રીવ;સુગરી.

**Taint,**(ટેન્ટ્)*n.*1.A thrust with a lance,which fails of its intended effect(*Obs.*):ગોદો;ઘા: ભોક. 2. An injury done to a lance in an encounter, without its being broken:ગોદો મારવા જવાથી ભાગ્યા વગર ભાલાને પહેંચેલી ખાણ.*vi.* To thrust ineffectually with a lance(*Obs.*): ભાલા વતી વ્યર્થ-ફોકટ ગોદો-ધક્કો મારવો.*vt.*1. To injure as a lance without breaking it: ભાલાને ખાણ પાડવી;ભાલો બગાડવો.

**Taint,**(ટેન્ટ્)*vt.*[L. *tingo*, I dye.] 1.(*a*)To imbue or impregnate, with something extraneous as odious, noxious or poisonous: (કશાનો)માઠો પાસ-રંગ બેસાડવો-લગાડવો;(કશાનો)ચેપ લગાડવો; -નું ઝેર ચડાવવું;બગાડવું;મલિન ક૦;(કશાની) માઠી અસર પોંચાડવી-લગાડવી;દોષ યુક્ત ક૦;રોગ લગાડવો; થી માઠો પાસ બેસવો-લાગવો. (*b*) To corrupt; to infect;to poison:બગાડવું; -માં વિકાર પેસાડવો;-ખરાબ ક૦;ઝેરી ક૦; ચેપી ક૦:-થી બગડવું-બગડી ખરાબ થઈ જવું. *As putrid substances* **t.** *the air*: સડેલા પદાર્થોથી હવામાં વિકાર ઉત્પન્ન થાયછે.2.To stain;to sully;to tarnish :-ને કલંક-એબ-દૂષણ-ડાઘ લગાડવો;સકલંકિત-દૂષિત ક૦;કાળી ટીલી-ચાંલ્લો ચોડવો;-ને દોષ લગાડવો;-માં દોષ પેસાડવો; દૂષણ દેવું. *His unkindness may defeat my life but never* **t.** *my love*:તેની ઇતરાજીથી ભલે મારી જીંદગીને નુકસાન પહોંચે પણ તેના પ્રત્યેનો મારો પ્રેમ કદાપિ પણ દૂષિત થવાનો નથી.*vi.*1. To be corrupted:મોં ફેરવવું;બગડવા માંડવું-ઉપર આવવું:-માં દોષ-વિકાર ઉત્પન્ન થવો. 2.To be affected with incipient putrifaction:-માં પાસ બેસવો;બગડવું; બગડી-સડી-કહોવાઈ જવું; ગંધાઇ ઉઠવું.As,*meat soon* **t.** *in warm weather*:ઉન્હાળામાં માંસ વહેલું કોહી જાયછે.*n.*1.Tincture;hue(*Obs.*): (માઠો)પાસ;રંગ;અસર;ચેપ.2. Corruption;infection:બગાડ;દોષ; વિકાર;ચેપી રોગ.3.Stain; spot: કાળો ડાઘ;કલંક;દૂષણ;દોષ;એબ;બટ્ટો; ડાઘ; નામોશી;કાળી ટીલી:કાળો ચાંલ્લો.

**Taintless,** (ટેન્ટ્લેસ્) Free from taint;pure:દોષ રહિત;નિષ્કલંક;વિકાર વગરનું;કલંક રહિત.

**Take,**(ટેક્) *vt.* [*imp.* **Took**, *p.p.* **Taken** ]1.(*In an active sense.*) To lay hold of;to grasp:લેવું;પકડવું;ગ્રહણ કરવું; ઝાલવું. Hence. (*a*) To capture;to seize;to attack : લેવું;પકડવું;સહાવું:ઝાલવું;આવી પડવું; કેદ પકડવું.As,*to* **t.** *an army*:લશ્કરને કેદ પકડવું.*Also*,to come upon or befall;to attack:-પર આવી પડવું;-માં સપડાવું;-ના સપાટા-ઝપાટા-પંઝા-દાબમાં ફસાવું-આવી પડવું;-ના માથાપર ઉતરવું.(*b*)To gain the interest of; to captivate; to engage;to charm:-નું મન હરી લેવું;-નું મન હરણ ક૦;ફિદા ફિદા કરી નાંખવું;-નું ચિત્ત ચોરવું;મોહ પમાડવું;મોહિત ક૦; મોહવશ ક૦;ભુરકી નાંખવી;-થી આશક-ફિદા-ખુશખુશ થઇ જવું.*Neither let her* **t.** *thee with her eyelids*:તેમજ તેનાં પોપચાંથી તું મોહિત થતો ના. (*c*) To choose;to have recourse to; to turn to; to betake one's self to:પસંદ ક૦-લેવું;પકડવું;-ને શરણે જવું;-નું શરણ મળવું;-નું શરણ લેવું -શોધવું:-નો આધાર-આશ્રમ લેવો. (*d*) To employ;to occupy; hence,to demand;to require:-ને-માં થવું-લાગવું;-માં પેસવું-પેસી જવું;-માં જવું-કામમાં

The hills look green that are far away:

-ખપમાં આવવું-લાગવું;લગ્ગડવું;લેવું;-ને
જોઈએ;રોકવું;-માં સમાવું.As,*it* **t.***so*
*much cloth to make a coat*:ડ-
ગલો બનાવવાને આટલું લુગડું જોઇએ
છે.(*e*) To copy; to delineate; to
picture:લેવું; ઉતારવું;-ની છબી-મૂર્તિ
કાઢવી-લેવી;-ની છબી ઉતારવી;-નું ચિત્ર
લેવું-પાડવું.(*f*)To draw;to derive
[*Rare.*]સાર-મતલબ લેવી-પકડવી;અ-
નુમાન કાઢવું;સારગ્રહણ ક૦;-માંથી ની-
કળવું;કાઢવું.(*g*)To assume;to yield
to;to adopt;to acquire as shape;
to permit to one's self; to in-
dulge in;to experience as rest,
revenge,delight,shame;to form
& adopt:સ્વીકારવું: પ્રાપ્ત ક૦; ધારણ
ક૦;લેવું; પરાયણ થવું;-માં ગરકાવ-લીન
થવું;પામવું;અનુભવવું;-નો અનુભવ લે-
વો;ધરવું;ઝાલવું;અવલંબન ક૦;લાગવું;
લઇ-પકડી બેસવું; ગ્રહણ ક૦. (*h*) To
lead:દોરી લઈ જવું:લઇ જવું.*To* **t** *a*
*child to church* : છોકરાને મંદિર
લઇ જવું.(*i*)To carry;to hand over:
લેઇ જવું;સોંપવું;બીજાને આપવું:સોંપી
દેવું;લઈ જઇને બીજાને આપવું.(*j*) To
remove ; to withdraw ( with
*from*):કાઢી લેવું; બાદ ક૦;પાછું ખેં-
ચી લેવું;-માંથી કમી-બાદ-ઓછું ક૦. 2.
(*In passive sense*) To bear; to
receive:ખમવું;લેવું;મેળવવું;સ્વીકારવું.
Hence *specifically*: (*a*) To re-
ceive;to accept;to admit:લેવું;મે-
ળવવું;ગણવું;દાખલ-સામીલ ક૦;સ્વીકા-
રવું;-નો અંગીકાર-સ્વીકાર ક૦;કબૂલ રા-
ખવું.Let not a widow be *taken*
into the number under three
score:સાઠ વર્ષ કરતાં ઓછી ઉમ્મરના
માણસોમાં વિધવાને ગણતીમાં લેવી ન-
હિ.(*b*)To partake of;to swallow:
લેવું;ગ્રહણ-પ્રાશન ક૦;ખાવું; પીવું;પાન
ક૦.As,*to* **t.***wine*:દારૂ પીવો.(*c*)Not
to refuse or balk at; to clear:ના
ન કહેવું; એકદમ માથે લેવું. (*d* ) *To*
bear without resentment;to tol-
erate;to endure: ગનગાં ન લાવવું;-
નું માઠું ન માનવું;ખમવું;પી જવું;ખમી
રહેવું;-તરફ દુર્લક્ષ્ય દાખવવું;-ન ગણકાર-
વું;મુંગે મોઢે સહન ક૦.*He will* **t.***an*
*affront from no man* : કોઈ પ-
ણ માણસ તરફથી તેને માઠું નહિ લાગે.
(*e*)To admit;to accept;to allow;
to consider;to suppose;to under-
stand;to interpret:માનવું;કબૂલ રા-
ખવું;કબૂલ કરવું;ધારવું;લેખવવું;ગણવું;
લેવું:જોવું;વિચારવું.As,*this I* **t.** *to*
*be the man's motive*:તેનો હેતુ આ
હોય એમ હું ધારૂં છું.Charity *taken*
in its largest extent is nothing
else but the sincere love of God:
વિશાળમાં વિશાળરૂપે જોતાં દયા એ ઇ-
શ્વર પ્રત્યેના સાચા પ્રેમ શિવાય બીજું
કંઈ નથી.*You* **t.***him for a girl*:
તમે એને છોકરી જાણો છો.(*f*)To bear;
to submit to:લેવું;ધારણ કરવું;-નો
ઘાટ-ડોળ-રૂપ ઉતરવું-આવવું-છવાવું-
ઉતારવું.*To* **t.** *aim*,to aim:તાકવું;
તાકીને જોવું;નિશાન માંડવું;અનુસંધા-
ન ક૦; લક્ષ્ય સાધવો. *To* **t.** *air*, to
come to light:જાહેર થવું; પ્રસિદ્ધિ
માં આવવું;છતું થવું *To* **t.***along*,
to lead:દોરી લઈ જવું;તેડી જવું;ઉ-
ચકીને લઇ જવું;લઈ જવું.*To* **t.***arms*,
to commence war:લડાઈ શરૂ ક૦;
લડાઈ આરંભવી.*To* **t.***away*,to carry
off;to remove;to cause depriva-
tion of;to do away with:ઝુંટી લે-
વું.પડાવી લેવું;વિનાનું-રહિત ક૦;ઉડા-
વી દેવું:કાઢી નાંખવું; હરવું; હરીલેવું:
અપહરણ ક૦;લેઇ જવું.*To* **t.***breath*,
to refresh one's self: આરામ લે-
વો;થોભવું,વિરામ લેવો;દમ-સાસ ખા-
વો;વિસામો લેવો.*To* **t.***care*,to ex-
ercise care;to be solicitous: સં-
ભાળ લેવી:જતન રાખવું-ક૦;-ને માટે કા-
ળજી રાખવી;સંભાળવું;સાચવવું;ખબ-
રદાર રહેવું;જોવું.*To* **t.** *care of*, to
care for:-ની સંભાળ રાખવી;પર દેખ-
રેખ રાખવી;સંભાળવું;ઉપર નજર-દૃષ્ટિ
-તપાસ રાખવી;-ને માટે દરકાર રાખવી:
-ની ફિકર-કાળજી રાખવી-ક૦;-ની બર-
દાશ રાખવી-લેવી;-નું જતન ક૦. *To* **t.**
*down*, (*a*) to reduce; to bring
down:નીચે ઉતારવું;ઉંચેથી નીચે લા-
વવું. Hence, to bring lower; to
abase;to humble:મોડવું;-ભંગ ક૦;
તોડવું;ઉતારવું;નીચું પાડવું;નીચું જોવ-
ડાવવું. (*b*)To swallow:ગળી જવું;પી
જવું; ગટગટાવી જવું; ગળે ઉતારી દેવું.
As,*to* **t.***down a potion*:ઘુટડો ગટ
કરી જવો-ગટગટાવી જવો.(*c*)To pull
down: તોડી પાડવું;છોડી નાખવું.As,
**t.***down the scaffold now*:હવે પેલી
પાલખ છોડી નાંખો.(*d*)To record;
to write down : નોંધી-લખી-ઉતારી
લેવું.*To* **t.** *effect*,to be efficacious:
-નો ગુણ-અસર લાગવી-થવી:-નો અમલ-
અસર લાગવો-થવો-લાગુ થવો;સફળ થવું;
ફળીભૂત થવું;ફળવું; અમલમાં આવવું.
*To* **t.***ground to the right or left.*
(*Mil.*)to extend the line to the
right or left:જમણી અગર ડાબી તરફ
ઓળ લંબાવવી.*To* **t.***heart*,to take
courage : હિંમત ધરવી; ધીરજ-ધૈર્ય
પકડવું-ધરવું;પોતાની શક્તિ માટે ભરોં-
સો-વિશ્વાસ લાગવો.*To* **t.***heed*,to be
cautious: સાવધ-સાવચેત-હોંશિયાર-
સાવધાન રહેવું:જોવું:સંભાળવું;તપાસવું.
*To* **t.***heed to*, to attend to with
care: સંભાળથી ધ્યાન આપવું; તરફ
કાળજી-લક્ષ્ય-ધ્યાનપૂર્વક સાંભળવું. *To*
**t.***hold of*,to seize;to fix on:પક-
ડવું;ઝાલવું;સ્હાવું; પકડી લેવું;ગ્રહવું;
ગ્રહણ ક૦.*To* **t.***horse*:ઘોડાપર સ્વારી
ક૦;ઘોડાપર બેશી ફરવા જવું.*To* **t.***in*,
(*a*)to inclose:વાડ ક૦;ઘેરી દેવું;કબજો
ક૦;વિંટાળી લેવું.(*b*)To comprise;to
comprehend : સમાવવું;-માં આવી
જવું:-માં સમાવેશ થવો;ઉપર પહોંચી-
ફરી વળવું.(*c*)To contract:સંકોચાવું;
વિંટાળવું; ગુંટાળવું; લપેટવું; વાળી દેવું.
(*d*)To cheat: ઠગવું;છેતરવું;ધૂતવું;
મૂડવું:ફસાવવું;-ની સાથે છળ-પ્રપંચ-દા-
વ રમવો.(*e*)To admit;to receive:
દાખલ ક૦;અંદર લેવું;-માં દાખલ થવું;
ભરાવું;પેસવું.*A leaky vessel will*
**t.***in water*:ગાબડું પડેલા વહાણમાં
પાણી ભરાશે.(*f*) To win by con-
quest:જય કરીને મેળવવું;-પર વિજય
પામવું. (*g*)To receive into the
mind or understanding:સમજ-
વું;સમજણ પડવી;-ને ગળે ઉતરવું;-નું
ગ્રહણ ક૦;-ના મગજમાં ઉતરવું.*Some*
*bright genius can* **t.** *in a long*
*train of propositions*:કેટલાક બુ-
દ્ધિમાન પુરૂષો સિદ્ધાંતોના સિદ્ધાંતો ગ્ર-
હણ કરી શકે છે.(*h*) To receive re-
gularly:નિયમિત આવવું-મળવું-પ્રાપ્ત
થવું.*To* **t.***in hand*,to undertake:
માથે-હાથમાં લેવું;પકડવું; ઝાલવું. *To*
**t.***in vain*, to employ as in an
oath:નકામું લેવું-દેવું; ટકાનું ત્રણ શેર
ક૦;સોગનમાં વાપરવું.*To* **t.** *leave*,
to bid farewell:સલામ ક૦;રજા લેવી;
નમસ્કાર કરી છૂટા પડવું;રામરામ ક૦;
જયગુરૂ કરી રજા લેવી-માગવી. *To* **t.**
*notice*,to observe:ટીકા ક૦;અવલો-
કન ક૦:ધ્યાન દઈને જોવું.*To* **t.***oath*,to
swear with solemnity:સમ ખાવા;
પ્રતિજ્ઞા લેવી-કરવી.*To* **t.** *off*, (*a*) to
remove:ખસેડવું;દૂર ક૦;ઉતારવું;ઉ-
રાડી દેવું.(*b*)To cut off:કાપી નાંખવું;
ઉરાડી દેવું.(*c*)To destroy:નાશ ક૦;લ-
ઇ લેવું;વિસર્જન ક૦.(*d*)To remove;to
invalidate:નાબુદ ક૦;-નું બળ-જોર-દમ
ઓછો ક૦;નિરર્થક-નિરૂપયોગી ક૦.(*e*)To

દુરથી ડુંગર રળીયામણા, પાસે જાઓ તો બીહામણા.

withdraw;to call or draw away: લઈ લેવું;ખસેડીલેવું; વેગળું લઇ જવું; પાછું બોલાવી લેવું;વિમુખ ક૦.(*f*)To swallow: પીજવું;ગટગટાવી જવું;ગળી જવું. (*g*)To purchase;to take in trade:ખરીદવું;વેચાતું લેવું;વ્હોરવું.(*h*) To copy;to reproduce:નકલ ક૦-ઉતારવી;-ની કૉપી ક૦.(*i*)To imitate; to mimic;to personate:ચાળા પાડવા;-ની નકલ ક૦;-નો વેષ-સોંગ ધરવો. *To* **t.** *on*,to assume;to take upon one's self:ધારણ ક૦;-માથે લેવું; વ્હોરવું.*To* **t.***one's own course*,to act one's pleasure:પોતાની ઈચ્છામરજી મુજબ વર્તવું;સ્વેચ્છાચારીથી ચાલવું-વર્તવું;પોતાનું સુઝ્યું ક૦.*To* **t.***order with*,to check;to hinder:અટકાવવું;રોકવું;-પર દાબ મુકવો;ખાળવું. *To* **t.***orders*,(*a*)to receive commands: ધર્મગુરૂની પદવી પ્રાપ્ત થવી. (*b*)To enter some grade of the ministry: કોઈ ધર્માધિકારીની પદવી લેવી. *To* **t.***out*,(*a*) to separate;to deduct:-માંથી કાઢવું-બાદ-ઓછું ક૦; બ્હાર કાઢવું;જુદું-નોખું ક૦;-માંથી લઈ લેવું.(*b*)To draw out;to remove (as a stain from cloth):કાઢવું;કાઢીનાંખવું;સાફ ક૦.(*c*)To procure for one's self:મેળવવું;લેવું.(*d*) To put an end to:સમાવી-દબાવી દેવું;-નો નાશ ક૦. (*e*) To escort: ભાણા-ખાણા ઉપર તેડીને લઇ જવું;જમવાને બેસાડવું; જમવાના આસને આદરપૂર્વક તેડી જવું.*To* **t.***over*,to undertake:માથે લેવું;-ની વ્યવસ્થા હાથમાં લેવી.*To* **t.** *part*,to share:ભાગ લેવો.*To* **t.***part with*,to unite with:સાથે સામેલ થવું-ભળવું.*To* **t.***the air*,(*a*) to walk in the air:હવા ખાવા જવું. (*b*) To seek to escape by rising higher: હવામાં વધારે ઉંચા ચઢીને બચી જવા પ્રયાસ ક૦.*To* **t.***the field*,to commence war:લઢાઈ શરૂ ક૦;સંગ્રામે ચઢવું;યુદ્ધનું પ્રસ્થાનું ક૦.*To* **t.***to heart*, to feel sensibly:હાડોહાડ લાગવું; ખોટું લાગવું;-નો શોક-બળાપો ધરવો-કરવો-રાખવો;હૈયે લેવું-ધરવું;મનમાં લાવવું;માઠું માનવું. *To* **t.** *up*, (*a*) to raise:ઉપાડવું;ઉંચું ક૦;ઉંચકવું.(*b*)To buy or borrow:ખરીદવું;વેચાતું લેવું; વ્હોરવું;ઉછીનું લેવું.(*c*)To begin:શરૂ ક૦;માંડવું;આરંભવું;લઈ બેસવું;આરંભ કરવો.(*d*) To gather together; to bind up:એકઠું બાંધવું;ભેગું ક૦;સાથે બાંધી-સાંધી લેવું. (*e*) To engross;to employ;to occupy: રોકવું;લેવું;-માં રોકાવું-જવું-પેસવું; લાગવું. *To* **t.** *up time*:વખત લાગવો-રોકવો-લેવો (*b*)To take permanently : હમેશને માટે ગ્રહણ ક૦;સ્થાયીપણે રહેવું; લેવું; વળગવું;પકડવું.(*g*) To seize;to catch; to arrest:પકડવું;ઝાલવું;કેદ ક૦. *To* **t.** *up a thief*:ચોર પકડવો.(*h*)To admit; to receive; to believe: કબૂલ ક૦;લેવું;ગ્રહણ ક૦; માનવું. (*i*) To answer by reproof;to reprimand:મેણું મારવું;મર્મવચન-બાણ ફેંકવાં;ઠપકો દેવો;નિંદાવચન કહેવાં.(*j*) To begin where another has left off:બીજાએ પડતું મુક્યું હોય ત્યાંથી શરૂ ક૦-માંડવું;ઉપાડી લેવું;-નું સાંધણ ક૦-ચલાવવું.(*k*) To accept;to adopt as one's own:વ્હોરી લેવું;પોતાને માથે ખેંચી લેવું;પોતાના પર લઈ લેવું; હાથ ક૦;આદરવું;પકડવું;ધારણ ક૦.As,*to* **t.** *up the quarrels of our neighbours*:આપણા પડોશીઓની લડાઈઓ આપણા માથે વ્હોરી લેવી.*They* **t.***up our old trade*:તેઓ આપણો અસલ ધંધો હાથ કરેછે-લઇ બેસે છે.(*l*)To comprise;to include:-માં લેવું;આવી જવું: -નો સમાવેશ ક૦-થવો.(*m*)To accept; to adopt;to espouse the cause of; to favor:સ્વીકારવું;-નો અંગીકાર ક૦; સંઘરવું;-પર મહેરબાની-કૃપા ક૦.(*n*) To collect;to exact:ઉઘરાવવું; ભેગું ક૦;નાંખવું.(*o*) To pay & receive: ભરવું અને લેવું.(*p*)To make tight: મજબુત ક૦;બરાબર બેસારવું;સજ્જડ ક૦;ટાટ ક૦.(*q*)To make up;to settle:મટાડવું;હોલવવું;શાંત ક૦;સમાવવું; સમાધાન-સમજુત ક૦;સલાહ-શાંતિ-સુલેહ ક૦.*To* **t.***up arms*: શસ્ત્ર લઈને સામા થવું;લઢવાને તૈયાર-સજ્જ થવું.*To* **t.***upon one's self*,(*a*)to assume; to undertake:વ્હોરવું; માથે લેવું;ધારી લેવું.(*b*)To appropriate to one's self:પોતાને માથે ખેંચી લેવું-ઓઢી લેવું. *To* **t.** *a leaf out of another's book*, to follow in the footsteps of:-ને પગલેપગલે ચાલવું;-નું અનુકરણ ક૦;બીજો કરતો હોય તેનું દેખાદેખી ક૦. *To* **t.** *advice*,to consult others: બીજાઓની સલાહ લેવી-પૂછવી. *To* **t.** *flight*,(*a*)to leave a place:જતા રહેવું;છોડીને નાસી જવું.(*b*)To put to sea:દરિયે જવું;વહાણમાં બેસીને જવું. *To* **t.***in snuff*, to be angry or offended:ગુસ્સે થવું;ખોટું લાગવું;-પર ક્રોધે ભરાવું. *To* **t.***into one's head to do*, to conceive the idea of doing:કંઈ કરવાની મગજમાં ધુન ભરાવી.*To* **t.***off from*, to lessen; to diminish: ઘટાડવું;ઓછું-કમી ક૦.*To* **t.***one at his word*,to act according to what one has said: કહ્યું હોય તે પ્રમાણે ક૦;કહેલું ખરૂં માની તે પ્રમાણે વર્તવું.*To* **t.***one's chance* to run a risk;to play for:નશીબ અજમાવવું;-માં ઝોકાવું.*To* **t.** *one's way*,to depart:રસ્તો કાપવો; જતા રહેવું.*To* **t.***sight*,to take aim: નિશાન-ચોટ તાકવું-માંડવું; અનુસંધાન ક૦.*To* **t.***soil*, to take refuge or shelter:આશ્રય લેવો;શરણ ગ્રહવું;સંતાઈ પેસવું-ભરાવું.*To* **t.***the wall*,to take precedence:મોખરે-અગ્રે ઉભા રહેવું. *To* **t.** *to task*, to reprove; to repremand:ઠપકો દેવો;-ની નિંદા ક૦. *To* **t.** *to the heels*, to run away:નાસી જવું;સટકીજવું;પલાયન કરી જવું;અગિયારા ગણવા.*To* **t.***umbrage*,to be angry:ગુસ્સે થવું;ખોટું લાગવું;ક્રોધે ભરાવું.*To* **t.** *wind*, to become known or popular: પ્રકટ-પ્રસિદ્ધ-જાહેર થવું;લોકપ્રિય થવું.

*vi.* 1. To take hold;to fix upon anything; to have the natural or intended effect:ઉઠવું;ઉપડવું; લાગવું;લાગુથવું;બેસવું;-નો ગુણ થવો -જણાવો-લાગવો;-ની અસર થવી; ફળવું;ગુણ થવો. *He was inoculated, but the virus did not* **t.**:તેને બળિયા ટાંકયા હતા પણ તે ઉપડયા નહિ.2.To please;to succeed:ચાલવું;માન્ય-પસંદ પડવું;ફતરવું;ખપવું; ખુશી ક૦;-થી ખુશી થવું.3.To resort; to proceed;to go:-માં જવું;-નો આશ્રય લેવો;-માં ભરાવું-સંતાવું;-નું શરણ-આશરો પકડવો.4.To admit of being pictured: ઉપડવું; ઉઠવું;ઉપસવું.*To* **t.** *after*,(*a*)to copy;to imitate: નકલ કરવી;-ના પ્રમાણે ઉતારવું;-નો ઘાટ ઉતારવો-બનાવવો.(*b*) To resemble: -ને મળતા આવવું; રૂપ-ગુણમાં કશાને મળતા હોવું;-કશા ઉપર પડેલા હોવું.*To* **t.***in with*,to resort to:-નો આશ્રય લેવો;-નું શરણ -આશરો ધરવો-પકડવો. *To* **t.***on*, to be violently affected;to express grief or pain in a violent manner:ઘણા ગભરાવું-અમુઝાવું;શોક-દિલગીરીમાં પડવું;ઘણા ઉદાસ થવું.*To* **t.***to*,(*a*) to apply one's self to; to be fond of;to become attach-

The world is sifting from side to side :

ed to:-પર મન સ્હોંટવું;પર મમતા-પ્રીતિ માયા લાગવી-ચોટવી-હેવી; -પર વૃત્તિ લાગવી;લગની-લત લાગવી;-માં પરાયણ-અસ્ત થવું-ને દેખીને રહેવું;-ની પાછળ લાગવું-મંડવું;-પર દીલ સ્હોંટવું.(*b*)To resort to;to betake one's self to:હાથમાં લેવું; -માં પડવું; -ની પાછળ મંડવું. *As men of learning who* **t.** *to business,discharge it generally with greater honesty than men of the world*:કેળવણી પામેલા માણસો કામકાજમાં પડે છે ત્યારે તેઓ પોતાનું કામ વ્યવહારિક(દુનિયાનાં)માણસોના કરતાં સામાન્ય રીતે વધારે પ્રમાણિકપણાથી બનવે છે. *To* **t.** *up*,(*a*)to stop:વિરામવું;અટકવું; થોભવું.(*b*)To reform:સુધારવું. *To* **t.** *up with*,(*a*)to be contented to receive: સંતોષથી લેવું;-માં સંતોષ પામવો-માનવો;-લઈ ચલાવવું.(*b*) To lodge with;to dwell with:-નીસાથે રહેવું-વસવું-વાસ કo.*To* **t.** *with*, to please: મનમાં ઉતરવું; ખુશી કo. *n.*1.The quantity of fish captured at one catch:એકી વખતે પકડાયેલી માછલીઓનો જથ્થો. 2. The quantity of copy given to a compositor at one time: એકી વખતે કમ્પોઝીટરને આપેલાં અસલ પાનાં-મૅટર.

**Take-in,**(ટેક્-ઈન) *n.* Imposition; fraud:ઠગાઈ;લુચ્ચાઈ;છેતરપંડી.

**Take off,**(ટેક્-ઑફ્) *n.* An imitation:ઢોંગસોંગ;ચાળા;ચાળા પાડેલા તે.

**Taking,**(ટેકિંગ્) *a.*1.Alluring;attracting:લોભાવે એવું;લલચાવે એવું; લાલચમાં પડાય એવું;મોહી;મનોહારી; ચિત્તાકર્ષી ; મનોજ્ઞ. 2. Infections (*Obs.*):ચેપી;ચાલી:સ્પર્શજન્ય.*n.* Seizure;apprehension:ગ્રહણ;કેદ;સ્વીકાર. 2. Agitation; excitement; distress of mind:ક્ષોભ; આકુલવ્યાકુલતા;મનનો ગભરાટ;ઉદ્વેગ.

**Talbot,**(ટૅલ્બૉટ્) *n.* A sort of dog noted for quick scent and eager pursuit of game (*Obs*):એક જાતનો તિક્ષ્ણ ઘ્રાણેંદ્રિયવાળો સિકારી કુતરો.

**Talc,**(ટૅલ્ક્) *n.*[Fr.*talc*.] (*Min.*) A soft mineral of a soapy feel and a greenish or grayish color:અબરખ; અભ્રક. *Endurated* **t.** an impure slaty talc with a nearly compact texture: કઠણ અબરક.

**Tale,**(ટેલ્) *n.*A denomination of money nearly six shillings:ચીનમાં વપરાતો છ શીલીંગની કિમ્મતનો એક સિક્કો.

**Tale,**(ટેલ્) *n.*[AS.*talu*,speech.]1. That which is told; narrative; discourse; statement; history; story;an oral relation or recital: કહેવું;કહેલું;કહેવાનું;વાત; કથા; આખ્યાન;ગતકડું;વાર્તા;ગાથા;ઉપાખ્યાન; ગોષ્ઠિ;કહાણી. 2. A reckoning by count:એક બે એમ ગણવું તે;ગણત્રી;ગણીને રાખેલો હિસાબ;ગણના;પરિગણના.3.(*Law.*) A count or declaration ( *Obs.* ):મુદ્દો. *To* **t.** *of*, to make account of(*Obs.*):-નાં ગપ્પાં હાંકવાં;-ને ગપ્પાંએ ચઢાવવું.*vi.*To tell stories(*Obs.*):વાર્તા-કથા-વાત કહેવી.

**Tale-bearer,** (ટેલ્બેરર્) *n.* One, who officiously tells tales:ડેરેડેર વાતો કહેતો ફરનાર;ચાડીઓ;અલાવડો; અલાવડી:પિશુન;ચુગલીખોર.

**Talent,**(ટલેન્ટ્) *n.* [Gr.*talenton*,a balance.L.*tollo*,I lift up.] 1.Among the ancient Greeks, a weight and a denomination of money equal to 60 minæ: ૬૦ મીની બરોબર વજનનો એક પ્રાચીન યુનાની લોકોનો સિક્કો ટાલંટ.2.Among the Hebrews,a weight and denomination of money:યાહુદી લોકનો આશરે ૯૫૮ રૂપીઆનો સિક્કો.3. Will;desire:મરજી; ઈચ્છા;વલણ. 4. Intellectual ability, natural or acquired;mental endowment or capacity;skill in accomplishing: a special gift;faculty:શક્તિ;મતિ; બુદ્ધિ;સંસ્કાર;અક્કલ; અક્કલમંદી;બુદ્ધિપ્રવેશ;બુદ્ધિસામર્થ્ય;પ્રજ્ઞા;હુનરમંદી;હોંશિયારી; ખબરદારી; કૌશલ્ય;કુશળતા; બુદ્ધિવૈભવ;નિપુણતા;બુદ્ધિ;મતિપ્રભાવ.

**Talented,**(ટલેન્ટેડ્) *a.* Possessing talent:બુદ્ધિમાન;સંસ્કારી;અક્કલમંદ; પ્રાજ્ઞ;હુનરમંદ;હોંશિયાર;ખબરદાર; કુશળ;બુદ્ધિશાળી;ગુણવાન;નિપુણ;ચતુર.

**Tales-man,**(ટેલ્સ્-મૅન્) *n.*(*Law.*) A person called to make up a deficiency in the number of jurors when a tales is awarded: જ્યુરરોની જોઇતી સંખ્યા પુરી કરવાને માટે બોલાવેલો ગમે તે કોઈ માણસ.

**Tale-teller,** (ટેલ્ટેલર્) *n.* A telltale;a tale-bearer;a tattler: ચાડીઓ;ચુગલીખોર.

**Talisman,**(ટલિસ્મૅન્) *n.pl.***Talismans**.[Gr.*telesma*,tribute from *telos*,end] 1. A magical figure cut or engraved under certain superstitious observances of the configuration of the heavens,to which wonderful effects are ascribed:તાવીજ;મંત્ર; માદળિયું;દોરો; ચિઠ્ઠિ; કવચ. 2.A charm: જાદુ;કરિશ્યો;માયા.

**Talismanic, Talismanical,**(ટલિસ્મૅનિક્-કલ્)*a.*Having the properties of a talisman: magical: જાદુ જેવું;માયાવી;તાવીજવું;તલિસ્માતી.

**Talk,**(ટૉક્) *vi.*1. To utter words; to converse familiarly:બોલવું;સંભાષણ કo;બોલવુંચાલવું;વાતચીત કરવી;વાતોના સપાટા મારવા;ગપ્પાં હાંકવાં.2.To reason;to consult:બેસીને વાત કરવી;સલાહ લેવી;મસલત કo. 3. To prate(*Colloq.*):બબડવું;બરબડ કરવું;લવલવ કરવું.*To* **t.** *of*,to relate: કહેવું;વર્ણવું;-નું વર્ણન કરવું;-ની વાત કહેવી.*To* **t.** *to*,to advise:to exhort; to reprove gently:કહેવું;બે વાત કહેવી;સમજાવવું;શિખામણ દેવી;સમજાવીને કહેવું.*vt.* 1.To speak freely: બોલવું;ઉદ્ગાર કાઢવા.2.To utter;to speak : બોલવું;કહેવું;કથવું;-ની વાત કo;-પર વિચાર ચલાવવા.3.To spend in talking : વાતના સપાટામાં કાઢી નાંખવું; વખત ગાળી નાંખવો;કાળ નિર્ગમન કરવો. *As, to* **t.** *away an evening*,to spend evening time in talking:વાતોના ગપાટામાં સાંજ કાઢી નાંખવી.4. To cause to be or become by talking:વાતોમાં બની જવું-થઈ જવું.*As to* **t.** *one's self mad*: વાતોમાં ને વાતોમાં ગાંડા બની જવું. *To* **t.** *over*, (*a*) to talk about; to discuss:-ને વિષે વિચાર કo;-ની વાત ચલાવવી; -નો વાદવિવાદ કરવો; -વિષે નિર્ણય-નિશ્ચય પર આવવું. (*b*) To change the mind of by talking: વાત કરીને (કોઇનું) મન-મત બદલવો; પોતાના પક્ષમાં ખેંચવું-ને ખાત્રી-પ્રતીતિ કરી આપવી.As,*to* **t.** *over an opponent*:શત્રુ સાથે વાત કરીને તેનું મન બદલી નાંખવું-ને પોતાના પક્ષમાં ખેંચી લેવો.*n.*1. The act of talking;familiar converse: વાત કરવી તે;વાતચીત;ગપાટો;સંભાષણ;વાતના સપાટા;ગપ્પાં;વાગ્વિલાસ;આલાપ;સંલાપ. 2.Report:ગપાટો બુમ;ગપ;ફરતી વાત;વાત;વાયકા;લોકચર્ચા. 3. Subject of discourse:વાતનો વિષય;વાગ્વિષય;કથાપ્રસંગ;વાર્તાપ્રસંગ.*Fine* **t.**:શબ્દપાંડિત્ય.*Mere idle* **t.**:વાણીમાત્ર; વૃથાવાર્તા.*Light* **t.**:લઘુભાષણ.

દુનીયાં દો રંગી છે.

**Talkative,** (ટૉકેટિવ્ ) *a.*Given to much talking;garrulous;loquacious:વાતોડિયું;બહુ બોલું;બડબડિયું; બોલ બોલ કર્યા કરનારું;લવરીખોર;વાચાટ;વાચાળ;બહુભાષી;જલ્પક;મુખર.

**Talker,**(ટૉકર્ )*n.*1.One,who talks: વાત કરનાર;વાગ્વિલાસી;વાણીમાં કુશળ માણસ.2.A prattler;a boaster: બડબડિયું માણસ;છાટળિયું માણસ;છાંટણજી; ફડાકીદાસ;લફ્ફાજી;ગપાટીદાસ; તડાકીદાસ;ગપ્પીદાસ.

**Talking,**(ટૉકિંગ્ )*a.*1.Able to utter words:બોલે-વાત કરે એવું;વાત કરવાની-બોલવાની શક્તિવાળું.2.Given to talk:જેની વાત પુરી ન થાય એવું; બકવાદિયું;બડબડ કર્યા કરવાની ટેવવાળું;જલ્પક;વાચાળ;બહુભાષી.

**Tall,**(ટૉલ્ )*a.*1.High in stature:ઉંચું;ઉચ્ચ;ઉન્નત;લંબૂસ.2.Brave;bold: બહાદુર.હિમ્મતવાન;જુરસાવાળું;છાતીચલું;છાતીવાળું.3.Fine;excellent; splendid:ઉત્તમ;ઉત્કૃષ્ટ;શ્રેષ્ઠ;ઉમદા. 4. Extravagant;excessive:અતિશય; હદ ઉપરાંત;ઉડાઉ.

**Tallness,**(ટૉલ્નેસ્ ) *n.* The quality of being tall:ઉંચાઇ;ઉંચાણ.

**Tallow,**(ટૅલો)*n.*1. The fat of animals of the sheep and ox kinds, separated from membranous & fibrous matter by melting:ચરબી;ગાય ઘેટાંની ચરબી;મજ્જા;વસા;વપા. 2.The fat obtained from certain plants resembling the fat of animals of the sheep and ox kinds: છોડવા વિગેરેમાંથી કાઢેલી ચરબી. **T.** *candle*,a candle made of tallow: ચરબીની બનાવેલી મીણબતી.*vt.*1.To grease or smear with tallow:ચરબી લગાડવી.2.To fatten:જાડું કo;વધારે ચરબી મળે તેવું કo;હૃષ્ટ પુષ્ટ કo;-માતુ કo.

**Tallow-chandler,** (ટૅલો-ચૅન્ડલર્ ) *n.*One, whose occupation is to make or sell tallow candles:મીણબત્તી બનાવનાર-વેચનાર.

**Tally,**(ટૅલિ)*n.*[Fr.*tailler*, to cut.] 1.Originally,a piece of wood on which notches were cut,as the marks of number;later,one of two books,&c.,on which corresponding accounts were kept:મેળનો ચોપડો;મેળ;જવાબ;તાળો. 2. Any account kept by notches or marks, whether on wood or paper or in a book;an account in duplicate: સામો હિસાબ;અરધિયાનો હિસાબ.3. A match;a mate:બીજા સાથે બરાબર જડતું-બેસતું-હળતું-મળતું-જવાબમાં આવતું કીધેલું કંઇ;જોડાટું; જોડ; જવાબ; મેળ;સમોવડિયો. 4. A tally shop: ઘરાકને જણસો નામે લખી આપવામાં આવે તેવી દુકાન;ઉધારે વેચવામાં આવતું હોય તેવી દુકાન.To strike *tallies*, to act in correspondence:પ્રમાણેમાફક વર્તવું;-ને અનુકૂળ-મળતું બંધબેસ્તું વર્તન ચલાવવું. *vt.* 1. To score with correspondent notches;to cause to fit:બીજા સાથે જડતું બનાવવું;બીજા સાથે મળતું આવે તેમ કરવું;-નો મેળ મેળવવો; તાળો મેળવવો. 2. To check off, as parcels of freight going inboard or outboard:વહાણ ઉપર કે વાહાણમાંથી માલ જતો હોય તેનો મેળ મેળવવો. *vi.*1. To suit; to match:બેસતું-હળતું-મળતું આવવું; અનુકૂળ આવવું;સરખું ઉતરવું-થવું;બરાબર જવાબમાં આવી રહેવું.2.To score: મેળ-તાળો લખવો;લીટા કo;નોંધવું.

**Tally,** (ટૅલિ ) *adv.* [See **Tall,***a.*] Stoutly;with spirit[*Obs.*]:જુરસાથી;જોરથી;જોસબંધ.

**Tally-man,**(ટૅલિ-મૅન્ )*n.*One who keeps the tally:મેળરાખનાર-મેળવનાર.

**Talon,** (ટૅલન ) *n.* [fr. *L.talus*,the heel.] 1. The claw of a bird of prey:શિકારી પક્ષિના પગનો નખ;નહોર;પંજો;નખોરિયાં.2. (*Zool.*)One of certain small prominences on the hind part of the face of an elephant's tooth:હાથી દાંતના આગલે પાસે પાછળ પડેલો ટેકો-ગાંઠ. 3. The shoulder of the bolt of a lock on which the key acts to shoot the bolt:તાળાનો નકુચો.

**Talus,** (ટૅલસ્ ) *n.* [L.] 1. (*Fort.*) A slope:ઢોળાવ;કિલ્લાની ભીંતનો ઉતરતો ઢાળ.2.(*Geol.*)A sloping heap of fragments of rock lying at the foot of a precipice:ખડકના કડકાનો ઢોળાવ પડતો ઢગલો.

**Tamable,** (ટૅમેબલ્ )*a.*Capable of being tamed : પળાય એવું;હેલવાય એવું;વશ્ય;દમનીય;દમ્ય.

**Tamarind,** (ટૅમેરિન્ડ્ )*n.*1.A leguminous tree,cultivated in both the Indies, for the sake of its shade and its fruit:આમલીનું ઝાડ;આમલી;ચિંચ;ચિંચિણી.**T.***pod*:આમલીનો કાતરો.**T.***seed*:કચુકો;ચિચુડો; ચીચોડો; ચચુકો.

**Tambour,** (ટૅમ્બર્ ) *n.*1.(*Mus.*) A tambourine:ખંજરી;ડફ;તબલો. 2. A small frame commonly circular,used for stretching,and firmly holding,a portion of cloth, that is to be embroidered: ભરત ભરવાનું ચોકઠું;સાજ;સાળ;ભરતકામ. 3.(*Physiol.*) A shallow metallic cup or drum: ધાતુનો છછરો વાડકો. *vt.* To embroider on a tambour:ચોકઠાપર ભરત ભરવું.

**Tambourine,**(ટૅમ્બરીન )*n.*A small drum;a timbrel:ખંજરી;વાડકાનુંડફ.

**Tame,**( ટેમ્ )*vt.*[F.*entamer*,to cut into.]To enter upon;to divide; to distribute: વહેંચી આપવું-દેવું; વાંટી દેવું.*a.*[*L.domo*,I subdue.]1. Domestic;accustomed to man; domesticated:પાળેલું; હળી ગયેલું; હળેલ;હળેલું;કેળવેલું;ગ્રામ્ય; ગરીબ;વશ્ય;અહિંસ્ર; જંગલીપણાનો જાતી સ્વભાવ કાઢી નાંખેલો.2.Subdued;spiritless: નીચી મૂઠીએ બમ્યા કરનાર-કરે એવું;હંમેલ ને હંમેલ રહેનાર;પરાક્રમહીન;નષ્ટહીન;નષ્ટવીર્ય;નિઃસત્વ; ધોલ-ધપા-ટપલાખાઉ;ખાસડકુટું;નિર્માલ; રંક;પામર;વશ થયેલું;રેંજીપેંજી;રેંગાપેંગી;નામર્દ.3. Dull; flat; insipid; spiritless:નિર્માલ્ય;નીરસ;ફાસફુસિયા;નિસ્તેજ; દમ-માલ વગરનું. *A* **t.** *poem*:નિર્માલ્ય કવિતા.*vi.*1. To domesticate;to reclaim:પાળવું; વશ કo;હેળવવું;-નો જંગલી કે ભડકપણાનો જાતી સ્વભાવ કાઢી નાંખવો;-ને માણસનો ભય ભાગવી;-ની ક્રુરતાનો ભંગ કo;ગરીબ બકરી-ગાય જેવું કo;-નું પાણી ઉતારી નાંખવું. 2.To subdue; to repress (*as pride or passion*):વશ કરવું; તાબે કo;-ને નરમ કરી નાંખવું;-નું પાણી ઉતારી નાંખવું;હાથ-કાબુમાં લેવું;દાબવું; દાબી-તોડી નાંખવું;-નું દમન કરવું;ખંડન કo;ભંગ કo;ઉતારી નાંખવું: શમાવવું; શમન કo;જેર કo;-નો નિગ્રહ કo.

**Tameness,**(ટેમ્નેસ્ )*n.*The quality of being tame:સભ્યતા;સાલસપણું;સાલસાઇ;નમ્રતા;નામર્દી; પરાક્રમહીનતા;ગરીબી.

**Tamper,** (ટૅમ્પર્ ) *n.* 1. One who tamps: સુરંગનું મોઢું પુરી નાંખનાર. 2.A tamping iron:સુરંગનું મોં પુરવાનું લોખંડનું ઓજાર-હથિયાર.

**Tamper,** (ટૅમ્પર્ ) *vi.* [A corruption of *temper*.]1.To meddle;to be busy:છેડવું;સતાવવું;હાડછેડ કo;-નું અમથું નામ લેવું;વચ્ચે હાથ ઘાલવો;હા-

The more I try, the further I am off:

થ ઘાલવો;ચુથવું;અડકવું;*as to* t. *with the disease*:રોગ ચૂંથી નાંખવો-ચૂંથ-વો. 2.To meddle so as to alter, injure,or vitiate a thing:કંઈપણ ચીજ બગડે તેમ તેમાં અમથો હાથ ઘાલ-વો;-ને અડકવું.3.To deal unfairly; to use bribery:કપટ-છળથી વશ ક૦; લાંચ આપીને મન ફેરવવું-ફોડવું.

**Tampion**,(ટૅમ્પિઅૅાન્)*n*.1.A wooden stopper or plug,as for a cannon:તોપનો ડાટો-બુચ.2. (*Mus.*)A plug for the upper end of an organ pipe:વાજીંત્ર-વાજાના ઉપલા છેડાનો ડાટો.

**Tan**,(ટૅન્)*n*.1.The bark of the oak, &c.,bruised and broken by a mill for tanning hides:ચામડું પકાવ-વાને છુંદી ભચરડી તૈયાર કરેલી ઓકવિ-ગેરે ઝાડની છાલ;(ચામડા પકવવાનો) મસાલો.2.A yellowish-brown colour:કાળાશ; કળુંડાસ;ભુંખરો-પીળો રંગ.3.A brown colour imparted to the skin by exposure to the sun: સુરજના તાપને લીધે ચામડી ઉ-પર આવેલો ભુરો રંગ.T.*bed*,(*Hort.*) a bark bed:છાલની પથારી.T.*pickle*,the liquor used in tanning leather:ચામડું કમાવવામાં વપરાતો જલદ-પ્રવાહી પદાર્થ.T.*vat*,a vat in which hides are steeped,in liquor with tan:જે કુંડા-ટાંકીમાં ચા-મડાને દારૂ તથા ભૂકામાં બોળી રાખેછે તે કુંડું-ટાંકી.*a.* Yellowish-brown: કાળાશ પડતા રંગનું.*vt.*1.To convert *the skin of an animal*, into leather:પકવવું;કેળવવું.2.To make brown : તડકો લાગવાથી કાળું થવું;-ઉપર કાળાશ આણવી.*vi.* To get or become tanned:કમાવું;કેળવાવું;કા-ળાશ પડવું થવું.

**Tang**,(ટૅન્ગ્) *n*. (*Bot.*) A coarse blackish sea-weed:કાળાશ પડતો દરીઆમાં ઉગતો નકામો છોડવો.

**Tang**,(ટૅન્ગ્)*n*.1. A strong or offensive taste:ખોરો-બદસ્વાદ.2. A sharp,specific flavor or tinge : પાશ; રંગ; છાંટ. 3. Anything resembling a tongue in form or position:આકારમાં જીભને મળતો-જીભ જેવા આકારનો પદાર્થ.Specifically:(*a*)The part of a knife,fork, &c.,which is inserted into the handle:પાનું ફળ.(*b*) The part of a sword blade to which the handle is fastened: તરવારના જે ભાગને હાથો જડેલો છે તે ભાગ; પાનું; ફળ. (*c*) The tongue of a buckle (*Prov.Eng.*):બકલનો કાંટો-જીભ.*n.* A twang:કાનને સારો ન લાગે એવો રાગ-અવાજ-સૂર.*vt.*To ring: મોટેથી અવાજ કરવો;વગાડવું; ગાજવું. *vi.*To make a ringing sound: ખણુણુણ અવાજ કરવો-થવો;ગર્જવું.

**Tangency**,(ટૅન્જેન્સિ)*n*.The quality of being tangent;a touching: સ્પર્શ:અડકવું તે;સ્પર્શતા;સ્પૃશતા.

**Tangent**,(ટૅન્જેન્ટ્)*n*. [L.*tango*, I touch.](*Geom.*)A tangent line, curve or surface: સ્પર્શરેખા-લીટી; સંપાતરેખા;ભાદ્યુતિ.*Artificial or Logarithmic* t., the logarithm of the natural tangent of an arc: સંપાતરેખા પ્રઘાત;દ્યુતિપ્રઘાત.*Natural* t.,a decimal expressing the length of the tangent of an arc, the radius being reckoned unity:દશાંશદ્યુતિ-સ્પર્શરેખા.*T.of an angle*, the natural tangent of the arc subtending or measuring the angle:કોણસંપાતરેખા.T.*of an arc*,a right line, touching the arc of a circle at one extremity and by a line,passing from the center through the other extremity:ચાપભાદ્યુતિ.*a.*Touching: અડકતું;સ્પર્શ કરતું.T.*plane*(*Geom.*) a plane which touches a surface in a point or line : સ્પર્શતલ. *T. screw*,(*Mach.*)an endless screw, a worm:અનન્ત મળસૂત્ર;અનન્તપેચ.

**Tangibility**, (ટૅન્જિબિલિટિ)*n*.The state of being tangible:સ્પર્શજ્ઞેય-તા;વેદ્યતા;સુસ્પષ્ટતા.

**Tangible**,(ટૅન્જીબલ )*a*.[L.*tango*,I touch.] 1. Tactile:palpable;perceptible to the touch:સ્પર્શેંદ્રીય-થીજણાય એવું;લાગે એવું;સ્પર્શજ્ઞેય; વેદ્ય;સ્પર્શનીય;સ્પર્શવેદ્ય;સ્પર્શયોગ્ય. 2. Capable of being possessed or realized; real; substantial; evident:(મનથી) સાફ લાગે-દેખાય એવું; અનુભવાય એવું;અનુભાવ્ય;ઉઘાડું;સ્પષ્ટ;પ્રકટ;સુસ્પષ્ટ;ખરેખરું;વાસ્તવિક.

**Tangle**, (ટૅન્ગલ્ )*vt*.1.To unite or knit together confusedly:ગુંચવી નાંખવું; ગુફેટી નાંખવું;થી ગુંચવાવું;ભે-ળવી-મેળવી દેવું;મિશ્રિત કરી દેવું.2.To involve;to entrap: ફસાવવું;ગુચવ-ણમાં નાંખવું;-માં ફસાઇ પડવું;જાળ-ફાં-સામાં પડવું;પેચમાં લાવવું;ફાંસમાં નાંખવું.*vi.*To be entangled:ગુંચવાઇ જવું;ફસાવું;ફસાઈપડવું;ગુંચવણમાં આવી પડવું.*n.*1. Any large blakish seaweed:કોઇપણ કાળાશ પડતા રંગ-નો દરિયામાં ઉગતો છોડવો.2.A knot of threads or other things united confusedly;a snarl:ગુફોટો;આંટી;જટા;મિશ્રણ;ગાંઠ; દોરા વિગેરેની ન ઉકલે એવી પડી ગએલી ગાંઠ;ગુંચ.3.*pl.* An instrument consisting of iron bar to which are attached swabs of frayed rope:દરિયાને ત-ળિયે રહેતાં પ્રાણીને પકડવાનું દોરડું બાંધેલું લોઢાના સળિયાવાળું ઓજાર.

**Tank**,(ટૅન્ક્)*n*.A small Indian dry measure,averaging 240 grains in weight:૨૪૦ ગ્રેનનું માપ;ટાંક.

**Tank**,(ટૅન્ક્)*n*.[L.*stagnum*,a pool.] A large cistern:મોટી ટાંકી;ટાંકું;બાં-ધેલું તળાવ; કુંડ; હોજ; ટોકલી; સરે-વર;જલાશય; વાવ;તડાગ.T. *engine*, a locomotive which carries the water & fuel it requires: પાણી તથા તેને જોઇતા બળતણ સાથે રાખનારૂં ઇનજીન.T.*worm*,(*Zool.*) a small worm found in the water tanks of India:હિંદુસ્તાનના તળાવોમાં મા-લમ પડતો નાનો કીડો;વાળો.

**Tankard**,(ટૅન્કાર્ડ્)*n*.A large drinking vessel,esp.one with a cover:ઢાંકણવાળું પીવાનું પવાલું-વાસણ.

**Tanner**,(ટૅનર્)*n*. One whose occupation is to tan hides:ચામડા કમાવવાનો-કેળવવાનો ધંધો કરનાર;ચ-માર;મોચી;ખાલપો;સમાર; ચામડીઓ.

**Tannery**, (ટૅનરિ) *n*. 1. A place where the work of tanning is carried on: ચામડા કમાવવાનું કામ કરવાની જગ્યા; ચામડા રંગવાનું કાર-ખાનું.2.The art of tanning(*R*).: ચામડાં રંગવાનો હુન્નર.

**Tannin**,(ટૅનિન્)*n*.(*Chem.*) Same as *Tannic acid*:ચામડાં રંગવાનું દ્રવ્ય.

**Tan-pit**. (ટૅનપિટ્) *n*. A pit for a tanner:ખાલપા-ચમારની કુંડી;ચામ-ડિયાનો કુંડ.

**Tantalize**,(ટૅન્ટૅલાઈઝ્)*vt*.[L.*Tantalus*,an ancient king who divulged the secrets of Zeus.Punished in the lower world by having branches of fruit *hung* over his head,which receded when he tried to reach them.]To tease; to torment:ટીમટીમાવવું;ટમેટિમાવ-વું;ટીમટીમાવ્યા ક૦:ટટળાવવું:ટગમગાવ-

વું:ટીટળાવવું;મૃગજળ બતાવવું;જાંઝવાનાં નીર બતાવવાં;લલચાવી ટવળાવવું:ઓટવવું;ખોટી આશા ફલી કo;રગરગાવવું.

**Tantalizing,** ( ટૅન્ટૅલાઇઝિન્ગ્ ) *a.* Teasing : લાલચ આપી ટમટમાવવું; મૃગજળ બતાવવું;ટટળાવનારું.

**Tantamount,**(ટૅન્ટૅમાઉન્ટ્) *a.* [L. *tantus*,so great & *amount*]Equivalent in value,significance or effect બરોબર:સરખું;સમાન;સરખુંજ;સરખા જેવું;સમતોલ;સમ;સમભાવ; તુલ્ય;સમાર્થક *vi.*To be equivalent; to amount (*Obs.*): બરોબર એક સરખું-સમતોલ થવું;-ના જેવું-સમાન-સમાર્થક-તુલ્ય થવું.

**Tantivy,**(ટૅન્ટિવિ)*adv.*Rapidly: ઘણીજ ઉતાવળ જલદીથી;વરાથી: ઝટપથી;દોટધાગથી.*n.*A rapid, violent gallop:નેતરબંધ કુદકો મારવો તે;ચેંકરો;જલદીથી-ઝટપથી ઘસવું તે-ઘસારો. *vi.*To go away in haste:ઉતાવળા જતા રહેવું;ઝટપથી જતા રહેવું-નાસીજવું.

**Tanyard,**(ટૅન્યાર્ડ્ )*n.* A tannery: ચામડાં રંગવાનું કારખાનું-જગ્યા.

**Tap,**(ટૅપ્ )*vt.*[F.*taper*, to strike.] 1.To touch gently;to pat:-ને કશાનો ટચકો-ટકોરો મારવો; ટકોરો લગાવવો;થાબડવું.ધીમેથી થપડાક મારવી; હાથ ઠોકવો;ટપલી મારવી.2. To put a new sole or heel on:નવું તળિયું મુકવું;નવી એડી બેસારવી.*n.*1.A gentle blow;a pat:ટચકો;ટકોરો;તબડાક;થબડાક;ટપલી; ટપટપ ઠોકવું તે:ટપકારો;થાપ. 2. A piece of leather fastened upon the bottom of a boot in repairing its sole:બુટનું તળિયું નવું કરતાં તેને છેડે જે ચામડાનો કટકો ચોટવામાં આવેછે તે. 3. *pl.* (*Mil.*)A signal,by drum for extinguishing all lights in soldier's quarters and returning to bed: સીપાઈઓના પડાવમાં દીવા આલવી નાંખવા તથા સુઈ રહેવાને ખબર આપવા માટે ઢોલ અગર પીપુડી વગાડીને કરેલી ઇશારત-સંકેત.*vi.*To strike a gentle blow:ધીમે રહીને થબડાક ટકોરો મારવો; ટપટપ ઠોકવું;ટપલી મારવી.

**Tap,**(ટૅપ્ )*n.*[AS.*tæppa*.]1.A hole or pipe through which liquor is drawn: દારૂ કાઢવાની નળી અગર છિદ્ર-કાણું;સમાનો.2.A faucet: પીપનું કાણું બંધ કરવાનો દાટો-ડુચો.3. Liquor drawn through a tap; hence, a certain kind of liquor: નળામાંથી ખેંચેલો દારૂ; અમુક જાતનો દારૂ.4. A place where liquor is drawn for drinking;a tap room: દારૂ કાઢવાની-ખેંચવાની જગ્યા. 5. (*Mech.*)A tool for forming an internal screw:અંદરનો પેચ કાઢવાનું હથિયાર-ઓજાર.*On* **t.**,(*a*)ready to be drawn:ખેંચાવાને તૈયાર.(*b*)Furnished with a tap:નળીવાળું; કાણાવાળું;નળીદાર. *Plug* **t.**(*Mech.*)a screw cutting tap:સ્ક્રુ કાપવાનુંહથિયાર.*vt.*1.To pierce so as to let out a fluid:પ્રવાહી પદાર્થ નીકળે એટલા માટે કાણું પાડવું-માં છિદ્ર પાડવું જેવું પાડવો.2.To draw from (*anything*) in any analogous way:કોઈપણ વસ્તુમાંથી ખેંચી-કાઢી લેવું;કાઢવું. 3. To draw by piercing:કાણું પાડીને કાઢી લેવું:માંથી ધાર કાઢવી.4.(*Mech.*) To form an internal screw in (*anything*)by means of a tool: ઓજારથી અંદરની પાસેનો પેચ પાડવો.

**Tape,** (ટૅપ્ ) *n.* [ AS. *tæppe*, a fillet]1. A narrow band of cotton or linen:પાટી;નાડું; ફીત.2.A tape-line: માપવાની ફીત. **T.**grass (*Bot.*),a plant with long ribbon-like leaves growing in fresh water: મીઠા પાણીમાં ઉગતા ફીતના જેવાં પાંદડાંવાળો છોડવો.

**Taper,**(ટૅપર્ ) *n.* [AS.*tapor*]1. A small wax candle;a small light: ટુંકડી મીણબતી;દીવો.2.A tapering form: અણીવાળો આકાર;શંકવાકૃતિ. *a.*Conical: છેડે અણીઆળું થતું;એક છેડા તરફથી પાતળું થતું જતું;પતાસાના પડ-શંકુના જેવું; શંકવાકૃતિનું;શંકવાકાર; ગૌપુચ્છાકાર; સુચ્યગ્ર.*vi.*To become gradually smaller toward one end: એક છેડાતરફ પાતળા થતા જવું; શંકવાકાર થવું.*vt.*To cause to taper : એક છેડા તરફથી પાતળું થતું જાય તેમ કo; શંકવાકાર બનાવવું.

**Tapering.** (ટૅપરિન્ગ્ ) *a.* Becoming gradually smaller at one end:પતાસાના પડ જેવું;શંકુ આકારનું;શંકવાકાર;ગૌપુચ્છાકાર;શુંડાકૃતિ.

**Tapestry,** (ટૅપેસ્ટ્રિ)*n.* [L. *tapete*, a carpet.] A fabric, usually of worsted,worked upon a warp of linen or other thread by hand: ભીંતના પડદા; ચિત્રયવનિકા; બુટ્ટાદાર પડદા;પિછવાઈ.*vt.* To adorn with tapestry:ઉપર પિછવાઈ નાંખવી-જડવી;પીછવાઇ જડી સુશોભિત કo.

**Tape-worm,**(ટૅપ્વર્મ્ )*n.* (*Zool.*) Any one of numerous species of cestode worms:લાંબો ને ચપટો કરમ;અંત્રકીટ;કૃમિ;નાડીજંતુ.

**Tapioca,**(ટૅપિઓક) *n.* A coarsely granular substance obtained by heating,and thus partly changing the moistened starch obtained from the roots of the cassava:સાબુ ચોખાની જાતનો પદાર્થ.

**Tapis,**(ટૅપી)*n.*Tapestry ;formerly,the cover of a council table: પિછવાઈ;કાઉન્સિલની ટેબલ ઉપર પાથરવાની પિછવાઇ.*On,or upon the* **t.**,on the table,or under consideration: વિચારમાં-ઉપર;જેનો નિર્ણય-નિકાલ ન થયો હોય પણ વિચારમાં વાત હોય તેવું.

**Tap-room,**( ટૅપ્-રૂમ્ ) *n.* A room where liquors are kept on tap;a barroom:દારૂ કાઢવા-ગાળવાનો ઓરડો.

**Tap-root.**(ટૅપ્-રૂટ્ ) *n.* (*Bot.*) The root of a plant which penetrates the earth directly downward to a considerable depth without dividing:મુખ્ય મૂળિયું.

**Tapster,**(ટૅપ્સ્ટર્ )*n.* One, whose business is to draw ale or other liquor:દારૂ કાઢનારો ખેંચનાર;કડીઓ.

**Tar,**(ટાર્ )*n.*1. A sailor;a seaman (*Colloq.*):ખારવો;ખલાસી;નાવિક.2. [AS. *teru.*] A thick, black,viscous liquid obtained by the distillation of wood,coal,&c.:વિલાયતી સરળ તથા "ફર" ના લાકડાંમાંથી નીકળેતા પદાર્થ જે ડામરને ઠેકાણે વપરાય છે તે;વિલાયતી ડામર;તાર;કોલતાર.*vt.*To smear with tar:વિલાયતી ડામર રગદોળવો;ડામર લગાવવો.

**Tardigradous,** ( ટાર્ડિગ્રેડસ્ ) *a.* Moving slowly (*Obs.*): ધીમે ધીમે ચાલવું;ધીમે ધીમે હાલવું.

**Tardiness,**(ટાર્ડિનેસ્ )*n.* The quality of being tardy:મંદ-સુસ્તપણું; ધીમાશ;દીર્ઘસૂત્રતા;મંદતા.

**Tardy,**(ટાર્ડિ )*a.* [L.*tardus*,slow.] 1.Slow:ધીમું;ધીરૂં;ટાઢું;ઠંડું;થંડું;દીર્ઘસુત્રી;સુસ્ત;મંદ.2.Late; dilatory: વાર લગાડીને મોડું કરનારૂં;મોડું ઉગનારૂં-થનારૂં;લાસરીયું; વિલંબી;મોડું; દીર્ઘસુત્રી.3.Criminal (*Obs.*): ગુનેગાર;અપરાધી. *vt.* To make tardy (*Obs.*):સુસ્ત-ધીમું-મંદ બનાવવું-કo.

**Tare,**(ટેર )[*imp.of tear.*]Tore:ફાટેલું;ચીરેલું;ફાડી નાંખેલું.

**Tare,**(ટેર્ )*n.*1.A weed that grows

among wheat and other grain: ચણ કિં૰ અનાજમાં ઉગતો છોડ;જડીઊ.2.(*Bot.*)A name of several climbing herbs of the genus *Vicia*: એક જાતની વનસ્પતિ.*n*.[fr.*taraha*, to reject.] (*Com.*)Deficiency in the weight of goods by reason of the weight of the cask, bag or whatever contains the commodity,and is weighed with it; hence,the allowance of a certain weight which the seller makes to the buyer on account of the weight of such cask,&c.:બારદાન; કમાત;બાદ;છૂટ;વળતર. *vt.* To mark the tare of goods:બારદાન નક્કી કo.

**Target**,(ટાર્‌ગેટ્)*n*.[AS.*targe*.]1. A kind of small shield:નાની ઢાલ. 2.(*a*) A butt or mark to shoot at,as for practice,test,&c.:નિશાન;લક્ષ; અનુસંધાન; ચોટ;શરવ્ય. (*b*) The arrangement of a series of hits:ચોટતાકવાનાં નિશાનોની વ્યવસ્થા. 3.A conspicuous disk as a signal: નિશાન તરીકે બહાર પડતી રાખેલી તક્તી.

**Targum**,(ટાર્ગમ્)*n* A translation or paraphrase of some portion of the Old Testament Scriptures in the Chaldee or Aramaic language or dialect:બાઈબલનું ખાલ્ડી ભાષામાં કરેલું ભાષાંતર કિંવા વિવરણ.

**Tariff**, (ટરિફ્) *n*. 1. A schedule, system or scheme of duties imposed by the Government of a country upon goods imported or exported:દાણ-જકાત-મહેસૂલના દરની યાદી;જકાતનામું;તારીફ. 2.The duty,or rate of duty,so imposed:એ પ્રમાણેની જકાત-કિંવા જકાતનો દર.3.Any schedule or system of rates,charges,etc.:દરની યાદી. *vt*. To make a list of duties on,as goods:માલની જકાતની યાદી બનાવવી.

**Tarnish**,(ટાર્નિશ્)*vt*.[AS.*dernan*.] To soil or change the appearance of;to diminish, dull or destroy the luster of;to sully:ઝાંખું-કાળું-મેલું કo;ઝાંખું-નરમ-ટાઢું પાડવું;સામણું-કળું ટું કo;ડાઘ પાડવો;-પર ડાઘા પડવા;(*as glory.*):-ને કલંક-એબ-બટ્ટો લગાડવો;દૂષિત-કલંકિત કo;ઝાંખ પહોંચાડવી-નાંખવી;-ને ડાઘ-કાળી ટીલિ લગાડવી. *vi*. To lose luster;to become dull: તેજ-પ્રકાશ-ચળકાટ જતો રહેવો; ઝાંખું-સામણું-મંદ થવું. *n*. 1. Stain;soil;blemish: ડાઘ;ડાઘો;ઝાંખ;કલંક;એબ;લાંછન:દૂષણ.2. A thin film on the surface of a mineral: ખનિજ પદાર્થની ઉપર વળેલી ફુગ.

**Tarpaulin**, (ટાર્પોલિન્) *n*. 1. A piece of canvas covered with tar:ડામરલગાડેલું કંતાન;તારપત્રી.2. A hat made of or covered with painted or tarred cloth, (*worn by sailors and others*):વિલાયતી ડામર લગાવેલા લુગડાના ઢાંકણવાળી ટોપી.3. Hence,a sailor;a seaman: ખલાસી;ખારવો;નાવિક.

**Tarry**, (ટરિ) *a*. Consisting of or covered with tar;like tar:ડામરવાળું-ચઢાવેલું:ડામરના જેવું ટારી. *vi*. [L.*tardus*,slow.]1.To stay or remain behind;to wait: ઉભા રહેવું; થોભવું;રાહ-વાટ જોવી.2.To delay;to put off going or coming:જવાઆવવાનું ઝોળે નાંખવું;-ને વાર લાગવી:ઢીલ કo;વિલંબ કo;લંબાવવું;મુલતવી રાખવું;ટોલ્લે ચઢાવવું;દેર કo.3.To stay to abide; to continue;to lodge: રહેવું;રોકાવું;પડાવ કo;મુકામ રાખવો; થોભવું;ઢીલ કo:મુલતવી રાખવું;વિલંબ કo.2.To wait for;to stay or stop for:-ની રાહ જોવી;-ને માટે અટકવું-થોભવું.*n*.Stay;stop;delay:અટકવું તે; ઢીલ;દેર;વિલંબ;વાર;ઝોળો.

**Tart**,(ટાર્ટ્)*a*.[AS.*teart*.]1. Sharp to the taste;acid;sour:ખાટું;આમ્લ;દાંત અમળાઇ જાય તેવું:ખાટું બટસ. 2.*Fig*.Sharp;keen; severe (*as reply,rebuke.*):માથામાં વાગે એવું; આકરૂં;કઠોર;મર્મભેદક;માર્મિક; કરડાકી ભરેલું:તીવ્ર;તીક્ષ્ણ; સખત; તોછડાઇનું. *n*.[L.*torquio*,I twist.]A sort of fruit pie:ફળસુખડી.

**Tartan**,(ટાર્ટન્)*n*.Woollen cloth, checkered or cross barred with narrow bands of various colors: જેની ચોકડીની સળી તરેહ તરેહના રંગની હોય છે એવું ઉનનું કાપડ;કાસ્મીર; કામળ.*n*.(*Naut.*) A small coasting vessel: ન્હાનું કિનારાપર ચાલનારૂં વહાણ.

**Tartar**,(ટાર્ટર્)*n*.[L.L.*tartarum*.] 1.(*Chem.*) A reddish crust or sediment in wine cask: દ્રાક્ષના દારૂના પીપના પાસાઓમાં બંધાઇને ચોંટી રહેલો ખાટો પોપડો.2.A concretion which often incrusts the teeth:દાંત ઉપરની ફુગ; ઉલ; આગરૂ.

**Tartar**,(ટાર્ટર્)*n*. 1. A native or inhabitant of Tartary in Asia: તાતાર દેશનું માણસ; તાતારી. 2. A person of a keen,irritable temper:ચીડાઇ જાય એવા સ્વભાવનો માણસ;ચીડાઉ;ઝઘી. *To catch a* **t**.,to lay hold of,or encounter,a person who proves too strong for the assailant : બળિયા સાથે બાથ ભીડવી;માથાનો મળવો; સાપના દરમાં હાથ ઘાલવો; સુતા સાપને દેડકાએ જગાડવો.*a*.Of or pertaining to Tartar in Asia or the Tartars:તાર્તરી અથવા ત્યાંના લોકો સંબંધીનું-વિષે.

**Task**,(ટાસ્ક્)*n*.[L.*taxo*,I estimate.] 1.Labor or study imposed by another,often in a definite quantity or amount;work imposed: આપેલું-સોંપેલું-નીમી આપેલું કામ; પાઠ.2. Business; employment; labor;undertaking:કામ;ધંધો;મહેનત;ઉદ્યમ.*To take to* **t**.:-ને અટાવવો;-ને લબડધક્કે લેવો;-ની ઝાટકણીકાઢવી.*vt*.1.To impose a task upon: આપવું-સોંપવું; પાઠ-ધરો સોંપવો. 2. To oppress with severe or oppressive burdens;to tax:-નો દમ આખર કરી નાંખવો;-ના ભારથી દબાઈ જવું;-ના ઉપર કર નાંખવો; -ને ખુઆર કરી નાંખવું.3. To charge, to tax, as with a fault:ઠપકો દેવો;દોષ કાઢવો.

**Task-master**,(ટાસ્ક્-માસ્ટર્)*n*.One whose duty is to assign tasks; an overseer: કામ-પાઠ આપનાર; વેતરૂ કરાવનાર;કામ માથે મુકનાર-પાડનાર;ચાબખો;અંકુશ.

**Tassel**,(ટૅસલ્)*n*. A male hawk: નર બાજ પક્ષી.*n*. [L. *taxillus*, a little die.] 1. A pendent ornament, attached to the corners of cushions,to curtains,and the like:ઝુલ;ફુલ; ફુમતું; ચમરી. 2. The flower or head of some plant (*esp. when pendent.*):કોઈ છોડનું ફુલ-ટોચ; (ઘાસનો) ડોડો; ચમરી. 3. A narrow silk ribbon: રેશમની સાંકડી પટી-રીત.*vi*.To put forth a tassel or flower: ચમરી ફુટવી-નીકળવી.*vt*.To adorn with tassels:ઝુલ-ફુમતાં મુકીને શણગારવું.

**Tastable**.(ટેસ્ટેબલ્)*a*.Capable or worthy of being tasted;savory; relishing: સ્વાદ લેવા જેવું;ચાખવા જેવું-લાયક;સ્વાદિષ્ટ;લહેજતદાર.

**Taste**, (ટેસ્ટ્) *vt*. [L. *taxo*,I esti-

Time is money :

**Tip**,(ટિપ્ )*n*.1.The point or extremity of anything;the end:અગ્રભાગ;અગ્ર;ટોચ;છેડો;અણી; (*as of a finger* or *tongue*)ટેરવું.2.An end piece or part:છેડાનો ભાગ;ટોટી;અણી;નાક.3.(*Hat Manuf.*)A piece of stiffened lining pasted on the inside of a hat crown:પટી. 4.A thin,broad brush made of camel's hair : ઉંટના વાળનું બનાવેલું પાતળું તથા પહોળું બ્રશ-પીંછી-કુચડો. 5.Rubbish thrown from a quarry: ખાણમાંથી કાઢેલો કચરો. *vt.* To form a point upon:-ની ટોચપર કંઇ મુકવું;-ના છેડા-અગ્ર ભાગ મઢવા જડવા. *vt.*1.To strike slightly;to tap:-ને ધીમેથી ટકોરો મારવો;થાબડવું;ટકોરવું. 2.To give a present to: ને બક્ષિસ-ચેરીમેરી-પાનસોપારી-ઈનામ આપવું.*To* **t.** *a servant*:ચાકરને કાંઇ બક્ષિસ આપવી. 3. To lower one end of,or to throw upon the end:-નો એક છેડો નીચો ક૦-ઉતારવો;નમાવવું;વાંકું વાળવું;ઉલાળવું.*To* **t.** *off*,to pour out (*as liquor*):બહાર રેડવું; રેલો કાઢવો *To* **t.** *over*,to overturn: ઉંધું વાળવું; નમાવવું;ઉલાળવું. *To* **t.** *the wink*,to give a hint or suggestion by a wink:આંખનો મચકારો-અણસારો કરીને સુચવવું;સાન ક૦. *To* **t.** *up*,to turn partly over by raising one end:એક છેડો ઉપાડીને કશાનો થોડો ભાગ વાંકો વાળવો-ફેરવવો-નમાવવો. *vi.* To fall on,or incline to,one side: એક બાજુએ નમવું.*n*.1.A slight touch or blow; a tap: થબડાક;તબડાક;થાપટ;ટપલી: થાબડવું તે.2.A gift;a douceur:બક્ષિસ;ઈનામ. 3. A hint or secret intimation:સુચના;અણસારો;સાન; સંકેત.*From* **t.** *to toe*:નખશિખ;સર્વાંગે.

**Tip-cat**, ( ટિપ્કૅટ્ ) *n.* A game in which a small piece of wood pointed at both ends, called a *cat*,is tipped, or struck with a stick or bat,so as to fly into the air:મોઈ-ગીલીદંડાની રમત.

**Tippet**,(ટિપેટ્ )*n*.[L.*tapete*,tapestry.]1. A cape or scarflike garment for covering the neck,or the neck and the shoulders:(ઓરતોને)ખભાપર રાખવાનું નાનું વસ્ત્ર;કંઠવસ્ત્ર;કંઠાચ્છાદન. 2. A handful of straw bound together at one end,and used for thatching:છાવાના કામ માટે એક છેડેથી બાંધી લીધેલો ઘાસનો કલ્લો;ગ્રાવલી: છાવલી.*To turn* **t.**,to change:બદલવું;ફેરવવું.

**Tipple**, (ટિપલ્ ) *vi.*To drink spirituous or strong liquors frequently or in excess:દારૂ પીવો-પીવાનું વ્યસન હોવું;ઢીંચવું;દારૂ ઢીંચ્યા કરવો;નિશામાં ચકચૂર-ઘેંઘટ રહેવું;ચુસ્યા ક૦;આખો દિવસ ટેં ટેં રહેવું.*vt.* 1. To drink,as strong liquors in excess:ખુબ દારૂ પીવો-ઠાંસવો;નિશાબાજી ક૦.2.To put up in bundles in order to dry,as hay:ઘાસને સુકવવાને માટે પુળા બાંધી મુકવા.*n.*Liquor taken in tippling;drink:દારૂ;નિશાપાણી;છાંટો પાણી;મદ્ય;મધુ.

**Tippler**, ( ટિપ્લર્ )*n*. 1. One who keeps a tippling-house: કલાલ. 2.One who habitually indulges in the excessive use of spirituous liquors:છાકટો;મદ્યપાની;મદ્યપી; દારૂડિયો;વ્યસની.

**Tippling**.(ટિપ્લિન્ગ્ )*n*.The quality or state of indulging in the frequent and improper use of spirituous liquors:છાકટાપણું;નિશાબાજી;દારૂબાજી;નિશાખોરી;પાનાંચસન.

**Tippling-house**,(ટિપ્લિન્ગ્-હાઉસ્ ) *n*.A house in which liquors are sold in drams or small quantities,to be drunk on the premises:કલાલની દુકાન;દારૂનું પીઠું.

**Tipstaff**,(ટિપ્સ્ટૅફ્ )*n*.;*pl*.**Tipstaves**.1.A staff tipped with metal: ખોલીવાળો દંડ-લાકડી-સોટો. 2. An officer who bears a staff tipped with metal;a constable: પોલીસનો સિપાઈ;કોન્સ્ટેબલ.

**Tipsy**,(ટિપ્સિ)*a*.1.Fuddled;intoxicated:છાકટું;મસ્ત;પીધેલ;ચકચૂર;ઘેંઘટ;મદવશ;મદવિહ્વલ. 2. Staggering, as if from intoxication ; reeling:નિશાથી લથડતું-લથડિયાં ખાતું.

**Tiptoe**,(ટિપ્ટો) *n.*The end or top of the toe:આંગળીનું ટેરવું કે હાથનો અંગુઠો;અગ્રછેડો;પાદાંગુષ્ઠાગ્ર. *To be*, or *To stand,a* **t.** or *on* **t.**, to be awake or alive to anything;to be roused;to be eager or alert: કસા વિષે આતુર-ઉત્કંઠિત હોવું ; ટાંપી રહેવું;ટમટમી-તલપાપડ થઈ રહેવું ચાક રહેવું;સાવધાન રહેવું.*a*.1.Lifted up; exalted:ઉંચું;ઉંચું કરેલું;ઉન્નત.*Also*,alert:ચપળ;ચાલાક;ચંચળ; સાવધાન.2 Noiseless;stealthy:અવાજ નહિ કરે તેવું;શાંત;ધીમું ધીમું;છાનું માનું;બિલાડીને પગે-ચોરને પગે ચાલતું.*vi.* To step or walk on tiptoe:ધીમે ધીમે પગ મુકીને-બિલાડી કે ચોરની પેઠે ચાલવું.**T.** *mirth*,the highest degree of mirth:ઘણીજ ખુશી;અત્યાનંદ.

**Tiptop**,(ટિપ્ટૉપ્ )*n*.The highest or utmost degree;the best of anything:(કંઈ)ઘણુંજ હોવું તે;(કશાની) પરાકાષ્ઠા;સીમા;શિખર;કળશ.*a*.Very excellent;perfect:ઘણુંજ સારું; સર્વોત્કૃષ્ટ;સર્વોત્તમ.

**Tirade**,(ટિરેડ્ )*n*. A declamatory strain or flight of censure or abuse;a rambling invective:નિંદાત્મકભાષણ;ટોક;આક્ષેપ;આરોપ;ઠપકો.

**Tire**,(ટાઈર્ )*n*.A tier,row,or rank: ઓળ;હાર;પંક્તિ;પરંપરા;શ્રેણી. *n*.1. Attire;apparel:પોશાક;કપડાં.2.A covering for the head;a headdress:માથાનું ઢાંકણ;તાજ;મુગટ;શિરસ્ત્રાણ;માથાબાનુ; માથાબાંધણું. 3. A pinafore;a tier:ઝભલું; છોકરાંઓને ઓઢાડવાનું બાંહો વગરનું કપડું.4.Furniture;equipment:સરસામાન;સરંજામ;સામગ્રી;સાહિત્ય. 5. A hoop or band,as of metal,on the circumference of the wheel of a vehicle:પૈડાની વાટ.*vt*.To adorn; to dress:શણગારવું: પહેરાવવું.*vi*.1. To seize,pull,and tear prey(*as a hawk does*):શિકારને ઝાલીને,ખેંચીને ચીરી-ફાડી નાંખવો. 2. *Fig.* To seize,rend,or tear something,as prey:-પર પડવું;પકડવું. *vi.* To become weary; to be fatigued:હેરાન-બેજાર થઈ થાકી જવું;ધરાઈ જવું;કંટાળવું;થાકવું;-નું મન ઉઠવું;-થી થાકી જવું;-ને શ્રમ પહોંચવો;શ્રમિત થવું.*vt*.To exhaust the strength of; to fatigue;to jade:થકવી નાંખવું;-ને શ્રમ પહોંચાડવો;-થી થાકી જવું;શ્રમ-કષ્ટ આપવું.*To* **t.** *out*,to weary or fatigue to exhaustion:થકવી નાંખવું-થી થાકી જવું;થાકીને લોથપોથ થઈ જવું;ઢીલા ઘેંસ જેવા થઈ જવું;ફેંફેં થઈ જવું;થાકીને ટેં-લોથ-લુસ થઇ જવું.*a*.Fatigued;exhausted:થાકીગયેલું;શ્રમિત.

**Tiresome**, (ટાઇર્સમ્ ) *a.* Fatiguing;wearisome;tedious:હેરાન કરનારૂં;કંટાળો ઉપજાવે-આપે-થકવે એવું; થાક લાગે એવું;કષ્ટકારી;ખેદકારી;કષ્ટપ્રદ-જનક; શ્રમજનક; શ્રાંતિકારક-જનક;બેજાર-હેરાન કરનાર;ત્રાસક; કિલષ્ટ;ત્રાસદાયક-જનક;ત્રાસકારી.

-વેળા એજ વસ્તુ.

**Tiresomeness**, ( ટાઇર્‌સમ્નેસ્ ) *n.* The state of being exhausted; wearisomeness: કષ્ટ; કંટાળો;શ્રમ; ત્રાસ;શ્રમકારકતા.

**Tiring-room**, ( ટાઈરિંગ્-રૂમ્ ) *n.* A room where players dress for the stage:વેષધારીઓ-નાટકના પાત્રોને વેષ બદલવાની ઓરડી-રો.

**Tissue**,(ટિશ્યૂ )*n.*[L.*texo*,I weave.] **1**.A woven fabric:વણેલું કાપડ.**2**. A fine transparent silk stuff. used for veils,etc.; specifically, cloth interwoven with gold or embossed with figures: બુટ્ટાદાર-તરેહદાર લુગડું-કાપડ:ફુલેવર.**3**.(*Biol.*) A texture:કોઇ પ્રાણી અથવા વનસ્પતિ પદાર્થના ગમે તે ભાગના છિદ્રો તથા ઝીણી શિરાઓનો ગુચ્છો;પેશી. 4. *Fig.* Web;texture;complicated fabrication:જાળ;પાશ;ક્રમ;ગ્રંથ; રચના.A **t.***of falsehood*:અસત્યજાળ. **T**.*paper*, very thin, gauze like paper:પાતળો-પારદર્શક કાગળ. *vt.* To form tissue of;to interweave:બુટ્ટાદાર-તરેહવાર કાપડ વણવું.

**Tit**,(ટિટ્ )*n.***1**.A small horse:નાનો ઘોડો;ટટ્ટુ;બટ્ટો;બટ્ટ.**2**.A morsel;a bit:કટકો;ટુકડો:બચકું.**3**.A woman (*used in contempt*):રાંડ;રંડા;બોડી;કુતરી;ગધેડી.4. (*Zool.*) Any one of the numerous species of singing birds:કોઈ ગાનારૂં પક્ષી.**T**. *for tat* [Probably for *tip* for *tap*.See **Tip**,a slight blow.] An equivalent retaliation: અદલાનો બદલો; સાટાપાટી:છાણના દેવને કપાસીઆની આંખો;લાકડાના દેવને ખાસડાની પૂંજા: થાય તેવા થઈએ તો ગામમાં રહીએ;જેવાની સાથે તેવા; આડોલાકડેઆડોવેહ.

**Titan**, ( ટિટૅન ) *n.* Mythological being:દાનવ;રાક્ષસ;દૈત્ય;અસુર.

**Titbit**,(ટિટ્‌બિટ્ )*n.* Same as **Tidbit**.:ખાવાના પદાર્થનો સુંવાળો-મુલાયમ કકડો;સુગ્રાસ.

**Tithable**,(ટાઇધૅબલ્ )*a.*Subject to the payment of tithes:દસમો ભાગ આપવાને લાયક.

**Tithe**,( ટાઇધ્ )*n.***1**. A tenth; the tenth part of anything:દશાંશ;દસમો ભાગ-હીસ્સો;વિલાયતના પાદરીઓને બાંધી આપેલો દશાંશ ગ્રાસ. **2**. Hence,a small part or proportion:નાનો ભાગ.*a.*Tenth:દસમું.*vt.* To levy a tenth part on;to tax to the amount of a tenth:--ને માથે દશાંશ ભાગ આપવાનો કર નાંખવો.

**Tithingman**,( ટાઇધિન્ગ્મૅન્ )*n.* 1. (*O Eng.Law*)A headborough; one elected to preside over the tithing: પ્રગણાનો અમલદાર. **2**. A peace officer:સુલેહનો અમલદાર;સુલેહનો ભંગ ન થાય તેટલા માટે રાખેલો અમલદાર.**3**.A parish officer:પાદરી.

**Titillate**,( ટિટિલેટ્ )*vt.* & *vi.* To tickle:ગલીપચી કo.

**Titillation**.( ટિટિલેશન )*n.* **1**. A tickling sensation: ગલીપચી. 2. Any pleasurable sensation:થોડો આનંદ;આનંદ જેવું લાગવું તે;ખુશી; અલ્પાનંદ.

**Title**, (ટાઇટલ્ )*n.* [ L. *titulus*, an inscription.] 1. An inscription put over or upon anything as a name by which it is known:જે નામથી કોઇ વસ્તુ ઓળખાતી હોય એવું કશા ઉપર લખેલું નામ;શિરોનામ;નામનિશાન;નામલેખ; સંજ્ઞા;સંજ્ઞા લેખ. 2.The inscription in the begining of a book, containing the subject of a work the author's and publisher's name,date,&c: ચોપડી,તેના કર્તા,પ્રસિદ્ધ કર્તા વિ૰ નું નામ,સાલ વિ૰છાપેલું ચોપડીનુંપહેલુંજ પાનું;ટાઇટલપેજ:મુખપૃષ્ઠ; વિષયોદ્દેશ;ઉદ્દેશ.3.(*Book-binding.*) The panel for the name,between the bands of the back of a book:છાપેલી ચોપડીની પીઠ ઉપર પટીઓ વચ્ચે તેનું નામ લખવાનું સ્થળ-તકતો.**4**. A section or division of a subject (*as of a law,a book*):ભાગ:ખંડ; વિભાગ:બાબ.**5**.An appellation of dignity, distinction,etc.: ખિતાબ;પ્રતિષ્ઠાનામ;ઇલ્કાબ.**6**. A name; an appellation:નામ;ઉપનામ; સંજ્ઞા:ઉપાધી;અભિધાન:લક્ષણ.**7**.(*Law.*) (*a*) That which constitutes a just cause of exclusive possession;a right: ઈલાખો;હક; દાવો;સત્તા; અધિકાર.(*b*)The instrument which is evidence of a right:હકના પુરાવારૂપ દસ્તાવેજ.(*c*)(*Canon Law.*) That by which a beneficiary holds a benefice:જેના આધારે ધર્માદાવૃત્તિનો કબજો રહેછે તે પત્ર. **T**.*deeds*(*Law.*),the muniments or evidences of ownership:દસ્તાવેજી પુરાવા;ખતપત્ર;હકનામાં;માલકીના દસ્તાવેજ.*vt.*To name;to entitle: -નામ દઇને બોલાવવું.

**Titled**, (ટાઇટ્‌લ્ડ્ ) *a.* Having or bearing a title:ખિતાબ-ઇલ્કાબવાળું;ખિતાબી:ઇલ્કાબી.

**Title-page**, ( ટાઈટલ્‌પેજ્ ) *n.* The page of a book which contains its title:મુખપૃષ્ઠ;મુખપત્ર;ગ્રંથનામપૃષ્ઠ.

**Titter**,( ટિટર્ ) *vi.* To laugh with restraint,or without much noise; to giggle: ખીખી-હીહી-મનમાંને મનમાં-પેટમાં હસવું. *n.*A restrained laugh:ખીખી-મનમાં ને મનમાં-પેટમાં હસવું તે;ઠઠ્ઠો.*vi.*To seesaw: ચગડોળમાં હિંચકા ખાવા;ચીચુડે બેસવું.

**Tittle**,(ટિટલ્ )*n.* A particle;a minute part;a jot;an iota:છાંટો;લેશ;અણુ;બિંદુ;રજ;કણ;અણુમાત્ર.

**Tittle-tattle**, ( ટિટલ્-ટૅટલ્ ) *n.* **1**. Idle,trifling talk; empty prattle: બકબકાટ;ખોટો લવારો:લવરી;બકવાદ; બકવા. 2. An idle, trifling talker : બકબકાટ-ખોટો લવારો કરનાર;પટપટારો કરનાર;લવરીખોર. *vi.* To talk idly;to prate : બકબકવું; બડબડવું;ખોટો લવારો-લવરી કo.

**Titular**,(ટિટ્યૂલર્ )*a.* Existing in title or name only:નામનું:નામધારી;ઓઠાં-પુતળાં જેવું;નામમાત્રનું.

**Titulary**,(ટિટ્યુલૅરિ )*n.*;*pl.* **Titularies**.A person invested with a title:ઇલ્કાબી-ખિતાબી હોદ્દેદાર. *a.* 1.Consisting in a title;titular: નામનું;નામધારી.2.Of or pertaining to a title: ખિતાબ-ઇલ્કાબ સંબંધી-નું.

**To**,(ટુ )*prep.*[AS.*to*,]1.The preposition *to* indicates approach and arrival:પાસે:કને;-સોડે;ને; એ, તરફ. **2**. Hence, it indicates motion, course, or tendency towards a time,a state or condition,an aim etc.:-માં;એ;ને:ઉપર;તરફ.*As,he is going* **t**.*a trade*:તે ધંધામાં પડવામાં છે.*He is rising* **t**.*wealth*:તે પૈસાદાર થતો જાય છે.**3**.In very general way, and with innumerable varieties of application,to connects transitive verbs with their remoter or indirect object,and adjectives,nouns,and neuter or passive verbs with a following noun which limits their action, and it is equal to *for*,but containing less idea of design or appropriation:-ને;માટે;એ; તરફ;પાસે; સાથે;માં:સુધી:પ્રત્યે.*As,duty* **t**.*God*:

પરમેશ્વર પ્રત્યેની ફરજ. *Dislike* **t.** *liquors*: દારૂ તરફ અણગમો-તિરસ્કાર. *Keep this seat* **t.** *ourselves*: આ બેઠક આપણે માટે રાખજો. 4. As a sign of the infinitive: -વું; નેમાટે; -નું; આ. *As,* **t.** *go*: જવું. 5. It denotes or implies: (*a*) Extent; limit; degree of comprehension: સુધી; લગી; પર્યંત. *We are ready to try our fortunes* **t.** *the last man*: છેવટનું માણ- [illegible] -વવા અમે તૈયાર છિયે. (*b*) Effect; end; consequence: (કોઇ અમુક રીતનું) પરિણામ નીકળતા સુધી-નીકળે એવી રીતે. *As, the prince was flattered* **t.** *his ruin*: શાહજાદાને ચઢાવીને ખરાબ કર્યો હતો. (*c*) Apposition; connection; opposition: સાથે; સામે. *As, face* **t.** *face*: મ્હોં સામે મ્હોં; સન્મુખ. (*d*) Accord; adaption: પ્રમાણે; મુજબ; જેવું (કંઇ) તેવું. *As, she has a husband* **t.** *her mind*: તેની મરજી મુજબ તેને ધણી મળ્યો છે. (*e*) Comparision: જોતાં; -ની સાથે સરખાવી જોતાં-મુકાબલો કરતાં; -ના પ્રમાણમાં. *Three is* **t.** *nine as nine is* **t.** *twenty-seven*: નવ અને સત્તાવીશ વચ્ચે જે પ્રમાણ છે તેજ પ્રમાણ ત્રણ અને નવ વચ્ચે છે. (*f*) Addition; union; accumulation: વધારામાં; વળી; સાથે. *Wisdom he has, &* **t.** *his wisdom courage*: તેનામાં ડહાપણ છે અને વધારામાં હિમ્મતપણ છે. (*g*) Accompaniment: સાથે; પ્રમાણે. *They danced* **t.** *the music*: સંગીત પ્રમાણે તેઓ નાચ્યા. (*h*) Character; condition of being: તરીકે. *I have a king* **t.** *my flatterer*: રાજા મારા ખુશામતીઆ તરીકે છે. **T.** & *again*, to and fro: આમતેમ. **T.** & *fro*, forward and backward: આમ તેમ; આગળ પાછળ; અહિં તહિં. **T.**-*and-fro*, a pacing backward and forward: આમતેમ પસાર કરવું તે. **T.** *the face*, in front of; not behind: -ની આગળ; સન્મુખ; પાછળ નહિ. **T.** *wit*, to know: જાણવું; તે એકે.

☞ *To*, without an object expressed, is used adverbially; as put *to the door*, i.e., put the door to its frame; close it: બારણું વાસો-બંધ કરો.

**Toad**, (ટોડ્) *n.* [A.S. *tadie*.] (*Zool.*) Any one of numerous species of batrachians: એક જાતનો મ્હોટો દેડકો; મંડૂક; દર્દુર; વર્ષાભૂ.

**Toad-eater**, (ટોડ્ઇટર્) *n.* A mean sycophant; a flatterer; a toady: ખુશામતિયો; ટુકડાખોર; નીચમાણસ; માખણદાસ.

**Toad-stool**, (ટોડ્-સ્ટૂલ્) *n.* (*Bot.*) A name given to many umbrella-shaped fungi: કુતરાની ટોપી (વનસ્પતિ.)

**Toady**, (ટોડિ) *n.*; *pl.* **Toadies**. 1. A mean flatterer; a sycophant: ખુશામતિયો; નીચ; માખણદાસ. 2. A coarse, rustic woman (*R.*): ગામડિયણ. *vt.* To fawn upon with mean sycophancy: -ની ખુશામત કo; -ના જોડા ઉચકવા.

**Toast**, (ટોસ્ટ્) *vt.* [L. *tostum*, parched.] 1. To dry and brown by the heat of a fire (*as a bread*): દેવતા ઉપર પકવીને રાતીચોળ બનાવવી; સેકવું; ભૂંજવું. 2. To warm thoroughly (*as feet*): ઉનું-ગરમ કo. 3. To name when a health is proposed to be drunk: -ને નામે-નું નામ દઈને વાઇનનો પ્યાલો મ્હોડે માંડવો; -ની સલામતી લેવી. *n.* 1. Bread dried and browned before a fire: સેકેલી રોટલી; ખાખરી, ખાખરો. 2. A lady in honor of whom persons or a company are invited to drink: જે સ્ત્રીના માનખાતર દારૂ પીવા મિજલસ ભરી હોય તે સંભાવિત સ્ત્રી. Hence, a person of distinction: આબરૂદાર-માનવાળો માણસ; મોટો માણસ.

**Tobacco**, (ટોબૅકો) *n.* 1. (*Bot.*) An American plant of the night-shade family: તંબાકુનો છોડ-છોડવો. 2. The leaves of the plant prepared for smoking, chewing etc.: તંબાકુ; તમાકું.

**Tobacconist**, (ટોબૅકોનિસ્ટ્) *n.* 1. A dealer in tobacco: તંબાકુવાળો-વેચનાર. 2. A smocker of tobacco: તંબાકુ પીનાર.

**Tobacco-pipe**, (ટોબૅકોપાઇપ) *n.* A pipe used for smoking, made of baked clay, wood, or other material: ચલમ; ધતુરી

**Tobacco-stopper**, (ટોબૅકો-સ્ટૉપર્) *n.* A small plug for pressing down the tobacco in a pipe as it is smoked: તવો.

**Tocology**, (ટોકૉલૉજી) *n.* [Gr. *tocos*, birth, & *logos*, discourse.] The science of obstetrics or midwifery: પ્રસુતશાસ્ત્ર-વિદ્યા; સુવાવડવર્ણન.

**Tocsin**, (ટૉક્સિન્) [F. *toquer*, to touch L. *signum*, a sign.] An alarm bell, or the ringing of a bell for the purpose of alarm: (હથિયારબંધ થવાની સૂચના આપવા રાખેલા) ઘંટનો અવાજ-રાખેલો ઘંટ; યુદ્ધઘંટ; યુદ્ધઘંટનાદ.

**To-day**, (ટુ-ડે) *adv.* On this day; on the present day: આજે; આજ. *n.* The present day: આજ; આજનો દિવસ-દહાડો-દિન.

**Toddle**, (ટૉડલ્) *vi.* To walk with short, tottering steps, as child: અડબડીઆં-ઝોલાં ખાતાં-લથડતાં પથડતાં ચાલવું; ચાલવું. *n.* A toddling walk: પેંગાપેંગા-રેટા રેટા ચાલવું તે; પેંગીચાલ.

**Toddy**, (ટૉડિ) *n.* 1. A juice drawn from various kinds of palms in the East Indies: તાડી; તાડરસ. 2. A mixture of spirit and hot water sweetened: ખાંડ, ઉનું પાણી તથા અર્ક મેળવીને કીધેલો પીવાનો પદાર્થ; અર્ક; ગટેવો-રો.

**To-do**, (ટુ-ડુ) *n.* Ado; bustle; stir; commotion: ગરબડ સડબડ; પટપટારો; ગોંધલ; ધમાચકડી; ધીંગાણું; હિંગામ.

**Toe**, (ટો) *n.* [AS. *ta*.] 1. (*Anat.*) One of the terminal members, or digits, of the foot of a man, or an animal: પગનું આંગળું-આંગળી-અંગુઠો; પાદાંગુષ્ઠ 2. (*Zool.*) The fore part of the hoof or foot of an animal: કોઈ પણ પ્રાણીની ખરીપગનો આગલો ભાગ. 3. Anything corresponding to the toe of the foot (*as the toe of a boot*): અણી; અંગુઠા જેવો દેખાતો પદાર્થ. *vt.* To touch or reach with the toe; to come fully up to (*as a mark*): સુધી આવી પહોંચવું. *To* **t.** *in*: બે પગનાં આંગળાં એક બીજાતરફ રહે એવી રીતે ચાલવું.

**Toga**, (ટોગ) *n.*; *pl.* E. **Togas**. L. **Togæ**. [L. *tego*, I cover.] (*Rom. Antiq.*) The loose outer garment worn by the ancient Romans: પ્રાચીન રોમન લોકોનું અંગવસ્ત્ર.

**Together**, (ટુગેધર્) *adv.* [AS. *to*, to & *gador*, together.] 1. In company or association with respect to place or time: એકઠાં; ભેગાં; સામે; જોડે; એકજ કાળે; સાથે; જોડે. 2. In or into union; into junction: એક બીજાની જોડે-ભેગાં-એકઠાં; પરસ્પર ભેગાં; સા-

શેરને માથે સવાશેર.

ગે;સંગાથે.**3.**In concert;in mutual co-operation: બધાં મળીને-એકઠાં-ભેગાં થઈને;એકત્ર તે.*Together with*,in union with;along with:સાથે;એકઠું;ભેગું;જોડે;સહિત;સહવર્તમાન;સુદ્ધાંત.

**Toggery,**(ટૉગેરિ)*n.*Clothes; garments;dress:કપડાં;લુગડાં;લુગડાંલત્તાં.

**Toil,**(ટૉઇલ્ )*n.*[*L.texo*,1 weave.]A net or snare-*usually in the pl*: જાળ;જાળી;ફાંદો;પેચ;દાવ;પાશ.*vi.* To labor;to work:સખત મહેનત-શ્રમ-પરિશ્રમ-પ્રયાસ ક૰;કામ ક૰.*vt.***1.** To weary;to overlabor: ઘણું કામ કરવાથી થાકી જવું.**2.**To labor;to work: મહેનત-કામ ક૰;શ્રમ લેવો.*n.* Labor with pain and fatigue;drudgery;exertion;travail:સખત મહેનત;શ્રમ;થાકી જવાય એવી મહા મહેનત; પરિશ્રમ;આયાસ;કડાકૂટ; પ્રયાસ; માથાકૂટ; કપાળકૂટ. *Great* **t.** *& little work*:આખી રાત દળીને કુલડીમાં વાળવું: મારવો ઉંદર અને ખણવો ડુંગર; ભરવું ગજ અને કાપવું તસુએ નહીં.

**Toilet,**(ટૉઇલેટ્ )*n.*[Fr.*toilette*.]**1.**A covering of linen,silk,or tapestry:શણ, રેશમ કે ભરતનું ઢાંકણ-આચ્છાદન.**2.**A dressing table:કપડાં પહેરવાનું ટેબલ.**3.**Act or mode of dressing;attire;dress:સણગાર;શૃંગાર સજવાની રીત-ઢબ;શણગાર;શૃંગાર;કપડાં.**T.***glass*, a looking-glass for a toilet table or for a dressing room: શણગાર સજવાની વખતે જોવાનું દર્પણ-આરસી.*To make one's* **t.**,to dress one's self:શૃંગાર-શણગાર સજવો;સફાઈબંધ ટીકટાક-ખરેખાટ-બની ઠણીને; પોશાક પહેરવો.

**Toilsome,**(ટૉઇલ્સમ્)*a.*Laborious; wearisome:મહા-સખત મહેનતનું-કરવી પડે તેવું;કષ્ટસાધ્ય;પરિશ્રમ ભરેલું.

**Token,**(ટૉકન્ )*n.***1.**A sign;a symbol:નિશાની,ચિન્હ;લક્ષણ;છાયા;સંજ્ઞા; સંકેત;અભિજ્ઞાન.**2.**A memorial of friendship;a memento; a souvenir:સંભારણમાં આપેલી કંઈ વસ્તુ;યાદગારી-ગીરી;એંધાણી;સંભારણું. **3.** A sign of authenticity of power, good faith,etc.:ઓળખ;એંધાણી.**4.** A piece of metal intended for currency:નાણા તરીકે ચાલે એવો કાઢેલો ધાતુનો કકડો.**5.**(*Med.*)A livid spot upon the body,indicating, or supposed to indicate,the approach of death:ચિન્હ;ચેણ;મોતીયા; મૃત્યુલક્ષણ.**6.**(*Print.*)Ten and a half quires of papers printed on both sides:બન્ને તરફ છાપેલા ૨૫૦ કાગળ-તાવ.**T.***money*,money which is lawfully current for more than its real price:ખરી કિંમત કરતાં વધારે કિંમતે ચાલતું નાણું. **T.** *sheet*(*Print.*) the last sheet of each token:દરેક દસ્તાનું છેલ્લું પાનું.

**Tola,**(ટૉલે)*n.* [Hind.from Skr.*tula*,a balance.]A weight of British India:તોલો;૧૮૦ ઘઉં ભાર.

**Tole,** (ટૉલ્ )*vt.*To allure by some bait:કંઇ લાલચ બતાવીને તેડી જવું;લલચાવવું;દોરવું.

**Tolerable,**(ટૉલરૅબલ્ )*a.***1.**Capable of being borne or endured;supportable:ખમી-સહી શકાય એવું;સહ્ય. **2.**Passable:મધ્યમ;વચલા વાંધાનું-વડનું;ઠીકાઠીક;બાફકસર; ચલાવી લેવા જેવું;સાધારણ;સમધારણ.

**Tolerance,**(ટૉલરૅન્સ્ )*a.***1.**The act of enduiring;endurance: ખમવું-સહન ક૰ તે;સહનતા;સહનશીલતા.**2.** The endurance of the presence or actions of objectionable persons,or of the expression of offensive opinions;toleration:ખણખોતર નહિ કરવાની ટેવ;બેકનવારી;ઉપેક્ષકતા;ઉદાસીનતા;અનિષેધ;ઉદારતા; ઉદારવૃત્તિ;મોટું મન;મોટું-બહોળું પેટ. **3.**(*Med.*) The power possessed or acquired by some persons of bearing doses of medicine which in ordinary cases would prove injurious or fatal: સામાન્ય રીતે ઓસડની જેટલી માત્રા આપતાં નુકશાનકારક નીવડે તેટલી માત્રા બીનહરકતે ખમી શકવાની કેટલાક માણસોની શક્તિ.

**Tolerant,** (ટૉલરૅન્ટ્ ) *a.* Favoring toleration:forbearing;indulgent: ખણખોતર નહિ કરવાના સ્વભાવવાળું; ઉદાસીન ટેવવાળું;બેકનવાર;ઉદાસીન; અનિષેધકર્તા-કારી;ઉદાર;મોટાપેટનું.

**Tolerate,** (ટૉલરેટ્ ) *vt.* [ L.*tollo*,I lift up.] Not to restrain;to put up with:ખમ્યા-સાંખ્યા ક૰;સાંખવું; પી જવું;સ્હેવું;અટકાવ નહિ ક૰;ચાલે તેમ ચાલવા દેવું;-નો નિષેધ-પ્રતિબંધ ન ક૰; મનાઈ ન ક૰; છૂટી મૂકવી.

**Toleration,**(ટૉલરેશન્ ) *n.* **1.**The allowance of that which is not wholly approved: કનવાર ન કરવી તે;ઉપેક્ષા;ઉદાસીનતા; અનિષેધ;અપ્રતિબંધ;ઉદારવૃત્તિ;ઔદાર્યતા; મોટું મન. **2.***Specif.*The allowance of religious opinions and modes of worship in a state when contrary to,or different from those of the established church or belief:સ્થાપિત ધર્મથી વિરૂદ્ધ અથવા ઉલટો મત માનવા-પાળવા દેવો તે;મન માનતો ધર્મ પાળવાની છુટ.**3.** Hence, freedom from bigotry and severity in judging of the opinions or belief of others: બીજાઓના મત કે આસ્તીન સંબંધી વિચાર કરવામાં ધર્માંધતા નહિ બતાવવી તે.

**Toll,** ( ટૉલ્ ) *vt.* To take away;to vacate:લઈ જવું;ખાલી ક૰;રદ્દ-બાતલ ક૰.*vt.***1.**To draw;to allure;to entice:લલચાવવું;ફાંદામાં નાંખવું.**2.** To cause to sound, as a bell, with strokes slowly and uniformly repeated: નાદ ક૰;વગાડવું. **3.** To strike,or to indicate by striking,as an hour:ઘંટ વગાડીને કલાક દર્શાવવો.**4.** To call,summon,or notify,by tolling or ringing:ઘંટ વગાડીને બોલાવવું-ખબર આપવી. *vi.* To sound or ring as a bell,as at funerals: મરણની ખબરનો શોકઘંટ થવો-વાગવો.*n.*The sound of a bell produced by strokes slowly and uniformly repeated: નાદ-ઘંટ. *n.* [AS.*toll*.]**1.**A tax paid for some liberty or privilege,particularly for the privilege of passing over a bridge or on a high way: પુલ ઉતરવા સરકારી રસ્તે થઈને જવા આદિ સારૂ બેસાડેલો કર;વાપરવેરો;ટોલ;રાહદારી;હાસલ;જગાત;સુઘરાઈ. **2.** (*Sax. & O.Eng.Law.*)A liberty to buy and sell within the bounds of a manor:અમીરના મુલકમાં વેચવા સાટવાની છૂટી.**3.**A portion of grain taken by a miller as a compensation for grinding:દળામણના બદલામાં દળનારને અનાજનો આપેલો ભાગ;દસ્તુરી;હક્ક.**T.** *bar*:કર લેવાને કેકાણે જતા વાહનને અટકાવવા માટે આડે નાંખવાનો બોમ.**T.***corn*: કિંમત તરીકે લેવાયલા દાણા;દસ્તુરી.**T.** *thorough*: ગામમાં થઇને જતાં ઢોરો ઉપર ગામલોકોથી લેવાતો કર.**T.** *traverse*:પોતાની જમીન ઉપર થઈને ઢોર લઈ જવા માટે ખાનગી માણસથી લેવાતો કર.**T.***turn*:ઢોર વેચાયા વગર પણ બજારમાંથી પાછાં આવતાં હોય તોએ લેવાતો કર.*vt.*To collect,as a toll: વાપરવેરો એકઠો-વસુલ-ભેગો ક૰.

**Toll-bridge,**(ટૉલ્-બ્રિજ્)*n.* A bridge where toll is paid for passing over it:જે પુલઉપર થઈને જવા આવવાને વેરો લેવામાં આવે છે તે પુલ.

**Toll-gatherer,** (ટૉલ્-ગૅધરર્ ) *n.* A man who takes or gathers a toll:કર ઉઘરાવનાર-વસુલ કરનાર.

**Toll-house,**(ટૉલ્-હાઉસ્)*n.* A house occupied by a receiver of tolls: કર લેવાની ચોકી;માંડવી;ઓરડી

**Tomahawk,**(ટૉમહૉક્ )*n.* A kind of war hatchet used by the American Indians:અમેરિકાનાઈન્ડિઅન લોકોની લડાઇમાં વાપરવાની કુહાડી:ફરસી;પરશુ.*vt.*To cut, strike, or kill, with a tomahawk:કુહાડીથી કાપવું-ચીરવું-મારી નાંખવું-ચીરી નાંખવું-વીંધી નાંખવું.

**Tomato,**(ટૉમાંટો or ટૉમેટો )*n.*; *pl.* **Tomatoes**.(*Bot.*)The fruit of a plant of the Nightshade family; loveapple:અમેરિકન રીંગણ વેંગણ; ટમેટું;ટામેટું.

**Tomb,** (ટૂમ્ ) *n.* [L. *tumulus*, a mound.] 1. A grave;a sepulcher: ઘોર;કબર;મુડદું દાટવાનો ખાડો; પ્રેત કુંડ.2. A house or vault formed wholly or partly in the earth, with walls and a roof, for the reception of the dead:દેવડી;હજીરો;કબર;છત્રી.**T** *of a sanyasi*: સમાધિ;સમાધિગૃહ.3. A monument erected to inclose the body and preserve the name and memory of the dead: મરી ગયેલા માણસની ઘોરના રક્ષણાર્થે અને તેની યાદદાસ્તીમાં ઉભો કરેલો સ્મરણ-વિજયસ્તંભ;છત્રી;સમાધિસ્થાન.*vt.*To bury: to inter;to entomb: દાટવું; કબરઘોરમા મુકવું:-ની કબર-ઘોર ક૦.

**Tomboy,**(ટૉમ્બૉઈ) *n.* A romping girl;a hoiden:તોફાની-મસ્તાની છોડી-છોકરી;નાચણ ઘૂઘરી;અસ્કીબાનું.

**Tomb-stone,**(ટૂમસ્ટોન્)*n.*A stone erected over a grave , to preserve the memory of the deceased:દેવડી;કબર;ચૈત્ય.

**Tom-cat,**(ટૉમકૅટ્ ) *n.* A male cat (*especially when full-grown or of large size.*):બિલાડો;માર્જાર.

**Tome,**(ટૉમ્ )*n.*[L.*tomus.*]A book: મોટું-ભારે પુસ્તક.

**Tom-foolery,**(ટૉમ્ફૂલરિ)*n.* Folly; trifling:મૂર્ખાઈ;બેવકૂફી;મૂર્ખાઈ ભરેલું-નિરૂપયોગી કામ.

**Tommy,**(ટૉમિ)*n.* A bread: રોટલી; પાઉં.2. A truck;a barter;the exchange of labour for goods not money:અદલોબદલો;સાટું-પાટું:અવેજ.

**Tomorrow,**(ટૂમૉરો) *adv.* On the day after the present day; on the next day;on the morrow: આવતી કાલે;કાલે.*n.*The day after the present;the morrow:આવતી કાલનો દિવસ;આવતી કાલ.

**Tomtom,**(ટૉમટૉમ્ )*n.*The Indian drum:નોબત;નગારૂં;ઢોલ તાસું;પખાજ;નરઘું:તબલાં;ઢોલક.

**Ton,**(ટૉન )*obs.pl.* of **Toe**. *n.* The prevailing fashion or mode; vogue:ચાલતી-ચાલુરીતિ-ચાલ; શિષ્ટસજ્જન-સંપ્રદાય; શિષ્ટાચાર; રૂઢી; ફેશન. (ટન્ )*n.* [L.*tunna*, a tun.] (*a*) (*Com.*) A measure of weight or quality; the weight of twenty hundredweight : છપ્પન મણ ; ૨૨૪૦,શેર રતલ;ટન.(*a*)Forty cubic feet of space:૪૦ ઘનફુટ જગ્યા.

**Tone,**(ટોન્ )*n*-[L.*tonus*,a sound.] 1. Sound or the character of a sound:અવાજ:ઘાંટો;સ્વર: સાદ; નાદ: ધ્વનિ;શબ્દ.2.(*Rhet.*) Accent, or inflection or modulation of the voice, as adapted to express emotion or passion:બોલનાર કે લખનારના મનમાં જે જુસ્સો હોય તે અનુકૂળ બોલવા કે વાંચવામાં જણાય એ રીતનું-આવેશ સાથેનું બોલવું-વાંચવું તે:સાવેશસ્વર; સ્વર. 3. A whining style of speaking:કાઢેલો રાગ;આરડવું તે; રાગડો.*As,children often read with a* **t.**: છોકરાંઓ ઘણીવાર રાગ કાઢીને વાંચે છે.4.(*Mus.*) (*a*) A sound considered as a pitch:સુર.(*b*) The larger kind of interval between contiguous sounds: સુર;મૂર્છના; તાન. *Half or quarter* **t.**: સ્વરાંશ. (*c*) The peculiar quality of sound in any voice or instrument:સુર: શબ્દ; કંઠ. 5. (*Med.*) The state of a body, or of any of its organs or parts, in which the animal functions are healthy and performed with due vigor: શરીરની અથવા શરીરના અવયવોની સ્વાભાવિક તથા નિરોગી અને જાગૃત સ્થિતિ;દૃઢ પ્રકૃતિ;પ્રકૃતિસ્થતા:સુભાવના; સદ્ભાવના. 6. (*Physiol* )Tonicity:સ્નાયુની સદૃઢતા. 7. State of mind; temper; mood: મનનું વલણ-પ્રકૃતિ;વૃત્તિ;ચિત્ત સ્થિતિ; ભાવ.8. Tenor; character; spirit; drift:વલણ;મરોડ;ઝોક; સ્વરૂપ;હાર્દ; ભાવ:મતલબ;ભાવાર્થ;રહસ્ય.9. General prevailing character or style (*as of morals,manners or sentiment.*):એકંદર તરેહ-તાસીર ઢોળ; સ્વરૂપ:રૂપ; પ્રમાણ; ધોરણ; બળ. 10. The general effect of a picture produced by the combination of light and shade:છબીપર તેજ અને છાયાના મિશ્રણથી ઉત્પન્ન થયેલો સારો દેખાવ. **T.** *syllable*, an accented syllable: સ્વરિત શબ્દ ભાર મુકાયલું પદ.*vt.*1. To utter with an effected tone:રાગડો કાઢવો-તાણવો;આરડવું. 2. To give tone,or a particular tone:રાગ-સુર મેળવવો; અમુક રાગે ચઢાવવું.3.(*Photog.*) To bring, as a print,to a certain required shade of color: જોઈતું તેજ કે છાયા છબી ઉપર આણવાં.*To* **t.***down*,(*a*) to give a lower tone to:સુર નીચે ઉતારવો-પાડવો. (*d.*) (*Paint.*) To modify as color, by making it less brilliant or less crude:-ની ભભક ઓછી કરીને જેવું જોઇએતેવું ક૦.(*c*) To moderate or relax;to soften: જરા નરમ-નરમાશવાળું ક૦; ઢીલું મુકવું.*To* **t.***up*, to cause to give a higher tone or sound:ઉંચો રાગ ખેંચવો-તાણવો;સુર ઉંચો ચઢાવવો.

**Toned,**(ટોન્ડ્ )*a.* Having (such)a tone:ફલાણા-આવા રાગનું-વાળું. **T.** *paper* , paper having slight tint in distinction from quite white paper:જરા ઝાંખો-ઝાંખ માર તો કાગળ;છેક સફેદ નહીં એવો કાગળ.

**Toneless,**( ટોન્લેસ્ )*a.* Having no tone;unmusical:સુર વગરનું;બેસુર.

**Tongs,**( ટૉન્ગ્ઝ )*n. pl.* [AS.*tonge*]. An instrument usually of metal, consisting of two parts or long shafts , jointed together at or near one end, or nnited by an elastic bow:ચીમટો;ચીપિયો;સાંડસી.

**Tongue,**(ટન્ગ )*n.* [L. *lingua.*] 1. (*Anat.*) An organ situated in the floor of the mouth of most vertebrates and connected with the hyoid arch:જીભ;જિહ્વા;રસના. 2. The power of articulate utterance;speech: ઉચ્ચાર;વાણી; બોલી; ગિરા;ભાષા;બોલવાની શક્તિ;વાચા.3. Fluency of speech or expression:

ડાચાબળિયા-વાચાળપણું; મ્હોમારપણું;બોલવાની છુટ.*Much* **t.**& *much judgment seldom go together*: ઘણું વાચાળપણું અને ઘણો વિવેકવિચાર ભાગ્યેજ સાથે જોવામાં આવે છે.4. Honorable discourse; eulogy : સ્તુતિ:પ્રશંસા:વખાણ.5.A language: બોલી:જબાન:ભાષા.*As,the English* **t.**: ઇંગ્રેજીભાષા.6. Speech; words or declarations only:વાણી;મ્હોંની વાત;બોલી;કહેણી.As,*let us not love in* **t.** *but indeed*:આપણે આપણો પ્રેમ માત્ર કહેણીમાં નહિ પણ રહેણીમાં બતાવી આપવો જોઇએ.7.A people having a distinct language:અમુકજ ભાષાવાળા લોકો-પ્રજા.8.(*Zool.*) (*a*)The lingual ribbon of a mollusk:માંસરૂપી પ્રાણીઓનો જીવ જેવો અંગભાગ. (*b*) The lingua of an insect:જીભલી.9.(*a*)A projection or slender appendage or fixture of a balance:કાંટો;જીભ; કાંટાની સળી. (*b*)A projection on the side as of a board, which fits into a groove: ચીપ: ખાંચ;સાલ;દાંતો. (*c*) A point or long,narrow strip of land projecting from the mainland into a sea or lake:ભૂશલાકા; ભૂશિર.(*d*) The pole of a vehicle: ઉંધ.(*e*)The clapper of a bell:લાળી: લોલક; જીભ; લટ્ટી; લટ્ટો. (*f*) The tongue of flame or fire:સગ;જીભ; જિહ્વા;ઝાળ. *To hold the* **t.**,to be silent:મૂગા-ચૂપ-છાનારહેવું;મૌનધારણ કo;જીભ મોંમાં ઘાલવી.*At the tip of the* **t.**:જીહ્વાગ્રે:કંઠાગ્રે;ટેરવે. *Slip of the* **t.**:જીહ્વાદોષ;વાગ્દોષ.*Ready at the* **t.**:મુખપાઠ:મુખોદ્ગત.*vt.*1.To speak.to utter: બોલવું;ઉચ્ચારવું;વદવું;-નું ઉચ્ચારણ કo. 2. To chide; to scold:ખીજવું:ઠપકો દેવો;વઢવું. 3. (*Mus.*) To modulate or modify with the tongue:રાગ-સુરમાં લાવવું. **4** To join by means of a tongue and groove: આંકડામાં કડી ભેરવવું. *To* **t.***boards together*:પાટિયાંને બેગાં સાલવીને જોડવાં.*vi.*1.To talk;to prate:વાતચિત-વાત કo;બોલવું;વદવું.

**Tongue-tied,** ( ટન્ગટાઇડ્ ) *a.* 1. Destitute of the power of distinct articulation: જેનાથી સ્પષ્ટ બોલાય નહિ તેવું:મુંગુ.2. Unable to speak freely, from whatever cause:જીભનું બંધ;બદ્ધજીહ્વ.

**Tonic,**(ટૉનિક્ )*a.*1.Of or pertaining to tones or sounds: રાગ-સુર સંબંધી-વિષે-નું.2.Increasing tension;increasing strength:કૌવતબળ વધારનારૂં;બળવર્ધક. 3. (*Med.*) Increasing strength,or the tone of the animal system: પૌષ્ટિક:બળવર્ધક;વિર્યવર્ધક; વિર્યજનક; વિર્યસ્તંભક:વિર્યગ્રાહક;કૌવત અને જાગૃતિ આવે એવું:કૌવતનું;પ્રકૃતિ દિપક;સંધાકર; તેજદિપક;અગ્નિવર્ધક; વાજીકર; દીપન; રોચક. *n.* 1. (*Phon.*) A vowel or a dipthong:સ્વર અથવા જોડાક્ષર.2. (*Mus.*) The key tone, or first tone of any scale: પહેલો સુર. 3. (*Med.*) The medicine that increases the strength,and gives vigor of action to the system:કૌવતનું ઓસડ;અગ્નિ-ક્ષુધા દીપનનું ઓસડ;દીપન;વાજીકરપ્રયોગ;દીપકઔષધ.

**Tonicity,** (ટૉનિસિટી) *n.* Tone;tonus:બળ:જોર;શક્તિ;પુષ્ટિ; પૌષ્ટિકપણું.

**To-night,**(ટુ-નાઈટ્ )*adv.*1.On this present or coming night:આજ-આજે રાતે-રાત્રીએ.2.On the last night: ગઈ રાત્રે-રાતે.*n.*The present or the coming night:આજની રાત-રાત્રી.

**Tonnage,**(ટનેજ્ )*n.*1.The weight of goods carried in a boat or a ship:કોઇ વહાણમાં જેટલો માલ ભરેલો હોય તે બધાનું એકંદર વજન. 2. The cubical content or burden of a vessel or vessels, in tons: કોઈ વહાણમાં જેટલા 'ટન' ભરાઈ શકે તેટલા 'ટન';દારતાન. 3. A duty or impost on vessels,estimated per ton: ટન પ્રમાણે-ટનબંધ દસ્તુર.

**Tonsil,** (ટૉન્સિલ્ ) *n* [L.*tonsillæ.*] (*Anat.*)One of the two glandular organs situated in the throat at the sides of the fauces:રસનાજીભના મૂળ આગળની ગાંઠ; ચોરિયો; દિવ્યકળા;અમૃતકાળ.

**Tonsure,** (ટૉન્સ્યૂર્ )*n.*[L.*tonsura*, a shearing.] 1. The act of clipping the hair or of shaving the crown of the head;the state of being shorn: વાળ કતારવા તે;હુન્નમત;મુંડન:ક્ષૌરકર્મ;ક્ષૌર:શિરોમૂંડન;કેશવપન;ચૂડાસંસ્કાર. *The first* **t.** *of a Hindoo child*; **t.** *ceremony*: મુંડણ;ચૌલ;વાળ કતરાવવા તે.2.(*R.C Ch.*)(*a*)The first ceremony used for devoting a person to the service of God and the church: ધર્મમંદિરમાં દાખલ કરવાની સૌથી પહેલી એક વિધિ.(*b*)The shaven corona or crown:બોડુમાથું;મુગટ;તાજ.

**Tontine,**(ટૉન્ટાઈન )*n.*[L.*tontina.*] An annuity,with the benefit of survivorship,or a loan raised on life annuities with the benefit of survivorship : બારમાસે મળતું લવાજમ:સાલિયું;વર્ષાસન.સાલિયાણું.

**Tonus,** (ટૉનસ્ )*n.*Tonicity;tone: બળ;જોર;કૌવત;શક્તિ;પૌષ્ટિકપણું;પુષ્ટિ.

**Too,**(ટૂ ) *adv.* 1.Over;more than enough:(જોઇએ તેથી) વધારે:બહુજ; અતિ;અતિશય. *As,***t** *much*:ઘણુંજ; પુષ્કળ.2. Likewise;also;in addition: તેની સાથે;વળી;પણ;તેમાં વળી; વધારામાં.*Too* **t.**, the duplication used to signify great excess:ઘણુંજ;હદઉપરાંત;અતીવ.

**Took,**(ટુક્ )*imp.*of **Take**:લીધું.

**Tool,** (ટૂલ્ ) *n.* [AS.*tol.*] 1.An instrument(*such as,hammer,saw, plane,file,etc.*);an implement: ઓજાર;હથિયાર;લોઢું.2.A machine for cutting or shaping materials:પદાર્થો કાપવાનો અથવા તેને આકાર આપવાનો સંચો.3.Hence,any instrument of use or service: હથિયાર;સાધન;યંત્ર.4. A weapon: હથિયાર;શસ્ત્ર.5.A person used as an instrument by another person, (*a word of reproach*); instrument of another's evil will: કપટ લાકડી; હથિયાર;યંત્ર. *vt.* 1. To shape,form or finish with a tool: ઓજારથી આકાર આપવો-ઘાટ ઘડવો-પૂરો કo.2. To drive,as a coach: ગાડી હાંકવી.

**Tooth,**(ટૂથ )*n.;pl.***Teeth**.[L.*dens, dentis*,a tooth.] 1. (*Anat.*)One of the hard, bony appendages which are borne on the jaws, or on other bones in the walls of the mouth : દાંત;દંત;દશન. 2. *Fig.*Taste;palate:રુચિ;રુચિ;સ્વાદ. 3. Any projection corresponding to the tooth of an animal, in shape,position or office(*of a comb*):દાંતો;દંત 4.(*a*)A projecting member resembling a tenon:દાંતો;ધાર;સાલ.(*b*)One of several steps,or offsets,in a *tusk*: દંતુશળનો કાંટો. 5. ( *Nat.Hist.* ) An angular or rounded prominence on any edge:દાંતો;ખીલો;કરચો.*In spite of the teeth*,in de-

To-morrow will take care of itself:

fiance of opposition: જેમ એટલા સામા પડેતોપણ;દુશ્મનોને જેખ મરાવીને;'એના ભાર શા છે' એમ કરીને.*In the teeth*, directly;in front: સિધા;સામે મોંઢે;મોંમાં મારીને.*To cast in the teeth*,to retort reproachfully:જ્હોંમાં પાછું મારવું;ટચકો લાગે એવું સામું કહેવું;-ને મ્હેણું-ટોણું મારવું;માર્મિકવચન કહેવું;-નું અપમાન કરવું. **T.** *and nail*,with one's utmost power:જેમ તેમ કરીને;પરાકાષ્ઠાથી;મહામેહેનતથી;મરતાં સુધી લડીને;માથું વેગળું મુકીને;જીવ વહાલો નહિ કરીને.*To show the teeth*,to threaten:બીવડાવવું; ધૂંપેત ક૰; દાંતિયાં ક૰; ઘુરકિયાં ક૰. *To the teeth*,in open opposition:ખુલ્લાં સામા પડીને;-નો મુલાજો તોડીને;-ની માન મરજાદ મુકીને; સામા જઈને;સામે મોંઢે;મોં ઉપર;તડને ફડ દઈને. *Row of teeth* : દંતાવલી. *Tartar of the teeth*:છારી;આગરૂ. *Teeth collectively*:બત્રીસી:દંતાળી. *Wisdom* **t.**: અક્કલદાઢ. *To clean the* **t.**:દંતશુદ્ધિ-દંતધાવન-શોધન ક૰; દાતણ ક૰;દાંત ઘસવા. *To grind or gnash the* **t.**:દાંત પીસવા-કચકચાવવા.*To knock out the* **t.**:-ની બત્રિશી ભાંગી નાંખવી.*To show teeth*:દાંત કાઢવા બતાવવા. *vt.* **1.** To furnish with teeth:-ને દાંતવાળું ક૰;-ને દાંતા બેસારવા. **2.** To indent;to jag (*as a saw*): દાંતા ઘસવા-કાઢવા. **3.** To lock into each other:-માં સાલ પરોવવું-બેસાડવું.

**Tooth-ache,** (ટૂથ્એક્) *n.* (*Med.*) Pain in a tooth or in the teeth; odontalgia:દાંતમાં થતું દરદ;દંતવેદના;દંતશૂલ:દાંત-માં કળતર થવું-કળવા તે.

**Tooth-brush,**(ટૂથ્બ્રશ્ )*n.*A brush for cleaning the teeth: દાંત સાફ કરવાનો કુચડો;દાતણ.

**Toothless,** (ટૂથ્લેસ્ )*a.*Having no teeth:દાંતવગરનું;બોખું;દંતહીન-રહિત.

**Tooth-pick,**(ટૂથ્પિક્ ) *n.*A pointed instrumnet for clearing the teeth of substances lodged between them:દાંત ખોતરવાની સળી; દંતશલાકા;દાંત ખોતરણી.

**Tooth-powder,**(ટૂથ્પાઉડર્ ) *n.* A powder for cleaning the teeth; a dentifrice:દાંતનું મંજન-ચૂર્ણ;દંતશોધનચૂર્ણ;દંતવપન;દંત મંજન.

**Toothsome,** (ટૂથ્સમ્ ) *a.*Grateful to the taste;palatable:લેહેજતદાર;સ્વાદિષ્ટ;રૂચિકર;મિષ્ટ.

**Top,**(ટૉપ્ )*n.***1.**A boy's toy shaped somewhat like a pear,made to whirl on its point by means of its string; a whirligig : ભમરડો. **2.** ( *Rope Making.*) A plug,or conical block of wood with longitudinal grooves on its surface in which the strands of the rope slide in the process of twisting: દોરડાં ભાગવાના કામમાં આવતું એક યંત્ર.*n.*[AS.*top.*] **1.** The highest part of anything; summit;vertex:છેક ઉપરનો-ઉપલો ભાગ.મથાળું; ટોચ;માથું;મસ્તક; અંગ્રભાગ; શિખા; શિખર.**2.**The utmost degree;the acme: સીમા;અવધી;પરાકાષ્ઠા;છેવટ; કળશ.શિખર.**3.**The highest rank; the most honorable position: મોટો દરજ્જો-પદવી;મુખ્યસ્થાન-અગ્રસ્થાન;ટોચ;શિખર; મથાળું. **4.** The chief person;the most prominent one:નાક;નગરશેઠ;અગ્રિકૂપ;શેઠીઓ;શીરોમણી;અગ્રેસર;તોરો.**5.**The crown of the head,or the hair upon it; the head:માથું; શીર; મસ્તક; શિખા. **6.**The head or upper part of a plant : છોડ-ઝાડની કોર-ટોચ. **7.** ( *Wool.Manuf.*) A bundle or ball of slivers of combed wool, from which the noils, or dust, have been taken out: પીંજીને તૈયાર કરેલા ઉનનો દડો-ગટ્ઠો. **8.** Eve; verge;point:અણી;તૈયારી;અવધી.**9.** The part of a cut gem between the girdle:કાપેલા-પાસા પાડેલા હીરાનો ઉપલો ભાગ.**10.***pl.*Top-boots: ઢીચણ સુધીનાં બુટ;સ્વારીના જોડા.*vi.* **1.**To rise aloft;to be eminent; to tower:-ને મથાળે થવું;ગગનમાં જવું;આભલા સાથે વાત ક૰;ઘણે ઉંચે જવું. **2.**To predominate:ખૂબ હોવું; ઉભરાઈ જવું;-નું જોર-બળ-પ્રબળ હોવું.**3.** To excel; to rise above others: -થી ચઢવું-વધવું;-ને માથે ટપી જવું; થી ચઢતા નીકળવું. *vt.* **1.** To cover on the top;to tip; to cap:-ને મથાળે-મુકવું;-નું મથાળું ઢાંકવું.**2.**To rise above;to surpass: -ને મારી કાઢવું;-થી સારાં-ચઢતાં હોવું. **3.** To rise to the top of;to go over the top of: -ને મથાળે-ટોચે જવું;-ને શિખરે પહોંચવું.**4.**To take off the top or upper part of;to crop:-નો ઉપલો ભાગ કાપી લેવો.લણી લેવું;લણવું.**5.**To perform eminently,or better than before:પહેલાંના કરતાં સારૂ-ચઢિયાતા બનાવવું.**6.**(*Naut.*) To raise one end of, as a yard, so that that end becomes higher than the other:સઢનો એક છેડો બીજાથી ઉંચો ક૰.

**Topaz,**(ટૉપૅઝ્ )*n.* [ L. *topazos*, a kind of precious stone.]**1.**(*Min.*) A mineral occurring in rhombic prisms:પોખરાજ; પુષ્પરાજ;પીતાશ્મ;પુષ્પરાગ;પીતસ્ફટિક.

**Top-dressing,** ( ટૉપ્-ડ્રેસિંગ્ ) *n.* The act of applying a dressing of manure to the surface of land: જમીનની સપાટીપર ખાતર પાથરવું-વેરવું તે.Also,manure so applied:જમીનપર વેરેલું ખાતર;ખાતરપુંજો.

**Tope,**(ટૉપ્ )*n.*A groove or clump of trees:ઝાડી; ઝાડોની ઘટા. *vi.* To drink hard or frequently:અતિશય દારૂ પીવો-ઢીંચવું;ખુબ ઢાંસવું.

**Toper,**(ટૉપર્ ) *n.* A drunkard; a sot:દારૂડિયો;નિશાખોર;મદ્યપી;નિશાબાજ;દારૂબાજ.

**Topful,**(ટૉપ્ફુલ્ )*a.*Full to the top or brim; brimful: કાંઠા-કાના-ગળા સુધી ભરેલું; ઠોઠડ-છલાછલ ભરેલું.

**Tophaceus,**( ટોફેશસ્ ) *a.* Gritty; sandy;rough:કકરૂં;રેતીજેવું;ખરબચડું.

**Top-heavy,**(ટૉપ્-હેવિ )*a.* Having the top or upper part too heavy for the lower part:ઉપરથી ભારે;ઉપલો ભાગ ભારે હોય તેવું.

**Tophet,**(ટોફેટ્ ) *n.* A place lying east or south-east of Jerusalem, in the valley of Hinnom: નરક; દોઝખ;જહાનમ.

**Topiary,**(ટોપિઍરિ) *a.* Pertaining to ornamental gardening; produced by cutting, trimming, etc.:રોનકદાર;સુંદિર;સોહામણું;રળિઆમણું;ભભકાદાર.

**Topic,**(ટૉપિક્ )*n.* [L. *topica*, the title of a work of Aristotle.]**1.** (*Rhet. & Logic.*)(*a*)One of the various general forms of argument:વાક્યપ્રકાર.(*b*)*pl.*A treatise on forms of argument:વિષય;પ્રસ્તાવ. **2.** An argument or reason:તકરાર;વાદવિવાદ.**3.**A matter; a point; a head; a general or main subject of the whole: વિષય;અર્થ;પ્રકરણ;વસ્તુ;પ્રસંગ.સ્થળ;બાબત;વાદવિષય-વસ્તુ. **4.** (*Med.*) An external local application or remedy,as plaster,a blister, etc.:

કાલ છે ને ખુદા છે.

આક્ષેપચાર.*a.*Topical:સ્થાનિક; અ-મુક-વિશેષ ઠેકાણા-જગ્યાનું.

**Top-knot,**(ટૉપ્-નૉટ્)*n.*1. A crest or knot of feathers upon the head or top,as of a bird: કલગી; અંબોડો;તોરો.

**Top-mast,**(ટૉપ્-માસ્ટ્)*n.*(*Naut.*) The second mast or that which is next above the lower mast, and below the top gallant mast: વહાણના તળીઆના ડોલપરનો કુવો.

**Top-most,**(ટૉપ્-મૉસ્ટ્)*a.*Highest; uppermost:સૌથી ઉંચું;ઉંચામાં ઉંચું;ઉપરિતન;સર્વોત્કૃષ્ટ.

**Topographer,**(ટૉપૉગ્રૅફર્)*n.* One who is skilled in the science of topography:અમુક જગ્યાનું સવિસ્તર બ્યાન કરવામાં કુશળ માણસ.

**Topography,**(ટૉપૉગ્રૅફિ) *n.*[Gr. *topos*,place.]The description of a particular place,city,town,manor,parish, or tract of land: અમુક જગાનું સવિસ્તરબ્યાન-વર્ણન;સ્થાનવર્ણન;નિશેષસ્થળવર્ણન.

**Topping,**(ટૉપિંગ્)*a.*Surpassing: ચઢીઆતું;ઉપરી;ઉન્નતસ્થિતિનું.2. Assuming superiority;proud: મગરૂર;અક્કડ;દિમાકી;ફાંકો રાખનારૂં.

**Topple,**(ટૉપલ્) *vi.* To fall downward;to pitch or tumble down: ધસી-ગબડી-ઢળી પડવું.*vt.*To throw down;to overturn: નીચે ફેંકી-નાખી દેવું;ગબડાવી નાંખવું-પાડવું.

**Top-sail,**(ટૉપ્સેલ્)*n.*(*Naut.*)The sail next above the lowermost sail on *a* mast:છેક તળીઆના કુવાપરના ડોલપર ચઢાવેલો સઢ.

**Topsy-turvy,**(ટૉપ્સિ-ટર્વિ)*adv.* In an inverted posture; upside down:તળેઉપર;ઉલટું સુલટું;ઉલટપાલટ;ઉલટસુલટ;ઉંધુંચતું;ઉથલપાથલ.

**Torch,**(ટૉર્ચ્)*n.*A large candle or flambeau , or a lamp giving a large,flaring flame:કાકડો,મશાલ; દીવડો.

**Torch-bearer,**(ટૉર્ચ્-બૅરર્)*n.*One whose office it is to carry a torch: મશાલચી;મશાલ ઉચકનાર-રાખનાર.

**Tore,**(ટૉર્)*vt.imp.*of**Tear**.:ફાડ્યું; ચીર્યું.*n.*The dead grass left after mowing land in winter and spring:શિઆળા અને વસંત ૠતુમાં કાપી લીધા પછી પડી રહેલું મુડદાલ ઘાસ.

**Torment,**(ટૉમેન્ટ્)*n.*[L.*torqueo*,I twist.]1.(*Mil.Antiq.*)An engine for casting stones:પથરા નાંખવાનું યંત્ર.2.Extreme pain; anguish; torture:દુઃખ;સંતાપ;પીડા;અતિશય પીડા;યાતના;તીવ્રવેદના;અતિપીડા-વ્યથા. 3. That which gives pain, vexation or misery:પીડા;દુઃખ;પીડાકારી વસ્તુ.*vt.* 1. To put to extreme pain or anguish;to torture:દુઃખ દેવું; અતિવેદના-પીડા-તીવ્ર વેદના આપવી-ક૦;દમવું.2.To pain; to distress; to afflict:-થી રીબાવું-પીડાવું:-નું દુઃખ થવું-લાગવું.3.To tease: to vex;to harass:-નો છવખાઇ નાંખવો-લેવો;દમવું;સતાવવું;પીડવું;સંતાપવું.4.To put into great agitation(*R*):ઘણા ગભરાટમાં નાંખવું.

**Tormenter-or,**(ટૉર્મેન્ટર્-ટૉર્)*n.*1. One who or that which torments;a tormentor:દુઃખ-વેદના કરનાર;દમનાર;અતિપીડક:સંતાપક. 2. An executioner:ફાંસી દેનાર;જલ્લાદ.

**Tornado,**(ટૉર્નેડો)*n.*;*pl.* **Tornadoes**.A violent whirling wind: જબરૂં વાવાઝોડું; ભયંકર વાવંટોળ; તોફાન:વંટોળીઓ.

**Torpedo,**( ટૉર્પીડો)*n.*; *pl.* **Torpedoes**. [L. *torpeo*, I am stiff or numb.]1.(*Zool.*)A kind of fish: એક જાતની માછલી.2.An engine or machine for destroying ships by blowing them up:વહાણો નાશ કરવાનું યંત્ર ; નૌકાનાશક યંત્ર. 3. ( *Mil.* )A kind of shell or cartridge buried in the earth: જમીનમાં દાટેલો-દબાયાથી ફુટે એવો ગરભ દારૂનો ગોળો.4.(*Railroad.*)A kind of detonating cartridge or shell placed on a rail,and exploded when crushed under the locomotive wheels: રેલવેનાં પૈડાં નીચે મુકીને તેથી દબાયાથી ફુટનારી ગોળીઓ-ટોટીઓ. 5. A kind of firework in the form of a small ball, or pallet,which explodes when thrown upon a hard object:જમીન ઉપર પછાડવાથી ફુટતું એક જાતનું દારૂખાનું.*vt.*To destroy by,or subject to the action of,a torpedo: 'ટૉર્પીડો'નામના યંત્રથી નાશ ક૦.

**Torpescent,**(ટૉર્પેસેન્ટ્)*a.* Becoming torpid or numb: બહેર મારી જવું;સુનકાર થઈ જવું.

**Torpid,**(ટૉર્પિડ્)*a.* 1. Numb; benumbed:બેહેર મારી ગયેલું;અચેતન; બેશુદ્ધ;બધિર;શૂન્ય;મુડદાલ;સુસ્ત; વિચેતન.2.Dull; stupid;inactive: સુસ્ત;મંદ;જડ.

**Torpidity-Torpor,** ( ટૉર્પિડિટિ-ટૉર્પૉર્ ) Numbness; inactivity; સુસ્તિ;બહેરાપણું;સુષુપ્તિ;ગાંધ્ય;જડતા; ચૈતન્યનાશ;ચૈતન્યસ્તંભ.

**Torrefaction,** ( ટૉરીફેકશન્ ) *n.* The act or process of torrefying, or the state of being torrified: શેકવું-ભુંજવું-ભુંજાવું તે.

**Torrefy,**(ટૉરીફાઇ) *vt.* [L.*torreo*, I parch & *fy* ]1.To dry by a fire:ભુંજવું;શેકવું.2.(*Metal.*) To roast,as ores:તપાવીનેતૈયાર ક૦.3.(*Pharm.*) To dry or parch,as drugs:સુકવવું.

**Torrent,**( ટૉરેન્ટ્ )*n.*[L. *torrens*, burning.]1.A violent stream:a stream suddenly raised and running rapidly,as down a precipice:ધોધવો;ધોધ; દદૂડો;ધાર;મૂસળધાર;જલપ્રપાત.2.*Fig.* A violent or rapid flow;a flood:પ્રવાહ; ઓઘ;વેગ;લોઢ;વૃષ્ટિ. *As a* **t.** *of vices*: દુર્ગુણનો ઓઘ.

**Torrid,** (ટૉરિડ્) *a.* [ L. *torreo*, I parch.] 1. Parched; dried with heat:બળી જવાય એવું:વધારે ગરમ;ઉષ્ણ.2.Violently hot:burning(*as heat*):ઘણું જ-અતિશય ગરમ-ઉષ્ણ.

**Torrid-zone,** ( ટૉરિડ્-ઝોન ) *n.* (*Geog.*)That space or broad belt of the earth,included between the tropics,over which the sun is vertical at some period of every year,and the heat is always great:ઉષ્ણકટિબંધ.

**Torsibility,**(ટૉર્સિબિલિટી) *n.* The tendency, as of a rope, to untwist after being twisted: દોરડાને વળ દીધા પછી પાછું ઉકેલાઈ જવાનો ગુણ-ધર્મ-વલણ-ખાસીઅત.

**Torsion,**(ટૉર્શન્)*n.* [L.*torqueo*, I twist. ] The act of turning or twisting or the state of being twisted : આમળો-વળ દેવો તે-થવો-ચઢવો તે. 2. Torsibility:વળ દીધા પછી પાછું ઉકેલાઇ જવાનો ગુણ.

**Tort,**(ટૉર્ટ્)*n.* [L.*tortus*, twisted.] 1.Mischief;injury;calamity: નુકસાન;ઈજા;કરેલું નુકસાન. 2. (*Law.*) Any civil wrong or injury:નુકસાની;અપકાર.*a.*Stretched tight: મજબુત ખેંચેલું;ટાટ કરેલું.

**Tortious,** (ટૉર્શસ્ )*a.*1. Injurious; wrongful:ઈજાકારક; નુકસાન ભરેલું.

2.(*Law.*)Involving tort:અપકારક;નુકસાનવાળું.

**Tortoise,**(ટૉર્ટૉઇસ્ )*n.* [L.*tortus*, twisted.] 1.(*Zool.*) Any one of numerous species of reptiles of the order Testudinata:કાચબો;કૂર્મ;કર્ક;કચ્છ.2.(*Rom.Antiq.*)Same as **Testudo**. **T**. *shell*, the substance of the shell or horny plates of several species of sea turtles:કચકડું.

**Tortuous,**(ટૉર્ટ્યુઅસ્)*a.*[L.*torqueo*, I twist.] 1. Writhed; twisted; winding: વાંકું;વક્ર;વાંકું-આમળાવાળું;મરોડદાર.2.*Fig.* Indirect;erroneous;deceitful: ભૂલ-કપટ ભરેલું;અપરોક્ષ;અવળે માર્ગે ચઢેલું.3.Injurious;tortious: નુકસાન-ઇજાકારક. 4.(*Astrol.*)Oblique: (મેષથી મિથુન સુધીના ગ્રહોને સંબંધે)વાંકું;વક્ર.

**Torture,**(ટૉર્ચર )*n.*[L.*torqueo*,I twist.] 1. Extreme pain;pang; agony;torment:તીવ્ર-અસહ્ય વેદના; ઘણું દુઃખ-સંકટ.2.Severe pain inflicted judicially:દુઃખ;યાતના;જુલમ;બળાત્કાર;સખતાઈ:as,*police* **t**.; પોલીસનો જુલમ.3.The act or process of torturing:જુલમ કરવો તે.*vt.* 1.To put to torture;to pain extremely: -ને તીવ્ર-અસહ્ય વેદના થાય તેમ કo;પરાકાષ્ટાનું દુઃખ દેવું-ની ઉપર જુલમ કo.2.To punish with torture;to put to the rack:દુઃખ દેવાના ઓજાર લગાડી રીબાવવું.3.To wrest from the proper meaning ; to distort:મરડી-મચડી નાંખવું;મારી મચરડીને અવળો અર્થ કo.4.To keep on the stretch,as a bow: ખેંચું તંગ રાખવું.

**Tory,**(ટૉરિ)*n.*; *pl.***Tories.**1 [*Eng. Politics.*]A member of the conservative party:an earnest supporter of existing royal and ecclesiastical authority:રાજાના પક્ષનો માણસ; રાજ પક્ષકાર-પક્ષી. 2. (*Amer. Hist.*) An adherent to the crown: રાજ્યાધિકારના પક્ષનો માણસ.*a.*Of or pertaining to the Tories:રાજપક્ષકાર સંબંધી-વિષેનું.

**Toss,** (ટૉસ )*vt.* 1. To throw with the hand;*esp.*,to throw upward: ઉછાળવું; ઉંચું ફેંકવું. 2. To lift or throw up with a sudden or violent motion(*as the head*);એકદમ ઉંચું કo-કરી દેવું.3.To cause to rise and fall(*as a ship*):ઉંચું જાય અને પાછું નીચું પડે તેમ કo;ઉંચકનાંખ-પાડ કo.4.To agitate; to make restless:ઉથલ પાથલ કo-કરી નાંખવું;અસ્વસ્થ કo;અવ્યગ્ર કo;અવ્યવસ્થિત કo; આકુળ વ્યાકુળ સ્થિતિમાં નાખવું. 5. Hence,to try;to harass:સતાવવું; પજવવું. 6. To keep in play ; to tumble over :-ની સાથે રમત રમ્યાં કરવી.*To* **t**.*off*, to drink hastily : એકદમ-એકજ ઘુંટડે પીજવું-ઉતારી દેવું;ગટગટાવી જવું.*vi.*1. To roll and tumble;to writhe;to fling:આમતેમ ગબડવું;-ની ઉંચકનાંખ-પાડ થવી. 2.To be tossed(*as a fleet on the ocean*): ઉથલ પાથલ થઈ જવું;અસ્વસ્થ થવું;હાલણ ડોલણ થવું;ચકડોળે ચડવું.*To* **t**.*for*,to gamble for:છાપકાંટાનું જુગું રમવું.*To* **t**.*up*,to throw a coin in the air,and wager on which side it will fall:છાપ પડશે કે કાંટો એવી શરત કરી કોઈ પણ સિક્કો ઉંચે ફેંકી તે ઉપરથી કોઇ પણ સવાલનો નીકાલ-ફેંસલો કo. *n.* 1. A throwing upward , as with a jerk:ફેંકવું-નાંખવું તે;ફેંક;નાંખ.2. A throwing up of the head: માથું એકદમ ઉંચું કo-કરી દેવું તે.

**Toss-pot,**(ટૉસ્-પૉટ )*n.* A toper;a drunkard:દારૂડિયો; દારૂના શીશાને શીશા ઢાલવનાર;મદ્યપી;નિશાબાજ.

**Total,**(ટૉટલ્ )*a.*[L.*totus*,all;whole] Whole;entire;full;complete: કુલ;પૂર્ણ;સંપૂર્ણ; આખું; પુરેપુરૂં; સમગ્ર; બધું. *n.* The whole; the whole sum or amount:કુલ સરવાળો; એરીજ;જુમલો;સમગ્રતા.

**Totally,**(ટૉટલિ)*adv.* Wholly; entirely:બધું;પુરેપુરૂં;તમામ; બિલકુલ.

**Totter,**(ટૉટર )*vi.* [AS. *tealtrian*, to vasciliate.]1.To vascillate;to be unsteady;to stagger: લથડવું; લથડિયાં ખાતા ખાતા ચાલવું;અટબડીઆં ખાવાં-આવવાં.2. To shake; to lean;to waver:ડગમગવું; પડી જાય તેમ હાલવું;હાલવું;ગોથ ખાવી.

**Tottery,** (ટૉટરિ) *a.* Shaking; unsteady:પડુ પડુ કરે એવું;અટબડીઆં ખાતું;લથડીઆં ખાતું.

**Touch,**(ટચ્ )*vt.*1.To come in contact with:to hit or strike lightly against:અડકવું;અડવું;-નો સ્પર્શ કo. 2. To perceive by the sense of feeling: સ્પર્શેન્દ્રિયથી લાગવું-જાણવું. 3.To come to;to reach;to attain to:-નો સ્પર્શ કo;-ને અડકવું; પહોંચવું. 4. To try ; to prove as with a touchstone:-ની અજમાયશ કo;-ની કસોટી કાઢવી ;-નો કસ કાઢી જોવો. 5. To relate to; to concern; to affect :-ને લાગવું-વળગવું;-ના વિશે સંબંધ ધરાવવો; -માં લેવા દેવા-નિસ્બત હોવી;-ના સંબંધમાં-વિષે હોવું.6.To handle;to speak of,or deal with; to treat of:અડકવું;-નું નામ લેવું; છેડવું;-નું વર્ણન-વિવેચન કo.7.To meddle or interfere with(*as books, etc.*): -ને અડકવું-હાથ અડકાડવો ;-નું નામ લેવું.8.To move;to melt; to soften :-નું હૃદય પલળે-પીગળે તેમ કo;ગદગદિત કo;-નું હૃદય વિંધવું;દયાર્દ્ર કo;-નું હૃદય પિંગાળવું.9.To mark or delineate with touches:ઉપર કલમ-હાથ ફેરવવો-દેવો-અડાડવો. 10. To infect; to affect slightly;-ને લાગુ થવું;લાગુ પડવું; વળગવું. 11. To make an impression upon ; to have effect upon: -ના ઉપર અસર કo;-ને લાગુ પડવું-થવું;આંકો કરી શકવો. 12.To strike;to play on (*as an instrument of music*):વગાડવું; બજાવવું;છેડવું.13. To perform as a tune;to play:ગાવું;વગાડવું.14. To influence by impulse;to impel forcibly : જોરભેર કાઢી મુકવું. 15. To harm,afflict,or distress:ઈજા-નુકસાન-દુઃખ કo;સતાવવું;-ને હેરાનગતિ આપવી-પહોંચાડવી.16.To make partially insane:કંઇક ગાંડું-દિવાનું-ઘેલું કo.17.(*Geom.*)To be tangent to: -ની સાથે સંપાત રેષા થવીકo.18. To lay a hand upon for curing disease:રોગ ઉતારવાને માટે કોઈના ઉપર હાથ મુકવો-ફેરવવો.*To* **t** *up*,to repair:સમારવું;સુધારવું;ઠીકાઠીક-દુરસ્ત કo;હાથ મારવો-દેવો.*vi.* 1.To be in contact:અડવું;અડકવું; -નો સ્પર્શ થવો. 2. To take effect: અસર થવી-લાગવી.લાગુ થવું: -પર અસર કo.3.To treat anything in discourse: -ને અડકવું-હાથમાં ઝાલવું;-ની વાત કાઢવી;-નું નામ લેવું.*To* **t**.*at*, to come or go to,without tarrying:(વહાણ)રાખવું;ઊભવું; -એ બંદર કo.*To* **t**.*on or upon*,to come or go to for a short time (*R.*):થોડા વખત માટે જવું-આવવું.*n.*1. Contact:અડકવું તે;સ્પર્શ;સંસર્ગ.2.(*Physiol.*)The sense by which pressure or traction exerted on the

skin is recognized:સ્પર્શેન્દ્રિય;ત્વગેન્દ્રિય;સ્પર્શ;સ્પર્શજ્ઞાન;સ્પર્શબોધ.3. Act or power of exciting emotion:લાગણીભાવ-ઉત્પન્ન કરવો તે. 4. An emotion or affection: લાગણી; ભાવ. *As, you have not the slightest* **t.** *of mercy*:તમારામાં જરાપણ દયાભાવ નથી.5. A personal reference or application:ઉદ્દેશ; નેમ.As *speech of* **t.** *towards others should be sparingly used* : બીજાઓને ઉદ્દેશીને બોલવાની રીતજેમ બને તેમ થોડી રાખવી જોઈએ. 6.A stroke:ચુટકો: ભાવ.As,*a* **t.***of raillery*: મજાકનો ચુટકો. Hence, censure; reproof : ખટકો; ચટક;ડપકો;ટોક. 7. A single stroke on drawing or a picture: (ફેરવેલો) હાથ;કલમ;આંકો.8.Feature;lineament;trait:આકૃતિ;સ્વરૂપ;રૂપ;ઘાટ;ટાળ.9.(*a*) The act of the hand on a musical instrument:વગાડવું-બજાવવું તે:બજાવણી.(*b*)*pl.*Muiscal notes:રાગ;સુર.10.A small quantity intermixed:અંશ;છાંટ; સ્પર્શ; ભાસ;ભાગ.As,*Madam,I have a* **t.***of your condition*:બાઇ,તમારા જેવી થોડી સ્થિતિ મારી પણ છે.11.A hint;a suggestion: ઈશારો:સૂચન; સૂચના;અણસારો.12.A slight and brief essay:ટુંકો નિબંધ.13.(*a*)A touchstone:કસોટી;ચોકસીનો કસોટીનો પથરો.(*b*) Stone of the sort used for touchstones:કસોટીના જેવો પથ્થર.14. Hence,test; proof; tried quality: કસોટી;કસ; સાબીતી. 15.(*Mus.*)The particular mode of action, or the resistance of the keys of an instrument to the fingers:હાથ.16. A boy's game; tag:છોકરાની રમત.*To be in* **t**,to be in contact or in sympathy:-ના સંસર્ગમાં હોવું;-ની દયા-લાગણી થવી-હોવી. *To keep* **t.**, (*a*) to be true to a promise: વચન પાળવું-પ્રમાણે ચાલવું-વર્તવું.(*b*)To maintain connection or sympathy:સંબંધ-નિસ્બત રાખવી.**T.** *and go*,a phrase descriptive of narrow escape:મરતાં મરતાં બચવું તે;જતાં જતાં રહી જવું તે.*True as* **t.**,quite true:બરોબરખરૂં;ખરેખરૂં.

**Touch-hole,**(ટચ્હોલ્ )*n.*The vent of a cannon or other firearm, by which fire is communicated to the powder of the charge:રંજક મુકવાનો બ્હેં;કાન.

**Touching,**(ટચિન્ગ )*a.* Affecting; moving;pathetic: ગદગદિત કરે તેવું:હૃદય-મન પીગાળી નાંખે એવું: હૃદયદ્રાવક-ભેદક-વેધક. *pron.* Concerning;with respect to:સંબંધી;લગતું:ઉદ્દેશીને-વિષે.

**Touchstone,** ( ટચ્-સ્ટોન ) *n.* 1. Lydian stone; basanite: કસોટી. 2.*Fig.*:Any testor criterion by which the qualities of a thing are tried:કસોટી;અજમાયશ; કસ.

**Touch-wood,** ( ટચ્-વુડ ) *n.* 1. Wood so decayed as to serve for tinder:બોરવણ; ચેતવણ. 2. Dried fungi used as tinder:બોરવણ તરીકે વપરાતી સૂકી કુતરાની ટોપીઓ.

**Touchy,**(ટચિ)*a.*Peevish;irritable; techy: ચીડિયું;ચીડિયું;બળિયેલ;જલદીથી ખીજવાય એવું;તામસી;શીઘ્રકોપી.

**Tough,** (ટફ )*a.*[AS.*toh.*] 1.Yielding to force without breaking: ચિકાણું;ચિવટ સ્થિતિ સ્થાપક;મચક નહિ આપે એવું. 2. Able to endure hardship;firm:strong:ચિમ્મટ:ચિવ્વટ;મજબુત;દૃઢ. As, **t.***sinews*:ચિમ્મટ સ્નાયુ-તંતુ.3. Viscous;clammy;tenacious:ચીકાશું:ચિક્કણ;તોડયું ટુટે નહિ તેવું.4.Stiff;rigid;not flexible(*as bow*):વાળ્યું વળે નહિ એવું; અક્કડ:ગજબુત. 5. Severe; violent: જબરૂં:ભારે:સખત.*As,a* **t.***storm*:જબરૂં તોફાન.*To make it tough*,to make it a matter of difficulty; to make it a hard matter: ઘણું મુશ્કેલ-અઘરૂં-મુશીબત ભરેલું-કઠણ કo.

**Toughen,** (ટફન્ ) *vi.& t.*To grow or make tough or tougher:ચીકણું થવું અથવા કo.

**Tour,**(ટૂર્ )*n.*1.A tower:મિનારો.*n.* 1.A journey in a circuit:પર્યટન: વિહારાર્થે દેશાટન;સફર;સેલ;ફેરો;ફેરી; સ્વારી;મુસાફરી. 2.A turn;a revolution ( *as of the heavenly bodies*):પ્રદક્ષિણા;પરિભ્રમણ.3.(*Mil.*) Anything done successively,or by regular order;a turn (*as of duty*):પાળી;વારો.*vi.* To make a tour:મુસાફરી-પર્યટન કo.

**Tourist,**(ટુરિસ્ટ )*n.*One who makes a tour or performs a journey in a circuit:કામસર મુસાફરી કરનાર;પર્યટન કરનાર;પ્રવાસી;પ્રર્યટક.

**Tournament,**(ટુરનેમેન્ટ ) *n.* 1. A mock fight or warlike game : અમથી અમથી લડાઇ.3.Any contest of skill in which there are many contestants for championship: યુદ્ધ વિહાર;સાહિ ક્રીડા-યુદ્ધ.

**Tout,**(ટાઉટ્ )*n.*One who secretly watches race horses in the course of training,to get information about their capabilities,for use in betting:શરતના ઘોડાને પલોટતા હોય ત્યારે તેમનું પાણી કેટલું છે તે શરત કરવાના કામને માટે છુપી રીતે જોયા કરનાર.*vi.*To ply or seek for customers:ઘરાકો ખોળ્યા કરનારો.

**Touter,** (ટાઉટર ) *n.*One seeking customers for an inn, a public conveyance shops,or the like: ઘરાકો ખોળનાર:માખમાર.Hence,an obtrusive candidate for an office:નોકરી માટે જ્યાં ત્યાં માથા મારનાર ઉમેદવાર.

**Tow,**(ટો) *n.* [AS.*tow.*]The coarse and broken part of flex or hemp, separated from the finer part by the hatchet or swingle:પંઝેટ્યાથી ગાંઠાગાંઠાવાળું રહેલું શણ;સણના ગાંઠા.*vt.*[AS.*teon*,to draw.] To draw or pull through the water,as a vessel of any kind, by means of a rope:વહાણને દોરડાવતી પાણીમાં ઘસડી લઇ જવું;-ની પાગડ ખેંચવી-તાણવી.*n.* 1.A rope by which anything is towed:કાંઈપણ ચીજ ખેંચી લઈજવાનો દોર.2.The act of towing or the state of being towed:ખેંચી લઇ જવું-ખેંચાવું તે. 3. That which is towed or drawn by a tow line:જે ખેંચી લઈજવામાં આવ્યું હોય તે.

**Toward-Towards,**( ટોઅર્ડ્-ટોઅર્ડ્ઝ ) *prep.*[AS.*toweard*,impending.]1.In the direction of;to:-ની તરફ;સામું.2. With respect or reference to;regarding; concerning:-ની તરફ; પ્રતિ; પ્રત્યે. *His eye shall be evil* **t.***his brother*: તેના ભાઇની પ્રત્યે તેની નજર બગડશે. 3. Tending to;in behalf of:ને લીધે;ને લગતું;-ની બાબતમાં;વિષયમાં.*As,this was the first alarm England, received* **t.** *any trouble*:કાંઈપણ મુશ્કેલીના સંબંધમાં ઇંગ્લાંડે આ પહેલ વહેલોજ ભય અનુભવ્યો. 4.Near; about;approaching to:પાસે;નજીક; આસરે;લગભગ.*adv.* Near;at land;

in state of preparation: લગભગ; આશરે;પાસે;-ની તૈયારીમાં.

**Toward,**(ટોઅર્ડ્ )*a.* **1.** Approaching;coming near:પાસે જતું-આવતું-પહોંચતું.**2.**Apt;docile; tractable: લાયક;પાત્ર;શિક્ષાપાત્ર; સુશીલ;સુજન; પાળી-શિખવી શકાય તેવું;નમ્ર.3.Forward;bold:બહાદુર; આગળ પડનારૂં; છાતીચડ્યું;હિંમતવાન.

**Towel,**(ટાઉએલ )*n.*[L. L.*toacula*]. A cloth used for wiping:અંગુછો; ટુવાલ;દુવાલ;રૂમાલ.*vt.*To beat with a stick(*Prov.Eng.*):લાકડીથી મારવું.

**Tower,**(ટાઉઅર્ )*n.* [ L. *turris*, a tower.]1.(*Arch.*)(*a*) A mass of building standing alone and insulated:મનારો;મિનારો; મેઘાડંબર; મેઘાડંબરી. (*b*)A projection from a line of wall:બુરજ. (*c*)A structure appended to a larger edifice for a special purpose,as for a belfry:ઓળ;મિઠક;છત્રુ.**2.**A citadel;a fortress: કિલ્લો;ગઢ;દુર્ગ.**3.**A head-dress of a high or towerlike form:મિનારાના આકારનું શિરોવેષ્ટન. **4.**High flight;elevation:ઉંચે ઉડવું તે;ઉંચાણ.*vt.*To be lofty or very high:ઘણાં ઉંચા-ઉંચે હોવું. Hence, to soar:ઉંચે હવામાં ઉડવું;ઉંચે ચઢવું. *vt.*To soar into:ઉંચે હવામાં ઉરાડવું.

**Towering,**(ટાઉઅરિન્ગ્ )*a.* **1.** Very high;elevated:ઘણુંજ ઉંચું;પ્રૌઢ;ઉન્નત.2.Hence, extreme; violent; surpassing:ઘણુંજ;પુષ્કળ;શ્રેષ્ઠ;સર્વોત્કૃષ્ઠ;સર્વોત્તમ.

**Town,**(ટાઉન્ )*n.* [AS. *tun*, inclosure.]1.(*a*)An inclosure which surrounded the mere homestead or dwelling of the lord of the manor:જાગીરદારના નિવાસની આસપાસની જગ્યા.(*b*) The whole of the land which constituted the domain:જાગીરની સઘળી જમીન. (*c*)A collection of houses inclosed by fences or walls: વાડ અગર કોટની અંદર આવેલાં ઘરોનો સમૂહ-સમુદાય. **3.**Any number or collection of houses to which belongs a regular market,and which is not a city or the see of a bishop:જ્યાં નિયમિત બજાર હોય પણ ધર્માધ્યક્ષનું સ્થાનક ન હોય એવું શહેર-નગર.**4.**Any collection of houses larger than a village and not incorporated as a city:મ્હોટો કસ્બો;નગર;શહેર;પુર;પુરી;પટ્ટણ.**4.**The body of inhabitants resident in a town: શહેર-રાજધાનીના લોક;આખું શહેર;પૌરજનો;આખો કસ્બો. **5.**A township: અમુક સીમા વચ્ચેનો સઘળો પ્રદેશ.**6.** The court end of London:લંડનનો દરબારવાડો.**7.**The metropolis or its inhabitants:રાજધાની અથવા નગરના લોકો-રહેવાશીઓ;મુખ્ય શહેર;શહેરના લોક.**8.**A farm or farmstead:ખળી.**T.***talk*, the common talk of a place:કોઈ પણ જગ્યાની ચાલુવાત;લોકવાર્તા;વાયકા;ગામગપાટા.

**Town-hall,**(ટાઉન-હોલ્ )*n.* A public hall or building, belonging to a town,where the public offices are established, the town councils meet,the people assemble in town meeting, *etc.*: શેહેરના લોકને એકઠાં મળી વિચાર કરવાની જગા;પુરગૃહ;સભાહારગૃહ;સરકાર કચેરી;સરકારવાડો.

**Townsfolk,** (ટાઉન્ઝ્ફોક્ ) *n.* The people of a town:શેહેર-નગરના રહેનારા;નગરવાશીઓ;શેહેરીઓ; નાગરો;પૌરજનો;નાગરિકો.

**Townsman,** ( ટાઉન્ઝ્મૅન ) *n.*; *pl.* **Townsmen.**1. An inhabitant of a town;one of the same town with another:શહેર-કસ્બાનો રહેનાર; એકજ શહેરનોરહેનાર;શહેરવાસી:નાગર.

**Toxic, Toxical,** ( ટૉકિસક્-ટૉકિસકલ્ )*a.*[.Gr.*toxikon*,poison.] Poisonous:ઝેરી;વિષમય.

**Toxicology,** ( ટૉકિસકૉલૉજી ) The science which treats of poisons their effects,antidotes & recognition:

**Toy,**( ટૉઈ) *n.* 1. A plaything for children;a bawble:રમકડું;ક્રીડામૃગ. **2.**A thing of amusement but of no real value;a trifle:જેની ખરેખરી કંઇ કિંમત નહિ પણ માત્ર જોઈને ખુશ થવાની વસ્તુ;ક્રીડાવસ્તુ-દ્રવ્ય **3.**An odd conceit;idlesport;folly:મૂર્ખાઇ;નકામી રમત;તુરંગ.**4.**Play;sport;pastime:રમત;વિલાસ;ક્રીડા;ખેલ. **5.**An old story;a silly tale:જુની વાત;નજીની વાત;ગપ્પું;ગપાટો.6. A head-dress of linen or woolen:શણ અથવા ઉનની ટોપી-માથે પહેરવાનું. *vi.* To trifle;to play:રમવું;વિલાસ ક૦; -ની સાથે વિલાસ ક૦;-ને લાડ લડાવવું; મઝે મારવી-ક૦.*vt.*To treat foolishly:મૂર્ખાઇથી વર્તવું-ચાલવું.

**To-year,** (ટૂયીર્ )*adv.*This year: આ વર્ષે-સાલે.

**Toyman,** (ટૉયમૅન ) *n.* One who deals in toys:રમકડાં વેચનાર-વેચવાનો ધંધો કરનાર.

**Trace,**( ટ્રેસ )*n.***1.**A mark left by anything passing;a track;a path; a foot print;a vestige: કોઇ વસ્તુ જતાં જતાં તેની પડેલી નિશાની;ઘસરકો;મુદ્દો;પત્તો;ચિન્હ; પગલું;પદપદ્ધતિ. **2.**(*Chem.& Min.*)A very small quantity of an element or compound in a given substance:ઘણો થોડો અંશ;છાંટ.**3.**Remains;token; vestige:નિશાની;નામ નિશાની;નામ; ચિન્હ.**4.**(*Fort.*)The ground plan of a work or works:કોઈ બાંધ કામનો નમુનો.**5.**A tug of a vehicle: ગાડીનો ઘોડાના સામાન સાથે બંધાતો પટો.*vt.***1.** To mark out;to draw or delineate with marks:નિશાની ક૦;આળેખવું. **2.** To follow by footsteps,tracks or tokens:-ને પગલે પગલે-નો મારગ પકડીને-ને ચીલે ચીલે ચાલ્યાં જવું;-ને અનુસરવું;-નો પત્તો લેવો.3.Hence,to follow the trace or track of:-ના પગલામાં પગલું મુકતા-મુકીને ચાલ્યાં ક૦-જવું.**4.**To copy; to imitate:(ઉપર મુકેલા કાગળ ઉપરથી જણાતા)આભાસ ઉપરથી ચીતરવું-કાઢવું. **5.** To walk over; to pass through;to traverse:ઉપર ફરી વળવું;-માં થઈને જવું;-ને ઓળંગવું.*vi.*To walk;to go:ચાલવું;ફરવું;જવું.

**Traceable,**(ટ્રેસૅબલ્ )*a.*Capable of being traced:ઉપર ફરી વળાય-મુકીને ચિતરાય-નો રસ્તો પકડીને ચાલ્યાં જવાય એવું;પત્તો મેળવાય એવું.

**Trachea,**(ટ્રેકિઍ)*n.*;*pl.***Tracheæ.** [L.*trachia.*]1.(*Anat.*) A windpipe:જે નળીમાં થઈને હવા ફેફસામાં જાય છે તે નળી;શ્વાસ નળિ-નલિકા;શ્વાસ-પ્રાણમાર્ગ.

**Tracing,**(ટ્રેસિન્ગ્ )*n.***1.**The act of one who traces:આભાસ ઉપરથી ચિતરવું તે.**2.**A regular path or track; a course:હમેશાં જવા આવવાનો રસ્તો;માર્ગ;ગતિમાર્ગ.

**Track,**(ટ્રૅક્ )*n.* **1.** A mark left by something that has passed along:કોઈના જવાથી પડી રહેલી નિશાની(*as of a wheel*):ચીલો;પગથી.**2.** Trace;vestige;footprint: પગલું; ચિન્હ;નિશાની; ડગલું;પત્તો. **3.** The entire lower surface of the foot

પટચો તો કે દેવને નમસ્કાર કીધો.

(*said of birds,etc.*):પક્ષીઓના પગનું તળિયું.4.A road;a beaten path: રસ્તો મારગ;માર્ગ;પંથ;પગથી;પગવાટ; લીસોટો;રાહ.5.Course;way(*as of a comet*):મારગ;માર્ગ;રસ્તો;ગતિ.6. A path or course laid out for a race,for exercise,etc.: સરતનો રસ્તો.7.(*Railroad.*) The permanent way;the rails:આગગાડીની સડક.8.A tract or area,as of land: જમીનનો કકડો.*vt.*1.To follow the tracks or traces of; to trace; to trail: પગલાં ઉપર થઇને જવું;પગલાં ઉપરથી શોધી કાઢવું;-નું પગલું કાઢવું;-ને પગલે પગલે જવું.2.(*Naut.*) To draw along continuously as a vessel;to tow: વહાણમાંથી કિનારા ઉપર-લગી ગયેલી દોરીએ વહાણને ખેંચવું;-ને પાગર બાંધીને ખેંચવું.

**Trackless**,(ટ્રેક્લેસ )*a.* Having no track;untrodden: જ્યાં કોઇનું પગલું નહિ ફરેલું-પડેલું એવું;ઉજ્જડ; અગોચર;નિર્જન;નિઃસંચાર.

**Tract**, ( ટ્રેક્ટ ) *n.* A written discourse or dissertation, generally of short extent:નિબંધમાળા;ધર્માચરણ નિબંધ;આચારપદ્ધતિ.*n.*[L. *traho*, I draw. ] 1. Something drawn out or expanded:expanse: વિસ્તાર;વિશાલતા. 2. A region or quantity of land or water, of indefinite extent;an area:જમીન કે પાણીનો ગમે તેવડો ભાગ; વિભાગ; ખંડ;તળ;પલ્લો;પાટ;મેદાન: પ્રદેશ. 3. Traits;features;lineaments:ઢાળ; આકૃતિ;લક્ષણ;રૂપ;સ્વરૂપ;મુદ્રા;રેખા.4. The footprint of a wild beast:કોઇ જંગલી પ્રાણી-પશુનું પગલું.5.Track; trace: નામઠામ; પગલું નામનિશાન. 6. Continuity or extension of anything: કોઇપણ ચીજનો વિસ્તાર-લંબાણ:અનુસંધાન. 7. Continued or protracted duration: length: extent:લંબાણ.વિસ્તાર.8.(*R.C.Ch.*) Verses of Scripture : ધર્મશાસ્ત્રનું ગાયન *vt.* To trace out;to track: -નું પગલું કાઢવું.*Also*,to draw out; to protract:લંબાવવું; વિલંબ કo.

**Tractability**,(ટ્રેક્ટેબિલિટિ )*n.* Docility;tractableness:જેમ કહે તેમ કરે એવો ગુણ;કહ્યાગરાપણું;નિદેશકારિત્વ;વશવર્તિત્વ;હુકમબરદારી; સવિનયતા;વિનય.

**Tractable**,(ટ્રેક્ટેબલ્ )*a.* 1. Docile; manageable:governable:જેમ કહે તેમ કરે એવું;કહ્યાગરૂ;વશવર્તી;હુકમી;હુકમબરદાર; વિનયી;વિનયસર;કહ્યાસર; પળી શકાય એવું.2.Palpable;practicable;feasible:સ્પષ્ટ;ઉઘાડું;દેખીતું; હાથમાં લઇ શકાય તેવું.

**Tractile**,(ટ્રેક્ટાઇલ્ )*a.*[L. *traho*, I draw.]Capable of being drawn out in length;ductile:લાંબુ કરાય -વધારાય એવું.

**Traction**,(ટ્રેક્શન્ )*n.*[ L.*traho*, I draw.] 1.The act of drawing,or the state of being drawn:ખેંચવું -ખેંચાવું તે;કર્ષણ.2.*Specif.*The act of drawing a body along a plane by motive power:આકર્ષણ;ખેંચવું તે. 3. Attraction;a drawing toward(*R*):આકર્ષણ;ખેંચાણ.

**Trade**,( ટ્રેડ્ )*n.*1.A track;a way: રસ્તો;માર્ગ;પંથ;વાટ.*Also*,passage; travel:રસ્તો;મુસાફરી. 2.Custom; practice;occupation: કામ;પ્રયત્ન; પ્રયાસ;ઉદ્યોગ;ધંધો;રૂઢિ.3.Business of any kind;affair;dealing: કોઈ પણ જાતનું કામ;કામકાજ;ધંધો;ધંધોધાપો; વહીવટ; લેવડદેવડ; આપલે. 4. *Specif.*Commerce;traffic;barter: વેપાર;આપલે;વ્યાપાર;ઉદ્યમ; સોદાગરી; વ્યવહાર; વાણિજ્ય; ક્રયવિક્રય. **T.** *comprehensively*: વેપારવણજ;વણજવેપાર.5.Occupation:કસબ;ધંધો;કામ;પેશો;રોજગાર; હુન્નર. 6. Instruments of any occupation: કોઇ પણ ધંધા-કામનાં સાધનો. 7. A company of men engaged in the same occupation : એકજ ધંધામાં કામે લાગેલાં માણસો.8.*pl.*The trade winds: ઇશાન કોણનો વા;વ્યાપારને અનુકૂળ પવન.9.Refuse or rubbish from a mine:ખાણમાંનો કચરો. **T.** *price*,the price at which goods are sold to members of the same trade:વેપારી ભાવ.*vi.*1.To barter, or to buy and sell; to traffic;to bargain:આપલે-વેપાર-વેચાણસાટાણુ કo. 2. To buy and sell or exchange property in a single instance:વેચવું;સાટાપાટી-ક્રયવિક્રય કo. 3.To have dealings; to be concerned or associated:-ની સાથે કામ પાડવું;વેપાર-ઉદ્યમ-સોદાગરી કo.*vt.*To sell or exchange in commerce ; to barter: -નો વેપાર-આપલે કo.

**Trade-mark**,(ટ્રેડ્-માર્ક )*n.*A peculiar distinguishing mark or device affixed by a manufacture or a merchant to his goods,the exclusive right of using which is recognized by law ; વેપારની નીશાની;ટ્રેડમાર્ક;વેપારનો મારકો.

**Trader**,(ટ્રેડર્ )*n.*1.A merchant;a trafficker: વેપાર કરનાર-ચલાવનાર; વેપારી;વ્યાપારી;સોદાગર;મહાજન;વણિક.2.A vessel engaged in the coasting or foreign trade:પારકા દેશો સાથે વેપાર કરવામાં કામે લગાડેલું વાહણ;બારકસ.

**Tradesman**, ( ટ્રેડ્ઝ્મેન્ ) *n.* ; *pl.* **Tradesmen**. 1. One who trades;a shopkeeper: છૂટક-પરચૂરણ વેચનાર;દુકાનદાર; વેપારી;વ્યાપારી. 2.A mechanic or artificer:કસબી -ધંધાર્થી માણસ;ધંધાર્થી; ધંધાધારી.

**Trade-wind**,(ટ્રેડ્-વિન્ડ )*n.*A wind in the torrid zone, and often a little beyond it , which blows from the same quarter throughout the year, except when affected by local causes:વિશુવવૃત્તથી ઉત્તર દક્ષિણ બન્ને તરફ મહા સમુદ્રમાં ત્રીસ ત્રીસ અંશના અંતર સુધી હમેશાં પવન ફુંકાયા કરેછે અને વહાણવટીઓને કામનો થઈ પડેછે તે ઇશાનકોણનો વા;વ્યાપારાનુકૂલ વાયુ.

**Tradition**,(ટ્રેડિશન્ )*n.*[L.*trado*,I hand over. ] 1. The act of delivering into the hands of another;delivery : સોંપી દેવું-હવાલે-સ્વાધીન કરવું તે;સ્વાધીન કરણ.2.The transmission of any knowledge,opinions or practice without written memorials:લેખી પુરાવાથી નહિ પણ મોંની વાતથી કોઈ જ્ઞાન,વિચાર કે રૂઢિનો પરંપરાગત ઉતાર;સંપ્રદાય;દંતકથા. 3. Knowledge or belief transmitted without the aid of written memorials, custom or practice long observed:ઘરડાઓથી સાંભળેલી-પરંપરાથી ચાલી આવેલી વાત;દંતકથા: લોકકથા;પરંપરાગત કથા ; આખ્યાયિકા; લાંબા વખતથી ચાલી આવેલી રીતભાત.4.(*Theol.*)(*a*) An unwritten code of law represented to have been given by God to Moses on Sinai:ધર્મસંબંધી દંતકથા.*vt.* To transmit by way of tradition; to hand down:વંશપરંપરા ઉતારવું.

**Traditional-nary**,(ટ્રેડિશનલ્-નેરિ) *a.*1. Of or pertaining to tradition; transmitted from age to

To hold a candle to the devil:

age without writing:દંતકથાસંબંધી-લિખિત-નં;દંતકથિત;પરંપરાથી ચાલતું આવેલું;પરંપરાગત;પરંપરાપ્રાપ્ત;ક્રમપ્રાપ્ત. 2. Observant of traditions;attached to old customs: oldfashioned:જુના રીવાજોને વળગી રહેલો;સંપ્રદાયશિષ્ટ.

**Traduce**,(ટ્રડ્યૂસ્ )*vt.* [L.*trans*, across & *duco*,I lead.]1.To transfer;to transmit;to hand down: બદલવું;-ને વારસામાં આપવું. 2. To translate from one language to another:એક ભાષામાંથી બીજીમાં લઇ જવું;-નું ભાષાંતર-તરજુમો ક૦. 3. To increase or distribute by propagation: ફેલાવવું; -નો વિસ્તાર ક૦. 4.To draw away;to seduce :-નું મન બગાડવું-ભ્રષ્ટ ક૦-ફેરવવું.5.To represent; to exhibit:to display : બતાવવું;દર્શાવવું;ખુલ્લું ક૦.6.To expose to contempt or shame; to calumniate;to defame:-ને શરમાવવું;-ની અપકીર્તિ ક૦;ઉપર આક્ષેપ-અપવાદ મુકવો-નાંખવો;-પર આળ-કલંક ચઢાવવું;-ને દોષ દેવો;નિંદવું;-નો અભિશાપ-અપવાદ-ની ચાડી-ચુગલી ક૦.

**Traducer**,(ટ્રડ્યૂસર્ ) *n.*1.A slanderer;a calumniator: ખોટું આળ ચઢાવનાર;આરોપ મુકનાર; આરોપક; અપવાદક;ચુગલીખોર;નિંદક.

**Traffic**,(ટ્રૅફિક્ )*vi.*[L.*trans*,across and,*vicis*,a change.]1. To buy or sell goods;to barter; to trade: વેપાર ક૦;માલની આપલે ક૦. 2. To trade meanly or mercenarily; to bargain:પૈસા માટે કામ-ધંધો ક૦; -ના ધંધામાં ઉતરવું;-નો ધંધો હાથ ક૦.*vt.*To exchange in traffic:વેચવું સાટવું. *n.* 1. Interchange of goods and commodities; trade: માલ-સામાનની આપલે;વેપાર;ક્રયવિક્રય; વ્યાપાર. 2. Commodities of the market(*R.*):વેપારની જણસો; માલ.3.The business upon a railroad,steamboat line,etc., with reference to the number of passengers or the amount of freight carried:ઉતારૂ તથા માલગાડી બાબતનું કામ;ટ્રાફિક કામ;ધંધો રોજગાર;કામકાજ; વેપાર. **T.** *return*,a periodical statement of the receipts for goods and passengers, as on a railway line:અમુક મુદતે માલ તથા ઉતારૂઓના વસૂલનું પત્રક.

**Trafficker**,(ટ્રૅફિકર ) *n.*A trader;a merchant:વેપાર કરનાર;વેપારી.

**Tragedian**, (ટ્રૅજીડિઅન્ ) *n.* 1. A writer of tragedy:કરૂણારસ ઉત્પન્ન કરે એવો નાટક કરનાર;દુઃખપરિણામક નાટક કવિ. 2.An actor or player in tragedy: કરૂણારસ નાટક ભજવનાર;કરૂણારસાભિનયકારી.

**Tragedy**, (ટ્રૅજીડિ)*n.*; *pl.* **Tragedies**.[Gr. *tragos*,a goat & *ode*, a song. ] 1. A dramatic poem, composed in an elevated style: કરૂણારસ પ્રધાન નાટક;શોક પરિણામી નાટક. 2. A fatal and mournful event:જેમાં ન કરવા જેવો કોઇએ ગજબ કરવાથી માણસોના જીવ ગયા હોય એવી વાત-બનાવ;ઘાણ-ઘમસાણનો બનાવ-વાત; આફત; પીડા; દુઃખ; દુઃખદ; શોકોત્પાદક બનાવ;હોનારત.

**Tragic-cal**,(ટ્રૅજિક્-કૅલ્ ) *a.* 1.Of or pertaining to tragedy: કરૂણારસ સંબંધી-નું-ભરેલું. 2. Fatal to life; mournful:terrible:જીંદગીને નુકસાન કરે એવું;શોક-દિલગીરી ભરેલું;ભયંકર;ભયાનક.3. Expressive of tragedy, the loss of life, or of sorrow;mournful:ઉદાસિયું;શોકાતુર;દુઃખપરિણામી;કરૂણારસ પ્રધાન;શોકોત્પાદક.

**Trail**,(ટ્રેલ્ )*vt.*[L.*traha*,a drag.]1. To hunt by the track;to track: -ને પગલે પગલે જઇને તેને શોધી કાઢીને શિકાર ક૦.2. To draw or drag as along the ground:જમીનના સરસું ખેંચવું;ઘસડવું;ઘસડી લઇ જવું.3. (*Mil.*)To carry,as a firearm:કોઇપણ અગ્નિશસ્ત્ર જમણા હાથમાં આડું રાખીને લઈ જવું.4.To tread down the grass,by walking through it:ઘાસમાં ચાલીને તેને ચગદી નાંખવું. 5.To take advantage of the ignorance of;to impose upon:-ની અજ્ઞાનતાને લીધે ફાવી જવું;-ની અજ્ઞાનતાનો લાભ-ફાયદો મેળવવો.છેતરી જવું.*vi.*1.To be drawn out in length: to follow after:-નો લાંબો લિસોટો-લિંટી પડવી-પડી રહેવી.2. To grow to a great length:(વેલાની પેઠે)લાંબાને લાંબા પ્રસરવું-પથરાવું-ફેલાવું. *n.* 1.A track left by man or beast; a track followed by the hunter: માણસ અથવા પશુનું પગલું; શિકારી જે પગલાં ઉપરથી પશુને શોધી કાઢીને તેનો શિકાર કરે છે તે પગલું.*Also*,a scent left on the ground by the animal pursued:શિકાર કરવાના પશુની રહી ગયેલી ગંધ.3. Anything drawn out to a length (*as a smoke*): લીસોટી;લીટી; લીસોટો. 4. Anything drawn behind in long undulations;a train(*as of hair*): લટ;સેર.5.Anything drawn along as a vehicle: ગાડીના જેવી ઘસડાતી ચીજ. 6.The entrails of a fowl: મરઘીના આંતરડાં.7.The act of taking advantage of the ignorance of a person;an imposition: કોઈ માણસની અજ્ઞાનતાને લીધે ફાવી જવું-ફાયદો મેળવવો તે;કર;ઠગાઈ;છેતરપંડી.

**Train**,(ટ્રેન્ )*vt.*[L.*traho*, I draw.] 1.To draw along;to drag: ઘસડી લઈ જવું;ઘસડવું.2.To entice;to allure:લલચાવવું;-ને ફાંદામાં નાંખવું.3. To teach and form by practice; to educate;to discipline:-ને શિક્ષણ આપવું;કેળવવું;શિખવવું; તાલીમ આપવી; પલોટવું;-ને તરબિયત આપવી;સુસિક્ષિત ક૦;(*as soldiers*):કવાયત કરતાં શિખવવું.4.To break,tame, and accustom to draw,as oxen: બળદને ગાડીમાં જોડીને ખેંચતાં શિખવવું;પલોટવું;તાલીમ આપવી.5.(*Hort.*) To lead or direct, and form to a wall or espalier(*as trees*): વાળીને-આરીને મનગમતી આકૃતિનું ક૦. *To* **t.**,or *To* **t.**up,to educate; to teach:શિખવવું;શિખવીને તૈયાર ક૦; તરબિયત આપવી;કેળવણી આપવી.*vi.* 1.To be drilled in military exercises:કવાયત શિખવી;તાલીમ લેવી. 2.To prepare by exercise,diet, instruction,etc.,for any physical contest: તૈયાર થવું; શિખીને તૈયાર થવું.*n.*1.Enticement,allurement: લાલચ; લોભ. 2. Hence, a trap for an animal;a snare: જાળ;ફાંદો;પાશ.3.(*a*)That part of a gown which trails behind the wearer:ચાળ;ઝુલ; દામણ; છેડો. (*b*) (*Mil.*)The after part of a gun carriage;the trial:તોપની ગાડીનો પાછલો ભાગ.(*c*)The tail of a bird: પક્ષીની પુંછડી.4.A number of followers;a retinue;a suit:અનુયાયીવર્ગ;આશ્રીતો;રસાલો; સવારી; ખટલો; પરિવાર;પરિજન.5.A succession of connected things;a series:માલા; હાર;પરંપરા;ઓળ;હારનીહાર;શ્રેણી.6-Process;course;order:અનુક્રમ;નિયમ;ક્રમ;પ્રબંધ;પરિપાટી;અનુસંધાન; વ્યવસ્થા;રસ્તો. 7.The number of beats of a watch in any certain

time:કોઇ અમુક વખતમાં ઘડિયાળના થયેલા ટકોરાની સંખ્યા.8.A line of gunpowder laid to lead fire to a charge,mine or the like:રંજકના દારૂની લીટી. 9. A connected line of cars or carriages on a railroad:આગગાડી;ટ્રેન.10.A heavy,long sleigh used in Canada: કેનેડાની લાંબી ભારે ગાડી. **T.** *of artillery*,any number of cannon, mortars, etc., with the attendants and carriages which follow them into the field:તોપખાનું.

**Train-band,** ( ટ્રેનબૅન્ડ ) *n.*; *pl.* **Train-bands**. A band or company of an organized military force ( *instituted by James I. and dissolved by Charles II*-): શિરબંદીની પલટણ-ટુકડી.

**Trainer,** ( ટ્રેનર ) *n.* 1. One who trains;an instructor: શિખવનાર; કેળવનાર;ઉસ્તાદ. 2 A militiaman when called out for exercise or discipline:લશ્કરી માણસ.

**Training,**( ટ્રેનિન્ગ ) *n.*The act of one who trains;education:કેળવણી આપવી તે:કેળવણી;કવાયત;શિક્ષા; શિક્ષણ;તરબિયત;તાલીમ:અભ્યાસ;વિનય. *Military* **t.**:રણશિક્ષા;અસ્ત્રશિક્ષા;યુદ્ધાભ્યાસ.**T.** *college*:શિક્ષણશાળા;ટ્રેનિંગ કૉલેજ

**Train-oil,** ( ટ્રેનઑઇલ ) *n.* Oil procured from the blubber or fat whales,by boiling:વ્હેલ માછલીની ચરબીનું તેલ.

**Traipse,**( ટ્રેપ્સ )*vi.*To walk or run about in a slatternly, careless, or thoughtless manner:ફુઅડની પેઠે-ઢંગધડા વગર ચાલવું;દોડવું.

**Trait,**( ટ્રે )*n.*[L.*traho*,I draw.]1. A stroke; a touch: (કોઈ વાતમાં) મુકેલો-પૂરેલો રંગ;સ્પર્શ;છાંટ;હાથ.2.A peculiarity (*as of character.*): વિશેષ ગુણ-લક્ષણ;ચિન્હ. *Bad* **t.**:કુલક્ષણ;દુર્લક્ષણ.*Good* **t.**:સુલક્ષણ.

**Traitor,** ( ટ્રેટર ) *n.*[L.*trado*,I deliver up.] 1. One who violates his allegiance and betrays his country;one guilty of treason: રાજ-દેશદ્રોહી;ફિતુરી;બંડખોર;દેશશત્રુ. 2.Hence,one who betrays any confidence or trust;a betrayer: વિશ્વાસઘાત કરનાર;ફાંદામાં નાંખનાર; વિશ્વાસઘાતી. *vt.* To betray;to deceive:વિશ્વાસઘાત કo;ઠગવું; છેતરવું.

**Traitorous,**(ટ્રેટરસ) *a.*1.Guilty of treason:treacherous;faithless:રાજ-દેશદ્રોહી;વિશ્વાસઘાતી;નિમકહરામ. 2.Pertaking of treason; implying breach of allegiance (*as a scheme.*):રાજદ્રોહનું-ભરેલું:રાજદ્રોહી.

**Trajectory,**(ટ્રેજેક્ટોરિ)*n.*;*pl.* **Trajectories**. The curve which a body describes in space, as a planet or comet in its orbit,or a stone thrown upward obliquely in the air:વલણ; વાંક; પુંછડિયા તારાનીકક્ષા.

**Tralation,**(ટ્રેલેશન )*n.*[ L. *tralatio.*]A metaphor;a trope:શબ્દનો અલંકારિક ઉપયોગ.

**Tram,**(ટ્રેમ )*n.*One of the rails or tracks of a tramway: ટ્રામવેની રેલ પાટો. 2.A tramcar: પાટા ઉપર-ચાલતી ઘોડવેલગાડી; લ્હારી. 3. The shaft of a car:ગાડીનો પોલ-સાટકો.

**Trammel,**(ટ્રેમેલ )*n.* [L.*tres*,three & *macula*,a mesh.]1.A kind of net for catching fishes,birds,&c.: માછલીઓ, પક્ષીઓ વિગેરે પકડવાની એક જાતનીજાળ.2.A kind of shackle etc.:એક જાતની બેડી-પાશ-બંધન.3.A net for confining a woman's hair: બાયડીને માથા ઉપર પહેરવાની જાળી.4. *Fig.*:Whatever impedes activity,progress or freedom,as a net or shackle:બંધન:આડ;ખીલી.5.An iron hook of various forms and sizes:કડી;ખીલો.6.(*Mech.*) An instrument for drawing ellipses: ઈંડાકૃતિઓ કાઢવાનું યંત્ર. *vt.* 1. To entangle,as in a net; to catch: જાળમાં પકડવું;પાશ-બંધનમાં ઘાલવું. 2.To confine; to shackle: પૂરવું; ગોંધવું;બેડી ઘાલવી;કડી કo.

**Tramontane,**( ટ્રેમૉન્ટેન ) *a.* [ L. *trans*,beyond & *mons*,*montis*, mountain.]Lying or being beyond the mountains:પહાડ-મ્હોટા ડુંગરોની પેલી તરફનું.Hence, foreign;barbarous:પારકા દેશનું;પરદેશી;જંગલી.*n.*One living beyond the mountains:પર્વતોની પેલી તરફ રહેનાર માણસ.Hence,a foreigner: પરદેશી.વિદેશી.

**Tramp,**(ટ્રેમ્પ )*vt.*1. To tread upon forcibly and repeatedly; to trample: પગથી ખુંદવું-છુંદવું-ચગદવું; મર્દન કo;ચૂર્ણ કo.2. To travel or wander through(*as a country*): -માં થઈને મુસાફરી કo-ભટકવું. 3. To cleanse as clothes,by treading upon in water: કપડાં પાણીથી પગેવતી દબાવીને સાફ કo.*vi.*To travel; to wander:મુસાફરી કo;રખડવું: રઝળવું; ભટકવું.*n.* 1. A foot journey or excursion:પગની મુસાફરી.2. A foot traveler;a tramper; vagabond:પગથી મુસાફરી કરનાર;મુસાફર; પગપાળો;રખડેલ;ભટકતો; ભામટો.3. The sound of the foot,or feet, on the earth: જમીન ઉપર ચાલતી વખતે પગનો થતો થબકારો.4.A tool for trimming hedges:વાડો કાતરવા-છાંટી નાંખવાનું ઓજાર.5.A plate of iron worn to protect the sole of the foot or the shoe:નાળ.

**Trample,**(ટ્રૅમ્પલ )*vt.* 1. To tread under foot;to tread down:પગ તળે ચગદી-કચરી નાંખવું. 2. *Fig.* To treat with contempt and insult: -ની સાથે તિરસ્કારથી વર્તવું;-નો તિરસ્કાર-તુચ્છકાર કo;-ને લાત મારી ઉભા રહેવું. *vi.* 1. To tread with force and rapidity:જોર અને ઝડપથી ચગદી નાંખવું. 2. To tread in contempt(with *on* or *upon*):ધિક્કારમાં-નો ધિક્કાર-તિરસ્કાર કરીને તેને ચગદી નાંખવું.*n.*The act of trampling under foot:પગ તળે ચગદવું તે; મર્દન;સમ્મર્દ:સમ્મર્દન.

**Tram-road-way,**( ટ્રેમરોડ-વે ) *n.* A road proposed for easy transit of trams or wagons,by forming the wheel tracks of smooth beams of wood,blocks of stone, or plates of iron:રાહદારી રસ્તાપર ખાંચવાળા લોઢાના પાટાની નાંખેલી સડક.

**Trance,**(ટ્રૅન્સ )*n.*[L. *trans* & *eo*,I go.]1.A tedious journey: કંટાળા ભરેલી મુસાફરી.2.A state in which the soul seems to have passed out of the body into another state of being or to be rapt into visions;an ecstasy:એકાગ્રચિત્ત; સમાધિ;અશુદ્ધિ;તન્મયાવસ્થા;દેહાતીત વૃત્તિ.3.(*Med.*)A condition,often simulating death : ભુરકાઈ ગયેલી અવસ્થા;ભુરકી; મુર્છા; બેશુદ્ધિ; બેશુદ્ધાવસ્થા.*vt.*1.To entrance:બેશુદ્ધ કo; બેશુદ્ધિમાં નાંખવું:સમાધિસ્થ કo.2.To pass over or across;to traverse: ના ઉપર થઇને જવું;-ને ઓળંગવું-નું ઉલ્લંઘન કo.*vi.*To pass;to travel:જવું;મુસાફરી કo.

To bring nine pence to nothing:

**Tranect,** (ટ્રેનેક્ટ્ )*n.*A ferry:નાની હોડી;મછવો.

**Tranquil,**(ટ્રૅન્કિવલ )*a.* [L.*trans* & *quietus*,quiet.]Quiet; calm;undisturbed;peaceful:સ્વસ્થ; શાંત; સ્થિરતા ભરેલું;અવ્યગ્ર;સ્થિર,અક્ષુબ્ધ; શાંતાત્મા.

**Tranquillize-lize,** ( ટ્રૅન્કિવલાઈઝ્ ) *vt.*To render tranquil; to compose:to make calm and peaceful:શાંત-ઠંડું-સ્થિર-સ્વસ્થ કo;અવ્યગ્ર-અક્ષુબ્ધ કo.

**Tranquility,**(ટ્રૅન્કિવલિટિ)*n.*Calmness;composure:સ્થિરતા;સ્વસ્થતા; શાંતિ;ટાઢક;અક્ષુબ્ધતા;ઉપશાંતિ;નિર્વૃત્તિ;અનુદ્વેગ;સ્થૈર્ય.

**Transact,**(ટ્રૅન્સૅક્ટ )*vt.* [L. *trans*, beyond & *ago*,I do.] To do; to perform;to manage: વહીવટ-આચરણ-કામ કo-બજાવવું; સાધવું; કરવું; આચરવું.*vi.*To conduct matters; to manage affairs:કામ કo-ચલાવવું;કામનો ખટલો ખેડવો; વ્યવહાર ચલાવવો;વહીવટ કo.

**Transaction,**(ટ્રૅન્સૅક્શન્ )*n.*1.Management of any affair;performance:વહિવટ;કામ;આચરણ; નિર્વાહ;અનુષ્ઠાન; કરણ; વિધાન. 2. That which is done;an affair:કામ;કામકાજ;વ્યાપાર;કાર્ય; બનાવ; કિસ્સો; વાત;કૃત્ય;વ્યવહાર;વહિવટ. 3.(*Civil Law.*)An adjustment of a dispute between parties by mutual agreement:એક બીજાની સમ્મતિથી પક્ષકારોએ પોતાની તકરારનો કરેલો ફેંસલો-નિકાલ.**T.**s *of a society*, the published record of what it has done or accomplished : સભાના કામકાજ.

**Transactor,** ( ટ્રૅન્સૅક્ટર )*n.* One who performs,transacts,or conducts any business:વહિવટ કરનાર;વ્યવહાર ચલાવનાર.

**Transatlantic,**(ટ્રૅન્સઍટ્લૅન્ટિક્ )*a.* 1. Lying or being beyond the Atlantic Ocean:આટલાંટિક મહાસાગરની પેલી તરફનું. 2. Crossing the Atlantic ocean:આટલાંટિક મહાસાગર ઓળંગતું-ખેડતું-માં થઈને જતું.

**Transcend,**(ટ્રૅન્સેન્ડ )*vt.*[L.*trans* & *scando*, I climb.] 1. To rise above;to surmount:ઉંચે ચઢવું;-ના કરતાં વધારે ઉંચા હોવું.2. To pass over;to go beyond; to exceed:-ની પેલી તરફ-ને ઓળંગીને જવું;-નું ઉલ્લંઘન-અતિક્રમણ કo.3.To surpass; to outgo; to excel:-ના કરતાં ચઢિયાતા-વધારે સારા હોવું;-થી વધવું;-ને ટપી જવું.*vi.*1.To climb;to mount: ઉપર ચઢવું.2.To be transcendent; to excel ( *R* ):-થી વધવું-ચઢિયાતા હોવું;-ના ઉપર ટપી જવું.

**Transcendent-al,**(ટ્રૅન્સેન્ડેન્ટ્-ટ્રૅન્સૅન્ડેન્ટલ )*a.*1.Very excellent;surpassing others: ઘણું જ ઉત્તમ-શ્રેષ્ઠ; બીજા કરતાં ચઢિયાતું;સર્વોત્તમ;સર્વોત્કૃષ્ટ; સર્વાતીશાયી.2.(*Kantian Philos.*) Transcending, or reaching beyond,the limits of human knowledge:મનુષ્યની અક્કલમાં ન આવે એવું;અનુભવથી સિદ્ધ ન થાય તેવું;અનુભવાતીત.*n.*That which is very excellent:જે ઘણું શ્રેષ્ઠ-ઉત્તમ છે તે; સર્વોત્કૃષ્ટ પદાર્થ.

**Transcribe,**(ટ્રૅન્સ્ક્રાઈબ્)*vt.*[L.*trans* & *scribo*,I write.]To write over again,or in the same words;to copy:-નો ઉતારો-નકલ-કૉપી કo.

**Transcriber,**(ટ્રૅન્સ્ક્રાઈબર )*n.*One who writes from a copy;a copier;a copyist: લહિયો; નકલ-ઉતારો કરનાર;લેખક;લિપિકાર.

**Transcript,** ( ટ્રૅન્સ્ક્રિપ્ટ્ ) *n.* 1. A written copy:ઉતારો;નકલ;પ્રતિલેખ; પ્રત. 2. A copy of any kind; an imitation:કોઇ પણ જાતની નકલ;અનુકરણ.

**Transcription,**(ટ્રૅન્સ્ક્રિપ્શન્ ) *n.*1. The act or process of transcribing:ઉતારો-નકલ કo તે.2.A copy;a transcript:નકલ;ઉતારો;પ્રત;પ્રતિલેખ.3.(*Mus.*)An adaption;an arrangement:વ્યવસ્થા;એક વાજાને માટે કરેલું ગાયન બીજા વાજા ઉપર લાગુ કરવું તે.

**Transfer**(ટ્રૅન્સ્ફર ) *vt.* [L.*trans* & *ferro*,I bear.]1.To convey from one place or person to another: સ્થાનાંતર કo;એક જગોએથી-માણસ પાસેથી બીજી જગોએ-બીજા માણસ પાસે -ને નામે કરી આપવું-ચઢાવી આપવું. લઇ જવું-મોકલવું;ખસેડવું;સ્થલાંતર કo. 2.To make over the possession or control of; to pass; to give: બીજાને આપવું;-ના નામનું કo;-ને સ્વાધીન-ના હવાલામાં આપવું;-નો કબજો-ભોગવટો સોંપવો;પરહસ્તદસ્ત કo. 3. To remove from one substance or surface to another ( *as a drawing, engraving,&c.*): પરથી ઉતારવું;લાવવું;આણવું.*n.*1.The act of transferring or the state of being transferred: એક જગોએથી બીજીએ લાવવું તે;એક જગોએથી બીજીએ મોકલેલાં હોવું તે ; સ્થાનાંતર પ્રાપણ-નયન;સ્થાનાંતર;સ્થળાંતર;બદલી;ફેરફારી.2.(*Law.*)The conveyance of right,title,or property, either real or personal:બીજાને આપવું-સ્વાધીન-ને હવાલે કo તે;પરહસ્તદાન:પરહસ્તસમર્પણ.3.That which is transferred,as a picture,drawing or writing,a soldier from one troop to another, etc.: ઉતારેલું-લીધેલું ચિત્ર-લખાણ;એક ટુકડીમાંથી બીજીમાં ફેરવેલો સિપાઈ. 4. (*Med.*) A pathological process:ફરતું દરદ;ફેર.

**Transferable,** ( ટ્રૅન્સ્ફરેબલ્ ) *a.* 1. Capable of being transferred or conveyed from one place or person to another:એક જગાએથી બીજી જગાએ મોકલાય એવું;બીજાના નામપર ચઢાવાય એવું.2.Negotiable (*as a note,bill of exchange,etc*):વેચીશકાય એવું;આપી-વેચસાટ કરીશકાયએવું.

**Transferee,**(ટ્રૅન્સ્ફરી) *n.* The person to whom a transfer is made: જે માણસના નામ ઉપર ચઢાવ્યું હોયતે.

**Transference,**(ટ્રૅન્સ્ફરેન્સ )*n.*The act of transferring;conveyance: transfer:ફેરફાર;એક જગાએથી બીજી જગાએ મોકલવું તે;સ્થાનાંતર;સ્થળાંતર; પરહસ્તદાન;બદલી.

**Transfiguration,** ( ટ્રૅન્સ્ફિગ્યુરેશન્ )*n.*1.A change of form or appearance:આકાર કે દેખાવનો ફેરફાર; રૂપાંતર; ખ્રિસ્તદિવ્ય સ્વરૂપાંતર. 2. A feast held by some branches of the Christian church on the 6th of August:ઑગસ્ટની છઠ્ઠી તારીખે કેટલાક ખ્રિસ્તિ લોકો જે ઓચ્છવ કરેછે તે.

**Transfigure,**( ટ્રૅન્સ્ફિગ્યુર )*vt.* [L. *trans & figura*,figure. ] 1. To change the outward form or appearance of;to transform:-નું રૂપ બદલવું;-નું રૂપાંતર કo.2.*Especially*, to give an ideal form to : ઉન્નત સ્વરૂપ આપવું.

**Transfix,**(ટ્રૅન્સ્ફિક્સ )*vt.* [L.*trans* & *figo*,I fix.]To pierce through as with a pointed weapon ; to impale: વિંધવું; આરપાર જાય એમ ભોકવું;સજ્જડ કરી દેવું.

**Transform,** ( ટ્રૅન્સ્ફૉર્મ ) *vt.* [ L. *trans & formo*,I form ]. 1. To change the form of; to meta-

morphose : -નું સ્વરૂપ-રૂપ-આકાર-ડોળ-ઘાટ ફેરવવો-બદલવો;ખોળિયું બદલવું-પલટવું; -નું રૂપાંતર થવું. 2. To change into another substance: to transmute;to convert: ફેરવવું; બદલવું;પલટાવવું; -નું કo-કરી નાંખવું; (કસાથી)નું થવું-થઇ જવું;-માં રૂપાંતર કo. As, *alchemists sought to* t *lead into gold*:કિમિયાગરો સીસાનું સોનું કરવા મથતા હતા.3.To change in nature,disposition,heart, character,or the like; to convert:સ્વભાવ,અન્તઃકરણ;રીતભાત,શીલતા વિo માં ફેરફાર કo; નાસ્તિકનું આસ્તિક બનાવવું.4.(*Mach.*) To change, as an algebraic expression or geometrical figure, into another form without altering its value: બીજગણિતની કોઈ રકમ કિંવા ભૂમિતિની કોઈ આકૃતિને તેની મૂળ કિમ્મત ફેરવ્યા વગર બીજા રૂપમાં લાવવી.*vi.*To be changed in form:નું રૂપાંતર થવું:-માં વિકાર થવો;-નો આકાર-ડોળ-ઘાટ-સ્વરૂપ બદલઇ જવું.

**Transformation,** (ટ્રેન્સ્ફૉર્મેશન્) *n.*(*a*)(*Biol.*)Any change in an organism: આકારભેદ; રૂપાંતર; સ્વરૂપાંતર;દેહાંતર.(*b*)(*Physiol.*) Metabolism; metamorphosis :વિકાર; વિકૃતિ;આકાર વિકૃતિ:સ્વરૂપાંતર;રૂપવિકાર.(*c*)(*Alchemy.*) Transmutation:એક ધાતુ બદલાઇને બીજી ધાતુ થઈ જવી તે:ધાતુ ભેદ-વિશેષ.(*d*)(*Theol.*) A change in disposition,heart, character, or the like; conversion:નાસ્તિકના આસ્તિક થવું તે.(*e*) (*Math.*) The change, as of an equation or quantity, into another form without altering the value:રૂપાંતર.

**Transfuse,**(ટ્રેન્સ્ફ્યૂઝ્)*vt.*[L.*tran* & *fundo*,I pour.]1.To pour, as liquid;to transfer by pouring:રેડવું;-માં નાંખવું.2.(*Med.*)To transfer,as blood,from the veins or arteries of one man or animal to those of another: એક પ્રાણીની રગમાંનું લોહીબીજા પ્રાણીની રગમાં લાવવું.3.To cause to pass from one to another;to cause to be instilled or imbibed: એકનામાં હોય તે બીજાનામાં આવે તેમ કo; -ના મન કે મગજમાં લાવવું-આણવું-પેસાડવું.

**Transgress,** ( ટ્રેન્સ્ગ્રેસ્ ) *vt.* [ L. *trans* & *gradior*,I step.]1. To pass over or beyond;to surpass (*R.*) ની પેલી તરફ જવું;-થી ચઢવું-ચઢિયાતા થવું. 2.Hence,to break or violate,as a law,civil or moral: -નું ઉલ્લંઘન કo;લોપવું;તોડવું;ઓળંગવું; -ના ભંગ કo;-નું અતિક્રમણ કo.3.To offend against; to vex: ચીડવવું; ખીજવવું.*vi.*To offend against the law;to sin:હુકમ તોડવો; આજ્ઞા લોપવી; પાપ કo; -ની આજ્ઞા ભંગ કo; અપરાધ-અન્યાય કo; -ની આજ્ઞા-હુકમનું ઉલ્લંઘન કo.

**Transgression,** ( ટ્રેન્સ્ગ્રેશન્ ) *n.* Breach of command; fault; offence;crime;sin:અતિક્રમ; વ્યતિક્રમ;અમર્યાદા;લોપ;ઉલ્લંઘન;ભંગ; આજ્ઞાલોપ;ગુન્હો;તકસીર;અપરાધ; દોષ; પાપ;અન્યાય;આજ્ઞોલ્લંઘન;આજ્ઞાભંગ.

**Transgressor,**(ટ્રેન્સ્ગ્રેસર્ )*n.*One who violates any known rule or principle of rectitude;a sinner: આજ્ઞા તોડનાર; હુકમ નહિ માનનાર; પાપી;આજ્ઞોલ્લંઘક; અપરાધી;અન્યાયી.

**Tranship,** (ટ્રેન્શિપ્ ) *vt.* Same as **Transship**:એકમાંથી બીજા વહાણ કે ગાડીમાં લઇ જવું.

**Transient,**(ટ્રેન્શિએન્ટ્)*a.*[L.*trans*, across,& *eo*,I go.]1.Not lasting or durable;not stationary;brief; passing;fleeting;transitory:અસ્થિર;ઘણો વખત ચાલે નહિ એવું; જારી-સ્થિર-કાયમ ન રહેનારૂં; અસ્થાયી; અશાશ્વત;ક્ષણભંગુર;ચંચળ;અનિત્ય; અસાર;ક્ષણ વિધ્વંસી;ક્ષણિક; ક્ષણભંગુર. *In this* t.*world* : આ અસાર સંસારમાં;આ ક્ષણભંગુર દુનિયામાં.2. 2.Hasty;momentary;imperfect (*as a view.*):અલપઅલપ પડી-થઈ -બની ગયેલું;ક્ષણિક; અલ્પ ઘડી-પળનું; ઝાંખું; આભાસરૂપ; જેવું તેવું. 3. Staying for a short time : થોડા વખત સુધી રહેનારૂં;બે દહાડાનું. *As*, *a* t.*guest*:બે દહાડાનો પરોણો.

**Transientness,**(ટ્રેન્શિએન્ટ્નેસ્)*n.* Imperfection;briefness: ક્ષણભંગુરતા;થોડીવારમાં જેનો નાશ થઈ જાય તે;અસ્થાયિતા; ચંચળતા ; અનિત્યતા; અસ્થાયિત્વ;ચાંચલ્ય.

**Transit,**(ટ્રેન્સિટ્ )*n.*[L.*transeo*, I go over.]1.The act of passing; passage through or over: જવું-આવવું તે;ચાલ્યાં-આવતાં જવું તે; અવસ્થાંતર;સંક્રાંતિ; સંક્રમણ. 2. Conveyance:લાવવું લઈ જવું તે.3.A line or route of passage or conveyance:માર્ગ;રસ્તો;વાટ.4.(*Astron.*) (*a*)The passage of a heavenly body over the meridian of a place or through the field of a telescope:કોઇ જગાની મધ્યાન્હરેખા ઉપર થઇને અથવા(ગ્રહાદિ જોવાના)દુરદર્શક યંત્રના ગોચરમાં થઇને કોઇ ગ્રહાદિ પદાર્થનું જવું;સંક્રમણ;સંસરણ.(*b*) The passage of a smaller body across the disk of a larger,at of Venus across the sun's disk, or of a satellite or its shadow across the disk of its primary:આકાશ માંહેના કોઈ ન્હાના ગોળાનું કે તેના કરતાં કોઈ મોટા ગોળના બિંબ ઉપર થઈને અથવા કોઈ ઉપગ્રહ અથવા તેની છાયાનું તેના મૂળગ્રહના બિંબ ઉપર થઈને જવું;સંસત્તિ; અતિક્રમણ; ક્રાંતિ; સંક્રાંતિ.5.An instrument resembling a theodolite,used by surveyors and engineers : મોજણીદારો તથા એન્જીનીયરોના કામમાં વપરાતું યંત્ર.*vt.*To pass over the disk (*as heavenly body*):સંક્રમણ કo.

**Transit-duty,**(ટ્રેન્સિટ્-ડ્યૂટિ) *n.* A duty paid on goods that pass through a country:કોઈ દેશ કે રાજ્યમાં થઈને માલ જાય તે ઉપર લીધેલું દાણ-જકાત-મ્હેસુલ;ચોકીદાણ;રાહદારી; રાહદારી જકાત.

**Transition**.(ટ્રેન્સિઝ્હન્ ) *n.* 1.Passage from one place or state to another;change:સ્થલાંતર ગમન;એક સ્થિતિમાંથી બીજીમાં આવવું તે;ફેરફાર; સ્થિત્યંતર ગમન;સ્થલાંતર;સ્થાનાંતર; સંક્રમણ;સંક્રાંતિ.2.(*Mus.*)A direct or indirect passing from one key to another; a modulation: રાગ-સુરનું ઘર બદલવું-બીજા ઘરમાં ઉતરી પડવું તે. 3.(*Rhet.*) A passing from one subject to another:એક બાબત-વિષયમાંથી બીજામાં જવું તે;વિષયાંતર ગમન. 4. (*Biol.*) Change from one form to another: એક આકારમાંથી બીજામાં જવું-બદલાવું તે; રૂપાંતર;સ્વરૂપાંતર;આકાર ભેદ.

**Transitional,**(ટ્રેન્સિઝ્હનૅલ્)*a.*Of or pertaining to transition;involving or denoting transition:સ્થળાંતરગમન-સ્થિત્યંતરગમન-વિષયાંતર ગમન જેમાં રહેલું છે એવું-તે સંબંધી.

**Transitive,**(ટ્રેન્સિટિવ્ )*a.*1.Effected by transference of signification : અર્થ ઉપરથી કરેલું-લીધેલું. 2. (*Gram.*)Passing over to an ob-

ject:સકર્મક.As,*a* **t**.*verb*:સકર્મક ક્રિયાપદ.

**Transitory,** (ટ્રૅન્સિટરિ) *a.* Fleeting;evanescent;brief;transient: અસ્થાયી;ક્ષણિક; ક્ષણભંગુર; અનિત્ય; અસાર;અશાશ્વત;ક્ષણવિધ્વંસી.

**Translate,**(ટ્રૅન્સ્લેટ્ )*vt.*[L. *trans,* beyond & *latus,*carried.] 1. To remove from one place to another;to transfer(*as a tree*):એકજગ્યા-ઠેકાણેથી કાઢીને-ઉઠાવીને-ઉપાડીને બીજે લઈ જવું-લાવવું.2. (*a*) To change to another condition, position,place or office:બીજી સ્થિતિ,પદવી, જગા કે અધિકારપર લઈ જવું;સ્થિત્યંતર ક૦.(*b*)To remove, as by death: મોતથી કરીને દૂર ક૦-ખસેડવું;લેઇ-ઉપાડી લેવું-જવું. 3. To remove to heaven without a natural death:મનુષ્ય દેહે સ્વર્ગે લઈ જવું-તેડવું;સશરીરે લોકાંતરે લઈ જવું.4. (*Eccl.*)To remove,as a bishop, from one see to another:ધર્માધ્યક્ષને એક મઠમાંથી બીજામાં ખસેડવો-ની બદલી ક૦.5.To render into another language;to interpret:-નો તરજુમો-ભાષાંતર ક૦.(*b*)To explain or recapitulate in other words : બીજી ઇબારતમાં કહી બતલાવવું ; વ્યાખ્યાન-વિવરણ ક૦; બીજાશબ્દોમાં કહી બતલાવવું-દેખાડવું.6.To change into another form; to transform: બીજા રૂપમાં ફેરવવું-લઈ જવું;-નું રૂપાંતર ક૦.7.(*Med.*)To cause to remove from one part of the body to another(*as a disease*): શરીરના એક ભાગમાંથી બીજામાં ખસેડવું. 8. To cause to lose senses or recollection;to entrance:બેશુદ્ધિ-મૂર્છામાં નાંખવું;બેભાન ક૦.*vi.* To make a translation;to be engaged in translation:તરજુમો-ભાષાંતર ક૦.

**Translation,**(ટ્રૅન્સ્લેશન )*n.*1.The act of translating or removing; removal:સ્થલાંતર વહન-કરણ;બદલી; ફેરફારી; સ્થાનાંતરકરણ; લોકાંતરનયન; સ્વર્ગારોપણ.2.The act of rendering into another language; interpretation:ભાષાંતર-તરજુમો કરવો તે;વ્યાખ્યાન; સમજુતી; ભાષાંતર; તરજુમો.3.A version:તરજુમો;ભાષાંતર. 4. ( *Rhet.* ) A transfer of meaning in a word or phrase; a metaphor:ઉત્પ્રેક્ષાલંકાર;રૂપક. 5. (*Metaph.*)Transfer of meaning by association; association of ideas: વિચાર સંયોગ-સંયોજન. 6. (*Kinematics.*)Motion in which all the points of the moving body have at any instant the same velocity and direction of motion:કોઇ ગતિમાન પદાર્થના સઘળા અંગો હરેક વખતે એકજ દિશામાં હોય એવી ગતિ.

**Translator,**(ટ્રૅન્સ્લેટર ) *n.* 1. One who translates,*esp.*one who renders into another language:ભાષાંતરકર્તા;તરજુમો કરનાર.2.(*Teleg.*) A repeating instrument: જ્યાં મુકેલો તાર વંચાય તે યંત્ર.

**Transliterate,** ( ટ્રૅન્સલિટરેટ્ ) *vt.* [L.*trans*,beyond & *liter*,a letter.]To express or represent in characters of another alphabet: બીજી ભાષાના મૂળાક્ષરથી કોઈ ભાષા લખવી-લખી બતાવવી; as, *to* **t**. Sanskrit words by means of English letters: સંસ્કૃત શબ્દો ઈંગ્રેજી અક્ષરે લખવા.

**Translucent,**(ટ્રૅન્સ્લ્યૂસેન્ટ્ )*a.* [L. *trans* & *luceo*,I shine.]1.Partially transparent: અર્ધપારદર્શક.2. Transparent;clear (*as current of water*) સ્વચ્છ;નિર્મળ-ળું;નીતર્યું.

**Transmarine,**(ટ્રૅન્સ્મૅરીન ) *a.* [L. *trans* & *mare*, sea.] Lying or being beyond the sea: દરિયા-સમુદ્રપારનું-આવેલું.

**Transmigrate,** (ટ્રૅન્સ્માઈગ્રેટ્ ) *vi.* [L.*trans* & *migro*,I migrate.] 1.To migrate:બીજી હદમાં-બીજા દેશમાં-દેશાંતર જઈ વસવું. 2. To pass from one body or condition into another (*as souls*):ખોળિયું બદલવું:-નો બીજે જન્મ થવો;પુનર્જન્મ લેવો -ધરવો;જન્માંતરથવો;બીજા જન્મમાં જવું.

**Transmigration,** (ટ્રૅન્સ્માઈગ્રેશન ) *n.* I. The act of passing from one country to another;migration: સ્વદેશનો ત્યાગ કરી બીજા દેશમાં જઇ વસવું તે; દેશાંતર નિવાસ. 2. The passing of the soul at death into another mortal body:દેહાંતર પ્રવેશ;બીજે-પુનર્જન્મ;જન્માંતર;જન્મ મરણ;યોનિભ્રમણ;દેહાંતર પ્રાપ્તિ.

**Transmissible,**(ટ્રૅન્સ્મિસિબલ્ )*a.* Capable of being transmitted from one to another;capable of being passed through any body or substance: એક પાસેથી બીજાને મળે તેવું;પરંપરા-પરગમ્ય-દેયપ્રાપ્ય.

**Transmission,**(ટ્રૅન્સ્મિશન )*n.* 1. The act of transmitting or the state of being transmitted:મોકલવું તે;પ્રેષણ;મોકલાવવું તે; રવાનગી; પ્રેષિતતા;પ્રાપણ;સંચારણ.2.(*Law.*) The right possessd by an heir or legatee of transmitting to his successor any inheritance, legacy, right, or privilege, to which he is entitled:પરંપરા ગમન;ઉતર્યા-ચાલ્યાં આવવું તે;વારસામાં આવવું-ઉતરવું તે.

**Transmit**(ટ્રૅન્સ્મિટ્ )*vt.* [L. *trans* & *mitto*,I send.]1.To communicate by sending; to pass on or down as by inheritance:બીજા તરફ-ઉપર મોકલવું;રવાના-રવાને ક૦;ઉતર્યા આવવું;-ના વંશમાં-પેઢીમાં ચાલ્યાં જવું-ઉતરવું;વારસામાં મળવું;પ્હોંચાડવું; પાઠવવું;-થી પ્હોંચવું.2.To suffer to pass through:-માંથી નીકળીને જવું; -બહાર જવું-પડવું-આવવું;પાર જવા દેવું;જવાનો રસ્તો આપવો. *As,glass* **t**.*s light*:કાચમાં થઇને અજવાળું બહાર પડે છે.

**Transmutable,** (ટ્રૅન્સ્મ્યૂટેબલ ) *a.* Capable of being transmuted or changed into a different substance;transformable:રૂપભેદ-દ્રવ્યભેદ સાધ્ય;રૂપ-આકારબદલી નંખાયએવું.

**Transmutation,**(ટ્રૅન્સ્મ્યૂટેશન )*n.* 1. The act of transmuting or the state of being transmuted: -નું રૂપ-ખવાસ બદલી નાંખવું તે-બદલાઈ જવું તે;રૂપાંતર;પ્રત્યાંતર;પરિણામભેદ;પરિણામાંતર;જાત્યંતર.2.(*Geom.*) The change or reduction of one figure or body into another of the same area or solidity (*R.*): રૂપાંતર;આકારભેદ. 3.(*Biol.*)Transformism:રૂપવિકાર;આકારવિકૃતિ.

**Transmute,**(ટ્રૅન્સ્મ્યૂટ્ )*vt.*[L.*trans* & *muto*,I change,) To change from one nature,form, or substance, into another; to transform:-નું રૂપ-ખવાસ બદલી નાંખવો; -નું બનાવી દેવું;-થી થઇ જવું;-નો રૂપભેદ-આકારભેદ ક૦;રૂપાંતર ક૦.

**Trasparence,**(ટ્રૅન્સ્પૅરેન્સ )*n.*The quality or state of being transparent;transparency:આરપાર દેખાય એવું હોવું તે;પારદૃશ્ય હોવું તે; પૂર્ણ તેજોભેદ્યતા;પારદર્શકતા-પણું.

**Transparency,**(ટ્રૅન્સ્પૅરેન્સિ )*n.*1.

તેરી તેરે મુંહપર, ને મેરી મેરે મુંહપર.

The quality or condition of being transparent; transparence: આરપાર દેખાય એવું હોવું તે; પારદૃશ્ય હોવું તે; પૂર્ણ તેજોભેદ્યતા: પારદર્શકતા; સ્વચ્છતા;નિર્મળતા. 2. That which is transparent, *esp.*, a picture painted on thin cloth or glass, or impressed on porcelain or the like:ઝીણાં લુગડાં,કાચ,અથવા ચીનાઇ વાસણ વિગેરે અર્ધપારદૃશ્ય પદાર્થો ઉપર પાડેલું પ્રકાશદૃશ્ય ચિત્ર.

**Transparent,** (ટ્રૅન્સ્પેરૅન્ટ્) *a.* [L. *trans* & *pareo*,I appear.]1.Pervious to light; diaphanous; pellucid:આરપાર દેખાય તેવું; પારદૃશ્ય-દર્શક;પૂર્ણતેજોભેદ્ય;શુદ્ધ; સ્વચ્છ;વિમલ. 2. Admitting the passage of light;open;porous (*as veil*):આરપાર દેખાય તેવું;સાફ જણાય-જણાઈ આવે એવું; પ્રકાશ-કિરણભેદ્ય;પારદર્શી; પારદર્શક;પ્રકાશાપ્રતિબંધક.

**Transpire,**(ટ્રૅન્સ્પાઇર્)*vi.*[L.*trans* & *spiro*,I breathe.]1.(*Physiol.*) To exhale:મોંમાંથી હવા બહાર નીકળવી.2.(*Bot.*)To evaporate from living cells:-માંથી નીકળવું-છૂટવું;નીસરવું:રંધ્રોમાંથી નીકળવું.3.To escape from secrecy;to become public: ખુલ્લું-જાહેર પડવું; પ્રગટ-પ્રસિદ્ધ થવું; બીજાઓને ખબર પડવી. 4. To happen or come to pass; to occur: બનવું;થવું.*vt.*1. (*Physiol.*) To exhale;to perspire:મ્હોંમાંથી હવા બહાર કાઢવી:વરાળરૂપે-બાફ થઇને નીકળવું. 2.(*Bot.*) To evaporate (*moisture*) from living cells: સુકવી દેવું;-ની હવા-ભિનાશ કાઢી નાંખવી.

**Transplant,** ( ટ્રૅન્સ્પ્લૅન્ટ્ ) *vt.* [L. *trans* & *planto*,I plant.]1. To remove and plant in another place : એક જગોએથી ખસેડી બીજી જગોએ વાવવું-રોપવું; ઘર-તરુ રોપવું-કરવું.2.To remove and settle or establish for residence in another place: એક જગોએથી લઈ જઈ બીજી જગોએ વસાવવું-વાસો કરાવવો.

**Transport,**(ટ્રૅન્સ્પોર્ટ્ )*vt.*[L.*trans* & *porto*,I carry.]1.To carry or bear from one place to another; to convey(*as goods,etc.*):એક ઠેકાણે-જગાએથી બીજીએ લેઇ જવું.2.To banish(*as a criminal.*):દેશપાર-નીકાલ કo;કાળે પાણીએ કાઢવું.3.To carry away with vehement emotion;to ravish with pleasure or ecstasy: ભાન-શુદ્ધિ-શુદ્ધ-બુદ્ધ વિસરે તેમ કo:-માં ગરક-તલ્લિન-નિમગ્ન થાય તેમ કo;રોમરોમ હર્ષ વ્યાપે તેમ-બહુ હર્ષિત-હર્ષઘેલું કo:હર્ષ વ્યાપી દેવરાવવો.*n.*1. Transportation; carriage; conveyance:ગાડી;વાહન. 2. A vessel employed for transporting,*esp.* for carrying soldiers , warlike stores,etc:સિપાઇ,દારૂ ગોળો વિગેરે લડાઈના સામાન અથવા દેશપાર કરેલા ગુન્હેગારોને લઈ જવાનું વહાણ.3. Vehement emotion ; rapture ; passion: ગરક-તલ્લિન થયેલાં હોવું તે; પરાકાષ્ટા;હર્ષ નિર્ભરતા; હર્ષનિમગ્નતા; હર્ષોન્માદ;હર્ષાવેશ.બ્રહ્માનંદ:પરમાનંદ:અત્યાનંદ:ઉલ્લાસ:ઉલ્હાળો.4.A convict transported or sentenced to exile:દેશપાર-નીકાલ-કાળાપાણીની સજા પામેલો ગુન્હેગાર.

**Transportation,** (ટ્રૅન્સ્પોર્ટેશન્) *n.*1.Carriage from one place to another; removal; conveyance: એક જગાએથી બીજીએ લઈ જવું તે;ખસેડવું તે:દેશનિકાલ-પાર કo-કાળે પાણીએ કાઢવું તે. 2.Transport;ecstasy:તલ્લિનતા;હર્ષમગ્નતા;હર્ષોન્માદ;હર્ષાવેશ.

**Transpose,**(ટ્રૅન્સ્પોઝ્)*vt.*[L.*trans* & *pono*,I put.]1.To change the place or order of:-ની-અરસપરસ જગો બદલવી:-નો અરસપરસ ઠેકાણા ફેર કo;અદલાબદલી કo.2.To change:to invert(R.):બદલવું; ફેરફાર કo;ઉલટસુલટ કo.3.(*Alg.*)To bring,as any term of an equation, from one side over to the other,without destroying the equation:કોઈ પદનું ચિન્હ બદલી તેને સમીકરણની એક બાજુએથી બીજી બાજુએ લાવવું;પક્ષાંતર કo. 4.(*Gram.*)To change the natural order of,as words:(વાક્યમાં)શબ્દનો અનુક્રમ બદલવો:શબ્દની જગાની અરસ-પરસ ફેરબદલી કo.5.(*Mus.*)To change the key of: ચાવી ફેરવવી.

**Transposition,**(ટ્રૅન્સ્પોઝિશન્ ) *n.* The act of transposing or the state of being transposed:અદલાબદલી;ઉલટપાલટ:સ્થાનવિનિમય;સ્થાનપરિવર્તન.*Specifically*:(*a*)(*Alg.*) The bringing of any term of an equation from one side to the other without destroying the equation:પક્ષાંતર કo તે;પક્ષાંતરકરણ.(*b*)(*Gram.*) A change of the natural order of words in a sentence:વાક્યમાં શબ્દનો અનુક્રમ બદલવો તે.(*c*) (*Mus.*) A change of a composition into another key: કોઈ પદ્યને બીજા રાગમાં ઉતારવું તે.

**Transubstantiate,**(ટ્રૅન્સબ્સ્ટૅન્શિએટ્ )*vt.*[L.*trans* & *substantia*, substance.]1.To change into another substance:કોઈ પદાર્થનો ખવાસ બદલીને તેનો બીજો પદાર્થ કo-બની જાય તેમ કo.2.(*R.C.Theol.*)To change,as the sacramental elements,bread and wine,into the flesh and blood of Christ: ભોગ ધરાએલી રોટલી અને દ્રાક્ષ રસનું બદલીને ક્રાઈસ્ટનું માંસ અને લોહી કરી નાંખવું.

**Transubstantiation,** (ટ્રૅન્સબ્સ્ટૅન્શિએશન્)*n.*1.A change into another substance:બીજા પદાર્થમાં ફેરવી-બદલી નાંખવું તે:દ્રવ્યાંતર;પરિણામાંતર.2. (*R.C.Theol*) The doctrine held by Roman catholics, that the bread and wine in the Mass is converted into the body and blood of Christ: પ્રભુ ભોજન વિધિપૂર્વક પાળતાં જે રોટલી તથા દ્રાક્ષરસ વાપરવામાં આવે છે તેઓનો ખવાસ બદલાઇને તેમનું ઈશુખ્રિસ્તની દેહ તથા લોહી બની જવું માને છે તે.

**Transude,** (ટ્રૅન્સ્યૂડ્ ) *vi.* To pass through the pores or interstices or textures: છિદ્રવાટે પારફુટવું-બહાર નીકળવું.

**Transversal,**(ટ્રૅન્સ્વર્સલ્ ) *a.* Lying or running across:આડું પડેલું-આવેલું.

**Transverse,**(ટ્રૅન્સ્વર્સ્)*a.* [L.*trans* & *verto*,I turn.]Lying or being across,or in a cross-wise direction;athwart: આડું આવેલું-આવી પડેલું;આડું;તિરકસ;વાંકું;તિર્યક; વક્ર; ત્રાંસુ.*n.*1.Anything that is transverse or athwart : વાંકી-તિરકસ-આડી ચીજ. *vt.* To overturn; to change(*R.*):બદલવું;ફેરફાર કo.

**Transversion,**(ટ્રૅન્સ્વર્શન્ )*n.*The act of changing from prose into verse,or *vice versa*: ગદ્યમાંથી પદ્યમાં કે પદ્યમાંથી ગદ્યમાં લાવવું તે.

**Trap,**(ટ્રૅપ્ ) *vt.* To dress with ornaments;to adorn: શણગાર-અલંકાર પહેરાવવા; શણગારવું. *n.* [A.S. *treppe*.]1.A machine or contrivance that shuts suddenly, as with a spring,used for taking game or other animals:શિકારના જનાવર વિગેરે પકડવાનો સાંચો-પાંજ-

There is no saying, when & how fortune will smile upon a person:

**Turtle-shell,** (ટર્ટલ્-શેલ્) *n.* The turtle cowrie:કચકડું.

**Tush,Tut,** (ટશ્,ટટ) *interj.* An exclamation indicating check, rebuke, or contempt: છિટ! છટ! છિ! *n.* A long,pointed tooth;a tusk:લાંબો અણીદાર દાંત.

**Tusk,**(ટસ્ક્)*n.*[AS.*tusc.*]1.(*Zool.*) One of the elongated incisor or canine teeth of the wild boar, elephant,etc.:દાઢ;મોટો દાંત;દંતુશળ.*vi.*To bare or gnash the teeth: દાંત ખુલ્લા કo-કચડવા-કચકચાવા;દાંતીઆં કરવાં.

**Tutelage,**(ટ્યૂટેલેજ્)*n.* [L.*tuitus*, I defend.]1.Guardianship;protection:સાચવવું તે;વાલીપણું;રક્ષણ; દેખરેખ;નિધિબાની.2. The state of being under a guardian:વાલીપણા નીચે હોવું તે;સગીરી;રક્ષણીયત્વ.

**Tutelar-y,** ( ટ્યૂટેલર્-લરિ ) *a.* [ L. *tutela.*]Guardian;protecting:રક્ષણકારી;રક્ષણ કરનાર;રક્ષક;પાલક.

**Tutor,**(ટ્યૂટર્)*n.* [L. *tueor*, I defend.](*a*)A treasurer;a keeper: ખજાનચી.(*b*) (*Civ.Law.*)A guardian:વાલી.(*c*)A private or public teacher : ખાનગી-સામાન્ય મહેતાજી-શિક્ષક- ભણાવનાર; ગુરુ ; અધ્યાપક.(*d*) (*Eng. Universities.*) An officer or member of some hall,who instructs students, & is responsible for their discipline:ઉપપાઠક; ઉપાચાર્ય;સુરીદ.(*e*) (*Am.Colleges.*)An instructor of a lower rank than a professor: પ્રૉફેસરના કરતાં નિચા દરજ્જાનો મહેતાજી.*vt.*1.To teach;to have the guardianship or care of; to instruct:શિખવવું; -ને શિક્ષણ આપવું-ના વાલીહોવું;વિદ્યા શિખવવી;ભણાવવું; ભણાવી રાખવું. 2. To play the tutor toward : મહેતાજીપણું દેખાડવું;ઉપર સખ્તાઈ વાપરવી.

**Tutorage,**(ટ્યૂટરેજ્)*n.*Tutorship; guardianship:રક્ષક; વાલીપણું.

**Tutoress,** ટ્યૂટરેસ્) *n.* A woman who performs the duties of a tutor;an instructress: શિખવનારી-ભણાવનારી-સ્ત્રી;મહેતીજી;સ્ત્રીશિક્ષક.

**Twaddle,** ( ટ્વૉડલ્ ) *vi.* & *vt.* To prate;to prattle: મનશક્તિ નબળી થઈ ગયેલી હોય તેની પેઠે બોલવું ગાંડાની પેઠે લવવું-લવરી કo;લવરી;લવારો.

**Twain,**(ટ્વેન્)*a.*& *n.*[A.S.*twegen*, two.] Two:બે (ભાગ).*In twain*, in halves;in two parts:બે ભાગમાં.

**Twang,**(ટ્વૅન્ગ્)*vi* & *vt.*To sound with a quick, harsh noise; to make the sound of a tense string pulled and suddenly let go:નો રણકારો-ટંકાર થવો-કરવો.*n.*1. A harsh, quick sound: રણકારો; ટણકારો;ટંકાર.2.A kind of nasal sound: એક જાતનો નાકમાંનો સાદ; ગુંગણાટ;ગણુગણુગાટ.

**Twattle,**(ટ્વૉટલ્)*vi.*To prate; to talk much and idly;to gabble: લવરી કo;લવવું;બકવું.*vt.* To make much of,as a domestic animal; to pet:લાડ લડાવવવું.*n.*Idle talk; twaddle:લવરી;બકવા;બકબકાટ.

**Tweak,**(ટ્વીક્) *vt.* To pinch and pull with a sudden jerk and twist:મચડવું;મરડવું.*n.*1. A sharp pinch or jerk;a twist or twitch: ચીંટો ધક્કો-હડદોલો;ચૂંટ;ચુંટમારવી તે. 2.Trouble;distress:મહેનત;હેરાનગતિ;દુઃખ.3.A prostitute:રંડી;કિસ્બાતણ;પાતર;વેશ્યા;પુંશ્ચલિ;ગણિકા.

**Tweed,**(ટ્વીડ્)*n.*A soft and flexible fabric(*for men's wear*):હલકી બનાવટનું ઉનનું રંગીન કાપડ.

**Tweedle,**(ટ્વીડલ્)*vt.*1.To handle lightly: ધીમે રહીને વાપરવું-ખરચવું. Hence,to coax;to allure:લલચાવવું;પટાવવું;ફોસલાવીને ભોળવવું-સીસામાં ઉતારવું;ઉંટને હોડીમાં બેસાડવું. 2. To twist:વાળવું;આમળવું.

**Tweezers,** (ટ્વીઝર્સ્) *n. pl.* Small pinchers used to pluck out hairs, and for other purposes:વાળ ચુંટવાનો નાનો ચીપિયો;ચીમટો;ટુંપિયો.

**Twelfth,**(ટ્વેલ્ફ્થ્)*a.*[AS.*twelfta.*] 1.Coming after eleven others: બારમું.2.Constituting or being one of twelve equal parts,into which anything is divided:બારાંસ;દ્વાદશાંસભૂત.*n.*1.The quotient of a unit divided by twelve:બારમો ભાગ;દ્વાદશાંસ;બારાંસ.2.The next in order after the eleventh:બારમું.

**Twelve,**(ટ્વેલ્વ્)*a.*[AS.*twelf.*]One more than eleven;two and ten: a dozen:બાર.*n.*1. Twelve units or objects;a dozen:દ્વાદશ; બાર;ડઝન. 2. A symbol representing twelve units: બારની સંખ્યા-આંક. *The* **t.**(*Script.*),the twelve apostles:ઇસુખ્રિસ્તના મોકલેલા બાર દૂતો.

**Twentieth,**(ટ્વેન્ટિએથ્ *a.* 1.Coming after nineteen others:વીસમું. 2.The quotient of a unit divided by twenty: વીસાંશ; વિંશત્યંશ. *n.*1.One coming after nineteen others:વીસમું.2.The quotient of a unit divided by twenty:વીસાંશ;વીસમો ભાગ.

**Twenty,** (ટ્વેન્ટિ) *a.*[AS *twentig.*] 1.One more than nineteen:twice ten: વીસ;કોડી. 2. An indefinite number more or less than twenty:વીસ કરતાં વધારે અથવા ઓછી અનિયમીત રકમ;દસવીસ;પંદરવીસ.*n.pl.* **Twenties.**1. Twenty units or objects;a score:વીસની સંખ્યા;કોડી. 2. A symbol representing twenty units:વીસનો આંક-ડો.

**Twice,**(ટ્વાઈસ્)*adv.* [AS *twiges.*] 1.Two times;once and again:બે વાર-વખત;દ્વિ:in comp. as:દ્વિજન્મા; દ્વિજ.2.Doubly;in twofold quantity or degree:બમણું;બેવડું;દુપટ.

**Twiddle,**(ટિવડલ્)*n.*A slight twist with the fingers:ચુંટી;ચમટી;ચોંટી; ચપટી.2.A pimple:ખીલ.

**Twig,**(ટ્વિગ્)*vt.*To twist:વાળવું.*vt.* 1.To understand;to comprehend: સમજવું;લક્ષ્યમાં આવવું;ધ્યાનમાં ઉતરવું.2.To perceive;to discover:જોવું;નજરમાં લેવું.*n.*A small shoot or branch of a tree or other plant: ઝાડની નાની ડાંખળી-ડાળી;પાંખીઉ.

**Twilight,**(ટ્વાઇલાઈટ્)*n.*[AS.*twa*, two,& light.]1. The light perceived before the rising and after the setting of the sun;crepuscular light:ઝાંઝણું;મ્હોં સૂઝવું-મળસુંગણું અજવાળું;સંધ્યા;સંધિપ્રકાશ.2.A faint light:ઝાંખો પ્રકાશ. *a.*1.Seen or done by twilight: ઝાંઝણાથી દેખાયલું-કરેલું.2. Shaded;obscure:છાયાવાળું;ગુપ્ત;ઢાંક્યું.

**Twill,** ( ટ્વિલ્ ) *vt.* To weave, as cloth, so as to produce the appearance of diagonal lines or ribs on the surface:સળીઓ પાડેલી જણાય એમ વણવું.*n.* 1. An appearance of diagonal lines or ribs produced in textile fabrics: વણેલા કપડામાં સળીઓ પાડેલી દેખાવી તે.2. A fabric woven with a twill:પાંસળી-સળીદાર કપડું.

**Twin,**(ટ્વિન્)*a.*[AS.*twi*, two.] 1. Being one of two born at a

પુરૂષનું નસીબ પાંદડે ઢંકાએલું છે.

birth: બે જોડે જન્મેલા હોય તેમાંનું જોડકું. 2. Being one of a pair much resembling one another: એક બીજાને ઘણીજ મળતી આવતી બે ચીજોમાંનું એક હોય એવું;એકજ મગની ફાડ.3. (*Bot.*) Double: બેવડું. 4. (*Crystallog.*)Composed of parts united according to some definite law of twinning:કોઈ અમુક નિયમાનુસાર ગુંથાયેલા ભાગનું બનેલું. *n.*1.One of two produced at a birth:સાથે જન્મેલા બેમાંનું એક;જોડ; જોડવું;જીંદવાનું એક.2.*pl.*(*Astron.*) A sign and constellation of the zodiac;gemini:મિથુન રાશી. 3. A person or thing that closely resembles another: એકજ મગની ફાડ;-નો આવતાર.4. (*Crystallog.*) A compound crystal,composed of two or more crystals or parts of crystals,in reversed position with reference to each other: ઉલટા ક્રમથી બે ત્રણ સ્ફટિકનો બનેલો પાસા પાસાદાર સ્ફટિક.*vi.*1.To bring forth twins: જોડ-જોડકું જણવું. 2. To be born at the same time: એકજ વખતે-જન્મે જન્મવું.*vt.* 1. To cause to be twins,or like twins in any way:કોઈ પણ રીતે જોડકું-જોડકા જેવું બનાવવું. 2. To separate into two parts;to divide:બે ભાગ પાડવા-ક૦. *vi.* To depart from a place or thing: કોઈ જગ્યા અથવા વસ્તુ મુકીને જવું.

**Twine,**(ટવાઇન)*n.*1.A twist;a convolution:વળ; આમળો; પેચ. 2. A small cord or thing:વણેલી દોરી; સુતળી.3. The act of twining or winding round:વળ-આમળો ચઢાવવો તે.**T.** *reeler*, a kind of machine for twisting twine: વળ-આમળો ચઢાવવાનું એક જાતનું યંત્ર; ફેરકડી;મ્યુલ.*vt.*1.To twist together;to wreathe:વણવું;ભાગવું.2. To wind,as one thread around another: એક દોરાની પાછળ બીજો ફરે એમ ક૦;વિંટાળી લેવું.3.To wind about; to embrace; to entwine: -ને વિંટલાઇ વળવું;-ની આસપાસ ફરી વળવું.4.To change the direction of:-ની દિશા બદલવી.5.To mingle; to mix:ભેગું-મિશ્રિત ક૦. *vi.* 1. To mutually mix together:વિંટાવું; વિંટાઈ જવું;ગુંફેદાઇ-ગુંચાઈ જવું;લપેટાવું.2.To wind;to bend;to meander:વળવું;આગળથી વાંકા થવું;આડાઅવળા જવું.3. To turn round; to revolve:-ની આસપાસ ફરવું; -નું પરિભ્રમણ ક૦.4. To climb spirally: ઉંચુંને ઉંચું જવું;ગોળ ફરતાં ઉંચું ચઢવું.

**Twinge,** (ટિવન્જ )*vt.* [A.S. *twengan.*]1.To pull with a twitch:to pinch;to tweak: પકડીને-આમળીને ખેંચવું. 2. To affect with sharp, sudden pain:ચટવું;ચકટકા દેવો;ચટકો લાગે-સુળ નાંખે એમ ક૦. *vi.* To have a sudden,sharp,local pain, like a twitch:ચટકો લાગવો;-ને સુળ-ચસકો-ચસક આવવી.*n.*1.A pinch; a tweak;a twitch:વળ;આમળો.2. A sudden,sharp pain:તીવ્રવેદના; શૂળ;ચસકો;ચસક;હીક.

**Twinkle,** ( ટિવન્ગ્કલ ) *vi.* [ A.S. *twinclian.*]1.To open and shut the eye rapidly;to blink;to wink: આંખના પલકારા મારવા;આંખ મીચવી ઉઘાડવી-મારવી. 2. To flash at intervals;to sparkle:ચમકવું;ચમકારો-ઝળકારો થવો;ચળકાટ થવો;ચળક ચળક ક૦.*n.*1.A wink or sparkle of the eye: આંખનો પલકારો; નિમિષ.2. A brief flash or gleam: થોડો વખત રહે એવો ચમકારો;ઝબકારો;ઝબક.3. The time of a wink; a moment:આંખનો પલકારો મરાય એટલો વખત;પળ;ઘડી;ક્ષણ.

**Twinkling,**( ટિવન્ગ્કલિન્ગ ) *n.*1. A quick movement of the eye; a wink:આંખનો પલકારો.નિમિષ.2.A shining with intermitted light: a sparkling:ચળકાટ;ચમકારો;ઝબુકો. 3.The time of a wink;a moment: આંખનો પલકારો મરાય તેટલો વખત; પળ;નિમિષોન્મેષ;ક્ષણ; પલક.

**Twinling,**(ટિવન્લિન્ગ )*n.*A young or little twin,especially a twin lamb:જોડકામાં ઘેટાનું બચ્ચું.

**Twirl,**(ટવર્લ )*vt.*To move or turn round rapidly;to whirl round: ચક્કર-ચાકપર ચઢાવવું-ફેરવવું. *vi.* To revolve with rapidity ; to be whired round rapidly:ચક્કર-ચાકપર ચઢવું;ચકર ચકર ફરવું;ચાકે ચઢવું. *n.*1.The act of twirling;a whirl or whirling: ચક્કર-ચાકપર ચઢાવવું તે;ચાક.2.A twist;a convolution: વળ;આમળો.

**Twist,**(ટિવસ્ટ )*vt.* [ AS. *twist*, a rope.]1.To contort;to writhe;to crook spirally: આમળવું;મરડવું;-ને વળ-આમળા દેવા-ચઢાવવા.2.Hence, to turn from the true form or meaning;to pervert (*as a passage,etc.*,):-નો મરડી-મચરડીને ઉંધો-અવળો અર્થ ક૦.3. To wreathe;to encircle:-ની આસપાસ વિંટાળવું;લપેટવું;-ની આસપાસ વિંટળાઇ વળવું-જવું. 4.To wind into;to insinuate (*used reflexively*):-માં પેસી-ઘુસી જવું.5.To unite by winding one thread,strand or other flexible substance, round another ( *as yarn or thread*): (દોરડું) વણવું; ભાગવું. 6. Hence, to wreathe;to make up:તૈયારક૦;બનાવવું;વણી કાઢવું;જોડી કાઢવું;ઉભું કરવું;પાટિયાં ગોઠવવાં.7. To form into a thread from many fine filaments ( *as wool or cotton* ):-નો દોરો-તાંતણો કાઢવો. *vi.* 1. To be contorted;to wreathe: વળવું;વળાવું; અમળાવું;-ને વળ-આમળા ચઢવા. 2. To follow a helical or spiral course;to be in the form of a helix:ગોળ અમળાતા-પેચની માફક ફરવું-જવું.*n.*1. The act of twisting;a a contortion; a flexure : વાળવું-વળ-આમળોચઢાવવો તે;વળ;આમળો;પેચ.2.The form given in twisting : વળ-આમળો ચઢાવ્યાથી થયેલો આકાર;વળ;આમળો; પેચ.3.That which is formed by twisting, convoluting,or uniting parts : વાળવાથી-વળ-આમળો ચઢાવ્યાથી અથવા વિભાગ એકઠા કર્યાથી થયેલો પદાર્થ. (*a*) A kind of closely twisted strong,sewing silk:ભરત ભરવાની રેશમની આંટી.(*b*) A kind of cotton yarn of several varieties:જાતજાતનું રૂનુ સુતર.(*c*) A roll of twisted dough baked : ચોપડું;બે પડી રોટલી. (*d*) A little twisted roll of tobacco:તંબાકુની ગોટી-નુંગઠીઉ.(*e*)A beverage made of brandy and gin : બ્રાન્ડી અને જીનદારૂની કરેલી મેળવણી-મિશ્રણ. 4. A twig: ડાળી;ડાંખળી;શાખા.

**Twit,**(ટિવટ )*vt.*[AS.*æt*,at&*witan*, to reproach. ] To revile; to reproach;to upbraid; to taunt:-ને કશાનું મ્હેણું મારવું;ને મ્હોંએ મારવું;ગુન્હો-વાંક-દુ:ખ યાદ દેવડાવી દેવડાવીને દમવું-રડાવવું;પીડવું.

**Twitch,**(ટિવચ)*vt.*[AS.*twiccian.*] To pull with a sudden jerk; to snatch:ઝુંટી લેવું;જોરથી-આંચકો-અછાટ

મારીને ખેંચી લેવું;ઝટકવું; છટકાવવું.*n.* 1.A pull with a jerk:આંચકો;અછાટ.2.A simple muscular contraction:ખેંચાવો;સુળ;કળતર;ખેંચ;ધીક.

**Twitter,**(ટ્વિટર્ )*vt.*1.To make a succession of small, tremulous intermitted noises:ચીંચીં-કિલબિલ કિલબિલ કo;ચકચક કo.2.To make the sound of a half-suppressed laugh;to titter;to giggle:ઠીઠી હસવું;ઠીઠીયે કo.3.To be excited or agitated:ઉશ્કેરાવું;ધુવાંપુવાં થવું;વ્યગ્ર થવું.*vt.*To utter with a twitter: કલબલ કલબલ બોલવું.*n.*1. The act of twittering;a small,tremulous, intermitted noise,as that made by a swallow:ચલિયાંની બોલી;ચીંચી;ચકચક; ચકચકાટ;કિલબિલ. 2. A halfsuppressed laugh;a titter;a giggle:ઠીઠી-ઠીહીઠીહી હસવું તે;ઠિઠિયાં. 3.A slight trembling or agitation of the nerves : જ્ઞાનતંતુઓ જરા જરા ધ્રુજવાં તે;કંપ;ધ્રુજારી;ચમક.

**Two,** (ટૂ )*a.*[L.*duo.*]One and one; twice one:બે; દ્વી. *One or* **t.**, a phrase often used indefinitely for a small number:એકબે;એકાદ બે. *n.* 1. The sum of one and one; two units, or objects : બે. 2. A symbol representing two units: બેનો આંકડો;બગડો.*In* **t.**,into two parts;asunder:બે ભાગમાં;જુદું.

**Twofold,**(ટૂફોલ્ડ્ )*a* Double;duplicate:બમણું;બેવડું;દુપટ;દ્વિગુણ.*adv.* In a double degree;doubly:બેગણું.

**Two-handed,**(ટૂ-હેન્ડેડ્ )*a.*1. Having two hands ( often used as an epithet eqivalent to *large, stout,strong,*or *powerful*):બે હાથ-ભુજવાળું;દ્વિભુજ. 2. Used with both hands(*as a sword*):બે હાથથી વપરાય એવું-વપરાતું 3. Using either hand equally well;ambidextrous:બન્ને હાથ સારી રીતે વાપરી શકે તેવું.

**Tying,**(ટાઇંગ્ )*p.pr.*of.**Tie.**બાંધતાં; બાંધીને.2.*n.*The act or process of washing ores in a buddle:લાકડાના ચોરસ માંચડામાં અશુદ્ધ ધાતુઓ ધોવી તે.

**Tymbal,** ( ટિમ્બૅલ્ ) *n.* A kind of kettle drum:એક જાતનું નગારૂં.

**Tympan,**(ટિમ્પૅન્ )*n.* [L. *timpanum,*a kettle drum.]1.A drum: ઢોલ.2.(*Arch.*)A panel;a tympanum:પાટિયું;તકતી.3.(*Print.*) A frame covered with parchment or cloth, on which the blank sheets are put, in order to be laid on the form to be impressed: છાપવાના પ્રેસના જે ભાગ પર ચામડું કે લુગડું મઢેલું હોય છે ને છાપતી વખતે જેની ઉપર કોરો કાગળ મુકવામાં આવે છે, તે ચોકઠા જેવો ભાગ.

**Tympanum** (ટિમ્પૅનમ્ )*n.*[L.*tympanum.*]1.(*Anat.*) (*a*)The ear drum,or middle ear:કાનનો પડદો. (*b*) A chamber in the anterior part of the syrinx of birds:પક્ષીઓની અંદરનો પડદો.2.(*Mech.*) A drum-shaped wheel with spirally curved partitions:ઢોલના આકારનું દોરા પાડેલા પડદાવાળું પૈડું.

**Type,**(ટાઇપ્ )[L.*typus,*a figure.]1. Stamp;impressed sign;emblem: (કશાની)છાપ;નિશાની;ચિન્હ.2.Style; semblance:ઢબ;દેખાવ; રૂપ; લક્ષણ. 3.A token;a sign;a symbol:નમુનો પ્રત; પૂર્વસ્વરૂપ; પ્રતિબિંબ; દર્શક ચિન્હ.4. (*a*) (*Biol.*) A general form or structure common to a number of individuals: પ્રકાર; જાતિ; ભાવના;સ્વરૂપ;પ્રતિમા;-નો અવતાર.(*b*)(*Fine Arts.*)The original objects, or class of objects, scene,face,or conception,which becomes the subject of a copy; the design on the face of a medal or a coin:છાપ;નમુનો;પ્રતિરૂપ. 5.(*Typog.*)(*a*) A raised letter, figure,accent, or other character, cast in metal or cut in wood,used in printing:બીબું; મુદ્રા;છાપ.(*b*) Such letters or characters,in general,or the whole quantity of them used in printing,spoken of collectively: બીબાં;મુદ્રાઓ;ટાઇપો.

**Type-founder,** (ટાઇપ્ ફાઉન્ડર્ ) *n.* One who casts or manufactures types:બીબાં પાડનાર-બનાવનાર.

**Type-foundry,**(ટાઇપ્-ફાઉન્ડ્રી)*n.* A place for the manufacture of types: બીબાં પાડવા-બનાવવાનું કારખાનું.

**Type-setter,** ( ટાઇપ્-સેટર્ ) *n.* A compositor:બીબાં ગોઠવનાર;કોમ્પોઝ કરનાર;કંપોઝીટર.

**Typhlitis,**(ટિફ્લાઇટિસ્ )*n.*Inflammation of the cœcum:આંતરડામાં થતો સોજો-વરમ.

**Typhoid,**(ટાઇફૉઇડ્ )*a.* [*typhus* & Gr.*eidos,*form.](*Med.*)Of or pertaining to typhus:resembling typhus:સનેપાત સંબંધીનું-ના જેવું;કાળજ્વરનું.**T.***fever,*enteric fever:એકવીસ દિવસનો તાવ;સન્નેપાત;કાળજ્વર.

**Typhoon,**(ટાઇફૂન્)*n.*[Gr.*typhon.*] A violent whirlwind:જબરો દરિયાઇ વંટોળ;તોફાન.

**Typhus,**(ટાઇફસ્ )*n.*[Gr.*tupho,* to stupify.] ( *Med.*) A contagious continued fever (*lasting from two to three weeks*), otherwise called *jail fever, putrid fever, famine fever,spotted fever,etc.*: ચૌદ કે એકવીસ દીવસનો તાવ;જેથી અતિશય કમજોરી આવે તેવો તાવ;કાળજ્વર.

**Typical,**(ટિપિકેલ્ )*a.*[L.*typicus.*] 1.Of the nature of a type; emblematic:દાખલારૂપ;સ્વરૂપ-નિશાની બતાવી આપનારૂં;બોધક;સુચક;સાંકેતિક;લાક્ષણિક;અન્યપ્રતિબિંબક.2.(*Nat. Hist.*)Combining or exhibiting the essential characteristics of a group : સમુદાયનાં આવશ્યક અંગોવાળું;એકજ અવતારરૂપ;તાદૃષ્ય.

**Typify,**(ટિપિફાઇ)*vt.* To represent by an image,form,model,or resemblance:-ના અસલ સ્વરૂપની નિશાની-ચિન્હ દેખાડવું;-લક્ષણ ચિન્હ-પ્રતિરૂપથી બતાવવું-સુચવવું.

**Typo,**(ટાઇપો)*n.*A compositor: બીબાં ગોઠવનાર;કંપોઝ કરનાર;કંપોઝીટર.

**Typographer,** (ટાઇપૉગ્રેફર્ ) *n.* A printer:છાપખાનાવાળો;છાપનાર.

**Typography,** ( ટાઇપૉગ્રેફિ ) *n.* 1. Emblematic or hieroglyphic representation : મુદ્રાંકન. 2. The art of printing with types: બીબાંથી છાપવાની કળા.

**Tyrannic-al,**(ટાઇરેનિક્-કેલ્ )*a.*Of or pertaining to a tyrant;imperious;despotic;cruel;arbitrary:જુલમીનું-સંબંધી;નિરંકુશ;જુલમ ભરેલું-ગાર;જુલમી;પ્રજાપીડક;પ્રજાપદ્રવી.

**Tyrannicide,**(ટાઇરેનિસાઇડ્ )*n.*[L. *tyrannus,*a tyrant & *caedo,* I kill.]1.The act of killing a tyrant:જુલમીને મારી નાંખવું તે-નાંખવાનું કામ.2.One who kills a tyrant: જુલમી રાજાનું ખુનકરનાર.

**Tyrannize,**(ટિરૅનાઇઝ્ ) *vt.* To act the tyrant; to exercise arbitrary power:દુઃખ દેવું;જુલમ કo-ગુજાર-

કહ્યું તે કર્વા બરોબર માની લ્યો.

વો;પીડા કo;કુશાસન-અનીતિશાસનકo.

**Tyrannous,** (ટિરૅનસ્) *a.* Tyrannical;arbitrary;despotic: જુલમગાર;જુલમી:પીડાકારક.

**Tyranny,**(ટિરૅનિ) *n.* [ L. *tyrannis.*]1. The government or authority of a tyrant:જુલમી રાજ્ય અથવા સત્તા:સ્વતંત્ર રાજ્ય:અનિર્બંધરાજ્ય;પ્રજાપીડન:અન્યાયશાસન:પ્રજોપદ્રવ.2. Cruel government or discipline:સખ્તાઈ જુલમ:નિર્દયતા:જબરદસ્તી;જોરાવરી;કેર;ગજબ. *As,the* t. *of a schoolmaster*:મહેતાજીનો જુલમ. 3.Severity;rigor;inclemency:સખ્તાઇ;કડકાશ;ગજબ;

**Tyrant,**(ટાઈરૅન્ટ્)*n.*[L. *tyrannus.*] 1.An absolute ruler:a sovereign unrestrained by law or constitution:નિરંકુશ-સ્વતંત્ર રાજા;મુખ્ત્યાર રાજા.2. *Specifically,* a person who exercises unlawful authority,or lawful authority in an unlawful manner;a cruel master; an oppressor:જુલમગારી; જુલમી; પ્રજાપીડક;જહાંગીરી-નવાબી ચલાવનાર.

**Tyrian,**(ટિરિઍન) *a.*[ L. *Tyrus,* Tyre. ] 1. Of or pertaining to Tyre or its people:ટાયર શહેર અથવા ત્યાંના લોકો સંબંધી-વિષે-નું. 2. Being of the color called Tyrian purple:જાંબુડીઆ રંગનું.*n.*A native of Tyre:ટાયર શહેરનો રહેવાશી.

**Tyro,**(ટાઇરો)*n.*;*pl.* **Tyros**. A beginner in learning;one who is in the rudiments of any branch of study;a novice:શીખાઉ;નવો નિશાળીઓ;નૂતન અભ્યાસી.

---

# U.

**U,** (યુ) The twenty-first letter of the English alphabet:ઈંગ્રેજી મૂળાક્ષરનો એકવીસમો અક્ષર. It has three sounds,*viz.*:અ,યૂ,ઉ, as in *bud,mule & full.*

**Ubiquit-ary-ous,** ( યુબિકિવટ્-ટરિ-ટસ્)*a.* Existing in all places at the same time; omnipresent: સર્વત્ર હોનાર; સર્વવ્યાપક; સર્વવ્યાપી; સાર્વત્રિક;વિશ્વવ્યાપક;સર્વગત.

**Ubiquity,**(યુબિકિવટિ) *n.* [L. *ubique,* everywhere. ] Omnipresence:સર્વ ઠેકાણે હોવું તે;વિશ્વવ્યાપ્તિ; અભિવ્યાપ્તિ;દિગ્વ્યાપ્તિ:વિશ્વવ્યાપકત્વ.

**Udder,**(અડર્)*n.* 1. (*Anat*) The glandular organ in which milk is secreted and stored : આંચળ; થાન;પાખર.2.One of the breasts of a woman : થાન.સ્તન;ધાઈ.

**Udometer,** ( યૂડૉમેટર્ ) *n.* A rain gauge:વરસાદ માપવાનું યંત્ર.

**Ugliness,**(અગ્લિનેસ્)*n.*The quality or state of being ugly:બદસુરતી;બદશીકલ;બેડોળપણું: વિકુરૂપતા.

**Ugly,**(અગ્લિ)*a.*1.Offensive to the sight:contrary to beauty:deformed;unsightly;repulsive: કુરૂપ;કદરૂપું;બેડોળ;બદસુરત:વિરૂપ:વિકૃતાંગ;રૂપહીન:બીભત્સાકૃતિનું.2. Illnatured; quarrelsome:ખરાબ સ્વભાવવાળું; કજીઆખોર;ચીડિયું; તામસી;લડવાડિયું. 3. Unpleasant,disagreeable: કંટાળો પમાડે તેવું;અપ્રિય;કુત્સિત;નિંદ્ય;ખરાબ.*n.*A shade for the face, projecting from the bonnet:ટોપીમાંથી મોં ઉપર છાયા માટે આગળ પડતોભાગ. *vt.*To make ugly : કુરૂપ કરવું; કદરૂપું કo;બેડોળ કરવું.

**Ukase,**(યૂકૅસ)*n.*In Russia,a published proclamation or imperial order having the force of law:રૂશિયામાં બાદશાહી હુકમ-જાહેરનામું-આજ્ઞાપત્ર.

**Ulcer,**(અલ્સર) *n.* [L. *ulcus.*] 1. (*Med.*)A solution of continuity in any of the soft parts of the body discharging purulent matter found on a surface especially some of the natural surfaces of the body and originating generally in a constitutional disorder;a sore discharging pus:ભગંદર;નાસુર;વ્રણ; ક્ષત;વિદ્રધિ;ચાંદિ-દુ; ગુમડું; ટાંકી.2. Anything that festers like an open sore;a vice in character:દુર્ગુણ.

**Ulcerate,** ( અલ્સરેટ ) *vi.* To be formed into an ulcer:-માં નાસુર પડવું; ચાંદી-ટાંકી-વ્રણ પડવો. *vt.* To affect with an ulcer:-ને-ચાંદી ગુમડું થવું.

**Ulceration,**(અલ્સરેશન)*n.*Ulcer: નાસુર;સડો. 2.The process of ulcerating or forming an ulcer : ચાંદુ પડવું-થવું તે.

**Ulcerous,**(અલ્સરસ્)*a.*1. Having the nature or character of an ulcer:નાસુર-ભગંદર જેવું.2. Ulcerated:પરૂ-પાચથી ભરેલું.

**Uliginous,**(યુલિજીનસ્)*a.*Muddy; oozy;slimy:ચીકણું.

**Ulnar,**(અલ્નર્)*a.* ( *Anat*). Of or pertaining to the elbow:કોણીનું-સંબંધી.

**Ulterior,**(અલ્ટીરિઅર્)*a.*[L.*ultra,* beyond. ] 1. Situated beyond; thither:પેલી પારનું;સામે પાસેનું;તહીંનું.2. Further; remote; more distant: બીજું; હવે પછીનું; છેવટનું; ઉત્તર;અગાડી;અપર.*n.*Ulterior side or part:ઉત્તર-અપર ભાગ-બાજુ.

**Ultima,**(અલ્ટિમા)*n.*The last syllable of a word:શબ્દનો છેલ્લોભાગ-પદ.

**Ultimate,**(અલ્ટિમૅટ્) *a.* [L. *ultimus,*last.]1.Farthest;last;final: આખરનું;છેવટનું;છેલ્લું.2.Final: છેવટનું;મુખ્ય;આખરનું;છેલ્લું;અંતનું;પરિણામી.3.Constituent;elemental: અંશનું;તત્વનું;તત્વભૂત;અવિચ્છિન.*vt.* & *i.*1.To end:અંત આવવો;આખર-છેરો લાવવો.2.To come or bring into use:ઉપયોગમાં આવવું-લાવવું.

**Ultimately,**(અલ્ટિમૅટિલ) *adv.* At last;in the end:છેલ્લે;છેવટે;આખરે;અંતે;છેલ્લે સરવાળે;પરિણામે.

**Ultimatum,** ( અલ્ટિમૅટમ્ )*n.*; *pl.* **Ultimata**.A final proposition: છેલ્લી બોલી-શરત:અંત્યપ્રતિજ્ઞા.

**Ultimo,**(અલ્ટીમો )*a.* Last, as distinguished from the current or any other month:છેલ્લા;ચાલુ માસ કે બીજા કોઇમાસની પેહેલાંનો.

**Ultra,**(અલ્ટ્રે)*a.*Extreme:fanatical; uncompromising: અત્યંત;ઘણુંજ; છેલ્લે પાટલે બેઠેલું;હડહડતું; ખરેખરૂં; અતિ;અતિશય.*n.* An ultraist; an extremist;a radical: અતિશય ફેરફાર કરવાનો મત ધરાવનાર.

**Ultramarine,**(અલ્ટ્રૅમેરીન) *a.*[L. *ultra,* beyond and *marinus,* marine.] Situated beyond the sea:દરીઆની પેલી તરફનું:દરિયાપારનું. *n.* (*Chem.*) A blue pigment formerly obtained by powdering lapis lazuli, but now produced in large quantities: એક જાતનો આશમાની રંગ.

**Ultramontane,**(અલ્ટ્રૅમૉન્ટેન) *a.* [L.*ultra,* beyond and *mons*, a mountain.] Being beyond the mountain:પહાડની પેલી મેરનું;આ-

Union is strength:

ન્સ પર્વતની પેલી તરફનું.n. 1. One who resides beyond the mountains;a foreigner:પહાડની પેલી પાર રહેનાર;પહાડી;પરદેશી. 2.One who maintains extreme views favoring the Pope's supremacy:પોપની સર્વોપરી સત્તા છે એવો મત ધરાવનાર.

**Ultramundane**,(અલ્ટ્રમન્ડેન) *a.* Being beyond the world:આ દુનીઆપારનું;પારલૌકિક.

**Ululate**,(અલ્યૂલેટ્) *vi.* [L. *ululo*, howl,yell.] To howl,like a dog or wolf:વરૂ કે કુતરા જેવો અવાજ કાઢવો;આર્તસ્વર કાઢવો.

**Umbel**,(અમ્બેલ્) *n.*[L.*umbella*,a little shadow].(*Bot.*)A kind of flower cluster in which the flower stalks radiate from a common point,as in the carrot and milkweed: માથામાં ઘાલવાની ફુલની વેણી;કલગી;તોરો;ગુચ્છો.

**Umber**,(અમ્બર્) *a.* Dark brown; dark;dusky:કાળું ભુરૂં;તપખીરીઆ રંગનું;ઝાંખું.*vi.*To shade or darken:છાયા નાંખવી-પાડવી;છવાઈ જવું.

**Umbilic,Umbilical**, (અમ્બિલિક્-કલ્ )*a.*(*Anat*) Of or pertaining to an umbilicus or umbilical cord:નાભી-નાલ-નાયડા સંબંધી. **U.** *cord*,the navel string:નાભિ;નાલ; નાયડો. **U.** *hernia*,hernia of the bowels at the umbilicus: નાભી પાસેના આંતરડાનું અંતરગળ. **U.** *region*,(*Anat.*)the middle region of the abdomen:પેટનો વચલો ભાગ;નાભિ.

**Umbles**,(અમ્બલ્સ્ )*n.*The entrails and coarser part of a deer;hence, sometimes,entrails,in general: હરણનાં આંતરડાં;આંતરડાં.

**Umbra**,(અમ્બ્રે)*n.*;[L.]*pl.***Umbræ**. (*Astron.*) (*a*) The conical shadow projected from a planet or satellite on the side opposite to the sun within which a spectator could see no portion of the sun's disk:છાયો;પડછાયો.(*b*) The central dark portion of a sun spot:સૂર્યના ડાઘાનો વચલો કાળો ભાગ.(*c*) The fainter part of a sun spot:સૂર્યના ડાઘાનો આછો ભાગ. 2. (*Zool.*) Common umbra:એક જાતની માછલી.

**Umbrage**,(અમ્બ્રેજ્)*n.* [L.*umbra*, a shade.]1. Shade;shadow;obscurity:ઘટા:છાયો;છાયા.2.Shadow: છાયા;આભાસ. 3. Offence;resentment:ઈતરાજી;નાખુશી;ગુસ્સો;અપ્રીતિ; ગેરમરજી;અસંતોષ;કોપ;અપરાધ;દ્વેષ. *To take* **u.**:ખોટું લગાડવું;માઠું લાગવું;ગુસ્સે થવું;ચિડાવું.

**Umbrageous**, ( અમ્બ્રેજસ્ ) *a.* 1. shady;shaded:છાયાવાળી;ઘટાવાળી: છાયાદાર; ઘટાદાર: છાયામય. 2. Obscure:અંધકારમય;અંધારાવાળું. 3. Feeling jealousy:ગુસ્સો ચઢે એવું.

**Umbrella**,(અમ્બ્રેલ્લ) *n.*1.A shade screen,or guard carried in hand for sheltering the person from the rays of the sun or from rain or snow: છત્રી; છત્ર; છત્તર;આતપત્ર. *Stick of an* **u.**: છત્રીનો દાંડો. **U.** *borne over Rajas in their procession*:અબ્દાગિરી;આફતાફગિરી.

**Umbriferous** , ( અમ્બ્રિફેરસ્ ) *a.* Casting or making a shade:છાયા નાખતું-પાડતું.

**Umpirage**,(અમ્પાઈરેજ્ )*n.*1.The office of an umpire: અમિનગીરી; લવાદી;મધ્યસ્થતા; ફેંસલો આપવાનો હક-સત્તા અથવા અધિકાર.2.Arbitrament:ફેંસલો;ચુકાદો;નિવેડો;લવાદ.

**Umpire**, ( અમ્પાઈર્ ) *n.* [L. *par*, equal.]1.A person to whose sole decision a controversy or question between parties is referred:મધ્યસ્થ;લવાદ;પંચ;અમીન;ત્રાહિત.2.(*Law.*)A third person who is to decide a question submitted to arbitrators in case of their disagreement:લવાદ;પંચ.*vt.*1.To decide as umpire:ત્રાહીત થઇને ચુકાદો કo.2.To perform the duties of an umpire:લવાદનું કામ કo.*vi.* To act as an arbitrator:લવાદ થઈને મત આપવો.

**Un**,(અન્)1.An inseparable verbal prefix or particle:છૂટો ન પાડી શકાય એવો ક્રિયાપદનો ઉપસર્ગ. It is prefixed, (*a*) To verbs to express the contrary and not the simple negative of the action of the verb to which it is prefixed: આ પ્રત્યય ક્રિયાપદની આગળ મુકવામાં આવે છે અને તે વખતે તેનો અર્થ ક્રિયાપદની ક્રિયાનો અભાવ માત્ર તે દર્શાવતો નથી પણ તે ક્રિયાની વિપરીતતા કે વિરૂદ્ધતા દર્શાવેછે.As,to *unfold*,*unbend*,*&c.*:ઉકેલવું;સીધું કo, વિo.(*b*)To nouns to form verbs expressing privation of the thing,quality,or state expressed by the noun or separation from it:નામની પહેલાં ઉપસર્ગ લગાડીને તેને ક્રિયાપદ કરવામાં આવેછે અને ત્યારે નામ જે પદાર્થ,ગુણ કે સ્થિતિ દર્શાવતું હોય તેના અભાવની ક્રિયા સૂચવે છે અથવા તો તેથી રહિતપણું દર્શાવે છે.As,to *unchild*: સંતાન વગરનું કo;નિઃસંતાન કo.2.An inseparable prefix or particle signifying *not*:નકારદર્શક પ્રત્યય.It is prefixed to adjectives or words used adjectively to designate the absence of the quality expres sed by the adjective: વિશેષણ કે વિશેષણ તરીકે વપરાતા શબ્દોની આગળ લગાડવામાં આવેછે;વિશેષણ જે ગુણ દર્શાવતું હોય તેનો અભાવ સૂચવવા લગાડાય છે, અને ગુજરાતીમાં અ, અન,અણ,ના, નિ,ગેર, વગર,બે, એવા ઉપસર્ગ લગાડી તેનો અર્થ કરવામાં ઠીક પડે છે. As,*unable*; *unprohibited*; *unprotected*; *unbefitting* ; *unnecessary*;*unpremeditated*; *unfit*;*unwilling*; *unjust*; *unfaithful* : *unperused*, &c.:અસમર્થ;અશક્ત;અપ્રતિષિધ;અરક્ષિત;નિરૂપયોગી;અણધાર્યું;નાલાયક;નાખુશ;ગેરવાજબી;બેઈમાની;વગર વાંચ્યું,વિગેરે.

**Unable**, ( અનેબલ્ ) *a.* Not able; weak;helpless;impotent:અશક્ત; અસમર્થ;શક્તિ વગરનું.

**Unabridged**,(અનૅબ્રિજ્ડ્ )*a.* Full; complete;entire:સંક્ષેપમાં નહિ કરેલું;સંપૂર્ણ;અસંક્ષિપ્ત;આખું.

**Un-accented**, ( અનઍક્સેન્ટેડ્ ) *a.* Not having the accent:સ્વરચિન્હ વગરનું.

**Unacceptable**, (અનઍકસેપ્ટેબલ્ ) *a.* Not pleasing; not welcome; disagreeable;offensive : કબુલ ન થાય એવું;નાપસંદ;અસ્વીકાર્ય; અમાન્ય;અમાહ્ય:નામંજુર;અગ્રહણીય.

**Unaccommodating**, (અનઍકોમોડેટિંગ્)*a.*Not ready to oblige; unsuiting:નિરૂપયોગી;નિરર્થક.

**Unaccompanied**, (અનઍકમ્પનિડ્ )*a.*Not attended; single: સાથ વિનાનું;એકલું;અસહાય.

**Unaccomplished**, ( અનઍકૉમ્પ્લિશ્ટ )*a.*Unfinished;unrefined: અપૂર્ણ;અધુરૂં;અપ્રવીણ; અસાધિત;અસંપન્ન;અસિદ્ધ.

**Unaccountable**,(અનઍકાઉન્ટેબલ)

પાંચ આંગલે પાંચો સરખો.

*a.*1.Not responsible; free from control:સમનય નહિ એવું;ગૂઢ;ગહન; જવાબદાર નહિ એવું. 2. Not to be accounted for;strange; inexplicable;mysterious: જેનું કારણ નહિ જડે એવું;અનિર્વાચ્ય;ગૂઢ;ગહન;અવિવરણીય.

**Unaccustomed,** (અન્‌ઍક્કસ્ટમ્ડ્‌ )*a.* 1.Not used; unused; not habituated:ટેવ-મહાવરો ન હોય એવું;અનભ્યાસી; નહીં ઘડાએલું; અણઘડ. 2. Not usual; strange;new: અપરિચિત.વિલક્ષણ.

**Unacknowledged,** (અન્‌ઍક્નૉલેજ્ડ્‌ )*a.*Not owned; not confessed:અસ્વીકૃત;માન્ય નહિં કરેલું.

**Unacquainted,**(અન્‌ઍક્વૅન્ટેડ્‌ )*a.* 1.Not acquainted:ઓળખાણ નહિ હોય એવું;અનણ્યું;ગેરમાહિત;ગેરવાકેફગાર.2.Not usual;strange: વિલક્ષણ;અપરિચિત.

**Unadorned,** (અન્‌ઍડૉર્ન્ડ્‌ ) *a.* Not adorned:શણગારેલું નહિ એવું;સાદું; અભૂષિત;અનલંકૃત;અલંકાર રહિત-શૂન્ય-હીન.

**Unadvisable,**(અન્‌ઍડ્વાઇઝૅબલ્‌ )*a.* Not advisable;inexpedient: અયોગ્ય.અનુચિત.નાલાયક.

**Unadvised,** (અન્‌ઍડ્વાઇઝ્ડ્‌ ) *a.* 1. Not prudent;illadvised:વગર વિચાર્યું; કાચા વિચારનું. 2. Wanton; rash:અવિચારી; અવિવેકી; અણસમજું.ઉછાંછળું;સાહસિક;ઉચ્છૃંખલ.

**Unadulterated,**(અન્‌ઍડલ્ટરેટેડ )*a.* Not adulterated: ભેળશેળ વગરનું; અમિશ્રિત;અદૂષિત;નિર્મલ;ચોખ્ખું.

**Unaffected,**(અન્‌ઍફેક્ટેડ્‌ )*a.*1.Not affected or moved;destitute of affection or emotion;uninfluenced:અવિકૃત;નિર્વિકાર; અનતગુણ; અસર વિનાનું; કઠણ હૈયાનું. 2. Plain; simple;natural:સ્વાભાવિક;સાદું;સરળ;બીન નખરાનું.3.Real;genuine; sincere:ખરૂં;અકૃત્રિમ;અનાકૃષ્ટ;અન્તઃ-કરણનું;ઢોંગ વગરનું.

**Unaffectedly,**(અન્‌ઍફેક્ટેડલિ)*adv.* Really:ખરેખર;ઢોંગવગર;અકૃત્રિમ.

**Unaided,**(અન્‌ઍડેડ્‌ )*a.* Incapable of being aided:મદદ વગરનું;એક;એકલું;અસહાય.

**Unalienable,**(અન્‌ઍલિએનૅબલ્‌ ) *a.* Inalienable:બીજાને વેચાતું ન અપાય તેવું;સ્થાવર.

**Unallied,**(અન્‌ઍલ્લાઇડ્‌ )*a.*Not allied:સંબંધ-મિત્રાચારી નહિ હોય એવું.

**Unalloyed,**( અન્‌ઍલ્લૉઇડ્‌ )*a.* Unmixed; pure: ભેળ-મેળવણી વગરનું; ચોખ્ખું;નર્યું;નરદમ;અમિશ્રિત.

**Unalterable,** ( અન્‌ઑલ્ટરૅબલ્‌ )*a.* Unchangeable; immutable:ફેરવાય-બદલાવાય નહીં એવું;અનન્યથાકરણીય;અપરિવર્તનાશક્ય;અવિકાર્ય.

**Unambitious** ( અન્‌ઍમ્બિશસ્‌ )*a.* Not ambitious:મોટીઉમેદ નરાખતું.

**Unamiable,**(અન્‌ઍમિઍબલ )*a.*Not amiable;morose;ill-natured:મ્હોં ન ગમે એવું;પ્રીત્યાયોગ્ય;મીલનસાર-મળતાવડું નહીં એવું;ચીઢિયું.

**Unanimated,**(અન્‌ઍનિમૅટેડ્‌ )*a.*1. Inanimate:નિર્જીવ;અપ્રાણ; અજીવ; અચેતન;અનતચેતન.2. Spiritless: નિર્જીવ;નિસ્તેજ;નિરસ;દમ વગરનું.

**Unanimity,** (યૂનૅનિમિટિ) *n.* The quality or state of being unanimous:એકઠાપણું;એક મત;સંપ;એકઠો;ઐક્ય;એકી;એકચિત્તતા; સર્વાનુમત

**Unanimous,** (યૂનૅનિમસ્‌) *a.* [ L. *unus*,one & *animus*, mind.]1. Being of one mind:એકમત-ચિત્તદીલ;સમભાવ.2.Formed with unanimity:એકમતી;સર્વસંમત.

**Unanimously,**(યૂનૅનિમસ્લિ) *adv.* With entire agreements of mind:એકમતે;સર્વાનુમતે.

**Unanswerable,** ( અન્‌ઍન્સરૅબલ ) *a.*Not answerable; irrefutable; decisive; conclusive : જેનો ઉત્તર અપાય નહિ-જવાબ દેવાય નહિ એવું; નિરૂત્તર;અખંડનીય;અનુત્તર.

**Unapparent,** ( અન્‌ઍપ્પૅરેન્ટ) *a.* That can not be seen:દેખાય નહિ એવું;અદૃશ્ય;અસ્પષ્ટ;અવ્યક્ત;અપ્રકટ.

**Unappeasable,** ( અન્‌ઍપ્પીઝૅબલ્‌ ) *a.*Not placable; શાંત કરવાનેઅયોગ્ય;અશામ્ય;અસાંત્વનીય.

**Unappreciated**(અન્‌ઍપ્રીશિએટેડ્‌ ) *a.*Not duly estimated or valued: બરોબર કિંમત-ખુજ નહિ થયેલું.

**Unapprised,** ( અન્‌ઍપ્રાઇઝ્ડ્‌ ) *a.* Not previously informed:અસૂચિત;આગળથી જણાવ્યા વગરનું;અસંદિષ્ટ.

**Unapproachable,** ( અન્‌ઍપ્રોચૅબલ્‌ )*a.*Inaccessible:પાસે જઈ શકાય નહિ તેવું;અગમ્ય;અગમનીય;દુર્ગમ્ય;અગંતવ્ય;અનાગમ્ય.

**Unapproached,** (અન્‌ઍપ્રોચ્ડ્‌ ) *a.* Not to be approached:જેની પાસે કોઈ ગયું આવ્યું નથી તેવું;અનાગત.

**Unappropriated,** (અન્‌ઍપ્રોપ્રિએટેડ્‌ )*a.*1.Not specially appropriate:બરાબર નહિ એવું.2.Not granted to any person: અમુક માણસને નહિ આપેલું તેવું: નધણિયું;ધણી વગરનું.3.Not granted for,or applied to any specific purpose:અમુક ઉપયોગમાં નહિ લીધેલું તેવું;પડી રહેલું.

**Unapt,**(અન્‌ઍપ્ટ્‌ )*a.* 1. Slow;dull: મંદ;જડબુદ્ધીનું;અચતુર.2. Unsuitable;inappropriate:unfit:અનુપયોગી;અનુપયુક્ત;લાગુ ન પડતું;અયોગ્ય; નાલાયક.3.Not disposed;not propense:અસિદ્ધ;કંઇ કરે નહિ તેવું.

**Unarmed,** ( અન્‌આર્મ્ડ્‌ ) *a.* 1. Not armed: હથિયાર વગરનું; બિન હથિયાર;અશસ્ત્ર; શસ્ત્રહીન-રહિત-શૂન્ય; નિરાયુધ 2. (*Nat.Hist.*) Having no hard and sharp projections:કઠણ અને તીણા કાંટા વગરનું.

**Unashamed,** (અન્‌ઍશેમ્ડ્‌ )*a.*Not ashamed:નહિ શરમાયેલું;નિર્લજ્જ.

**Unascertained,**(અન્‌ઍસર્ટેન્ડ્‌ )*a.* Uncertain:અનિશ્ચિત;તપાસ ન કરેલું;અનિર્ણીત;અનિર્ધારિત.

**Unasked,**(અન્‌ઍસ્ક્ડ્‌ )*a.* Not asked:માગેલું નહિ એવું;પૂછ્યા વગરનું;અયાચિત;અપ્રાર્થિત;વગર પૂછ્યું.

**Unaspirated,** (અન્‌ઍસ્પિરેટેડ્‌ ) *a.* Not aspirated:અલ્પપ્રાણ.

**Unaspiring,** ( અન્‌અસ્પાઇરિંગ્‌ )*a.* Not ambitious:મ્હોટી ઉમેદ ન રાખતું.

**Unassailable,**(અન્‌ઍસ્સેલૅબલ્‌ ) *a.* That can not be assaulted:ભેલાગ;હુમલો-ચઢાઈ થઈ શકે નહિ તેવું.

**Unassisted,** ( અન્‌ઍસિસ્ટેડ્‌ ) *a.* Alone;helpless: એકલું; મદદ વગરનું;અસહાય;સહાય વગરનું.

**Unassorted,** ( અન્‌ઍસૉર્ટેડ્‌ ) *a.* Not assorted:વર્ગ નહિ પાડેલા;વગર વીણેલું.

**Unassuming,**(અન્‌ઍસ્યુમિન્ગ્‌ ) *a.* Modest;humble: વિનયવાળું;નમ્ર; અનહંકારી;મર્યાદશીલ;નિરાભિમાની.

**Unatoned,**(અન્‌ઍટોન્ડ્‌ ) *a.*Not expiated:જેનું પ્રાયશ્ચિત થયું નથી એવું.

**Unattached,**(અન્‌ઍટૅચ્ડ્‌ )*a.*1. Not closely adhering;free:સામેલ નહિ એવું; અસંગ;અબદ્ધ. 2. (*Mil.*) Not assigned to any company: કોઈ ટોળી-ટુકડીને માટે નિર્માણ નહિ કરેલું-નહિ આપેલું.3.(*Law.*) Not taken or arrested:જપ્ત નહિ કરેલું.

**Unattainable,** ( અન્‌ઍટેનૅબલ્‌ ) *a.* Incapable of getting:અપ્રાપ્ય;અલભ્ય;અસાધ્ય;અગમ્ય; અનાગમ્ય;દુઃસાધ્ય;દુર્ગમ.

Unseen, unrued :

**Unattempted**, ( અન્‌ઍટેમ્પ્ટેડ્ ) *a.* Not attempted: યત્ન નહિ કીધેલો હોય એવું; વગર નહેનતનું.

**Unattended**, ( અન્‌ઍટેન્ડેડ્ ) *a.* Alone:છડું;એકલું; છડીસ્વારી; વગર; રહિત;વિનાનું.

**Unattested**,(અન્‌ઍટેસ્ટેડ્ ) *a.* Not attested:શાક્ષી પુરાવા વગરનું; અપ્રમાણ.

**Unauthentic**, ( અન્‌ઑથેન્ટિક્ ) *a.* Uncertain:ખાતરી વગરનું; વિશ્વાસ નહિ રાખવા જોગ;અપ્રમાણ;અપ્રમાણિક.

**Unauthorized**, (અન્‌ઑથૉરાઇઝ્ડ્ ) *a.*Not warranted by proper authority:બીનહુકમી;વિસનદી;સત્તા વગરનું;ગેરહુકમી;વિધિહીન.

**Unavailable**, ( અન્‌ઍવેલેબલ્ ) *a.* Vain;useless:નિરૂપયોગી;કામવગરનું;ફોકટ;અનુપયુક્ત;વ્યર્થ. [મિથ્યા.

**Unavailing**,(અન્‌ઍવેલિંગ્ )*a.*Useless: વ્યર્થ; નિષ્ફળ; ફોગટ; નિરર્થક;

**Unavoidable**,(અન્‌ઍવૉઇડેબલ્ )*a.* 1.Not to be shunned; inevitable: અણચાલ્યું; દુર ન થઈ શકે એવું; અનિવાર્ય;અનિવાર. 2. Not voidable:રદ ન થઇ શકે તેવું.

**Unaware**,(અન્‌ઍવેર્ )*a.*Not aware; without thought;inattentive : ખબર નહિ હોય એવું;અજાણ્યું.

**Unaware,Unawares**, (અન્‌ઍવેર્-અન્‌ઍવેર્ઝ્)*adv.*Suddenly;unexpectedly:ઓચિંતું;એકાએક;અકસ્માત;અચાનક; અજાણપણે.

**Unawed**, ( અન્‌ઑડ્ ) *a.* Not restrained by fear; undaunted : બીક વગરનું;નિર્ભય;નિડર.

**Unbalanced**, ( અન્‌બૅલૅન્સ્ટ્ ) *a.* 1. Not balanced;not in equipoise: સમતોલ નહિ એવું. 2.(*Com.*)Not adjusted;not settled: નહિ માંડી વાળેલું;બાકી નહીં કાઢેલું એવું.3.Unsteady;unsound:અસ્થિર;અશાન્ત; વ્યગ્ર;અનિશ્ચિત:હેઠું નહિ બેઠેલું;ઉંચું.

**Unbar**,(અન્‌બાર્ )*vt.*To open: ઉઘાડવું; ખોલવું; ભુંગળ-આગળો ઉઘાડવો.

**Unbearable**,( અન્‌બૅરેબલ્ ) *a.* Not to be endured: ખમી શકાય નહિ એવું;અસહ્ય.

**Unbecoming**, ( અન્‌બીકમિંગ્ ) *a.* Not becoming;unfit:અયોગ્ય;અનુચિત;અઘટિત;નાલાયક;શોભે નહિ એવું;વિરોભિત;અજુગતું.

**Unbefitting**,(અન્‌બીફિટિંગ્ )*a.*Unsuitable;unbecoming:નિરૂપયોગી; નાલાયક;જેવું જોઇએ તેવું નહિ; અયોગ્ય;અઘટિત;અનુચિત.

**Unbegotten**,(અન્‌બીગૉટન્ )*a.* Ungenerated;eternal;self-existent: નહિ જન્મેલું;નહિ થએલું;અજન્યા;અજનિત.

**Unbelief**,(અન્‌બીલીફ્ )*n.*Doubt;incredulity;the withholding of belief:અણપતિજ-વિશ્વાસ;અણભરોસો; અવિશ્વાસ.2. Disbelief of divine revelation:અશ્રદ્ધા-ભક્તિ;અનાસ્થા.

**Unbeliever**,(અન્‌બીલીવર્ )*n.*1. An incredulous person; a doubter; a skeptic:શંકાશીલ માણસ;વિશ્વાસ ન રાખનાર; અધીરિયું; અણપતીજ્યું; અવિશ્વાસુ.2.A disbeliever;an infidel;a free thinker:અભક્ત;અભાવિક-શ્રદ્ધાળુ-પ્રત્યયી:નાસ્તિક;પાખંડી.

**Unbelieving**,(અન્‌બીલીવિંગ્ )*a.*Not believing:નાસ્તિક;નહિ માનનારૂં.

**Unbeloved**, ( અન્‌બીલવ્ડ્ ) *a.* Not loved:અણમાનીતું ; અપ્રિય.

**Unbend**,(અન્‌બેન્ડ્ ) *vt.* 1. To free from flexure;to loosen:ઢીલું કo; શિથિલ કo;સિધું કo;-ની પણછ ઉતારવી.2.To remit from a strain or from exertion:વિસામો-વિશ્રામ આપવો-ખાવો;-ને નિરાંત થવી-હોવી;વાળવું;વિશ્રાન્તિ આપવી.3.(*Naut*)(*a*) To unfasten as sails from the spars:છુટા કo;જુદા કo.(*b*)To cast loose or untie:છોડી નાંખવું.

**Unbending**,(અન્‌બૅન્ડિંગ્ )*a.* 1. Not bending;stiff:વળે નહિ એવું;મજબુત. 2. Unyielding in will; resolute:દબી ન જાય એવું; નમે નહિ-ફરે નહીં એવું;અડગ;દૃઢ;આગ્રહી; ડગે નહિ તેવું;આધીન ન થાય એવું.3.Unyielding in nature:અચળ; નિશ્ચળ; દૃઢ; સ્થિર. 4. Devoted to relaxation or amusements : નિરાંત વળેલી ; વિસામાનું; વિશ્રામનું.

**Unbias**,(અન્‌બાઈઅસ્ ) *vt.* To free from bias or prejudice:નિષ્પક્ષપાત હોય એવું કરવું;વ્હેમ કાઢી નાખવો.

**Unbiased**,(અન્‌બાઇઍસ્ડ્ )*a.*Unprejudiced; impartial: નિષ્પક્ષપાતી; ભમાયું ન હોય એવું;ઉદાસીન;ઉભયપક્ષે સમાન.

**Unbidden**, ( અનિબડન્ )*a.* 1. Not bidden;not commanded: નહીં ફરમાવેલું.2.Uninvited:વગરતેડે આવેલું;અણબોલાવ્યું;ઘોલ્લૈયું;અણતેડયું.

**Unbind**,(અન્‌બાઇન્ડ્ )*vt.*To remove a band from;to set free;to untie: બંધ છોડવો;છોડવું;ઉતારવું;બંધન મુક્ત કo;છુટું મુકવું.

**Unbit**,(અનિબટ્ )*vt.*(*Naut.*)To remove the turns of from the bits: દોરડાના વળ છોડવા-ઉકેલવા.

**Unblamable**,(અન્‌બ્લેમેબલ્ )*a.*Not culpable;innocent: નિર્દોષ;નિરપરાધી;અનિંદ્ય:અદૂષણીય.

**Unblemished**, ( અન્‌બ્લેમિસ્ટ્ ) *a.* Not blemished;pure;spotless:કલંક-ડાઘ રહિત; નિષ્કલંક;નિર્દોષ;નિરવદ્ય;બીનખોડ; બીનએબ; બીનડાઘી.

**Unblest**,(અન્‌બ્લેસ્ટ્ )*a.*1.Not blest; excluded from benediction:આશીર્વાદ નહિ પામેલું; નિરાશીષ. 2. Wretched:દુઃખી;કંગાલ;અનાથ.

**Unblown**,(અન્‌બ્લોન્ )*a.* Not having the bud expanded:વગર ખીલેલું;અપ્રફુલ્લ;અપ્રફુલ્લિત;અવિકસિત.

**Unbolt**,(અન્‌બોલ્ટ્ )*vt.*To unfasten; to unbar;to open:ઉઘાડવું;આગળી -ભુંગળ ઉઘાડવી.

**Unborn**,(અન્‌બોર્ન્ )*a.*Not born;being still to appear;future:નહિ જન્મેલું;અજાત;અનાગત;આવતું;આગાડીનું.

**Unbosom**, ( અન્‌બુઝમ્ )*vt.* To disclose freely ; to reveal the secrets:પડદો ખોલીને મનની વાત કo; હૃદય ખોલવું;મનના વિચાર જણાવવા; દિલ ખોલીને વાત કo

**Unbound**, ( અન્‌બાઉન્ડ્ ) *a.* Not bound;loose; wanting a cover: નહિ બાંધેલું;છુટું;અબદ્ધ;બંધન રહિત.

**Unbounded**,(અન્‌બાઉન્ડેડ્ )*a.*Having no bound or limit:બેહદ;અત્યંત;અપાર;ઘણુંજ;અનંત;અમિત;નિસ્સીમ;અમર્યાદ;નિમર્યાદ; નિરંકુશ.

**Unbridle**,( અન્‌બ્રાઇડલ્ )*vt.* To set loose:છુટું કરવું;હાથથી છોડવું.

**Unbridled**,(અન્‌બ્રાઇડલ્ડ્ )*a.* Loosed from the bridle:હાથથી ગએલું; બીનલગામી:ઉચ્છૃંખલ;બેકેદ; ઉછાંછળું; નિર્મર્યાદ;બેકી-વહી ગયેલું;નિરંકુશ.

**Unbroken**,( અન્‌બ્રોકન્ )*a.* 1. Not broken;continuous:નહિ ભાગેલું; અખંડ;આખું;અખંડિત;અભંગ;અતૂટ. 2.Not tamed:નહિ પલોટેલું; હેલ્લડ; કાચું;નહિ વટાયલું.

**Unbrotherly**,(અન્‌બ્રધર્લિ ) *a.* Not becoming a brother: ભાઈને નહિ ઘટે તેવું;બંધુભાવહીન-રહિત.

**Unbuckle**,(અન્‌બકલ્ ) *vt.* To loose the buckles of; to unfasten:છોડવું;છુટું કરવું;આંકડી કાઢવી.

**Unburden**,(અન્‌બર્ડન્ )*vt.* 1.To relieve from a burden:-નું દુખ ખુલા-

દેખતુંએ નહિ ને દાઝતુંએ નહિ.

સાથી કહેવું: મનના ખુલાસાથી રોદણાં રડવાં.2.To throw off as a burden: ભાર-બોજો ઉતારી લેવો;ખાલી કરવું.

**Unburnt,** (અન્બર્ન્ટ) *a.*Not consumed by fire:નહિ શેકેલું-બળેલું-પકવેલું;કાચું.

**Unbutton,** (અન્બટન્) *vt.* To unfasten:બોરિયાં કાઢવાં.

**Uncalled-for,**(અન્કૉલ્ડ્-ફૉર્) *a.* **1.** Not called for;not required or needed:અણ-વગર બોલાવ્યું-વેલું;બોલાવ્યા વગરનું; નહિ બોલાવેલું-તેડેલું; અનિમંત્રિત.2.Improper;wanton: નકામું;જરૂર-ખપ વગરનું.નિરૂપયોગી.

**Uncandid,**(અન્કૅન્ડિડ્ )*a.*Not frank or sincere:દગાખોર;મનનું મેલું;કપટી.

**Uncase,**(અન્કેસ્ )*vt.*1.To take off or out:ઢાંકણ લઈ લેવું;બહાર કાઢવું;ઢાંકણું ખોલવું-ઉઘાડવું. 2. To strip;to flay:નાગું કરવું;-પરથી ઉખાડી નાંખવું. 3.(*Mil.*)To display:બતાવવું;દેખાડવું;પહોળું કo.

**Unceasing,** ( અન્સીસિંગ્ )*a.* Not intermitting;continual:નહિ બંધ પડે એવું;નિરંતર.અખંડ;સતત.

**Unceasingly,**(અન્સીસિંગ્લિ) *adv.* Continually:નિરંતરપણે;નિત્ય;હમેશાં; સદા.

**Unceremonious,** ( અન્સેરીમોનિઅસ)*a.*Not formal:આદરસત્કાર વિનાનું;અસભ્ય;બેમુરવત.

**Uncertain,**(અન્સર્ટેન્ )*a.* **1.** Not certain;not having certain knowledge;not assured in mind;distrustful:નક્કી નહિ હોય એવું;અનિશ્ચિત;શક ભરેલું.2.Resolute;inconstant;variable; untrustworthy: અનિશ્ચિત;ધોરણ વગરનું; અશાશ્વત.3. Questionable; equivocal: શક ભરેલું;શકમંદ; સંશયાત્મક;અનિશ્ચયાત્મક.4.Not sure;liable to fail or err:ખાતરી વગરનું; સંશયી;સંદિગ્ધ; અનિશ્ચયી.*vt.*To make uncertain: શકવાળું-શકમંદ-અનિશ્ચિત કo.

**Uncertainly,**( અન્સર્ટેન્લિ ) *adv.* In an uncertain manner:શક ભરેલી રીતે;સંદિગ્ધપણે.

**Uncertainty,** (અન્સર્ટેન્ટિ) *n.* 1. The quality or state of being uncertain:અનિશ્ચય;અનિર્ણય;વિકલ્પ; અનવસ્થા.2.Something unknown: સંદેહ;સંશય;ભ્રાંતિ;સંદિગ્ધતા.

**Unchain,**(અન્ચેન્ )*vt.*To free from chains;to let loose:બેડી કાઢવી;છુટકારો-ખુલાસો કરવો;બંધન મુક્ત કo.

**Unchangeable,** } (અન્ચેન્જેબલ્-
**Unchanging,** } અન્ચેન્જિંગ્ ) *a.*Not capable of change; immutable: અવિકારી: ફરે નહીં એવું; નિર્વિકાર;નિર્વિકલ્પ;અવિક્રિય.

**Unchanged,** (અન્ચેન્જ્ડ્ ) *a.* Not changed or altered: નહીં બદલાય એવું;નિર્વિકાર;અવિકૃત.

**Uncharitable,** (અન્ચૅરિટેબલ્ ) *a.* Contrary to charity;harsh;censorious:અપ્રેમી;દોષ કાઢનાર; દોષદર્શી;મર્માન્વેષી;છિદ્રાન્વેષી.

**Uncharitableness,** (અન્ચૅરિટેબલ્નેસ )*n.*Want of charity:અપ્રેમ; અપ્રેમીપણું;દોષદૃષ્ટિ;છિદ્રાન્વેષીપણું.

**Uncharitably,**(અન્ચૅરિટેબ્લિ )*adv.* In a manner contrary to charity:અપ્રેમથી.

**Unchaste,**(અન્ચેસ્ટ્ )*a.*Not chaste; not continent;lewd:છિનાળવું;પાક નહિ તેવું;વ્યભિચારી;જારકર્મી.**U.***wife*: કુલટા;અસાધ્વી;અસતી ; છિનાળ;અપતિવ્રતા;જારિણી.

**Unchastity,** (અન્ચૅસ્ટિટિ) *n.* The quality or state of being unchaste;lewdness:વ્યભિચાર; છિનાળું;જારકર્મ.

**Unchecked,**(અન્ચૅક્ટ્ ) *a.* Not restrained; not hindered: અટકાવ વગરનું;નહિ અટકાવેલું;નિરંકુશ.

**Unchristian,** ( અન્ક્રિસ્ટિઅન્ ) *a.* Contrary to the laws of Christianity: ખ્રીસ્તી ધર્મ વિરૂદ્ધ.2.Not like or becoming Christian: ખ્રીસ્તી ધર્મ વાળાને ન છાજે એવું.3.Not converted to Christianity; infidel:કાફર;મ્લેચ્છ; દુર્દેવ; ખ્રીસ્તી ધર્મમાં નહિ આવેલું.

**Unchurch,**(અન્ચર્ચ )*vt.* **1.** To expel from a church;to excommunicate: ધર્મમાંથી કાઢી મુકવું;ધર્મ બહાર કo.2.To deprive the authorities of a church: ધર્મના હક-સત્તા ખુંચી લેવી.

**Uncircumcised,**(અન્સર્કમ્સાઇઝ્ડ્ ) *a.*Not circumcised:સુન્નત નહીં કીધેલું;બેસુન્નત.2.Not of the Israelites:યાહુદી નહિ તેવું.

**Uncircumspect,** (અન્સર્કમ્સ્પેક્ટ ) *a.*Careless:ગાફેલ; અસાવધ; પ્રમત્ત; પ્રમાદી;ગેરસાવધ;અસાવધાન.

**Uncivil,** (અન્સિવિલ્ )*a.*1. (*Pers.*) Not civilized;savage;rude: જંગલી;અસભ્ય;નાલાયક;અશિષ્ટ;બેમુરવત.2.Rude;impolite:જંગલી; ગામડીઉ;તોછડું;અસભ્ય;અવિનયી.

**Uncivilized,** (અન્સિવિલાઇઝ્ડ્ ) *a.* Not civilized;rude; savage: નહિ સુધરેલું;જંગલી;રાનટું;અશિક્ષિત; અનાચારી;વિદ્યાચારહીન.

**Unclaimed,**(અન્ક્લેમ્ડ્ )*a.*Not demanded;not called for: નહિ માગેલું;ધણી વગરનું;નધણિયાતું;નવારસુ; અસ્વામિક.

**Unclassical,**(અન્ક્લૅસિકલ્ )*a.* Not pertaining to the classic writers: શિષ્ટ-સંસ્કૃત ગ્રંથ કર્તાઓને નહિ લગતું.

**Unclasp,** (અન્ક્લૅસ્પ્ ) *vt.* To loose the clasp of;to open: આંકડી કાઢવી;ચાપડો ખોલવો.

**Uncle,**(અન્કલ્ )*n.*1. The brother of one's father or mother; also applied to an aunt's husband:કાકો;મામો;ફુવો;માસો.2.A pawn-broker:બાંધિયો;જણસો રાખીને ધીરનાર. *My* **u.**, a pawnbroker: જણસો રાખીને ધીરનાર.

**Uncleanly,**(અન્ક્લીન્લિ )*a.* **1.** Not clean;foul;dirty:મલીન;ગંદું; મેલું. 2.Ceremonially impure:અપવિત્ર;અશુદ્ધ;નાપાક.3.Lewd;morally impure:વિષય ભરેલું;ઇશ્કનું; બદફેલીનું;નાપાક;અનીતિવાન.

**Uncleanness,** (અન્ક્લીન્નેસ્ ) *n.* **1.** Foulness;dirtiness:મલીનતા;મેલ. 2.Ceremonial impurity: અશુદ્ધતા;અપવિત્રતા.3.Lewdness:વિષય; ઈશ્ક;બદફેલી;કુકર્મ.

**Uncleansed,**(અન્ક્લેન્ઝ્ડ )*a.*Not purified:સાફ નહિ કરેલું; વગર માંજેલું.

**Unclose,**(અન્ક્લોઝ્ )*vt.*1.To open; to break the seal of: સીલ તોડવું; ઉઘાડવું;ફોડવું.2.To disclose;to reveal:ખુલ્લું કo;ઉઘાડું-સ્પષ્ટ-જાહેર કo.

**Unclothe,**(અન્ક્લોધ્ )*vt.* To make naked:વસ્ત્ર-કપડાં ઉતારવાં-કાઢવાં;નાગું કo;વસ્ત્રહીન-રહિત કo.

**Unclouded,**(અન્ક્લાઉડેડ્ )*a.* Free from the clouds;not darkened: વાદળાં વગરનું;નિર્મળ; નિર્મેઘ; અનભ્ર; સાફ;ખુલ્લું.

**Uncoil,**(અન્કૉઇલ્ )*vt.*To unroll;to unwind or open:ઉકેલવું;છોડવું.

**Uncomely,** ( અન્કમ્લિ ) *a.* **1.** Not comely;unseemly:અસુંદર;અરૂપવાન;શોભિતું નહિ હોય એવું; બેડોળ. 2. Unbecoming: અયોગ્ય;અણઘટતું; અનુચિત;અઘટિત;નાલાયક.

**Uncomfortable,** (અન્કમ્ફૉર્ટેબલ )

Under my cloak, I will kill a king:

*a.*Uneasy:અસુખી;અસ્વસ્થ;દુઃખી.2. Disagreeable; unpleasant:સુખકારક નહિ એવું;મેચેન;અણગમતું;અસગવડ ભરેલું;સોઇ વગરનું.

**Uncommon,**(અન્કૉમ્મન) *a.* Unusual;infrequent: અસાધારણ;અસામાન્ય; વિરલ. 2. Remarkable; strange:અપૂર્વ;અલૌકિક;અદ્ભુત;અપ્રસિદ્ધ;વિલક્ષણ.

**Uncomplaining,**(અન્કૉમ્પ્લેનિન્ગ) *a.*Not murmuring:ફરિયાદ ન કરતું; સંતુષ્ટ;સંતોષી.

**Uncompromising,** (અન્કૉમ્પ્રોમાઈઝિંગ) *a.* Not admitting of comprise;obstinate; inflexible; unyielding:શરત નહિ કબૂલ કરે એવું; હઠીલું;ન લટે એવું.

**Unconcern,**(અન્કૉન્સર્ન) *a.* Want of concern;indifference:અણકનવાર;બેપરવાઇ;બેતમા;બેદરકાર;બેફિકર; બીનકાળજી.

**Unconcerned,**( અન્કૉન્સર્ન્ડ ) *a.*1. Not concerned;easy in mind:કનવાર-કાળજી વગરનું;નિષ્કાળજી;બેપરવા; ઉદાસીન.2.Having no interest in: જેને કંઇ લાગતું વળગતું નથી એવું;અનપેક્ષ;લેવાદેવા વગરનું.

**Uncondemned,** ( અન્કૉન્ડેમ્ડ ) *a.* Not judged guilty:નિરપરાધી;ગુનેગાર નહિ ઠરાવેલું.

**Unconditional,** ( અન્કૉન્ડિશનૅલ) *a.*Absolute;unreserved :બાંધા-તકરારવગરનું;બિનશરતિ;અપ્રતિબંધક; સંપૂર્ણ;પૂરેપૂરું.

**Unconfined,**( અન્કૉન્ફાઇન્ડ ) *a.* 1. Free from restraint:બંધન વગરનું; છૂટું;અબંધ;ખુલાસા ભરેલું.2. Having no limits;unbounded:અમર્યાદ;નિર્મર્યાદ;અપાર;બેહદ;અનંત;અતિશય.

**Unconfirmed,**(અન્કૉન્ફર્મ્ડ )*a.*Not fortified by resolution:સાબીત નહિ કરેલું.

**Uncongenial,**(અન્કૉન્જીનિઅલ )*a*, Not congenial:માફક નહિ હોય એવું;અનનુકૂળ;પ્રતિકૂળ.

**Unconnected,** ( અન્કૉન્નેક્ટેડ ) *a.* Not united;seperate:સંબંધ રહિત;અનન્વિત;નિરાળું;ઇલાહેદું;છૂટું;પૃથક્;અસંબદ્ધ;અસંગત.

**Unconquerable,**( અન્કૉન્ક્વરૅબલ ) *a.* Not conquerable; indomitable;invincible: અજીત;કોઈથીજીતાય નહિ એવું;અજેય.

**Unconquered,**(અન્કૉન્કર્ડ )*a.*Not vanquished or defeated:કોઇથી નહિ જીતાયેલું;અજીત;અપરાજીત;અજય.

**Unconscionable,**(અન્કૉન્શનૅબલ ) *a.*1. Not conforming to reason; unreasonable:અયોગ્ય;ગેરવાજબી; અનુચિત.2.Not guided by or conformed to conscience:અક્કલ કબૂલ ન કરે એવું.

**Unconscious,** ( અન્કૉન્શસ્ )*a.* 1. Not knowing:અચેતન;બેભાન;જડ. 2.Not knowing: જેને ભાન-ચેતના નથી એવું;અશુદ્ધ;અજાણ; અજ્ઞાન;ગેરમાહિતગાર.

**Unconsciously,** ( અન્કૉન્શસ્લિ ) *adv.*Without knowledge: અજાણ પણાથી;અજાણતાં.

**Unconstitutional,**(અન્કૉન્સ્ટિટ્યૂશનૅલ )*a.*Contrary to the constitution : રાજ્ય-દેશના કાયદા-રાજ્યનીતિ વિરૂદ્ધ.

**Unconstrained,**(અન્કૉન્સ્ટ્રેન્ડ )*a.* Free from constraint; voluntary:સ્વતંત્ર;સ્વેચ્છાધીન;છુટું;અબંધ; નિર્બંધ.

**Uncontrollable,**( અન્કૉન્ટ્રોલૅબલ ) *a.*Ungovernable;irresistible;વશનહિ થાય એવું;અનિવાહ્ય;અનિવાર્ય 2.Indisputable: અટકાવી ન શકાય એવું;અવિવાદિત.

**Uncontrolled,** ( અન્કૉન્ટ્રોલ્ડ ) *a.* Not governed;not subjected or restrained:કબજામાંનહિ રહેલું;અંકુશવગરનું;બેકેદ;નિરંકુશ;અપ્રતિબંધ; ઉછૃંખલ.

**Unconverted,** (અન્કૉન્વર્ટેડ ) *a.* 1. Not converted or exchanged:ફેરવેલું નહિ એવું.2.Not changed in opinion or from one faith to another:જેના વિચાર ફેરવાયા-ફર્યા નથી એવું: એક ધર્મમાંથી બીજા ધર્મમાં નહિ ગએલું.(*a*)Not persuaded of the truth of the Christian religion; heathenish:ઇસ્વી ધર્મ જેણે સ્વીકાર્યો નથી એવું;મૂર્તિપૂજક;નાસ્તિક.(*b*) Unregenerate;sinful:જેનો બીજો જન્મ થયો-સ્વભાવ બદલાયો-નથી એવું;પાપી.

**Uncooked,** (અન્કુક્ડ )*a.* Not cooked:નહિ રાંધેલું;કાચું;અપક્વ.

**Uncork,**(અન્કૉર્ક )*vt.* To draw the cork from:ડાટો ખોલવો;ઉઘાડવું.

**Uncorked,**(અન્કૉર્ક્ડ )*a.* Not corked;open:બુચ નહિ દીધેલો; ઉઘાડું.

**Uncorrected,**(અન્કૉરેક્ટેડ )*a.* Not revised;not reformed:અશુદ્ધ; સુધરેલું નહિ એવું.

**Uncorrupt,**(અન્કૉરપ્ટ ) *a.* Incorrupt;not depraved: પવિત્ર; પાક; નહિ બગડેલું.

**Uncounted,** (અન્કાઉન્ટેડ ) *a.* Not counted:નહિ ગણેલું; અગણિત; અત્યંત;અતિશય.

**Uncourteous,** ( અન્કૉર્ટીઅસ્ ) *a.* Uncivil;unpolite:જંગલી; નાલાયક;અસભ્ય;અવિવેકી;બેમુરવત.

**Uncourteously,** ( અન્કૉર્ટીઅસ્લિ ) *adv.*Uncivilly;unpolitely: જંગલી રીતે;નાલાયક રીતે;અસભ્યપણે.

**Uncourteousness,** (અન્કૉર્ટીઅસનેસ્)*n.*Incivility: જંગલીપણું: અસભ્યતા;અશિષ્ટતા;અમર્યાદા;અવિવેક.

**Uncourtly,**(અન્કૉર્ટ્લિ)*a.* Uncivil; rude:જંગલી;અસભ્ય;રાનટું; અશિષ્ટ; અવિનયી.

**Uncouth,**(અન્કુથ્ )*a.*1.Unknown: અજાણ્યું.2.Uncommon; rare: અસામાન્ય; અપૂર્વ. 3. Unfamiliar; strange:તરેહવાર;વિચિત્ર; વિલક્ષણ; અપરિચિત.4.Mysterious; dreadful:ગહન;ભયંકર;ભયાવહ;ભયોત્પાદક. 5.Odd;awkward:જંગલી; અનાડી; બેડોળ;કઢંગુ;અડાણી;અપરૂપ.

**Uncouthness,**(અન્કુથ્નેસ )*n.* Oddness;strangeness:બેડોળપણું; વિચિત્રતા;વિલક્ષણતા;અનાડીપણું;કઢંગાઈ.

**Uncover,**(અન્કવર્ )*vt.* 1. To take the cover from:ઢાંકણ કાઢી નાંખવું; -નું મોં ઉઘાડવું;ઉઘાડું કo.2. To divest of the hat or cap: માથા ઉપરથી ટોપી અગર પાઘડી ઉતારી લેવી; માથું ઉઘાડું કo.3.To show openly:ઉઘાડું કo;ખુલ્લું કo;ખુલ્લું કરી બતાવવું;બહાર પાડવું.*vi.*1.To take off the hat or cap:ટોપી પાઘડી ઉતારવી-ઉતારી લેવી.2. To remove the cover:ઢાંકણ લઇ લેવું; ખુલ્લું કo.

**Uncreated,**(અન્ક્રીએટેડ )*a.* 1. Deprived of existence: જેની હયાતી લઇ લીધી છે એવું; નષ્ટ. 2. Not yet created:અસૃષ્ટ; અનુત્પન્ન;અનિર્મિત; અનિર્માણ.3.Eternal;self-existent: અજન્મા;સ્વયંભૂ.

**Unction,**(અંક્શન )*n.* [L. *ungo*, I anoint.]1.The act of anointing; smearing, or rubbing with an unguent,oil,or ointment:તેલ ચોપડવું-ચોળવું તે.2.An unguent;an ointment:લેપ-લેપન.3.Divine or sanctifying grace: તેલાભિષેક. 4. That quality in language which excites emotion:સાંભળનારના મનમાં ભક્તિભાવ ઉત્પન્ન થાય એવો વા-

ણીમાં રહેલો ગુણ;જુસ્સો.

**Unctuous,**(અંક્ટયૂઅસ્ )*a.*[*L.unctus*,smeared.]Fatty;oily;greasy: ચીકણું;તેલીયું.

**Uncultivated,**(અન્કલ્ટિવેટેડ્ )*a.*1. Not tilled;not instructed: નહિ ખેડેલું;પડી રહેલું:પડતર. 2. Rude: અણઘડ;અભણ;જંગલી;અસંસ્કૃત: અશિક્ષિત;અસભ્ય;કેળવાયેલું નહિ એવું.

**Uncut,**(અન્કટ્ )*a.*1. Not cut: નહિ કાપેલું; આખું; વગર કાપ્યું. 2. Not ground:પેલ-પાસા પાડ્યા વગરનું.

**Undated,**(અન્ડેટેડ્ )*a.*Having no date:મિતિ-તારીખ વગરનું.

**Undaunted,** ( અન્ડોન્ટેડ્ ) *a.* Not subdued and depressed by fear: ધાસ્તી-ભય વગરનું;નિર્ભય;બેધડક;છાતીચલું;ધૃષ્ટ;વજ્ર હૈયાનું;નિર્ધાસ્ત;નિડર.

**Undauntedly,**(અન્ડોન્ટેડ્લિ) *adv.* Boldly;intrepidly:નિર્ભય-નિડરપણે;ધૃષ્ટતાથી.

**Undauntedness,** (અન્ડોન્ટેડ્નેસ ) *n.*Boldness;intrepidity:બહાદુરી; હિમ્મત:છાતી;હામ:ધૃષ્ટતા.

**Undecaying,**(અૅન્ડીકેઇંગ્ )*a.* Immortal:ક્ષીણ નહિ થાય એવું;અક્ષય; અવિનાશી;અનશ્વર;અજર:નિરવ્યય.

**Undeceive** , ( અન્ડીસીવ્ ) *vt.* To cause to be no longer deceived:-ના કાન-આંખો ઉઘાડવી;શક દૂર કરવો:નિર્ભ્રાન્ત ક૦;ભ્રમ-ભ્રાન્તિ દૂર ક૦ -ખસેડવી.

**Undecided,**(અન્ડીસાઈડેડ્ )*a.* Not settled:નક્કી નહિ કીધેલું;અનિશ્ચિત; અનિર્ણિત:અકૃત નિશ્ચય;ઢચુપચુ.

**Undefiled,** ( અન્ડીફાઈલ્ડ્ ) *a.* Not polluted:ભ્રષ્ટ નહિ કીધેલું:નિર્મળ;શુદ્ધ.

**Undefinable,**(અન્ડીફાઇનૅબલ્ ) *a.* Not capable of being described or limited:બેહદ; જેની વ્યાખ્યા નહિ થાય એવું;અલક્ષ્ય;અલક્ષણીય;અનિર્વચનીય;અનિર્વાચ્ય.

**Undeniable,** (અન્ડીનાઈઍબલ્ ) *a.* 1.Incapable of denial : ના નહિ કહેવાય એવું;તકરાર નહિ લેવાય એવું; નિર્વિવાદ ; નિ:સંદેહ. 2. Unobjectionable:અબાધિત.

**Under,**(અન્ડર્ )*prep.* 1. Beneath: નીચે;તળે;હેઠળ;હેઠે-નીચે.2.(*a*)Denoting relation to something or person that is superior,weighs upon, oppresses , bows down, governs,directs,influences powerfully or the like in a relation of subjection, subordination, obligation or the like:તાબે;હુકમમાં;આધીન;નીચે;માં;-ના જોખમે;છતાં; એમ હોય તોપણ.(*b*)In a relation of the less to the greater,of inferiority,or of falling short:કરતાં ઓછું-કમી. (*c*) Denoting relation to something that comprehends or includes with the cover or pretext of:બાહાને;નિમિતે;તરીકે.(*d*) Denoting the relation of being subject, of undergoing regard, &c:ની વખતમાં-વેળાએ. **U.** *arms*, (*Mil.*)(*a*)Drawn up fully armed: હથિયારબંધ તૈયારકરેલું.(*b*)Enrolled for military service: લશ્કરી નોકરીમાં દાખલ થએલું.**U.***canvas.*,(*a*) provided with tents:તંબુસહીત.(*b*) Moved or propelled by sails:શઢથી આગળ ચલાવાતું.**U.***fire*,exposed to an enemy's fire:લડાઇની અંદરમાં-;લડાઇમાં ગુંથાયેલું.**U.** *ground*: જમીનમાં-અંદર.**U.***the rose*,secretly:છુપી રીતે;કોઈ ન જાણે તેમ.**U.***one's signature*:સહી સાથે;સહી કરેલું.**U.** *the breath*:ધણેજ ધીમેથી. **U.***way*: રસ્તે પડેલું;ચીલે પડેલું;ધંધે વળગેલું. **U.** *the name of*: ના નામે. *adv.* ( *Used in idiomatic expressions* ). In a lower, subject or subordinate condition:પરવશપણે;તાબામાં રહી.As,*to bring under*, to subdue:નરમ પાડવું;ઓલવવું; કબજ કરવું.*To keep* **u.**, to keep in subjection:હાથ તળે રાખવું. *To go* **u.**,to fail:નિષ્ફળ જવું;બાજી હારવી. *a.*Subject:ઉતરતા દરજ્જાનું;હાથ નીચેનું;ઉપ;નાયબ.

**Under-act,** (અન્ડરૅક્ટ્ ) *vt.* To act inefficiently,as a play:નાટક બરાબર જોઈએ તેવી રીતે ન ભજવવું.

**Under-age,** (અન્ડર્-એજ્ ) *a.* Not having arrived at age of discretion;hence,raw; inexperienced: કાચી વયનું;નાદાન;કાચું; બીન અનુભવી;છોકરવાદી;અપક્વ.

**Under-agent,**(અન્ડર્ઍજેન્ટ્ )*n.* A subordinate agent:તાબાનો આડતીઓ.

**Under-arm,**(અન્ડર્-આર્મ્ )*a.* Done with the arm not raised ; not swung far out of the body;underhand: હાથ ગોળ વિંઝીને નહીં કરેલું; નીચે હાથેજ કરેલું. *As an* **u.**, bowling:હાથ ગોળ વિંઝ્યા વગર કરેલી બોલીંગ.

**Under-bid,**(અન્ડર્બિડ્ )*vt.*To offer to contract,sell or do for a less price than:ઓછી કિમ્મતે માગવું.

**Underbred,**(અન્ડર્બ્રેડ્ )*a.*Illbred: અશિષ્ટ;અસભ્ય;જંગલી:ઓચા જેવું.

**Underbrush,**(અન્ડર્બ્રશ્)*n.*Shrubs or small trees;undergrowth:નાનાં ઝાડવાં-છોડવા.

**Undercharge,**(અન્ડર્-ચાર્જ્ )*vt.*To charge below or under:-થી ઓછી કિંમત લેવી.2.To put too small a charge into:માં બહુજ ઓછો દારૂ ગોળો વિ૦ ભરવો.

**Under-clerk,**(અન્ડર્કલાર્ક્ )*n.* Subordinate clerk:તાબાનો કલાર્ક;હાથ નીચેનો કલાર્ક-કારકૂન.

**Under-current,**(અન્ડર્કરેન્ટ્ )*n.*1.A current below the water:પાણીની નીચે ચાલતો પ્રવાહ.2. An unseen influence or tendency : અંદરને અંદર ઉઠતી મનોવૃતિ.

**Underdealing,** (અન્ડર્ડીલીંગ્ ) *n.* Unfair practice;trickery:લુચ્ચાઈ;ખળતા;પેચ;કપટાઈ.

**Under-do,**(અન્ડર્ડૂ )*vi.*1.To do less than is requisite: જોઇએ તે કરતાં ઓછું કરવું.2.To cook insufficiently:કાચું-કડક રાખવું.

**Under done,** ( અન્ડર્ડન્ ) *a.* Not cooked well:બરાબર રંધાએલું નહિ એવું;કાચું;અપક્વ;અદકચરૂં.

**Under-foot,**(અન્ડર્ફૂટ્ ) *adv.*Under feet:પગતળે.*a.*Low; base;abject: નીચું;હલકું;અધમ.

**Undergo,**(અન્ડર્ગો)*vt.*1. To go or move below:નીચે જવું.2 .To suffer;to be subjected:ભોગવવું;સહેવું;વેઠવું;સોસવું;સહન ક૦;ખમવું;થવું;-નું પરિણામ થવું-આવવું.3.To be the bearer of:હોવું;-ના માલેક હોવું. 4. To hazard : જોખમમાં નાંખવું;-માં પડવું-ઝંપલાવવું.

**Under-graduate,** (અન્ડર્ગ્રૅડ્યૂએટ્ )*n.*A member of a university who has not taken his first degree:પાઠશાળામાં જે વિદ્યાર્થિએ પહેલી પદવી નથી મેળવી તે;અંડરગ્રેડ્યૂએટ્.2.A student in any school who has not completed his course : જેણે બધો અભ્યાસ પૂરો ન કર્યો હોય એવો વિદ્યાર્થિ ; પાછળ પડી -રહી ગયલો વિદ્યાર્થિ.

**Under-ground,**(અન્ડર્ગ્રાઉન્ડ્ ) *n.* The place beneath the surface of the ground: જમીનની નીચે-ત-

ળીઆની જમીન;ભોંયરૂં. *a.*1. Being below the surface of the ground: જમીનની નીચેનું.2.Secret:છુપું; ગુપ્ત;ઢાંક્યું;છાનું.

**Under-growth,** ( અન્ડર્ગ્રોથ્ ) *n.* That which grows under trees: ઝાડની નીચે જે ઉગે છે તે;નાનાં ઝાડવાં-છોડવા.

**Under-hand,**(અન્ડર્હૅન્ડ્ )*a.*Secret; mean;unfair:છાનું;ગુપ્ત;ચોરીનું;ગૂઢ; નિંદ્ય;ગર્હણીય.*adv.* By fraud; unfairly:દગાથી;ચોરીથી;છળપ્રપંચથી.

**Underhanded,** ( અન્ડર્હૅન્ડેડ્ ) *a.* Secret;clandestine:છુપું;ગુપ્ત; ઢાંક્યું;છાનું.2.Insufficiently provided with hand or workers: જોઇએ એટલાં માણસ ન રાખ્યાં હોય એવું. 3.Sparsely populated: આછી વસ્તીવાળું;વસ્તી ઓછી થઇ ગઇ હોય એવું.

**Under-let,**(અન્ડર્લેટ્ )*vt.*1. To let below the value:થોડી કિમ્મતે આપવું.2.To sublet:પેટે-ભાડે આપવું; આડ ભાડે આપવું.

**Under-line,** ( અન્ડર્લાઇન્ ) *vt.* To make a line below, as words : શબ્દોની નીચે લીટી દોરવી.

**Underling,**(અન્ડર્લિન્ગ્ )*n.* A subordinate:તાબાનો હલકો માણસ;નીચ-હલકો માણસ;કામદાર.

**Undermanned,** ( અન્ડર્મૅન્ડ્ ) *a.* Short-handed:જોઇએ એટલાં માણસ વગરનું.

**Undermine,**(અન્ડર્માઇન્ )*vt.*1. To form a mine under:નીચેથી જમીન ખોદી કાઢવી;સુરંગ કરવી-પાડવી.2.To remove the foundation:પાયો ખોદી નાંખવો.3.To ruin in an underhand way: ગુપ્ત રીતે નાશ કરવો;-ને નુકસાન-ધોકો પહોંચાડવો;ખવાઇ જવું.

**Under-most,** ( અન્ડર્મોસ્ટ્ ) *a.* Lower to:કનિષ્ઠ;સર્વથી નીચેનું.

**Under-neath,**(અન્ડર્નીથ્ )*pre.*Under;below:હેઠળ;નીચે.Also,*adv.*

**Under-pin,**(અન્ડર્પીન્ )*vt.*To stone. પાયાને મજબુત કરવાને પથરા ઘાલવા.

**Under-pinning,**(અન્ડર્પિનિંગ્ )*n.* The act of supporting by stones:પાયો મજબુત કરવાને ઘાલેલા પથરા.

**Under-prize-rate,** ( અન્ડર્પ્રાઇઝ્-રેટ્ )*vt.*To undervalue: ઓછી કિમ્મત કરવી;-ની ખુબ ઓછી જાણવી.

**Underproof,**( અન્ડર-પ્રૂફ્ ),*a.* Containing less alcohol than proof spirit:ઓછાકસનું.

**Under-rose,** ( અન્ડર્-રોઝ્ ) *adv.* Secretly:છાનામાના;ગુપ્ત રીતે.

**Under-score,**(અન્ડર્-સ્કોર્ )*vt.* To underline: નીચે લીટી દોરીને નિશાની કરવી.

**Under-sell,**( અન્ડર્સૅલ્ )*vt.* To sell at a lower price than: ઓછી કિમ્મતે વેચવું.

**Under-sign,**(અન્ડર્સાઇન્ )*vt.*1. To write one's name at the foot or end of:નીચે સહી કરવી.*The undersigned*:સહી કરનાર માણસ;નીચે સહી કરનાર.

**Under-soil,**( અન્ડર્-સૉઇલ્ )*n.* Understratum:પડની નીચેની જમીન; અંતરપડ.

**Under-stand,**( અન્ડર્-સ્ટૅન્ડ્ )*vt.*1. To know; to comprehend; to have knowledge of:સમજવું;ધ્યાન-મગજમાં ઉતારવું;સમજવું;-ના સમજ્યામાં આવવું.2.To learn;to hear: ખબર મળવી;જાણવું;સાંભળવું. 3. To suppose to mean;to explain;to interpret: -નો અર્થ ક૰;સમજાવવું; ખુલાસો ક૰.4.To take for granted: સમજી-ધારી લેવું; માની-ગણી લેવું;અધ્યાહાર ગણવું.5.To stand under:to support:આશ્રય-ટેકો આપવો.*To give one to* u.,to cause one to know: જણાવવું;સમજાવવું.*vi.*To be an intelligent being:સમજણ અક્કલ મળવી.2.To be informed:ખબર મળવી.

**Under-standing,**(અન્ડર્સ્ટૅન્ડિંગ્) *n.*1. Knowledge; discernment; comprehension:explanation:સમજ;જ્ઞાન;ગ્રહણ;પ્રબોધ;આકલન.*Eye of the* u.:જ્ઞાનચક્ષુ. 2. An agreement of opinion;adjustment of differences;harmony: બનાવ;સંપ;સમજુતી;સ્નેહભાવ;વૃત્તિ.*Good* u.: સદ્ભાવ; મિત્રભાવ. 3. The power to understand the intellectual faculty;the intelligence : સમજશક્તિ; સમજણ; જ્ઞાનેંદ્રિય; જ્ઞાનદૃષ્ટિ; બુદ્ધિ;અક્કલ;મતિ;ગ્રહણશક્તિ.*a.* Clever;active:હુશીઆર;ચતુર;નિપુણ.

**Under-state,**( અન્ડર્-સ્ટેટ્ )*vt.* To state less strongly than may be done truthfully:કરતાં ઓછું કરીને કહેવું;સાચીવાત દબાવી દઈને કહેવું.

**Under-stood,** ( અન્ડર્-સ્ટુડ્ ) *a.* Meant but not expressed:અધ્યાહાર હોય એવું;અધ્યાહાર;ગર્ભિત; ઉપલબ્ધ;મતાર્થ.

**Under-strapper,** ( અન્ડર્-સ્ટ્રૅપર્ ) *n.*A pretty fellow:હલકા કામનો કારભારી;કામદાર.

**Under-take,**(અન્ડર્-ટેક્ )*vt.*1. To take upon one's self;to take in hand:માથે લેવું;હાથમાં લેવું;બીડું ઝડપવું.2. To contract to perform: શરત-કરાર કરીને માથે લેવું.3.To guarantee:to affirm;to promise:-ના વતી છાતી ઠોકીને કહેવું;-ની બાંહ્યધરી આપવી;-ને માટે બંધાવું. 4. To assume: ધારણ ક૰. 5. To engage with;to attack:-પર હુમલો ક૰;-ની સાથે ઉતરવું.6.To hear:જાણવું;સાંભળવું.7.To have the charge of:-ને તાબા-કબજા-હવાલામાં લેવું;-ની પાસે હોવું. *vi.* 1. To take upon one's self:માથે લેવું.2.To venture:હિમ્મત ધરવી.3.To be surety:વચન આપવું;જામીન થવું;-ને માટે બંધાવું.

**Under-taker,**(અન્ડર્ટેકર્ )*n.*1.One who undertakes:માથે લેનાર.2. A contractor:કન્ટ્રાક્ટ રાખનાર.3.One who takes the charge of funerals:મશાણીઓ;દહન કરવાની સઘળી ચીજો પુરી પાડનાર;ખાંધીઓ.

**Under-taking,** ( અન્ડર્ટેકિંગ ) *n.* The act of one who undertakes; enterprise:કાર્ય;કર્મ;સાહસ;જોખમ; કર્તવ્ય;ધંધો; વ્યવસાય;આરંભ; વ્યાપાર;પ્રવૃત્તિ.2.The management of funerals:મશાણીઆનું કામ.3.A promise;a pledge:વચન;કોલ.

**Under-tenant,** ( અન્ડર્ટૅનન્ટ્ )*n.* The tenant of a tenant:પેટા ખેડુત-ભાડુત.

**Under-value,** ( અન્ડર્વૅલ્યૂ )*vt.* 1. To depreciate:ઓછી કિમ્મત કરવી-ગણવી.2. To despise: ધિક્કારવું;-નો ભાવ ન પુછવો;હલકું-તુચ્છ ગણવું.*n.*A low rate or price: ઓછી કિંમત.

**Under-work,**(અન્ડરવર્ક્ )*vt.*1.To undermine:છુપી રીતે નુકસાન કરવું; -ને ધોકો-હરકત પહોંચાડવી. 2. To do like work at a less price than: ઓછામાં તેજ કામ ક૰.*a.*Petty business:તાબાનું કામ;હલકુ કામ.

**Under-write,**(અન્ડર્રાઇટ્ )*vt.*1. To subscribe:નીચે લખવું;સહી કરવી;શેરો કરવો -મારવો. 2. To subscribe one's name to for insurance:વીમો ઉતરાવવો.

**Under-writer,** (અન્ડર્રાઇટર્ )*n.* An insurer:વીમો ઉતારનાર.

**Undeserved,**( અન્ડીઝર્વ્ડ્ ) *a.* Not merited:અઘટિત;ગેરવાજબી;નાલાયક;અયોગ્ય;અગુણસંપાદિત.

આડી રાત તેની શી વાત.

**Undeserving,**(અન્ડીઝર્વિંગ્)*a.* Not deserving:ગુણહીણ;નાલાયક;અપાત્ર.

**Undesigned,**(અન્ડીઝાઈન્ડ્)*a.* Not intended;not proceeding from purpose:અબુદ્ધિ પૂર્વક; અસંકલ્પિત; અસંકલ્પકૃત;અવિવક્ષિત.

**Undesigning,** (અન્ડીઝાઇનિંગ્) *a.* Simple;artless: ભોળું;દગા વગરનું; નિષ્કપટી;અધૂર્ત;નિષ્પ્રપંચી.

**Undesirable,** (અન્ડીઝાઇરૅબલ્) *a.* Not pleasing:નાપસંદ; અણગમતું; અસ્પૃહણીય;અનપેક્ષણીય; અનિષ્ટ;અલોભ વિષય;અપ્રિય.

**Undesired,** (અન્ડીઝાઈર્ડ્) *a.* Not wished-liked:નહિ ઇચ્છેલું; અનિચ્છિત;અનિષ્ટ;અનપેક્ષિત.

**Undeviating,**(અન્ડીવિએટિંગ્) *a.* Straight:આડે રસ્તે નહિ જનાર;અસ્ખલિત; અવ્યભિચારી; અનપથવર્તી; સીધું;સરળ.

**Undigested,**(અન્ડિજેસ્ટેડ્) *a.* Indigested:નહિ પચેલું;અજીર્ણ;અપચિત.

**Undignified,** (અન્ડિગ્નિફાઇડ્) *a.* Unworthy:મ્હોટાને લાયક નહિ એવું;અપ્રૌઢ;અપ્રશસ્ત;નીચ.

**Undiscerning,**(અન્ડિસ્સર્નિંગ્)*a.* Wanting in discernment:અવિચારી;અવિવેકી;વિચાર-વિવેકશૂન્ય-રહિત-હીન.

**Undisciplined,**(અન્ડિસિસ્પ્લિન્ડ્) *a.*1.Not educated:નહિ કેળવાએલું; અશિક્ષિત.2.(*Troops*)Not properly trained;raw: ક્વાયત નહિ શિખેલું;બીનકવાઈતી;બીનતાલમી.

**Undisguised,** (અન્ડિસ્ગાઇઝ્ડ્)1. Not covered with a mask: વેષ વિનાનું.2.Open;frank;candid;artless:ખુલ્લું;કપટ વિનાનું;નિષ્કપટ; કપટરહિત-હીન;અકૃત્રિમ.

**Undisputed,**(અન્ડિસ્પ્યૂટેડ્)*a.* Not contested:જે વિષે વિવાદ થયો નથી એવું;નિર્વિવાદિત;નિર્વિવાદ.

**Undisturbed,** (અન્ડિસ્ટર્બ્ડ્) *a.* Calm:શાંત;સ્વસ્થ;નિશ્ચિંત.

**Undivided,**(અન્ડિવાઇડેડ્)*a.*1.Unbroken;whole:આખું;અખંડિત;નહિ ભાગેલું.2.Not set off: અવિભક્ત; સહિયારૂં;મજીઆરૂં.3.Not given to more than one object:અભિન્ન;અવિચ્છિન્ન.4.(*Bot.*) Entire: આખું; ભાગ વિનાનું.

**Undo,**(અન્ડુ)*vt.* 1. To reverse; to annul:કર્યું તે ન કર્યું કo;ઉંધું વાળવું; રદ કo;કર્યાપર પાણી ફેરવવું; ભોંયે સુવાડી દેવું.2.To loose;to open: છોડવું;ઉઘાડવું;છુટું કo.3. To bring to poverty;to ruin:નાશ કo;પાયમાલ કo;ખરાબ કo;-ની ખરાબી કo;ધૂળધાણી-ખરાબખસ્ત કરી નાંખવું;ભીખ માગતું કo;નાશ કo.

**Undoer,** (અન્ડૂઅર્) *n.* One who ruins another:પાયમાલ કરનાર.

**Undoing,**(અન્ડૂઈંગ્)*n.*1.The reversal of what has been done:ઉંધું વાળવું તે;રદ કoતે.2.Ruin:નાશ;પાયમાલી.

**Undone,**(અન્ડન્) *p.p.* Annulled: રદ કરેલું;પાણી ફેરવેલું.2.Loosened: untied:છોડેલું; છૂટું કરેલું.*a.* Neglected:વિસારે-નાંખેલું; નેવે મૂકેલું.

**Undoubted,** (અન્ડાઉટેડ્) *a.* Not doubted:શકવિનાનું;નિસ્સંશય;નિઃશંક;અશંકિત;અસંદિગ્ધ.—**ly**.*adv.* વગર સંદેહે;બેશક.

**Undress,**(અન્ડ્રેસ્)*vt.* To divest of clothes;to strip:લુગડાં કાઢી નાંખવાં;વિવસ્ત્ર કo.2.To divest of ornaments: ઘરેણાં કાઢવાં; અલંકાર કાઢી લેવા.3.(*Med.*)To take the dressing from:પાટા છોડી લેવા. *n.* 1. A loose,negligent dress:ઢીલાં ઘરમાં પહેરવાનાં કપડાં.2.(*Mil.& Naval*) An authorized habitual dress of officers and soldiers but not full dress uniform: નોકરીપર ન હોય ત્યારે પહેરવાનો સિપાઇનો પોષાક.

**Undrinkable,**(અન્ડ્રિન્કેબલ્)*a.* Not fit for drinking:નહિ પીવાય એવું.

**Undue,**(અન્ડ્યૂ)*a.*1.Not due: નહિ પાકેલું;મુદત નહિ થયેલું.2.Not right; improper:અયોગ્ય; નાલાયક;અઘટિત;અનુચિત;ગેરવાજબી.3.Excessive; immoderate:અતિશય;ઘણું જ;બેસુમાર;અમર્યાદ.

**Undulate,** (અન્ડ્યુલેટ્) *vt.* 1. [L. *unda*,a wave.] To vibrate: લટકીને હિંચકા ખાવા;ડોલા ખાવા;હીંચોળે ચઢવું;પાણીમાં કુંડાળાં લાવવાં.

**Undulated,**(અન્ડ્યૂલેટેડ્)*a.*Vibrating:મોજાંની પેઠે ઉંચું નીચું થતું.

**Undulating,**(અન્ડ્યૂલેટિંગ્)*a.* Rising and falling like waves:ઉંચું નીચું થતું;ઉત્સર્પી;ચઢ ઉતાર;ઉંચાનીચી.**U**.*line on cloth*:લહેર.

**Undulation,** (અન્ડ્યૂલેશન્) *n.* A waving motion or vibration:લેહેરની પેઠે ગમન કoતે;લેહેરના જેવી ગતિ;હિંચકા-ડોલા ખાવા તે.

**Undulatory,**(અન્ડ્યૂલેટૉરિ)*a.*Moving in the manner of waves:મોજાંની પેઠે હાલ્યા કરતું;ઝુલતું;ડોલતું.

**Unduly,** (અન્ડ્યૂલિ)*adv.*In an undue manner: ગેરવાજબી રીત્યે;નાલાયક રીત્યે;ઘણું;અતિશય.

**Undutiful,** (અન્ડ્યૂટિફુલ્) *a.* Not obedient:આજ્ઞા-હુકમ નહિ માનનાર; બેહુકમી;સ્વધર્મવિમુખ;સામું થનાર.*An* **u**.*son*:કપૂત;કુપુત્ર.

**Undying,**(અન્ડાઇંગ્)*a.*Imperishable:અવિનાશી;અમર;મરે નહિ એવું; અનશ્વર.

**Unearth,**(અન્અર્થ)*vt.*To drive or draw from the earth;to uncover; to disclose: ઉઘાડું-ખુલ્લું-પ્રગટ કo; છતું કરવું;સંતાઇ રહ્યું હોય ત્યાંથી બહાર કાઢવું.

**Unearthly,** (અન્અર્થલિ) *a.* Supernatural:આ દુનિયામાં હોય નહિ એવું;અલૌકિક.Hence,appalling.terrific:બિહામણું;ભયાનક;બીક લાગે એવું;કઠોર;અપ્રીય.

**Uneasily,** (અનઇઝિલિ) *adv.* In an uneasy manner:બેચેનથી;અસ્વસ્થતાથી;અસ્વસ્થપણે.

**Uneasiness,**(અનઇઝિનેસ્)*n.*Anxiety:બેચેની;ચટપટી;અસુખ;ચિંતા;અસ્વસ્થતા;અસમાધાન;અસુખ;અશાન્તિ.

**Uneasy,** (અન્ઈઝિ) *a.* 1. Not easy; difficult:અઘરૂં;કઠણ. 2. Restless; perturbed:બેચેન;અસુખી;અશાંત;અસમાધાની;અસ્વસ્થ. 3. Stiff; awkward:અનાડી.4.Unpleasing:અણગમતું;અપ્રિય;નાપસંદ.

**Uneducated,** (અન્એડ્યૂકેટેડ્) *a.* Not educated:અભણ;કેળવણી નહિ પામેલું;અશિક્ષિત;નિરક્ષર.

**Unembarrassed,** (અન્એમ્બૅરેસ્ટ્) *a.* Not embarrassed; not perplexed in mind; not confused: નહિ ગભરાયેલું-અકળાએલું;તંગીમાં નહિ આવી પડેલું.

**Unemployed,**(અન્એમ્પ્લૉઇડ્)*a.* 1. Having no regular work: કામધંધા-ચાકરી વિનાનું; બીન રોજગારી; નવરૂં;નિરૂદ્યમી;નિર્વ્યાપાર;બેરોજગાર. 2.Not invested or used:નહીં વપરાતું;કામે લગાડેલું નથી એવું;નકામું.

**Unencumbered,** (અન્એન્કમ્બર્ડ્) Disencumbered:ગીરો નહિ મુકેલી.

**Unengaged,**(અન્એન્ગેજ્ડ્)*a.*Free; unoccupied:છૂટું;કામે નહિ લાગેલું; નવરૂં;નિરૂદ્યમી.

**Unenlightened,** (અન્એન્લાઇટન્ડ્) *a.* Not illuminated:પ્રકાશ-તેજહીન-રહિત-શુન્ય;અજ્ઞાન.

**Unenviable,** (અન્એન્વિઍબલ્) *a.* Not envious:અદેખાઇ ન કરે એવું.

**Unenvious,**(અન્એન્વિઅસ્ ) *a.*Not envious:અદેખાઇ નહિ કરનારૂં.

**Unequable,**(અન્ઈક્વેબલ્ )*a.*Changeful;fitful:બદલાય એવું.

**Unequal,**(અન્ઈક્વેલ્ )*a.*1.Not equal; not matched: બરાબર-સરખું નહિ એવું:અસમાન:કમી જાસ્તી;અસમ;વિષમ.2.(*a*)Ill balanced or matched: disproportioned:અતુલ્ય;અસમ.(*b*) Partial;unjust;unfair:ગેરવાજબી; અયોગ્ય;એક તરફી. 3.Not uniform; irregular;unequal:એક સરખું નહિ એવું;અસમાન:અનિયમિત;ઉંચું નીચું. 4. Not adequate or sufficient; inferior: અસમર્થ;અક્ષય;નાલાયક;ઉતરતું;ઉતરતા દરજ્જાનું. 5. (*Bot.*)Not having the two sides symmetrical:સરખી બાજુઓ નહિ એવું.

**Unequalled,** (અન્ઈક્વૅલ્ડ ) *a.* Unmatched;unrivaled:અનુપમ;નિરૂપમ;વિપમ:અતુલ;અતુલ્ય;અદ્વિતીય;અપ્રતિમ;અપૂર્વ.

**Unequally,**(અન્ઈક્વૅલિ)*adv.* In an unequal manner : કમજાસ્તીપણે; જાુદેજાુદે દરજ્જે.

**Unequivocal,** ( અન્ઈક્વિવૉકેલ્ ) *a.* Clear;evident;plain: સાફ;ખુલ્લું; સ્પષ્ટ;સુસ્પષ્ટ;સંકા-સંદેહરહિત-વગરનું.

**Unerring,**(અન્એરિંગ્ )*a.* Certain; sure; committing no mistake; unfailing:ભુલ વિનાનું;અચુક:નિર્ભ્રાંત; અચૂક સંધાની;ચોકસ.

**Unessential,**(અન્એસ્સેન્શિઅલ્ )*a.* Unimportant:જરૂરનું ન હોય એવું; અનાવશ્યક.

**Uneven,**(અન્ઇવન્ ) *a.*1.Not even; not level;rough:સરખું-સપાટ નહીં હોય એવું;ઉંચું નીચું;ખડબચડું:ઢેકાઢેચાવાળું.2.Unequal:અસમ;અસદૃસ: અતુલ્ય;વિષમ;અસમાન.3.Odd:એકીનું.

**Unevenness,** (અન્ઈવન્નેસ ) *n.*Inequality; of surface; want of uniformity: અસમાનતાસમતા; ઉંચાનીચાપણું;વિષમતા;વૈષમ્ય.

**Unexampled,** (અન્એક્ઝૅામ્પલ્ડ્ )*a.* Unparalleled:અપૂર્વ;અનુપમ;અદ્વિતીય;નિરૂપમ;અપ્રતિમ.

**Unexceptionable,**( અન્એકસેપ્શનૅબલ્ )*a.* Unobjectionable:વાંધો લેવાય નહીં એવું;તકરાર વિનાનું;અબાધ; અબાધિત;નિર્બાધ;નિર્દોષ.

**Unexpected ,** ( અન્એકસ્પેકટેડ્ ) *a.* Sudden:અણધારેલું;ઓચિંતું;એકાએક;અકસ્માત;અનપેક્ષિત;અલક્ષિત;અકલ્પિત.

**Unexpectedly,** (અન્એક્સ્પેક્ટેડ્લિ) *adv.*Suddenly: એકાએક; અચાનક; ઓચિંતા;અકસ્માત:અણધાર્યું-ધારીરીતે.

**Unexplored,** ( અન્એક્સ્પ્લૉર્ડ ) *a.* Not searched:નહિ શોધ થએલો એવું;અજ્ઞાત.

**Unexpressed,** ( અન્એક્સ્પ્રેસ્ડ ) *a.* Not expressed:અધ્યાહાર;વગર બતાવેલું:અસૂચિત.

**Unextinguishable,** (અન્એક્સટિન્ગ્વિસૅબલ્ )*a.* Inextinguishable: હોલવાય-રાણું કરાય નહિ એવું.

**Unextinguished,**(અન્એકસટિન્ગ્વિસ્ડ્ )*a.* Inextinguished: નહીં હોલવેલું;રાણું નહિ કરેલું.

**Unfading,**(અન્ફેડિંગ્)*a.*Fresh:તાજાું: લીલું;અક્ષય;કરમાઇ-સૂકાઈ ન જાય તેવું.

**Unfailing,**(અન્ફેલિંગ્ )*a.*Certain; sure;lasting; inexhaustible: અખૂટ; ખુટે નહિ એવું; અક્ષય; અનશ્વર; ખચિત;રામબાણ.

**Unfair,**(અન્ફેર્ ) *a.* Not fair; not honest;unjust: બેઇમાન; ગેરવાજબી;ખોટું:અપ્રમાણિક;અસરલ; બેઈમાની;અન્યાયી;અણચ્યું.

**Unfairly,**(અન્ફેર્લિ)*adv.* Unjustly: ગેરવાજબીરીતે;બેઈમાનપણાથી.

**Unfairness,** ( અન્ફેર્નેસ ) *n.* Dishonesty: અપ્રમાણિકપણું; ગેરવાજબીપણું;અપ્રમાણિકતા;ખોટીચાલ; અસરળતા;ગેરરાસી.

**Unfaithful,**(અન્ફેથ્ફુલ્ )*n.* 1. Not faithfull;treacherous;perfidious: બેવફા: નિમકહરામ;બેઈમાન; અપ્રમાણિક;બેકોલ.2.Infidel: નાસ્તિક:કાફર.

**Unfaithfulness,** (અન્ફેથ્ફુલ્નેસ ) *n.*Treachery;perfidy:બેવફાઈ;નિમકહરામી;દગો.

**Unfallen,**(અન્ફૉલન્ ) *a.* Holy; pious:પવિત્ર;ભ્રષ્ટ નહિ થએલું;અપતિત.

**Unfaltering,** ( અન્ફૉલ્ટરિંગ્ ) *a.* Not failing;not hesitating:અડગ;દૃઢ;અચકયા વગરનું:નિડર;નિઃશંક.

**Unfashionable,**(અન્ફૅશનૅબલ્ ) *a.* Not according to the fashion: ચાલ-ગતિ-ધારા પ્રમાણે નહીં એવું;લોકવિરૂદ્ધ;અસભ્ય;રૂઢિવિરૂદ્ધ;સભ્યસંપ્રદાય વિરૂદ્ધ;અણઘડ.

**Unfasten,**(અન્ફૅસન્ )*vt.* To loose; to unbind:ગુંચવણમાંથી છૂટું કરવું; ગાંઠ છોડવી;ઉઘાડવું.

**Unfathomable,** (અન્ફૅધમૅબલ્ ) *a.* So deep or remote that the limit or extent cannot be found: અથાગ;અગાધ;અપરંપાર:અગમ્ય; ગહન:અકળ.

**Unfavourable,**(અન્ફેવરૅબલ્ )*a.*1. Adverse:contrary: અનુકૂળ ન હોય એવું;પ્રતિકુળ;ઉલટું;વિષમ.2.Unpropitious:અશુભ; અમંગળિક: નુકસાનકારક.3.Not kind:અકૃપાળુ;ગેરમહેરબાન:અપ્રિય;અપ્રસન્ન.

**Unfeathered,**(અન્ફેધર્ડ )*a.* Stripped:પીંછાંવિનાનું.

**Unfeeling,**(અન્ફીલિંગ્ )*a.*1. Destitute of feeling:લાગણી વિનાનું. 2. Cruel;hard-hearted: નિર્દય; ઘાતકી;કઠણ હૃદયનું;દયાહીન:ક્રૂર.

**Unfeigned,**(અન્ફેન્ડ્ )*a.*Real; sincere;genuine:ખરેખરૂં; વાસ્તવિક; નિષ્કપટી;અકૃત્રિમ:ખરાઅંતઃકરણનું.

**Unfelt,**(અન્ફેલ્ટ્ ) Not affected; બેમાલુમ;અસર ન થઈ હોય એવું.

**Unfettered,**(અન્ફેટર્ડ્ )*a.*Unchained;set at liberty:છૂટું;અટકાવ-બંધન વગરનું;બંધન રહિત-શૂન્ય.

**Unfilial,**(અન્ફિલિઍલ્ )*a.* Not becoming a child:પુત્રધર્મને લાયક નહિ.

**Unfinished,** ( અન્ફિનિષ્ડ્ ) *a.* Not finished:imperfect: અધુરૂં; કાચું; અસમાપ્ત;અપૂર્ણ;અસિદ્ધ.

**Unfit,**(અન્ફિટ્ )*vt.*To make unsuitable or incompetent:અશક્ત કરવું; નાલાયક કરવું.*a.*Not fit;unsuitable: નાદુરસ્ત;નાલાયક: અયોગ્ય; અનુચિત; ગેરવાજબી;અયથાર્થ;અયુક્ત.

**Unfitness,**(અન્ફિટ્નેસ્ )*n.*Unsuitableness: નાલાયકી; અયોગ્યતા; અક્ષમતા.

**Unfix,**(અન્ફિક્સ્ ) *vt.* 1. To loosen from a fastening; to unsettle: ઉખેડવું;છુટું કરવું. 2. To dissolve: ઓગાળવું;પાણી કરવું.

**Unfixed,**(અન્ફિક્સ્ડ્ )*a.* Unsettled: અસ્થિર;ચલિત;અધ્રુવ;અસ્થાયી; અનિશ્ચિત;રખડતું:ભટકતું;રઝળતું.

**Unfledged,**(અન્ફ્લેજ્ડ્ )*a.*Not feathered;immature:પીછાં નહિ ફૂટેલાં હોય એવું;ન્હાનું;બેપર.

**Unflinching,** ( અનફ્લિંચિંગ્ ) *a.* Unyielding:દૃઢ;હઠે નહિ એવું;અડગ.

**Unfold,**(અન્ફોલ્ડ્ )*vt.*1.To expand; to spread out:ઉકેલવું;ગડી છુટી ક૦. 2.To open;to disclose:ઉઘાડું ક૦; પ્રગટ કરવું;ખુલ્લું કરવું.3.To release from a fold or pen:વાડામાંથી બહાર કાઢવું-છોડવું.

**Unforeseen,**(અન્ફોર્સીન્ )*a.*Sudden: અચાનક;આકસ્મિક;અનપેક્ષિત;અણધાર્યું

**Unforgiving,**(અન્ફોર્ગિવિંગ્ )*a.*That.

would not forgive: માફ કરે નહીં એવું;ખાર-વેર રાખે એવું;ખારીલું;દીર્ઘદ્વેષી;અક્ષાંત;અસમ.

**Unformed,**(અન્ફૉર્મ્ડ્) *a.*1.Decomposed into parts:ભાગ કરી નાંખેલા. 2.Shapeless:આકાર રહિત;નિરાકાર.

**Unfortified,**(અન્ફૉર્ટિફાઇડ્) *a.* Not built:નહિ બાંધેલું;રક્ષણ નહિ કરેલું.

**Unfortunate,**(અન્ફૉર્ટ્યૂનેટ્) *a.*Unsuccessful; not prosperous; unhappy:અભાગીઓ;કમનશીબ;દુર્ભાગી;હીણુભાગી;ભાગ્યહીન;કમ્બખ્ત;બેનશીબ;અશુભ; અનિષ્ટ;અભદ્ર;અમાંગલિક; અસફળ;અગુણાવહ;અકર્મી.

**Unfounded,**(અન્ફાઉન્ડેડ્) *a.*1.Not built:નહિ સ્થાપેલું; અસ્થાપિત. 2. Baseless;vain;idle:નિરાધાર;ખોટું; મિથ્યા;નિર્મૂળ;નિર્બીજ;નિરાશ્રય;અવાસ્તવિક;પાયા વગરનું.

**Unfrequented,** (અન્ફ્રીકવેન્ટેડ્) *a.* Rarely visited: જ્યાં કોઈ પણ જતું ન હોય એવું:નિર્જન.

**Unfriendly,** (અન્ફ્રૅન્ડ્લિ) *a.*1.Hostile:પ્રીતિરહીત;અકૃપાળુ;બેદીલ;દુશ્મન;વેરી.2.Not favourable:પ્રતિકૂળ; વિષમ;અનનુકૂળ.

**Unfrock,** (અન્ફ્રૉક્) *vt.*To deprive: કાઢી-ઉતારી લેવું;લઈ લેવું;રહિત-વિનાનું ક૦. Specifically, to deprive of priestly privilege:ગુરૂપદ લઈ-પડાવી લેવું.

**Unfruitful,**(અન્ફ્રૂટ્ફુલ્) *a.*Barren; sterile;infertile:જેને ફળ નહિ લાગેલું હોય એવું;વાંઝિયું;નિષ્ફળ;વ્યર્થ;મિથ્યા;અફલપ્રદ;ફલહીન-રહિત-શૂન્ય.

**Unfruitfulness,**(અન્ફ્રૂટ્ફુલ્નેસ્) *n.* Barrenness:વાંઝીઆપણું;નિષ્ફળતા; ફળહીનતા.

**Unfulfilled,** (અન્ફુલ્ફિલ્ડ્) *a.* Not completed:નહિ પાળેલું;અધુરૂં;અપૂર્ણ.

**Uufurl,** (અન્ફર્લ્) *vt.* To unfold;to expand:ખોલવું;વિંટેલું છોડી મુકવું;ઉકેલવું.

**Unfurnished,**(અન્ફર્નિશ્ડ્) *a.*Divested; stripped: સામાન-સરંજામ વિનાનું.

**Ungainly,** (અન્ગેન્લિ) *a.* Clumsy; awkward:બેઢંગું;બેડોળ;કઢંગું;અનાડી;બેઢબ.

**Ungenerous,**(અન્જનરસ્) *a.* Not generous: કૃપણ;હલકા મનનું;નીચ; હલકું;અનુદાર;સાંકડા વિચારનું.

**Ungenial,** (અન્જીનિઅલ્) *a.* Not favourable to nature or natural growth:પ્રકૃતિપ્રતિકૂળ.

**Ungentle** (અન્જેન્ટલ્) *a.*Not gentle:harsh:અસભ્ય;જંગલી;અશિષ્ટાચારી.

**Ungentlemanly,** (અન્જેન્ટલ્મૅન્લિ) *a.*Not becoming a gentleman:કુલીન માણસને અયોગ્ય;અસભ્ય; અશિષ્ટ;શિષ્ટાચાર વર્જીત;શિષ્ટસંપ્રદાય વિરૂદ્ધ;ગૃહસ્થને ન છાજે એવું.

**Ungird,**(અન્ગર્ડ્) *vt.* To unbind:કમરપટો છોડવો;કમરછોડવી.

**Ungodliness,** (અન્ગૉડ્લિનેસ્) *n.* Impiety; wickedness; godlessness:અધર્મ;દેવનિંદા; પરમાર્થદ્વેષ;ધર્મદ્વેષ;અભક્તિ.

**Ungodly,**(અન્ગૉડ્લિ) *a.*1.Not godly;wicked;impious:દેવ નિંદક;કુકર્મી;દુષ્કર્મી;અધાર્મિક;ભક્તિહીન;અધર્મી;અપારમાર્થિક;પરમાર્થ વિમુખ. 2. Polluted by sin:ભ્રષ્ટ;દુષ્ટ;પતીત.

**Ungovernable,**(અન્ગવર્નેબલ્) *a.* Licentious;wild;unbridled: વશ ન થાય એવું;બેલગામ;અનિવાર;બેહદ; અશાસનીય;દુઃશાસન.

**Ungraceful,**( અન્ગ્રેસ્ફુલ્ ) *a.*Awkward;clumsy:અનાડી;બેડોળ;કદરૂપું; વિરૂપ;અસુંદર;બેઢબ;વિશોભિત.

**Ungracious,** ( અન્ગ્રેશસ્ ) *a.* Graceless;wicked:નિરૂપકારી;અળખામણું;દયાવગરનું;ઘાતકી; અકૃપાળુ; અકૃપકારી.

**Ungrammatical,**( અન્ગ્રૅમેટિકલ્ ) *a.*Not according to the rules of Grammar:વ્યાકરણની રીતિથી ઉલટું; વ્યાકરણ વિપરીત; શબ્દશાસ્ત્ર વિરૂદ્ધ; વ્યાકરણ દોષવાળું.

**Ungrateful,**(અન્ગ્રેટ્ફુલ્) *a.* 1. Not grateful:અવગુણીઓ;નિમકહરામ;નગુણીયું;કૃતઘ્ની;અનગુણ;અકૃતજ્ઞ; ક્રિયાનષ્ટ.2.Unpleasing:નાપસંદ;અણગમતું;અસુખદ;અરમ્ય;કર્ણકઠોર.

**Ungrounded,** ( અન્ગ્રાઉન્ડેડ્ ) *a.* Without any ground:આધાર વિનાનું;નિરાધાર;નિર્મૂળ;પાયાવગરનું.

**Unguarded,**(અન્ગાર્ડેડ્) *a.*Unprotected:અરક્ષિત;સંભાળ વગરનું; અસાવધ;ગાફેલ;ગફલતી

**Unguent,**(અન્ગ્વેન્ટ્) *n.* An ointment:મલમપટી;લેપ;લેપન;ઉટણું.

**Unguentous,**(અન્ગ્વેન્ટસ્) *a.* Unguentary:લેપવાળું-કરેલું.

**Unhallowed,**( અન્હૅલોડ્ ) *a.*Wicked;impious:કુકર્મી; દુષ્ટ;અપવિત્ર;અમંગળ;નાપાક.

**Unhandsome,**( અન્હૅન્ડ્સમ્ ) *a.* 1. Not beautiful:કુરૂપ;બદસુરત;બેડોળ;કદરૂપું. 2.Awkward; inconvenient:ગેરવાજબી:નાલાયક.3. Low; desingenuous; indecorous; illibiral:નીચ;અધમ;હલકું;અસભ્ય;અમર્યાદ;અવિવેકી;તોછડું-છટાઈ ભરેલું.

**Unhandy,** (અન્હૅન્ડિ) *a.* Clumsy; awkward:હથોટી વિનાનું;અણકિસબી; અણઘડ.

**Unhappily,** (અન્હૅપિલિ) *ad.* Unluckily:કમનશીબે;હીન ભાગ્યે.

**Unhappiness,**(અન્હૅપિનેસ્) *n.*Calamity:કમનશીબ;અશુભપણું;દુઃખ; અકલ્યાણ;અક્ષેમ;અકુશળ.

**Unhappy,**(અન્હૅપિ) *a.* 1. Unfortunate;unlucky:ભાગ્યહીન;કમનશીબ. 2.Not happy;sad;sorrowful:અસુખી;દુઃખી;દુઃખસંપન્ન. 3. Calamitous;evil: અશુભ;અમંગળ;દુઃખ ભરેલું;અમાંગલિક;દુઃખી.

**Unharmed,**(અન્હાર્મ્ડ્) *a.* Not injured:નુકસાન-ઈજા નહિ થઈ હોય એવું.

**Unharness,**(અન્હાર્નેસ્) *vt.* 1. To strip off harness:ઘોડાના સાજ-સામન કાઢી લેવા-ઉતારવા.

**Unhatched,**(અન્હૅચ્ડ્) *a.*Not properly hatched:પુરેપુરૂં નહિ સેવાએલું.

**Unhealthful,**(અન્હેલ્થ્ફુલ્) *a.*Sick: આજારી;બીમાર.

**Unhealthy,** ( અન્હેલ્થિ ) *a.* Sick; wanting health:unsound;sickly; insalubrious;unwholsome:morbid:સદારોગી;રોગીષ્ટ;બીમાર;નબળું; રોગ-વ્યાધીકારક-જનક;બાધક;માંદલું.

**Unheard,**(અન્હર્ડ્) *a.*1.Not heard: નહિ સાંભળેલું;અશ્રુત.2.Not allowed to speak;unheeded;disregarded:દાદ નહિલીધેલું એવું.3.Obscure; not illustrious:પ્રખ્યાત નહિ થએલું; અપ્રસિદ્ધ;અનજાણ્યું. **U.** *of*,unknown to fame:કોઇના જાણવા-સાંભળવામાં ન આવ્યું હોયતેવું;અપૂર્વ;નવું.

**Unheeded,** (અન્હીડેડ્) *a.* Not attended:ધ્યાન-લક્ષમાં નહિ રાખેલું;અનપેક્ષિત;ઉપેક્ષિત.

**Unheeding,**(અન્હીડિંગ્) *a.*Thoughtless: અવિચારી; લક્ષમાં નહિ રાખતું; અસાવધ;પ્રમત્ત;ગાફેલ;ઉપેક્ષી.

**Unhesitating,** (અન્હેઝિટેટિંગ્) *a.* Confident; prompt:નિઃશંક;બેધડક;નિર્ભ્રાંત.

**Unhinge,** ( અનહિન્જ્ ) *vt.*To take from the hinges:મનગરા-ચણીઆરા ઉપરથી ઉતારવું. 2.To displace: ઉતારી-કાઢી લેવું. 3.To render unstable;to unsettle: અસ્થિર ક૦;સખલડખળ ક૦;ચસકાવવું.

**Unhitch,**(અન્હિચ્ ) *vt.* To unfasten;to loose:આંકડીમાંથી છૂટું પાડવું.

**Unholiness,**(અન્હોલિનેસ્ ) *n.*Uncleanness; wickedness: નાપાકી; અશુદ્ધપણું;અપવિત્રતા;અશુદ્ધિ.

**Unholy,**(અન્હોલિ) *a.* Profane;impure;wicked:અપવિત્ર;નાપાક;અશુદ્ધ;મલિન;અમંગલ.

**Unhonoured,**(અન્ઑનર્ડ્ ) *a.* Dishonoured;condemned:કીર્તિ નહીં મેળવેલું;અવમાનિત.

**Unhook,**(અન્હુક્ )*vt.*To loose from a hook:આંકડી-કડી કાઢી નાંખવી.

**Unhoop**( અન્હૂપ ) *vt.* To strip of hoops:પાટા કાઢી નાંખવા.

**Unhorse,**(અન્હૉર્સ્ ) *vt.* To throw from a horse:ઘોડા ઉપરથી ઉતારવું-પાડી નાંખવું.

**Unhumbled,** ( અન્અમ્બલ્ડ્ ) *a.* Proud:મગરૂબ;નમે નહિ એવું.

**Unhurt,**(અન્હર્ટ્ )*a.* Uninjured: નુકસાન ન થએલું;સાબુત;બેનુકસાન; સહીસલામત;અહત;અક્ષત.

**Unhurtful,** ( અન્હર્ટફુલ્ ) *a.* That would not injure:નુકસાન નહિ કરે તેવું;અવિકારી;અબાધક.

**Unicorn,**(યૂનિકૉર્ન્ )*n.* A fabulous animal with one horn:એક શિંગડાવાળું કલ્પિત જનાવર;ગેંડો;એકશૃંગી.

**Unideal,**(અન્આઈડીઅલ્ ) *a.* Real: ખરૂં;વાસ્તવિક;સત્ય.

**Unidiomatical,**(અનઇડિઑમૅટિકલ્) *a.* Not according to the mode of speaking:બોલવાની રીતથી ઉલટું;ભાષણસંપ્રદાય વિરૂદ્ધ.

**Uniflorous,** ( યૂનિફ્લૉરસ્ ) *a.* [L. *uni* & *flos,floris*,a flower.](*Bot.*) Bearing one flower only: એકજ ફુલવાળું-આવે એવું.

**Uniform,**(યૂનિફૉર્મ્ ) *a.* [L. *unus*, one. ] Not variable; agreeing; consistent:એક તરેહનું-જાતનું; એકતારૂં;સરખું;સમાન; એકરૂપ; સમરૂપ; એકાકાર;તદ્રુપ;સમવર્ણ;બરાબર; સમ; સમસમાન;અવિશેષ;અન્યૂનાધિક. **U.** *matter*, homogeneous matter: એક સરખી બાબત.**U.***motion*,equable motion: એકજ સરખી ગતિ.*n.* A dress of a particular style or fashion worn by persons in the same service or order by means of which they have a distinctive appearance: એક સરખો લશ્કરી પોશાક.

**Uniformity,**(યૂનિફૉર્મિટિ)*n.*1. The quality or state of being uniform:એક સરખાપણું; એકરૂપતા;સમરૂપતા;એક થાટ. 2. Consistency; sameness:સંગતતા;અવિરોધતા:સંદર્ભ. 3. Similitude between the parts of a whole:સામ્ય;સમતા;સમાનતા. 4. Continued likeness: સાદૃશ્યતા. 5. Conformity to a pattern or rule: સરખાપણું; મેળ; સમભાવ.

**Uniformly,**(યૂનિફૉર્મ્લિ )*adv.* In a uniform manner;with even tenor:એક સરખીરીતે;સદા એકરૂપે;સમભાવે.

**Uniliteral,**(યૂનિલિટરૅલ્ )*a.* Consisting of one letter only:એકાક્ષરી; એકજ અક્ષરનું;એકવર્ણી.

**Unimaginable,**(અન્ઇમૅજીનૅબલ્ )*a.* That would not be imagined: જેથી કલ્પના થઈ ન શકે એવું;અતકર્ય; અચિંત્ય;અકલ્પનીય;કલ્પનાતીત.

**Unimpaired,** ( અન્ઈમ્પેર્ડ્ ) *a.* Not impaired;uninjured:નહીં બગડેલું; નુકસાન નહિ થએલું હોય તેવું ને તેવું; સાબુત;સલામત;અક્ષત;અહત.

**Unimpassioned,** ( અન્ઇમ્પૅશન્ડ્ ) *a.*Gentle;calm:શાંત;નરમ;મનોવિકારરહિત;અરાગ;રાગહીન-શૂન્ય;વીતરાગી.

**Unimpeachable,**(અન્ઇમ્પીચૅબલ્ ) *a.*Blameless;free from stain:નિષ્કલંક;દોષ રહિત; કલંક રહિત;અદૂષ્ય; અદૂષણીય;અનિંદ્ય.

**Unimportant,**(અન્ઈમ્પૉર્ટન્ટ્ )*a.* Not important:નજીવું;હલકું;અગત્ય નહીં એવું;બીન અગત્યનું;બીન જરૂરી.

**Unimproving,** ( અન્ઇમ્પ્રૂવિંગ્ ) *a.* Not improving:કેળવણી નહીં લેતું; નહિ સુધરતું.

**Uninfected,** (અન્ઇન્ફેક્ટેડ્ ) *a.* Not infected:ચેપ નહીં લાગેલો એવું;અલિપ્ત;નહિ બગડેલું.

**Uninformed,**(અન્ઇન્ફૉર્મ્ડ્ )*a.* Not informed;ignorant:બેખબર;ગેરમાહીત:અજ્ઞાન;અજાણ;અપ્રબુદ્ધ:અપ્રબોધિત.

**Uninhabitable,**(અન્ઇન્હૅબિટૅબલ્ ) *a.*Where man can not live:જ્યાં માણસથી રહી નહીં શકાય એવું;અવસનીય;વાસને માટે અયોગ્ય;ન રહેવા લાયક.

**Uninhabited,** ( અન્ઈન્હૅબિટેડ્ ) *a.* Not inhabited:વસ્તી વગરનું;ઉજ્જડ;નિર્જન;વસ્તીહીન;વિજન;નિર્માનુષ.

**Uninitiated,** ( અન્ઈનિશિઍટેડ્ ) *a.* Not initiated:અસંસ્કારિત; અસંસ્કૃત;અદીક્ષિત;અનત;દીક્ષ; મૂળતત્વથી અજ્ઞાન.

**Uninjured,** ( અન્ઈન્જ્યૂર્ડ્ ) *a.* Not injured:સહીસલામત;નહીં બગડેલું; સાબુત;બેનુકસાન;અક્ષત.

**Uninspired,**( અન્ઈન્સ્પાઇર્ડ્ )*a.* Not inspired: ઈશ્વરી સૂચના ન થઈ હોય તેવું;અપ્રેરિત.

**Uninstructed,**(અન્ઇન્સ્ટ્રક્ટેડ્ )*a.* 1. Not educated:કેળવણી વિનાનું; નહીં શિખેલું;અશિક્ષિત;અભણ;નિરક્ષર. 2.Not told:હુકમ ન મળ્યો હોય તેવું.

**Unintelligent,** ( અન્ઇન્ટેલિજેન્ટ્ ) *a.*Ignorant;senseless:અક્કલવિનાનું;જડ બુદ્ધિનું;અજ્ઞાન:જ્ઞાનશક્તિહીન.

**Unintelligible,** (અન્ઈન્ટેલિજીબલ્ ) *a.*That can not be understood: ગૂઢ;ગહન;અકળ;અગમ્ય;અગ્રાહ્ય;બુદ્ધિથી અગમ્ય;દુર્લક્ષ;દુર્જ્ઞેય;દુર્બોધ.

**Unintended,**(અન્ઈન્ટેન્ડેડ્ ) *a.* Not intended:નહિ ધારેલું;અજાણતાં કરેલું;અસાંકલ્પિક.

**Unintentional,**(અન્ઈન્ટેન્શનૅલ્ ) *a.* Not intended:નહિ ધારેલું;અણધાર્યું;જાણીબુઝીને નહિ કરેલું;અસાંકલ્પિક.

**Unintentionally,** (અન્ઈન્ટેન્શનૅલિ) *adv.* Unknowingly:અજાણતાં;અણધારેલી રીતે:અબુદ્ધિપૂર્વક.

**Uninterested,**(અન્ઈન્ટરેસ્ટેડ્ ) *a.*1. Not interested:લેવા દેવા વિનાનું; અસંબંધી;નિરાળું;વેગળું;સંબંધરહિત.2. Not having the mind engaged:બેગરજ-પરવા;ઉદાસીન.

**Uninteresting,**(અન્ઇન્ટરેસ્ટિંગ્ )*a.* 1. Careless: બેગરજ; બેપરવા. 2. Tasteless: નિરસ;અરસિક;અમનોરંજક;અચિત્તવેધક.

**Uninterrupted,**(અન્ઇન્ટરૂપ્ટેડ્ )*a.* Not interrupted: વચમાં અટક્યા વગર;અખંડિત;અખંડ;નિરંતર; અવિચ્છિન્ન;અસ્ખલિત;અવિરત;નિર્વિઘ્ન.

**Uninvited,**(અન્ઈન્વાઇટેડ્ ) *a.* Not invited;not requested or solicited:ન બોલાવેલું-તેડેલું;નોતર્યા વિનાનું; અનિમંત્રિત;ઘાલૈયા જેવું.

**Uninviting,** ( અન્ઈન્વાઈટિંગ્ ) *a.* Not inviting:દોરે-લલચાવે નહિ તેવું;અપ્રલોભક.

**Union,**(યૂન્યન્ ) *n.* [L.*unus,one.*] 1. Junction;coalition; combination:એકઠું મેળવી દેવું તે;સંયોગ;સંધિ; જોગ;મેળાપ;સંગ;સંગતિ; સંબંધ. 2. Harmony;concord:ઐક્યતા; બનાવ;મેલાપ;ઐક્ય;સંપ;એકો. 3. That which is united or made one;a league; a consolidated body; a confederation:ટોળી;એકસંપીસમૂહ; એકસંપ.4.A large fine pearl:મો-

હું'સુંદર મોતી.5. A device emblematic of union:એકસંપ સૂચકચિન્હ. 6.A flag having such a device: એવા ચિન્હવાળો વાવટો.7.A cask in which fermentation is carried on:મહુડાં ફદફદાવવાનું પીપ.

**Unionist,**(યૂન્યનિસ્ટ્ )*n.*1.One who promotes union : સંયોગ-સંપ ઇચ્છનાર.2.A member of a trade's union:વ્યાપારીસમાજનો એકસભાસદ.

**Uniparous,**(યૂનિપૅરસ્ )*a.*[ L. *pareo*,I bring forth.](*Zool.*) Producing but one egg at a time: એકી વખતે એકજ ઇંડું મુકતું અથવા એકજ બચ્ચું જણનારૂં.

**Unique,**( યૂનિક્ ) *a.* Unmatched; unequalled:અસાધારણ; અપૂર્વ;અદ્વિતીય;અપ્રતિરૂપ;અનન્ય.*n.* A thing without a likeness:અનન્ય-અપૂર્વ-અપ્રતિમ વસ્તુ-પદાર્થ.

**Unison,**(યૂનિસન્ )*n.*[ L. *sonus*, a sound.]1.Harmony;concord:સંપ;મેળાપ;એકરાગ;સંબંધ.2. Identity in pitch:સ્વરસુરનો મેળાપ;એકસુર-તાર-તાલ;સ્વરમેલ;સ્વરૈક્ય;તાલ;ઘટાવ.

**Unisonous,**(યૂનિસૅાનસ્ )*a.*Being in unison:એક સુર-અવાજમાં હોયતેવું.

**Unit,**(યૂનિટ્ )*n.*1.A single thing or person: એક; એક વસ્તુ-પદાર્થ. 2. (*Arith.*) The least whole number;one:એકમ;એકાંક.3.A gold coin of the reign of James I.,of the value of 20 shillings:વીસ શીલીંગનો સોનાનો શિક્કો.4. Any determinate amount or quantity adopted as a standard: પ્રમાણને માટે નક્કી કરેલું કોઈ અમુક માપ.

**Unitarian,**(યૂનિટૅરિઅન્ )*n.*(*Theo.*) 1.One who denies the doctrine of the Trinity believing that God exists only in one person; an unimpersonalist:ઈશ્વર ઐક્યનો ઈનકાર કરનાર.2.One who rejects the principal of dualism:દ્વૈતાના મતનો ઈનકાર.3.A monotheist: અદ્વૈતવાદી;એકેશ્વરવાદી.

**Unitarianism,**(યૂનિટૅરિઅનિઝમ્ ) *n.*The doctrines of Unitarians: અદ્વૈતવાદ.

**Unite,**(યૂનાઇટ્ )*vt.*1. To combine; to connect;to join:જોડવું;મેળવી દેવું;એકઠું કરવું;સાંધવું;એકીકરણ કo.2. To join by a legal or moral bond;to cause to agree;to associate;to attach:સંયોગ કo; સંયુક્ત કo; લગ્ન-પ્રીતિ ઈત્યાદી ગાંઠથી જોડવું; પરણાવવું એકચિત્ત;એકદિલ કo;ઐક્યમેળ કo.*vi.* 1. To become one;to coalesce:મળી જવું; જોડાવું; એકથવું; સંધાઈ જવું;-નો સંયોગ થવો. 2. To join in an act;to concur:એકથવું; એકત્ર થવું;એક મત થવું;એકચિત્ત-એકદિલ થવું.*a.*United,joint:એકઠાં થએલું.

**United,** (યૂનાઇટેડ્ )*a.* Combined: એક દીલ;સંયુક્ત;એકચિત્ત;એકમત;યુક્ત; સંયોજીત.

**Unitedly,**(યૂનાઈટેડલિ) *adv.* In a united manner:એકઠા થઇને-મળીને; એકમતે.

**Unity,**(યૂનિટી )*n.*The state of being one;oneness:ઐક્યતા;એક હોવાપણું. 2. Concord; harmony; agreement; uniformity:ઐક્યતા; બનાવ; એકરાગ; ઐક્ય; સંપ. 3. (*Math*). Any definite quantity taken as one,or for which 1 is made to stand in calculation:એક.

**Univalve,**(યૂનિવૅલ્વ્ )*n.* (*Zool.*) A shell consisting of one valve only:એક પટદાવાળી છીપ.

**Universal,**(યૂનિવર્સલ્ ) *a.*1. Unlimited;general;all-reaching;all-pervading:સર્વમય;સર્વ-બધાનું; સાર્વત્રિક;સર્વવ્યાપી;સર્વવ્યાપક;વિશ્વવ્યાપી; સર્વવિષયક;સર્વ સાધારણ; સાર્વજનિક; સાર્વલૌકિક; સર્વ સંબંધી;વિશ્વમય. 2. Total;entire; whole: સર્વ;આખું; બધું; સમગ્ર;સમસ્ત.3. (*Mech.*) Adapted to all or to various uses, shapes,&c.:સર્વકામને લાગુ પડે તેવું. 4.(*Logic*)Forming the whole of a genus:સામાન્ય;સર્વગત.**U.***church*, the whole church of God in the world:કેથોલીક ધર્મનું દેવળ.**U.***spirit*: વિશ્વાત્મા;જગદાત્મા;બ્રહ્મ.**U.** *dial*,a dial by which the hour may be found in any part of the world: જેમાંથી આખા જગતનો વખત જણાય એવો ચંદો.*n.*The whole;the universe:વિશ્વ;ત્રિભુવન;જગત ;દુનિયાં.

**Universalism,** ( યૂનિવર્સલિઝમ્ ) *n.*The doctrine that all men will be saved in the future state:બધા માણસો મુક્તિ પામશે એવો મત.

**Universality,** (યૂનિવર્સૅલિટિ ) *n.* The quality or state of being universal; generality: સર્વ-વિશ્વ-વ્યાપિતા;સર્વગતત્વ;સર્વવ્યાપકત્વ;સર્વસંબંધીતા;સર્વીયતા.

**Universally,**(યૂનિવર્સલિ) *adv.*In a universal manner: સમાન્ય-સર્વ સામાન્ય રીતે;સઘળે ઠેકાણે;સર્વત્ર;સર્વત.

**Universe,**(યૂનિવર્સ્ )*n.* [L. *unus*, one & *verto*,I turn.]The world; the creation: વિશ્વ; ત્રિભુવન; જગ; આલમ;દુનીઆં;જગત;સૃષ્ટિ;બ્રહ્માંડ;બ્રહ્મગોળ;બ્રહ્મકટાહ;બ્રહ્મસૃષ્ટિ;અંડકટાહ. *Soul of the* **u.**:જગદાત્મા;લોકાત્મા; પરમાત્મા.*The doctrine of the non existence of the* **u.**:શૂન્યવાદ.

**University,**(યૂનિવર્સિટિ)*n.* 1. The universe;the whole:આખું;સર્વ;સમગ્રતા.2.An association:સમાજ.3. An assembly of colleges established in any place with professors for instructing students in the sciences and other branches of higher learning and where other degrees are conferred : વિદ્યા-લય-મંડળ;પાઠશાળા સમાજ;યુનિવર્સિટી;શાલામંડળ;શાલાસમાજ.

**Univocal,**(યૂનિવૉકલ્ )*a.*[L.*univocus,unus* one,*vox,vocis*,a voice, a word.]1.Having one meaning only: ફક્ત એકજ અર્થવાળું; એકાર્થી. 2.Having unison of sound: એકરાગી;સમસ્વરી.3.Uniform; regular:એકજ સરખો;સમાન; સરખું. 4. Unequivocal: અસંદિગ્ધાર્થ; સ્પષ્ટ. *n.*A word having one meaning: એકજ અર્થવાળો શબ્દ.

**Unjust,**(અન્જસ્ટ્ )*a.*1. False; dishonest:અધર્મી;ગેરઇનસાફી; અન્યાયી;બેઈન્સાફી; અપ્રમાણિક; અન્યાયકર્મી;અધાર્મિક.2.Wrongful:ગેરવાજબી;અન્યાયનું;અન્યાયી;નીતિવિરૂદ્ધ;અયથાર્થિક.

**Unjustifiable,**(અન્જસ્ટિફાઇઍબલ્ ) *a.*Not to be vindicated or defended:જેનો બચાવ-રક્ષણ ન થઇ શકે તેવું.

**Unjustly,**(અન્જસ્ટ્લિ)*adv.*Wrongfully;dishonestly: ગેરવાજબી-ઈનસાફરીતે;અન્યાયથી;નાહક; ફોકટ; અધર્મપણે.

**Unkind,**(અન્કાઇન્ડ્ ) *a.* Childless: નઃસંતાન; છોકરાં છૈયાં વિનાનું. *a.* 1. Not kind;unnatural:બીજા પ્રકારનું. 2.Cruel;harsh;unjust: કૃપા-દયાહીન;અકૃપાળુ;ઘાતકી;ક્રૂર;અપ્રિય; નિર્દય;કૃપકાર શત્રુ.

**Unkindly,**(અન્કાઈન્ડ્લિ) *adv.* Unjustly; harshly : ઘાતકીરીતે; ગેરવાજબી રીતે.*a.* Unkind; ungracious:અકૃપાળુ;મહેરબાની ન કરે એવું. 2.Unfavourabel;annoying:પ્રતિ-

ફૂળ;પજવે એવું.

**Unkindness,** ( અન્કાઈન્ડ્નેસ્ ) *n.* Cruelness; harshness: અવકૃપા; નાશાન્યપણું; ગેરમહેરબાની; કરડાકી; ઘાતરાઈ.

**Unknit,**(અન્નિટ્ )*vt.*To undo what is knitted together:ગુંથેલું ઉકેલી નાંખવું.

**Unknowingly,** (અનૌઈંગ્લિ) *adv.* Not knowingly:અજાણતાં;અજ્ઞાનતાથી;અણુસમજે;વગર સમજે.

**Unknown,**(અનોન્ )*a.*Not known: નહિ જણાએલું; અપ્રસિદ્ધ ; બેમાલુમ; અજ્ઞાત;અવિદિત; અપરિચિત; અશ્રુત; અદૃષ્ટ;અગોચર;અદૃષ્ટશ્રુત. **U.** *quantity*:અવ્યક્તરાશી.

**Unlace,**(અન્લૅસ્ )*vt.*1.To loose by undoing a lacing:લેસ-દોરી છોડીને કાઢી-ઉતારી નાંખવું.2.To undress: ઘરેણું કાઢી નાંખવું;ઉકેલવું; છોડવું. 3. (*Naut.*)To set off:ઉતારી લેવું; કાઢી નાંખવું.

**Unlade,**(અન્લેડ્)*vt.*1. To take the load from: ભાર-બોજો ઉતારવો. 2. To unload:ખાલી ક૦.

**Unlatch,**(અન્લૅચ્ )*vt.* To open or loose by lifting the latch:આગળી કાઢવી-ઉંચકવી;ઉલાળો ઉઘાડવો;ભૂંગળ ખેંચી લેવી.

**Unlawful,**( અન્લૉફુલ્ )*a.*Contrary to law:ગેરશિરેસ્તાનું; કાયદા વિરૂદ્ધ; રાજનિયમ વિરૂદ્ધ;રાજાજ્ઞાવિરૂદ્ધ;વિધિવિરૂદ્ધ;સ્મૃતિ વિરૂદ્ધ; ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ; શાસ્ત્રવિરૂદ્ધ;અસ્માર્ત; હરામ;અઘટિત.

**Unlawfully,**(અન્લૉફુલિ) *adv.*Not according to law: ગેરકાયદે;ગેરવાજબી રીતે.

**Unlearn,**(અન્લર્ન્ )*vt.*1. To forget: શિખેલું ભૂલી જવું; ભણેલું ભૂલી જવું. Also, to learn the contrary of: થી ઉંધું-ઉલટું જ શિખવું.2.To fail to learn:ન શિખવું.

**Unlearned,-Unlettered,**(અન્લર્ને-અન્લેટર્ડ્)*a.*1.Not learned;ignorant:અભણ;અજ્ઞાન; અશિક્ષિત;નહીં ભણેલું;નિરક્ષર;અનક્ષર;અવિદ્વાન; અપંડિત;અજ્ઞ;અક્ષર શત્રુ.2.Not known: નહિ જણાએલું;અજાણ્યું.3.Not exhibiting learning:વિદ્વતા શૂન્ય-રહિત; અભણપણું દેખાડી આપનારૂં; અવિદ્વાને કરેલું;અભણે કરેલું.

**Unless,**(અન્લેસ્)*Conj.*If it be not; were it not that;except: શિવાય કે;વગર;જો-તો નહિ.

**Unleavened,**(અન્લીવન્ડ્ ) *a.* Containing no leaven:ખમીર વગરનું; બેખમીર.

**Unlicensed,**(અન્લાઈસૅન્સ્ડ્ ) *a.*Not licensed: સનદ-પરવાના-રજા વગરનું; લેસન મળેલું:બીનસનદી.

**Unlike,**( અન્લાઈક્ )*a.* 1. Not like; dissimilar;diverse:સરખુ નહિ હોય એવું;જુદું;ભિન્ન;વિજાતી.2.Not likely:અસંભવિત.

**Unlikely,**(અન્લાઇક્લિ ) *a.* 1. Not likely;improbable:ન થવા જોગ;અસંભવિત; અસંભાવ્ય; દુ:સંભાવ્ય;અસંગત.2.Likely to fail.unpromising: કાંઇ આશા ન રાખી શકાય તેવું: મિથ્યા. 3. Disagreeable:નાપસંદ. *adv.*In an unlikely manner: ન થવાજોગ;ઘણું કરીને નહિ.

**Unlikeness,**(અન્લાઈક્નેસ્ )*n.*Want of resemblance; dissimilarity : અતુલ્યતા;જુદાપણું;પૃથક્તા; ભિન્નતા; અસમતા;અસામ્ય;વિજાતીયપણું.

**Unlimited,**(અન્લિમિટેડ્ )*a.* 1.Not limited; boundless:બેહદ; અપાર; અનંત;અમર્યાદ; અસીમ;નિરવધિ. 2. Undefined;indefinite:અમુક.મોઘમ. 3.Not restrained;unrestricted: નિર્મર્યાદ;અપ્રતિબંધિત.

**Unlink,** (અન્લિન્ક્ ) *vt.* To uncoil; to unfasten: કડી કાઢી જુદુ જુદુ કરી નાંખવું;છૂટું-નોખું-નિરાળું ક૦.

**Unload,**(અન્લૌડ્ )*vt.*1.To take the load from;to disburden:બોજો ઉતારવો;-માંથી માલ ઉતારી લેવો.2.To relieve from anything onerous: પરથી ભાર લઈ લેવો;-ને બોજા-જોખમમાંથી મુક્ત ક૦.3.To discharge or remove: ખાલી કરવું. 4. To draw the charge from:બંદુક ફોડી દેવી. 5.To get rid of:કાઢી નાંખવું; વેચી દેવું;ફાંકી મારવું.

**Unlock,**(અન્લૉક્ )*vt.*1. To unfasten:તાળું ઉઘાડવું;કળ ઉઘાડવી. 2. To open;to undo:ઉઘાડું ક૦;ખોલવું.

**Unlooked,**(અન્લુક્ડ્ )*a.* Unexpected:અનપેક્ષિત;અણધારેલું; અલક્ષિત; અતર્કિત.

**Unloveliness,** ( અન્લવ્લિનેસ્ ) *n.* Disagreeableness : અણગમતાપણું;અલાવણ્ય;અસૌંદર્ય.

**Unlovely,**(અન્લવ્લિ)*a.*Not lovely; not amiable : વહાલું-પ્યારૂં નહિ લાગે એવું;અણગમતું; અપ્રિય; અરમ્ય; અમનોહર;અસુંદર;અળખામણું.

**Unluckily,**(અન્લકિલિ)*adv.*Unfortunately: કમનશીબે;માઠા ભાગ્યે;દુર્ભાગ્યે;દુર્દૈવે;કર્મ સંજોગે;ભોગજોગે.

**Unlucky,**(અન્લકિ) *a.* 1. Unfortunate;unhappy:કમનશીબ;ભાગ્યહીન;અભાગિયું;કરમનું ફૂટેલું; દુર્ભાગી;કમબખ્ત.2.Bringing bad luck;ill-omened:અશુભ;અમંગળ;અમાંગલિક.3.Mischievous: નુકસાન-ઇજા-ઉપદ્રવકારી;તોફાની.

**Unmake,**(અન્મેક્ )*vt.*To uncreate; to deprive of being : રૂપ ગુણનો નાશ કરવો; ઘટ્યું નાઘટ્યું કરવું; રદ ક૦; કર્યું ન કર્યું ક૦.

**Unman,**(અન્મૅન્ ) *vt.*1. To emasculate:નપુંસક-નામર્દ કરવું.2.To dishearten;to make womanish:નાહિમ્મત કરવું; હિમ્મત છોડાવવી; ધૈર્યહીન ક૦;પરાક્રમ ભંગ ક૦;-ના ટાંટીઆ ભાગી નાંખવા. 4. To depopulate: વસ્તીહીન કરવું:ઉજડ-વેરાન કરવું.

**Unmanageable,**(અન્મૅનેજેબલ્ )*a.* Ungovernable: તાબામાં ન રખાય એવું;બેલગામ;છકેલ;બહેકેલ; ઉચ્છૃંખલ; અનિવાર;અસાધ્ય.

**Unmanly,**(અન્મૅન્લિ)*a.*1. Cowardly:અઘટિત;બાયલાપણાનું;પુરૂષ ધર્મને અયોગ્ય.પૌરૂષહીન.2. Base: હલકુ; નીચું;અનુદાર;અધમ.

**Unmannerly,** (અનમૅનર્લિ) *a.* Ill-bred;rude:જંગલી:અસભ્ય; અશિષ્ટ; રીત-ભાત વગરનું;અવિવેકી;રોંચા જેવું. *adv.*Rudely : જંગલી-અસભ્યપણે; અવિવેકપણે-થી.

**Unmarried,** ( અન્મૅરિડ્ ) *a.* Not married:કુંવારૂં:નહીં પરણેલું:વાંઢું; છડું;અવિવાહિત;અનુદ્વાહિત.

**Unmask,**(અન્માસ્ક્ )*vt.*To strip of a disguise:પડદો-મુખવટો કાઢી નાખવો;-ને ઉઘાડુ પાડવું;-ને ખરારૂપમાં બતાવવું.*vi.* To put off a mask : વેશ ઉતારવો

**Unmatched,** (અન્મૅચ્ડ્ ) *a.* Unrivalled: અપ્રિતમ; જેની બરાબરી થઇ ન શકે એવું;અદ્વિતીય.

**Unmeaning,** ( અન્મીનિંગ્ ) *a.* 1. Having no meaning: મતલબ વિનાનું;ખાલી;નિરર્થક;પોકળ; અર્થરહિત-શૂન્ય;અસંગત.2.Senseless:બુદ્ધિવિનાનું;અબુદ્ધિદર્શક.

**Unmeant,** ( અન્મૅન્ટ્ ) *a.* Not intended;not intentional:જાણી જોઇને નહિ કરેલું-કરવા ધારેલું;ઓચિંતું.

**Unmeasured,**(અન્મેઝર્ડ્ ) *a.* Unlimited:બેહદ;અપાર;અપરિમિત; અનંત;અમિત.

**Unmerchantable,**(અન્મર્ચૅન્ટેબલ્ )

વગર બોલાયો બોલે, તે તરખલાની તોલે.

a.That would not be sold:વેચાય નહિ તેવું.

**Unmerciful,**(અન્મર્સિફુલ્ )a.1.Merciless;cruel;inhuman;unkind : ઘાતકી;નિર્દય;દયાહિન;ક્રૂર;નિષ્કરૂણ.

**Unmerited,**(અનમેરિટેડ્ )a.1. Not merited:છાજે-ઘટતું નહિ એવું;અમાપ.2.Undeserved;unjust : ગેરવાજબી;નાહક;વગર કારણનું;ફોગટ;વૃથા.

**Unmindful,**(અન્માઈન્ડ્ફુલ્ )a.Careless;inattentive;unconcerned:-માં બેફિકર;કાળજી વગરનું; અસાવધ; ગાફેલ;પ્રમાદી;બેકાળજી; બેફિકર; નિરપેક્ષ;બેપરવા.

**Unmingled,**( અનિમંગ્લ્ડ ) a. Unmixed: અમિશ્રિત; ચોખ્ખું; નિર્ભેળ; શુદ્ધ;નર્યું;નરદમ.

**Unmixed,**(અનિમક્સ્ટ્ )a. Unmingled:ચોખ્ખું;શુદ્ધ;નરદમ;નર્યું.

**Unmitigated,**(અનિમિટિગેટેડ્ )a.Not mitigated: ઓછું-શાંત નહિ થએલું.

**Unmolested,**(અન્મોલેસ્ટેડ્ )a. Uninjured: ઇજા હરકત વગરનું; ઉપદ્રવ રહિત; નિષ્કંટક; નિરૂપદ્રવી; અક્લેશ; અન્તોપદ્રવ.

**Unmoor,**(અન્મૂર્ ) vt. (*Naut.*) To loose from anchorage : લંગર ઉપાડી વહાણ ચલાવવું.

**Unmotherly,** (અન્મધર્લિ) a. Not becoming a mother:માને ઘટતું ઘટે નહિ-છાજે નહિ તેવું.

**Unmoved,** ( અન્મૂવ્ડ્ ) a. Fixed; firm:દૃઢ.અચળ;સ્થિર;અચલિત.અસ્થલાંતરિત.2.Not affected:અસરરહિત; નહિ પલળેલું;અસર ન થઈ હોય એવું.

**Unmusical,**(અન્મ્યૂઝિકૅલ્ )a. Not harmonious or melodious;harsh; not pleasing to the ear:કઠોર;સ્વરશૂન્ય-રહિત;અપસ્વર.

**Unnatural,** ( અન્નૅટ્યૂરૅલ્ ) a.Not natural;contrary to the order of nature:કુદરતી નિયમથી ઉલટું;ગેરરીતીનું;મનુષ્યધર્મ વિરૂદ્ધ-પ્રતિકુલ;સ્વધર્મ વિરૂદ્ધ; સ્વભાવ વિરૂદ્ધ;સૃષ્ટિ ક્રમબાહ્ય-વિરૂદ્ધ;વિલક્ષણ;અસ્વાભાવિક;અમાનુષ;મમતાહીન;નિર્દય.

**Unnecessarily,** ( અન્નેસેસ્સરિલિ ) *adv.*Uselessly : વિનાકારણે; ફોગટ; મિથ્યા;અમસ્તુ; નકામું;વગર જરૂરે.

**Unnecessary,** ( અન્નેસેસ્સૅરિ ) a. Useless;needless:વૃથા;નિરૂપયોગી; નિષ્કારણ;નિષ્પ્રયોજન;અપ્રયોજક;અનવશ્યક;ફોકટ;અકારણ.

**Unnerve,**(અનર્વ્ )vt. To weaken to enfeeble:અશક્ત-નબળું કરવું;-નું જોર ભાગવું;નિર્બળ-બળહીન ક૦.

**Unnoticed,** ( અન્નોટિસ્ડ્ ) a. Not attended;not seen:અલક્ષિત;ધ્યાન નહિ આપેલું.

**Unnumbered,** ( અનનમ્બર્ડ્ )a. Innumerable:અસંખ્ય;અગણિત; સંખ્યાતીત;અસંખ્યાત;અનંત

**Unobeyed,**(અન્ઑબેડ્ )a.Unchecked:અદબ-તાબામાં નહિ રહેલું.

**Unobjectionable,**(અન્ઑબજેક્શનૅબલ્ )a.That cannot be objected: જેમાં વાંધો નથી તેવું;અબાધિત;નિર્બાધ;અદૂષણીય;નિર્વાચ્ય.

**Unobservable,** (અન્ઑબ્ઝર્વૅબલ્ ) a.Unobserved:નહીં જોવાય એવું.

**Unobserved** (અન્ઑબ્ઝર્વ્ડ્ )a.Unseen:કોઇના જોવામાં નહિ આવેલું;અનવલોકિત;અલક્ષિત; અનિરીક્ષિત; ગૂપચૂપ;છાનુમાનું.

**Unobserving,**(અન્ઑબ્ઝર્વિંગ્ ) a. Careless:અસાવધ;ગાફેલ;બેભાન.

**Unobstructed,** ( અન્ઑબ્સ્ટ્રક્ટેડ્ ) Not obstructed: બીન હરકતે; નિર્વિઘ્ન; અવિઘ્ન; અપ્રતિબંધ; અબાધિત; અકુંઠિત.અવરોધિત;અપ્રતિરૂપ.

**Unobtainable,** ( અન્ઑબ્ટેનૅબલ ) a.That cannot be had:દુર્લભ;મેળવી શકાય નહિ એવું;અલભ્ય;અસાધ્ય; અપ્રાપ્ય.

**Unobtrusive,** ( અન્ઑબ્સ્ટ્રુસિવ્ ) a.Not presuming:modest:બોલાવ્યા વગર ઘુસે નહિ એવું;વિનયી;લજ્જાળ;શરમાળ.

**Unoccupied,** ( અન્ઑક્યૂપાઇડ )a. Empty:ખાલી;જેમાંકોઈ રહેતું નહોય એવું;અવાવરૂ;હવડ(જગ્યા.)2.Being free; free; not engaged in any work or business:નવરૂં;નકામું;ફુરસદમાં હોય એવું; નિરૂદ્યમી. 3. Not taken up:નવરાસ-ફુરસદનું.

**Unoffending,** (અન્ઑફેન્ડિંગ્ ) a. Innocent:નિરપરાધી;બિન ગુનેગાર.

**Unofficial,**(અન્ઑફિશિઅલ્ )a.Not done by the officer: અધિકારીએ નહિ કરેલું;ખાનગી.

**Unopened,** ( અન્ઑપન્ડ્ ) a. Not opened:નહીં ઉઘાડેલું;બંધ.

**Unopposed,**(અન્ઑપોઝ્ડ્ )a. Not opposed:જેની સામા કોઈ થયું ન હોય એવું;બિન અટકાવનું; અપ્રતિબંધિત; અનિવારિત;પ્રતિપક્ષવિનાનું.

**Unorganized,** ( અન્ઑર્ગૅનાઈઝ્ડ્ ) a.Not organized:રચના રહિત;અનતવ્યવસ્થ;અકૃતવ્યવસ્થ.

**Unorthodox,** (અન્ઑર્થોડૉક્સ ) a. Pretender:પાખંડી; નાસ્તિક; કુમાર્ગી;વામમાર્ગી;વિધર્મી;અધર્મી;ઢોંગી.

**Unostentatious,** (અન્ઑસ્ટેન્ટેશિઅસ્ )a. Simple:સાદું ભપકા વગરનું;આડમ્બર-ડોળ વિનાનું.

**Unpaid,**(અન્પેડ્ )a.Not paid: નહિ આપેલું-પહોંચેલું.

**Unpalatable,** (અન્પૅલૅટૅબલ્ ) Untasteful; tasteless : અરૂચિકર;અસ્વાદ;બેસ્વાદ.2.Disagreeable :અપ્રિય;નાપસંદ;અરૂચિર;અણગમતું.

**Unparalleled,** ( અન્પૅરલ્લેલ્ડ્ ) a. Unmatched:અનુપમ; અસાધારણ; અતુલ્ય;અપ્રતિમ;અપૂર્વ.

**Unpardonable,**(અન્પાંર્ડનૅબલ્ ) a. Not pardonable:માફીનહિ આપવા યોગ્ય; માફ થવાને અનુચિત; અયોગ્ય; અક્ષમ્ય.

**Unperceivable,**(અન્પર્સીવૅબલ્ )a. That can not be seen: અગોચર; દેખી શકાયનહિ એવું;અલક્ષ્ય;દુર્લક્ષ્ય.

**Unperceived,**(અન્પર્સીવ્ડ )a. Not seen:કાંઇ જોવામાં નહિ આવ્યું હોય એવું;અલક્ષિત;અદર્શિત;અદૃષ્ય.

**Unphilosophic,Unphilosophical,**(અનિફ્લૉસૉફિક્-કૅલ્ )a.Contrary to philosophy: તત્વજ્ઞાન શાસ્ત્ર વિરૂદ્ધ;પદાર્થજ્ઞાન શાસ્ત્ર વિરૂદ્ધ;અયુક્તિક; અયુક્તિ સિદ્ધ;તર્કશાસ્ત્રાસિદ્ધ.

**Unpin,**(અન્પિન્ )vt. To unfasten: ઉઘાડવું;ખોલવું;ટાંકણી કાઢવી.

**Unpitied,**(અન્પિટિડ્ )a. Pitiless:દયારહિત;કોઈને દયા ન આવે એવું.

**Unpitying,**(અન્પિટિંગ્ )a.Wicked; cruel:ઘાતકી;નિર્દય;ક્રૂર.

**Unpleasant, Unpleasing,**(અન્પ્લેઝૅન્ટ્-પ્લીઝિંગ્ ) a. Displeasing; offensive: અલખામણું લાગે એવું;ન ગમે એવું;અપ્રિય;નાપસંદ; અણગમતું; વિષમ;દુ:ખદાયક.

**Unpoetic,Unpoetical,**(અન્પોએટિક્-કૅલ્ )a. Not poetical:કવિતાના નિયમથી ઉલટું;કાવ્યશાસ્ત્રવિરૂદ્ધ;કવિતારસશૂન્ય-રહિત.

**Unpolished,**(અન્પૉલિશ્ડ્ )a.1.Not polished : સફાઇદાર-ચકચકિત નહિ કરેલું;અસંસ્કૃત;સાદુ. 2. Impolite: અસભ્ય;જંગલી;અશિષ્ટ.

**Unploughed,** (અન્પ્લાઉડ્ ) a. Not ploughed:નહિ ખેડેલું-ચાસેલું;પડતર.

**Unpolite,** (અન્પૉલાઇટ્ ) a. Impolite;rude:જંગલી;અસભ્ય;અશિષ્ટ.

**Unpolitical,**(અન્પૉલિટિકૅલ્ )a.Not political:રાજનીતિવિરૂદ્ધ.

**Unpolluted,**(અન્પોલ્યૂટેડ્ ) a. Sa-

I waver.]1.To move one way & the other;to reel or stagger:આમતેમ ફરવું;ઝોલા ખાવા;અસ્થિર રહેવું; લથડવું. 2. To fluctuate in mind or opinion;to waver:અચકાવું;તર્કવિતર્ક કo;સંકલ્પ કo;ઢચુપચુ હોવું;વિચાર ફેરવવો;સંશયભૂત થવું;ડામાડોળ હોવું-થવું.

**Vacillating**,(વૅસિલ્લેટિંગ્ ) *a.* Wavering:ચલિત;ઢચુપચું;ધોરણ વગરનું; અદૃઢ;ઠંગધડા વગરનું.

**Vacillation**,(વૅસિલ્લેશન્ ) *n.* 1. A wavering:અદૃઢતા;અસ્થિરતા.2.Unsteadiness of purpose;changeableness: સંકલ્પ વિકલ્પ;તર્કવિતર્ક; અનિશ્ચય;ચાંચલ્ય;ચંચળતા;ઢચુપચુ;ધરછોડ;લેમેલ.

**Vacuum,Vacuity**,(વૅક્યુઅમ્-વૅક્યૂઇટિ)*n.*[L.*vacuus*,empty.]1. Vacancy;emptiness:ખાલીપણું;ખાલી જગ્યા;શૂન્યતા.2.Void;space unfilled or unoccupied : શૂન્ય;આકાશ; અવકાશ;પોકળ.3.Inanity;nihility: શૂન્યતા;અભાવ;અસત્વ;નાસ્તિકત્વ.

**Vacuous**,(વૅક્યુઅસ્ )*a.*Empty;vacant:ખાલી;પોલું;શૂન્ય;પોકળ;રિક્ત; નકામું.

**Vademecum**,(વૅડીમીકમ્ )*n.*[L.go with me.]A handbook;a manual:ન્હાનું પુસ્તક;ચોપડી; દરરોજ સાથે રાખવાનું પુસ્તક;હાથપોથી.

**Vagabond**,(વૅગૅબૉન્ડ્ )*a.*[L.*vagor*, I wander.]1. Wandering:ભટકતું; રખડતું;ભમ્યાં કરતું.2.Driven to and fro:આમતેમ ફરતું-ઉડતું.3.Being a vagabond:ભમતું; સ્વેચ્છાચારી;યથેચ્છ વિહારી.*n.*A vagrant;a wanderer:ભટકનાર;રખડનાર;વંઠેલ; રખડેલ; ઉડેલ;ભટકણ;સ્વેચ્છારી;યથેચ્છ વિહારી.

**Vagary**,(વૅગૅરિ)*n.*1.A wandering or strolling : ફરવું-ભમવું તે. 2. A whim;a wild or fanciful freak: લેહેર;તુરંગ;ફાંટો;ભ્રમ;વિભ્રમ;બુદ્ધિચાપલ્ય;મનોલૌલ્ય.

**Vagina**,(વૅજાઇનૅ) *n.*;*pl.* **Vaginæ**. [L.*vagina*,a scabbard or sheath] 1.(*Anat.*)(*a*)A sheath;a theca: આવરણ; મુખદ્વાર. (*b*) The canal which leads from the uterus to the external orifice of the genital canal:યોની. 2. (*Bot.*)A sheath: છોડવાઓનું ઢાંકણ-આવરણ-છાલ. 4. (*Arch.*)The shaft of a terminus from which the bust seems to arise: છેડાના જે ભાગમાંથી પૂતળુ ઊદ્વાર પડતું જણાય છે તે ભાગ.

**Vagrancy**,(વૅગ્રૅન્સિ)*n.* The quantity or state of being a vagrant: રઝળવા-ભટકવાની ટેવ.

**Vagrant**,(વૅગ્રૅન્ટ્)*a.*1.Wandering: ભટકતું;રખડતું;રઝળતું. 2. A vagabond:વંઠેલ;ભટકનાર.

**Vague**,(વૅગ્)*a.*[L.*vagus*,waving.] Vagrant; vagabond : રઝળનાર; ભટકનાર;રખડેલ;ભટકેલ. 3.Unsettled;unfixed; indefinite;ambiguous:અનિશ્ચિત;મોઘમ; અનિર્ણીત;મોભમ. 3. Flying; uncertain; unauthenticated:ઉડતું;પાયા વિનાનું; નિર્મૂળ.*n.*An indefinite expanse: અપરિમિતવિસ્તાર.*vi.* To wander; to roam:ભટકવું;રઝળવું;રખડવું.

**Vail**,(વૅલ્ )*n.*1.Profit;return: નફો; ફાયદો;લાભ.2. Windfall;a casual advantage:અણધાર્યો-ઓચિંતો લાભ.3.Gratuity: ચોરીમેરી; ઈનામ. 3. Same as *veil*,*vt.*1.To let fall:જવા દેવું;શમી-બેશી જવા દેવું.2.To lower or take off in token of inferiority,reverence or the like:નમાવવું;નીચું રાખવું;નમ્રતા પકડવી.*vi.*To yield; to give place:-ને જગા આપવી;-ને વશ-આધીન થવું;-ને માટે રસ્તો કo.

**Vain**,(વૅન્ )*a.* [L. *vanus*, empty, void.]1.Empty;void;worthless: ખાલી;નિરર્થક;પોકળ;નકામું;નજીવું;-અસાર; નિઃસાર; મિથ્યા. 2.Fruitless; ineffectual:વ્યર્થ;ફોગટ;નકામું;વૃથા. 3.Conceited; puffed up; inflated: બડાઈખોર;પતરાજીવું;હુંપદ રાખનારું;મિથ્યાભિમાની;ડિમાકી;ડોળી. 4. Showy;ostentatious: દેખાવડું;ભભકાદાર; આડંબર ભરેલું. 5. False: ખોટું;જૂઠું;બનાવટી.*n.*Vanity:બડાઇ;હુંપદ;પોકળતા;શૂન્યતા. *In* **v.**, to no purpose:વ્યર્થ;વૃથા;ફોગટ; નાહક. *To take the name of God in* **v.**: હાલતાં ચાલતાં ઈશ્વરના સોગન ખાવા.

**Vain-glorious**,(વૅન્-ગ્લોરિઅસ્ )*a.* Boastful:શેખીખોર;પતરાજીવું; બડાઈખોર;ગુમાની;ડિમાકી.

**Vainglory**,(વૅન્-ગ્લોરિ) *n.* Empty pride;boastfulness: શેખી;પતરાજી; બડાઈ;પતરાજ;બિડસાઈ; તોર; ગુમાન; તોરી;રીશીઆરી ; આત્મસ્તુતિ-શ્લાઘા.

**Valance**,(વૅલૅન્સ્ ) *n.* 1. Hanging drapery for a bed,couch, window: પલંગના મથાળાના ભોંય સુધી અડે એટલા પડદા. 2.The drooping edging of the lid of a trunk which covers the joint when the lid is closed:પેટીના પડની ધાર-કોર. *vt.* To decorate with drapery: પડદાથી શણગારવું.

**Vale**,(વૅલ્ )*n.*[L.*vallis*.]A valley: ખીણ;બેપહાડ-ટેકરા વચ્ચેની જગ્યા;ખિડ.

**Valediction**, (વૅલીડિક્શન્ ) *n.* [L. *vale*, farewell and *dico*, I say.] A farewell:છેલ્લી સલામ;છુટા પડતીવખતે સલામ;આશીર્વાદ.

**Valedictory**,(વૅલીડિક્ટૉરિ) *a.* Bidding farewell:આશીર્વાદવાળું: રજા લેતું;આશીર્વાદાત્મક;સ્વસ્તિવાચનિક.

**Valentine**, ( વૅલેન્ટાઇન્ ) *n.* 1. A sweetheart chosen on St. Valentine's day:ફેબ્રુઆરી માસની ચૌદમી તારીખે પસંદ કરેલો આશુકમાશુક. 2. A letter containing professions of love: તે તારીખે મોકલેલો પ્રેમ પત્ર;પ્રેમ પત્રિકા.

**Valet**,(વૅલેટ્ )*n.*1.[Fr.]A body servant:ચાકર; હજુરીઓ; ખીદમતગાર; ખવાસ.2.(*Man.*)A kind of goad or stick with a point of iron: અંકુશ;પરાણી.

**Valet-de-chambre**, (વૅલે-ડી-શૅમ્બર્ ) A body servant;a personal attendant:તહેનાતમાં રહેનાર; અંગરક્ષક;ખીજમતગાર-ચાકર-નોકર.

**Valetudinarian, Valetudinary**,( વૅલેટયુડિનેરિઅન-વૅલેટયુડિનૅરિ ) *a.* [ L. *valeo*, I am strong.] Of infirm health;infirm;sickly:જન્મરોગીયું; પંડરોગીયું;માંદલું. *n.* A person of a weak or sickly constitution : જન્મરોગી ; પિંડરોગી; સદા રોગી; માંદલો.

**Valiant**,( વૅલિઅન્ટ્ )*a.*[L. *valeo*,I am strong.]1.Strong;powerful: મજબુત;જબરો. 2.Brave: બહાદુર; પરાક્રમી; વીર્યવાન; પરાક્રમી; શૂરવીર; હિમ્મતવાન;જવાંમર્દ.3.Heroic: હિમ્મતનું;મર્દામીનું;પરાક્રમનું.

**Valid**,(વૅલિડ્ ) *a.*[ L. *valeo*, I am strong.] 1.Strong;powerful:બળવાન;જોરાવર;બળિષ્ઠ.2 Having sufficient strength or force;sound; good ; efficacious : પ્રબળ; સબળ; વાજબી; વાસ્તવિક; ખરું;સપ્રમાણ. 3. Having legal strength or force; executed with the proper formalities : સયુક્તિ;અખંડ્ય;ન્યાય્ય;ધર્મ્ય; પાકું;કાયદેસર; ખરું ; વ્યવહારોપયોગી;વ્યવહારસાધક;ચાલુ અમલમાં

દોય એવું;ખરૂં.

**Validity,**(વૅલિડિટિ)*n.* 1.Strength; force;justness;soundness:મજબુતિ;વાસ્તવિકપણું; વાજબી-ખરાપણું; પ્રાબલ્ય;પ્રબળતા.2.(*Law.*) Legal strength : કાયદેસરપણું; ખરા-પાકાપણું; મજબુતી:વ્યવહારસામર્થ્ય. 3. Value: કિમ્મત;મૂલ્ય.

**Valise,**(વૅલાઇઝ્ )*n.* [*L. valulus*, a leathern trunk. ] A travelling bag;a portmanteau:મુસાફરીનાં લુગડાં ભરવાસારૂં ચામડાની પેટી.

**Vallation,**(વૅલેશન્ )*n.*[L., fr. *vallum*, rampart.] A rampart or intrenchment: કોટ;કિલ્લાની ભિંત.

**Valley,**(વૅલિ) *n.* 1. The space inclosed between ranges of hills or mountains:ખીણ;ખો; ખાઈ. 2. The place of meeting of two slopes of a roof:છાપરાના બે ઢાળ મળે તે નેળ.

**Valorous**(વૅલરસ્ )*a.*Brave; courageous;intrepid;valiant:બહાદુર; હિમ્મતવાન;શુરવીર;શૌર્યવાન;શૌર્યશાળી;પરાક્રમી;જવાંમર્દ;વીર.

**Valour,** (વૅલર્ )*n.* [L. *valeo*,I am strong.]1.Value;worth:કિંમત;મૂલ્ય. 2.Courage; prowess; personal bravery;intrepidity:પરાક્રમ; શુરાતન;બહાદુરી;શૌર્ય;મર્દાઇ;મર્દામી; પરાક્રમ;વિક્રમ;હિમ્મત. 3. A brave man: બહાદુર માણસ;શુરવીર.

**Valuable,**(વૅલ્યૂઍબલ્ )*a.*Precious; costly:કિમતી;મોટા મુલનું;મૂલ્યવાન; ભારે.2. Worthy: ઉપયોગી; કામનું; યોગ્ય;સારૂં.

**Valuation,**(વૅલ્યૂએશન્ )*n.* 1. The act of settig a prince: કિમ્મત ઠરાવવી તે;મૂલ્ય;નિરૂપણ-નિર્ણય; આંકણી.2.Value set upon a thing:કિમ્મત;મૂલ;મૂલ્ય.

**Valuator,** (વૅલ્યૂએટર ) *n.* An appraiser:કિમ્મત-મૂલ ઠેરવનાર-કરનાર.

**Value,**(વૅલ્યુ ) *n.*[ L. *valeo*, I am worth.]1.Worth; utility; excellence; importance: ઉપયોગીપણું; ફાયદેમંદપણું;અગત્ય;જરૂર;કામ યોગ્યતા;હિસાબ;માન;લેખું;માહાત્મ્ય;ગરિમા.2.Price:કિમ્મત;મૂલ્ય.3.Import; precise signification:ખરો અર્થ;મતલબ;ભાવાર્થ.4.Esteem;regard:દરકાર;માન;ગણના;પુજ;લેખું.5.Valor: દમ;શૌર્ય;પરાક્રમ;બહાદુરી. *vt.* 1. To estimate the value or worth of; to apprise: કિમ્મત-મૂલ ઠરાવવું;-નો ભાવ-દર ઠરાવવો-નક્કી કo.2.To rate highly;to appreciate;to prize:સારૂં-ઉત્કૃષ્ટ માનવું-ગણવું;-ની કિંમત-બુજ ગણવી;લેખામાં લેવું;ભારે કિમ્મતનું ગણવું;પૂજ્ય ગણવું;-ને માન-સન્માન આપવું;હિસાબ-લેખામાં લેવું.3.To raise to estimation; to enhance in value:-ની કિમ્મત બુજ વધારવી.4.To be worth:બરોબર હોવું;-ની સાથે સરખું ઉતરવું-આવવું.

**Valued,**(વૅલ્યુડ્ )*a.*Highly regarded;esteemed;prized:સન્માન્ય; પૂજ્ય;કિંમતી;મૂલ્યવાન.

**Valueless,**(વૅલ્યૂલેસ્ )*a.* Being of no value:કોડીનું;નજીવું;દમ-માલ વગરનું;નકામું;નાલાયક; અયોગ્ય; ગુણહીન-રહિત;તૃણવત;નિર્માલ્ય.

**Valve,**(વૅલ્વ્ )*n.* [*L.valvoe*,a folding door.]1.A door:બે પડવાળું બારણું. 2. A lid: ઢાંકણું: છલ્લાળી. 3. (*Anat.*)One or more membranous partitions, flaps or folds which permit the passage of the contents of a vessel or cavity in one direction but stop or retard the flow in the opposite direction : કોઈ પાત્ર કે નળીમાં રહેલા પદાર્થને એક તરફ વહેવા દેનાર પણ બીજી તરફ જતાં અટકાવનાર પડદો.4. (*Zool.*)One of the pieces or divisions of bivalve or mutilative shells: સીપના બેટકાની દરેક સીપ.

**Valvular,**(વૅલ્વ્યુલર્ ) *a.* Containing a valve:બેપડવાળા બારણાવાળું. 2.Serving as a valve:પડદાનું કામ કરતું-તરીકે વપરાતું.

**Vamp**(વૅમ્પ્ ) *n.* 1. The part of a foot above the sole and the welt: જોડાનું ઉપલું ચામડું,ખાલું;એડી. 2. Any piece added to an old thing to give it a new appearance : થીંગડું.*vt.*1.To provide with new upper leather:નવું ખાલું મુકી દુરસ્ત કo.2.To repair;to patch: ઠીકઠાક-દુરસ્ત કo;થીંગડું દેવું; સમારવું.

**Vampire;**(વૅમ્પાઈર્ )*n.*1.A blood-sucking ghost:જીવતા પુરૂષોનું લોહી ચુસી જનારભૂત-દૈત્ય;પ્રેત; પિશાચ. 2. *Fig.* One who lives by preying on others : બીજાને લુંટીને પોતાનું ગુજરાન ચલાવનાર;લૂંટારો.3. A kind of American blood-sucking bat : અમેરીકાનું લોહી ચૂસનારું ચામાચીડિયું-વાગોળ.

**Van,**(વૅન્)*n.*The front of an army; the first line or leading column: લશ્કરનો મોખરો;સેનામુખ;સેનાગ્ર. *n.* (*Mining*)A shovel used in cleaning ore: ધાતુ સાફ કરવાનો પાવડો. *vt.*To wash:ધાતુ ચોખ્ખી કરવી. *n.* 1.A light wagon used for transportation of goods:માલ લેઇ જવાની હલકી ગાડી:ડમણીિ;ગાડું;વૅન.2.A large covered wagon for moving furniture:સરસામાન લેઈ જવાની મોટી ગાડી;ડબ્બો.3. A close railway car for baggage:રેઈલવે ભારખાનું ભરવાનો ડબ્બો; ગાડી. *n.* [ L. *vannus*, a van or fan for winnowing grain.]1.A fan for winnowing grain:સુપડું.2. A wing with which the air is beaten : પાંખ.*vt.*To winnow:ઝાટકવું;ઝાટકી નાંખવું;ઉપણવું.

**Vandal,**(વૅન્ડલ્ )*n.*[*L.vandalus.*] 1.One of a Teutonic race dwelling on the south shore of the Baltic,the most barbarous nation that plundered Rome in the fifth century,notorious for destroying the art and literature:પાંચમી સદીમાં જે લોકોએ ઉત્તર જર્મનીમાંથી આવીને રોમ શેહેર ઉપર હુમલો કીધો હતો તે જંગલી લોકો.2 . One who willfully destroys any work of art or literature:સુધારાના દુશ્મન;જંગલી;અભણ;અક્ષર શત્રુ.

**Vandalic,**(વૅન્ડૅલિક્ )*a.* Resembling the vandals:ઘાતકી;ક્રૂર; જંગલી;વિકાળ.

**Vandalism,**(વૅન્ડૅલિઝ્મ્ )*n.*Ferocious cruelty: જંગલીપણું; ક્રૂરતા;સુધારો-હુન્નરકળા અને સાહિત્યની સાથે દુશ્મનાવટ.

**Vandyke,**(વૅન્ડાઇક્ )*n.*A vandyke; collar:નાના ગોળ ગળપટો.

**Vane,**(વૅન્ )*n.*1. A weathercock: વાયુગતિદર્શક યંત્ર. 2. Any flat extended surface moved by the wind:હાથો.

**Vanguard,**(વૅન્ગાર્ડ્ )*n.* The troop in front;the advance guard;the van: લશ્કરના મોખરાની ટુકડી;મોખરાનું લશ્કર.

**Vanish,**(વૅનિશ્ )*vt.*[L.*vanus*,empty.] 1. To pass away; to disappear:જતા રહેવું;ઉડી જવું; નજરમાંથી લુપ્ત થઇ જવું; અલોપ થઇ જવું;અદૃશ્ય થવું; નિરોધાન-અંતર્ધ્યાન થઇ જવું. 2. To be lost:નાશ પામવું;જતાં રહેવું;

ચોરને પાટલે ધૂળની ધૂળ.

ગેબ થઇ જવું

**Vanity,**(વૅનિટિ) *n.* [*L.vanus*,empty]1.Emptyness;falsity;unrealness;ostentation: ખાલીપણું;વ્યર્થતા;પોકળતા;નિરર્થકતા.2.Pride;conceit:પતરાજી:બડાઇ:શેખીપણું;વૃથાભિમાન:મિથ્યા ગર્વ;અહંકાર;મિજાશાઇ;આડંબર;ફાંકો;શેખી.3.That which is vain;empty pleasure;idle show; vain pursuit:માયાવીસુખ;માયા;ખાલી ભપકો;ખોટી મોજમજાહ;નિ:સારતા; અસારતા.4.Fruitless desire:ખોટી ઇચ્છા-હેતુ-ઉદ્દેશ-ધારણા.5.Untruth: અસત્ય;જુઠાણું.

**Vanquish,**(વૅન્કિવશ્) *vt.* [*L.vinco*, I conquer.]1.To conquer: જીતવું; -ને પરાજીત ક૦;હરાવવું;-નો પરાજય કરવો;-પર ફતેહ મેળવવી.2.To defeat; to put down;to refute:હરાવવું;જીતવું;-નું ખંડન ક૦;-પર ઉપરહાથ મેળવવો.

**Vanquish,**(વૅન્કિવશ્) *n.* (*Far.*) A disease in sheep in which they pine away:ઘેટાંઓમાં થતો એક જાતનો તવાઈ જવાનો રોગ.

**Vanquishable,** (વૅન્કિવશૅબલ્) *a.* That may be vanquished:જીતાય એવું;જેય;પરાજય.

**Vantage,**(વૅન્ટેજ્) *n.*1.Profit;gain: ફાયદો; નફો; લાભ; ઉત્કર્ષ શ્રેષ્ઠપદ. 2. (*Lawn Tennis.*)The first point after deuce: લૉનટેનિસની રમતમાં 'ડ્યુસ'પછી ગણાતું પોઇન્ટ-માર્ક-ટોકટો. *To have at* **v**, to have the advantage:-નો લાભ મળવો;-ના કરતાં અનુકૂળ સ્થિતિમાં આવવું-હોવું.

**Vantage-ground,**(વૅન્ટેજ્-ગ્રાઉન્ડ્) *n.*Superiority of state or place: જેથી ગુણ થાય એવી જગ્યા;ઉત્કર્ષ;શ્રેષ્ઠપદ;લાભસ્થાન;લાભસ્થિતિ.

**Vant-brass,**(વૅન્ટ્બ્રાસ્) *n.*Armour for the arm:હાથને સારૂ કવચ-બખ્તર.

**Vapid,**(વૅપિડ્) *a.*[*L.vapidus*,vapour.]Dead;spiritless;insipid:દમ-રસ-જીવ વિનાનું;ફિક્કું;નીરસ; નિ:સત્વ; વિરસ;રસહીન.

**Vapidity,**(વૅપિડિટિ)*n.* Vapidness: દમ-જીવ વગરનું હોવું તે;નિ:સત્વતા;રસહીનતા;નીરસતા.

**Vaporation,**(વૅપૉરેશન્) *n.*[*L.vapor.*]The act or process of converting into vapor:વરાળ થઈ જવી-કરી નાખવી તે.

**Vaporous,** (વૅપૉરસ્) *a.*1.Having the form of vapour:વરાળના જેવું; બાષ્પરૂપ.2.Full of vapour:વરાળવાળું;બાષ્પમય.3.Windy;flatulent: વાયુ-વા ઉત્પન્ન કરે એવું (કોઠામાં.)4. Vain;unreal;whimsical: તુરંગી; અસાર;નિ:સાર.

**Vapoury,**(વૅપૉરિ)*a.*1.Full of vapour:બાફવાળું;બાષ્પમય-રૂપ.2. Peevish: બળીએલ; ધૂંધવાતું;બળતું ઝળતું; ચીડિયું.

**Vapour,**(વૅપૉર્) *n.* 1. (*Physics.*) Any substance in the gaseous state the condition of which is ordinarily that of a liquid or solid:કોઇ પ્રવાહી પદાર્થ અતિ ઉષ્ણ થયાથી બનેલી હવા-બાફ. 2. Smoke; fog:ધુમાડો;ધુમસ;બાષ્પ;ધુમસ;વરાળ-દવ.3.Wind;flatulence:વા;વાયુ. 4. Something unsubstantial or fleeting;idle talk;boasting:ધુમાડો; પતરાજી;શેખી;ડંફાસ;તુરંગ; હવાઈ વિચાર-વસ્તુ;કલ્પના.5.*pl.*The blues: નબળાઈથી થતો રોગ;ઉદાસીનતા;ચિંતારોગ.**V.***bath*, (*a*) a bath in vapour:નાસ;નાહ;બાફ.(*b*)(*Chem.*)A small metallic drying oven:ધાતુનું નાનું વાસણ;પાણીની વરાળથી પદાર્થો ગરમ કરવાનું યંત્ર. **V.***engine*, an engine worked by the expansive force of a vapor: વરાળયંત્ર. *vi.*1.To steam;to evaporate:ઉડી જવું;વરાળ થઈને નીકળી જવું-જતું રહેવું.2.To emit vapour:-માંથી વરાળ-ધુમાડો નીકળવો.3.To talk idly; to brag: ખોટી બડાઈ હાંકવી; ફુલાસ મારવી; શેખીઆરી-શેખી-પતરાજી ક૦; ડંફાસ હાંકવી. *vt.* To send off in vapor:વરાળરૂપે કાઢી નાંખવું-ઉરાડી દેવું.

**Vapourer,**(વૅપૉરર્) *n.* A braggart: પતરાજીખોર;શેખીખોર;ફુલણજી.

**Vaporize,**(વૅપૉરાઈઝ્) *vt.*To convert into vapour:-ની વરાળ ક૦;વરાળના રૂપમાં લાવવું. *vi.*To pass off in vapour:વરાળરૂપે ઉડી જવું;વરાળ-બાષ્પ થઇ ઉડી જવું.

**Variable,**(વૅરીઍબલ્) *a.*1.Capable of alteration in any manner ; changeable: ફરે-બદલાય એવું; જુદા પ્રકારનું થાય એવું;ચંચળ.2.Mutable; fickle;unsteady;inconstant:અદ્રઢ;અસ્થિર;ચંચળ;અનિત્ય;પરિવૃત્તશીલ;ચલિત.**V.***quantity*:હમેશાં વધ્યાં અગર ઘટ્યાં કરે તેવી સંખ્યા.**V.***stars*, (*Astron.*) fixed stars which vary in their brightness:તેજમાં વધઘટ કર્યા કરે એવા સ્થાયી તારાઓ. *n.*1.That which is variable: બદલી જાય એવો પદાર્થ.2.(*Math.*)Variable quantity:હમેશાં વધ્યા ઘટ્યા કરે એવી સંખ્યા 3. (*Naut.*) (*a*) A shifting wind: બદલાતો પવન. (*b*) Those parts of the sea where a steady wind is not expected:દરિયાના જે ભાગમાં સ્થિર પવન નથી હોતો તે ભાગ.

**Variableness,Variability,** (વૅરીઍબલ્નેસ્) *n.* The quality or state of being variable: અસ્થિરપણું;બદલાવું તે;અસ્થિરતા;ચંચળતા.

**Variance,**(વૅરીઅન્સ) *n.*1.Change of condition;variation: સ્થિતિમાં ફેરફાર;ફેર;ભેદ;અંતર;તફાવત;વિરોધ.2. Disagreement; dissension;dispute;discord;quarrel: ભિન્નાભિપ્રાય; અણબનાવ;અબનાવ;ફૂટ;રકાસ;લડાઈ; તુટ;કલહ;વેર;વિરોધ. *At* **v.**, in disagreement: અણબનાવમાં; લડવાડમાં;વિરોધી;પરસ્પરવિરુદ્ધ;બીઆબારૂં.

**Variation,**(વૅરીએશન્) *n.* 1. The act of varying ; modification ; mutation;diversity; alteration: ફેર;ફેરફાર;તફાવત;ફરક;વિકાર; ભેદ. 2. Extent to which a thing varies:જુદું-ભિન્ન થવું તે:ભિન્નતા:ફેર;તફાવત. 3.(*Gram.*)Change of termination of words: રૂપાંતર; પ્રત્યયાંતર; વિભક્તિ.4.(*Mus.*)Repetition of a theme or melody with fanciful embellishments or modifications in time,tune or harmony or sometimes change of key : જુદી રીતે તેને તે રાગ વગાડવો તે. *Annual* **v.**(*Astron*),the yearly change in the right ascension of a star : કોઇ તારાના વિષુવાંશમાં થતો વાર્ષિક ફેરફાર.**V.***of the moon*, (*Astron.*) an inequality of the angular distance of the moon from the sun: ચંદ્રની ગતિનું અસરખાપણું.

**Varicose,**(વૅરિકોસ્) *a.* Irregularly swollen or enlarged: સુજી ગએલું;ફુલી ગએલું.

**Variegate,**(વૅરીએગેટ્) *vt.*To mark with different colors;to dapple: તરેહ તરેહનું બનાવવું;ચિત્રવિચિત્ર ક૦; રંગબેરંગીનકરવું;નાનારંગી-બહુરંગીક૦.

**Variegated,**(વૅરીએગેટેડ્) *a.* Having marks of different colors: તરેહ તરેહનું;ચિત્રવિચિત્ર; શ્વિચિત્ર;બહુરંગી;શબલ.

**Variegation,**(વૅરીએગેશન્) *n.* Di-

versity of colors:વિચિત્રતા;ચિત્રવિચિત્રપણું;બહુરંગીપણું;વૈચિત્ર્ય.

**Variety**,(વેરાઈટિ)*n*.1.The quality or state of being various;diversity; multifariousness : જુદા જુદા-તરેહ તરેહના હોવું તે; વિચિત્રપણું; વિચિત્રતા;વિવિધતા:નાનાવિધતા;તફાવત;ફેર;ભેદ;વિશેષ.2.(*a*)A number or collection of different things; a varied assortment:પ્રકાર;ઉપપ્રકાર-ભેદ.(*b*) Something differing from others of the same general kind:a sort: જાત:ઉપજાત;જુદી જાત.

**Varioloid**,(વેરિઓલૉઈડ્)*n*.(*Med.*) The smallpox as modified by previous inoculation: શીતળા-બળીઆ જેવો થતો રોગ.

**Various**,(વેરિઅસ્)*a*.1. Different; diverse;several : જુદાં જુદાં ; તરેહ તરેહનું; જાતજાતનું; નાના વિધ; બહુ વિધ;અનેક વિધ;વિવિધ;વિજાતીય. 2. Changeable, uncertain : બદલાય-ફરી જાય એવું; ઠેકાણા વગરનું;અનિશ્ચિત;અદૃઢ;અસ્થિર. 3. Variegated; diversified:વિચિત્ર;ચિત્રવિચિત્ર.

**Varlet**,(વાંર્લેટ્) *n*.1. A servant: ચાકર;નોકર;ખીજમતદાર;ખવાસ.2.A low fellow;a rascal : ધૂતારો;દગાખોર;શઠ; ખળ; હરામખોર; કમબખ્ત; હરામજાદો. 3. Knave or jack of cards: ગુલામ;ગુલામો;લુંડો.

**Varnish**,(વાંર્નિશ્)*n*. [L. *vitrum*, glass.]1.A viscid liquid consisting of a solution of resinous matter in an oil laid on work with a brush:રોગાન;રંગ;વારનીશ. 2.A glossy appearance: ચળકતો દેખાવ. 3. Outside show; gloss: બહારનો ભપકો; ખોટો ચળકાટ-ભભક; ટાપટીપ. *vt*.1.To lay varnish on: વારનીશ-રંગ ચઢાવવો. 2. To gloss over;to palliate: ઢાંકવું;-પર ઢાંકણ દેવું;ટાપટીપ ક૦;-પર ઢાંકપિછોડો ક૦.

**Varuna**,(વરુણ)*n*. The god of the water:દરીઆઇ દેવ;વરુણ દેવ.

**Vary**,(વેરિ)*vt*.[L.*varius*,various.] 1. To change the aspect of; to modify: તરેહ-ડોળમાં ફેર કરવો;-માં ફેરફાર ક૦;ફેરવવું;-ની તરેહ-બાની ફેરવવી;પલટી નાખવું.2.To exchange;to alternate;to transmute: બદલવું; ફેરફાર કરવો;રૂપભેદ-રૂપાંતર ક૦;બદલી નાખવું:3. To diversify;to variegate: વિચિત્રકરવું-બનાવવું-જુદા જુદા પ્રકારનું ક૦-બનાવવું;વિવિધ ક૦;નાનાવિધ ક૦.4.(*Mus.*)To embellish;to change fancifully:-માં સુધારો વધારો ક૦;મરજી મુજબ ફેરફાર ક૦.*vi*.1. To alter;to become different;to be modified:બદલાઇ જવું;બદલાવું;-માંફેર પડવો;ફરવું.2.To differ or to be different;to be unlike or diverse:જુદા પ્રકારના હોવું;-થી જુદા પડવું-હોવું;ભિન્ન હોવું;ભેદ-ફેર-ફેરફાર હોવો. 3.To alternate:એક પછી એક આવવું -બદલાવું.4.To deviate;to depart; to swerve:ન્યૂનાધિક-થી જુદા હોવું;-માં અંતર-ફરક પડવો.5.To disagree: જુદાં પડવું;-ના વિચારમાં વિરોધ હોવો; ભિન્ન વિચારના હોવું.*n*.Alteration; change:ફેરફાર;બદલાવું તે;ફેર;ફરક.

**Vascular**,(વૅસ્કયૂલર્)*a*. [L. *vas*,a vessel.](*Biol.*)(*a*)Consisting of or containing vessels as an essential part of the structure:રસવાહીનીથી ભરપુર-નું બનેલું;નાડી-શિરાવિશિષ્ટ-સંબંધી. (*b*) Operating by means of or made up of an arrangement of vessels:નસ-રગનું -સંબંધી. **V**.*plants*, (*Bot.*) plants composed in part of vascular tissue:રેસા-તંતુઓવાળા છોડવા.

**Vase**,(વેસ્)*n*.[L.*vas*,a vessel.]1.A vessel of elegant pattern used for ornament:શોભીતું વાસણ;પ્યાલું;ચંબુ;કલશ;કુંભ;પાત્ર;ભાજન.

**Vaseline**,(વૅસેલિન્)*n*.A substance used as an unguent, and for various purposes in the arts : મલમના કામમાં આવતો માખણ જેવો પદાર્થ;વેસેલીન.

**Vassal**,(વૅસલ્)*n*. [L. *vassalus*,a servant.]1.(*Feud.Law.*)A feudatory:મોખાસી;મોખાસદાર;જાગીરદાર; માંડલિક.2.A servant;a bondman; a slave:ચાકર;નોકર;ગુલામ;આશ્રિત; રૈયત;પ્રજા.*vt*.To enslave:ગુલામ ક૦.

**Vassalage**, (વૅસલેજ્) *n*. 1. The state of being a vassal:મોખાસી થવું તે.2. Political servitude:તાબેદારી;ગુલામી;તાબુ;વશતા;ગુલામગીરી; આધીનતા. 3.A territory held in vassalage:તાબાનો મૂલક;માંડળિકનું સંસ્થાન.4. Vassalry: નોકરચાકરો; નોકરમાત્ર.5.Valor;prowess;courage:હિમ્મત;બહાદુરી;શૌર્ય; પરાક્રમ; મર્દાની.

**Vast**,(વાસ્ટ્)*a*.[L.*vastus*,empty.] 1.Waste;desert:ઉજ્જડ;વસ્તીવિનાનું;નિર્જન.2.Of great extent;immense;enormous: વિપુલ;વિસ્તારવાળું;વિશાળ;વિસ્તીર્ણ;અપરિમિત;અગાધ.3.Very great in numbers: ઘણું મોટું;જબરું;ગંજાવર.4.Mighty: જોરાવર; જબરૂં; ગરિષ્ટ; અઢળક. 5. Very great in importance:ઘણી અગત્ય-જરૂરનું. *n*. A vast region: બહોળો પ્રદેશ.

**Vastly**,(વાસ્ટ્લિ)*adv*.Very greatly: ઘણું જ;અતિશય;પુષ્કળ.

**Vastness**,(વાસ્ટ્નેસ્)*n*.The quality of being vast:વિસ્તાર.

**Vastation**,(વૅસ્ટેશન્)*n*.[L.*vastus*, empty.] A laying waste; depopulation:નાશ કરવો તે;નાશ; પાયમાલી;ખરાબી. [શાળતા;વિસ્તાર.

**Vastity**,(વૅસ્ટિટિ)*n*. Vastness: વિ-

**Vat**,(વૅટ્)*n*.1.A large vessel, cistern or tub for holding liquors: મ્હોટું પીપ-ટાંકી;કુંડું.2.A measure for liquids: પ્રવાહી પદાર્થોનું માપ. 3.(*Metal*)(*a*) A wooden tub for washing ores: કાચી ધાતુ ધોવાનું લાકડાનું પીપ.(*b*)A square hollow place where tin ore is laid to dry:કલાઈની કાચી ધાતુ સુકાવાની જગ્યા. 4. (*R.C.Ch.*) A vessel for holding holy water : પવિત્ર જળ રાખવાનું વાસણ; ગંગાજમની; જુમની જળી.*vt*. To put or transfer into a vat: પીપમાં ભરવું-ખાલી ક૦.

**Vatican**,(વૅટિકન્) *n*. A magnificent assemblage of buildings at Rome near the church of St. *Peter*,including the pope's palace: (રોમ શહેરમાં વાટીકનની ટેકરી ઉપર બાંધેલો) પોપનો સુંદર મહેલ જેમાં પોપ રહેછે તે. *Thunders of the* **v**., denunciations of the Pope:પોપની ધમકી-શ્રાપ.

**Vaticide**,(વૅટિસાઇડ્)*n*.[L.*vates*, a prophet & *cœdo*, I kill.] The murder or the murderer of a prophet:પેગંબરનું ખુન, અગર પેગંબરનું ખુન કરનાર.

**Vaticinal**,(વૅટિસિનૅલ્) *a*. Prophetic:જેમાં ભવિષ્ય વાણી રહેલી છે એવું; ભવિષ્યસૂચક-દર્શક;ભવિષ્યમય.

**Vaticination**, ( વૅટિસિનેશન્ ) *n*. Prophecy:ભવિષ્ય;આગમચેતી; ભવિષ્યકથન;ભાવિકથન.

**Vault**,(વૉલ્ટ્)*n*. [L.*volvo*, I roll.] 1.(*Arch.*) An arched structure of masonry forming a ceiling or canopy:કમાનવાળો દેખાવ;ઘુમટ;

મહેરાબ;મેઘાડંબરી:કટાહ.2.An arched apartment ; a subterranean room used for storing articles,for a prison,for interment or the like:a cell:મહેરાબદાર ઓરડો:ભોંયરૂં;તળઘર;ભૂમિગૃહ; શવાલય; શવાગાર.3.The canopy of heaven;the sky:આકાશ;વાદળ;નભોમંડળ; આભ.4.A leap or bound:કુદકો:છલંગ;ફલંગ;ઠેકડો.*vt.*1.To form with a vault;to arch:કમાન-ઘુમટ બનાવવો-કરવો;-માં કમાન મુકવી;કમાનદાર ક૦.2.To leap over:છલંગ મારવી;કુદકો મારવો;ઠેકી જવું;ઠેકડો મારી આળંગી જવું.*vi.*1. To leap;to jump: કુદવું-છલંગ મારવી 2.To tumble:કુદવાની કસરત ક૦.

**Vaulted,** (વૉલ્ટેડ્ ) *a.* 1. Arched: concave:મહેરાબદાર:કમાનદાર; ઘુમટવાળું.2.Covered with an arch: મહેરાબથી ઢાંકી દીધેલું ; કમાન મુકયું હોય તેવું;ઘુમટદાર.

**Vaulting,**(વૉલ્ટિંગ ) *a.* Leaping; tumbling; exhibiting leaping feats:કુદકો;કુદવાની કસરત:ઠેકડાબાજી

**Vaunt,**(વૉન્ટ્ )*vi.*[L.*vanus*,empty] To boast;to brag:બડાઇ કરવી;શેખી-ડંફાસ મારવી;રીશીઆરી કરવી;ફુલ હાંકવી.*vt.* To boast of:-ને વિષે બડાઈ-મોટાઈ-શેખી મારવી.*n.*1.A boast; a brag:બડાઈ.શેખી;મ્હોટાઇ;ફિશિઆરી; ફુલ:ડંફાસ.2.The first part:અગ્રભાગ;મોખરો;મ્હો.

**Vauntingly,**(વૉન્ટિંગ્લિ)*adv.* In a vaunting manner:મોટાઈ-બડાઈથી.

**Veal,**(વીલ્ )*n.* [L.*vitutus*, a calf.] The flesh of a calf when killed and used for food:વાછરડાનું માંસ; ગોવત્સમાંસ.

**Vedette,Vidiette,**(વીડેટ્ ) *n.* [L. *video*,I see] A sentinel on horseback:ઘોડા ઉપર બેસીને પોરો ફરનાર ઘોડેસ્વાર-સંત્રી.

**Veir,**(વીર્ )*vi.*To turn;to shift:ફરવું;બદલાવું;-ની દિશા ફરવી.*vt.*To turn: ફેરવવું;દિશા બદલવી. *To* **v.** *away, or out*,to let out:છોડી મૂકવું;છોડવું.

**Vegetable,**(વેજીટેબલ્ )*a.*[L.*vegeto*, I enliven.]1.Of or pertaining to plants:છોડ સંબંધી;ભાજીપાલાનું;વનસ્પતિ વિષયક-સંબંધી.2.Consisting of or comprising plants:છોડ વિષેનું;ઉદ્ભિજ.**V.**Kingdom:ઉદ્ભિદ્યોની.*n.*1.(*Biol.*)A plant:વનસ્પતિ;ઔષધી;ભાજીપાલો;તૃણાદિ;ઉદ્ભિદ્.2.A plant used for food for man:શાકભાજી; તરકારી; ભાજીપાલો; શાકપાન.

**Vegetal,**(વેજીટલ્ )*a.*Vegetable:વનસ્પતિ ઉગે એવું;વનસ્પતિવિષયક.

**Vegetarian,**(વેજીટેરિઅન્ )*n.* One who holds that vegetables & fruits are the only proper food for man : અન્ન ફળાહાર મત વાદી; શાકભાજી વિ૦ મનુષ્ય પ્રાણીનો યોગ્ય ખોરાક છે એવો મત ધરાવનાર.

**Vegetate,**(વેજીટેટ્ ) *vi.*[L. *vegeto*, I enliven.]1.To grow;to germinate:ઉગવું:ફણગો ફૂટવો;વધવું; મ્હોટા થવું:અંકુર ફુટવો. 2.*Fig.* To lead a life too low for an animate creature:ખાઈપીને મ્હોટા થવું:પશુવૃત્તિ ધારણ ક૦. 3. (*Med.*) To grow exuberantly:ફુલવું;વધવું;ઉપસવું;સુઝવું.

**Vegetation,**(વેજીટેશન્)*n.*1.Vegetable growth: ઉગવું તે; અંકુર-પીલો ફુટવો તે; રોહણ. 2. Vegetables or plants in general:ઝાડપાન:વનસ્પતિ:ઔષધી;લિલોત્રી:તૃણાદીજાતિ:ઉદ્ભિદ્

**Vegetative,**(વેજીટેટિવ્ )*a.*1.Growing:ઉગતું;ઉગે એવું:વર્ધમાન:વૃદ્ધિ પામતું.2.Having the power to produce growth in plants:ઝાડપાનની વૃદ્ધિ કરે એવું.

**Vehemence,** ( વીહેમેન્સ્ ) *n.* [ L. *veho*,I carry & *mens,mentis*,the mind.]1.Violence;fury:જોર; વેગ; ઝપાટો;તડાકો:પ્રબળ;પ્રાબલ્ય. 2.Violent ardour:great heat;impetuosity:જુસ્સો;આવેશ;શૂર;ઝનૂન; તલપ;કરડાકી.

**Vehement,**(વીહેમેન્ટ્ )*a.*1. Acting with great force:furious:violent; forcible:જોર-વેગવાળું; જબરૂં; ભારે; પ્રચંડ;જબરદસ્ત;તીવ્ર;તીક્ષ્ણ.2.Very ardent;passionate:ઝનુની;આવેશમાં આવેલું;આવેશી.

**Vehicle,**(વીહિકલ્ )*n.*[L.*veho*,I carry.]1.A means of conveyance, as a coach,carriage,wagon,cart, car,&c.:ગાડી;રથ;બગી;પાલખી:વાહન. *Horse* **v.**:ઘોડાગાડી;અશ્વયાન. *Man* **v.**:નરયાન;પાલખી. 2. An instrument of conveyance:સાધન;ઉપાય;માર્ગ;રસ્તો;દ્વાર.3. (*Pharm.*) A substance in which medicine is taken:અનુપાન.4. (*Paint.*) Any liquid with which a pigment is applied:મેલવણી;ચીકણો પદાર્થ.

**Veil,**(વેલ) *n.* [L. *velum*, a covering.]1.(*a*)A cover;a curtain:આડો પડદો:આંતરો;ચક. (*b*) A screen to hide or protect the face: બુરખો;ઘુમટો.2.A disguise; a cover; a mask;a pretense: પડદો; ઢાંકણ; આવરણ; આચ્છાદન; વેશ; બાનું. 3. (*Eccl.*)A covering for a person or a thing:ઢાંકે-છુપાવે તે;ઢાંકણ;પિછોડો:આચ્છાદન;ઝભ્ભો.*To take the* **v.**,to be covered with a veil: બુરખો નાંખવો; સાધુ થવું. *vt.* 1. To throw a veil over:બુરખો નાંખવો. 2.*Fig.*To invest;to hide;to conceal: સંતાડવું; ખોટું ડોળ કરવું; ઢાંક પીછોડો ક૦:ગુપ્ત રાખવું.

**Vein,**(વેન્ *n.*[L.*vena*, a vein.] 1. (*Anat.*)One of the vessels which carry blood either venous or arterial to the heart;artery:શિરા;નાડી;ધમની;નસ;રગ; રક્તવાહિની; નાડ.2.(*Bot.*)One of the smaller branches of the frame-work of a leaf:(પાત્રાં ઉપરની)નળી;નસ;રગ. 3.(*Zool.*)One of the ribs of the wings of insects:જીવડાંની પાંખોપરની નસો. 4. (*Geol.*) A narrow mass of rock intersecting other rocks;a lode;a dike:શિલા-ખડકની અંદર કોઈ જૂદા ખનીજ પદાર્થની નસનો દોરો;સેર;નળી.5. A fissure, cleft or cavity in the earth or other substance:ફાટ;ચિરો; ચિરાડો;છિદ્ર. 6. A streak or wave of different colors appearing in wood marble:જૂદા જૂદા રંગની તસરો-રેખા-લેખા-શિરા-દોરો.7.A current;a course:રસ્તો; માર્ગ; પ્રવાહ; ધારા. 8. Peculiar temper; tendency or turn of mind; strain; quality;humor: ભાવ;વૃત્તિ; મનોવૃત્તિ; તબિયત; પ્રકૃતિ; તાસીર. *vt.* To form or mark with veins: રેખાલીટિઓથી અંકિત ક૦.

**Veined,**(વેન્ડ્ )*a.*Full of veins:જૂદા જૂદા રંગોની રગો-દોરા-તસરોથી રંગબેરંગ દેખાતું.

**Veiny,**(વેનિ )*a.*Full of veins:રંગબેરંગી;નસોવાળું;શિરાઓવાળું;નળીદોરીવાળું.

**Vellum,**(વેલમ્ )*n.* A fine kind of parchment usually made from calf-skin and rendered clear and white:સૂક્ષ્મ ચર્મપત્ર.

**Velocipede,**(વેલૉસિપીડ્ )*n.* [L.*velox,velocis*,swift,& *pes, pedis*,a

foot.] A light road carriage propelled by the foot of the rider: પગથી ચાલતી ગાડી;સ્વારીને પગહલાવી-ને ચલાવવાની ગાડી.

**Velocity,**(વીલૉસિટિ)*n.* [L. *velox, velocis*,swift.]1.Swiftness;speed: ત્વરા;વેગ;ઝડપ.2. (*Mech.*)Rate of motion:ગતિ;વેગ;ગતિનો વેગ.

**Velvet,** ( વેલ્વેટ્ ) *n.* [ L. *villus*, shaggy hair. ] 1. A silk fabric having a short close nap of erect threads: મખમલ; મુખમલ.2. The soft and highly vascular deciduous skin which envelops and nourishes, the antlers of deer during thin rapid growth:હરણનાં શિંગડાપરની ચામડી અને ચીકણી ચામડી.*Cotton* v.,an imitation of velvet: જુઠી-સુતરાઉ બેથી મખમલ. V.*cork.*, the best kind of cork: ઉંચી જાતનો બુચ.*a.*Made of velvet; soft and delicate like velvet:મુખમલ જેવું નરમ-સુંવાળું; મુખમલનું. *vi.*To paint velvet:મુખમલ જડવી.

**Velvety,**(વેલ્વેટિ)*a.*Made of velvet; smooth;soft: મખમલના જેવું લીસુ-સુંવાળું;કોમળ.

**Velveteen,**(વેલ્વેટીન )*n.* A cotton velvet: મખમલ જેવું સુતરાઉ કાપડ; મખમલ અને સુતર સાથનું કાપડ.

**Venal,**(વીનૅલ )*a.* [L.*vena*,a vein.] Venous:નસોમાંનું;શિરા સંબંધી-વિષયક.*a.* [L.*venus*,sale.] Held for sale;mercenery;salable;purchasable; made matter of trade or barter: લાંચીયું;લાંચખોર;વેચાણીયું; ખરીદ કરેલું;રૂસ્વતખોરીયું;લાંચખાઉ.

**Venality,**(વીનૅલિટિ )*n.* Mercinariness: લાંચ લઈને કામ કરવાની ચાલ; લાંચખોરી;લાંચલુચ-પત;ભાડુતીપણું.

**Vend,**(વેન્ડ્ )*vt.* [L.*vendo*, I sell.] To dispose of by sale;to sell:વકરો કરવો;વિક્રય ક૦;વેચી નાંખવું.*n.*A sale:વેચાણ;વકરો.

**Vendee,**( વેન્ડી )*n.* The person to whom a thing is vended or sold: ખરીદ કરનાર;વેચાતુ લેનાર;વિક્રય કરનાર.

**Vender,**(વેન્ડર )*n.*A seller:વેચનાર; વિક્રેતા;વિક્રયી.

**Vendible,**(વેન્ડિબલ્ )*a.* Saleable:વેચીશકાય તેવું;વેચવા જોગ;પણ્ય;વિક્રેય. *n.*Something that can be sold: વેચવાયોગ્ય પદાર્થ.

**Vendition,**(વેન્ડિશન્ )*n.* Sale: વકરો;વેચાણ.

**Vendor,** ( વેન્ડૉર્ )*n.* A vender; a seller:વેચનાર;વિક્રેતા.

**Vendue,**(વેન્ડ્યુ)*n.*An auction:હરાજી;લીલામ;વેચાણ.

**Veneer,**( વેનીર્ )*vt.* To plate with a thin layer of wood for decoration: હલકા લાકડા ઉપર સુંદર અને કીંમતી લાકડાનું પડ ચડાવવું-પાટીઉં બેસાડવું.*n.*1.A thin leaf or layer of a more valuable or beautiful material:હલકા લાકડા ઉપર શોભીતા અને સુંદર લાકડાનું ચડાવેલું પડ. 2. External show;gloss:ખોટો ડોળ; ખાલી ભપકો;ભભકો.

**Veneering,**( વેનીરિન્ગ્ )*n.*1. Thin wood used as a veneer:ઉપર જડેલું કિંમતી લાકડાનું પાટીઉં.2.The act or art of one who veneers: પાટીઉં જડવાની કળા-હુન્નર-કામ.

**Veneficial,** ( વેનીફિશલ્ ) *a.* Acting by poison:ઝેરથી થતું.

**Venerable,**(વેનરૅબલ્)*a.*1.Worthy of veneration or reverence;deserving of honor & respect:માનનીય;પૂજનીય;આદરણીય;પૂજ્ય; માન્ય;અર્ચનીય;માન આપવાજોગ; પૂજ્ય; પવિત્ર.2.Rendered sacred: પવિત્ર ગણેલું;પવિત્ર;ઉપાસ્ય.

**Venerate,**(વેનરેટ્ )*vt.*[L.*veneror*, I worship. ] To honour with mingled respect and awe: પૂજ્ય માનવું-ગણવું; -પ્રત્યે પૂજ્યબુદ્ધિ ધરવી-રાખવી; આદરમાનથી જોવું; ઉપાસવું; પૂજ-આદર-માન રાખવું;મર્યાદા-અદબ રાખવી.

**Veneration,**(વેનરેશન્ )*n.*The act of venerating; the highest degree of respec tand reverence; respect mingled with awe: પૂજ્યતા; પૂજ્યપણું;પવિત્ર ગણવાનો ભાવ;આદરબુદ્ધિ; ઉપાસના બુદ્ધિ; શ્રદ્ધા; માન્યતાબુદ્ધિ;માનપ્રતિષ્ઠા;આદરમાન.

**Venerater,**(વેનરેટર્ )*n.* One who venerates: માન આપનાર; પવિત્ર ગણનાર.

**Venereal,**( વેનીરીઅલ્ )*a.* [L. *venus*,the goddess of love.] 1. Relating to sexual intercourse:સ્ત્રી સંભોગ-મૈથુન સંબંધી-નું-વિષે; મૈથુનથી થતું; રતિ સંબંધી-વિષયક; મૈથુન સંબંધી-વિષયક;સંભોગનું.2. (*Med.*) (*a*) Arising from sexual intercourse:મૈથુનથી થતું;ગરમીનું;ગરમીથી થતું. (*b*)Adapted to the cure of venereal diseases: સ્ત્રી સંભોગથી ઉત્પન્ન થતા રોગ મટાડવાનું-મટાડે એવું.3. Adapted to excite sexual desire;aphrodisiac:કામોત્તેજક; રતિકર;વિષય ઈચ્છા ઉત્પન્ન કરે એવું. 4. Consisting of copper:ત્રાંબાનું-સંબંધી-વિષયક.*n.* (*Med.*) Syphilis: ચાંદી;ટાંકી; મૈથુનથી થતો રોગ-વ્યાધી; ઈંદ્રિયરોગ;ઉપદંશ;ગરમી.

**Venery,**(વેનરિ)*n.* [L. *venus*, the goddess of love.] Sexual love; sexual intercourse; coition:રતિસુખ;સ્ત્રીસંભોગ;મૈથુન;સંભોગ; રતિક્રીડા;રતિસુખ. *n.* The sports of the chase:શિકાર;મૃગયા.

**Venesection,** ( વેનીસેક્શન ) *n.* (*Med.*) Bloodletting; phlebotomy:ફસ ખોલવી તે;શિરામોક્ષ;શિરાચ્છેદ.

**Venetian,**(વીનીશિઅન્ )*n.*A native of Venice:વેનીસનો રહેવાશી. *a.*Of or pertaining to Venice:વેનીસનું.V.*blind*,a blind for windows, doors,etc.:ફરેડી;ચીલમીલ;પડદો.

**Vengeance,**(વેન્જેન્સ)*n.*[L.*vindico*,I avenge.]1.Punishment inflicted in return for an injury; retribution:કીનો;બદલો;લીધેલું વેર;પ્રતિફળ;વૈરશુદ્ધિ;વૈરોદ્ધાર;ખાર; ઝેર. 2. Harm; mischief: ઈજા; હરકત. *What a* v.,or *What the* v.!:કેવો અનર્થ!;કેવો ગજબ!. *With a* v.:with great violence:ઘણા જોરથી.

**Vengeful,**(વેન્જફુલ્ )*a.*Vindictive; revengeful:ખારીલું;વેરીલું;ખુની;દ્વેષીલું;ઝેરીલું;ખુની;કીનાખોર.

**Venial,**(વીનિઅલ્ )*a.*[L.*venia*,pardon.] 1.Pardonable; excusable: માફ કરવા યોગ્ય-જોગ;ઉપેક્ષણીય;નાનું; લઘુ;અલ્પ;દરગુજર કરવા જેવું. 2. Allowed;permitted: રજા-છુટ આપેલું.

**Venison,**(વેન્ઝન-વેનિઝન )*n.*[L.*venor*,I hunt.]1.Beasts of the chase: શિકાર કરવા જેવાં પશુઓ;મૃગયાનું પશુ;શિકારી જનાવર.2.Flesh of animals of the deer kind:મૃગમાંસ.

**Venom,**(વેનૉમ્ )*n.* 1. Matter fatal to life;poison:વિષ;ઝેર;વિખ;ગલ;ગરલ;હલાહલ.2.Spite;malice:અદાવત;કીનો;ઝેર;વેર;ખુનસ;દુશ્મનાવટ.

**Venomous,**(વેનૉમસ્ )*a.*1.Full of venom: ઝેરી;વિષમય-યુક્ત;પ્રાણઘાતક-નાશક;સવિષ. 2. (*Zool.*)Having a poison gland for the secretion of venom:ઝેરને સંતાડવા વાસ્તે કોથળીઓ હોય એવું;ઝેરની કોથળીયોવાળું. 3. Noxious;spiteful;malignant:

ગામ ત્યાં ઢેડવાડો હોય.

ઈર્ષા-દુઃખ દે એવું;ડંસીલુ;દ્વેષી;ઝેરીલું; ખારીલું;કીનાખોર;દ્વેષીલું.

**Venous**,(વેનસ્ )a.[L.*vena*,a vein.] 1.(*Anat.*) Of or pertaining to a vein or veins:નસો સંબંધી;શિરાવિષયક. 3. Veined:નસો-દોરાવાળું: રેખાવાળું.

**Vent**,(વેન્ટ્ )n.Market:બજાર;ઘરાકી; મોલનો ઉઠાવ.*vt.*To sell:વેચવું.*n.* A baiting place;an inn: ધર્મશાળા. *vi.* To snuff: સુંઘવું; નાકમાં ખેંચવું: ફુંફવાટા મારવા. *n.* A small aperture: ન્હાનું કાણું-બાકું; વહે; છિદ્ર.2.(*Gun.*) Touchhole:તોપનો કાન. 3. Outlet; opportunity of escape: રસ્તો; વાટ; દ્વાર; માર્ગ; બારી:દરવાજો.4. Emission; publication;utterance:નીકળવું તે;પ્રસિદ્ધ-પ્રકટ થવું તે;નીકળ;ઉઘાડ;ફોડ;ઉદ્ગાર;ખપ.*To give* v.*to*,to let out:-નો ઉભરો કાઢવો;-નો ઉદ્ગાર કાઢવો; ઉચ્ચારવું.*To take* v.,to escape:પ્રગટ થવું;પ્રસિદ્ધ થવું;બ્હાર પડવું.*vt.*1.To let out:કાણા-બાકામાંથી બ્હાર કાઢવું. 2.To pour forth:કાઢવું;-નો ઉભરો કાઢવો:-નો ઉદ્ગાર કાઢવો;-માંથી નિકળવા દેવું.3.To publish:પ્રસિદ્ધ કરવું; બ્હાર પાડવું-કાઢવું.4.To scent as a hound:-ની સોડમ-ગંધ આવવી;શોધી કાઢવું. 5.To make a vent in:-માં કાણું-શાર-વ્હે-છિદ્ર-બાકું પાડવું-ક૦.

**Ventage**,(વેન્ટેજ્ )n.A small hole as the stop in a flute:નાનું બાકું.

**Vent-hole**,(વેન્ટ્હોલ્ ) n. A touch hole:તોપનો કાન.

**Ventiduct**,(વેન્ટિડક્ટ્ )n. A passage for wind or air:પવનનો રસ્તો; બારી;નળિયું.

**Ventilate**,(વેન્ટિલેટ્ )vt.[L.*ventus*, wind.]1.To air in;to open & expose to the free passage of air: -માં ખુલ્લો પવન-હવા આવે જાય તે પ્રમાણે કરવું;પવનને માટે બારી-બારણું-બાકું મુકવું.2. To provide with a vent:હવા આવતી જતી રહેવાને માટે કાંઈ રાખવું.3. To change or renew:બદલવું;બીજી હવા દાખલ ક૦.4. To winnow;to fan:ઝાટકવું;ઝાટકવું;ફપણવું.5.To sift and examine: ચર્ચવું;-ની ચર્ચા ક૦;તકરારપર લેવું;વિશે વિવાદ ક૦; ચર્ચા ઉપર લેવું. 6. To make public; to utter; to give vent to:પ્રસિદ્ધ ક૦;-નો ઉભરો-ઉદ્ગાર કાઢવો;ઉચ્ચારવું.

**Ventilation**,(વેન્ટિલેશન્ )n.1.Free exposure to air:પવન આવે જાય તેમ કરવું:પવનની છૂટ.2.Refrigeration: ઠરીજવું તે;શિથિલતા.3.The act of winnowing: ઝાટકણી;ઝાટકવું તે.4. Free discussion;public exposure: વિવાદ;ચર્ચા; તપાસણી; પરીક્ષણ;તકરાર.5.The act of giving vent or expression:ઉદ્ગાર;ઉચ્ચારણ;ઉભરો.

**Ventilator**( વેન્ટિલેટૉર્ )n. A contrivance for effecting ventilation:હવા આવવા જવા સારૂ રાખેલું યંત્ર;પંખો;વીંજણો;બારીક;નળિયું.

**Ventral**,(વેન્ટ્રલ્ )a.[L.*venter*, the belly.]1.(*Anat.*)Hemal; abdominal:પેટનું-આગળનું-ઊપરનું; ઉદરસ્થ-કોક્ષ.V.*fins*,the posterior fins of a fish:માછલીની પેટ આગળની પાંખો.

**Ventricle**,(વેન્ટ્રિકલ્ )n.[L.*ventriculous*,the stomach.]1.(*Anat.*) A cavity of an organ:ન્હાનો ખાડો;કોષ;દ્વાર.2.Stomach:હોજરી;પેટ. 3. *Fig.* Any cavity or hollow place in which any function may be conceived of as operating: સ્થાન;સ્થળ; ખજાનો;સ્થાનક.

**Ventriloquism**, (વેન્ટ્રિલૉકિવઝમ્ ) n.The act of speaking so that the voice would appear to come from a distance: ગારૂડીવાણી;ઐંદ્રજાલિકવાણી;ગારૂડવાદ.

**Venture**,(વેન્ટયૂર્ )n.1. A hazard; a risk;a speculation:સાહસ;સાહસક્રિયા;ખતરો;જોખમ;કામ માથે લેવું તે. 2.An event that is not or can not be foreseen;chance;accident; hap;contingency:નશીબ;દૈવ;ભાગ્ય: અણધાર્યો બનાવ:સંભવ.3.A stake;a risk:જોખમ;જોખમે ચડાવેલો માલ-સદો.*At a* v.,at hazard;at random: આંખો મીંચીને;આંધળા થઈને;વગર વિચારે;ગમે તેમ.*vi.*1.To hazard one's self;to dare:માથે જોખમ લેવું-ખેડવું-વ્હોરવું;હિંમત ધરવી;છાતી ચલાવવી.2. To take the chances:જોખમ માથે લેવું;-માં ઝોકાવવું;યા હોમ ક૦;-માં પડવું.*To* v.*at*,*on* or *upon*,to dare to engage it: છાતી ચલાવવી;જોખમમાં ઊતરવું-પડવું.*vt.*1. To risk;to hazard:જોખમ-ભયમાં જઈ પડવું;જોખમમાં નાંખવું;-માં ઝોકાવવું. 2. To put on chance:નશીબ ઉપર મુકવું-રાખવું.3. To confide in;to trust: ભરોંસો રાખવો;-પરવિશ્વાસમુકવો-ધરવો.

**Venturesome**,**Venturous**, (વેન્ટયુર્સમ-વેન્ટયૂરસ્ )a.Bold; brave; daring;adventurous:બહાદુર;સાહસિક;છાતીવાળું;છાતીચલુ; સાહસી; સાહસબુદ્ધિનું.

**Venue**,(વેન્યૂ )n.1. (*Law.*)A near place; the place or country in which anything is alleged to have happened : જ્યાં કંઈ બનાવ બન્યો હોય તે જગા અગર પ્રગણું;પાસેની જગ્યા. Also,the place where an action is laid:ફરિયાદ માંડી હોય તે ઠેકાણું.2.About; a hit;a turn: ફટકો:હડસેલો.

**Venus**,(વીનસ્ )n.1. (*Class.Myth.*) The goddess of beauty and love: કામદેવની સ્ત્રી; રતિ. 2. One of the planets: શુક્રનો તારો; શુક્ર; કવિ 3. (*Alchem.*)The metal copper:તાંબુ.

**Veracious**,(વીરેશસ્ ) n. [L. *verus*,true.]1. Observant of truth; truthful:સાચું બોલનાર; સત્યવાદી; સત્યવચની;સત્યશીલ.2. True:સાચું; ખરૂં;વાસ્તવિક.

**Veracity**, (વીરેસિટિ )n. Truthfulness;truth: સત્યતા;ઈમાની;સાચાઈ; સાચવટ;સત્યવાદીપણું;સત્યશીલતા.

**Veranda**, (વરૅન્ડે) n. (*Arch.*) An open roofed gallery:ઓટલો; વરંડો:ઓસરી;પડાળી;પરસાળ;સ્વેશી.

**Verb**,(વર્બ )n.[L.*verbum*,a word.] 1.A word;a vocable:શબ્દ.2.(*Gram.*) A word which affirms something of some person or thing: ક્રિયાપદ.*Active* v.:સકર્મક ક્રિયાપદ. *Neuter* v.: અકર્મક ક્રિયાપદ. *Passive* v.:કર્મણિ ક્રિયાપદ.*Casual* v.: પ્રેરકક્રિયાપદ.

**Verbal**,(વર્બલ્ )a. 1.Spoken;oral; not written:મ્હોડાનું;બોલેલું;જબાની;લખેલું નહિ તેવું;મુખજબાનીનું;વાચનિક.2.Consisting in words only:શબ્દનું-વિષે; શબ્દવિષયક;શાબ્દિક. 3.Literal:શબ્દે શબ્દનું; અક્ષરશઃ;શબ્દરૂપ.4.Abounding with words: શબ્દોથી ભરપુર. 5.Of or pertaining to a word;derived directly from a verb:ધાતુસાધિત;શબ્દાર્થક; ક્રિયાપદ ઉપરથી થયેલું.V.*noun*:ધાતુસાધિત નામ. *n.* A noun derived from a verb:ધાતુસાધિત નામ.

**Verbally**, (વર્બલિ)*adv.* 1.Orally: વાણીથી;મુખથી.2.Word for word: શબ્દેશબ્દ;શબ્દશઃ;અક્ષરશઃ;હરફેહરફ.

**Verbatim**, (વર્બેટિમ્ ) a.[L.*verbum*,a word.]Word for word:શબ્દેશબ્દ;શબ્દશઃ; હરફેહરફ; અક્ષરશઃ;

એમનું એમ;સદાગરૂં.

**Verbiage,**(વર્બિએજ્ )*n*.Verbosity: ઘણા નકામા શબ્દો વાપરવા તે; શબ્દ વિસ્તાર; વાક્પ્રપંચ; અતિશયોક્તિ;શબ્દાડંબર.

**Verbose,**(વર્બોસ્ )*a*. Abounding in words:શબ્દ વિસ્તારનું;-જોઈએ તે કરતાં વધારે શબ્દનું; અતિવિસ્તીર્ણ;અતિશયોક્તિવિશિષ્ટ.

**Verbosity,Verboseness,**(વર્બૉસિટિ;વર્બોસ્નેસ્ )*n*.Verbiage:જોઈએ તે કરતાં અધિક શબ્દો વાપરવા તે; વાકવિસ્તાર;વાક્પ્રપંચ;અતિશયોક્તિ.

**Verdancy,**(વર્ડન્સિ) *n*. The quality or state of being verdant: તાજાશ; લીલાપણું;લીલોત્રી: હરિયાળી.

**Verdant,** (વર્ડન્ટ્ ) *a*. [L.*viridis*, green.]1.Green;fresh; flourishing: લીલું; તાજું; લીલોત્રીથી ભરપુર; લીલું કચ્છાર જેવું;હરિયાળું;વનસ્પતિથી ભરપુર.2.Raw; unsophisticated:green:કાચું;લીલું;બીન અનુભવી; ભોળવાઇ જાય એવું;વગર પહોંચેલું;ભલું.

**Verdict,** ( વર્ડિક્ટ્ ) *n*. 1. The decision of a Jury:જ્યુરીનો ઠરાવ-ફેંસલો;હુકમનામું;ચુકાદો.2. Decision; judgment;opinion pronounced: નિર્ણય;ઠરાવ;ફેંસલો;વિચાર;ચુકાદો.

**Verdigris,**(વર્ડિગ્રિસ્)*n*.[L.*viridis*, green *aes,aeris*,brass.]1.(*Chem*.) A green poisonous substance used as a pigment and drug, obtained by the action of acetic acid on copper: તાંબા ઉપર એસેટીક ક્ષારનો પ્રયોગ કરીને ઉત્પન્ન કરેલો લીલા રંગનો ઝેરી પદાર્થ.2. The green rust formed on copper: તાંબાનો કાટ;જંગાલ.

**Verdure,**(વર્ડ્યુર્ )*n*.Green; greenness; freshness of vegetation: લીલોત્રી;હરિયાળી;નવપલ્લવતા;તાજી વનસ્પતિની શોભા;લીલોછમ દેખાવ.

**Verge,**(વર્જ્)*n*.[L.*virga*,a sprout.] 1.A staff carried as an emblem of authority:દંડ;ચોબ;છડી;નકી.2. The stick with which persons were formerly admitted tenants, they holding it in the hand and swearing fealty to the lord: જાગીરદારના ખેડુત થતી વખતે હાથમાં ઝાલીને નિમકહલાલીના સોગન ખાવાનો દંડ.3. (*Eng.Law.*)The compass of the court of Marshalsee and the Palace court within which the lord steward and the marshal of the kings household had special jurisdiction: તાબો;હકુમત; અમલ-સત્તા-અધિકારની મર્યાદા-હદ-સીમા; તાલુકો. 4. A virgate;a yardland: ૧૫ થી ૪૦ એકર સુધીનું જમીનનું માપ.5. An edge; margin;brink:કાનો;કોર;કોરણ;ધાર;કાંઠો;કિનારો;મર્યાદા; સીમા; પર્યંત: પ્રાંત.*On the* **v.***of* death:મરણોન્મુખ.6.A circle;a ring: વર્તુલ; ગોળ; વીંટી.7.(*Arch.*) (*a*) The shaft of a column:થાંભલાનો દાંડો.(*b*) The edge of the tiling projecting over the gable of a roof:-છાપરાના નેવ-વાં.8.(*Hort.*)(*a*)The edge of a bed:પાળી;સીમા;સીમાડો; ધાર; કોર.(*b*)A slip of grass:સીમાડો.9. The penis:પુરૂષની ઇંદ્રિ;લિંગ.10. (*Zool.*)The external male organ of certain molusks,worms,etc.: કેટલાંક નર જંતુઓની ઇંદ્રિ.*vi*. 1. To border upon; to come near; to approach: કિનારે-છેડે આવવું-આવી રહેવું-હોવું;-ના ઘરમાં હોવું-આવવું;-ની નજીક હોવું; લગોલગ આવી રહેવું;સુધી જવું.3.To bend;to slope:ઢળવું-વળી-ઝુમી રહેવું;-ની તરફ જવું;ઝુકવું.

**Verger,**(વર્જર્ )*n*.One who carries a verge:ધર્માધિકારીની આગળ છડી-ચોબ-દંડ લઈ જનાર;ચોબદાર;છડીદાર.*n*.A garden:વાડી;બાગ;બગીચો.

**Verifiable**, (વેરિફાઍબલ્ ) *a*. Conformable:સાબીત કરી આપવા જોગ.

**Verification,** (વેરિફિકેશન્ ) *n*. 1. Confirmation; authentication: સાબીત કરી આપવું તે;સત્યાપન;સત્યકાર.2.Confirmation by evidence: પુરાવાથી સાબીત કરવું તે.

**Verify,**(વેરિફાઇ)*vt*. [L.*verus*, true and *facio*,I do.] 1.To establish the truth of;to confirm;to substantiate:ખરૂં કરી આપવું;-થી ખરૂં-સાચું-સાબિત-સિદ્ધ થવું;-ની પ્રતીતિ આપવી;-થી પુરૂં પડવું-થવું.2.To confirm or establish the authenticity of by examination or competent evidence:-નું પ્રમાણ આપવું;સપ્રમાણ કરી આપવું-ખરૂં છે એવી સાબીતી આપવી.3.To affirm;to support:-ને ટેકો આપવો;ખરૂં છે એમ કહેવું.

**Verily,**(વેરિલિ) *adv*. In fact; certainly: બેશક; ખરેખર; નવાણું વસા; નિ:સંશય;ખચિત; અવશ્ય; વાસ્તવિક રીતે;ખરેખર;સાચે.

**Verisimilar,**(વેરિસિમિલર્ ) *a*. [L. *verus*, true and *similis*, like.] Probable;likely:સંભવિત; બનવાજોગ;સંભાવ્ય;સત્યસરશ.

**Verisimilitude,**(વેરિસિમિલિટ્યુડ્ ) *n*.Likelihood;probability:સંભવ;બનવા જોગ-જેવું તે.

**Veritable,** (વેરિટૅબલ્ ) *a*. Actual; real;true;genuine:સાચું; સત્ય;વાસ્તવિક;યથાર્થ;ખરેખરૂં.

**Verity,**(વેરિટિ)*n*.1.Truth; reality: સાચવટ;ખરાપણું; સત્યતા; યથાર્થતા; સાચાઇ. 2. That which is true; reality:સચ્ચાઈ;સત્યતા;ખરાપણું.

**Vermicelli,** ( વર્મિચેલિ ) *n*. The flour of a hard and small-grained wheat made in dough and forced through small cylinders or pipes till it takes a slender wormlike form:ખાવાની સેવો;શેવ.

**Vermicular,**(વર્મિક્યુલર્ )*a*.Shaped like a worm:કૃમિ-કરમના જેવું; કૃમિસદૃશ.

**Vermiculate,**(વર્મિક્યુલેટ્ ) *vt*. To form or work as by inlaying with regular lines or impressions resembling the tracks of worms:કરમના આકાર જેવું કરવું-બેસાડવું.*a*.1.Wormlike in shape:કરમના આકારનું.2.Crawling like a worm:કીડાની માફક(પેટે) ચાલતું. 3. Insinuating;sophistical: આભાસાત્મક;સુચક;આભાસરૂપ.

**Vermicule,**(વર્મિક્યુલ )*n*.A small worm or insect larva:પતાના જીવડાં-કીડા-કૃમિ;નાનું જીવડું.

**Vermifuge,**(વર્મિફ્યુજ ) *n*. A medicine that expels worms:કૃમિનું ઓસડ;કરમિયાનું ઓસડ;કૃમિઘ્ન.

**Vermilion,**(વર્મિલ્યૉન )*n*.(*Chem.*) A bright red pigment consisting of mercuric sulphide:હિંગળોક;સીંદુર. 2. A red color like the pigment:હિંગળોકિઓ રંગ;લાલાશ; સુરખી.

**Vermin,**(વર્મિન્ )*n*. [L. *vermis*, a worm.]1.An animal in general: પ્રાણી.2.A noxious or mischievous animal; noxious little insects collectively:જીવાત;જીવજંતુ; વિંછી;કીડા;કીડીમંકોડો;હેરફેર;કૃમિગણ. 3.Noxious human beings:નીચ અપકારી માણસો;ખરાબ-દુષ્ટ માણસો.

**Vermiparous,** (વર્મિપેરસ્ )*a*. [L. *vermis*,a worm & *pareo*,I bring forth.]Producing worms:કીડા ઉ-

પંચ કહે તે પરમેશ્વર; ખલ્ક કી જબાન.

સ્પન્ન કરનારું;કૃમીજનક.

**Vermivorous,**(વર્મિવૉરસ્ ) *a.* [ L. *vermis*, a worm & *voro*, I devour.](*Zool.*)Feeding on worms: કીડા ખાનારું;કૃમીભક્ષી-આહારી.

**Vernacular,** (વર્નૅક્યૂલર્ ) *a.* [ L. *vernaculus*,born in one's house.] Native;indigenous:દેશીય; મુલકી; સ્વદેશી;જન્યનું;સ્વ.*n.*One's mother tongue: દેશીભાષા;સ્વભાષા.

**Vernal,**(વર્નલ્ ) *a.* [ L. *vernalis*, spring.] 1. Of or pertaining to the spring:વસંત ઋતુમાં આવતું;વસંતી; વાસંતિક. 3. Belonging to youth: તરૂણાવસ્થાનું.**V.** *equinox*: મહા વિષુવ;મેષવિષુવ.

**Versatile,**(વર્સટાઈલ્ )*a.*[L.*verto*,I turn.]1.Capable of being turned around:ગોળ ફરે તેવું.2.Unsteady; inconstant:અસ્થિર; અદૃઢ; ચંચળ; વારે ઘડીએ ફરે તેવું.3.Turning from one thing to another;many-sided:બહુરૂપી;ચંચળ;ચંચળબુદ્ધીનું;અષ્ટાવિધાની;અષ્ટસાવધ;દશાવધાની.4. (*Nat.Hist*).Capable of turning; freely movable:ફરી-વળી શકે એવું.

**Versatility,** (વર્સટિલિટિ) *n.* Versatileness:ચપળતા: ચંચળપણું:ચંચળતા;ચાંચલ્ય;અસ્થિરતા;ચપલબુદ્ધિ; બુદ્ધિચાપલ્ય;અષ્ટાવધાન.

**Verse,**(વર્સ્ )*n.*[L.*versus*,a line in writing,fr.*verto*,I turn.]1.A line consisting of a certain number of metrical feet:ચરણ;પાદ.2.Poetry:કવિતા;છંદ;પદ્ય;કવન.3.A short division of any composition;*specif.*-(*a*) A stanza;a stave: શ્લોક; વચન;ટુંક;કડી.(*b*)(*Script.*)One of the short divisions of the chapters:જુના અને નવા કરારમાંના નાના ભાગ-વિભાગ;કલમ;વચન.4.A piece of poetry:કવિતાની ટુંક.*Blank* **v.**, poetry in which the lines do not end in rhymes: પ્રાસ વગરની કવિતા;મુક્તાપાદ.*vt.*To tell in poetry: કવિતા રૂપે કહેવું. *vi.* To make verses: કવિતા કરવી-બનાવવી-રચવી.

**Versed,**(વર્સ્ડ્ )*a.*[L.*verto*,I turn.] Skilled;practiced:વાકેફગાર; કાબેલ;નિપુણ;પ્રવીણ;પારંગત;નિવિષ્ટ; ખબરદાર;કસબી.

**Versemonger,**(વર્સ્મૅન્ગર્ ) *n.* A writer of common place poetry; a rhymer:અધમકવિ;કવિતા બેસાડનારો;ઢોંગી કવિ.

**Versification,** ( વર્સિફિકેશન્ ) *n.* The construction of poetry:કાવ્ય-શ્લોક રચના;કવિતા બનાવવી તે;પદરચના;પદયોજના;કાવ્યકરણ.

**Versifier,**(વર્સિફાઇઅર્ ) *n.* 1.One who makes verses:છંદ-કવિતા રચનાર;કવિ.2. One who converts into verse:કવિતામાં રચી જાણનાર; ગદ્યનું પદ્ય કરનાર.

**Versify,** ( વર્સિફાઈ ) *vt.* To make verses:કવિતા બનાવવી-રચવી;પદ્ય રચના-યોજના કo;શ્લોક કo.*vt.* 1.To compose in verse:કવિતામાં કહેવું-ઉતારવું:શ્લોકબદ્ધ કo.2.To turn into verse:કવિતામાં આણવું;-નો પદ્યપાઠ કo.

**Version,** ( વર્શન્ ) *n.* [L. *verto*,I turn].1.A change of form;turning:ફેર કo તે:ફેરવવું તે:ફેર;રૂપાંતર.2. (*Med.*) A condition of the uterus in which its axis is deflected from its normal position without being bent upon itself: કમળનું ખસવું-વાંકા થવું તે.3.The act of translating:તરજુમો કo તે;ભાષાંતરકરણ.4. A translation:તરજુમો;ભાષાંતર;પાઠાંતર;પાઠભેદ. 5. An account or description from a particular point of view:હેવાલ; બ્યાન;વર્ણન;હકીકત;રૂપ;સ્વરૂપ;બોડું.

**Versus,**(વર્સસ્ )*prep.* [L.*verto*, I turn.]Against:ની સામે;વિરૂદ્ધ.

**Vertibra,** (વર્ટીબ્રૅ ) *n.* [L. *verto*,I turn.]1.(*Anat.*)One of the serial segments of the spinal column:બરડાની કરોડ-સાટ-હાડકામાંનો મણકો-ગાંઠ.

**Vertebral-ate,**(વર્ટીબ્રલ્-બ્રૅટ્ ) *a.*1. (*Anat.*)Spinal:સાટના હાડકાના મણકા વિષેનું-સંબંધી.2.Vertebrate: કરોડવાળું.

**Vertex,**(વર્ટેક્સ્ )*n.*;*pl.* **Vertexes,** *or*,**Vertices.** [L.*verto*, I turn.] A turning point;top;apex:માથું; ટોચ;શિખર;અગ્ર;પરાકાષ્ટા;કળશ. (*a*) (*Anat.*) The top;the crown of the head:માથાનું તાળવું:તાળકુ;બ્રહ્માંડ.(*b*)(*Astro.*)The zenith or the point: ઉર્ધ્વદિશા;ઉર્ધ્વ. (*c*) (*Math.*) The point in any figure opposite to and farther from the base : શિરોબિંદુ.**V.***of an angle*,(*Math.*) the point in which the sides of the angle meet: ખૂણા-કોણનું શિરો બિંદુ.

**Vertical,**(વર્ટિકલ્ )*a.* 1. Of or pertaining to the vertex:ટોચ સબંધી-નું-વિષે;શિરો બિંદુનું;માથાપરનું.2. Upright;plumb: લંબરૂપ;સીધું;ઉભું;ઉર્ધ્વાધર.**V.***circle*, an azimuth circle:શિરોબિંદુ અને અધોબિંદુ એ બેમાં થઈને પસાર થતો ગોળ-વર્તુલ;સમમંડળ;સમવૃત્ત.

**Verticity,** (વર્ટિસિટિ) *n.* Revolution;rotation:વારાફરતી બદલાવું તે; ગોળગતિ;પરિભ્રમણ.

**Vertiginous** , ( વર્ટિજીનસ્ ) *a.* 1. Turning round;whirling; rotary;revolving : ગોળ;ફરતું;પરિભ્રમણ કરતું. 2. Affected with vertigo; giddy;dizzy:ફેર-તમર-ચક્કર આવતું; ભમતું.

**Vertigo,**(વર્ટિગો) *n.*1. (*Med.*) Giddiness:તમ્મર;ફેર;ચક્કર;ભમરી;ભ્રમર; માથું ફરવું તે.2.(*Zool.*)Any one of the numerous species of small land snails belonging to the genus *Vertigo*:શંખલું.

**Very,**(વેરિ)*a.* True;real;actual;veritable: ખરેખરું;સત્ય;વાસ્તવિક;સાચો;એજ;તેજ;કેવળ; શુદ્ધ. *adv.* In a high degree;extremely;exceedingly:અતિશય;ઘણું;ભારે;પુષ્કળ;અતિ;અતીવ;અત્યંત;પરમ,બહુ.

**Vesicate,**(વેસિકેટ્ )*vt.* (*Med.*) To raise little bladders or blisters upon:ફોલ્લો ઉઠે તેમ કરવું;-પર ફોલ્લીઓ ઉઠાડવી.

**Vesicle,**(વેસિકલ્ )*n.* [L *vesicula*-dimin.of *vesica*,a bladder.]1. A bladderlike vessel; cell: પોલાણ; પોલ;ખાડો.(*a*)A small and more or less circular elevation of the cuticle containing a clear watery fluid:ઝીણી ફોલ્લીઓ;ફોલ્લા;અળાઈ. (*d*) A cavity or sac filled with fluid:પ્રવાહી પદાર્થથી ભરેલી કોથળીઓ.

**Vesiculous,**( વેસિક્યૂલસ્ )*a.* Bladdery:ફોલ્લાવાળું.

**Vesper,**(વેસ્પર્ )*n.*1.The evening star; venus: શુક્રનો તારો. 2. The evening:સંધ્યાકાળ;સાયંકાળ;સાંજ. 3. *pl.* The evening song or service:સાયંકાળનું ભજન-ગીત.*a.*Of or pertaining to the evening: સંધ્યાકાળનું.

**Vessel,**(વેસેલ્ ) *n.* [L. *vascellum* fr.*vas*,a vessel.]1.A hollow utensil for holding any thing:વાસણ;પાત્ર;ભાજન;વાડકો;વાડકી;કટોરો; પ્યાલો;પંચપાત્ર;ચંબુ.2.A general

Vows made in storms are forgotton in calms:

name for any hollow structure made to float upon the water for purposes of navigation:વહાણ;જહાજ;નાવ;નૌકા.3.*Fig.*A person regarded as receiving or containing something: પાત્ર;ભાજન. 4.(*Anat.*)Any tube or canal in which blood or other fluids are contained:વાહિની;નાડી:નસ;રગ:ધમની;શિરા. *Weaker* **v.**,the woman: સ્ત્રી;અબળા.*vt.*To put into a vessel:વાસણમાં મુકવું.

**Vest,**(વેસ્ટ્)*n.*[L.*vestis*,a garment.] 1.An outer garment;dress;a rob: અંગરખો;જમો;ઝભ્ભો;ડગલો;પટકુળ.2. Array;garb:પોશાક;વેશ.3.A waist coat:વાસ્કુટ;પેટી;કબજો.*vt.*[*imp.& p.p.*Vested.] 1.(*a*)To dress; to robe:પોશાક પહેરાવવો;પોશાક ચડાવવો;વસ્ત્ર પહેરાવવાં-પહેરવાં;ડગલો-જમો પહેરાવવો.(*b*) To cover,surround or encompass closely: આસપાસ વિંટાળવું;આવેષ્ટિત કo;ઢાંકવું;આચ્છાદન કo.2. To cloth with authority; to invest;to furnish;to endow: -ને અધિકાર-સત્તા આપવી;-થી આરોપિત કo.3.To commit to another (with *in* before the possessor): -ના કબજા-હવાલા-હાથમાં આપવું. 4. To invest;to put:-માં રોકવું-નાંખવું.5.(*Law.*) (*a*) To clothe with possession:માલકી-કબજાનો હક આપવો.(*b*)To give a person an immediate fixed right of present or future enjoyment of:કબજા-ભોગવટાનો હમેશને માટેનો હક આપવો. *vi.*To come or descend:પોહોંચવું; -ને ઉતરવું-આવવું-મળવું.

**Vestal,**(વેસ્ટલ્)*a.* [L.*vestalis*, belonging to vesta.]Pure;chaste: પવિત્ર;શુદ્ધ;નિર્મળ;ચોખ્ખું.

**Vestal,**(વેસ્ટલ્)*n.*1.(*Rom.Antiq.*) A virgin consecrated to Vesta: વેસ્ટા દેવીને અર્પણ કરેલી કુંવારી કન્યા. 2. A virgin; a woman pure & chaste:કુમારિકા;પવિત્ર સતિ સ્ત્રી. 3. A nun:સાધ્વી.

**Vested,**(વેસ્ટેડ્)*a.*1. Clothed;robed:લુગડાં પહેરેલું.2.(*Law.*)Fixed: સ્થાપિત;નક્કી કરી મુકેલું;કાયમ;ઠરાવેલું.

**Vestibule,**(વેસ્ટિબ્યુલ્)*n.* The entrance into the house;a porch; a lobby:પરસાળ;ચાલ;દેવડી;દ્વારમંડપ;ચોક;રવેશી.

**Vestige,**(વેસ્ટિજ્)*n.*[L.*vestigium*, foot-print.] 1. The mark of the foot left on the earth; a trace: નિશાની;પત્તો;પગલું;પદચિંહ્નિત;પદાંક. 2.A faint mark or sign left by something which is lost:ચિન્હ; નામ નિશાન;નિશાની;લક્ષણ;આવેષ.

**Vestment,**(વેસ્ટ્મેન્ટ્)*n.* A covering or garment:ઝભ્ભો; જમો;પોશાક;વસ્ત્ર;વેષ;પહેરાવ.

**Vestry,**(વેસ્ટ્રિ)*n.* 1.A sacristy: દેવળમાં પવિત્ર કપડાં-વાસણ વિગેરે રાખી મુકવાની તથા ઇશ્વર સ્તુતિ કરવાની ઓરડી.2. (*Ch. of Eng.*) A parochial assembly: ધર્મ સંબંધી કારભાર કરનારી મંડળી.

**Vesture,** (વેસ્ટ્યુર) *n.* 1. A robe; dress; apparel; covering; envelope:ઝભ્ભો;પોશાક; જમો; પહેરવેશ; આચ્છાદન;ઢાંકણ.2.(*O.Eng.Law.*) (*a*) The corn;grass: અનાજ-ઘાસ વીગેરે જમીનપરનું આચ્છાદન.(*b*)Seizing;possession:કબજો;માલકી;તાબો.

**Vetch,**(વેચ્) *n.*(*Bot.*) Any leguminous plant:મઠ;અડદ,વિગેરે કઠોળ.

**Veteran,**(વેટેરન્)*a.* Long practiced or experienced:લાંબા અનુભવવાળું;ઘડાઇને પાકું થએલું;અનુભવી; વ્યવહારવૃદ્ધ;જ્ઞાનવૃદ્ધ;અભ્યાસવૃદ્ધ. *n.* One who has long exercised in war:કસાયેલો લડવૈઓ-યોદ્ધો.

**Veterinarian,** (વેટેરિનૅરિઅન્) *n.* One skilled in the diseases of cattle:જનાવરનો વૈદ-ઓસડ જાણનાર;પશુવૈદ.

**Veterinary,** (વેટેરિનૅરિ) *a.* [ L. *veterina*, a beast of burden ]. Of or pertaining to the treating of the diseases of animals: જનાવર વૈદાનું-સંબંધી; પશુચિકિત્સા સંબંધી-વિષયક.

**Veto,**(વીટો)*vt.*[L.*veto*,I forbid.] 1. A forbidding;an interdiction : મનાઈ;નિષેધ;પ્રતિષેધ;ના;નકાર. 2. A power possessed by one department of government to prohibit the carrying out of projects attempted by another department:મનાઈ-નિષેધ કરવાનો અધિકાર-સત્તા.(*b*)An act of prohibition: મનાઈ;નિષેધ.(*c*)A document communicating the reasons of the executive for not officially approving a proposed law: રજુ કરેલો કાયદો રીતસર મંજુર નહીં કરવાનાં કારણ જણાવનાર પત્ર. *vt.* To prohibit;to negative: મનાઇ-નિષેધ-પ્રતિષેધ કo.

**Vex,**(વેક્સ્)*vt.*[L.*vexare*, to vex.] 1.To agitate;to disquiet: અસ્વસ્થ-ક્ષુબ્ધ કo.2.To harass;to afflict; to trouble;to plague;to torment: ઉપદ્રવ-દુઃખ કo;ચીડવવું;પજવવું;દુઃખ દેવું;-ને ત્રાસ આપવો;ખિજાવ કo;સતાવવું;કુભાવવું;હેરાન કo; સંતાપવું.3. To twist;to weave:વણવું. *vi.* To be irritated;to fret : ચીડાવું; ખીજવું; ચીડેલાં હોવું;ગુસ્સે થવું.

**Vexation,**(વેક્સેશન્)*n.*1.Disquiet; trouble:irritation:agitation:સંતાપ;દુઃખ;હેરાન ગતિ;કલેશ;કષ્ટ;પીડા; ઈતરાજી;નાખુશી;ચીડ.2. Affliction : દુઃખ;સંતાપ;પીડા;બાધા; ઉપદ્રવ;ત્રાસ;તરદી; શ્રમ. 3. A harassing by process of law: સરકાર દરબારે લઈ જઇને હેરાન કરવું તે-સતાવણી-હેરાનગતિ.

**Vexatious,** (વેક્સેશસ્) *a.*1. Causing vaxation; agitating; afflictive:દુઃખદાયક; ચીડ ચડે તેવું;હેરાન-ખિજાર કરે તેવું;બાધક;સંતાપક; પીડક; કલેશકર;પીડાકારી.2.Disturbed;full of trouble:આરામ વગરનું;દુઃખી;દુઃખ ભરેલું;ત્રાસદાયક. **V.** *suit*, a suit commenced for the purpose of giving trouble without cause: વિના કારણે કેવળ હેરાનગતિજ કરવાના હેતુથી માંડેલો દાવો.

**Vexed,**(વેક્સ્ડ્)*a.*Annoyed; harassed;troubled:ચીડાયલું; છંછેડાયલું; હેરાનગતિમાં પડેલું; દુઃખી; વ્યગ્ર. 2. Much contested;causing discussion : બહુ ચર્ચાયેલું; જેના ઉપર બહુ વાદ ચલાવાય તેવું.

**Via,**(વાઈઍ) *n.* A road or way: રસ્તો;માર્ગ.*prep* By the way of:થઇને;રસ્તે;-ને માર્ગે.

**Viable,**(વાઈઍબલ્) *a.*(*Law.*)Capable of living:જન્મીને તરત મરી ન જાય પણ જીવતું રહે એવું.

**Viaduct,**(વાઍડક્ટ્) *n.* A bridge: ખીણ-નાળા ઉપર બાંધેલો પુલ-રસ્તો.

**Viage,** (વાઇએજ્) *n.* A voyage;a journey:મુસાફરી;યાત્રા;પ્રયાણ.

**Vial,**(વાઈઅલ્) *n.* A small bottle of glass;a phial:નાની શીશી;કુપ્પી; બાટલી.*vt.*To put in a vial:શીશી-બાટલીમાં મુકવું.

**Viands,**(વાઇઍન્ડસ્) *n. pl.* Food; provisions:ખાવાના પદાર્થ;મિષ્ટાન્ન; સિદ્ધાન્ન;ખાનપાન;પકવાન.

**Viander,**(વાઇઍન્ડર્)*n.*1.A feeder;

ગુમડું ફાટવું એટલે વૈદ વેરી.

an eater:ખાનાર.2.One who provides food:a host:યજમાન;જમાડનાર.

**Viary,**(વાઇઍરિ) *a.* Of or pertaining to roads:રસ્તા વિષે-સંબંધી.

**Viaticum,**(વાઇઍટિકમ્ )*n.*1.(*Rom. Antiq.*) An allowance for travelling expenses: રસ્તાની ખરચી; ભાથું;વાટખરચી. 2. Provisions for journey:મુસાફરીનું ભાથું-ખોરાક. 3. (*R.C.ch.*) The communion, or eucharist, when given to persons in danger of death:મરતાં માણસને પ્રભુભોજન આપે છે તે;સમનલાડુ.

**Vibrancy,** ( વાઇબ્રૅન્સિ ) *n.* Resonance:અવાજ;સ્ફુરણ.

**Vibrant,**(વાઇબ્રૅન્ટ્ ) *a.* Vibrating; tremulous;resonant: ડોલાયમાન; અવાજ કરતું;હાલતું.

**Vibrate,**(વાઇબ્રેટ્ ) *vt.*1.To brandish;to move to and fro;to swing; આમતેમ ફેરવવું-હલાવવું;ખખડાવવું;ખખુખાવવું. 2. To mark by moving to and fro:આમતેમ હાલીને બતાવવું;નક્કી ક૦.3.To set in vibration:ઝોલા ખાતું ક૦-મુકવું;ઝોલાએ ચડાવવું.*vi.*1.To swing;to oscillate; to move to and fro: ઝોલા ખાવા; ઝુલવું;લટકવું. 2.To quiver:-ને ધ્રુજકંપારો આવ્યાં ક૦;કંપવું;કાંપવું;સ્ફુરવું.3.To produce quivering effect of sound:થરરરરર અવાજ થવો. 4.To waver;to fluctuate:અચકાવું;ખમચાવું;વચ્ચે ડોલવું;ડગમગવું;અનિશ્ચિત મને રહેવું.

**Vibration,**(વાઇબ્રેશન )*n.* 1.Quick motion to and fro; oscillation: હાલવું તે;ઝોલો;આંદોલન;સ્ફુરણ;સ્ફુર્તિ;કંપ;ભ્રમણ.2.(*Physics.*)A limited reciprocating motion of a particle of an elastic body in alternately opposite directions from its position of equilibrium when that equilibrium has disturbed, as when a stretched cord produces musical notes or particles of air transmit sounds to the ear:સ્થિતિસ્થાપક પદાર્થને ઝપાટો લાગ્યાથી થતો કંપ; આંદોલન; થરથરાટ.

**Vibrating,Vibratory,** (વાઇબ્રેટિંગ્-બ્રૅટરિ) *a.* Vibrative : આમતેમ હાલતું-ઝોલા ખાતું;દોલાયમાન.

**Vicar,**(વિકર્ )*n.*[L.*vicarius*,supplying the plan of another.] A deputy:પ્રતિનિધિ;અવેજી; નાયબ. (*Eng. Eccl. Law.*) The incumbent of an appropriated benefice: ધર્મોપાધ્યાય. **V.** *of Jesus Christ*,the pope:રોમનો પોપ.*Apostolic* **v.** (*a*): રોમના પોપે પોતાની થોડી સત્તા બક્ષી હોય એવો ધર્મોપાધ્યાય;(*b*)મંદિર સિવાય માત્ર નામનો ધર્મોપાધ્યાય.**V.** *forane*:અમુક પ્રગણામાં વધારે નહિ પણ નિયમિત સત્તા જ વાપરવાનો હક આપ્યો હોય તેવો ધર્મોપાધ્યાય. **V.** *general*: કેન્ટરબરીના આર્ચબીશપનો પ્રતિનિધિ.

**Vicarage,** ( વિકરેજ્ ) *n.* 1. The benefice of a vicar:ઉપાધ્યાય વૃત્તિ. 2.The house of a vicar: પાદરીનું રહેવાનું ઘર.

**Vicariate,** (વાઇકેરિએટ્ )*n.* Vicarship: કોઇને બદલે કંઈ કરવાને સત્તા હોય એવું.

**Vicarious,** ( વાઇકેરિઅસ્ ) *a.* [L. *vicis*,change.]1.Deputed; delegated:બીજાની વતી કામ કરનાર; બદલાનું: પ્રતિનિધીનું-સંબંધી-વિષયક. 2. Acting for another:બીજાને બદલે; પ્રતિનિધિરૂપ;અવેજી. 3. Substituted;બદલાનું.6.(*Med.*) Acting as a substitute: પ્રતિનિધિ રૂપ.

**Vicarship,**(વિકર્શિપ્ )*n.*The office of Vicar:પાદરીની પદવી-હોદ્દો.

**Vice,**(વાઇસ્)*n.*1.A defect;a fault; a blemish;an imperfection; an error: ખોડ;ભૂલ;ચૂક;અવગુણ; દુર્ગુણ; અપૂર્ણતા;ખામી;દોષ;એબ;બુરાઈ.2.Immorality;depravity;wickedness; immoral conduct:ભ્રષ્ટતા;દુષ્ટતા;પાપ;અધર્મ;અન્યાય; અનીતિ;દુરાચરણ; અધર્માચરણ;પાપાચરણ;દુર્ગુણ;દુર્લક્ષણ; અવગુણ.3.The baffoon of moral dramas: રંગલો; વિદૂષક;જાહણ.

**Vice,**(વાઇસ્ )*n.*(*Mech.*) A kind of instrument for holding work as in filing;પદાર્થોને મજબુત રાખવાનો સાંચો;સેગટો.2.A gripe or grasp: ચાંપ;પકડ.*vt.*To hold with a vice: ચાંપથી પકડવું.

**Vice,**(વાઈસ્ ) *prep.* In the place of;in the stead of:-ને બદલે-સ્થાને ;-ના પ્રતિનિધિરૂપે. *a.* Designating an officer that is second in rank: ઉપ;ન્હાનું.As,*vice* president: ઉપ પ્રમુખ;નાયબસરનશીબ.

**Vice-admiral,** (વાઇસ્-ઍડ્મિરલ્ ) *n.* (*a*) An officer holding rank next below an admiral:એડમીરલના હાથ નીચેનો;નાયબનૌકાધિપતિ.

**Vice-admiralty,** (વાઇસ્-ઍડ્મિરલ્ટિ)*n.* The officer of a vice admiral:નાયબ એડમીરલની પદ્વી-હોદ્દો -નોકરી.

**Vice-consul**, (વાઇસ્-કૉન્સલ્ ) *n.* A subordinate officer or consul: નાયબ એલચી.

**Vice-chamberlain**, (વાઇસ્-ચૅમ્બરલેન્ )*n.*An officer in court next in rank to lord chamberlain: ખજાનચીથી ઉતરતો અમલદાર; નાયબ ખજાનચી;કપડોવાધીશ.

**Vice-chancellor,**(વાઈસ્-ચૅન્સેલર્ ) *n.*(*a*)(*Law.*) An officer next in rank to a chancellor: મુખ્ય ન્યાયાધીશથી ઉતરતો અમલદાર. (*b*) An officer in a University who confers degrees in the absence of the chancellor:વાઈસચૅન્સેલર.

**Vice-king,**(વાઇસ્-કિંગ્ )*n.* A viceroy:પ્રતિનિધિ; વાઈસરૉય; રાજપ્રતિનિધિ;સુબો.

**Vice-gerent,** ( વાઇસ્-જીરેન્ટ્ ) *n.*A lieutenant;a vicar:પ્રતિનિધિ;નાયબ.

**Vice-president,**(વાઈસ્પ્રેઝિડેન્ટ્ )*n.* An officer below the rank of a president:નાયબસરનશીન;ઉપાધ્યક્ષ;વાઈસપ્રેસીડેન્ટ.

**Vice-presidency,**(વાઇસ્પ્રેઝિડેન્સિ) *n.*The office of vice president: ઉપાધ્યક્ષપણું;નાયબસરનશીની.

**Viced,**(વાઈસ્ડ્ )*a.*Vicious;corrupt: વ્યભિચારી;દુર્ગુણી;નીચ;અપવિત્ર;અધમ;પાપાચરણી;અધર્માચરણી.

**Vice-regal,**(વાઈસ્-રીગલ્ ) *a.*Of or pertaining to a viceroy: સુબાનુંને લગતું;રાજપ્રતિનિધિ વિષયક.

**Viceroy,**(વાઈસ્રૉઈ)*n.*[L. *vice*, instead & *rex*,a king.]1.The governor of a country who rules in the name of the sovereign with regal authority:સુબો;રાજ્ય પ્રતિનિધિ;વાઈસરાય.2.A large and handsome American butterfly: અમેરિકાનું મોટું અને સુંદર પતંગીઉં.

**Viceroyalty,** ( વાઈસ્રૉઇઅલ્ટિ) *n.* The dignity of a viceroy: રાજ્ય પ્રતિનિધિની જગ્યા-હોદ્દો;રાજપ્રતિનિધત્વ;સુબાગિરી.

**Vicety,**(વાઈસિટિ) *n.*Fault;defect: ભૂલ;ખોડ;ચૂક;ખામી;એબ.

**Viciate,**(વિસિએટ્ )See. **Vitiate.**

**Vicinage,** ( વિસિનેજ્ ) *n.* Neighbourhood;vicinity;પાસેપાસે હોવું તે;પાડોશ;સન્નિધતા;સમીપતા;સન્નિધિ;

Virtue above is happiness below :

નિકટતા.

**Vicinity,** (વિસિનિટિ) *n.* 1. Nearness;proximity:નિકટપણું;સમીપતા;પાસે પાસે હોવું;પડોશ;નિકટતા.2. Neighbourhood: પાડોશ; નિકટવર્તી પ્રદેશ.

**Vicious,** (વિશસ્) *a.* 1. Defective; faulty;imperfect:ખામી ભરેલું-વાળું;એબ-ખોડવાળું;અપૂર્ણ;એબદાર. 2. Addicted to vice;wicked;depraved:દુરાચારી;દુષ્ટ; અવગુણી; દુર્ગુણી;પાપાચરણી;અધર્મી;હરામી;દુર્વૃત્ત;દુરાત્મા. 3. Foul;bad;noxious: ખરાબ;નુકસાનકારક;નઠારું;દુષ્ટ;બગાડવાળું.4.Not correct or pure;corrupt : અશુદ્ધ; ચોખ્ખું નહિ;બગડેલું.5.Unruly:refractory:બેલગામ;હાથમાં ન રહે એવું;અડીઅલ;અટકણું;નિરંકુશી;તોફાની; મારકણું;હરામી;કાચું;બાનપલોટેલું.6. Bitter:spiteful:અદેખું;ઝેરીલું;દ્વેષીલું.

**Vicissitude,**(વિસિસિટ્યૂડ્) *n.* [L. *vicis*,change.]1.Regular change; alternation:નિયમિત ફેરફાર;અનુક્રમ;વારાફરતી;આવૃત્તિ. 2.Revolution; mutation;irregular change:ઉથલપાથલ;ફેરફાર;ફરતી છાંયડી;નવાણુંનો ધક્કો-ફેરો;લીલીસુકી;વિપર્યય; ફેર;પાલટ;રંગમાળ.V.s *of time*:કાળચક્ર.

**Victim,**(વિક્ટિમ્)*n.* [L.*victima*, a beast.]1.A living being sacrificed to some deity: યજ્ઞ પશુ; ભોગ; બળી;બલિદાન.2.A person or thing destroyed or sacrificed in the gratification of a passion: ભોગ; ભક્ષ.3. A person or living creature destroyed by or suffering grievous injury from another from fortune or accident: દૈવવશાત્ થઈ પડેલો ભોગ. 4. A dupe;a gull:છેતરાએલો માણસ;ભોળો માણસ; ભોળોભ્રમ્હા;ભોગ થઈ પડેલી વસ્તુ.

**Victimate,**(વિક્ટિમેટ્)*vt.*To sacrifice:ભોગ આપવો;બલીદાન આપવું.

**Victimize,**(વિક્ટિમાઇઝ્) *vt.* 1.To make a victim of :-નો ભોગ-ભક્ષ કરવું.2.To cheat:છેતરવું;ધૂતવું;ઠગવું; -ને ફસાવવું.

**Victor,**(વિક્ટૉર્)*n.*[L.*vinco*,I conquer.]1.A vanquisher;a conqueror:હરાવનાર;જીતનાર; વિજયિ; વિજેતા;જેતા.2.A destroyer: નાશ કરનાર;કાળ.*a.*Victorious:વિજયિ;જયપ્રદ;જયાવહ.V.*Greeks*, victorious Greeks:વિજયી ગ્રીક લોકો.

**Victoria,**(વિક્ટોરિઆ) *a.*A kind of low four-wheeled pleasure carriage designed for two persons, with a seat for the driver in the front: બે માણસ બેસી શકે અને હાંકનારને બેસવાની બેઠક ગાડીને મોખરે હોય એવી નીચી ચાર પૈડાંવાળી સ્હેલ કરવાની ગાડી-બગી.

**Victorious,** (વિક્ટોરિઅસ્) *a.* [L. *vinco*,I conquer.] Being a victor;winning;triumphant: ફતેહમંદ;વિજયી;જયતું;જયવાન; જયવંત; જયપ્રદ;જયાવહ.

**Victory,** (વિક્ટોરિ) *n.* Conquest; triumph:જીત;ફતેહ;જય;વિજય; જયશ્રી.*Drum of* **V.**:જયવાદ્ય; જયદુંદુભિ.*Flag of* **V.**:જયપતાકા.*Shout of* **V.**: જયશબ્દ;જયઘોષ; જયધ્વનિ; જયરવ;જયમહાદેવ.

**Victual,**(વિટલ્)*vt.*1.Food : ખાણું; ભક્ષ્ય;ભોજન;આહાર-ભક્ષણ; અન્નપાણી.2.Grain of any kind: અનાજ. *vt.*To provide with food:અન્નપાણી પૂરું પાડવું;-માં અન્ન વિગેરે ભરવું.

**Victualage,**(વિટલેજ્) *n.*Victuals; food:ખોરાક;અન્નપાણી;અન્નોદય.

**Victualler,**(વિટલર્)*n.*1.One who furnishes victuals:ખોરાક પૂરો પાડનાર.2.A tavern keeper:વિસીવાળો;ભઠીઆરો.3.A vessel employed to carry provisions:ખોરાક લઈ જવાનું વહાણ.4.A corn factor:અનાજ પૂરું પાડનાર;કણીઓ.

**Victuals,**(વિટલ્ઝ્) *n.* Provisions; sustenance;meat: અન્નપાણી; ખોરાક;ખાણું. [See:જુઓ.

**Vide,**(વાઇડી)*a.* [L.*videre*, to see.]

**Videlicet,** (વાઇડેલિસેટ્) *adv.* To wit;namely:તે એકે;તે આ;એટલે.

**Viduage,**(વિડ્યુએજ્)*n.* The state of widowhood:વિધવાપણું;રંડાપો: વૈધવ્ય;ખુણે બેસવું તે;વિધવાવસ્થા. 2. Widows collectively : વિધવાઓ; વિધવા સમસ્ત;રાંડીરાંડો;બોડીઓ.

**Viduity,**(વિડ્યૂઇટી)*n.*Widowhood: રંડાપો;વિધવાપણું;વિધવાવસ્થા.

**Vie,**(વાઇ) *vi & vt.* 1. To stake a sum upon a hand of cards: પાનાના હાથ ઉપર સરત-હોડ બકવી.2. To strive for superiority:હરીફાઈ-સરસાઇ કરવી; સ્પર્દ્ધામાં ઉતરવું; ચડસાચડસી ક૦. *n.* 1. A contest for superiority:હરીફાઇ;સરસાઇ;સ્પર્દ્ધા; ચડસાચડસી.2.Wager:સરત;હોડ.

**View,**(વ્યૂ)*n.*[L.*video*, I see.] 1. Sight;look;inspection:દૃષ્ટિ;નજર; દેખાવું;દેખાવ;નિરીક્ષણ. 2. Mental survey;intellectual perception; or examination:મનની તપાસ;વિલોકન;અવલોકન; વીક્ષણ; વિચાર. 3. Reach or range of sight;extent of prospect:દૃષ્ટિગોચરતા;દૃષ્ટિ;નજર; દૃષ્ટિપાત;દૃક્પાત;નજરટપ્પો. 4.Scene; prospect;sight presented to the eye:દેખાવ નજરે જોવા તે:દેખાવ;નજરબાગ;સૃષ્ટિસૌંદર્ય-શોભા.5.The Pectorial representation of a scene: ચિત્ર ઉપરથી નજરે દેખાતો દેખાવ;શોભા.6.Opinion; conception;judgment:મત;બુદ્ધિ;દૃષ્ટિ;મતિ;મન;સમજુત;વિચાર;અભિપ્રાય; સમજ.7.That which is kept in sight; object; aim;intention;purpose:હેતુ; આશય;ઉદ્દેશ;ઇરાદો;મતલબ.8.Appearance;show:દેખાવ;શોભા.*To have in* **V.**,to have in mind:મનમાંહોવું; વિચાર-આશ્રય-હેતુ હોવો. *Point of* **V.**:પક્ષ;રીત.*vt.*1.(*a*) To see;to behold:જોવું;નિહાળવું;અવલોકન ક૦. (*b*)To look at with attention;to explore:ધ્યાન-લક્ષપૂર્વક જોવું;તપાસવું; અવલોકન ક૦;નિરીક્ષણ-વીક્ષણ ક૦; તપાસવું.2.To consider:વિચારવું;જોવું; વિચારમાં લેવું;તપાસવું.

**Viewer,**(વ્યૂઅર્)*n.*One who views: અવલોકન કરનાર;જોનાર.

**Vigil,**(વિજીલ્)*n.* [L. *vigil*, watchful.]1.The state of being awake; watch;sleeplessness:જાગરણ;ઉજાગરો.2.Devotional watching:રાત્રે થતી ભક્તિને વાસ્તે ઉજાગરો; જાગરણ. 3.(*Eccl.*)(*a*)The watch kept on the night before a feast:ઉત્સવની આગલી રાત્રે કરેલું જાગરણ.(*b*)The day and the night preceding a feast:ઉત્સવના પહેલાંનો દિવસ તથા રાત્રિ.(*c.*) A religious service performed in the evening preceding a feast: ઉત્સવની આગલી રાત્રિએ ગાયેલું ભજન. **V.**s *of flowers*: દિવસના અમુક વખતે ખીલવાનો કેટલાંક ફુલોમાં રહેલો ગુણ.

**Vigilance-cy,**(વિજીલન્સ્-સિ)*n.* 1. Wakefulness: જાગરણ;ઉજાગરો.2. Care;caution:સાવધાની;ચોકસી;હુંશિયારી;સંભાળ;સાવચેતી;જાગૃતિ. 3. Guard;watch:ચોકી;તપાસ.

**Vigilant,**(વિજીલન્ટ્) *a.* Wakeful; watchful:સાવધ;હુંશિયાર;સાવચેત; ચાક;જાગૃત;સાવધાન;અપ્રમત.

**Vignette,**(વિન્યેટ્)*n.* [L.*vinea*, a

vine.]1.(*Arch.*) A running ornament consisting of leaves and tendrils: કોતર કામમાં કાઢેલાં ફુલ; પત્તાં; વેલ. 2. A decorative design,originally representing vine branches or tendrils at the head of a chapter of a manuscript or printed book or in a similar position:પુસ્તકને મથાળે મુકેલી વેલ.3.Any small picture in a book:ચોપડીમાં મુકેલું નાનું ચિત્ર.

**Vigorous,**(વિગરસ)*a.*1.Possessing vigor;strong;lusty; robust: બળવાન;વેગવાન;ઝપાટાવાળું; જુરસાવાળું;સબળ;બળકટ.ઓજસ્વી.2.Powerful;forcible;energetic:જોરાવર;બળવાન:પ્રબળ;જબરૂં;ભારે;સપ્રયત્ન.

**Vigour,**(વિગર ) *n.* [L.*vigeo*,I am lively,strong.] 1.Force;energy; active strength or force of body or mind: જોર;ઉત્સાહ;ઝપાટો;કૌવત; બળ;સામર્થ્ય;વીર્ય;પ્રભાવ;બળાબળ. 2. Strength or force in animal or vegetable nature or action:રસ; કસ;જોર;જીવ;સત્વ;ઓજસ.3.Strength:efficacy:potency:બળ:જોર:શક્તિ.

**Vile,Vild,**(વાઈલ્ ,વાઈલ્ડ્ )*a.* [L.*vilis* cheap.]1.Low:base:worthless: mean:કોડીનું;નઠારૂં;હલકું;અધમ;નીચ. 2. Morally base or impure; sinful;wicked:નઠારૂં;પાપી;દુષ્ટ;ખરાબ;દુર્જન;કુટિલ;પાજી;ખળ;નટખટ.

**Vileness,**(વાઇલ્નેસ્)*n.*1.Baseness; meanness:હલકાપણું; અધમતા. 2. Wickedness:દુષ્ટપણું;નીચપણું;કુટિલતા;દુર્જનતા;દુષ્ટતા.

**Vilify,** ( વિલિફાઈ ) *vt.* 1. To make vile;to debase:હલકું પાડવું.2. To degrade;to defame:-નું માન ખંડન ક૦;-ને ઉતારી પાડવું;-પર કલંક-બટ્ટો-બદનામી લાવવી-મુકવી.3.To despise: ધિક્કારવું;નિંદવું;-ની નિંદા ક૦.

**Vilipend,**(વિલિપેન્ડ્) *vt.* [L. *vilis* vile & *pendeo*,I value.]To value lightly; to slight;to despise:ધિક્કારવું; તુચ્છકારવું;-ની બુજ-કિમ્મત ન ગણવી;-લેખામાં-ગણતીમાં ન લેવું.

**Vill,**(વિલ્ )*n.*A village:ગામડું.

**Villa,**(વિલૅ) *n.*A country seat:શહેર બહારનો બંગલો-વાડી; ગ્રામ્યગૃહ; વિનોદસ્થાન.

**Village,**(વિલૅજ્ )*n.*A small assemblage of houses in the country: ગામડું;ગામ; ગ્રામ;ખેડું;મોજા. *Current in the* **v.**:ગામ ચલણી.*Hereditary* **v.***office*:મિરાસ.**V.***chief* or *headman*: પટેલ;મુખી; ગ્રામનાયક; ગ્રામાધ્યક્ષ. **V.***accountant*:તલાટી; કુલકરણી;મહેતો.**V.***divinity*:ગ્રામદેવી;ગામદેવતા;ગ્રામદુર્ગા.

**Villager,**(વિલૅજર્ )*n.*An inhabitant of a village:ગામડીઓ;ગ્રામી; ગામમાં રહેનાર;ગ્રામવાસી. [ગામડાં.

**Villagery,** ( વિલૅજરિ)*n.* Villages:

**Villain,** (વિલ્લૅન્ ) *n.* [L. *villa*, a farm.]1.(*Feudal Law*)A feudal tenant of the lowest class ; a bondman or servant:ગુલામ;નોકર.2.A base born person;a boor: નીચ-અધમ માણસ. 3. A wicked person;a knave; a scamp:લુચ્ચો; સોદો;હરામખોર;ચંડાળ;બદજાત;હરામી;શઠ;ખળ;કાફર;મુંજી; કમબખ્ત;હરામજાદો.*a.* Villanous: લુચ્ચાઈ ભરેલું.*vt.*To debase;to degrade:માનખંડિત ક૦;પાયરી ઉતારવી.

**Villainous,** (વિલૅનસ્ )*a.*1. Base; vile;mean:નીચ;દુષ્ટ;હલકું; પાપિષ્ટ; કમજાત.2.Suited to a villain:લુચ્ચાને લાયક-ના જેવું;પાપયુક્ત;દુષ્ટ;અધમ.3.Sorry;mean: ખરાબ;નિંદ્ય; નુકશાનકારક.

**Villainy,**(વિલૅનિ) *n.*1. Atrocious wickedness:ઘોરકર્મ;હરામખોરી;લુચ્ચાઇ; લુચ્ચાઇગિરી; શઠતા;ખળતા. 2. Discourteous speech;foul talk: બિભત્સભાષણ.

**Villanage,**(વિલૅનૅજ્ ) *n.* 1. (*Feudal Law.*)The state of a villain: ખીજમત;ચાકરી;ગુલામી.2. Infamy; baseness:અધમતા;નીચતા.

**Villose,Villous,** (વિલ્લૉસ્-વિલ્લસ્ ) *a.*1.Shaggy with soft hairs;nappy:રૂવાંટીવાળું.2.(*Anat.*)Clothed with villi:રૂંવાટી ચઢાવેલું.

**Vincible,**( વિન્સિબલ્ )*a.*Conquerable:જીતી શકાય તેવું;જેય;જેતવ્ય.

**Vincullum,**(વિન્ક્યુલમ્)*n.;pl.*Vin**cula**. [L. *vinctum*, bound.] 1. A bond of union;a tie:ગાંઠ;ગ્રંથી. 2.(*Math.*)A straight horizontal mark placed over two or more members of a compound quantity which are to be subjected to the same operation:સંબંધ બતાવવા સારૂ બે વર્ણોપર દોરેલી લીટી.3. (*Anat.*)A band or bundle of fibers:પટો;દોરો.

**Vindicable,**( વિન્ડિકૅબલ્ )*a.* Capable of being vindicated: ખરૂં છે એવી ખાતરીથી કહેવા જોગ; પ્રતિપાદન કરવા જેવું.

**Vindicate,**( વિન્ડિકેટ્ )*vt.* [L. *vinum*,sale and *dico* I say.]1.To lay claim to; to claim:હકછે એવું બતાવી આપવું;હક બતાવવો;-પર હકદાવો ધરાવવો-કરવો.2.To maintain with success;to prove to be valid: સાબીત કરવું;પુરવાર કરવું;સ્થાપન કરવું;સાબીતી આપવી;-નું પ્રમાણ આપવું; સપ્રમાણ ક૦; સામું ટકાવી રાખવું. 3. To defend;to justify:બચાવી રાખવું;રાખવું;નિર્દોષ છે એમ જણાવવું;વાજબી-ખરૂં છે એમ ખાત્રી પૂર્વક-નિશ્ચય પૂર્વક કહેવું-જણાવવું;-નો દોષ ઉડાવવો. 4. To maintain:ટકાવી-નભાવી રાખવું.5.To set free;to deliver:છુટું-સ્વતંત્ર ક૦;-થી મુક્ત ક૦;-ના પંજામાંથી છોડાવવું. 6. To avenge; to punish:-નું વેર વાળવું;-ને માટે શિક્ષા ક૦-દંડ આપવો.

**Vindication,** ( વિન્ડિકેશન્ ) *n.* 1. Defence ; justification against denial or censure: સાબીત કરી ડપકો ઉડાડી દેવો તે;દોષમોચન;દોષનિવારણ;પ્રતિપાદન;રક્ષણ;પરિશોધન.2. The claiming a thing as one's own:કોઇ પદાર્થ પોતાનો છે એમ કહી દાવો કરવો તે.

**Vindicator,**( વિન્ડિકેટર્ ) *n.* One who vindicates:સાબીત કરી આપી દોષ ઉડાવનાર રક્ષક;સમર્થયિતા.

**Vindicatory,** ( વિન્ડિકેટોરિ ) *a.* 1. Justificatory; vindicative: દોષમોચક;દોષનિવારક; દોષઉડાવનારૂં. 2. Punitory;avenging:શિક્ષારૂપ.

**Vindicative,**(વિન્ડિકેટિવ્ )Vindictive;revengeful:ડસીલું;વેરીલું;ખારીલું;ઝેરીલું;કીનાખોર.

**Vindictive,**(વિન્ડિક્ટિવ્ )*a.* 1. Revengeful; disposed to revenge: વૈરસાધનપર;પ્રતિકારશીલ; કીનાખોર; દ્વેષીલું;ઝેરીલું.2.Punitive:શિક્ષારૂપ.

**Vine**(વાઇન્ )*n.* [L.*vinea*,a vine.] (*Bot.*)(*a*)Any woody climbing plant which bears grapes:દ્રાક્ષલતા;દરાખનો વેલો;દ્રાક્ષી.(*b*) A creeper:વેલો;વેલ;લતા.

**Vinegar,**( વિનીગર્ )*n.* [L. *vinea*, a vine and *acer*,sour.]1.A sour liquid:સરકો;આસવ.2. Anything sour: કાંઇ ખાટો પદાર્થ. *Aromatic* **v.**, strong acetic acid highly flavored with aromatic substances:મસાલાદાર જલદ એસેટીક એ-

સીડ.*vt.*To convert into vinegar; to make like vinegar:સરકા જેવું ક૦;-નો સરકો બનાવવો-ક૦.

**Vinery,**(વાઈનેરિ *n.*1. A vineyard: દરાખને માટે કીધેલો મંડપ-માંડવો:દ્રાક્ષમંડપ;દ્રાક્ષવાટિકા.2. A grapery: દ્રાક્ષને ચઢવા તથા સંભાળને માટે કીધેલો માંડવો.

**Vineyard,**(વાઈન્યાંર્ડ્ )*n.*Any yard for grape vines:જ્યાં દ્રાક્ષ ઉગેછે તે વાડી;દ્રાક્ષનો બાગ:દ્રાક્ષવાટિકા.

**Vinous,**(વાઈનસ્)*a.*Of or pertaining to vine:દ્રાક્ષરસના ગુણનું-વાળું; દ્રાક્ષરસમય;દ્રાક્ષામદ્યધર્મક.

**Vintage,**(વિન્ટૅજ્ ) *n.* 1. The produce of the vine for one season in grapes:દ્રાક્ષનો પાક.2.The time of gathering the crop of grapes: દ્રાક્ષની મોસમ-રૂતુ.

**Vintner,** (વિન્ટ્નર્ ) *n.* [L.*vinum*, vine.] One who deals in wine: દ્રાક્ષનો દારૂ વેચનાર;પીઠાવાળો.

**Viol,Viola,**(વાઇઑલ્-લૅ)*n.*1.(*Mus.*) A kind of musical instrument: એક જાતનું છ તારવાળું સારંગી જેવું વાજીંત્ર.2. (*Naut.*) A large rope sometimes used in weighing anchor:મોટો દોર.

**Violable,**(વાઇયોલેબલ્ )*a.*Capable of being violated: ઉલ્લંઘન કરવા-તોડવા જોગ;ઉલ્લંઘનીય;અતિક્રમણીય.

**Violate,**(વાયોલેટ્ ) *vt.* [L.*violo*, I violate.]1.To abuse:-પર જુલમ ગુજારવો;જબરાઈ-બળાત્કાર ક૦.2. To do violence to; to desecrate; to trench upon;to profane;to break forcibly:-ના અંદર વગર રજાએ ઘુસવું-જવું-આવવું;અપવિત્ર ક૦;ભંગ ક૦;તોડવું;ભાંગવું;-નું ઉલ્લંઘન ક૦; ન પાળવું; પ્રતિજ્ઞાભંગ ક૦;ભ્રષ્ટ-દૂષિત ક૦;-ની વિરૂદ્ધ ચાલવું;વિપરીતાચરણ ક૦; પર પગ દેવો.3.To disturb; to interrupt: હેરાન ક૦;ભંગાણપડવું;ખલલ ક૦;-માં અડચણ-નડતર-ક૦;-માં વિઘ્ન નાંખવું. 4.To ravish;to outrage;to commit rape upon: જબરજસ્તી-બળાત્કાર સંભોગ ક૦;-નીઆબરૂ લેવી-લુંટવી;-પર બળાત્કાર ગુજારવો;-ને બગાડવી.

**Violation,**(વાઈયોલેશન્ )*n.* (*a*) Infringement;transgression;nonobservance:ભંગ;ભંજન;ઉલ્લંઘન;અતિક્રમ;લોપ;લોપન.(*b*) Profanation of sacred things:અપવિત્રી-ભ્રષ્ટીકરણ.(*c*)Disturbance; interruption as of sleep or peace:ખલેલ;ભંજાણ;વિઘ્ન:અડચણ:નડતર:ભંગ.(*d*) Ravishment;rape:બળાત્કાર સંભોગ;બળાત્કાર;જબરજસ્તી;સ્ત્રીદૂષણ;આધર્ષણ.

**Violence,**(વાઈયોલેન્સ્ )*n.*1. Vehemence;force;impetuosity;highly excited action:જોર;વેગ;બળ;જુસ્સો; આવેશ. 2. Profanation; infringement;assault;outrage:જુલમ;જબરજસ્તી;જોરાવરી;બળજોરી;હુમલો;ભંગ;અપમાન;ઉલ્લંઘન: સાહસ; રગડપટ્ટી.3.Ravishment; rape:બળાત્કાર સંભોગ.*To do* **v.***on*,to murder;to attack:-પર તુટી પડવું;પર ઘસારો ક૦;-નું ખુન ક૦;-ને મારી નાંખવું. *To do* **v.***to*,to outrage;to injure: -ને નુકસાન હરકત-ધોકો પહોંચાડવો; -ની વિરૂદ્ધ ચાલવું-વર્તવું.*vt.* 1. To assault;to injure:ફરજ પાડવી:હેરાન કરવું;-જુલમ કરવો.2.To compel:-ને જરૂર-ફરજ પાડવી.

**Violent,**( વાઇયોલેન્ટ્ )*a.*[L. fr. *vis*, force.] 1. Forcible; impetuous; fierce;vehement;furious;severe: પ્રચંડ;જોર-વેગવાળું; જબરૂં; ભારે. 2. Outragious;unauthorized: પ્રબળ;તીવ્ર;ઉગ્ર;કડક; જબ્બર;આવેશી; જુલમ ભરેલું;પ્રચંડ;જબરાઇ-બળાત્કારનું; સાહસિક.*As, to lay* **v.***hands* on: -પર જુલમ ગુજારવો;બળાત્કાર ક૦. 3. Unnatural;abnormal:કવખતનું:કુદરતી નહિ તેવું.*As* **v.***death*:અપમૃત્યુ; કમોત.4.Extreme: અતિશય; અતિઘણું;પુષ્કળ.**V.***presumption*:આસપાસની હકીકતની સાબેતી ઉપરથી નિકળતી બીનાનું અનુમાન.**V.***profits*:ભાડુતને ખાલી કરવાની ચેતવણી આપ્યા પછીના દિવસોમાં ભાડુઆતે લીધેલી ઉપજ.*n.*Assailant:હુમલો કરનાર;જુલમ કરનાર. *vi.* To be violent; to act violently:ખુબ જોર-વેગ-બળ ક૦.

**Violet,**(વાઇયોલેટ્ )*n.* 1.Any plant or flower of the genus viola:એક જાતનું ઝાડ ને તેનું ફુલ;પાટલ.2. The color of a violet: પાટલ ફુલનો રંગ. 3. A bluish purple color:-નીલલોહિત વર્ણ-રંગ; જાંબુડી આશમાની રંગ;વાદળી રંગ;ગળીનો રંગ

**Violin,**(વાઇયોલિન )*n.* ( *Mus.* ) A small instrument with four strings played with a bow:મેઠા સુરની-વિલાયતી સારંગી;રબાબ;પિનાકી.

**Violoncello,**( વાઇયોલોન્સેલ્લો ) *n.* A string instrument of music: સારંગી.

**Viper,**(વાઈપર્ )*n.*1.A kind of the snakes: એક જાતનો ઝેરીસાપ. 2. A dangerous,treacherous person: ખુની-કપટી માણસ; કૃતઘ્ની-અપકારક માણસ;ડંસીલો સાપ.

**Viperous,**( વાઇપરસ્ ) *a.* Having the qualities of a viper:સાપના ગુણવાળું;ઝેરીલું;ખારીલું;ડંસીલું;હિંસક.

**Viragin,Virago,** (વિરૅજીન-વિરૅગો) *n.*1.A female warrior:શૂરવીર સ્ત્રી; શૂરવિરા;વીરાંગના;સ્ત્રી યોધ્ધો.2.A termagant;a vixen:કર્કશા;લડાયક બૈરી;કુહાડો;વાઘેણ;વઢકણી:કેડકણી કુતરી.

**Vire,**(વાઈર્ )*n.*An arrow:બાણ;તીર.

**Virent,**(વાઈરેન્ટ )*a.*Green;not withered:તાજું;લીલું;સુકાઈ નહિ ગયેલું.

**Virescent,**(વાઇરેસ્સેન્ટ્ )*a.*Slightly green;greenish:જરા લીલું; લીલાશ ઉપર હોય એવું.

**Virgin,** ( વર્જીન ) *n.* 1.A maid; a woman who has no carnal knowledge of man: કુમારિકા; પુરૂષ સાથે સંગ નથી થએલો એવી સ્ત્રી;નવોઢા;અક્ષતયોનિ;અવિદ્ધા;અવિદ્ધયોનિ; કન્યા; તરૂણી:અક્ષતા. 2. A person of the male sex who has not known sexual indulgence: સ્ત્રી સાથે કદી પણ સંભોગ ન કર્યો હોય તેવો પુરૂષ; બાળ બ્રહ્માચારી; જેણે કદી સ્ત્રીનું મોંજ ન જોયું હોય એવો પુરૂષ.3.(*Astro.*) Virgo:કન્યા;કન્યારાશિ. 4. A kind of butterfly: એક જાતનું પતંગિયું. 5.A female insect producing eggs from which young are hatched,though there has been no fecundation by a male: નરનો સંગ થયા વગરજ બચ્ચાં નીકળે એવાં ઈંડાં મુકનાર માદા-જીવડું.*The* **v.**, *or the blessed* **v.**, the Virgin Mary:ઇસુખ્રિસ્તની મા કુંવારી મરિયામ.*a.*1.Being a virgin;chaste; maidenly; becoming a virgin: કૌમાર;કુંવારીને યોગ્ય; પવિત્ર; સતિ; પાક: બીજા કોઈએ નહિ અનુભવેલું કે વાપરેલું.2.Pure;unmixed;fresh; new:કોરૂં;તાજું;નવું;અભુક્ત;અમિશ્રિત;શુદ્ધ;નિર્ભેળ;નવુંનકોર; વગર ખેડેલું; કૃષ્ટ;પડતર.**V.***soil*: અણખેડી પૃથ્વી. **V.** *gold*:શુદ્ધ સોનું.3.Impregnant:ગર્ભ ન રહ્યો હોય તેવું.*vi.* To act the virgin;to be chaste: પવિત્ર-શુદ્ધ-ચોખ્ખા રહેવું.

**Virginal,**(વર્જીનલ્ )*a.*Maidenly: કુંવારી કન્યા જેવું-ને છાજતું-છાજે એવું. *n.*(*Mus.*)A musical instrument: સારંગીને મળતું વાજીંત્ર.*vi.* To play

એકે ફેરે આખો લાડવો ન ખવાય.

with fingers:આંગળીએથી વગાડવું.

**Virginity,**(વર્જીનિટિ)*n.*1. Maidenhood:undefiled purity or chastity:કુંવારાપણું;કુમારીત્વ;પુરૂષાસ્પર્શ;સતીત્વ.2.The unmarried life: celibacy:કુંવારી જીંદગી;વાંઢાપણું.

**Virgo,**( વર્ગો) *n.* [L.*virgo*, a virgin.](*Astron.*) A constellation of the zodiac:કન્યારાશી;કન્યા.

**Viridity, Viridness,** ( વિરિડિટિ-વિરિડ્નેસ ) *n.* Greenness; freshness:તાજાપણું;લીલાશ.

**Virile,**(વિરાઇલ્ )*a.*[L.*vir*, a man.] Having the nature, properties or qualities of an adult man; masterful; forceful; capable of begetting:પુરૂષનું;મરદાની:પુરૂષાર્થનું; પુરૂષાતનનું; પુરૂષ સંબંધી-વિષયક; સંતાન ઉત્પન્ન કરે એવું.

**Vírileness,** (વિરાઇલ્નેસ્ ) See Virility.

**Virility,**(વિરિલિટિ)*n.*1.Manliness; developed manhood:પુરૂષત્વ;મરદાઈ;પુરૂષાર્થ:પુરૂષાતન.2.The power of procreation : વિર્યાવનપણું; વીર્યવંતતા;પુરૂષત્વ;ઓજ;જનનશક્તિ;પુરૂષશક્તિ;ચેતના.

**Viripotent,**(વિરિપૉટેન્ટ્ )*a.* Marriageable:પરણવા યોગ્ય-લાયક;વિવાહ યોગ્ય;યુવાન:છોકરાં જણે એવું.

**Virose,**(વિરોઝ્ )*a.* Poisonous: ઝેરી; દુર્ગંધ યુક્ત.

**Virtu,**(વર્ટૂ )*n.* A love of the fine arts: ગાયન; ચિત્રકળા વિ૦ ઉંચા પ્રકારની કળાનો શોખ.

**Virtual,**(વર્ટ્યૂઅલ્ )*a.*1. Potential; energizing:શક્તિમાન;ગુણવાળું: ફળદૃષ્ટિનું. 2. Being in essence or effect,not in fact:વાસ્તવિક;ખરેખર.

**Virtually.**(વર્ટ્યૂઅલિ )*adv.* Practically:ખરૂં પૂછાવો તો;ખરેખર;વાસ્તવિક રીત્યે;વસ્તુતઃ;યથાર્થતઃ;આખરે.

**Virtue,**(વર્ટ્યૂ ) *n.* [L.*vir*, a man.] 1. Manly strength or courage; courage;bravery:હિંમત;બાહાદુરી;શૌર્ય;મરદામી;મરદાઈ.2.Energy; efficacy,strength; potency:પ્રતાપ;આધાર;અધિકાર;સત્તા;ગુણ;પ્રભાવ; શક્તિ;બળ;સામર્થ્ય.3.Energy or influence operating without contact of the material or sensible substance:સ્પર્શ વગર ઉત્પન્ન થયેલી શક્તિ.4.Value;merit;worth; excellence; meritoriousness: ગુણ; ધર્મ;ગુણાંશ;કસ;દમ;સત્વ;તેજ;રસ.5. Moral excellence;purity of soul; integrity of character:ગુણ; સુગુણ;સદ્‌ગુણ:સુલક્ષણ;નેકી;નીતિ; પુણ્યાચરણ;ધર્માચરણ; સદાચરણ; સદાચાર; સુકૃત;તપ;ભલાઈ.*Path of* **v.**: પુણ્યમાર્ગ;ધર્મમાર્ગ;સન્માર્ગ.6.A particular moral excellence:નીતિ;પરહેજી.7.Specifically,chastity:purity;virginity:સ્ત્રીઓનું પતિવ્રતપણું: નેકી;પાકી: કુંવારાપણું; અવિદ્વાવસ્થા. *By* **v.***of*, through the force of: -ના પ્રતાપે;-ના લીધે:-ની રૂઈએ;પરત્વે. *Latent* **v.**:મર્મ.**V.***s* & *vices*:ગુણાગુણ;ગુણદોષ. *To make a* **v.** *of a necessity*: બળતું ઘર કૃષ્ણાર્પણ ક૦; પડીગયાતો કહે પ્રણામ કર્યા.

**Virtuoso,** ( વર્ટ્યૂઓસો )*n.* 1. One skilled in fine arts:કળા-હુન્નરમાં પ્રવીણ માણસ.2.A brilliant concert player: વાજું વગાડવામાં હુંશિઆર-કુશળ-પાવરધો માણસ.

**Virtuous,**(વર્ટ્યૂઅસ )*a.* 1. Possessing or exhibiting virtue:ગુણવાળું.(*a*)Valorous;brave:બહાદુર;હિમ્મતવાન;શૂરવીર;પરાક્રમી.(*b*)Efficacious;potent:સમર્થ; ગુણવાળું;ગુણકારી; રોગહર-હારી; રોગાંતક;ઔષધોપયોગી.(*c*)Upright;pure;righteous:નેક;પાક;સદાચરણી;સત્યાચરણી; પુણ્યવાન;પુણ્યવંત:પુણ્યશીલ;પુણ્યાત્મક;પુણ્યપરાયણ;પુણ્યમાર્ગી;સત્વશીલ;ધર્મશીલ;ધર્મી; ધર્મિષ્ઠ;ધાર્મિક; ધર્મજ્ઞ:ધર્મવાન્;ભલું;સુકર્મી; સુકૃતી. *A* **v.** *man*:પુણ્યાત્મા;પુણ્યપ્રાણી; સજ્જન; ધર્માત્મા; ધર્માવતાર; ગુણનિધાન. 2. Chaste;pure:સતિ;સાધ્વી; પતિવ્રતા;શુદ્ધ;અનવિદ્ધ.

**Virulence-cy,**(વિરૂલેન્સ-ન્સિ)*n.* 1. Poisonousness;malignancy: કરડાપણું:જીવ લે એવું હોય તે;ઝેર.2.Extreme bitterness:કટ્ટોદ્વેષ; ડંશ;ડંખ;તીવ્રતા;ક્રૂરતા;હડહડતાપણું.

**Virulent,**( વિરૂલેન્ટ્ )*a.* [L. *virus*, poison.]1.Extremely poisonous: પ્રાણનાશક:ઝેરી:જીવ લે એવું:પ્રાણઘાતકહારી.2. Very bitter in enmity; malignant : ઉગ્ર;તીક્ષ્ણ;કડું;ઝેરીલું; દ્વેષીલું; ડંશીલું ;હડહડતું.

**Virus,**(વાઈરસ્ )*n.*1.Poison: ઝેર;ઝેરી પદાર્થ.2.Any morbid corrupting quality in intellectual or moral condition:ચેપ;પારા.

**Vis,**(વિસ્ )*n.*Power;force;energy: બળ;શક્તિ;જોર;દમ;કસ;સત્વ;જુસ્સો.

**Visage,** ( વિઝેજ્ ) *n.* [L.*video*, I see.] The face, countenance or look of a person or an animal:ચેહેરો:સુરત;મ્હોં;મુખમુદ્રા;શિકલ;વદનાકૃતિ.

**Visard,**(વિઝાર્ડ )*n.* A mask:બુરખો. *vt.*To mask:બુરખો નાંખવો.

**Vis-a-vis,** ( વિ-ઝાવી ) *n.* 1. One who faces another in dancing: નાચમાં જે એકના સામો બીજો નાચે છે તે. 2. A carriage in which two persons sit face to face:સામાસામી બેઠકવાળી ગાડી. *adv.* Face to face:સામા સામી.

**Viscera,**(વિસેરે) *n.pl.* of **viscus**. [L.*viscus*,an entrail.] The entrails;the bowels:આંતરડાં.

**Viscid,Viscous,**(વિસિડ્ ,વિસ્કસ્ ) *a.*Sticky;clammy:ચીકણું;ચોંટી જાય એવું;સ્નિગ્ધ;ચિકટું.

**Viscidity,Viscosity,** (વિસિડિટિ-વિસ્કૉસિટિ) *n.* Stickiness:ચીકાશ; ચીકણાપણું:સ્નિગ્ધતા;ચિક્કટ-ટાશ-પણું.

**Viscount,**(વાઈકાઉન્ટ્ )*n.*1.(*O.Eng. Law.*)The sheriff of the country:પ્રગણાનો શેરીફ.2.A nobleman of the fourth rank next in order below an earl and next above a baron: અર્લથી ઉતરતી પદવીનો અમીર-વાઇકાઉન્ટ.

**Vishnu,**(વિશ્નુ)*n.*(*Hindoo Myth.*) A divinity of the modern Hindoo:વિષ્ણું:ભગવાન્.

**Visibility,** ( વિઝિબિલિટિ ) *n.* The quality or state of being visible: ઉઘાડાપણું;દૃશ્યતા;દૃષ્ટિગોચરતા; દૃષ્ટિવિષયતા.

**Visible,**(વિઝિબલ્ )*a.*1.Capable of being seen; perceptible:પ્રગટ;દૃશ્ય:દૃષ્ટિગોચર;દૃષ્ટિગમ્ય;દ્રષ્ટવ્ય;લોકનીય;નજરે પડતું;દેખાય એવું.2. Open; apparent;conspicuous: ખુલ્લું;ઉઘાડું;પ્રકટ;પ્રત્યક્ષસિદ્ધ:પ્રત્યક્ષ;સુપ્રકાશ.

**Vision,**(વિઝ્હન્ )*n.*[L.*video*,I see.] 1. Actual sight:નજરે પડવું તે;પ્રત્યક્ષ દર્શન. 2. (*Physiol.*) The faculty of seeing;sight:જોવાની શક્તિ;દૃષ્ટિ;ચક્ષુરિંદ્રિય.3.That which is seen;an object of sight:દૃષ્ટિવિષય.4. An apparition;a phantom;a specter:છાયા;આભાસ; ઓળો;પડછાયો.5.A creation of fancy:કલ્પિત વસ્તુ-ચીજ;તુરંગ;માયા;મન:સૃષ્ટિ;કલ્પના;સ્વપ્ન.*vt.*To dream: સ્વપ્નું આવવું.

**Visionary,** (વિઝ્હનેરિ) *n.* 1. One who sees visions or phantoms: તુરંગબાજ;શેખચલ્લી; મનના તુરંગોમાં

' Vain complements are mere equivocations:

મગ્ન રહેનાર. 2. A day dreamer; one who builds castles in the air: હવામાં કિલ્લા બાંધનાર;બકરીને ઉંટ જ-ણાવનાર;શેખચલ્લી;તુરંગબાજ.*a.*1. Of or pertaining to a vision:સ્વપ્નાને લગતું;સ્વપ્નમય. 2. Affected by phantom:વિચારમાં ઉતરી પડતું. 3. Fanciful;imaginary:મનોકલ્પિત; સ્વપ્નવતુ;ખોટું;માનસિક;અવાસ્તવિક; કાલ્પનિક.

**Visit,**(વિઝિટ્)*vt.* [L.*video*,I see.] 1. To go or come to see; to attend;to call upon:-ને મળવા જવું-આવવું;-ની મુલાકાત કo-લેવી;જોવા-એસવા-મળવા જવું.2.To examine;to inspect:તપાસવા-જોવા જવું;-ની તપાસ કo. 3. (*Script.*)To appear before:પાસે હાજર થવું;-ને મળવું-પ્રાપ્ત થવું;-પર ઉતરવું. *vi.* To make a visit or visits:મુલાકાત લેવી-કરવી; મળવા જવું.*n.* 1.The act of visiting or going to see a person or thing:જોવા જવું-આવવું તે;બીજાને મળવા જવું તે;મુલાકાત; ભેટ;દર્શનયાત્રા. 2.Examination;visitation:તપાસવા-જોવા જવું તે;સાક્ષાત્કાર;પધારણી; તપાસણી.

**Visitant,**(વિઝિટન્ટ્) *n.* A guest;a visitor:પરોણો;મિજમાન; મહેમાન; મળવા જનાર;અભ્યાગત; ગૃહાગત. *a.* Visiting:મુલાકાત લેતું-કરતું;મળવા જતું.

**Visitation,** (વિઝિટેશન્)*n.* [L.*video*,I see.]1.The act of visiting; access for examination:મળવા જવું તે. 2. The act of a superior who visits:તપાસણી;તપાસ.3.The object of a visit: દર્શન હેતુ-વિષય. 4.(*Internat.Law.*)The act of a naval commander who visits a vessel belonging to another nation for the purpose of ascertaining her character and object but without claiming a right of searching a vessel:નૌકાધિપતિનું પરાયા વહાણની તપાસ માટે તે વહાણપર જવું-ગમન. 5.Retribution;Judgment : કયામત ; દુર્વિપાક. 6.(*Eccl.*) A festival in honor of the visit of the virgin Mary to Elizabeth: જ્યોનની મા એલીઝાબેથની કુંવારી મરિયામે મુલાકાત લીધેલી તે નિમિત્તે પળાતો ઉત્સવ.

**Visitor,**( વિઝિટર )*n.* 1. One who visits:મળવા-મુલાકાત લેવા આવનાર-માણસ.2.A superior who makes formal visit of inspection: દેખરેખ રાખનાર;ઉપરી;જોવા આવનાર;ચોકશી રાખનાર.

**Visnomy,** ( વિઝ્નૉમિ ) *n.* Face; countenance: ચ્હેરો;શિકલ; મુખમુદ્રા;મુખાકૃતિ.

**Visor-Vizard,** ( વિઝૉર્-વિઝર્ડ્ ) *n.* 1.A part of a helmet arranged so as to lift or open,and so show the face:બખ્તરનો જે ભાગમ્હોં ઉપર આવેલો હોય અને મોં બતાવવા માટે આઘો પાછો થઈ શકે તેવો ભાગ;મ્હોડું;મુખટોપ.2.A mask:બુરખો; મુખવટો; વેશ. 3. The fore-piece of a cap: ટોપીનો આગળ નીકળતો ભાગ-કિનાર.

**Vista,**(વિસ્ટૅ)*n.* [L.*video*,I see.]A view ; the trees or other objects that form the avenue:બન્ને તરફ ઝાડો આવી રહ્યાં હોય તેવો રસ્તો; કુંજ;કુંજગલિ;તરૂપંક્તિ-શ્રેણી;વીથિ.

**Visual,**(વિઝ્યુઅલ્ )*a.* 1.Used in sight;of or pertaining to sight: દૃષ્ટિ-જોવાની ઈંદ્રિ સંબંધી-વિષે-નું;દૃષ્ટિવિષયક;ચાક્ષુષ;ચક્ષુરિંદ્રિય સંબંધી-વિષયક.2.Visible:દેખાય એવું;દૃશ્ય. **V.** *cone*:દૃષ્ટિબિંદુમાં જેનું શિરોબિંદુ હોય એવી શંકુ આકૃતિ.**V.***point*:દૃષ્ટિકિરણ સંપાત બિંદુ.**V.***plane*: દૃષ્ટિબિંદુમાં પસાર થતી સપાટી. **V.** *ray* : દૃષ્ટિકિરણ.

**Vital,**(વાઇટલ્ )*a.*[L.*vita*,life. ] 1. Belonging or relating to life:જીવવાળાનું-ના જેવું; જીવ-પ્રાણ વિષયક-સંબંધી.2.Necessary to life;contributing to life:જીવનરક્ષક; જીવને ઉપયોગી;જીવને માટે જરૂરનું;પ્રાણરક્ષક; જીવન સાધક.*Do the heavens afford him* **v.***food*?:સ્વર્ગમાં એને પ્રાણરક્ષક આહાર મળે છે?3.Containing life; living:જીવતું;જીવવાળું;પ્રાણભૃત; સજીવ.4.Being the seat of life;mortal:જે બગડવાથી-જેમાં વાગવાથી જીવ ન રહે-જીવ જાય તેવું;માર્મિક;મર્મ.As *a* **v.***part*:મર્મ;મર્મસ્થાન;મર્મસ્થળ; પ્રાણસ્થાન;નાજુક ભાગ.5.Very necessary;essential:અગત્યનું; આવશ્યક; અંગભૂત;જરૂરી:જરૂરનું.6.Viable:જીવે તેવું.**V.***air*,oxygen gas:પ્રાણવાયુ. **V.***capacity*,the breathing capacity of the lungs:ફેફસાંઓની શ્વાસ લેવાની શક્તિ.**V.***functions*:જીવનાવશ્યકધર્મો.**V.***statistics*:આયુષ્ય મર્યાદાનું પરિમાણ.**V.***principle*:જીવાત્મા;પ્રાણાત્મા.*n.*A vital part:મર્મસ્થાન;મર્મસ્થળ;પ્રાણસ્થાન.

**Vitality,**(વાઇટૅલિટિ)*n.*Vital force; animation;the principle of life: જીવનશક્તિ;ચેતના;જીવ;ચૈતન્ય; પ્રાણ-જીવ-શક્તિ;ઓજ;જીવન;પ્રાણ;વિર્યશક્તિ.

**Vitals,**(વાઇટલ્સ્ )*n* 1.Organs that are necessary for life: મર્મ; મર્મસ્થાન; સુંવાળી-કુમળી જગા. 2. The part essential to the life:આવશ્યક અંગ;થાંભલો;પાયો;મૂળાધાર.*The* **V.***s of public body*:જનસમાજનોપાયો.

**Vitellus,** ( વાઇટેલસ )*n.* The egg yolk:ઇંડામાંહેની દાળ-પીળોભાગ-જરદી.

**Vitiate,**(વિશિએટ્ )*vt.*[L. *vitium*, fault, defect.] 1. To impair; to spoil;to contaminate:ભ્રષ્ટ-ખરાબ કરવું;દૂષિત-મલિન-ઝેરી કo;બગાડવું;દૂષણ દેવું;ખોડ-ખામી-એબવાળું કo.2. To annul; to make void: બાતલ-નિરર્થક-રદ-વ્યર્થ કo. As,*fraud* **v.***s a contract*: દગાથી કરાર રદ થાય છે.

**Vitiation,**(વિશિએશન્ )*n.* Depravation;corruption;invalidation: બગાડ;દૂષણ;ભ્રંશન;અનીતિ.

**Vitilitigate,**(વિટિલિટિગેટ્ )*vt.* [L. *vitium*,vice,and *litigo*,I quarrel. ] To contend in law cavilously:કાયદામાં વગર કારણે રકઝક કo.

**Vitreous,**(વિટ્રીઅસ્)*a.*[L.*vitrum*, glass.]1.Glassy:કાચનું;કાચના જેવું. 2.Derived from glass: કાચમાંથી મળતું-ઉત્પન્ન થતું.

**Vitrificate**,(વિટ્રિફિકેટ્ )*vt.*To convert into glass:કાચ બનાવવો-કરવો.

**Vitrify,** ( વિટ્રિફાઈ ) *vt.* To convert into glass:કાચ બનાવવો; કાચ જેવું બનાવવું.*vi.*To become glass: કાચ જેવું થવું-થઇ જવો.

**Vitriol,**(વિટ્રિઑલ્ )*n.*(*Chem.*) (*a*) A sulphate of any one of certain metals:તાંબુ,લોઢું,જસત વિગેરેગંધકના તેજાબના મિશ્રવાળો પદાર્થ. (*b*) Sulphuric acid:તેજાબ;સલ્ફ્યુરીક એસીડ.*Blue* **v.**:મોરથુથુ; તામ્રગર્ભ નીલાંજન.*Green* **v.**:હીરાકશી;ધાતુશેખર.*White* **v.**,zinc sulphate: ખાપરિયું.

**Vituperate,**(વાઇટ્યૂપેરેટ્ ) *vt.* [L. *vitium*, fault & *paro*, I set in order. ] To find fault with; to scold:ઠપકો દેવો;દોષ મુકવો; આક્ષેપ કo;અપવાદ દેવો-ચઢાવવો;નિંદવું.

**Vituperation,** (વાઇટ્યૂપેરેશન્ ) *n.* Blame:ઠપકો;દોષ મુકવો તે; આક્ષેપ; આળ;અપવાદ.

**Vituperative,** (વાઇટ્યૂપેરેટિવ્ )*a.*

Scolding;abusive:ઠપકા ભરેલું;દોષ મુકવાને અર્થે કરેલું;આક્ષેપક; અપવાદાત્મક;નિંદક;નિંદાત્મક.

**Vivacious,** (વાઇવેશિઅસ્) *a.* [L. *vivo*,I live.] 1.Long lived:લાંબા આયુષ્યવાળું; દીર્ઘાયુષી. 2. Lively; merry:આલ્હાદ;ચંચળ;ચપળ;ઉલ્લાસી; પ્રફુલ્લ;ઉત્સાહી.3.Perennial:બારમાસી.

**Vivacity,**(વાઇવૅસિટિ)*n.*1.Tenacity of life;vital force:દીર્ઘાયુષ્ય;જીવનશક્તિ.2.Life; animation; liveliness;sprightliness: ઉત્સાહ; તેજસ્વિતા;ઓજ;ઉલ્લાસ;ઉલ્લાસવૃત્તિ;આનંદવૃત્તિ;તેજ:નુર:તેજી;પ્રફુલ્લતા; ચપળતા; ચંચળતા;ચાલાકી;છટા;સરસતા.

**Viva,voce,**(વાઇવ,વૉસી)*a.* Orally: મોઢેથી;મોઢાની (પરીક્ષા).

**Vivers,** ( વાઇવર્સ્ ) *n.* Provisions; victuals:ખોરાક;અન્નભોજન;ખાણું.

**Vivid,**(વિવિડ્)*a.*[L.*vivo*,I live.]1. Animated; bright; true to the life; intense;strong:જુસ્સાવાળું; ઝપાટાવાળું;ભભકાદાર;ચળકતું;લખલખતું;તેજસ્વી;જ્વાજલ્યમાન; તેજ.2. Lively;sprightly: જાગરૂત; ચંચળ; આબેહુબ;પ્રતિરૂપ;સુસ્પષ્ટ;પરિસ્ફુટ.

**Vividness,**(વિવિડ્નેસ્)*n.*Sprightliness;liveliness:આબેહુબપણું;ભભક;ચળકાટ;સુસ્પષ્ટતા.

**Vivificate,** (વિવિફિકેટ્ ) *vt.* 1. To revive;to animate:જીવ ઘાલવો:જીવ આપવો:સજીવન કરવું:સજીવ ક૦;સચેત ક૦;-માં ચેતન મુકવું.2.(*Chem.*) To reduce:માં આણુવું લાવવું;-ના રૂપમાં લાવવું.

**Vivify,**(વિવિફાઇ)*vt.* To animate; to endue with life: સજીવન કરવું; જીવ ઘાલવો;-માં ચેતન મુકવું:સજીવ ક૦.

**Vivification,**(વિવિફિકેશન્ ) *n.* 1. Revival;restoration of life:સજીવન કરવું તે:સજીવન:ચેતના; ચૈતન્ય.2. (*Physiol.*) One of the changes of assimilation:ચેહેરાનો ફેરફાર.

**Viviparous,** (વાઇવિપેરસ્ ) *a.* [L. *vivo*,life & *pario*, I produce. ] (*Biol.*) Producing young in a living state:સચેતન અચ્ચાંજણે એવું;જણનારૂં;જરાયુજ;સચેતનપ્રજ.

**Vixen,**(વિક્સેન્)*n.*1.A female fox: શિયાલણી-વી.2.A cross illtempered woman:શંખણી;કર્કશા;કભારજા; ચંડી;કલહપ્રિયા;પીળોલી.

**Viz,**(વિઝ્)*adv.*That is;namely:તે એ કે;એટલે;તે આ.

**Vizier,**(વિઝીર્)*n.* A councillor of state:પ્રધાન;મંત્રી:વજીર:દિવાન.

**Vocable,**(વૉકેબલ્ ) *a.* [L. *voco*, I call.]A word;a term; a name : બોલ:શબ્દ;નામ;વર્ણ સમૂહ;વાચક.

**Vocabulary,** (વૉકૅબ્યૂલરિ) *n.* 1. A word-book;a dictionary or lexicon:ન્હાનો શબ્દકોષ;શબ્દસંગ્રહ;શબ્દસમૂહ;ફરહંગ;શબ્દજાલ.2.A sum of stock of words employed: શબ્દસમૂહ-કોષ.

**Vocal,**(વૉકલ્)*a.*[L.*voco*,I call.]1. Of or pertaining to the voice or speech;having voice;endowed with voice: જેને વાચા છે એવું; બોલતું; વાણીયુક્ત; વાણી વિશિષ્ટ:વાગ્યુક્ત.2.Oral:મોઢાનું; મ્હોંએ ગાવાનું-ગાએલું;વાણીજાત:વાણીનું; વાચિક. 3. Sonant;sonorous:સુસ્વર;મધુર. 4. (*a*)Intonated;voiced : કંઠ્ય. (*b*) Vowel:સ્વરનું. **V.** *music*, music made by the voice: મ્હોંએ ગાએલું ગાયન;કંઠગીત.*n.*1. (*Phon.*) A tonic element;a tonic:કંઠસ્વર.2. ( *R.C.Ch.* ) A man who has a right to vote in certain elections: કેટલીક ચૂંટણીમાં મત આપવા હક્ક ધરાવનાર.

**Vocalist,**( વૉકલિસ્ટ્ )*n.*A singer : ગવૈયો;ગાનારો.

**Vocalize,**(વૉકલાઇઝ્)*vt.*1.To make vocal:બોલતું કરવું. 2. To practice singing on the vocal sounds: કંઠસ્વરથી ગાવું.

**Vocally,**(વૉકલિ)*adv.*Orally: મોઢેથી;વાણીથી;શબ્દદ્વારા.

**Vocation,**(વૉકેશન્)*n.*[L. *voco*, I call.]A call;a summons:તેડું;આમંત્રણ.આહ્વાહ્ન.2.Calling; occupation; trade; profession: ધંધો; રોજગાર;ઉદ્યોગ;કામ;વ્યવસાય; વૃત્તિ; વ્યાપાર.3. (*Theol.*) The bestowment of God's distinguishing grace upon a person:ઈશ્વરનો અનુગ્રહ;તારણ.

**Vocative,**(વૉકેટિવ્ )*n.* [L. *voco*, I call.]Vocative case:સંબોધન;આઠમી વિભક્તિ. *a.* Appellative: સંબોધન.

**Vociferance,** ( વૉસિફરેન્સ્ ) *n.* Noise;clamor:બુમ;ઘોંઘાટ; અવાજ; ધાંધલ;કરાહોળ;બુમરાણ.

**Vociferant,**(વૉસિફરેન્ટ્ )*a.* Noisy; clamorous:ઘોંઘાટવાળું; કરાહોળિયું; ધાંધલિયું.

**Vociferate,**(વૉસિફરેટ્)*vt.*To shout out:બુમ મારવી;બુમ પાડવી;બુમાબુમ કરી મુકવી; ઘાંટો પાડવો; પોકાર ક૦. *vi.* To bawl; to cry : બુમ પાડવી; ઘાંટો પાડવો.

**Vociferation,**(વૉસિફરેશન્ ) *n.* A violent outcry:બુમાબુમ; કોલાહોલ;પોકાર;ઘોંઘાટ;આક્રોષ;આરેડો.

**Vociferous,** (વૉસિફરસ્ ) Clamorous; noisy : બુમાબુમ પોકાર કરતું-વાળું;સકોલાહલ;ધૂમ મચાવતું.

**Voe,**(વો)*n.*An inlet bay or creek: અખાત;ખાડી;વાંક;ખાંચો.

**Vogue,**(વોગ્ )*n.*1.The way or fashion of people at any particular time;temporary mode, custom or practice:ચાલ; વહેવાર; રૂઢિ;વહિવટ;પ્રચાર;વ્યવહાર;પ્રવૃત્તિ;રીતિ:પદ્ધતિ.2.Power;sway:સત્તા; શક્તિ:અધિકાર.

**Voice,**(વૉઇસ્ )*n.* [L. *vox*, *vocis*,a voice.]1.Sound uttered by the mouth:અવાજ;શબ્દ:સ્વર;ઘાંટો; કંઠ; કંઠધ્વનિ; કંઠરવ; ગળું. *Broken or hourse* **v.**: ખોખરો અવાજ; ફુટલું ગળું.*Change* of **v.**:સ્વર ભેદ;ધ્વનિવિકાર.*Effeminate unmanly* **v.**: ઝનાનીકંઠ.*Sweetness of* **v.**:કંઠમાધુર્ય.2.(*Phon.*)Sound of the kind or quality heard in speech or song in the consonants *b*, *v*, *s*, etc.,and in the vowels;tone:સ્વરિત ધ્વનિ.3. The tone or sound emitted by anything:નાદ;અવાજ;ધ્વનિ.4.The faculty or power of utterance:વાણી;વાચા.5. Language;words;speech:ભાષા;શબ્દ; બોલી;ઝબાન;ઉદ્ગાર.6. Opinion; a vote;judgment:આપેલો વિચાર-મત-અભિપ્રાય; ચલણ; મત આપવાનો અધિકાર.7. Command; precept: આદેશ:ફરમાન;હુકમ;આજ્ઞા;વાણી. 8. One who speaks;a speaker:બોલનાર;વક્તા.9. (*Gram.*) A particular mode of inflecting or conjugating verbs:ભેદ;વાચ્ય.*Active* **v.**, that form of the verb by which its subject is represented by it:મૂળભેદ;કર્તૃવાચ્ય.*Passive* **v.**: સહભેદ; કર્મણિવાચ્ય; ભાવવાચ્ય. *With one* **v.**,unanimously:સર્વાનુમતે.*vt.*1. To utter;to publish: બોલવું;જાહેર કરવું;સ્વરોચ્ચાર ક૦; ઉચ્ચાર કાઢવો.2.(*Phon.*) To utter with vocal tone:ગળાથી બોલવું;કંઠથી બોલવું. 3. To regulate the

Venture upon nothing till you have well considered the ends :

tone of:-ના સૂર ગોઠવવા.4.To vote; to elect;to appoint:-ને નિમવું;ચૂંટવું;-ની ચૂંટણી કo;-ને માટે મત આપવો.

**Voiceless,** ( વૉઈસ્લેસ્ ) *a.* Silent: dumb;mute: મૂગું; ચૂપ;કંઈ બલાનુ નહોય-જેનું કોઇ સાંભળતું નહોય એવું.

**Void,** (વૉઇડ્ )*vt.*[L.*vaco*,I am empty.]1.Empty;vacant: ખાલી; ઠાલું;શૂન્ય; રિક્ત. 2. Having no incumbent;unoccupied: ખાલી; ભર્યા વગરનું.3.Destitute;free;wanting:રહિત;શૂન્ય;વગરનું;હીન 4.Ineffectual;vain:રદ બાતલ:નિરર્થક;નકામું;ફોકટ;વૃથા;પોકળ.5.Destitute of mind or soul:નિશ્ચેતન:અચેત; જડ. 6.(*Law.*)Null:રદ; બાતલ: નિરર્થક. *n.* Any empty space; vacuum: ખાલી જગ્યા;શૂન્ય;આકાશ.*vt.* 1. To quit;to leave:છોડી-મુકી દેવું: જગાએથી ઉઠવું;ત્યજવું;વર્જવું;ખાલી કo. 2. To discharge;to emit;to evacuate:ખાલીકરવું;બહાર કાઢવું;ઉત્સર્ગ કo; હગીને કાઢવું;હગવું.3. To annul; to nullify;to render void: બાતલ-રદ નિષ્ફળ કo;નિરર્થક કo; તોડવું; નકામું કરી નાંખવું;-નું ઉલ્લંઘન કo.*vi.*To be emitted or evacuated:બહાર નીકળવું;ખાલી થવું.

**Voidable,**(વૉઇડેબલ્ )*a.*1. Capable of being evacuated: ખાલી-શૂન્ય થવા જેવું. 2. (*Law.*) Capable of being avoided or confirmed:નિરર્થક-રદ્દ-બાતલ થઈ શકે તેવું;વિવર્જનીય;પરિત્યક્તનીય.

**Voiture,**(વૉઈટ્યૂર્ )*n.* A carriage: ગાડી;બગી;રથ;વાહન.

**Volant,**(વૉલૅન્ટ્ )*a.*[L. *volo*, I fly.] (*a*) Flying: ઉડતું; પાંખો ફફડાવતું. (*b*)Current:ચાલતું;ચલણમાં; પ્રવર્તમાન.2.Active;rapid:ચંચળ;ઝડપવાળું;ચાલાક;ત્વરિત.3.[*Her.*] Having the wings spread:ઉડતુંબેસારેલું-કોતરેલું-કાઢેલું.

**Volatile,**(વૉલૅટાઇલ્ )*a.* [L. *volo*, I fly.]1.Flying:જલદીથી ઉડી જાય તેવું; ઉડતું. 2. Subject to evaporation:હવામાં ઉડી જાય એવું;ફપટી-ઉડી જાય એવું;વાયુપરિણામી;વાયુપરિણામશીલ.3.(*a*)Lively : ચંચળ; ચપળ; છિછોર.(*b*)Fickle:ચલિત;અસ્થિર;અદૃઢ;ચંચળ પ્રકૃતિનું.*n.*A winged animal;wild fowl;game:શિકારનાં પક્ષી.

**Volatility,**(વૉલૅટિલિટિ) *n.* Fickleness;changeableness:ઉડી જાય એવો ગુણ;વાયુપરિણામિતા;ચંચળપણું; ચપળતા;અસ્થિરતા;છિછોરી; ચાંચલ્ય; ચાપલ્ય.

**Volatilize,** ( વૉલૅટિલાઇઝ્ ) *vt.* To cause to pass off in vapour:વાયુરૂપે ઉડી જાય એમ કo.

**Volcanic.**(વૉલ્કૅનિક્ )*a.*1.Of or pertaining to a volcano:જ્વાળામુખીનું-વિષે-સંબંધી-વિષયક.2.Produced by a volcano:જ્વાળામુખીથી ઉત્પન્ન થયેલું. 3. Changed by the heat of a volcano:જ્વાળામુખીના તાપથી વિકાર પામેલું-બદલાયેલું.

**Volcano,**(વૉલ્કેનો)*n.*[L.*Vulcanus*, Vulcan the God of fire.](*Geog.*) A mountain or hill usually more or less conical in form from which larva,cinders,steam,sulphur,gases and the like are ejected:બળતો પહાડ;જ્વાળામુખી પર્વત.

**Volition,**(વૉલિશન્ ) *n.* [L.*volo*, I will.]The act of willing or choosing:મનનો સંકલ્પ; ઇચ્છા-નું મન કo તે.A state of choice: ઇચ્છાનું પરિણામ.3.Will;choice; preference: મરજી;ઈચ્છા;સંકલ્પ.

**Volley,**(વૉલિ)*n.*1.[L.*volo*,I fly.]1.A flight of missiles,as arrows,bullets or the like:બાણ-તીરોનો મારો;સામટો માર.2.A burst of many things at once:વૃષ્ટિ;વરસાદ; પાત. 3.(*a*)(*Tennis*)A return of the ball before it touches the ground: ફુલ દડી જમીનને અડકે તે પહેલાં પાછી કાઢવી તે.*On the* **v.**,at random:ગમે તેમ;વગર વિચારે; નિશાન-નેમ-ચોટ વગર.**V.***gun*,a gun with several barrels:ઘણી ગોળીઓથી ભરેલી ઘણી નળીઓ વાળી બંદુક. *vt.* To discharge with a volley:એકદમ છોડવું. *vi.* 1. To be discharged at once:એકદમ છૂટવું-ફુટવું.2 (*a*)(*Tennis*) To return the ball before it touches the ground: ફુલ દડી ભોંયે અડકતા પહેલાં પાછી મારવી.

**Volubility,** (વૉલ્યૂબિલિટિ) *n.* The quality or state of being voluble:તડાતડ જવાબ દેવા તે;વાક્પટુતા; વાક્ચાપલ્ય;જબેફરાશી;ચાપલુસી.

**Voluble,**(વૉલ્યૂબલ્ )*a.* [L.*volvo*, I roll.]1.Apt to roll;rotating:ગબડી જાય એવું;ગબડતું; ફરતું;ભ્રમણ કરતું. 2. Glib;of rapid speech;nimble in speaking:શબ્દો ઉપાડયા જાય એવું; છટાબંધ બોલનાર; વાચાલ; જબેફરાશ; ચપલજિહ્વ;લાંબી જીભવાળું;કરકડાટ; કાતરની પેઠે જીભ ચલાવનાર.3.Unstable;fickle:ચલિત; અસ્થિર;અદૃઢ. 4.(*Bot.*) Having the power of twining:વિંટાવાની શક્તિવાળું;વિંટાતું.

**Volume,**(વૉલ્યૂમ્ )*n.* [L. *volvo*, I roll.]1.A roll;a scroll:વિંટો;ગોટો. 2.A part of the work;a book;a tome:પુસ્તક;ગ્રંથનો ભાગ;વિભાગ;ગ્રંથ;ખંડ.*It speaks* **v.**s, *in his favour*:એથી એને ઘણીજ શાબાશી ઘટે છે;એના લાભમાં સારું સરટીફીકેટ આપવા જેવું છે;વખાણને પાત્ર છે;એ બધી વાત એના લાભમાં જાય છે.3.A roll; a turn;a coil;a convolution:ગોટો; ગોળો;લોઢ;જ્યોત; આવલી;રાશિ;સંહતિ.4.Mass;bulk:કદ;વિસ્તાર;ઘનફળ.

**Voluminous,**(વૉલ્યૂમિનસ્ ) *a.* Of or pertaining to volume:ગ્રંથનું-વિષે-લગતું.(*a*)Consisting of many folds,coils or convolutions:ઘણી ગુંચવાળું.(*b*)Large:મોહોળા લખાણવાળું;વિસ્તીર્ણ; વિસ્તારમય;વિષદ. (*c*) Consisting of many books:ઘણી ચોપડીઓ એકઠી હોય એવું;બહુ પુસ્તકોવાળું.(*d*)Copious;diffuse:જબરું; ભારે;બહુ પુસ્તકો લખ્યાં હોય તેવું;બહુ લેખક.

**Voluntary,**(વૉલન્ટરિ) *a.* [L. *volo*, I will.] 1.Proceeding from the will:ઇચ્છા-મરજીથી ઉત્પન્ન થયેલું; ઈચ્છાભૂત.2.Acting of oneself;free; spontaneous: સ્વેચ્છા-મરજી પ્રમાણે ચાલનાર-કરનાર; સ્વતંત્ર; સ્વેચ્છાધીન; સ્વેચ્છાચારી; ઇચ્છાપુરઃસર; ઈચ્છાપૂર્વક. 3. Intended; intentional; purposed:જાણી જોઇને કીધેલું;સંકલ્પપૂર્વક; બુદ્ધિપૂર્વક;સંકલ્પકૃત. 4. (*Physiol.*) Subject to the will:સ્વેચ્છાધીન:ઈચ્છાનુસાર;ઈચ્છાવશ;સ્વવશ.5.Endowed with the power of willing: ઈચ્છા શક્તિવાળું.6. (*Law.*) Free; without compulsion:પોતાની મરજીથી કરેલું;વગર દબાણનું;સ્વેચ્છાપૂર્વક.7.(*Eccl.*) Of or pertaining to voluntaryism:લોકો તરફથી-ની મદદના મતસંબંધી.*n.*1.Volunteer:પોતાની ખુશીથી ચાકરી કરનાર; વૉલન્ટીઅર;સ્વેચ્છાસૈનિક.2.(*Mus.*)A piece played by musician according to his fancy: ગવૈઓ પોતાની મરજી પ્રમાણે જે ચીજ ગાય તે ચીજ.

**Volunteer,** (વૉલન્ટીર્ ) *a.* Voluntary:વગર માગે આપેલું;મરજીથીકરેલું. *vt.* To offer voluntarily: પોતાની મેળે રાજી ખુશીથી આપવા કહેવું.*vi.*To

થવું. *To* **w**.*out*, to encounter successfully, through with difficulty: મુશ્કેલીથી-નડવા છતાં પાર પાડવું-પસાર થવું;-સામા ટકી-નભી રહેવું. *vi.* To undergo or endure the action of the atmosphere: હવામાં ફેરફાર ખમવો. *a.* Being toward the wind પવન તરફ જવું; પવનને અનુકૂળ. **W.** *gauge*, (*a*) (*Naut.*) The position of a ship to the windward of another: પવનની દિશા તરફની વહાણની સ્થિતિ. (*b*) *Fig.* A position of advantage or superiority: લાભકારક સ્થિતિ; ઉંચો હાથ; સરસાઈ. **W.** *shore*, the shore to windward of a ship: પવનની દિશા તરફનો કિનારો.

**Weather-beaten,** ( ૐવેધર્-બીટન ) *a.* Beaten by the weather: પવનના ઝપાટા સહન કરેલું; પવનના સપાટામાં આવેલું.

**Weather-board,** (ૐવેધર બોર્ડ્ ) *n.* 1. (*Naut.*) (*a*) That side of a vessel which is toward the wind: પવન તરફની વહાણની બાજુ. (*b*) A piece of plank placed in porthole or other opening to keep out water: પાણી અંદર આવતું અટકાવવાનું પાટિયું. 2. A clap board used in weather boarding: છજું; કાનીઆ બારી. *vt.* To nail boards upon so as to lap one over another in order to exclude rain: વરસાદ અટકાવવાને જડેલાં પાટીઆં.

**Wether-cock,** (ૐવેધર્-કૉક્ ) *n.* 1. A vane or weather vane: પવનની ગતિ જણાવનારૂં યંત્ર; વાયુગતિસૂચક યંત્ર; મરઘડો. 2. Anything or person that turns easily: ચંચળવૃત્તિનું માણસ; ચલિત; ઘડીમાંફરી જાય એવું માણસ; ગાંડવગરનો ચૈડવો; સોડા વોટરનો ગોળવો. *vt.* To supply with a weather cock: વાયુગતિસૂચક યંત્ર બેસારવું.

**Weather-driven,** ( ૐવેધર્-ડ્રિવન ) *a.* Driven by wind: પવનથી ઘસડાઇ ગએલુ.

**Weather-fend,** ( ૐવેધર્-ફેન્ડ્ ) *vt.* To shelter: પવનથી રક્ષણ કરવું.

**Weather-spy-wise,** ( ૐવેધર્-સ્પાઇ-ૐવાઇઝ્ ) *n.* Skilful in forecasting the changes of the weather: હવા કેવી નીકળવાની છે તે જાણનાર; કાલવિદ્.

**Weave,** (ૐવીવ્ ) *vt.* 1. To entwine or interlace into a fabric: વણવું 2. To form as cloth by interlacing threads: વણવું; ભેડી કાઢવું; સાથે જોડવું-વણવું. 3. To unite by intermixture:-થી મિશ્રિત થઇ જવું;-સાથે મળી જવું; મિશ્રણ કo. *vi.* 1. To work with a loom: સાળ ઉપર કામ કરવું. 2. To become woven: વણાવું. *n.* A particular method or pattern of weaving: વણવાની રીત; વણાટ.

**Weaver,** (ૐવીવર્ ) *n.* 1. One who weaves: વણકર; સાળવી; વણનાર. 2. (*Zool.*) A weaver bird: માળો બાંધનાર પક્ષી. 3. (*Zool.*) An aquatic beetle of the genus *Gyrinus*: પાણીમાં રહેતો વાંદો. **W.** *bird*, any one of numerous species of Asiatic East-Indian and African birds: માળો બાંધનાર એક જાતનું પક્ષિ; સુઘરી.

**Weaving,** (ૐવીવિંગ્ ) *n.* 1. The act of one who or that which weaves: વણવું તે; વણતર; વણાટ; વણાટ કામ. 2. (*Far.*) An incessant motion of a horse's head, neck & body from side to side fancied to resemble the motion of a hand of weaver in throwing the shuttle: ઘોડાના માથાની નિરંતરની આમતેમ હીલચાલ.

**Weazen,** (ૐવીઝન )*a.* Thin; sharp; withered: આગળ આવેલું; પાતળું; ક્ષીણ; લાંબુ; તીણું.

**Web,** (ૐવેબ્ ) *n.* A weaver: વણનાર; વણવાનું કામ કરનાર. *n.* 1. That which is woven; a texture; textile fabric: વણેલી વસ્તુ; વણાટ. 2. A whole piece of linen cloth as woven: તાકો; થાન. 3. A cobweb: જાળ; જાળું; બાવું. 4. *Fig.* Tissue; texture; complicated fabrication: વણતર; વણાટ; ગુથણ; તંતુવાય. 5. A thin metal sheet, plate or strip as of lead: પાતળી ધાતુનું પાન, પતરૂં, પટો વિગેરે. *Specifically.* (*a*) The blade of a sword: તરવારનું પાનું. (*b*) The thin sharp part of a colter: હળની કોશની અણી. (*c*) The blade of a saw: આરીનું ફળ-પાનું. 7. (*Mach. & Engin.*) A plate or thin portion, continuous or perforated, connecting stiffening ribs or flanges or other parts of an object: બીજા ભાગની સાથે જોડનાર પાતળો ભાગ. 8. (*Med*) Pterygium: પડળ; આંખનો પડદો; આંખપરની છારી. 9. (*Anat.*) The membrane which unites the fingers or toes either a ttheir bases: જળચર પક્ષિનાં આંગળાં વચ્ચેની ત્વચા-ચામડી. 10. (*Zool.*) The series of barbs implanted on each side of the shaft of a feather, whether stiff and united together by barbules, as in ordinary feathers, or soft & seperate as in downy feathers: પીંછાની વચલી સળીની આસપાસ જે રૂંવાટી હોય છે તે રૂંવાટી. *Pin and* **w.**, (*Med.*) two diseases of the eye, caligo and pterygium: આંખનાં બે દરદો. *vt.* To unite or surround with a web, to entangle: જાળમાં ફસાવવું-પકડાવું; ફાંદામાં નાંખવું; સપડાવવું.

**Webbed,** (ૐવેબ્ડ્ ) *a.* 1. Provided with a web: જાળવાળું. 2. (*Zool.*) Having the toes united by a membrane or web: પાતળી ચામડીથી જેનાં પગનાં આંગળાં જોડાએલાં છે એવું.

**Webber,** (ૐવેબર્ )*n.* A weaver; one who weaves: વણનાર.

**Web-fingered** ( ૐવેબ્-ફિંગર્ડ્ ) *a.* Having the fingers united by a web for a considerable part of their length: આંગળાં ચામડીથી જોડાએલાં હોય એવું.

**Web-footed,** (ૐવેબ્-ફૂટેડ્ ) *a.* Having webbed feet; palmiped: જેનાં પગનાં આંગળાં ચામડીથી જોડાએલાં હોય એવું; જાલપાદ.

**Webster,** (ૐવેબ્સ્ટર્ )*n.* A weaver; a female weaver: વણનાર; વણનારીસ્ત્રી.

**Wed,** (ૐવેડ્ )*n.* [A.S. *wed*, pledge.] A pledge; a pawn: ગીરો; ગીરો મુકેલી વસ્તુ-પદાર્થ. *vt.* [*imp*, **Wedded**; p.p. **Wedded** or **Wed**] A.S. *weddian*, to engage.] 1. To marry; to espouse: વિવાહ-લગ્ન કo; પરણવું;-ની સાથે વરવું-પરણવું. 2. To join in marriage: પરણાવવું; લગ્નથી જોડવું. 3. *Fig.* To unite as if by the affections or the bond of marriage; to attach firmly: લગ્નની ગાંઠની માફક જોડવું; -ની સાથે જોડી દેવું; સાંકળી લેવું; ચ્હોંટાડી-વળગાડી દેવું. 4. To take to one's self and support; to espouse:-ને આશ્રય-આધાર આપવો:-ને અવલંબવું; -નું રક્ષણ કo. *vi.* To marry: લગ્ન થવું; પરણવું:-નું પાણિગ્રહણ કo; વરવું.

**Wedded,** (ૐવેડેડ્ )*a.* 1. Joined in wedlock; married: પરણેલું; લગ્ન થએલાં એવું; વિવાહિત; પરિણીત. 2. Of or

pertaining to wedlock:લગ્નસંબંધી-લગતું; લગ્ન વિષયક. 3. Closely attached:આસક્ત;રત;લંપટ;અવલંબી.

**Wedding,**(વેડિંગ્)*n.* Marriage; nuptials:લગ્ન;વિવાહ;શાદી;વિવાહોત્સવ;લગ્નસમારંભ.

**Wedding-favor,** (વેડિંગ્-ફેવર્) *n.*A marriage favor:વરમાળા;લગ્ન વખતે પહેરાતી પટ્ટી.

**Wedge,** (વેજ્) *n.* 1. A piece of metal thick at one end and tapering to a thin edge at the other used in splitting wood, rocks,etc,in raising heavy bodies and the like:ફાચર;ખિલો;શંકુ; છીણી. 2.(*Geom.*) A solid of five sides having a rectangular base, two rectangular or trapezoidal sides meeting in an edge, and two rectangular ends:પાંચબાજુની ઘનાકૃતિ.3.A mass of metal:લગડી.4.Anything in the form of a wedge as a body of troops drawn up in such a form:કોઈ શંકુ આકૃતિ. 5.The person whose name stands lowest on the list of the classical tripos:શિષ્ટ સાહિત્ય વિષયની પરીક્ષામાં માન સાથે પાસ થનારનાં પત્રકમાં છેલ્લું નામ જેનું હોય તે. *vt.*1.To rive:ભચડાઈ જવું;દબાઈ જવું;ચિરાઈ-ભેદાઈ જવું.2. To force or drive:-માં ખોસવું-ભોકવું;-માં ફાચર મારવી.3. To force by crowding and pushing as a wedge does: -માં ઘુસીને પેસવું;કોણીઓ મારી રસ્તો કo.4.To press closely:ઠાંસી-દાબીને ભરવું-પેસાડવું-ચીપી ઘાલવું-ઘાલી દેવું. 5. To fasten with a wedge or wedges:ફાચર મારવી;ફાચર મારી સજ્જડ કરવું;-માં ખીલો ઠોકવો.6.(*Pottery*) To cut as clay in wedge-like masses & work by dashing together, in order to expel air bubbles:ગારાની શંકુ આકૃતિઓ કરી મુકવી.

**Wed-lock**(વેડ્-લૉક્)*n.*[A.S.*wedd*, a pledge & *lac*,a gift.]Ceremony or the state of marriage;matrimony:વિવાહ;લગ્ન; શાદી;વિવાહબંધન;વિવાહિતાવસ્થા. *A wife married in* **W**.:ધર્મપત્ની.

**Wednesday,** (વેન્ઝ્ડે) *n.* The fourth day of the week:બુધવાર; સૌમ્યવાર.

**Wee,**(વી)*n.*A little;a bit:થોડી જગો:કકડો.*a.*Very small;little:થોડું; ઝીણું;નાનું;અલ્પ.

**Weed,** (વીડ્) *n.* 1. A garment; clothing:પોશાક;લુગડું;કપડું.2.An article of dress worn in token of grief;mourning garment or badge:શોકની નિશાનીમાં પહેરાતું લુગડું;શોકનાં લુગડાં.*n.*A sudden illness or relapse,often attended with fever, which attacks women in childbed : સુવાવડ વખતે સ્ત્રીઓને એકાએક તાવ આવવાથી થતો મંદવાડ.

**Weed,**(વીડ્) *n.* 1. Underbrush; low shrubs:ઝાડવાં.2.An useless or injurious plant: પાકને નુકસાનકારક છોડવા-ઝાડવાં; નકામા રોપા; નિંદણ; ઘાસ. 3. Anything useless:નકામો પદાર્થ;તણખલું;તરણું.4.(*Stock breeding.*) An animal unfit to breed from: ઉત્પત્તિ કરવાને નાલાયક પશુ. 5. Tobacco or cigar:તમાકુ;બીડી.**W**.*hook*,a hook used for cutting away weeds : ઘાસ કાપવાનો હુક;નિંદણી;ખરપડી.*vt.*1. To free from noxious plants;to clear off weeds: ઘાસ કાઢી નાંખવું-કાપી નાંખવું;નિંદણ કાઢી નાંખવું;નિંદવું.2.To remove; to extirpate : કાઢી નાંખવું-દુર કo; મોકળું-છુટું કo. 3.To free from anything hurtful:છુટું કo;મુક્ત કo;નુકસાનકારક પદાર્થ કાઢી નાંખવો. 4. To reject as unfit for breeding purposes:ઉત્પત્તિને માટે નાલાયક ગણી કાઢી નાંખવું.

**Weeding** (વીડિંગ્)*n.* Act of removing or freeing from weeds: નિંદવું તે;નિંદણ.

**Weeding-hook-tongs,** (વીડિંગ્-હુક-ટૉન્ગ્ઝ્) *n.* A hook used for cutting away weeds : નિંદવાનું ઓજાર;દાતરડું; નિંદણી;ખરપડી.

**Weed-mouth,** (વીડ્-માઉથ્) *n.* One who knows many languages:ઘણી ભાષા જાણનાર.

**Weedy,** (વીડિ) *a.* Consisting of weeds:રોપાથી ભરેલું;ઘાસવાળું; નકામાં ઝાડ પાલાનું બનેલું-થયેલું. 2. Abounding with weeds:ઘાસવાળું;ઝાડવાં વાળું; નિંદણથી ભરપૂર.3. Scraggy;illshaped:બેડોળ;કદરૂપું.

**Weedy,** (વીડિ) *a.* Dressed in weeds or mourning garments: શોક-દિલગીરીના પોશાકમાં-વાળું.

**Week,**(વીક્)*n.*[A.S.*wice*,a week] A period of seven days: અઠવાડીયું;સપ્તાહ;વારસપ્તક.

**Week-day,**(વીક્-ડે)*n.*Any one of the seven days except Sunday: રવિવાર શિવાય અઠવાડીઆનો ગમે તે દિવસ.

**Weekly,** (વીક્લિ)*a.* 1. Of or pertaining to a week or week day: અઠવાડીઆનુ-વિષે-વિષયક. 2. Coming,happening or done once a week; hebdomadary : અઠવાડિયે અઠવાડિયે આવતુ-બનતુ-થતું-કરાતું-આપાતું-મળતુ-નીકળતું-બહાર પડતું;અઠવાડિક. *n.* A publication issued once in seven days or appearing once a week:અઠવાડીએ છપાતું-નીકળતું પત્ર;અઠવાડિક પત્ર.*adv.*Once a week:દર અઠવાડીએ;અઠવાડીએ.

**Weel,**(વીલ્)*n.*A kind of trap or snare for fish made of twigs: માછલાં પકડવાની જાળ.

**Ween,**(વીન્)*vi.*To think;to fancy:ધારવું;-ને ભાસવું;કલ્પના કરવી;વિચારવું.

**Weep,**(વીપ્)*n.*(*Zool.*) The lapwing;the wipe:ટીટોડું-ડી.

**Weep,**(વીપ્)*vi.*[AS.*weapan*, to lament.]1.To shed tears;to cry; to lament:રડવું;રૂદન કરવું;આંસુ પાડવાં ઢાળવાં;વિલાપ કo; આક્રંદ કo.2. To lament; to complain:શોક કરવો;દિલગીરી બતાવવી;પોતાનું દુઃખ રડવું;ફરિયાદ કo;રોદડા રડવા.3.To blow in drops;to run in drops:ટપકવું; ઝરવું;વહેવું;-ની ધારા છુટવી.4.To drop water or the like;to drip:ટપકવું; ટીપાં પડવાં.5. To be pendent; to droop:નીચાં નમી જવું;લચી જવું; ઢળી પડવું.*vt.*To lament;to bewail;to bemoan:વિલાપ કરવો;રૂદન કરવું;-ને માટે શોક કરવો;પશ્ચાતાપ કરવો;દિલગીરી થવી; આક્રંદ કo. 2. To shed tears:આંસુ ઢાળવાં-પાડવાં.

**Weeper,** (વીપર્) *n.* One who weeps:વિલાપ કરનાર:શોક કરનાર;રડનાર.2.A white band or boarder worn on the sleeve as a badge of mourning: શોકસૂચક ડગલાની બાંયને છેડે મુકેલી ધોળી પટી.

**Weep-ful,**(વીપ્-ફુલ્)*a.*Grieving: શોક કરતું;રડતું;દીલગીરી કરતું.

**Weeping,**(વીપિંગ્)*a.*1.Grieving: વિલાપ કરતું;દીલગીરી કરતું. 2. Surcharged with water:પાણી વાળું; પાણી ટપકતું-ઝરતું; થીલઠબતું; તર-

બોળ થઈ ગયલું.3. Having slender pendent branches: -નીચી નમી ગએલી ડાળીઓવાળું.4.Pertaining to lamentation:શોક સંબંધી: રૂદન કરનારાઓ સંબંધી. **W.***cross*: a cross erected on the highway for the devotions of penitents: પશ્ચાત્તાપ કરનારાઓને ભક્તિ કરવાને માટે ઉભો કરેલો વધસ્તંભ.**W.***rock*,a porous rock from which water gradually issues:પાણીનું ઝરણુ નીકળતું હોય એવી છિદ્રમય ખડક.**W.** *spring*,a spring that discharges water slowly:ધીમે ધીમે પાણી નીકળતું હોય તેવો ઝરો.*To return by the* **W.***cross*,to return from some undertaking in humiliation or penitence:કોઈ માથે લીધેલા કામમાં માનભંગથી કે પશ્ચાત્તાપથી પાછા હઠવું. *n.*Shedding of tears; lamentation with tears:વિલાપ;શોક;રૂદન; આક્રંદ;અશ્રુતાપ.

**Weesel, Weezel,** ( ઉવીઝલ્ ) *n.* Same as weasel.

**Weet-bird,** (ઉવીટ્-બર્ડ્ ) *n.* (*Zool.*) The wryneck: વળેલી ગરદન-ડોકવાળું પક્ષી.

**Weevil,**(ઉવીવિલ્ ) *n.* Any one of numerous species of beetles in which the head is elongated and usually curved downward: અનાજ વિગેરેમાં પડતાં કિડાં; એક જાતના વંદા;કાતરા;કાતરડા.

**Weeviled,**(ઉવીવિલ્ડ્ ) *a.* Infested by weevils : કાતરા-કાતરડા-કિડાંવાળું;જીવડાંવાળું.

**Weft,**(ઉવેફ્ટ્ ) *n.* A thing waved, waived or cast away;a waif:જેનો કોઇ માલિક નથી એવો જડેલો માલ;નાંખી દીધેલી વસ્તુ-પદાર્થ.*n.*1.The woof of cloth: વાણો; કપડાંનું આડુ સૂતર.2. A web;a thing woven : થાન:તાકો;વણેલી વસ્તુ.

**Weftage,** (ઉવેફ્ ટેજ્ ) *n.* Texture: પોત;કુમાશ.

**Weigh,**(ઉવે)*n.*(*Naut.*) A corruption of *Way* used in the phrase *Under weigh* : આ વાકયમાં એ રસ્તાના ભાવાર્થમાં વપરાય છે.

**Weigh,**(ઉવે)*vt.*[L.*veho*, I carry.] 1.To bear up ; to raise ; to lift into the air:ઉપાડવું;ઊચું કo;ઉછાળવું. 2. To examine by the balance:તોલ કo;તોળવું; જોખવું; વજન કo;-નું તોલ ઉપાડવુ-કાઢવું. 3. To be equivalent in weight:તોલમાં થવું -હોવું-ઊતરવું; તોળાવું; સરખું ઉતરવું; સમતોલ થવું.4.To pay,allot, take or give by weight:તોલથી આપવું. -ભરવું-લેવું.5.To examine or test as if by the balance;to ponder in the mind; to estimate deliberately:મનમાં તોલ કo-તોળવું-ઘોળવું-વિચારવું;મનન કo:વિચારવું;વિચારી જોવું.6. To regard:-ને વિષે માન દરકાર રાખવી.*To* **w.***down.*,(*a*) to over-balance:તોલ-વજન-ભારમાં વધારે હોવું-થવું.(*b*)To over-burden; to depress:દાબી-ભાગી નાંખવું:આકુલ કo;-થી આકુલ થવું;-થી દબાઇ જવું; ઉદાસ કo;-થી ઊદાસ થવું. *vi.* 1. To have weight;to be heavy:વજનતોલમાં હોવું-થવું;વજનદાર જણાવું-લાગવું;તોળાવું;જોખાવું. 2. To be considered as important:ભારે લાગવું-જણાવું;મનમાં વજન-તોલ થવું;-ને માટે વિચાર પડવો;વજનદાર જણાવું-થઈ પડવું.3.To bear heavily; to press hard:દબાણ-ભાર હોવો-થવો;ભારરૂપ થઇ પડવું;છાતીપર બેસવું.4.To judge; to estimate:વિચાર કo; ધારવું. *To* **w.** *down*, to sink by its own weight:ભારે થવાથી નીચે નમી જવું; બેસી-દબાઇ જવું.*n.*A certain quantity estimated by weight ; an English measure of weight:ઈંગ્રેજી માપ.

**Weighage,**(ઉવેજ્)*n.*A duty or toll paid for weighing merchandise:માલ જોખવાને માટે અપાતો દર-હાંસલ-કર:જોખામણ.

**Weight,**(ઉવેટ્ )*n.* 1. The quality of being heavy:ગુરૂત્વ;વજન;તોલ; બોજ; ભાર. 2. The quantity of heaviness;comparative tendency to the center of the earth: વજન;તોલ;પરિમાણ; ભાર. 3. Pressure;burden:ભાર;બોજો;દબાણ. 4. Importance;power;efficacy;consequence;moment: ગૌરવ; પ્રભાવ; ભારબોજ;વજન;વકર;બોજ;ભાર; વજનદારી;કદર;ચલણ;વિસાત;દમ;મામલત.5.Standard of weight:તોલ;વજન.6.Something heavy;a ponderous mass:ભારે વસ્તુ-ચીજ;ભાર; બોજો;દાબણ.7. A mass used as a standard for weighing : કાટલું; વજન;જોખ. 8.(*Mech.*)The resistance against which a machine acts:યંત્રની ગતિમાં અટકાવ રાખવાને રાખેલો ભાર-વજન. *vt.* 1. To load with a weight;to load down:જોખવું:તોલ કo.2.To assign a weight to:કાટલું મુકવું;-નું તોલ કo.

**Weightiness**(ઉવેટિનેસ્)*n.*Weight; force;importance: ભારેખમપણું; ભારબોજ;ગુરૂત્વ;મહત્વ;અગત્યતા;વજન;વકર.

**Weightless,**(ઉવેટ્લેસ્ ) *a.* Light; having no weight:નજીવું; વિસાત વગરનું;હલકું;લઘુ.

**Weighty,** ( ઉવેટિ ) *a.* 1. Having weight;heavy;ponderous: ભારે; વજનદાર;સંગીન;જડ:જબર;ગરિષ્ઠ. 2. Important;forcible;serious;momentous:અગત્યનું-વજનદાર;મ્હોટું; મહત્વનું;ગૌરવવાન;ગંભીર;મનપર લેવા યોગ્ય;વિચાર કરવા યોગ્ય;સપ્રભાવ; સપ્રમાણ.3. Rigorous; severe;afflictive:સખ્ત;ઘણું જ;ભારે;કડક.

**Weir,**(ઉવીર્ ) *n.*See **Wear.**

**Weird,**(ઉવીર્ડ્ )*n.* [AS.*wyrd*,fate.] 1.Fate;destiny:નશીબ;કર્મ. 2. A spell or charm:જાદુ;મંત્ર. Also,a prediction:ભવીષ્ય ભાખવું તે;પૂર્વસૂચન.*a.*1.Concerned with destiny: નશીબને લગતું-સંબંધી.2.Of or pertaining to witch-craft;unearthly:ડાકેણનું-ના જેવું;અમાનુષ્ય;આ જગતનું નહિ હોય એવું.*vt.*To foretell the fate of; to predict : ભવિષ્ય ભાખવું; ભવિષ્ય વર્તવું.

**Welcome,**(ઉવેલ્કમ્ )*a.* 1. Received with gladness:સ્વાગતાનું; આદરસત્કાર આપવાજોગ;ખુશીની સાથે સન્માન કરેલું-માં દાખલ કરેલું; વધાવી લીધેલું; ભલે આવ્યું; ભલે પધાર્યું 2. Grateful;pleasing:આનંદકારક;સુખપ્રદ;ખુશ કરે એવું;શુભ;ઈષ્ટ:હિત:પ્રિય; કુશળ; આનંદજનક; ક્ષેમ; સુખદ; **W.** *news*:શુભ સમાચાર;*a* **W.***hour*:ઈષ્ટ-ઘડી-સમય. 3. Free to have gratuitously:ખુશીથી છુટ આપેલી.*n.*1. Salutation to a new comer:અભિનંદન;ખુશ ખબર;વધાઇ;વધામણી. 2. Kind reception of a guest : આગતાસ્વાગતા; સન્માન;આદરમાન; આવકાર;માન.*To bid* **w.**,to receive with profession of kindness:સ્નેહપૂર્વક અંગીકાર કo; આગતાસ્વાગતા કo.*vt.* To receive and entertain hospitably and cheerfully:આગતાસ્વાગતા કo;આદરમાન આપવું;વધાવી લેવું;આવો, પધારો સાહેબ,એમ કહેવું;નું સારી રીતે સન્માન કo.

What is bred in the bone, will never come out of the flesh :

**Weld,**(હ્વેલ્ડ્)*vt.*To wield:ચલાવવું; વાપરવું.*n.*1.(*Bot.*)Dyer's broom; dyer's rocket;wild woad:જરદાનું ઝાડ; પીળો રંગ નીકળે એવો છોડ. 2. Colouring matter or dye extracted from this plant: આ છોડમાંથી નીપજતો રંગ;જરદો.*vt.*1. To press or beat into intimate and permanent union:ખુબ તપાવીને લોઢા વગેરેના બે કકડા ટીપીને જોડવા-એકઠા કઠ -સાંધવા.2. *Fig.*To unite closely or intimately:સાથે જોડાવું;એકત્ર થવું;-ને ઘાડા સંબંધમાં લાવવું.*n.*The state of being wedded:સાથે જોડાવું તે;સાંધો;સાંધ.

**Wele,**(હ્વેલ્ )*n.*Prosperity;happiness;weal:સુખ;આબાદી;ચડતી;કલ્યાણ.

**Welfare,**(હ્વેલ્ફૅર્ ) *n.* Prosperity; happiness;well doing or well being in any respect:શુભ;હિત;કુશળ;શ્રેય;ક્ષેમકુશળ;માંગલ્ય;કલ્યાણ;ક્ષેમ; સારૂં;કુશળતા;ઐશ્વિત;અભિવૃદ્ધિ;સ્વસ્તિ;આબાદી-દાની;જાહોજલાલી;બુલંદી;સુખચેન;મોજમજા;વિલાસ;વૈભવ.

**Welfaring,**(હ્વેલ્ફૅરિંગ્ )*a.* Faring well;prosperous:ફતેહમંદ;ચડતી પડતીએ પહોંચતું.

**Welk,** ( હ્વેલ્ક્ ) *vi.* To wither; to fade:to wither:કરમાઇ જવું; સુકાઇ જવું;નાશ પામવું;કોહી જવું. *vt.*1. To cause to wither:કોહવા દેવું;કરમાવી નાંખવું.2.To contract;to shorten: ટુંકુ કઠ;સંક્ષિપ્ત કઠ;સંકોચવું. 3. To soak,to beat severely:સખત માર મારવો;ખુબ ટીપવું.*n.*A pustule:પરૂથી ભરેલી ફોલ્લી;ગુંમડું;ફોલ્લો.

**Welkin,**( હ્વેલ્કિન્ ) *n.* The vault of heaven;the sky:આકાશ;આસમાન;ગગન;નભ;નભોમંડળ.

**Well,**(હ્વેલ્ )*n.*1.An issue of water from the earth;a spring;a fountain:ઝરો;વ્હેળીઓ;વ્હેળો.2.A pit or hole sunk into the earth to such a depth as to reach a supply of water,generally of a cylindrical form and often walled with stone or bricks to prevent the earth form caving in:કુવો;વાવ;વાવડી;કૂપ;વાપી.3. A shaft made in earth to obtain oil or brine:કુવો;ખાડો. 4.*Fig.*A source of supply;fountain;wellspring:સાગર;ઝરો;સમુદ્ર; ભંડાર.*As the* W.*of mercy*:દયાનો ભંડાર-સાગર;કૃપાસાગર. 5.(*Naut.*) (*a*)An inclosure in the middle of a vessel's hold, around the pumps,from the bottom to the lower deck, to preserve the pumps from damage & facilitate their inspection: વહાણની વચ્ચે જે ઊંડાણ હોય છે તે ઊંડાણ (*b*)A depressed space in the after part of the deck;cock-pit: વહાણના પાછલા ભાગમાં નીચી જગા.6.(*Arch.*)A wellhole:દાદર;દાદરાબારી.7.(*Metal.*) The lower part of a furnace into which the metal falls:ભઠ્ઠીનો નીચેનો ભાગ જેમાં ધાતુ પડે છે. **W.** *drain,* ( *a*) a drain or vent for water somewhat like a well or pit serving to discharge the water of wet land:નીક.(*b*)A drain conducting to a well or pit:નીક; મોરી.**W.***room,* a room where a well or spring is situated: વ્હેળીઆ ઉપર બાંધેલી ઓરડી.**W.***sinker*,one who sinks or digs wells: કુવા ખોદનાર. **W.***sinking,* the art of digging wells: કુવા ખોદવાની કળા **W.***water*,water drawn from a well:કુવાનું પાણી.*vi.*To flow;to spring:વહેવું;-માંથી નીકળવું.*vt.* To pour fourth as from a well: કુવામાંથી પાણી કાઢવું-તાણવું. *adv.* 1. Justly;rightly:બરાબર-વાજબી-ખરી રીતે;ઠીક; ન્યાય પ્રમાણે; યથાન્યાય; દુરસ્ત;યોગ્ય;યથાયોગ્ય.2. Suitably; fully; thoroughly: પુષ્કળ; જોઇએ તેટલું;સારી રીતે;બરોબર;સંપૂર્ણ રીત્યે. *We are* **w.***able to overcome it*: તે જીતવાને અમે સારી રીત્યે શક્તિમાન છીએ.3.Fully or about:આશરે. 4.In such a manner as is desirable; satisfactorily; favourably;conveniently: સવગડ ભરેલી-પડતી રીતે;સોઇ પડતી-ફાવતી રીતે;સ્તુતિપૂર્વક;સારૂં.*All the world speeks* **w.***of you*:આખી દુનિયા તમારે માટે સારૂં જ બોલે છે.5.Skillfully:હોશિયારીથી;સારી રીતે;સારૂં.6.To a sufficient degree : સારી રીતે-પેઠે. 7. Not a little;far:ઘણું;બહુ. *As* **w.** *stricken in age*:ઘણી ઊમ્મરે પહોંચેલું.*As* **w.***as*,and also;together with;not less than;one as much as the other:પણ-અને-પણ;અને તેની સાથે;વળી; તેની સાથે; જેવુંન્તેવુંજ; તેના જેટલુંજ. **W.** *enough,* well or good in a moderate degree:જોઇએ તેવું સારૂંજ;સારૂંજ. **W.** *off,* in good condition;thriving; prosperous:સુખી;ફતેહમંદ;સારી સ્થિતિમાં;આબાદ;ઘરનું સુખી; ખાધેપીધે સુખી.**W.***to do*,well off;prosperous: સુખી;સારી સ્થિતિમાં;આબાદ. **W.** *to live*,well off; well to do (see above). *a.* 1. Good in condition; fortunate; happy; convenient; advantageous: ઠીક; યોગ્ય; દુરસ્ત; સારૂં;ભાગ્યવાન-શાળી;હિતાવહ;સુખાવહ;સારી પેઠે હોય એવું;ખુશી આનંદમાં હોય એવું.*It is* **w.***that the mistake was discovered*:ભૂલ જડી આવી તે સારૂં થયું.2.Being in health; sound in body;healthy:તંદુરસ્ત; નિરોગી;સુખી;સ્વસ્થ; નિરામય; શરીર સંપત્તિમાન;કુશળ;કુશળક્ષેમ; સુખરૂપ. 3. Being in favour; favoured; fortunate:સારૂં; ભાગ્યવાન; -પર કૃપાવાળું-ની સાથે સારૂં હોય એવું.As, *he was* **w.***with the king*:તેના ઊપર રાજાની સારી મહેરબાની હતી;તેને રાજાની સાથે સારૂં હતું. 4. ( *Marine Insurance.*)Safe:સહીસલામત.

**Well-a-day,**(હ્વેલ્-અૅ-ડે)*interj.* Alas! Welaway!:હાયહાય હાય;અફસોસ.

**Well-being,**(હ્વેલ્-બીઇંગ્ )*n.* Welfare;happiness;prosperity :સુખ; કલ્યાણ;આબાદાની;ક્ષેમ;હિત.

**Well-born,**(હ્વેલ્બૉર્ન્ )*a.*Born of a noble family:ઊંચા કુળમાં જન્મેલું; ખાનદાનનું;કુલીન; કુળવંત; કળીઆણ; આર્ય-સુજાત.

**Well-bred,** (હ્વેલ્બ્રેડ્ ) *a.* Refined in manners;polite: સારી રીતભાતવાળું;મર્યાદશીલ; સભ્ય; સદાચરણી; સદાચાર સંપન્ન;આચારશુદ્ધ;શિષ્ટ; શિષ્ટાચારસંપન્ન.

**Well-disposed,**(હ્વેલ્ડિસ્પોઝ્ડ્ ) *a.* Of good temper;gentle: સુશીળ; સારા સ્વભાવનું;હિતબુદ્ધિ.

**Well-doer,**(હ્વેલ્-ડુઅર્ )*n.*A benefactor:ભલું કરનાર;હિતસ્વી;હિતૈષી.

**Well-done,** (હ્વેલ્-ડન્ ) *int.* ભલે ! વાહવાહ! વાહરેવાહ! શાબાશ! ખાસુ! ખુબ ! બેશ !

**Well-favored,** ( હ્વેલ્-ફેવર્ડ્ ) *a.* Handsome;beautiful:શોભિતું; દેખાવડું; ખુબસુરત; આંખને ખુશ લાગે એવું;ફુટડું;રૂપાળું.

**Well-head,**(હ્વેલ્-હૅડ્ )*n.*A spring or fountain:ઝરો;વહેળીઓ.

**Well-informed,** (હ્વેલ્-ઇન્ફૉર્મ્ડ્ ) *a.* Correctly informed;intelligent: સુજાણ;સુજ્ઞ;બહુજ્ઞ;જ્ઞાતા;બહુશ્રુત.

**Well-known,**(ઉવેલ્‌નોન્‌ )*a.* Fully known:સારી રીતે જણાયેલું;સુજ્ઞાન; જાહેર;પ્રસિદ્ધ;જગજાહેર;જગપ્રસિદ્ધ.

**Well-mannered,** (ઉવેલ્‌-મૅનર્ડ્‌) *a.* Polite;well-bred:સભ્ય;સુશીળ; સદાચારી;સદાચરણી;શિષ્ટાચાર સંપન્ન.

**Well-meaning,**(ઉવેલ્‌-મીનિંગ્‌ )*a.* Having a good intention:ભલું; સૌજન્ય:હેતુ સારો હોય એવું;સદાશયવાળું;હિતબુદ્ધિનું.

**Well-natured,** ( ઉવેલ્‌-નેચર્ડ્‌ ) *a.* Goodnatured;kind:દયાળુ; માયાળુ;સારા સ્વભાવનું;ભલું.

**Well-nigh,** (ઉવેલ્‌-નાઇ ) *adv.* Almost;nearly:લગભગ;સોવસો.

**Well-off,well-to-do,**(ઉવેલ્‌ઑફ્‌-ઉવેલ્‌ટુડુ )*a.* Happy; in good condition:સુખી;સારી સ્થીતિમાં;આબાદ;પૈસેટકે સુખી.

**Well-read,** ( ઉવેલ્‌-રેડ્‌ ) *a.* Deeply versed:જેણે ઘણું વાંચેલું એવું;જેણે ઘણા ગ્રંથો વાંચેલા હોય એવું;બહુશ્રુત.

**Well-seen,**(ઉવેલ્‌સીન્‌ ) *a.* Accomplished ; experienced ; having seen much: અનુભવી;હોશિયાર;ઘણું જોયેલું.

**Well-spring,** (ઉવેલ્‌-સ્પ્રિંગ્‌ ) *n.* A fountain:a spring:ઝરણું;ઝરો;ઉગમ.

**Well-timed,**(ઉવેલ્‌-ટાઇમ્ડ્‌ )*a.* In a proper time:બરાબર-વખતસર કહેલું;સવેળાનું.

**Well-well** , ( ઉવેલ્‌-ઉવેલ્‌ ) *int.* Thanks:શાબાશ-શાબાશ; ભલે-ભલે.

**Well-wisher,**(ઉવેલ્‌-ઉવીશર )*n.*One who wishes another well:કલ્યાણ ઇચ્છનાર;હિતેચ્છુ.હિતસ્વી;શુભેચ્છક;શુભચિંતક;કલ્યાણચિંતક.

**Welsh,** (ઉવેલ્શ )*a.* Of or pertaining to Wales or its inhabitants: વેલ્સ કે તેના રહેવાશીઓનું-ને લગતું-વિષયક.*n.*The language of Wales: વેલ્શ ભાષા. 2. *pl.*The natives of Wales:વેલ્શ લોકો:વેલ્શના રહેવાશીઓ.

**Welt,**(ઉવેલ્ટ્‌ )*n.*1. That which,being sewed or otherwise fastened to an edge or border serves,to guard,strengthen or adorn it;as: (*a*)An edge of cloth folded on itself usually over a cord, and sewed down:કોર;આંતરી;કિનારી.(*b*) A hem,barder or fringe: કિનારી. કોર;મગજી;સંજાપ;ઝૂલ;ફરેબ.( *c* ) In shoemaking, a narrow strip of leather around a shoe between the upper leather and the sole: જોડાની એડીપરની કિનારી;બૂટ ઉપર આડી જડેલી ચામડાની પટી.2.(*Her.*)A narrow border,as of an ordinary, but not extending around the ends:કિનારી;પટી. *vt.* To furnish with a welt:પટી ચોડવી;કોર ચોટવી.

**Welter,**(ઉવેલ્ટર્‌ )*vi.* 1.To roll; to tumble about;to wallow:-માં રગદોળાવું;કાદવવાળું થવું;લોટવું;આળોટવું.2.To rise and fall as waves: ઉછળવું.*vt.*To wither;to wilt:કરમાવી નાંખવું;-થી ખવાઈ જવું.*n.*1.Filth; mire:કચરો;કાદવ.2.A rising and falling as of waves:ઉછળવું તે;છોળ.

**Wem,**(ઉવેમ્‌ )*n.*The abdomen;the uterus:the womb:ગર્ભાશય; કમળ; ગર્ભસ્થાન.*n.*Spot;blemish: ડાઘ;કલંક;લાંછન;બટ્ટો; ઐબ; દૂષણ. *vt.* To stain;to blemish:બટ્ટો લગાડવો;કલંક લગાડવું;કલંકિત ક૦;દૂષણ લગાડવું-દેવું;બગાડવું;ભ્રષ્ટ ક૦.

**Wen,**(ઉવેન્‌)*n.*An indolent encysted tumor of the skin:રસોળી;ગાંઠ; અવાળુ;ગળગંડ.

**Wench,** ( ઉવેન્ચ ) *n.* 1. A young woman;a girl;a maiden: જુવાન સ્ત્રી;છોકરી; કુમારીકા; કન્યા; તરુણી.2. A low vicious young woman;a drab;a strumpet:લુચ્ચી છોકરી;રાંડ; કુભ્જા;કાળા;ચુડેલ;રંડા;વેશ્યા;છિનાળ; સામાન્યા;સ્વૈરિણી; પુંશ્ચલી; પાતર. 3. A colored woman;a negress:સીધણ-હબસીની સ્ત્રી. *vi.* To frequent the company of wenches : વેશ્યા-છિનાળ બૈરીઓની સંગત કરવી; સાથે રખડવું-ભમતા ફરવું.

**Wencher,**(ઉવેન્શર )*n.*A lewdman: છિનાળવો;કાછડી છૂટો પુરૂષ;શ્રીલંપટ.

**Wend,**(ઉવેન્ડ્‌ )*vi.*1.To go;to pass: જવું;-નો રસ્તો લેવો.2.To turn round: ફરવું.*vt.*To direct; to betake: રસ્તો લેવો-પકડવો;જવું *n.*(*O.Eng.Law.*) A large extent of ground; a circuit: ફેરાવો; ચકાવો; પ્રદક્ષિણા.

**Went,**(ઉવેન્ટ્‌ )*imp.&p.p.*of **Wend**; imperfect of *go*:ગયો;ગઈ;ગયું.

**Went**(વેન્ટ્‌ )*n.* Course; way;path; journey:રસ્તો;માર્ગ;પંથ.

**Were,**(ઉવેર્‌ )*n.*1.A man:માણસ.2. A fine for slaying a man;weregild: માણસના માથાની કિંમત. *vi.* The imperfect indicative plural of the verb *to be* : હતા;હતાં.

**Werre,**(વર્‌ )*n.* War:લડાઇ; સંગ્રામ; યુદ્ધ;વિગ્રહ.

**Wert,** (ઉવર્ટ્‌ ) The second person singular of the subjunctive imperfect tense of *to be*:(તું)હતો;હોત.

**West,**( ઉવેસ્ટ્‌ ) *n.* 1.The point in the heavens where the sun is seen to set at the equinox:પશ્ચિમ-આથમણી દિશા;પ્રતીચી: વારૂણી.2. A country or region of country with regard to some other country or region situated in the direction toward the west:પશ્ચિમ દિશામાં આવેલો દેશ-પ્રાંત વિગેરે. 2. (*a* The Occident:પશ્ચિમ ભાગ;પશ્ચિમ ગોલાર્દ્ધ.(*b*)That part of United States west of the Alleghany mountains:અલીગાની પર્વતની પશ્ચિમે યુનાઈટેડ સ્ટેટનો પ્રદેશ.*a.* Lying toward the west:પશ્ચિમ તરફ આવેલાં; પશ્ચિમાભિમુખ. **W.** *end*, the fashionable part of London:લંડનનો શ્રીમાન લોકોને રહેવાનો લત્તો. *adv.*Westward:પશ્ચિમે;પશ્ચિમ તરફ.*vi.*1.To pass to the west:પશ્ચિમમાં જવું.2.To turn or move toward the west:પશ્ચિમ તરફ વળવું.

**Westerly,**(ઉવેસ્ટર્લિ)*a.*Toward the west;western:પશ્ચિમ તરફનું;પશ્ચિમ.*adv.*Westward:પશ્ચિમે.

**Western,**(ઉવેસ્ટર્ન્‌ )*a.* 1. Being in that quarter where the sun sets: પશ્ચિમ તરફનું:પશ્ચિમ તરફ જતું;પાશ્ચાત્ય;પશ્ચિમાત્ય. 2. Moving toward the west:પશ્ચિમ તરફજતું;પશ્ચિમમાંથી આવતું; પશ્ચિમાભિમુખ. **W.** *empire*,the western portion of the Roman empire : રોમન રાજ્યનો પશ્ચિમ તરફનો ભાગ.

**Westerner,** (ઉવેસ્ટર્નર ) *n.* An inhabitant of the west:પશ્ચિમ દિશાનો રહેવાશી.

**West-ward,** (ઉવેસ્ટ્વર્ડ્‌ ) *adv.* Toward the west:પશ્ચિમે.*a.* Lying toward the west:પશ્ચિમે આવેલું. *n.*The western regions or countries:.પશ્ચિમ તરફનો દેશ.

**West-wardly,**(ઉવેસ્ટવર્ડ્લિ)*adv.*In a westward direction:પશ્ચિમતરફ.

**Westy,**(ઉવેસ્ટિ)*a.*Dizzy;giddy:ફેરચક્કર-તમ્મર આવે એવું.

**Wet,**(ઉવેટ્‌ )*a.*1.Containing water; moist:ભીનું;ભેજવાળું; પાણી પચેલું હોય એવું;આર્દ્ર;લીલું.2.Very damp; rainy:શરદીવાળું;વરસાદનું;વૃષ્ટિમય. 3. (*Chem.*) Done by means of water or some other liquid:પા-

Wisdom alone is age :

ભીથી કરેલું. 4. Refreshed with liquor;drunk:પીધેલું;નીશામાં-ચુસેલું હોય એવું;ભીનેભીનું;તૈયારટે. W. *goods*,intoxicating liquors:દારૂ; માદક પદાર્થ-દ્રવ્ય. *n.* 1. Water or wetness:પાણી;ભીનાશ;ભેજ;આર્દ્રતા. 2.Rainy weather:વરસાદના દહાડા-ઋતુ;વર્ષાકાળ;વર્ષાઋતુ.3. A dram; a drink: દારૂનો ઘુટડો. *vt.* To fill or moisten with water or other liquid:ભીનું ક૦:ભીંજવવું;પાણી વગેરેમાં બોળવું;-થી ભીનું થવું-પલળી જવું;તરબોળ ક૦. *To* W. *one's whistle*, to moisten one's throat: દારૂનો ઘુંટડો પીવો;છાંટો પાણી લેવો.

**Wether,**(હવેધર )*n.*[L.*vetus*,old.] A castrated ram:ખાસી કરેલો મેંઢો-ઘેટો.

**Wetness,**(હવેટ્નેસ )*n.*1.Moisture: humidity:ભેજ;ભીનાશ;આર્દ્રતા. 2. A watery or moist state of atmosphere:શરદી;ઠંડી.

**Wet-nurse,**(હવેટ્નર્સ) *n.* A nurse who suckles a child : ધવાડનારી સ્ત્રી;ધાવ:ઉપમાતા;ધાત્રી.

**Whack,**(હુવૅક્) *vt.* To strike; to beat;to thrash:મુક્કી મારવી;મારવું; ટીપરવું *vt.*To strike anything with a smart blow:ધબ્બ દેઇને ગોદો-ઠોંસો મારવો.*n.*A smart resounding blow:મુક્કો.

**Whacker,** હુવૅકર )*n.*1.One who whacks:મુક્કી મારનાર.2.Anything very large:કાઈપણ મોટી ચીજ.*Specif.*,a great lie;a whapper: હડહડતું જુઠાણું.

**Whale,**(હુવેલ્ )*vt.* To lash with stripes;to wale:ચાબક-ફટકાથી માર મારવો;મારવું.*n.*(*Zool.*)Any aquatic mammal of the order *Cetacea*, especially any one of the large species some of which become nearly one hundred feet long: મગરમચ્છ;વ્હેલ નામની માછલી;તિમિંગલ.W. *bird.*,(*Zool.*)(*a*)any one of several species of large Antarctic petrels which follow whaling vessels to feed on the blubber and floating oil:માછલીની એક જાત. W. *fin*, whale bone: વ્હેલનું હાડકું.W. *fishery*,the fishing for, or occupation of taking,whales: વ્હેલ માછલી પકડવાનો ધંધો. W. *bone*, ivory : હાથીદાંત. W. *shot*, the name formerly given to spermaceti:એક પ્રકારની ઔષધિ બનાવવાની ચરબી.

**Whale-boat,** ( હુવેલ્બૉટ્ ) *n.* (*Naut.*)A long narrow boat sharp at both ends used by whalemen: વ્હેલ પકડનાર માણસોની સાંકડી લાંબી અને બે છેડેથી અણીઆળી હોડી.

**Whale-man,**(હુવેલ્-મૅન્)*n.*A man employed in the whale fishery: મગરમચ્છનો શિકાર કરનાર માણસ.

**Whaler,** (હુવેલર )*n.* A vessel or person employed in the whale fishery:મગરમચ્છ પકડનાર વહાણ અગર પુરૂષ.*n.* A big strong fellow: મોટું અને મજબુત માણસ;લઠ્ઠેશ્વર.

**Whaling,**(હુવેલિંગ્ )*n.*The hunting of whales:મગરમચ્છનો શિકાર કરવો તે.

**Whap,** (હુવૉપ્ )*vi.* To turn suddenly: એકદમ ફરી જવું. *adv.* Suddenly:ઓચિંતું:ટપ દઈને; અણધાર્યું; અચાનક; એકદમ. *vt.* To beat or staike:મારવું;ઠોકવું;ટીપવું.

**Wharf,** (હુવૅાર્ફ ) *n.*1. A quay; a pier:બંદર:ડક્કો;ઓવારો;ઘાટ;ધક્કો;ફુરજો.2.The bank of a river:કિનારો;કાંઠો;તીર;ઘાટ. W. *boat*,a kind of boat moored at the bank of a river and used for a wharf: કાંઠાપર ડક્કા તરીકે ઉપયોગમાં લેવાતી એક જાતની હોડી,W. *rat*,(*Zool.*)(*a*) the common brown rat:ભુરો ઠોળ. (*b*) A neglected boy who lives around the wharf:ડક્કા આગાડી પડી રહેનારો નિધણિયાતો છોકરો.*vt.*1.To guard or secure by a firm wall of timber or stone constructed like a wharf:ડક્કો-ઘાટ બાંધવો;મજબુત દીવાલ બાંધીને સલામત ક૦.2.To place upon a wharf;to bring to a wharf:ડક્કે-બંદરે-ઘાટે લાવવું-ઊતારવું.

**Wharfage,**(હુવોર્ફેજ્)*n.*Pierage; quayage;the fee or duty paid for the privilege of using a wharf: બંદરપરનો કર-જકાત-છાપો.2.Wharfing:બંદરો.

**Wharfinger,**( હુવોર્ફિન્જર્ ) *n.* A man who owns or has the care of a wharf:ઘાટ-બંદરનો ધણી-માલેક.

**What,**(હુવૅાટ્ )*pron.*1.As an interrogative pronoun used in asking questions regarding either persons or things:કોણ;શું;કયું;કયો.As,W. *is this*? આ શું છે? W. *child is lost*? કયું છોકરૂં ખોવાયું છે?2.As an exclamatory word : (*a*)Used absolutely or independently:અરે!શું!હેં!.*As*, W., *could you not watch with me one hour*?:અરે! તમે એક કલાક પણ મારી સાથે જાગી નશક્યા?(*b*)Used adjectively,meaning *how great* : કેવી;કેટલી બધી.As,W.*folly*:કેવી મૂર્ખતા. (*c*)Sometimes prefixed to adjectives in an adverbial sense equivalent to *how*:as, W. *happy boys*:કેવા સુખી છોકરા.3. As a relative pronoun:(*a*)Used substantively with the antecedent suppressed equivalent to *that which*, or *those who*, or *those which*:જે;તે;જેઓ-તેઓ.*With joy beyond* W.*victory bestows*:જયથી જે આનંદ પ્રાપ્ત થાય છે તેના કરતાં પણ વધારે આનંદથી.(*b*) Used adjectively equivalent to *the... which*; *the sort of...which*; rarely,*the...on*,or *at*,*which*:કીયું; કેવું.(*c*)Used adverbially : જે; જે 4.Whatever;whatsoever:જેજે;જે કોઇ.5.Partly;somewhat:કંઈક;જરાક;અંશે;કેટલેક દરજ્જે. As, W. *for lust* & W. *for love* : કંઇક શોખને માટે અને કંઈક વિદ્યાને માટે.W. *ho*! -an exclamation of calling:અરે! હો,અલ્યા એ ભાઇ! W.*if*,what will it matter if:જે તે બનશે તો શું;તો શું;તેથી શું.W *of this*? *that* ?:તેમાં શું?આનું શું પરિણામ? W.*though*, even granting that; supposing that:એમ હોય તોપણ;તેમ હોય તો શું.W.*time*,when:જ્યારે; જે વખતે. W.*not*.is often used at the close of an enumeration of several particulars or articles: એવું કાંઈ; વિગેરે વિગેરે;અને શું નહીં; બીજું જેટલું ન ગણીએ એટલું ઓછું. From this arises the name W. *not*. meaning a piece of furniture intended for receiving miscellaneous articles for use or ornament:છાજલી;છાજલીવાળુ કબાટ.*n.* Something;thing:કંઈપણ;કંઈ; વસ્તુ પદાર્થ. *interrog. adv.*Why? : શા માટે ? શા સારૂં ? શા વાસ્તે ?

**What-ever,What-so-ever,**(હુવૅાટ્એવર્-હુવૅાટ્સોએવર્ ) *pron.* Anything soever which;being this or that ; one thing or another:જેજે;જે કાંઇ:જેટલું-તેટલું.

**Wheal**,(હુઇવીલ્ ) *n.* A pustule; a whelk:ફોલ્લી; ફોલ્લો. *n.* 1. A weal; wale:સોળ;સળ. 2. (*Med.*) A flat burning or itching eminence on the skin:ચામડી ઉપર પડેલું લાલ ચાઠું-ઢીમણું;ચકામું.*n.*A mine;ખાણ.

**Wheat**,(હુઇવીટ્ )*n.*(*Bot.*)A cereal grass (*Triticum vulgare*) and its grains which furnishes a white flour for bread used by the human race:ઘઉં.

**Wheaten**, ( હુઇવીટન્ ) *a.* Made of wheat:ઘઉંનું;ઘઉંનું બનેલું.*Fine* **w.** *flour*:મેંદો.*Granulous* **w.***flour*: રવો;સોજી.

**Wheedle**,(હુઇવીડલ્ )*vt.*1.To entice by soft words;to cajole;to flatter:ફોસલાવવું;પટાવવું;લલચાવવું;-ની ખુશામત ક૦.2. To gain,or get away,by flattery:ફોસલાવી ખાવું;છેતરવું;ધૂતવું;ધૂતીખાવું. *vt.* To flatter: ખુશામત કરવી;લલચાવવું.

**Wheel**,(હુઇવીલ્ )*n.*A circular frame turning about an axis:પૈડું;ચક્ર;ચક્રમંડલ. 2. Any instrument having the form of or chiefly consisting of a wheel; specifically:(*a*)A spinning wheel:રેંટીઓ. (*b*) An instrument of torture formerly used: અસલના વખતમાં ગુન્હેગારને દુઃખ દેવાનું-રીબાવવાનું યંત્ર.(*c*) (*Naut.*) A circular frame having handles on the periphery:રેંટ;ચાક.(*d*)(*Pottery*) A potter's wheel: કુંભારનો ચાક. (*e*) (*Pyrotechny*) A fire work which, while burning, is caused to revolve on an axis by the reaction of the escaping gases: (દારૂખાનાની)ચકેડી. 3. A bicycle or tricycle; a velocipede:બે અથવા ત્રણ પૈડાંની પગે ચલાવવાની ગાડી. 4.A disk;an orb:ગોળો;ચકતું;ચકતી.5.Rotation;a turn:ફેરો;ફેરાવો; ચક્કર;આંટો.*A* **w.***within* **a w.**, or *wheels within Wheels*,a complication of circumstances,motives, etc:ગુંચવાડો; અટપટી બાબત. *Core* **w.**,(*Mach.*)(*a*) a mortise gear: સાલ બેસાડવાનો સામન. (*b*) *Measuring* **w.**,an odometer: ન્હાનાં છોકરાંને બેસવાને માટે હડસેલવા કે ખેંચવાની હલકી ગાડી.**W.***boat*,a boat with wheels: પૈડાંવાળી હોડી.**W.** *bug*, a large insect wich sucks the blood of the other insects: જીવડાંઓનું લોહી ચુસનાર મ્હોટું જીવડું.**W.***carriage*,a carriage moving on wheels: પૈડાંવાળી ગાડી.**W.** *chains* or **W.***ropes*, the chains or ropes connecting the wheel: પૈડાંની સાંકળ અથવા દોરડું.**W.***lathe*, a lathe for turning railway-carwheels:રેલવેના ડબાનાં પૈડાં ઉતારવાનો ચરખ.**W.***pit*,(*Steam Engine*) a pit in the ground in which the lower part of the fly wheel runs:સૌથી મોટું પૈડું ફરવાને ખોદેલો ખાડો.**W.***press*,a press by which railway-car wheels are forced on or off, their axles:રેલવેની ગાડીના ડબાનાં પૈડાંને ધરીપર ચઢાવવા કે તેપરથી ઊતારી નાંખવાનું યંત્ર.*vt.*1. To convey on wheels : ગાડીમાં ઘાલી લઈ જવું.2.To cause,turn or revolve:ફેરવવું;ફરતું ક૦-ને ગતિ આપવી.*vi.*1. To move about;to revolve:ફરવું;ચક્કર મારવો;ભમવું;ધરી ઉપર ફરવું.3.To go round in circuit: આસપાસ ફરવું;-ની પ્રદક્ષિણા ક૦;ચક્કર મારવું.4.To roll forward:-પર ઊતરી-ધસી આવવું-પડવું;-પર તૂટી પડવું.

**Wheeled**,(હુઇવીલ્ડ્ )*a.* Moving by the wheels:પૈડાંવાળું;પૈડાંવતિચાલતું.

**Wheel-barrow**, (હુઇવીલ્-બૅરો ) *n.* A light vehicle for conveying small loads: નાનો સરસામાન લઈ જવાની હલકી ગાડી-લ્હારી.

**Wheel-wright**, (હુઇવીલ્-રાઇટ્ ) *n.* A maker of wheels or wheeled vehicles: પૈડાં અગર પૈડાંનાં વાહન બનાવનાર.

**Wheeze**,(હુઇવીઝ્ ) *vi.* To breathe hard and with an audible piping or whistling sound as persons affected with asthma : ગળામાં કફ બોલવો;શ્વાસ લેતાં મુકતાં ઘુરઘુર થવું; કફ શ્વાસે છોડવો-મુકવો-ચાલવો;ઘરરર ઘરરર ઘરેરો ચાલવો; અમુઝણ થવી-ચાલવી.*n.*1.A piping sound: ગળામાં કફ બોલવો તે.2.(*Phon.*) A ordinary whisper exaggerated so as to produce the hoarse sound:ઘોંઘાટ;હોહો;ખોખરો અવાજ.

**Wheezy**, (હુઇવીઝિ) *a.* Wheezing: મુશ્કેલીથી શ્વાસ લેતું-મુકતું.

**Whelk**,(હુઇવેલ્ક્ )*n.*(*Zool.*)Any one of numerous species of marine gastropods belonging to allied genera:શંખલા;એક પ્રકારની માછલી. *n.*1.A papule;a pustule: ગુમડું; ફોલ્લો;ફોલ્લી.2.A stripe or mark; a wale:નિશાનિ;ડાઘો;સળ;સોળ;વળ.

**Whelm**,(હુઇવેલ્મ્ ) *vt.* 1. To overwhelm;to ingulf:બુરાડવું-ડુબાવવું;-માં તરબોળ કરી દેવું. 2. To cover completely:-માં ગરકાવ-લીન કરીદેવું.

**Whelp**,(હુઇવેલ્પ્ )*n.*1. A puppy; a cub:બચ્ચું; બોઠીલું; કુરકુરીયું. 2. A child;a youth(*jocosely or in contempt*):બચ્ચાજી;દીકરાજી;બેટાજી;બચ્ચાલાલજી.3.One of the teeth of a sprocket wheel:ચક્રનો દાંતો. *vi.* To bring forth a young;said of beasts:(પશુએ)બચ્ચુ જણવું;વીઆવું.

**When**(હુઇવેન્ )*adv.*1.At what time: ક્યારે;કીયે વખતે;કયે દહાડે;કઈ વેળા.2. At what time;at,during or after the time that;at or just after, the moment that:પછી;જ્યારે-ત્યારે;જે વખતે. 3.While;whereas;although:જ્યારે;જે વારે; જે વખતે-વેળાએ;જો કે;તે છતાં પણ.*He removed the tree* **w.** *it was the best in the grounds*:તે ઝાડ જમીનમાં સઉથી મ્હોટું ત્યારે(તે છતાં પણ)તેણે ઉખાડી નાંખ્યું.4.Which time;then: ત્યારે;તેવારે;તે વખત-વેળા. **W.***as*,**w.** *that*, at the time that; when: ત્યારે;જ્યારે;તે વખતે.

**Whence**, (હુઇવેન્સ્) *adv.* 1. From what place;how:ક્યાંથી;કઈ જગ્યાએથી;કેણીગમથી;શાથી;શી રીતે; કેમ; શાથી કરીને.2.From what or which place,source,material,cause,etc.: શાથી;ક્યાંથી;તેથી;તે ઉપરથી;શી રીતે; કેમ:શાથી કરીને;ક્યાંથી;જ્યાંથી;જ્યારથી.

**Whenever**, ( હુઇવેનેવર્ ) *adv.* & *conj.* At whatever time: જ્યારે જ્યારે; ગમે ત્યારે.

**Whensoever**,(હુઇવેન્સોએવર્ )*adv.* & *conj.* At whatever time: ગમે ત્યારે; ગોડે તે વખતે.

**Where**,(હુઇવેર્ ) *adv.* 1. At or in what place:ક્યાં; કયે ઠેકાણે; કઇ જગ્યાએ-જગ્યામાં.(*interrog.*):ક્યાં;કયે ઠેકાણે;કઇ જગ્યાએ;કેણીતરફ-ગમ.2.At or in which place;at the place in which:જ્યાં-ત્યાં; તે જગ્યામાં; જે જગોએ-ત્યાં.**W.***away*: કેણીગમ-તરફ; કઈ દિશામાં.*Conj.*Whereas: જ્યારે. *n.*Place;situation:સ્થળ;જગ્યા.

**Where-about-s**, ( હુઇવેર્-એબાઉટ્-ટ્સ્)*adv.* 1. About where; near what or which place:ક્યાં;ક્યાં ક્યાં;

કયે ઠેકાણે-જગ્યામાં; ક્યાં આગાડી. 2. About which:જેને વિશે; જેમાં. *n.* The place where a person or thing is:સ્થાન;ઠેકાણું;સ્થળ.

**Whereas,**(હુઉવૅરૅઝ્)*adv.& conj.* **1.**Considering that;it being the case that;since:જ્યારે;ત્યારે;તેટલા માટે;છે તેથી;એમ છે ત્યારે. 2. When in fact; while in the contrary; although:ખરું પુછાવો તો; કારણ કે ખરું કહેતાં;પરન્તુ;તેથી ઉલટું;પણ વાસ્તવિક રીત્યે;વસ્તુત:.

**Where-at,**(હુઉવૅર્-ઍટ્) *adv.* 1. At which;upon which;whereupon: જેથી;જેમાટે.2.At what: શાઉપરથી.

**Where-by,**(હુઉવૅર્-બાઇ) *adv.*1. By which:જેણે કરીને; જેથી; જે ઉપરથી; જે ઉપર.2. (*interrog.*) By what; how:શા ઉપરથી;શાથી;કયાંથી.

**Where-fore,** (હુઉવૅર્-ફૉર્) *adv. & conj.*1.For which reason: જે કારણ સારૂ-માટે-અર્થે-લીધે.2.For what reason;why:કાં; કેમ;શા સારૂ-વાસ્તે-માટે.*n.*The reason why: કારણ.

**Where-from,** (હુઉવૅર્-ફ્રૉમ્) *adv.* From which:જ્યાંથી;કયાંથી; કઈ જગ્યાએથી;જેમાંથી.

**Where-in, Where-into,**(હુઉવૅર્-ઇન-ઇન્ટુ)*adv.* 1. In which place: જેમાં;જેથી કરીને; જેની અંદર. 2. In what:શેમાં;શામાં;શાથી કરીને; કયામાં;કઈ બાબતમાં.

**Where-of,**(હુઉવૅર્-ઑફ્)*adv.*1. Of which;of whom:જેનું; જેમાંનું; જેને માટે;જેને લીધે.2.Of what:શાનું; કઈ ચીજનું.

**Where-soever,** (હુઉવૅર્સોએવર્) *adv.*In what place soever;wherever:જ્યાં જ્યાં;જ્યાં કહીં;જેજે ઠેકાણે; ઠેકાણેઠેકાણે;ઠામેઠામ;જ્યાં;જે કોઇ ઠેકાણે-જગ્યાયે;કુત્રાપિ;યત્રયત્ર;ગમેત્યાં.

**Where-to,** (હુઉવૅર્ટુ) *adv.* 1. To which:જેને;જે.2.To what;to what end:કયાં સુધી.

**Where-upon,**(હુઉવૅર્-અપૉન)*adv.* Upon which;after which:તે ઉપરથી;પછી;તે પછી;ત્યાર પછી;જેથી;તેથી.

**Where-with, Where-withal,** (હુઉવૅર્ઉવિથ્-ઉવિથૉલ્)*adv.*1.With which:જેણે કરીને;જેવડે-કરીને; જેથી. 2 With what:શાણે કરીને:કઈ રીતે; કેમ કરીને.*n.*The necessary means or instrument:જોઈતાં સાધન-ઉપાય.

**Wherret,**(હુઉવેરેટ્)*vt.* 1. To trouble;to tease: ખીજવવું;ચીડાવવું; સતાવવું.2.To box on the ear:લપડાક મારવી.*n.* A box on the ear: લપડાક;થપ્પડ;થાપડ;લાપોટ;તમાચ.

**Wherry,**(હુઉવેરિ)*n.*(*Naut.*)(*a*)A passenger barge on rivers: નદી ઉપરના ઉતારૂઓને બેસવાની હોડી;કોટિયું.(*b*)A kind of light half deck ed vessel used in fishing:માછલાં પકડવાનું તુતકવાળું એક નાનું વહાણ.(*c*)A long,narrow light boat sharp at both ends for sailing બન્ને છેડે અણીવાળો સ્હેલ કરવાનો મછવો-હોડી.*n.*A liquor made from the pulp of crab apples after the verjuice is expressed: એક જાતનો દારૂ.

**Whet,**(હુઉવેટ્)*vt.*1.To sharpen by attrition:ઘસવું;ધાર કાઢવી-ચઢાવવી; તીણું ક૦; સરાણપર ચઢાવવું. 2. To excite;to stimulate:લાગે તેમ ક૦; જગાડવું;પ્રદીપ્ત-જાગૃત ક૦;ઉત્તેજીત ક૦. *To w. on,to w. forward*,to urge on or forward;to instigate: ઉશ્કેરવું;આગળ ચલાવવું-ધકેલવું. *n.* 1. The act of whetting:ઉશ્કેરવું તે;પ્રદીપન; ઉત્તેજન. 2. That which whets or sharpens: ઉત્તેજીત-પ્રદીપ્ત કરનાર.

**Whether,**(હુઉવેધર્)*pron.* Which (*of two*);which one (*of two*):કઇ;કીયું;જે કંઇ.*conj.* In case; if: કે અથવા નહિ કે;અગર;કિંવા;કદાચ.**W.** *or no*,in any case:ગમેતે રીતે;ગમે તેમ હોય તોપણ.

**Whet-stone,**(હુઉવેટ્સ્ટોન)*n.*(*Min*) Novaculite:પથરી;સરાણ;નિસાણો.

**Whey,** (હુઉવે) *n.* The serum or watery part of milk separated from the more thick or coagulable parts:છાશ;દહિંનું પાણી;તક.

**Which,**(હુઉવિચ્)*pron.* 1. An interrogative pronoun used both substantively and adjectively, and in direct and indirect questions,to ask for,or refer, to an individual person or thing among several of a class: કીયું;કઈ;કયો;કોણ.2.A relative pronoun used *esp.*,in referring to an antecedent noun or clause, but sometimes with reference to what is specified or implied in a sentence, or to a following noun or clause:જે;તે.As,*the temple of God is holy*,**W.** *temple ye are*:ઈશ્વરનું મંદિર પવિત્ર છે-તે મંદિર તમે છો.3. A compound relative or indefinite pronoun standing for *any one which,whichever, that which, those which, the .. which*,and the like:ગમે તે.

**Whichever-soever,** (હ્વિઉવચ્એવર્-સૉએવર્) *Pron.* Whether one or the other; which:જેજે;જે કંઇ-કંઇ;જે;ગમે તે.

**Whiff,**(હુઉવફ્)*n.*1.A sudden expulsion of air from the mouth: ફૂંક;ફુત્કાર;દમ. 2.A glimpse: આભાસ;ઝાંખી;ઉપર ઉપરની નજર.*vt.*1. To throw out in whiffs;to puff:દમ મારવો;-નો ધુમાડો કાઢવો;ધૂમાડાના ગોટ કાઢવા.2.To puff or blow away: ફૂંક મારવી.*vi.*To puff:ફૂંક મારવી.

**Whiffle,**(હુઉવફલ્)*vi.*1. To waver or shake:હાલવું;કંપવું. 2. To use evasions;to be ficle:ઢચુપચું થવું; આમતેમ ફર્યા ક૦:અદૃઢ થઇ રહેવું;ડામાડોળ થવું;સંકલ્પવિકલ્પ થવો.*vt.*1.To scatter:પસારવું;ફેલાવું.2.To wave or shake quickly:ઝડપથી હલાવવું. *n.*A fife or small flute:વાંસળી.

**Whig,**(હુઉવિગ્)*n.* Acidulated whey sometimes mixed with buttermilk and sweet herbs used as a cooling beverage:ખટુમડી છાશ.

**Whig,**(હુઉવિગ્)*n.*1.(*Eng.Politics*) One of the political party which grew up in England in the seventeenth century in the reigns of Charles I.and II:પહેલા અને બીજા ચાર્લસના વખતમાં લોકોના હક જાળવવાને પ્રયત્ન કરનારૂ રાજદ્વારી મંડળ;પ્રજા પક્ષી;લોકહકરક્ષી;વ્હિગટોળી.2.(*Amer Hist.*) (*a*)A friend and supporter of the American revolution:અમેરિકામાં થયેલા રાજકીય ફેરફારમાં ભાગ લેનાર અથવા તે ફેરફાર વાજબી છે એવો ટેકો આપનાર. *a.*Of or pertaining to the whigs: વીગ સંબંધી-નું.

**Whiggery,**(હુઉવિગરિ) *n.* Whiggism:વીગટોળીના મત અને તેમનું વર્તન.

**While,**(હુઉવાઇલ્) *n.* 1. Space of time;a time:વખત; વેળા;કાળ.*As, all this* **w.**: આ સઘળો વખત. 2. Labor;pains:મહેનત;કષ્ટ;સંકટ;દુ:ખ. *At* **w.***s.*,at times:વખતે વખતે;વચ્ચે વચ્ચે;કોઇ કોઇ વખતે.*The* **w.**,meantime: દરમીઆન. *Within a* **w.**, soon: જલદી; થોડા વખતમાં; સત્વર. *Worth* **w.**,worth the times and

દુઃખતી આંખે ઝોક્કો વાગે.

pains;*hence*,worth the expense: વખત અને મહેનતને યોગ્ય;ફળ-હાંસલ-ઉપયોગ-લાભ જોગ; પાલવે-ઓજે તેવું; ઉપયુક્ત.*Not worth* **w.**:નકામું;નિરર્થક;નિષ્ફળ.*vt.*To spend or pass: ખુશીથી કાઢવું-ગાળવું;વિતાવવું;કાળક્ષેપ ક૦.*vi.*To loiter:રસળવું;રઝળવું.*conj.* 1.As long as; whilst : જ્યાં સુધી; જ્યારે. 2. Though; whereas:જેકે. *prep.*Until;till:જ્યાં સુધી;ત્યાં સુધી.

**Whilere,** ( હુઇવાઈલૅર્ ) *adv.* Recently;just now:તરતજ;હમણાજ; થોડીવાર ઉપર.

**Whiles,**(હુઇવાઈલ્સ્ )*adv.*1. Meanwile;meantime:દરમીઆન;અરસામાં.2.At times:વખતે વખતે.*Conj.* while:જ્યારે; તે અરસામાં.

**Whilst,**(હુઇવાઈલ્સ્ટ્ )*adv.*1.While: એટલામાં;જ્યારે.2. Until:જ્યાં સુધી. *The* **w.**,in the meantime: તે દરમીઆન.

**Whim,**( હુઇવિમ્ )*n.* 1. A freak;a fancy;a humor;a caprice: ફંટો; તુરંગ;લહેર; કામચાર; કામવૃત્તિ; છંદ; નાદ.મોજ;વિકલ્પ;કુતર્ક;ચિત્ત તરંગ.*At one's* **w.**: સ્વચ્છંદે; સ્વેચ્છાચારે. 2. ( *Mining.* ) A large capstan turned by horse power or steam power for raising ore or water, etc.:કાચી ધાતુ અગર પાણીખેંચી કાઢવાનું વરાળયંત્ર.*vi.*To be giddy or freakish: લ્હેર આવવી-ચઢવી;તુરંગમાં હોવું.

**Whimmy**.( હુઇવિમિ ) *a.* Full of whims;whimsical:તુરંગી;લ્હેરી.

**Whimper,**( હુઇવિમ્પર્ )*vi.*To cry with a low, broken voice: ડસકાં ખાઇને રોવું;ઉંઆં ઉંઆં ક૦.

**Whimsey-sy,**(હુઇવિમ્ઝી )*n.*Same as *whim* I.& 2.

**Whimsical,** ( હુઇવિમ્ઝિકલ્ ) *a.* 1. Having peculiar notions;queer; strange:freakish:સ્વચ્છંદી;મનમોજી;તુરંગી;લ્હેરી;કામચારી;મિજાજખોર; સ્વચ્છંદાનુવર્તી;મનસ્વી; ચિકિત્સાખોર. 2.Fantastic;capricious:વિચિત્ર;અજબ તરેહનું;વિલક્ષણ.

**Whin,** ( હુઇવિન્ ) *n.*1. (*Bot.*) (*a*) Gorse;furze:જાડું કાંટાવાળું ઝાડ.

**Whine,**(હુઇવાઈન્ )*vi.&vt.*To moan with a childish noise; to moan basely:ધીમે ધીમે રડવું;કકલવું;ગેંગેંટેંટેં-એંએં ક૦;દુઃખ રડવું-ગાવું;રડાપોશોક ભરેલો અવાજ-સાદ ક૦-કાઢવો;કકલીને બબડવું.*n.*1.Plaintive tone: કકળાટ; શોક ભરેલો-રડતો-રડતો હોય તેવો અવાજ-સ્વર-સાદ;ટેંટેં;કકલાણ.

**Whinny,**(હુઇવિનિ)*vi.*To neigh:હણહણવું; ખોંખારવું; સણસણવું. *n.* A neigh: હણહણાટ; ખોંખારો. *a.* Abounding in whin furze:કાંટાવાળું;કંટકમય.

**Whin-yard,**( હુઇવિન્યાર્ડ્ )*n.* 1. A sword or hanger:તરવાર;ખંજર.

**Whip**(હુઇવિપ્)*vt.*[L.*vibro*,I shake] 1.To lash;to beat:ફટકા-ચાબુક મારવી:ચાબુક-કોરડો લગાવવો-ફટકાવવો-ચમકાવવો.2.To drive with lashes or strokes of a whip;to cause to rotate by lashing with a cord: દોરીવતી ફેરવવું.As,*to* **w** *a top*:ભમરડો જાળવતી ફેરવવો. 3. To punish with a whip;to flog;to beat:ચાબકાથી મારવું-ઝુડવું;-ને ફટકા મારવા; ફટકાની શિક્ષા ક૦.4.To apply cutting language to:કોઈને લાગી જાય એવી રીતે બોલવું; મેણું મારવું; ટોણું મારવું;મર્મ વચન કહેવું.5.To thrash; to beat out as grain:ઝુડીને દાણા કાઢવા:ઝુડવું.6.To beat into a froth: -નું ફીણ કાઢવું;અફળાવી અફળાવીને ફીણ ઉત્પન્ન ક૦;ચઢાવવું.7.To conquer; to surpass:જીતવું;-પર જય મેળવવો; -થી ચઢિયાતા થવું-નિવડવું.8.To warp (with,*about*,*around*,*over*.):લપેટવું;વિંટાળવું.9.To sew lightly:ધીમે ધીમે શીવવું.10.To jerk;to snatch (with,*into*,*out*,*up*, *off*): એકદમ ખુંચી લેવું;ઝડપી લેવું;ઓચિંતા લઇ લેવું.11.To fish (*a body of water*) with a rod and artificial fly,the motion being that employed in using a whip:મચ્છીમારના સોટાથી માછલાં મારવાં.*To* **w**.*in*, to drive in or keep from scattering; to collect:ભેગું ક૦;એકઠું ક૦;એકત્ર ક૦. *To* **w**.*the cat*,(*a*)to practice extreme parsimony:ઘણી બખીલાઇ-કંજુસાઇ ક૦;બહુજ કૃપણ થવું.(*b*) To go from house to house working by the day:ઘેરઘેર કામ કરવાનું ખોળવા ફરવું; ફેરિયાનો ધંધો ક૦. *vi.* To move nimbly ; to start or turn suddenly and do something;to whisk:ઝટ લઇને-ચડપ દઇને-ઝડપથી નીકળી-નાસી-દોડી જવું-આવવું;ચપચપ આવવું જવું.*n.*1.An instrument for driving horses or other animals consisting usually of a lash, attached to a handle: ચાબુક; ચાબકો; કોરડો;સાટકો.2. A coachman: ગાડીવાન;ઘોરી;સારથી;ગાડિત.3. (*Mach.*) (*a*) One of the arms or frames of a wind-mill:પવન ચક્કીનો એક હાથો. (*b*) The length of the arm reckoned from the shaft: દાંડામાંથી ગણેલી હાથાની લંબાઈ.4.(*Naut.*)A small tackle with a single rope used to hoist light bodies:હલકા પદાર્થો ઉચકવાનો દોરડા સાથેનો આંકડો. 5.A huntsman who whips in the hound:શિકારી કુતરાઓને ભેગા કરનાર શિકારી. 6. (*Eng.Politics*)(*a*) A person appointed to enforce party discipline and secure the attendance of the members of a Parliamentary party at any important session especially when their votes are needed:કોઈ અગત્યના કામમાં અમુક બેઠક વખતે જોઈતા મત ભેગા કરવા માટે જરૂરના મેમ્બરો હાજર રાખનાર માણસ.**W.** *and spur*, with the utmost haste:ઘણીજ ઊતાવળે-ઝડપથી-ત્વરાથી; બહુ જલદીથી. **W.** *purchase*, a simple form of crane from which the load is suspended: ભાર ઊપાડવાનું યંત્ર ; ઊચ્ચાલન યંત્ર. **W.** *hand*, the hand with which the whip is used,hence; advantage;mastery: જમણો-ઊપલો હાથ;તેથી પ્રાધાન્યતા;ચઢિયાતાપણું.

**Whipping**.(હુઇવિપિંગ્)*n.*Beating; lashing:ચાબકાનો માર. **W.** *post*,*a* post to which offenders are tied: ફટકા મારતી વખતે ગુનેહગારને બાંધવાનો થાંભલો.

**Whipstock,** (હુઇવિપ્સ્ટૉક્ ) *n.* The rod to which the lash of a whip is fastened;a whip-stalk: કોરડાચાબુકનો હાથો.

**Whir,** ( હુઇવર્ ) *n.* A buzzing or whizzing sound produced by rapid or whirling motion:ભરરરર કરીને થતો અવાજ; ભરરરર. *vi.* To whirl round;to whiz:ભરરરર કરીને ઉડવું;ઉડી જવું.

**Whirl,**(હુઇવર્લ્ )*vt.* To turn round rapidly: સઘળી તરફ-ચક્કરમાં-ગડગડ ફેરવવું;ચકરચકર ફેરવવું.2.To snatch; to hurry: ઉતાવળથી ફેરવવું; ઝડપથી લઇજવું;ઉતાવળે ઘસડી જવું. *vi.*1.To be turned round rapidly:ગોળ ચક્કરમાં-ફરવું-ગોળ-ગડગડ ફરવું. 2. To

Where there is a will, there is a way :

move hastily or swiftly:ઝડપથી ફરવું.*n.* 1. A turning with rapidity or velocity;rapid rotation; quick gyration:ફેરી;ભ્રમણ;ચક્રાવર્તન;આવૃત્તિ;ભ્રમિ; ભ્રાન્તિ. 2. Anything that moves with a whirling motion: કંપવણ ઝડપથી ફરતી ચીજ;ભમરો;ચકમંડળ;ફરકડી.

**Whirlicote,**(હુઇર્લિકોટ્)*n.*An open car or chariot:ઉઘાડીગાડી:રથ;ફેટીન.

**Whirligig,** ( હુઇર્લિગિગ્ ) *n.* 1. A child's toy spun or whirled around like a wheel upon axis or like a top:ભમરડો.2.Anything which whirls around or in which persons or things are whirled about:ચકડોળ.3.An instrument for punishing petty offenders: હલકા ગુન્હેગારોને સજા કરવાનું યંત્ર.

**Whirl pool,** (હુઇર્લ્પુલ્ ) *n.* 1. An eddy or vortex of water: વમળ; પાણીમાં ભમરા થાય છે તે;ભમરો;આવર્ત;જળભ્રમ.2.A sea monster of the whale kind: દરીઆઇ રાક્ષસી માછલી.

**Whirlwind,** ( હુઇર્લ્વિન્ડ્ )*n.*1. A vortex of air; a violent wind storm of limited extent:વાવંટોળ; વાવાઝોડું; વંટોળીઓ; વંટોળીઓ વા; ચક્રવાત; તોફાન. 2. A body of objects sweeping violently onward:ધાડું;ધાડ;વંટોળયો.

**Whisk,** ( હ્વિસ્ક્ ) *n.* A game at cards: મુંગાં મુંગાં રમવાની પત્તાની રમત-બાજી.*n.*1. A sudden motion or quick puff;a rapid sweeping motion:ઝાપટ;ઝપાટો;ઝાટક;ઝટક;ખચકો;આંચકો.2.A small bunch of grass,straw,twigs,hair or the like used for brush:કુચડી;પીંછી; કુચડો; ચમરી;ચામર.3.A small culinary instrument made of wire or the like for whisking and beating eggs:ઇંડાં ભાંગીને ચાવવાનું નાનું ઓજાર.4.A kind of cape,forming part of a woman's dress:સ્ત્રીનો એક પોશાક.5.An impertinent fellow:કુછ્ત-કુછ્છું ખલ માણસ.*vt.* To sweep brush:વાળી નાંખવું;ઝાડી-ઝાટકી નાખવું;ખંખેરી નાંખવું.2.To move with a quick sweeing motion:ઘસડાતા-ઘસાઈને ચાલવું-જવું. *vi.* To move nimbly and with velocity:ઝપાટાબંધ જવું-ચાલવું;ઝટકતા ચાલવું.

**Whisker,**(હ્વિસ્કર્)*n.*1.One who or that which whisks or moves with a quick sweeping motion; ઝાટકનાર;ઝાટકી નાંખનાર.2.A mustache:મૂછ.3.*pl.*That part of the beard which grows upon the sides of the face: થોભીઆ; થોભા. 4.A hair of the beard:દાઢીનો વાળ.5.One of the long projecting hairs growing at the side of the mouth of a cat or other animal:બિલાડીના મૂછનાવાળ.6.*pl.* (*Naut.*) Iron rods extending on either side of bowsprit, to spread,or guy out,the stays,etc: વહાણનો કડો.

**Whisket,**(હ્વિસ્કેટ્ )*n.*1.A Basket: ટોપલી.2.(*Mach.*) A small lathe for turning wooden pins:સંઘાડો.

**Whiskey,**(હ્વિસ્કિ)*n.*1.A kind of liquor:એક જાતનો દારૂ;ઘઉં-જવ વિગેરેમાંથી કાઢેલો દારૂ.2.A light carriage built for rapid motion:હળવી ગાડી.

**Whiskin,**(હ્વિસ્કિન )*n.*A shallow drinking bowl;પીવાનું છછરું પ્યાલું.

**Whisper,** ( હ્વિસ્પર્ ) *vi.* 1. To speak softly;to talk slowly: કાન ફૂંકવા-ભંભેરવા;કાનમાં ગુચપુચ કહેવું-વાત કરવી;ધીમે ધીમે બોલવું-વાત કo;-ના કાન કરડવા. 2.To make a low sound:ધીમો અવાજ કાઢવો. 3. To converse in whisper: છાનીછાની વાત કરવી;ગુચપુચ વાત કo.*vt.*1. To say under the breath:ધીમે રહીને કહેવું.2. To address in whisper: કાનમાં કહેવું. 3. To inform privately:છૂપી રીતે ખબર આપવી;-ને છાનીમાની ચેતવણી આપવી. *n.*1.A low, soft sibilant voice which can be heard only by those near at hand:ધીમો નહિ સંભળાય એવો અવાજ; ગુચપુચ. 2. A cautious speech:બીતાં-ખમચાઈને કરેલી વાત. 3.A suggestion:સૂચના;ખબર;ગુપ્ત વાત.4.A low sibilant sound:ધીમો ઝીણો અવાજ;ખખડાટ;ખણુખણાટ.

**Whisperer,**(હ્વિસ્પરરર્)*n.* 1.One who whispers: કાનમાં વાત કરનાર; ધીમે રહીને બોલનાર. 2. A tattler; one who tells secrets;a backbiter:છૂપી વાત કહેનાર-કરનાર; ચાડીઓ.

**Whist,**(હ્વિસ્ટ્)*interj.*Be silent; hush;be still:ચૂપ;છાનો;મુંગો રહે.*n.* A certain game at cards : મુંગા મુંગા રમવાની ગંજીફાની એક રમત; ભીડદાવ;કોટની રમત. *vt.* To hush: ચૂપ-છાનું-મુંગું રાખવું.*vi.*To become still:ચૂપ થવું.*a.*Silent;mute;still: ચૂપ;મુંગું;શાન્ત;છાનું.

**Whistle,**(હ્વિસલ્ )*vi.*1.To make a kind of musical sonnd by forcing the breath through a small orifice formed by contracting the lips:સીસોટી-ટી વગાડવી. 2. To make a shrill sound with wind instrument : વાંસળી-પાવો વગાડવો. 3. To make a sharp shrill sound:સણસણ-સણણણ વાગવું-કરવું; સસણાટ કરતા જવું;સરરર પસાર થવું;(*as wind*) સુસુ કરવું. *vt.* 1. To form,utter or modulate by whistling: સીસોટી વગાડી રાગ કાઢવો.2. To send signal or call by a whistle:સીટી-સીસોટી વગાડી બોલાવવું; સીસોટીથી નિશાની કo. *To* **w.** *off*,(*a*)to dismiss by a whistle: સીટી વગાડીને કાઢી મુકવું.(*b*)To abandon;to dismiss: તજવું; કાઢી મુકવું; વહેતુ મુકવું. *n.* 1. A sharp shrill musical sound made by forcing the breath:સીટી; સીસોટી. 2. The shrill sound made by wind passing among trees or through crevices,or the like passing rapidly through the air:સુસવાટો;સસણાટ.ઘુઘવાટો. 3. The instrument in which gas or steam forced into a cavity produces a sound more or less like that made by one who whistles through the compressed lips:વાંસળી;પાવો;પીપી;સિસોટી; પીસવો;સિસુડો.4. The mouth and throat:મોં અને ગળું.

**Whit,** (હ્વિટ્ )*n.* A bit; a jot;an iota:તલમાત્ર.માત્ર;જરા;લવલેશ;રતિભાર;અણુમાત્ર;કિંચિતમાત્ર.

**White,**(હ્વાઇટ્ )*a.*1.Reflecting to the eye all the rays of the spectrum combined;snowy:સફેત;ધોળું;ઉજળું;ઉજ્જ્વલ; શ્વેત;શુકલ;ધવલ; ગૌર;ગોરું.2.Pale; pallid: ફિક્કું;નિસ્તેજ;ચોળું;ફક;સફેત;ઉતરી ગએલું.3. Innocent;pure:નિરપરાધિ;ચોખ્ખું; ખુલ્લું;નિષ્કલંક;દાધ-એબ-દૂષણ વગરનું; શુદ્ધ;શ્વેત;નિર્મળ. 4. Gray; hoary: ધોળું; પળીયાં આવેલું; પાકી ગએલું; સફેત.5.Fortunate;happy:નસીબવાન; સુખી; અનુકૂળ. *He reckoned this as one of the* **w.** *days of his life*: પોતાની જીંદગાનીનો એક સુખી દિવસ આને એણે ગણ્યો.6. Fa-

નાચવું નહિ ત્યારે આંગણું વાંકું.

vorite;darting:પ્યારું;વહાલું;લાડકું; પ્રિય. **W.** *brant*, (*Zool.*) the snow goose:ધોળો હંસ.**W.***brass*, white copper: તાંબાની ધોળી મેળવણી.**W.** *copper*,a whitish alloy of copper: ત્રાંબાની સફેત મેળવણી. **W.***crop*,a crop of grain which becomes white in ripening:પાકીજતાં ઘઉં-જવ જેવું ધોળુ થઈ જતું ધાન્ય-અનાજ.**W.***damp*,a kind of poisonous gas in coal mines:કોયલાની ખાણમાંથી નીકળતી ઝેરી હવા. **W.***feather*,a mark of cowardice: બ્હીકણપણા-બાયલાપણાની નિશાની. **W.***garnet*,(*Min.*)leucite:અર્કીકે. **W.***grub*,(*Zool.*)the larva of the June bug: ધોળો કામળીઓ. **W.** *horses*, (*Naut.*) white topped waves:સફેત મોજાં.**W.** *iron*, (*a*) tinned iron:કલઈ ચઢાવેલું લોઢું (*b*) A hard silvery white cast iron containing a large proportion of combined carbon: ધોળું લોઢું. **W.***land*,a tough clayey soil of a whitish hue when dry: સફેત ચીકણી જમીન.**W.***lead*,(*a*) ceruse: સફેતો.**W.** *leather*, buff leather: સાફ કરેલું ચામડું. **W.** *light*, (*a*) (*Physics.*)light having the different colors as in the light coming directly from the sun: સૂર્યના તેજમાં જેટલા અને જે પ્રમાણમાં રંગછે તેવા અને તેટલા પ્રમાણના રંગવાળું તેજ. (*b*) A kind of firework which gives a brilliant white illumination for signals, etc.: કંઇ ઈશારત કે સંકેતને માટે ફોડેલું સફેત રંગનું દારૂખાનું; મહેતાબ. **W.***lime*,white wash:કળીચુનો.**W.** *line*,(*Print.*)a blank line: કોરી લીટી.**W.***meat*,(*a*) any light colored flesh of poultry:મરઘાંનું ફિક્કુ માંસ.(*b*)Food made from milk or eggs: દૂધ અગર ઇંડાનો બનાવેલો ખોરાક.**W.***money*,silver money: રૂપાનાણું. **W.** *owl*, (*Zool.*) the snowy owl: ધોળું ઘુવડ.**W.***poppy*, (*Bot.*)the opium yeilding poppy: અફીણનો છોડ. **W** *powder*, a kind of gunpowder formerly believed to exist and to have the power of exploding without noise:અવાજ કર્યા વગર ફૂટે એવો બંદુકનો દારૂ.**W.***rabbit*, (*Zool.*) the American northern hare in its winter pelage: ધોળું સસલું. **W.** *salt*,salt dried and calcined:પકવેલું મીઠું.**W.***squall*,sudden gust of wind:વાવાઝોડું;પવનનો સપાટોઝપાટો.**W** *staff*,the badge of the lord high treasurer of England: ઈંગ્લાંડનો વડા ખજાનચીનો સફેત દંડ. **W.***wax*,beeswax:મીણ.**W.***witch*, witch or wizard whose supernatural powers are supposed to be exercised for good purposes:સારા કામમાં પોતાની વિદ્યા વાપરનાર ડાકેણ.*n.*1. The color of pure snow; whiteness:સફેત-ધોળો રંગ; સફેદી; શ્વેતતા;શ્વેતવર્ણ; શુકલવર્ણ. 2. Something white : જરા ધોળું હોય તે; ધોળો સફેત ભાગ;શુકલમંડળ;આંખનો ડોળો.3.The center of a mark at which a missile is shot:લક્ષ્યસ્થાન;ચોટ.4.A person with a white skin:ગોરી ચામડીવાળો માણસ;યુરિઓ.5.A white pigment:સફેત રંગ:સફેતો.6.Any one of numerous species of butterflies in which the color is usually white:ધોળા પતંગીઆં. *In black and* **w.**, in writing:લખાને;કાગળે ચઢાવીને;ધોળા ઉપર કાળું કરીને. **W.** *of egg*, the viscous pellucid fluid which surrounds the yolk in an egg: ઈંડાની સફેતી.**W.***of an eye*:આંખનો સફેત ડોળો;શુકલમંડળ; ડોળો. *vt.* To whitewash;to bleach:ધોળવું; ચુનો લગાડવો;નિખારવું.

**Whiteant**,(હ્વાઈટ્‌ઍન્ટ્‌)*n.*Insects which are often very destructive to buildings and furniture:ઉધઈ.

**Whited**,(હ્વાઈટેડ્‌)*a.*Whitewashed:સફેત કરેલું;ચુનાથી ધોળેલું.

**White-lead**,(હ્વાઇટ્‌-લેડ્‌)*n.* Ceruse:કલાઇ;સફેતો.

**White-livered**,(હ્વાઈટ્‌-લિવર્ડ્‌)*a.* 1.Having a pale look:feeble:ફિક્કુ;નિસ્તેજ; નબળું. 2. Cowardly; dastardly:બ્હીકણ;બાયલું;પોચકણું.

**Whiten**, (હ્વાઈટન્‌) *vi.* To grow white:સફેદ થવું;ધોળુ-શ્વેત થવું.*vt.*To make white: ધોળું-સફેત કરવું;-પર સફેતી આણવી-ચઢાવવી.

**Whiteness**,(હ્વાઈટ્‌નેસ્‌)*n.*1.The quality or state of being white: સફેતી;ધોળાશ;ઉજળાશ;ધવલતા; શુભ્રતા;શુકલતા;શ્વેતતા.2.Paleness:ફિકાશ;નિઃસ્તેજપણું.3. Purity; cleanness:શુદ્ધતા:સ્વચ્છતા; નિર્મળતા; ચોખ્ખાઇ.4.Nakedness:નગ્નપણું; નગ્નતા.5.(*Zool.*)A flock of swans: હંસનું ટોળું.

**Whites**,(હ્વાઇટસ્‌)*n. pl.*1. Leucorrhœa:પ્રદર;શ્વેતપ્રદર;સ્ત્રીને રોગ તરીકે યોનીમાંથી જતી સફેત ધાત.2.The finest flour made from white wheat:મેંદો.3.Garments of a plain white color:સફેત રંગનાં કપડાં.

**White-Wash**,(હ્વાઈટ્‌વૉશ્‌)*n.*A composition of lime and water: પાણી સાથે મેળવેલો ચુનો.*vt.*To whiten:ધોળવું.2.To make white: બહારથી સાફ-સોજું દેખાય તેમ કરવું.

**Whither**,(હ્વિધર્‌)*adv.*1.To what place:ક્યાં;કયે ઠેકાણે;કેણી તરફ-ગમ.2. To what or which place:તે જગ્યાએ-ઠેકાણે;જ્યાં;ત્યાં.3.Where to:ક્યાં; કેમે;કેણીગમ.*Any* **w.**,any where: કોઇપણ ઠેકાણે;ગમે તે ઠેકાણે;ગમે ત્યાં.

**Whither-soever**,(હ્વિધર્‌-સોએવર્‌)*adv.*Where-soever:જેજે જગ્યાએ;જ્યાં ક્યાં;જે જે સ્થળે-ઠામે-ઠેકાણે; ગમે-ઝોટે ત્યાં;કોઈ પણ ઠેકાણે;ગમે ત્યાં.

**Whitish**,(હ્વાઈટિશ્‌)*a.* 1. Somewhat white: સફેતી મારતું; ધોળાશ ઉપર.2. (*Bot.*) Covered with an opaque white powder: ઉપર ધોળો સફેતો ચઢાવેલું.

**Whitleather**, (હ્વિટ્‌લેધર્‌) *n.* 1. White leather:ફટકડી પાએલું ચામડું;ચુનીઉ ચામડું.

**Whitlow**,(હ્વિટ્‌લો) *n.* 1. (*Med.*) The inflammation of fingers or toes:નૈયુ પાકવુંતે;નૈયું:નખછર;નખમૂળ. 2. (*Far.*) An inflammatory disease of the feet: પગપર સોઝો આવ્યો હોય એવો રોગ.

**Whitsunday, Whitsuntide**,(હ્વિટ્‌સન્‌ડે-સન્ટાઈડ્‌) *n.* 1. (*Eccl.*) The seventh Sunday and the fiftieth day after Easter:ગુડફ્રાઈડેના તહેવાર પછી સાતમો રવિવાર.

**Whittle**,(હ્વિટલ્‌)*n.*A knife:ચાકુ; નાનો ચપ્પુ;છરી;પાળી.*vt.*1.To pare or cut off the surface of with a small knife:ચાકુએ-વતિ છોલવું;છિલવું.2.To edge; to sharpen: ધાર ચઢાવવી.

**Whiz**,(હ્વિઝ્‌)*vi.*To make a humming or hissing sound like an arrow or ball flying through the air:સણણણ-સુંસું અવાજ થવો;સણસણવું; સુસવાટો ઇ૦. *n.* A hissing

sound:સુંસું;સણુણુણાટ;સુસવાટો.

**Who,**(હુ)*pron.*One;any one:જે;કોણ.

**Whoever-soever,** (હુએવર્-સોએવર્ )*pron.* Whatever person;any person who:જે કોઇ; હરકોઇ; જેજે; ગમે તે કોઇ.

**Whole,**(હોલ્ )*a.*1.Total;all;entire: આખું;સઘળું;સમસ્ત;સમગ્ર;બધું;સકળ;અશેષ.2.Complete;entire; unbroken;unimpared;integral:આખું;પૂર્ણ;અખંડ;અભંગ;પુરૂં;અભગ્ન;સબળું;સમગ્ર;સાબુત.3.Well;healthy; sound:તંદુરસ્ત;સારૂં;સાજું. **W.** *number*:(*Math.*)an integer: પૂર્ણાંક.*n.* 1.The entire thing; totality:બધું;પુરેપુરૂં;તમામ;સમગ્રતા;સાકલ્ય;સમુદાય;સમાસ.2.A regular combination of parts;a system:બંધારણ; આખી વસ્તુ-પદાર્થ *On the* **W.**, considering all things: એકંદરે; એ પ્રમાણે;બધાનો વિચાર કરી જોતાં.

**Whole-sale,**(હોલ્સેલ્ )*n.* Sale of goods by large quantities:જથાબંધ-થોકબંધ-સામટું વેચાણ.*By* **W.**, in the mass: જથ્થાબંધ; થોકબંધ; ઉધડું.*a.*1.Pertaining to trade by large quantity:સામટા વેચાણનું.2. Extensive and indiscriminate: આંધળા થઇને-આંખો મીચીને કરેલું.

**Whole-some,**(હોલ્સમ્ )*a.* 1. Favoring health;salubrious;salutary:ગુણકારી;શરીરને સુખાકારી આપે એવું;પથ્ય;સત્વસ્થ;શરીરહિતકર-પ્રદ 2. Favourable to morals,religion, or prosperity; sound; salutary; conducive to good: આરોગ્યકારી; ગુણકારી; હિતકર; હિતાવહ;હિતકારક; ઉપયોગી;કામનું;ફાયદેમંદ;ફાયદાકારક; લાભકારક.3.Sound;healthy: ગુણકારી; તંદુરસ્ત.

**Wholly,**(હોલિ)*adv.*1. Entirely; completely:પુરેપુરી રીતે;તમામ;સાફ;બીલકુલ.2.Totally; fully:તમામ; સર્વતઃ;નિઃશેષ;સર્વથા.

**Whom,**(હુમ્ )*pron.*The objective case of who:જેને;કોને.

**Whoop,**(હુપ્ )*vi.* 1. To cry out;to shout:બુમ પાડવી;પોકાર ક૦;ચીસ પાડવી;ચીચીઆરી પાડવી-ક૦-નાંખવી.2. To cough or breathe with a sonorous inspiration:ઘરડ ઘરડ શ્વાસલેવો;સસણી બોલવી.*vt.* To insult with shouts:બુમો-ચીચીઆરી પાડી અપમાન ક૦;-ની હે બોલાવવી;ને હુર્યો હુર્યો ક૦.*n.*1. A cry; an halloo; a hoot:બુમ;ચીસ;ચીચીઆરી;હુપ.2.A loud shrill,prolonged sound as in whooping cough : હમુંજણમાં નીકળતો અવાજ;સસણી.

**Whooping-cough,** ( હુપિંગ્કૉફ્ ) *n.*(*Med.*) Chin cough; hooping cough:સસણી;વાળેળી;ઉટાંટીઓ;હમુંજણું;દમ.

**Whore,**(હોર્ )*vt.*[L.*carus*, dear.] A prostitute;a harlot:કસબણ;પાતર;વેશ્યા;રામજણી; સ્વૈરિણી; સામાન્યા;પુંશ્ચલી;રંડી.*vi.*1. To practice lewdness:પૈસાલેઇ પર પુરૂષ સાથે વ્યભિચાર-સંગ-છિનાળું ક૦;બદફેલી-બદકર્મ-જારકર્મ ક૦.2.(*Scrip.*)To worship false and impure God:ખોટા દેવનું ભજન ક૦;મૂર્તિપુજન ક૦.*vt.*To debauch:જારકર્મિ થવું;છિનાળ થવું.

**Whoredom,**(હોર્ડમ્ )*n.* 1. Lewdness:જારકર્મ;બદફેલી;છિનાળું;વ્યભિચાર;બદકર્મ; બદચલણ. 2. (*Scrip.*) Idolatry:મૂર્તિપુજા.

**Whore-master-monger,**(હોર્માસ્ટર્-મંગર્ )*n.*1.Alecher:રંડીબાજ; છિનાળવો;રાંડ રાખનાર;છિનાળું કરનાર;વ્યભિચારી.2.A procurer:ભડવો.

**Whorish,** ( હોરિશ્ ) *a.* Lewd;unchaste: છિનાળવું; લુચ્ચું; રંડીબાજ; વ્યભિચારી;જારકર્મી;લંપટ.

**Whose,**(હુઝ્ )*pron.*The possessive case of *Who* or *Which*:કોનું;જેનું.

**Why,**(વાઈ)*adv.*1.For what cause; wherefore:કાં; કેમ;શું કામ;શા માટે-વાસ્તે-સારૂ-કાજે.2. For which:જેને માટે.3.On what account:શા કારણથી;શા વાસ્તે;શા હેતુથી.*n.*A young heifer:વાછડી.

**Wick,**(વિક્ )*n.* 1. A street;a village;a castle:પોળ;ગામડું;કિલ્લો;રહેઠાણ;વાડો.*n.*A bundle of fibers made of soft spun cotton threads: દીવો;વાટ; બત્તી; કાકડો; વર્તિ. *vi.* To strike a stone in an oblique direction:ત્રાંસો પથરો-કાતર ફેંકવો.

**Wicked,**(વિકડ્ )*a.*Having a wick: બત્તિવાળું;દીવટવાળું.

**Wicked,**(વિકેડ્ )*a.*1.Evil in principle or practice;sinful; immoral;profligate:દુષ્ટ;પાપી;અધર્મિ;દુર્જન;કુજન;દુષ્કર્મી;કુકર્મી; હરામી;પાપિષ્ટ;દુર્ગુણી;દુરાચારી;દુરાચરણી;અનાચારી;પાપપરાયણ.2.Cursed;baneful;bad:નુકસાનકારક;ખરાબ.3.Disposed to mischief;roguish:લુચ્ચું; દુષ્ટ;ખળ;મસ્તીખોર.

**Wickedly,**(વિકેડ્લિ)*adv.*In a wicked manner;viciously:ઘાતકી રીતે;અધર્મથી.

**Wickedness,**(વિકેડ્નેસ )*n.*1.Immorality;sinfulness: દુષ્ટપણું-તા; દુર્બુદ્ધિ; કુમતિ; કુભાવ; પાપમતિ. 2. Crime;sin:પાપ;પાતક;કુમર્મ;પાપાચરણ;પાપાચાર;અનાચાર;અનાચરણ.

**Wicker,**(વિકર્ )*n.*1. A small pliant twig or osier;a withe:નાની ડાળી.2.A basket:ટોપલી.*a.* Made of twigs: નેતર-વેત્ર-ઝાડની ડાળીઓનું બનાવેલું.

**Wicket,**(વિકેટ્ )*n.*1.A small gate or door:ન્હાનું બારણું;ન્હાનો દરવાજો; રોકાબારી.2.A small gate by which the chamber of canal locks is emptied or by which the amount of water passing to a water wheel is regulated:કાંસ વિગેરેનું પાણી ખાલી થવાનું દ્વાર.3.(*Cricket.*) (*a*) A small framework at which the ball is bowled:ક્રિકેટમાં જે ત્રણ દાંડા અગાડી ઉભા રહીને દડો નાંખવામાં આવે છે તે ત્રણ દાંડા. (*b*) The ground on which the wickets are fixed: જ્યાં દાંડા ખોસ્યા હોય તે જગ્યા. 4. A place of shelter made of the boughs of trees: ઝાડની ડાળીઓની છાંયડાવાળી જગ્યા;માંડવો.

**Wide,**(વાઇડ્ )*a.*1. Having considerable distance or extent between the sides; not narrow; broad:પોહોળું;પોહોળાઈવાળું;ચોક;પનાદાર;વિશાળ;મ્હોટું.2.Extended; broad;vast;extensive:વિશાળ;પોહોળું;ગંજાવર;વિસ્તીર્ણ.3. Of large scope;liberal;broad:વિશાળ;ધાડી; અથાગ;અગાધ;પ્રશસ્ત;પુષ્કળ.4.Of a certain measure between the sides:પહોળી; પહોળું. 5. Far; remote;distant:આઘે;દૂર;વેગળું.6.Far from truth,from propriety,from necessity or the like:સત્યતા,સાચાઇ, યોગ્યતા વિગેરેથી વેગળું-આઘું; આડું;ત્રાંસું.7.(*Phon.*)Made as a vowel with a less tense and more open and relaxed condition of the mouth organs:પહોળું. *adv.* 1. To a distance; far; widely:ઘણે દૂર;ઘણે આઘે.2. So as to leave or have a great space between the sides:વેગળેથી.3.Aside;astray:બાજુ; આડીવાટે. *n.* 1.

Width;extent:પહોળાઇ;પહોળપણું; વિસ્તાર.2.That which goes wide or to one side of the mark:ઘણો પહોળો જનાર પદાર્થ.

**Widely,**(હ્વાઈડ્લિ)*adv*.1. Far: ઘણે લાંબે સુધી;મોહોળી રીતે;વિસ્તારીને.2. Very much:ઘણું જ;ઘણું-બહુજ;અતિશય;બેહદ;પુષ્કળ;વિપુલ.

**Widen,**(હ્વાઈડન્)*vt*.To make wide or wider:પહોળું કરવું;ચોડું ક૦;-ની પહોળાઈ વધારવી-પસારવી. *vi*. To grow wide or wider;to spread: પહોળા થવું;વધવું;ચોડું-મ્હોટું થવું.

**Wideness**(હ્વાઈડ્નેસ્ )*n*.1. Breadth;width:પહોળાઇ;પહોળપણું;પનો; ચોગાણ.2.Broadness:પહોળાઈ.

**Wide-spread,**(હ્વાઇડ્સ્પ્રેડ્ )*a*.Widely extended:અતિશય ફેલાયલું.

**Width,** ( હ્વિડ્થ્ ) *n*. Wideness; breadth:પહોળાઈ;પહોળપણું;પનો.

**Widow,** (હ્વિડો)*n*.A woman who has lost her husband by death and has not married again:વિધવા,રાંડીરાંડ:વિધુરા;બોડકી;રંડા. **W.** *before puberty*:બાળરાંડ;બાળવિધવા.**W.***bewitched*,a woman separated from her husband;a grass widow: ધણીના વિરહવાળી સ્ત્રી. *a*. Widowed:રાંડેલું.*vt*.1.To reduce to the condition of a widow: વિધવા ક૦; રંડાપો આપવો. 2. To bereave;to deprive of one who is loved;to make desolate:ઉજડ-મેદાન ક૦;વ્હાલો-પ્યારો પદાર્થ લઈલેવો.3.To endow with a widow's right:વિધવાનો હક્ક આપવો.4. To become the widow of:-ની વિધવા થઈને જીવવું.

**Widowed,**(હ્વિડોડ્ )*a*.1.Bereaved of a husband:રાંડેલી;રંડાપો આવેલો એવી;ખૂણે બેઠેલી.2.Stripped:વિનાનું-રહિત-હીન:શૂન્ય.

**Widower,** (હ્વિડોઅર્ ) *n*, A man who has lost his wife and has not married again:રાંડેલો-રંડાએલો પુરૂષ;વિધુર.

**Widow-hood,**(હ્વિડોહુડ્ )*n*.1.The state of being a widow:રંડાપો; વૈધવ્ય;વિધવાવસ્થા;છત્રભંગ;વૈધવ્યદશા.2.Estate settled on a widow: વિધવાને આપવામાં આવેલું પલ્લું.

**Wield,**(હ્વીલ્ડ્ )*vt*. [L.*valeo*, I am strong.]1.To govern;to rule:ચલાવવું;વ્યવસ્થા ક૦-ચલાવવી; કારભાર ક૦;ચલાવવો.2.To control;to sway: દાબ રાખવો;વાવરવું;વર્તાવવું;વશ-અંકુશમાં રાખવું.3. To use with full command or power:ફુલ અખત્યારથી કામ ચલાવવું.*To* **W.** *the scepter*, to govern with supreme command: ફુલ અખત્યારથી રાજ્ય ચલાવવું;બંબું બજાવવો.

**Wieldy,**(હ્વીલ્ડિ) *a*.Wieldable:વાપરવા જેવું;ધારણ થાય તેવું.

**Wiery,**(હ્વીઅરિ)*a*.Wet;moist: ભીનું;ભેજવાળું;આર્દ્ર.

**Wiery,**(વીઅરિ)*a*.Wiry:મજબુત.

**Wife,**(હ્વાઇફ્ )*n*.1. A woman; an adult female:સ્ત્રી;પુખ્ત ઉમ્મરે આવેલી સ્ત્રી.2.The lawful consort of a man: પરણિયત બૈરી-સ્ત્રી; ઘણિયાણી; પત્નિ;દારા;ભાર્યા;વહુ;ગૃહિણી;ગેહિની; પ્રિયા;કાંતા;રમણી;વલ્લભા;જયા;મહિલા;ખટલો; અર્દ્ધાંગના; ઘરવાળી. *Perquisites or property of a* **W.**: સ્ત્રીધન;શુલ્ક.*Rival* **W.**:સપત્ની.The happy or joyous state of wifehood:સૌભાગ્ય.**W.***of another*:પરકિયા;પરસ્ત્રી;પરનારી.*To give* to **W.**, *To take to* **W.**,to give or take(a woman.) in marriage: લગ્ન ક૦; પરણવું.

**Wig,**(હ્વિગ્)*n*.A cap of hairs:વાળવાળની ટોપી-ટોપ.*vt*.To scold:ઠપકો દેવો:ધમકાવવું.

**Wiggle,** ( હ્વિગ્લ્ ) *vt*. To wag;to move to and fro with a jerking motion:હલાવવું;ધ્રીજવું. [બ્રિન્ત.

**Wight,** (હ્વાઇટ્ ) *n*. Weight:ભાર:

**Wight,**(હ્વાઇટ્ )*n*.1.A whit;a bit; a jot: જરીક;લવલેશ;અણુ. 2.A supernatural being:અલૌકિક માણસ. 3.A human being:મનુષ્ય;માણસ; જણ;સખ્સ.*a*.Swift;nimble;agile: તિક્ષણ;ચંચળ;ચપળ;ચાલાક.

**Wild,**(હ્વાઇલ્ડ્ )*a*.1.Living in the forest; not tamed or domesticated:રાની;જંગલી;વન્ય;રાનમાનું.2. Native;not cultivated:ખેડ્યા વગર ઉગતું-થયેલું;વનકટ;રાનકટ;રાનટી; કુદરતી;રાની;વન;અરણ્ય.(*in comp.*) 3.Desert:ઉજ્જડ;વસ્તી વગરનું;જંગલી;નિર્જન;વેરાન.4.Savage;uncivilized;rude:જંગલી; રાની;અનાડી;નહિ સુધરેલું;વનચર;જનુની; વિકાળ. 5. Turbulent;violent;ungoverned; licentious;inordinate; irregular: હાથમાં ન રહે એવું; બેકેદ;નિરંકુશ;અનિવાર;તોફાની;ઘણાજુસ્સાવાળું; લફંગુ;સોદુ;નાગું;દુરાચારી;ઉચ્છૃંખલ; અનિમિત્ત;અનુભવ સિદ્ધ નહિ એવું;તર્કહીન;અયુક્તિક;નિરર્થક. 6.Unsheltered: રક્ષણ વગરનું. 7. Indicating strong emotion: કડક; ઉગ્ર; ઉન્મન; અતિવ્યાકુળ;હાંફળું ફાંફળું;ગાભરું;ગભરાયેલું.8.(*Naut.*)Hard to steer:ચલાવી ન શકાય તેવું.*To run* **W.**,to go untamed or unrestrained:નિરંકુશપણે જવું.(*b*)To grow without culture or training: વાવ્યા વગર એમનું એમ ઉગવું. **W.** *bee*, (*Zool.*) any one of the numerous species of bees who built their nest in rocks:રાની મધમાખી.**W.***honey*, honey made by wild bees and deposited in trees and rocks:રાનમાં પાકેલું મધ;રાનીમધ;ધ્રુસિયું મધ. **W.***land*,land not cultivated or unfit for cultivation:ખેડયા વગરની જમીન; ખેડાય નહિ એવી જમીન. **W.***with joy*:હર્ષોન્મત્ત.*n*. A forest or desert; waste: રાન; રણ;ઉજ્જડ મુલક;જંગલ;રેતીનું મેદાન;મારવાડ;માળ.*adv*.Wildly:જંગલી રીતે.

**Wilderness,**(હ્વિલ્ડર્નેસ્ )*n*. 1. A desert;waste; forest:રાન;અરણ્ય; વન;જંગલ;રણ. 2.A disorderly or neglected place:ગુંચવણી વાળી-બીઆબાન જગ્યા;હુલ્લડજગ્યા. 3. Wildness:જંગલીપણું.

**Wildly,**(હ્વાઇલ્ડ્લિ)*adv*.In a wild manner;rudely:જંગલીરીતે;જંગલીપણે;ખેડ્યા વગર;ઠેકાણા વગર;હાંફલાફાંફલાં;અસમાનપણે;યદ્વાતદ્વા.

**Wildness,**(હ્વાઇલ્ડ્નેસ્ ) *n*. Rudeness;savageness:જંગલીપણું;દુરાચારીપણું.

**Wile,**(હ્વાઈલ્)*n*.A trick or stratagem;a beguilement; an allurement:કપટ;કાવાદાવો;ઠગવા-છેતરવાની યુક્તિ-પેચ-ફરેબ;કાવત્રુ;છળભેદ;છક્કાપંજા;દાવ.*vt*.1.To deceive:છેતરવું;કપટ ક૦.2.To while or while away: ગાળી નાંખવું;વ્યતીત ક૦.

**Wilful,**(હ્વિલ્ફુલ્)*a*.Stubborn;perverse:મમતી;તોરી;હઠીલું;આપમતિયું;આડું;જક્કી;જીદ્દી;સ્વચ્છંદી;મનસ્વી; સ્વેચ્છાચારી;બુદ્ધિપૂર્વક;સાંકલ્પિક.

**Wilfulness,**(હ્વિલ્ફુલ્નેસ્)*n*. Stubbornness;હઠીલા પણું;જક;હઠ;મમત;કમચાર;સ્વચ્છંદ.

**Wiliness,**( હ્વિલિનેસ્ ) *n*. Craftiness;cunning;guile:લુચ્ચાઈ; છળભેદ;કાવતરું;શઠતા;ખળતા.

**Will,** ( હ્વિલ્ ) *n*. The power of

'Woman's doings are as deep as water :

choosing:ઇચ્છા;સંકલ્પ શક્તિ;નિશ્ચય શક્તિ.2.Choice;a volition: મરજી; ખુશી.3.A decree;a command:હુકમ;આજ્ઞા.4.Desire;purpose:ઇચ્છા; ઇરાદો;મરજી;સંકલ્પ; મનોરથ;મનોદય; મનોત્સાહ;અભિલાષ;આકાંક્ષા.5.That which is strongly wished:ઈચ્છા; મનોરથ;મનકામના;કોડ;મનસિદ્ધિ. 6. Arbitrary disposal: સત્તા;કાબુ. 7. (*Law.*)Testament;devise: મૃત્યુપત્ર;વિલ;વારસનામું;મૃત્યુલેખ; વસિયતનામું. *At* **w.**,at pleasure:ખુશી પ્રમાણે.મરજીમુજબ. *Ill* **w.**, enmity: દુશ્મનાવટ; દુશ્મનાઇ; દુષ્ટભાવ; વેર; વેરભાવ. *To have one's* **w.**, to do what one pleases:મન પ્રમાણે કરવું; મરજી મુજબ થવું;સ્વેચ્છાચારીથવું. *With a* **w.**, earnestly; heartily: અંતઃકરણથી; ખરા મનથી.*To have one's* **w.**:ની મરજી પ્રમાણે થવું;ઇચ્છેલો પદાર્થ -વસ્તુ મળવી.*vt.*[L.*volo*,I wish.]1. To wish;to desire:ચાહવું;ઈચ્છવું;-ની મરજી હોવી.2.To ordain;to decree to determine by an act of choice: -ની મરજી કo;-ની સમ્મતિ થવી-કo;હુકાર કo;ઠરાવવું;સંકલ્પ-નિશ્ચય-ઠરાવ કo.3. To direct;to order:હુકમ કo;આજ્ઞા કo.4.To devise:મૃત્યુપત્રથી માલ મિલકત આપવાનો ઠરાવ કરી આપવો;વસીયતનામું કo;વીલ કo.*vi.*1.To wish; to desire:મન હોવું;ઇચ્છા હોવી;મરજી હોવી; ઈચ્છવું; -નો સંકલ્પ હોવો-થવો.

☞ As an auxiliary *will* is used to denote futurity dependent on the subject of the verb. Thus,in the first person,"*I* **w.**" denotes willingness,consent or promise;and when *will* is emphasized it denotes determination or fixed purpose:સહાયકારક તરીકે *will* ભવિષ્યકાળ દર્શાવવા વપરાય છે.પહેલા પુરૂષમાં એ શબ્દ ઇચ્છા, સમ્મતિ કે વચન દર્શાવે છે અને જો એના ઉપર ભાર દીધો હોય તો દૃઢ નિશ્ચય સુચવે છે.એવી વખતે ભવિષ્યકાળ સાથે 'જ'અક્ષર ઉમેરવાથી ગુજરાતીમાં અર્થનું સુચન થાયછે.As, *I* **w.** *go at all hazards*:ગમેતેમ થાય તોપણ હું તો જઇશજ.In the second and third persons the idea of distinct volition,wish or purpose is evanescent but it denotes simple futurity only: બીજા અને ત્રીજા પુરૂષમાં માત્ર ભવિષ્યકાળ બતાવે છે.

☞ **W.**,auxiliary,may be used elliptically for *will go*:સહાયકારક.**W.**,will go ને બદલે અધ્યાહારથી પણ વાપરી શકાય છે.As,*I'll to her lodgings*:હું તેને ઘેર જઈશ.

☞ As in *shall*,the second and third persons may be virtually connected into the first either by question or in direct statement,so as to receive the meaning which belongs to *will* in that person:પ્રશ્નાર્થમાં કિંવા ઈન્ડીરેક્ટ વાક્ય રચનામાં બીજા અને ત્રીજા પુરૂષમાં વાસ્તવ રીત્યે પહેલા પુરૂષનો ભાવ આણી શકાય છે.જેમકે.**W.** *you go?*:તમે જશો? એ વાક્યમાં સમ્મતિ કે પ્રાર્થનાનો ભાવ રહેલોછે અને '**W.** *he go?*:તે જશે? તેમાં માત્ર ભવિષ્યકાળજ સૂચવે છે.તેમ '*He says he* **w.** *go*', '*you say you* **w.** *go*':એ બન્ને ઇચ્છા કિંવા મરજી દર્શાવેછે.

**Willing,**(વિલિંગ્ )*a.*1. Desirous; ready;complying:ખુશી;રાજી;તૈયાર;કબુલ;માન્ય;સિદ્ધ.2.Chosen; desired:ખુશીનું;રાજી ખુશીથી કબુલ કરેલું; ચાહેલું.3.Spontaneous;selfmoved:પોતાની ખુશીનું;આપોઆપનું.

**Willingness,**(વિલિંગ્નેસ્ )*n.*Free choice or consent of the will : ઉત્સાહ;હોંશ; સંતોષ;રાજીખુશી; દિલખુશી;મરજી;અનુમતિ;સમ્મતિ.

**Will-o-the-wisp,** ( વિલ્લૉ-ધિ-વિસ્પ્ )*n.* A light that appears in the night over marshy ground: રાત્રે થતા ભૂતના ભડકા.

**Willow,** (વિલૉ) *n.* ( *Bot.* ) Any tree or shrub of the genus *Salix*, including many species, most of which are characterized by slender, pliant branches:એક જાતનું ઝાડ છે.

**Wily,** (વાઇલિ) *a.* Crafty; artful; subtle:પ્રપંચી;કાવાદાવાવાળો;કપટી; લુચ્ચું;કાવાબાજ;કાવાખોર;શઠ;ખળ.

**Wimble,**(વિમ્બલ્ )*n.* A gimlet: સારડી;કાણું પાડવાનું હથિયાર; ગીરમીટ.*vt.*To bore:કાણું પાડવું.*a.*Active:ચપળ;ચંચળ;ચાલાક.

**Wimple,**(વિમ્પલ્ )*n.* A covering of silk or linen as an outward protection for the neck and chin used by nuns: સાધુડીઓનો એકામતનો બુરખો.*vt.*To cover with a veil: બુરખો નાખવો. Hence, to hoodwink: આટા પાટા બંધાવવા; આંધળાકરવું;આંખમાં મીઠું નાંખવું.2.To draw down as a veil:બુરખો નાંખી દેવો-પાડવો.3. To cause to ripple or undulate:વમળે ચઢાવવું.*vi.* To ripple; to undulate: વમળે ચઢવું.

**Win,**(વિન્ )*vt.* [AS. *winnan*, to struggle.]1.To gain by superiority in competition or contest: જીતવું;ફતેહ-જય પામવું; જીતી લેવું;સરકo;-માં ફતેહમંદ-વિજયી નિવડવું;હસ્તગત કરી લેવું. 2. To allure to kindness; to bring to compliance:મેળવી લેવું; મન હરણ કરી લેવું; -નું મન સંપાદન કરવું. 3. To gain over to one's side or party:પોતાની તરફ ખેંચી લેવું; -ને પોતાના પક્ષમાં લેવો;મેળવી લેવું;મનાવી લેવું. 4. To reach;to overtake:પકડી પાડવું;પહોંચીજવું.5.(*Mining*) To extract as ore or coal:-માંથી ખેંચી કાઢવું.*vi.*To gain the victory; to triumph:જીતવું;ફતેહમંદ થવું; જયીવિજયી નિવડવું-થવું. *To* **w.** *of*,to be conqueror over:-ના ઉપર ફતેહ મેળવવી.*To* **w.** *on or upon*,to gain favor with: મન સંપાદન કરવું;-નો પ્યાર મેળવવો;-ની કૃપાદૃષ્ટિ થવી.

**Wince,**(વિન્સ્ )*vi.*1.To shrink;to start back:અંગ સંકોચવું-મરડવું-કાઢવું;પાછું હઠવું-ખસવું;આંચકો ખાવો;ચમકવું.2.To kick when unsteady of a rider: (ઘોડાનું) મસ્તીએ-તોફાને ચઢવું.

**Winch,**(વિન્ચ્ )*vi.* To shrink; to kick with impatience:અંગ મરડવું; અધીરાઈથી લાત મારવી. *n.* A kick:લાત;પાટું.*n.* A crank with a handle:ચક્કર ફેરવવાનોહાથો;દાંડો. 2. An instrument with which to turn or strain something forcibly:જોરથી કંઈ ફેરવવાનું હથિયાર.

**Wind,**(વાઇન્ડ્ )*vi.*1.To twine; to twist; to coil:વિંટાળવું;લપેટવું;વિંટવું. 2. To entwist; to encircle: લપેટવું; -માં લેવું;-ની આસપાસ ફેરવી વાળવું.3.To have complete control over;to regulate;to govern: પૂરો દાબ હોવો; કબજામાં હોવું; મરજી પ્રમાણે ફેરવવું; નિયમમાં લાવવું;-પર સત્તા ચલાવવી. 4. To insinuate:-માં દાખલ કરાવવું;-માંપ્રવેશ કરાવવો. 5. To cover or surround with something coiled about: -પર વિંટવું-લપેટવું. *To* **w.** *off*, to unwind: ઉકેલવું; છોડી નાંખવું. *To* **w.** *out*, to extricate: છુટું કo; છોડવ-

વું; મુક્ત ક૦; મોકળું ક૦. *To* **w.** *up*, (*a*) to coil into a ball: વિંટાળીને દડો-ગુંછળું બનાવવું. (*b*) To bring to a conclusion: આટોપી લેવું; છેડો આણવો; સંપૂર્ણ-સમાપ્ત ક૦;-ની પૂર્ણાહુતિ લાવવી; ઉપસંહાર-ઉદ્યાપન ક૦; પૂરૂં ક૦. (*c*) To put in a state of continued motion as a clock:-ને કુંચી આપવી. (*d*) (*Fig.*) To put in order anew: નીભે તેમ ક૦;-ને વ્યવસ્થામાં મુકવું; વ્યવસ્થિત ક૦. (*e*) To tighten the strings of a musical instrument: વાજાના તાર તંગ ક૦-ચઢાવવા. *vi.* 1. To turn completely: -ને વિટલાવું; લપેટાવું. 2. To crook; to bend: વળી જવું; વાંકાચૂંકા જવું;-માં વલણ હોવું. 3. To move this way and that: ગોળ ફરતા જવું. *To* **w.** *out*, to escape: નાશી છૂટવું; બચી જવું;-માંથી બચી જવું. *n.* A turn; a bend; a twist: વાંકું વળવું તે; વલણ; વાંક.

**Wind**, (વિન્ડ્) *n.* [L. *ventus*, a gale]. 1. A current of air: વા; વાયરો; વાયુ; પવન; હવા. 2. Air artificially put in motion: પવન; વા; વાયરો. 3. Breath: દમ; શ્વાસ. 4. Power of respiration; breath: શ્વાસ; દમ. 5. Flatulence: પેટમાં થતા વાયુના ગોળા; વાયુ; વાળળ; વાત; બાદી. 6. Air impregnated with an odor or scent: કશાની ગંધથી મિશ્રિત થયેલો વાયુ; વાસ; ખુશબો; પટ; સુગંધીવાયુ. 7. A direction from which the wind may blow: પવનની દિશા. 8. (*Far.*) A disease of sheep in which the intestines are distended with air: પેટાને થતું દરદ; આફરો ચઢવો તે; આફરો. 9. Mere breath or talk; empty effort; idle words: નકામી વાત; ખાલી ગપ્પાં; હવા. *Down the* **w.**, (*a*) in the direction of, and moving with, the wind: પવન તરફ; વાની દિશાએ. (*b*) Decaying: નાશ પામતું; ખરાબ થતું. *Three sheets in the* **w.**, unsteady from drink: દારૂ વિગેરે માદક પદાર્થ પીધાથી લથડિયાં ખાતું. *To be in the* **w.**; to be a matter of suspicion or surmise:-વિશે વહેમ આવવો. *To raise the* **w.**, to procure money: પૈસા મેળવવા. *To take or have the* **w.**, to gain or have the advantage: લાભ-ફાયદો મેળવવો;-પર-ઉપર હાથ હોવો. *To take the* **w.** *out of one's sails*, to cause one to stop or lose way: ભૂલા પાડવું; આડે રસ્તે ચઢાવવું. *To take* **w.** *or to get* **w.**, to become public: ફુટવું; જાહેર થવું; ફૂટવું; ઉઘાડું પડવું; બધાંની જાણમાં આવવું; સ્પષ્ટ થવું; પ્રકટ-પ્રસિદ્ધ થવું. **W.** *band*, (*Mus.*) a band of wind instruments: વાજાંવાળા. **W.** *egg*, an imperfect egg: અધુરૂં-કાચુ ઇંડું. **W.** *hatch* (*Mining*), a place where the ore is taken out of the earth: જ્યાં અગાડીથી કાચી ધાતુ ખોદી કાઢવામાં આવે છે તે જગા. **W.** *pump*, a pump, moved by a wind mill: પવન ચક્કીથી ચાલતો નળ. *vt.* 1. To expose to the wind: પવન આવે તેમ મુકવું; હવા આવવા દેવી; વા ખાતું કરવું. 2. To scent; to nose: સુંઘતા સુંઘતા જવું. 3. (*a*) To drive hard or force to violent exertion: ખૂબ જોરથી હાંકવું-ચલાવવું. (*b*) To breathe: શ્વાસ-દમ-થાક ખવડાવવો. *vt.* (વાઈન્ડ્). To blow: ફુંકવું; ફુંકીને વગાડવું.

**Windage**, (વિન્ડેજ્) *n.* 1. (*Gun.*) The difference between the diameter of the bore of gun and that of the shot fired from it: બંદુકની નળી અને ગોળાના વ્યાસનો ફરક. 2. The sudden compression of the air: હવાનું એકદમ દબાણ.

**Wind-bound**, (વિન્ડ્બાઉન્ડ્) *a.* (*Naut.*) Prevented from sailing by a contrary wind: પ્રતિકૂળ પવનને લીધે હંકારવામાં અટચણ થયેલું.

**Wind-fall**, (વિન્ડ્ફૉલ્) *n.* 1. Anything blown down or off by the wind: પવનથી પડેલું. 2. An unexpected legacy: અચાનક બનાવ-ફાયદો; અણધાર્યો લાભ; આકસ્મિક પ્રાપ્તિ; ધાળ; અલક્ષ્યલાભ; આગંતુક લાભ.

**Wind-gall**, (વિન્ડ્ગૉલ્) *n.* (*Far.*) A soft tumor swelling on the fetlock joint of a horse: ઘોડાના ઘુંટણપર થતી નરમ ગાંઠ.

**Wind-gun**, (વિન્ડ્-ગન્) *n.* Air gun: હવાથી છૂટતી બંદુક.

**Winding**, (વાઇન્ડિંગ્) *n.* (*Naut.*) A call by the boatswain's whistle: વહાણવટીની સીસોટીથી બોલાવવું તે. *n.* A bend; a curve; a turn: વાંક; ગલીકુચી; આડીવાટ; વલણ; ફેરો; ફેર. *a.* Circuitous: વાંકુંચુંકું.

**Winding-sheet**, (વાઇન્ડિંગ્-શીટ્) *n.* A sheet in which a corpse is wound or wrapped: ચોફાળ; કફન; શબવસ્ત્ર; ચાદર; પ્રેતવસ્ત્ર.

**Wind-lass**, (વિન્ડ્લૅસ્) *n.* A shift; a roundabout course: યુક્તિ; ફેરફાર. *vi.* To make a roundabout course: યુક્તિ કરવી; ફેરફાર કરવો. *n.* A machine for raising weights: ભાર ઉંચકવાનું યંત્ર; ડુમકલાસ; ઉત્તોલન. *vt.* To raise with a wind-lass: ડુમકલાસથી ભાર ઉપાડવો-ઉંચકવો.

**Wind-mill**, (વિન્ડ્-મિલ્) *n.* A mill operated by the power of the wind: પવનચક્કી; વાયુપેષણી.

**Window**, (વિન્ડો) *n.* 1. An opening in the wall of a building for the light and air: બારી. 2. (*Arch.*) The shutter: ફરેડી; બારીનાં ચીનીજર. 3. A figure formed of lines crossing each other: એક બીજાને કાપતી લીટીઓથી થતું ચિત્ર. *French* **w.**, (*Arch.*) French casement: બે બારણાંવાળી બારી. **W.** *blind*, a blind or shade for a window: બારીનો પડદો. **W.** *glass*, panes of glass for window: બારીના કાચ. **W.** *sash*, the sash in which panes of glass are set for window: બારીઓમાં કાચ બેસાડવાનાં ચોકઠાં. **W.** *seat*, a seat arranged in the recess of a window: બારીની અંદર કરેલી બેઠક. **W.** *shutter*, a shutter to close window: બારી બંધ કરવાની ફરેડી. *vt.* 1. To furnish with window: બારીઓ મુકવી. 2. To place at or in a window: બારીમાં મુકવું.

**Wind-pipe**, (વિન્ડ્-પાઇપ્) *n.* The passage for the breath; the trachea: શ્વાસમાર્ગ; દમ લેવાની નળી; ટોટી.

**Wind-sail**, (વિન્ડ્-સેલ્) *n.* A wide tube of canvas used to convey a steam of air for ventilation into the lower compartments of vessel: વહાણની નીચેના ભાગમાં હવા જવા સારૂ કપડાની નળી.

**Windward**, (વિન્ડ્વર્ડ્) *n.* The side from wich the wind blows: પવનની દિશા. *a.* Situated towards the point from wich the wind blows: પવનની દિશાનું-તરફનું. *adv.* Toward the wind: પવન તરફ.

**Windy**, (વિન્ડિ) *a.* 1. Consisting of wind: વાયુનું; પવનનું; વાનું; વાયુમય; વાતમય. 2. Windward: પવનતરફનું. 3. Tempestuous: તોફાની. 4. Flatulent: વાયડું; બાદીવાળું; વાતુલ; વાતપ્રધાન. 5. Caused by wind: વાથી થએલું. 6. Empty; airy: હવાવાળું;

ખાલી;પીલું

**Wine,**(વાઈન્)*n.*[L. *vinum*,vine.] 1.The expressed juice of grapes *esp.*,when fermented:દ્રાક્ષનો દારૂ;દ્રાક્ષારસ;મદિરા;સુરા;મદ્ય;દ્રાક્ષાસવ. 2. A liquor prepared from the juice of any fruit : કોઇપણ ફળનો દારૂ.3.Intoxication:કેફ;અમલ; નિશો.*To have drunk* **w.***of ape* or **w.***ape*,to be so drunk as to be foolish:ગાંડા થઈ જાય ત્યાં સુધી દારૂ ઢીંચવો;ગુરૂદાસ બનવું.**W.** *bag*,a wine skin:દારૂ ભરવાની ચામડાની કોથળી. **W.***biscuit*,a kind of sweet biscuit served with wine:દારૂ નાંખી બનાવેલી બીસ્કુટ.**W.***cask*,a cask for holding wine:દારૂ ભરવાનું પીપ.**W.** *cellar*,a cellar adopted for storing wine:દારૂ ભરી રાખવાનું ભોંયરૂં. **W.***grower*,one who makes wine: દારૂ બનાવનાર. **W.** *measure*, the measure by which wines are sold : દારૂ ભરવાનું માપ. **W.** *merchant*,a merchant who deals in wines: દારૂવાળો; દારૂ વેચનાર. **W.** *press*,a machine in which grapes are pressed to extract their juice:દ્રાક્ષનો રસ કાઢવાનો સાંચો-યંત્ર.

**Wing,**(વિંગ્)*n.*1.One of the two anterior limbs of a bird : પાંખ; પક્ષ.2.Any similar member used for the purpose of flying:બીજું કોઈ પણ ઊડવાનું સાધન.3.Passage by flying;flight: ઉડવું તે;ઉર્ધ્વગતિ; ઉડ.4.Means of flight or of rapid motion : ઉડવાનાં સાધન; પાંખ. 5 Anything which agitates the air: જે કંઈ પવનને ખેંચી લાવે છે તે; પંખો;વીંજણો; પાંખ. 6. An ornament worn on the shoulder : લશ્કરી અમલદારના પોશાકની ખાંધ ઉપર સુશોભિત ગુચ્છો.7.One of two corresponding appendages attached to the sides of anything;a side piece:બાજુ;પક્ષ;પાંખ.(*a*) A side building,less than the main edifice:ઘરની બાજુ; ગૃહપક્ષ;ઘરની પાંખ; ગૃહપાર્શ્વસ્થ ભાગ. ( *b* ) A side shoot of a tree or plant:શાખા;ઝાડની પડાળી.(*c*)The right or left side of an army : સેના પક્ષ;સૈન્યપક્ષ;પાર્શ્વસ્થદળ;ફોજની ડાબી અગર જમણી બાજુ.8.*Fig.* Protection : રક્ષણ; આશ્રય; જતન; સંભાળ;પાંખ;પક્ષ. *On the* **w.**, (*a*) flying:ઉડતું;ગમનોન્મુખ.(*b*)On the road:ચાલતું;રસ્તે પડેલું.*On the* **w.***s of the wind*, with the utmost velocity:બને તેટલી ઝડપથી; ઘણીજ ઝડપથી-ત્વરાથી; પવન વેગે. *Under the* **w.***or* **w.***s,of*, under the care of:રક્ષણ નીચે -ની સંભાળ-આશ્રયનીચે; -નીકુખમાં;-ની પાંખમાં. **W.***and* **w.**, (*Naut.*) with sails hauled out on either side:બન્ને બાજુએ શઢ ચઢાવીને. *To take***w.**:ઉડી જવું;નાશી જવું.**W.** *stroke*, the stroke or sweep of a wing:પાંખની ઝાપટ.*vt.*1.To furnish with wings:પાંખો આવવી; ઝડપથી ચલાવવું;શીઘ્ર ગતિ આપવી.2.To supply with wings:બાજુઓ બાંધવી-કo; પાંખ કo.3.To cause to fly:ઉડતું કરવું;ઉડાવવું.4.To fly through:-માં થઈને ઉડવું.5.To cut off the wings of: પાંખને છાંટી-કાપી નાંખવી; પાંખ છેદવી.*To* **w.***a flight*,to fly: ઉડવું; ઉડવાનો પ્રયત્ન કo.

**Winged,**(વિંગ્ડ્)*a.*1. Furnished with wings:પાંખોવાળું;પક્ષવાન;સપક્ષ.2.Soaring with wings;lofty; sublime:ઉન્નત;પ્રૌઢ.3.Swift;rapid: ઝડપવાળું; ઉતાવળું; પવનવેગી. 4. Wounded in the wing: પાંખમાં ઘાયલ થએલું.5.(*Bot.*) Alate:બે તરફ પાંદડાંવાળું.6.(*Her.*) Represented with wings or having wings: પાંખો સહિત કાઢેલું; સપક્ષ.7. Fanned with wings; swarming with birds:પક્ષીઓથી ભરેલું-ભરપૂર.

**Wink,**(વિંક્) *vi.* 1. To nod; to sleep;to nap:ઉંઘવું; ઝોકાં ખાવાં.2. To shut the eyes quickly: આંખો એકદમ મીચવી.3.To nictitate; to blink: આંખ મલકાવવી-મટમટાવવી-પલકારો મારવો; આંખ મીચામણી કo; આંખ મીંચવી ને ઉઘાડવી. 4. To give a hint by the motion of the eyelids: આંખ મારવી;આંખની ઇસારત કo;આંખથી અણસારો કo. 5. To avoid taking notice (with *at*):જોયું ન જોયું-આખાડા કo; આંખ આડા કાન ધરવા-કo. 6. To be dim and flicker: ફફક થવું; ઝાંખ મારવી. *vt.* To cause to wink:પલકારો કo *n.*1.The act of closing the eyelids quickly;hence,moment:આંખ મીંચવી તે;પલકારો;પલક;નિમેષ;ક્ષણ; પળ;લ્હેજો.2.A hint given by shutting the eye with significant cast:આંખની ઇસારત; નેત્ર સંકેત;આંખમીંચામણી;નેત્રપલ્લવી;નેણકટાક્ષ.

**Winker,**(વિંકર્)*n.* 1. One who winks:આંખનો પલકારો કરનાર.2 A horse's blinder:ઘોડાની અંધારી.

**Winner,** ( વિનર્ ) *n.* One who wins: જીત મેળવનાર; વિજયી થનાર; વિજેતા;મોહ પમાડનાર;મનમિલાઉ.

**Winning,**(વિનિંગ્)*a.*Attracting; charming:મોહનીકારક;મનોહર;આકર્ષક;હૃદયહારી;ચિત્તાકર્ષક. *n.* 1. The act of obtaining something by competition:જય; વિજય. 2. The money gained by success: લાભ; અર્જિત.3.A new opening:નવું દ્વાર-મ્હોં.

**Winnow,**(વિનૉ)*vt.* [L. *vannus*, a fan.] 1. To fan;to separate & drive off:ઝાટકી નાંખવું;ફફણવું;ઉપણવું.2.To separate as bad from good:સારાથી નઠારાં જુદાં પાડવાં;-માંથી વીણી-ચૂંટી કાઢવું.3.To beat with wings: પાંખોવતી અફાળવું. *vi.* To separate chaff from gain:દાણામાંથી છોતાં જુદાં પાડવાં;ઝાટકવું.

**Winnowing-fan,** (વિનૉઇંગ્ફૅન્ ) *n.* A fan for separating chaff from grain:સુપડું.

**Winsome,**(વિનસમ્)*a.*1.Cheerful;merry;gay: હસમુખું;મોજી;આનંદી.2.Gladsome;pleasant: ખુશી કરે એવું;આનંદકારી;આનંદજનક.

**Winter,**(વિન્ટર્)*vi.*1.The coldest season of the year:શિયાળો;શીતકાળ;શિશિર;શીતઋતુ.2.The period of decay, old age,death or the like:વૃદ્ધાવસ્થા;મોત આવવાનો વખત-સમય;મૃત્યુકાળ.*Depth of* **w.**:ભર શિયાળો. **W.** *quarters*, a winter station: લશ્કરને શિયાળામાં રહેવાનું સ્થાન-સ્ટેશન.*vi.*To pass the winter: શિયાળો ગાળવો-કાઢવો.*vt.*To keep, feed or manage during the winter: શિયાળામાં રાખવું-ખવરાવવું.

**Winter-beaten,**(વિન્ટરબીટન્ )*a.* Harassed by the severe weather of winter: શિયાળાની સખ્ત-કડકડતી ઠંડી-ટાઢથી ઇજા પામેલું.

**Wintery-wintry,** ( વિન્ટરિ-વિન્ટ્રિ ) *a.* Cold; stormy; brumal; hyemal: ઠંડા દીવસોનું; શિયાળાનું; હિમકાલ સંબંધી;હૈમ;હૈમન.

**Wipe,**( વાઇપ્ )*vt.*1. To clean by rubbing:લોહોવું;લુછવું;સાફકરવું;લોહી-લૂછી નાંખવું. 2. To rub off; to obliterate ( with *away, off* or

થાય એવા થઇએ તો ગામ વચ્ચે રહીએ.

*out*):ભૂસી નાંખવું;છેકી નાંખવું;સાફ કo; દૂર કo;કાઢી નાંખવું;ભૂસવું.**3.**To cheat; to defraud:છેતરવું;દગો-કપટ કo.*To* **w.** *a joint*,(*Plumbing*)to make a joint:સાંધો કરવો-બેસાડવો.*To* **w.** *the nose of*,to cheat:છેતરવું;ઠગવું; ધૂતવું.*n.***1.** Act of rubbing:ભૂસવું-સાફ કo તે;છેકો;લીસોટો;ઘસરકો; ખસરકો.**2.**A blow;a stroke;a hit:ઘા; મુક્કો.**3.**A gibe; a jeer: હાંસી; ઠોક; નિંદા.**3.**A handkerchief: રૂમાલ.**5.** Stain;brand:છેકો:ડાઘો;દૂષણ;કલંક.

**Wiper,**(વાઇપર્ ) *n.* That which vipes:સાફ કરે છે તે;સાફ કરનાર.

**Wire,**(વાઇર્ )*n.***1.**A thread or slender rod of metal:તાર;તંત્ર;સૂત્ર;તંતુ;શળી:શલાકા.*Made of* **w.**: તારકશી. *Fine drawn silver* **w.**;તાર કસબ.**2.**A telegraph wire or cable: તાર. Hence a telegraphic message:તાર મારફત આવેલો સંદેશો;તાર. **W.** *bed*, **w.** *mattress*,an elastic bed,bottom or mattress made of wires looped together: તારની સાદડી. **W.** *bridge*, a bridge suspended from wires or cables, made of wire: ઝોલાપુલ;ઝુલતો પુલ. *To pull the* **w.***s* (*a*): રમતના પૂતળાંના તાર ખેંચીને તેમને નચાડવાં. (*b*) પોતાની મરજી મુજબ બીજાની પાસે કામ કરાવવું;એડે એડે ખેલ રમવો;કારસ્તાન કo. **W.** *cartridge*, a shot cartridge having the shot inclosed in a wire cage: વાળાની કારતુસ.**W.** *grub*,(*Zool.*) a wire worm: તારનો કીડો. **W.** *rod*, a metal rod from which wire is formed by drawing:તાર ખેંચવાનો લોઢાનો સળીઓ. **W.** *rope*, a rope of wires: તારનું દોરડું. *vt.* **1.** To bind with wire:તાર બાંધવા;તારેવતી બાંધવું.**2.** To put upon a wire:તાર ઉપર મુકવું;તારમાં પરોવવું.**3.** To snare by means of a wire: તાર નાંખીને જાળ પાથરવી.**4.**To send by telegraph: તારથી સંદેશો મોકલવો.*vi.***1.**To pass like a wire; તારની માફક જવું. **2.** To send a telegraph message: તાર મોકલવો.

**Wire-draw,** (વાઇર્-ડ્રૉ) *vt.* **1.** To form into wire by drawing it: ખેંચી તાર કરવો.**2.**To draw by art or violence:કળાથી લાંબુ કરવું;જોરથી લાંબુ કરવું; ખેંચવું. **3.** To draw or spin out to great length and tenuity:લંબાવવું;લાંબુ કo;ખેંચવું;લાંબુલાંબુ ટાહેલું-પીંજણ કo.**4.**(*Steam Engin.*) To pass through narrow ports thus reducing its pressure or force by friction: સાંકડા બંદરોમાં થઈને પસાર થવું.

**Wire-gauze,** (વાઇર્-ગૉઝ્ ) *n.* A texture of finely interwoven wire: ઝીણા તારની જાળી.

**Wire-puller,** (વાઇર્-પુલર્ ) *n.* **1.** One who pulls the wires : તાર ખેંચનાર.**2.**An intriguer:કપટી;કાવત્રાંખોર:પ્રપંચી.

**Wiry,**(વાઇરિ)*a.***1.** Made of wire: તારના જેવું;તારનું;તંતુમય;તંતુપ્રાય.**2.** Tough;sinewy:બળકટ;જબરૂ; મજબૂત;હૃષ્ટપુષ્ટ;બળવાન;સ્નાયુવાળું.

**Wis,**(વિસ્ )*adv.* Really; indeed: ખરેખર;ખરેખાત;નક્કી; જરૂર. *vt.* To think; to suppose; to imagine: જાણવું;વિચારવું;ધારવું.

**Wisdom,**(વિઝ્ડમ્ )*n.***1.**Sagacity; skill;knowledge; dexterity; discretion:ડહાપણ; ચતુરાઇ; શાણપણ; અક્કલ;સમજ;બુદ્ધિ;મતિ;ચાતુર્ય;વક્કર; વિવેક; જ્ઞાનદૃષ્ટિ. **2.** The results of wise judgements;erudition:વિદ્યા; જ્ઞાન;કેળવણી;પાંડિત્ય;પ્રાજ્ઞતા;સુજ્ઞતા.

**Wise,**(વાઇઝ્ )*a.*[L. *video*,I see]. **1.**Having knowledge;knowing; learned;erudite:ડાહ્યું;શાણુ;બુદ્ધિમાન;બુદ્ધિમંત;જાણ;સુજાણ; અક્કલમંદ;સમજુ; વિચારવાન; વિવેકી; પ્રબુદ્ધ; જ્ઞાનશાલી;પંડિત;મતિમાન;ધીમાન.**2.** Sagacious:ચતુર;અક્કલમંદ.**3.**Skillful;dexterous:ચતુર;ચંચળ.**4.**Prudent;shrewd;wary;subtle; crafty:ઠગ;લુચ્ચું;કપટી; પહોંચેલું; પાકું. **5.**Judicious;discreet : શાહાણપણાનું;ડહાપણનું;સવિવેક;સુયુક્ત; વિવેકયુક્ત;બુદ્ધિમૂલક;બુદ્ધિજાત;બુદ્ધિવિશિષ્ટ.**W.** *in age*,aged;old: ઘરડાપાથી ડાહ્યું;ઘરડું;વયવૃદ્ધ.*To make it* **w.**, to make it a matter of deliberation:વિચારનો વિષય કo;વિચારવાની બાબત ગણવી.*n.*Manner;mode; fashion:રીત;તરેહ;ઢબ;પ્રકાર.

**Wiseacre,**(વાઈઝેકર્ )*n.***1.**A learned or wise man : ભણેલો માણસ; પંડિત;વિદ્વાન.**2.**A would-be-wise person:દોઢડાહ્યો;અક્કલનો દુશ્મન; દોઢચતુર;ગાજર પારખું;ચિકિત્સક.

**Wisely,**(વાઇઝ્લિ) *adv.* In a wise manner;discreetly:ડહાપણથી;વિવેકથી;વિવેક પૂર્વક;શાણાપણાથી.

**Wish,**(વિશ્ ) *vi.* [ L. *veneror*, I venerate]. **1.** To have a desire or yearning;to long;to hanker: ઇચ્છા હોવી;ઈચ્છવું;આશા રાખવી;વાંછના-આકાંક્ષા રાખવી-ધરવી;મરજી કo; ચાહવું;વાસનાહોવી. **2.** To be disposed or inclined :-ની મરજી હોવી;-ના મતનું વલણ હોવું.**3.**To entertain hope or fear in respect to anything:વાસના હોવી;આશા હોવી; -વિશે આશા-ભય-બીક રાખવી. *vt.* **1.** To desire;to long for: ઇચ્છા રાખવી;-ઈચ્છવું;ચાહવું. **2.**To invoke; to imprecate:ઇચ્છવું;આમંત્રણ કo. **3.**To recommend:ને માટે ભલામણ થવી.*n.***1.**Desire;longing:ખુશી; ઇચ્છા;મરજી;મનકામના;મનેચ્છા;મનોરથ;સ્પૃહા;આકાંક્ષા;વાંચ્છના;અભિલાષ; વાંછા;કામના.**2.**Request;petition: વિનંતિ;અરજી.**3.**A thing desired: ઈચ્છેલી વસ્તુ;ઈચ્છા;મનોરથ;ઈચ્છાવિષય.

**Wished-for,**( વિશ્ડ્-ફૉર્ )*ad.* Desired;liked:ધારેલું;ચાહેલું;ઈચ્છેલું; ઈચ્છિત;ઇપ્સિત;ઈષ્ટ;આકાંક્ષિત.

**Wishful,**(વિશફુલ્ )*a.***1.**Longing: ઈચ્છાથી ભરેલું;ઈચ્છતું;ઇચ્છાવાન;આકાંક્ષી.**2.**Showing desire:ઈચ્છા બતાવતું.**3.**Desirable;exciting wishes:ઈચ્છા ઉત્પન્ન કરે તેવું;ઈચ્છવા યોગ્ય.

**Wishing,**( વિશિંગ્ )*a.* Wishful; liking:ઈચ્છતું;ઇચ્છાથી ભરેલું.

**Wishy-washy,**(વિશિ-વૉશિ) *a.* Thin and pale;weak:મોળું;ફિક્કું; નિરસ.Hence,weak-minded;spiritless:નબળું;પોચું;દમ વગરનું.*n.*A weak or thin drink:મોળો-ફિક્કો-નિરસ દારૂ.

**Wisket,**(વિસ્કેટ્ )*n.*A basket: ટોપલી;ડાલી.

**Wisly,**(વિસ્લિ)*adv.*Certainly:નક્કી;જરૂર.

**Wisp,** ( વિસ્પ્ )*n.* [ L. *virga*, a bundle]**1.**A small bundle:નાની પુળી;કુચડો;કુચડી;ઉઢણી.**2.**A whisk or small broom:નાની સાવરણી.**3.** A will-o-the wisp: ભુતના ભડકા.

**Wistful,**(વિસ્ટ્ફુલ્ )*a.***1.**Longing; wishful;desirous:આતુર;કાળજીવાળું;ઉત્સુક.**2.**Full of thought;musing;pensive:ઊંડા વિચારમાં ડુબી ગએલું; ચિંતાગ્રસ્ત;આતુર; કાળજીવાળું; વિચારશીલ;વિચારવાન.

**Wistly,**(વિસ્ટ્લિ)*adv.*Attentively;ધ્યાન દઈને;એક ચિત્તે.

**Wit,**(વિટ્ )*vt.*& *vi.*[AS.*witan*,to

know]To know;to learn: જાણવું *n.*1.Mind;intellect;sense:શાણપણ;સમજ;બુદ્ધિ;અક્કલ; શીઘ્રબુદ્ધિ;ચતુરાઇ;ચાતુર્ય;બુદ્ધિકૌશલ્ય;હોશિયારી.2. Power of mind;a mental faculty:અક્કલ;સમજ;સમજશક્તિ;વીશક્તિ: હોશિયારી; ભાન; દેહભાન;હોષ; કામ; સાવધપણું. *With one's wits*,about one:અક્કલ હોશિયારીથી;સાવધપણાથી; દેહશુદ્ધિમાં;ભાનમાં.To be at one's *wits'* end:ના ઉપાય-ઈલાજ-મંત્રતંત્ર આવી રહેવા-ખૂટી જવા;-ના હાથ હેઠા પાડવા;આગળ શું કરવું તેની સૂઝન પડવી.3. Felicitous association of objects not usually connected so as to produce a pleasant surprise: સાધારણ વિચારો અસાધારણ અને અણધારેલી રીતે ગોઠવીને ખુશી કરવાની શક્તિ;ખૂબી રહસ્ય;મર્મ; નોક;નર્મભાષણ; રસિક વચન;બુદ્ધિચાતુર્ય;વાક્ચાતુર્ય-રી. 4.A person of eminent sense or knowledge:બુદ્ધિમાન;બુદ્ધિકુશળ;હાજરજવાબી;ચટકબોલો;રસિકબોલનાર; બુદ્ધિકુશળ મનુષ્ય;નર્મભાવી.The five *wits*,the five senses:પાંચ ઇંદ્રિઓ. Sometimes the five qualities or faculties:પાંચ શક્તિઓ.*To wit*:એટલે;જાણે કે;કહેવાનું કે.

**Witch**,(વિચ્)*n.*1.A sorcerer;a sorceress:ડાકણ;ડાકણી;ડાકિની;માયિની; ચુડેલ.2. One who practices the black art: જાદુ કરનાર.3. An ugly woman;a hag:કદરૂપી સ્ત્રી;વંતરી;ડાકણ.4.Charming person:મોહ પમાડીદે એવું મનુષ્ય;ચટકચાંદણી.5.One given to mischief:મસ્તીખોર. *vt.* To enchant;to bewitch:મોહ પમાડવું;જાદુ કરવું.

**Witch-craft**,(વિચ્ક્રૅફ્ટ્)*n.*1.Sorcery;enchantments:જાદુ;મંતર;ઈલમ;ટુચકા;ચેટક;માયા; અભિચાર. 2. Power more than natural; irresistible influence:જાદુ કળા;પ્રબળ; અમલ;જોર;દબાણ;વશીકરણ વિદ્યા.

**Witchery**,(વિચરિ)*n.*1. Sorcery; witch-craft:જાદુ;મંતર;ઈલમ;યંતરમંતર;ટૂચકા;ચેટક.2.Fascination:વશીકરણ;મોહિનિ.

**Witenagemot**,(વિટેનૅગેમોટ્) *n.* (*AS. Hist*).A meeting of wise men:ડાહ્યા માણસોની મંડળી-સભા-ઋષિ મંડળ.

**With**,(વિથ્)*prep.* *With* denotes or expresses some situation or relation of nearness,proximity association,connection or the like. It is used esp: 1. To denote a close or direct relation of opposition or hostility:-equivalent to *against*:સામા;-ની વિરૂદ્ધમાં;સંગાતે;જોડે.2. To denote association in respect of situation; among; in the company of:સાથે;સંગે;સંગતિ જોડે;-માં;સહિત;સમેત.3.To denote a connection of friendship, support,assistance, &c.; on the side of:મદદમાં;પડખે;સાથે;તરફ;પક્ષમાં;પીઠે.4.To denote the accompaniment of cause, means, instrument,&c;-equivalent to,*by*: થી-થકી;લીધે;વડે;કરીને.5.To denote having as a possession or an appendage:યુક્ત;સહવર્તમાન;સાથે;સહિત;સમેત.It can be expressed by સ in compounds as,સદોષ,સકામ, સગુણ,વિગેરે.6.Immediately after: એવું-એટલું કહીને;કરીને;તરતજ.

**Withal**,(વિધોલ્)*adv.*With this; with that:આ સાથે; તે સાથે.2.Together with this;likewise;at the same time;also:તેજ વખતે;વળી;આ ઉપરાંત;તેમજ;તેવીજ રીતે;તેની સાથે; પણ.

**Withdraw**,(વિથડ્રૉ)*vt.*1.To draw back;to take away: પાછું ખેંચવું; પાછું લઇ લેવું;ઉતારી નાંખવું;કાઢી નાંખવું;દૂર કo;કાઢી લેવું; ફરી ન આપવું-બતાવવું; અદૃશ્ય કo. *Impossible it is that God should* **w.** *his presence from anything*:કોઇ પણ પદાર્થમાંથી પરમેશ્વર પોતાનું અસ્તિત્વ દૂર કરે એ અસંભવિત છે.2.To take back; to recall or retract:માંડી વાળવું;પાછું બોલાવવું: પાછું ખેંચી લેવું;નું રાજીનામું આપવું.*vi.* To retire; to retreat;to go away:જવું; જતા રહેવું; જગ્યા-મંડળી વિગેરે છોડવી.

**Withdrawal-ment**, (વિથ્ડ્રૉઅલ્-મેન્ટ્)*n.*Withdrawal:રાજીનામું આપવું તે;પાછું બોલાવી લેવું તે;રાજીનામું; સંહાર;સંહરણ;અપક્રમણ.

**Withe**,(વિથ્)*n.*1.A flexible slender twig or branch used as a band:a withy:વળે એવી ડાળી-ડાંખળી-ડાળ.2. A band consisting of a twig or twigs twisted:ડાળીનો બનાવેલો બંધ;બંધિઓ.3.(*Arch.*)A partition between flues in a chimney:પડદો;આંતરો.*vt.*To bind or fasten with withes:ડાળીઓથી બાંધવું;બંધથી કસી-જકડી લેવું.

**Wither**,(વિધર્)*vi.*1. To fade;to become sapless:કરમાઇ-ચીમળાઈ-સૂકાઇ જવું;કરમાવું;ચીમળાવું;મ્લાન થઇ જવું. 2. To cause to shrink for want of animal moisture; to waste;to pine away:ગળાઇ-સુકાઈ-તવાઇ જવું;હાડકાં કાઢવાં;ઝૂરાઇ જવું;શરીરે કૃશ થવું-શુષ્ક થવું. 3. To lose vigor or power; to pass away; હાડકાં નીકળવાં;નબળા થઈ જવું;ઘસાઇ જવું;જીર્ણ થઇ જવું.*vt.*1.To cause to fade and become dry:કરમાવી-સૂકવી નાંખવું;કરમાવવું;સૂકવવું;-ની સુકવણી કરવી.2.To cause to shrink for want of animal moisture : કૃશાલીન કo;ક્ષીણ કરી નાંખવું;કમજોર કરી નાંખવું; તવાઇ જવું. 3. To cause to perish:નાશ કરવો;બુડાવવું;ડુબાવવું; મ્લાન કo;ક્ષીણ કo.

**Withers**,(વિધર્સ્)*n.pl.*The ridge between the shoulder bones of a horse at the base of a neck: ગરદનને છેડે ખાંધના હાડકાઓનો સાંધો.

**Withhold**, (વિથ્હોલ્ડ્) *vt.* 1. To hold back; to restrain; to keep from action:અટકાવવું;દાબી રાખવું; અટકાવી રાખવું;અંકુશ-દાબમાં રાખવું; નિગ્રહ રાખવો;હાથમાં રાખવું;લગામમાં રાખવું;-પર કાબુ રાખવો.2.To keep back;not to grant;to retain:રાખવું;ન આપવું;રાખી મુકવું;3.To keep; to maintain:રાખી મુકવું;રાખવું;રાખી રહેવું;ચલાવવું.

**Within**,(વિધિન્)*prep.*1. Inside of;not without:-માં;અંદર;માંહે;મધ્યે.2. In the limits or compass of:અંદર;માં;સાથે;સહિત.

**Without**,(વિધાઉટ્)*prep.*1.On or at the out side of;out of:બહાર; બહારની બાજુએ-તરફ. 2. Beyond: પોહોંચથી બહાર;અક્કલ પોહોંચી શકે નહિ એવું;બાહેર;ઉપરાંત.3.Not with; otherwise than with;in absence of, separation from or destitution of;independently of: વિના; રહિત;વગર;શિવાય;વિણ; વણ. This sense can be expressed by such perfixes as,અ,નિર,અન,&c.as,નિર્ધન;નિઃસંશય; અલક્ષિત. &c. *conj.* Unless;except:શિવાય;વગર; નહિતો.*adv.*1.On or at the out side; outwardly; not within: બહારનું; અંદરનું નહિ. 2. Out side of the house:ઘરની બહાર.

ગેહેલો ઘા રાણાનો.

**Withstand,** (વિધ્સ્ટૅન્ડ્) *vt.* To stand against; to oppose; to resist with physical or moral force: વિરોધ કરવો; સામા થવું; રોકવું; -ની આડે આવવું; -નો બાધ લેવો; અવરોધ-પ્રતિરોધ ક૦; -નો નિષેધ ક૦; -માં બાધક થવું; સાંખવું; -સામા ટકી રહેવું; ખમી રહેવું; ખમવું; ઝીલવું.

**Withy,** (વિધિ) *a.* Made of withes; flexible & tough: વળે એવું; -એવી ડાળીનું બનાવેલું; ચીવટ; શાખાથી ભરપૂર.

**Witless,** (વિટ્લેસ્) *a.* Destitute of understanding; wanting thought; indiscreet: બુદ્ધી વગરનું; કમ અક્કલ; અવિચારી; નિર્બુદ્ધ; મતિહીન; બુદ્ધિહીન; જ્ઞાનશૂન્ય; અક્કલશૂન્ય.

**Witling,** (વિટ્લિંગ્) *n.* A person who has little wit or understanding: કમ અક્કલવાળો પુરૂષ; ધ્રોબો; જ્ઞાનશૂન્ય માણસ.

**Witness,** (વિટ્નેસ્) *n.* 1. Testimony: સાખ; સાહેદી; સાક્ષી. 2. That which furnishes proof: સાક્ષી; સાક્ષીકાર; સાહેદ. 3. One who is cognizant: જાતે; પ્રત્યક્ષ-નજરે જોનાર; સાક્ષાત્દ્રષ્ટા; પ્રત્યક્ષદર્શી; પ્રત્યક્ષી. *Eye* **w.**: દૃષ્ટ સાક્ષી. *Ear* **w.**: શ્રુતસાક્ષી. *With a* **w.**, effectually; to a great degree: સારી રીતે; અતિશય; ભારે; ઘણું. *vt.* 1. To see or know by personal presence: પોતે-જાતે પોતાની નજરે જોવું; પ્રત્યક્ષ દર્શન ક૦-જોવું; નજરોનજર જોવું. 2. To testify to; to attest: સાબીત કરી આપવું; સાક્ષી પૂરવી; -ની સાક્ષી-સાહેદી આપવી. 3. To sign as a bond: સાક્ષી-સાહેદ કરવી. *vi.* To testify: સાહેદ-સાક્ષી આપવી-પૂરવી.

**Witsnapper,** (વિટ્સ્નૅપર્) *n.* Witcracker: હાજર જવાબ આપવાનું ડોળ ઘાલનાર; હાજરજવાબી.

**Witticism,** (વિટિસિઝમ્) *n.* A conceit; a witty saying; an attempt at wit; a conceit: હાસ્યજનક વાક્ય; બટકબોલ; ચુટકો; મિથ્યા પાંડિત્ય; ઢોંગીપણું; મિથ્યાભિમાન; આપવડાઇ.

**Wittily,** (વિટિલિ) *adv.* Wisely; artfully; with wit: રસિક પણે; હાસ્યજનક રીતે; બુદ્ધિકૌશલ્યપૂર્વક.

**Wittingly,** (વિટિંગ્લિ) *adv.* Knowingly; by design: જાણી જોઇને-બુજીને; જાણીને; અક્કલ હુંશિયારીથી; બુદ્ધિપૂર્વક.

**Witty,** (વિટિ) *a.* 1. Wise; skilful; cunning; clever: ડાહ્યો; હોંશિયાર; ચતુર; ચપળ; વિચક્ષણ; પક્કુ. 2. Droll; facetious; good at repartee; amusing humorous; satirical; sarcastic: બટકબોલો; રસિક; વિનોદી; ઠઠ્ઠેબાજ; નકલી; નર્મભાષી; રસ ભરેલું; ખૂબીદાર; મર્મયુક્ત; સરસ; પરિહાસજનક.

**Wizard,** (વિઝર્ડ્) *n.* 1. A wise man; a sage: સાધુ; ડાહ્યો માણસ. 2. A magician; a conjurer; an enchanter જાદુગર; ઇલમી; ઇલમબાજ; ઇન્દ્રજાલિક; માયાવી; ચેટકી; બાજીગર; મંતર-મંતર જાણનાર. *a.* 1. Charming; enchanting: મોહ પમાડે એવું; મનોહારી; ચિત્તાકર્ષક. 2. Haunted by wizard: જાદુથીવશેલું; જાદુવાળું; જાદુખોર.

**Wizen,** (વિઝન્) *vi.* [L. *virus*, an offensive odor, poison.] To wither; to dry: સુકાઈ જવું; કરમાઇ જવું. *a.* Withered; thin: સુકાઇ ગએલું; પાતળું; કૃશ; ક્ષીણ.

**Woe,** (વો) *n.* 1. Grief; sorrow; misery heavy calamity: દુઃખ; અનર્થ; અરિષ્ટ; ક્લેશ; ખેદ; શોક; આફત; મ્હોટી વિપત્તિ. 2. A curse: શ્રાપ; શાપ; બદદુવા.

☞ *Woe* is used in denunciation and in exclamations of sorrow: એ શબ્દ ધિક્કાર તથા અફસોસી બતાવવા વપરાય છે. As, **W.** *is to me*: મને અફસોસ છે. **W.** *worth the day*: બન્યો તે દુઃખનો દિવસ. *a.* Woeful; sorrowful: દુખી; ખેદકારક.

**Woe-be-gone,** (વો-બી-ગૉન્) *a.* 1. Beset with woe; woeful: દુઃખના દરિયામાં બુડેલું; મહાદુઃખી; દુઃખાન્વિત; ક્લેશાન્વિત; દુઃખપરાયણ.

**Woeful, Woful,** (વોફુલ્) *a.* 1. Full of woe; sorrowful; unhappy: દુઃખી; શ્રમી; કષ્ટી; દુખાન્વિત; ક્લેશાપન્ન; ખેદક; સંતાપજનક. 2. Bringing calamity; calamitous: દુઃખનું; આપત્તિનું; અનિષ્ટ; અનર્થકારક; ક્લેશ-દુઃખજનક. 3. Paltry; poor: નઠારૂં; ફાસકૂસીઉં; કોડીનું; નકામું.

**Wolf,** (વુલ્ફ) *n.* 1. (*Zool.*) Any one of several species of wild and savage carnivores belonging to the genus *Canis* and closely allied to the common dog: વરૂ; વૃક. 2 (*Zool.*) One of the destructive and usually hairy larvæ of several species of beetles and grain moths: વંદાની જાતનું નાશક જીવડું. 3. *Fig.* Any ravenous, rapacious or destructive person or thing: વરૂ જેવો ક્રૂર-વિક્રાળ માણસ. *Specifically*: -want; starvation: ભૂખ; તંગાશ; તંગી; દુકાળ. 4. A white worm or maggot: ધોળો કીડો. 5. An eating ulcer or sore: નાસુર; ચાંદી; વધારે ને વધારે સડાવે એવી ચાંદી. 6. (*Textile Manuf.*) A willying machine: એક પ્રકારનું યંત્ર. 7. The harsh howling sound of some of the chords on organ: વાજાનો બેસુર-કર્ણ કઠોર અવાજ. *To keep the* **w.** *from the door*, to prevent starvation: દરીદ્રાવસ્થા આવવા ના દેવી.

**Wolfish,** (વુલ્ફિશ્) *a.* Like a wolf: વરૂના જેવું; ક્રૂર; વિક્રાળ; ઘાતકી.

**Wolf's-bane,** (વુલ્ફ્સ્-બેન્) *n.* Aconite: વછનાગ.

**Woman,** (વુમન્) *n.*; *pl.* **women,** (વીમેન્) An adult female person: બઇરી; બાયડી; ઓરત; નારી; સ્ત્રી; અબળા; કામિની; મહિલા; વિલના; રમણી; રામા; વનિતા; માનિની; વામા; સીમંતિની. *Beautiful and lovely* **w.**: કમલા; કાંતા; પ્રમદા; સુંદરી; સુભગા; વામલોચના; નિતંબિની; પરી; સ્ત્રીરત્ન. *A passionate or fiery* **w.**: કોપના; ભામા; કામિની; ચંડી. *A virtuous and a chaste* **w.**: સતી; સાધ્વી; પતિવ્રતા; સુચરિત્રા; કુલાંગના; કુલવધૂ; કુલસ્ત્રી. *A fat and bloated* **w.**: ફાતમા. *A young* **w.**: યુવતી; તરૂણી; બાલા; મુગ્ધા; નવયૌવના. *A* **w.** *of mature age*: પ્રૌઢા; પ્રગલ્ભા. *A clever* **w.**: સરસ્વતી. *A kept* **w.**: રાખ; અંગવસ્ત્ર. *A married and unwidowed* **w.**: સુવાસિની; સુવાસણ; સૌભાગ્યવંતી; સધવા; સનાથા. *Doings & goings of a* **w.**: સ્ત્રીચરિત્ર. 2. Womankind: સ્ત્રી જાત. The Hindus make four divisions of womankind, viz: પદ્મિની; ચિત્રિણી or હરિણી; શંખિની & હસ્તિણી. 3. A female servant: ચાકરડી; દાસી; પરિચારિકા. *vt.* 1. To act the part of a woman: બાયડીનો સ્વાંગ લેવો. 2. To make womanish: નામર્દ-જનાની બનાવવું. 3. To furnish with or unite to a woman: બૈરી-સ્ત્રીવાળું ક૦; પરણાવવું.

**Womanhood,** (વુમન્-હુડ્) *n.* 1. The distinguishing character or qualities of a woman: સ્ત્રીપણું; ધર્મ; સ્ત્રીત્વ; સ્ત્રીગુણ. 2. Woman kind: સ્ત્રીજાત; સ્ત્રીજન.

**Womanish,** (વુમનિશ્) *a.* Suitable to a woman; effeminate: બાયડીના જેવું-લાયક-જોગ; સ્ત્રી સંબંધી; બાયલું; નામર્દ; જનાની.

Wit is folly unless a wiseman has the keeping of it :

**Womanly,**(વુમન્લિ)*a.*Becoming a woman:બાયડી-સ્ત્રીના જેવું-ને છાજે એવું;સ્ત્રીને અનુચિત;સ્ત્રીધર્મી.*adv.* In the manner of a woman: બાયડીપણે-રીતે.

**Woman-kind,** (વુમન્-કાઇન્ડ્) *n.* The females of the human race: અબળા-ઓરત-સ્ત્રીજાત;જનાની;સ્ત્રીઓ.

**Womb,**(વૂમ્)*n.*1. The belly; abdomen:પેટ;હોજરી.2.(*Anat.*)The uterus:ગર્ભસ્થાન;ગર્ભકોશ;ગર્ભાશય;કુખ;પેટ;કમળ.3.The place where anything is generated:ઉત્પત્તિસ્થાન;મૂળ.4.Any cavity containing and enveloping anything:પોલાણ;ખાડો;ગભારો.*To drop the* **W.**:ગાભ છૂટવા;-ના ગાભા તૂટી પડવા.*vt.*To inclose in a womb:ગર્ભ ધારણ કરવો; ગર્ભમાં રાખવું;છાનું-ગુપ્ત રાખવું.

**Wonder,**(વન્ડર્)*n.*1 Surprise;astonishment;admiration;amazement:આશ્ચર્ય;અચંબો;વિસ્મય;અચરતી;તાજુબી.2.A prodigy;miracle: ચમત્કાર;કૌતુક;આશ્ચર્ય હેતુ;નવાઈ;અદ્ભુત વાત-કર્મ. When this word is used as a term or designation for a person of surprising abilities or of marvellous exploits, it can be rendered by such word as,અપરસૂર્ય;તારો;તેજ;પુંજ;મોહરૂપ; વિભૂતિ;અવતાર.*To do* **W.**:દિગ્વિજય કo;શકવર્તાવવો;જ્યોતિષ્ટોમ-સોમયાગ કo;શિલાસેતુ બાંધવો.*vi.*1.To be amazed;to marvel:અચરત-તાજુબ થવું;વિસ્મય પામવું.2.To feel doubt: અજાએબ-અચરત પામવું ; મનમાં શકસંદેહ હોવો-પડવો; સમજ ન પડવી; ગડભાંગ થવી.*a.*Wonderful: અજાએબ જેવું; વિસ્મયકારક.*adv.*Wonderfully: અજાએબ રીતે.

**Wonderful**(વન્ડરફુલ્)*a.*Surprising;strange;astonishing:ચમત્કાર ભરેલું;અદ્ભુત;નવાઈનું;તાજુબ;આશ્ચર્યકારક;કૌતકનું;વિસ્માપક;વિચિત્ર;ચમત્કારિક;અજબ;અપૂર્વ; વિસ્માયાવહ; અદ્ભુત;રસોત્પાદક;ચિત્રવિચિત્ર;ભારે.

**Wonderfulness,** (વન્ડર્ફુલ્નેસ્) *n.*Surprise;astonishment:કૌતક; નવાઇ;અદ્ભુતપણું;અપૂર્વતા.

**Wonderstruck,** ( વન્ડર્સ્ટ્રક્ ) *a.* Struck with wonder: છક;ચકિત; દંગ;વિસ્મયાપન્ન. [derful.

**Wondrous,**(વન્ડ્રસ્)*a.*See Won-

**Wont,**(વન્ટ્)*a.* [AS. *wunian*,to dwell.]Habituated; used:ટેવ પડેલું-વાળું.*n.*Custom;habit:ટેવ;આદત;અભ્યાસ;રીતિ;સંપ્રદાય; રીત;ચાલ; ધારો;આચાર;નિત્યવ્યવહાર.*vi.*To be used:ટેવ હોવી.*vt.*To accustom:ટેવ પાડવી;-નો અભ્યાસ-મ્હાવરો-આદત પાડવી.

**Wonted,**(વન્ટેડ્)*a.* Usual;accustomed: કામમાં લેવાતું; વપરાતું; રોજનું; હમેશનું; પરિચિત; નિત્ય. **W.** *nature*:પ્રકૃતિ;સ્વભાવ.

**Wontedness,** (વન્ટેડ્નેસ્)*n.* The quality or state of being accustomed:ટેવ;ધારો;ચાલ રીતિ;અભ્યાસ.

**Woo,**(વૂ)*vt.*1.To solicit in love; to court: પરણવાના ઇરાદાથી સ્ત્રીની પ્રીતિ-પ્યાર કo; મોહ-મમતા બતાવવી. 2.To court solicitously : -ની ખુશામત-આજીજી-કાલાવાલા કo.*vi.* To court;to make love: પ્યાર કo; ની પ્રીતિ-પ્રેમ મેળવવા પ્રયાસ કo.

**Wood,** ( વુડ્ ) *a.* Mad; insane; frantic:ગાંડો;બેભાન; તુરંગી; ઘેલું. *vi.*To grow mad: ગાંડા બનવું-થવું.

**Wood,**( વુડ્) *n.* 1. A large and thick collection of trees;a forest or grove:રાન;જંગલ;વન;અરણ્ય;અટવી; વૃક્ષજાળ. *Rambling in* **W.**s: વનક્રીડા.2.Timber:લાકડું. 3. The fibrous material which makes up the greater part of the stems and the branches of trees and shrubby plants and is found to a less extent in herbaceous stems:સાંઠા;લાકડાં.4.Trees cut or sawed for the fire or other uses: જળાઉ લાકડું;સરપણ;બળતણ;ઇંધણ.

**Wood-apple,**(વુડ્-ઍપલ્)*n.* The tree:કોઠી.કપિત્થ.The fruit:કોઠું.

**Wood-cut,**(વુડ્-કટ્)*n.*An engraving on wood : લાકડા ઉપર કરેલું ચિત્ર-કોતરકામ-નકશી;વુડકટ.

**Wood-cutter,**(વુડ્-કટર્) *n.* 1. A person who cuts wood:કઠીઆરો. 2.An engraver on wood: લાકડાં ઉપર કોતર કામ કરનાર.

**Wooded,** (વુડેડ્ ) *a.* Supplied or covered with wood or trees:જેમાં પુષ્કળ ઝાડ હોય એવું;વૃક્ષમય.

**Wooden,**(વુડન્)*a.*1.Made or consisting of wood:લાકડાનું-બનાવેલું; કાષ્ટમય.2.Clumsy;awkward;stiff: અનાડી;આડું;મૂર્ખ.

**Wood-land,**(વુડ્-લૅન્ડ્)*n.*Forest: રાન;વન;જંગલ;વગડો.*a.* Living in the forest:જંગલમાં રહેનાર.

**Wood-man,**(વુડ્-મૅન્)*n.*1.A forester:જંગલનો અધિકારી-ઉપરી. 2. A sportsman;a hunter: શિકારી; પારધી; વનચારી જીવી.3. A woodcutter:લાકડાં કાપનાર.

**Wood-monger,** ( વુડ્-મંગ્ગર્) *n.* Wood-seller:કાટપીઠીઓ; લાકડાં વેચનાર.

**Wood-ness,** (વુડ્-નેસ્) *n.*Anger; madness;rage:ગુસ્સો;ગાંડાઈ; ક્રોધ; તામસ.

**Wood-note,**(વુડ્-નોટ્)*n.* A wild or natural note:જંગલી રાગ.

**Wood-nymph,** (વુડ્-નિમ્ફ્) *n.* A fabled goddess of the woods : જંગલની દેવી;વનદેવી;વનદેવતા.

**Woodpecker,**(વુડ્પેકર્)*n.*(*Zool.*) Any one of numerous species of scansorial birds belonging to *Picus* and many allied genera of the family *Picidæ*:લક્કડખોદપક્ષી;કાષ્ટકુટ.

**Woody** (વુડિ) *a.* 1. Abounding with wood or woods:ઝાડીવાળું;વૃક્ષમય.2.Ligneous:લાકડાનું;કાષ્ટમય. 3. Sylvan:જંગલનું;વનસંબંધી;રાની.

**Wooer,**(વૂઅર્)*n.*One who wooes a suitor:આશક;પરણવાને સ્ત્રીની પ્રીતિ મેળવનાર.

**Woof,**(વૂફ્)*n.* 1. The filling;the weft:કપડાંમાંનું આડું સુતર;વાણો.

**Wool,**(વુલ્)*n.*[L. *vellus*] 1. The soft & curled,or crisped,species of hair which grows on sheep and some other animals:ઊન;મેષલોમ;ઉર્ણા. 2. Short thick hair; નાના-ટુંકા જાડા વાળ;રૂવાં રૂવાંટી. 3. (*Bot.*) A sort of pubescence or a clothing of dense curling hair on the surface of certain plants; કેટલાક ઝાડવાને થતા ગુચ્છા. *Dead pulled* **W.**,wool pulled from a carcass:મુડદામાંથી લીધેલું ઊન.**W.***bull*, a ball or mass of wool:ઊનનો દડો. **W.***comber*,(*a*) one whose occupation is to comb wool: ઊન સાફ કરનારો-પીંજનારો. ( *b* ) A wool combing machine: પંજેટી; ઊનવાળ સાફ કરવાનું હથિયાર.

**Wool comber,**(વુલ્-કોમ્બર્) *n.* A machine for combing wool: ઊન પીંજવાનો ચરખો;પંજેટી.

**Woolen,**(વુલન્)*a.*Made of wool: ઊનનું બનાવેલું;ઊનનું;ઉર્ણામય;ઊમરા. *n.* Woolen goods:ઊનનો સામાન.

**Wool-fell,** ( ઉલ્ફેલ્ ) *n.* A skin with the wool:ઉનવાળું ચામડું-ખાલ.

**Wool-gathering,** ( ઉલ્ગૅધરિંગ્ ) *n.* Indulgence in idle imagination:શેખશલ્લીનું કામ.

**Woolen-draper,** (ઉલન્ડ્રેપર્ ) *n.* A merchant of woolen goods: ઉનના માલનો વેપારી.

**Wooley,** (ઉલિ) *a.* 1. Consisting of wool:ઉનવાળું. 2. Resembling wool: ઉન સરખું-જેવું. 3. Clothed with wool:ઉન શરીર ઉપર હોય એવું.

**Wooly-head,** (ઉલિ-હેડ્ ) *n.* A negro:સીધી;હબસી.

**Wool-pack,** (ઉલ્-પૅક્ ) *n.* A pack or bag of wool weighing 240 pounds:છ મણની ઊનની ગાંસડી.

**Wool-sack,** (ઉલ્-સૅક્ ) *n.* The seat of the lord chancellor of England in the House of Lords:દીવાને ખાસમાં લોરડ ચૅનસેલરની ગાદી-બેઠક-ખુરસી. 2. A bag or sack of wool:ઉનની ગાંસડી-કોથળો.

**Word,** ( વર્ડ્ ) *n.* [L. *verbum*, a word.] 1. The spoken sign of a conception or an idea;a constituent part of a sentence;a term; a vocable:શબ્દ. 2. An oral or written sign expressing a thought: શબ્દ;બોલ;વચન. 3. Talk; discourse: બોલવું;વચન;વાતચિત;ગોષ્ટિ. *pl.* ભાષણ; વાત; બોલ; બોલી. 4. Account; tidings; message : વૃત્તાંત; હકીકત; બાતમી;ખબર; વર્તમાન; સમાચાર; સંદેશો. 5. Singal; order:સુચના;શબ્દ; વર્દી. 6. Promise; statement;declaration; affirmation: કોલ;વચન;બોલ; પ્રતિજ્ઞા;વેણ. 7. *pl.* Verbal contention;dispute:બોલાચાલી;તકરાર;ટંટો. 8. A brief remark or observation; a phrase or short sentence:વાક્ય;વચન;ઉક્તિ. *By* **w.** *of mouth*, orally:-મોઢેથી;મુખ જબાનીથી. *Good* **w.**, commendation:પ્રશંસા; સ્તુતિ;વખાણ; તારીફ. *The* **w.**, (*Theol.*) (*a*) The gospel message; the scriptures: ઇશ્વરોક્તશાસ્ત્ર;ઈશ્વર વાક્ય. (*b*) The second person in the Trinity before his manifestation in time by the incarnation:ત્રિપુટીનો બીજો પુરુષ,પિતા;પુત્ર અને આત્મા એ ત્રણમાંનો પુત્ર. *In a* **w.**, briefly:ટુંકામાં;સારાંશમાં; સંક્ષેપમાં:. *In* **w.**, in declaration: શબ્દમાં;માત્ર બોલવામાં;કહેણીમાં; માત્ર મ્હોઢેથી. *To eat one's* **w.**, to retract what has been said:બોલ્યું અબોલ્યું કo;થુંકેલું ચાટવું;પોતાના બોલ પાછા ખેંચી લેવા. *To have the* **w.***s for*, to speak for:બીજાનનીવતી બોલવું. **W.** *for* **w.**, verbatim;literally;exactly:શબ્દેશબ્દ;શબ્દ-અક્ષરસઃ. **W.** *blindness*, inability to understand printed or written words or symbols although the person affected may be able to see quite well and write correctly: આંખે દેખીશકાય, શુદ્ધ રીતે લખી શકાય તે છતાં છાપેલા કે લખેલા શબ્દો સમજવાની અશક્તિ. **W.** *deafness*, inability to understand spoken words:બ્હેરાપણું ન હોય તે છતાં સાંભળેલા શબ્દ સમજી શકવાની અશક્તિ. *Force or power of a* **w.**:શબ્દશક્તિ. *Low, vulgar or filthy* **w.**: અપશબ્દ;કુવચન;દુર્ભાષણ. *Radical form of a* **w.**:પ્રકૃતિ. *Sense of a* **w.**: શબ્દાર્થ. *Ill* **w.***s*, bad words: અપભાષણ;દુર્ભાષણ;દુર્વચન;દુર્વાક્ય; અપશબ્દ. *A man of few* **w.***s*:અલ્પભાષી;અલ્પવાદી;થોડાબોલું. *War of* **w.***s*:વાક્યુદ્ધ;વાક્સંગ્રામ;શબ્દયુદ્ધ;વાક્કલહ. *Waste of* **w.***s*:વાક્વ્યય. *Of one* **w.**:એક વચની. *One whose* **w.** *can be trusted*: યથાર્થવક્તા. *True to one's* **w.**:સત્ય વચની;સત્ય સંગર. *To take one at one's* **w.**:-ના કહ્યા પ્રમાણે કo;-નું કહ્યું ખરૂં-ખાત્રીપૂર્વક છે એમ માનવું-માની લેવું. *To make good one's* **w.**: બોલેલું પાળવું; પ્રતિજ્ઞાપ્રતિપાલન કo. *Not to say or utter a* **w.**: ચૂં કે ચાં ન કo;મોંમાં જીભ ઘાલીને બેસી રહેવું;એકે અક્ષર ન બોલવો;હોઠ ન ફફડાવવો. *vi.* To use words;to argue: તકરાર કરવી. *vt.* 1. To express in words:શબ્દોથી બોલી બતાવવું;લખવું; શબ્દયોજના-રચના કરવી. 2. To ply with words: શબ્દોથી લડવું. 3. To cajol:શબ્દોથી ખુશામત કરવી.

**Word-book,** ( વર્ડ્-બુક્ ) *n.* A dictionary;a lexicon:કોષ;શબ્દકોષ.

**Worder,** (વર્ડર્ ) *n.* A speaker:બોલનાર;ભાષણ કરનાર.

**Wordiness,** ( વર્ડિનેસ્ ) *n.* Verboseness:નકામા શબ્દો વાપરવા તે; શબ્દવિસ્તાર;શબ્દાધિક્ય;શબ્દબાહુલ્ય.

**Wording,** ( વર્ડિંગ્ ) *n.* Phrasing: શબ્દ રચના;લખેલા શબ્દો;શબ્દ યોજના;વાક્ય રચના;વાક્ય રચનાની શૈલી.

**Wordy,** (વર્ડિ) *a.* 1. Verbal:મ્હોઢાની. 2. Verbose: બહુ શબ્દ વાપરનાર-રૂં; શબ્દ વિસ્તારવાળું. 3. Full of words: બહુ શબ્દ હોય એવું;બહુ શબ્દક.

**Wore,** (વોર્ ) *pret.* of **Wear**:પહેર્યું.

**Work,** ( વર્ક્ ) *n.* 1. Exertion of strength or faculties; toil; employment;labor:મહેનત;કામ;રોજગાર.શ્રમ;કષ્ટ. 2. Business;duty;subject of exertion:કામ;ધંધો;રોજગાર; ઉદ્યોગ;પેશો;વ્યવસાય;કર્તવ્ય;ક્રિયા;કૃતિ. 3. That which is made or done; product; performance ; manufacture: કામ; કાર્ય; કૃત્ય; ક્રિયા;કર્મ. 4. *Specifically.* (*a*) That which is produced by mental labour; a composition;a book:ગ્રંથ;પુસ્તક;ચોપડી. (*b*) Embroidery: ભરતનું-બુટ્ટીદાર કામ;નકશી;બુટ્ટિ;ભરતકામ. (*c*) *pl.* Structures in civil, military or naval engineering as docks, bridges, embankments, trenches, fortifications and the like: બાંધ કામ;તટબંધી. (*d*) *pl.* The moving parts of a mechanism: સાંચાકામ. 5. Manner of working; management; treatment: રીત; વર્તણુંક;રચના;વ્યવસ્થા. 6. (*Mech.*) The causing of motion against a resisting force:કામ;સામી ગતિથી કીધેલું કામ. 7. (*Minning.*) Ore before it is dressed:કાચી ધાતુ. 8. (*pl.*) (*Script.*) Performance of moral duties: કર્મ;કરણી;ક્રિયા;અનુષ્ઠાન. *Muscular* **w.** (*physiol*), the work done by a muscle through the power of contraction:હાથથી થતું કામ. *To go to* **w.**, to begin labouring: કામમાં લાગુ થવું;યુક્તિ કo. *To set to* **w.**, to employ: કામે લગાડવું. *To set on* **w.**, to set to work:કામે મંડવું-લાગવું;કામે લગાડવું. **W.** *without wages or remuneration*: વેઠ;બિગાર કામ. *Destructive or injurious* **w.**: અનર્થ. *A good* **w.**:સત્કર્મ;સુકર્મ;પુણ્યકર્મ;ધર્મકાર્ય;શુભકાર્ય-કર્મ. *A man rich in good* **w.***s*: પુણ્યપુરુષ; પુણ્યાત્મા. *Abandonment of* **W.** *& rites*: કર્મત્યાગ. *An evil or bad* **w.**:દુષ્કર્મ;અશુભકર્મ. *Exact in the discharge of religious* **w.**: કર્મનિષ્ઠ;કર્મશીલ. *Neglectful of* **w.**:ભ્રષ્ટકર્મ;કર્મહીન. *Reward of good* **w.**

What passes in the world for cleverness, is often a want of moral principle :

ક:પુણ્યફળ. *Way of salvation by* W.ક:કર્મમાર્ગ.*vi.* 1. To exert one's self for a purpose;to labor:મહેનત-મજુરી ક૦;શ્રમ લેવો-કરવો:શ્રમ વેઠવો;કામ ક૦.2.To act;to perform: ચાલવું;કરવું;વર્તવું. 3.To have effect or influence;to conduce:-નો અમલ-અસર થવી;કામે લાગવું;ચાલવું;લાગુ હોવું.4.To carry on business:કામધંધો ક૦;મહેનત-મજુરી ક૦.5. To strain;to labor;to be tossed or agitated : ચાલવું;યત્ન ક૦;ડામાડોળ થવું;ઊછળવું.6.To make one's way slowly and with difficulty:ધીમેધીમે અને મુશ્કેલીથી રસ્તો ક૦. 7. To ferment as a liquid:ઊભરો આવવો;ઊભરાવું.8. To act or operate: લાગુ થવું;લાગવું.*To* W.*at*,to be employed in:અંદર કામે લાગવું.*To* W. *to windward*, ( *Naut.*) to sail against the wind : પવનની સામે હંકારવું.*vt.*1.To labor or operate upon:બનાવવાનું કામ ક૦;કરવું;બનાવવું;તૈયાર ક૦.2.To produce or form by labor;to accomplish;to effect: -નું કરવું-બનાવવું;-નું વણવું-તૈયાર ક૦.3. To produce by slow degrees:ધીમે ધીમે તૈયાર ક૦.4.To influence by acting upon;to manage;to lead: દોરી જવું;લઈ જવું;અમુક સ્થિતિએ લઈ જવું.5.To embroider: ભરત કામ કરવું-ભરવું;-માં નકશી બુટ્ટા કાઢવા.6.To manage;to govern:ચલાવવું;ચાલતું ક૦;ગતિ આપવી;ફેરવવું. 7.To cause to ferment:ઊભરો લાવવો.*To* W.*a passage*, ( *Naut.*) to pay for a passage by doing work:વહાણમાં બેસવાના નૂરના પૈસા બદલ વહાણમાં નોકરી ક૦. *To* W. *double tides*, (*Naut.*)to perform the labor of three days in two : ત્રણ દિવસનું કામ બે દિવસમાં ક૦. *To* W.*in*, to insert,introduce, or mingle by skill or labor :-માં દાખલ-મિશ્રિત ક૦;-માં પેસાડવું.*To* W.*into*,to force, urge into:-માં લઈ જવું;-એ ઊશ્કેરવું; થવું.*To* W.*off*, to remove gradually: ધીમેધીમે કાઢી નાંખવું. *To* W. *out*, (*a*) to effect by labor and exertions : શ્રમ-યત્ન કરીને સાધવું-સાધી લેવું.(*b*)To erase;to efface : કાઢી-ઉખી-ભૂસી નાંખવું.(*c*)To solve: ખુલાસો ક૦;સિદ્ધ-સાબિત ક૦.(*d*)To exhaust as a mine by working: -માં કામ કરીને ખાલી-પુરું ક૦.*To* W. *up*,(*a*)to raise;to excite: આણવું; લાવવું;ઉદ્દીપ્ત ક૦;જાગૃત ક૦;ઉત્પન્ન ક૦. (*b*)To expend in any work:ખપાવી-વાપરી દેવું-નાંખવું;-માં પેસી જવું.

**Work-box,** (વર્ક્-બૉક્સ્ )*n.* A box for holding instruments of work: કામનાં ઓજારો-હથિયારો રાખવાની પેટી. [ર;કારીગર;વૈતરો.

**Worker,**(વર્ક્ર )*n.*A laborer:મજુ-

**Work-fellow,**(વર્ક્-ફેલો)*n.*A companion in work:એકજ કામ કરતો બીજો માણસ:કર્મબંધુ:વ્યવસાયબંધુ.

**Work-folk,** (વર્ક્-ફોક્ ) *n.* People that work:કારીગર લોકો.

**Workful,**(વર્ક્-ફુલ્ )*a.*Diligent: ઉદ્યોગી;મહેનતુ;કામગરૂં.

**Work-house,**(વર્ક્-હાઉસ્ )*n.*1. A workshop: કામ કરવાની દુકાન;કારખાનું. 2. A house in which idle and vicious persons are confined to labor: આળસુ અને ગુન્હેગાર માણસો પાસે સખ્ત દાખલ મહેનત કરાવવાનું ઠેકાણું; કેદ-બંધીખાનું. 3. A poorhouse:અન્નક્ષેત્ર;અન્નછત્ર.

**Working-day,** ( વર્કિન્ગ્ ડે ) *a.* 1. Everyday: હમેશાં; નિત્ય; રોજ. 2. Hardworking: છાતી તોડ મહેનત-મજુરી કરનારૂં.

**Work-man,**(વર્ક્મૅન્ )*n.*1.A worker: કામ-ધંધો કરનાર માણસ. 2. A skilful artificer:કિસબી;કારીગર;કર્મકાર;શિલ્પકાર.

**Workmanlike,** (વર્ક્મૅનલાઈક્ ) *a.* Skilful:કારીગરીનું;કસબી;ઊસ્તાદીનું.

**Work-manship,**(વર્ક્મૅનશિપ્ ) *a.* 1.The art or skill of a workman: કારીગરની કળા;કારિગરી; હુન્નર;કસબ. 2.Manufacture:બનાવટ;કૃતિ;ઘટના.

**Work-room,** ( વર્ક્રૂમ ) *n.* Any room used for labor:કામ કરવાનો ઓરડો.

**Work-shop,**(વર્ક્શૉપ્ )*n.* A shop where any manufacture or handiwork is done:દુકાન;કારખાનું;શિલ્પશાળા;કર્મશાળા;ઉદ્યોગશાળા.

**Work woman,**(વર્ક્-વુમૅન્ )*n.* A woman skilled in needlework: શીવવામાં હોશિયાર હોય તે સ્ત્રી.

**World,**(વર્લ્ડ્ )*n.*[A.S.*wer*,a man.] 1.The universe;the creation:બ્રહ્માંડગોળ;ચરાચર;ભુવન;બ્રહ્માંડ;સૃષ્ટી; જગત;વિશ્વ; પૃથ્વી; દુનિયાં. *Creator of the* W.: જગત્સ્રષ્ટા. *Material* W.: માયાચક્ર.*Soul of the* W.:બ્રહ્મ;જગદાત્મા;લોકાત્મા;વિશ્વાત્મા.*The three* W.s.:લોકત્રય;ત્રિભુવન;સ્વર્ગ;મૃત્યુ;પાતાલ.2 Any planet or heavenly body:લોક; જગત; પરલોક; સ્વર્ગ. 3. The earth and its inhabitants with their concerns: આલોક;ભૂલોક;મૃત્યુલોક;સંસાર;દુનિયાં.*To have the wide* W. *before one*: દશે દિશાઓ ખુલ્લી-મોકળી હોવી;બારે દરવાજા ખુલ્લા હોવા.4.A division of the globe or of its inhabitants;human affairs as seen from a certain position or from a given point of view;also state of existence; scene of life & action: ભૂલોક;ભૂખંડ;લોકો;જનસમૂહ;ભૂલોક વાસ.5.General affairs of life; the customs,practices & interests of men;human society:લોક-જન રીત;દુનીઆની રીત;લોકાચાર;સંસાર;સંસારપ્રપંચ;પ્રવૃત્તિમાર્ગ;પ્રવૃત્તિ;દુનિયાદારી;લોકરીતિ;જનરીતિ,જનસંપ્રદાય; લોકવ્યવહાર; જનમાર્ગ; લોકપ્રચાર. 6. Course of life:સંસાર;સંસારવહેવાર; કામકાજ.7.The human race:mankind:જગત;લોક;માણસ જાત.*pl.*દુનિયાં; આલમ. *Adorable by the* W.: જગદ્વંદ્ય.*Life of the* W.: જગદ્ગુરૂ. *Salvation of the* W.: જગદુદ્ધાર. 8.Secular affairs; worldly corruption;the wicked part of mankind:સંસાર;સંસારપ્રપંચ;પ્રપંચમાર્ગ; દુનિયાંદારી.9. World as considered as a scene or system of business and pleasures:ભવ;ભવબંધ; ભવચક્ર;ભવસાગર;ભવજાલ; મોહજાલ; મોહપાશ;મોહાસ્પદ;માયાજાળ; માયાચક્ર;વિષય પાશ;આશાપાશ;સંસારચક્ર;દુ:ખસાગર. *Dead to the* W.,*renouncer of the* W.:જીવન્મુક્ત;વિરક્ત;સન્યાસી;નિર્મમ; અવધૂત *Deadness or indifference to the* W.: વૈરાગ્ય;વિષય વિરક્તિ, as produced for a short time by the sight or thought of death,&c:સ્મશાન વૈરાગ્ય.*Sick of the* W.:ભવરોગી;ભવત્રસ્ત;ભવાર્ત.*Snares of the* W.:મોહપાશ;મોહજાળ;માયાજાળ.*To carry of the* W.: કાળનિર્વાહ-પ્રપંચ નિર્વાહ ક૦;કાળક્ષેપ-દિવસ નિર્ગમન ક૦.10. A large number:મોટી;સંખ્યા;સાગર;સમુદ્ર;ઓઘ;ડુંગર.*This* W.:જગત; આલોક;ઈહલોક.*The other* W.:પરલોક.*To go to the* W.,to be married: પરણવું;લગ્ન ક૦;સંસારમાંડવો;સંસારવ્યવહારમાં પડવું.W.*without end*:

eternally:નિરંતર;સર્વકાળ;સર્વદા. **W.'s** *end*, the remotest regions: દિગંતઃદૂરના દેશ. *For all the* **w.**,(*a*) precisely;exactly:બરોબર રીતે;ચોકસ રીતે. (*b*) For any consideration: ગમેતેમ થાય તોપણ. *A* **w.** *to see*:કંઇ જોવા જેવી વસ્તુ;ચમત્કારી પદાર્થ.

**Worldliness,**(ઉવર્લ્ડ્લિનેસ્ ) *n.* Covetousness:સંસારી પવન;દુનીઆદારી-પ્રપંચબુદ્ધિ; પ્રપંચદૃષ્ટિ; ઇહલોકનિષ્ઠા;લોભલાલચ.

**Worldling,** ( ઉવર્લ્ડ્લિંગ્ ) *n.* One devoted to this world and its enjoyments:વિષયી-પ્રપંચાસક્તમાણસ.

**Worldly,**( ઉવર્લ્ડ્લિ )*a.*1.Human; common:આ લોકનું;સંસારનું;સંસારી;સાંસારિક;લૌકિક;સામાન્ય;સાધારણ. 2. Devoted to this life and its enjoyments;secular:પ્રપંચી;પ્રપંચરત;દુનિયાંદારીનું;પ્રપંચાસક્ત; વિષયાધીન;ઐહિકસુખપરાયણ;ઐહિકસુખલંપટ; ઈહલોકાસક્ત; સંસારાસક્ત.3. Lay,as opposed to *clerical*:સંસારી;વ્યવહારી.

**Worldly-minded**, ( ઉવર્લ્ડ્લિ-માઈન્ડેડ્ )*a.*Devoted to worldly interests:પ્રપંચી:પ્રપંચાસક્ત;ઐહિસુખલંપટ;વિષયાસક્ત;સંસારાસક્તિ.

**World-wide,**(ઉવર્લ્ડ્-વાઇડ્ )*a.* Extended throughtout the world: આખી દુનિયાંમાં પ્રસરેલી-પસરેલું;જગપ્રસિદ્ધ.

**Worldly-wise,**( ઉવર્લ્ડ્લિઉવાઈઝ્ ) *n.*Wise in regard to things of this world:સંસાર વ્યવહાર જાણનાર;વ્યવહાર કુશળ;નીતિનિપુણ;વ્યવહાર જ્ઞાની;સંસારજ્ઞાની.

**Worm,**(ઉવર્મ્ )*n.*1. A creeping or crawling animal of any kind: પેટે ચાલનાર પ્રાણી;જંતુ; કૃમી. 2. A earthworm:કીડો.3.An internal tormentor : અંતરનો કીડો. 3. A being debased and despised : જીવડું;જંતુ; અધમ-નીચ-અપકૃષ્ટ માણસ;જીવ.4. Anything spiral or resembling a worm:વળ જેવો પદાર્થ; આંટો; વળ; આમળો; પેચવાળી સોઈ;આમળ નળી;સ્ક્રુ.*vt.*1.To effect, remove or draw by slow and secret means (with *out*): માંથી કાઢી લેવું;ક૰; બનવવું. 2. To clean by means of a worm: બંદુકમાંથી પેચવાળી સોઈવતી ડુંચો ખેંચી કાઢવો. 3.To cut the lytta for the purpose of checking a disposition to guard:જીભની નીચેનો ટેકરો કાપવો.4.To wind rope:વાળવું;વિંટાળવું. *To* **w.** *one's self into*:-માં ઘુસવું-દાખલ થવું;-ના પેટમાં પેસી જવું.

**Worm-eaten,**(ઉવર્મ્-ઇટન્)*a.*1.Eaten by worm:કીડાઓથી ખવાઈગએલું. 2.Worn out;old:જીર્ણ;નકામું;જુનુ.

**Worm-hole,**(ઉવર્મ્-હોલ્ )*n.*A burrow made by a worm:કીડાએ પાડેલું દર.

**Wormy,**(ઉવર્મિ)*a.*1. Containing a worm:કીડાવાળું;કૃમિમય;કીટમય. 2. Earthy;groveling:માટી-કાંકરાવાળું

**Worn,**(ઉવૉર્ન્ )*p.p.*of **wear**.

**Worn-out,** ( ઉવૉર્ન્આઉટ ) *a.* Consumed by wearing:ઘસાઈ ગએલું.

**Worriment,**(ઉવૉરિમેન્ટ્ )*n.* Trouble;anxiety:ચિંતા; ઉપાધી; દુઃખ; પીડા;આધિ.

**Worrier,** (ઉવરિઅર્ )*n.* One who worries:ફાડીખાનાર;સતાવતાર.

**Worrisome,** (ઉવરીસમ ) *a.* Causing worry or annoyance : જીવખાનારૂં;સંતાપજનક;ઉપાધીકર.

**Worry,**(ઉવરિ)*vt.* 1. To harass by persuit or barking:ની કેડે પડવું; નો કેડો ન મુકવો;-ની પૂઠ પકડવી. 2. To vex;to annoy;to fret:ચીડવવું; -હેરાન ક૰;દુઃખ દેવું; સતાવવું; પીડવું; ઉપાધી ક૰. 3. To fatigue: થકવવું; થકવી નાંખવું.*vi.* To be fretful; to chafe:ચીડાવવું;હેરાન થવું;ગુસ્સે થવું *n.*Anxiety:fret: ચીડ:ગુસ્સો:ઉપાધી: હેરાનગતી.

**Worse,**(ઉવર્સ્ )*a.*1.Bad,ill, evil or corrupt in a greater degree:વધારે ખરાબ;અધિક નઠારૂં-દુષ્ટ; દુષ્ટતર. 2.More sick:તબીઅત વધારે બગડેલી એવું;અધિક-વિશેષ રોગી. *A change for the* **w.**:બગાડ.*n.* 1. Loss;defeat:નુકસાન;હાર;પરાજય. 2. That which is worse:ખરાબ પદાર્થ.*adv.* In a worse degree : ખરાબ રીતે. *vt.*To make worse:ખરાબ ક૰.

**Worship** (ઉવાર્શિપ્)*n.*[A.S.*weorth*, worthy.] 1. Excellence of character;dignity;worth:પદવિ;લાયકી.2.Honour;respect:માન;આબરૂ.3.A little of honour used in addresses to certain magistrates:કોઈ મોટા અધિકારીનું નામ હેતી વખતે બોલવાનો શબ્દ;હજરત;ખુદાવીંદ; ખુદાવંત;મહેરબાન.4.Religious reverence and homage;adoration; પુજા;પૂજન;સેવા;આરાધન; આરાધના: ઊપાસના;વંદન;નમસ્કાર;નિમાજ;બંદગી;દર્શન કરવાં તે.5.Adoration:અભિનમ્રતા; પૂજ્યભાવ. 6. An object of worship:પૂજા-સેવા વિષય.*vt.*1.To respect;to honor:માન આપવું. 2. To pay divine honors to : પ્રત્યે ભક્તિભાવ ધરવો-રાખવો.3.To adore; to idolize:પૂજવું;-ની પૂજા-પૂજન ક૰. *vi.*To perform religious service: સેવા-પૂજા ક૰;ભજન ક૰;નમાજ પઢવી.

**Worshipful,**(ઉવર્શિપ્ફુલ્ )*a.*Claiming respect;worthy of honour: માન આપવા લાયક;પૂજ્ય; આરાધ્ય; પૂજનીય;આરાધનીય.

**Worshipper,** (ઉવર્શિપર્ ) *n.* One who worships:ભજનાર;પૂજા કરનાર.ભક્ત.

**Worst,**(ઉવર્સ્ટ્ )*a.*(*Superl.of* bad) Bad, evil or pernicious in the highest degree:સૌથી ખરાબ; દુષ્ટમાં દુષ્ટ; સર્વથી દુઃખદાયક. *n.* That which is most bad or evil:દુઃખી હાલત-સ્થિતિ.*vt.*To over-throw;to defeat:પરાજય ક૰; હરાવવું. *vi.* To grow worse:ખરાબ નીકળવું.

**Worsted,** (ઉવર્સ્ટેડ્ ) *a.* Fine and well-twisted woolen yarn:ઊનનો-ભરત કામમાં વપરાતો દોરો.

**Worth,**(ઉવર્થ )*vi.*To be;to become: થવું;વિતવું;બનવું.*a.*1. Valuable; to worth:કિમ્મતિ;કિમ્મતનું; મૂલ્યવાન. 2.Equal in value to:-ની કિંમતનું;કિંમતમાં સરખું.3.Deserving of: યોગ્ય,લાયક;જોગ; ઉચિત.4. Having possessions equal to : -ના જેટલી પુંજી-મિલ્કતવાળું.*n.*1.Price:કિમ્મત; મૂલ.2. Value in respect of moral or personal qualities;merit: લાયકી;યોગ્યતા:માનમાન્યતા;માન્યતા. વજન; વક્કર; ભારંભાર. 3. Importance:ઉપયોગ;અગત્ય.

**Worthily,**(ઉવર્ધિલિ) *adv.* Deservedly;justly:લાયકીથી; નેકીથી; યોગ્ય રીતે;વાજબી રીતે.

**Worthful,** ( ઉવર્થ્ફુલ્ ) *a.* Full of worth;deserving:લાયક;યોગ્ય;વાજબી.

**Worthiness,**(ઉવર્ધિનેસ્)*n.*Desert; merit; dignity : યોગ્યતા; લાયકી; નેકી;ગુણ;માન્યતા:ઉત્કર્ષ;લાયકાત.

**Worthless,** ( ઉવર્થ્લેસ્ ) *a.* Undeserving;Valueless;vile;mean:નજીવું;નકામું;કોડીનું;માલ વગરનું; અયોગ્ય;નાલાયક;ગુણહીન-રહિત.

**Worthy,**(ઉવર્ધિ)*a.*1.Valuable; de-

When fortune smiles, take the advantage : લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મ્હોં ધોવા ન જાઓ.

serving;virtuous:ભલું; નેક; સારૂં; ઉત્તમ;સદ્ગુણી;કિંમતી.2.Entitled to; meriting:યોગ્ય;લાયક;ઉચિત.3. Of high social position: ઊંચા ઘરનું; આબરૂદાર.n. A man of eminent worth:સજ્જન;ભલુ-ગુણી માણસ;ગુણભાજન;માનભાજન;મહાજન;મહાત્મા; ખડેખાં ; મોટું માણસ. vt. To render worthy:યોગ્ય-લાયક કo.

**Would-be,**(વુડ્-બી) Desiring or professing to be ; vainly pretending to be: થવા-હોવાનું ઢોંગકરનારૂં;ઢોંગી.

**Wound,**(વુન્ડ્)n.1.A hurt or injury caused by violence;a cut, stab,rent or the like:જખમ;ઘા; ઘાવ;ક્ષત.2. An injury, hurt, damage,detriment or the like,to feeling,faculty,reputation,&c.: કલંક;એબ;દૂષણ;નુકસાન;હાનિ; ખરાબી;ધોક્કો;ખટ્ટો.vt.1.To hurt by violence:જખમ કરવો;ઘાયલ કરવું;જખમી કરવું;ઘા-ક્ષત-વણ કo.2.To hurt the feelings of:-ને ખોટું લગાડવું;-ના હૃદયમાં ઘા કo;-માં ઘા કo;-નો જીવ દુ:ખવવો;-નું દિલ દુભાવવું.(વાઉન્ડ્) *imp.*of'To **wind**':લપેટ્યું;વિંટાળ્યું.

**Wove,**(વોવ્)*pret.*of **Weave.**

**Wrack,**(રૅક્)n.A rack;a thin flying cloud:વાદળી.vt.To torment: દુ:ખ દેવું;ઈજા કરવી.n.1. Ruin; destruction:નાશ;ખરાબી; પાયમાલી.2. A kind of marine vegetation : દરિયાઈ વનસ્પતિ-પાલો.

**Wraith,**(રેથ્)n.1. An apparition of a person in his exact likeness seen before death or a little after: મરવા પડેલા કે તરત મરી ગયેલા પુરૂષનું દીઠેલું સ્વરૂપ;છાયા પુરૂષ;પ્રેતદર્શન. Hence, a specter; a vision;an unreal thing:ભૂત;પ્રેત; આભાસ;છાયા.2.A spirit thought to preside over the waters:જલ દેવતા.

**Wrangle,**(રૅન્ગલ્)vi.1.To argue; to dispute:તકરાર કo;-વિશે વાદવિવાદ કo.2.To brawl;to altercate; to dispute angrily:ઝગડો કરવો;લડાઈ કo;મ્હોટેથી લડવું;હોંસાતોંસી કo; બાઝાબાઝી કo;વાક્યુદ્ધ કo;હુજ્જત કo; હુબેતબે કo;કકળાટ કo.vt.To involve in a quarrel : તકરાર-લડાઈ-ઝઘડાટંટામાં પડવું.n.An angry dispute; a noisy quarrel: ઝગડો; કજીઓ;હુજ્જત;હુબેતબે;વાક્ યુદ્ધ;કકળાટ;હોંસાતોંસી;ધમાધમી;બાઝંબાઝા.

**Wrangler,**(રૅન્ગલર્)n.1. An angry disputant:મોટેથી ઝગડો કરનાર. 2. One of those who stand in the first rank of honors in the university : કેમ્બ્રીજની યુનિવરસીટીમાં પહેલી પદવી ધરાવનાર.

**Wrap,**(રૅપ્) vt. To snatch up; to transport:લઇ જવું.vt.1. To wind or fold together:લપેટવું;કકલી કo; વાળવું;-નો વિંટો-વિંટલો કo. 2. To cover by winding or folding;to involve;to infold: લપેટવું; વિંટવું; ઢાંકવું;વિંટાળવું;ગુંડાળવું;આવેષ્ટન કo; -થી આવેષ્ટિત થવું-વિંટાળવું.3.(a) To hide:છુપાવવું;ઢાંકવું. (b) To be followed by;to involve:-માં હોવું;-રૂપે કહેલું-લખેલું હોવું;-નું પરિણામ થવું-નીકળવું-નિપજવું. *To be wrapped up in*, to be covered with; to be wholly engrossed in : ભરાઇ રહેલા હોવું;વળગેલું હોવું;-માં પરાયણ હોવું;-માં ગરક થઈ જવું.

**Wrapper,**(રૅપર્)n.1.One who or that which wraps:ઢાંકનાર; વિંટાળનાર;બારદાન.2.Envelope;covering:વિંટણ;આવેષ્ટન; આચ્છાદન;કોષ; બાંધણ;ઢાંકણ; બારદાન. 3. A loose outer garment: બીજાં લુગડાં ઉપર ઓઢવાનું ઢીલું લુગડું.

**Wrappage,**(રૅપેજ્)n. 1 The act of wrapping:વિંટાળવું તે.2.Envelope;covering:વિંટાળવાનું કપડું-કાગળ ઈત્યાદી;બારદાન;બાંધણ.

**Wrapping,**(રૅપિંગ્)n. (*Same as wrapper.*)

**Wrath,**(રૅથ્)[L.*ira*,to be angry.] n.1.Violent anger; rage; fury; ગુસ્સો;ક્રોધ;કોપ;પ્રકોપ;રોષ. 2. The effects of anger;the just punishment of crime:ક્રોધની અસર;શિક્ષા. vt.To anger;te enrage:ગુસ્સો કo; ક્રોધ કરવો;ગુસ્સે થવું.

**Wrathful,**(રૅથ્ફુલ્) a. 1. Full of wrath;very angry;ireful;passionate:ક્રોધાયમાન; ખફા; ઝાંઝી; ચિડાઉ. 2. Springing from wrath:ક્રોધસૂચક;ક્રોધી;ગુસ્સાભરેલું;ક્રોધયુક્ત.

**Wreak,**(રીક્) [A.S.*wrecan*, to avenge.]vt.1.To revenge: વેર લેવું-વાળવું.2.To inflict:કાઢવું;વૈરનિર્યાતન કo;દ્વેષ-વેર વાળવું.n.Revenge:વેર.

**Wreath,** (રીથ્) [AS. *writhan*,to twist.]n.1. Something twisted or curled:કંઈ પણ ગુંથેલું તે;ગોટગોટ;આવલી;હાર;માળા.2. A garland; a chaplet:હાર;માળા;ગજરો.

**Wreathe,**(રીધ્)vt.1.To twist about: ગુંથવું;વણવું;વળ દેવો;બનાવવું;કરવું.2. To encircle;to infold:વીંટી-ઘેરી લેવું;વેષ્ટિત કo.vi.To twine together: ગુંથવું;વણવું.

**Wreathy,** (રીથિ) a. 1. Twisted; curled:વીંટેલું;ગુંથેલું;વણેલું.2.Full of wreaths:માળા-હારથી ભરેલું.

**Wreck,**(રેક્) [L.*frango*,I break.] n.1.Shipwreck: વહાણ-ગ્રાહ ભાંગવું તે;નૌકાભંગ. 2. Ruin;destruction or injury of anything: નાશ;પાયમાલી;ખરાબી; ઉચ્છેદ;ભંગ. 3. The ruins of a ship stranded:અથડાઇને ભાગી ગએલું વહાણ;ભગ્નનૌકા.4. The remains of anything ruined:અવશેષ.5. (*Law.*)Goods,etc., which, after a shipwreck, are cast upon the land by the sea: ભાંગેલા વહાણમાંનો કિનારે ઘસડાઈ આવેલો માલ વિગેરે.vt.1.To shipwreck: વહાણ ભાગવું-નો નાશ કo-થવો;વહાણને ધોકો પહોંચવો.2.To destroy:નાશ કo. 3. To involve in a wreck; to cause to suffer ruin:નુકસાની-ખરાબી -પાયમાલીમાં પડવું-નાંખવું. vi.1. To suffer wreck or ruin: -નો નાશ-ખરાબી થવી. 2. To work upon a wreck,as in saving property,or lives or in plundering: ભાગેલા વહાણનાં માણસ કે માલમીલકત સાચવવા કે તે લૂંટવા તેમાં કામ કo.

**Wrecker,** (રૅકર્) n. 1. One who causes wreck: વહાણ ભાંગનાર. 2. One who visits a wreck for plunder:ભાગેલા વહાણનો માલ લૂંટનાર. 3.One who is employed in saving the property or lives from a wrecked vessel:ભાંગી ગએલા વહાણના માણસો તથા માલ બચાવનાર. 3.A vessel employed by wreckers:માણસ તથા માલ બચાવનાર વહાણ.

**Wren,**(રેન્)[A.S.*wrœne*,playful.] n. Any one of the numerous singing birds:એક જાતનું પક્ષી.

**Wrench,**(રેન્શ્)n.1. Trick;deceit: કપટ;છળ;દગો;પ્રપંચ;યુક્તિ.2.A violent twist:આમળો;જોરથી આમળવું તે.3.A sprain:મોચ;લચક.4.Means; contrivance : સાધન; યુક્તિ. 5. A screw key:સ્ક્રુ કાઢવા બેસાડવાનું હથિયાર;કુંચી;ચાવી.vt.1.To pull with a twist:આમળાવવું; મચડવું; મચડીને

What tutor shall we find for a child sixty years' old : ચૌદ જાણે તેને ચાર જાણનાર શું શિખવે.

ઝૂંટાવી લેવું;જોરજૂલમથી ખૂંચી-લઇ લેવું. 2. To sprain;to distort;to pervert:લચકાવવું;મોચાવવું;લચકાવી એંચવું;મચડવું.

**Wrest,**(રેસ્ટ્ )*vt.*1.To turn;to twist: અમળાવી મચરડીને લેઈ લેવું;ઝૂંટાવી લેવું; બળાત્કારે લઈ લેઈ-કઢાવવું. 2. To turn from truth:ફેરવી નાંખવું;તાણીતુશી-મરડીમચડીને કાઢવું;એંચી કાઢવું.3. To tune with a wrest:મચડીને રાગમાં લાવવું.*n.*1.The act of wresting;a wrench:ઝૂંટ;ખુંચાવી-એંચી લેવું તે.2.Active or moving power:ચાલતી શક્તિ. 3. A key to tune a stringed instrument of music:કુંચી;ચાવી;કળ;તાર ચઢાવવા-ઉતારવાનો ડૂંગરો.

**Wrestle,**(રેસલ્ )*vi.* 1. To contend by a grappling with and striving to trip or throw down an opponent:કુસ્તીકરવી-લઢવી-ખેલવી-રમવી; મલ્લયુદ્ધ-બાહુયુદ્ધ કરવું. 2. To struggle:ભીડવું;લઢવું; ઝુઝવું;-ની સાથે ગડભાંગ કo.*vt.* To wrestle with -ની સાથે મલ્લયુદ્ધ-કુસ્તી કરવી-ખેલવી. *n.*A struggle:કુસ્તી;બથમબથા;મલયુદ્ધ;બાહુયુદ્ધ.

**Wresling,**(રેસ્લિંગ )*n.* Wrestle:કુસ્તી;બથમબથા;મલ્લયુદ્ધ-ક્રીડા;બાહુયુદ્ધ.

**Wrestler,**(રેસ્લર ) *n.* One who is skilful in wrestling:પહેલવાન;મલ્લ;કુસ્તીબાજ. *Freaks or tricks of a* **w** :દાવપેચ.

**Wretch,** (રેચ્ ) [A. S. *wræcca*,an exile.]*n.*1.A miserable person; one profoundly unhappy:કંગાલ; ગરીબ;દુઃખી માણસ;દુઃખગ્રસ્ત;દુઃખાપન્ન; હતભાગી:દીણભાગી;અભાગીઓ; કમબખત;નસીબનો લીલો-બળીઓ.2. A vile knave:દુર્વ્યસની-લુચ્ચું-હરામી માણસ; ચંડાળ;દુરાત્મા;દુષ્ટ;અધમાત્મા;નરાધમ; પાજી;હરામખોર;કર્મચંડાળ;બદમાશ.

☞ *Wretch* is sometimes used by way of slight or ironical pity or contempt,when it can be expressed by,બિચારૂં, ગરિબ, બાપડું,પામર.

**Wretched,**(રેચેડ્ )*a.*1. Very miserable; unhappy; calamitous; woeful:દુઃખી;કંગાલ;ગરીબ;દરિદ્રિ;બાપડું;દુઃખસંપન્ન;દુઃખગ્રસ્ત;બેહાલ;વિપત્તિનું;દુઃખી.2.Worthless;paltry: હલકું;ખરાબ;કોડીનું.3.Wicked;despicable : ધિક્કારવા લાયક;તિરસ્કાર્ય; પાજી;અધમ;કૃપણ.

**Wretchedly**,(રેચેડ્લિ) *adv.*Miserably:કંગાલપણે;દુઃખીપણે.

**Wretchedness**,(રેચેડ્નેસ્)*n.*Utter misery : દુઃખ; કષ્ટ; હાલ; ગરીબાઇ; ભીખારીપણું; દુઃખાવસ્થા; બુરાહાલ; અકલ્યાણ;અસુખ; હાલહવાલ; દુર્દશા; લાચારી;આપત્તિ;વિપત્તિ;કંગાલીઅતપણું;દરિદ્રાય;દારિદ્રાવસ્થા.

**Wriggle,** (રિગલ્ ) [A.S. *wrigian*, to endevaur.] *vi.* To squirm;to twist quickly about:અમળાયા કo; આમતેમ અમળાવું-હાલવું;આળસખાવી.*vt.*To move with short,quick, contortions: આમતેમ હલાવવું-ફેરવવું;અંગ મરડવું-મચડવું. *a.* Frisky; pliant;flexible:નરમ;વળે એવું.

**Wright,** (રાઈટ્ )*n.* An artifice; a workman:કારીગર; મીસ્ત્રિ.

**Wring,**(રિંગ્ )*vt.* 1. To twist and compress; to writhe; to pinch: નિચોવવું;નિચોવી કાઢવું-નાંખવું.2. To pain;to distress;to torture:દુઃખ દેવું;હેરાન કo; દુઃખી કo;-થી દુઃખી-હેરાન-બેજાર કo;મરડવું;-ને પીડા-વેદના કo.3.To pervert;to wrest:ફેરવવું; -મારીમચડીને અર્થ કo;તાણીતુશીને બેસાડવું.4.To extort;to squeeze or press;to draw forth by violence-usually with *out or from*:નિચોવી નાંખવું-કાઢવું: જોરજુલમથી કઢાવવું; બળાત્કારે-જબરાઈથી-જબરદસ્તીથી લેવું;-માં લાવવું.5.To subject to extortion :પર બળાત્કાર વાપરવો:જોરજુલમથી કરાવવું.6.(*Naut.*)To bend or strain out of its position:વાંકું વાળવું; મરડવું. *vi.* To writhe;to twist:અમળાવું;મરડાવું.

**Wrinkle,**(રિંકલ્ )*n.*1. A crease;a slight fold:કરચલી; વળ; સળ;વાટા; ચર્મરેખા;ચર્મસંકોચ.2.Unevenness: અમાનતા;નડતર.3. A whim;a notion or fancy:તુરંગ;વિચાર;ખ્યાલ. *vt.*1.To corrugate:કરચલી વાળવી-પાડવી;ચર્મસંકોચ થવો;સંકોચાઇનેવાટા પડવા. 2. To make rough in any way:કોઈપણ રીતે ખડબચડું-ટેકાટૈયાવાળું કરવું.*To* **w** *at*,to sneer at:-ની મશ્કરી કo.*vi.*To shrink into furrows and ridges:કરચલી વળવી-પડવી;વાટા વળવા.

**Wrist,**( રિસ્ટ્ )*n.* 1. (*Anat.*) The joint between the hand and the arm;the carpus:કાંડું;પહોંચો;મણીબંધ;મણીબંધન.

**Wrist-band,** ( રિસ્ટ્-બૅન્ડ્ )*n.* The band of the sleeve of a shirt which covers the wrist:ખમીસની બાંયનો પહોંચા ઉપરનો ભાગ-પટો.

**Writ,** (રિટ્ ) *n.* 1. That which is written;writing;scripture:ધર્મપુસ્તક-ગ્રંથ;ધર્મશાસ્ત્ર.2.(*Law.*)An instrument in writing under seal in a epistolary form issued from the proper authority,commanding the performance of some act by the person to whom it is directed: હુકમ; સનદ; પરવાનો; આજ્ઞાપત્ર;અધિકારપત્ર;ફરમાન.

**Write,**(રાઇટ )*vt.*1.To set down as legible characters; to inscribe on any material:લખવું;કાઢવું;કોતરવું;કોતરી કાઢવું. 2. To set down for reading; to inscribe: લખવું. To communicate by letter: -ને લખવું;લખીને જણાવવું-ખબર આપવી. 3.To compose or produce:રચવું; જોડવું;બનાવવું;લખવું;કવન કo. 4.To imprint;to engrave : કોતરવું; સજ્જડ બેસાડવું.5.To make known by writing;to record (used reflexively):-તરીકે લખવું-જણાવવું.*To* **w**.*to*,to communicate by a written document to:કાગળ પત્ર લખવો;કાગળથી ખબર આપવી. *vi.*1. To express words and sentences by written signs:લખવું.2.To act as a clerk: કારકુનનું કામ કo; લહિયાનું કામ કo;કારકુની કo.3.To compose;to recite or relate in books; to play the author: પુસ્તક રચવું; ગ્રંથ બનાવવો; વિષય લખવા. 4. To compose or send letters:કાગળપત્ર લખવા-મોકલવા.

**Writer,**(રાઈટર્ )*n.* 1. A scribe; a clerk:લહિયો;લખનાર;કારકુન;લેખક; કલમબહાદુર; અક્ષરચંચુ. 2. An author:ગ્રંથકાર;લેખક;ગ્રંથકર્તા;કવિ.

**Writer-ship,**(રાઇટર્-શિપ્ )*n.* The office of a writer:મહેતાગીરી;કારકુની

**Writhe,**(રાઈધ )*vt.* 1. To twist; to turn:મચડવું;મરડવું.2.To wrest;to pervert:તાણીતુશીને બેસાડવું; મચડી નાંખવું.3.To extort;to wring:જોરજુલમથી કઢાવવું:નિચોવવું.*vi.* To be distorted:અમળાવું; કરમોડા ખાવા; -પીડાવું-દુઃખી થવું.

**Writing,**(રાઇટિંગ્ )*n.*1.The act or art of,forming letters and char-

acters on paper,wood,stone,&c.: લખવાનું કામ;લેખનવિદ્યા-કળા; લિપિ. 2.(*a*)Any legal instrument:લખત;ખત;દસ્તાવેજ;લેખપત્ર;સનદ; લેખ. (*b*)A pamphlet;a work;a literary production;a book:ગ્રંથ;પુસ્તક;લેખ;લખાણ;ચોપાનિયું;ચોપડી. (*c*) An inscription : લેખ. 3. Handwriting : અક્ષર; હરફ; દસ્કત. **W.** *obligatory*,a bond:ખત;દસ્તાવેજ.

**Writing-board,**(રાઇટિંગ્-બોર્ડ્ ) *n.* A board for writing:પાટી:પાટીઉં.

**Written,**(રિટન્ ) *p.p.*of **Write**:લખેલું;કલમી;અક્ષરી;લિખિત.

**Wrong,**(રૉન્ગ્ )*a.*1. Twisted; wry: વાંકું;વાળેલું.2. Not according to the laws of good morals;not true or legal;not just or equitable: ખોટું;અન્યાય યુક્ત;ગેરવાજબી;અયથાર્થ;ન્યાય-નીતિ વિરૂદ્ધ;(pers.)અધર્મચારી;અમાર્ગગામી;હરામ.3.Not fit or suitable to an end or object;improper;incorrect:ખોટું;અયોગ્ય;નાલાયક;ગેરવાજબી; નાદુરસ્ત; અનુચિત; સદોષ;અશુદ્ધ.4.Not right;mistaken;erroneous:ખોટું;અસત્ય; અવાસ્તવિક;અપ્રમાણાત્મક;ભૂલ ભરેલું;ભ્રમયુક્ત; ભ્રાંતિયુક્ત. 5. Designed to be worn or placed inward: અવળું;ઉલટું;ઉંધું. **W** *doer*:અપરાધી; અપકારક.*adv.*In a wrong manner; not rightly;morally ill: ગેરવાજબી રીતે-પણે;અન્યાયથી;નાહક.

**Wrong,**( રૉન્ગ્ )*n.* (*a*) Deviation from duty:અન્યાય;અધર્મ.(*b*)State of falsity;error:ભૂલ;ભ્રાન્તિ;ભ્રમ;અવિદ્યા;અસત્યતા. (*c*) A trespass; a violation of right:કોઇના હક ઉપર ત્રાપ.(*d*)An injury done to or received from another;injustice: અપરાધ;અન્યાય;અપકાર;અનિષ્ટ;અરિષ્ટ;અહિત;નુકસાની;અપકાર;જૂલમ;બુરૂ; માઠું;નઠારૂં;ખરાબી.*vt.* 1. To treat with injustice;to injure:-ને નુકસાન કરવું;અહિત કરવું;હરકત કરવી;માઠું-બુરૂં કo;-ને ઈજા કo-પહોંચાડવી.2.To impute evil to unjustly:ગેરવાજબી રીતે દોષમાં નાંખવું;દોષારોપ મુકવો;-ને દોષ દેવો;-ના માથે ખોટો દોષ ચઢાવવો.

**Wrongdoer,**( રૉન્ગ્ડુઅર્ ) *n.* One who injures another:બીજાને દુઃખ દેનાર;ઉત્પાતી. 2. (*Law*). A trespasser: પ્રવેશ કરનાર.

**Wrongdoing,**(રૉન્ગ્ડુઇંગ્ )*n.*Wicked behaviour or action : કુકર્મ; ખોટું કામ;દુષ્કર્મ.

**Wrong-ful,** ( રૉન્ગ્ફુલ )*a.* Full of wrong:unjust;unfair:નુકસાનકારક; ગેરવાજબી;ખોટું;અધર્મનું;અનીતિનું.

**Wrong-fully,**(રૉન્ગ્ફુલિ) *adv.*Unjustly; unfairly : ગેરવાજબી રીતે; ખોટી રીતે;ગેરકાયદે.

**Wrong-headed,**(રૉન્ગ્હેડેડ્ )*a.*Perverse:અડિઅલ;વાંકું;આડું;જક્કી;હઠીલું.

**Wrongly,**(રૉંગ્લિ) *adv.* Unjustly; amiss:ગેરવાજબી રીતે; નાહક; ફોકટ; આડી રીતે.

**Wrote,**(રોટ્ )*pret.*of **Write**:લખ્યું.

**Wroth,** ( રૉથ્ ) *a.* Full of wrath, angry;incensed:ક્રોધાયમાન;ગુસ્સે થએલું;ક્રોધિત.

**Wrought,** (રૉટ્ ) *imp.* & *p. p.* of **Work.** *a.* Worked; elaborated; not rough or crude:કેળવેલું-શોધેલું;સંસ્કારિત;ઘડેલું;ઉત્તેજીત;પકવેલું.

**Wrung,** ( રંગ્ ) *pret.* & *p. p.* of **Wring**:નીચોવ્યું;દાબ્યું.

**Wry,**(રાઇ)*a.*1.Turned to one side; twisted;distorted:વક્ર;વાંકું; વાંકડું; વળેલું.2.Out of place: ઠેકાણા વગરનું;ખોટું;નકામું;ફોકટ.3. Wrested; perverted:વક્રતુંદ;મરડી-મચડી બેસારેલું.*vi.*To twist;to writhe:મરડાવું; મચડાવું.2.To go away or astray: અવળે રસ્તે-માર્ગે જવું;વાંકુ જવું-થવું.

**Wynd,**(વાઇન્ડ )*n.* A narrow lane or alley:બાગની અંદરના સાંકડા રસ્તા.

---

# X.

**X,**(ઍક્સ્ ) The twenty-fourth letter of the English alphabet.It has three sounds:અંગ્રેજી મૂળાક્ષરનો ચોવીસમો અક્ષર:ગુજરાતીમાં એના,ક્સ,ગ્સ અને ઝ્ એવા ત્રણ ઉચ્ચાર થઇ શકે છે.2.આંકડા તરીકે ૧૦ ને માટે વપરાય છે.

**Xanthic,**(ઝૅન્થિક્ ) [ Gr.*xanthos*, yellow. ] *a.* Tending toward a yellow colour:પીળાશપર; નારંગીકીરમજી રંગનું.

**Xanthine,**(ઝૅન્થિન્ )[Gr.*xanthos*, yellow.] *n.* A yellow insoluble coloring matter extracted from yellow flowers:સુર્યફુલ આદિ પીળાં ફુલોમાંથી કાઢેલો પાણીમાં નહિ ઓગળે એવો પીળો રંગ.

**Xanthous,**(ઝૅન્થસ્)*a.*Yellow:પીળું. Specifically,(*Ethnol.*)of or pertaining to those races of man which have red,yellowish,and brown hairs:ભુરીઉં (માણસ.)

**Xebec,** ઝીબેક્ ) *n.* A small three masted vessel:ભૂમધ્ય સમુદ્રમાં વપરાતું ત્રણ ડોળી વહાણ.

**Xenium,**(ઝીનિઅમ્ )*n.* A present given to a guest: પરોણાને આપેલી ભેટ.

**Xenodocby,**(ઝીનૉડૉકિ)*n.* Hospitality:આગતાસ્વાગતા:પરોણા ચાકરી.

**Xerophagy,**(ઝીરૉફેજાઈ) *n.* [Gr.*xeros*,dry & *phagein*,to eat.]The living on a diet of dry food:સુકો ખોરાક ખાઈ રહેવું તે.

**Xylanthrax,** ( ઝાઇલૅન્થ્રૅક્સ્ ) *n.* Wood coal or charcoal: લાકડાનો કોયલો.

**Xylobalsamum,**(ઝાઇલૉબૅલ્સૅમમ્) *n.*(*Med.*)The dried twigs of syrian tree:બેલસમનું લાકડું.

**Xylcgraphic,**(ઝાઇલૉગ્રૅફિક્ ) *a.* Of or pertaining to wood engraving: લાકડાંપર કોતરવાની વિદ્યાનું-સંબંધી.

**Xylcgraphy,** ( ઝાઇલૉગ્રૅફિ) *n.* [Gr. *xulon*,wood & *grapho*,I write.] The art of engraving on wood: લાકડાંપર કોતરવાની કળા. 2. A method of printing in colors upon wood:લાકડા ઉપર રંગીન છાપનો એક પ્રકાર-રીતિ.

**Xylophagous,**(ઝાઇલૉફેગસ્ ) [Gr. *xulos*,wood & *phagein*,to eat.] *a.* Eating, boring or destroying wood : લાકડાંખાઉં; લાકડામાં શળો કરતું.

**Xyst,Xystus,** (ઝિસ્ટ્-સ્ટસ્ ) *n.* A long & open portico for athletic exercise:કસરત વિગેરેનો અખાડો;મલ્લશાળા.

**Xystarck,**(ઝિસ્ટાર્ક્ )*n.* An officer having the suprintendence of the xyst: અખાડાપર દેખરેખ રાખનાર;અખાડાનો અધ્યક્ષ.

**Xyster,**(ઝિસ્ટર્ )*n.*An instrument for scraping bones:હાડકાં સોરવાનું ઓજાર-સારડી.

---

ઉગતા ઝાડનું પાંદડું ચીકણું.

# Y.

**Y**,(વાઈ)The twenty fifth-letter of the English alphabet : અંગરેજી મૂળાક્ષરનો પચીસમો અક્ષર.

**Yacht**,(યૉટ્ )*n.* (*Naut.*) A light and elegantly furnished vessel used either for private parties of pleasure, or as a vessel of state to convey distinguished persons from one place to another: સહેલ કરવાનું નાનું વહાણ; ક્રીડાનૌકા.

**Yatchting**(યૉટિંગ્ )*n.*Sailing for pleasure in yacht:નૌકાક્રીડા;વહાણની સહેલ-સેલધા.

**Yam**,(યૅમ્ ) *n.* A large, esculent farinaceous tuber : રતાળુ. *Elephant's foot* **y.**:સુરણ.

**Yankee**, (યૅન્કી) *n.* A nickname for a native or citizen of new England: અર્વાચીન ઇંગ્લાંડનો વતની *a.*Of or pertaining to a yankee: અમેરીકાના વતની સંબંધી-નું.

**Yard**,(યાંર્ડ્ )*n.*1.A rod;a stick:લાકડી;સોટી.2.A branch;a twig:ડાળી; શાખા.3.A long piece of timber: ડફણું:ડમણું;કડકો.4.A measure of length,equaling three feet:ત્રણ ફૂટનું માપ-વાર.5.The penis:પુરૂષની ઇંદ્રિ.6.(*Naut.*) A long piece of timber nearly cylindrical tapering toward the ends and designed to support and extend a square sail:પરબાણ;પરમાન;કાઠી; ગજ.7.[L.*hortus*,garden.]An inclosure:આંગણું;વાડો; ચોક;ચોગાન. 2.Any inclosure within which any work or business is carried on:કારખાનું;ખાતું;ગોદી. *Prison* **y.**: કેદખાનાનો વાડો.*Golden* **y.**, a popular name of the three stars in the belt of orion:મૃગશીર્ષના ત્રણ તારાનું નામ;લુબ્ધક. *vt.* To confine or shut up,as cattle:વાડામાં રાખવાં-પૂરવાં-બાંધવાં.

**Yard-arm**,(યાંર્ડ્-આંર્મ્ )*n.* (*Naut.*) Either half of a square-rigged vessel's yard from the center or mast to the end:વહાણના પરબાણનો અડધો ભાગ.

**Yard-stick**, (યાંર્ડ્-સ્ટિક્ )*n.*A stick used as a yard for measure:માપવાનો વાર.

**Yarn**,(યાંર્ન્ )*n.*1.Spun wool;woolen thread:તાર:તાંતણો;દોરો:ગોડીઉં; સુતર. 2. One of the threads of which the rope is composed:ફેલ;સેર;તાર.3.A story: વાર્તા;કહાણી પીંજણ; ટાહેલું; રામનું રામાયણ. *To spin a* **y.**:ટાહેલું કo;વાત કહેવી.

**Yawl**,(યોલ્ )[Gr. *gaulos*,a round built vessel]. *n.*A small ship's boat:હોડકું;નાવડું.*vi.*To howl;to yell:કુતરા કે બિલાડીની પેઠે બોલવું;ભસવું;ઘુરકવું.

**Yawn**,(યોન)[Gr.*chaino*,to yawn.] *vi.*1.To gape;to oscitate:બગાસું ખાવું-આવવું.2.To open wide:પહોળું થવું. ( કોઈ વસ્તુએ ) મ્હોં વકાસવું; વિકસવું. 3. To open the mouth through surprise: અચંબાથી મ્હોં કાઢવું-ઉઘાડવું; મ્હોં વકાસવું-ફાડવું. 4. To express desire by yawning to be eager : મ્હોં વકાશીને બેસવું; તલપવું;વખવખવું;તલસવું:ટમટમી રહેવું;તલ પાપડ થવું.*n.*1.An involuntary act excited by drowsiness: બગાસું. 2. A chasm or passage way:ફાટ;ચીરો;માર્ગ;રસ્તો.

**Yawning**,(યોનિંગ્ )*a.*1. Opening mouth:બગાસું ખાતું;પહોળું થતું.2. Sleepy:ઉંઘતું; ઉંઘણસી; ઉંઘથી લદું બની ગયેલું.*n.* The act of yawning:બગાસું ખાવું તે;બગાસું.

**Y-clept,Y-cleped**,(આઈક્લેપ્ટ્ )*a.* Named:નામનું:નામે.

**Ye**, (યી) *pron.* The plural of the pronoun in the second person in the nominative case:તમે.(ઈ.) *pl.you.* An eye: આંખ; ચક્ષુ: નેત્ર. *adv.*Yea:yes:હા.

**Yea**,(યે or યી)*adv.*1. Yes;aye: હા; ભલે;હોય.2. More than this;but: પણ;વળી;પરન્તુ;વિશેષમાં.*n.* An affirmative vote:હકાર.

**Yean**,(યીન )*vt.*& *vi.*To bring forth young;to ean(as a *goat*):(બકરીનું)જણવું;વિયાવું;-ને બચ્ચું અવતરવું.

**Yeanling**,(યીન્લિંગ્ )*n.* A lamb or a kid:ઘેટાનું બચ્ચું;લવારૂં.

**Year**,(યીર્ )*n.*1. The time of the apparent revolution of the sun through the ecliptic:વર્ષ;સાલ;વરસ;સંવત્સર.2.The time in which any planet completes a revolution about the sun: અમુક ગ્રહના પરિભ્રમણનો સમય.3.(*pl.*)Age or old age:વય;ઉંમર;વરસ; વૃદ્ધાવસ્થા. *Advanced in* **y.***s*, old:ઘરડું;વૃદ્ધ. *A* **y.**'*s.mind*:મરનારની વર્ષી. *Fiscal* **y.**:હિસાબી વર્ષ.*Lunar astronomical* **y.**:૩૫૪ દિવસ,૮કલાક,૪૮ મિનિટ અને ૩૬ સેકન્ડનું વર્ષ.*Common lunar*.**y.**:૩૫૪ દીવસનું વર્ષ.*Siderial* **y.**:આર્ક્ષવર્ષ.*Common* **y.**: ૩૬૫ દિવસનું વર્ષ. *This or current* **y.** વર્તમાન વર્ષ;ઓણસાલ. *Close of the* **y.**:સાલઆખર:વર્ષાન્ત.*Last* **y.**: ગતવર્ષ;પ્હોર;પેરતર સાલ.*Next* **y.**:આવતું વર્ષ;પહોર-ઉત્તર વર્ષ. **Y.***after* **y.**: પ્રતિવર્ષ;સાલ દરસાલ.**Y.***by* **y.**:વર્ષોવર્ષ; દરસાલ:દરસાલ. *Declining* **y***s.*: ઉતરતી વય;ઉત્તરવય;વૃદ્ધાવસ્થા.*Events or fortunes of the* **y.**:વર્ષફળ.*New* **y**'*s day*:બેસતું વર્ષ;બેસતો પટવો;નરોજ;નવરોઝ;ગુડી પડવો; ઝારપટોળાં. *Of tender* **y.***s*,young:ન્હાની ઉમ્મરનું;કુમળી -નાનીવયનું;બાળક.*For* **y.***s*, *for many years*:ઘણાં વર્ષ સુધી.

**Year-book**,(યીર્-બુક્ )*n.*1. ( *Eng-Law.*)A book containing annual reports of cases adjudged in the courts of England: ઇંગ્લાંડની કોર્ટોમાં જે ફેંસલા થએલા તેના વાર્ષિક રીપોર્ટની ચોપડી. 2. A book published yearly:વરસે નીકળતી-બહાર પડતી ચોપડી.

**Yearling**,(યીર્લિંગ્ )*n.*An animal one year old:વરસ દહાડાનું જાનવરનું બચ્ચું.

**Yearly**,(યીર્લિ) *a.* 1. Annual:દર વરસનું;વાર્ષિક;સાંવત્સરિક;વર્ષોવર્ષનું.2. Lasting a year:એક વરસ જીવનાર-ટકનાર-રહેનાર;વર્ષસ્થાયી-જીવી.3. Accomplished in a year:એક વરસમાં પુરૂં થનારૂં;વાર્ષિક. *adv.* Annually: દરવર્ષે;પ્રતિવાર્ષિક.

**Yearn**,(યર્ન્ )*vt.*To pain;to vex:દુભવવું;દુઃખવવું;-ને પીડા કo.*vi.*1. To be pained or distressed;to grieve :-ને દુઃખ થવું;-નું મન દુખાવું-દુભાવું. 2.To long;to be eager:ટાંપીરહેવું; તલપવું; ઘણાજ આતુર રહેવું;-નો જીવ તલસવો;તલપાપડ થવું.

**Yearn**,(યર્ન્ )*vi.*& *t.* To curdle as milk: દુધ જામવું-જમાવવું; આખરાવું; આખરવું;બાંધવું.

**Yearning**,(યર્નિંગ્ ) *a.* Desirous; eager:આતુર; ઘણું જ ઉત્કંઠિત;ઉત્સુક. *n.*Longing; desire: સ્પૃહા;ઉત્કંઠા; વાત્સલ્ય;તલપ.

**Yeast**,(યીસ્ટ્ )*n.*1.Barm; ferment:

You cannot see wood for trees:

અમીર;સુરા-મધ્યમંડ;તાડી.2.Spume or foam of water:પાણીનું ફીણ.

**Yelk,**(યેલ્ક્ )n. 1. The yellow part of an egg:ઇંડાનીઅંદરનો પીળો ભાગ;દાળ;જરદી.

**Yell,**(યેલ્ )n.A sharp loud outcry: ચીસ;બૂમ;ઉહોઽ;આક્રંદ. vi. To cry out; to scream with agony or horror:ચીસ પાડવી;બૂમ પાડવી;આક્રંદ કo;આરડવું.

**Yellow,**(યેલો ) [ L. *gilvus*, pale yellow.]a.Being of a bright saffronlike color:પીળું;પીળુંધમક;પીતવર્ણ;હરિત;ગૌર;કેસરી.**Y.** *atrophy*, a fatal affection of the liver:કાળી ઉલટી;તાણ અને કમળો થાય એવો એક તરેહનો યકૃતનો રોગ. **Y.** *boy*,a *gold coin*:સોનાનો સિક્કો.**Y.** *fever*: કમળો.n.1.A bright golden color reflecting more light than any other except white:પીળો રંગ;પીતરંગ.2.A yellow pigment:પીળો લેપ-મલમ.vt. To make yellow;to dye yellow:પીળું રંગવું;-ને પીળો રંગ દેવો-ચઢાવવો.vi.To become yellow: પીળું હોવું;પીળાશપર હોવું.

**Yellowish,** ( યેલોઇશ્ ) a. Somewhat yellow:પીળાશ પડતું;પીળાશપર;પીળાસ મારતું;પીળચટું.

**Yellowness,**( યેલોનેસ )n.1. The quality or state of being yellow:પીળાશ;પીળાપણું.2. Jealousy: અદેખાઇ;ઈર્ષ્યા.

**Yelp,** (યેલ્પ ) vi. [AS. *gilpan*, to boast.]1.To boast:અભિમાન-અહંકાર-ફુલ મારવી; પતરાજી કo. 2. To bark shrilly:ચીસ પાડવી;બૂમ પાડવી;ભસવું.n.A sharp quick cry;a bark:ચીસ;બ્હેબાકળી બૂમ.

**Yeoman,**(યોમેન )n;pl.**Yeomen.** 1.A freeholder;a man free born: જમીનદાર;ખેડુત;ઉત્તમ અનાર્ય;ક્ષેત્રપાળ;ગૃહપતિ.2 A servant;a retainer:નોકર;ચાકર;પરિજન.3.A yeoman of the guard: લશ્કરનો અમલદાર; રાજાનો એક મધ્યમ પદવીનો અમલદાર.4.(*Naut.*) An inferior officer under boatswain,gunner,or carpenters charged with the stowage,account,and distribution of the stores: વહાણમાં મુખ્ય ખલાસી; બરકંદાજ અથવા સુથારના હાથનીચેનો હલકો અમલદાર.**Y.** *of the guard*, one of the body guard of the sovereign:રાજાનો અંગરક્ષક;મધ્યમ પદવીનો અમલદાર.

**Yeomanry,**(યોમેન્રિ)n.1.The position or rank of a yeoman:ખેડુતની પદવી.2.The collective body of yeomen:ખેડુત સમસ્ત. 3. The yeoman cavalry:ફક્ત ગ્રેટબ્રીટનમાંજ નોકરી કરવાની ફરજવાળી ઘોડેસ્વારની વોલનટીઅર ટુકડીઓ.

**Yerk,** ( યર્ક્ ) vt. 1. To throw or thrust with a sudden smart movement:ઝટપથી ફેંકવું; ધક્કો-હડસેલો દેવો-મારવો. 2. To strike or lash with a whip:ચાબકાથી મારવું. vi.1.To throw out the heels;to jerk:જોરથી ફેંકવું;લાતો મારવી-ફેંકવી; ફેંકવું;પાટું મારવું.2.To move with quick jerking motion : આંચકો ખાવો;કુદવું.n.A sudden or quick thrust or motion; a jerk: કુદકો; ધક્કેલો;આંચકો;હડસેલો.

**Yes,** ( યેસ્ ) adv.Ay; yea;a word expressing affirmation:હા; ઠીક; વારું;હોય.

**Yester,**(યેસ્ટર્ )a.Last; last past: કાલનું;ગયું છેલ્લું.

**Yesterday,**(યેસ્ટર્ડે)n.1.The day last past:ગઇ કાલ;ગઈ કાલનો દિવસ; ગત દિવસ.2.*Fig.*A recent time; time not long past:કાલેજ;હમણાં; આજકાલ; થોડા વખતપર. adv. On the day last past:ગઈ કાલે.

**Yester-night,** ( યેસ્ટર્નાઈટ ) n. The last night:ગઈ રાત-રાત્રી.

**Yet,**(યેટ )adv.1.In addition; further;besides;still:હજી;હજુ તો;ઊપરાંત.2.At the same time;still: તે વખતે;ત્યારે. 3. Up to the present time;thus far;hitherto;until now : આજ સુધી-પર્યંત; અત્યાર સુધી; અત્યારલગણ; હજુ લગી; હજુ; અદ્યાપિ. 4. Before some future time;before the end:તે પહેલાં;હજુ તો.5.Even:પણ;તેમજ પણ.conj. Nevertheless ; notwithstanding:તેમ છતાં-પણ;તથાપિ.

**Yew,** ( યૂ ) n. 1. (*Bot.*) An evergreen tree: આ નામનું બારે માસ લીલું રહેતું ઝાડ. 2. The wood of the yew:યુ જાતનું લાકડું.3.A bow for shooting made of the yew: યુ જાતના લાકડાનું બનાવેલું ધનુષ્ય-કામઠું. a. Of or pertaining to yew trees:યુ ઝાડને લગતું-નું.

**Yield,**(યીલ્ડ્ )vt.1. To give in return for labor expended;to produce as payment or interest; to pay:આપવું;બદલો આપવો; ઉપજાવવું; -નું ઉપજવું-આવવું;-ની ઉપજ-આવક-પેદાશ થવી; -માંથી નીકળવું-મળવું-આવવું;-થી પ્રાપ્ત થવું; ઊત્પન્ન થવું-કરવું.2. to furnish; to afford; to render:પુરૂં પાડવું;આપવું;-માંથી નીકળવું-આવવું.4.To give up;to resign;to surrender:છોડી દેવું;ત્યજવું;તાબે કo;-ને સ્વાધીન કo;જવા દેવું; મરજી ઉપરાંત આપવું-હવાલે કo.4.To concede;to allow: કબૂલ-માન્ય કરવું-રાખવું.5.To permit; to grant: રજા-પરવાનગીઆપવી;જવાદેવું;આપવું.6.To give reward to;to bless: -ને બદલો આપવો;-નું ભલું કરવું.*God* **y.** *thee*: ઈશ્વર તારૂં ભલું કરો. *To* **y.** *the breath,ghost,or the life*, to die: મરી જવું; દેહ છોડવો; રામશરણ થવું;પ્રાણત્યાગ કo.vi.1.To give up the contest; to submit; to surrender:તાબે થવું;શરણ થવું;-થી દબાઈ જવું;લડાઇ ત્યજી દેવી; હથિયાર હેઠાં નાખવાં.2.To comply with;to assent:કબૂલ-માન્ય કરવું-રાખવું;-માં સમ્મતિ આપવી;હા પાડવી.3.To give way;to cease opposition; to be no longer a hindrance or an obstacle: ને તાબે-આધીન થવું; તૂટી પડવું;વચ્ચેથી વિઘ્ન જતું રહેવું;લટવું;લટી જવું;દબી જવું.4.To give place: ઉતરતાં-દબાતાં હોવું;ઉતરવું;દબાવું. n. Amount yielded;product:ઉપજ; પેદાશ; ઉત્પન્ન;ફળ;લાભ.

**Yielding,**(યીલ્ડિંગ )a.Inclined to give way or comply:દબી જાય એવું;નરમ;અનુરોધી; અનુવર્તી; અનુકૂળ; ફલદ;ફલપ્રદ.

**Yode,**(યોડ )imp. of **Yede.** vi.[L. *io*,I go.]Went;walked;proceeded:ગયો;ચાલ્યો.

**Yoke,**(યોક્ )n.[L.*jugum*,an yoke.] 1. A bar or frame of wood by which two oxen are joined at the heads or necks for working together: ઝુંસરી;ધુંસરી. 2. (*a*) A frame of wood fitted to a person's shoulders for carrying pails:કાવડ. (*b*)A frame worn on the neck of an animal to prevent passage through a fence: ડેહેરો;કાઇંધટો.3.That which connects or binds;a chain;a link;a bond or connection:સંબંધ;ગાંઠ; બંધન;મેળ;યોગ; જોગ. 4. Slavery;

છોકરૂં કેડમાં અને ઢંઢેર્યું શહેરમાં.

bondage:ગુલામગીરી; દાસત્વ;દાસપણું;પરવશતા:પરતંત્રતા;ચાકરી; સેવા. 5.A couple:જોટ;જોડી;જુગલ.6.The quantity of land plowed in a day by a yoke of oxen: બળદની જોડે એક દિવસમાં ખેડેલી જમીન.7.A portion of the working day:કામ કરવાના દિવસનો ભાગ;વખત.Y.*elm*, a small tree with tough white wood often used for making yokes for cattle:ધુંસરી બનાવવાનું લાકડાનું નાનું ઝાડ.*vt*.1.To put a yoke on: જોડવું; ઝંસરી-ધુંસરીએ વળગાડવું;-પર ધુંસરી મુકવી.2.To couple: -ને જોટ કરી આપવી;-ની સાથે જોડવું; -ના સંબંધ-સંસર્ગમાં હોવું.3.To enslave:તાબે કરવું;દાબમાં લેવું;-પર અંકુશ-દાબ મુકવો:તાબેદારીમાં લાવવું.*vi*. To be joined or associated:સાથે જોડવું:-ના સંસર્ગમાં આવવું.

**Yoke-fellow**,(યોક્-ફેલો)*n*.A mate; a fellow:જોડીઓ;સોબતી; બરોબરીઓ;સંગાથી: ગોઠીઓ; સહચારી.especially, a partner in marriage: લગ્નનું જોડું;ધણીકે ધણીઆણી.

**Yolk**,(યોક્) *n*. [A.S. *geoleca*,the yellow of an egg.]1 The yellow part of an egg:ઇંડાની અંદરનો પીળો માવો; જરદી; ઇંડામાંની દાળ. 2. (*Zool.*) An oily secretion which naturally covers the wool of a sheep:ઘેટાંના ઊન ઉપર ચોટી રહેલો તેલ જેવો ચિકણો પદાર્થ. Y. *gland*, (*Zool.*) A special organ which secretes the yolk of the eggs:ઇંડાની જરદી ઉત્પન્ન કરનાર ઇંદ્રિ-અવયવ.

**Yon-yonder**,(યોન્-યોન્ડર્) *a*. Being at a distance but within view:પેલીમેરનું;પેલું.*adv*.At a distance but within view:પણે;પેલીમેર-તરફ-ગમ.

**Yore**,(યોર્)*adv*.In old time;long since:અસલ. *Of* y.:અસલનું;આગલા જમાનાનું-કાળનું:પ્રાચીનકાળનું;પૂર્વકાલિક.

**You**,(યુ)*pron*.The pronoun of the second person, in the nominative,dative & objective case indicating the person or persons addressed:તમે;આપ;પોતે.

**Young**,(યંગ્)*a*.1. Not long born; not old;juvenile:થોડા દિવસ ઉપર જન્મેલું; જુવાન;ન્હાની ઉમરનું;તરૂણ; બાળ;અલ્પવયસ્ક;કૈશોર;ન્હાનું.2.Being in the first part or period of growth:કુમળું;ન્હાનું;ઊછરતું;થતું. 3.Ignorant:weak:કાચું;અનાણ;અણવાકેફ. *n*. The offspring of animals:બચ્ચું;શિશુ:વત્સ;ક્ષાપક;બચ્ચાં. *With* y., with child;pregnant: ગર્ભવાળું;બેજીવ;હમેલદાર;સગર્ભા.

**Younger**,(યંગર્) *a*. One who is younger;junior:વધારે ન્હાનું;કનીયસ;અનુજન્મા.

**Youngish**,(યંગિશ) *a*.Somewhat young:જરા ન્હાનું.

**Youngster**,(યંગ્સ્ટર્) *n*.A young person;a lad:જુવાન માણસ:છોકરો; કુમાર:બટુ:બાળગોપાળ; નાનો.

**Your-yours**,(યૂર્-યૂર્સ્)*pron*. The form of the possessive case of the personal pronoun *you*:તમારૂં;તારૂં;ત્વદીય;આપનું;પોતાનું.

**Your-self**,(યૂર્-સેલ્ફ્) *pron*.; *pl*. **Yourselves**. An emphasized or reflexive form of the pronoun of the second person: તમેજ; તુંજ;તમે જાતે;તું જાતે;તમારી-તારી મેળે.

**Youth**,(યૂથ્)*n*. 1.The quality or state of being young; youthfulness;juvenility:જુવાની;જોબન; તારૂણ્યધર્મ;કૌમારાવસ્થા.2.The part of life that succeeds to childhood: જુવાની;તારૂણ્ય;યૌવન;યુવાવસ્થા;યૌવનકાળ;પૂર્વવય;પ્રથમવય. *Her day or meridian of* y.:ભરજુવાની;નવયૌવન.*Pride of* y.:યૌવનદર્પ. 3.A young person:જુવાન માણસ: જુવાનીઓ;કિશોર. 4. Young persons:જુવાન માણસો;તરૂણ જનો; જુવાનીઆ.

**Youthful**,(યૂથ્ફુલ્)*a*.1.Not yet mature or aged;young:જુવાન;ન્હાનું; યુવા;તરૂણ.2. Of or pertaining to the early part of life:જુવાનીનું;યુવાવસ્થાનું. 3.Fresh;vigorous:તાજું;નવું.4. Suitable to youth;જુવાનીનું;ન્હાનપણનું;યુવાવસ્થા યોગ્ય.

**Yule**,(યૂલ્) *n*. Christmas:નાતાલનું અસલનામ. Y. *block or* y. *log*,a large log of wood formerly put on the hearth on Christmas eve as the foundation of the fire:નાતાલની આગલી રાત્રે દેવતા ઉપર મુકેલું લાકડાનું મોટું અધિચ્યું.

## Z.

**Z**,(ઝેડ્)The twenty-sixth and last letter of the English alphabet: અંગ્રેજી મૂળાક્ષરનો છવીસમો અક્ષર.

**Zany**,(ઝેનિ)*n*.[L.*zanni*;a buffoon.] A merry andrew;a buffoon:મશ્કરો:વિદૂષક;ભાંડ;તરકડીઓ;રંગલો;ભૂંડણ.*vt*.To mimic:મશ્કરી કરવી.

**Zarnich**,(ઝાર્નિક્)*n*. Native sulphide of arsenic:મનશીલ.

**Zeal**,(ઝીલ્)*n*.[L.*zelus*.]1.Passionate ardour in the pursuit of anything:ઉત્સાહ;હોંશ;આતુરતા;આસ્થા; ઉત્કંઠા;અનુરાગ;વ્યગ્રતા;ધુન;જોશ;ઉલટ; હવસ.2.A zealot:ઘણો ઉત્સાહી-હવસખોર માણસ. *vt*. To be zealous: આતુર થવું.

**Zealot**,(ઝેલટ્)*n*.One who is zealous:બેહદ આતુરતાવાળો માણસ;ગાંડો; હવસખોર માણસ;અતિવ્યગ્ર.

**Zealous**,(ઝેલસ)*a*.1. Filled with zeal;ardent:ઉલટવાળું;આતુર; ઉત્સુક;વ્યગ્ર:અત્યાસક્ત; અનુરક્ત; ઉત્કંઠિત. 2.Filled with religious zeal:તન મન દેનાર;ઝનુની.

**Zealously**,(ઝેલસ્લિ) *adv*. Ardently:ઉલટથી;આતુરતાથી;હોંશથી.આસ્થાપૂર્વક;આસ્થાપુરઃસર.

**Zebra**,(ઝીબ્રે)*n*.(*Zool.*)South African wild horses remarkable for having white body and marked with dark brown bands:જીબ્રા જાતનું જનાવર;રોઝ:વનગર્દભ.

**Zebu**,(ઝીબ્યૂ)*n*. (*Zool.*) A bovine mammal. It usually has short horns, large pendulous ears, slender legs,a large dew-lap and a large prominent hump over the shoulders:આખલો;બળદ;ગોધો.

**Zedoary**,(ઝીડૉઅરિ)*n*.A medicinal substance obtained in the East Indies having a fragrant smell and a warm taste. *Turmeric colored* z:આંબા હળધર;વનહરિદ્રા.

**Zemindar**,(ઝેમિન્દાર્) *n*. Landlord:જમીનદાર.

**Zenana**,(ઝીનાને)*n*.The part of a dwelling appropriated to women:જનાનો:અંતઃપુર;જનાનખાનું.

**Zend**,(ઝેન્ડ્)*n*.The name of a language:ઝન્દભાષા;જે ભાષામાં પારસીઓનું અવસ્થા નામનું ધર્મ પુસ્તક લખાયું છે તે ભાષા.

**Zend-avesta**,(ઝેન્ડ્-ઍવેસ્ટે)*n*. The sacred writings of the ancient Persian religion:પારસીઓનું ધર્મ પુસ્તક;ઝન્દઅવસ્થા.

**Zenith**,(ઝીનિથ્)*n*.1.The point of the heavens directly overhead શિરોબિંદુ;ખમધ્ય;ખસ્વસ્તિક;મધ્યલ-

Zeal without knowledge is fire without light: તેજહીન જેવો દેવતા,જ્ઞાનવિણ તેવી ખંતતા.

ગન.**Z.***distance*:નત;નતાંશ;નતભાગ. *Sine of the* **z.***distance*:દૃગ્જ્યા.2. The point of culmination; the height of success or prosperity: ટોચ;શિખર;પરાકાષ્ઠા.શિરોબિંદુ;પરાકાષ્ઠિ:ભર;બહાર.

**Zephyr,**(ઝેફર્)*n*.Any soft gentle breeze:શીતળ મંદમંદવાયુ;મંદવાયુ; સુખસ્પર્શ વાયુ.

**Zero,**(ઝીરો)*n*.1.(*Arith.*)A cipher; nothing;naught:મીંડું;શૂન્ય;બિંદુ. 2. The point from which the graduation of a scale commences:શક્તિ આપવાના યંત્રમાં નીચામાં નીચું છેલ્લું બિંદુ.3.*Fig.*The lowest point:સૌથી ઉતરતી દશા-હાલત; અધમસ્થિતિ.

**Zest,**(ઝેસ્ટ્)*n*.1.A piece of orange or lemon peel,or the aromatic oil which may be squeezed from such peel,used to give flavour to liquor,&c.: નારંગી અગર લીંબુનું છોડિયું,અગર તેનું તેલ જેનો દારૂને પટ દેવામાં આવે છે તે.2. (*a*) An appetizer: સ્વાદ-રૂચિ આપનાર પદાર્થ-વસ્તુ. (*b*) Gusto; relish: લહેજત; સ્વાદ;રૂચિ;અભિરૂચિ.3.The woody thick skin inclosing the kernel of a walnut;છાલ;છોતરૂં;છોડિયું.

**Zetetic,**(ઝેટેટિક્)*a*. Seeking; proceeding from inquiry:શોધ-ખોળ કરતું;પડપૂછથી મળતું.

**Zigzag,**(ઝિગ્ઝૅગ્)*a*.1. Something that has short turns or angles: વાંકોચૂંકો પદાર્થ;વિદ્યુલ્લતા.2.(*Arch.*) A moulding running in a zigzag line: લહેર.*a*. Having short sharp turns:વાંકુંચુંકું;આડુંઅવળું; મરોડદાર; સર્પાકાર. *vt*. To form with short turns:લહેર પાડવી.*vi*. To move in a zigzag manner: વક્રગતિમાં જવું;આડું અવળું જવું; સર્પાકારે વહેવું.

**Zinc,**(ઝિંક્)*n*. An abundant element of the magnesium-cadmium group, extracted from the minerals zinc blende,smithsonite, calamine, and franklinite:જસત.*vt*.To coat with zinc: જસત ચઢાવવું-નું પડકરવું-દેવું.

**Zincky,** (ઝિંકિ) *a*. Pertaining to zinc:જસત વાળું-નું-સંબંધી.

**Zincode,**(ઝિંકોડ્)*n*.The positive electrode of an electrolytic cell: વીજળીના સાંચાનો જસતના પત્રાને જોડેલો તાર.

**Zincography,** (ઝિંકોગ્રૅફિ) *n*. The art or process of engraving or etching on zinc:જસતનાં પતરાં ઉપર કોતરવાની વિદ્યા.

**Zion,**(ઝાઇઅન્)*n*.1.The church of God: ઇશ્વરના સેવકોનું મંડળ. 2. A hill in Jerusalem,which, after the capture of that city by the Israelites,became the royel residence of David:જેરૂસલેમ શહેરના અંદર દાઉદ રાજા જે ટેકરી ઉપર રહેતા હતા તે.3.Heaven:સ્વર્ગ.

**Zoanthropy,**(ઝોઍન્થ્રોપી)*n*.(*Med.*) A kind of monomania in which the patient believes himself transformed into one of the lower animals: દરદી એમ માને કે હું કોઈ પશુ બની ગયેલો છું એવો એક જાતનો ચિત્તભ્રમ વાયુ-ગાંડપણ.

**Zodiac,** (ઝોડિઍક્ *n*. [Gr.*zodion*, a little animal.] 1. (*Astron.*) (*a*) An imaginary belt in the heavens:રાશી;મંડળ; ચક્ર;રાશિચક્ર; રાશિમંડળ;ભાગન;ભચક્ર;ભમંડળ.*The twelve signs of the* **z.**are as follows:—Aries: મેષ.Taurus:વૃષભ. Gemini:મિથુન. Cancer:કર્ક. Leo: સિંહ.Virgo:કન્યા.Libra:તુલા.Scorpio:વૃશ્ચિક.Sagittarius:ધનુ or ધન. Capricornus:મકર. Aquarius:કુંભ.Pisces: મીન. These signs are called:ભગણ લગ્નકુંડલી or રાશિકુંડલી. There are two divisions which are called ઉત્તરગોળ and દક્ષિણગોળ, the former consisting of the signs from મેષ to કન્યા & the latter from તુલા to મીન.*Passage of the sun or a planet from one sign of the* **z.***into another*:સંક્રાંતિ-સુર્યસંક્રમણ. *Rising sign of the* **z.**:ઉદયલગ્ન. *Setting sign of the* **z.**:અસ્તલગ્ન. *String or ring of the signs of the* **z.**: લગ્નકુંડળી.2.A girdle;a belt:પટો; આવેષ્ટન.

**Zodiacal,** (ઝોડિઍકલ્)*a*.Situated within the zodiac:રાશીમંડળનું.**Z.** *light*, a luminous tract of the sky of an elongated triangular figure lying near the elliptic, its base being on the horizon and its apex at varying altitudes:સુર્ય અસ્ત થયા પછી ત્રીકોણાકારનો આકાશમાં દેખાતો પ્રકાશમાન પ્રદેશ;ઝળઝળિયું.

**Zone,**(ઝોન્)*n*. 1. A girdle;a cincture:કમર-કટીબંધ-બંધન;કમરપટો;કટિમેખલા;કટિબંધન.2.(*Geog.*) One of the five great divisions of the earth:કટિબંધ;ભૂમેખલા.There are five *zones*,viz :- the *torrid zone*: ઉષ્ણકટિબંધ;ક્રાંતિવલય or મધ્યદેશ;two *temperate zones*: સમશીતોષ્ણ કટિબંધ;and two *frigid zones*:શીતકટિબંધ.3.(*Math.*) The portion of the surface of a sphere included between two parallel planes:બે સમાંતર સપાટીઓની વચ્ચેનો પ્રદેશ.4.(*Nat.His.*) (*a*)A band around the body:પટો;બંધ;આવેષ્ટન.(*b*)A band encircling anything:આસપાસનો પટો-આચ્છાદન.5.Circuit:ઘેરાવો.

**Zoographer,**(ઝોઑગ્રૅફર્)*n*. One who describes animals:પશુ વર્ણન કરનાર.

**Zoography,**(ઝોઑગ્રૅફી)*n*.A description of animals:પશુવર્ણન;પશ્વાદિવર્ણન;પશ્વાદિવિવરણ.

**Zoological,**(ઝોઑલૉજીકલ્)*a*.[Gr. *zoon*,animal.]Of or pertaining to zoology:પ્રાણી વિદ્યાને લગતું.

**Zoologist,**(ઝોઑલૉજીસ્ટ્) *n*. One who is well versed in zoology: પ્રાણી વિદ્યામાં પ્રવિણ-કુશળ; પશ્વાદિ વિદ્યાવેત્તા.

**Zoology,**(ઝોઑલૉજી)*n*.[L.*zoon*,an animal & *logos*,a discourse.] 1. That part of biology which relates to the animal kingdom: જીવજંતુ વિદ્યા;પશ્વાદિ વિદ્યા; પશ્વાદિશાસ્ત્ર;જીવમાત્ર વિદ્યા. 2. A treatise on this science:પશુગ્રંથ.

**Zoonomy,** (ઝોઑનૉમિ) *n*. [Gr. *zoon*, an animal & *nomos*, a name.]The laws of animal life: પ્રાણીની જીંદગીના નિયમો.

**Zoophyte,**(ઝોઑફાઇટ્)*n*.[L.*zoon* & *phuton*,a plant.]Any one of numerous species of invertebrate animals, which more or less resemble plants in appearance,or mode of growth,as the corals, &c.: પ્રાણી તથા વનસ્પતિને મળતો આવતો કોઇ પદાર્થ;પ્રાણી શરીર વ્યવચ્છેદ;પશ્વાદિવ્યવચ્છેદન

**Zoroastrian,**(ઝોરૉઍસ્ટ્રિઅન્) *a*. Pertaining to Zoroaster,or his religious system:જરથોસ્તનું: જરથોસ્તી ધર્મ વિષયક.*n*.The follower of Zoroastrianism:જરથોસ્તી ધર્મ પાળનાર;જરથોસ્તી.

# WORDS, PHRASES, AND NOTEWORTHY SAYINGS,

From the Latin, French and other languages frequently occurring in English authors, &c., rendered into English with their Gujarati equivalents.

## A

*A* [Fr.] At;according to;to:તરફ; પ્રમાણે;મુજબ.

A *bas*.[Fr.]Down:નીચે.

*Ab extra*.[L.]From without:બહારથી;બહારની બાજુથી.

*Ab incunabilis*.[L.]From the cradle:પારણામાંથીજ;બાલ્યાવસ્થામાંથીજ.

*Ab initio*.[L.]From the beginning: શરૂઆતથી;અસલથીજ;આદિથીજ; પહેલેથીજ.

*Ab intra*.[L.]From within: માંહેથી;અંદરની બાજુએથી.

*A bon chat,a bon rat*.[Fr.] Tit for tat;a Rowland for an Oliver:છાણના દેવને કપાસીઆની આંખો;જેવાની સાથે તેવા;થાય તેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ;આડે લાકડે આડો વેહ; લાકડાને દેવને ખાસડાની પૂજા.

*Abonnement*. (Fr.) Subscription: લવાજમ;ઉઘરાણું;ટીપ;લખણી;ઉપહાર.

*Ab origine*. [L.] From the beginning:શરૂઆતથી;પહેલેથીજ.

*Ab ovo*.[L.]From the egg or beginning:શરૂઆતથીજ;માના પેટમાંથીજ; ગર્ભમાં હોય ત્યારથીજ.

*Ab ovo usque ad mala*.[L.] From the egg to the apples;from beginning to end: આદીથી અંત સુધી;પહેલેથી છેલ્લે-ઠેઠ સુધી.

*Abrege*.[Fr.] Abridgment: સંક્ષિપ્ત-ટૂંકો હેવાલ;ટાંચણ.

*Absente reo*. [ L. ] The accused person being absent:તહોમતદારની ગેરહાજરીમાં.

*Ab uno disce omnes*.[L.] From one learn all:થોડું લખ્યું ઘણું કરી વાંચજો.

*Ab urbe condita*. [ L.] From the founding of the city(Rome.):રોમ શહેર સ્થપાયું ત્યારથીજ.

*A capite ad calcem*. [ L. ] From head to heel:નખશિખ;નખથી શિખાસુધી;પગથી માથાસુધી.

*Accesit*.[L.]He came near,or next to(a university phrase.):બીજે નંબરે આવ્યો.

*A compte*.[Fr.]In part payment: હફતે હફતે;કડકે કડકે.

*Ad aperturam(libri.)*[L.]At the opening of the book,*i.e.*as you open the book:ચોપડી ઉઘાડતાંજ-ઉઘાડતાની સાથેજ.

*Ad captandum vulgus*. [ L.] To attract or please the rabble:જનસમાજ-રૈયતને ખુશી કરી દેવી-રૈયતની પ્રીતિસંપાદન ક૦.

*Ad emi*[Fr.]By halves:અડધે અડધે;કડકે કડકે;અડધુપડધું;ઉપર ચોટિયું; ઉપર ટપકે.

*Ad eundem gradum*.[L.]To the same degree:એટલેજ અંશે; એટલે-એટલી હદ સુધી.

*Ad extremum*.[L.]To the extreme to the last degree:ઠેઠ સુધી:છેવટસુધી;નિદાન [ખર સુધી.

*Ad finem*.[L.]To the end:છેવટ-આ-

*Ad gustum*.[L.]To one's taste:પોતાની રૂચી મુજબ;સ્વેચ્છાનુચારી.

*Ad hominem*. [ L.] To the man; that is,to his passions and interests:અંગત;અંગિક:સ્વેચ્છાનુસાર.

*Ad infinitum*.[L.]To infinity:અનંતકાળ-અનાદિકાળ સુધી;સર્વદા;સતત.

*Ad inquirendum*. [ L.] A writ commanding an inquiry to be made:તજવીજ કરવાની આજ્ઞા-હુકમ.

*Ad interim*. [ L. ] In the mean while:દરમ્યાન;અરસામાં;વચમાં.

*A discretion*.[Er.]Without restriction:મરજી મુજબ;સ્વચ્છન્દીપણે;સ્વસત્તા પ્રમાણે.

*Ad Kalendas Græcas*.(L.)At the Greek Calends;never: કાળીચાંદરાતે;સોમવતી અમાસ અને શુક્રવારે,એટલે,કદી નહિ.

*Ad libitum*. [L.] At pleasure:ખુશીમાં આવે ત્યારે:સ્વેચ્છાનુસારે.

*Ad literam*.[L.]Letter for letter: અક્ષરે અક્ષર;અક્ષરસઃ;શબ્દે શબ્દ.

*Ad modum*.[L.] After the manner:-નીરીતે;-ના પ્રમાણે.

*Ad nauseam*.[L.]To disgust:કંટાળો આવતા સુધી:કાયરથતા સુધી.

*Ad patres*. [ L.] Gathered to his fathers;dead: રામશરણ થયલું;-ના દાદા પાસે ગયેલું;મરીગયેલું.

*Ad rem*.[L.]To the point: મુદ્દાસર.

*Adscriptus glebæ*[L.]Attached to the soil:સ્થાવર;જમીનને વળગેલું.

*Ad unguem*.[L.]To the nail;nicely:જરાએ જરા;સંપૂર્ણરીતે;સચોટ; રામબાણ.

*Ad unum omnes*.[L.]All to a man: જરાએજરા;નિઃશેષ;એકેએક.

*Ad valorem*.[L.]According to the value:કિંમત પ્રમાણે.

*Ad vitam aut culpam*. [L.] For life or fault; till some misconduct be proved: ગુન્હો સાબિત થતા સુધી.

*Æquo animo*. [L.] With equanimity:શાંત પ્રકૃતિથી: મગજ ઠેકાણે રાખીને;ઠંડેપેટે.

*Ætatis suæ*.[L.]Of his or her age: સમોવડીઉ;સમવયાં,એકજ ઉમરનું;બાળ લંગોટીઉં.

*Affaire d'honneur*.[Fr.]An affair of honor;a duel:દ્વંદ્વ યુદ્ધ.

*Affair du cœur*.[Fr.]An affair of the heart:હૃદયબળ.

*Affiche*.[Fr.] A placard;a posting-bill.પત્રું;જાહેર ખબર.

*A fin*. [Fr.] To the end : મુદ્દા-મતલબસર;કાર્યસાધકપણે.

*A fortiori*.[L.]With stronger reason:સબળકારણસર.

*Agenda*.[L.]Things to be done:કરવાનાં કામો.

*A huis clos*,[Fr.]With closed doors; secretly.બંધ બારણે;ખાનગી-છુપી રીતે;કોઇ ન જાણે તેમ;અપ્રસિદ્ધપણે.

*A la bonne heure*. [Fr.] In good time;very well:બહુ સારૂં;ઠીક,જેમ આપની મરજી:બહોત ખૂબ,સાહેબ.

*A la campagne*.[Fr.]In the country:દેશમાં.

*A la Francaise*. [Fr.] After the French mode:ફ્રેન્ચ રૂઢી પ્રમાણે.

*A la mode*.[Fr.]According to the prevailing custom or fashion: સંપ્રદાય મુજબ;રીવાજ પ્રમાણેં;ચાલતી રૂઢીપ્રમાણે.

*A l'Anglaise*.[Fr.] After the English mode:ઇંગ્રેજી રૂઢી પ્રમાણે

*Alere flammam*.[L.]To feed the flame: અગ્નિમાં લાકડાં હોમવાં; ભડકો ક૦. [ખુલ્લી હવામાં;ઠંડે પેટે.

*Al fresco*.[*It*.]In the open air;cool:

*Alias*. [L.] At another time or place;otherwise : બીજે કોઇ ઠેકાણે કે વખતે;ઉર્ફે.

*Alibi*.[L.]Elsewhere:બીજે ઠેકાણે.

*All' alba*.[*It*.]At daybreak:પરોઢીએ;પોફાટતાંજ. [ચાલો;આવો.

*Allons*.[Fr.] Let us go;come on:

*Alma mater*. [L.] A bounteous mother;the college at which one graduated: પોતે જેમાં કેળવણી સંપાદન કરી હોય તે પાઠશાળા.

*A l'outrance.*[Fr.]Without sparing:બચાવ્યા વગર.

*Alter ego.*[L.]Another self: તાદૃશ્ય પ્રતિમા; બીજો અવતાર.

*Alter idem.*[L.]Another precisely similar:એકજ મગની બે ફાડ;એકરૂપ; એક રંગ;એક રાગ;એકજ અવતાર.

*Alter ipse amicus,*[L.] A friend is another self:માથું આપે તે મિત્ર; મિત્ર એ કાંઇ આરજ ચીજછે.

*A mende honorable.*[Fr.]Satisfactory apology:સંતોષકારક માફી.

*A mensa et thoro.*[L.]From bed: ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે; મીયાંની દોડ તે મસીદ સુધીજ.

*A merveille.*[Fr.]To a wonder:અદ્ભુત રીતે.

*Amicus usque ad aras,* [L.] A friend even to the alter;*i.e.*,to the last extremity:માથું આપે તે મિત્ર.

*Ami de cour,*[L.]A false friend; one not to be depended on:તાળીમિત્ર;મતલબીમીત્ર;શેરીમિત્રો સોગણા,તાળીમિત્ર અનેક,બીડપડે વળગી રહે, સોલાખનમેં એક.

*Amor patriæ.*[L.]Love of country: સ્વદેશ પ્રેમ;સ્વદેશવાત્સલ્યભાવ.

*Amour propre.*[Fr.]Self-love;vanity:આપવડાઇ;મિથ્યાભિમાન.

*Ancien regime.*[Fr.] Ancient order of things:અસલક્રમ;જૂનું તંત્ર.

*Anglice.* [L.]In English; in the English fashion:ઈંગ્રેજી રૂઢી પૂર્વક.

*Anno ætatis suæ.*[L.]In the year of his or her age:તેના જન્માનામાં.

*Anno Christi.*[L.]In the year of Christ:ઈસ્વીસનમાં.

*Anno Domini.(A.D.)*[L.] In the year of our Lord:ઇ૦ સ૦;સને;સન;

*Anno mundi.*[L.]In the year of the world:દુનિયાના વરસમાં.

*Anno urbis conditæ.* [L.]In the year of the founding of the city [Rome]:રોમ સ્થપાયું તે સાલમાં.

*Annus mirabilis.*[L.] Wonderful year;year of wonders-1666:હેરત પમાડનારૂં-કેર વર્તાવનાર વરસ:ઇ. સ. ૧૬૬૬(નીસાલ).

*Ante.*[L.]Before:અગાઉ;પહેલાં.

*Ante meridiem.*[L.]Before noon: બપોરે;બપોરનું;પહેલા પહોરનું.

*Anti.*[Gr.]Against:સામે;વિરૂદ્ધ.

*Aperçu.*[Fr.]Survey;sketch:આલેખન;અવલોકન;માપણી.

*Aplomb.* [ Fr. ] Perpendicularly; firmly:સદૃઢપણે;ટટ્ટાર.

*A posse ad esse,* [ L. ]From possibility to realty:સંભવિત વાત ઉપરથી ખરીવાત ઉપર.

*A posteriori.* [L.]From the effect to the cause:કાર્યથી કારણ ઉપર.

*A priori.* [L.]From the cause to the effect:કારણથી કાર્ય ઉપર.

*A prima vista,[It.]*At first sight: દેખતાંવાતજ;પ્રથમ દર્શનિક.

*A propos.* [Fr.] In the point; seasonably:મુદ્દાસર.

*A propos de bottes.*[Fr.]Without rhyme or reason:ઢંગધડા વિનાનું; આળપંપાળ;રામગાંડિયું;નહીં મૂળકે નહીં ડાળએવું;ઘડ કે ટોચ વગરનું

*Aqua vitæ.*[L.]Water of life;brandy:બ્રાન્ડીદારૂ.

*Arcades ambo.*[L.] A pair of Arcadians; fellows of the same stamp: એકજ પીંછનાં પક્ષી; ચોરનો ભાઈ ગંઠીચોર.

*Arc-en-ciel* [Fr.]Rainbow: મેઘધનુષ્ય;ઈંદ્રધનુષ્ય.

*Argent comptant.*[ Fr. ] Ready-money:રોકડ;નગદનાણું;કઠીઆ;ફુકા.

*Argumentum ad hominem.*(L.) An argument to the man;that is,an argument whose force is derived from the situation of the person to whom it is addressed:માણસના સ્વાર્થની દલીલો.

*Argumentum ad ignorantiam.* [ L. ] An argument founded on an opponent's ignorance of facts:*baculinum.*[L.],an appeal to force:શ્રોતાજનના અજ્ઞાનપણા ઉપરથીલીધેલું ધોરણ-કરેલીદલીલ-તકરાર.

*Ariston-metron,*[Gr.]The golden mean:મધ્યમપક્ષ;વચલો વાંધો.

*Arriere pensee.*[Fr.]A mental reservation:છૂપો-ગુપ્ત વિચાર-ભેદ.

*Ars est celare artem.*[L.]True art lies in concealing art:બાંધી મૂઠી લાખની,ને ઉઘાડીત્યારે રાખની; અધૂરો ઘડો જ છલકાય.

*Ars longa,vita brevis.*[L.] Art is long,but life is short:રાત થોડીને વેષ ઘણા;વખત થોડો ને કામ ઘણું.

*Artiste.*[Fr.]An artist;an expert, male or female:કારીગર;કસબી.

*A tout prix.*[Fr.]At any price: ગમેતે-તેટલી કિંમતે;ગમેતેમ થાય તો પણ; ગમે એટલા ભોગે.

*Au courant.*[Fr.]Fully acquainted with matters:નિપુણ;ખુશળ.

*Audi alteram partem.* [L.]Hear the other side:બેઉ બાજુ તપાસો.

*Au fait.*[Fr.]Expert; acquainted with:માહિતગાર;કુશળ;નિપુણ.

*Au fond.*[Fr.]At bottom:અંદરખાને;અંદરથી.

*Au pis'aller.*[Fr.] At the worst: છેલ્લે પાટલે બેસે તોપણ;બહુમાં બહુ કરે તોપણ;વાત હાડ જાય તોપણ.

*Aura popularis.*[L.]The gale of popular favour:લોકની મહેરબાની.

*Au reste.*[Fr.]As for the rest:બાકીના વિશે કહીએ તો.

*Au revoir.*[Fr.] Adieu, until we meet again: છેલાપ્રણામ-સલામ-રામરામ;પાછાઇશ્વર મેળવે તોજ.

*Aut amat aut odit mulier.* [L]. A woman either loves or hates: સ્ત્રી જાત કાંતો રીઝે કે ખીજે.

*Aut Cæsar aut nullus.*[L.]Cæsar or nobody;first or nothing: મારવો તો હરિતીને લૂંટવો તો ભંડાર;ભૂખ્યોસિંહ તરણું ન ખાય;હાથ ચાટે પેટ ન ભરાય.

*Auto da fe.*[Port.] *Lit.*An act of faith,applied to the burning of heretics by the Inquisition:શ્રધાનુંકામ;આસ્તિક્ય.

*Au deuxieme,troisieme, quatrieme.*[Fr.]On the second,third or fourth floor:બીજે ત્રીજે કે ચોથે માળે.

*Aut vim ceri aut mori.*[L.]Either to conquer or die:મારવું કે મરવું-

**अर्थंसाधयामि किंवादेहंपातयामि.**

*Aux armes.*[Fr.]To arms:મેદાનપડો;હથિયાર લ્યો;સજ્જ થાઓ.

*Avant coureur.*[Fr.]A forerunner: અગમચેતી આપનાર.

*Avant propos.*[Fr.] Preliminary matter;preface: પ્રસ્તાવના; ગણેશ બેસાડવાતે.

*A verbis ad verbera.*[ L. ] From words to blows: તેરી મેરી ઉપરથી મારામારી ઉપર;બોલબોલા-ગાળગાળાથી મારા મારી ઉપર.

*A vinculo matrimonii.*[L.]From the tie of marriage: લગ્ન સંબંધથી-ની ગાંઠથી.

*A volonte.*[Fr.]At pleasure:મરજીમાં આવે ત્યારે.

*A votre sante.*[Fr.]To your health: (દારૂપીતાં) આપની આ તંન્દુરસ્તી લઈએ છિયે!

B.

*Bas bleu.*[Fr.]A blue-stocking; a literary woman:પંડિતા;વિદ્વાન્ સ્ત્રી.

*Beau ideal.*[Fr.] A perfect model of beauty:રતિ;સાક્ષાત્ કામદેવની સ્ત્રી; ખુબ સુરતીનો નમુનો.

*Beaux esprit Expert;ts.*[Fr.] Gay spirits;men of wit:વાક્ચતુર પુરૂષો; આનંદી પુરૂષો;બુદ્ધિજનો.
*Beau monde.*[Fr.]The fashionable world:ફાસીનદાર દુનિયાં.
*Beaux yeux.*[Fr.]Handsome eyes; attractive looks: ચિત્તાકર્ષક મુખ-મુદ્રા;સ્વરૂપવાન કાંતિ.
*Bel esprit.*[Fr.]A fine mind;a person of genius:મહાબુદ્ધિમાન પુરૂષ.
*Bella!horrida bella!.*[L.]Wars!horrid wars!:કાળાં મોંની લડાઇ!.
*Ben trovato.*[It.] Well invented: ઠીક યોજી કાઢેલું.
*Bete noire.*[Fr.] A black beast; a bug-bear:બાવો; મણમઠીઓ; બાઉ; ધાધર;હાઉ;ભયોત્પાદક શબ્દ.
*Bienseance.* [Fr.] Civility; decorum:વિવેક;મર્યાદા;સૌજન્યતા.
*Bis dat qui cito dat.*[L.]He who gives quickly, gives twice as much:તરતદાનને મહા પુન્ય.
*Bis pueri senes.*[L.]Old men are twice boys:ઘડપણ એ બીજું બચપણ.
*Blase.*[Fr.] Pallid; surfeited: ફીક્કું; નિસ્તેજ;ઝાંખુ.
*Bona fide.*[L.] In good faith; in reality:સદ્‌બુદ્ધિથી;નેકવિચારથી; વાસ્તવિકપણે;વાજબી રીતે. [મિત્ર.
*Bon ami.*[Fr.]Good? freind: સારો
*Bon bon.*[Fr.]A sweetmeat: મિઠાઈ સારૂં સારૂં (ખાવાનું)મિષ્ટાની ચાઈ ચાઈ.
*Bon bouche.*[Fr.]A delicious morsel:સ્વાદીષ્ટ કોળીઓ-બુકો;લુગકો;લાડવો;દહ્લો.
*Bon gre,mal gre.* [Fr.] Willing or unwilling:મને કે કમને; આડા રહીને.
*Bonhomie.*[Fr.]Good nature:frankness: સારો સ્વભાવ; નિખાલસપણું; નિષ્પાપ.
*Bon jour.*[Fr.]Good-day:રામ;રામ; જયશ્રીકૃષ્ણ;જયજય;સાહેબજી!
*Bon mot.*[Fr.] A witty saying; a jest:ટીખળ;મસ્કરી;વાગ્વિનોદ;ઠોળ.
*Bonne.*[Fr.]A nurse or governess: સ્રિશિક્ષક,આયા;ધાવ.
*Bonnet rouge.*[Fr.]Cap of liberty; a red republican:સ્વતંત્રતાની નિશાની. [રામ;સાહેબજી!
*Bon soir.*[Fr.] Good evening::રામ
*Bon ton.*[Fr.]The height of fashion: ફાસીનની ફાસીઆરી.
*Bon vivant.*[Fr.] A good liver; a gourmand: અત્યાહારી; બહુ ખાનારો;ભૂદેવ;અકરાંત્યો.
*Bourse.*[Fr.]An exchange;a stock-exchange:શેરસટ્ટાનો વેપાર.
*Bouts rimes.*[Fr.]Rhyming words given out to be formed into verses:પ્રાસાનુપ્રાસીક શબ્દો.
*Brevet d' invention.*(Fr.)A patent: નવી શોધનો સનદ પટો.
*Brevi manu.*[L.] Without delay: સત્વર;તાબડતોડ;ઝટપટ;એકદમ.
*Brevete.*[Fr.]Patented: સનદી;સનદવાળું. [પાનિયું.
*Brochure.* [Fr.] A pamphlet: ચો-
*Brutum fulmen.*[L.]A harmless thunder-bolt:ખાલી તડાકો-ભડાકો; દમદેલાને માટે પોલ.
*Bursche.*[Ger.]A fellow;a student: વિદ્યાર્થી;શિષ્ય.

C.

*Cacoethes scribendi.*[L.] An itch for scribbling: ઉતાવળે લખવાની ઇચ્છા
*Cætera desunt.*[L.]The remainder is wanting:બાકીનું ક્યાંગયું ?દળી દળીને કુલડીમાં વાળ્યું ?
*Cæteris paribus.*[L.] Other things being equal;in like circumstance: એવાજ સંજોગ હોય તો: એજ પ્રમાણે હોયતો!
*Cadit quæstio.*[L.] The question falls;there is no further discussion:સવાલજ ન રહ્યો;હવે વધારે તકરારજ ન રહી.
*Cæca est invidia.* [ L. ] Envy is blind:અદેખાઇ આંધળી છે;અદેખું અને આંધળું એ બે બરોબર.
*Cafe.* [Fr.] A coffee-house: કૉફીનું પીઠું-દુકાન.
*Ca ira.*[Fr.]It shall go on(the burden of a song during the French revolution):એતો ચાલવાનું.
*Campo santo.* [ It. ] A burying-ground:શ્મશાન ભૂમી;દાટવાની જગ્યા.
*Canaille.*[Fr.]The lowest class of the people;the rabble:ઘાંચી ગોલા; તાઇ તંબોળી;કોળી કાછિયા.
*Cap-a-pie.*[Er.]From head to foot: સર્વાંગે;નખથી શિખા સુધી.
*Caput.*[L.]Head;chapter:બાબ;વિષય;પ્રકરણ;મથાળું;ટોચ;માથું.
*Caput mortuum.*[L.]The worthless remains:કચરો પુંજો; એઠવાડ; રેંજીપેંજી ચીજ; ચકર ચુંથ.
*Carbonari.*[It.]The member of a secret political association for revolutionizing Italy;*lit.*Colliers: ઈટાલીમાં રાજકીય ફેરફારો કરી નાખનાર છૂપી મંડળીના મેમ્બરો.
*Carpe diem.*[L.]Enjoy the present day;seize the opportunity:હાલતો પરણે તેને ગાઓ;વેળાએ મળે તે કેળાં; વખતનો લાભ લો;સમય વર્તે સાવધાન.
*Carte blanche.*[Fr.]White paper; full power:ફુલ અખતીઆર.
*Carte de visite.* [Fr. ] A visiting card;a small photographic picture upon a card,for a time used in France as a visiting card:મુલાકાત કરવા જવાનું કાર્ડ-પત્તું;નાની છબી વાળું કાર્ડ.
*Casino.*[It.]A club-house;a house for social meetings:વિનોદ સ્થાન; ક્લબનું મકાન.
*Casus belli.*[L.]That which justifies war:લડાઈ કરવીજ જોઈએ.
*Catalogue raisonne.* [Fr.] A catalogue of books arranged according to their subjects: વિષયાનુક્રમવાર ચોપડીઓનું લીસ્ટ-યાદી.
*Causa sine qua non.* (L.)An indispensable cause or condition: અનિવાર્ય સરત.
*Cedant arma togæ*[L.] Let arms yield to the gown, *i.e.*let military authority yield to the civil power: ધણીધણીઆણી રાજી તો ક્યા કરે મીયાં (ઑર) કાજી.
*Cela va sans dire.*[Fr.]That goes without saying;needless to say: કહેવાની જરૂર નથી કે.
*Ce n'est que le premier pas qui coute.*[Fr.]It is only the first step which is difficult:દરેક ચીજની શરૂઆતજ હમેશાં અઘરી હોય છે.
*C'est-a-dire.*[Fr.] That is to say: સારાંશકે;એટલે;એમ કહેવાનું કે; અર્થાત.
*Chacun a son gout.*[Fr.]Every one to his taste:રાજાને ગમી તે રાણી,અને છાણાં વીણતી આણી.
*Champ de Mars.*[Fr.]The field of Mars;a large,open space in Paris used for reviews of troops,&c.: અખાડો;મેદાન.
*Champs Elysees.* [ Fr. ] Elysian Fields (a beautiful public park in Paris):પારીસનું સુંદર વિહાર સ્થાન.
*Chanson.*[Fr.]A song.ગીત;ગાયન.
*Charge d'affaires.*[Fr.]A person,in the absence of a minister or ambassador,charged with the public interest in a foreign nation: એલચી.
*Chef d'œuvre.*[Fr.]A masterpiece: વિદ્વત્તા ભરેલો લેખ;અતિ કાબેલિયત ભરેલું લખાણ.
*Chere amie.* [Fr.]A dear friend; a mistress:પ્રીયતમ;પ્રિયા.
*Chevalier d'industrie.* [ Fr. ] A knight of industry; one who lives by persevering fraud or

pocket-picking;a swindler:ગજવાં કાતરૂ;ચીનનો શાહુકાર.

*Cicerone*.[It.]A guide who explains sights and curiosities:ભોમીઓ.

*Ci-devant*.[Fr.]Former:આગલું;અગાઉનું;પહેલું;પુર્વોક્ત.

*Coiffure*.[Fr.]A head-dress:માથાનું ઢાંકણ,ટોપી. વિ૦.

*Cogito ergo sum*.[L.]I think,therefore I exist:મનછે તેથીજ મનુષ્ય છે; વિચાર વિના વિશ્વ નહિ.

*Colubrem in sinu fovere*.[L.]To cherish a serpent in one's bosom:દુધ પાઇને ઉછેરલો સાપ.

*Commeil faut*.[Fr.] As it should be:એમજ જોઈએ.

*Communibus annis*.[L.]On the annual average:વાર્ષિક સરેરાશે.

*Communi consensu*.[L.]By common consent: સામાન્ય સંમતિથી; સર્વાનુમતે.

*Communibus locis*.[D.]One place with another;on a medium: મધ્યસ્થળે.

*Compagnon de voyage*. [ Fr.] A travelling companion:સંઘ; સંઘવી;મુસાફરીનો મિત્ર.

*Compos mentis*.[L.] Of a sound mind: મગજ સાબુત હોય એવો; અક્કલ હોંશિયારી વાળો.

*Compte rendu*.[Fr].Account rendered;a report:સવિસ્તર હકીકત;હેવાલ; રીપોર્ટ;લખાણ;તુમાર.

*Con amore*. [It.] With love; earnestly:ખરા અંતઃકરણથી.

*Concierge*. [Fr.] The keeper of a prison,a palace,&c.:દારોગો.

*Conditio sine qua non*.[L.]A necessary condition:અગત્યની શરત.

*Confrere*.[Fr.]An associate: સાથી; ગોઠીઓ;મિત્ર.

*Conge d'elire*.[Fr.] Permission to elect:નીમવાની પરવાનગી.

*Conseil d'etat*. [Fr.] A council of state;a privy-council:પ્રધાનમંડળ.

*Consensus facit legem*.[L.] Consent makes the law:કબૂલાત વિના કાયદો કેવો!

*Consilio et animis*. [L.] By wisdom and courage:ડહાપણ અને હિંમતથી.

*Constantia et virtute*.[L.]By constancy and virtue:દૃઢતા અને સદ્ગુણ વડે.

*Consuetudo pro lege servatur*.[L.] Custom is observed as law:રૂઢી એજ કાયદો.

*Contra bonos mores*.[L.] Against good manners:વિવેકથી વિરૂદ્ધ.

*Contre temps*.[Fr.]An unexpected occurrence causing confusion or upsetting schemes:લગનમાં વિધન;અસમાની સુલતાની;માણસ ધારેશું અને ઈશ્વર કરેશું?

*Coram non judice*.[L.]Not before the proper judge:યોગ્ય ન્યાયાધિશ આગળ નહિ.

*Cordon sanitaire*.[Fr.] A line of troops on the borders of an infected district to prevent communication and the spread of disease : કવારેન્ટાઇન; જવા આવવા ની મનાઈ-બંધી;પહેરો.

*Corps de ballet*.[Fr.]A body of ballet dancers:બેલેટના નાચનારા.

*Corps diplomatique*.[Fr.]A body of ministers or diplomatists:મંત્રી અને એલચી મંડળ.

*Corpus delicti*. [L.] The body of the offence: ગુન્હાનો સાર-મતલબ-તાત્પર્ય.

*Corrigenda*.[L.]Corrections to be made:સુધારા.

*Couleur de rose*.[Fr.]Rose colour; an aspect of attractiveness:ચિત્તાકર્ષકપણું.

*Coup d'etate*.[Fr.]A stroke of policy; a violent measure of state in public affairs:જહાંગીરી;નવાબી; રજવાડી;ગાયકવાડી.

*Coup de grace*.[Fr.]*Lit*.The stroke of mercy; hence, the finishing stroke:છેલ્લો હાથ મારવો તે.

*Coup de main*.[Fr.]An unexpected and generally desperate effort or enterprise:સાહસકર્મ.

*Coup de soleil*.[Fr.]A stroke of the sun:લુ;લુ લાગવી તે.

*Coup d'œil*. [Fr.] The first view; a hurried galance;a general or extensive view: પ્રથમ દર્શન; ઉપર ચોટિયું જોઈ લેવું-આંખ ફેરવી જવી તે.

*Coute qu'il coute*.[Fr.]Let it cost what it may:થવાનું હોય તેમ થાય; બનવા કાળ હોય તે બને.

*Credula res amor est*.[L.]Love is a credulous affair:ઈશક આંધળો છે.

*Cui bono?*[L.]To what purpose?: શું પ્રયોજન? શાને માટે? શા સારૂ?

*Cucullus non facit monachum*. [L.]The cowl does not make the friar:ટીલાં તાણે ભગત ન કહેવાય;સૂંઠના ગાંગડાએ ગાંધી ન થવાય.

*Cuisine*.[Fr.]Kitchen;cooking department;cookery:રસોઈખાનું.

*Cul de sac*.[Fr.] A blind alley:ગલીકુંચી;આરપાર જઈ શકાય તેવી-અંધારી ગલી.

*Cum grano salis*. [ L. ] With a grain of salt; with some allowance:કેટલાક ટકા બાદ કરીને.

*Currente calamo*.[L.]With a running or rapid pen:ઝડપથી;ચટચટ લખીને.

*Custos rotulorum*.[L.] Keeper of the rolls:પત્રક-દફતરદાર.

D.

*Da capo*.[It.]From the beginning: શરૂઆતથીજ;મૂળમાંથીજ.

*Dame de la halle*.[Fr.]A market-woman:શાકભાજી વાવનારી સ્ત્રી.

*Damnum absque injuria*. [L.] Loss without injury (*law phrase*.):નુકસાન-દંન વિનાની ખોટ.

*Damnum fatale*.[L.] Irretrievable loss:ન પુરાય એવી ખોટ-ટોટો.

*Danseuse*.[Fr.] A female dancer: રામજણી.નાચ કરનારી સ્ત્રી;નાયકા.

*De bonne grace*.[Fr.] With good grace;willingly:ખુશીની સાથ.

*Debutant*, [Fr.] One that makes his first appearance before the public: જાહેરમાં પહેલ વહેલો દેખાવ કરનાર-આવનાર.

*Debutante*. [ Fr. ] A female who makes a first public appearance: જાહેરમાં પ્રથમ દેખાવ કરનાર સ્ત્રી.

*De die in diem*.[L.]From day to day:દિવસે દિવસે;દિનપ્રતિદિન.

*De facto*.[L.]Really:ખરી રીતે જોતાં; વાસ્તવિક રીતે.

*De gustibus non est disputandum*. [L.]There is no disputing about tastes:સૌ સૌના સ્વાદ જુદા.

*Dei gratia*. [L.] By the grace of God:ઇશ્વર કૃપાએ.

*De jeuner*. [Fr.] Breakfast; a fashionable lunch.*Dejeuner a la fourchette*,a meat breakfast:ઈષ્ટભોજન.

*De jure*. [ L.] By right:હક પ્રમાણે; મારી ઠોકીને.મોમાં મારીને;દયાદાને નહિ.

*Del credere*.[It.] A guarantee given by a factor that he will see to the regular payment of goods sold by him on credit:જામીનગીરી.

*Delenda est Carthago*. [L.] Carthage must be destroyed, *i. e.* our rival must be completely disposed of:રોગ અને શત્રુને તો પ્રથમથીજ મારવા.

*De mortuis nil nisi bonum*.[L.] of the dead say nothing but good: મરનારનું કંઈ ભૂંડું ન બોલવું;મરનારને સ્વર્ગ વાસીજ કહેવાય.

*De nihilo nihil fit.*[L.]Of nothing, nothing is made:શૂન્યમાંથી બાચકા ભરે શું મળે?

*De novo.*[L.]Anew:નવેસર-નામે;ફરીથી.

*Deo gratias.* [L.] Thanks to God: ઈશ્વરનો પાડ માનો.

*Deo juvante*[L.]With God's help; પ્રભુસહાયથી.

*Deo non fortuna.*[L.]From God, not from fortune: નસીબથી નહીં, પણ પરમેશ્વરને લીધે.

*Deo volente.*[L.]God willing:જો ઇશ્વરને કરવું હોયતો;પરમેશ્વર કરશે તો.

*De profundis.*[L.]From the depths: ઉંડાણમાંથી.

*Dernier ressort.* [Fr.] A last resource;a last appeal:છેલ્લો ઇલાજ.

*Desagrement.*[Fr.]Something disagreeable:અણગમતો પદાર્થ.

*Deshabille.*[Fr]Undress:લુગડાંઉતારો.

*Desideratum.*[L.]A thing desired: જોઇતી ચીજ:ઉચિતપદાર્થ.

*Desipere in loco.*[L.]To jest at the proper time:હસવા બોલવાનો પણ વખત હોય છે.

*Detour.*[Fr]A turning;a circuitous rout:વાંકોચુંકો રસ્તો.

*De trop* [Fr.]Too much;not wanted:બસ,બસ;ઘણું થઈ ગયું.

*Dictum.*[L.]A saying;a decision: કહેણી;ફેંસલો.

*Dies non.* [ L. ] A day on which judges do not sit(*law phrase*): અણુજોરન્નનો દહાડો.

*Dieu defend le droit.*(Fr.)God defends the right:સાચાનો બેલી પરમેશ્વર! સત્યનો બેલી રામ.

*Dieu et mon droit.*[Fr.]God and my right:ઇશ્વર પાધરોતો વેરી આંધળો;જેને રામ રાખે તેને કોણ ચાખે?

*Dignus vindice nodus.*(F.)A difficulty worthy of powerful intervention:મોટાને હાથે મરવું તેમાં એ શોભા છે.

*Disjecta membra.* [L.] Scattered remains:થુંથા;કરચા;પુંજો.

*Distingue.*[ Fr. ] Distinguished; eminent:પ્રસિદ્ધ;નામાંકિત.

*Distrait.*[Fr.]Absent-minded: સુના હૈયાનું;કોઠાનું સુનું-વગરનું.

*Divertissement.*[Fr.]Sport;amusement:રમત ગમત.

*Divide et impera.*[L.]Divide and rule.જુદું કરીને જીતવું;રાજ કબજ અને મૂલક ટેંટેં.

*Double entente.*[Fr.]Double meaning; a word or phrase susceptible for more than one construction:દ્વિઅર્થી લખાણ;ગૂઢોક્તિ.

*Douceur.*[Fr.]Sweetness;a bribe: લાંચ.

*Dramatis personæ.*[L.] Characters represented in a drama:નાટકનો સોંગ-વેષ-પાત્ર.

*Dulce'Domum'.*[L]Sweet'Home'! from the song sung by the students of Winchester College at the close of the term:વહાલું ઘર.

*Dulce est desipere in loco.*[L.]It is pleasant to play the fool,or unbend one's self, at the proper time:લગ્નનાં ગીત તે લગ્નમાંજ ગવાય.

*Dulce et decorum est pro partria mori.*[L.]It is sweet and glorious to die for one's country:સ્વદેશસેવા માટે પ્રાણાર્પણ કરવો એમાં નામના છે!

*Dum spiro,spero.* [ L. ] While I breathe,I hope:સાસ ત્યાં સુધી આશ.

*Dum vivimus,vivamus*[L.]While we live,let us live: જીવવું તો જીવ્યાનું સાર્થક કરવું.

*Duomo.*[It.]A cathedral:દેવળ.

E

*Eau de Cologne.*[Fr.]Cologne water;a perfume:કોલન વોટર;ખુશબોદાર-સુગંધીયુક્ત પદાર્થ.

*Eau de vie.* [ Fr.] Water of life; brandy:બ્રાન્ડી (દારૂ).

*Ecce homo.*[L.] Behold the man! a picture representing the saviour wearing the crown of thorns:ઇસુખ્રીસ્તની છબી કંટક મુગટ સાથની જુઓ.

*Editio princeps.*[L.]The first edition; the best or most elegant edition.પૃથમાવૃત્તિ.

*Ego et rex meus.* [ L.] I and my king:હું અને મારા રાજા.

*El Dorodo.*[Sp.]The golden land: સુવર્ણભૂમી;લંકા.

*Eleve.*[Fr.]One brought up or protected by another; a pupil:શિષ્ય.

*Embonpoint.*[Fr.]In good condition;plump: માતું તાતું;રૂષ્ટ પુષ્ટ;અલમસ્ત.

*Emeritus.*[L.] One retired from actual official duties. પેનશન લીધેલું.

*Emeute.*[Fr.]An outbreak;an insurrection:દંગો;તોફાન;ફિસાદ.

*Employe.*[Fr. ]A person employed by another; a clerk: કામદાર; નોકર;ધંધાદારી;ગુમાસ્તો.

*Empressement.*[Fr.] Ardour; interest:ઉત્સુકતા;ઉદ્દેશ.

*En arriere.*[Fr.]In the rear;back. પાછળ.

*En attendant.*[Fr.]In the meanwhile:દરમ્યાન;એ અરસામાં.

*Enceinte.* [ Fr. ]Pregnant; with child:સગર્ભા;ભારેવાઇ;બે જીવ વાળી; ગર્ભવંતી;હમેલદાર.

*En deshabille.*[Fr.]In undress:લુગડાં કાઢી નાખ્યાં હોય એવું;નગ્ન;નવસ્રુ;નાગુ;ઉઘાડું.

*Enfans perdus.* [Fr.] Lost children;the forlorn hope:ખોવાયલાં છોકરાં;આશાભંગ પણું.

*Enfant trouve*[Fr.] Foundlings; a foundling hospital:છોકરાંની ઇસ્પીતાલ.

*En grande tenue.* [Fr.] In full dress:સોળે શણગાર સજીને; બની ઠણીને:તાલમેલ થઇને;તીડીમ તડાક બનીને;ખરેઘાટ. [ઠીને.

*En masse.*[Fr.]In a body:ભેગા મળીને.

*Ennui.*[Fr.]Weariness;lassitude: થાક;નબળાઈ:શિથિલતા;મંદતા;જડત્વ.

*En passant.*[Fr. ]In passing; by the way:માંહેથી માંહે;વાતમાં વાત.

*En regle.*[Fr.]According to rules: નિયમ પ્રમાણે.

*En route.*[Fr.]On the way:જતાં.

*En suite.*[Fr.] In company: રસાલા સાથે.

*Entente cordiale.*[Fr.]Cordial understanding between persons or states: મૈત્રીભાવ;ભાઈબંધી; મળતીઆપણું.

*Entourage.*[ Fr. ] Surroundings; accessories:આસ પાસની હકીકત.

*En tout.*[Fr.]In all:એકંદર;કુલ.

*Entre nous.* [Fr.] Between ourselves:આપણેજ જાણીએ હો!;બીજું કોઈ ન જાણે હો;ત્રીજે કાને વાત જવી ન જોઇએ.

*En verite.* [Fr.] In truth; verily: ખરેખર;ખરેખરજ.

*Errare est humanum*, ( L. ) To err is human: મનુષ્ય જાત દોષ કરે; માણસની ભૂલ થાય;ભણ્યો ભૂલે.

*Erratum Pl.Errata.*( L. )An error:ભૂલ;ચૂક.

*Esprit borne.*[Fr.]A narrow contracted mind:નીચ-અધમ મન.

*Esprit de corps.*[Fr.]The animating spirit of a collective body, as of the bar:મંડલ ચાંચલ્ય.

*Esse,quam videri.*[L]To be,rather than to seem: દેખાવા કરતાં હોવું સારૂં;આંખમાંને કાનમાં ઘણો ફેર છે.

*Et cætera.*[L.]And the rest:ઇત્યાદિ.

*Et hoc genus omne.*[L.]And every thing of the sort: અને એવી બીજી

બધી વસ્તુઓ.

*Et sic de cæteris.*[L.]And so of the rest: અને બીજા બધાનું પણ એમજ જાણવું.

*Eventus stultorum magister,*[L.] Fools must be taught by the result: મૂર્ખાઓને રાંડ્યા પછી ડહાપણ આવે. [ સામી બાજુએથી.

*Ex adverso.*[L.]From the opposite:

*Ex animo.*[L.]Heartily:ખરા અંત:કરણથી;અંત:કરણ પૂર્વક.

*Ex capite.*[L.]From the head;from memory:મોંઢેથી;યાદ દાસ્તી ઉપરથી.

*Ex cathedra.*[L.]From the chair; with high authority : સર્વોપરી-મુખ્ય સત્તાથી.

*Excelsior.*[L.]Higher: વધારે ઉંચું.

*Exceptio probat regulam.*[L.]The exception proves the rule:દરેક નિયમને અપવાદ હોયછે.

*Excerpta.*[L.]Extracts:સાર.

*Ex concesso.*(L.)(L.) From what has been conceded:છુટ મુકી હોય તે ઉપરથી.

*Ex curia.*(L.)Out of court.કોર્ટમાંથી.

*Exempli gratia.* ( L. )By way of example.દાખલા તરીકે;એક દાખલો; દ્રષ્ટાંત;ઉદાહરણ.

*Exit.*(L.)He goes out: તે મરી ગયો.

*Exitus acta probat.*[L.]The event justifies the deed:સમો આવે ત્યારે બધું શોભે;માંડવોતો વિવાહમાંજ શોભે; વિવાહનાં ગીત માંડવે- જ ગવાય.

*Ex nihilo nihil fit.*[L.]From nothing,nothing comes:હીજડાને છોકરાં થયાં સાંભળ્યાં છે ? હાથ ચાટે કાંઇ પેટ ભરાય?

*Ex officio.*(L.)In virtue of his office:હોદ્દાની રૂએ. [તરફી.

*Ex parte.*[L.]On one side only:એક-

*Ex pede Herculem.*[L.]We recognize a Hercules from the size of the foot:ઘરા જેવું રતન તે ક્યાં છુપું રહેશે?નમુના પ્રમાણે બધો માલ.

*Experientia docet stultos.*[L.]Experience teaches fools:અનુભવથી મૂર્ખાએ ડાહ્યા થાય.

*Experto crede* [L.]Trust one who has tried:ઘરડાં વિના ગાડાં નવળે.

*Ex post facto.*[L.]After the deed is done:રાંડ્યા પછીનું ડહાપણ.

*Ex tempore* [L.] Without premeditation:શીઘ્ર પણે;તેને તેજ વખતે.

*Extra muros.* [L.] Without the walls:કોટ બહાર.

*Ex uno disce omnes.*[L.]From one learn all:થોડું લખ્યું ઘણું કરી વાંચજો.

F

*Facetiæ.*[L.]Humorous writings or saying:વાક્ચાતુર્ય.

*Facile princeps.*[L.]The admitted chief:ધણજમાલ;પહેલા નંબરનું.

*Facilis descensus Averno.*[L.]The descent to hell is easy;the road to evil is easy: ખોટું કામ કરવામાં વાર શી ? પાળી ઘટાવતાં વાર,નાક કાપતાં શી વાર !

*Fac simile.* [L.] Make it like;an exact imitation:નો સાક્ષાત અવતાર; એકજ સ્વરૂપ;તદાકાર;એકરંગ;એકરૂપ;એકરાગ;

*Factotum.*[L.] Do all;a man of all work:સબ બંદરકા વેપારી.

*Fait accompli.* [ Fr. ] A thing already done:પુરૂં કરી નાખેલું કામ.

*Fata obstant.*[L.]The Fates oppose it:નશીબજ વાંકુછે. [પગલું.

*Faux pas.*[Fr.]A false step: ખોટું

*Fecit.*[L.] He did or executed it: તેણે કર્યું-બનાવ્યું.

*Feliciter.*[L.] Happily; fortunately;successfully:સારે નસીબે;સુભાગ્યે.

*Felicitas multos habet amicos.*[L.] Prosperity has many friends: લીલાવનનાં સુડા ઘણા;ભાઈ,મધ ઉપર માખો બમણે.

*Felo de se.*[Low L]A suicide: આપઘાત;આત્મહત્યા.

*Femme couverte.*[Fr.] A married woman:પરણેલી સ્ત્રી.

*Femme de chambre.*[Fr.]A chambermaid:દાસી.

*Femme sole.*[Old.Fr.]An unmarried woman:કુંવારી સ્ત્રી; કુંમારીકા.

*Feræ naturæ.*[L.] Of a wild nature, said of wild beasts: રાની; વિક્રાળ.

*Festina lente.* [L.]Hasten slowly: ધીમે ધીમે ઉતાવળ કરો.

*Fiat justitia ruat cœlum.*[L.]Let justice be done, though the heavens should fall:આભ ટૂટી કાંન પરો,પરંતુ ઇનસાફતો કરવોજ જોઇએ.

*Fidei defensor.* [L.] Defender of the faith:ધર્મ પ્રતિપાળ.

*Fides Punica.* [A.] Punic faith; treachery:વિશ્વાસઘાત.

*Fidus Achates.*[L.]Faithful Acha: માથું આપે એવો ખરો-વિશ્વાસુ મિત્ર.

*Finem respice.*[L.]Look or have regard to, the end:અંત-પરિણામ તરફ નજર કરો-નો વિચાર કરો.

*Finis.*[L.]The end:અંત;સમાપ્તિ.

*Flagrante delicto.*[L.]In the commission of the crime:ગુન્હો કરતાંજ.

*Fortiter in re.*[L.]With firmness in acting:દ્રઢતાથી;દ્રઢપણે.

*Fortuna favet fortibus.*[L.] Fortune favors the brave:હિંમતે મરદા તો મદદે ખોદા.

*Fronti nulla fides.*[L.) There is no trusting to appearances:પીળું એટલું સોનું નહિ;ધોળું એટલું દુધ નહિ;કાળા એટલા ભૂતના સાળા નહિ.

*Fuit Ilium.*[L.] Troy has been; but is no more:ભાઈ,ઉતર્યા અમલ કોડીના.

*Furor loquendi,* [L.]A rage for speaking:બોલવાનો ગુસ્સો.

G.

*Gallice.* [L.] In French:after the french fashion:ફ્રેંચ રીતે-ઢબીમાં.

*Garcon.*[Fr.] A boy or waiter:ચાકર;દાસ;છોકરો.

*Garde du corps.* [ Fr.] A bodyguard:અંગરક્ષક.

*Gardez.*[Fr.]Take care ! beware !: જોજો !ખબરદાર રહેજો સાચવજો!

*Genius loci.*[L.]The genius of the place:સ્થાનિક અગ્રેસર.

*Gens-d'armes* [Fr.]Armed police: શસ્ત્ર સજ્જ પલટણ;હથિયાર બંધ પોલીસ.

*Gens de lettres.*[Fr.]Literary people:વિદ્વાનજનો;સાક્ષર મંડળ-પુરૂષો.

*Gentilhomme.*[Fr.]A gentleman: ગૃહસ્થ;સજ્જન.

*Gli assenti hanno torto* [It.]The absent are in the wrong:જાગતાની પાડી,અને ઉંઘતાનો પાડો.

*Gloria Deo in excelsis* [L.]Glory to god in the highest:ઇશ્વરનો પરમ મહિમા.

*Gloria Patri.*[L.]Glory be to the Father:એ સર્વ મહિમા પ્રભુનો.

*Gnothi seauton.*[Gr.] Know thyself:તું પોતાને-તારા આત્માને ઓળખ.

*Gouvernante.*[Fr.] A governess: સ્ત્રી શિક્ષક.

*Gradus ad Parnassum.* [L.] A step to Parnassus;aid in writing Greek or Latin poetry:ગ્રીક કે લાટીન કાવ્ય લખવામાં મદદ.

*Grande parure.*[Fr.]Full:સોળે શણગાર.

H.

*Haud passibus aquis.* [L.]Not with equal steps:એક સરખે પગલે નહિ.

*Hic et ubique.*[L.]Here and everywhere:સર્વ ઠેકાણે;બધે;સર્વત્ર.

*Hic jacet.* [L.]Here lies [used in Latin epitaphs.]:આ રહ્યું.

*Hic labor,hoc opus est.*[L.]This is

